# ભગવદ્ગોમંડલ

## અ

**અ**

**અ ૧.** [ સં. ] પું. અક્ષરો માંહેનો એ નામનો એક; સંસ્કૃત અને ગુજરાતી ભાષાના મૂળાક્ષરોમાંનો પહેલો હ્રસ્વ સ્વર અક્ષર; પ્રકૃત એટલે બીજભૂત સ્વર, જેમાંથી બીજા સ્વર ઉત્પન્ન થાય છે; બારે સ્વરની ઉત્પત્તિનો મૂળ સ્વર; પ્રકૃતિભૂત સ્વર; ઉચ્ચારમાળાનો આદિભૂત ઉચ્ચાર. તેનો ઉચ્ચાર મોઢું થોડું ઉઘાડી શ્વાસ મૂકવાથી થાય છે અને તેમાં શ્વાસને કાંઈ રોકવાપણું ન હોઈને તે ગમે તેટલો લંબાવી શકાય છે. અન્ય વર્ણની મદદ વગર તેનો ઉચ્ચાર થતો હોવાથી તે સ્વર કહેવાય છે. તેનો ઉચ્ચાર કરવામાં મોઢાના કોઈ ભાગનો ઉપયોગ થતો નથી, પણ તેનો અવાજ કંઠમાંથી નીકળે છે, તેથી તે કંઠસ્થ કહેવાય છે. વ્યંજનોનો પૂરો ઉચ્ચાર એની સહાયતા વિના થઈ શકતો નથી. બોલવામાં એ સૌથી સહેલો છે તેટલા માટે બીજી જાણીતી ભાષામાં પણ તેને મળતો અક્ષર પહેલો મુકાય છે. અક્ષરોમાં એ સર્વથી શ્રેષ્ઠ મનાય છે. ઉપનિષદોમાં એનો ઘણો મહિમા વર્ણવ્યો છે અને ગીતામાં શ્રીકૃષ્ણ કહે છે કે અક્ષરોમાં હું અ છું.

આ અક્ષરનાં સર્વે જૂનાં સ્વરૂપો અશોકના શિલાલેખમાંથી મળી આવે છે. અશોકના સમયમાં એટલે ઈ. સ. પૂર્વે ત્રીજા શતકમાં અનું સ્વરૂપ જુદા પ્રકારનું હતું. ત્યાર પછી તે હાલના સ્વરૂપમાં ઘડાયો તે પહેલાં તેને ઘણી અવસ્થામાં પસાર થવું પડયું છે.

પ્રથમ વ્યાપાર કંઠયવિધાન, જેણે કરીને અકાર પ્રગટયો. બીજો વ્યાપાર સ્થાનાંતરવિધાન. તેની પ્રવૃત્તિ ઇકાર ઉકારના આવિર્ભાવમાં મનોગોચર થાય છે. ત્રીજો વ્યાપાર વિલંબનવિધાન, જેથી હ્રસ્વ સ્વરના દીર્ઘ સ્વર આ ઈ ઊ નીપજે છે. ચોથો વ્યાપાર ગુણવૃદ્ધિવિધાન, જેનું કાર્ય એ ઓ ઐ ઔ છે. પાંચમો વ્યાપાર વિવૃત્તિવિધાન, એને લીધે એ (ઍ) ઓ (ઑ) ઉદ્‌ભવે છે. આ રીતે અકારનો ઇ ઉ સાથે, આ બધાનો આ ઈ ઊ સાથે, એમનો પાછો એ ઓ ઐ ઔ સાથે અને એમાંના સંવૃત એ ઓ નો વિવૃત્ત એ (ઍ) ઓ (ઑ) સાથે સંબંધ ધ્યાનમાં લેશું તો સાંખ્ય શાસ્ત્રમાં નિરૂપિત સૃષ્ટિના આવિર્ભાવના જેવી એક તરેહની અવિચ્છિન્ન શૃંખલા અથવા પરંપરા પ્રતીત થાય છે.

કેશવ હર્ષદ

આ અક્ષરની વિશિષ્ટતા એવી છે કે ગુજરાતી કોઈ પણ શબ્દને છેડે તે આવતો નથી.

શબ્દને છેડે વ્યંજન સાથે અ આવતાં તેનો પૂરો ઉચ્ચાર નથી થતો, તેથી તેને અર્ધસ્વર કે અંતસ્થ સ્વર પણ કહે છે. તેના પછી બીજો કોઈ પણ સ્વર આવે તો સંધિ થાય છે. જો અ પછી અ કે આ આવે તો બન્ને મળીને આ, ઇ કે ઈ આવે તો એ, ઉ કે ઊ આવે તો ઓ, ઋ આવે તો અર્, એ કે ઐ આવે તો ઐ, અને ઓ કે ઔ આવે તો ઔ થાય છે. જેમકે દેશ + અભિમાન = દેશાભિમાન, પરમ + આત્મા = પરમાત્મા, પરમ + ઈશ્વર = પરમેશ્વર, પર + ઉપકાર = પરોપકાર, સપ્ત + ઋષિ = સપ્તર્ષિ, એક + એક = એકૈક, ઉત્તમ + ઔષધિ = ઉત્તમૌષધિ.

**૨.** પું. અગ્નિ, કેમકે તે ઊંચે જનાર છે.

**૩.** પું. અમૃત; સુધા.

**૪.** પું. અંગ્રેજી કક્કાનો એ સૂચક અક્ષર.

અ, બ, ક જેવા અક્ષરથી નિયમો દર્શાવવા હોય તો તેની પછી '.' મૂકવામાં આવે છે.

બૃહદ્ વ્યાકરણ

**૫.** પું. ઇંદ્ર.

**૬.** પું. એક સૂચક સાંકેતિક અક્ષર.

**૭.** પું. કીર્તિ; યશ; સ્તુતિ.

**૮.** પું. કુબેર; ધનદ; ધનાધિપ.

**૯.** પું. (તાંત્રિક) દેવતા. તંત્રશાસ્ત્ર પ્રમાણે દરેક વર્ણને દેવતારૂપ માન્યો છે; તેમાં કેટલાક દેવ, કેટલાક દેવી ને કેટલાક બન્ને છે. અનું સ્વરૂપ: ત્રિશૂળ, ગદા આદિ આયુધવાળું, આઠ હાથ, ચાર મુખ અને કાચબાના વાહનવાળું સુવર્ણના જેવું ગંજાવર શરીર છે.

**૧૦.** [ સં. અવ્ ( સતત હોવું ) ] પું. બ્રહ્મા. તે ઉત્પન્ન કરનાર મનાય છે.

ૐ શબ્દ અ, ઉ અને મ્ નો બનેલો છે અને તેનો અર્થ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ થાય છે.

આરણ્યક

**૧૧.** પું. લલાટ; કપાળ.

**૧૨.** [ સં. અવ્ ( પ્રસરવું ) ] પું. વાયુ; પવન.

**૧૩.** પું. વિરાટ પુરુષ.

**૧૪.** પું. વિશ્વ; આશ્રયસ્થાન.

**૧૫.** [ સં. અવ્ ( રક્ષણ કરવું ) ] પું. વિષ્ણુ, કેમકે તે રક્ષણ કરનાર ગણાય છે.

**૧૬.** પું. શિવ.

**૧૭.** પું. સરસ્વતી; વાણી.

**૧૮.** ન. (સંગીત) તાલના મુખ્ય છ અંગમાંનું એ નામનું એક; વિરામ અંગ. જુઓ તાલ.

અર્ધચંદ્ર, કરજ, અર્ધબિંદુક, અર્ધદ્રુત, અ, અણુ, ધનુઃ, એકાક્ષર, શિરસ્, જાતિ, અને બીજા વિરામ અંગનાં બીજાં નામો છે.

ગાયનવાદન પાઠમાળા

**૧૯.** અ. અરબીનું ટૂંકું રૂપ.

**૨૦.** અ. અર્થમાં વધારો કરનાર પૂર્વગ.

**૨૧.** અ. અવ્યયનું ટૂંકું રૂપ.

**૨૨.** અ. નકાર દેખાડનારો પૂર્વગ. તેનો પ્રયોગ જુદી જુદી છ રીતે થાય છે: (૧) સાદૃશ્ય એટલે સમાનતા: અબ્રાહ્મણ = બ્રાહ્મણ સિવાય અન્ય વર્ણનું બ્રાહ્મણ જેવું જનોઈવાળું માણસ. (૨) અભાવ: અફલ = ફલ રહિત. (૩) અન્યત્વ એટલે ભિન્નતા: અઘટ = ઘટથી ભિન્ન પટ વગેરે. (૪) અલ્પતા એટલે ઓછપ: અનુદરી કન્યા = કૃશોદરી કન્યા. (૫) અપ્રાશસ્ત્ય એટલે નિંદિતપણું: અધન = ખરાબ ધન. (૬) વિરોધ: અધર્મ = ધર્મથી વિરુદ્ધ આચરણ.

આ રીતે સંસ્કૃત ભાષામાં વિશેષણ, વિશેષ્ય તથા કૃદંતની પહેલાં **અ** લગાડી વિરુદ્ધ અર્થવાળા શબ્દો બનાવી શકાય છે. કોઈ કોઈ વખત ગુજરાતી ભાષામાં પણ તેવા પ્રયોગ થાય છે, પણ તે એટલા બંધબેસતા લાગતા નથી. ઉપરના ૭ પ્રયોગ માંહેનો પહેલો પ્રયોગ માત્ર સંસ્કૃત ભાષામાં દૃષ્ટિગોચર થાય છે. બીજો પ્રયોગ ગુજરાતી ભાષામાં બહુ પ્રચલિત છે. બાકીના પ્રયોગ તો ક્યારેક ક્યારેકજ જોવામાં આવે છે.

સ્વરથી આરંભાતા શબ્દની પૂર્વે એટલે આગળ **અ**નું **અન્** અને એ **અન્**નું **અણ** રૂપ પણ થઈ જાય છે. જેમકે અ + અંત = અન્ + અંત = અનંત; અ + ઉતાર = અન્ + ઉતાર = અણઉતાર. પણ કેટલીક વાર જૂના કવિઓ સ્વરથી શરૂ થતા શબ્દ પૂર્વે **અ** અવિકારી રાખે છે. જેમકે અઅરિ; અઋણ.

**૨૩.** ઊ. નિરર્થક વપરાતો પૂર્વગ. જેમકે અલોપ; અસવાર.

**૨૪.** ઊ. પાદપૂરક પદ. પાદપૂરક **અ** સંસ્કૃત **ચ** ઉપરથી થયો છે ને તે અર્વાચીન **ચ**નું પૂર્વરૂપ છે.

જે રાજા પૃથ્વી **અ** પાવતિ વર્ણસંકર ચિત્રામિ. — ભાલણ

**૨૫.** ઊ. હર્ષ, શોક, આશ્ચર્ય, દુઃખ વગેરેની એકાએક થતી લાગણી બતાવનાર અવ્યય.

**અઅઝમ** (અઅઠમ) [અ. અઝમ (તે મોટા હતા)] વિ. ઉત્તમ; શ્રેષ્ઠ.

**અઅરિ** [સં. અ (નહિ) + અરિ (શત્રુ)] વિ. શત્રુ વગરનું.

**અઅરિ** નાથને વીસરી વળી — વલ્લભ

**અઇ** ૧. ઊ. ઓ; પેલું; પણે.

બાગોળેથી ભાલાં ઝળક્યાં,
અઇ વીરોજી આવે રે. — સ્ત્રીગીત

૨. ઊ. પાસેપણું દેખાડનાર અવ્યય. જેમકે અઇ આવે; અઇ જાય.

**અઇઅર** [સં. અહિ (સર્પ) + વર (શ્રેષ્ઠ)] પું. (ગ્રામ્ય) એક જાતનો મોટો નાગ; અજગર.

**અઇઆર** [પ્રા.] પું. યોદ્ધો.

વીણી સહસ્ર માર્યા **અઇયાર**. — પદ્મનાભ

**અઇણું** ન. દુઝાણું.

**અઇન** ૧. [અ. ઐન] વિ. ઐન; ખરેખરું હોય એટલું; બરોબર.

અઇન જમા; અઇન ખરચ.

૨. વિ. મુખ્ય; ખાસ.

**અઇમા** [અ.] સ્ત્રી. મુઘલ શહેનશાહતના વખતમાં ધર્મગુરુઓને બક્ષિસ અપાતી જાગીર; ધર્માદા જાગીર.

**અઇમાદાર** [અ. અઇમા (ધર્માદા જાગીર) + ફા. દાર (વાળું)] વિ. અઇમા અથવા ધર્માદા જાગીરનો ભોગવટો કરનાર.

**અઇયાર** ૧. [અ. અય્યાર (ઠગારો)] ન. ઠગારું માણસ; લુચ્ચું માણસ.

૨. ન. વેશ પલટવામાં તથા દૂત અને જાસૂસ તરીકેનું કામ કરવામાં હોશિયાર માણસ.

કુલિનસિંહે ચારે **અઇયારો**ને યોગ્ય પોષાક આપી રવાના કર્યા. — બહુરૂપી બજાર

**અઇયારી** ૧. [અ. અય્યાર (ઠગારો)] સ્ત્રી. ઠગાઈ; કપટકળા.

૨. સ્ત્રી. બહુરૂપી થવાની કળા; જુદાં જુદાં રૂપ ધારણ કરવાની હિકમત.

વિજય ચતુરસિંહ પાસે **અઇયારી** શીખ્યો હતો. — બહુરૂપી બજાર

**અઇયાસી** ૧. [અ. ઐયાશી (સુખચેન)] સ્ત્રી. એશઆરામ; સુખચેન.

૨. વિ. મોજશોખીલું.

**અઇરાફ** ન. (ઇસ્લામ) તપોભુવન; પાપ પુણ્ય સરખાં હોય એવા મરી ગયેલ માણસના આત્માને સ્વર્ગ માટે લાયક થતાં સુધી રહેવાની જગ્યા.

**અઇરૂં** [પ્રા.] વિ. અટકચાળું; તોફાની.

**અઇર્પદ** [સં. આર્યપદ; પહેલવી હેવર્દ–એરવર્દ] પું. (જરથોસ્તી) તમામ શાસ્ત્ર અર્થ સાથે સમજીને શીખ્યા પછી નાવરની ક્રિયા પસાર કરનારને મળતો એ નામનો એક ઇલકાબ.

**અઇશના** [સં. એષણા (ઇચ્છા)] સ્ત્રી. ઇચ્છા; મરજી.

હરિ મુને લગતી હેજે ગોપીની **અઇશના**. — ભીમ

**અઇહવ** [પ્રા.] ન. એ નામનું એક જાતનું વાદ્ય.

**અઇહવ** સંખ તુરક્ય ઘોસ હિં. — ધનપાલ

**અઇંદર** [સં. ઐંદ્ર] પું. (જ્યોતિષ) જ્યોતિષશાસ્ત્રના ૨૭ યોગમાંનો ૨૬મો યોગ.

**અઉ** ૧. ન. આઉ; બાઉલું; અડણું.

૨. ન. કરડે એવો જીવ; જીવડું; જંતુ.

૩. ન. છોકરાંને બિવરાવવાને કહેવાતું એક બાઉ.

૪. [સં. અહિ (સર્પ)] ન. સાપ; એરૂ.

૫. ઊ. 'ઓ' પ્રત્યયનું જૂનું રૂપ. જેમકે ઘોડઉ.

અઉવાળાં રૂપ બહુ જ લાંબા કાળ સુધી ટકી રહી છેક સંવત્ ૧૭૦૦ સુધી ચાલ્યાં આવ્યાં હતાં; તે પછી પણ ઇ અને ઉ એમ રૂપ લાંબો વખત સુધી રહ્યાં. સંવત્ ૧૭૫૦ પછી એ અને ઓ એ રૂપાંતર થયેલાં લાગે છે. — નરસિંહરાવ

**અઉપતિય** વિ. એકજ.

**અઉવાડું** (અઉવાડું) ૧. વિ. નાનું.

૨. વિ. બાવરું; બેબાકળું.

**અઉવાડું** અવની આવે છે,
દેડકાં સરખાં નેન જી. — ભજન

**અઉવાણું** [સં. અન્ (નહિ) + ઉપાનહ્ (જોડા)] વિ. અડવાણું; ઉઘાડા પગવાળું.

**અઉશબામ** સ્ત્રી. (જરથોસ્તી) મળસકે બોલાતી બંદગી.

**અઊઠ** [સં. અર્ધ (અરધું) + ચતુર્થ (ચોથું)] વિ. (જૂ. ગુ.) સાડાત્રણ; ઔઠ.

**અઊઠ** હાથનાં હવડાં દેહ. — વિમલપ્રબંધ

**અઋણ** ૧. [સં. અ (નહિ) + ઋણ (કરજ)] ન. દેવું ન હોવાપણું.

૨. વિ. કરજ વગરનું; દેવા વિનાનું.

**અઋણી** [સં. અ (નહિ) + ઋણિન્ (કરજદાર)] વિ. માથે કરજ ન હોય એવું; અનૃણી.

**અઋણી** મુનિ બિચારા એહમાં શું બગાડે? — પ્રેમાનંદ

**અએ** [સં. અયિ (હે)] ઊ. અયે; ઓ; અરે; હે.

**અએતરાઝ** (અએતરાઝ) ૧. [અ. અઅ્‌રઝ (તેણે અરજ કરી)] પું. ટીકા; વાંધો; વિવાદ.

૨. પું. ઠપકો.

**અએવદાદ** સ્ત્રી. (જરથોસ્તી) ઈશ્વરે દુનિયાની શરૂઆતમાં પેદા કરેલી ગાય. આ ગાયથી ૨૮૨ જાતનાં ચરંદા–પરંદા એટલે પશુ–પક્ષી પેદા થયાં હતાં.

**અઓરોઝ** (અઓરોઝ) [પહેલવી] ન. ગુલકેશનું ફૂલ.

**અક** ૧. [સં. અર્ક (આકડો)] પું. આકડો.

૨. પું. (વ્યાકરણ) કર્તૃવાચક કૃત્ પ્રત્યય એટલે 'નાર'ના અર્થમાં વપરાતો પ્રત્યય. જેમકે પોષક.

૩. પું. (વ્યાકરણ) નારીજાતિનો કૃત્ પ્રત્યય. જેમકે આવક; જાવક; બેઠક.

આમણ, ણી, આક, અણ, અણી, આઇ, અત, અતી, ણક, આવટ, વટ–નારીજાતિના પ્રત્યયો છે. — બૃહદ્ વ્યાકરણ

૪. [સં. અ (નહિ) + ક (સુખ)] ન. દુઃખ; પીડા.

ન **અક** તુજને મેં કહ્યું. — પ્રેમાનંદ

૫. ન. પાપ; પાતક; અઘ.

ન અક નામ તો મેં સદા ધર્યું. પ્રેમાનંદ

૬. [સં. અક્ (સર્પ પેઠે પેટ ઘસીને ચાલવું)] વિ. દુઃખ ભોગવતાં ચાલતું; વાંકું ચાલતું.

**અકખાત** ન. બખતર.

અકખાત ધર્યું છે અંગ
દીઠ આગીઓ રાજાની સંગ. શામળ

**અકચ** ૧. પું. કેતુગ્રહ. માથા વિનાનો હોવાથી તે અકચ કહેવાય છે.

૨. [સં. અ (નહિ) + કચ (કેશ)] વિ. બોડું; વાળ વિનાનું.

**અકચ્છ** ૧. [સં. અ (નહિ) + કચ્છ (ઘણા પાણીવાળો દેશ)] પું. પાણીની તાણવાળો દેશ.

૨. [સં. અ (નહિ) + કચ્છ (કાછડી)] વિ. નાગું.

૩. વિ. વ્યભિચારી; કાછડીછૂટું.

**અકજ** ૧. [સં. અ (નહિ) + પ્રા. કજ્જ (કામ)] વિ. અકાજ; નકામું.

૨. વિ. અપંગ.

થાય પાખ વિના પંખી અકજ. પ્રેમાનંદ

૩. [અ (નહિ) + કજા (ઉપાય)] વિ. ઉપાય વગરનું; નિરુપાય.

**અકજો** પું. (કચ્છી) રાતો આકડો. જુઓ આકડો.

અકજોનું સંસ્કૃત અર્ક એટલે રાતો આકડો અને અલર્ક એટલે ધોળો આકડો.
જયકૃષ્ણ ઈંદ્રજી

**અકટોવિકટ** ૧. [સં. ઉત્કટ (તીવ્ર) + વિકટ (મુશ્કેલ)] વિ. અતિ કઠિન; બહુ મુશ્કેલ.

૨. [સં. ઉત્કટ (ઘણું) + વિકટ (ભયંકર)] વિ. અતિ ભયંકર.

**અકઠિન** [સં. અ (નહિ) + કઠિન (મુશ્કેલ)] વિ. સહેલું.

**અકઠોર** ૧. [સં. અ (નહિ) + કઠોર (નિર્દય)] વિ. દયાળુ.

૨. [સં. અ (નહિ) + કઠોર (સખત)] વિ. નરમ; પોચું.

**અકઠોરતા** ૧. [સં. અકઠોર (દયાળુ) + તા (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. દયા.

૨. સ્ત્રી. નરમાશ.

**અકડમ** (અકડ઼મ) [સં.] ન. (તાંત્રિક) તંત્રશાસ્ત્ર માંહેનું એ નામનું એક ચક્ર. તેમાં અ, ક, ડ, મ; અ, ક, ધ, હ વગેરે અક્ષરો લખેલા હોય છે. કોઈ પણ દેવની સાધના કરતાં પહેલાં તે દેવની અને સાધકની રાશિ મેળવી પ્રયોગ અરિ, મિત્ર, સિદ્ધ, સાધ્ય કે સુસાધ્ય છે કે નહિ તે જોવા તે વપરાય છે.

**અકડલકડિયું** (અકડ઼લકડ઼િયું) ૧. વિ. અક્કલ લડાવી જાણે એવું; ગમે તેમ કરીને કામ પાર પાડનાર; કરામતી.

૨. વિ. બુદ્ધિબળથી વગર પૈસે પોતાનો વ્યવહાર સારી રીતે ચલાવનાર.

**અકડવકડ** (અકડ઼વકડ઼) [સં. આકુલ (ગભરાયેલું) + વ્યાકુલ (ગાભરું)] સ્ત્રી. લેમેલ; વ્યગ્રતા; ચિંતા; ચટપટી.

એક વાગ્યો તો બી કોઇ આવ્યું નહિ એટલે આપણને તો આમઠી ટેવ પ્રમાણે અકડવકડ થવા લાગી. મરઝબાન

**અકડવું** (અકડ઼વું) ૧. અ. ક્રિ. આખડવું; બાઝવું.

૨. અ. ક્રિ. ગર્વ કરવો; તોર કરવો.

૩. અ. ક્રિ. ત્રાટકવું; પડવું.

૪. અ. ક્રિ. ફક્કડ થવું; લાલાઈ કરવી.

**અકડંબકડં** (અકડ઼ંબકડ઼ં) ન. (ગ્રામ્ય) ન સમજાય એવી ગરબડિયા બોલી.

**અકડંમકડં** (અકડ઼ંમકડ઼ં) ન. (ગ્રામ્ય) ગરબડિયા બોલી.

**અકડાઅકડી** (અકડ઼ાઅકડ઼ી) ૧. સ્ત્રી. કટોકટી; અણીનો સમય.

૨. [સં. આકર્ષ (ખેંચાણ) + વિકૃષ્ટિ (તાણ)] સ્ત્રી. ખેંચાખેંચ; રસાકસી; ચડસાચડસી; વાદ; કસાકસી; સ્પર્ધા.

૧. અકડાઅકડી ઉપર આવવું = સરસાઈ કરવી.

૨. અકડાઅકડીનો વખત = કટોકટીનો વખત; બારીક સમય.

૩. સ્ત્રી. પતરાજી; ગર્વિષ્ઠપણું.

૪. સ્ત્રી. ભીડ; ગિરદી.

**અકડાઈ** (અકડ઼ાઈ) ૧. [અક્કડ (મગરૂબ) + આઈ (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. અક્કડપણું; મગરૂરી; ગર્વ.

૨. સ્ત્રી. ફાંકડાપણું; લાલાઈ.

**અકડાટ** (અકડ઼ાટ) પું. સાંધા રહી જવા તે.

**અકડાવું** (અકડ઼ાવું) ૧. અ. ક્રિ. અવયવોના સાંધા જડ થઈ જવા; સાંધાનું રહી જવું; અંગ ઝલાઈ જવું.

૨. અ. ક્રિ. કામ કે મુસાફરીથી થાકી જવું.

૩. અ. ક્રિ. ભભકામાં રહેવું.

૪. અ. ક્રિ. ભીડમાં દબાવું.

૫. અ. ક્રિ. મગરૂરીમાં રહેવું.

**અકડાશ** (અકડ઼ાશ) ૧. સ્ત્રી. અક્કડાઈ; ટટ્ટારપણું.

૨. સ્ત્રી. અતડાઈ.

૩. સ્ત્રી. કડકાઈ; સખતપણું.

૪. સ્ત્રી. ગર્વ; અહંકાર.

**અકડીકકડી** (અકડ઼ીકકડ઼ી) સ્ત્રી. એનધેન ડાહીનો ઘોડો નામની એક રમત. જુઓ એનધેન ડાહીનો ઘોડો.

ભાભી અમને અકડીકકડી રમાડે છે.
બિન્દુભાઇ

**અકડું** (અકડ઼ું) વિ. અક્કડ; અહંકારી; ગર્વિષ્ઠ.

**અકડેઠઠ** (અકડ઼ેઠઠ) જુઓ અક્કડઠઠ.

**અકતો** [સં. અ (નહિ) + કૃત્ય (કામ)] પું. કામથી વિરામ પામવાનો દિવસ; વસવાયાં વગેરે કારીગર લોકો પાળે છે તે છુટ્ટી; પાખી; અણૂજો; અણોજો.

૧. અકતે કાંતવું = સમય મળે તેનો લાભ લઈ લેવો. અકતે કાંત્યું તે આગળ મજરે આવે.–કહેવત

૨. અકતો કાંતવો = ઉદ્યોગને લગતું કામકાજ બંધ રાખવું ને બીજું ઘરગતુ કામ કરવું.

૩. અકતો પાળવો = કામકાજ બંધ રાખવું.

**અકત્તા** વિ. સહન ન થઈ શકે એવું.

**અકથ** ૧. પું. (તાંત્રિક) વર્ણાત્મક ત્રિકોણ. સ્થૂળ–સૂક્ષ્મ સહિતું મૂળ ત્રિકોણ છે. તે સ્થૂળમાં ઉત્પત્તિ સ્થાન રૂપે વ્યક્ત છે અને સૂક્ષ્મમાં અવ્યક્ત છે. આદિ ત્રિકોણ વર્ણાત્મક માન્યો છે. આ વર્ણાત્મક ત્રિકોણ અકથ નામથી ઓળખાય છે. એ અકથ શબ્દનો પ્રત્યાહારથી અથ શબ્દ થયો છે ને તે ગ્રંથારંભે મૂકવામાં આવે છે. વર્ણોમાં સ્વર એ શક્તિ છે, વ્યંજન એ ઈશ્વર છે. બેઉ મળી ત્રિકોણની મધ્યે રહી વર્ણોનો વિન્યાસ કરે છે એટલે પદ વાક્યાદિની ઉત્પત્તિ થાય છે. એને ઈશ્વરે પોતાનો આત્મા જ માન્યો છે, તેથી અ થી હ સુધીનાથી બનેલા શબ્દો અહં શબ્દથી સૂચવાય છે. આ પ્રમાણે આખો દૃશ્યપ્રપંચ શબ્દમાત્ર–બોલવામાત્ર ઠરે છે. એટલે અહંનો લક્ષ્યાર્થ પ્રત્યક્ આત્મામાત્ર સ્વરૂપથી રહે છે. એ બ્રહ્મવિદ્યાનો નિષ્કર્ષ અર્થ છે.

૨. ન. (સંગીત) અઠ્યાવીશ ષાડવતાનમાંનું એ નામનું એક તાન; ષડ્જ ગ્રામની શુદ્ધષડ્જા મૂર્છનામાં નિષાદ છોડવાથી થતું એક તાન.

૩. [સં. અ (નહિ) + કથ્ય (કહી શકાય એવું)] વિ. કહી ન શકાય એવું; અકથનીય; અવર્ણનીય.

ના સુવે ઉર માહરે, ધારૂં અકથ કો બાર હું.
નરસિંહરાવ

૪. વિ. નહિ વર્ણવેલું; નહિ કહેલું.

**અકથનીય** [સં. અ (નહિ) + કથનીય (કહેવા જેવું)] વિ. કહ્યું ન જાય એવું; અવર્ણનીય.

**અકથહ** [સં.] ન. (તાંત્રિક) તંત્રશાસ્ત્ર માંહેનું એ નામનું એક ચક્ર. જુઓ અકડમ.

**અકથિત** ૧. વિ. (વ્યાકરણ) ગૌણ.

ગૌણ કર્મને સંસ્કૃતમાં **અકથિત** કર્મ પણ કહે છે. બૃહદ્ વ્યાકરણ

૨. [સં. અ (નહિ) + કથિત (કહેલું)] વિ. નહિ કહેલું; જેને માટે કહેવામાં ન આવ્યું હોય એવું.

**અકથિતકર્મ** ન. (વ્યાકરણ) કર્મનો એ નામનો એક પ્રકાર.

ગૌણ કર્મને સંસ્કૃતમાં **અકથિતકર્મ** પણ કહે છે; કારણ કે ઇચ્છા હોય તો એ કર્મને અન્ય કારકથી પણ દર્શાવી શકાય. બૃહદ્ વ્યાકરણ

**અકથ્ય** ૧. [સં. અ (નહિ) + કથ્ય (કહી શકાય એવું)] વિ. અકથનીય; અવર્ણનીય; અનિર્વચનીય.

૨. વિ. કહ્યું ન જાય એવું.

**અકથ્યકથન** ૧. [સં. અકથ્ય (ન કહી શકાય એવું) + કથન (વાત)] ન. છૂપી વાત.

૨. ન. નહિ કહેવા યોગ્ય ભૂંડી વાત; ગાળ.

**અકદ** ૧. [અ.] સ્ત્રી. કરાર; પ્રતિજ્ઞા.

૨. સ્ત્રી. ગાંઠ.

૩. સ્ત્રી. લગ્નગાંઠ; લગ્નકરાર.

૪. [અ.] સ. ક્રિ. (ધાતુ) તેણે માન્યું આ ધાતુ ઉપરથી એઅતકાદ=વિશ્વાસ, અકીદત=શ્રદ્ધા શબ્દો નીકળેલા છે.

**અકદનામા** ૧. [અ. અકદ (ગાંઠ) + ફા. નામા (લેખ)] ન. લગ્નનો કરાર.

૨. ન. લિખિત કરાર.

**અકદનામું** જુઓ અકદનામા.

**અકદાના** [હિં.] ન. લગ્ન વખતે કાજીને અપાતું લવાજમ.

**અકનિષ્ઠ** ૧. [સં. અક (વેદધર્મખંડનરૂપી કહેવાતું પાપ) + નિષ્ઠા (વૃત્તિ)] પું. બુદ્ધ ભગવાન.

૨. ન બૌદ્ધધર્મ પાળનારું માણસ.

૩. વિ. વેદધર્મ વિરુદ્ધ ઉપદેશ કરનાર.

૪. [સં. અ (નહિ) + કનિષ્ઠ (સૌથી નાનું)] વિ. સૌથી નાનું નહિ એવું; મોટું; વચલું.

૫. [સં. અ (નહિ) + કનિષ્ઠ (સૌથી હલકું)] વિ. સૌથી હલકું નહિ એવું; ઉત્તમ; મધ્યમ.

**અકનિષ્ઠગ** [સં. અકનિષ્ઠ (વેદધર્મખંડન કરનાર) + ગ (જનાર)] પું. બુદ્ધ.

**અકનિષ્ઠપ** ૧. [સં. અકનિષ્ઠ (બૌદ્ધ) + પ (પાલક)] પું. બુદ્ધ.

૨. [સં. અકનિષ્ઠ (ઉત્તમ કે મધ્યમ) + પ (પાલક)] વિ. ઉત્તમ કે મધ્યમ પાલક.

**અકની** સ્ત્રી. અખની; સેરવાની સાથે પકાવેલું ચોખાનું જમણ.

**અકનુંઅકનું** ન. એક જાતનું ખડ. શંખઘાસનાં મૂળ જેવાં આ ખડનાં પાન થાય છે.

**અકન્યા** [સં. અ (નહિ) + કન્યા] સ્ત્રી. ઋતુકાળમાં આવી ગયેલી કન્યા; તરુણ અવસ્થામાં આવેલી સ્ત્રી.

**અકપટ** ૧. [સં. અ (નહિ) + કપટ] ન. કપટનો અભાવ; સરળતા; નિષ્કપટતા.

૨. વિ. સીધું; સરલ; નિખાલસ; નિષ્કપટી.

**અકપટી** જુઓ અકપટ ૨.

**અકપિ** [સં.] પું. (પુરાણ) ગયા ચોથા તામસ નામના મન્વંતરમાં થયેલા સપ્તર્ષિમાંના એ નામના એક.

**અકપુષ્પી** [સં.] સ્ત્રી. ખરસેય; એક જાતનું ઝાડ.

**અકબક** ૧. પું. એકીબેકી.

૨. પું. ખટકો; ચિંતા.

૩. પું. બકબક; ખોટો બડબડાટ; બકવાદ.

૪. [સં. અ (નહિ) + વચ્ (બોલવું)] વિ. ચકિત; સ્તબ્ધ; ન બોલે ચાલે એવું.

**અકબર** ૧. પું. દિલ્હીનો મુઘલ વંશનો એક નામીચો પાદશાહ. તેણે હિંદુ મુસલમાનને સરખા ગણ્યા. હિંદુઓ પરનો જઝિયા નામનો ખાસ કર તથા હિંદુ યાત્રાળુ પરનો વેરો માફ કર્યો. સર્વ ધર્મોની તરફ સમભાવ રાખી સઘળા ઉત્તમ સિદ્ધાંતોને સ્વીકારીને તેણે દીને ઇલાહી નામનો ધર્મસંપ્રદાય શરૂ કર્યો. લોકોને ગણતરી કરવામાં સુગમતા થાય એટલા માટે સૌર વર્ષવાળો ઇલાહી નામનો નવો સંવત શરૂ કર્યો. રાજ્યની મહેસૂલપદ્ધતિ પણ સુધારીને નક્કી કરી.

૨. [અ. કબર (તે મોટા હતા)નું શ્રેષ્ઠતાદર્શક રૂપ] વિ. સૌથી મોટું; મહાન; શ્રેષ્ઠ.

અલ્લાહુ અકબર = ઈશ્વર સૌથી મોટો છે.

**અકબરદિલી** [અ. અકબર (સૌથી મોટું) + ફા. દિલ] સ્ત્રી. દિલની મોટાઈ; દિલની ઉદારતા.

**અકબરનામા** [અ. અકબર + ફા. નામા (લેખ)] ન. મુઘલ બાદશાહ અકબરના સમયનો ચિતાર આપતું એ નામનું એક પુસ્તક. આઈને અકબરી આ ગ્રંથનો ત્રીજો ભાગ છે.

**અકબરશાહી** ૧. સ્ત્રી. અકબરની રાજ્યપદ્ધતિના જેવી રાજ્યપદ્ધતિ.

૨. [અ. અકબર + શાહી (રાજ્ય)] સ્ત્રી. અકબરનું રાજ્ય; અકબરનો અમલ.

૩. વિ. અકબર પાદશાહ સંબંધી.

૪. વિ. અકબર બાદશાહના રાજ્ય સંબંધી.

૫. વિ. અકબર બાદશાહે કાઢેલું-ચલાવેલું.

૬. વિ. અકબરના સમયનું; અકબરી.

**અકબરી** ૧. સ્ત્રી. ચોખાના લોટમાંથી બનાવેલી એક જાતની મીઠાઈ.

૨. સ્ત્રી. છરાની જાતનું એ નામનું એક હથિયાર.

૩. [અ. અકબર (સૌથી મોટું)] સ્ત્રી. મોટાઈ.

૪. ન. લેઉવા કણબીની એ નામની એક અટકનું માણસ.

૫. વિ. અકબર સંબંધી.

૬. વિ. અકબરના કાળનું; અકબરશાહી.

આઈને અકબરી = અકબર પાદશાહના વખતમાં ચાલતા રીતરિવાજ, ધારા તથા કાયદાકાનૂનનો સંગ્રહ.

૭. વિ. અકબરે કાઢેલું.

૮. વિ. લેઉવા કણબીની એ નામની એક અટકવાળું.

**અકબરીરાય** [અ. અકબર (મોટો) + રાય (પુરાવો)] પું. સજા કરવાને માટે પૂરતો પુરાવો.

**અકબંધ** [સં. અંક (નિશાન) + બદ્ધ (બાંધેલું)] વિ. જેની ઉપરના બંધ, આંક અને નિશાનીઓ એમનાં એમ હોય એવું; અખંડ; સાબૂત; અનામત.

**અકમલ** [અ. કમલ (તે પૂર્ણ હતો)] વિ. સૌથી હોશિયાર.

**અકમાઈ** [અ (ખરાબ) + કમાઈ (કમાણી)] સ્ત્રી. ખરાબ રીતની પેદાશ.

**અકમાઉ** [અ (નહિ) + કમાઉ (રળતું)] વિ. નિરુદ્યમી; નહિ કમાતું.

**અકમીઆ** પું. શેવડા એટલે જતિ કે પૂજના ચોરાશી ગચ્છનો એક પેટા ગચ્છ. જુઓ શેવડા ચોરાશી.

**અકર** ૧. [સં. અ (નઠારો) + કર (વેરો)] પું. નઠારો વેરો.

જ્યાં નહિ દંડ અકર અન્યાય.

ઋષભદેવ

૨. [સં. અ (નહિ) + કૃ (કરવું)] વિ. કામ નહિ કરતું; કામ કરવાને નારાજ.

૩. [સં. અ + કર (કિરણ)] વિ. કિરણ વિનાનું.

૪. [સં. અ + કર (હાથ)] વિ. ઠૂંઠું.

૫. [સં. અ + કર (વેરો)] વિ. વેરા વિનાનું.

૬. [સં. અ + કર (સૂંઢ)] વિ. સૂંઢ વગરનું.

**અકરકરા** [હિં.] પું. અક્કલકરો.

**અકરચકર** ૧. અ. (ગ્રામ્ય) ગમે ત્યાંથી; ન જણાય તેવી જગાએથી.

૨. અ. હરકોઈ રીતે; ગમે તે પ્રકારે.

**અકરણ** ૧. [સં. અ + કરણ (ઇંદ્રિય)] પું. ઈશ્વર; પરમાત્મા, જે દેહ ઇંદ્રિયાદિ રહિત છે.

૨. [સં. અ + કરણ (કર્મ)] ન. (વેદાંત) કર્મનો અભાવ; નિવૃત્તિ; કર્મના ફલ રહિત હોવાપણું. સાંખ્ય અનુસાર સમ્યક્ જ્ઞાન પ્રાપ્ત થયા પછી કર્મ અકરણ એટલે કે ન કર્યા સમાન થઈ જાય છે અને એનું કંઈ પણ ફળ હોતું નથી.

૩. ન. ન કરવું તે.

૪. વિ. ઇંદ્રિયોથી રહિત; ઇંદ્રિય વગરનું.

૫. વિ. કર્મ નહિ કરનાર.

૬. વિ. કુદરતી; અસલ.

૭. વિ. ન કરવા જેવું.

૮. [સં. અકારણ] અ. વિના કારણ; બેસબબ.

**અકરણિ** ૧. [સં.] સ્ત્રી. નિરાશા.

૨. સ્ત્રી. નિષ્ફલતા.

૩. સ્ત્રી. શાપ.

**અકરણી** ૧. [સં. અ (નહિ) + કરણી (કૃતિ)] સ્ત્રી. અકૃતિ; નહિ કરેલું કામ.

૨. [સં. અ (અયોગ્ય) + કરણી (કૃતિ)] સ્ત્રી. અવળી કૃતિ; નહિ કરવા જોગ કામ.

૩. વિ. સ્ત્રી. (ગણિત) ઘાતમૂળ બરાબર નીકળે તેવી.

$\sqrt[3]{ट}$ એ અકરણી છે, કારણ કે $\sqrt[3]{ट}$ = ૨.

**અકરણીગત** જુઓ અકરણી.

**અકરણીપદી** સ્ત્રી. (ગણિત) બધાં પદ અકરણી હોય તેવી પદી.

$૧૫क^{૩}+\frac{૩}{૪}क^{૨}+\sqrt{क^{૨}+૨कम+म^{૨}}$

**અકરણીફલ** ન. (ગણિત) સર્વાંગે અકરણી હોય તેવું ફલ.

$स=૯\sqrt[3]{ल^{૪}+૪}$ આમાં સ એ જનું અકરણીફલ છે.

**અકરણીય** [સં. અ + કરણીય (કરવા જેવું)] વિ. નહિ કરવા જેવું.

**અકરણીસમીકરણ** ન. (ગણિત) બધાં પદ અકરણી હોય તેવું સમીકરણ.

$\sqrt[2]{क्र^{૨}+૩}=૧૧+\sqrt[3]{ट}$

**અકરત** [સં. અ (નઠારૂં) + કૃત્ય (કામ)] ન. (ગ્રામ્ય) નઠારૂં કામ; દુષ્ટ કર્મ; પાપ.

**અકરદાયી** [સં. અ (નહિ) + કર (વેરો) + દાયિન્ (આપનાર)] વિ. કર નહિ ભરનાર.

**અકરન** પું. (પિંગળ) એ નામનો ૪૦ ગુરુ અને ૭૮ લઘુ મળી ૧૧૮ વર્ણ અને ૧૫૮ માત્રાવાળો એક વિષમજાતિ માત્રામેળ છંદ. તે ગાહિની કુંડલિનીનો એક ભેદ છે.

**અકરબ** ૧. [અ.] પું. મોઢા ઉપર સફેદ રુવાંટી અને વચ્ચે વચ્ચે બીજા રંગની રુવાંટી હોય તેવી એબવાળો ઘોડો.

૨. પું. વીંછી.

૩. પું. (જ્યોતિષ) વૃશ્ચિક રાશિ.

૪. [અ. કરબ (તે નજીક હતો)] વિ. સૌથી નજીકનું; સગું.

**અકરભૂમિ** [સં. અ (નહિ) + કર (વેરો) + ભૂમિ (જમીન)] સ્ત્રી. કર વિનાની જમીન.

**અકરમણ** વિ. સ્ત્રી. અભાગણી. જુઓ અકર્મણ.

**અકરમાસે** સ્ત્રી. (મરાઠી) કોઈ પણ તરેહના વ્યાભિચારથી થયેલી અધર્મ સંતતિ.

> પૂર્વે શ્રીમાન મરાઠાઓ પોતાના જમાઈના લગ્ન પ્રસંગે તેને એક સુંદર સ્ત્રી ભેટ આપતા. આવી સ્ત્રીથી થયેલી પ્રજા **અકરમાસે** કહેવાય છે.
>
> ગુ. જ્ઞાનકોશ

**અકરમાહી** [મ. અકરા (અગિયાર) + માહ (માસ)] સ્ત્રી. બાર માસ કામ કરવું અને અગિયાર માસનો પગાર મળે એવી નોકરી.

**અકરમી** વિ. અભાગિયું. જુઓ અકર્મી.

**અકરવકર** [સં. આકુલ (ગભરાયેલું) + વ્યાકુલ (ગાભરૂં)] સ્ત્રી. (પારસી) આકુળવ્યાકુળતા.

> ગાડી ક્યારે આવે અને તે ક્યારે પતે તેની ડોસાને **અકરવકર** થયા કરતી હતી.
>
> કાબરાજી

**અકરસાટ** પું. પેટને હાથ વડે દાબતાં થતું દરદ.

> પેટમાં હાથ દાબ્યાથી દરદ લાગે તેને **અકરસાટ** સમજવો.
>
> બરજોરજી

**અકરંચકરં** અ. ગમે ત્યાંથી; ન જણાય એવા સ્થળેથી; અકરચકર.

**અકરા** [સં. અક (દુઃખ) + હર (હરનાર)] સ્ત્રી. આંબળાનું ઝાડ, કેમકે તેથી રોગનાં દુઃખનો નાશ થાય છે.

**અકરાકેર** ૧. [ફા. અક્કરા (અનુકરણ શબ્દ) + અ. કેહર (નાશ)] પું. કાળો કેર; ગજબ; હાહાકાર વર્તી રહે એવો બનાવ.

> અકરાકેર અતિ થયું હો બહુચરી.
>
> વલ્લભભટ્ટ

૨. પું. ભયંકર નાશ.

**અકરાન** સ્ત્રી. હજ દરમ્યાન હજ માટેનાં મુકરર કરેલ કપડાં પહેરવાની ક્રિયા.

**અકરામ** ૧. [અ. કરમ (તે ઉદાર હતો)] ન. ઉદારતા.

૨. [અ. કરમ (કૃપા)નું બ. વ.] ન. ભેટ; બક્ષિસ; નવાજિશ; કૃપા. આ શબ્દ એકલો વપરાતો નથી, પણ માનઅકરામ કે ઇનામઅકરામ એમ સાથે વપરાય છે.

૩. ન. માન.

**અકરાલ** જુઓ અકરાળ.

**અકરાવવું** સ. ક્રિ. દૂષણ લગાડવું; બોળવું.

**અકરાવ્યું** વિ. ખરાબ.

**અકરાળ** ૧. [સં. અ (અતિ) + કરાલ (ભયંકર)] વિ. અતિ ભયંકર; બહુ ડરામણું.

૨. [સં. અ (નહિ) + કરાલ (ભયંકર)] વિ. ભયંકર નહિ તેવું.

**અકરાળવિકરાળ** [સં. અ (અતિ) + કરાલ (ભયંકર) + વિ (વિશેષ) + કરાલ (ભયંકર)] વિ. અતિ ભયંકર; બહુ બિહામણું; દારુણ.

**અકરાંતિયાવેડા** (અકરાંતિયાવેડા) [ગુ. અકરાંતિયું (ખાઉધર) + સં. વૃત્તિ (વેડા)] પું. બ. વ. બહુ ખાવાની ટેવ; ખાઉધરાવેડા.

**અકરાંતિયું** ૧. [સં. અતિ (વધારે) + કમ્ (ચાહવું)] વિ. ખાવાની હદ ઉલ્લંઘી જનારૂં; ખાઉધરૂં; બહુ ખાનારૂં; ખાતાં નહિ ધરાય એવું; ભૂખડું; ભૂખડીબારશ.

૨. અ. હદ બહાર.

**અકરાંબકરાંની ઝાંઝર** સ્ત્રી. એ નામની એક રમત; નારઓકડી; વાઘબકરી. આ રમતમાં રમનાર છોકરાઓમાંથી જે બે મુખ્ય અને મોટા હોય તેમાંથી એક વાઘ અને બીજો મુખ્ય બકરી થાય. બાકીના છોકરા નાનાં બકરાં થઈ મુખ્ય બકરી થનાર છોકરાની પછવાડે એક એકની કેડ ઝાલી હારમાં ઊભા રહે. પછી વાઘ થયેલો છોકરો મુખ્ય બકરીની પાછળ નાનાં બકરાંને પકડવા આવે. મુખ્ય બકરી થયેલો છોકરો બે હાથ પહોળા કરી તેને અટકાવે. એમ આડાંઅવળાં ફરતાં વાઘ

થયેલો છોકરો જે બકરાંને અડકે તે આઘો બેસે, એટલે કે બકરાંની ઝાંઝરમાંથી નીકળી જાય. છેવટ મુખ્ય બકરી થયેલો છોકરો દોડે ને વાઘ પકડી લાવે એટલે રમત પૂરી થાય.

**અકરિબ** [અ. કરબ (તે નજીક હતો)] વિ. નજીકનું; સગું.

**અકરીઠકરી** ૧. સ્ત્રી. એ નામની એક રમત. આ રમતમાં રમનારા બે ભાગમાં વહેંચાઈ જઈ સામા પડને એટલે પક્ષને શોધવી મુશ્કેલ પડે તેવી જગ્યાએ ધૂળની ઢગલીઓ કરે. પછી દરેક પક્ષ સામાવાળાની ઢગલીઓ શોધવા જાય. જે પક્ષની ઝાઝી ઢગલીઓ શોધવી બાકી રહે તે જીત્યો કહેવાય.–

૨. સ્ત્રી. રાચરચીલું; નાનીમોટી ચીજવસ્તુ; ઝીણોમોટો સામાન.

**અકરીબકરી** સ્ત્રી. એ નામની એક રમત. તેને કાબોડી દાવ અને ગોઝારીઓ પણ કહે છે. આ રમત મોઈદંડાના પ્રકારની છે અને તેના ત્રણ પેટા ભેદ છે: ૧. કાંચીઆ દાવ, ઉછાળીઓ દાવ, ૨. ટોટા ગદાવવા, ગુજાર ટોલ્લો, ૩. ફાકડા ગદાવવા, ઉઉ, મૂઠીઓ દાવ, રાતુડી. આમાં રમનાર છોકરાઓનાં બે ટોળાં કે જથ્થા બંધાય છે. પછી ભોંય પર એક બદી એટલે ગબી ખોદી તેના ઉપર લાંબી મોઈ મૂકી તેને દંડા વતી ત્રણ ટચકા મારી ઉછાળી દંડો મારી દૂર ફેંકે છે. પછી મોઈ જ્યાં પડે ત્યાંથી ગબી સુધી દંડા ભરે છે. એ દંડા ભરતી વખતે દરેક દંડાનું જુદું જુદું નામ હોય છે. પહેલો દંડો 'અકરી', બીજો 'બકરી', ત્રીજો 'હગો', ચોથો 'હો', પાંચમો 'સો', એ રીતે પાંચ દંડા ભરી એના એજ નામથી ફરી ભરે છે. મોઈને દંડો મારી ઉછાળતી વખતે જો વાગવું ચૂકી જાય તો તે છોકરાનો દાવ બંધ થઈ બીજો ઊઠે છે. બધા રમી રહ્યા પછી બધાની અકરી અને બકરીનો સરવાળો થાય છે. બે પડમાંથી એટલે પક્ષમાંથી જેનો સરવાળો વધારે થાય તે પડ જીતે અને એમ રમત પૂરી થાય છે.

**અકરુણ** ૧. [સં. અ + કરુણા (દયા)] વિ. કઠોર; નિર્દય; ક્રૂર; દયા વિનાનું; નિષ્ઠુર.

૨. વિ. કરુણ રસ વગરનું.

**અકરુણતા** [સં. અ + કરુણા (દયા) + તા (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. નિષ્ઠુરતા; નિર્દયપણું.

**અકરુણા** [સં. અ (નહિ) + કરુણા (દયા)] સ્ત્રી. નિર્દયતા; ક્રૂરતા.

**અકરું** ૧. વિ. અધૂકડું; ઊભું નહિ તેમ બેઠેલું નહિ તેવી સ્થિતિનું; ઊભે પગે બેઠેલું.

૨. વિ. અસ્થિર.

**અકર્કર** ૧. [સં.] પું. અકલકરો; અકલગરો.

૨. પું. (પુરાણ) એ નામનો એક સર્પ.

**અકર્કશ** ૧. [સં. અ + કર્કશ (કઠોર)] વિ. કોમળ; કુમળું; કઠોરતા વિનાનું.

૨. વિ. સાંભળવું ગમે એવું.

**અકર્કશતા** ૧. [સં. અ + કર્કશ (કઠોર) + તા (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. કોમળતા.

૨. સ્ત્રી. સાંભળવું ગમે તેવું હોવાપણું.

**અકર્ણ** ૧. [સં. અ + કર્ણ (કાન)] પું. સાપ. સર્પને કાન નથી માટે તે અકર્ણ કહેવાય છે.

૨. વિ. કાન વગરનું.

૩. વિ. બહેરું.

**અકર્ણધાર** ૧. [સં. અ + કર્ણ (સુકાન) + ધૃ (ધારણ કરવું)] પું. ખરાબ સુકાની.

૨. ન. સુકાન વિનાનું વહાણ.

૩. વિ. આગેવાન વિનાનું.

**અકર્ણવેધ** [સં. અ + કર્ણ (કાન) + વેધ (કાણું)] વિ. કાન વીંધ્યા વિનાનું.

**અકર્ણ્ય** [સં. અ (નહિ) + કર્ણ્ય (સાંભળવા યોગ્ય)] વિ. નહિ સાંભળવા જેવું.

**અકર્તન** ૧. [સં. અ (નહિ) + કર્તન (કાતરવું તે)] ન. નહિ કાતરવું તે.

૨. વિ. ઠીંગણું; વામન.

૩. વિ. ધાર વગરનું; ન કાપે એવું.

**અકર્તરિ** વિ. (વ્યાકરણ) સત્ત્વ (ભેદ). સંસ્કૃતમાં ય પ્રત્યયથી સાર્વધાતુક અકર્તરિ રૂપ બને છે. પ્રાકૃતમાં ઇય્ય અને ઈજ્જ એવા બે અકર્તરિ પ્રત્યય થયા અને તેમાંથી છેવટે ઈઅ પ્રત્યય થયો. આ પ્રમાણે થયેલા પ્રાકૃત પ્રત્યયોમાંથી ગુજરાતીમાં ઈ અને ઈજ એ બે અકર્તરિ પ્રત્યય ઊતરી આવ્યા.

> પહેલો ઈ અર્વાચીન પંજાબીમાં અને બીજો ઈજ અર્વાચીન સિંધીમાં રહેલો મળી આવે છે. અર્વાચીન ગુજરાતીમાં તો અકર્તરિ પ્રત્યય 'આ' વપરાય છે. — કેશવ હર્ષદ

**અકર્તવ્ય** ૧. [સં. અ (નહિ) + કર્તવ્ય (કામ)] ન. ક્રિયાશૂન્ય ચૈતન્ય.

૨. [સં. અ (ખરાબ) + કર્તવ્ય (કામ)] ન. દુરાચરણ; ન કરવા જેવું કામ.

૩. [સં. અ (નહિ) + કર્તવ્ય (કરવા જેવું)] વિ. નહિ કરવા જેવું; અઘટિત.

**અકર્તવ્યતા** [સં. અ + કર્તવ્ય (કામ) + તા (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. કરવા યોગ્ય ન હોવાપણું.

**અકર્તા** ૧. [સં.] પું. (વ્યાકરણ) અમુખ્ય કર્તા; ગૌણ કર્તા.

૨. પું. જેનો કર્તા અથવા ઉત્પાદક નથી તે અનાદિ પરમ તત્ત્વ.

૩. પું. (સાંખ્ય) પુરુષ જે પ્રકૃતિથી જુદો છે; કર્તાથી ભિન્ન સાંખ્ય પુરુષ. સાંખ્યમાં પ્રકૃતિને કર્તા માનેલી છે અને તેથી ભિન્ન પુરુષને કેવળ અકર્તા એટલે સાક્ષી માત્ર જ માનેલો છે.

૪. ન. કર્મ ન કરનાર માણસ.

૫. ન. (વેદાંત) સાંખ્ય અનુસાર જે કર્મથી નિર્લેપ એટલે કર્મના ફળની ઇચ્છા વિના હોય તે.

૬. [સં. અ + કર્તૃ (કરનાર)] વિ. નહિ કરનાર; પ્રવૃત્તિ રહિત.

> ચાર વર્ણના કર્તા છતાં મને તું અવિનાશી અકર્તા જાણજે. — અનાસક્તિયોગ

**અકર્તુમ્** [સં. અ + કર્તુમ્ (કરવાને)] અ. કરેલું ન કરવાને. આ શબ્દ એકલો વપરાતો નથી; પરંતુ કર્તુમ્ અકર્તુમ્ એમ વપરાય છે, અને તે પણ ઈશ્વરની અગાધ શક્તિ દેખાડવાને.

> કર્તુમ્ અકર્તુમ્ સમર્થ શ્રી હરિ. — પ્રેમાનંદ

**અકર્તૃ** ૧. [સં. અ + કર્તૃ (કર્તા)] પું. (વ્યાકરણ) અકર્તા; જે ક્રિયાનાથ નથી તે; અક્રિયાનાથ.

૨. પું. કર્તા વિનાનો સંસાર.

૩. વિ. નહિ કરનાર.

**અકર્તૃક** ૧. [સં. અ + કર્તૃ (કરનાર) + ક (વાળું)] ન. (વ્યાકરણ) સકર્મક, અકર્મક, અકર્તૃક એમ ક્રિયાપદના ત્રણ પ્રકાર માંહેનો એ નામનો એક. અકર્તૃક ક્રિયાપદમાં કર્તા ક્રિયાપદમાં જ સમાયો હોય છે તેથી તેને અકર્તૃક કહે છે.

૨. વિ. કર્તા કે રચનાર વગરનું.

**અકર્તૃત્વ** ૧. [સં.] ન. (વેદાંત) અકર્તા હોવું તે. સાંખ્યમતમાં પુરુષનો પ્રકૃતિથી ભેદસાધક ધર્મમાંનો એ નામનો એક ધર્મ.

૨. ન. આત્માનું પ્રકૃતિથી પર હોવાપણું.

૩. ન. કાંઈ પણ કાર્ય તેની મેળે થવું તે.

**અકર્તૃભાવ** [સં. અ + કર્તૃ (કરનાર) + ભાવ (સ્થિતિ)] પું. કર્તૃત્વ રહિત હોવાપણું; કર્મ રહિત સ્થિતિ; નિષ્કર્મપણું; નૈષ્કર્મ્ય.

**અકર્ત્તવ્ય** જુઓ અકર્તવ્ય.

**અકર્ત્તવ્યતા** જુઓ અકર્તવ્યતા.

**અકર્ત્તા** જુઓ અકર્તા.

**અકર્દમ** ૧. [સં.] ન. (પુરાણ) તમસા નદીને કાંઠે વાલ્મીકિ ઋષિના આશ્રમ પાસે આવેલું એ નામનું પ્રસિદ્ધ તીર્થ.

૨. [ સં. અ ( નહિ ) + કર્દમ ( કાદવ ) ] વિ. કાદવ વગરનું.

**અકર્મ** ૧. [ સં. અ ( અયોગ્ય ) + કર્મન્ ( કામ ) ] ન. અયોગ્ય કામ; દુષ્કર્મ; કુકર્મ.

૨. [ સં. અ ( નહિ ) + કર્મન્ ] ન. કર્મનો અભાવ; કર્મત્યાગ; અપ્રવૃત્તિ.

૩. ન. ગુનો; અપરાધ.

૪. ન. નિષ્કામ કર્મ.

૫. ન. નિષ્ફળ ગયેલું કામ.

૬. વિ. કામ વગરનું; ધંધા વિનાનું.

૭. વિ. દુષ્ટ; નીચ; હલકું; અધમ.

૮. વિ. ધાર્મિક ક્રિયા માટે નાલાયક.

**અકર્મક** ૧. ન. જે જનાવરમાં બચ્ચાં અથવા ઝાડમાં ફળ ઉત્પન્ન કરવાની શક્તિ નથી તે જનાવર કે ઝાડ.

૨. વિ. કર્મશૂન્ય.

૩. [ સં. અ + કર્મન્ + ક ( વાળું ) ] વિ. ( વ્યાકરણ ) જેનો વ્યાપાર અને ફળ એકજ આશ્રયમાં હોય એવું ( ક્રિયાપદ ); જેને કર્મ નથી એવું; કર્મ રહિત. જેમકે જવું, ફરવું, આવવું.

૪. વિ. વાંઝિયું; અફળ.

**અકર્મકર** [ સં. અ + કર્મન્ ( કામ ) + કર ( કરનાર ) ] વિ. કર્મ નહિ કરનારૂં; ઉદ્દેશ પાર નહિ પાડનારૂં; નિરુપયોગી; નિરર્થક.

> વ્યવહારનું શબ્દ બ્રહ્મ એ સેનાઓની માયાને સ્વપ્નના દંભ જેવી **અકર્મકર** કરી નાંખે છે.
>
> સરસ્વતીચંદ્ર

**અકર્મકારી** ૧. [ સં. અ + કર્મન્ ( કામ ) + કારિન્ ( કરનાર ) ] વિ. કર્મ નહિ કરનારૂં; નિષ્કર્મ.

૨. [ સં. અ ( નઠારૂં ) + કર્મન્ ( કામ ) + કારિન્ ( કરનાર ) ] વિ. કુકર્મ કરનાર; અનર્થ આચરનાર.

**અકર્મઠ** [ સં. અ ( નહિ ) + કર્મઠ ( ઉદ્યમી ) ] વિ. આળસુ; નિરુદ્યમી.

**અકર્મણુ** ૧. [ સં. અ ( ખરાબ ) + કર્મિણી ( ભાગ્યવાળી ) ] વિ. સ્ત્રી. અભાગણી; કમનસીબ; ભાગ્ય વિનાની.

૨. વિ. સ્ત્રી. કુલટા.

૩. [ સં. અ ( નહિ ) + કર્મિણી ( કામવાળી ) ] વિ. સ્ત્રી. નિરુદ્યમી; કામ વગરની.

**અકર્મણ્ય** ૧. ન. કામ નહિ કરવું તે; આળસાઈ.

૨. વિ. અકાર્ય; નહિ કરવા જેવું; કર્મને માટે નિષિદ્ધ ગણેલું.

૩. [ સં. અ ( નહિ ) + કર્મણ્ય ( કામ કરવામાં હોશિયાર ) ] વિ. કામ કરવાની શક્તિ વિનાનું; કામ ન કરી શકનાર; કામ કરવાને નાલાયક.

**અકર્મણ્યતા** ૧. [ સં. અ + કર્મણ્ય ( કરવા યોગ્ય ) + તા ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. કરવાને અયોગ્ય હોવાપણું.

૨. સ્ત્રી. કામ કરવાની અશક્તિ; કાર્યશક્તિ ન હોવાપણું.

૩. સ્ત્રી. નિરુદ્યમીપણું.

**અકર્મત્વ** ૧. [ સં. અ + કર્મન્ ( કાર્ય ) + ત્વ ( પણું ) ] ન. ( વેદાંત ) કર્મ કરવાથી જીવને બંધન થાય છે માટે કર્મ ન કરવાનો સિદ્ધાંત.

૨. ન. ( વિજ્ઞાન ) પદાર્થોને કોઈ બહારનું બળ ન લાગે તો તેઓ પોતાની મૂળ સ્થિતિમાં કાયમ રહે, એટલે સ્થિર હોય તો સ્થિર અને ગતિમાં હોય તો ગતિમાં રહે તે સ્વાભાવિક ધર્મ; જડત્વ.

**અકર્મત્વકેંદ્ર** [ સં. અ + કર્મન્ ( કામ ) + ત્વ ( પણું ) + કેંદ્ર ( મધ્યબિંદુ ) ] ન. ( વિજ્ઞાન ) આખા પદાર્થનું અકર્મત્વ જે એક બિંદુમાં સમાયેલું કલ્પી શકાય તે બિંદુ.

**અકર્મત્વભ્રામક** [ સં. અ + કર્મન્ ( કામ ) + ત્વ ( પણું ) + ભ્રામક ( ફરનાર ) ] પું. ( વિજ્ઞાન ) ધરી ઉપર ફરતા પદાર્થના અમુક અણુનું દ્રવ્ય, અને તે અણુથી ધરી સુધીના અંતરનો વર્ગ એ બન્ને ( દ્રવ્ય અને વર્ગ ) નો ગુણાકાર. આ પ્રમાણે પદાર્થના દરેક અણુ માટેના ગુણાકાર કરી તે બધા ગુણાકારોનો સરવાળો કરવાથી અકર્મત્વભ્રામક આવે છે.

**અકર્મભૂમિ** ૧. [ સં. અ ( નહિ ) + કર્મન્ ( કામ ) + ભૂમિ ( જગ્યા ) ] સ્ત્રી. ખેતી આદિ કર્મ રહિત ભૂમિ.

૨. સ્ત્રી. ( જૈન ) જુગલિયાંનાં ૩૦ ક્ષેત્ર.

૩. સ્ત્રી. ( જૈન ) જ્યાં મોક્ષ માર્ગને જાણનારા અને તેનો ઉપદેશ કરનારા તીર્થંકર પેદા નથી થઈ શકતા તે બધી અકર્મભૂમિ.

> પાંચ ભરત, પાંચ ઐરવત અને પાંચ વિદેહ. એને બાદ કરીને બાકીનાં ત્રીશ ક્ષેત્ર તથા બધા અંતરદ્વીપ **અકર્મભૂમિ** જ છે.
>
> તત્ત્વાર્થસૂત્ર

૪. સ્ત્રી. ભોગભૂમિ; સ્વર્ગ. ત્યાં કર્મ કરવાનાં નથી પણ અગાઉ કરેલ સુકર્મનું ફળ માત્ર ભોગવાય છે.

૫. વિ. ( જૈન ) અસિ, મસી અને કસી એટલે કે તલવાર, કલમ અને ખેતી, એ ત્રણ પ્રકારનાં કર્મ કે વ્યાપાર વિના કલ્પવૃક્ષ ઉપર નિર્વાહ કરનાર.

**અકર્મભોમ** જુઓ અકર્મભૂમિ.

**અકર્મશીલ** [ સં. અકર્મન્ ( આળસુ ) + શીલ ( વલણવાળું ) ] વિ. આળસુ; નિરુદ્યમી.

**અકર્મા** ૧. [ સં. અકર્મન્ ( આળસુ ) ] વિ. આળસુ; કામ નહિ કરનારૂં; નિષ્કર્મ.

૨. [ સં. અ ( નહિ ) + કર્મન્ ( કામ ) ] વિ. કર્મના બંધન વગરનું; નિર્લેપ.

**અકર્મિણી** [ સં. અ ( ખરાબ ) + કર્મિન્ ( કર્મવાળું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. કમનસીબ; ભાગ્યહીન.

**અકર્મી** ૧. [ સં. અ ( ખરાબ ) + કર્મિન્ ( ભાગ્યવાળું ) ] વિ. અભાગિયું; કમનસીબ; ભાગ્યહીન.

૨. [ સં. અ ( નહિ ) + કર્મિન્ ( કામ કરનાર ) ] વિ. કામ નહિ કરનાર.

૩. [ સં. અ ( ખરાબ ) + કર્મિન્ ( કામ કરનાર ) ] વિ. દુષ્કર્મી; પાપી; અપરાધી; દુરાચારી.

૪. વિ. બુદ્ધિહીન; ઠોઠ.

**અકલ** ૧. પું. ( પિંગળ ) એ નામનો ૪૩ ગુરુ અને ૭૦ લઘુ મળી ૧૧૩ વર્ણનો એક વિષમજાતિ માત્રામેળ છંદ. એ ષટ્પદી છપ્પયનો એક ભેદ છે.

૨. પું. પરમાત્મા.

૩. [ અ. અક્લ ( ઊંટને બાંધવાનું દોરડું ) ] સ્ત્રી. બુદ્ધિ; શાણપણ; સમજણ; ચતુરાઈ. જુઓ અક્કલ.

૪. [ અ. ] ન. ઊંટને બાંધવાનું દોરડું.

> અરબી ભાષામાં **અકલ**નો અર્થ ઊંટને બાંધવાનું દોરડું થાય છે; બુદ્ધિ પણ મનુષ્યને અંકુશમાં રાખે છે તેથી તેને અકલ કહે છે.
>
> બૃહદ્ વ્યાકરણ

૫. [ સં. અ + કલ ( અવયવ ) ] વિ. અવયવ વિનાનું; નિરવયવ.

૬. [ ગુ. અ ( નિરર્થક વપરાતો પૂર્વગ ) + સં. કલ ( મધુર અને અસ્પષ્ટ ) ] વિ. અસ્પષ્ટ અને મધુર.

> ઉપવન કુસુમિત જોઇ મત્ત ભૃંગ ગુંજે,
> **અકલ** પરભૃત આ વાણી કો પ્રેમી તણી.
>
> પ્રેમાનંદ

૭. વિ. આકુલવ્યાકુલ; બેચેન.

૮. [ સં. અ + કલા ( ચતુરાઈ ) ] વિ. કલા રહિત; ચતુરાઈ વિનાનું.

૯. [ સં. અ + કલ ( જાણવું ) ] વિ. ન કળી શકાય એવું; અગમ્ય; ગહન.

૧૦. [ સં. અ + કલા ( ખંડ ) ] વિ. વિભાગ વગરનું; અખંડ.

**અકલકલા** જુઓ અકળકળા.

**અકલકળા** જુઓ અકળકળા.

**અકલનકલ** સ્ત્રી. બુદ્ધિશક્તિ; ચાતુરી.

**અકલનીય** [ સં. અ + કલનીય ( જાણવા યોગ્ય ) ] વિ. ન કળાય એવું; ન સમજી શકાય એવું.

**અકલપ** જુઓ અકલ્પ.

**અકલબેર** જુઓ અકલબેર.

**અકલભૂલી** જુઓ અકલભૂલી.

**અકલહ** [ સં. અ + કલહ ( કજિયો ) ] પુ. કંકાસ કે કજિયા વગરની સ્થિતિ; શાંતિ.

**અકલંક** જુઓ અકલંકિત.

**અકલંકતા** [ સં. અકલંક + તા ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. નિર્દોષતા.

**અકલંકિત** ૧. [ સં. અ + કલંકિત ( લાંછનવાળું ) ] વિ. આળ ન લાગેલું હોય એવું; નામોશી વગરનું.

૨. વિ. શુદ્ધ; પવિત્ર; નિર્મળ.

**અકલંકી** [ સં. અ + કલંકિન્ ( ડાઘવાળું ) ] વિ. કલંક વિનાનું. અવતારની સાથે આ શબ્દનો પ્રયોગ થાય છે. આગાખાની ખોજાઓ આગાખાનને અકલંકી અવતાર માને છે.

**અકલા** ૧. સ્ત્રી. અણઆવડત; બિનઆવડત.

૨. [ સં. અ ( નહિ ) + કલા ( કારીગરી ) ] સ્ત્રી. કારીગરી કે કસબ ન હોય તે.

૩. [ સં. અ ( ખરાબ ) + કલા ( કારીગરી ) ] સ્ત્રી. ખરાબ કળા.

૪. [ સં. અ + કલ્ ( જાણવું ) ] વિ. સ્ત્રી. ન કળી શકાય એવી.

**અકલિત** જુઓ અકળિત.

**અકલી** ૧. [ અ. અક્લ ( બુદ્ધિ ) + ગુ. ઈ ( વાળું ) ] વિ. અક્કલવાળું; બુદ્ધિશાળી; મતિમાન.

૨. વિ. કળાવાળું; કસબી; હિકમતી.

૩. વિ. સમજુ; શાણું.

**અકલુષ** ૧. [ સં. અ + કલુષ ( મેલું ) ] વિ. પાપ વિનાનું; નિર્દોષ.

૨. વિ. મેલ વિનાનું; શુદ્ધ.

**અકલુષિત** જુઓ અકલુષ.

**અકલુષિતતા** ૧. સ્ત્રી. નિર્દોષતા.

૨. [ સં. અ ( નહિ ) + કલુષિત ( મેલું ) + તા ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. શુદ્ધતા; પવિત્રતા.

**અકલેચકલે** અ. ઠામઠામ; શેરીએ શેરીએ.

**અકલેવર** ૧. [ સં. અ ( નહિ ) + કલેવર ( શરીર ) ] પું. કામદેવ, કેમકે તે શરીર વિનાનો મનાય છે.

૨. પું. ( જૈન ) સિદ્ધ ભગવાન.

૩. વિ. શરીર વિનાનું.

**અકલ્ક** ૧. [ સં. અ + કલ્ક ( દંભ ) ] વિ. દંભ વગરનું; પાખંડ વિનાનું; નમ્ર; વિનયી.

૨. [ સં. અ + કલ્ક ( મેલ ) ] વિ. મળ વિનાનું; શુદ્ધ; નિર્મળ.

૩. [ સં. અ + કલ્ક ( લોચો ) ] વિ. ( વૈદક ) લોચા વગરનું.

**અકલ્કતા** ૧. [ સં. અકલ્ક ( શુદ્ધ ) + તા ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. નિર્મળતા.

૨. [ સં. અ + કલ્ક ( દંભ ) + તા ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. પાખંડ કે દંભ વિનાનું હોવાપણું.

૩. [ સં. અકલ્ક ( લોચા વગરનું ) + તા ( પણું ) ] સ્ત્રી. લોચા જેવું નહિ હોવાપણું.

**અકલ્કન** ૧. [ સં. અ + કલ્કન ( ક્લેશ ) ] ન. ક્લેશનો અભાવ; કલહનો અભાવ.

૨. વિ. ક્લેશ કે કલહથી રહિત.

૩. [ સં. અ + કલ્કન ( દંભવાળું આચરણ ) ] વિ. દંભ વિનાનું.

૪. વિ. શુદ્ધ.

**અકલ્કર** જુઓ અકલકરો.

**અકલ્કા** [ સં. અ ( નહિ ) + કલ્ક ( મેલ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ચંદ્રનું અજવાળું; ચાંદની; કૌમુદી.

**અકલ્પ** ૧. [ સં. અ ( નહિ ) + કલ્પ ( આચાર ) ] પું. ધર્મ મુજબ આચાર ન રાખવો તે.

૨. [ સં. અ ( નહિ ) + ક્લૃપ્ ( શક્તિમાન હોવું ) ] વિ. નબળું; અશક્ત; અસમર્થ.

૩. વિ. ન સરખાવી શકાય એવું.

૪. [ સં. અ ( નહિ ) + ક્લૃપ્ ( ધારવું ) ] વિ. નહિ કલ્પી શકાય એવું; અકલ્પ્ય.

૫. વિ. નિરંકુશ; દાબ વગરનું.

૬. [ સં. અ ( નહિ ) + કલ્પ ( યોગ્ય ) ] વિ. ( જૈન ) સાધુને ન ખપે એવું.

> ગર્ભવતી રજી જે દિયેજી,
> તે પણ અકલ્પ હોય. ઋદ્ધિવિજય

**અકલ્પનિક** વિ. ( જૈન ) અસૂજતું; અગરાજ; ન કળપે એટલે ખપે એવું.

**અકલ્પનીય** ૧. [ સં. અ + કલ્પનીય ( ખપે એવું ) ] વિ. ( જૈન ) અગ્રાહ્ય; અસ્વીકાર્ય; ન ખપે તેવું.

૨. [ સં. અ + કલ્પનીય ( કલ્પના થઈ શકે એવું ) ] વિ. કલ્પનામાં ન આવી શકે એવું; ધારી ન શકાય એવું; અતર્ક્ય.

**અકલ્પનીયતા** ૧. [ સં. અકલ્પનીય ( અતર્ક્ય ) + તા ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. ધારી ન શકાય એવું હોવાપણું.

૨. [ સં. અકલ્પનીય ( અગ્રાહ્ય ) + તા ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. ન ખપે એવું હોવું તે.

**અકલ્પિત** ૧. વિ. અસ્તિત્વવાળું; હયાતી હોય એવું.

૨. [ સં. અ + કલ્પિત ( કલ્પેલું ) ] વિ. કલ્પિત નહિ એવું; સત્ય; ખરું બનેલું; સાચું; સ્વાભાવિક.

૩. વિ. નહિ કલ્પેલું; અલક્ષિત; અણધાર્યું; ઓચિંતું.

૪. વિ. મૂળ; અસલ

**અકલ્પિતવાદ** [ સં. અકલ્પિત ( અસ્તિત્વવાળું ) + વાદ ( મત ) ] પું. બધી વસ્તુઓ ખરેખર અસ્તિત્વ ધરાવે છે એ પ્રકારનો મત; સર્વાસ્તિત્વવાદ; વસ્તુવાદ.

**અકલ્પ્ય** [ સં. અ + કલ્પ્ય ( કલ્પના થાય એવું ) ] વિ. કલ્પી ન શકાય એવું; ધારી ન શકાય એવું; કલ્પનાતીત.

**અકલ્મષ** ૧. પું. ( પુરાણ ) તામસ મનુના એક દીકરાનું નામ.

૨. [ સં. અ + કલ્મષ ( કલંક ) ] વિ. નિષ્પાપ; નિષ્કલંક; પવિત્ર; શુદ્ધ; નિર્દોષ; નિર્વિકાર.

**અકલ્માષ** પું. ( પુરાણ ) ચોથા મનુનો હરિવ નામે દીકરો.

**અકલ્ય** ૧. [ સં. અ ( નહિ ) + કલ્ય ( બખતરધારી ) ] ન. બખતર નહિ પહેરેલું માણસ; અકવચ.

૨. વિ. અસમર્થ.

૩. [ સં. અ + કલ્ય ( આરોગ્ય ) ] વિ. રોગવાળું; રોગી.

૪. [ સં. અ ( નહિ ) + કલ્ય ( મિથ્યા ) ] વિ. સત્ય; મિથ્યાભૂત નહિ એવું.

**અકલ્યાણ** ૧. [ સં. અ + કલ્યાણ ( મંગળ ) ] ન. અમંગળ; અનિષ્ટ; અશુભ.

૨. વિ. અશુભકારક; અહિતકારી; બૂરું; ભૂંડું.

**અકલ્યાણકારક** [ સં. અ + કલ્યાણ ( લાભ ) + કારક ( કરનાર ) ] વિ. ખરાબ કરનાર; બૂરું કરનાર.

**અકલ્યાણકારી** જુઓ અકલ્યાણકારક.

**અકવચ** ૧. [ સં. અ ( નહિ ) + કવચ ( બખતર ) ] ન. બખતર નહિ પહેરેલું માણસ.
૨. વિ. બખતર વિનાનું.

**અકવાડા** (અક્વાડા) વિ. પથ્થરની એક જાતનું.

**અકવાલિયા** ૧. ન. લેઉવા કણબીની એ નામની એક અટકવાળું માણસ.
૨. વિ. લેઉવા કણબીની એ નામની એક અટકનું.

**અકવિ** ૧. [ સં. અ + કવિ ( કાવ્યકાર ) ] ન. કવિતા કરી ન જાણનાર માણસ.
૨. [ સં. અ ( નહિ ) + કવિ ( વિદ્વાન ) ] વિ. ( વેદાંત ) મૂર્ખ; અબુધ.

**અકવિતા** [ સં. અ + કવિતા ( કાવ્ય ) ] સ્ત્રી. કાવ્યનાં લક્ષણો વિનાની શબ્દરચના; કાવ્યગુણ રહિત શબ્દરચના; ખરાબ કવિતા.

**અકવીય** [ સં. અ + કવિ + ઈય ( વાળું ) ] વિ. કવિના ગુણ વિનાનો માણસ રચે તેવું; અકવિને છાજે તેવું.

**અકષાય** [ સં. અ + કષાય ( કામ ક્રોધાદિ લાગણી કે વિકાર ) ] વિ. ( જૈન ) ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર વિકાર રહિત.

**અકષાયી** [ સં. અ + કષાય ( વિકાર ) + ઇન્ ( વાળું ) ] વિ. કામક્રોધાદિ વિકાર વગરનું.

**અકષ્ટ** [ સં. અ ( નહિ ) + કષ્ટ ( મહેનત ) ] વિ. મહેનત વગરનું.

**અકષ્ટકલ્પના** [ સં. અકષ્ટ ( મહેનત વગરનું ) + કલ્પના ( ખ્યાલ ) ] સ્ત્રી. મહેનત વિના ઊપજેલો ખ્યાલ; આપોઆપ સૂઝેલો વિચાર.

**અકષ્ટકલ્પિત** ૧. વિ. કુદરતી.
૨. [ સં. અકષ્ટ ( મહેનત વગરનું ) + કલ્પિત ( ધારેલું ) ] વિ. સહેલાઈથી ધારેલું.

**અકસ** ૧. [ અ. અક્સ ( દ્વેષ ) ] પું. કીનો; દ્વેષ; ખાર.
૨. પું. કુસંપ; અંટસ; અદાવત; વિરોધ.
૩. પું. છાયો; ઓછાયો; પડછાયો; પ્રતિબિંબ.
૪. વિ. કસ વગરનું; સત્ત્વ વગરનું.

**અકસખોર** [ અ. અક્સ ( દ્વેષ ) + ફા. ખોર 'ખાનાર' ] વિ. દ્વેષી; ખારીલું; ઝેરીલું; ડંસીલું.

**અકસર** ૧. [ અ. અક્સર ( ખસૂસ કરીને ) ] વિ. અકસીર; રામબાણ.
૨. વિ. અતિ; ઘણું.
૩. અ. કોઈ વેળાએ; વખત.
૪. અ. ઘણું કરીને; મોટે ભાગે; વિશેષે; ઘણુંખરું.
૫. અ. જરૂર; ખાસ કરીને.

**અકસરઅવકાત** અ. ઘણીવાર; સામાન્ય રીતે.

**અકસાળી** ૧. ન. એ નામની એક જાતનું માણસ.
૨. વિ. ધારવાડ અને વિજાપુર તરફ સોનીનો ધંધો કરતી એ નામની એક જાતનું.

**અકસિણ** [ સં. અકૃત્સ્ન ( અપૂર્ણ ) ] વિ. ( પ્રાકૃત ) અપૂર્ણ; અધૂરું.

**અકસીર** ૧. [ અ. ઇક્સિર ( ગુણ કરે એવું ) ] સ્ત્રી. રોગ મટાડે એવું ઔષધ; આબાદ અસર કરે એવી દવા.
૨. વિ. આબાદ અસર કરે એવું; રામબાણ; નિષ્ફળ ન જાય એવું.

**અકસ્માત** ૧. [ સં. અ + કસ્માત્ ( શા કારણથી ) ] પું. અણધાર્યો બનાવ; હોનારત; ઓચિંતી આફત; દૈવયોગ.
૨. અ. અચાનક; એકાએક.
૩. અ. અણધારી રીતે; અણચિંતવ્યું; સહસા.

**અકસ્માતદંડ** [ સં. અકસ્માત્ ( ઓચિંતું ) + દંડ ( આત્માને દુઃખ ભોગવવું પડે તેવી પ્રવૃત્તિ ) ] પું. ( જૈન ) એકને હણવા જતાં ઓચિંતું બીજું હણાઈ જાય તેને લીધે થતું પાપ; ચોથું ક્રિયાસ્થાન, એટલે કર્મબંધનનું કારણ.

**અકસ્માતભય** પું. ( જૈન ) બાહ્ય નિમિત્ત વિના કલ્પના માત્રથી ઉત્પન્ન થતો ભય.

**અકસ્માત્ત્વ** [સં.] ન. ( વેદાંત ) કારણાનધીનત્વ. જે કામ બનવા માટે કોઈ પણ કારણની અપેક્ષા ન હોય તે કામ કારણાનધીન કહેવાય. કારણાનધીનપણું તે અકસ્માતપણું. માયા, સ્વપ્ન, મનોરથ ઇત્યાદિમાં અકસ્માત્ત્વ રહેલું છે.

**અકહ** ૧. [ સં. અકથ ( વર્ણવી ન શકાય એવું ) ] વિ. ( પ્રાકૃત ) કહી ન શકાય એવું.
૨. વિ. કહેવું ન શોભે એવું; ખરાબ.

**અકહરિ** પું. ( પિંગળ ) એ નામનો ૧૪ અક્ષરનો એક અક્ષરમેળ છંદ; અકુહરિ. તેના દરેક ચરણમાં નગણ, નગણ, નગણ, નગણ, લઘુ અને લઘુ, એમ ૧૪ અક્ષર હોય છે.

અકહરિ રચ ન ન ન ન લ લ થકી.

રણપિંગળ

**અકહા** ૧. ન. એ નામની એક જાતનું માણસ.
૨. વિ. આસામની ઉત્તર તરફના અને ભુતાનની પૂર્વે તરફના પહાડી મુલકમાં ટોળાબંધ રખડતી જિંદગી ગુજારતા લોકોની એક જાતનું. તેઓમાં ભૂતની પૂજા વગેરે ઘણા વિચિત્ર રિવાજો પ્રચલિત છે.

**અકહાલી** ૧. ન. નાનકપંથી અથવા શીખધર્મ પાળનારાઓના એક વિભાગનું માણસ. 'સત્ શ્રી અકાલ,' એ સૂત્ર તેમનો ધર્મઘોષ હોવાથી તેઓ અકાલી કહેવાય છે. જુઓ અકાલી.
૨. વિ. એ નામની એક જાતનું.

**અકળ** ૧. [ સં. અ + કલ્ ( કળવું ) ] વિ. કળી ન શકાય એવું; અગમ્ય; ગહન; ગૂઢ; ઇંદ્રિયાગોચર.
૨. [ સં. અ + કલ્ ( ગણવું ) ] વિ. ગણી કે માપી ન શકાય એટલું; ઘણું; ઝાઝું.
૩. વિ. ન માની શકાય એટલું.

**અકળકળા** ૧. [ સં. અ ( નહિ ) + કલ્ ( જાણવું ) + કળા ( લીલા ) ] સ્ત્રી. ન કળી કે ન જાણી શકાય એવી કળા; અગમ્ય લીલા; માયા; કુદરત.
૨. સ્ત્રી. રહસ્ય; મર્મ; ભેદ; કોયડો.

**અકળરાજા** [ સં. અકલ ( ન જાણી શકાય એવું ) + રાજન્ ( રાજા ) ] પું. મેઘરાજા, કેમકે તે ન જાણી શકાય તે રીતે વરસે છે; વરુણદેવ.

**અકળલીલા** [સં. અ ( નહિ ) + કલ્ ( જાણવું ) + લીલા ( માયા ) ] સ્ત્રી. અગમ્ય માયા.

**અકળવકળ** જુઓ અકળવિકળ.

**અકળવિકળ** ૧. [ સં. અ ( નહિ ) + કલ્ ( જાણવું ) + વિ ( વધારે ) + કલ્ ( જાણવું ) ] ન. ગભરાટ; ગભરામણ; સંભ્રમ; વ્યગ્રતા; ચિત્તવિકળતા.
૨. વિ. અસ્વસ્થ.
૩. વિ. આકુળવ્યાકુળ; ગભરાયેલું.
૪. વિ. ચિડાયેલું.

**અકળવું** [ સં. અ ( નહિ ) + કલ્ ( જાણવું ) ] સ. ક્રિ. નહિ જાણવું; જાણવામાં નહિ આવવું.

**અકળસ્વરૂપ** ૧. [સં. અકલ ( ન જણાય એવું ) + સ્વરૂપ ( આકાર ) ] પું. ભગવાન; પ્રભુ.
૨. ન. ન કળી શકાય એવું રૂપ.
૩. વિ. આકાર કે રૂપ ન જાણી શકાય એવું.

**અકળા** ૧. [ સં. અ + કલા ( આવડત ) ] સ્ત્રી. અણઆવડત.
૨. [ સં. અ + કલા ( કારીગરી ) ] સ્ત્રી. કળાથી વિરુદ્ધ વસ્તુ.
૩. વિ. સ્ત્રી. ન કળી શકાય એવી.

**અકળાટ** [ અકળાવું + આટ ( પણું ) ] પું. અકળામણ; મૂંઝવણ; ગભરાટ.

**અકળામણ** ૧. [ અકળાવું + આમણ ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. આલસવિલસ; વ્યાકુળતા; મૂંઝવણ; પીલુચૂંટા.
૨. સ્ત્રી. કંટાળો; કાયર થવું તે; નિર્વેદ.

૩. સ્ત્રી. બેચેની; ઈંધામણ; ગભરામણ.

**અકળાવવું** સ. ક્રિ. અકળાય એમ કરવું; મુંઝવવું; ગભરાવવું; કાયર કરવું; વ્યાકુળ કરવું.

**અકળાવું** ૧. [સં. આકુલ (કંટાળેલ)] અ. ક્રિ. કંટાળવું; કાયર થવું; ત્રાસવું.

૨. અ. ક્રિ. વ્યાકુળ થવું; મુંઝાવું; ગભરાવું.

**અકલિત** ૧. [સં. અ + કલિત (કળેલું)] વિ. કગતર ન કર્યું હોય કે અડસટ્ટો ન કાઢ્યો હોય એવું.

૨. વિ. ન જાણી શકાય એવું; કળી ન શકાય એવું; અગમ્ય; ગૂઢ.

૩. વિ. નહિ ધારેલું; નહિ કળેલું.

રાય ભીમકની રે કુમારી,
એણે અકળિત વાત વિચારી. પ્રેમાનંદ

**અકળી** [સં. અ + કલિત (કળેલું)] વિ. સ્ત્રી. ન કળી શકાય એવી.

અંબા માની અકળી વાતો
નવ નિધ તેને ભરતા રે. હરગોવન

**અકલ્પ્યું** ૧. [સં. અ + કલ્ (કલ્પવું)] વિ. કલ્પી ન શકાય એવું.

૨. [સં. અ + કલ્ (જાણવું)] વિ. સમજી ન શકાય એવું.

**અકંચન** ૧. વિ. (કચ્છી) અશુદ્ધ.

૨. વિ. અસલ નહિ એવું; જીર્ણ હાલતનું.

૩. [સં. અ (નહિ) + કિંચન (કંઈ પણ)] વિ. કંગાલ; દીન; ગરીબ.

**અકંટક** ૧. [સં. અ + કંટક (કાંટો)] વિ. કાંટા વિનાનું; નિષ્કંટક.

૨. વિ. મુશ્કેલી વિનાનું; નિર્વિઘ્ન.

૩. વિ. હરીફ વિનાનું; શત્રુ રહિત.

**અકંઠ** ૧. [સં. અ (અલ્પ) + કંઠ (ગળું)] વિ. ઝીણા સાદવાળું.

૨. વિ. બેસી ગયેલ અવાજવાળું.

**અકંપ** ૧. વિ. અસલ; સત્ય; યથાર્થ; હોય તેવું જ.

પૂર્વ વરદાથી સુર તેતલે જી
આવીને ભણે અકંપ. જિનહર્ષ

૨. [સં. અ + કંપ્ (કંપવું)] વિ. ધ્રુજારી વિનાનું; ક્ષોભ રહિત; સ્થિર.

**અકંપતા** [સં. અકંપ (સ્થિર) + તા (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. સ્થિરતા.

**અકંપત્વ** [સં. અકંપ (ધ્રુજારી) + ત્વ (પણું)] ન. ધ્રુજારી રહિત સ્થિતિ. બંસી બજાવવામાં આંગળીઓનું અકંપત્વ એટલે ન કંપવું એ એક આવડત ગણાય છે.

**અકંપન** ૧. [સં.] પું. (પુરાણ) એ નામના એક રાજર્ષિ. એને હરિયા નામે એક મહાપરાક્રમી પુત્ર હતો.

૨. પું. (પુરાણ) એ નામનો રાવણનો એક દૂત. જનસ્થાનમાં શ્રીરામચંદ્રે ખર આદિ રાક્ષસને માર્યાની હકીકત રાવણને એણે કહી હતી. એ રામ-રાવણના સંગ્રામમાં હનુમાનને હાથે મરણ પામ્યો હતો. તેને પ્રહસ્ત અને ધૂમ્રાક્ષ એવા બે ભાઈ હતા. તેના બાપનું નામ સુમાલી અને માતાનું નામ કેતુમાલી હતું. તેને બે બહેન હતી-રાવણની માતા કેકસી અને બીજી કુંભીનસી.

૩. [સં. અ + કંપ્ (ધ્રૂજવું)] ન. ધ્રુજારીનો અભાવ; સ્થિરતા.

૪. વિ. ન ડગે એવું; અડગ; સ્થિર; નીડર.

**અકંપનીય** [સં. અ + કંપનીય (ડગે એવું)] વિ. ન કંપે કે ન ડગે એવું; અડગ; નીડર.

**અકંપનીયતા** [સં. અકંપનીય + તા (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. અડગપણું; નીડરપણું.

**અકંપિત** ૧. પું. (જૈન) છેલ્લા તીર્થંકરનો એ નામનો એક શિષ્ય.

૨. [સં. અ + કંપિત (કંપેલું)] વિ. નહિ કંપેલું; સ્થિર; અડગ; દૃઢ; નિશ્ચલ; સ્થિર બુદ્ધિવાળું.

૩. વિ. (બૌદ્ધ) બૌદ્ધ ગણાધિપોના એ નામના એક પ્રકારનું.

**અકંપિતતા** [સં. અકંપિત (નહિ કંપેલું) + તા (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. સ્થિરતા; દૃઢતા; અડગપણું.

**અકંપ્ય** [સં. અ + કંપ્ય (કંપે એવું)] વિ. કંપાવી કે ડગાવી ન શકાય એવું; સ્થિર; અચળ; અટળ.

**અકંપ્યતા** [સં. અકંપ્ય (સ્થિર) + તા (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. અચળપણું; સ્થિરતા.

**અકા** ૧. ન. એ નામની એક જાતનું માણસ.

૨. વિ. તિબેટી અને પહાડી લોકોની એ નામની એક શરીર જાતનું.

**અકાઇય** ૧. પું. (પ્રાકૃત) સિદ્ધ ભગવાન.

૨. [સં. અ + કાય (શરીર) + ઇક (વાળું)] વિ. (પ્રાકૃત) શરીર વિનાનું.

**અકાક** ૧. પું. ઋષિ; મુનિ.

સુખ દુઃખ વર્જિત જે કો કહાવે,
અકાક તે કહેવાય. ગિરધર

૨. વિ. પરવા વિનાનું; બેદરકાર; નિઃસ્પૃહ.

૩. વિ. સુખદુઃખથી પર.

**અકાકિયો** પું. એ નામનો એક જાતનો બાવળ. એનાં પાંદડાં અણીદાર હોતાં નથી. હડકાયાં કૂતરાંના કરડવા ઉપર એ પાંદડાં બાફીને બંધાય છે. તેના કાંટા કંઈક ટૂંકા, અને તેની સિંગ કાતરાદાર નહિ પણ સહેજ ગોળાકાર હોય છે.

**અકાજ** ૧. વિ. લાચાર.

૨. જુઓ અકાર્ય.

**અકાટ્ય** [સં. અ (નહિ) + કૃત (કાપવું)] વિ. ન કાપી શકાય એવું; ખંડન ન થઈ શકે એવું; દૃઢ; મજબૂત; અટલ.

**અકાતર** ૧. [સં. અ (નહિ) + કાતર (બીકણ)] વિ. નીડર; હિંમતવાળું; બહાદુર; સાહસિક.

૨. વિ. સ્વસ્થ; ગભરાયા વિનાનું.

**અકાનજ** [અ.] પું. આફ્રિકામાં થતો એ નામનો એક જાતનો ગુંદર. તે મોંમાં નાખતાં પ્રથમ કંઈ સ્વાદ આપતો નથી, પણ ચાવ્યાથી તીખો લાગે છે. મોંમાં પડતાં ચાંદાં ઉપર ઔષધિ તરીકે તેનો ઉપયોગ થાય છે.

**અકાબ** [અ. ઉકાબ] ન. ગરુડ પક્ષી.

તમામ લશ્કરને તૈયાર કરીને પોતાના અકાબ પક્ષીને ઉડતું કીધું. જીવણજી મોદી

**અકાબર** ૧. [અ. અકબર (શ્રેષ્ઠ)નું બહુવચન] પું. અમલદાર; અધિકારી; હોદ્દેદાર.

૨. [અ. કબર (તે મોટો હતો)] પું. મોટો માણસ; મહાન પુરુષ.

૩. પું. વડીલ; વૃદ્ધ પુરુષ.

૪. ન. માન આપવા લાયક માણસ.

૫. વિ. (પારસી) મહાન; મોટું; પ્રતિષ્ઠિત.

**અકામ** ૧. [સં. અ (નહિ) + કામ (ઇચ્છા)] પું. અનિચ્છા; ઇચ્છા ન હોવાપણું.

૨. પું. (પિંગળ) એ નામનો ૫૭ ગુરુ અને ૪૨ લઘુ મળી ૯૯ વર્ણવાળો એક વિષમજાતિ માત્રામેળ છંદ. તે અણુપ્રસ્તારપ્રકાશ પ્રમાણે ષટ્પદી છપ્પયનો એક ભેદ છે.

૩. પું. (વ્યાકરણ) ર્ પછી ર્ આવે તો પહેલા ર્નો લોપ થાય અને તેની પહેલાંનો સ્વર હ્રસ્વ હોય તો દીર્ઘ થાય એવો સંધિનો નિયમ.

૪. પું. (જૈન) સર્વ ઇચ્છાની જ્યાં નિવૃત્તિ થાય છે તે; મોક્ષ.

૫. [સં. અ (અયોગ્ય) + કર્મન્ (કામ)] ન. બૂરું કામ.

૬. વિ. ઇરાદાપૂર્વક નહિ એવું; અજાણતાં બનેલું.

૭. વિ. નિષ્કામ; કામના રહિત; ઇચ્છા વિનાનું; નિ:સ્પૃહ.
૮. વિ. વિષયની ઇચ્છા રહિત.
૯. વિ. (જૈન) સ્વાભાવિક રીતે કર્મ ખપે એટલે નાશ પામે તેવું.

**અકામકૃત** [સં. અકામ + કૃત (કરેલું)] વિ. અજાણમાં કરેલું; ઇચ્છાપૂર્વક નહિ કરેલું.

**અકામકૃત્ય** વિ. (જૈન) ફળની ઇચ્છા રાખ્યા વિના કામ કરનાર.

**અકામત** [અ.] સ્ત્રી. નિમાજ પઢવાને વખતે બોલવામાં આવતી નાની બાંગ.

પછી અકામત—નાની બાંગ-કહી નમાઝી પઢ્યા. હુસેનનો મહાન સત્યાગ્રહ

**અકામતા** [સં. અ + કામ (ઇચ્છા) + તા (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. ઇચ્છા રહિતપણું; નિષ્કામપણું.

**અકામનિર્જરા** [સં. અકામ (ઇચ્છા વિનાનું) + નિર્જરા (પુણ્યાપુણ્યને નિઃશેષ જીર્ણ કરનાર દેહકષ્ટ)] સ્ત્રી. (જૈન) નિર્જરાની ઇચ્છા વિના પરાધીનપણે સહન કરાતાં ભૂખતરસ; સ્વેચ્છાથી નહિ પણ પરતંત્રપણે કરવામાં આવતો ભોગોનો ત્યાગ.

પરાધીનપણે અગર અનુસરણ ખાતર જે અહિતકર પ્રવૃત્તિનો કે આહાર આદિનો ત્યાગ તે અકામનિર્જરા. તત્ત્વાર્થસૂત્ર

**અકામમરણ** ન. (જૈન) અજ્ઞાનપણે વિષય આદિની આસક્તિમાં થતું મરણ; બાલમરણ એટલે કે અપંડિતમરણ.

**અકામા** [સં.] વિ. સ્ત્રી. સંયમી; જિતેંદ્રિય.

**અકામી** ૧. પું. (પિંગળ) એ નામનો ૫ ગુરુ અને ૮૬ લઘુ મળી ૯૧ વર્ણવાળો એક માત્રાદંડક માત્રામેળ છંદ. એ માર્તંડનો એક ભેદ છે.
૨. પું. સાધુ; સંન્યાસી.
૩. [સં. અ + કામિન્ (ઇચ્છાવાળું)] વિ. કામના કે ઇચ્છા વિનાનું; નિ:સ્પૃહ; નિ:સ્વાર્થ; નિષ્કામ.
૪. [સં. અ (નહિ) + કામિન્ (વિષયી)] વિ. રતિલોલુપતા રહિત; સંયમી; જિતેંદ્રિય; વિષયથી દૂર રહેનાર.

**અકામુક** [સં. અ (નહિ) + કામુક (વિષયી)] વિ. કામી નહિ એવું; લંપટ ન હોય એવું.

**અકામ્ય** [સં. અ + કામ્ય (ઇચ્છવા જેવું)] વિ. ન ઇચ્છવા યોગ્ય; અનિચ્છનીય.

**અકાય** ૧. [સં. અ (નહિ) + કાય (શરીર)] પું. કામદેવ, જે દેહ વિનાનો છે.
૨. પું. પરમાત્મા, જે આકાર વિનાના છે.
૩. પું. બળિયાકાકા.
૪. પું. રાહુ, જે ધડ વિનાનો છે.
૫. વિ. કાયા રહિત; શરીર વિનાનું.

**અકાયા** ૧. પું. (કચ્છી) કામદેવ.
૨. પું. પરમાત્મા.
૩. વિ. અકાય; દેહ વગરનું.

**અકાર** ૧. [સં. અ + કાર (અવાજ)] પું. અ અક્ષર; અનો ઉચ્ચાર; આદિ અક્ષર.
૨. પું. ૐકારની ત્રણ માત્રા માંહેની એ નામની એક.
૩. પું. બ્રહ્મા.
૪. પું. વિષ્ણુ.
૫. પું. શંકર.
૬. [સં. અ + કાર (કરણ)] વિ. કામ વિનાનું; ક્રિયા રહિત.
૭. [સં. અ + કાર (કારણ)] અ. કારણ વગર; વિના કારણ; અમથું; નકામું; અકારણ.

**અકારક** ૧. [સં. અ (નહિ) + કારક (કરનાર)] વિ. અકારજ; નકામું; કંઈ પણ ન કરી શકે એવું; નિરુદ્યમી.
૨. વિ. જેનો કોઈ કર્તા ન હોય એવું; અકર્તૃક.

**અકારકવાદ** [સં. અકારક (નિરુદ્યમી) + વાદ (મત)] પું. ત્રેવીસ વાદ માંહેનો એ નામનો એક. જુઓ વાદ.

કરતો, કારવતો, અને બધું કરતો એવો આત્મા વિદ્યમાન નથી અર્થાત્ એ અકારક છે; એટલે કશું કરતો નથી. નિર્યુક્તિકારે આ જાતને અકારકવાદ કહ્યો છે. ટીકાકારે આને સાંખ્ય કહ્યો છે. પુરાતત્ત્વ

**અકારજ** જુઓ અકાર્ય.

**અકારણ** ૧. [સં. અ (નહિ) + કારણ] ન. ઉદ્દેશ, હેતુ કે કારણ રહિતપણું.
૨. વિ. કારણ વગરનું; નિષ્કારણ; હેતુ રહિત; પ્રયોજન વિનાનું; બિનમતલબ.
૩. વિ. જેની ઉત્પત્તિનું કોઈ કારણ નથી એવું; કોઈથી ઉત્પન્ન ન થયું હોય તેવું; સ્વયંભૂ.
૪. અ. વગર કારણે; ફોગટ; અમથું; નકામું.

**અકારણગુણોત્પન્ન** [સં. અ (નહિ) + કારણગુણ (કારણના ગુણ) + ઉત્પન્ન (પેદા થયેલું)] વિ. (ન્યાય) કારણના ગુણોથી નહિ આરંભાયેલું.

**અકારણગુણોત્પન્નગુણ** [સં. અ (નહિ) + કારણગુણ (કારણના ગુણ) + ઉત્પન્ન (પેદા થયેલું) + ગુણ] પું. બ. વ. (ન્યાય) નૈયાયિકો રૂપરસાદિ ચોવીસ ગુણ સ્વીકારે છે. તે પૈકી કાર્યગતગુણો કારણગુણોથી આરંભાય છે એમ તેઓ માને છે. જેમકે તંતુગત રૂપાદિથી પટગત રૂપાદિનો આરંભ થાય છે, તંતુ શ્વેત હોય તો પટ પણ શ્વેત થાય, ઇત્યાદિ. એવા ચૌદ ગુણો છે. બાકીના દશ ગુણો કારણગતગુણોથી ઉત્પન્ન થતા નથી તેથી તે અકારણગુણોત્પન્ન કહેવાય છે. તે દશ ગુણો બુદ્ધિ, સુખ, દુ:ખ, ઇચ્છા, દ્વેષ, યત્ન, ધર્મ, અધર્મ, ભાવના અને શબ્દ છે. એ દશ ગુણો વિભુપદાર્થોના વિશેષ ગુણ છે.

**અકારણવાદ** ૧. [સં. અકારણ (કારણ વગર) + વાદ (ચર્ચા)] પું. કારણ વગર કરાતી ચર્ચા; નિષ્કારણ કરેલો વિવાદ.
૨. [સં. અકારણ + વાદ (મત)] પું. કારણ વગર કાર્ય બની આવે છે એવું પ્રતિપાદન કરતો વાદ.

**અકારત** ૧. [અ. હેકારત (ધિક્કાર)] પું. ધિક્કાર.
૨. [સં. અકાર્યાર્થ] વિ. અઘટિત; નાલાયક.
૩. [સં. અ + કાર્યત: (હેતુથી)] અ. વ્યર્થ; ફોગટ; નકામું; નિષ્ફળ; અફળ; નિરર્થક.

**અકારથ** [સં. અકાર્યાર્થ] અ. નાહક; વ્યર્થ; ફોગટ; વૃથા.

**અકારાદિ** [સં. અકાર (અ અક્ષર) + આદિ (શરૂઆત)] વિ. અ અક્ષરથી શરૂ થતું.

**અકારાંત** [સં. અકાર (અ અક્ષર) + અંત (છેડો)] વિ. છેડે અ હોય એવું; અંતે અકારવાળું.

**અકારિબ** [અ. કરબ (તે નજીક હતો)] પું. બ. વ. સગાંવહાલાં.

**અકારી** ૧. પું. એ નામના પંથનો સ્થાપક. એણે લોકોને તકદીર વિષે શિખામણ આપી હતી અને કુદરત પોતાના ચાલુ કાયદાથી વર્તે છે એવું શીખવ્યું હતું.
૨. પું. કુદરત પોતાના ચાલુ કાયદાથી વર્તે છે એવું માનનાર એ નામનો એક પંથ.
૩. ન. એ નામના પંથને માનનારું માણસ.
૪. [સં. અ (નહિ) + કારિન્ (કરનાર)] વિ. આળસુ; નિરુદ્યમી.
૫. વિ. સ્ત્રી. પ્રિય નહિ એવી; અળખામણી.

**અકારુ** ૧. ન. શૂદ્રોની એ નામની એક જાતનું માણસ.
૨. [સં. અ (નહિ) + કારુ (કારીગર)] વિ. શૂદ્રોની એ નામની એક જાતનું.

**અકારૂં** ૧. [અ.] ન. એ નામનું એક કરિયાણું; વજ.

૨. વિ. અપ્રિય; અણગમતું; અળખામણું; નહિ ગોઠતું; નાપસંદ.

અકારૂં કરવું = અણગમતું બનાવવું.

૩. [સં. અ + કાર્ય (કરવા યોગ્ય)] વિ. આકરૂં; ગજબી.

અકારો કેર = કાળો કેર; ગજબ.

૪. વિ. ફજેત; ભૂંડું.

**અકાર્પણ્ય** ૧. [સં. અ (નહિ) + કાર્પણ્ય (દીનતા)] ન. દીનતાનો અભાવ.

૨. [સં. અ + કાર્પણ્ય (કંજૂસાઈ)] ન. લોભી ન હોવાપણું; કૃપણતાનો અભાવ.

૩. વિ. દીનતા કર્યા વિના મળેલું.

૪. વિ. દીનતા વિનાનું; કૃપણતા રહિત.

૫. વિ. (વેદાંત) સાંસારિક મિથ્યાજ્ઞાનને નિવૃત્ત કરનાર.

**અકાર્ય** ૧. [સં. અ (અયોગ્ય) + કાર્ય (કામ)] ન. અકૃત્ય; ખરાબ કામ; દુરાચરણ; દુષ્કર્મ.

૨. [સં. અ (નહિ) + કાર્ય (કામ)] ન. કામનો અભાવ.

૩. [સં. અ (નહિ) + કાર્ય (કરવા લાયક)] વિ. નહિ કરવા જેવું; કરવાને અયોગ્ય.

૪. અ. અકારત; ફોગટ; મિથ્યા; વ્યર્થ; નકામું.

**અકાર્યકર** ૧. [સં. અ (નહિ) + કાર્ય (કર્તવ્ય) + કર (કરનાર)] વિ. કર્તવ્ય નહિ કરનાર.

૨. [સં. અ (અયોગ્ય) + કાર્ય (કામ) + કર (કરનાર)] વિ. નહિ કરવા જેવું કામ કરનાર; કુકર્મી.

૩. [સં. અ (નહિ) + કાર્ય (કામ) + કર (કરનાર)] વિ. નિરુદ્યમી; આળસુ.

**અકાર્યકારક** જુઓ અકાર્યકર.

**અકાર્યકારી** જુઓ અકાર્યકર.

**અકાર્યદક્ષ** [સં. અ + કાર્ય (કામ) + દક્ષ (કુશળ)] વિ. અકુશળ; કામ કરવાની આવડત વગરનું.

**અકાર્યદક્ષતા** [સં. અકાર્યદક્ષ + તા (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. અકુશળતા.

**અકાર્ય્ય** જુઓ અકાર્ય.

**અકાલ્ળ્યુર્ય** [સં. અ (નહિ) + કાલ્ળ્યુર્ય (કાળાશ)] વિ. ડાઘ વિનાનું; નિષ્કલંક.

**અકાલ** ૧. [સં. અ + કાલ (અવસર)] પું. અનવસર; કવખત; કવેળા; કમોસમ.

૨. [સં. અ (અયોગ્ય) + કાલ (વખત)] પું. અપક્વ વખત; યોગ્ય પહેલાંનો વખત.

૩. પું. દુકાળ.

૪. પું. પરમાત્મા, કે જે કાળથી પર છે.

૫. વિ. કવખતનું; અયોગ્ય સમયે થયેલું.

૬. [સં. અ (નહિ) + કાલ (કાળું)] વિ. કાળું નહિ એવું.

૭. વિ. નિત્ય; હંમેશનું.

**અકાલકુષ્માંડ** ૧. [સં. અકાલ (અપક્વ વખત) + કુષ્માંડ (કોળું)] ન. કુળનાશક લક્ષણવાળું માણસ. ગાંધારીએ અધૂરે માસે કોળાના આકારના માંસપિંડને જન્મ આપ્યો હતો. તેમાંથી દુર્યોધન વગેરે કૌરવ જન્મ્યા. પાછળથી એ કૌરવ વડે કુરુકુળનો નાશ થયો. એ ઉપરથી કુળનો નાશ થાય એવાં લક્ષણવાળું માણસ અકાલકુષ્માંડ કહેવાય છે.

૨. ન. મોસમ વિનાનું પદકાળું.

**અકાલકુસુમ** [સં. અકાલ + કુસુમ (ફૂલ)] ન. ઋતુ વિનાનું ફૂલ; કરતનું ફૂલ. એ ફૂલ ઉપદ્રવસૂચક ગણાય છે.

**અકાલચારી** [સં. અકાલચારિન્] વિ. (જૈન) કવખતે ગોચરી કરનાર એટલે ભિક્ષા માગનાર.

**અકાલજ** ૧. [સં. અ + કાલ + જ (જન્મેલું)] વિ. કવખતે પેદા થયેલું; કટાણાનું; અકાળે જન્મેલું કે ઉત્પન્ન થયેલું; કરતનું.

૨. વિ. યોગ્ય સમય પહેલાં પાકેલું; અકાલપક્વ.

**અકાલજન્મ** [સં. અકાલ (અપક્વ વખત) + જન્મન્ (જન્મ)] પું. વખત પુરો થયા વગર થયેલ જન્મ; અધૂરે માસે થયેલ જન્મ.

**અકાલજલદ** [સં. અકાલ (કવખતનું) + જલદ (વાદળું)] પું. કવખતનું વાદળું; મોસમ વગરનું વાદળું.

**અકાલજાત** જુઓ અકાલજ.

**અકાલદંત** [સં. અકાલ (કવખતનું) + દંત (દાંત)] પું. એક બાળરોગ.

આ અકાલદન્તના રોગમાં બાળકના દાંત અકાળે-કવખતે પડી જઇને પછી બીજા દાંત ઉગવા માંડે ત્યારે જ્વર, અતિસાર વગેરે રોગો થઇ આવે છે. શાર્ઙ્ગધર

**અકાલદાન** [સં. અકાલ (અનવસર) + દાન (આપવું તે)] ન. અપ્રાસંગિક દાન; વખત વગર કરેલું દાન.

**અકાલદોહદ** [સં. અકાલ (કવેળા) + દોહદ (ગર્ભિણીની ઇચ્છા)] સ્ત્રી. કવેળાએ ગર્ભિણીને થતી ઇચ્છા.

**અકાલપક્વ** ૧. વિ. અધૂરિયું.

૨. [સં. અકાલ (અપક્વ વખત) + પક્વ (પાકેલું)] વિ. કવખતે પાકેલું; મોસમ પહેલાં પાકી ગયેલું; કરતનું.

**અકાલપઠન** [સં. અકાલ + પઠન (ભણતર)] ન. કાળ આવ્યા વિના ભણવું તે; અભ્યાસ નહિ કરવાને વખતે ભણવું તે; કવખતે ભણવું તે.

**અકાલપરિણતિ** [સં. અકાલ (વખત પહેલાં) + પરિણમ્ (ફળવું)] સ્ત્રી. અકાળે પાકવું તે; બાલપ્રૌઢિ.

સ્મરણશક્તિ. અનુકરણવૃત્તિ અને અકાલપરિણતિનાં પરિણામ સંબંધી યોગ્ય સુચનાઓ ઉપરથી માનસશાસ્ત્રના વિષયમાં × × × સૂક્ષ્મદૃષ્ટિ સ્પષ્ટ થાય છે. મણિશંકર રત્નજી

**અકાલપરિભોજી** [સં. અકાલ + પરિભોજિન્ (ભોજન કરનાર)] વિ. (જૈન) રાત્રિભોજન કરનાર.

**અકાલપરિહીન** [સં. અ (નહિ) + કાલ (વખત) + પરિહીન (ગુમાવેલું)] અ. તત્કાળ; શીઘ્ર.

**અકાલપલિત** ૧. [સં. અકાલ (યોગ્ય સમય પહેલાં) + પલિત (સફેદ વાળવાળું)] પું. વૃદ્ધાવસ્થા પહેલાં વાળ સફેદ થઈ જાય છે તે રોગ. જુઓ પલિતકપાલરોગ.

૨. વિ. ઘડપણ પહેલાં વાળ સફેદ થઈ ગયા હોય એવું.

**અકાલપલ્લવિત** [સં. અકાલ (કમોસમ) + પલ્લવિત (નવાં પાંદડાંવાળું)] વિ. કમોસમે ખીલેલું; મોસમ પહેલાં પાંદડાં આવેલું.

**અકાલપ્રતિબોધી** [સં. અકાલપ્રતિબોધિન્] વિ. (જૈન) કવેળાએ એટલે રાત્રે જાગનાર કે ફરનાર.

**અકાલભુક્ત** [સં. અકાલ (કવખતે) + ભુક્ત (ખાધેલ)] વિ. કવખતે જમેલું.

**અકાલભૃત** [સં.] પું. સ્મૃતિ અનુસાર પંદર પ્રકારના દાસ માંહેનો એ નામનો એક; કાળદુકાળે મેળવેલો ને નભાવવો પડેલો નોકર.

**અકાલભોજન** ૧. [સં. અકાલ (કવખતનું) + ભોજન (જમણ)] ન. (જૈન) રાત્રિભોજન.

૨. ન. સમય વિનાનું જમણ.

**અકાલમૂર્તિ** [સં. અકાલ (નિત્ય) + મૂર્તિ] સ્ત્રી. નિત્ય કે અવિનાશી પુરુષ.

**અકાલમરણ** જુઓ અકાલમૃત્યુ.

**અકાલમૃત્યુ** ૧. [ સં. અકાલ + મૃત્યુ (મરણ)] ન. કવખતનું મરણ; નાની ઉમરનું મોત.

૨. ન. કુદરતી નહિ તેવું મરણ.

**અકાલમેઘ** [ સં. અકાલ + મેઘ (વાદળું)] પું. ઋતુ વગરનો વરસાદ; માવઠું.

**અકાલમેહ** જુઓ અકાલમેઘ.

**અકાલમોત** જુઓ અકાલમૃત્યુ.

**અકાલવર્ષ** ૧. [સં. અકાલ + વર્ષ (વરસાદ)] પું. ઋતુ વગરનો વરસાદ.

૨. પું. રાષ્ટ્રકૂટ વંશમાં થયેલ મહાન રાજા કૃષ્ણ બીજો.

**અકાલવર્ષા** જુઓ અકાલમેઘ.

**અકાલવર્ષી** [ સં. અકાલ + વર્ષિન્ (વરસનાર)] વિ. કમોસમે વરસનાર.

**અકાલવાસિ** ૧. [ સં. અકાલ + વર્ષિન્ (વરસનાર)] પું. (પ્રાકૃત) કવખતનો વરસાદ; માવઠું.

૨. ન. (પ્રાકૃત) વગર જરૂરે દાન દેનારું માણસ.

**અકાલવૃદ્ધ** [ સં. અકાલ + વૃદ્ધ (ઘરડું)] વિ. યોગ્ય ઉમર પહેલાં ઘરડું થયેલું; અકાળે વૃદ્ધ થયેલું.

**અકાલવૃદ્ધત્વ** [ સં. અકાલ + વૃદ્ધત્વ (ઘડપણ)] ન. યોગ્ય ઉમર પહેલાં આવેલું ઘડપણ.

**અકાલવૃષ્ટિ** જુઓ અકાલમેઘ.

**અકાલવેલા** [ સં. અકાલ + વેલા (સમય)] સ્ત્રી. અયોગ્ય સમય; કવેળા.

**અકાલશયન** [ સં. અકાલ (કવખતનું) + શયન (સૂવું તે)] ન કવેળાનું સૂવું તે.

**અકાલસજ્ઝાયકાર** [ સં. અકાલ + પ્રા. સજ્ઝાય (સ્વાધ્યાય) + સં. કાર (કરનાર)] વિ. (જૈન) કવખતે સ્વાધ્યાય કરનાર એટલે કે ભણનાર.

**અકાલસહ** ૧. વિ. ઝાઝો વખત ન ટકે એવું.

૨. [ સં. અ (નહિ) + કાલ (વિલંબ) + સહ (સહન કરનાર)] વિ. વિલંબ ન સહન કરી શકે એવું; અધીરું.

**અકાલાવસાન** [ સં. અકાલ + અવસાન (મરણ)] ન. અકાળમૃત્યુ.

**અકાલિક** [ સં. અ (અયોગ્ય) + કાલિક (વખતનું)] વિ. કવખતનું; કમોસમનું; અવસરચીત્યું.

**અકાલિદાસીય** [ સં. અ + કાલિદાસ (એક સંસ્કૃત કવિ) + ઈય (વિશેષણ બનાવનાર પ્રત્યય)] વિ. કાલિદાસની કૃતિઓમાં ન સંભવે એટલે જોવામાં ન આવે એવું.

યતિ શબ્દનો સંધિ કિંવા ખંડના અર્થમાં પ્રયોગ એ સૌ **અકાલિદાસીય** છે.
કેશવ હર્ષદ

**અકાલિય** [ સં. અકાલ + ઈય (વિશેષણ બનાવનાર પ્રત્યય)] વિ. અકાળે પ્રાપ્ત થયેલું.

**અકાલિયો** [ સં. અકાલ ] પું. એ નામનો એક યમદૂત.

**અકાલી** ૧. પું. નાનકપંથી; નાનકપંથી સાધુ કે જે કાળા રંગની પાઘડી બાંધી માથામાં ચક્ર રાખે છે; શીખ સંપ્રદાયના ત્રણ મુખ્ય વિભાગ માંહેના એકનો અનુયાયી. તે 'અકાલ' એટલે અનાદિ અનંત પ્રભુને જ ભજતો હોવાથી 'અકાલી' કહેવાય છે એમ મનાય છે.

૨. [ સં. અકાલ (કવખત) + ગુ. ઈ (વાળું)] વિ. કવખતનું; વખત વગરનું.

૩. વિ. નાનકે સ્થાપેલા ઉદાસી પંથની એક શાખા પૈકીનું.

૪. વિ. પંજાબમાં વસતી એક શીખ કોમનું.

**અકાલીન** [ સં. અ + કાલીન (સમયનું)] વિ. કવખતનું; કમોસમનું; અકાલે ઉત્પન્ન થયેલું હોય એવું; સમય વગરનું; રત વિનાનું.

**અકાલીનતા** [ સં. અકાલીન + તા (પણું)] સ્ત્રી. અનૈતિહાસિકતા; ઇતિહાસના સમયને બંધબેસતું ન હોવાપણું.

**અકાલોત્પન્ન** [ સં. અકાલ + ઉત્પન્ન (પેદા થયેલું)] વિ. યોગ્ય સમય પહેલાં જન્મેલ; અધૂરે માસે જન્મેલ.

**અકાલ્પનિક** ૧. [ સં. અ (નહિ) + કાલ્પનિક (કલ્પનામાં હોનાર)] વિ. અણુધાર્યું; કલ્પી ન શકાય એવું.

૨. વિ. સત્ય; ખરું; કુદરતી; સ્વાભાવિક.

**અકાવ્ય** [ સં. અ + કાવ્ય (કવિતા)] ન. કવિતા નહિ તે.

જે અંશમાં દોષ તે **અકાવ્ય** અને જે અંશમાં ધ્વનિ છે તે કાવ્ય. કાવ્યશાસ્ત્ર

**અકાવ્યમય** [ સં. અકાવ્ય + મય (વાળું)] વિ. કવિતા કે કાવ્યરસ વિનાનું.

**અકાશ** ૧. પું. (પિંગળ) એ નામનો ૫ ગુરુ અને ૫૪ લઘુ મળી ૫૯ વર્ણવાળો એક અર્ધસમજાતિ માત્રામેળ છંદ. એ જગણવાળા સ્કંધકનો ભેદ છે.

૨. [ સં. આકાશ ] ન. (ચારણી) આકાશ; ગગન.

આવત બુંદ અકાશ, ચાતકડાં ચાંચે લીએ,
શેડે જેવા સ્વાદ, હોશે ન્હોયે દાદવા.
દિલગીર

**અકાશી** ૧. સ્ત્રી. અગાશી; ગચ્છી; છાપરા વગરનો ઉપલો માળ.

૨. વિ. અણુધાર્યું.

૩. [ સં. આકાશીય ] વિ. આકાશી; આકાશને લગતું.

૪. વિ. ઘણું ઊંચું.

**અકાશીઉપજ** સ્ત્રી. આકાશ ઉપર એટલે વરસાદ ઉપર આધાર રાખતી ઊપજ; ખેતીની ઊપજ.

**અકાશીવૃત્તિ** [ ગુ. આકાશી (અણુધાર્યું) + સં. વૃત્તિ (આજીવિકા)] સ્ત્રી. અણુધારી આજીવિકા; અણુધાર્યું નિર્વાહનું સાધન.

**અકાશીહળ** ન. અણુધારી મદદ.

અકાશીહળ હાલવું = અણુધારી મદદ આવી મળવી.

**અકાસ** ૧. [ સં. આકાશ ] ન. (હિંદી) આકાશ; પંચતત્ત્વમાંનું એ નામનું એક.

૨. વિ. આકાશી; આસમાની.

**અકાસકૃત** [ સં. આકાશકૃત ] સ્ત્રી. વીજળી.

**અકાસદીવડી** [ સં. આકાશદીપક (આકાશદીવો) + ગુ. ડી (લઘુતાસૂચક પ્રત્યય)] સ્ત્રી. ઊંચે આકાશમાં પ્રગટેલ દીવો.

**અકાસદીવો** [ સં. આકાશદીપક ] પું. છાપરા ઉપર વાંસ બાંધી તે ઉપર કરેલ દીવો.

**અકાસનિંબ** [ સં. આકાશનિમ્બ ] ન. સુંદર પાનવાળું એ નામનું એક ઝાડ.

**અકાસબાની** ૧. [ સં. આકાશવાણી ] સ્ત્રી. (હિંદી) આકાશવાણી.

૨. સ્ત્રી. પ્રાસંગિક મુશ્કેલીમાં રસ્તો બતાવનારી એકાએક હૃદયાકાશમાં થતી સ્ફુરણા.

**અકાસબેલ** જુઓ અકાસવેલ.

**અકાસવરન** [ સં. આકાશવર્ણ ] વિ. આકાશી અથવા આસમાની રંગનું.

**અકાસવેલ** [ સં. આકાશવલ્લિ ] સ્ત્રી. અમરવેલ.

**અકાસિયા** [ પ્રા. આગાસિય ] વિ. અગાસિયા; વરસાદના પાણી ઉપર જ આધાર રાખનાર.

**અકાળ** ૧. [ સં. ] પું. એ નામનો અગિયાર રુદ્રમાંનો નૈર્ઋત્ય દિશાનો રુદ્ર.

૨. [ સં. અ + કાલ (સમય)] પું. કવેળા; અનવસર; કવખત; કમોસમ; કરત.

૩. પું. દુકાળ.

૪. પું. પરમાત્મા, જે કાળથી પર છે.

૫. [ સં. અ ( અયોગ્ય ) + કાલ ( વખત ) ] પું. યોગ્ય પહેલાંનો વખત; અપકવ વખત.

૬. વિ. કવખતનું; કમોસમનું; સમય વગરનું; અયોગ્ય સમયે થયેલું.

૭. વિ. નિત્ય; હંમેશાનું.

૮. અ. અચાનક; એકાએક.

**અકાળક્ષીણુતા** [ સં. અકાલ ( અયોગ્ય સમયે થયેલું ) + ક્ષીણુતા ( નબળાઈ ) ] સ્ત્રી. નાની ઉમરમાં આવેલી નબળાઈ.

> અમિતાચારની ટેવોથી **અકાળક્ષીણુતા** અને મૃત્યુ થાય છે. — અર્થશાસ્ત્રનાં મૂળતત્ત્વો

**અકાળજ** જુઓ અકાલજ.

**અકાળતા** [ સં. અકાલ + તા ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. દેશ, કાળ, અવસ્થા આદિનો વિચાર કરતાં નિરુપયોગીપણું; અયોગ્યતા; અનુચિતતા; બેમુનાસબી.

**અકાળપક્વ** જુઓ અકાલપક્વ.

**અકાળપ્રસૂતિ** [ સં. અકાલ ( અયોગ્ય સમયે થયેલું ) + પ્રસૂતિ ( સુવાવડ ) ] સ્ત્રી. કસુવાવડ.

**અકાળમરણ** જુઓ અકાલમરણ.

**અકાળમૃત્યુ** જુઓ અકાલમૃત્યુ.

**અકાળવૃદ્ધ** જુઓ અકાલવૃદ્ધ.

**અકાળવૃષ્ટિ** જુઓ અકાલવૃષ્ટિ.

**અકાળી** જુઓ અકાલીન.

**અકાંડ** ૧. વિ. અઘટિત; અયોગ્ય.

૨. [ સં. અ + કાંડ ( અવસર ) ] વિ. અવસર વિનાનું; અકાળ; આકસ્મિક; અકસ્માતને લીધે બનેલું કે તેના જેવું; ઓચિંતું; કવખતનું.

૩. [ સં. અ + કાંડ ( થડ ) ] વિ. થડ રહિત; અસ્કંધ.

૪. [ સં. અ + કાંડ ( પ્રકરણ ) ] વિ. પ્રકરણ વગરનું.

૫. અ. અકસ્માત; સહસા; વિના કારણ.

**અકાંડછેદ** [ સં. અકાંડ ( અઘટિત ) + છેદ ( કાપવું તે ) ] પું. ( કાવ્ય ) ચાલતા વર્ણનને નહિ છોડવાની જગાએ છોડીને અન્ય વર્ણન શરૂ કરે એવો પ્રબંધદોષનો એક ભેદ. જેમકે 'વીરચરિત્ર' નાટકમાં શ્રીરામચંદ્રજીનું યુદ્ધ પરશુરામ સાથે થાય છે ત્યાં શ્રીરામ કહે છે કે હું કંકણ છોડવા જાઉં છું.

**અકાંડજાત** ૧. [ સં. અકાંડ ( આકસ્મિક ) + જાત ( જન્મેલ ) ] વિ. એકાએક ઉત્પન્ન થયેલું કે જન્મેલું.

૨. વિ. જન્મ થતાં જ મરી જનાર; ઉત્પન્ન થતાંની સાથે જ મરી જનાર.

**અકાંડતાંડવ** ૧. ન. અઘટિત કામ.

૨. ન. મિથ્યા બકવાદ; વિતંડાવાદ.

૩. [ સં. અકાંડ ( કવખતનું ) + તાંડવ ( નૃત્ય ) ] ન. યોગ્ય સ્થળ કે વખત વગરનો નાચ.

**અકાંડપાત** ૧. [ સં. અકાંડ ( ઓચિંતું ) + પાત ( બનાવ ) ] પું. અણધાર્યો બનાવ.

૨. [ સં. અકાંડ ( કવખતનું ) + પાત ( પડવું તે ) ] પું. કસુવાવડ

૩. વિ. જન્મતાં વેંત મરી જનાર.

**અકાંડપ્રથન** [ સં. ] ન. ( કાવ્ય ) પ્રબંધ દોષનો એ નામનો એક ભેદ.

> કાંડનું ( પ્રકરણનું ) અન્ય રીતે વર્ણન કરવામાં આવે ત્યાં **અકાંડપ્રથન.** — કાવ્યશાસ્ત્ર

**અકાંત** ૧. [ સં. અ + કાંત ( પ્રિય ) ] વિ. અણગમતું.

૨. [ સં. અ + કાંત ( સ્વામી ) ] વિ. સ્ત્રી. સ્વામી વગરની; વિધવા.

**અકિકનો** જુઓ અકીકો.

**અકિજ્જ** [ સં. અ ( નહિ ) + ક્રેય ( ખરીદવા જોગ ) ] વિ. ( પ્રાકૃત ) નહિ ખરીદવા જેવું.

**અકિટ્ઠ** ૧. [ સં. અ ( નહિ ) + કૃષ્ટ ( ખેડેલું ) ] વિ. ( પ્રાકૃત ) ન ખેડેલું.

૨. [ સં. અક્લિષ્ટ ( પીડા રહિત ) ] વિ. ( પ્રાકૃત ) પીડા વગરનું; દુઃખ રહિત.

**અકિતવ** [ સં. અ + કિતવ ( કપટી ) ] વિ. નિષ્કપટી; કપટ વિનાનું; ભોળું.

**અકિત્તિમ** ૧. [ સં. અ ( નહિ ) + કૃત્રિમ ( બનાવટી ) ] વિ. ( પ્રાકૃત ) અસલી; કુદરતી; મનુષ્યકૃતિથી નહિ બનેલું.

૨. વિ. નાસ્તિક.

**અકિયન** ૧. સ્ત્રી. ગ્રીક લોકોની ચાર શાખા માંહેની એ નામની એક. તેનો મૂળ પુરુષ અકિયસ હતો. હોમર કવિના મત પ્રમાણે આખા ગ્રીસ દેશ પર તે લોકોની સત્તા હતી. તેઓ ઊંચા બાંધાના હોવાથી પોતાને દેવ કહેવરાવતા. તેઓ લોઢાનાં હથિયાર અને ચોખંડી ઢાલ રાખતા.

૨. વિ. એ નામની એક ગ્રીક શાખાનું.

**અકિરિય** ૧. [ સં. અ ( નહિ ) + ક્રિયા ( ધાર્મિક વિધિ ) ] ન. ( પ્રાકૃત ) નાસ્તિકપણું.

૨. વિ. નાસ્તિક.

૩. વિ. નિરુદ્યમી; આળસુ.

૪. [ સં. અ + ક્રિયા ( કર્મ ) ] વિ. ( જૈન ) પાપક્રિયા વિનાનું.

**અકિરિયવાઇ** [ સં. અક્રિયાવાદિન્ ] વિ. ( પ્રાકૃત ) અક્રિયાવાદી. જુઓ અક્રિયાવાદી.

**અકિરિયા** ૧. [ સં. અ ( નહિ ) + ક્રિયા ( કામ ) ] સ્ત્રી. ( પ્રાકૃત ) ક્રિયા રહિત સ્થિતિ.

૨. [ સં. અ ( ખરાબ ) + ક્રિયા ( કામ ) ] સ્ત્રી. ખરાબ કામ.

૩. [ સં. અ ( નહિ ) + ક્રિયા ( ધાર્મિક વિધિ ) ] સ્ત્રી. નાસ્તિકતા.

**અકિલાકા** [ સં. ] સ્ત્રી. ગળીનું ઝાડ.

**અકિલિબ્બિષ** જુઓ અકિલ્વિષ.

**અકિલિમષ** જુઓ અકિલ્વિષ.

**અકિલ્વિષ** ૧. [ સં. અ + કિલ્વિષ ( પાપ ) ] ન. પાપ વિનાનું માણસ.

૨. વિ. નિર્મળ; શુદ્ધ.

૩. વિ. નિષ્પાપ; પવિત્ર.

૪. [ સં. અ ( નહિ ) + કિલ્વિષ ( રોગ ) ] વિ. નીરોગી; તંદુરસ્ત.

**અકિંચન** ૧. [ સં. અ + કિંચન ( કંઈ પણ ) ] પું. નાદાર; દેવાળિયો.

૨. ન. અપેક્ષા રહિતની અજાચકવૃત્તિ.

૩. ન. નિર્ધન માણસ.

૪. ન. મૂલ્ય વગરની વસ્તુ.

૫. ન. સંચય નહિ કરનાર માણસ.

૬. વિ. કર્મશૂન્ય; ભોગવવાનું કોઈ કર્મ જેને ન રહ્યું હોય એવું.

૭. વિ. જરૂરિયાતથી વધારે ધનનો સંગ્રહ નહિ કરનાર; નિષ્પરિગ્રહી.

૮. વિ. જેની પાસે કંઈ પણ ન હોય એવું; ગરીબ; કંગાલ; દરિદ્રી; નિર્ધન; ચીથરેહાલ.

**અકિંચનઋણી** [ સં. અકિંચન ( નિર્ધન ) + ઋણિન્ ( દેવાદાર ) ] વિ. નાદાર દેણદાર; દેવાળિયું દેણદાર.

**અકિંચનતા** ૧. [ સં. અકિંચન ( ગરીબ ) + તા ( પણું ) ] સ્ત્રી. દરિદ્રતા; ગરીબી; નિર્ધનતા.

૨. સ્ત્રી. નાદારી; દેવાળું.

૩. સ્ત્રી. સંચય નહિ કરવો તે; અપરિગ્રહ. તે યોગનો એક યમ છે.

**અકિંચનત્વ** જુઓ અકિંચનતા.

**અકિંચનત્વનિરસન** [ સં. અકિંચનત્વ ( નાદારી ) + નિરસન ( ખંડન ) ] ન. દાર એટલે સધન કરાવવું તે.

**અકિંચનત્વનિર્ણય** [ સં. અકિંચનત્વ ( નાદારી ) + નિર્ણય ( ફેંસલો ) ] પું. નાદાર કરાવવાનો હુકમ; નાદારીનો હુકમ.

**અકિંચનત્વનિવેદન** [ સં. અકિંચનત્વ ( દેવાળું ) + નિવેદન ( અરજ ) ] ન. નાદારીની અરજી; દેવાળાનું નિવેદન.

**અકિંચનન્યાયકર્મ** [ સં. અકિંચન ( નાદારી ) + ન્યાયકર્મન્ ( દાવો ) ] ન. નાદારીમાં દાવો.

**અકિંચનવૃત્તિ** જુઓ અકિંચન ૨.

**અકિંચિજ્જ્ઞ** [ સં. અ + કિંચિત્ ( કંઈ પણ ) + જ્ઞ ( જાણનાર ) ] વિ. કંઈ પણ નહિ જાણનાર; અજ્ઞાની; જ્ઞાન વગરનું; મૂર્ખ.

**અકિંચિત્** [ ગુ. અ ( નિરર્થક વપરાતો આદ્ય ) + સં. કિંચિત્ ( કંઈ પણ ) ] વિ. જરા પણ; સહજ; થોડું; અલ્પ.

**અકિંચિત્કર** ૧. [ સં. અ ( નહિ ) + કિંચિત્ ( કંઈ પણ ) + કર ( કરનાર ) ] વિ. કંઈ પણ ન કરી શકે એવું; નિર્માલ્ય; અસમર્થ.
૨. વિ. કાંઈ ન કરનાર; ક્રિયાશૂન્ય.
૩. વિ. તુચ્છ; વિસાત વિનાનું.
૪. વિ. નિર્દોષ.
૫. વિ. નિષ્ફળ; વ્યર્થ; ફોકટ.
૬. વિ. સારી અને રસિક કલામાં શોખ રાખનાર; જે કંઈ કલામાં ઉત્પન્ન કરતું નથી પણ શોખની ખાતર ધ્યાન આપે છે એવું.

**અકીક** ૧. [ અ. ] પું. એક જાતનો રંગીન ચળકતો પથ્થર; કાચમણિ; સ્ફટિકની એક જાત. એનો રંગ રાતો, પીળો, ભૂરો કે કાળો હોય છે. ચળકતા અકીક કીમતી ગણાય છે. રાજપીપળામાં રતનપુર આગળના ડુંગરામાં અકીક ઘણા મળે છે. અકીકનાં સુંદર કામ માટે ખંભાત જૂના કાળથી પ્રસિદ્ધ છે. ગુણ પ્રમાણે એનાં જામો, સુઆ, ભાજી, ખારિયો, આગિયો, રાતોડિયો, દોરીદાર, પિરોજ, માઇમરિયમ, છાંટાદાર, રાથિયા વગેરે જુદાં જુદાં નામ છે. એનું કામ કરનારા કારીગરોમાં ચાર જુદા જુદા વર્ગ છે. ડોળિયા પથ્થરને ડોળે એટલે કે લીસો કરે, ઘસિયા ઘસે, વીંધારા વીંધે, અને પટીમાર લાકડા ઉપર જડતર કરે. બટન, રમકડાં, છેડા, સોનાના દાગીનાને ઓપ કરવાની ઓપણી, ઝવેરાતનાં તોલાં, માળાના પારા વગેરે ઘણી જાતનો સામાન એનો બને છે. મુસલમાનો અકીકના પારાની માળા પહેરે છે, તેમ જ વીંટીમાં પણ તે જડવામાં આવે છે.
૨. સ્ત્રી. ( કચ્છી ) એ નામનું એક ફૂલઝાડ; અકલબેર.

**અકીકપિષ્ટી** સ્ત્રી. ( વૈદક ) નબળાઈ તથા પિત્ત મટાડનાર, દાહશામક અને વીર્યવર્ધક મનાતી એ નામની દવા.

**અકીકભસ્મ** સ્ત્રી. ( વૈદક ) સંગ્રહણી, દાહ, ધાતુસ્રાવ રોગ પર અપાતી અકીકની ભસ્મ.

**અકીકિયો** [ અ. અકીક ] પું. અકીકની વસ્તુ બનાવનારો માણસ.

**અકીકો** [ અ. અકીક ] પું. અકીકનો પથ્થર; ઓપણી.

**અકીદત** જુઓ અકીદા ૩, ૪.

**અકીદા** ૧. [ ફા. આકિદા ] પું. ઇરાદો.
૨. [ અ. ] પું. ધર્મપંથ; સંપ્રદાય.
૩. [ અ. અકદ ( તેણે માન્યું ) ] પું. શ્રદ્ધા; માન્યતા; વિશ્વાસ.
૪. પું. સૂત્ર.

**અકીબત** [ ફા. આકેબત ( અંત ) ] સ્ત્રી. બીજી દુનિયા.

**અકીમીનીજ** સ્ત્રી. એક જાતનું ફૂલઝાડ. તેને સુંદર અને જુદા જુદા રંગનાં ફૂલ થાય છે.

**અકીય** [ સં. અ + ક્રીત ( ખરીદેલું ) ] વિ. ( પ્રાકૃત ) સાધુને માટે નહિ ખરીદેલ.

**અકીરતિ** જુઓ અકીર્તિ.

**અકીર્તન** ૧. [ સં. અ + કીર્તન ( કથન ) ] ન. કહી ન દેખાડવું તે; અકથન.
૨. [ સં. અ ( નહિ ) + કીર્તન ( વખાણ ) ] ન. વખાણ ન કરવાં તે.

**અકીર્તનીય** ૧. [ સં. અ + કીર્તનીય ( કહેવા જેવું ) ] વિ. કહેવાને અયોગ્ય; ન કહેવા જેવું.
૨. [ સં. અ + કીર્તનીય ( વખાણવા લાયક ) ] વિ. નહિ વખાણવા જેવું.

**અકીર્તિ** [ સં. અ ( ખરાબ ) + કીર્તિ ( યશ ) ] સ્ત્રી. અપકીર્તિ; અપજશ; બદનામી; બટ્ટો.

**અકીર્તિકર** [ સં. અકીર્તિ + કર ( કરનાર ) ] વિ. અકીર્તિ કરાવે એવું; અપજશકારક; નિંદા થાય એવું; બદબોઈ કરાવનારું.

**અકીર્ત્તન** જુઓ અકીર્તન.

**અકીર્ત્તિ** જુઓ અકીર્તિ.

**અકીર્ત્તિકર** જુઓ અકીર્તિકર.

**અકીર્ત્ય** જુઓ અકીર્તનીય.

**અકુકૂજ** વિ. હાયવોય રહિત.

**અકુટિલ** ૧. [ સં. અ + કુટિલ ( વાંકું ) ] વિ. જેમાં સરલતા હોય એવું; સીધું; સરલ.
 એની રચના આડંબર વગરની અને અકુટિલ છે. — કેશવ હર્ષદ
૨. વિ. નિષ્કપટી; સાફ દિલનું; નિખાલસ.

**અકુટિલતા** ૧. [ સં. અકુટિલ + તા ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. કુટિલતા ન હોવાપણું; સરળતા; સીધાપણું.
૨. સ્ત્રી. નિષ્કપટતા; સાફ દિલ; નિખાલસતા.

**અકુતૂહલ** [ સં. અ + કુતૂહલ ( નવાઈ ) ] વિ. કૌતુક ન થતું હોય એવું; આતુરતા વગરનું.

**અકુતોભય** ૧. [ સં. અ ( નહિ ) + કુતઃ ( ક્યાંથી ) + ભય ( બીક ) ] પું. બ્રહ્મજ્ઞાની પુરુષ.
૨. વિ. કોઈ બાજુએથી ભય નથી એવું; નિર્ભય.

**અકુતોભયતા** [ સં. અકુતોભય ( નિર્ભય ) + તા ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. નિર્ભયતા; ભય ન હોવાપણું; સુરક્ષિતપણું; સલામતી.

**અકુતોભયત્વ** જુઓ અકુતોભયતા.

**અકુત્સા** [ સં. અ + કુત્સા ( નિંદા ) ] સ્ત્રી. વખાણ.

**અકુત્સિત** ૧. [ સં. અ + કુત્સિત ( નિંદાયેલ ) ] વિ. અનિંદિત; નિંદા નહિ કરાયેલું.
૨. [ સં. અ ( નહિ ) + કુત્સિત ( નીચ ) ] વિ. નીચ નહિ એવું.

**અકુદરતી** ૧. [ સં. અ + અ. કુદરતી ] વિ. કુદરતના નિયમ વિરુદ્ધનું; કૃત્રિમ; અસ્વાભાવિક.
૨. વિ. દૈવી; અલૌકિક.

**અકુપિત** [ સં. અ + કુપિત ( કોપેલું ) ] વિ. શાંત; નહિ કોપેલું.

**અકુપ્ય** [ સં. અ + કુપ્ય ( હલકી ધાતુ ) ] ન. હલકી ધાતુથી ભિન્ન ધાતુ; સોનું; રૂપું.

**અકુમાર** ૧. [ સં. અ + કુમાર ( કુંવારું ) ] પું. કુંવારો નહિ તે; અબ્રહ્મચારી; વિવાહિત પુરુષ.
૨. વિ. પું. કુમારાવસ્થા ગઈ છે તેવો; તરુણ.

**અકુલ** ૧. [ સં. ] પું. કેશવાળી વગરનો લાંબા કાનવાળો મધ્યમ કદનો ઘોડો.
૨. પું. કળિયા વગરનું ફળ.
૩. [ સં. અ + કુલ ( શરીર ) ] પું. શિવ.
૪. ન. ( શાક્તપંથ ) જીવ દેહથી પર થાય એવી સ્થિતિ.
 તાંત્રિકો ભૌતિક શરીર અને તેમાં રહેલાં ષટ્

ચક્રોને-ષટ્ચક્ર મંડળને 'કુલ' કહે છે, તેના આધારે ચક્રમાં રહેનારી 'કુલ-કુંડલિની' એટલે દેહસ્થ ચૈતન્યશક્તિ. આ શક્તિ જ્યારે શિવને મૂર્ધામાં વહે છે ત્યારે કુલનો અકુલ ભાવ થાય છે એટલે કે જીવ દેહથી પર થાય છે.
ડાહ્યાભાઈ દેરાસરી

૫. [ સં. અ ( નીચ ) + કુલ ( વંશ ) ] ન. નીચ કુળ; હલકી ઓલાદ.

૬. વિ. હલકા કુટુંબનું; અકુલીન; નીચ કુળનું.

**અકુલા** [ સં. ] સ્ત્રી. પાર્વતી.

**અકુલાચાર** [ સં. અ ( નહિ ) + કુલ ( વંશ ) + આચાર ( વર્તન ) ] પું. કુળના રિવાજથી ઊલટો ચાલ; અવળો ચાલ.

**અકુલાંગના** [ સં. અ + કુલાંગના ( ખાનદાન સ્ત્રી ) ] સ્ત્રી. વેશ્યા; વંઠેલી સ્ત્રી; કજાત બૈરી.

**અકુલીણી** [ સં. અકુલિન્ ( નીચા કુળનું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. નીચા કુળની; કુલટા; વ્યભિચારિણી.

**અકુલીન** ૧. [ સં. અ + કુલીન ( કુળવાન ) ] વિ. નીચા કુળનું; હલકા વંશનું; કુળવાન નહિ એવું.

૨. [ સં. અ + કુ ( પૃથ્વી ) + લીન ( રહેલું ) ] વિ. પૃથ્વી પર નહિ હોનાર; દૈવી.

**અકુલીનતા** ૧. [ સં. અકુલીન + તા ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. કુલીનતા નહિ તે; કુળ હલકું હોવાપણું; ખાનદાનીનો અભાવ.

૨. સ્ત્રી. નીચ કુટુંબમાં જન્મથી મળેલા ખરાબ ગુણ; હલકાઈ; નીચતા; અધમતા.

**અકુલીના** ૧. [ સં. અ + કુલીન ( કુળવાન ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. નીચ કુળની સ્ત્રી.

૨. સ્ત્રી. વેશ્યા.

**અકુશલ** ૧. [ સં. અ + કુશલ ( મંગળ ) ] ન. અમંગળ; અનિષ્ટ.

૨. વિ. અમંગળ; માઠું; ખરાબ.

૩. [ સં. અ ( નહિ ) + કુશલ ( ચતુર ) ] વિ. આવડત વગરનું; અજાણ; અણકસબી; ઓથડ; અનાડી.

૪. [ સં. અ ( નહિ ) + કુશલ ( ક્ષેમ ) ] વિ. નાદુરસ્ત; અસ્વસ્થ; બેચેનીવાળું; માંદું.

**અકુશલતા** ૧. [ સં. અકુશલ + તા ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. અનારોગ્ય; બેચેની.

૨. સ્ત્રી. હોશિયારી ન હોવાપણું; અણઆવડત.

**અકુશલધર્મ** [ સં. અકુશલ + ધર્મ ( સ્વભાવ ) ] પું. ( બૌદ્ધ ) પ્રાણીનો પાપ કરવાનો સ્વભાવ.

**અકુશલનિવૃત્તિ** [ સં. અકુશલ + નિવૃત્તિ ( વિરામ ) ] સ્ત્રી. ( બૌદ્ધ ) પાપના વ્યાપારથી દૂર રહેવાપણું.

**અકુશલપથ** ૧. [ સં. અકુશલ + પથ ( રસ્તો ) ] પું. કુમાર્ગ; જે રસ્તે જવામાં લાભ ન હોય તે.

૨. પું. ( બૌદ્ધ ) બૌદ્ધ ધર્મમાં જણાવેલ દશ અકુશળ કર્મપથમાંનો દરેક. ત્રણ કાયિક (૧) પ્રાણઘાત, (૨) અદત્તાદાન, (૩) વ્યભિચાર; ચાર વાચિક (૧) અસત્ય ભાષણ, (૨) ચાડી, (૩) કઠોર ભાષણ, (૪) બકબકાટ; ત્રણ માનસિક (૧) પરદ્રવ્યનો લોભ, (૨) ક્રોધ, (૩) નાસ્તિકતા.

**અકુશલમન** [ સં. અકુશલ ( અશુભ ) + મનસ્ ( મન ) ] ન. ચિંતાતુર મન; દુઃખી મન; રડતું મન.

**અકુશલમૂળ** [ સં. અકુશલ + મૂલ ] ન. ( બૌદ્ધ ) પાપનું મૂળ; લોભ, દ્વેષ અને મોહમાંથી દરેક.

**અકુશલયોગ** ૧. [ સં. અકુશલ ( અશુભ ) + યોગ ( સંજોગ ) ] પુ. અશુભ સંજોગ.

૨. પું. ( જ્યોતિષ ) ગ્રહોનો અનિષ્ટસૂચક યોગ; રિષ્ટ યોગ.

૩. [ સં. અકુશલ + યોગ ( જોડાણ ) ] પું. મન, વચન અને કાયાનો અશુભ વ્યાપાર.

**અકુશલવહી** ૧. સ્ત્રી. અશુભ પુસ્તક.

૨. [ સં. અકુશલ + પ્રા. વઇ ( વચન ) ] સ્ત્રી. અશુભ વચન.

**અકુશલસંસ્કાર** [ સં. અકુશલ + સંસ્કાર ] પું. બ. વ. ( બૌદ્ધ ) અશુભ સંસ્કાર, જેવા કે લોભ, દ્વેષ, માયા, અને મત્સર.

**અકુશલાઈ** [ સં. અકુશલ + ગુ. આઈ ( પણું ) ] સ્ત્રી. કમઆવડત; અકુશળતા.

**અકુશળ** જુઓ અકુશલ.

**અકુશળતા** જુઓ અકુશલતા.

**અકુશીલ** [ સ. અ + કુ ( ખરાબ ) + શીલ ( આચાર ) ] વિ. શુદ્ધાચારી; સુશીલ.

**અકુસીદ** [ સં. અ ( નહિ ) + કુસીદ ( વ્યાજે પૈસા ધીરનાર ) ] પું. વ્યાજવટું નહિ કરનાર પુરુષ.

**અકુસુમ** [ સં. અ + કુસુમ ( ફૂલ ) ] વિ. ફૂલ વિનાનું.

**અકુહ** [ સં. અ ( નહિ ) + કુહ ( કપટ ) ] વિ. કપટ વિનાનું; નિષ્કપટી; પ્રમાણિક.

**અકુહક** ૧. જુઓ અકુહ.

૨. [ સં. અ ( નહિ ) + કુહક ( ઇંદ્રજાળ ) ] વિ. માયા વગરનું.

**અકુહરિ** પું. ( પિંગળ ) એ નામનો એક અક્ષરમેળ છંદ; અકહરિ. તેના દરેક ચરણમાં નગણ, નગણ, નગણ, નગણ, લઘુ અને લઘુ એમ ૧૪ અક્ષર હોય છે. એ શર્કરીનો એક ભેદ છે.

**અકુંઠ** ૧. [ સં. અ ( નહિ ) + કુંઠ ( પ્રતિહત ) ] પું. વિષ્ણુ.

૨. [ સં. અ + કુંઠ ( મૂર્ખ ) ] વિ. કામમાં ચતુર; કામ કરવાને શક્તિમાન; કર્મદક્ષ; કાર્યસાધક.

૩. [ સં. અ + કુંઠ ( મંદ ) ] વિ. ખાળી ન શકાય એવું; તેજ; તીવ્ર; અપ્રતિહત.

૪. વિ. ( હિંદી ) ચોખ્ખું; ઉત્તમ.

૫. [ સં. અ + કુંઠ ( બૂઠું ) ] વિ. તીક્ષ્ણ ધારવાળું.

**અકુંઠધિષ્ણ્ય** ૧. [ સં. અકુંઠ ( વિષ્ણુ ) + ધિષ્ણ્ય ( સ્થાન ) ] ન. વિષ્ણુનું સ્થાન; વૈકુંઠ.

૨. [ સં. અકુંઠ ( અપ્રતિહત ) + ધિષ્ણ્ય ( સ્થાન ) ] ન. સ્વર્ગ.

આ પારિજાતક પુષ્પ હું અકુંઠધિષ્ણ્યમાંથી લાવ્યો'તો. સત્યભામારોષદર્શિકા

**અકુંઠિત** ૧. [ સં. અ + કુંઠિત ( અટકાવેલું ) ] વિ. ખુલ્લું; મુક્ત.

૨. જુઓ અકુંઠ ૨, ૩, ૫.

**અકુંબર** ૧. ન. એ નામનું એક જાતનું ઝાડ.

૨. ન. બ્રાહ્મણની એ નામની એક જાતનું માણસ.

૩. વિ. બ્રાહ્મણની એ નામની એક જાતનું.

**અકૂટ** [ સં. અ + કૂટ ( આગળનો ભાગ ) ] વિ. કપાળ વિશાળ ન હોય એવું.

**અકૂપાર** ૧. [ સં. ] પું. ( પુરાણ ) ઇંદ્રદ્યુમ્ન સરોવરમાંનો એ નામનો એક પ્રસિદ્ધ કાચબો.

૨. પું. કાચબો.

૩. પું. પથ્થર; ખડક.

૪. પું. ( પુરાણ ) પૃથ્વીને ધારણ કરતો કાચબો.

૫. [ સં. અ ( નહિ ) + કૂપ ( કૂવો ) + ઋ ( જવું ) ] પું. સમુદ્ર, કેમકે તે અગાધ હોવાથી ખોદી ન શકાતો હોવાને લીધે કૂપભાવને પામતો નથી.

તારાથી અકૂપાર દુઃખતણો તો તર્યો.
પ્રેમાનંદ

૬ પું. સૂર્ય.

૭. [ સં. અ ( નહિ ) + કુ ( ખરાબ ) + પાર ( અંત ) ] વિ. સારા પરિણામવાળું; સારા અંતવાળું.

૮. વિ. હદ વગરનું; મર્યાદા વિનાનું; સીમા રહિત.

**અકૂર્ચ** ૧. પું. બુદ્ધ.
૨. [સં. અ + કૂર્ચ (કપટ)] વિ. કપટ વિનાનું.
૩. [સં. અ + કૂર્ચ (દાઢી)] વિ. દાઢી વગરનું.

**અકૂલ** [સં. અ + કૂલ (કિનારો)] વિ. પાર વિનાનું; સીમા વગરનું.

**અકૃત** ૧. ન. કરણનો અભાવ; નિવૃત્તિ.
૨. ન. કારણ.
૩. [સં. અ (અયોગ્ય) + કૃત (કામ)] ન. નઠારૂં કામ; પાપ; દોષ.
૪. ન. નહિ કરેલું કામ.
૫. [સં. અ (નહિ) + કૃત (કરેલું)] ન. (બૌદ્ધ) નિર્વાણ, કેમકે કોઈએ તે કરેલું નથી; કૃતિસાધ્ય નહિ એવો નિત્યમોક્ષ.

સંસ્કારોનો ક્ષય જાણીને, હે બ્રાહ્મણ, અકૃત જાણનારો થઈશ. ધમ્મપદ

૬. ન. સ્વભાવ; પ્રકૃતિ.
૭. [સં. અ (નહિ) + કૃત (પૂરું થયેલ)] વિ. અપૂર્ણ; તૈયાર નહિ એવું.
૮. [સં. અ (નહિ) + કૃત (ઉત્પન્ન કરેલ)] વિ. ઉત્પન્ન નહિ કરેલું; પેદા નહિ થયેલું.
૯. [સં. અ (નહિ) + કૃત (પક્વ)] વિ. કાચું; અપક્વ.
૧૦. વિ. કામ ન કર્યાં હોય એવું.
૧૧. વિ. ખરાબ; દુષ્ટ.
૧૨. [સં. અ (અયોગ્ય) + કૃત (કરેલું)] વિ. ખોટી રીતે કરેલું; બગાડેલું.
૧૩. વિ. નહિ કરેલું.
૧૪. [સં. અ (નહિ) + કૃત (સંપાદન કરેલ)] વિ. સંપાદન નહિ કરેલું.

**અકૃતક** ૧. [સં. અ (અયોગ્ય) + કૃતક (કરેલું)] ન. અકૃત્ય; ન કરવા જેવું કામ; નઠારૂં કામ; પાપ.
૨. [સં. અ + કૃતક (બનાવટી)] વિ. અકૃત્રિમ; કુદરતી.

**અકૃતકરણ** [સં. અ (અયોગ્ય) + કૃત (કામ) + કરણ (કરવું તે)] ન. ન કરવા જેવું કામ કરવું તે.

**અકૃતકર્મા** ૧. [સં. અકૃત (ખોટી રીતે કરેલું) + કર્મન્ (કામ)] વિ. ખરાબ કામ કરનાર.
૨. [સં. અકૃત (નહિ કરેલું) + કર્મન્ (કામ)] વિ. જેણે પોતાનો અર્થ સિદ્ધ નથી કર્યો એવું; અકૃતાર્થ.

**અકૃતકાર્ય** જુઓ અકૃતકર્મા.

**અકૃતકાલ** ૧. [સં. અ (નહિ) + કૃત (કરેલું) + કાલ (વખત)] પું. ધર્મશાસ્ત્રમાં જણાવેલ ગીરો મૂકેલી વસ્તુના બે ભેદ પૈકીનો એ નામનો એક, જેમાં વસ્તુ ગીરો મૂકનારે તે છોડાવવાની મુદ્દત નક્કી કરી હોતી નથી.
૨. વિ. જેને માટે કોઈ વખત નક્કી નથી એવું; સમયની મર્યાદા વિનાનું.

**અકૃતકૃત્ય** જુઓ અકૃતકર્મા.

**અકૃતઘ્ન** [સં. અ + કૃત (કરેલું) + ઘ્ન (હણનાર)] વિ. કૃતજ્ઞતા ન કરનાર; નિમકહલાલ.

**અકૃતઘ્નતા** [સં. અકૃતઘ્ન + તા (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. નિમકહલાલી; કરેલો ઉપકાર જાણવાપણું.

**અકૃતઘ્ની** જુઓ અકૃતઘ્ન.

**અકૃતજ્ઞ** ૧. [સં. અ + કૃત (કરેલું) + જ્ઞ (જાણનાર)] વિ. કરેલા કામને નહિ જાણનાર; બેવફા; નિમકહરામ; કૃતઘ્ન.
૨. [સં. અકૃત (નિર્વાણ) + જ્ઞ (જાણનાર)] વિ. (બૌદ્ધ) નિર્વાણને જાણનાર.

અશ્રદ્ધ, અકૃતજ્ઞ, સંધિ છેદનારો, હતાવકાશ, અને આશા જેણે વમન કરી છે એવો નર ઉત્તમ પુરુષ છે. ધમ્મપદ

૩. વિ. નીચ; અધમ.

**અકૃતજ્ઞતા** [સં. અ + કૃત (કરેલું) + જ્ઞ (જાણનાર) + તા (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. કરેલ ઉપકારનું વિસ્મરણ; બેવફાઈ; કૃતઘ્નતા.

**અકૃતજ્ઞી** જુઓ અકૃતજ્ઞ.

**અકૃતદ્રવ્ય** [સં. અકૃત (કાચું) + દ્રવ્ય (પદાર્થ)] ન. કાચો માલ.

**અકૃતપુણ્ય** [સં. અ (નહિ) + કૃત (કરેલું) + પુણ્ય] વિ. પુણ્ય રહિત; પુણ્ય ન કર્યું હોય એવું.

**અકૃતયૂષ** [સં. અકૃત (કાચું) + યૂષ (ઓસામણ)] ન. હળદર, મીઠા કે વઘાર વગરનું ઓસામણ, જે પચવામાં હલકું છે.

**અકૃતલક્ષણ** [સં. અકૃત (ખરાબ) + લક્ષણ] વિ. ખરાબ લક્ષણવાળું; અપલખણું.

**અકૃતવ્રણ** [સં.] પું. (પુરાણ) પરશુરામનો સાથી; એ નામનો એક બ્રહ્મર્ષિ; યુધિષ્ઠિરે કરેલા રાજસૂય યજ્ઞમાં ઉપદ્રષ્ટા બનેલો ઋત્વિજ.

**અકૃતશ્રુત** [સં. અકૃત (સંપાદન નહિ કરેલ) + શ્રુત (શાસ્ત્રજ્ઞાન)] વિ. શાસ્ત્રજ્ઞાન રહિત.

**અકૃતા** [સં.] સ્ત્રી. દીકરાની સાથે જેની ગણના થાય એવી પણ કાયદા પ્રમાણે વારસદાર નહિ ગણાયેલી દીકરી.

**અકૃતાગમ** [સં. અકૃત (નહિ કરેલું કર્મ) + આગમ (પ્રાપ્તિ)] પું. કર્મ કર્યા વિના કર્મનાં ફળની કે સુખદુઃખની પ્રાપ્તિ; અકૃતાભ્યાગમ.

નિયત કાળમર્યાદાની પહેલાં આયુષનો ભોગ થઈ જવાથી કૃતનાશ, અકૃતાગમ અને નિષ્ફળતાનો દોષ લાગશે. તત્ત્વાર્થસૂત્ર

**અકૃતાત્મા** ૧. પું. ધર્મનું યથાયોગ્ય પાલન કર્યું નથી એવો આત્મા કે જીવ.
૨. [સં. અ + કૃતાત્મન્ (શિક્ષિત મનવાળું)] વિ. અજ્ઞાન; મૂર્ખ; ભાન વગરનું.
૩. વિ. અફળ; નિષ્ફળ.
૪. [સં. અ (નહિ) + કૃતાત્મન્ (શુદ્ધ અંતઃકરણવાળું)] વિ. અંતઃકરણ રાગદ્વેષાદિ મળથી શુદ્ધ નથી થયું તેવું.

યજ્ઞાદિ વડે જેણે અંતઃકરણ શુદ્ધ કર્યું નથી, કર્મશાસ્ત્ર વગેરેથી ગોચર બાહ્ય વાસનાને લીધે બહાર પ્રવર્તેલું ચિત્ત જેઓએ વશ કર્યું નથી, જે અવિદ્યા, અસ્મિતા, રાગદ્વેષથી ભરેલ છે તે અકૃતાત્મા કહેવાય છે. ગીતાપંચામૃત

૫. વિ. આત્મા કૃતકૃત્ય નથી થયો એવું; અકૃતાર્થ.
૬. વિ. બ્રહ્મ કે પરમાત્મા સાથે એકતાન નથી થયું એવું; ભક્તિહીન.
૭. [સં. અ (નહિ) + કૃતાત્મન્ (નિગ્રહ કરેલા મનવાળું)] વિ. સ્વેચ્છાચારી.

**અકૃતાદર** [સં. અકૃત (સંપાદન નહિ કરેલું) + આદર (માન)] વિ. માન ન મળેલું હોય એવું.

**અકૃતાપરાધ** [સં. અકૃત (નહિ કરેલું) + અપરાધ (ગુનો)] વિ. નિર્દોષ; ગુના વગરનું.

**અકૃતાભ્યાગમ** [સં. અકૃત (નહિ કરેલું) + અભ્યાગમ (પ્રાપ્તિ)] પું. (વેદાંત) કર્મ કર્યા વિના કર્મનાં ફળની કે સુખદુઃખની પ્રાપ્તિ; અકૃતાગમ. ન્યાયમાં અને વેદાંતમાં અકૃતાભ્યાગમ એક દોષ મનાય છે, એટલે પુનર્જન્મ પરત્વે ગયેલો જન્મ ન માનીએ તો આ એક દોષ થાય છે; કેમકે ગયા જન્મનાં સારાંનરસાં કર્મ વિના સુખદુઃખવાળો સારોનરસો આ જન્મ સંભવે નહિ.

**અકૃતાર્થ** ૧. [સં. અ (નહિ) + કૃતાર્થ (હોશિયાર)] વિ. અકુશળ; કામમાં હોશિયાર ન હોય તેવું.

૨. વિ. કમનસીબ; હીણભાગી.

૩. [ સં. અકૃત ( સિદ્ધ નહિ કરેલું ) + અર્થ ( હેતુ ) ] વિ. પોતાનો અર્થ સિદ્ધ કરેલો નથી એવું; કૃતકૃત્યતાને નહિ પામેલું; અકૃતાત્મા; ફરજ ન બજાવી હોય એવું.

૪. વિ. ફલ રહિત; નિષ્ફળ; અફળ.

**અકૃતાહ્નિક** [ સં. અકૃત ( નહિ કરેલું ) + આહ્નિક ( નિત્યકર્મ ) ] વિ. નિત્યકર્મ નથી કર્યું એવું.

**અકૃતિ** ૧. પું. ( પિંગળ ) એ નામનો ૪૩ ગુરુ અને ૭૨ લઘુ મળી ૧૧૫ વર્ણ અને ૧૫૮ માત્રાવાળો એક વિષમજાતિ માત્રામેળ છંદ. તે ગાહિની કુંડલિનીનો એક ભેદ છે.

૨. [ સં. અ ( નહિ ) + કૃતિ ( કામ ) ] પું. કામનો અભાવ; અકર્મ.

૩. [ સં. અ ( અયોગ્ય ) + કૃતિ ( કામ ) ] પું. ખરાબ કામ; અયોગ્ય કામ.

**અકૃતિત્વ** [ સં. અકૃતિન્ ( અસમર્થ ) + ત્વ ( પણું ) ] ન. અસામર્થ્ય.

**અકૃતી** [ સં. અકૃતિન્ ] વિ. અસમર્થ; અકુશળ.

**અકૃતોપાસ્તિ** ૧. [ સં. અ ( નહિ ) + કૃત ( કરેલ ) + ઉપાસ્તિ ( આરાધના ) ] પું. ( વેદાંત ) આત્માનો સાક્ષાત્કાર થતાં પહેલાં સગુણબ્રહ્મની ઉપાસના નથી કરી એવો જ્ઞાની પુરુષ.

૨. વિ. પું. ઉપાસના નથી કરી તેવો.

**અકૃત્ત** [ સં. અ ( નહિ ) + કૃત્ત ( કાપવું ) ] વિ. નહિ કપાયેલું.

**અકૃત્ય** ૧. [ સં. અ ( નહિ ) + કૃત્ય ( કામ ) ] ન. કામ ન હોવાપણું; અકર્મ.

૨. [ સં. અ ( અયોગ્ય ) + કૃત્ય ( કામ ) ] ન. ખરાબ કામ; અયોગ્ય કામ.

એક વાર પાંડવે કીધું **અકૃત્ય,**
દુર્યોધન સું રમ્યા દ્યુત. મુક્તાનંદ

૩. વિ. નહિ કરવા જેવું; અકાર્ય.

**અકૃત્યકારી** [ સં. અકૃત્ય ( અયોગ્ય કામ ) + કારિન્ ( કરનાર ) ] વિ. અયોગ્ય આચરણ કરનાર; યોગ્ય કામ નહિ કરનાર.

**અકૃત્યાત્મક** [ સં. અકૃત્ય + આત્મક ( આત્માવાળું ) ] વિ. અશુદ્ધ ચિત્તવાળું; અશુદ્ધ અંતઃકરણવાળું.

**અકૃત્રિમ** ૧. [ સં. અ ( નહિ ) + કૃત્રિમ ( બનાવટી ) ] વિ. બનાવટી નહિ એવું; સાચું; સ્વાભાવિક; કુદરતી.

૧. અકૃત્રિમ મુદ્રા = સાચો સિક્કો; ખરું નાણું.

૨. અકૃત્રિમ સીમા = સ્વાભાવિક હદ; પ્રાકૃતિક હદ.

૨. વિ. હાર્દિક; આંતરિક; શુદ્ધ; ખરેખરું.

**અકૃત્રિમતા** ૧. [ સં. અકૃત્રિમ + તા ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. બનાવટી ન હોવાપણું; કુદરતીપણું; સ્વાભાવિકતા; નૈસર્ગિકતા.

૨. સ્ત્રી. શુદ્ધતા; સચ્ચાઈ.

**અકૃત્સ્ન** [ સં. અ ( નહિ ) + કૃત્સ્ન ( આખું ) ] વિ. અધૂરું; અપૂર્ણ.

**અકૃપ** [ સં. અ + કૃપા ( દયા ) ] વિ. નિર્દય; ક્રૂર.

**અકૃપણ** ૧. [ સં. અ ( નહિ ) + કૃપણ ( કંજૂસ ) ] વિ. ઉદાર; કંજૂસાઈ ન કરનાર.

૨. [ સં. અ ( નહિ ) + કૃપણ ( દીન ) ] વિ. દીનતા રહિત; ગરીબ નહિ એવું.

**અકૃપા** [ સં. અ ( નહિ ) + કૃપા ( મહેરબાની ) ] સ્ત્રી. ઇતરાજી; નારાજી.

**અકૃપાલ** જુઓ અકૃપાળુ.

**અકૃપાળ** જુઓ અકૃપાળુ.

**અકૃપાળુ** ૧. [ સં. અ + કૃપા ( મહેરબાની ) + આલુ ( વાળું ) ] વિ. કૃપા વિનાનું; મહેરબાની ન હોય તેવું.

૨. [ સં. અ ( નહિ ) + કૃપાલુ ( દયાળુ ) ] વિ. દયાહીન; ઘાતકી; ક્રૂર.

**અકૃશ** [ સં. અ + કૃશ ( દૂબળું ) ] વિ. દૂબળું ન હોય તેવું.

**અકૃશલક્ષ્મી** ૧. [ સં. અ + કૃશ ( થોડું ) + લક્ષ્મી ( સંપત્તિ ) ] સ્ત્રી. ઘણી આબાદી; પૂર્ણ ચડતી.

૨. વિ. પૂરી ચડતીવાળું.

**અકૃષીવલ** [ સં. અ + કૃષીવલ ( ખેડૂત ) ] ન. ખેડનો ધંધો ન કરનાર માણસ.

**અકૃષ્ટ** ૧. [ સં. અ + કૃષ્ટ ( ખેંચાયેલું ) ] વિ. આકર્ષણ થયું ન હોય એવું; નહિ ખેંચાયેલું.

૨. [ સં. અ + કૃષ્ટ ( ખેડેલું ) ] વિ. નહિ ખેડેલું.

**અકૃષ્ટ જમીન** = પડતર જમીન.

૩. વિ. હલકું.

**અકૃષ્ણ** ૧. [ સં. અ ( નહિ ) + કૃષ્ણ મળ ] પું. ચંદ્ર.

૨. ન. કપૂર.

૩. [ સં. અ + કૃષ્ણ ( કાળું ) ] વિ. કાળા રંગ વિનાનું.

૪. વિ. શુદ્ધ; કલંક રહિત.

**અકૃષ્ણકર્મ** ૧. [ સં. અકૃષ્ણ ( શુદ્ધ ) + કર્મન્ ( કામ ) ] ન. શુદ્ધ કર્મ.

૨. વિ. પવિત્ર આચરણવાળું; જેનાં કર્મ દુષ્ટ નથી એવું.

**અકૃષ્ણકર્મા** [ સં. અકૃષ્ણ ( શુદ્ધ ) + કર્મન્ ( કામ ) ] પું. શુદ્ધ માણસ; નિર્દોષ પુરુષ.

**અકેક** ૧. [ સં. એકૈક ] વિ. એકએક; પ્રત્યેક.

૨. અ. એક પછી એક.

**અકેકાર** ૧. પું. કળેળાટ; અરેરાટી; બુમાટ; રાડારાડ.

૨. પું. જુલમ; ત્રાસ.

**અકેકું** જુઓ અકેક.

**અકેડમી** [ અં. ] સ્ત્રી. સરસ્વતીમંદિર.

**અકેતન** ૧. [ સં. અ + કેતન ( ઘર ) ] વિ. ઘરબાર વિનાનું.

૨. [ સં. અ + કેતન ( ધજા ) ] વિ. ધજાપતાકા વિનાનું.

**અકેતુ** ૧. વિ. ( કચ્છી ) અકરાંતિયું; ખાઉધરું.

૨. [ સં. અ + કેતુ ( બુદ્ધિ ) ] વિ. અજ્ઞાન; ભાન વગરનું.

૩. [ સં. અ + કેતુ ( ચિહ્ન ) ] વિ. ચિહ્ન વિનાનું; નિશાની વગરનું.

૪. [ સં. અ + કેતુ ( ધજા ) ] વિ. ધજા વિનાનું.

**અકેલું** ૧. [ સં. એકલ ] વિ. અદ્વિતીય; અજોડ.

૨. વિ. એકલું; સંગાથ વિનાનું.

**અકેવલ** [ સં. અ + કેવલ ( શુદ્ધ ) ] વિ. ( જૈન ) અશુદ્ધ.

**અકેવલી** [ સં. અ + કેવલિન્ ( કેવળજ્ઞાની ) ] વિ. ( જૈન ) કેવળજ્ઞાની કે સર્વજ્ઞ નહિ તેવું.

**અકેશ** ૧. [ સં. અ ( ખરાબ ) + કેશ ( વાળ ) ] વિ. ખરાબ વાળવાળું.

૨. [ સં. અ ( નહિ ) + કેશ ( વાળ ) ] વિ. ટાલિયું; બોડું.

૩. [ સં. અ ( થોડું ) + કેશ ( વાળ ) ] વિ. થોડા વાળવાળું.

**અકેશપરાગકોષ** [ સં. અકેશ + પરાગ ( ફૂલમાંની રજ ) + કોષ ( કોથળી ) ] પું. કેસર વિનાનો પરાગકોષ.

**અકેશી** ૧. [ સં. અ + કેશ ( વાળ ) + ગુ. ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. રાંડીરાંડ; વિધવા.

૨. વિ. સ્ત્રી. વાળ વિનાની.

**અકૈક** [સં. એકૈક] અ. એક પછી એક.

**અકૈતવ** ૧. [સં. અ + કૈતવ (દંભ)] ન. નિખાલસતા; નિષ્કપટપણું.

૨. વિ. દંભ વિનાનું; પાખંડ વગરનું.

**અકોટ** ૧. [સં. એકવૃત્તિ] ન. મેળાકતમાં એક વખત જમી બીજે વખતે જમવા માટે તે ને તે ઠેકાણે પથારીએ બેસી રહેવું તે.

૨. ન. સોપારી; એક પ્રકારનું ફળ. તે ભારે, ઠંડું, રુક્ષ, કષાય, કફપિત્તહર, દીપન, રુચિકર અને મોંના સ્વાદ સુધારનાર મનાય છે.

૩. [સં. અ + કોટ (વાંકાઈ)] સ્ત્રી. સોપારીનું ઝાડ, કેમકે તે લાંબું વધ્યે જાય છે પણ વાંકું વળતું નથી.

**અકોટડી** (અકોટડ઼ી) [અકોટી + ડી (લઘુતાદર્શક પ્રત્યય)] સ્ત્રી. સ્ત્રીઓને કાને પહેરવાનું એ નામનું એક ઘરેણું; અકોટી.

**અકોટિયું** જુઓ અકોટડી.

**અકોટી** ૧. [સં. અકોટ] સ્ત્રી. સોપારીનું ઝાડ.

૨. જુઓ અકોટો.

**અકોટો** પું. સ્ત્રીઓને કાનની બૂટમાં પહેરવાનું, મીળ ચકરડી જેવું, વજનદાર ઘરેણું; ત્રોટી; ઘોળિયું.

**અકોણાઈ** ૧. [અકોણું + આઈ (પણું)] સ્ત્રી. અવળચંડાઈ; આડાઈ.

૨. સ્ત્રી. આગળીતરાઈ; તોફાનીપણું; મસ્તી.

**અકોણિકરેખા** [સં. અ (નહિ) + કોણ (ખૂણો) + ઇક (વાળું) + રેખા (લીટી)] સ્ત્રી. (વિજ્ઞાન) પૃથ્વીની સપાટી પરની લીટી, જ્યાં ચુંબકશલાકા ખૂણો કરતી નથી, પણ સીધી ઉત્તરદક્ષિણ રહે છે.

**અકોણું** ૧. વિ. આડું; અવળચંડું.

૨. વિ. આગળીતરું; મસ્તીખોર; અટકચાળું.

૩. [સં. અ + કોણ (ખૂણો)] વિ. ખૂણા વગરનું; ન વળ્યું હોય એવું; ટટ્ટાર; સીધું.

૪. વિ. બળી ન જાય એવું.

૫. વિ. વાદ કર્યા કરે એવું; વાદીલું; હઠીલું.

**અકોત** [સં. એકવૃત્તિ] ન. એક વખત જમવાનું વ્રત; એકટાણું.

**અકોપ** ૧. [સં. અ + કોપ (ગુસ્સો)] પું. ક્રોધ વિનાની સ્થિતિ.

૨. પું. (પુરાણ) દશરથ રાજાના આઠ પ્રધાનમાંનો એ નામનો એક. એનું બીજું નામ અશોક હતું.

૩. વિ. ક્રોધ વિનાનું; શાંત.

**અકોપન** જુઓ અકોપિત.

**અકોપિત** [સં. અ (નહિ) + કોપિત (કોપેલું)] વિ. નહિ કોપેલું; શાંત.

**અકોપ્ય** [સં. અ + કોપ્ય (ગુસ્સે કરી શકાય એવું)] વિ. ન કોપે એવું; શાંત; ગુસ્સે ન કરી શકાય એવું.

**અકોમલ** [સં. અ + કોમલ (નાજુક)] વિ. કોમળ નહિ એવું.

**અકોર** ૧. [સં. અંકમાલ] પું. (હિંદી) અંક; ગોદ.

૨. પું. ખેતરમાં કામ કરનારને મોકલવામાં આવતો ખોરાક; ભાત.

૩. પું. લાંચ; રુશવત.

૪. પું. વિશ્વાસ.

> પ્રિતમ જેને સદ્ગુરુ શબ્દ અકોર રે.
> ભજન

**અકોલ** [સં. અ + ફા. કોલ (વચન)] પું. વચન ન આપવું તે.

**અકોવિદ** [સં. અ + કોવિદ (પંડિત)] વિ. અપંડિત; જાણકાર ન હોય એવું; અજ્ઞાની.

**અકોશાયમાન** [સં. અ (નહિ) + કોશ (કળી) + આય (નામધાતુ પ્રત્યય) + માન (વર્તમાનકૃદંતનો પ્રત્યય)] વિ. ખીલેલું; પ્રફુલ્લિત.

**અકોપકૃષ્ટા** પું. (પિંગળ) એ નામનો એક અર્ધસમવૃત્ત અક્ષરમેળ છંદ. તેના પહેલા અને ત્રીજા ચરણમાં સગણ, ભગણ, રગણ, જગણ, ગુરુ અને ગુરુ એમ ૧૪ અક્ષર તથા બીજા અને ચોથા ચરણમાં તગણ, જગણ, રગણ અને ગુરુ એમ ૧૦ અક્ષર હોય છે.

> સ ભ ર જ ગ ગ ઓજમાં અકોપકૃષ્ટા,
> તા જ ર ગ છે અનોજદશા. રણપિંગળ

**અકોષી** [સં. અ + કોષ (કોથળી) + ઇન્ (વાળું)] વિ. સજીવ દ્રવ્યના એકમ જથ્થાવાળી ઝીણામાં ઝીણી કોથળી વિનાનું. જુઓ આદિજીવ.

> આદિજીવ માટે જો કોઈ યોગ્ય શબ્દ હોય, તો તે અકોષી છે.
> પ્રાણીવિદ્યાનું રેખાદર્શન

**અકોષ્ઠી** ૧. ન. ચપટું કૃમિ.

> કેટલાંક અકોષ્ઠી અથવા ચપટાં કૃમિ લીલાં હોય છે પ્રાણીસૃષ્ટિ

૨. [સં. અ + કોષ્ઠ (કોઠો) + ઇન (વાળું)] વિ. શરીરના કોઠા વિનાનું.

**અકોહ** ૧. પું. (પિંગળ) એ નામનો ૫૮ ગુરુ અને ૪૦ લઘુ મળી ૯૮ વર્ણનો એક વિષમજાતિ માત્રામેળ છંદ. ગણપ્રસ્તારપ્રકાશ પ્રમાણે તે વટ્પદી છપ્પયનો એક ભેદ છે.

૨. [સં. અક્રોધ; પ્રા. અક્કોહ] વિ. ક્રોધ રહિત.

૩. વિ. થોડા ક્રોધવાળું; અલ્પક્રોધી.

**અકોહણ** [સં. અક્રોધન; પ્રા. અક્કોહણ] વિ. ક્રોધ રહિત.

**અકૌટિલ્ય** જુઓ અકુટિલતા.

**અકૌશલ** જુઓ અકૌશલ્ય.

**અકૌશલ્ય** [સં. અ + કૌશલ્ય (કુશળતા)] ન. અકુશળતા; નિપુણતા ન હોવી તે; બોથડપણું; અણઆવડત.

**અક્ક** ૧. [સં. અર્ક] પું. (પ્રાકૃત) આકડાનો છોડ.

૨. પું. રાવણનો એ નામનો એક યોદ્ધો.

૩. પું. સૂર્ય.

૪. પું. સોનું.

**અક્કઠું** ૧. [સં. એક + સ્થા (ઊભા રહેવું)] વિ. એકઠું; ભેગું.

૨. અ. એક જગાએ; સાથે.

**અક્કડ** (અક્કડ઼) ૧. ન. વીંજણાના આકારની પૂછડીવાળું એક જાતનું પારેવું. તે ડોકું પાછળ રાખી છાતી આગળ કાઢીને અક્કડ રહેતું હોવાથી તેને અક્કડ કહે છે.

૨. વિ. અણનમ; ન નમે એવું.

૩. વિ. તોરી; ગર્વી; મિજાજી; મગરૂબ.

> અક્કડ ને અક્કડ રહેવું = રોફમાં ને ટાપટીપમાં રહેવું.

૪. વિ. ન વળે એવું; ટટ્ટાર; કડક.

૫. વિ. સાંધા રહી ગયા હોય એવું.

૬. વિ. સ્તબ્ધ.

**અક્કડખાં** (અક્કડ઼ખાં) [ગુ. અક્કડ + ફા. ખાન (અમીર)] પું. ઘણી મગરૂબીવાળો માણસ.

**અક્કડચક્કર** જુઓ અકરચકર.

**અક્કડતા** જુઓ અક્કડાઈ.

**અક્કડફક્કડ** (અક્કડ઼ફક્કડ઼) [અક્કડ + ફક્કડ (ફાંકડું)] વિ. રોફી; ટટ્ટાર; છેલબટાઉ.

**અક્કડબાજ** (અક્કડ઼બાજ) ૧. [ગુ. અક્કડ + ફા. બાઝ (રમનાર)] વિ. અક્કડાઈવાળું; તોરમાં રહેનાર; અક્કડાઈ રાખનારું.

૨. વિ. રંગીલું; અલબેલું; ફાંકડું; છેલછબીલું.

**અક્કડબાજી** ( અક્કડ્બાજી ) ૧. [ ગુ. અક્કડ + ફા. બાઝી ( રમત ) ] સ્ત્રી. અક્કડાઈ રાખવી તે; તોરમાં રહેવું તે.

૨. સ્ત્રી. ફાંકડાઈ; લાલાઈ; છેલાઈ.

**અક્કડલકડિયું** જુઓ અક્કલલકડિયું.

**અક્કડલક્કડ** જુઓ અક્કલલકડિયું.

**અક્કડવાયુ** ( અક્કડ્વાયુ ) [ અક્કડ + વાયુ ( વા ) ] પું. ( વૈદક ) શરીરના સાંધા અકડાઈ જાય તેવો વાયુ.

**અક્કડંગ** ( અક્કડંગ ) [ અક્કડ ( સીધું ) + અંગ ( શરીર ) ] વિ. સીધું; ટટ્ટાર.

**અક્કડાઈ** ( અક્કડાઈ ) ૧. [ અક્કડ + આઈ ( પણું ) ] સ્ત્રી. ટટ્ટારપણું; અક્કડપણું.

૨. સ્ત્રી. તોર; ગર્વ; હિશિયારી.

**અક્કડાવું** ( અક્કડાવું ) ૧. અ. ક્રિ. અવયવોના સાંધા જડ થઈ જવા; રહી જવું; ઝલાઈ જવું.

૨. અ. ક્રિ. ભભકામાં રહેવું; મરડાવું.

૩. અ. ક્રિ. મગરૂર થવું; અભિમાન આવવું.

**અક્કડેઠઠ્ઠ** ( અક્કડેઠઠ્ઠ ) [ અક્કડ + ઠઠ ( સમૂહ ) ] અ. ભચડાભચડી થાય એવી રીતે; ભરપૂર; ખીચોખીચ.

**અક્કરચક્કર** ૧. [ ગુ. અક્કર ( ચક્કરનો દ્વિર્ભાવ ) + સં. ચક્ર ( ચક્કર ) ] અ. અચાનક; અણધાર્યું; ઓચિંતું.

૨. અ. ગમેતેમ કરીને; આડુંઅવળું સમજાવીને.

**અક્કરડક્કર** જુઓ અક્કડક્કડ.

**અક્કરણ** [ સં. અ ( નહિ ) + કરણ ( ઇંદ્રિય ) ] વિ. જીવ રહિત. જેમકે હવા, પાણી, ખોરાક અને કેટલાક ક્ષાર.

**અક્કરભ** [ સં. આકારકરભ ] પું. અક્કલકરો.

**અક્કરમી** જુઓ અકર્મી.

અક્કરમી નિશાળિયાને વતરણાં ઘણાં = આવડ નહિ ને ઠાઠ ઘણો.

**અક્કરમેણ** ૧. [ સં. અ + કર્મન્ ( નસીબ ) + ઇન્ ( વાળું ) ] સ્ત્રી. અભાગણી સ્ત્રી.

૨. સ્ત્રી. વિધવા.

**અક્કર્મણ** જુઓ અકર્મણ.

**અક્કર્મી** જુઓ અકર્મી.

**અક્કલ** [ અ. અક્લ ] સ્ત્રી. બુદ્ધિ; સમજ; સમજણ; ડહાપણ; મતિ; શાણપણ.

૧. અક્કલ અંધારે વહેંચાઈ છે=ઈશ્વરે ગમે તેમ બુદ્ધિ વહેંચી છે.

૨. અક્કલ ઊંચી થઈ જવી = બુદ્ધિ ફરવી.

૩. અક્કલ ખર્ચવી = બુદ્ધિનો ઉપયોગ કરવો.

૪. અક્કલ ગામ-ઘેર-જવી = અક્કલ ખોઈ નાખવી; ભાન ભૂલવું.

૫. અક્કલ ગીરો મૂકવી = અક્કલ ખોઈ નાખવી; બીજાની બુદ્ધિએ ચાલવું.

૬. અક્કલ ગુમ થઈ જવી = (૧) અક્કલ ખોઈ બેસવી. (૨) હેરત થવું; છક થઈ જવું.

૭. અક્કલ ઘરેણે મૂકવી = (૧) પારકી અક્કલે ચાલવું. (૨) મૂર્ખ બનવું; અક્કલ ખોઈ નાખવી.

૮. અક્કલ ચરવા જવી = ભાન ભૂલવું.

૯. અક્કલ છાપરે મૂકવી = સમજ્યા વગરનું બોલવું.

૧૦. અક્કલ દોડાવવી-ચલાવવી-પહોંચાડવી = વિચારીને ડહાપણથી કામ કરવું.

૧૧. અક્કલ પર પડદો પડવો = બુદ્ધિ મંદ થઈ જવી.

૧૨. અક્કલ ફૂટવી = બુદ્ધિનો ભ્રંશ થવો.

૧૩. અક્કલ બડી કે ભેંસ ? = શરીરની સ્થૂલતા ચડે કે અક્કલ ?

૧૪. અક્કલ બહેર મારી જવી = બુદ્ધિ નહિ ચાલવી.

૧૫. અક્કલ મારી જવી = બુદ્ધિનો સદુપયોગ નહિ થવો.

૧૬. અક્કલ વેચવી = (૧) અક્કલ વાપરવી. (૨) અઘટિત રીતે અક્કલ વાપરી પોતાની બુદ્ધિને ધોકો પહોંચાડવો. (૩) ખરાબ અનુભવ ઉપરથી શિખામણ લેવી. (૪) રસ્તો બતાવવો. (૫) શિખામણ આપવી.

૧૭. અક્કલ વેચાતી લેવી = શિખામણ લેવી.

૧૮. અક્કલ વેચી ખાવી = મૂર્ખ બનવું.

૧૯. અક્કલ વેચી ચણા ખાવા = (૧) ઝાઝાને બદલે થોડું લેવું. (૨) ઠગાવું; છેતરાવું. (૩) બુદ્ધિનો દુરુપયોગ કરવો. (૪) હલકા કામમાં બુદ્ધિ વાપરવી.

૨૦. અક્કલ વેરાઈ જવી = વધારે પડતું ડહાપણ કરવું.

૨૧. અક્કલ સાથે રાખવી = ચેતતા રહેવું.

૨૨. અક્કલના કાંકરા = બુદ્ધિનો ભ્રંશ.

૨૩. અક્કલના કાંકરા કરવા = બેવકૂફ બનવું.

૨૪. અક્કલની ખાણ = (૧) બહુ અક્કલવાળું માણસ. (૨) મૂર્ખ.

૨૫. અક્કલનું આગળું = દોઢડાહ્યું.

૨૬. અક્કલનું આંધળું = (૧) દોઢડાહ્યું આંખનો આંધળો દેખે નહિ અને અક્કલનો આંધળો સમજે નહિ.-કહેવત (૨) મૂર્ખ.

૨૭. અક્કલનું ઓથમીર = મૂર્ખ; વિવાહની વરસી કરે એવું. અક્કલનો ઓથમીર, મંગાવી ભાજી તો લઈ આવ્યો કોથમીર.-કહેવત

૨૮. અક્કલનું દુશ્મન = અક્કલ વિનાનું માણસ.

૨૯. અક્કલનું બારદાન = અક્કલ વિનાનું; બોથડ.

૩૦. અક્કલને અને એને અઢાર ગાઉનું છેટું છે = અક્કલ તેનાથી ઘણે દૂર છે.

૩૧. અક્કલને અને એને વઢવાડ થઈ છે = એનામાં અક્કલ નથી.

૩૨. અક્કલને આગળા દેવા = બુદ્ધિ કામ ન લાગવી ને ખોટું કામ થઈ જવું.

૩૩. અક્કલનો ઇસ્કોતરો = અક્કલ વિનાનો.

૩૪. અક્કલનો ઉધારો = અક્કલ વગરનું.

૩૫. અક્કલનો કોટ = મૂર્ખ.

૩૬. અક્કલનો ખાં = મૂર્ખનો સરદાર.

૩૭. અક્કલનો દરિયો = (૧) ડહાપણનો ભંડાર. (૨) દોઢડાહ્યો. (૩) મૂર્ખ; બેવકૂફ.

૩૮. અક્કલનો સમુદર-સાગર = (૧) બહુ અક્કલવાળો. (૨) મૂર્ખ. અક્કલનો સાગર, મંગાવે લોટી તો ભરી લાવે ગાગર.-કહેવત

૩૯. અક્કલસે અલ્લા પિછાનના = (૧) દૃષ્ટિથી નહિ, પણ બુદ્ધિથી, તર્કથી કે વિચારથી પરમેશ્વરને ઓળખવો. (૨) બુદ્ધિ ચલાવી ખરી વાત જાણી લેવી.

૪૦. અક્કલસે બહાર = (૧) અગમ્ય. (૨) મૂર્ખાઈ ભરેલું; અવિચારી.

૪૧. અક્કલે ઇનસાની = વિચારશક્તિ.

૪૨. અક્કલે હેવાની = પશુબુદ્ધિ.

**અક્કલકરાદિકાઢો** [ સં. આકલ્લક ( અક્કલકરો ) + આદિ ( વગેરે ) + ક્વાથ ( ઉકાળો ) ] પું. ( વૈદક ) એ નામનો એક ઉકાળો. તે બનાવવા અક્કલકરો, ગોખરૂનાં મૂળ, તુલસીનો રસ, પાષાણભેદ, એરંડાનું મૂળ, લીંડીપીપર, જેઠીમધ, કાશમૂળ, નગોડ, લવિંગ, સૂંઠ-એ બધાંને ઉકાળી તેમાં એલચીની ભૂકી નાખવામાં આવે છે. મૂત્રરોગ ઉપર તે ઉપયોગી મનાય છે.

**અક્કલકરાદિગુટિકા** [ સં. આકલ્લક ( અક્કલકરો ) + આદિ ( વગેરે ) + ગુટિકા ( ગોળી ) ] સ્ત્રી. ( વૈદક ) એ નામની એક જાતની ગોળી. તેની બનાવટ તથા ઉપયોગ અક્કલકરાદિચૂર્ણની માફક છે.

**અક્કલકરાદિચૂર્ણ** [સં. આકલ્લક (અક્કલકરો) + આદિ (વગેરે) + ચૂર્ણ (ભૂકો)] ન. (વૈદક) એ નામનું એક ચૂર્ણ. તે બનાવવા અક્કલકરો, સિંધવ, ચિત્રો, આમળાં, મરી, લીંડીપીપર, અજમો અને હરડે એ દરેક એકેક ભાગ અને સૂંઠ બે ભાગ લઈ તે બધાંનો ભૂકો કરી બિજોરાના રસની ભાવના આપવી. આ ચૂર્ણ મંદાગ્નિ, અરુચિ, ઉધરસ, દમ, સળેખમ, ફેફરું, ઘેલછા અને સંનિપાત ઉપર ફાયદાકારક મનાય છે.

**અક્કલકરો** [સં. આકલ્લક] પું. બંગાળ, અરબસ્તાન અને મિસર દેશમાં થતો સુમારે એક હાથ ઊંચાઈનો છોડ તથા તેનું મૂળિયું. તેનાં પીળાં ફૂલ ઉધરસ ઉપર પાનમાં ખવાય છે. તેની જડમાંથી સાત વર્ષ સુધી દૈવત જતું નથી. મૂળિયું મોઢામાં ચરચરાટ કરનારું, ઉષ્ણવીર્ય, બળકટ અને તીખું, સળેખમ, સોજા, અને વાયુનો નાશ કરનાર, તથા દુઃખતા દાંત માટે, જીભ શુદ્ધ થવા માટે, મુખમાધુર્ય માટે, તેમ જ સિંદુરનું વિષ, પથરી તથા અપસ્માર રોગ ઉપર ઉપયોગી ધારવામાં આવે છે. અક્કલકરાનું ચૂર્ણ મધમાં લેવાથી તથા સૂંઘવાથી વાઈનો રોગ મટે તથા પોપટને બોલતાં શીખવવા અને તોતડાં માણસની જીભ વાળવા પણ તે વપરાય એમ મનાય છે. અક્કલહીન માણસોને કટાક્ષમાં કહેવાય કે અક્કલકરો ખાઓ.

**અક્કલગરો** ૧. પું. અક્કલકરો. જુઓ અક્કલકરો.
૨. વિ. પું. ચતુર.

**અક્કલબાજ** [અ. અકલ (બુદ્ધિ) + ફા. બાઝ (રમનાર)] વિ. અક્કલવાળું; બુદ્ધિમાન; ચતુર; સમજુ; ડાહ્યું.

**અક્કલબાજખાં** ૧. [અ. અકલ + ફા. બાઝ (રમનાર) + ખાં (શાહ)] પું. બહુ અક્કલમંદ માણસ. મુસલમાન અને પઠાણમાં પુરુષના નામની સાથે આ શબ્દ લગાડાય છે.
૨. પું. (લાક્ષણિક) મૂર્ખ માણસ.

**અક્કલબુઠ્ઠું** [અ. અકલ + ગુ. બુઠ્ઠું (ધાર વગરનું)] ન. ઘીલોડું. ઘીલોડાનું શાક ઘણું ખાવાથી અક્કલ ઘટે એવી માન્યતા છે.

**અક્કલબેર** પું. દેવકળ; ભાંગની જાતનો એ નામનો એક છોડ, જે હિમાલય પર કાશ્મીરથી નેપાલ સુધીના પ્રદેશમાં થાય છે. તેનાં મૂળ રેશમ ઉપર પીળો રંગ ચડાવવાના કામમાં આવે છે. તેનાં પાન કેળનાં પાન જેવાં અને લગભગ દોઢ ફૂટ લાંબાં, ફૂલ લાલ, પીળાં ને કેસરી, તથા બી નાનાં, કાળાં અને લીસાં હોય છે. બીમાંથી માળાના મણકા કરાય છે.

**અક્કલભૂલી** [અ. અકલ + ગુ. ભૂલવું] સ્ત્રી. અક્કલવાનને પણ ભુલાવે એવી રમત; દોડવાની હરીફાઈવાળી એક કુનેહબાજ મેદાની રમત. પાંચ અથવા વધારે છોકરા તે રમી શકે. બે છોકરા સિવાયના બધા છોકરા આંકડા ભીડી હાથ ઊંચા રાખી ગોળાકાર ઊભા રહે, જેથી બારી જેવો આકાર થાય. બાકી રહેલા બે છોકરામાંથી એક છોકરો બીજા છોકરાને હાથતાળી આપી 'અક્કલભૂલી' 'અક્કલભૂલી' એમ બોલતો બોલતો નાસે અને બીજો છોકરો 'નથી ભૂલી' 'નથી ભૂલી' એમ બોલતો તેને પકડવા પાછળ જાય. દોડનાર છોકરો જે બારીમાંથી પસાર થાય તેમાંથી જ તેને જવાનું હોય છે. તેમાં ભૂલ કરે તો તે હાર્યો કહેવાય અને બારીઓ કરી ઊભેલા છોકરામાંથી હરકોઈની જગાએ તેણે ઊભા રહેવું પડે. હવે તે બહાર આવેલો છોકરો પહેલા છોકરાને ઉપર મુજબ પકડવા દોડે. જો પહેલો છોકરો પકડાઈ જાય તો તેણે પણ બારીઓ કરી ઊભેલા છોકરાઓમાંથી હરકોઈ એકની જગાએ ઊભા રહેવું પડે અને તે છોકરો તેને ઠેકાણે દોડવા લાગે. આ રીતે બધાના વારા આવી રહે એટલે રમત પૂરી થાય. તેને ચકરભૂલી, ભમરભૂલી, ભુલભુલામણી, ભુલવણી પણ કહે છે.

**અક્કલમઠું** [અ. અકલ + ગુ. માઠું (ઓછું)] વિ. ઓછી અક્કલવાળું; નાદાન; કમઅક્કલ; બેવકૂફ.

**અક્કલમંદ** જુઓ અક્કલવાન.

**અક્કલમંદી** [અ. અકલ + ફા. મંદી (વાળું હોવાપણું)] સ્ત્રી. બુદ્ધિ; સમજદારી; ચતુરાઈ; શાણપણ; ડહાપણ.

**અક્કલમૂઠું** જુઓ અક્કલમઠું.

**અક્કલલકડિયું** (અક્કલલકડિયું) ૧. [અ. અકલ + હિં. લકડી + સં. ઇય (વાળું)] વિ. અક્કલ લડાવી જાણનારું; મુશ્કેલીમાંથી માર્ગ કાઢનારું.
૨. વિ. બુદ્ધિબળથી વગર પૈસે પોતાનો વ્યવહાર સારી રીતે ચલાવનાર.

**અક્કલવંત** જુઓ અક્કલવાન.

**અક્કલવાન** [અ. અકલ (બુદ્ધિ) + સં. વત્ (વાળું)] બુદ્ધિશાળી; અક્કલવાળું; શાણું; ડાહ્યું; ચતુર; હોશિયાર; ખબરદાર.

**અક્કલવાળું** જુઓ અક્કલવાન.

**અક્કલવોણું** જુઓ અક્કલહીન.

**અક્કલશૂન્ય** જુઓ અક્કલહીન.

**અક્કલહીન** [અ. અકલ (સમજ) + સં. હીન (વગરનું)] વિ. અક્કલ વગરનું; બેવકૂફ; મૂર્ખ; અજ્ઞાની; અણસમજુ.

**અક્કલહોશિયારી** ૧. [અ. અક્લ (બુદ્ધિ) + ફા. હોશ્યારી (કુશળતા)] સ્ત્રી. બુદ્ધિકૌશલ્ય.
૨. સ્ત્રી. સાવધગીરી; ભાન. દસ્તાવેજની ભાષાના પારિભાષિક શબ્દ તરીકે આ શબ્દનો ખતપત્રમાં ઉપયોગ થાય છે, અને તેનો એવો અર્થ થાય છે કે દસ્તાવેજ કરનારે તે બુદ્ધિપૂર્વક, પાકી સમજણથી અને મગજની સારી હાલતમાં કરી આપ્યો છે; ફરેબ દઈને, અંધારામાં રાખીને કે વસ્તુસ્થિતિની બરાબર સમજણ ન હોય તેવી રીતે કે ઘેનમાં અથવા ઘેલછામાં જેમતેમ સમજાવ્યા પટાવ્યાથી છેતરાઈને કરેલો નથી.

**અક્કડ** વિ. અક્કડ; ટટાર.

**અક્કંત** ૧. [સં. આક્રાંત] વિ. (પ્રાકૃત) પીડિત; પીડા પામેલું.
૨. વિ. હારેલું.

**અક્કંદ** ૧. [સં. આક્રંદ] પું. (પ્રાકૃત) રુદન.
૨. વિ. રક્ષક; રક્ષણ કરનાર.

**અક્કા** ૧. સ્ત્રી. (કાનડી) બહેન.
૨. [સં. અર્ચ્ (પૂજવું)] સ્ત્રી. માતા; જનની.
૩. સ્ત્રી. મિત્રાચારી તૂટવાની નિશાની; ભાઈબંધીનો ભંગ.

**અક્કાઈ** ૧. સ્ત્રી ઓખાત.
૨. સ્ત્રી. સગાઈ.
૩. સ્ત્રી. સારું કુળ.

**અક્કિઠ** [સં. અક્લિષ્ટ] વિ. (પ્રાકૃત) ક્લેશ રહિત.

**અક્કિય** [સં. અક્રિય] વિ. (પ્રાકૃત) ક્રિયા વિનાનું.

**અક્કેક** ૧. [સં. એકૈક] વિ. એકએક; એકજ વખતે એક કરતાં વધુ ન આવે એવું.
૨. અ. એક પછી એક; વારાફરતી; એક પછી એક એમ અનુક્રમબંધ. એક અને એકનો સંધિ થતાં વચલા અક્ષર ઉપર ભાર આવી પહેલો દીર્ઘાક્ષર હ્રસ્વ થઈ જાય છે, છતાં કોઈ 'એકેક' 'એકેકું' એમ પણ લખે છે.

**અક્કેકું** જુઓ અક્કેક.

**અક્કોસ** ૧. [સં. આક્રોશ (નિંદા)] પું. (પ્રાકૃત) કઠોર વચન.
૨. પું. શાપ.

**અક્કોસપરિસહ** [સં. આક્રોશ (નિંદા) + પરિષહ (સહન કરવું)] પું. (પ્રાકૃત) કઠોર વચન સહન કરવાપણું; જૈન સાધુના ૨૨ પરીષહમાંનો ૧૨મો પરીષહ.

**અક્ખ** ૧. [સં. અક્ષ] પું. (પ્રાકૃત) ઇંદ્રિય.
૨. પું. ગાડાની ધરી.
૩. પું. જીવ; આત્મા.
૪. પું. ધનુષ્ય; ચાર હાથનું માપ.
૫. પું. બહેડાનું ઝાડ.
૬. પું. રમવાનો પાસો.
૭. પું. રુદ્રાક્ષનો પારો.

**અક્ખઓદય** ૧. [સં. અક્ષય (ન ખૂટે એવું) + ઉદક (પાણી)] ન. (પ્રાકૃત) અખૂટ પાણી.
૨. વિ. અખૂટ પાણીવાળું; સદા પાણીથી ભરેલું.

**અક્ખચમ્મ** ૧. [સં. અક્ષચર્મન્] ન. (પ્રાકૃત) પાણી કાઢવાનો ચામડાનો કોસ.
૨. ન. મશક; પખાલ.

**અક્ખડ** (અકખડ) ૧. [પ્રા.] વિ. અસભ્ય; સભ્યતા વિનાનું.
૨. વિ. ઉદ્ધત.
૩. વિ. ઊજડ.
૪. વિ. ખરું કહેનાર; સ્પષ્ટવક્તા.
૫. વિ. બગડેલ.
૬. વિ. ભય વિનાનું; નિર્ભય.

**અક્ખણ** [સં. આખ્યાન] ન. (પ્રાકૃત) આખ્યાન; કથા.

**અક્ખમ** જુઓ અક્ષમ.

**અક્ખમા** જુઓ અક્ષમા.

**અક્ખય** ૧. [સં. અક્ષત] પું. બ. વ. (પ્રાકૃત) અણીદાર ચોખા.
૨. વિ. અખંડિત; સંપૂર્ણ.
૩. [સં. અક્ષય] વિ. (પ્રાકૃત) અખૂટ; ન ખૂટે એવું.
૪. વિ. ઘાવ રહિત; વ્રણ વગરનું.
૫. વિ. નાશ ન પામે એવું; અવિનાશી.

**અક્ખવાડગ** (અકખવાડગ) ૧. [સં. અક્ષવાટક] પું. (પ્રાકૃત) અખાડો; કુસ્તી કરવાની જગ્યા.
૨. પું. બાજોઠ; જમીનથી ઊંચું ચોરસ આસન.

**અક્ખસુત્તમાલા** [સં. અક્ષ (રુદ્રાક્ષ) + સૂત્ર + માલા] સ્ત્રી. (પ્રાકૃત) રુદ્રાક્ષની માળા.

**અક્ખાડગ** (અકખાડગ) ૧. [સં. અક્ષવાટક] પું. (પ્રાકૃત) અખાડો; વ્યાયામ કરવાની જગ્યા
૨. પું. જુગાર રમવાની જગ્યા.
૩. પું. પ્રેક્ષકોને બેસવાનું આસન.

**અક્ખાડય** જુઓ અકખાડગ.

**અક્ખિ** [સં. અક્ષિ] સ્ત્રી. (પ્રાકૃત) આંખ.

**અક્ખિઅંતર** ૧. [પ્રા.] ન. આંખનું છિદ્ર; ડોળો.
૨. વિ. આંખ આગળથી દૂર.

**અક્ખિરાગ** ૧. [સં. અક્ષિ (આંખ) + રાગ (રંગ)] પું. (પ્રાકૃત) આંખનું અંજન.
૨. [સં. અક્ષિ (આંખ) + રાગ (મોહ)] પું. આંખનું આકર્ષણ.

**અક્ખિવેયણા** [સં. અક્ષિ (આંખ) + વેદના (પીડા)] સ્ત્રી. (પ્રાકૃત) આંખની વેદના.

**અક્ખોડ** (અકખોડ) ૧. [સં. અક્ષોટ] પું. (પ્રાકૃત) અખરોટનું ઝાડ.
૨. ન. અખરોટનું ફળ.
૩. ન. ભેટ; નજરાણું.

**અક્ખોભ** ૧. [સં. અક્ષોભ] પું. (પ્રાકૃત) ક્ષોભનો અભાવ; સ્થિરતા.
૨. વિ ક્ષોભ રહિત; અડગ.

**અક્ખોહ** જુઓ અકખોભ.

**અક્ટોબર** [અં.] પું. ખ્રિસ્તી વર્ષનો એકત્રીસ દિવસનો દસમો મહિનો.

**અક્ત** ૧. [સં. અંજ્ (આંજવું)] વિ. આંજેલ; અંજન કર્યું હોય એવું.
૨. વિ. ગીચ.
૩. [તુર્કી] વિ. નાનું.
૪. વિ. પરિમિત; માપસરનું.
૫. વિ. રંગેલું; લિપ્ત; ખરડાયેલું.
૬. વિ. વ્યાપ્ત; વ્યાપેલું.

**અક્તા** [સં. અંજ્ (આંજવું)] સ્ત્રી. રાત્રિ; રાત.

**અક્તુ** ૧. [સં. અંજ્ (પ્રકાશવું)] પું. કાંતિ; તેજ.
૨. પું. કિરણ.
૩. [સં. અંજ્ (લેપ કરવો)] પું. મલમ; ચોપડવાનો લેપ.
૪. [સં. અંજ્ (લપેટવું)] પું. રાત્રિનો અંધકાર.
૫. સ્ત્રી. રાત્રિ.

**અક્ર** ૧. [સં.] પું. કિલ્લો; પ્રાકાર.
૨. વિ. લાભ વિનાનું; નિરર્થક.
૩. વિ. સ્થિર.

**અક્રકાંત** પું. (શિલ્પ) અગિયાર માળનાં મકાનનો એ નામનો એક વર્ગ. આ જાતનાં મકાનના ૭ પ્રકાર છે: શંભુકાંત, ઈશકાંત, ચક્રકાંત, યમકાંત, વજ્રકાંત અને અક્રકાંત.

**અક્રતુ** ૧. [સં. અ (નહિ) + ક્રતુ (ઇંદ્રિય)] પું. પરમાત્મા.
૨. [સં. અ (નહિ) + ક્રતુ (યજ્ઞ)] વિ. યજ્ઞ વિનાનું.
૩. [સં. અ (નહિ) + ક્રતુ (શક્તિ)] વિ. શક્તિ વિનાનું; બળ વગરનું.
૪. [સં. અ (નહિ) + ક્રતુ (સંકલ્પ)] વિ. સંકલ્પ રહિત.

**અક્રમ** ૧. [સં. અ (નહિ) + ક્રમ (ધારો)] પું. અવ્યવસ્થા.
૨. [સં. અ + ક્રમ (અનુક્રમ)] પું. એક પછી એક આવે એવી ગોઠવણ ન હોવાપણું; ક્રમનો અભાવ.
૩. પું. (કાવ્ય) વાક્યદોષનો એ નામનો એક ભેદ. જુઓ વાક્યદોષ.
૪. [સં. અ (નહિ) + ક્રમ (રીતિ)] પું. વિનયભંગ; શિષ્ટાચાર વિરુદ્ધ વર્તન.
૫. [સં. અ (નહિ) + ક્રમ્ (જવું)] પું. હાલીચાલી નહિ શકવાપણું.
૬. વિ. ક્રમ વિનાનું; આડુંઅવળું; અનિયમિત; છૂટુંછૂટું.
૭. વિ. હાલવા ચાલવાની શક્તિ વિનાનું.

**અક્રમગમન** [સં. અક્રમ (અનિયમિત) + ગમન (ગતિ)] ન. નિયમ વગરની ગતિ.
ને સૃષ્ટિમાં નીપજ્યાં જે,
તેનું **અક્રમગમન** કામ. પ્રેમાનંદ

**અક્રમસંન્યાસ** [સં. અક્રમ (ક્રમ વગરનું) + સંન્યાસ (ત્યાગ)] પું. બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય અને વાનપ્રસ્થ પછી ન લેવાતાં વચગાળે જ લેવાયેલ સંન્યાસ.

**અક્રમાતિશયોક્તિ** [સં. અક્રમ (અનિયમિત) + અતિશય (વિશેષ) + ઉક્તિ (કથન)] સ્ત્રી. (કાવ્ય) કારણની સાથે જ કાર્ય હોય એ પ્રકારનો અતિશયોક્તિના પેટાભેદરૂપ એક અલંકાર.

**અક્રમાંક** [સં. અક્રમ (આડુંઅવળું) + અંક (આંકડો)] પું. ક્રમ બહારનો આંકડો; આડોઅવળો ગમે તે આંકડો.

**અક્રવિહસ્ત** [સં. અ (નહિ) + ક્રવિસ (માંસ) + હસ્ત (હાથ)] વિ. માંસથી ન બગડેલ હાથવાળું.

**અક્રવ્યાદ** [સં. અ (નહિ) + ક્રવ્ય (માંસ) + અદ (ખાનાર)] વિ. માંસ નહિ ખાનાર.

**અક્રાંત** ૧. [સં. અ (નહિ) + ક્રાંત (ઓળંગેલું)] વિ. અજેય; અપૂર્વ.

૨. [ સં. અ ( નહિ ) + ક્રમ્ ( ઉલ્લંઘવું )] વિ. ઉલ્લંઘન નહિ કરાયેલું.

૩. [ સં. અ ( નહિ ) + ક્રમ્ ( જવું )] વિ. નહિ ગયેલું.

**અક્રાંતા** [ સં. ] સ્ત્રી. ઊભી ભોંરીંગણી; બૃહતી નામની વનસ્પતિ.

**અ. ક્રિ.** ન. (વ્યાકરણ) અકર્મક ક્રિયાપદનું ટૂંકું રૂપ.

**અક્રિય** ૧. [ સં. અ ( નહિ ) + ક્રિયા ( પ્રવૃત્તિ )] પું. પરમાત્મા.

૨. પું. ( પુરાણ ) સોમવંશી આયુ રાજાના પાંચમાંથી ચોથા પુત્ર રંભ નામના રાજાના કુળમાં જન્મેલા ગંભીર રાજાના પુત્રનું નામ. તપના પ્રભાવે એની સંતતિ બ્રાહ્મણ થઈ હતી.

૩. [ સં. અ ( અયોગ્ય ) + ક્રિયા ( કામ )] વિ. અયોગ્ય કામ કરનાર.

૪. [ સં. અ ( નહિ ) + ક્રિયા ( કામ )] વિ. કામ ન કરતું હોય એવું; પ્રવૃત્તિ વગરનું; નવરૂં.

૫. વિ. કામ વગરનું; નિરુદ્યોગી.

૬. [ સં. અ ( નહિ ) + ક્રિયા ( ધાર્મિક કામ )] વિ. ધાર્મિક ક્રિયા નહિ કરનારૂં.

૭. વિ. માલ વગરનું; નકામું.

**અક્રિયતા** [ સં. અક્રિય + તા ( નામ બનાવનાર પ્રત્યય )] સ્ત્રી. કામ નહિ કરવું તે.

**અક્રિયવાદ** જુઓ અકિરિયવાઇ.

**અક્રિયા** ૧. [ સં. અ ( નહિ ) + ક્રિયા ( કામ )] સ્ત્રી. ક્રિયાનો અભાવ; કામ નહિ કરવું તે.

૨. [ સં. અ ( અયોગ્ય ) + ક્રિયા ( કામ )] સ્ત્રી. ખરાબ કામ; અયોગ્ય કામ.

૩. સ્ત્રી. ( જૈન ) નાસ્તિકતા.

**અક્રિયાત્મા** [ સં. અક્રિય ( કામ નહિ કરનારૂં ) + આત્મન્ ( આત્મા )] વિ. આત્માને અક્રિય એટલે કંઈ નથી કરતો એમ માનનાર.

**અક્રિયાવાદ** ૧. પું. દશ્ય જગતમાં ક્રિયા થતી જ નથી એમ સિદ્ધ કરનાર તત્ત્વજ્ઞાનનો એ નામનો એક માર્ગ; આખું ય જગત કંઈ પણ ક્રિયા કરતું નથી એવો મત.

૨. [ સં. અક્રિયા + વાદ ( સિદ્ધાંત )] પું. નાસ્તિકતાનો સિદ્ધાંત; ૩૩ વાદ પૈકીનો એ નામનો એક.

> આર્યસૂત્રો ( અંગો ) પૈકી દષ્ટિવાદમાં જ વિશેષ કરીને અજ્ઞાનવાદ, ક્રિયાવાદ, અક્રિયાવાદ, ઈશ્વરવાદ. નિયતિવાદ, શૂન્યવાદ, વિજ્ઞાનવાદ અને અદ્વૈતવાદ વગેરે અનેક વાદો સંબંધે ચર્ચા કરી છે. — પુરાતત્ત્વ

૩. પું. મુખ્ય ૭ પંથ પૈકીનો એ નામનો એક. તેના આચાર્ય પુરણકાસ્યપનું કહેવું એવું હતું કે, કોઈએ કાંઈ કર્યું હોય અથવા કરાવ્યું હોય, કાપ્યું હોય અથવા કપાવ્યું હોય, ત્રાસ આપ્યો હોય અથવા અપાવ્યો હોય, પ્રાણીનો વધ કર્યો હોય, ચોરી કરી હોય, ઘર ફાડ્યું હોય, ધાડ પાડી હોય, જૂઠું કર્યું હોય, તોપણ તેને પાપ લાગતું નથી. જો કોઈ દાન દે કે દેવરાવે, યજ્ઞ કરે અથવા કરાવે, તો તેથી જરા પણ પુણ્ય થતું નથી.

**અક્રિયાવાદી** વિ. અક્રિયાવાદમાં માનનાર.

> મરીચ, કુમાર, કપિલ, ઉલૂક, ગાર્ગ્ય. વ્યાઘ્રભૂતિ. દદ્દલી, માઠર અને ચૌદ ગલાયન વગેરે ચોરાશી અક્રિયાવાદીઓના મતો દષ્ટિવાદમાં નોંધાએલા છે. — પુરાતત્ત્વ

**અક્રીબા** [ અ. કરીબ ( પાસે )નું બહુવચન ] ન બ. વ. મુસલમાની શરેહમાં કાયદાથી સ્વીકારેલી હદનાં સગાં.

**અક્રુદ્ધ** [ સં. અ ( નહિ ) + ક્રુદ્ધ ( ગુસ્સે થયેલું ) ] વિ. રીસ વિનાનું; ગુસ્સા વગરનું.

**અક્રૂર** ૧. [ સં. ] પું. ( પુરાણ ) વિષ્ણુ ભગવાનનો એ નામનો એક પાર્ષદ.

૨. પું. શ્રીકૃષ્ણનો એ નામનો કાકો અને ભક્ત; યદુકુળના સાત્વત વંશમાં જન્મેલા શ્વફલ્ક રાજાના તેર દીકરામાંનો એ નામનો એક. એને શ્વફલ્કિ પણ કહે છે. શ્રીકૃષ્ણ અને બળદેવને ગોકુળમાંથી મથુરા લાવવા કંસે એને જ મોકલ્યો હતો અને એ નંદરાજાને સમજાવી તેમને લઈ આવ્યો. સત્રાજિતનો સ્યમંતક મણિ લઈને તે કાશી જઈ રહ્યો અને ત્યાં તેણે ભારે દાનધર્મ કરી મણિકર્ણિકાનો ઘાટ બંધાવ્યો. છેવટે જ્યારે શ્રીકૃષ્ણના કહ્યાથી તેને યાદવો તેડવા ગયા ત્યારે તે પાછો દ્વારકા આવી રહ્યો.

૩. સ્ત્રી. ( જ્યોતિષ ) વરખરાશિની સંજ્ઞા

> વરખરાશિની અક્રૂર સંજ્ઞા છે. — જ્યોતિષહીર

૪. [ સં. અ ( નહિ ) + ક્રૂર ( ઘાતકી )] વિ. નિર્દય નહિ એવું.

**અક્રૂરતા** [ સં. અક્રૂર + તા ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. ક્રૂરતા ન હોવાપણું.

**અક્રૂરત્વ** ૧. જુઓ અક્રૂરતા.

૨. ન. ( વેદાંત ) મૃદુત્વ; ફોગટ પ્રશ્ન કરનાર શિષ્ય વગેરેને પણ કઠોર વચન કહ્યા સિવાય બોધ કરવાપણું.

**અક્રૂરેશ્વર** ન. અંકલેશ્વર; ભરૂચ જીલ્લાનુ એ નામનું એક ગામ.

> જયભટ્ટના અનુયાયી દદ્દ બીજાના શક સં. ૩૮૦, ૩૮૫, ૪૦૦ અને ૪૧૭નાં ચાર દાનપત્રોમાં શિરીષપદ્ર ( શિશોદ્રા ) અક્રૂરેશ્વર ( હાલના અંકલેશ્વર ) તાલુકામાં હોવાનો તથા જંબુસરના બ્રાહ્મણોને દાન આપ્યાનો ઉલ્લેખ છે. — ગુજરાતનાં તીર્થસ્થાનો

**અક્રેદ** [ સં. ] પું. નાટ્યના ૩૩ અલંકારમાંનો એ નામનો એક.

**અક્રે** પું. ( પિંગળ ) એ નામનો ૨૮ ગુરુ અને ૧૦૨ લઘુ મળી ૧૩૦ વર્ણ ને ૧૫૮ માત્રાવાળો એક વિષમજાતિ માત્રામેળ છંદ. તે ગાહિની કુંડલિનીનો એક ભેદ છે.

**અક્રોડ** ( અક્રોડ઼ ) [ સં. અક્ષોટ ] ન. ( મરાઠી ) અખોડ; અખરોટ.

**અક્રોધ** ૧. [ સં. અ + ક્રોધ ( ગુસ્સો )] પું. ક્રોધ ન હોવાપણું.

૨. વિ. ક્રોધ રહિત; ગુસ્સા વિનાનું.

**અક્રોધન** જુઓ અક્રોધી.

**અક્રોધી** [ સં. અ ( નહિ ) + ક્રોધિન્ ( ગુસ્સાવાળું )] વિ. ક્રોધ વિનાનું; ગુસ્સા વગરનું.

**અક્લ** [ અ. અકલ ( તે ડાહ્યો હતો )] સ્ત્રી. ડહાપણ; બુદ્ધિ.

**અક્લમ** ૧. [ સં. અ ( નહિ ) + ક્લમ ( શ્રમ )] પું. શ્રમનો અભાવ.

૨. વિ. શ્રમ વિનાનું; નહિ થાકેલું.

**અક્લમંદ** [ અ. અકલ ( તે ડાહ્યો હતો ) + ફા. મંદ ( વાળું )] વિ. ડાહ્યું.

**અક્લાંત** [ સં. અ ( નહિ ) + ક્લાંત ( થાકેલું )] વિ. નહિ થાકેલું.

**અક્લિન્નવર્ત્મ** [ સં. અ ( નહિ ) + ક્લિન્ન ( ભીનું ) + વર્ત્મન્ ( પાંપણ ) ] પું. આંખનો એક રોગ. તેમાં પાંપણ ખરી પડે અને પાણી ચૂયા કરે છે.

**અક્લિષ્ટ** ૧. [ સં. અ ( નહિ ) + ક્લિષ્ટ ( મહેનત પડે એવું )] ન. ક્લેશ રહિત કર્મ; વિના પ્રયાસે થઈ શકે તેવું કામ.

૨. [ સં. અ + ક્લિષ્ટ ( અટપટું )] વિ. અટપટું નહિ એવું; સાદું; સહેલું.

૩. [ સં. અ ( નહિ ) + ક્લિષ્ટ ( ઈજા પામેલું )] વિ. ઈજા વગરનું; ઈજા નહિ પામેલ.

૪. [ સં. અ ( નહિ ) + ક્લિષ્ટ ( થાકેલું )] વિ. થાક્યા વગરનું.

૫. [ સં. અ ( નહિ ) + ક્લિષ્ટ ( દુઃખી )] વિ. દુઃખ નહિ પામેલું; હેરાન નહિ થયેલું.

**અક્લિષ્ટકર્મા** ૧. [ સં. અક્લિષ્ટ ( થાક્યા વિનાનું ) + કર્મન્ ( કામ )] વિ. અનાયાસે

કામ કરનાર; વગર શ્રમે કામ કરનાર; સહેલાઈથી કામ કરે એવું.

૨. વિ. કોઈને દુઃખ ન થાય તેવું કર્મ કરનાર. આ વિશેષણ પરમાત્માને લાગુ પડે છે.

**અક્લિષ્ટવ્રત** [ સં. અક્લિષ્ટ ( નહિ થાકેલું ) + વ્રત ( ધાર્મિક ક્રિયા ) ] વિ. ધાર્મિક ક્રિયા કરવામાં થાકે નહિ એવું; ધાર્મિક વ્રત કરવામાં ડગે નહિ એવું.

**અક્લેદ** જુઓ અક્લેદ્ય.

**અક્લેદ્ય** [ સં. અ ( નહિ ) + ક્લિદ્ ( ભીનું થવું ) ] વિ. ભીનું ન થાય એવું; ન પલળે એવું.

**અક્લેશ** ૧. [ સં. અ ( નહિ ) + ક્લેશ ( કંકાસ ) ] પું. કજિયો નહિ હોવાપણું; સુલેહસંપ.

૨. [ સં. અ ( નહિ ) + ક્લેશ ( દુઃખ ) ] પું. દુઃખ રહિત સ્થિતિ; ખેદ ન હોવાપણું.

૩. વિ. શ્રમ વગરનું.

**અક્લેશી** ૧. [ સં. અ ( નહિ ) + ક્લેશિન્ ( કજિયાળું ) ] વિ. કંકાસ ન કરતું હોય તેવું.

૨. વિ. ક્લેશ વગરનું.

**અક્ષ** ૧. પું. ( ભૂગોળ ) અક્ષાંશ બતાવવા માટે વિષુવવૃત્તથી સમાંતરે દોરેલી લીટી.

૨. [ સં. અક્ષ્ ( માં થઈને જવું ) ] પું. આંસ; ધરી; કલ્પિત સુરેખા કે જે સ્થિર રહીને તેની આસપાસ આખો પદાર્થ આંટા ફરે છે.

> પૃથ્વી જે કલ્પિત રેખા પર ફરે છે તેને આંસ અથવા અક્ષ કહે છે.
>
> જ્યોતિર્વિલાસ

૩. પું. ગરુડ.

૪. પું. જુગાર રમવાનો પાસો; ચારે બાજુ કોઈ જાતનાં ચિહ્ન કરેલાં હોય એવો લાકડાનો, હાથીદાંતનો અથવા ધાતુનો લંબચોરસ પાસલો.

૫. પું. જ્ઞાનેંદ્રિય.

૬. પું. તોલો; સોળ માસાનું વજન.

> માષ, ટંક, અક્ષ, બિલ્વ, કુડવ, પ્રસ્થ, આઢક, રાશિ, ગોણી અને ખારી એઓ એક-એક કરતાં ( ઉત્તરોત્તર ) ચાર ગણાં હોય છે.
>
> યોગચિંતામણિ

૭. પું. ત્રાજવાની ડાંડી.

૮. પું. દરિયામાં થતો એક જાતનો શંખ. જૈન સાધુ તેના સ્થાપનાચાર્ય કરી પાસે રાખે છે.

૯. [ સં. અક્ષિ ] પું. નેત્ર; આંખ. બહુવ્રીહિ સમાસને અંતે અક્ષિનું અક્ષ થાય છે. જેમકે કમલાક્ષ, મીનાક્ષ.

૧૦. પું. ન્યાય.

૧૧. પું. પવિત્ર જ્ઞાન.

૧૨. પું. પાસાનો ખેલ; જુગાર.

૧૩. પું. પૈડાનો આરો.

> મહારથી બહુ યુદ્ધે ધસે છે,
> કુરુક્ષેત્ર ચક્રનો અક્ષ બને છે.
>
> સરસ્વતીચંદ્ર

૧૪. પું. બહેડાનું ઝાડ. તે વડ જેવડું મોટું, લાંબા આયુષ્યવાળું, અને તેનાં પાંદડાં અને ડાળી પણ વડ જેવાં થાય છે.

> અક્ષ વિભીતક કર્ષફલ સંવર્તક કલિ વૃક્ષ,
> ભૂતાવાસ બહેરમાં, તરી ચાલ મૃગચક્ષ.
>
> પિંગળલઘુકોષ

૧૫. પું. બિલામાનું ઝાડ.

૧૬. પું. મણકો; પારો.

૧૭. પું. ( પુરાણ ) મંદોદરીને પેટે થયેલો રાવણનો એ નામનો દીકરો. જુઓ અક્ષયકુમાર.

૧૮. પું. મુકદ્દમો; દાવો.

૧૯. પું. રથ; ગાડી.

૨૦. પું. ( જ્યોતિષ ) રાશિચક્રનો એ નામનો એક અવયવ.

૨૧. પું. રુદ્રાક્ષ.

૨૨. પું. લમણાનો નીચલો ભાગ.

૨૩. પું. વિવાદમાં વિશેષ જાણેલ અર્થ.

૨૪. પું. ( ભૂગોળ ) વિષુવવૃત્તથી ઉત્તરદક્ષિણ અંતર.

૨૫. પું. ( ભૂમિતિ ) વૃત્તચિત્તિ તૈયાર કરવાને ચોરસ અથવા કાટખૂણચોખૂણની સ્થિર રાખેલી બાજુ.

૨૬. [ સં. અક્ષ્ ( વ્યાપવું ) ] પું. શરીરમાં વ્યાપી રહેલ આત્મા.

૨૭. પું. સાપ.

૨૮. પું. સુરમો.

૨૯. પું. બ. વ. જેથી લેવાતા એક જાતના સમ.

૩૦. સ્ત્રી. ( જ્યોતિષ ) છાયા.

૩૧. સ્ત્રી. માળા.

૩૨. ન. ચક્ર.

૩૩. ન. ચક્રનું મધ્યમંડળ.

૩૪. ન. જન્મથી આંધળું માણસ.

૩૫. ન. દરિયાઈ મીઠું.

૩૬. ન. બહેડું.

૩૭. ન. મોરથુથુ.

૩૮. ન. સંચળ.

૩૯. વિ. નાશ ન પામે એવું.

**અક્ષક** ૧. જુઓ અક્ષ ૧૪.

૨. ન. હાંસડી; ખભાને અને છાતીને જોડનારું હાડકું. ગળાની બંને બાજુ આગળની પહેલી પાંસળીની ઉપર જ તે આવેલું છે.

**અક્ષકર્ણ** ૧. પું. ( ખગોળ ) છાયા તથા શંકુના અગ્રભાગને જોડનારી રેખા; શંકુના અગ્રભાગથી ત્રિજ્યાવૃત્તની પૂર્વ તરફ પરિધ સુધી બાંધવામાં આવે તે સૂત્રની છાયા. વસંતસંપાતમાં સૂર્ય હોય તે દિવસે મધ્યાહ્ને પલભાના અગ્રભાગથી સૂર્યોદયના બિંદુને સાંધનાર જે છાયા કર્ણરૂપે થાય છે તે અક્ષકર્ણ કહેવાય છે.

૨. પું. (ભૂમિતિ) ત્રિકોણમાં કાટખૂણાની સામેની બાજુ.

**અક્ષકુમાર** પું. રાવણનો એ નામનો એક દીકરો. જુઓ અક્ષયકુમાર.

**અક્ષકુશલ** [ સં. અક્ષ ( પાસો ) + કુશલ ( હોશિયાર ) ] વિ. પાસા રમવામાં ચતુર.

**અક્ષકૂટ** [ સં. અક્ષ ( આંખ ) + કૂટ ( ઢગ ) ] પું. નેત્રનો તારો; આંખની કીકી.

**અક્ષકોવિદ** જુઓ અક્ષકુશલ.

**અક્ષક્રીડા** [ સં. અક્ષ ( પાસો ) + ક્રીડા ( રમત ) ] સ્ત્રી. જુગાર; જૂગટું.

**અક્ષક્ષેત્ર** ૧. પું. ( ભૂમિતિ ) એક ખૂણો અક્ષાંશની બરાબર હોય અને બીજો ખૂણો કાટખૂણો હોય એવો ત્રિકોણ.

૨. ન. ( જ્યોતિષ ) છાયાનું ક્ષેત્ર; અર્થ સાધવા માટે કલ્પેલ આઠ ક્ષેત્ર માંહેનું દરેક.

૩. [ સં. અક્ષ ( પારો ) + ક્ષેત્ર ( જગા ) ] ન. પાસા નાખવાની જગ્યા.

**અક્ષગણ** [ સં. અક્ષ ( ઇંદ્રિય ) + ગણ ( સમૂહ ) ] પું. ઇંદ્રિયસમૂહ.

**અક્ષજ** ૧. જુઓ અક્ષક્ષેત્ર ૨.

૨. [ સં. અક્ષ ( ઇંદ્રિય ) + જ ( જન્મેલ ) ] પું. વિષ્ણુ, કારણ કે તે બ્રહ્માની નાસિકા ઇંદ્રિયમાંથી વરાહરૂપે પ્રકટ થયા મનાય છે.

૩. ન. ઇંદ્રિયજન્ય જ્ઞાન; અનુભવસિદ્ધ જ્ઞાન; પ્રજ્ઞાન.

૪. [ સં. અક્ષ ( અવયવ ) + જ ( ઉત્પન્ન થયેલું ) ] ન. વજ્ર, કેમકે તે અસ્થિરૂપ અવયવનું બનેલું મનાય છે.

૫. ન. હીરો.

૬. વિ. ઇંદ્રિયજન્ય.

૭. [ સં. અક્ષ ( છાયા ) + જ ( જન્મેલ ) ] વિ. ( જ્યોતિષ ) છાયાથી ઉત્પન્ન થનાર.

**અક્ષજ્વલન** ૧. ન. અક્ષાંશની જ્યાની વાંકાઈ.

૨. ન. ( ખગોળ ) ગ્રહના ક્રાંતિવૃત્તીય સ્થાનમાંથી ધ્રુવ અને ઉત્તરબિંદુ સુધી દોરેલા બે ચાપ વચ્ચેનો ખૂણો.

**અક્ષજાત** ન. લોહી; રુધિર.

શોણિત રક્ત કુણપ અને અસૃક રુધિર અક્ષજાત;
લોહી પીધું પૂતના પવિત્ર કરિયાં ગાત્ર.
પિંગળલઘુકોષ

**અક્ષજ્ઞ** [ સં. અક્ષ ( પાસો ) + જ્ઞ ( જાણનાર ) ] વિ. પાસા રમવાની કળા જાણનાર; પાસા રમવામાં ચતુર.

**અક્ષણ** [ સં. અ ( અયોગ્ય ) + ક્ષણ ( વખત ) ] વિ. કવખતનું; કમોસમનું; સમય વગરનું.

**અક્ષણદા** ૧. [ સં. અ ( નહિ ) + ક્ષણ ( ઉત્સવ ) + દા ( આપનારી ) ] સ્ત્રી. ઉત્સવ નહિ આપનારી સ્ત્રી.

૨. [ સં. અ ( નહિ ) + ક્ષણદા ( રાત્રિ ) ] સ્ત્રી. રાત્રિ નહિ તે.

**અક્ષણવેધી** [ સં. અ + ક્ષણ ( પળ ) + વેધિન્ ( વીંધનાર ) ] વિ. ક્ષણમાત્રમાં વીંધનાર.

એવી રીતે તેઓ અક્ષણવેધી અને વાળને પણ વીંધી નાખવાની શક્તિવાળા થયા.
પુરાતત્ત્વ

**અક્ષણિક** [ સં. અ ( નહિ ) + ક્ષણિક ( ક્ષણમાત્ર ટકે એવું ) ] વિ. તરત નાશ ન પામે એવું; ચાલુ રહે તેવું.

**અક્ષણું** [ સં. અક્ષત ( ચોખા ) + વાયન ( ભેટ ) ] ન. અખિયાણું; ચોખાથી કે ઘઉંથી ભરેલી થાળી.

સૌભાગ્યવતી અક્ષણું ભરી,
માંહાં તે તો શ્રીફળ ધરી. નાકર

**અક્ષત** ૧. પું. જવ; યવ.

૨. પું. ડાંગર; ચોખા.

૩. પું. ધાણી.

૪. પું. પાવૈયો; પુરુષાતન વગરનો માણસ.

૫. પું. શિવ.

૬. પું.બ.વ. તબિયત બગડેલ મનુષ્યના માથા ઉપરથી ઉતારેલ ચોખા, મીઠું, કોયલો, પાઈ, પૈસો કે લોખંડનો કટકો.

૧. અક્ષત ઉતારવા = માણસની તબિયત બગડતાં તેને થયેલો વળગાડ જાણવાને ચોખા, મીઠું, કોયલો વગેરે તેને માથેથી સાત વાર ઉતારવાં. આજારીને માથેથી ઉતારેલ આ સર્વ અક્ષત બ્રાહ્મણને બતાવતાં તેમાંના થોડા દાણા લઈ તે પોતાની તંત્રપાટી ઉપર નાખી રોગ કે વળગાડ હોય તે કહે છે.

૨. અક્ષત જોવા-વાળવા = વળગાડની અસર છે કે નહિ તે તપાસવા માથેથી ઉતારેલા ઘઉંના દાણા જોવા.

૭. [ સં. અ ( નહિ ) + ક્ષત ( ભાંગેલું ) ] પું.બ.વ. વણભાંગેલા ચોખાના દાણા. મંગળ પ્રસંગે દેવને અને મોટા માણસને વધાવી લેવામાં કે ચાંદલા ઉપર ચોડવામાં અક્ષતનો ઉપયોગ થાય છે.

૧. અક્ષત ચોડવા = ધાર્મિક ક્રિયામાં કપાળમાં ચાંદલા ઉપર ચોખા ચોડવા.

૨. અક્ષત છાંટવા = કંકુ ચડાવેલા ચોખા છાંટવા.

૮. ન. કાકડાશીંગ નામની ઔષધિ.

૯. [ સં. અ ( નહિ ) + ક્ષત ( ઘા ) ] ન. જખમ ન હોવાપણું.

૧૦. ન. ધાન્ય; અનાજ.

૧૧. ન. મંગળ; કલ્યાણ; શુભ.

૧૨. વિ. અખંડ.

તમારી અક્ષત રહેજો કુલલતા વીરરાજ.
નાનાલાલ

૧૩. [ સં. અ ( ઊલટું ) + ક્ષત ( નાશ પામેલું ) ] વિ. ઉત્કર્ષવાળું.

૧૪. [ સં. અ ( નહિ ) + ક્ષત ( કાપેલ ) ] વિ. ખસી નહિ કરેલું.

૧૫. વિ. નહિ ભાંગેલું; આખું; સલામત; અણીશુદ્ધ.

**અક્ષતત્ત્વ** [ સં. અક્ષ ( પાસો ) + તત્ત્વ ] ન. જુગાર રમવાની કળા; જુગારની વિદ્યા.

**અક્ષતપણું** [ સં. અક્ષત ( અખંડ ) + ગુ. પણું ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. જરા પણ ખંડિત ન થયું હોય એટલે ભાંગ્યું ન હોય તેવી સ્થિતિ; સલામતપણું.

**અક્ષતયોનિ** ૧. [ સં. અક્ષત ( અખંડ ) + યોનિ ] સ્ત્રી. કુમારિકા; કન્યા.

૨. વિ. સ્ત્રી. પુરુષના સંબંધમાં નહિ આવેલી; કૌમાર ખંડિત નથી થયું એવી.

**અક્ષતયોની** જુઓ અક્ષતયોનિ.

**અક્ષતવીર્ય** [ સં. અક્ષત ( અખંડ ) + વીર્ય ] વિ. પું. અસ્ખલિત વીર્યવાળો; સ્ત્રીસંગ ન થયો હોય એવો; બ્રહ્મચારી.

**અક્ષતશરીર** ૧. [ સં. અ ( નહિ ) + ક્ષત ( ઘવાયેલ ) + શરીર ] ન. નહિ ઘવાયેલું શરીર; નુકસાન ન પહોંચ્યું હોય તેવું શરીર.

૨. વિ. જખમી નહિ થયેલ.

**અક્ષતા** ૧. [ સં. ] સ્ત્રી. કન્યા; કુમારી.

૨. સ્ત્રી. કાકડાશીંગી.

૩. વિ. સ્ત્રી. પુરુષના સંબંધમાં નહિ આવેલી.

આ સર્વલોકથી નમસ્કૃતા, અપાપા, અક્ષતા, શુદ્ધ જનકીનું ગ્રહણ કરો. પુરાતત્ત્વ

**અક્ષત્ર** [ સં. અ ( નહિ ) + ક્ષત્ર ( ક્ષત્રિય ) ] વિ. ક્ષત્રિય વિનાનું.

**અક્ષત્રિય** ૧. [ સં. અ ( નહિ ) + ક્ષત્રિય ] ન. ક્ષત્રિય વર્ણ સિવાયનું અન્ય માણસ.

૨. વિ. ક્ષત્રિય વિનાનું; અક્ષત્ર.

**અક્ષદર્શક** ૧. [ સં. અક્ષ ( પાસો ) + દર્શક ( દેખાડનાર ) ] પું. જુગારીનો સરદાર.

૨. [ સં. અક્ષ ( વ્યવહાર ) + દર્શક ( બતાવનાર ) ] પું. ન્યાય આપનાર અમલદાર; ન્યાયાધીશ.

**અક્ષદિક્પરિવર્તન** [ સં. અક્ષ + દિક્ ( દિશા ) + પરિવર્તન ( ફેરફાર ) ] ન. ( ખગોળ ) અયનચલનની અનિયમિતતા; મધ્યમ અયનચલન અને શુદ્ધ અયનચલન વચ્ચેનો તફાવત; 'ન્યુટેશન.'

**અક્ષદેવી** [ સં. અક્ષ ( પાસો ) + દેવિન્ ( રમનાર ) ] વિ. જુગાર ખેલવાવાળું; જુગારી.

**અક્ષદ્યૂત** ૧. [ સં. અક્ષ ( પાસો ) + દ્યૂત ( જુગટું ) ] પું. પાસા ખેલનાર પુરુષ; જુગારી.

૨. ન. પાસાની રમત; જૂગટું.

**અક્ષધર** ૧. [ સં. અક્ષ ( ચક્ર ) + ધર ( ધારણ કરનાર ) ] પું. વિષ્ણુ.

૨. [ સં. અક્ષ ( પૈડાનો આરો ) + ધર ( ધરનાર ) ] ન. પૈડું.

૩. ન. શાખોટ નામનું ઝાડ.

૪. [ સં. અક્ષ ( પાસો ) + ધર ( ધરનાર ) ] વિ. પાસો લેનાર; પાસો પકડનાર.

૫. વિ. પૈડું પકડી રાખનાર.

**અક્ષધુર** [ સં. અક્ષ ( ગાડી ) + ધુર ( ધોંસરું ) ] પુ. ગાડીનું ધોંસરું.

**અક્ષધૂર્ત** [ સં. અક્ષ ( પાસો ) + ધૂર્ત ( ખેલાડી ) ] પું. પાસાની રમતમાં કુશળ ખેલાડી; જુગારી.

**અક્ષધૂર્તિલ** [ સં. અક્ષ ( ગાડું ) + ધૂર્તિ ( ભાર ) + લા ( લેવું ) ] પું. ગાડે જોડેલ બળદ.

**અક્ષનિપુણ** જુઓ અક્ષકુશલ.

**અક્ષનૈપુણ** [ સં. અક્ષ ( પાસો ) + નૈપુણ ( કુશળતા ) ] ન. પાસા રમવામાં કુશળતા.

**અક્ષપટલ** ૧. [ સં. અક્ષ ( ન્યાય ) + પટલ ( પ્રકરણ ) ] પું. ન્યાય આપનાર અમલદાર; ન્યાયાધીશ.

૨. પું. હિસાબી; હિસાબ રાખનાર.

૩. [ સં. અક્ષ ( આંખ ) + પટલ ( પડળ ) ] ન. આંખનું પડળ.

૪. ન. આંખનો એ નામનો એક રોગ.

૫. [સં. અક્ષ (ન્યાય) + પટલ (ટોપલો)] ન. કાયદાની ચોપડીઓ રાખવાનું સાધન.

૬. [સં. અક્ષ (ન્યાય) + પટલ (છાપરું)] ન. ન્યાયકચેરી.

**અક્ષપટલાધ્યક્ષ** [સં. અક્ષપટલ (હિસાબી) + અધ્યક્ષ (ઉપરી)] પું. હિસાબી ખાતાનો મુખ્ય અધિકારી.

**અક્ષપરિ** [સં. અક્ષ (પાસો) + પરિ (વિપરીત)] અ. પાસાની રમતમાં હાર થાય એમ; હારનો દાવ હોય એવી રીતે.

**અક્ષપાટક** ૧. [સં. અક્ષ (ન્યાય) + પટ્ (પ્રકાશવું)] પું. કાયદામાં પ્રવીણ પુરુષ.

૨. પું. ન્યાયાધીશ.

**અક્ષપાત** [સં. અક્ષ (પાસો) + પાત (પતન)] પું. પાસાનો દાવ.

**અક્ષપાદ** ૧. [સં. અક્ષ (આંખ) + પાદ (પગ)] પું. ન્યાયશાસ્ત્રના રચનાર ગૌતમમુનિ. એમ કહેવાય છે કે પોતાના મતનું ખંડન કરનાર વ્યાસનું મુખ પોતાની આંખે કદી ન જોવું એવી પ્રતિજ્ઞા ગૌતમે કરી હતી. પછી વ્યાસે જ્યારે એને પ્રસન્ન કર્યા ત્યારે એણે પોતાના પગમાં આંખ કરી તેને જોયા. આ કારણથી ગૌતમનું નામ અક્ષપાદ પડ્યું.

૨. [સં. અક્ષ (ઇંદ્રિય) + પાદ (જ્ઞાનસાધન)] પું. ન્યાયશાસ્ત્રને જાણનાર પુરુષ; નૈયાયિક; તાર્કિક. નૈયાયિકોનો તર્ક પ્રત્યક્ષોપજીવી હોઈ એટલે કે ઇંદ્રિયજન્ય પ્રત્યક્ષ જ તેમના મતમાં મુખ્ય જ્ઞાનસાધન હોવાથી 'અક્ષપાદ' સંજ્ઞા થઈ જણાય છે.

**અક્ષપાસો** [સં. અક્ષ (જુગાર) + પાસક (પાસો)] પું. જુગાર રમવાનો પાસો.

**અક્ષપીડા** ૧. [સં. અક્ષ (આંખ) + પીડા (વેદના)] સ્ત્રી. આંખની વેદના.

૨. [સં. અક્ષ (ઇંદ્રિય) + પીડા] સ્ત્રી. ઇંદ્રિયોની ઈજા.

૩. સ્ત્રી. યવતિક્તા નામની વનસ્પતિ.

**અક્ષપ્રદક્ષિણા** [સં. અક્ષ (ધરી) + પ્રદક્ષિણા (ભ્રમણ)] સ્ત્રી. (ખગોળ) ધરીની આસપાસ ફરવું તે; આકાશી પદાર્થનું પોતાની ધરી પર ફરવું તે; 'રોટેશન.'

> સુમારે પચીસથી સાડીછવીસ દિવસ સુધીમાં સૂર્યની અક્ષપ્રદક્ષિણા થાય છે.
> જ્યોતિર્વિલાસ

**અક્ષપ્રદક્ષિણાકાળ** [સં. અક્ષ (ધરી) + પ્રદક્ષિણા (ભ્રમણ) + કાલ (વખત)] પું. (ખગોળ) આકાશી પદાર્થને ધરીની આસપાસ ફરતાં લાગતો વખત.

**અક્ષબંધ** [સં. અક્ષ (આંખ) + બંધ્ (બાંધવું)] પું. જાદુથી લોકોની આંખમાં થતો ભુલાવો; નજરબંધી.

**અક્ષભા** ૧. સ્ત્રી. (ખગોળ) અક્ષાંશના સ્પર્શકને ૧૨ વડે ગુણવાથી આવે તેટલા અંગુલ.

૨. સ્ત્રી. છાયા.

**અક્ષભાગ** [સં. અક્ષ (આંસ) + ભાગ (અંશ)] પું. અક્ષાંશ.

**અક્ષભાર** ૧. [સં. અક્ષ (ગાડું) + ભાર (વજન)] પું. ગાડાનો ભાર; ગાડાનું વજન.

૨. પું. ગાડામાં ભરેલો ભાર.

**અક્ષભ્રમણ** જુઓ અક્ષપ્રદક્ષિણા.

**અક્ષભ્રમણગતિ** [સં. અક્ષભ્રમણ (ધરીની આસપાસ ફરવું તે) + ગતિ] સ્ત્રી. (ખગોળ) ધરીની આસપાસ ફરવાની ગતિ.

**અક્ષમ** ૧. [સં. અ (નહિ) + ક્ષમ (યોગ્ય)] વિ. અનુચિત; અઘટિત; અયોગ્ય.

૨. [સં. અ (નહિ) + ક્ષમ (સમર્થ)] વિ. અસમર્થ; અશક્ત; લાચાર.

૩. [સં. અ (નહિ) + ક્ષમા (ખામોશી)] વિ. ક્ષમાનો ગુણ ન હોય એવું.

૪. [સં. અ (નહિ) + ક્ષમ (સાંખે એવું)] વિ. બીજાને તેઓના મત ધરાવવા અથવા ધર્મ પાળવા દેવાને નારાજ.

**અક્ષમણીય** [સં. અ (નહિ) + ક્ષમણીય (માફ કરવા જોગ)] વિ. અક્ષમ્ય; માફી ન અપાય એવું.

**અક્ષમતા** જુઓ અક્ષમા ૧, ૨, ૪.

**અક્ષમત્વ** જુઓ અક્ષમા ૧, ૨, ૪.

**અક્ષમદ** [સં. અક્ષ (પાસો) + મદ (તીવ્ર ઇચ્છા)] પું. જુગાર રમવાની તીવ્ર ઇચ્છા.

**અક્ષમા** ૧. [સં. અ (નહિ) + ક્ષમા (સહન કરવાપણું)] સ્ત્રી. ઈર્ષા; અદેખાઈ.

૨. સ્ત્રી. ક્રોધ; ગુસ્સો.

૩. સ્ત્રી. નાટ્યના ૩૩ અલંકારમાંનો એ નામનો એક.

૪. સ્ત્રી. પારકાના મતને ઉદારતાપૂર્વક માન આપવાની અશક્તિ; ક્ષમાનો અભાવ.

**અક્ષમાપક** [સં. અક્ષ (આંસ) + માપક (માપનાર)] ન. (ખગોળ) રેખાંશ ને અક્ષાંશ ઉપરથી ગ્રહ-નક્ષત્ર જોવાનું એ નામનું એક પ્રકારનું યંત્ર.

**અક્ષમાપન** [સં. અ (નહિ) + ક્ષમાપન (માફી)] ન. માફ ન કરવાપણું.

**અક્ષમાલા** ૧. [સં. અક્ષ (નક્ષત્રચક્ર) + માલા] સ્ત્રી. (ખગોળ) ઉત્તર દિશામાં વસિષ્ઠ નામના તારા પાસે સપ્તર્ષિ મંડળમાં માળારૂપે રહેલ તારો; અરુંધતી નામનો તારો.

૨. [સં. અક્ષ (મણકો) + માલા] સ્ત્રી. રુદ્રાક્ષ, સ્ફટિક વગેરેના મણકાની માળા; બેરખો; જપમાળા.

૩. [સં. અક્ષ ('અ' થી 'ક્ષ' સુધીના અક્ષર) + માલા (હાર)] સ્ત્રી. વર્ણમાલા; અક્ષરમાળા; અ થી ક્ષ સુધીના અક્ષરની હાર.

૪. સ્ત્રી. વસિષ્ઠ ઋષિનાં પત્ની અરુંધતી.

**અક્ષમાલિકા** ૧. [સં.] સ્ત્રી. એકસો આઠ ઉપનિષદો પૈકીની એકનું નામ. જુઓ ઉપનિષદ.

૨. જુઓ અક્ષમાલા ૨, ૩.

**અક્ષમાશીલ** [સં. અ (નહિ) + ક્ષમા (સહનશીલતા) + શીલ (સ્વભાવ)] વિ. સહનશક્તિ વિનાનું; બીજાના મતને સહી ન શકે એવું.

**અક્ષમાળા** જુઓ અક્ષમાલા.

**અક્ષમૌન** [સં. અક્ષ (ઇંદ્રિય) + મૌન (ચૂપકી)] ન. મૌનનો એ નામનો એક પ્રકાર; બળાત્કારથી ઇંદ્રિયોનો કરવામાં આવેલો નિગ્રહ.

> બળાત્કારે ઇંદ્રિયોનો નિગ્રહ કરવો એ અક્ષમૌન છે. ત્રિકાળદર્શક દર્પણ

**અક્ષમ્ય** [સં. અ (નહિ) + ક્ષમ્ય (ક્ષમા આપી શકાય તેવું)] વિ. ક્ષમા ન આપી શકાય તેવું; માફ ન કરાય તેવું.

**અક્ષય** ૧. [સં. અ (નહિ) + ક્ષય (નાશ)] પું. ઈશ્વર; પરબ્રહ્મ; પરમાત્મા.

૨. ન. બૃહસ્પતિ સંવત્સરનું ૨૦મું વર્ષ.

૩. વિ. અખૂટ; ન ખૂટે એવું.

૪. [સં. અ (નહિ) + ક્ષય (ઘર)] વિ. ગરીબ; નિર્ધન; ઘર વગરનું.

૫. વિ. નાશ ન પામે એવું; અવિનાશી; શાશ્વત.

**અક્ષયકીર્તિ** ૧. [સં. અક્ષય (નાશ ન પામે તેવું) + કીર્તિ (આબરૂ)] સ્ત્રી. નાશ ન પામે તેવી આબરૂ.

૨. વિ. કીર્તિ કાયમ રહે એવું.

**અક્ષયકુમાર** [સં.] પું. મંદોદરીથી ઉત્પન્ન થયેલો રાવણનો એ નામનો દીકરો જ્યારે સીતાજીને શોધવા લંકા આવેલ હનુમાન

રાવણના પ્રમોદવનનો નાશ કરતો હતો ત્યારે રાવણે હનુમાનને પકડવા માટે તેને મોકલેલ. ત્યાં તે હનુમાનને હાથે માર્યો ગયો હતો.

**અક્ષયગુણ** ૧. [ સં. અક્ષય ( નાશ ન પામે તેવું ) + ગુણ ( સદ્ગુણ ) ] પું. શિવ.
૨. વિ. નાશ ન પામે તેવા ગુણવાળું.

**અક્ષયતા** ૧. [ સં. અક્ષય ( નાશ ન પામે તેવું ) + તા ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. નાશ નહિ થવાપણું.
૨. સ્ત્રી. લાંચ, રુશવત વગેરેથી નહિ લલચાવાનો ગુણ.

**અક્ષયતુલ્ય** [ સં. અક્ષય ( અવિનાશી ) + તુલ્ય ( બરાબર ) ] વિ. અવિનાશી જેવું; નાશ વિનાનું.

**અક્ષયતૂણિ** ૧. [ સં. અક્ષય ( ન ખૂટે તેવું ) + તૂણિ ( બાણનું ભાથું ) ] પું. અર્જુન.
૨. વિ. પું. અખૂટ બાણના ભાથાવાળો.

**અક્ષયતૃતીયા** [ સં. અક્ષય ( નાશ ન પામે એવું ) + તૃતીયા ( ત્રીજ ) ] સ્ત્રી. અખાત્રીજ; વૈશાખ સુદ ત્રીજ; મરેલાને નામે બ્રાહ્મણને પાણીથી ભરેલાં માટલાં, વીંજણા, દક્ષિણા વગેરે આપવાનો તેમ જ પિતૃઓનું તલ વડે તર્પણ કરવાનો દિવસ. ખેડૂતો ખેડવાના આરંભનું મુહૂર્ત આ દિવસે કરતા હોવાથી જો આ તિથિએ કૃત્તિકા કે રોહિણી નક્ષત્ર હોય તો બહુ જ સારું મનાય છે. આ દિવસે ગામડાના પાદરમાં ઝાડ પર હીંચકા બાંધીને હીંચકવાનો રિવાજ છે. એ સૃષ્ટિની ઉત્પત્તિનો તથા સત્યયુગના આરંભનો દિવસ ગણાય છે. આ તિથિએ કરેલું પુણ્યદાન નાશ પામતું નથી એવી માન્યતા ઉપરથી આ નામ પડેલું ધરાય છે.

**અક્ષયત્વ** જુઓ અક્ષયતા.

**અક્ષયધામ** ૧. [ સં. અક્ષય ( અવિનાશી ) + ધામન્ ( સ્થાન ) ] ન. નાશ ન પામે એવું સ્થાન; વૈકુંઠ.
૨. ન. મોક્ષ; નિર્વાણ; મુક્તિ.

**અક્ષયનવમી** [ સં. અક્ષય ( નાશ ન પામે એવું ) + નવમી ( નોમ ) ] સ્ત્રી. અખેનોમ; કાર્તિક સુદ નોમ. સૌભાગ્યવતી સ્ત્રી આ દહાડે ઉપવાસ તથા પિતૃપૂજન કરી સૌભાગ્ય ઇચ્છી કોળાનું દાન કરે છે. ત્રેતાયુગની શરૂઆત આ તિથિથી થયેલી મનાય છે. તે દિવસે ગોવિંદાભિષેકોત્સવ ઊજવાય છે, અને શ્રીવલ્લભાચાર્યજીએ સ્થાપેલી સર્વે બેઠકમાં અન્નકૂટ પુરાય છે.

**અક્ષયનિધિ** ૧. [ સં. અક્ષય ( અખૂટ ) + નિધિ ( ભંડાર ) ] પું. અખૂટ ભંડાર.
૨. [ સં. અક્ષય ( ન ખૂટે એવું ) + નિધિ ( સમુદ્ર ) ] પું. મહાસાગર; મોટો સમુદ્ર.

**અક્ષયનિક્ષિપ્ત** [ સં. ] ન. ( જૈન ) એક જાતનું તપ.

**અક્ષયનીવિ** [ સં. અક્ષય ( અખૂટ ) + નીવિ ( મૂડી ) ] સ્ત્રી. અખૂટ મૂડી.

**અક્ષયપદ** જુઓ અક્ષયધામ.

**અક્ષયપદપૂર્ણ** [ સં. ] પું. ક્ષય વગરની સ્થિતિમાં ઇચ્છા વગર રહેલો આત્મા.

**અક્ષયપાત્ર** ૧. [ સં. અક્ષય ( અખૂટ ) + પાત્ર ( વાસણ ) ] ન. જેમાં રાંધેલી વસ્તુ ખૂટે નહિ એવું વાસણ; અખેપાત્ર. વનવાસ વખતે સૂર્યે યુધિષ્ઠિરને આ પાત્ર આપ્યું હતું, જેથી પાંડવો પોતાની જોડે વનવાસમાં ફરતા અનેક ઋષિ વગેરેને ભોજન આપી શકતા.
૨. ન. નીપજમાંથી બ્રાહ્મણને અપાતો ધર્માદા ભાગ.
૩. ન. ભિક્ષા લેવાનું ઠામ.

**અક્ષયભાથો** [ સં. અક્ષય ( અખૂટ ) + ભસ્ત્રા ( ભાથો ) ] પું. બાણ ન ખૂટે એવો ભાથો.

**અક્ષયમંગલા** ૧. ન. એ નામની જ્ઞાતિનું માણસ.
૨. વિ. બ્રાહ્મણની એ નામની એક જાતનું.
૩. [ સં. અક્ષય ( અખૂટ ) + મંગલ ( શુભ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. કાયમનું કલ્યાણ કરનારી.

**અક્ષયલોક** [સં. અક્ષય ( અવિનાશી ) + લોક ( જગત ) ] પું. સ્વર્ગ.

**અક્ષયવટ** [ સં. અક્ષય ( અવિનાશી ) + વટ ( વડ ) ] પું. પ્રલયકાળે પણ જેનો નાશ ન હોતો થયો તેવો અતિ પ્રાચીન મનાતો એક વડ. પ્રલયકાળે તેનાં પાંદડાં પર ભગવાન પોઢયા હતા એમ કહેવાય છે. પ્રયાગમાં અક્ષયવટ કરીને એક સ્થાનમાં તે વડનું ઝાડ છે. તેનું થડ બહુ જબરું છે. અક્ષયવટ પરથી ગંગાયમુનાના સંગમમાં ઝંપલાવીને આત્મહત્યા કરવાથી પાપ નથી લાગતું, ઊલટું મોક્ષપ્રાપ્તિ થાય, એવી જૂની માન્યતા હોવાથી કેટલાક યાત્રાળુ આ વડ ઉપરથી પડીને દેહત્યાગ કરતા.

**અક્ષયવડ** જુઓ અક્ષયવટ.

**અક્ષયવાણી** ૧. [ સં. અક્ષય ( અખૂટ ) + વાણી ( બોલી ) ] સ્ત્રી. પ્રવાહ તૂટે નહિ એવી વાણી.
૨. [ સં. અક્ષય ( નાશ ન પામે એવું ) + વાણી ] સ્ત્રી. વચનસિદ્ધિ.
૩. સ્ત્રી. સરસ્વતી.

**અક્ષયવૃક્ષ** ૧. [ સં. અક્ષય ( અવિનાશી ) + વૃક્ષ ( ઝાડ ) ] ન. કલ્પવૃક્ષ.
૨. ન. કીર્તિરૂપી ઝાડ.
૩. જુઓ અક્ષયવટ.

**અક્ષયસુખ** ૧. [ સં. અક્ષય ( શાશ્વત ) + સુખ ] ન. કાયમનું સુખ; અવિનાશી સુખ.
૨. ન. નાશ ન થાય તેવા સુખનું સ્થાન; મોક્ષ.

**અક્ષયસ્થાન** જુઓ અક્ષયધામ.

**અક્ષયસ્થિતિ** [ સં. અક્ષય ( અવિનાશી ) + સ્થિતિ ( અવસ્થા ) ] સ્ત્રી. ( જૈન ) બધાં કર્મનો નાશ થયા પછી પ્રાપ્ત થતી કૈવલ્યાત્મક સ્થિતિ. આયુ તથા કર્મનો ક્ષય થવાથી નાશ ન થાય એવી અનંતસ્થિતિ સિદ્ધને પ્રાપ્ત થાય છે. સિદ્ધની સ્થિતિને આદિ છે, પણ અંત નથી, તેથી સિદ્ધ સાદિઅનંત કહેવાય છે.

**અક્ષયા** ૧. [ સં. ] સ્ત્રી. અક્ષય પુણ્ય આપનારી તિથિ: સોમવતી અમાસ, રવિવારી સાતમ, અને મંગળવારી ચોથ.
૨. વિ. સ્ત્રી. અખૂટ પુણ્ય આપનારી.

**અક્ષયાનવમી** જુઓ અક્ષયનવમી.

**અક્ષયાલલિતા** [ સં. અક્ષયા ( અખૂટ પુણ્ય આપનારી ) + લલિતા ( દુર્ગાદેવી ) ] સ્ત્રી. ભાદરવા સુદ સાતમ. અખંડ સૌભાગ્ય ઇચ્છતી સ્ત્રી એ દિવસ શિવ અને દુર્ગાના તહેવાર તરીકે ઊજવે છે.

**અક્ષાંયિણી** [ સં. ] સ્ત્રી. પાર્વતી.

**અક્ષયી** ૧. [ સં. અ ( નહિ ) + ક્ષયિન્ ( ખૂટે તેવું ) ] વિ. અખૂટ.
૨. [ સં. અ ( નહિ ) + ક્ષયિન્ ( નાશ પામે એવું ) ] વિ. નાશ ન પામે તેવું; અક્ષય; અવિનાશી.

**અક્ષય્ય** ૧. [ સં. અ ( નહિ ) + ક્ષય્ય ( ખૂટે એવું ) ] ન. ધઉં, શ્રીફળ, પાણી વગેરેની કદી પણ ખોટ ન પડે એવી પ્રાર્થના સાથે એ વસ્તુનું દાન. ચંદ્રસૂર્યના ગ્રહણ વખતે જે આપવામાં આવે તે અક્ષય્ય થાય એવી માન્યતા ઉપરથી આ શબ્દ વપરાતો જણાય છે.
૨. જુઓ અક્ષયી.

**અક્ષય્યદાન** જુઓ અક્ષય્ય ૧.

**અક્ષય્યનવમી** જુઓ અક્ષયનવમી.

**અક્ષય્યોદક** ૧. [સં. અક્ષય્ય (અખૂટ) + ઉદક (પાણી)] પું. સાગર.
૨. ન. શ્રાદ્ધમાં પિંડદાન પછી બ્રાહ્મણના હાથમાં 'અક્ષય્ય હો' કહીને મૂકવામાં આવતું મધ અને તેલ ભેળવેલું પાણી.

**અક્ષર** ૧. પું. અઘેડા નામની વનસ્પતિ.
૨. [સં. અ + ક્ષર (વિનાશી)] પું. આત્મા, કેમકે તેનો નાશ થતો નથી.
૩. પું. બે માત્રા જેટલો વખત; લવનો ચોથો અને ક્ષણનો આઠમો ભાગ.
૪. પું. મહેણું.
અક્ષર ઉતારવા = (૧) મહેણું ટાળવું. (૨) માથેથી ભાર ઉતારવો.
૫. [સં. અ (નહિ) + ક્ષર્ (નાશ પામવું)] પું. મોક્ષ; મુક્તિ; નિર્વાણ.
૬. પું. લેખ; દસ્તાવેજ; ખત.
૭. પું. વિષ્ણુ.
૮. પું. શબ્દ; વચન; બોલ.
અક્ષર બોલવા-મોંમાંથી અક્ષર કાઢવા = બોલવું; ઉચ્ચારવું.
૯. પું. શિવ.
૧૦. પું. સ્થૂળ શબ્દાર્થ; વચનનો ભાવાર્થ નહિ પણ માત્ર શબ્દાર્થ.
અક્ષર પાળવો = હેતુ નહિ સાચવતાં શબ્દને જ વળગી રહેવું.
૧૧. પું. બ. વ. બીજગણિત વગેરેમાં સંખ્યાને બદલે વપરાતા અક્ષર, જેનું કોઈ પણ અથવા અમુક નિશ્ચિત મૂલ્ય હોઈ શકે. (क+म) (क−म)=क$^2$−म$^2$. અહીં क અને म નાં કોઈ પણ મૂલ્ય હોઈ શકે; પણ ૧૩ क + ૯=૧૦૦. અહીં क નું મૂલ્ય ૭ જ હોઈ શકે.
૧૨. પું. બ. વ. વિધિના લેખ.
વૃથા અક્ષર કેમ હશે જે લખ્યા પુરુષપુરાણના. પ્રેમાનંદ
૧. અક્ષર ભૂંસવા-ટાળવા = (૧) અક્ષર છેકવા; ભૂંસવું. (૨) ભાગ્ય પલટાવવું.
૨. વિધિના અક્ષર = છઠ્ઠીના લેખ; ભાગ્ય.
૧૩. પું. બ. વ. હરફ; વર્ણ.
૧. અક્ષર કાઢવા = (૧) અક્ષર ઘૂંટવા. (૨) લખેલું ભૂંસી નાખવું. (૩) સંભાળથી લખવું.
૨. અક્ષર કોતરવા = અક્ષરની કોતરણી કરવી.
૩. અક્ષર જોવા = (૧) લખાણ ઓળખવું. (૨) લખેલું તપાસવું.
૪. અક્ષર પાડવા = (૧) કોતરણી અથવા ભૂંસણીમાં અક્ષર કાઢવા. (૨) છાપવું. (૩) લખતાં અક્ષર ભૂલી જવા. (૪) લખવું શરૂ કરવું. (૫) લખાણ કરી આપવું; લખવું. (૬) સંભાળપૂર્વક લખવું.
૫. અક્ષર પારખવા = લખાણ ઓળખવું.
૬. અક્ષર માંડવા = કાળજીથી લખવું.
૭. અક્ષર મેળવવા = લખેલું સરખાવવું.
૮. અક્ષર લખવા = લખવું.
૯. અક્ષર વાળવા = મરોડદાર અક્ષર થાય એમ કરવું.
૧૪. સ્ત્રી. માયા.
માયાને ઉપનિષદમાં અક્ષર એવું નામ આપેલું છે. ગીતારહસ્ય
૧૫. ન. અક્ષરલોક; વૈકુંઠ; અક્ષરધામ.
૧૬. ન. અવિનાશીપણું.
૧૭. ન. આકાશ.
૧૮. ન. એક પ્રકારનું વખતનું માપ; કાષ્ઠાનો એકપંચમાંશ.
૧૯. ન. જલ.
૨૦. ન. તપસ્યા; તપશ્ચર્યા.
૨૧. ન. (સંગીત) તાલનાં મુખ્ય ૭ અંગ પૈકીનું ચાર માત્રાનું ત્રીજું અંગ.
૨૨. ન. ધર્મ.
૨૩. ન. નાશ ન પામે એવું લખાણ.
૨૪. ન. ન્યાય; ઇન્સાફ.
૨૫. ન. બ્રહ્મ; પરમાત્મા; ઈશ્વર; પરબ્રહ્મ; કૂટસ્થ ચૈતન્ય.
૨૬. ન. (વેદાંત) બ્રહ્મધામ; પરમાત્માનું નિવાસસ્થાન.
૨૭. ન. ભણતર; કેળવણી.
૨૮. ન. યજ્ઞ.
૨૯. વિ. ક્રિયાશૂન્ય.
૩૦. [સં. અ + ક્ષર (ખસવું)] વિ. ન ખસે એવું; નિશ્ચલ; આઘુંપાછું ન થાય એવું; દૃઢ.
૩૧. વિ. નાશ ન પામે એવું; અવિનાશી; નિત્ય; અમર.

**અક્ષરક** ૧. [સં.] ન. વર્ણ.
૨. ન. સ્વર.

**અક્ષરકળા** [સં. અક્ષર + કલા (હુનર)] સ્ત્રી. લખવાનો હુનર.

**અક્ષરકૂટ** [જૂ. ગુ.] પું. અક્ષરમાં થયેલી ભૂલ.

**અક્ષરગણિત** [સં. અક્ષર+ગણિત] ન. આંકડા નહિ, પરંતુ અક્ષર માંડીને ગણતરી કરવાનું શાસ્ત્ર; બીજગણિત. અક્ષરગણિત એક પ્રાચીન હિંદુવિદ્યા છે. અક્ષરગણિતના સાંકેતિક રૂપમાં યુરોપીય પ્રજાના કરતાં હિંદુઓ આગળ હતા. પ્રાચીન હિંદુઓનું અક્ષરગણિત સંબંધી ત્રુટક જ્ઞાન વ્યવસ્થિત રૂપમાં મૂકનાર અને તે નવી વિદ્યાના મૂળ સ્થાપક તરીકે નામ કાઢનાર ગણિતશાસ્ત્રી આર્યભટ્ટ પાટલિપુત્રમાં ઈ. સ. ૪૭૬ માં જન્મ્યો હતો. ઈ. સ. પાંચમાથી બારમા સૈકા સુધીમાં હિંદુ અક્ષરગણિતમાં ઘણો વિકાસ થવા પામ્યો હતો. હિંદુઓએ સંપાદિત કરેલું જ્ઞાન યુરોપમાં સત્તરમા અને અઢારમા સૈકા સુધી જાણમાં આવ્યું ન હતું અને તે પણ એકજ વસ્તુને બીજી વાર શોધી કહાઈ હતી એમ કહી શકાય. આ સમયનું હિંદુ અક્ષરગણિત અંકગણિતની પેઠે યાકુબનાં અને મુસાનાં પુસ્તકોની મારફત આરબોમાં, અને તેની મારફત યુરોપમાં પ્રસિદ્ધ થયું. ચીન અને જપાનમાં પણ ત્યાંના ગણિતશાસ્ત્રીઓ હિંદુ અક્ષરગણિતનો ઉપયોગ જાણતા હતા.

**અક્ષરઘોષ** જુઓ અક્ષરધ્વનિ.

**અક્ષરચણુ** જુઓ અક્ષરચંચુ.

**અક્ષરચન** જુઓ અક્ષરચંચુ.

**અક્ષરચંચુ** [સં. અક્ષર + ચંચુ (પ્રખ્યાત)] પું. લહિયો; લેખક; લેખનકળા ઉપર ગુજરાન ચલાવનાર પુરુષ.

**અક્ષરચુંચુ** જુઓ અક્ષરચંચુ.

**અક્ષરછંદ** [સં. અક્ષર + છંદસ (છંદ)] પું. અક્ષરમેળછંદ; અક્ષરવૃત્ત. જુઓ અક્ષરમેળછંદ.

**અક્ષરજનની** ૧. [સં. અક્ષર + જનની (ઉત્પન્ન કરનારી)] સ્ત્રી. કલમ; લેખણ.
૨. [સં. અક્ષર (નાશ ન પામે એવું) + જનની (માતા)] સ્ત્રી. નાશ ન થાય એવી માતા.

**અક્ષરજીવક** જુઓ અક્ષરચંચુ.

**અક્ષરજીવિક** જુઓ અક્ષરચંચુ.

**અક્ષરજીવી** ૧. [સં. અક્ષર + જીવિન્ (જીવનાર)] પું. કાયસ્થ.
૨. જુઓ અક્ષરચંચુ.

**અક્ષરજ્ઞ** [સં. અક્ષર + જ્ઞ (જાણનાર)] વિ. ભણેલું.

**અક્ષરજ્ઞાન** [સં. અક્ષર + જ્ઞાન] ન. વાંચવા-લખવા જેટલું જ્ઞાન; લેખનવાચન પૂરતું જ્ઞાન.

**અક્ષરણ** [સં. અ (નહિ) + ક્ષરણ (નાશ)] ન. ખરી ન પડવું તે; નાશ ન પામવાનો ગુણ.

**અક્ષરણીય** ૧. [સં. અ (નહિ) + ક્ષર્ (ખસવું)] વિ. દૃઢ; મક્કમ.
૨. [સં. અ (નહિ) + ક્ષર્ (ઓગળવું)] વિ. ન ઓગળે તેવું.

૩. [સં. અ (નહિ) + ક્ષર્ (ખરવું)] વિ. ન ખરે એવું.

**અક્ષરતા** ૧. [સં. અક્ષર + તા (પણું)] સ્ત્રી. અક્ષર સંબંધી જ્ઞાન.

૨. [સં. અ (નહિ) + ક્ષરતા (નાશ પામવાપણું)] સ્ત્રી. નાશ ન પામવું તે; અવિનાશીપણું.

**અક્ષરતીર્થ** ૧. [સં. અક્ષર + તીર્થ (પવિત્ર જગા)] ન. મોક્ષ; પરમધામ; સદાનું પવિત્ર ધામ.

૨. વિ. ઘણું પુણ્ય આપનારૂં.

૩. વિ. સદાને માટે પવિત્ર.

**અક્ષરતૂલિકા** [સં. અક્ષર + તૂલિકા (પીંછી)] સ્ત્રી. કલમ; લેખણ.

**અક્ષરદેરી** [સં. અક્ષર (નાશ ન પામે એવું) + પ્રા. દેહરય (દેવગૃહ)] સ્ત્રી. સ્વામીનારાયણ ધર્મના ગુણાતીતાનંદ સ્વામીનું ગોંડલમાં આવેલું પવિત્ર સમાધિસ્થાન. તે સ્વામી અક્ષર મનાતા હોવાથી તે જગાને અક્ષરદેરી કહે છે.

**અક્ષરદેહ** ૧. પું. કીર્તિ.

૨. [સં. અક્ષર (અમર) + દેહ (શરીર)] પું. નાશ ન પામે એવું શરીર; દિવ્ય દેહ.

૩. [સં. અક્ષર (લખાણ) + દેહ (શરીર)] પું. લેખકના શરીરરૂપી ક્ષર દેહની સરખામણીમાં વધારે આયુષ્યવાળો એનો કૃતિસંગ્રહ અથવા એના લખાણનો સમૂહ; લખાણરૂપી શરીર. જેમકે ગોવર્ધનરામ ત્રિપાઠી કૃત દયારામનો અક્ષરદેહ.

**અક્ષરદેહધારી** [સં. અક્ષર (અમર) + દેહ (શરીર) + ધારિન્ (ધારણ કરનાર)] વિ. અમર; નાશ ન પામે એવું.

**અક્ષરદ્રુત** [સં. અક્ષર + દ્રુત (જલદી)] ન. (સંગીત) તાલનાં મુખ્ય ૭ અંગ પૈકીનું બીજું અંગ; દ્રુતઅંગ; શૂન્ય; દોદ્રુત; વલય; કૂપ; બિન્દુ; અર્ધમાત્રિક; સુવૃત્ત; આકાશ; ઉત્તમ; વૃત્ત; દ; બે માત્રાને અંતરે તાલ આવે તે ભાગ; બે માત્રાનું અંગ.

**અક્ષરધામ** જુઓ અક્ષયધામ.

**અક્ષરધ્વનિ** [સં. અક્ષર (વર્ણ) + ધ્વનિ (ઉચ્ચાર)] પું. અક્ષરનો ઉચ્ચાર; અક્ષર બોલતાં થતો અવાજ; અક્ષરઘોષ.

**અક્ષરનિવાસ** જુઓ અક્ષયધામ.

**અક્ષરન્યાસ** ૧. [સં. અક્ષર (વર્ણ) + ન્યાસ (ગોઠવણ)] પું. અક્ષરની ગોઠવણ; લખાવટ; અક્ષરની રચના; લખાણ.

૨. [સં. અક્ષર (વર્ણ) + ન્યાસ (અર્પણ)] પું. (તાંત્રિક) મંત્રનો એક એક અક્ષર બોલતાં હૃદય, નાક, કાન વગેરેને અડાય એવી તંત્રની એક ક્રિયા.

૩. [સં. અક્ષર (વર્ણ) + ન્યાસ (લેખન)] પું. લેખ; ખત; દસ્તાવેજ.

૪. પું. વર્ણમાળા; લિપિ.

**અક્ષરપદ** જુઓ અક્ષયધામ.

**અક્ષરપદ્ધતિ** [સં. અક્ષર + પદ્ધતિ (રીત)] સ્ત્રી. અક્ષર લખવાની રીત; વર્ણપદ્ધતિ; વર્ણમાળાની યોજના.

**અક્ષરપરસ્ત** ૧. [સં. અક્ષર + ફા. પરસ્ત (પૂજનાર)] વિ. અક્ષરપૂજક.

> રૂઢિપરસ્ત ગણાતા અને **અક્ષરપરસ્ત** ચીન દેશમાં પણ આ ફેરફાર અમલમાં મુકાયો છે.
> કાકેલકર

૨. [સં. અક્ષર (ભણતર) + ફા. પરસ્ત (પૂજક)] વિ. ભણેલું; વિદ્વાન; કેળવણી પામેલ.

**અક્ષરપંક્તિ** ૧. [સં. અક્ષર + પંક્તિ (પાંચ)] પું. (પિંગળ) એ નામનો ૫ અક્ષરનો એક અક્ષરમેળ છંદ; હંસ; પંક્તિ. તેના દરેક ચરણમાં ભગણ, ગુરુ અને ગુરુ હોય છે.

> હંસ ભ ગા ગે. લઘુપિંગળ

૨. [સં. અક્ષર + પંક્તિ (હાર)] સ્ત્રી. અક્ષરની હાર.

૩. વિ. પાંચ માત્રાવાળું.

**અક્ષરપુરુષ** [સં. અક્ષર (અવિનાશી) + પુરુષ] પું. આત્મા; ચૈતન્ય.

> માયાની સાથે સંબંધ રાખતા ચૈતન્યને **અક્ષરપુરુષ** કહે છે. ગીતાપંચામૃત

**અક્ષરબદ્ધ** [સં. અક્ષર + બદ્ધ (ગોઠવાયેલું)] વિ. અક્ષરના મેળવાળું.

**અક્ષરબંધ** ૧. [સં. અક્ષર + બંધ (ગોઠવણ)] પું. અક્ષરનું લઘુગુરુત્વ નહિ પણ તેની સંખ્યા જ નિયામક તત્ત્વ હોય એવી પદ્યરચના; પદ્યબંધની રચનાના પાંચ પ્રકારમાંનો એ નામનો એક; વૈદિક છંદ. ભાષણ કરવાને વખતે તેમાંના કેટલાક અક્ષર ઊંચા કે નીચા સ્વરથી કે ભારથી બોલાય છે. તેમાં ઊંચા સ્વરથી બોલાય તે ઉદાત્ત, નીચા સ્વરમાં બોલાય તે અનુદાત્ત, અને બંનેમાં જે ન બોલાય તે સ્વરિત. વેદના છંદ અમુક અક્ષરની સંખ્યાથી બંધાયેલા છે; પણ તેમાં આ ત્રણ સ્વરના સંવાદના કંઈક નિયમ રાખેલ હોય છે. તે નિયમ કયા હશે તે સમજી શકાતું નથી. આમાં અક્ષરના સમૂહ આવર્તન પામતા નથી તેથી તે અનાવર્તી અક્ષરબંધ રચના ગણવી જોઈએ. અક્ષરબંધ પદ્યરચનાના અનાવર્તી અને આવર્તી એવા બે પ્રકાર છે. વેદના છંદ કે જેમાં અક્ષરના સમૂહ આવર્તન પામતા નથી તે અનાવર્તી, અને અભંગ, મનહર વગેરે છંદ, જેમાં બે બે, ત્રણ ત્રણ, કે ચાર ચાર અક્ષરના સમૂહ આવર્તન પામે છે તે આવૃત્ત અક્ષરબંધ છે. અક્ષરબંધનું ખાસ લક્ષણ એ કે, ચરણમાં માત્ર અમુક જ અક્ષર આવે, પણ અક્ષરની આવૃત્તિ, પ્રાસ, યતિ કે એવું કશું ન મળે.

૨. [સં. અક્ષર + બંધ (બંધારણ)] પું. અક્ષરનું બંધારણ.

૩. [સં. અક્ષર (દૃઢ) + બંધ (બંધન)] પું. અતૂટ સંબંધ; ગાઢ મૈત્રી.

૪. પું. દસ્કત.

**અક્ષરબ્રહ્મ** ૧. [સં. અક્ષર + બ્રહ્મન્] પું. ઈશ્વર; પરમાત્મા; કૂટસ્થ; બ્રહ્મ.

૨. ન. બ્રહ્મનું ધામ.

**અક્ષરબ્રહ્માત્મક** [સં. અક્ષરબ્રહ્મ (પરમાત્મા) + આત્મક (સ્વરૂપવાળું)] વિ. પરમાત્માના ગુણધર્મવાળું.

> પોતાનો આત્મા **અક્ષરબ્રહ્માત્મક** છે એમ ભાન થતાં પોતાને વિષે જ ભક્તિથી કૃષ્ણનું દર્શન કરે છે. પુષ્ટિમાર્ગોપદેશિકા

**અક્ષરભાર** [સં. અક્ષર + ભાર (જોર)] પું. ઉચ્ચારણમાં અમુક પદ ઉપર મુકાતો ભાર.

> કલાભવનના જોડણીના નિયમ પ્રસિદ્ધ કર્યા એમાં **અક્ષરભાર**નું તત્ત્વ અને તજ્જન્ય હ્રસ્વ-દીર્ઘનો નિયમ સ્વીકાર્યો છે.
> કુસુમમાળા

**અક્ષરભુવન** ૧. [સં. અક્ષર (નાશ ન પામે એવું) + ભુવન (લોક)] ન. ઉદ્ભુવન; સ્વર્ગભુવન.

૨. [સં. અક્ષર (નાશ ન પામે એવું) + ભવન (મકાન; સામ્યાભાસને લીધે અહીં ભવનને બદલે ભુવન શબ્દ વપરાયો છે)] ન. શ્રીસ્વામીનારાયણના યોગવાળી સર્વ વસ્તુનો સંગ્રહ જેમાં કર્યો છે તે મકાન; પ્રસાદીની વસ્તુનું સંગ્રહસ્થાન.

**અક્ષરમત્ય** ૧. [સં. અક્ષર (અવિનાશી) + મતિ (બુદ્ધિ)] સ્ત્રી. ઈશ્વર અવિનાશી છે એવો નિશ્ચય.

૨. સ્ત્રી. નાશ ન થાય તેવી બુદ્ધિ.

> રહથી વાત કહે હરિ તણી,
> અખા અક્ષરમત્ય નહિ આપણી.
> અખો

**અક્ષરમય** [સં.] વિ. અક્ષરરૂપ; અક્ષરમાં અથવા શબ્દમાં પ્રકટ થયેલ.

રસના આત્માને મૂકી માત્ર **અક્ષરમય** રસનો આદર કરવા કોને અવકાશ મળે ? ગોવર્ધનરામ

**અક્ષરમાલ** જુઓ અક્ષરમાલા.

**અક્ષરમાલા** ૧. [સં. અક્ષર (વર્ણ) + માલા] સ્ત્રી. અક્ષરનો સમૂહ; મૂળાક્ષર; વર્ણમાળા.

૨. સ્ત્રી. અક્ષરરૂપી ફૂલની માળા.

**અક્ષરમાલિકા** જુઓ અક્ષરમાલા.

**અક્ષરમાળ** જુઓ અક્ષરમાલા.

**અક્ષરમાળા** જુઓ અક્ષરમાલા.

**અક્ષરમુખ** ૧. [સં. અક્ષર (વર્ણ) + મુખ (મોઢું)] પું. અક્ષરોમાં પહેલો અક્ષર અ.

૨. પું. શિષ્ય; ચેલો.

૩. વિ. અક્ષર શીખવાવાળું; અક્ષરનો અભ્યાસ કરનારું.

**અક્ષરમુષ્ટિકા** [સં. અક્ષર (વર્ણ) + મુષ્ટિકા (મૂઠી)] સ્ત્રી. આંગળીની ઇશારતથી વાતચીત કરવાની ભાષા; કરપલ્લવી.

**અક્ષરમુષ્ટિકાકથનકલા** ૧. [સં. અક્ષર (વર્ણ) + મુષ્ટિકા (મૂઠી) + કથન (કહેવું તે) + કલા (હુન્નર)] સ્ત્રી. એક જાતની કરપલ્લવી; આંગળીની ઇશારત વડે સમજાવવા રૂપ સાંકેતિક ભાષા.

૨. સ્ત્રી. મૂઠીમાંની વસ્તુ પારખવાની વિદ્યા; ૬૪ કળા પૈકીની એ નામની એક. કોઈ માણસના હાથમાં કે છાની જગ્યામાં કોઈ ચીજ હોય તે પારખવી હોય તો આ કળા કામ લાગે છે. કોઈ વસ્તુ હાથમાં રાખવાથી થતા હાવભાવ તથા હાથની સ્થિતિ તે વસ્તુ જાણવા માટે જરૂરનાં છે. તેમ ન પરખાય તો રંગ, ગુણ, નામના અક્ષર, તે અક્ષરથી ક્યા ક્યા શબ્દ બને વગેરે પ્રશ્ન પૂછી પેલી વસ્તુનું નામ નક્કી કરવામાં આવે છે. વળી કોઈ માણસ દૂર બેસી આપણાથી ન વંચાય તેવું લખતું હોય, તો તેના હાથના વલણ અને કલમની ઢબ ઉપરથી તેણે શું લખ્યું તે પારખી શકાય.

**અક્ષરમેળ** ૧. [સં. અક્ષર + મેલ] પું. અક્ષરની ગણતરીવાળો છંદ; ગણમેળછંદ. જુઓ અક્ષરમેળછંદ.

૨. વિ. અક્ષરની ગણતરીવાળું.

**અક્ષરમેળછંદ** [સં. અક્ષરમેલ + છંદસ્ (છંદ)] પું. (પિંગળ) અક્ષરના માપવાળા છંદમાંનો દરેક. છંદ બે જાતના હોય છેઃ અક્ષરમેળ અને માત્રામેળ. અક્ષરની જ ગણતરી અને આઠ ગણના આધારે જે છંદની રચના થાય તેને અક્ષરવૃત્ત એટલે અક્ષરમેળછંદ કહે. એમાં માત્રાનો મેળ હોય જ, પણ તે વૃત્તોમાં લઘુ ગુરુ અક્ષરના જ નિયમે આવે. દરેક પદમાં આટલા જ અક્ષર આવવા જોઈએ અને તે આવી રીતે મૂકવા જોઇએ. અનુષ્ટુપ, ઉપજાતિ, લલિત, તોટક, ભુજંગી, વસંતતિલકા, માલિની, મંદાક્રાંતા, શિખરિણી, શાર્દૂલવિક્રીડિત વગેરે અક્ષરમેળછંદ છે. અક્ષરમેળની કૃતિ મુશ્કેલ છે.

અસત્યો માંહીથી પ્રભુ પરમ સત્યે તું લઈ જા,
ઊંડા અંધારેથી પ્રભુ પરમ તેજે તું લઈ જા;
મહા મૃત્યુમાંથી અમૃત સમીપે નાથ લઈ જા,
તું હીણો હું છું તો તુજ દરસનાં દાન દઈ જા.

ઉપરના શિખરિણી અક્ષરમેળછંદના દરેક ચરણમાં ૧૭ અક્ષર હોય છે. તેના ગણ ય, મ, ન, સ, ભ તથા છેડે એક લઘુ અને એક ગુરુ હોય છે. છઠ્ઠે અક્ષરે વિરામ છે. દોહરો, સોરઠો, હરિગીત, ચોપાઈ, સવૈયો, છપ્પો, ગીતિ વગેરે માત્રામેળછંદ છે અને તેની કૃતિ અક્ષરમેળછંદ કરતાં સહેલી છે.

**અક્ષરમેળવૃત્ત** જુઓ અક્ષરમેળછંદ.

**અક્ષરયંત્ર** [સં.] ન. લિપિયંત્ર; લેખયંત્ર.

**અક્ષરયોગ** ૧. [સં. અક્ષર + યોગ (મેળવણી)] પું. અક્ષર ભેગા કરવા તે; અક્ષર જોડવા તે.

૨. [સં. અક્ષર (બ્રહ્મ) + યોગ (સંબંધ)] પું. ઇશ્વર સંબંધ.

**અક્ષરયોગી** [સં. અક્ષર (નાશ ન પામે એવું) + યોગિન્ (યોગી)] પું. શિવ; મહાદેવ.

**અક્ષરયોજક** ૧. [સં. અક્ષર + યોજક (ગોઠવનાર)] પું. છાપખાનામાં અક્ષરનાં બીબાં ગોઠવનાર માણસ.

૨. પું. લહિયો.

**અક્ષરરચના** [સં. અક્ષર + રચના (ગોઠવણ)] સ્ત્રી. અક્ષરની ગોઠવણી; અક્ષરપદ્ધતિ.

**અક્ષરરૂપ** [સં. અક્ષર (અવિનાશી) + રૂપ (લક્ષણ)] વિ. અવિનાશી સ્વરૂપવાળું.

**અક્ષરલભ્ય** [સં. અક્ષર + લભ્ય (મેળવી શકાય એવું)] વિ. અક્ષરના જ્ઞાનથી મળે એવું; લેખન વાચનથી પ્રાપ્ત થઈ શકે એવું.

**અક્ષરલાભ** ૧. [સં. અક્ષર (બ્રહ્મ) + લાભ (પ્રાપ્તિ)] પું. ઇશ્વરપ્રાપ્તિ.

૨. [સં. અક્ષર (શબ્દ) + લાભ (પ્રાપ્તિ)] પું. શબ્દનાં જાતિ, અર્થ વગેરેનું ભાન.

**અક્ષરલિપિ** [સં. અક્ષર + લિપિ (લખવાની રીત)] સ્ત્રી. જુદા જુદા અક્ષર કે જેની ગોઠવણીથી કંઇ પણ વિચાર જણાવી શકાય અથવા વાતચીત કરી શકાય તે અક્ષરનો સમૂહ.

**અક્ષરલેખન** [સં. અક્ષર + લેખન (લખવું તે)] ન. અક્ષર લખવા તે.

**અક્ષરલોક** [સં. અક્ષર (નાશ ન પામે એવું) + લોક (દુનિયા)] પું. નાશ વગરની દુનિયા; સ્વર્ગ.

**અક્ષરલોકવાસી** ૧. [સં. અક્ષર (અવિનાશી) + લોક (દુનિયા) + વાસિન્ (રહેનાર)] વિ. અવિનાશી દુનિયામાં રહેનાર; અમર લોકમાં રહેનાર.

૨. વિ. મરી ગયેલું.

**અક્ષરલોભ** ૧. [સં. અક્ષર + લોભ (લાલચ)] પું. કાગળપત્રની આશા.

૨. [સં. અક્ષર (બ્રહ્મ) + લોભ (તૃષ્ણા)] પું. બ્રહ્મધામની જિજ્ઞાસા; મુમુક્ષુતા.

**અક્ષરવર્જિત** [સં. અક્ષર + વર્જિત (રહિત)] વિ. અભણ; અજ્ઞાન; લખતાં વાંચતાં ન આવડતું હોય એવું; નિરક્ષર.

**અક્ષરવાસ** જુઓ અક્ષરધામ.

અક્ષરવાસી થવું = મરણ પામીને બ્રહ્મગતિ મેળવવી; મૃત્યુ પામવું.

**અક્ષરવાસિની** [સં. અક્ષર (મોક્ષ) + વાસિની (વસનારી)] વિ. સ્ત્રી. મોક્ષમાં વસનારી.

દેવદિવાળી પછી ક્ષર ત્યાગી **અક્ષરવાસિની** થઇ. સંઘમિત્રા

**અક્ષરવાહી** [સં. અક્ષર + વાહિન્ (વાળું)] વિ. મૂળ અર્થ પ્રમાણેનું; અક્ષર પ્રમાણે જ બરાબર જેનો અર્થ કરેલો છે એવું; શબ્દે શબ્દના અર્થવાળું.

**અક્ષરવિદ્** [સં. અક્ષર + વિદ્ (જાણનાર)] વિ. અક્ષર ઓળખનાર; અક્ષર ઓળખવાની વિદ્યા જાણનાર; અક્ષરનિષ્ણાત.

**અક્ષરવિદ્યા** ૧. [સં. અક્ષર (વર્ણ) + વિદ્યા (જ્ઞાન)] સ્ત્રી. અક્ષર સંબંધી જ્ઞાન; લખવા વાંચવાની આવડત.

૨. [સં. અક્ષર (બ્રહ્મ) + વિદ્યા (જ્ઞાન)] સ્ત્રી. બ્રહ્મવિદ્યા; તત્ત્વજ્ઞાન.

**અક્ષરવિધિ** ૧. [સં. અક્ષર + વિધિ (ક્રિયા)] સ્ત્રી. અક્ષર લખવા તે.

૨. સ્ત્રી. સહી કરવાનું કામ.

**અક્ષરવિન્યાસ** ૧. [ સં. અક્ષર + વિન્યાસ ( ગોઠવણી ) ] પું. ખત; લેખ; દસ્તાવેજ.
૨. પું. લખાવટ; જોડણી; શુદ્ધ લેખનવિદ્યા; અક્ષરની ગોઠવણી.
૩. પું. વર્ણમાળા; લિપિ.

**અક્ષરવૃત્ત** જુઓ અક્ષરમેળછંદ.

**અક્ષરવેધ** [ સં. અક્ષર + વેધ ( ઈજા ) ] પું. કાવ્યમાં આવતા દગ્ધાક્ષર; અશુભ અક્ષર.

**અક્ષરવૈવિધ્ય** [ સં. અક્ષર + વૈવિધ્ય ( જુદાપણું ) ] ન. અક્ષરનું જુદાપણું; જુદી જુદી જાતની અક્ષરરચના.

**અક્ષરવ્યક્તિ** [ સં. અક્ષર + વ્યક્તિ ( સ્પષ્ટતા ) ] સ્ત્રી. વર્ણમાળાના અક્ષરનું સ્પષ્ટ ઉચ્ચારણ.

**અક્ષરશત્રુ** ૧. [ સં. અક્ષર ( વર્ણ ) + શત્રુ ( દુશ્મન ) ] ન. અક્ષરનું દુશ્મન; લખતાં વાંચતાં ન આવડતું હોય તેવું માણસ
૨. વિ. કાળા અક્ષરને કૂટી મારે એવું; અભણ.

**અક્ષરશસ્ત્ર** [ સં. અક્ષર + શસ્ત્ર ( હથિયાર ) ] ન. અક્ષરરૂપી હથિયાર.

**અક્ષરશઃ** ૧. [ સં. અક્ષર + શઃ ( અવ્યય બનાવનાર પ્રત્યય ) ] અ. એકપણ અક્ષર રહી ન જાય તેમ; એક અક્ષર પણ ન છોડતાં; અક્ષરેઅક્ષર.
૨. અ મૂળશબ્દાનુસાર; શબ્દાર્થ પ્રમાણે.

**અક્ષરશાસ્ત્ર** [ સં. અક્ષર + શાસ્ત્ર ( ગ્રંથ ) ] ન. અક્ષરનું જ્ઞાન આપનાર ગ્રંથ; વ્યાકરણ.

**અક્ષરશાળા** [ સં. અક્ષર + શાલા ( નિશાળ ) ] સ્ત્રી. અક્ષરનું જ્ઞાન મળે તેવી નિશાળ.

**અક્ષરશિક્ષણ** [ સં. અક્ષર + શિક્ષણ ( શીખવવું તે ) ] ન. અક્ષર શીખવવાપણું; અક્ષરજ્ઞાન.

**અક્ષરશિક્ષા** ૧. [ સં. અક્ષર + શિક્ષા ( વિદ્યા ) ] સ્ત્રી. તંત્રશાસ્ત્ર માંહેની એક પ્રકારની અક્ષરવિદ્યા.
૨. [ સં. અક્ષર ( બ્રહ્મ ) + શિક્ષા ( જ્ઞાન ) ] સ્ત્રી. બ્રહ્મજ્ઞાન.

**અક્ષરશૂન્ય** જુઓ અક્ષરવર્જિત.

**અક્ષરશૂન્યતા** [ સં. અક્ષર ( ભણતર ) + શૂન્ય ( રહિત ) + તા ( પણું ) ] સ્ત્રી. અભણપણું

**અક્ષરસગાઈ** [ સં. અક્ષર + સગાઈ ( સમાનતા ) ] સ્ત્રી. ( કાવ્ય ) એક સાથે આવતા શબ્દમાં પહેલો અક્ષર અમુક એક જ હોય એ પ્રકારનો શબ્દાલંકાર; વર્ણસગાઈ. જેમકે ભૂમિ ભૂમિ પણ ભરત ભૂમિ, તારાં નંદન વન શાં વાન રે.

**અક્ષરસમ** [ સં. અક્ષર + સમ ( સમાનતા ) ] ન. અક્ષરનો શુદ્ધ ઉચ્ચાર; હ્રસ્વ, દીર્ઘ, પ્લુત એટલે એક, બે કે ત્રણ માત્રાવાળા અક્ષર જેવા હોય તેવા બોલવા તે.

**અક્ષરસમાસ** [ સં. અક્ષર + સમાસ ( જોડાણ ) ] પું. અક્ષરનું પરસ્પર જોડાણ.

**અક્ષરસમુદાય** [ સં. અક્ષર + સમુદાય ( જથ્થો ) ] પું. અક્ષરનો જથ્થો; અક્ષરગણ.

**અક્ષરસમૂહ** જુઓ અક્ષરસમુદાય.

**અક્ષરસંખ્યા** [ સં. અક્ષર + સંખ્યા ( ગણતરી ) ] સ્ત્રી. એક, બે, ત્રણ, ચાર એમ અક્ષરની ગણતરી.

**અક્ષરસંસ્થાન** [ સં. અક્ષર + સંસ્થાન ( ગોઠવણી ) ] ન. અક્ષરની રચના; લિપિ.

**અક્ષરસંહતિ** ૧. [ સં. ] સ્ત્રી. ( કાવ્ય ) થોડા શબ્દમાં ઘણા અર્થની રચના.

> ધર્મ, રસ, લક્ષણ એટલે શોભાદિ અક્ષર સંહતિ, રીતિ, અલંકૃતિ ને વૃત્તિ એ ૬ ધર્માદિ પદાર્થો રસિક જનને આહ્‌લાદ આપે છે.
> કાવ્યશાસ્ત્ર

૨. સ્ત્રી. નાટકનાં ૩૬ લક્ષણમાંનું એ નામનું એક લક્ષણ.

**અક્ષરસાજ** [ સં. અક્ષર + ગુ. સાજ ( શણગાર ) ] પું. બોલ; વાણી.

> બોલે થોડું મંદ મંદ ને મધુર જ અક્ષરસાજ.
> સરસ્વતીચંદ્ર

**અક્ષરસામુદ્રિક** [ સં. અક્ષર + સામુદ્રિક ( રેખાશાસ્ત્ર ) ] ન. લખેલા અક્ષર ઉપરથી માણસની ચાલચલગત, સ્વભાવ અને લાયકાત પારખવાની વિદ્યા.

**અક્ષરસામ્ય** [ સં. અક્ષર + સામ્ય ( સરખાપણું ) ] ન. અક્ષરનું સરખાપણું.

**અક્ષરસૃષ્ટિ** [સં. અક્ષર + સૃષ્ટિ] સ્ત્રી. લખાણ

**અક્ષરસૌષ્ઠવ** [ સં. અક્ષર + સૌષ્ઠવ ( સુંદરતા ) ] ન. અક્ષરની સુંદરતા.

**અક્ષરસૌંદર્ય** જુઓ અક્ષરસૌષ્ઠવ.

**અક્ષરસ્થ** ૧. વિ. મરી ગયેલું.
૨. [ સં. અક્ષર ( મોક્ષધામ ) + સ્થ ( રહેનારું ) ] વિ. મોક્ષધામમાં રહેનારું.

**અક્ષરસ્પષ્ટતા** [ સં. અક્ષર + સ્પષ્ટતા ( ચોખ્ખાઈ ) ] સ્ત્રી. અક્ષરનું ચોખ્ખાપણું વર્ણશુદ્ધિ.

**અક્ષરાકૃતિ** [સં. અક્ષર + આકૃતિ ( આકાર )] સ્ત્રી. અક્ષરનો આકાર.

**અક્ષરાકૃતિનાગબંધ** [ સં. અક્ષરાકૃતિ + નાગ + બંધ ( રચના ) ] પું. ( કાવ્ય ) અક્ષર સાથે નાગનો આકાર બને એવા લખાણવાળી પદરચના; એક જાતની ચિત્રકાવ્યરચના. આ રચનામાં નાગને વાળી કોઈ પણ અક્ષરના જેવી આકૃતિ બનાવી શકાય છે. નાગના મોઢાથી શરૂ કરી પૂંછડે કાવ્ય અટકે છે. છંદ પ્રમાણે જ્યાં અટકવાનું હોય, ત્યાં છેલ્લો અક્ષર બે વખત વપરાય છે.

**અક્ષરાજ** [ સં. અક્ષ ( પાસો ) + રાજન્ ( રાજા ) ] પું. જુગારી; જુગારમાં કુશળ પુરુષ.

**અક્ષરાડંબર** [સં. અક્ષર + આડંબર ( ખોટા ડોળ ) ] પું. ( કાવ્ય ) કાવ્યનો એ નામનો એક પ્રકાર; એકલા અક્ષરનો ખોટો ડોળ ભરેલો હોય પણ રસ કે ભાવના ન હોય તેવું કાવ્ય; અધમકાવ્ય.

**અક્ષરાતીત** ૧. [સં. અક્ષર ( વર્ણ ) + અતીત ( બીજી પાર ગયેલું ) ] ન. બ્રહ્મ; પરમાત્મા, કેમકે તે અક્ષરથી પર હોઈ અનિર્વચનીય છે. ક્ષર, અક્ષર અને અક્ષરાતીત એ ત્રણ વેદાંતમાં સર્વભૂત, કૂટસ્થ અને બ્રહ્મને માટે વપરાતા શબ્દ છે.
૨. વિ. અક્ષરથી ન વર્ણવાય એવું; વાણીથી વર્ણવી ન શકાય તેવું; અવર્ણનીય.

**અક્ષરાત્મક** ૧. [ સં. અક્ષર ( વર્ણ ) + આત્મક ( સંબંધનું ) ] વિ. અક્ષરમેળવાળું; જેમાં અક્ષરનો મેળ હોય એવું.
૨. વિ. અક્ષરની મુખ્યતાવાળું.
૩. [ સં. અક્ષર ( અવિનાશી ) + આત્મક ( રૂપવાળું ) ] વિ. અવિનાશી સ્વરૂપવાળું.

**અક્ષરાર્થ** ૧. [ સં. અક્ષર ( વર્ણ ) + અર્થ ( સમજૂતી ) ] પું. અક્ષરનો અર્થ; તાત્પર્ય.
૨. પું. કેવળ અક્ષરને વળગી રહીને કરેલો અર્થ; શબ્દાર્થ; સંકુચિત અર્થ.

**અક્ષરાધ્યાત્મ** [ સં. અક્ષર ( ન ભૂંસાય તેવું ) + અધ્યાત્મ ( આત્મા સંબંધી ) ] વિ. ન ભૂંસાય તેવું શ્રેષ્ઠ, ઊંડું આત્મજ્ઞાન સૂચક.

**અક્ષરાનુક્રમ** [ સં. અક્ષર + અનુક્રમ ( શ્રેણી ) ] પું. એક પછી એક ક્રમમાં અક્ષર આવે તેવી રચના.

**અક્ષરામ્નાય** [ સં. અક્ષર + આમ્નાય ( શાસ્ત્ર ) ] પું. વર્ણમાળા.

**અક્ષરારંભ** ૧. [સં. અક્ષર + આરંભ (શરૂઆત)] પું. અક્ષરની શરૂઆત.

૨. પું. નિશાળે બેસાડવાની ક્રિયા.

**અક્ષરાલંબન** ૧. [સં. અક્ષર (બ્રહ્મ) + આલંબન (આધાર)] ન. બ્રહ્મશરણ.

૨. જુઓ અક્ષરાર્થ.

**અક્ષરાલેખન** [સં. અક્ષર + આલેખન (ચિત્રકામ)] ન. સારા અક્ષર ચીતરવાની કળા.

**અક્ષરાવલંબન** જુઓ અક્ષરાલંબન.

**અક્ષરાવલિ** ૧. [સં. અક્ષર + આવલિ (હાર)] સ્ત્રી. લખાણ; લેખન; અક્ષરની હાર.

૨. સ્ત્રી. લિપિ; અક્ષર લખવાની રીત.

**અક્ષરાવલી** ૧. પું. (પિંગળ) દરેક ચરણમાં રગણ, સગણ, જગણ અને ગુરુ મળી ૧૦ અક્ષર આવે એવો એ નામનો એક અક્ષરમેળ છંદ; લાલિની.

> ર સ જ જ ગ થી **અક્ષરાવલી.**
>
> રણપિંગળ

૨. જુઓ અક્ષરાવલિ.

**અક્ષરાંતર** [સં. અક્ષર + અંતર (બીજું)] ન. એક ભાષાનું બીજી ભાષાના મૂળાક્ષરમાં લખાણ; બીજી ભાષાના મૂળાક્ષરથી કોઈ ભાષાના અક્ષર લખવા તે; અક્ષર ઉતારવા તે

> તેના **અક્ષરાંતરની** શુદ્ધ પ્રતિઓ કરવાના કામમાં બાકીનો ચોમાસાનો વખત રોકયો છે.
>
> પુરાતત્ત્વ

**અક્ષરી** ૧. પું. બારાક્ષરી મંત્ર.

૨. સ્ત્રી. અક્ષરની હાર; વર્ણપંક્તિ.

૩. [સં. અશ્ (વ્યાપવું)] સ્ત્રી. ચોમાસું; વર્ષા.

૪. [સં. અક્ષર (વર્ણ) + ઇન્ (વાળું)] વિ. અક્ષરવાળું.

૫. [સં. અ + ક્ષર્ (નાશ પામવું)] વિ. નાશ ન થાય એવું; અક્ષય રહેનારું; અમર.

**અક્ષરુચક** [સં. અક્ષ + રુચક (મીઠું)] ન. એક જાતનું મીઠું.

**અક્ષરેઅક્ષર** [સં. અક્ષર + અક્ષર] અ. એક પણ અક્ષર રહી ન જાય તેવી રીતે; અક્ષરશઃ.

**અક્ષરેખા** [સં. અક્ષ (ધરી) + રેખા (લીટી)] સ્ત્રી. ગોળ પદાર્થના મધ્યબિંદુમાંથી પસાર થઈ બન્ને તરફ તેની સપાટી સુધી જતી ઊભી સીધી લીટી.

**અક્ષરેશ** [સં. અક્ષર (અવિનાશી) + ઈશ (ઈશ્વર)] પું. પરમેશ્વર.

**અક્ષરેશ્વર** જુઓ અક્ષરેશ

**અક્ષરોપગુણ** [સં. અક્ષર + ઉપગુણ (વર્ણ)] પું. (ગણિત) બીજગણિતમાં જે ઉપગુણ એટલે વર્ણ સંખ્યાથી નહિ પણ અક્ષરથી દર્શાવવામાં આવે તે; 'લિટરલ કોએફિશન્ટ'. $૪સ^3 + ૩સ^2 + કસ - ૫$. અહીં ક અક્ષરોપગુણ છે.

**અક્ષરોપાસક** ૧. [સં. અક્ષર + ઉપાસક (પૂજક)] વિ. અક્ષરની ઉપાસના કરનાર.

૨. [સં. અક્ષર (બ્રહ્મ) + ઉપાસક (પૂજક)] વિ બ્રહ્મની ઉપાસના કરનાર.

**અક્ષરોપાસના** ૧. [સં. અક્ષર + ઉપાસના (પૂજા)] સ્ત્રી. અક્ષરની પૂજા.

૨. [સં. અક્ષર (બ્રહ્મ) + ઉપાસના (ભક્તિ)] સ્ત્રી. અક્ષરબ્રહ્મની ભક્તિ.

**અક્ષલ** [સં.] સ્ત્રી. અથર્વવેદની નવ શાખામાંની એ નામની એક.

**અક્ષવતી** ૧. [સં. અક્ષ (પૈડું) + વતી (વાળી)] સ્ત્રી ગાડી.

૨. [સં. અક્ષ (પાસો) + વત્ (વાળું) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. જુગારની રમત; જુગાર.

૩. [સં. અક્ષ (ધરી) + વતી (વાળી)] સ્ત્રી. પૃથ્વી.

૪. વિ. સ્ત્રી. ધરીવાળી.

**અક્ષવલન** [સં. અક્ષ + વલન (વક્રતા)] પું. (ખગોળ) ગ્રહના ક્રાંતિવૃત્તીય સ્થાનમાંથી ધ્રુવ અને ઉત્તરબિંદુ સુધી દોરેલા બે ચાપ વચ્ચેનો ખૂણો.

**અક્ષવલનક્ષેત્ર** [સં. અક્ષવલન + ક્ષેત્ર (ત્રિકોણ)] ન. (ખગોળ) ગ્રહના ક્રાંતિવૃત્તીય સ્થાનને ધ્રુવ અને ઉત્તરબિંદુ સાથે જોડવાથી થતો ત્રિકોણ.

**અક્ષવલય** [સં. અક્ષ + વલય (વર્તુળ)] ન. (ખગોળ) ઉત્તરબિંદુની આસપાસ અક્ષાંશ જેટલે અંતરે અને અક્ષજ્યા જેવડી ત્રિજ્યા વડે કાઢેલું વર્તુળ.

**અક્ષવાટ** ૧. [સં. અક્ષ (પૈડું) + વાટ (ઠેકાણું)] પું. અખાડો; કુસ્તી કરવાની જગા, કેમકે ત્યાં રથચક્રથી ભૂકો થયેલ ધૂળ જેવી રેતી હોય છે.

૨. [સં. અક્ષ (જુગાર) + વાટ (સ્થાન)] પું. જુગારખાનું.

૩. પું. પાસા નાખવાનું પાટિયું.

૪. પું. સભાસ્થાન.

**અક્ષવિચલન** જુઓ અક્ષસ્પંદન.

**અક્ષવિત** જુઓ અક્ષવિદ.

**અક્ષવિદ** ૧. [સં. અક્ષ (કાયદો) + વિદ્ (જાણનાર)] વિ. કાયદામાં પ્રવીણ.

૨. [સં અક્ષ (પાસો) + વિદ્ (જાણનાર)] વિ. પાસાની રમત રમી જાણનાર; જુગારી.

**અક્ષવિદ્યા** [સં. અક્ષ (જુગાર) + વિદ્યા] સ્ત્રી. પાસા નાખવાની વિદ્યા; જુગાર રમવાની કળા; દ્યૂતવિદ્યા.

**અક્ષવૃત્ત** ૧. [સં. અક્ષ (ધરી) + વૃત્ત (વર્તુલ)] ન. (ભૂગોળ) ધરીના અંશ બતાવવા માટે વિષુવવૃત્તથી સમાંતરે દોરેલી લીટી; અક્ષાંશવૃત્ત; 'પેરેલલ ઑવ લૅટિટયુડ'.

૨. ન. રાશિચક્રરૂપ વૃત્તક્ષેત્ર.

૩. [સં. અક્ષ (જુગાર) + વૃત્ત (કામે વળગેલ)] વિ. જુગારી; જુગારમાં ચોંટેલ મનવાળું.

**અક્ષશાલા** જુઓ અક્ષવાટ ૨.

**અક્ષશાસ્ત્ર** [સં.] ન. મહર્ષિ ભારદ્વાજે રચેલું એ નામનું એક શાસ્ત્ર. તેમાં અક્ષ શબ્દની સમજૂતી, અક્ષની સાત જાત, અક્ષના વિભાગ, અક્ષશક્તિનાં સંમેલનસ્થાન, વિવિધ પ્રકારનાં વાતાવરણમય આવરણ, તેનાં સ્થાન અને તેની વચ્ચેનાં અંતર, તેની અંદર આવેલી ઉષ્મા અને અગ્નિ, જે ગ્રહ, સ્થાન અને પરિધિની અંદર અક્ષ ભ્રમણ કરે તેનું વર્ણન, આકાશપ્રદેશમાં આવેલાં જલમય આવરણ, નક્ષત્રગણ અને વિભાગ, આ અક્ષપરિધિમાં આવેલી પૃથ્વીઓ, અક્ષની ગતિ, તેનું ભ્રમણ, તેની શક્તિમાંથી ઉત્પન્ન થતાં મોજાં, અને તેની ગતિ વગેરે બાબતનું વિવેચન કરેલું છે.

**અક્ષસૂત્ર** ૧. [સં. અક્ષ (મણકો) + સૂત્ર (દોરો)] ન. બેરખો; જપ કરવાની માળા; રુદ્રાક્ષની માળા.

૨. [સં. અક્ષ (માળા) + સૂત્ર (દોરો)] ન. માળાનો દોરો.

૩. ન. યજ્ઞસૂત્ર; જનોઈ.

**અક્ષસ્તુષ** [સં.] ન. બહેડાનું ઝાડ.

**અક્ષસ્પંદ** જુઓ અક્ષસ્પંદન.

**અક્ષસ્પંદન** [સં. અક્ષ (ધરી) + સ્પંદન (થડકાટ)] ન. (જ્યોતિષ) અયનચલનની અનિયમિતતા; મધ્યમ અયનચલન અને સ્પષ્ટ અયનચલન વચ્ચેનો તફાવત; 'ન્યુટેશન'.

**અક્ષહીન** ૧. [સં. અક્ષિ (આંખ) + હીન (વિનાનું)] વિ. આંધળું.

૨. [સં. અક્ષ (પાસો) + હીન (વગરનું)] વિ. પાસા વગર રમનાર.

**અક્ષહૃદય** [ સં. અક્ષ ( પાસો ) + હૃદય ( રહસ્ય ) ] ન. જુગાર રમવામાં હોશિયારી.

**અક્ષંતવ્ય** [ સં. અ ( નહિ ) + ક્ષંતવ્ય ( માફ થાય એવું ) ] વિ. માફ ન કરી શકાય એવું; અક્ષમ્ય.

**અક્ષાગ્ર** [ સં. અક્ષ ( ધરી ) + અગ્ર ( આગળનો ભાગ ) ] પું. ગાડીની ધરીનો આગળનો ભાગ; ધરીનો છેડો.

**અક્ષાગ્રકીલક** [ સં. અક્ષ ( ધરી ) + અગ્ર ( આગળનો ભાગ ) + કીલક ( ખીલો ) ] પું. ગાડીની ધરીના આગલા ભાગમાં નાખવાનો ખીલો.

**અક્ષાણું** જુઓ અખિયાણું.

**અક્ષાર** ૧. [ સં. અ + ક્ષાર ( ખાર ) ] ન. યજ્ઞમાં હોમવા માટે મીઠા વગરની વસ્તુ; દૂધ, ઘી, ચોખા, તલ, મગ, જવ વગેરે.
૨. ન. સૈંધવ; એક ખનિજ ક્ષાર.
૩. વિ. મીઠું ન હોય એવું; મીઠા વગરનું.
અક્ષાર કરવું = હલકું કરવું; ક્ષારહીન કરવું; નરમ કરવું.

**અક્ષારલવણ** ૧. [ સં. અક્ષાર ( ખાર વિનાનું ) + લવણ ( મીઠું ) ] ન. ક્ષાર વિનાનું મીઠું. તે મીઠું માટીમાંથી નીકળે છે.
૨. ન. બનાવટી નહિ એવું મીઠું; સમુદ્રનું મીઠું.
૩. જુઓ અક્ષાર ૧.

**અક્ષાવલિ** [ સં. અક્ષ ( રુદ્રાક્ષ ) + આવલિ ( હાર ) ] સ્ત્રી. જપ કરવાની માળા; જપમાળા; તસબી.

**અક્ષાવલી** જુઓ અક્ષાવલિ.

**અક્ષાવાપ** ૧. [ સં. અક્ષ ( પાસો ) + આ ( પાસે ) + વપ્ ( ફેંકવું ) ] પું. જુગારખાનાનો માલિક.
૨. પું. જુગારી; જુગાર ખેલનાર.

**અક્ષાંતિ** ૧. સ્ત્રી. અદેખાઈ; ઈર્ષા.
૨. [ સં. અ + ક્ષાંતિ ( ક્ષમા ) ] સ્ત્રી. ક્ષમાનો અભાવ; અક્ષમા; અસહિષ્ણુતા.
૩. સ્ત્રી. ગુસ્સો.
૪. વિ. ક્ષમા વગરનું.

**અક્ષાંશ** ૧. [ સં. અક્ષ + અંશ ( ભાગ ) ] પું. ક્ષિતિજનું તળ પૃથ્વીના અક્ષ વડે જ્યાં કપાય ત્યાં તે બે વચ્ચે થતો ખૂણો.
૨. [ સં. અક્ષ ( વિષુવવૃત્તથી ઉત્તર-દક્ષિણ અંતર ) + અંશ ( વર્તુલનો ૩૬૦મો ભાગ ) ] પું. ( ભૂગોળ ) વિષુવવૃત્તની ઉત્તર અથવા દક્ષિણ દિશાએ હરકોઈ જગ્યાનું અંતર; ધ્રુવબિંદુથી બીજા ધ્રુવબિંદુ સુધી એક લીટી દોરી તેના જે ભાગ કરવામાં આવે તે; 'ડીગ્રી ઑવ ટીરેસ્ટ્રિયલ લૅટિટ્યુડ'. વિષુવવૃત્તની ઉત્તર તરફના ૯૦ અને દક્ષિણ તરફના ૯૦ મળીને ૧૮૦ અક્ષાંશ થાય છે.
૩. ન. અક્ષાંશની સમાંતરે આવેલું કોઈ ઠેકાણું.
૪. ન. નક્ષત્રનું ક્રાંતિવૃત્તની ઉત્તર અથવા દક્ષિણ બાજુનું કોણાંતર.
૫. ન. ભૂમધ્યરેખા અને કોઈ ચોક્કસ સ્થાનની વચમાં યામ્યોત્તરની પૂર્ણ સ્થિતિ કે અંતર.

**અક્ષાંશવૃત્ત** [ સં. અક્ષાંશ + વૃત્ત ( વર્તુલ ) ] ન. વિષુવવૃત્તથી સમાંતરે દક્ષિણે અને ઉત્તરે પૂર્વ-પશ્ચિમ દોરેલું વર્તુલ; અક્ષવૃત્ત; 'સર્કલ ઑવ લૅટિટ્યુડ'.

**અક્ષિ** ૧. [ સં. ] સ્ત્રી. આંખ; ચક્ષુ; નેત્ર.
૨. સ્ત્રી. બે સૂચક સાંકેતિક શબ્દ, કેમકે આંખ બે હોય છે.
૩. ન. એકસોઆઠ ઉપનિષદમાંની એકનું નામ. જુઓ ઉપનિષદ.

**અક્ષિઅંતર** જુઓ અકિખઅંતર.

**અક્ષિક** ૧. [ સં. અક્ષ ( ધરી ) + ઇક ( ને લગતું ) ] પું. એક જાતનું ઝાડ, જેનું લાકડું ધરી બનાવવામાં કામ લાગે છે; રંજનવૃક્ષ.
૨. પું. ક્ષાર.
૩. સ્ત્રી. હલકી ધાતુ ઉપર જેને મૂકતાં તે ધાતુ સોનું કે રૂપું થઈ જાય એમ કહેવાય છે તે રાખોડી.
૪. ન. કૃષ્ણયજુર્વેદની એક ઉપનિષદનું નામ.

**અક્ષિકંપ** [ સં. અક્ષિ ( આંખ ) + કંપ્ ( ફરકવું ) ] પું. આંખનો પલકારો.

**અક્ષિકીફલ** [ સં. ] ન. એ નામનું એક ફળ; બહેડું.

**અક્ષિકૂટ** [ સં. અક્ષિ ( આંખ ) + કૂટ ( આગલો ભાગ ) ] પું. આંખનું રતન; આંખની કીકી.

**અક્ષિકૂટક** જુઓ અક્ષિકૂટ.

**અક્ષિકેશ** જુઓ અક્ષિકોષ.

**અક્ષિકોષ** ૧. [ સં. અક્ષિ ( આંખ ) + કોષ ( ઘર ) ] પું. આંખનો ગોખલો.
૨. પું. આંખનો ડોળો.

**અક્ષિગત** ૧. [ સં. અક્ષિ ( આંખ ) + ગત ( ગયેલું ) ] પું. શત્રુ; વિરોધી.
૨. વિ. આંખે ચડેલું.
૩. વિ. દેખેલું; જોયેલું.
૪. વિ. દ્વેષ કરવા જેવું.

**અક્ષિગોલ** જુઓ અક્ષિગોલક.

**અક્ષિગોલક** [ સં. અક્ષિ ( આંખ ) + ગોલક ( ગોળો ) ] પું. આંખનો પ્રકાશ ગ્રહણ કરનાર પડદો. જુઓ અક્ષિપટ.

જ્યારે તે પદાર્થની આકૃતિ યંત્ર એટલે અક્ષિગોલકમાં જાય છે ત્યારે અંતઃકરણ તે પદાર્થની આકૃતિને ધારણ કરે છે.

સિદ્ધાંતદર્શન

**અક્ષિઘાત** ૧. [ સં. અક્ષિ ( આંખ ) + ઘાત ( ઘવાયેલું ) ] પું. આંખનો એક જાતનો રોગ.
૨. પું. આંખમાં વાગવું તે.

**અક્ષિણી** [ સં. ] સ્ત્રી. આંખ.

**અક્ષિત** ૧. [ સં. ] ન. પાણી.
૨. ન. સો અબજની સંખ્યા.
૩. [ સં. અ + ક્ષિત ( ક્ષીણ ) ] વિ. નાશ વગરનું; સ્થિર; કાયમી.

**અક્ષિતારક** [ સં. અક્ષિ ( આંખ ) + તારક ( તારો ) ] પું. આંખનું રતન; આંખની કીકી.

**અક્ષિતારા** જુઓ અક્ષિતારક.

**અક્ષિદર્શક** [ સં. અક્ષિ ( આંખ ) + દર્શક ( બતાવનાર ) ] ન. આંખની રચના તપાસવાનું એક જાતનું યંત્ર.

**અક્ષિદોષ** ૧. [ સં. અક્ષિ ( આંખ ) + દોષ ( ભૂલ ) ] પું. આંખની ભૂલ; જોવામાં થયેલી ભૂલ; દૃષ્ટિદોષ.
૨. પું. આંખનો રોગ.

**અક્ષિનિમેષ** [ સં. અક્ષિ + નિમેષ ( પલકારો ) ] પું. આંખના પલકારા જેટલો વખત; ક્ષણ.

**અક્ષિપક્ષ્મ** [ સં. અક્ષિ + પક્ષ્મન્ ( પાંપણ ) ] ન. પાંપણ.

**અક્ષિપટ** [ સં. અક્ષિ ( આંખ ) + પટ ( પડદો ) ] પું. આંખની કીકી પાછળનો પ્રકાશ ગ્રહણ કરનારો પડદો, જેના ઉપર બહારની વસ્તુની આકૃતિ પડે છે.

કિરણોનું વક્રીભવન થઇ જે મૂર્તિ ઉત્પન્ન થાય છે તે તારકની પાછળ પણ તેનાથી જરા દૂર આવેલ અક્ષિપટની ઉપર પડે છે.

બાલજ્ઞાનમાળા

**અક્ષિપટદાહ** [ સં. અક્ષિપટ ( આંખનો પડદો ) + દાહ ( બળતરા ) ] પું. આંખના પડદાનો સોજો; આંખનો એક જાતનો રોગ.

**અક્ષિપટલ** ૧. [ સં. અક્ષિ ( આંખ ) + પટલ ( પડદો ) ] ન. આંખનું પડળ; આંખનો પડદો.
૨. ન. આંખે પડળ આવી જવાનો એક રોગ.

**અક્ષિપાક** [સં. અક્ષિ + પાક (પાકવું તે)] પું. આંખ ઊઠવાનો રોગ.

**અક્ષિપીડ** [સં.] સ્ત્રી. એ નામની એક વનસ્પતિ.

**અક્ષિપુટ** [સં. અક્ષિ (આંખ) + પુટ (ઢાંકણું)] પું. પોપચું.

**અક્ષિપ્રગ્રાહી** [સં. અ (નહિ) + ક્ષિપ્ર (જલદી) + ગ્રાહિન્ (ગ્રહણ કરનાર)] વિ. બહુ ધીમે ગ્રહણ કરનાર; ઉતાવળથી કામ ન ઉપાડી કે સમજી શકનાર.

પાંચ ઇંદ્રિયો અને એક મન એ છ સાધનોથી થનાર મતિજ્ઞાનના અવગ્રહ, ઇહા આદિ રૂપથી જે ચોવીસ ભેદ થાય છે તે બધા ક્ષયોપશમ અને વિષયની વિવિધતાથી બાર બાર જાતના થાય છે; જેમકે બહુગ્રાહી, અલ્પગ્રાહી, બહુવિધગ્રાહી, એકવિધગ્રાહી, ક્ષિપ્રગ્રાહી, અક્ષિપ્રગ્રાહી, અનિશ્રિતગ્રાહી, નિશ્રિતગ્રાહી, અસંદિગ્ધગ્રાહી, સંદિગ્ધગ્રાહી, ધ્રુવગ્રાહી, અને અધ્રુવગ્રાહી.
તત્ત્વાર્થસૂત્ર

**અક્ષિપ્રદેશ** ૧. [સં. અક્ષિ (આંખ) + પ્રદેશ (ભાગ)] પું. આંખ આગળનો ભાગ.

૨. પું. દૃષ્ટિમર્યાદા.

**અક્ષિપ્રમાદ** ૧. [સં. અક્ષિ (આંખ) + પ્રમાદ (આળસ)] પું. આંખનું આળસ.

૨. [સં. અક્ષિ (આંખ) + પ્રમાદ (ગફલત)] પું. જોવામાં કરેલી ગફલત.

**અક્ષિફૂટું** ૧. [સં. અક્ષિ (આંખ) + ગુ. ફૂટવું] વિ. આંખ ફૂટેલી હોય એવું; કાણું.

૨. વિ. આંધળું.

**અક્ષિભેષજ** ૧. [સં. અક્ષિ (આંખ) + ભેષજ (ઔષધ)] ન. આંખના અમુક રોગ મટાડનાર એક વનસ્પતિ.

૨. ન. એક જાતનું અંજન; સુરમો.

**અક્ષિરોગ** [સં. અક્ષિ (આંખ) + રોગ] પું. આંખનું દરદ; આંખનો રોગ. સુશ્રુત અક્ષિરોગ ૭૬ જાતના માને છે.

**અક્ષિવ** ૧. [સં.] પું. એક જાતનું ઝાડ; સરગવો.

૨. ન. દરિયાઈ મીઠું; પકવેલું મીઠું.

**અક્ષિસ્થ** ૧. [સં. અક્ષિ (આંખ) + સ્થ (રહેલું)] વિ. આંખ આગળ રહેલું; નજર આગળનું.

૨. વિ. આંખમાં રહેલું.

**અક્ષી** ૧. અ. તદ્દન; બિલકુલ.

૨. અ. તમામ.

૩. અ. હંમેશાં.

**અક્ષીકરણ** ન. (ખગોળ) આકાશી પદાર્થ જોવા માટે દૂરબીનની અમુક પ્રકારની ગોઠવણ; નજર સામે પદાર્થને લાવવાની ક્રિયા; 'કૉલીમેટ'.

**અક્ષીકરણયંત્ર** ન. (ખગોળ) દૂરબીનનું અક્ષીકરણ કરવા માટે બીજું નાનું મદદગાર દૂરબીન; 'કૉલીમેટર'.

**અક્ષીકારક** ન. છેટેની વસ્તુ જોવા માટે વપરાતું એક જાતનું યંત્ર; દૂરબીન.

**અક્ષીણ** ૧. [સં.] પું. (પુરાણ) એ નામનો એક ઋષિ.

૨. [સં. અ (નહિ) + ક્ષીણ (ઘસાયેલું)] વિ. અખૂટ રહેલું; નહિ ઘટેલું.

૩. વિ. અવિનાશી; નાશ વગરનું.

૪. વિ. (જૈન) સચેત; જીવવાળું.

**અક્ષીણતા** ૧. [સં. અક્ષીણ (અવિનાશી) + તા (પણું)] સ્ત્રી. અવિનાશીપણું.

૨. [સં. અક્ષીણ (અખૂટ રહેલું) + તા (પણું)] સ્ત્રી. ક્ષય ન પામેલું હોવું તે; નહિ ઘટેલું હોવાપણું.

**અક્ષીણપરિભોગી** [સં. અક્ષીણ (જીવવાળું) + પરિભોગિન્ (ખાનાર)] વિ. (જૈન) જીવવાળો ખોરાક લેનારું; સચેત ખોરાક ખાનારું.

**અક્ષીણમહાનસિક** [સં. અક્ષીણ (અખૂટ) + મહાનસ (રસોડું) + ઇક (વાળું)] પું. (જૈન) હજારો માણસને જમાડે છતાં પોતે ન જમે ત્યાં સુધી અન્ન ન ખૂટે એવી શક્તિવાળો સાધુ પુરુષ.

**અક્ષીણલબ્ધિ** [સં. અક્ષીણ (અખૂટ) + લબ્ધિ (શક્તિ)] સ્ત્રી. (જૈન) હજારો માણસને જમાડે છતાં પોતે ન જમે ત્યાં સુધી અન્ન ખૂટે નહિ એવી એક શક્તિ.

**અક્ષીબ** જુઓ અક્ષીવ.

**અક્ષીયઅંતર** ન. (ખગોળ) આકાશી પદાર્થ જોવા માટે દૂરબીન ગોઠવવામાં ભૂલ થવાથી જોવાનો પદાર્થ તેની ખરી જગાએથી જેટલો આઘોપાછો જણાય તેટલો તફાવત; 'એરર ઑવ કૉલીમેશન'.

**અક્ષીયપ્રતિષ્ઠાપક** પું. (ભૂમિતિ) એ નામનો એક પ્રતિષ્ઠાપક. તેમાં એક આપેલી સ્થિર સુરેખા અને તે સુરેખામાં એક આપેલું સ્થિર બિંદુ હોય છે. ઇષ્ટ બિંદુને સ્થિર બિંદુ સાથે જોડવાથી સ્થિર સુરેખા સાથે થતો ખૂણો તે એક પ્રતિષ્ઠાપક અને ઇષ્ટ બિંદુ અને સ્થિર બિંદુ વચ્ચેનું અંતર તે બીજો પ્રતિષ્ઠાપક.

**અક્ષીયભુજયુગ્મ** પું. કોઈ બિંદુનું ધ્રુવબિંદુથી તથા કોઈ એક નિશ્ચિત બિંદુથી અંતર દર્શાવનારી બે રેખાનું જોડકું; 'પોલર કોઑર્ડિનેટ્સ'.

**અક્ષીયરેખા** સ્ત્રી. દૂરબીનના કાચના મધ્યબિંદુને દૃષ્ટિના કેંદ્ર સાથે જોડનારી રેખા; 'લાઇન ઑવ કૉલિમેશન'.

**અક્ષીયસમીકરણ** ન. (ભૂમિતિ) જેની અંદર અક્ષીયપ્રતિષ્ઠાપક આવતા હોય તેવું સમીકરણ; 'પોલર ઇક્વેશન'.

**અક્ષીરમધુસર્પિષ્ક** [સં. અ (નહિ) + ક્ષીર (દૂધ) + મધુ (મધ) + સર્પિસ્ (ઘી) + ક (વાળું)] પું. (જૈન) દૂધ, ઘી વગેરેનો ત્યાગ કરનાર સાધુ.

**અક્ષીવ** ૧. પું. સરગવો.

૨. ન. સમુદ્રનું મીઠું.

૩. [સં. અ + ક્ષીવ (ઉન્મત્ત)] વિ. કેફ વગરનું.

**અક્ષુણ્ણ** ૧. [સં. અ (નહિ) + ક્ષુણ્ણ (પરિચય કરેલ)] વિ. અનુભવ વગરનું.

૨. [સં. અ (નહિ) + ક્ષુણ્ણ (કચરાયેલું)] વિ. જ્યાં હાલચાલ ન થતી હોય એવું; પગરવ વિનાનું.

૩. [સં. અ (નહિ) + ક્ષુણ્ણ (ખંડિત)] વિ. નહિ ભાંગેલું.

૪. [સં. અ (નહિ) + ક્ષુણ્ણ (હણેલ)] વિ. નહિ મારેલું.

૫. વિ. નહિ હારેલું.

૬. વિ. વિચિત્ર; અસામાન્ય.

પ્રત્યેક પ્રસંગે એમની બુદ્ધિ કોઈ અજાણ્યા અક્ષુણ્ણ માર્ગ જ શોધે છે. કૌમુદી

**અક્ષુદ્ર** ૧. [સં.] પું. (જૈન) ઉદાર શ્રાવક; ગંભીર શ્રાવક.

૨. પું. શિવ.

૩. [સં. અ (નહિ) + ક્ષુદ્ર (તુચ્છ)] વિ. તુચ્છ નહિ એવું.

**અક્ષુદ્રતા** [સં. અ (નહિ) + ક્ષુદ્ર (તુચ્છ) + તા (પણું)] સ્ત્રી. તુચ્છ નહિ હોવાપણું.

**અક્ષુધ** [સં. અ (નહિ) + ક્ષુધા (ભૂખ)] વિ. ભૂખ વિનાનું.

**અક્ષુધા** [સં. અ (નહિ) + ક્ષુધા (ભૂખ)] સ્ત્રી. ભૂખનો અભાવ.

**અક્ષુબ્ધ** ૧. [સં. અ + ક્ષુબ્ધ (ઉશ્કેરાયેલું)] વિ. ક્ષોભ નહિ પામેલું; નહિ ઉશ્કેરાયેલું; સ્વસ્થ.

૨. વિ. નહિ ડહોળાયેલું.

**અક્ષુબ્ધતા** [ સં. અ ( નહિ ) + ક્ષુબ્ધ ( ઉશ્કેરાયેલું ) + તા ( પણું ) ] સ્ત્રી. શાંતપણું.

**અક્ષુભિત** જુઓ અક્ષુબ્ધ.

**અક્ષૈ** ૧. પું. રાવણનો પુત્ર અક્ષય.

ઇન્દ્રજીત **અક્ષૈ** અતિકાય ત્રણે તન મરાવ્યા રાય. — પ્રેમાનંદ

૨. [ સં. અક્ષય ( અવિનાશી ) ] વિ. અવિનાશી; અમર.

**અક્ષેત્ર** ૧. [ સં. અ ( અયોગ્ય ) + ક્ષેત્ર ( સ્ત્રી ) ] સ્ત્રી. વર્ણાંતર સ્ત્રી; બીજા વર્ણની સ્ત્રી.

૨. [ સં. અ ( અયોગ્ય ) + ક્ષેત્ર ( ઠેકાણું ) ] ન. ઉપદેશ માટે અયોગ્ય શિષ્ય; કુપાત્ર.

૩. ન. ક્ષાર હોવાને લીધે પાકને માટે અયોગ્ય જમીન; ખરાબ ખેતર.

૪. ન. જેની એક બાજુની લંબાઈ બાકીની બધી બાજુના સરવાળાની બરાબર હોય અથવા તેથી મોટી હોય તેવી ખોટી આકૃતિ; જેના ભુજ અથવા ખૂણાનાં પરિમાણ એવી રીતનાં આપેલાં હોય કે તે દોરી ન શકાય તેથી ખોટી રીતનો થતો આકાર. ત્રિકોણની ત્રણે બાજુનું પરિમાણ ૩, ૬, ૯ અથવા ૩, ૬, ૧૦ એમ આપેલાં હોય તો તે ત્રિકોણ દોરી ન શકાય. ચતુષ્કોણમાં એક બાજુ ૧૨ અને બાકીની ૨, ૩, ૬ આપી હોય તો તે ચતુર્ભુજ પણ ન દોરી શકાય. વળી ત્રિકોણની એક બાજુ આપી હોય અને તે બાજુને લગતા ખૂણાનો સરવાળો બે કાટખૂણાની બરાબર કે તેથી વધારે આપ્યો હોય તો તે ત્રિકોણ પણ દોરી ન શકાય. આ બધાં અક્ષેત્ર કહેવાય છે.

૫. વિ. ન ખેડાયું હોય એવું; અણખેડાયેલ.

**અક્ષેત્રજ** [ સં. અ ( નહિ ) + ક્ષેત્ર ( સ્ત્રી ) + જ ( ઉત્પન્ન થયેલ ) ] વિ. રખાત સ્ત્રીથી ઉત્પન્ન થયેલ; અનૌરસ.

**અક્ષેત્રજ્ઞ** ૧. [ સં. અ + ક્ષેત્ર ( શરીર ) + જ્ઞ ( જાણનાર ) ] વિ. આત્મજ્ઞાન વગરનું; શરીરના તત્ત્વને ન જાણનાર; દેહ અને આત્માના વિવેકજ્ઞાન રહિત.

૨. વિ. શરીરનો કુદરતી સ્વભાવ નહિ જાણનારું.

**અક્ષેત્રવર્ષી** ૧. [ સં. અક્ષેત્ર ( અપાત્ર ) + વર્ષિન્ ( વરસનાર ) ] વિ. અપાત્ર માણસને દાન આપનારું.

૨. [ સં. અક્ષેત્ર ( ઊખર જમીન ) + વર્ષિન્ ( વરસનાર ) ] વિ. ઊખર ભૂમિમાં વરસનારું.

**અક્ષેત્રવિદ** જુઓ અક્ષેત્રજ્ઞ.

**અક્ષેત્રી** ૧. [ સં. અ ( અન્ય ) + ક્ષેત્રિન્ ( ખેતરનો માલિક ) ] પું. ખેતરના માલિકથી ભિન્ન પુરુષ; ક્ષેત્રપતિથી જુદો આસામી.

૨. [ સં. અ. ( નહિ ) + ક્ષેત્રિન્ ( પતિ ) ] પું. પતિ સિવાયનો પુરુષ.

૩. વિ. ખેતર વગરનું; જેને ખેતર ન હોય એવું.

૪. વિ. જે ખેતરનો ધણી ન હોય તેવું.

૫. [ સં. અ ( નહિ ) + ક્ષેત્રિન્ ( સ્ત્રીવાળું ) ] વિ. સ્ત્રી વગરનું; વાંઢું.

**અક્ષેમ** [ સં. અ + ક્ષેમ ( કલ્યાણ ) ] ન. અમંગળ; અશુભ; અકલ્યાણ.

**અક્ષોટ** ૧. [ સં. ] ન. અખરોટ; લાકડા તથા ફળને માટે કીમતી ગણાતું એક ઝાડ.

૨. ન. એક જાતનું ફળ. તેનાં મીંજ બદામની માફક ખવાય છે.

**અક્ષોટક** જુઓ અક્ષોટ.

**અક્ષોટતેલ** [ સં. અક્ષોટ ( અખરોટ ) + તૈલ ( તેલ ) ] ન. અખરોટનું તેલ.

**અક્ષોડ** જુઓ અક્ષોટ.

**અક્ષોડક** જુઓ અક્ષોટ.

**અક્ષોણી** જુઓ અક્ષૌહિણી.

**અક્ષોદ** [ સં. અક્ષ્ ( વૃદ્ધિ પામવું ) + ઉદન્ ( પાણી ) ] ન. ( પુરાણ ) એ નામનું એક સરોવર.

સરોવરમાં અત્યંત પ્રખ્યાત માનસ સરોવર, બિંદુસર અને **અક્ષોદ** એઓ વધારે પવિત્ર ગણાય છે. — ભગવતી ભાગવત

**અક્ષોભ** ૧. [ સં. અ + ક્ષોભ ( ગભરાટ ) ] પું. ક્ષોભનો અભાવ; સ્થિરતા.

૨. [ સં. અ + ક્ષોડ ( ખૂંટો ) ] પું. હાથી બાંધવાનો ખીલો.

૩. વિ. ક્ષોભ વગરનું; સ્થિર; શાંત; અડગ.

સિંધુ નદી પૂરીત **અક્ષોભ**. — ભીમ

**અક્ષોભનીય** [ સં. અ ( નહિ ) + ક્ષોભનીય ( ગભરાટ પામે એવું ) ] વિ. ગભરાટ ન પામે એવું.

**અક્ષોભ્ય** ૧. [ સં. ] પું. એ નામનો એક ઋષિ.

૨. પું. બુદ્ધ.

૩. પું. મધ્વ સંપ્રદાયનો એ નામનો એક આચાર્ય. તેને વિદ્યારણ્યસ્વામી સાથે વાદવિવાદ થયો હતો. તે સંબંધમાં એવી આખ્યાયિકા છે કે 'તત્ત્વમસિ' રૂપ અસિથી અક્ષોભ્યે વિદ્યારણ્યનું છેદન કર્યું અને મહામુનિ વિદ્યારણ્યે અક્ષોભ્ય મુનિને ક્ષોભ પમાડ્યો.

૪. પું. મોટી સંખ્યા.

૫. [ સં. અ ( નહિ ) + ક્ષોભ્ય ( ગભરાટને યોગ્ય ) ] વિ. ગભરાટ ન પામે એવું; જેને દિલગીરી ન થાય એવું.

૬. વિ. સ્થિર; શાંત.

**અક્ષોભ્ય** મુદ્રાથી બેઠેલી તાંબાની શાક્યમુનિની સુંદર મૂર્તિ છે. — પુરાતત્ત્વ

**અક્ષોભ્યકવચ** [ સં. અક્ષોભ્ય ( સ્થિર ) + કવચ ( બખતર ) ] ન. ( તાંત્રિક ) એ નામનું એક કવચ; ભૂત, પિશાચ કે મૂઠચોટથી શરીરનું રક્ષણ કરતો મનાતો એ નામનો એક મંત્ર.

**અક્ષોભ્યા** [ સં. ] સ્ત્રી. મણિદ્વીપમાં રહેતી ૬૪ દેવી પૈકીની એ નામની એક. જુઓ કલા.

**અક્ષૌહિણી** ૧. સ્ત્રી. અગિયાર સૂચક સાંકેતિક શબ્દ. જુઓ રુદ્ર.

૨. [ સં. અક્ષ ( ઇંદ્રિય ) + ઊહ્ ( તર્ક કરવો ) ] સ્ત્રી. ઇંદ્રિયોનું અચોક્કસ જ્ઞાન.

૩. સ્ત્રી. એક આંકડા ઉપર ૨૧ મીંડાંવાળી સંખ્યા.

૪. [ સં. અક્ષ ( રથ ) + ઊહિની ( ગોઠવેલો સમુદાય ) ] સ્ત્રી. જેમાં ૨૧૮૭૦ હાથી, ૨૧૮૭૦ રથ, ૬૫૬૧૦ રથમાં જોડેલા સિવાયના ઘોડા અને ૧૦૯૩૫૦ પાયદળ હોય તેવું ચતુરંગી સૈન્ય. એનાં અંગઉપાંગનું કોષ્ટક:

૧ હાથી + ૧ રથ + ૩ ઘોડા + ૫ પાયદળ = ૧ પત્તિ
૩ પત્તિ = ૧ સેનામુખ
૩ સેનામુખ = ૧ ગુલ્મ
૩ ગુલ્મ = ૧ ગણ
૩ ગણ = ૧ વાહિની
૩ વાહિની = ૧ પૃતના
૩ પૃતના = ૧ ચમૂ
૩ ચમૂ = ૧ અનીકિની
૧૦ અનીકિની = ૧ અક્ષૌહિણી

ત્રેવીસ **અક્ષૌહિણી** સહિત ભાગ્યો હું સત્તરવાર. — પ્રાચીનકાવ્ય

**અક્ષ્ણ** ૧. [ સં. ] પું. સમય; વખત.

૨. [ સં. અશ્ ( વ્યાપવું ) ] વિ. નહિ ભાંગેલું; આખું; અખંડ.

**અકસ** ૧. [ અ. ] પું. પ્રતિબિંબ; પડછાયો.

૨. સ્ત્રી. છબી; તસવીર.

અકસ ખેંચવી = છબી પાડવી.

**અકસાત** [ અ. કિસ્તનું બહુવચન ] ન. બ. વ. મહેસૂલ ભરવાના હપ્તા.

**અકસીરયત** ૧. [ ફા. ] ન. બહુમત; વધુમત.

૨. ન. સતાતપણું.

**અખ** ૧. સ્ત્રી. ( કચ્છી ) આંખ.
૨. સ્ત્રી. બાગ; બગીચો.

**અખઈ** [ સં. અક્ષય ] વિ. અક્ષય; અવિનાશી; અમર.

અખઈ અજરામર સુખિયા રેહી. — નાકર

**અખજ** ૧. [ સં. અખાદ્ય; પ્રા. અખજ્જ ] ન. નહિ ખાવા જેવી વસ્તુ.

ભાતભાતનાં ભોજન તજીને
થયો અખજનો ચારી. — ભોજો

૨. ન. લાંચ વગેરે અનીતિનો પૈસો.
૩. વિ. નહિ ખાવા જેવું; અભક્ષ્ય.

**અખજ્જ** જુઓ અખજ.

**અખટ** ૧. ન. વાણિયાની એ નામની એક જાતનું માણસ.
૨. વિ. વાણિયાની એ નામની એક જાતનું.

**અખટુ** [ સં. ] પું. ચારોળીનો છોડ.

**અખડ** ( અખડ઼ ) ૧. ન. ( કચ્છી ) અખરોટ; અખોડ.
૨. [ સં. અકૃષ્ટ; પ્રા. અકિટ્ઠ ] વિ. અવાવરૂ; નહિ વપરાતું.
૩. વિ. એક જાતની ખોડવાળું.
૪. [ સં. અ + ખટ ( ઘાસ ) ] વિ. ઘાસ વગરનું; ઘાસ પણ ન ઊગે એવું.
૫. [ સં. અ ( નહિ ) + કૃષ્ટ ( ખેડાયેલું ) ] વિ. નહિ ખેડાતું; પડતર.
૬. વિ. પાક ન થતો હોય એવું; અફળદ્રુપ.
૭. વિ. વાંઝિયું; છોકરાં વગરનું.

**અખડજમીન** (અખડ઼જમીન) ૧. સ્ત્રી. ઘાસ પણ ન ઊગતું હોય એવી જમીન.
૨. સ્ત્રી. પડતર જમીન; નહિ ખેડાતી જમીન.

**અખડદહાડા** (અખડ઼દહાડ઼ા) ૧. પું. બ. વ. કામ કરવાનું મન ન થાય એવા દિવસ.
૨. પું. બ. વ. કામકાજ વગરના કંટાળો આવે એવા દહાડા.

**અખડબખડ** ( અખડ઼બખડ઼ ) વિ. ઊંચુંનીચું; ખાડાખડિયાવાળું.

**અખડવું** ( અખડ઼વું ) અ. ક્રિ. ઠોકર ખાઈને પડી જવું; આખડવું.

અખડી પડવું = (૧) ઠોકર ખાવી; ઠોકર વાગીને પડી જવું. (૨) નુકસાનીમાં આવવું.

**અખડંબખડ** જુઓ અખડબખડ

**અખડાબખડી** ( અખડ઼ાબખડ઼ી ) સ્ત્રી. ખાડાખડિયા; ટીંબાટેકરા.

**અખડાબખડું** જુઓ અખડબખડ.

**અખડામણ** ( અખડ઼ામણ ) ૧. સ્ત્રી. અથડામણ; રખડપાટ.
૨. સ્ત્રી. હેરાનગતિ.

**અખડાવવું** ( અખડ઼ાવવું ) ૧. સ. ક્રિ. લડાઈ કરાવવી; કજિયો કરાવવો.
૨. સ. ક્રિ ભટકાવવું; ભેખડાવવું.

**અખડાવું** ( અખડ઼ાવું ) ૧. અ. ક્રિ. અચકાવું; ભાંગ્યુંતૂટ્યું બોલવું.
૨. અ. ક્રિ. અથડાવું; અફળાઈ પડવું; ટિચાવું.
૩. અ. ક્રિ. લડી પડવું; ધમાધમી થવી; લડાઈ થવી.
૪. અ. ક્રિ. લથડી પડવું.

**અખણ** [ સં. દક્ષિણ; અપ. દખ્ખણ ( એ નામની એક દિશા ) નો દ્વિર્ભાવ ] સ્ત્રી. ( ગ્રામ્ય ) ઉત્તરદિશા.

અખણ દખણ દહીંના ઠાકર, દહીં દુઝાણું. — લોકગીત

**અખણિયાત** જુઓ અખણિયારૂં ૨.

**અખણિયાતું** જુઓ અખણિયાત.

**અખણિયારૂં** ૧. ન. અટકી પડાય તેવી સ્થિતિ; ન જ ચલાવી શકાય તેવી હાલત.

ક્યાં તમારા વિના અખણિયારૂં રહેવાનું છે? = તમારા વિના ક્યાં અટકી પડાય તેવી સ્થિતિ છે?

૨. વિ. ઊણપ આવે એવું; ન ચાલે તેવું.
૩. વિ. ઓશિયાળું; બીજાના આધારે રહેનારૂં

**અખતર** ૧. ન. મળ; વિષ્ટા.
૨. વિ. ઘણું; બહુ; હદ ઉપરાંત.
૩. વિ. જેમતેમ બોલી શબ્દના અર્થને અવળા લઈ પોતાની જાતને ડાહ્યું માનવું કે મનાવવું.

અતિ અખતર નર નરસા ઘણા રે. — નિષ્કુળાનંદ

૪. વિ. મેલું; ગંદું; નઠારૂં.

**અખતરડાહ્યું** [ અખતર ( બહુ ) + ડાહ્યું ] વિ. દોઢડાહ્યું.

અખતરડાહ્યાએ ડહાપણ કર્યું,
હિંગના કુલ્લામાં ઘી ભર્યું. — કહેવત

**અખતરાખોર** જુઓ અખતરાબાજ.

**અખતરાબાજ** [ જુ. અખતરો ( પ્રયોગ ) + ફા. બાઝ ( રમનાર ) ] વિ. વારંવાર અખતરા કરે એવું; જુદા જુદા પ્રયોગ કરવાનું શોખીન.

**અખતરૂં** જુઓ અખતર ૨, ૩, ૪.

**અખતરો** [ અ. ઈખ્તિયાર ( શોધ ) ] પું. નવું જાણવાને કે નવી બાબત શોધી કાઢવાને અજમાયશ તરીકે કંઈક કરી જોવું તે; પ્રયોગ.

**અખતિયાર** જુઓ અખત્યાર.

**અખતિયારનામું** જુઓ અખત્યારનામું.

**અખતિયારપત્ર** જુઓ અખત્યારપત્ર.

**અખતીજ** [ હિં. ] સ્ત્રી. વૈશાખ સુદ ત્રીજ; અખાત્રીજ. જુઓ અક્ષયતૃતીયા.

**અખત્તર** જુઓ અખતર.

**અખત્તરડાહ્યું** જુઓ અખતરડાહ્યું.

**અખત્તરૂં** જુઓ અખતરૂં.

**અખત્યાર** ૧. [ અ. અખ્તિયાર ( સત્તા ) ] પું. અધિકાર; સત્તા; હક્ક; ભોગવટો.

૧. અખત્યાર લઈ લેવો = સત્તા લઈ લેવી.
૨. અખત્યારની વાત = અધિકારની બાબત.

૨. પું. અધિકારક્ષેત્ર; હવાલો; ઇલાકો.

અખત્યાર લેવો = અમુક જગાનો હવાલો લેવો; અમુક જગાનો અધિકાર સંભાળવો.

૩. પું. પસંદગી; મરજી.
૪. પું. બળ; જોર.
૫. પું. માલિકી; ધણીપણાનો હક્ક.

અખત્યાર કરવું = (૧) આશરો લેવો. (૨) પોતાનું કરી લેવું; પકડવું. (૩) સ્વીકારવું.

**અખત્યારનામું** [ અ. અખ્તિયાર + ફા. નામા ( પત્ર ) ] ન. અધિકારપત્ર; સનદ; પ્રતિનિધાન-પત્ર; સત્તા આપનાર લેખ.

**અખત્યારપત્ર** જુઓ અખત્યારનામું.

**અખત્યારી** ૧. [ અ. અખ્તિયારી ] સ્ત્રી. અધિકાર; સત્તા.

આપઅખત્યારી = (૧) પોતાની ઇચ્છા મુજબનું વર્તન. (૨) પોતાની ઇચ્છા મુજબ વર્તનાર.

૨. સ્ત્રી. અધિકારીપણું; ધણીપણું.
૩. વિ. પોતાની ઇચ્છા કે મરજીનું.
૪. વિ. સત્તા અથવા અધિકારવાળું.

**અખત્ર** જુઓ અખતર ૪.

**અખત્રાવેલું** વિ. ( કચ્છી ) નઠારૂં; ખરાબ.

**અખનિ** પું. ( પિંગળ ) દરેક ચરણમાં નગણ, જગણ, લઘુ અને ગુરુ એમ ૮ અક્ષરવાળો એ નામનો એક અક્ષરમેળ છંદ.

અખનિ ન જ લ ગ થી. — રણપિંગળ

**અખની** ૧. સ્ત્રી. ગિલ્લીદંડાનો એક દાવ; આંખી.
૨. [ અ. યખની ] સ્ત્રી. શેરવાની સાથે પકાવેલ ચોખા.

**અખપતું** ૧. [ અ ( નહિ ) + ખપતું ( ઉપયોગમાં આવતું ) ] વિ. ઉપયોગમાં ન આવે એવું.

૨. વિ. સ્વીકારી ન શકાય એવું.

**અખપિણુ** પું. જુવારનો ગળ્યો સાંઠો.

**અખફૂટામણુ** સ્ત્રી. (કચ્છી) ફૂટેલી આંખ જેવાં એકથી ત્રણ બીજવાળી એક પ્રકારની વેલ; આંખફૂટામણીની વેલ.

**અખબારેસરકારી** [ફા. અખબાર (સમાચાર) + સર (ઉપરી) + કારી (વહીવટી)] ન. સરકારી અખબાર; રાજાજ્ઞાપત્રિકા; આજ્ઞાપત્રિકા.

**અખબાર** ૧. [અ. ખબર (તેણે જાહેર કર્યું) નું બહુવચન] પું.બ.વ. ખબર; સમાચાર; વર્તમાન.

૨. ન. વર્તમાનપત્ર; છાપું; સમાચારપત્ર.

**અખબારનવીસ** ૧. [અ. અખબાર (ખબર) + ફા. નવિશ્તન્ (લખવું)] પું. ખબર લખનાર પુરુષ; ખબરપત્રી.

૨. પું. પત્રનો લેખક; વર્તમાનપત્રનો અધિપતિ

**અખબારનવેશ** જુઓ અખબારનવીસ.

**અખબારનવેસ** જુઓ અખબારનવીસ.

**અખબારનીસ** જુઓ અખબારનવીસ.

**અખબારી** [અ. અખબાર (વર્તમાનપત્ર)] વિ. છાપાંને લગતું; છાપાં સંબંધી.

**અખભરો** પું. (ગ્રામ્ય) તીવ્ર ઇચ્છા; અભખરો.

**અખમ** ૧. [સં. અક્ષમ; પ્રા. અક્ખમ] વિ. અશક્ત; શક્તિ વિનાનું.

૨. [સં. અ (નહિ) + ક્ષમ્ (ક્ષમા આપવી)] વિ. ક્ષમા ન આપી શકાય એવું.

૩. વિ. નાજુક; કોમળ.

૪. વિ. સહન ન કરે તેવું; ખમી ન શકે એવું.

૫. વિ. હેમખેમ; સહીસલામત.

એનું પલ્લું **અખમ** રહે ને ગુણસુંદરી કુમારીને પરણાવવા પલ્લું આપે.

સરસ્વતીચંદ્ર

**અખય** [સં. અક્ષય; પ્રા. અક્ખય] વિ. નાશ વિનાનું; અવિનાશી.

**અખયા** [સં. અક્ષિ (આંખ)] સ્ત્રી આંખ.

**અખર** ૧. [હિં.] પું. અક્ષર.

૨. સ્ત્રી. ઢોરને ચરવા માટે જુદી રાખેલી પડતર જમીન.

૩. વિ. કોમળ; નાજુક.

૪. [સં. અક્ષર] વિ. સતત; ચાલુ.

૫. વિ. સહન ન થાય એવું; ન ખમી શકાય એવું.

૬. અ. આખરે; છેવટે.

**અખરગુણુતર** ન. (કચ્છી) અક્ષરગણિત; બીજગણિત.

**અખરનખર** [સં. આ (વિશેષ) + ખર (અણીવાળું) + નખર (નખ)] પું. અણીવાળો નખ; તીણો નખ.

**અખરાજાત** [અ. ખર્જ (ખર્ચ)નું બહુવચન] સ્ત્રી. મજૂરી કે બગાડને કારણે માલ પાછળ થતું ખર્ચ; ખરાજાત.

**અખરામણ** [સં. આ + ક્ષાર] ન. દૂધ જમાવવાની ખટાશ; મેળવણ.

**અખરાવું** [સં. આ (થોડું) + ક્ષાર (ખારાશવાળું તત્ત્વ)] અ.ક્રિ. ખાટું થઈ જવું; બગડી જવું.

અખરાઈ જવું = ખાટું થઈ જવું; બગડી જવું; ખરાબ થઈ જવું.

**અખરી** ૧. વિ. (કચ્છી) અક્ષર લખી જાણનારું; ભણેલું.

૨. વિ. જેમાં અક્ષર હોય એવું; અક્ષરવાળું.

૧. પંચઅખરી = પંચાક્ષરી મંત્ર.
૨. બારાખરી = બારાક્ષરી.

**અખરોટ** ૧. [સં. અક્ષોટ] પું. એ નામના ઝાડમાંથી નીકળતો એક જાતનો ગુંદર.

૨. ન. અખરોટ નામના ઝાડનું ફળ. તે મધુર, કાંઈક ખાટું, બળ આપનાર, ગરમ, કફપિત્ત કરનાર, ભારે તથા મળ વધારનાર મનાય છે. કાચાં ફળનું અથાણું થાય છે. પાકાં ફળ જમરૂખ જેવડાં થાય છે. તેનાં મીંજ ખવાય છે અને તે સ્વાદમાં બદામનાં મીંજ જેવાં મધુર હોય છે. તેનું તેલ ખાવાના તથા બાળવાના કામમાં આવે છે.

૩. ન. હિમાલયમાં ભુતાનથી માંડીને કાશ્મીર અને અફઘાનિસ્તાન સુધીના ડુંગરી પ્રદેશમાં થતું એ નામનું એક ઊંચું ઝાડ. તેનાં પાંદડાં ગોળ, લાંબાં અને કાંઈક મોટાં હોય છે, અને ફૂલ ધોળાં, નાનાં અને ઝૂમખામાં હોય છે. આ ઝાડ ૩૦થી ૪૦ વર્ષ પછી ફળ આપવા માંડે છે.

**અખરોડ** જુઓ અખરોટ.

**અખર્વ** [સં. અ + ખર્વ (ઠૂંઠું)] વિ. ઠીંગણું ન હોય તેવું.

**અખલ** ૧. પું. (પિંગળ) એ નામનો ૪૨ ગુરુ અને ૭૨ લઘુ મળી ૧૧૪ વર્ણનો એક વિષમજાતિ માત્રામેળ છંદ. એ ષટ્પદી છપ્પયનો એક ભેદ છે.

૨. ન. સીધું માણસ.

૩. [સં. અ + ખલ (લુચ્ચું)] વિ. લુચ્ચું નહિ એવું.

**અખલાક** [અ. ખુલ્ક (સદ્ગુણ)નું બહુવચન] પું.બ.વ. સારા ગુણ; સદ્ગુણ.

આઇને અખલાક = નીતિશાસ્ત્ર.

**અખલાકેઆમ્મા** [અ. અખલાક + આમ્મા (સાધારણ વર્ગના લોક)] સ્ત્રી. લોકનીતિ; જનમર્યાદા.

**અખલિત** ૧. [સં. અસ્ખલિત] વિ. અક્ષત; સલામત.

૨. વિ. ચાલુ રહે એવું; સતત.

૩. [સં. અ + સ્ખલિત (ભૂલ)] વિ. ભૂલ વિનાનું; શુદ્ધ.

**અખલિફ** [અ.] પું. પુરતા કારણસર સુનત ન કરાવી હોય એવો મુસલમાન. તેનો પુરાવો અદાલતમાં લઈ શકાય છે.

**અખલ્લું** વિ. (ગ્રામ્ય) હોશિયાર; ન છેતરાય એવું.

**અખશ** અ. ફોકટ; વ્યર્થ; નકામું.

**અખળંગ** અ. (ગ્રામ્ય) બંધ ન થાય તેમ.

**અખંજ** [જૂ.ગુ.] અ. નિરંતર; હંમેશાં.

**અખંડ** ૧. [સં. અ + ખંડ (ટુકડો)] પું. ટુકડો નહિ હોવો તે; ખંડનો અભાવ.

૨. [સં. અ + ખંડ (ભાગ)] પું. ભાગ ન થઈ શકે એવો આત્માનો ગુણ.

૩. વિ. અસીમ; સ્વતંત્ર; અમર્યાદિત.

૪. વિ. ચાલુ રહે એવું; ન અટકે એવું.

૫. વિ. જેના કકડા થયેલા ન હોય એવું; આખું.

૬. [સં. અ + ખંડ (દોષ)] વિ. દોષ વિનાનું; ઘણું ઉત્તમ.

૭. વિ. સળંગ; લાગટ.

૮. વિ. સંપૂર્ણ; સમગ્ર.

**અખંડકૌમારવ્રત** [સં. અખંડ (ચાલુ) + કૌમારવ્રત (બ્રહ્મચર્ય)] ન. નૈષ્ઠિક બ્રહ્મચર્ય.

**અખંડચારિત્ર** [સં. અખંડ (દોષ વિનાનું) + ચારિત્ર (આચરણ)] ન. દોષ વિનાનું આચરણ.

**અખંડચૂડો** [સં. અખંડ + ગુ. ચૂડો (બલોયું)] પું. સૌભાગ્ય; સધવાપણું. પતિના મરણ પછી વૈધવ્યની નિશાની તરીકે હિંદુ સ્ત્રી પોતાના હાથમાં પહેરેલી સૌભાગ્યની નિશાનીવાળી ચૂડી ભાંગી નાખે છે. આ ઉપરથી હાથમાં ચૂડી પહેરેલી હોવી તે સ્ત્રી માટે સધવા હોવાનું અથવા સૌભાગ્યનું ચિહ્ન મનાય છે.

**અખંડજ્યોત** [ સં. અખંડ + જ્યોતિઃ ( પ્રકાશ ) ] સ્ત્રી. બંધ ન થાય એવો પ્રકાશ.

**અખંડતત્ત્વ** [ સં. અખંડ ( સમગ્ર ) + તત્ત્વ ] ન. સમસ્ત તત્ત્વ.

**અખંડતા** ૧. [ સં. અખંડ + તા ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. આખાપણું.
૨. સ્ત્રી. સળંગપણું; સાતત્ય.
૩. સ્ત્રી. સંપૂર્ણતા.

**અખંડતાવાદ** [ સં. અખંડતા + વાદ ( સિદ્ધાંત ) ] પું. દરેક બાબતનો વિચાર કરવામાં જરા પણ અટકવું નહિ એવો દર્શનશાસ્ત્રનો સિદ્ધાંત.

**અખંડત્વ** ૧. [ સં. અખંડ ( આખું ) + ત્વ ( પણું ) ] ન. આખાપણું.
૨. ન. (વેદાંત) એક જ વસ્તુનો બોધ કરવાપણું. 'સત્યજ્ઞાનાનંદ' શબ્દ બ્રહ્મ વસ્તુનો જ બોધ કરે છે, તેથી તે શબ્દમાં અખંડત્વ છે.
૩. ન. ( વેદાંત ) સજાતીય, વિજાતીય અને સ્વગત એ ત્રણ પ્રકારના ભેદથી રહિતપણું.
૪. ન. ( વેદાંત ) સંસર્ગ રહિત યથાર્થ જ્ઞાનને ઉત્પન્ન કરવાપણું.

**અખંડદંડ** [ સં. અખંડ (સંપૂર્ણ) + દંડ (સત્તા) ] પું. સર્વોપરી સત્તા.

**અખંડદંત** [ સં. અખંડ + દંત (દાંત) ] વિ. દાંત પડી ગયેલા નથી એવું; પૂરેપૂરા દાંતવાળું.

**અખંડદ્વાદશી** [ સં. અખંડ + દ્વાદશી ( બારસ ) ] સ્ત્રી. માગશર સુદ ૧૨ નો દિવસ.

**અખંડન** ૧. [સં. અ + ખંડન ( નાશ ) ] પું. પરમાત્મા, કે જેનો નાશ નથી.
૨. પું. સમય; વખત; કાલ.
૩. [ સં. અ + ખંડન ( તોડી પાડવાપણું ) ] ન. દલીલથી તોડી ન શકાય તેવું હોવું તે.
૪. [ સં. અ + ખંડન (ભાંગવું તે) ] ન. નહિ ભાંગવું તે; આખું રાખવાપણું.
૫. વિ. ભાગ ન થઈ શકે તેવું.

**અખંડનીય** ૧. [ સં. અ + ખંડ્ ( તોડવું ) + અનીય (વિધ્યર્થકૃદંત બનાવનાર પ્રત્યય) ] વિ. ભાંગી ન શકાય એવું.
૨. વિ. રદિયો આપી તોડી ન શકાય એવું.

**અખંડનીયતા** ૧. [ સં. અખંડનીય + તા ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. દલીલથી તોડી ન પડાય એવી સ્થિતિ.
૨. સ્ત્રી. ભાંગી ન શકાય એવું હોવું તે.

**અખંડપદ્ય** [ સં. અખંડ + પદ્ય (કાવ્ય) ] ન. અનુપ્રાસ વગરની કાવ્યરચના. જુઓ અપદ્યાગદ્ય.

> અંગ્રેજી બ્લૅંક વર્સ એટલે અખંડપદ્ય જેવું ગુજરાતી પદ્યરચનામાં લાવવા ઘણા કવિઓએ ને રસિકોએ જુદી જુદી રીતે પ્રયત્નો કીધા છે.
> ખબરદાર

**અખંડપરંપરા** [ સં. અખંડ ( ચાલુ ) + પરંપરા ( સ્થિતિ ) ] સ્ત્રી. કાયમ સ્થિતિ.

**અખંડબ્રહ્મવાદ** [ સં. અખંડ + બ્રહ્મન્ ( બ્રહ્મ ) + વાદ ( સિદ્ધાંત ) ] પું. માત્ર જીવ જ બ્રહ્મ એમ નહિ પણ જડ ચેતન સર્વે પદાર્થ બ્રહ્મરૂપ છે એવો સિદ્ધાંત.

**અખંડભાવ** [સં. અખંડ ( આખું ) + ભાવ ( સ્થિતિ ) ] પું. આખાપણું; આખું હોવાપણું.

**અખંડભૂમિસપત્ની** [સં. અખંડ + ભૂમિ ( પૃથ્વી ) + સપત્ની ( શોક ) ] સ્ત્રી. ચક્રવર્તી રાજાની પત્ની; આખી પૃથ્વી જેની શોક છે તે સ્ત્રી.

**અખંડમહાવ્રતી** [સં. અખંડ + મહાન્ ( મોટું ) + વ્રતિન્ ( વ્રત પાળનારું ) ] વિ. (જૈન) ભંગ ન થાય એમ મહાવ્રત પાળનારું.

**અખંડમંડન** પું. ( પિંગળ ) એ નામનો ૧૦ અક્ષરનો એક અક્ષરમેળ છંદ. તેના દરેક ચરણમાં જગણ, રગણ, રગણ, જગણ અને ગુરુ હોય છે, તથા છઠ્ઠા અક્ષર પછી યતિ કે વિરામ આવે છે.

> અખંડમંડને આણ જ ર ર જ ગા.
> રણપિંગળ

**અખંડયોગ** [ સં. અખંડ ( સંપૂર્ણ ) + યોગ ] પું. યોગના આઠે અંગનું અનુષ્ઠાન.

**અખંડયૌવન** ૧. [ સં. અખંડ ( ચાલુ ) + યૌવન ( જુવાની ) ] સ્ત્રી. હંમેશની જુવાની.
૨. વિ. સદા જુવાનીમાં રહેનાર.

**અખંડયૌવના** [ સં. અખંડ + યૌવન ( જુવાન અવસ્થા ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. હંમેશાં યુવાવસ્થામાં રહેનારી; સદા જુવાનીવાળી.

**અખંડરાશિ** ૧. [ સં. અખંડ ( આખું ) + રાશિ ( ઢગલો ) ] પું. જેમાંથી કંઈ ઓછું થયું ન હોય એવો ઢગલો.
૨. [ સં. અખંડ ( આખું ) + રાશિ ( સંખ્યા ) ] પું. ( ગણિત ) પૂર્ણાંક.

**અખંડરેખા** [ સં. અખંડ + રેખા ( લીટી ) ] સ્ત્રી. સીધી લીટી; સરલ રેખા.

**અખંડલહરી** [સં. અખંડ + લહરી ( મોજું )] સ્ત્રી. નિરંતર ચાલ્યું આવનાર મોજું.

**અખંડવર** [ સં. અખંડ + વર ( ધણી ) ] પું. નાશ ન થાય એવો ધણી; પરમાત્મા.

**અખંડવાહી** ૧. [સં. અખંડ + વાહિન્ ( વહેનાર ) ] વિ. ચાલુ.
૨. વિ. હંમેશાં વહેતું.

**અખંડવિજ્ઞાનવાદ** ૧. [ સં. અખંડ ( નિત્ય ) + વિજ્ઞાન + વાદ ( મત ) ] પું. આત્મા નિત્યવિજ્ઞાનસ્વરૂપ છે એવો મત. બૌદ્ધો આત્માને ક્ષણિકવિજ્ઞાનસંતાનરૂપ અને શાંકર વેદાંતી નિત્યવિજ્ઞાનસ્વરૂપ માને છે.
૨. [ સં. અખંડ + વિજ્ઞાન ( બ્રહ્મજ્ઞાન ) + વાદ ( શાસ્ત્રાર્થ ) ] પું. બ્રહ્મવાદ.

> તેમણે તે પૂર્વવિચારકોના વિચારોમાં ગ્રાહ્ય અંશો સ્વીકાર્યા, અને વેદાર્થનો સમન્વય બ્રહ્મવાદમાં-અખંડવિજ્ઞાનવાદમાં કર્યો છે.
> નર્મદાશંકર દેવશંકર

**અખંડવિરતિભાવ** ૧. [સં. અખંડ ( સંપૂર્ણ ) + વિરતિ ( વૈરાગ્ય ) + ભાવ ( સ્થિતિ ) ] પું. પૂરો વૈરાગ્ય ઉત્પન્ન થયો હોય તે ભૂમિકા.
૨. પું. મરણ પર્યંત નભે એવો વૈરાગ્ય.

**અખંડવૃત્તિ** [સં. અખંડ + વૃત્તિ ( વલણ ) ] સ્ત્રી. ન ડગે એવું વલણ.

**અખંડવ્રજ** [સં. અખંડ + વ્રજ ( વ્રજભૂમિ ) ] ન. વ્રજભૂમિ; શ્રીકૃષ્ણની રાસલીલાનું સ્થાન.

> અખંડવ્રજમાં ગયા તેડી જ્યાં હરિ રમે છે રાસ.
> પ્રેમાનંદ

**અખંડવ્રતિની** [સં. અખંડ ( દોષ વગરનું ) + વ્રતિન્ ( વ્રત પાળનાર ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. અખંડ વ્રત પાળનારી.

> માનવ દેશની સર્વ સુન્દરીઓ
> બ્રહ્મચારિણીઓ જ છે અખંડવ્રતિની.
> નાનાલાલ

**અખંડસૌભાગ્ય** ૧. [ સં. અખંડ ( કાયમી ) + સૌભાગ્ય (સુખ) ] ન. એ શબ્દ બોલીને અપાતી આશિષ.
૨. ન. પતિનું આયુષ્ય પોતાના જીવન પર્યંત ટકે એવું સ્ત્રીનું સારું ભાગ્ય.

**અખંડસૌભાગ્યવતી** [ સં. અખંડ + સૌભાગ્ય ( સુખ ) + વતી ( વાળી ) ] વિ. સ્ત્રી. પોતાની હયાતી પર્યંત પતિનું આયુષ્ય ટકે એ પ્રકારના સુખવાળી; પોતે જીવતાં પતિ ન મરે એવા સૌભાગ્યવાળી; અખંડ હેવાતનવાળી. બ્રાહ્મણ અને વડીલ પરણેલી સ્ત્રીને અખંડસૌભાગ્યવતી રહે એવી આશિષ આપે છે, અને સ્નેહી, સગાં તથા લેખકો પણ સોવાસણ સ્ત્રીના નામને આ વિશેષણ લગાડે છે. તેનું ટૂંકું રૂપ અ. સૌ. છે.

**અખંડસ્રાવ** [ સં. અખંડ ( ચાલુ ) + સ્રાવ ( પ્રવાહ ) ] પું. નિરંતર ચાલતો પ્રવાહ; ચાલુ વહેણ.

**અખંડસ્રાવિની** [ સં. અખંડ + સ્રાવિન્ ( વહેતું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. વહેન ન તૂટે એવી રીતે વહેતી.

અખંડસ્રાવિની મહાનારણીઓ,
ઝરી ઝરી ભરે છે પેલા રત્નાકરને.
નાનાલાલ

**અખંડસ્રાવી** [ સં. અખંડ + સ્રાવિન્ ( વહેતું ) ] વિ. સદા વહેતું.

**અખંડહેવાતણ** [ સં. અખંડ + ધવત્વ, પ્રા. હવત્તણ ( ધણી હોવાપણું ) ] ન. અખંડસૌભાગ્ય; પોતાની જિંદગી પર્યંત પતિનું આયુષ્ય ટકી રહે એવું સ્ત્રીનું સુખ.

**અખંડહેવાતન** જુઓ અખંડહેવાતણ.

**અખંડાકાર** ૧. [સં. અખંડ + આકાર ( સ્વરૂપ ) ] પું. પરમાત્મા, જેનું સ્વરૂપ અખંડ છે.

૨. વિ. ભક્તિમાં ધ્યેય વસ્તુથી બીજે સ્થળે ધ્યાન ન હોય એવું; એકચિત્તવાળું.

**અખંડાનંદ** ૧. [ સં. અખંડ ( સંપૂર્ણ ) + આનંદ ] પું. પરમાનંદ; મોક્ષ; દુઃખનો અંશ પણ ન હોય એવો હંમેશનો આનંદ.

૨. [ સં. અખંડ ( ચાલુ ) + આનંદ ] વિ. સદા આનંદવાળું.

**અખંડાદ્વૈત** [ સં. અખંડ + અદ્વૈત ( અભેદ ) ] ન. સર્વ પદાર્થ બ્રહ્મરૂપ છે એવું જ્ઞાન.

**અખંડાર્થત્વ** ૧. ન. (વેદાંત) એ નામનો એક ગુણ. પર્યાયરૂપ ન હોય એવા અનેક શબ્દ વડે જે વસ્તુ જણાવાતી હોય તથા વિશેષણથી વિશેષિત ન હોય તે વસ્તુ અખંડાર્થવાળી કહેવાય, એટલે કે તે વસ્તુમાં અખંડાર્થત્વ રહેલું છે. 'સત્યજ્ઞાનાનંદ બ્રહ્મ' એમાં સત્યાદિ ત્રણ શબ્દ પર્યાયરૂપ નથી પણ અપર્યાય છે, તેમ જ સત્યાદિ શબ્દ અનેક પણ છે. 'નીલોત્પલ' ( કાળું કમળ ) શબ્દમાં ઉત્પલ જેમ નીલ વિશેષણથી વિશિષ્ટ છે તેમ સત્યાદિ શબ્દ બ્રહ્મના વિશેષણરૂપ પણ નથી. માટે સત્યાદિ શબ્દ વડે જણાવાતા બ્રહ્મમાં અખંડાર્થત્વ છે.

૨. [ સં. અખંડ ( પરમાત્મા ) + અર્થ + ત્વ ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. પરમાત્મ સ્વરૂપ જણાવનાર હોવાપણું; બ્રહ્મવાચકત્વ.

૩. ન. પર્યાયરૂપ ન હોય એવા શબ્દ વડે સંસર્ગ સંબંધ રહિત પ્રમાજ્ઞાનનું ઉત્પન્ન થવાપણું.

**અખંડાવિનાશી** ૧. [ સં. અખંડ + અવિનાશિન્ ( અમર ) ] પું. પરમાત્મા, કે જેનો કદી નાશ નથી.

૨. વિ. ભંગ અથવા નાશ વિનાનું.

**અખંડિત** ૧. [ સં. અ + ખંડિત ( ઈજા પામેલું ) ] વિ. ઈજા નહિ પામેલું; આંચ વગરનું.

૨. [ સં. અ + ખંડિત ( ભાંગેલું ) ] વિ. નહિ ભાંગેલું.

૩. વિ. સંપૂર્ણ.

૪. વિ. હરકત વગરનું; નિર્વિઘ્ન.

૫. વિ. હંમેશાં ચાલુ રહે એવું.

**અખંડિતતા** જુઓ અખંડતા.

**અખંડિતદંત** જુઓ અખંડદંત.

**અખંડિતપત્ર** [ સં. અખંડિત ( ઈજા નહિ પામેલું ) + પત્ર ( પાંદડું ) ] ન. કોર ફાટી ન હોય એવું પાંદડું.

**અખંડિતર્તુ** ૧. [ સં. અખંડિત + ઋતુ ( મોસમ ) ] સ્ત્રી. ફળફૂલ વગેરે સદા આવેલાં હોય એવી ઋતુ.

૨. વિ. યોગ્ય ઋતુમાં ફળ આવે એવું.

**અખંડિતશ્રેણી** [ સં. અખંડિત + શ્રેણી ( હાર ) ] સ્ત્રી. દરેક જાતના માપના દાખલા મળી આવે એવી વસ્તુની અખંડિત નોંધ. બે યોગ્ય મર્યાદા વચ્ચે ગમે તે ઊંચાઈનું પ્રમાણ, માણસનું ગમે તે વજન, ફૂલનું કદ તથા પાંદડાંની લંબાઈ મળી શકશે. જેમકે ૫ ફૂટ ઊંચો માણસ, ૫·૧ ફૂટ, ૫·૬ ફૂટ વગેરે ઊંચાઈના માણસ મળશે, માટે તે અખંડિતશ્રેણી કહેવાય છે. પણ ૫·૬ ચોપડીવાળો કે ૪॥। પાર્ટવાળો માણસ નહિ મળે. માટે તે ખંડિતશ્રેણી કહેવાય છે.

કુદરતી વસ્તુઓને લગતી માહિતીમાં દાખલાઓ ગમે તે પ્રમાણના મળશે, તેમાં બધાં પ્રમાણો હાજર હોય છે, અને તેથી તેવી શ્રેણીને **અખંડિતશ્રેણી** કહેવામાં આવે છે.
આંકડાશાસ્ત્રનાં મૂળતત્ત્વો

**અખંડિતાર્ષમર્યાદ** ૧. [સં. અખંડિત + આર્ષ ( ઋષિએ કહેલ ) + મર્યાદા ( નિયમ ) ] સ્ત્રી. શ્રુતિસ્મૃતિમાં કહેલા ધર્મને જરા પણ ભંગ વગર પાળવાનો નિયમ.

૨. વિ. ઋષિએ કહેલ ધર્મ પૂરેપૂરા પાળ્યા હોય એવું.

**અખંડિતોત્સવ** ૧. [સં. અખંડિત + ઉત્સવ] પું. સતત ચાલતી મોજમજા.

૨. પું. હંમેશ મોજમજા હોય તેવું ઠેકાણું અથવા તેવો વખત.

૩. વિ. જ્યાં હંમેશાં ઉત્સવ અને આનંદ હોય એવું.

**અખંડૈકરસ** ૧. [ મ. ] પું. બ્રહ્મ.

૨. [ સં. અખંડ + એકરસ ] વિ. એકસરખું.

**અખંડોપાધિ** ૧. [ સં. ] પું. ( વેદાંત ) નિર્વચન હોઈ ન શકે એવો ધર્મ. પ્રતિયોગિત્વ, અનુયોગિત્વ વગેરે ધર્મ અખંડોપાધિ કહેવાય છે. અખંડોપાધિધર્મ દ્રવ્યાદિમાં અંતર્ભૂત હોતો નથી, એટલે કે તે પદાર્થથી ભિન્ન હોય છે.

૨. પું. (ન્યાય) સાક્ષાત્સંબદ્ધ સામાન્ય; જાતિ; દ્રવ્યના સ્વરૂપગત તત્પરિચાયક ધર્મ. જેમકે દ્રવ્યત્વ, કર્મત્વ વગેરે.

**અખંડોપાસના** ૧. [ સં. અખંડ + ઉપાસના ( પૂજા ) ] સ્ત્રી. કાયમી પૂજા.

૨. [ સં. અખંડ + ઉપાસના ( ધ્યાન ) ] સ્ત્રી. સદા ધ્યાન ધરવું તે.

**અખંતર** ૧. ન. જોર.

૨. ન. ભૂતપ્રેત; વળગાડ.

કોઇ કહે **અખંતર** વળગ્યું,
કોઇ કહે આવ્યો કાળ રે.
દયારામ

૩. વિ. બહુ; ઘણું.

૪. વિ. ભૂતપ્રેતના વળગાડવાળું.

૫. વિ. મેલું; ગંદું.

૬. વિ. હદ ઓળંગી જનારું.

**અખા** ૧. પું. બ. વ. (કચ્છી) અણીશુદ્ધ ચોખા.

૨. વિ. આખું.

**અખાગર** વિ. (ગ્રામ્ય) ઘણું; બહુ.

**અખાજ** ૧. [ સં. અ + ખાદ્ય ( ખાવા જેવી વસ્તુ ) ] ન. નહિ ખાવા જેવો પદાર્થ.

૨. [ પ્રા. અખજ્જ ] વિ. નહિ ખાવા જેવું; ખાવાની મના હોય એવું.

**અખાજકુખાજ** વિ. ( કચ્છી ) નહિ ખાવા જેવું.

**અખાડ** ( અખાડ઼ ) [ સં. આષાઢ ] પું. અષાડ મહિનો; વિક્રમ સંવતનો કે કાર્તિકી વર્ષનો નવમો અને ચૈત્રી વર્ષનો ચોથો મહિનો.

**અખાડા** ( અખાડ઼ા ) ૧. પું. બ. વ. ધ્યાન નહિ આપવું તે; કાન તળે કાઢી નાખવાપણું; ન ગણકારવું કે લેખવું તે.

૧. અખાડા કરવા = (૧) આનાકાની કરવી. (૨) કાન તળે કાઢી નાખવું; આંખ આડા કાન કરવા; ન ગણકારવું. (૩) ના પાડવી.

૨. અખાડા થવા = બેદરકારી થવી.

૨. પું. બ. વ. નજર ચોરાવી ચાલી જવું તે; નાસી કે સટકી જવું તે.

**અખાડી** ( અખાડ઼ી ) ૧. પું. અખાડામાં કુસ્તી કરનાર પુરુષ.
૨. વિ. અખાડા સંબંધી; અખાડાનું.
૩. [ સં. આષાઢી ] વિ. અષાડ મહિનાનું.
૪. વિ. કુશળ; હોશિયાર.

**અખાડીમલ** (અખાડ઼ીમલ) ૧. પું. અખાડામાં કુસ્તી વગેરેમાં વિજય મેળવનાર પુરુષ.
૨. પું. મજબૂત અને તંદુરસ્ત માણસ.

**અખાડીમલ્લ** જુઓ અખાડીમલ.

**અખાડીલું** ( અખાડ઼ીલું ) [ અખાડી ( અષાડ મહિનાનું ) + લું ( લઘુતાસૂચક પ્રત્યય ) ] વિ. અષાડ મહિનાનું; આષાઢી.

ચઢી આવ્યો **અખાડીલો** મેહ
લગ્નગીત

**અખાડી સીંધુરીઓ** ( અખાડ઼ી સીંધુરીઓ ) વિ. એ નામની કેરીની એક જાતનું. આ જાતનાં ફળ સિંદૂરિયા રંગનાં તથા શેર સુધી વજનનાં અને અષાડ માસ સુધી ટકે એવાં હોય છે.

**અખાડું** (અખાડ઼ું) [સં. આષાઢ] વિ. અષાડ મહિનાનું.

કીધી ગર્જના મેઘ **અખાડે**,
છે થોડો અરમર દહાડો. પ્રેમાનંદ

**અખાડો** (અખાડ઼ો) ૧. [સં. અક્ષવાટ ( રમવાનું ચોગાન ) ] પું. કસરત કરવા માટે તૈયાર કરેલી જગ્યા; વ્યાયામશાળા; કસરતશાળા.
૧. અખાડો જમાવવો = (૧) આરામ લેવો. (૨) કુસ્તી કરી શકાય એવું ચોગાન બનાવવું.
૨. અખાડો જામવો = (૧) કુસ્તી કરવા એકત્ર થવું. (૨) વાતો ને રમતગમતનું મચી રહેવું.
૨. પું. કુંભારને કામ કરવાની જગ્યા.
૩. પું. જુગાર રમવાનું સ્થળ.
૪. [ હિં. અખાડા ] પું. તમાશો દેખાડનાર તથા ગાનાર બજાવનારની મંડળી.
૫. પું. પાદરમાં ઢોરઢાંખરને બેસવાનું સ્થાન.
૬. પું. બાવા પક્ષા રહેતા હોય તે જગ્યા; અડ્ડો.
૭. પું. મેદાન.
૮. પું. યુદ્ધભૂમિ; લડાઈની જગ્યા.
૯. પું. રંગભૂમિ; રંગશાળા.
૧૦. પું. વ્યસનને માટે એકઠા થવાનું ઠેકાણું.
૧૧. પું. સભા; વાદવિવાદ કરવાનું સ્થાન.

ખૂબ રચાએ તે રંગ**અખાડો** રે.
બ્રહ્માનંદ

૧૨. પું. સાધુઓની સાંપ્રદાયિક મંડળી; જમાત. જેમકે નિરંજની અખાડો; નારાયણી અખાડો.
૧૩. પું. સાધુનો મઠ.
૧૪. પું. હરણને સીમમાં બેસવાની જગ્યા.
૧૫. પું. હોળી ઉપર સ્ત્રીપુરુષને રમવાની જગ્યા.

**અખાત** ૧. [સં. અ ( નહિ ) + ખાત ( ખોદેલું ) ] પું. એની મેળે જમીન ખોદાઈ જઈ થયેલું મોટું અને લાંબું તળાવ; સરોવર.
૨. પું. જમીનની અંદર ગયેલો દરિયાનો ફાંટો.
૩. વિ. નહિ ખોદેલું.

**અખાતપ્રવાહ** [સં. અખાત ( જમીનની અંદર ગયેલો દરિયાનો ફાંટો ) + પ્રવાહ ] પું. અખાતનો પ્રવાહ; દરિયામાંથી નીકળતો પાણીનો મોટો પ્રવાહ. આવો એક મોટો પ્રવાહ અમેરિકામાં મેક્સિકોના અખાતમાંથી નીકળે છે અને તે 'ગલ્ફસ્ટ્રીમ' કહેવાય છે.

**અખાતર** ૧. ન. છેટું; અંતર.
૨. [ અ ( નહિ ) + ખાતર ] વિ. ખાતર ન હોય એવું; ખાતર વિનાનું.
૩. વિ. ગોબરું; ગંદું.
૪. વિ. ફોકટ; નકામું.
૫. વિ. બહુ; ઘણું.

**અખાતરડાહ્યું** વિ. દોઢડાહ્યું. જુઓ અખતરડાહ્યું.

**અખાત્રીજ** સ્ત્રી. વૈશાખ સુદ ત્રીજ. જુઓ અક્ષયતૃતીયા.

પાંચમની જોવાય વીજળી,
**અખાત્રીજ**નો જોવાય વા. લોકોક્તિ

**અખાદિત** [ સં. અ ( નહિ ) + ખાદિત ( ખાધેલું ) ] વિ. નહિ ખાધેલું; ખવાયા વગરનું.

**અખાદ્ય** જુઓ અખાજ.

**અખાર** [ સં. અક્ષ ( પૈડું ) + કાર ( કરણ ) ] પું. કુંભાર લોકો ચાક ઉપર મૂકી ઘાટ ઉતારે તે માટીનો લોંદો.

**અખારિયો** પું. રેંટિયામાં બે ચમરખાં વચ્ચે માળ સરખી રહે તેમ રાખેલી ત્રાક આઘીપાછી ખસી ન જાય તે માટે રાખવામાં આવતો આકડાનો, ડાંડલિયા થોરનો કે એરંડાના છોડનો પોલો કટકો.

**અખાંગ** પું. કટાક્ષ.

**અખાંતર** ન. કુંવારું મરે તેને માટે લોકો સ્થાપના કરે તે દેવ.

**અખિન્ન** ૧. [ સં અ ( નહિ ) + ખિન્ન ( ઉદાસ ) ] વિ. ઉદાસ નહિ એવું.
૨. વિ. જે કરવાથી થાક ન લાગતો હોય એવું; જેમાં થાક ન હોય એવું
૩. [ સં. અ + ખિન્ન ( થાકેલું ) ] વિ. થાક્યું ન હોય એવું; નહિ કંટાળેલું.

**અખિન્નતા** ૧. [ સં. અખિન્ન ( ઉદાસ નહિ એવું ) + તા ( પણું ) ] સ્ત્રી. ઉદાસ નહિ હોવાપણું.
૨. [ સં. અખિન્ન ( નહિ કંટાળેલું ) + તા ( પણું ) ] સ્ત્રી. કંટાળાનો અભાવ.
૩. [ સં. અખિન્ન ( થાક ન લાગે એવું ) + તા ( પણું ) ] સ્ત્રી. થાક નહિ લાગવાપણું.

**અખિયતું** જુઓ અખિયાતું.

**અખિયા** પું. બ. વ. અબોલા; નહિ બોલવું તે.

**અખિયાણી** [ સં. આખ્યાન ] સ્ત્રી. વાર્તા; કહાણી.

**અખિયાણું** ૧. ન. જરથોસ્તીમાં મરણપથારીએ પડેલ માણસના હાથે મોબેદને ઘઉં વગેરેનું કરવામાં આવતું દાન.
૨. [ સં. અક્ષય્ય ( અખૂટ ) + અન્ન ( અનાજ ) ] ન. શુભ કાર્યમાં જોશી, ગોર, મહેતાજી, માળી, ઢોલી, હજામ અને ખાસ કરીને કુંભારને આપવામાં આવતી બક્ષિસ. અખિયાણામાં ઘણું કરીને ઘઉં, ચોખા કે એવું બીજું કંઈ અનાજ, નાળિયેર, સોપારી, કંકુ, કપડું ને ગોળધાણા હોય છે.

શુભ અવસરે તેઓને **અખિયાણું** ને રોકડમાં બે આનાથી ત્રણ રૂપિયા સુધી મળે છે.
સર્વસંગ્રહ

**અખિયાત** ૧. [ સં. અક્ષત (અખંડ) ] વિ. અખંડ; આખું.
૨. વિ. સહીસલામત.

મેઘા માઝમ રાત તારા તરવરિયું કરે,
પણ તું વણ **અખિયાત** કુણ ઊજાળે મુજને.
લોકોક્તિ

૩. વિ. સુવાંગ; પોતાની માલિકીનું.

એક તેતરને કારણે મલ રાખી **અખિયાત**.
રસધાર

**અખિયાતું** ૧. [ સં. અક્ષત ( અખંડ ) ] વિ. અખંડ; આબાદ.
૨. વિ. ક્ષેમકુશળ; ઈજા પામ્યા વિનાનું; સહીસલામત.
૩. વિ. તંદુરસ્ત.
૪. વિ. મુબારક; શુભ.
૫. વિ. સુવાંગ; પોતાની એકલાની મિલકતવાળું.
૬. વિ. હંમેશના ઉપયોગનું; કાયમના ભોગવટાનું.

**અખિયો** પું. કોડીની તલાની રમતમાં એક કોડી ચત્તી પડે તે દાવ.

**અખિલ** ૧. પું. (પિંગળ) એ નામનો ૨૫ ગુરુ અને ૧૦૮ લઘુ મળી ૧૩૩ વર્ણ અને ૧૫૮ માત્રાવાળો એક વિષમજાતિ માત્રામેળ છંદ. એ ગાહિની કુંડલિનીનો એક ભેદ છે.

૨. [સં. અ (નહિ) + ખિલ (શેષ)] વિ. અશેષ; સંપૂર્ણ; સર્વ; આખું; સઘળું.

> **અખિલ** બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ,
> જુજવે રૂપ અનંત ભાસે. — નરસિંહ

**અખિલઆત્મા** [સં. અખિલ (સર્વ) + આત્મન્ (આત્મા)] પું. પરમેશ્વર; નારાયણ.

> **અખિલઆત્મા** અખિલઅંગ. — પ્રેમાનંદ

**અખિલતા** [સં. અખિલ (આખું) + તા (પણું)] સ્ત્રી. સંપૂર્ણપણું.

**અખિલત્વ** જુઓ અખિલતા.

**અખિલપદ** [સં. અખિલ (આખું) + પદ (સ્થાન)] ન. સર્વ પ્રાણી વગેરેનું નિવાસસ્થાન; અનંતધામ.

**અખિલભારત** [સં. અખિલ (આખું) + ભારત (હિંદ)] ન. આખું હિંદુસ્તાન; આખો આર્યાવર્ત; સમસ્ત ભરતખંડ.

**અખિલભારતવર્ષીય** [સં. અખિલ (આખું) + ભારતવર્ષ (હિંદ) + ઈય (વિશેષણ બનાવનાર પ્રત્યય)] વિ. આખા હિંદને લગતું; સમગ્ર આર્યાવર્તનું.

**અખિલભારતસ્મારક** [સં. અખિલ (આખું) + ભારત (હિંદ) + સ્મારક (યાદગીરી)] ન. આખા હિંદુસ્તાન તરફથી યાદગીરી જાળવી રાખવાનું કામ.

**અખિલભારતીય** [સં. અખિલ (આખું) + ભારત (હિંદ) + ઈય (વિશેષણ બનાવનાર પ્રત્યય)] વિ. આખા હિંદનું.

**અખિલવ્યાપક** ૧. [સં. અખિલ (સઘળું) + વ્યાપક (ફેલાતું)] પું. ઈશ્વર, કે જે બધે સ્થળે આવી રહેલ છે.

૨. વિ. બધે ઠેકાણે આવી રહેલ હોય એવું.

**અખિલાઈ** [સં. અખિલ (આખું) + ગુ. આઈ (પણું)] સ્ત્રી. અખંડતા; સમગ્રતા; સંપૂર્ણપણું.

> કહીં શોધે સાથી અકથ **અખિલાઈ** જડ વિશે. — મણિલાલ નભુભાઈ

**અખિલાઘ** [સં. અખિલ (સઘળું) + અઘ (પાપ)] ન. પાપસમૂહ; સર્વ પાપનો સરવાળો; બધાં પાપ.

> જય પારવતી **અખિલાઘ** હરે. — ચંડીપાઠના ગરબા

**અખિલાત્મા** જુઓ અખિલઆત્મા.

**અખિલાનંદ** [સં. અખિલ (સંપૂર્ણ) + આનંદ (હર્ષ)] પું. પ્રભુ, કે જે સંપૂર્ણ આનંદમાં રહે છે; ઈશ્વર; પરમેશ્વર.

**અખિલાંગ** [સં. અખિલ (આખું) + અંગ (શરીર)] પું. ભગવાન, કે જેના ભાગ થઈ શકતા નથી.

**અખિલેશ** [સં. અખિલ (સર્વ) + ઈશ (પ્રભુ)] પું. સર્વેશ; અખિલેશ્વર; ઈશ્વર; પરમેશ્વર; જગન્નિયંતા.

> ઉત્સાહે **અખિલેશ** શેષ સહ તે,
> લંકા સુધી જઇ ચડ્યા. — પ્રેમાનંદ

**અખિલેશ્વર** જુઓ અખિલેશ.

**અખીએંકાંમું** ન. (કચ્છી) દેવદેવીને માનતા તરીકે અર્પણ કરાતી ચીજ; અબીલ વગેરે સુગંધી પદાર્થથી બનાવેલ શીતળા દેવી ઉપર ચડાવાતી તખ્તી.

**અખીરશ** વિ. આખરનું.

**અખુકર્ણી** [સં. આખુ (ઉંદર) + કર્ણ (કાન) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. ઉંદરકની નામની ઔષધિ.

**અખુલ** પું. (પિંગળ) ગુરુ. જુઓ ગુરુ.

**અખૂટ** [અ (નહિ) + ખૂટવું (ઘટવું)] વિ. ન ખૂટે એવું; ઘટે કે ઓછું ન થાય એવું; બેશુમાર; અક્ષય.

**અખે** જુઓ અક્ષય.

**અખેટ** ૧. પું. (પિંગળ) દરેક ચરણમાં રગણ, જગણ, લઘુ અને લઘુ એમ ૮ અક્ષરનો એક અક્ષરમેળ છંદ. તે અનુષ્ટુપનો ભેદ છે.

> ર જલ લે **અખેટ** રચ. — રણપિંગળ

૨. [સં. આખેટ (શિકાર)] પું. શિકાર; મૃગયા.

**અખેટી** [સં. આખેટ (શિકાર)] પું. શિકારી.

> મુજને નવ જાણે ક્રૂર **અખેટી**. — દયારામ

**અખેડ** (અખેડ઼) [અ + ખેડવું] વિ. ખેડયા વગરનું.

**અખેડવું** (અખેડ઼વું) સ. ક્રિ. ભાંડવું; ગાળો ભાંડવી.

**અખેડાણ** (અખેડ઼ાણ) વિ. સ્ત્રી. નહિ ખેડાંતી; પડતર.

**અખેડુ** (અખેડ઼ુ) [અ + ખેડુ] પું. ખેડૂત નહિ તે; ઊભડ.

**અખેડો** (અખેડ઼ો) ૧. પું. અખાડો; અડ્ડો.

૨. [સં. અક્ષયવાટ] પું. કુંભારને ગામ બહાર કામ કરવા બેસવાની જમીન.

૩. પું. બાબીનો આશ્રમ; સાધુનો મઠ.

૪. પું. જે હદમાં ચિચોડો ચાલતો હોય તે અથવા તેની આજુબાજુની જગ્યા.

**અખેતર** ૧. પું. બાબીનો આશ્રમ; સાધુનો મઠ.

૨. ન. બ. વ. દાણા.

**અખેતરિયા** [સં. અક્ષય, પ્રા. અક્ખય + ગુ. તરિય (દાણો)] પું. બ. વ. દાણા.

> સાસુ કહે વહુવરને વંતર વળગ્યું,
> **અખેતરિયા** ઉતરાવો. — નરસિંહ
> અખેતરિયા ઉતરાવવા = દાણા જોવરાવવા.

**અખેતીજ** સ્ત્રી. વૈશાખ સુદ ત્રીજ. જુઓ અક્ષયતૃતીયા.

**અખેદ** ૧. [સં. અ (નહિ) + ખેદ (દુ:ખ)] પું. દુ:ખનો અભાવ.

૨. વિ. દુ:ખ વગરનું.

**અખેદજ્ઞ** [સં. અ (નહિ) + ખેદ (દુ:ખ) + જ્ઞ (જાણનાર)] વિ. પારકા દુ:ખને ન જાણનાર.

**અખેધામ** ન. વૈકુંઠ. જુઓ અક્ષયધામ.

**અખેનોમ** સ્ત્રી. કારતક સુદ નોમ. જુઓ અક્ષયનવમી.

**અખેપદ** [સં. અક્ષયપદ] ન. મુક્તિ.

**અખેપાતર** જુઓ અક્ષયપાત્ર.

**અખેપાત્ર** જુઓ અક્ષયપાત્ર.

**અખેભાથો** [સં. અક્ષય (અખૂટ) + ગુ. ભાથો (બાણ રાખવાની કોથળી)] પું. અખૂટ બાણવાળી કોથળી.

> **અખેભાથા** ભરી મૂક્યા રથ ઉપર જેહ. — સુરેખાહરણ

**અખેમ** [સં. અ + ક્ષેમ (કુશળ)] વિ. ઉપદ્રવવાળું; ક્ષેમ વગરનું; વ્યાધિવાળું.

**અખેમાળ** [સં. અક્ષય (ન કરમાય એવું) + માલા] સ્ત્રી. ન કરમાય એવી માળા; અક્ષયમાળા.

> સપ્તઋષિએ દર્ભ આપ્યા રે,
> સરસ્વતીએ **અખેમાળ**. — નરભેરામ

**અખેરિયો** જુઓ અખારિયો.

**અખેરો** [જૂ. ગુ.] પું. કક્કોખખ્ખો.

> મૂળ **અખેરો** એટલે કક્કોખખ્ખો. બારાખડી,
> બે અખરાથી છ અખરા સુધીના શબ્દો. — ગિજુભાઈ

**અખેલું** વિ. નહિ ખેલવાનું.

> ખેલ **અખેલા** ખેલતાં અંતે જેજ મળે;
> એકડા વિનાનાં મીંડાં તેમાં તારૂં નહિ વળે. — ગુ. સા. પરિષદ

**અખેવન** [ સં. અક્ષય ( અવિનાશી ) + વન ( જંગલ )] ન. નહિ સુકાતું વન.

અખેવનમાં રમે રાસે, પક્ષપાત તણો ઉપાસે.
તુલસી

**અખેવાણી** ૧. [ સં. અક્ષય + વાણી ] સ્ત્રી. ન ખૂટે એવી વાણી.

૨. સ્ત્રી. સરસ્વતી.

**અખૅચણી** સ્ત્રી. ( કચ્છી ) અક્ષૌહિણી.

**અખૈમાલા** સ્ત્રી. ( કચ્છી ) અક્ષમાળા.

**અખો** ૧. પું. આવક; ઉત્પન્ન.

૨. પું. એ નામનો એક ગુજરાતી બ્રહ્મજ્ઞાની કવિ. તે અમદાવાદમાં સત્તરમી સદીમાં થઈ ગયો. તે જાતે શ્રીમાળી સોની હતો. છપ્પા લખવા ઉપરાંત એણે પંચીકરણ, બ્રહ્મલીલા, કૈવળગીતા અને ગુરુસંવાદ વગેરે પુસ્તક રચ્યાં છે. લોકોમાં ચાલતી ઠગબાજી ને પાખંડ વખોડી કાઢી છપ્પામાં એણે લોકોને શિખામણ દીધી છે. મૂર્ખાઈ ને પાખંડની મશ્કરી કરી શિખામણ આપવામાં અને વેદાંત તથા લોકાચારના શાસ્ત્રીય ગ્રંથ લખવામાં અખા જેવો કોઈ બીજો કવિ ગુજરાતી ભાષામાં હજી થયો નથી એમ મનાય છે. એના બનાવેલ વેદાંતના ગ્રંથમાં અખેગીતા મુખ્ય છે. ધર્મ વિષે તેના વિચાર સ્વતંત્ર હતા. તેના પ્રધાન ઉદ્દેશ બે જણાય છેઃ પ્રજામાં પૂર્ણ જોશથી પ્રવર્તી રહેલ મૂર્ખતા, અધમતા અને અંધતાનું હસતાં હસતાં પ્રજાવર્ગને ભાન કરાવી તેને ઉન્માર્ગમાં એટલે કે તેથી વિરુદ્ધ માર્ગમાં ચડાવવો એ એક ઉદ્દેશ; અને એકવાર સન્માર્ગે આવ્યો એટલે પછી ખોટા અહંકારાદિ વિકારો ત્યાગ કરવાના ઉન્નતિમાર્ગમાં આગળ વધવા સારૂ અદ્વૈતવાદની શિક્ષા એ બીજો ઉદ્દેશ.

૩. પું. ઝીણો કચરો.

૪. પું. ( જરથોસ્તી ) શરીરમાંની એ નામની એક દિવ્ય શક્તિ. એ શક્તિ નેક કામ કરવાની અંતઃકરણને ચેતવણી આપતી હોવાનું મનાય છે.

**અખોટ** ૧. [ સં. અક્ષોટ ] ન. અખોડ; એક જાતનું ગીંઢોળ જેવડું ફળ.

૨. વિ. ( કચ્છી ) ખોડ વગરનું; નિર્દોષ.

**અખોડ** ( અખોડ઼ ) ૧. [ અ ( નહિ ) + ખોડ ( ખામી )] વિ. ખોડ વગરનું; નિર્દોષ; ખામી વગરનું.

કરણ કરી અખોડ સુચંગ. ભીમ

૨. જુઓ અખરોટ

**અખોતર** વિ. ભૂતપ્રેતના વળગાડવાળું.

**અખોર** પું. ઓખર.

**અખોરી** સ્ત્રી. અઘોરી બાવાની ખોરાકની એક ક્રિયા.

**અખોવન** ૧. [ સં. અક્ષય ( અખંડ ) + સવન ( પ્રસવ )] સ્ત્રી. એક પણ સંતાન મરી ન ગયું હોય એવી સૌભાગ્યવતી સ્ત્રી.

૨. સ્ત્રી. સોવાસણ; સુવાસિની.

૩. વિ. આખું; નહિ ભાંગેલું; અખંડિત; અણીશુદ્ધ.

૪. વિ. સહીસલામત.

એક તો મહારાજે આપણી સખીઓને છોડાવી આણી અને બીજું પોતે અખોવન આવ્યા.
વિક્રમોર્વશીય

૫. વિ. સ્ત્રી. એકે સંતાન મરી ન ગયું હોય એવી; સંતાન, સમૃદ્ધિ ઇત્યાદિનું સુખ હોય તેવી.

**અખોવની** ૧. વિ. સ્ત્રી. આખી; ભાંગ્યા વિનાની.

૨. [ સં. અક્ષય + સવન ( પ્રસવ )] વિ. સ્ત્રી. એક પણ સંતાન ન મર્યું હોય એવી સૌભાગ્યવતી.

**અખ્ખઇ** ૧. [ સં. અક્ષિતિક ( અક્ષયી ); પ્રા. અખ્ખાઇઅ ] સ્ત્રી. એ નામની એક દેવી.

૨. વિ. નાશ ન પામે એવું; અક્ષય; આબાદ; હંમેશનું.

૩. વિ. સલામત.

અખ્ખઇ રહેવું = સહીસલામત રહેવું.

૪. અ. ડોશીઓનો એક આશીર્વાદ આપનારો ઉદ્‍ગાર.

૫. અ. હંમેશ; દરરોજ; નિત્ય; સદા.

**અખ્ખડ** જુઓ અખડ.

**અખ્ખેતર** વિ. અતિશય.

**અખ્ખેર** ૧. પું. ( ગ્રામ્ય ) અક્ષર; દસ્કત.

૨. અ. આખરે; છેવટે; અંતે.

**અખ્તચી** [ફા.] પું. ઘોડાનો સામાન તપાસનાર અમલદાર.

ઘોડાના સામાન તપાસનાર અમલદારને અખ્તચી કહે છે. આઇને અકબરી

**અખ્તર** ૧. [ ફા. ] પું. સિતારો; ગ્રહ.

આખર મારો અખ્તરો એક અખ્તરની માફક રોશન થયો અને હું છૂટ્યો. નૂરેએલમ

૨. વિ. અખતર; મેલું; ગંદું.

**અખ્તરો** પું. પ્રયોગ. જુઓ અખતરો.

**અખ્તિયાર** જુઓ અખત્યાર.

**અખ્બાર** જુઓ અખબાર.

**અખ્બારનવેશ** જુઓ અખબારનવીસ.

**અખ્ય** ૧. [ સં. અક્ષય ] વિ. કાયમનું; હંમેશનું; નાશ ન પામે એવું.

ઈ તદ્રૂપ, ગુણસ્વરૂપ, વાસ રૂપ, અખ્ય ધૂપ.
દયારામ

૨. [ સં. અ ( નહિ ) + ખ્યા ( કહેવું )] વિ. ન કહી શકાય એવું; અકથ્ય.

**અખ્યત** [ જૂ. ગુ. ] પું. અક્ષત; ચોખા.

મૂઠો અખ્યત આવંતા રે,
પૂગી જિહાં મણ સોલ. કાવ્યસંચય

**અખ્યાણું** જુઓ અખિયાણું.

**અખ્યાત** ૧. [ સં. અ ( નહિ ) + ખ્યાત ( પ્રસિદ્ધ )] વિ. અપ્રસિદ્ધ; નહિ જાણીતું.

બીજા બહુને છે એ વાત અખ્યાતજી.
નિષ્કુળાનંદ

૨. વિ. ઈજા કે હરકત વગરનું.

૩. [ સં. અ ( નહિ ) + ખ્યાત ( કહેલું) ] વિ. નહિ કહેલ.

**અખ્યાતિ** ૧. [ સં. અ + ખ્યાતિ ( પ્રસિદ્ધિ )] સ્ત્રી. અકીર્તિ; અપકીર્તિ; અપજશ; કલંક.

૨. સ્ત્રી. ગીબત; નિંદા.

૩. [ સં. અ ( નહિ ) + ખ્યાતિ ( ભ્રમ )] સ્ત્રી. ( શુદ્ધાદ્વૈત ) ભ્રમનો અભાવ; યથાર્થ જ્ઞાન; પ્રમારૂપ જ્ઞાન. ઇંદ્રિય અને વિષયના સંયોગથી પ્રથમ વિષયનું સામાન્ય જ્ઞાન થાય, પછી બુદ્ધિના સહકારથી વિશેષ જ્ઞાન થાય. અજ્ઞાનદશામાં બુદ્ધિની તામસી વૃત્તિને લીધે પદાર્થનું વિપરીત જ્ઞાન થાય છે. કનક-કુંડલ ન્યાયે સર્વ જડજીવાત્મક જગત બ્રહ્મરૂપ હોવા છતાં તામસી બુદ્ધિને લીધે તેમાં સચ્ચિદાનંદ બ્રહ્મરૂપતાની પ્રતીતિ ન થતાં અસત જડદુઃખરૂપતાદિની સ્ફૂર્તિ થાય છે. આવી પ્રતીતિને ભ્રમ અથવા ખ્યાતિ કહે છે. શાસ્ત્રોક્ત સાધનથી બુદ્ધિ નિર્મળ થયે જ્ઞાનદશામાં એ વિપરીત પ્રતીતિ જતી રહી સર્વત્ર સચ્ચિદાનંદ બ્રહ્મરૂપતાની સ્ફૂર્તિ થાય તેને 'અખ્યાતિ' કહે છે.

અખ્યાતિ અને અન્યથાખ્યાતિથી તમામ બાબતો સમજાવી શકાય છે. અણુભાષ્ય

૪. [ સં. અ + ખ્યાતિ ( જ્ઞાન ) ] સ્ત્રી. ( મીમાંસા ) વસ્તુ હોય પણ કોઈ પ્રતિબંધને લીધે તે યથાર્થ જણાતી ન હોય તે; જગતનો ભ્રમ; મિથ્યા પ્રતીતિ અથવા ભ્રમ સંબંધી અનેક મત માંહેનો મીમાંસકનો એક મત. દોરીમાં સર્પ ભાસે તેને એ મતવાળા ભ્રમ કહેતા નથી પણ અખ્યાતિ એટલે સામાન્ય જ્ઞાન અને સ્મૃતિજ્ઞાનનો અવિવેક કહે છે. 'આ સર્પ છે' એવું રજ્જુમાં સર્પનું જ્ઞાન થાય તે સ્થળે 'આ' અને 'સર્પ' એમ

અનુભવ અને સ્મૃતિરૂપ બે જ્ઞાન થાય છે; તેમાં 'આ' એ અંશથી ચક્ષુ:સંયુક્ત પુરોવર્તિ પદાર્થનું સામાન્ય જ્ઞાન માત્ર થાય છે; દોષને લીધે પદાર્થગત રજ્જુત્વરૂપ વિશેષનું ગ્રહણ થતું નથી. પછી સાદશ્યાદિથી સંસ્કારનું ઉદ્‌બોધન થતાં સર્પનું સ્મરણ થાય છે અને દોષવશાત્ રજ્જુના સામાન્ય જ્ઞાન અને સર્પની સ્મૃતિ એ બે જ્ઞાનના ભેદનું ગ્રહણ ન થવાથી 'આ સર્પ છે' એવું વિશિષ્ટ જ્ઞાન થાય છે. આને મીમાંસકો 'અખ્યાતિ' કહે છે.

**અખ્યાતિકર** જુઓ અકીર્તિકર.

**અખ્યાતું** જુઓ અખિયાતું.

**અખ્યાન** [ સં. આખ્યાન ] ન. ભાષણ; પ્રવચન.

**અખ્યાયિકા** [ સં. આખ્યાયિકા ] સ્ત્રી. વાર્તા; કથા.

**અખ્રિસ્તી** [ અ + ખ્રિસ્તી ] વિ. ખ્રિસ્તી નહિ તેવું.

**અગ્** ૧. [ સં. ] અ. ક્રિ. ( ધાતુ ) વાવું; ફૂંકાવું.

૨. અ. ક્રિ. વાંકુંચૂકું ચાલવું; આડાઅવળા જવું.

**અગ** ૧. [ સં. અર્ક ] પું. આકડાનો છોડ.

૨. [ સં. અ + ગમ્ ( જવું ) ] પું. ચાલી ન શકે એવી વસ્તુ; પર્વત, ઝાડ વગેરે.

૩. પું. ( પુરાણ ) પર્વત સાત હોવાથી ૭ સૂચક સાંકેતિક શબ્દ. જુઓ નગ.

૪. પું. પાણીનો ઘડો.

૫. પું. રાક્ષસ.

૬. [ સં. અંગારી ] પું. ( હિંદી ) શેરડીનું આગળું.

૭. [ સં. અગ્ ( વાંકુંચૂકું ચાલવું ) ] પું. સર્પ; સાપ.

૮. પું. સૂર્ય.

૯. વિ. અગમ્ય; પાસે ન જઈ શકાય એવું.

૧૦. વિ. ગતિ વિનાનું; અચર; સ્થાવર.

૧૧. [ પ્રા. અગ્ગ ] વિ. મુખ્ય.

૧૨. [ સં. અજ્ઞ ] વિ. ( હિંદી ) મૂઢ; અજાણ.

**અગઆસન** [ સં. અગ્ર ( મુખ્ય ) + આસન ] ન. મુખ્ય આસન.

**અગચ્છ** ૧. [ સં. અ + ગચ્છ્ ( જવું ) ] પું. ઝાડ.

૨. વિ. જાય નહિ એવું; ગતિ વગરનું.

**અગજ** ૧. પું. હાથી.

૨. [ સં. અગ ( પર્વત ) + જન્ ( જન્મવું ) ] ન. પહાડી પ્રદેશમાં રહેનારું માણસ.

૩. ન. રાળ.

૪. ન. શિલાજિત.

૫. વિ. જંગલી; જંગલમાં ભટકનારું; પર્વતમાં રખડતું.

૬. [ સં. અગ ( ઝાડ ) + જ ( જન્મેલું ) ] વિ. ઝાડમાંથી થયેલું.

૭. વિ. પહાડમાં થયેલું; પહાડી; પર્વતમાં ઉત્પન્ન થયેલ.

**અગજગ** ન. સ્થાવરજંગમ પ્રાણીવસ્તુવાળો આ લોક.

> અગજગ ભુવન અનેક,
> અલખ બિન નહિ આધારા. નાગજી

**અગજા** ૧. પું. ( ખગોળ ) એ નામનો એક ગ્રહ.

૨. સ્ત્રી. વનસ્પતિ.

૩. [ સં. અગ ( પર્વત ) + જન્ ( જન્મવું ) ] સ્ત્રી. શિલાજિત.

૪. સ્ત્રી. હિમાલય પર્વતની પુત્રી; પાર્વતી.

**અગડ** ( અગડ઼ ) ૧. સ્ત્રી. બાધા; સોગન; અચળ પ્રતિજ્ઞા; આખડી; માનતા.

> ઉગાર્યો એક માછલો, પાળી અગડ અપાર.
> જિનહર્ષ

૨. ન. તાલીમખાનું.

૩. ન. સાઠમારીનું મેદાન; હાથી, ગેંડા વગેરેના ખેલ કરવાની જગ્યા.

> જાવ, સિપેહસાલાર ! જાવ;
> સૂબાને લઇ સાઠમારીના અગડમાં.
> નાનાલાલ

૪. વિ. ( કચ્છી ) અણઘડ; નહિ ઘડાયેલું; અનુભવ વગરનું.

૫. વિ. ગડી ન જાય એવું; નિશ્ચલ; અડગ.

૬. વિ. પુષ્ટ; ભરેલું; મસ્ત.

૭. અ. નગારાંના અવાજનો અનુકરણવાચક શબ્દ.

> અગડ ધેં ધેં ધેં ધેં નગારાં કાળના ગડે.
> દેવાનંદ

**અગડતૂતી** ( અગડ઼તૂતી ) સ્ત્રી. હુડતૂતી જેવી એક પ્રકારની રમત. જુઓ હુડતૂતી.

**અગડધૂત** ( અગડ઼ધૂત ) ૧. [ અગડ ( મસ્ત ) + અબધૂત ( બાવો ) ] પું. લટપટ બાવો; મસ્ત તપસ્વી; અવધૂત.

૨. વિ. મોટા પેટવાળું; પુષ્કળ ખાધું હોય એવું; સ્થૂળ શરીરનું.

**અગડબગડ** જુઓ અગડંબગડં.

**અગડબંબ** ( અગડ઼બંબ ) ૧. [ ગુ. અગડ ( પુષ્ટ ) + સં. બિંબ ( ગોળમટોળ પદાર્થ ) ] પું. એક જાતનો અવધૂત; રખડતો બાવો.

૨. વિ. ગોટાળિયું; નહિ ગોઠવેલું; ઢંગધડા વગરનું.

૩. વિ. પુષ્ટ; મસ્ત; હૃષ્ટપુષ્ટ; ઘણું જાડું; ફાંદવાળું; ગોળમટોળ.

૪. વિ. શરીરે જાડું અને વિચારે કે બુદ્ધિએ પણ બૂઠું; બોથા જેવું; ઉમરમાં મોટું પણ અક્કલ વગરનું.

૫. અ. શંકર અગર અવધૂતથી વગાડાતા ડમરુથી થતા અવાજનું અનુકરણ દર્શાવનાર શબ્દ; શિવના તાંડવનો એક શબ્દ.

> અગડબંબ અગડબંબ ડાક વાગે ડમરુ,
> નાચે સદાશિવ આદ્યે ગુરુ. સ્તુતિ

**અગડબોમ** ( અગડ઼બોમ ) અ. એક જાતનો બોમબોમ જેવો અવાજ.

**અગડંક** ( અગડ઼ંક ) વિ. અણનમ; બહાદુર.

> અમ રાંક શું રે હો, રીસ ન રાખીયેરે–
> પ્રભુજી અગડંક મહારાજ. નરસિંહ

**અગડંબગડં** ( અગડ઼ંબગડ઼ં ) ૧. [ એકડે–બગડે ] ન. અસ્પષ્ટ બોલી; ન સમજાય તેવી ગરબડિયા બોલી.

૨. ન. ઢંગધડા વિનાની વાત; ગોટાળો; ગડબડગોટો.

૩. વિ. વ્યવસ્થા વગરનું; ઊલટુંસૂલટું; ઢંગધડા વિનાનું; ગડબડગોટાવાળું; અસ્પષ્ટ.

> પ્રાણાયામની ક્રિયા જેમને અગડંબગડ લાગતી હોય તેમને ભલે પછી તે બ્રાહ્મણ વર્ણના હોય તોપણ તે કરવાનો અધિકાર નથી.
> પ્રાણાયામ

૪. અ. અટંપટં; આડીઅવળી રીતે; ઢંગધડા વગર; જેમતેમ; સટરપટર.

૫. અ. ખોટી રીતે; જોડી કાઢીને; કલ્પિત રીતે.

**અગડી** (અગડ઼ી) સ્ત્રી. (કચ્છી) થીગડી.

**અગડોબગડો** (અગડ઼ોબગડ઼ો) પું. મીંડા જેવો આંકડો; ગોટાળિયા અક્ષર.

**અગઢ** વિ. ગઢ વગરનું; કિલ્લેબંધી ન હોય એવું; કોટ વિનાનું.

**અગણ** ૧. [ સં. અ ( અપ્રાશસ્ત્ય બતાવતો ઉપસર્ગ ) + ગણ ( ૩ અક્ષરનો ખંડ ) ] પું. ( પિંગળ ) અશુભ ગણ. પિંગળમાં ૩ અક્ષરના જે ૮ ગણ છે તેમાં જગણ, રગણ, સગણ અને તગણ એ ૪ ગણ અશુભ મનાતા હોવાથી તેને અગણ કહે છે. તેને કવિતાની શરૂઆતમાં રાખવા એ અમંગળ મનાય છે. પણ આ દોષ માત્ર માત્રામેળ છંદમાં ગણાય છે, અક્ષરમેળમાં નહિ.

૨. [ સં. અ ( નહિ ) + ગણ્ ( ગણવું ) ] વિ. અગણિત; અસંખ્ય; ન ગણી શકાય એવું.

**અગણુકારવું** ૧. સ ક્રિ. દરકાર ન કરવી.
૨. સ. ક્રિ. ધ્યાનમાં ન લેવું.

**અગણુન** [ સં. અ ( નહિ ) + ગણન ( ગણવું તે ) ] વિ. અસંખ્ય; ગણતરી ન કરી શકાય એવું.

**અગણુનીય** ૧. [ સં. અ ( નહિ ) + ગણનીય ( ધ્યાનમાં લેવા જેવું ) ] વિ. ધ્યાનમાં નહિ લેવા જેવું.
૨. જુઓ અગણિત.

**અગણુંત** ૧. [ અ ( નહિ ) + ગણવું ( દરકાર કરવી ) ] વિ. ન ગણકારે એવું; બેદરકાર.
૨. જુઓ અગણિત.

**અગણિત** [ સં. અ ( નહિ ) + ગણિત ( ગણેલું ) ] વિ. ગણી ન શકાય તેવું; અસંખ્ય; બેશુમાર.

**અગણિતાનંદ** ૧. [ સં. અગણિત ( અમાપ ) + આનંદ ] પું. આનંદમય પરબ્રહ્મ.
૨. પું. માપ ન થઈ શકે તેટલો આનંદ.
૩. વિ. જેના આનંદની ગણતરી થઈ ન શકે તેવું. આ વિશેષણ બ્રહ્મને લાગુ પડે છે.

**અગણું** વિ. ત્રીજું.
અગણું તે મંગળ વરતિયું. — લગ્નગીત

**અગણોત** જુઓ અગણિત.

**અગણોતરો** પું. સંવત ૧૮૬૯ની સાલમાં પડેલો દુકાળ.

**અગણોતેર** [ સં. એકોનસપ્તતિ; પ્રા. એગુણ-ત્તરિ ] વિ. ૬૯; સિત્તેરમાં એક ઓછું.

**અગણોતેરું** વિ. સંવત ૧૮૬૯માં બનેલું-થયેલું.

**અગણોસિત્તેર** જુઓ અગણોતેર.

**અગણ્ય** ૧. [ સં. અ ( નહિ ) + ગણ્ય ( ગણી શકાય તેવું ) ] વિ. અગણિત; ન ગણી શકાય એવું; અસંખ્ય.
૨. [ સં. અ + ગણ્ય ( ધ્યાનમાં લેવા જેવું ) ] વિ. ધ્યાનમાં નહિ લેવા જેવું; નકામું; માલ વગરનું.
જ્યારે વિષય અનિશ્ચિત અગર તો અગણ્ય હોય ત્યારે તેને લગતી બાતમી બહુ જ ઓછી અને કેટલીક વખતે તદ્દન ખોટી મળે છે. — આંકડાશાસ્ત્ર

**અગણ્યાએંશી** [ સં. એક + ઊન ( ઓછું ) + અશીતિ ( એંશી ) ] વિ. ૭૯; ઓગણ્યા-એંશી; એંશીમાં એક ઓછું.

**અગણ્યાએંસી** જુઓ અગણ્યાએંશી.

**અગણ્યાશી** જુઓ અગણ્યાએંશી.

**અગણ્યાસી** જુઓ અગણ્યાએંશી.

**અગત** ૧. [ સં. અ ( નહિ ) + ગતિ ( ઉપાય ) ] સ્ત્રી. અગત્ય; જરૂરિયાત.
૨. [ સં. અ ( ખરાબ ) + ગતિ ( દશા ) ] સ્ત્રી. અવગતિ; ખરાબ દશા.
અગતે જવું = હલકી યોનિમાં જન્મવું; અવ-ગતિ થવી.
૩. સ્ત્રી. દરકાર; તમા.
૪. [ સં. અ ( નહિ ) + ગત ( મરેલું ) ] વિ. જીવતું; હયાત.
૫. [ સં. અ ( નહિ ) + ગત ( જાણેલું ) ] વિ. નહિ જાણેલું; અપ્રસિદ્ધ; અપ્રખ્યાત.
૬. [ સં. અગ્રતઃ ] અ. આગળ. મહાવત હાથીને આગળ ચલાવવા માટે 'અગત અગત' એમ કહે છે.

**અગતકરી** અ. ખાસ કરીને.

**અગતપગત** અ. ( ગ્રામ્ય ) આધાર વિના; ટેકા વગર.

**અગતસર** [ અગત્ય ( જરૂર ) + સર ( માટે ) ] અ. જરૂરને લીધે; કામ માટે.

**અગતા** પું. ( પિંગળ ) એ નામનો ૬૨ ગુરુ અને ૩૪ લઘુ મળી ૯૬ વર્ણ અને ૧૫૮ માત્રાવાળો એક વિષમજાતિ માત્રામેળ છંદ.

**અગતિ** ૧. [ સં. અ ( નહિ ) + ગતિ ( ગમન ) ] સ્ત્રી. અમુક વિષયમાં પ્રવેશ નહિ થવો તે.
૨. [ સં. અ ( ખરાબ ) + ગતિ ( સ્થિતિ ) ] સ્ત્રી. અવગતિ; હલકી યોનિમાં અવતાર.
અગતિ થવી = નરકમાં પડવું; અવગતે જવું.
૩. [ સં. અ ( નહિ ) + ગતિ ( ઉપાય ) ] સ્ત્રી. ઉપાયનો અભાવ.
૪. [ સં. અ ( નહિ ) + ગતિ ( ચાલ ) ] સ્ત્રી. ચાલી નહિ શકવું તે; ગતિનો અભાવ.
૫. સ્ત્રી. જરૂરિયાત; અગત્ય; આવશ્યકતા.
૬. વિ. ગતિ વિનાનું; હાલીચાલી ન શકે એવું.
૭. [ સં. અ ( નહિ ) + ગતિ ( આધાર ) ] વિ. નિરાધાર; અશરણ.
૮. વિ. નિરુપાય; લાચાર.
૯. [ સં. અ ( નહિ ) + ગતિ ( મોક્ષ ) ] વિ. મોક્ષને લાયક ન હોય એવું; પાપી.

**અગતિક** ૧. ન. ( ગણિત ) અંગભૂત રકમો બદલાય તો પણ અચળ રહે તેવી રકમ; 'ઇન્વેરિયન્ટ'.
૨. [ સં. અ ( ખરાબ ) + ગતિ ( દશા ) + ક ( વાળું ) ] વિ. અવગતિ પામેલું.
૩. [ સં. અ ( નહિ ) + ગતિ ( ચાલ ) + ક ( વાળું ) ] વિ. ગતિ વગરનું; હાલીચાલી ન શકે એવું.
૪. [ સં. અ ( નહિ ) + ગતિ ( આધાર ) + ક ( વાળું ) ] વિ. નિરાધાર; આશરા વગરનું.
૫. [ સં. અ ( નહિ ) + ગતિ ( ઉપાય ) + ક ( વાળું ) ] વિ. નિરુપાય; લાચાર; ઉપાય વગરનું.
જુવે પાસે બેસી અગતિક સમી આર્ત જનની. — ખેટાદકર

**અગતિકતા** ૧. [ સં. અ ( નહિ ) + ગતિ ( આધાર ) + ક ( વાળું ) + તા ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. અનાથતા; અશરણ હાલત.
૨. [ સં. અ ( નહિ ) + ગતિક ( ગતિવાળું ) + તા ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. જઈ ન શકાય એવી સ્થિતિ.
૩. [ સં. અ ( નહિ ) + ગતિક ( ઉપાયવાળું ) + તા ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. લાચારી.

**અગતિમાન** [ સં. અ ( નહિ ) + ગતિમાન ( જનારું ) ] વિ. આચારવિચારમાં ચાલુ રીતથી ડગલું પણ આગળ ન જનાર; સ્થિતિચુસ્ત; રૂઢિચુસ્ત.

**અગતિયું** [ સં. અ ( ખરાબ ) + ગતિ ( સ્થિતિ ) ] વિ. અવગતિ પામેલું; પ્રેત થયેલું.

**અગતિયો** ૧. [ સં. અગસ્તિક; પ્રા. અગત્થિય ] પું. અગથિયો નામનું ઝાડ.
૨. પું. લીલો, ચળકતો અને ઊડતો એક જીવડો. છોકરા તેનો 'ધૂં' 'ધૂં' શબ્દ સાંભળવા તેને પગે દોરો બાંધી ઉડાડે છે; ભીંગારો.
૩. [ સં. અ ( ખરાબ ) + ગતિ ( સ્થિતિ ) ] વિ. પું. અવગતિ પામેલો; પ્રેત થયેલો.

**અગતો** જુઓ અકતો.

**અગત્ય** ૧. [ સં. અગતિ ] સ્ત્રી. જરૂર.
૨. સ્ત્રી. તમા.
૩. સ્ત્રી. પ્રયોજન.
૪. સ્ત્રી. વજન; ભારબોજ; મહત્ત્વ; લેખું; ગણના.

**અગત્યતા** સ્ત્રી. જરૂરિયાત. આ શબ્દ 'અગત્ય' શબ્દનો ખોટો ઉપયોગ છે.

**અગત્યદર્શક** [ ગુ. અગત્ય ( જરૂર ) + સં. દર્શક ( જણાવનારું ) ] વિ. જરૂરિયાત જણાવ-નારું.

**અગત્યસર** [ અગત્ય ( જરૂર ) + સર ( માટે ) ] અ. જરૂરને લીધે; કારણસર; કામ માટે.

**અગથપગથ** અ. ( ગ્રામ્ય ) અધરપધર; આધાર વિના.

**અગથિયો** ૧. [ સં. અગસ્તિક; પ્રા. અગ-

સ્તિય] પું. એ નામનું ઝાડ. અગસ્ત્યના તારાનો ઉદય હોય ત્યાંસુધી તેને ફળફૂલ આવે માટે તેને અગસ્ત્ય પણ કહે છે. આ ઝાડની ગુલાબી, રાતાં અને ધોળાં ફૂલવાળી એમ ત્રણ જાત થાય છે. તેનાં પતંગિયાના આકારનાં, મોટાં અને સુગંધ વગરનાં ફૂલ શ્રાદ્ધમાં કામ આવે છે. એની શીંગનું અથાણું અને શાક થાય છે. તેની છાલ, પાન, ફૂલ તથા ગુંદર પાંડુ, બરલ, ગુલ્મ, ઝેર, શૂળ વગેરે રોગને મટાડે છે, અને તેનાં પાનનો રસ નાકમાં પાડી સુંઘવાથી ચોથિયો તાવ જાય એમ મનાય છે. તેનું થડ અને ડાળી મજબૂત નથી અને પાંદડાં કાંસકી કે પીંછાના આકારનાં હોય છે.

૨. પું. શાક તરીકે કામમાં આવે એવી ખેતરમાં પાકતી એક વનસ્પતિ.

**અગદ** ૧. [સં.] પું. આયુર્વેદના ૮ ભાગ માંહેનો એ નામનો એક. જુઓ અગદતંત્ર.

૨. [સં. અ (નહિ) + ગદ (રોગ)] ન. આરોગ્ય; તંદુરસ્તી.

૩. ન. ઓસડ; દવા.

તનભવ રોગ લહ્યા વિના
અગદ કરે ક્યમ કોય? — તુલસીસતસઇ

૪. વિ. તંદુરસ્ત; રોગ વિનાનું.

૫. [સં. અ + ગદ્ (બોલવું)] વિ. ન બોલે એવું; ન બોલનાર.

**અગદકાર** [સં. અગદ (દવા) + કાર (કરનાર)] પું. વૈદ્ય; હકીમ.

**અગદતંત્ર** [સં. અગદ (દવા) + તંત્ર (શાસ્ત્ર)] ન. આયુર્વેદના ૮ ભાગમાંનો એ નામનો એક. આ ભાગમાં ખનિજ, ઉદ્ભિજ્જ અને પ્રાણિજ એ ત્રણે જાતના ઝેરનું મારણ આપવામાં આવ્યું છે.

**અગદતંત્રકાર** [સં. અગદ (દવા) + તંત્ર (શાસ્ત્ર) + કાર (કરનાર)] પું. અગદતંત્રનો કર્તા.

આયુર્વેદમાં ઉશનસ્ **અગદતંત્રકાર** તરીકે પણ જાણીતા છે. — પુરાતત્ત્વ

**અગદરાજ** [સં. અગદ (ઔષધિ) + રાજન્ (રાજા)] પું. ઔષધિનો રાજા; અમૃત.

સોમ, સુધા, પીયૂષ, અમૃત, **અગદરાજ**, સુરભોગ,
અમી સહિત કવિજન કહે, નામ અમૃત જન લોગ. — પિંગળલઘુકોષ

**અગદલબગદલ** પું. (ગ્રામ્ય) કચરો; પૂંજો. વસવાયાંના લગ્નગીતમાં તેમ જ વાતચીતમાં આ શબ્દ વપરાય છે.

**અગદસ્નેહ** [સં. અગદ [illegible] સ્નેહ (તેલ)] ન. (વૈદક) દવા તરીકે વપરાતું તેલ.

**અગદંકાર** જુઓ અગદકાર.

**અગદી** [મ.] અ. ઠેક જ; તમામ; સાવ.

**અગદુણી** સ્ત્રી. એ નામનું એક ઝાડ; અવળકંટી.

**અગદેશ્વર** [સં.] પું. (વૈદક) એ નામનું એક ઔષધ.

**અગદ્ય** [સં. અ (નહિ) + ગદ્ય (ગવાય નહિ એવું સાદું લખાણ)] વિ. જેમાં ગદ્ય ન આવે એવું.

**અગદ્યાપદ્ય** [સં. અ (નહિ) + ગદ્ય + અ (નહિ) + પદ્ય (કવિતા)] ન. નહિ ગદ્ય કે નહિ પદ્ય એવું લખાણ; પદ્યમય ગદ્ય.

કુરાને પાકની સુરાઓ નથી ગદ્ય કે નથી પદ્ય. **અગદ્યાપદ્ય** વા પદ્યમય ગદ્ય કહીએ તો યથાર્થ છે. — નાનાલાલ

**અગધાતુ** સ્ત્રી. એ નામની એક મિશ્ર ધાતુ.

અગધાતુ સોનું, ચાંદી, ત્રાંબું, કલઇ, લોઢું, સીસું, જસત અને કાંસું એ આઠ ધાતુના મિશ્રણની બને છે. — આઇને અકબરી

**અગધી** અ. (કચ્છી) બિલકુલ; તમામ; સાવ.

**અગશ્રીંક** અ. માથું મારવા જનાવરને ઉશ્કેરવા વપરાતો શબ્દ.

**અગન** ૧. [સં. અગ્નિ] સ્ત્રી. અગ્નિ; દેવતા.

૨. સ્ત્રી. ચોમાસામાં ગાનારૂં એક પક્ષી.

૩. સ્ત્રી. બળતરા; લાય; ઝાળ.

અગન ઊઠવી = (૧) બળતરા થવી. (૨) રીસ ચડવી.

**અગનગર** [સં. અગ્નિ (દેવતા) + ગૃહ (ઘર)] ન. (કચ્છી) અગ્નિ રાખવાનું ઘર; અગ્નિશાળા.

**અગનગાડી** [સં. અગ્નિ + ગુ. ગાડી] સ્ત્રી. આગથી ચાલનારી ગાડી; આગગાડી.

**અગનગીર** [સં. અગ્નિ + ફા. ગીર (રાખનાર)] ન. અગ્નિ રાખવાનું વાસણ.

અગ્નિ રાખવાના વાસણને **અગનગીર** કહે છે. — આઇને અકબરી

**અગનચશ્મ** [સં. અગ્નિ + ફા. ચશ્મ (આંખ)] પું. સૂર્યકાંતમણિ. તેના ઉપર સૂર્યનાં કિરણ પડવાથી અગ્નિ ઉત્પન્ન થાય એમ કહેવાય છે.

**અગનબાદ** ન. શરીરના તમામ વાળ ખરી પડે એવો ઘોડાને થતો એક રોગ.

**અગનશીશી** [સં. અગ્નિ + ફા. શીશ [illegible]] [illegible] કોઈ વસ્તુને અગ્નિમાં તપાવવા માટે વપરાતી કાચની શીશી.

**અગનાશ** વિ. (ગ્રામ્ય) આકાશમાં પહોંચે એવું; ઘણું ઊંચું.

ઊંચી મેડી **અગનાશ**, પોપટ ભણતા પાંજરે. — લોકગીત

**અગનિ** ૧. [સં. અગ્નિ] સ્ત્રી. અગ્નિ; દેવતા.

દષ્ટિ લક્ષ્યે ન શકી વરસતી **આગનિ**,
આકરી આગ બીકે. — કેશવ હર્ષદ

૨. [સં. અગ્ર (આગળનું)] સ્ત્રી. ઘોડાના માથા પરના આગલા લટકતા વાળ.

**અગનીખેલ** ૧. [સં. અગ્નિ + ખેલ (રમત)] પું. (કચ્છી) અગ્નિ સાથે રમાતી રમત; ધગધગતા અંગારા ઉપર ચાલવું, બળતા કાકડા ચૂસવા વગેરે.

૨. પું. (કચ્છી) આતશબાજી; દારૂખાનું.

**અગનીડા** [સં. અગ્નિ + દહ્ (બળવું)] પું. (કચ્છી) મરી ગયેલા માણસના શરીરને બાળવાની ક્રિયા; અગ્નિદાહ.

**અગનીપારખ** સ્ત્રી. (કચ્છી) અગ્નિ વડે કરાતી પરીક્ષા.

**અગનીઅતિ** પું. હીરા તથા માણેક અગ્નિના અંશ છે એમ જાણી તેની પૂજા કરવા કહેતો એક જૂનો પંથ.

**અગનું** [સં. અગ્ર (આગળ)] વિ. આગળનું.

**અગનોતરી** [સં. અગ્નિ + હોતૃ (હોમનાર)] પું. અગ્નિહોત્રી; નિરંતર ઘેર અગ્નિ રાખી તેમાં હોમ કરનાર બ્રાહ્મણ.

વિપ્ર સહુકો પ્રશ્નોતરી
વેદપાઠી ને **અગનોતરી**. — શામળ

**અગન્યસ્ત્ર** [સં. અગ્નિ + અસ્ત્ર (હથિયાર)] ન. અગ્નિ વરસાવે એવું ફેંકવાનું હથિયાર.

**અગબાયો** પું. એ નામનું એક જાતનું ઝાડ.

**અગભીર** ૧. [સં. અ (નહિ) + ગભીર (ઊંડું)] વિ. છીછરૂં.

૨. [સં. અ (નહિ) + ગભીર (અઘરૂં)] વિ. સહેલું.

**અગમ** ૧. [સં. અ (નહિ) + ગમ્ય (સમજી શકાય એવું)] પું. ઈશ્વર; પરમાત્મા; બ્રહ્મ.

સંત મળે સાચા રે,
**અગમ**ની તે ખબર કરે. — ધીરો

૨. [અ (નહિ) + ગમવું] ન. અણગમો; કંટાળો.

૩. [સં. અ (નહિ) + ગમ્ (જવું)] ન. ઝાડ.

૪. ન. ભવિષ્ય; ભાવિ.

**અગમ** વિચારી સરવે કર્યું,
ગાફેલ રહી ન રહેવું જી. — દયારામ

અગમ વિચારવું = (૧) ભવિષ્ય કહેવું. (૨) સાવચેતી રાખવી; પહેલેથી વિચારવું.

૫. [સં. આગમ] ન. શાસ્ત્ર; ધર્મશાસ્ત્ર.

૬. [સં. આગામિન્] વિ. આવતા વખતનું; ભવિષ્યકાળનું.

ત્રિવિધ શબ્દ અનુભવ **અગમ**
લહે પ્રવીણ જન સાર. તુલસીસતસઇ

૭. વિ. ચાલી ન શકે એવું.

૮. વિ. જાણવામાં ન આવે એવું; ન સમજાય એવું.

છે **અગમ** પંથ સ્નેહનો રે,
ઓધવજી તેં નથી દીઠો. દયારામ

૯. વિ. પાસે ન જવાય એવું.

૧૦. વિ. વિકટ; કઠણ; મુશ્કેલ.

**અગમખારીઓ** પું. (કચ્છી) આગળથી ખુશાલીની ખબર આપનાર પુરુષ; પુત્રજન્મની ખબર આપવા વહુના પિયરથી સસરાને ત્યાં મોકલવામાં આવતો એપિયો; વધામણીઓ.

**અગમખેલ** ૧. [સં. અગમ (સમજાય નહિ એવું) + ખેલ (રમત)] પું. ન સમજાય તેવી અટપટી રમત.

કોને કહું ને કોણ સાંભળે
**અગમખેલ** અપાર. ધીરો

૨. [અગમ (બ્રહ્મ) + ખેલ] પું. બ્રહ્મને પામવાની વિદ્યા; યોગકળા.

૩. પું. મન તથા ઇંદ્રિયો ન પહોંચે એવી વસ્તુ; બ્રહ્મ.

**અગમગઢ** [અગમ (બ્રહ્મ) + ગઢ (કિલ્લો)] પું. બ્રહ્મસ્વરૂપ રૂપી કિલ્લો.

**અગમગિયું** ન. બાજરો, મગ અને ચોખા એ ત્રણેને સાથે ભરડી, રાંધી, તૈયાર કરેલું ખાણું; ભરડકું.

**અગમચેતી** ૧. [ગુ. અગમ (ભવિષ્ય) + સં. ચિત્ (જાણવું)] સ્ત્રી. બનાવ બન્યા અગાઉ ચેતી જવું તે; હોનાર વિષે આગળથી ચેતવાની શક્તિ; અગમબુદ્ધિ.

અગમચેતી વાપરવી = આગળથી ઉપાય લેવા; અગમબુદ્ધિ વાપરવી.

૨. વિ. અગાઉથી ભવિષ્યનો વિચાર કરનારું; દીર્ઘદૃષ્ટિવાળું.

**અગમજ્ઞાની** [ગુ. અગમ (બ્રહ્મ) + સં. જ્ઞાનિન્ (જ્ઞાનવાળું)] વિ. બ્રહ્મજ્ઞાની.

**અગમડગમ** ૧. ન. ભૂત અને ભવિષ્ય; આગળપાછળનો કાળ.

૨. ન. (ગ્રામ્ય) મેળ વિનાની વાત.

અગમડગમ ડોળવું = મેળ વિનાની વાત કરવી.

૩. અ. થોડી થોડી વારે.

૪. અ. વારંવાર.

**અગમદર્શી** ૧. [ગુ. અગમ (ભવિષ્ય) + સં. દર્શિન્ (જોનાર)] વિ. અગાઉથી ભવિષ્યનો વિચાર કરનારું; દીર્ઘદૃષ્ટિવાળું.

૨. [ગુ. અગમ (ભવિષ્ય) + સં. દર્શિન્ (બતાવનાર)] વિ. હવે પછી શું થવાનું છે તે જણાવનાર; ભવિષ્યવેત્તા.

**અગમદૃષ્ટિ** [ગુ. અગમ (ભવિષ્ય) + સં. દૃષ્ટિ (જોવાની શક્તિ)] સ્ત્રી. ભવિષ્યનો વિચાર કરવાની શક્તિ; અગમબુદ્ધિ.

**અગમદોરો** [સં. અગ્રિમ (આગળનું) + દોર (બંધ)] પું. સવારીના ઘોડાને હાંસડીને ઠેકાણે બનાતની બેસરી ચીપનો કરવામાં આવતો શણગાર; ઘોડાના ગળાનો એક શણગાર.

**અગમન** ૧. [સં. અ (નહિ) + ગમન (જવું તે)] ન. ન જવું તે.

૨. [સં. અગ્રિમ] અ. આગળથી; પહેલેથી; પ્રથમથી.

**અગમનિગમ** ૧. [સં. આગમ્ (આવવું) + નિર્ગમ્ (બહાર જવું)] ન. આવજાવ.

૨. ન. જૈન અને કૌલ (શાક્ત) સંપ્રદાયનાં એ નામનાં ધર્મપુસ્તક.

૩. ન. ભૂત અને ભવિષ્ય. અગમ ભવિષ્ય માટે અને નિગમ ભૂતકાળ માટે વપરાય છે.

૪. [સં. આગમ (શાસ્ત્ર) + નિગમ (વેદ)] ન. વેદ, પુરાણ વગેરે શાસ્ત્ર.

**અગમનિગમ**નો ભેદ કોઈ
સંત જ વિરલા જાણે. ભજન

૫. વિ. આગળપાછળનું; ચારે તરફનું.

**અગમનિગમવાદી** ૧. વિ. રહસ્યવાદી; ગૂઢવાદી; યોગી.

૨. [સં. આગમ (શાસ્ત્ર) + નિગમ (વેદ) + વાદિન્ (માનનાર)] વિ. વેદમતનું; વેદશાસ્ત્રને માનનાર.

**અગમનિગમવાદીઓ** આમ કહેતાં કહેતાં પાછા પોતાની ગાનધૂનમાં લાગી જ જાય છે. કૌમુદી

**અગમનીય** ૧. [સં. અ (નહિ) + ગમનીય (જવા જેવું)] વિ. જવાની મના હોય એવું; નહિ જવા જેવું.

૨. [સં. અ (નહિ) + ગમનીય (જઈ શકાય એવું)] વિ. જેની સાથે સંભોગ કરવાની મના હોય એવું.

૩. વિ. જ્યાં જઈ શકાય નહિ એવું.

**અગમપચ્છિમ** જુઓ અગમપશ્ચિમ.

**અગમપશ્ચિમ** ૧. [સં. અગ્રિમ (આગળનું) + પશ્ચિમ (પાછળનું)] ન. ભૂત અને ભવિષ્ય.

૨. વિ. આગળનું તેમ જ પાછળનું; આરંભનું અને અંતનું.

**અગમપંથ** ૧. [સં. અગમ (વિકટ) + પથ (રસ્તો)] પું. ન જઈ શકાય તેવો રસ્તો.

૨. [સં. અગમ્ય (ન જવા જેવું) + પથ (રસ્તો)] પું. નહિ જવા જેવો માર્ગ.

૩. [સં. અગમ્ય (જાણી ન શકાય એવું) + પથ (રસ્તો)] પું. સ્વર્ગ અથવા મોક્ષનો ન જાણી શકાય એવો માર્ગ; ઈશ્વરપ્રાપ્તિનો માર્ગ; જ્ઞાનમાર્ગ.

**અગમપંથ**માં મોટા ભલ,
ચાલી શકે કો એકલમલ્લ. અખો

**અગમબુદ્ધિ** ૧. [ગુ. અગમ (ભવિષ્ય) + સં. બુદ્ધિ (અક્કલ)] સ્ત્રી. આગળથી બુદ્ધિ ચલાવી લેવી તે; ભવિષ્યનો આગળથી વિચાર કરવાની બુદ્ધિ.

૨. વિ. આગળથી બુદ્ધિ ચલાવનાર; ભવિષ્યનો પહેલેથી વિચાર કરનાર.

**અગમબુદ્ધિ** વાણિયો અને પચ્છમબુદ્ધિ બ્રહ્મ,
તરતબુદ્ધિ તરકડો તે ધોકો મારે ધમ. લોકોક્તિ

**અગમબુદ્ધિયું** [ગુ. અગમ (ભવિષ્ય) + સં. બુદ્ધિ (અક્કલ)] વિ. ભવિષ્યનો વિચાર કરી રાખનારું; દીર્ઘદૃષ્ટિવાળું; અગમ બુદ્ધિવાળું.

**અગમભાખી** ૧. [ગુ. અગમ (ભવિષ્ય) + સં. ભાષ્ (કહેવું)] પું. જ્યોતિષી; જોશી; ભવિષ્ય કહેનારો પુરુષ.

૨. વિ. ભવિષ્યમાં શું થશે તે કહેનારું.

**અગમભાસના** [અગમ (ભવિષ્ય) + ભાસના (ઝાંખી)] સ્ત્રી. ભવિષ્યમાં શું થવાનું છે તેની આગળથી મનમાં થતી ઝાંખી.

**અગમમહેલ** [સં. અગમ્ય (સમજાય નહિ એવું) + અ. મહલ (મહેલ)] પું. ગમ ન પડે એવો બ્રહ્મરૂપી મહેલ.

**અગમવાણી** ૧. [સં. અગમ્ય (સમજાય નહિ એવું) + વાણી] સ્ત્રી. ગૂઢવાણી; સમજી ન શકાય તેવી બોલી.

૨. [અગમ (ભવિષ્ય) + વાણી] સ્ત્રી. ભવિષ્ય કહેવું તે; આગાહી; ભવિષ્યવાણી.

૩. [સં. આગમ (શાસ્ત્ર) + વાણી] સ્ત્રી. વેદવાણી; વેદનાં સૂત્ર; શાસ્ત્રવચન.

**અગમવિત્તમ** [સં. આગમ (શાસ્ત્ર) + વિદ્ (જાણનાર) + તમ (શ્રેષ્ઠતા બતાવનાર પ્રત્યય)] વિ. શાસ્ત્ર જાણનારામાં ઉત્તમ.

**અગમવિત્તમ** અગસ્ત્ય માર્ગ. અધ્યાત્મ રામાયણ

**અગમાની** [ સં. અગ્ર ( આગળ ) + ગામિન્ ( જનાર )] પું. નાયક; સરદાર.

**અગમાણું** ન. જમતી વખતે ભાત અને દાળ થાળીમાં ચોળવાં તે.

**અગમો** [ અ ( નહિ ) + ગમવું ] પું. કંટાળો; અણગમો; અભાવ.

**અગમ્ય** ૧. [ સં. અ ( નહિ ) + ગમ્ય ( સમજાય એવું )] વિ. ગૂઢ; ન સમજાય એવું; ગમ ન પડે તેવું.

૨. [સં. અ ( નહિ ) + ગમ્ય ( જવાય એવું )] વિ. જ્યાં જઈ શકાય નહિ એવું.

૩. [સં. અ ( નહિ ) + ગમ્ય ( જવા જેવું )] વિ. ન જવા જેવું; નિષિદ્ધ.

૪. [ સં. અ ( નહિ ) + ગમ્ય ( મળે એવું )] વિ. મળી ન શકે એવું.

**અગમ્યગમન** [ સં. અગમ્ય ( નિષિદ્ધ ) + ગમન ( સંભોગ )] ન. શાસ્ત્ર કે ધર્મમાં જેની સાથે સંબંધ કરવાની બંધી ગણાતી હોય તેવી સ્ત્રી સાથેનો સંબંધ.

**અગમ્યગામી** ૧. [ સં. અગમ્ય ( નિષિદ્ધ ) + ગામિન્ ( જનાર )] વિ. પું. જેની સાથે સંબંધ ન થઈ શકે તે સ્ત્રી સાથે સંબંધ કરનાર.

૨. [ સં. અગમ્ય ( જઈ ન શકાય એવું ) + ગામિન્ ( જનાર )] વિ. જ્યાં જવાની બંધી હોય ત્યાં જનાર.

**અગમ્યતલ** [ સં. અગમ્ય ( ન જાણી શકાય એવું ) + તલ ( તળિયું )] વિ. અગાધ; અમાપ; ન કળાય એવું.

**અગમ્યતા** ૧. [ સં. અ ( નહિ ) + ગમ્ય ( સમજાય તેવું ) + તા ( નામ બનાવનાર પ્રત્યય )] સ્ત્રી. ન સમજી શકાય તેવું હોવાપણું; ગૂઢતા.

૨. [ સં. અ ( નહિ ) + ગમ્ય ( જઈ શકાય તેવું ) + તા ( નામ બનાવનાર પ્રત્યય )] સ્ત્રી. નહિ જવા જેવું હોવું તે; વિકટપણું; ગહનતા.

૩. [ સં. અગમ્ય ( મળી ન શકે એવું ) + તા ( પણું )] સ્ત્રી. મળી ન શકે એવું હોવાપણું.

૪. [ સં. અ + ગમ્ય ( જવા જેવું ) + તા ( નામ બનાવનાર પ્રત્યય )] સ્ત્રી. સંગ ન કરવા જેવું હોવાપણું.

**અગમ્યરૂપ** [ સં. અ ( નહિ ) + ગમ્ય ( સમજાય તેવું ) + રૂપ ] વિ. સમજી ન શકાય તેવા સ્વભાવ, રૂપ કે આકૃતિવાળું.

**અગમ્યવાદ** [ સં. અ ( નહિ ) + ગમ્ય ( સમજાય તેવું ) + વાદ ( તર્ક )] પું. ન સમજી શકાય એવો મત; ગૂઢવાદ; અતિવાદ.

**અગમ્યવાદી** [ સં. અગમ્યવાદિન્ ] વિ. અગમ્યવાદને માનનાર; ગૂઢવાદી; રહસ્યવાદી.

માણસ શૈશવમાં વસ્તુવાદી, તારુણ્યમાં આદર્શવાદી, મધ્યાવસ્થામાં શંકાવાદી અને વૃદ્ધાવસ્થામાં **અગમ્યવાદી** હોય છે.

વ્યોમેશચંદ્ર પાઠકજી

**અગમ્યા** ૧. [ સં. અ + ગમ્યા ( જવા જેવી )] સ્ત્રી. સંભોગ માટે જેની પાસે જવું નિષિદ્ધ છે એવી સ્ત્રી; જેની સાથે મૈથુન સેવવાથી નરકમાં જવું પડે એવી સ્ત્રી. માતા, બેન, પુત્રવધૂ, ગુરુપત્ની, વગેરેને અગમ્યા કહી છે.

૨. વિ. સ્ત્રી. સંભોગ માટે ન જવાય એવી.

જે પુરુષ **અગમ્યા** સ્ત્રીમાં ગમન કરે તે તપ્તસૂર્મિ નામના નરકમાં પડે છે.

ભગવતી ભાગવત

**અગમ્યાગમન** [ સં. અગમ્યા ( ગમન કરવાને અયોગ્ય ) + ગમન ( સ્ત્રીસંગ )] ન. ન ઘટે એવી સ્ત્રી સાથે આડો વહેવાર.

**અગમ્યાગામી** [ સં. અગમ્યાગામિન્ ] વિ. પું. ન ઘટે તે સ્ત્રી સાથે આડો વહેવાર કરનાર.

**અગર** ૧. પું. ( પિંગળ ) નાગપિંગળ માંહેનો એ નામનો એક વર્ણમેળ છંદ.

૨. [ સં. અગુરુ ] પું. ભુતાન, આસામ, પૂર્વ બંગાળા વગેરે સ્થળે થતું એક સુગંધી લાકડાવાળું ઝાડ. તેનાં પાંદડાં આકારમાં અરડૂસીનાં પાંદડાં સરખાં અને ઝીણાં દીંટિયાં ઉપર થાય છે. તેને ચૈત્ર માસમાં ફૂલ આવે છે. તેનું લાકડું નરમ હોઈ તેનાં છિદ્ર કોમળ રાળ જેવા સુગંધી પદાર્થથી ભરેલ હોય છે. ઝાડને ટોચા મારી આ પદાર્થ કાઢી લેવામાં આવે છે. આ ઝાડ ૨૦ વર્ષનું થાય ત્યારે તેનું લાકડું કાપવામાં આવે છે, કેમકે તે પહેલાં તે પાકતું નથી. જેમ તે લાકડું વજનદાર તેમ તે કીમતી ગણાય છે. જે લાકડું પાણીમાં છેક ડૂબી જાય તે 'ગરકી', જે અર્ધું ડૂબે તે 'નીમગરકી' ( અર્ધ ગરકી ) તથા જે છેક ઉપર તરે તે 'સમાલે'. 'ગરકી' અગર કાળા રંગનો અને બાકીના ફિક્કા ભૂરા રંગના થાય છે. હકીમ લોકની અથવા વેપારી ભાષામાં હિંદી, સમંદરી, કમરી અને સમંડલી આ ચાર અગરની જાત માનેલી છે. પહેલી જાતનો અગર કાળો, બીજી જાતનો વધારે તેલીઓ, ત્રીજો ફિક્કા રંગનો અને ચોથા ઘણો સુગંધીદાર હોય છે. પ્રાચીન યાહુદી લોક તેને 'અહલોટ' નામથી જાણતા. ગ્રીક અને રોમન લોકોએ તેને 'અગેલોકન' એ નામ આપેલ હતું. અરબી લોક તેને 'અઘલુખી' કહેતા. પરંતુ પાછળથી એ નામ બદલીને તેમણે 'ઉદહિંદી' નામ આપ્યું.

જળે જળે કમળ નથી,
વને વને અગર નથી.

નાનાલાલ

૩. [સં. આકર ( ખાણ )] પું. મીઠાની ખળી; દરિયા કિનારે મીઠું પકવવાના ખાડા. પ્રથમ દરિયા કિનારે જગ્યા પસંદ કરી બધે બંધ ચોરસ ક્યારા કરીને તેમાં ભરતીનું પાણી ૪ થી ૬ આંગળ લઈ તેને સુકાવા દઈ મીઠું પકાવાય છે.

હરિપર અને ગોળાબાના અગરની વચ્ચે એક જગ્યા છે.

સોરઠી બહારવટિયા

૪. [ સં. અગુરુ; પ્રા. અગરુ ] ન. કૃષ્ણચંદન. જુઓ અગરુ ૧.

૫. ન. મીઠું.

૬. [ સં. અગ્ર ( આગલો ભાગ )] ન. સોયનું નાકું; વેહ.

૭. વિ. ખારું.

૮. [ સં. અ ( નહિ ) + ગર ( ઝેર )] વિ. ઝેરને દૂર કરનાર.

૯. [ ફા. ] અ. અથવા; વા; કે; કિંવા.

ભવિષ્યમાં તે મોટો સરદાર નીવડે, **અગર** જંગલમાં રખવાળી કરનાર તરીકે જીવન ગુજારે.

અમરસિંહ

૧૦. [ ફા. ] અ. જો; કદાપિ.

અગર એમ બન્યું તો.

**અગરચંદન** [ સં. અગુરુ + ચંદન ] ન. એક જાતનું હલકું અને સુગંધીદાર ચંદન.

**અગરચે** [ ફા. ] અ. જો; જોકે.

**અગરજો** ૧. [ સં. અગુરજ ] પું. અગર વગેરે ઘણી જાતનાં સુગંધી પદાર્થ એકઠાં કરીને બનાવેલો એક સુગંધીદાર ભૂકો; અગર.

અત્તર કે **અગરજા** નથી, નથી ગંધ મધુર.

કેશવકૃતિ

૨. [ ફા. ] અ. યદ્યપિ; જોકે; નહિ તો; અથવા તો; કદાચ; પણ જો.

**અગરડગર** ૧. પું. ( ભવાઈ ) આડોશપાડોશ.

૨. અ. આસપાસ.

**અગરતગર** [સં. અગરુ ( અગરચંદન ) + તગર ( તગરના મૂળમાં થતો એક સુગંધી પદાર્થ )] પું. અગરનો ધૂપ.

સૌગંધિક **અગરતગરની** બત્તીઓ ધરી દીધી.

ઇચ્છારામ સૂર્યરામ

**અગરધૂપ** [ સં. અગરુ + ધૂપ ( સુગંધી પદાર્થ બાળવાથી થતો ધુમાડો )] પું. અગરનો ધુમાડો.

**અગરપાટા** પું. ખારોપાટ નામની એક રમત. જુઓ આટાપાટા.

**અગરપાટ** પું. અગરપાટા. જુઓ આટાપાટા.

**અગરપાટા** પું. પારોપાટ. જુઓ આટાપાટા.

**અગરપાર** ૧. [ સં. અગ્ર ] ન. ક્ષત્રિયની એ નામની એક જાતિનું માણસ.

૨. વિ. એ નામની ક્ષત્રિયની એક જાતનું.

**અગરબચ્ચો** ૧. પું. પગાર લઈ લશ્કરી નોકરી કરનાર આડોડિયો મુસલમાન. આ જાતનાં માણસ હાલ કાઠિયાવાડ અને ગુજરાતમાં ખેડુની જિંદગી ગુજારે છે.

૨. પું. માલધારી ચારણની જાતનો પુરુષ.

**અગરબત્તી** [ સં. અગુરુ ( અગર ) + વર્તિ ( વાટ ) ] સ્ત્રી. અગર, કપૂર અને બીજા સુગંધીદાર પદાર્થથી બનાવેલી સળી; વાટ ઉપર અગર અને બીજાં સુગંધીદાર વસાણાંનો લેપ કરી ધૂપ માટે સળગાવવા તૈયાર કરેલી સળી; ધૂપસળી; ગંધશલાકા. અગરબત્તી બનાવવા માટે કાળો અગર ૪ ભાગ, વાળો ૨ ભાગ, નાગરમોથ ૪ ભાગ, તગર ૨ ભાગ, કચૂરો ૨ ભાગ, સુખડ ૧૮ ભાગ, છડીલો ૨ ભાગ, નહુલો ૨ ભાગ, ગુલાબકળી ૨ ભાગ, નખલો ૪ ભાગ, ગૂગળ ૨ ભાગ, લોબાન ૪ ભાગ, શિલારસ ૧૮ ભાગ, કસ્તુરી ૧ ભાગ અને મેંદાલકડી ૯ ભાગ લેવાં. કસ્તુરી અને શિલારસ સિવાય બધી ચીજ ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. તે ચૂર્ણમાં કસ્તુરી અને શિલારસ મેળવી કાળાશ લાવવાને થોડી કોલસાની ભૂકી નાખવી. ચીકાશ કમી થાય તો તેમાં થોડો ગોળ પણ નાખવો. પછી વાંસની સોટીઓ ચીરી તેની ઝીણી ઝીણી સળી કાઢી તેના પર આ મસાલો ચોપડી તડકે સૂકવવી. અગરબત્તી બનાવતાં હાથે ન ચોંટે એટલા માટે તેના પર તે જ મસાલાની ભૂકી નાખવી અથવા બીજો કસવાળો સુવાસિત ભૂકો નાખવો.

**અગરલ** [ સં. અ ( નહિ ) + ગરલ ( ઝેર ) ] વિ. ઝેર વિનાનું; નિર્વિષ.

**અગરવચા** ૧. ન. ચારણની એ નામની એક જાતનું માણસ.

૨. વિ. ચારણની એ નામની એક જાતનું.

**અગરવર્ત્તી** [ સં. અગુરુ + વર્તિ ( વાટ ) ] સ્ત્રી. સળગાવવાથી સુગંધ ફેલાય તેવી સુગંધી સળી.

**અગરવાટ** જુઓ અગરબત્તી.

**અગરવાલ** ૧. [ હિં. અગરોહાવાલા અથવા આગરેવાલા ] ન. જૈન વૈશ્યની ૮૪ જ્ઞાતિ માંહેની તે નામની જ્ઞાતિનું માણસ.

૨. વિ. જૈન વૈશ્યની ૮૪ જ્ઞાતિ માંહેની તે નામની એક જ્ઞાતિનું. તેનું મૂળસ્થાન દિલ્હીથી પશ્ચિમમાં આવેલું અગરોહ નામનું એક ગામ કહેવાય છે.

તેમાં ઘણો ભાગ **અગરવાલ** વાણીઆ અને ગૌડ બ્રાહ્મણોનો છે. પુરાતત્ત્વ

**અગરવાળ** જુઓ અગરવાલ.

**અગરાઈ** પું. અગર જેવો કાળો રંગ.

**અગરાજ** ૧. [ સં. અગ ( પર્વત ) + રાજન્ ( રાજા ) ] પું. પર્વતનો રાજા; હિમાલય.

૨. [ સં. અ ( નહિ ) + ગ્રાહ્ય ( લેવા યોગ્ય ) ] વિ. લેવાને અયોગ્ય; ન ખપે એવું; હરામ.

**અગરાડા** ( અગરાડા ) [ સં. અગ્ર ( આગળનું ) + ગુ. રાડું ( સાંઠો ) ] પું. બ. વ. જાર બાજરીના લીલા સાંઠા; તાજા લીલા પાનઠવાળા સાંઠા. આ સાંઠા સુકાય ત્યારે કડબ કહેવાય છે.

**અગરિકાળ** [ સં. અગ્ર ( આગલું ) + કાલ ( વખત ) ] અ. પૃથ્વીની શરૂઆતના વખતથી; ઘણા જૂના સમયથી; આદિકાળથી.

**અગરિમ** પું. ( પિંગળ ) એ નામનો ૧૧ અક્ષરનો એક અક્ષરમેળછંદ. તેના દરેક ચરણમાં નગણ, નગણ, નગણ, લઘુ અને લઘુ આવે છે.

ન ન ન લ લ થકી અગરિમ. રણપિંગળ

**અગરિયણ** ૧. સ્ત્રી. અગરિયાની સ્ત્રી.

૨. સ્ત્રી. મીઠું પકવનારી સ્ત્રી.

**અગરિયો** ૧. પું. કાછિયો.

૨. [ સં. આકરિક ( ખાણવાળો ) ] પું. મીઠું પકવનાર; અગરવાળો; અગર રાખનાર; ખાણ હોય તો ખોદીને કાઢનાર, નહિ તો ખારા કૂવાનું અગર સમુદ્રનું પાણી ક્યારડામાં ભરી તેને સુકાવા દઈ મીઠું બનાવનાર પુરુષ.

૩. વિ. પું. કાઠિયાવાડી ઘોડાની એ નામની એક જાતનો.

**અગરી** ૧. [ અગર + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. અગરિયણ; અગરિયાની સ્ત્રી.

૨. [ સં. અ + ગર ( ઝેર ) ] સ્ત્રી. એક જાતની વનસ્પતિ, જેનો ઉંદરની કરડ ઉપર દવા તરીકે ઉપયોગ થાય છે.

૩. [ સં. ] સ્ત્રી. કૂકડવેલ નામનો વેલો.

૪. સ્ત્રી. ઝેરની અસર કાઢી નાખનાર પદાર્થ.

૫. સ્ત્રી. મીઠું પકવનારી સ્ત્રી.

૬. [ અગર ( મીઠું ) + ઈ ( વાળી ) ] વિ. સ્ત્રી. અગરવાળી; ખારાટવાળી.

**અગરુ** ૧. [ સં. ] ન. અગર; હળવું સુગંધીદાર કાળા ચંદનનું લાકડું; અગરચંદન; અગરજો; કૃષ્ણચંદન. અગર પાંચ જાતનું થાય છેઃ– કૃષ્ણાગરુ, દાહાગરુ, મંગળાગરુ, કાષ્ઠાગરુ અને સ્વાદ્વગરુ. તે તીખું, ગરમ તેમ જ કડવું તથા ઘા, કફ, વાયુ અને વમન મટાડનાર, ચામડીનો રંગ સુધારનાર અને પિત્ત હરનાર કહેવાય છે.

ઉગરુ અંબરુ આમલીય **અગરુ** અસોય મહલ્લુ. રેવંતગિરિ રાસ સં. ૧૨૮૮

૨. ન. સીસમનું ઝાડ.

**અગરુચંદન** ૧. [ સં. ] ન. અગરચંદનનું ઝાડ.

૨. ન. હંસદાહન; ગૂગળ.

**અગરો** જુઓ અગરબચ્ચો ૧.

**અગર્ભજ** ૧. [ સં. અ ( નહિ ) + ગર્ભ + જ ( જન્મેલું ) ] પું. ગણપતિ કે જે ગર્ભમાંથી પેદા થયેલ નથી.

૨. વિ. ( જૈન ) ગર્ભમાંથી ઉત્પન્ન નહિ થયેલું; ગર્ભજ નહિ તેવું; સંમૂર્છિમ એટલે ઝાડો, પેસાબ, બળખો, લીંટ, ઊલટી, પિત્ત, પરુ, વીર્ય, વીર્યનાં સુકાઈ ગયેલાં ફરી ભીનાં થતાં પુદ્ગળ, લોહી, કલેવર, ગામની ગટર, સ્ત્રીપુરુષનો સંયોગ, બધાં ગંદાં સ્થાન એ ચૌદ સ્થાનમાં ઉત્પન્ન થતું.

પાંચ સ્થાવર, ત્રણ વિકલેંદ્રિય અને **અગર્ભજ** પંચેંદ્રિય તિર્યંચ અને મનુષ્યની ત્રિવિધ સચિત્ત, અચિત્ત, અને મિશ્ર યોનિ. તત્ત્વાર્થસૂત્ર

**અગર્ભપ્રાણાયામ** [ સં. ] પું. જેમાં એકલું ધ્યાન જ ધરવામાં આવે તેવો વિધૂમ– પ્રાણાયામનો એ નામનો ભેદ.

જે પ્રાણાયામ મંત્રના જપથી રહિત હોય તે **અગર્ભપ્રાણાયામ** જાણવો. ભગવતી ભાગવત

**અગર્ભિણી** [ સં. અ ( નહિ ) + ગર્ભિણી ( ગર્ભવાળી ) ] વિ. સ્ત્રી. ગર્ભ ન રહ્યો હોય તેવી.

**અગર્વ** ૧. [ સં. અ ( નહિ ) + ગર્વ ( અભિમાન ) ] પું. વિનય; નમ્ર બુદ્ધિ; ગર્વનો અભાવ.

૨. વિ. અભિમાની નહિ એવું; ગર્વ વિનાનું; નિરભિમાની.

**અગર્વિષ્ઠ** [ સં. અ ( નહિ ) + ગર્વિત ( અભિમાની ) ] વિ. અહંકાર વગરનું; મદ વિનાનું.

**અગર્હણીય** [ સં. અ ( નહિ ) + ગર્હણીય ( નિંદવાજોગ ) ] વિ. નહિ નિંદવા જેવું.

**અગર્હિત** ૧. [ સં. અ ( નહિ ) + ગર્હિત ( ખામીવાળું )] વિ. ખામી વગરનું; સારું; ઉત્તમ.

૨. [ સં. અ ( નહિ ) + ગર્હિત ( નિંદાયેલું )] વિ. નહિ નિંદાયેલું; અનિંદિત.

**અગર્હ્ય** [ સં. અ ( નહિ ) + ગર્હ્ય ( નિંદ્ય )] વિ. નિંદા ન કરવા જેવું; અનિંદ્ય.

**અગલ** ૧. સ્ત્રી. ગિલ્લીદંડા કે લખોટીએ રમવાને જમીનમાં કરવામાં આવતો છીછરો નાનો ખાડો; બદી; ઓદલો; ગબી; કૂઈ.

૨. [ સં. અગ્ર ( આગળ )] સ્ત્રી. રમતમાં સૌથી આગળનો લખોટો.

**અગલપટા** પું. ખારોપાટ નામની રમત. જુઓ આટાપાટા.

**અગલબગલ** [ ફા. ] અ. આસપાસ; બન્ને બાજુ.

**અગલાશ** સ્ત્રી. ( કચ્છી ) મેલાઈ.

**અગલાંપગલાં** ન. બ. વ. અઘરણી વખતે સીમંતિનીને પગલે પગલે સોપારી વગેરે ચીજ મૂકી ભરાવવામાં આવતાં પગલાં.

**અગલું** ૧. ન તણખલું કે એવી કોઈ હલકી ચીજ.

૨. વિ. ( જૂ. ગુ. ) અળગું; જુદું.

વર્ણું વધાવ્યા મારગિ રહ્યા,
અસુર વર્ણુ તે અગલા કહ્યા.
વિમલપ્રબંધ

૩. વિ. ( કચ્છી ) મેલું.

૪. વિ. ( કચ્છી ) મોખરે ચાલનાર; આગળનું.

**અગલુંપગલું** ન. તણખલું કે એવી કોઈ ચીજ એક બાળક બીજાને માથે મૂકી તે માટે સમસ્યામાં વાપરતો શબ્દ.

કોઈને માથે અગલુંપગલું. બાલોક્તિ

**અગલોચમ** પું. અગર; અગુરુ; અગરનું લાકડું.

આ વર્ગના પદાર્થોમાં અગલોચમ અથવા અગર એ હિંદુસ્તાનની અંદરના ભાગમાં બનતો. પુરાતત્ત્વ

**અગવડ** ( અગવડ્ ) ૧. [ સં. અવ ( ખરાબ ) + ગડ ( વિઘ્ન )] સ્ત્રી. અડચણ; મુશ્કેલી; આપદા.

૧. અગવડ ખમવી-વેઠવી = અડચણ સહન કરવી.

૨. અગવડ પડવી = અડચણ આવવી.

૨. સ્ત્રી. સંકડાશ; સંકોચ; સંકડામણ.

**અગવડકારક** ( અગવડ્કારક ) [ ગુ. અગવડ + સં. કારક ( કરનાર )] વિ. અગવડ કે મુશ્કેલી કરનારું.

**અગવડિયું** ( અગવડ્યું ) વિ. અડચણભરેલું.

**અગવા** ૧. [ સં. અગ્ર ( આગળ ) + વાહ ( વહેનારું )] પું. માર્ગ બતાવનાર પુરુષ.

૨. સ્ત્રી. સ્તન.

૩. વિ. આગળ ચાલનારું.

**અગવાઈ** ૧. [ સં. અગ્રગામિન્ ] પું. ( હિંદી ) અગ્રેસર; આગેવાન.

૨. જુઓ અગવાન ૨.

**અગવાડું** ( અગવાડું ) ૧. [ સં. અગ્રવાહ ] ન. આગળનો ભાગ; મોખરાનો ભાગ.

૨. ન. ચોક; આંગણું; બારણાની સામેનો ભાગ.

આગળ અગવાડું ને પાછળ પછવાડું = નિર્વંશ સ્થિતિ; નાવારસપણું.

૩. વિ. આગળના ભાગનું; મોખરાનું.

**અગવાડો** ( અગવાડો ) ૧. [ સં. અગ્રવાહ્ ] પું. આંગણું; ઘરની આગળનો ભાગ; આગલો વાડો.

૨. પું. કાંચળીનો કે અંગરખાનો આગળનો ભાગ.

**અગવાન** ૧. [ સં. અગ્ર ( આગળનો ભાગ ) + વત્ ( વાળું )] પું. ( હિંદી ) અતિથિને આદર સહિત મળનારો પુરુષ.

૨. [ સં. અગ્ર ( આગળ ) + યાન ( જવું તે )] સ્ત્રી. ( હિંદી ) અતિથિને આગળ જઈ મળવું તે.

**અગવાની** ૧. [ સં. અગ્રગામિન્ ( આગળ જનાર )] પું. ( હિંદી ) આગેવાન.

૨. પું. ભોમિયો.

૩. જુઓ અગવાન ૨.

**અગવાર** ૧. [ હિં. ] પું. ખળામાંથી દાન દેવા માટે કાઢેલો ભાગ.

૨. પું. ચમાર.

૩. ન. ગરીબને અપાતું ફૂંસાવાળું હલકું અન્ન.

**અગવૃત્તિકા** [ સં. ] સ્ત્રી. એક જાતની વનસ્પતિ; શલકી; શાલેડી.

**અગવો** ૧. [ સં. અગ્ર ( આગળ ) + વહ્ ( દોરવું )] પું. અગ્રેસર; આગેવાન; નેતા.

જેનો અગવો આંધળો તેનું કટક કૂવામાંય. કહેતી

૨. પું. ભોમિયો; રસ્તો દેખાડનાર; રાહબર.

હું સત્ય અગવો આગળ કરે,
તે પૂઠે જે હું સંચરે. અખો

૩. પું. વળાવો.

**અગસા** ૧. ન. ધોબીનો ધંધો કરતી બેલગામ ધારવાડ તરફની એક જાતનું માણસ.

૨. વિ. એ નામની એક જાતનું.

**અગસિક્ક** પું. સોનાનો એક સિક્કો. જુઓ સિક્કો.

**અગસ્ટ** [ અં. ઑગસ્ટ ] પું. અંગ્રેજી વર્ષનો આઠમો મહિનો.

**અગસ્ત** [ સં. અગસ્ત્ય ] પું. અગસ્ત્ય. જુઓ અગસ્ત્ય.

**અગસ્તવાલ** જુઓ અગસ્ત્યવાલ.

**અગસ્તા** [ મ. ] પું. અગથિયાનું ઝાડ.

**અગસ્તાન** ન. એ નામનું નરમ લાકડાવાળું એક ઝાડ. સફેદ, લાલ અને ગુલાબી એમ ત્રણ જાતનાં ફૂલવાળાં તેનાં જુદાં જુદાં ઝાડ થાય છે. તે સાધારણ જમીનમાં પણ ઊગી નીકળે છે.

**અગસ્તાશ્રમ** જુઓ અગસ્ત્યાશ્રમ.

**અગસ્તિ** ૧. [ સં. ] પું. અગથિયાનું ઝાડ. જુઓ અગસ્ત્ય.

૨. [ સં. અગ ( પર્વત ) + સ્ત્યૈ ( અટકાવવું ) પું. અગસ્ત્ય ઋષિ. જુઓ અગસ્ત્ય.

નહુષ રાજા અગસ્તિના કોપને લીધે અજગર થયો હતો. ભગવતી ભાગવત

૩. પું. અગસ્ત્ય ઋષિએ જેમ દક્ષિણમાં સૌથી પહેલાં જઈ વસવાટ કરેલો તેમ કોઈ પણ ઠેકાણે સૌથી પહેલાં જનાર પુરુષ; અગ્રયાયી.

૪. પું. ( ખગોળ ) અઠ્યાશી ગ્રહમાંનો એ નામનો ૪૫મો ગ્રહ.

૫. પું. ( ખગોળ ) એ નામનો તારો.

**અગસ્તિપુરી** [ સં. અગસ્તિ ( અગસ્ત્ય ઋષિ ) + પુરી ( નગરી )] સ્ત્રી. રામાયણમાં વર્ણવેલું એ નામનું એક ઠેકાણું. જુઓ અગસ્ત્યાશ્રમ.

**અગસ્તિરસાયન** ન. ( વૈદક ) ગર્ભાધાન કરાવનારું એ નામનું એક ઔષધ.

**અગસ્તિસુતરાજ** [ સં. ] પું. ( વૈદક ) પારો ૧ તોલો, ગંધક ૧ તોલો, હિંગળો ૧ તોલો, ધંતૂરાનાં બીજ ૨ તોલા, અફીણ ૨ તોલા એ બધાને એકઠાં કરી તેને ભાંગના રસની ભાવના દઈને બનાવેલું ઔષધ. તે એક રતિના પ્રમાણમાં ત્રિકટુ ( સૂંઠ, મરી, પીપર ) તથા મધ સાથે અથવા જીરું અને જાયફળ સાથે મરડાના વ્યાધિ ઉપર અપાય છે.

**અગસ્તિહરીતક્યવલેહ** [ સં. અગસ્તિ ( એ નામના ઋષિ ) + હરીતકિ ( હરડે ) + અવલેહ ( ચાટણ )] પું. ( વૈદક ) એ નામની એક ચાટવાની દવા. આ ચાટણથી ઉધરસ, ક્ષય, શ્વાસ, હેડકી, સળેખમ, વિષમજ્વર, સંગ્રહણી

અરુચિ વગેરે રોગ નાશ પામે, બળ પ્રાપ્ત થઈ શરીરની કાંતિ સારી થાય અને વૃદ્ધાવસ્થા દૂર થાય એમ મનાય છે. આ અવલેહ બનાવવાની ત્રણ રીત અગસ્તિ ઋષિએ યોજેલી કહેવાય છે.

પહેલો પ્રકાર: જવ ૨૫૬ તોલા, દશમૂળ ૮૦ તોલા, ચિત્રો, પીપરીમૂળ, અઘેડી, ષટ્કચૂરો, કૌચબીજ, શંખાવળી, ભારંગમૂળ, ગજપીપર, બળદાણાના ઝાડનાં મૂળ અને પુષ્કરમૂળ એ દરેક ૮ તોલા લઈ તે બધાંનું ચૂર્ણ કરી ૨૫૬૦ તોલા પાણીમાં જ્યાં સુધી પાક થાય ત્યાં સુધી બાફવું. પછી ગાળી લઈ બાફેલી મોટી હરડે ૧૦૦ નાખવી, તેમજ ઘી અને તેલ એ દરેક ૩૨ તોલા અને ગોળ ૪૦૦ તોલા નાખી તે પકવવું. જાડું થયા પછી નીચે ઉતારી તેમાં મધ ૩૨ તોલા અને લીંડીપીપરનું ચૂર્ણ ૧૬ તોલા નાખવું. તેમાંથી દરરોજ ૨ હરડે એમાંના પાક સાથે ખાવા અપાય છે. પાક ઉપર દૂધ અથવા મધ અને ઘીનું સેવન કરવાનું હોય છે.

બીજો પ્રકાર: દશમૂળ, કૌચબીજ, શંખાવળી, ષટ્કચૂરો, બળદાણાનાં મૂળ, ગજપીપર, અઘેડી, પીપરીમૂળ, ચિત્રાનાં મૂળ, ભારંગમૂળ અને પુષ્કરમૂળ એ પ્રત્યેક ૮ તોલા અને જવ ૨૫૬ તોલા, ૨૫૬૦ તોલા પાણીમાં નાખી જવ બફાઈ જાય ત્યાં સુધી ઉકાળી તે ગાળી લેવું. પછી તેમાં ૧૦૦ મોટી હરડે, ગોળ ૪૦૦ તોલા, ઘી ૩૨ તોલા, તેલ ૩૨ તોલા અને લીંડીપીપરચૂર્ણ ૧૬ તોલા નાખી તેને ઠરવા દેવું. ઠર્યા પછી તેમાં મધ ૧૬ તોલા નાખવું.

ત્રીજો પ્રકાર: શંખાવળી, દશમૂળ (બીલી, અરણી, અરલુ, ઊભી ભોરિંગણી, બેઠી ભોરિંગણી, સાલવણ, પીઠવણ, ગોખરુ, સિવણ અને પાડલ), પુષ્કરમૂળ, ષટ્કચૂરો, ધમાસો, કૌચનાં મૂળ, બળદાણાના ઝાડનાં મૂળ, અઘેડી, ગજપીપર, ગળો, સૂંઠ, પહાડમૂળ, ચિત્રાનાં મૂળ, પીપરીમૂળ (ગંઠોડા), ભારંગમૂળ અને રાસ્ના એ પ્રત્યેક ૮ તોલા, જવ ૨૫૬ તોલા લઈ ૨૫૬૦ તોલા પાણીમાં જવ બફાય ત્યાં સુધી કાઢો કરી પછી તે ગાળી લઈ તેમાં ૧૦૦ બાફેલી મોટી હરડે, ૪૦૦ તોલા ગોળ, તથા લીંડીપીપર ૧૬ તોલા, તલનું તેલ અને ઘી દરેક ૩૨ તોલા નાખી લેહ તૈયાર કરવો. પછી તે નીચે ઉતારી ઠંડું થયા પછી તેમાં ૩૨ તોલા મધ નાખવું.

**અગસ્તી** ૧. [ સં. ] સ્ત્રી અગસ્ત્યના વંશની ઓવારસ.

૨. સ્ત્રી. દક્ષિણ દિશા.

**અગસ્ત્ય** ૧. [ સં. ] પું. અગથિયો નામનું ઝાડ. તેનાં ફૂલ શ્રાદ્ધમાં કામ આવે છે. એની શીંગ તેમ જ ફળનું અથાણું અને શાક થાય છે. નાગરવેલ અગથિયાને પરણાવી તેના પર વેલી ચડાવવાનો એક લોકરિવાજ છે. જુઓ અગથિયો.

૨. પું. ( ખગોળ ) અઠ્યાશી ગ્રહમાંનો એ નામનો ૪૫ મો ગ્રહ.

૩. પું. એ નામનો એક શૂદ્ર કવિ. તે અગસ્ત્ય મુનિનો અવતાર હોવાનું દક્ષિણ હિંદમાં મનાય છે. તેલંગી ભાષામાં પહેલવહેલું વ્યાકરણ તેણે જ કર્યું હતું. આ વ્યાકરણને અગસ્ત્યવ્યાકરણ કહે છે. ઉપરાંત તેણે પુરાણ, ન્યાયશાસ્ત્ર, વૈદકશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર અને પૂજાપદ્ધતિ ઉપર ઘણા ગ્રંથ રચ્યા હતા.

૪. પું. (ખગોળ) એ નામનો દક્ષિણ તરફનો પહેલા વર્ગનો તારો; જાન્યુઆરીથી મે માસ સુધી આકાશમાં દક્ષિણ દિશા તરફ રાત્રિના આઠ નવ વાગતાં સુધી દેખાતા તારાઓમાં સૌથી વધારેમાં વધારે તેજસ્વી વ્યાધ, પારધિ, લુબ્ધક, મહાલુબ્ધક કે સિરિયસ નામના તારાના દક્ષિણ ભાગમાં તેનાથી તેજમાં સહેજ કમતી જણાતો તારો; 'કૅનોપસ'. જાન્યુઆરી માસની શરૂઆતમાં રાત્રે શુમારે સાત સાડા-સાત વાગ્યે ઊગી તે પરોઢિયામાં સાડાત્રણ ચાર વાગ્યે અસ્તમે છે. માર્ચ મહિનાના પહેલા પખવાડિયામાં પહેલી રાત્રે શુમારે સાત વાગ્યે તે પોતાનો અર્ધો માર્ગ કાપી બરાબર માથાની સીધી લીટીમાં આવી પહોંચેલો દેખાય છે. કેટલાએક અગસ્ત્યને દક્ષિણ-ધ્રુવ સમજે છે. આ તારાના ઉદય પછી વર્ષાઋતુનાં ભરાઈ રહેલાં રસ્તા વગેરે સ્થળનાં પાણી શોષાઈ જઈ માર્ગ ચાલવા લાયક બને છે.

ઉદિત **અગસ્ત્ય** પથ જલ સોષા,
જિમિ લોભહિ સોખૈ સંતોષા.

તુલસીરામાયણ

૫. પું. ( પુરાણ ) કાલંજર પર્વતની સાથે આવેલો એ નામનો એક નાનો પર્વત.

૬. પું. ગાયત્રીના ૨૪ ઋષિ માંહેનો એ નામનો એક. જુઓ ગાયત્રી.

૭. [સં. અગ ( પર્વત ) + સ્ત્યૈ ( અટકાવવું )] પું. ( પુરાણ ) મિત્રાવરુણના પુત્ર અને સાગરને પી જનાર એ નામના એક ઋષિ. તેનું મૂળ નામ માન હતું. વિંધ્ય પર્વતનો અહંકાર દૂર કરવાથી એનું નામ અગસ્ત્ય એટલે પર્વતને થંભાવનાર પડ્યું. પૂર્વે કેટલાક અસુર સમુદ્રમાં સંતાઈ રહી ઇંદ્રાદિક દેવને, ઋષિને અને બીજી પ્રજાને પીડા કરતા. સમુદ્રને પી જવાથી આ પીડા ટળશે એમ ધારી ઇંદ્રે અગ્નિ અને વાયુને તેમ કરવાની આજ્ઞા કરી. તેમણે તેમ નહિ કરવાથી ઇંદ્રે બન્નેને શાપ આપ્યો કે તમે મનુષ્યયોનિમાં જન્મશો. ચાલુ વૈવસ્વત મન્વંતરમાં અગ્નિ અને વાયુ બન્નેને મિત્રાવરુણદ્વારા એક જ દેહમાં જન્મ મળ્યો એ જ અગસ્ત્ય. એને મૈત્રાવરુણિ પણ કહે છે. મહર્ષિ વરુણ આદિત્યના યજ્ઞમાં એક વાર ગયા. ત્યાં ઉર્વશી નામની અપ્સરાને દેખીને તેનું વીર્ય સ્ખલિત થયું. તેમાંથી જે ભાગ કુંભમાં પડ્યો, તેમાંથી અગસ્ત્ય ને વસિષ્ઠ જન્મ્યા. કુંભમાંથી ઉત્પત્તિ થઈ, તેથી તેને કુંભયોનિ તથા કુંભજ પણ કહે છે. તે પોતાનો આશ્રમધર્મ પાળતા, તે સમયે એક કાળકેય નામનો અસુર લોકોને દુઃખ દેતો. ઋષિઓની પ્રાર્થના પરથી તેણે સમુદ્રને પી જઈ કાળકેયનો નાશ કર્યો. આ પ્રસંગથી એનું નામ 'પીતાબ્ધિ' પડ્યું. એની સ્ત્રી લોપામુદ્રા મહાજ્ઞાની ને શક્તિની મોટી ઉપાસક હતી. તેના ઉપદેશથી પોતાના ગુરુ હયગ્રીવ દ્વારા અગસ્ત્યે જુદા જુદા પ્રકારની શક્તિ મેળવી. વિંધ્યની દક્ષિણમાં કુંજર પર્વત ઉપર એણે પોતાનો આશ્રમ રાખ્યો. રામચંદ્ર સીતાની ખોળ કરતા ત્યાં આવી પહોંચતાં ઋષિએ ઘણા ભાવથી તેમનો સત્કાર કીધો, ને થોડા દિવસ પાસે રાખી 'વિરજા' નામની શૈવદીક્ષા આપી. એમાં આખે શરીરે ભસ્મ ચોળી ભસ્મ ઉપર સૂઈ રહેવું, રુદ્રાક્ષ ધારણ કરવા અને શિવમંત્ર જપવાનો હોય છે. ઋષિએ રામને વિદાય થતી વેળા જુદા જુદા પ્રકારના શસ્ત્રાસ્ત્રના મંત્ર આપી સંતુષ્ટ કીધા. નહુષ રાજાને થોડો વખત ઇંદ્રની ગાદી સંભાળવા બોલાવેલા. તે વેળા તેણે આળસુ થઈ સાત ઋષિઓ પાસે પાલખી ઉપડાવેલી ને ઋષિઓને ચાલતાં વાર લાગે ત્યારે પાલખીમાંથી 'સર્પ, સર્પ' એટલે જલદી ચાલો, જલદી ચાલો એમ તે બોલતો. આ સાંભળી અગસ્ત્યે તેને શાપ આપ્યો કે તું 'સર્પ' થઈ પૃથ્વી પર પડ. ( જુઓ નહુષ. ) દક્ષિણમાં રહી એણે દ્રાવિડી ભાષામાં ઘણા ગ્રંથ લખ્યા. સઘળી પ્રાકૃત ભાષાનાં વ્યાકરણ એણે રચ્યાં એમ કહેવાય છે. સ્થાપત્ય ઉપર પ્રમાણભૂત ગ્રંથ તેણે લખેલો છે, અને વિશ્વકર્માએ તેના ગ્રંથ ઉપરથી આધાર લીધેલા છે. અગસ્ત્યનું પુસ્તક અપૂર્ણ સ્થિતિમાં મળેલ છે તથા તેટલો ભાગ માનસાર-શિલ્પશાસ્ત્રને મળતો આવે છે. એ ઋષિ તંત્રશાસ્ત્રના આચાર્ય હતા, ઉત્તમ તત્ત્વ-

વેત્તા હતા. ધનુર્વિદ્યામાં ઘણા કુશળ હોઈ હમેશ ધનુષ્ય સાથે રાખી ફરતા. એની પરોપકારબુદ્ધિ ઘણી હતી. તેણે દેશદેશ મુસાફરી કરી ઘણા દેશ શોધી કાઢ્યા હતા. વળી નૌકાશાસ્ત્ર બનાવી હોડીની પહેલવહેલી શોધ એણે કરી હતી એમ મનાય છે. દક્ષિણમાંથી સમુદ્ર ઓળંગી તે જાવા તથા બલિના બેટમાં જઈ રહ્યા હતા તે ઉપરથી તે સમુદ્ર પી ગયાનું કહેવાય છે.

અગસ્ત્યના વાયદા = જૂઠું વચન; ખોટો વાયદો; અંત વિનાનો વાયદો. સૂર્ય મેરુની પ્રદક્ષિણા કરે છે અને બીજા પર્વતને ઓળંગી જાય છે, તે સહન નહિ થવાથી વિંધ્યાચળ યોગબળથી ઊંચો ઊંચો વધવા લાગ્યો. પરિણામે અંધકાર વ્યાપી લોકોને ઘણી હેરાનગતિ થતી અને દેવ પણ ગભરાતા. તે પર્વત અગસ્ત્યનો શિષ્ય હતો, તેથી દેવ અગસ્ત્ય પાસે ગયા. તેમની પ્રાર્થનાથી અગસ્ત્ય ઋષિ વિંધ્યાચળ પાસે આવ્યા. પર્વતે નીચે પડી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કીધા. ત્યારે ઋષિએ આશીર્વાદ આપી કહ્યું કે 'મારે દક્ષિણમાં કામ છે તો ત્યાં જઈ આવું; હું પાછો આવું ત્યારે ઊઠજે.' આમ કહી ઋષિ દક્ષિણે સિધાવ્યા. એ ગયા તે ગયા. વાયદાનો અંત આવ્યો જ નહિ, તેથી વિંધ્યાચળ નમેલો જ રહ્યો. લોકો ને દેવના હિતને સારુ પોતે કાશીવાસ તજી દક્ષિણમાં આશ્રમ કરી રહ્યા. આ વૃત્તાંત પરથી અગસ્ત્યના વાયદા એ કહેવત ચાલી છે.

૮. પું. શિવ.

૯. પું. (પુરાણ) સ્વાયંભુ મન્વંતરમાં બ્રહ્માના માનસપુત્ર પુલસ્ત્ય ઋષિને કર્દમ પ્રજાપતિની હવિર્ભુવા નામની કન્યાને પેટે થયેલા બે પુત્રમાંનો એ નામનો મોટો દીકરો. એના નાના ભાઈનું નામ વિશ્રવાઋષિ હતું.

૧૦. ન. સો આંખવાળું એક જાતનું કલ્પિત પ્રાણી.

**અગસ્ત્યકૂટ** [ સં. અગસ્ત્ય + કૂટ ( પર્વતનું શિખર )] પું. ( પુરાણ ) મદ્રાસ ઇલાકામાં આવેલો એ નામનો એક પર્વત.

**અગસ્ત્યગીતા** [ સં. અગસ્ત્ય + ગૈ ( ગાવું )] સ્ત્રી. (પુરાણ) મહાભારતના શાંતિપર્વ માંહેની અગસ્ત્ય મુનિએ ગાયેલી વિદ્યા.

**અગસ્ત્યતીર્થ** [ સં. અગસ્ત્ય + તીર્થ ( પવિત્ર સ્થાન )] ન. (પુરાણ) એ નામનું દક્ષિણ હિંદમાં આવેલું એક તીર્થ. અર્જુને એની યાત્રા કરી હતી.

**અગસ્ત્યદત્ત** [ સં. અગસ્ત્ય ( એ નામના ઋષિ ) + દત્ત ( આપેલું ) ] વિ. અગસ્ત્યે આપેલું.

> ધારીને કરમાં મોંઘું અગસ્ત્યદત્ત કંકણ,
> પધાર્યા સ્વપુરે રામ, ઉગાર્યો બ્રહ્મબાળક.
> ગિરિરાજ

**અગસ્ત્યમત** ૧. પું. (પિંગળ) પિંગળના ૮ પ્રકારના મત માંહેનો એ નામનો એક. આ મતમાં આરોહણ ક્રમ છે, એટલે સર્વલઘુથી શરૂ કરી સર્વગુરુ આવે ત્યાં લગણ ચડતા જવાય છે; પરંતુ સંખ્યાક્રમ તો મથાળે આવેલા સર્વગુરુના રૂપથી ગણવામાં આવે છે.

૨. ન. અગસ્ત્ય મુનિએ સંસ્કૃતમાં રચેલું એ નામનું રત્નશાસ્ત્ર. તેમાં રત્નની ઉત્પત્તિ તથા તેનાં લક્ષણ, ગુણ અને પરીક્ષાનું વર્ણન છે.

**અગસ્ત્યમત સંખ્યા વિપરીત** પું. (પિંગળ) પિંગળના ૮ પ્રકારના મત માંહેનો એ નામનો એક. આ મતમાં સર્વગુરુના રૂપથી શરૂ કરી આરોહણ ક્રમે સર્વલઘુના રૂપ લાવવામાં આવે છે; પરંતુ સંખ્યાક્રમ સર્વલઘુના રૂપથી ગણવામાં આવે છે.

**અગસ્ત્યમત સ્થાન વિપરીત** પું. ( પિંગળ) પિંગળના ૮ પ્રકારના મત માંહેનો એ નામનો એક. આ મતમાં ડાબી ભણીનાં ચિહ્ન નીચેના રૂપમાં હોય છે તેને ઉપરના રૂપમાં મૂકવામાં આવે છે અને ખૂટતી માત્રા અથવા વર્ણ જમણી બાજુ ભણી મૂકી તે હાર પૂરી કરવામાં આવે છે. સંખ્યાક્રમની શરૂઆત સર્વગુરુવાળી હારથી ગણવામાં આવે છે.

**અગસ્ત્યયાત્રા** [ સં. અગસ્ત્ય ( એ નામના ઋષિ ) + યાત્રા ( મુસાફરી )] સ્ત્રી. વિંધ્ય પર્વતને વાયદો આપી અગસ્ત્યે દક્ષિણ દિશામાં કરેલ પ્રયાણ.

**અગસ્ત્યરસ** [સં. અગસ્ત્ય + રસ ( સત્ત્વ )] પું. (વૈદક) પેટના રોગ માટેની એક દવા. તે બનાવવા માટે પારો, ગંધક, નેપાળાનાં બી, લોઢાની ભસ્મ, શિલાજીત, તાંબાની ભસ્મ અને હળદર દરેક સરખે ભાગે લઈ તેને ત્રિકટુ, ભાંગરો, આદુ, લીમડો, નગોડ અને સોનેયાના રસની એકએક ભાવના એટલે પુટ દેવો. તેની માત્રા રતિ ૧ થી ૨ છે. તેના અનુપાન તરીક ગોળ, હરડે અથવા કંપીલાનું ચૂર્ણ લેવું.

**અગસ્ત્યવટ** [સં.] ન. હિમાલય પાસે આવેલું એ નામનું એક પવિત્ર સ્થાન.

**અગસ્ત્યવટી** [સં.] સ્ત્રી. (વૈદક) એ નામની એક દવા.

**અગસ્ત્યવાલ** ૧. ન. એ નામની એક બ્રાહ્મણ જ્ઞાતિનું માણસ.

૨. વિ. બ્રાહ્મણની એ નામની એક જાતનું.

**અગસ્ત્યસકલાધિકાર** [ સં. ] પું. સ્થાપત્ય ઉપર અગસ્ત્ય ઋષિએ લખેલું પુસ્તક.

**અગસ્ત્યસંહિતા** [ સં. અગસ્ત્ય + સંહિતા ( ધર્મશાસ્ત્ર )] સ્ત્રી. રામચંદ્ર, વિષ્ણુ, વામન વગેરેની પુજા કેવી રીતે કરવી તે સમજાવનારું અગસ્ત્ય મુનિએ રચેલું શાસ્ત્ર.

**અગસ્ત્યહર** [સં. અગસ્ત્યહરીતકી] પું. (વૈદક) કેટલીક વસ્તુની મેળવણીથી બનતી એક આયુર્વેદિક ઔષધિ. તેમાં હરડે મુખ્ય છે. તે ખાંસી, સંગ્રહણી વગેરે રોગમાં ઉપયોગી મનાય છે.

**અગસ્ત્યાચાર્ય** [ સં. અગસ્ત્ય + આચાર્ય ] પું. વાયદા નહિ પાળનાર પુરુષ.

**અગસ્ત્યાશ્રમ** ૧. [ સં. અગસ્ત્ય + આશ્રમ ( રહેઠાણ )] પું. અગસ્ત્ય ઋષિનો આશ્રમ.

૨. પું. પંચવટી પાસે આવેલું એ નામનું એક પવિત્ર સ્થળ. રોહિણ પર્વત પર તે નાસિકથી અગ્નિખૂણે ૨૪ માઈલ છે. તે હાલ અગસ્તિપુરી કહેવાય છે.

**અગસ્ત્યો** [ સં. અગસ્ત્ય; પ્રા. અગત્થિય ] પું. અગથિયાનું ઝાડ.

**અગસ્ત્યોદય** [ સં. અગસ્ત્ય + ઉદય ( ઊગવું તે ) ] પું. અગસ્ત્ય નામના તારાનો ઉદય.

**અગહણ** પું. માગશર મહિનો. જુઓ અગહન.

> માર્ગશીર્ષને વૈદિક લોકો અગ્રહાયણ કહેતા. આજે પણ ગામડાના લોકો એને અગહણ કહે છે. શિક્ષણ અને સાહિત્ય

**અગહન** ૧. [ સં. અગ્ર ( આગલું ) + હાયન ( વર્ષ )] પું. વર્ષની શરૂઆત એટલે વર્ષનો પહેલો મહિનો; માગશર મહિનો, કેમકે પુર્વકાળમાં નવું વર્ષ માગશર માસથી શરૂ થતું અને તેથી જ ગીતામાં શ્રીકૃષ્ણે કહ્યું છે કે માસોમાં માગશર માસ હું છું.

૨. [ સં. અ ( નહિ ) + ગહન ( ઘટ )] વિ. આછું; પાતળું.

૩. [ સં. અ ( નહિ ) + ગહન ( ઊંડું )] વિ. છીછરું.

૪. [ સં. અ ( નહિ ) + ગહન ( સમજાય નહિ એવું )] વિ. સમજી શકાય એવું; સરળ.

**અગળ** ૧. [ સં. અ ( નહિ ) + ગલ્ ( ગળવું )] વિ. ગળી ન જાય એવું; ઓગળે નહિ એવું.

૨. વિ. નહિ ઓગળેલું.

૩. વિ. નહિ ગળેલું; ગળ્યા વિનાનું.

**અગળાત** [ સં. અગ્રાહ્ય ] વિ. ( ગ્રામ્ય ) અગરાજ; ન ખપે એવું.

**અગંગ** [ સં. અ ( નહિ ) + ગંગા ( એ નામની એક નદી ) ] વિ. જ્યાં ગંગા નદી વહેતી ન હોય એવું; ગંગા વિનાનું.

**અગંગદેશ** [ સં. ] પું. ગંગાથી ૮ માઈલને અંતરે આવેલું સ્થળ.

**અગંજ** વિ. ( ગ્રામ્ય ) ન છેતરાય એવું; ગાંજ્યું ન જાય એવું.

**અગંતવ્ય** [ સં. અ ( નહિ ) + ગંતવ્ય ( જવા જેવું ) ] વિ. નહિ જવા જેવું.

**અગ્રંથ** ૧. [ સં. અ ( નહિ ) + ગ્રંથ ( સંબંધ ) ] પું. ( જૈન ) સાધુ, કેમકે તેને સગાંવહાલાં હોતાં નથી.

૨. [ સં. અ ( નહિ ) + ગ્રંથ ( ધન ) ] વિ. ( જૈન ) જેની પાસે ધન ન હોય એવું.

**અગંધનકુળ** [ સં. અગંધન ( સર્પની એક જાત ) + કુલ ( વંશ ) ] ન. નાગનું એક ઊંચું કુળ. તે કુળના નાગ મરવું પસંદ કરે પણ પોતાનું ઝેર કદી પાછું ચૂસે નહિ એમ મનાય છે.

**અગંન** [ સં. અગ્નિ ] સ્ત્રી. બળતરા; દાહ; ઝાળ.

શમી વ્યાસના ઉરની અગંન.

દયારામ

**અગંભીર** ૧. [ સં. અ ( નહિ ) + ગંભીર ( ઊંડું ) ] વિ. છીછરું.

૨. [ સં. અ ( નહિ ) + ગંભીર ( શાંત ) ] વિ. શાંત ન હોય એવું; ઉછાંછળું.

૩. [ સં. અ ( નહિ ) + ગંભીર ( ન સમજાય એવું ) ] વિ. સમજાય એવું; સરલ.

**અગાઈ** ૧. [ ફા. આગાહી ] સ્ત્રી. આગાહી; ભવિષ્યવાણી.

૨. સ્ત્રી. ચેતવણી.

૩. સ્ત્રી. ( કચ્છી ) માંદગી; બીમારી.

**અગાઉ** [ સં. અગ્ર; પ્રા. અગ્ગ ] અ. આગળ; પૂર્વે; પહેલાં.

**અગાજ** [ સં. અ ( નિરર્થક વપરાતો પૂર્વગ ) + ગર્જ ( ગર્જના કરવી ) ] પું. ( ગ્રામ્ય ) ગર્જના; મોટો અવાજ.

એ મૂરખ આગળથી બોલ્યો,
કર્યો અતિ અગાજ જી. રામાયણ

**અગાઠ** વિ. જૂઠું.

**અગાડ** પું. ( કચ્છી ) સૂર્ય ઊગે ત્યારથી બપોર સુધીનો વખત.

**અગાડપછાડ** પું. ( કચ્છી ) બપોરની આગળનો અને પાછળનો એટલે આખો દિવસ; સવારથી સાંજ સુધીનો વખત.

**અગાડી** ( અગાડ઼ી ) ૧. [ સં. અગ્ર, પ્રા. અગ્ગ + હિં. આડી ( તરફ ) ] પું. અંગરખા કે કેડિયાનો આગળનો ભાગ.

૨. પું. લશ્કરનો પહેલો હલ્લો.

૩. પું. વસ્તુનો આગળનો ભાગ.

૪. સ્ત્રી. ઘોડાને બાંધવાની સરક.

૫. અ. આગળ.

૬. અ. આગળથી; પ્રથમથી.

૭. અ. પહેલાં; ભૂતકાળમાં; ગયા વખતમાં.

૮. અ. ભવિષ્યકાળમાં; હવે પછી.

૯. અ. સન્મુખ; સામે.

**અગાડીપછાડી** ( અગાડ઼ીપછાડ઼ી ) ૧. [ સં. અગ્ર ( આગળ ) + પશ્ચાત્ ( પાછળ ) ] સ્ત્રી. ઘોડાને ગળે ને પગે બાંધવાનું દોરડું.

૨. અ. આગળપાછળ; ચારેતરફ; આસપાસ.

૩. અ. વહેલુંમોડું.

**અગાડું** ( અગાડ઼ું ) વિ. ( ગ્રામ્ય ) આગળ પડતું.

**અગાઢ** ૧. [ સં. અ + ગાઢ ( ઊંડું ) ] વિ. છીછરું.

૨. વિ. ( જૈન ) તત્ત્વનિષ્ઠ; તત્ત્વમાં આસ્થાવાળું.

૩. [ સં. અગાધ ] વિ. ( પ્રાકૃત ) બહુ ઊંડું; ઘણું.

૪. વિ. ( જૈન ) શાસ્ત્રમાં પારંગત.

**અગાઢપ્રજ્ઞ** [ સં. અગાઢ ( તત્ત્વનિષ્ઠ ) + પ્રજ્ઞા ( બુદ્ધિ ) ] પું. ( જૈન ) તત્ત્વનિષ્ઠ બુદ્ધિવાળું.

**અગાત** ૧. પું. પથ્થર ઉપર કોતરેલો લેખ; શિલાલેખ.

૨. [ સં. આ ( પાસે ) + ગમ્ ( જવું ) ] વિ. આગળના વખતમાં થઈ ગયેલું; જૂનું.

૩. અ. પહેલાંના વખતમાં; પૂર્વે; અગાઉ.

**અગાત્મજા** [ સં. અગ ( પર્વત ) + આત્મજા ( દીકરી ) ] સ્ત્રી. હિમાલયની પુત્રી પાર્વતી.

**અગાત્ર** [ સં. અ ( નહિ ) + ગાત્ર ( અવયવ ) ] વિ. અંગ વિનાનું; દેહ વગરનું.

**અગાદ** [ પ્રા. ] અ. આગળ; સન્મુખ.

વલિ ભામિની કહે પડખો,
તુમ્હોને લેઉ જઇ અગાદ. ગંગવિજય

**અગાધ** ૧. [ સં. ] પું. સ્વાહાકારના પાંચ અગ્નિમાંનો એ નામનો એક.

૨. ન. ઘણું ઊંડું કાણું.

૩. [ સં. અ + ગાધ ( તળિયું ) ] વિ. ઊંડું; જેનો તાગ ન આવે એવું.

૪. વિ. ન સમજાય એવું; કળી ન શકાય એવું; દુર્બોધ.

એ તું જાણી છિ અગાધ, દુર્ઘટ કામ રૂપિઉ વ્યાધિ;
મૂહિ તાં પીડિ છિ જમ, તુંહિ નથી પીડતું તેમ.
ભાલણ

૫. વિ. પાર વિનાનું; ઘણું.

**અગાધગતિ** ૧. [ સં. અગાધ ( ન સમજાય એવું ) + ગતિ ] પું. પરમાત્મા, કે જેની ગતિ સમજી શકાતી નથી.

૨. વિ. જેની ગતિ ન સમજી શકાય એવું.

**અગાધજળ** ૧. ન. ઊંડું તળાવ; ઊંડું સરોવર, કેમકે તેમાં ઘણું પાણી હોય છે.

૨. [ સં. અગાધ ( ઊંડું ) + જલ ( પાણી ) ] ન. ઊંડું પાણી.

૩. વિ. ઊંડા પાણીવાળું.

**અગાધતા** [ સં. અગાધ ( ઊંડું ) + તા ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. તાગ ન આવે એટલી ઊંડાઈ.

જેહ તણા ઐશ્વર્ય તણો નવ પામે કો પણ પાર,
તો સ્વરૂપની અગાધતાનું શું કહેવું તે વાર.
દયારામ

**અગાધશક્તિ** [ સં. અગાધ ( ઘણું ) + શક્તિ ( બળ ) ] વિ. ઘણા બળવાળું.

**અગાધિકા** પું. ( પિંગળ ) એ નામનો એક વિષમવૃત્ત અક્ષરમેળ છંદ. તેના પહેલા ચરણમાં તગણ, જગણ અને રગણ એમ ૯ અક્ષર, બીજા અને ચોથા દરેક ચરણમાં મગણ, સગણ, જગણ અને ગુરુ એમ ૧૦ અક્ષર તથા ત્રીજા ચરણમાં સગણ, સગણ, જગણ અને ગુરુ એમ ૧૦ અક્ષર હોય છે.

પેલે ત જ રા કરો ભલે,
બીજે મા સ જ ગા પદે ભલે;
સ સ જ ગ ત્રીજે અગાધિકા,
ચોથે પાદ ધરો મ સા જ ગા.
રણપિંગળ

**અગાન** [ સં. અ ( નિરર્થક વપરાતો પૂર્વગ ) + ગાન ( ગીત ) ] ન. ગાયન; ગીત.

શરદપુનમનો ચંદ્ર ખીલ્યો છે કર્ણમધુર અગાન.
રસશાસ્ત્ર

**અગાપી** ન. ( ગ્રામ્ય ) દુઃખી માણસ.

**અગામિની** [ સં. આગામિની ] વિ. સ્ત્રી. ભવિષ્યની.

ઉત્તમ શિક્ષણ ને આદર્શભૂત શિક્ષકો પર અગામિની પ્રજાનો અભ્યુદય રહેલો છે.
ક. સા. સમીક્ષા

**અગામિય** ૧. [સં. અગ્રામિક] વિ. (પ્રાકૃત) ગામ રહિત.

૨. [સં. આગામિક] વિ. (પ્રાકૃત) ભવિષ્યમાં આવવાનું; હવે પછીનું.

**અગામિયા** [સં. અગ્રામિકા] સ્ત્રી. (પ્રાકૃત) જેમાં કોઈ ગામ ન હોય એવું જંગલ.

**અગામ્યું** ૧. વિ. જવાને અશક્ત.

અગામ્યા થયા શિથિલા સર્વ ગામા.
વલ્લભ

૨. [સં. અ (નહિ) + ગમ્ય (જઈ શકાય એવું)] વિ. ન જઈ શકાય એવું.

૩. [સં. અ (નહિ) + ગમ્ય (મળી શકે એવું)] વિ. મળી ન શકે એવું.

**અગાર** ૧. [સં. અકાર] પું. (પ્રાકૃત) અ અક્ષર.

૨. પું. (જૈન) ગૃહસ્થાશ્રમ.

૩. પું. (જૈન) છૂટ; અપવાદ.

૪. પું. સમૂહ; ઢગલો.

૫. ન. ઓરડો.

૬. [સં.] ન. ઘર; રહેઠાણ.

**અગારસ્થ** ૧. [સં. અગાર (ઘર) + સ્થ (રહેનાર)] પું. (પ્રાકૃત) ગૃહસ્થાશ્રમમાં દાખલ થયેલો માણસ; ગૃહસ્થ; સંસારી.

૨. વિ. ઘરમાં પડી રહેનારૂં; ઘરની ઘૂંસ જેવું.

**અગારદાહ** [સં. અગાર (ઘર) + દાહ (આગ)] પું. ઘરમાં લાગેલી આગ.

**અગારદાહી** [સં. અગાર (ઘર) + દાહિન્ (બાળનાર)] વિ. ઘરને આગ લગાડનાર.

**અગારબંધન** [સં. અગાર ઘર) + બંધન (કેદ)] ન. ઘરની અંદર કેદ પુરાવું તે; ઘરમાંથી બહાર ન નીકળી શકાય એવી સ્થિતિ.

**અગારવાસ** ૧. [સં. અગાર (ગૃહસ્થાશ્રમ) + વાસ (રહેવું તે)] પું. (જૈન) ગૃહસ્થાશ્રમમાં રહેવું તે.

૨. [સં. અગાર (ઘર) + વાસ (રહેવું તે)] પું. (જૈન) ઘરમાં રહેવું તે; ગૃહવાસ.

**અગારિ** ૧. [સં. અગારિન્] પું. (પ્રાકૃત) ગૃહસ્થ.

૨. [સં. અગ + અરિ (દુશ્મન)] પું. શ્રીકૃષ્ણ, કેમકે તેમણે અગ નામના રાક્ષસને માર્યો હતો.

૩. વિ. (પ્રાકૃત) ઘરબારી; સંસારી.

**અગારી** ૧. [સં. અગારિણી] સ્ત્રી. (પ્રાકૃત) સંસાર માંડી બેઠેલી સ્ત્રી.

૨. [સં. અગારિન્] વિ. (જૈન) ગૃહસ્થાશ્રમી.

૩. વિ. (જૈન) વિષયની ઇચ્છાવાળું.

જો કે અગારી અને અનગાર એ બે શબ્દોનો સીધો અર્થ ઘરમાં વસવું કે ન વસવું એટલોજ છે છતાં અહીં તેનો તાત્પર્યાર્થ લેવાનો છે અને તે એ કે જે વિષયતૃષ્ણા ધરાવતો હોય તે અગારી અને જે વિષયતૃષ્ણાથી મુક્ત થયો હોય તે અનગાર.
તત્ત્વાર્થસૂત્ર

૪. અ. (હિંદી) અગાડી; અગાઉ.

**અગારીપણું** [સં. અગારિન્ (ગૃહસ્થાશ્રમી) + ગુ. પણું (નામ બનાવનાર પ્રત્યય)] ન. (જૈન) ગૃહસ્થાશ્રમમાં હોવું તે; ગૃહસ્થપણું.

અગારીપણું અને અનગારીપણાની સાચી તેમજ મુખ્ય કસોટી એ એકજ છે.
તત્ત્વાર્થસૂત્ર

**અગારીવ્રતી** [સં. અગારિન્ (ગૃહસ્થ) + વ્રતિન્ (વ્રતવાળું)] વિ. (જૈન) હિંસા ન કરવી, જૂઠું ન બોલવું, ચોરી ન કરવી, પરસ્ત્રીગમન ન કરવું, પરિગ્રહની હદ બાંધવી એવાં શ્રાવકનાં પ્રથમનાં ૫ વ્રત ધારણ કરનાર; અણુવ્રતધારી.

જે અણુવ્રતધારી હોય તે અગારીવ્રતી કહેવાય છે.
તત્ત્વાર્થસૂત્ર

**અગાર્યા** ૧. ન. ગોંડ લોકોની એ નામની એક પેટા જાતિનું માણસ. આ લોકોનો ધંધો લોખંડના કામનો છે. રામપુર, બિલાસપુર જિલ્લામાં તેઓ માલમ પડે છે.

૨. વિ. એ નામની એક જાતિનું.

**અગાશ** સ્ત્રી. અઘવાની હાજત.

**અગાશી** ૧. [સં. આકાશ] સ્ત્રી. ગર્ભાશયનો ઉપલો બે ખૂણાવાળો ભાગ.

ગર્ભાશયના ઉપલા બે ખૂણાવાળા ભાગને ગર્ભાશયશિખર અથવા અગાશી કહે છે.
અ. કા. શાસ્ત્ર

૨. સ્ત્રી. મકાનના ઉપલા ભાગમાં કરેલી ખુલ્લી છોબંધ જગા; ગચ્છી.

૩. સ્ત્રી. યોનિ.

**અગાસ** ૧. [સં. અગ્ર, પ્રા. અગ્ગ + હિં આસ (નામ બનાવનાર પ્રત્યય)] પું. ખુલ્લી જગા; બારણા આગળનો ઓટો.

૨. [સં. આકાશ] ન. આકાશ.

**અગાસિયા** [સં. આકાશીય] વિ. વરસાદના પાણી ઉપર આધાર રાખનારૂં; જેને કૂવાનું કે નહેરનું પાણી મળે એમ ન હોવાથી વાવેતર એકલા આકાશમાંથી પડનારા પાણી ઉપર આધાર રાખતું હોય એવું.

**અગાસી** જુઓ અગાશી.

**અગાસુ** ૧. વિ. ખુલ્લી જમીનમાં પડી રહેનાર.

૨. અ. નકામું; કારણ વગર.

**અગાસુર** [સં. અઘાસુર] પું. શ્રીકૃષ્ણે મારેલો અજગર રૂપી એક દૈત્ય. તે ૮ માઈલ લાંબો અને ૨ માઈલ પહોળો હતો એમ કહેવાય છે.

**અગાસું** ૧. ન. અગાશી; ધાબું; ગચ્છી.

૨. વિ. ઉઘાડું; ઢાંકણ વિનાનું; છાપરા વગરનું; ખુલ્લું.

૩. વિ. દૂર; આઘું.

**અગાહ** ૧. [સં. અગાધ] વિ. ઊંડું.

૨. વિ. ગંભીર; ઉદાસ.

૩. વિ. ઘણું; બહુ.

૪. [ફા. આગાહ (જાણનાર)] વિ. જાણીતું; પ્રકટ; માલૂમ.

૫. [સં. અ (નહિ) + ગ્રાહ્ય (લેવાય એવું)] વિ. ન લેવાય એવું.

અલાહ અલાહ અગાહ અજીત.
હરિરસ

૬. [ફા. આગાહ (ભવિષ્ય)] વિ. ભવિષ્યમાં થવાનું.

**અગાહી** ૧. [ફા. આગાહી] સ્ત્રી. ચેતવણી; સાવચેતી.

૨. સ્ત્રી. ભવિષ્યમાં થવાનું તે; ભાવિ.

૩. સ્ત્રી. ભવિષ્યવાણી; અનુમાનથી પરિણામની કલ્પના કરીને કહેવું તે.

**અગાં** [સં. અગ્ર] અ. આગળ.

**અગિકુત** ન. કાળનું ઝાડ.

**અગિયર** [સં. અજગર] પું. અજગર.

પુન્યવંત માટે ન છૂટયો
તે થયો અગિયર રૂપ.
નાકર

**અગિયાકોઇલિયા** [આગ + કોયલા] પું. (હિંદી) વિક્રમાદિત્યે કબજે કરેલા એ નામના ૨ ભૂત. સ્મરણ કરતાં જ તેઓ તેની સેવામાં હાજર થતા હતા.

**અગિયાડોતેરસો** (અગિયાડ઼ોતેરસો) [ગુ. અગિયાર + સં. ઉત્તર (વધારે) + ગુ. સો] વિ. એકસો અગિયાર; ૧૧૧.

**અગિયાર** ૧. [સં. એકાદશ; પ્રા. એગારહ] પું. ચોપાટની રમતમાં ૭ કોડીમાંથી ૬ કોડી બંધી પડે અને ૧ ચત્તી પડે એ જાતનો એ નામનો એક દાવ.

૨. પું. રુદ્ર.

૩. વિ. દશને એક; ૧૧.

**અગિયારમી** સ્ત્રી. મુસલમાની હરકોઈ માસની અગિયારમી તારીખ.

**અગિયારસું** ૧. [સં. એકાદશમ] ન. મરણ પછી અગિયારમા દિવસનો જમણવાર.

અગિયારમું સરાવવું = અગિયારમાને દિવસે શ્રાદ્ધક્રિયા કરવી.

૨. ન. મરણ પછી અગિયારમે દહાડે થતી કાયટાની ક્રિયા.

**અગિયારશ** ૧. [સં. એકાદશી] સ્ત્રી. હિંદુ મહિનાના બન્ને પક્ષની અગિયારમી તિથિ.

૨. સ્ત્રી. હિંદુ મહિનાના બેઉ પક્ષની અગિયારમી તિથિએ કરવામાં આવતું વ્રત.

૧. અગિયારશ ઊજવવી = ઘણાં વર્ષ કે માસ સુધી અગિયારશ કર્યા પછી તે વ્રત નિમિત્તે અમુક ક્રિયા અને પુણ્યદાન કરી તે પૂરૂં કરવું.

૨. અગિયારશ કરવી = (૧) અન્ન વિના ચલાવવું. (૨) દર પખવાડિયાને અગિયારમે દિવસે ઉપવાસ કરવો.

**અગિયારશિયણ** વિ. સ્ત્રી. અગિયારશ કરનારી.

**અગિયારશિયું** ૧. વિ. અગિયારશ કરેલી હોય એવું.

૨. વિ. અગિયારશનું વ્રત કરનારૂં.

૩. વિ. અગિયારશને દિવસ અમુક દેવનાં દર્શન કરવાના નિયમવાળું.

**અગિયારસ** જુઓ અગિયારશ.

**અગિયારસિયણ** જુઓ અગિયારશિયણ.

**અગિયારસિયું** જુઓ અગિયારશિયું.

**અગિયારા** પું. બ. વ. ૧૧ × ૧ = ૧૧ થી ૨૦ × ૧૦ = ૨૦૦ સુધીના આંકના પાડા-ઘડિયા.

અગિયારા ગણવા-માપવા = પોબારા ગણવા; રસ્તો પકડવો; નાસી જવું. વળતી અગિયારા ગણ્યું, એમ વિચાર્યું વિપ્ર; જોડી લાકડે માંકડું, દક્ષિણા પામું ક્ષિપ્ર-મુક્તાનંદ

**અગિયારી** ૧. સ્ત્રી. ૧૧ × ૧૧ = ૧૨૧ થી ૨૦ × ૨૦ = ૪૦૦ સુધીના આંકના ઘડિયા એટલે પાડા.

૨. [સં. અગ્નિ + આગાર (ઘર)] સ્ત્રી. (જરથોસ્તી) પવિત્ર અગ્નિ રાખવાનું ઠેકાણું; આતશબહેરામ; પારસી લોકોનું મંદિર; દરે-મેહેર.

૩. સ્ત્રી. સગડી; ચૂલો.

**અગિયારો** પું. આગેવાન; અગ્રેસર; નાયક.

**અગિયારોતેરસો** જુઓ અગિયારોતેરસો.

**અગિયાવેતાલ** ૧. પું. ભેજવાળી જમીનમાં અને મુખ્યત્વે કરીને સ્મશાનમાં પોતાની મેળે ઝડપથી સળગી ઊઠે એવા એક જાતના વાયુથી ઉત્પન્ન થતી ઝાળ.

૨. [પ્રા. અગ્ગિ (અગ્નિ) + વેતાલ (એક જાતનું ભૂત)] પું. મોઢામાંથી આગ ઝરતી હોય એવું પ્રેત.

૩. પું. વિક્રમાદિત્યના ૨ વેતાલમાંનો એ નામનો એક.

**અગિર** ૧. [સં.] પું. અગ્નિ.

૨. પું. આકડાનો છોડ.

૩. પું. ચિત્રાનું ઝાડ.

૪. પું. રાક્ષસ.

૫. પું. સૂર્ય.

૬. પું. સ્વર્ગ.

**અગિલા** ૧. [સં. અ (નહિ) + ગ્લાનિ (ખેદ)] સ્ત્રી. (પ્રાકૃત) ઉત્સાહ; હોંશ; અખિન્નતા.

૨. સ્ત્રી. તિરસ્કાર; અવજ્ઞા.

**અગિલાણ** [સં. અ (નહિ) + ગ્લાન (ખેદવાળું)] વિ. (પ્રાકૃત) ઉત્સાહી; હોંશીલું.

**અગિહ** ૧. [સં. અ (નહિ) + ગૃહ (ઘર)] વિ. (જૈન) ઘરનો ત્યાગ કરનાર.

૨. વિ. ઘર વિનાનું.

૩. વિ. ત્યાગી.

**અગિહાના** [સં. અગ્નિધાન] ન. (હિંદી) અગ્નિ રાખવાનું ઠેકાણું.

**અગીઆ** અ. (કચ્છી) આગળ; પાસે.

**અગીઆં** [સં. અંગ (શરીર)] ન. અંગરખું. કવિતામાંજ આ શબ્દ વપરાય છે.

**અગીઉં** ન. દીર્ઘ 'ઈ'નું ચિહ્ન; અજ્જુનું ચિહ્ન.

આ ચિહ્નને આપણે દીર્ઘ 'ઈ'નું ચિહ્ન કહીએ છીએ. ગામઠી નિશાળોમાં પંડ્યાજીઓ તેને અજ્જુ કે અજ્યુ કહે છે. ખરૂં નામ અગીઉં છે. ગુ. સા. પરિષદ

**અગીતપછીત** ૧. [સં. અગ્રત: + પશ્ચાત્] સ્ત્રી. આગળનો તથા પાછળનો ભાગ.

૨. અ. (હિંદી) આગળપાછળ; ચારેપાસ.

**અગીતાર્થ** [સં. અ (નહિ) + ગીતાર્થ (શાસ્ત્રના અર્થ જાણનાર)] વિ. (જૈન) શાસ્ત્ર નહિ જાણનાર.

**અગીય** [સં. અગીત] વિ. (પ્રાકૃત) શાસ્ત્રનું પૂરૂં જ્ઞાન ન હોય એવું.

**અગીર** ૧. ન. એ નામની એક જાતનું માણસ.

૨. વિ. પંજાબની એ નામના હિંદુ લોકોની એક જાતનું. આ જાતના લોકો મીઠું તૈયાર કરવાનો ધંધો કરે છે. તેઓ લુહારથી ચઢતા અને જાટ લોકોથી ઊતરતા ગણાય છે.

**અગુ** ૧. પું. રાહુ.

૨. ન. અંધારૂં.

૩. [સં. અ (નહિ) + ગો (કિરણ)] વિ. કિરણ વિનાનું.

૪. [સં. અ (નહિ) + ગો (ગાય)] વિ. ગાય વગરનું.

૫. વિ. દુષ્ટ; પાપી; નીચ.

૬. વિ. નિર્ધન; ગરીબ.

**અગુઆ** ૧. [સં. અગ્ર + હિં. આ (નામ બનાવનાર પ્રત્યય)] પું. (હિંદી) અગ્રેસર; નાયક; સરદાર.

૨. પું. માર્ગ બતાવનાર પુરુષ; ભોમિયો.

૩. પું. વિવાહની વાત લાવનારો માણસ.

**અગુઆઈ** ૧. [સં. અગ્ર, પ્રા. અગ્ગ + હિં. આઈ (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. (હિંદી) આગેવાની; સરદારી.

૨ સ્ત્રી. રસ્તો દેખાડવો તે.

**અગુજ** વિ. (કચ્છી) સમજ પડે એવું; સરલ.

**અગુજરાતી** [અ + ગુજરાતી] વિ. ગુજરાતી ભાષાનું ન હોય એવું; ઠેઠ ગુજરાતી.

તેને અગુજરાતી કે "ઠેઠ ગુજરાતી" બનાવવાનો વ્યર્થ અને હાસ્યાસ્પદ આડંબર માત્ર છે. સંજાણા

**અગુણ** ૧. [સં. અ (અપ્રાશસ્ત્ય બતાવતો ઉપસર્ગ) + ગુણ] પું. ખરાબ ગુણ; દોષ; અવગુણ.

૨. [સં. અ (નહિ) + ગુણ] પું. ગુણનો અભાવ.

૩. [સં. અ (વિરોધ બતાવતો ઉપસર્ગ) + ગુણ (લાભ)] પું. લાભ ન થવો તે.

૪. વિ. ગુણ વિનાનું; જેનામાં ગુણ ન હોય એવું.

૫. [સં. અ + ગુણ (દોરી)] વિ. દોરી વગરનું; પણછ વિનાનું.

**અગુણકારક** [સં. અ (નહિ) + ગુણ (લાભ) + કારક (કરનાર)] વિ. નુકસાન કરનાર; અવગુણ કરનાર.

**અગુણજ્ઞ** [સં. અ + ગુણ + જ્ઞ (જાણનાર)] વિ. ગુણની પારખ ન હોય એવું; ગુણને નહિ જાણનારૂં.

**અગુણજ્ઞતા** [સં. અગુણજ્ઞ (ગુણની કદર ન કરનાર) + તા (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. ગુણની કદર ન કરવાનો ભાવ.

**અગુણતા** [સં. અગુણ + તા (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. ગુણ વિનાની સ્થિતિ.

**અગુણત્વ** જુઓ અગુણતા.

**અગુણદર્શી** જુઓ અગુણપ્રેક્ષી.

**અગુણપ્રેક્ષી** [ સં. અગુણ ( દોષ ) + પ્રેક્ષિન્ ( જોનાર ) ] વિ. દોષ જોનારું.

**અગુણવાચક** જુઓ અગુણવાદી.

**અગુણવાદી** [ સં. અગુણ + વાદિન્ ( બોલનાર ) ] વિ. બીજાના દોષ બોલનારું; અવગુણ ગાનાર.

**અગુણશીલ** ૧. [ સં. અ + ગુણ + શીલ ( આચાર ) ] વિ. ગુણ અને શીલ વિનાનું.

૨. [ સં. અગુણ ( દોષ ) + શીલ ( આચરણ )] વિ. દુરાચરણી; હલકા વર્તનવાળું.

**અગુણી** ૧. [ સં. અ + ગુણિન્ ( ગુણવાળું ) ] વિ. ગુણ વિનાનું.

૨. વિ. નગણું; ઉપકારનો બદલો નહિ વાળનારું; કૃતઘ્ન.

૩. વિ. મૂર્ખ.

**અગુપ્ત** ૧. [ સં. અ ( નહિ ) + ગુપ્ત ( રક્ષેલું ) ] વિ. કાબૂમાં નહિ રાખેલું.

૨. [ સં. અ ( નહિ ) + ગુપ્ત ( છાનું ) ] વિ. જાહેર; ખુલ્લું.

૩. વિ. ભડભડિયું; મનમાં વાત છૂપી ન રાખી શકે તેવું; મનમાં હોય તે કહી દેનારું.

**અગુપ્તઇંદ્રિય** [ સં. અગુપ્ત ( કાબૂમાં નહિ રાખેલું ) + ઇંદ્રિય ] વિ. ( જૈન ) ઇંદ્રિયો અંકુશમાં નથી રાખી એવું.

**અગુપ્તિ** [ સં. અ + ગુપ્તિ ( રક્ષણ ) ] સ્ત્રી. ( જૈન ) મન, વચન અને કાયા વડે થતાં પાપથી પોતાની જાતને બચાવવા યત્ન નહિ કરવો તે.

**અગુરુ** ૧. [ સં. અ ( અયોગ્ય ) + ગુરુ ( શિક્ષક ) ] પું. નાલાયક શિક્ષક.

૨. ન. અગરુચંદન.

> મારા ગુરુ, ગુરુ એટલે ભારે છે, તેથી તેમને અગુરુની ગંધ આપું છું. — પ્રસ્થાન

૩. ન. એ નામનું ઝાડ.

૪. ન. સીસમનું ઝાડ.

૫. [ સં. અ ( નહિ ) + ગુરુ ( શિક્ષક ) ] વિ. ગુરુ પાસેથી ઉપદેશ ન મેળવ્યો હોય એવું.

૬. [ સં. અ ( નહિ ) + ગુરુ ( ભારવાળું ) ] વિ. હળવું; હલકા વજનનું.

૭. [ સં. અ ( નહિ ) + ગુરુ ( દીર્ઘ ) ] વિ. હ્રસ્વ; લઘુ.

**અગુરુલઘુ** [ સં. અ ( નહિ ) + ગુરુ ( ભારે ) + લઘુ ( હળવું ) ] વિ. ( જૈન ) ભારે નહિ તેમ જ હળવું નહિ એવું.

> આવો પરિણામ ધર્માસ્તિકાય આદિ દ્રવ્યોમાં અગુરુલઘુની હાનિવૃદ્ધિરૂપ છે. — તત્ત્વાર્થસૂત્ર

**અગુરુલઘુત્વ** [ સં. અગુરુલઘુ + ત્વ ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ( જૈન ) બહુ ભારે નહિ તેમ જ બહુ હળવું નહિ એવી સ્થિતિ.

**અગુરુલઘુનામ** [ સં. અગુરુલઘુ + નામન ( નામ ) ] ન. ( જૈન ) નામકર્મના ૮ ભેદ માંહેનો એ નામનો એક, જે વડે લોઢાની પેઠે ઘણું ભારે નહિ અને કપાસની પેઠે ઘણું હલકું નહિ પણ મધ્યમ વજનદાર શરીર મળે છે.

**અગુરુસાર** [ સં. અગુરુ ( ચંદન ) + સાર ( સત્ત્વ ) ] પું. એક જાતનો સુગંધી પદાર્થ.

**અગુવાની** [ હિં. ] સ્ત્રી. આગેવાની; સરદારી.

**અગુવું** [ સં. અગ્ર ( આગળ ) + વહ્ ( લઈ જવું ) ] વિ. આગળ જનારું; આગળ ચાલનારું.

**અગુવો** ૧. [ સં. અગ્ર ( આગળ ) + વહ્ ( લઇ જવું ) ] પું. નાયક; આગેવાન; અગ્રેસર.

૨. પું. માર્ગ દેખાડવા મોખરે ચાલનાર પુરુષ; ભોમિયો.

૩. પું. વળાવો; રસ્તામાં સંભાળ રાખનાર માણસ.

**અગુહ્ય** [ સં. અ + ગુહ્ય ( છાનું ) ] વિ. જાહેર; ખુલ્લું; પ્રકટ.

**અગુંઠ** [ હિં. અગૌંડી ] સ્ત્રી. વાવવા માટે શેરડીના સાંઠાની આંખવાળી કાતળી.

**અગૂઢ** ૧. પું. ( કાવ્ય ) અલંકારશાસ્ત્રમાં વ્યંગના ૮ ભેદ માંહેનો એ નામનો એક. જેમકે

> ઉદયાચલને ચુંબે રવિ, અસ્તાચલને ચંદ્ર.

આમાં સવાર હોવાનું આડકતરી રીતે કહેવા છતાં પણ સ્પષ્ટ છે.

૨. [ સં. અ + ગૂઢ ( છાનું ) ] વિ. ખુલ્લું; પ્રકટ; જાહેર.

૩. [ સં. અ + ગૂઢ ( ઊંડું ) ] વિ. છીછરું.

૪. [ સં. અ + ગૂઢ ( ન સમજાય એવું ) ] વિ. સમજાય એવું; સરલ.

**અગૂઢગંધ** ૧. [ સં. અ + ગૂઢ ( છાનું ) + ગંધ ] સ્ત્રી. વઘારણી, કેમકે તેની ગંધ છાની રહેતી નથી.

૨. વિ. ગંધ છાની નથી એવું.

**અગૂઢભાવ** ૧. [ સં. અગૂઢ ( જાહેર ) + ભાવ ( અર્થ ) ] વિ. ખુલ્લા અર્થવાળું; ભાવાર્થ સ્પષ્ટ હોય એવું.

૨. [ સં. અગૂઢ ( સરલ ) + ભાવ ( હૃદય ) ] વિ. નિખાલસ દિલનું; ભોળા હૃદયવાળું.

**અગૂઢવ્યંગ્ય** પું. ( કાવ્ય ) શબ્દના મુખ્ય અર્થ કરતાં બીજો પણ ચોખ્ખો અર્થ નીકળે એવો એક અલંકાર. જેમકે

> શ્રીપતિની શોભાતણું દ્રવ્ય સખી કરે ધ્યાન,
> ઘૂંઘટ ઊંચો કરી કરે ચારી કર્ણથી પાન.

અહીં પાન કરવાને: અર્થે સાંભળવું, અને ઘૂંઘટ ઊંચો કરીને એટલે જાણે આંખથી—નજરે જ શોભા નીરખતી કેમ ન હોય એ રીતે ઘૂંઘટ ઊંચો કરીને—બરાબર આદરપૂર્વક ધ્યાન આપીને વગેરે વ્યંગ્ય સ્પષ્ટ જણાઈ આવે છે.

**અગૂર** [ સં. અગ્ર; હિં. આગે ] સ્ત્રી. જ્યુસીન'. ઉત્પન્નની કિંમત આવ્યા પહેલાં જમીનદારને ખેડૂત તરફથી અગાઉથી અપાતી જમીન-મહેસૂલ.

**અગૃધ્ર** [ સં. અ + ગૃધ્ર ( લાલચુ ) ] વિ. લોભ વગરનું; લાલસા વિનાનું.

**અગૃહ** ૧. [ સં. અ + ગૃહ ( ઘર ) ] પું. વાનપ્રસ્થ લીધેલ પુરુષ; સંન્યાસી.

૨. ન. ઘર વગરનું માણસ.

**અગૃહીત** [ સં. અ + ગૃહીત ( લીધેલું ) ] વિ. નહિ લીધેલું; લેવાયા વિનાનું.

> ટાઢું ઠામું બળ્યું રસરહિત,
> દુર્ગંધવાસી એઠડું અગૃહીત. — નરહરિ

**અગૃહ્ય** ૧. [ સં. અ + ગૃહ્ય ( ગૃહસ્થાશ્રમને લગતું ) ] વિ. ગૃહસ્થાશ્રમને નહિ લગતું એવું.

૨. [ સં. અ + ગૃહ્ય ( પાળેલું ) ] વિ. નહિ પાળેલું.

૩. [ સં. અ + ગૃહ્ય ( લેવા જેવું ) ] વિ. નહિ લેવા જેવું.

**અગેડસી** વિ. ( કચ્છી ) પ્રમાદ વિનાનું.

**અગેય** [ સં. અ + ગેય ( ગવાય એવું ) ] વિ. ગાઈ ન શકાય એવું.

**અગેયતા** [ સં. અગેય + તા ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. કવિતાની ગાઈ ન શકાય એવી સ્થિતિ.

**અગેલોકન** ન. અગરનું ઝાડ. ગ્રીક અને રોમન લોકો અગર માટે આ શબ્દ વાપરે છે.

**અગેવાણ** [ સં. અગ્ર + વહ્ ( લઈ જવું ) ] પું. આગેવાન; નાયક.

> વહતમલ્લ અગેવાણ તુરીય
> ઠાઠ લેઈ પાખરીય. — પેથડરાસ

**અગેળ** અ. ( ભીલી ) આગળ.

> પછી રામ લક્ષ્મણ ને ઋષિ અગેળ ચાલ્યાજી. — ભીલોડી રામાયણ

**અગેંથ** [સં. અગ્નિમંથ] ન. (હિંદી) અરણીનું ઝાડ.

**અગોચર** ૧. [સં. અ + ગોચર (ઇંદ્રિયગમ્ય)] પું. પરમાત્મા, કેમકે તે ઇંદ્રિયોથી જાણી શકાતા નથી.

૨. [સં. અ (નહિ) + ગોચર (ઇંદ્રિયનો વિષય)] ન. ઇંદ્રિયોથી જાણી ન શકાય તે.

૩. [સં. અ + ગોચર (જવા જેવો પ્રદેશ)] ન. નહિ જવા જેવી જગ્યા.

૪. વિ. ઇંદ્રિયોથી ન જાણી શકાય એવું; અગમ્ય.

અગમ અગોચર શીને હરિ,
બ્રહ્મા કીટ લગી માયા આવરી. — અખો

૫. વિ. જ્યાં કચરો પડ્યો રહેતો હોય એવું.

૬. વિ. જ્યાં પગફેરો થતો ન હોય એવું.

ખડ જળાં વેલા મૂળથી
તે ક્ષેત્ર અગોચર થાય. — વલ્લભ

૭. વિ. પગ મૂકવો ન ગમે એવું.

**અગોચરતા** [સં. અગોચર + તા (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. ઇંદ્રિયોના વિષયની બહાર હોવું તે.

**અગોચરવાણી** ૧. સ્ત્રી. દેવવાણી; ન દેખાય એવા બોલનારની વાણી.

૨. [સં. અગોચર (ઇંદ્રિયાતીત) + વાણી] સ્ત્રી. સમજી ન શકાય તેવા બોલ.

**અગોદર** અ. અગાઉથી; પહેલાં.

**અગોપ** ૧. [સં. અ + ગુપ્ (સંતાડવું)] વિ. ખુલ્લું; પ્રકટ.

૨. વિ. ન દેખાય એવું; અલોપ; અદૃશ્ય.

**અગોપન** ૧. [સં. અ + ગોપન (રક્ષણ)] ન. ગુપ્તપણાનો અભાવ.

૨. વિ. ગુપ્તપણા વિનાનું; ખુલ્લું.

**અગોપનીય** [સં. અ + ગોપનીય (છુપાવવા જેવું)] વિ. નહિ છુપાવવા જોગ.

**અગોપિત** [સં. અ + ગોપિત (છુપાવેલું)] વિ. પ્રકટ; ખુલ્લું.

**અગોપ્ય** [સં. અ + ગોપ્ય (છુપાવવા જેવું)] વિ. નહિ છુપાવવા જોગ.

**અગોર** ૧. [હિં.] પું. મોલ સાચવવા રાખેલ પુરુષ.

૨. [સં. અઘોર] વિ. બિહામણું; ભયંકર.

અંત્ર અઘોર ખવાડે નર્ક
આપ્યા ન દેખાડે આતમ અર્ક. — અખો

**અગોરદાર** [હિં. અગોરના (રખવાળી કરવી) + ફા. દાર (વાળું)] પું. રખવાળ; પહેરો ભરનાર પુરુષ.

**અગોરબટાઈ** [હિં.] સ્ત્રી. જમીનના માલિક અને ખેડૂત વચ્ચે નીપજની વહેંચણ.

**અગોરા** [હિં.] પું. રોજ; એક દિવસની મજૂરીના પૈસા.

**અગોરિયો** [હિં. અગોરિયા] પું. ખેતરની રખવાળી કરનાર પુરુષ.

**અગોહી** [હિં.] પું. શીંગડાં આગળ પડતાં નીકળેલાં હોય તેવો બળદ.

**અગોળ** ૧. વિ. પ્રકાશિત; ઉજળું.

૨. [સં. અ + ગુહ્ (સંતાડવું)] વિ. સંતાડી ન શકાય એવું.

૩. [સં. અ + ગોહ (ઘર)] વિ. સામાન્ય રીતે ઘરમાં ન મળે એવું.

**અગૌકસ** ૧. [સં. અગ (ઝાડ) + ઓકસ્ (રહેઠાણ)] પું. પક્ષી.

૨. પું. શરભ પશુ; ૮ પગવાળો મૃગ.

૩. પું. સિંહ.

૪. [સં. અગ (પર્વત) + ઓકસ (સ્થાન)] વિ. પર્વતમાં રહેનાર.

**અગૌણ** [સં. અ + ગૌણ (મુખ્ય નહિ એવું)] વિ. મુખ્ય; પ્રધાન.

આત્મ શબ્દના પ્રયોગથી ઈક્ષણ અગૌણ છે એમ કેમ-આમ જો સાંખ્ય કહે તો તેને વિષે ઉત્તર પડે છે. — કમળાશંકર

**અગૌર** [સં. અ + ગૌર (ગોરું)] વિ. ગોરું નહિ એવું; ઘઉંવર્ણું.

**અગૌરવ** ૧. [સં. અ + ગૌરવ (મોટાઈ)] ન. નિરભિમાન.

૨. [સં. અ + ગૌરવ (પ્રતિષ્ઠા)] ન. પ્રતિષ્ઠાનો અભાવ.

**અગૌરી** સ્ત્રી. (પિંગળ) એ નામનો ૧૨ અક્ષરનો એક અક્ષરમેળ છંદ. તેના દરેક ચરણમાં નગણ, નગણ, મગણ અને રગણ હોય છે.

ન ન મ ર થી અગૌરી છે શોભતી. — રણપિંગળ

**અગ્ગડ** જુઓ અગડ.

**અગ્ગા** ૧. [સં. અ (નહિ) + ગમ્ (જવું)] પું. પર્વત.

પ્રથમ બીજ કે વૃક્ષ, પ્રથમ ઔષધિ કે અગ્ગા. — શામળ

૨. [સં. અગ્ (વાંકુંચૂંકું ચાલવું)] પું. સાપ.

૩. પું. સૂરજ.

**અગ્ઘેસર** જુઓ અગ્રેસર.

**અગ્ઘ** [સં. અર્ઘ] પું. (પ્રાકૃત) પૂજાની સામગ્રી.

**અગ્ઘાડ** (અગ્ઘાડ઼) [પ્રા.] પું. અઘેડા નામની વનસ્પતિ.

**અગ્ઘાય** ૧. [સં. આઘ્રાત] વિ. (પ્રાકૃત) ગંધ લીધેલું; સૂંઘેલું.

૨. વિ. બોલાવેલું.

**અગ્નાત્ત્વલહરી** સ્ત્રી. વનસ્પતિ કેમ વાવવી, ઉગાડવી અને તેનો માણસના ખોરાકમાં કેમ ઉપયોગ કરવો વગેરે બતાવનારું મહર્ષિ અશ્વલાયને બનાવેલું એક શાસ્ત્ર.

**અગ્નાયી** ૧. [સં.] સ્ત્રી. અગ્નિની સ્ત્રી સ્વાહા.

૨. સ્ત્રી. ત્રેતાયુગ.

**અગ્નિ** ૧. [સં.] પું. અગ્નિખૂણાનો દેવ.

૨. પું. અજમોદ.

૩. પું. (પુરાણ) અવધૂતનો એ નામનો એક ગુરુ.

૪. પું. (પુરાણ) ઇંદ્રસાવર્ણિ નામના ચૌદમા મન્વંતરમાં થનાર સપ્તર્ષિમાંનો એ નામનો એક ઋષિ.

૫. પું. (ખગોળ) એ નામનો એક તારો; 'બીટા ટૌરી, નેથ'.

વૃષભથી પૂર્વે લગભગ માથા ઉપરના બે તારાને વૃષભનાં શીંગડાં ગણ્યાં છે. ઉપરના શીંગડાને અગ્નિનો તારો કહે છે. — આકાશદર્શન

૬. પું. (બૌદ્ધ) કામ, ક્રોધ, મોહ, જાતિ, જરા, મરણ, શોક, પરિદેવ, દુઃખ, દૌર્મનસ્ય અને ઉપાયાસ એ ૧૧માંથી દરેક.

૭. પું. (ખગોળ) કૃત્તિકા નક્ષત્ર.

૮. પું. (ખગોળ) કૃત્તિકા નક્ષત્રનો અધિષ્ઠાતા દેવ.

૯. પું. ગાયત્રીના ૨૪ દેવતા માંહેનો એ નામનો એક.

૧૦. પું. ચિત્રકનું ઝાડ, કેમકે તેના મૂળની છાલમાં અગ્નિની પેઠે ફોલ્લો ઉત્પન્ન કરવાનો ગુણ છે.

૧૧. પું. જઠરાગ્નિ; ખોરાક પચાવનારી શક્તિ. ભૂખ, તરસ, નિદ્રા, આળસ અને સંગ એ પાંચ અગ્નિની પ્રકૃતિ છે.

૧૨. પું. ગુસ્સો; ક્રોધ; આવેશ.

૧૩. પું. (પુરાણ) તામસ નામના ચોથા મન્વંતરના સપ્તઋષિમાંનો એ નામનો એક.

૧૪. પું. તેજ; પાંચ મુખ્ય તત્ત્વમાંનું એ નામનું એક તત્ત્વ.

૧૫. પું. ત્રણની સંજ્ઞા, કારણકે મુખ્ય અગ્નિ ત્રણ છે.

૧૬. પું. (પુરાણ) દક્ષકન્યા અને અગ્નિની ધર્મપત્ની વસુને પેટે થયેલા અષ્ટવસુમાંનો એ નામનો પાંચમો દીકરો. એને વસોર્ધારા નામે સ્ત્રી અને દ્રવિણક નામે દીકરો હતાં.

૧૭. [સં. અગ્ (ઊંચે જવું)] પું. દેવતા. વૈદક મત મુજબ અગ્નિ ૩ પ્રકારનો છેઃ (૧) ભૌમ, કે જે ઘાસ, લાકડાં વગેરેના બળવાથી ઉત્પન્ન થાય; (૨) દિવ્ય, કે જે આકાશમાં વીજળીથી ઉત્પન્ન થાય; (૩) ઉદર અથવા જઠરનો, કે જે પિત્ત રૂપે ડૂંટીની ઉપર ને હૃદયની નીચે રહીને ખાધેલું અન્ન પચાવે. કર્મકાંડમાં અગ્નિ ૬ પ્રકારના છેઃ (૧) ગાર્હપત્ય; (૨) આહવનીય; (૩) દક્ષિણાગ્નિ; (૪) સભ્યાગ્નિ; (૫) આવસથ્ય અને (૬) ઔપાસનાગ્નિ. તેમાં પહેલા ત્રણ મુખ્ય છે. રસાયનને માટે ધૂમાગ્નિ, દીપ્તાગ્નિ, મંદાગ્નિ, મધ્યમાગ્નિ, ખરાગ્નિ અને ભડાગ્નિ એમ ૬ પ્રકારના અગ્નિ છે. જ્વાળા નહિ નીકળતાં જે અગ્નિમાંથી માત્ર ધુમાડો જ નીકળે તેને ધૂમાગ્નિ, મૂઠીમાં આવી શકે તેટલાં જાડાં લાકડાંની આઠમા ભાગની ચીરી એટલે નાના પાતળા કટકાને સળગાવી જે અગ્નિ કરવામાં આવે તે દીપ્તાગ્નિ, ચોથા ભાગની ચીરી વડે જે અગ્નિ કરાય તે મંદાગ્નિ, એક લાકડાંની બે ચીરી સાથે સળગાવીને કરેલા અગ્નિને મધ્યમાગ્નિ, એવી પાંચ ચીરી સાથે સળગાવી કરેલો અગ્નિ ખરાગ્નિ, અને જે અગ્નિથી વાસણના મથાળા સુધી ચોતરફ જ્વાળા ફેલાય તેને ભડાગ્નિ કહે છે.

બુદ્ધિ, ચક્ષુ, ઉદાન, પાદ અને રૂપ એ પંચતત્ત્વ અગ્નિથી ઊપજે છે. — કાવ્યશાસ્ત્ર

૧. અગ્નિ અગ્નિ થઈ જવું = (૧) આગ લાગવી. (૨) શરીરમાં બહુ બળતરા થવી.

૨. અગ્નિ આગળ ઘી = એક બીજા પર અસર કરી વિકૃતિ ઉપજાવે એવા પદાર્થઃ દારૂ અને દેવતા.

૩. અગ્નિ ઊઠવો = (૧) બળતરા થવી. (૨) રીસ ચડવી.

૪. અગ્નિ ઓલવવો = (૧) આગ ઓલવવી. (૨) શાંત કરવું; ઠંડું પાડવું.

૫. અગ્નિ ચરવો-પીવો = (૧) અગ્નિની આરપાર નીકળવું. (૨) શાંત થવું.

૬. અગ્નિને ઉધેઈ ન લાગે = (૧) અગ્નિ બધું બાળી નાખે છે. (૨) અગ્નિની માફક જે ખરેખર શુદ્ધ છે તેને ડાઘ લાગતો નથી.

૧૮ પું. પિત્ત.

૧૯. પું. પૃથ્વી, પાણી, તેજ, વાયુ, આકાશ, કાળ, દેશ, આત્મા અને બુદ્ધિ એ ૯ પદાર્થ માંહેનો તેજ નામનો પદાર્થ.

૨૦. પું. (પુરાણ) બે રાતાં મોઢાં, ચાર શીંગડાં, બદામી રંગની આંખો, ત્રણ પગ, સાત હાથ, અને કાંટાવાળી કાલી, કરાલી, મનોજવા, સુલોહિતા, ધૂમ્રવર્ણા, ઉગ્રા ને પ્રદીપ્તા નામની સાત જીભવાળો પ્રકાશ અને ગરમીનો ઉપરી દેવ. તેનું વાહન ઘેટું, ખોરાક ઘી, અને કામ દેવને યજ્ઞભાગ પહોંચાડવાનું છે. અગ્નિને કલ્પની શરૂઆતમાં બ્રહ્મદેવે પૂર્વ અને દક્ષિણ એ બે વચ્ચેની દિશાનું ઉપરીપણું આપ્યું હતું, એથી એ દિશાનું આગ્નેયી એટલે અગ્નિખૂણો એવું નામ પડ્યું છે. દક્ષપ્રજાપતિની ૧૬ કન્યામાંથી સ્વાહા નામની કન્યા એમની પત્ની હતી. સ્વાહાની કૂખે એમને સ્વારોચિત નામે પુત્ર અને સુચ્છાયા નામે કન્યા થઈ હતી, જે ઉત્તાનપાદના દીકરા ધ્રુવના દીકરા શિષ્ટને પરણાવી હતી. આ સિવાય એને પાવક, પવમાન અને શુચિ એ નામના ૩ પુત્ર હતા. આ ત્રણે પુત્ર તેની સ્ત્રી સ્વાહાથી ઉત્પન્ન થયા હતા. એ ૩ પુત્રને ૪૫ પુત્ર થયા હતા. એમ બધા મળી ૪૯ અગ્નિ મનાય છે. શિવઅંબાના વિહાર ટાણે ઇંદ્રના કહેવાથી શિવ પાસે અગ્નિ માગવા જતાં ક્રોધ કરી તેને શિવે પોતાનું વીર્ય આપ્યું હતું. અગ્નિ એ વીર્ય પી ગયો પણ સહન ન થવાથી ગંગામાં પાછું કાઢ્યું. એ વીર્યથી કાર્તિકેય થયો. પૂર્વે શ્વેતકી રાજાએ ૨૪ વર્ષ સુધી રાત્રિદિવસ ઘણા યજ્ઞ કર્યા. તેમાં હોમેલી વસ્તુ ઘણી ખાવાથી અગ્નિને અજીર્ણ થયું અને તે જાડો થઈ ગયો. એના ઉપાય માટે શ્રીકૃષ્ણ ને અર્જુનની રજા મેળવી ખાંડવ વનમાંથી જાતજાતની ઔષધિ ખાઈને આરોગ્ય મેળવ્યું. તેણે વરુણ પાસેથી વાંદરાની ધ્વજવાળો દિવ્ય રથ અને ગાંડિવ ધનુષ્ય માગીને અર્જુનને આપ્યાં અને વજ્રનાભ ચક્ર અને કૌમોદકી ગદા શ્રીકૃષ્ણને આપી બન્નેને સંતોષ્યા. દેવોને યજ્ઞભાગ પહોંચાડવાનું એને માથે છે. એની વતી એની સ્ત્રી સ્વાહા યજ્ઞભાગ લે છે અને પોતે તે પહોંચાડે છે. દરેક આહુતિ વખતે સ્વાહાને સંબોધાય છે. અગ્નિનું બીજું નામ મિત્ર છે.

મિત્ર ભાનુને કહત કવિ, મિત્ર અગ્નિનું નામ;
મિત્ર મિત્ર આ જગતનો, એક જ સુંદર શ્યામ. — પિંગળલઘુકોષ

૨૧. પું. (પુરાણ) ભગવાનનું એક સ્વરૂપ.

૨૨. પું. (જૈન) ભવનપતિ દેવતાની એ નામની એક જાતિ; અગ્નિકુમાર દેવતા.

૨૩. પું. ભિલામાનું ઝાડ.

૨૪. પું. (ખગોળ) મંગળગ્રહ.

લાલ રંગ ઉપરથી આને અંગારક, લોહિતાંગ, અગ્નિ ઇત્યાદિ નામો મળેલાં છે. — જ્યોતિર્વિલાસ

૨૫. પું. (તાંત્રિક) 'ર' અક્ષરને બદલે વપરાતો શબ્દ.

૨૬. પું. લાય; બળતરા.

૨૭. પું. લિંબોઈ; લિંબુનું ઝાડ.

૨૮. પું. વેદના ૩ મુખ્ય દેવમાંનો એ નામનો એક. તે સ્વર્ગમાં સૂર્યના રૂપમાં, આકાશમાં વીજળીના રૂપમાં અને પૃથ્વી ઉપર સાધારણ દેવતાના રૂપમાં છે. ઋગ્વેદની ઉત્પત્તિ આ અગ્નિદેવથી થયેલી મનાય છે.

૨૯. પું. સોનું.

૩૦. પું. સોમવેલીની ૨૪ જાત માંહેની એ નામની એક.

૩૧. [સં. આગ્નેયી] સ્ત્રી. એ નામની પૂર્વ અને દક્ષિણ વચ્ચે આવેલી દિશા; અગ્નિખૂણો.

૩૨. ન. અઢાર પુરાણમાંનું એ નામનું એક.

૩૩. ન. કેસર.

૩૪. ન. (પુરાણ) સરસ્વતીને કિનારે આવેલું એ નામનું એક પવિત્ર સ્થળ. અહીં વિદુર તીર્થયાત્રામાં આવેલ હતા.

**અગ્નિઅસ્ત્ર** જુઓ અગ્ન્યસ્ત્ર.

**અગ્નિક** ૧. [સં. અગ્નિ + ક (કરનાર)] પું. અજમો.

૨. પું. અરણી.

૩. [સં. અગ્નિ + કૈ (પ્રકાશવું)] પું. આગિયો કીડો, કેમકે તે અગ્નિ માફક પ્રકાશે છે.

૪. પું. ચિત્રક; ચિત્રો.

૫. પું. ભિલામો.

**અગ્નિકણ** [સં. અગ્નિ + કણ (તણખો)] પું. તણખો.

**અગ્નિકર** [સં. અગ્નિ (પાચનશક્તિ) + કર (કરનાર)] ન. (વૈદક) મંદાગ્નિ ઉપર અપાતું એ નામનું એક ઔષધ.

**અગ્નિકર્મ** ૧. [સં. અગ્નિ + કર્મન્ (કામ)] ન. અગ્નિદેવનું કર્તવ્ય.

૨. ન. આગનું કામ.

૩. ન. આતશબાજી.

૪. ન. ડામ દેવો તે.

૫. ન. મુડદાંને બાળવાની ક્રિયા.

૬. ન. રસોઈ.

૭. ન. હોમ.

તૈદર્શી તને કથમ નહિ વરે કરે અગ્નિકર્મ. — નળાખ્યાન

**અગ્નિકર્મશાસ્ત્ર** [ સં. અગ્નિકર્મન્ (આતશબાજી) + શાસ્ત્ર ( તાત્ત્વિક તથા વ્યવસ્થિત જ્ઞાન ) ] ન. આતશબાજી બનાવવાના હુન્નર સંબંધી જ્ઞાન.

**અગ્નિકલા** ૧. [ સં. અગ્નિ + કલા ( ભાગ ) ] સ્ત્રી. અગ્નિનો ભાગ. તંત્રશાસ્ત્ર પ્રમાણે અગ્નિકલા ૧૦ છે: ધૂમ્રાર્ચિસ, ઉષ્મા, જ્વલિની, જ્વાલિની, વિસ્ફુલિંગી, સુશ્રી, સુરૂપા, કપિલા, હવ્યવાહા અને કવ્યવાહા.

૨. [ સં. અગ્નિ + કલા ( હુન્નર ) ] સ્ત્રી. આતશબાજી બનાવવાનો હુન્નર.

૩. સ્ત્રી. તણખો.

**અગ્નિકલ્પ** [ સં. અગ્નિ + કલ્પ ( જેવું ) ] વિ. અગ્નિના જેવું; ઝગઝગતું.

**અગ્નિકાચ** ૧. પું. આગિયો કાચ; સૂર્યનાં કિરણમાં ધરવાથી અગ્નિ ઝરે એવો કાચ.

૨. પું. કાળા રંગનો કાચના જેવો જ્વાળામુખી ખડક.

**અગ્નિકાય** [ સં. અગ્નિ + કાય ( શરીર ) ] પું. (જૈન) અગ્નિનો જીવ; જીવના ૬ ભેદ માંહેનો એ નામનો એક.

> પૃથ્વીકાય, અપકાય, વાયુકાય, **અગ્નિકાય**, વનસ્પતિકાય અને ત્રસકાય એ છ જીવભેદ છે.
> પુરાતત્ત્વ

**અગ્નિકારક** [ સં. અગ્નિ + કારક ( કરનાર ) ] વિ. અગ્નિ ઉત્પન્ન કરનાર.

**અગ્નિકાર્ય** જુઓ અગ્નિકર્મ.

**અગ્નિકાષ્ઠ** ૧. [ સં. અગ્નિ + કાષ્ઠ ( લાકડું ) ] ન. અગરનું લાકડું.

૨. ન. અરણીનું લાકડું.

૩. ન. બાળવાનાં લાકડાં.

> અગ્નિકાષ્ઠ ભક્ષવું-ભક્ષણ કરવાં = ચિતા ખડકી પોતાની મેળે બળી મરવું.

**અગ્નિકાંડ** [ સં. અગ્નિ + કાંડ ( ભાગ ) ] પું. અગ્નિનો ભડકો.

> ત્યાં મુદ્રણાલયમાં એકાએક **અગ્નિકાંડ** થયો.
> કૌમુદી

**અગ્નિકીટ** [ સં. અગ્નિ + કીટ ( કીડો ) ] પું. સમંદર નામનો કીડો, કેમકે તેનું રહેઠાણ અગ્નિમાં મનાય છે.

**અગ્નિકુક્કુટ** ૧. [ સં. અગ્નિ + કુક્કુટ ( તણખો ) ] પું. અગ્નિથી વ્યાપેલી ઘાસની ગંજી.

૨. [ સં. અગ્નિ + કુક્કુટ ( કૂકડો ) ] પું. ઉંબાડિયું.

**અગ્નિકુમાર** ૧. [સં. અગ્નિ + કુમાર ( દીકરો )] પું. બ. વ. અગ્નિના પુત્ર. એઓ ૧૬૦૦૦ ઋષિ હતા. દંડકારણ્યમાં તેઓ તપ કરતા હતા. ત્યાં વનમાં ફરતાં ફરતાં રામચંદ્રજી આવ્યા ત્યારે શ્રીરામચંદ્રજીનું સ્વરૂપ, લાવણ્ય જોઈને તેમને સ્ત્રીભાવ ઉત્પન્ન થયો અને તે માટે શ્રીરામચંદ્રજીની પ્રાર્થના કરી. શ્રીરામચંદ્રે કહ્યું કે હું હમણાં એકપત્નીવ્રતધારી છું. વ્રજમાં તમારો મનોરથ પરિપૂર્ણ થશે. પછી તેઓ વ્રજમાં કુમારિકા રૂપે ઉત્પન્ન થયા. મૂળ ઋષિઓ હોવાથી ભગવાન સિવાય અન્યત્ર પોતાનું દાન અથવા સ્વશરીરનો ભોગ ન થાય એટલા માટે તેઓએ કાત્યાયની વ્રત કર્યું. શ્રીકૃષ્ણે ચીરહરણના મિષથી તેમનો મનોરથ પૂર્ણ કરવાનું વરદાન આપ્યું અને શરદ ઋતુમાં વેણુનાદદ્વારા તેમનું આહ્વાન કરી તેમની સાથે રાસ કરી તેમનો મનોરથ પૂર્ણ કર્યો.

૨. પું. કાર્તિક સ્વામી. એવું કહેવાય છે કે એક દિવસ અગ્નિદેવ, વસિષ્ઠ, અત્રિ, અંગિરસ વગેરે સપ્તર્ષિ અરુંધતી વગેરે સ્ત્રીનાં રૂપલાવણ્યથી મોહિત થયા. દક્ષ રાજાની દીકરી અને અગ્નિની સ્ત્રી સ્વાહાએ પોતાના સ્વામીનો મનોભાવ જાણીને અરુંધતી સિવાય બીજી ૬ ઋષિપત્નીનું રૂપ ધારણ કરીને પોતાના સ્વામી સાથે ૬ વાર વિહાર કર્યો. વિહાર કર્યા પછી સ્વાહાદેવીએ એક કાંચનકુંડમાં વીર્યને નાખ્યું. તે તેજસ્વી વીર્યમાંથી અગ્નિકુમાર કે કાર્તિક સ્વામી ઉત્પન્ન થયા.

૩. પું. (વૈદક) જઠરાગ્નિ વધારે એવી એ નામની એક દવા.

૪. પું. પુષ્ટિમાર્ગીય આચાર્ય શ્રીવલ્લભાચાર્યના પુત્ર શ્રીવિઠ્ઠલનાથજી. એ માર્ગવાળા વલ્લભાચાર્યને અગ્નિનો અવતાર માને છે.

૫. પું. (જૈન) ભુવનપતિની ૧૦ જાતિમાં પાંચમી જાતિના દેવ.

> **અગ્નિકુમારો**ને આભરણમાં ઘડાનું ચિહ્ન હોય છે.
> તત્ત્વાર્થસૂત્ર

**અગ્નિકુમારમોદક** [ સં. ] પુ (વૈદક) સંગ્રહણી, શ્વાસ, વગેરે રોગ ઉપર અપાતું એ નામનું ઔષધ.

**અગ્નિકુમારરસ** [ સં. અગ્નિકુમાર ( એક દવા ) + રસ ( સત્ત્વ ) ] પું. (વૈદક) વાતરોગ, શ્વાસરોગ, મંદાગ્નિ, કફરોગ, બરોળ, ઉધરસ, શૂળ વગેરે ઉપર ફાયદો કરતી મનાતી એ નામની એક દવા. તે જુદીજુદી રીતે બનાવાય છે. ટંકણખાર, પારો અને ગંધક દરેક તોલો ૧, વછનાગ, કોડીભસ્મ અને શંખ ભસ્મ દરેક તોલા ૩ તથા મરી તોલા ૮ લઈ તેમને લીંબુના રસમાં ૧૨ કલાક ઘૂંટવાથી આ દવા બને છે.

**અગ્નિકુમારલોહ** [ સં. અગ્નિકુમાર + લોહ ( લોઢું ) ] ન. (વૈદક) બરોળ માટે એ નામની એક દવા. તે મોરથૂથુ, હિંગ, ટંકણખાર, સિંધાલૂણ, ધાણાજીરૂં, અજમો, મરી, સૂંઠ, લવિંગ અને વાવડિંગ દરેક ૧ તોલો, લોહ ૧૦ તોલા, પારો ૪ તોલા, અને ગંધક ૪ તોલા મેળવવાથી થાય છે. તેનું અનુપાન ઘી તથા મધ છે. તેની માત્રા ૧થી ૨ વાલ છે.

**અગ્નિકુળ** ૧. ન. કાજુનું ઝાડ.

૨. [ સં. અગ્નિ + કુલ ( વંશ ) ] ન. પરમાર, પરિહાર, ચાલુક્ય કે સોલંકી અને ચૌહાણ એ ૪ રજપૂત કુળ. અગાઉ દૈત્યો જ્યારે ઋષિઓના તપમાં વિઘ્ન નાખવા લાગ્યા, ત્યારે ઋષિઓએ વસિષ્ઠના ઉપરીપણા નીચે આબુ પર્વત પર એક યજ્ઞ કર્યો. આ યજ્ઞના કુંડમાંથી એક પછી એક ૪ પુરુષ નીકળ્યા અને તે દરેકમાંથી પરમાર, પરિહાર, ચાલુક્ય ને ચૌહાણ વંશ ચાલ્યા.

૩. ન. શ્રીવલ્લભાચાર્યનો વંશ; ગોસ્વામીકુળ.

**અગ્નિકુંડ** ૧. [ સં. અગ્નિ + કુંડ ] પું. અગ્નિ રાખવા કરેલ કુંડ; વેદી.

> સીતાઇ સૂરજ રતિ લાઇ;
> અગ્નિકુણ્ડ મણ્ડાવઇ.
> સીતાહરણ, પંદરમી સદી

૨. પું. (પુરાણ) બળતા અંગારા જેવો અને ચીસો પાડતા પાપી લોકથી ભરેલો એ નામનો પહેલો નરકકુંડ. તેમાંથી ૧૦૦ ગાઉ ઊંચી જ્વાળા નીકળ્યા કરતી મનાય છે.

**અગ્નિકુંડબંધ** પું. (કાવ્ય) અગ્નિકુંડના જેવો આકાર બનાવી, તેમાં અક્ષરો ગોઠવી રચેલી કવિતા. જુઓ આકારચિત્ર.

**અગ્નિકુંડરસ** પું. (વૈદક) શૂળ ઉપર અપાતું એ નામનું એક ઔષધ.

**અગ્નિકેતુ** ૧. [ સં. અગ્નિ + કેતુ ( ચિહ્ન ) ] પું. ધુમાડો, કારણ કે તે અગ્નિનું ચિહ્ન છે.

૨. પું. (પુરાણ) રાવણની સેનાના એ નામના ૨ રાક્ષસ. તેને યુદ્ધમાં રામે માર્યા હતા.

૩. પુ. શંકર; મહાદેવ.

**અગ્નિકોણ** [ સ. અગ્નિ + કોણ ( ખૂણો ) ] પુ. અગ્નિખૂણો; દક્ષિણ તથા પૂર્વ દિશા વચ્ચેનો ખૂણો, કેમકે તેનો દેવ અગ્નિ છે.

**અગ્નિક્રિયા** ૧. [સ. અગ્નિ + ક્રિયા ( કામ ) ] સ્ત્રી. કામ દેવાની ક્રિયા.

૨. સ્ત્રી. મુડદું બાળવાની ક્રિયા; અગ્નિસંસ્કાર.

**અગ્નિક્રીડા** ૧. [ સં. અગ્નિ + ક્રીડા ( રમત ) ] સ્ત્રી. અગ્નિ સાથે કરવામાં આવતી રમતઃ ધગધગતા અંગારા ઉપર ચાલવું, બળતા કાકડા ચૂસવા, ઘણી ગરમ થવાને લીધે ફૂલ ઊડતાં હોય એવી લોઢાની સાંકળ પકડવી વગેરે.

૨. સ્ત્રી. આતશબાજી; દારૂખાનું.

**અગ્નિખૂણો** જુઓ અગ્નિકોણ.

**અગ્નિખેલ** જુઓ અગ્નિક્રીડા.

**અગ્નિગર્જન** [ સં. અગ્નિ + ગર્જન ( ગર્જવું તે ) ] ન. અગ્નિનો ભડભડ થતો અવાજ; ભડભડાટ.

**અગ્નિગર્ભ** ૧. [ સં. અગ્નિ + ગર્ભ ( અંદરનો ભાગ ) ] પું. અગ્નિજાર નામનો છોડ.

૨. પું. અરણીનું ઝાડ.

૩. પું. આગિયો કાચ.

૪. પું. ચકમક.

૫. પું. શમીવૃક્ષ.

૬. પું. સૂર્યકાંત મણિ, કેમકે તેના ઉપર સૂર્યનાં કિરણ પડવાથી અગ્નિ ઉત્પન્ન થાય એમ મનાય છે.

૭. વિ. અંદર અગ્નિ રહેલો હોય એવું.

**અગ્નિગર્ભપર્વત** [ સં. અગ્નિગર્ભ + પર્વત ] પું. જ્વાળામુખી પહાડ, કેમકે તેની અંદર અગ્નિ છે.

**અગ્નિગર્ભા** ૧. [ સં. અગ્નિ + ગર્ભ (અંદરનો ભાગ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ખીજડી. દવા તરીકે તે કડવી, તૂરી અને રેચક તથા શ્વાસ, દમ, હરસને મટાડે તેવી ગણાય છે.

> જાણજો ઋષિ! પુત્રીને અગ્નિગર્ભા સમી શમી.
> નાનાલાલ

૨. સ્ત્રી. પૃથ્વી, કેમકે તેના અંદરના ભાગમાં ગરમી છે.

૩. સ્ત્રી. મોટી માલકાંકણી.

**અગ્નિગંધકક** વિ. (રસાયણ) મોટા પ્રમાણમાં પ્રાણિજવાળા ગંધકના બનેલા મિશ્રણ સંબંધી.

**અગ્નિગૃહ** ૧. [ સં. અગ્નિ + ગૃહ ( ઘર ) ] ન. ( જરથોસ્તી ) અગિયારી.

૨. ન. અગ્નિ રાખવાની જગ્યા; અગ્નિશાળા.

**અગ્નિગ્રંથ** [ સં. અગ્નિ + ગ્રંથ ( પુસ્તક ) ] પું. અગ્નિદેવ સંબંધી વર્ણન કરતું પુસ્તક.

**અગ્નિગ્રાવ** ૧. [ સં. અગ્નિ + ગ્રાવન્ ( પથ્થર ) ] પું. આગિયો પથ્થર; સૂર્યકાંત.

૨. પું. જ્વાળામુખી પર્વતના જામેલા રસનો ટુકડો.

**અગ્નિઘૃત** [ સં. અગ્નિ + ઘૃત ( ઘી ) ] ન. (વૈદક) પાચનશક્તિ વધારવા ચિત્રકના મૂળમાંથી બનાવેલી એ નામની એક દવા.

**અગ્નિચક્ર** ૧. [ સં. અગ્નિ + ચક્ર ( કૂંડાળું ) ] ન. બળતા અગ્નિનું કૂંડાળું.

૨. [ સં. અગ્નિ + ચક્ર ( કૂંડાળા જેવું ચિહ્ન ) ] ન. ( યોગ ) શરીરની અંદર માનેલા ૬ ચક્ર માંહેનું બન્ને ભવાંની વચ્ચે આવેલું એ નામનું એક ચક્ર. તેના ઉપરી દેવ પરમાત્મા ગણાય છે. એ ચક્રમાં કલ્પવામાં આવેલ કમળને ૨ પાંખડી છે અને એના અક્ષર હ અને ક્ષ છે.

**અગ્નિચય** ૧. પું. અગ્નિ સ્થાપન કરવાનો મંત્ર.

૨. [ સં. અગ્નિ + ચય ( સમૂહ ) ] પું. અગ્નિનો ઢગલો.

૩. પું. વેદમંત્રથી કરાયેલી અગ્નિની સ્થાપના.

**અગ્નિચયન** જુઓ અગ્નિચય.

**અગ્નિચર્યા** [ સં. અગ્નિ + ચર્યા ( પૂજા ) ] સ્ત્રી. અગ્નિનું પૂજન.

**અગ્નિચિત** [સં. અગ્નિ + ચિ ( એકઠું કરવું )] પું. મંત્રથી અગ્નિનું સ્થાપન કરી તેમાં હોમ કરનાર પુરુષ; અગ્નિહોત્રી.

**અગ્નિચિત્યા** [ સં. અગ્નિ + ચિત્યા ( એકઠું કરવું તે ) ] સ્ત્રી. અગ્નિનું સ્થાપન.

**અગ્નિચુંબક** ૧. [ સં. અગ્નિ + ચુંબ્ ( આકર્ષવું ) ] વિ. અગ્નિને આકર્ષે એટલે ખેંચે એવું.

૨. વિ. શીતોષ્ણતામાં ફેરફારને લીધે ચુંબકતીવતામાં થતા ફેરફાર સંબંધી.

**અગ્નિચૂર્ણ** [ સં. અગ્નિ + ચૂર્ણ ( ભૂકો ) ] ન. ફોડવાનો દારૂ.

**અગ્નિજ** ૧. [ સં. અગ્નિ + જન્ ( જન્મવું ) ] પું. અગ્નિજાર નામનો છોડ.

૨. પું. અગ્નિમાંથી પેદા થયેલ પથ્થર; જ્વાળામુખી પથ્થર.

૩. પું. કાર્તિક સ્વામી; કાર્તિકેય, કેમકે તે અગ્નિમાંથી જન્મેલ મનાય છે.

૪. પું. ભૂખ ન મટે એવો રોગ.

૫. પું. વિષ્ણુ.

૬. પું. સમુદ્રફળનું ઝાડ.

૭. ન. સોનું.

૮. વિ. અગ્નિ પેદા કરે એવું.

૯. વિ. અગ્નિમાંથી પેદા થયેલું.

> અગ્નિજ ખડકો હાલમાં એ જ દશામાં અકબંધ સચવાઈ રહેલા નથી. ભૂસ્તરવિદ્યા

૧૦. વિ. અન્ન પચાવે એવું.

**અગ્નિજનક** ૧. [ સં. અગ્નિ + જનક ( ઉત્પન્ન કરનાર ) ] વિ. અગ્નિ ઉત્પન્ન કરનારું.

૨. વિ. ભૂખ લગાડનારું.

**અગ્નિજન્મ** ૧. [ સં. અગ્નિ + જન્મન્ ( જન્મ ) ] ન. સોનું.

૨. વિ. અગ્નિથી પેદા થતું.

**અગ્નિજન્મા** [ સં. અગ્નિ + જન્મન્ ( જન્મ ) ] પું. કાર્તિકેય. જુઓ અગ્નિજ.

**અગ્નિજપ્રસ્તર** [ સં. અગ્નિ + જ ( જન્મેલું ) + પ્રસ્તર ( પથ્થર ) ] પું. અગ્નિથી ઉત્પન્ન થયેલ પથ્થર; જ્વાળામુખી પથ્થર.

**અગ્નિજાત** જુઓ અગ્નિજ.

**અગ્નિજાર** ૧. [ સં. અગ્નિ + જન્ ( જન્મવું ) ] પું. એ નામનો એક છોડ.

૨. પું. સમુદ્ર કાંઠે ઊગતું એ નામનું દવામાં ઉપયોગી ઝાડ; સમુદ્રફળનું ઝાડ.

૩. ન. અંબર. તેની ૪ જાતમાં લાલ રંગનું શ્રેષ્ઠ ગણાય છે. શરદી થઈ હોય ત્યાં તેમ જ તરસમાં તે ગુણકારી મનાય છે.

**અગ્નિજાલ** જુઓ અગ્નિજાર.

**અગ્નિજિહ્વ** ૧. પું. (પુરાણ) એ નામનો એક બ્રહ્મર્ષિ.

૨. [ સં. અગ્નિ + જિહ્વા ( જીભ ) ] પું. દેવ.

> દેવ અમર નિર્જર વિબુધ સુર સુમનસ ત્રિદિવેશ,
> વૃંદારકને વિમાનગતિ અગ્નિજિહ્વ અમૃતેશ;
> દિવિષદ લેખા બર્હિર્મુખ ગીર્વાણ અતિ ઓપ,
> કોણ દેવતા રંક તીહાં જ્યાં બેઠા બળી ગોપ.
> પિંગળલઘુકોષ

૩. પું. વિષ્ણુનું વરાહસ્વરૂપ.

૪. વિ. બહુ આકરું બોલે એવી જીભવાળું.

**અગ્નિજિહ્વા** ૧. [સં. અગ્નિ + જિહ્વા ( જીભ )] સ્ત્રી. અગ્નિની જીભ. અગ્નિ દેવતાને ૭ જીભ હોવાનું મનાય છે, અને તેનાં નામ જુદી જુદી રીતે અપાયેલાં છે. મુંડકોપનિષદમાં તેનાં નામ આ પ્રમાણે છેઃ (૧) કાલી, (૨) કરાલી, (૩) મનોજવા, (૪) સુલોહિતા, (૫) ધૂમ્રવર્ણા, (૬) સ્ફુલિંગિની અને (૭) વિશ્વરૂપી. બૃહત્ સંહિતામાં છેલ્લાં બે નામ ઉગ્રા અને પ્રદીપ્તા છે. કોઈ તેનાં નામ નીચે પ્રમાણે આપે છેઃ (૧) કરાલી, (૨) ધૂમિની, (૩) શ્વેતા, (૪) લોહિતા, (૫) નીલલોહિતા, (૬) સુવર્ણા અને (૭) પદ્મરાગા.

૨. સ્ત્રી. અગ્નિની ઝાળ.

૩. સ્ત્રી. ગજપિપ્પલીનો છોડ.

૪. સ્ત્રી. લાંગલી નામનો છોડ.

**અગ્નિજ્યોતિ** [ સં. અગ્નિ + જ્યોતિઃ ( પ્રકાશ ) ] સ્ત્રી. અગ્નિનો પ્રકાશ.

**અગ્નિજ્વાલ** [સં. અગ્નિ + જ્વાલ (ઝાળ)] સ્ત્રી. અગ્નિની ઝાળ.

**અગ્નિજ્વાલા** ૧. [સં. અગ્નિ + જ્વાલા (ઝાળ)] સ્ત્રી. અગ્નિની ઝાળ.

૨. [સં. અગ્નિ + જ્વાલા (તેજ)] સ્ત્રી. અગ્નિનું તેજ.

૩. સ્ત્રી. ગજપીપરનો છોડ, કેમકે તેને અગ્નિ જેવાં લાલ ફૂલ હોય છે.

**અગ્નિઝાલ** [સં. અગ્નિજ્વાલ] સ્ત્રી. (હિંદી) અગ્નિની ઝાળ.

**અગ્નિતત્ત્વ** [સં. અગ્નિ + તત્ત્વ] ન. પાંચ મુખ્ય તત્ત્વ માંહેનું એ નામનું એક.

> સ્વરનો વાયુ ઊંચો ચાલતો હોય તો તેને અગ્નિતત્ત્વ જાણવું. — રાજવલ્લભ

**અગ્નિતત્ત્વની ધારણા** સ્ત્રી. (યોગ) હઠયોગની પાંચ ધારણામાંની ત્રીજી ધારણા. આ ધારણા સિદ્ધ થતાં સમસ્ત જગતને ફેરવી શકવાનું સામર્થ્ય આવતું હોવાની માન્યતા છે.

**અગ્નિતપ્ત** [સં. અગ્નિ + તપ્ત (તપેલું)] વિ. અગ્નિથી તપેલું.

**અગ્નિતરંગ** [સં. અગ્નિ + તરંગ (મોજું)] પું. અગ્નિનું મોજું.

**અગ્નિતારા** પું. તણખો; સ્ફુલિંગ; ઊડતી ચીનગારી.

**અગ્નિતીર્થ** ન. (પુરાણ) જમના નદીની દક્ષિણ દિશાએ આવેલું એ નામનું તીર્થ.

**અગ્નિતુલ્ય** જુઓ અગ્નિકલ્પ.

**અગ્નિતુંડાવટી** સ્ત્રી. (વૈદક) અજીર્ણ દૂર કરનારી એ નામની દવાની ગોળી. તે બનાવવા શુદ્ધ પારો, વછનાગ, ગંધક, અજમોદ, ત્રિફળા, સાજીખાર, જવખાર, ચિત્રક, સિંધાલૂણ, જીરૂં, સંચળ, વાવડિંગ, મીઠું, ત્રિકટુ, બકાન, લીમડાની છાલ અથવા પાન, બધું સરખે ભાગે લઈ લીંબુના રસમાં વાટી મરી જેવડી ગોળી કરવી. તેની માત્રા ગોળી ૧ થી ૨ છે.

**અગ્નિતુંડી** જુઓ અગ્નિતુંડાવટી.

**અગ્નિતુંડીરસ** જુઓ અગ્નિતુંડાવટી.

**અગ્નિતુંડીવટી** જુઓ અગ્નિતુંડાવટી.

**અગ્નિતૂલ** [સં. અગ્નિ + તૂલ (રૂ)] ન. રૂ ઉપર સુરોખારના તેજાબ અને ગંધકના તેજાબની અસરથી થતો એ નામનો પદાર્થ.

**અગ્નિતેજ** ૧. પું. અગિયારમા મન્વંતરના સપ્તઋષિ માંહેનો એ નામનો એક.

૨. [સં. અગ્નિ + તેજસ્ (તેજ)] ન. અગ્નિનું તેજ.

૩. વિ. અગ્નિના જેવા તેજવાળું.

**અગ્નિત્રય** [સં. અગ્નિ + ત્રય (ત્રણ)] પું. ગાર્હપત્ય, દક્ષિણ અને આહવનીય નામના ત્રણ શ્રૌત અગ્નિનો સમૂહ.

**અગ્નિત્રયી** જુઓ અગ્નિત્રય.

**અગ્નિત્રેતા** જુઓ અગ્નિત્રય.

**અગ્નિદ** ૧. [સં. અગ્નિ + દા (આપવું)] ન. આગ લગાડવાનું મોટું પાપ કરનારૂં માણસ.

૨. વિ. આગ લગાડનારૂં.

૩. [સં. અગ્નિ (જઠરાગ્નિ) + દા (આપવું)] વિ. પાચનશક્તિ વધારનાર.

**અગ્નિદગ્ધ** ૧. [સં. અગ્નિ + દગ્ધ (બાળેલું)] પું. ઋગ્વેદ અને મનુએ ગણાવેલા પિતૃના બે વર્ગમાંનો એક; પોતાની હયાતીમાં જેમણે ગાર્હપત્ય અગ્નિ રાખી તેમાં હોમ કર્યો હોય તે પિતૃ. જેમણે ગાર્હપત્ય અગ્નિ ન રાખ્યો હોય તે 'અનગ્નિદગ્ધ પિતૃ' કહેવાય છે.

૨. વિ. ચિતામાં બાળેલું.

૩. વિ. દીકરા વગરનું હોવાને કારણે જેનું મુડદું શરૂઆતમાં મોઢામાં અગ્નિ મૂકવાની વિધિ વિના સળગાવી મૂક્યું હોય એવું.

૪. વિ. બળેલું; દાઝેલું.

> પાપકર્મ કરતો બાળક જાણતો નથી–પોતાનાં જ કર્મોથી તે દુર્મેધ અગ્નિદગ્ધની પેઠે તપે છે. — ધમ્મપદ

**અગ્નિદગ્ધપ્રસ્તર** [સં. અગ્નિ + દગ્ધ (બળેલું) + પ્રસ્તર (પથ્થર)] પું. અગ્નિના સંયોગથી ઉત્પન્ન થયેલો પથ્થર. ભૂસ્તરવિદ્યાશાસ્ત્રીઓનો એવો મત છે કે પથ્થર બે પ્રકારના છે: (૧) અગ્નિદગ્ધ અથવા અગ્નિથી ઉત્પન્ન થયેલ, અને (૨) વારુણ પથ્થર. અગ્નિદગ્ધ પથ્થરની જે હાલની સ્થિતિ જોવામાં આવે છે તે અગ્નિથી પીગળ્યા પછી ઠરી જવાથી થયેલી હોય છે.

**અગ્નિદમની** [સં. અગ્નિ + દમની (કબજામાં રાખનારી)] સ્ત્રી. અરણીનું ઝાડ, કારણકે તેમાં અગ્નિ રહેલો મનાય છે.

**અગ્નિદહન** જુઓ અગ્નિદાહ.

**અગ્નિદાતા** [સં. અગ્નિ + દાતૃ (દેનાર)] વિ. મુડદાંને આગ મૂકનાર; અગ્નિસંસ્કાર કરનાર.

**અગ્નિદાન** [સં. અગ્નિ (આગ) + દાન (આપવું તે)] ન. અગ્નિમાં હડસેલી બાળી નાખવું તે.

**અગ્નિદાહ** ૧. [સં. અગ્નિ + દાહ (બાળવાની ક્રિયા)] પું. અગ્નિમાં બાળવાનું કામ; બાળી ભસ્મ કરવાની ક્રિયા.

૨. પું. મુડદું બાળવાની ક્રિયા; અગ્નિસંસ્કાર. આર્યોમાં અગ્નિદાહની રીત ઘણા જૂના કાળથી જાણીતી છે. યુનાની અને રોમન પ્રજામાં આગળ અગ્નિદાહનો રિવાજ હતો. તેઓ પ્રથમ ગામ બહાર ચોક્કસ જગામાં લાકડાંની ચિતા ખડકી તે ઉપર મુડદું મેલતા અને પછી આસપાસ સુગંધી પદાર્થ છાંટી ફૂલહાર ચડાવી બાળતા.

**અગ્નિદિક** [સં. અગ્નિ + દિક્ (દિશા)] પું. અગ્નિખૂણો, કેમકે પૂર્વ અને દક્ષિણ વચ્ચેની દિશાનો દેવ અગ્નિ છે.

**અગ્નિદિવ્ય** જુઓ અગ્નિપરીક્ષા.

**અગ્નિદીક્ષા** [સં.] સ્ત્રી. અગ્નિસંસ્કાર.

> સંન્યાસ ધારિ દીધ અગ્નિદીક્ષા. — સંઘમિત્રા

**અગ્નિદીપક** ૧. [સં. અગ્નિ (જઠરાગ્નિ) + દીપક (સતેજ કરનાર)] પું. (વૈદક) તુવેરની દાળનો પાક, કેમકે તે પાચનશક્તિ વધારનાર મનાય છે.

૨. વિ. જઠરાગ્નિ તીવ્ર કરનાર; પાચનશક્તિ વધારનારૂં.

> ગોળના ગુણો આયુર્વેદ પ્રમાણે રુચિકર, અગ્નિદીપક, મલમૂત્રશોધક, સ્વાદુ, પૌષ્ટિક, તથા રસાયન છે. — પ્રસ્થાન

**અગ્નિદીપન** ૧. [સં. અગ્નિ + દીપન (ઉત્તેજક)] પું. જઠરાગ્નિ વધારનાર ઓષધ.

૨. ન. પાચનશક્તિમાં થતો વધારો.

૩. વિ. જઠરાગ્નિ વધારનાર; પાચનશક્તિ સતેજ કરનારૂં.

**અગ્નિદીપ્ત** ૧. [સં. અગ્નિ + દીપ્ત (બળેલું)] વિ. અગ્નિથી બળેલું.

૨. [સં. અગ્નિ + દીપ્ત (તેજસ્વી)] વિ. ઝગઝગતું; તેજસ્વી.

**અગ્નિદીપ્તા** [સં. અગ્નિ + દીપ્તા (તેજ કરનારી)] સ્ત્રી. જઠરાગ્નિ વધારનારી ઔષધિ.

**અગ્નિદીપ્તિ** [સં. અગ્નિ + દીપ્તિ (તેજ)] સ્ત્રી. સારી પાચનશક્તિ; તીવ્ર જઠરાગ્નિ.

**અગ્નિદુર્ગ** પું. (પુરાણ) ભૌમાસુરની પ્રાગ્જ્યોતિષ નગરીની પાસેના અનેક કિલ્લા પૈકી એ નામનો એક. શ્રીકૃષ્ણે સુદર્શન વડે તેનો નાશ કર્યો હતો.

**અગ્નિદૂત** ૧. [સં. અગ્નિ + દૂત (કાસદ)] પું. દેવતા; દેવ.

૨. પું. યજ્ઞ.

૩. વિ. અગ્નિ જેનો સંદેશો લઈ જનાર છે એવું.

**અગ્નિદૂષિત** ૧. [ સં. અગ્નિ + દૂષિત ( બગાડેલું ) ] વિ. અગ્નિએ બાળીને બગાડી નાખેલું; બળીને કાળું પડી ગયેલું.
૨. વિ. ડામ દીધેલું.

**અગ્નિદેવ** ૧. [ સં. અગ્નિ + દેવ ] પું. અગ્નિ પૂજનાર માણસ.
૨. જુઓ અગ્નિદેવતા ૧.

**અગ્નિદેવતા** ૧. [ સં. અગ્નિ + દેવતા ( દેવ ) ] પું. તેજ તત્ત્વનો દેવ.
૨. સ્ત્રી. ( ખગોળ ) કૃત્તિકા નક્ષત્ર. તેનો દેવ અગ્નિ છે.

**અગ્નિદેવતાવટી** સ્ત્રી. ( વૈદક ) વાનો રોગ મટાડનાર એક ઔષધ.

**અગ્નિદેવા** જુઓ અગ્નિદેવતા.

**અગ્નિધમની** [ સં. અગ્નિ + ધમની ( ફૂંકણી ) ] સ્ત્રી. અગ્નિને ધમવાની ભૂંગળી.

**અગ્નિધાન** ૧. [ સં. અગ્નિ + ધાન ( ઠેકાણું ) ] ન. અગ્નિ રાખવાની જગ્યા; અગ્નિશાળા.
૨. ન. અગ્નિનું સ્થાપન.
૩. [ સં. અગ્નિ + ધા ( રાખવું ) ] ન. અગ્નિહોત્રનો અગ્નિ રાખવો તે.

**અગ્નિધાની** જુઓ અગ્નિધાન.

**અગ્નિધારક** [ સં. અગ્નિ + ધૃ ( ધારણ કરવું ) ] વિ. અગ્નિ ટકાવે એવું; અગ્નિ રાખી શકે તેવું.

> પ્રાણવાયુમાં અગ્નિધારક ગુણ છે અર્થાત્ અગ્નિજ્વાળા તે વાયુ વિનાની એકાએક નાશ પામે છે. — ગુ. સા. પરિષદ

**અગ્નિધારણ** [ સં. અગ્નિ + ધૃ ( ધારણ કરવું ) ] ન. પવિત્ર દેવતા ઘરમાં રાખવાનું કર્મ.

**અગ્નિધારણા** ૧. સ્ત્રી. અગ્નિ હોવાની શક્યતા.
૨. [ સં. અગ્નિ + ધૃ ( ધારણ કરવું ) ] સ્ત્રી. અગ્નિ ધારણ કરવાની શક્તિ.

**અગ્નિધારા** [ સં. ] સ્ત્રી. ( પુરાણ ) ગૌતમવન પાસે થઈ વહેતી એ નામની એક નદી.

**અગ્નિધારિણી** ૧. [ સં. અગ્નિ + ધારિણી ( ધરનારી ) ] સ્ત્રી. અગ્નિને ધારણ કરનાર સ્ત્રી.
૨. સ્ત્રી. અરણીનું ઝાડ.
૩. સ્ત્રી. પૃથ્વી, કેમકે તેની અંદર અગ્નિ છે.
૪. સ્ત્રી. શમીવૃક્ષ.

**અગ્નિધારી** ૧. [ સં. અગ્નિધારિન્ ] પું. અગ્નિહોત્રી.
૨. વિ. અગ્નિ રાખનાર.

**અગ્નિધૃત** ૧. [ સં. અગ્નિ + ધૃત ( ધરેલું ) ] વિ. અગ્નિના આધારે રહેલું.
૨. વિ. અગ્નિને ધારણ કરનાર.

**અગ્નિધ્ર** ૧. [સં. અગ્નિ + ધૃ ( ધારણ કરવું )] પું. મંત્ર વડે અગ્નિનું સ્થાપન કરનાર બ્રાહ્મણ.
૨. પું. યજ્ઞ.

**અગ્નિનક્ષત્ર** [ સં. અગ્નિ + નક્ષત્ર ] ન. ( ખગોળ ) કૃત્તિકા નક્ષત્ર, જેનો દેવ અગ્નિ છે.

**અગ્નિનયન** ૧. [ સં. અગ્નિ + નયન ( આંખ ) ] પું. શંકર, કેમકે તેની ત્રીજી આંખમાંથી આગ ઝરે છે.
૨. ન. અગ્નિજાર નામનો છોડ.
૩. [સં. અગ્નિ + નયન ( દોરી લઈ જવું તે )] ન. વેદવિધિથી દેવતા લઈ જવાની ક્રિયા.
૪. વિ. અગ્નિ જેની આંખ છે એવું.
૫. વિ. આંખમાં અગ્નિ હોય એવું.

**અગ્નિનિર્યાસ** [ સં. અગ્નિ + નિર્યાસ ( સત્ત્વ )] ન. અગ્નિજાર નામનો છોડ, જેમાં અગ્નિ રહેલો મનાય છે.

**અગ્નિનેત્ર** ૧. પું. દેવતા; દેવ.
૨. [સં. અગ્નિ + નેત્ર ( આંખ )] પું. શંકર. જુઓ અગ્નિનયન.
૩. ન. અગ્નિરૂપ નેત્ર.

**અગ્નિનૌકા** ૧. સ્ત્રી. આગબોટ સાથે ભટકાઈ તેનો નાશ કરનારું અને સળગી ઊઠે એવા પદાર્થથી ભરેલું હથિયાર.
૨. [ સં. અગ્નિ + નૌકા ( હોડી ) ] સ્ત્રી. વરાળના જોરે ચાલતું વહાણ; આગબોટ.

> જાણીતાં યંત્રો અને વાહનો માટે દેશી ભાષામાં કોઈ કોઈ શબ્દો યોજાએલા પણ છે. જેમકે ટેલીફોનને માટે સ્વરસંવાહકયંત્ર, સ્ટીમરને માટે અગ્નિનૌકા કે બાષ્પનૌકા વગેરે. — ગુ. સા. પ. મં. પત્રિકા

**અગ્નિપક્વ** [ સં. અગ્નિ + પક્વ ( રાંધેલું ) ] વિ. દેવતાથી રાંધેલું.

**અગ્નિપથ્થર** [સં. અગ્નિ + પ્રસ્તર ( પથ્થર )] પું. અંદર આગ હોય તેવો પથ્થર; ચકમક.

**અગ્નિપદ** ૧. ન. એ નામની એક વનસ્પતિ.
૨. ન. ચૂલો.
૩. [ સં. અગ્નિ + પદ ( ઠેકાણું ) ] ન. દેવતા રાખવાનું ઠેકાણું.

**અગ્નિપરિક્રિયા** [ સં. અગ્નિ + પરિક્રિયા ( સેવા ) ] સ્ત્રી. અગ્નિપૂજા; હોમ વગેરે અગ્નિની સેવા.

**અગ્નિપરિગ્રહ** ૧. [સં. અગ્નિ + પરિગ્રહ ( વ્રત )] પું. અગ્નિ હંમેશાં બળતો રાખવાનું વ્રત.
૨. [ સં. અગ્નિ + પરિગ્રહ ( સ્વીકાર )] પું. અગ્નિનું સ્થાપન; ૧૮ સંસ્કારમાંનો એ નામનો એક સંસ્કાર.

**અગ્નિપરિચ્છદ** [ સં. અગ્નિ + પરિચ્છદ ( સામાન ) ] ન. યજ્ઞનો સામાન.

**અગ્નિપરિધાન** [ સં. અગ્નિ + પરિધાન ( ઢાંકણ )] ન. યજ્ઞના અગ્નિને એક જાતના પડદા વડે ઘેરી લેવાની ક્રિયા.

**અગ્નિપરીક્ષા** ૧. સ્ત્રી. આકરી કસોટી.
૨. [ સં. અગ્નિ + પરીક્ષા ( કસોટી )] સ્ત્રી. આગમાં ચલાવી કોઈ આસામીના દોષિતપણા કે નિર્દોષપણાની કરવામાં આવતી કસોટી; અગ્નિદિવ્ય. અગાઉના વખતમાં ગુનો નક્કી કરવા માટે તહોમતદારને બળતા અગ્નિમાંથી પસાર કરાવવો, ઊકળતા પાણી કે તેલમાંથી તેની પાસે વીંટી કઢાવવી, તપેલો લોઢાનો ગોળો ઉપડાવવો, તપાવેલો થાંભલો, સાંકળ કે દેવતા પકડાવવાં, ઉપર કકડતું તેલ કે પાણી નાખવું વગેરે ક્રિયા કરવામાં આવતી. માન્યતા એવી હતી કે નિર્દોષ હોય તો તેને કંઈ ઈજા થાય નહિ.
૩. સ્ત્રી. સોનું, રૂપું વગેરે ધાતુને આગમાં તપાવી થતી પારખ.

**અગ્નિપર્વત** [સં. અગ્નિ + પર્વત] પું. જ્વાળામુખી.

**અગ્નિપિંડ** ૧. [સં. અગ્નિ + પિંડ ( ગોળો )] પું. ( ખગોળ ) ખરતો તારો, કેમકે તેમાંથી અગ્નિ જેવો પ્રકાશ નીકળે છે.
૨. પું. લાલ તપાવેલો લોઢાનો ગોળો.
૩. વિ. તેજના ઢગલાવાળું.

**અગ્નિપિંડઉલ્કા** જુઓ અગ્નિપિંડ ૧, ૨.

**અગ્નિપુચ્છ** [સં. અગ્નિ + પુચ્છ ( પાછળનો ભાગ )] પું. અગ્નિની સ્થાપના કરી હોય તે જગ્યાની પાછળનો ભાગ.

**અગ્નિપુત્ર** ૧. [ સં. અગ્નિ + પુત્ર ( દીકરો )] પું. કાર્તિક સ્વામી.
૨. પું. (જૈન) ભરતક્ષેત્રના એ નામના ત્રેવીસમા તીર્થંકર.

**અગ્નિપુરઃસર** [સં. અગ્નિ + પુરઃસર ( આગળ ચાલનાર ) ] અ. જેને મોખરે અગ્નિ છે એવા સામૈયા સાથે.

> અગ્નિપુરઃસર જન્મ નૃપ ઉતરાવે. — વિદિશાજ

**અગ્નિપુરાણ** [ સં. ] ન. (પુરાણ) અઢાર પુરાણમાંનું એ નામનું એક. સૌથી પહેલું અગ્નિએ વસિષ્ઠઋષિને તે સંભળાવેલું, એ ઉપરથી એનું નામ અગ્નિપુરાણ પડ્યું. એના શ્લોકની સંખ્યા કોઈ ૧૪૦૦૦, કોઈ ૧૫૦૦૦ અને કોઈ ૧૬૦૦૦ માને છે. તેમાં શિવમાહાત્મ્ય ઉપરાંત કર્મકાંડ, રાજનીતિ, ધર્મશાસ્ત્ર, આયુર્વેદ, અલંકાર, છંદઃશાસ્ત્ર, વ્યાકરણ વગેરે જુદાજુદા વિષયની ચર્ચા છે.

**અગ્નિપૂજક** ૧. [ સં. અગ્નિ + પૂજક ( પૂજનાર ) ] પું. પારસી, કેમકે તે અગ્નિને પૂજે છે.

૨. વિ. અગ્નિની પૂજા કરનાર.

**અગ્નિપૂજા** [ સં. અગ્નિ + પૂજા ] સ્ત્રી. અગ્નિની પૂજા.

દેવયજ્ઞમાં પ્રાચીનમાં પ્રાચીન અગ્નિપૂજા અને સૂર્યપૂજા છે. આનંદશંકર ધ્રુવ

**અગ્નિપ્રણયન** [ સં. અગ્નિ + પ્રણયન ( એક સંસ્કાર ) ] ન. વેદવિધિ મુજબ અગ્નિનો સંસ્કાર; અગ્નિનયન.

**અગ્નિપ્રતિકાર** જુઓ અગ્નિપ્રતીકાર.

**અગ્નિપ્રતિષ્ઠા** [ સં. અગ્નિ + પ્રતિષ્ઠા ( સ્થાપના ) ] સ્ત્રી. અગ્નિની સ્થાપના.

**અગ્નિપ્રતીકાર** [ સં. અગ્નિ + પ્રતીકાર ( ઇલાજ ) ] પું. આગ સામેનો ઉપાય.

**અગ્નિપ્રદ** ૧. [ સં. અગ્નિ + પ્રદ ( આપનારું ) ] વિ. આગ લગાડનાર; દેવતા મૂકનાર.
૨. વિ. ગરમી ઉત્પન્ન કરતું.
૩. વિ. પાચનશક્તિ વધારનારું.
૪. વિ. પૌષ્ટિક.

**અગ્નિપ્રદેશ** ૧. [ સં. અગ્નિ + પ્રદેશ ( ભૂમિ ) ] પું. આગ લાગી હોય તેટલો ભાગ.
૨. પું જ્વાળામુખીનો વિસ્તાર.

**અગ્નિપ્રભ** [ સં. અગ્નિ + પ્રભા ( તેજ ) ] વિ. અગ્નિની પેઠે ઝળકતું; અગ્નિના જેવા તેજવાળું.

**અગ્નિપ્રભા** [ સં. અગ્નિ + પ્રભા ( તેજ ) ] સ્ત્રી. અગ્નિનું તેજ.

**અગ્નિપ્રયોગ** [ સં. અગ્નિ + પ્રયોગ ( ક્રિયા ) ] પું. દેવતા સળગાવવાની ક્રિયા.

**અગ્નિપ્રવેશ** ૧. [ સં. અગ્નિ + પ્રવેશ ( દાખલ થવું તે ) ] પું. આગમાં પેસવાની ક્રિયા.

મિથ્યાદષ્ટિવાળાઓનું અગ્નિપ્રવેશ, જળપતન, અણુભક્ષણ, અનશન વગેરે તપ તે બાળતપ. તત્ત્વાર્થસૂત્ર

૨. પું. સતી થવાની ક્રિયા; ધણીના મરણ પછી સ્ત્રીએ તેની સાથે એકજ ચિતામાં બળી મરવું તે.

**અગ્નિપ્રસ્કંદન** [ સં. અગ્નિ + પ્રસ્કંદન ( ઉલ્લંઘન ) ] ન. વિધિ પ્રમાણે નહિ કરવામાં આવેલું અગ્નિહોમ વગેરે અગ્નિકાર્ય.

**અગ્નિપ્રસ્તર** [ સં. અગ્નિ + પ્રસ્તર ( પથ્થર ) ] પું. અગ્નિ ઉત્પન્ન કરનારો પથ્થર; ચકમક.

**અગ્નિપ્રસ્ફુરકકામ્લ** પું. ( રસાયણ ) ફોસ્ફરસના તેજાબને ગરમી આપી બનાવેલો એ નામનો તેજાબ.

**અગ્નિપ્રસ્ફુરકિત** પું. ( રસાયણ ) ફોસ્ફરસના તેજાબને ગરમી આપી બનાવેલા તેજાબનો ક્ષાર.

**અગ્નિબંધ** [ સં. અગ્નિ + બંધ ( ઉત્પન્ન કરવું ) ] ન. અરણીનું ઝાડ, કારણકે તેથી અગ્નિ ઉત્પન્ન થાય છે.

**અગ્નિબળ** ૧. [ સં. અગ્નિ + બલ ( શક્તિ ) ] ન. અગ્નિની શક્તિ.

૨. ન. પાચનશક્તિ.

ખાનારનું અગ્નિબળ વિચારી માત્રાની યોજના કરવી. યોગચિંતામણિ

**અગ્નિબંધ** [ સં. અગ્નિ + બંધ્ ( બાંધવું ) ] પું. ( વૈદક ) પારો બાંધવાની ક્રિયા.

**અગ્નિબંધન** [ સં. અગ્નિ + બંધન ( રોકવું તે ) ] ન. અગ્નિની બાળવાની શક્તિ મંત્રથી બંધ કરવી તે.

**અગ્નિબાણ** ૧. [ સં. અગ્નિ + બાણ ( તીર ) ] ન. આગની જ્વાળા પ્રગટ થાય તેવું તીર.

૨. ન. આતશબાજીની એ નામની એક બનાવટ; હવાઈ.

૩. ન. ( જ્યોતિષ ) એ નામનું એક જાતનું બુધપંચક. સંક્રાંતિના અંશને ૧૨થી ગુણી ૯ વડે ભાગતાં ૫ શેષ રહે ત્યારે આ પંચક થયું કહેવાય છે.

૪. ન. એ નામનો એક જાતનો છોડ.

**અગ્નિબાધા** ૧. [ સં. અગ્નિ + બાધા ( ઉપદ્રવ ) ] સ્ત્રી. આગથી બગાડ.

૨. સ્ત્રી. ( વૈદક ) ઘોડાંને થતો એ નામનો એક રોગ. તે મટાડવા તેલનો જૂનો ઘડો ફોડી તેના કટકા કરી તેનું પાતાળયંત્ર વડે તેલ કાઢી ચોપડાય છે.

**અગ્નિબાવ** ૧. [ સં. અગ્નિ + હિં. બાવ ( વાયુ ) ] પું. ( હિંદી ) ઘોડાં અને બીજાં પશુને થતો એ નામનો એક રોગ. તેમાં શરીરે નાની ફોલ્લી નીકળી, ફૂટી, બધે ફેલાય છે.

૨. પું. માણસને થતો ચામડીનો એક રોગ, જેમાં લાલ ચગદાં નીકળે છે અને સાથે કોઈ વાર તાવ પણ આવે છે.

**અગ્નિબાહુ** ૧. [ સં. અગ્નિ + બાહુ ( ભુજા ) ] પું. ધુમાડો.

૨. પું. ( પુરાણ ) પહેલા મનુનો એ નામનો દીકરો. તેણે જીવનપર્યંત બ્રહ્મચર્ય પાળ્યું હતું.

૩. પું. ( પુરાણ ) પ્રિયવ્રત અને કામ્યાનો એ નામનો દીકરો.

**અગ્નિબિંદુ** [ સં. અગ્નિ + બિંદુ ( થોડો અંશ ) ] પું. દેવતાનો તણખો.

**અગ્નિબીજ** ૧. ન. 'ર' અક્ષર.

૨. [ સં. અગ્નિ + બીજ ] ન. સોનું, કારણકે જૂના ગ્રંથમાં તેની ઉત્પત્તિ અગ્નિના સંબંધથી જણાવી છે.

**અગ્નિબ્રાહ્મણ** [ સં. અગ્નિ + બ્રાહ્મણ ] પું. મુડદાંને અગ્નિસંસ્કાર કરાવનાર બ્રાહ્મણ.

**અગ્નિભ** ૧. ન. ( ખગોળ ) કૃત્તિકા નક્ષત્ર.

૨. [ સં. અગ્નિ + ભા ( પ્રકાશવું ) ] ન. સોનું.

૩. વિ. આગની માફક પ્રકાશનાર.

**અગ્નિભવ** ૧. [ સં અગ્નિ + ભવ ( જન્મ ) ] પું. કાર્તિક સ્વામી.

૨. વિ અગ્નિથી ઉત્પન્ન થનાર.

**અગ્નિભાલેખન** [ સં. અગ્નિ + ભા ( તેજ ) + આલેખન ( ચિત્ર ) ] ન. નિભાડામાં માટીનાં ઠામ પકવવામાં આવે છે તેવી રીતે અગ્નિ વડે તસવીર ઉતારવાની ક્રિયા.

**અગ્નિભુ** ૧. [ સં. અગ્નિ + ભૂ ( ઉત્પન્ન થવું ) ] ન. પાણી, કેમકે જલતત્ત્વની ઉત્પત્તિ અગ્નિથી મનાયેલી છે.

૨. ન. સોનું.

**અગ્નિભુક** ૧. ન. ચકોરપક્ષી.

૨. [ સં. અગ્નિ + ભુજ્ ( ખાવું ) ] વિ અગ્નિ ભક્ષણ કરનાર.

**અગ્નિભૂ** ૧. [ સં. અગ્નિ + ભૂ ( ઉત્પન્ન થવું ) ] પું. ( પુરાણ ) કાર્તિક સ્વામી, જે અગ્નિમાંથી ઉત્પન્ન થયેલ મનાય છે.

૨. પું. ( ગણિત ) ૭ સૂચક સાંકેતિક શબ્દ. કાર્તિક સ્વામીને ૬ મોઢાં હોવાથી તેનું નામ ૬ ની સંખ્યાનું સૂચક છે.

૩. વિ. અગ્નિથી ઉત્પન્ન થનાર.

**અગ્નિભૂત** ૧. [ સં. અગ્નિ + ભૂત ( ઉત્પન્ન થયેલું ) ] પું. કાર્તિક સ્વામી.

૨. ન સોનું.

૩. વિ. અગ્નિમાંથી ઉત્પન્ન થયેલું.

**અગ્નિભૂતિ** ૧. પું. (જૈન) મહાવીર સ્વામીના એ નામના બીજા ગણધર.

૨. [સં. અગ્નિ + ભૂતિ (તેજ)] સ્ત્રી. અગ્નિનું તેજ.

૩. [સં. અગ્નિ + ભૂતિ (રાખ)] સ્ત્રી. રાખ.

૪. [સં. અગ્નિ + ભૂતિ (ઉત્પત્તિ)] સ્ત્રી. સોનું, કેમકે તેની ઉત્પત્તિ અગ્નિના સંબંધથી જણાવી છે.

૫. વિ. અગ્નિથી ઉત્પન્ન થયેલું.

**અગ્નિભ્રાજ** [સં. અગ્નિ + ભ્રાજ્ (પ્રકાશવું)] વિ. અગ્નિ જેવા તેજવાળું.

**અગ્નિમણિ** ૧. [સં. અગ્નિ + મણિ] પું. ચકમક.

૨. પું. સૂર્યકાંત; આગિયો કાચ, કારણકે સૂર્યનાં કિરણ તેમાં પડતાં તે એકત્ર થઈ અગ્નિ ઉત્પન્ન કરે છે.

**અગ્નિમતિ** [સં. અગ્નિ + મતિ (બુદ્ધિ)] પું. એ નામનો એક પંથ. તે પંથના લોક હીરા અને માણેક અગ્નિના અંશ છે એવું જાણી તેની પૂજા કરતા.

**અગ્નિમય** [સં. અગ્નિ + મય (ભરેલું)] વિ. અગ્નિથી ભરપૂર.

**અગ્નિમંથ** ૧. [સં. અગ્નિ + મંથ્ (ઘસવું)] પું. અરણીનું ઝાડ, કેમકે તેનાં લાકડાંને એકબીજા સાથે ઘસવાથી અગ્નિ પેદા થાય છે.

૨. પું. બે વસ્તુ ઘસી અગ્નિ પ્રગટાવવો તે.

૩. પું. બે વસ્તુ ઘસી યજ્ઞ માટે અગ્નિ પ્રગટાવતી વખતે બોલાતો મંત્ર.

**અગ્નિમંથન** જુઓ અગ્નિમંથ.

**અગ્નિમાકર** [સં.] પું. ઋગ્વેદ શીખવનાર એ નામનો એક ઋષિ. તે વાષ્કલિનો શિષ્ય હતો.

**અગ્નિમાણવ** પું. (જૈન) અગ્નિકુમાર દેવના બે ઇંદ્ર માંહેનો એ નામનો એક.

**અગ્નિમાન** [સં.] પું. (પુરાણ) એ નામનો એક પ્રાયશ્ચિતાગ્નિ.

**અગ્નિમાપકયંત્ર** [સં. અગ્નિ + માપક (માપનારું) + યંત્ર] ન. ગરમી માપવાનું યંત્ર.

**અગ્નિમારુતિ** [સં. અગ્નિ + મરુત્ (વાયુ)] પું. (પુરાણ) અગસ્ત્ય મુનિ, કેમકે તે અગ્નિ અને વાયુના દીકરા હતા.

**અગ્નિમાંદ્ય** ૧. [સં. અગ્નિ + માંદ્ય (મંદતા)] ન. ઘોડાંને થતો એ નામનો એક રોગ. આ રોગમાં ઘોડું દાણો અને ઘાસ ખાતું ન હોય તો રિંગણીનાં મૂળ, ઊભી ભોરિંગણીનાં મૂળ, લીમડાનાં પાંદડાં, હરડે, સૂંઠ, કરિયાતું, વાવડિંગ, અજમોદ, નગોડ, અરણીનાં પાંદડાં એ દરેક દોઢ માસો અને અજમો પોણો માસો લઈ એ સર્વ ઔષધિનું ચૂર્ણ કરી જૂના ગોળમાં સાત દિવસ ખવરાવવામાં આવે છે.

૨. [સં. અગ્નિ + માંદ્ય (મંદતા)] ન. (વૈદક) પાચનશક્તિની નબળાઈ.

અન્ન ચોરનારને આવતા જન્મમાં અગ્નિમાંદ્યનો રોગ થાય છે. હિંદુસ્તાનના દેવો

**અગ્નિમિતિ** [સં. અગ્નિ + મા (માપવું)] સ્ત્રી. ગરમી માપવાની ક્રિયા.

**અગ્નિમિત્ર** ૧. [સં.] પું. પુષ્પમિત્ર રાજાનો દીકરો અને માલવિકાગ્નિમિત્ર નાટકનો મુખ્ય નાયક.

૨. પું. વાયુ, કેમકે તે અગ્નિને ઉત્તેજિત કરે છે.

૩. પું. (પુરાણ) છેલ્લા મૌર્ય રાજા બૃહદ્રથની પછી ગાદીએ આવેલ શુંગ રાજાઓમાં એ નામનો પ્રથમ રાજા.

**અગ્નિમુખ** ૧. [સં. અગ્નિ + મુખ (પ્રધાન)] પું. અગ્નિહોત્રી; મંત્રપૂર્વક અગ્નિનું સ્થાપન કરી હોમ કરનાર બ્રાહ્મણ.

૨. [સં. અગ્નિ + મુખ (મોઢું)] પું. દેવ, કેમકે અગ્નિમાં હોમેલું દેવને પહોંચે એમ કહેવાય છે.

૩. [સં. અગ્નિ + મુખ (મોઢું)] પું. બ્રાહ્મણ, કારણકે તેના મુખમાં શાપરૂપ અગ્નિ રહેલો મનાય છે અને તેથી જ તે વાગ્વજ્ર કહેવાય છે.

૪. પું. માંકડ, કેમકે તેનો ચટકો આગની માફક વેદના કરે છે.

૫. ન. અગ્નિદેવતાનું મોઢું.

૬. ન. (વૈદક) અજીર્ણ મટાડનારું અને જઠરાગ્નિ તેજ કરનારું ચૂર્ણ. જુઓ અગ્નિમુખચૂર્ણ.

૭. ન. એક રસઔષધિ, જેનાથી વાતશૂળ મટે એમ મનાય છે.

૮. ન. એ નામનું એક પ્રેત. તેના મોઢામાંથી અગ્નિ ઝરતી હોવાનું કહેવાય છે.

૯. ન. ચિત્રક નામનું ઝાડ.

૧૦. ન. ભિલામાનું ઝાડ.

૧૧. [સં. અગ્નિ + મુખ (આગળ)] વિ. અગ્નિ જેનો નાયક હોય એવું.

**અગ્નિમુખગડી** સ્ત્રી. (વૈદક) અમ્લપિત્ત એટલે પિત્તવિકાર માટે એ નામની એક દવા. તે બનાવવા માટે ૧ તોલા પારા સાથે ૧ તોલા ગંધકને મેળવી ૨ તોલા તાંબાના પતરા ઉપર અર્જુનવૃક્ષ એટલે સાદડ નામના ઝાડની છાલના ઉકાળા સાથે તે ચોપડવું. ઉપર પાકાં ઉંબરાનાં પાન તથા સંચળ ઢાંકી સંપુટમાં મૂકવું. પાકયા પછી ઠંડું થયે કાઢી લઈ તેનું ચૂર્ણ કરવું. તેની માત્રા ૧ રતીથી વધતાં એક માસમાં ૦। તોલા સુધી છે.

**અગ્નિમુખચૂર્ણ** [સં.] ન. (વૈદક) પાચનશક્તિ વધારનારું એ નામનું એક ચૂર્ણ. હિંગ તોલો ૧, ઘોડાવજ તોલા ૨, પીપર તોલા ૩, સૂંઠ તોલા ૪, અજમા તોલા ૫, હરડે તોલા ૬, ચિત્રક તોલા ૭ ને ઉપલેટ તોલા ૮ લઈ બધી વસ્તુનું વસ્ત્રગાળ ચૂર્ણ કરવું, એટલે કે ઝીણા કપડામાંથી ચાળી શકાય એવું બારીક ખાંડવું. તેની માત્રા વાલ ૨ થી ૪ સુધી છે.

**અગ્નિમુખમંડૂર** [સં.] પું. (વૈદક) સોજા માટે એ નામની એક દવા. મંડૂરભસ્મ ૧૨ પળ, ગોમૂત્ર ૧૨ શરાવ, અને સૂંઠ, મરી, પીપર, ચવક અને ચિત્રક એ પાંચ ચીજ સરખે ભાગે મળી ૧ પળ, તથા દેવદાર, મોથ, ત્રિકટુ ત્રિફળા અને વાવડિંગ એ દરેક ૧ પળ ઘૂંટી પછી ગોળી કરવામાં આવે છે. તેની માત્રા વાલ ૪થી ૮ સુધી અને અનુપાન તરીકે છાશ છે.

**અગ્નિમુખરસ** [સં.] પું. (વૈદક) શૂળ મટાડનારી એ નામની એક દવા. પારો તોલો ૧, ગંધક તોલો ૧, તામ્રભસ્મ તોલો ૦।, ત્રણે ચીજ સાગના પાનના રસમાં તથા શીવણના રસમાં ઘૂંટવાથી તે બને છે. તેના અનુપાન તરીકે યવાન્યાદિચૂર્ણ ગરમ પાણી સાથે અપાય છે.

**અગ્નિમુખલવણ** [સં.] ન. (વૈદક) પાચનશક્તિ વધારનારી એ નામની એક દવા. તે બનાવવા ચિત્રક, ત્રિફળા, દંતીમૂળ, નસોતર, ઉપલેટ, દરેક સરખે ભાગે તથા બધાની બરાબર સિંધાલૂણ લેવું. તે બધું સાથે મેળવી થોરના દૂધનો પુટ આપવો. પછી થોર પાસે ખાડો કરી તેમાં તે ભરવું અને કપડાં તથા માટી વડે હવા ન પેસી શકે એવી રીતે ડાટો મારવો. આ પ્રમાણે કરી સહેજ અગ્નિમાં પકવવાથી દવા તૈયાર થાય છે. તેની માત્રા વાલ ૧ સુધી છે.

**અગ્નિમુખલોહ** [સં.] ન. (વૈદક) હરસ માટે વપરાતી એ નામની એક દવા. તે બનાવવા માટે નસોતર, ચિત્રક, નગોડ, થોર, ભોંયઆંબલી દરેક ૮ પળ લઈ ૧ દ્રોણ પાણીમાં ચોથો ભાગ રહે ત્યાં સુધી તેને ઉકાળવાં. પછી તેમાં ઘી ૨૪ પળ અને

લોઢાની ભસ્મ ૧૨ પળ નાખી તે પકવવું. ઘાડું થાય એટલે તેમાં વાવડિંગ ૩ પળ, ત્રિફળા ૫ પળ, ત્રિકટુ ૬ પળ, શિલાજિત ૧ પળ, મધ ૨૪ પળ અને સાકર ૨૪ પળ મેળવવાં.

**અગ્નિમુખી** ૧. [ સં. અગ્નિ + મુખી (મોઢાવાળું) ] પું. ગાયત્રીમંત્ર.

> કદિ પણ જળની અંદર ગાયત્રીનો જપ કરવો નહિ કારણકે ગાયત્રી અગ્નિમુખી કહેવાય છે. — ભગવતી ભાગવત

૨. સ્ત્રી. દૂધિયો વછનાગ.
૩. સ્ત્રી. ભિલામાનું ઝાડ.
૪. સ્ત્રી. રસોડું.
૫. વિ. મોઢામાંથી અગ્નિ નીકળતો હોય એવું.

**અગ્નિમૂઢ** [ સં. અગ્નિ + મૂઢ (બેભાન) ] વિ. અગ્નિની ગરમીથી બેભાન થયેલું.

**અગ્નિમૂર્તિ** ૧. [સં. અગ્નિ + મૂર્તિ (સ્વરૂપ)] પું. અગ્નિ જેવો દેખાવ; ક્રોધી દશા.

૨. વિ. અગ્નિ જેવા દેખાવવાળું; ગુસ્સાવાળું.

**અગ્નિમૂલ્ય** [ સં. અગ્નિ + મૂલ્ય (કિંમત) ] વિ. બહુ મોંઘું; ઘણું આકરૂં.

**અગ્નિમેઘ** [ સં. અગ્નિ + મેઘ (વાદળું) ] પું. તારા વચ્ચે દેખાતાં પ્રકાશવાળાં વાદળાં જેવાં ધાબાં; 'નેબ્યુલા'.

> વર્ણલેખ ઉપરથી દેખાયું છે કે તે અતિપ્રદીપ્ત વાયુના કિંવા વરાળના સ્વયંપ્રકાશપુંજ છે. આને આપણે અગ્નિમેઘ અથવા તેજોમેઘ કહીશું. — જ્યોતિર્વિલાસ

**અગ્નિમેહ** [ સં. અગ્નિ + મેહ (મૂત્રરોગ) ] પું. અગ્નિ પેઠે બળતરા ઉત્પન્ન કરનાર એ નામનો એક મૂત્રરોગ.

**અગ્નિયંત્ર** ૧. [ સં. અગ્નિ + યંત્ર (સંચો) ] ન. અગ્નિના બળથી ચલાવી શકાય તેવું યંત્ર.

> સંગ્રામ માટેના યંત્રોમાં આઠ ભેદ છે, તેમ જ જળયંત્રના નવ ભેદ છે, તથા અગ્નિયંત્રના ૭ ભેદ છે. — રાજવલ્લભ

૨. ન. બંદૂક; તોપ.

**અગ્નિયાન** [ સં. અગ્નિ + યાન (વાહન) ] ન. વરાળના જોરથી ચાલતું વાહન; ઍંજિન, આગબોટ વગેરે.

**અગ્નિયાનશાસ્ત્ર** [સં. અગ્નિ + યાન + શાસ્ત્ર] ન. અગ્નિયાન સંબંધી શાસ્ત્ર.

**અગ્નિયાનશાસ્ત્રી** [સં. અગ્નિયાન + શાસ્ત્રિન્] પું. અગ્નિયાનશાસ્ત્રમાં કુશળ પુરુષ.

**અગ્નિયુગ** [ સં. અગ્નિ + યુગ (પાંચ વર્ષનો સમય) ] પું. (જ્યોતિષ) પાંચ પાંચ વર્ષના ૧૨ યુગ માંહેનો એ નામનો એક. તેનાં ચિત્રભાનુ, સભાનુ, તારણ, પાર્થિવ અને વ્યય એ ૫ વર્ષ છે.

**અગ્નિરક્ષક** ૧. વિ. અગ્નિની સંભાળ રાખનાર; ઘરમાં અગ્નિને નિરંતર બળતો રાખનાર.

૨. [ સં. અગ્નિ + રક્ષક (બચાવનાર) ] વિ. આગમાંથી બચાવનારૂં.

**અગ્નિરક્ષણ** ૧. ન. અગ્નિની સંભાળ.
૨. ન. અગ્નિનું સ્થાપન.
૩. ન. અગ્નિમાં હોમ કરવાની ક્રિયા.
૪. [ સં. અગ્નિ + રક્ષણ ] ન. દેવતાની રક્ષા કરનારો મંત્ર.
૫. ન. હોમ માટે અગ્નિને અખંડ બળતો રાખવો તે.

**અગ્નિરક્ષિત** [ સં. અગ્નિ + રક્ષિત (જાળવેલું) ] વિ. અગ્નિને અખંડ જાળવી રાખનાર.

**અગ્નિરજ** ૧. [ સં. અગ્નિ + રજસ્ (તેજ) ] પું. ઇંદ્રગોપ નામનો કીડો. તે દેવતા જેવો લાલ હોય છે.

૨. [ સં. અગ્નિ + રજસ્ (વીર્ય) ] ન. અગ્નિનું વીર્ય.

૩. ન. સોનું, કેમકે તેની ઉત્પત્તિ અગ્નિના સંયોગથી માનેલી છે.

**અગ્નિરથ** [ સં. અગ્નિ + રથ ] પું. આગગાડી; રેલગાડી.

> અહીં અમારે બેસવાનો અગ્નિરથ તૈયાર હતો. — રમણભાઈ

**અગ્નિરથવિશ્રામ** જુઓ અગ્નિરથાલય.

**અગ્નિરથવિશ્રામસ્થાન** જુઓ અગ્નિરથાલય.

**અગ્નિરથસ્થાન** જુઓ અગ્નિરથાલય.

**અગ્નિરથસ્થાનાધિકારી** [ સં. અગ્નિરથ (આગગાડી) + સ્થાન (જગ્યા) + અધિકારિન્ (અમલદાર) ] પું. આગગાડીના મથકનો અમલદાર.

**અગ્નિરથાલય** [ સં. અગ્નિરથ (આગગાડી) + આલય (ઠેકાણું) ] ન. આગગાડી ઊભી રહેવાનું મથક; સ્ટેશન.

> ભદ્રંભદ્રમાંના મુમ્બાપુરી ગ્રાંટરોડ અગ્નિરથાલય મૂલ્યપત્રિકા આપો એમ કહેનાર પાત્રની, સંસ્કૃત નહિ જાણનાર પારસી ટિકિટ માસ્તરે જેવી ખબર લીધી તેવી લેવાઈ જ હોય. — ગુ. સા. પરિષદ

**અગ્નિરસ** [ સં. અગ્નિ + રસ (પારો) ] પું. (વૈદક) ક્ષયરોગની એ નામની એક દવા. તે બનાવવા હીરાની ભસ્મ તોલો ૧, સુવર્ણભસ્મ તોલા ૨, પારો તોલા ૩, ગંધક તોલા ૬ લઈ બધાને ગોખરૂના ઉકાળાનો પુટ આપવો. ઘી:રનું મૂળ તથા બીજોરાંના રસના અનુપાન સાથે તેનો ઉપયોગ કરવો. તેની માત્રા રતી ૧ સુધી છે. સ્વયમગ્નિલોહને ત્રિકટુ, ત્રિફળા, એલચી, જાયફળ અને લવિંગના ઉકાળાનો જુદો જુદો પુટ આપવાથી પણ આ દવા બને છે. તેની માત્રા વાલ ૪ થી ૮ સુધી છે અને અનુપાન તરીકે મધ લેવું. જુઓ સ્વયમગ્નિલોહ.

**અગ્નિરાશિ** ૧. [ સં. અગ્નિ + રાશિ (ઢગલો) ] પું. ચિતા.

૨. [સં. અગ્નિ + રાશિ (નક્ષત્રનો ઝૂમખો)] સ્ત્રી. (ખગોળ) મેષ, સિંહ અને ધન રાશિમાંની દરેક.

**અગ્નિરૂપ** ૧. [ સં. અગ્નિ + રૂપ (આકાર) ] ન. અગ્નિનું સ્વરૂપ.

૨. વિ. આગ જેવા સ્વરૂપવાળું.

**અગ્નિરેચક** [ સં. ] પું. શરીરમાં રહેલ પિત્તધાતુ.

**અગ્નિરેત** ૧. [ સં. અગ્નિ + રેતસ્ (વીર્ય) ] ન. અગ્નિ દેવતાનું વીર્ય.

૨. ન. સોનું, જેની ઉત્પત્તિ અગ્નિના સંયોગથી માનેલી છે.

**અગ્નિરોહિણી** ૧. [ સં. અગ્નિ + રોહિણી (ફોડો) ] સ્ત્રી. બાંબલાઈ.
૨. સ્ત્રી. મરકીની ગાંઠ.
૩. સ્ત્રી. શરીર પર ફોલ્લા પડી બળતરા ઉત્પન્ન કરનાર એ નામનો એક રોગ.

**અગ્નિલિંગ** ૧. [સં. અગ્નિ + લિંગ (ચિહ્ન)] સ્ત્રી. અગ્નિની ઝાળનાં રંગ કે દિશા ઉપરથી શુભાશુભ ફળ જાણવાની વિદ્યા.

૨. [ સં. અગ્નિ + લિંગ (મૂર્તિ) ] ન. સ્ફટિકનું બનેલું અગ્નિદેવનું પીળા રંગનું લિંગ.

> સ્ફાટિક લિંગો ત્રણ પ્રકારનાં છે: (૧) સૂર્ય, (૨) ચંદ્ર, અને (૩) અગ્નિ. સૂર્યલિંગ સફેદ, ચંદ્રલિંગ લાલ અને અગ્નિલિંગ પીળું હોય છે. ત્રણેમાં કાળાશની છાયા રહેલી હોય છે. — સૂતસંહિતા

**અગ્નિલોક** [ સં. અગ્નિ + લોક (દુનિયા) ] પું. (પુરાણ) મેરુ પર્વતના શિખર નીચે આવેલ અગ્નિદેવની દુનિયા. પુરાણમાં તે લોક અંતરિક્ષમાં હોવાનું અને કાશીખંડમાં તેને ઇંદ્રપુરીની દક્ષિણે આવેલ હોવાનું જણાવેલ છે.

**અગ્નિલોહ** ન. (વૈદક) હરસની એ નામની એક દવા. તે બનાવવા નસોતર, ચિત્રક, નગોડ, થોર અને ભોંયઆંબલી દરેક ૮ પળ લઈ ૧ દ્રોણ પાણીમાં ઉકાળી ચોથો ભાગ રહે

એટલે ગાળી લેવું. તેમાં ૩ પળ વાવડિંગ, ૩ તોલા સૂંઠ, ૩ તોલા મરી, ૩ તોલા પીપર, ૫ પળ ત્રિફળા, ૧ પળ શિલાજિત અને ભસ્મ કરેલી ગળવેલ ૧૨ પળ નાખી પકવવું. તે ઘાડું થાય એટલે ઉતારી લઈ ઠંડું પાડવું. પછી તેમાં ઘી, સાકર અને મધ એ દરેક ૨૪ પળ નાખી અવલેહ જેવું બનાવવું.

**અગ્નિવચન** [સં. અગ્નિ + વચન (વેણ)] ન. કઠોર વચન.

> ત્યારપછી વેદિ ઉપર ઉભા થઈને એ જ્વાળામુખ વીરે આ પ્રમાણે **અગ્નિવચન** ઉચ્ચાર્યાં. ઇટાલિનો મુક્તિયજ્ઞ

**અગ્નિવત** ૧. [સં. અગ્નિ + વત્ (વાળું)] વિ. દેવતાવાળું.

૨. [સં. અગ્નિ + વત્ (માફક)] વિ. બાળી નાખે એવું; અગ્નિના જેવું.

**અગ્નિવધૂ** [સં. અગ્નિ + વધૂ (સ્ત્રી)] સ્ત્રી. અગ્નિની સ્ત્રી. દક્ષની દીકરી સ્વાહા અગ્નિની સ્ત્રી હતી.

**અગ્નિવર્ચ** ૧. [સં. અગ્નિ + વર્ચસ (તેજ)] ન. આગનું તેજ.

૨. વિ. દેવતા જેવા તેજવાળું.

**અગ્નિવર્ણ** ૧. [સં. અગ્નિ + વર્ણ (રંગ)] પું. આગ જેવા રંગવાળો ઘોડો.

૨. પું. આગનો રંગ.

૩. પું. (પુરાણ) સૂર્યવંશી ઇક્ષ્વાકુકુળના ધ્રુવસંધિરાજાના દીકરા સુદર્શનનો દીકરો; રામચંદ્ર પછીનો અયોધ્યાનો સત્તરમો રાજા.

૪. ન. એશિયા, આફ્રિકા ને અમેરિકાના ગરમ પ્રદેશમાં રહેનારૂં પાંચ ફૂટ લંબાઈનું એ નામનું એક જળચર પક્ષી.

૫. વિ. દેવતા જેવા રંગવાળું.

**અગ્નિવર્ણા** [સં. અગ્નિ + વર્ણા (રંગવાળી)] સ્ત્રી. જલદ દારૂ, કેમકે તે આગ જેવા રંગનો હોય છે.

**અગ્નિવર્ણું** જુઓ અગ્નિવર્ણ ૫.

**અગ્નિવર્દ્ધક** જુઓ અગ્નિવર્ધક.

**અગ્નિવર્ધક** ૧. [સં. અગ્નિ + વર્ધક (વધારનાર)] પું. વાયુ, કારણકે તે અગ્નિને વધારે છે.

૨. વિ. આગ વધારનાર.

૩. વિ. જઠરાગ્નિ તીવ્ર કરનાર.

**અગ્નિવર્ધિની** [સં. અગ્નિ + વર્ધિની (વધારનારી)] સ્ત્રી. એ નામની એક વનસ્પતિ; અજમો. તે ખાવાથી પાચનશક્તિ વધે એમ મનાય છે.

**અગ્નિવલ્લભ** ૧. [સં. અગ્નિ + વલ્લભ (પ્રિય)] પું. રાળ, કેમકે તે સહેલાઈથી સળગી ઊઠે છે.

૨. ન. સાગનું ઝાડ.

૩. વિ. અગ્નિને ગમે એવું.

**અગ્નિવંશ** [સં. અગ્નિ + વંશ] પું. એ નામનો એક રાજવંશ. જુઓ અગ્નિકુળ.

> પરમાર વંશનો પ્રાચીન પૌરાણિક સૂર્યવંશ અને ચંદ્રવંશમાં સમાસ ન હોવાથી **અગ્નિવંશ** શોધાયો જણાય છે. ગુજરાતનાં તીર્થસ્થાનો

**અગ્નિવાહ** ૧. પું. અગ્નિનું વાહન બોકડો.

૨. [સં. અગ્નિ + વહ્ (લઈ જવું)] પું. ધુમાડો.

૩. વિ. અગ્નિ લઈ જનાર.

**અગ્નિવાહન** ૧. [સં. અગ્નિ + વાહન (લઈ જનાર)] પું. બોકડો, કારણકે તે અગ્નિનું વાહન મનાય છે.

૨. [સં. અગ્નિ (આગ) + વાહન (આવજા માટે વપરાતું સાધન)] ન. આગબોટ.

**અગ્નિવિકાર** ૧. [સં. અગ્નિ + વિકાર (ફેરફાર)] પું. (વિજ્ઞાન) અગ્નિને લીધે પદાર્થમાં થતો ફેરફાર.

૨. [સં. અગ્નિ + વિકાર (બગાડ)] પું. જઠરાગ્નિનો બગાડ.

**અગ્નિવિદ્** ૧. પું. અગ્નિહોત્રી બ્રાહ્મણ.

૨. [સં. અગ્નિ + વિદ્ (જાણવું)] વિ. અગ્નિની પૂજા સંબંધી શાસ્ત્ર જાણનાર.

**અગ્નિવિદ્યા** ૧. [સં. અગ્નિ + વિદ્યા] સ્ત્રી. અગ્નિએ સમજાવેલી વિદ્યા. છાંદોગ્ય ઉપનિષદમાં અગ્નિએ ઉપકોસલને બ્રહ્મવિદ્યાની અંગભૂત આ વિદ્યાનો ઉપદેશ કર્યો છે.

૨. સ્ત્રી. અગ્નિહોત્ર; સવાર સાંજ મંત્ર વડે અગ્નિની કરાતી પૂજા.

૩. સ્ત્રી. (વિજ્ઞાન) ગરમી સંબંધી શાસ્ત્ર; ઉષ્ણતાશાસ્ત્ર.

**અગ્નિવિમોચન** [સં. અગ્નિ + વિમોચન (મુક્તિ)] ન. યજ્ઞનો અગ્નિ ઠારવાની ક્રિયા.

**અગ્નિવિશ્વરૂપ** પું. (જ્યોતિષ) જ્વાળાથી વીંટળાયેલ અને સંખ્યામાં ૧૨૦ મનાતા કેતુ તારાનો એ નામનો એક પ્રકાર.

**અગ્નિવિસર્પ** [સં. અગ્નિ + વિસર્પ (રતવા)] પું. ખસ જેવો પીડા કરનારો એ નામનો એક રોગ. તેને આગિયો રોગ પણ કહે છે.

**અગ્નિવિહરણ** જુઓ અગ્નિવિહાર.

**અગ્નિવિહાર** ૧. [સં. અગ્નિ + વિહાર (ક્રીડા)] પું. અગ્નિની રમત.

૨. પું. અગ્નિમાં હોમ કરવો તે.

૩. [સં. અગ્નિ + વિહાર (લઈ જવું તે)] પું. અગ્નીધ્ર પાસેથી સદોમંડપમાં એટલે સભામંડપમાં યજ્ઞનો અગ્નિ લઈ જવાની ક્રિયા.

૪. પું. આતશબાજી.

**અગ્નિવીજ** જુઓ અગ્નિવીર્ય.

**અગ્નિવીર્ય** ૧. [સં. અગ્નિ + વીર્ય (બળ)] ન. અગ્નિનું બળ.

૨. [સં. અગ્નિ + વીર્ય (બીજ)] ન. સોનું.

**અગ્નિવૃદ્ધિ** [સં. અગ્નિ + વૃદ્ધિ (વધારો)] સ્ત્રી. પાચનશક્તિમાં વધારો.

**અગ્નિવૃષ્ટિ** [સં. અગ્નિ + વૃષ્ટિ (વરસાદ)] સ્ત્રી. અગ્નિનો વરસાદ.

**અગ્નિવેત્તા** [સં. અગ્નિ + વેત્તૃ (જાણનાર)] પું. અગ્નિવિદ્યા જાણનાર પુરુષ.

**અગ્નિવેશ** [સં.] પું. ચરક નામનો આયુર્વેદનો એક આચાર્ય. તે અગ્નિનો દીકરો કહેવાય છે. તેણે ગુરુ-શિષ્યના સંવાદરૂપે વૈદકશાસ્ત્રનું ચરકસંહિતા નામનું એક પુસ્તક પોતાના નામ ઉપરથી બનાવ્યું છે.

> **અગ્નિવેશ**, ભેલ, જતૂકર્ણ, પરાશર, હારીત, ક્ષારપાણિ આ છ શિષ્યોમાં પહેલું અગ્નિવેશે પોતાનું તંત્ર રચ્યું. પુરાતત્ત્વ

**અગ્નિવેશ્ય** ૧. પું. (પુરાણ) અગસ્ત્ય ઋષિનો એ નામનો એક શિષ્ય. દ્રોણાચાર્ય તેની પાસેથી ધનુર્વિદ્યા શીખ્યા હતા. તેને બ્રહ્મશિર નામનું અસ્ત્ર પણ આની પાસેથી મળ્યું હતું. પાંડવો જ્યારે દ્વૈતવનમાં રહેતા હતા ત્યારે અગ્નિવેશ્ય કંઈ કાળ સુધી તેમની સાથે હતો.

૨. પું. (પુરાણ) એ નામનો એક બ્રહ્મર્ષિ.

૩. પું. (જૈન) કૃષ્ણપક્ષનો ચૌદમો દિવસ.

૪. પું. (પુરાણ) મહાભારતના યુદ્ધમાં પાંડવપક્ષના એ નામના રાજા.

૫. પું. (પુરાણ) સૂર્યવંશી નરિષ્યંતકુળના દેવદત્તરાજાનો એ નામનો દીકરો. તેને જાતૂકર્ણ્ય અથવા કાનીન અને તેની સંતતિને અગ્નિવેશ્યાયન કહે છે. એ પોતાના તપોબળથી બ્રાહ્મણ થયો હતો.

૬. ન. (જ્યોતિષ) રાત્રિ દિવસના ૩૦ મુહૂર્તમાંનું એ નામનું એક.

**અગ્નિવેશ્યાયન** [સં.] પું. (પુરાણ) અગ્નિવેશ્યના કુળના બ્રાહ્મણ.

**અગ્નિવૈશ્વાનર** [સં.] પું. વૈશ્વાનર અગ્નિ.

**અગ્નિવ્રત** ૧. [સં.] પું. વેદનો એ નામનો એક મંત્ર.

૨. ન. અગ્નિની ઉપાસના કરવાનું વ્રત.

**અગ્નિશત્રુ** ૧. [સં. અગ્નિ + શત્રુ (દુશ્મન)] પું. આગ બુઝાવવાનું યંત્ર.
૨. પું. પાણી.

**અગ્નિશય્યા** [સં. અગ્નિ + શય્યા (પથારી)] સ્ત્રી. ચિતા; ચેહ.

યજ્ઞકુંડ રમા એની અગ્નિશય્યા ભભૂકતી.
સંઘમિત્રા

**અગ્નિશરણ** [સં. અગ્નિ + શરણ (ઘર)] ન. અગ્નિશાલા.

**અગ્નિશર્મા** ૧. [સં. અગ્નિ + શર્મન્ (બ્રાહ્મણના નામને લાગતું વિશેષણ)] પું. એ નામનો એક ઋષિ.
૨. [સં. અગ્નિ + શર્મન્ (સુખી)] વિ. ઘણું ક્રોધી; તીવ્ર કોપવાળું.

**અગ્નિશર્માયણ** [સં.] પું. (પુરાણ) એ નામનો એક બ્રહ્મર્ષિ. તેના વંશજ પણ એ જ નામથી ઓળખાતા.

**અગ્નિશલાકા** [સં. અગ્નિ + શલાકા (સળી)] સ્ત્રી. દીવાસળી.

**અગ્નિશામક** ૧. [સં. અગ્નિ + શામક (ઠંડું કરનાર)] ન. આગ ઓલવનાર યંત્ર; બંબો.
૨. વિ. અગ્નિ ઓછો કરનાર.
૩. વિ. બળતરા ઠંડી પાડે એવું.

**અગ્નિશાલા** ૧. સ્ત્રી. અગ્નિ પૂજવાનું મંદિર; અગિયારી.
૨. [સં. અગ્નિ + શાલા (ઘર)] સ્ત્રી. અગ્નિ રાખવાનું ઘર; શ્રૌત કે સ્માર્ત અગ્નિ રાખવાનો ઓરડો.

**અગ્નિશાસ્ત્ર** જુઓ અગ્નિવિદ્યા ૧, ૩.

**અગ્નિશાળા** જુઓ અગ્નિશાલા.

**અગ્નિશાંતિ** [સં. અગ્નિ + શમ્ (ઠંડું પાડવું)] સ્ત્રી. આગ બુઝાવવાની ક્રિયા.

**અગ્નિશાંતિસ્થાન** [સં. અગ્નિ (આગ) + શાંતિ (ઉપદ્રવનું નિવારણ) + સ્થાન (જગા)] ન. બંબાખાનું; બંબા રાખવાનું સ્થળ.

**અગ્નિશિખ** ૧. પું. દીવો.
૨. પું. (જૈન) દક્ષિણ દિશાના અગ્નિકુમાર દેવતાનો એ નામનો ઇંદ્ર.
૩. [સં. અગ્નિ + શિખા (ભડકો)] પું. દીવો.
૪. પું. હવાઈ; આતશબાજીની એ નામની એક બનાવટ.
૫. ન. કસુંબાનું ઝાડ.
૬. ન. કસુંબાનું ફૂલ.
૭. ન. કેસર, કેમકે તે અગ્નિના રંગ જેવું હોય છે.
૮. ન. કેસરનું ઝાડ.
૯. ન. બાણ; તીર.
૧૦. ન. સોનું.
૧૧. [સં. અગ્નિ + શિખા (ઝાળ)] વિ. અગ્નિ જેવી ઝાળવાળું.

**અગ્નિશિખા** ૧. [સં. અગ્નિ + શિખા (ઝાળ)] સ્ત્રી. ઝાળ; અગ્નિની શગ.
૨. સ્ત્રી. વછનાગ નામનું કંદ, કેમકે તે અગ્નિ જેવું ગરમ છે. તેની જડમાં ઝેર હોય છે.

**અગ્નિશિર** ૧. સ્ત્રી. એ નામની એક અસ્ત્રવિદ્યા.
૨. [સં.] ન. (પુરાણ) કામ્યકવનની ઉત્તરમાં આવેલું એ નામનું એક તીર્થ. અહીં સંજય નામના રાજાએ શમ્યાક્ષેપ નામનો યજ્ઞ તેમ જ ભરતરાજાએ ૧૪૮ યજ્ઞ કર્યા હતા.

**અગ્નિશુદ્ધિ** ૧. સ્ત્રી અગ્નિપરીક્ષા.
૨. [સં. અગ્નિ + શુદ્ધિ (પવિત્રતા)] સ્ત્રી. અગ્નિમાં નાખી શુદ્ધ કરવાની ક્રિયા.

**અગ્નિશુશ્રૂષા** [સં. અગ્નિ + શુશ્રૂષા (સેવા)] સ્ત્રી. હોમ વગેરેથી કરાતી અગ્નિની પૂજા.

**અગ્નિશેખર** [સં અગ્નિ + શેખર (શિખા)] ન કેસર. જુઓ અગ્નિશિખ.

**અગ્નિશૌચ** ૧. [સં. અગ્નિ + શૌચ (શુદ્ધિ)] ન. અગ્નિમાં નાખી શુદ્ધ કરવાની ક્રિયા.
૨. વિ. અગ્નિ જેવું શુદ્ધ.
૩. વિ. અગ્નિમાં શુદ્ધ કરેલું.

**અગ્નિશ્રી** ૧. [સં. અગ્નિ + શ્રી (તેજ)] સ્ત્રી. દેવતાનું તેજ. .
૨. વિ. અગ્નિ જેવા પ્રકાશવાળું.
૩. વિ. દેવતાથી પ્રકાશતું.

**અગ્નિષ્ટુત** ૧. [સં. અગ્નિ + સ્તુ (સ્તુતિ કરવી)] પું. એક દિવસમાં પૂરો થતો એ નામનો એક યજ્ઞ; અગ્નિષ્ટોમ યજ્ઞનો પહેલો દિવસ, જેમાં અગ્નિની સ્તુતિ કરવામાં આવે છે.
૨. પું. (પુરાણ) ચક્ષુર્મનુને નડવલાથી થયેલા ૧૧ દીકરામાંનો એ નામનો સાતમો દીકરો.

**અગ્નિષ્ટુભ** ૧. [સં. અગ્નિ + સ્તુભ્ (સ્તુતિ કરવી)] પું. અગ્નિષ્ટોમ.
૨. પું. છઠ્ઠા મનુનો એ નામનો એક દીકરો.

**અગ્નિષ્ટોમ** ૧. [સં. અગ્નિ + ષ્ટુમ્ (થંભાવવું)] પું. અગ્નિ ઘરમાં સાચવવો તે.
૨. પું. એ નામના યજ્ઞને લગતો મંત્ર અથવા કલ્પ.
૩. [સં. અગ્નિ + સ્તોમ (સ્તુતિ)] પું. વસંતઋતુમાં થતો અને કેટલાક દિવસ ચાલતો એ નામનો એક યજ્ઞ. જ્યોતિષ્ટોમ યજ્ઞનો તે અગત્યનો ભાગ છે. સ્વર્ગની ઇચ્છાથી અગ્નિહોત્રી બ્રાહ્મણ તે કરે છે. તેનું દ્રવ્ય સોમ, અને તેના દેવતા ઇંદ્ર, વાયુ વગેરે છે. તેમાં ઋત્વિજની સંખ્યા ૧૬ હોય છે.
૪. પું. સોમ નામનો છોડ.
૫. ન. (સંગીત) ષાડવતાનના ૨૮ ભેદમાંનો એ નામનો એક; ષડ્જ ગ્રામની પહેલી મૂર્છનાના સ્વરમાંથી ષડ્જ સ્વર તજવાથી થતું એક તાન.
૬. જુઓ અગ્નિષ્ટુત ૨.

**અગ્નિષ્ઠ** ૧. [સં. અગ્નિ + સ્થા (રહેવું)] પું. અગ્નિ ઉપર રહી શકે તેવું લોઢાનું કડાયું કે દેગ.
૨. પું. અશ્વમેધના ૨૧ યૂપમાંનો એ નામનો અગિયારમો યૂપ, જે અગ્નિની તદ્દન નજદીક હોય છે.
૩. વિ. અગ્નિમાં, અગ્નિ ઉપર કે અગ્નિ નજીક મૂકેલું.
૪. વિ. અગ્નિમાં રહેનાર.

**અગ્નિષ્વાત્ત** ૧. [સં. અગ્નિ + સુ (સારૂં) + આત્ત (ગ્રહણ કરેલ)] પું. અગ્નિષ્ટોમ વગેરે યજ્ઞ ન કરતાં કેવળ ગાર્હપત્ય યજ્ઞ કરી પિતૃપદ પામેલ પિતૃ.

પિતૃગણ જે અગ્નિષ્વાત્તાદિ,
તેના ગોત્રપુરુષ સત્યવાદી. નિષ્કુળાનંદ

૨. પું. આગ, વીજળી વગેરે સંબંધી વિદ્યા જાણનાર પુરુષ.
૩. પું. (પુરાણ) પિતૃગણનો એક પિતર. એ કશ્યપ ઋષિનો પુત્ર હોઈને મુખ્યત્વે દેવોને પૂજ્ય ગણાય છે.

**અગ્નિસખ** ૧. [સં. અગ્નિ + સખિ (મિત્ર)] પું. એ નામના ધુમાડાના રંગના જંગલી કબૂતરની એક જાત, કારણકે તેના માંસથી જઠરાગ્નિ તીવ્ર થતી હોવાનું મનાય છે.
૨. પું. ધુમાડો.
૩. પું. વાયુ; પવન, કેમકે તે અગ્નિનો મિત્ર ગણાય છે.

**અગ્નિસખા** જુઓ અગ્નિસખ.

**અગ્નિસમ** ૧. પું. (જ્યોતિષ) શેફાલિમંડલ નક્ષત્રનો એ નામનો એક તારો; 'ઑરપર્ડ, ખીટા સીફિયસ'.
૨. [સં. અગ્નિ + સમ (જેવું)] વિ. અગ્નિ જેવું.

**અગ્નિસમુદ્ર** [ સં. અગ્નિ + સમુદ્ર ] પું. અગ્નિનો દરિયો.

**અગ્નિસહનશીલા** ૧. [ સં. અગ્નિ + સહન + શીલા ( ગુણવાળી ) ] સ્ત્રી. અગનશિશી.

૨. વિ. સ્ત્રી. ગરમી સહન કરી શકે એવી.

**અગ્નિસહાય** જુઓ અગ્નિસખ.

**અગ્નિસંકાશ** ૧. [ સં. અગ્નિ + સંકાશ ( સરખું ) ] વિ. અગ્નિના જેવા રંગવાળું.

૨. વિ. દેવતા જેવું તેજવાળું.

**અગ્નિસંદીપન** [ સં. અગ્નિ + સં ( સારી રીતે ) + દીપન ( તેજ કરનાર ) ] વિ. જઠરાગ્નિ તેજ કરનારું.

**અગ્નિસંદીપનરસ** [ સં. અગ્નિ + સંદીપન + રસ ] પું. ( વૈદક ) જઠરાગ્નિ તેજ કરવા માટે એ નામની એક દવા. પંચકોલ ( સૂંઠ, પીપર, ચવક, ચિત્રક, મરી ), પંચલવણ ( સિંધાલૂણ, બીડલૂણ, વડાગરૂં મીઠું, ઘાસિયું મીઠું અને સંચળ ), જવખાર, ટંકણખાર, સાજીખાર, જીરૂં, શાહજીરૂં, અજમો, ઘોડાવજ, સુવા, હિંગ, જાયફળ, ઉપલેટ, જાવંત્રી, ત્રિજાતક ( તજ, તમાલપત્ર, એલચી ), આંબલીની છાલની રાખ, અઘેડાની રાખ, વછનાગ, પારો, ગંધક, અભ્રકભસ્મ, લોહભસ્મ, બંગભસ્મ, લવિંગ અને હરડે દરેક તોલો ૧ તથા અમ્લવેતસ અને શંખભસ્મ દરેક તોલા ૨ લઈ બધી વસ્તુનો ભૂકો કરવાથી આ દવા થાય છે.

**અગ્નિસંભવ** ૧. [ સં અગ્નિ + સમ્ + ભૂ ( ઉત્પન્ન થવું ) ] પું. કાર્તિક સ્વામી.

૨. પું. ગરમીની ઉત્પત્તિ.

૩. પું. જંગલી કસુંબાનું ઝાડ.

૪. ન. સોનું.

૫. વિ. અગ્નિમાં ઉત્પન્ન થયેલું.

**અગ્નિસંસ્કાર** ૧. [ સં. અગ્નિ + સંસ્કાર ( શુદ્ધિ ) ] પું. અગ્નિમાં નાખી શુદ્ધ કરવું તે.

૨. [ સં. અગ્નિ + સંસ્કાર ( કર્મ ) ] પું. તપાવવું, બાળવું વગેરે અગ્નિ વડે થતી ક્રિયા.

૩. [ સં. અગ્નિ + સંસ્કાર ( ધાર્મિક ક્રિયા ) ] પું. મુડદું બાળવાની ક્રિયા; અગ્નિદાહ.

૪. [ સં. અગ્નિ + સંસ્કાર ( વિધિ ) ] પું. શ્રાદ્ધમાં પિંડ રાખવાની વેદિપર અગ્નિ પ્રકટવાનો વિધિ.

**અગ્નિસંસ્પર્શા** સ્ત્રી. પાપડી.

**અગ્નિસાક્ષિક** ૧. [ સં. અગ્નિ + સાક્ષિન્ ( પ્રત્યક્ષ જોનાર ) + ક ( વાળું ) ] ન. અગ્નિની સાક્ષીએ કરેલું કર્મ.

૨. વિ. અગ્નિ જેનો સાક્ષી હોય એવું. અગ્નિ સમક્ષ લેવાયેલી પ્રતિજ્ઞાનો ભંગ કરવામાં અધર્મ મનાય છે. આ જ કારણથી વિવાહ વગેરે પ્રસંગમાં વરકન્યા જે પ્રતિજ્ઞા લે તે અગ્નિ સમક્ષ લે છે.

**અગ્નિસામ** [ સં. અગ્નિ + સામન્ ( સામવેદ ) ] પું. અગ્નિષ્ટોમ યજ્ઞ પૂરો થયા પછી ગાવામાં આવતો સામવેદનો એ નામનો એક ભાગ.

**અગ્નિસાર** ૧. [ સં. અગ્નિ + સાર ( શક્તિ ) ] પું. અગ્નિની શક્તિ.

૨. પું. ( હઠયોગ ) ધૌતિનો એ નામનો એક પ્રકાર.

> નાભિને અંદર ખેંચી કરોડની સાથે લગાડવી. એ પ્રકારે સો વાર કરવું એટલે પેટને એટલું અંદર ખેંચવું કે પીઠના હાડકા સાથે અડે. એ ક્રિયાને **અગ્નિસાર** ધૌતિ કહે છે.
>
> ત્રિકાળદર્શકદર્પણ

૩. ન. રસાંજન; આંખમાં આંજવાની એ નામની એક દવા.

**અગ્નિસિદ્ધ** [ સં. ] ન. ( વૈદક ) ઔષધ આઠગણા પાણીમાં નાખી ચોથો ભાગ બાકી રહે ત્યાં સુધી બાળી કરેલો ઉકાળો.

**અગ્નિસુંદરરસ** પું. ( વૈદક ) અજીર્ણ માટે એ નામની એક દવા. ફુલાવેલ ટંકણખાર તોલો ૧ અને મરી તોલા ૨ નું વસ્ત્રગાળ ચૂર્ણ કરી, આદુના રસની ભાવના દેવાથી આ દવા થાય છે. તેનું અનુપાન લવિંગનો ભૂકો છે.

**અગ્નિસૂતરસ** પું. ( વૈદક ) મંદાગ્નિ, દૂબળાપણું વગેરે માટે એ નામની દવા. કોઠીભસ્મ ૨ ભાગ; શંખભસ્મ ૨ ભાગ, ગંધક અને પારાની કાજળી ૧ ભાગ, મરીનું ચૂર્ણ ૪ ભાગ એ સઘળું એકત્ર કરી લીંબુના રસમાં ખરલ કરવાથી આ દવા બને છે. ઘી સાકર સાથે તે આપવાથી મંદાગ્નિ અને દૂબળાપણાનો નાશ કરે છે. તથા શોષ, તાવ, શૂળ, ગોળો, અર્શ, સંગ્રહણી અને પ્રમેહ ઉપર પણ ઉપયોગી મનાય છે.

**અગ્નિસૂત્ર** [ સં. અગ્નિ + સૂત્ર ( દોરો ) ] ન. યજ્ઞ કરતી વેળા બ્રાહ્મણની કેડ ઉપર બંધાતો મુંજ નામના ઘાસનો કમરબંધ.

**અગ્નિસેવન** ૧. [ સં. અગ્નિ + સેવન ( સંગ ) ] ન. તાપણી.

૨. ન. શેક.

**અગ્નિસ્તંભ** ૧. [ સં. અગ્નિ + સ્તંભ્ ( અટકાવવું ) ] પું. અગ્નિની બાળવાની શક્તિ ઔષધી વડે દૂર કરવાની ક્રિયા.

૨. પું. અગ્નિની બાળવાની શક્તિ દૂર કરવા વપરાતી દવા.

૩. પું. અગ્નિની બાળવાની શક્તિ દૂર કરવા વપરાતો મંત્ર.

**અગ્નિસ્તંભન** જુઓ અગ્નિસ્તંભ.

**અગ્નિસ્તંભનિકા** જુઓ અગ્નિસ્તંભ.

**અગ્નિસ્તુભ** જુઓ અગ્નિષ્ટુભ.

**અગ્નિસ્તોમ** જુઓ અગ્નિષ્ટોમ.

**અગ્નિસ્થ** જુઓ અગ્નિષ્ઠ.

**અગ્નિસ્નાન** ૧. [ સં. અગ્નિ + સ્નાન ] ન. ચિતામાં બળી મરવું તે.

૨. ન. સતીત્વની કસોટી માટે ચિતામાં બેસવું તે.

**અગ્નિસ્નાનવિશુદ્ધા** ૧. [ સં. અગ્નિ + સ્નાન + વિશુદ્ધા ( શુદ્ધ થયેલી ) ] સ્ત્રી. ચિતામાં બેસવા છતાં દાઝ્યા વિના અણીશુદ્ધ બહાર આવી પોતાનાં સતીત્વની પરીક્ષા જેણે આપી છે એવી સ્ત્રી.

૨. વિ. સ્ત્રી. અગ્નિમાં પ્રવેશ કરી શુદ્ધ થઈને નીકળેલી.

> **અગ્નિસ્નાનવિશુદ્ધા**ને લોકવાદભયે ત્યજી,
> તમારા કુળને નાથ ઘટે છેક જ આમ શું ?
>
> ગિરિરાજ

**અગ્નિસ્ફુલિંગ** [ સં. અગ્નિ + સ્ફુલિંગ ( તણખો ) ] પું. દેવતાનો તણખો.

**અગ્નિસ્ફુલિંગન્યાય** [ સં. અગ્નિસ્ફુલિંગ + ન્યાય ] પું. તણખો અગ્નિનો અંશ છે એટલે તણખો અને અગ્નિ એક જ છે એવો ન્યાય. શુદ્ધાદ્વૈત વેદાંતના મતે આ ન્યાય પ્રમાણે જીવ એ ઈશ્વરનો અંશ છે એટલે જીવ અને ઈશ્વર એક જ છે.

**અગ્નિસ્વાત્ત** જુઓ અગ્નિષ્વાત્ત.

**અગ્નિહવની** [ સં. અગ્નિ + હવની ( યજ્ઞકુંડ ) ] સ્ત્રી. હવનનો અગ્નિ રાખવાનો કુંડ.

**અગ્નિહુત** ૧. [ સં. અગ્નિહુત્ ] પું. અગ્નિમાં હોમ કરનાર અગ્નિહોત્રી.

૨. [ સં. અગ્નિ + હુત ( હોમેલું ) ] વિ. અગ્નિમાં હોમેલું.

**અગ્નિહૃદય** [ સં. અગ્નિ + હૃદય ] વિ. હૃદયમાં ઉત્સાહરૂપી અગ્નિ રાખનાર; ઉત્સાહને લીધે છાતીમાં ઊછળતા ગરમ લોહીવાળું.

**અગ્નિહોત્ર** ૧. [ સં. અગ્નિ + હોત્ર ] પું. દેવતા; અગ્નિ.

૨. પું. ( પુરાણ ) સવિતા અને પૃથ્વીનો એ નામનો પુત્ર.

૩. [ સં. અગ્નિ + હોત્ર ( હોમવાની ચીજ ) ] ન. અગ્નિમાં હોમવા લાયક પદાર્થ.

૪. ન. કૃષ્ણયજુર્વેદની એ નામની એક ઉપનિષદ.

૫. ન. દૂધ, ખાટી કાંજી તથા તેલનું અગ્નિને અપાતું બલિદાન.

૬. ન. ( જૈન ) ધર્મધ્યાનરૂપ અગ્નિમાં કર્મરૂપ ઇંધનનો હોમ.

૭. ન. પાંચ મોટા યજ્ઞ માંહેનો એ નામનો એક યજ્ઞ.

૮. ન. મંત્રપૂર્વક અગ્નિનું સ્થાપન કરી તેમાં વિધિથી કરવામાં આવતો હોમ. આ હોમ ૨ પ્રકારનો છે: (૧) નિત્ય અને (૨) નૈમિત્તિક કે કામ્ય. અગ્નિની વિધિપૂર્વક સ્થાપના કરી જીવન પર્યંત સવાર સાંજ તેમાં ઘી વગેરે આહુતિ આપવી તે નિત્ય; અને અમુક વખતે અમુક ઉદ્દેશને લઈને આ વિધાન કરવામાં આવે તે નૈમિત્તિક કે કામ્ય.

> પ્રજાપતિએ અગ્નિહોત્ર, અગ્નિષ્ટોમ, પૌર્ણમાસી, ઉકથ્ય, અમાવાસ્યા, અતિરાત્ર વગેરે યજ્ઞોને ઉત્પન્ન કર્યાં. — અણુભાષ્ય

૯. વિ. અગ્નિને બલિદાનમાં અપાયેલું.

**અગ્નિહોત્રવાદ** [ સં. અગ્નિહોત્ર + વાદ ( મત ) ] પું. અગ્નિહોત્રથી સ્વર્ગ મળે છે એવો મત.

**અગ્નિહોત્રવાદી** [ સં. અગ્નિહોત્ર + વાદિન્ ( માનનાર ) ] વિ. અગ્નિહોત્રથી સ્વર્ગ મળે છે એમ માનનાર.

**અગ્નિહોત્રહવની** ૧. [ સં. અગ્નિહોત્ર + હવની ( યજ્ઞકુંડ ) ] સ્ત્રી. અગ્નિહોત્રમાં હોમ કરવાનો સરવો.

૨. સ્ત્રી. હોમ કરતી વખતે બોલાતો મંત્ર.

**અગ્નિહોત્રી** ૧. [ સં. અગ્નિહોત્રિન્ ] પું. અગ્નિહોત્ર કરનાર બ્રાહ્મણ; વેદવિધિથી સવારે અને સાંજે અગ્નિમાં હોમ કરનાર બ્રાહ્મણ. બ્રાહ્મણ જ અગ્નિહોત્રી થઈ શકે છે. તેને ઘેર ચોવીસે કલાક અગ્નિ બળતો રાખીને તેમાં નિત્યકર્મ તરીકે વૈદિક યજ્ઞ કરવામાં આવે છે. બ્રાહ્મણ માટે ધર્મશાસ્ત્રમાં કહેલું છે કે બ્રહ્મચર્યાશ્રમ પૂરો કરી વિવાહ કરવો અને જે અગ્નિ આગળ વિવાહ થયો હોય તેને પતિપત્નીએ પોતાના ઘરમાં એક અગ્નિશાળામાં રાખી હંમેશાં તેનું સવાર સાંજ પૂજન અને હોમ કરવાં તથા એ જ અગ્નિએ છેવટ બળવું.

૨. પું. યજ્ઞ માટે જગ્યા તૈયાર કરનાર પુરુષ.

૩. ન. બ્રાહ્મણની એ નામની એક જાતનું માણસ. કેટલાક અગ્નિહોત્રીને એવું વ્રત હતું કે કોઈ પાસેથી દાન લેવું નહિ. રાજાઓ તેમને દાન લેવા વીનવતા અને જે દાન ન લેતા તેને નાત બહાર મૂકતા. જેઓ ટેક સાચવનાર હતા તેઓ ટોળકિયા કહેવાયા.

**અગ્નિહોમ** [ સં. અગ્નિ + હોમ ( યજ્ઞ ) ] પું. હવન.

**અગ્નીધ્ર** ૧. [ સં. ] પું. ( પુરાણ ) જંબુદ્વીપનો એ નામનો એક રાજા. દીકરા મેળવવા તે એક ગુફામાં જઈ સમાધિ કરવા મંડ્યો. બ્રહ્માએ તેનું તપ તોડવા પૂર્વચિત્તિ નામની એક અપ્સરા મોકલી. તેના નાચરંગથી મોહિત બની અગ્નીધ્રરાજા સમાધિમાંથી જાગ્યો અને તેને પરણ્યો. તે અપ્સરાથી તેને નાભિ, કિંપુરુષ, હરિવર્ષ, ઇલાવૃત, રમ્યક, હિરણ્મય, કુરુ, ભદ્રાશ્વ અને કેતુમાલ નામના નવ દીકરા થયા. અપ્સરા કેટલાંક વર્ષ પછી બ્રહ્માના દરબારમાં ચાલી ગઈ. એના વિયોગથી ભાન ભૂલી એ રાજાએ જંબુદ્વીપના ૯ ભાગ પાડી નવે દીકરાને વહેંચી દીધા. નવે ખંડનાં નામ તેમના ઉપરથી પડ્યાં. મરતાં પહેલાં એ રાજાએ પોતાના ૯ દીકરાને મેરુ પર્વતની મેરુદેવી, પ્રતિરૂપા, ઉગ્રદંષ્ટ્રી, લતા, રમ્યા, શ્યામા, નારી, ભદ્રા ને દેવવીતિ નામની કન્યા સાથે પરણાવ્યા.

૨. [ સં. અગ્નિ + ધૃ ( સાચવવું ) ] પું. પુરોહિત, કેમકે તેનું કામ યજ્ઞમાં દેવતા સાચવવાનું પણ હોય છે; અગ્ન્યાધાન કરનારો ઋત્વિજ.

૩. પું. પ્રિયવ્રતરાજાનો એ નામનો દીકરો.

૪. પું. મનુનો એ નામનો દીકરો.

૫. પું. હવન.

**અગ્નીય** ૧. [ સં. અગ્નિ + ઇ ( જવું ) ] વિ. અગ્નિ પાસે આવેલું.

૨. [ સં. અગ્નિ + ઈય ( વિશેષણ બનાવનાર પ્રત્યય ) ] વિ. દેવતા સંબંધી.

**અગ્નીશ્વર** ૧. પું. અગ્નિએ સ્થાપન કરેલા એ નામના મહાદેવ.

૨. [ સં. અગ્નિ + ઈશ્વર ] પું. અગ્નિરૂપી ઈશ્વર.

૩. પું. ઇંદ્ર.

૪. પું. કાશીનો એ નામનો એક ઘાટ.

**અગ્નીષોમ** [ સં. અગ્નિ + સોમ ] પું. બ. વ. અગ્નિ અને સોમ; એક હવિષ્યના ભોક્તા તે નામના બે દેવ.

**અગ્નીષોમપ્રણયન** [ સં. અગ્નિ + સોમ + પ્રણયન ( એક સંસ્કાર ) ] ન. જ્યોતિષ્ટોમ યજ્ઞમાં અગ્નિ અને સોમને લગતો એક વિધિ.

**અગ્નીષોમપ્રણયની** સ્ત્રી. અગ્નિ અને સોમના સંસ્કારમાં ઉપયોગી મંત્ર કે પાત્ર.

**અગ્નીષોમીય** [ સં. અગ્નિ + સોમ + ઈય ( સંબંધી ) ] વિ. અગ્નિ અને સોમને લગતું.

**અગ્નીંદ્ર** ૧. પું. ઉત્તમ અગ્નિ.

૨. [ સં. અગ્નિ + ઇંદ્ર ] પું. બ. વ. અગ્નિ અને ઇંદ્ર.

**અગ્નીંધન** ૧. [ સં. અગ્નિ + ઇંધ્ ( સળગાવવું ) ] પું. યજ્ઞનો દેવતા સળગાવતાં બોલાતો મંત્ર.

૨. ન. દેવતા સળગાવવાની ક્રિયા.

૩. ન. બળતણ; બાળવાનાં લાકડાં.

**અગ્નેયચૂર્ણ** [ સં. આગ્નેય ( અગ્નિ સંબંધી ) + ચૂર્ણ ( ભૂકો ) ] ન. બંદૂકમાં ભરવાનો દારૂ.

**અગ્નૌકરણ** [ સં. અગ્નૌ ( અગ્નિમાં ) + કૃ ( બલિદાન આપવું ) ] ન. શ્રાદ્ધ વખતે અન્ન પીરસતાં પહેલાં અગ્નિ અને સોમને અપાતી બે આહુતિ.

> અગ્નૌકરણ નામે વિધિજી,
> તેને નાખવો જોઈએ નિધિજી. — પ્રેમાનંદ

**અગ્ન્યગાર** જુઓ અગ્નિશાલા.

**અગ્ન્યભાવ** [ સં. અગ્નિ + અભાવ ( ન હોવાપણું ) ] પું. દેવતા વગરની સ્થિતિ.

**અગ્ન્યસ્ત્ર** ૧. ન. અગ્નિ વરસાવે એવું બાણ.

૨. [ સં. અગ્નિ + અસ્ત્ર ( ફેંકવાનું હથિયાર ) ] ન. અગ્નિના બળથી ફેંકાતું હથિયાર.

**અગ્ન્યસ્ત્રવિદ્યા** [ સં. અગ્ન્યસ્ત્ર + વિદ્યા ] સ્ત્રી. આગ વરસાવતાં હથિયાર સંબંધી વિદ્યા.

**અગ્ન્યાકૃત** [ સં. અગ્નિ + આકૃત ( આકારવાળું ) ] વિ. ( વિજ્ઞાન ) આગથી પાસા પડે એવા ગુણવાળું.

**અગ્ન્યાચ્છ** [ સં. અગ્નિ + અચ્છ ( પારદર્શક ) ] વિ. ( વિજ્ઞાન ) ગરમ કરવાથી પારદર્શક બને એવું.

**અગ્ન્યાધાન** ૧. [ સં. અગ્નિ + આધાન ( સ્થાપના ) ] ન. અગ્નિની વિધિથી કરેલી સ્થાપના.

૨. ન. દેવતાનું રક્ષણ.

૩. ન. હોમ.

**અગ્ન્યાધેય** ૧. પું. અગ્નિહોત્રી બ્રાહ્મણ.

૨. [ સં. અગ્નિ + આધેય ( સ્થાપના ) ] ન. વિધિથી કરેલી અગ્નિની સ્થાપના.

**અગ્ન્યાલય** [ સં અગ્નિ + આલય ( ઘર ) ] ન. અગ્નિશાલા.

**અગ્ન્યાશય** [ સં. અગ્નિ + આશય ( ઠેકાણું ) ] ન. બરોળને અડી જમણી બાજુ કાળજા સુધી જતી આમાશય પાછળ આવેલી એ નામની એક ગાંઠ; સ્વાદુપિંડ. જઠરાગ્નિ તેમાં રહેલો મનાય છે.

**અગ્ન્યાસ્ત્ર** જુઓ અગ્ન્યસ્ત્ર.

**અગ્ન્યાહિત** [ સં. અગ્નિ + આહિત ( સ્થાપેલું ) ] પું. અગ્નિહોત્રી બ્રાહ્મણ.

**અગ્ન્યુત્પાત** ૧. [ સં. અગ્નિ + ઉત્પાત (આફત) ] પું. અગ્નિથી ઉત્પન્ન થયેલી આફત.
૨. પું. અગ્નિનો ઉપદ્રવ; આગ.
૩. પું. ઉલ્કાપાત.
૪. પું. જ્વાળામુખી રસનું વહેવું તે.

**અગ્ન્યુદ્ધરણ** ૧. [ સં. અગ્નિ + ઉદ્ધરણ ( બહાર કાઢવું તે ) ] ન. અરણિનું લાકડું ઘસીને કરેલી દેવતાની ઉત્પત્તિ.
૨. ન સૂર્ય ઊગતાં પહેલાં રાખના ઢાંકણમાંથી અગ્નિને યજ્ઞ માટે બહાર કાઢવાની ક્રિયા.

**અગ્ન્યુદ્ધાર** જુઓ અગ્ન્યુદ્ધરણ.

**અગ્ન્યુપસ્થાન** ૧. [ સં. અગ્નિ + ઉપસ્થાન ( પૂજા ) ] ન. અગ્નિદેવની પૂજા.
૨. ન. અગ્નિ પૂજવાનો મંત્ર.

**અગ્યારશા** ૧. પું. જન્મથી અગિયારમો દિવસ.
૨. ન બ્રાહ્મણની એ નામની એક પેટા જ્ઞાતિનું માણસ.
૩. વિ. બ્રાહ્મણની એ નામની એક પેટા જ્ઞાતિનું.

**અગ્યારી** સ્ત્રી. પારસી લોકોનું મંદિર. જુઓ અગિયારી.

**અગ્યાર્શેણા** જુઓ અગ્યારશા ૨, ૩.

**અગ્ર** ૧. [ સં. ] પું. ( ગણિત ) શેષ; વધારો; 'રીમેઈન્ડર'.
૨. [ સં. અગ્ ( જવું ) ] ન. અણી; ટોચ.
૩. ન. આરંભ; શરૂઆત.
૪. ન. આલંબન.
૫. ન. ઉત્તમતા; ચડિયાતાપણું.
૬. ન. ઉપલો ભાગ.
૭ ન. ( જ્યોતિષ ) ઊગતા અથવા આથમતા સૂર્યનું દૃષ્ટિમર્યાદા ઉપર પૂર્વબિંદુ કે પશ્ચિમબિંદુથી અંશાત્મક અંતર.
૮. ન. એ નામનું એક વજન; એક પલ.
૯. ન. તીક્ષ્ણતા.
૧૦. ન. બ્રાહ્મણને અપાતી ભિક્ષાનું પરિમાણ. આ પરિમાણ ૪ ગ્રાસનું હોય છે.
૧૧. ન. સમૂહ; જથ્થો.
૧૨. ન. હેતુ; ઉદ્દેશ.
૧૩. વિ. આગલું.
૧૪. વિ. ઉત્તમ; શ્રેષ્ઠ
૧૫. વિ. મુખ્ય.

જૈમિનિ કહે સાંભળ રાજન,
અગ્ર કથા કહું ધરજે મન. પ્રેમાનંદ

૧૬. વિ. વધારે; અધિક.
૧૭. અ. આગળ; મોખરે.

**અગ્રઅનીક** [ સં. અગ્ર + અનીક ( લશ્કર ) ] ન. આગળનું લશ્કર.

**અગ્રઆશનિક** [ સં. અગ્ર + અશ્ ( ખાવું ) ] વિ. પહેલું ખાનાર.

જલદી જઈને ભોજન લઈ આવ, હું અગ્રઆશનિક થઈશ. પુરાતત્ત્વ

**અગ્રઉદ્યાન** [ સં. અગ્ર ( શ્રેષ્ઠ ) + ઉદ્યાન ( બગીચો ) ] ન. ઉત્તમ બાગ.

**અગ્રકર** ૧. [ સં. અગ્ર ( આગલો ) + કર ( હાથ ) ] પુ. આંગળી; હાથનો આગલો ભાગ.
૨. પું. કોણીથી કાંડા સુધીનો હાથ.
૩. પું. જમણો હાથ.
૪. [ સં. અગ્ર ( પહેલું ) + કર ( કિરણ ) ] પુ. પ્રકાશિત પદાર્થનું પહેલું કિરણ.
૫. [ સં. અગ્ર ( મુખ્ય ) + કર ( વેરો ) ] પું. મુખ્ય વેરો.
૬. [સં. અગ્ર ( અણિ ) + કર ( સૂંઢ ) ] પું. હાથીની સૂંઢનો આગલો ભાગ.
૭. [ સં. અગ્ર ( આગળ ) + કર ( કરનાર ) ] વિ. ધકેલનાર; આગળ કરનાર.

**અગ્રકર્ત્તા** [ સં. અગ્ર ( આગળ ) + કર્તૃ ( કરનાર ) ] વિ. આગળ કરનાર; ધકેલનાર.

**અગ્રકર્મ** [ સં. અગ્ર ( મુખ્ય ) + કર્મન્ ( કામ ) ] ન. મુખ્ય કામ; પહેલું કામ.

**અગ્રકર્મા** [ સં. અગ્ર ( પહેલું ) + કર્મન્ ( કામ ) ] વિ. સૌથી પહેલું કામ કરનાર; કામ કરવામાં પહેલું.

**અગ્રકર્મી** જુઓ અગ્રકર્મા.

**અગ્રકા** [ સં. ] સ્ત્રી. ( જ્યોતિષ ) અગ્રા.

**અગ્રકાય** [ સં. અગ્ર ( આગલું ) + કાય ( શરીર ) ] પું. માથાથી કેડ સુધીનો શરીરનો ભાગ.

**અગ્રકારક** જુઓ અગ્રકર્ત્તા.

**અગ્રકારણ** [ સં. અગ્ર ( મુખ્ય ) + કારણ ] ન. મુખ્ય કારણ.

**અગ્રકાર્ય** જુઓ અગ્રકર્મ.

**અગ્રકાલિક** જુઓ અગ્રભાગ ૧.

**અગ્રકાલિક ભાગ** જુઓ અગ્રભાગ ૧.

**અગ્રકેશ** [ સં. અગ્ર ( આગળનું ) + કેશ ( વાળ ) ] પું. વાળનો આગળનો ભાગ.

**અગ્રકેસર** [ સં. અગ્ર ( આગલું ) + કેસર ( ફૂલની અંદર થતો તંતુ ) ] પું. આગલો તંતુ; પહેલો તંતુ.

**અગ્રક્રય** જુઓ અગ્રક્રયાધિકાર.

**અગ્રક્રયહક્ક** જુઓ અગ્રક્રયાધિકાર.

**અગ્રક્રયાધિકાર** [ સં. અગ્ર ( પહેલો ) + ક્રય ( ખરીદી ) + અધિકાર ( હક ) ] પું. વેચાતું લેવાનો પહેલો હક.

મિલકતના કોઈ અમુક વેચાણમાં અગ્રક્રયાધિકારનો હક કોર્ટ હુકમનામામાં અપાય.
દીવાની કાયદો

**અગ્રક્રિયા** જુઓ અગ્રકર્મ.

**અગ્રક્રિયાધિકાર** [ સં. અગ્ર ( પહેલું ) + ક્રિયા ( કામ ) + અધિકાર ( સત્તા ) ] પું. પહેલું કામ કરવાની સત્તા.

**અગ્રગ** ૧. [ સં. અગ્ર ( આગળ ) + ગમ્ ( જવું ) ] પું. અગ્રેસર; મુખી.
૨. વિ. આગળ જનાર; પહેલું ચાલનાર.

**અગ્રગણ્ય** ૧. [ સં. અગ્ર ( મુખ્ય ) + ગણ્ ( ગણવું ) ] પું. આગેવાન.
૨. વિ. મુખ્ય; આગળ પડતું.

**અગ્રગણ્યતા** [ સં. અગ્ર + ગણ્યતા ( ગણતરી ) ] સ્ત્રી. ગણતરીમાં પહેલું હોવાની સ્થિતિ.

**અગ્રગતિ** [ સં. અગ્ર ( આગળ ) + ગતિ ( જવું તે ) ] સ્ત્રી. આગળ જવું તે.

**અગ્રગમન** ૧. [ સં. અગ્ર ( આગળ ) + ગમન ( જવું તે ) ] ન. આગળ ચાલવું તે; સૌથી પહેલાં જવું તે.
૨. ન. પૂર્વગમન; અગ્રપદ; પ્રાથમિકતા.

**અગ્રગંતા** જુઓ અગ્રગ.

**અગ્રગામી** ૧. [ સં. અગ્ર ( આગળ ) + ગામિન્ ( જનાર ) ] પું. આગેવાન; નેતા.
૨. વિ. આગળ ચાલનાર
૩. વિ. ઉપરનું.
૪. વિ. શ્રેષ્ઠ.

**અગ્રચર** ૧. [ સં. અગ્ર ( આગળ ) + ચર્ ( ચાલવું ) ] પું. આગેવાન; નેતા.
૨. વિ. આગળ ચાલનાર.
૩. વિ. ભવિષ્યના બનાવની આગાહી કરનાર.

**અગ્રછંદ** પું. ( પિંગળ ) એ નામનો ૨૩ અક્ષરનો એક અક્ષરમેળ છંદ; સર્વગામી. તેના દરેક ચરણમાં ૭ તગણ તથા ૨ ગુરુ આવે છે, અને અગ્યારમે અક્ષરે વિસામો આવે છે.

તું તાત તું તાત તું ગંગધારી,
ભલું કામ સર્વ સ્થળે તેં જ કીધું;
તું સર્વગામી સદા વિશ્વનું તેં,
વળી મૂળથી અગ્ર તો માંડી દીધું.
દલપતપિંગળ

**અગ્રછાયા** [ સં. અગ્ર ( આગલો ભાગ ) + છાયા ( પડછાયો ) ] સ્ત્રી. ઉપલા ભાગનો પડછાયો.

મધ્યાહ્ન પછી તે અગ્રછાયા પરિધિની બીજી બાજુએ સ્પર્શ કરે ત્યારે તે સ્પર્શબિંદુસ્થાને પણ એક નિશાની કરવી. — જ્યોતિર્વિલાસ

**અગ્રજ** ૧. [ સં. અગ્ર ( આગળ ) + હિં. જાના ( જવું ) ] પું. ( હિંદી ) નાયક; નેતા.

૨. [ સં. અગ્ર ( આગળ ) + જન્ ( જન્મવું ) ] પું. બ્રહ્મા.

૩. [ સં. અગ્ર ( મુખ્ય ) + જન્ ( જન્મવું ) ] પું. બ્રાહ્મણ, કેમકે તે પરમાત્માના પ્રધાન અંગ મુખમાંથી ઉત્પન્ન થયેલ મનાય છે.

૪. પું. મોટા ભાઈ.

શ્રીકૃષ્ણ કહે અગ્રજને
તમારો મોટો મહિમા છે રામ. — પ્રેમાનંદ

૫. વિ. પહેલાં જન્મેલું.

૬. વિ. ( હિંદી ) શ્રેષ્ઠ; ઉત્તમ.

**અગ્રજન્મા** જુઓ અગ્રજ.

**અગ્રજંઘા** [ સં. અગ્ર ( આગલું ) + જંઘા ( જાંઘ ) ] સ્ત્રી. સાથળનો આગલો ભાગ.

**અગ્રજા** ૧. સ્ત્રી. (જ્યોતિષ) અગ્રજ્યા. જુઓ અગ્રજ્યા ૧.

૨. [ સં. અગ્ર ( આગળ ) + જન્ ( જન્મવું ) ] સ્ત્રી. મોટી બેન.

વન વિશાખા અગ્રજા જ સીપ ચા'ય. — દયારામ

૩. વિ. સ્ત્રી. પહેલાં જન્મેલી.

**અગ્રજાત** જુઓ અગ્રજ ૨, ૩, ૪, ૫.

**અગ્રજાતક** જુઓ અગ્રજાત.

**અગ્રજાતિ** [ સં. અગ્ર ( ઊંચું ) + જાતિ ] સ્ત્રી. બ્રાહ્મણ જ્ઞાતિ.

**અગ્રજિત** [ સં. અગ્ર ( નાયક ) + જિત્ ( જીતનાર ) ] વિ. સેનાના સરદારને જીતનાર.

**અગ્રજિહ્વા** [ સં. અગ્ર ( આગલું ) + જિહ્વા ( જીભ ) ] સ્ત્રી. જીભનું ટેરવું.

**અગ્રજેતા** [ સં. અગ્ર ( પ્રથમ ) + જેતૃ ( જીતનાર ) ] વિ. પું. પ્રથમ જીતનાર.

**અગ્રજ્યા** ૧. [ સં. અગ્ર + જ્યા ] સ્ત્રી. ઊગતા અથવા આથમતા સૂર્યનું દૃષ્ટિમર્યાદા ઉપર પૂર્વ કે પશ્ચિમબિંદુથી જે અંશાત્મક અંતર તેની જ્યા.

૨. [ સં. અગ્ર ( આગલું ) + જ્યા ( ધનુષ્યની દોરી ) ] સ્ત્રી. ધનુષ્યની પણછનો આગલો ભાગ; ધનુષ્યની દોરીનો છેડો.

**અગ્રજ્યોત** [ સં. અગ્ર ( પહેલું ) + જ્યોતિઃ ( તેજ ) ] સ્ત્રી. અગ્નિની પહેલી શિખા.

**અગ્રણિયું** જુઓ અગ્રણી ૬, ૭, ૮.

**અગ્રણિયો** જુઓ અગ્રણી ૨, ૪, ૫.

**અગ્રણી** ૧. [ સં. અગ્ર ( આગળ ) + ની ( દોરવું ) ] પું. અગ્નિ.

૨. પું. આગેવાન; નાયક.

૩. પું. ચિત્રાનું ઝાડ.

૪. પું. ચોમાસુ પાક; આગતર પાક.

૫. પું. ભોમિયો; વળાવિઓ.

૬. વિ. આગળ લઈ જનાર.

૭. વિ. મુખ્ય; પહેલું.

૮. વિ. શ્રેષ્ઠ; ઉત્તમ.

**અગ્રણીય** [ સં. અગ્ર ( આગળ ) + ની ( દોરવું ) ] વિ. આગળ પડતું; પ્રથમ.

એડિસનની વ્યાવહારિક શોધોમાં અગ્રણીય સ્થાને તો ફોનોગ્રાફ અને વીજળીના દીવા જ આવે. — પ્રસ્થાન

**અગ્રતમ** [ સં. અગ્ર + તમ ( શ્રેષ્ઠતા બતાવનાર પ્રત્યય ) ] વિ. સૌથી ચડિયાતું; શ્રેષ્ઠ.

**અગ્રતઃ** ૧. [ સં. ] અ. આગળ; મોખરે.

૨. અ. પ્રથમથી; પહેલાં.

૩. અ. મોઢા આગળ; સમક્ષ.

**અગ્રતઃસર** ૧. [ સં. અગ્રતઃ ( આગળ ) + સૃ ( જવું ) ] પું. નાયક; નેતા.

૨. વિ. આગળ ચાલનાર.

**અગ્રતા** [ સં. અગ્ર ( પહેલું ) + તા ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. પૂર્વ હક્ક; પૂર્વાધિકાર; પહેલો હક્ક.

**અગ્રથિત** [ સં. અ + ગ્રથિત ( ગૂંથેલ ) ] વિ. નહિ ગૂંથેલું.

**અગ્રદત્ત** ૧. [ સં. ] પું. (જૈન) ભરતક્ષેત્રની ચાલુ ચોવીસીના એ નામના ત્રેવીસમા તીર્થંકર.

૨. [ સં. અગ્ર ( અગાઉ ) + દત્ત ( આપેલ ) ] વિ. અગાઉથી આપેલ.

**અગ્રદંત** [ સં. અગ્ર ( આગલું ) + દંત ( દાંત ) ] પું. આગલો દાંત.

**અગ્રદંતી** [ સં. અગ્ર ( આગળ ) + દંતિન્ ( દાંતવાળું ) ] સ્ત્રી. આગળ દાંતવાળી એક જાતની ગરોળી.

**અગ્રદાની** ૧. પું. પ્રેતને ઉદ્દેશી અપાતું દાન લેનાર બ્રાહ્મણ; કાળટિયો બ્રાહ્મણ.

૨. ન. આસામમાં વસતી એ નામની એક બ્રાહ્મણ જ્ઞાતિનું માણસ. તે પ્રેતનું દાન લે છે.

૩. વિ. એ નામની એક બ્રાહ્મણ જ્ઞાતિનું.

**અગ્રદાનીય** [ સં. અગ્ર + દાનીય ( દાન દેવા જેવું ) ] વિ. પહેલાં દાન આપવા યોગ્ય.

**અગ્રદૂત** [ સં. અગ્ર + દૂત ( કાસદ ) ] પું. આગળથી સમાચાર લઈ જનાર પુરુષ.

અગ્નિ મોટામાં મોટા પુરોહિત છે, યજ્ઞનો ઋત્વિજ છે, અગ્રદૂત છે, પુષ્કળ દ્રવ્ય આપનાર છે. — હિંદુસ્તાનના દેવો

**અગ્રદૃષ્ટિ** [ સં. અગ્ર + દૃષ્ટિ ( નજર ) ] સ્ત્રી અગમચેતી.

**અગ્રદેય** [ સં. અગ્ર ( પહેલું ) + દેય ( દેવા યોગ્ય ) ] વિ. પહેલું આપવા જેવું.

**અગ્રદેયતા** ૧. [ સં. અગ્ર ( અગાઉ ) + દેય ( દેવા લાયક ) + તા ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. અગ્રાધિકાર.

૨. સ્ત્રી. પહેલાં આપવું ઘટે એવી સ્થિતિ.

**અગ્રદ્વાર** [ સં. અગ્ર ( આગલું ) + દ્વાર ( બારણું ) ] ન. આગલું બારણું.

**અગ્રદ્વીપ** [ સં. અગ્ર ( પહેલું ) + દ્વીપ ( બેટ ) ] પું. ગંગા નદી વચ્ચેનો એ નામનો એક બેટ. ગંગા નદીના બેટમાં તે સાંથી પહેલો પડેલો હતો.

**અગ્રધાન્ય** [ સં. અગ્ર ( પહેલું ) + ધાન્ય ( અનાજ ) ] ન. ચોમાસાનો પહેલો પાક; મકાઈ, ડાંગર, સામો વગેરે.

**અગ્રનખ** [ સં. અગ્ર + નખ ] પું. નખનો આગલો ભાગ.

**અગ્રનાયક** [ સં. અગ્ર ( મુખ્ય ). + નાયક ( આગેવાન ) ] પું. મુખ્ય આગેવાન.

**અગ્રનાસા** જુઓ અગ્રનાસિકા.

**અગ્રનાસિકા** [ સં. અગ્ર ( અણિ ) + નાસિકા ( નાક ) ] સ્ત્રી. નાકનું ટેરવું.

**અગ્રનિરૂપણ** [ સં. અગ્ર + નિરૂપણ ( અવલોકન ) ] ન. ભવિષ્યવાણી; આગાહી.

**અગ્રનેતા** જુઓ અગ્રનાયક.

**અગ્રપદ** ૧. [ સં. અગ્ર + પદ ( સંખ્યા ) ] ન. ( ગણિત ) આગળની સંખ્યા.

૨. ન. પૂર્વગમન; અગ્રગમન.

૩. [ સં. અગ્ર ( મુખ્ય ) + પદ ( સ્થાન ) ] ન. મુખ્ય સ્થાન.

**અગ્રપર્ણી** [ સં. અગ્ર ( આગળ ) + પર્ણ ( પાન ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. એ નામનું ઝાડ; કવચબીજ.

**અગ્રપશ્ચાદ** [ સં. અગ્ર ( આગળ ) + પશ્ચાત્ ( પાછળ ) ] અ. આગળપાછળ; ભૂતભવિષ્ય; પૂર્વાપર.

**અગ્રપાણિ** જુઓ અગ્રહસ્ત ૧, ૨, ૩.

**અગ્રપાદ** ૧. [ સં. અગ્ર ( આગળનો ભાગ ) + પાદ ( પગ ) ] પું. પગનો ફણો.

૨. પું. મૂર્તિ કે બાવલું ઊભું રાખવા તે નીચે કરાતું ચણતર.

**અગ્રપિંડ** [ સં. અગ્ર + પિંડ ( ખોરાક ) ] પું. ભિક્ષા આપવા માટે અગાઉથી કાઢી રાખેલો ખોરાકનો ભાગ.

**અગ્રપૂજા** [ સં. અગ્ર + પૂજા ] સ્ત્રી. પહેલું પૂજન.

**અગ્રપૃષ્ઠ** [ સં. અગ્ર ( આગલું ) + પૃષ્ઠ ( પાનું ) ] ન. આગલું પાનું; મુખપૃષ્ઠ.

**અગ્રફલ** [ સં. અગ્ર + ફલ ] ન. ફળ વાવવાથી ઊગતું ઝાડ.

**અગ્રબાહુ** [ સં. અગ્ર + બાહુ ( હાથ ) ] પું. કોણીથી કાંડા સુધીનો હાથ.

**અગ્રબીજ** ૧. ન. કલમ નાખવાથી ઊગતું ઝાડ.

૨. ન. ઝાડની કલમ.

૩. [ સં. અગ્ર + બીજ ( બી ) ] ન. બી નાખવાથી ઊગતું ઝાડ.

**અગ્રભાગ** ૧. [ સં. અગ્ર + ભાગ ] પું. અગ્રતાનો હક મળે એવો ભાગ; અગ્રહક્ક ભાગ.

૨. પું. આગલો ભાગ.

૩. પું. ( જ્યોતિષ ) ઊગતા અથવા આથમતા આકાશી પદાર્થના પૂર્વ કે પશ્ચિમબિંદુથી અંતરનો અંશ.

૪. પું. ટોચ; અણી.

૫. [ સં. અગ્ર ( શેષ ) + ભાગ ] પું. બાકીનો ભાગ; શેષ ભાગ.

૬. પું. મુખમુદ્રાવાળી બાજુ; ઉપલો ભાગ.

૭. પું. મુખ્ય ભાગ; શ્રેષ્ઠ ભાગ.

૮. પું. શ્રાદ્ધ વગેરેમાં પહેલેથી જુદો કાઢી આપેલ સામાન.

**અગ્રભાગી** ૧. [ સં. અગ્ર ( અણી ) + ભાગિન્ ( ભાગવાળું ) ] વિ. અણીવાળા ભાગનું.

> પેનસીલનું **અગ્રભાગી** તીણું બિંદુ કાગળ ઉપર આમથી તેમ ફેરવીએ તો તે એક લીટી બનાવે છે. — નાયક ભૂમિતિ

૨. [ સં. અગ્ર ( પહેલું ) + ભાગિન્ ( ભાગવાળું ) ] વિ. પહેલો ભાગ લેવાવાળું.

**અગ્રભાવ** ન. ( જ્યોતિષ ) કૃત્તિકા નક્ષત્રનું ગોત્ર.

**અગ્રભુક** જુઓ અગ્રભુજ.

**અગ્રભુજ** ૧. [ સં. અગ્ર + ભુજ્ ( ખાવું ) ] વિ. પહેલું ખાનાર.

૨. વિ. હદ ઉપરાંત ખાનાર; અકરાંતિયું.

**અગ્રભૂ** જુઓ અગ્રજ.

**અગ્રભૂમિ** ૧. સ્ત્રી. ( હિંદી ) ધરતી છત.

૨. [ સં. અગ્ર ( આગલું ) + ભૂમિ ( જમીન ) ] સ્ત્રી. ધરતી પરસાળ.

૩. [ સં. અગ્ર ( ઉપલું ) + ભૂમિ ( ભાગ ) ] સ્ત્રી. શિખર; ટોચ.

**અગ્રમણિ** [ સં. અગ્ર + મણિ ] પું. શિરોમણિ.

**અગ્રમહિષી** [ સં. અગ્ર ( મુખ્ય ) + મહિષી ( રાણી ) ] સ્ત્રી. પટરાણી.

**અગ્રમહેષી** જુઓ અગ્રમહિષી.

**અગ્રમાન** [ સં. અગ્ર ( શ્રેષ્ઠ ) + માન ] ન. શ્રેષ્ઠ માન.

> પ્રાચીન કાળમાં જુદા જુદા સ્વતંત્ર વિચારના ઋષિઓએ વિચારપૂર્વક ધર્મને **અગ્રમાન** આપ્યું. — આર્યોના તહેવારનો ઇતિહાસ

**અગ્રમાંસ** ૧. [ સં. અગ્ર ( વિશેષ ) + માંસ ] ન. એ નામનો કાળજાનો એક રોગ.

૨. [ સં. અગ્ર ( શ્રેષ્ઠ ) + માંસ ] ન. ખાવાના ઉપયોગમાં આવે એવું હૃદયનું માંસ, કેમકે તે બહુ સ્વાદિષ્ટ મનાય છે.

૩. ન. હૃદય.

**અગ્રમુખ** [ સં. અગ્ર + મુખ ( મોઢું ) ] ન. મોઢાનો આગલો ભાગ.

**અગ્રયજ્ઞ** ૧. પું. માગશર માસમાં થતો એ નામનો નવા અનાજનો એક યજ્ઞ.

૨. ન. અગ્નિ કર્યા વિના થતું એ નામનું એક શ્રાદ્ધ.

**અગ્રયાન** ૧. [ સં. અગ્ર + યા ( જવું ) ] ન. આગળ જવું તે.

૨. ન. આગળ વધતું લશ્કર.

૩. ન. લશ્કરનો આગલો ભાગ.

૪. વિ. મોખરે ચાલતું.

**અગ્રયાયી** ૧. પું. ક્ષત્રિય.

૨. પું. ( પુરાણ ) સોમવંશી ધૃતરાષ્ટ્રના ૧૦૦ દીકરામાંનો એ નામનો એક.

૩. [ સં. અગ્ર + યાયિન્ ( જનાર ) ] વિ. આગળ જનાર.

૪. વિ. શ્રેષ્ઠ.

**અગ્રયોધી** ૧. [ સં. અગ્ર ( મુખ્ય ) + યોધિન ( લડવૈયો ) ] પું. મુખ્ય યોદ્ધો.

૨. વિ. લશ્કરને મોખરે રહી લડનાર.

**અગ્રલેખ** [ સં. અગ્ર ( મુખ્ય ) + લેખ ] પું. વર્તમાનપત્ર માંહેનો મુખ્ય લેખ.

**અગ્રલોક** [ સં. અગ્ર ( શ્રેષ્ઠ ) + લોક ( સ્થાન ) ] પુ ( જૈન ) મુક્તસ્થાન; સિદ્ધક્ષેત્ર.

**અગ્રલોહિતા** [ સં. અગ્ર ( આગળનું ) + લોહિતા ( લાલ ) ] સ્ત્રી. એ નામની એક ભાજી. તેનો આગળનો ભાગ લાલ હોવાથી તે અગ્રલોહિતા કહેવાય છે.

**અગ્રવક્ત્ર** પું. ( વૈદક ) વાઢકાપમાં વપરાતું એ નામનું એક ઓજાર.

**અગ્રવન** ન. આગ્રા પાસે આવેલું એ નામનું વન.

**અગ્રવર્તિત્વ** [ સં. અગ્ર + વર્તિત્વ ( હોવાપણું ) ] ન. આગેવાની.

**અગ્રવર્તી** [ સં. અગ્ર ( આગળ ) + વર્તિન ( રહેનાર ) ] વિ. આગળ રહેનાર; મુખ્ય.

> માતામહ કરે રાજધાન,
> છે **અગ્રવર્તી** શ્રીભગવાન. — પ્રેમાનંદ

**અગ્રવાદી** ૧. પું. અગ્રેસર; મુખી.

૨. પું. પૂર્વપક્ષી; વાદમાં પહેલો બોલનાર.

૩. પું. ફરિયાદી.

૪. [ સં. અગ્ર + વાદિન્ ( બોલનાર ) ] વિ. બોલવાની શરૂઆત કરનાર.

**અગ્રવાલ** ૧. ન. વાણિયાની એ નામની એક પેટા જ્ઞાતિનું માણસ.

૨. વિ. વાણિયાની એ નામની એક પેટા જાતનું. હંસારથી દસ ગાઉ ઉપર અગ્રોહા નામનું ગામ હતું. ત્યાં સં. ૨૧૭ની લગભગમાં રાજા અગ્રના દીકરા અને શહેરના લોકોને શ્રીલોહાચાર્યે જૈન બનાવ્યા. ત્યારપછી તે ગામ ઉજ્જડ થઈ ગયું અને લોકો બીજે ગામ જઈ વેપાર કરવા લાગ્યા. અગ્રોહા ગામ ઉપરથી તેઓ અગ્રવાલ વાણિયા કહેવાયા.

**અગ્રશિર** [ સં. અગ્ર + શિરસ્ ( માથું ) ] ન. કપાળ.

**અગ્રશુદ્ધિ** [ સં. અગ્ર + શુદ્ધિ ( પવિત્રતા ) ] સ્ત્રી. પ્રથમ કરવાની શુદ્ધિ.

> આ જગતમાં જે પંડિતો છે તેઓ રૂપ વિચારનો નાશ એ જ આત્માના **અગ્રશુદ્ધિ** છે એમ કહે છે ખરા? — સુત્તનિપાત

**અગ્રશોચી** ૧. વિ. આગળથી વિચાર કરનાર; દૂરદર્શી.

> **અગ્રશોચી** સદા સુખી. — લોકોક્તિ

૨. [ સં. અગ્ર ( આગળથી ) + શોચિન્ ( શોક કરનાર ) ] વિ. પહેલેથી શોક કરનાર.

**અગ્રસર** ૧. [ સં. અગ્ર ( આગળ ) + સૃ ( જવું ) ] પું. આગેવાન; નાયક.

> ભૂંડા કર્મે થઇ **અગ્રસરો** કંઇ મિરો. — નર્મદ

૨. ન. (ગણિત) બે સંખ્યાનું ગુણોત્તર બતાવવામાં પહેલી સંખ્યા; 'ઍન્ટીસીડન્ટ'. જેમકે ૬ અને ૯નું ગુણોત્તર હું, તેમાં ૬ અગ્રસર કહેવાય છે.

ગુણોત્તરમાં **અગ્રસર** અને ઉપાગ્રસર મળીને એક યુગ્મ થાય છે. — કેળવણીનું શાસ્ત્ર

૩. વિ. આગળ ચાલનાર.

**અગ્રસંખ્યા** [સં. અગ્ર + સંખ્યા] સ્ત્રી. પહેલો નંબર; પ્રથમ સ્થાન.

**અગ્રસંધાની** ૧. [સં. અગ્ર (ફલભોગ પૂર્વે) + સંધાની (કાર્યની નોંધ)] સ્ત્રી. યમનો રોજમેળ, જેમાં માણસનાં સારાંનરસાં કર્મ નોંધાય છે.

૨. [સં. અગ્ર (આગળથી) + સંધા (જાણવું)] વિ. આગળથી જાણી લેનાર.

**અગ્રસંધ્યા** ૧. [સં. અગ્ર (પહેલાનું) + સં (સારી રીત) + ધ્યૈ (ધ્યાન કરવું)] સ્ત્રી. પ્રાતઃસંધ્યા; સવારનું સંધ્યોપાસન કર્મ.

૨. [સં. અગ્ર + સંધ્યા (સાંજ)] સ્ત્રી. સાંજ પહેલાંનો વખત; રોંઢું.

૩. [સં. અગ્ર (પહેલાંનું) + સંધ્યા (રાત્રિ અને દિવસ વચ્ચેની સંધિનો વખત)] સ્ત્રી. સૂર્ય ઊગ્યા પહેલાંનો વખત; પ્રભાત.

**અગ્રસંહાર** [બં.] પું. (કલા) જોયેલી મૂળ વસ્તુ ઉપરથી તેના જ જેવું દોરેલું નાનું ચિત્ર; પદાર્થના દેખાવ તથા પ્રમાણનો બરાબર ખ્યાલ આવે એવી રીતે સપાટી પર તેના દોરેલા ચિત્રના ભાગને પ્રમાણસર ટૂંકા કરવા તે.

**અગ્રસામાન્યબંધની** સ્ત્રી. કરોડનું હાડકું; મેરુદંડ.

**અગ્રસાર** [સં.] પું. વાંસડો; વાંસ.

**અગ્રસારા** ૧. [સં. અગ્ર (ઉપલો ભાગ) + સાર (સત્ત્વ)] સ્ત્રી. ફળ વિનાની શિખાવાળી માંજર. ફળ નહિ હોવાથી બધું સત્ત્વ ઉપરના ભાગમાં જ હોય છે.

૨. સ્ત્રી. (ગણિત) મોટી સંખ્યા ગણવાની ટૂંકી રીત.

**અગ્રસૂચના** ૧. [સં. અગ્ર (આગળ) + સૂચના (નજર)] સ્ત્રી. અગમચેતી.

૨. સ્ત્રી. અગાઉથી પડેલી ખબર; આગાહી.

**અગ્રસ્ત્રી** [સં. અગ્ર (પહેલું) + સ્ત્રી] સ્ત્રી. પહેલી વારની સ્ત્રી.

**અગ્રસ્થ** ૧. [સં. અગ્ર (આગળ) + સ્થા (ઊભવું)] વિ. આગળ ઊભેલું.

૨. વિ. ઉત્તમ; સૌથી ચડિયાતું.

૩. વિ. ભવિષ્યનું.

**અગ્રસ્થાન** [સં. અગ્ર (મુખ્ય) + સ્થાન (જગ્યા)] ન. મુખ્ય જગ્યા.

શિક્ષકના ધંધામાં વર્ગવ્યવસ્થા, અભ્યાસ અને અનુભવને **અગ્રસ્થાન** ઘટે છે. — શિક્ષક અને શિક્ષણ

**અગ્રસ્થિત** જુઓ અગ્રસ્થ.

**અગ્રસ્થેય** [સં. અગ્ર (આગળ) + સ્થેય (ઊભવા લાયક)] વિ. આગળ રહેવા લાયક.

**અગ્રહ** ૧. [સં. અ + ગ્રહ (લેવાની ક્રિયા)] પું. અસ્વીકાર.

૨. પું. નહિ પરણેલો પુરુષ.

૩. [સં. અ + ગ્રહ (પરિગ્રહ)] પું. (જૈન) પરિગ્રહનો અભાવ.

૪. પું. વાનપ્રસ્થ પુરુષ.

૫. [સં. અ + ગૃહ (ઘર)] વિ. ઘર વિનાનું.

૬. વિ. પરિગ્રહ નહિ કરનાર.

૭. વિ. સાથ વિનાનું.

**અગ્રહક્ક** [સં. અગ્ર (પ્રથમ) + અ. હક્ક] પું. પૂર્વાધિકાર; અગ્રતા.

**અગ્રહક્કભાગ** જુઓ અગ્રભાગ ૧.

**અગ્રહણ** ૧. [સં.] ન. (વેદાંત) અપ્રત્યક્ષ.

૨. [સં. અ + ગ્રહણ (સ્વીકાર)] ન. અસ્વીકાર.

૩. [સં. અ + ગ્રહણ (સમજણ)] ન. સમજણનો અભાવ; સમજી ન શકવું તે.

**અગ્રહણીય** [સં. અ + ગ્રહણીય (લેવા જેવું)] વિ. નહિ લેવા જેવું.

**અગ્રહર** ૧. વિ. પહેલાં આપવા લાયક.

૨. [સં. અગ્ર + હૃ (લઈ જવું)] વિ. પહેલાં લેનાર.

**અગ્રહસ્ત** ૧. [સં. અગ્ર + હસ્ત (હાથ)] પું. આંગળી.

૨. પું. કોણીથી કાંડા સુધીનો હાથ.

૩. પું. જમણો હાથ.

૪. [સં. અગ્ર (આગલો ભાગ) + હસ્ત (સૂંઢ)] પું. હાથીની સૂંઢનો આગલો ભાગ.

**અગ્રહાયણ** જુઓ અગ્રહાયન.

**અગ્રહાયણી** [સં.] સ્ત્રી. (જ્યોતિષ) મૃગશીર્ષ નક્ષત્ર.

**અગ્રહાયન** ૧. [સં. અગ્ર + હાયન (વર્ષ)] પું. માગશર મહિનો. જૂના વખતમાં વર્ષની શરૂઆત માગશર માસથી થતી હતી. તેથી જ શ્રીકૃષ્ણે ગીતામાં કહ્યું છે કે માસમાં હું માગશર માસ છું

૨. પું. (જ્યોતિષ) મૃગશીર્ષ નક્ષત્રનું એક જૂનું નામ.

અમારા દેશમાં મૃગનું **અગ્રહાયન** એવું એક પ્રાચીન નામ છે. — જ્યોતિર્વિલાસ

**અગ્રહાર** ૧. પું. ખેતરની ઊપજમાંથી બ્રાહ્મણ માટે જુદું રાખેલું અનાજ.

૨. પું. પૂજારીના ભરણપોષણ માટે રાજ્ય તરફથી દેવસ્થાનને અપાયેલ ગામ અથવા જમીન.

૩. [સં. અગ્ર (પહેલાં) + હાર (દેવાતો ભાગ)] પું. સૌથી પહેલાં આપવાનો હિસ્સો.

૪. [સં. અગ્ર (પહેલાં) + હૃ (લેવું)] વિ. સૌથી પહેલાં લેનાર.

**અગ્રહારક** જુઓ અગ્રહાર ૩.

**અગ્રહારધારક** [સં.] વિ. ઇનામદાર.

**અગ્રહારી** ૧. ન. સંયુક્ત પ્રાંતમાં તેમ જ જબલપુર જિલ્લા તથા રાજગઢ સંસ્થાનમાં રહેનારી એ નામની એક જ્ઞાતિનું માણસ.

૨. વિ. એ નામની એક જાતનું.

**અગ્રંથ** [સં. અ + ગ્રંથ (ધન)] વિ. (જૈન) પૈસા વિનાનું; ધન વગરનું.

**અગ્રંથિક** ૧. [સં. અ + ગ્રંથિ (બંધન) + ક (વાળું)] પું. સાધુ.

૨. વિ. આત્મજ્ઞ.

૩. [સં. અ + ગ્રંથિ (ગાંઠ) + ક (વાળું)] વિ. ગાંઠ વિનાનું.

૪. વિ. સંસારના બંધન વગરનું.

**અગ્રા** ૧. સ્ત્રી. (જ્યોતિષ) ઊગતા અથવા આથમતા આકાશી પદાર્થના પૂર્વબિંદુ કે પશ્ચિમબિંદુના અંશાત્મક અંતરની જ્યા; 'સાઇન ઑવ ઍમ્પ્લીટ્યુડ'.

વીસ અંશ ઉપર સાડાત્રેવીસ ક્રાંતિની **અગ્રા** સુમારે પચીસ અંશ હોય છે. — જ્યોતિર્વિલાસ

૨. સ્ત્રી. (જ્યોતિષ) વસંતસંપાત અને શરત્સંપાતમાં સૂર્ય હોય તે સિવાયના કોઈ દિવસે બપોરે શંકુની છાયા જેટલા આંગળની થાય તે છાયા. અગ્રા પલભાથી હંમેશાં ઓછી અથવા વધતી થાય છે.

જ્યોતિષ, ન્યાય, વ્યાકરણ આદિ શાસ્ત્રકારોએ નવીન વાર્તા કલ્પીને કુજ્યા, **અગ્રા**, ચરજ્યા, ઉન્મંડલ, સમવાય, વિભક્તિ, ઉપસર્ગ ઇત્યાદિ સેંકડો યોગરૂઢ નામો નવીન કલ્પ્યાં છે. — કાવ્યશાસ્ત્ર

**અગ્રાક્ષિ** ૧. [સં. અગ્ર (આગળનું) + અક્ષિ (આંખ)] પું. આંખનો ખૂણો.

૨. પું. કટાક્ષ.

**અગ્રાગ્રખંડ** [સં. અગ્રા + અગ્ર + ખંડ (ટુકડો)] પું. (જ્યોતિષ) આકાશી પદાર્થ ઉન્મંડળ ઉપર હોય ત્યારે પદાર્થના સ્થાનમાંથી ક્ષિતિજની સપાટી ઉપર દોરેલો લંબ અગ્રાના બે ટુકડા કરે છે, તેમાંથી પદાર્થના ઉદય અથવા અસ્ત તરફનો ટુકડો.

**અગ્રાજ** [સં. અ + ગ્રાહ્ય (લેવા લાયક)' વિ. નહિ લેવા જેવું; હરામ.

**અગ્રાણીક** જુઓ અગ્રાનીક.

**અગ્રાદ** જુઓ અગ્ર્યાશનિક.

**અગ્રાદિખંડ** [સં. અગ્રા + આદિ + ખંડ (ટુકડો)] પું. (જ્યોતિષ) અગ્રાનો એ નામનો એક ટુકડો. જુઓ અગ્રાગ્રખંડ.

**અગ્રાધિકાર** [સં. અગ્ર + અધિકાર (હક)] પું. પહેલો હક.

**અગ્રામાપક** ૧. [સં. અગ્રા + માપક (માપનાર)] ન. (જ્યોતિષ) આકાશી પદાર્થના અગ્રાંશ માપવાનું યંત્ર; 'આલ્માકેન્ટર'.
૨. ન. ધ્રુવ ઉત્તરદિશા અને હોકાયંત્ર' સોયની દિશા વચ્ચેનો તફાવત જાણવાનું યંત્ર

**અગ્રામાપકયંત્ર** જુઓ અગ્રામાપક.

**અગ્રામ્ય** ૧. [સં. અ (નહિ) + ગ્રામ્ય (પાળેલું)] વિ. જંગલી.
૨. [સં. અ (નહિ) + ગ્રામ્ય (ગામડાનું)] વિ. શહેરનું.
૩. [સં. અ (નહિ) + ગ્રામ્ય (અશ્લીલ)] વિ. સભ્યતાવાળું; અશ્લીલતા વગરનું.

**અગ્રાયણીય** ન. (જૈન) દ્રવ્ય, ગુણ અને પર્યાયનું પરિમાણ બતાવનાર ચૌદ પૂર્વશાસ્ત્રમાંનું બીજું પૂર્વશાસ્ત્ર.

**અગ્રાશન** ૧. [સં. અગ્ર + અશન (જમણ)] પું. જમતાં પહેલાં દેવ માટે જુદો કાઢેલ અન્નનો ભાગ.
૨. [સં. અગ્ર (પહેલાં) + અશન (ભોજન)] ન. સૌની પહેલાં જમવું તે.

**અગ્રાસન** [સં. અગ્ર + આસન (સ્થાન)] ન. અગ્રસ્થાન; પહેલી બેઠક.

**અગ્રાહ** [સં. અ + ગ્રાહ (મગરમચ્છ)] વિ. મગરમચ્છ વિનાનું.

**અગ્રાહક** ૧. વિ. અવિકારી; અસર ન થાય એવું.
૨. [સં. અ (નહિ) + ગ્રાહક (ગ્રહણ કરનાર)] વિ. નહિ લેનાર.

**અગ્રાહી** [સં. અ + ગ્રાહિન્ (લેનાર)] વિ. નહિ લેનાર; ગ્રહણ નહિ કરનારું.

**અગ્રાહ્ય** ૧. [સં. અ + ગ્રાહ્ય (લેવા જેવું)] વિ. નહિ લેવા જેવું.

> અગ્રાહ્યનું રાંધ્યું અન્ન કે તેનું પાણી લેવું ના.
> જગન્નાથપુરી વર્જી; ભજો કૃષ્ણપ્રસાદ હો.
>
> નાનાલાલ

૨. વિ. સમજી ન શકાય એવું.

**અગ્રાહ્યતા** [સં. અગ્રાહ્ય + તા (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. ન લેવાય એવી સ્થિતિ.

**અગ્રાંગ** ૧. [સં. અગ્ર (આગલું) + અંગ (ભાગ)] ન. આગલો ભાગ.
૨. [સં. અગ્ર (ઉપરનું) + અંગ (શરીર)] ન. માથાથી કેડ સુધીનો શરીરનો ભાગ.

**અગ્રાંગી** ન. એ નામનું એક પ્રાણી.

> અગ્રાંગી નામનું બીજું સૂક્ષ્મ પ્રાણી છે. તેનું શરીર ફાંસફાંસાવાળું હોય છે.
>
> ભુસ્તરવિદ્યા

**અગ્રાંશ** ૧. [સં. અગ્ર (આગલું) + અંશ (ભાગ)] પું. આગલો ભાગ.
૨. પું. (જ્યોતિષ) ઊગતા અથવા આથમતા આકાશી પદાર્થનું પૂર્વબિંદુ કે પશ્ચિમબિંદુથી અંશાત્મક અંતર; 'એમ્પ્લીટ્યુડ'.
૩. પું. ચંદ્રમાનો એક ભાગ જે પૃથ્વી પરથી હંમેશાં દેખાતો નથી. ક્યારેક ચંદ્રમાની અનિયમિત ગતિથી તેનો કંઈક અંશ દેખાય છે.

**અગ્રાંશુ** ૧. [સં. અગ્ર + અંશુ (કિરણ)] ન. પ્રતિબિંબ પડ્યા પછી તેજનાં કિરણ એકઠાં મળે તે બિંદુ; કેંદ્ર.
૨. [સં. અગ્ર (મુખ્ય) + અંશુ (કિરણ)] ન. મુખ્ય કિરણ.

**અગ્રિમ** ૧. [સં.] પું. (જ્યોતિષ) અઠ્યાસી ગ્રહમાંનો એ નામનો પંચાવનમો ગ્રહ. જુઓ ગ્રહ.
૨. પું. મોટો ભાઈ.
૩. વિ. આગળનું; શરૂઆતનું; પહેલું.
૪. વિ. ઉત્તમ; શ્રેષ્ઠ.

**અગ્રિમદેયધન** [સં. અગ્રિમ (અગાઉ) + દેય (દેવા લાયક) + ધન (નાણું)] ન. બાનું; સોદાના સાટા પેટે અગાઉથી અપાતું નાણું.

**અગ્રિમદેહ** [સં. અગ્રિમ + દેહ (શરીર)] પું. નવા જન્મમાં મળેલ શરીર.

**અગ્રિમધન** જુઓ અગ્રિમદેયધન.

**અગ્રિમભાગ** જુઓ અગ્રહણભાગ.

**અગ્રિમા** [સં.] સ્ત્રી. એ નામનું એક જાતનું ફળ.

**અગ્રિમાધિકાર** જુઓ અગ્રહક.

**અગ્રિય** જુઓ અગ્રિમ.

**અગ્રીય** જુઓ અગ્રિમ.

**અગ્રીરસ** પું. તુરાની રાજા અફ્રાસિયાબનો એ નામનો એક ભાઈ. શાહનામામાં જણાવ્યું છે કે જ્યારે અફ્રાસિયાબે ઇરાનના રાજા મિનોચેહેરને કેદ કર્યો ને તેના બૂરા હાલ કર્યા ત્યારે અગ્રીરસે તેના છુટકારા માટે પોતાના ભાઈને આજીજી કરી હતી અને તે હાલતમાંથી છૂટવામાં તે રાજાને મદદ કરી હતી. દુશ્મનને આ પ્રમાણે મદદ કરવા માટે અફ્રાસિયાબે તેને મારી નાખ્યાનું મનાય છે.

**અગ્રુ** ૧. [સં.] સ્ત્રી. આંગળી.
૨. સ્ત્રી. નદી.
૩. વિ. સ્ત્રી. નહિ પરણેલી; કુંવારી.

**અગ્રૂ** જુઓ અગ્રુ.

**અગ્રે** ૧. [સં.] અ. આગળ; મોખરે.

> અગ્રે અગ્રે વિપ્ર. — કહેવત

૨. અ. પરિણામે; અંતમાં.
૩. અ. પહેલાં; અગાઉ.
૪. અ. સમક્ષ; હાજરીમાં.

**અગ્રેગ** ૧. [સં. અગ્રે + ગ (જનાર)] પું. નાયક; મુખી; અગ્રેસર.
૨. વિ. આગળ જનાર.

**અગ્રેચર** [સં. અગ્રે (આગળ) + ચર્ (જવું)] વિ. આગળ ચાલનાર; મોખરે રહેનાર.

**અગ્રેચરી** ૧. [સં. અગ્ર + ચર્ (જવું)] વિ. સ્ત્રી. શ્રેષ્ઠ; ઉત્તમ; સૌથી ચડિયાતી.

> જય સુંદરી! રસ નિર્ઝરી!
> સત્વર તું હો અગ્રેચરી!
>
> લલિત

૨. વિ. સ્ત્રી. સૌથી આગળ ચાલનારી.

**અગ્રેદિધિષુ** [સં. અગ્રે (ઘરમાં) + દિધિષુ (બીજી વખત પરણેલી સ્ત્રીનો ધણી)] પું. પુનર્લગ્ન કરનાર બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય જાતિનો પુરુષ.

**અગ્રેદિધિષૂ** ૧. સ્ત્રી. મોટી બહેન કુંવારી હોવા છતાં પરણેલી નાની બહેન.
૨. જુઓ અગ્રેદિધિષુ.

**અગ્રેદિધિષૂપતિ** [સં. અગ્રેદિધિષૂ + પતિ (ધણી)] પું. મોટી બહેન કુંવારી હોય છતાં પરણેલી નાની બહેનનો ધણી.

**અગ્રેવણુ** જુઓ અગ્રેવન.

**અગ્રેવન** [સં. અગ્રે + વન (જંગલ)] ન. જંગલની સરહદ.

**અગ્રેશ** [સં. અગ્ર + ઈશ (ધણી)] પું. આગેવાન; નાયક; મુખી.

પાંડવ સભા **અગ્રેશ** હરિ,
પૂજ્યા રહ્યા સહુ જોઇ. — પ્રેમાનંદ

**અગ્રેસર** ૧. પું. આગેવાન; નાયક.

૨. [સં. અગ્રે (આગળ) + સૃ (જવું)] વિ. આગળ ચાલનાર; મોખરે રહેનાર.

**અગ્રેસરતા** [સં. અગ્રેસર + તા (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. મુખીપણું; આગેવાની.

તેમની **અગ્રેસરતા**, તેમની ઉત્કંઠા, તેમની ત્વરા, તેમનો ઉત્સાહ અને તેમનો અભિનિવેશ બહુ આદરણીય છે. — અમરુશતક

**અગ્રેસરિક** ૧. [સં. અગ્રે + સૃ (જવું)] પું. નાયક; મુખી.

૨. પું. નોકર; ચાકર.

**અગ્રેસરિતા** જુઓ અગ્રેસરતા.

**અગ્રેસરી** ૧. [સં. અગ્રે + સૃ (જવું)] પું. અગ્રેસર; નાયક.

૨. સ્ત્રી. આગેવાની.

૩. વિ. આગળ ચાલનાર; મોખરે રહેનાર.

**અગ્રોપહરણ** [સં. અગ્ર + ઉપહરણ (ભેટ)] ન. પહેલી આપેલી ભેટ.

**અગ્ર્ય** ૧. [સં.] પું. બધા વેદ જાણનાર બ્રાહ્મણ.

૨. પું. મોટો ભાઈ.

૩. ન. છાપરું.

૪. વિ. ઉત્તમ; શ્રેષ્ઠ.

૫. વિ. પહેલું; આગળનું.

**અગ્લાન** [સં. અ + ગ્લાન (થાકેલું)] વિ. નહિ થાકેલું; થાક વગરનું.

**અગ્લાનિ** ૧. [સં. અ (નહિ) + ગ્લાનિ (અણગમો)] સ્ત્રી. અણગમાનો અભાવ.

૨. [સં. અ (નહિ) + ગ્લાનિ (ખિન્નતા)] સ્ત્રી. ઉદાસીનતા વગરની સ્થિતિ.

૩. [સં. અ + ગ્લાનિ (દુર્બળતા)] સ્ત્રી. નબળું ન હોવું તે.

૪. [સં. અ + ગ્લાનિ (થાક)] સ્ત્રી. નહિ થાકેલ હોવાપણું.

**અઘ્** [સં.] ઉ. ક્રિ. (ધાતુ) પાપ કરવું. આ ધાતુ ઉપરથી અઘ = પાપ, વગેરે શબ્દો નીકળેલા છે.

**અઘ** ૧. પું. (પુરાણ) કંસનો એ નામનો એક સેનાપતિ. જુઓ અઘાસુર.

૨. પું. (જ્યોતિષ) સર્પ નક્ષત્રનો એ નામનો એક તારો.

૩. સ્ત્રી. તીવ્ર ઇચ્છા; લાલસા.

૪. ન. દુઃખ; આફત.

કદન વિધુર સંકટ તુદન, મદન વૃજન **અઘ** નામ;
દુઃખ દેમાં તું નાથને, હે પ્યારી સુખ ધામ. — પિંગળલઘુકોષ

૫. [સં. અઘ્ (પાપ કરવું)] ન. પાપ.

ગોમતી સ્નાનથી કોટિ **અઘ** નાસશે. — નરસિંહ

૬. ન. મેલ; મળ.

૭. ન. વ્યસન.

૮. વિ. દુષ્ટ; પાપી; નીચ.

મંદ શનીશ્વર મંદ ખલ મંદ અલ્પ **અઘ** મંદ;
મંદ મૂઢ નર જગતમાં જે ન ભજે નંદનંદ. — પિંગળલઘુકોષ

૯. વિ. વ્યસનકારી; દુઃખકર.

**અઘઓક** ૧. સ્ત્રી. કોગળિયું.

૨. [અઘવું + ઓકવું] સ્ત્રી. ઝાડાઊલટીના મળ.

૩. સ્ત્રી. ઝાડોઊલટી.

**અઘઓઘ** [સં. અઘ (પાપ) + ઓઘ (ઢગલો)] પું. પાપનો ઢગલો.

નાશ કર **અઘઓઘને**,
જ્યમ થાય નિર્મળ મન. — રત્નદાસ

**અઘકર્તા** જુઓ અઘકર્મી.

**અઘકર્મી** [સં. અઘ + કર્મિન્ (કરનાર)] વિ. નીચ કામ કરનાર; પાપી.

**અઘકૃત** જુઓ અઘકર્મી.

**અઘગર્ક** [સં. અઘ (પાપ) + અ. ગર્ક (ડૂબેલું)] વિ. પાપમાં ડૂબેલું.

શિક્ષા બીજી બિહામણી ભોગવશે **અઘગર્ક**. — નર્મદ

**અઘગ્રંથિ** [સં. અઘ (પાપ) + ગ્રંથિ (ગાંઠ)] સ્ત્રી. પાપરૂપી ગાંઠ.

**અઘઘ્ન** ૧. [સં. અઘ (અઘાસુર) + ઘ્ન (મારનાર)] પું. અઘાસુરને મારનાર શ્રીકૃષ્ણ.

૨. [સં. અઘ (પાપ) + ઘ્ન (નાશ કરનાર)] વિ. પાપનો નાશ કરનારું.

**અઘટ** ૧. વિ. અઘટિત; અણછાજતું.

૨. [સં. અ + ઘટ્ (બનવું)] વિ. બની ન શકે એવું; અશક્ય.

એ **અઘટ** વિચાર અધૂરો,
નવ કરવો મોહ મધુરો. — પ્રેમાનંદ

૩. વિ. મુશ્કેલીથી બને એવું; કઠણ.

૪. [સં. અ (નહિ) + ઘટ (શરીર)] વિ. શરીર વિનાનું; નિરાકાર.

**અઘટકત્વ** [સં.] ન. (વેદાંત) કોઈ પદાર્થના વિષયત્વમાં અવ્યાપક એવી જે વિષયતા તે-વાળા હોવાપણું. જેમકે ગર્દભત્વમાં ઘટનું અઘટકત્વ રહ્યું છે.

**અઘટઘટના** [સં. અઘટ + ઘટના (બનાવટ)] સ્ત્રી. ન બની શકે એવી બનાવટ.

**અઘટતું** [સં. અ + ઘટ્ (બનવું)] વિ. અયોગ્ય; અણછાજતું.

મહારાજ મોતે **અઘટતે** સ્વર્ગે સીધાવંતી કરી. — કેશવ હર્ષદ

**અઘટના** ૧. [સં. અ (અયોગ્ય) + ઘટના (બનાવ)] સ્ત્રી. અયોગ્ય બનાવ.

૨. [સં. અ + ઘટના (ગોઠવણ)] સ્ત્રી. ગેરવ્યવસ્થા.

૩. સ્ત્રી. ન બની શકે એવો બનાવ.

**અઘટનીય** જુઓ અઘટ ૧, ૨, ૩.

**અઘટમાન** ૧. [સં. અ + ઘટમાન (બનતું)] વિ. ન બની શકે એવું; અશક્ય.

૨. [સં. અ + ઘટમાન (બંધબેસતું)] વિ. નહિ બંધબેસતું; અનુપપન્ન.

**અઘટાવું** [અ + ઘટાવું] અ. ક્રિ. ઓછું થવું.

**અઘટિત** જુઓ અઘટતું.

**અઘટિતઘટના** જુઓ અઘટઘટના.

**અઘટિતઘટનાપટીયસી** [સં. અઘટિતઘટના + પટીયસી (ઘણી કુશળ)] વિ. સ્ત્રી. ન બની શકે એવું બનાવવામાં કુશળ. માયા ન બની શકે એવી બનાવટ કરવાને શક્તિવાળી હોવાથી શાંકર વેદાંતમાં માયાના સંબંધમાં આ શબ્દ વપરાય છે.

**અઘટિતત્વ** ન. અયોગ્યપણું.

**અઘડ** (અઘડ઼) ૧. પું. ઘોડા બાંધવાની જગ્યા; તબેલો.

૨. પું. ધરો; પાણીનો ઊંડો ખાડો.

૩. પું. હાથી બાંધવાની જગ્યા; હાથીખાનું.

૪. વિ. અણઘડ; કેળવણી વગરનું; મૂર્ખ.

ગુરુવચન પાળે સંત, **અઘડ** ઘણેરા કાઢે દંત. — અખો

૫. વિ બેડોળ; કદરૂપું.

૬. વિ. સુંદર.

પછે દખણ અંગથી મેલ ઉતારી **અઘડ** ઘડિયું રૂપ. — પ્રેમાનંદ

**અઘડઘડ્યું** (અઘડ઼ઘડ્યું) [અઘડ (બેડોળ) + ઘાટ (આકાર)] વિ. કદરૂપું; બેડોળ.

**અઘણુ** ૧. ન. ગુદા; મળદ્વાર.
૨. ન. ઝાડો.
૩. વિ. ચરકણું; બીકણુ.

**અઘણુખાડ** [ અઘણુ ( ઝાડો ) + ખાડ ( ખાડો ) ] સ્ત્રી. અઘવા જવાની નીચાણવાળી જમીન; ઝાડે ફરવાનો ખાડો.

**અઘણુખાણુ** જુઓ અઘણુખાડ.

**અઘણુશી** ૧. [ ગુ. અઘણુ + સં. શીલ ( ટેવ ) ] વિ. ચરકણું; બીકણુ.
૨. વિ. વારંવાર અઘવા જનાર; ઝાડાના દરદવાળું.

**અઘણુસી** જુઓ અઘણુશી.

**અઘણિયું** વિ. અઘઅઘ કરનારું; વારંવાર ઝાડે ફરનારું.

**અઘણો** પું. ( ગ્રામ્ય ) ગુદા

**અઘતાશ** પું. ( જરથોસ્તી ) અહેરમન અને અએષમનો એ નામનો જોડિયો.

**અઘદુઃખ** [ સં. અઘ ( પાપ ) + દુઃખ ] ન. પાપી કામથી આવી પડેલું દુઃખ.
પદ અક્ષરના બંધથી સહુ **અઘદુઃખ** વામે. — દયારામ

**અઘધર** [ સં. અઘ ( અઘાસુર ) + ધર ( પકડનાર ) ] પું. અઘાસુરને પકડનાર શ્રીકૃષ્ણ.
**અઘધર** અનઘધર અનંગધર. — દયારામ

**અઘન** ૧. [ સં. અ + ઘન ( નક્કર ) ] પું. પોલો ભાગ.
૨. પું. સ્થાપત્યનું એક માપ.
૩. [ સં. અ + ઘન ( ઘટ્ટ ) ] વિ. પાંખું; આછું; પાતળું.
૪. વિ. પોલું.
૫. [ સં. અ + ઘન ( વાદળું ) ] વિ. વાદળાં વગરનું; ખુલ્લું; ઉઘાડું

**અઘનમાન** ન. ( શિલ્પ ) અંદરના ભાગનું માપ.

**અઘનાશ** ૧. [ સં. અઘ ( પાપ ) + નાશ ] પું. ઈશ્વર.
૨. [ સં. અઘ ( એક અસુર ) + નાશ ] પું. શ્રીકૃષ્ણ, કેમકે તેમણે અઘાસુરનો નાશ કર્યો હતો.
અસુરાંતક **અઘનાશ** અવિગત મુરારિ
બાંધે ઊખળે બ્રહ્મને નંદનારી. — પ્રેમાનંદ
૩ પું. પાપનો નાશ.
૪. વિ. પાપનો નાશ કરનાર.

**અઘનાશક** જુઓ અઘનાશ ૧, ૨, ૪.

**અઘનાશન** જુઓ અઘનાશ.

**અઘભય** [ સં. અઘ ( પાપ ) + ભય ] પું. પાપની બીક.
**અઘભય** ન કોઈ' પીડ કંઇ. — નર્મદ

**અઘભાજન** [ સં. અઘ ( પાપ ) + ભાજન ( ઠેકાણું ) ] ન. પાપનું ઠેકાણું.
**અઘભાજન** ગનિકા અર્ધ. — દયારામ

**અઘમઘ** [ સં. અઘ ( પાપ ) + મઘ્ ( ચાલવું ) ] પું. પાપનો માર્ગ.
**અઘમઘના** ચાલણહાર રે,
એવા અસુર જન્મે અપાર રે. — નિષ્કુળાનંદ

**અઘમણિ** [ સં. અઘ ( પાપ ) + મણિ ] પું. સૌથી મોટું પાપ.
ભક્તદ્રોહ વિશ્વાસઘાત **અઘમણિ** તે નાગર. — દયારામ

**અઘમતિ** [ સં. અઘ ( પાપ ) + મતિ ( બુદ્ધિ ) ] વિ. પાપબુદ્ધિવાળું.
**અઘમતિ** અપરાધી તેહની ત્યાં વલે શી? — વૈરાગ્યબોધકાવ્ય

**અઘમય** [ સં. અઘ ( પાપ ) + મય ( વાળું ) ] વિ. પાપવાળું; પાપથી ભરેલું.

**અઘમર્ષ** [ સં. અઘ ( પાપ ) + મર્ષ ( ક્ષમા ) ] પું. પરમાત્મા, કેમકે તે પાપ માફ કરે છે.

**અઘમર્ષણ** ૧. [ સં. અઘ ( પાપ ) + મૃષ્ ( સહન કરવું ) ] પું. ઋગ્વેદનો એ નામનો એક મંત્ર. તેનો પાઠ બ્રાહ્મણ સંધ્યા વખતે પાપનો નાશ કરવા કરે છે. પાણીને આ મંત્રવડે અભિમંત્રિત કરી, સૂંઘી ડાબી બાજુએ ફેંકી દે છે.
૨. પું. ( પુરાણ ) એ નામનો એક ઋષિ.
૩. ન. એક નસકોરેથી પાણી લઈ બીજા નસકોરા વાટે કાઢવાની ક્રિયા; હઠયોગની નાક માટેની ક્રિયા; નેતી.
૪. ન. એ નામના એક ઋષિનું કુળ.
૫. ન. પાપ ધોવાની ક્રિયા; પાપના નિવારણ માટે મંત્રેલા પાણીનું સિંચન.
**અઘમર્ષણ** એમ સમજવવા માટે છે કે એક વખત સૂંઘેલું પાપ પણ પછીથી જો ખરેખર ફેંકી દેવામાં આવે તો તેની પ્રભુ પાસેથી ક્ષમા મળે છે. — આનંદશંકર ધ્રુવ
૬. ન. ( પુરાણ ) વિંધ્યાચળ પાસેનું એ નામનું એક તીર્થ. અહીં પ્રાચેતસ દક્ષે લાંબા વખત સુધી તપ કર્યું હતું.
૭. વિ. પાપનો નાશ કરનારું.

**અઘમાર** ૧. [ સં. અઘ ( એ નામનો એક દૈત્ય ) + માર ( મારનાર ) ] પું. શ્રીકૃષ્ણ, કારણકે તેમણે અઘ નામના અસુરને માર્યો હતો.
૨. [ સં. અઘ ( પાપ ) + માર ( મારનાર ) ] પું. દેવ; દેવતા, કેમકે તે પાપનો નાશ કરે છે.
૩. વિ. પાપનો નાશ કરનાર.

**અઘમોચન** ૧. પું. ઈશ્વર.
૨. પું. શ્રીકૃષ્ણ.
૩. [ સં. અઘ ( પાપ ) + મોચન ( છુટકારો ) ] વિ. પાપમાંથી છોડાવનાર.
સંવાદ એહ જાણ **અઘમોચન** મહાપવિત્ર પ્રમાણ. — નરહરિ

**અઘરણિયાત** વિ. સ્ત્રી. અઘરણીવાળી; પહેલી જ વાર સગર્ભા થયેલી.

**અઘરણી** ૧. [ પ્રા. અગ્ગહણિયા ] સ્ત્રી. પહેલવહેલો ગર્ભ રહેવો તે.
અઘરણી આવવી = પહેલી વાર સ્ત્રીએ સગર્ભા થવું.
૨. સ્ત્રી. પહેલા ગર્ભાધાનને કારણે સાતમે અથવા એકી મહિને કરવામાં આવતી એ નામની એક ક્રિયા; સીમંત; ખોળો ભરવાની ક્રિયા.
૧. અઘરણી કરવી = પહેલી વખતની સગર્ભા સ્થિતિ વખતે અમુક ક્રિયા તથા કંઈ પણ જમણ કરવું.
૨. બાપનું બારમું અને સ્ત્રીની અઘરણી ફરી ફરીને આવતાં નથી = જિંદગીમાં એક જ વખત માણસને પોતાના બાપના મરણની ક્રિયા અને પોતાની સ્ત્રીની અઘરણી કરવી પડે છે. એક વખત ગયેલો પ્રસંગ ફરી આવતો નથી, એમ બતાવવા આ કહેવત વપરાય છે.

**અઘરાણું** ૧. વિ. ( ગ્રામ્ય ) ગંદું.
૨. વિ. લુચ્ચું.

**અઘરાળો** ૧. પું. ખરેટો; ડાઘો.
૨. પું. ગંદી જગ્યા.
૩. પું. મોટા ચમચો.

**અઘરું** ૧. ન. મુશ્કેલીનો વખત.
સગું તો સરજનહાર, બીજા તુ લોક છે;
એ **અઘરે** આવે કામ, બીજા તુ ફોક છે. — રાજેચુસરાઇંદ
૨. [ સં. અ ( નહિ ) + ગ્રાહ્ય ( લેવા લાયક ); પ્રા. અગ્ગહઅ, અગ્ગહઉ ] વિ. કઠણ; મુશ્કેલ.
સાચું કહેતી રે અમને,
**અઘરા** સમ સામળિયા તમને. — દયારામ
૧. અઘરા સમ ખાવા = ન બની શકે તેવું કરવાનું પણ લેવું.
૨. અઘરું પડવું = કઠણ લાગવું.

**અઘરેણિયાત** [ અ + ઘરેણિયાત ] વિ. ઘરેણે નહિ મૂકેલું; પોતાની માલિકીનું.

**અઘરોળ** પું. મૂંઝારો.

**અઘર્મ** ૧. [સં. અ ( વિશેષ બતાવનાર પૂર્વગ ) + ઘર્મ ( તાપ ) ] પું. ઠંડક; ટાઢક.
૨. [સં. અ ( થોડું ) + ઘર્મ ( તાપ ) ] વિ. ઓછી ગરમીવાળું.
૩. વિ. ઠંડું; ટાઢું.

**અઘર્મધામ** ૧. [સં. અઘર્મ ( ઠંડું ) + ધામન્ ( પ્રકાશ )] પું. ચંદ્ર.
૨. ન. કપૂર.

**અઘર્મવાહી** [સં. અ ( નહિ ) + ઘર્મ ( તાપ ) + વાહિન્ ( લઈ જનાર )] વિ. (વિજ્ઞાન) ગરમી પસાર ન થવા દેનાર.

**અઘર્માંશુ** [સં. અઘર્મ ( ઠંડું ) + અંશુ ( કિરણ )] પું. ચંદ્ર, કેમકે તેનાં કિરણ ઠંડાં છે.

**અઘર્ષણી** ૧. વિ. ન દબાવી કે ડરાવી શકાય એવું; નિર્ભય.
૨. [સં. અ ( નહિ ) + ધર્ષણ ( પરાજય ) + ઇન્ ( વાળું ) ] વિ. ન હરાવી શકાય એવું; પ્રચંડ; પ્રબળ.

**અઘલ** [ સં. અઘ ( પાપ ) + લા ( લઈ જવું ) ] વિ. પાપનો નાશ કરનારૂં.

**અઘલું** વિ. (કચ્છી) ગંદું; મેલું.

**અઘવવું** ૧. સ. ક્રિ. અઘે એમ કરવું.
૨. સ. ક્રિ. જોરજુલમથી વસ્તુ કઢાવવી.
૩. સ. ક્રિ. હેરાન કરવું.

**અઘવા** વિ. (કાવ્ય) સઘળું; તમામ; બધું.

**અઘવાટ** ૧. [ગ્રા. અઘ ( મળ ) + સં. વાટ ( રસ્તો )] સ્ત્રી. ગુદા; મળદ્વાર.
૨. [સં. અઘ ( પાપ ) + વાટ ( માર્ગ )] સ્ત્રી. પાપનો માર્ગ.

મહા પ્રભુ કહે "મહાદેવે દીધાં,"
રમા કહે "શા માટે ?
એવાં કરવાં શિવને ન ઘટે,
છવ જાય અઘવાટે. દયારામ

**અઘવાડ** ( અઘવાડ઼ ) ૧. સ્ત્રી. ગંદકી; ગંદવાડ.
૨. સ્ત્રી. ગંદી જગ્યા.

**અઘવાડો** જુઓ અઘવાડ.

**અઘવાન** [ સં. અઘ ( પાપ ) + વત ( વાળું ) ] વિ. પાપવાળું; પાપી.

તું તો હતો પણ રૂડો સખે,
એ અઘવાન તે અઘ અવતર્યો રે.
દયારામ

**અઘવિમોચક** ૧. [ સં. અઘ ( પાપ ) + વિમોચક ( છોડનાર ) ] પું. વિષ્ણુ, કેમકે તે પાપમાંથી મુક્ત કરે છે.
૨. વિ. પાપમાંથી છોડાવનાર.

**અઘવિષ** [સં. અઘ (નુકસાનકારી) + વિષ ( ઝેર ) ] પું. સાપ.

**અઘવું** અ. ક્રિ. ઝાડે જવું; ઝાડે ફરવું; મળત્યાગ કરવો.

ખાતાં વાર, અઘતાં વાર. તેના કામમાં શી બલીવાર ? કહેવત

૧. અઘી જવું-દેવું-પડવું = (૧) ઝાડે ફરી જવું; ઇચ્છા વગર કે બીકમાં ઝાડો થવો. (૨) બીવું; થરથરી જવું. (૩) ભયથી વાત કરી દેવી.
૨. અઘીને ઉસેડવું = (૧) ખરાબ કરેલું અથવા બોલેલું પાછું ખેંચી લેવું. (૨) પહેલાં દોષ કરી પછી તેનું નિવારણ કરવું

**અઘશંસી** ૧. [સં. અઘ ( દુઃખ ) + શંસિન્ ( ઇચ્છનાર ) ] વિ. દુઃખ ઇચ્છનાર.
૨. [ સં. અઘ ( દુઃખ ) + શંસિન્ ( કહેનાર ) ] વિ. દુઃખસૂચક.
૩. વિ. પાપનો પ્રકાશ કરનાર.

**અઘહન** ૧. [ સં. અઘ ( પાપ ) + હન્ ( હણવું ) ] પું. ઈશ્વર, કેમકે તે પાપનો નાશ કરે છે.
૨. [ સં. અગ્ર ( પહેલું ) + હાયન ( વર્ષ ) ] પું. માગશર મહિનો; વર્ષનો પહેલો મહિનો. જૂના વખતમાં વર્ષની શરૂઆત આ માસથી થતી હતી.

હેમંત ઋતુનો માસ અઘહન, પ્રથમ જે કહેવાય
ગિરધર

૩. વિ. પાપનો નાશ કરનાર.

**અઘહર** જુઓ અઘહન ૧, ૩.

**અઘહરણ** ૧. [ સં. અઘ (પાપ ) + હરણ ( લઈ લેવું તે ) ] ન. પાપ દૂર કરવાની ક્રિયા.
૨. વિ. પાપ હરનાર.

કૃપા જેની અતિ અઘહરણ, કરણ વિવેક અનુપ.
તુલસી સતસઇ

**અઘહર્તા** જુઓ અઘહર.

**અઘહર્તા** જુઓ અઘહર.

**અઘહાર** ૧. [ સં. અઘ ( દુઃખ ) + હાર ( સાથે લેનાર ) ] પું. લૂંટારો, કેમકે તે જ્યાં જાય ત્યાં દુઃખ લાવે છે.
૨. [ સં. અઘ ( પાપ ) + હૃ ( હરવું ) ] વિ. પાપ હરનાર.

**અઘહારક** [ સં. અઘ ( પાપ ) + હારક ( હરનાર ) ] વિ. પાપનો નાશ કરનાર.

**અઘહારી** જુઓ અઘનાશક.

**અઘા** ૧. [ સં. અઘ ( પાપ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. પાપની દેવી.
૨. સ્ત્રી. ( જ્યોતિષ ) મઘા નક્ષત્ર.

**અઘાતી** [ સં. અ ( નહિ ) + ઘાતિન્ ( નાશ કરનાર ) ] વિ. (જૈન) આત્માના જ્ઞાનાદિ ગુણનો નાશ ન કરનાર.

**અઘાટ** ૧. પું. ઇનામ કે દાનમાં અપાયેલ જમીન.
૨. પું. ઓવારો; ઘાટ.
૩. પું. શિલાલેખ. દાનમાં અથવા બક્ષિસરૂપે અપાયેલી જમીનનો એક પથ્થર ઉપર લેખ કરી તેના તમામ હક સૂર્ય અને ચંદ્ર પ્રકાશે ત્યાંસુધી ભોગવે એવું બતાવવા તેની ઉપર સૂર્યચંદ્ર પાડી તેને જમીનમાં ઘાલવામાં આવે છે. તે જમીન રાજ્ય બદલાય તોપણ વંશપરંપરા ભોગવવા દેવામાં આવે છે.
૪. વિ. કુલ હક સાથેનું.
૫. [ સં. અ + ઘાટ (છેડો) ] વિ. હદ વગરનું; અપાર.
૬. અ. કુલ હક સાથે; કોઈ વસ્તુનું વેચાણ કરતાં ધણીપણાના તમામ હક આપી દેવામાં આવ્યા છે એમ જણાવવા ખતપત્તરમાં વપરાતો શબ્દ.

**અઘાટનદાવા** [ ગ્રા. અઘાટ ( કુલ હક સાથે ) + ન + ફા. દાવા ( હક ) ] અ. જેની સામે કશો દાવો ન ચાલે એવા કુલ હક સાથે.

**અઘાટિયું** ૧. ન. ઇનામ કે દાનમાં અપાયેલ જમીન.
૨. ન. કુલ હક સાથે બીજાને વેચાણ આપેલ ખેતર.
૩. વિ. ઇનામ કે દાનમાં અપાયેલું.
૪. વિ. ધણીપણાના તમામ હક સાથે અપાયેલું.
૫. વિ. નિમકહરામ.
૬. વિ. ફોસલાવી પટાવી તમામ હક લઈ લેવાની ઇચ્છાવાળું.

**અઘાડવું** જુઓ અઘાવવું.

**અઘાડી** ( અઘાડ઼ી ) સ્ત્રી. અઘેડા જેવાં પાનવાળી, તૂરી, તીખી, ગરમ, કડવી અને ભૂખ આપનાર એ નામની એક વનસ્પતિ; બોડી અઘાડી; પોપટી ઝાંખ; ઝાકજંઘા. તે કફ, વાયુ, પેટનાં ઝીવડાં, બહેરાપણું, તાવ, અપચો, ગળ અને ઝેરનો નાશ કરનાર મનાય છે.

**અઘાડીબોડી** જુઓ અઘાડી.

**અઘાડો** જુઓ અઘેડો.

**અઘાણુ** ૧. ન. અઘવાનું મન.
૨. ન. ઝાડો; મળ; નરક.

૩. [સં. અ + ઘ્રાયુ (વાસ)] વિ. ત્રાસ વગરનું.

**અઘાણું** વિ. અઘવાની હાજતવાળું; અઘવાનું મન થયું હોય એવું.

અઘાણ્યો ઉકરડો દેખે=કમળો હોય તે પીળું દેખે; બિલાડીને ઉંદરનાં જ સ્વપ્નાં આવે.

**અઘાત** ૧. [સં. આઘાત] પું. માર; ફટકો.

૨. [સં. અ (નહિ) + ઘાત (નાશ)] પું. વધ નહિ કરવો તે.

૩. વિ. ઘણું; પુષ્કળ; અપાર.

કોપ્યો સુત પર અસુર અઘાતજી.
કાળિદાસ

૪. [સં. અગાધ] વિ. ઘણું ઊંડું.

જેમણે રામાયણ શતકોટી કીધી
અદ્ભુત અર્થ અઘાત. ગિરધર

૫. વિ. નહિ મારેલું.

૬. વિ. મુશ્કેલ; અઘરું; ગહન.

છાંછળમાં છળની નહિ વાત,
એ તો રમવી વાત અઘાત. અખો

૭. અ. પહેલાં; અગાઉ; પ્રથમ.

**અઘાતિ** [સં. અઘાતિન્; પ્રા. અઘાઇ] વિ. આત્માના જ્ઞાનાદિ ગુણોનો ઘાત ન કરનાર.

**અઘાતિકર્મ** ૧. [સં. અઘાતિકર્મન્] ન. (જૈન) આત્માના ગુણને સ્વતઃ એટલે પોતાની મેળે ઘાત ન કરે એવાં વેદનીય વગેરે કર્મ; મોક્ષમાર્ગ અથવા તેના સાધનરૂપ તત્ત્વજ્ઞાનમાં વિઘ્ન ન કરે એવું કર્મ. એ કર્મ ચાર પ્રકારનું છેઃ વેદનીય, નામિક, ગોત્રિક અને આયુષ્ક.

૨. ન. (જૈન) સંવર એટલે કે આવતાં કર્મનો અટકાવ.

અઘાતિકર્મ અથવા સંવરનો અભ્યાસ કર્યા પછી અને શેષ કર્માશયોનો નિર્જરા વડે ક્ષય થયા પછી જીવને જે સ્વભાવસિદ્ધ સુખ પ્રકટ થાય તેને મોક્ષ કહે છે. અણુભાષ્ય

**અઘાતુક** [સં. અ (નહિ) + ઘાતુક (હિંસા કરનાર)] વિ. હાનિ નહિ કરનારું.

**અઘાત્ય** ૧. વિ. ઘા ન લાગે એવું; કઠણ શરીરવાળું.

૨. [સં. અ + ઘાત્ય (મારી શકાય એવું)] વિ. મારી ન નખાય એવું.

**અઘાદ** જુઓ અઘાત ૩, ૬, ૭.

**અઘામણ** ૧. સ્ત્રી. દુઃખ; પીડા.

૨. સ્ત્રી. પિચોટી એટલે ડૂંટી નીચેની રગોની ગાંઠ ખસી જવાની સ્થિતિ, કેમકે તેમ થવાથી ઝાડા થાય છે.

૩. સ્ત્રી. ભય, ત્રાસ અથવા સખત મહેનતને લીધે થયેલી ખરાબ સ્થિતિ.

૪. સ્ત્રી. વારંવાર ઝાડા થાય એવો રોગ; અતિસાર.

અઘામણ કરતાં પદામણ ભારે = કામ કરતાં એની તૈયારીની વધુ મહેનત; પૈસાની ઢીંગલી ને હણુ મૂંઢામણ; સોના કરતાં ઘડામણ મોંઘું.

૫. ન. અઘવાનું મન.

**અઘામું** ૧. વિ. અઘરું; મુશ્કેલ.

૨. વિ. ભયંકર; બિહામણું.

**અઘાયુ** [સં. અઘ (પાપ) + આયુષ્ (જિંદગી)] વિ. જિંદગી સુધી પાપ કરવાવાળું.

**અઘાર** સ્ત્રી. હગાર; પંખી અને જીવડાંનો મળ; ચરક.

**અઘારતિ** [સં. અઘ (પાપ) + આર્તિ (દુઃખ)] ન. બ. વ. પાપ અને દુઃખ.

સહજ અઘારતિ સબ ટરે. દયારામ

**અઘારિ** ૧. [સં. અઘ (અઘાસુર) + અરિ (દુશ્મન)] પું. (પુરાણ) શ્રીકૃષ્ણ, કેમકે તેણે અઘાસુરનો નાશ કર્યો હતો.

૨. [સં. અઘ (પાપ) + અરિ (દુશ્મન)] વિ. પાપમાંથી બચાવનાર; પાપ દૂર કરનાર.

**અઘારિયા** ન. બ. વ. રાયગઢ, સારંગપુર તથા છોટાનાગપુર જિલ્લામાં રહેતા એક જાતના લોકો. તેઓ આગ્રા પાસે રહેનારા રજપૂતોના વંશજો હોવાનું મનાય છે.

**અઘારો** ૧. [સં. અઘ (મળ) + આકર (સમૂહ)] પું. ગંદકીની જગા.

૨. પું. ગંદવાડ.

**અઘાવવું** ૧. સ. ક્રિ. અઘે એમ કરવું.

૨. સ. ક્રિ. જોરજુલમથી કઢાવવું.

૩. સ. ક્રિ. દુઃખ દેવું; સતાવવું.

**અઘાવું** ૧. અ. ક્રિ. ઝાડો થવો.

૨. અ. ક્રિ. પાણું કઢાવું; ઓકાવું.

૩. [હિં. અઘાના (ધરાઈ)] અ. ક્રિ. સંતોષ પામવો.

વ્રજસુંદરી મુખ સુખ પામીને વારંવાર અઘાયે.
ગોપાળદાસ

**અઘાસવું** અ. ક્રિ. પસ્તાવું.

**અઘાસુર** [સં. અઘ (એક દૈત્યનું નામ) + અસુર (દૈત્ય)] પું. (પુરાણ) એ નામનો એક દૈત્ય; કંસનો સેનાધિપતિ. એ બકાસુર અને પૂતના રાક્ષસીનો ભાઈ હતો. એને કંસે ગોકુળમાં શ્રીકૃષ્ણ અને બળરામનો નાશ કરવા મોકલ્યો ત્યારે એણે ત્યાં જઈને ચાર યોજન લાંબા સર્પનું રૂપ ધારણ કર્યું, અને શ્રીકૃષ્ણ તથા બીજા ગોપ ગાયો ચરાવતા હતા તે રસ્તામાં પડ્યો. એણે પોતાનું મોં એવું પહોળું કર્યું કે ગોપોને લાગ્યું કે આ કોઈ ગુફા છે. આથી પોતાની ગાયો સહિત બધા ગોપ એમાં પેઠા. તેઓની રક્ષા કરવા શ્રીકૃષ્ણ પણ અંદર ગયા અને પોતાનું શરીર એટલું મોટું કર્યું કે જેથી તે અસુર મરણ પામ્યો.

**અઘાહ** ૧. [સં. અઘ (દુઃખ) + અહન્ (દિવસ)] પું. દુઃખથી ભરેલ દિવસ.

૨. પું. સૂતક વગેરેથી અપવિત્ર થયેલ દિવસ.

**અઘાળું** [અઘવું + આળું (વાળું)] વિ. અઘવાનું થયું હોય એવું; દિશાએ જવાના મનવાળું.

**અઘી** [સં. અઘ (પાપ) + ઇન્ (વાળું)] વિ. પાપી; ખરાબ કામ કરનાર.

**અઘુરી** વિ. (કચ્છી) એદી; આળસુ.

**અઘૃણ** ૧. [સં. અ + ઘૃણા (દયા)] વિ. ઘાતકી; દયા વગરનું.

૨. [સં. અ (નહિ) + ઘૃણા (તિરસ્કાર)] વિ. તિરસ્કાર વિનાનું.

**અઘૃણા** ૧. [સં. અ (નહિ) + ઘૃણા (તિરસ્કાર)] સ્ત્રી. તિરસ્કારનો અભાવ.

૨. [સં. અ + ઘૃણા (દયા)] સ્ત્રી. નિર્દયતા; ઘાતકીપણું.

**અઘૃત** ૧. [સં. અ (નહિ) + ઘૃત (ઘી)] વિ. ઘી વિનાનું; લૂખું.

૨. [સં. અ + ઘૃત (છાંટેલું)] વિ. નહિ છાંટેલું.

**અઘેટી** સ્ત્રી. ગરમાગરમ તાજા ગોળમાં આથેલું આદુ.

**અઘેડી** (અઘેડી) સ્ત્રી. એ નામની એક વનસ્પતિ; કાકજંઘા; કાકા; કાકતિક્તા; નદીકાંતા; સુલોમશા; પારાવતપદી; દાસી.

**અઘેડો** (અઘેડા) પું. ચોમાસામાં આપોઆપ થતો ૪ થી ૬ ફૂટ ઊંચાઈનો એ નામનો એક અડબાઉ છોડ. આ છોડ તથા તેનાં બીજ દવાના કામમાં આવે છે. તેનાં ફૂલની મંજરી બરડ હોવાથી તેને 'ખર મંજરી', અને બીજ ઉપર ફાંસ નીચે વળેલી હોવાથી તેને 'અધઃશલ્યા' કહે છે. એનાં પાંદડાંમાં ક્ષાર વિશેષ હોવાથી એને 'ક્ષારમધ્યા' પણ કહે છે. તેની સફેદ, લાલ અને પાણી (ભેજવાળી જગ્યામાં થનારો) એવી ત્રણ જાતમાં ધોળો અઘેડો ગુણમાં શ્રેષ્ઠ ગણાય છે. એમાંથી કાઢેલો ક્ષાર ઉધરસમાં, પેટ અથવા માથાના દુખાવામાં

તથા પ્રસવ થવામાં ઢીલ થતી હોય તો પ્રસવ કરાવવામાં ફાયદો કરે છે. યજ્ઞમાં હોમવાનાં ઔષધમાંનું તે એક ઔષધ મનાય છે.

અઘેરા ૧. ન. એ નામની કડવા કણબીની એક અટકનું માણસ.

૨. વિ. કડવા કણબીની એ નામની એક અટકવાળું.

અઘેરું વિ. અઘરું; મુશ્કેલ.

ઠેબા કહી વાદ્દ ઈંદ્ર ફરી
એકાદશે એહ કથા અઘેરી. — રત્નેશ્વર

અઘોક જુઓ અઘઓક.

અઘોચર ૧. [સં. અગોચર] ન. વપરાશ વિનાની કચરાકૂચાથી ભરપૂર જગ્યા; અવાવરૂ સ્થળ.

૨. [સં. અ + ગોચર (ઇંદ્રિયગમ્ય)] વિ. અજાણ્યું.

અઘોડો (અઘોડ઼ો) પું. મોટા ગામડાના બે જુદા જુદા કટકામાંનો એક કટકો.

અઘોર ૧. પું. એ નામનો એક પંથ. તે માર્ગનાં માણસ દારૂ, માણસનું માંસ અને મળમૂત્ર પણ ખાય છે. કીનારામ નામનો એક માણસ એ પંથમાં પ્રસિદ્ધ થઈ ગયેલ હોવાથી તેને કીનારામી પંથ પણ કહે છે.

૨. પું. રુદ્રદેવનું એ નામનું એક રૂપ.

૩. પું. શંકર અને પાર્વતીનો સેવક.

૪. સ્ત્રી. શ્વાસ ઉપડ્યો હોય એવા મરનારને આવેલું બેભાનપણું.

૫. ન. સત્તાવીસ નરકમાંનું એ નામનું એક.

અંતે નર અઘોરે પડે. — અખો

૬. વિ. દુષ્ટ; ઘાતકી; નીચ.

૭. વિ. દઢ; મજબૂત.

૮. [સં. અ (અતિ) + ઘોર (ભયંકર)] વિ. બિહામણું; ભયંકર.

૯. [સં. અ (નહિ) + ઘોર (ભયંકર)] વિ. બિહામણું નહિ એવું; સુંદર દેખાવનું; સોહામણું.

૧૦. વિ. બેશુદ્ધ; બેભાન.

અઘોર રહેવું-પડવું = મરણ પહેલાં બેભાન સ્થિતિમાં આવી પડવું.

અઘોરકર્મ [સં. અઘોર (ઘાતકી) + કર્મન્ (કામ)] ન. ઘાતકી કામ.

અઘોરકૃત્ય જુઓ અઘોરકર્મ.

અઘોરનાથ ૧. પું. એ નામનો એક યોગી.

૧. [સં. અઘોર + નાથ (ધણી)] પું. શિવ; ભૂતનાથ.

અઘોરનિદ્રા [સં. અઘોર (દઢ) + નિદ્રા] સ્ત્રી ગાઢ ઊંઘ.

અઘોરપંથ [સં. અઘોર + પંથ (સંપ્રદાય)] પું. મેલી સાધના કરનાર બાવાનો એ નામનો એક સંપ્રદાય. આ પંથના બાવા ડાબા હાથમાં મળમૂત્રથી ભરેલી માણસના માથાની ખોપરી અને જમણા હાથમાં સગડી રાખી, નાગા ફરી બધું ખાય છે.

અઘોરપંથી ૧. [સં. અઘોર + પંથિન્ (પંથનું માણસ)] ન. અઘોરપંથનું માણસ.

૨. વિ. અઘોરપંથ સંબંધી.

અઘોરપાતકી [સં. અઘોર (ભયંકર) + પાતકિન્ (પાપી)] વિ. ભયંકર પાપ કરનાર.

અઘોરપ્રમાણ [સં. અઘોર (ભયંકર) + પ્રમાણ (સાબિતી)] ન. ભયંકર સોગન; આકરું દિવ્ય.

અઘોરમંત્ર ૧. [સં. અઘોર + મંત્ર] પું. અઘોરપંથનો દીક્ષામંત્ર.

૨. પું. એ નામનો ભસ્મ લગાવવાનો એક મંત્ર.

૩. પું. મેલી સાધનામાં માણસ મારવા વપરાતો મંત્ર.

અઘોરમાર્ગ જુઓ અઘોરપંથ.

અઘોરમાર્ગી જુઓ અઘોરપંથી.

અઘોરરૂપ [સં. અઘોર (બિહામણું) + રૂપ] પું. શિવ, કેમકે તેનું રુદ્ર સ્વરૂપ ભયંકર મનાય છે.

અઘોરવન [સં. અઘોર (ભયંકર) + વન] ન. ભયંકર જંગલ; ગાઢ જંગલ.

અઘોરવાયુ [સં. અઘોર (મજબૂત) + વાયુ (પવન)] પું. ઝડપથી વાતો પવન.

અઘોરવિદ્યા [સં. અઘોર + વિદ્યા] સ્ત્રી. મેલી વિદ્યા; અઘોરપંથીના મંત્ર.

અઘોરસાધુ પું. અઘોરી બાવાની એ નામની એક જાત.

અઘોરા [સં.] સ્ત્રી. ભાદરવા વદ ચૌદશ.

અઘોરી ૧. પું. અઘોરમંત્ર સાધનાર બાવો; અઘોરપંથનો અનુયાયી.

૨. પું. અઘોરી બાવાનો એ નામનો એક પંથ.

૩. ન. ઘાતકી કર્મ કરનાર માણસ.

૪. ન. પર્વતની ખો વગેરે ઉજ્જડ અને બિહામણી જગ્યાએ રહેનાર માણસ.

૫. ન. મળમૂત્ર તથા માણસનું માંસ ખાનાર માણસ.

૬. વિ. આળસુ; ઊંઘણશી.

૭. વિ. કંટાળા ભરેલું.

૮. વિ. ગંદું; મેલું.

૯. વિ. બિહામણું; ભયંકર.

અઘોરીવેડા (અઘોરીવેડ઼ા) પું. બ. વ. અઘોરી જેવી વર્તણૂક.

અઘોષ ૧. પું. (વ્યાકરણ) બોલવામાં રણકા જેવો અવાજ થતો ન હોય એવો અક્ષર; કઠોરવર્ણ. ક, ખ, ચ, છ, ટ, ઠ, ત, થ, પ, ફ, શ, ષ અને સ અઘોષ વ્યંજન કહેવાય છે.

જેને ઉચ્ચારતાં કંઠની નળી પહોળી થાય છે તેને અઘોષ કહે છે. — બૃહદ્ વ્યાકરણ

૨. [સં. અ + ઘોષ (અવાજ)] વિ. અવાજ વગરનું; શાંત.

૩. [સં. અ + હિં. ઘોષ (આહીર)] વિ. (હિંદી) આહીર વિનાનું; ગોવાળ વગરનું.

૪. [સં. અ + ઘોષ (ગાયની કોઢ)] વિ. કોઢ વગરનું; છૂટું ફરતું.

૫. [સં. અ + ઘોષ (નેસડો)] વિ. નેસડા વિનાનું.

અઘોષવ્યંજન [સં. અઘોષ + વ્યંજન] પું. બોલતાં કંઠનળી પહોળી થાય એવો વ્યંજન. જુઓ અઘોષ ૧.

અઘૌઘ [સં. અઘ (પાપ) + ઓઘ (ઢગ)] પું. પાપનો જથ્થો.

અઘ્ન્ય ૧. પું. બળદ.

૨. [સં. અ + હન્ (હણવું)] પું. બ્રહ્મા; બ્રહ્મદેવ, કેમકે તે સૃષ્ટિકર્તા છે, પણ સંહારકર્તા નથી.

૩. વિ. વધ નહિ કરવા જેવું.

અઘ્ન્યા [સં. અ + હન્ (હણવું)] સ્ત્રી. ગાય.

અઘ્રાણ [સં. આઘ્રાણ] ન. સૂંઘવાની ક્રિયા.

અઘ્રેય ૧. ન. દારૂ.

૨. [સં. અ + ઘ્રેય (સૂંઘવા લાયક)] વિ. નહિ સૂંઘવા જેવું.

ભગવાન પોતાનું સ્વરૂપ અઘ્રેય છે એમ નારદને કહે છે. — ગીતારહસ્ય

અઙ્ ૧. [સં.] પું. (વ્યાકરણ) સ્વરસંજ્ઞા.

૨. [સં.] સ. ક્રિ. (ધાતુ) જવું. આ ધાતુ ઉપરથી અચાવું, અચાવવું વગેરે શબ્દ નીકળ્યા છે.

અચ પું. (જરથોસ્તી) એ નામનો એક ફિરસ્તો.

અચક ૧. [સં. અ + ચકિત (આશ્ચર્ય પામેલું)] પું. અચંબો; વિસ્મય.

૨. [ સં. અ + ચક્ (અટકાવવું) ] સ્ત્રી. અટકણુ; આગળિયો; ઠેસી.

૩. સ્ત્રી. નડતર; મુશ્કેલી.

૪. [ સં. અ + ચક્ (સંતોષ પામવો) ] વિ. ભરપૂર; પૂરું ભરેલું.

૫. અ. અચૂક; જરૂર.

ચેતના હજુ ન કાળ અચક આવશે. — દયારામ

૬. અ. ઓચિંતું; એકાએક.

**અચકડું** (અચકડું) ૧. [ સં. અ + ચક્ (સંતોષ પામવો) ] ન. કાંઈ પણ સાંભરી આવવાથી છાતીમાં થતો મૂંઝારો.

૨. ન. ગજીકો; પૂર્વે ચાખેલી વસ્તુ કે ભોગવેલું સુખ વગેરે સાંભરી આવવું તે.

**અચકણુ** [ સં. અ + કંચુક (ડગલો) ] ન. લાંબો ડગલો; છાતીના ભાગમાં પાસે પાસે બોરિયાંવાળી ડગલા તથા અંગરખાની મિશ્ર બનાવટ.

**અચકન** જુઓ અચકણુ.

**અચકઅચક** અ. ઓચિંતું; એકદમ.

**અચકવું** ૧. [ સં. અ + ચક્ (હઠાવવું) ] અ. ક્રિ. કામ કરતાં બંધ પડવું; અટકવું; ખમચાવું.

અચકી પડવું-બેસવું = (૧) અટકવું. (૨) મૂંઝવણમાં આવી પડવું.

૨. અ. ક્રિ. તોતડાવું.

૩. અ. ક્રિ. બોલતાં જીભ થોથરાવી.

૪. અ. ક્રિ. મરડાવું.

**અચકામણુ** ૧. [ સં. અ + ચક્ (અટકાવવું) ] ન. અચકવું પડે એવું કારણ.

૨. ન. કામ કરતાં અટકવું પડે એવી મુશ્કેલી; નડતર; ગૂંચવણ.

**અચકારો** ૧. [ સં. અ + ચક્ (હઠાવવું) ] પું. ધક્કો; હડસેલો; આંચકો.

૨. પું. ધસારો.

**અચકાવવું** [ સં. અ + ચક્ (અટકાવવું) ] સ. ક્રિ. અટકાવવું; રોકવું.

**અચકાવું** ૧. [ સં. અ + ચક્ (હઠાવવું) ] અ. ક્રિ. અટકવું; ખમચાવું.

૨. અ. ક્રિ. તોતડાવું.

૩. અ. ક્રિ. મરડાવું.

**અચકિત** ૧. [ સં. અ + ચકિત (આશ્ચર્ય પામેલું) ] વિ. અચંબો નહિ પામેલું; વિસ્મય વગરનું.

૨. વિ. થાક વગેરેથી ત્રાસ ન પામે એવું.

૩. [ સં. અ + ચકિત (બીયેલું) ] વિ. બીક વિનાનું; નહિ ગભરાયેલું.

**અચકોઅચકો** પું. હાવભાવ; ચાળા; બોલવા ચાલવામાં કે ગીત ગાવામાં શરીરને આંચકો ખવરાવી લેવાતો લેહકો.

તમને કઈ વહુ ગોરાં ગમશે લાલ,
અચકોઅચકો કારેલી. — સ્ત્રીગીત

**અચક્ખુ** જુઓ અચક્ષુ.

**અચક્ખુદંસણ** જુઓ અચક્ષુર્દર્શન.

**અચક્ખુફાસ** [ સં. અ + ચક્ષુસ (આંખ) + પ્રા. ફાસ (સ્પર્શ) ] પું. (પ્રાકૃત) અંધકાર; અંધારું.

**અચક્ખુવિષય** જુઓ અચક્ષુર્વિષય.

**અચક્ર** ૧. [ સં. અ + ચક્ (સામા થવું) ] વિ. અડગ; સ્થિર.

૨. [ સં. અ + ચક્ર (પૈડું) ] વિ. પૈડા વગરનું.

૩. વિ. હાલીચાલી ન શકે એવું.

**અચક્ષુ** ૧. [ સં. અ + ચક્ષુસ (આંખ) ] ન. અંધાપો.

૨. ન. (જૈન) આંખ સિવાયની બીજી ચાર ઇંદ્રિય અને મન.

૩. વિ. અંધ; આંધળું.

૪. વિ. નબળી આંખવાળું.

**અચક્ષુગમ્ય** ૧. [ સં. અ (નહિ) + ચક્ષુસ (આંખ) + ગમ્ય (જણાય એવું) ] વિ (જૈન) આંખ સિવાય બીજી કોઈ ઇંદ્રિય કે મન વડે જાણી શકાય એવું.

ચક્ષુગમ્ય અને અચક્ષુગમ્ય એવાં વિવિધ ત્રસ પ્રાણીઓ હણાય. — રાજચંદ્ર

**અચક્ષુદર્શન** જુઓ અચક્ષુર્દર્શન.

**અચક્ષુર્દર્શન** [ સં. અ + ચક્ષુસ (આંખ) + દર્શન (જ્ઞાન) ] ન. (જૈન) આંખ સિવાય બીજી ઇંદ્રિયો તથા મનથી મળતું જ્ઞાન.

નિરાકાર ઉપયોગના ચાર ભેદ આ પ્રમાણે છે—ચક્ષુર્દર્શન, અચક્ષુર્દર્શન, અવધિદર્શન અને કેવળદર્શન. — તત્ત્વાર્થસૂત્ર

**અચક્ષુર્દર્શનાવરણ** [ સં. અચક્ષુર્દર્શન + આવરણ (અડચણ) ] ન. (જૈન) એ નામનું એક પ્રકારનું દર્શનાવરણીય કર્મ. તેને લીધે અચક્ષુર્દર્શન મળવામાં વાંધો આવે છે.

ચક્ષુર્દર્શનાવરણ, અચક્ષુર્દર્શનાવરણ અને અવધિદર્શનાવરણના ક્ષયોપશમથી ચક્ષુર્દર્શન, અચક્ષુર્દર્શન અને અવધિદર્શન પ્રગટ થાય છે. — તત્ત્વાર્થસૂત્ર

**અચક્ષુર્દર્શનાવરણીય** [ સં. અચક્ષુર્દર્શન + આવરણીય (અડચણરૂપ) ] વિ. (જૈન) અચક્ષુર્દર્શન મેળવવામાં આડે આવનાર.

**અચક્ષુર્વિષય** [ સં. અ + ચક્ષુસ (આંખ) + વિષય (પદાર્થ) ] પું. ન દેખાય એવો પદાર્થ.

**અચડ** (અચડ઼) [ અ (નહિ) + ચડવું ] વિ. જમે કે ઉધાર નહિ થયેલું; ખાતામાં નહિ ચડેલું.

**અચડમેળ** (અચડ઼મેળ) [ અચડ + મેળ (હિસાબ) ] પું. વર્ષ આખરનો પૂરવણી રોજમેળ; સાલ આખરે વેપારમાં નફોતોટો નક્કી કરવા માટે આસો વદ ૦))ના મેળ પછી ગયા વરસની રહી ગયેલી કે આખરે લખવા બાકી રખાયેલી રકમને દોરવામાં આવતો જમાખર્ચ મેળ.

**અચડેલ** (અચડ઼ેલ) [ અ + ચડેલ ] વિ. કોઈ દિવસ સ્વારી કર્યા વિનાનું.

**અચઢમેળ** જુઓ અચડમેળ.

**અચતુર** [ સં. અ + ચતુર (ચાલાક) ] વિ બોથડ; જડ; ઠોઠ.

**અચપચું** ૧. [ સં. અર્દ્ધ (અરધું) + પચ્ (રાંધવું) ] વિ. અધકચરું; અર્ધું રાંધેલું; કાચુંપાકું.

૨. વિ. થોડું પ્રવાહી અને થોડું ઘાટું એવું; ઢીલું; ગદગદું.

**અચપરું** વિ. (ગ્રામ્ય) તોફાની; અટકચાળું.

નાના છેરીડા બહુ અચપરારે લોલ,
રાતું લાવે દિવસમાં દશબારરે. — સોરઠનું સામરિયું

**અચપલ** [ સં. અ (નહિ) + ચપલ (ચંચળ) ] વિ. ચંચળતા વિનાનું; શાંત; ધીર; ગંભીર.

**અચપલતા** [ સં. અ + ચપલ + તા (પણું) ] સ્ત્રી. ગંભીરતા; શાંતિ.

અચપલતા અચિરકાળી,
ક્રાય ને ધ્યાને મૂરતિ ભાળી. — નિષ્કુળાનંદ

**અચપલી** સ્ત્રી. (ગ્રામ્ય) રમત; ખેલ; ગમ્મત.

**અચપળ** જુઓ અચપલ.

**અચપળાઈ** જુઓ અચપલતા.

**અચપળું** જુઓ અચપરું.

**અચબૂચ** ૧. અ. એકદમ.

૨. અ. ઓચિંતું; એકાએક.

અચબૂચ આવી લાગવું ચડવું-બનવું = અણધાર્યું અથવા એકાએક બનવું.

**અચમચવવું** જુઓ અચમચાવવું.

**અચમચવું** અ. ક્રિ. હચમચવું; ડગમગવું.

**અચમચાવવું** સ. ક્રિ. હલાવવું; હચમચાવવું.

> ગિરિ વીંટાળી જકડી લઈ,
> ઉખેડી અચમચાવી. — નર્મદ

**અચમન** જુઓ આચમન.

**અચર** ૧. [સં. અ + ચર્ (જવું)] પું. ન ખસે એવી વસ્તુ.

૨. સ્ત્રી. (જ્યોતિષ) સ્થિર રાશિ. જેમકે વૃષભ, સિંહ, વૃશ્ચિક અને કુંભ.

૩. વિ. જીવ વગરનું; જડ.

૪. વિ. ન ખસે એવું; સ્થિર.

**અચરકો** ૧. પું. આંચકો; ધક્કો.

> અચરકો લાગવો = ધક્કો પહોંચવો; નુકસાન થવું.

૨. [સં. આકર્ષ (સ્નેહ)] પું. સ્નેહ; પ્રેમ; વહાલ.

> અચરકો આવવો = સ્નેહ થવો; વહાલ આવવું.

**અચરજ** ૧. [સં. આશ્ચર્ય; પ્રા. અચ્ચરિજ] ન. નવાઈ; અજાયબી; તાજુબી.

> અચરજ થવું-પામવું-લાગવું = અચંબો પામવો.

૨. ન. નવાઈ પમાડે એવી ચીજ અથવા વાત.

> અચરજ મોટું માખની આંખે,
> ટોળા પચીસ હજાર. — છોટમ

**અચરજકારી** [સં. આશ્ચર્યકારિન્] વિ. નવાઈ લગાડે એવું.

**અચરત** જુઓ અચરજ.

**અચરતી** જુઓ અચરજ.

**અચરપચર** ૧. વિ. અધકચરું; કાચુંકોરું.

> અચરપચર ખાવું = જે તે ખાધા કરવું.

૨. અ. એક વસ્તુ પૂરી ન થઈ હોય ત્યાર પહેલાં બીજી એવી રીતે.

૩. અ. રહી રહીને; થોડી થોડી વારે.

**અચરમ** [સં. અ + ચરમ (છેલ્લું)] વિ. છેલ્લું નહિ એવું.

**અચરાવવું** સ. ક્રિ. અનાજને સૂપડા વડે સાફ કરવું; ઝાટકવું.

**અચરિત** ૧. [સં. અ (નહિ) + ચર્ (કરવું)] ન. બેકારી; કામકાજનો અભાવ.

૨. વિ. અલૌકિક; દિવ્ય.

> દઢ આશ્રય શ્રીવલ્લભવરનો
> અચરિત ગુણ ગાઉં. — દયારામ

૩. [સં. અ + ચરિત (ચાલેલું)] વિ. જેની ઉપર કોઈ ન ચાલ્યું હોય એવું.

૪. વિ. ન ચાલે એવું; સ્થિર.

૫. વિ. નવું.

૬. [સં. અ + ચરિત (ખાધેલું)] વિ. નહિ ખાધેલું.

**અચરંપચરં** વિ. સાજુંમાંદું.

**અચરેઅચરેરામ** ૧. વિ. સમજ્યા વિના ગોખ્યા કરે એવું; પોપટિયું, કેમકે પાળેલો પોપટ અચરેઅચરેરામ બોલે છે પણ કંઈ સમજતો નથી.

૨. શ પ્ર. પોપટને બોલતાં શીખવવા વપરાતો શબ્દ.

**અચરોકચરો** ૧. પું. ઉપયોગ વગરની વસ્તુ.

૨. પું. પરચૂરણ ખાવાનું; આચરકૂચર.

**અચર્વિત** ૧. વિ. અનુભવ લેવાયા વિનાનું.

૨. [સં. અ + ચર્વિત (ચાખેલું)] વિ. ચાખ્યા વગરનું.

૩. [સં. અ (નહિ) + ચર્વિત (ચાવેલું)] વિ. ચાવ્યા વિનાનું.

**અચલ** ૧. [સં. અ (નહિ) + ચલ (નાશવંત)] પું. આત્મા, કેમકે તે નાશવંત નથી.

૨. પું. (જૈન) એ નામના પહેલા બળદેવ.

૩. પું. (પિંગળ) એ નામનો ૩૭ ગુરુ અને ૮૨ લઘુ મળી ૧૧૯ વર્ણવાળો એક વિષમજાતિ માત્રામેળ છંદ. એ ષટ્પદી છપ્પયનો એક ભેદ છે.

૪. [સં. અ + ચલ્ (ખસવું)] પું. ખીલો, કેમકે તે ચાલતો નથી.

૫. પું. (પુરાણ) દુર્યોધનના મામા શકુનિનો એ નામનો એક ભાઈ. એ પોતાના વૃષક વગેરે પચાસ ભાઈ સાથે મહાભારતના યુદ્ધમાં અર્જુનને હાથે મરાયો હતો.

૬. પું. પર્વત.

> અગ નગ ભૂભૃત ભૂતદરી શિખરી શૃંગી હોઈ.
> શૈલ શિલોચ્ચય ગોત્ર હરિ અચલ અદ્રિને જોઈ:
> ગિરિ ગોવર્ધન વામ કર ધર્યો શામ અભિરામ,
> તારે ઉર તે સમજની રહી અબળખા જ્યામ. — પિંગળલઘુકોષ

૭. પું. શિવ; શંકર.

૮. પું. સાતની સંખ્યાસૂચક શબ્દ.

૯. ન. પરબ્રહ્મ; પરમાત્મા.

૧૦. [સં. અ + ચલ (ખસે એવું)] વિ. અડગ; દૃઢ; સ્થિર.

> રગે રગ વસી રહે અચલ જ્યોતિ શ્રદ્ધાતણી. — બળવંતરાય ઠાકોર

૧૧. વિ. (ગણિત) કિંમતમાં ફેરફાર ન થતો હોય એવું; 'કૉન્સ્ટન્ટ'.

૧૨. વિ. ચલણમાં ન વપરાય એવું; ખોટું.

૧૩. [સં. અ + ચલ (ટૂંક વખતનું)] વિ. નિત્ય; કાયમનું.

૧૪. વિ. નિરુદ્યમી; નિર્વાહના સાધન વગરનું.

**અચલઅપાદાન** ન. (વ્યાકરણ) છૂટા પડવું તે. જુઓ અપાદાન.

**અચલકન્યકા** જુઓ અચલકન્યા.

**અચલકન્યા** [સં. અચલ (પર્વત) + કન્યા (દીકરી)] સ્ત્રી. હિમાલય પર્વતની દીકરી; પાર્વતી.

**અચલકીલ** [સં.] પું. (પુરાણ) વિષ્કંભ પર્વત તરીકે જાણીતા મંદરાચલ વગેરે પર્વત.

**અચલકીલા** [સં. અચલ (અડગ) + કીલા (જડેલી)] સ્ત્રી. પૃથ્વી, કેમકે પ્રાચીન વિદ્વાનોના મત પ્રમાણે તેને સ્થિર રાખવા માટે તેમાં જ્યાંત્યાં ખીલા માફક પર્વત જડેલા છે.

**અચલજ** [સં. અચલ (પર્વત) + જ (પેદા થયેલું)] વિ. પહાડમાં પેદા થયેલું.

**અચલજા** જુઓ અચલકન્યા.

**અચલજાત** જુઓ અચલજ.

**અચલજાતા** જુઓ અચલકન્યા.

**અચલતનયા** જુઓ અચલકન્યા.

**અચલતા** [સં. અચલ + તા (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. સ્થિરતા; દૃઢતા; મક્કમપણું.

**અચલત્વિષ** ૧. સ્ત્રી. કોયલ, કેમકે અનેકવાર નવરાવવાથી પણ તેનો રંગ બદલતો નથી.

૨. [સં. અચલ (કાયમનું) + ત્વિષ્ (તેજ)] સ્ત્રી. સ્થાયી તેજ; કાયમી રંગ.

૩. વિ. પાકા રંગવાળું.

**અચલદ્વિષ** [સં. અચલ (પર્વત) + દ્વિષ્ (શત્રુ)] પું. ઈંદ્ર. ઈંદ્રે પર્વતની પાંખો તોડી નાખી હતી, તે ઉપરથી તે પર્વતનો દુશ્મન ગણાય છે.

**અચલધૃતિ** [સં.] પું. (પિંગળ) એ નામનો ૧૬ અક્ષરનો એક અક્ષરમેળ છંદ. તેના દરેક ચરણમાં ૫ નગણ અને ૧ લઘુ હોય છે, અને ૮ અક્ષરે વિસામો આવે છે.

> ન ન ન ન ન લ થકી અચલધૃતિ તું રચ. — રણપિંગળ

**અચલનામ** [સં. અચલ (કાયમ) + નામન્ (નામ)] ન. કાયમની કીર્તિ.

**અચલપતિ** [સં. અચલ (પર્વત) + પતિ (ધણી)] પું. હિમાલય પર્વત.

**અચલપદ** ૧. ન. (ગણિત) ન ફરે એવું પ્રમાણ.

૨. [સં. અચલ + પદ (ઠેકાણું)] ન. મુક્તિ; મોક્ષ.

**અચલપૂંજી** [સં. અચલ (સ્થિર) + પુંજ (ઢગલો)] સ્ત્રી. (અર્થશાસ્ત્ર) ઉપયોગ વગર પડી રહે એવી મૂડી.

**અચલભ્રાત** [સં. અચલભ્રાતૃ] પું. (પ્રાકૃત) છેલ્લા જૈન તીર્થંકર મહાવીર સ્વામીના એ નામના નવમા ગણધર.

**અચલભ્રાતા** જુઓ અચલભ્રાત.

**અચલરાજ** જુઓ અચલપતિ.

**અચલરાશિ** [સં. અચલ + રાશિ (સંખ્યા)] પું. (ગણિત) કિંમતમાં ફેરફાર ન થતો હોય એવી સંખ્યા; 'કૉન્સ્ટન્ટ ક્વૉન્ટિટી'.

**અચલરિપુ** જુઓ અચલદ્વિષ.

**અચલવાદી** [સં. અચલ + વાદિન્] વિ. કરેલ નિશ્ચયમાં ન ફરે એવું; યથાપૂર્વવાદી; દૃઢવાદી.

**અચલસપ્તમી** જુઓ અચલાસપ્તમી.

**અચલસંધિ** [સં. અચલ + સંધિ (સાંધો)] પું. હલનચલન થઈ ન શકે એવો સાંધો.

**અચલા** ૧. પું. (પિંગળ) દરેક ચરણમાં ૧૨ માત્રાવાળો એ નામનો એક માત્રામેળ છંદ. તેમાં છેલ્લી ૨ માત્રા લઘુ હોય, અને ૧, ૫ તથા ૯ માત્રાએ તાલ આવે છે.

> ૭ કલ ઉપર, કર પટ કલ, **અચલા** રચ, તું નિર્મલ;
> રવિ કલમાં, લલ સિમ ધર, તાલો શશિ, શર નવ પર.
> રણપિંગળ

૨. [સં. અ + ચલ્ (ખસવું)] સ્ત્રી. પૃથ્વી. આર્યભટ્ટના કહેવા પ્રમાણે પૃથ્વી પર અચલ એટલે પર્વત હોવાથી તેનું નામ અચલા પડ્યું છે.

> **અચલા** વિપુલા સાગરા, ધરા ઉર્વરા સોય;
> ગોત્ર અવની કુંભની, મહી મેદિની હોય.
> પિંગળલઘુકોષ

૩. સ્ત્રી. (પુરાણ) મહેંદ્ર પર્વતમાંથી નીકળતી એ નામની એક નદી.

૪. સ્ત્રી. માહ સુદ સાતમ.

૫. વિ. સ્ત્રી. ન ખસે એવી; સ્થિર.

> આ ભૂમિ સ્થિર છે માટે **અચલા** કહેવાય છે.
> ભગવતી ભાગવત

૬. અ. ઓચિંતું; એકાએક.

> આવ્યા **અચલા** શૈ સાથ. પ્રેમાનંદ

**અચલાત્મજા** જુઓ અચલકન્યા.

**અચલાધિપ** જુઓ અચલપતિ.

**અચલાયતન** [સં. અચલ (કાયમ) + આયતન (રહેઠાણ)] ન. કાયમનું રહેવાનું ઠેકાણું.

**અચલાયમાન** [સં. અ + ચલ્ (ચાલવું) + આય (નામધાતુ પ્રત્યય) + માન (વર્તમાન કૃદંતનો પ્રત્યય)] વિ. ન ખસે એવું; અડગ; સ્થિર.

**અચલારાતિ** જુઓ અચલદ્વિષ.

**અચલારિ** જુઓ અચલદ્વિષ.

**અચલાસપ્તમી** ૧. [સં.] સ્ત્રી. આસો સુદ સાતમ.

૨. સ્ત્રી. માહ સુદ સાતમ. રૂપાળી, સંતાનવાળી ને ભાગ્યશાળી થવા સ્ત્રીઓ તે દિવસે સૂર્યપૂજન, તીર્થસ્નાન, દાન વગેરે કરે છે.

**અચલિત** ૧. [સં. અ + ચલિત (ખસેલું)] વિ. ન ચળે એવું.

૨. [સં. અ + ચલિત (ગયેલું)] વિ. નહિ ગયેલું; રહેલું.

૩. વિ. શાંત; ગંભીર.

૪. વિ. સ્થિર; અડગ.

**અચલિતકર્મ** [સં. અચલિત + કર્મન્ (કામ)] ન. (જૈન) ઉદયમાં નહિ આવેલું કર્મ; ફળ આપવાની સ્થિતિમાં નહિ આવેલું કર્મ.

**અચલેશ્વર** ૧. [સં.] પું. મહાદેવનું એક નામ.

૨. જુઓ અચલપતિ.

**અચલેંદ્ર** જુઓ અચલપતિ.

**અચવન** ૧. [સં. આચમન] સ્ત્રી. જમણી હથેળીમાં થોડું પાણી લઈ પીવાની ક્રિયા.

> રામ લક્ષ્મણ ભરત શત્રુઘ્ન, સર્વે **અચવન** કીધાં.
> દયારામ

૨. સ્ત્રી. જમ્યા પછી હાથમોઢું ધોવાની ક્રિયા.

**અચવાવવું** સ. ક્રિ. પ્રભુને પ્રસાદ ધર્યા પછી હાથમોઢું ધોવરાવવાં.

> આચમન કરી પુનિ જળ **અચવાવ્યું**.
> દયારામ

**અચવ્યું** જુઓ અચવ્યું ૩, ૪.

**અચવ્યું** ૧. વિ. અનુભવ વગરનું.

૨. [સં. અ + પ્રા. ચવ (કહેવું)] વિ. નહિ કહેલું; નહિ વર્ણવેલું.

> **અચવ્યું** ચવે તે કવિ કહેવાય. અખો

૩. [સં. અ + ચર્વ્ (ચાખવું)] વિ. નહિ ચાખેલું.

> ચાંચે ચારી વનફળો **અચવ્યાં** ચખાડું.
> દિલગીર

૪. [સં. અ + ચર્વ્ (ચાવવું)] વિ. નહિ ચાવેલું.

**અચળ** જુઓ અચલ ૧, ૨, ૪-૧૩.

**અચળગઢ** પું. પરમાર વંશના રાજાની આબુ પહાડ પાસેની એ નામની જૂની રાજધાની.

**અચળતા** જુઓ અચલતા.

**અચળથાટ** પું. (સંગીત) ફેરવવો ન પડે એવો સિતારના પડદાનો થાટ.

**અચળપતિ** જુઓ અચલપતિ.

**અચળપદ** જુઓ અચલપદ.

**અચળપદવી** [સં. અચલ + પદવી (જગ્યા)] સ્ત્રી. મોક્ષ; મુક્તિ.

**અચળરકમ** જુઓ અચલપૂંજી.

**અચળરાજ** જુઓ અચલપતિ.

**અચળરાશિ** જુઓ અચલરાશિ.

**અચળસુતા** જુઓ અચલકન્યા.

**અચળા** જુઓ અચલા.

**અચળિત** જુઓ અચલિત.

**અચળિયું** ૧. [સં. અચલિત] વિ. ન ખસે એવું.

૨. વિ. સ્થિર; અડગ.

**અચળું** [સં. અ + ચર્વ્ (ચાખવું)] વિ. ચાખ્યા વગરનું; અબોટ.

> **અચળો** રસ છે એહની પાસે
> તે પ્રેમી જનને પારો રે. નરસિંહ

**અચળેખ** [સં. અશ્લેષા] સ્ત્રી. (ગ્રામ્ય) અશ્લેષા નક્ષત્ર.

> અચળેખ ચગી તો ચગી ને ફગી તો ફગી = અશ્લેષા નક્ષત્ર વરસે તો બહુ વરસે, ન વરસે તો છાંટો પણ ન પડે.

**અચળેશ્વર** જુઓ અચલેશ્વર.

**અચળેશ્વરી** [સં. અચલ + ઈશ્વરી] સ્ત્રી. એ નામની એક દેવી.

**અચંક્રમણ** [સં. અ + ચંક્રમણ (જવું તે)] ન. ચાલી ન શકાય એવી સ્થિતિ.

**અચંચલ** ૧. [સં. અ + ચંચલ (ચપળ)] વિ. ઇંદ્રિયો વશ કરી હોય એવું.

૨. વિ. ધીર; ગંભીર.

૩. વિ. મંદ; ચપળતા વિનાનું.

૪. વિ. સ્થિર; દૃઢ.

**અચંચલતા** જુઓ અચંચળતા.

**અચંચલા** ૧. [સં. અ (નહિ) + ચંચલ (ચપળ) + આ (નારીજાતિનો પ્રત્યય)] વિ. સ્ત્રી. ચપળતા વિનાની; મંદ.

૨. વિ. સ્ત્રી. ધીર; ગંભીર.

**અચંચળ** જુઓ અચંચલ.

**અચંચળતા** ૧. સ્ત્રી. ગંભીરતા.
 ૨. સ્ત્રી. મંદતા; જડતા.
 ૩. સ્ત્રી. સ્થિરતા; દૃઢતા. અભય, અંતઃકરણની શુદ્ધિ, જ્ઞાન અને યોગને વિષે નિષ્ઠા, દાન, દમ, મૃદુતા, મર્યાદા, અચંચળતા વગેરે ગુણ જે દૈવી સંપત લઈને જન્મ્યો હોય તેનામાં હોય છે.

**અચંડ** [ સં. અ + ચંડ ( ક્રોધી ) ] વિ. શાંત; ક્રોધ વગરનું.

**અચંડી** ૧. સ્ત્રી. શાંત ગાય.
 ૨. [ સં. અ + ચંડ ( ક્રોધી ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. શાંત; ક્રોધ વગરની.

**અચંબો** પું. આશ્ચર્ય; તાજુબી; વિસ્મય.

**અચંબા** જુઓ અચંબો.

**અચંભમ** જુઓ અચંબો.

**અચંભવ** જુઓ અચંબો.

**અચંભા** જુઓ અચંબો.

**અચંભિત** વિ. ચકિત.

**અચંભો** પું. અચંબો.
 સુણ હો ચેલણા રાણીજી,
 એહ વાત જાણીજી પીછાણીજી,
 એ વાતનો **અચંભો** ઘણોજી.
 સજ્ઝાયમાળા

**અચા** ૧. પું. બ. વ. પાડોશી સાથેના વર્તનમાં પાળવાના નિયમ.
 ૨. [ સં. અ + ચર્ ( ચાલવું ) ] સ્ત્રી. અચો; જમાવ; ભીડ.
 ૩. [ સં. અ + ચર્ ( કામ કરવું ) ] સ્ત્રી. અણોજો; અકતો.
 ૪. સ્ત્રી. ગંદકી; કચરો.
 ૫. [ સં. અર્ચન ] સ્ત્રી સેવા; પૂજા.

**અચાક** [ સં. અ + ચક્ ( ચકિત થવું ) ] અ. અચાનક; એકાએક.

**અચાકઝાઇ** ( અચાકઝાઈ ) ૧. ન. હિંદની વાયવ્ય સરહદ બહાર વસતી એ નામની એક કોમનું માણસ.
 ૨. વિ. એ નામની એક કોમનું.

**અચાકા** જુઓ અચાક.

**અચાક્ષુષ** [સં. અ + ચક્ષુષ્ ( આંખ ) ] વિ. આંખથી ન દેખાય એવું.
 અચાક્ષુષ સ્કંધ પણ નિમિત્ત પ્રાપ્ત કરી ચાક્ષુષ બની શકે છે. તત્ત્વાર્થસૂત્ર

**અચાન** જુઓ અચાક.

**અચાનક** ૧. વિ. ધ્યાન વગરનું.
 ૨. [ સં. અચિન્તિત ] અ. ઓચિંતું; એકાએક; આકસ્મિક.

**અચાપલ** જુઓ અચાપલ્ય.

**અચાપલ્ય** [ સં. અ + ચાપલ્ય ( ચપળતા ) ] ન. ચપળતા ન હોવી તે; સ્થિરતા.

**અચાર** ૧. [ સં. આચાર ] પું. આચાર; રીતભાત.
 ૨. [ ફા. ] ન. અથાણું.
 મરમર કરી વાતું કરે, ગરમર કરે **અચાર**. લોકોક્તિ
 ૩. ન. ચારોળીનું ઝાડ.

**અચારજ** [ પ્રા. ] પું. આચાર્ય.

**અચારિત્રી** [ સં. અ ( અપ્રાશસ્ત્ય બતાવનાર પૂર્વગ ) + ચારિત્રિન્ ( વર્તનવાળું ) ] વિ. ખરાબ આચરણવાળું.
 વર્તમાન દૃષ્ટિએ સિદ્ધ થનાર ચારિત્રી કે **અચારિત્રી** નથી. તત્ત્વાર્થસૂત્ર

**અચારી** ૧. પું. રામાનુજ સંપ્રદાયનો હરિપૂજનનાં સાધન મેળવવાનું કામ કરનાર પુરુષ.
 ૨. [ સં. આચારિન્ ] પું. શાસ્ત્રમાં બતાવેલા આચાર પાળનાર પુરુષ.
 ૩. વિ. આચાર કરનાર.

**અચારુ** [ સં. અ + ચારુ ( સુંદર ) ] વિ. બેડોળ; કદરૂપું.

**અચારુતા** [ સં. અચારુ + તા ( પણું ) ] સ્ત્રી. બેડોળપણું; કદરૂપતા.

**અચાર્ય** ૧. [ સં. આચાર્ય ] પું. ગુરુ; પુરોહિત.
 ૨. પું. વિષ્ણુ.
 ૩. પું. શિવ.

**અચાલ** ૧. સ્ત્રી. અગત્યતા; જરૂરિયાત.
 ૨. સ્ત્રી. અટકાવ; રજોદર્શન.
 ૩. [સં. અ ( વિરુદ્ધ ) + ચાલ ] સ્ત્રી. વિરુદ્ધ ચાલ; ખરાબ ચલગત.
 ૪. સ્ત્રી. હરકત; નડતર; અડચણ.

**અચાલક** [ સં. અ + ચાલક ( ચલાવનાર ) ] વિ. ( ભૌતિક ) વીજળી, ગરમી કે કોઈ પ્રકારની શક્તિને પસાર થવામાં પ્રતિરોધ કરનારું.

**અચાલતાં** અ. પરાણે; ન છૂટકે.

**અચાલૂ** ન. ભારને લીધે ધીમે ચાલતું વહાણ.

**અચાલો** ૧. પું. અગત્યતા; જરૂરિયાત; અપેક્ષા.
 ૨. પું. રજસ્વલા થવાનો વખત.
 ૩. પું. રજોદર્શન.
 ૪. પું. હરકત; અડચણ.

**અચાહ** ૧. [ અ + ચાહ ( ઇચ્છા ) ] પું. અનિચ્છા.
 ૨. [ અ + ચાહ ( ભાવ ) ] પું. અપ્રીતિ.
 ૩. વિ. ઇચ્છા વિનાનું.
 ૪. વિ. પ્રીતિ વગરનું.

**અચાહી** વિ. પ્રેમ વગરનું.

**અચાળેવચાળે** ૧. અ. કોઈ કોઈ વખત; આંતરે આંતરે.
 ૨. અ. ચારે કોર; ચોગેર.

**અચાંચક** અ. અચાનક; એકાએક.

**અચાંચલ્ય** જુઓ અચંચળતા.

**અચિક્કણ** [ સં. અ + ચિક્કણ ( ચીકણું ) ] વિ. ચિકાશ વગરનું.

**અચિકિત્સા** ૧. [ સં. અ ( અયોગ્ય ) + ચિકિત્સા ] સ્ત્રી. અયોગ્ય ચિકિત્સા.
 ૨. [ સં. અ ( નહિ ) + ચિકિત્સા ] સ્ત્રી. ચિકિત્સાનો અભાવ.

**અચિકિત્સ્ય** [ સં. અ + ચિકિત્સ્ય ( ઉપાય થાય એવું ) ] વિ. ઇલાજ ન હોય એવું.

**અચિકિત્સનીય** ૧. વિ. પરખાય કે સમજાય નહિ એવું; ન જણાય એવું.
 ૨. જુઓ અચિકિત્સ્ય.

**અચિત્** ૧. [ સં. અ + ચિત્ ( ચૈતન્ય ) ] ન. ચૈતન્ય રહિત વસ્તુ; પ્રકૃતિ.
 આ મતનો મુખ્ય સિદ્ધાન્ત એ છે કે પરમાત્મા, ચિત્ અને **અચિત્** એવા ત્રણ પદાર્થો સાચા છે. અણુભાષ્ય
 ૨. [ સં. અ ( નહિ ) + ચિત્ ( જીવ ) ] સ્ત્રી. જડ પદાર્થ; રામાનુજાચાર્યે માનેલા ચિત્ ( જીવ ), અચિત્ ( જડ ), અને ચિદચિદ્વિશિષ્ટ ( બ્રહ્મ ) એ ત્રણ તત્ત્વ પૈકીનું જડ તત્ત્વ.
 ૩. વિ. જીવ વિનાનું; જડ.
 ૪. વિ. ધ્યાન વગરનું.
 ૫. વિ. પાપી; દુષ્ટ.
 ૬. [ સં. અ ( નહિ ) + ચિત્ ( સમજણ ) ] વિ. સમજણ વગરનું.

**અચિત** ૧. [ સં. અ + ચિત્ ( ચૈતન્ય ) ] ન. ચૈતન્ય રહિત વસ્તુ; પ્રકૃતિ.
 ૨. ન. જોખવાનો એ નામનો એક તોલ.
 ૫ ગુંજ = માષ
 ૧૬ માષ = કર્ષ
 ૪ કર્ષ = પલ
 ૧૦૦ પલ = તુલા
 ૨૦ તુલા = ભાર
 ૧૦ ભાર = અચિત
 ૩. [ સં. અ ( નહિ ) + ચિત ( એકઠું કરેલું ) ] વિ. એકઠું નહિ કરેલું.
 ૪. વિ. ( વેદાંત ) ગયેલું.
 ૫. વિ. જીવ વગરનું; જડ.
 ૬. વિ. ધ્યાન નહિ આપનાર.

૭. [સં. અ (નહિ) + ચિત્ (ધારવું)] વિ. નહિ ધારેલું.
૮. વિ. પાપી; દુષ્ટ.
૯. [સં. અ + ચિત્ (જ્ઞાન)] વિ. સમજણ વગરનું; અજ્ઞાની.

**અચિત્ત** ૧. વિ. અચિંત્ય; કલ્પનામાં આવી ન શકે એવું.
૨. [સં. અ + ચિત્ત (ધારેલું)] વિ. અણધાર્યું; ઓચિંતું.
૩. [સં. અ + ચિત્ત (જીવ)] વિ. (જૈન) જીવ વગરનું; ચેતના રહિત; નિર્જીવ.
નારક અને દેવની **અચિત્ત** યોનિ છે. — તત્ત્વાર્થસૂત્ર
૪. [સં. અ + ચિત્ત (ધ્યાન)] વિ. ધ્યાન વિનાનું.
મન્મથ અથવા પાડિ ચિત્ત,
બહુ સંકલ્પ કરિ **અચિત્ત**. — ભાલણ
૫. વિ. નહિ ઇચ્છેલું.
૬. [સં. અ + ચિત્ત (જોયેલું)] વિ. નહિ જોયેલું.
૭. [સં. અ + ચિત્ત (બુદ્ધિ)] વિ. બુદ્ધિ વગરનું; મૂર્ખ.

**અચિત્તઆહાર** [સં. અચિત્ત (નિર્જીવ) + આહાર (ખોરાક)] પું. (જૈન) જીવની હિંસા ન થાય એવો ખોરાક.

**અચિત્તત્વ** [સં. અચિત્ત (જીવ વગરનું) + ત્વ (નામ બનાવનાર પ્રત્યય)] ન. જીવ વગરની સ્થિતિ.

**અચિત્તત્ત્વ** [સં. અચિત્ + તત્ત્વ] ન. રામાનુજાચાર્યે માનેલા ત્રણ તત્ત્વ પૈકી જડ તત્ત્વ.

**અચિત્તમહાસ્કંધ** [સં. અચિત્ત (જીવ વિનાનું) + મહત્ (મોટું) + સ્કંધ (જથ્થો)] પું. (જૈન) જીવ વિનાનાં અસંખ્ય પરમાણુનો મોટો જથ્થો.

**અચિત્ર** ૧. [સં. અ (નહિ) + ચિત્ર] વિ. ચિત્ર વિનાનું.
આવાં સચિત્ર માસિકો કાઢનારાઓ **અચિત્ર** માસિકોના કાઢનારાઓ કરતાં ગુજરાતની સંસ્કૃતિને દોરવામાં બેવડી જવાબદારી વહોરે છે. — ગજાનન પાઠક
૨. વિ. (કાવ્ય) વ્યંગ્યાર્થ વગરનું.
શબ્દચિત્રમાં અર્થ **અચિત્ર** છે એમ નહિ, અથવા અર્થચિત્રમાં શબ્દ અચિત્ર છે એમ તો નહિ. — કાવ્યપ્રકાશ

**અચિત્રિત** [સં. અ + ચિત્રિત (ચીતરેલું)] વિ. નહિ ચીતરેલું.

**અચિયત્ત** ૧. [પ્રા.] સ્ત્રી. અણગમો; અભાવ.
૨. વિ. ગુરુ ઉપર પૂજ્યભાવ નહિ રાખનાર.
૩. વિ. ન ગમે એવું; અપ્રિય.

**અચિર** ૧. [સં. અ + ચિર (ઘણો વખત)] પું. થોડો વખત.
૨. વિ. થોડા સમય પહેલાંનું; હમણાંનું.
૩. વિ. થોડો વખત રહે એવું; ક્ષણિક.
**અચિર** અટક-કેદ-તાબો = કામચલાઉ હવાલો; તાત્કાલિક બંધન.
૪. અ. થોડા વખતમાં; હમણાં; જલદી.

**અચિરકાલ** ૧. પું. એ નામનો યમરાજાનો એક દૂત.
૨. [સં. અચિર + કાલ (વખત)] પું. ટૂંકો વખત.
૩. અ. તુરત; એકદમ.

**અચિરકાલિયો** જુઓ અચિરકાલ ૧.

**અચિરકાલી** [સં. અચિરકાલિન્] વિ. ટૂંક સમયનું.
અચપલતા **અચિરકાલી**
કાય નહિ ધ્યાને સુરતિ ભાળી. — નિષ્કુળાનંદ

**અચિરક્રિય** ૧. [સં. અ (નહિ) + ચિરં (લાંબો વખત) + ક્રિયા (કામ)] વિ. જલદી કામ પૂરું કરી શકે એવું.
૨. વિ. જલદી પૂરું થઈ શકે એવું.

**અચિરજ** [સં. આશ્ચર્ય] ન. અચરજ; નવાઈ.
સાંતલનઇ મનિ સાહમુ દેખી
મેઘાજી **અચિરજ** ભાવઇ. — કાન્હડદેપ્રબંધ

**અચિરત્વિષ** ૧. [સં. અચિર (ક્ષણિક) + ત્વિષ્ (પ્રકાશ)] સ્ત્રી. વીજળી; અચિરપ્રભા.
૨. વિ. થોડા વખત માટે કાંતિવાળું; ઝબકારાવાળું.

**અચિરદ્યુતિ** જુઓ અચિરપ્રભા.

**અચિરપ્રભા** ૧. [સં. અચિર + પ્રભા (તેજ)] સ્ત્રી. ઝબકારો.
૨. સ્ત્રી. વીજળી.

**અચિરપ્રસૂત** [સં. અચિર + પ્રસૂત (શરૂ થયેલ)] વિ. થોડા વખતથી શરૂ થયેલું.

**અચિરભાસ** જુઓ અચિરપ્રભા.

**અચિરવૃત્ત** [સં. અચિર + વૃત્ત (બનેલું)] વિ. તાજું બનેલું; થોડા વખત પહેલાં થયેલું.

**અચિરસ્થાયી** [સં. અચિર (થોડા વખત) + સ્થાયિન્ (રહેનાર)] વિ. કાયમ ન ટકે એવું; થોડા વખતનું.

**અચિરહવાલો** [સં. અચિર (થોડા વખતનું) + અ. હવાલા (કબજો)] પું. થોડા વખતની અટકાયત.

**અચિરં** ૧. [સં. અ + ચિરમ્ (લાંબો વખત)] અ. જલદી; એકદમ; તુરત.
૨. અ. લાંબે સમયે; મોડું.

**અચિરા** ૧. સ્ત્રી. એ નામની એક નદી.
૨. સ્ત્રી. (જૈન) પાંચમા ચક્રવર્તી અને સોળમા તીર્થંકર શ્રીશાંતિનાથની માતા.
૩. અ. ઉતાવળે.

**અચિરાત્** [સં.] અ. જલદી; એકદમ.

**અચિરાભા** જુઓ અચિરપ્રભા.

**અચિરાંશુ** જુઓ અચિરપ્રભા.

**અચિશ્ત-અહુ** ન. (જરથોસ્તી) નરક. આ શબ્દનો મૂળ અર્થ ખરાબ જિંદગી થાય છે.

**અચિહ્નિત** ૧. [સં. અ (નહિ) + ચિહ્નિત (નિશાની કરેલું)] વિ. નિશાની નહિ કરેલું.
૨. વિ. નિશાનીથી ઓળખી ન શકાય એવું.

**અચિંત** ૧. [સં. અ + ચિંત્ય (વિચારમાં આવે એવું)] વિ. અદ્ભુત; ખ્યાલમાં ન આવે એવું.
૨. [સં. અ + ચિંતા (ફિકર)] વિ. ચિંતા વિનાનું; ફિકર વગરનું; બેફિકર.
ચિંતા ન કરે **અચિંત** રહુ, દેનહાર સમરત્થ. — કબીર
૩. [સં. અ + ચિંત્ય (વિચારવા યોગ્ય)] વિ. નહિ વિચારવા જેવું.

**અચિંતન** [સં. અ + ચિંતન (વિચાર)] ન. વિચાર વગરની સ્થિતિ.

**અચિંતનીય** ૧. [સં. અ + ચિંતનીય (વિચારવા જેવું)] વિ. વિચાર નહિ કરવા જેવું.
૨. [સં. અ + ચિંતનીય (વિચાર થઈ શકે એવું)] વિ. વિચારમાં ન આવી શકે એવું.

**અચિંતવ્યું** જુઓ અચિંતું.

**અચિંતિત** ૧. [સં. અ + ચિંતિત (ધારેલું)] વિ. અણધાર્યું.
અહીં માતાના **અચિંતિત** અભિપ્રવેશથી ને પિતાના પૂર્વાશંકિત મરણથી તેના હૃદયને બેવડો આઘાત થયો. — કેશવ હર્ષદ
૨. વિ. અતર્ક્ય; ગૂઢ; ગહન.
૩. વિ. એકાએક; ઓચિંતું; આકસ્મિક.
૪. વિ. નિશ્ચિંત; બેફિકર.
૫. અ. એકદમ; ઓચિંતું.

**અચિંતું** ૧. અ. અચાનક; એકાએક.
૨. જુઓ અચિંતિત ૧, ૨.

**અચિંત્ય** ૧. પું. (કાવ્ય) એ નામનો એક જાતનો ભાષા અલંકાર. તેમાં સાધારણ કારણથી અસાધારણ કામ અથવા અસાધારણ

કારણથી સાધારણ કામનું મૂળ બતાવ્યું હોય છે. જેમકે વસંતઋતુ કોયલને વાચાળ અને વિરહિણીને મૌન બનાવે છે, એટલે તેનો વિરહ એટલો વધારે છે કે તે કંઈ બોલી શકતી નથી.

૨. પું. શિવ; શંકર.

૩. [સં. અ + ચિંત્ય (માપી શકાય એવું)] વિ. અંદાજ ન નીકળે એવું; અતુલ.

૪. [સં. અ + ચિંત્ય (વિચાર થઈ શકે એવું)] વિ. ચિંતવનમાં ન આવે એવું.

૫ વિ. ચિંતા વગરનું.

૬. વિ. ધાર્યા કરતાં વધારે.

૭. [સં. અ + ચિંત્ય (ફિકર કરવા જેવું)] વિ. ફિકર ન કરવા જેવું.

૮. [સં. અ + ચિંત્ય (વિચાર કરવા જેવું)] વિ. વિચાર નહિ કરવા જેવું.

૯. અ. અચાનક; એકાએક.

**અચિંત્યશક્તિરસ** પું. (વૈદક) નવ જાતના તાવમાં વપરાતી એ નામની દવા. તે બનાવવા પારો, ગંધક, સોનું દરેક તોલો ૧, લોહભસ્મ તોલો ૦ાા, વૈક્રાંતભસ્મ તોલો ૦ા લઈ બધાંને ભાંગરાના રસમાં ઘૂંટી, સૂકવી, તેની પર્પટી બનાવવી. પછી ભાંગરો, નગોડ, ઉંદરકની, ગરણી, તાંદલજાની ભાજી, અને સૂરજમુખીનો રસ એ દરેકની ત્રણ ભાવના આપી તેમાં સુવર્ણમાક્ષિકભસ્મ તોલો ૧ અને મરી તોલો ૧ મેળવી મગ જેવડી ગોળી કરવી. તેની માત્રા ૧ થી ૨ રતી, અને અનુપાન તરીકે ધાણા અને પીપરનો ઉકાળો છે.

**અચિંત્યાત્મા** [સં. અચિંત્ય + આત્મન્] પું. પરમાત્મા; ઈશ્વર.

**અચિંત્યાનંદ** ૧. [સં. અચિંત્ય (ધાર્યા કરતાં વધારે) + આનંદ] પું. પરમેશ્વર, કેમકે તેનો આનંદ અનહદ છે.

૨. ન. ઘણા આનંદવાળું માણસ.

**અચિંત્યું** ૧. અ. એકાએક.

૨. [સં. અચિંતિત] અ. ઓચિંતું; અણધાર્યું.

ઘૂટ્ટ બાહુ ન રૂઠ્ઠ જણ પડઇ અચિંતિઉ ઘાઉ.
શાલિભદ્ર કક્કો

**અચી** સ્ત્રી. જુદાગું; અણચી.

અચી કરવી = રમતમાં ગૂઈ કરવી.

**અચીન** પું. સુમાત્રા બેટ.

**અચીંતું** [સં. અચિંતિત] અ. અચાનક; ઓચિંતું.

**અચીંધલ** વિ. (કચ્છી) આવનાર.

**અચુંબક** ૧. [સં. અ + ચુંબક (આકર્ષનારે)] વિ. આકર્ષણ નહિ કરનારું.

૨. [સં. અ + ચુંબક (ચુંબન કરનાર)] વિ. ચુંબન નહિ કરનાર.

**અચુંબો** પું. (ગ્રામ્ય) અચંબો.

**અચૂક** ૧. [સં. અ + ચ્યુ (પડવું)] વિ. અકસીર; રામબાણ; ચૂકે નહિ એવું.

૨. વિ. ભૂલ વિનાનું; શુદ્ધ.

૩. અ. અચાનક.

૪. અ. ચૂક્યા વગર; ખચીત; નક્કી.

**અચૂકણું** ૧. વિ. (કચ્છી) અખૂટ; ન ખૂટે એવું.

૨. વિ. ભૂલ ન કરે એવું.

**અચૂકનિકાલ** [અચૂક (ભૂલ વિનાનું) + નિકાલ (ફેંસલો)] પું. ભૂલચૂક વિનાનો નિર્ણય.

**અચૂકપણું** ૧. [અચૂક + પણું (નામ બનાવનાર પ્રત્યય)] ન. ખચીતપણું; નિશ્ચયતા.

૨. ન. નિષ્ફળ નહિ જવાપણું.

૩. ન. સંદેહ ન હોવો તે; અભ્રાંતિ.

**અચૂકબાણ** ૧. [અચૂક (ચૂકે નહિ એવું) + બાણ] ન. ખાલી ન જાય એવું બાણ; નિશાન ન ચૂકે એવું તીર.

૨. વિ. અકસીર; રામબાણ.

૩. વિ. જેનું બાણ ખાલી ન જાય એવું.

અચૂકબાણ ચૌહાણ = પૃથુરાજ ચૌહાણ કે જેનું બાણ કદી ખાલી જતું ન હતું.

૪. અ. નક્કી; જરૂર.

**અચેત** ૧. વિ. ગભરાયેલું; બાવરું.

૨. વિ. ગાફલ; ધ્યાન વગરનું.

૩. વિ. જડ; જીવ વગરનું.

૪. [સં. અ + ચેતસ્ (ભાન)] વિ બેભાન; બેશુદ્ધ.

૫. વિ. સમજ વગરનું; મૂઢ.

**અચેતન** ૧. [સં.] ન. (વેદાંત) જડસમૂહ; ચેતનથી ભિન્ન સર્વ પદાર્થ માત્ર.

૨. જુઓ અચેત ૩, ૪.

**અચેતનતા** ૧. [સં. અચેતન + તા (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. જીવ વગરની સ્થિતિ; જડતા.

૨. સ્ત્રી. બેભાનપણું; મૂર્છા.

**અચેતના** જુઓ અચેતનતા.

**અચેતસ** ૧. [સં. અ + ચેતસ્ (ચૈતન્ય)] વિ. જડ.

૨. [સં. અ (અપ્રશસ્તપણું બતાવનાર પૂર્વગ) + ચેતસ્ (ચિત્ત)] વિ. દુષ્ટ ચિત્તવાળું.

૩. [સં. અ + ચેતસ્ (ચિત્ત)] વિ. બેશુદ્ધ; બેભાન.

**અચેતા** [સં. અ (નિરર્થક વપરાતો પૂર્વગ) + ચેતસ્ (જ્ઞાન)] વિ. જ્ઞાનવાદી; જ્ઞાનને લઈને જ ઈશ્વર મળે છે, કર્મને લીધે નહિ એમ માનનાર.

જે યમનિયમાદિની દરકાર ન રાખતાં કેવળ બુદ્ધિપ્રયોગથી ઈશ્વરને ઓળખવા માગે છે તે અચેતા.
અનાસક્તિયોગ

**અચેન** ૧. [અ (વિરોધ બતાવનાર પૂર્વગ) + ચેન (સુખ)] ન. દુઃખ.

૨. ન. બેચેની; વ્યાકુળતા.

૩. વિ. ગભરાયેલ.

૪. વિ. બેચેન.

**અચેર** [સં. અ + ચર્ (ચરવું)] વિ. (કચ્છી) ચરી ન શકાય એવું.

**અચેરૂં** વિ. (ગ્રામ્ય) અણઘટતું; અયોગ્ય.

**અચેલ** ૧. પું. આચાર; રીતભાત.

આચાર નામ બધે સ્થળે એક જ છે. 'અચેલ' 'ઓચલ' 'આચર' 'સોહસીગ' એ સર્વ રૂપાંતર છે તેમ ભાષાંતરકારે સ્વીકાર્યું છે.
પુરાતત્ત્વ

૨. ન. થોડાં વસ્ત્ર.

૩. ન. થોડી કિંમતનું કપડું.

૪. [સં. અ + ચેલ (વસ્ત્ર)] ન. વસ્ત્ર ન હોવાપણું.

૫. વિ. કપડાં વિનાનું; નાગું.

૬. વિ. જીર્ણ વસ્ત્રવાળું.

૭. [સં. અ (અલ્પતાસૂચક પૂર્વગ) + ચેલ (વસ્ત્ર)] વિ. થોડાં કપડાં પહેરનારું.

૮. વિ. મેલાં લૂગડાં પહેરનાર.

**અચેલક** ૧. [સં. અ + ચેલક (વસ્ત્ર)] પું. (જૈન) પહેલા અને છેલ્લા તીર્થંકરના સાધુનો વસ્ત્ર સંબંધી આચાર.

૨. [પ્રા. અચેલગ] વિ. નિર્દોષ વસ્ત્રવાળું.

૩. જુઓ અચેલ ૫, ૬, ૭, ૮.

**અચેલકકપ્પ** [સં. અચેલક + કલ્પ (આચાર)] પું. (પ્રાકૃત) અચેલક. જુઓ અચેલક ૧.

**અચેલકત્વ** [સં. અચેલક + ત્વ (નામ બનાવનાર પ્રત્યય)] ન. કપડાં વગરની હાલત; નાગી દશા.

**અચેલકપરિષહ** જુઓ અચેલપરિષહ.

**અચેલપરિષહ** [સં. અચેલ + પરિષહ (સહન કરવું તે)] પું. (જૈન) જૂનાં, ઓછાં કે ફાટેલાં કપડાં હોય અથવા કપડાં ન જ હોય તોપણ મનમાં ખેદ રાખ્યા વગર તે સ્થિતિ પ્રમાણે રહેવાનો નિયમ.

નગ્નત્વને અચેલપરિષહ પણ કહે છે.
તત્ત્વાર્થસૂત્ર

**અચેલિકા** [ સં. અ + ચેલિકા ( કાપડું ) ] સ્ત્રી. નગ્ન સ્ત્રી.

**અચેષ્ટ** ૧. પું. ( વિજ્ઞાન ) વાતાવરણના વાયુઘટકોમાંનું એ નામનું એક મૂળદ્રવ્ય. આ વાયુ ઉપર કોઈ પણ દ્રવ્યનું રાસાયનિક કાર્ય થયેલું જોવામાં નહિ આવવાથી તેને અચેષ્ટ અથવા નિર્ગુણ એવું નામ આપ્યું છે.
૨. વિ. ક્રિયા વગરનું.
૩. [ સં. અ + ચેષ્ટા ( હલનચલન ) ] વિ. જડ; ચૈતન્ય વિનાનું.
૪. વિ. બેભાન; બેશુદ્ધ.

**અચેષ્ટતા** ૧. [ સં. અચેષ્ટ + તા ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. જડતા.
૨. સ્ત્રી. બેશુદ્ધિ; બેભાનપણું.
૩. સ્ત્રી. હલનચલન વિનાની હાલત.

**અચેષ્ટિત** [ સં. ] વિ. જેને માટે યત્ન કરવામાં ન આવ્યો હોય એવું.

**અચેહ** ન. દક્ષિણ હિંદુસ્તાનમાં ટેકરીવાળા જંગલમાં ઊગતું કાળા રંગનું એક જાતનું ઝાડ. એનું લાકડું વહેમને લીધે ઘર બાંધવાના કામમાં વપરાતું નથી.

**અચૈતન્ય** ૧. [ સં. અ + ચૈતન્ય ( સમજ ) ] ન. અજ્ઞાન.
૨. [ સં. અ + ચૈતન્ય ( જીવ ) ] ન. જડતા.
૩. વિ. ચેતન વગરનું; જડ.
૪. વિ. સમજ વગરનું; મૂઢ.

**અચૈતન્યયુગ** [ સં. અચૈતન્ય + યુગ ( કાળ ) ] પું. પૃથ્વીપર વનસ્પતિ તથા પ્રાણી વગરનો એક કલ્પિત કાળ.

**અચો** ૧. પું. અકતો; અણોજો.
બળિયાનો અચો પાળવો = બળિયા નીકળ્યા હોય તે ઘરનાં કોઈ માણસે બહારથી આવનારને આવકાર ન આપવો.
બળિયાનો અચો પાળ્યો છે. લોકોક્તિ
૨. પું. ગંદકી; કચરાનો જમાવ.
૩. પું. જમાવ; ભીડ.
૪. પું. મુશ્કેલી; અડચણ.
અચો સહે છે અમથો રે,
જો ગયો અવસર હારી. નરભેરામ
૫. પું. વાળ સાફ ન રાખવાથી થતો અણગમો.

**અચોઅચી** સ્ત્રી. ખૂબ ખાવાથી પેટમાં થતી અકળામણ; અજીરણ.

**અચોકસ** ૧. વિ. અનિશ્ચિત; ખાત્રી વિનાનું.
૨. વિ. ભૂલવાળું; અયથાર્થ.

**અચોકસાઈ** [ અચોકસ + આઈ ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. અનિશ્ચિતતા; નક્કીપણું નહિ હોવું તે.

**અચોક્કસ** જુઓ અચોકસ.

**અચોક્કસતા** સ્ત્રી. અચોકસાઈ.

**અચોક્ષ** ૧. [ સં. અચોક્ષ ] ન. અસ્વચ્છતા; ગંદકી; મલિનતા.
૨. વિ. ચોખવટ વિનાનું.
૩. જુઓ અચોક્ષ ૨, ૩.

**અચોક્ષ** ૧. ન. ( જૈન ) એક જાતનું પિશાચ.
પિશાચોના પંદર ભેદ આ પ્રમાણે છે: કૃષ્માંડ, પટક, જોષ, અન્હક, કાલ, મહાકાલ, ચોક્ષ, અચોક્ષ, તાલપિશાચ, મુખરપિશાચ, અધસ્તારક, દેહ, મહાવિદેહ, તૂષ્ણીક અને વનપિશાચ. તત્ત્વાર્થસૂત્ર
૨. [ સં. અ + ચોક્ષ ( પવિત્ર ) ] વિ. અપવિત્ર.
૩. [ સં. અ + ચોક્ષ ( શુદ્ધ ) ] વિ. અશુદ્ધ.

**અચોદિત** [ સં. અ + ચોદિત ( પ્રેરેલું ) ] વિ. પ્રેરણા કર્યા વિનાનું.

**અચોપચો** પું. ગંદવાડ; સડો.

**અચોલી** ૧. ન. એ નામની સીદીની એક જાતનું માણસ. આફ્રિકામાં નાઈલના પ્રદેશમાં રહેનારા સીદી લોકને અચોલી કહે છે.
૨. વિ. સીદીની એ નામની એક જાતનું.

**અચૌર્ય** [ સં. અ + ચૌર્ય ( ચોરી ) ] ન. ચોરી નહિ કરવી તે; અસ્તેય.

**અચૌર્યવ્રત** [ સં. અચૌર્ય + વ્રત ] ન. ( જૈન ) ચોરી ન કરવાનું ત્રીજું મહાવ્રત.
અચૌર્યવ્રતની અનુવીચિઅવગ્રહયાચન, અભીક્ષ્ણઅવગ્રહયાચન, અવગ્રહાવધારણ, સાધર્મિક પાસેથી અવગ્રહયાચન અને અનુજ્ઞાપિતપાનભોજન એ પાંચ ભાવનાઓ છે. તત્ત્વાર્થસૂત્ર

**અચ્ચરવું** [ સં. ઉચ્ચર્ ( બોલવું ) ] સ. ક્રિ. ઉચ્ચાર કરવો; બોલવું.

**અચ્ચિ** ૧. પું. ( પ્રાકૃત ) સૂર્ય.
૨. સ્ત્રી. અગ્નિની જ્વાળા.
૩. સ્ત્રી. દીવાની સગ.
૪. સ્ત્રી. શરીરની કાંતિ.
૫. [ સં. અર્ચિસ્ ] ન. કિરણ.
૬. ન. રત્નનું તેજ.

**અચ્ચિસહસ્સમાલા** [ સં. અર્ચિસ્ ( કિરણ ) + સહસ્ર ( હજાર ) + માલા ( હાર ) ] સ્ત્રી. હજાર કિરણની હાર.

**અચ્ચુદય** [ સં. અતિ + ઉદક ( પાણી ) ] ન. ( પ્રાકૃત ) જોઈએ તે કરતાં વધારે વરસાદ થવો તે; અતિવૃષ્ટિ.

**અચ્છ** ૧. [ સં. ] પું. એ નામનું એક જાતનું ઝાડ.
૨. પું. ( જૈન ) એક આર્યદેશનું નામ.
૩. પું. ( જૈન ) મેરુ પર્વત.
૪. પું. રાવણનો એ નામનો એક દીકરો.
૫. પું. રુદ્રાક્ષ.
૬. પું. સ્ફટિક મણિ.
૭. સ્ત્રી. ( પ્રાકૃત ) આંખ.
૮. [ સં. ઋક્ષ ] ન. ( પ્રાકૃત ) રીંછ.
૯. વિ. ચોખ્ખું; સ્વચ્છ; નિર્મળ.
'અચ્છ' શબ્દનું મૂળ સ્વરૂપ 'અછ' છે. સંસ્કૃત ધાતુ 'છો' એટલે બાધ કરવો, એ ધાતુ પરથી 'અછ' ઉત્પન્ન થયું છે. દૃષ્ટિને બાધ ન કરે તે 'અચ્છ'. નિર્મળ વસ્તુ દૃષ્ટિને બાધ કરતી નથી, તેમાં દૃષ્ટિ પ્રસરે છે.
'છ' ની પૂર્વે હ્રસ્વ સ્વર હોય તો 'છ' નો 'ચ્છ' થાય છે. એ નિયમાનુસાર 'અછ'નું 'અચ્છ' થયું છે. બૃહદ્ વ્યાકરણ
૧૦. અ. પાસે; રૂબરૂ.

**અચ્છચુર** જુઓ અચ્છ ૨, ૩, ૬.

**અચ્છણ** ૧. ન. ( પ્રાકૃત ) અવલોકન.
૨. ન. અહિંસા.
૩. ન. આસન; બેઠક.
૪. ન. સેવા; ચાકરી.

**અચ્છણઅ** [ સં. આસનક ] ન. ( પ્રાકૃત ) શાસ્ત્રનો અભ્યાસ કરવાની જગ્યા.

**અચ્છણઘર** [ પ્રા. અચ્છણ ( બેઠક ) + સં. ગૃહ ] ન. ( પ્રાકૃત ) બેઠકનો ઓરડો; દીવાનખાનું.

**અચ્છણજોગ** [ પ્રા. અચ્છણ ( અહિંસા ) + સં. યોગ ] પું. ( પ્રાકૃત ) હિંસા વગરના કામમાં ઇંદ્રિયોનો ઉપયોગ.

**અચ્છત** ૧. સ્ત્રી. છત નહિ તે; ખૂટકો; ઓછ.
૨. [ સં. અ + છદ્ ( ઢાંકવું ) ] વિ. ઉઘાડું; જાહેર; ખુલ્લું.
૩. અ. એકાએક; ઓચિંતું.
૪. અ. ખબર ન પડે એમ. જેમકે, એ દાગીનો તો અચ્છત ઊડી ગયો.
૫. અ. નુકસાન વગર; સલામત.

**અચ્છત્ર** ૧. [ સં. અ ( નહિ ) + છત્ર ( રાજચિહ્ન તરીકે વપરાતી છત્રી ) ] વિ. છત્ર ચામર રહિત; પદભ્રષ્ટ; રાજભ્રષ્ટ.

૨. [સં. અ (નહિ) + છદ્ (ઢાંકવું)] વિ. ઢાંકણ વગરનું; ઉઘાડું; ખુલ્લું.

૩. [સં. અ (નહિ) + છત્ર (ઓથ)] વિ. વડીલ વિનાનું; અનાથ.

**અચ્છત્રક** ૧. [સં. અ + છત્રક (છત્રી)] વિ. છત્રી વિનાનું.

૨. વિ. રાજા વગરનું.

**અચ્છન્ન** ૧. [સં. અ + છન્ન (સંતાડેલું)] વિ. ખુલ્લું; જાહેર.

૨. વિ. દૂબળું; લોહીમાંસથી નહિ ઢંકાયેલું.

**અચ્છભલ્લ** ૧. પું. યક્ષ.

૨. [સં.] પું. રીંછ.

**અચ્છર** [પ્રા.] પું. અક્ષર.

**અચ્છરા** ૧. [પ્રા.] સ્ત્રી. અપ્સરા; દેવાંગના; પરી.

૨. સ્ત્રી. ચપટી વગાડવી તે.

૩. સ્ત્રી. રૂપાળી સ્ત્રી.

**અચ્છરાનિપાત** [પ્રા. અચ્છરા (ચપટી વગાડવી તે) + સં. નિપાત (પડવું તે)] પું. ચપટી વગાડીએ એટલો વખત; ટૂંક સમય.

**અચ્છરી** [સં. અપ્સરસ્; પ્રા. અચ્છરા] સ્ત્રી. (હિંદી) અપ્સરા; પરી.

**અચ્છલ** [સં. અ (નહિ) + છલ (કપટ)] ન. નિર્દોષતા; અનપરાધ.

**અચ્છવિ** ૧. [પ્રા.] પું. (જૈન) કાયાના યોગને રોકનાર સ્નાતક; ચૌદમા ગુણસ્થાનવાળો સાધુ.

૨. પું. જીવનમુક્ત.

**અચ્છંદ** ૧. વિ. કુટેવ વિનાનું; વ્યસન વગરનું.

૨. [સં. અ + છંદસ્ (પદ્ય)] વિ. છંદ વિનાનું; ગદ્યવાળું.

૩. [પ્રા.] વિ. પરાધીન; પરતંત્ર.

૪. [સં. અ + છંદસ્ (વેદ)] વિ. વેદ શીખવવાના અધિકાર વગરનું; શૂદ્ર.

**અચ્છા** ૧. [સં.] સ્ત્રી. (જૈન) વરણ દેશની એ નામની રાજધાની.

૨. સ્ત્રી. વિષ્ણુનું ઓઢવાનું વસ્ત્ર.

૩ [સં. અચ્છ] વિ. (હિંદી) તંદુરસ્ત.

૪. વિ. (હિંદી) સારું; ભલું.

૫. વિ. (હિંદી) સ્વચ્છ; નિર્મળ.

૬. અ. (હિંદી) બહુ સારું; વારુ; ઠીક.

**અચ્છાઈ** [હિં.] સ્ત્રી. સારાપણું.

**અચ્છાદિય** [સં. આચ્છાદિત] વિ. (પ્રાકૃત) ઢાંકેલું.

**અચ્છાવાક** [સં. અચ્છ (નિર્મળ) + વચ્ (બોલવું)] પું. સોમયજ્ઞમાં હોતા સાથે બોલનાર એ નામનો એક પુરોહિત.

**અચ્છાવાકસામ** [સં. અચ્છાવાક + સામન્ (સામવેદ)] ન. અચ્છાવાક નામના પુરોહિતે ગાવાનો સામવેદનો ભાગ; ઉદ્ગીથ.

**અચ્છાવાકીય** ૧. ન. સોમયજ્ઞમાં હોતા સાથે બોલનાર પુરોહિતનું કામ.

૨. [સં. અચ્છાવાક + ઈય (વિશેષણ બનાવનાર પ્રત્યય)] વિ. અચ્છાવાક સંબંધી.

**અચ્છિ** [સં. અક્ષિ] સ્ત્રી. (પ્રાકૃત) આંખ.

**અચ્છિઅંતર** જુઓ અક્ખિઅંતર.

**અચ્છિકણુક** [પ્રા. અચ્છિ + સં. કણુક (કણી)] ન. આંખમાં પડેલ કણું.

**અચ્છિઢયણ** [પ્રા. અચ્છિ (આંખ) + ઢયણ (ઢાંકવું તે)] ન. આંખ ઢાંકવાનું કામ.

**અચ્છિદ્ર** ૧. [સં. અ + છિદ્ર (દોષ)] ન. ભૂલ વગરનું કામ.

૨. [સં. અ (નહિ) + છિદ્ર (કાણું)] વિ. કાણા વગરનું.

૩. વિ. ખામી વિનાનું.

**અચ્છિદ્રકાંડ** [સં.] પું. વેદમાં તૈત્તિરીય બ્રાહ્મણનું એ નામનું એક પ્રકરણ.

**અચ્છિદ્રાવધારણ** [સં.] ન. સંધ્યા વગેરે કર્મ પૂરું થયા પછી તેમાં કોઈ થયેલી ભૂલના નિવારણ માટે કરાતું વિષ્ણુસ્મરણ.

**અચ્છિનિમીલિત** ૧. [પ્રા. અચ્છિ (આંખ) + સં. નિમીલિત (મીંચેલ)] ન. આંખ મીંચતાં લાગતો વખત.

૨. ન. આંખ મીંચવાની ક્રિયા.

**અચ્છિનિમીલિતમાત્ર** [અચ્છિનિમીલિત + સં. માત્રા (થોડાપણું)] અ. આંખ મીંચી ઉઘાડીએ એટલા વખતમાં; ઘણા થોડા સમયમાં.

**અચ્છિન્ન** ૧. [સં. અ + છિન્ન (કાપેલું)] વિ. આખું; અખંડ.

> મુનિસુવ્રતસ્વામિના ચરિત્ર નઇ વિષઇ અચ્છિન્ન પાટ પરંપરા લિખી દીસઇ છઇ. (સં. ૧૨૦૪).
> પુરાતત્ત્વ

૨. વિ. ચાલુ; કાયમ.

**અચ્છિન્નધારા** ૧. સ્ત્રી. અખંડ ધાર પડે એવું વાસણ.

૨. [સં. અચ્છિન્ન (ચાલુ) + ધારા (ઝરવું)] સ્ત્રી. કાયમ વહેતું ઝરણું.

**અચ્છિન્નપત્ર** ૧. [સં. અ + છિન્ન (કાપેલું) + પત્ર (પાંદડું)] ન. શાખોટક ઝાડ, કેમકે તેને પાંદડાં કાયમ રહે છે.

૨. [સં. અચ્છિન્ન + પત્ર (પાંખ)] વિ. અખંડ પાંખવાળું.

૩. વિ. પાંદડાં કાયમ રહે એવું.

**અચ્છિન્નપર્ણ** જુઓ અચ્છિન્નપત્ર ૧, ૩.

**અચ્છિપત્ર** [પ્રા. અચ્છિ (આંખ) + સં. પત્ર (પાન)] ન. પાંપણ.

**અચ્છિમળ** [પ્રા. અચ્છિ (આંખ) + સં. મલ (મેલ)] પું. આંખનો મેલ; ચીપડો.

**અચ્છિવેદના** [પ્રા. અચ્છિ (આંખ) + સં. વેદના (દુઃખ)] સ્ત્રી. આંખની પીડા.

**અચ્છિશૂલ** [પ્રા. અચ્છિ (આંખ) + સં. શૂલ (ચસકો)] ન. આંખનો ચસકો.

**અચ્છી** ૧. સ્ત્રી. (જૈન) અચ્છદેશમાં ઉત્પન્ન થયેલી સ્ત્રી.

૨. અ. ખોટી છીંક ખાતી વેળા કરાતો અનુકરણરૂપ અવાજ.

**અચ્છી જમાનત** સ્ત્રી. સારી જામીનગીરી.

**અચ્છુ** ૧. [હિં. અચ્છા] વિ. સારું; સુંદર.

૨. અ. બહુ સારું; વારુ; ઠીક.

**અચ્છું** જુઓ અચ્છુ.

**અચ્છે** જુઓ અચ્છુ.

**અચ્છેદિક** [સં. અ (નહિ) + છેદિક (છેદવા જોગ)] વિ. નહિ કાપવા જેવું; અચ્છેદ્ય.

**અચ્છેદ્ય** ૧. [સં. અ + છેદ્ય (કપાય એવું)] પું. આત્મા, કેમકે તે કપાતો નથી.

૨. વિ. ન કપાય એવું.

**અચ્છેદ્યદોષ** [સં. આચ્છેદ્ય (ઝૂંટવી લીધેલું) + દોષ] પું. (જૈન) કોઈના હાથમાંથી લઈને સાધુને આહાર વહોરાવવાથી એટલે આપવાથી લાગતો એ નામનો એક દોષ.

**અચ્છેર** ૧. [સં. અર્દ્ધ (અરધું) + ફા. સીર (શુમારે એક રતલ જેટલું વજન)] પું. અર્ધા શેર વજનનું કાટલું.

૨. પું. અર્ધો શેર; ૨૦ તોલાભાર.

૩. પું. (પ્રાકૃત) આશ્ચર્યકારક બનાવ; અચેરું.

૪. વિ. અર્ધા શેર વજનનું.

**અચ્છેરિયું** ૧. [સં. અર્દ્ધ (અરધું) + ગુ. શેરિયું (શેર વજનનું માપ)] ન. અર્ધા શેરનું માપિયું.

૨. ન. અર્ધા શેરનું વજન.

૩. વિ. અર્ધા શેર વજનનું.

૪. વિ. અર્ધા શેર સમાય એવું.

**અચ્છેરિયો** [સં. અર્દ્ધ (અરધું) + ગુ. શેરિયો (શેર વજનનું તોલું)] પું. અર્ધા શેર વજનનું કાટલું; અચ્છેરી.

**અચ્છેરી** સ્ત્રી. અર્ધા શેર વજનનું તોલું.

**અચ્છેરો** જુઓ અચ્છેરિયો.

**અચ્છોટન** [સં.] ન. શિકાર; મૃગયા.

**અચ્છોદ** ૧. ન. (પુરાણ) કાશ્મીરમાં સિદ્ધાશ્રમ પાસે આવેલું એ નામનું એક સરોવર. તેનું પાણી નિર્મળ હોવાથી તેનું નામ અચ્છોદ પડયું છે.

૨. [સં. અચ્છ (નિર્મળ) + ઉદન્ (પાણી)] વિ. ચોખ્ખા પાણીવાળું.

**અચ્છોદકા** [સં.] સ્ત્રી. (પુરાણ) હિંદુસ્તાનની એ નામની એક નદી.

**અચ્છોદા** ૧. [સં.] સ્ત્રી. (પુરાણ) પિતૃઓની એ નામની એક માનસકન્યા. તે પિતૃઓના શાપથી મત્સ્યગંધા અથવા સત્યવતી તરીકે અવતરી હતી.

૨. સ્ત્રી. (પુરાણ) હિંદુસ્તાનની એ નામની એક નદી; અચ્છોદકા.

**અછોહિની** સ્ત્રી. અક્ષૌહિણી.

**અચ્યુત** ૧. પું. (જૈન) એ નામનો બારમો દેવલોક.

૨. પું. (પિંગળ) એ નામનો ૭૦ ગુરુ તથા ૧૬ લઘુ મળી ૮૬ વર્ણનો એક વિષમજાતિ માત્રામેળ છંદ. તે ષટ્પદી છપ્પયનો એક ભેદ છે.

૩. [સં. અ + ચ્યુત (નાશ પામેલું)] પું. કૃષ્ણ, કેમકે તે વિષ્ણુના અવતાર હઈ અવિનાશી મનાય છે.

૪. પું. (જૈન) ચોથી શ્રેણીના દેવતા; વૈમાનિક શ્રેણીના કલ્પભવ દેવતાનો એ નામનો એક ભેદ.

૫. [સં. અ + ચ્યુત (સ્થિરતા વિનાનું)] પું. પરમેશ્વર, કેમકે તેનાં સ્વરૂપ તથા શક્તિમાં ફેરફાર થતો નથી.

૬. પું. પીપળાનું ઝાડ.

૭. પું. વિષ્ણુ.

૮. સ્ત્રી. તારલી નામની એક જાતની માછલી.

૯. ન. આંબાનું ઝાડ.

૧૦. ન. બાર સર્ગનું કાવ્ય.

૧૧. [સં. અ (નહિ) + ચ્યુત (ઝરેલું)] વિ. નહિ ઝરેલું.

૧૨. [સં. અ + ચ્યુત (ચળેલું)] વિ. નિત્ય; અવિનાશી; અટલ.

૧૩. વિ. (સંગીત) શુદ્ધ; પોતાના સ્થાનમાં રહેલું.

૧૪. [સં. અ (નહિ) + ચ્યુત (પડેલું)] વિ. સ્થિર; નિશ્ચલ.

**અચ્યુતકલ્પ** પું. (જૈન) એ નામનો બારમો દેવલોક.

> આનત અને પ્રાણતની ઉપર સમશ્રેણીમાં સનત્કુમાર અને મહેંદ્રની માફક આરણ અને **અચ્યુતકલ્પ** છે. તત્ત્વાર્થસૂત્ર

**અચ્યુતકુલ** [સં. અચ્યુત (વિષ્ણુ) + કુલ] ન. વૈષ્ણવ લોકો, કેમકે તેઓ અચ્યુત એટલે વિષ્ણુનાં અનુયાયી છે. વિશેષ કરીને રામાનંદી સંપ્રદાયનાં વૈષ્ણવજન પોતાને અચ્યુતકુલ કે અચ્યુતગોત્ર કહે છે.

**અચ્યુતગોત્ર** જુઓ અચ્યુતકુલ.

**અચ્યુતચરણ** [સં. અચ્યુત (વિષ્ણુ) + ચરણ (પગ)] પું. વિષ્ણુનો પગ.

> **અચ્યુતચરણ** તણી નિજ ચિતમાં,
> ચોંટ ચતુર નર રાખો. અમૃતબિંદુ

**અચ્યુતજ** [સં. અચ્યુત (વિષ્ણુ) + જ (જન્મેલું)] વિ. વિષ્ણુમાંથી ઉત્પન્ન થયેલ.

**અચ્યુતપતિ** [સં. અચ્યુત (બારમો દેવલોક) + પતિ (ધણી)] પું. (જૈન) અગિયારમા અને બારમા દેવલોકના ઇંદ્રનું નામ.

**અચ્યુતપુત્ર** [સં. અચ્યુત (કૃષ્ણ) + પુત્ર] પું. કામદેવ; પ્રદ્યુમ્ન, કેમકે તે કામદેવનો અવતાર મનાય છે.

**અચ્યુતપ્રિયા** ૧. સ્ત્રી. મણિદ્વીપની અંદર રહેતી ૬૪ દેવી માંહેની એ નામની એક. જુઓ કલા.

૨. [સં. અચ્યુત + પ્રિયા (વહાલી)] વિ. સ્ત્રી. અચ્યુતને વહાલી.

**અચ્યુતમધ્યમ** પું. (સંગીત) બાર વિકૃત સ્વર માંહેનો એ નામનો એક. તેનો માર્જની નામની શ્રુતિથી આરંભ થાય છે, અને તેમાં બે શ્રુતિ હોય છે.

**અચ્યુતવાસ** [સં. અચ્યુત + વાસ (રહેઠાણ)] પું. પીપળાનું ઝાડ; અશ્વત્થવૃક્ષ.

**અચ્યુતવૃક્ષ** જુઓ અચ્યુત ૬, ૯.

**અચ્યુતશાપક** [સં. અચ્યુત (વિષ્ણુ) + શાપક (શાપ આપનાર)] પું. શિવ, કેમકે તેણે વિષ્ણુને શાપ આપ્યો હતો.

**અચ્યુતષડ્જ** (અચ્યુતષડ્જ) પું. (સંગીત) બાર વિકૃત સ્વર માંહેનો એ નામનો એક. તેનો છંદવંત નામની શ્રુતિથી આરંભ થાય છે, અને તેમાં બે શ્રુતિ એટલે મુખ્ય સ્વરની વચ્ચેના પેટા સ્વર હોય છે.

**અચ્યુતંકેશવં** ન. અંત; છેડો. હિંદુ ધર્મકથા કે વ્યાખ્યાનને અંતે આ શબ્દથી શરૂ થતો શ્લોક બોલાય છે.

> **અચ્યુતંકેશવં** રામનારાયણં. સ્તુતિ
> અચ્યુતં કરવું = પૂરું કરવું.

**અચ્યુતા** સ્ત્રી. એ નામની એક દેવી.

**અચ્યુતાગ્રજ** ૧. [સં. અચ્યુત (વિષ્ણુ) + અગ્રજ (મોટા ભાઈ)] પું. ઇંદ્ર, કેમકે વામનરૂપ વિષ્ણુનો તે મોટા ભાઈ થાય.

૨. [સં. અચ્યુત (કૃષ્ણ) + અગ્ર (આગળ) + જ (જન્મનાર)] પું. કૃષ્ણના મોટા ભાઈ; બળરામ.

**અચ્યુતાત્મજ** જુઓ અચ્યુતપુત્ર.

**અચ્યુતાનંદ** ૧. [સં. અચ્યુત + આનંદ] પું. અખંડ આનંદ; આત્માનો આનંદ.

૨. પું. ઈશ્વર, કારણકે તે અખંડ આનંદ ભોગવે છે.

> પ્રભુ **અચ્યુતાનંદ** અવ્યક્ત કહીએ,
> નવ બારતી વેદથી ભેદ લહીએ.
> પ્રેમાનંદ

૩. વિ. હંમેશાં આનંદ ભોગવતું.

**અચ્યુતાયુ** ૧. પું. (પુરાણ) મહાભારતના યુદ્ધમાં દુર્યોધનના પક્ષનો એ નામનો એક રાજા. એ અર્જુનને હાથે મરણ પામ્યો હતો.

૨. [સં. અચ્યુત (સ્થિર) + આયુસ્ (આવરદા)] વિ. સ્થિર આવરદાવાળું.

**અચ્યુતાવાસ** [સં. અચ્યુત + આવાસ (રહેઠાણ)] પું. પીપળાનું ઝાડ.

**અચ્યુતાંગજ** જુઓ અચ્યુતપુત્ર.

**અચ્યુતિ** ૧. [સં. અ + ચ્યુતિ (નાશ)] પું. નાશનો અભાવ.

૨. વિ. નાશ વિનાનું.

**અચ્સંધિ** [સં. અચ્ (સ્વર) + સંધિ (જોડાણ)] સ્ત્રી. (વ્યાકરણ) બે સ્વરના જોડાણથી થતો ફેરફાર; સંધિની ચાર જાત માંહેની એ નામની એક. જેમકે અચ્યુત + અગ્રજ = અચ્યુતાગ્રજ; પરમ + ઈશ્વર = પરમેશ્વર; મહા + ઉત્સવ = મહોત્સવ.

> સંધિના નીચે પ્રમાણે પ્રકાર થાય છે: ૧ **અચ્સંધિ** (સ્વરસંધિ), ૨ હલ્સંધિ (વ્યંજનસંધિ), ૩ વિસર્ગસંધિ, ૪ આંતરસંધિ.
> કમળાશંકર

**અછ** ૧. સ્ત્રી. (કચ્છી) ઝાંખ; આંખની કીકી ઉપર વળતી છારી.

૨. વિ. છીછરું.

૩. વિ. પાતળું; આછું.

**અછક** ૧. [ સં. અ + ચક્ (ખાવું) ] વિ. ભૂખ્યું; જમ્યા વગરનું.
૨. અ. જોતજોતામાં; થોડી વારમાં.
૩. અ. બેશક; અલબત્ત.

**અછકડું** (અછકડું) વિ. (ગ્રામ્ય) વાયડું.

અછકડી જાત ને ઉતાવળી હાલે,
કાખમાં કોથળી તાણીને ઘાલે.
શિક્ષાપત્રી

**અછકલાઈ** સ્ત્રી. ફૂલણજીપણું. જુઓ આછકલાઈ.

જો હું કોણ છું તે અછકલાઈથી કહું છું, તો મારું ઉજ્વળ કુળ વગોવાય છે.
કેશવ હર્ષદ

**અછકલાવેડા** (અછક્લાવેડા) પું. બ. વ. હલકાઈ; છાલકાપણું.

**અછકલું** વિ. છીછરા મનનું. જુઓ આછકલું.

**અછડ** (અછડ઼) વિ. નહિ ખાંડેલું; છોલાવાળું.

**અછડતું** (અછડ઼તું) ૧. વિ. ઉપરચોટિયું; માત્ર સપાટીને અડકીને પસાર થઈ જતું.

અછડતા જ્ઞાનને પૂરું માની લઈ તેઓ જે હરિગીત કડીઓ જોડે છે તે મોટે ભાગે જોડકણાં હોય છે. પ્રસ્થાન

૨. વિ. કાના એટલે વાસણની કોર બરાબર; શગ વિનાનું.
૩. વિ. છલકાતું.

**અછત** ૧. [ સં. અ + સત્ (હોવું) ] સ્ત્રી. તંગી; ઊણપ; તાણ.

અછતનાં અમે, દુઃખ ક્યાં જઈ દાખીએ !
નાગ-નાગમદેનો દુહો

અછત થઈ જવું = દૂબળા થઈ જવું.
૨. અ. છૂપી રીતે; ન દેખાય એમ.

**અછતકુંવારી** સ્ત્રી. (કચ્છી) અખોવન; એક સંતાન મરી ન ગયું હોય એવી સોવાસણ સ્ત્રી.

**અછતવાન** વિ. થોડું; ઓછું; તાણવાળું.

**અછતા** અ. એકાએક; ઓચિંતું.

**અછતું** ૧. [ અ + છતું (જાણીતું) ] વિ. અજાણીતું.
૨. વિ. છાનું; ગુપ્ત.
૩. [ સં. અસત્ ] વિ. ન હોય એવું.
૪. અ. છાનુંમાનું; છાની રીતે.

સાસુ સસરાથી હું તો અછતીરે ઊઠી વાલા.
મીરાંબાઈ નાટક

**અછત્ર** જુઓ અચ્છત્ર.

**અછનધારી** [ સં. અચ્છિન્ન (અખંડ) + ધારા (ધાર) ] સ્ત્રી. શિવલિંગ ઉપર ઠંડું પાણી ટપકાવવાની ત્રાંબાની ગળતી.

**અછપરું** ૧. વિ. (ગ્રામ્ય) તોફાની.
૨. વિ. સાજુંમાંદું.

**અછબડા** (અછબડ઼ા) પું. બ. વ. એ નામનો એક રોગ. તેમાં શરીર ઉપર આખી આખી ફોલ્લી થઈ આવે છે. એક બે દિવસમાં તેમાં પાણી ભરાઈ ૬ થી ૭ દિવસમાં કરમાઈ જઈ ભીંગડાં ઊખડી જાય. કોઈ વાર હલકો તાવ આવી અછબડા નીકળી જાય પણ ખબર પડતી નથી. શીળી અને ઓરીની સરખામણીમાં આ ઘણો હલકો રોગ હોવાથી તેમાં દવાની જરૂર રહેતી નથી.

૧. અછબડા નીકળવા = અછબડાનો રોગ થવો.
૨. અછબડા શમવા-કરમાવા = અછબડાના રોગમાંથી છૂટા થવું.

**અછબા** ૧. અ. છાનુંમાનું; ન દેખાય એમ.

ખાન ભણઈ સહૂઈ સજ્જ થાઉ એ
અછબા દેઉ દેસી.
કાન્હડદેપ્રબંધ

૨. જુઓ અછબડા.

**અછબું** વિ. મોઢું.

**અછબો** ૧. પું. વરઘોડામાં વરનું મોં ઢાંકવા પાઘડીએ લટકાવવામાં આવતો સોનેરી કસબનો તોરો.
૨. અ. એકદમ; ઓચિંતું.

**અછરતું** ૧. વિ. ઊણું; ઓછું.
૨ જુઓ અછડતું.

**અછરૂંપછરૂં** વિ. સાજુંમાંદું.

**અછલ** ૧. પું. (પિંગળ) એ નામનો ૩૯ ગુરુ અને ૭૮ લઘુ મળી ૧૧૭ વર્ણનો એક વિષમજાતિ માત્રામેળ છંદ. ગણપ્રસ્તારપ્રકાશ પ્રમાણે તે ષટ્પદી છપ્પયનો એક ભેદ છે.
૨. [ સં. અ + છલ (કપટ) ] વિ. કપટ વગરનું.

**અછવાવું** ૧. અ. ક્રિ. કરમાવું.

ફૂલ-ગલકાં અછવાઈ ગયાં. નર્મદ

૨. [ સં. આ (આસપાસ) + છદ્ (ઢાંકવું) ] અ. ક્રિ. ઝાડની છાયા લાગવી; વણછો લાગવો.
૩. અ. ક્રિ. થોડું આવવું; ઓછું ઊતરવું.

**અછવું** [ સં. અસ્ ] અ. ક્રિ. હોવું.

સ્વામી તમે કેવા અછો. પ્રાચીન કાવ્ય

**અછંડપછંડ** ન. (કચ્છી) જમ્યા પછી પાટલા તથા રસોઇને લગતી બીજી વસ્તુ ધોઈ થતી કામની સમાપ્તિ.

**અછાઅછાવાનાં** જુઓ અછોઅછોવાનાં.

**અછાકલું** વિ. (ગ્રામ્ય) મોટાઈ જીરવી ન શકે એવું; છીછરા મનનું; અછકલું.

**અછાજતું** વિ. અયોગ્ય; અઘટિત.

**અછાટ** [ સં. આચ્છોટન; પ્રા. અચ્છોડ ] સ્ત્રી. આંચકો; ઝટકો.

**અછાટવું** સ. ક્રિ. પછાડવું; અફાળવું; અછાડવું.

**અછાડ** (અછાડ઼) [ સં. અવચ્છદ્ (ઢાંકવું) ] પું. ઓછાડ; ચાદર.

**અછાડપછાડ** (અછાડ઼પછાડ઼) ૧. સ્ત્રી. અડચણ; નડતર.
૨. સ્ત્રી. અફળાઅફળી; ઠેકપછાડ.
૩. સ્ત્રી. ધાંધલ; ધમાલ.

**અછાડવું** (અછાડ઼વું) [ સં. આચ્છોટન; પ્રા. અચ્છોડ ] સ. ક્રિ. પછાડવું; અફાળવું.

અછાડતાં વ્યોમ ઊછળશે. પ્રેમાનંદ

**અછાનું** [ સં. અ + છન્ન (છૂપું) ] વિ. ખુલ્લું; જાહેર; ઉઘાડું.

**અછાબા** પું. બ. વ. વરઘોડામાં વરરાજાનું મોં ઢાંકવા પાઘડીએ લટકાવવામાં આવતા સોનેરી કસબના તાર.

**અછાબો** જુઓ અછબો.

**અછાવવું** [ સં. અચ્છ (સ્વચ્છ) ] સ. ક્રિ. નવું વાસણ વાપરવા કાઢવું.

**અછાળવું** [ સં. આ (સારી રીતે) + શલ્ (હલાવવું) ] સ. ક્રિ. વાસણ હલાવી તેમાંની વસ્તુ નીચેથી ઉપર લાવવી; ઉછાળવું; ઉપરતળે કરવું.

શાક અથાણું અછાળવું જોઈએ. નર્મદ

**અછાંદસ** [ સં. અ (નહિ) + છંદસ્ (છંદ) ] વિ. છંદ વિનાનું.

**અછિદ્ર** જુઓ અચ્છિદ્ર.

**અછિદ્રાળુ** [ સં. અછિદ્ર + આળુ (વિશેષણ બનાવનાર પ્રત્યય) ] વિ. છિદ્ર વગરનું.

**અછિન્ન** ૧. [ સં. અ (નહિ) + છિન્ન (કાપેલું) ] વિ. અખંડિત; નહિ કાપેલું; આખું.
૨. વિ. કાયમનું; સ્થાયી.

**અછિન્નધારા** ૧. [ સં. અચ્છિન્ન (અખંડિત) + ધારા (ધાર) ] સ્ત્રી. અટક્યા વગર વહેતી ધાર.
૨. સ્ત્રી. ગળતી; શિવલિંગ ઉપર પાણીનો ચાલુ અભિષેક કરવા વપરાતું નીચે ઝીણા કાણાવાળું વાસણ; અછનધારી.

**અછિયાણું** જુઓ અખિયાણું.

**અછીપ** [ અ (નહિ) + છીપવું (શમવું) ] વિ. શાંત ન થાય એવું.

અછીપ જ્ઞાનતૃષા અને અથાક અધ્યયન એ સાચા શિક્ષકનું ચોખ્ખું લક્ષણ.
વિ. મ. ભટ્ટ

**અછુપ્તા** સ્ત્રી. એ નામની એક દેવી

**અછું** વિ. (કચ્છી) ધોળું.

**અછૂટ** [ સં. અ (નહિ) + સ્પૃષ્ટ (અડેલું) ] વિ. દૂર ન થાય એવું.

**અછૂત** ૧. [ સં. અ (નહિ) + સ્પૃષ્ટ (અડેલું) ] વિ. અસ્પૃશ્ય; અડવાથી અભડાવે એવું.

૨. વિ. અસ્પૃશ્ય મનાતી કોમનું.

આમદાવાદમાં અછૂતોનું ધોરણ વધારે ઊંચું છે. — પ્રસ્થાન

૩. વિ. કોરું; નહિ વાપરેલું.

**અછૂતિ** ૧. ન. એ નામની વાણિયાની એક જાતનું માણસ.

૨. વિ. અડવામાં ન આવ્યું હોય એવું.

૩. વિ. એ નામની વાણિયાની એક જાતનું.

**અછૂપું** વિ. ખુલ્લું; જાહેર.

**અછે** અ. આગળ.

એવું કહી સેવક ગયો અછે,
ભીમસેન સજ થયો પછે. — પ્રેમાનંદ

**અછેટ** વિ. અંત વિનાનું; અપાર; અથાગ.

**અછેદ** ૧. [ સં. અ (નહિ) + છેદ (કાપ) ] વિ. અખંડ; આખું; નહિ ભાંગેલું.

૨. [ સં. અ (નહિ) + છેદ્ય (છેદાય એવું) ] વિ. ન છેદાય એવું.

મંત્ર અમોઘ અછઈ અછેદ,
સકલ મંત્રનું મંદિર વેદ. — ભીમ

**અછેદ્ય** [ સં. અ (નહિ) + છેદ્ય (છેદાય એવું) ] વિ. કાપી ન શકાય એવું.

પરમેશ્વર કે પરમાત્મા સર્વવ્યાપી છે, તો તે નિરવયવ, એકરસ અને નામરૂપ વિનાનો એટલે અછેદ્ય અને અવિકારી છે. — ગીતાપંચામૃત

**અછેરું** ૧. [ સં. આશ્ચર્ય; પ્રા. અચ્છેર ] ન. આશ્ચર્યકારક બનાવ.

ચમતકાર બહુ પુરુષ પામ્યા,
અછેરો કલિમાંહિ રે. — ઋષભદાસ

૨. વિ. આશ્ચર્ય ઉપજાવે એવું; અદ્ભુત.

**અછેહ** ૧. [ સં. અ (નહિ) + છેદ (કટકો) ] વિ. અખંડ; આખું; નહિ કાપેલું

૨. વિ. અંત વગરનું; અપાર; અથાગ.

તે નવ મદન શરે મુરછંત છેહ,
વિરોધ અછેહ અનત્ય. — ગીતગોવિંદ

**અછો** ૧. [ સં. અ + ચર્ (કરવું) ] પું. અકતો.

૨. પું. કચરો; બગાડ.

૩. પું. ખેતરમાં ઢોરથી થતું નુકસાન.

૪. પું. નડતર; અડચણ.

૫. પું. ઓળો.

આ ઢબે જો શિક્ષણ આપતાં આવડે તો આપણી વાચનમાળાઓના કેટલા બધા શબ્દાડંબરથી ભરેલા, પણ બાળકને માટે કંઇ અર્થવહન નહિ કરનારા પાઠોનો અછો ઉતરી જાય! — નૃસિંહતરામ દવે

૬. પું. ભીડ; ગિરદી.

૭. અ. ભલે; સારું.

**અછોઅછો કરવું** ૧. સ. ક્રિ. ઉમળકાથી સરભરા કરવી.

૨. સ. ક્રિ. લાડ લડાવવું.

**અછોઅછોવાનાં** ૧. ન. બ. વ. ઉમળકા ભરી સરભરા.

૨. ન. બ. વ. લાડ; હેત.

**અછોછાયા** ૧. [ સં. અચ્છ (ચોખ્ખું) + છાયા (રક્ષણ) ] સ્ત્રી. આસનાવાસના.

૨. સ્ત્રી. સંભાળ; સંરક્ષણ

**અછોછાંયડા** (અછોછાંયડા) [ સં. અચ્છ (ચોખ્ખું) + છાયા (રક્ષણ) ] પું. બ. વ. લાડ લડાવવાં તે.

**અછોછી** સ્ત્રી. (ગ્રામ્ય) બહુ ખાવાથી પેટમાં થતી અકળામણ.

**અછોડાવા** (અછોડાવા) ૧. [ ગુ. અછોડો (રાશ) + સં. વાટ (રસ્તો) ] વિ. બળદની રાશ એટલે અછોડા જેટલા અંતરનું.

૨. અ. રાશની લંબાઈ જેટલે છેટે.

**અછોડાહાર** (અછોડાહાર) [ અછોડો (ગળામાં પહેરવાનો સોનારૂપાનો દોરો) + હાર (એક ઘરેણું) ] પું. ડોકનું એ નામનું એક ઘરેણું.

**અછોડો** (અછોડો) ૧. પું. ખીસામાંથી ઘડિયાળ પડી ન જાય તે માટે તેને બાંધવામાં આવતી સાંકળી.

૨. પું. દીવાલનો અથવા ગઢની રાંગનો ભાગ.

૩. પું. પશુને બાંધવાનું દોરડું.

૪. પું. પાટીનું ગૂંચળું.

૫. પું. રાશ; લગામ.

૬. પું. સોનારૂપાની ગળે પહેરવાની સાંકળી.

હરતા ફરતા હીંડે ઘોડા,
બાંધ્યા હેમ તણા અછોડા. — પ્રેમાનંદ

**અછોતરું** વિ. (ગ્રામ્ય) ઓછા પ્રકારવાળું; ઝાંખું.

અછોતરું મોતી ઉવાનું લોંઉં રહ્યું. — દિવગી?

**અછોવાનાં** જુઓ અછોઅછોવાનાં.

**અજ્** ૧. [ સં. ] અ ક્રિ. (ધાતુ) જવું.

૨. અ. ક્રિ. પ્રકાશવું.

૩. સ. ક્રિ. ફેંકવું.

૪. સ ક્રિ. હાંકવું; હંકારવું.

**અજ** ૧. [ સં. અ (નહિ) + જન્ (જન્મવું) ] પું. આત્મા; જીવ.

૨. પું. (પિંગળ) એ નામનો ૧૮ ગુરુ અને ૧૨ લઘુ મળી ૩૦ અક્ષરનો એક સમજાતિ માત્રામેળ છંદ. તે તોમરછંદનો ભેદ છે.

૩. પું. એ નામનો એક ઋષિ.

૪. પું. એક નક્ષત્રદેવતા.

વસુત્વષ્ટા, ભવ, અજ, મિત્ર, સર્પ, અશ્વિના, જલ, ધાતા અનેક (એ નક્ષત્રદેવતાઓ) અયનોના આરંભમાં હોય છે. — પુરાતત્ત્વ

૫. પું. કપૂર.

૬. પું. કામદેવ, કેમકે તે વિષ્ણુની છાતીમાંથી ઉત્પન્ન થયેલ કહેવાય છે.

ન અજ આવર્યો અંગમાં કદા. — પ્રેમાનંદ

૭. પું. ઘેટો.

૮. પું. ચંદ્ર. વિષ્ણુના મનમાંથી ચંદ્ર ઉત્પન્ન થયેલ હોવાથી તે અજ કહેવાય છે.

૯. પું. જુવાન પુરુષ.

અજ બકરા અજ વિધિ કહત, અજ કહાવત ઇશ,
અજ જુવાન નરને કહો, અજ એક જ જગદીશ. — પિંગળલઘુકોષ

૧૦. પું. નાયક; નેતા.

૧૧. પું. પરમેશ્વર.

તે અજ નાનાવિધ સૃષ્ટિનું કારણ હોવાથી બહુ પ્રજા સર્જે છે. તેનો ભોગવનાર જે છે (પુરુષ) તેને અજ કહ્યો છે. — અણુભાષ્ય

૧૨. પું. (પુરાણ) પ્રિયવ્રતવંશી પ્રતિહર્તા રાજાનો એ નામનો મોટો દીકરો.

૧૩. પું. બકરો.

૧૪. પું. બ્રહ્મા.

અજ કમલજ વેધા પિતા ધાતા શતધૃતિ થાય,
બ્રહ્મા ચતુરાનન વિધન દ્રુઘન દ્રુહિન કહેવાય. — પિંગળલઘુકોષ

૧૫. પું. મહાભારતના યુદ્ધમાં પાંડવ પક્ષનો એક રાજા.

૧૬. પું. મેષ, કેમકે દક્ષયજ્ઞના ભંગ વખતે અજ એટલે કે બ્રહ્મા મેષનું રૂપ ધારણ કરીને નાસી ગયા હતા.

૧૭. પું. (જ્યોતિષ) મેષરાશિ.

૧૮. પું. (પુરાણ) વિદેહવંશના ઊર્ધ્વકેતુ નામના જનકનો પુત્ર અને પુરજિત નામના જનકનો પિતા.

૧૯. પું. વિષ્ણુ.

૨૦. પું. શિવ.

૨૧. પું. (જ્યોતિષ) શુક્રની ગતિ પ્રમાણે મનાતા ત્રણ ત્રણ નક્ષત્રના માર્ગ માંહેનો એ નામનો એક માર્ગ. તે હસ્ત, વિશાખા અને ચિત્રા નક્ષત્રમાં હોય છે.

૨૨. પું. (પિંગળ) સગણ, સગણ અને યગણ એમ ૯ અક્ષરવાળો એક સમવૃત્ત વર્ણમેળ છંદ. તે બૃહતિનો ભેદ છે.

૨૩. પું. સૂર્યનો રથ.

૨૪. પું. (પુરાણ) સૂર્યવંશી રઘુરાજાનો એ નામનો દીકરો અને દશરથનો બાપ. વિદર્ભ-રાજાની દીકરી ઇંદુમતીએ સ્વયંવરમાં તેને વરમાળા પહેરાવી, તેથી નાસીપાસ થયેલા બીજા રાજાઓએ રસ્તામાં જ ઇંદુમતીને પડાવી લેવાની ઇચ્છા કરી. આથી તેમની વચ્ચે યુદ્ધ થયું. અજ સંમોહનમંત્રથી બધાને બેભાન કરી ઇંદુમતીને લઈ અયોધ્યા ગયો. ઇંદુમતીએ દશરથરાજાને જન્મ આપ્યો તે પછી કેટલેક વખતે તેનું મરણ થયું. તેના શોકને લીધે અજરાજાએ અત્યંત વિલાપ કર્યો હતો, અને દશરથને રાજકારભાર સોંપી બાકીનું જીવન વાનપ્રસ્થ થઈને ગાળ્યું હતું.

૨૫. પું. (પુરાણ) સોમવંશી વિજયકુળના જન્હુરાજાના પુત્ર પુરુરાજાનું બીજું નામ.

૨૬. સ્ત્રી. ત્રણ વર્ષની જૂની ડાંગર.

૨૭. સ્ત્રી. માયા; શક્તિ.

૨૮. સ્ત્રી. સુવર્ણમાક્ષિક ધાતુ; સોનામુખી પથ્થર.

૨૯. ન. અઢાર ધન માંહેનું એ નામનું એક. જુઓ ધન.

૩૦. [સં. અ (નહિ) + જ (જન્મેલું)] વિ. નહિ જન્મેલું; જન્મ વગરનું.

> પુરાણ ને અજ નિરંતર નિત્ય છે એ,
> ના એ હણાય કદી દેહ હણાય તો યે.
>
> ગીતાપંચામૃત

૩૧. [સં. અદ્ય] અ. આજે; આજ.

**અજક** ૧. પું. (પુરાણ) એ નામનો એક અસુર.

૨. પું. ચંદ્રવંશી બલાકાશ્વરાજાનો એ નામનો દીકરો.

**અજકણ** ન. લાંબો ડગલો. જુઓ અચકન.

**અજકરક** પું. (જ્યોતિષ) અડ્યાસી ગ્રહમાંનો એ નામનો એક. જુઓ ગ્રહ.

**અજકર્ણ** ૧. પું. ધોળો ડામર.

૨. [સં. અજ (બકરો) + કર્ણ (કાન)] પું. બકરાંનો કાન.

૩. પું. બંગાળા અને ઉત્તર હિંદમાં ઊગતું સાલ નામનું ઝાડ. તેનાં પાંદડાંનો આકાર બકરાંના કાન જેવો હોવાથી તે અજકર્ણ કહેવાય છે. તેના રસને રાળ કહે છે.

૪. પું. મરચી, કેમકે તેનો આકાર બકરાંના કાન જેવો હોય છે.

**અજકર્ણક** જુઓ અજકર્ણ.

**અજકવ** [સં. અજ (વિષ્ણુ) + ક (બ્રહ્મા) + અવ્ (રક્ષણ કરવું)] ન. શંકરનું ધનુષ; પિનાક, કેમકે શિવે આ ધનુષ વડે ત્રિપુરાસુરનો વધ કરી વિષ્ણુ અને બ્રહ્માનું રક્ષણ કર્યું હતું.

**અજકા** ૧. [સં.] સ્ત્રી. બકરીના ગળા નીચે લટકતા સ્તનના આકારના માંસના પિંડ. જુઓ અજાગલસ્તન.

૨. સ્ત્રી. બકરીની લીંડી.

**અજકાજાત** [સં. અજકા (બકરીની લીંડી) + જાત (જન્મેલું)] ન. આંખની કીકી ઢાંકી દે એવું, બકરીની લીંડી જેવું, દુઃખ આપનારું, ચીકટાં આંસુ વહેવડાવનારું લાલ ફૂલું; ઢીંગ. તે મટાડવા સિંધવ, ઘોડાની ખરી અને ગોરોચનને ગુંદીની છાલના રસમાં ઘસી આંખમાં અંજાય છે.

**અજકાવ** ૧. પું. આંખના ડોળાનો એ નામનો એક રોગ.

૨. ન. એ નામનું એક ઝાડ. તેનાં પાંદડાં બકરાંને બહુ ભાવે છે.

૩. ન. મૈત્રાવરુણને અર્પેલું યજ્ઞનું એ નામનું લાકડાનું બનાવેલ એક વાસણ. તેનો આકાર બકરીના ગળા નીચે લટકતા આંચળ જેવો હોય છે.

૪. [સં. અજ (વિષ્ણુ) + ક (બ્રહ્મા) + અવ્ (રક્ષણ કરવું)] ન. શિવનું ધનુષ. જુઓ અજકવ.

**અજકેડે** (અજકેડે) અ. હવેપછી; અત્યારપછી.

**અજક્ષીર** [સં. અજ + ક્ષીર (દૂધ)] ન. બકરીનું દૂધ.

**અજગ** ૧. [સં.] પું. અગ્નિ.

૨. પું. વિષ્ણુ.

૩. ન. ચિત્રાનું ઝાડ.

૪. ન. શંકરનું ધનુષ.

**અજગત** વિ. એ નામની ઘરની એક જાતનું.

> ઘરના મુખ આગળ ચાર અલિંદો કરી તે ચાર આગળ એક મંડપ હોય અને તેવા ઘરમાં બે ચટ્ટાઓ આવે તેમ જ તે ઘરનું મુખ ઉત્તરદિશામાં હોય તો તે અજગત ઘર કહેવાય. રાજવલ્લભ

**અજગર** ૧. પું. અવધૂતનો એ નામનો ગુરુ.

૨. પું. (જ્યોતિષ) એ નામનું એક નક્ષત્ર. જુઓ અજગરતારો.

૩. પું. કૃષ્ણનો નાશ કરવા અઘાસુરે લીધેલું રૂપ.

૪. [સં. અજ (બકરું) + ગૃ (ગળવું); ફા. અઝદર] પું. બકરાંને ગળી જાય એવો મોટો સાપ. પેટે ચાલનાર પ્રાણીમાં તેના જેટલું મોટું અને આળસુ પ્રાણી કોઈ નથી. તેનો રંગ તપખીરી અને કાળાશ પડતો અને શરીર ઉપર કેટલાકને ચાંદલા હોય છે તેનું તેલ હાડકાના દુખતા ભાગ ઉપર ઔષધ તરીકે ઉપયોગમાં આવે છે.

> અજગર કરે ન ચાકરી, પંખી કરે ન કામ,
> દાસ મલૂકા એમ કહે, સબકે દાતા રામ.
>
> મલૂકદાસ

૫. ન. (લાક્ષણિક) આળસુ માણસ.

**અજગરતારો** [સં. અજગર + હિં. તારા (નક્ષત્ર)] પું. (જ્યોતિષ) ઉત્તર ગોળાર્ધનું સર્પને મળતું એ નામનું એક નક્ષત્ર; કાલીય; 'ડ્રેકો; ડ્રેગન.'

**અજગરવૃત્તિ** ૧. [સં. અજગર + વૃત્તિ (વલણ)] સ્ત્રી. અજગરના જેવું આળસુ વલણ; આળસાઈ.

૨. સ્ત્રી. નસીબ ઉપર આધાર રાખવાનો સ્વભાવ.

૩. સ્ત્રી. સહેજે આવી મળે તે પર ગુજરાન ચલાવવું એવી ત્યાગવૃત્તિ.

**અજગરી** ૧. સ્ત્રી. શક્તિ આપનાર અને આયુષ્ય વધારનાર, અજગરના આકારનો, ૫ થી ૬ ફૂટ લંબાઈનો એ નામનો એક વેલો. તેની ઉપર અજગર જેવાં કૂંડાળાં દેખાય છે. તે પારો બાંધવા માટે વપરાય છે.

૨. વિ. અજગર જેવું આળસુ.

૩. જુઓ અજગરવૃત્તિ ૧.

**અજગલ્લિકા** [સં.] સ્ત્રી. શરીરમાં થતી મગ જેવી ઝીણી ફોલ્લી.

**અજગલ્લી** સ્ત્રી. બાળકનો એ નામનો એક રોગ; અજગલ્લિકા.

**અજગવ** ૧. ન. પૃથુરાજાનું ધનુષ.

૨. ન. માંધાતાના ધનુષ્યનું નામ.

૩. [સં. અજગ (વિષ્ણુ) + અવ્ (રક્ષણ કરવું)] ન. શંકરનું ધનુષ; પિનાક. જુઓ અજકવ.

**અજગંધા** [સં.] સ્ત્રી. એ નામની એક ઔષધિ; અજમોદ. તેનાં પાન ઘેરા લીલા રંગનાં, રૂંવાટીવાળાં, બે ઇંચ લાંબાં તથા એક ઇંચ પહોળાં અને કાંગરીદાર કોરવાળાં હોય છે. તેને સફેદ અથવા જાંબલી ઝાંયનાં, આકરી વાસવાળાં ફૂલના ઝૂમખા, તથા કાળા રંગનાં, તળિયે ધોળી ટપકીવાળાં અને એક બાજુ વાંકી ધારવાળાં ફળ હોય છે.

**અજગંધિકા** જુઓ અજગંધા.

**અજગંધિની** [સં.] સ્ત્રી. એ નામની એક જાતની ઔષધિ; મરડાશીંગ.

**અજગાવ** જુઓ અજગવ.

**અજગીત** [સં. અજ (અજરાજા) + ગીત] ન. શોકકારક ગાયન; કરુણ રસવાળું ગીત. અજરાજાએ તેની સ્ત્રી ઇંદુમતી મરી ગઈ ત્યારે કરુણ અવાજે ઘણો વિલાપ કરેલો. તે ઉપરથી કરુણ રસવાળું ગીત અજગીત કહેવાય છે.

**અજઘન્ય** ૧. [સં. અ + જઘન્ય (નીચ)] વિ. ઉમદા; ખાનદાન.

૨. વિ. સારું.

**અજજીવ** [સં. અજ (બકરો) + જીવ (ગુજરાન)] પું. ભરવાડ; રબારી, કેમકે તે બકરાં-ઘેટાં ઉપર પોતાનું ગુજરાન ચલાવે છે.

**અજજીવિક** જુઓ અજજીવ.

**અજઝા** (અજ્ઝા) [અ.] પું. બ. વ. ભાગ.

**અજટા** [સં. અ + જટા (તંતુવાળું મૂળિયું)] સ્ત્રી. એ નામની એક વનસ્પતિ; ભોંયઆંબલી.

**અજટિલ** ૧. [સં. અ + જટિલ (જટાવાળું)] વિ. જટા વગરનું.

૨. [સં. અ + જટિલ (ગૂંચવણ ભરેલું)] વિ. સાદું; સરલ.

**અજઠર** [સં. અ + જઠર (હોજરી)] વિ. હોજરી વગરનું.

**અજઠરી** ૧. ન. બ. વ. જઠર વગરનાં જીવડાં.

૨. [સં. અ + જઠરિન્ (હોજરીવાળું)] વિ. જઠર વગરનું.

**અજડ** (અજડ્) ૧. [અ (નિરર્થક વપરાતો પૂર્વગ) + જડ (મૂર્ખ)] વિ. અક્કલ વગરનું; મૂર્ખ.

૨. [સં. અ (નહિ) + જડ (મૂર્ખ)] વિ. અક્કલવાળું; ડાહ્યું.

૩. વિ. કઠોર.

૪. [સં. અ + જડ (જીવ વગરનું)] વિ. ચેતનવાળું; જીવવાળું.

**અજડતા** (અજડ્તા) [સં. અજડ (મૂર્ખ) + તા (પણું)] સ્ત્રી. મૂર્ખતા; ગમારપણું.

**અજડા** (અજડ઼ા) [સં.] સ્ત્રી. એ નામનું એક જાતનું ઝાડ.

**અજડાઈ** (અજડાઈ) [અજડ (મૂર્ખ) + આઈ (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. મૂર્ખતા; ગમારપણું.

**અજડાફલ** (અજડ઼ાફલ) [સં.] ન. કોચાં નામનું એક જાતનું ફળ.

**અજતનયા** ૧. [સં. અજ (બ્રહ્મા) + તનયા (દીકરી)] સ્ત્રી. બ્રહ્માની દીકરી.

> **અજતનયા** ઉમયાપતિ વંદે,
> કરે કમલા પદસેવ જે તે. — પ્રીતમ

૨. [સં. અજ (નહિ જન્મેલું) + તનયા (દીકરી)] સ્ત્રી. સીતા.

**અજતરફ** [ફા. અઝ (થી) + અ. તર્ફ (બાજુ)] અ. આ તરફથી. મોટા દરજ્જાનો માણસ ઊતરતા દરજ્જાના માણસને લખતાં સભ્યતા માટે અજતરફ કે અજતરફે એમ લખે છે.

**અજતરફે** જુઓ અજતરફ.

**અજદર** જુઓ અજદહા.

**અજદહા** [ફા. અઝ્દહા] પું. અજગર; મોટી જાતનો સાપ.

> છેડાએલો **અજદહા** પોતાના ઝેરથી કોઈપણ પ્રાણીની જીંદગી ટાળી નાંખે છે. — બા. બાબર

**અજદંડિ** [સં. અજ (બ્રહ્મા) + દંડિન્ (દંડવાળું)] સ્ત્રી. બ્રહ્મદંડી નામની એક વનસ્પતિ, કેમકે બ્રહ્માનો દંડ તેનો બનેલો મનાય છે.

**અજદેવતા** ૧. પું. (જ્યોતિષ) બકરાના આકારનું પચીસમું નક્ષત્ર.

૨. [સં. અજ (બકરો) + દેવતા (દેવ)] પું. બકરાંનો દેવ અગ્નિ.

**અજન** ૧. [સં.] પું. (પુરાણ) એ નામનો એક અસુર; તેર સૈંહિકેયમાંનો એક.

૨. [સં. અ (અયોગ્ય) + જન (માણસ)] પું. દુષ્ટ પુરુષ.

૩. પું. બ્રહ્મા.

૪. [સં. અ (નહિ) + જન્ (જન્મવું)] વિ. જન્મ વગરનું; અજન્મા.

૫. વિ. માણસ વગરનું; નિર્જન.

**અજનક** [સં. અ (નહિ) + જનક (બાપ)] વિ. બાપ વિનાનું.

**અજનની** [સં. અ (નહિ) + જનની (મા)] વિ. મા વગરનું.

**અજનબી** જુઓ અજનવી.

**અજનવી** ૧. [ફા. અજનબી] ન. પરદેશી માણસ.

૨. વિ. અજાણ્યું; નહિ જાણેલું.

૩. વિ. બીજા દેશનું; વિદેશી; પરદેશી.

> ત્યાં કોઈ **અજનવી** શખ્સનું આવવું દુસ્વાર છે. — બા. બાબર

**અજના** ૧. સ્ત્રી. (પુરાણ) એ નામની ઇલની દીકરી.

૨. સ્ત્રી. ધ્રુવની એ નામની સ્ત્રી.

૩. સ્ત્રી. સીતા.

૪. [સં. અ (નહિ) + જન્ (જન્મવું)] વિ. સ્ત્રી. પોતાની મેળે ઉત્પન્ન થયેલી.

**અજનાભ** [સં.] પું. (પુરાણ) એ નામનો જંબુદ્વીપનો એક પર્વત.

**અજનાભવર્ષ** [સં.] પું. (પુરાણ) આગ્નિધ્રરાજાના મોટા દીકરા નાભિનો એ નામનો દેશ. એ જ દેશનું નામ પાછળથી ભારતવર્ષ પડ્યું છે.

**અજનાસા** [સં. અજ (બ્રહ્મા) + નાસા (નાક)] સ્ત્રી. બ્રહ્માનું નાક.

**અજન્ત** [સં. અચ્ (સ્વર) + અન્ત (છેડો)] વિ. છેડે સ્વર હોય એવું.

> **અજન્ત** ધાતુમાં સિ, હિત્ર અને હિ અને હલન્ત ધાતુમાં ઈશ પ્રત્યય બધા ભૂતકાળોમાં ૩ જા પુ. એકવચનના છે. — બૃહદ્ વ્યાકરણ

**અજન્મ** ૧. પું. ઈશ્વર; પરમાત્મા.

૨. પું. મોક્ષ; મુક્તિ.

૩. [સં. અ (નહિ) + જન્મન્ (જન્મ)] વિ. જન્મ વગરનું.

૪. વિ. ફરી ન જન્મે એવું; મુક્ત.

**અજન્મા** ૧. [સં.] પું. ઈશ્વર; પરમાત્મા.

૨. સ્ત્રી. માયા.

૩. સ્ત્રી. મોક્ષ; મુક્તિ.

૪. સ્ત્રી. લક્ષ્મી.

૫. [સં. અ + જન્મન્ (જન્મ)] સ્ત્રી. સીતા, કેમકે તે પોતાની મેળે ઉત્પન્ન થયેલ મનાય છે.

૬. વિ. જન્મ વગરનું.

**અજન્મી** [સં. અ (નહિ) + જન્ (જન્મવું)] વિ. જન્મ વિનાનું.

> **અજન્મી** ને નિત્ય પુરાણ શાશ્વત,
> હણાય ના દેહ હણાય તોય તે. — નાનાલાલ

**અજન્ય** ૧. ન. અપશુકન; અશુભ ચિહ્ન.

> અરે! આ તે કેવા **અજન્ય**માં હું અહીં આવ્યો કે દામોદરનાં દર્શન જ થતાં નથી. — પ્રેમાનંદ

૨. ન. ધરતીકંપ વગેરે માણસજાતનાં આપત્તિનાં ચિહ્ન; ઉત્પાત.

૩. [સં. અ (નહિ) + જન્ય (ઉત્પન્ન કરવા જેવું)] વિ. નહિ ઉત્પન્ન કરવા જેવું.

૪. [સં. અ + જન્ય (માણસજાતને યોગ્ય)] વિ. માણસજાતિને અયોગ્ય.

**અજન્યજ્ઞાન** [ સં. ] ન. ( વેદાંત ) શુદ્ધ બ્રહ્મસ્વરૂપ જ્ઞાન. જ્ઞાન જન્ય અને અજન્ય એમ બે પ્રકારનું છે. પરોક્ષ અને અપરોક્ષ જ્ઞાન એ જન્યજ્ઞાન, અને શુદ્ધ બ્રહ્મસ્વરૂપ જ્ઞાન એ અજન્યજ્ઞાન.

**અજન્યસુખ** [ સં. ] ન. ( વેદાંત ) બ્રહ્મસુખ. જન્યસુખ અને અજન્યસુખ એવા સુખના બે પ્રકાર છે. તેમાંથી અંતઃકરણની વૃત્તિજન્ય સુખ તે જન્યસુખ અને બ્રહ્મસુખ તે અજન્ય સુખ છે.

**અજપ** ૧. [ સં. અજ ( બકરું ) + પા ( પાળવું ) ] પું. ભરવાડ; રબારી.

૨. [ સં. અ ( નહિ ) + જપ્ ( બોલવું ) ] પું. સારી રીતે પાઠ ભણી ન શકે એવો બ્રાહ્મણ; કુપાઠક.

૩. વિ. બકરાંનું રક્ષણ કરનાર.

**અજપતિ** ૧. [ સં. અજ ( બકરું ) + પતિ ( ધણી ) ] પું. ભરવાડ; રબારી.

૨. [ સં. અજ ( મેષરાશિ ) + પતિ ( ધણી ) ] પું. મંગળ ગ્રહ, કેમકે તે મેષરાશિનો સ્વામી ગણાય છે.

૩. પું. સૌથી સારો બકરો.

**અજપથ** ૧. પું. ( જ્યોતિષ ) આકાશમાં થતો માર્ગ જેવો દેખાવ; છાયાપથ; અજવીથિ; દક્ષિણ માર્ગના ત્રણ ભાગ માંહેનો એક ભાગ, જેમાં મૂલ, પૂર્વાષાઢા અને ઉત્તરાષાઢા એ ત્રણ નક્ષત્રનો સમાવેશ થાય છે.

૨. [ સં. અજ ( બકરું ) + પથ ( રસ્તો ) ] પું. બકરાંના ચાલવાથી પડેલી કેડી.

૩. [ સં. અજ ( બ્રહ્મા ) + પથ ( માર્ગ ) ] પું. વિધાતાએ નિર્માણ કરેલો માર્ગ.

**અજપદ** [ સં. અજ ( બ્રહ્મા ) + પદ ( જગ્યા ) ] ન. સ્વર્ગ; બ્રહ્માનું રહેઠાણ; બ્રહ્મલોક.

**અજપા** ૧. [ સં. અ ( નહિ ) + જપ્ ( બોલવું ) ] પું. હંસમંત્ર; શ્વાસ લેવાથી અને કાઢવાથી કુદરતી રીતે થતો સોહં સોહં એવો જાપ. તેની સંખ્યા એક દિવસ અને રાતમાં ૨૧૬૦૦ માનવામાં આવી છે. તેના દેવતા અર્દ્ધનારીશ્વર એટલે શિવ અને શક્તિની સંયુક્ત મૂર્તિ છે.

> હંમેશાં દિવસે અને રાત્રે મળીને જીવ એકવીસ હજાર અને છસો વાર **અજપા** નામે ગાયત્રીનો જપ કરે છે. — સિદ્ધાંતદર્શન

૨. પું. હો! ફફડે નહિ એમ બોલાતો જપ; માનસિક જપ.

૩. [ સં. અજ ( બકરું ) + પા ( પાળવું ) ] વિ. બકરાં પાળનાર.

૪. અ. વગર જપ્યે; જપ્યા વગર.

**અજપાજપ** જુઓ અજપાજાપ.

**અજપાજાપ** ૧. પું. ( તાંત્રિક ) તંત્રવિધિ પૂજનમાં અજપા નામે અર્ધાકૃતિ પુરુષ ને અર્ધાકૃતિ સ્ત્રી રૂપે દેવતા.

૨. [ સં. અજપા ( હંસમંત્ર ) + જાપ ( મંત્રોચ્ચાર ) ] પું. હંસમંત્ર; અજપા; શ્વાસોચ્છ્વાસે ઈશ્વરનું કરાતું ચિંતન.

> જેમ માળાઓના મણકાઓમાં મેર એક છે, તેમ સર્વ જપોમાં **અજપાજાપ** એક ગણાય છે. — જપ

**અજપાતિ** પું. ( પુરાણ ) એ નામનો એક બ્રહ્મર્ષિ અને તેનો વંશ.

**અજપાદ** ૧. [ સં. ] પું. અગિયાર રુદ્રમાંનો એ નામનો એક.

૨. ન. ( જ્યોતિષ ) પૂર્વાભાદ્રપદ નક્ષત્ર.

**અજપાલ** ૧. પું. અજરાજા.

૨. [ સં. અજ ( બક ) + પાલ ( પાળનાર ) ] પું. રબારી; ભરવાડ, કેમકે તે બકરાં પાળે છે.

**અજપાલિકા** [ સં. અજ ( બકરું ) + પાલિકા ( પાળનારી ) ] સ્ત્રી. બકરાં પાળનાર સ્ત્રી; રબારણ; ભરવાડણ.

**અજપાળ** જુઓ અજપાલ.

**અજપાળનંદન** [ સં. અજપાલ ( અજરાજા ) + નંદન ( દીકરો ) ] પું. અજરાજાનો દીકરો દશરથ.

**અજપુઠિયા** અ. ( કચ્છી ) હવે પછી; આજ પછી.

**અજપો** પું. હંસમંત્ર; અજપા.

**અજપ્રિયા** [ સં. અજ ( બકરું ) + પ્રિયા ( વહાલી ) ] સ્ત્રી. બોરડીનું ઝાડ, કારણકે તેનાં પાંદડાં બકરાંને બહુ ભાવે છે.

**અજબ** ૧. [ અ. અજબ ( તે આશ્ચર્ય પામ્યો ) ] વિ. આશ્ચર્યજનક; અદ્‌ભુત; નવાઈ ઉપજાવે એવું.

૨. [ અ. ] અ. ક્રિ. ( ધાતુ ) તે આશ્ચર્ય પામ્યો. આ ધાતુ ઉપરથી અજબ = આશ્ચર્યજનક, અજીબ = આશ્ચર્યજનક, તઅજ્જુબ = આશ્ચર્ય, મુતઅજ્જિબ = આશ્ચર્યચકિત, અજાયબખાના = સંગ્રહસ્થાન વગેરે શબ્દ નીકળેલા છે.

**અજબખાનું** [ અ. અજબ + ફા. ખાના ( ઠેકાણું ) ] ન. સંગ્રહસ્થાન.

**અજબગુલમહેરી** સ્ત્રી. એ નામનું સ્ત્રીના મોઢાવાળું તથા બે પાંખ, અને ચાર પગનું એક કલ્પિત પક્ષી.

> છે અજબગુલમહેરી ખગી,
> તજી આહાર રટ સુખ રામ. — દયારામ

**અજબંધુ** [ સં. અજ ( બકરું ) + બંધુ ( ભાઈ ) ] પું. મૂર્ખ માણસ, કેમકે બકરાં ઓછી બુદ્ધિવાળાં મનાય છે.

**અજબાળ** [ સં. અજ + બાલ ( બચ્ચું ) ] ન. બકરીનું બચ્ચું.

**અજભક્ષ** [ સં. અજ ( બકરું ) + ભક્ષ ( ખોરાક ) ] પું. બાવળનું ઝાડ, કેમકે બકરાં તેનાં પાન બહુ ખાય છે.

**અજમ** [ અ. ] પું. ઈરાન દેશ.

**અજમલ** ૧. પું. રામદેપીરના બાપનું નામ.

૨. [ અ. જમલ ( તે સુંદર હતો ); જમીલ ( સુંદર )નું શ્રેષ્ઠતાદર્શક રૂપ ] વિ. સૌથી વધારે દેખાવડું; સૌથી સુંદર.

**અજમા** [ ફા. અજમૂદ ] પું. બ. વ. એ નામની એક વનસ્પતિનાં બિયાં.

**અજમાદિચૂર્ણ** ન. ( વૈદક ) આફરો તથા અપચા ઉપર અપાતી એ નામની એક દવા. તે બનાવવા અજમો, સિંધવ, સંચળ, જવખાર, હિંગ અને હરડે સરખે ભાગે લઈ ભૂકો કરવો. તેની માત્રા ૩૦થી ૬૦ ચોખાભાર છે.

**અજમાયશ** ૧. [ ફા. આઝમાઇશ ] સ્ત્રી. અખતરો; પ્રયોગ.

૨. સ્ત્રી. તપાસ; પરીક્ષા.

> અજમાયશ કરવી-કાઢવી = (૧) અનુભવ લેવો; ખાતરી કરવી; પ્રયોગ કરવો. (૨) અંદાજ કાઢવો; ગણતરી કરવી.

૩. સ્ત્રી. શુમાર; અંદાજ; અડસટ્ટો; આશરો.

**અજમાયશદાર** ૧. [ ફા. આઝમાઇશ + દાર ( વાળું ) ] વિ. અખતરો કરનાર.

૨. વિ. અટકળ કરનાર; અંદાજ કાઢનાર.

**અજમાયશી** [ ફા. આઝમાઇશ ( અખતરો ) ] વિ. કામચલાઉ; હંગામી.

**અજમાર** ૧. [ સં. અજ ( બકરું ) + માર ( મારનાર ) ] પું. અજમેરની આસપાસનો મુલક. એમ કહેવાય છે કે આ પ્રદેશમાં ખાટકીની વસ્તી ઘણી હતી.

૨. પું. ખાટકી, કેમકે તે બકરાં મારે છે.

**અજમાવવું** ૧. [ ફા. આઝમાઇશ ] સ. ક્રિ. ખાતરી કરવી; તપાસી જોવું; વાપરી જોવું.

> અજમાવી જોવું = ખાતરી કરવી.

૨. સ. ક્રિ. ગણતરી કરવી; અડસટ્ટો કાઢવો.

**અજમાવું** ૧. અ. ક્રિ. અડસટ્ટો નીકળવો; ગણતરી થવી.

૨. અ. ક્રિ. વપરાવું.

**અજમાશ** જુઓ અજમાયશ.

**અજમાશદાર** જુઓ અજમાયશદાર.

**અજમી** ૧. [ અ. અજમ ( ઇરાન ) ] વિ. ઇરાન દેશનું રહેવાશી.

૨. વિ. ઇરાની; ઇરાન દેશ સંબંધી.

**અજમીઢ** ૧. પું. અજમેર પ્રાંત.

૨. પું. એ નામનો એક બ્રહ્મર્ષિ.

૩. પું. (પુરાણ) ચંદ્રવંશી વિજયકુળના જહ્નુરાજાનો એ નામનો દીકરો; પુરુ.

૪. પું. (પુરાણ) ચંદ્રવંશી હસ્તિરાજાનો એ નામનો મોટો દીકરો. અજમીઢરાજાને નીલિની, ભૂમિની, ધૂમિની અને કેશિની એ નામની ચાર સ્ત્રી હતી. એ ચારેથી થયેલાં સંતાન આજમીઢ કહેવાતાં. પ્રિયમેધ, ઋક્ષ, બૃહદિષુ અને નીળ એ નામના ચાર પુત્રોથી એની વંશવૃદ્ધિ થઈ હતી. તેમાં પહેલાની સંતતિ તપને યોગે બ્રાહ્મણ થઈ હતી. બીજાના વંશમાં જરાસંધાદિ રાજા અને પાંડવ કૌરવ થયા. ત્રીજાના વંશને બાર્હદિષવ રાજા કહેતા. ચોથાના વંશમાં દ્રુપદાદિક પાંચાળ રાજા અને મુદ્‌ગલ સંજ્ઞાવાળા બ્રાહ્મણ થયા.

૫. પું. (પુરાણ) પુરવંશી સુહોત્રને ઐક્ષ્વાકીની કૂખે ઉત્પન્ન થયેલ ત્રણ પુત્રમાંનો સૌથી મોટો પુત્ર. તેને ત્રણ સ્ત્રીથી ચાર પુત્ર થયા હતા. ધૂમિનીબાને ઋક્ષ, નીલીને દુષ્યંત અને પરમેષ્ટી તથા કેશિનીને જહ્નુ. આ જહ્નુએ ગંગાનું પ્રાશન કર્યું હતું.

૬. પું [ સં. અજ ( બકરો ) + મિહ ( સેચન કરવું ) ] પું. યુધિષ્ઠિર, કેમકે તેના દેશમાં યજ્ઞમાં બકરાનું સેચન થતું હતું.

૭. પું. (પુરાણ) હસ્તિનાપુર વસાવનાર સોમવંશી હસ્તિનો પૌત્ર અને વિકુંઠનનો પુત્ર. એને ચાર સ્ત્રી હતી-કૈકેયી ગાંધારી, વિશાલા અને ઋક્ષી. આ બધીથી એને ૨૪ પુત્ર હતા.

**અજમુખ** ૧. [ સં. અજ + મુખ ( મોઢું ) ] પું. દક્ષ પ્રજાપતિ, કેમકે તેનું મોઢું બકરાના મોં જેવું મનાય છે.

૨. ન. બકરાનું મોઢું.

**અજમૂદા** ૧. [ ફા. આઝમૂદા ] પું. અજમાયશ; પરીક્ષા

૨. વિ. પું. અનુભવી.

**અજમેટ** સ્ત્રી. એક કરિયાણું.

**અજમેરા** ૧. ન. એ નામની બ્રાહ્મણની એક જ્ઞાતિનું માણસ.

૨. વિ. એ નામની એક બ્રાહ્મણ જ્ઞાતિનું.

**અજમેરી** ૧. ન. અજમેરમાં વસતું માણસ.

૨. વિ. અજમેરની આસપાસ ઉત્પન્ન થતું.

૩. વિ. અજમેરનું; અજમેર સંબંધી.

**અજમો** ૧. [ ફા. અજમૂદ ] પું. મસાલા અને ઓસડમાં વપરાતાં તીખાં અને વાસવાળાં એ નામનાં બી.

૧. અજમાનાં ફૂલ=અજમામાંથી બનાવેલી તીખી અને વાયુ હઠાવનારી દવા.

૨. અજમો આપવો = લાંચ આપવી.

૩. અજમો ફકાવવો=(૧) અજમો ખવરાવવો. (૨) રીસ કાઢી નખાવવી.

૪. અજમો ફાકવો = (૧) અજમો ગળવો. (૨) ગુસ્સે થવું.

૨. પું. સુગંધ આપતો, હાથ દોઢ હાથ ઊંચો અને ઝીણાં ધોળાં ફૂલવાળો એ નામનો એક છોડ. તેનાં બટકણાં પાન ભજિયામાં અને ગૂમડાં ઉપર મૂકવામાં વપરાય છે. એ તીખો, ગરમ, અને પાચક છે, તથા વાયુ, કફ, શૂળ, અજીર્ણ, ગોળો અને બરલ મટાડનાર મનાય છે.

**અજમો ખુરાસાણી** [ ગુ. અજમો + ફા. ખુરસાન; પ્રા. ખુરસાણ ( ખુરાસાન-ઇરાનની પૂર્વે આવેલા પ્રાંતનું નામ ) ] પું. એ નામની અજમાની એક જાત. તેનાં બી ઝીણાં, ચપટાં, ભૂરાં, સ્વાદ વગરનાં અને કેફી છે.

**અજમો વગડાઉ** ( અજમો વગડાઉ ) પું. જંગલી અજમો. એના છોડ વગડામાં ઊગવાથી વગડાઉ અજમો કહેવાય છે. ઉધરસ, વાયુ અને અજીર્ણ પર તે મધ સાથે વપરાય છે.

**અજમોદ** [ સં. અજમોદા ] સ્ત્રી. એ નામની એક ઔષધિ. તેનાં અજમાની જાતનાં, સહેજ મોટાં અને ઓછી તીખાશવાળાં ગોળ બી હોય છે. તેની ત્રણ જાત છેઃ-છુવારી અથવા દિવેલી અજમોદ, કરમાણી અજમોદ, અને બોડી અથવા સાદી અજમોદ. તે બી ગરમ, બળકર અને પાચક હોવાથી અજીર્ણ, સંગ્રહણી તથા શરીરની પીડા દૂર કરવા વપરાય છે.

**અજમોદલ** ન. (વૈદક) અજમામાંથી બનતું કૃમિનાશક એક ઔષધ.

**અજમોદા** [ સં. અજ ( બકરો ) + મોદ ( આનંદ આપવો ) ] સ્ત્રી. અજમોદ.

**અજમોદાદિચૂર્ણ** [ સં. અજમોદા ( અજમોદ ) + આદિ ( વગેરે ) + ચૂર્ણ ( ભૂકો ) ] ન. (વૈદક) વાયુરોગ ઉપર અપાતી એ નામની એક દવા. તે બનાવવા અજમોદ, વાવડિંગ, સિંધવ, દેવદાર, ચિત્રકમૂળ, વરિયાળી, લીંડીપીપર અને મરી દરેક તોલો ૧, હરડે તોલા ૫, અને વરધારો તથા સૂંઠ દરેક તોલા ૧૦ લઈ તેનો ભૂકો કરવો.

**અજમોદાદિવટી** [ સં. અજમોદા ( અજમોદ ) + આદિ ( વગેરે ) + વટી ( ગોળી ) ] સ્ત્રી. ( વૈદક ) વાયુરોગ ઉપર અપાતી એ નામની એક ગોળી. અજમોદ, લીંડીપીપર, વાવડિંગ, વરિયાળી, નાગરમોથ, મરી, સિંધવ એકેક ભાગ, હરડે ૫ ભાગ, સૂંઠ અને વૃદ્ધદારૂ ૧૦ ભાગ તથા ભારંગમૂળ ૩૬ ભાગ લઈ તેના ચૂર્ણની તેથી બમણા ગોળના પાકમાં ગોળી કરવાથી આ દવા બને છે.

**અજમોદિકા** [ સં. ] સ્ત્રી. અજમોદ.

**અજમોદો** પું. અજમાની જાતની એ નામની એક વનસ્પતિ. આ છોડ વાર્ષિક છે અને અજીર્ણ ઉપર વપરાય છે.

**અજય** ૧. પું. અગ્નિ.

૨. પું. ( પિંગળ ) એ નામનો ૭૦ ગુરુ અને ૧૨ લઘુ મળી ૮૨ વર્ણ અને ૧૫૨ માત્રાનો એક વિષમજાતિ માત્રામેળ છંદ. તે ષટ્પદી છપ્પયનો એક ભેદ છે.

૩. પું. વિષ્ણુ.

૪. પું. ( પુરાણ ) શિશુનાગ વંશના દસ રાજામાંનો સાતમો રાજા. એનો પિતા દર્ભક અને પુત્ર નંદિવર્ધન હતા.

૫. [ સં. અ + જય ( જીત ) ] પું. હાર; પરાજય.

૬. સ્ત્રી. ( પુરાણ ) વીરભૂમિ નગર પાસેની એ નામની નદી.

૭. [ સં. અ + જય્ ( જીતવું ) ] વિ. ન જિતાય એવું; અજિત.

**અજયપાલ** ૧. [ સં. ] પું. એ નામની એક વનસ્પતિ; નેપાળો.

૨. પું. ( સંગીત ) ભૈરવ રાગનો એ નામનો એક પુત્ર. તે સંપૂર્ણ જાતિનો રાગ છે, અને તેમાં બધા શુદ્ધ સ્વર હોય છે.

**અજયમેરા** ૧. ન. જૈનમત પ્રમાણે ૮૪ જ્ઞાતિમાંની એ નામની એક જ્ઞાતિનું માણસ.

૨. વિ. એ નામની એક જ્ઞાતિનું. જુઓ જ્ઞાતિ.

**અજયા** ૧. [ સં. ] સ્ત્રી. ધોળી, પથરાગેલી, તુવેરનાં પાંદડાં જેવાં પાનવાળી, તથા રસવાળી એ નામની એક વેલ. પારો બાંધવા માટે તે ઉપયોગી છે.

૨. સ્ત્રી. ન જિતાય એવી સ્ત્રી.
૩. સ્ત્રી. પાર્વતીની એ નામની એક સખી.
૪. સ્ત્રી. (હિંદી) બકરી.
૫. સ્ત્રી. ભ્રમ; સંદેહ; શંકા.
૬. સ્ત્રી. માયા.

અનુદિન અજયા ધારી,
મારા ઉપર અખંડ આરાધી. પ્રેમાનંદ

૭. સ્ત્રી. વિજયા; ભાંગ.
૮. સ્ત્રી. હરડે.

**અજય્ય** [ સં. અ + જય્ય ( જિતાય એવું ) ] વિ. ન જિતાય એવું; અજિત.

પ્રસન્નમનશંકરે અજય્ય નિશ્ચય કર્યો છે. ભટ્ટભદ્ર

**અજર** ૧. પું. એ નામની એક વનસ્પતિ, જુહદારક; જીર્ણફંજી.
૨. પું. ( પિંગળ ) એ નામનો ૪૦ ગુરુ અને ૭૬ લઘુ મળી ૧૧૬ વર્ણવાળો એક વિષમ-જાતિ માત્રામેળ છંદ.
૩. [ સં. અ + જરા ( ઘડપણ ) ] પું. દેવ, કેમકે તેને ઘડપણ આવતું નથી.
૪. [ સં. અ ( નહિ ) + જૃ ( નાશ પામવું ) ] પું. પરમાત્મા, કેમકે તે અવિનાશી છે.
૫. [ અ. ઉજ્ર ] સ્ત્રી. આનાકાની; ખેંચતાણ.
૬. [ ઉ. ] ન. બક્ષિશ; ઇનામ.
૭. [ ઉ. ] ન. મહેનતાણું; બદલો.
૮. વિ. ઘડપણ વિનાનું; કાયમ જુવાનીવાળું.
૯. [ સં. અ ( નહિ ) + જૃ ( જીર્ણ થવું ) ] વિ. જીર્ણ ન થાય એવું.
૧૦. [ સં. અ ( નહિ ) + જૄ ( પચવું ) ] વિ. ન પચે એવું.
૧૧. વિ. નાશ ન પામે એવું; અવિનાશી.

**અજરઅમર** જુઓ અજરામર.

**અજરઉમર** ૧. [ સં. અજર ( જીર્ણ ન થાય એવું ) + અમર ( ન મરે એવું ) ] વિ. ( કચ્છી ) અવિનાશી; અક્ષર; નાશ ન પામે એવું.
૨. [ સં. અજર ( ઘડપણ વિનાનું ) + અમર ( મરણ વિનાનું ) ] વિ. ઘડપણ તથા મરણ વગરનું.

**અજરકાનુની** [ ઉ. ] ન. કાયદેસર મહેનતાણું.

**અજરત્વ** [ સં. અજર ( ઘડપણ વિનાનું ) + ત્વ ( પણું ) ] ન. હંમેશની જુવાની.

**અજરા** ૧. [ સં. ] સ્ત્રી. એ નામની એક વનસ્પતિ; ઘૃતકુમારી; ઘીકુંવાર.
૨. સ્ત્રી. ગરોળી.

**અજરામર** ૧. [ સં. અજર ( ઘડપણ વિનાનું ) + અમર ( અવિનાશી ) ] પું. ઈશ્વર, કેમકે તેને ઘડપણ તથા મરણ નથી.
૨. પું. શ્રીકૃષ્ણ.
૩. ન. મુક્તિ; મોક્ષ.
૪. વિ. ઘડપણ અને મરણ વિનાનું.

અવિચળ થવા અપાર,
દીઠો અજરામર મરતો. શામળ

**અજરામરચક્ર** ન. યોગશાસ્ત્ર પ્રમાણે માથાના વચલા ભાગમાં આવેલું બ્રહ્મરંધ્રચક્ર.

**અજરામરતા** [ સં. અજરામર + તા ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. ઘડપણ તથા મરણ વગરની સ્થિતિ.

**અજરાઇલ** ૧. [ અ. ઇઝ્રાઇલ ( જમ ) ] પું. યમદૂત.
૨. વિ. ભયંકર.
૩. વિ. મોટું; વિશાળ.

**અજરાળ** [ સં. અ + જૃ ( નાનું કરવું ) ] વિ. જોરાવર; બળવાન.

**અજરુહા** [ સં. ] સ્ત્રી. એક ઔષધિ.

**અજરૂત** પું. દવામાં વપરાતો એ નામનો ગુંદર.

**અજરૂં** વિ. ( ગ્રામ્ય ) બેહદ; ઘણું.

**અજરો** ૧. [ સં. અ + જૃ ( પચવું ) ] પું. અપચો; અજીર્ણ.
૨. વિ. ( કચ્છી ) ઉદ્ધત.

**અજરોમજરો** ૧. [ અ. મુજરાનો દ્વિર્ભાવ ] પું. આનંદ.
૨. પુ. સલામ; રામરામ.

**અજર્જર** ૧. [ સં. અ ( નહિ ) + જર્જર ( ઘરડું ) ] વિ. ઘડપણ વગરનું; અજર.
૨. [ સં. અ + જર્જર ( જીર્ણ ) ] વિ. નહિ ઘસાયેલું; જીર્ણ થયા વિનાનું.

**અજર્ય** ૧. ન. મિત્રાચારી; દોસ્તી.
૨. [ સં. અ + જર્ય ( નાશ પામે એવું ) ] વિ. અમર; અવિનાશી.
૩. [ સં. અ + જર્ય ( પચે એવું ) ] વિ. ન પચે એવું.

**અજલ** ૧. [ અ. ] સ્ત્રી. અંત; આખર.
૨. સ્ત્રી. કમોત; અસ્વાભાવિક મરણ.
૩. સ્ત્રી. નસીબ; પ્રારબ્ધ.
૪. સ્ત્રી. મોત; મરણ.

અજલનો ફિરસ્તો = યમદૂત.

૫. [ સં. અ + જલ ( પાણી ) ] વિ. પાણી વગરનું; નિર્જળ.

**અજલમંજલ** ૧. [ અ. અજલ ( આખર ) + મંઝિલ ( સ્થળ ) ] સ્ત્રી. છેવટની ક્રિયા; મરણક્રિયા.
૨. [ અ. અજલ ( આખર ) + મંઝિલ ( રહે-ઠાણ ) ] ન. કબર

**અજલસ** સ્ત્રી. એ નામનું એક કાપડ.

**અજલંબન** [ સં. ] ન. સુરમો.

**અજલોમા** [ સં. અજ ( બકરો ) + લોમન્ ( વાળ ) ] સ્ત્રી. કૌવાંચનું ઝાડ; શુકશિંબીનું ઝાડ, કેમકે તેની માંજર બકરાંના વાળ જેવી હોય છે.

**અજલોમી** [ સં. ] સ્ત્રી. એક ઔષધિ.

**અજલ્લ** [ અ. જલ્લ ( તે મહિમાવાળો હતો ); જલીલનું શ્રેષ્ઠતાદર્શક રૂપ ] વિ. સૌથી મોટું; અપાર મહિમાવાળું.

**અજવ** ૧. [ સં. અ ( નહિ ) + જવ ( ઉતાવળી ગતિ ) ] પું. વેગનો અભાવ.
૨. વિ. વેગ વિનાનું.

**અજવલો** [સં. અર્જક] પું. એ નામનો દોઢેક હાથ ઊંચો એક છોડ. ધોળો અને કાળો એવી તેની બે જાત છે. તુળસીનાં પાન કરતાં એનાં પાન તથા માંજર જરા લાંબાં હોય છે. તે તીખો, ગરમ, દાહકર તથા પિત્ત-કર છે, અને વાયુ, કફ, નેત્રરોગ, મૂત્રકૃચ્છ્ર, અરુચિ, કમળો વગેરે રોગ નાશ કરનારો મનાય છે.

**અજવસ્તિ** [સં.] પું. (પુરાણ) એ નામનો એક ઋષિ.

**અજવાઇન** જુઓ અજવાયન.

**અજવાબદાર** [ સં. અ + ફા. જવાબદાર ( જોખમદાર ) ] વિ. જોખમદારી વગરનું; બિનજવાબદાર.

**અજવાયન** ૧. [ હિં. ] સ્ત્રી. અજમો.
૨. [ હિં. ] સ્ત્રી. અજમાનું તેલ.

**અજવાશ** [ સં. ઉજ્જવલન ] પું. અજવાળું; પ્રકાશ; ઉજાશ.

**અજવાશિયું** ૧. [ સં. ઉજ્જવલન ] ન. અજ-વાળું આવવા માટે છાપરામાં કે ભીંતમાં રાખેલું બાકું; અજવાળિયું.
૨. ન. ચંદ્રનો પ્રકાશ.
૩. ન. શુક્લપક્ષ; ચંદ્રની કળા હંમેશાં વધતી જાય એવું પખવાડિયું; સુદનું પખવાડિયું.

**અજવાસડો** ( અજવાસડ઼ો ) પું. અજવાળાનો ઝબકારો.

ઊંચે દીઠે અજવાસડો,
જાણે વિજળિયાંહ. મારુ-ઢોલાનો દુહો

**અજવાળવું** ૧. [ સં. ઉદ્ ( ઘણું ) + જ્વલ્ ( બળવું ) ] સ. ક્રિ. અજવાળું કરવું; પ્રકાશ કરવો.

દીવો અજવાળવો = દીવો કરવો; દીવો પ્રગટાવવો.

૨. સ. ક્રિ. આબરૂ વધારવી; નામ કાઢવું.
કુળ અજવાળવું = કુળની કીર્તિ વધારવી.

૩. સ. ક્રિ. ઊજળું કરવું; ઊટકવું; માંજવું.

૪. સ. ક્રિ. (વ્યંગ) બદનામી લેવી; અપકીર્તિ વહોરવી.

૫. સ. ક્રિ. સળગાવવું; પ્રકટાવવું.

**અજવાળિયું** ૧. [સં. ઉજ્જવલ] ન. અજવાળું આવવા માટે છાપરામાં કે ભીંતમાં રાખેલું બાકું.

૨. ન. સુદનું પખવાડિયું; શુક્લપક્ષ.

૩. વિ. અજવાળું આપનારું.

**અજવાળી** [સં. ઉજ્જવલ] વિ. સ્ત્રી. અજવાળાવાળી; ચાંદનીવાળી.

અજવાળી પણ રાત અને મેળી પણ છાશ.
કહેવત

**અજવાળું** ૧. [સં. ઉજ્જવલન; પ્રા. ઉજ્જાલિય] ન. પ્રકાશ; ઉજાશ; તેજ. પ્રકાશ એ આંખનો વિષય છે. આંખ ન હોય તો પ્રકાશ પણ ન હોય. જ્યારે કોઈ પદાર્થ પૃથ્વી ઉપરના ઈથરને એવી રીતે હલાવે કે તેમાં મોજાં ઉત્પન્ન થાય અને તે મોજાં એટલાં ગતિમાન થાય કે માણસની આંખના પડદા પર તેની અસર થઈ આંખના જ્ઞાનતંતુમાં સળવળાટ ઊભો કરે, ત્યારે તે સળવળાટના ભાનને અજવાળું કહેવાય છે. દરેક પદાર્થ ઈથરનાં મોજાં ઉત્પન્ન કરે, પણ તે ધીમાં હોય ત્યારે માણસની આંખ તે ઝીલી શકતી નથી, તેમ જ તે મોજાં બહુ ઉતાવળાં હોય ત્યારે પણ માણસની આંખ તે ઝીલી શકતી નથી, એટલે અજવાળું એ ઈથરનાં મોજાંની શક્તિ છે. જુઓ ઈથર.

૧. અજવાળામાં આવવું = જાહેર થવું; પ્રસિદ્ધ થવું; બહાર પડવું.

૨. અજવાળામાં મૂકવું = ઉઘાડું કરવું; પ્રસિદ્ધ કરવું; જાહેર કરવું.

૩. અજવાળું કરવું = (૧) કુળની અપકીર્તિ કરવી. (વ્યંગ) (૨) નામ કાઢવું; આબરૂ વધારવી. (૩) નુકસાનમાં આવવું-લાવવું. (૪) પ્રકાશ કરવો. (૫) ફાયદો કરવો. (૬) માહિતી આપવી; શંકાનું સમાધાન કરવું; સંદેહ દૂર કરવો. (૭) સાફ કરવું.

૪. અજવાળું જોવું = (૧) અંધારામાંથી બહાર આવવું. (૨) જન્મ થવો. (૩) બહાર આવવું; જાહેરમાં પડવું.

૫. અજવાળું થવું = (૧) અઘટિત કામ કરવું. (૨) પુત્રજન્મ થવો. (૩) વહાણું વાવું.

૬. અજવાળું નાખવું-પાડવું = (૧) કોઈ વસ્તુ કે વાત જાણમાં આવે તેમ કરવું. (૨) શંકા દૂર કરવી.

૭. અજવાળું પડવું = અમુક વસ્તુ કે વાત ખુલ્લી થવી.

૮. અંતરમાં-મનમાં-અજવાળું કરવું = (૧) અક્કલ આવવી; ભાન રાખવું. (૨) જ્ઞાન મેળવવું. મનમાં અજવાળું કરી, જોઓ કર તુજ જોશ-નર્મદ (૩) મનને શુદ્ધ કરવું.

૨. ન. શોભા.

**અજવીથિ** [સં. અજ + વીથિ (રસ્તો)] સ્ત્રી. (જ્યોતિષ) આકાશમાંનો માર્ગાકાર દેખાવ; છાયાપથ; અજપથ.

**અજવું** ૧. સ. ક્રિ. અડવું.
અજવા દેવું = પાસે આવવા-અડવા દેવું.

૨. અ. ક્રિ. ચૂવું; ટપકવું; ઝરવું.
આંસુ ભરેલાં નેન અજવે,
કસોજણ સોવું રહ્યું. દિલગીર

**અજશ** [સં. અ + યશસ્ (કીર્તિ)] પું. અપજશ; અપકીર્તિ.
નિમ્નનિગાતન કુબ્જ અથ અવમ અજશની ખાણ,
અધમ દુષ્ટ ખળ હદયને જાણુ સદા પાષાણ.
પિંગળલઘુકોષ

**અજશાવ** [સં. અજ (બકરો) + શાવ (બચ્ચું)] ન. બકરાંનું બચ્ચું.

**અજશૃંગિકા** જુઓ અજશૃંગી.

**અજશૃંગી** ૧. [સં. અજ (બકરો) + શૃંગિન (શિંગડાવાળું)] સ્ત્રી. એ નામની એક વનસ્પતિ; મેંઢાશિંગી; મેષશૃંગી; મરડાશિંગ, કેમકે તેને ઘેટાનાં શિંગડાં જેવી શિંગ હોય છે. આંખના અમુક રોગ, સંગ્રહણી તથા ઊલટી કરાવવાના ઉપયોગમાં તે આવે છે.

૨. ન. એ નામનું એક પ્રાણી.
અજશૃંગી નામનાં પ્રાણીઓ જમીનની અંદર સુનાનું પાતળું પડ કરે છે. પ્રાણીસૃષ્ટિ

**અજસ** [સં. અ + યશસ્ (કીર્તિ)] પું. (પ્રાકૃત) અપજશ; અપકીર્તિ.

**અજસકારક** [પ્રા. અજસ + સં. કારક (કરનાર)] વિ. અપકીર્તિ કરનાર; અપજશ લાવનાર.

**અજસજનક** [પ્રા. અજસ (અપકીર્તિ) + જનક (પેદા કરનાર)] વિ. અપજશ કરનારું.

**અજસબહુલ** [પ્રા. અજસ (અપજશ) + સં. બહુલ (ભરેલું)] વિ. અપજશથી ભરેલું; અપકીર્તિવાળું.

**અજસી** [સં. અયશસ્વિન્] વિ. અપયશી; બદનામ.

**અજસુત** ૧. [સં. અજ (અજરાજા) + સુત (દીકરો)] પું. અજરાજાનો દીકરો દશરથ.

૨. [સં. અજ (બકરો) + સુત (દીકરો)] પું. બોકડો.

૩. [સં. અજ (બ્રહ્મા) + સુત (દીકરો)] પું. બ્રહ્માનો દીકરો નારદ.

અજસુત મનમાં વિમાસણ કરે,
લઘુ વયે શાને તપ આદરે. તુલસી

**અજસ્ય** પું. (પુરાણ) એ નામનો એક ઋષિ.

**અજસ્ર** ૧. વિ. અટક્યા વગરનું; કાયમનું.

૨. [સં. અ + જસ (ખંડિત)] અ. હંમેશ; અખંડ; નિરંતર.

**અજહત** [મ.] પું. નહિ છોડવાપણું; અત્યાગ.

**અજહતિ** સ્ત્રી. (અલંકાર) એ નામની એક લક્ષણા; અજહત્‌લક્ષણા.

**અજહત્‌લક્ષણા** [સં. અજહત્ (નહિ તજતું) + લક્ષણા (મૂળ અર્થથી બીજો અર્થ બતાવનાર શબ્દની શક્તિ)] સ્ત્રી. (અલંકાર) એ નામની એક લક્ષણા; શબ્દના શક્ય અર્થનો ત્યાગ કર્યા વિના તે અર્થના સંબંધવાળા પદાર્થમાં તે શબ્દની કરવામાં આવતી લક્ષણાવૃત્તિ; અજહત્સ્વાર્થા. તેમાં બોલેલા શબ્દના વાચ્ય અર્થ ઉપરાંત બીજો લાક્ષણિક અર્થ પણ લેવાય છે. ખુલ્લા અર્થ સાથે તેના સંબંધી બીજો અર્થ બતાવવાનો હોવાથી તે ઉપાદાનલક્ષણા પણ કહેવાય છે. જેમકે કોઈ માણસે ભોજન માટે રાખેલા દહીંનું કાગડા, બિલાડા વગેરેથી રક્ષણ કરવા એક છોકરાને કહ્યું કે 'કાગડાઓથી દહીંનું રક્ષણ કર'. તે છોકરો 'કાગડો' શબ્દની દહીં બગાડનારાં તમામ પ્રાણીમાં લક્ષણા કરે છે. કાગડા, બિલાડાં, કૂતરાં વગેરે સર્વ શક્ય અને લક્ષ્ય પ્રાણીનો બોધ તે છોકરાને કાગડા શબ્દની લક્ષણાથી થાય છે માટે તે અજહત્‌લક્ષણા છે.

**અજહત્સ્વાર્થા** [સં.] સ્ત્રી. (અલંકાર) એ નામની એક લક્ષણા. જુઓ અજહત્‌લક્ષણા.

**અજહલ્લક્ષણા** [સં.] સ્ત્રી. (અલંકાર) શબ્દના શક્ય અર્થનો ત્યાગ કર્યા વિના તે અર્થના સંબંધવાળા પદાર્થમાં તે શબ્દની કરવામાં આવતી લક્ષણાવૃત્તિ. જુઓ અજહત્‌લક્ષણા.

**અજહલ્લિંગ** [સં. અ (નહિ) + જહત્ (તજતું) + લિંગ (જાતિ)] ન. (વ્યાકરણ) વિશેષણ તરીકે વપરાયું હોય તોપણ જાતિમાં ફેર ન થતો હોય એવું નામ.

**અજહા** ૧. સ્ત્રી. એ નામની એક વનસ્પતિ; ભોંયઆંબલો.

૨. [ સં. અ ( નહિ ) + હા ( તજવું ) ] વિ. ન છોડાય એવું; અત્યાજ્ય.

**અજળ** [ સં. અ + જલ ( પાણી ) ] વિ. પાણી વગરનું.

**અજંગમ** પું. ( પિંગળ ) એક વિષમજાતિ માત્રામેળ છંદ. તેમાં ૩૭ ગુરુ અને ૭૬ લઘુ મળી ૧૧૩ વર્ણ હોય છે. તે ષટ્પદી છપ્પયનો એક ભેદ છે.

**અજંટા** સ્ત્રી. પશ્ચિમ હિંદુસ્તાનની એ નામની એક પ્રખ્યાત ગુફા.

**અજંત** [ સં. અચ્ ( સ્વર ) + અંત ( છેડો ) ] વિ. ( વ્યાકરણ ) છેડે સ્વરવાળું.

'દેવ' 'રામ' આદિ શબ્દો અજંત ( સ્વરાંત ) છતાં ગુજરાતીમાં હલંત જેવા ઉચ્ચારાય છે. — ગુ. સા. પરિષદ

**અજંપ** ૧. [ અ + જંપ ( શાંતિ ) ] પું. ઉજાગરો; ઊંઘ નહિ આવવી તે.

૨. પું. ચિંતા; ઉચાટ.

૩. પું. બેચેની; અશાંતિ.

**અજંપો** ૧. [ અ. ( નહિ ) + જંપવું ( નિરાંત વળવી ) ] પું. ઉચાટ; ચિંતા.

૨. પું. ઉજાગરો.

૩. પું. બેચેની; અશાંતિ.

**અજંભ** ૧. [ સં. અ + જંભ ( દાંત ) ] પું. દેડકો, કેમકે તેને દાંત હોતા નથી.

૨. પું. સર્પ.

૩. સ્ત્રી. બાળકની દાંત વગરની અવસ્થા.

૪. વિ. દાંત વિનાનું.

**અજા** ૧. સ્ત્રી. એ નામની એક ઔષધિ; મરડાશિંગ.

૨. [ સં. અ ( નહિ ) + જન્ ( જન્મવું ) ] સ્ત્રી. દુર્ગા; પાર્વતી.

ઉમા અપર્ણા ઈશ્વરી ગૌરી ગિરિજા હોઈ,
મૃડા ચંડિકા અંબિકા ભવા ભવાની સોઇ;
આર્યા મેનકજા અજા સર્વમંગલા નામ,
શિવા નામ શિર ઉર વસી જેહ સદા સુખધામ. — પિંગળલઘુકોશ

૩. સ્ત્રી. બકરી.

અજને ઠામે પૂજે અજા. — અખો

૪. સ્ત્રી. ભાદરવા વદ અગિયારશ. તે એક વ્રતનો દિવસ છે.

૫. સ્ત્રી. ( વેદાંત ) માયા; પ્રકૃતિ. સાંખ્યમત પ્રમાણે તે જન્મ વગરની એટલે અનાદિ મનાય છે.

૬. સ્ત્રી. વ્યાધિ; દુઃખ.

શોચો શી સખિ આલિયા ફિરી,
તે શી છે અજા આજરે. — દ્રૌપદીહરણ

૭. સ્ત્રી. ( પુરાણ ) શ્રાવણ વદ અગિયારશ.

૮. વિ. સ્ત્રી. જન્મ વગરની; અનાદિ.

**અજાએકાદશી** [ સં. અજા + એકાદશી ( અગિયારશ ) ] સ્ત્રી. ભાદરવા વદ અગિયારશ.

આ અજાએકાદશી આજથી સાતમે દિવસે જ પ્રાપ્ત થવાની છે, માટે તેનું સાંગોપાંગ વ્રત તું કરજે. — તહેવારોનો ભોમિયો

**અજાએબ** વિ. અજબ; આશ્ચર્યકારક.

**અજાએબખાના** જુઓ અજાયબખાનું.

**અજાક** ૧. [ સં. અ ( નહિ ) + યાચક ( માગનાર ) ] ન. ભીખ નહિ માગનારું માણસ

૨. વિ. ભીખ નહિ માગનાર.

**અજાકજા** સ્ત્રી. નુકસાન.

**અજાગ** ૧. [ સં. અ + જાગૃ ( જાગવું ) ] વિ. ઊંઘમાં પડેલું; સૂતેલું.

૨. વિ. ઓળખ્યા વગરનું; અજાણ્યું.

**અજાગત** ૧. વિ. પાણીમાં ડૂબવાથી મરણ પામેલું.

૨. વિ. શસ્ત્ર લાગવાથી મરેલું.

**અજાગર** ૧. [ સં. અ ( નિરર્થક વપરાતો આદ્યય ) + જાગૃ ( જાગવું ) ] પું. ભીમરાજ નામનો પદાર્થ, કેમકે તે લેવાથી ઊંઘ આવતી નથી; ભાંગરો.

૨. [ સં. અ + જાગૃ ( જાગતા રહેવું ) ] વિ. સૂતેલું; ઊંઘમાં પડેલું.

**અજાગલ** [ સં. અજા ( બકરી ) + ગલ ( ગળું ) ] ન. બકરીના ગળા નીચે લટકતા બે નકામા આંચળ.

**અજાગલવ્યવહાર** [ સં. અજાગલ ( બકરીના ગળા નીચે લટકતા નકામા આંચળ ) + વ્યવહાર ( કામકાજ ) ] પું. બકરીના ગળાના આંચળ જેવું નકામું કામકાજ.

**અજાગલસ્તન** ૧. [ સં. અજા ( બકરી ) + ગલ ( ગળું ) + સ્તન ( આંચળ ) ] ન. બકરીના ગળા નીચે લટકતા બે નકામા આંચળ. આ આંચળમાંથી દૂધ મળતું નહિ હોવાથી નકામા પદાર્થના સંબંધમાં આ શબ્દનો ઉપયોગ કરવામાં આવે છે.

૨. ન. માલ વગરની ચીજ; નિરર્થક વસ્તુ.

**અજાગળ** [ સં. અજા ( બકરી ) + ગલ ( ગળું ) ] ન. બકરીના ગળા નીચે લટકતા બે નકામા આંચળ; અજાગલસ્તન.

કોટિ સાધને અજાગળ લેશ ના દૂજે. — નર્મદ

**અજાગૃત** ૧. [ સં. અ + જાગૃત ( જાગેલું ) ] વિ. ઊંઘમાં પડેલું.

૨. વિ. ગુપ્ત; છાનું.

**અજાચક** ૧. [ સં. અ + યાચક ( માગનાર ) ] ન. ભીખ નહિ માગનારું માણસ.

૨. વિ. ભીખ નહિ માગનાર.

**અજાચકવૃત્તિ** ૧. [ સં. અયાચક ( નહિ માગનાર ) + વૃત્તિ ( વલણ ) ] સ્ત્રી. માગ્યા વિના મળેલી ભીખ ઉપર ગાળવામાં આવતું જીવન.

૨. સ્ત્રી. વગર માગ્યે ચલાવાતું ગુજરાન.

**અજાચકવ્રત** ૧. [ સં. અયાચક ( નહિ માગનાર ) + વ્રત ( પ્રતિજ્ઞા ) ] ન. ભીખ નહિ માગવાનો નિયમ.

૨. ન. માગ્યા વિના મળેલી ભીખ ઉપર જીવવાનું વ્રત.

**અજાચી** ૧. ન. એ નામની સારસ્વત બ્રાહ્મણની એક જ્ઞાતિનું માણસ.

૨. [ સં. અ + યાચિન્ ( ભીખ માગનાર ) ] વિ. ભીખ નહિ માગનાર; અજાચક.

૩. વિ. સારસ્વત બ્રાહ્મણની એક જાતનું. આ જ્ઞાતિના માણસ ભીખ માગતા નથી.

**અજાજિ** ન. જીરૂં. જુઓ અજાજી.

**અજાજી** [ સં. અજા ( બકરી ) + જી ( તજવું ) ] ન. જીરૂં. જીરાની આકરી ગંધને લીધે બકરાં તે ખાતાં નથી.

**અજાજીલ** [ અ. અઝાઝીલ ] પું. એ નામનો ખુદાનો ફિરસ્તો. ખુદાનો હુકમ નહિ માનતાં તેને શાપ લાગવાથી તે ખુદાનો દુશ્મન બન્યો હતો અને દરેકને ઊલટો બોધ આપતો; શેતાન.

**અજાજીવ** ૧. [ સં. અજ ( બકરું ) + આજીવ ( ગુજરાન ) ] પું. ભરવાડ; રબારી, કેમકે તે પોતાનું ગુજરાન બકરાં રાખી ચલાવે છે.

૨. વિ. બકરાં પાળીપોષી જીવનાર; બકરાં ઉપર ગુજરાન ચલાવનાર.

**અજાજીવી** ૧. [ સં. અજ ( બકરું ) + આજીવિન્ ( ગુજરાન ચલાવનાર ) ] પું. રબારી; ભરવાડ.

૨. વિ. બકરાં પાળીપોષી તે ઉપર ગુજરાન ચલાવનાર.

**અજાજૂથ** ૧. [ સં. અજા ( બકરી ) + યૂથ ( ટોળું ) ] ન. બકરાંનું ટોળું.

૨. [ સં. અજા ( માયા ) + યૂથ ( ટોળું ) ] ન. માયાનાં કાર્ય—અવિદ્યા, કામ, ક્રોધાદિકનો સમૂહ.

અજાજૂથમાંહે રે, સમરથ ગાજે સહી. — ધીરો

**અજાડી** (અજાડ઼ી) ૧. સ્ત્રી. બેઠક બેઠેલા એટલે મરવા પડેલ કે પૃથ્વી ગયેલ ઢોરને ઊભું રાખવા તેના આગલા તથા પાછલા પગ તળે ખોદેલો ખાડો.

૨. સ્ત્રી. હાથી અથવા વાઘ વગેરે જંગલી પશુને પકડવા માટે ખોદેલો ખાડો.

વાઘ **અજાડી**માં પડ્યો, કોણ કાઢવા જાય !
દલપતરામ

અજાડીમાં પડવું = (૧) બહુ હેરાન થવું. (૨) મોટી મુશ્કેલીમાં પડવું.

**અજાડું** (અજાડું) ૧. વિ. ઉજ્જડ.

૨. વિ. (ગ્રામ્ય) કજિયાળું; કજિયાખોર.

૩. વિ. ખરાબ.

**અજાણ** ૧. [સં. અજ્ઞાન] સ્ત્રી. અણુધપણું; અજ્ઞાન.

૨. સ્ત્રી. માહિતી ન હોવાપણું.

૩. ન. એ નામનું પીપર જેટલું ઊંચું એક ઝાડ. તેનાં પાન મહુડાનાં પાન જેવાં અને મંજરી લાંબી હોય છે. તેની નીચે જવાથી બુદ્ધિ ભ્રષ્ટ થાય એવી લોકોમાં માન્યતા છે.

૪. વિ. અજ્ઞાન.

૫. વિ. અણસમજુ; મૂર્ખ.

૬. વિ. માહિતી વગરનું; અણવાકેફગાર; અજાણ્યું.

**અજાણતાં** [સં. અજ્ઞાનતઃ] અ. ન જાણતાં; અજ્ઞાનથી; બેસમજથી.

**અજાણપણું** [અજ્ઞાન + પણું (નામ બનાવનાર પ્રત્યય)] ન. અજ્ઞાનતા; બિનવાકેફગારી.

**અજાણી** ૧. ન. લેઉવા પાટીદાર કણબીની એ નામની અટકનું માણસ.

૨. વિ. લેઉવા પાટીદાર કણબીની એ નામની એક અટકવાળું.

**અજાણે** અ. અજ્ઞાનથી; અજાણતાં.

**અજાણ્યું** ૧. વિ. જાણ વગરનું; અજાણ; બિનવાકેફ; ખબર વગરનું.

૨. [સં. અજ્ઞાત; પ્રા. અજાણુય] વિ. નહિ જાણેલું; અપરિચિત; ઓળખાણ વગરનું.

૧. અજાણી ચીજ ખાવી નહિ અને અજાણ્યે રસ્તે જવું નહિ = અજાણી વાતમાં માથું ન મારવું.

૨. અજાણ્યું ને આંધળું બરાબર = માહિતી વિનાનું અને આંખ વગરનું બરાબર.

૩. અજાણ્યો ઉપાધ્યો બમણું ઘી હોમે = ઘણીવાર અજાણપણું ખોટા ખરચનું કારણ થઈ પડે છે.

**અજાણ્યે** [પ્રા. અજાણુય] અ. બેસમજથી; અજાણમાં; અજ્ઞાનથી.

**અજાત** ૧. પું. (પિંગળ) એ નામનો ૫ ગુરુ અને ૬૨ લઘુ મળી ૬૭ વર્ણનો એક માત્રાદંડક માત્રામેળ છંદ. તે માલાનો એક ભેદ છે.

૨. [સં. અ (નહિ) + જાત (જન્મેલું)] વિ. નહિ ઉત્પન્ન થયેલું; જન્મ્યા વગરનું.

બ્રહ્મ **અજાત**, અભૂત, અપ્રતિષ્ઠ, અશબ્દ, અપ્રાણ, અપાણિપાદ છે એમ શ્રુતિ કહે છે.
ગીતાપંચામૃત

૩. [સં. અ + જાતિ (સમુદાય)] વિ. નાત બહાર થયેલું.

કુળહીણ **અજાત** કહીએ, જ્ઞાતિથી એ બહાર
સુંદર

૪. વિ. નાત વગરનું.

૫. વિ. પુરેપૂરું નહિ ખીલેલું.

**અજાતઅરિ** ૧. [સં. અજાત (નહિ જન્મેલું) + અરિ (દુશ્મન)] પું. યુધિષ્ઠિર. જુઓ અજાતરિપુ.

૨. પું. શંકર.

૩. વિ. રાંક; સાલસ.

૪. વિ. શત્રુ વિનાનું.

**અજાતકકુદ** [સં. અજાત (પૂરેપૂરું નહિ ખીલેલું) + કકુદ્ (ખાંધ)] પું. નાનો વાછરડો; જેની ખાંધ પૂરી રીતે વધી નથી એવો આખલો કે ગોધો.

**અજાતદંત** [સં. અજાત (ઉત્પન્ન નહિ થયેલું) + દંત (દાંત)] વિ. દાંત ફૂટ્યા ન હોય એવું.

**અજાતપક્ષ** [સં. અજાત (નહિ ઊગેલ) + પક્ષ (પાંખ)] વિ. પાંખ ન આવી હોય એવું.

**અજાતપુત્ર** [સં. અજાત (નહિ જન્મેલું) + પુત્ર (દીકરો)] વિ. દીકરા વગરનું; પુત્ર વિનાનું.

**અજાતરિપુ** ૧. [સં. અજાત (નહિ જન્મેલું) + રિપુ (દુશ્મન)] પું. યુધિષ્ઠિર, કેમકે તેને કોઈ શત્રુ ન હતો એમ મનાય છે.

ધરમતાત **અજાતરિપુ** કૌંતેય ને કુરુરાય,
નૃપતિ યુધિષ્ઠિર સમ કુંવરી તારા છે સૌ ભાઈ.
પિંગળલઘુકોષ

૨. પું. શંકર. તે કોઈની ઈર્ષા કરતા નથી તેથી શત્રુ વગરના ગણાય છે.

૩. વિ. ગરીબ; સાલસ; રાંક.

૪. વિ. દુશ્મન વિનાનું; શત્રુ વગરનું; કોઈ સાથે દુશ્મનાવટ ન હોય એવું.

**અજાતવાદ** [સં. અજાત (નહિ જન્મેલું) + વાદ (મત)] પું. દૃષ્ટિસૃષ્ટિવાદ; જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ એવો મત; જગત એ ઉત્પન્ન થયું નથી પણ મનના સંકલ્પનો આભાસ જ છે એવો મત.

**અજાતવાદી** [સં. અજાતવાદિન્] વિ. અજાતવાદને માનનાર.

**અજાતવૈરી** ૧. [સં. અજાત (નહિ જન્મેલું) + વૈરિન્ (દુશ્મન)] પું. યુધિષ્ઠિર; અજાતરિપુ.

૨. પું. શંકર.

૩. વિ. ગરીબ; રાંક.

૪. વિ. દુશ્મન વગરનું.

**અજાતવ્યવહાર** [સં. અજાત + વ્યવહાર (લોકરીત)] ન. બાળક; સગીર, કેમકે તે કંઈ પણ લોકરીત કે રૂઢિ જાણતું નથી.

**અજાતવ્યંજન** ૧. [સં. અજાત + વ્યંજન (દાઢી)] પું. દાઢી મૂછ ન ફૂટ્યાં હોય એવો છોકરો.

૨. વિ. દાઢી મૂછ વગરનું.

૩. [સં. અજાત + વ્યંજન (નિશાની)] વિ. નિશાની કે ચિહ્ન વગરનું.

**અજાતશત્રુ** ૧. [સં. અજાત (નહિ જન્મેલું) + શત્રુ] પું. (પુરાણ) એ નામનો કાશીનો એક રાજા. મોટો જ્ઞાની હોવાથી તેણે ગાર્ગ્ય બાલાકિ ઋષિને ઉપદેશ દીધો હતો.

૨. પું. ગૌતમબુદ્ધના વખતમાં થઈ ગયેલો મગધના રાજા બિંબિસારનો એ નામનો દીકરો.

૩. પું. યુધિષ્ઠિર.

૪. પું. શંકર.

૫. વિ. શત્રુ વિનાનું.

૬. વિ. સાલસ; રાંક.

**અજાતશ્મશ્રુ** [સં. અજાત (નહિ ઊગેલ)] + શ્મશ્રુ (મૂછ)] વિ. મૂછ નહિ ફૂટેલું.

**અજાતારિ** ૧. [સં. અજાત (નહિ જન્મેલ) + અરિ (દુશ્મન)] પું. યુધિષ્ઠિર; અજાતરિપુ.

૨. પું. શંકર.

૩. વિ. ગરીબ; સાલસ.

૪. વિ. શત્રુ વગરનું.

**અજાતિ** ૧. [સં. અ + જાતિ (ઉત્પત્તિ)] સ્ત્રી. જન્મ ન હોવો તે; અનુત્પત્તિ.

૨. વિ. ઉત્પત્તિ વગરનું.

૩. [સં. અ + જાતિ (નાત)] વિ. જ્ઞાતિ વગરનું; નાત બહારનું.

**અજાતિવાદ** [સં. અજાતિ + વાદ (મત)] પું. ભૌતિક પદાર્થનું અસ્તિત્વ નહિ સ્વીકારનાર તત્ત્વજ્ઞાન; બહારના પદાર્થ માત્ર મનના ભૂલભરેલા જ્ઞાનરૂપ છે એવો મત; શુદ્ધવિજ્ઞાનવાદ.

**અજાત્મજ** ૧. [ સં. અજ ( અજરાજા ) + આત્મજ ( પુત્ર ) ] પું. દશરથરાજા.

૨. [ સં. અજ ( બકરો ) + આત્મજ ( દીકરો ) ] પું. બોકડો.

૩. [ સં. અજ ( બ્રહ્મા ) + આત્મજ ] પું. બ્રહ્માનો પુત્ર નારદ.

**અજાત્ય** [ સં. અ ( નહિ ) + જાત્ય ( કાટખૂણાવાળું ) ] વિ. કાટખૂણા વગરનું.

**અજાત્યપ્રતિષ્ઠાપક** પું. (ભૂમિતિ) એ નામનો એક પ્રતિષ્ઠાપક; 'ઑબ્લિક કો-ઑર્ડિનેટસ.'

**અજાત્યાયત** [ સં. અજાત્ય ( કાટખૂણા વગરનું ) + આયાત ( ચતુષ્કોણ ) ] પું. ( ભૂમિતિ ) સામસામેની બાજુ સરખી હોય એવી 'કાટખૂણા વગરની ચાર બાજુવાળી આકૃતિ; સમાંતર ચતુષ્કોણ; 'રૉમ્બૉઇડ.'

**અજાદિ** પું. ( પિંગળ ) એ નામનો ૬૨ ગુરુ અને ૩૨ લઘુ મળી ૯૪ વર્ણનો એક વિષમજાતિ માત્રામેળ છંદ. તે ષટ્પદી છપ્પયનો એક ભેદ છે.

**અજાન** ૧. [અ. અઝાન ( સાદ )] સ્ત્રી. બાંગ; નમાજનો વખત બતાવવા મુલ્લાંએ કરેલો પોકાર.

> મસ્જિદના મિનાર પરથી મુલ્લાની અજાન સાંભળવામાં આવી. — બા. બાબર

૨. [ સં. આ ( સુધી ) + જાનુ ( જાંઘ ) ] વિ. જાંઘ સુધી પહોંચે એવું લાંબું.

**અજાનન** ૧. [ સં. અજ ( બકરું ) + આનન ( મોઢું ) ] પું. દક્ષ પ્રજાપતિ, કેમકે તેનું મોઢું બકરાના જેવું મનાય છે.

૨. વિ. બકરાના જેવા મોઢાવાળું.

**અજાનબાહુ** [ સં. આ ( સુધી ) + જાનુ ( ઘૂંટણ ) + બાહુ ( હાથ ) ] વિ. ઘૂંટણ સુધી પહોંચે એવા લાંબા હાથવાળું. આ એક સદ્ભાગ્યનું ચિહ્ન મનાય છે. કહે છે કે અર્જુન અને શિવાજી અજાનબાહુ હતા.

> શ્યામ શરીરે રે શોભે,
> અજાનબાહુ ચિતડું લોભે. — પ્રેમસખી

**અજાનેય** ૧. પું. કુલીન ઘોડો; ઉત્તમ અશ્વ.

૨. વિ. ઉમદા કુળનું.

૩. વિ. ભય વગરનું; નિર્ભય.

**અજાપક્વ** [ સં. અજા ( બકરી ) + પક્વ ( પાકેલું ) ] ન. ( વૈદક ) ક્ષય, ઉધરસ તથા દમ માટે વપરાતી બકરીની લીંડીના રસમાં, મૂત્રમાં, દૂધમાં તથા દહીંમાં સિદ્ધ કરેલ ઘીની એ નામની દવા.

**અજાપાલ** [ સં. અજા ( બકરી ) + પાલ ( રક્ષણ કરનાર ) ] પું. ભરવાડ; રબારી, કેમકે તે બકરાંનું રક્ષણ કરે છે.

**અજાપાલક** જુઓ અજાપાલ.

**અજાપિત્ત** [ સં. અજા ( બકરી ) + પિત્ત ] ન. ( વૈદક ) પાંચ પિત્તમાંનું એ નામનું એક; બકરીનું પિત્ત.

> મત્સ્યપિત્ત, માહિષપિત્ત, **અજાપિત્ત**, વારાહપિત્ત, માયૂરપિત્ત ( પંચપિત્ત )ની એકેકી ભાવના આપવી. — આયુર્વેદરહસ્યાર્ક

**અજાપુત્ર** [ સં. અજા ( બકરી ) + પુત્ર ( દીકરો ) ] પું. બોકડો; બકરો.

**અજાબ** [ અ. અઝાબ ] પું. પીડા; દુઃખ; આફત.

**અજાબી** ૧. સ્ત્રી. ઘૂંઘટો; ચહેરો ઢાંકવાનું જાળીવાળું કપડું.

૨. [ અ. હિજાબ ( બુરખો ) ] સ્ત્રી. બુરખો; માથાથી પગ સુધી શરીર ઢંકાય એવું સીવેલું લૂગડું.

૩. સ્ત્રી. મોટા ઘેરવાળો ઘણો નીચો અંગરખો; જામો.

> હૈયાહાર અપાર ગુલાબી રે,
> શોભે સુંદર અતિ અજાબી રે. — નિષ્કુળાનંદ

૪. સ્ત્રી. શરમ; લાજ.

**અજામિલ** ૧. [સં.] પું. (પુરાણ) કાન્યકુબ્જ દેશમાં રહેતો એ નામનો એક બ્રાહ્મણ. પોતાનાં માબાપ અને સ્ત્રી છોડી દઈ તેણે એક હલકા કુળની સ્ત્રી સાથે વિષયમાં પોતાનું આયુષ્ય ખોયું. આ સ્ત્રીના નાના છોકરાનું નામ નારાયણ હતું. એક વેળા મરણપથારીએ પડેલો તે અજામિલ પોતાના નાના દીકરા નારાયણને હાક મારતો હતો, તે દરમ્યાન એણે વિષ્ણુદૂત અને યમદૂતની વાતચીત સાંભળી. એ વાત પોતાના સંબંધી હોઈ એને ઘણો પસ્તાવો થયો. પછી તે શૂદ્ર સ્ત્રી અને એના છોકરાને તરત જ છોડી દઈ તેણે ગંગાકાંઠે જઈને પોતાનું બાકી રહેલું આયુષ્ય ઈશ્વરભજનમાં ગાળ્યું, અને છેવટે તે મુક્તિ પામ્યો.

૨. [ સં. અ ( નહિ ) + જામિ ( કુલીન સ્ત્રી ) + લા ( ગ્રહણ કરવું ) ] પું. કુલટાસંગી; લંપટ પુરુષ.

૩. વિ. લંપટ; વેશ્યાસક્ત.

**અજામિલમોચક** [ સં. અજામિલ + મોચક ( છોડાવનાર ) ] પું. વિષ્ણુ, કેમકે તેમણે અજામિલનો પાપમાંથી ઉદ્ધાર કર્યો હતો.

**અજામિલોદ્ધારક** જુઓ અજામિલમોચક.

**અજામીઢ** [ સં. અજા (બકરી) + મીઢ ( ઘેટાં ) ] ન. બ. વ. ઘેટાંબકરાં.

> પાછો શ્વાસ મૂકે નિદ્રા માંહે
> અજામીઢ ઊભાં જાય. — પ્રેમાનંદ

**અજામુખ** જુઓ અજાનન.

**અજામુખી** [ સં. ] સ્ત્રી. ( પુરાણ ) અશોકવનમાં સીતાના રક્ષણ માટે રાખેલી એ નામની એક રાક્ષસી.

**અજામેલ** જુઓ અજામિલ.

**અજાયબ** ૧. [ અ. અજબ ( તે આશ્ચર્ય પામ્યો ) ] ન. અદ્ભુત વસ્તુ.

૨. વિ. આશ્ચર્યકારક; નવાઈ ભરેલું.

**અજાયબખાનું** [ અ. અજાયબ + ફા. ખાના ( સ્થળ ) ] ન. જાણવા અને જોવા જોગ વસ્તુ એકઠી કરી હોય તે ઠેકાણું; નવાઈ પમાડે એવી ચીજોનો સંગ્રહ રાખી મૂકવામાં આવ્યો હોય એવું મકાન; સંગ્રહસ્થાન.

**અજાયબગૃહ** જુઓ અજાયબખાનું.

**અજાયબઘર** જુઓ અજાયબખાનું.

**અજાયબરેચ** પું. (વૈદક) એ નામની જુલાબની એક દવા. તે બનાવવા ગોમૂત્ર શેર ૧, મોટી હરડેનું દળ, નેપાળો, એરંડાનું મૂળ, ગંધક, એળિયો, થૂવેરનું દૂધ, મરી, અને સૂંઠ એ દરેક તોલો ૧॥ લઈ, ઝીણું વાટી, મધમાં ભેળવવાં. હાથપગના નખ ઉપર એ ચોપડવાથી રેચ લાગે, અને નખ પાછા સાફ ધોઈ નાખવાથી રેચ બંધ થઈ જાય છે.

**અજાયબી** ૧. પું. એ નામનો એક જાતનો તંબુ.

> અજાયબીમાં ચાર ચાર થાંભલાના નવ વિભાગ હોય છે. — આઇને અકબરી

૨. [ અ. અજબ ( તે આશ્ચર્ય પામ્યો ) ] સ્ત્રી. નવાઈ; આશ્ચર્ય.

૩. સ્ત્રી. નવાઈ ભરેલી વસ્તુ. અસલના વખતમાં યુરોપમાં સાત અજાયબી ગણાતી હતીઃ (૧) મિસરના મીનારા, (૨) હેલીકાર્નેસસમાં આર્ટિમિસિઆએ બાંધેલ હજીરો, (૩) યુસુફમાં ડાયેના દેવીનું દેવળ, (૪) બેબીલોનની દીવાલ અને ઝૂલતો બગીચો, (૫) રોડ્સનું મોટું બાવલું, (૬) જ્યુપિટર ઓલિંપસનું પૂતળું અને (૭) અલેકઝાંડ્રિયાનો ફેરોઝ અગર નજરમીનારો.

**અજાયેબ** વિ. અજબ.

**અજાર** [ ફા. આઝાર ] પું. રોગ; બીમારી; માંદગી.

**અજિતાત્મા** ૧. [સં. અજિત (નહિ જિતાયેલ) + આત્મન્ (આત્મા)] વિ. આત્મા વશ ન હોય એવું.
૨. વિ. સ્વતંત્ર સ્વભાવનું; જેનો આત્મા કોઈથી જિતાયો નથી એવું.

**અજિતેંદ્રિય** [સં. અજિત (નહિ જિતાયેલ) + ઇંદ્રિય] વિ. ઇંદ્રિયો જીતી ન હોય એવું.
> **અજિતેંદ્રિય** હોય વિષયાસક્ત,
> બાધ્યમાન યદપિ મદ્ ભક્ત. — દયારામ

**અજિત્ય** [સં. અ + જિત્ય (જિતાય એવું)] વિ. ન જિતાય એવું; અજિત.

**અજિન** ૧. [સં.] પું. (જૈન) જિન એટલે તીર્થંકર નહિ તે; વીતરાગ નહિ તે.
૨. પું. (જૈન) તીર્થંકર જેવો સત્ય ઉપદેશ આપનાર સાધુ.
૩. ન. આળું ચામડું.
૪. ન. એક જાતની ચામડાંની કોથળી કે ધમણ.
૫. ન. બ્રહ્મચારી વગેરેને ધારણ કરવા માટે હાથી, વાઘ, સિંહ વગેરેનું અને ખાસ કરીને કૃષ્ણમૃગનું ચામડું; કાળિયારનું ચામડું; મૃગચર્મ.
૬. વિ. રાગદ્વેષનો સંપૂર્ણ ત્યાગ ન કર્યો હોય એવું.

**અજિનચર્મ** [સં. અજિન (મૃગચર્મ) + ચર્મન્ (ચામડું)] ન. કાળિયારનું ચામડું.
> જટું ભરડું **અજિનચર્મ**, અગ્નિહોમની ઉપાસના, આ બધી વસ્તુઓ કુશંકાની પાર ન ગયેલ મર્ત્યને પાવન કરી શકતી નથી. — સુત્તનિપાત

**અજિનધારી** [સં. અજિન + ધારિન્ (ધારણ કરનાર)] વિ. કાળિયારનું ચામડું પહેરનાર; મૃગચર્મ ઓઢનાર.

**અજિનપગા** જુઓ અજિનપત્રિકા.

**અજિનપત્રા** જુઓ અજિનપત્રિકા.

**અજિનપત્રિકા** [સં. અજિન (ચામડું) + પત્રિકા (પાંખ)] સ્ત્રી. વડવાગળું; ચામાચીડિયું, કેમકે તેની પાંખ ચામડાની જ હોય છે.

**અજિનફલા** [સં. અજિન (ધમણ) + ફલ + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. એ નામની એક જાતની વનસ્પતિ. તેનું ફળ ચામડાની ધમણના આકારનું હોવાથી તેને અજિનફલા કહે છે.

**અજિનયોનિ** [સં. અજિન (મૃગચર્મ) + યોનિ (ઉત્પત્તિસ્થાન)] પું. મૃગ; હરણ, કેમકે તેમાંથી અજિન એટલે મૃગચર્મ મળે છે.

**અજિનવસ્ત્ર** ૧. [સં. અજિન (ચામડું) + વસ્ત્ર] પું. મહાદેવ, કેમકે તે ચામડાનાં વસ્ત્ર પહેરે છે એમ કહેવાય છે.
૨. [સં. અજિન (મૃગચર્મ) + વસ્ત્ર (કપડું)] ન. મૃગચર્મ. તેનો કપડાં તરીકે ઉપયોગ થાય છે તેથી તેને અજિનવસ્ત્ર કહે છે.

**અજિનવાસી** [સં. અજિન (મૃગચર્મ) + વાસિન્ (પહેરનાર)] વિ. કાળિયારનું ચામડું પહેરનાર; મૃગચર્મ ધારણ કરનાર.

**અજિર** ૧. [સં. અજ્ (જવું)] પું. ઇંદ્રિયોનો વિષય.
૨. પું. દેડકો.
૩. પું. વાયુ; પવન.
૪. સ્ત્રી. છછુંદરી.
૫. ન. ફળિયું; પરસાળ; વાડ અથવા દીવાલથી બાંધી લીધેલું આંગણું.
> **અજિર** માંહિ રમંતુ જાણીઇ કેસરી બાલ. — ભાલણ

૬. ન. શરીર.
૭. [ગુ. અ (નિરર્થક વપરાતો આદ્યય) + સં. જીર (ઉતાવળું)] વિ. ઉતાવળી ગતિવાળું; જલદી જનાર.
૮. [સં. અ (નહિ) + જૄ (ઘરડું થવું)] વિ. ઘરડું થતું ન હોય એવું.
> બાલ્ય, યૌવન અને વાર્ધક્ય અવસ્થાઓમાં શરીરની સ્થિતિ બદલાય છે, પણ મન તો જેવું છે તેવે જ રૂપે રહેતું હોવાથી તેને **અજિર** કહ્યું છે. — અષ્ટાધ્યાયી રુદ્રી

**અજિરા** ૧. [સં.] સ્ત્રી. દુર્ગા; પાર્વતી.
૨. [ગુ. અ (નિરર્થક વપરાતો આદ્યય) + સં. જીર (ઉતાવળું) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. વેગવાળી નદી.

**અજિરાધિરાજ** [સં. અજિર (ઉતાવળું) + અધિરાજ (રાજા)] પું. મૃત્યુ; મરણ, કેમકે તેની ગતિ ઉતાવળી છે.

**અજિહ્મ** ૧. [સં. અ + જિહ્મ (કપટી)] વિ. કપટ વિનાનું; નિખાલસ.
૨. [સં. અ + જિહ્મ (વાંકું)] વિ. સરળ; સીધું.

**અજિહ્મગ** ૧. [સં. અ + જિહ્મ (વાંકું) + ગમ્ (જવું)] ન. બાણ, કેમકે તે સીધું જાય છે.
૨. વિ. સીધું જતું; સીધું જાય એવું.

**અજિહ્વ** ૧. [સં. અ + જિહ્વા (જીભ)] પું. (પુરાણ) દેડકો. અગ્નિને નાખુશ કરવાથી તેણે આપેલ શાપ મુજબ દેડકાને જીભ હોતી નથી એમ માનવામાં આવે છે, પણ ખરી રીતે તેને જીભ હોય છે.
૨. વિ. જીભ વિનાનું.

**અજિહ્વિકા** [સં.] સ્ત્રી. (પુરાણ) અશોકવનની એ નામની એક રાક્ષસી.

**અજી** ૧. [સં. અયિ (અરે)] અ. એજી; અરે.
૨. [સં. અદ્યાપિ; પ્રા. અજ્જઇ] અ. હજુ; હજી.
> ગંગા ભણઇ ઉઠી અજરામર,
> **અજી** વિમાસણ કાંઇ. — કાન્હડદેપ્રબંધ

**અજીગર્ત** ૧. [સં. અજ્ (જવું) + ગર્ત (દર)] પું. નાગ; સર્પ, કેમકે તેને જવાને દર હોય છે.
૨. પું. (પુરાણ) ભૃગુકુળમાં જન્મેલો એ નામનો એક બ્રાહ્મણ. તેને શુનઃપુચ્છ, શુનઃશેપ અને શુનોલાંગુલ એમ ત્રણ છોકરા હતા. તેમાંથી શુનઃશેપ વરુણને ભોગ આપવા સારૂ એણે હરિશ્ચંદ્ર રાજાને વેચાતો આપ્યો હતો.

**અજીજ** ૧. [અ. અઝીઝ] પું. મિત્ર; દોસ્ત.
૨. વિ. પ્યારૂં; વહાલું.

**અજીઠવાડ** (અજીઠવાડ) ૧. [અજીઠું + વાડ (નામ બનાવનાર પ્રત્યય)] પું. ખાવાપીવાથી થતો ગંદવાડ; એઠવાડ.
૨. પું. ગંદકી; કચરાપૂંજો.
> અજીઠવાડ કાઢવો = રાંધવા-જમવાને અંગે થયેલ ગંદકી દૂર કરવી.

**અજીઠું** ૧. ન. એઠું અનાજ પડયું હોય તે જગ્યા.
૨. [સં. ઉચ્છિષ્ટ] ન. જમતાં વધેલું અન્ન; એઠું.
૩. ન. પાણીથી રાંધેલું અનાજ.
૪. વિ. ખાધેલું; એઠેલું.
૫. વિ. જમતાં વધેલું; ખાતાં પડતું મૂકેલું.
> **અજીઠું** અન્ન આહીરનું લીધું. — નરસિંહ

૬. વિ. રાંધેલું અન્ન જેને અડયું હોય એવું; અસ્વચ્છ; અપવિત્ર.
> તેને અપવિત્ર લોક જાણે જ **અજીઠી**. — નર્મદ

**અજીત** ૧. પું. નાસ્તિકવાદ પ્રથમ ચલાવનાર બૃહસ્પતિનો એ નામનો અનુયાયી.
૨. ન. અઠ્યાવીસ શૈવાગમ પૈકી એ નામનું એક. જુઓ શૈવાગમ.
૩. ન. (શિલ્પ) એ નામનું એક જાતનું ઘર. તેમાં અંદર બે પાટડા તથા ચાર થાંભલા હોય છે.
> વિપુળ ઘરમાં એક ષટ્દારુ નાખવામાં આવે તો તે **અજીત** ઘર થાય. — રાજવલ્લભ

**અજીબ** [અ. અજબ (તે આશ્ચર્ય પામ્યો)] વિ. નવાઈ જેવું; વિચિત્ર; આશ્ચર્યકારક.

**અજીમ** [અ. અઝીમ] વિ. મોટું; મહાન.
ખુદાએ તેના પગે પડીને માગી લીધું કે હું તારા અજીમ ગુનાહભર્યાં કામને મૂકી દે.
મરઝબાન

**અજીર** ૧. ન. (પ્રાકૃત) અપચો; અજીર્ણ.
૨. ન. ફળિયું.
૩. વિ. ઉતાવળી ગતિવાળું.

**અજીરણ** [સં. અ + જીર્ણ (પચેલું)] ન. અપચો; બદહજમી.
૧. અજીરણ થવું-થઈ આવવું = (૧) અપચો થવો. (૨) છૂપી વાત બહાર પાડવી.
૨. પૈસાનું અજીરણ થવું = (૧) છકી જવું. (૨) પૈસો છૂટથી વાપરવો.

**અજીરણવિકાર** [સં. અ (નહિ) + જીર્ણ (પચેલું) + વિકાર (રોગ)] પું. અપચો; બદહજમી; અજીર્ણ.

**અજીરતા** સ્ત્રી. (કચ્છી) અધીરાઈ; ઉતાવળાપણું.

**અજીરતું** વિ. (કચ્છી) ધીરજ વગરનું; અધીર.

**અજીર્ણ** ૧. [સં. અ + જીર્ણ (પચેલું)] ન. (વૈદક) અજીરણ; અપચો; બદહજમી. આ રોગમાં કોઈ વખત ખાટા અથવા વાયુના ઓડકાર આવે, પેટ જરા ચડેલું માલમ પડે, મોળ, ઊલટી કે ઝાડા થાય અથવા પેટ કબજ રહે, જીભ ઉપર સફેદ છારી વળે, ગળામાં, છાતીમાં અથવા પેટમાં બળે, છાતીમાં ધબકારા થાય, માથું ચડી આવે, અન્ન ઉપર રુચિ થાય નહિ, મોઢું વાસ મારે અને તેમાં કડવો અથવા બીજી જાતનો સ્વાદ આવે, સ્વપ્નમાં આવે અને ઊંઘ બરાબર ન આવે, પેટમાં વાયુના ગગડાટ થાય, મળદ્વારથી દુર્ગંધવાળો પવન છૂટે, અને બેચેની તથા દિલગીરી રહે. અજીર્ણનો એક એવો પણ પ્રકાર છે કે જેમાં દરદીને ભૂખની શાંતિ થતી નથી. ઘણું પાણી પીવું, અનિયમિત જમવું, મળમૂત્ર વગેરેનો અટકાવ કરવો, ઉજાગરો કરવો, કાચું, સૂકું અથવા ઠંડું ખાવું, વગેરે કારણને લીધે અજીર્ણ થાય છે. તેના ૭ ભેદ છેઃ ૧. આમાજીર્ણ, જેમાં ખાધેલું અન્ન કાચું નીકળે છે. ૨. વિદગ્ધાજીર્ણ, જેમાં ખાધેલું અન્ન બળી જાય છે. ૩. વિષ્ટબ્ધાજીર્ણ, જેમાં અન્નના ગોટા થઈ પેટમાં પીડા કરે છે. ૪. રસશેષાજીર્ણ, જેમાં અન્ન પાતળા પાણીની માફક થઈને નીકળે છે. ૫. દિનપાકી અજીર્ણ, જેમાં અન્ન આખો દિવસ પેટમાં પડ્યું રહે છે અને ભૂખ લાગતી નથી. ૬. પ્રકૃત્યાજીર્ણ અથવા સામાન્યાજીર્ણ. ઉપવાસ કરવાથી અજીર્ણ દૂર થાય છે.
૨. ન. (વ્યંગ) અધિકપણું.
૩. ન. શક્તિ; બળ; ઉત્સાહ.
૪. [સં. અ + જીર્ણ (ઘસાયેલું)] વિ. નહિ ઘસાયેલું; જૂનું નહિ થઈ ગયેલું.
૫. વિ. નહિ પચેલું; પાચન નહિ થયેલું.

**અજીર્ણકંટક** [સં. અજીર્ણ (અપચો) + કંટક (કાંટો)] પું. (વૈદક) અપચો દૂર કરી ભૂખ લગાડે એવી એ નામની એક દવા.

**અજીર્ણજ્વર** [સં. અજીર્ણ (બદહજમી) + જ્વર (તાવ)] પું. અપચાને લીધે આવતો તાવ.

**અજીર્ણભાસ્કર** [સં. અજીર્ણ (અપચો) + ભાસ્કર (સૂર્ય)] પું. (વૈદક) બદહજમી મટાડી ભૂખ લગાડનારું એ નામનું એક ઔષધ.

**અજીર્ણહર** ૧. [સં. અજીર્ણ (બદહજમી) + હૃ (હરવું)] પું. ફુદીનો, કેમકે તે ખાવાથી અજીર્ણ મટે એમ મનાય છે.
૨. વિ. અપચો દૂર કરે એવું.

**અજીર્ણારિરસ** [સં. અજીર્ણ (અજીરણ) + અરિ (દુશ્મન) + રસ] પું. (વૈદક) અજીર્ણ દૂર કરવા વપરાતી એ નામની એક દવા. શુદ્ધ પારો અને ગંધક દરેક ૪ તોલા, હરડે ૮ તોલા, સૂંઠ, પીપર, મરી અને સિંધવ દરેક ૧૨ તોલા અને ભાંગ ૧૬ તોલા—આ બધી વસ્તુને ખાંડી તેને તડકામાં લીંબુના રસના સાત પુટ દેવાથી આ દવા થાય છે.

**અજીર્ણાંશ** [સં. અજીર્ણ (અપચો) + અંશ (ભાગ)] પું. થોડું અજીરણ; સહેજ અપચો.

**અજીવ** ૧. [સં. અ + જીવ (જીવન)] પું. જીવ વગરની વસ્તુ; જડ પદાર્થ.
૨. પું. હયાતી ન હોવાપણું.
૩. ન. મૃત્યુ; મરણ.
૪. વિ. ઘસાઈને નકામું થયેલું.
૫. વિ. જીવ વિનાનું; નિર્જીવ.

**અજીવઆશ્રિત** [સં. અજીવ (જડ પદાર્થ) + આશ્રિત (આધારે રહેલું)] વિ. જડ વસ્તુમાં રહેલું.
જડ વસ્તુઓમાંથી નીકળનાર સાત સ્વરો **અજીવઆશ્રિત** કહેવાય છે, જેમકે ષડ્જ ને મૃદંગ, ઋષભ ને ગોમુખી, ગંધાર ને શંખ, મધ્યમ ને ઝાલર, પંચમ ને ચાર પાયાવાળી ગોધા, ધૈવત ને આડંબર અને નિષાદ ને મોટી ભેરી.
પુરાતત્ત્વ

**અજીવકાય** [પ્રા. અજીવ (જીવ વગરનું) + કાય (સમૂહ)] પું. (જૈન) પ્રદેશના સમૂહરૂપ જીવ વગરનો પદાર્થઃ (૧) ધર્માસ્તિકાય, (૨) અધર્માસ્તિકાય, (૩) આકાશાસ્તિકાય, અને (૪) પુદ્ગલાસ્તિકાય.

**અજીવકાયસંયમ** [પ્રા. અજીવકાય (જીવ વગરની વસ્તુ) + સંયમ (કાબૂ)] પું. (જૈન) પુસ્તક, લૂગડું, વાસણ વગેરે લેતાં મૂકતાં જીવને દુઃખ ન ઉપજાવવું તે.

**અજીવકાયારંભ** [પ્રા. અજીવકાય (જીવ વગરની વસ્તુ) + આરંભ (પાપી કામ)] પું. (જૈન) પુસ્તક, લૂગડું, વાસણ લેતાં મૂકતાં જીવને દુઃખ ઉપજાવવું તે.

**અજીવજનિ** [સં. અજીવ (જીવ વગરનું) + જનિ (જન્મ)] પું. (વેદાંત) જડમાંથી ચેતન વસ્તુ જન્મે છે એવો મત; અજીવાત્-જીવવાદ.

**અજીવતત્ત્વ** [સં. અજીવ (જીવ વિનાનું) + તત્ત્વ (પદાર્થ)] ન. (જૈન) જીવ વગરનો પદાર્થ; જીવ વિનાની વસ્તુ.
સૂત્રકારે **અજીવતત્ત્વનું** લક્ષણ બતાવ્યા વિના એના ભેદોનું કથન કર્યું છે.
તત્ત્વાર્થસૂત્ર

**અજીવદ્રવ્ય** [સં. અજીવ (ચેતના વગરનું) + દ્રવ્ય (પદાર્થ)] ન. (જૈન) જડ પદાર્થઃ (૧) ધર્માસ્તિકાય, (૨) અધર્માસ્તિકાય, (૩) આકાશાસ્તિકાય, (૪) પુદ્ગલાસ્તિકાય, અને (૫) કાળ.

**અજીવન** ૧. ન. મૃત્યુ; મરણ.
૨. [સં. અ + જીવન (જિંદગી)] ન. હયાતી ન હોવાપણું.
૩. [સં. અ + જીવન (ગુજરાન)] વિ. ગુજરાન ચલાવવાના સાધન વગરનું.

**અજીવનિ** ૧. ન. ધિક્કારેલું જીવન.
૨. [સં. અ (નહિ) + જીવ્ (જીવવું)] ન. મરણ.

**અજીવપર્યવ** [સં. અજીવ + પર્યાય (વસ્તુનો ગુણ)] પું. જડ વસ્તુનો ગુણ; જીવ વગરની વસ્તુનો અમુક ધર્મ એટલે સ્વભાવ.

**અજીવપ્રજ્ઞાપના** [સં. અજીવ + પ્રજ્ઞાપના (બતાવવું તે)] સ્ત્રી. (જૈન) જડ પદાર્થનાં સ્વરૂપ અને પ્રકારનું નિરૂપણ.

**અજીવભાવ** ૧. [સં. અજીવ + ભાવ (ગુણ)] પું. જીવ વગરની વસ્તુનો ગુણ.
૨. [સં. અજીવ + ભાવ (સ્થિતિ)] પું. જીવ વગરનું હોવાપણું.

**અજીવભાવકરણ** [સં. અજીવ + ભાવ (સ્થિતિ) + કરણ (કરવું તે)] ન. (જૈન) સ્વાભાવિક રીતે વાદળાં વગેરેનું થતું રૂપાંતર.

**અજીવમિશ્રિત** [સં. અજીવ + મિશ્રિત (ભેળવેલું)] વિ. (જૈન) સત્યમૃષા એટલે કંઈક સાચી અને કંઈક જૂઠી ભાષાનો એ નામનો એક ભેદ. જ્યાં ઘણાં માણસ મરી ગયેલ અને થોડાં જીવતાં હોય ત્યાં કોઈ બોલે કે "અહો! આ બધાં મરી ગયેલ છે." આમાં કંઈ સાચું અને કંઈ ખોટું છે અને વળી તે અજીવ સંબંધી છે માટે તે અજીવમિશ્રિત સત્યમૃષા કહેવાય છે.

**અજીવરાશિ** [સં. અજીવ + રાશિ (સમૂહ)] પું. જડ વસ્તુનો સમૂહ.

**અજીવવિભક્તિ** [સં. અજીવ + વિભક્તિ (ભેદ)] સ્ત્રી. (જૈન) જીવ વિનાની વસ્તુનો વિભાગ.

**અજીવાત્જીવવાદ** [સં. અજીવાત્ (અજીવમાંથી) + જીવ + વાદ (મત)] પું. જડમાંથી ચેતન વસ્તુ જન્મે છે એવો મત.

**અજીવિક** ૧. [સં. અ (નહિ) + જીવિકા (પોષણ કરવાનું સાધન)] વિ. આજીવિકાનાં સાધન વિનાનું; બેકાર.

૨. વિ. જડ; જીવ વિનાનું; ચેતન વગરનું.

**અજુ** [સં. અજ્ઞ] વિ. મૂર્ખ; બુદ્ધિ વગરનું.

**અજુઆલડું** (અજુઆલડું) ૧. [સં. ઉજ્જ્વલન (અજવાળું) + ગુ. ડું (લઘુતાસૂચક પ્રત્યય)] ન. અજવાળું; પ્રકાશ; તેજ.

આજ અજુઆલડું, પરમ સોહામણું;
રંગભર્યો નાથ રંગ રાસ રમતો. નરસિંહ

૨. વિ. પ્રકાશિત; તેજવાળું; અજવાળાવાળું.

ચંદ સુરજ અજુઆલડા,
તે તુજથી કયમ હોય? શામળ

**અજુઆલૂં** [સં. ઉજ્જ્વલન] ન. અજવાળું.

ત્રણિ દિસિ઼ં કરી અજુઆલૂં,
સઘલા માર્યા કાલિ. નાકર

**અજુઆસ** [સં. ઓજસ્ (ઉજાશ)] પું. ઉજાશ; તેજ; પ્રકાશ.

અંતરિ સઘલું છત્રમય, અતિ ધ્વજમય આકાશ,
સુગટનિ મણિઇ કરી કિ. દીસિ અતિ અજુઆસ. ભાલણ

**અજુઆળવું** ૧. સ. ક્રિ. ચૂનેથી ધોળાવવું.

૨. [સં. ઉજ્જ્વલ્ (સળગાવવું)] સ. ક્રિ. સળગાવવું; પ્રગટાવવું.

૩. સ. ક્રિ. સ્વચ્છ કરવું.

**અજુઆળું** ૧. [સં. ઉજ્જ્વલન] ન. અજવાળું; અજવાસ; ઉજાશ.

૨. વિ. ચંદના અજવાળાવાળું; શુક્લપક્ષનું.

**અજુક્ત** [સં. અ (નહિ) + યુક્ત (યોગ્ય)] વિ. ન છાજે એવું; અયોગ્ય; અઘટિત.

**અજુગત** જુઓ અજુક્ત.

**અજુગતું** જુઓ અજુક્ત.

**અજુગુપ્સિત** [સં. અ (નહિ) + જુગુપ્સિત (નિંદેલું)] વિ. આનંદ પામેલું; પ્રસન્ન થયેલું.

**અજુધિયા** સ્ત્રી. અયોધ્યા.

**અજુવાળી** [સં. ઉજ્જ્વલન] સ્ત્રી. અજવાળું.

સોળ કળા શશીયર શોભે,
નભમેં કરતે અજુવાળી. નરસિંહ

**અજૂઠું** [સં. ઉચ્છિષ્ટ] વિ. અજીઠું; એઠું.

**અજૃંભિત્** [સં. અ + જૃંભ્ (ઊપડવું)] વિ. બીજકોષ ફાટેલો ન હોય એવું.

**અજે** ૧. [સં. અજેય] વિ. ન જિતાય એવું; અજિત.

અજે ધણી ઉજેણુ, બણિયે વાતો બોજની;
જગમેં દાતા જેણુ, અટે ન કિરત મોતિયા. મોતિયો

૨. [સં. અદ્ય] અ. આજ.

**અજેતવ્ય** [સં. અ + જેતવ્ય (જિતાય એવું)] વિ. ન જિતાય એવું.

**અજેપાળ** ૧. પું. દેહના એ નામના દેવ; રામદેપીર.

૨. [સં. અજયપાલ] પું. નેપાળો.

**અજેય** ૧. ન. (વૈદક) ઝેરના મારણ માટે ઘીની બનાવેલી એ નામની એક દવા.

૨. [સં. અ + જિ (જીતવું)] વિ. ન જિતાય એવું; અજિત.

**અજેયપદ** [સં. અજેય + પદ (સ્થાન)] ન. ન જિતાય એવું ઠેકાણું.

**અજેય્ય** [સં. અ + જિ (જીતવું)] વિ. ન જીતી શકાય એવું; અજિત.

**અજેર** [સં. અ + ફા. ઝેર (નીચેનું)] વિ. અજેય; અજિત.

**અજૈકપાદ** ૧. [સં. અજ (બકરું) + એકપાદ (એક પગ)] પું. અગિયાર રુદ્રમાંનો એ નામનો એક.

૨. પું. (જ્યોતિષ) પૂર્વાભાદ્રપદ નક્ષત્ર. તેનો દેવતા રુદ્ર છે.

૩. પું. (પુરાણ) ઘતનો એ નામનો એક અગ્નિ.

**અજૈતા** પું. (પિંગળ) એ નામનો ૬૬ ગુરુ અને ૨૬ લઘુ મળી ૯૨ વર્ણ ને ૧૫૮ માત્રાવાળો એક વિષમજાતિ માત્રામેળ છંદ. તે આહિની કુંડલિનીનો એક ભેદ છે.

**અજૈન** વિ. જૈન નહિ એવું; જૈનેતર.

**અજોખણી** [સં. અ (નહિ) + પ્રા. જોક્ખ (મેલું)] સ્ત્રી. કાંટા અને કરડાં ખેંચવાની લોઢાની આંકડીવાળી લાકડી.

**અજોગ** ૧. પું. તકરાર.

૨. [સં. અ (નહિ) + પ્રા. જોગ (પ્રવૃત્તિ)] પું. (જૈન) મન, વચન અને કાયાની પ્રવૃત્તિનો અભાવ; શૈલેશી અવસ્થા.

૩. [સં. અ + યોગ (સંબંધ)] પું. વેર; દુશ્મનાવટ.

૪. [સં. અ + યોગ (પ્રસંગ)] પું. સારું કામ શરૂ કરવા માટે અયોગ્ય વખત; કમુરત; અવજોગ.

જોતાં જોગ અજોગ જરી નહિ જાણતા. દલપતરામ

૫. [સં. અ + યોગ્ય (લાયક)] વિ. અઘટતું.

૬. વિ. અશુભ; અમંગળ.

**અજોગકાળ** [સં. અયોગ્ય + કાલ (વખત)] પું. સારું કામ ન કરાય એવો વખત; અશુભ સમય.

**અજોગી** ૧. પું. (જૈન) ચૌદમા ગુણસ્થાને પહોંચેલો જીવ.

૨. પું. (જૈન) સિદ્ધ ભગવાન.

૩. ન. યોગસાધના ન કરનાર માણસ.

અજોગીને જોગ સુઝ્યા નથી,
અધર્મીને હોય ન ધર્મધામ. સંઘમિત્રા

૪. [સં. અયોગિન્; પ્રા. અજોગિ] વિ. (જૈન) મન, વચન અને કાયાના યોગ વિનાનું.

**અજોગીકિવલી** જુઓ અજોગીભવસ્થ.

**અજોગીભવસ્થ** [સં. અયોગિન્ (મન, વચન અને કાયાના યોગ વિનાનું) + ભવ (સંસાર) + સ્થ (રહેનારું)] પું. (જૈન) ચૌદમા ગુણસ્થાને પહોંચેલ અને શૈલેશી અવસ્થા પામેલ કેવલી ભગવાન; અજોગીકેવલી.

**અજોગ્ય** [સં. અ + યોગ્ય (ઘટતું)] વિ. અઘટિત; અજુગતું; ગેરવાજબી.

**અજોડ** (અજોડ઼) ૧. [અ (અયોગ્ય) + જોડ (બે સરખી વસ્તુની જોડી)] સ્ત્રી. ખરાબ જોડી; કજોડું.

૨. [અ + જોડ (હરીફાઈમાં બરાબર ઊતરે એવી બીજી વસ્તુ)] વિ. જોડિયો હોય નહિ એવું; હરીફ વિનાનું.

**અજોણિય** ૧. [સં. અ + યોનિક (યોનિવાળું)] પું. (પ્રાકૃત) પરમેશ્વર, કેમકે તેનો યોનિમાંથી જન્મ થયો નથી.

૨. પું. સિદ્ધ ભગવાન; મુક્તાત્મા.

**અજોવું** [ અ ( નહિ ) + જોવું ( જોવાની ક્રિયા )] ન. એકબીજા સામું જોવું નહિ તે.

અબોલા અને અજોવું જીવનભર ટક્યાં હતાં.
મેઘાણી

**અજોતા** [સં. અ ( નહિ ) + યુક્ત ( જોડેલું )] પું. ( હિંદી ) ચૈત્રી પૂનમનો દિવસ, કારણકે તે દિવસે બળદ જોડવામાં આવતા નથી.

**અજોખા** સ્ત્રી. અયોધ્યા.

**અજોધ્યા** સ્ત્રી. અયોધ્યા.

**અજોધ્યારાય** [ સં. અયોધ્યા + રાય ( રાજા )] પું. રામચંદ્રજી, કેમકે તે અયોધ્યાના પ્રખ્યાત રાજા હતા.

**અજોર** ન. ( કચ્છી ) ગામની નજીક વાડ કરેલું ખેતર.

**અજોરો** પું. ( ગ્રામ્ય ) વર્તુળ દોરવાનું સુતારનું એ નામનું એક ઓજાર.

**અજોલી** [સં. અંજલી ( ખોબો )] સ્ત્રી. ખળામાંથી વસવાયાંને અપાતું અનાજ.

**અજોસિય** [ સં. અ ( નહિ ) + જુષ્ટ ( પાળેલું )] વિ. ( પ્રાકૃત ) નહિ પાળેલું.

**અજોળ** ૧. સ્ત્રી. અચોક્કસપણું; અનિશ્ચિતતા.

૨. વિ. અચોક્કસ; નક્કી નહિ એવું.

૩. વિ. અધૂરું; પૂરું નહિ કરેલું.

મિથ્યા શેખ કરનાર મોત માથે લઇ ફરે,
કવીશ્વર કને કામ, કવિત અજોળ છે.
વલ્લભ

અજોળ મૂકવું=અધૂરું રહેવા દેવું; પૂરું કર્યા વગર મૂકી દેવું.

૪. [સં. આ ( વિશેષ ) + દોલ ( હીંચ ); પ્રા. અંદોલિ ] વિ. લટકતું.

**અજોળો** ૧. પું. ( ગ્રામ્ય ) ગોળાકાર કરવાના ઉપયોગનું, પાવડા જેવા આકારનું, લાકડાનું બનાવેલું કુંભારનું એક સાધન. તેના હાથાને છેડેના કાણામાં દોરી પરોવી, તે દોરી બીજી લાકડી સાથે બાંધેલી હોય છે. આ લાકડી ચાકડાના થાળાની અડીમાં ભેરવી ફેરવવાથી કંપાસ જેવું કામ થાય છે.

૨. પું. વર્તુળ દોરવાનું સુતારનું ઓજાર.

**અજ્જ** ૧. [પ્રા. ] પું. આચાર્ય.

૨. [સં. આર્ય ] પું. ઉત્તમ પુરુષ.

૩. પું. એ નામના એક જૈન સાધુ.

૪. પું. બાપનો બાપ; દાદો.

૫. પું. માનો બાપ; આજો; નાનો.

૬. [સં. આજ્ય ] ન. ( પ્રાકૃત ) ઘી.

૭. વિ. શ્રેષ્ઠ; ઉત્તમ.

૮. [સં. અદ્ય] અ. આજે.

**અજ્જજાઇ** [ પ્રા. અજ્જ ( શ્રેષ્ઠ ) + જાઇ ( જાતિ )] વિ. ઉત્તમ જાતિમાં ઉત્પન્ન થયેલ.

**અજ્જતા** [ સં. આર્ય ( સૌથી સરસ ) + તા ( પણું )] સ્ત્રી. ( પ્રાકૃત ) શ્રેષ્ઠતા; ચડિયાતાપણું.

**અજ્જદિટ્ઠી** [ સં. આર્ય ( પવિત્ર ) + દૃષ્ટિ ( નજર )] વિ. ( પ્રાકૃત ) પવિત્ર નજરવાળું.

**અજ્જપુત્ત** [ સં. આર્ય ( સસરો ) + પુત્ર ( દીકરો )] પું. ( પ્રાકૃત ) પતિ; ધણી.

**અજ્જપ્પભિઈ** [ સં. અદ્ય ( આજે ) + પ્રભૃતિ ( થી )] અ. ( પ્રાકૃત ) આજથી માંડીને; આજથી.

**અજ્જમ** ૧. [ સં. અર્યમન્ ] પું. ( પ્રાકૃત ) સૂર્ય.

૨. વિ. ( પ્રાકૃત ) માન આપવા લાયક.

૩. [ અ. અઝીમ ( મોટું )] વિ. મોટું; આઝમ.

**અજ્જય** ૧. [ સં. આર્યક ( દાદો )] પું. ( પ્રાકૃત ) બાપનો બાપ; દાદો.

૨. પું. ( પ્રાકૃત ) માનો બાપ; માતામહ.

૩. સ્ત્રી. તુલસી.

૪. [ સં. અર્જક ( કમાનાર )] વિ. રળનાર; કમાનાર.

**અજ્જવ** ૧. ન. ( પ્રાકૃત ) પ્રમાણિકપણું.

૨. [ સં. આર્જવ ( સરળપણું )] ન. સરળતા; નિખાલસપણું.

૩. ન. ( જૈન ) સાધુના દસ ધર્મમાંનો એ નામનો ત્રીજો ધર્મ.

**અજ્જવત્તી** ૧. [ સં. આર્ય ( શ્રેષ્ઠ ) + વૃત્તિ ( ધંધો )] સ્ત્રી. ( પ્રાકૃત ) સારો ધંધો.

૨. વિ. શ્રેષ્ઠ ધંધાવાળું.

**અજ્જવિ** ૧. [ સં. આર્જવિન્] વિ. ( પ્રાકૃત ) સરલ; નિષ્કપટ.

૨. [ સં. અદ્યાપિ ( હજી સુધી )] અ. ( પ્રાકૃત ) આજ સુધી.

**અજ્જસંકપ્પ** ૧. [ સં. આર્ય ( પવિત્ર ) + સંકલ્પ ( વિચાર )] પું. ( પ્રાકૃત ) શુદ્ધ વિચાર.

૨. વિ. પવિત્ર વિચારવાળું.

**અજ્જસીલાચાર** [ સં. આર્ય ( સૌથી સારું ) + શીલ ( ચારિત્ર્ય ) + આચાર ] વિ. ( પ્રાકૃત ) શ્રેષ્ઠ આચારવિચારવાળું.

**અજ્જસુએ** [ સં. અદ્ય ( આજ ) + શ્વસ્ ( કાલ )] અ. ( પ્રાકૃત ) આજે કે કાલે; આજકાલ.

**અજ્જા** ૧. સ્ત્રી. ( પ્રાકૃત ) આરજા; જૈન સાધ્વી.

૨. સ્ત્રી. ( પિંગળ ) એ નામનો એક માત્રાછંદ; આર્યા; ગાથા.

૩. સ્ત્રી. ખાનદાન સ્ત્રી.

૪. [ સં. આર્યા ] સ્ત્રી. ( પ્રાકૃત ) ગૌરી; પાર્વતી.

૫. સ્ત્રી. માન આપવા જોગ સ્ત્રી.

૬. [ સં. આજ્ઞા ] સ્ત્રી. ( પ્રાકૃત ) હુકમ; આદેશ.

**અજ્જિઅ** [ સં. અર્જિત ( રળેલું )] વિ. ( પ્રાકૃત ) મેળવેલું.

**અજ્જિઆ** ૧. [ સં. આર્યિકા ( સાધ્વી )] સ્ત્રી. ( પ્રાકૃત ) આરજા; જૈન સાધ્વી.

૨. સ્ત્રી. દાદી; બાપની મા.

૩. સ્ત્રી. નાની; માની મા.

૪. સ્ત્રી. માન આપવા લાયક સ્ત્રી.

**અજ્જુ** ૧. ન. હ્રસ્વ અથવા દીર્ઘ ઇ માત્રનું ચિહ્ન; 'િ' અથવા 'ી'.

૨. [ સં. અદ્ય ] અ. આજ.

**અજ્જુકા** [ સં. અર્જ્ ( કમાવું )] સ્ત્રી. વેશ્યા, કેમકે તે પૈસા કમાય છે.

**અજ્જુણ** ૧. [ પ્રા. ] પું. અર્જુન; પાંચ પાંડવમાં ત્રીજો.

૨. પું. એ નામનું એક ઝાડ; અર્જુનવૃક્ષ.

૩. ન. અર્જુનવૃક્ષનું ફૂલ.

૪. ન. સફેદ સોનું; શ્વેત સુવર્ણ.

**અજ્જૂ** [ સં. આર્યા ] સ્ત્રી. ( પ્રાકૃત ) સાસુ.

**અજ્જૂકા** [ સં. અર્જ્ ( કમાવું )] સ્ત્રી. વેશ્યા.

**અજ્જેવ** [ સં. અદ્યૈવ ] અ. આજે જ.

**અજ્જોગ** [ સં. અયોગ્ય ] વિ. ( પ્રાકૃત ) અઘટિત; અયોગ્ય.

**અજ્ઝટા** [ સં. ] સ્ત્રી. ભોંયઆંબલી નામની એક વનસ્પતિ.

**અજ્ઝાવય** [ સં. અધ્યાપક ( ગુરુ )] પું. ( પ્રાકૃત ) શિક્ષક; ગુરુ.

**અજ્ઞ** ૧. વિ. અજ્ઞાની; મૂર્ખ.

મુગ્ધ મૂઢ જડ મૂક નવ અજ્ઞ કટુક બદ સંઠ,
મુરખ જન જાણે નહીં અહિ બાંધી કપિકંઠ.
પિંગળલઘુકોશ

૨. વિ. ચૈતન્ય વિનાનું; ચૈતન્યશૂન્ય.

૩. [ સં. અ ( અલ્પતાદર્શક પૂર્વગ ) + જ્ઞ ( જાણનાર )] વિ. થોડું જાણનાર; અલ્પજ્ઞ.

૪. [સં. અ + જ્ઞ ( જાણનાર )] વિ. માહિતી વિનાનું; નહિ જાણનાર; અજાણ્યું.

**અજ્ઞતા** ૧. [ સં. અજ્ઞ ( અજાણ્યું ) + તા ( પણું )] સ્ત્રી. અજાણપણું; ખબર ન હોવી તે.

૨. સ્ત્રી. અજ્ઞાનીપણું.

૩. સ્રી. મૂર્ખતા; બેવકૂફી.

**અજ્ઞાતમૂલક** [ સં. અજ્ઞાત + મૂલક ( ઉત્પન્ન થયેલું ) ] વિ. અજ્ઞાતમાંથી ઉત્પન્ન થયેલું.

**અજ્ઞાત્વ** જુઓ અજ્ઞાતા.

**અજ્ઞાત** ૧. વિ. અણુસમજુ; સમજ વિનાનું; મૂર્ખ.

૨. વિ. અભણ; નિરક્ષર.

૩. વિ. છાનું; ગુપ્ત.

૪. [ સં. અ + જ્ઞાત ( જાણેલું ) ] વિ. નહિ જાણેલું; અજાણ્યું.

**અજ્ઞાતકર્તૃક** [ સં. અજ્ઞાત ( અજાણ્યું ) + કર્તૃ ( કર્તા ) + ક ( વાળું ) ] વિ. કર્તાનું નામ જાણવામાં ન હોય એવું.

અજ્ઞાતકર્તૃક પુસ્તકોમાં પુસ્તકનું નામ પ્રથમ લખવું. પ્રસ્થાન

**અજ્ઞાતકુલશીલ** [ સં. અજ્ઞાત ( અજાણ્યું ) + કુલ ( વંશ ) + શીલ ( વર્તન ) ] વિ. જેનાં કુળ તથા ચારિત્ર અજાણ્યાં હોય એવું.

**અજ્ઞાતચર્યા** ૧. [ સં. અજ્ઞાત ( અજાણ્યું ) + ચર્યા ( આચાર ) ] સ્રી. કોઈ ન જાણી શકે એવું વર્તન.

૨. [ સં. અજ્ઞાત ( છાનું ) + ચર્યા ( જવું તે ) ] સ્રી. ગુપ્ત વેશે ફરવું તે.

**અજ્ઞાતનામ** [ સં. અજ્ઞાત ( અજાણ્યું ) + નામન્ ( નામ ) ] વિ. જેનું નામ કોઈ જાણતું ન હોય એવું; અવિખ્યાત; તુચ્છ.

**અજ્ઞાતભાવ** [ સં. અજ્ઞાત ( નહિ જાણેલું ) + ભાવ ( પ્રવૃત્તિ ) ] પું. અજાણપણામાં થતું કામ; ઇરાદા સિવાય થયેલું કૃત્ય.

જ્ઞાત અને અજ્ઞાતભાવમાં બાહ્ય વ્યાપાર સમાન હોવા છતાં પણ કર્મબંધમાં ફરક પડે છે. તત્ત્વાર્થસૂત્ર

**અજ્ઞાતયક્ષ્મા** [ સં. અજ્ઞાત ( અજાણ્યું ) + યક્ષ્મન્ ( ક્ષયરોગ ) ] પું. ( વૈદક ) એક જાતનો ક્ષયરોગ. તેમાં દરદીને તે રોગની ખબર પડતી નથી.

યક્ષ્મા, રાજયક્ષ્મા, અજ્ઞાતયક્ષ્મા, પાપયક્ષ્મા વગેરે શબ્દો આયુર્વેદમાં ક્ષયવાચક ગણાય છે. પુરાતત્ત્વ

**અજ્ઞાતયૌવના** [ સં. અજ્ઞાત ( અજાણ્યું ) + યૌવન ( જુવાની ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્રી. જુવાની તરતની ફૂટી હોય એવી સ્રી; પોતાના જુવાન અવસ્થાનું જ્ઞાન ન થયું હોય એવી સ્રી.

**અજ્ઞાતવાદ** [ સં. અજ્ઞાત + વાદ ( મત ) ] પું. જ્ઞાનનાં સાધનની શક્તિની બહારની વસ્તુના સંબંધમાં આપણે જાણતા નથી એટલે તે પદાર્થ અજ્ઞાત-અજ્ઞેય ગણાય છે, એવું માનનાર મત; જડ વસ્તુ સિવાય કોઈ વસ્તુનું જ્ઞાન આપણને નથી એવો મત; અજ્ઞેયતાવાદ.

**અજ્ઞાતવાદી** [ સં. અજ્ઞાત + વાદિન્ ( વાદમાં માનનારું ) ] વિ. અજ્ઞાતવાદમાં માનનારું; અજ્ઞેયતાવાદી.

**અજ્ઞાતવાસ** ૧. [ સં. અજ્ઞાત ( અજાણ્યું ) + વાસ ( રહેઠાણ ) ] પું. છૂપો વાસ; ગુપ્તવાસ.

૨. પું. રહેવાની છાની જગ્યા.

**અજ્ઞાતાર્થ** [ સં. અજ્ઞાત ( નહિ જાણેલું ) + અર્થ ] પું. નહિ જાણેલો અર્થ.

**અજ્ઞાતિ** [ અ ( નહિ ) + જ્ઞાતિ ( નાત ) ] વિ. પરનાતીલું; બીજી નાતનું.

**અજ્ઞાન** ૧. [ સં. અ + જ્ઞાન ( જાણપણું ) ] ન. અજાણપણું; અણુધપણું.

૨. ન. ( ન્યાય ) એ નામનું એક નિગ્રહસ્થાન; અજ્ઞાનનિગ્રહસ્થાન.

૩. ન. ( વેદાંત ) પદાર્થનું ખોટું જ્ઞાન; માયા; અવિદ્યા.

૪. [ સં. અ ( વિરોધ દેખાડનાર પૂર્વગ ) + જ્ઞાન ] ન. ( યોગ ) વસ્તુના સ્વરૂપનું જ્ઞાન ન થતાં તેથી વિરોધી અન્ય પદાર્થનું જ્ઞાન; વિપરીત જ્ઞાન.

અનિત્યમાં નિત્યબુદ્ધિ, અશુચિમાં શુચિબુદ્ધિ, દુઃખમાં સુખબુદ્ધિ, અનાત્મમાં આત્મબુદ્ધિ, તેને અવિદ્યા અથવા અજ્ઞાન કહે છે. યોગસૂત્ર

૫. વિ. અજાણ્યું; માહિતી વિનાનું.

૬. વિ. અભણ.

૭. વિ. સમજ વગરનું; અણુસમજુ.

**અજ્ઞાનકાલ** ૧. [ સં. અજ્ઞાન ( અજાણપણું ) + કાલ ( વખત ) ] પું. અજ્ઞાનતાનો વખત.

૨. પું. બચપણ; બાળપણ.

**અજ્ઞાનકૃત** ૧. [ સં. અજ્ઞાન + કૃત ( કરેલું ) ] વિ. અજ્ઞાનને લીધે કરેલું.

૨. વિ. અજ્ઞાની માણસે કરેલું.

**અજ્ઞાનજનિત** [ સં. અજ્ઞાન ( અજાણપણું ) + જનિત ( પેદા થયેલું ) ] વિ. અજ્ઞાનથી પેદા થયેલું; અજાણપણાથી ઉત્પન્ન થયેલું.

**અજ્ઞાનજન્ય** જુઓ અજ્ઞાનજનિત.

**અજ્ઞાનતા** ૧. [ સં. અજ્ઞાન + તા ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્રી. અજાણપણું.

૨. સ્રી. અવિદ્યા; માયા.

૩. સ્રી. મૂર્ખાઈ; બેવકૂફી.

**અજ્ઞાનતિમિર** [ સં. અજ્ઞાન + તિમિર ( અંધારું ) ] ન. અજ્ઞાનરૂપી અંધારું.

**અજ્ઞાનનિગ્રહસ્થાન** [ સં. અજ્ઞાન ( અજાણપણું ) + નિગ્રહસ્થાન ( વાદમાં હારનું ઠેકાણું ) ] ન. ( ન્યાય ) વાદીએ કહેલ બાબત સભા સમજી ગઈ હોય છતાં પ્રતિવાદી તેને ન સમજી શકે તો તેથી થતી હાર.

**અજ્ઞાનપણું** જુઓ અજ્ઞાનતા.

**અજ્ઞાનપરીક્ષા** [ સં. અજ્ઞાન + પરીક્ષા ( તપાસ ) ] સ્રી. ( વેદાંત ) માણસની અજ્ઞાનતા, તેનો વિસ્તાર, હદ તથા સ્થિતિ સંબંધી એ નામનો એક તાર્કિક વાદ; અજ્ઞેયવિદ્યા.

**અજ્ઞાનપરીષહ** [ સં. અજ્ઞાન + પરિસહ ( દુઃખ સહન કરવું તે ) ] પું. ( જૈન ) વિશિષ્ટ શાસ્રજ્ઞાનના અભાવમાં આત્માવમાનના ન રાખવી તે; શાસ્રનું ઊંચા પ્રકારનું જ્ઞાન ન હોય તો તેથી પોતાના આત્માને હલકો નહિ ગણતાં તે સ્થિતિ સમભાવપૂર્વક સહેવાનો ગુણ.

**અજ્ઞાનભાવ** ૧. [ સં. અજ્ઞાન + ભાવ ( સ્થિતિ ) ] પું. અજ્ઞાનપણું.

૨. પું. માયા; મિથ્યાજ્ઞાનનો ભાવ.

**અજ્ઞાનભેદ** [ સં. અજ્ઞાન + ભેદ ( જાત ) ] પું. ( વેદાંત ) અજ્ઞાનની જાત. તે પાંચ છે: ૧. માયા અવિદ્યારૂપ-માયા ( ઈશ્વર સહિત શુદ્ધસત્ત્વા પ્રકૃતિ ) અને અવિદ્યા ( જીવ સહિત અશુદ્ધસત્ત્વા પ્રકૃતિ )નો ભેદ. ૨. જ્ઞાન ક્રિયાશક્તિરૂપ-જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિનો ભેદ. ૩. વિક્ષેપ આવરણરૂપ-વિક્ષેપ ( નામ અને રૂપ પામેલી પ્રકૃતિનો વિસ્તાર ) અને આવરણ-વિક્ષેપ પામવા છતાં ન જણાવા દઈ સદા ઢાંકી દેનાર આચ્છાદનનો ભેદ. ૪. સમષ્ટિ વ્યષ્ટિરૂપ-સમષ્ટિ ( સર્વ વસ્તુ અને સર્વ જીવ ) અને વ્યષ્ટિ ( એક વસ્તુ અને એક જીવ )નો ભેદ. ૫. કારણરૂપ-જુદાં જુદાં કારણનો ભેદ. સાંખ્યમત પ્રમાણે અજ્ઞાનના પાંચ પ્રકાર આ પ્રમાણે છે: તમ, મોહ, મહામોહ, તામિસ્ર, અંધતામિસ્ર.

**અજ્ઞાનમય** [ સં. અજ્ઞાન + મય ( ભરેલું ) ] વિ. અજ્ઞાનથી ભરેલું.

**અજ્ઞાનમયસ્થિતિ** [ સં. અજ્ઞાનમય ( અજ્ઞાનથી ભરેલું ) + સ્થિતિ ( દશા ) ] સ્રી. ચેતન વસ્તુની બે સ્થિતિ માંહેની એ નામની એક. તેના સાત વિભાગ કરી તેને સાત અજ્ઞાનભૂમિકાનાં નામથી ઓળખાવ્યા છે: (૧) બીજજાગ્રત, (૨) જાગ્રત, (૩) મહાજાગ્રત, (૪) જાગ્રતસ્વપ્ન, (૫) સ્વપ્ન, (૬) સ્વપ્નજાગ્રત, (૭) સુષુપ્તક.

**અજ્ઞાનમૂલક** [સં. અજ્ઞાન + મૂલક (મૂળ-વાળું)] વિ. અજ્ઞાન જેનું મૂળ છે એવું; અજ્ઞાનરૂપી મૂળવાળું; અજ્ઞાનથી ઉત્પન્ન થયેલું.

**અજ્ઞાનયુગ** [સં. અજ્ઞાન + યુગ (જમાનો)] પું. અજ્ઞાનતાનો જમાનો; વિદ્યાનો ફેલાવો થયો ન હોય એવો વખત.

**અજ્ઞાનવાદ** ૧. પું. અજ્ઞાનથી જ જગત ઉત્પન્ન થયું છે એવું માનનાર મત; માયાવાદ.
૨. [સં. અજ્ઞાન + વાદ (મત)] પું. (વેદાંત) મનુષ્ય ખરા જ્ઞાનથી અજાણ્યો છે એવો મત; અનિર્ણયવાદ; સંશયવાદ.
આર્યસૂત્રો (અંગો) પૈકી દૃષ્ટિવાદમાં જ વિશેષ કરીને **અજ્ઞાનવાદ**, ક્રિયાવાદ, અક્રિયાવાદ, ઈશ્વરવાદ, નિયતિવાદ, શૂન્યવાદ, વિજ્ઞાનવાદ અને અદ્વૈતવાદ વગેરે અનેકવાદો સંબંધે ચર્ચા કરી છે. — પુરાતત્ત્વ

**અજ્ઞાનવાદી** [સં. અજ્ઞાન + વાદિન્ (મત-વાળું)] વિ. અજ્ઞાનવાદમાં માનનાર.
શાકલ્ય, વાલ્કલ, કૌથુમિ, સાત્યમુદ્ગિન. નારાયણ, કઠ, માધ્યંદિન, મૌદ, પિપ્પલાદ, બાદરાયણ, આંબષ્ઠિ, કૃદૈરિકાયન, વસુ અને જૈમિનિ વગેરે સડસઠ **અજ્ઞાનવાદીઓ**ના મતો દૃષ્ટિવાદમાં ચર્ચારૂપે આવેલા છે. — પુરાતત્ત્વ

**અજ્ઞાનવીર** [સં. અજ્ઞાન + વીર (બહાદુર)] ન. બહુ અજ્ઞાની માણસ.
આ કથનમાં ગુજરાત સંપ્રદાયના **અજ્ઞાનવીરો** પર ટકોર છે. — કૌમુદી

**અજ્ઞાનાવરણ** [સં. અજ્ઞાન + આવરણ (ઢાંકણ)] ન. અજ્ઞાનરૂપી ઢાંકણ.
અસત્યનું ઉત્પાદક **અજ્ઞાનાવરણ** તો પરોક્ષ જ્ઞાનથી જ નિવૃત્ત થાય છે. — પંચદશી

**અજ્ઞાનાવસ્થા** [સં. અજ્ઞાન + અવસ્થા (સ્થિતિ)] સ્ત્રી. જ્ઞાન વિનાની દશા.

**અજ્ઞાનાવૃત** [સં. અજ્ઞાન + આવૃત (વીંટા-યેલું)] વિ. અજ્ઞાનથી વીંટાયેલું; અજ્ઞાન વડે ઢંકાયેલું.

**અજ્ઞાનાંધકાર** [સં. અજ્ઞાન + અંધકાર (અંધારું)] પું. અજ્ઞાનરૂપી અંધારું.

**અજ્ઞાનાંધતા** [સં. અજ્ઞાન + અંધતા (આંધળાપણું)] સ્ત્રી. અજ્ઞાનરૂપી આંધળાપણું.

**અજ્ઞાની** ૧. [સં. અજ્ઞાનિન્] વિ. અણ-સમજુ; બેસમજ; મૂર્ખ.
૨. વિ. અભણ.
૩. વિ. જ્ઞાન વગરનું.
૪. વિ. માયામાં બંધાયેલું.
અજ્ઞાની જીવ = પરમાત્મા સંબંધી જ્ઞાન મેળવતાં પહેલાં જેને અજ્ઞાનરૂપી ઢાંકણ તોડવાનું છે એવું માણસ; પામર.

**અજ્ઞેય** [સં. અ + જ્ઞેય (જાણી શકાય એવું)] વિ. જાણી ન શકાય એવું; અકળ; ગહન; ગૂઢ.

**અજ્ઞેયતા** [સં. અજ્ઞેય (ગૂઢ) + તા (પણું)] સ્ત્રી. અણજાણપણું; અકળપણું; ગહનતા.

**અજ્ઞેયતાવાદ** જુઓ અજ્ઞેયવાદ.

**અજ્ઞેયતાવાદી** [સં. અજ્ઞેયતા + વાદિન્ (મતવાળું)] વિ. અજ્ઞેયતાવાદમાં માનનાર.

**અજ્ઞેયત્વ** જુઓ અજ્ઞેયતા.

**અજ્ઞેયવાદ** [સં. અજ્ઞેય (ગહન) + વાદ (મત)] પું. ઈશ્વર અથવા પરમતત્ત્વ વિષે આપણને કાંઈ ખબર નથી અથવા ન પડી શકે એવો મત.
જે વાતનો ખુલાસો થતો નથી તેને 'અજ્ઞાત' કે 'અજ્ઞેય' એવું નામ આપી તે 'અજ્ઞેય'ને ઈશ્વર તુલ્ય માની, સૃષ્ટિનું નિદાન માની, પોતાના અજ્ઞાનની પૂજા કરવી એ જ એ તત્ત્વજ્ઞાનનો સાર છે × × × પોતાના વાદને **અજ્ઞેયવાદ** એવું નામ આપે છે. — મણિલાલ નભુભાઈ

**અજ્ઞેયવાદી** [સં. અજ્ઞેય + વાદિન્ (મત-વાળું)] વિ. અજ્ઞેયવાદમાં માનનારું.

**અજ્ઞેયવિદ્યા** [સં. અજ્ઞેય (જાણી ન શકાય એવું) + વિદ્યા] સ્ત્રી. એક તાર્કિક વાદ. જુઓ અજ્ઞાનપરીક્ષા.

**અજ્ઞેયવૃત્તિ** [સં. અજ્ઞેય (અકળ) + વૃત્તિ (મનનું વલણ)] સ્ત્રી. કોઈ પણ જાણે નહિ એમ રહેવાનું મનનું વલણ.

**અજ્ય** ૧. પું. એ નામનો એક રુદ્ર.
૨. પું. (પિંગળ) એ નામનો ૧૨ લઘુ અને ૭૦ ગુરુ મળી ૮૨ વર્ણ ને ૧૫૨ માત્રા-વાળો એક વિષમજાતિ માત્રામેળ છંદ. તે ષટ્પદી છપ્પયનો એક ભેદ છે.
૩. [સં. અ + જ્યા (પણછ)] વિ. પણછ વિનાનું.

**અજ્યુ** ન. અજ્જુ; હ્રસ્વ કે દીર્ઘ ઇ માટેનું ચિહ્ન; 'િ' કે 'ી'.

**અજ્યેષ્ઠ** ૧. [સં. અ + જ્યેષ્ઠ (સૌથી મોટા ભાઈ)] વિ. મોટા ભાઈ વગરનું.
૨. [સં. અ + જ્યેષ્ઠ (સૌથી મોટું)] વિ. સૌથી મોટું નહિ એવું.

**અજ્યેષ્ઠવૃત્તિ** [સં. અ (નહિ) + જ્યેષ્ઠ (સૌથી મોટું) + વૃત્તિ (આચરણ)] પું. નાના ભાઈ પ્રત્યે પિતા તરીકે નહિ વર્તનાર સૌથી મોટો ભાઈ.

**અજ્રૂ** ૧. [સં.] ન. ખેતર.
૨. ન. મેદાન.
૩. વિ. ચપળ; ચંચળ.

**અજ્વલનશીલ** [સં. અ + જ્વલન (બળવું તે) + શીલ (સ્વભાવ)] વિ. (વિજ્ઞાન) ન બળે એવું; નહિ બળવાના ગુણવાળું.

**અઝ** (અઝ) [અ. અઝ] સ્ત્રી. દુનિયા.
તરે બીમાર કો હવ અઝમેં સફર આજકી રાત. — સાહિત

**અઝગેબી** વિ. એકાએક; અણધાર્યું; ઓચિંતું; આકસ્મિક; સહસા.

**અઝદહા** (અઝદહા) [ફા. અઝ્દહા] પું. અજગર.
એવામાં પહાડ ઉપરથી એક **અઝદહા** નીચે ઉતરી આવી આગાનની દીકરીને ગળી ગયો. — નૂરેએલમ

**અઝનૂની** [અ + અ. ઝુનૂન (ગાંડપણ)] વિ. ગાંડા ગુસ્સા વિનાનું.

**અઝમ** (અઝમ) ૧. [અ.] વિ. મોટું.
૨. અ. ક્રિ. (ધાતુ) તે મોટો હતો. આ ધાતુ ઉપરથી અઝીમ = મોટો, અઅઝમ = શ્રેષ્ઠ, મુઆઝ્ઝમ–મુઅઝ્ઝમ = મોટું, તઅઝીમ = માન–મરતબો, અઝીમત = મહત્તા વગેરે શબ્દ નીકળેલા છે.

**અઝમત** (અઝમત) ૧. સ્ત્રી. ચમત્કાર; કૌતક; નવાઈ; આશ્ચર્ય.
૨. [અ. અઝમ (તે મોટો હતો)] સ્ત્રી. મહત્તા; મોટાઈ.

**અઝમાએશ** જુઓ અજમાયશ.

**અઝમુદો** જુઓ અજમૂદો.

**અઝર** ૧. ન. બહાનું; સબબ; મિષ.
૨. [અ + ઝરવું] વિ. ન ઝરે એવું; ટપકે નહિ એવું.

**અઝલ** (અઝલ) [અ.] સ્ત્રી. બરતરફી.

**અઝંઝ** [સં. અ + પ્રા. ઝંઝા (માયા)] વિ. માયા વગરનું; મમતા વિનાનું.

**અઝંઝા** [સં. અ + પ્રા. ઝંઝા (માયા)] સ્ત્રી. કપટનો અભાવ; નિષ્કપટીપણું.

**અઝાઝીલ** (અઝાઝીલ) [અ.] પું. એ નામનો એક ફિરસ્તો; અજાજીલ.
વિદ્વતાના ભયંકર પરિણામ ભોગવનાર **અઝા-ઝીલ** અને અથુ જેહલ માફક હું છૂટી જ રહી જતે. — વેદિક ઇસ્લામ

**અઝાદ** (અઝાદ) ૧. [ફા. આઝાદ] વિ. છૂટું; મોકળું; બંધન વગરનું.
૨. વિ. ફકીરની એ નામની એક જાતનું. તેઓ દાઢી, નેણ વગેરે મુંડાવી નાંખી પોતાને કર્મકાંડથી મુક્ત માને છે.

**અઝાન** ( અઝાન ) [ અ. ] સ્ત્રી. બાંગ; નમાજનો વખત બતાવવા મુલ્લાંએ કરેલો પોકાર.

**અઝી** પું. (જરથોસ્તી) એ નામનો એક દાનવ. તે હંમેશાં પવિત્ર અગ્નિ બુઝાવવા તલપી રહે છે.

**અઝીઝ** ( અઝીઝ ) ૧. [ અ. ] પું. મિત્ર; દોસ્ત.
૨. પું. મિસરના પાદશાહનો ઇલકાબ.
૩. [ અ. અઝ્ઝ ( તે અમૂલ્ય હતો ) ] વિ. કીમતી.
૪. વિ. પ્રિય; વહાલું.

**અઝીમ** ( અઝીમ ) [ અ. અઝમ ( તે મોટો હતો )] વિ. મોટું; મહાન.

**અઝીમત** ( અઝીમત ) [ અ. અઝમ ( તે મોટો હતો )] સ્ત્રી. મોટાઈ; મહત્તા.

**અઝેડો** ( અઝેડો ) પું. ( ગ્રામ્ય ) ઉઝરડો.

**અઝ્ઝ** ( અઝ્ઝ ) [ અ. ] અ. ક્રિ. ( ધાતુ ) તે અમૂલ્ય હતો. આ ધાતુ ઉપરથી અઝીઝ = (૧) કીમતી, (૨) પ્રિય; ઇઝ્ઝત = આબરૂ વગેરે શબ્દ નીકળેલા છે.

**અઝ્રૂરા** ( અઝ્રૂરા ) ૧. [ અ. ] સ્ત્રી. કન્યા; કુમારિકા.
૨. સ્ત્રી. ( જ્યોતિષ ) કન્યારાશિ.

**અટ્** અ. ક્રિ. (ધાતુ) રખડવું; ભટકવું. આ ધાતુ ઉપરથી અટણ, અટન, અટવિ, અટવું વગેરે શબ્દ નીકળેલા છે.

**અટ** ૧. [સં. અટ્ ( રખડવું )] ન. રાત્રે રખડનાર માણસ.
૨. વિ. રખડતું; ભટકતું.

**અટક** ૧. સ્ત્રી. અગડ; બાધા.
> પાછા વનમાં જવું અટક કરી તમે.
> વલ્લભ

૨. [સં. અ + ટિક્ ( જવું )] સ્ત્રી. અટકણું; ઠેસ; ગતિનો અટકાવ કરનારી વસ્તુ.
૩. [સં. અ + ટિક્ (ચાલવું)] સ્ત્રી. અડચણ; નડતર; હરકત.
> અટક પડી હરિ આવજો રે
> મારા આત્માના ઉદ્ધાર. ભોજો

૪. [સં. અવટંક; પ્રા. અવડંક] સ્ત્રી. ઓડક; શાખ; અવટંક; નામ જોડે મૂકવામાં આવતું ગોત્ર, ધંધો કે વતન બતાવતું ઉપનામ.
૫. [હિ.] સ્ત્રી. જરૂરિયાત.
૬. સ્ત્રી. નજરકેદ; અટકાયત; કાચી કેદ.
૭. સ્ત્રી. વહેમ; ખતરો; શંકા.
> જો મનમેં અટક રહી. સોહી અટક રહા.
> નર્મદ

૮. સ્ત્રી. સિંધુ નદી.
૯. ન. સિંધુ નદીને કાંઠે આવેલું એ નામનું શહેર.

**અટકચાળાપણું** [સં. આટીક્ ( ફરવું ) + ચલ્ ( અડપલું કરવું )] ન. આળવીતરાઈ; તોફાની સ્વભાવ.

**અટકચાળું** ૧. [સં. આટીક્ ( ફરવું ) + ચલ્ (અડપલું કરવું)] ન. અડપલું; મસ્તી; તોફાન.
૨. વિ. અડપલું કરનારું; તોફાની; આળવીતરું; મસ્તીખોર.

**અટકચાળો** ૧. પું. તોફાન; અડપલું.
૨. વિ. પું. અડપલું કરનારો; આળવીતરો.

**અટકડી** (અટકડી) [અટક (અટકાયત) + ડી (લઘુતાસૂચક પ્રત્યય)] સ્ત્રી. પેટની અંદરનો વાયુ થોડી થોડી વારે ઊંચ થઈને મોઢેથી બહાર નીકળવો તે; હેડકી; વાધણી.

**અટકણ** ૧. ન. ઉકાળો; આગળો; ભોગળ.
૨. [સં. અ + ટિક્ ( ચાલવું )] ન. ગતિને અટકાવનાર વસ્તુ; ઠેસ; ચાંપ; ઠસકણિયું.
૩. ન. ઘંટીનાં બે પડ વચ્ચે અંતર વધારવા ઘટાડવા એટલે કે ઘંટીને હલકી ભારે કરવા તેની નીચે ગોઠવવામાં આવતો લાકડાનો ઢાળ પડતો કટકો; પાટલી.
૪. ન. ટેકણ; ટેકો.
૫. ન. થાંભલો; થંભ.
૬. ન. નડતર; અડચણ; વાંધો; હરકત.
૭. વિ. અટકી જાય એવું; ચાલતાં ચાલતાં એકદમ ખંચાઈને ઊભું રહેનારું; અટકણું.

**અટકણટટ્ટુ** ૧. [અટકણ (અટકી જાય એવું) + ટટ્ટુ ( ઘોડું )] ન. ચાલતાં ચાલતાં એકદમ ઊભું રહી જાય એવું ઘોડું.
૨. ન. પૂરું કામ નહિ કરતાં અધવચ અટકી જનાર માણસ.
૩. ન. હઠીલું માણસ.
૪. વિ. અધવચ અટકી જાય એવું.

**અટકણિયું** ૧. [સં. અ + ટિક્ ( ચાલવું )] ન. ઠેસ; ચાંપ.
૨. વિ. થોડું ચાલી ઊભું રહી જાય એવું.
૩. વિ. હઠીલું.

**અટકણું** [સં. અ + ટિક્ ( ચાલવું )] વિ. ચાલતાં ચાલતાં અટકી જાય એવું.

**અટકબોલું** વિ. બટકબોલું; આખાબોલું; ચોખ્ખું કહી દે એવું.
> અટકબોલો ક્યાંઇ ગમે નહિ,
> સાંખે નહિ એક બોલ. બુ. કાવ્યદોહન

**અટકવું** ૧. અ. ક્રિ. ખંચાવું; અચકાવું.
૨. [સં. અ (નહિ) + અ. તાકત ( શક્તિ )] અ. ક્રિ. ગતિ બંધ પડવી; ઊભું રહેવું.
૧. અટકી જવું–પડવું = (૧) અશક્ત થવું; નિર્બળ થવું. હવે ડોસા અટકી પડ્યા છે. (૨) એકાએક ઊભા રહેવું. (૩) ખોટી થવું; નકામા બેસી રહેવું. રંદા વગર સુતાર અટકી પડ્યો છે. (૪) બંધ પડવું; અચકી જવું.
૨. અટકી રહેવું = અમુક વગર ખોટી રહેવું; અમુક વગર નહિ ચાલવું.
૩. અ. ક્રિ. જઈ ચોટવું; લાગવું; વળગી રહેવું.
> પટક માયા પરી, અટક ચરણે હરી.
> નરસિંહ

૪. અ. ક્રિ. દોહવા ન દેવું.
અટક્યું ઢોર = દોહવા નહિ દેતું ઢોર.
૫. [ હિ. અટકના ] અ. ક્રિ. પ્રેમમાં ફસાવું.
૬. [ સં. અટ્ ( આથડવું ) ] અ. ક્રિ ભટકવું; રખડવું.
> દેશ દેશની દુકાન સર્વે અટકિયો,
> માલ ખોટા લેઈ જીવરાજ ફટકિયો.
> જીવરામ ભટ્ટ

૭. [સં. અ + ટિક્ ( ચાલવું )] અ. ક્રિ. રાહ જોતા રહેવું; થોભવું; ખોભરવું; રોકાવું.

**અટકળ** ૧. [ સં. ઉત્ ( ઉપરથી ) + કલ્ ( કળવું ) ] સ્ત્રી. અંદાજ; અડસટ્ટો; શુમાર.
૨. [ પ્રા. અટ્ટ ( મેળવેલું ) + સં. કલન ( કલ્પના ) ] સ્ત્રી. કલ્પના; તર્ક; અનુમાન.
૧. અટકળ કરવી–કાઢવી–બાંધવી = (૧) અડસટ્ટો કાઢવો. (૨) અમુક આધાર ઉપરથી શું પરિણામ આવશે તેનો તર્ક કરવો.
૨. અટકળ પંચા દોઢસો = કપોળકલ્પના; માત્ર ગપ.
૩. અટકળ રહેવી = યાદ રહેવું; સાંભરવું; ખ્યાલ રહેવો.
૪. અટકળથી જોવું = ધારવું; તર્ક કરવો.
૩. સ્ત્રી. કળ; યુક્તિ; કૂંચી.
૪. સ્ત્રી. મહાવરો; અભ્યાસ; કોઈ પણ વસ્તુનું હાથે ચડી ગયેલું પ્રમાણ.

**અટકળપચીશી** સ્ત્રી. અટકળ બાંધી કરેલું કામ; અટકળ ઉપર મંડાયેલો ધંધો.

**અટકળપચીસી** જુઓ અટકળપચીશી.

**અટકળબાજ** ૧. વિ. અડસટ્ટો કરવામાં ચાલાક.
૨. વિ. અનુમાન કરવાનું શોખીન.
૩. [ ગુ. અટકળ + ફા. બાઝ ( રમનાર ) ] વિ. અનુમાન બાંધનાર.

**અટકળવું** ૧. [ સં. ઉત્ ( ઉપરથી ) + કલ્ ( જાણવું ) ] સ. ક્રિ. અડસટ્ટો કાઢવો; શુમાર કાઢવો.

પાક અટકળવો = કેટલો પાક ઊતરશી તેનો અંદાજ કાઢવો.
૨. સ. ક્રિ. કલ્પના કરવી; ધારવું; તર્ક કરવો.

**અટકળિયું** વિ. અનુમાન કરેલ.

**અટકળેલ** [સં. ઉત્ (ઉપરથી) + કલન (જ્ઞાન)] વિ. અનુમાન કરેલ; અટકળ કાઢેલ.

**અટકા** [સં. અદ્ (ખાવું)] પું. (હિંદી) જગન્નાથજીને ચઢાવેલો ભાત.

**અટકામણ** ૧. [અટકવું + આમણ (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. અટકવું પડે એવી સ્થિતિ.
૨. સ્ત્રી. અટકાવ; ઋતુપ્રાપ્તિ; રજોદર્શન.
અટકામણ આવવી = રજસ્વલા થવું; છેટે બેસવું.
૩. સ્ત્રી. અડચણ; હરકત.
૪. સ્ત્રી. મૂંઝવણ; વિઘ્ન.
અટકામણ આવવી-પડવી = વિઘ્ન આવવું; મુશ્કેલી આવવી; અડચણ નડવી.

**અટકામણી** ૧. સ્ત્રી. અમલ; જરૂર.
૨. સ્ત્રી. અટકાવવાની કિંમત કે તેનો બદલો.
૩. [સં. અ + ટિક્ (જવું)] સ્ત્રી. અડચણ; હરકત; મુશ્કેલી.
૪. સ્ત્રી. ગળાની બારી આગળ થતો એ નામનો એક રોગ; ગળે બાઝતી કાચકી.

**અટકાયત** ૧. [સં. અ + ટિક્ (જવું)] સ્ત્રી. અટકાવ; રોકાણ.
૨. સ્ત્રી. નજરકેદ; અટક.
૩. સ્ત્રી. હરકત; નડતર; અડચણ.

**અટકાયતી** [સં. અ + ટિક્ (ચાલવું)] વિ. અટકાવ કરે એવું; રોકી રાખે એવું; પ્રતિબંધક.

**અટકાયેત** જુઓ અટકાયત.

**અટકાયેતહુકમ** [સં. અ + ટિક્ (ચાલવું) + અ. હુક્મ] પું. અટકમાં રાખવા માટે કાઢેલો હુકમ.

**અટકાયેલી** વિ. સ્ત્રી. બહાર બેઠેલી; ઋતુવાળી; રજસ્વલા.

**અટકાર** [સં. ઉદ્ગાર] પું. ઓડકાર.

**અટકાવ** ૧. [સં. અ + ટિક્ (જવું)] પું. અટકાયત; રોકાણ.
૧. અટકાવ કરવો = રોકવું; ખાળવું.
૨. અટકાવ થવો = રોકાઈ જવું.
૨. પું. અડચણ; હરકત; નડતર.
૧. અટકાવ થવો = હરકત આવવી.
૨. અટકાવ નાખવો = વિઘ્ન નાખવું; મુશ્કેલી આણવી.
૩. પું. પ્રતિબંધ; અવરોધ.
૪. પું. રજ; દસ્તાન; ઋતુપ્રાપ્તિ.
૧. અટકાવ આવવો = છેટે થવું; બહાર બેસવું; અભડાવું.
૨. અટકાવ પાળવો = ઋતુના દિવસોમાં દૂર બેસવું.
૩. અટકાવ બંધ થવો = (૧) ગર્ભાધાન થવું. (૨) ચોથે દિવસે સ્ત્રીએ નાહવું. (૩) મુશ્કેલીમાંથી કે વિઘ્નમાંથી મુક્ત થવું. (૪) રજ આવતું બંધ થવું.

**અટકાવવું** ૧. [સં. અ + ટિક્ (જવું)] સ. ક્રિ. અટકે એમ કરવું; ખાળવું; રોકવું.
૨. સ. ક્રિ. વાસવું; બંધ કરવું.
૩. સ. ક્રિ. હરકત લાવવી; વિઘ્ન કરવું.

**અટકાવું** ૧. અ. ક્રિ. બંધ થવું.
૨. અ. ક્રિ. રજ આવવું; અળગું બેસવું; અભડાવું.
૩. [સં. અ + ટિક્ (જવું)] અ. ક્રિ. રોકાવું; થોભવું.

**અટકીમટકી** સ્ત્રી. છોકરાંની એ નામની એક રમત; અટીસોમટીસો. જુઓ સંતાકૂકડી.

**અટકુંલટકું** ૧. ન. ડોકિયું; છૂપી નજર.
અટકુંલટકું મારવું-મારી જવું = ઊડતી મુલાકાત લેવી; ઊભાં ઊભાં મળી જવું.
૨. [અટકવું + લટકો-નૃત (નાચવું)] ન. બોલવા ચાલવામાં કે ગીત ગાવામાં શરીરને આંચકા ખવરાવી લેવાતો લહેકો; અચકોમચકો.

**અટકો** ૧. પું. ઉદ્ધતાઈ; ઉચ્છૃંખલતા.
૨. [સં. આ (વિશેષ) + ટંક (છાપવાળો સિક્કો)] પું. તાંબાનો એ નામનો સિક્કો; પૈસો; કાવડિયું.
અટકાનો ઘોડો = નમાલું; નજીવું; તુચ્છ.

**અટકોમટકો** ૧. પું. છલમ; ધંતરમંતર; જાદુ.
૨. [અટકો (અટકોનો દ્વિર્ભાવ) + મટકો (હાવભાવ)] પું. શરીર મરડીને ચાલવાની એક રીત; ચાલવાની અને અંગ મરડવાની ટાપટીપભરી રીત; લટકોમટકો; અચકોમચકો.
અટકોમટકો તારે ઝાઝો, મુખે ખરે છે ફૂલ. લોકોક્તિ

**અટણ** ૧. [સં. અટન] ન. મુસાફરી; પ્રવાસ.
૨. ન. રખડપાટ; ભ્રમણ.

**અટણી** જુઓ અટનિ.

**અટન** ૧. [સં. અટ્ (રખડવું)] ન. ભ્રમણ; રખડપાટ.
૨. ન. મુસાફરી; પ્રવાસ.

**અટનાસક્ત** [સં. અટન (રખડપાટ) + આસક્ત (પ્રેમવાળું)] વિ. રઝળવાની ટેવવાળું; રખડુ.

**અટનિ** ૧. [સં.] સ્ત્રી. ટટ્ટી; વાંસની ચીપનો પડદો; કામઠાંની ટટ્ટી.
૨. સ્ત્રી. ધનુષ્યનો દોરી ચડાવવાનો કાપો; ધનુષ્યનો દોરી ચડાવાય છે તે કાપવાળો છેડો.

**અટની** ૧. [સં. અટન (પ્રવાસ) + ઇન્ (વાળું)] પું. મુસાફર.
૨. વિ. ફરનાર; મુસાફરી કરનાર.
૩. [સં. અટન (રખડપાટ) + ઇન્ (વાળું)] વિ. રઝળુ; રખડુ.
૪. જુઓ અટનિ.

**અટપટાળું** [અટાપટા (આડાઅવળા લીટા) + આળુ (વાળું)] વિ. ગૂંચવણભરેલું; મુશ્કેલીવાળું.

**અટપટિયું** વિ. અઘરું; મુશ્કેલ; અટપટું.

**અટપટિયો** પું. એ નામનો એક યમદૂત.

**અટપટું** ૧. વિ. અઘરું; મુશ્કેલ.
૨. વિ. આડાઅવળા આંટાવાળું.
૩. વિ. ગૂંચવણવાળું; આંટીઘૂંટીવાળું.

**અટપવું** ૧. [સં. આ (ઘણું) + સ્તુપ્ (અટકવું)] સ. ક્રિ. આટોપવું; પૂરું કરવું; છેડો લાવવો.
હા, હા, હવે હું ઉતાવળે અટપી લઉં છું. પ્રેમાનંદ
૨. સ. ક્રિ. બંધ કરવું.
૩. [સં. આ (ઘણું) + સ્તુપ (એકઠું કરવું)] સ. ક્રિ. સંકેલવું.

**અટમટ** ૧. [પ્રા. અટ્ટમટ્ટ] પું. અશુભ સંકલ્પવિકલ્પ.
૨. પું. ક્યારડો; આલવાલ.

**અટરૂષ** [સં.] પું. અરડૂસો નામની વનસ્પતિ.

**અટલ** ૧. પું. નાગડા બાવાના ત્રણ જથ્થામાંનો એ નામનો એક.
૨. વિ. અંધારું; અંધકારવાળું.
અટલ રાત = અંધારી રાત.
૩. વિ. ઘણું; બહુ.
૪. વિ. ઘોર; ભયંકર.
અટલ રાન = ભયંકર જંગલ.
૫. [અ + ટળવું (દૂર થવું)] વિ. ન ટળે એવું; દૂર ન થાય એવું.
પ્રકૃતિ અટલ તે સત્ય પણ,
હરિ ફેરવે બહુ જન. દયારામ
૬. વિ. પ્રવીણ; અઠંગ; ઘણું હોશિયાર.

૭. વિ. વાજબી; ખરૂં.

અટલ બળદેવ = (૧) ખાવાપીવામાં અને કુસ્તી કરવામાં હોશિયાર માણસ. (૨) ચોબો.

**અટવાણુ** ૧. [ અટવાવું ( ગૂંથવાવું ) + આણુ ( નામ બનાવનાર પ્રત્યય )] સ્ત્રી. દોરીમાં કે જાળમાં ગૂંચવાવું તે.

૨. સ્ત્રી. મૂંઝવણ; મુશ્કેલી.

**અટવાણુંં** ૧. અ. ક્રિ. અકળાવું; ગભરાવું; વિમાસણમાં પડવું.

યશોમતી મનમાંહે અટવાણી. — દયારામ

૨. અ. ક્રિ. દોરીમાં કે જાળમાં ગૂંચવાવું.

**અટવાણું** વિ. ( ગ્રામ્ય ) અડવાણું; શણગાર વિનાનું; અડવું.

**અટવામણ** ૧. [ અટવાવું ( ગૂંથવાવું ) + આમણ ( નામ બનાવનાર પ્રત્યય )] સ્ત્રી. ગૂંચવણ.

૨. સ્ત્રી. મુશ્કેલી; મૂંઝવણ.

૩. [ અટવું ( રખડવું ) + આમણ ( નામ બનાવનાર પ્રત્યય )] સ્ત્રી. રખડામણ; અથડામણ.

**અટવાવું** ૧. અ. ક્રિ. ઉશ્કેરાઈ જવું.

વખાણ સાંભળીને સબળ
રુધિર અટવાયું પળપળ. — પ્રેમાનંદ

૨. અ. ક્રિ. કાયર થવું; થાકી જવું.

૩. અ. ક્રિ. ગૂંચવાડામાં પડવું; મૂંઝાવું; અકળાવું; ગભરાવું.

૪. અ. ક્રિ. ઘુંટાઈને એકરસ થઈ જવું; મળી જવું.

૫. અ. ક્રિ. પગમાં ભરાવું; ગૂંચવાવું.

૬. [ સં. અટ્ ( રખડવું )] અ. ક્રિ. ભટકવું; રખડવું.

૭. અ. ક્રિ. વટાવું; પિલાવું.

**અટવિ** જુઓ અટવી.

**અટવિક** [ સં.] ન. જંગલમાં રહેનારૂં માણસ.

**અટવી** [ સં. ] સ્ત્રી. વન; જંગલ.

કાનન વિપિન અરણ્ય વન ગહન કક્ષ કાંતાર,
અટવીમાં આંટા દીયે મોહન નંદકુમાર. — પિંગળલઘુકોષ

**અટવીપુરી** સ્ત્રી. ( પુરાણ ) પાંડવોના સમયમાં કલિંગદેશની દક્ષિણે આવેલી એક નગરી.

**અટવીશિખર** પું. ( પુરાણ ) કલિંગદેશની દક્ષિણે આવેલો એ નામનો એક દેશ.

**અટવીસંશ્રિત** ૧. [ સં. અટવી ( જંગલ ) + સંશ્રિત ( આશરો લીધેલ )] વિ. જંગલમાં આશ્રય લીધો હોય એવું.

૨. વિ. વાનપ્રસ્થ.

**અટવું** ૧. અ. ક્રિ. ( હિંદી ) પૂરા પડવું; બરાબર થવું.

૨. [ સં. અટ્ ( ફરવું )] અ. ક્રિ. ભમવું; ભટકવું.

કોઈક વાર ભૂખે અટતા હરી. — વલ્લભ

૩. [ સં. અટ્ ( સફર કરવી )] અ. ક્રિ. યાત્રા કરવી.

**અટળ** ૧. પું. અવિનાશી આત્મા.

ટળમાં રહે અટળશું પ્રીત,
અખા એવા પુરુષની થાશે જીત. — અખો

૨. વિ. અડગ; દૃઢ; ન ખસે એવું.

૩. [ અ + ટળવું ( દૂર થવું )] વિ. ન ટળે એવું; દૂર ન કરી શકાય એવું.

**અટળાઈ** ૧. [ અટળ + આઈ ( નામ બનાવનાર પ્રત્યય )] સ્ત્રી. અડગપણું; સ્થિરતા.

૨. સ્ત્રી. જિદ; જક; હઠ.

**અટંક** ૧. વિ. અડગ.

અટંક ટેકી નર માન ત્યાં ઠરે. — કેશવ હર્ષદ

૨. વિ. ટેકવાળું; ટેકીલું.

**અટંકું** [ સં. અ ( ઘણું ) + ટેક ( નિશ્ચય )] વિ. ટેકવાળું; વટવાળું.

**અટંગ** ૧. [સં. અ + ટંગા ( પગ )] વિ. પગ વગરનું; પાંગળું; લંગડું.

૨. અ. તદ્દન; બિલકુલ; સાવ.

**અટંટ** વિ. ( ગ્રામ્ય ) કોઈને ન નમે એવું; અનમી.

**અટંતું** [સં. અટ્ ( રખડવું )] વિ. રખડતું; ભમતું.

તટના પટમાં અટંતી જો એ,
દયિતા દિવ્ય ન દીઠી હંસ હોયે. — સાહિત્યવિલાસ

**અટંબર** પું. ( ચારણી ) પહાડ.

**અટા** ૧. [ હિં. અટ્ટ ( ઘણું ) ] પું. ઢગલો; રાશિ.

૨. [ સં. અટ્ટ ( હદ બહાર જવું )] સ્ત્રી. અહંકાર; મગરૂરી.

૩. [ સં. અટ્ટ ( અટારી ) ] સ્ત્રી. મેડી; નાનો માળ.

શુક્લ શુભ્ર પાંડુર વિશદ અર્જુન સિત અવદાત,
ધવલ નવલ ઊંચી અટા કરત ઘટાથી વાત. — પિંગળલઘુકોષ

૪. [ સં. અટ્ ( ફરવું )] સ્ત્રી. રખડામણ; ભમણ; પર્યટન; ફેરણી.

૫. અ. આડુંઅવળું.

**અટાઇ** સ્ત્રી. મરડાસિંગ; મેઢાસિંગ. આ સિંગની છાલમાંથી નીકળતા રેસાનાં દોરડાં, કંતાન, અને કોથળા બને છે.

**અટાઉ** [ સં. અટ્ટ ( હદ બહાર જવું ) ] સ્ત્રી. ઠગાઈ; છળકપટ; દગો.

અટાઉનો માલ બટાઉમાં જાય = ભૂંડે રસ્તે મેળવેલું ભૂંડે રસ્તે જ જાય; દૂધના દૂધમાં અને પાણીના પાણીમાં.

**અટાકળું** [ પ્રા. અટ્ટયક્કી ] વિ. કમર ઉપર હાથ રાખ્યા હોય એવું.

આમ અટાકળી ઊભી રહેતાં શરમાતી નથી?

**અટાટ** ૧. [ હિં. અટા ( ઢગલો )] પું. ભાર.

ત્યાંતો અટાટ નાખી આજ્ઞા તણો
કંઠ દબાવી જોયો કામમાં. — નિષ્કુળાનંદ

૨. [ સં. અટ્ ( રખડવું )] સ્ત્રી. રખડપાટ; અથડામણ.

હવે તે તો અટાટમાં પડ્યું.

૩. [ સં. અટ્ટાટ્ટ ( ઘણું ઊંચું )] વિ. ખડખડ અવાજવાળું.

કીધું નરહરિ હાસ અટાટ. — કાળિદાસ

૪. વિ. જૂઠું; ખોટું.

૫. [ સં. અ + તત્ત્વ ( સાર )] વિ. સાર વગરનું; નકામું; અમસ્તું.

એ તો મેં કીધું છે અટાટ
તે શું મારી ઊડી વાટ. — અખો

૬. અ. ગેરવાજબી રીતે; ખોટી રીતે.

એ બધા અટાટના પૈસા લીધા.

૧. અટાટની = વગર કારણે-ઓચિંતું આવી પડેલું દુ:ખ. એને માથે તો અટાટની આવી પડી.

૨. અટાટની નાખવી-ઓઢાડવી = ખોટું આળ ઓઢાડવું.

૩. અટાટનું = (૧) અકસ્માત આવી પડેલું. (૨) સાવ ખોટું. (૩) હરામનું. તમે અટાટનું ખાશો તો પ્રભુ નહિ પચવા દે.

**અટાટણી** [ અટાટ ( જૂઠું )] સ્ત્રી. આળ; આરોપ.

**અટાટિયું** [અટાટ ( જૂઠું )] વિ. જૂઠું બોલનાર.

**અટાટોપ** ૧. પું. ડોળ; આડંબર.

૨. વિ. અહંકારી; મગરૂર.

આવી ત્હારે હાથ લક્ષ્મી વિશેષ
તેમાં રાખે શો અટાટોપ વેશ. — દોલતરામ

**અટાણુ** અ. આ વખતે; અત્યારે.

**અટાણે** [ આ + ટાણું ( વખત )] અ. આ વખતે; અત્યારે; આ ઘડીએ; હમણાં.

**અટાપટા** ૧. પું. બ. વ. એ નામની એક રમત. જુઓ આટાપાટા.

અટાપટાના દાવ ખેલવા = (૧) અટાપટાની રમત રમવી. (૨) અરસપરસ છેતરપિંડીની રમત રમવી.

૨. [ગુ. અટા (આડું) + સં. પટ (લુગડાંનો ઓંદરો)] પું. બ. વ. (કચ્છી) ચીથરાં.

૩. [સં. અટ્ટ (રૂડું) + પટ્ટ (પટો)] પું. બ. વ. રંગબેરંગી લાંબાપહોળા અને આડાઅવળા લીટા; ચટાપટા.

૪. પું. બ. વ. લશ્કરી તાલીમ માટે લાઠીની રમત; પટાની રમત.

૫. પું. બ. વ. લાકડી કે હથિયાર જોરથી હલાવતાં થતા આડાઅવળા પટા.

**અટાપટાદાર** [ગુ. અટાપટા + ફા. દાર (વાળું)] વિ. આડાઅવળા લીટા હોય એવું.

**અટાપટાળું** જુઓ અટાપટાદાર.

**અટાપટી** ૧. સ્ત્રી. એ નામની એક રમત; અજારીઅજારી. જુઓ આટાપાટા.

૨. વિ. અટાપટાવાળું.

**અટાફેક** વિ. (કચ્છી) માગી ખાનાર; ભિખારી.

**અટામણ** ૧. ન. ગૌણ વસ્તુ.

૨. ન. ઢીલી ચીકણી વસ્તુનો સહેલાઈથી ઉપયોગ થાય તે માટે વપરાતી બીજી વસ્તુ.

૩. ન. દાળશાકમાં ઘોડો નખાતો ચણાનો લોટ.

૪. ન. નકામી વસ્તુ (રોટલી કરતાં વપરાતું અટામણ ખરી રીતે નકામું જાય છે તેથી).

બીજું બધું જે કાંઈ આપ્યું મૂક્યું તે તો અટામણમાં ગયું અને આ આપ્યું તે ખરૂં.

૫. ન. મોટા પાયા ઉપરની તૈયારીમાં થતો સાધારણ ખરચ. જેમકે, એટલું તો અટામણમાં જશે, એટલે કે એટલું તો તૈયારી કરવામાં જ ખપી જશે.

૬. ન. હાથ, આડણી કે વેલણને ચોટ્યા વિના કણક વણી શકાય તે માટે વપરાતો ઘઉં, ચોખા, બાજરા કે બીજાં અનાજનો કોરો લોટ; રોટલી વણવા માટે જોઈતો કોરો લોટ.

અટામણ લઈ-મેળવીને બોલવું = વધારીને વાત કરવી; અતિશયોક્તિ કરવી.

**અટામણું** ન. હટાણું; પરચૂરણ વસ્તુની ખરીદી.

હીરવાણીનું અટામણું ને બે પૈસાનો તડકો. *લોકોક્તિ*

**અટાર** ૧. [અટવાવું (વટાઈ જવું)] સ્ત્રી. ધૂળ; રજ.

૨. સ્ત્રી. રેતી.

બહારથી એકસરખાં દેખાતાં પાણી નીચે અટારના ઢગ ને ચેરિયાના છાંબા છુપાઈ રહે છે. *સુકાની*

**અટારિયું** [સં. અટ્ટ (ઊંચું)] ન. ભીંતમાં રાખેલો ગોખલો; તાકું; હાટિયું.

**અટારી** ૧. સ્ત્રી. અગાસી.

૨. સ્ત્રી. જોડી.

૩. [સં. અટ્ટાલિકા] સ્ત્રી. નાનો માળ; મેડી.

૪. [સં. અટ્ટાલ (અટારી)] સ્ત્રી. રવેશ; ઝરૂખો; ગોખ.

**અટારું** ૧. વિ. ચાંદલું; અટકચાળું.

૨. વિ. દુઃખદાયક; આકરૂં.

આજ મારે ભવ અટારો મણિયાર. *લોકગીત*

અટારૂં મરણ = કવખતનું મોત.

૩. [સં. અર્દ્ (દુઃખ દેવું)] વિ. મસ્તીખોર; તોફાની.

૪. વિ. લાડકું; મોંએ ચડાવેલ.

**અટારો** ૧. પું. ઉચાળો; સરસામાન; રાચરચીલું.

૨. વિ. પું. ઘોડાની એ નામની એક જાતનો.

એક ઉડણ અણભંગ અટારો
મૃગરાજ મોતી છોડ. *ભ્રમભંગ*

**અટાલ** ૧. [સં. અટ્ટાલ (કોઠો)] પું. (હિંદી) કોઠો; બુરજ.

૨. [સં. અટ્ટ (ઊંચું)] પું. ઢગલો; ગંજ.

**અટાલી** [સં. અટ્ટાલિકા] સ્ત્રી. અટારી.

ધૂંબડ ધૂણઇ કેસર વાલિ,
લોક ચડ્યા ભમિ માલિ અટાલી. *પ્રબોધ ચિંતામણિ*

**અટાલૂણ** ૧. [અટાર (રેતી) + લૂણ (મીઠું)] ન. નકામી વસ્તુ; ફોકટ જતી ચીજ (રેતીમાં પડેલું મીઠું નકામું જાય તેથી).

૨. ન. રેતીમાં પડેલું મીઠું.

**અટાવું** ૧. અ. ક્રિ. અટવાવું; મૂંઝાવું; ગભરાવું.

૨. અ. ક્રિ. કચરાવું; છૂંદાવું; વટાવું; પિલાવું.

૩. અ. ક્રિ. કદર ન થાય એવી રીતે વપરાવું; નકામું વપરાવું.

૪. અ. ક્રિ. ટિચાવું; વગર કારણે વટાવું.

**અટાળા** ૧. ન. લેઉવા પાટીદાર કણબીની એ નામની અટકનું માણસ.

૨. વિ. લેઉવા પાટીદાર કણબીની એ નામની અટકવાળું.

**અટાળી** [સં. અટ્ટાલિકા; પ્રા. અટ્ટાલય] સ્ત્રી. અટારી.

**અટાળું** [સં. અર્દ્ (દુઃખ દેવું)] વિ. અટકચાળું; મસ્તીખોર; ટીખળી.

**અટિ** સ્ત્રી. હાથીની આસપાસ વીંટવામાં આવતી રંગીન દોરી; અટી.

**અટિંબર** [સં. અ (ઘણું) + ડંબર (ઢગલો)] પું. ઢગલો; ટીંબો; ગંજ.

કામકાજનો અટિંબર પડ્યો છે.

**અટી** ૧. [સં. અટ્ (ફરવું)] પું. રાતદિવસ ફરવાનું વ્રત રાખનાર સાધુ, સંન્યાસી કે ઋષિ.

અટી થંભ્યા થંભ્યાં જળ,
સવન વહ્નિ પ્રશમિયા. *બુદ્ધિપ્રકાશ*

૨. સ્ત્રી. અબોલા.

૩. સ્ત્રી. કાયમ ફરવાનું વ્રત.

અટીનો કરાર = સખત બંધનવાળો કરાર.

૪. સ્ત્રી. હાથીની આસપાસ વીંટવામાં આવતી રંગીન દોરી; અટિ.

૫. વિ. કાયમ ફરવાનું વ્રત રાખનારૂં.

૬. વિ. રખડનાર; ફરનાર.

**અટીકટી** સ્ત્રી. અબોલા; દોસ્તીનો અંત.

જા, જા, તારી સાથે નહિ બોલું અટીકટી અબોલિયા. *ગિજુભાઈ*

**અટીપટી** [અટ્ટ (પટ્ટનો દ્વિર્ભાવ) + પટ્ટ (પટી)] સ્ત્રી. છોકરાંની એ નામની એક રમત; ખારોપાટ; આડોપાટ. જુઓ આટાપાટા.

**અટીમટી** સ્ત્રી. એ નામનો એક જાતનો છોડ; કચૂરો. તે છેટેથી મેંદી જેવો દેખાય છે, ફૂલ ગુલાબી કે ધોળા રંગનાં ને ફળ મરીના દાણા જેવડાં હોય છે.

**અટીસોમટીસો** [અટીસો (અડકવું ઉપરથી) + મટીસો (અટીસોનો દ્વિર્ભાવ)] પું. પાંચ અથવા વધારે છોકરાંની એ નામની એક મેદાની રમત; અટકીમટકી; સંતાકૂકડી. એમાં એક જણ દાવ દેનારના વાંસામાં ટીચણ ભરાવી પાછળથી બે બાવડાં પકડી પૂછે કે–અટકી મટકી કીસકી? જ. ઠાકોરકી. સોપારી કીત્તી? જ. ચાર. પાન કીત્તે? જ. સાત. માર ઘોડીકું લાત–એમ કહી દાવ દેનારને ધક્કો મારી બધાં ભાગે ને દાવ દેનાર તેમને પકડવા દોડે. તેમાંથી કોઈ બેસી જાય તે ન પકડાય. પકડાય તેને માથે દાવ આવે.

**અટૂટ** ૧. [સં. અ + ત્રુટ્ (તૂટવું)] વિ. અતૂટ; ન તૂટે એવું.

૨. વિ. ખૂટે નહિ એવું.

અટૂટ સંપત્તિ = અખૂટ દોલત.

૩. વિ. જીતી ન શકાય એવું.

**અટૂલ** ૧. વિ. અણગમતું.

૨. વિ. સાથ વગરનું; એકલું; જુદું.

**અટૂલાપણું** ન. એકલાપણું; કોઈમાં નહિ ભળવાનો સ્વભાવ.

અટૂલાપણું એમને હંમી ને આકળી ઓળખાવે છે. *પદ્મિનીજીવ*

**અટૂલું** વિ. સાથ વગરનું; એકલું; છૂટું પડી ગયેલું.

**અટૂંક** ૧. [અ + ટૂંક (સ્વમાનની ટેક)] વિ. કહ્યાથી કે ઠપકાથી પણ કંઈ અસર થતી ન હોય એવું; બેશરમ.
૨. વિ. મીંઢું; નીંભર.

**અટેક** [અ (અતિ) + ટેક] વિ. અડગ.

**અટેકણુ** ન. અટકણુ.

**અટેછીલું** ન. (કચ્છી) લોટ ચાળવાનો આંક.

**અટેડી** સ્ત્રી. મરડાશીંગનો છોડ.

**અટેરણુ** ૧. ન. કુસ્તીનો એક દાવ.
અટેરણુ કરી દેવું = (૧) દમ લેવા ન દેવો. (૨) દાવમાં લઈને ચકરી ખવરાવવી.
૨. ન. ઘોડાને ચકર ફેરવવાની એક રીત.
અટેરણુ ફેરવવું = ઘોડાને ચકર ફેરવવું.
૩. [સં. અટ્ (ઘૂમવું)] ન. સૂતરની આંટી બનાવવાનું લાકડાનું એક ઓજાર; ફાળકો. ૭ ઈંચની એક લાકડીના બન્ને છેડા પર સૂતર લપેટવા માટે બે આડી લાકડી લગાડવામાં આવે છે, જે બન્ને બાજુએ ત્રણ ત્રણ ઈંચ વધતી રહે છે. આ લાકડીમાંની નીચેની લાકડી જરા મોટી અને ઉપરની લાકડી ધનુષના આકારની હોય છે.
અટેરણુ હોવું = હાડકાં દેખાવાં; ઘણા નબળા હોવું.

**અટેરવું** ૧. સ. ક્રિ. આંગળી કરીને બતાવવું; ચીંધવું.
૨. [સં. આ (આસપાસ) + ગુ. ટેરવું (આંગળીનો છેડો)] સ. ક્રિ. આંગળીનાં ટેરવા-થી હલાવવું.
૩. [સં. આ (આસપાસ) + સ્તૃ (નાખવું)] સ. ક્રિ. કાંતેલા સૂતરની આંટી બનાવવી; કાંતેલા સૂતરને ફાળકા ઉપર ઉતારવું; આંગળીના ટેરવા ઉપર ચઢાવી વીંટાળવું.
૪. [હિં. અટેરના] સ. ક્રિ. હદથી વધારે દારૂ પીવો કે નશો કરવો.

**અટોક** ૧. [સં. અ + પ્રા. તક્ક (ટોકવું)] વિ. ટોક્યા વિનાનું.
૨. વિ. રોક્યા વગરનું; રોકવામાં નહિ આવેલું.

**અટોદરી** ૧. ન. રજપૂતની એ નામની અટકનું માણસ.
૨. વિ. રજપૂતની એ નામની એક અટકવાળું.

**અટોપ** સ્ત્રી. મહાવરાથી આવતી કામની ઝડપ; હથોટી.

**અટોપવું** [સં. આ (અતિ) + સ્તુપ્ (અટ-કવું)] સ. ક્રિ. આટોપવું; પૂરૂં કરવું; સમેટવું.

**અટોલ** વિ. રખડાઉ; રઝળુ.
અપુત્રવંત અભાગીઓ; અપુત્રવંત અટોલ.
શામળ

**અટ્** ૧. [સં.] સ. ક્રિ. (ધાતુ) ઓળંગું કરવું.
૨. સ. ક્રિ. ઓળંગી જવું; પાર જવું.
૩. સ. ક્રિ. તુચ્છકારવું; તિરસ્કારવું; ધિક્કારવું.
૪. સ. ક્રિ. મારી નાખવું.

**અટ્ટ** ૧. [સં.] પું. અટારી; ઝરૂખો.
૨. પું. અનાદર; તિરસ્કાર.
૩ પું. અન્ન.
૪. પું. (પ્રાકૃત) આકાશ.
૫. પું. ઉચ્ચપણું.
૬. પું. કિલ્લા ઉપરની દેવડી; બુરજ.
૭. પું. પ્રહાર.
૮. [હિં. હટ્ટ (બજાર)] પું. બજાર.
૯. પું. બહુ બારીક શણનું કપડું.
૧૦. પું. મહેલ.
૧૧. પું. રેશમી કપડું.
૧૨. [સં. હટ્ટ] પું. હાટ; દુકાન.
૧૩. વિ. ઘણું ઊંચું.
૧૪. [સં. આર્ત] વિ. (પ્રાકૃત) પીડાતું; દુઃખી.
૧૫. [સં. ઋત] વિ. (પ્રાકૃત) મેળવેલું.
૧૬. વિ. મોટા અવાજવાળું.
૧૭. વિ. રૂડું; સુંદર.
૧૮. વિ. સતત; ચાલુ.
૧૯. વિ. સુકું.

**અટ્ટક** [સં.] પું. અટારી; ઝરૂખો.

**અટ્ટઝાણુ** [સં. આર્તધ્યાન; પ્રા. અટ્ટજ્ઝાણુ] ન. પ્રિય વસ્તુના વિયોગથી કે અપ્રિય વસ્તુના સંયોગથી થતો ખેદ; ચિંતા; આર્તધ્યાન.

**અટ્ટણુ** ૧. [સં. અટ્ટન] ન. (પ્રાકૃત) કસરત; વ્યાયામ.
૨. [સં. અટન] ન. (પ્રાકૃત) રખડપાટ; ભ્રમણ.

**અટ્ટણુશાળા** [પ્રા. અટ્ટણુ (કસરત) + સં. શાલા (જગ્યા)] સ્ત્રી. કસરતશાળા; અખાડો.

**અટ્ટન** ૧. [સં.] ન. ચક્રના આકારનું એ નામનું એક હથિયાર.
૨. ન. તિરસ્કાર; ધિક્કાર.

**અટ્ટલ** ૧. [અ + ટળવું] વિ. ન ટળે એવું; અટળ.
૨. વિ. પૂર્ણ; પાકું; પ્રવીણ; અઠંગ.
૧. અટ્ટલ ગવૈયો = ગાનકળામાં પારંગત ઉસ્તાદ.
૨. અટ્ટલ જુગારી = જુગારમાં પ્રવીણ.
૩. વિ. લીધી બત ન મૂકે એવું.
૪. વિ. વાજબી; અદલ; ખરૂં.
૧. અટ્ટલ ઇન્સાફ = અચળ ન્યાય; ન ફરે એવો ચુકાદો-નિવેડો.
૨. અટ્ટલ તોલ = પૂરેપૂરૂં વજન.

**અટ્ટસ્થલી** [સં. અટ્ટ (મહેલ) + સ્થલી (જગ્યા)] સ્ત્રી. ઘણા મહેલવાળું સ્થળ કે દેશ.

**અટ્ટસ્થાન** [સં. અટ્ટ (મહેલ) + સ્થાન (જગ્યા)] ન. ઘણા મહેલવાળું સ્થળ કે દેશ.

**અટ્ટસ્વર** [પ્રા. અટ્ટ (દુઃખી) + સં. સ્વર (અવાજ)] પું. આર્તનાદ; દુઃખનો અવાજ.

**અટ્ટહાસ** ૧. [સં. અટ્ટ (મોટા અવાજવાળું) + હસ (હસવું)] પું; ન. ખડખડ હાસ્ય; મોં ઉઘાડી મોટેથી કરાતું હાસ્ય.
૨. ન. (પુરાણ) ભારતવર્ષનું એ નામનું એક તીર્થ.
૩. ન. મજાક; ટેકડી.

**અટ્ટહાસક** ૧. પું. જૂઈની જાતનો ફાગણ ચૈત્રમાં ફાલતો કુંદનો છોડ. તેમાં સુગંધી, સફેદ ફૂલ આવે છે. તે શીતળ, મધુર, કડવો, જરા રેચક, પાચક, પિત્તરોગ મટાડનાર અને લોહી-વિકારમાં ફાયદાકારક મનાય છે.
૨. [સં. અટ્ટ (મોટા અવાજવાળું) + હાસક (હસનાર)] વિ. મોટેથી હસનાર.

**અટ્ટહાસી** ૧. પું. શિવ, કેમકે તે મોટેથી હસે છે.
૨. [સં. અટ્ટ (મોટા અવાજવાળું) + હાસિન (હસનાર)] વિ. ખડખડાટ હસે એવું.

**અટ્ટહાસ્ય** જુઓ અટ્ટહાસ ૧, ૩.

**અટ્ટા** ૧. [સં. આર્તિ; પ્રા. અટ્ટિ (પીડ)] પું. બ. વ. અબોલા.
અટ્ટા બંધ કરવા = કટ્ટી કરવી; અબોલા રાખવા; દોસ્તી છોડી દેવી.
૨. [સં. અટ્ટા (દ્વાર)] પું. બ. વ. આગલાં મોટાં બારણાં; દરવાજા; ડેલીનાં બારણાં; દોઢી; દેવડી.
૩. [સં. અટ્ટ (બુરજ)] સ્ત્રી. ઊંચી બેઠક.
૪. સ્ત્રી. ચાર થાંભલા પર વાંસની છત બાંધી બનાવેલું મકાન. તેના પર બેસીને શિકાર ખેલાય અથવા ખેતરની રખેવાળી થાય છે.
૫. સ્ત્રી. મોટી અને પહોળી મોખરાની માંડવી; ઓશરી.

**અટ્ટાલ** [સં.] પું. ઝરૂખો; અટારી.

**અટ્ટાલક** ૧. [સં.] પું. અટારી; ઝરૂખો.
૨. ન. ગઢ ઉપર હથિયાર રાખવાનું મકાન; કોઠો.

**અટ્ટાલિકા** ૧. [ સં. ] સ્ત્રી. અટારી.
૨. સ્ત્રી. એ નામનું એક શહેર.
૩. સ્ત્રી. કોઠો.
૪. સ્ત્રી. મહેલ; હવેલી.

**અટ્ટાલિકાકાર** [ સં. અટ્ટાલિકા ( મહેલ ) + કાર ( કરનાર ) ] પું. મહેલ બાંધનાર માણસ; કડિયો.

**અટ્ટાલિકાબંધ** [ સં. ] પું. ( શિલ્પ ) એ નામનો એક જાતનો પાયો.

**અટ્ટહાસ** [ સં. અટ્ટહાસ ] ન. ખડખડ હાસ્ય.

કીધું અટ્ટહાસ હાસ. — કાળિદાસ

**અટ્ટહાસિની** પું. ( પિંગળ ) એ નામનો તગણ, ભગણ, રગણ, સગણ અને લઘુ મળી ૧૩ વર્ણનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ. તે અતિજગતીનો એક ભેદ છે.

**અટ્ટિય** ૧. [ સં. અર્દિત ] વિ. ( પ્રાકૃત ) ગભરાયેલું; વ્યાકુળ.
૨. [ સં. આર્તિત ] વિ. ( પ્રાકૃત ) પીડિત; દુઃખી.

**અટ્ટી** [ સં. અટ્ ( ઘૂમવું ) ] સ્ત્રી. અટેરણ ઉપર લપેટેલું સૂતર અથવા ઊન.

**અટ્ઠ** ૧. પું. કાંમ; અભિલાષ; ઇચ્છા.
૨. પું. ધારણા; કલ્પના.
૩. પું. પદાર્થ; તત્ત્વ.
૪. પું. પરમાર્થ; મોક્ષ.
૫. પું. પૈસો; ધન.
૬. પું. પ્રયોજન; ઉદ્દેશ.
૭. પું. પ્રસંગ.
૮. પું. ફળ; લાભ.
૯. [ સં. અર્થ ] પું. ( પ્રાકૃત ) સૂત્રોનો ભાવ; અર્થ.
૧૦. [ સં. અષ્ટન્ ] વિ. ( પ્રાકૃત ) આઠ.

**અટ્ઠાસિયો** પું. સંવત ૧૮૮૮નો ભયંકર દુકાળ. આ દુકાળમાં વસ્તુમાત્રની એટલી બધી તંગી થઈ હતી કે લોકો બહુ જ કરકસરથી બધી વસ્તુ વાપરતા. આથી કંજૂસપણું બતાવવાને માટે લોકોમાં એવી કહેવત ચાલે છે કે એને ત્યાં તો અટ્ઠાસિયો પડ્યો છે.

**અટ્ઠે** [ સં. અત્ર ] અ. અહીં; આ ઠેકાણે.

અટ્ઠે દારકા = જવાની જગ્યાએ ન જતાં જે ઠેકાણે પડાવ કર્યો હોય ત્યાં જ નાખેલો ધામો.

**અઠ** [ સં. અષ્ટન્; પ્રા. અટ્ઠ ] વિ. આઠ; ૮.

**અઠઅટે** અ. ( ગ્રામ્ય ) અટકળે; અનુમાનથી; આશરે.

**અઠઆની** ૧. સ્ત્રી. ( કચ્છી ) અરધો રૂપિયો.
૨. વિ. અર્ધું.

**અઠખન** વિ. ( કચ્છી ) આઠની સંખ્યાનું.

**અઠતાલ** ૧. પું. ( સંગીત ) એ નામનો એક તાલ. તેને ચતુર, ચંદતાલ, કુકુક, વર્ણયતિ, ધ્રુવપદ, અને ચૌતાલ પણ કહે છે.
૨. વિ. ( જૂ. ગુ. ) અડતાળીસ; ૪૮.

**અઠતાલીસ** [ પ્રા. અટ્ઠતાલીસ ] વિ. અડતાળીસ; ૪૮.

**અઠમ** [ સં. અષ્ટમ; પ્રા. અટ્ઠમ ] પું. ( જૈન ) એક સાથે કરાતા ત્રણ ઉપવાસ; તેલું. ઉપવાસને આગલે દિવસ તથા પારણાને દિવસ એકટાણાં કરવાનાં હોય છે. આ પ્રમાણે આઠ વખતના આહારનો ત્યાગ થતો હોવાથી તે અઠમ કહેવાય છે.

તથા અઠમ તપ આદરી કુળદેવી સમરંત. — નેત્રવિજય

**અઠમાસ** [ હિં. અઠમાસા ] સ્ત્રી. શેરડી માટે અષાડથી માહ એટલે આઠ માસ સુધી વારંવાર ખેડીને તૈયાર કરેલી જમીન.

**અઠમાસી** [ સં. અષ્ટમાશ ] સ્ત્રી. ( હિંદી ) આઠ માસાનો સોનાનો સિક્કો.

**અઠરત** સ્ત્રી. ( ગ્રામ્ય ) આઠ જણથી રમાતી એ નામની જુગારની એક રમત.

**અઠરાબઊઠી** શ. પ્ર. લખોટીના સિત્તાદાવ નામની રમતમાં આઠમે ટિપ્પે બધીમાંથી અગાડી ચાલ એમ જણાવવા બોલાતો શબ્દ.

**અઠલંતરસો** [ સં. અષ્ટોત્તરશત; પ્રા. અટ્ઠતરસય ] વિ. એકસો આઠ; ૧૦૮.

**અઠવર્ગી** ૧. ન. એ નામની એક જ્ઞાતિનું માણસ.
૨. વિ. જૈન મત પ્રમાણે ૮૪ જ્ઞાતિ માંહેની એ નામની એક જ્ઞાતિનું.

**અઠવાડિક** ( અઠવાડિક ) ૧. [ પ્રા. અટ્ઠ ( આઠ ) + સં. વાર ( દિવસ ) + ઇક ( સંબંધી ) ] ન. દર અઠવાડિયે પ્રકટ થતું પત્ર.
૨. વિ. અઠવાડિયાનું.
૩. વિ. દર આઠમે દિવસે પ્રકટ થતું.

**અઠવાડિયું** ( અઠવાડિયું ) [ પ્રા. અટ્ઠ ( આઠ ) + સં. વાર ( દિવસ ) ] ન. સાત દિવસ અને સાત રાતનો કાળ; અમુક એક વારથી શરૂ થઈ તેનાથી આઠમો દિવસ આવે ત્યાં સુધીનો વખત.

**અઠવાડું** ( અઠવાડું ) ૧. ન. એક હાથના માપનો ગજ.
૨. ન. ચકરડી; ફરકડી; ફીરકી.
૩. [ સં. આ ( આસપાસ ) + વૃત્ ( ફેરવવું ) ] ન. દોરડાને વળ દેવાનું લાકડાનું એ નામનું ઓજાર; આઠલું.

**અઠવાવું** અ. ક્રિ. સપડાવું; ફસાવું.

**અઠવીસાંસો** [ પ્રા. અટ્ઠવીસ ( અઠ્ઠાવીશ ) + ગુ. સો ] વિ. એક સો અઠ્ઠાવીશ; ૧૨૮.

**અઠંગ** ૧. [ સં. અષ્ટાંગ; પ્રા. અટ્ઠંગ ] પું. અષ્ટાંગ યોગી; યોગક્રિયાના આઠે ભેદમાં પ્રવીણ તપસ્વી.
૨. ન. ( જૈન ) ભૌમ, ઉત્પાત, સ્વપ્ન, આંતરિક્ષ, આંગ, સ્વર, લક્ષણ અને વ્યંજન એ આઠ અંગવાળું નિમિત્તશાસ્ત્ર.
૩. વિ. આઠ અંગવાળું.
૪. [ સં. અષ્ટન્ ( આઠ ) + અંગ ( ભેદ ) ] વિ. પાકું; હોશિયાર.

અશોકની ધર્મલિપિઓનો અઠંગ અભ્યાસી એટલું તો જાણે છ જ. — અશોકચરિત

**અઠંગવું** સ. ક્રિ. અઢેલવું.

તકીએ રહી રામા અઠંગી. — પ્રેમાનંદ

**અઠંગો** [ સં. અષ્ટાંગ; પ્રા. અટ્ઠંગ ] પું. આઠ દોરીનું ગૂંથણ.

અઠંગો તે હીચનો, અઠંગો આઠનો તેહ;
અઠંગો અંગ આઠનો અઠંગો ગૂંથણી જેહ. — લોકોક્તિ

**અઠાઈ** ૧. [ પ્રા. અટ્ઠાહિય ] સ્ત્રી. ( જૈન ) એકી સાથે કરવામાં આવતા આઠ ઉપવાસ.

છઠ અઠમાદિને અઠાઈ,
નામ ધરાવે તપસી. — સજ્ઝાયમાળા

૨. સ્ત્રી. ( કચ્છી ) દેવને અપાતું નૈવેદ્ય.

**અઠાક** સ્ત્રી. ( કચ્છી ) ઘાઘરા કે ચોરણાની દોરી; નાડી; નાડું.

**અઠાણ** ૧. [ સં. અ ( અયોગ્ય ) + સ્થાન ( ઠેકાણું ); પ્રા. અટ્ઠાણ ] ન. અયોગ્ય ઠેકાણું; અસ્થાન.
૨. [ હિં. અઠાન ] ન. ગેરવાજબી કામ; ન કરવા જેવું કામ.
૩. ન. વેર; દુશ્મનાવટ.

**અઠાણું** વિ. ( ગ્રામ્ય ) કામ વગરનું; આળસુ.

આજે ભમતો ફરે અઠાણો.
કાર્તિક મહિને કણબી ડાહ્યો.
— ખિસળશી

**અઠારું** વિ. ( ગ્રામ્ય ) નઠારું; દુષ્ટ.

મહાવકને અતિ અઠારો
દેખી પ્રાણને ન આવે ઠંપારો.
— નિષ્કુળાનંદ

**અઠાવકું** ૧. [અ (નહિ) + ઠાવકું (ગંભીર)] વિ. ઉછાંછળું.

૨. [અ (નહિ) + ઠાવકું (સારું)] વિ. ખરાબ; નઠારું.

**અઠાહ્નિકા** [પ્રા. અઠ્ઠ (આઠ) + સં. અહન્ (દિવસ) + ઇક (વાળું) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી (જૈન) એ નામનો એક ઉત્સવ; અઠ્ઠાઈ મહોત્સવ.

મહોત્સવ અઠાહ્નિકા તિહાં કરી. — મયણલદેવ

**અઠાં** ન. બ. વ. ૮ નો આંક; ૧×૮ થી ૧૦×૮ સુધીના ગુણાકારનો કોઠો.

**અઠાંસ** ૧. [સં. અષ્ટન્ (આઠ) + અસ્ર (ખૂણો)] સ્ત્રી. આઠ ખૂણાવાળી આકૃતિ; અષ્ટકોણ.

૨. વિ. આઠ ખૂણાવાળું.

**અઠિક** [સં.] પું. (પુરાણ) મહાભારતમાં જણાવેલો એ નામનો એક દેશ.

**અઠિયા** વિ. દાંડિયારાસનો એ નામનો એક પ્રકાર.

**અઠિયાર** [સં. અષ્ટન્; પ્રા. અટ્ઠ (આઠ)] પું. બ. વ. પગમાં પહેરવાના રૂપાના આઠ કરડા.

**અઠિયાં** [સં. અષ્ટન્; પ્રા. અટ્ઠ (આઠ)] ન. બ. વ. હાથના અંગુઠામાં પહેરવાના રૂપાના આઠ કરડા.

**અઠિલ્લા** [સં.] સ્ત્રી. (પિંગળ) એ નામનો એક છંદ.

**અઠિંગણ** ૧. [સં. અવ (નીચે) + સ્થા (ઊભું રહેવું) + અંગ (અવયવ)] ન. અઢેલવાનું સાધન; તકિયો.

૧. અઠિંગણ દેવું = અઢેલવું; આડા પડવું; તકિયો દેવો.

૨. અઠિંગણે બેસવું = તકિયા ઉપર અઢેલીને બેસવું.

૨. ન. ટેકો; ટેકણ; અટકણ.

અઠિંગણ મૂકવું = (૧) અઢેલવાને માટે ઓશીકું અથવા તકિયો મૂકવો. (૨) કોઈ વસ્તુને તેના જ સ્થાનમાં રાખવાને આધાર અથવા ટેકો મૂકવો; ટેકણ ઘાલવું; અટકણ મૂકવું.

**અઠિંગવું** [સં. અવ (નીચે) + સ્થા (ઊભું રહેવું) + અંગ (અવયવ)] સ. ક્રિ. અઢેલવું; ટેકો દેવો; આધાર લેવો; શરીરને આરામ મળે તેમ ટેકો દઈને બેસવું, ઊભા રહેવું, કે સૂવું.

**અઠિંગું** ૧. વિ. જકી; હઠીલું.

૨. વિ. જાડું.

**અઠીક** ૧. [અ (નહિ) + ઠીક (સારું)] વિ. ખરાબ; નઠારું.

૨. વિ. ખોટું; ગેરવાજબી.

૩. વિ. બેચેન; અસ્વસ્થ.

**અઠીમઠી** સ્ત્રી. એ નામનો એક વેલો.

**અઠું** ન. ૧×૮ થી ૧૦×૮ સુધીનો પાડો.

**અઠે** [સં. અત્ર] અ. (મારવાડી) અહીં; આ જગાએ.

તુમ રહોને અઠે સાંવરિયા
મોહન બાઓ કહે. — મીરાંબાઈ

**અઠેઅઠે** ૧. અ. અટકળે; આશરે.

૨. અ. અહીં ને અહીં; અહીંઆં જ.

**અઠેઅલી** સ્ત્રી. પ્ર. ગોળાની રમતમાં આઠમી વખત ગોળાને આંટતાં બોલાતો શબ્દ.

**અઠેકઠે** જુઓ અઠેગઠે.

**અઠેગઠે** ૧. અ. અટકળે; આશરે.

૨. અ. ઇરાદા વગર; આશય વિના.

૩. અ. ગમેતેમ; જેમતેમ.

અઠેગઠે ઠોકવું = ગપ મારવી.

**અઠેઠે** અ. અટકળે; આશરે; ગણતરી કર્યા વગર; અનુમાનથી.

**અઠેદ્વારકા** [મા. અઠે (અહીં) + દ્વારકા] શ. પ્ર. અહીં જ ધામા; જવાને ઠેકાણે નહિ જતાં, અહીં જ દ્વારકા છે એમ ધારી જ્યાં પડાવ કર્યો હોય ત્યાં જ કરાતો મુકામ. જ્યાં ને ત્યાં નચિંતપણે પડી રહેવાના સ્વભાવવાળા માણસના સંબંધમાં આ શબ્દ વપરાય છે.

જ્યાં વિચાર કરતી કરતી એ અપૂર્ણ બુદ્ધિ થાકી જાય ત્યાં અઠેદ્વારકા કરીને ધામો નાખે છે. — ત્રિભુવન ગૌરીશંકર

**અઠેલવું** ૧. અ. ક્રિ. અઢેલવું; અઠિંગવું; ટેકો દેવો.

૨. સ. ક્રિ. ધકેલવું.

**અઠોક** [અ + ઠોકરાવું (ઠોકર ખાવી)] વિ. ન સુધરે એવું.

અઠોક પરબહ = શીખવતાં ન શીખી શકે અથવા સુધારતાં ન સુધરે એવું; બુડથલ; ગમાર.

**અઠોઠી** સ્ત્રી. હથોટી; હાથકસબ; મહાવરો.

**અઠોઠી** ૧. સ્ત્રી. એકોટી; સ્ત્રીઓને કાનમાં પહેરવાનું એ નામનું એક ઘરેણું.

૨. સ્ત્રી. ગોળની કડાઈમાં બાઝેલું આઠું.

**અઠોતરી** જુઓ અઠોત્તરી.

**અઠોપજામ** [સં. અષ્ટન્ (આઠ) + યામ (પહોર)] અ. (કચ્છી) આખો દિવસ; આઠે પહોર.

**અટ્ઠ** [સં. અષ્ટન્] વિ. આઠ; ૮.

**અટ્ઠકથા** ૧. [પ્રા. અટ્ઠ (અર્થ) + સં. કથા (વાર્તા)] સ્ત્રી. ટીકા સહિતની વાર્તા.

ત્રિપિટકની અર્થ સહિત કથા છે માટે તેને અટ્ઠકથા કહે છે. આ અટ્ઠકથામાં મૂળના કોઇ વાક્યનું અથવા શ્લોકનું મહત્ત્વ હોય તો તેનો અર્થ આપવા ઉપરાંત તે સંબંધે પ્રચલિત એકાદ કથા આપેલી મળી આવે છે. — કૌમુદી

૨. [સં. અષ્ટન્ (આઠ) + કથા (વાર્તા)] સ્ત્રી. રામ, ધજ, લક્ખણ, મન્તી, કોણ્ડઞ્ઞ, ભોજ, સુયામ અને સુદત્ત એ આઠ બ્રાહ્મણે બોધિસત્ત્વનું ભવિષ્ય ભાખ્યું તે કથા.

ખગ્ગદત્ત જેવા ઉદારવૃત્તિવાળા રાજાઓ થઈ ગયાનાં વર્ણનો જાતક અટ્ઠકથામાં પુષ્કળ ઠેકાણે મળી આવે છે. — પુરાતત્ત્વ

**અટ્ઠકુલિક** [સં. અષ્ટકૌલિક] પું. વજ્જી રાજાના વખતનો એ નામનો રાજાનો સામાન્ય નોકર.

અપરાધી હોય તો તેને તેઓ અટ્ઠકુલિકોને સુપ્રત કરતા. — પુરાતત્ત્વ

**અટ્ઠમ** ૧. [સં. અષ્ટમ; પ્રા. અટ્ઠમ] પું. ત્રણ ઉપવાસ. જુઓ અઠમ.

૨. વિ. આઠમું.

**અટ્ઠમભત્તિય** [સં. અષ્ટમભક્તિક] વિ. (પ્રાકૃત) ત્રણ ત્રણ ઉપવાસ કરી પારણું કરનાર; તેલાં કરનાર.

**અટ્ઠમી** [સં. અષ્ટમી; પ્રા. અટ્ઠમી] સ્ત્રી. આઠમ.

**અટ્ઠય** [સં. અષ્ટક; પ્રા. અટ્ઠય] ન. આઠનો જથ્થો; અષ્ટક.

**અટ્ઠયા** [સં. અર્થતા; પ્રા. અટ્ઠયા] સ્ત્રી. અપેક્ષા; ઇચ્છા.

**અટ્ઠવિહ** [સં. અષ્ટવિધ; પ્રા. અટ્ઠવિહ] વિ. આઠ જાતનું.

**અટ્ઠા** ૧. સ્ત્રી. (જૈન) માથાના વાળ પોતાને હાથે ચૂંટી કાઢવા તે; લોચ; કેશલુંચન.

૨. [સં. આસ્થા; પ્રા. અટ્ઠા] સ્ત્રી. (જૈન) શ્રદ્ધા; વિશ્વાસ.

**અટ્ઠાઈ** ૧. [સં. અષ્ટાહ્નિક; પ્રા. અટ્ઠાહિય (આઠ દિવસનો ઉત્સવ)] સ્ત્રી. (જૈન) આઠ દિવસ સુધી ચાલતી ધર્મને લગતી પ્રવૃત્તિ. ૭ અઠ્ઠાઈના જુદા જુદા વખત આ પ્રમાણે છે:-(૧) ચૈત્ર સુદ સાતમથી પૂનમ. (૨)

અષાડ સુદ સાતમથી પૂનમ. (૩) શ્રાવણ વદ બારસથી ભાદરવા સુદ પાંચમ. (૪) આસો સુદ સાતમથી પૂનમ. (૫) કારતક સુદ સાતમથી પૂનમ. (૬) ફાગણ સુદ સાતમથી પૂનમ.

આ અઠ્ઠાઈને માટે કાર્તિક, ફાગણ અને અષાડ એ ત્રણ માસમાં સુદિ સાતમથી ચૌદશ સુધીના આઠ દિવસો લેવાય છે.
તહેવારનો ભોમિયો

૨. સ્ત્રી. (જૈન) એકી સાથે આઠ દિવસ સુધી કરવામાં આવતા ઉપવાસ.
૩. વિ. નિરંતર આઠ દિવસનું.

**અઠ્ઠાઈધર** ૧. [પ્રા. અટ્ઠાહિય (આઠ દિવસનો ઉત્સવ) + સું. ધર (શરૂઆત)] ન. (જૈન) અઠ્ઠાઈ કરવાના આઠ દિવસમાં શરૂઆતનો દિવસ.
૨. ન. (જૈન) સંવત્સરી પહેલાંનો આઠમો દિવસ; શ્રાવણ વદ તેરસ.

**અઠ્ઠાણ** ૧. [સં. અ (અયોગ્ય) + સ્થાન (ઠેકાણું); પ્રા. અટ્ઠાણ] ન. અયોગ્ય ઠેકાણું.
૨. [સં. આ (વિશેષ) + સ્થાન (આરામ લેવાની જગ્યા)] ન. બેઠક; બેસવાની જગ્યા.
૩. વિ. અયોગ્ય; નહિ છાજતું.

**અઠ્ઠાણમંડવ** [પ્રા. અટ્ઠાણ (બેઠક) + મંડવ (મંડપ)] ન. સભાગૃહ; એકઠા થઈ બેસવાની જગ્યા.

**અઠ્ઠાણિય** [સં. અ (નહિ) + સ્થાનિન્ (હઠ); પ્રા. અટ્ઠાણિઅ] વિ. (જૈન) આધાર વગરનું.

**અઠ્ઠાણુ** ૧. [સં. અષ્ટન્ (આઠ) + નવતિ (નેવુ); પ્રા. અટ્ઠાણઉઈ] વિ. નેવુ ને આઠ; ૯૮.
૨. વિ. એની સંજ્ઞા.

**અઠ્ઠાણુબાકી** [અઠ્ઠાણું + બાકી (ઓછું)] વિ. સોમાંથી અઠ્ઠાણું જતાં વધે તેટલું; એની સંજ્ઞા.

અઠ્ઠાણુબાકી કરવું = સ્તન ઉપર હાથ નાખવો.

**અઠ્ઠાણું** ૧. [સં. અષ્ટનવતિ; પ્રા. અટ્ઠાણઉઈ] વિ. નેવુ ને આઠ; ૯૮.
૨. વિ. એની સંજ્ઞા.

**અઠ્ઠાબંધ** [અઠ્ઠો (સોગઠાંની બાજીમાં દરેક છેડાનાં ત્રણ ખાનાં) + બંધ (મના)] વિ. સોગઠાંની રમતમાં અઠ્ઠા ઉપરની સોગઠી ન મરાય એવી શરતવાળું.

**અઠ્ઠાવન** [સં. અષ્ટપંચાશત્] વિ. પચાસ ને આઠ; ૫૮.

**અઠ્ઠાવીશ** [સં. અષ્ટાવિંશતિ; પ્રા. અટ્ઠાવીસ] વિ. વીશ ને આઠ; ૨૮.

**અઠ્ઠાવીશાં** [સં. અષ્ટાવિંશતિ (અઠ્ઠાવીશ)] ન. બ. વ. ૨૮નો આંક; ૨૮×૧ થી ૨૮×૧૦ સુધીના ગુણાકારનો કોઠો.

**અઠ્ઠાવીશી** [સં. અષ્ટાવિંશતિ (અઠ્ઠાવીશ)] સ્ત્રી. અઠ્ઠાવીશ ગામના જથ્થાનું પરગણું.

**અઠ્ઠાવીસ** જુઓ અઠ્ઠાવીશ.

**અઠ્ઠાશિયાં** ૧. ન. બ. વ. તોડા.
૨. ન. બ. વ. સ્ત્રીઓને પગે પહેરવાનાં સાંકળાં. તે બિડાઈને રહેતાં નથી, પણ ખુલાં ઢળકતાં રહે છે. તેમાં સાધારણ રીતે ૮૮ અંકોડા આવતા હોવાથી તેનું આ નામ પડેલું મનાય છે.

**અઠ્ઠાશિયું** ન. સ્ત્રીને પગે પહેરવાનું એક જાતનું સાંકળું.

**અઠ્ઠાસિયાં** જુઓ અઠ્ઠાશિયાં.

**અઠ્ઠિય** ૧. [સં. અર્થ્ (માગવું)] ન. માગણ; ભિખારી.
૨. [સં. અર્થિક; પ્રા. અટ્ઠિય] વિ. અર્થ સંબંધી.

**અઠ્ઠુ** ૧. [સં. અષ્ટન્ (આઠ)] ન. આઠનો આંક; ૧×૮ થી ૧૦×૮ સુધીના ગુણાકારનો કોઠો.
૨. વિ. મજબૂત; લઠ્ઠ.
૩. વિ. લુચ્ચું; પક્કું; પહોંચેલું.
૪. વિ. હઠીલું.

**અઠ્ઠો** ૧. [સં. અષ્ટન્ (આઠ); પ્રા. અટ્ઠઉ] પું. આઠની સંખ્યા બતાવનારો પાસો.
૨. પું. ગંજીફામાં આઠ દાણાનું પત્તું.
૩. પું. સોગઠાંની બાજીના દરેક છેડાનાં ત્રણ ખાનાં.

**અઠ્ઠોતરસો** [સં. અષ્ટન્ (આઠ) + ઉત્તર (વધારે) + શત (સો)] વિ. એકસો આઠ; ૧૦૮.

**અઠ્ઠોતેર** [સં. અષ્ટન્ (આઠ) + સપ્તતિ (સિત્તેર); પ્રા. અટ્ઠહત્તરિ] વિ. સિત્તેર ને આઠ; ૭૮.

**અઠ્ઠોતેરસો** [અઠ્ઠોતેર (૭૮) + સો] વિ. એકસો અઠ્ઠોતેર; ૧૭૮.

**અઠ્ઠોત્તર** [પ્રા. અટ્ઠહત્તરિ] વિ. (જૂ. ગુ.) સિત્તેર ને આઠ; ૭૮.

**અઠ્ઠોત્તરી** [સં. અષ્ટોત્તરી (સોથી આઠ વધારેની સંખ્યા)] સ્ત્રી. એકસો આઠ પારાની જપમાળા.

**અઠ્યાવીશ** [સં. અષ્ટન્ (આઠ) + વિંશતિ (વીશ)] વિ. વીશ ને આઠ; ૨૮.

**અઠ્યાવીસ** વિ. વીશ ને આઠ; ૨૮.

**અઠ્યાશી** [સં. અષ્ટન્ (આઠ) + અશીતિ (એંશી)] વિ. એંશી ને આઠ; ૮૮.

**અઠ્યાસિયો** પું. સંવત ૧૮૮૮નો ભયંકર દુકાળ. જુઓ અઠ્ઠાસિયો.

**અઠ્યાસી** વિ. એંશી ને આઠ; ૮૮.

**અઠ્યોતેર** [સં. અષ્ટન્ (આઠ) + સપ્તતિ (સિત્તેર)] વિ. સિત્તેર ને આઠ; ૭૮.

**અઠ્ઠ્યાવીશ** વિ. વીશ ને આઠ; ૨૮.

**અઠ્ઠ્યાવીસ** વિ. વીશ ને આઠ; ૨૮.

**અઠ્ઠ્યોતેર** વિ. સિત્તેર ને આઠ; ૭૮.

**અડ** ૧. પું. (ગ્રામ્ય) કૂવા નજીકની કૂંડી; હવાડો.
૨. [સં. અવટ] પું. (પ્રાકૃત) કૂવો.
૩. (અડ્) સ્ત્રી. અડચણ; હરકત.
૪. (અડ્) સ્ત્રી. આંટી; ગૂંચ.
૫. સ્ત્રી. નજીકનો સંબંધ.
અડનું સગું = નજીકનું સગું.
૬. સ્ત્રી. હઠ; જિદ; આડાઈ.
૧. અડ કરવી–બાંધવી = (૧) વિઘ્ન નાખવું. (૨) હઠ કરવી.
૨. અડ ભાંગવી = (૧) અજાણ્યા, મુશ્કેલી ભર્યા, કોઈ કારણે તજી દીધેલા, નવીન કે શરમ લાગે તેવા કાર્યની શરૂઆત કોઈ પ્રકારના આંતર સંકોચ સહિત કરવી. (૨) જિદ છોડાવવી. (૩) સોગ ઉતરાવવો.
૭. [સં. અષ્ટન્] વિ. (પ્રાકૃત) આઠ.
આઠ કુમર છે તેહને મનું।
અડ દિસના હાથી રે — જ્ઞાનવિમલસૂરિ
૮. વિ. આડું.
૯. અ. પાસે; નજીક.

**અડક** (અડક) [સં. અવટંક; પ્રા. અવડંક] ન. નામ જોડે મૂકવામાં આવતું ગોત્ર, ધંધો કે વતન બતાવતું ઉપનામ; અટક; ઓડક; શાખ.

અડક પારેખની અને જાત હજામની = ખીસાં ખાલી અને ભરમ ભારી; કપડાંનો દેખાવ ભભકાવાળો હોવા છતાં ગજવાં ખાલી હોય.

**અડકણ** (અડ્કણ) ૧. [અડવું (ઊભા થઈ રહેવું)] ન. આગળિયો; ઉલાળો.
૨. ન. ચાંપ; ઠેસ.
૩. ન. ટેકો; અટકણ.
૪. [સં. અ (નહિ) + ટિક્ (ચાલવું)] વિ. ચાલતાં ચાલતાં અટકી જાય એવું.

૫. વિ. હઠીલું; જક્કી; અડિયલ.

**અડકણુંદડકણું** (અડ્કણુંદડ્કણું) સ્ત્રી. એ નામની એક રમત. જુઓ અડકોદડકો.

અડકણુંદડકણું, દહીંનાં દડકણું, દહીં દહુકે, પીલ્લુ પાકે. — લોકગીત

**અડકણું** ૧. [સં. અ (નહિ) + દ્રિક્ (ચાલવું)] વિ. ચાલતાં ચાલતાં અટકી જાય એવું.

૨. વિ. હઠીલું; જિદ્દી.

**અડકથા** ૧. [આડું + કથા (વાત)] સ્ત્રી. એક વાર્તામાં આવતી બીજી વાર્તા; ઉપકથા; આડકથા.

૨. સ્ત્રી. મુદ્દાની વાત છોડી કરાતી બીજી વાત.

**અડકલધડકલ** (અડ્કલધડ્કલ) ૧. વિ. ખોટું; જૂઠું.

૨. વિ. બનાવટી; જોડી કાઢેલું.

**અડકલું** (અડ્કલું) ન. (ગ્રામ્ય) રમતવાત; સહેલ વાત.

**અડકવું** (અડ્કવું) ૧. સ. ક્રિ. અડવું; સ્પર્શ કરવો.

ટેડ અડકવો = રજસ્વલા થવું.

૨. સ. ક્રિ. પહોંચવું; અડવાને વચ્ચેનું અંતર ભરવું.

૩. સ. ક્રિ. મારવું.

૪. સ. ક્રિ. હાથમાં લેવું.

**અડકાડવું** (અડ્કાડ્વું) ૧. સ. ક્રિ. અડકે તેમ કરવું; અડાડવું.

૨. સ. ક્રિ. બંધ કરવું; વાસવું.

સાંકળ અડકાડવી = બારણું સાંકળ વતી બંધ કરવું.

૩. સ. ક્રિ. મારવું.

હાથ અડકાવવો = ઈજા કરવી.

**અડકાબોળ** (અડ્કાબોળ) અ. અડકવાથી કપડાં બોળવાં પડે તેમ.

**અડકામણ** (અડ્કામણ) ૧. ન. અટકાવ; રજોદર્શન.

૨. ન. ઉલાળો; આગળિયો.

**અડકાયેલી** (અડ્કાયેલી) વિ. સ્ત્રી. અટકાવવાળી; રજસ્વલા; અભડાયેલી; છેટે બેઠેલી.

**અડકાર** [સં. ઉદ્ગાર] પું. ઓડકાર.

**અડકાવ** (અડ્કાવ) પું. અટકાવ.

**અડકાવવું** (અડ્કાવવું) ૧. સ. ક્રિ. અડકે એમ કરવું; અડાડવું.

૨. સ. ક્રિ. બંધ કરવું; વાસવું.

બાઈ અડકાવો બાર, બાળક ધ્વાશે રે. — પ્રેમાનંદ

**અડકાવું** (અડ્કાવું) ૧. અ. ક્રિ. અટકાવ આવવો; અભડાવું; રજસ્વલા થવું.

૨. અ. ક્રિ. અડકવાથી અભડાવું.

૩. અ. ક્રિ. અડાવું; સ્પર્શ થવો.

૪. અ. ક્રિ. બંધ થવું; વસાવું.

**અડકે** અ. પાસે; નજીક.

થું છઈ જે લિહિશિ મુઝ પાસિ,
અડકા આવઈ છઈ અવિનાશ. — નાકર

**અડકોદડકો** (અડ્કોદડ્કો) ૧. પું. અનાજમાં રહેલો કાંકરા, ધૂળ અને ડાંખળાંનો કચરો.

૨. પું. એ નામની એક રમત. આ રમતમાં બધાં રમનારે જમીન ઉપર કુંડાળામાં બેઠાં પછી એક જણ ભોંય ઉપર પોતાના ડાબા હાથનો પંજો, આંગળીનાં ટેરવાં ભોંયને અડકે ને હથેળીનો ભાગ ઊંચો રહે એ રીતે ટેકવી, બીજાને તે પ્રમાણે કરવા કહે. પછી તે રમનાર દરેકના ટેકવેલા પંજા ઉપર પોતાની આંગળી વારાફરતી તાલ પ્રમાણે મૂકતું જાય અને બોલતું જાય કે "અડકો દડકો, દહીં દડુકો, પીલ્લુ પાકે, શ્રાવણ ગાજે, ઊંજમૂળ હાતરડે ખજૂર, સાકર શેરડી ખજૂર. ભાઈ, તમારાં છૈયાંછોકરાં સારાં છે, પીતાંબર પગલાં પાડે છે. રાજા બોજા, તરીઆ તોજા, માણેક મોતી, અરવાળુ, પરવાળુ, ભીમસેન નનો ટીકો." કોઈ ઠેકાણે નીચે પ્રમાણે બોલાય છે:-'અડકો દડકો, દમદડાકો, એતરવેતર, દહીંનાં ખેતર, દહીં દૂઝે, દરબાર દૂઝે, વાડી આવલો વેલો દૂઝે, સાકર શેરડી, વેરડી, ખાઈ જાઓ ખજૂરડી'. છેલ્લો શબ્દ બોલતાં જેના હાથપર આંગળી આવે તે પાકયું કહેવાય અને આમ એક પછી એક પાકતાં જે છેવટ બાકી રહે તેને માથે દાવ આવે. દાવ દેનાર પાસે બીજાં ધૂળની પોશ ભરાવે અને પછી એક જણ દાવ દેનારની આંખો દાબી પુછે કે, 'મામાનું ઘર કેટલે?' ત્યારે દાવ દેનાર જવાબ આપે કે 'દીવો બળે એટલે'. આમ સવાલજવાબ કરતાં તેઓ ચાલે અને તેમની પાછળ દાવ લેનાર પણ જાય. કેટલેક દૂર જઈ ખોબામાં રહેલી ધૂળ નાખી દેવરાવે અને પછી એ જ રીતે બોલતાં બોલતાં બધાં રમનાર પાછા અસલ જગ્યાએ આવે, અને દાવ દેનારની આંખો ખુલ્લી મૂકી પેલી ધૂળની ઢગલી ખોળવાનું તેને કહે. જો તે ધૂળની ઢગલી ખોળી કાઢે તો તેને માથેથી દાવ ઊતરે ને રમત પૂરી થાય. પણ તેને તે ઢગલી ન જડે તો ફરીથી તેને દાવ આપવો પડે અને ધૂળની ઢગલી જ્યારે તે શોધી કાઢે ત્યારે જ તેને માથેથી દાવ ઊતરે.

**અડખમવું** (અડ્ખમવું) સ. ક્રિ. (ગ્રામ્ય) સંભાળ લેવી.

**અડખાવું** (અડ્ખાવું) અ. ક્રિ. ગોથાં ખાવાં; લથડિયાં લેવાં.

**અડખેપડખે** (અડ્ખેપડ્ખે) [ગુ. અડખું (પડખુંનો દ્વિર્ભાવ) + સં. પાર્શ્વ (પડખું)] અ. આજુબાજુ; આસપાસ.

અડખેપડખે જોવું-તપાસવું = (૧) આગળપાછળની વસ્તુસ્થિતિથી વાકેફગાર રહેવું. (૨) ખૂણેખાંચરે કોઈ વસ્તુની તપાસ કરવી. (૩) સાવધાન રહેવું.

**અડગ** ૧. [અ (નહિ) + ડગવું (ખસવું)] વિ. ન ડગે એવું; સ્થિર; અચળ.

૨. વિ. ભય વિનાનું; બહાદુર.

**અડગતા** [અ (નહિ) + ડગવું (ખસવું) + તા (પણું)] સ્ત્રી. દઢતા; સ્થિરતા.

**અડગરો** પું. (ગ્રામ્ય) ગાડાને ટેકવી રાખવા તેના આગળના ભાગમાં નીચે રાખવામાં આવતો પાયો; હડો; ઊંટડો.

**અડગલું** વિ. ગોથાં ખાતું; લથડિયાં લેતું.

**અડગસંયમ** [અડગ (ન ડગે તેવું) + સંયમ (ઇંદ્રિય ઉપરનો કાબૂ)] પું. ન ડગે એવો ઇંદ્રિય ઉપરનો કાબૂ.

**અડગેત** જુઓ અડગું.

**અડગું** [અ (નહિ) + ડગવું (ખસવું)] વિ. ન ડગે એવું; અડગ; દઢ.

**અડગોઠિયાં** (અડ્ગોઠિયાં) ન. બ. વ. સ્ત્રીઓને પગમાં પહેરવાનું એ નામનું એક ઘરેણું.

**અડઘી** ૧. [સં. ઉદ્ગાર (ઓડકાર)] સ્ત્રી. ઓડકાર.

ઘણી વેળા હીચકી અને અડઘી આવે. — બરજોરજી

૨. સ્ત્રી. હેડકી.

**અડઘો** પું. ઉલાળો; આગળિયો.

**અડધોદડધો** (અડ્ધોદડ્ધો) ૧. પું. ધંધામાં અથવા કામકાજમાં થતો ગોટાળો.

૨. પું. બેસતે વરસે મળસકામાં કચરાથી ભરેલું હાંડલું દંડૂકે વગાડતાં અને લાછ (લાસલક્ષ્મી) આવે ને અલાસ (દળદર) જાય એમ બોલતાં ચકલે જઈને હાંડલું ફોડવાની વહેમ ભરેલી રૂઢિ.

૩. પું. વાંકની જવાબદારી; ઠપકાનો ભાર.

**અડધોપડધો** જુઓ અડધોદડધો.

**અડધોઅડધો** જુઓ અડધોદડધો.

**અડચણ** (અડ઼ચણ) ૧. સ્ત્રી. અટકાવ; રજોદર્શન.
 અડચણ આવવી = છેટે બેસવું; અટકાવ આવવો.
૨. સ્ત્રી. આપદા; સંકટ; દુઃખ.
૩. સ્ત્રી. વાંધો; વિરોધ.
૪. સ્ત્રી. હરકત; નડતર; મુશ્કેલી.

**અડછતું** (અડ઼છતું) ૧. [સં. અર્ધ (અરધું) + છન્ન (છાનું રાખેલું)] વિ. અર્ધ સતાવાર; અરધુંપરધું જણાયેલ હોય એવું.
૨. વિ. માત્ર સપાટીને અડકીને પસાર થઈ જતું; અછરતું.
૩. અ. પાસાભેર; બાજુએથી.

**અડજંતર** (અડ઼જંતર) ૧. [આડ + જંતર (યંત્ર)] વિ. આડું; કહ્યું નહિ માનનારું; અવળું જ કામ કરનારું.
૨. વિ. મોટું; જબરું.
 આ સરપ તો અડજંતર છે.

**અડણ** ૧. ન. આગળિયો; ઉલાળો.
૨. ન. ઢોરનો જેમાં દૂધ ભરાય છે તે અવયવ; આઉ; બાવલું.
૩ [સં. અ (નહિ) + ટિટ્ (જવું)] વિ. અટકી પડે એવું; અડકણું.

**અડણી** [પ્રા.] સ્ત્રી. માર્ગ; રસ્તો.

**અડત** (અડ઼ત) સ્ત્રી. હકસાઈ; દલાલી.

**અડતરો** (અડ઼તરો) પું. ઘસીને છોલવાનું ઓજાર; મોટી કાનસ; અતરડો.

**અડતલું** (અડ઼તલું) ૧. ન. આનાકાની; અહલાંતહલાં.
૨. ન. ભયમાંથી બચવાનું ઠેકાણું; આશરો; ઓથ.
૩. ન. મિથ્યા પ્રયત્ન; ફાંફાં.

**અડતલો** (અડ઼તલો) ૧. પું. અટકળ; શુમાર; અનુમાન; અડસટ્ટો.
૨. પું. આશરો; ઓથ.
૩. પું. રક્ષણ; બચાવ.

**અડતાલ** (અડ઼તાલ) પું. (સંગીત) એ નામનો એક તાલ.

**અડતાળ** (અડ઼તાળ) [હાટ (દુકાન) + તાળું] સ્ત્રી. હડતાળ; શોક કે વિરોધ બતાવવા કામધંધાની બંધી.

**અડતાળીસ** (અડ઼તાળીસ) [સં. અષ્ટચત્વારિંશત્; પ્રા. અટ્ઠતાલીસ] વિ. ચાલીસ ને આઠ; ૪૮.

**અડતાળો** (અડ઼તાળો) ૧. પું. કિલ્લો.
૨. પું. જોખની એ નામની એક રીત. એક મણના અડતાળીસ શેરવાળો તોલ. ગોળ અને બીજી કેટલીક વસ્તુ ૪૦ શેરે મણ નહિ પરંતુ ૪૨-૪૫-૪૮ શેરે મણ પ્રમાણે મપાય છે, અને તેવી જાતના તોલ અનુક્રમે બેતાળો, પિસ્તાળો અને અડતાળો કહેવાય છે.
 અડતાળો જોખવો = માર મારવો. જો સીધા નહિ ચાલો તો અડતાળો જોખાઈ જશે.
૩. [સં. અષ્ટન્ (આઠ) + ચત્વારિંશત્ (ચાલીસ)] પું. સંવત ૧૮૪૮માં પડેલો મોટો દુકાળ.

**અડતીસ** (અડ઼તીસ) જુઓ અડત્રીસ.

**અડતું** ૧. વિ. અડકતું; નજીકનું; પાસેનું.
૨. અ. અડે તેમ.

**અડતુંઆભડતું** (અડ઼તુંઆભડ઼તું) ૧. વિ. રજ આવતું હોય એવું; રજસ્વલા થતું.
૨. વિ. લાગતુંવળગતું; સંબંધી.
 મારે આ વાતમાં અડતુંઆભડતું નથી= આ વાતમાં મારે લાગતુંવળગતું નથી.

**અડત્રીસ** (અડ઼ત્રીસ) [સં. અષ્ટન્ (આઠ) + ત્રિંશત્ (ત્રીસ); પ્રા. અટ્ઠતીસ] વિ. આડત્રીસ; ૩૮.

**અડથલ** (અડ઼થલ) ૧. [સં. આદિસ્થળ] સ્ત્રી. મૂળ સ્થિતિ; પ્રથમનું સ્વરૂપ.
 ૧. અડથલની ભીંગડ થવી = ફેરવાઈ જવું; કંઈનું કંઈ થવું; મૂળ સ્થિતિ બદલાઈ જવી.
 ૨. અડથલનું ગડથલ કરવું = (૧) ગપ્પાં મારવાં. (૨) મેળ વગરની વાત કરવી.
૨. વિ. કદાવર; લઠ્ઠ; મજબૂત.
૩. વિ. કામ કરવાથી ન હઠે એવું.

**અડથલગડથલ** (અડ઼થલગડ઼થલ) ૧. સ્ત્રી. આડાઅવળા ફેરફાર.
 અડથલગડથલ કરવું = સાટલિઠાં કરવાં; ઊધાંચત્તાં કરવાં.
૨. સ્ત્રી. ખોટી વાત; ગપાટો.

**અડથલબડથલ** (અડ઼થલબડ઼થલ) વિ. આડુંઅવળું; અવ્યવસ્થિત.

**અડથલો** (અડ઼થલો) ૧. પું. અટકાવ; રોકાણ.
૨. પું. અડચણ; હરકત; વિઘ્ન.
૩. પું. આડ; ઓઠું.

**અડદ** (અડ઼દ) પું. બ. વ. મગ કરતાં જરા મોટા અને કાળા દાણાનું તેને મળતું એક જાતનું કઠોળ. એનો છોડ આશરે એક હાથ ઊંચો હોય છે. તેની શીંગ ૩-૪ આંગળ લાંબી હોય છે, અને દરેક શીંગમાંથી ૫-૬ દાણા નીકળે છે, જેના મુખ ઉપર ધોળી ટપકી હોય છે. ગુણમાં તે ચીકણા, ગરમ, કફ કરનાર, બળ આપનાર, તથા મૂત્ર, માંસ અને દૂધ વધારનાર છે. મંત્રજંત્રમાં અડદનો ઉપયોગ થાય છે.
 ૧. અડદ છાંટવા = (૧) જાદુઈ મંત્રથી બાંધી લેવું; ભૂતપ્રેત કાઢી મૂકવાં; જાદુ કરવું. (૨) તાબે કરવું; આજ્ઞામાં રહે એવું બનાવવું. (૩) ભિવરાવવું.
 ૨. અડદ દેખાડવા = નસાડી મૂકવાની પેરવી કરવી. તૈલંગણ જાતના બ્રાહ્મણ ભિક્ષા માટે કોઈ ઠેકાણે જાય અને તેમને અડદ દેખાડવામાં આવે તો તેઓ ત્યાંથી નાસી જાય છે. આ ઉપરથી કોઈને નસાડી મૂકવું હોય તો અડદ દેખાડવા એમ કહેવાય છે.
 ૩. અડદમગ ભરડવા-ભરડી દેવા = ગમે તેમ અવિચાર્યું બોલવું; સંબંધ વગરનું બોલવું. જાય તો જોજે, કાંઈ અડદમગ ભરડી દેતી, બીજું તો તારા ધ્યાનમાં આવે એમ કરજે.—અરેબિયન નાઇટ્સ
 ૪. અડદિયા છાંટવા = (૧) જાદુ કરવું. (૨) તાબે કરવું.

**અડદલી** (અડ઼દલી) ૧. [અં. ઑર્ડર્લી] પું. ખિદમતદાર; સેવક; નોકર.
૨. પું. લશ્કરી અમલદારના હુકમ ઉઠાવનારો બિનસનદી લશ્કરી નોકર.

**અડદવેલ** (અડ઼દવેલ) સ્ત્રી. થોરના ઝાડ ઉપર થતી એ નામની એક વેલ. તેનાં પાંદડાં અડદનાં પાંદડાં જેવાં હોય છે.

**અડદાબેગી** (અડ઼દાબેગી) ૧. સ્ત્રી. ગોલી; ચાકરડી.
૨. સ્ત્રી. મૂર્ખ સ્ત્રી; અક્કલ વિનાની સ્ત્રી.

**અડદાબેગું** (અડ઼દાબેગું) વિ. મૂર્ખ; અક્કલ વગરનું.

**અડદાવો** (અડ઼દાવો) ૧. [હિં. અરદાવા] પું. આટો; લોટ.
૨. પું. ઘણું કામ કરવાથી લાગતો થાક.
 અડદાવો કાઢી નાખવો = ઘણી મહેનત કરાવવી.
૩. પું. ઘણો માર પડવાથી હાડકાંપાંસળાં નરમ થઈ જવાં તે.
 અડદાવો કાઢવો-કાઢી નાખવો = ઘણો માર મારી હાડકાંપાંસળાં નરમ કરવાં.
૪. પું. છૂંદાયેલો લોચો; ભેળો; ઘાણ.
 ૧. અડદાવો કૂટવો = પોતાની વાતને વળગી રહેવું.

૨. અડદાવો ને આંબલી = હલકું ઓસડ; કિંમત વગરનું ઓસડ.

૩. અડદાવો ને પીતપાપડો = ગમે તે જાતનું; મેળ વગરનું.

૪. અડદાવો ભરડવો = સંબંધ વગરનું બોલવું.

**અડદાળું** (અડ઼દાળું) ૧. ન. અડદના લોટનો બનાવેલ લાડુ; અડદિયો.

૨. ન. બીજી બે ત્રણ દાળ એકઠી કરી રાંધેલી અડદની દાળ.

૩. [અડદ + આળું (વાળું)] વિ. અડદવાળું; અડદનું.

**અડદાળો** જુઓ અડદાવો.

**અડદિયું** (અડ઼દિયું) ૧. ન. અડદના લોટનું એ નામનું એક વસાણું.

૨. ન. અડદનું ખીરૂં.

૩. વિ. અડદ જેવા ડાઘવાળું.

૪. વિ. અડદ દેખતાં નાસી જાય એવું.

૫. વિ. અડદનું બનેલું.

**અડદિયો** (અડ઼દિયો) ૧. પું. અડદના લોટમાં વસાણાં મેળવી બનાવેલો લાડુ; અડદનો પાક.

૨. પું. એ નામનો ચોમાસામાં ઊગતો, લીલા રંગનાં પાન અને પીળા રંગનાં ફૂલવાળો છોડ. એનાં પાન વાટી લેપરી કરી ગડગૂમડ પર લગાડવામાં આવે છે. આ છોડનાં પાનનો આકાર અડદની ફાડ જેવો દેખાવાથી તેને અડદિયો કહે છે.

**અડદિયો પથ્થર** (અડ઼દિયો પથ્થર) પું. અડદના જેવા ડાઘાવાળો ઘંટિયો પથ્થર.

**અડદિયો બાવો** (અડ઼દિયો બાવો) પું. શરીર ઉપર તેલ નંખાવે અને અડદ દેખતાં નાસી જાય એવો બાવો; તેલિયો બાવો.

**અડદિયો વા** (અડ઼દિયો વા) પું. એક બાજુનો ચહેરો બોરો પડી જાય એવો એ નામનો એક રોગ. જ્ઞાનતંતુના રોગથી આ દરદ થાય છે.

**અડદોકડદો** (અડ઼દોકડ઼દો) પું. બાકી રહેલો ખરાબ માલ.

**અડદોગડદો** (અડ઼દોગડ઼દો) ૧. પું. એ નામની એક રમત. બે છોકરી સામસામી એકબીજીને તાળી દઈ પાછળથી પગનું ઠેબું મારતી જાય ને નીચેના સવાલજવાબ પાદપૂર્તિરૂપ કરતી જાય છેઃ સ. અડદોગડદો. જ. લેચપેચ. જીલણકી-હાથી ઘોડા. મચકતો મેવો, જોઈને લેવો. આ રમત ઢોલ વગાડતાં વગાડતાં પણ તેના તાલમાં રમાય છે.

૨. પું. માર.

**અડદોડું** (અડ઼દોડું) ન. અડદનાં પાંદડાંનો પાલો.

**અડદોપડદો** (અડ઼દોપડ઼દો) ૧. [ગુ. અડદો (પડદોનો દ્વિર્ભાવ) + સં. પટ (પડદો)] પું. ચક; પડદો.

૨. પું. નડતર; હરકત.

**અડધ** જુઓ અડધું ૨.

**અડધઝાઝેરૂં** (અડ઼ધઝાઝેરૂં) [સં. અર્ધ (અરધું) + ગુ. ઝાઝું (ઘણું) + એરૂં (લઘુતાસૂચક પ્રત્યય)] વિ. અરધાથી સહેજ વધારે.

**અડધપંચાળ** (અડ઼ધપંચાળ) વિ. લગભગ અરધું.

**અડધાઅડધું** (અડ઼ધાઅડ઼ધું) વિ. સ્નેહથી ગાંડુંઘેલું; ઉમળકાથી ઘેલુંતૂર.

અડધાઅડધી થઈ જવું = ઉમળકાથી ગાંડુંઘેલું થઈ જવું; થોડું થોડું થઈ જવું.

**અડધાં** (અડ઼ધાં) [સં. અર્ધ (અરધું)] ન.બ.વ. અરધાના આંક; ૧×૦॥ થી ૧૦૦×૦॥ સુધીના ગુણાકારના કોઠા.

**અડધિયાણુ** (અડ઼ધિયાણુ) ૧. ન. અરધો ભાગ.

૨. [સં. અર્ધ (અરધું)] વિ. લગભગ અર્ધું.

**અડધિયું** (અડ઼ધિયું) ૧. [સં. અર્ધ (અરધું) + ગુ. ઇયું (લઘુતાસૂચક પ્રત્યય)] ન. અરધો ભાગ.

૨. ન. અર્ધું માપ; મુકરર માપથી અરધું માપિયું.

૩. ન. એક કે બે માણસથી ઊચકી શકાય એવું તાંબાનું, પિત્તળનું કે લોઢાનું વચલા વળનું પવાલું.

૪. ન. કાંસાનું નાનું વાસણ.

૫. ન. ચૂડા કરતાં અરધી પટીની આડે દિવસે પહેરવાની નાની ચૂડી.

૬. ન. ટૂંકું ધોતિયું; પંચિયું.

**અડધિયો** (અડ઼ધિયો) ૧. [સં. અર્ધ (અરધું)] પું. અરધો ભાગ.

૨. પું. (કચ્છી) પાંચિયાથી અરધી કિંમતનો એટલે અઢી કોરીનો રૂપાનો સિક્કો.

૩. પું. સુંડલાથી મોટા કદનો ટોપલો.

૪. સ્ત્રી. પાંચેક ફૂટ લંબાઈની, પહોળી, ચપટી, કાળા રંગની, ભીંગડાંવાળી, થોડા કાંટાવાળી અને ઊંડા પાણીમાં રહેતી એક જાતની માછલી.

**અડધી** (અડ઼ધી) સ્ત્રી. તાંબાનો એક નાનો ચલણી સિક્કો; પાઈ. મુંબઈમાં પાઈને અડધી કહે છે.

અડધીની સોપારી ને હીરો દલાલ વેપારી. લોકોક્તિ

**અડધીસોપારી** (અડ઼ધીસોપારી) સ્ત્રી. એ નામનું એક જાતનું તાડનું ઝાડ. તેમાંથી તાડી કાઢવામાં આવે છે. એનાં ફૂલ લાંબી જટાવાળાં અને ફળ અરધી સોપારી જેવાં હોય છે.

**અડધું** (અડ઼ધું) ૧. વિ. ઉમળકાથી ઘેલુંતૂર.

૨. [સં. અર્ધ; પ્રા. અદ્ધ] વિ. એકના બે સરખા ભાગ કર્યા હોય તેમાંના એક જેવડું; અર્ધું.

૧. અડધી ઘડીની બેહાઈ ને આખા દહાડાનું સુખ = થોડી વારની મહેનતથી મળતો ઘણો વિસામો.

૨. અડધી રાતે કૂવામાં ઊતરે એવું = મધરાતનો સમય ઘણો બારીક અને કૂવામાં ઊતરવું જોખમ ભરેલું હોય છે, તે ઉપરથી ગમે તેવા સંજોગોમાં પણ ચીંધ્યું કામ કરે એવું; ગમે તેવું જોખમનું અને મુશ્કેલીનું કામ કોઈ પણ વખતે કરવા તૈયાર થાય એવું.

૩. અડધું અંગ = (૧) પત્ની; વહુ. (૨) મદદ કરનાર મિત્ર. (૩) શરીરનો એક બાજુનો ભાગ.

૪. અડધું થઈ જવું = (૧) અધમૂઉં થઈ જવું. માર ખાઈ ખાઈને હું તો અડધો થઈ ગયો. (૨) કામ કરીને થાકી જવું. (૩) શક્તિ ક્ષીણ થવી. (૪) સુકાઈ જવું; નબળા થઈ જવું. આ અવિશ્વાસમાં અને અંતર્ભયમાં અમાત્ય અડધો થઈ ગયો. —ગોવર્ધનરામ

૫. અડધું મૂકી આખાને ન ધાવું = જે મળ્યું હોય તેમાં સંતોષ લેવો.

૬. અડધે પંથે આવવું = (૧) અરધો માર્ગ કાપવો. (૨) કોઈ કામનો અરધો ઉકેલ થવો.

૭. અડધે મૂકી જતા રહેવું = અધવચ તજી દેવું.

૮. અડધે શુકને = વેણ પૂરૂં બોલાઈ ન ગયું હોય ત્યાં; વિના વિલંબે; ઝટ કે તરત જ.

૯. અડધેથી પડતું મૂકવું = કામ વચમાંથી મૂકી દેવું.

૧૦. અડધો પાયો ઓછો = કમઅકલ.

૧૧. અડધો રોટલો = ખાવા પૂરતું; ખાવાને જોઈએ તેટલું; પેટપૂરતું.

**અડધુંઅડધું** (અડ઼ધુંઅડ઼ધું) વિ. સ્નેહથી ગાંડુંઘેલું.

અડધુંઅડધું થઈ જવું = હર્ષઘેલા થવું; બહુ હરખાવું.

**અડધુંપડધું** ( અડ્ધુંપડ્ધું ) ૧. [ અડધું ( અર્ધ ) + પડધું ( અડધુંનો દ્વિર્ભાવ ) ] વિ. અરધાથી કંઈ ઓછુંવત્તું; લગભગ અરધું.
૨. વિ. થોડુંઘણું.

**અડધેરૂં** ( અડ્ધેરૂં ) [ સં. અર્ધ ( અરધું ) + ગુ. એરૂં ( લઘુતાસૂચક પ્રત્યય ) ] વિ. લગભગ અરધું.

**અડધેરૂંક** જુઓ અડધેરૂં.

**અડધો** ( અડ્ધો ) ૧. [ સં. અર્ધ ( અરધું ); પ્રા. અદ્ધો ] પું. આઠ આનાની કિંમતનો રૂપાનો ચલણી સિક્કો.
૨. વિ. પું. હરખઘેલો.

**અડધોઅડધ** ( અડ્ધોઅડ્ધ ) [ સં. અર્ધાર્ધ; પ્રા. અદ્ધઅદ્ધ ] વિ. બરાબર અરધું.
અડધોઅડધનો ભાગિયો = બરાબર અરધો ભાગ માગે એવો ભાગીદાર.

**અડનું** ૧. વિ. અડીઓપટીનું; કટાકટીનું; બારીક સમયનું.
અડનું ટાણું = બારીક વખત; કટાકટીનો પ્રસંગ.
૨. વિ. પાસેનું; નજીકનું.

**અડપ** ( અડ્પ ) ૧. સ્ત્રી. આગ્રહ.
૨. સ્ત્રી. ખંત; ઉત્સાહ.
અડપ ચડવી = ઉત્સાહ થવો; સ્ફુરણા થવી.
૩. સ્ત્રી. ધીરજ; હિંમત.
૪. સ્ત્રી. નિશ્ચય; ઠરાવ; પક્કો વિચાર.

**અડપઝડપ** ( અડ્પઝડ્પ ) ૧. [ અડપ ( નિશ્ચય ) + ઝડપ ( તરાપ ) ] સ્ત્રી. અગાઉથી નક્કી કરેલો હલ્લો.
૨. સ્ત્રી. આફતનો સપાટો.
૩. સ્ત્રી. ઉતાવળ; તાકીદ.

**અડપડિયાળું** ૧. [ અર્ધ ( અરધું ) + પડ ( પોપચું ) + આળું ( વાળું ) ] વિ. અરધું મીંચેલું.
૨. [ અડપલું ( તોફાન ) + આળું ( વાળુ ) ] વિ. અડપલાં કરનારૂં; ચાળા કરે એવું; મસ્તી ભરેલું.
**અડપડિયાળી** આંખ જોઈને,
કુચ ઉપર પાલવ હાલે રે. નરસિંહ

**અડપલું** ( અડ્પલું ) ૧. ન. અટકચાળું; તોફાન; ચાંદવું.
અડપલું કરવું = ચીડવવું; છેડતી કરવી.
૨. વિ. અટકચાળું; તોફાની; મસ્તીખોર.
૩. વિ. ઉત્સાહી; ચાલાક.

**અડપવું** ( અડ્પવું ) ૧. અ. ક્રિ. વળગ્યા રહેવું; ખંતથી મંડ્યા રહેવું; મચ્યા રહેવું.
૨. અ. ક્રિ. શરૂ કરવું.

**અડફટ** ( અડ્ફટ ) ૧. [ સં. આસ્ફાલન ( અથડામણ ) ] સ્ત્રી. અથડામણ; ઝપટ; હડફટ
અડફટ લાગવી = (૧) ધક્કો લાગવો. કોઈ મોટાની અડફટમાં આવી જઈશ તો નકામો માર્યો જઈશ. (૨) ભૂત વગેરેની અસરમાં આવવું.
૨. સ્ત્રી. મુશ્કેલી; આફત.
અડફટમાં આવવું = (૧) ઝપટમાં આવવું. (૨) મુશ્કેલીમાં આવી પડવું.

**અડફાઉ** ( અડ્ફાઉ ) ૧. [ અ. આલુફતહ ( નકામું ) ] વિ. નકામું; ઉપયોગ વગરનું.
૨. વિ. ફાલતુ; અલફાઉ.

**અડફેટ** જુઓ અડફટ.

**અડબડ** ( અડ્બડ ) વિ. ઢંગધડા વગરનું.

**અડબડવું** ( અડ્બડવું ) ૧. [ ગુ. આડું + સં. વલ્ ( ગોળ ફરવું ) ] અ. ક્રિ. ગોથું ખાવું; લથડવું; અડવડવું.
૨. અ. ક્રિ. હરબડવું; બીવું.

**અડબડિયું** ( અડ્બડિયું ) ન. લથડિયું; ગોથું; ચકરી.
૧. અડબડિયું આવવું = ચકરી આવવી; તમ્મર આવવી.
૨. અડબડિયું ખાવું = (૧) ગોથું ખાવું; લથડિયું ખાવું. (૨) ધક્કો પહોંચવો. (૩) ભૂલ ખાવી.

**અડબથ** ( અડ્બથ ) સ્ત્રી. ધોલ; તમાચો.

**અડબંગ** ( અડ્બંગ ) ૧. વિ. ( હિંદી ) ઊંચું-નીચું; અટપટું.
૨. [ ગુ. આડું + સં. વક્ર ( વાંકું ) ] વિ. જક્કી; હઠીલું.
૩. વિ. ઠેકાણા વગરનું; ઢંગધડા વિનાનું.
૪. વિ. તોરી; ધૂની; મરજી પ્રમાણે ચાલનાર.
૫. વિ. ( હિંદી ) મુશ્કેલ; અઘરૂં.
૬. વિ. મૂર્ખ; અડાણી; બેવકૂફ.
૭. વિ. વિલક્ષણ; અદ્ભુત.
૮. વિ. સાહસિક; ભય, ફિકર કે વિચાર રાખ્યા વિના કામ કરનારૂં.

**અડબંગો** ( અડ્બંગો ) પું. એ નામનો એક યમદૂત.

**અડબાઉ** ( અડ્બ ) ૧. વિ. અક્કલ વગરનું; ભાન વિનાનું; મૂર્ખ.
૨. વિ. કેળવણી વગરનું; શિક્ષણ વિનાનું.
૩. [ સં. અટવી ( જંગલ ) ] વિ. વાવ્યા વગર ઊગેલું; જંગલી.

**અડબાઉ અશેળિયો** ( અડ્બાઉ અશેળિયો ) પું. એ નામની એક જાતની જંગલી વનસ્પતિ. તેનો છોડ ૧ થી ૩ ફૂટ ઊંચો, લાંબો વખત નભે એવો, જરા ઠરડાયેલો અને ઊભો હોય છે. તેમાં ડાળીને છેડે ફૂલના ગોટા, અને ફળને બદલે શીંગ થાય છે.

**અડબાઉ કારેલ** ( અડ્બાઉ કારેલ ) સ્ત્રી. ( કચ્છી ) ચોમાસામાં ઊગતો અને ચીભડાંના વેલાને મળતો એ નામનો એક જંગલી વેલો. તેનાં ફળ કારેલાં જેવાં, શાકમાં ઉપયોગી, બન્ને છેડે અણીવાળાં અને ઘિસોડાંની જેમ ઊભી હાંસવાળાં હોય છે.

**અડબાઉ કુંવાર** ( અડ્બાઉ કુંવાર ) સ્ત્રી. એ નામનો એક જંગલી છોડ. તેની મીઠી અને કડવી એવી બે જાત છે.

**અડબાઉ કેર** ( અડ્બાઉ કેર ) પું. ( કચ્છી ) રાતાં અને સુંદર ફૂલવાળો અક્કલબેરનો છોડ.

**અડબાઉ ખપાટ** ( અડ્બાઉ ખપાટ ) પું. બેથી અઢી ફૂટ ઊંચો એ નામનો એક જંગલી છોડ. તેનાં ફૂલ પીળાં અને ફળ પાંચ ખંડવાળાં હોય છે.

**અડબાઉ ગળી** ( અડ્બાઉ ગળી ) સ્ત્રી. વાવ્યા વગર ઊગતો ૨ થી ૩ ફૂટ ઊંચો ગળીનો છોડ. તેનાં પાન ત્રણ ત્રણ ભેગાં અને ફૂલ જાંબુડી ઝાંયવાળાં રાતા રંગનાં હોય છે. તેની શીંગમાં ૮ થી ૧૨ બી હોય છે.

**અડબાઉ ગુવાર** ( અડ્બાઉ ગુવાર ) પું. ચોડવતાં ન ચડે તેવી ચવડ શીંગવાળો ગુવારનો છોડ.

**અડબાઉ ગૂંદી** ( અડ્બાઉ ગૂંદી ) સ્ત્રી. ડુંગર ઉપર પોતાની મેળે ઊગી નીકળતું ૪ થી ૬ ફૂટ ઊંચાઈનું ગૂંદીનું ઝાડ. તેનાં પાન લંબગોળ, તળિયે સાંકડાં, ઉપર પહોળાં, સાદાં કે કોરે દાંતાવાળાં હોય છે.

**અડબાઉ ઘિસોડી** ( અડ્બાઉ ઘિસોડી ) સ્ત્રી. એ નામનો એક જંગલી અને ઝેરી કડવો વેલો; કડવી ઘિસોડી.

**અડબાઉ ચામણચોટલો** ( અડ્બાઉ ચામણચોટલો ) પું. ચપટાં, સાંકડાં અને છેડે અણીદાર પાનવાળું, હાથ દોઢ હાથ ઊંચું એક જાતનું ઘાસ.

**અડબાઉ છૂંદડી** ( અડ્બાઉ છૂંદડી ) સ્ત્રી. પીળાં ફૂલ તથા પાતળી અને બે હાંસવાળી શીંગનો જંગલમાં ઊગતો એક કુમળો છોડ.

**અડબાઉ ટાંકો** ( અડ્બાઉ ટાંકો ) પું. ખારવાળી જમીનમાં ઊગતો, ઊભો કે પથરાયેલો, ટાંકા જેવાં નાનાં પાનવાળો, વગડાઉ છોડ.

**અડબાઉ તરવારડી** ( અડ્બાઉ તરવારડી ) સ્ત્રી. ( કચ્છી ) ટૂંકાં અને બુઠ્ઠાં પાન તથા નાની શીંગનો પોતાની મેળે ઊગી નીકળતો એક વેલો.

**અડબાઉ તલ** ( અડ્બાઉ તલ ) પું. વાવ્યા વગર ઊગતો એક છોડ. તેનાં ફળફૂલ પ્રમેહના રોગીને સાકર સાથે ખવાય છે.

**અડબાઉ તાંદલજો** ( અડ્બાઉ તાંદલજો ) પું. એ નામની જંગલની એક વનસ્પતિ.

**અડબાઉ નાગલી** ( અડ્બાઉ નાગલી ) સ્ત્રી. ખેડ વગરની જમીનમાં ઊગતું એક ઘાસ. ગરીબ લોકો દુકાળમાં તેના દાણા ખાય છે.

**અડબાઉ નેરી** (અડ્બાઉ નેરી) સ્ત્રી. (કચ્છી) ધોળાં અને ખરસટ રૂંછાંવાળો એ નામનો એક જંગલી વેલો. તેને તોડતાં અંદરથી ધોળો રસ નીકળે છે. સોજા તથા ગડગૂમડ ઉપર તે વાટીને ચોપડાય છે.

**અડબાઉ પારસપીપળો** (અડ્બાઉ પારસપીપળો) પું. બરડાના ડુંગરમાં કરમદીના છાંયા નીચે બહુ ઊગતો, ૩ થી ૫ ખૂણાવાળાં પાન, તથા પારસપીપળા જેવાં મોટાં પીળાં ફૂલવાળો અને ચોમાસા પછી પાકતાં ફળનો ૨ થી ૪ ફૂટ ઊંચાઈનો એક પૌષ્ટિક જંગલી છોડ.

**અડબાઉ પાલખ** ( અડ્બાઉ પાલખ ) પું. વાળાના સોજા ઉપર વપરાતાં પાનનો, ઊભો કે પથરાયેલો, પોતાની મેળે ઊગતો છોડ.

**અડબાઉ બલ** (અડ્બાઉ બલ) પું. (કચ્છી) રાતાં કે પીળાં ફૂલવાળો અને પાંચ ખંડવાળાં પીળાં ફળવાળો એક વગડાઉ છોડ.

**અડબાઉ બલણુવારો** (અડ્બાઉ બલણુવારો) પું. ( કચ્છી ) લાંબી અને ફેલાયેલી ડાળનો જંગલનો એક છોડ. તેનાં મૂળ આંતરિયા તાવ પર અપાતા ઉકાળામાં વપરાય છે.

**અડબાઉ બોરડી** ( અડ્બાઉ બોરડી ) સ્ત્રી. બેડાના ઘાટનું એક જંગલી ઝાડ.

**અડબાઉ મગી** (અડ્બાઉ મગી) સ્ત્રી. ઋષિપંચમીના દિવસે લોકોને ફળાહારમાં ઉપયોગમાં આવતો એ નામનો એક જંગલી છોડ.

**અડબાઉ માહાંલું** ( અડ્બાઉ માહાંલું ) ન. (કચ્છી) હાથ દોઢ હાથ ઊંચું એ નામનું એક જંગલી ઘાસ.

**અડબાઉ મૂરી** (અડ્બાઉ મૂરી) સ્ત્રી. (કચ્છી) છેટેથી મૂળા જેવો દેખાતો, હાથ દોઢ હાથ ઊંચો, જંગલમાં ઊગતો, અને સંગ્રહણીના દરદ ઉપર ઉપયોગી મનાતો એક છોડ.

**અડબાઉ મૂળો** (અડ્બાઉ મૂળો) પું. ચોમાસામાં ઊગતો પાતળાં પાનવાળો અને જાંબુડિયાં ફૂલનો એ નામનો એક જંગલી છોડ.

**અડબાઉ મેથી** (અડ્બાઉ મેથી) સ્ત્રી. મેથીના છોડની માફક ત્રણ ત્રણ ભેગાં પાનવાળો એક જંગલી છોડ.

**અડબાઉ રાઈ** ( અડ્બાઉ રાઈ ) સ્ત્રી. એ નામનો એક જંગલી છોડ.

**અડબાઉ રાજગરો** ( અડ્બાઉ રાજગરો ) પું. ગડગૂમડ ઉપર વપરાતાં પાનનો કાળાં અને ચળકતાં બીવાળો એક જંગલી છોડ.

**અડબાઉ વેંણુ** ( અડ્બાઉ વેંણુ ) પું. બેથી અઢી ફૂટ ઊંચાઈનો, બુઠ્ઠાં પાનવાળો, કાળાં જેવાં પણ નાનાં ફળવાળો, અને ભૂરા મખમલી વાળની રૂવાંટીવાળો એક વગડાઉ છોડ. તેને કારતક માસમાં પીળાં કે રાતાં ફૂલ આવે છે.

**અડબાઉ શણુ** ( અડ્બાઉ શણુ ) સ્ત્રી. એ નામનો એક જંગલી છોડ. જુઓ જીજણી.

**અડબાઉ સામો** ( અડ્બાઉ સામો ) પું. ચોમાસામાં પાણીવાળી જગાએ ઊગતો એક વગડાઉ છોડ. ગરીબ લોક તેના દાણા ખાય છે.

**અડબાઉ હીરવણી** ( અડ્બાઉ હીરવણી ) સ્ત્રી. એ નામનો એક જંગલી છોડ. એનાં પાન બુઠ્ઠાં, દેશી વણનાં પાન જેવાં, ફૂલ જાંબુડા ચાંદલાવાળાં પીળા રંગનાં અને ફળ કાળાં હોય છે. તેનાં પાનનો રસ કાનનાં દરદમાં વપરાય છે.

**અડબી** ( અડ્બી ) ૧. સ્ત્રી. રતાળુ; સકરકંદ.

૨. સ્ત્રી. શેખી; બડાશ; બઢાઈ.

**અડબૂત** જુઓ અડબોથ.

**અડબૂથ** જુઓ અડબોથ.

**અડબો** ( અડ્બો ) ૧. પું. અડવો; ભવાઈમાં આવતો વાણિયાનો વેશ.

૨. પું. ( ગ્રામ્ય ) મૂર્ખ માણસ.

**અડબોત** જુઓ અડબોથ.

**અડબોથ** ( અડ્બોથ ) ૧. સ્ત્રી. ધોલ; તમાચો; આડા હાથની લપાટ.

૨. વિ. જડ; મૂર્ખ; અડબંગ; બુદ્ધિ વગરનું.

અડબોથનો ઉધારો શો? = (૧) જે વખતે જે કામ કરવાનું હોય તે જ વખતે તે કામ કરવું. ધરમના કામમાં ઢીલ નહિ ને અડબોથનો ઉધારો નહિ.-કહેવત (૨) તૈયાર હોય તો આપી જ દેવું. (૩) મૂર્ખ લોકોને ફાવે તેમ બોલવાની છૂટ હોવી.

**અડભંગ** ( અડ્ભંગ ) વિ. (કચ્છી) તોરી; ધૂની; મરજી પ્રમાણે વર્તનાર; અડબંગ.

**અડભુજ** ( અડ્ભુજ ) વિ. મૂર્ખ; અજડ; ઓછી બુદ્ધિવાળું.

**અડમડ** ( અડ્મડ્ ) અ. જેમતેમ કરીને.

**અડમરુ** પું. (પિંગળ) દરેક ચરણમાં નગણ, નગણ, નગણ, નગણ અને લઘુ મળી ૧૩ અક્ષરનો એ નામનો એક અક્ષરમેળ છંદ.

અડમરુ મહિધર ન ન ન ન લ.

રણપિંગળ

**અડમાર્ગ** ૧. [ અડ ( આડું ) + માર્ગ ] પું. આડો માર્ગ; ખોટો અથવા જુદો રસ્તો.

૨. પું. સાંકડો પગરસ્તો; કેડી.

**અડયલ** (અડ્યલ) પું. (પિંગળ) એ નામનો એક છંદ. જુઓ અડિલ્લ.

ધ્રુવમાત્રા ષડમાત્રા સહી
મડયલ અડયલ નઇ ચુપે. ભીમ

**અડર** [ સં. અ ( નહિ ) + ડર ( બીક )] વિ. બીક વિનાનું; નિર્ભય.

સિંહ નામ ક્ષત્રી હતા, લડતા અડર અભંગ,
સિંહ પુરુષ સ્વર્ગે ગયા, હવે રહ્યા સૌ સંગ.

દલપતરામ

**અડલ** પું. (પિંગળ) એ નામનો ૧, ૫, ૯ અને ૧૩ માત્રાએ તાલવાળો ૧૬ માત્રાનો એક માત્રામેળ છંદ; ડારિલ; ચોપાઈકુલક.

ચરણ ચરણમાં માત્રા સોળે,
ગુરુ લઘુ કો નહિ જેમાં તોલે;
તાલ અડલમાં પ્રથમ ઉપર ધર,
પછી ચાર નવ જખ ઉપર ઠીક કર.

રણપિંગળ

**અડવ** [ હિં. ] પું. ( સંગીત ) ષડ્જ, ગાંધાર, મધ્યમ, ધૈવત અને નિષાદ એ પાંચ સ્વરવાળો એ નામનો એક રાગ.

**અડવડતું** ( અડ્વડતું ) [ ગ્રુ. આડું + સં. વલ્ ( ફરવું )] વિ. લથડતું; ગોથાં ખાતું.

અડવડતો અર્જુન સંગ ગયો,
હાહાકાર સેના માંહે થયો.

બભ્રુવાહન આખ્યાન

**અડવડદડવડ** ( અડ્વડ્દડ્વડ્ ) ૧. અ. ગોથાં ખાતાં; લથડબથડ.

૨. અ. ઝડપથી; ઉતાવળથી.

બાઈજીને તો રીસ જ ચડી,
અડવડદડવડ પાછી વળી.

રઢિયાળી રાત

૩. અ. નગારાનો અનુકરણવાચક શબ્દ.

અડવડદડવડ નગારાં વાગે,
દડદડ ગોમતી ગાજે છે રે. લોકગીત

**અડવડવું** (અડ઼વડ઼વું) ૧. [ ગુ. આડું + સં. વલ્ (ફરવું) ] અ. ક્રિ. આડાઅવળા ફરવું; ભટકવું; રખડવું.
અડં લગી લક્ષ્યો અડવડ્યો,
લમી ગગન ભૂમંડલ પડ્યો.
બળુવાહન આખ્યાન

૨. અ. ક્રિ. ગોથું ખાવું; લથડવું.
ડગલિ ડગલિ હું અડવડૂં. ભાલણ

૩. અ. ક્રિ. ભૂલા પડવું; ગૂંચવાવું.

**અડવડિયું** (અડ઼વડ઼િયું) ૧. ન. નબળું માણસ.
પાણી તાગે કુસા ડરાવે અડવડિયા આધાર,
કન્યા મ મેલ લાકડી એ છે ઓસાણુ હથિયાર.
ખેતીવાડી વિજ્ઞાન

૨. ન. લથડિયું; ગોથું; ચકરી.

**અડવાણુ** ૧. વિ. ઉઘાડું; મેડઃ વિનાનું.
૨. વિ. શણગાર વગરનું.

**અડવાણુ** વિ. જોડા પહેર્યા વિનાનું.

**અડવાણું** ૧. વિ. ખુલ્લું; ઉઘાડું.
વાત ઊડી તે વેશમાં, તન અડવાણું તેવ.
શામળ

૨. વિ. ન શોભે એવું; વિચિત્ર.
૩. [સં. અન્ (નહિ) + ઉપાનહ્ (પગરખું); પ્રા. અણુવાણહ ] વિ. પગરખાં વગરનું; ઉઘાડપગું; ખુલ્લા પગવાળું.
૪. વિ. શણગાર વિનાનું.

**અડવાળવું** (અડ઼વાળવું) ૧. સ. ક્રિ. ડહોળી નાંખવું; બગાડવું; મેલું કરવું.
૨. [સં. અ (ઘણું) + ડવલ્ (મેળવવું)] સ. ક્રિ. મેળવવું; એકઠું કરવું; ભેળવવું.

**અડવિંચિયર** (અડ઼વિંચિયર) ૧. ન. શિકાર કરનારી તથા પક્ષી પકડનારી બીજાપુર ધારવાડ તરફની એ નામની જાતનું માણસ.
.૨. વિ. શિકાર કરનારી તથા પક્ષી પકડનારી એ નામની એક જાતનું.

**અડવું** ૧. ન. સ્ત્રીને આવતો અટકાવ; રજ.
૨. [સં. અન્ (નહિ) + ઉપાનહ્ (જોડા)] વિ. અડવાણું; ઉઘાડા પગવાળું; પગરખાં ન પહેર્યાં હોય એવું.
ગજ કારણ ગરુડ તજ્યો, ચાલ્યા અડવે પાયે.
નરસિંહ

૩. વિ. ઉજ્જડ; સૂનું.
સુખ સ્વર્ગનું કૃષ્ણ વિના કડવું,
મને ન ગમે બ્રહ્મસદન અડવું. દયારામ

૪. વિ. શણગાર વિનાનું.
અડવા હાથ = બંગડી કે ચૂડી વગરના હાથ.

૫. વિ. શોભા વગરનું.
૬. (અડ઼વું) અ. ક્રિ. અટકી પડવું; બંધ પડવું.
તમારા વિના અડવું નહિ રહે.

૭. (અડ઼વું) અ. ક્રિ. આખડવું; લડી પડવું.
મદનોદિત સેના સાથે ત્યાં,
અમરપતી જઈ અડિયો. દયારામ

અડી પડવું = (૧) અટકવું. (૨) છીનવી લેવું. (૩) છૂપી રીતે અથવા યુક્તિથી દાખલ થવું. (૪) મારામારી ઉપર આવવું; લડી પડવું.

૮. (અડ઼વું) અ. ક્રિ. ગભરાવું; બીવું.
કવીશ્વર ઈશ્વર શો, વલ્લભ શેણે અડે?
વલ્લભ

૯. (અડ઼વું) અ. ક્રિ. ભડકીને ઊભું રહેવું; ખંચાવું.
પાન સડે ઘોડા અડે, વિદ્યા વીસર જાય,
તવે પર રોટી જલે, કહો ચેલા ક્યમ થાય?
લોકોક્તિ

૧૦. (અડ઼વું) અ ક્રિ. લાગ્યા રહેવું; એક ને એક કામ પાછળ મચ્યા રહેવું; મંડ્યા રહેવું.
આદુ ખાઈને અડ્યા રહેવું = ખાઈ પીને પાછળ લાગવું; ચોંટ્યા રહેવું.

૧૧. (અડ઼વું) અ. ક્રિ. હઠ પકડવી.
અડીને બેસવું = હઠ લઈને બેઠા રહેવું; લીધી વાતને આગ્રહથી વળગી રહેવું.

૧૨. સ. ક્રિ. અડકવું.
૧. અવસર આવી અડ્યો = સમય આવી પહોંચ્યો છે.
૨. બાજઠ સંગાથે અડીને = બાજઠ ઉપર અઢેલીને.

૧૩. સ. ક્રિ. એકબીજાને અડાય એ રીતે રહેવું.
૧૪. સ. ક્રિ. ઘૂસી જવું; પેસવું.
૧. અડી જવું = (૧) અટકવું. (૨) પ્રવેશ કરવો.
૨. ઠેઠ અડવું = (૧) આમંત્રણ વગર અને અણધારી રીતે કોઈની રૂબરૂમાં જઈ પહોંચવું. (૨) મુશ્કેલી વટાવીને ધારેલે ઠેકાણે પહોંચી જવું.

૧૫. સ. ક્રિ. નુકસાન થવું.

**અડવુંપડવું** (અડવુંપડ઼વું) વિ. ઘરેણાં વિનાનું; શણગાર વગરનું.

**અડવે** અ. ખાલી; કંઈ લીધા વગર.

**અડવો** (અડ઼વો) ૧. પું. અડબંગ વાણિયો. વાણિયાને ભવાઈમાં અડવો કહે છે, તે ઉપરથી અડબંગ વાણિયાને વિષે બોલતાં આ શબ્દ વપરાય છે.
૨. પું. ભવાઈમાં આવતો વાણિયાનો વેશ.
૩. વિ. મૂર્ખ.

**અડશો** પું. (સંગીત) એ નામનો એક રાગ.
કો કાનડો અડશો ને આશાવરી,
કો ગાએ નાર વસંત જી. પ્રેમાનંદ

**અડસટવું** (અડ઼સટવું) સ. ક્રિ. અંદાજ કાઢવો; અટકળ કરવી; આશરો કાઢવો.

**અડસટ્ટાનવીસ** (અડ઼સટ્ટાનવીસ) [ ગુ. અડસટ્ટો (અંદાજ) + ફા. નવીસ (લખનાર)] પું. હિસાબી કારકુન.

**અડસટ્ટો** (અડ઼સટ્ટો) [સં. અર્ધ (અરધું) + સદ્ (આપવું)] પું. આશરો; અંદાજ; શુમાર.

**અડસઠ** (અડ઼સઠ) [સં. અષ્ટન્ (આઠ) + ષષ્ટિ (સાઠ); પ્રા. અટ્ઠસટ્ઠિ ] વિ. સાઠ ને આઠ; ૬૮.
૧. અડસઠ તીર્થ કરવાં = હિંદુસ્તાનનાં ૬૮ તીર્થની જાત્રા કરવી.
૨. અડસઠ તીર્થ ફળવાં = હિંદુસ્તાનનાં ૬૮ તીર્થની યાત્રા કર્યા જેટલું પુણ્ય મળવું. માબાપની પ્રદક્ષિણા કરી તેને અડસઠે તીર્થ ફળ્યાં.--લોકોક્તિ

**અડસટ્ટાપત્ર** (અડ઼સટ્ટાપત્ર) [ હિં. ] પું. ઊપજ ખરચનું અનુમાન; અંદાજપત્રક.

**અડસર** ૧. સ્ત્રી. ઘરની પહોળાઈ જેટલો પરસાળથી નાનો ખંડ.
૨. સ્ત્રી. છાપરાના ટેકારૂપ મુખ્ય આડું લાકડું; મોભ; આડસર.
૩. સ્ત્રી. વહેરેલો પાસાદાર નાનો ભારવટિયો; પાટડી.

**અડસિયાં** (અડ઼સિયાં) ન. બ. વ. સ્ત્રીઓનું પગનું એ નામનું એક ઘરેણું. જુઓ અઠાસિયાં.

**અડસેટ** જુઓ અડસઠ.

**અડંક** વિ. (ગ્રામ્ય) અડગ; દૃઢ; સ્થિર.

**અડંકો** પું. પાંડુ રાજાનો એ નામનો બીજો દીકરો; ભીમ.

**અડંખ** ૧. [ અ (નહિ) + ડંખ (ચટકો)] વિ. ચટકા વિનાનું; ડંખ નહિ કરાયેલું.
૨. વિ. સજ્યા વગરનું.
આ ઘઉ અડંખ છે.

**અડંગજડંગ** (અડ઼ંગજડ઼ંગ) સ્ત્રી. એ નામની એક રમત.

**અડંગિયો** (અડ઼ંગિયો) પું. છાપરાનાં નેવાં, કઠેરા તથા માળના ઝૂલતા ભાગ નીચે મૂકવામાં આવતો ટેકો; ઘોડો.

**અડંગો** ૧. પું. કુસ્તીનો એ નામનો પટાનો એક દાવ.
૨. [સં. અષ્ટન્ (આઠ) + અંગ (અવયવ)] પું. ધામો; લાંબા વખત માટેનો પડાવ.
અડંગો ઘાલવો-નાખવો-લગાવવો = (૧) ધારેલું કામ નહિ થતાં સુધી કોઈને બારણે

બેસી રહેવું; ધામો નાખવો. (૨) લાંઘવું; ભૂખ્યાતરસ્યા બેસી રહેવું.

અડંદો ( અડ઼ંદો ) પું. એ નામની એક રમત. જુઓ એરંડો.

અડંબી ૧. [ સં. આડંબર ] સ્ત્રી. આડંબર; ખોટો ભપકો.

૨. સ્ત્રી. જક્કીપણું; મમત; હઠ.

૩. સ્ત્રી. મગરૂરી; ગર્વ; અભિમાન.

આવડી શી અડંબી રે, રંક પરે રાજ્ય કરો.
દયારામ

૪. વિ. ખોટા ડોળવાળું; આડંબરી.

અડા ૧. સ્ત્રી. ટેકો; મદદ.

અડા દેવી = મદદ કરવી. ફલાણો તો આ કામમાં અડા પણ દેતો નથી.

૨. સ્ત્રી. સ્પર્ધા.

અડાઅડ અ. લગોલગ.

અડાઅડી ૧. [ અડવું ( સ્પર્શ કરવો ) નો દ્વિર્ભાવ ] સ્ત્રી. એકબીજાને આભડછેટના વિચાર વગર કરાતો સ્પર્શ.

આ અડાઅડી કરીને ભેળીવાડો કરી મૂક્યો.

૨. સ્ત્રી. પડખ.

૩. ( અડ઼ાઅડ઼ી ) સ્ત્રી. બારીક સમય; અણીનો વખત.

૪. ( અડ઼ાઅડ઼ી ) સ્ત્રી. હરીફાઈ.

૫. અ. જોડાજોડ; લગોલગ; પડખોપડખ.

અડાઉ ( અડ઼ાઉ ) [ સં. આરૂઢ ( ઊગેલું ) ] વિ. વાવ્યા વગર ઊગેલું; પોતાની મેળે ઊગેલું.

જો તેમને ખોરાક માટે અડાઉ અથવા પરચૂરણ છોડ ભરચક નહિ મળે તો તે ખેતરોમાંનાં ઉભાં તૃણ ઉપર ચડાઇ કરશે.
ખેતીના ઉપદ્રવો

અડાકડી ( અડ઼ાકડ઼ી ) ૧. સ્ત્રી. કટોકટીનો વખત; અકડાઅકડી.

૧. અડાકડીની રમત = મુશ્કેલીથી જિતાય એવી રમત.

૨. અડાકડીનો મામલો = કટોકટીનો કે મુશ્કેલીનો પ્રસંગ.

૨. સ્ત્રી. ગેડીદડાની રમતમાં ઘણાં જણ દડો લઈ જવા એકઠાં થઈ જાય તે વખતની રમતની ધમાલ.

૩. સ્ત્રી. માંડમાંડ ચલાવાતું ગુજરાન.

અડાડ ( અડાડ઼ ) ૧. પું. ( હિંદી ) ઢગલો.

૨. પું. ઢોર બાંધવાની કોડ.

૩. પું. બળતણ વેચવાની દુકાન.

૪. પું. વેચવા માટે રાખેલો બળતણનો ઢગલો.

અડાડવું ( અડાડ઼વું ) ૧. સ. ક્રિ. અડે એમ કરવું; લગાડવું.

૨. સ. ક્રિ. ઉમેરવું; વધારવું.

૩. સ. ક્રિ. ડપકો દેવો; ધમકાવવું.

૪. સ. ક્રિ. ગંધ કરવું; વાસવું.

૫. સ. ક્રિ. રૂબરૂ કરવું.

આજે સાહેબ પાસે અડાડી દીધો.

૬. સ. ક્રિ. હડસેલવું; ધકેલવું.

અડાટીંગ વિ. ( ગ્રામ્ય ) ઘણું મોટું; જબરૂં.

અડાટીંગળ જુઓ અડાટીંગ.

અડાણ ન. થાલ.

હું તમારૂં વચન અડાણમાં માગું છું.
નવલરામ

અડાણિયું વિ. ધરેણિયું; ગીરો મૂકેલું; ગીરવી.

અડાણી ૧. વિ. અણઘડ; આવડત વગરનું.

૨. [ સં. અ ( નહિ ) + ફા. દાના ( ડાહ્યું ) ] વિ. બેવકૂફ; મૂર્ખ.

૩. વિ. વિવેક વિનાનું; અસભ્ય.

અડાણું ૧. ન. ગીરો મૂકેલી વસ્તુ.

અડાણે મૂકવું = ગીરો મૂકવું. તારા બાપને અડાણે મેલ રે છોકરડા, રૂપિયા લેશું રોકરડા.—લોકગીત

૨. વિ. ગીરો મૂકેલું; ધરેણે મૂકેલું.

૩. [સં. અ ( નહિ ) + ફા. દાના ( ડાહ્યું ) ] વિ. મૂર્ખ.

અડાણો ૧. પું. (સંગીત) પલાશી થાટના મિશ્રિત રાગમાંનો, કાનડો ને મેઘ આશાવરી મળીને થતો, રાત્રિના પહેલે પહોરે ગવાતો એ નામનો એક રાગ. તેમાં કોમળ ગાંધાર તેમજ કોમળ અને શુદ્ધ નિષાદ સિવાય બધા શુદ્ધ સ્વર હોય છે. તેમાં આરોહે ગાંધાર અને ધૈવતનો લોપ અને અવરોહે ધૈવત દુર્બળ તથા વાદી સ્વર ષડ્જ અને સંવાદી સ્વર પંચમ હોય છે. તે ગાવાથી વાતપિત્તને લીધે થતી માથાની પીડા મટે એમ મનાય છે.

આદિ તાલથી અડાણો બહાર સમમાં પણ ગાઇ શકાશે.
ગીતગોવિંદ

૨. વિ. ઘોડાની એ નામની એક જાતનું.

ઊડણ અરબી અડાણા,
અબલખ પઠોળા ભાત.
પ્રેમાનંદ

અડાણોકનરો પું. ( સંગીત ) એ નામનો એક રાગ. જુઓ અડાણોકાન્હરો.

અડાણોકાન્હરો પું. (સંગીત) સંપૂર્ણ જાતિનો અને રાત્રિના પહેલા પહોરે ગવાતો એ નામનો એક રાગ. તેમાં ખરજ, રિખભ તીવ્ર, ગાંધાર કોમળ, મધ્યમ કોમળ, પંચમ, ધૈવત તીવ્ર, નિષાદ તીવ્ર કોમળ બન્ને, એ પ્રમાણે સાતે સ્વર આવે છે. તેમાં વાદી સ્વર પંચમ, ગ્રહ સ્વર મધ્યમ અને ન્યાસ સ્વર ગાંધાર હોય છે.

અડાન [હિં.] પું. મુકામ; વટેમાર્ગુએ કરેલો પડાવ.

અડાની ( અડ઼ાની ) ૧. [ હિં. ] પું. એ નામનો કુસ્તીનો એક દાવ. તેમાં સામાવાળાના પગમાં પોતાનો પગ ભરાવીને તેને પછાડાય છે.

૨. પું. મોટો પંખો.

અડાનો પું. ( સંગીત ) એ નામનો એક રાગ. જુઓ અડાણો.

અડાબીડ ( અડ઼ાબીડ઼ ) ૧. વિ. ખોડખાંપણ વગરનું.

૨. વિ. ચોક્કસ; નક્કી.

૩. [ સં. અ ( ઘણું ) + ડામર ( ભયંકર ) ] વિ. ભય ઉપજાવે એવું મોટું; જબરૂં.

અડાબીડ ઝાડ.

૪. વિ. ભરચક; ભરપૂર.

૫. વિ. મોભાદાર.

અડાબીત (અડ઼ાબીત) વિ. ઘણું; સંખ્યાબંધ.

અડાબો ( અડ઼ાબો ) ૧. પું. કુટુંબપરિવાર; ઘરખટલો.

૨. [ફા. અરાબહ ( તોપની ગાડી )] પું. ગાડી.

અડાઅળિયો પું. ખામી દૂર કરનાર પદાર્થ.

અડાશી [ગુ. આડે ( વચ્ચે ) + સં. શ્રિ ( ચણવું )] સ્ત્રી. ભીંત સાથે જડેલી પાટિયાંની પડદી; પાટિયાંની ભીંત.

અડાસું ૧. ન. એ નામની લખોટીની એક રમત. તેમાં રમવાની જગામાં એક કૂંડી કરી એક જણ બધાં રમનારાં પાસેથી અકેકી લખોટી લઈ કૂંડી આગળ ઊભું રહી પોતા તરફ બધી લખોટી ફેંકે. જેની લખોટી દૂર પડે તેનો પહેલો વારો. પછી બધાં રમનારાં અકેકી લખોટી કૂંડીમાં મૂકે. પહેલા વારાવાળું પોતાની લખોટી જ્યાં પડી હોય ત્યાંથી કૂંડીમાંની લખોટીને આંટે. જો તે આંટી શકે તો તે બધી લખોટી જીતી જાય, અને ન આંટે તો બીજાનો વારો આવે.

૨. [ સં. અટ્ટ ( સુકાઈ ગયેલું ) ] ન. પડવું પડવું સુકાઈ ગયેલું ગાય ભેંસ વગેરેના છાણનું પોચકું. યજ્ઞની કેટલીક ક્રિયામાં અડાયાં જ વપરાય છે.

અડાયો ( અડ઼ાયો ) પું. ઓળાયો.

અડાર ૧. [ સં. અટ્ટાલ ( ઊંચી જગ્યા ) ] પું. ( હિંદી ) ઢગલો.

૨. પું. બળતણ વેચવાની દુકાન.

૩. પું. વેચવા માટે રાખેલો બળતણનો ઢગલો.

૪. [ સં. અષ્ટાદશન્ ] વિ. દશ ને આઠ; ૧૮.

**અડારિયાં** ન. એક જાતનો વેલો. જુઓ અડાળિયો.

**અડાલ** [ સં. ] ન. એ નામનો એક જાતનો નાચ; મયૂરનૃત્ય. તેમાં પક્ષીની પાંખની માફક હાથ ફડફડાવીને એક જ જગ્યાએ ચક્ર ફરવામાં આવે છે.

**અડાલજા** ૧. સ્ત્રી. એ નામની એક વાવ.
૨. ન. એક ગામનું નામ.
૩. ન. વાણિયાની એ નામની અટકનું માણસ.
૪. વિ. વાણિયાની એ નામની એક અટકવાળું.

**અડાલી** ૧. સ્ત્રી. રકાબી.
૨. [ સં. અ ( નિરર્થક વપરાતો આદ્ય ) + સ્થાલી ( થાળી ) ] સ્ત્રી. લાકડાની નાની થાળી; કાથરોટ.

**અડાવવું** ( અડ઼ાવવું ) ૧. સ. ક્રિ. ગોઠવવું; નીમવું.
એને કોઈ જગાએ અડાવી દો તો મોટી મહેરબાની.
૨. સ. ક્રિ. ઘુસાડવું; ઘાલી દેવું; છાનુંમાનું મૂકવું.
એ કાગળ કાઢી લે અને તેને બદલે આ નવો અડાવી દે.
અડાવી પડવું = (૧) છૂપી રીતે અથવા યુક્તિથી દાખલ થવું. (૨) ઝૂંટવી લેવું; છીનવી લેવું.
૩. સ. ક્રિ. ચાંપીને જમવું; ઘણું ખાવું.
પોહ ફાટતાં જ અડાવવું = સવારમાં વહેલું ખાવું.
૪. સ. ક્રિ. જૂઠી વાત ચલાવવી; ગપ મારવી; ખોટું કહેવું.
૫. સ. ક્રિ. ધમકાવવું; ઠપકો આપવો.
તેણે તેને ખૂબ અડાવ્યો.
૬. સ. ક્રિ. ન કહેવાની વાત કહી દેવી.
૭. સ. ક્રિ. પ્રતિવાદીને નિગ્રહસ્થાનમાં પકડી બોલતો બંધ કરવો.
૮. સ. ક્રિ. મારવું; લગાવવું.
૯. સ. ક્રિ. સંભોગ કરવો.

**અડાશિયાં** ન. બ. વ. સ્ત્રીઓના પગનું એ નામનું એક ઘરેણું. જુઓ અઠાસિયાં.

**અડાશિયું** ( અડ઼ાશિયું ) ન. સ્ત્રીઓના પગનું એ નામનું એક ઘરેણું.

**અડાસિયાં** જુઓ અડાશિયાં.

**અડાસિયું** જુઓ અડાશિયું.

**અડાસે** [ અડ઼ાસે ] ૧. અ. નજીક; પાસે; લગોલગ.
૨. અ. પડખે; ઓથે.
૩. અ. મદદે; કુમકે.
કોઈ પ્રકારે હું નહિ આવું,
એવા પુરુષની અડાસે રે. દયારામ
અડાસે આવવું = મદદ કરવી.

**અડાળ** ન. છાપરાંનો આગળનો ઢાળ.

**અડાળપડાળ** [ અડાળ ( આગલો ઢાળ ) + પડાળ ( પાછલો ઢાળ ) ] ન. મોભની બન્ને બાજુનો ઢાળ.

**અડાળિયો** પું. એ નામનો એક જાતનો વેલો; અડારિયાં. તેનાં ફૂલ કેસરિયાં, ધોળાં કે પીળાં અને તેનું ફળ પાંચદાણિયું હોય છે. આ વેલાને ઉકાળી તેની બાફ તાવવાળા દરદીને આપવામાં આવે છે. તેના રેસામાંથી દોરી, દોરડાં અને કાગળ બનાવવામાં આવે છે.

**અડાળી** ૧. સ્ત્રી. ઘરના આગલા ભાગમાં એક ભીંત અને ઓટલા ઉપર છાપરું રાખી બનાવેલી છૂટી ઓસરી; એકજ ભીંતવાળી છૂટી ઓસરી.
૨. સ્ત્રી. રકાબી.

**અડાળીપડાળી** [ અડાળી ( આગલા ભાગની ઓસરી ) + પડાળી ( પાછલા ભાગની ઓસરી ) ] સ્ત્રી. ઘરના આગલા તેમ જ પાછલા ભાગની છૂટી ઓસરી.

**અડિયલ** ( અડ઼િયલ ) ૧. વિ. ઘુસણિયું; માથામારૂં; પગપેસારો કરનારૂં.
૨. વિ. છાતીવાળું; ભય વગરનું; નીડર.
૩. વિ. નઠોર; શિખામણ ન લાગે એવું.
૪. વિ. મમતી; જિદ્દી; હઠીલું; જક્કી.
૫. વિ. હોશિયાર; બાહોશ.

**અડિયલટટ્ટુ** ( અડ઼િયલટટ્ટુ ) ૧. [ અડિયલ ( હઠીલું ) + ટટ્ટુ ( ઠીંગણું ઘોડું ) ] ન. માર મારવા છતાં પણ ન ચાલે એવું ઘોડું.
૨. ન. હઠીલું અને કહ્યું ન માને એવું માણસ. ટટ્ટુ અટકી ગયા પછી ઘણું મારવાથી પણ આગળ ખસતું નથી. તે ઉપરથી હઠીલા માણસ માટે આ શબ્દ વપરાય છે.

**અડિયું** ( અડ઼િયું ) ૧. ન. અડી; બીબું; સોનીનું ભાત છાપવાનું એક ઓજાર.
૨. ન. ફૂદડી બેસાડવાનું મોચીનું ઓજાર.

**અડિયુંદડિયું** ( અડ઼િયુંદડ઼િયું ) ન. એ નામની એક રમત; દડીનો ઘોડો; ધમાલગોટા; દમગોટીલો. આ રમતમાં દાવ દેનાર સિવાય બાકી બધાં નીચું જોઈ પીઠ વાળી કૂંડાળામાં બેસે અને દાવ દેનાર હાથમાં એક ગોટીલો એટલે કપડાનો વણેલો કોરડો લઈ તેને સંતાડી કૂંડાળામાં બેઠેલ છોકરાંની પાછળ 'દમ દમ કોરડો દબાવું, પાછું વળીને જુએ તેને ચમકાવું', અથવા 'આદમજીકા કોરડા, ઊંચે જુએ ઉસકા લાલ બરડા', અથવા 'ધમાલગોટા ધુધકુધુ, પાછું વાળી જુએ તેને ડેબામાં દઉં', અથવા 'ધમાલગોટા ધમધમ થાય, પાછું વાળી જુએ તેની તુંબલી રંગાય', એમ બોલતાં બોલતાં ઉતાવળે ગોળ ચક્કર ફરે અને કોઈની પાછળ ગોટીલો મૂકે. એ વખતે જો કોઈ પાછળ જુએ તો દાવ દેનાર તેને ગોટીલો મારે. છૂપી રીતે ગોટીલો મૂક્યા પછી દાવ દેનાર એક ચક્કર ફરીને ગોટીલો ઉપાડી લઈ જેની પાછળ તે મૂક્યો હોય તેને ગોટીલો મારે એટલે તેનો દાવ ઊતરે. પછી દાવ દેનાર તેની જગ્યાએ બેસી જાય અને જેને ગોટીલો માર્યો હોય તેણે દાવ આપવો પડે. દાવ આપનારે જેની પાછળ ગોટીલો મૂક્યો હોય તે છોકરૂં જો તે જાણે તો તે ઝટ ગોટીલો ઉપાડી લઈ દાવવાળાને મારે અને દાવ ચાલુ રહે; દાવ દેનાર નાસી જાય, તો પેલું છોકરૂં ગોટીલો મારવા પાછળ દોડે, અને તેને પકડી, ગોટીલો મારી, પોતાની જગ્યાએ બેસી જાય તોપણ દાવ આપનાર ઉપર દાવ ચાલુ રહે; પણ જો દાવ આપનાર દાવ લેનારની જગ્યાએ પહેલાં બેસી જાય તો તેને માથેથી દાવ ઊતરે અને પાછળ દોડનાર ઉપર દાવ આવે.

**અડિયેલ** જુઓ અડિયલ.

**અડિયોદડિયો** ( અડ઼િયોદડ઼િયો ) પું. ( ગ્રામ્ય ) આળ.

**અડિલ્લ** પું. ( પિંગળ ) ચાર ડગણ એટલે ૧૬ માત્રાનો, અને ૧, ૫, ૯ અને ૧૩ માત્રાએ તાલ આવતો એ નામનો એક માત્રામેળ છંદ; અરિલ્લ; અલક; અલ્લિલા. તેમાં જગણ ન આવે અને છેડે બે લઘુ આવે.

**અડી** ( અડ઼ી ) ૧. પું. ( પિંગળ ) એ નામનો ૧૬ માત્રાનો એક છંદ.
છંદ છત્રીસ પ્રકારના અડી અવળ અબંધ,
અષ્ટ ચોખરો ચાતુરી હેડે રાખે અંધ.
શામળ
૨. સ્ત્રી. અટકાયત; રોકાણ.
૧. અડી જવું = (૧) અટકી પડવું. ઘોડો અડી જાય છે. (૨) દાખલ થઈ જવું; ઘૂસી જવું.
૨. અડી પડવું = (૧) અટકી પડવું. (૨) ઘૂસી જવું. (૩) રહી જવું. (૪) લડી પડવું.
૩. અડી પડાય એવી વેળા = આપત્તિનો વખત.

૩. સ્ત્રી. કમાડના ચણિયારામાં રાખવામાં આવતો ખાડાવાળો લોઢાનો કટકો.

૪. સ્ત્રી. કુંભારના ચાક નીચે મૂકવાનો લોઢાનો ખાડાવાળો કટકો.

૫. સ્ત્રી. ઘંટીના ઉપલા પડની માંકડીમાં રાખવામાં આવતો લોઢાનો ખાડાવાળો ચોરસ કટકો.

૬. સ્ત્રી. ધૂવરી વગેરેના ઘાટ ઘડવાનું કાંસાનું ઓજાર.

૭. સ્ત્રી. ચિચોડામાં સળ અને ખૂટડીની નીચે બેસાડવામાં આવતો ગોળાકાર લોઢાનો કટકો.

૮. સ્ત્રી. (હિંદી) જિદ; હઠ.

૯. સ્ત્રી. દોટ; હડી; ગબરડી.

અડીએ ચડવું = (૧) દાવમાં આવવું. (૨) દોડીને આગળ આવવું.

૧૦. સ્ત્રી. પોટાસ મૂકી અવાજ કરવા માટે વપરાતી લોઢાની ચાકી.

૧૧. સ્ત્રી. મુશ્કેલીનો સમય; કટાકટીનો વખત.

મૂકે મિત્રને જેહ અડી વેળાએ જે નર. — નર્મદાશંકર

અડીનો વખત = બારીક પ્રસંગ; કટાકટીનો સમય.

૧૨. સ્ત્રી. વણકર લોકોનું ફાળકા નીચે રાખવાનું લોઢાનું એ નામનું એક સાધન.

૧૩. સ્ત્રી. સોનારૂપા ઉપર ઘાટ છાપવાનું, અંદર ખોદીને ભાત પાડી હોય એવું સોનીનું એક ઓજાર; બીબું.

અડી કરવી–મારવી = ચોરવું.

૧૪. વિ. અઢી; બે ને અર્ધું.

૧૫. વિ. પાસેનું; નજીકનું.

તેનું અડીનું સગું કોણ છે?

**અડીઅડી** (અડ઼ીઅડ઼ી) સ્ત્રી. એ નામની એક રમત; કાકકૂંબો; ટોપીદા. આ રમતમાં દાવ દેનાર ઊભે પગે નીચે બેસે અને બીજાં ઊભાં રહી પોતાના બન્ને હાથની મૂઠી ઉપરાઉપરી ચઢાવી તેના માથા ઉપર મૂકે. ઊભાં રહેલમાંથી જેની સૌથી ઊંચે મૂઠી હોય તેની અને દાવ દેનાર વચ્ચે નીચે પ્રમાણે સવાલજવાબ થાય: "કાંટો કેટલે ખૂંચ્યો? આર જેટલો. લોહી કેટલું નીકળ્યું? પાશેર ભરીને. દાતણ ક્યાં કર્યું? કૂવા ઉપર. મરચાંબરચાં ઢાંક્યાં કે? ઢાંક્યાં. રોટલો કેટલો ખાધો? ચાનકી. દાળ કેટલી ખાધી? કડછી ભરીને. પાણીબાણી ભર્યું કે? ભર્યું. થાળીબાળી વગાડી કે? વગાડી. કાકકૂંબા કેટલો ભાર? એક ઉતાર (મૂઠી)." આ પ્રમાણે છેલ્લો જવાબ થતાં સવાલ કરનાર પોતાની મૂઠી લઈ લે. એ જ પ્રમાણે બધાં વારાફરતી કરે અને બધાંની મૂઠી ઊપડી રહે એટલે પછી બધાં નાસવા માંડે. દાવ દેનાર તેઓને અડકવા દોડે. જેને તે અડકે તેની પાસેથી ઉપર પ્રમાણે દાવ લેવાય છે. કેટલેક ઠેકાણે ફક્ત છેલ્લું વાક્ય જ બોલાય છે, અને અમુક ઠેકાણે "અકલીચકલી કેટલો ભાર? એક ઉતાર" એમ અથવા "કુકડમુકડ કેટલો ભાર? એક ઉતાર" એમ પણ સવાલજવાબ થાય છે.

**અડીઓપટી** (અડ઼ીઓપટી) ૧. સ્ત્રી. અગત્ય; જરૂર.

૨. [ગુ. અડી (કટાકટીનો સમય) + સં. આપત્તિ (દુઃખ)] સ્ત્રી. અડચણ; વિઘ્ન.

૩. સ્ત્રી. અભડાવાનો સમય; ઋતુકાળ.

૪. સ્ત્રી. મુશ્કેલી; આફત.

૧. અડીઓપટી ટાળવી = મુશ્કેલીના સમયમાં મદદ કરવી.

૨. અડીઓપટીનો વખત = મુશ્કેલીનો સમય.

**અડીકડી** (અડ઼ીકડ઼ી) ૧. સ્ત્રી. કટાકટીનો વખત; અકડાઅકડી.

૨. સ્ત્રી. ગેડીદડાની રમતમાં થતી ધમાલ. જુઓ અડાકડી.

૩. સ્ત્રી. જુનાગઢના ઉપરકોટમાંની એક પ્રાચીન વાવનું નામ.

અડીકડીવાવ ને નોઘણ કૂવો,
ન જોયાં તે જીવતાં મૂઓ — લોકોક્તિ

૪. સ્ત્રી. માંડમાંડ ચલાવાતું ગુજરાન.

**અડીખમ** (અડ઼ીખમ) ૧. [હિં. અડીખંભ] વિ. જોરાવર; બળવાન.

જુવાન જોદ્ધો અડીખમ આયરની રોશીના આ ડારાથી પત્થર જેવો જડ થઈ ઊભો રહ્યો. — શારદા

૨. [અડી (કટાકટીનો વખત) + ખમવું] વિ. મુશ્કેલીને પહોંચી વળે એવું.

૩. વિ. શૂરવીર; બહાદુર.

**અડીજડીને** (અડ઼ીજડ઼ીને) અ. મંડ્યા રહીને; પાછળ પડીને; ખંતથી.

**અડીટ** ૧. ન. નખોદ.

એનું અડીટ જાય.

૨. [અ (નહિ) + ડીંડું] વિ. ડીટા વગરનું.

૩. [અ (નહિ) + દીઠું (નજરે ચડેલું)] વિ. ન દેખાય એવું; અદીઠ.

અડીટ કરવું = દૂર કરવું. એને અડીટ કર.

૪. વિ. નામનિશાન વગરનું; નિર્મૂળ; નિર્વંશ.

**અડીઠ** ૧. વિ. દૃષ્ટિથી દૂર કરવા જેવું.

આવ્યા હાથ રળિયામણા ને આવ્યાં મોં અડીઠ. — લોકોક્તિ

૨. [સં. અ (નહિ) + દૃષ્ટ (દેખાયેલ); પ્રા. અદિઠ્ઠ] વિ. ન દેખાય એવું.

**અડીડોકે** સ્ત્રી. એ નામની એક રમત. જુઓ મોઈદંડા.

**અડીદડી** (અડ઼ીદડ઼ી) સ્ત્રી. એ નામની એક રમત; દમગોટીલો. જુઓ અડિયુંદડિયું.

**અડીદંડ** (અડ઼ીદંડ) ન. (ચારણી) પાછું ન ફરે એવું બાણ.

**અડીનું** (અડ઼ીનું) વિ. નજીકનું; પાસેનું.

**અડીને** અ. નજીકમાં; લગોલગ; જોડાજોડ.

**અડીભીડી** (અડ઼ીભીડ઼ી) [અડી (કટાકટીનો સમય) + ભીડ (તંગી)] સ્ત્રી. અણીનો વખત; કટાકટીનો સમય; તંગીનું ટાણું.

**અડીમધડીમ** (અડ઼ીમધડ઼ીમ) વિ. (ગ્રામ્ય) પૂંજીવાળું; શાહુકાર.

**અડીલ્લ** પું. (પિંગળ) એ નામનો ૧૬ માત્રા અને ૪ તાલવાળો એક માત્રામેળ છંદ; અડિલ્લ; અલિલ્લ. જેમકે

માણસ માણસને જ વધારે,
દુઃખ દે આપણું માહાતમ ધારે;
શકરો પંખી પંખીને મારે,
કે દી નહિ અહિને સંહારે. — હીરાચંદ

**અડીવંચો** પું. એ નામની એક રમત. જુઓ એરંડો.

**અડીવીહા** [અઢી + વીસ] વિ. (કચ્છી) પચાસ; ૫૦.

**અડીવેળા** (અડ઼ીવેળા) [ગુ. અડી (કટાકટીનો સમય) + સં. વેલા (વખત)] સ્ત્રી. અણીનો વખત; કટાકટીનો કાળ.

અડીવેળાએ આવજો,
મને શ્યામસુંદર થજો સહાય. — પ્રાચીન કાવ્ય

અડીવેળાની ઢાલ = (૧) અણીને વખતે આધાર રાખી શકાય એવું માણસ. (૨) ખરેખરા વખતે ઉપયોગી થઈ પડે એવી ઢાલ.

**અડીશેરી** (અડ઼ીશેરી) [અઢી + શેર + ઈ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. અઢી શેરનું વજન કે કાટલું.

**અડીંગ** (અડ઼ીંગ) વિ. જબરું; તોતિંગ.

**અડીંગો** (અડ઼ીંગો) ૧. પું. કજિયો; ટંટો; તકરાર.

૨. પું. નહિ ખસવાના નિશ્ચયથી નાખેલો પડાવ; અડ્ડો; ધામો.

અડીંગો લગાવવો = હઠ કરીને બેસવું.

**અડીંટ** [અ (નહિ) + ડીંટ (ડીંટડું)] વિ. ડીંટિયા વિનાનું; ડીંટા વગરનું.

**અણુસણુધારી** ૧. [ સં. અનશન ( ઉપવાસનું વ્રત ) + ધારિન્ ( રાખનાર ) ] વિ. ઉપવાસ કરનાર.
૨. વિ. ( જૈન ) સંથારો કરનાર.
અણુસણુધારી સ્વર્ગ બારમે,
થયા એક અવતારીજી. તિલોકઋષિ

**અણુસતિયું** [ સં. અન્ ( નહિ ) + સત્ય ( સાચું ) ] વિ. ખોટું; સત્યવ્રત નહિ પાળનાર.
સતે ને હુતે રે જે વિત નહિ વાવરે રે,
એ તો અણુસતિયા રે કહેવાય રે. મૂળદાસ

**અણુસમજ** [ સં. અન્ ( નહિ ) + સં ( સારું ) + જ્ઞા ( જાણવું ) ] સ્ત્રી. અજ્ઞાનપણું; મૂર્ખતા.

**અણુસમજણુ** [ સં. અન્ ( નહિ ) + સં ( સારી રીતે ) + જ્ઞા ( જાણવું ) ] સ્ત્રી. સમજનો અભાવ; અણુઘપણું.

**અણુસમજણું** ૧. [ સં. અન્ + સં ( સારું ) + જ્ઞા ( જાણવું ) ] વિ. અણુસમજુ; અબુજ.
૨. વિ. સમજણુ ન આવી હોય એવું; બાલિશ; અજ્ઞાની.

**અણુસમજુ** ૧. [ સં. અન્ ( નહિ ) + સં ( સારી રીતે ) + જ્ઞા ( જાણવું ) ] વિ. અક્કલ વિનાનું; અણુસમજણું.
૨. વિ. નાદાન; મૂર્ખ.
૧. અણુસમજુ ને આખો ભાગ માગે = મૂર્ખને પ્રમાણુની ખબર ન હોય.
૨. અણુસમજુ ને આંધળો એ બે બરાબર = અણુસમજણા અને આંધળા માણસ વચ્ચે તફાવત હોતો નથી.
૩. અણુસમજ્યાં ઢોર, લેવા મોકલ્યાં ચીભડી કાકડી, ને લઈ આવ્યાં ગાજર બોર = કહીએ કાંઈ અને સમજે કાંઈ એવાં માણસ.

**અણુસમજ્યું** [ અણુ ( નહિ ) + સમજવું ] વિ. સમજ્યા વિનાનું.

**અણુસમર્પિત** [ સં. અન્ ( નહિ ) + સમર્પિત ( અર્પણુ કરેલું ) ] વિ. ધર્યા વિનાનું; નહિ અર્પેલું.
અણુસમર્પિત વસ્તુ રખે ચાખો
તો રાખજો ગુરુચરણે મતિ જી. દયારામ

**અણુસર** ૧. [ સં. અનુ ( પાછળ ) + સૃ ( જવું ) ] પું. અણુસાર; ચહેરામાં મળતાપણું.
૨. પું. અણુસારો; ઇશારો.

**અણુસરખું** [ અણુ + સરખું ( જેવું ) ] વિ. મળતું ન આવે એવું; અસમાન.

**અણુસરજ્યું** ૧. [ સં. અન્ ( નહિ ) + સૃજ્ ( ઉત્પન્ન કરવું ) ] વિ. અણુધારેલું; એની મેળે આવી પડેલું.
અણુસરજી પીડા = અણુધારી અ.કૃત.
૨. વિ. કારણુ વિનાનું.
તાણી બાંધે પાઘડી, દાબી લેવરાવે નખ,
ચાંપી પહેરે મોજડી, ત્રણેય અણુસરજ્યાં દખ. લોકોક્તિ
૩. વિ. પેદા નહિ કરેલું.

**અણુસરવું** [ સં. અનુ ( પાછળ ) + સૃ ( જવું ) ] સ. ક્રિ. પાછળ જવું; અનુસરવું.
જે તહ્ન પદપલ્લવ અણુસરઇ,
તે ભવસાગર હેલાં તરઇ. ભીમ

**અણુસંક** ૧. [ સં. અન્ ( નહિ ) + શંકા ( ભય ) ] વિ. ( હિંદી ) નિર્ભય; નીડર.
૨. વિ. શંકા વગરનું.

**અણુસાર** ૧. પું. અવાજ વડે અપાતી ચેતવણી.
૨. પું. છૂપી રીતે સમજાવવા કરેલો આંખનો ચાળો; ઇશારત.
પ્રકટ પ્રીતડી ન કરીએ આ સંસારમાં જો,
વાત કહીએ તે પણુ આંખના અણુસારમાં જો. દયારામ
૩. [ અણુ ( નહિ ) + સાર ( સારાંશ ) ] પું. તાત્પર્ય ન હોવાપણું.
૪. પું. થોડી અસર.
૫. પું. બેમાલૂમ અવાજ.
૬. [ સં. અનુસાર ] પું. મળતાપણાનો અંશ.

**અણુસારી** ૧. [ સં. અનુ ( પાછળ ) + સૃ ( જવું ) ] વિ. પાછળ જનાર.
૨. વિ. મળતું આવતું.

**અણુસારો** ૧. પું. અવાજથી અપાતી ચેતવણી.
૨. [ અ. ઇશારા ] પું. ઇશારો; સંકેતથી જણાવવા માટે કરેલી સંજ્ઞા; સાન.
૧. અણુસારે સમજવું = સાનથી જાણી જવું; બીજાના મનની વાત ફક્ત સંજ્ઞાથી કે આંખના ઇશારાથી જાણવી.
૨. અણુસારો કરવો = ઇરાદો અથવા સંકેત જણાવવા માટે સાનમાં સમજાવવું.
૩. આંખનો અણુસારો = આંખથી કરાતી સંજ્ઞા.
૩. પું. સહેજ વહેમ.

**અણુસિયું** ન. અળસિયું; ભીની જમીનમાં રહેતો એ નામનો એક સાપોલિયા જેવો કીડો.

**અણુસી** સ્ત્રી. ( ગ્રામ્ય ) અણુથી; ગૂઈ.

**અણુસુણ્યું** [ અણુ ( નહિ ) + સુણવું ( સાંભળવું ) ] વિ. સાંભળેલ ન હોય એવું; અશ્રુત.

**અણુસુધર્યું** ૧. [ અણુ + સુધરવું ] વિ. સંસ્કારમાં સુધારો થયો ન હોય એવું.
૨. વિ. સુધાર્યા વગરનું; ભૂલ દૂર કર્યા વિનાનું.

**અણુસૂંઘ્યું** [ અણુ + સૂંઘવું ] વિ. નહિ સૂંઘેલું; સૂંઘ્યા વિનાનું.

**અણુસોયું** ૧. વિ. કસોજણુવાળું; કસ્તરકાંકરા કાઢયા વગરનું.
૨. [ અણુ ( નહિ ) + સોવું ( ઝાટકવું ) ] વિ. નહિ ઝાટકેલું.

**અણુસોલિયું** ન. એ નામનો સાપના આકારનો એક કીડો. જુઓ અણુસિયું.

**અણુસ્પર્શ્યું** [ અણુ ( નહિ ) + સ્પર્શવું ( અડવું ) ] વિ. અડક્યા વગરનું.

**અણુહક** ૧. પું. માલિકી ન હોવાપણું.
૨. [ અણુ ( નહિ ) + હક્ક ( સાચું ) ] પું. હક, સત્તા કે વાજબીપણાનો અભાવ; મહેનત કે સેવાથી મળતી લાયકાતની ગેરહાજરી; ગેરરીત.
હકેથી લઈએ ને હકેથી દઈએ હકનું હજમ થાય,
અણુહકનો આનો આવે તો ઊલટી બરકત જાય. લોકોક્તિ
૩. પું. હિસ્સા અથવા ભાગનો અભાવ.

**અણુહક્ક** [ અણુ ( નહિ ) + હક્ક ( સાચું ) ] પું. અધિકારનો અભાવ. જુઓ અણુહક.

**અણુહદ** [ અણુ ( નહિ ) + હદ ( મર્યાદા ) ] વિ. બેશુમાર; પાર વિનાનું.

**અણુહલ** પું. મ્લેચ્છના ઉપદ્રવથી દુનિયાનો છુટકારો કરવા વસિષ્ઠ મુનિએ આબુ પર્વત પર અગ્નિકુંડમાંથી પેદા કરેલો એ નામનો એક શૂરવીર રજપૂત. મ્લેચ્છે આપેલ દુઃખ ટાળી તેણે એક શૂરવીર રજપૂતવંશ સ્થાપ્યો. ઉદેપુરના રાજકર્તા રાણા એ વંશના મનાય છે.

**અણુહલવાડું** ( અણુહલવાડું ) વિ. અણુહિલ ભરવાડને નામે વસાવેલું.
અણુહલવાડું પાટણ ગામ,
વસઇ લોક વારુ અભિરામ. કુમારપાળરાસ

**અણુહાર** પું. ( ગ્રામ્ય ) અણુસાર; ચહેરામાં મળતાપણું.
આ છોકરામાં એની માનો અણુહાર છે.

**અણુહારી** [ સં. અનુસારિન્ ] વિ. જેવું; મળતું; સમાન.
પ્રગટ પુરંદર રૂપે સુંદર, નળ કુબેર અણુહારી,
તૃણ તુલે તોલે તેવડીએ હોય જો સુર અવતારી. ખોડીદાસ

**અણુહાલતું** [ અણુ + હાલવું ] વિ. સ્થિર.

**અણુહાલ્યું** [ અણુ + હાલવું ] વિ. બંધિયાર.
અણુહાલ્યું જળ રહે નીતરી. અખો

**અણહિત** [સં. અન્ + હિત] ન. અકલ્યાણ; અહિત.

**અણહિલપટ્ટણ** [ગુ. અણહિલ (એ નામનો એક ભરવાડ) + પ્રા. પટ્ટણ (મોટું શહેર)] ન. અમદાવાદની ઉત્તરે ૬૬ માઈલ દૂર આવેલું એ નામનું એક પુરાણું નગર; અણહિલવાડ; અણહિલપુર; ઉત્તર ગુજરાતમાં આવેલું હાલનું પાટણ શહેર; નરવાલા. વનરાજે ઈ.સ. ૮૦૨માં આ શહેર સ્થાપી અણહિલ નામના ભરવાડ ઉપરથી તેનું નામ અણહિલપટ્ટણ રાખ્યાનું કહેવાય છે.

**અણહિલપુર** જુઓ અણહિલપટ્ટણ.

**અણહિલવાડ** (અણહિલવાડ઼) [સં. અણહિલ્લ વાટક; પ્રા. અણહિલવાડય] ન. વનરાજે અણહિલ ભરવાડને નામે વસાવેલું એ નામનું એક શહેર. જુઓ અણહિલપટ્ટણ.

**અણહુણ** વિ. (જૂ.ગુ.) અડવાણું; ઉઘાડપગું.

અણહુણ ચલણે ચાલિઉ જાઇ,
વેચઇ પુહતુ વાડી માંહિ. — વિમલપ્રબંધ

**અણહૂતું** ૧. વિ. અણજાતું; છાનું.
૨. [અણ + હોવું] વિ. અસ્તિત્વ વગરનું; હયાતીમાં ન હોય એવું.
૩. વિ. ગેરવાજબી; અઘટતું.

અણહૂતાં દિયાં આળ અન્યને. — ખોડીદાસ

**અણહોણી** સ્ત્રી. ન થવાનું તે.

અણહોણી હોણી નહિ,
હોણી હોય સો હોય. — લોકોક્તિ

**અણહોલાતું** [અણ (નહિ) + હોલાવું (સળગતું બંધ થવું)] વિ. અખંડ બળતું.

**અણહોવું** [અણ + હોવું] અ. ક્રિ. ન હોવું.

**અણંડો** પું. એ નામની એક રમત. જુઓ એરંડો.

**અણાચાર** [સં. અન્ (ખરાબ) + આચાર (વર્તન); પ્રા. અણાયાર] પું. દુરાચાર; ખરાબ વર્તન.

નામ ભણાવો શ્રાવક જતિ,
તો અણાચાર ન સેવો રતિ. — સજ્ઝાયમાળા

**અણાતીત** ૧. [પ્રા. અણ (દેવું) + સં. અતીત (બીજે પાર ગયેલું)] વિ. કરજ વિનાનું.
૨. વિ. સંસારસમુદ્રને પેલે પાર ગયેલું.

**અણાથમી** ૧. સ્ત્રી. સૂર્ય આથમ્યા પહેલાં કરાતું વાળુ.
૨. વિ. આથમ્યા વિનાનું.

**અણાથી** ૧. [સં. અ (નહિ) + નાથ (આશરો આપનાર)] વિ. ઓથ વિનાનું; અનાથ.
૨. વિ. રાંક; ભિખારી.

**અણાય** ૧. [સં. અ (નહિ) + જ્ઞાત (જાણેલું)] વિ. અજાણ્યું; જાણ્યા વગરનું.
૨. [સં. અ (નહિ) + ન્યાય (ઇન્સાફ); પ્રા. અણ્ણાય] વિ. ન્યાય વિનાનું.

**અણારું** સ. એવું.

**અણાલંગું** [સં. અન્ (નહિ) + આલિંગન (છાતી સરસું ચાંપવાપણું)] વિ. ભેટ્યા વગરનું.

અણાલંગી હરિજનની કળા,
કર્મને બાંધે આપા બળા. — અખો

**અણાલિંગું** [સં. અન્ + આલિંગન] વિ. આલિંગન દીધા વિનાનું.

**અણાવવું** ૧. સ. ક્રિ. હવા વડે મોટું આણવું.
૨. [સં. અનાપયતિ; પ્રા. આણાવઇ] સ. ક્રિ. મગાવવું; લાવી આપે એમ કરવું.

નદી તીરથ સાગર સવિ,
જલ અણાવ્યાં તતકાલિ. — લાવણ્ય

૩. સ. ક્રિ. સંભોગ કરાવવો.

**અણાહ** ૧. [સં. અનાથ] વિ. (પ્રાકૃત) અનાથ; શરણ વિનાનું.

યજ્ઞના પુરુષ વિણ હુઉ અણાહ
જાગે વર પાખઇ વિવાહ. — ભીમ

૨. વિ. રંક; ગરીબ.

**અણિ** ૧. [સં.] સ્ત્રી. અવધિ; અંત.
૨. સ્ત્રી. કટાકટીનો સમય; બારીક વખત.
૩. સ્ત્રી. ઝીણો ભોંકાય એવો છેડો.
૪. સ્ત્રી. ટોચ; શિખર.
૫. સ્ત્રી. ધાર.
૬. સ્ત્રી. પૈડું નીકળી ન જાય તે માટે ધરીમાં નાખવામાં આવતો ખીલો.

ન અણિ કાઢીને પાડીયા રથો,
ન અણિ અશ્વથી છેદિયા રથો;
ન અણિ રોપી રાજા હણી ફરી,
ન અણિ ચૂકી નારી અરે ફરી. — પ્રેમાનંદ

૭. સ્ત્રી. પ્રાણીનો વધ કરવાનો ઘરનો ખૂણો.

**અણિદાર** [સં. અણિ + ફા. દાર (વાળું)] વિ. તીક્ષ્ણ; તીણું; ભોંકાય એવા ઝીણા છેડાવાળું.

**અણિમા** ૧. સ્ત્રી. બારીકપણું; ઝીણાશ.
૨. [સં. અણિમન્] સ્ત્રી. યોગની આઠ સિદ્ધિમાંની એ નામની એક; અણુ જેવું સૂક્ષ્મ અને ન દેખાય એવું સ્વરૂપ ધારણ કરવાની, અને કઠણ પદાર્થમાં દાખલ થવાની શક્તિ. આઠ સિદ્ધિનાં નામ આ પ્રમાણે છે: અણિમા, મહિમા, ગરિમા, લઘિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઈશિત્વ અને વશિત્વ.

અણિમા પ્રાપ્ત થવાથી સિદ્ધ પુરુષ અણુ જેટલો સૂક્ષ્મ થઈને સર્વત્ર ગતિ કરી શકે છે. — સિદ્ધાંતદર્શન

૩. સ્ત્રી. લુચ્ચાઈ; ઠગાઈ; પ્રપંચ.
૪. સ્ત્રી. શાક્તસંપ્રદાયમાં માનેલી દશ સિદ્ધિમાંની એ નામની એક. તે દશ સિદ્ધિ આ પ્રમાણે છે: (૧) અણિમા, (૨) મહિમા, (૩) લઘિમા, (૪) ગરિમા, (૫) પ્રાપ્તિ, (૬) પ્રાધાન્ય, (૭) ઈશિત્વ, (૮) વશિત્વ, (૯) સર્વોધિષ્ઠાતૃત્વ અને (૧૦) નિત્યત્વ.

**અણિમાંડવ્ય** પું. (પુરાણ) માંડવ્યઋષિ. જુઓ માંડવ્ય.

**અણિયલ** વિ. અણિયાળું.

આંખલડી અણિયલ
પાંખલડી લીલાલાડ ઘેલી રે. — નરસિંહ

**અણિયારખેર** પું. બાવળની જાતનું એ નામનું એક ઝાડ.

**અણિયારું** ન. બારણું ફેરવવા મિજાગરાને બદલે બેસાડેલો ખીલો.

**અણિયાલડું** (અણિયાળડું) વિ. તીક્ષ્ણ; અણિદાર.

એક પદ્મ કેરી પાંખડી, અણિયાળડાં છે નેણ. — મુરારિ

**અણિયાલી** [સં. અણિ (છેડો)] સ્ત્રી. (હિંદી) કટારી.

**અણિયાળું** ૧. ન. સુતારનું એ નામનું એક ઓજાર.
૨. વિ. અણીવાળું; અણીદાર.

અણિયાળી આંખ = છેડા અણીવાળા હોય એવી આંખ. એની અણિયાળી આંખ આરબડે વખાણી.—લોકગીત

**અણિયું** ૧. ન. કલમની ટાંક.
૨. ન. ખાંચો.

આવી રીતે એકબીજામાં બેસી જાય તેવા બે ખાંચા અથવા અણિયાં તૈયાર થાય છે. — કેતકર

૩. ન. તળાવો; ગાડાની પીંજણી નીચેની આડી.
૪. ન. હળનો એ નામનો એક ભાગ.

**અણિશુદ્ધ** ૧. [સં. અણિ (છેડા) + શુદ્ધ (ચોખ્ખું)] વિ. અણિ પણ સાબૂત હોય એવું; અખંડ.
૨. વિ. કોઈને ન કરડ્યો હોય એવો (નાગ). કોઈને ડંખે તો તેની પૂછડી ખંડિત થાય છે એમ કહેવાય છે.
૩. વિ. દોષ વગરનું.
૪. વિ. સલામત; ક્ષેમકુશળ; વગર ઈજાવાળું.

**અણિસું** [સં. અણિ (છેડો) + સહ (સાથે)] વિ. અણિયાળું; અણિયાળું.

**અણી** ૧. સ્ત્રી. કટાકટીનો પ્રસંગ; બારીક વખત.

૧. અણી ઉપર આવવું = મામલો બારીક થવો.

૨. અણી ચૂકવવી = બારીક વખત ભુલાવવો.

૩. અણી સાચવવી = મુશ્કેલીને વખતે મદદ કરવી; ખરાબ વખતે ઉપયોગી થવું.

૪. અણીનો વખત = બારીક વખત; સંભાળથી વર્તવા જેવો પ્રસંગ.

૨. સ્ત્રી. ઝીણો ભોંકાય એવો છેડો.

૧. અણી કાઢવી = ઘડીને કે ઘસીને છેડો ઝીણો કરવો.

૨. અણી પર રાખવું = કનડવું; હેરાન કરવું.

૩. આખી અણી = અખંડ; સલામત. અનંત રાક્ષસ સેના હણી, રહ્યા વાનર આખી અણી.–પ્રેમાનંદ

૩. સ્ત્રી. ટોચ; શિખર.

૪. સ્ત્રી. પૈડું નીકળી જતું અટકાવવા ધરીમાં નાખેલો ખીલો.

૫. સ્ત્રી. પ્રાણીને હલાલ કરવા માટેનો ધરનો ખૂણો.

૬. સ્ત્રી. સમાપ્તિ; અંત.

૭. [સં. અન્ + ઈ] પ્ર. ધાતુ ઉપરથી નારીજાતિનું નામ બનાવનારો પ્રત્યય. જેમકે, કરણી, ઉતરણી, છાવણી.

**અણીચૂક્યું** [ અણી (કટાકટીનો વખત) + ચૂકવું (ભૂલવું)] વિ. બારીક વખતે બચી ગયેલું.

અણીચૂક્યો સો વર્ષ જીવે = બારીક સમય પસાર થયા પછી વાંધો ન આવે.

**અણીદરો** પું. છોકરાંની એ નામની એક રમત. જુઓ હરીંદરો.

**અણીદરો કણીદરો** પું. એ નામની એક બાળરમત. જુઓ હરીંદરો.

**અણીદાર** [ગુ. અણી (છેડો) + ફા. દાર (વાળું)] વિ. તીણું; તીક્ષ્ણ.

**અણીપણીવાર** ૧. સ્ત્રી. (કચ્છી) ક્ષણ; પળ.

૨. અ. જરાક; થોડું; અણુ જેટલું.

**અણીપળ** સ્ત્રી. બારીક વખત; કટાકટીનો મામલો.

**અણીપ્રસંગ** [ અણી (કટાકટીનો વખત) + પ્રસંગ (જોગ) ] પું. તાકડો; જોગ; બરાબર વખત.

**અણીબાણી** સ્ત્રી. (ગ્રામ્ય) ખરી મુશ્કેલી; અઢીઓપરી; કટાકટી.

અણીબાણીને પ્રસંગે હું તમને કામ લાગીશ.

**અણીમાર** ૧. વિ. ખડબચડી ઘડાઈવાળું.

અણીમાર પથ્થર = ખડબચડી ઘડાઈવાળો પથ્થર.

૨. વિ. ખાડાખબડાવાળું; ખરબચડું.

**અણીય** [ સં. અનીક ] ન. (પ્રાકૃત) હાથી ઘોડા વગેરેનું લશ્કર.

**અણીકું** ન. અણી; પાતળો છેડો; ટેરવું.

અરુંધતી કહેતાં જીભનું ટેરવું; ધ્રુવ કહેતાં નાકનું અણીકું; વિષ્ણુપદ કહેતાં બે ભમરો વચ્ચેનો ભાગ; અને માતૃમંડળ કહેતાં બન્ને ભમરો. આ ચાર વસ્તુઓ જેનું મરણ સમીપ આવ્યું હોય તેના જોવામાં આવતી નથી. યોગચિંતામણિ

**અણીશુદ્ધ** ૧. [ અણી ( છેડો ) + શુદ્ધ (ચોખ્ખું)] વિ. અણી ભાંગી કે બુઠ્ઠી ન થઈ હોય એવું; અખંડિત; આખું.

અણીશુદ્ધ ચોખા = અક્ષત.

૨ વિ કોઈને કરજો ન હોય એવો (માણસ). કોઈને ડંસે તો તેની ખૂબી ખંડિત થાય એમ કહેવાય છે.

૩. વિ. તદ્દન દોષ વગરનું.

આ દેવળ તેના અણીશુદ્ધ નકશી કામથી પ્રેક્ષકને વિચારમાં ગરક કરી દે છે.
ગુજરાતનાં તીર્થસ્થાનો

૪. વિ. સલામત; ઈજા ન થઈ હોય એવું.

**અણીસર** અ. આરપાર.

કંઠ ચંદણુ કોર્યાં ભમાર પખ્યાં અણીસર વેહ.
બુદ્ધિપ્રકાશ

**અણીસુ** ન. એ નામનું દવાના ઉપયોગનું એક વસાણું.

**અણીસું** [ સં. અણી + સહ (સાથે)] વિ. અણીદાર; અણીવાળું.

**અણુ** ૧. પું. એ નામનું એક જાતનું અનાજ; કાંગ.

૨. [સં.] પું. એક મુહૂર્તનો ૫૪૬૭૫૦૦૦મો ભાગ.

૩. પું. દ્રવ્યનો નાનામાં નાનો સ્વતંત્ર રહી શકે એટલો ભાગ; દ્વયણુકથી સૂક્ષ્મ અને પરમાણુથી મોટો કણ.

સ્વતંત્ર રહી પોતાના બધા ધર્મ બતાવી શકે એવું નાનામાં નાનું રજકણ કે જે અણુ કહેવાય છે તેનાથી પરમાણુ ભિન્ન છે.
વિજ્ઞાનપ્રવેશિકા

૪. પું. રજનો આઠમો ભાગ.

૮ અણુ = ૧ રજ; ૮ રજ = ૧ વાળ; ૮ વાળ = ૧ લિક્ષા; ૮ લિક્ષા = ૧ યૂકા; ૮ યૂકા = ૧ યવ.
નાચકિ

૫. પું. વખતનું એક માપ; ૧૬૩૮૪ ક્ષણ જેટલો વખત.

૬. પું. શિવ.

૭. પું. સાઠ પરમાણુનો બનેલો કણ.

૮. ન. (સંગીત) તાલના ૭ અંગમાંનું એ નામનું એક; માત્રાનો ચોથો ભાગ. વિરામ-અંગ, અણુદ્રુત અંગ, અર્ધચંદ્ર, કરજ, અર્ધ-બિંદુક, અર્ધદ્રુત, અ, ધનુ, એકાક્ષર, શિરસ, જાતિ, બીજ અને અનાહત એ તેનાં પર્યાય નામ છે.

૯. ન. સૂર્યના કિરણમાં ઊડતું રજકણ; આઠ છાયા જેવડો કણ. જુઓ હાથ.

છાયાની આઠ ગુણાઇ કર્યે એક અણુ થાય.
રાજવલ્લભ

૧૦. વિ. જરા જેટલું; લેશ; થોડુંક.

૧૧. વિ. મુશ્કેલીથી દેખાય એવું; અતિસૂક્ષ્મ.

**અણુઅણુ** [ સં. અન્ (નહિ) + ઉપાનહ્ (પગરખું)] વિ. અડવાણું; ઉઘાડપગું.

અણુઅણુ પગે વન વિચરિઉ,
કારણ એ મુજ દાખવિઇ.
બાલણ

**અણુક** ૧. પું. એક જાતનું અનાજ; કાંગ.

૨. [ સં. ] પું. પરમાણુ; વધારે વિભાગ થઈ શકે નહિ એવો ઘણો જ સૂક્ષ્મ અણુ.

૩. વિ. ઘણું નાનું.

૪. વિ. દ્રવ્યના ઝીણા કણ સંબંધી.

૫. વિ. હોશિયાર.

**અણુકઘટના** [સં. અણુક (પરમાણુ) + ઘટના (રચના)] સ્ત્રી. પરમાણુની રચના.

**અણુકણ** [સં. અણુ (રજકણ) + કણ (ઘણો નાનો ભાગ)] ન. રજકણથી પણ નાનો ભાગ; ઝીણામાં ઝીણો પરમાણુ.

**અણુકિરણ** [સં. અણુ (અતિસૂક્ષ્મ) + કિરણ] ન. વિદ્યુતણુ; 'ઇલેક્ટ્રોન'.

યજ્ઞકુંડની યજ્ઞશિખાઓ ઉઠ્યે છે ત્યારે મંહીથી કોઈ કોઈ સ્ફુલિંગો ઉડે છે; એથી એ ઝીણેરા આ અણુકિરણો છે.
નાનાલાલ

**અણુગણ** [સં. અણુ (રજકણ) + ગણ (સમૂહ)] પું. રજકણનો જથ્થો.

આપણી પરિષદ તે કાંઇ આકસ્મિક ધોગે એકત્ર થયેલા નિષ્ફળ પરમાણુઓ અથવા અણુગણોનો ઢગલો નથી.
નરસિંહરાવ

**અણુજ્યોતિ** [સં. અન્ (નહિ) + જ્યોતિસ્ (પ્રકાશ)] વિ. તેજ વગરનું.

**અણુતા** [સં. અણુ (કણ) + તા (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. અતિસૂક્ષ્મપણું.

**અણુતૈલ** [સં. અણુ + તૈલ (તેલ)] ન. એ નામનું એક જાતનું દવામાં વપરાતું તેલ.

**અણુત્વ** [ સં. અણુ (રજકણ) + ત્વ (નામ બનાવનાર પ્રત્યય) ] ન. બહુ બારીકાઈ; સૂક્ષ્મતા.

**અણુત્વશક્તિ** [ સં. અણુત્વ ( બારીકપણું ) + શક્તિ ] સ્ત્રી. નાનું રૂપ ધારણ કરવાની શક્તિ.
સોયના નાકામાં તંતુની જેમ પ્રવેશ થઈ શકે તેવી **અણુત્વશક્તિ.** આદિનાથચરિત્ર

**અણુદિન** [ સં. અનુદિન; પ્રા. અણુદિણ ] અ. નિત્ય; રોજ; હંમેશ.
પરપુરુષશું લાગી રમવા,
લાગ્યું અણુદિન અતિઘણું ગમવા. દયારામ

**અણુદ્રવ્ય** [ સં. અણુ ( અતિ સૂક્ષ્મ ) + દ્રવ્ય ( તત્ત્વ )] ન. શરીરની રચના કરનાર ઝીણું પરમાણુરૂપ દ્રવ્ય અથવા ધાતુ.

**અણુદ્રુત** ન. ( સંગીત ) તાલના ૭ અંગ માંહેનું એ નામનું એક. અર્ધચંદ્ર, કરજ, અર્ધબિંદુક, અર્ધદ્રુત, અ, અણુ, ધનુ, એકાક્ષર, શિરસ, અનાહત, જાતિ અને બીજ એ તેનાં પર્યાય નામ છે.

**અણુધર્મ** ૧. [ સં. અણુ ( નાનું ) + ધર્મ ( કર્તવ્ય )] પું. ગૃહસ્થધર્મ. જૈનમત પ્રમાણે સાધુધર્મ મોટો અને ગૃહસ્થધર્મ તેથી નાનો છે.
૨. પું. સૂક્ષ્મ અને સમજવો મુશ્કેલ ધર્મ.

**અણુપરમાણુ** [ સં. અણુ + પરમાણુ ] પું. પદાર્થનો સૂક્ષ્મ તથા અતિસૂક્ષ્મ ભાગ.

**અણુપૂર્વી** ૧. [ સં. આનુપૂર્વી; પ્રા. અણુપુવ્વી ( ક્રમ )] સ્ત્રી. અનુક્રમ; પરિપાટી.
૨. સ્ત્રી. ( જૈન ) જીવ એક ગતિમાંથી બીજી ગતિમાં સીધી રીતે જઈ શકે એવી નામકર્મની એક પ્રકૃતિ.
૩. સ્ત્રી. ( જૈન ) નમસ્કારમંત્રની માળા ફેરવવામાં ઉપયોગી એ નામની એક ચોપડી. તેમાં ૧ થી ૫ સુધીના આંકડા આડાઅવળા ૧૨૦ વખત ગોઠવેલા હોય છે, અને દરેક અંક નમસ્કારમંત્રના પાંચ પદમાંનું તે અંકવાળું પદ સૂચવે છે.

**અણુપ્રગ્રંથ** ૧. [ સં. અણુ ( થોડું ) + પ્ર ( અભાવ બતાવનાર ઉપસર્ગ ) + ગ્રંથ ( ધન )] પું. સાધુ.
૨. વિ. સંતોષી.

**અણુપ્રચય** [ સં. અણુ ( સૂક્ષ્મ કણ ) + પ્રચય ( સમૂહ )] પું. પરમાણુનો જથ્થો.

**અણુબલ** [ સં. અણુ ( રજકણ ) + બલ ( શક્તિ )] ન. રજકણની એકબીજાને આકર્ષવાની શક્તિ.

**અણુબિંબ** [ સં.] ન. ( વેદાંત ) ભૌતિક પદાર્થની અણુથી બનેલી મૂર્તિ.

**અણુભા** [ સં. અણુ ( થોડું ) + ભા ( તેજ )] સ્ત્રી. વીજળી. તેનું તેજ થોડી વાર ટકે છે, માટે તેને અણુભા કહે છે.

**અણુભાર** ૧. [ સં. અણુ ( રજ ) + ભાર ( વજન )] પું. ( વિજ્ઞાન ) રજકણનું વજન. ઉદકજનકવાયુના અણુના વજનને એકમ ગણી બીજાં કોઈપણ તત્ત્વના અણુનું વજન તેનાથી જેટલાગણું થાય તે તે તત્ત્વનો અણુભાર કહેવાય છે. ઉદકજનકવાયુના અણુથી સોનાનો અણુ ૯૭ગણો ભારે, અને પ્રાણવાયુનો અણુ ૧૬ગણો ભારે, માટે સોનાનો અણુભાર ૯૭ અને પ્રાણવાયુનો અણુભાર ૧૬ ગણાય છે.
૨. વિ. કણ જેટલા વજનનું.

**અણુભારાંક** [ સં. અણુભાર ( અણુનું વજન ) + અંક ( આંકડો )] પું. ( વિજ્ઞાન ) વજનના મુકાબલામાં એકમ તરીકે લેવાતું ઉદકજનકવાયુના અણુનું વજન.
રાસાયનિક તત્ત્વોને તેમના **અણુભારાંક** પ્રમાણે ગોઠવતાં. કૌમુદી

**અણુભાવ** ૧. [ સં. અનુભાવ ] પું. ( પ્રાકૃત ) કર્મના ફળમાં વધતોઓછો લેવાતો આનંદ.
૨. પું. પ્રભાવ; શક્તિ.
૩. પું. સુખ.

**અણુભાષ્ય** [ સં. ] ન. બ્રહ્મસૂત્ર ઉપર વલ્લભાચાર્યનું વિસ્તારવાળું વિવેચન.

**અણુભૌતિક** [ સં. અણુ ( સૂક્ષ્મ ભાગ ) + ભૌતિક ( વસ્તુ સંબંધી )] વિ. પદાર્થના અતિસૂક્ષ્મ ખંડના ધર્મ સંબંધી.

**અણુભૌતિકવિદ્યા** [ સં. અણુ ( સૂક્ષ્મ ભાગ ) + ભૌતિક ( પદાર્થ સંબંધી ) + વિદ્યા ( શાસ્ત્ર )] સ્ત્રી. પદાર્થના અતિસૂક્ષ્મ ખંડના ધર્મનું વર્ણન કરનારું શાસ્ત્ર.
રસાયનવિદ્યા કે જે **અણુભૌતિકવિદ્યાની** એક શાખા ગણી શકાય તેને પણ અહીં જ મૂકી શકાય. વિજ્ઞાનપ્રવેશિકા

**અણુમય** [ સં. અણુ ( સૂક્ષ્મ ભાગ ) + મય ( ભરેલું )] વિ. અતિસૂક્ષ્મ ખંડથી ભરેલું.

**અણુમાત્ર** ૧. [ સં. અણુ ( ક્ષણ ) + માત્રા ( પ્રમાણ )] સ્ત્રી. ક્ષણ; પળ.
૨. [ સં. અણુ ( રજ ) + માત્રા ( પ્રમાણ )] વિ. જરાક; રજ જેટલું; થોડું.
૩. અ. જરા પણ; તલભાર; લગાર પણ.
જનાર્દન જાણજે, સુણજે માનવી,
દુ:ખ નાવઇ **અણુમાત્ર.** ઉષાહરણ

**અણુમાન** ૧. [ સં. અણુ + માન ( પ્રમાણ )] પું. અણુમાં પરમાણુની સંખ્યા.
૨. વિ. એક અણુ જેટલું.
ત્હેની પદરજ આગળે હમે સર્વે ખરે **અણુમાન.** નરસિંહરાવ

**અણુમૂળતત્ત્વ** [ સં. અણુ ( સૂક્ષ્મ ) + મૂલ ( મૂળ ) + તત્ત્વ ( પદાર્થ )] પું. મૂળતત્ત્વના બે પ્રકારમાંનો એ નામનો એક; સૂક્ષ્મ મૂળતત્ત્વ.
મૂળતત્ત્વના બે મુખ્ય વિભાગ થઈ શકે છે: (૧) **અણુમૂળતત્ત્વ;** (૨) સ્થૂળમૂળતત્ત્વ. ગુ. સા. પરિષદ

**અણુયોગ** ૧. [ સં. અણુ ( થોડુંક ) + યોગ ( સંબંધ )] પું. ટૂંક પરિચય; થોડો સંબંધ.
૨. પું. વ્યાખ્યા.

**અણુરણ** અ. લગાર પણ.

**અણુરેણુ** [ સં. અણુ ( બારીક ) + રેણુ ( રજ )] સ્ત્રી. રજકણ.

**અણુલુતા** પું. એક જાતનો કરોળિયો.

**અણુવાદ** ૧. [ સં. અણુ ( પરમાણુ ) + વાદ ( સિદ્ધાંત )] પું. પદાર્થના અણુને નિત્ય માનનાર મત; પરમાણુઓ જગતનું કારણ છે એવો સિદ્ધાંત; પરમાણુવાદ; આરંભવાદ. નૈયાયિકો તથા વૈશેષિકો આ મતને માને છે.
૨. પું. ( વિજ્ઞાન ) બે અથવા વધારે તત્ત્વનો સંયોગ તેમના અણુના લાક્ષણિક વજનના પ્રમાણમાં થાય એવો ડાલ્ટન નામના એક અંગ્રેજ વિદ્વાને શોધેલો સિદ્ધાંત; ડાલ્ટનવાદ.

**અણુવાદી** [ સં. અણુ + વાદિન્ ( માનનાર )] વિ. અણુવાદમાં માનનાર.

**અણુવીક્ષણ** ૧. ન. પારકાનો દોષ જોવાપણું; બીજાની ખામી કાઢવાનું કામ.
૨. [ સં. અણુ સૂક્ષ્મ ભાગ ) + વીક્ષણ ( જોવું )] ન. બહુ નાનો ભાગ જોવાનું કામ.
૩. ન. સૂક્ષ્મદર્શકયંત્ર; કોઈ પદાર્થનો બહુ બારીક ભાગ જોવા માટે વપરાતું યંત્ર.

**અણુવીક્ષણમંડલ** ન. ( જ્યોતિષ ) એ નામનું એક નક્ષત્ર.

**અણુવ્રત** [ સં. અણુ ( નાનું ) + વ્રત ( ધાર્મિક નિશ્ચય )] ન. ( જૈન ) ગૃહસ્થનું વ્રત. જૈનધર્મ પ્રમાણે વ્રતના મહાવ્રત અને અણુવ્રત એમ બે પ્રકાર છે. મહાવ્રત એટલે કે મોટાં વ્રત યતિ માટે અને અણુવ્રત એટલે કે નાનાં વ્રત ગૃહસ્થ માટે છે. અણુવ્રતના (૧) પ્રાણાતિપાતવિરમણ, (૨) મૃષાવાદવિરમણ, (૩) અદત્તાદાનવિરમણ, (૪) મૈથુનવિરમણ અને (૫) પરિગ્રહવિરમણ એમ પાંચ પ્રકાર છે.
અલ્પ અંશે વિરતિ તે **અણુવ્રત** અને સર્વાંશે વિરતિ તે મહાવ્રત. તત્ત્વાર્થસૂત્ર

**અણુવ્રતધારી** [ સં. અણુવ્રત ( નાનું વ્રત ) + ધારિન્ ( ધારણ કરનાર )] વિ. ( જૈન ) નાનું વ્રત કરનાર; શ્રાવકનાં વ્રત પાળનાર. જુઓ અગારીવ્રતી.

**અણુવ્રતધારી શ્રાવક** [ સં. અણુવ્રતધારિન્ ( નાનું વ્રત કરનાર ) + શ્રાવક ( જૈન ગૃહસ્થ )] પું. ( જૈન ) અણુવ્રત અંગીકાર કરનાર ગૃહસ્થ.

જે અહિંસા આદિ વ્રતોને સંપૂર્ણપણે સ્વીકારવા સમર્થ ન હોય અને છતાં ત્યાગવૃત્તિ હોય તો તે ગૃહસ્થ મર્યાદામાં રહી પોતાની ત્યાગવૃત્તિ પ્રમાણે એ વ્રતો અલ્પાંશે સ્વીકારે છે; એવો ગૃહસ્થ **અણુવ્રતધારી શ્રાવક** કહેવાય છે. તત્ત્વાર્થસૂત્ર

**અણુવ્રીહિ** [સં. અણુ (નાનું) + વ્રીહિ (ચોખા)] પું. ઊંચા પ્રકારના એક જાતના ઝીણા ચોખા; મોતીચૂર ચોખા.

**અણુસમૂહ** [ સં. અણુ + સમૂહ ( જથ્થો )] પું. ( રસાયન ) અણુઓનો જથ્થો. રસાયનિક સંયોગ માટે અમુક તત્ત્વનો એક અણુ બીજા તત્ત્વના એક જ અણુ સાથે મળે એમ નથી હોતું, પણ એક તત્ત્વનો એક અણુ બીજાના એક, બે, ત્રણ કે વધારે અણુ સાથે જોડાય છે. આવી રીતે રસાયનિક સંયોગ માટે એક જ તત્ત્વના એકથી વધારે અણુ ભેગા થાય તે અણુસમૂહ. બે અણુના સમૂહને દ્વ્યણુક અને ત્રણ દ્વ્યણુકના સમૂહને ત્ર્યણુક કહેવાય છે.

**અણુસૂત્ર** [સં. અણુ ( નાનામાં નાનો ભાગ ) + સૂત્ર ( સંકેત રૂપ )] ન. અણુઓના ભેગા થવાથી બનતું મિશ્રણ બતાવવા માટે સંકેત રૂપ.

**અણુસ્રાવ** પું. નીકળવાપણું; નિઃસરણ.

**અણુહ** પું. (પુરાણ) સોમવંશી નહુષકુળમાં યયાતિરાજાના દીકરા પુરુરાજાના વંશના વિભ્રાજ અથવા પારરાજાનો એ નામનો પુત્ર. તેનું બીજું નામ નીપ હતું. તે શુક્રાચાર્યની દીકરી કીર્તિમતીને પરણ્યો હતો.

કીર્તિમતી નામની પોતાની દીકરીને શુક્રાચાર્યે વિભ્રાજના દીકરા મહાત્મા **અણુહ**રાજાને આપી હતી. ભગવતી ભાગવત

**અણુહાણું** [સં. અન્ (નહિ) + ઉપાનહ્ ( જોડો )] વિ. પગરખાં વિનાનું; અડવાણું.

એક માંદા એક ન સકઇ ઊઠિ,
એક **અણુહાણા** ઊઘાડા. કાન્હડદેપ્રબંધ

**અણું** ૧. અ. ( વ્યાકરણ ) ધાતુ ઉપરથી નામ બનાવનાર પ્રત્યય. જેમકે, કૂટ + અણું = કૂટણું; ભર + અણું = ભરણું; દળ + અણું = દળણું.

૨. અ. ( વ્યાકરણ ) ધાતુ ઉપરથી વિશેષણ બનાવનાર પ્રત્યય. નરજાતિમાં અણો, નારીમાં અણી અને નાન્યતરમાં અણું આવે છે. જેમકે, ધાવણો-ધાવણી-ધાવણું.

**અણુંઆણું** [સં. અન્ (નહિ) + ઉપાનહ્ (પગરખું )] વિ. (જૂ. ગુ.) અડવાણું; ઉઘાડું.

પુત્રજી **અણુંઆણે** પાએ ચાલવું જી. કાવ્યસંચય

**અણૂજો** [ સં. અન્ ( નહિ ) + ઉદ્યોગ ( કામ ); પ્રા. અણુજ્જોઅ, અણુજ્જોઉ ] પું. પાખીનો દિવસ; કારીગરનો રજાનો દિવસ; અકતો.

**અણૂરુ** [ સં. અન્ ( નહિ ) + ઉરુ ( ઘણું )] વિ. ( જૂ. ગુ. ) ઓછું.

લાગૂ વલી **અણુરુ** માનિ,
જોતાં આવઇ મરણ નિદાનિ. કાન્હડદેપ્રબંધ

**અણો** અ (વ્યાકરણ) ધાતુ ઉપરથી વિશેષણ બનાવનાર પ્રત્યય. જુઓ અણું ૨.

**અણોજો** [સં. અન્ (નહિ) + ઉદ્યોગ (કામ)] પું. અકતો; અણૂજો.

રોજ આઠ દશ આના મેળવે તેમાં મહિનામાં ચાર **અણોજા**. વિજ્ઞાનવિલાસ

**અણોદરી** ૧. [સં. ઊન (ઓછું) + ઉદર (પેટ)] સ્ત્રી. (જૈન) દરરોજ ઓછું ઓછું જમવાનું તપ.

૨. [સં. અન્ ( અલ્પ ) + ઉદર ( પેટ )] વિ. સ્ત્રી. નાજુક-પેટવાળી; પાતળી કમરવાળી; અનુદરી.

**અણોદરું** વિ. (ગ્રામ્ય) ઘાટ વિનાનું; રૂપ વગરનું.

**અણોસરું** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉત્સાહ ( ઉમંગ )] વિ. ઉદાસ; ખિન્ન.

અંતર મારૂં **અણોસરું**, વણ દીઠે વ્રજચંદ. નિષ્કુળાનંદ

૨. વિ. ઓશિયાળું; ગરજને લીધે પરાધીન.

**અણોસરાંય** અમે, ટોડાઝલ ટળિયાં નહિ,
મેણીઆત રાખ્યાં મે! જામોકામી જેઠવા! મેહ-ઉજળીનો દુહો

૩. વિ. ઝાંખું; ઓછા તેજવાળું.

અલ્પ દુઃખે **અણોસરો**,
રાતદિવસ રહે હૃદયમાંય. મુક્તાનંદ

૪. વિ. ( ગ્રામ્ય ) મંદ ઉત્સાહવાળું.

**અણોહરું** જુઓ અણોસરું.

**અણ્વાંતરિક** [સં. અણુ ( નાનો ભાગ ) + આંતરિક ( અંદરનું )] વિ. અણુની અંદરનું.

**અત્** ૧. [ સં.] અ. ક્રિ. ( ધાતુ ) જવું.

૨. સ. ક્રિ. બાંધવું.

**અત** ૧. [ સં. અતિ ] વિ. ઘણું.

પિયરિયું **અત** વાલું રે,
ના મા નૈં જઉં સાસરિયે રે. સ્ત્રીગીત

૨. અ. ભાવવાચક નામ બનાવનાર પ્રત્યય. જેમકે, રમત, ગમત.

૩. અ. ( જૂ. ગુ. ) વર્તમાન કૃદંતનો પ્રત્યય. જેમકે, કરતઉ, કરતી, કરતઉં.

૪. અ. (વ્યાકરણ) સાંકેતિક ભવિષ્યકાળના રૂપનો પ્રત્યય; ક્રિયાતિપત્ત્યર્થનો પ્રત્યય. જેમકે, જમત, રમત, દોડત, ભણત.

**અતએવ** [સં. અતઃ ( એથી ) + એવ ( જ )] અ. એટલા જ માટે; એ જ કારણે; તેથી જ.

**અતગ** [ સં. અ ( નહિ ) + સ્તગ્ ( ઢાંકવું )] વિ. ઘણું; પુષ્કળ; અથાગ.

**અતઘણું** [અતિ ( બહુ ) + ઘણું] વિ. અતિશય; ઘણું ઝાઝું.

સોનું રૂપું **અતઘણું** રાજાના ઢોલા,
પિત્તળનો નૈ પાર વારી જાઉં ઢોલા. રઢિયાળી રાત

**અતજજ્ઞ** [ સં. અ ( નહિ ) + તદ્ ( તે ) + જ્ઞ ( જાણનાર )] વિ. નહિ જાણનાર; અજ્ઞાન.

**અતટ** ૧. પું. ઝરૂખો.

૨. પું. ડુંગરની કરાડ.

મઠની ઓસરીમાંથી એક બારી પર્વતના એક ઊંડા **અતટ** ભાગ ઉપર પડતી હતી. સરસ્વતીચંદ્ર

૩. પું. પૃથ્વીનો નીચો ભાગ.

૪. [સં. અ ( નહિ ) + તટ ( કિનારો )] વિ. કિનારા વગરનું.

૫. વિ. સીમા વગરનું; હદ વિનાનું; અસીમ.

**અતટપ્રપાત** [ સં. અતટ ( ડુંગરની કરાડ ) + પ્રપાત ( ફડકો )] પું. પર્વતની કરાડ ઉપરથી મરાતો ભૂસકો.

**અતડાઈ** (અતડાઈ) ૧. [ અતડું (તોછડું) + આઈ ( નામ બનાવનાર પ્રત્યય )] સ્ત્રી. અસભ્યતા; તોછડાપણું.

૨. સ્ત્રી. કોઈ સાથે હળેમળે નહિ એવો સ્વભા

૩. સ્ત્રી. તોર; મિજાજ.

૪. સ્ત્રી. બેડોળપણું.

૫. સ્ત્રી. બોલવામાં સંકોચ.

**અતડાપણું** જુઓ અતડાઈ.

**અતડું** (અતડું) ૧. વિ. ઓછું બોલનાર; બોલવામાં સંકોચ રાખનાર.

૨. વિ. તોછડું; ઉદ્ધત.

૩. વિ. તોરી; મિજાજી.

૪. વિ. વરવું; અડવું.

૫. વિ. હળેમળે નહિ એવું.

**અતત્** ૧. [ સં. અ ( નહિ ) + તત્ ( તે )] ન. તે નહિ પણ તેથી બીજી વસ્તુ.

૨. [ સં. અ ( નહિ ) + તત્ ( બ્રહ્મ )] ન. બ્રહ્મથી જુદી વસ્તુ. કોઈપણ વસ્તુ તેનાથી બીજી બધીનો નિષેધ કરીને જ્ઞા

કરાવવું હોય ત્યાં આ શબ્દ સમાસના અવયવ-રૂપે વપરાય છે. જેમકે, અતન્નિરસન, અતદ્વ્યાવૃત્તિ.

૩. ન. બ્રહ્મથી જુદો અને અવિદ્યાથી સ્થપાયેલ સંસાર. વેદાંતમતે તે અસત્ય એટલે મિથ્યા છે તેથી અતત્ કહેવાય છે.

જે અવ્યય અખંડાનંદ એક,
**અતત્**ની વ્યાવૃત્તિ રૂપે કરી. મનઃસુખરામ

**અતત્ત્વ** ૧. [સં. અ (નહિ) + તત્ત્વ (મૂળ રૂપ)] ન. અસત વસ્તુ; હયાતી નહિ ધરાવતી વસ્તુ.
૨. ન. આભાસ; ભ્રમ.

**અતત્ત્વાભિનિવેશ** [સં. અતત્ત્વ (અસત વસ્તુ) + અભિનિવેશ (આગ્રહ)] પું. ખોટી બાબતને પકડી રાખવાનો હઠ; ખોટી વાતનો આગ્રહ.

**અતત્ત્વાર્થ** ૧. [સં. અ (નહિ) + તત્ત્વાર્થ (મૂળ સત્ય)] પું. અસત; મિથ્યા વસ્તુ.
૨. [સં. અ (નહિ) + તત્ત્વાર્થ (ખરું તત્ત્વ)] પું. અસત્ય અર્થ; ખોટું તાત્પર્ય.

**અતથ** [સં. અ (નહિ) + તથ્ય (સત્ય)] ન. અસત્ય; જૂઠાણું.

**અતથ્ય** ૧. [સં. અ (નહિ) + તથ્ય (સાચું)] ન. જૂઠી વાત.
૨. વિ. અણસરખું.
૩. વિ. જૂઠું; ખોટું.
૪. વિ. નાપસંદ; અણગમતું.
૫. વિ. સાર વગરનું.

**અતથ્યતા** [સં. અતથ્ય (ખોટું) + તા (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. અસત્યપણું; જૂઠાણું.

**અતથ્યાંશ** [સં. અતથ્ય (જૂઠાણું) + અંશ (ભાગ)] પું. અસત્યનો ભાગ.

**અતદ્ગુણ** [સં. અ (નહિ) + તદ્ (તે) + ગુણ] પું. પોતાના ગુણધર્મ છોડી પાસેની બીજી ઉત્તમ વસ્તુના ગુણધર્મ ન લીધા હોવાનું જણાવનાર એ નામનો એક અર્થાલંકાર. જેમકે, ગંગાનાં નીર ધોળાં છે ને જમનાનાં નીર કાળાં છે; છતાં પણ હે હંસ! તારી ધોળાશ વધીઘટી નહિ.

**અતદ્ગુણસંવિજ્ઞાન** [સં. અ (નહિ) + તદ્ (તે) + ગુણ + સંવિજ્ઞાન (જ્ઞાન)] પું. (વ્યાકરણ) બહુવ્રીહિ સમાસનો એ નામનો એક ભેદ. દૃષ્ટસાગર કે કૃતાર્થ પુરુષને લાવ, એમ કહેવાથી જેણે સાગર જોયો છે એવો, કે અર્થ સફળ થયા છે જેના એવો પુરુષ માત્ર આવે. પરંતુ તે પુરુષને જોવાથી તેના ગુણનું એટલે કે તેણે દીઠેલા દરિયા કે તેના સફળ થયેલા મનોરથનો લાવવાની ક્રિયા સાથે સંબંધ છે એવું જ્ઞાન થતું નથી. માટે એવો સમાસ અતદ્ગુણસંવિજ્ઞાન બહુવ્રીહિ કહેવાય છે.

**અતદ્વ્યાવૃત્તિ** [સં. અ (નહિ) + તદ્ (તે) + વ્યાવૃત્તિ (જુદું પાડવાપણું)] સ્ત્રી. અસત્ય કે મિથ્યા વસ્તુનો નિષેધ કરી સત્યનું સ્થાપન કરવા માટે દલીલ કે તર્ક કરવાની એ નામની એક રીત. બ્રહ્મનું પ્રતિપાદન કરવા માટે અસત્ય સંસારથી શરૂ કરી 'આ સત્ય નથી, આ સત્ય નથી,' એમ બધા દેખાતા પદાર્થનો નિષેધ કરતાં કરતાં બ્રહ્મને પહોંચી તે નિત્ય હોઈ તે જ સત્ય છે એમ સિદ્ધ કરવું તે અતદ્વ્યાવૃત્તિ કહેવાય.

મહિમા આ તારો મન વચન પંથેથી પર જે,
**અતદ્વ્યાવૃત્તિથી** ચકિત રીતથી યે શ્રુતિ વદે.
મહિમ્નજયશંકરસ્તોત્ર

**અતન** ૧. [સં. અ (નહિ) + તનુ (શરીર)] પું. અનંગ; કામદેવ. તે શરીર વિનાનો મનાય છે.

મૃદુ મુખથી થાયે બંસીનાદ,
સુણી જોઇ સખી થાયે,
અંતરમાંહી **અતન**ને ઉન્માદ. કાવ્યશાસ્ત્ર

૨. પું. (પિંગળ) એક જાતનો ૩૬ ગુરુ અને ૮૪ લઘુ મળી ૧૨૦ વર્ણ અને ૧૫૬ માત્રાનો વિષમજાતિ છંદ. એ ષટ્પદીછપ્પયનો એક ભેદ છે.
૩. વિ. દેહ વગરનું; શરીર કે આકાર વિનાનું; નિરાકાર.

ઉપમાન ઉપમેય કથનજી,
ન ઘટે જ્યાં એક બ્રહ્મ **અતન**જી. દયારામ

**અતનમતન** સ્ત્રી. ખુલ્લી જગામાં રમાતી એ નામની એક રમત. તેમાં રમનારની સંખ્યા બેકી જોઈએ. પ્રથમ એક રમનારને માથે દાવ ઠરાવવામાં આવે. તે દાવ દેનાર ઘોડી થાય. તેના પર બીજો એક રમનાર બેસી પોતાના હાથનાં મરજી પડે તેટલાં આંગળાં ઊંચાં કરી હલાવતાં હલાવતાં તે ઘોડી થયેલને પૂછે કે અતનમતન, ઘોડી છપા, બાવન ઝાડ કેટલાં? જેટલાં આંગળાં ઊંચાં કર્યાં હોય તેટલાં જ તે કહે તો તેને માથેથી દાવ ઊતરે, ઉપર બેસનાર ઘોડી થાય અને તે તેના ઉપર બેસે. પછી તે પણ અગાઉ માફક આંગળાં ઊંચાં કરી પૂછે, જો ઘોડી થનારે કહેલી આંગળાંની સંખ્યા ખોટી પડે તો તેને માથે દાવ કાયમ રહી તેણે ઉપર બેઠેલ રમનારને ઊચકીને દસ હાથ દૂર લઈ જવું પડે. રમનારની સંખ્યા બે કરતાં વધારે હોય તો બબ્બેનાં જોડકાં થઈ ઉપર મુજબ રમાય છે.

**અતનુ** ૧. [સં. અ (નહિ) + તનુ (શરીર)] પું. અનંગ; કામદેવ; મદન.

મદાલસા મન મગ્ન અતિશે,
તેના તનમાં **અતનુ** પેઠો. પ્રેમાનંદ

૨. [સં. અ (નહિ) + તનુ (પાતળું)] વિ. જાડું; ઘટ્ટ.
૩. [સં. અ (નહિ) + તનુ (શરીર)] વિ. દેહ વિનાનું; આકાર વગરનું.
૪. [સં. અ (નહિ) + તનુ (થોડું)] વિ બહુ; ઘણું.

**અતનુ** વિતનુતાપથી તવાઈ,
જ્યમસ્તમ આવી નિરા રીસે ભરાઈ.
ગીતગોવિંદ

૫. [સં. અ (નહિ) + તનુ (નાનું)] વિ. મોટું.

**અતનુજ્વર** [સં. અતનુ (કામદેવ) + જ્વર (તાવ)] પું. વિષયવાસનારૂપી તાવ; કામની પીડાથી આવેલો તાવ.

**અતનુતાપ** [સં. અતનુ (અનંગ) + તાપ (દુઃખ)] પું. કામપીડા; મૈથુનની અત્યંત ઇચ્છારૂપી દુઃખ.

**અતનૂર્ણ** ૧. [સં. અતનુ (જાડું) + ઊર્ણ (ઊન)] ન. ખરસટ ઊન; જાડું ઊન.
૨. વિ. જાડા ઊનનું.

**અતનૂર્ણ** વસ્ત્રને સેવી સહુ હિમકાળ નિર્ગમે.
દયારામ

**અતન્ય** [સં. અ (નહિ) + તન્ય (લંબાવાય એવું)] વિ. તાર ન ખેંચાય એવું.

**અતન્યતા** [સં. અતન્ય (તાર ન ખેંચાય એવું) + તા (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. તાર ખેંચી ન શકાય તેવું હોવાપણું.

**અતપ** ૧. પું. (બૌદ્ધ) એ નામનો દેવનો એક વર્ગ.
૨. વિ. કામધંધા વગરનું.
૩. [સં. અ (નહિ) + તપ્ (તપવું)] વિ. ટાઢું; ઠંડું; નહિ તપેલું.
૪. વિ. તાપ વગરનું; તાપ પડતો ન હોય એવું.
૫. વિ. ન તપે એવું.
૬. વિ. શાંત; અણઉશ્કેરાયેલ.
૭. વિ. સાદું; ડોળ વિનાનું; આડંબર વગરનું.

**અતપસ્ક** ૧. વિ. તપ ન કરનારું.
૨. [સં. અ (નહિ) + તપસ્ (તપ) + ક (વાળું)] વિ. તપ વગરનું.

**અતપ્ત** ૧. [સં. અ (નહિ) + તપ્ત (તપેલું)] વિ. ગરમ ન હોય તેવું.
૨. વિ. નહિ પાકેલું.
૩. વિ. શાંતિવાળું; ઉશ્કેરાયા વિનાનું.

**અતપ્તતનુ** ૧. [ સં. અતપ્ત ( ઠંડું ) + તનુ ( શરીર ) ] ન. તપાવેલાં છાપાંથી શરીર પર છાપ લીધા વગરનું માણસ.
૨. વિ. ઠંડા શરીરવાળું.
૩. [ સં. અ ( નહિ ) + તપ્ત ( તપાવેલું ) + તનુ ( કાયા ) ] વિ. તપ વડે પોતાના શરીરને તપાવેલું ન હોય એવું.
૪. વિ. શરીર પર તપાવેલી છાપ પડાવી ન હોય એવું; વિષ્ણુનાં ચાર ચિહ્નની છાપ શરીર પર પડાવ્યા વગરનું.

**અતબાક** સ્ત્રી. અનાજમાંથી વેલબુટ્ટા બનાવવાની એ નામની એક કળા.
એમની એક કળા અતબાક પણું છે એટલે કે ઘઉં અને જવ વગેરેમાંથી જાતજાતના ઘણા ખૂબસુરત વેલબુટ્ટા બનાવે છે. પ્રસ્થાન

**અતબેગી** પું. ( તુર્કી ) ઘોડારનો ઉપરી અમલદાર.
શહેનશાહના તમામ ઘોડા અતબેગીની દેખરેખ નીચે રહે છે. આઇને અકબરી

**અતમ** [ અ. ] ન. દાડમનું ફૂલ.

**અતમા** ૧. [ અ. તમા ( પરવા )નું બહુવચન ] સ્ત્રી. બેદરકારી; બેપરવાઈ.
૨. વિ. બેપરવા; દરકાર ન રાખે એવું; ગરજ વિનાનું.
૩. [ અ ( નહિ ) + તમા ( લોભ ) ] વિ. લોભ વગરનું; લાલચ વિનાનું.
૪. વિ. શેખી કરનાર; બડાઈખોર; દાંભિક.

**અતમામ** ૧. પું. પરિવાર; ખટલો.
૨. [ અ. તમામ ( સંપૂર્ણ )નું બહુવચન ] પું. રસાલો.

**અતમી** ૧. [ અ ( નહિ ) + તમા ( પરવા ) ] વિ. બેદરકાર; બેતમા; ગરજ ન રાખે એવું.
૨. વિ. શેખીખોર; દંભી; બડાઈ કરનાર.

**અતર** ૧. [ સં. અ ( નહિ ) + તૄ ( ઓળંગવું ) ] પું. સમુદ્ર.
૨. [ અ. ઇત્ર ] ન. ( હિંદી ) ફૂલ વગેરે સુગંધી પદાર્થનો અર્ક; અત્તર.
૩. [ સં. અ ( નહિ ) + તર ( તરી જનાર ) ] વિ. તરવાને અશક્ત; તરી ન શકે એવું.
૪. વિ. તરી ન શકાય એવું.

**અતરગળ** સ્ત્રી. અંતરગળ; વધરાવળ; વૃષણમાં આંતરડું, પવન, રસ કે પાણી ઊતરવાનો રોગ.

**અતરઘડી** [ અત્તર ( અહીં ) + ઘડી ( વખત ) ] અ. હમણાં જ; અબઘડી.

**અતરડી** ( અતરડ઼ી ) ૧. સ્ત્રી. નાનો અતરડો; નાની કાનસ; રેતડી; અરતડી.
૨. [ અ ( વિશેષ ) + તિર્યંચ્ ( વાંકું ) ] વિ. સ્ત્રી. ઘસાતું બોલનારી; કડવું બોલનારી.
અતરડી જીભ = (૧) કડવી બોલી; તીખી વાણી. (૨) બીજાના દોષ જોવાનો સ્વભાવ.

**અતરડો** પું. ધાતુ ઘસી કાઢવાનું ખરા લોઢાનું ઓજાર; મોટી કાનસ; અરતડો.

**અતરણી** પું. ( પિંગળ ) એક જાતનો ૧૧ ગુરુ અને ૭૪ લઘુ મળી ૮૫ અક્ષર અથવા ૯૬ માત્રાનો એક છંદ. તે માર્તંડનો એક ભેદ છે.

**અતરદાન** [ ફા. ઇત્રદાન ] ન. અત્તરદાની; અત્તરિયું; અત્તરમાં બોળેલાં રૂનાં પૂમડાં રાખવાનું વાસણ.

**અતરદાની** જુઓ અતરદાન.

**અતરપગલે** [ અત્તર ( અહીં ). + પગલું ( ડગલું ) ] અ. હાલઘડી; હમણાં જ; આ પગલે.
ભગવતી અતરપગલે મહેલની ટોચના દંતમંદિરે ગયા છે. કેશવ હર્ષદ

**અતરલ** ૧. [ સં. અ ( નહિ ) + તરલ ( હારનો વચલો મણિ ) ] પું. ચગદા વગરનો હાર.
૨. [ સં. અ ( નહિ ) + તરલ ( પાતળું ) ] વિ. ઘાટું; ગાઢ.
૩. [ સં. અ ( નહિ ) + તરલ ( ચંચળ ) ] વિ. ચંચળતા વિનાનું; ઠરેલ.

**અતરવારણું** ન. ઉપવાસના દિવસની આગલી સાંજે કરવામાં આવતું ભોજન.

**અતરસ** સ્ત્રી. ખાવાપીવાની વસ્તુ અન્નનળીને બદલે શ્વાસનળીમાં જવાથી થતી મૂંઝવણ.
અતરસ જવું = ઉતાવળે ખાતાંપીતાં ખોરાક કે પ્રવાહીનું નાક વાટે બહાર નીકળવું.

**અતરંગ** ૧. પું. ( હિંદી ) લંગર ઉઠાવવાની ક્રિયા.
અતરંગ કરવો = લંગર ઉઠાવવું.
૨. વિ. આધાર વગર લટકતું.
૩. વિ. ઇલાયદું; જુદું.
૪. [ સં. અ ( નહિ ) + તરંગ ( મોજું ) ] વિ. મોજાં વિનાનું; તોફાન વગરનું.
૫. અ. અધ્ધર; ટેકા વિના.

**અતરાઈ** સ્ત્રી. ( કચ્છી ) મોટાઈનો દેખાવ.

**અતરાપ** ૧. [ અ. અતરાફ ( તર્ફ-બાજુ-નું બહુવચન ) ] સ્ત્રી. ચારે દિશા.
૨. અ. આજુબાજુ; અતરાફ; આસપાસ.

**અતરાપતરી** અ. એકદમ; એકાએક.

**અતરાપી** ૧. [ અ. અતરાફ ( તર્ફ-બાજુ-નું બહુવચન ) ] ન. ત્રાહિત માણસ; લાગતુંવળગતું ન હોય એવી વ્યક્તિ.
૨. ન. બહારનું માણસ; પરદેશી જન.
૩. વિ. તટસ્થ; ત્રાહિત.
૪. વિ. બહારનું; આજુબાજુના પ્રદેશનું.
૫. [ સં. અત્ર ( અહીં ) + અપિ ( પણ ) ] અ. અહીં પણ.
૬. અ. તોપણ.

**અતરાપુ** જુઓ અતરાપી ૧, ૨, ૩, ૪.

**અતરાફ** ૧. [ અ. તર્ફ ( બાજુ ) નું બહુવચન ] સ્ત્રી. ચારે દિશા.
૨. અ. આજુબાજુ; અતરાપ; આસપાસ.

**અતરાફીરવાના** [ અ. અતરાફ ( તર્ફ-બાજુ-નું બહુવચન ) + ફા. રવાના ( નિકાસ ) ] પું. ( હિંદી ) દાણ લેવાના નાકામાંથી માલ પસાર થવા દેવાનો પરવાનો.

**અતરાવણ** સ્ત્રી. શિખરનો ઉપલો ભાગ.

**અતર્રિશ** પું. દરગી લોકનો એ નામનો એક કબીલો.

**અતરીઆળ** અ. અધવચ; અંતરિયાળ.

**અતરીલઆલ** સ્ત્રી. ( યુનાની ) એ નામની એક વનસ્પતિ; અઘેડી.

**અતરૂષ** [ સં. અટરૂષ ] પું. એક જાતની ઔષધિ; અરડુસો; વાસક.

**અતરે** ૧. [ સં. અત્ર ] અ. અહીં; આ ઠેકાણે.
૨. અ. આ જગાએથી; અત્રેથી.
૩. અ. ( કચ્છી ) એટલા માટે; એ ઉપરથી.
૪. અ. ( કચ્છી ) એટલે; અર્થાત્.

**અતર્ક** ૧. [ સં. અ ( નહિ ) + તર્ક ( કલ્પના ) ] પું. કલ્પનાનો અભાવ.
૨. [ સં. અ ( અયોગ્ય ) + તર્ક ( દલીલ ) ] પું. ખોટી દલીલ; મિથ્યા વાદ.
૩. [ સં. અ ( અયોગ્ય ) + તર્ક ( અનુમાન ) ] પું. ખોટું અનુમાન.
૪. [ સં. અ ( નહિ ) + તર્ક ( ન્યાય ) ] વિ. ન્યાય વિરુદ્ધ; તર્કશાસ્ત્રના નિયમથી ઊલટું.
૫. [ સં. અ ( નહિ ) + તર્ક્ ( ધારવું ) ] વિ. વિચારી ન શકાય એવું; અચિંત્ય.

**અતર્કિત** ૧. [ સં. અ ( નહિ ) + તર્કિત ( ધારેલું ) ] વિ. અકલ્પિત; અણચિંતવ્યું.
૨. વિ. ઓચિંતું.
૩. વિ. વિચારમાં ન આવ્યું હોય એવું; નહિ વિચારેલું.

**અતર્ક્ય** ૧. [ સં. અ ( નહિ ) + તર્ક્ ( ધારવું ) ] વિ. અણધાર્યું.
૨. [ સં. અ ( નહિ ) + તર્ક્ય ( વિચારમાં આવે એવું ) ] વિ. કલ્પના બહારનું; વિચારમાં ન આવી શકે એવું.
૩. વિ. કારણ ન સમજી શકાય એવું.

૪. વિ. નહિ વિચારવા જોગ.

**અતકર્યતા** [ સં. અતકર્ય ( વિચારમાં ન આવી શકે એવું ) + તા ( પણું ) ] સ્ત્રી. વિચારમાં ન આવી શકે એવી સ્થિતિ.

**અતર્પણીય** [ સં. અ ( નહિ ) + તૃપ્ ( સંતોષવું ) ] વિ. સંતુષ્ટ કરી ન શકાય એવું.

**અતલ** ૧. પું. શિવ.

૨. પું. સુમાત્રા બેટ.

૩. [સં.] ન. એ નામનું પહેલું પાતાળ. અતલ, વિતલ, સુતલ, મહાતલ, રસાતલ, તલાતલ અને પાતાલ એ સાત પાતાળ છે.

અતલ નામના પહેલા સુંદર પાતાળમાં મય-દાનવ નામનો મહાઅભિમાની બળદેવ રહે છે. — ભગવતી ભાગવત

૪. [ સં. અ ( નહિ ) + તલ ( તળિયું ) ] વિ. અતાગ; અગાધ; ઘણું ઊંડું; તળિયા વગરનું.

તારાભર્યું અતલ વિસ્તૃત વ્યોમ સર્વું. — નાનાલાલ

**અતલગ** વિ. બહુ નજીક; અત્યંત પાસે.

**અતલગનું** [ સં. અતિ ( ઘણું ) + લગ્ન ( લગાયેલું ) ] વિ. ઘણું નજીકનું; બહુ પાસેનું.

અતલગનું સગું = નજીકનું સંબંધી.

**અતલસ** [ અ. અત્લસ્ ( રેશમી ) ] સ્ત્રી. એ નામનું એક જાતનું નરમ રેશમી કાપડ.

**અતલસી** [ અ. અત્લસ્ ( રેશમી ) ] વિ. અતલસનું.

**અતલસ્પર્શ** ૧. [ સં. અતલ ( પહેલું પાતાળ ) + સ્પર્શ ( અડકવાની ક્રિયા ) ] વિ. અગાધ; બહુ ઊંડું.

૨. વિ. અપાર; પાર ન પમાય એવું.

૩. [ સં. અ ( નહિ ) + તલ ( તળિયું ) + સ્પર્શ ] વિ. ઉપરચોટિયું; ઉપલક.

**અતલસ્પર્શી** ૧. [ સં. અ ( નહિ ) + તલ ( તળિયું ) + સ્પર્શિન્ ( અડનાર ) ] વિ. તળિયાને ન અડતું હોય એવું; ઉપરછલ્લું.

૨. [ સં. અતલ ( પહેલું પાતાળ ) + સ્પર્શિન્ ( અડકનાર ) ] વિ. પાતાળને અડનાર.

૩. વિ. બહુ ઊંડું; અગાધ.

૪. વિ. બહુ ગહન.

એ અતલસ્પર્શી ગંભીર દુઃખની પ્રેરણા વડે કેટલાંક કાર્ય પ્રવર્તિત થયાં છે. — વિશ્વજ્યોતિ

**અતલાદિસપ્તક** [ સં. અતલ ( પહેલું પાતાળ ) + આદિ ( વગેરે ) + સપ્તક ( સાતનો સમૂહ ) ] ન. અતલ, વિતલ, સુતલ, તલાતલ, રસાતલ, મહાતલ અને પાતાલ એ સાત પાતાળનો સમૂહ.

**અતવખ** [ સં. અતિવિષા ] ન. હિમાલય ઉપર અને મારવાડમાં થતો એક જાતનો છોડ તેમ જ તેનું કળીના આકારનું મૂળિયું. બધી જાતના તાવમાં તથા બાળકનાં દરદ ઉપર તે અપાય છે. એના ધોળો, પીળો ને કાળો એવા ત્રણ પ્રકાર છે.

**અતવષ** [ સં. અતિ ( ઘણું ) + વિષ ( ઝેર ) ] ન. હિમાલય તથા મારવાડમાં ઊગતો, કાળી, ધોળી અને પીળી એવી ત્રણ જાતનો એ નામનો એક છોડ. તેની છાલ કપડાં રંગવાના કામમાં લેવાય છે. ધોળા અતવષનાં કડવાં મૂળ તાવ ઉપર દવા તરીકે વપરાય છે.

**અતવસ** [ સં. અતિ ( ઘણું ) + વિષ ( ઝેર ) ] ન. એક જાતનો છોડ; અતવષ.

**અતસિ** જુઓ અતસી.

**અતસી** ૧. [ સં. ] સ્ત્રી. અળશી.

અતસી કે ઔષધીસ્નાન કરવા કહ્યું છે. — પ્રેમાનંદ

૨. સ્ત્રી. ઝાડી.

૩. સ્ત્રી. શણનો છોડ.

૪. સ્ત્રી. સીમળાનું ઝાડ.

**અતસીબીજ** [ સં. અતસી ( અળશી ) + બીજ ( બિયું ) ] ન. એ નામનું એક તેલી બિયું; અળશીનું બી.

**અતળ** ૧. [ સં. અતલ ] ન. સાત પાતાળમાંનું એ નામનું પહેલું પાતાળ.

૨. [ સં. અ ( નહિ ) + તલ ( તળિયું ) ] વિ. તળિયા વિનાનું.

૩ વિ. તાગ ન આવે એવું; ઊંડું.

**અતળી** [ સં. અ ( નહિ ) + તુલ્ ( તોળવું ) ] વિ. ઘણું; અતુલ.

**અતળીબળ** ૧. [ અતળી ( ઘણું ) + બળ ( જોર ) ] વિ. બહુ બળવાળું; ઘણું જોરાવર.

અતળીબળ ઇંદ્રજીતને,
ચાંચણવત્ જેણે ચોળિયો. — શામળ

૨. વિ. ભય ઉપજાવે એવું મોટું; ભયંકર; બિહામણું.

**અતળીબાણ** ૧. વિ. ભયાનક; અતળીબળ.

૨. વિ. મોટું; વિશાળ.

**અતંગ** ૧. વિ. ઢીલું; પોચું.

૨. વિ. દાબ વગરનું; અંકુશ વિનાનું.

૩. [ અ ( નહિ ) + તંગ ( ઘોડાના પેટની આસપાસ બાંધવાનો પટો ) ] વિ. વાહન તરીકે વપરાતા પ્રાણીના પેટની આસપાસ બાંધવાના પટા વગરનું; તંગ વિનાનું.

**અતંત્ર** ૧. [ સં. અ ( નહિ ) + તંત્ર ( વ્યવસ્થા ) ] વિ. ગોઠવણ વગરનું; વ્યવસ્થા વિનાનું.

૨. વિ. તાર વિનાનું.

૩. વિ. દાબ વગરનું; નિરંકુશ.

૪. વિ. નિયમ વિનાનું.

**અતંત્રપણું** ૧. [ અતંત્ર ( વ્યવસ્થા વગરનું ) + પણું ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ગેરવ્યવસ્થા; અવ્યવસ્થા.

૨. ન. નિરંકુશપણું; ઉચ્છૃંખલતા.

**અતંદુરસ્ત** [ અ ( નહિ ) + તંદુરસ્ત ( નીરોગી ) ] વિ. રોગવાળું; માંદું.

**અતંદ્ર** ૧. [સં. અ ( નહિ ) + તંદ્રા ( આળસ ) ] વિ. આળસ વિનાનું.

૨. વિ. સાવધ; સાવચેત.

મીચ્યાં કંઇ કંઇ ખોલ્યાં નયને અતન્દ્ર. — નરસિંહરાવ

**અતંદ્રિત** ૧. [સં. અ ( નહિ ) + તંદ્રિત ( આળસુ ) ] વિ. આળસ વગરનું; સુસ્તી વિનાનું.

એકલું આસન, એકલું શયન,
અતંદ્રિત એકલાં ચર્યા કરવી. — ધમ્મપદ

૨. વિ. સાવચેત; જાગૃત.

**અતંદ્રી** ૧. [ સં. અ ( નહિ ) + તંદ્રિન્ ( અરધું ઊંઘતું ) ] વિ. ઉદ્યોગી; ચપળ.

૨. વિ. સાવધ; જાગૃત.

**અતઃ** ૧. [સં.] અ. અહીંથી; આ ઠેકાણેથી.

અતો ભ્રષ્ટ, તતો ભ્રષ્ટ = (૧) અહીંથી લટક્યા ને ત્યાંથી લટક્યા. (૨) આંબુ લેતાં જાંબુ ખોયું.

૨. અ. આજથી.

૩. અ. તેથી; તે કારણથી.

૪. અ. હવે પછી.

**અતઃએવ** [ સં. ] અ. આથી; આ કારણથી; આ હેતુથી; એટલા માટે જ; આથી કરીને.

**અતઃપર** ૧. [ સં. અતઃ ( આથી ) + પર ( ઉત્કૃષ્ટ ) ] વિ. આથી ચડિયાતું.

૨. [ સં. અતઃ ( આથી ) + પર ( અન્ય ) ] વિ. આથી બીજું; આથી જુદું.

૩. અ. આજ પછીથી; હવે પછી.

૪. અ. આથી આગળ; આની પેલી પાર.

**અતા** [ અ. ] સ્ત્રી. બક્ષિશ.

જરથોસ્ત સાહેબ આપણને ૧૪૪ તારને બિવડ કરી જર તારની બનાવેલી અતિ અદ્ભુત કસ્તી અતા કરવા માટે આવ્યા હતા. — સાંજ વર્તમાન

**અતાઈ** ૧. [ અ. અતા ( બક્ષિશ ) ] પું. બાહોશ ગવૈયો; ઉસ્તાદના શિક્ષણ વગર પોતાની મહેનત અને હોશિયારીથી ગાતાં શીખેલ ગવૈયો. એને કળાનું જ્ઞાન હોય પણ શાસ્ત્રનું જ્ઞાન હોતુ નથી.

૨. વિ. અરધુંપરધું શીખેલ; અર્ધશિક્ષિત.
૩. વિ. (હિંદી) ચાલાક.
૪. વિ. હોશિયાર; બાહોશ.

**અતાગ** ૧. [અ (નહિ) + તાગ (છેડો)] વિ. અંત વિનાનું; અથાગ.
૨. વિ. ઊંડું; તળિયું માલમ ન પડે એવું.

**અતાડ** (અતાડ઼) [સં. અ (વિશેષ) + તાડ (અવાજ)] અ. મોટા અવાજે; બૂમ મારીને.
માળ ઘેર્યો સુભટ સર્વે બોલતા અતાડ.
પ્રેમાનંદ

**અતાત્ત્વિક** [સં. અ (નહિ) + તાત્ત્વિક (સાચું)] વિ. ખોટું; અયોગ્ય.

**અતાના** સ્ત્રી. (સંગીત) માલકોશ રાગની એ નામની એક રાગણી.

**અતાપી** [સં. અ (નહિ) + તાપિન્ (દુઃખી)] વિ. દુઃખ વિનાનું.

**અતાર** ૧. [અ. અત્તાર] ન. સુગંધી વસ્તુ વેચનાર માણસ.
૨. [સં. અ (નહિ) + તૄ (તરવું)] વિ. તરી ન શકાય એવું; અગાધ.
૩. [અ (નહિ) + તાર (તંતુ)] વિ. તાંતણા વિનાનું; તંતુ વગરનું.
૪. અ. હમણાં.

**અતારી** ૧. ન. એ નામની એક જાતનું માણસ.
૨. વિ. દક્ષિણ હિંદમાં સુગંધી પદાર્થ વેચનાર લોકોની એક જાતનું.

**અતાર્કિક** ૧. [સં. અ (નહિ) + તાર્કિક (તર્કશાસ્ત્ર સંબંધી)] વિ. ન્યાયશાસ્ત્રના નિયમ વિરુદ્ધ.
૨. [સં. અ (અન્ય) + તાર્કિક (નૈયાયિક)] વિ. ન્યાયશાસ્ત્રને ન જાણતું અથવા ન માનતું હોય તેવું.

**અતાર્ય** [સં. અ (નહિ) + તૄ (તરવું)] વિ. ઓળંગી ન શકાય એવું; તરી ન શકાય એવું.

**અતાલ** અ. એકદમ; તુરત.

**અતાલીક** ૧. [અ.] પું. ગુરુ; શિક્ષક.
૨. પું. તુર્ક તથા તાતાર લોકોને અપાતો એ નામનો એક ઇલકાબ.

**અતિ** ૧. સ્ત્રી. (હિંદી) વધારેપણું; અધિકતા.
૨. [સં.] વિ. ઘણું; અતિશય.
અતિ સર્વત્ર વર્જયેત્ = બધી બાબતમાં અતિશયતાનો ત્યાગ કરવો.
૩. અ. ઘણું અથવા વધારે પડતું એવો અર્થ બતાવતો ઉપસર્ગ. જેમકે, અતિમાત્ર.
૪. અ. ઘણું ખરાબ એવો અર્થ જણાવતો ઉપસર્ગ. જેમકે, અતિકવિ.
૫. અ. 'થી પર' એવો અર્થ દર્શાવતો ઉપસર્ગ. જેમકે, અતીંદ્રિય.
૬. અ. ભારે, મોટું, બિહામણું એવો અર્થ બતાવવા વપરાતો ઉપસર્ગ. જેમકે, અતિકાય.
૭. અ. સૌથી સરસ એવો અર્થ બતાવતો ઉપસર્ગ. જેમકે, અતિરથી.
૮. અ. હદ બહાર એવો અર્થ બતાવતો ઉપસર્ગ. જેમકે, અતિક્રમણ.

**અતિઆર** [સં. અતિ (બહુ) + આહાર (ખોરાક)] પું. ઘણું જમવાપણું.
ચંચળ અપચળ ચમકવો, અતિઆર ઘણુરોષ,
એ તુરંગા પાંચ ગુણ, પાંચે તરીયા દોષ.
લોકોક્તિ

**અતિઉક્તિ** [સં. અતિ (હદ બહાર) + ઉક્તિ (કથન)] સ્ત્રી. હદ ઉપરાંત વખાણ; અત્યુક્તિ.

**અતિઉષ્ણ** [સં. અતિ (ઘણું) + ઉષ્ણ (ગરમ)] વિ. બહુ ઊનું; ઘણું ગરમ; ઊકળતું.

**અતિકથા** ૧. સ્ત્રી. અર્થ વગરની વાત.
૨. સ્ત્રી. અર્થ વગરનું ભાષણ.
૩. [સં. અતિ (હદ બહાર) + કથા (વર્ણન)] સ્ત્રી. માણસ અથવા વસ્તુની નાની ખોડને હદ બહાર મોટું સ્વરૂપ આપી હસવા પાત્ર બનાવવાની ક્રિયા; અતિચિત્ર; ઠઠ્ઠાચિત્ર; વિરૂપવર્ણન.
આપણી ભાષામાં તેને માટે યથાર્થ શબ્દ યોજવો કઠણ છે. કદાચ અતિકથા, અતિચિત્ર, અતિરેખવર્ણન કે એવો કોઇ શબ્દ ખાસ લક્ષણા કરીને યોજી શકાય.
રમણભાઈ

**અતિકલિ** પું. (પિંગળ) દરેક ચરણમાં તગણ અને નગણ એમ ૬ અક્ષરવાળો એ નામનો એક છંદ.

**અતિકવિ** [સં. અતિ (ઘણું ખરાબ) + કવિ (કવિતા કરનાર)] પું. ઘણી ખરાબ કવિતા કરનાર પુરુષ.

**અતિકશ** ૧. [સં. અતિ (ઘણું) + કશા (ચાબુક)] ન. ચાબુકના ફટકાને નહિ ગણકારનાર ઘોડા વગેરે પ્રાણી.
૨. વિ. કસાયેલું; ઘડાયેલ.
૩. વિ. ગાંઠે નહિ એવું; કાબૂમાં ન રહે એવું.

**અતિકાટખૂણ** [અતિ (થી પર) + કાટખૂણ (નેવું અંશનો ખૂણો)] પું. (ગણિત) ૯૦ કરતાં વધારે અંશનો ખૂણો; 'ઑબ્ટ્યૂસ ઍંગલ'.

**અતિકાટખૂણ ત્રિકોણ** [અતિકાટખૂણ (નેવું અંશ ઉપરનો ખૂણો) + ત્રિકોણ (ત્રણ બાજુની આકૃતિ)] પું. (ગણિત) જેમાં એક ખૂણો ૯૦ અંશ ઉપરનો હોય એવો ત્રિકોણ; 'ઑબ્ટ્યૂસ ઍંગલ્ડ ટ્રાયૅંગલ'.

**અતિકામજ્વર** [સં. અતિ (ઘણું) + કામ (મૈથુનની ઇચ્છા) + જ્વર (તાવ)] પું. ઘણી વિષયવાસનારૂપી તાવ.

**અતિકાય** ૧. પું. ઘણા મોટા કદના શરીરવાળો એ નામનો એક રાક્ષસ. તેની મા ધાન્યમાલિની અને બાપ રાવણ હતો. તેણે બ્રહ્મદેવની પૂજા કરી અને જ્યારે તેઓ પ્રસન્ન થયા ત્યારે અસ્ત્ર, કવચ, દિવ્ય રથ અને સુર અથવા અસુરને હાથે મોત ન થાય એવું વરદાન મેળવ્યું હતું. વરુણને તેણે હરાવી વશ કર્યો હતો અને એનો પાશ લઈ લીધો હતો. લક્ષ્મણની સાથે યુદ્ધ કરતાં તે મરણ પામ્યો હતો.
૨. પું. (જૈન) દક્ષિણ દિશામાં રહેનાર મહોરગ જાતિના વ્યંતર દેવતાનો એ નામનો એક ઇંદ્ર.
૩. [સં. અતિ (મોટું) + કાય (શરીર)] ન. મોટું શરીર; કદાવર બાંધો.
૪. વિ. મોટા કદવાળા શરીરનું; પ્રચંડ શરીરવાળું.

**અતિકાલ** ૧. [સં. અતિ (ખરાબ) + કાલ (સમય)] પું. ખરાબ વખત; કવેળા.
૨. [સં. અતિ (ઘણું) + કાલ (સમય)] પું. ઘણો વખત.
૩. પું. ઢીલ; વિલંબ.
૪. અ. અસૂરું; ઘણું મોડું.

**અતિકાળ** જુઓ અતિકાલ.

**અતિકુબ્જતા** [સં. અતિ (ઘણું) + કુબ્જતા (ખૂંધ હોવાપણું)] સ્ત્રી. મોટી ખૂંધ હોવાપણું.

**અતિકૃચ્છ્ર** ૧. ન. એ નામનું ૭ દિવસનું એક વ્રત, જેમાં પહેલે દિવસે સવારમાં એક કોળિયો, બીજે દિવસે સાંજે એક કોળિયો, ત્રીજે દિવસે જો માગ્યા વિના મળે તો ગમે તે સમયે એક કોળિયો ખાઈ બાકીના દિવસ ખાધા વગર રહેવામાં આવે છે.
૨. [સં. અતિ (ઘણું) + કૃચ્છ્ર (દુઃખ)] ન. ઘણું દુઃખ; અત્યંત કષ્ટ.
૩. વિ. ઘણું મુશ્કેલ; અઘરું.

**અતિકૃતિ** ૧. સ્ત્રી. (પિંગળ) જે જાતના દરેક છંદના ચરણમાં ૨૫ અક્ષર આવે એવી અક્ષરમેળ છંદની એક જાત. આ જાતના છંદના ઘણા ભેદ છે. તેમાંના મુખ્ય સુંદરી, સવૈયા, ક્રૌંચપદા, કળાકુકળી અથવા લવંગલતા, અરવિંદમુખી, હીર, દાસ, સુમિલા અને ચાર

એ પ્રસિદ્ધ છંદ છે. દરેક ભેદમાં આઠ ગણ અને એકેક ગુરુ અથવા લઘુ આવે છે.
૨. સ્ત્રી. પચીશની સંખ્યા બતાવનારી સંજ્ઞા.
૩. [સં. અતિ (હદ બહાર) + કૃતિ (કામ)] સ્ત્રી. હદ ઉપરાંતનું કામ.

**અતિકૃશ** [સં. અતિ (ઘણું) + કૃશ (દુર્બળ)] વિ. બહુ દુબળું; સુકાઈ ગયેલું; ક્ષીણ.

**અતિકેસર** પું. એ નામનું એક ઝાડ; કુંજડો; શિંગડો. વાત, પિત્ત અને કફ ઉપર તેનાં મૂળ અકસીર મનાય છે.

**અતિકોમલ સ્વર** [સં. અતિ (ઘણું) + કોમલ (મૃદુ) + સ્વર (અવાજ)] પું. (સંગીત) કોમલ સ્વર અને તેની પાછળનો શુદ્ધ સ્વર, એ બન્નેની વચમાંનો સૂક્ષ્મ સ્વર.

**અતિક્રમ** ૧. પું. અવિનય; અસભ્યતા.
૨. [સં. અતિ (હદ બહાર) + ક્રમ્ (જવું)] પું. ઉલ્લંઘન.
લોઢાથી ઉત્પન્ન થયેલો મેલ તેમાંથી ઉત્પન્ન થઈને તેને જ ખાય છે, એવી રીતે શુદ્ધિનો **અતિક્રમ** કરનારને પોતાનાં જ કર્મો દુર્ગતિમાં લઈ જાય છે. ધમ્મપદ
૩. પું. ધસારો; હલ્લો.
૪. પું. બેદરકારી.
૫. પું. સમયનું પસાર થઈ જવું તે.
૬. પું. સરસાઈ; હરીફાઈ.

**અતિક્રમણ** જુઓ અતિક્રમ.

**અતિક્રમણનિવેદનપત્રક** [સં. અતિક્રમણ (આક્રમણ) + નિવેદન (અહેવાલ) + પત્રક (યાદીનો કાગળ)] ન. દબાવેલ જમીનનું પત્રક.

**અતિક્રમવું** ૧. [સં. અતિ (હદ બહાર) + ક્રમ્ (જવું)] સ. ક્રિ. ઓળંગવું; કૂદી જવું.
તૃષ્ણાનો સાથી થઈને લાંબો કાળ પુનર્જન્મ લેનારો માણસ મનુષ્યત્વ કે મનુષ્યેતર ભાવ પામીને સંસાર **અતિક્રમી** શકતો નથી. સુત્તનિપાત
૨. સ. ક્રિ. ચડિયાતા થવું; વધી જવું.
જમ જમ દિવસ એમ તે **અતિક્રમ્યું**. બાલણ
૩. સ. ક્રિ. ધસારો કરવો; હુમલો કરવો.
૪. સ. ક્રિ. પસાર થવું; વીતવું.
૫. સ. ક્રિ. વિનય નહિ બતાવવો; માન નહિ આપવું.

**અતિક્રામી** ૧. વિ. બીજી પાર જનારું.
૨. [સં. અતિ (હદ બહાર) + ક્રમ્ (જવું)] વિ. ભંગ કરનારું; લોપ કરનાર.
૩. [સં. અતિ (ઘણું) + ક્રમ્ (જવું)] વિ. વધારે થઈ ગયેલું; ચડી ગયેલું.

**અતિક્રાંત** ૧. ન. ભૂતકાળમાં બનેલી બાબત.
૨. વિ. થઈ ગયેલું; બનેલું.
૩. વિ. વધી ગયેલું; હદ ઉપરાંત ગયેલું.
૪. વિ. શ્રેષ્ઠ બનેલું; સૌથી સરસ થયેલું.
૫. [સં. અતિ (હદ બહાર) + ક્રમ્ (જવું)] વિ. હદ બહાર ગયેલું; મર્યાદા ઓળંગી ગયેલું.

**અતિક્રાંતઋણ** [સં. અતિક્રાંત (હદ બહાર ગયેલું) + ઋણ (દેવું)] ન. ભરપાઈ કરવાનો વખત વીતી ગયો હોય એવું દેવું.

**અતિક્રાંતભાવનીય** [સં. અતિક્રાંત (ઓળંગી ગયેલું) + ભાવના (ઇચ્છા) + ઈય (વાળું)] પું. ચાર પ્રકારના યોગીમાંનો એ નામનો એક; સંસારમાં કોઈ પણ જાતની ઇચ્છા વિનાનો યોગી; વૈરાગ્યસંપન્ન યોગી.

**અતિક્રાંતા** [સં.] સ્ત્રી. અસાધ્યા પરકીયા નાયિકાનો એ નામનો એક ભેદ; ઓળખાય જવાના ડરને લીધે જારકર્મ કરતાં અટકતી નાયિકા. જેમકે,

સઘન રાત્રિ અંધારી,
નિરખી હરિને મળવા મન કરતી;
વિદ્યુત્સમ કાંતિથી,
છુપી શકું નહિ તેથી દિલ ડરતી.

કોઈ પ્રકારના ભયથી કે મદદગાર નહિ મળવાથી જારકર્મ કરતાં અટકનારી સ્ત્રીને અસાધ્યા કહે છે. તેના પાંચ ભેદ છેઃ (૧) ગુરુજનભીતા, (૨) ધર્મસભીતા, (૩) દૂતીવર્જિતા, (૪) **અતિક્રાંતા**, (૫) ખલવિહિતા. કાવ્યશાસ્ત્ર

**અતિક્રાંતિ** ૧. [સં. અતિ (પેલી પાર) + ક્રમ્ (જવું)] સ્ત્રી. ઉલ્લંઘન; અતિક્રમ.
૨. સ્ત્રી. લોપ; ભંગ.

**અતિક્રુદ્ધ** ૧. ન. (તંત્ર) એ નામનો એક મંત્ર.
૨. [સં. અતિ (ઘણું) + ક્રુદ્ધ (ગુસ્સે થયેલું)] વિ. ઘણું ક્રોધે ભરાયેલું.

**અતિક્રૂર** ૧. પું. (જ્યોતિષ) અમંગળ ગ્રહ; ખરાબ ગ્રહ. જેમકે, શનિ, મંગળ.
૨. પું. (તંત્ર) એ નામનો એક મંત્ર.
૩. [સં. અતિ (ઘણું) + ક્રૂર (નિર્દય)] વિ. બહુ ઘાતકી; ઘણું નિર્દય.

**અતિક્ષીણતા** [સં. અતિ (ઘણું) + ક્ષીણતા (નબળાઈ)] સ્ત્રી. ઘણી નબળાઈ; બહુ અશક્તિ.

**અતિક્ષેપ** પું. સંખ્યાની પ્રગતિનો અનુભવથી જાણેલો નિયમ ધ્યાનમાં લઈ તે પ્રમાણે સંખ્યાની શ્રેણી વિસ્તારી કરાતી ગણતરી.

**અતિક્ષોભ્યતા** [સં. અતિ (ઘણું) + ક્ષુભ્ (ખળભળવું)] સ્ત્રી. મનમાં થયેલી બહુ ઉશ્કેરણી; અત્યંત આવેશ; ઉશ્કેરાયેલી સ્થિતિ.

**અતિગત** [સં. અતિ (હદ બહાર) + ગમ્ (જવું)] વિ. વધી ગયેલું; ચડિયાતું; વિશેષ.

**અતિગતિ** [સં. અતિ (શ્રેષ્ઠ) + ગતિ (સ્થિતિ)] સ્ત્રી. મોક્ષ; મુક્તિ.

**અતિગમન** ૧. [સં. અતિ (ઘણું) + ગમન (જવાની ક્રિયા)] ન. બહુ કરાતી હરફર.
૨. [સં. અતિ (ઘણું) + ગમન (સ્ત્રીસંગ)] ન. હદ ઉપરાંતનું વિષયસેવન.

**અતિગહન** ૧. [સં. અતિ (ઘણું) + ગહન (ઊંડું)] વિ. ઘણું ઊંડું; અગાધ.
૨. [સં. અતિ (ઘણું) + ગહન (દાખલ થવા માટે મુશ્કેલ)] વિ. દાખલ થવાને અશક્ય.
૩. [સં. અતિ (ઘણું) + ગહન (સમજાય નહિ એવું)] વિ. બહુ મુશ્કેલ; ઘણું અઘરું.

**અતિગંડ** ૧. [સં. અતિ (ભારે) + ગંડ (ગાલ)] પું. મોટા ગાલ.
૨. પું. (જ્યોતિષ) સત્તાવીસ યોગ માંહેનો એ નામનો છઠ્ઠો યોગ; ચંદ્ર અને સૂર્યના ભોગનો સરવાળો ૬૬ અંશ ૪૦ કલા અને ૮૦ અંશ વચ્ચે હોય તે દરમ્યાનનો વખત.
૩. વિ. મોટા ગાલવાળું; ભારે ગંડસ્થળ હોય એવું.

**અતિગંધ** ૧. [સં. અતિ (ઘણું) + ગંધ (વાસ)] પું. ગંધક. તેની ગંધ બહુ આકરી હોય છે.
૨. પું. ચંપક; ચંપાનો છોડ.
૩. પું. ચંપાનું ફૂલ.
૪. વિ. બહુજ વાસવાળું.

**અતિગાઢ** [સં. અતિ (ઘણું) + ગાઢ (મજબૂત)] વિ. નિકાચિત એટલે ભોગવ્યા વિના છૂટકો ન થાય એવું મજબૂત.

**અતિગીતા** પું. (પિંગળ) એ નામનો ૨૭ માત્રાનો એક છંદ.

**અતિગુણ** ૧. [સં. અતિ (શ્રેષ્ઠ) + ગુણ] પું. સૌથી સારો ગુણ.
૨. [સં. અતિ (ઉલ્લંઘેલું) + ગુણ] વિ. ગુણ વિનાનું.
૩. વિ. શ્રેષ્ઠ ગુણવાળું.

**અતિગુરુ** ૧. પું. માન આપવા યોગ્ય પુરુષ.
૨. [સં. અતિ (ઘણું) + ગુરુ (ભારે)] વિ. બહુ ભારવાળું.

**અતિગુહા** સ્ત્રી. પૃશ્નિપર્ણી નામની એક વનસ્પતિ; પાડવણ; નાનો સમેરવો. આ વનસ્પતિ વૈદકમાં પ્રસિદ્ધ દશમૂળમાં ગણાય છે.

**અતિગૂઢકૃત** [સં. અતિ (ઘણું) + ગૂઢ (ગહન) + કૃત (કરનાર)] પું. પરમેશ્વર. તેનાં કામ અકળ હોઈને તે અતિગૂઢકૃત કહેવાય છે.

**અતિગ્રહ** ૧. [સં. અતિ (સીમા ઓળંગીને) + ગ્રહ્ (મેળવવું)] પું. ચડિયાતાપણું; શ્રેષ્ઠતા.
૨. પું. જ્ઞાનેંદ્રિયનો વિષય. જેમકે, જીભનો ચાખવાનો, કાનનો સાંભળવાનો, ચામડીનો અડવાનો. વિષયગ્રાહક ઇંદ્રિયોને ગ્રહ અને તેમના વિષયને અતિગ્રહ અથવા અતિગ્રાહ કહેલા છે. તે દરેકની સંખ્યા આઠ છે. પ્રાણ, વાણી, જીભ, આંખ, કાન, મન, હાથ અને ત્વચા એ આઠ ગ્રહ છે, અને અપાન, નામ, રસ, રૂપ, શબ્દ, કામ, કર્મ અને સ્પર્શ એ અનુક્રમે તેના અતિગ્રહ છે.
૩. પું. દૃઢ માન્યતા; ખરી પકડ.
૪. પું. શ્રેષ્ઠ જ્ઞાન.
૫. વિ. ઘણું વિદ્વાન.
૬. [સં. અતિ (હદ બહારનું) + ગ્રહ્ (સમજવું)] વિ. મુશ્કેલીથી સમજાય એવું.

**અતિગ્રાહી** ૧. વિ. આગળ પડતું.
૨. [સં. અતિ (ઘણું) + ગ્રાહિન્ (લેનાર)] વિ. જોઈએ તે કરતાં વધારે લેનાર.

**અતિગ્રાહ્ય** ૧. પું. જ્યોતિષ્ટોમ યજ્ઞ વખતે અપાતાં ત્રણ તર્પણ.
૨. [સં. અતિ (બહુ) + ગ્રાહ્ય (પકડવા લાયક)] વિ. નિયમમાં રાખવા જોગ; વશ કરવા લાયક.

**અતિઘણું** [સં. અતિ + ઘણ્ (ગણવું)] વિ. બહુ જ; પાર વગરનું; અત્યંત.

**અતિઘ્ન** [સં. અતિ (ભારે) + ઘ્ન (નાશ કરનાર)] વિ. ઘણો નાશ કરનારું.

**અતિચક્રકાલદ** ન. (ગણિત) એક વર્તુળ બીજા વર્તુળની અંદરની બાજુ ઉપર ગબડે તો ગબડનાર વર્તુળના પરિઘ ઉપરના કોઈ પણ એક બિંદુની ગતિથી થતી આકૃતિ; 'હાઈપોસાઈક્લોઈડ'.

**અતિચર** ૧. વિ. ઉતાવળે ચાલનારું; શીઘ્ર ગતિવાળું.
૨. [સં. અતિ (હદ બહાર) + ચર્ (જવું)] વિ. ઓળંગી જનાર.
૩. વિ. ક્ષણિક; થોડો વખત રહે એવું.

**અતિચરણ** [સં. અતિ (બેહદ) + ચરણ (ક્રિયા)] ન. કોઈ પણ ક્રિયા હદ ઉપરાંત કરવી તે.

**અતિચરણા** ૧. [સં. અતિ (બેહદ) + ચરણ (ક્રિયા) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. અત્યંત પુરુષસંગથી પણ શાંતિ નહિ પામતી યોનિ.
૨. સ્ત્રી. ઘણી વાર સંગ કર્યા છતાં સંતોષ ન થાય એવો એ નામનો એક સ્ત્રીરોગ.
૩. [સં. અતિ (હદ બહાર) + ચરણ (ગમન) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. વ્યભિચારિણી; બહારચલી સ્ત્રી.

**અતિચરા** ૧. સ્ત્રી. કમલિની; પદ્મિની.
૨. સ્ત્રી. સ્થલપદ્મિની; ગુલાબનો છોડ.

**અતિચાર** ૧. [સં. અતિ (મર્યાદા બહાર) + ચર્ (જવું)] પું. ઉલ્લંઘન; અતિક્રમણ.
૨. [સં. અતિ (ઘણું ખરાબ) + ચાર (ક્રિયા)] પું. ખરાબ કામ; દુષ્ટ ક્રિયા.

તુલસી તે ક્ષત્રિય સતી,
રહિત સકળ **અતિચાર**. — તુલસી સતસઈ

૩. પું. ગુણમાં ચડિયાતાપણું.
૪. પું. (જ્યોતિષ) ગ્રહની ઉતાવળી ગતિ. કોઈ ગ્રહ અમુક રાશિમાં પૂરો વખત ગાળ્યા વિના બીજી રાશિમાં જાય ત્યારે તે ગતિને અતિચાર કહે છે.
૫. પું. વ્યભિચાર; છિનાળું.
૬. પું. (જૈન) વ્રત કે નિયમનો ભંગ થાય એવો દોષ.

**અતિચારચરણ** [સં. અતિચાર (નિયમનો ભંગ થાય એવો દોષ) + ચરણ (આચરણ)] ન. દોષવાળું ચારિત્ર; પાપાચરણ.

**અતિચારી** ૧. [સં. અતિ (હદ બહાર) + ચારિન્ (જનાર)] વિ. ઓળંગી જતું; ચડિયાતું; વધી જતું.
૨. વિ. ઝડપથી ચાલનારું; શીઘ્ર ગતિથી જનાર.
૩. [સં. અતિ (ઘણું) + ચારિન્ (ફરનાર)] વિ. બહુ ફરનાર; રખડુ.
૪. વિ. મર્યાદા ઓળંગી ગયેલું.

**અતિચિત્ર** ન. કટાક્ષચિત્ર; ઉપહાસના હેતુથી કરેલું મૂળ વસ્તુનું કટાક્ષવાળું આલેખન; અતિકથા; અતિરેખવર્ણન; ઢોંગસોંગ; ઉપહાસવિકૃતિ; બહુપહાસકૃતિ; વિકૃતિ.

આપણી ભાષામાં તેને માટે યથાર્થ શબ્દ યોજવો કઠણ છે. કદાચ અતિકથા, **અતિચિત્ર**, અતિરેખવર્ણન કે એવો કોઇ શબ્દ ખાસ લક્ષણા કરીને યોજી શકાય. — રમણભાઈ

**અતિચિત્રતમ** પું. (સંગીત) માર્ગના ૭ પ્રકારમાંનો એ નામનો એક. ૭ માર્ગ આ પ્રમાણે છે: ૧. દક્ષિણ, ૨. વાર્તિક, ૩. ચિત્ર, ૪. ધ્રુવ-ચિત્રતર, ૫. ચિત્રતમ, ૬. અતિચિત્રતમ. આ માર્ગમાં ૦ા માત્રાની એક કળા ગણાય છે. જુઓ માર્ગ.

**અતિચ્છત્ર** ૧. [સં. અતિ (વધી જતું) + છત્ર (છત્રી)] ન. જમીન ઉપર થતું એક જાતનું ઘાસ; એક જાતનું સ્થલતૃણ.
૨. ન. પાણીમાં થતી એ નામની એક વનસ્પતિ; એક જાતનું જલતૃણ.
૩. ન. બિલાડીનો ટોપ; કુતરાની ટોપી.

**અતિચ્છત્રા** ૧. [સં. અતિ (ચડિયાતું) + છત્ર (છત્રી) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. એ નામનું એક જાતનું શાક. તેનો છોડ છત્રી કરતાં વધારે સુંદર આકારનો હોય છે.
૨. સ્ત્રી. બિલાડીનો ટોપ.

**અતિચ્છંદ** ૧. [સં. અતિ (હદ બહાર) + છંદસ્ (વૃત્ત)] પું. એ નામનો એક જાતનો વૈદિક છંદ.
૨. પું. નાદ; વ્યસન.
૩. પું. સ્નેહ; પ્રેમ.
૪. [સં. અતિ (હદ ઓળંગી જવું) + છંદસ્ (ઇરાદો)] વિ. વિચારને ઓળંગી જનાર.
૫. [સં. અતિ (ઓળંગી જવું) + છંદસ્ (વેદ)] વિ. વેદમાં જણાવેલ કર્મથી રહિત.
૬. [સં. અતિ ('થી પર') + છંદસ્ (ઇચ્છા)] વિ. સંસારને લગતી ઇચ્છા વગરનું.

**અતિજ** વિ. (કચ્છી) અતિશય; ઘણું.

**અતિજગતી** ૧. [સં. અતિ (ઓળંગી જવું) + જગતી (એ નામની છંદની એક જાત)] પું.; સ્ત્રી. (પિંગળ) દરેક ચરણમાં ૧૩ અક્ષરવાળા બધા સમવૃત્ત છંદની જાત. ૧૨ અક્ષરના જગતીછંદ કરતાં તેમાં ૧ અક્ષર વધારે હોવાથી તે અતિજગતી કહેવાય છે. તેના વિસ્તારથી થતા ૮૧૯૨ ભેદમાં કલહંસ અથવા સિંહનાદ અથવા કુટજ, ક્ષમા અથવા ચંદ્રિકા અથવા ઉત્પલિની, પ્રહર્ષિણી, મંજુભાષિણી અથવા સુનંદિની અથવા પ્રબોધિતા, મત્તમયૂરી અથવા માયા, રુચિરા અથવા પ્રભાવતી તારક, કંદ અથવા કુંદ્યા અને પંકાવળી એ પ્રસિદ્ધ છંદ છે.
૨. સ્ત્રી. તેરની સંખ્યા બતાવનારી સંજ્ઞા.
૩. [સં. અતિ (ઓળંગેલું) + જગત્ (દુનિયા) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. દુન્યવી બાબતને વટી જનાર સ્ત્રી; જગતને ઓળંગનાર સ્ત્રી.

**અતિજટિલ** ૧. [સં. અતિ (બહુ) + જટિલ (જટાવાળું)] વિ. બહુ જટાવાળું.
૨. વિ. મુશ્કેલ; ન ઊકલે એવું; બહુ ગૂંચવાઈ ગયેલું.

**અતિજન** [સં. અતિ ('થી જુદું') + જન (માણસ)] વિ. (કટાક્ષ) વસ્તી વગરનું; ઉજ્જડ.

**અતિજનિ** પું. (પિંગળ) દરેક ચરણમાં મગણ, ભગણ, અને બે લઘુ મળી ૮ અક્ષરનો એ નામનો એક છંદ. તે અનુષ્ટુપનો એક ભેદ છે.

**અતિજવ** ૧. [સં. અતિ (ઘણું) + જવ (ઝડપ)] પું. અત્યંત વેગ; ઘણી ઝડપ.

૨. વિ. બહુ વેગવાળું; પાણીપંથું; વાયુવેગી.

**અતિજાગર** ૧. [સં. અતિ (ઘણું) + જાગૃ (જાગવું)] પું. એ નામનું ઘણું જાગનાર એક પક્ષી; નીલકૌંચ; આસમાની રંગનો એક જાતનો બગલો.

૨. વિ. બહુ જાગનાર.

**અતિજાત** ૧. [સં. અતિ (વધી જવું) + જાત (જાતિ)] ન. જાતિ અથવા માબાપ કરતાં વધારે પરાક્રમી સંતાન.

૨. [સં. અતિ ('થી જુદું') + જાતિ (વર્ગ)] વિ. બીજી જાતિનું; વિજાતીય.

૩. વિ. વડવા કે માતપિતા કરતાં ચડિયાતું; બાપથી સવાયું.

**અતિજીવ** [સં. અતિ (ઓળંગી જવું) + જીવ (જિંદગી)] પું. આત્મા.

> મૃત્યુના સર્વસામાન્ય તેમજ ફરી ફરીને હૃદયભેદક અનુભવથી જીવ અને અતિજીવ, જીવન અને પરજીવન, × × × એ યુગ્મોના પરસ્પર સંબંધની મીમાંસા ઉદ્‌ભવે છે.
>
> બળવંતરાય ઠાકોર

**અતિજીવન** [સં. અતિ (હદ ઓળંગેલું) + જીવન (જિંદગી)] ન. પાછળ જીવતા રહેવાપણું.

**અતિજીવન હક્ક** [અતિજીવન (પાછળ જીવતા રહેવાપણું) + હક્ક (લાયકાત)] પું. મિલકતમાં બીજાની સાથે સંયુક્ત હિત ધરાવતા, પાછળ જીવતા રહેતા પક્ષને મળતો સંપૂર્ણ વારસાનો હક્ક; અનુજીવી સ્વત્વનો અધિકાર.

**અતિજીવિ સ્વત્વ નિયમ** [સં. અતિજીવિન્ (પાછળ જીવનાર) + સ્વત્વ (માલિકી) + નિયમ (કાયદો)] પું. પાછળ જીવતા રહેવાથી મળતા પૂરેપૂરા વારસા સંબંધી ધારો; અનુજીવિક સ્વત્વનો નિયમ.

**અતિજીવી** [સં. અતિ (વિશેષ) + જીવિન્ (જીવનાર)] વિ. પાછળ જીવતું રહેનારૂં.

**અતિજૃંભ** [સં. અતિ (વિશેષ) + જૃંભ (બગાસું)] પું. બગાસાં આવવાનો એક રોગ.

**અતિજૃંભતા** [સં. અતિ (બહુ) + જૃંભતા (બગાસાંવાળી સ્થિતિ)] સ્ત્રી. બહુ બગાસાં આવે એવી હાલત.

**અતિજૃંભા** [સં. અતિ (ઘણું) + જૃંભા (બગાસું)] સ્ત્રી. બ. વ. ઘણાં બગાસાં.

> કર મુખ દેઇ અતિજૃંભા ખાય.
>
> ભાલણ

**અતિજ્ઞાની** ૧. [સં. અતિ (વિશેષ) + જ્ઞાનિન્ (જ્ઞાનવાળું)] ન. બહુ જ્ઞાનવાળું માણસ.

૨. વિ. ઘણા જ્ઞાનવાળું.

**અતિજ્વાલાગ્રાહી** [સં. અતિ (બહુ) + જ્વાલા (ઝાળ) + ગ્રાહિન્ (પકડનાર)] વિ. જલદી સળગી ઊઠે એવું.

**અતિઝૂલણા** પું. (પિંગળ) એ નામનો ૩૯ માત્રાનો એક સમજાતિ માત્રામેળ છંદ.

**અતિઠંડુંસ્નાન** [અતિ (ઘણું) + ઠંડું (ટાઢું) + સ્નાન (નાવણ)] ન. ૩૩ થી ૬૦ અંશ જેટલી ગરમીવાળા પાણીમાં કરવામાં આવતું નાવણ.

**અતિત** ૧. [સં. અતિથિ (આવી ચડેલું માણસ)] પું. યાત્રાળુ; મુસાફર.

૨. [સં. અત્ (સતત જવું)] પું. વેરાગી; બાવો; વિરક્ત સાધુ. તેને સંસાર ઉપરથી મોહ જતો રહ્યો હોય છે, અને તે સદા એક જગ્યાએ નથી રહેતો.

**અતિતગ્રહ** પું. (સંગીત) તાલ આપવાના સ્થાનની માત્રાનો ઉચ્ચાર ન થાય ત્યારે અપાતો તાલ.

**અતિતપસ્વિની** સ્ત્રી. એ નામની એક વનસ્પતિ; મોટી ગોરખમુંડી; હળદરવો.

**અતિતરણ** [સં. અતિ (હદ બહાર) + તરણ (તરવાની ક્રિયા)] ન. ઓળંગી જવાનું કામ.

**અતિતાણી** [અતિત (બાવો) + આણી (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. વેરાગણ; બાવી.

**અતિતાલવ્ય** [સં. અતિ (બીજી પારનું) + તાલવ્ય (તાલુસ્થાનથી બોલાતું)] વિ. ઘણું ઊંચેરૂં.

**અતિતિક્ષા** [સં. અ (નહિ) + તિતિક્ષા (સહનશીલતા)] સ્ત્રી. સુખદુઃખ સહન કરવાના ગુણની ખામી; અસહનશીલતા.

**અતિતીવ્ર** ૧. પું. એ નામની એક જાતની વનસ્પતિ.

૨. પું. (સંગીત) તીવ્રથી જરા વધારે ઊંચો જતો સ્વર.

૩. [સં. અતિ (અત્યંત) + તીવ્ર (તીક્ષ્ણ)] વિ. ઘણું તીક્ષ્ણ; બહુ અણીવાળું.

**અતિતીવ્રા** [સં. અતિ (ઘણું) + તીવ્ર (તીક્ષ્ણ) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. એ નામનું એક જાતનું બહુ અણીદાર ઘાસ; ગંડદૂર્વા.

**અતિતૃષ્ણા** ૧. [સં. અતિ (ઘણું) + તૃષ્ણા (સ્પૃહા)] સ્ત્રી. ઘણી ઇચ્છા.

૨. [સં. અતિ (ઘણું) + તૃષ્ણા (તરસ)] સ્ત્રી. ઘણી તરસ.

**અતિતેજની** [સં.] સ્ત્રી. ખાવાથી શરીરને ઘણી સારી કાંતિ આપતી મનાતી તેજબળ નામની વનસ્પતિ.

**અતિતેજા** ૧. સ્ત્રી. ચૌદશ; પખવાડિયાનો ચૌદમો દિવસ.

૨. સ્ત્રી. સુદ પક્ષની ચૌદશની રાત્રિ.

**અતિત્રિચ્છેદ** પું. (ગણિત) અમુક વર્તુળની અપેક્ષાએ અમુક એક બિંદુ સ્થિર હોય અને તે વર્તુળ બીજા એક વર્તુળની અંદરની બાજુ ઉપર ગબડે તો તે બિંદુની ગતિથી થતી આકૃતિ; 'હાઈપોટ્રોકોઈડ'.

**અતિથ** ૧. [સં. અતિથિ] પું. મહેમાન.

૨. ન. ભિક્ષા માટે આવી ચડેલું માણસ; ભિક્ષુક.

**અતિથિ** ૧. પું. અગ્નિદેવ.

૨. પું. (પુરાણ) અત્રિકુળનો એ નામનો એક ઋષિ અને તેનું કુળ.

૩. [સં. અ (નહિ) + તિથિ (મહિનાનો દિવસ)] પું. અભ્યાગત; ભિક્ષુક; ધર્મની બુદ્ધિથી ભોજન તથા ઉતારો આપવામાં આવે એવો મહેમાન.

૪. [સં. અત્ (ફરવું)] પું. કોઈ ઠેકાણે એક રાતથી વધુ નહિ રોકાતો સંન્યાસી; સાધુ.

૫. પું. જૈન સાધુ. તે આહાર માટે કોઈને ત્યાં અચાનક જઈ ચડે છે.

૬. [સં. અ (નહિ) + તિથિ (દિવસ)] પું. તિથિનો ક્ષય.

૭. પું. પરોણો; મહેમાન.

૮. પું. મુસાફર; યાત્રાળુ; વટેમાર્ગુ.

૯. પું. યજ્ઞમાં સોમલતા લાવનાર પુરુષ.

૧૦. પું. (પુરાણ) રામચંદ્રના દીકરા કુશનો એ નામનો એક દીકરો; અયોધ્યાનો રાજા સુહોત્ર.

**અતિથિગૃહ** ૧. [સં. અતિથિ (મહેમાન) + ગૃહ (ઘર)] ન. મહેમાનને ઊતરવા માટેનું મકાન; મહેમાનનો ઉતારો.

૨. [સં. અતિથિ (મુસાફર) + ગૃહ (ઘર)] ન. મુસાફરખાનું.

૩. ન. વીશી.

**અતિથિદેવ** ૧. [સં. અતિથિ (પરોણો) + દેવ (દેવતા)] પું. મહેમાનરૂપી દેવ.

૨. વિ. પરોણાને દેવ તરીકે પૂજનાર.

**અતિથિધર્મ** [સં. અતિથિ (મહેમાન) + ધર્મ (ફરજ)] પું. મહેમાન તરફ બજાવવાની ફરજ; યજમાન તરીકેનું કર્તવ્ય.

**અતિથિધૂમકેતુ** [ સં. અ ( નહિ ) + તિથિ ( મહિનાનો દિવસ ) + ધૂમકેતુ ( પૂછડિયો તારો )] પું. ( જ્યોતિષ ) ઉઘાડી કક્ષાને લીધે અચાનક આવી ચડતો અને એક વખત આવ્યા પછી ન આવતો પૂછડિયો તારો.

**અતિથિપતિ** [ સં. અતિથિ ( મહેમાન ) + પતિ ( ધણી )] પું. યજમાન; ઘરધણી.

**અતિથિપદ** [ સં. અતિથિ ( પરોણો ) + પદ ( પદવી ) ] ન. પરોણાપણું.

**અતિથિપૂજન** ૧. [સં. અતિથિ ( અભ્યાગત ) + પૂજન ( પૂજા )] ન. અભ્યાગતનો સત્કાર.
૨. ન. પરોણાગત; બરદાસી.

**અતિથિપૂજા** [ સં. અતિથિ ( અભ્યાગત ) + પૂજા ( સેવા ) ] સ્ત્રી. પરોણાને આપવામાં આવતું આદરમાન; પરોણાચાકરી; મહેમાનગીરી.

**અતિથિભવન** ૧. [ સં. અતિથિ ( મુસાફર ) + ભવન ( મકાન )] ન. પ્રવાસીગૃહ; ધર્મશાળા; મુસાફરખાનું.
૨. [ સં. અતિથિ ( મહેમાન ) + ભવન ( મકાન ) ] ન. મહેમાનનો ઉતારો.
આ અતિથિભવનમાં આમંત્રણથી આપણે ખર્ચે બોલાવી તેમનો સત્કાર કરવો.
સરસ્વતીચંદ્ર

**અતિથિમંડળ** [ સં. અતિથિ ( પરોણો ) + મંડલ ( સમૂહ )] પું. મહેમાનનો સમૂહ.

**અતિથિયજ્ઞ** [ સં. અતિથિ ( પરોણો ) + યજ્ઞ ( સેવા તરીકે કરેલું કામ )] પું. મહેમાનની સેવાચાકરી; મહેમાનદારી; પંચમહાયજ્ઞમાંનો એ નામનો પાંચમો યજ્ઞ. પરોણાગત એ હિંદુશાસ્ત્રમાં યજ્ઞ જેવું પવિત્ર કામ ગણાયું છે.

**અતિથિવર** [ સં. અતિથિ ( પરોણો ) + વર ( શ્રેષ્ઠ )] પું. શ્રેષ્ઠ પરોણો.

**અતિથિવર્ગ** ૧. પું. મહેમાનનો પ્રકાર.
૨. [ સં. અતિથિ ( મહેમાન ) + વર્ગ ( મંડળ )] પું. મહેમાનમંડળ.

**અતિથિશાળા** [ સં. અતિથિ ( પરોણો ) + શાલા ( મકાન )] સ્ત્રી. મહેમાનના ઉતારાનું મકાન; મહેમાન માટે રાખેલો ઘરનો ભાગ.

**અતિથિસત્કાર** ૧. [સં. અતિથિ ( અભ્યાગત ) + સત્કાર ( પૂજા )] પું. અભ્યાગતને આપવામાં આવતો આદર.
૨. પું. પરોણાગત; ખાતરબરદાસ; સરભરા.

**અતિથિસત્કારગૃહ** [સં. અતિથિસત્કાર ( પરોણાની આગતાસ્વાગતા ) + ગૃહ ( મકાન )] ન. મહેમાનનો ઉતારો; પરોણાને ઊતરવાનું મકાન.

**અતિથિસરભરા** [ અતિથિ ( મહેમાન ) + સરબરા ( ખાતરબરદાસ )] સ્ત્રી. મહેમાની; પરોણાગત.

**અતિથિસંતર્પણ** [ સં. અતિથિ ( અભ્યાગત ) + સંતર્પણ ( સંતોષવાની ક્રિયા )] ન. અભ્યાગતને સંતોષ પમાડવાનું કામ.

**અતિથિસંવિભાગ** ૧. [સં. અતિથિ ( અભ્યાગત ) + સંવિભાગ ( સારી રીતે ભાગ પાડવાની ક્રિયા )] પું. ( જૈન ) અભ્યાગત માટે ભોજનમાંથી વિધિ સહિત કાઢવામાં આવતો ભાગ.
૨. પું. ( જૈન ) જમતી વખતે સુપાત્રને દાન આપવા સંબંધી કરવાની ચિંતવણા.

**અતિથિસંવિભાગવ્રત** [ સં. અતિથિ ( ભિક્ષુ ) + સંવિભાગ ( ભાગ ) + વ્રત ( નિયમ )] ન. સુપાત્રને દાન આપવા સંબંધી શ્રાવકનું એ નામનું બારમું વ્રત.

**અતિથિસંવિભાગુ** ન. ( જૂ. ગુ. ) શ્રાવકનાં બાર વ્રતમાંનું એ નામનું સુપાત્રને દાન દેવા બાબતનું બારમું વ્રત.

**અતિદગ્ધ** [ સં. અતિ ( બહુ ) + દગ્ધ ( બળેલું )] વિ. ઘણું બળેલું.

**અતિદયાળુ** [ સં. અતિ ( ઘણું ) + દયાળુ ( દયાવાળું )] વિ. બહુ જ દયાવાળું; કોઈનું જરા પણ દુઃખ દેખીને ગળગળું થઈ જાય એવું.

**અતિદર્શી** [ સં. અતિ ( મોટું ) + દર્શિન્ ( દેખાડનાર )] વિ. મોટું કરી દેખાડનારું.

**અતિદાન** [ સં. અતિ ( ઘણું ) + દાન ( આપવાની ક્રિયા )] ન. ધર્મબુદ્ધિથી કરાતી મોટી દેણગી; મોટું દાન.
અતિદાન ત્રણ છેઃ-ગાય, પૃથ્વી અને સરસ્વતી.
ગુ. સા. પરિષદ

**અતિદાહ** [ સં. અતિ ( પુષ્કળ ) + દાહ ( બળવાની લાગણી )] પું. ઘણી બળતરા; દાઝવાથી થતી ઘણી પીડા.

**અતિદુર્ગમ** ૧. [ સં. અતિ ( બહુ ) + દુર્ગમ ( મુશ્કેલીથી જવાય એવું )] વિ. ઘણી મુશ્કેલીથી જઈ શકાય એવું.
૨. [ સં. અતિ ( બેહદ ) + દુર્ગમ ( મુશ્કેલીથી સમજાય એવું )] વિ. ઘણી મુશ્કેલીથી સમજી શકાય એવું.

**અતિદુર્વૃત્ત** [ સં. અતિ ( મોટું ) + દુર્વૃત્ત ( ખરાબ આચરણવાળું )] વિ. મહાપાપી; દુષ્ટ.

**અતિદુષ્ષમા** સ્ત્રી. ( જૈન ) દુષ્ષમદુષ્ષમ નામે અવસર્પિણી એટલે ઊતરતા કાળનો છઠ્ઠો અને ઉત્સર્પિણી એટલે ચડતા કાળનો પહેલો આરો; દુઃખથી ભરેલો આરો અથવા યુગ.

**અતિદૂરગામી** [ સં. અતિ ( ઘણું ) + દૂર ( આઘે ) + ગામિન્ ( જનાર )] વિ. ઘણે છેટે જનાર.

**અતિદેવ** ૧. [ સં. અતિ ( શ્રેષ્ઠ ) + દેવ] પું. પરમાત્મા.
૨. પું. શિવ; મહાદેવ.

**અતિદેશ** [ સં. અતિ ( હદ બહાર ) + દેશ ( જગ્યા )] પું. ( મીમાંસા ) એક જગ્યાના ધર્મ કે નિયમનું બીજે ઠેકાણે કરાતું આરોપણ; એક વસ્તુનો તાણીતૂશીને બીજી વસ્તુને લાગુ પડાતો અર્થ; સરખાપણા વિનાની બાબતમાં સરખાપણાનું પુરવાર કરવાપણું. શાસ્ત્રમાં પાંચ જાતના અતિદેશ છેઃ- (૧) શાસ્ત્રાતિદેશ, (૨) કાર્યાતિદેશ, (૩) નિમિત્તાતિદેશ, (૪) વ્યપદેશાતિદેશ, અને (૫) રૂપાતિદેશ.
આ રીતે શ્રુતિમાં સુરાના પાત્રનું ગ્રહણ કરવાનો વિધિ છતાં લોકો રાગથી એનો અતિદેશ કાલીનું અર્ચન કરવામાં પણ કરે છે.
સિદ્ધાન્તદર્શન

**અતિદેહી** [ સં. અતિ ( હદ બહારનું ) + દેહિન્ ( શરીરવાળું )] વિ. દેહની પરવા વગરનું; વિદેહી.

**અતિદૈર્ઘ્યફલ** ન. ( ગણિત ) એક પ્રકારનું ફલ; અતિપરવલીયફલ અને દૈર્ઘ્યફલ એ બંનેનાં સ્વરૂપના મિશ્રણવાળું ફલ; 'હાઈપરઇલિપ્ટિક ફંકશન'.

**અતિદ્વિકાટખૂણુ** [ અતિ ( હદ ઓળંગેલ ) + દ્વિ ( બે ) + કાટખૂણુ ( નેવું અંશનો ખૂણો )] પું. ( ગણિત ) બે કાટખૂણાથી મોટો પણ ચાર કાટખૂણાથી નાનો ખૂણો; 'રિફલેક્સ ઍંગલ'.

**અતિધર્મ** ૧. [ સં. અતિ ( ઓળંગી ગયેલ ) + ધર્મ ] પું. ધર્મ વિરુદ્ધનું કામ.
૨. પું. ધાર્મિક ઘેલછા.

**અતિધંધ** [ અતિ ( ઘણું ) + ધંધ ( તોફાન )] પું. ભારે તોફાન; ધમસાણ.
કામ ઓલે કરઇ સરવિ ઉપજસિ અતિધંધ.
નાકર

**અતિધૂત** [ સં. અતિ ( ભારે ) + ધૂત ( દૂષિત)] વિ. ઘણાં પાપકર્મવાળું; ભારેકર્મી.

**અતિધૃતિ** ૧. પું. (પિંગળ) દરેક ચરણમાં ૧૯ અક્ષરવાળો એક સમવૃત્ત છંદ. તેના મેઘવિસ્ફૂર્જિતા, શાર્દૂલવિક્રીડિત, સુમધુરા, સુરસા, ફુલ્લદામ, શંભુ, મુનિ, શશ અને ચંદ્રમાળા એ પ્રસિદ્ધ પેટા છંદ છે.

૨. સ્ત્રી. ઓગણીસની સંખ્યા બતાવનારી સંજ્ઞા.

**અતિધોલ** [ સં. અતિ ( ઘણું ) + ધવલ ( ધોળું ) ] વિ. બહુ ધોળું.

દંતકિરણ ઉજ્જવલ અતિધોલ. કેશવ હર્ષદ

**અતિનામા** પું. ( પુરાણ ) ચાક્ષુષ મન્વંતરના સપ્તર્ષિમાંનો એ નામનો એક.

**અતિનિદ્ર** [ સં. અતિ ( હદ બહાર ) + નિદ્રા ( ઊંઘ ) ] વિ. જોઈએ તે કરતાં વધારે ઊંઘ વાળું; ઊંઘણશી.

**અતિનિપુણ** [ સં. અતિ ( ઘણું ) + નિપુણ ( હોશિયાર ) ] વિ. બહુ બુદ્ધિશાળી.

**અતિનિયૃત** [ સં. અતિનિયૃત્ ] પું. ( પિંગળ ) દરેક પદમાં ૭, ૬ અને ૭ અક્ષરવાળો ત્રણ પદનો એ નામનો એક વૈદિક છંદ.

**અતિનિવૃત** [ સં. અતિનિવૃત્ ] પું. ( પિંગળ ) એક વૈદિક છંદ; અતિનિયૃત.

**અતિનિંદ્ય** [ સં. અતિ ( ઘણું ) + નિંદ્ય ( વખોડવા જેવું ) ] વિ. ઘણું વખોડવા જોગ.

**અતિપતન** ૧. [ સં. અતિ ( હદ બહાર ) + પતન ( પડવાની ક્રિયા ) ] ન. ઉલ્લંઘન.

૨. ન. ભૂલ; વિસ્મરણ.

૩. ન. ભ્રષ્ટ હોવાપણું.

**અતિપતિત** [ સં. અતિ ( ઘણું ) + પતિત ( પાપી ) ] વિ. ઘણું ભ્રષ્ટ; મહાપાપી.

**અતિપત્તિ** ૧. [ સં. અતિ ( ચડિયાતું ) + પત્તિ ( પગે ચાલનાર સૈનિક ) ] પું. પગે ચાલનાર સૈનિક કરતાં ચડિયાતો પુરુષ.

૨. સ્ત્રી. ઉલ્લંઘન; અતિક્રમ.

૩. સ્ત્રી. નિષ્ફળતા.

**અતિપત્ર** ૧. પું. સાગનું ઝાડ.

૨. [ સં. અતિ ( ઘણું ) + પત્ર ( પાંદડું ) ] વિ. ઘણાં પાંદડાંવાળું.

**અતિપદ** ૧. પું. એ નામનો એક જીવડો; કાનખજૂરો, કેમકે તેને ઘણા પગ હોય છે.

૨. [ સં. અતિ ( બહુ ) + પદ ( પગ ) ] વિ. ઘણા પગવાળું.

૩. [ સં. અતિ ( 'થી પર' ) + પદ ( પગ ) ] વિ. પગ વિનાનું; લૂલું.

૪. વિ. મોટા પગવાળું.

**અતિપર** ૧. [ સં. અતિ ( મોટું ) + પર ( શત્રુ ) ] પું. મોટો શત્રુ; ચડિયાતો દુશ્મન.

૨. વિ. શત્રુને જીતનાર.

**અતિપરમાણુક** [ સં. અતિ ( ઘણું ) + પરમાણુ ( ઘણો નાનો અણુ ) + ક ( વાળું ) ] વિ. નાના અણુવાળું.

**અતિપરવલય** ૧. પું. ( ગણિત ) અધિકોત્સાર; જેની ઉત્કેંદ્રતા એક કરતાં વધારે હોય એવો શંકુચ્છેદ; 'હાઇપરબોલા'.

૨. પું. એક કરતાં વધારે ઉત્કેંદ્રતાવાળા શંકુચ્છેદ સંબંધી ગણિત.

**અતિપરવલીયઅવકાશ** પું. ( ગણિત ) અતિપરવલયના મુખ્ય અક્ષને લંબરૂપ હોય એવી જીવા અને અતિપરવલય વચ્ચે આવેલું ક્ષેત્ર અથવા તેનું ક્ષેત્રફળ; 'સ્પેસ બિટ્વીન એ હાઇપરબોલા એન્ડ ઇટ્સ ડબલ ઑર્ડિનેટ'.

**અતિપરવલીયફલ** ન. ( ગણિત ) અતિપરવલયના સમીકરણને સંતોષે એવું ફલ; 'હાઇપરબોલિક ફંક્શન'. જે પ્રકારનો સંબંધ વર્તુળ અને જ્યા, કોટિજ્યા વગેરે વચ્ચે છે, તેજ પ્રકારનો સંબંધ અતિપરવલય અને અતિપરવલીય જ્યા ( અજ્યા ), અતિપરવલીય કોટિજ્યા ( અકોટિજ્યા ) વગેરે વચ્ચે છે.

**અતિપરવલીયશંક્વાભ** પું. ( ગણિત ) ગૌણ અક્ષ ઉપર અતિપરવલયના પરિભ્રમણથી ઊપજતી શંકુના જેવી ઘનાકૃતિ; 'હાઇપરબોલિક કૉનૉઇડ બાઉ માઇનોર ઍક્સિસ'.

**અતિપરિચય** [ સં. અતિ ( ઘણું ) + પરિચય ( સહવાસ ) ] પું. ગાઢ સંબંધ; ઘણી ઓળખાણ.

**અતિપરોક્ષ** ૧. [ સં. અતિ ( ઘણું ) + પરોક્ષ ( અદૃશ્ય ) ] વિ. નજરથી ઘણું દૂર; બિલકુલ દેખી કે ઓળખી નહિ શકાતું.

૨. [ સં. અતિ ( 'થી પર' ) + પરોક્ષ ( અજાણ્યું ) ] વિ. સ્પષ્ટ; ખુલ્લું; પ્રત્યક્ષ.

**અતિપંથ** [ સં. અતિ ( સૌથી સરસ ) + પથ ( રસ્તો ) ] પું. સૌથી સારો માર્ગ.

**અતિપાત** ૧. [ સં. અતિ ( હદ બહાર ) + પાત ( પતન ) ] પું. અતિક્રમ; ઉલ્લંઘન.

૨. પું. અન્યાય.

૩. પું. ખરતા તારાનું પતન; ઉત્પાત.

૪. પું. નાશ.

૫. પું. રીતરિવાજથી વિરુદ્ધ વર્તન.

૬. પું. વખતનું પસાર થવાપણું.

૭. પું. વિસાર; વિસ્મરણ.

૮. પું. સ્થાન, વર્ગ કે પંક્તિમાંથી નીચે પડવાની ક્રિયા.

૯. પું. હલ્લો.

**અતિપાતક** ૧. [ સં. અતિ ( ઘણું ) + પાતક ( પાપ ) ] ન. મોટું પાપ; મહાપાપ.

૨. [ સં. અતિ ( ઓળંગેલું ) + પાતક ( પાપ ) ] વિ. પાપને ઓળંગનાર; પાપ તજી ગયેલું; પુણ્યશાળી.

**અતિપાતકી** [ સં. અતિ ( ઘણું ) + પાતક ( પાપ ) + ઇન્ ( વાળું ) ] વિ. મહાપાપી; બહુ પાપ કરનાર.

**અતિપાતી** ૧. [ સં. અતિ ( ઘણું ) + પાતિન્ ( પડેલું ) ] વિ. કટકા થયેલું; ભાંગેલું; તૂટેલું.

૨. વિ. દોડતું; ઉતાવળે જતું.

૩. વિ. વિલંબ કરેલું; ઢીલ કરી હોય એવું.

**અતિપાન** [ સં. અતિ ( હદ બહાર ) + પાન ( પીણું ) ] ન. પીણું હદ ઉપરાંત લેવાની ક્રિયા.

**અતિપાંડિત્ય** ૧. [ સં. અતિ ( હદ બહાર ) + પાંડિત્ય ( પંડિતાઈ ) ] ન. ( કટાક્ષ ) પંડિતાઈનો આડંબર.

વૃદ્ધ સાક્ષરો પણ સમજુ છે એટલે તેમનું અતિપાંડિત્ય મારે માટે નહિ પણ સુપાંડિત્ય માટે કશીએ દરકાર હશે તો તેઓ તો અવશ્ય હમણાંથી જ લજાશે એવી આશા છે. કૌમુદી

૨. [ સં. અતિ ( ઘણું ) + પાંડિત્ય ( વિદ્વત્તા ) ] ન. બહુ વિદ્વાન હોવાપણું.

**અતિપાંડુકંબલશિલા** જુઓ અતિપાંડુકંબલા.

**અતિપાંડુકંબલા** સ્ત્રી. ( જૈન ) મેરુપર્વત ઉપર દક્ષિણ દિશા તરફ આવેલી એ નામની એક અભિષેકશિલા. તેના ઉપર તીર્થંકરનો જન્માભિષેક થાય છે.

**અતિપાંડુતા** [ સં. અતિ ( ઘણું ) + પાંડુતા ( ફિક્કાશ ) ] સ્ત્રી. ઘણી ફિક્કાશ હોવાનો રોગ.

**અતિપુરુષ** ૧. પું. ( જૈન ) કિંપુરુષ નામના વ્યંતરના દશ પ્રકાર માંહેનો એ નામનો એક.

કિંપુરુષ નામના વ્યંતરના દશ પ્રકાર છે. જેમકે પુરુષ, સત્પુરુષ, મહાપુરુષ, પુરુષવૃષભ, પુરુષોત્તમ, અતિપુરુષ, મરુદેવ, મરુત, મેરુપ્રભ અને યશસ્વાન. તત્ત્વાર્થસૂત્ર

૨. [ સં. અતિ ( 'થી પર' ) + પુરુષ ] વિ. અલૌકિક; અમાનુષ.

**અતિપૂજ્યા** ૧. [ સં. અતિ ( ઘણું ) + પૂજ્યા ( પૂજવા લાયક ) ] સ્ત્રી. એ નામની એક દેવી; મીનાક્ષી દેવી.

કુમુદ પર્વતમાં રહેલાં મીનાક્ષી દેવી અતિપૂજ્યા નામથી પૂજાય છે. ભગવતી ભાગવત

૨. વિ. સ્ત્રી. ઘણું માન આપવા લાયક.

**અતિપેદાશ** [ અતિ ( વધારે પડતું ) + પેદાશ ( ઉત્પન્ન ) ] સ્ત્રી. ઘણી ઊપજ.

**અતિપ્રકૃતિ** [ સં. અતિ ( બિહામણું ) + પ્રકૃતિ ( સ્વભાવ ) ] સ્ત્રી. દૈત્ય; રાક્ષસ.

**અતિપ્રતિજ્ઞા** [ સં. અતિ ( હદ બહાર ) + પ્રતિજ્ઞા ( પણ ) ] સ્ત્રી. મુશ્કેલ પણ; ગજા ઉપરાંતની પ્રતિજ્ઞા.

**અતિપ્રતિવિનીતા** પું. (પિંગળ) પહેલા તથા ત્રીજા ચરણમાં સગણ, ભગણ, રગણ, નગણ, ગુરુ અને ગુરુ એમ ૧૪, અને બીજા તથા ચોથા ચરણમાં નગણ, યગણ, જગણ, રગણ અને ગુરુ એમ ૧૩ અક્ષરવાળો સંકીર્ણ વર્ગનો એ નામનો એક અર્ધસમવૃત્ત અક્ષરમેળ છંદ.

**અતિપ્રબંધ** ૧. [સં. અતિ (ઘણું) + પ્રબંધ (ચાલુપણું)] પું. ઘણા વખતથી ચાલુ હોવાપણું.

૨. [સં. અતિ (ઘણું) + પ્રબંધ (બંદોબસ્ત)] પું. ઘણો બંદોબસ્ત.

**અતિપ્રભંજનવાત** [સં. અતિ (ઘણું) + પ્રભંજન (તોફાની પવન) + વાત (વા)] પું. એક કલાકમાં ૪૦ થી ૫૦ ગાઉની ગતિવાળો તોફાની પવન

**અતિપ્રમાણ** [સં. અતિ (હદ બહાર) + પ્રમાણ (માપ)] ન. બેહદપણું; અમિતતા.

**અતિપ્રશ્ન** ૧. [સં. અતિ (હદ બહારનું) + પ્રશ્ન (સવાલ)] પું. ખરાબ સવાલ; નિર્લજ્જ સવાલ.

૨. પું. પજવણી કરવા પૂછેલો સવાલ.

૩. પું. માનવ બુદ્ધિથી નિર્ણય ન થઈ શકે એવી બાબતનો અશ્રદ્ધા વડે પૂછેલો સવાલ.

**અતિપ્રસક્તિ** ૧. [સં. અતિ ('થી પર') + પ્રસક્તિ (આસક્તિ)] સ્ત્રી. અનાદર; અવજ્ઞા.

૨. સ્ત્રી. અસભ્યતા.

૩. સ્ત્રી. એક વિષયમાંથી બીજા વિષયમાં ઊતરી જવું તે; વિષયાંતર.

૪. સ્ત્રી. ઘણું લંબાણ.

૫. સ્ત્રી. નિયમનો મારીમચડીને થયેલ ઉપયોગ; અતિવ્યાપ્તિ.

૬. [સં. અતિ (હદ બહાર) + પ્રસક્તિ (સ્નેહ)] સ્ત્રી. વધારે પડતો સ્નેહ.

**અતિપ્રસંગ** ૧. પું. અવગણના; તિરસ્કાર.

૨. [સં. અતિ (પેલી પાર) + પ્રસંગ (ચાલુ વિષય)] પું. ચાલતો વિષય છોડી બીજા વિષયની કરાતી ચર્ચા.

૩. પું. નિયમનો ધારા વિરુદ્ધ વિસ્તાર; નિયમનો તાણીતૂસીને કરેલો ઉપયોગ; અતિવ્યાપ્તિ.

૪. પું. બહુ લંબાણ; વિસ્તાર.

૫. [સં. અતિ (વધારે પડતું) + પ્રસંગ (સહવાસ)] પું. વધારે પડતો સહવાસ.

૬. પું. હદ ઉપરાંતની છૂટ; અવિવેક.

**અતિપ્રસંગી** ૧. વિ. અસભ્ય; જંગલી.

૨. [સં. અતિ (બીજી પાર) + પ્રસંગ (ચાલતો વિષય) + ઇન્ (વાળું)] વિ. એક વિષયમાંથી બીજા વિષયમાં ઊતરી જનાર.

૩. વિ. ઘણું લંબાણ કરનાર.

૪. વિ. નિયમનો તાણીતૂસીને ઉપયોગ કરનાર.

૫. [સં. અતિ (બેહદ) + પ્રસંગિન્ (સ્નેહાળ)] વિ. બેહદ સ્નેહવાળું.

**અતિપ્રાકૃત** ૧. [સં. અતિ (ઘણું) + પ્રાકૃત (સંસ્કૃત ઉપરથી અપભ્રંશ થયેલી ભાષા)] સ્ત્રી. સંસ્કૃત કુટુંબની ગુજરાતી, મરાઠી, અથવા હિંદુસ્તાની જેવી એ નામની ભાષા.

આ રીતે મહાસંસ્કૃત, સંસ્કૃત અને પ્રાકૃતમાં થઈ અતિપ્રાકૃતમાં ઉતરી આવનારા પૂર્વોક્ત દસ સ્વરો જૂના જ છે. કેશવ હર્ષદ

૨. [સં. અતિ ('થી પર') + પ્રાકૃત (સાધારણ)] વિ. અસાધારણ; અલૌકિક.

**અતિપ્રાકૃતિક** ૧. [સં. અતિ ('થી પર') + પ્રાકૃતિક (કુદરતી)] વિ. અકુદરતી; દિવ્ય.

૨. વિ. સંસ્કૃત કુટુંબની અતિપ્રાકૃત નામની ભાષા સંબંધી.

**અતિપ્રિય** ૧. [સં. અતિ (બહુ) + પ્રિય (વહાલું)] વિ. જેના ઉપર અતિ સ્નેહ હોય તેવું.

૨. વિ. ભાવતું; મનગમતું.

**અતિપ્રિયવસ્તુ** [સં. અતિપ્રિય (બહુ વહાલું) + વસ્તુ] સ્ત્રી. છંદ; લત.

**અતિપ્રીતા** પું. (પિંગળ) દરેક ચરણમાં નગણ, મગણ, લઘુ અને લઘુ એમ ૮ અક્ષરવાળો એ નામનો એક છંદ; અપ્રીતા.

**અતિપ્રૌઢા** ૧. [સં. અતિ ('થી પર') + પ્રૌઢા (વિવાહ કરેલી)] સ્ત્રી. વિવાહ કરવા લાયક ઉમરની કન્યા.

૨. [સં. અતિ (ઉલ્લંઘેલું) + પ્રૌઢા (પુખ્ત)] સ્ત્રી. વૃદ્ધ સ્ત્રી.

**અતિબરવૈ** પું. (પિંગળ) પહેલા અને ત્રીજા ચરણમાં ૧૨ તથા બીજા અને ચોથામાં ૯ માત્રાવાળો, વિષમપદની શરૂઆતમાં જગણ વિનાનો અને સમપદને અંતે લઘુ અક્ષરવાળો એ નામનો એક છંદ.

**અતિબલ** ૧. પું. બહુ બળવાળો યોદ્ધો.

૨. [સં. અતિ (ઘણું) + બલ (જોર)] ન. ઘણું જોર.

૩. [સં. અતિ (ઘણું) + બલ (લશ્કર)] ન. મોટું લશ્કર.

૪. વિ. ઘણું બળવાન.

**અતિબલા** ૧. સ્ત્રી. કાંસકી નામનું ઝાડ. એનાં ફળ સોપારી જેવડાં તથા વીંટીના આકારનાં, અને તેનાં બી લીલાં હોય ત્યારે મીઠાં હોય છે.

૨. [સં.] સ્ત્રી. દક્ષપ્રજાપતિની એ નામની એક દીકરી.

૩. સ્ત્રી. પ્રમેહના દરદ ઉપર વપરાતી એક વનસ્પતિ; નાગબલા; ગંગેટી.

૪. સ્ત્રી. ભૂરાં ફૂલવાળો ચારથી આઠેક હાથ ઊંચો ખપાટનો છોડવો.

૫. સ્ત્રી. વિશ્વામિત્રે રામને આપેલ એ નામની અસ્ત્રવિદ્યા.

**અતિબળ** જુઓ અતિબલ.

**અતિબળા** જુઓ અતિબલા.

**અતિબાલક** ૧. [સં. અતિ (ઘણું) + બાલક (છોકરું)] ન. ઘણું નાનું છોકરું.

૨. [સં. અતિ (ઘણું) + બાલક (છોકરમતિયું)] વિ. બહુ છોકરમતિયું; બાળકબુદ્ધિનું.

**અતિબાલા** [સં.] સ્ત્રી. બે વરસની ગાય.

**અતિબાહુ** ૧. પું. (પુરાણ) પ્રાધાથી ઉત્પન્ન થયેલા ગાંધર્વોમાંનો એ નામનો એક.

૨. સ્ત્રી. (પુરાણ) એ નામની એક અપ્સરા. તે અરિષ્ટાની દીકરી હતી.

**અતિબૃહત્ફલ** [સં. અતિ (ઘણું) + બૃહત્ (મોટું) + ફલ] ન. ફણસ, કારણકે તે ઘણું મોટું હોય છે.

**અતિબ્રહ્મચર્ય** ૧. [સં. અતિ (ઘણું) + બ્રહ્મચર્ય (ઇંદ્રિયનો નિગ્રહ)] ન. ઇંદ્રિય ઉપર રાખેલો પૂરેપૂરો કાબૂ.

૨. [સં. અતિ ('થી પર') + બ્રહ્મચર્ય (ઇંદ્રિયનો નિગ્રહ)] ન. બ્રહ્મચર્યનો ભંગ કરનારું માણસ.

**અતિભદ્ર** [સં. અતિ (હદ બહાર) + ભદ્ર (કલ્યાણ)] વિ. પાપી; કલ્યાણને ઓળંગી ગયેલ.

**અતિભર** જુઓ અતિભાર.

**અતિભાનુ** પું. (પુરાણ) કૃષ્ણનો સત્યભામાથી થયેલો એ નામનો દીકરો.

**અતિભાર** ૧. પું. ઉતાવળ; ત્વરા.

૨. [સં. અતિ (ઘણું) + ભાર (બોજો)] પું. ઘણું ભારે વજન; અતિભર.

૩. પું. પથ્થર.

ગ્રાવ અશ્મ પ્રસ્તર ઉપલ શિલ પાષાણ અતિભાર, પાણા પાણી પર તરે જેના નામ આધાર. પિંગળલઘુકોષ

૪. પું. (જૈન) પહેલા અણુવ્રતનો ચોથો અતિચાર; હદ ઉપરાંત બોજો નાખવાથી લાગતો દોષ.

૫. પું. વાક્યના અર્થનું નહિ સમજાવાપણું; વાક્યાર્થની ગૂઢતા.

**અતિભારગ** [ સં. અતિભાર ( મોટા બોજો ) + ગ ( ચાલતું )] ન. ખચ્ચર. તે ઘણો બોજો ઉપાડી શકે છે.

**અતિભારારોપણ** [સં. અતિભાર ( ઘણો ભારે બોજો ) + આરોપણ ( મૂકવાપણું )] ન. પશુ ઉપર બહુ ભાર લાદવાનો અત્યાચાર.

**અતિભીમ** ૧. પું. ( પુરાણ ) પાંચજન્ય અગર તપ નામના અગ્નિએ ઉત્પન્ન કરેલા યજ્ઞનો નાશ કરનારા પંદર અસુરમાંનો એ નામનો એક. સુભીમ, અતિભીમ, ભીમ, ભીમબળ અને અબળ એ પાંચ યજ્ઞનો નાશ કરનાર અસુર છે. આવાં પાંચ પાંચના ત્રણ ટોળાં છે. યજ્ઞવિદ્યામાં કુશળ યાજ્ઞિકે તેને વેદીની બહાર ભાગ આપવાનું ચાલુ કર્યું. તેથી અગ્નિનું સ્થાપન કર્યું હોય એ અંતર્વેદીમાં તે દાખલ થતા નથી.

૨. [ સં. અતિ ( ઘણું ) + ભીમ ( ભયંકર )] વિ. ઘણું ભયંકર.

**અતિભીષણ** [ સં. અતિ ( ઘણું ) + ભીષણ ( ભયંકર )] વિ. બહુ ભયંકર.

**અતિભૂમિ** ૧. [ સં. અતિ ( ઘણું ) + ભૂમિ ( જગ્યા )] સ્ત્રી. ઘણું મોટું મેદાન.

૨. સ્ત્રી. ચડિયાતાપણું; શ્રેષ્ઠતા; પરાકાષ્ઠા.

૩. સ્ત્રી. જૈન સાધુને જવાની મના કરેલ જગ્યા.

૪. સ્ત્રી. સૌથી ઊંચી જગ્યા.

૫. સ્ત્રી. હદ બહારનું આચરણ.

**અતિભોગ** ૧. [સં. અતિ ( અત્યંત ) + ભોગ ( ભોજન )] પું. અકરાંતિયાપણું.

૨. [ સં. અતિ ( ઘણું ) + ભોગ ( ઉપયોગ )] પું. ઘણો ઉપયોગ; બહુ વાપરવાપણું.

૩. પું હદ ઉપરાંત સંભોગ.

**અતિભૌતિક** [સં. અતિ ('થી પર') + ભૌતિક ( પદાર્થ સંબંધી )] વિ. આત્મા સંબંધી; મૂળતત્ત્વ સંબંધી.

**અતિભૌતિકશાસ્ત્ર** [સં. અતિભૌતિક ( આત્મા સંબંધી ) + શાસ્ત્ર ( વિજ્ઞાન )] ન. અધ્યાત્મવિદ્યા; આત્મા એટલે મૂળતત્ત્વની ચર્ચા કરતું શાસ્ત્ર; તત્ત્વમીમાંસા.

**અતિભ્રષ્ટ** ૧. [ સં. અતિ ( ઘણું ) + ભ્રષ્ટ ( પાપી )] વિ. ઘણું દુરાચરણી; બહુ પાપી.

૨. [સં. અતિ ( ઘણું ) + ભ્રષ્ટ ( અપવિત્ર )] વિ. ઘણું બગડેલું.

**અતિમતિ** [ સં. અતિ ( મર્યાદા બહારનું ) + મતિ ( માન )] સ્ત્રી. ગર્વ; અહંકાર

**અતિમનુષ્ય** [ સં. અતિ ( ઘણું ચડિયાતું ) + મનુષ્ય ( માણસ )] ન. દૈવી શક્તિવાળું માણસ; સવિશેષ માણસ.

**અતિમર્ત્ય** [ સં. અતિ ( બીજી પાર ) + મર્ત્ય ( માણસ )] વિ. માણસની શક્તિ બહારનું; દૈવી.

**અતિમર્યાદ** ૧. વિ. ઘણું; અત્યંત.

૨. [ સં. અતિ ( ઉલ્લંઘેલું ) + મર્યાદા ( હદ )] વિ. સીમા ઓળંગેલું.

**અતિમર્યાદા** [ સં. અતિ ( બીજી પાર ) + મર્યાદા ( હદ )] સ્ત્રી. હદ બહાર જવાપણું.

**અતિમહાન** [સં. અતિ ( ઘણું ) + મહત ( મોટું )] વિ. ગંજાવર; બહુ મોટું.

**અતિમંગલ્ય** ૧. [સં. અતિ ( ઘણું ) + મંગલ્ય ( શુભ કરનારું )] ન. બીલીનું ઝાડ, કેમકે તેનાં પાન શંકરને ચડાવવાથી માણસનું ભલું થાય છે એમ મનાય છે.

૨. વિ. ઘણું કલ્યાણકારી; બહુ મંગળકારક.

**અતિમંજુલા** [સં. અતિ ( ઘણું ) + મંજુલ ( સુંદર ) + આ ( નારીજાતિનો પ્રત્યય )] સ્ત્રી. ગુલાબનો છોડ. તે સુંદર હોવાથી અતિમંજુલા કહેવાય છે.

**અતિમંદ** ૧. [સં. અતિ ( ઘણું ) + મંદ ( ધીમા અવાજનું )] વિ ઘણા ધીમા અવાજવાળું.

૨. [ સં. અતિ ( ઘણું ) + મંદ ( ધીમું ચાલનારું )] વિ. ઘણી ધીમી ગતિવાળું.

**અતિમંદા** સ્ત્રી. ( સંગીત ) બાવીશ શ્રુતિ માંહેની એ નામની એક.

**અતિમાત્ર** [ સં. અતિ ( ઘણું ) + માત્રા ( પ્રમાણ )] વિ. બેહદ; અતિશય; ઘણું.

**અતિમાત્રા** [ સં. અતિ ( ઘણું ) + માત્રા ( પ્રમાણ )] સ્ત્રી. પુષ્કળતા; બહોળાપણું.

**અતિમાન** ૧. [ સં. અતિ ( ઘણું ) + માન ( ગર્વ )] ન. ગર્વ; અભિમાન; અહંકાર.

૨. ન. ભારે રીસ.

૩. [ સં. અતિ ( ઘણું ) + માન ( પ્રમાણ )] વિ. પુષ્કળ; બહુ; પ્રમાણથી વધારે.

શોકાકુ **અતિમાન** પમ્યાં છે. રત્નેશ્વર

**અતિમાની** ૧. [સં. અતિમાન ( ગર્વ ) + ઇન્ ( વાળું )] વિ. અભિમાની; ગર્વવાળું; અહંકારી.

૨. [સં. અતિ ( ઘણું ) + માનિન્ ( માનવાળું )] વિ. પૂજ્ય; ઘણું માન આપવા લાયક

**અતિમાનુષ** [ સં. અતિ ( પેલી પારનું ) + માનુષ ( માણસ )] વિ. દૈવી; મનુષ્યની શક્તિ બહારનું; અલૌકિક.

**અતિમાનુષકર્મ** [સં. અતિમાનુષ ( અલૌકિક ) + કર્મન્ ( કામ )] ન. ચમત્કાર; અલૌકિક ક્રિયા.

**અતિમાનુષી** [ અતિ ( હદ બહાર ) + માનુષી ( માણસ સંબંધી )] વિ. મનુષ્યથી પર; દિવ્ય.

**અતિમાન્ય** [ સં. અતિ ( ઘણું ) + માન્ય ( માન આપવા લાયક )] વિ. પૂજ્ય; પૂજવા લાયક; ઘણું માન આપવા જેવું.

**અતિમાન્યા** સ્ત્રી. એ નામની એક દેવી.

**અતિમાય** ૧. [સં. અતિ ( બીજી પાર ) + માયા ( કપટ )] વિ. કપટ વિનાનું; નિષ્કપટી; ભોળું.

૨. [ સં. અતિ ( ઘણું ) + માયા ( કપટ )] વિ. ઘણું કપટી; પ્રપંચી.

**અતિમારુત** ૧. [સં. અતિ ( ઘણું ) + મારુત ( પવન )] પું. વાવાઝોડું; પવનનું તોફાન.

૨. વિ. ઘણા પવનવાળું.

**અતિમાંસ** [સં. અતિ ( ઘણું ) + માંસ ] વિ. માંસથી ભરેલું; જાડું.

**અતિમિત** ૧. [સં. અતિ ( ઓળંગેલું ) + મિત ( માપ )] વિ. ઘણું; પુષ્કળ; અમાપ.

૨. [સં. અ ( નહિ ) + તિમિત ( ભીનું )] વિ. સુકું; કોરું.

**અતિમિત્ર** ૧. [ સં. અતિ ( ઘણું ) + મિત્ર ] પું. પરમ મિત્ર; ખાસ સ્નેહી.

૨. ન. ( જ્યોતિષ ) એ નામનું એક નક્ષત્ર.

**અતિમુક્તા** ૧. સ્ત્રી. એ નામની આંબા ઉપર વીંટાતી એક વેલ; માધવી.

અલિઉત્સવ **અતિમુક્તા** ને પુંડ્રક વાસંતી જી,
આ માધવી તવ વાસ સમ વનવાસંતી જી.
પિંગળલઘુકોષ

૨. ન. તાડનું ઝાડ.

૩. ન. સીસમની જાતનું મજબૂત લાકડાનું એક ઝાડ. લોહીવિકાર, કોઢ તથા દાહમાં તેનાં પાન અને છાલ ઉપયોગી મનાય છે.

૪. વિ. નિર્બીજ; વંધ્ય.

૫. [ સં. અતિ ( વિશેષ ) + મુક્ત ( મોક્ષ પામેલું )] વિ. નિર્વાણ પામેલું.

૬. [ સં. અતિ ( શ્રેષ્ઠ ) + મુક્તા ( મોતી )] વિ. મોતીથી શ્રેષ્ઠ; મોતી કરતાં ચડિયાતું.

૭. વિ. વિષયવાસના વગરનું.

**અતિમુક્તક** ૧. [ સં. ] સ્ત્રી. માધવી નામની વેલ.

૨. ન. તાડનું ઝાડ.

૩. [ સં. અતિ ( વિશેષ ) + મુક્તક ( મુક્તિ મળેલું ) ] વિ. મોક્ષ પામેલું.

**અતિમુક્તા** [ સં. ] સ્ત્રી. મધુમાધવી નામની વેલ.

**અતિમુક્તિ** [ સં. અતિ ( વિશેષ ) + મુક્તિ ( મોક્ષ ) ] સ્ત્રી. મોક્ષ; નિર્વાણ; પરમ મુક્તિ.

**અતિમુક્તિકા** [ સં. ] સ્ત્રી. માધવીલતા; અતિમુક્તા.

**અતિમુખ** [ સં. ] ન. આયુર્વેદમાં જણાવેલું શસ્ત્રક્રિયાનું એ નામનું એક હથિયાર.

**અતિમુશલ** [ સં. ] પું. ( જ્યોતિષ ) મંગળ અસ્ત થયો હોય તે નક્ષત્રથી સત્તરમા અથવા અઢારમા નક્ષત્રથી થતો અનુવક્રયોગ. ફલિત જ્યોતિષ પ્રમાણે આવે વખતે ચોર તથા તીડનો ઉપદ્રવ થવાનું અને અનાવૃષ્ટિ પડવાનું મનાય છે.

**અતિમૂત્ર** ૧. [ સં. અતિ ( વિશેષ ) + મૂત્ર ( પેશાબ ) ] પું. ( વૈદક ) પ્રમેહ રોગનો એ નામનો એક પ્રકાર. એમાં પેશાબ પુષ્કળ જાય છે.
૨ પું. બહુ પેશાબ.

**અતિમૂત્રતા** [ સં. અતિમૂત્ર ( એ નામનો એક પ્રમેહ રોગ ) + તા ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. ઘણો પેશાબ થવાનું દરદ.

**અતિમૂત્રપ્રમેહ** [ સં. અતિમૂત્ર ( બહુ પેશાબ ) + પ્રમેહ ( પરમિયો ) ] પું. પરમિયાનો રોગ. તેમાં પેશાબ બહુ થાય છે. જુઓ **પ્રમેહ**.

**અતિમૃત્તિકા** [ સં. અતિ ( વિશેષ ) + મૃત્તિકા ( માટી ) ] સ્ત્રી. કાદવ; કાંપ.

**અતિમૃત્યુ** ૧. [ સં. અતિ ( ઓળંગેલ ) + મૃત્યુ ( મરણ ) ] ન. મોક્ષ; મુક્તિ.
૨. વિ. મોતને દૂર રાખનારું; મોતની બીક તજી ગયેલું.

**અતિમોદા** ૧. [ સં. અતિ ( વિશેષ ) + મોદ ( સુગંધ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. નાનાં સફેદ સુગંધી ફૂલનો, જૂઈનાં જેવાં પાનવાળો અને વરસાદમાં વધારે ખીલતો જૂઈ કે ચમેલીને મળતો એ નામનો એક છોડ; નવમલ્લિકા.
૨. વિ. સ્ત્રી. ઘણી સુગંધવાળી.

**અતિમોહ** [ સં. અતિ ( ઘણું ) + મોહ ( પ્યાર ) ] પું બહુ પ્યાર; ઘણી આસક્તિ.

**અતિમોહા** પું. ( પિંગળ ) દરેક ચરણમાં સગણ, ભગણ, ગુરુ અને ગુરુ મળી ૮ અક્ષરવાળો એ નામનો એક છંદ. તે અનુષ્ટુપનો ભેદ છે.

**અતિય** વિ. આ.
ત્રુટશે સ્નેહ અતિય ટાણે. — નરસિંહ

**અતિયત્ન** [ સં. અતિ ( બહુ ) + યત્ન ( પ્રયાસ ) ] પું. ઘણી મહેનત; આયાસ.

**અતિયાચક** [ સં. અતિ ( બેહદ ) + યાચક ( માગનાર ) ] વિ. ઘણું કરગરતું; બહુ કાલાવાલા કરતું.

**અતિયાન** [ સં. અતિ ( હદ ઓળંગીને ) + યાન ( જવાની ક્રિયા ) ] ન. વિજયી રાજાનો નગરપ્રવેશ.

**અતિયાનકથા** [ સં. અતિયાન ( રાજાનો નગરપ્રવેશ ) + કથા ( વાર્તા ) ] સ્ત્રી. વિજયી રાજાના નગરપ્રવેશનું વર્ણન.

**અતિયાનગૃહ** [ સં. અતિયાન ( શહેરમાં દાખલ થવું તે ) + ગૃહ ( ઘર ) ] ન. શહેરમાં દાખલ થતાં દરવાજા અંદરનું પહેલું ઘર.

**અતિયાનર્દ્ધિ** [ સં. અતિયાન ( રાજાનો શહેરમાં પ્રવેશ ) + ઋદ્ધિ ( વૈભવ ) ] સ્ત્રી. વિજયી રાજા શહેરમાં પ્રવેશ કરે તે વખતનો નગરનો શણગાર.

**અતિયોગ** ૧. [ સં. અતિ ( અધિક ) + યોગ ( ઔષધ ) ] પું. દવામાં કોઈ પદાર્થની તેના યોગ્ય પ્રમાણથી વિશેષ મેળવણી.
૨. પું. રેલછેલ; અધિકતા.
૩. [ સં. અતિ ( બેહદ ) + યુજ્ ( જોડવું ) ] પું. હદ ઉપરાંત ઉપયોગ.

**અતિયોગતંત્રયાન** ન. ( શાક્ત ) મંત્રયાનના નવ પેટા સંપ્રદાય માંહેનો એ નામનો એક.

**અતિરક્ત** ૧. [ સં. અતિ ( ઘણું ) + રક્ત ( રાતું ) ] વિ. ઘણું રાતું; બહુ લાલ.
૨. [સં. અતિ ( પુષ્કળ ) + રક્ત ( મોહિત ) ] વિ. બહુ મોહિત; ઘણું આસક્ત.

**અતિરક્તા** ૧. સ્ત્રી. અગ્નિદેવની સાત જીભમાંની એ નામની એક.
૨. [ સં. અતિ ( બહુ ) + રક્તા ( રાતી ) ] વિ. સ્ત્રી. બહુ રાતી; અતિ લાલ.

**અતિરથ** ૧. [સં. અતિ ( ચઢિયાતું ) + રથ ] પું. મોટા રથમાં બેસી યુદ્ધ કરનાર પરાક્રમી લડવૈયો; દશ હજારથી વધારેને પૂરો પડે એવો યોદ્ધો; અતિરથી.
૨. પું. ( પુરાણ ) સોમવંશી મતિનારનો એ નામનો દીકરો.

**અતિરથી** [ સં. અતિ ( બેહદ ) + રથિન્ ( રથમાં બેસી લડનાર યોદ્ધો ) ] પું. દશ હજારથી વધુ લડવૈયા સામે એકલે હાથે ઝૂઝનાર લડવૈયો; મહારથી કરતાં વધારે સમર્થ સૈનિક.

**અતિરસા** ૧. [ સં. અતિ ( ઘણું ) + રસા ( રસવાળી ) ] સ્ત્રી. ઘણા રસવાળી રાસ્ના નામની વનસ્પતિ.
૨. વિ સ્ત્રી. બહુ રસવાળી.

**અતિરંજના** [ સં. અતિ ( વિશેષ ) + રંજ્ ( રંગવું ) ] સ્ત્રી. વાત વધારીને કહેવાની રીત; અતિશયોક્તિ.

**અતિરંહ** પું. ( પિંગળ ) દરેક ચરણમાં જગણ, જગણ, જગણ, રગણ અને એક ગુરુ મળી ૧૩ વર્ણનો સમવૃત્ત છંદ.

**અતિરાગ** [ સં. અતિ ( બેહદ ) + રાગ ( સ્નેહ ) ] પું. ઘણી આસક્તિ; બહુ પ્રેમ.

**અતિરાત્ર** ૧. પું. એ નામના યજ્ઞને અંતે ભણાતો મંત્ર.
૨. [સં. અતિ ( ઓળંગેલ ) + રાત્રિ ( રાત ) ] પું. એક રાતમાં થઈ શકતો એ નામનો યજ્ઞ; જ્યોતિષ્ટોમ યજ્ઞનો એક ભાગ.
પ્રજાપતિએ અગ્નિહોત્ર, અગ્નિષ્ટોમ, પૌર્ણમાસી, ઉક્થ્ય, અમાવાસ્યા, **અતિરાત્ર** વગેરે યજ્ઞોને ઉત્પન્ન કર્યા. — અણુભાષ્ય
૩. પું. ( પુરાણ ) ચાક્ષુષ મનુનો એ નામનો એક દીકરો.
૪. સ્ત્રી. મધરાત.

**અતિરાષ્ટ્ર** [ સં. ] પું. ( પુરાણ ) એ નામનો એક નાગ.

**અતિરિક્ત** ૧. [ સં. અતિરિચ્ ( વધી જવું ) ] ન. અધિકતા; ચઢિયાતાપણું.
૨. વિ. અત્યંત; પુષ્કળ.
૩. [ સં. અતિ ( ઘણું ) + રિક્ત ( ખાલી ) ] વિ. ખાલી; ઠાલું.
૪. વિ. જુદું; અલગ; ભિન્ન.
૫. વિ. શેષ વધેલું; વધારાનું; નિરર્થક.
૬. વિ. શ્રેષ્ઠ; સર્વોપરી; સૌથી ઉત્તમ.
૭. વિ. સિવાયનું; વિનાનું.
૮. અ. વગર; સિવાય.

**અતિરિક્તકર** ૧. પું. દાણ.
૨. [ સં. અતિરિક્ત ( વધારાનું ) + કર ( વેરો ) ] પું. વધારાનો વેરો; ઠરાવેલ હદ ઉપરાંતની ચોખ્ખી આવક પર લેવાતો વધારાનો કર.

**અતિરિક્તતા** ૧. [ સં. અતિરિક્ત ( અત્યંત ) + તા ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી અધિકતા; અતિશયપણું.
૨. સ્ત્રી ચઢિયાતાપણું; શ્રેષ્ઠતા.
૩. સ્ત્રી. જુદાપણું; ભિન્નતા.

૪. સ્ત્રી. નિરર્થકતા.
૫. સ્ત્રી. શૂન્યતા; ખાલીપણું.

**અતિરિક્તલાભકર** [ સં. અતિરિક્ત ( વધારાનું ) + લાભ ( ફાયદો ) + કર ( વેરો ) ] પું. વધારાના નફા ઉપરનો કર.

**અતિરિક્તશય્યાસનિક** [ સં. અતિરિક્ત ( અધિક ) + શય્યા ( પથારી ) + આસન ( આસનિયું ) + ઇક ( વાળું ) ] વિ. ( જૈન ) નિયમ ઉપરાંત પથારીનાં કપડાં, પાથરણાં વગેરે રાખનાર.

**અતિરિક્તસદસ્ય** [ સં. અતિરિક્ત ( વધારાનું ) + સદસ્ય ( સભાસદ ) ] પું. સહાયક સભ્ય.

**અતિરિક્તસ્વીકૃતિ** [ સં. અતિરિક્ત ( વધારાનું ) + સ્વીકૃતિ ( મંજૂરી ) ] સ્ત્રી. વધારાની મંજૂર કરેલ રકમ.

**અતિરુચિર** [ સં. અતિ ( ઘણું ) + રુચિર ( સુંદર ) ] વિ. ઘણું સુંદર; અત્યંત મનોહર.

**અતિરુચિરા** ૧. પું. ( પિંગળ ) અતિજગતીની જાતનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ; રુચિરા. જુઓ રુચિરા.
૨. પું. ( પિંગળ ) દરેક ચરણમાં ૨૭ લઘુ અને ૧ ગુરુ મળી ૨૯ માત્રાવાળો એ નામનો એક છંદ. તેમાં ૮, ૧૬, ૨૪મી માત્રા પછી યતિ કે વિસામો, અને ૧, ૫, ૯, ૧૩, ૧૭, ૨૧, ૨૫ અને ૨૮ માત્રાએ તાલ આવે છે.

**અતિરુદ્ર** [ સં. ] પું. અગિયાર મહારુદ્ર મળી થતો એ નામનો એક યજ્ઞ.

**અતિરૂક્ષ** ૧. [ સં. અતિ ( વિશેષ ) + રૂક્ષ ( લૂખું ) ] પું. સૂકું અનાજ. જેમકે, કાંગ, કોદરો.
૨. વિ. અતિશય લૂખું.
૩. [ સં. અતિ ( ઘણું ) + રૂક્ષ ( નિર્દય ) ] વિ. ઘણું કઠોર; બહુ નિર્દય.
૪. [ સં. અતિ ( ઓળંગેલું ) + રૂક્ષ ( કઠોર ) ] વિ. સ્નેહાળ; સ્નેહવાળું.

**અતિરૂપ** ૧. [ સં. અતિ ( ઓળંગી ગયેલું ) + રૂપ ( આકાર ) ] પું. પરમાત્મા; બ્રહ્મ. તે નિરાકાર છે.
૨. પું. ( જૈન ) ભૂતદેવતાનો એ નામનો એક પ્રકાર. ભૂતના નવ પ્રકાર આ પ્રમાણે છે: સુરૂપ, પ્રતિરૂપ, અતિરૂપ, ભૂતોત્તમ, સ્કંદિક, મહાસ્કંદિક, મહાવેગ, પ્રતિછન્ન અને આકાશગ.
૩. [ સં. અતિ ( ઘણું ) + રૂપ ( સુંદરતા ) ] ન. બહુ સુંદર રૂપ.
૪ વિ. દેહ વગરનું; આકાર વિનાનું; નિરાકાર.
૫. વિ. બહુ સુંદર.

**અતિરેક** ૧. પું. અધિકપણું; રેલછેલ; પુષ્કળતા.
૨. પું. નિરર્થકતા.
૩. [ સં. અતિરિચ્ ( વધી જવું ) ] પું. પ્રધાનતા; ચડિયાતાપણું.
૪. પું. ભેદ; તફાવત.
૫. પું. મેદ; ચરબી.
૬. પું. વધારે પડતો ઉપયોગ.
૭. વિ. બહુ; પુષ્કળ.

**અતિરેકી** ૧. વિ. નિરર્થક; વ્યર્થ.
૨. [ સં. અતિરેકિન્ ( ઘણું અધિક ) ] વિ. વધારે.

**અતિરેખ** ૧. [ સં. અતિ ( વિશેષ ) + રેખા ( લીટી ) ] વિ. અતિશયોક્તિવાળું.
૨. વિ. ઘણી રેખાવાળું.

**અતિરેખવર્ણન** [ સં. અતિરેખ ( અતિશયોક્તિવાળું ) + વર્ણન ( ચિત્ર ) ] ન. હાસ્યજનક ચિત્ર; ઠઠ્ઠાચિત્ર; અતિકથા.

**અતિરોગ** ૧. [ સં. અતિ ( બેહદ ) + રોગ ( દરદ ) ] પું. ક્ષય; ખેનરોગ; ધાસણીનું દરદ.
૨. વિ. બહુ રોગવાળું.

**અતિરોમશ** ૧. [ સં. અતિ ( પુષ્કળ ) + રોમશ ( વાળવાળું ) ] પું. જંગલી બકરો, કારણકે તેને બહુ વાળ હોય છે.
૨. પું. મોટો વાંદરો.
૩. વિ. બહુ વાળવાળું; પુષ્કળ રુવાંટાંવાળું.

**અતિરોહણ** [ સં. અતિ ( બહુ ) + રુહ ( ચડવું ) ] ન. જીવન, કેમકે તે દિવસે દિવસે આગળ વધે છે.

**અતિરોહિત** ૧. [ સં. અતિ ( ઘણું ) + રોહિત ( લાલ ) ] વિ. ઘણું લાલ.
૨. [ સં. અ ( નહિ ) + તિરોહિત ( છૂપું ) ] વિ. પ્રકટ; ખુલ્લું; સ્પષ્ટ.

**અતિલંઘન** ૧. [ સં. અતિ ( ઘણું ) + લંઘ્ ( લાંઘવું ) ] ન. ઘણા વખતની લાંઘણ; લાંબા કાળ સુધી ખોરાક વગર રહેવાની દશા.
૨. [ સં. અતિ ( અત્યંત ) + લંઘ્ ( ઓળંગવું ) ] ન. હદ ઓળંગી જવાપણું; ઉલ્લંઘન.

**અતિલંઘી** [ સં. અતિ ( ઘણું ) + લંઘિન્ ( ઓળંગનાર ) ] વિ. ભૂલ કરનારું.

**અતિલંબી** [ સં. અતિ ( ઘણું ) + લંબ ( લાંબું ) ] પું. એ નામનું એક બી; સુવાદાણા.

**અતિલાઘવ** ૧. [ સં. અતિ ( ઘણું ) + લાઘવ ( હલકાપણું ) ] ન. ઘણું હલકાપણું.
૨. [ સં. અતિ ( ઘણું ) + લાઘવ ( થોડાથી ઘણાનો ખુલાસો થવાપણું ) ] ન. જલદી સમજમાં આવી શકે એવું સરલ વ્યાખ્યાન.
૩. [ સં. અતિ ( ઘણું ) + લાઘવ ( નાનમ ) ] વિ. બહુ નાનું.
૪. [ સં. અતિ ( વિશેષ ) + લાઘવ ( ઉતાવળ ) ] અ. જલદી.

**અતિલાડ** ૧. ન. મોઢે ચડાવવું તે.
૨. ન. હસાવી રમાડી રાજી રાખવાપણું.

**અતિલાલસુ** [ સં. અતિ ( ઘણું ) + લાલસા ( ઇચ્છા ) ] વિ. આસક્ત.

**અતિલિયા** સ્ત્રી. વિષ્ટાને ખોરાકમાં મેળવી ખાવાની ક્રિયા.

> અઘોરી લોકો પોતાની વિષ્ટાને અન્ન સાથે મેળવીને ખાય છે તે ક્રિયાને અતિલિયા કહે છે. જ્ઞાનકોષ

**અતિલિહા** [ સં. ] પું. ( પિંગળ ) દરેક લીટીમાં ૧૬ માત્રાવાળો ચાર લીટીનો એ નામનો એક પ્રાકૃત છંદ.

**અતિલોભ** [ સં. અતિ ( ઘણું ) + લુભ્ ( ઇચ્છા કરવી ) ] પું. નહિ મળેલી વસ્તુ મેળવવાની તીવ્ર ઇચ્છા; અત્યંત લોભ.

**અતિલોમશ** ૧. [ સં. અતિ ( ઘણું ) + લોમશ ( વાળવાળું ) ] પું. બહુ વાળવાળો જંગલી બકરો.
૨. પું. મોટો વાંદરો.
૩. વિ. બહુ વાળવાળું; ઘણાં રુવાંટાંવાળું.

**અતિવક્તા** ૧. [ સં. અતિ ( ઘણું ) + વક્તૃ ( બોલનાર ) ] પું. પ્રખ્યાત ભાષણકર્તા.
૨. વિ. બહુ બોલકું; વાચાળ; અત્યંત બોલનાર.

**અતિવક્ર** ૧. [ સં. અતિ ( બહુ ) + વક્ર ( પૂર્વથી પશ્ચિમ તરફ જઈ દેખાતું ) ] પું. ( જ્યોતિષ ) મંગળ વગેરે પાંચ ગ્રહ.
૨. [ સં. અતિ ( ઘણું ) + વક્ર ( વાંકું ) ] વિ. ઘણું વાંકું.
૩. વિ. ( જ્યોતિષ ) બહુ ક્રૂર દૃષ્ટિવાળું.
૪. વિ. મારીમચડીને મેળવેલું.
૫. વિ. મૂળને ઓછું અનુસરતું.

**અતિવક્રા** ૧. સ્ત્રી. ( જ્યોતિષ ) બુધ ગ્રહની ચાર ગતિમાંની એ નામની એક. આ ગતિ પ્રમાણે તે એક રાશિમાં ૨૪ દિવસ રહે છે.
૨. [ સં. અતિ ( બહુ ) + વક્રા ( વાંકી ) ] વિ. સ્ત્રી. બહુ વાંકી.

**અતિવખ** [ સં. અતિવિષ ] ન. એ નામની એક વનસ્પતિ; વખમો; અતિવિષ. જુઓ અતિવિષ.

**અતિવખની કળી** સ્ત્રી. એ નામની એક કડવી ઔષધિ; અતિવિષની કળી.

**અતિવય** [સં. અતિ (ઘણું) + વયસ્ (ઉમર)] વિ. મોટી ઉમરનું; વૃદ્ધ; ઘરડું.

**અતિવયી** [સં. અતિ (ઘણું) + વયસ્ (ઉમર)] વિ. ઘરડું; પાકી ઉમરે પહોંચેલું.

**અતિવર્ણન** [સં. અતિ (ઘણું) + વર્ણન (વખાણ)] ન. હદ ઉપરાંત વખાણ; ભાટાઈ.

**અતિવર્ણાશ્રમી** [સં. અતિ (ઓળંગી ગયેલું) + વર્ણાશ્રમિન્ (વર્ણ તથા આશ્રમવાળું)] પું. વર્ણાશ્રમના ધર્મને ઓળંગી ગયેલ સાધક; બ્રાહ્મણ વગેરે ચાર વર્ણ તથા બ્રહ્મચર્ય વગેરે ચાર આશ્રમ વટી ગયેલ આત્મજ્ઞાની.

> સાધક અવસ્થામાં રહીને જ્ઞાનની પ્રાપ્તિ જેણે સિદ્ધ કરી છે તેવો મહાત્મા સાધક અવસ્થાનું ઉલ્લંઘન કરી રહેલો હોવાથી વર્ણાશ્રમના ધર્મથી તે અતીત છે તેથી તેને અતિવર્ણાશ્રમી કહેલો છે. સતર્સ હેતા

**અતિવર્તન** ૧. [સં. અતિવૃત્ (ઓળંગી જવું)] ન. ઉલ્લંઘન; અતિક્રમણ.
૨. [સં. અતિ (વિશેષ) + વૃત્ (હોવું)] ન. ચડિયાતાપણું; અધિકતા; અતિરેક.
૩. [સં. અતિવૃત્ (બચી જવું)] ન. માફ કરી શકાય એવો ગુનો અથવા ગેરવર્તણૂક; દંડ નહિ કરવા જોગ અપરાધ. મનુસ્મૃતિમાં આવા દશ પ્રકારના અપરાધ જણાવેલા છે.
૪. વિ. જીવનનાં સાધનનો ત્યાગ કરનાર.

**અતિવર્તવું** [સં. અતિવૃત્ (ઓળંગી જવું)] સ. ક્રિ. ઉલ્લંઘવું; પેલી પાર જવું; અતિક્રમવું.

> શબ્દ બ્રહ્મને અતિવર્તે તેહ. નરસિંહ

**અતિવર્તિત** [સં. અતિ (હદ બહાર) + વર્તિત (થયેલું)] વિ. વધી ગયેલું; હદ બહાર ગયેલું.

**અતિવર્તી** ૧. વિ. આગળનું; આગળ ચાલનારું.
૨. [સં. અતિવૃત્ (ઉલ્લંઘવું)] વિ. ઉલ્લંઘન કરતું; હદ બહાર જનાર.
૩. વિ. ચડિયાતું; વધી જતું.

**અતિવર્તુલ** ૧. [સં. અતિ (ઘણું) + વર્તુલ (ગોળાકાર)] પું. એ નામનું એક જાતનું અનાજ. જેમકે વટાણા. તે ગોળાકાર હોય છે.
૨. વિ. સાવ ગોળ; ગોળાકાર.

**અતિવર્ધન** [સં. અતિ (અત્યંત) + વૃધ્ (વધવું)] ન. બહુ વધવાપણું.

**અતિવર્ધિત** [સં. અતિ (ઘણું) + વૃધ્ (વધવું)] વિ. ઉન્નતિને શિખરે પહોંચેલું.

**અતિવશ્ય** [સં. અતિ (ઘણું) + વશ્ય (તાબે થયેલ)] વિ. બહુ તાબેદાર.

**અતિવસેક** ૧. ન. અતિવિષ નામની ઔષધિ; અતિવિષની કળી.
૨. [અતિ (ઘણું) + વસેક (વિશેષ)] વિ. ઘણું વધારે.

**અતિવહન** [સં. અતિ (ઘણું) + વહન (વહેવું તે)] ન. તીવ્ર ગતિવાળો પ્રવાહ.

**અતિવહેતું** વિ. ઉતાવળી ગતિવાળું; પ્રવાહમાં બહુ તણાઈ જતું.

**અતિવંકું** ૧. [સં. અતિ (પુષ્કળ) + વક્ર (વાંકું)] વિ. ઘણું વાંકું.

> અલંકાર અરથ અતિવંકા,
> મન માંહાં નાણિ નારિ. કેશવ હર્ષદ

૨. વિ. વિકટ; દુર્ગમ.

**અતિવાક્ય** ૧. [સં. અતિ (હદ બહાર) + વચ્ (બોલવું)] ન. કઠોર ભાષા.

> જે અતિવાક્યને સહન કરી લે તે દમન કરેલા માણસોમાં શ્રેષ્ઠ ગણાય છે. ધમ્મપદ

૨. વિ. વર્ણન ન થઈ શકે એવું; અવર્ણનીય.

**અતિવાક્યદેહ** [સં. અતિવાક્ય (અવર્ણનીય) + દેહ (શરીર)] પું. દિવ્ય શરીર.

**અતિવાચન** [સં. અતિવચ્ (ઘણું વાંચવું)] ન. બહુ વાંચવાની ક્રિયા; ઘણો અભ્યાસ.

**અતિવાચા** [સં. અતિ (ઘણું) + વાચા (વાણી)] સ્ત્રી. બબડાટ; બહુ બોલવાપણું.

**અતિવાઢ** [અતિ (મોટું) + વાઢ (કાપ)] પું. મોટો કાપ; જબરો જખમ.

**અતિવાણી** [સં. અતિ (હદ બહાર) + વાણી (વચન)] સ્ત્રી. ભારે પડતો બોલ; હદ બહાર બોલવું તે.

**અતિવાત** ૧. [સં. અતિ (ઘણું) + વાત (પવન)] પું. ઘણો પવન.
૨. [અતિ (વધારે પડતું) + વાત (કથા)] સ્ત્રી. અપ્રિય વચન; કઠોર ભાષા.
૩. સ્ત્રી. બહુ બોલવાપણું.
૪. વિ. અત્યંત પવનવાળું; પુષ્કળ વાયુવાળું.
૫. વિ. વાયુ પ્રકૃતિવાળું.

**અતિવાતખરૂં** વિ. બહુ વાતો કર્યા કરનારું.

**અતિવાતુલ** ૧. [સં. અતિ (ઘણું) + વાતુલ (વાયડું)] વિ. ઘણું વાયુ કરે એવું; બહુ વાયડું.
૨. વિ. દોઢડાહ્યું; બહુ વાયડા સ્વભાવનું.

**અતિવાદ** ૧. [સં. અતિ (વધારે પડતું) + વાદ (શબ્દ)] પું. અપ્રિય શબ્દ; કઠોર વચન; અપમાન કરે તેવી વાણી.
૨. [સં. અતિ (હદ બહાર) + વદ્ (બોલવું)] પું. આગળ પડતાં પગલાં ભરી સુધારો કરવાનો મત.
૩. પું. ખરી વાત; સાચી હકીકત.
૪. પું. ગૂઢવાદ. જુઓ અગમ્યવાદ.
૫. પું. બકવાદ; બડબડાટ; વાયડાઈ.
૬. પું. બનાવટી વાત; ડિંગ.
૭. પું. વધારીને કહેલી વાત; અતિશયોક્તિ.
૮. વિ. બહુબોલું; વાચાળ.

**અતિવાદી** ૧. [સં. અતિ (વધારે પડતું) + વાદિન્ (બોલનાર)] વિ. કડવું બોલનાર; કઠોર વચન બોલનાર.
૨. વિ. ડિંગ મારનાર; બનાવટી વાત કરનાર.
૩. વિ. બધાના મતનું ખંડન કરી પોતાનો મત સ્થાપનાર.
૪. [સં. અતિ (ઘણું) + વાદિન્ (તકરાર કરનાર)] વિ. બહુ તકરારી; માથાકૂટિયું.
૫. [સં. અતિ (બહુ) + વાદિન્ (બોલનાર)] વિ. બહુબોલું; વાચાળ.
૬. [સં. અતિ (હદ બહારનું) + વાદિન્ (મત ધરાવનારું)] વિ. રૂઢિ બહાર જઈ સુધારા દાખલ કરવાનો મત ધરાવનાર.
૭. વિ. વધારીને વાત કહેનાર; અતિશયોક્તિ કરનાર.
૮. વિ. સાચું બોલનાર; સત્યવક્તા.

**અતિવાયવી** [સં. અતિ (પુષ્કળ) + વાયવિન્ (વાયુવાળું)] વિ. બહુ વાયુવાળું; પુષ્કળ પવનવાળું.

**અતિવાર** સ્ત્રી. જરૂર કરતાં વધારે સમય.

**અતિવારણ** [અતિ (ઘણું) + વારણ (અટકાવવું તે)] ન. અટકાયત; રોકાણ.

**અતિવાલુકડાઈ** સ્ત્રી. (કચ્છી) બહુ ખુશામત; ભાટાઈ.

**અતિવાસ** [સં.] પું. શ્રાદ્ધને આગલે દિવસે કરાતો ઉપવાસ.

**અતિવાસિત** [સં. અતિ (ઘણું) + વાસિત (સુગંધીવાળું)] વિ. બહુ સુગંધીદાર.

**અતિવાસિતા** સ્ત્રી. (પિંગળ) દરેક ચરણમાં સગણ, યગણ, રગણ અને સગણ મળી ૧૨ અક્ષરનો એ નામનો જગતીની જાતનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ.

**અતિવાસી** ૧. વિ. માલ વિનાનું; નિસ્સત્ત્વ.
૨. વિ. રાંધ્યાને ઘણો વખત થઈ ગયો હોય એવું; ઊતરી ગયેલું.

**અતિવાસ્તવિક** ૧. [સં. અતિ (ઘણું) + વાસ્તવિક (ખરૂં)] વિ. ખરેખરૂં; તદ્દન સાચું.
૨. વિ. વાજબી.

**અતિવાસ્તવિકતા** ૧. [સં. અતિ (બેહદ) + વાસ્તવિક (ખરૂં) + તા (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. તદ્દન સાચું હોવાપણું.
૨. સ્ત્રી. વાજબીપણું.

**અતિવાહ** ૧. [સં. અતિ (હદ ઓળંગીને) + વહ્ (લઈ જવું)] પું. એક શરીરનો ત્યાગ કરી જીવને બીજા શરીરમાં લઈ જવાની ક્રિયા; સૂક્ષ્મ ચૈતન્યને બીજા શરીરમાં લઈ જવાનું કામ.
૨. પું. દેલી પાર લઈ જવાની ક્રિયા.

**અતિવાહક** [સં. અતિ (ઉલ્લંઘીને) + વાહક (લઈ જનાર)] પું. જીવને બીજા શરીરમાં લઈ જવા માટે પ્રભુએ રાખેલ દેવ.

**અતિવાહિક** ૧. [સં. અતિવહ્ (ઓળંગીને લઈ જવું)] પું. પાતાળમાં રહેનાર જીવ; નારકી જીવ.
૨. ન. સૂક્ષ્મ શરીર; લિંગ દેહ.
૩. વિ. એક શરીરમાંથી બીજા શરીરમાં લઈ જવાની શક્તિવાળું.

**અતિવાહિત** ૧. [સં. અતિ (ઉલ્લંઘીને) + વહ્ (લઈ જવું)] પું. નરકવાસી જીવ; પાતાળનો રહેવાશી.
૨. ન. સૂક્ષ્મ શરીર.
૩. વિ. ઓળંગી ગયેલું.
૪. વિ. પસાર કરેલું.

**અતિવાહી** ૧. [સં. અતિ (ઘણું) + વાહિન્ (વહેનાર)] વિ. બહુ વહેનારૂં.
૨. વિ. બીજા શરીરમાં જનારૂં; આગળ ગતિ કરનારૂં.

**અતિવિકટ** ૧. પું. મસ્ત હાથી.
૨. [સં. અતિ (અત્યંત) + વિકટ (વિકાર પામેલું)] વિ. અતિશય વિકાર પામેલું.
૩. વિ. ઘણું મુશ્કેલ.
૪. વિ. ઘણું વિકરાળ.
૫. વિ. બહુ મુશ્કેલીથી સમજાતું.

**અતિવિકૃત** ૧. [સં.] ન. (સંગીત) બાર વિકૃતમાંનું એ નામનું એક; પંચમ સ્વર મધ્યમ સ્વરની બીજી શ્રુતિ ધારણ કરવાથી થતું વિકૃત.
૨. [સં. અતિ (ઘણું) + વિકૃત (ફેરવાયેલું)] વિ. રૂપાંતર થયેલું.

**અતિવિકૃતિ** [સં. અતિ (બહુ) + વિકૃતિ (ફેરફાર)] સ્ત્રી. બહુ ફેરફાર; ઘણું રૂપાંતર.

**અતિવિકૃષ્ટતપ** [સં. અતિ (ઘણું) + વિકૃષ્ટ (ખેંચેલું) + તપસ્ (તપ)] ન. એક સાથે કરવામાં આવતા ત્રણ, ચાર કે તેથી વધારે ઉપવાસ; આકરૂં તપ.

**અતિવિખ** [સં. અતિ (બહુ) + વિષ (ઝેર)] ન. એ નામની એક જાતની વનસ્પતિ; અતવખ; અતવસ. જુઓ અતિવિષ.

**અતિવિખની કળી** સ્ત્રી. એક જાતની કડવી ઔષધિ. જુઓ અતિવિષની કળી.

**અતિવિદાહી** ૧. [સં. અતિ (પુષ્કળ) + વિ (વિશેષ) + દાહિન્ (બળતરા કરનાર)] ન. રાઈ, સરસવ તથા એનાં જેવાં બી, કેમકે તે બહુ બળતરા કરનારાં છે.
૨. વિ. બહુ બળતરા કરનાર.

**અતિવિદ્ય** [સં. અતિ (બહુ) + વિદ્યા (જ્ઞાન)] વિ. બહુ વિદ્વાન; આગમનું રહસ્ય જાણનાર; કોવિદ.

**અતિવિનોદ** ૧. [સં. અતિ (ઘણું) + વિનોદ (આનંદ)] પું. ઘણો આનંદ; બહુ મોજમજા.
૨. પું. હદ કરતાં વધારે ઠઠ્ઠામશ્કરી.

**અતિવિવાદ** ૧. [સં. અતિ (બહુ) + વિવાદ (ચર્ચા)] પું. ઘણી ચર્ચા.
૨. [સં. અતિ (ઘણું) + વિવાદ (ઝઘડો)] પું. બહુ બોલાબોલી; ઝાઝી તકરાર.

**અતિવિશ્રબ્ધનવોઢા** [સં. અતિવિશ્રબ્ધ (અત્યંત વિશ્વાસવાળું) + નવોઢા (નવી પરણેલી સ્ત્રી)] સ્ત્રી. પતિ માટે અતિશય પ્રેમવાળી નવોઢા મધ્યા નાયિકા. તે ધીરજવાન અપરાધી નાયક તરફ કટાક્ષનો અને અધીર અપરાધી નાયક તરફ કડુ વચનનો ઉપયોગ કરે છે.

**અતિવિષ** ૧. [સં. અતિ (ઘણું) + વિષ (ઝેર)] ન. હિમાલય અને એની આસપાસના પ્રદેશના ડુંગર ઉપર થતી એ નામની એક જાતની કડવી વનસ્પતિ; અતિવખ; અતિવિખ. એ ઝાડનાં મૂળિયાં કે કંદ અતિવિષ, અતિવિષની કળી કે વખમો કહેવાય છે. એની છાલ કપડાં રંગવાના કામમાં આવે છે. ધોળા, કાળા અને પીળા એવા તેના ત્રણ પ્રકારમાં ધોળું અતિવિષ જ દવામાં વપરાય છે, અને બાળકોનાં ઔષધમાં તે ઘણું આવે છે. તે કાંઈક ગરમ, દસ્ત રોકનારૂં, અગ્નિ વધારનારૂં, અને બધી જાતના તાવ, આમાતિસાર, કાસ, વિષ, ઊલટી, તરસ, કૃમિ, અર્શ, સળેખમ, પિત્તોદર, અતિસાર વગેરે દરદ પર ગુણકારી મનાય છે.
૨. વિ. ઘણા ઝેરવાળું; બહુ ઝેરી.
૩. [સં. અતિ (ઓળંગી ગયેલું) + વિષ (ઝેર)] વિ. ઝેરની અસર દૂર કરનારૂં.

**અતિવિષની કળી** સ્ત્રી. એ નામની એક જાતની કડવી અને જલદી સડી જતી ઔષધિ; અતિવખની કળી; અતિવિખની કળી; અતિવિષા. તેની સફેદ અને ભૂખરા કાળા રંગની એવી બે જાતમાં સફેદ જાતની કળી ટૂંકી, નીચે જાડી, ઉપરથી સાંકડી, છેડે બે અણીની પેઠે ફૂટેલી, આકારમાં લસણની કળી જેવી પણ તેનાથી જાડી અને મોટી હોય છે. તેને ભાંગવાથી ધોળો લોટ જેવો ભૂકો નીકળે છે. કાળી જાતના લાંબા વળદાર કટકા આવે છે. આ ઔષધિ તાવ તથા કૃમિનો નાશ કરનાર અને થોડી માત્રામાં પૌષ્ટિક મનાય છે, પણ તેની કાળી જાત ધોળીના જેટલી ગુણકારી મનાતી નથી.

**અતિવિષયી** ૧. [સં. અતિ (ઉલ્લંઘેલું) + વિષય (બાબત) + ઇન્ (વાળું)] વિ. ચાલતી બાબતને નહિ લગતું એવું; વિષય બહારનું.
૨. વિ. ચાલુ બાબતની હદ ઓળંગી ગયેલું; જોઈએ તે કરતાં વધારે વિવેચન કરાયેલું.
૩. [સં. અતિ (ઓળંગી ગયેલું) + વિષયિન્ (જ્ઞાન)] વિ. (વેદાંત) જાણવું મુશ્કેલ એવા તત્ત્વ સંબંધી; અજ્ઞેય.
૪. [સં. અતિ (ઘણું) + વિષયિન્ (લંપટ)] વિ. બહુ લંપટ.

**અતિવિષા** [સં.] સ્ત્રી. એ નામની એક જાતની ઔષધિ; અતવખ. જુઓ અતિવિષની કળી.

**અતિવિષાદ** [સં. અતિ (બહુ) + વિષાદ (દિલગીરી)] પું. બહુ દિલગીરી; ઘણો ખેદ.

**અતિવિષાદિગુટિકા** [સં. અતિવિષ (અતિવખ) + આદિ (વગેરે) + ગુટિકા (ગોળી)] સ્ત્રી. (વૈદક) એ નામનું એક ઔષધ; અતિવિખની કળી ૧ તોલો, કાંકચનાં શેકેલાં મીંજ ૧ તોલો, અને ગળોસત્ત્વ ૦ાા તોલો, એ ત્રણ ચીજને મેળવી કડાછાલનાં ઘનમાં તેની બબ્બે વાલની બનાવેલી ગોળી. ઊલટી થઈ પેટમાં કાંઈ ન રહેતું હોય ત્યારે આ ઔષધ દેવાથી લાભ થતો મનાય છે.

**અતિવિસ્તર** [સં. અતિ (ઘણું) + વિસ્તર (ફેલાવો)] પું. વધારે લંબાણ.

**અતિવિસ્તાર** [સં. અતિ (ઘણું) + વિસ્તાર (ફેલાવ)] પું. ઘણું લંબાણ; બહુ ફેલાવો.

**અતિવિસ્તૃત** [સં. અતિ (બહુ) + વિસ્તૃત (ફેલાયેલું)] વિ. ઘણું ફેલાયેલું.

**અતિવૃત્તિ** ૧. સ્ત્રી. અતિશયોક્તિ; અત્યુક્તિ.

૨. [ સં. અતિવૃત્ ( ઓળંગી જવું ) ] સ્ત્રી. ઉલ્લંઘન; અતિક્રમણ.

૩. સ્ત્રી. ચડિયાતાપણું; અધિકતા; ઉત્કર્ષ.

૪. સ્ત્રી. લોહીનો અતિસ્રાવ.

**અતિવૃદ્ધ** ૧. પું. ( તંત્ર ) એ નામનો એક મંત્ર.

૨. [ સં. અતિ ( બહુ ) + વૃદ્ધ ( ઘરડું ) ] વિ. ઘણું ઘરડું.

૩. [ સં. અતિ ( ઘણું ) + વૃદ્ધ ( વધેલું ) ] વિ. ઘણું વધેલું.

**અતિવૃદ્ધા** ૧. [ સં. અતિ ( અત્યંત ) + વૃદ્ધા ( ઘરડી ) ] સ્ત્રી. આવવાને અશક્ત ઘરડી ગાય.

૨. વિ. સ્ત્રી. ઘણી ઘરડી.

**અતિવૃદ્ધિ** [ સં. અતિ ( ઘણું ) + વૃદ્ધિ ( વધારો ) ] સ્ત્રી. ઘણો વધારો.

**અતિવૃષ્ટિ** ૧. [ સં. અતિ ( બેહદ ) + વૃષ્ટિ ( વરસાદ ) ] સ્ત્રી. અત્યંત વરસાદ; જોઈએ તે કરતાં ઘણો વધારે વરસાદ.

૨. સ્ત્રી. છમાંની એ નામની એક ઈતિ; હદ ઉપરાંત વરસાદ થવાથી પડતો દુકાળ.

**અતિવૃંહિત** [ સં. અતિ ( ઘણું ) + વૃંહિત ( પોષેલું ) ] વિ. દૃઢ; મજબૂત; પુષ્ટ.

**અતિવેગ** [ સં. અતિ ( ઘણું ) + વેગ ( ઝડપ ) ] પું. ઘણી ઝડપ.

**અતિવેગી** [ સં. અતિ ( બહુ ) + વેગ ( ઝડપ ) + ઇન્ ( વાળું ) ] વિ. ઘણી ઝડપવાળું.

**અતિવેણુ** ન. ભારે બોલ; આકરું વચન.

**અતિવેદન** ૧. [ સં. અતિ ( ઓળંગેલ ) + વેદન ( જ્ઞાન ) ] ન. ઇંદ્રિયના ખામીવાળા અથવા હદ બહારના ભાનને લીધે થતો ચિત્તભ્રમ.

૨. [ સં. અતિ ( ઘણું ) + વેદના ( પીડા ) ] વિ. ઘણું જ દુઃખ પામતું; ઘણી વ્યથાવાળું.

**અતિવેધ** ૧. [ સં. અતિ ( બહુ ) + વિધ્ ( વીંધવું ) ] પું. અત્યંત સંબંધ; નિકટ સંબંધ.

૨. પું. સૂર્યની પ્રભા દેખાવા લાગ્યા પહેલાં બે ઘડીની અંદર થતી દશમ અને અગિયારશની સંધિ.

**અતિવેલ** ૧. [ સં. અતિ ( ઓળંગી ગયેલું ) + વેલા ( મર્યાદા ) ] વિ. અતિશય; બેહદ.

ભૃશ અતિશય અતિવેલ
અલ અધિક અત્યંત નિતંત,
અતિ સર્વત્ર વર્જિત
કહી ગયા સંત અનંત. — પિંગળલઘુકોષ

૨. [ સં. અતિ ( મર્યાદા બહાર ) + વેલા ( કાંઠો ) ] વિ. કાંઠાને ઓળંગનારું; કિનારાની મર્યાદા ઉલ્લંઘી જનારું.

૩. વિ. મર્યાદાનું ઉલ્લંઘન કરનાર.

૪. [ સં. અતિ ( હદ ઓળંગેલું ) + વેલા ( વખત ) ] વિ. વખતને વટી જનારું; કમોસમનું.

**અતિવેલા** ૧. [ સં. અતિ ( ઉલ્લંઘેલું ) + વેલા ( વખત ) ] સ્ત્રી. ઢીલ; વિલંબ.

૨. [ સં. અતિ ( અધિક ) + વેલા ( માત્રા ) ] સ્ત્રી. જૈન સાધુના આચારની મર્યાદા.

૩. [ સં. અતિ ( ખરાબ ) + વેલા ( વખત ) ] સ્ત્રી. વિપરીત વખત.

**અતિવેળા** ૧. [ સં. અતિ ( ઘણું ) + વેલા ( વખત ) ] સ્ત્રી. ઘણો સમય; બહુ વખત; મુકરર કરેલા વખત કરતાં વધુ કાળ.

૨. [ સં. અતિ ( ખરાબ ) + વેલા ( વખત ) ] સ્ત્રી. વિપરીત વખત; નહિ આશા રાખેલી એવો વખત.

**અતિવૈદિક** [ સં. અતિ ( હદથી ગયેલું ) + વૈદિક ( વેદને લગતું ) ] વિ. વેદકાળની પહેલાંનું.

તેને છેડે જિહ્વામૂલીય એટલે કંઠ્ય ઊષ્મવ્યંજન અતિવૈદિક કાળમાં હશે. — કેશવ હર્ષદ

**અતિવ્યય** [ સં. અતિ ( ઘણું ) + વ્યય ( ખરચ ) ] પું. ઘણું ખરચ.

**અતિવ્યયી** [ સં. અતિ ( વિશેષ ) + વ્યયિન્ ( ખરચનાર ) ] વિ. આવક કરતાં વધુ ખરચનાર.

**અતિવ્યાપ્તિ** ૧. [ સં. અતિ ( મર્યાદા બહાર ) + વ્યાપ્તિ ( વિસ્તાર ) ] સ્ત્રી. ( ન્યાય ) લક્ષણના ત્રણ દોષમાંનો એ નામનો એક; વસ્તુનું આપેલું લક્ષણ બીજી વસ્તુને પણ લાગુ પડે એ જાતનો લક્ષણદોષ; સમાવી ન જોઈતી વસ્તુને પણ સમાવી દેનારું વધારે બહોળા અર્થમાં જતું રહેતું લક્ષણ. 'જેને શીંગડાં હોય તે ગાય' એમાં ગાય સિવાયનાં ભેંસ, બકરી, વગેરે પ્રાણી પણ શીંગડાંવાળાં હોવાથી દાખલ થઈ જાય તેથી એ લક્ષણમાં અતિવ્યાપ્તિ છે.

લક્ષણના ત્રણ દોષ છે: અવ્યાપ્તિ, અતિવ્યાપ્તિ અને અસંભવ. — કમળાશંકર

૨. સ્ત્રી. લક્ષ્ય ન હોય એવી વસ્તુનો સમાવેશ થવો તે.

૩. સ્ત્રી. સિદ્ધાંત કે નિયમનો તાણીતૂશી કરવામાં આવતો પ્રયોગ; અતિપ્રસંગ.

**અતિશ** [ સં. અતિશી ( બીજા કરતાં વધી જવું ) ] વિ. ઘણું; અત્યંત.

ઉનાળાનો ભાનૂ અતિશ મથી ભેદી નવ શકે,
ઘટા ઊંચે એવી જન શિતળ છાયા સુખ લિયે. — નર્મદાશંકર

**અતિશકુલ** [ સં. અતિશય ( ઘણું ) + કુલ ( કુટુંબ ) ] ન. બહોળું કુટુંબ.

**અતિશક્કરી** ૧. સ્ત્રી. ( પિંગળ ) દરેક ચરણમાં ૧૫ માત્રાવાળો એ નામનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ. તૂણક, માલિની, લીલાખેલ, શશિકળા, ચામર, નિશિપાળ, માળા અથવા સ્રગ્વિ, સારંગી અથવા સારંગિકા, નલિની અથવા ભ્રમરાવળી, હંસ, વૃષભ, મૃદંગ અને પંચમળ એ તેના પ્રસિદ્ધ ભેદ છે. તેના સંપૂર્ણ ભેદ ૩૨૭૬૮ થઈ શકે છે.

૨. સ્ત્રી. પંદરની સંખ્યા બતાવનારી સંજ્ઞા.

**અતિશક્તિ** [ સં. અતિ ( બેહદ ) + શક્તિ ] સ્ત્રી. ઘણું બળ; અત્યંત સામર્થ્ય.

**અતિશક્વરી** સ્ત્રી. ( પિંગળ ) અતિશક્કરી છંદ.

**અતિશનિ** [ સં. અતિ ( ઉલ્લંઘેલું ) + શનિ ] પું. ( જ્યોતિષ ) શનિ પછીનો ગ્રહ; 'યુરેનસ'.

**અતિશય** ૧. [ સં. અતિશી ( વધી જવું ) ] પું. ચડિયાતાપણું; શ્રેષ્ઠતા.

૨. પું. પુષ્કળતા; બહુપણું.

૩. પું. ( જૈન ) પ્રભાવ; ગુણ; વિશેષતા.

તિહાં પ્રથમ અતિશય
શ્રીજિનકેરા, રોમ નખ વાધે નહિ. — વિદ્યાસાગર

૪. પું. ( કાવ્ય ) વસ્તુની એક પછી એક શક્યતા કે અશક્યતા બતાવતો એ નામનો એક અલંકાર. જેમકે, સત્પુરુષને કોપ હોતો નથી, હોય છે તો સ્થિર હોતો નથી, સ્થિર હોય છે તો ફળવાન હોતો નથી. આ રીતે સત્પુરુષનો કોપ દુષ્ટની પ્રીતિ જેવો છે. આ અલંકારને અધિક અલંકારની અંતર્ગત પણ કહે છે.

ઉત્તરોત્તરમાં સંભાવનાથી અથવા અસંભાવનાથી જે અતિશય તે અતિશય અલંકાર. — કાવ્યશાસ્ત્ર

૫. વિ. ઘણું; પુષ્કળ; બહુ.

૬. વિ. ચડિયાતું; શ્રેષ્ઠ.

**અતિશયતા** ૧. [ સં. અતિશય ( ઘણું ) + તા ( પણું ) ] સ્ત્રી. પુષ્કળતા; બહુપણું.

૨. સ્ત્રી. બિનજરૂરી વધારો.

**અતિશયતાપ** ૧. [ સં. અતિશય ( ઘણું ) + તાપ ( તડકો ) ] પું. ઘણો જ તડકો; બહુ જ ગરમી.

૨. [ સં. અતિશય ( બહુ ) + તાપ ( દુઃખ ) ] પું. ( વેદાંત ) વધુ વૈભવવાળા દેવતાને જોઈ ઓછા વૈભવવાળા દેવતાને થતું દુઃખ.

**અતિશયત્વ** [ સં. અતિશય ( બહુ ) + ત્વ ( પણું ) ] ન. વધારે હોવાપણું; વિશેષતા.

**અતિશયન** ૧. [ સં. અતિશી ( વધી જવું ) ] ન. ચડિયાતાપણું; અધિકતા.

૨. [ સં. અતિ ( બહુ ) + શયન ( નિદ્રા ) ] ન. આકરી ઊંઘ.

**અતિશયની** ૧. સ્ત્રી. ( પિંગળ ) એ નામનો એક છંદ; ચિત્રલેખા; અતિશાયિની.

૨. [ સં. અતિ ( બહુ ) + શયન ( નિદ્રા ) ] વિ. બહુ ઊંઘણશી.

**અતિશયિત** ૧. [ સં. અતિશી ( વધી જવું ) ] વિ. વિશેષ પડતું; હદ ઉપરાંતનું.

૨. વિ. શ્રેષ્ઠ; સૌથી સારું.

**અતિશયિતા** ૧. [ સં. અતિશયિન્ ( ચડિયાતું ) + તા ( પણું ) ] સ્ત્રી. ચડિયાતાપણું.

૨. [ સં. અતિશયિન્ ( પુષ્કળ ) + તા ( પણું ) ] સ્ત્રી. પુષ્કળતા; બહુપણું.

**અતિશયોક્તિ** ૧. [ સં. અતિશય ( વધારે ) + ઉક્તિ ( કથન ) ] સ્ત્રી. પદાર્થનું ચડિયાતાપણું વર્ણવતો એ નામનો એક અલંકાર. જેમકે, ક્રુજ્યો ધ્રુવ ને મેરુ ડગ્યો, ખળભળિયાં પાતાળ, સાગરે મરજાદ મૂકી, ડોલ્યા દશ દિક્પાળ.–પ્રેમાનંદ. તેના મુખ્ય પાંચ ભેદ છે: ૧.રૂપક, ૨.ભેદક, ૩.સંબંધ, ૪.અસંબંધ, ૫.અક્રમ, ચપલ અથવા અત્યંત.

૨. સ્ત્રી. બકવાટ; બડબડાટ.

૩. સ્ત્રી. વધારીને કહેલી હકીકત; રજનું ગજ કરી મૂકેલી વાત; બહુ વધારીને કરેલું વર્ણન.

**અતિશયોપમા** [ સં. અતિશય ( શ્રેષ્ઠ ) + ઉપમા ( સરખામણી ) ] સ્ત્રી. ઉપમા અલંકારનો એ નામનો એક ભેદ. તેમાં એમ બતાવવામાં આવે છે કે કોઈ વસ્તુ હમેશાં પોતાના વિષયમાં એક જ–અદ્વિતીય છે. તેને ઊંચામાં ઊંચી એક જ વસ્તુ સિવાય બીજી વસ્તુની ઉપમા દઈ શકાતી નથી. જેમકે, તારામાં તુજ મુખ દીઠું, આકાશે દીઠો ચંદ્રમા. આમાં એમ બતાવે છે કે આકાશમાંના ચંદ્ર જેવું મુખ તારામાં જ છે, તે બીજા કોઈની સાથે સરખાવી શકાય એમ નથી.

**અતિશર્કરી** સ્ત્રી. ( પિંગળ ) એ નામનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ. જુઓ અતિશક્વરી.

**અતિશાણું** [ સં. અતિ ( વધારે ) + શાણું ( ડાહ્યું ) ] વિ. ( કટાક્ષ ) દોઢડાહ્યું.

**અતિશાયન** [ સં. અતિશી ( વધી જવું ) ] ન. ચડિયાતાપણું; શ્રેષ્ઠતા.

**અતિશાયિની** સ્ત્રી. ( પિંગળ ) દરેક ચરણમાં સગણ, સગણ, જગણ, ભગણ, જગણ, ગુરુ અને ગુરુ એમ ૧૭ અક્ષરનો, દશમા અક્ષર પછી યતિ કે વિસામાવાળો એ નામનો એક અક્ષરમેળ છંદ; ચિત્રલેખા. એ અત્યષ્ટિનો એક પ્રકાર છે.

**અતિશાયી** ૧. [ સં. અતિશી ( ચડી જવું ) ] વિ. ચડિયાતું.

૨. [ સં. અતિ ( ઘણું ) + શી ( સૂવું ) ] વિ. બહુ સૂઈ રહેનાર; આળસુ.

**અતિશાંકરી** સ્ત્રી. એ નામની એક દેવી.

કાર્તિકમાં અતિશાંકરી નામની દેવીની પીઠ છે.
ભગવતી ભાગવત

**અતિશિખા** સ્ત્રી. ( પિંગળ ) દરેક ચરણમાં ૩૦ લઘુ અને ૧ ગુરુ મળી ૩૨ માત્રાનો એક છંદ. તેમાં પહેલી અને તે પછી દર ચોથી માત્રાએ તાલ આવે છે.

**અતિશીઘ્ર** [ સં. અતિ ( ઘણું ) + શીઘ્ર ( ઝડપવાળું ) ] વિ. અતિશય ઉતાવળું.

**અતિશીઘ્રગામી** [ સં. અતિ ( બહુ ) + શીઘ્ર ( જલદી ) + ગામિન્ ( જનાર ) ] વિ. બહુ ઉતાવળે જનારું; ઝડપી; ઘણા વેગવાળું.

**અતિશીલન** [ સં. અતિ ( ઘણું ) + શીલ્ ( ચિંતન કરવું ) ] ન. ઘણું મનન; બહુ અભ્યાસ.

**અતિશુદ્ધિ** [ સં. અતિ ( બેહદ ) + શુદ્ધિ ( પવિત્રતા ) ] સ્ત્રી. વધારે પડતી ચોખ્ખાઈ.

**અતિશુદ્ધિવાયુ** [ સં. અતિ ( સીમા બહાર ) + શુદ્ધિ ( પવિત્રતા ) + વાયુ ( ઘેલછા ) ] પું. વધારે પડતી પવિત્રતા રાખવાની ઘેલછા.

**અતિશુષ્ક** [ સં. અતિ ( બહુ ) + શુષ્ક ( સૂકું ) ] વિ. બહુ સુકાઈ ગયેલું.

**અતિશૂદ્ર** ૧. [ સં. અતિ ( બહુ ) + શૂદ્ર ( ઊતરતી જાતિનું માણસ ) ] ન. શૂદ્રથી પણ ઊતરતી જાતનું માણસ; ભંગી; ચમાર.

૨. વિ. શૂદ્ર કરતાં પણ હલકી જાતનું.

**અતિશૂદ્રી** [ સં. અતિ ( વિશેષ ) + શૂદ્રી ( ઊતરતી જાતિની સ્ત્રી ) ] સ્ત્રી. ભંગિયાણી; ચમારણ; ચાંડાલિની.

**અતિશે** ૧. [ સં. અતિ + શી ( વધી જવું ) ] પું. પુષ્કળતા.

૨. વિ. ઘણું; બહુ.

**અતિશેક** ૧. [ અતિ ( ઘણું ) + શેક ( શેકવું તે ) ] પું. બહુ શેક કરવો તે; ઘણી ગરમી લગાડવાની ક્રિયા.

૨. [ અતિશે ( અતિશય ) + ક ( લઘુતાસૂચક પ્રત્યય ) ] વિ. લગભગ વધારે.

**અતિશેષ** [ સં. ] પું. બાકી રહેલો થોડો ભાગ.

**અતિશોભિત** [ સં. અતિ ( ઘણું ) + શોભિત ( સુંદર ) ] વિ. તેજસ્વી; દેદીપ્યમાન.

**અતિશોર** [ અતિ ( ઘણું ) + શોર ( અવાજ ) ] પું. ઘુમરાણ; ઘણો અવાજ.

**અતિશ્રમ** [ સં. અતિ ( ઘણું ) + શ્રમ ( મહેનત ) ] પું. બહુ મહેનત.

**અતિશ્રમસિદ્ધ** [ સં. અતિ ( બહુ ) + શ્રમ ( મહેનત ) + સિદ્ધ ( મેળવેલું ) ] વિ ઘણી મહેનતથી મેળવેલું; પ્રયત્નસિદ્ધ.

**અતિસક્તિ** ૧. [ સં. અતિ ( ઘણું ) + સક્તિ ( સંબંધ ) ] સ્ત્રી. ગાઢ સંબંધ.

૨. [ સં. અતિ ( બહુ ) + સક્તિ ( પ્રેમ ) ] સ્ત્રી. ઘણો સ્નેહ.

**અતિસર** ૧. [ સં. અતિ ( ઘણું ) + સૃ ( જવું ) ] પું. આગેવાન; નાયક.

૨. પું. ચડિયાતા થવાપણું.

૩. પું. પ્રયત્ન; શ્રમ.

૪. વિ. ઉત્તમ; શ્રેષ્ઠ.

**અતિસરળ** ૧. વિ. પ્રાથમિક; શરૂઆતનું; પ્રારંભિક.

૨. [ સં. અતિ ( ઘણું ) + સરલ ( સહેલું ) ] વિ. બહુ સહેલું.

**અતિસર્ગ** ૧. પું. દાન.

૨. [ સં. અતિ ( ઘણું ) + સર્ગ ( ત્યાગ ) ] પું. પૂર્ણ ત્યાગ.

૩. પું. ફાવે તેમ કરવાની રજા; છૂટ.

૪. વિ. નિત્ય.

૫. [ સં. અતિ ( ઓળંગેલું ) + સર્ગ ( સૃષ્ટિ ) ] વિ. મુક્ત; જન્મમરણથી છૂટેલું.

**અતિસર્જન** ૧. [ સં. અતિ ( ઘણું ) + સર્જન ( ત્યાગ ) ] ન. ઉદારતા; દાનવૃત્તિ.

૨. ન. છેતરપિંડી; કપટ.

૩. ન. દાન.

૪. ન. વધ.

૫. ન. વિયોગ.

**અતિસર્વ** ૧. [ સં. અતિ ( સૌથી સારું ) + સર્વ ( બધું ) ] પું. પરમાત્મા. તે સર્વથી શ્રેષ્ઠ હોઈને અતિસર્વ કહેવાય છે.

૨. વિ. બધા કરતાં ચડિયાતું.

**અતિસહા** સ્ત્રી. ( જ્યોતિષ ) રોહિણી નક્ષત્ર.

**અતિસંકુલ** [ સં. અતિ ( ઘણું ) + સંકુલ ( ગૂંચવણ ભરેલું ) ] વિ. બહુ ગોટાળિયું; ઘણા ગૂંચવાડાવાળું; તદ્દન સેળભેળ થયેલું.

**અતિસંક્ષિપ્ત** ૧. [ સં. અતિ ( ઘણું ) + સંક્ષિપ્ત ( ટૂંકું ) ] વિ. બહુ ટૂંકું.

૨. વિ. (ગણિત) અંશમાં તથા છેદમાં સાધારણ અવયવ વિનાનું. જેમકે, ...

**અતિસંક્ષેપ** ૧. [સં. અતિ (ઘણું) + સંક્ષેપ (ટૂંકાણ)] પું. બહુ ટૂંકાણ.
૨. વિ. (ગણિત) અંશ અને છેદમાં સાધારણ અવયવ વગરનું.

**અતિસંક્ષેપરૂપ** [સં. અતિસંક્ષેપ (અંશ અને છેદમાં સાધારણ અવયવ વિનાનું) + રૂપ] ન. (ગણિત) અપૂર્ણાંકનું ટૂંકામાં ટૂંકું રૂપ. ...નું અતિસંક્ષેપરૂપ ... કહેવાય.

**અતિસંતૃપ્ત** [સં. અતિ (ઘણું) + સંતૃપ્ત (સંતોષ પામેલું)] વિ. ઘણો સંતોષ પામેલું.

**અતિસંધ** [સં. અતિ (પેલી પાર) + સંધા (તરાપ મારવી)] પું. આજ્ઞાનો ભંગ; ઉલ્લંઘન.

**અતિસંધાન** ૧. [સં. અતિ (બીજી પાર) + સંધા (પ્રતિજ્ઞા)] ન. ઉલ્લંઘન; ભંગ.
૨. [સં. અતિ + સંધા (છેતરવું)] ન. છેતરપિંડી; ઠગાઈ.

**અતિસંધ્યા** [સં. અતિ (ઓળંગી ગયેલું) + સંધ્યા (સંધિકાળ)] સ્ત્રી. સવાર અને સાંજની સંધ્યા પછીનો અને પહેલાંનો થોડો વખત.

**અતિસંપૃક્ત** [સં. અતિ (બહુ) + સંપૃક્ત (મેળવેલું)] વિ. સાવ ભળી ગયેલું; સાથે જોડાઈ ગયેલું.

**અતિસંભોગ** ૧. [સં. અતિ (ઘણું) + સંભોગ (મૈથુન)] પું. ઘણો સ્ત્રીસંગ.
૨. [સં. અતિ (હદ બહાર) + સંભોગ (ભોગવટો)] પું. હદ ઉપરાંત ઉપભોગ.

**અતિસંરક્ષક** ૧. [સં. અતિ (ઘણું) + સંરક્ષક (રક્ષણ કરનાર)] પું. ઘણો બચાવ કરનારું; બહુ રક્ષણ કરનાર.
૨. વિ. વધારે પડતું સ્થિતિચુસ્ત; અમુક સ્થિતિને વધારે પ્રમાણમાં વળગી રહેનાર.

**અતિસામાન્ય** ૧. [અતિ (ઉલ્લંઘેલ) + સામાન્ય (અનેકમાં આવેલો એક નિત્ય ધર્મ)] ન. (ન્યાય) લક્ષણનું લક્ષ્ય એ સંપૂર્ણ રીતે લાગુ ન પડવાપણું. જેમકે, કોઈએ કહ્યું કે બ્રાહ્મણત્વ એટલે જ્ઞાનવિજ્ઞાનમાં આસક્તિ. પરંતુ જ્ઞાનવિજ્ઞાનમાં આસક્તિ કોઈ બ્રાહ્મણમાં જોવામાં આવે અને કોઈમાં ન આવે. એટલે કે અહીં બ્રાહ્મણત્વનું આપેલું લક્ષણ બધા બ્રાહ્મણને લાગુ પડતું નથી.
૨. [સં. અતિ (ઘણું) + સામાન્ય (સાધારણ)] વિ. ઘણું સાધારણ; મામૂલી.

**અતિસામ્ય** [સં. અતિ (ઘણું) + સામ્ય (સરખાપણું)] ન ઘણું સરખાપણું.

**અતિસાર** ૧. [સં. અતિ (ઘણું) + સૃ (સરવું)] પું. (વૈદક) લોહીવાળા પાતળા બહુ ઝાડા થયા કરે એવો રોગ; હાથપોણું. આ દરદમાં મળ વધીને પેટના અગ્નિને ઓછો કરે અને શરીરના રસ લઈ વારંવાર બહાર નીકળે. આમાશયની અંદર રહેલ પાતળા પડમાં સોજો થવાથી ખાધેલ પદાર્થ ટકતો નથી અને આંતરડામાંથી પાતળા ઝાડારૂપે નીકળી જાય. જીર્ણજ્વર, ક્ષય અને અત્યંત નબળાઈનું આ એક છેલ્લું ચિહ્ન છે. કોલેરાના પૂર્વરૂપમાં તે જણાય છે. કેટલીક વખતે ઝાડામાં લોહી પડવા સાથે પેટમાં વાઢ થાય, હાથપગ તૂટે, પગમાં કળતર થાય તેમજ વખતે ગોટલી પણ ચડે અને ઊલટી થાય. સાદો ઝાડો એ અતિસારનું ફક્ત શાંત રૂપ છે. આ રોગના ૭ પ્રકાર છેઃ ૧. વાયુજન્ય, ૨. પિત્તજન્ય, ૩. કફજન્ય, ૪. સન્નિપાતજન્ય, ૫. શોકજન્ય અને ૬. આમજન્ય. સૂંઠ, અતિવિષ, નાગરમોથ, ઈંદ્રજવ અને ચિત્રકનો ઝીણો ભૂકો કરી તેનાથી ચોગણા પાણીમાં આપવાથી અથવા અફીણ અને કેસરનો સરખે ભાગે ભૂકો કરી અર્ધી ચણોઠીભારની ગોળી કરી મધ સાથે તે આપવાથી દરેક જાતના અતિસાર મટે એમ મનાય છે.

> ખરાબ પાણી, ખરાબ હવા, ઋતુનો ફેરફાર, શરદી, ભય, અણચીંતી આફત એ સર્વ અતિસાર પેદા કરે છે. — આરોગ્યશાસ્ત્ર

૨. વિ. ઘણું સારું.

> આપ્યાં વસ્ત્રાભૂષણ અતિસાર,
> ચરણે લાગ્યા તે નરનાર. — શામળ

**અતિસારકું** [અતિસાર (ઝાડાનું દરદ) + કું (વાળું)] વિ. ઝાડાના દરદવાળું.

**અતિસારઘ્ન** ૧. [સં. અતિસાર (સંગ્રહણી) + ઘ્ન (હણનાર)] ન. (વૈદક) એ નામની એક જાતની ઔષધિ; પીતપાપડો. તે ઝાડાના દરદને મટાડનાર મનાય છે.
૨. વિ. ઝાડાનો રોગ મટાડનારું.

**અતિસારવારણરસ** [સં. અતિસાર (ઝાડાનું દરદ) + વારણ (અટકાવ) + રસ] પું. ઝાડાનું દરદ અટકાવનાર એ નામની ઔષધિ. આ દવા બનાવવા શુદ્ધ હિંગળો, કપુર, ઈંદ્રજવ અને મોથ સરખે ભાગે લઈ તેને અફીણના કસુંબાની ભાવના અપાય છે. તેની માત્રા રતિ ૦॥ થી ૧ છે.

**અતિસારસ્તંભક** [સં. અતિસાર (ઝાડાનું દરદ) + સ્તંભક (અટકાવનાર)] વિ. ઝાડાનું દરદ દૂર કરનાર.

> તે અતિસારસ્તંભક, પાચક અને દીપક છે. — ત્રિ. મો. શાહ

**અતિસાંતપન** [સં. અતિ (ઘણું) + સાંતપન (આકરું તપ)] ન. એક જાતનું ઘણું આકરું તપ; અતિસાંતપનકૃચ્છ્ર.

**અતિસાંતપનકૃચ્છ્ર** [સં. અતિસાંતપન (એક જાતનું આકરું તપ) + કૃચ્છ્ર (વ્રત)] ન. એ નામનું પાપને દૂર કરવાનું એક ઘણું આકરું વ્રત. આમાં ગાયનું મૂતર, ગાયનું છાણ, દૂધ, દહીં, ઘી અને કુશ ઘાસનું પાણી એમ બબ્બે દિવસે એક પછી એક લઈ દર ત્રીજે દિવસે એક એક ઉપવાસ કરવામાં આવે છે.

**અતિસાંવત્સર** [સં.] વિ. એક વરસ કરતાં વધારે ચાલતું.

**અતિસિક્ત** [સં. અતિ (ઘણું) + સિચ્ (સીંચવું)] વિ. તરબોળ.

**અતિસુધારક** [અતિ (બેહદ) + સુધારક (સારો ફેરફાર કરનાર)] વિ. એકદમ સારા ફેરફાર કરનાર.

**અતિસુબોધ** [સં. અતિ (ઘણું) + સુ (સહેલાઈ બતાવતો ઉપસર્ગ) + બુધ્ (જાણવું)] વિ. બહુ જલદી સમજાય એવું.

**અતિસુરહિતા** સ્ત્રી. (પિંગળ) પહેલા અને ત્રીજા ચરણમાં તગણ, નગણ, નગણ, નગણ અને ગુરુ એમ ૧૩ અક્ષર તથા બીજા અને ચોથા ચરણમાં તગણ, નગણ, સગણ, સગણ અને ગુરુ એમ ૧૩ અક્ષરવાળો અસંકીર્ણ વર્ગનો એ નામનો એક અર્ધસમવૃત્ત અક્ષરમેળ છંદ.

**અતિસૂક્ષ્મ** [સં. અતિ (ઘણું) + સૂક્ષ્મ (નાનું)] વિ. ઘણું નાનું; બહુ બારીક; 'ઇન્ફિનિટેસિમલ'.

**અતિસૂક્ષ્મકલન** [સં. અતિ (ઘણું) + સૂક્ષ્મ (નાનું) + કલના (ગણતરી)] ન. (ગણિત) બહુ નાની રાશિઓનું ગણિત; અત્યલ્પકલન; 'ઇન્ફિનિટેસિમલ કૅલ્ક્યૂલસ'.

**અતિસૂક્ષ્મસંખ્યાશાસ્ત્ર** ન. (ગણિત) તદ્દન નાની સંખ્યા સંબંધી ગણિત; શૂન્યલબ્ધિ; 'કૅલ્ક્યૂલસ'.

**અતિસૂક્ષ્મસ્પર્શ** [સં. અતિ (બહુ) + સૂક્ષ્મ (નાનું) + સ્પર્શ] પું. (ગણિત) સ્પર્શબિંદુઓ વચ્ચેનું અંતર ઘણું જ નાનું હોય એવી રીતે અડવાપણું; અત્યલ્પસ્પર્શ; 'ઇન્ફિનિટેસિમલ કૉન્ટૅક્ટ'.

**અતિસૃષ્ટ** [સં. અતિસૃજ્ (બક્ષિસ કરવું)] વિ. બક્ષેલ; ભેટ તરીકે આપેલ.

**અતિસૌરભ** ૧. [ સં. અતિ ( ઘણું ) + સૌરભ ( સુગંધી ) ] પું. એ નામનો એક જાતનો આંબો.
૨. સ્ત્રી. ઘણી સુગંધ.
૩. વિ. બહુ સારી વાસવાળું.

**અતિસ્તુતિ** [ સં. અતિ ( હદ બહાર ) + સ્તુતિ ( વખાણ ) ] સ્ત્રી. અત્યંત વખાણ કરવાં તે; ખુશામત.

**અતિસ્થૂલ** ૧. [ સં. અતિ ( ઘણું ) + સ્થૂલ ( જાડું ) ] પું. ચરબી વધવાથી શરીર બહુ જાડું થાય એવો મેદ રોગનો એક પ્રકાર.
૨. વિ. કઠણ; દઢ; અમૃદુ.
૩. વિ. બહુ જાડું.

**અતિસ્નાતક** ૧. [ સં. અતિ ( 'થી પર' ) + સ્નાતક ( વિદ્યાપીઠની પદવીવાળું ) ] ન. વિદ્યાપીઠની પદવી મળ્યા પછી નક્કી કરેલ આગળ અભ્યાસ કરનાર માણસ.
૨. વિ. વિદ્યાપીઠની પદવી મળ્યા પછી કરાતા અભ્યાસ સંબંધી.

**અતિસ્નિગ્ધ** ૧. [ સં. અતિ ( ઘણું ) + સ્નિગ્ધ ( ચીકણું ) ] વિ. ઘણું ચીકણું.
૨. વિ. બહુ કોમળ.

**અતિસ્નેહ** [ સં. અતિ ( હદ બહાર ) + સ્નેહ ( પ્રેમ ) ] પું. ઘણો પ્રેમ.

**અતિસ્પર્શ** ૧. [ સં. અતિ ( 'થી જુદું' ) + સ્પર્શ ( અડવું તે ) ] પું. ઉચ્ચાર કરતી વેળા જીભ અને તાળવાનું જરાક અથવા નહિ સાથે થવાપણું.
૨. પું. ય, ર અને વ એ અક્ષરમાંનો કોઈ પણ એક; અર્ધસ્વર.
૩. પું. સ્વર; કોઈની મદદ વિના પૂરેપૂરો ઉચ્ચાર થઈ શકે તેવો અક્ષર.
૪. વિ. કંજૂસ; લોભી.

**અતિસ્વાર્થ** [ સં. અતિ ( ઘણું ) + સ્વ ( પોતાનું ) + અર્થ ( હેતુ ) ] પું. એકલપેટાપણું.

**અતિસ્વાર્થી** [ સં. અતિ ( ઘણું ) + સ્વ ( પોતાનું ) + અર્થ ( મતલબ ) + ઇન્ ( વાળું ) ] વિ. એકલપેટું.

**અતિહદ** [ અતિ ( વિશેષ ) + હદ ( સીમા ) ] સ્ત્રી. મર્યાદાનો છેડો.

**અતિહસિત** [ સં. અતિ ( બહુ ) + હસિત ( હસેલ ) ] ન. હાસ્યના ૭ ભેદ માંહેનો એ નામનો એક. આમાં હસનાર તાળી વગાડે, વચમાં અસ્પષ્ટ વચનો બોલે, તેનું શરીર કંપે અને તેની આંખમાંથી આંસુ પડે.

**અતિહાસ** [ સં. અતિ ( ઘણું ) + હાસ ( હસવું તે ) ] ન. અટ્ટહાસ્ય; ખડખડાટ હાસ્ય.

**અતિહાસ્ય** ૧. [ સં. અતિ ( બહુ ) + હાસ્ય ( હાસ ) ] ન. બહુ હસવું તે; અટ્ટહાસ્ય.
૨. વિ. બહુ હસનારું.
૩. વિ. મશ્કરું; મજાક કરનાર.

**અતિહ્રદ** [ સં. અતિ ( ઘણું ) + હ્રદ ( ધરો ) ] પું. પાણીથી ભરેલ ઊંડો ખાડો; ઊંડો ધરો.

> પર્વત કોરા દીસે સદ્ય,
> પણ અંતર ભરિયા અતિહ્રદ. — અખા

**અતિહ્રય** પું. ( પિંગળ ) એ નામનો ૫૪ ગુરુ અને ૪૮ લઘુ મળી ૧૦૨ અક્ષરવાળો એક વિષમજાતિ માત્રામેળ છંદ. એ ષટ્પદી છપ્પયનો એક પ્રકાર છે.

**અતી** સ્ત્રી. ધાતુ પરથી નારીજાતિ બનાવનાર પ્રત્યય. જેમકે, ચડતી, બેસતી, પડતી, ભરતી.

**અતીક્ષ્ણ** ૧. [ સં. અ ( નહિ ) + તીક્ષ્ણ ( ચપળ ) ] વિ. અચપળ; જાડી બુદ્ધિનું.
૨. [ સં. અ ( નહિ ) + તીક્ષ્ણ ( ધારવાળું ) ] વિ. ધાર વિનાનું; બુઠ્ઠું.
૩. વિ. શાંત સ્વભાવનું; સુશીલ.

**અતીક્ષ્ણતા** ૧. [ સં. અ ( નહિ ) + તીક્ષ્ણતા ( ચપળતા ) ] સ્ત્રી. જડબુદ્ધિ; મંદતા; મૂઢપણું.
૨. સ્ત્રી. બુઠ્ઠાપણું.
૩. સ્ત્રી. શાંત સ્વભાવ; સૌમ્યતા; સુશીલપણું.

**અતીત** ૧. [ સં. અતિ ( બેહદ ) + ઇત ( ગયેલ ) ] પું. ભૂતકાળ; વીતેલ સમય.
૨. [ સં. અતિથિ ] પું. મહેમાન; પરોણો.

> જો અતીત આવે કો દ્વાર,
> આદર સેવા કરે અપાર. — દયારામ

૩. [ સં. અતિ ( સીમા ઉલ્લંઘન ) + ઇત ( ગયેલ ) ] પું. વેરાગી; ખાખી બાવો; વિભૂતિ ચોળનારા બાવાની એ નામની એક જાત.

> વૃષભે ચઢીને શિવ આવિયા,
> ધરી અતીત કેરું રૂપ. — પ્રેમાનંદ

૪. સ્ત્રી. ( સંગીત ) તબલાંના બોલની સમથી અરધી અથવા એક માત્રા પહેલાં સમાપ્તિ.
૫. ન. ( સંગીત ) એ નામનું એક સ્થાન. આ સ્થાન બે માત્રાની ઉપરાંત આવે અને કોઈ વાર સમનું કામ આપે.
૬. વિ. ઓળંગી ગયેલ; પર થયેલ.

> ગુણો આ ત્રણથી અતીત જન તે,
> શાં લક્ષણે જાણવો? — ગીતાપંચામૃત

૭. વિ. જુદું પડેલું.
૮. વિ. મરેલ; ગત.
૯. વિ. વિરક્ત; નિર્લેપ.
૧૦. વિ. વીતેલ; પસાર થયેલ.

**અતીતકાલિક** [ સં. અતીત ( વીતેલ ) + કાલિક ( સમય સંબંધી ) ] વિ. ભૂતકાળ સંબંધી; ગયેલા વખતને લગતું.

**અતીતકાલીન** [ સં. અતીત ( પસાર થયેલ ) + કાલીન ( વખતનું ) ] વિ. વીતેલ વખતનું; ભૂતકાળનું.

**અતીતકાળ** ૧. [ સં. અતીત ( વીતેલ ) + કાલ ( સમય ) ] પું. ભૂતકાળ; વીતેલ સમય.

> જે ક્રિયા ચાલુ હોય તે વર્તમાનકાળ, જે થવાની છે તે અનાગતકાળ અને જે થઈ ચૂકી છે તે અતીતકાળ. — તત્ત્વાર્થસૂત્ર

૨. પું. વાદમાર્ગના જ્ઞાન માટે જાણવી જોઈતી ૪૪ વસ્તુ માંહેની એ નામની એક.

**અતીતગોસાંઈ** પું. શિવ અથવા દેવીનો પૂજારી. સાધારણ રીતે તે લગ્ન અથવા ધંધો નહિ કરતાં ત્યાગી રહી ભીખ માગી જીવે. તેના ઘણા વર્ગ છે. કોઈ વર્ગ લગ્ન કરી ઉદ્યમ પણ કરે; કોઈ જમીનદાર અથવા મઠાધિપતિ બને અને કેટલાક લશ્કરી નોકરી પણ કરે.

**અતીતગ્રહ** પું. ( સંગીત ) તાલનાં ચાર સ્થાન માંહેનું એ નામનું એક; તાલ પડવાના સ્થાનની માત્રાનો ઉચ્ચાર ગીતમાં નહિ થતાં અપાતી તાળી. આમાં ગીતની માત્રાનો લોપ થાય તેથી માત્ર તાળી પડે ને ગીત આગળની બીજી કે ત્રીજી માત્રા ઉપર અતીત થાય એટલે ચાલ્યું જાય. તેથી એવા સ્થાનને અતીતગ્રહ કહે છે.

> અતીત એટલે અળગો, અર્થાત્ જેનાથી સમ અળગો થયો હોય તેવા ઠેકાણાને અતીતગ્રહ કહે છે; જેમકે, સમની તાલ આપ્યા બાદ તુરત જ ગાનાર અથવા બજાવનાર તાન લે ત્યારે તે અતીતગ્રહથી લીધો એમ કહેવાય છે. — સંગીત કલાધર

**અતીતદર્શન** જુઓ અતીતવાદ.

**અતીતવાદ** [ સં. અતીત ( જુદું પડેલું ) + વાદ ( મત ) ] પું. પ્રત્યક્ષ વસ્તુ સિવાય પોતાના આત્મા અને બીજી બધી વસ્તુ સંબંધી ...ચુસ જ્ઞાન મેળવી શકે એવો મત.

**અતીતવિષયક** [ સં. અતીત ( ભૂતકાળ ) + વિષયક ( સંબંધી ) ] વિ. ભૂતકાળ સંબંધી.

> પૂર્વમાં અનુભવેલી વસ્તુના સ્મરણનું નામ સ્મૃતિ છે; આથી તે અતીતવિષયક છે. — તત્ત્વાર્થસૂત્ર

**અતીતવ્યવહાર** [ સં. અતીત ( ઓળંગી ગયેલ ) + વ્યવહાર ( આપવા લેવાનો સંબંધ ) ] ન. કરાર કરવા માટે યોગ્ય ઠરાવેલ ઉમ્મરની હદ ઓળંગી ગયેલ માણસ.

**અતીતાણી** [ અતીત ( વેરાગી ) + આણી ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. વેરાગણ; બાવી.

**અતીતાત્મક** [ સં. અતીત ( વી જાડું ) + આત્મન્ ( પોતે ) + ક ( વિશેષણ બનાવનાર પ્રત્યય ) ] વિ. અનુભવથી સિદ્ધ થઈ ન શકે એવું.

**અતીતાધ્યાત્મ** [ સં. ] ન. યજુર્વેદનું એ નામનું એક ઉપનિષદ.

**અતીર** [ સં. અ ( નહિ ) + તીર ( કાંઠો ) ] વિ. કાંઠા વિનાનું; અતટ.

**અતીરેક** ૧. [ સં. અતિરેક ] પું. અતિશયતા; પુષ્કળતા.
૨. પું. ઉત્કર્ષ; આબાદાની.
૩. પું. તફાવત.
૪. ન. મેદ; ચરબી.

**અતીર્ણપૂર્વ** [ સં. અ ( નહિ ) + તીર્ણ ( ઓળંગી ગયેલ ) + પૂર્વ ( આગળ ) ] વિ. અગાઉ ન તરાયેલ.
તેઓ આ દુસ્તર **અતીર્ણપૂર્વ** ઓઘ તરીને પુનર્જન્મ લેતા નથી. — સુત્તનિપાત

**અતીર્થ** ૧. [ સં. અ ( નહિ ) + તીર્થ ( પવિત્ર જગા ) ] ન. અશુદ્ધ સ્થળ; નાપાક જગા.
૨. [ સં. અ ( નહિ ) + તીર્થ ( જૈન સંઘ ) ] ન. તીર્થંકરે તીર્થ એટલે સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપ સંઘ સ્થાપ્યા પહેલાંનો અને તે નાશ થયા પછીનો સમય.
કષાય, કુશીલ આદિ તીર્થમાં પણ હોય છે અને **અતીર્થ**માં પણ હોય છે. — તત્ત્વાર્થસૂત્ર
૩. ન. સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ ચાર જાતનો સંઘ ન હોવાપણું.

**અતીર્થસિદ્ધ** [ સં. અતીર્થ ( ચતુર્વિધ સંઘનો અભાવ ) + સિદ્ધ ( મુક્તાત્મા ) ] પું. તીર્થંકરે સંઘની સ્થાપના કર્યા પહેલાં અથવા તો સંઘનો નાશ થયા પછી મુક્તિ પામનાર જીવ.

**અતીર્થંકર** [ સં. અ ( નહિ ) + તીર્થંકર ( જૈનધર્મપ્રવર્તક ) ] પું. તીર્થંકરની પદવી નહિ પામનાર સંપૂર્ણ જ્ઞાની પુરુષ.
કોઇ તીર્થંકર રૂપે અને કોઇ **અતીર્થંકર** રૂપે સિદ્ધ થાય છે. — તત્ત્વાર્થસૂત્ર

**અતીર્થંકરસિદ્ધ** [ સં. અતીર્થંકર ( તીર્થંકરની પદવી નહિ પામનાર કેવળી ) + સિદ્ધ ( મુક્તાત્મા ) ] પું. તીર્થંકરનું પદ પામ્યા વગર મુક્તિ મેળવનાર આત્મા.

**અતીવ** ૧. [ સં. અતિ ( બહુ ) + ઇવ ( જ ) ] વિ. અતિશય; બહુ જ.
હિંસા કરી છે અતીવ. — ગિરધર
૨. વિ. બહુ જ બારીક; અતિશય સૂક્ષ્મ.
આવો બારીક તાંતણો વળી **અતીવ** તંતુનો બનેલો છે. — સચિત્ર શારીરવિદ્યા
૩. અ. ઘણું જ; બેહદ.

**અતીશ** ૧. [ સં. અતિવિષા ] ન. એ નામની એક ઔષધિ; અતિવિષની કળી.
૨. ન. એ નામનું એક પહાડી ઝાડ; અતિવિષ. જુઓ અતિવિષ.
૩. [ સં. અતિશય ] વિ. ઘણું; પુષ્કળ.

**અતીશી** ૧. [ સં. અતસી ] સ્ત્રી. અળસીનો છોડ.
૨. સ્ત્રી. શણનું ઝાડ.
૩. [ સં. અતિશય ] વિ. ઘણું.

**અતીશે** [ સં. અતિશય ] વિ. અતિ; બેહદ.

**અતીસ** ૧. ન. ( હિંદી ) હિમાલય પર્વત અને તેની પાડોશમાં થતું એ નામનું એક ઝાડ; અતિવિષ. જુઓ અતિવિષ.
૨. વિ. અતિશય.

**અતીસાર** ૧. [ સં. અતિ ( વધારે ) + સૃ ( સરવું ) ] પું. ઝાડાનું દરદ; વારેવારે ઝાડો થવાનો રોગ.
૨. પું. મરડો. તેમાં ઝાડો નરમ ને પાતળો હોય છે.
૩. પું. સંગ્રહણી.

**અતીસેં** [ સં. અતિશય ] વિ. પુષ્કળ; ઘણું.

**અતીંદ્ર** [ સં. અતિ ( ચડિયાતું ) + ઇંદ્ર ] પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. પોતાના સ્વભાવસિદ્ધ જ્ઞાન-ઐશ્વર્યાદિથી ઇંદ્ર કરતાં પણ ચડિયાતા હોવાથી તે અતીંદ્ર કહેવાય છે.

**અતીંદ્રિય** ૧. [ સં. અતિ ( હદ બહારનું ) + ઇંદ્રિય ( જ્ઞાનનું સાધન ) ] પું. પરમાત્મા. તે ઇંદ્રિયના વિષયની બહાર છે.
૨. પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. શબ્દાદિ વિષયોથી રહિત હોવાથી તે ઇંદ્રિયોનો વિષય નથી, તેથી તે અતીંદ્રિય કહેવાય છે.
૩. ન. ( સાંખ્ય ) પુરુષ.
૪. ન. ( વેદાંત ) મન; ચિત્ત.
૫. વિ. ઇંદ્રિયની શક્તિ બહારનું; અગોચર; ઇંદ્રિયાતીત.
જે કેવળ બુદ્ધિથી ગ્રહણ કરવા યોગ્ય છે અને **અતીંદ્રિય** છે તે બ્રહ્મ છે. — પંચદશી

**અતીંદ્રિયદર્શન** ૧. [ સં. અતીંદ્રિય ( ઇંદ્રિયાતીત ) + દર્શન ( જોવાની ક્રિયા ) ] ન. ઇંદ્રિયની શક્તિ બહારના વિષય જોવા તે.
૨. [ સં. અતિ ( હદ બહારનું ) + ઇંદ્રિય ( જ્ઞાનનું સાધન ) + દર્શન ( જોવાની ક્રિયા ) ] ન. પરમાત્માને નજરોનજર જોવાપણું; પરમાત્માનો સાક્ષાત્કાર.

**અતીંદ્રિયવાદ** [ સં. અતીંદ્રિય ( અગોચર ) + વાદ ( મત ) ] પું. ગૂઢવાદ; અતિવાદ. જુઓ અતિવાદ.

**અતીંદ્રિયશાસ્ત્રી** [ સં. અતીંદ્રિય ( ઇંદ્રિયની શક્તિ બહારનું ) + શાસ્ત્રિન્ ( શાસ્ત્ર જાણનાર ) ] પું. અધ્યાત્મશાસ્ત્રી; દર્શનશાસ્ત્રી; તત્ત્વમીમાંસક; ઇંદ્રિયની શક્તિ બહારનાં તત્ત્વનો વિચાર કરી નિર્ણય કરનાર માણસ; અતિભૌતિકશાસ્ત્રવેત્તા.

**અતુચ્છ** [ સં. અ ( નહિ ) + તુચ્છ ( હલકું ) ] વિ. માલવાળું; કીમતી.

**અતુચ્છતા** [ સં. અ ( નહિ ) + તુચ્છ ( હલકું ) + તા ( પણું ) ] સ્ત્રી. મોટાઈ; મહત્તા.

**અતુરતા** સ્ત્રી. આતુરતા; ઉત્સુકપણું.

**અતુરાઈ** જુઓ અતુરતા.

**અતુલ** ૧. [ સં. ] પું. તલનો છોડ.
૨. પું. ( પિંગળ ) પહેલા ચરણમાં નગણ, સગણ, જગણ, તગણ અને ગુરુ મળી ૧૩ અક્ષર, બીજા ચરણમાં નગણ, જગણ, રગણ અને રગણ એમ ૧૨ અક્ષર, ત્રીજા ચરણમાં ભગણ, જગણ, રગણ અને રગણ એમ ૧૨ અક્ષર, તથા ચોથા ચરણમાં ભગણ, સગણ, જગણ, તગણ અને ગુરુ મળી ૧૩ અક્ષરવાળો સંકીર્ણ વર્ગનો એ નામનો એક વિષમવૃત્ત વર્ણમેળ છંદ.
૩. પું. પોતાની પરણેલી સ્ત્રીમાં જ પ્રીતિ રાખનાર નાયક; અનુકૂલ નાયક.
૪. પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. તેમની કોઈ તુલના એટલે ઉપમા નથી તેથી તે અતુલ કહેવાય છે.
૫. [ સં. અ ( નહિ ) + તુલા ( સરખાપણું ) ] વિ. અનુપમ.
૬. [ સં. અ ( નહિ ) + તુલ્ ( તોળવું ) ] વિ. અસીમ; અપાર.
૭. વિ. તોલ કે અંદાજ નીકળી ન શકે એવું.

**અતુલના** [ સં. અ ( નહિ ) + તુલના ( સરખામણી ) ] સ્ત્રી. સરખામણી કરી ન શકાવાપણું.

**અતુલનાત્મક** [ સં. અ ( નહિ ) + તુલના ( સરખામણી ) + આત્મક ( વાળું ) ] વિ. સરખામણી કરી શકાય નહિ એવું.

**અતુલનીય** ૧. [ સં. અ ( નહિ ) + તુલનીય ( તોળી શકાય એવું ) ] વિ. અપાર; અપરિમિત; ઘણું જ.
૨. વિ. જોડ વગરનું; શ્રેષ્ઠ.

**અતુલપુલક** પું. (પિંગળ) દરેક ચરણમાં નગણ, નગણ, નગણ, નગણ, નગણ, નગણ, નગણ અને સગણ મળી ૨૪ અક્ષરનો એ નામનો સંસ્કૃતિની જાતિનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ.

**અતુલબળી** [ સં. અતુલ ( અનુપમ ) + બલિન્ ( બળવાળું ) ] વિ. અનુપમ બળવાળું; બળમાં સૌથી ચઢિયાતું.

**અતુલા** ૧. સ્ત્રી. ( પિંગળ ) પહેલા, બીજા, ત્રીજા અને ચોથા એ દરેક ચરણમાં ૮ તથા ૮ મળી ૧૬ માત્રા, અને પાંચમા ચરણમાં ૧૬ તથા ૧૪ મળી ૩૦ માત્રા, એમ પાંચ ચરણની એકંદર ૯૪ માત્રાવાળો એ નામનો એક છંદ.

૨. [ સં. અ ( નહિ ) + તુલ્ ( તોળવું ) ] વિ. સ્ત્રી. અનુપમ; તુલના વગરની.

**અતુલિત** ૧. [ સં. અ ( નહિ ) + તુલિત ( બરાબર ) ] વિ. અજોડ; સર્વોત્તમ; અનુપમ.
૨. વિ. ઘણું જ; અસીમ; અમાપ.
૩. [ સં. અ ( નહિ ) + તુલિત ( તોળેલું ) ] વિ. તોળ્યા વગરનું; જોખ્યા વિનાનું.

**અતુલ્ય** ૧. વિ. અનુપમ; શ્રેષ્ઠ.
૨. [ સં. અ ( નહિ ) + તુલ્ય ( સરખું ) ] વિ. અસમાન; અસદશ.
૩. [ સં. અ ( નહિ ) + તુલ્ ( તોળવું ) ] વિ. બેહદ; અમાપ.

**અતુલ્યતા** ૧. સ્ત્રી. અનુપમપણું.
૨. [ સં. અતુલ્ય ( અસદશ ) + તા ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. અસમાનતા; વૈષમ્ય.
૩. સ્ત્રી. કુળ, ગુણ, બળ, રૂપ, વય, વિદ્યાનું કજોડું.
૪. સ્ત્રી. બેહદપણું; અતિશયતા.
૫. સ્ત્રી. ( ગણિત ) રાશિઓનાં મૂલ્ય અથવા આકૃતિઓનાં ક્ષેત્ર સરખાં ન હોય એવી સ્થિતિ; 'ઇનઇક્વૉલિટી'.

**અતુલ્યયોગિતા** [ સં. ] સ્ત્રી. ( કાવ્ય ) સમાન ધર્મવાળી બાબતથી ઇચ્છિત વસ્તુનો વિરુદ્ધ ગુણ જણાવી તેની વિલક્ષણતા બતાવવા વપરાતો એ નામનો એક અલંકાર. જેમકે,

અલ્પ ફલો તરુ દે છે,
અલ્પ દીએ જળ મેઘમાળ આજ;
કલિ પ્રભાવમાં કમતી,
દેવે દાન થયો નહિ તું રાજ.

આમાં 'દાન દેવામાં તું કમતી નહિ થયો' એમ રાજાને કહે છે; એટલે આમાં કલિયુગ નિમિત્તથી મેઘમાલાદિની સાથે રાજાને તુલ્યયોગ નહિ થયો હોવાથી અતુલ્યયોગિતા અલંકાર છે.

વક્ષ્યમાણ તુલ્યયોગિતા અલંકારના વિપરીત ભાવમાં **અતુલ્યયોગિતા** અલંકાર છે. — કાવ્યશાસ્ત્ર

**અતુલ્યલંબક** ૧. [ સં. અતુલ્ય ( અણસરખું ) + લંબક ( પાધરીદોર લીટી ) ] પું. ( ગણિત ) અસમાંતર બાજુવાળી આકૃતિ; અસમલંબક; વિષમચતુરસ્ર.
૨. વિ. અસમાંતર.

**અતુલ્યોદય** [ સં. અતુલ્ય ( સરખાપણા વગરનું ) + ઉદય ( ઊગવું તે ) ] વિ. જુદે જુદે વખતે ઊગનાર; અણસરખે વખતે ઉદય પામનાર.

**અતુષ** [ સં. અ ( વિના ) + તુષ ( ફોતરું ) ] વિ. ફોતરાં વગરનું; ફોતરાં કાઢી નાખેલું; છડેલું.

**અતુષાર** ૧. [ સં. અ ( નહિ ) + તુષાર ( ઠંડું ) ] વિ. ગરમ; ઊનું.
૨. વિ. ઝાકળ વિનાનું.

**અતુષારરશ્મિ** જુઓ અતુહિનરશ્મિ.

**અતુષ્ટ** [ સં. અ ( વગર ) + તુષ્ટ ( સંતોષ પામેલું ) ] વિ. અસંતુષ્ટ; સંતોષ વિનાનું.

**અતુષ્ટિ** [ સં. અ ( નહિ ) + તુષ્ટિ ( સંતોષ ) ] સ્ત્રી. સંતોષનો અભાવ; અતૃપ્તિ.

**અતુહિન** [ સં. અ ( નહિ ) + તુહિન ( ઠંડું ) ] વિ. ઠંડું નહિ તેવું; ગરમ.

**અતુહિનકર** જુઓ અતુહિનરશ્મિ.

**અતુહિનરશ્મિ** ૧. પું. આકડાનો છોડ.
૨. [ સં. અ ( નહિ ) + તુહિન ( શીતળ ) + રશ્મિ ( કિરણ ) ] પું. ઊનું કિરણ.
૩. પું. સૂર્ય, કેમકે તેનાં કિરણ ગરમ હોય છે.
૪. વિ. આકરાં કિરણવાળું.

**અતુંડ** ૧. [ સં. અ ( નહિ ) + તુંડ ( ચાંચ ) ] વિ. ચાંચ વગરનું.
૨. [ સં. અ ( નહિ ) + તુંડ ( મુખ ) ] વિ. મુખ વિનાનું; મોં વગરનું.

**અતૂટ** ૧. [ સં. અ ( નહિ ) + ત્રુટ્ ( વહરવું ) ] વિ. અખંડ; સળંગ; આખું.
૨. વિ. મજબૂત; ચવડ.

**અતૂટક** ૧. [ સં. અ ( નહિ ) + ત્રુટ્ ( વહરવું ) ] વિ. અખંડિત; પૂર્ણ.
૨. વિ. મજબૂત; ન તૂટે એવું.

**અતૃણાદ** [ સં. અ ( નહિ ) + તૃણ ( ખડ ) + અદ્ ( ખાવું ) ] પું. નવો જન્મેલો વાછડો, કેમકે તે ખડ ખાતો નથી.

નવા જન્મેલા વાછડાને **અતૃણાદ** કહે છે. — બૃહદારણ્યક

**અતૃતીય** [ સં. અ ( નહિ ) + તૃતીય ( ત્રીજું ) ] વિ. એક કરતાં વધારે બરોબરિયા વગરનું.

**અતૃપ્ત** ૧. [ સં. અ ( નહિ ) + તૃપ્ત ( સંતુષ્ટ ) ] વિ. અસંતોષી; સંતોષ પામે નહિ એવું.
૨. વિ. ધરાયા વગરનું; ભૂખ્યું.
૩. [ સં. અ ( નહિ ) + તૃપ્ત ( ખુશ ) ] વિ. નાખુશ; નારાજ.

**અતૃપ્તિ** ૧. [ સં. અ ( નહિ ) + તૃપ્તિ ( ધરપત ) ] સ્ત્રી. અસંતોષ.
૨. સ્ત્રી. નાખુશી; નારાજી.
૩. વિ. લોભી; અસંતોષી.

**અતૃષ્ણ** [ સં. અ ( નહિ ) + તૃષ્ણા ( ઇચ્છા ) ] વિ. નિઃસ્પૃહી; ઇચ્છા વગરનું.

નિર્ગુણ શુદ્ધ **અતૃષ્ણ**. — દયારામ

**અતૃષ્ણા** [ સં. અ ( નહિ ) + તૃષ્ણા ( કામના ) ] સ્ત્રી. અનિચ્છા; નિઃસ્પૃહતા.

**અતેજ** ૧. [ સં. અ ( નહિ ) + તેજસ્ ( પ્રકાશ ) ] ન. અંધારું; અંધકાર.
૨. ન. છાયા.
૩. ન. દુર્બળતા; નિર્માલ્યપણું.
૪. વિ. અંધકારવાળું.
૫. વિ. તુચ્છ; હલકું.
૬. વિ. તેજ વિનાનું; ઝાંખું.

તુલસી કહે સજ્જન સુણો,
ચેતન દીસે **અતેજ**. — તુલસી સતસઇ

૭. વિ. પ્રતાપ વગરનું; હતશ્રી.

**અતેજસ** જુઓ અતેજસ્વી.

**અતેજસ્વી** ૧. વિ. કિંમત વગરનું; રદ્દી.
૨. વિ. પરાક્રમ વિનાનું; નમાલું.
૩. [ સં. અ ( નહિ ) + તેજસ્વિન્ ( પ્રકાશવાળું ) ] વિ. પ્રકાશ વિનાનું; ઝાંખું.

**અતેડું** (અતેડું) ૧. ન. અયોગ્ય કામ.
૨. વિ. વાંકુંચૂકું; આડુંઅવળું.

**અતેડૂં** ૧. ન. ( પારસી ) ઘેલછા.
૨. વિ. અવળું; અતેડું.

**અતેસાર** [ સં. અતિ ( બહુ ) + સૃ ( સરવું ) ] પું. બહુ ઝાડા થવાનો રોગ; અતિસાર.

**અતેળું** ન. ( કચ્છી ) મોટી કાનસ; અતરડો.

**અતૈલ** ૧. પું. ( પિંગળ ) પહેલા અને ત્રીજા એ દરેક ચરણમાં જગણ, તગણ, તગણ, અને ગુરુ મળી ૧૦ અક્ષર, તથા બીજા અને ચોથા એ દરેક ચરણમાં તગણ, તગણ, તગણ અને ગુરુ મળી ૧૦ અક્ષરનો એ નામનો

અસંકીર્ણ વર્ગનો એક અર્ધસમવૃત્ત અક્ષરમેળ છંદ; અર્તિલ.

૨. [સં. અ (નહિ) + તૈલ (તેલ)] વિ. તેલ વિનાનું.

**અતોડં** (અતોડ઼) ૧. [અ (નહિ) + તોડવું (ભાંગવું)] વિ. અતૂટ; મજબૂત.

૨. વિ. નિકાલ થયા વગરનું.

૩. વિ. બાજીમાં સામાનું સોગઠું માર્યા વિનાનું એટલે તોડ કર્યા વિનાનું રહે એવી સ્થિતિનું; નતોડિયું.

**અતોનાત** વિ. અત્યંત; સઘળું.

તારૂં, તારા વૈભવનું અને તારા શહેરનું અતોનાત નુકસાન થવાનું છે. શાં'કવાટ

**અતોભ્રષ્ટ** [સં. અતઃ (અહીંથી) + ભ્રષ્ટ (નીચે પડેલું)] વિ. અહીંથી નિરુપયોગી; આ ઠેકાણે નકામું.

**અતોભ્રષ્ટતતોભ્રષ્ટ** [સં. અતઃ (અહીંથી) + ભ્રષ્ટ (નિરુપયોગી) + તતઃ (ત્યાંથી) + ભ્રષ્ટ (પડેલું)] વિ. બન્ને બાજુથી લટકેલું; અહીં-તહીં બન્ને ઠેકાણેથી રખડી પડેલું; ત્રિશંકુ જેવી દશાને પામેલું.

**અતોલ** ૧. [સં. અ (નહિ) + તુલ્ (તોળવું)] વિ. અતિશય; ઘણું; અમાપ.

૨. [સં. અ (નહિ) + તુલ્ય (સરખામણી કરવા લાયક)] વિ. અનુપમ; અજોડ.

૩. વિ. તોળવાની અશક્યતાવાળું.

**અતોળ** [સં. અ (નહિ) તુલ્ (તોળવું)] વિ. અતુલ; ખૂબ; ઘણું.

મદ સંવાપે અતોળે રે. નરસિંહ

**અત્સિંગેન** ૧. ન. એ નામની ભટકતી એક જાતિનું માણસ.

૨. વિ. જિપ્સી; રખડતા લોકની એ નામની એક જાતનું.

**અત્ત** ૧. [સં. આત્મન્ (આત્મા)] પું. (પ્રાકૃત) આત્મા; જીવ.

૨. પું સ્વભાવ; પ્રકૃતિ.

૩. [સં. અતિ (ઘણું)] સ્ત્રી. (હિંદી) અધિકતા, વધારેપણું.

૪. સ. પોતે, જાતે.

૫. [સં. આપ્ત (સાચા જ્ઞાનવાળું)] વિ. ગુણી; ગુણવાળું

૬. વિ. દુઃખ હરનાર; સુખ કરનાર.

૭. [સં. આર્ત (દુઃખી)] વિ. દુઃખી; પીડિત.

૮. વિ. દોષ વિનાનું.

૯. વિ. મળેલું; પ્રાપ્ત.

૧૦. [સં. આત્ત] વિ. લીધેલું; સ્વીકારેલું.

૧૧. વિ. હિત કરનારૂં.

૧૨. અ. અહીં; આ ઠેકાણે.

**અત્તગ** [સં. આત્મન્ (આત્મા) + ગમ્ (જવું)] વિ. (પ્રાકૃત) અંતરનું; આત્મિક.

**અત્તગામિ** [પ્રા.] વિ. આત્મગામી; મોક્ષ માર્ગે ચાલનાર; મુમુક્ષુ.

**અત્તર** ૧. [અ. ઇત્ર (સુગંધી)] ન. સુગંધી પદાર્થનો અર્ક; સુવાસવાળા પદાર્થમાંથી કાઢેલું સુગંધીદાર સત્ત્વ; ફૂલ, સુખડ અને એવા બીજા પદાર્થના તેલના અંશવાળી સુગંધી વસ્તુ. તાજાં ફૂલને પાણી સાથે એક બંધ વાસણમાં અગ્નિ ઉપર મૂકતાં નીકળતી વરાળને ચંદનના તેલ ભરેલા વાસણમાં નળી વાટે લઈ જવામાં આવે. તે તેલ ઉપર વરાળ ટપકીને એકઠી થતાં ઉપર ચડી આવતા તેલને ઉતારી લેવામાં આવે તેને અત્તર કહે છે. જે ફૂલની વરાળમાંથી તે બને તે ફૂલનું તે અત્તર કહેવાય.

૨. [સં. અત્ર (અહીં)] અ. આ જગાએ; આ ઠેકાણે; અત્રે.

૧. અત્તરમતું = કબૂલાત માટે અહીં સહી કરવી. અભણ કે અજાણ્યાને સહી કરવાની જગા દેખાડવા આ શબ્દ ખતપત્તરમાં લખાય છે.

૨. અત્તરશાખ = અહીં સાક્ષી કરવી. દસ્તાવેજમાં સાક્ષી કરવાની જગા બતાવવાને આ શબ્દ લખાય છે.

૩. અ. હાલ; અત્યારે.

**અત્તરકાળ** [સં. અત્ર (અહીં) + કાલ (વખત)] અ. હમણુંને હમણું; તાબડતોબ.

પંડ્યો બોલાવ્યો અત્તરકાળ,
ઓર જુનાગઢ સુધી ઓ જાય. પ્રેમાનંદ

**અત્તરગુલાબ** [અત્તર (સુગંધી પદાર્થનું સત્ત્વ) + ગુલ (ગુલાબનું ફૂલ) + આબ (પાણી)] ન. બ. વ. અત્તર અને ગુલાબજળ.

અત્તરગુલાબ આપવાં=લગ્ન, મેળાવડા, અને એવા પ્રસંગે મહેમાનોને અત્તર ચોપડી અને ગુલાબ છાંટી સત્કાર કરવો.

**અત્તરઘડી** (અત્તરઘડી) [સં. અત્ર (અહીં) + ઘટી (ઘડી)] અ. આ ઘડીએ; અબઘડી; હાલનેહાલ; અત્તરસાહેત; અબસાત.

**અત્તરદાન** [અ. ઇત્ર (સુગંધી) + ફા. દાન (ઠેકાણું બતાવનાર પ્રત્યય)] ન. અત્તર રાખવાનું વાસણ; અત્તરિયું; અત્તરદાની.

**અત્તરદાની** ૧. [અ. ઇત્ર (સુગંધી) + ફા. દાન (સ્થાનવાચક પ્રત્યય)] સ્ત્રી. અત્તર રાખવાનું વાસણ; અત્તરિયું.

૨. સ્ત્રી. અત્તરની શીશી.

**અત્તરપગલે** [અત્ર (અહીં) + પગલું (ડગલું)] અ. અત્તરઘડીએ; હમણાં જ.

**અત્તરસાત** [અત્તર (હાલ) + સાઅત (વખત)] અ. અબઘડી; હમણાં ને હમણાં; આ જ પળે.

**અત્તરસાહેત** જુઓ અત્તરસાત.

**અત્તરસાહેદ** જુઓ અત્તરસાત.

**અત્તરા** પું. (બીલી) અસ્ત્રો.

**અત્તરિયું** [અ. ઇત્ર (સુગંધી)] ન. અત્તરદાની; અત્તર રાખવાનું વાસણ.

**અત્તરિયો** ૧. [અ. અત્તાર (અત્તર વેચનાર)] પું. અત્તર તથા એવા બીજા સુગંધી પદાર્થ વેચનાર પુરુષ.

૨. પું. અત્તર બનાવનાર વ્યક્તિ.

**અત્તરી** ૧. [અ. અત્તાર (અત્તરિયો)] ન. અત્તર બનાવનાર માણસ.

૨. ન. અત્તર વેચનાર વ્યક્તિ.

૩. વિ. અત્તરવાળું; સુગંધી.

**અત્તા** ૧. [સં. અત્તૃ (ભક્ષક-સંહાર કરનાર)] પું. સંહાર કરનાર પરમેશ્વર, કેમકે તે ચરાચરનું ગ્રહણ કરે છે.

૨. [સં. અત્ (બાંધવું)] સ્ત્રી. મા; માતા; જનની.

૩. સ્ત્રી. માશી.

૪. સ્ત્રી. મોટી બહેન.

૫. સ્ત્રી. (પ્રાકૃત) સાસુ.

૬. [સં. અદ્ (ખાવું)] વિ. ખાનાર; ભક્ષક.

**અત્તાર** ૧. [અ. ઇત્ર (સુગંધી)] પું. અત્તર તથા એવી બીજી સુગંધી ચીજો બનાવનારો પુરુષ.

૨. પું. અત્તરિયો; અત્તરનો વેપારી.

૩. પું. યુનાની દવા બનાવી વેચનારો.

**અત્તારી** જુઓ અત્તાર.

**અત્તાલિકા** સ્ત્રી. (શિલ્પ) મકાનની એક જાત.

**અત્તિ** ૧. [સં.] સ્ત્રી. મા; માતા.

૨. સ્ત્રી. મોટી બહેન.

૩. સ્ત્રી. સ્ત્રીની સાસુ.

**અત્તિકા** જુઓ અત્તિ.

**અત્થ** ૧. [પ્રા.] પું. અપેક્ષા; ઇચ્છા.

૨. પું. ઇચ્છેલ પદાર્થ.

૩. પું. તાત્પર્ય; સાર.

૪. [સં. અર્થ] પું. (પ્રાકૃત) ધન; પૈસો; દોલત.

૫. પું. પરમાર્થ; મોક્ષ.

૬. પું. મેરુ પર્વત. તે લક્ષ્મીનો ખજાનો છે.

૭. પું. શબ્દાદિ પાંચ વિષય.

૮. [ સં. અસ્ત્ર ] ન. ( પ્રાકૃત ) તીર તથા એવું બીજું ફેંકવાનું હથિયાર.

૯. વિ. અસ્ત પામેલું; અવિદ્યમાન.

૧૦. [ સં. અત્ર ] અ. અહીં; આ ઠેકાણે.

**અત્થા** [ સં. આસ્થા ] સ્ત્રી. ( પ્રાકૃત ) શ્રદ્ધા; આસ્થા; વિશ્વાસ.

**અત્થાણ** [ સં. આસ્થાન ] ન. ( પ્રાકૃત ) સભાઘર; બેઠક.

**અત્થિ** ૧. [ પ્રા. ] પું. માલિક; સ્વામી.

૨. [ સં. અર્થિન્ ] પું. ( પ્રાકૃત ) સૂત્ર તથા તેના અર્થને જાણનાર ગુરુ.

૩. [ સં. અસ્થિ ] ન. ( પ્રાકૃત ) હાડકું.

૪. વિ. ધનવાન; પૈસાદાર.

૫. [ સં. અસ્તિ ] અ. ક્રિ. ( પ્રાકૃત ) છે.

**અત્તુ** ૧. [ સં. અત્ ( સતત જવું ) ] પું. પવન.

૨. પું. મુસાફર.

૩. પું. સૂર્ય.

**અત્ય** ૧. [ સં. અત્ ( જવું ) ] પું. ઘોડો, કારણકે તે વેગથી ચાલે છે.

૨. વિ. અતિ; બહુ.

મેં સંગ કર્મ બહુ કર્યાં સંન્યાસી યોગી અત્ય.
દયારામ

૩. વિ. વેગથી ચાલનાર.

**અત્યગ્નિ** ૧. [ સં. અતિ ( જબરું ) + અગ્નિ ( પાચનશક્તિ ) ] પું. પાચન કરવાની જબરી શક્તિ.

૨. [ સં. અતિ ( ચડિયાતું ) + અગ્નિ ] વિ. અગ્નિ કરતાં ચડિયાતું.

**અત્યગ્નિત્વ** [ સં. અતિ ( બહુ ) + અગ્નિ ( જઠરાગ્નિ ) + ત્વ ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. પુષ્કળ ભૂખ લાગવાપણું.

**અત્યગ્નિષ્ટોમ** ૧. [ સં. અતિ ( ચડિયાતું ) + અગ્નિષ્ટોમ ( એ નામનો એક યજ્ઞ ) ] પું. એ નામનો એક જાતનો મોટો યાગ; જ્યોતિષ્ટોમનો ઐચ્છિક બીજો ભાગ.

૨. ન. ( સંગીત ) અડ્યાવીશ ષાડવ તાનમાંનું એ નામનું એક; ષડ્જ ગ્રામની બીજી મૂર્ચ્છનામાં ષડ્જ સ્વર વર્જિત કરવાથી ઉત્પન્ન થતું તાન.

**અત્યચ્છ** [ સં. અતિ ( બહુ ) + અચ્છ ( નિર્મળ ) ] વિ. રંગમાં ઘણું સ્વચ્છ.

**અત્યદ્ભુત** [ સં. અતિ ( ઘણું ) + અદ્ભુત ( આશ્ચર્યકારક ) ] વિ. ઘણું આશ્ચર્યકારક; બહુ નવાઈ જેવું; ભારે વિસ્મયકારક.

**અત્યધિક** [ સં. અતિ ( ઘણું ) + અધિક ( વધારે ) ] વિ. અત્યંત.

**અત્યધિકપ્રાર્થના** [ સં. અત્યધિક ( અત્યંત ) + પ્રાર્થના ( માગણી ) ] સ્ત્રી. ભારે માગણી.

**અત્યધિકવ્યાજ** [ અતિ ( ઘણું ) + અધિક ( વધુ ) + વ્યાજ ] ન. સાધારણ દર કરતાં ઘણું વધારે લેવાતું વ્યાજ.

**અત્યનુમંદ** ૧. [ અતિ ( ઘણું ) + અનુમંદ ( એ નામનું એક ધીમું સપ્તક ) ] ન. ( સંગીત ) સ્વરસપ્તક માંહેનું એ નામનું એક ધીમું સપ્તક.

૨. વિ. અનુમંદ નામના ધીમા સપ્તકથી નીચેનું.

**અત્યમ્લ** ૧. [ સં. અતિ ( બહુ ) + અમ્લ ( ખાટું ) ] ન. આંબલીનું ઝાડ. તેમાં ઘણી ખટાશ હોવાથી તે અત્યમ્લ કહેવાય છે.

૨. વિ. અતિશય ખાટું; ઘણી ખટાશવાળું.

**અત્યમ્લપર્ણી** [ સં. અતિ ( ઘણું ) + અમ્લ ( ખાટું ) + પર્ણિન્ ( પાનવાળી ) ] સ્ત્રી. બહુ ખાટાં પાંદડાંવાળી એ નામની એક વેલ; ખડુઆ વેલ; ખાટખડુંબો.

**અત્યમ્લા** [ સં. અતિ ( ઘણું ) + અમ્લ ( ખાટું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. જંગલી બીજોરી નામની વનસ્પતિ.

**અત્યય** ૧. [ સં. અતિ ( હદ બહાર ) + અય્ ( જવું ) ] પું. અતિક્રમ; ઉલ્લંઘન.

૨. પું. અભાવ; અનસ્તિત્વ.

૩. પું. અવિનય; અસભ્યતા.

૪. પું. કષ્ટ; દુઃખ.

૫. પું. છેડો; અંત.

૬. પું. દંડ; સજા.

૭. પું. દુરાચરણ; ખરાબ વર્તણૂક.

૮. પું. દોષ; ગુનો.

૯. પું. ધસારો; હલ્લો.

૧૦. પું. નાશ; મૃત્યુ.

અત્યય પાસે આવિયું, વળી લેવું અપત્ય.
પ્રેમાનંદ

૧૧. પું. બેદરકારી; બેતમા.

૧૨. પું. વર્ગ; વિભાગ.

૧૩. પું. સમયનું પસાર થવાપણું.

૧૪. પું. સરસાઈ; ચડસાચડસી.

**અત્યર્થ** ૧. [ સં. અતિ ( ઘણું ) + અર્થ ] પું. બ. વ. અનેક અર્થ.

૨. વિ. ઘણું; પુષ્કળ.

૩. વિ. હદ ઉપરાંત.

**અત્યર્થત્વ** [ સં. અતિ ( ઘણું ) + અર્થ ( ભાવ ) + ત્વ ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ઘણા ભાવવાળું ભાષણ; ઘણા અર્થવાળી બોલી.

**અત્યલ્પ** ૧. [ સં. અતિ ( બહુ ) + અલ્પ ( થોડું ) ] વિ. ઘણું થોડું; જરાક.

૨. વિ. બહુ નાનું; અતિસૂક્ષ્મ; 'ઈન્ફિનિટેસિમલ'.

**અત્યલ્પકલન** ન. ( ગણિત ) ઘણી નાની રાશિઓનું ગણિત; 'ઈન્ફિનિટેસિમલ કૅલ્ક્યુલસ'.

**અત્યલ્પસ્પર્શ** [ સં. અતિ ( બહુ ) + અલ્પ ( ઓછું ) + સ્પર્શ ( અડવાપણું ) ] પું. ( ગણિત ) ઘણો ઓછો સ્પર્શ; બહુ થોડું અડવાપણું; 'ઈન્ફિનિટેસિમલ કૉન્ટૅક્ટ'.

**અત્યવામ** ૧. [ સં. અતિ ( ઘણું ) + અવામ ( કૃપાળુ ) ] વિ. બહુ માયાળુ; ઘણું કૃપાળુ.

૨. [ સં. અતિ ( ઘણું ) + વામ ( સુંદર ) ] વિ. બહુ સુંદર; ઘણું ગમે એવું.

**અત્યશન** [ સં. અતિ ( બેહદ ) + અશન ( ભોજન ) ] ન. અકરાંતિયાપણું; ખાઉધરાવેડા.

**અત્યશ્રુ** [ સં. અતિ ( બહુ ) + અશ્રુ ( આંસુ ) ] પું. આંખમાંથી પાણી ઝર્યા કરવાનો રોગ. આંખનો આ કાંઈ ખાસ રોગ નથી, પણ ખીલ તથા પરવાળાં જેવા બહારના ભાગના વ્યાધિનું ચિહ્ન છે.

**અત્યષ્ટિ** ૧. સ્ત્રી. ( પિંગળ ) દરેક ચરણમાં ૧૭ અક્ષરવાળા વર્ણમેળ છંદની જાત. એના ચિત્રલેખા અથવા અતિશાયિની, નર્દટક અથવા કોકિલક, પૃથ્વી, મંદાક્રાન્તા, વંશપત્રપતિત, શિખરિણી, હરિણી, રૂપમાળી, વાણિની, સુધાધારા અને મોહન જેવા ૧૩૧૦૭૨ સમવૃત્તો પ્રસ્તારભેદથી થઈ શકે.

૨. [ સં. અતિ (ઉલ્લંઘેલું) + અષ્ટિ ( સોળની સંખ્યા ) ] સ્ત્રી. સત્તરની સંખ્યા બતાવનારી સંજ્ઞા.

**અત્યંકુશ** ૧. પું. અંકુશને ન ગાંઠનાર હાથી.

૨. [ સં. અતિ ( હદ બહાર ) + અંકુશ ( દાબ ) ] વિ. કાબૂ બહારનું; નિરંકુશ.

૩. વિ. બહુ કાબૂમાં રહેતું; ઘણું દબાયેલું.

**અત્યંત** ૧. વિ. અવિનાશી; નાશ વગરનું.

૨. [ સં. અતિ ( હદ બહાર ) + અંત ( છેડો ) ] વિ. અંત વિનાનું; અંતને ઓળંગી ગયેલું.

૩. વિ. ઘણું; બહુ.

૪. વિ. સંપૂર્ણ.

**અત્યંતગ** [ સં. અત્યંત ( બહુ ) + ગમ્ ( જવું ) ] વિ. ઉતાવળે જનાર; બહુ ચાલનારું.

**અત્યંતગામી** ૧. [ સં. અત્યંત ( ઘણું ) + ગામિન્ ( જનાર ) ] વિ. ઘણું ઉતાવળે ચાલનારું; બહુ જનાર.

૨. વિ. પુષ્કળ; બહુ.

**અત્યંતધ્વંસ** [ સં. અત્યંત ( સંપૂર્ણ ) + ધ્વંસ ( નાશ ) ] પું. પ્રલય; લોપ; વિનાશ; સંપૂર્ણ નાશ.

**અત્યંતનિવૃત્તિ** [ સં. અત્યંત ( સંપૂર્ણ ) + નિવૃત્તિ ( નાશ ) ] સ્ત્રી. સંપૂર્ણ નાશ; નાબૂદી.

**અત્યંતપ્રમાણી** [ સં. અત્યંત ( સંપૂર્ણ ) + પ્રમાણ ( યથાર્થ જ્ઞાન ) + ઇન્ ( વાળું )] પું. વિષ્ણુ.

**અત્યંતભાવ** [ સં. અત્યંત ( નિત્ય ) + ભાવ ( અસ્તિત્વ )] પું. નિત્ય અસ્તિત્વ; ત્રણે કાળમાં હોવાપણું.

**અત્યંતવિસંવાદી** [ સં. અત્યંત ( ઘણું ) + વિસંવાદ ( વિરોધ ) + ઇન્ ( વાળું )] વિ. ઘણો વિરોધ હોય એવું.

હું = અહં = વૈયક્તિક મનુજત્વ. હું = આત્મા = સામષ્ટિક ચૈતન્યત્વ, એ વેદાંતી અર્થની નીતિનો પણ તેનાથી **અત્યંતવિસંવાદી** અર્થ તે આ કાવ્યનો વિષય છે. બળવંતરાય ઠાકોર

**અત્યંતસંપર્ક** ૧. [ સં. અત્યંત ( ઘણું ) + સંપર્ક ( સંબંધ )] પું. ઘણો જ સંબંધ.

૨. [ સં. અત્યંત ( પુષ્કળ ) + સંપર્ક ( સ્ત્રીસંગ )] પું. બેહદ સ્ત્રીસંગ.

**અત્યંતસંયોગ** ૧. [ સં. અત્યંત ( અંત વિનાનું ) + સંયોગ ] પું. કાયમી સંબંધ; જુદું પડી શકે નહિ એવો સંબંધ.

૨. પું. કાળ અને સ્થળની મર્યાદા સાથે નિકટ સંબંધ. જેમકે, 'રામ ચૌદ વર્ષ વનમાં રહ્યા'. આ વાક્યમાં રામને અને વનને ચૌદ વર્ષ સુધીનો નિકટ સંબંધ છે. ચૌદ વર્ષમાં એક પણ ક્ષણ એવી ન હતી કે જ્યારે તે વનમાં ન રહ્યા હોય. તેમ જ 'હું ચાર ગાઉ ચાલ્યો'. એમાં ચાલવાની ક્રિયા સાથે ચાર ગાઉને પૂરો સંબંધ છે.

૩. [ સં. અત્યંત ( અતિશય ) + સંયોગ ( સંબંધ )] પું. ઘણો જ સંબંધ.

**અત્યંતસંયોગવાચક** [ સં. અત્યંતસંયોગ ( વખત અને જગાની મર્યાદા સાથે ઘણો નજીકનો સંબંધ ) + વાચક ( જણાવનાર )] વિ. કાળ અને સ્થળના સંબંધમાં મર્યાદા જણાવનાર.

'જ્યાંસુધી,' 'ત્યાંસુધી' વગેરેમાં 'સુધી' એ **અત્યંતસંયોગવાચક** ( કાળ કે સ્થળના સંબંધમાં મર્યાદાવાચક ) છે. કાવ્યસાહિત્યસમીક્ષા

**અત્યંતસુકુમાર** ૧. પું. એક જાતનું અનાજ; કાંગ.

૨. [ સં. અત્યંત ( અતિશય ) + સુકુમાર ( સારી રીતે કોમળ )] વિ. ઘણું જ કોમળ; બહુ જ નાજુક.

**અત્યંતાતિશયોક્તિ** [ સં. અત્યંત ( ઘણું ) + અતિશયોક્તિ ( વધારીને કહેવું તે )] સ્ત્રી. અતિશયોક્તિનો એ નામનો એક પેટા ભેદરૂપ અલંકાર.

**અત્યંતાભાવ** ૧. [ સં. અત્યંત ( સંપૂર્ણ ) + અભાવ ( ન હોવાપણું )] પું. ( ન્યાય ) અસ્તિત્વની સંપૂર્ણ શૂન્યતા; ત્રણમાંથી એક પણ કાળમાં અસ્તિત્વનો બિલકુલ અભાવ.

૨. પું. ( તર્ક ) પાંચ પ્રકારના અભાવમાંનો એ નામનો એક; ત્રણે કાળમાં બનવી અસંભવિત વસ્તુ. જેમકે, આકાશકુસુમ, વંધ્યાપુત્ર, સસલાનું શીંગડું. પાંચ અભાવ આ પ્રમાણે છે: ૧. પ્રાગભાવ, ૨. પ્રધ્વંસાભાવ, ૩. અત્યંતાભાવ, ૪. તાદાત્મ્યાભાવ, અથવા અન્યોન્યાભાવ, અને ૫. સામયિકાભાવ. નૈયાયિકો આમાંના પહેલા ચાર પ્રકાર સ્વીકારે છે. પાંચમા સામયિકાભાવનો સમાવેશ તેઓ અત્યંતાભાવમાં કરે છે.

મનુષ્યને શીંગડું નથી તે **અત્યંતાભાવ.** સિદ્ધાન્તદર્શન

**અત્યંતિક** ૧. [ સં. અતિ ( ઘણું ) + અંતિક ( પાસેનું )] વિ. ઘણું પાસેનું; બહુ નજીકનું.

૨. [ સં. અત ( ફરવું )] વિ. ઘણું ફરનાર.

૩. [ સં. અતિ ( ઉલ્લંઘેલ ) + અંતિક ( નજીકનું )] વિ. દૂર રહેલું.

૪. [ સં. અત્ ( ચાલવું )] વિ. બહુ ચાલનાર.

૫. [ સં. અત્ ( જવું )] વિ. વેગથી જનાર.

**અત્યાકાર** ૧. પું. તિરસ્કાર.

૨. [ સં. અતિ ( મોટું ) + આકાર ( દેખાવ )] પું. મોટું શરીર; મોટો આકાર.

૩. વિ. મોટા આકારવાળું.

**અત્યાકાંક્ષા** [ સં. અતિ ( બહુ ) + આકાંક્ષા ( ઇચ્છા )] સ્ત્રી. બહુ લાલસા; ઘણી ઉત્કંઠા.

**અત્યાકૃષ્ટ** ૧. [ સં. અતિ ( ઘણું ) + આકૃષ્ટ ( ખેંચાયેલું )] વિ. ખૂબ ખેંચાયેલું.

૨. વિ. મારીમચડીને બેસાડેલું.

**અત્યાગ** ૧. [ સં. અ ( નહિ ) + ત્યાગ ( દાન )] પું. દાન ન આપવું તે.

૨. [ સં. અ ( નહિ ) + ત્યજ્ ( તજવું )] પું. ન છોડવાપણું.

૩. પું. વૈરાગ્યનો અભાવ.

**અત્યાગભાવ** [ સં. અ ( નહિ ) + ત્યાગ ( તજવું તે ) + ભાવ ( વૃત્તિ )] પું. ( જૈન ) પાપથી અટકવાની વૃત્તિ ન હોવાપણું.

**અત્યાગી** ૧. [ સં. અ ( નહિ ) + ત્યાગિન્ ( તજનાર )] પું. ( જૈન ) ગૃહસ્થી; સંસારી.

૨. વિ. કર્મના ફળની આશા રાખી કર્મ કરનાર.

૩. વિ. તજવાના અભાવવાળું.

૪. વિ. દુર્ગુણને નહિ છોડનાર; દુર્વ્યસની.

૫. વિ. રાગી; પ્રેમવાળું.

**અત્યાગ્રહ** ૧. [ સં. અતિ ( ખૂબ ) + આગ્રહ ( તાણ )] પું. ખૂબ તાણ.

૨. પું. હઠ; જક; અમુક કાર્ય કે વાતને બહુ પકડી રાખવાપણું.

**અત્યાગ્રહી** ૧. [ સં. અતિ ( ખૂબ ) + આગ્રહ ( તાણ ) + ઇન્ ( વાળું )] વિ. ખૂબ તાણ કરનાર.

૨. વિ. હઠીલું; જક્કી; પોતાના વિચારને વળગી રહેનારું.

**અત્યાચાર** ૧. [ સં. અતિ ( ઉલ્લંઘેલું ) + આચાર ( વર્તન )] પું. અનુચિત વર્તન; અધર્માચરણ.

૨. પું. દુરાચાર; પાપ.

૩. પું. પાખંડ; ઢોંગ.

૪. પું. બળાત્કાર.

૫. પું. મારફાડ; જુલમ.

૬. પું. રૂઢિભંગ; રીતરિવાજથી ઊલટું આચરણ.

**અત્યાચારી** ૧. [ સં. અતિ ( મર્યાદા બહાર ) + આચાર ( વર્તણૂક ) + ઇન્ ( વાળું )] વિ. અધર્મનું આચરણ કરનાર.

૨. વિ. ગુનેગાર.

૩. વિ. તોફાની; અડપલું કરનાર.

૪. વિ. પાખંડી; ઢોંગી.

૫. વિ. બળાત્કાર કરનાર.

૬. વિ. મારફાડિયું.

**અત્યાજ્ય** ૧. [ સં. અ ( નહિ ) + ત્યાજ્ય ( છોડવા યોગ્ય )] વિ. છોડી ન શકાય એવું.

૨. [ સં. અ ( નહિ ) + ત્યાજ્ય ( દાન કરવા જોગ )] વિ. દાન ન કરી શકાય એવું.

૩. વિ. રાખવા જોગ.

**અત્યાત્મરક્ષ** [ સં. અતિ ( ઘણું ) + આત્મન્ ( પોતાની જાત ) + રક્ષા ( સંભાળ )] વિ. શરીરની બહુ સંભાળ લેનાર.

**અત્યાદિત્ય** [ સં. અતિ ( ચડિયાતું ) + આદિત્ય ( સૂર્ય )] વિ. સૂર્યના કરતાં વધારે તેજવાળું.

**અત્યાનંદ** ૧. [ સં. અતિ ( બહુ ) + આનંદ ( સુખ )] પું. પરમ સુખ.

૨. પું. સ્વર્ગનું સુખ.

**અત્યાનંદા** ૧. [ સં. ] સ્ત્રી. ( વૈદક ) પુરુષસંગથી સંતોષ ન પામે એવી યોનિ; રતિપ્રીતા. આ એક જાતનો રોગ છે, અને તેથી સ્ત્રી વાંઝણી રહે છે એમ મનાય છે.

૨. સ્ત્રી. સંભોગની ઉપેક્ષા.

**અત્યાભિલાષી** [ સં. અતિ ( ઘણું ) + અભિલાષિન્ ( તીવ્ર ઇચ્છાવાળું ) ] વિ. બહુ તીવ્ર ઇચ્છાવાળું.

**અત્યાય** ૧. [ સં. અતિ ( હદ બહાર ) + અય્ ( જવું ) ] પું. ઉલ્લંઘન; અતિક્રમ.
૨. [ સં. અતિ ( ઘણું ) + આય ( આવક ) ] પું. ઘણી આવક; પુષ્કળ કમાણી.
૩. [ સં. અતિ ( ઘણું ) + આય ( નફો ) ] પું. ઘણો ફાયદો; બહુ નફો.
૪. પું. પુષ્કળતા; અતિશયપણું.
૫. વિ. ઉલ્લંઘન કરનાર; હદ બહાર જનાર.

**અત્યાયુ** ૧. [ સં. ] ન. યજ્ઞનું એક જાતનું વાસણ.
૨. [ સં. અતિ ( ઘણું ) + આયુ ( આવરદા ) ] વિ. દીર્ઘાયુ; લાંબું જીવનાર.

**અત્યાર** [ સં. ઇદં ( આ ) + વાર ( વખત ) ] સ્ત્રી. ચાલુ વખત; હાલનો સમય; વર્તમાન કાળ.

**અત્યારપછી** [ સં. ઇદં ( આ ) + વાર ( વખત ) + પશ્ચાત્ ( પાછળથી ) ] અ. હવે પછી; હમણાંકેડે; આજકેડે.

**અત્યારપહેલું** [ અત્યાર ( હાલનો સમય ) + પહેલું ( અગાઉ ) ] વિ. હાલના સમય અગાઉનું.

**અત્યારલગી** [ અત્યાર ( વર્તમાન કાળ ) + લગી ( સુધી ) ] અ. હમણાં સુધી; ચાલુ સમય સુધી.

**અત્યારવેર** [ અત્યાર + વેર ( સુધી ) ] અ. હજુસુધી; અત્યારસુધી.

**અત્યારસુધી** [ અત્યાર + સુધી ( લગી ) ] અ. અત્યારલગી; અત્યારવેર.

**અત્યારસોરા** અ. હાલમાં; હમણાં.

**અત્યારૂઢ** ૧. [ સં. અતિ ( વિશેષ ) + આરૂઢ ( ઊંચે ચડેલ ) ] ન. મોટો દરજ્જો; ઊંચી પાયરી.
૨. વિ. આગળ વધેલ; ઊંચે દરજ્જે ચડેલું.
૩. વિ. ઘણું ઊગેલ.

**અત્યારે** [ સં. ઇદં ( આ ) + વાર ( વખત ); પ્રા. ઇત્તાહે ] અ. હમણાં; ચાલુ સમયે; હાલ.

**અત્યાર્તવ** [ સં. અતિ ( બહુ ) + આર્તવ ( રજ ) ] પું. ઘણો રજસ્રાવ; વિશેષ ઋતુદર્શન. ગુદાનું દરદ, પ્લીહોદર, પાંડુરોગ, ફેફસાં, કલેજાં અને હૃદયનાં જુદાં જુદાં દરદને લઈને, તેમજ કેટલાક તાવને લીધે લોહી ફિક્કું થાય અગર બીજી કોઈ રીતે બગડે ત્યારે આર્તવ બહુ આવે. કમળમુખ અગર ગર્ભાશયનાં અર્બુદથી તેમ જ ગર્ભાશયમાં મસા અગર ગ્રંથિ હોય તો તેથી પણ અત્યાર્તવ થાય. આ રોગમાં શરીર ઢીલું ને અશક્ત થઈ જાય, મહેનતવાળું કામ કરવાનું મન ન થાય, પેડુ અને કમરમાં થોડું થોડું દુખ્યા કરે, ચહેરો ફિક્કો થઈ જાય, માથું દુખવા સાથે આંખે અંધારાં આવે, ને લમણાંની નસો ઊછળતી માલુમ પડે.

**અત્યાવશ્યક** [ સં. અતિ ( ઘણું ) + આવશ્યક ( જરૂરનું ) ] વિ. બહુ જરૂરનું; ઘણું અગત્યનું.

**અત્યાશન** પું. ( જૈન ) અંધારિયા પક્ષની બારશ; વદ બારશ.

**અત્યાશાતના** ૧. સ્ત્રી. ગંદાં લૂગડાં સહિત ગુરુ પાસે ગમન.
૨. સ્ત્રી. હલકા પાડવાનું કામ.

**અત્યાશાતિત** વિ. દુભવેલું; દુઃખ દીધેલ.

**અત્યાશાન્વિત** [ સં. અતિ ( ઘણું ) + આશાન્વિત ( ઉમેદવાળું ) ] વિ. બહુ આશા રાખનાર.

એ કાર્ય હવે થોડા સમયમાં સિદ્ધ થશે એમ કહીએ તો આપણે **અત્યાશાન્વિત** ગણાઈશું નહિ. રમણભાઈ

**અત્યાશિત** ૧. [ સં. અતિ ( હદ ઉપરાંત ) + આશિત ( ધરાયેલ ) ] ન. અકરાંતિયું માણસ.
૨. વિ. હદ ઉપરાંત ખાનાર; અકરાંતિયું.

**અત્યાશ્રમવ્રત** ૧. [ સં. અતિ ( ઉલ્લંઘેલ ) + આશ્રમ ( જીવનના વિભાગ ) + વ્રત ( નિયમ ) ] ન. 'અગ્નિરિતિ ભસ્મ' એ મંત્ર વડે ભસ્મ લઈ ભીની કરી આખા શરીરે ચોળવાનું વ્રત; પાશુપતવ્રત. પાપથી પેદા થયેલ દુઃખને આ વ્રત દૂર કરે છે એમ મનાય છે.
૨. ન. આશ્રમધર્મને વટી ગયેલ પુરુષનું વ્રત.

**અત્યાસક્તિ** ૧. [ સં. અતિ ( બહુ ) + આસક્તિ ( મોહ ) ] સ્ત્રી. અતિશય મોહ; ઘણી પ્રીતિ.
૨. સ્ત્રી. લંપટતા; વ્યભિચાર.

**અત્યાસનતા** [ સં. અતિ ( ઘણું ) + આસન ( બેઠક ) + તા ( પણું ) ] સ્ત્રી. એક જ જગા ઉપર લાંબા વખત સુધીની બેસણી.

**અત્યાહાર** ૧. [ સં. અતિ ( બહુ ) + આહાર ( ખાવાનું માપ ) ] પું. ઘણો આહાર.

આ હૃષ્ટપુષ્ટ દેવનો મુખ્ય દોષ **અત્યાહાર** હોય એમાં કંઇ આશ્ચર્ય છે? હિંદુસ્તાનના દેવો

૨. પું. જોઈએ તે કરતાં વધારે કરેલ આહાર.

**અત્યાહારી** [ સં. અતિ ( વિશેષ ) + આહારિન્ ( ખાનાર ) ] વિ. બહુ ખાનાર; ખાઉધરું; અત્યાહાર કરનાર.

**અત્યાહિત** ૧. [ સં. અતિ ( બહુ ) + આહિત ( મૂકેલું ) ] ન. મહા ભય; મહાન સંકટ; વિપત્તિ.
૨. ન. સાહસ કર્મ.

**અત્યુક્ત** ૧. [ સં. અતિ ( ઘણું ) + યુક્ત ( યોગ્ય ) ] વિ. ઘણું યોગ્ય; બહુ યથાર્થ.

**અત્યુક્ત** વિનય જોઇ હરિ વદિયા રે. દયારામ

૨. [ સં. અતિ ( બહુ ) + ઉક્ત ( બોલેલ ) ] વિ. વધારીને બોલેલ; અતિશયોક્તિવાળું.

**અત્યુક્તા** સ્ત્રી. ( પિંગળ ) દરેક ચરણમાં બે અક્ષરવાળા અક્ષરમેળ છંદની જાત. કામા, ચારુ, મધુ અને મહી આ જાતના છંદ છે.

**અત્યુક્તિ** ૧. [ સં. અતિ ( ઓળંગીને ) + ઉક્તિ ( ભાષા ) ] સ્ત્રી. એ નામનો એક અલંકાર. જુઓ અતિશયોક્તિ.

અતથ્ય અર્થાત્ મિથ્યાભૂત શૂરતા અને ઉદારતાનું આશ્ચર્યજનક વર્ણન એ **અત્યુક્તિ** અલંકાર છે. કાવ્યશાસ્ત્ર

૨. સ્ત્રી. મીઠુંમરચું ભભરાવીને કરેલ વાત; રજનું ગજ કરી કહેલી વાત.

**અત્યુક્થા** સ્ત્રી. ( પિંગળ ) એ નામનો એક અક્ષરમેળ છંદ; અત્યુક્તા.

**અત્યુગ્ર** ૧. [ સં. અતિ ( બહુ ) + ઉગ્ર ( જલદ ) ] ન. વઘારણી; હિંગ, કેમકે તે બહુ જલદ હોય છે.
૨. વિ. અતિશય ક્રોધી.
૩. વિ. ઘણું આકરું; બહુ જલદ.
૪. વિ. બહુ મોટું.
૫. વિ. બિહામણું.

**અત્યુગ્રગંધા** [ સં. અતિ ( ઘણું ) + ઉગ્ર ( આકરું ) + ગંધ ( વાસ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. એ નામની એક ઔષધિ; અજમોદ.

**અત્યુચ્ચ** ૧. [ સં. અતિ ( બહુ ) + ઉચ્ચ ( ઊંચું ) ] વિ. ઘણું ઉમદા.
૨. વિ. સપાટીથી બહુ ઊંચું.

**અત્યુચ્છેદક** ૧. [ સં. અતિ ( બહુ ) + ઉચ્છેદક ( સમૂળો નાશ કરનાર ) ] વિ. ચાલુ રીતરિવાજ અને પરિસ્થિતિનો સાવ નાશ કરવો જોઈએ એવો મત ધરાવનાર.
૨. વિ. સમૂળો નાશ કરનાર.

**અત્યુત્કટ** [ સં. અતિ ( ઘણું ) + ઉત્કટ ( જલદ ) ] વિ. બહુ તેજ; અત્યુગ્ર.

**અત્યુત્કૃષ્ટ** [ સં. અતિ ( ઘણું ) + ઉત્કૃષ્ટ ( ઉત્તમ ) ] વિ. શ્રેષ્ઠ; અતિ ઉત્તમ.

**અત્યુત્કૃષ્ટપદ** [ સં. અતિ ( બહુ ) + ઉત્કૃષ્ટ ( શ્રેષ્ઠ ) + પદ ( દરજ્જો ) ] ન. ઉત્તમ પદવી.

**અત્યુત્તમ** [ સં. અતિ ( બહુ ) + ઉત્તમ ( શ્રેષ્ઠ ) ] વિ. સર્વોત્તમ; અત્યુત્કૃષ્ટ.

**અત્યુત્પાદન** [ સં. અતિ ( હદ બહાર ) + ઉત્પાદન ( પેદાશ ) ] ન. સારી ઊપજ; અસાધારણ પેદાશ.

**અત્યુત્સાહ** ૧. [ સં. અતિ ( ઘણું ) + ઉત્સાહ ( હોંસ ) ] પું. ઘણો ઉમંગ; બહુ હોંશ.
૨. પું. વધારે પડતો આનંદ.

**અત્યુત્સાહી** ૧. [ સં. અતિ ( બહુ ) + ઉત્સાહિન્ ( હોંશીલું ) ] વિ. ઘણા ઉમંગવાળું.
૨. વિ. વધારે પડતો ઉત્સાહ રાખનાર.

**અત્યુત્સુક** [ સં. અતિ ( બહુ ) + ઉત્સુક ( આતુર ) ] વિ. ઘણું આતુર; બહુ અધીરું.

**અત્યુદાર** [ સં. અતિ ( ઘણું ) + ઉદાર ( મોટા દિલનું ) ] વિ. બહુ મોટા દિલનું.

**અત્યુદ્ગાર** [ સં. અતિ ( બહુ ) + ઉદ્ગાર ( ઓડકાર ) ] પું. ( વૈદક ) બહુ ઓડકાર આવવાનો રોગ.

**અત્યુન્નત** ૧. [ સં. અતિ ( બહુ ) + ઉન્નત ( મોટું ) ] વિ. ખૂબ ઉમદા.
૨. [ સં. અતિ ( ખૂબ ) + ઉન્નત ( ઊંચું ) ] વિ. ઘણું જ ઊંચું.

**અત્યુપયુક્ત** [ સં. અતિ ( ઘણું ) + ઉપયુક્ત ( ખપનું ) ] વિ. ઘણું ઉપયોગી.

**અત્યુપયોગ** ૧. [ સં. અતિ ( ખોટું ) + ઉપયોગ ( વપરાશ ) ] પું. ખોટી વપરાશ; દુરુપયોગ.
૨. [ સં. અતિ ( ઘણું ) + ઉપયોગ ( વપરાશ ) ] પું. ઘણી વપરાશ; ઝાઝો ખપ.

**અત્યુપયોગી** [ સં. અતિ ( ઘણું ) + ઉપયોગ ( ખપ ) + ઇન્ ( વાળું ) ] વિ. ઘણું અગત્યનું.

**અત્યુપસ્થિત** [ સં. અતિ ( ખોટું ) + ઉપસ્થિત ( ઊભું થયેલું ) ] વિ. અઘટિત કામ કરવાને તૈયાર થયેલ.

**અત્યુપાસક** [ સં. અતિ ( મોટું ) + ઉપાસક ( પૂજનાર ) ] પું. મોટા ભક્ત.

**અત્યુષ્ણ** ૧. [ સં. અતિ ( ઘણું ) + ઉષ્ણ ( ગરમ ) ] વિ. અતિશય ઊનું.
૨. વિ. બહુ ગરમ સ્વભાવનું; ક્રોધી.

**અત્યુષ્ણતા** ૧. [ સં. અતિ ( બહુ ) + ઉષ્ણતા ( ગરમી ) ] સ્ત્રી. ઘણી ગરમી.
૨. સ્ત્રી. ઘણું ગરમ હોવાપણું.

**અત્યુષ્ણતામાપક** [ અતિ ( ઘણું ) + ઉષ્ણતા ( ગરમી ) + માપક ( માપનારું ) ] વિ. ઘણી ગરમી માપનારું.

**અત્યૂહ** [ સં. અતિ ( અતિશય ) + ઊહ ( તર્ક ) ] પું. ઊંડો તર્ક; ગંભીર વિચારણા.

**અત્યૂહા** [ સં. ] સ્ત્રી. એ નામની એક વનસ્પતિ; કાળી નગોડ; નગી.

**અત્ર** ૧. [ સં. અસ્ત્ર ] ન. ( પ્રાકૃત ) ફેંકવાનું હથિયાર; અસ્ત્ર.
૨. [ સં. ] અ. અહીં; આ જગાએ.
૩. અ. આ બાબતમાં; આ સંબંધે.
૪. અ. ત્યારે; તે વખતે.
૫. અ. ત્યાં; તે દિશામાં.

**અત્રક** ૧. [ સં. ] વિ. અહીંનું; આ જગાનું.
૨. વિ. આ દુનિયાનું; લૌકિક.

**અત્રત્ય** ૧. [ સં. ] વિ. અહીંનું; આ જગ્યાનું; આ સ્થળ સાથે સંબંધ ધરાવતું; આણીતરફનું.
૨. વિ. સ્થાનિક; અહીં થતું અથવા મળતું.

**અત્રપ** [ સં. અ ( નહિ ) + ત્રપા ( શરમ ) ] વિ. બેશરમ; નફટ; લાજ વગરનું.

**અત્રપા** સ્ત્રી. નિર્લજ્જતા; બેશરમી.

**અત્રભવતી** [ સં. અત્ર ( અહીં ) + ભવતી ( આર્યા ) ] સ્ત્રી. માનનીય સ્ત્રી; પૂજ્ય સ્ત્રી. સમક્ષ ઊભેલી માનનીય સ્ત્રીને આ શબ્દથી સંબોધાય છે.

**અત્રભવાન્** [ સં. અત્ર ( અહીં ) + ભવાન્ ( આર્ય ) ] વિ. પૂજ્ય; માનનીય; માન આપવા લાયક સમક્ષ ઊભેલ પુરુષને સંબોધન કરવામાં વપરાતો શબ્દ.

આચાર્ય! અત્રભવાન્ કુરુરાજ! આપને વિનંતિ કરું છું. — પુરાતત્ત્વ

**અત્રમતં** [ સં. અત્ર ( અહીં ) + મતં ( સંમતિ ) ] ન. અત્રમતું; સહી કરવાનું ઠેકાણું. અભણ કે અજાણ્યાને સહી કરવાની જગા દેખાડવા આ શબ્દ ખતપત્રમાં લખાય છે.

**અત્રમતું** જુઓ અત્રમતં.

**અત્રસ્ત** [ સં. અ ( નહિ ) + ત્રસ્ત ( બીધેલું ) ] વિ. બીધા વગરનું; અભીત; નિર્ભય.

**અત્રસ્થ** [ સં. અત્ર ( અહીં ) + સ્થ ( રહેનાર ) ] વિ. અહીં રહેનારું; આ જગાનું.

**અત્રાણ** ૧. [ સં. અ ( નહિ ) + ત્રાણ ( રક્ષણ ) ] ન. રક્ષણનો અભાવ.
૨. વિ. અશરણ; નિરાશ્રિત; રક્ષણ વગરનું.
૩. વિ. તારણ એટલે અનામત વગરનું.

**અત્રાણધનિક** [ અત્રાણ ( તારણ વગરનું ) + ધનિક ( પૈસાદાર ) ] વિ. તારણ એટલે થાલ વગરનો લેણદાર.

**અત્રાદ્ય** [ સં. અત્ર ( અહીં ) + અદ્ય ( આજે ) ] ન. આ સ્થળે આજ અત્યારે એમ શરૂઆત કરી માસ, તિથિ વગેરે બોલી કરવાનો સંકલ્પ: જમતાં પહેલાં કે ધાર્મિક ક્રિયા કરતાં અગાઉ અંજલિ ભરી મંત્રોચ્ચાર કરીને પાણી મૂકી કરવામાં આવતો સંકલ્પ. સંકલ્પના શ્લોકની શરૂઆતના 'અત્રાદ્ય' શબ્દ ઉપરથી આ પ્રયોગ થયો છે.

અત્રાદ્ય કરવું-મૂકવું = પાણી મૂકવું; સંકલ્પ કરવો.

**અત્રાપિ** ૧. વિ. ( ગ્રામ્ય ) ત્રાહિત; તટસ્થ.
૨. [ સં. અત્ર ( અહીં ) + અપિ ( પણ ) ] અ. અહીં પણ; આ ઠેકાણે પણ.
૩. અ. આ બાબતમાં.
૪. અ. તોપણ; તથાપિ.

**અત્રિ** ૧. [ સં. ] પું. ( પુરાણ ) જેઠ મહિનાના સૂર્યની સાથે ફરનાર એક ઋષિ.
૨. પું. ( જ્યોતિષ ) ધ્રુવની આસપાસ ફરતા સપ્તર્ષિ મંડળમાંનો એ નામનો એક તારો; 'યુરોપીય ડેલ્ટા અર્સા મેજર'.
૩. પું. ( પુરાણ ) બ્રહ્મદેવે ચાલુ વૈવસ્વત મન્વંતરમાં ફરી ઉત્પન્ન કરેલ પુત્રમાંનો એ નામનો એક. પૂર્વે પેદા કરેલ બધા માનસપુત્રો મહાદેવના શાપથી મરણ પામતાં બ્રહ્મદેવે કરેલ યજ્ઞના અગ્નિની શિખામાંથી એ ઉત્પન્ન થયો હતો. આ અવતારે પણ એને અનસૂયા સ્ત્રી હતી. એમને દત્ત, દુર્વાસા, સોમ અને અર્યમા એવા ચાર પુત્ર અને અમલા નામની બ્રહ્મનિષ્ઠ પુત્રી હતી. દંડકારણ્યમાં રામ આ ઋષિને આશ્રમે ગયા હતા. એણે રામનું આદરસહિત આતિથ્ય કર્યું હતું અને અનસૂયાએ સીતાની પરોણાચાકરી કરી તેને પાતિવ્રત્ય સંબંધી નીતિ સમજાવી હતી. એના વંશની વૃદ્ધિ નવ ઋષિ વડે થઈ હતી: અત્રિ, ગવિષ્ઠિર, બાહુતક, મુદ્ગલ, અતિથિ, વામરથ્ય, સુમંગલ, બીજવાપ અને ધનંજય. એના કુળમાં કુલ ૭ મંત્રદ્રષ્ટા હતા: અત્રિ, અર્દ્ધસ્વન, શ્યાવાશ્વ, ગવિષ્ઠિર, કર્ણક અને પૂર્વાતિથિ.
૪. [ સં. અ ( નહિ ) + ત્રિ ( ત્રણ ) ] પું. ( પુરાણ ) બ્રહ્મદેવે સ્વાયંભુવ મન્વંતરમાં ઉત્પન્ન કરેલ દશ માનસપુત્રમાંનો એ નામનો એક. કર્દમ પ્રજાપતિની અનસૂયા નામની દીકરીને તે પરણ્યો હતો. એ સ્ત્રીપુરુષ બે હતાં, ત્રણ ન હતાં. સંતાન હોય તો ત્રણ થાય, માટે સંતાનની ઇચ્છાથી તેણે જગતનો જે કોઈ ઈશ્વર હોય તેની સામાન્ય રીતે આરાધના કરી. કર્મમાર્ગમાં બ્રહ્મા, વિષ્ણુ, મહેશ ત્રણે સરખા ગણાતા હોઈ ત્રણે દેવ તેના પુત્ર થયા. તેમાં દત્ત એ વિષ્ણુનો, દુર્વાસા શિવનો

તથા સોમ એ બ્રહ્માનો અવતાર થયા. મહાદેવના શાપથી સઘળા માનસપુત્ર મરણ પામ્યા તેમાં એ પણ મરણ પામ્યો હતો.

બ્રહ્મદેવે સૃષ્ટિ ઉત્પન્ન કરવાનો વિચાર કરતાં તેમના શરીરમાંથી લોકોની સૃષ્ટિ ઉત્પન્ન કરવાના કારણરૂપ એવા મરીચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, ભૃગુ, વસિષ્ઠ, દક્ષ અને દશમા નારદ એ નામના દશ પુત્રો ઉત્પન્ન થયા.
પુરુષોત્તમ ગીતા

૫. પું. બ્રહ્માના પુત્ર ગણાતા સપ્તર્ષિમાંનો એ નામનો એક. તે સાત ઋષિ આ પ્રમાણે હતા: ગૌતમ, ભારદ્વાજ, વિશ્વામિત્ર, જમદગ્નિ, વસિષ્ઠ, કશ્યપ અને અત્રિ. એણે અત્રિસ્મૃતિ ને અત્રિસંહિતા રચ્યાં હતાં.

૬. પું. મત્સ્ય પુરાણમાં જણાવેલ અઢાર મુખ્ય શિલ્પતમાંનો એ નામનો એક. જુઓ શિલ્પશ.

૭. પું. વૈવસ્વત ચાલુ મન્વંતરની ઓગણીસમી ચોકડીમાં થયેલ વ્યાસ. જુઓ વ્યાસ.

૮. પું. (પુરાણ) શુકના ચાર પુત્રમાંનો એ નામનો એક. વેનકુળમાં જન્મેલ એક રાજાના યજ્ઞમાં ધન માગવા ગયેલ આ ઋષિએ તે રાજાને ઈશ્વર સાથે સરખાવી તેની સ્તુતિ કરતાં ગૌતમ ઋષિએ તેનો તિરસ્કાર કરી કહ્યું હતું કે રાજાને ઈશ્વર સાથે સરખાવી સ્તુતિ કરવી કેવળ અયોગ્ય કહેવાય. આ બેમાં કોનું કહેવું ખરું તે સંબંધી સભામાં તકરાર ઊઠતાં નિર્ણય માટે બધા સનત્કુમાર પાસે ગયા. ત્યાં અત્રિનું કહેવું ખરું ઠર્યું. આ વાત રાજાને જણાવતાં તેને ઘણો સંતોષ થયો, અને તેણે અત્રિને તેની ધારણા કરતાં ઘણું ધન આપ્યું.

૯. સ્ત્રી. અઢાર મુખ્ય સ્મૃતિમાંની એ નામની એક. જુઓ સ્મૃતિ.

**અત્રિગુણ** [સં. અ (નહિ) + ત્રિગુણ (ત્રણ ગુણ)] વિ. ત્રિગુણાતીત; સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણથી છૂટી ગયેલ.

**અત્રિજ** જુઓ અત્રિપુત્ર.

**અત્રિજાત** ૧. [સં. અત્રિ + જાત (જન્મેલું)] પું. ચંદ્રમા.

૨. [સં. અ (નહિ) + ત્રિજાત (દ્વિજ)] વિ. શૂદ્ર.

**અત્રિનેત્રજ** [સં. અત્રિ + નેત્ર (આંખ) + જ (જન્મેલું)] પું. અત્રિજાત; અત્રિ ઋષિની આંખમાંથી ઉત્પન્ન થયેલ મનાતા ચંદ્રમા ઋષિ.

**અત્રિપુત્ર** ૧. [સં. અત્રિ + પુત્ર (દીકરો)] પું. ચંદ્રમા.

૨. પું. દત્તાત્રેય.

૩. પું. દુર્વાસા.

**અત્રિપ્રિયા** [સં. અત્રિ + પ્રિયા (સ્ત્રી)] સ્ત્રી. અત્રિ ઋષિની સ્ત્રી અને કર્દમ મુનિની દીકરી અનસૂયા.

**અત્રિમતા** સ્ત્રી. (જ્યોતિષ) ઇષ્ટ પ્રદેશની છાયા.

**અત્રિસંહિતા** [સં. અત્રિ (એ નામનો એક ઋષિ) + સંહિતા (સંગ્રહેલી)] સ્ત્રી. વર્ણાશ્રમનો આચાર સમજાવનારું અત્રિ મુનિએ રચેલું એ નામનું એક ધર્મશાસ્ત્ર.

**અત્રિસુત** જુઓ અત્રિપુત્ર.

**અત્રી** ૧. [સં. અત્રિન્] પું. રાક્ષસ.

૨. વિ. ભક્ષક.

**અત્રુટિત** [સં. અ (નહિ) + ત્રુટિત (તૂટેલું)] વિ. અભંગ; અખંડિત.

**અત્રૂટ** ૧. [સં. અ (નહિ) + ત્રુટ્ (તૂટવું)] વિ. અખંડ; અતૂટ.

૨. વિ. મજબૂત; ચીકટ.

**અત્રૂટક** ૧. [સં. અ (વિનાનું) + ત્રુટ્ (છેદાવું)] વિ. આખું; સળંગ.

૨. વિ. મજબૂત.

૩. અ. છેક જ; તદ્દન.

**અત્રૂપ** [સં. અ (વગરનું) + ત્રપ્ (શરમાવું)] વિ. નિર્લજ્જ; બેશરમ.

**અત્રે** [સં. અત્ર] અ. અહીં; આ ઠેકાણે; અત્ર.

**અત્રેય** ૧. [સં. આત્રેય] પું. (હિંદી) અત્રિના પુત્ર; ચંદ્રમા.

૨. પું. આત્રેયી નદીના કાંઠાનો દીનાજપુર જિલ્લાની અંદર આવેલો પ્રદેશ.

૩. પું. દત્તાત્રેય.

૪. પું. દુર્વાસા.

**અત્રૈગુણ્ય** [સં. અ (અભાવ) + ત્રૈગુણ્ય (ત્રણ ગુણનો સમૂહ)] પું. સત્ત્વ, રજ અને તમ એ ત્રણે ગુણનો અભાવ. સાંખ્ય મત પ્રમાણે આ અવસ્થાનું પરિણામ મોક્ષ અથવા કૈવલ્ય છે.

**અત્ર્યાશ્રમ** [સં. અત્રિ (એ નામનો એક ઋષિ) + આશ્રમ (રહેઠાણ)] પું. અત્રિ ઋષિનું તપોવન.

**અત્શક** સ્ત્રી. એ નામનો એક ચેપી રોગ; ચાંદી.

**અત્સક** જુઓ અત્શક.

**અત્સરૂ** પું. (પિંગળ) પહેલા ચરણમાં સગણ, જગણ, સગણ અને સગણ મળી ૧૨ અક્ષર, બીજા ચરણમાં તગણ, ભગણ, જગણ, લઘુ અને ગુરુ એમ ૧૧ અક્ષર, ત્રીજા ચરણમાં ભગણ, જગણ, સગણ અને સગણ મળી ૧૨ અક્ષર, તથા ચોથા ચરણમાં જગણ, જગણ, સગણ અને સગણ એમ ૧૨ અક્ષરવાળો સંકીર્ણ વર્ગનો એ નામનો એક વિષમવૃત્ત અક્ષરમેળ છંદ.

**અથ** ૧. અ. અર્થાંતરોપક્રમ એટલે એક બાબત પૂરી થવાથી બીજી બાબતની શરૂઆત જણાવવા વપરાતો શબ્દ.

૨. અ. આખાપણું અથવા સમગ્રતા બતાવનાર શબ્દ.

૩. અ. આનંતર્ય એટલે 'ની પછી હોવાપણું' બતાવવાને વપરાતો શબ્દ.

૪. અ. જો; ધારો કે.

૫. અ. તે પ્રમાણે; એ માફક.

૬. અ. તે બાદ; પછી.

૭. અ. તેથી; તેટલા માટે.

૮. અ. પ્રકરણ અથવા અધિકાર દર્શાવનાર શબ્દ.

૯. [સં.] અ. મંગળવાચક શબ્દ. આ શબ્દ બ્રહ્માના કંઠને ભેદીને પ્રથમ તેના મુખમાંથી નીકળેલ હોવાથી મંગલવાચક છે, એટલું જ નહિ પણ તેના ઉચ્ચાર માત્રનું શ્રવણ પણ મંગલસૂચક મનાય છે.

અથ શબ્દ ચાર અર્થમાં હોય છે. મંગલ, અધિકાર, આનંતર્ય અને અર્થાન્તરોપક્રમ.
અણુભાષ્ય

૧૦. અ. શરૂઆત કે પ્રારંભવાચક શબ્દ. જૂના સમયમાં લોકો પુસ્તકની શરૂઆત આ શબ્દથી કરતા.

૧૧. અ. શંકા બતાવનાર શબ્દ.

૧૨. અ. સવાલ પૂછવામાં વપરાતો શબ્દ.

૧૩. [પ્રા. અહ] અ. હવે.

**અથઇતિ** ૧. સ્ત્રી. પહેલેથી છેલ્લે સુધીની હકીકત; પૂરેપૂરો ઇતિહાસ.

૨. વિ. પૂરું; સંપૂર્ણ.

૩. [સં. અથ (શરૂઆત) + ઇતિ (છેડો)] અ. પહેલેથી છેલ્લે સુધી; શરૂથી આખર સુધી.

**અથક** [અ (નહિ) + થાક (શ્રમ)] વિ. નહિ થાકનારું.

**અથકિં** ૧. [સં. અથ (તેથી) + કિમ્ (શું)] અ. તેથી શું; તેમાં શું.

૨. અ. હા; એમ જ.

**અથક્ક** અ. થાક્યા વગર.

સુભટ ભલા જે રણિ ભલઇ,
સાયર તરઇ અથક્ક. આનંદકાવ્યમહોદધિ

**અથચ** [સં.] અ. તેમ જ; વળી.

**અથડપથડ** (અથડ્પથડ્) અ. ગમેતેમ; આડુંઅવળું.

**અથડવું** (અથડ઼વું) ૧. [સં. આ (સુધી) + સ્થલ (જગા)] અ. ક્રિ. અફળાવું; અથડાવું; ટિચાવું.
 ૨. અ. ક્રિ. તકરાર થવી.
 ૩. અ. ક્રિ. ફાંફાં મારવાં.
 ૪. અ. ક્રિ. રખડવું; ભટકવું.

**અથડાઅથડી** (અથડ઼ાઅથડ઼ી) ૧. [અથડવુંનો દ્વિર્ભાવ] સ્ત્રી. અફળાઅફળી; ટિચામણુ.
 ૨. સ્ત્રી. તકરાર; લડાઈ.
 ૩. સ્ત્રી. રખડપાટ; રઝળાટ.

**અથડાઉ** (અથડ઼ાઉ) વિ. રખડુ; રઝળુ.

**અથડાટ** (અથડ઼ાટ) ૧. પું. અફળામણ; અથડામણ.
 ૨. પું. તકરાર; અથડાઅથડી.
 ૩. પું. રઝળાટ; રખડપાટ.

**અથડાતુંકુટાતું** (અથડ઼ાતુંકુટાતું) [અથડાવું (અફળાવું) + કુટાવું (ટિચાવું)] વિ. ધક્કા ખાતું; ટિચાતું.

**અથડામણ** (અથડ઼ામણ) ૧. સ્ત્રી. અડચણ; હરકત.
 ૨. સ્ત્રી. અથડાવાની મહેનત; શ્રમ; હલાકી.
 ૩. સ્ત્રી. અફળામણ; ટિચામણ.
 ૪. સ્ત્રી. કડાકૂટ; માથાકૂટ.
 ૫. સ્ત્રી. રખડપટ્ટી; રઝળાટ.
 ૬. સ્ત્રી. લડાઈ; કજિયો.

**અથડામણકુટામણ** (અથડ઼ામણકુટામણ) સ્ત્રી. આમતેમ જવાની અને પાછા ફરવાની હેરાનગતિ; અફળામણટિચામણ.

**અથડામણી** (અથડ઼ામણી) ૧. સ્ત્રી. આથડવાનો થાક; હલાકી.
 ૨. સ્ત્રી. ટંટો; તકરાર.
 ૩. સ્ત્રી. ટિચામણી; અફળામણી.
 ૪. સ્ત્રી. રખડપટ્ટી; ભટકામણી.

**અથડાવવું** (અથડ઼ાવવું) ૧. સ. ક્રિ. અફળાવવું; પછાડવું.
 ૨. સ. ક્રિ. તકરાર કરાવવી; લડાવી મારવું.
 ૩. સ. ક્રિ. ધક્કા ખવરાવવા; આંટાફેરા ખવરાવવા.
 ૪. સ. ક્રિ. ફોગટ મહેનત કરાવવી.
 ૫. સ. ક્રિ. ભમાવવું; ભરમાવવું.
 ૬. સ. ક્રિ. રખડાવવું; રઝળાવવું.
 ૭. સ. ક્રિ. વાયદે ચડાવવું; ઉડાડવું.

**અથડાવું** (અથડ઼ાવું) ૧. [સં. આ (સુધી) + સ્થા (ઊભવું)] અ. ક્રિ. અફળાવું; ભટકાવું; ટિચાવું; બે ચીજનું જોરથી એકબીજાને અડકવું.
 અથડાઈ પડવું = સામસામું ટિચાવું; એકબીજાં સાથે ભટકાવું.
 ૨. અ. ક્રિ. કંટાળવું; અડચણો નડવાથી થાકી જવું.
 અથડાઈ મરવું = (૧) આંટાફેરા ખાઈને થાકી જવું. (૨) નાહક રખડવું.
 ૩. અ. ક્રિ. ગોદા ખાવા; ધક્કા ખાવા.
 ૪. અ. ક્રિ. તકરાર થવી; બોલાચાલી થવી; લડાઈ થવી.
 અથડાઈ પડવું-અથડી પડવું = લડી પડવું; તકરાર થવી.
 ૫. અ. ક્રિ. નિરર્થક પ્રયાસ કરવો; ફળ વગરની મહેનત પહોંચવી.
 ૬. અ. ક્રિ. રખડવું; રઝળવું; ભટકવું; ફાંફાં મારવાં.

**અથડૂક** (અથડ઼ૂક) સ્ત્રી. અંતરાશ; અંતરસ; અન્નજળનો શ્વાસનળીમાં પ્રવેશ.

**અથથીઇતિ** [સં. અથ (લેખનો શરૂઆતનો શબ્દ) + ઇતિ (લેખનો છેલ્લો શબ્દ)] અ. પહેલેથી છેલ્લે સુધી.

**અથરપથર** [સં. અસ્થિર (ચંચળ) + પ્રસ્તાર (વિસ્તાર)] વિ. ટાપટીપ કર્યા વગરનું; અવ્યવસ્થિત; સટરપટર; જેમતેમ લબડતાં પહેરેલાં કપડાંવાળું.

**અથરાઈ** ૧. સ્ત્રી. અધીરાઈ; અધીરાપણું.
 ૨. [અસ્થિર (ચંચળ) + આઈ (પણું)] સ્ત્રી. અસ્થિરતા; ચંચળપણું.
 ૩. સ્ત્રી. ઉતાવળ.
 ૪. સ્ત્રી. ગભરાટ; મૂંઝવણ.

**અથરૂં** જુઓ અથરું.

**અથરું** ૧. [સં. અસ્થિર] વિ. આકળું; અધીરું; ધીરજ ખોઈ બેસનારું.
 ૨. વિ. ઉતાવળિયું.
 ૩. વિ. ચંચળ; અસ્થિર.
 ૪. વિ. બેબાકળું; ગભરાયેલું; બાવરું; ગાભરું.

**અથર્વ** ૧. [સં. અથર્વન્ (અગ્નિને સાચવનાર)] પું. અગ્નિ અને સોમપૂજક પુરોહિત.
 ૨. પું. એ નામનો ચાર વેદમાંનો ચોથો વેદ. એના મંત્રદ્રષ્ટા અથવા ઋષિ ભૃગુ અગર અંગિરા ગોત્રવાળા હોવાથી એને ભૃગ્વાંગિરસ અને અથર્વાંગિરસ, તેમ જ એમાં મુખ્યત્વે બ્રહ્માના કાર્યનું પ્રતિપાદન હોવાથી બ્રહ્મવેદ પણ કહે છે. આ વેદમાં શત્રુના નાશ માટેના અનેક જાતના શાપ હોવા ઉપરાંત આપત્તિ, પાપ, સંકટ દૂર કરવાની અને સહીસલામતી મેળવવાની પુષ્કળ સ્તુતિ, તેમ જ સંખ્યાબંધ સ્તોત્ર છે. એની પૈપ્પલ, દાંતા, પ્રદાંતા, સ્નાતા, સ્નૌતા, બ્રહ્મદાવલા, શૌનકીય, દેવિદર્શતી અને ચારણવિદ્યા એવી નવ શાખા હતી. કેટલાક એ નવ શાખાનાં નામ આ પ્રમાણે ગણાવે છે: પિપ્પલાદા, શૌનકીયા, દામોદા, તોતાયના, જાજલા, બ્રહ્મપલાશા, કૌનખિના, દેવદર્શિના અને ચારણવિદ્યા. એ શાખામાંથી આજકાલ કેવળ ૨૦ કાંડ, ૧૧૧ અનુવાક, ૭૩૧ સૂક્ત અને ૪૭૯૩ મંત્રવાળી શૌનકીય શાખા મોજૂદ છે. ધનુર્વેદ એનો ઉપવેદ, અને પ્રશ્ન, મુંડક તથા માંડૂક્ય એનાં મુખ્ય ઉપનિષદ છે.
 ૩. પું. એ નામનો વેદનો મંત્ર.
 ૪. પું. બ્રહ્માનો મોટો પુત્ર.
 ૫. પું. બ્રાહ્મણ.
 ૬. પું. શિવ.
 ૭. પું. સ્વર્ગમાંથી અગ્નિને પ્રથમ લાવનાર કહેવાતો એ નામનો એક પુરોહિત. તે બ્રહ્માનો તેના મોઢામાંથી જન્મેલ પુત્ર અને એક પ્રજાપતિ મનાય છે. બ્રહ્માએ તેને બ્રહ્મવિદ્યા શીખવી હતી. અથર્વવેદ તેણે રચ્યાનું કહેવાય છે. કર્દમ મુનિની દીકરી શાંતિ તેની સ્ત્રી હતી.

**અથર્વણ** ૧. [સં.] પું. અથર્વવેદ.
 ૨. પું. (પુરાણ) અથર્વવેદનો મૂર્તિમાન દેવતા. વેદના સ્થાપત્ય એટલે શિલ્પશાસ્ત્ર સહિત એ બ્રહ્માના ઉત્તર મુખમાંથી નીકળ્યો હોવાનું મનાય છે.
 ૩. પું. યજ્ઞમાં વરેલા બ્રાહ્મણોમાં અગ્નિને બહાર આણનાર અને આહુતિ આપનાર બ્રાહ્મણ. તેને બ્રહ્માનો પુત્ર અથવા એક પ્રજાપતિ પણ કહે છે. ચોથો વેદ આને જ સ્ફૂરી આવ્યો હતો. બ્રહ્મદેવે આને બ્રહ્મવિદ્યાનું જ્ઞાન આપ્યું હતું.
 ૪. પું. શિવ.
 ૫. પું. (પુરાણ) સ્વાયંભુવ મન્વંતરમાં થયેલો એ નામનો એક ઋષિ. એ બ્રહ્માનો માનસપુત્ર હતો. કર્દમ પ્રજાપતિની શાંતિ નામની દીકરી એની સ્ત્રી હતી. તેનાથી એને ધૃતવ્રત, દધ્યંચ અને અથર્વશિરા એ ત્રણ પુત્ર થયા હતા. આ ત્રણેનું અથર્વણ એવું સામાન્ય નામ હતું. આ અથર્વણ ઋષિ બ્રહ્મવિદ્યા સંબંધે તે કાળના યજ્ઞ નામના ઇંદ્રના સહાધ્યાયી હતા. તે બન્નેના ગુરુ બ્રહ્મદેવ જ હતા.
 ૬. વિ. અથર્વવેદ ભણનાર.

**અથર્વણાચાર્ય** [સં. અથર્વણ (એક નામ) + આચાર્ય] પું. કળિયુગનાં ત્રણ હજાર વર્ષ પહેલાં મહાભારતનો સારાંશ કાઢી તે ઉપર ગ્રંથ રચનાર એ નામનો કવિ.

**અથર્વણિ** ૧. [સં.] પું. અથર્વવેદમાં કુશળ બ્રાહ્મણ; અથર્વવેદ જાણનાર બ્રાહ્મણ.

૨. પું. યજ્ઞ કરાવનાર પુરોહિત; કુળગોર.

**અથર્વવેદ** [સં.] પું. ચાર વેદમાંનો એ નામનો છેલ્લો વેદ.

**અથર્વવેદી** ૧. [સં. અથર્વ (ચોથા વેદનું નામ) + વેદિન્ (જાણનાર)] વિ. અથર્વવેદ જાણનાર.
૨. વિ. અથર્વવેદ ભણનાર.
૩. વિ. અથર્વવેદનું કર્મ કરનાર અથવા કરાવનાર.
૪. વિ. અથર્વવેદને અનુસરનાર.
૫. વિ. અથર્વવેદને લગતું.
૬. વિ. નાસ્તિક; શ્રદ્ધા વિનાનું.
૭. વિ. માથાફોડિયું; ઠોઠ.
૮. વિ. વિઘ્નકર્તા; હરકત કરનાર.
૯. વિ. શઠ; ખળ; લુચ્ચું.

**અથર્વશિખા** [સં.] સ્ત્રી. અથર્વવેદનું એ નામનું એક ઉપનિષદ.

**અથર્વશિર** ૧. [સં. અથર્વશિરસ્] ન. અથર્વણવેદનું એ નામનું એક ઉપનિષદ.
૨. ન. તૈત્તિરીય શાખાના વખતમાં યજ્ઞની વેદી બનાવવામાં વપરાતી એક જાતની ઈંટ.

**અથર્વશિરા** ૧. [સં.] પું. અથર્વણ ઋષિના ત્રણમાંનો સૌથી નાનો પુત્ર.
૨. સ્ત્રી. વેદની એ નામની એક ઋચા.

**અથર્વશીર્ષ** પું. એ નામનું એક ઉપનિષદ.

**અથર્વા** [સં.] પું. એ નામનો એક ઋષિ; અથર્વણ ઋષિ.

**અથર્વાધિપ** [સં.] પું. (જ્યોતિષ) બુધગ્રહ.

**અથર્વાંગિરસ** ૧. પું. અથર્વ અને અંગિરાના વંશનો પુરુષ.
૨. પું. અથર્વ અને અંગિરા મુનિએ જેયેલો વેદમંત્ર.
૩. [સં.] પું. અથર્વવેદ. મુખ્યત્વે કરીને તે વેદના ઉપનિષદ ભાગને આ નામ અપાય છે.
૪. પું. (પુરાણ) એ નામનો એક બ્રહ્મર્ષિ. નહુષરાજા ઇંદ્રાસન પરથી ભ્રષ્ટ થયો અને ઇંદ્ર ફરીથી પોતાના પદ પર આવ્યો ત્યારે આ ઋષિએ એનો યશ ઉત્તમ રીતે ગાવાથી ઇંદ્રે સંતુષ્ટ થઈ એને અથર્વવેદનું આચાર્યપણું આપી યજ્ઞમાં એનો ભાગ પણ નક્કી કર્યો હતો.
૫. ન. એ નામનું એક ગોત્ર.

**અથર્વાંગિરા** પું. (પુરાણ) એ નામનો એક ઋષિ; અંગિરસ અને સતીનો પુત્ર. કર્દમ મુનિની દીકરી શાંતિ એની સ્ત્રી થાય. શાંતિનું બીજું નામ ચિતિ, અને એના પુત્રનું નામ અથર્વશિરા હતું.

**અથલેખ** પું. પ્રસ્તાવના.

**અથવા** ૧. સ્ત્રી. અવટંક.
૨. [સં.] અ. કિંવા; વા; કે; યા.

**અથવાર** વિ. હથવાર; એક જ જણના હાથને ટેવાયેલું.

આ ભેંસ તો એને અથવાર થયેલી છે = આ ભેંસ એના વગર બીજાને દોહવા કે અડવા દેતી નથી.

**અથવાવું** ૧. અ. ક્રિ. આથો આવવો; ખમીર ચડવું.
૨. અ. ક્રિ. મીઠું ચડવું; મસાલો ચડવો.

**અથશ્રી** [સં.] સ્ત્રી. પ્રારંભ; શરૂઆત.

**અથંગ** વિ. (પારસી) હોશિયાર; અડંગ.

**અથા** પું. (પારસી) જરથોસ્તી ધર્મના આકાશી કલામોનો એ નામનો ચોથો ગ્રંથ.

**અથાક** ૧. વિ. અણથાકનું.
૨. [સં. અસ્તાઘ] વિ. તાગ વિનાનું; બહુ ઊંડું.
૩. વિ. થાકયા વગરનું; અવિશ્રાંત; અવિરામ.
૪. વિ. પાર વિનાનું; અમાપ.

મધુર સ્વર ઉચારી હર્ષ પામે અથાક.
દલપતરામ

૫. [પ્રા. અત્થક્ક] અ. અચાનક; અકસ્માત.

**અથાગ** ૧. ન. પહોંચી ન શકાય એવી જગ્યા.
૨. [સં. અસ્થાગ] વિ. અગાધ; બહુ ઊંડું.
૩. વિ. અત્યંત; પુષ્કળ; ખૂબ.

**અથાણિયો** વિ. આંબાની એક જાત. તેને આવતી પીળી કેરી અથાણામાં જ વપરાય છે.

**અથાણું** [આથવું (મીઠું મસાલો ચડે તેમ કરવું)] ન. મસાલામાં નાંખી રાખેલી ખાવાની ચીજ; મીઠું મસાલો ચડાવીને બગડી જાય નહિ તેમ રાખેલાં ફળ, કંદ અને એવા બીજા ખાવાના પદાર્થ; આથાણું. અથાણાંના સાત પ્રકાર છેઃ (૧) મેથિયાં (મેથીવાળું): કેરી; ગૂંદાં; મરચાં. (૨) ગોળિયા–ગોળચું (ગોળવાળું): કેરી; આદુ; બોર; મરચાં. (૩) બોળ (મીઠું તથા રાઈના બોળાવાળું): કેરી; આદુ; હળદર; લીંબુ; કેરડાં. (૪) રાઈતું (રાઈ ચડાવેલું). (૫) જીરિયા (બીજા મસાલા સાથે જીરાના મોટા પ્રમાણવાળું). (૬) હિંગિયું (બહુ હિંગવાળું). (૭) બાફણું (બાફેલું).

૧. અથાણું કરવું = (૧) અથાણું બનાવવું. (૨) નકામું ઘાલી મૂકવું; નિરર્થક રાખી મૂકવું; ઉપયોગ કર્યા વિના સંઘરી રાખવું. તારા છઠ્ઠકારનું કરને અથાણું, મારી સાથે વૃંદાવન ચાલ રે.—નરસિંહ

૨. અથાણું બગડવું તેનું વરસ બગડવું = જ્યારે મળતા પ્રસંગને લાભકારક રીતે સાચવી નહિ લેનારનું બધું બગડે છે.

**અથામણ** ન. આથી આપવાનો બદલો.

**અથાર** [પ્રા. અત્થાર] પું. સહાયતા; મદદ; વહાર.

લાજ દાસની રાખવા, ધાજે નાથ અથાર.
હંસલ

**અથારવું** ૧. સ. ક્રિ. અકળાવવું.
૨. સ. ક્રિ. બીજું માણસ આથે એમ કરવું; બીજા માણસ પાસે અથાણું અથવા અથાણાનો મસાલો તૈયાર કરાવવો; અથાણું નંખાવવું.
૩. સ. ક્રિ. સડાવવું.

**અથારું** ૧. અ. ક્રિ. અકળાવું; થાકી જવું.
૨. અ. ક્રિ. અથાણાને લાયક થવું; મીઠું મસાલો ચડવો.
૩. અ. ક્રિ. એકાકાર થઈ જવું.
૪. અ. ક્રિ. ખમીર આવવું.

**અથાહ** ૧. [સં. અસ્તાઘ] વિ. અથાગ; ઘણું ઊંડું.

ખીજડ ઝાડ ને ખુરટ ખડ, ઊંડા નીર અથાહ,
ટોયો પૂછે મારને, (થારો) એવડો રૂપ કથાહ.
માર–ટોવાનો દુહો

૨. વિ. અમાપ; પાર વિનાનું.

સંપ સહિત ઘર સંચર્યો,
અલખત મળી અથાહ. દલપતરામ

**અથિર** ૧. [સં. અસ્થિર] વિ. અસ્થિર; ચંચળ; નાશવંત.
૨. વિ. ચલાયમાન.

**અથિષ્ટ** ન. દુર્જન; અસભ્ય માણસ.

**અથેડો** પું. જમતાં બાકી પડતો રહેલો ભાગ; છાંડ; જમતાં ભાણામાં છાંડેલું અજીઠું.

**અથેતિ** [સં. અથ (લેખનો શરૂઆતનો શબ્દ) + ઇતિ (લેખનો છેલ્લો શબ્દ)] અ. પહેલેથી છેલ્લે સુધી; શરૂઆતથી આખર સુધી.

અથેતિ વાત કહીને. દોલતરામ પંડ્યા

**અથેલી** સ્ત્રી. ભૂંગળીના આકારનાં, સાદાં, રસભર્યાં અને જાડાં પાનવાળો એ નામનો એક જાતનો છોડ. આરબ લોક આંખના દુખાવા ઉપર તેનાં પાન વાટી ચોપડે છે.

**અથોક** [સં. અ (નહિ) + સ્તોક (થોડું)] વિ. બેશુમાર; અગણિત.

**અથોગ** જુઓ અથાક.

**અથોટી** ૧. [સં. હસ્ત (હાથ) + વૃત્તિ (ફેરવણી)] સ્ત્રી. મહાવરો; હથોટી; હાથથી કામ કરવાની રીત.

૨. સ્ત્રી. શેલડીના ઊકળતા રસમાં પાયેલો આદુના કકડાનો હારડો.

૩. સ્ત્રી. હથો; ટેવ પડવાથી હાથમાં આવી જતો કસબ.

**અથોડી** ( અથોડ઼ી ) સ્ત્રી. હથોડી; હથોડાથી નાના કદની ટીપણી; નાનો અથોડો.

**અથોડો** ( અથોડ઼ો ) પું. હથોડો.

**અથોપો** પું. આધાર; ટેકો; આશરો.

**અથોભ** [ અ ( નહિ ) + થોભ ( અંત )] વિ. હદ વિનાનું.

**અથોર** [ હિં. ] વિ. અથાગ; પુષ્કળ; ઘણું.

**અથોરનાન** [ પહ્લે. આતર ( આતશ ) + વન ( બચાવવું )] ન. ( પારસી ) આતશને લગતું કામ કરનાર; આથ્રવન; અથર્વ. દસ્તુર, મોબેદ વગેરે તે કામ કરે છે.

**અથૌજા** પું. ( પુરાણ ) વૈશાખ મહિનાના સૂર્ય સાથે રહેનાર યક્ષ.

**અદ્** ૧. [ સં. ] સ. ક્રિ. ( ધાતુ ) ખાવું. તે ઉપરથી થયેલ શબ્દો: અન્ન; અનાજ; અદન.

૨. સ. ક્રિ. નાશ કરવો.

૩. સ ક્રિ. ફાડી ખાવું.

**અદ** [ સં. અર્દ્ધ; પ્રા. અદ્ધ ] વિ. અરધું; અર્ધ. આ શબ્દ બીજા શબ્દ સાથે જોડાઈને જ વપરાય છે. જેમકે, અદશેર, અદગાઉ, અદમુઓ, અદપાઉ, અદગજ, અદસરતુ, અદપકા, અદવસો.

**અદઊઘડયું** ( અદગેઘડ઼યું ) વિ. અર્ધું ઊઘડેલું.

**અદક** [ સં. અધિક ] ૧. વિ. અધિક; વધારે; વધારાનું.

અદક મહિનો = વધારાનો માસ; પુરુષોત્તમ માસ.

૨. વિ. આળવીતરૂં; અટકચાળું.

**અદકચર્યું** ૧. [ અદ ( અર્ધ ) + કચરવું ] વિ. અરધું કચરાયેલું; અરધુંપરધું ભાંગેલું; જેવુંતેવું ખાંડેલું.

૨. વિ. અપૂર્ણ; અરધુંપરધું; ભલીવાર વગરનું.

૩. વિ. પાકીને બરાબર નરમ ન થયેલું; અર્ધપક્વ.

૪. વિ. માર મારીને ખોખરૂં કરી નાખેલું; અધમસતું.

**અદકજીભું** ૧. [સં. અધિક ( વધારે ) + જિહ્વા ( જીભ )] વિ. અદકબોલું; વધુ પડતું બોલ્યા કરે એવી જીભવાળું; બોલકણું; લવરીખોર; વાચાળ; વાતોડિયું.

૨. વિ. માઝા મૂકીને બોલનારૂં; બટકબોલું; આખાબોલું; કટુભાષી.

**અદકકડું** ( અદક઼ડું ) [ સં. અર્દ્ધ ( અરધું ) + કટ ( કેડ )] વિ. આમે હળી પડે ને તેમે હળી પડે એવું; બેઉ બાજુએ ઢોલકી વગાડે એવું.

૨. વિ. ઘેલુંએ નહિ અને ડાહ્યુંએ નહિ એવું; ઠરેકાણા વગરનું; અર્ધદગ્ધ; અધવચ્ચનું; અદ્દકડું.

૩. [ અધિક ( વધારે ) + ડું ( લઘુતાવાચક પ્રત્યય )] વિ. દોઢડાહ્યું; વધારે પડતું ડાહ્યું.

૪. [ અદ ( અરધું ) + ખડું ( ઊભું )] વિ. બે પગને જ જમીનનો ટેકો આપી શરીરના બીજા ભાગને અદ્ધર ઊંચકી રાખી બેઠેલું; કેવળ પગ પર શરીરનું વજન ટેકવી બેઠેલું; ઊભડક.

**અદકપાંસળિયું** ૧. [ અદક ( અધિક ) + પાંસળિયું ( પાંસળીવાળું )] વિ. એકાદ અનિષ્ટ અંશ વધારે હોય એવું; દોઢડાહ્યું; વાયડું. એકાદ પાંસળી વધારે હોય છે એવી જૂની માન્યતાને લીધે મોટે ભાગે હજામની જાતને આ વિશેષણ અપાય છે.

૨. વિ. ખોડવાળું. જે બળદના પડખાનું એક પાંસળું ટૂંકું હોય તેને અદકપાંસળિયો કહે છે તે ખોડવાળો ગણાય છે.

૩. વિ. ગપ્પી.

૪. વિ. તોફાની; અટકચાળું.

૫. વિ. મોટપ તથા પૈસો ન જીરવી શકનારૂં.

૬. વિ. વાતૂડું; પેટમાં વાત ન ટકી શકે એવું; વાતોડિયું.

૭. વિ. હસાવનારૂં; મશ્કરૂં.

**અદકપાંસળું** જુઓ અદકપાંસળિયું.

**અદકબોલું** ૧. [ અદક ( વધારે ) + બોલવું ] વિ. અદકજીભું; બહુબોલું; વાતોડું; લવલવિયું.

૨. વિ. આખાબોલું; કડવું બોલનાર.

૩. વિ. લડી પડે તેવું.

**અદકમાસ** [ અદક ( અધિક ) + માસ ( મહિનો )] પું. અધિક માસ; પુરુષોત્તમ માસ.

**અદકલાવડું** ( અદકલાવડું ) વિ. વચમાં વણબોલાવ્યું બોલનાર.

**અદકલાંપડું** ( અદકલાંપડું ) વિ. આવાપાછી કરનાર; ચાડિયું; ધાલમેલ કરે એવું.

**અદકું** ૧. [ સં. અધિક ] વિ. અધિક; વધારે.

૨. વિ. ખૂબ; ઘણું.

**અદકેરડું** ( અદકેર઼ડું ) ૧. વિ. અદકું; વધારે.

૨. વિ. ઘણું; અતિ.

ગોપી આળ દે એ **અદકેરડી.** — પ્રેમાનંદ

**અદકેરૂં** ૧. [ સં. અધિક ( વધારે ) + તર ( વિશેષપણું બતાવનાર પ્રત્યય )] વિ. અદકું; વધારે.

૨. વિ. ઘણું; ખૂબ.

અસત્ય ત્યાં **અદકેરૂં** દુઃખ. — શામળ

**અદક્ષ** ૧. [સં. અ ( નહિ ) + દક્ષ ( ચતુર )] વિ. અકુશળ; ચતુરાઈ વગરનું.

૨. વિ. પ્રમાદી; ગાફલ; અસાવધ.

૩. [ સં. અ ( નહિ ) + દક્ષ ( હોશિયાર )] વિ. મૂર્ખ; બેવકૂફ.

**અદક્ષણ** [ સં. અર્દ્ધ ( અરધું ) + ક્ષણ ( ઘણું વખત )] અ. અરધી પળ; જરા વાર.

નાથજી ન મૂકું રે, **અદક્ષણ** મન થકી રે. — નરસિંહ

**અદક્ષતા** સ્ત્રી. અણઘડપણું; કમહોશિયારી.

**અદક્ષા** સ્ત્રી. બેવકૂફી; મૂર્ખાઈ.

દક્ષ થાઓ, ઝટ જઈ મળો, રે **અદક્ષા** વઢેથી. — પ્રેમાનંદ

**અદક્ષિણ** ૧. [ સં. અ ( નહિ ) + દક્ષિણ ( શાણું )] વિ. અસભ્ય; ઉદ્ધત; અનાડી.

૨. વિ. ઠોઠ; અદક્ષ.

૩. [ સં. અ ( વિરોધ બતાવતો શબ્દ ) + દક્ષિણ ( જમણું )] વિ. ડાબું.

૪. [સં. અ + દક્ષિણા] વિ. દક્ષિણા એટલે ધાર્મિક ક્રિયાને અંતે અપાતા દાન વગરનું.

૫. વિ. પ્રતિકૂળ; વિરુદ્ધ.

૬. વિ. ભોળું; નબળા મનનું.

૭. વિ. યજ્ઞ અને એવી ધાર્મિક ક્રિયામાં દક્ષિણા આપવાને અયોગ્ય.

**અદખોખરૂં** ૧. [ અર્ધ ( અરધું ) + ખોખરૂં ( ખોખું )] વિ. અધકચરૂં; અરધું છૂંદેલું.

૨. વિ. ખોખરા અવાજવાળું; બોદું બોલતું.

૩. વિ. જર્જરિત; જૂનું થયેલું.

**અદખોખું** ૧. [ અર્દ્ધ ( અર્ધું ) + ખોખું ( ખોખરૂં )] વિ. અરધું કચરેલું; અરધુંપરધું છૂંદેલું; ભાંગ્યા જેવું કરેલું.

૨. વિ. જાડો અને પોલો અવાજ કાઢતું.

૩. વિ. જૂનું થયેલું.

**અદખોલું** [ અદ ( અરધું ) + ખોલવું ] વિ. અરધું ખુલ્લું; પૂરેપૂરૂં વસાયેલું ન હોય એવું; અધખોલું.

**અદગર** પું. કર; વેરો.

**અદગળ** [ અદ ( અરધું ) + ગળવું ] ન. બાકી રહેલું દેવું.

**અદગારિયું** ૧. [ અદ ( અરધું ) + ગાર ( પલાળેલી માટી )] ન. અરધું છાણ અને અરધી માટીની મેળવણીનું લીંપણ.

૨. ન. માટી તથા છાણ ગરમ કરી શેક માટે કરાતું બંધાણ; છાણમાટીનું બંધાણ.

**અદગ્ધ** [ સં. અ ( નહિ ) + દગ્ધ ( બળેલ ) ] વિ. નહિ દાઝેલું; નહિ બળેલું.

**અદગ્ધશીળ** વિ. ( વિજ્ઞાન ) સળગી ન ઊઠે એવું; અદાહ્ય; બળવાના ગુણ વગરનું; અદહનશીળ.

**અદઘટતું** ૧. [ અદ ( અરધું ) + ઘટતું ( યોગ્ય ) ] વિ. અણઘટતું; ગેરવાજબી.

• અદઘટતું બોલાયું હોય તો
ખમા કરો અપરાધ. પ્રેમાનંદ

૨. [ અદ ( અધિક ) + ઘટતું ( ઓછું ) ] વિ. વધતું ઓછું; ઓછુંવત્તું.

**અદઘડી** ( અદ્ઘડી ) ૧. [ અદ ( અરધું ) + ઘડી ( ક્ષણ ) ] સ્ત્રી. અરધી ઘડી; થોડી વાર; ટૂંક વખત.

૨. અ. જરા વારમાં; થોડા વખતમાં.

**અદચક્કર** [ હિં. ] ન. અર્ધચક્ર; અરધું કૂંડાળું.

**અદચોટ** [ હિં. ] વિ. સહેજ ઘવાયેલું; થોડી ઈજા પામેલું.

**અદજલા** ૧. [ હિં. ] વિ. અરધું બળેલું.

૨. વિ. અર્ધ ખવાઈ ગયેલું.

**અદત્ત** ૧. [સં. અ ( નહિ ) + દત્ત ( આપેલું ) ] ન. ગેરકાયદેસર અને પાછી લઈ શકાય એવી બક્ષિસ; સ્વેચ્છાથી આપવામાં ન આવી હોય તેવી ભેટ.

૨. [ સં. અ ( નહિ ) + દત્ત ( દાન ) ] વિ. કંજૂસ; કૃપણ; બખીલ.

૩. વિ. ખાસ; સ્વકીય; સ્વાધીન; સ્વહસ્તક.

૪. વિ. ગેરકાયદેસર આપેલું.

૫. વિ. જેનું લગ્ન થયેલું નથી એવું; અપરિણીત; અવિવાહિત.

૬. વિ. નહિ આપેલું; વગર આપેલું.

૭. વિ. પાછું ખેંચી લીધેલું.

**અદત્તકર** [ સં. અ ( નહિ ) + દત્ત ( દીધેલું ) + કર ( વેરો ) ] વિ. મહેસૂલ ન ભરનાર; બાકીદાર; અકરદાયી.

**અદત્તદાન** [ સં. ] ન. ( જૈન ) જે વસ્તુ આપેલી ન હોય તેનું ગ્રહણ; અપહરણ; ચોરી. એના ત્રણ ભેદ છે: દ્રવ્યાદત્તદાન, ભાવાદત્તદાન, દ્રવ્યભાવાદત્તદાન. કોઈ ચાર ભેદ પણ માને છે: સ્વામી અદત્તદાન, જીવ અદત્તદાન, તીર્થંકર અદત્તદાન, ગુરુ અદત્તદાન.

**અદત્તદાનવિરમણ** [ સં. અ ( નહિ ) + દત્ત ( દીધેલું ) + દાન + વિરમણ ( નિવૃત્તિ ) ] ન. ચોરી ન કરવા સંબંધી શ્રાવકનું એ નામનું એક વ્રત.

**અદત્તહર** ૧. [ સં. અ ( નહિ ) + દત્ત ( દીધેલું ) + હર ( લઈ જનાર ) ] પું. ચોર.

૨. વિ. અણદીધું લઈ જનાર; ચોરી કરનાર.

**અદત્તહસ્ત** ૧. [ સં. અ ( નહિ ) + દત્ત ( આપેલું ) + હસ્ત ( હાથ ) ] વિ. કોઈએ મદદ ન કરી હોય એવું.

૨. વિ. જામીન વગરનું; બિનજામીની.

**અદત્તહાર** જુઓ અદત્તહર.

**અદત્તા** ૧. [ સં. અ ( નહિ ) + દત્તા ( દીધેલી ) ] સ્ત્રી. લગ્નમાં નહિ દીધેલી કન્યા; જેનો વિવાહ કરેલ ન હોય એવી કુંવારકા.

૨. વિ. સ્ત્રી. દાનમાં અપાયેલી ન હોય એવી. જેમકે, અદત્તા ગાય; અદત્તા ભૂમિ.

**અદત્તાદાન** ૧. ન. ( બૌદ્ધ ) દશ અકુશલકર્મ માંહેનું એ નામનું એક. જુઓ કર્મપથ.

૨. [ સં. અદત્ત ( નહિ દીધેલું ) + આદાન ( લેવું તે ) ] ન. પારકી વસ્તુ ધણીની સંમતિ વિના લઈ લેવાપણું; ચોરી; અપહરણ.

પ્રાણઘાતમાંથી નિવૃત્તિ, જૂઠું બોલવામાંથી નિવૃત્તિ, અદત્તાદાનમાંથી નિવૃત્તિ અને પરિગ્રહમાંથી નિવૃત્તિ આ ચાર યમનો પાર્શ્વ ઉપદેશ કરતા. પુરાતત્ત્વ

**અદત્તાદાનવિરમણવ્રત** ન. ચોરી ન કરવા સંબંધી શ્રાવકનું ત્રીજું વ્રત. તે વ્રત પાળનાર કોઈની અણઆપેલી નજીવી ચીજ પણ લેતું નથી.

**અદત્તાદાનુ** ન. ( જૂ. ગુ. ) શ્રાવકના બાર વ્રત માંહેનું ત્રીજું વ્રત.

**અદત્તાદાયી** [ સં. અદત્ત ( નહિ દીધેલું ) + આદાયિન્ ( લેનાર ) ] વિ. દીધા વગર લેનાર; ચોરી કરનાર.

**અદદ** ૧. [ હિં. ] પું. ભાગ.

૨. પું. સંખ્યાનું ચિહ્ન; સંકેત.

૩. [ ફા. ] ન. સંખ્યા.

૪. [ વ્રજ ] વિ. એ જ; સદર.

**અદન** ૧. [ સં. અદ્ ( ખાવું ) ] ન. ખોરાક; અન્ન.

૨. ન. ભોજન; જમણ.

૩. [ અ. ] ન. યહૂદી, ખ્રિસ્તી અને મુસલમાન મત મુજબ સ્વર્ગનું ઉપવન. ત્યાં ઈશ્વરે આદમને બનાવીને રાખ્યો હતો.

**અદના** ૧. વિ. નકામું.

૨. [ અ. અદના ( નાલાયક ) ] વિ. નીચ; હલકું; નીચા દરજ્જાનું.

૩. વિ. પાસેનું; નજીકનું.

૪. [ અ. અદના ( નમ્ર ) ] વિ. મામૂલી; સામાન્ય.

૫. વિ. રંક; ગરીબ.

**અદના વ આલા** ૧. [ અ. અદના ( નીચું ) + વ ( અને ) + આલા ( ઊંચું ) ] પું. બ. વ. રંક અને રાજા.

૨. વિ. ગરીબ અને તવંગર; નીચ અને ઉચ્ચ.

**અદનીય** [ સં. અદ્ ( ખાવું ) ] વિ. ખાવા લાયક; ભક્ષ્ય.

**અદપચ્યું** ૧. વિ. અરધું પચેલું.

૨. વિ. જેમાંનું પાણી સુકાઈ ગયું ન હોય તેવું; ઢીલું; ગદગદું.

૩. [ સં. અર્ધ ( અરધું ) + પચ્ ( રાંધવું ) ] વિ. નહિ સિઝાયેલું.

**અદપડિયાળું** [ સં. અર્ધ ( અરધું ) + પટ ( પડ ) + આળુ ( વાળું ) ] વિ. અરધું મીંચેલું.

અદપડિયાળી આંખે ઝીણું ઝાંખતા રે. દયારામ

**અદપડું** [ સં. અર્ધ ( અરધું ) + પટ ( પડ ) ] વિ. અરધું બીડેલું; અદપડિયાળું.

**અદપા** [ હિં. ] પું. પાશેરનો અર્ધો ભાગ; નવટાંક; શેરનો આઠમો ભાગ.

**અદપિ** [ સં. યદપિ ] અ. હજુ પણ; યદપિ.

બાળ્યા બેઉ જણા રે
ભરમ કર્યા અદપિ બહુ વક. દયારામ

**અદપેટ** ૧. [ હિં. ] વિ. અર્ધું પેટ ભરાય તેટલું.

૨. વિ. જોઈએ તેથી ઓછું.

**અદબ** ૧. સ્ત્રી. નીતિ.

૨. સ્ત્રી. મર્યાદા અને વિનય સૂચવે એવો શરીરનો મરોડ; બંને હાથ કોણી આગળથી વાળી છાતી ઉપર સામસામી બગલમાં અડકે અથવા તેની નજીક રહે એવી રચના. લટકતા જમણા હાથની પોચી મૂઠી વાળી તે ડાબી તરફની બગલમાં અને તે જ પ્રમાણે ડાબા હાથની મૂઠી જમણી બગલમાં એવી રીતે રાખવી કે જેથી બન્ને હાથનાં કાંડાની લંબચોકડી આકાર આંટી પડે.

અદબ કરવી-બીડવી-વાળવી = (૧) બન્ને હાથ કોણી આગળથી વાળી છાતી ઉપર સામસામેની બગલ સુધી પહોંચાડવા. (૨) વિવેક દેખાડવો; મર્યાદા દેખાડવી; માન આપવું.

૩. [ અ. ] સ્ત્રી. મલાજો; આમન્યા.

મ્હોટા જનની અદબ રાખવી,
બાળને શિક્ષા દેવીજી. દયારામ

૧. અદબ છોડવી-તોડવી-મૂકવી = મર્યાદા ન રાખવી.
૨. અદબ મુકાવવી = પોતાનો ભારવકર તોડાવવો.
૩. અદબ રાખવી કે અદબમાં રહેવું = મલાજામાં રહેવું.
૪. [ અ. અદબ ( તે વિનયી હતો ) ] સ્ત્રી. વિનય; વિવેક; સભ્યતા; નમ્રતા.
૫. [અ.] અ. ક્રિ. ( ધાતુ ) તે વિનયી હતો. આ ધાતુ ઉપરથી નીકળેલા શબ્દો: અદબ = (૧) નીતિ; (૨) વિનય. આદાબ = (૧) વંદન; (૨) વિનય. અદીબ = (૧) વિદ્વાન; (૨) શિક્ષક. તાદીબ = (૧) શિક્ષા; (૨) સુધારણા.

**અદબઘાઈ** [ હિં. ] સ્ત્રી. નીપજની બે સરખે ભાગે વહેંચણ.

**અદબતર** ૧. સ્ત્રી. અદબ વાળીને તરવાની ક્રિયા.
૨. વિ. અદબ વાળીને તરનાર.

**અદબદ** ૧. વિ. અચોક્કસ; સંશયગ્રસ્ત.
૧. અદબદ રહેવું = સંશયમાં રહેવું; અધ્ધર લટકવું.
૨. અદબદ રાખવું-રહેવા દેવું = (૧) અચોક્કસ રાખવું; કંઈ પણ નિશ્ચય કર્યા વિનાનું રાખવું. (૨) અનામત રાખવું.
૨. [ સં. અદ્‌ભુત ] વિ. અદ્‌ભુત; વિચિત્ર.
અદબદ સ્વામી અટલ અનાથ. — અખો
૩. [ સં. અર્ધ ( અરધું ) + બદ્ધ ( બાંધેલું ) ] વિ. અધૂરું; અપૂર્ણ.
૪. વિ. મોઘમ; અનિશ્ચિત; અસ્પષ્ટ.
તેનું જાણે મૂકી હદ,
તારૂં નિદાન તો છે અદબદ. — અખો
૫. વિ. હિસાબમાં લીધા વિનાનું; ઉપલક.

**અદબદા** અ. અદ્‌ભુત રીતે.
પર્વતચિત્ત બરતું અદબદા. — અખો

**અદ બના** ૧. [ હિં. ] વિ. અપૂર્ણું; અધૂરૂં.
૨. વિ. અરધું તૈયાર થયેલું.

**અદબસર** [અદબ ( વિવેક ) + સર ( સાથે )] અ. વિવેકસર; માનપૂર્વક; નમ્રતાથી; અદબ રાખીને.

**અદબીચ** ૧. [ હિં. ] અ. અધવચ.
૨. અ. અપૂર્ણું.

**અદબીડ્યું** ( અદબીડ્યું ) વિ. અરધું બીડેલું.

**અદબેહડું** વિ. વર્ણસંકર.

**અદભવિષ** જુઓ અદભવિષ્ય

**અદભવિષ્ય** [ સં. યત્ ( જે ) + ભવિષ્ય ] ન. નસીબમાં હશે તેમ બનશે એવી આસ્થાવાળું માણસ.

**અદભાગી** [ સં. અધિક ( વધારે ) + ભાગ્ય ( નસીબ ) ] વિ. મોટા ભાગ્યવાળું; બડભાગી; નસીબદાર.

**અદભ્ર** ૧. [ સં. અ ( વિરુદ્ધ ) + દભ્ર ( થોડું ) ] વિ. અનલ્પ; ઘણું.
૨. વિ. અપાર; અનંત.

**અદભ્રવાહ** [ સં. અદભ્ર ( ઘણું ) + વાહ ( ઉપાડનાર ) ] વિ. ઘણો બોજો ઉપાડનાર.

**અદમ** ૧. [ અ. ] સ્ત્રી. ગેરહાજરી; બિનહયાતી.
૨. સ્ત્રી. ફના; વિનાશ.
૩. સ્ત્રી. શૂન્ય.
૪. [ અ ( નહિ ) + દમ્ય ( દમન કરવા જેવું ) ] વિ. કાબૂમાં ન રહેતું; અદમ્ય.

**અદમણ** ૧. [ અદ ( અરધું ) + મણ ] પું. અધમણ; મણનો અરધો ભાગ.
૨. પું. અરધા મણ વજનનું તોલું; અધમણિયો.
૩. વિ. અરધા મણના વજનનું.

**અદમણિયો** ૧. [ અદ ( અરધું ) + મણ ] પું. અધમણનું માપ.
૨. પું. અધમણિયો; અધમણનું તોલું.
૩. વિ. પું. અધમણ વજનનો; અરધા મણનો.

**અદમતનદેહી** [ અદમ ( ન હોવાપણું ) + તનદેહી ( હાજરી ) ] પું. ગેરહાજરી સબબે દાવો નીકળી જવા અથવા હારી જવાપણું.

**અદમનિશાન** ૧. ન. નધણિયાતી મિલકત.
૨. [ અદમ ( ગેરહાજરી ) + નિશાન ( ઓળખવાનું ચિહ્ન ) ] વિ. નિશાની વગરનું; ચિહ્ન વિનાનું.

**અદમનીય** [ સં. અ ( નહિ ) + દમનીય ( દબાઈ શકે એવું ) ] વિ. શાંત કરવાને અઘરૂં; અદમ્ય.

**અદમરજાઇ** [ હિં. ] સ્ત્રી. દુકાળથી પાકની નિષ્ફળતા.

**અદમસબૂત** ૧. [ અ. અદમ ( ગેરહાજરી ) + સબૂત ( મજબૂતી ) ] ન. ખામીવાળો પુરાવો.
૨. ન. મુકદ્દમામાં પુરાવાનો અભાવ.
૩. વિ. દઢતા વિનાનું; પુરાવાની ખામીવાળું.

**અદમાસ** ૧. [ સં. અર્ધ ( અરધું ) + માસ ( મહિનો ) ] પું. અરધો મહિનો.
૨. [ ફા. આઝમાઇશ ] સ્ત્રી. અખતરો; પ્રયોગ
૩. સ્ત્રી. તપાસ; પરીક્ષા.
૪. સ્ત્રી. શુમાર; અંદાજ.

**અદમૂઉં** [ સ. અર્દ્ધ ( અરધું ) + મૃત ( મરેલું ) ] વિ. અરધું મરેલું; અધમૂઉં.

**અદમ્ય** [ સં. અં ( નહિ ) + દમ્ય ( રોકી શકાય એવું ) ] વિ. દબાવી ન શકાય એવું; અદમનીય; નિરંકુશ.

**અદય** [ સં. અ ( નહિ ) + દયા ( કરુણા ) ] વિ. નિર્દય; ક્રૂર.

**અદયતા** [ સં. અ ( નહિ ) + દયા ( કૃપા ) + તા ( પણું ) ] સ્ત્રી. કઠોરપણું; ક્રૂરતા.

**અદયા** [ સં. અ ( નહિ ) + દયા ( કરુણા ) ] સ્ત્રી. ક્રૂરપણું; અદયતા.

**અદરક** ૧. પું. લાંબાં પાંદડાં અને તીખા કંદવાળો ગરમ પ્રદેશમાં ઊગતો ત્રણેક ફૂટ ઊંચો એ નામનો એક છોડ. તેના કંદ મસાલા, ચટણી, અથાણું અને દવાના ઉપયોગમાં આવે છે.
૨. [ સં. આર્દ્રક ( આદુ ) ] ન. આદુ; લીલી સૂંઠ.

**અદરકવું** સ. ક્રિ. દહીંનું જમાવવું; અધરકવું; આખરવું.

**અદરખ** ૧. [સં. આર્દ્રક ( આદુ )] પું. આદુનો છોડ.
૨. ન. આદુ; અદરક.

**અદરતિયા** [ હિં. ] પું. મધરાતે જન્મેલો પુરુષ.

**અદરશું** [ સં. અ ( નહિ ) + દશ્ય ( દેખાય એવું ) ] વિ. ( ગ્રામ્ય ) ન જોઈ શકાય એવું; અદૃશ્ય.

**અદરસ** [ સં. આર્દ્રક ( આદુ ) + રસ ] પું. આદુનો રસ; આદુને કચરીને કાઢેલું પાણી.

**અદરાયલું** ૧. [ સં. આદ ( માન આપવું ) ] વિ. લગ્નના વચનથી બંધાયેલું; સગપણ થયેલું.
૨. વિ. શરૂ કરેલ.

**અદરાવવું** ૧. સ. ક્રિ. ( પારસી ) નામ પાડવું.
૨. સ. ક્રિ. શરૂ કરવું; ચાલુ કરવું.
૩. [ સં. આદ ( માન આપવું ) ] સ. ક્રિ. ( પારસી ) સગાઈ કરવી; વેશવાળ કરવું; લગ્નના કોલકરાર કરવા.

**અદરાવું** ૧. અ. ક્રિ. ( પારસી ) નામ પડવું.
૨. અ. ક્રિ. શરૂ થવું; ચાલુ થવું.
૩. [ સં. આદ ( માન આપવું ) ] અ. ક્રિ. ( પારસી ) સગાઈ થવી; પરણવાને બંધાવું.

**અદરો** પું. ( ગ્રામ્ય ) અકતો; કારીગરની છુટીનો દિવસ; અણોજો.

**અદર્શ** ૧. [ સં. અ ( અન્ય ) + દર્શ ( અમાવાસ્યા ) ] પું. અમાવાસ્યા પછીનો બીજો દિવસ; બીજનો દિવસ.

૨. [ સં. આદર્શ ( અરીસો ) ] પું. અરીસો; આયનો.

૩. [ સં. અ ( નહિ ) + દશ્ ( જોવું ) ] વિ. નહિ દેખાતું; અદશ્ય.

**અદર્શન** ૧. [ સં. અ ( વિરુદ્ધ ) + દર્શન ( જ્ઞાન ) ] ન. ( વેદાંત ) અવિદ્યા. તેના ચાર પ્રકાર છે. તે પોતાના આશ્રયરૂપ ચિત્ત સહિત પ્રલયકાળે પ્રકૃતિમાં લીન થાય છે, અને સર્જન વખતે સ્વવાસના વડે ચિત્તને ફરી ઉત્પન્ન કરી તે તે પુરુષ સાથે વિશેષરૂપે જોડે છે.

૨. ન. અવ્યક્ત; અક્ષરબ્રહ્મ, કેમકે તે અદશ્ય છે.

૩. [ સં. અ ( અભાવ ) + દર્શન ( દેખાવ ) ] ન. આકાશી પદાર્થનો અસ્ત.

૪. ન. દર્શનનો અભાવ; અદશ્યપણું; તિરોભાવ.

પૃથ્વી ઉપરના લોકોને ચંદ્ર આડે આવવાથી સૂર્યનું દર્શન થતું નથી તેથી તેઓ સૂર્યના અદર્શનને સૂર્યગ્રહણ થયેલું કહે છે. જ્યોતિવિલાસ

૫. ન. નજર બહાર થવું તે.

૬. ન. ( વ્યાકરણ ) લોપ.

૭. ન. વિનાશ; મરણ.

૮. વિ. ( જૈન ) થિણુદ્ધિ નિદ્રાના ઉદયવાળું.

૯. વિ. દર્શન વિનાનું; દેખાય નહિ એવું.

૧૦. વિ. દષ્ટિ વિનાનું; આંધળું.

૧૧. વિ. પરોક્ષ.

૧૨. વિ. ( જૈન ) સમકીત એટલે શુદ્ધ જ્ઞાન વિનાનું; મિથ્યાત્વી એટલે ખોટા જ્ઞાનવાળું.

**અદર્શનપરીષહ** [ સં. અદર્શન ( દર્શનનો અભાવ ) + પરિષહ ( સહન ) ] પું. ( જૈન ) સૂક્ષ્મ પદાર્થના દર્શનનો અભાવ સહન કરવાપણું.

સૂક્ષ્મ અને અતીંદ્રિય પદાર્થોનું દર્શન ન થવાથી સ્વીકારેલ ત્યાગ નકામો ભાસે ત્યારે વિવેકી શ્રદ્ધા કેળવી તે સ્થિતિમાં પ્રસન્ન રહેવું તે અદર્શનપરીષહ. તત્ત્વાર્થસૂત્ર

**અદર્શનભાવ** [ સં. અદર્શન ( અદશ્યપણું ) + ભાવ ( સ્થિતિ ) ] પું. ન દેખાવાપણું; અદશ્યતા; તિરોધાન.

**અદર્શનીય** ૧. [ સં. અ ( નહિ ) + દર્શનીય ( જોવા લાયક ) ] વિ. કદરૂપું; કૂબડું.

૨. વિ. ન દેખાય એવું; ન દેખી શકાય એવું.

૩. વિ. નહિ જોવા જેવું.

**અદર્શમાન** [ સં. અદશ્યમાન ] વિ. ન દેખાય એવું; અદશ્ય.

**અદર્શાત્મક** [ સં. અદર્શ ( નહિ દેખાય તેવું ) + આત્મન્ ( સ્વરૂપ ) + ક ( વાળું ) ] વિ. જેનું સ્વરૂપ અદશ્ય હોય એવું.

**અદશ્ય** [ સં. અ ( નહિ ) + દશ્ ( જોવું ) ] વિ. ન દેખાય એવું; ગૂઢ.

**અદલ** ૧. [ અ. અદ્લ ( ન્યાય ) ] પું. ન્યાય; ઇન્સાફ.

અદલનો ઘંટ = ઇન્સાફ મેળવવા ઇચ્છનારને માટે રાખેલો ઘંટ. જહાંગીર પાદશાહે પોતાના મહેલના ઝરૂખા નીચે એક ઘંટ બાંધ્યો હતો અને એવું જાહેર કર્યું હતું કે જેને બરોબર ઇન્સાફ ન મળ્યો હોય તેણે આ ઘંટ વગાડી પાદશાહની હજૂરમાં ફરીને અરજ કરવી. આથી જેને ફરિયાદ કરવાની હોય તે એ ઘંટની દોરી ખેંચતું એટલે પાદશાહ તેને પોતાની પાસે બોલાવી તેની ફરિયાદ સાંભળી ન્યાય આપતો.

૨. [ સં. અ ( નહિ ) + દલ ( પાંદડું ) ] પું. પાંદડાં વિનાનું એ નામનું એક જાતનું ઝાડ.

૩. પું. પાંદડાં વિનાનું હરકોઈ વૃક્ષ.

૪. ક મુસલમાની રિવાજ પ્રમાણે સાક્ષી લેવા લાયક માણસ.

૫. વિ. અખંડ.

૬. વિ. ખરું; બરોબર; યથાર્થ.

૭. [ સં. અ ( નહિ ) + દલ ( જાડાઈ ) ] વિ. જાડાઈ વગરનું.

૮. વિ. પક્ષપાત વિનાનું; વાજબી.

૯. વિ. પાકું; નામીચું.

૧૦. વિ. પાન વગરનું; પાંદડાં વિનાનું.

૧૧. વિ. પ્રવીણ; ચાલાક; ચતુર.

૧૨. [ સં. અ ( નહિ ) + દલ ( ફાડ ) ] વિ. ફાડ અથવા પડ વગરનું.

અદલ ધાન્ય = ફાડ વગરનું અનાજ; ડૂંડીમાં થતું ધાન્ય. જેમકે, ઘઉં, બાજરી, ડાંગર.

૧૩. [ સં. અ ( અભાવ ) + દલ ( સૈન્ય ) ] વિ. ફોજ વિનાનું; લશ્કર વગરનું.

૧૪. વિ. મુસલમાની રિવાજ મુજબ સાક્ષી લેવા લાયક.

૧૫. [ અ. ] સ. ક્રિ. ( ધાતુ ) તે ન્યાયી હતો. આ ધાતુ ઉપરથી નીકળેલા શબ્દ: અદ્લ = ન્યાય. અદાલત = ન્યાયની કચેરી. આદિલ = ન્યાયી. એઅદલ (આદિલનું શ્રેષ્ઠતાદર્શક રૂપ) = અતિ ન્યાયી; ન્યાયમૂર્તિ. મઅદલત = ન્યાય.

**અદલતા** [ અ. અદ્લ ( ન્યાય ) ] સ્ત્રી. ન્યાયીપણું; ન્યાયદષ્ટિ; નેકી.

એ અદલતા તમતણુ કયહું,
દીઠી ન સુણી ગિરધારી રે. દયારામ

**અદલધાન્ય** [ અદલ ( ફાડ વગરનું ) + ધાન્ય ( અનાજ ) ] ન. કણસલામાં થતું અનાજ. જેમકે, ઘઉં, ડાંગર, જુવાર, બાજરી.

**અદલપિછાણ** ૧. વિ. ભૂલી ન શકાય એવું.

૨. વિ. સુપ્રસિદ્ધ; મશહૂર.

**અદલબદલ** ૧. [ અદલ ( નિરર્થક શબ્દ ) + બદલવું ] સ્ત્રી. અદલાબદલી; સાટું; લેવડદેવડ; પરસ્પર આપલે.

૨. [ હિં. ] સ્ત્રી. બદલો.

૩. [ હિં. ] સ્ત્રી. હેરફેર; પરિવર્તન.

૪. વિ. બીજે ઠેકાણે મોકલી શકાય તેવું.

૫. અ. મોબદલો કરીને; ફેરફાર કર્યો હોય એવી રીતે.

૬. અ. સામસામો બદલો કરીને; ફેરબદલ; એક આપીને બીજું લીધું હોય એવી રીતે.

૧. અદલબદલ કરવું = વસ્તુનો સામસામો બદલો કરી લેવો.

૨. અદલબદલ થવું = ફેરફાર થવો; બદલાવું.

**અદલા** [ સં. ] સ્ત્રી. ઘૃતકુમારી નામનો છોડ.

**અદલાબદલી** ૧. [ અદલ ( નિરર્થક શબ્દ ) + બદલવું ] સ્ત્રી. એક વસ્તુ આપી બીજી વસ્તુની લેવડ; વિનિમય; સાટું; આપલે.

૧. અદલાબદલી કરવી = એક લઈ તેને સાટે બીજું આપવું.

૨. અદલાબદલીનું ખત = વિનિમયપત્ર.

૨. સ્ત્રી. ફેરબદલી; અરસપરસ ફેરફાર.

અદલાબદલી થવી = (૧) એક બતાવી બીજું આપવું. (૨) ફેરબદલી થવી; એકની જગાએ બીજાએ જવું આવવું.

૩. સ્ત્રી. મોબદલો.

**અદલોબદલો** ૧. [ અદલ ( બરાબર ) + બદલવું ] પું. અદલબદલ કરવાનો પ્રકાર.

૨. પું. અદલબદલ કરેલી વસ્તુ.

૩. પું. ફેરબદલો; ફેરફાર; અદલાબદલી.

અદલોબદલો કરવો = (૧) ખોટી હકીકત રજુ કરવી. (૨) તળે ઉપર કરવું. (૩) હેરફેર કરવું.

૪. પું. મોબદલો.

૫. પું. વિનિમય; સાટું; એક જણસ આપી બીજી લેવાનું કામ.

અદલોબદલો ખેલવો = સામસામું સૃષ્ટિ વિરુદ્ધ કર્મ કરવું.

**અદલી** ૧. [ હિં. ] પું. ન્યાયાધીશ; ન્યાય આપનાર અમલદાર.

૨. વિ. ન્યાયી; ઇન્સાફી.

**અદવસો** ૧. પું. નજીવી કિંમત.

અદવસાનું માણસ ને લાખ વસાનાં લૂગડાં = સારાં કપડાં પહેરવાથી માણસની કિંમતમાં વધારો થાય છે; માણસના કરતાં તેનાં કપડાંનું વજન વધારે પડે છે.

૨. [ અદ ( અરધું ) + વસો ( વીઘાનો વીસમો ભાગ ) ] પું. વીઘાનો ચાળીસમો ભાગ.

**અદવાન** [ હિં. ] સ્ત્રી. ખાટલાની પાંગત.

**અદવારકું** [ અદ્ય ( આજ ) + વાર ( દિવસ ) + કું ( લઘુતાવાચક પ્રત્યય ) ] અ. આજે જ; હમણાં; અબઘડી; થોડી વારમાં.

જણાશે હરિ અદવારકું, સેવક સ્વામીનું પારખું.
પ્રેમાનંદ

**અદવાલી** ૧. સ્ત્રી. અરધા વાલનું તોલું.

૨. [ અદ ( અરધું ) + પાલી ( અનાજનું એક માપ ) ] સ્ત્રી. અરધી પાલી; પાલીના અરધા ભાગ જેટલું માપ.

૩. [ અદ ( અરધું ) + વાલ ( તોલાનો બત્રીસમો ભાગ ) + ઈ ( વાળું ) ] સ્ત્રી. તોલાના ચોસઠમા ભાગનું વજન; અરધા વાલનું વજન.

**અદસસતું** ૧. વિ. અદકચરું; અદપચું.

૨. વિ. અરધુંપરધું; કર્યું ન કર્યું હોય એવું; અરધું કરેલું; અપૂર્ણ.

૩. [ અદ ( અરધું ) + શ્વસિત ( શ્વાસ લેતું ) ] વિ. અરધોપરધો શ્વાસ લેતું હોય એવું; અધમૂઉં; મરણતોલ.

કોઇક તરીને નીકળ્યા થઈ અદસસતા આપ.
શામળ

**અદસાંસતું** જુઓ અદસસતું.

**અદહન** ૧. [સં. આદહન ( ખૂબ બાળવાપણું )] પું. ( હિંદી ) ઊકળતું પાણી; આધણ.

૨. [ સં. અ ( નહિ ) + દહન ( બાળવું તે ) ] ન. ન બાળવાપણું; નહિ કરવામાં આવતી દહનક્રિયા.

**અદહનશીલ** [ સં. અ ( નહિ ) + દહન (બળવું તે) + શીલ (સ્વભાવવાળું)] વિ. બળી ન શકે તેવું.

**અદહારી** [ હિં. ] વિ. પણોવ્યા વગરનું.

**અદળ** ૧. [ સં. અ ( નહિ ) + દલ ( ફાડ ) ] ન. જેમાંથી દાળ ન નીકળે એવું ધાન્ય; કઠોળ સિવાયનું ધાન્ય. જેમકે, જુવાર, બાજરો, ઘઉં.

૨. [ અ ( નહિ ) + દળ ( જાડાઈ ) ] વિ. જાડાઈ વિનાનું; દળ વગરનું.

૩. [ સં. અ ( નહિ ) + દલ ( પાંદડું ) ] વિ. પાન વિનાનું; પાંદડાં વગરનું.

૪. [ સં. અ ( નહિ ) + દલ ( લશ્કર ) ] વિ. લશ્કર વગરનું.

**અદળણ** [ અ ( નહિ ) + દળવું ] સ્ત્રી. અનાજ ન દળવું તે; ઘંટી ન ધરાવવાપણું.

**અદળ્યું** વિ. અજીત.

અદળ્યું દળ રાઘવ તણું,
કહેતાં ન આવે પાર. પ્રેમાનંદ

**અદંક** [ સં. આતંક ] પું. ડર; ભય.

**અદંડ** ૧. [ સં. અ ( નહિ ) + દંડ ( શિક્ષા ) ] પું. શિક્ષામાંથી મુક્તિ.

૨. વિ. ( હિંદી ) જેના પર કર અથવા મહેસૂલ ન લાગે તેવું; કર રહિત.

૩. વિ. શિક્ષા થયા વિનાનું.

૪. વિ. શિક્ષાપાત્ર ન હોય એવું.

૫. વિ. ( હિંદી ) સ્વેચ્છાચારી; પોતાની મરજી પ્રમાણે વર્તનાર.

**અદંડક** પું. ધોળા એરંડો.

**અદંડનીય** [ સં. ] વિ. જેનો દંડ ન કરી શકાય તેવું; અદંડ્ય.

**અદંડપત્ર** [ સં. અદંડ ( શિક્ષામાંથી મુક્તિ ) + પત્ર ] પું. શિક્ષા ન કરવાને માટે લખી આપેલ પત્ર; માફીપત્ર.

**અદંડ્ય** ૧. [ સં. અ ( નહિ ) + દંડ્ય ( શિક્ષાપાત્ર ) ] વિ. શિક્ષા ન કરી શકાય તેવું.

૨. વિ. શિક્ષાથી મુક્ત; સજાથી પર.

**અદંત** ૧. [ સં. અ ( નહિ ) + દંત ( દાંત ) ] પું. જળો. તેને દાંત હોતા નથી.

૨. પું. બાર આદિત્ય પૈકી પૂષા નામનો એક. દક્ષયજ્ઞ વખતે વીરભદ્રના મારથી તેના દાંત પડી ગયા હતા તેથી તેને અદંત કહે છે.

૩. [ સં. અત્ ( 'અ' અથવા 'અત્' ) + અંત ( છેડો ) ] વિ. જેને છેડે અત્ અથવા અ આવતો હોય એવું.

૪. વિ. જેને દાંત ન નીકળ્યા હોય તેવું; બહુ નાની અવસ્થાનું.

૫. વિ. દાંત વગરનું; બોખું.

**અદંતધાવન** [ સં. અ ( નહિ ) + દંત ( દાંત ) + ધાવન ( ધોવાની ક્રિયા ) ] ન. નહિ કરાતું દાતણ.

**અદંતી** ૧. [ સં. અત્ ( 'અ' અથવા 'અત્' ) + અંત ( છેડો ) + ઇન્ ( વાળું ) ] વિ. જેને છેડે અત્ અથવા અ આવતો હોય તેવું.

૨. વિ. [ સં. અ ( નહિ ) + દંતિન્ ( દાંતવાળું ) ] દાંત વગરનું; બોખું.

૩. વિ. બહુ નાની અવસ્થાનું.

**અદંત્ય** ૧. [ સં. અ ( નહિ ) + દંત્ય ( દાંતને લગતું ) ] વિ. દાંત સાથે સંબંધ વિનાનું; દાંતને લગતું નહિ એવું.

૨. વિ. દાંતને નુકસાનકારક.

**અદંભ** ૧. [ સં. ] પું. પ્રમાણિકતા; સરલતા.

૨. પું. શિવ.

૩. વિ. અકૃત્રિમ; સ્વાભાવિક.

૪. વિ. ઈજા વગરનું; આખું.

૫. વિ. કપટ વગરનું; નિષ્કપટી.

૬. વિ. પ્રામાણિક.

**અદંભિત્વ** [ સં. અ ( નહિ ) + દંભિન્ ( ઢોંગવાળું ) + ત્વ ( પણું ) ] ન. સરળતા; ડોળ વગરની સ્થિતિ.

**અદંશ** [ સં. અ ( નહિ ) + દંશ ( ડાંસ ) ] વિ. માંકડ, મચ્છર, ડાંસ વિનાનું.

**અદંશક** [ સં. અ ( નહિ ) + દંશ ( ડંખ ) + ક ( વાળું ) ] વિ. ડંખે નહિ એવું.

**અદંષ્ટ્ર** ૧. [ સં. અ + દંષ્ટ્રા ( દાઢ ) ] પું. દાઢ કાઢી લીધેલ સર્પ.

૨. વિ. દાઢ વગરનું.

**અદા** ૧. [ હિં. ] પું. અવાજ.

૨. પું. દુશ્મન; શત્રુ; વૈરી.

૩. [ અ. ] સ્ત્રી. અંગચેષ્ટા; ઈંગિત; નખરાં; ચાળા; હાવભાવ; છટા.

૧. અદા કરવી=(૧) આંખ મારવી; ઇશારત કરવી. (૨) નખરાં કરવાં. (૩) નાટકમાં નટ તરીકે કામ કરવું; નટનો પાઠ ભજવવો.

૨. અદાથી ગાવું-અદાની સાથે ગાવું = હાવભાવથી ગાવું.

૩. અદાથી ચાલવું=છટાદાર ચાલ ચાલવી; લટકાં કરતાં ચાલવું.

૪. અદાથી જોવું = (૧) છટાથી જોવું. (૨) વિષયભાવનાથી નજર કરવી.

૪. સ્ત્રી. આવક; મૂડી.

૫. [ અ. અદી ( તે તૈયાર થયો ) ] સ્ત્રી. કાર્યસિદ્ધિ.

૬. સ્ત્રી. ખાર; ઈર્ષ્યા; અદેખાઈ.

ભમતું, જગતું, જુક્તિ, રૂક્તિ,
નહિ જો હરિ આજ અદા આપદા.
વલ્લભ

૭. સ્ત્રી. ઢબ; રીત.

૮. સ્ત્રી. દેવાની ભરપાઈ; ભરણું.

૯. [ અ. અદાવત ] સ્ત્રી. દ્વેષ; ઝેરવેર.

૧૦. [ ફા. ] સ્ત્રી. પરિપૂર્ણ કરવું તે; પાલન.

અદા કરવું=(૧) અમલમાં આણવું; અમલ કરવો. (૨) ન્યાય આપવો. (૩) ફડચો કરવો; પતાવવું. (૪) ફરજ બજાવવી. (૫) ભરપાઈ કરવી; ભરી દેવું; કરજ ચૂકવવું. (૬) મજરે આપવું; હિસાબે જમે કરવું. (૭) મજરે લેવું; જમે લેવું. (૮) વચન પાળવું.

૧૧. સ્ત્રી. ફડચો.

૧૨. સ્ત્રી. બાણ મૂકવાની છટા.

૧૩. સ્ત્રી. વર્તન; અમલ.

૧૪. સ્ત્રી. સંપૂર્ણતા.
અદા થવું = (૧) થવું; થઈ જવું. (૨) પૂરું થવું. (૩) ભરપાઈ થવું; ભરાઈ જવું. (૪) સંતોષકારક રીતે પૂરું થવું.

**અદાખોર** ૧. [ અદા ( દ્વેષ ) + ખોર ( ટેવવાળું ) ] વિ. કિન્નાખોર; વેરી.
૨. વિ. ખારીલું; ઈર્ષાળુ.

**અદાગ** ૧. [ સં. અ ( નહિ ) + દાઘ ( બળ્યાની નિશાની ) ] વિ. નિર્મળ; સ્વચ્છ.
૨. વિ. નિષ્કલંક; નિર્દોષ; પવિત્ર; શુદ્ધ.

**અદાચિઠ્ઠી** ૧. [ અદા ( પતવણી ) + ચિઠ્ઠી ] સ્ત્રી. દેવું અદા કરી દીધું છે એવું બતાવનારી ચિઠ્ઠી; દેવું પતાવ્યાની પાવતી.
૨. સ્ત્રી. પ્રમાણલેખ; સાધનપત્ર.
૩. [ અદા ( વેર ) + ચિઠ્ઠી ] સ્ત્રી. વેરનો કાગળ; જાસાચિઠ્ઠી.

**અદાણુ** પું. શીખ લોકનો એક વિભાગ.

**અદાત** ૧. [ સં. અ ( નહિ ) + દાતૃ ( દેનાર ) ] વિ. અદાતા; દાન નહિ આપનાર.
૨. વિ. કંજૂસ; કૃપણ.
શી અદાતની કીરત, શી વેરી શું વિઘ્ન. શામળ

**અદાતા** ૧. [ સં. અ ( નહિ ) + દાતૃ ( દેનાર ) ] પું. દાન ન કરનારો પુરુષ; દાતાર નહિ એવો ઇસમ.
અદાતાની કીરતી કરે, દેખાદેખી જળમાં તરે. શામળ
૨. વિ. કન્યાને પરણાવે નહિ તેવું.
૩. વિ. કૃપણ; કંજૂસ; સૂમ; બખીલ; લોભી.
૪. વિ. દાન ન દેનાર.
ખાધા ન્યાય સલા સુભૂષણુ વળી
દાતા અદાતા ગણો. નવલગ્રંથાવલિ
૫. વિ. હોય છતાં ન આપે તેવું.

**અદાતાર** વિ. ( કચ્છી ) અદાતા; કંજૂસ; બખીલ.

**અદાતારાં** પું. બ. વ. સૂમ; કૃપણ.
વઢીઉને વીર, મથો મંગણહારકે,
દાતારાં મનંખીર, અદાતારાં કઠણ જે. દુહો

**અદાન** ૧. [સં. અ ( નહિ ) + દાન ( હાથીનો મદ ) ] પું. મદ વિનાનો હાથી.
૨. ન. દાન ન કરવાપણું; ન આપવું તે.
૩. [ અ ( નહિ ) + દાના ( જાણનાર ) ] વિ. અજાણ; અજ્ઞાન; નાદાન.
૪. [ સં અ ( નહિ ) + દાન ( આપવું તે ) ] વિ. ( હિંદી ) કૃપણ; કંજૂસ.

**અદાની** [ સં. અ ( નહિ ) + દાન + ઇન્ ( વાળું ) ] વિ. અદાતા; કંજૂસ; કૃપણ; સૂમ.

**અદાપ** ૧. [ સં. અ ( વિશેષ ) + તાપ ( દુ:ખ ) ] પું. ઘણી પીડા; મોટી આફત.
આજ આપણું ભજન ચૂક્યાં,
અણચિંતવ્યો થયો અદાપ. પ્રેમાનંદ
૨. પું. દુ:ખનો પોકાર; બળાપો.
પ્રીતડી જેને વ્યાપે તેને મારે અદાપે. પ્રેમાનંદ

**અદાપવું** [સં. અ ( વિશેષ ) + તાપ ( દુ:ખ ) ] સ. ક્રિ. બહુ દુ:ખ આપવું; રિબાવવું.
એકી વખતે હણી નાખ,
દયા પ્રભુ શીદ અદાપે છે. દયારામ

**અદાપો** ૧. [ સં. અ ( ઘણું ) + તાપ ( દુ:ખ ) ] પું. દુ:ખનો પોકાર.
૨. પું. મોટું સંકટ; અદાપ.

**અદાબંદી** [ ફા. અદા ( પૂરું કરવું ) + બસ્તન ( બાંધવું ) ] સ્ત્રી. કરાર પૂરો કરવાની અથવા દેવું ભરી દેવાની મુકરર કરેલ મુદત.

**અદાય** [ સં. અ ( નહિ ) + દાય ( વારસો ) ] વિ. વારસા વગરનું.

**અદાયહારક** [ સં. અ ( નહિ ) + દાય ( વારસો ) + હારક ( હરનાર ) ] વિ. વારસા માટે નાલાયક; અનંશ.

**અદાયાદ** ૧. [ સં. અ ( નહિ ) + દાયાદ ( વારસ ) ] વિ. જેને વારસાહક્ક ન હોય એવું; વારસ થવાના હક્ક વિનાનું.
૨. વિ. વારસ વિનાનું; બિનવારસી.

**અદાયિક** ૧. [ સં. અ ( નહિ ) + દાય ( વારસો ) + ઇક ( વાળું ) ] વિ. જેના ઉપર વારસ હક્ક ન ધરાવતો હોય એવું.
૨. વિ. વારસા સાથે સંબંધ વિનાનું.

**અદાયે મુલકગુઝારી** [ હિં. ] સ્ત્રી. મહેસૂલની સંપૂર્ણ પતાવટ; મહેસૂલની ભરપાઈ.

**અદાર** ૧. [ સં. અ ( નહિ ) + દારા ( સ્ત્રી ) ] પું. વિધુર.
૨. વિ. ઈજા ન કરે એવું.
૩. [સં. અ ( નહિ ) + દૃ ( ફાડવું ) ] વિ. નહિ ફાટેલું.
૪. વિ. પું. જેની વહુ મરી ગઈ હોય એવો.
૫. વિ. પું. જેને સ્ત્રી ન હોય તેવો; કુંવારો; વાંઢો.

**અદાલત** [ અ. અદલ ( તે ન્યાયી હતો ) ] સ્ત્રી. અદલ ચુકાદો આપવા માટે રાખેલી કચેરી; ન્યાય છણવામાં આવતો હોય તે જગ્યા; ન્યાયાધીશી; ન્યાયમંદિર; ન્યાયની કચેરી.
મુસલમાની રાજ્યમાં નીચે પ્રમાણે ચાર પ્રકારની અદાલતો હતી:–
(૧) નિઝામત અદાલત: ફોજદારી ન્યાય આપવાની સર્વોપરી કચેરી, જેમાં નાઝિમ એટલે પ્રાંતનો હાકેમ ન્યાય આપતો. એના વળી બે ભાગ હતા:
(ક) રોઝ અદાલત: જે રવિવારે બેસતી અને તેમાં નાઝિમ પોતે ખૂનના આરોપીનો ન્યાય કરતો.
(ખ) અદાલતે આલિયત: જેમાં માલમિલકત, ટંટાફિસાદ વગેરેની ફરિયાદોનો નિકાલ થતો. એ ન્યાય નાઝિમનો મદદનીશ દરોગો આપતો.
(૨) દીવાની અદાલત: તે વસૂલાતી અધિકારીના હાથ તળે હતી.
(૩) ફોજદારી અદાલત: તે પોલીસ મેજિસ્ટ્રેટની હકૂમત હેઠળ હતી.
(૪) અદાલતે કાઝી: શહેર અથવા પ્રાંતના મુખ્ય ન્યાયાધીશની કચેરી, જેમાં દાવા અને ધર્મને લગતા પ્રશ્નોનો ન્યાય આપવામાં આવતો. એ કાઝીના હાથ તળે મોહતસિબની કચેરી હતી. તેમાં દારૂ, જુગાર વગેરે નીતિનિયમ વિરુદ્ધની તકરારનો ચુકાદો અપાતો.
અદાલતમાં જવું = (૧) પોતાના ઉપર ન્યાયકચેરીમાં કામ ચાલવું. (૨) મુકદ્દમો લડવો.
૧. અદાલત આલિયા = વરિષ્ઠ ન્યાયાધીશી.
૨. અદાલત ખફીફા = નાના દાવા ચૂકવનારી ન્યાયાધીશી.
૩. અદાલત દીવાની = નાણાં પ્રકરણી દાવા ચૂકવનારી ન્યાયાધીશી; દીવાની અદાલત; દીવાની ન્યાયાધીશી.
૪. અદાલત બહરી = દરિયાઈ ગુનાના ફેંસલા કરનારી ન્યાયાધીશી.
૫. અદાલત મરાફાઉલા = જેમાં દીવાની મુકદ્દમો પહેલવહેલો ચાલે તે અદાલત.
૬. અદાલત મરાફાસાની = દીવાની દાવાની અપીલ કોર્ટ.
૭. અદાલત માલ = મુલકી દાવાના ફેંસલા કરનારી ન્યાયાધીશી.
૮. અદાલતે અકબર = વરિષ્ઠ ન્યાયાધીશી.
૯. અદાલતે અપીલ = અપીલ કરવાની અદાલત; વિવાદ ન્યાયાધીશી.
૧૦. અદાલતે અસઘર = નીચલી અદાલત.

**અદાલત આલિયા** સ્ત્રી. વરિષ્ઠ ન્યાયાધીશી.

**અદાલત ખફીફા** સ્ત્રી. નાના દાવા ચૂકવનારી ન્યાયાધીશી.

**અદાલત દીવાની** સ્ત્રી. નાણાં પ્રકરણી દાવા ચૂકવનારી ન્યાયાધીશી; દીવાની અદાલત; દીવાની ન્યાયાધીશી.

**અદાલતદેહુ** [ અ. ] સ્ત્રી. ગામડાની ન્યાયકચેરી; ગ્રામ્ય ન્યાયાધીશી.

**અદાલત પનાહ** વિ. ન્યાયરક્ષક.

**અદાલત બહરી** સ્ત્રી. દરિયાઈ ગુનાના ફેંસલા કરનારી ન્યાયાધીશી.

**અદાલત મરાફઉલા** સ્ત્રી. જેમાં દીવાની મુકદ્દમો પહેલવહેલો ચાલે તે અદાલત.

**અદાલત મરાફસાની** સ્ત્રી. દીવાની દાવાની અપીલ કોર્ટ.

**અદાલત માલ** સ્ત્રી. મુલકી દાવાના ફેંસલા કરનારી ન્યાયાધીશી.

**અદાલતી** ૧. [અ.] વિ. અદાલત સંબંધી; ન્યાયકચેરીને લગતું.

૨. વિ. કામ ચલાવી શકાય એવું.

૩. વિ. ન્યાય સંબંધી; ઇન્સાફી; ન્યાયવિષયક.

૧. અદાલતી કારવાઈ = ન્યાયાધીશીની કાર્યવાહી; ન્યાયનું કામ ચલાવવું તે.

૨. અદાલતી મસાઇલ = ન્યાયનાં સૂત્રો; કાયદાનાં સર્વસાધારણ સૂત્રો.

૪. વિ. મુકદ્દમો લડનાર.

૫. વિ. સાચું; ન્યાયપુરઃસર.

**અદાલતે અકબર** સ્ત્રી. વરિષ્ઠ ન્યાયાધીશી.

**અદાલતે અપીલ** સ્ત્રી. અપીલ કરવાની અદાલત; વિવાદ ન્યાયાધીશી.

**અદાલતે અસગર** સ્ત્રી. નીચલી અદાલત.

**અદાલતે આલિયત** સ્ત્રી. મુસલમાની રાજ્યના વખતની નિઝામત અદાલત એટલે કે ફોજદારી ન્યાય આપવાની સર્વોપરી કચેરીના બે ભાગ માંહેનો એ નામનો એક. તેમાં માલમિલકત, ટંટાફિસાદ વગેરેની ફરિયાદોનો નિકાલ થતો. એ ન્યાય નાઝિમનો મદદનીશ દરોગો આપતો.

**અદાલતે કાઝી** સ્ત્રી. મુસલમાની રાજ્યના વખતની ચાર પ્રકારની અદાલત માંહેની એ નામની એક; શહેર અથવા પ્રાંતના મુખ્ય ન્યાયાધીશની કચેરી, જેમાં દાવા અને ધર્મને લગતા પ્રશ્નોનો ન્યાય આપવામાં આવતો. એ કાઝીના હાથ તળે મોહતસિબની કચેરી હતી. તેમાં દારૂ, જુગાર વગેરે નીતિનિયમ વિરુદ્ધની તકરારનો ચુકાદો અપાતો.

**અદાલતે છાવણી** સ્ત્રી. લશ્કરી કચેરી.

**અદાલતે ઝીલા** સ્ત્રી. જિલ્લા કચેરી.

**અદાલતે બાદશાહ** સ્ત્રી. રાજાની કચેરી.

**અદાલતે સિશન** સ્ત્રી. સેશન કચેરી.

**અદાલિયું** ન. છજું.

**અદાવ** [સં. અ (વિશેષ) + દવ (સંતાપ)] પું. બળતરા; બળાપો.

**અદાવત** ૧. [અ.] સ્ત્રી. ઈર્ષ્યા; ખાર.

૨. સ્ત્રી. કિન્નો; અંટસ.

૩. સ્ત્રી. દુશ્મની; શત્રુવટ.

૪. [અ (નહિ) + દાવત (નોતરું)] સ્ત્રી. ભોજનવ્યવહારની બંધી; સંબંધ બંધ કરવાપણું.

**અદાવતખોર** [અદાવત (ઈર્ષ્યા) + ખોર (ટેવવાળું)] વિ. અદાવત રાખનારું; ઝેરીલું; કિન્નાખોર; દ્વેષી.

**અદાવતિયણ** [અદાવતિયું (ઝેરીલું) + અણ (નારીજાતિનો પ્રત્યય)] વિ. સ્ત્રી. અદાવત રાખનારી; ઝેરીલી.

**અદાવતિયું** ૧. [અ. અદાવત] વિ. અદાવત ઉત્પન્ન થાય એવું; વેર કરાવે એવું.

૨. વિ. કિન્નાખોર; ઝેરીલું; દ્વેષી.

૩. વિ. દુશ્મનાવટ રાખનારું.

**અદાવતી** વિ. કિન્નાખોર; દ્વેષી.

**અદાવા** ૧. સ્ત્રી. દ્વેષ; ઝેરવેર.

૨. અ. કોઈ પણ જાતના હક વગર; નદાવા.

**અદાસ** [સં. અ (નહિ) + દાસ (સેવક)] પું. સ્વતંત્ર પુરુષ; ગુલામી ન કરે તેવો પુરુષ.

**અદાહક** ૧. ન. પાણી.

૨. [સં. અ (નહિ) + દહ્ (બાળવું)] વિ. જેમાં બાળવાનો ગુણ ન હોય તેવું; ન બાળનાર.

**અદાહ્ય** ૧. પું. પરમાત્મા, કેમકે તેને બાળી શકાતા નથી.

૨. [સં. અ (નહિ) + દહ્ (બળવું)] વિ. બળે નહિ એવું; ન બળી શકે તેવું; સળગી ન ઊઠે એવું; અદહનીય.

૩. વિ. શાસ્ત્રની વિધિ પ્રમાણે અગ્નિસંસ્કાર કરવાને અયોગ્ય.

**અદાંત** [સં. અ (નહિ) + દાંત (સંયમી)] વિ. ઇંદ્રિયદમન નહિ કરનાર; અસંયમી; નિગ્રહ વિનાનું.

**અદાંભિક** [સં. અ (નહિ) + દંભ (ઢોંગ) + ઇક (વાળું)] વિ. ડોળ વગરનું.

**અદિક** અ. આદિ; વગેરે.

**અદિત** [હિં.] પું. આદિત્ય.

**અદિતનંદના** ન. બ. વ. ઇંદ્ર, વિષ્ણુ અને તેમના વંશજ.

ઇંદ્ર, વિષ્ણુ અને તેમનાં વંશજોને અદિતનંદના પણ કહેવાય છે.

આર્યોના તહેવારોનો ઇતિહાસ

**અદિતિ** ૧. પું. જીવ; કર્મફળનો ભોક્તા જીવ.

૨. [સં. અ (નહિ) + દો (ખંડન કરવું)] પું. પરમાત્મા.

૩. પું. પંચજન.

૪. પું. પિતા.

૫. પું. પુત્ર.

૬. પું. પ્રજાપતિ.

૭. [સં. અદ્ (ખાવું)] પું. મૃત્યુ; મરણ, કેમકે તે પ્રાણીમાત્રને ખાઈ જાય છે.

૮. પું. વિશ્વદેવ.

૯. સ્ત્રી. અખંડ ભૂમિ.

૧૦. સ્ત્રી. અંતરિક્ષ; આકાશ.

૧૧. સ્ત્રી. (પુરાણ) કશ્યપની તેર સ્ત્રીઓમાંની સૌથી મોટી. તે પ્રાચેતસ દક્ષની દીકરી હતી. એને આદિત્ય સંજ્ઞાવાળા બાર પુત્ર હતા. એનાથી દેવતા ઉત્પન્ન થયાં હતા.

૧૨. સ્ત્રી. ગાયનો એ નામનો એક વર્ગ.

૧૩. સ્ત્રી. જનનશક્તિ; ઉત્પન્ન કરવાની શક્તિ.

૧૪. [સં. અ (નહિ) + દિતિ (દાન)] સ્ત્રી. દરિદ્રતા; ગરીબાઈ; કંઈ પણ ન અપાય એવી સ્થિતિ.

૧૫. સ્ત્રી. દિવસે દેખાતી સૃષ્ટિ.

૧૬. સ્ત્રી. દૂધ.

૧૭. સ્ત્રી. દેવમાતા. તેને દક્ષની માતા તથા પુત્રી તરીકે જણાવેલી છે. તેના શરીરમાંથી આઠ દીકરા ઉત્પન્ન થયા. આઠમો દીકરો માર્તંડ (સૂર્ય) તજી દઈ તે સાત દીકરાને લઈ દેવતા પાસે આવી. આ સાત આદિત્ય કહેવાયા. શ્રીકૃષ્ણની માતા દેવકી અદિતિનો અવતાર મનાય છે.

૧૮. સ્ત્રી. દ્યુલોક; સ્વર્ગ.

૧૯. સ્ત્રી. (જ્યોતિષ) પુનર્વસુ નક્ષત્ર.

૨૦. સ્ત્રી. પુષ્કળતા; પૂર્ણતા; અનંતતા.

૨૧. સ્ત્રી. પૃથ્વી.

૨૨. સ્ત્રી. પ્રકૃતિ.

૨૩. સ્ત્રી. માતા.

૨૪. સ્ત્રી. વાણી.

૨૫. સ્ત્રી. સ્વતંત્રતા.

૨૬. વિ. આખું; વગર ભાંગેલું; અખંડ.

૨૭. વિ. ખૂટે નહિ એવું; અખૂટ.

૨૮. વિ. ધર્મી; ઈશ્વરપરાયણ.

૨૯. વિ. મર્યાદા વગરનું.

૩૦. વિ. સુખી.

૩૧. વિ. સ્વતંત્ર.

**અદિતિનંદન** ૧. [સં. અદિતિ (દેવમાતા) + નંદન (પુત્ર)] પું. અદિતિનો પુત્ર; દેવ; દેવતા.

૨. પું. સૂર્ય; આદિત્ય.

**અદિતિસુત** જુઓ અદિતિનંદન.

**અદિતેય** વિ. અદિતિના વંશનું.

**અદિત્સા** [ સં. અ ( નહિ ) + દિત્સા ( આપવાની ઇચ્છા ) ] સ્ત્રી. ન આપવાની મરજી; દાન ન દેવાની ઇચ્છા.

**અદિન** ૧. પું. કવેળા; અપ્રચલિત વખત.
૨. [ સં. અ ( અયોગ્ય ) + દિન ( દિવસ ) ] પું. ખરાબ દિવસ; અયોગ્ય દિવસ.

**અદિયો** ૧. [ અ. હદિયા ( ભેટ ) ] પું. ઇનામ; બક્ષિસ; ભેટ; હદિયો.
૨. [ સં. આ ( વધારે ) + દાય ( બક્ષિસ ) ] પું. દાન.

**અદિવ્ય** ૧. [ સં. અ ( નહિ ) + દિવ્ય ( અલૌકિક ) ] વિ. દિવ્ય નહિ એવું; સાધારણ; સામાન્ય; લૌકિક.
૨. વિ. સ્થૂલ; ઇંદ્રિયગોચર.

**અદિશિક** ન. ( જૈન ) સાધુને દેવા માટે કલ્પી રાખેલ આહાર; આહારનો એ નામનો એક દોષ.

**અદી** ૧. પું. તામીલ લોકના બાર માસમાંનો ચોથો મહિનો.
૨. સ્ત્રી. બાપની મા; દાદી.
૩. સ્ત્રી. માની મા; નાની.

**અદીક્ષિત** [ સં. અ ( નહિ ) + દીક્ષા ( ઉપદેશ ) + ઇત ( વાળું ) ] વિ. દીક્ષા લીધા વિનાનું; જેણે ઉપદેશ ન લીધો હોય તેવું.

**અદીઠ** ૧. વિ. જોયું ન જાય એવું; અસલ્ય.
મોઢે ફૂલ અને પાછળ **અદીઠ**. — અખો
ઝાઝા હાથ રળિયામણા ને ઝાઝાં મોં અદીઠ = ઘણાં કામ કરનાર સારાં, પણ ઝાઝાં નકામાં ખાનારાં અસલ્ય.
૨. વિ. દૃષ્ટિ બહાર; અગોચર; અદૃશ્ય; ન દેખાય એવું.
૩. [ સં. અદૃષ્ટ; પ્રા. અદિટ્ઠ ] વિ. નહિ દીઠેલું; નહિ જોયેલું; ગુપ્ત; છાનું; છૂપું; અદૃષ્ટ.
૪. વિ. નહિ દેખવા લાયક; નહિ જોવા જેવું.
૧. અદીઠ વાળ-કર = ચાલ્યો જા; મોઢું ન દેખાડ.
૨. તારું અદીઠ થાય = તારું મોઢું ન દેખાય; તારો નાશ થાય. ગાળ તરીકે વપરાય છે.
૫. વિ. વાંસામાં કરોડ ઉપર થતું ( ગૂમડું ). અહીં થતું ગૂમડું દેખી શકાતું નથી, માટે તેને અદીઠ ગૂમડું કહે છે, અને તે ભયંકર ગણાય છે.

**અદીઠડું** ( અદીઠું ) ૧. [ સં. અ ( નહિ ) + દૃષ્ટ ( દીઠેલ ) ] વિ. અજાણ્યું; નહિ જોયેલું.
આરમ દીઠે સંચરે, તેનાં શો વિવેક;
પણ ચલાવીએ **અદીઠડે**, નિર્મળ તો એ નેક. — શામળ

૨. વિ. અદૃશ્ય; નજરમાં ન આવતું.

**અદીઠસ્વરૂપ** [ અ ( નહિ ) + દીઠ ( દેખેલું ) + સ્વરૂપ ( આકાર ) ] ન. અલૌકિક રૂપ; દૈવી સ્વરૂપ.

**અદીઠું** ૧. [ સં. અદૃષ્ટ; પ્રા. અદિટ્ઠ ] વિ. અજાણ્યું; દીઠા વગરનું.
૨. વિ. અદૃશ્ય; દૃષ્ટિ બહારનું.

**અદીન** ૧. વિ. ઉદાર; ઉચ્ચાશય.
૨. [ સં. અ ( નહિ ) + દીન ( ગરીબ ) ] વિ. ગરીબ નહિ તેવું; પૈસાદાર; તવંગર.
૩. વિ. નીડર; અનમ્ર; ઉગ્ર; તેજસ્વી.

**અદીનતા** ૧. [ સં. અ ( નહિ ) + દીન ( ગરીબ ) + તા ( પણું ) ] સ્ત્રી. ગરીબાઈ ન હોવી તે; પૈસાદાર હોવાપણું; સમૃદ્ધિ.
૨. સ્ત્રી. નીડરપણું; ઉગ્રતા; સામર્થ્ય.

**અદીપ** ૧. વિ. અજ્ઞાની.
૨. [ સં. અ ( નહિ ) + દીપ ( દીવો ) ] વિ. તેજ વગરનું; અપ્રકાશિત.
**અદીપ** દીપ મળે થયો,
દીપ સમતા મળી વણ શર્મે. — દયારામ

**અદીબ** ૧. પું. શિક્ષક; ગુરુ.
૨. [ અ. અદબ ( તે વિનયી હતો ) ] વિ. વિદ્વાન.

**અદીબદી** ૧. [ હિં. ] સ્ત્રી. નસીબ.
૨. સ્ત્રી. નિંદા.
૩. વિ. મુકરર થઈ ગયેલું; નક્કી થયેલું.

**અદીયમાન** [ સં. અ ( નહિ ) + દા ( દેવું ) ] વિ. ન દેવા જેવું; ન અપાતું.

**અદીર્ઘ** ૧. [ સં. અ ( નહિ ) + દીર્ઘ ( લાંબું ) ] વિ. ટૂંકું; હ્રસ્વ.
૨. વિ. લાંબો વખત રહે નહિ એવું.

**અદીર્ઘદર્શક** [ સં. અ ( નહિ ) + દીર્ઘ ( લાંબું ) + દર્શક ( જોનાર ) ] વિ. લાંબો વિચાર ન કરે તેવું; ટૂંકી નજરવાળું.

**અદીર્ઘદર્શિત્વ** [ સં. અ ( નહિ ) + દીર્ઘ ( લાંબું ) + દર્શિન્ ( જોનાર ) + ત્વ ( પણું ) ] ન. લાંબો વિચાર ન કરવાપણું.

**અદીર્ઘદર્શી** [ સં. અ ( નહિ ) + દીર્ઘ ( લાંબું ) + દર્શિન્ ( જોનાર ) ] વિ. ટૂંકી નજરનું; અલ્પવિચારી; આગળનો વિચાર ન કરે એવું.

**અદીર્ઘદૃષ્ટિ** [ સં. અ ( નહિ ) + દીર્ઘ ( લાંબું ) + દૃષ્ટિ ( નજર ) ] સ્ત્રી. દૂર ન પહોંચે તેવી નજર; ટૂંકી નજર; નહિ કરાતો લાંબો વિચાર.

**અદીર્ઘસમીક્ષા** [ સં. અ ( નહિ ) + દીર્ઘ ( લાંબું ) + સમીક્ષા ( વિચાર ) ] સ્ત્રી. લાંબો વિચાર ન કરવાપણું; અદીર્ઘદર્શિત્વ.

**અદીર્ઘસૂત્ર** જુઓ અદીર્ઘસૂત્રી.

**અદીર્ઘસૂત્રી** [ સં. અ ( નહિ ) + દીર્ઘ ( લાંબું ) + સૂત્રિન્ ( લંબાણ કરનાર ) ] વિ. મુલતવી ન રાખે તેવું; નાહક લંબાણ નહિ કરનારું.

**અદીલ** ૧. પું. હરીફ.
૨. [ અ. અદલ ( તે ન્યાયી હતો ) ] વિ. ન્યાયી; આદિલ.

**અદીલશાહી** સ્ત્રી. વિજાપુરના બાહમણી મુસલમાન રાજ્યકર્તાનો વંશ. તેનો મૂળ પુરુષ અદીલશાહ તુર્કસ્તાનના સુલતાન અમૂરથનો બીજો શાહજાદો હતો. પિતાના મરણ બાદ તેનો ભાઈ ગાદીએ આવ્યો. તે પછી તેની માતાએ ઉઠાવેલા બળવામાં તે નાસીને ઇરાન ગયો. ત્યાંથી ગુલામ તરીકે તેને પકડી વિજાપુરના બાહમણી દરબારમાં વેચવામાં આવ્યો. અહીં નસીબજોગે તે રાજાના અંત પછી ગાદીએ આવ્યો.

**અદીંટ** [ અ ( નહિ ) + દીંટ ( દાંડિયું ) ] વિ. દીંટિયા વિનાનું.

**અદુ** ૧. પું. ( જૂ. ગુ. ) ઉદય; ચડતી.
અદુ બહુંતિ જોગિણિ મિલિ. — લાવણ્યસમય
૨. [ અ. અદૂ ] પું. દુશ્મન; શત્રુ; વૈરી.
૩. અ. બાદ; પછી.
૪. [ સં. અધુના ] અ. ( પ્રાકૃત ) હવે.

**અદુઘાડું** ( અદુધાડું ) [ સં. અર્ધ ( અરધું ) + ઉદ્ઘાટ ( ઉઘાડું ); પ્રા. અદ્ધુગ્ઘાડ ] વિ. અરધું ઉઘાડું; પૂરું બંધ નહિ તેવું; અદખોલું; અરધું ઉઘડેલું.

**અદુર્ગ** ૧. [ સં. અ ( નહિ ) + દુર્ગ ( કિલ્લો ) ] વિ. કિલ્લા વગરનું.
૨. [ સં. અ ( નહિ ) + દુર્ગ ( મુશ્કેલી ) ] વિ. જ્યાં જવામાં મુશ્કેલી ન હોય એવું; જ્યાં પહોંચી શકવું મુશ્કેલ ન હોય એવું.

**અદુર્ગવિષય** [ સં. અ ( નહિ ) + દુર્ગ ( કિલ્લો ) + વિષય ( દેશ ) ] પું. કિલ્લાથી રક્ષણ નહિ થયેલો દેશ.

**અદુવ** [ પ્રા. ] અ. અથવા; યા; કિંવા; વા.

**અદુવા** [ પ્રા. ] અ. યા; કિંવા; અદુવ.

**અદુષ્ટ** ૧. વિ. ( ન્યાય ) તર્કશાસ્ત્રના દોષ રહિત; તર્કશાસ્ત્રમાં દલીલના જણાવેલ અમુક દોષો વગરનું; સુસંગત; ખરું.
૨. વિ. દૂષિત નહિ એવું; ખોડખાંપણ વિનાનું; દોષ રહિત.
૩. [ સં. અ ( વિરુદ્ધ ) + દુષ્ટ ( નઠારું ) ] વિ. નઠારું નહિ તેવું; ભલું.

**અદુષ્ટતા** ૧. [સં. અ (વિરુદ્ધ) + દુષ્ટ (નઠારું) + તા (પણું)] સ્ત્રી. નિર્દોષતા; દોષરહિતપણું.
૨. સ્ત્રી. ભલાઈ.

**અદુંબર** સ્ત્રી. બ્રાહ્મણની એક જાત.

બ્રાહ્મણની એક જાત **અદુંબર** નામથી ઓળખાય છે. વળી તે જ બ્રાહ્મણને ઉદંબર પણ કહેવામાં આવે છે. ગુજરાતમાં એ બ્રાહ્મણની થોડી વસ્તી છે. — વસ્તીગણત્રીનું નિવેદન

**અદુઃખ** ૧. [સં. અ (વિરુદ્ધ) + દુઃખ] ન. સુખ.
૨. વિ. દુઃખ રહિત; શુભ.

**અદુઃખનવમી** [સં.] સ્ત્રી. ભાદરવા સુદ નોમ. એ દિવસે સ્ત્રીઓ પછીના વર્ષમાં દુઃખ આવે નહિ એ માટે ઉપવાસ તથા ગૌરીની પૂજા કરી સૌભાગ્ય અને આયુષ્યવૃદ્ધિ ઇચ્છે છે.

**અદુઃખસુખા** [સં. અ (નહિ) + દુઃખ (પીડા) + સુખ + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. દુઃખ તથા સુખ વગરની સ્થિતિ; ઉદાસીન અવસ્થા.

**અદૂ** ૧. પું. કવિ.
૨. [અ.] પું. વેરી; દુશ્મન.

**અદૂકડું** (અદૂકડું) ૧. વિ. અદકડું; પેલુંએ નહિ ને આનુંએ નહિ એવું.
૨. [સં. અર્ધ (અર્ધું) + ઉત્કટ (ઊંચું)] વિ. કેવળ બે પગ પર શરીરનું વજન ટેકવીને બેઠેલું; બે પગ જમીન ઉપર ટેકવીને શરીરના બીજા ભાગને અધ્ધર ઊંચકી રાખી બેઠેલું; ઉભડક.

૧. અદૂકડું–અદૂકડે બેસવું = બે પગ ઉપર ટેકવીને અધ્ધર બેસવું.

૨. અદૂકડું–અદૂકડે રહેવું = (૧) ગુનામાં આવવાથી નરમાશ પકડવી. (૨) વાંકા રહેવું.

૩. અદૂકડું રાખવું = (૧) ઉભડક રાખવું. (૨) ગુનામાં આવવાથી નરમ કરવું.

૩. વિ. હળી પડે એવું; અદઢ; અસ્થિર.
૪. વિ. દોઢડાહ્યું; વધારે પડતું ડાહ્યું.

**અદૂકદડૂકિયું** (અદૂકદડૂકિયું) ૧. વિ. અહીંતહીં દોડનારું.
૨. વિ. આઘાપાછી કરનારું.
૩. વિ. ચોક્કસ સિદ્ધાંત વગરનું; અસ્થિર.
૪. વિ. બન્ને પક્ષમાં હોય એવું.

**અદૂકદૂકિયું** ૧. વિ. ફાલતુ.
૨. વિ. રમતની અંદર બન્ને પક્ષમાં રહેનારું; બન્ને પક્ષમાં રમનારું.

**અદૂખડું** (અદૂખડું) [સં. અર્ધ (અરધું) + ઉત્કટ (ઊંચું)] વિ. અધૂકડું; બે પગને જમીનનો ટેકો આપી શરીરના બીજા ભાગને અધ્ધર રાખી બેઠેલું-બેસાડેલું.

**અદૂગડું** (અદૂગડું) ૧. [સં. અર્ધ (અરધું) + ઉત્કટ (ઊંચું)] વિ. અધૂકડું; ઊભું નહિ તેમ બેઠેલું પણ નહિ એવું; અદૂકડું.
૨. વિ. દોઢડાહ્યું; વધારે પડતું ડાહ્યું.

**અદૂડોમદૂડો** (અદૂડોમદૂડો) [સં. અર્ધ (અર્ધું) + ઊંડો + મધ્ય (વચ્ચે) + ઊંડો] પું. પાણીમાં રમવાની એ નામની છોકરાંની એક રમત; અખૂલોહખૂલો.

**અદૂધું** ૧. [અ (નહિ) + દૂધું (દુધાળું)] વિ. દૂધ વિનાનું.
૨. વિ. વણદોહ્યું.

**અદૂર** ૧. [સં. અ (નહિ) + દૂર (છેટું)] વિ. છેટે નહિ તેવું; પાસેનું; નજીકનું; સમીપસ્થ.
૨. વિ. સંકુચિત; ટૂંકું.

આપણે બધા **અદૂર** દૃષ્ટિના માણસો છીએ. — મણિશંકર રત્નજી

**અદૂરદર્શિતા** [સં. અ (નહિ) + દૂર (છેટું) + દર્શિન્ (જોનાર) + તા (પણું)] સ્ત્રી. ટૂંકી નજર હોવી તે; લાંબી નજર ન પહોંચવાપણું; લાંબા વિચારનો અભાવ; અદૂરદર્શીપણું.

**અદૂરદર્શી** [સં. અ (નહિ) + દૂર (છેટું) + દર્શિન્ (જોનાર)] વિ. ટૂંકી નજરનું; જેની નજર દૂર ન પહોંચતી હોય એવું; દીર્ઘદૃષ્ટિ વિનાનું; લાંબો વિચાર નહિ કરનાર.

**અદૂરદૃષ્ટિ** [સં. અ (નહિ) + દૂર (આઘું) + દૃષ્ટિ (નજર)] સ્ત્રી. દીર્ઘદૃષ્ટિનો અભાવ; ટૂંકી નજર; લાંબો વિચાર નહિ કરવાની ટેવ.

**અદૂષણ** ૧. [સં. અ (નહિ) + દૂષણ (દોષ)] ન. દોષ ન હોવાપણું.
૨. વિ. દોષ રહિત; નિર્દોષ.

**અદૂષિત** ૧. [સં. અ (નહિ) + દૂષિત (દોષવાળું)] વિ. ખામી વિનાનું; દૂષણ વગરનું; બગડેલું નહિ એવું.
૨. વિ. નહિ અભડાયેલું.
૩. વિ. સ્વચ્છ; ચોખ્ખું; નિર્દોષ; નિર્મળ.

**અદૃઢ** ૧. [સં. અ (નહિ) + દૃઢ (સ્થિર)] વિ. અસ્થિર; ચંચળ; ક્ષણિક.
૨. વિ. દૃઢતા વિનાનું; મક્કમતા વગરનું.

**અદૃઢતા** ૧. [સં. અ (નહિ) + દૃઢતા (સ્થિરતા)] સ્ત્રી. અસ્થિરતા.
૨. સ્ત્રી. મક્કમતા.

**અદૃપ્ત** [સં. અ (નહિ) + દૃપ્ત (અભિમાની)] વિ. દર્પ અથવા અભિમાન રહિત; નિરભિમાની.

**અદૃશ** ૧. [સં. અદૃશ્ય] વિ. અગોચર; ગેબી.
૨. વિ. જોઈ ન શકાય એવું; દેખાતું ન હોય એવું; નજરે ન પડે તેવું; અલક્ષ્ય; દૃષ્ટિ પાર ગયેલું; ગુપ્ત.
૩. વિ. નહિ જોવા લાયક.

**અદૃશ્ય** ૧. [સં. અ (નહિ) + દૃશ્ય (જોઈ શકાય એવું)] પું. પરમાત્મા, કેમકે તે જોઈ શકાતા નથી.
૨. પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. તે બધી જ્ઞાનેંદ્રિયોનો અવિષય હોવાથી અદૃશ્ય કહેવાય છે.
૩. વિ. અગોચર; પરોક્ષ; અલોપ.
૪. વિ. જોઈ ન શકાય એવું; નજરે ન પડે તેવું; અલક્ષ્ય; દૃષ્ટિ પાર ગયેલું; ગુપ્ત.

**અદૃશ્યકરણ** [સં.] ન. દેખાતી વસ્તુ દેખાય નહિ તેમ કરવી તે; બીજો અદૃશ્ય કરવાની જાદુગરની એક યુક્તિ.

**અદૃશ્યકિરણ** [સં.] ન. જોઈ ન શકાય એવું કિરણ; 'ક્ષ' કિરણ.

**અદૃશ્યકોટિ** [સં. અદૃશ્ય (અલક્ષ્ય) + કોટિ (વર્ગ)] સ્ત્રી. અલક્ષ્યનો વર્ગ.

**અદૃશ્યતા** [સં.] સ્ત્રી. અલક્ષ્યતા; નજરે ન પડવાપણું.

**અદૃશ્યપડોશઅધિકાર** [સં.] પું. (કાયદો) અપ્રકટપડોશહક્ક; અવ્યક્તપડોશઅધિકાર.

**અદૃશ્યપડોશહક્ક** જુઓ અદૃશ્યપડોશઅધિકાર.

**અદૃશ્યબીજ** વિ. બીજ અંડાશયમાં પુરાયેલાં હોય એવું.

**અદૃશ્યબીજવનસ્પતિ** સ્ત્રી. બીજ અંડાશયમાં પુરાયેલાં હોય તેવી વનસ્પતિ.

**અદૃશ્યમાન** વિ. નહિ દેખાતું; અદૃષ્ટ.

**અદૃશ્યવિદ્યા** ૧. [સં.] સ્ત્રી. અદૃશ્ય બનવાની શક્તિ; અંતર્ધાન થવાની કળા.
૨. સ્ત્રી. ગુપ્ત શક્તિઓની મદદથી કામ કરવાની કળા; જાદુ.

**અદૃશ્યવેધ** પું. ધનુર્વિદ્યાનો એક પ્રયોગ; લાંબા વાળને અંધારામાં તીરથી કાપવો તે.

**અદૃશ્યંતિ** સ્ત્રી. (પુરાણ) મૈત્રાવરુણિ વસિષ્ઠના શક્તિ નામના પુત્રની સ્ત્રી અને પરાશર ઋષિની મા.

**અદૃશ્યાર્ધચક્ર** [સં. અદૃશ્ય (અલક્ષ્ય) + અર્ધ (અરધું) + ચક્ર (ગોળ)] ન. (જ્યોતિષ) નહિ દેખાતો અર્ધગોળ; અસ્તબિંદુથી ઉદયબિંદુ સુધીનો નહિ દેખાતો ગોળ.

**અદૃષ્ટ** ૧. ન. એક જાતનો ઝેરી પદાર્થ.

૨. ન. એક પ્રકારનું ઝેરી જીવડું.

૩. [ સં. અ ( નહિ ) + દશ્ ( જોવું ) ] ન. દેખી ન શકાય તેવી વસ્તુ; અવ્યક્ત પદાર્થ.

૪. [ સં. ] ન. ધર્માધર્મ; અપૂર્વ. વિહિત એટલે શાસ્ત્રે ફરમાવેલું કર્મ કરવાથી ધર્મ થાય છે અને નિષિદ્ધ એટલે મનાઈ કરેલું કર્મ કરવાથી અધર્મ થાય છે. તે ધર્માધર્મ લૌકિક ઇંદ્રિયોથી ગમ્ય નથી એટલે કે જોઈ શકતાં નથી, તેથી તે ધર્માધર્મને મીમાંસકો અદૃષ્ટ કહે છે. એનું બીજું નામ અપૂર્વ છે. ન્યાય વૈશેષિકો અદૃષ્ટને આત્માનો ધર્મ, અને સાંખ્ય પાતંજલો તેને બુદ્ધિનો ધર્મ માને છે. વેદાંતીઓ અદૃષ્ટને માનતા નથી. તેઓ તેને ઠેકાણે ત્રણ પ્રકારનાં કર્મની સૂક્ષ્મ અવસ્થારૂપ સંસ્કાર સ્વીકારે છે.

૫. ન. નસીબ; પ્રારબ્ધ; ભાવિ.

અદૃષ્ટ જોવું-પારખવું = ભાગ્ય અથવા નસીબ જાણવું અથવા તે જાણવા યત્ન કરવો.

૬. ન. પાછળ ગરદન નીચે થતી મોટી રસોળી જેવી ગાંઠ.

૭. ન. વિપત્તિ; અણધારી આફત.

૮. ન. સુખ અથવા દુઃખના કારણભૂત પૂર્વજન્મનાં પુણ્યપાપ.

૯. વિ. અણધાર્યું; ઓચિંતું.

૧૦. વિ. ગેરકાયદેસર.

૧૧. વિ. નહિ અનુભવેલું; નહિ ભોગવેલું.

૧૨. [ સં. અ ( નહિ ) + દષ્ટ ( જોયેલું ) ] વિ. નહિ જોયેલું; નહિ દીઠેલું.

૧૩. વિ. પારલૌકિક.

ઐહિકને દષ્ટ અને પારલૌકિકને અદૃષ્ટ ભોગ પણ કહ્યો છે. સૂતસંહિતા

૧૪. વિ. લુપ્ત; ગેબ; અંતર્ધાન; પરોક્ષ.

૧૫. વિ. શાસ્ત્રથી વિરુદ્ધ; અવિહિત.

**અદૃષ્ટકર્મ** [ સં. અદૃષ્ટ ( નહિ અનુભવેલું ) + કર્મન્ ( કામ ) ] વિ. અનુભવ વગરનું; કામ કર્યા વિનાનું.

**અદૃષ્ટગતિ** [ સં. ] વિ. જેનું કામ ન સમજાય એવું.

**અદૃષ્ટનર** [ સં. ] પું. સલાહ કરવાની ૨૦ રીત પૈકીની એક રીત. તેમાં કોઈ ત્રીજું માણસ વચ્ચે નહિ પડતાં બન્ને પક્ષ પોતાની જાતે જ સલાહ કરે છે.

**અદૃષ્ટનિષ્ઠ** [ સં. અદૃષ્ટ ( ભાગ્ય ) + નિષ્ઠા ( શ્રદ્ધા ) ] વિ. નસીબ ઉપર શ્રદ્ધા રાખનાર; ભાગ્ય ઉપર આધાર રાખનારું.

**અદૃષ્ટનિષ્ઠા** [ સં. અદૃષ્ટ ( ભાગ્ય ) + નિષ્ઠા ( શ્રદ્ધા ) ] સ્ત્રી. ભાગ્ય ઉપર શ્રદ્ધા; નસીબ ઉપર આધાર રાખવાપણું.

**અદૃષ્ટપરમ** [ સં. અદૃષ્ટ ( ભાગ્ય ) + પરમ ( મુખ્ય ) ] વિ. ભાગ્યને મુખ્ય માનનાર; આગલાં કર્મ પછીનાં કર્મમાં પ્રવર્તાવે છે એવું માનનાર.

**અદૃષ્ટપુરુષ** જુઓ અદૃષ્ટનર.

**અદૃષ્ટપૂર્વ** [ સં. અ ( નહિ ) + દષ્ટ ( જોયેલું ) + પૂર્વ ( અગાઉ ) ] વિ. આગળ કદી નહિ જોયેલું એવું; અપૂર્વ; અસાધારણ; વિરલ; અદ્ભુત.

**અદૃષ્ટફલ** ૧. [ સં. અ ( નહિ ) + દષ્ટ ( જોયેલું ) + ફલ ( પરિણામ ) ] ન. સારાંમાઠાં કામનું ભવિષ્યમાં આવનારું પરિણામ.

૨. વિ. જેનું ફલ દેખાયું નથી એવું; કાલાંતરે ફલ આપનાર.

**અદૃષ્ટમત** [ સં. અદૃષ્ટ ( ભાવિ ) + મત ( માન્યતા ) ] પું ; ન. પ્રારબ્ધવાદ; અદૃષ્ટવાદ; ભવિષ્યવાદ.

**અદૃષ્ટમતિયણ** [ અદૃષ્ટમતિયું ( ભવિષ્યવાદી ) + અણ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. ભાગ્યમાં હશે તેમ થશે એમ માનનારી.

**અદૃષ્ટમતિયું** [ અદૃષ્ટમત ( ભવિષ્યવાદ ) + ઇયું ( વાળું ) ] વિ. ભવિષ્યવાદી.

**અદૃષ્ટયોગ** [ સં. અદૃષ્ટ ( નસીબ ) + યોગ ( જોગ ) ] પું. દૈવયોગ; નસીબનો સંયોગ.

**અદૃષ્ટવશાત્** [ સં. અદૃષ્ટ ( ભાવિ ) + વશાત્ ( લીધે ) ] અ. ભાગ્યસંજોગે; દૈવયોગે; નસીબજોગે.

**અદૃષ્ટવાદ** ૧. [ સં. અદૃષ્ટ ( ભાવિ ) + વાદ ( મત ) ] પું. નસીબમાં હશે તે થશે અથવા લલાટના લેખ મિથ્યા નહિ થાય એવી માન્યતા; અદૃષ્ટમત; પ્રારબ્ધવાદ.

૨. પું. પરલોક આદિ પરોક્ષ વાતો પર કોઈ પ્રકારનો તર્કવિતર્ક કર્યા વિના કેવળ શાસ્ત્રલેખના આધારથી વિશ્વાસ રાખવાનો મત.

**અદૃષ્ટવાદણ** [ અદૃષ્ટ ( ભાવિ ) + વાદ ( મત ) + અણ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. અદૃષ્ટવાદને માનનારી; નસીબ ઉપર આધાર રાખનારી; અદૃષ્ટમતિયણ.

**અદૃષ્ટવાદી** [ સં. અદૃષ્ટ ( ભાવિ ) + વાદિન્ ( માનનાર ) ] વિ. નસીબ ઉપર આધાર રાખનાર; અદૃષ્ટમતિયું; અદૃષ્ટવાદને માનનાર.

**અદૃષ્ટવાન** [ સં. અદૃષ્ટ ( પ્રારબ્ધ ) + વત્ ( વાળું ) ] વિ. ભાગ્યવાળું; નસીબદાર; ભાગ્યશાળી; ભાગ્યવાન.

**અદૃષ્ટવિદ્યા** ૧. [ સં. અદૃષ્ટ ( ભાવિ ) + વિદ્યા ( કળા ) ] સ્ત્રી. નસીબ જોવાની રીત અથવા કળા; જ્યોતિષ; ભવિષ્ય જાણવાની વિદ્યા.

૨. [ સં. અદૃષ્ટ ( અદીઠ ) + વિદ્યા ( કળા ) ] સ્ત્રી. મેલી વિદ્યા; જાદુ; ઇલમ; યંતરમંતર; ઇંદ્રજાળ; કામણ.

**અદૃષ્ટવિશેષજન્ય** [ સં. અદૃષ્ટ ( પૂર્વજન્મનાં કર્મનો સંચય ) + વિશેષ ( ખાસ ) + જન્ય ( થતું ) ] વિ. પાપપુણ્યના વધારા પ્રમાણે થતું; અમુક જાતના અદૃષ્ટ પ્રમાણે થતું. દેવતાનાં અને નારકી જીવનાં શરીર અદૃષ્ટવિશેષજન્ય કહેવાય છે. તેમાં પુણ્ય પરમાણુથી દેવતાનાં અને પાપ પરમાણુથી નારકી જીવોનાં શરીર ઉત્પન્ન થવાનું મનાય છે.

**અદૃષ્ટહેતુ** [ સં. અદૃષ્ટ ( પારલૌકિક ) + હેતુ ( કારણ ) ] પું. અલૌકિક કારણ; નહિ સમજાતો સબબ.

ગુણોનો એવો વિચિત્ર સમાગમ થઈ તે અમુક રૂપ ધારણ કરે છે. તેમાં કેટલાક હેતુઓ આપણે જોઈ કે સમજી શકતા નથી, જેને સૂત્રમાં અદૃષ્ટહેતુઓ કહ્યા છે. સિદ્ધાન્તદર્શન

**અદૃષ્ટાક્ષર** [ સં. અદૃષ્ટ ( નહિ દેખાતું ) + અક્ષર ] પું. દેખી ન શકાય તેવા અક્ષર; લીંબુ, ડુંગળી અને એવી બીજી ચીજના રસથી લખેલ અક્ષર. આવા અક્ષર દેખાતા નથી પણ દીવા કે દેવતા ઉપર કાગળ ગરમ કરવાથી અથવા પ્રકાશ સામે રાખવાથી વાંચી શકાય છે.

**અદૃષ્ટાર્થ** ૧. [ સં. અદૃષ્ટ ( નહિ દેખાતું ) + અર્થ ( મતલબ ) ] પું. ( ન્યાય ) એ નામનું એક શબ્દપ્રમાણ. તેમાં વાચ્ય કે અર્થનો સાક્ષાત્કાર થતો નથી. જેમકે, સ્વર્ગ, મોક્ષ, પરમાત્મા.

૨. [ સં. અદૃષ્ટ ( નહિ દેખાતું ) + અર્થ ( વસ્તુ ) ] પું. પરોક્ષ વસ્તુ; નજરે જોઈ ન શકાય તેવો પદાર્થ.

૩. વિ. આત્મજ્ઞાનને લગતું.

૪. વિ. ગૂઢાર્થવાળું.

૫. વિ. જે વિષય ઇંદ્રિયથી પર છે તે સંબંધી; ઇંદ્રિયાતીત વિષયને લગતું.

**અદૃષ્ટાંક** [ સં. અદૃષ્ટ ( ભાગ્ય ) + અંક ( આંકડો ) ] પું. વિધાતાનો લેખ; ભવિષ્ય.

**અદૃષ્ટાંત** ૧. [ સં. અ ( અયોગ્ય ) + દૃષ્ટાંત ( ઉદાહરણ ) ] ન. અયોગ્ય ઉદાહરણ; લાગુ ન પડે તેવો દાખલો.

૨. [ સં. અ ( નહિ ) + દષ્ટાંત ( દાખલો ) ] વિ. ( ન્યાય ) ઉદાહરણ વગરનું.

તે અચ્છોદ સરોવર અસત્સાધના જેવું અદષ્ટાંત હતું. કાદંબરી

૩. [ સં. અ ( નહિ ) + દષ્ટ ( જોયેલું ) + અંત ( છેડો ) ] વિ. જેનો છેડો કે સામો કાંઠો નજરે ન પડે એવું.

**અદષ્ટિ** ૧. પું. શિષ્યના ત્રણ ભેદમાંનો એ નામનો એક; મધ્યમ અધિકારી શિષ્ય.

૨. [ સં. અ ( અભાવ ) + દષ્ટિ ( નજર ) ] સ્ત્રી. અંધાપો.

૩. [ સં. અ ( અયોગ્ય ) + દષ્ટિ ( નજર ) ] સ્ત્રી. ક્રૂર નજર; ખરાબ દષ્ટિ.

૪. સ્ત્રી. ક્રોધ ભરેલી અથવા ઝેરી નજર.

૫. [ સં. અ ( નહિ ) + દષ્ટિ ( દેખાવું તે ) ] સ્ત્રી. ન દેખાવું તે; અદર્શન.

૬. વિ. જોવાની શક્તિ વિનાનું; આંધળું.

**અદષ્ટિકરણ** [ સં. અ ( નહિ ) + દષ્ટિ ( નજર ) + કરણ ( સાધન ) ] ન. અદીઠ રહેવાની વિદ્યા.

**અદેખ** વિ. અદશ્ય; ન દેખી શકાય તેવું.

**અદેખાઈ** ૧. સ્ત્રી. ઝેરવેર.

૨. [ સં. અ ( નહિ ) + દશ્ ( જોવું ) ] સ્ત્રી. બીજાનું સારૂં જોઈને થતી દ્વેષની લાગણી; અદેખો સ્વભાવ; ખાર; ઈર્ષા.

૩. સ્ત્રી. સ્પર્ધા.

**અદેખિયું** જુઓ અદેખું.

**અદેખું** ૧. [ અ ( નહિ ) + દેખવું ( જોવું ) ] ન. દ્વેષી મનુષ્ય; ઝેરીલું માણસ.

અદેખાની આંખમાં ધૂળ = અદેખાઈ કરનારનું ભૂરૂં થજો.

૨. વિ. ઈર્ષાળુ; દ્વેષી; ખારીલું; બીજાની સારી સ્થિતિ જોઈ કે સાંભળી મનમાં બળ્યા કરતું.

**અદેય** ૧. [ સં. અ ( નહિ ) + દેય ( દેવા જેવું ) ] ન. ન અપાય તેવી વસ્તુ. જેમકે, સ્ત્રી, દીકરો.

૨. વિ. દાનમાં ન અપાય એવું; નહિ આપવા જેવું.

**અદેયદાન** [ સં. અદેય ( નહિ આપવા જેવું ) + દાન ] ન. નહિ આપવા લાયક વસ્તુનું દાન.

**અદેવ** ૧. [ સં. અ ( નહિ ) + દેવ ( દેવતા ) ] પું. અસુર; દૈત્ય; રાક્ષસ.

૨. પું. ( જૈન ) જૈનેતર દેવતા.

૩. વિ. અધર્મી; નાસ્તિક.

૪. વિ. દેવ સાથે સંબંધ વગરનું; અદૈવી.

**અદેવકસ** ૧. ન. દક્ષિણ હિંદમાં ખેડૂતનો ધંધો કરતી એ નામની એક જાતનું માણસ.

૨. વિ. ખેતીનો ધંધો કરતી એ નામની એક જાતનું.

**અદેવમાતૃક** [ સં. અ ( નહિ ) + દેવ ( મેઘ ) + માતૃ ( મા ) + ક ( વાળું ) ] વિ. વરસાદ ઉપર આધાર નહિ રાખતું; જ્યાં નદી, નહેર વગેરેના પાણીથી પાક ઉગાડવામાં આવતા હોય એવું.

**અદેશ** ૧. [સં. અ (નહિ) + દેશ ( વિષય )] પું. અધિકાર બહારનો વિષય.

૨. [સં. અ ( અયોગ્ય ) + દેશ] પું. ખરાબ દેશ; નિંદિત જગા; દાનાદિ વ્યર્થ જાય તેવો પ્રદેશ. સ્મૃતિમાં મ્લેચ્છ, આનર્તક, અંગ, મગધ, સુરાષ્ટ્ર, દક્ષિણાપથ, બંગ, કલિંગ અને બીજા કેટલાક દેશને ખરાબ ગણ્યા છે.

૩. પું. માફક ન આવે એવું ઠેકાણું.

**અદેશકાલ** [ સં. અ ( અયોગ્ય ) + દેશ ( સ્થળ ) + કાલ ( વખત ) ] પું. બ. વ. અયોગ્ય સ્થળ અને વખત.

**અદેશસ્થ** ૧. [સં. અદેશ ( ખરાબ જગ્યા ) + સ્થ ( રહેનારૂં )] વિ. ખરાબ જગ્યામાં રહેનારૂં.

૨. [સં. અ ( નહિ ) + દેશ ( વતન ) + સ્થ ( સ્થિતિવાળું ) ] વિ. દેશમાં નહિ રહેનારૂં.

**અદેહ** ૧. [સં. અ (નહિ) + દેહ ( શરીર )] પું. કામદેવ; અનંગ.

૨. વિ. શરીર વિનાનું.

**અદેહી** ૧. પું. ( પિંગળ ) એ નામનો એક જાતનો આર્યા માત્રામેળ છંદ; વૈદેહી.

૨. વિ. દેહાભિમાન વિનાનું.

૩. વિ. વિદેહી; જીવન્મુક્ત.

૪. [ સં. અ ( નહિ ) + દેહિન્ ( શરીરવાળું )] વિ. શરીર વિનાનું.

**અદૈન્ય** ૧. [ સં. અ ( અભાવ ) + દૈન્ય ( ગરીબાઈ ) ] ન. ગરીબાઈનો અભાવ; શ્રીમંતાઈ.

૨. વિ. સ્વમાનને ન હણતું.

**અદૈવ** ૧. [સં. અ (નહિ) + દૈવ (નસીબ)] ન. કમનસીબ; દુર્ભાગ્ય.

૨. ન. વૈશ્વદેવ અને બ્રાહ્મભોજન વિનાનું નિત્યશ્રાદ્ધ.

૩. [ સં. અ ( ખરાબ ) + દૈવ ( ભાગ્ય ) ] વિ. અભાગિયું; અકર્મી.

૪. વિ. દૈવ કે વિધિએ આગળથી નક્કી કર્યા વિનાનું.

૫. વિ. દેવ તથા તેના કામ સાથે સંબંધ વગરનું.

**અદૈવત** ૧. [ સં. અ ( ખરાબ ) + દૈવત ( ભાગ્ય ) ] ન. કમનસીબ; દુર્ભાગ્ય.

૨. વિ. દુર્ભાગી; કમનસીબ.

**અદો** ૧. પું. ( સંગીત ) ચતુરસ્રજાતિ સોળ માત્રાનો એ નામનો એક તાલ. તે ત્રિતાલની એક જાત છે.

૨. પું. બાપનો બાપ; દાદો.

૩. પું. માનો બાપ; નાનો.

૪. [ સં. આદ્ય ( શરૂઆતનું ) ] વિ. સૌથી પહેલું; પ્રથમ.

૫. [ સં. ઉદય ( ચડતી ) ] ક્રિ. પ્ર. માતાના મંદિરમાં હથેળીઓ અફાળી 'ઉદય હો', 'જય હો', એવા અર્થનો કરવામાં આવતો પોકાર; જયઘોષ; આનંદનો ઉદ્ગાર.

અદો અદો મુખ બોલતી. વીરજી

**અદોખ** ૧. [ સં. અદોષ ] પું. નિર્દોષતા.

૨. વિ. નિર્દોષ; નિષ્કલંક.

૩. વિ. પાપ રહિત.

૪. વિ. ભૂલ વગરનું.

૫. વિ. સ્વચ્છ; નિર્મળ.

**અદોખી** [ સં. અદોષિન્ ] વિ. ( હિંદી ) નિર્દોષ; નિરપરાધી.

અદોખીનો દોખ, એની ગતિ ન મોખ = નિર્દોષનો દોષ કાઢનારની મોક્ષ ગતિ ન થાય.

**અદોદરિયા** વિ. કડવા કણબીની એ નામની એક અટકનું.

**અદોદળું** ૧. વિ. અર્ધ માંદું.

૨. વિ. ઘાટઘુટ વિનાનું; બેડોળ; કદરૂપું.

૩. [ સં. આદ્ય ( આગળ નીકળતું ) + ઉદર ( પેટ ) ] વિ. ચરબીથી જાડું થઈ ગયેલું; બહુ સ્થૂલ; ફાંદ વધેલું; ફાંદાળું.

૪. વિ. નબળું; કાચું.

**અદોભવાની** ૧. [સં. આદ્યભવાની ( દેવી )] પું. ( કટાક્ષ ) પાવૈયો; નપુંસક; હીજડો; બાંડળ. તેઓ આદ્યભવાનીના ભક્ત હોય છે.

અદોભવાની કરે એવું = ( આદ્યભવાનીના ભક્ત હીજડા હોય છે તે એવું બોલે છે તે ઉપરથી ) હીજડાની પંક્તિમાં ખપે એવું; શૌર્ય વિનાનું.

૨. સ્ત્રી. આદ્યભવાની; સૃષ્ટિની ઉત્પત્તિના સમયની દેવી.

૩. ન. ( કટાક્ષ ) મર્દાની કે હિંમત વગરનું માણસ.

૪. [ અદો ( જયઘોષ ) + ભવાની ( દેવી ) ]

ગ્રા. પ્ર. દેવીનો જય; માતાની જે; બહુચરાજી-ના ચાચર આગળ કરવામાં આવતો જયનો પોકાર.

અદોભવાની મા કર્યા કરવું = હીજડા થઈને ફરતા ફરવું; દાતારની અથવા ખાવાનું આપનારની કીર્તિ ગાવી ને ફરતા ફરવું; ખુશામત કરવી.

**અદોષ** ૧. [ સં. અ ( નહિ ) + દોષ ( ખામી ) ] પું. નિર્દોષતા.
૨. વિ. નિર્દોષ; બેગુના; નિરપરાધી.
૩. વિ. પાપ વગરનું; નિષ્પાપ.

**અદોષત્વ** [ સં. અદોષ ( દોષનો અભાવ ) + ત્વ ( પણું ) ] ન. ખામી વગરની હાલત.

**અદોષદર્શી** [ સં. અ ( નહિ ) + દોષ ( ખામી ) + દર્શિન્ ( જોનાર ) ] વિ. પારકાની ખામી ન જોનાર કે ખોળનાર; સરળ; ઋજુ.

સાધુજનનો અદોષદર્શી અને ગુણગ્રાહી ધર્મ છે. ગોવર્ધનરામ

**અદોષાર્હ** [ સં. અ ( નહિ ) + દોષ ( ભૂલ ) + અર્હ ( લાયક ) ] વિ. ભૂલ વગરનું; દોષાતીત.

**અદોષિત** [ સં. અ ( નહિ ) + દૂષિત ( દોષ પામેલું ) ] વિ. દોષ વગરનું; બિનગુનેગાર; નિર્દોષ.

**અદોષી** [ સં. અ ( નહિ ) + દોષિન્ ( અપરાધી ) ] વિ. નિર્દોષ; નિરપરાધી.

**અદોહ** ૧. [ સં. અ ( નહિ ) + દુહ્ ( દોહવું ) ] પું. દોહવા માટેનો પ્રતિકૂળ વખત.
૨. પું. ન દોહવું તે.

**અદ્દલ** ૧. [ અ. અદલ ( તે ન્યાયી હતો ) ] વિ. અદલ; બરાબર; યથાર્થ; વાજબી; ન્યાય-યુક્ત.
૨. વિ. ખરું; બરાબર. માપ તથા ભરત માટે વપરાય છે.
૩. વિ. ચાલાક; નિપુણ; પાકું.
૪. વિ. નામીચું; પ્રખ્યાત.

**અદ્દી** [ પ્રા. અદ્દિ ] સ્ત્રી. ગાડાનો ઓછાડ; ગાડાનો ઉપલો બેસવાનો ભાગ.

**અદ્ધ** ૧. [ સં. અધ્વન્ ] પું. માર્ગ; રસ્તો.
૨. [ સં. અર્ધ ] ન. ( પ્રાકૃત ) અર્ધ.

**અદ્ધજંઘા** [ પ્રા. ) સ્ત્રી. મોચક નામના એક જાતના જોડા; મોજડી.

**અદ્ધજંઘી** જુઓ અદ્ધજંઘા.

**અદ્ધા** ૧. [ સં. અર્ધ ( અરધું ) ] પું. ( હિંદી ) અરધું માપ.
૨. પું. અરધો ભાગ.
૩. પું. ( હિંદી ) અરધો વાર.
૪. પું. ( સંગીત ) સોળ માત્રાનો એ નામનો એક ચતુસ્રજાતિ તાલ; ઉદીક્ષણ; મણતાલ; વડાતીતાલ; વિલંબત્રિતાલ; બૃહત્ત્રયતાલ; ધીમો ત્રિતાલ. તેના બોલ:—ના૧ ધિ ધ્ધિના ના૨ ધિ ધ્ધિના ના તિ તિન્ના ના૩ ધિ ધ્ધિના. તેમાં પહેલી, પાંચમી, અને તેરમી માત્રા ઉપર તાલ લાગે છે અને નવમી ઉપર ખાલી જાય છે.
૫. સ્ત્રી. ( પ્રાકૃત ) ભૂત, ભવિષ્ય અને વર્ત-માનકાળ; સમય.
૬. [ સં. અધ્વન્ ( માર્ગ ) ] સ્ત્રી. માર્ગ; રસ્તો.
૭. સ્ત્રી. ( જૈન ) મિશ્ર ભાષાનો એ નામનો એક પ્રકાર; વખત સંબંધી બોલવામાં આવતું કાંઈક સાચું અને કાંઈક ખોટું એટલે કે મિશ્ર વચન. જેમકે, કોઈનું થોડો વખત કામ હોય ને કહેવું કે બે ઘડી બેસો.
૮. સ્ત્રી. લબ્ધિ; શક્તિ.
૯. સ્ત્રી. સંકેત.
૧૦. અ. આ રીતે; આમ.
૧૧. [ સં. ] અ. ખરેખર; બેશક; ખચીત.
૧૨. અ. દેખીતી રીતે; સ્પષ્ટપણે.

**અદ્ધાદ્ધા** સ્ત્રી. પ્રહર; પહોર.

**અદ્ધાન્તરાલાપિ** પું. ( પિંગળ ) એ નામનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ. જુઓ અર્ધાન્તરા-લાપિ.

**અદ્ધાપુરુષ** [ સં. અદ્ધા ( ખરેખર ) + પુરુષ ( માણસ ) ] પું. સાચો માણસ; ન્યાયી માણસ.

**અદ્ધામિશ્રિતવચન** [ સં. અર્ધ ( અરધું ) + મિશ્રિત ( ભેળવાળું ) + વચન ( બોલ ) ] ન. વખત સંબંધી ખોટું બાલવું. જેમકે, સૂર્યોદય વખતે કોઈ કહે કે બે ઘડી દિવસ ચડી આવ્યો છે.

**અદ્ધી** ૧. પું. ( સંગીત ) સાત અથવા ચૌદ માત્રાનો એ નામનો એક ચતુસ્રજાતિ તાલ. કોટડીના બોલ:—

ધા૧ ધા ધા૨ તિના ધિન ધા૩કટ. પહેલો તાલ પહેલી માત્રા ઉપર, બીજો તાલ પાંચમી માત્રા ઉપર અને ત્રીજો તાલ દશમી માત્રા ઉપર આવે છે.

૨. સ્ત્રી. ( હિંદી ) એ નામનું એક જાતનું બારીક કપડું.
૩. [ સં. અર્દ્ધ ] સ્ત્રી. દમડીનો અર્ધ અને પૈસાનો સોળમો ભાગ. આનો હિસાબ કોડીથી થાય છે.

**અદ્ધોગદ્ધો** [ અર્ધ ( અરધું ) + ગદ્ધો ( ગધેડો ) ] પું. સમજણ વિનાનો પુરુષ; ડહાપણ વગરનો માણસ.

**અદ્‌ભુત** ૧. પું. ( પિંગળ ) એ નામનો ૪૬ ગુરુ અને ૬૪ લઘુ મળી ૧૧૦ વર્ણનો ષટ્પદી છપ્પયની જાતનો એક વિષમજાતિ માત્રામેળ છંદ.
૨. [ સં. ] પું. ( કાવ્ય ) નવ રસમાંનો એ નામનો એક રસ. એનો વર્ણ પીત, દેવતા બ્રહ્મા, સ્થાયીભાવ વિસ્મય, આલંબન અ-સંભવિત વસ્તુ; ઉદ્દીપન તેના ગુણોનો મહિમા તથા અનુભાવ સંભ્રમાદિક છે.

રસ સાધારણતઃ આઠ કે નવ મનાય છે તે-શૃંગાર, વીર, કરુણ, અદ્‌ભુત, હાસ્ય, રૌદ્ર, ભયાનક, બીભત્સ, ( તથા શાંતરસ ) આ છે. કૌમુદી

૩. પું. ( પુરાણ ) નવમા દક્ષસાવર્ણિ મન્વંતર-માં થનારો એ નામનો એક ઈંદ્ર.
૪. પું. ( શિલ્પ ) પ્રભૂતક નામથી ઓળખાતાં બે માળનાં મકાનનો એક વર્ગ.
૫. પું. રૂપકના ત્રણ ભેદમાંનો એ નામનો એક. તેમાં કોઈ વસ્તુના અલૌકિક રૂપથી એક રસની ઉત્પત્તિ બતાવવામાં આવે છે.
૬. પું. વિષ્ણુનાં હજાર નામમાંનું એક. તેમનું સ્વરૂપ, શક્તિ, વ્યાપાર અને કાર્ય અદ્‌ભુત હોવાથી તે અદ્‌ભુત કહેવાય છે.
૭. પું. શરીરનો બાંધો.
૮. પું. ( પુરાણ ) સહ નામના ભૂર્લોક અને ભુવર્લોકના અધિપતિની મુદિતા નામની સ્ત્રીથી થયેલો અગ્નિ. સર્વના આત્મા અને ભુવનના ભર્તારૂપ આ અગ્નિ ગૃહપતિના નામથી નિત્ય યજ્ઞમાં પૂજાય છે અને હોમેલો પદાર્થ દેવતા-ઓને પહોંચાડે છે. તેને પ્રિયા નામની સ્ત્રી અને વિદૂરથ નામે પુત્ર હતાં.
૯. પું. સિદ્ધ થયેલા ધર્મોનો બીજા ધર્મોના અંશો સાથે યોગ, જે યોગ થતાં આપોઆપ ચમત્કાર કે વિસ્મય જેવું જણાય.
૧૦. ન. અલૌકિક બનાવ.
૧૧. ન. આશ્ચર્ય; નવાઈ; અચંબો.
૧૨. ન. વિસ્મય પમાડનાર વસ્તુ.
૧૩. વિ. અદૃશ્ય; નહિ દેખાતું.
૧૪. વિ. અમાનુષ; દેવ કે રાક્ષસ સંબંધી.
૧૫. વિ. અસાધારણ; ક્વચિત્ જોવામાં આવતું.
૧૬. વિ. આશ્ચર્યકારક; વિચિત્ર; અલૌકિક; અજબ; વિસ્મય ઉત્પન્ન કરનારું; નવાઈ જેવું.
૧૭. વિ. નવું જ; અપૂર્વ.

**અદ્‌ભુતકથા** [ સં. અદ્‌ભુત ( વિસ્મયકારક ) + કથા ( વાર્તા ) ] સ્ત્રી. અદ્‌ભુત બનાવો વર્ણ-

વતી વાર્તા; અદ્ભુતરસથી ભરપૂર વાર્તા; ગાથા; કલ્પનાથી ભરેલી વીરકથા; અદ્ભુતકૃતિ.

**અદ્ભુતકર્મા** [સં. અદ્ભુત (આશ્ચર્ય ઉત્પન્ન કરનારું) + કર્મન્ (કામ)] વિ. આશ્ચર્યકારક કામ કરનાર; અલૌકિક કર્મ કરવાની શક્તિ ધરાવનાર; અદ્ભુત કર્મ કરનાર.

**અદ્ભુતકૃતિ** ૧. [સં. અદ્ભુત (આશ્ચર્યજનક) + કૃતિ (કામ)] સ્ત્રી. અદ્ભુત કથા; ગાથા.
૨. સ્ત્રી. આશ્ચર્યકારક બનાવટ; અપૂર્વ રચના.

**અદ્ભુતતા** ૧. [સં. અદ્ભુત (અલૌકિક) + તા (પણું)] સ્ત્રી. અપૂર્વતા; અલૌકિકપણું; નવાઈ; અજાયબી; આશ્ચર્ય.
૨. સ્ત્રી. વિચિત્રતા; વિલક્ષણપણું.

**અદ્ભુતત્વ** ૧. [સં.] ન. અલૌકિકતા.
૨. ન. વિચિત્રપણું; અદ્ભુતતા.

**અદ્ભુતદર્શન** ૧. [સં. અદ્ભુત (વિચિત્ર) + દર્શન (દેખાવ)] ન. નવાઈ જેવું દર્શન; ચમત્કારિક દેખાવ.
૨. વિ. અદ્ભુત દેખાવવાળું; વિલક્ષણ; વિચિત્ર.

**અદ્ભુતપુણ્ય** પું. દશમા સૈકા પહેલાં થઈ ગયેલા એ નામનો એક કવિ.

**અદ્ભુતપ્રિય** [સં. અદ્ભુત (એ નામનો એક કાવ્યરસ) + પ્રિય (વહાલું)] વિ. અદ્ભુતરસ જેમાં વધારે હોય તેવું; અદ્ભુતરસની પ્રધાનતાવાળું.

**અદ્ભુતબ્રાહ્મણ** [સં.] ન. (પુરાણ) ચમત્કારો, શુકન તથા એવી બીજી બાબતોના વર્ણનવાળો સામવેદનો એ નામનો એક ભાગ.

**અદ્ભુતરસ** ૧. [સં.] પું. આશ્ચર્યનું વર્ણન.
૨. પું. (કાવ્ય) કાવ્યશાસ્ત્રના શૃંગાર, હાસ્ય, કરુણ, વીર, રૌદ્ર, અદ્ભુત, ભયાનક, બીભત્સ અને શાંત એ નવમાંનો એ નામનો એક રસ; અસંભવિત દેખાવ જોતાં, કે તેનું વર્ણન સાંભળતાં અગર મનન કરતાં ઊપજતી અપાર વિસ્મયતાની લાગણી. તેના અધિષ્ઠાતા દેવ બ્રહ્મા છે. તેમાં વિચિત્રવસ્તુદર્શન આદિ વિભાવ, સ્તંભ, વિસ્તારેલી આંખથી જોવું વગેરે અનુભાવ, વિતર્ક આદિ વ્યભિચારીભાવ ને વિસ્મય એ સ્થાયીભાવ છે.

**અદ્ભુતરસજનક** [સં. અદ્ભુતરસ (એ નામનો એક રસ) + જનક (ઉત્પન્ન કરનારું)] વિ. આશ્ચર્ય પેદા કરનારું.

**અદ્ભુતરસાત્મક** ૧. [સં. અદ્ભુતરસ (એ નામનો એક રસ) + આત્મક (સ્વભાવવાળું)] વિ. અદ્ભુતરસ ચાહનારું; કૌતુકપ્રિય; રંગદર્શી; રંગભોગી.
૨. વિ. અદ્ભુતરસથી ભરેલું.

**અદ્ભુતસિંહ** [સં.] પું. (પુરાણ) નરસિંહનું બીજું નામ. તેણે અર્ધનર અને અર્ધસિંહ રૂપ ધારણ કર્યું હતું તેથી તે અદ્ભુતસિંહ કે નરસિંહ કહેવાય છે.

**અદ્ભુતસુંદર** [સં. અદ્ભુત (વિસ્મય ભરેલું) + સુંદર (શોભીતું)] વિ. કૌતુકપ્રિય; વીરકલ્પનાત્મક; રંગદર્શી.

**અદ્ભુતસ્વન** ૧. [સં. અદ્ભુત (વિસ્મયકારક) + સ્વન (અવાજ)] પું. આશ્ચર્યકારક અવાજ.
૨. પું. શિવ.
૩. વિ. વિચિત્ર શબ્દ કરનાર.

**અદ્ભુતાકૃતિ** ૧. [સં. અદ્ભુત (વિસ્મયકારક) + આકૃતિ (આકાર)] પું. પ્રભુ; ઈશ્વર.

> ધ્યેય સદા નામ શ્યામ, અદ્ભુતાકૃતિ. — દયારામ

૨. સ્ત્રી. વિચિત્ર રૂપ.
૩. વિ. અદ્ભુત આકૃતિવાળું; અજબ સ્વરૂપવાળું; વિચિત્ર; અવર્ણનીય.

**અદ્ભુતાલય** [સં. અદ્ભુત (વિસ્મય પમાડનાર વસ્તુ) + આલય (ઘર)] ન. અજાયબઘર; સંગ્રહસ્થાન.

**અદ્ભુતું** [સં. અદ્ભુત] વિ. આશ્ચર્યજનક; નવાઈ ઉપજાવે એવું; ચમત્કારિક; અપૂર્વ.

**અદ્ભુતોપમા** [સં. અદ્ભુત (નવાઈ પમાડનારું) + ઉપમા (એ નામનો એક અર્થાલંકાર)] પું. (કાવ્ય) ઉપમા અલંકારનો એ નામનો એક ભેદ. તેમાં ઉપમેયમાં તદ્દન અસંભવિત એવા ઉપમાનના ગુણોનો ઉલ્લેખ હોય છે. આ જાતની ઉપમા અલંકારમાં ઉપમેય ઉપમાનના વિપર્યાસ—અદલાબદલા જેવું જણાય છે.

**અદ્ય** ૧. [સં. અદ્ (ખાવું)] ન. ખોરાક; ખાવા લાયક ચીજ.
૨. વિ. ખાવા લાયક.
૩. [સં. ઇદં (આ) + દ્યુ (દિવસ)] અ. આજ.
૪. અ. હમણાં; અત્યારે.

**અદ્યતન** ૧. [સં.] પું. ચાલતો કાળ; વર્તમાન સમય.
૨. પું. વીતેલી અરધી રાતથી આવતી અરધી રાત સુધીનો સમય. વીતી ગયેલી રાતના શેષ પહોરથી આવતી રાતના પહેલા પહોર સુધીના સમયને પણ કેટલાક અદ્યતન કહે છે.
૩. પું. સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધીનો અરસો.
૪. વિ. આજનું; આજ હોનાર; આજ સંબંધી.
૫. વિ. આધુનિક; વર્તમાન; અર્વાચીન; અત્યારનું.
૬. વિ. છેલ્લામાં છેલ્લી ઢબનું; છેલ્લામાં છેલ્લી માહિતીવાળું.
૭. વિ. પાસેના વખતનું; નજીકના સમયનું.

> અદ્યતન એટલે આજનું, અર્થાત્ પાસેનું, અને અનદ્યતન એટલે તેને મુકાબલે દૂરનું, આજનું નહિ. — બૃહદ્ વ્યાકરણ

**અદ્યતનતા** [સં. અદ્યતન (છેલ્લામાં છેલ્લી માહિતીવાળું) + તા (પણું)] સ્ત્રી. છેલ્લામાં છેલ્લા બનાવોની માહિતગારી.

**અદ્યતનપૂર્ણવર્તમાનકાળ** [સં. અદ્યતન (નજીકના સમયનું) + પૂર્ણવર્તમાનકાળ (એ નામનો એક કાળ)] પું. (વ્યાકરણ) નજીકના ભૂતકાળમાં ક્રિયા પરિપૂર્ણ થઈ છે એવો અર્થ બતાવનાર કાળ. જેમકે, તેણે અભ્યાસ કર્યો છે.

**અદ્યતનભૂતકાળ** [સં. અદ્યતન (નજીકના વખતનું) + ભૂતકાળ (ગયો વખત)] પું. (વ્યાકરણ) પ્રથમ ભૂતકાળ; નજીકનો ગયેલો વખત બતાવનાર કાળ. જેમકે, તે કાલે મુંબઈ ગયો.

**અદ્યતની** સ્ત્રી. (જૂ. ગુ.) અદ્યતનભૂતકાળ.

> આણુ કીધઉ, આણુ લીધઉ, આણુ દીધઉ દંસ્યઇ અદ્યતની. — કલ્યાણવિજય

**અદ્યતનીય** ૧. [સં.] વિ. આજનું; આજના દિવસનું.
૨. વિ. આતિથિ; આજની તિથિ સુધીનું; આજ પર્યંતનું.
૩. વિ. વર્તમાન સ્થિતિનું; ચાલુ સમયનું.

**અદ્યપર્યંત** [સં. અદ્ય (આજ) + પર્યંત (સુધી)] અ. આજ સુધી; અત્યાર સુધી.

**અદ્યપૂર્વે** [સં. અદ્ય (આજ) + પૂર્વે (અગાઉ)] અ. આ પહેલાં; આજ પહેલાં.

**અદ્યપ્રભૃતિ** [સં. અદ્ય (આજ) + પ્રભૃતિ (માંડીને)] અ. આજથી માંડીને; આજથી; આજથી લઈને; હવેથી; હવે પછી.

**અદ્યાપ** જુઓ અદ્યાપિ.

**અદ્યાપિ** ૧. [સં. અદ્ય (આજ) + અપિ (પણ)] અ. આજ પણ; હજુ પણ.
૨. અ. આજ લગી; હજી સુધીમાં.

**અદ્યાપિપર્યંત** [સં. અદ્યાપિ (આજે પણ) + પર્યંત (સુધી)] અ. અત્યાર લગી પણ; આજની ઘડી સુધી યે.

**અદ્યાવધિ** [સં. અદ્ય (આજ) + અવધિ (મર્યાદા)] અ. આજ સુધી; અદ્યપર્યંત; આ સમય લગી.

**અદ્યુત** ૧. [ સં. અ ( નહિ ) + દ્યુત ( પ્રકાશેલ )] વિ. પ્રકાશ વગરનું; અપ્રકાશિત.
૨. વિ. બહાર નહિ પડેલું; અપ્રસિદ્ધ.
એ સમર્થ સાક્ષર ગુજરાતી સાહિત્યમાં એક અદ્યુત પ્રાસાદિક કૃતિ મૂકી જશે. કૌમુદી

**અદ્રક** ૧. [ સં. આર્દ્રક ( આદુ )] ન. આદું; લીલી તાજી સૂંઠ. તેના છોડ નાના અકલબેર જેવા થાય છે.
૨. ન. સૂંઠ; સૂકવેલું આદુ.

**અદ્રકરસ** [ સં. આર્દ્રક ( આદુ ) + રસ ] પું. આદુનો રસ; આદુને કચરી નીચોવીને કાઢેલું પાણી.

**અદ્રવ** ૧. પું. અપ્રવાહી વસ્તુ; કઠણ અથવા ઘટ્ટ વસ્તુ.
૨. [ સં. અ ( નહિ ) + દ્રવ ( પ્રવાહી ) ] પું. અપ્રવાહીપણું.
૩. ન. ( કચ્છી ) વસ્તુતાનો અભાવ; અદ્રવ્ય.
૪. વિ. જડ; લાગણી વિનાનું.
૫. વિ. ન ઓગળે એવું.
૬. વિ. પ્રવાહીપણાના અભાવવાળું; અપ્રવાહી; ઘન.

**અદ્રવતા** ૧. [ સં. અદ્રવ ( અપ્રવાહી ) + તા ( પણું )] સ્ત્રી. પ્રવાહ ચાલવાના ગુણનો અભાવ; અપ્રવાહીપણું.
૨. સ્ત્રી. વસ્તુનો પ્રવાહી ન થવાનો ગુણ.

**અદ્રવ્ય** ૧. [ સં. અ ( અયોગ્ય ) + દ્રવ્ય ( ધન ) ] ન. ખરાબ ધન.
૨. [ સં. અ ( ખરાબ ) + દ્રવ્ય ( પદાર્થ )] ન. ખરાબ પદાર્થ.
૩. ન. નાલાયક શિષ્ય; માલ વગરનો વિદ્યાર્થી.
૪. ન. માલ વિનાની વસ્તુ; તુચ્છ પદાર્થ; નકામી ચીજ.
૫. ન. વસ્તુતાએ ન હોવાપણું; અસત્.
૬. વિ. ધન વગરનું; દરિદ્ર.

**અદ્રષ્ટા** [ સં. અ ( નહિ ) + દ્રષ્ટૃ ( જોનાર )] વિ. નહિ જોનાર.

**અદ્રાવ્ય** ૧. [ સં. અ ( નહિ ) + દ્રુ ( ગળવું )] વિ. કઠણ; રસ ન થાય એવું; પ્રવાહી ન બને એવું; ઘન; નક્કર.
૨. વિ. જડ.

**અદ્રિ** ૧. [ સં. આદૃ ( ચીરી નાંખવું ) ] પું. ઈંદ્રનું વજ્ર.
૨. પું. એ નામનું એક જાતનું માપ.
૩. પું. પથ્થર.
૪. પું. પર્વત; ગિરિ; પહાડ.
અંજનીસુત અવલોકિયો,
અદ્રિ લઇ જાતો ત્યાંય. રામાયણ
૫. [ સં. આદ ( આદર કરવો )] પું. મેઘ; મેહ; વરસાદ કેમકે પાણી માટે તે આદરણીય એટલે સન્માન આપવા લાયક છે.
૬. પું. વૃક્ષ; ઝાડ.
૭. પું. સાતની સંખ્યાવાચક સંજ્ઞા.
૮. પું. સૂર્ય; સૂરજ.
૯. પું. સોમ વાટવાનો પથ્થર.

**અદ્રિકન્યા** [ સં. અદ્રિ ( પર્વત ) + કન્યા ( દીકરી )] સ્ત્રી. પાર્વતી.

**અદ્રિકર્ણી** [ સં. અદ્રિ ( પર્વત ) + કર્ણ ( કાન ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય )] સ્ત્રી. એ નામની એક જાતની વનસ્પતિ; અપરાજિતા.

**અદ્રિકા** [ સં. ] સ્ત્રી. ( પુરાણ ) એ નામની એક અપ્સરા. શાપને લીધે તે માછલી થઈ હતી, અને તેના ગર્ભમાંથી મત્સ્યરાજ નામનો દીકરો અને મત્સ્યગંધિની નામની દીકરીનું જોડકું પેદા થયું હતું.

**અદ્રિકીલ** [ સં. અદ્રિ ( પહાડ ) + કીલ ( ખીલો )] પું. વિષ્કુંભ પર્વત.

**અદ્રિકીલા** [ સં. અદ્રિ ( પર્વત ) + કીલ ( ખીલો ) + આ ( નારીજાતિનો પ્રત્યય )] સ્ત્રી. પૃથ્વી; ધરતી.

**અદ્રિકુક્ષિ** [ સં. અદ્રિ ( પહાડ ) + કુક્ષિ ( ગુફા )] સ્ત્રી. પર્વતની ગુફા.

**અદ્રિછિદ** ૧. [ સં. અદ્રિ ( પર્વત ) + છિદ્ ( કાપનાર )] પું. વજ્ર.
૨. પું. વીજળી.

**અદ્રિજ** ૧. પું. ગેરૂ.
૨. પું. શિલાજિત.
૩. [ સં. અદ્રિ ( પર્વત ) + જ ( જન્મેલું )] વિ. પર્વતમાં ઊપજેલું; પહાડમાંથી પેદા થયેલું.

**અદ્રિજતુ** પું. શિલાજિત.

**અદ્રિજા** ૧. સ્ત્રી. એ નામની એક વનસ્પતિ; સૈંહલી.
૨. સ્ત્રી. ગંગા નદી, કેમકે તે હિમાલય પર્વતમાંથી નીકળે છે.
૩. [ સં. અદ્રિ ( પર્વત ) + જા ( જન્મેલી )] સ્ત્રી. હિમાલય પર્વતની પુત્રી પાર્વતી; ગિરિજા; ઉમા.

**અદ્રિજાત** ૧. પું. ગેરૂ.
૨. પું. દાવાનળ.
૩. પું. પરમાત્મા.
૪. પું. રૂપ; આકૃતિ.
૫. પું. શિલાજિત.
૬. પું. હંસ.
૭. [ સં. અદ્રિ ( ડુંગર ) + જાત ( પેદા થયેલું )] વિ. પર્વતમાંથી ઊપજેલું; ડુંગરમાં થયેલું.

**અદ્રિતનયા** ૧. સ્ત્રી. ( પિંગળ ) અશ્વલલિત છંદ; દરેક ચરણમાં નગણ, જગણ, ભગણ, જગણ, ભગણ, જગણ, ભગણ, લઘુ અને ગુરુ મળી ૨૩ અક્ષરનો એ નામનો વિકૃતિ જાતનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ. તેમાં અગિયારમા અક્ષર પછી યતિ કે વિસામો આવે છે.
૨. [ સં. અદ્રિ ( પર્વત ) + તનયા ( દીકરી )] સ્ત્રી. ઉમા; પાર્વતી.
૩. સ્ત્રી. ગંગા નદી.

**અદ્રિતાલી** પું. ( સંગીત ) એક, પાંચ, નવ, અગિયાર, તેર અને સત્તર માત્રાએ તાલવાળો એ નામનો એક ચતુસ્રજાતિ ૨૦ માત્રાનો તાલ. તેના કોટડીના બોલ આ પ્રમાણે છેઃ– ધા ધિન નક તક ધા ધિન નક તક ધિન નક ધિન નક ધા ધિન નક તક ધા તર કિટ ધિન.

**અદ્રિદ્રોણિ** જુઓ અદ્રિદ્રોણી.

**અદ્રિદ્રોણી** ૧. [ સં. અદ્રિ ( પર્વત ) + દ્રોણી ( ખીણ )] સ્ત્રી. પર્વતની ખીણ.
૨. [ સં. અદ્રિ ( પહાડ ) + દ્રોણી ( ઝરો )] સ્ત્રી. પહાડમાંથી નીકળતી નદી.

**અદ્રિનંદિની** જુઓ અદ્રિતનયા.

**અદ્રિનાથ** ૧. [ સં. અદ્રિ ( પર્વત ) + નાથ ( ઈશ્વર )] પું. શિવ; કૈલાસપતિ.
૨. પું. હિમાલય પર્વત; પર્વતોનો રાજા.

**અદ્રિપતિ** જુઓ અદ્રિનાથ.

**અદ્રિરાજ** જુઓ અદ્રિનાથ.

**અદ્રિવહ્નિ** [ સં. અદ્રિ ( પર્વત ) + વહ્નિ ( આગ )] પું. દાવાનળ.

**અદ્રિશય્ય** [ સં. અદ્રિ ( પર્વત ) + શય્યા ( પથારી )] પું. શંકર. તેને કૈલાસ પર્વત પથારીરૂપ છે.

**અદ્રિશૃંગ** [ સં. અદ્રિ ( પર્વત ) + શૃંગ ( શિખર )] પું. પર્વતની ટોચ.

**અદ્રિસાનુ** [ સં. અદ્રિ ( પર્વત ) + સાનુ ( શિખર )] ન. પર્વતનું શિખર.

**અદ્રિસાર** ૧. [ સં. અદ્રિ ( પર્વત ) + સાર ( સત્ત્વ )] પું. લોઢું; લોખંડ.
૨. પું. શિલારસ.

**અદ્રિસુતા** [ સં. અદ્રિ ( પર્વત ) + સુતા ( દીકરી )] સ્ત્રી. પાર્વતી; ઉમા; ગિરિજા; દુર્ગાદેવી.

**અદ્રિસૂનુ** [સં. અદ્રિ (એ નામનો એક રાક્ષસ) + સૂનુ (દીકરો)] પું. અદ્રિ રાક્ષસનો પુત્ર.
ઋષિ કહે છે અદ્રિસૂનુ, બલાક રાક્ષસ નામ. — પ્રેમાનંદ

**અદ્રીશ** ૧. [સં. અદ્રિ (પર્વત) + ઈશ (રાજા)] પું. પર્વતોનો રાજા; હિમાલય પર્વત; ગિરિરાજ.
૨. પું. શિવ; કૈલાસપતિ.

**અદ્રુત** ૧. ન. (સંગીત) બાર વિકૃતમાંનું એ નામનું એક; રિખભ સ્વર ખરજ સ્વરની બીજી શ્રુતિ ગ્રહણ કરે ત્યારે થતું વિકૃત.
૨. [સં. અ (નહિ) + દ્રુત (પીગળેલું)] વિ. નહિ પીગળેલું; ન ઓગળેલું.
૩. [સં. અ (નહિ) + દ્રુત (ઝડપી)] વિ. વેગ વગરનું; ધીમું; ઝડપ વિનાનું.

**અદ્રુતપ્રબંધન** [સં. અ (નહિ) + દ્રુત (ઉતાવળું) + બંધન (અટકાવ)] ન. લાંબા વખતની અટકાયત.

**અદ્રોહ** ૧. [સં. અ (નહિ) + દ્રોહ (ઈર્ષા)] પું. ઈર્ષાનો અભાવ.
૨. [સં. અ (અભાવ) + દ્રોહ (હિંસા)] પું. ઉપકારીને મારવાની ઇચ્છાનો અભાવ.
૩. પું. (પિંગળ) એ નામનો ૫૫ ગુરુ અને ૪૬ લઘુ મળી ૧૦૧ વર્ણનો એક વિષમજાતિ માત્રામેળ છંદ. ગદ્યપ્રસ્તારપ્રકાશમાં આને ષટ્પદી છપ્પયનો એક ભેદ માનેલો છે.
૪. [સં. અ (અભાવ) + દ્રોહ (દગો)] પું. એકનિષ્ઠા; વફાદારી.

**અદ્રોહી** ૧. [સં. અ (નહિ) + દ્રોહ (દ્વેષ) + ઇન્ (વાળું)] વિ. ઈર્ષા વગરનું; દ્વેષ વિનાનું; ખાર ન કરે એવું.
૨. [સં. અ (નહિ) + દ્રોહ (બેવફાઈ) + ઇન્ (વાળું)] વિ. વફાદાર; નિમકહલાલ; નિષ્ઠાવાળું.

**અદ્રોહ્ય** ૧. [સં. અ (અયોગ્ય) + દ્રોહ્ય (દ્વેષ કરવા જોગ)] વિ. દ્વેષ ન કરવા લાયક; જેનો દ્વેષ ન થઈ શકે એવું; દ્રોહ ન કરી શકાય એવું.
૨. [સં. અ (નહિ) + દ્રોહ્ય (વફાદારી માટે નાલાયક)] વિ. વફાદારી માટે લાયક.

**અદ્લ** ૧. [અ. અદલ (તે ન્યાયી હતો)] પું. ન્યાય.
૨. પું. સમાનતા.
૩. પું. સરકારી મહોર.
૪. ન. મુસલમાની રિવાજ પ્રમાણે સાક્ષી લેવા લાયક માણસ.
૫. વિ. યથાર્થ.

**અદ્લદાર** [અદ્લ (સરકારી મહોર) + દાર (વાળું)] પું. સરકારી મહોરછાપ કરનાર અમલદાર.

**અદ્વય** ૧. [સં. અ (અભાવ) + દ્વય (જોડ)] પું. બેપણાનો અભાવ; ઐક્ય.
૨. પું. બૌદ્ધ, કેમકે તેઓ વિજ્ઞાનથી પદાર્થ અભિન્ન માને છે.
૩. ન. જગત અને બ્રહ્મની એકતા; જીવ અને ઈશ્વરનું ઐક્ય; અદ્વૈત.
૪. વિ. અદ્વિતીય; અજોડ.
બ્રહ્મ અદ્વય કહીએ વિશાળ. — ગિરધર
૫. વિ. એકજ; એકલું; સાથ વિનાનું.
૬. વિ. સર્વાત્મપણા વડે આત્માને જાણનાર; જીવ અને આત્માને એકજ જાણનાર; જીવ અને આત્માની એકતા જોનાર અથવા માનનાર.

**અદ્વયતારક** [સં.] ન. શુક્લ યજુર્વેદનું એ નામનું એક ઉપનિષદ.

**અદ્વયવાદ** [સં. અદ્વય (જીવ અને શિવની એકતા) + વાદ (સિદ્ધાંત)] પું. (વેદાંત) જીવ અને આત્મા એ બે એકજ હોવાનો મત; જીવેશ્વરની એકતાનો સિદ્ધાંત.

**અદ્વયવાદી** ૧. પું. બુદ્ધ; બુદ્ધાવતાર.
૨. પું. બૌદ્ધ.
૩. [સં. અદ્વય (ઐક્ય) + વાદિન્ (શાસ્ત્રાર્થને માનનાર)] વિ. અદ્વૈતવાદી; જીવ અને ઈશ્વર એક હોવાનો મત ધરાવનાર; જગત અને બ્રહ્મની એકતા માનનાર.
૪. [સં. અદ્વય (એકજ) + વાદિન્ (માનનાર)] વિ. અમુક એક જ દેવને માનનાર.
૫. વિ. વેદાંતી; વેદાંત મતને માનનાર.

**અદ્વર** [સં.] પું. અધ્વર્યુ; યજ્ઞમાં વરેલો મુખ્ય વેદ જાણનાર બ્રાહ્મણ.

**અદ્વંદ્વ** ૧. [સં. અ (નહિ) + દ્વંદ્વ (બેનું જોડું)] વિ. ભિન્નતા વગરનું; એકતાવાળું.
૨. [સં. અ (અભાવ) + દ્વંદ્વ (ઝઘડો)] વિ. વૈરભાવ વિનાનું.

**અદ્વાતદ્વા** ૧. [સં. યત્ (જે) + વા (અથવા) + તત્ (તે) + વા (અથવા)] વિ. નિયમ કે ભલીવાર વગરનું; ફાટેલ; ઠરઠેકાણા વિનાનું.
૨. અ. એલફેલ; ગમેતેમ; વિચાર વિના; ભલીવાર વગર; ઠેકાણા વગર.

**અદ્વાર** ૧. [સં. અ (અયોગ્ય) + દ્વાર (બારણું)] ન. મુખ્ય બારણા તરીકે નહિ વપરાતો દરવાજો; અયોગ્ય માર્ગ.
૨. વિ. અગમ્ય.
૩. વિ. દ્વાર વિનાનું.
૪. વિ. નિરુપાય.
૫. વિ. મુશ્કેલીથી પેસાય તેવું.

**અદ્વિતીય** ૧. [સં. અ (નહિ) + દ્વિતીય (બીજું)] ન. બ્રહ્મ; પરમાત્મા.
૨. વિ. અજોડ; જેના સમાન બીજું ન મળે એવું; અપ્રતિમ; અનુપમ.
૩. વિ. એકાકી; એકલું; સોબતી વિનાનું.
૪. વિ. પ્રધાન; મુખ્ય; સૌથી ચડિયાતું; શ્રેષ્ઠ.
૫. વિ. વિલક્ષણ; અદ્ભુત; વિચિત્ર.

**અદ્વિર્ભાવ** [સં. અ (નહિ) + દ્વિર્ભાવ (બેવડાવાપણું)] પું. ન બેવડાવાનો ગુણ; બેવડાવાપણાનો અભાવ.

**અદ્વેષ** ૧. [સં. અ (નહિ) + દ્વેષ (ઈર્ષા)] પું. અદેખાઈ ન હોવાપણું.
૨. [સં. અ (વિરોધ) + દ્વેષ (વેર)] પું. મિત્રતા.
૩. વિ. ઈર્ષાથી રહિત; અસૂયાથી મુક્ત; અદેખાઈ વગરનું.

**અદ્વેષતા** [સં. અદ્વેષ (દ્વેષનો અભાવ) + તા (પણું)] સ્ત્રી. ખાર ન રાખવો તે; દ્વેષરહિતપણું.

**અદ્વેષમૂલક** [સં. અ (નહિ) + દ્વેષ (ઈર્ષા) + મૂલક (કારણ)] વિ. ઈર્ષાથી ઉત્પન્ન નહિ થયેલું; ઈર્ષા વિના કરેલું.
અલોભમૂલક, અદ્વેષમૂલક તથા અમોહમૂલક કર્મો કુશલકર્મો કહેવાય છે. — પુરાતત્ત્વ

**અદ્વેષ્ટા** [સં. અ (નહિ) + દ્વેષ્ટૃ (ખાર રાખનાર)] વિ. અદેખાઈ નહિ કરનાર; ખાર નહિ કરનાર-રાખનાર.

**અદ્વેષ્ટૃત્વ** [સં. અદ્વેષ્ટૃ (દ્વેષ ન કરનાર) + ત્વ (પણું)] ન. ખાર ન કરવાનો ગુણ; મૈત્રી.
જેને આત્મજ્ઞાન ઉત્પન્ન થયેલું છે તેને તો અદ્વેષ્ટૃત્વ આદિ શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહેલા ગુણો યત્ન વિના જ પ્રાપ્ત થાય છે. — સિદ્ધાન્તદર્શન

**અદ્વૈત** ૧. પું. (પિંગળ) ગાહિની કુંડલિની જાતનો એક વિષમજાતિ માત્રામેળ છંદ. તેમાં ૨૨ ગુરુ અને ૧૧૪ લઘુ મળી ૧૩૬ વર્ણ અને ૧૫૮ માત્રા હોય છે.
૨. પું. (પિંગળ) ષટ્પદી છપ્પયની જાતનો ૫૩ ગુરુ અને ૫૦ લઘુ મળી ૧૦૩ વર્ણનો એક વિષમજાતિ માત્રામેળ છંદ.
૩. [સં. અ (અભાવ) + દ્વૈત (બેપણું)] ન. અભેદ; દ્વૈતનો અભાવ; તાદાત્મ્ય; એકપણું.

નામનું એક ઉપનિષદ.
અ ( નહિ ) + દ્વૈત ( ભેદજ્ઞાન ) ]
જીવ અને બ્રહ્મની અથવા જગત અને બ્રહ્મની એકતા; જીવ અને શિવ બેઉ એક જ છે એમ માનવું તે; જડજીવ સર્વ બ્રહ્મથી અભિન્ન છે અથવા જડજીવ સર્વ બ્રહ્મરૂપ છે એવું જ્ઞાન તે.

દ્વૈત પ્રેમી હું હતો અદ્વૈત પ્રેમી હું થયો. કલાપી

૬. ન. ( વેદાંત ) સત્ય; બ્રહ્મ; દ્રષ્ટા, દૃશ્ય, દર્શન તેમ જ જ્ઞાતા, જ્ઞેય, જ્ઞાન ઇત્યાદિ ત્રિપુટીની એકતારૂપ બ્રહ્મ.

૭. વિ. અનુપમ; અદ્વિતીય; અપ્રતિમ.

૮. વિ. એકસરખા સ્વભાવનું; એકતાવાળું.

૯. વિ. ( વેદાંત ) સજાતીય, વિજાતીય અને સ્વગત ભેદથી રહિત.

**અદ્વૈતતા** [ સં. અદ્વૈત ( અભેદ ) + તા ( પણું ) ] સ્ત્રી. એકપણું; એકાત્મતા; અભેદ.

**અદ્વૈતદૃષ્ટિ** [ સં. અદ્વૈત ( અભેદ ) + દૃષ્ટિ ( માન્યતા ) ] સ્ત્રી. ( વેદાંત ) ભેદભાવ વિનાનો મત; અભેદાત્મકદૃષ્ટિ; બધું ઈશ્વરસ્વરૂપ જ માનવાનો અભિપ્રાય.

**અદ્વૈતનાથ** પું. પરબ્રહ્મ.

અદ્વૈત એ દ્વૈતનું સ્થાપડું હતું;
અદ્વૈતનાથે નહિ દ્વૈત સાંખ્યિું. નાનાલાલ

**અદ્વૈતપદ** ન. મુક્તિ; જીવ અને શિવનું ઐક્ય.

**અદ્વૈતપંથ** [ સં. અદ્વૈત ( અભેદ ) + પંથ ( રસ્તો ) ] પું. અભેદમાર્ગ; જીવ, ઈશ્વર અને જડ ચૈતન્ય જુદાં નથી એવા અભિપ્રાયનો પંથ કે માર્ગ.

**અદ્વૈતપ્રકૃતિવાદ** પું. ( વેદાંત ) જડ અને ચેતન એક જ પ્રકૃતિના આવિર્ભાવ એટલે અવતાર છે એવો મત; અદ્વૈતવસ્તુવાદ.

**અદ્વૈતબુદ્ધિ** [ સં. અદ્વૈત ( અભેદ ) + બુદ્ધિ ( માન્યતા ) ] સ્ત્રી. ( વેદાંત ) કાર્યરૂપ જગત અને કારણરૂપ બ્રહ્મ વચ્ચે કંઈ ભેદ નથી એવું જ્ઞાન કે એવો મત.

**અદ્વૈતભાવ** ૧. [ સં. અદ્વૈત ( અભેદ ) + ભાવ ( હોવાપણું ) ] પું. અભેદભાવ; બીજાપણાનો અભાવ; અદ્વૈત હોવું તે.

૨. પું. આત્મા અને પરમાત્મા એક હોવાની માન્યતા; અદ્વૈતમત.

**અદ્વૈતભાવના** [ સં. અદ્વૈત ( અભેદ ) + ભાવના ( વૃત્તિ ) ] સ્ત્રી. અભેદવૃત્તિ.

**અદ્વૈતભાસ** [ સં. અદ્વૈત ( અભેદ ) + ભાસ ( આભાસ ) ] પું. ( વેદાંત ) અભેદપણાનું અપૂર્ણ જ્ઞાન.

**અદ્વૈતભાસ્કર** [ સં. અદ્વૈત ( અભેદજ્ઞાન ) + ભાસ્કર ( સૂર્ય ) ] પું. અભેદજ્ઞાનરૂપી સૂર્ય.

**અદ્વૈતમત** [ સં. અદ્વૈત ( અભેદ ) + મત ( માન્યતા ) ] પું. જીવ અને ઈશ્વર અથવા જગત અને બ્રહ્મ એક જ છે એવો મત; અભેદમત.

**અદ્વૈતમાર્તંડ** ૧. [ સં. અદ્વૈત ( અભેદ ) + માર્તંડ ( સૂર્ય ) ] પું. અભેદજ્ઞાનરૂપી સૂર્ય.

૨. પું. એ નામનો વેદાંતનો એક મોટો ગ્રંથ.

**અદ્વૈતરૂપ** [ સં. અદ્વૈત ( અભેદ ) + રૂપ ] વિ. અભિન્ન; એકરૂપ.

અદ્વૈતાશ્રમે અદ્વૈતરૂપ દીઠા,
ગોવિંદાશ્રમે ગોવિંદસ્વરૂપ રે. નરસિંહ

**અદ્વૈતવન** ૧. [ સં. ] ન. પુરાણોમાં કલ્પેલું એક વન, જ્યાં બધાં પ્રાણી અદ્વૈતભાવથી એટલે એકતાથી હળીમળીને રહે છે. વનવાસ ગયેલા પાંડવો કેટલાક સમય સુધી અદ્વૈતવનમાં રહ્યા હતા.

૨. ન. પ્રાણી હળીમળીને રહે એવું સ્થળ.

**અદ્વૈતવસ્તુવાદ** [ સં. અદ્વૈત ( અભેદ ) + વસ્તુ ( પદાર્થ ) + વાદ ( મત ) ] પું. જડ અને ચેતન એક જ પ્રકૃતિના આવિર્ભાવ એટલે અવતારરૂપ છે એવો મત; અદ્વૈતપ્રકૃતિવાદ; અદ્વૈતવાદ.

**અદ્વૈતવાદ** [ સં. અદ્વૈત ( અભેદ ) + વાદ ( મત ) ] પું. અખિલ વિશ્વ એ જ ઈશ્વર એવી માન્યતા; જીવ અને શિવ અથવા જગત અને બ્રહ્મ એક જ છે એવો સિદ્ધાંત; જીવાત્મા અને પરમાત્મા એક જ છે એવો મત; અભેદવાદ; બ્રહ્મવાદ. તેને અદ્વૈતપ્રકૃતિવાદ, ઐક્યવાદ, એકતત્ત્વવાદ, સમસ્તવિજ્ઞાનસત્તાવાદ, પરમાર્થસત્તાવાદ અને સમષ્ટિસત્તાવાદ પણ કહે છે.

આર્યસૂત્રો ( અંગો ) પૈકી દૃષ્ટિવાદમાં જ વિશેષ કરીને અજ્ઞાનવાદ, ક્રિયાવાદ, અક્રિયાવાદ, ઈશ્વરવાદ, નિયતિવાદ, શૂન્યવાદ, વિજ્ઞાનવાદ અને અદ્વૈતવાદ વગેરે અનેક વાદો સંબંધે ચર્ચા કરી છે. પુરાતત્ત્વ

**અદ્વૈતવાદી** [ સં. અદ્વૈત ( અભેદ ) + વાદ ( મત ) + ઇન્ ( વાળું ) ] વિ. અદ્વૈતવાદમાં માનનાર; વિશ્વમાં બ્રહ્મ વગર બીજું કંઈ છે જ નહિ એવું માનનાર; અદ્વૈતમત સિદ્ધ કરનાર. તેને પરમાર્થસત્તાવાદી, સમસ્તવિજ્ઞાનવાદી અને બ્રહ્મવાદી પણ કહે છે.

**અદ્વૈતસહચાર** [ સં. અદ્વૈત ( અભેદ ) + સહ ( સાથે ) + ચર્ ( જવું ) ] પું. સમાનભાવની મિત્રતા; ભિન્નતા વિનાનો સંબંધ.

તમારા અદ્વૈતસહચારમાં રહી દેશની સ્થિતિ સુધારવા હું મથત. સરસ્વતીચંદ્ર

**અદ્વૈતસિદ્ધાંત** [ સં. અદ્વૈત ( અભેદ ) + સિદ્ધાંત ( મત ) ] પું. અભેદભાવનો મત.

**અદ્વૈતસિદ્ધિ** ૧. [ સં. અદ્વૈત ( અભેદ ) + સિદ્ધિ ( સાક્ષાત્કાર ) ] સ્ત્રી. અભેદભાવનો સાક્ષાત્કાર.

૨. સ્ત્રી. આ વિશ્વમાં પરમાત્મા એક જ પદાર્થ છે એવા જ્ઞાનની પ્રાપ્તિ.

૩. સ્ત્રી. મધુસૂદન સરસ્વતીએ બનાવેલો વેદાંતનો એ નામનો એક ગ્રંથ.

**અદ્વૈતસુખ** [ સં. અદ્વૈત ( અભેદ ) + સુખ ] ન. અભેદભાવના સાક્ષાત્કારથી અનુભવાતું સુખ; પોતાના આત્માને ઓળખવાથી થતું સુખ; અદ્વૈતાનંદ.

**અદ્વૈતાગ્નિ** [ સં. અદ્વૈત ( અભેદ ) + અગ્નિ ( દેવતા ) ] પું. અભેદભાવરૂપી ચિનગારી.

એક વાર પ્રીતિયજ્ઞ કરવા ધર્મે અદ્વૈત પામેલાં હૃદય દ્વૈત પામતાં નથી. એ અદ્વૈતાગ્નિ આપણી અવસ્થામાં પ્રકટાયો તે પ્રકટાયો. સરસ્વતીચંદ્ર

**અદ્વૈતાનંદ** ૧. પું. એ નામનો એક વેદાંતી ગ્રંથકાર. તે પંદરમા સૈકાની આખરમાં થયાનું મનાય છે.

૨. [ સં. અદ્વૈત ( અભેદ ) + આનંદ ( સુખ ) ] પું. ( વેદાંત ) જીવ અને શિવ એક જ છે એવા જ્ઞાનથી ઊપજતું સુખ; બ્રહ્માનંદ; પરમાનંદ. સાધારણ રીતે વિષયાનંદ, વિદ્યાનંદ, આત્માનંદ અને બ્રહ્માનંદ એમ ચાર આનંદ છે, પણ પંચદશીના કર્તા વિદ્યારણ્ય સ્વામી અદ્વૈતાનંદ નામનો એક આનંદ ઉમેરે છે એટલે તેમની ગણતરીમાં પાંચ આનંદ થાય છે, અને તેમણે વેદાંતની પૂર્ણ પ્રક્રિયાના પોતાના આ પંચદશી ગ્રંથમાંનાં પંદર પ્રકરણમાં આ પાંચ આનંદનાં પાંચ પ્રકરણ લખ્યાં છે.

**અદ્વૈતામૃત** [ સં. અદ્વૈત ( અભેદજ્ઞાન ) + અમૃત ( સુધા ) ] ન. અભેદજ્ઞાનરૂપી સુધા કે અમૃત.

**અદ્વૈતી** ૧. [ સં. અદ્વૈત ( અભેદ ) + ઇન્ ( વાળું ) ] પું. જીવ શિવમાં ભેદ નથી એવી માન્યતાવાળો એક સંપ્રદાય.

૨. વિ. જીવાત્મા અને પરમાત્મા વચ્ચે ભેદ નથી એમ માનનાર; અદ્વૈતવાદી.

**અધ** ૧. [ સં. અધઃ ( નીચે ) ] પું. પાતાળ.

૨. [ સં. અર્ધ; પ્રા. અદ્ધ ] વિ. અર્ધું; અરધું; અદ. આ શબ્દ સમાસ બનાવતાં પહેલો વપરાય છે. જેમકે, અધરાત; અધમણ.

૩. અ. નીચે; હેઠળ.

**અધ અના** [ હિં. ] પું. અર્ધો આનો; ટકું.

**અધઅપવાસી** વિ. અરધુંભૂખ્યું.

**અધઅંગ** ન. લકવો; અર્ધાંગવાયુ.

**અધઉઘાડું** ( અધઉખાડું ) વિ. અર્ધું ઉઘાડું; અડુઘાડું.

**અધઉજાગરું** વિ. અરધું ઊંઘથી ભરેલ.

**અધઉપટયું** વિ. ( કચ્છી ) અધખોલું.

**અધઊકલ્યું** વિ. પૂરું નહિ સમજાયેલ.

**અધઊઘડું** ( અધગીધડું ) વિ. અરધું ઉઘાડું.

**અધઊર્ધ્વ** [ સં. અધ: ( નીચું ) + ઊર્ધ્વ ( ઊંચું ) ] અ. નીચે ઉપર.

**અધક** ૧. પું. ૨૫૬ રૂપિયાભારનું તોલું.

૨. વિ. ( ચારણી ) ધકધક કરતું આવતું.

**અધકઅંડ** વિ. ( કચ્છી ) જેનું એક અવયવ વધારે હોય એવું; અધિકાંગ. જેને એક આંગળું અથવા એક અંગૂઠો વધારે હોય છે તે અધકઅંડ કહેવાય છે.

**અધકચરું** ૧. વિ. અકુશલ; અદક્ષ.

૨. [ અધ ( અરધું ) + કચરવું ( છૂંદવું ) ] વિ. અરધું કચરેલું; અરધુંપરધું ભાંગેલું; પૂરું નહિ છૂંદાયેલું.

૩. વિ. અરધુંપરધું; ભલીવાર વગરનું; અર્ધદગ્ધ; અધૂરું; અપૂર્ણ.

૪. વિ. હચુપચુ મનનું.

૫. વિ. પૂરું નહિ શેકાયેલું, ચડેલું કે સીઝેલું.

૬. વિ. માર મારીને ખોખરું કરી નાખેલું; અધસસતું.

**અધકદિયું** [ અધ ( અર્ધું ) + કદ ( માપ ) + ઇયું ( વાળું ) ] વિ. અરધા કદનું; દુર્બળ.

**અધકપારી** [ સં. અર્ધ ( અરધું ) + કપાલ ( શિર ) ] સ્ત્રી. ( હિંદી ) આધાશીશીનું દરદ. તે સૂર્યોદયથી શરૂ થઈ બપોર સુધી વધતું જાય છે અને બપોર પછી ઘટતું જઈ સૂર્યાસ્ત થતાં બંધ પડે છે.

**અધકપાલી** ૧. [ હિં. ] સ્ત્રી. આધાશીશી; અરધું માથું દુખવાનું દરદ; અધકપારી.

૨. સ્ત્રી. એકબીજાને સહેજ અડીને ઊગેલી બે સોપારીમાંની દરેક. તે ઘસીને ચોપડવાથી આધાશીશી મટવાનું કહેવાય છે.

**અધકરડું** ( અધકરડું ) [ અધ ( અરધું ) + કરડવું ] વિ. અર્ધું ખાધેલ.

**અધકરી** [ હિં. ] સ્ત્રી. સરકારી મહેસૂલનો રૂપિયે આઠ આનાનો હફતો.

**અધકવાસ** પું. ( કચ્છી ) ઘણાં માણસનું સાથે મળીને એક સ્થળે રહેવાપણું; મરકી વગેરે વખતે ઝૂંપડાં બાંધી કરેલો વાસ; પખેવાસ.

**અધકાચું** ૧. [ અધ ( અરધું ) + કાચું ] વિ. અરધુંપરધું પાકું; અધકચરું; પૂરું નહિ રંધાયેલું; અર્ધપક્વ.

૨. વિ. અર્ધદગ્ધ; પુખ્ત નહિ એવું.

**અધકાયા** સ્ત્રી. ( કચ્છી ) શરીરનો નીચલો ભાગ; ડૂંટી નીચેનો ભાગ.

**અધકાર** ૧. [ સં. અધિ ( ઉપર ) + કૃ ( કરવું ) ] પું. અધિકાર; સત્તા; હક; ઇખ્તિયાર.

૨. [ સં. અધ: ( નીચે ) + કૃ ( કરવું ) ] પું. તિરસ્કાર; નિંદા; જુગુપ્સા.

**અધકાવ** વિ. ( ચારણી ) અધિક.

**અધકી** વિ. ( ચારણી ) અધિક; વધુ.

**અધકું** [ સં. અધિક ( વધુ ) ] વિ. અદકું; અધિક; વિશેષ; વધારે.

**અધકેરું** [ સં. અધિક ( વધારે ) + તર ( વિશેષતા બતાવનાર પ્રત્યય ) ] વિ. અદકેરું; કંઈક વધારે; અધિક.

**અધકોસ** [ સં. અર્ધ ( અરધું ) + કોસ ( ગાઉ ) ] પું. અરધો કોસ; અર્ધો ગાઉ; અધગાઉ.

**અધક્ષ** ૧. સ્ત્રી. અર્ધી ક્ષણ.

૨. [ સં. અ ( નહિ ) + ધુક્ષ્ ( સળગાવવું ) ] વિ. બાળી ન શકાય તેવું; અવિનાશી.

**અધક્ષણ** ૧. [ સં. અર્ધ ( અરધું ) + ક્ષણ ( બહુ જ થોડો વખત ) ] સ્ત્રી. અધપળ; બહુ જ થોડો વખત.

૨. અ. જરા વાર; અલ્પ સમય સુધી.

**અધક્ષર** પું. અરધો અક્ષર.

**અધક્ષ્ય** [ સં. અ ( નહિ ) + ધુક્ષ્ ( સળગાવવું ) ] વિ. બાળી ન શકાય તેવું; અધક્ષ; અવિનાશી.

**અધખાધું** ૧. [ અધ ( અરધું ) + ખવાવું ] વિ. અરધું ખવાઈ ગયેલું.

૨. વિ. થોડું ચગદાયેલું.

૩. વિ. ભેગવાળું.

**અધખીલ્યું** [ અધ ( અરધું ) + ખીલવું ] વિ. અર્ધું ખીલેલું; અર્ધ વિકસિત.

**અધખોખરું** ૧. [ અધ ( અરધું ) + ખોખરું ] વિ. અરધું ખોખરા જેવું; અરધું ફૂટેલું કે ભાંગેલું; અધકચરું.

૨. વિ. ભાંગેલા ઢમ જેવું રણકાર; થોડુંક ખોખરું.

**અધખોલું** [ અધ ( અરધું ) ] વિ. અરધું ખુલ્લું; અર્ધ ઉઘાડું; અ.

**અધગજ** ૧. [ અધ ( અરધું ) + ( બે ફૂટ ) ] પું. અરધો ગજ; એક ફૂટ.

૨. વિ. અરધા ગજ જેટલું; બાર તસુ જેટલું.

**અધગજિયું** ન. અરધા ગજની લંબાઈના પથ્થરનું બેલું.

**અધગજી** [ અધ ( અરધું ) + ગજ ] વિ. અરધા ગજ જેટલું; અરધા ગજ પનાનું.

**અધગદરા** [ હિં. ] વિ. અર્ધપક્વ; અર્ધું પાકેલું.

**અધગમન** [ સં. અધ: ( નીચે ) + ગમન ( ગતિ ) ] ન. નીચું ઊતરવું તે.

> અગમ નિગમ ને અધગમન
> એહ જાણીઓ જેશ. શામળ

**અધગાઉ** [ અધ ( અરધું ) + ગાઉ ] પું. અરધો કોસ.

**અધગામા** ૧. ન. ચુંવાળિયા કોળીની એ નામની એક પેટા જ્ઞાતિનું માણસ.

૨. વિ. ચુંવાળિયા કોળીની એ નામની એક પેટા જ્ઞાતિનું.

**અધગારિયું** ૧. [ અધ ( અરધું ) + ગાર ( લીંપણ ) ] ન. અરધી માટી અને અરધું છાણ જેમાં હોય એવું લીંપણ; છાણમાટીનો લેપ.

૨. [ અધ ( અરધું ) + ગાર ( ઠંડું ) ] વિ. થોડુંઘણું ગરમ; બહુ ગરમ નહિ તેમ છેક ટાઢું નહિ એવું; નવસેકું; આંગળીસેતું.

**અધગાળો** [ અધ ( અરધું ) + ગાળો ( રસ્તો ) ] પું. વચ્ચેનો ભાગ; વચગાળાનું સ્થાન.

**અધગાંઠિયું** વિ. અરધું ગાંડું; કતરઓડ.

**અધગો** [ સં. અધ: ( નીચે ) + ગો ( ઇંદ્રિય ) ] સ્ત્રી. નીચેની ઇંદ્રિય. જેમકે, શિશ્ન, ગુદા.

**અધગોરું** [ અધ ( અરધું ) + ગોરું ( ધોળું ) ] ન. યુરોપ અને એશિયા નિવાસી માબાપથી ઉત્પન્ન થયેલ સંતાન. આ શબ્દ ખાસ કરીને યુરોપવાસી પિતા અને હિંદવાસી માતાથી થયેલ સંતાન માટે વપરાય છે.

**અધઘડી** ( અધઘડી ) ૧. [ અધ ( અરધું ) + ઘડી ( ક્ષણ ) ] સ્ત્રી. અરધી ઘડી; થોડો વખત.

૨. અ. જરા વાર; થોડી વાર.

**અધઘેલું** વિ. અર્ધું ગાંડું; અર્ધદગ્ધ; નહીં ડાહ્યામાં કે નહીં ગાંડામાં એવું.

**અધચડવું** ( અધચડ્યું ) [ અધ ( અરધું ) + ચડવું ( રંધાવું ) ] વિ. અરધું ચડેલું; થોડુંઘણું રંધાયેલું; અધપક્યું; પૂરું નહિ પાકેલું.

**અધચંદર** ૧. [ હિં. ] પું. અર્ધ ચંદ્ર.
૨. પું. અર્ધ ચંદ્ર.

**અધચાંદ** જુઓ અધચંદર.

**અધચ્છાય** પું. ( પુરાણ ) કશ્યપના કુળમાં થયેલો એ નામનો એક ઋષિ.

**અધછેદ્યું** [ અધ ( અરધું ) + છેદવું ( કાપવું ) ] વિ. અરધું છેદેલું; અરધું કાપેલું.

**અધજાહેર** [ અધ ( અરધું ) + જાહેર ( જાણીતું ) ] વિ. કાંઈક જાણીતું અને કાંઈક નહિ જાણીતું.

**અધડકવું** ( અધડ્કવું ) [ અ ( નહિ ) + ધડકવું ( બીવું ) ] અ. ક્રિ. નિર્ભય રહેવું; બીક ન રાખવી.

**અધડૂકું** ( અધડૂકું ) ૧. [ સં. અર્ધ ( અરધું ) + કટ ( કેડનો ભાગ ) ] વિ. અધ્ધર; ઉભડક; ઊભે પગે બેઠેલું.
૨. વિ. ડગડગતું; ડગુમગુ થતું; પડી જાય એવું.
૩. વિ. દોઢડાહ્યું; વધારે પડતું ડહાપણ કરનારું.
૪. વિ. નિરાધાર; ઓઠીંગણ વિનાનું; ટેકા અથવા આધાર વગરનું.

**અધડો** ( અધડ઼ો ) પું. ( કચ્છી ) એ નામનો એક ત્રાંબાનો સિક્કો; તાંબિયો.

**અધડોકું** જુઓ અધડૂકું.

**અધણિયાતું** ૧. [ અ ( નહિ ) + ધણી ( માલિક ) + આતું ( વાળું ) ] વિ. અનાથ; નિરાશ્રિત; વાલી કે રક્ષક વિનાનું; માલિક વગરનું.
૨. વિ. નાદાર.
૩. વિ. રખડતું; રેઢિયાળ.

**અધતસુ** ૧. [ અધ ( અરધું ) + તસુ ( આંગળ ) ] પું.; સ્ત્રી. અર્ધ તસુ; અરધો આંગળ.
૨. વિ. અરધા આંગળ જેવડું.

**અધદેખાતું** [ અધ ( અરધું ) + દેખવું ( જોઈ શકવું ) ] વિ. પૂરું નહિ દેખનાર.

**અધધ** જુઓ અધધધ.

**અધધધ** અ. અધુધુધુ; અહાહાહા; અહોહો; આશ્ચર્ય અને અતિશયપણું બતાવનાર ઉદ્ગાર.

**અધધૂંધ** અ. વિચાર્યા વગર; આંખ મીંચીને; આંધળિયાં કરીને.

**અધન** ૧. [ હિં. ] પું. આંધણ; રાંધવા માટે ઊકળવા મૂકેલું પાણી.
૨. [ સં. અ ( નહિ ) + ધન ( પૈસો ) ] વિ. નિર્ધન; અકિંચન; ગરીબ; કંગાલ.
૩. વિ. સ્વતંત્રપણે મિલકત ધરાવવાના હક્ક વિનાનું.

**અધનવાન** [ સં. અ ( નહિ ) + ધન ( પૈસો ) + વત્ ( વાળું ) ] વિ. અધન; અકિંચન; ગરીબ.

**અધના** [ સં. ] વિ. સ્ત્રી. ધન વગરની; ગરીબ; કંગાળ.

**અધનાગું** [ અધ ( અર્ધ ) + નાગું ( કપડાં વગરનું ) ] વિ. અર્ધનાગું; ફાટેલાં લૂગડાંથી ઢંકેલા શરીરવાળું; શરીરના ભાગ દેખાય એવું.

**અધની** [ સં. અ ( નહિ ) + ધનિન્ ( પૈસાવાળું ) ] વિ. નિર્ધન; પૈસા વિનાનું; અકિંચન; ગરીબ.

**અધન્ય** ૧. [ સં. અ ( નહિ ) + ધન્ય ( સારાં નસીબવાળું ) ] વિ. કમનસીબ; નિર્ભાગી; અભાગિયું; અકૃતાર્થ.
૨. વિ. તુચ્છ; હલકું.
૩. [ સં. અ ( નહિ ) + ધન્ય ( સુખી ) ] વિ. દુઃખી.

**અધન્યતા** [ સં. અધન્ય ( કમનસીબ ) + તા ( પણું ) ] સ્ત્રી. કમનસીબી; દુર્ભાગ્ય.

**અધપક** [ સં. અર્ધ ( અરધું ) + પક્વ ( પાકેલું ) ] વિ. અરધું પાકેલું.

**અધપગલું** [ અધ ( અર્ધ ) + પગલું ( ડગલું ) ] વિ. નજીક; પાસે.

**અધપચાકું** વિ. અરધુંપરધું.

**અધપચ્યું** ૧. [ અધ ( અરધું ) + પચવું ( હજમ થવું ) ] વિ. અરધું પચેલું; પૂરું હજમ નહિ થયેલું.
૨. વિ. અરધું પોચું; પાણીપોચું; અચપચું.
૩. [ સં. અર્ધ ( અરધું ) + પચ્ ( રાંધવું ) ] વિ. કાંઈક કાચું; કાચુંપાકું.

**અધપચ્યું** ૧. વિ. અધપચું; અરધું પોચું; પાણીપોચું.
૨. [ અધ ( અરધું ) + પચવું ( હજમ થવું ) ] વિ. પૂરેપૂરું નહિ હજમ થયેલું; અરધું પચેલું.

**અધપડાળિયું** ૧. [ અધ ( અરધું ) + પડાળી ( નેવાંવાળું ) ] ન. એકઢાળિયું; એક જ બાજુ નેવાંવાળું ઘર.
૨. વિ. અર્ધું એ બાજુનું તથા અર્ધું બીજી બાજુનું.

**અધપડિયાળી** ૧. વિ. સ્ત્રી. અરધી મીચેલી.

આળસ મોડે બાળકો રે
અધપડિયાળી આંખ. પ્રેમાનંદ

૨. વિ. સ્ત્રી. મસ્તી ભરેલી.

આંખ કરો શું અધપડિયાળીજી. પ્રેમાનંદ

**અધપત** [ સં. અધિપતિ ] પું. ( ચારણી ) રાજા.

**અધપતિ** [ સં. અધિપતિ ] પું. રાજા.

**અધપધ** વિ. ( કચ્છી ) અરધુંપરધું; લગભગ અરધ.

**અધપાલી** ૧. [ અધ ( અરધું ) + પાલી ( એક માપ ) ] સ્ત્રી. અરધી પાલી.
૨. વિ. અરધી પાલી જેટલું.

**અધપૂરૂં** વિ. અધૂરું; અરધુંપરધું; અપૂર્ણ.

**અધપેટ** ૧. [ અધ ( અરધું ) + પેટ ( જઠર ) ] ન. અર્ધું ઊણું પેટ.
૨. વિ. ભૂખ્યું.

**અધપોણું** ૧. [ અધ ( અરધું ) + પોણું ( બાર આની ) ] વિ. અર્ધા કરતાં વધારે અને પોણા કરતાં ઓછું.
૨. વિ. અર્ધાનું પોણું; છ આની.

**અધફેરૂં** વિ. ( ગ્રામ્ય ) અધૂરું; અરધુંપરધું; અપૂર્ણ; અધપૂરું.

**અધબટાઈ** [ હિં. ] સ્ત્રી. નીપજની બે સરખે ભાગે વહેંચણ.

**અધબહેરૂં** ૧. વિ. અક્કલ વિનાનું.
૨. [ અધ ( અરધું ) + બહેરૂં ( ઓછું સાંભળતું ) ] વિ. અરધુંપરધું બહેરૂં; ધ્યાનબહેરૂં.
૩. વિ. નહિ જેવું; અપૂર્ણ.
૪. વિ. વર્ણસંકર.

**અધબળ્યું** ૧. [ અધ ( અરધું ) + બળવું ] વિ. અરધું બળેલું.
૨. વિ. અદેખું; ઈર્ષાખોર; બળિયેલ.
૩. વિ. અર્ધગાંડું; કતરગ્રોડ; દાધારીંગું.
૪. વિ. ઈર્ષાથી સુકાઈ ગયેલું; ક્ષીણ.
૫. વિ. કંકાસિયું.

**અધબીડયું** ( અધબીડ્યું ) [ અધ ( અરધું ) + બીડવું ( બંધ કરવું ) ] વિ. અરધું બંધ.

**અધબુધ** વિ. પૂરૂં નહિ ભણેલું; અર્ધશિક્ષિત.

**અધબેસરૂં** ( અધબેહરૂં ) ૧. વિ. અરધુંપરધું મેળ વગરનું; પૂર્ણતામાં ખામી રહી હોય એવું.
૨. વિ. અર્ધદગ્ધ; ડાહ્યુંઘેલું.
૩. વિ. અહીંથી તેમ જ ત્યાંથી ફતેહ નહિ મેળવનાર; અતોભ્રષ્ટતતોભ્રષ્ટ.
૪. વિ. ખોખરૂં.
૫. વિ. વર્ણસંકર.

**અધબેસર્યું** ( અધબેહર્યું ) ૧. વિ. ખોખરૂં.

૨. વિ. વચગાળેની સ્થિતિનું; મધ્યમ.

૩. વિ. વર્ણસંકર.

**અધભણ્યું** [ અધ ( અરધું ) + ભણવું ( શીખવું ) ] વિ. પૂરેપૂરૂં નહિ કેળવાયેલું; અર્ધશિક્ષિત.

**અધભાગ** [સં. અર્ધ ( અરધું ) + ભાગ] પું. અર્ધો હિસ્સો; નીમે ભાગ.

**અધભાગિયો** [ અધ ( અરધું ) + ભાગિયો (ભાગીદાર ) ] પું. અર્ધા ભાગનો ધણી; નીમે ભાગનો હકદાર.

**અધભાગી** [ સં. અર્ધ ( અરધું ) + ભાગ (હિસ્સો) + ઇન્ (વાળું) ] વિ. અર્ધા ભાગના હકવાળું; અર્ધો ભાગ લેનાર.

**અધમ** ૧. [ સં. ] પું. ( જ્યોતિષ ) નક્ષત્રોનો એ નામનો એક જાતનો યોગ.

૨. પું. બીજાની નિંદા કરનાર કવિ.

૩. ન. એ નામનું એક જાતનું ઝાડ.

૪. ન. શરમ વગરનું વિષયી માણસ.

૫. વિ. કયું કામ કરવું જોઈએ ને કયું ન કરવું જોઈએ એ વિચાર વગરનું.

૬. વિ. ગુણ, કર્મ કે પદમાં ઘણું નીચું.

૭. વિ. ધિક્કારવા જેવું; તુચ્છકારને પાત્ર.

૮. વિ. નટખટ; ખટપટી; ધૂર્ત; કુટિલ.
અધમના બારનું = બહુ લુચ્ચું.

૯. વિ. નઠારૂં; ખરાબ; નીચ; પાપી; પામર.

૧૦. વિ. ભય, દયા અને લાજ વગરનું.

૧૧. વિ. (સંગીત) વાદ્ય કે ગાયકની મદદ સિવાય ન ગાઈ શકે એવું; મનોરંજક વાણી કરે પણ ગાયનમાં મંદ હોય તેવું.

૧૨. વિ. હલકામાં હલકું; સૌથી ખરાબ.

**અધમઉદ્ધાર** ૧. [સં. અધમ ( પાપી ) + ઉદ્ધાર ( મુક્તિ )] પું. ઈશ્વર.

૨. પું. પાપીને સદ્‌ગતિ આપવાનું કામ.

**અધમઉદ્ધારક** ૧. પું. ઈશ્વર, કેમકે તે પાપીને પણ મુક્તિ આપે છે.

૨. વિ. પાપીનો ઉદ્ધાર કરનાર.

**અધમઉદ્ધારણ** ૧. [સં. અધમ ( પામર ) + ઉદ્ધારણ ( ઉદ્ધાર કરનાર )] પું. પરમેશ્વર.

૨. ન. પાપીનું તારણ.

૩. વિ. પામરને ઉદ્ધારનાર; પાપીનો ઉદ્ધાર કરનાર.

**અધમઓધારણ** જુઓ અધમઉદ્ધારણ.

**અધમકાવ્ય** [ સં. અધમ ( હલકું ) + કાવ્ય ( કવિતા ) ] ન. કાવ્યના ગુણ વિનાની કવિતા; વ્યંગ્ય વગરના શબ્દચિત્ર અને વાચ્યચિત્રવાળું કાવ્ય. તેના બે ભેદ છે: ૧. શબ્દચિત્ર અને ૨. અર્થચિત્ર.

જેમાં વ્યંગ્ય અર્થ નથી ને છે તો ઘણો જ અસ્ફુટ છે તે ચિત્ર કે **અધમકાવ્ય** કહેવાય છે. કાવ્યસાહિત્યસમીક્ષા

**અધમચર્યા** [ સં. અધમ ( ખરાબ ) + ચર્યા ( રહેણીકરણી ) ] સ્ત્રી. હલકી અથવા ખરાબ રહેણીકરણી.

**અધમજીવન** [સં. અધમ ( પાપી ) + જીવન ] ન. પાપી વર્તન.

**અધમણ** ૧. [ અધ ( અરધું ) + મણ ( ચાળીસ શેરનું વજન ) ] પું. અરધો મણ; મણનો અર્ધો ભાગ; વીશ શેર.

૨. વિ. અરધા મણના વજનનું; અર્ધા મણ જેટલું.

**અધમણિયું** ૧. [ અધ ( અરધું ) + મણ ( ચાળીશ શેરનું વજન ) + ઇયું ( વાળું ) ] વિ. અધમણ વજનનું.

૨. વિ. અર્ધો મણ સમાય તેવું.

૩. વિ. બહુ ભારે; ઘણું મોટું.

**અધમણિયો** ૧. પું. અધમણ સમાય તેવું માપ; અધમણનું માપ.

૨. [અધમણ ( વીશ શેરનું વજન )] પું. અધમણનું વજન; અધમણીકો.

૩. વિ. પું. અધમણ વજનનો; અધમણનો.

**અધમણી** [ અધ ( અરધું ) + મણ ( ચાળીસ શેરનું વજન ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. વીશ શેરી; અધમણનું તોલું.

**અધમણીકો** [ અધમણ ( વીશ શેરનું વજન ) ] પું. અધમણનું વજન; અધમણિયો.

**અધમતર** [ સં. અધમ ( હલકું ) + તર ( વિશેષતા બતાવનાર પ્રત્યય ) ] વિ. વધારે હલકું; વધારે દુષ્ટ.

**અધમતા** [ સં. અધમ ( નીચ ) + તા ( પણું ) ] સ્ત્રી. નીચતા; હલકાઈ; હીનતા; ખરાઈ; અધમપણું; ધિક્કારને લાયક હોવાપણું.

**અધમપાઠક** [ સં. અધમ ( હલકું ) + પાઠક ( શાસ્ત્ર ભણનાર ) ] પું. સારી રીતે ન વાંચનાર; હલકી કક્ષા કે જાતનો વાંચનાર. પાણિનિએ ૭ જણને અધમપાઠક કહ્યા છે:– ૧. ગાતો હોય તેમ બોલનાર; ૨. ઉતાવળથી બોલનાર; ૩. માથું હલાવી બોલનાર; ૪. જેમ લખ્યું હોય તેમ એટલે કે શુદ્ધઅશુદ્ધનો વિચાર કર્યા વગર વાંચનાર; ૫. અર્થ સમજ્યા વગર બોલનાર; ૬. ધીમે સાદે બોલનાર.

**અધમરણું** [ અધ ( અરધું ) + મરણ ( મોત ) ] વિ. લગભગ મરી ગયા જેવું; મરણતોલ; મૃતપ્રાય.

**અધમરતિ** ૧. [ સં. અધમ ( નીચ ) + રતિ ( પ્રેમ ) ] સ્ત્રી. નીચની સાથે પ્રીતિ. જેમકે, વેશ્યાની સાથે પ્રીતિ.

૨ સ્ત્રી. સ્વાર્થ માટે કરેલી નીચ પ્રકારની પ્રીતિ. જેમકે, વેશ્યાએ કરેલી પ્રીતિ.

**અધમરૂં** ૧. વિ. અધકચરૂં.

૨. વિ. અધમૂઉં; અધસસતું.

**અધમર્ણ** [ સં. અધમ ( ખરાબ ) + ઋણ ( કરજ ) ] વિ. કરજને લીધે ખરાબ સ્થિતિને પામેલું.

**અધમલું** [ અધ ( અરધું ) + મળવું ( ભેગા થવું ) ] વિ. અર્ધું મિંચાયેલું-બિડાયેલું; ઘેન વડે ભરેલું.

**અધમલાં** નેત્ર તે અધિક ઉજાગરા,
ભરાં તે તંબોલ અતિ રસ રસાલા. નરસિંહ

**અધમા** ૧. [ સં. ] સ્ત્રી. ( કાવ્ય ) હિતકારી પ્રેમીનું અહિત કરનારી સ્ત્રી; બેવફા બૈરી; પતિ સાથે હરામીથી વર્તનારી પત્ની; નીચ સ્ત્રી.

૨. વિ. સ્ત્રી. હલકી; દુષ્ટા.

**અધમાચાર** ૧. [ સં. અધમ ( ખરાબ ) + આચાર ( વર્તન ) ] પું. દુરાચાર; નીચ વર્તન.

૨. વિ. હલકા વર્તનવાળું; નીચ આચરણવાળું; દુરાચારી.

**અધમાણસ** ૧. [ અધ ( અરધું ) + માણસ ] વિ. અશક્તિ કે રોગને લીધે અરધા માણસ જેવું ગણાય તેવું; બહુ રોગી; કાયમનું રોગી.

૨. વિ. ખોડવાળું; અપંગ.

૩. [ અધ ( અરધું ) + મનસ ( મન ) ] વિ. ગાંડુંઘેલું; અર્ધદગ્ધ; દાધારંગું.

**અધમાદૂતી** [ સં. અધમા ( હલકી ) + દૂતી ( સંદેશો પહોંચાડનાર સ્ત્રી ) ] સ્ત્રી. પોતાનું કામ સારી રીતે નહિ કરતાં કડવી વાતો કહીને નાયક કે નાયિકાના સંદેશા એકબીજાને પહોંચાડનારી સ્ત્રી; હલકા પ્રકારની કૂટણી.

**અધમાધમ** ૧. [સં. અધમ ( દુષ્ટ ) + અધમ] વિ. દુષ્ટમાં દુષ્ટ; અતિદુષ્ટ; નીચમાં નીચ; સૌથી હલકું.

૨. [ સં. અધમ ( પાપી ) + અધમ ] વિ. મહાપાપી; પાપીમાં પાપી.

**અધમાનસ** [ સં. અર્ધ ( અરધું ) + મનુષ્ય ( માણસ ) ] પું. ( હિંદી ) દુર્બળ મનુષ્ય.

**અધમાનાયિકા** [ સં. અધમા ( હલકી ) + નાયિકા ( સ્ત્રી ) ] સ્ત્રી. હિતકારી પતિનું અહિત કરનારી કે તેના તરફ કુવ્યવહાર કરનારી સ્ત્રી; બેવફા નારી; નીચ વૈરી.

**અધમાવસ્થા** [ સં. અધમ ( ખરાબ ) + અવસ્થા ( સ્થિતિ ) ] સ્ત્રી. પડતી હાલત; નઠારી સ્થિતિ; માઠી દશા.

**અધમારું** ૧. વિ. અધકચરું.
૨. વિ. અધસસતું; અધમૂઉં.

**અધમાંગ** ૧. [ સં. અધમ ( નીચેનું ) + અંગ ( અવયવ ) ] ન. કેડની નીચેનો શરીરનો ભાગ. તે અધમ ગણાય છે.
૨. ન. પગ; ચરણ.

**અધમીંચેલું** [ અધ ( અરધું ) + મીંચવું ( બીડવું ) ] વિ. અરધું બીડેલું; અરધુંપરધું બિડાયેલ.

**અધમૂઉં** ૧. [ પ્રા. અદ્ધ ( અરધું ) + મુઅ ( મરેલું ) ] વિ. અધમસતું; મરણતોલ; થોડી વારમાં મરી જાય એવું.
૨. વિ. કામકાજથી કંટાળી કે થાકી ગયેલું.

**અધમૂંડયું** ૧. [ અધ ( અરધું ) + મૂંડવું ( હજામત કરવી ) ] વિ. અરધું બોડેલું; હજામત પૂરી ન કરાઈ હોય એવું.
૨. વિ. ( લાક્ષણિક ) અરધુંપરધું કરેલું; અધૂરું; અપૂર્ણ; અરધું બાકી રહેલું.

**અધમો** વિ. ( કચ્છી ) અધમૂઉં.

**અધમોદ્ધરણ** જુઓ અધમોદ્ધારણ.

**અધમોદ્ધાર** ૧. [ સં. અધમ ( પાપી ) + ઉદ્ધાર ( મુક્તિ ) ] પું. ઈશ્વર.
૨. પું. પાપીને સદ્‌ગતિ આપવાનું કામ.

**અધમોદ્ધારક** [ સં. અધમ ( હલકું ) + ઉદ્ધારક ( ઉદ્ધાર કરનાર ) ] વિ. પાપીને તારનાર; પતિતપાવન.

**અધમોદ્ધારણ** ૧. [ સં. અધમ ( પાપી ) + ઉદ્ધારણ ( તારણ ) ] ન. પાપીનું તારણ; અધમોદ્ધાર; પાપીને મળતી મુક્તિ.
૨. વિ. પાપીને તારનાર.

હરિ શ્રી ઈશ્વર **અધમોદ્ધારણ** અનાથના બંધુ રે.
દયારામ

**અધમોધમ** [ સં. અધમ ( હલકું ) + અધમ ] વિ. અધમાધમ; મહાદુષ્ટ. સંસ્કૃતના સંધિનિયમો ન જાણનાર 'ઉત્તમોત્તમ' શબ્દના જેવો તેથી ઊલટો 'અધમોધમ' શબ્દ બનાવે છે. 'અધમાધમ' શુદ્ધ શબ્દ છે.

જે **અધમોધમ** કુડી નજરે પરસ્ત્રી સામું ભાળે જી.
પ્રેમાનંદ

**અધમોઉં** જુઓ અધમૂઉં.

**અધયા** ૧. [ હિં. ] સ્ત્રી. એકની જમીન અને બી અને બીજાની જાતમહેનત એવા બે ભાગીદાર વચ્ચે નીપજના સરખા ભાગ.
૨. સ્ત્રી. બે સરખા ભાગ.
૩. સ્ત્રી. સરકારમાં ભરવાની મહેસૂલમાં જમીનદારને ખેડૂત તરફથી મળતી અરધી રકમ.

**અધયાર** ૧. [ હિં. ] પું. અરધો વખત એક ગામની અને અરધો વખત બીજા ગામની એમ બે ગામની જમીન ખેડનાર ખેડૂત.
૨. પું. નીપજનો અર્ધ ભાગ લેવાની શરતે જમીન ખેડનાર ખેડૂત.

**અધયારી** [ હિં. ] સ્ત્રી. અર્ધભાગ; આઠઆની ભાગ.
અધયારી સારવી = નિરર્થક મહેનત કરવી; વેઠ કરવી.

**અધર** ૧. [ સં. અ ( નહિ ) + ધૃ ( ધારણ કરવું ) ] પું. આત્મા, કેમકે તે સ્વપ્રતિષ્ઠિત છે, તેનો ધારણકર્તા અન્ય નથી.
૨. પું. ઓઠ; હોઠ.
ધરકું લઈને અધર પર ધરિયા. બોટાદકર
૩. પું. નીચલો હોઠ.
અધર અંજન તણી રેખ લાગી.
નરસિંહ
૪. પું. પૃથ્વી અને આકાશની વચ્ચેની ખાલી જગ્યા; અંતરિક્ષ; આકાશ; આધાર વગરની જગ્યા; શૂન્યસ્થાન.
૫. [ સં. અ ( નહિ ) + ધૃ ( ધીરજ રહેવી ) ] પું. યોનિ; સ્મરમંદિર, કેમકે તે વિષે કામીને ધીરજ રહેતી નથી.
૬. [ હિં. ] પું. વચગાળેનો વખત.
૭. ન. એ નામનું એક જાતનું ઝાડ.
૮. ન. જવાબ; પ્રત્યુત્તર.
૯. ન. પાતાળ.
૧૦. ન. ભાવણ.
૧૧. ન. શરીરનો સૌથી નીચલો ભાગ.
૧૨. વિ. અનાથ; નિરાધાર; નિરાશ્રિત; નોધારું.
અધર ધરનહાર = નોધારાને આશ્રય આપનાર; ઈશ્વર.
૧૩. વિ. અલગ; છૂટું.
૧૪. વિ. આગલું; અગાઉ ગયેલું; પહેલાંનું.
૧૫. વિ. ચંચળ; ન પકડાય એવું.
૧૬. [ સં. ઉત્ ( ઉપર ) + ધૃ ( ધારણ કરવું ) ] વિ. ટંગાયેલું; આધાર કે ટેકા વગરનું; અંતરંગ; લટકતું.
૧૭. વિ. નીચ; હલકું; અધમ.
૧૮. વિ. નીચલું; હેઠેનું.
૧૯. વિ. ( સંગીત ) બસૂરા અને જાડા અવાજથી ગાનાર.
૨૦. વિં. મગરૂબીવાળું; અક્કડ.
૨૧. વિ. વિવાદમાં હારી ગયેલું; મૂગું કરેલું; નિરુત્તર બનાવેલું.
૨૨. વિ. વ્યાકુળ; ચિંતાવાળું.
ઉમંગો ઝીલાના અધર જીવ હારોનું સુનતાં.
બળવંતરાય ઠાકોર
૨૩. ક્રિ. વિ. અધવચ; અંતરિયાળ.
૧. અધર ઉપાડી લેવું = જમીન ઉપરથી ઊંચકી લેવું.
૨. અધર ઉડાવવું = (૧) ચોરી લેવું. (૨) ભમાવવું; મશ્કરીમાં ફુલાવવું.
૩. અધર ઊડવું = મોટાઈ કે ગર્વથી ફાવે તેમ વર્તવું.
૪. અધર ચાલવું = (૧) ડોળદમામથી ચાલવું. (૨) પગના ફણા ઉપર ચુપચુપ ચાલવું.
૫. અધર ને અધર ચાલવું = ગર્વમાં રહેવું.
૬. અધર ને અધર રહેવું = (૧) નીચા વળી કામ ન કરવું. (૨) હુંપદમાં રહેવું.
૭. અધર ને અધર રાખવું = (૧) ઠરી ઠામ બેસવા ન દેવું. (૨) લાડ લડાવવાં.
૮. અધર માથું રાખવું = કોઈને ન ગણકારવું.
૯. અધર મૂકવું = કોઈ બાબતને પૂર્ણ કર્યા વગર વચ્ચેથી છોડવી.
૧૦. અધર રહી જવું = ટિંગાઈ રહેવું; લટકતા રહી જવું.
૧૧. અધર રહેવું = (૧) ખાધેલું હેઠે ન બેસવું. (૨) પદાર્થના રજકણોનું ઓગળ્યા વગર ઉપર રહેવું.
૧૨. અધર લટકવું = (૧) અંતરિયાળ રહેવું. (૨) આધાર વિનાનું રહેવું. (૩) આશાનો ભંગ થવો. (૪) ધંધા રોજગાર વગર રહેવું. (૫) પડુંપડું થાય એવી સ્થિતિમાં આવી પડવું. (૬) પદાર્થના રજકણોનું ઓગળ્યા વગર તર્યાં કરવું. (૭) ફાંસીએ લટકવું. (૮) સંશયમાં રહેવું; અદ્ધદ્ધ રહેવું. (૯) સ્થિર ન રહેવું.
૧૩. જીવ અધર રહેવો = ઉતાપા કે ફિકરમાં રહેવું.
૨૪. ક્રિ. વિ. અધ્ધર; હવામાં લટકતું; ટેકા કે આધાર વિના.

**અધરઅમી** ૧. [ અધર ( હોઠ ) + અમી ( અમૃત ) ] ન. અધરમાંથી ઝરતું પ્રેમરૂપી અમૃત; અધરામૃત.
૨. ન. નીચલા હોઠના ચુંબનથી મળતું સુખ.

**અધરકણુ** ન. દૂધ જમાવવાને વપરાતો ખાટો પદાર્થ; આખરણ; અખરામણ; મેળવણ.

**અધરકવું** ૧. અ. ક્રિ. જામી જવું; મળી જવું.

૨. સ. ક્રિ. અધ્રકવું; દહીં બનાવવા સારૂ દૂધમાં અધ્રકણ ભેળવવું; આખરવું; મેળવવું; જમાવવું.

**અધરકંઠ** [સં. અધર (નીચેનું) + કંઠ (ગળું)] પું. ગળાનો નીચેનો ભાગ.

**અધરકંપ** [સં. અધર (હોઠ) + કંપ (ધ્રુજારો)] પું. હોઠનો ધ્રુજારો; હોઠની ફરક.

**અધરકાય** [સં. અધર (નીચલું) + કાય (શરીર)] સ્ત્રી. શરીરનો નીચેનો ભાગ.

**અધરખંડ** જુઓ અધરખંડન.

**અધરખંડન** [સં. અધર (નીચલો હોઠ) + ખંડન (ક્ષત)] ન. નીચલા હોઠ ઉપર દાંતના ડંખને લીધે થયેલ નિશાન.

**અધરગતિ** [સં. અધર (નીચલું) + ગતિ (દશા)] સ્ત્રી. પડતી; અધોગતિ.

**અધરગુદ** જુઓ અધરગુદા.

**અધરગુદા** [સં. અધર (નીચલું) + ગુદા (ગૂંઠ)] સ્ત્રી. એ નામની એક કર્મેદ્રિય; મળ કાઢવાનું દ્વાર.

**અધરજ** [હિં.] પું. હોઠની લાલાશ; હોઠની સુરખી.

**અધરણ** ૧. ન. આંધણ; અનાજને રાંધવા માટે ઊનું મૂકેલું પાણી; આધરણ.

૨. ન. આંધણ તૈયાર થવા જોઈતી ગરમી.

**અધરતાલ** ૧. વિ. અનિશ્ચિત; અસ્થિર; ઢંગધડા વગરનું; ઠેકાણા વિનાનું.

૨. વિ. અંતરિયાળ રહેલું; અધવચ લટકતું; અતોભ્રષ્ટતતોભ્રષ્ટ.

**અધરતું** વિ. અધવચ બંધ પડેલું; પૂરૂં કર્યા વગર રહેલું; અધૂરૂં.

**અધરદલ** ૧. [સં. અધર (હોઠ) + દલ (પાન)] ન. આકાર, રંગ કે નાજુકાઈમાં પાનને મળતો નીચલો હોઠ; પાતળો નીચલો હોઠ; અધરપલ્લવ.

૨. ન. હોઠરૂપી પાન.

**અધરદંડ** [અધર (અતરંગ) + દંડ] પું. (વ્યાયામ) દંડના વ્યાયામનો એક પ્રકાર; જમીન ઉપર બે હાથ પ્રચલિત દંડની માફક ટેકવી પાછળની ભીંત ઉપર પગ બની શકે તેટલા ઊંચા લગાડી ધીમે ધીમે લસરકાવી બે હાથ વચ્ચેથી છાતી કાઢતા જવી અને માથું ઊંચકવું તે.

**અધરદંશ** [સં. અધર (હોઠ) + દંશ (ડંખ)] પું. અધર પર મારેલો કે બેસાડેલો દાંત.

**અધરધર** ૧. [સં. અધર (નીચલો હોઠ) + ધૃ (ધારણ કરવું)] પું. શ્રીકૃષ્ણ, કેમકે તે નીચલે હોઠે બંસી ધારણ કરે છે.

૨. [સં. અધર (આધાર વગર) + ધરા (પૃથ્વી)] વિ. આધાર વગર પૃથ્વીને ધારણ કરનાર; પોતાની શક્તિથી પૃથ્વીને ધારણ કરનાર.

**અધરધરણહાર** ૧. [સં. અધર (નોધારૂં) + ધરણહાર (ધારણ કરનાર)] પું. ઈશ્વર; પરમેશ્વર; પ્રભુ.

૨. પું. નોધારાનો આધાર; અનાથનો નાથ.

**અધરપધર** [અધર (લટકતું) + પધર (અધરનો દ્વિર્ભાવ)] અ. આધાર વગર; ટેકા વિના; અધ્ધર.

**અધરપલ્લવ** ૧. [સં. અધર (નીચલો હોઠ) + પલ્લવ (નાજુક ટીશી)] પું. કૂંપળના જેવો નીચલો હોઠ; નવાં ફૂટતાં પાંદડાં જેવો લાલ ને સુંવાળો હોઠ; નાજુક પાનના દેખાવનો નીચલો હોઠ.

૨. પું. હોઠરૂપી કૂંપળ.

**અધરપાન** [સં. અધર (નીચલો હોઠ) + પાન (પીવાનું કામ)] ન. નીચલા હોઠ પર ચુંબન; સાત પ્રકારની બાહ્યરતિમાંની ચુંબન નામની રતિનો એક પ્રકાર.

અધરપાનને લીધે નીચલા ઓઠની જ લાલી આહી છે. — અમરુશતક

**અધરપીયૂષ** ૧. [સં. અધર (હોઠ) + પીયૂષ (અમૃત)] ન. અધરામૃત; હોઠમાંથી સ્નેહરૂપી ઝરતો રસ; હોઠમાંથી ઝરતું પ્રેમીઓએ માનેલું અમૃત.

૨. [સં. અધર (નીચલો હોઠ) + પીયૂષ (અમૃત)] ન. નીચલા હોઠને ચુંબતાં અનુભવાતું સુખ.

**અધરપુટ** [સં. અધર (હોઠ) + પુટ (સંપુટ)] પું. હોઠની જોડ; બે હોઠ.

**અધરબિંબ** [સં. અધર (નીચલો હોઠ) + બિંબ (લાલ ઘીલું)] પું. લાલ ઘોલા જેવો નીચેનો હોઠ.

**અધરમ** પુ. (ગ્રામ્ય) અધર્મ.

**અધરમણિ** [સં. અધર (નીચલો હોઠ) + મણિ (રત્ન)] પું. રત્ન જેવો નીચલો હોઠ.

**અધરમધુ** જુઓ અધરપીયૂષ.

**અધરમી** વિ. અધર્મ કરનાર; પાપી; અધર્મી.

**અધરરસ** ૧. [સં. અધર (નીચલો હોઠ) + રસ (અમૃત)] પું. નીચલા હોઠને ચુંબન કરતાં અનુભવાતું સુખ.

૨. પું. હોઠમાંથી ઝરતો સ્નેહરૂપી રસ; અધરામૃત.

**અધરવ** [અ (નહિ) + ધરવ (તૃપ્તિ)] પું. અસંતોષ; અતૃપ્તિ.

**અધરવટ** ૧. [અધર (અંતરિયાળ) + વાટ (માર્ગ)] વિ. નિરાધાર; અનાશ્રિત; આધાર વગરનું.

દાનવથી બીતાં હશો, અધરવટ
પાપીને હું કરૂં દેવટ. — પ્રેમાનંદ

૨. અ. અંતરિયાળ; અધવચમાં; અંતરિક્ષમાં; અરધે.

૩. અ. બારોબાર; મદદ મળતાં પહેલાં.

**અધરવર** [સં. અધર (હોઠ) + વર (ઉત્તમ)] પું. ઉત્તમ હોઠ.

**અધરવાસ** ૧. પું. થોડા વખતનું રહેઠાણ.

૨. [સં. અધર (નીચે) + વાસ (રહેઠાણ)] પું. નીચેનો વાસ; હેઠવાસ.

૩. [સં. અધર (શરીરનો નીચલો ભાગ) + વાસ (કપડું)] ન. શરીરના નીચેના ભાગ ઉપર પહેરવાનું કપડું.

**અધરસુધા** જુઓ અધરરસ.

**અધરસુધાધર** [સં. અધર (હોઠ) + સુધા (અમૃત) + ધર (ધારણ કરનાર)] વિ. અધરામૃત લેનાર; આશક; પ્રેમી.

**અધરસુધારસ** [સં. અધર (નીચલો હોઠ) + સુધા (અમૃત) + રસ] પું. અધરચુંબન કરવાથી અનુભવાતો આનંદ; અધરામૃતનો રસ.

**અધરસ્પંદ** [સં. અધર (નીચલો હોઠ) + સ્પંદ (થડકો)] પું. નીચેના હોઠની ફરક અથવા કંપ.

**અધરંગ** ન. એક જગ્યાએ કાયમ નહિ રહેતાં ઋતુએ ઋતુએ જુદી જુદી જગ્યા બદલતું એ નામનું એક જાતનું પક્ષી.

અધરંગ શરદ ઋતુમાં વધુમાં વધુ દેખાય છે. — જર્ડોન

**અધરાત** [અધ (અરધું) + રાત] સ્ત્રી. અરધી રાત; મધરાત.

શ્રાવણ વદી એકાદશી, ગરજે મેઘ અધરાત,
જાઓ ઝટ પીયુ માળવે, જઈશ હું ગુજરાત. — લડલી

**અધરાતમધરાત** ૧. અ. અણીને વખતે.

અધરાતમધરાત કામ આવવું = ગમે ત્યારે ઉપયોગી થઈ પડવું; કટોકટીને વખતે ખપમાં આવવું; ઓપટીને વખતે ગરજ સારવી.

૨. [ અધરાત (અરધી રાત) + મધરાત (મધરાત) ] અ. અરધી રાત જેવા કવખતે પણ; ગમે તે વખતે; ટાણેકટાણે; ફાવે ત્યારે.

૩. અ. ખૂબ મોડું; મોડી રાત્રે.

**અધરાત્રિ** [ સં. અર્ધ (અરધું) + રાત્રિ (રાત) ] સ્ત્રી. અધરાત; મધરાત.

**અધરાધર** [ સં. અધર (નીચેનું) + અધર (હોઠ) ] પું નીચેનો હોઠ.

**અધરામૃત** ૧. [સં. અધર (હોઠ) + અમૃત (સુધા)] ન. અધરરસરૂપી અમૃત; હોઠમાંથી ઝરતું પ્રેમરૂપી અમૃત.

૨. [ સં. અધર (નીચલો હોઠ) + અમૃત ] ન. નીચલા હોઠના ચુંબનથી અનુભવાતું સુખ.

**અધરાયું** ૧. [ અ (નહિ) + ધરાવું (સંતોષાવું) ] વિ. અસંતુષ્ટ; અતૃપ્ત.

૨. વિ. ખાઉધરું; અકરાંતિયું.

૩. વિ. તૃષ્ણાવાળું; લોભી.

**અધરાસવ** [ સં. અધર (નીચલો હોઠ) + આસવ (મદિરા) ] પું. નીચલા હોઠનું ચુંબનનું સુખ.

**અધરાંશ** ૧. [ સં. અધર (નીચેનું) + અંશ (ભાગ) ] પું. કોઈ પણ પદાર્થ જોનારની આંખ કરતાં નીચેની સપાટી ઉપર હોય, તો તે પદાર્થને આંખ સાથે જોડનારી સુરેખા આંખમાંથી પસાર થતા ક્ષિતિજસમાંતર તલ સાથે જે ખૂણો કરે તે; 'ડીગ્રી ઑવ ડિપ્રેશન'.

૨. પું. નાનું મગજ.

૩. પું. નીચેનો ભાગ.

જેને મગજનો ઉત્તમાંશ કહેવામાં આવે છે તે જે અધરાંશ છે તેના કરતાં વહેલો વિકાસ પામતો જણાય છે.

મણિલાલ નભુભાઈ

**અધરિયાં** ન. બ. વ. અધ્ધરથી હાંકેલી વાતો; ગપગોળા.

**અધરી** [પ્રા.] સ્ત્રી. વાટવાની છીપર; ખરલ.

**અધરીકૃત** ૧. [ સં. અધર (નીચું) + કૃત (કરેલું) ] વિ. તિરસ્કારી કાઢેલું.

૨. વિ. હરાવેલું; પરાજિત.

૩. વિ. હલકું કરેલું.

**અધરીલોઇ** [પ્રા.] પું. વાટવાનો પથરો; ઓરસિયો.

**અધરેદ્યુઃ** ૧. [સં. અધર (આગલું) + દ્યુઃ (દિવસ)] અ. આગલે દિવસે; ગઈ કાલે.

૨. અ. ગઈ પરમ દિવસે.

**અધરોત્તર** ૧. [સં. અધર (સવાલ) + ઉત્તર (જવાબ)] પું. બ. વ. સવાલજવાબ.

૨. વિ. ઊલટસૂલટ

૩. [ સં. અધર (નીચું) + ઉત્તર (ઊંચું) ] વિ. ઊંચુંનીચું; ચડિયાતું ઊતરતું; સારુંનરસું.

૪. વિ. ઓછુંવત્તું; ન્યૂનાધિક.

૫. અ. ઊંચેનીચે.

૬. અ. દૂર અને નજીક.

**અધરોષ્ઠ** જુઓ અધરૌષ્ઠ.

**અધરૌષ્ઠ** ૧. [ સં. અધર (નીચલું) + ઓષ્ઠ (હોઠ) ] પું. નીચલો હોઠ; અધર.

૨. [ સં. અધર (નીચલો હોઠ) + ઓષ્ઠ (હોઠ) ] પું. બ. વ. નીચલો તેમ જ ઉપલો હોઠ; બન્ને હોઠ.

**અધર્મ** ૧. [ સં. અ (નહિ) + ધર્મ (કર્તવ્ય) ] પું. અકર્તવ્ય.

૨. પું. (વૈશેષિક) અભ્યુદય એટલે લૌકિક સુખ અને નિઃશ્રેયસ એટલે પારલૌકિક સુખની સિદ્ધિનું વિરોધી કર્મ.

૩. [ સં. ] પું. (જૈન) એ નામનો એક નિત્ય અને અરૂપી પદાર્થ; સ્થિતિસહાયક દ્રવ્ય; અધર્માસ્તિકાય.

ધર્મ, અધર્મ અને આકાશ એ ત્રણે અમૂર્ત હોવાથી ઇંદ્રિયગમ્ય નથી. તત્ત્વાર્થસૂત્ર

૪. પું. એ નામનો પ્રજાપતિ.

૫. [સં. અ (નહિ) + ધર્મ (ખાસ લક્ષણ)] પું. ગુણનો અભાવ; ખાસ લક્ષણ ન હોવાપણું.

૬. પું. જૂઠાણું; અસત્ય.

૧. અધર્મ બોલવું = જૂઠું કહેવું.

૨. અધર્મના અઢી દિવસ = સત્ય વાત બહાર આવ્યા વિના ન રહે.

૭. પું. તકસીર; ગુનો.

૮. પું. દુષ્ટતા.

૯. પું. ધર્મનો અભાવ; દુરાચાર; અન્યાય; અનીતિ.

૧. અધર્મે થવો-વર્તવો = (૧) ખોટી રીતે વર્તવું. (૨) દુરાચાર ફેલાવો. (૩) પાપકર્મ થવાં.

૨. અધર્મનું ઇચ્છવું = હરામનું લેવાની ઇચ્છા કરવી.

૩. અધર્મનું લેવું = પચાવવું.

૪. અધર્મે ચાલવું = ખોટે રસ્તે જવું; અનીતિથી વર્તવું.

૧૦. પું. (બૌદ્ધ) નિર્વાણનો વિરોધી દુષ્ટ સ્વભાવ.

૧૧. [ સં. અ (ખરાબ) + ધર્મ (કામ) ] પું. પાપ; પાતક; ધર્મગ્રંથમાં કરેલ આજ્ઞાથી વિરુદ્ધ આચરણ; કુકર્મ.

૧૨. પું. (પુરાણ) બ્રહ્મદેવના પાછલા ભાગમાંથી ઉત્પન્ન થયેલો ધર્મનો વિરોધી પુરુષ. એને મૃષા નામની સ્ત્રીથી દંભ અને માયા નામનું થયેલું જોડકું નિર્ઋતિ નામના એક રાક્ષસ રાજાએ પોતાને સંતાન ન હોવાથી લીધું હતું. આ જોડકાથી લોભ અને નિકૃતિ નામનું બીજું જોડકું, અને એમાંથી વળી ક્રમાનુસાર ક્રોધ અને હિંસા, કલિ અને દુરુક્તિ, મૃત્યુ અને ભીતિ તથા નિરય અને યાતના એમ જોડકાં ઉત્પન્ન થયાં હતાં.

૧૩. પું. (વેદાંત) વેદ વિરુદ્ધ કર્મ.

૧૪. પું. (ન્યાય) શરીર વડે હિંસા, ચોરી આદિ કર્મ, વચનદ્વારા ખોટું બોલવું વગેરે, અને મનવડે પરદ્રોહિક કામ. ન્યાયશાસ્ત્રના પ્રણેતા ગૌતમે માનેલા ૨૪ ગુણ માંહેનો આ એક છે. તે ૨૪ ગુણ આ પ્રમાણે છેઃ— રૂપ, રસ, ગંધ, સ્પર્શ, સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ, વિયોગ, પરત્વ, અપરત્વ, બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ગુરુત્વ, દ્રવત્વ, સ્નેહ, સંસ્કાર, ધર્મ, અધર્મ, શબ્દ.

૧૫. પું. (પુરાણ) સૂર્યનો એ નામનો એક અનુચર દેવતા; બ્રહ્માની કૂખે વરુણને થયેલો એ નામનો એક પુત્ર. એની સ્ત્રીનું નામ નિર્ઋતિ હતું.

૧૬. [ સં. અ (નહિ) + ધર્મ (ગુણ) ] ન. બ્રહ્મ, કેમકે તેમાં ગુણનો અભાવ છે.

૧૭. વિ. ગુણ વગરનું.

૧૮. વિ. ધર્મ વિરુદ્ધનું.

૧૯. વિ. ધર્મને હાનિકારક.

**અધર્મકર્મ** [ સં. અ (નહિ) + ધર્મ + કર્મન્ (કામ) ] ન. અનીતિનું કામ; અપકૃત્ય.

**અધર્મકેતુ** [ સં. અધર્મ (પાપ) + કેતુ (ધ્વજ) ] ન. અધર્મની ધજા ફરકાવનાર માણસ; પાપી મનુષ્ય.

**અધર્મચારી** [ સં. અ (અયોગ્ય) + ધર્મ + ચારિન્ (વર્તનાર) ] વિ. દુરાચારી; નીચ વર્તનવાળું; ખોટું કરનાર.

**અધર્મજીવી** [સં. અધર્મ (અન્યાય) + જીવિન્ (જીવનાર)] વિ. અપ્રામાણિક રીતે નિર્વાહ ચલાવનાર; અન્યાયની પેદાશ પર નભનાર.

**અધર્મદંડન** [ સં. અધર્મ (અન્યાય) + દંડન (શિક્ષા) ] ન. ન્યાય વિરુદ્ધ શિક્ષા; ખોટી શિક્ષા.

**અધર્મયુક્ત** [ સં. અધર્મ (અન્યાય) + યુક્ત (જોડાયેલું) ] વિ. ગેરવાજબી; અન્યાયી.

**અધર્મયુદ્ધ** [ સં. અધર્મ ( અનીતિ ) + યુદ્ધ ( લડાઈ ) ] ન. અનીતિવાળી લડાઈ.

**અધર્મવિધ્વંસક** [ સં. અધર્મ ( ધર્મનો અભાવ ) + વિધ્વંસક ( નાશ કરનાર ) ] વિ. અધર્મનો નાશ કરનાર.

**અધર્મશાખા** [ સં. અધર્મ ( ધર્મગ્રંથમાં કરેલ આજ્ઞાથી વિરુદ્ધ આચરણ ) + શાખા ( ડાળી ) ] સ્ત્રી. ( પુરાણ ) અધર્મરૂપ વૃક્ષની ડાળી. એવી પાંચ શાખા કહેલી છે:—વિધર્મ, પરધર્મ, આભાસ, ઉપધર્મ, છલ. ધર્મબુદ્ધિથી જેનું આચરણ કરતાં સ્વધર્મનો બાધ થાય તે વિધર્મ. અન્યને માટે કહેલો ધર્મ તે પરધર્મ. જેમકે, ક્ષત્રિયને માટે કહેલો ધર્મ તે બ્રાહ્મણને માટે પરધર્મ. ચારે આશ્રમોથી ભિન્ન પોતાની ઇચ્છાથી કલ્પીને કરેલો ધર્મ તે આભાસ. પાખંડધર્મ અથવા અન્યને છેતરવાના ઇરાદાથી કરેલો ધર્મ તે ઉપધર્મ. માત્ર નામનો ધર્મ તે છલ. જેમકે, 'ગાયનું દાન કરવું' એમ કહ્યું હોય ત્યાં મરવા પડેલી ગાયનું દાન કરવું તે.

**અધર્મસંતતિ** ૧. [ સં. અધર્મ ( દુરાચાર ) + સંતતિ ( પ્રજા ) ] સ્ત્રી. વર્ણસંકર પ્રજા.

૨. સ્ત્રી. વિધવા કે કુંવારી કન્યાને થયેલ બાળક; અધર્માચરણથી થયેલું સંતાન.

**અધર્મહત્યા** [ સં. અધર્મ ( અનીતિ ) + હત્યા ( ઘાત ) ] સ્ત્રી. યુદ્ધના કે ન્યાયના નિયમ વિરુદ્ધ કરેલ વધ.

**અધર્માચરણ** [ સં. અધર્મ ( ધર્મ વિરુદ્ધ ) + આચરણ ( વર્તન ) ] ન. અધર્મનું આચરણ; ધર્મ વિરુદ્ધ વર્તન; અન્યાયી આચાર; પાપકર્મ.

**અધર્માચરણી** [ સં. અધર્માચરણ ( દુરાચાર ) + ઇન્ ( વાળું ) ] વિ. અધર્મમાં આચરણ કરનાર; પાપી; દુરાચારી; અધર્માચારી.

**અધર્માચાર** [ સં. અધર્મ ( ધર્મ વિરુદ્ધ ) + આચાર ( વર્તન ) ] પું. અનીતિવાળો વ્યવહાર; ધર્મ વિરુદ્ધ વર્તન; બદચાલ; દુરાચાર.

**અધર્માચારી** [ સં. અધર્માચાર ( બદચાલ ) + ઇન્ ( વાળું ) ] વિ. અધર્મને રસ્તે ચાલનાર; પાપી; દુરાચારી; દુષ્ટ; અધર્મી.

**અધર્માતુર** [ અધર્મ + આતુર ( ઉત્સુક ) ] વિ. અધર્મના આવેશવાળું.

**અધર્માત્મા** ૧. [ સં. અ ( નહિ ) + ધર્માત્મન્ ( ધર્મિષ્ઠ માણસ ) ] પું. અધર્મિષ્ઠ માણસ.

૨. [ સં. અધર્મ ( પાપ ) + આત્મન્ ( જીવાત્મા ) ] પું. દુષ્ટાત્મા; નીચ માણસ.

૩. વિ. અધર્મી; પાપી; દુરાચારી; કુમાર્ગી.

**અધર્માસ્તિકાય** ૧. [ સં. અ ( નહિ ) + ધર્મ ( ધારણ ) + અસ્તિકાય ( દ્રવ્ય ) ] પું. ( જૈન ) જીવ અને પુદ્ગળની ગતિ અટકાવવામાં મદદકર્તા દ્રવ્ય; દ્રવ્યના છ ભેદમાંનો એ નામનો એક; ગતિનિરોધક શક્તિ. તે નિત્ય, અજીવ અને અરૂપી પદાર્થ છે.

> જીવ, ધર્માસ્તિકાય ( ગમનસહાયક શક્તિ ), **અધર્માસ્તિકાય** ( ગતિનિરોધક શક્તિ ), પુદ્ગળ વગેરે પદાર્થો લોકતાદર્શક પદાર્થો છે.
> ન્યાયવિજય

૨. પું. સ્થિર પદે રાખનાર વસ્તુ. જેમકે, ઉપરથી પડતો દડો જમીન પર સ્થિર થાય છે માટે જમીન અધર્માસ્તિકાય કહેવાય છે.

**અધર્મિષ્ઠ** ૧. વિ. દુરાચારી; અધર્મી; પાપી; દુષ્ટ; પાપાચારી.

૨. [ સં. અ ( નહિ ) + ધર્મિષ્ઠ ( બહુ ધાર્મિક ) ] વિ. ધર્મમાં નિષ્ઠા વિનાનું.

**અધર્મી** [ સં. અ ( નહિ ) + ધર્મિન્ ( ધર્મવાળું ) ] વિ. અધર્મ કરનાર; ધર્મ વિરુદ્ધ વર્તનાર; દુષ્ટ; દુરાચારી.

**અધર્મ્ય** ૧. [ સં. અ ( નહિ ) + ધર્મ્ય ( ધર્મ પ્રમાણેનું ) ] વિ. અધર્મવાળું; ધર્મ વિરુદ્ધનું; ધર્મને ન અનુસરતું; નિષિદ્ધ.

૨. વિ. ગેરકાયદેસરનું; નિયમ વિરુદ્ધનું.

૩. વિ. દુષ્ટ; કુત્સિત.

૪. [ સં. અ ( નહિ ) + ધર્મ્ય ( ધર્મને હિતકર્તા ) ] વિ. ધર્મને નુકસાનકારક.

**અધર્ષ** [ અ ( નહિ ) + ધર્ષ ( સંતોષ ) ] પું. અતૃપ્તિ; અસંતોષ.

> હે નિષ્પાપ! કહું સુણો સર્વ,
> તે વિદ્યા ન મેળવે થયો **અધર્ષ**. પ્રેમાનંદ

**અધર્ષણી** ૧. વિ. દબાવી કે ડરાવી ન શકાય એવું; નિર્ભય.

૨. [ સં. અ ( નહિ ) + ધર્ષણ ( પરાજય ) + ઇન્ ( વાળું ) ] વિ. ન હરાવી શકાય એવું; પ્રચંડ; પ્રબળ.

**અધલુખી** [ અ. ] ન. અગરનું ઝાડ. પ્રાચીન અરબ લોકો તેને આ નામે ઓળખતા. જુઓ અગર.

**અધલું** [ અધ ( અરધું ) + લું ( લઘુતાદર્શક પ્રત્યય ) ] વિ. અરધું.

> **અધલી** પહેરી કંચુકી ને અવળાં પહેર્યાં ચીર.
> પ્રાચીન કાવ્ય

**અધલૂખું** [ અધ ( અરધું ) + લુખું ( ચીકટ વિનાનું ) ] વિ. ઘી, તેલ જેવા ચીકાશવાળા પદાર્થથી કાંઈક ચોપડેલું અને કાંઈક કોરું. જેમકે, અધલુખી રોટલી

**અધવચ** ૧. અ. એકે મેળનું ન રહે એવી રીતે.

૨. અ. પૂરું થતાં પહેલાં; વચ્ચેથી; અરધે; અંતરિયાળ; વચગાળે.

૩. [ સં. અર્ધ ( અરધું ) + વર્ત્મન્ ( રસ્તો ); પ્રા. અધવચ્ચિ; જૂ.ગુ. અધવચિ ] અ. મધ્યમાં; વચમાં.

**અધવચગાળો** પું. અરધો રસ્તો; અધગાળો.

**અધવચરું** ૧. [ અધવચ ( અરધે રસ્તે ) + તર ( વિશેષતાદર્શક પ્રત્યય ) ] વિ. અધવચનું; અધવચ આવી રહી અટકેલું; અરધેનું; વચમાંનું; લટકતું.

> **અધવચરા** વાળ, ધાતુ થોક તે પર રૂપે સહુ.
> નર્મદ

૨. વિ. થોડુંઘણું બગડેલું.

૩. વિ. ધડમાથા વગરનું; ચોક્કસ ઠેકાણા વિનાનું.

**અધવચાળું** વિ. અધવચનું; અરધેનું; વચમાંનું; અધવચરું.

**અધવચાળ** [ અધવચ ( અરધે રસ્તે ) + આલ ( આવેલું ) ] અ. અધવચ; અંતરિયાળ; વચમાં; અધવટ.

**અધવટ** [ અધ ( અરધું ) + વાટ ( રસ્તો ) ] અ. અરધે રસ્તે; અધવચાળ.

**અધવડું** વિ. ( કચ્છી ) અરધુંપરધું બેઠું હોય એવું; અધદૂકું.

**અધવધરું** ૧. [ સં. અર્ધ ( અરધું ) + વૃધ્ ( વધવું ) ] વિ. અરધું વધેલું-ખીલેલું; પૂર્ણ વિકાસ થયા વગરનું.

૨. વિ. ઓછી સમજવાળું; પૂરી સમજણ વિનાનું; અર્ધદગ્ધ; કમઅક્કલ; અણસમજુ.

૩. વિ. મધ્યજાતિનું; અધગાળેનું.

**અધવસો** ૧. પું. નજીવી કિંમત.

૨. [ સં. અધ્યવસાન ( પ્રયત્ન ) ] પું. પ્રયત્ન; કોશિશ; અધ્યવસાન.

> **અધવસો** સત્યનો છે સાર. શામળ

૩. [ અધ ( અરધું ) + વસો ( વીઘાનો વીસમો ભાગ ) ] પું. વીઘાનો ચાળીસમો ભાગ.

**અધવા** [ સં. અ ( નહિ ) + ધવ ( પતિ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. વિધવા; રાંડીરાંડ.

**અધવાઠ** ( અધવાડ઼ ) [ હિં. ] સ્ત્રી. અર્ધો ભાગ

**અધવાયું** ૧. ન. ગાડાં ભાડે ફેરવવાનો ધંધો.

૨. વિ. ઢોરનો વેપાર કરનારું.

૩. [ સં. અધ્વન્ ( માર્ગ ) + વહ્ ( લઈ જવું ) ] વિ. ભાડે ગાડાં ફેરવનારૂં.

**અધવાયો** ૧. પું. ઢોરનો વેપાર કરનારો; બાળધાનો માલિક.

૨. [સં. અધ્વન; પ્રા. અદ્ધ ( માર્ગ ) + વાહ ( લઈ જનાર ) ] પું. ભાડે ગાડાં ફેરવનારો પુરુષ; ભાડૂતી ગાડાવાળો.

**અધવાર** ૧. [ અધ ( અરધું ) + વાર ( જથ્થો ) ] પું. અરધો જથ્થો.

૨. [ અધ ( અરધું ) + વાર ( ત્રણ ફૂટ ) ] પું. અરધો વાર; અઢાર તસુ કે ઇંચ; પોણો ગજ; દોઢ ફૂટ.

**અધવારવું** ૧. [ અધ ( અરધું ) + વાર ( સમય ) ] અ. ક્રિ. અર્ધ ઉપર વીતી જવું; અરધું પસાર થઈ જવું; અરધો સમય વીતી જવો; અધુસારવું.

અધવાર્યા ઉનાળાની ઘેલછા = ઘણી જ ઘેલછા; (વસંતઋતુમાં જે પ્રીતિની ઘેલછા થઈ હોય તે ગ્રીષ્મઋતુમાં વધી જાય છે તે ઉપરથી) અતિશય કામવાસના.

૨. [ અધ ( અરધું ) + વાર ( જથ્થો ) ] સ. ક્રિ. અરધું ઓછું કરવું; બે સરખા ભાગ કરવા.

**અધવારિયું** ૧. [ અધ ( અરધું ) + વાર ( જથ્થો ) ] ન. અરધે ભાગે બાગિયો રાખવો તે.

૨. ન. અરધોઅરધ કરેલું કામ.

૩. ન. બે જગાએ રહેવું તે; અધવારૂં.

૪. વિ. અર્ધોઅર્ધ કરેલું હોય એવું.

**અધવારૂં** ૧. [ અધ ( અરધું ) + વાર ( જથ્થો ) ] ન. અરધો ભાગ; અધભાગની ભાગીદારી.

૧. અધવારૂં કરવું = (૧) અરધે ભાગે ભાગિયો રાખવો; ભાગીદારીમાં જોડાવું. (૨) એકી સાથે બે ઠેકાણે વાસ અથવા હિત-સંબંધ રાખવો. (૩) બીજે ગામ કે બીજે ઘેર અરધો વાસ રાખવો.

૨. અધવારે રહેવું = (૧) અરધો ભાગ લઈ રહેવું. (૨) બે જુદે જુદે ઠેકાણે ખેડૂત તરીકે ગણાવું.

૩. આ માણસનું અહીં અધવારૂં છે = (૧) આ માણસ અહીં તેમજ બીજે ઠેકાણે રહે છે. (૨) આ માણસનો અરધો ભાગ છે.

૨. [ અધ ( અરધું ) + વાર ( સમય ) ] ન. અરધોઅરધ વહેંચાયેલું હોવું તે; અરધો એક ગામે અને અરધો બીજે ગામે એમ બે ઠેકાણે રાખેલ વાસ કે હિત; મુખ્ય રહેઠાણ ઉપરાંત બીજે રાખેલો વહેવાર. એક ગામમાં વસતું માણસ બીજા ગામમાં જઈને વહેવાર કરતું હોય ને ત્યાં સ્થાયી રહેતું ન હોય તો તેને બીજા ગામમાં અધવારૂં છે એમ કહેવાય છે.

મહેતા નરસિંહનું અધવારૂં. હરિલીલામૃત

૩. વિ. ઉત્પન્નમાંથી અરધો ભાગ આપવાની શરતે રાખેલું.

**અધવાલ** [ અધ ( અરધું ) + વાલ ( ત્રણ રતીભાર ) ] પું. અર્ધા વાલ જેટલું વજન; તોલાનો ૬૪મો ભાગ; દોઢ રતીભાર.

**અધવાલી** ૧. [ અધ + વાલ ] સ્ત્રી. અધવાલ; અર્ધા વાલ જેટલું વજન; દોઢ રતીભાર; તોલાનો ૬૪મો ભાગ.

૨. સ્ત્રી. અરધી પાલી; બે પવાલાંનું માપ.

**અધવાવર્યું** [ અધ ( અરધું ) + વાવરવું ( વાપરવું ) ] વિ. અરધું વાપરેલું; અરધું ઉપયોગમાં લેવાયેલું.

**અધવિચ્ચિ** અ. ( જૂ. ગુ. ) અધવચ; વચમાં.

વલતું વચન મહારવિ કહઈ,
એ કથા અધવિચ્ચિ નવિ રહઈ. ભીમ

**અધવેહ** અ. રસ્તામાં; અધવચમાં.

**અધશત્રુ** [ સં. અર્ધ ( અરધું ) + શત્રુ ( દુશ્મન ) ] પું. દુશ્મન જેવું માણસ.

**અધશેર** ૧. [ અધ ( અરધું ) + શેર ( ૪૦ રૂપિયાભાર ) ] પું. અરધો શેર; અચ્છેર; બે પાશેર.

૨. પું. અરધા શેરના વજનનું કાટલું.

૩. પું. અરધા શેરનું માપિયું.

**અધશ્ચર** ૧. પું. ભીંતમાં કાણું પાડી ચોરી કરનાર; ચોર.

૨. [ સં. અધઃ ( નીચે ) + ચર્ ( જવું ) ] વિ. અધોગમન કરનારૂં; નીચે જનારૂં.

૩. વિ. નીચે ફરનાર.

**અધસસતું** [ સં. અર્ધ ( અરધું ) + શ્વસિત (શ્વાસ) ] વિ. નબળો શ્વાસ લેતું હોય એવું; અધમુઉં.

કોઈ અધસસતા કોઈ પુશ,
એમ સેના કરી ચકચૂરા. પ્રેમાનંદ

**અધસહેલું** વિ. માંડમાંડ પૂરું થાય તેટલું.

**અધસાતું** [ સં. અર્ધ ( અરધું ) + શ્વસિત ( શ્વાસ ) ] વિ. અધમૂઉં; મરણતોલ; અધસસતું.

કોઈને અધસાતા કીધા હાથ તણી લપડાકે. પ્રેમાનંદ

**અધસૂકું** [ સં. અર્ધ ( અરધું ) + શુષ્ક ( સૂકું ) ] વિ. બરાબર સુકાયેલું નહિ તેવું; અરધુંપરધું સુકાયેલું.

**અધસ્તન** ૧. [ સં. અધઃ ( નીચે ) + તન ( વિશેષણાર્થક પ્રત્યય ) ] વિ. નીચલા ભાગને લગતું.

૨. [ સં. અધઃ ( નીચેનું ) + તન્ ( સ્થિતિ હોવી ) ] વિ. નીચે આવી રહેલું.

પ્હેલું, વ્હેલું ઇત્યાદિમાં હકાર રાખવો અને એ હકારનું સ્થળ શબ્દના આરંભમાં ( સંયુક્તાક્ષરના અધસ્તન અક્ષર તરીકેનું ) છે. કુસુમમાળા

**અધસ્તલ** ૧. [ સં. અધઃ ( નીચે ) + તલ ( જગ્યા ) ] ન. જમીનમાં બનાવેલું ઘર; ભોંયઘર; ભોંયરૂં.

૨. ન. નીચેનો ઓરડો.

**અધસ્તાત્** [ સં. ] અ. નીચે; હેઠે; તળિયે.

**અધસ્તારક** ન. ( જૈન ) એક જાતનું પિશાચ.

પિશાચોના પંદર ભેદ આ પ્રમાણે છે: કુષ્માંડ, પટક, જોષ, આન્હક, કાલ, મહાકાલ, ચોક્ષ, અચોક્ષ, તાલપિશાચ, મુખરપિશાચ, અધસ્તારક, દેહ, મહાવિદેહ, તૂષ્ણીક અને વનપિશાચ. તત્ત્વાર્થસૂત્ર

**અધસ્સ્વસ્તિક** પું. ( ખગોળ ) બરોબર પગ નીચેનું આકાશબિંદુ; પાતાલકેંદ્ર.

**અધહાર** સ્ત્રી. ચોસઠ સેરવાળી માળા.

**અધંગ** [ હિં. ] પું. અર્ધાંગવાયુ; પક્ષઘાત.

**અધંગી** [ હિં. ] વિ. પક્ષઘાતથી પીડાતું.

**અધંતરી** [ અધઃ ( નીચે ) + અંતરી ] સ્ત્રી. ( વ્યાયામ ) મલખંભની એક કસરત.

**અધઃ** [ સં. ] અ. નીચે; તળે; હેઠે.

**અધઃઊર્ધ્વ** [ સં. અધઃ ( નીચે ) + ઊર્ધ્વ ( ઊંચે ) ] અ. ઉપરનીચે.

**અધઃકર** [સં. અધઃ ( નીચે ) + કર ( હાથ )] પું. હાથનો નીચેનો ભાગ.

**અધઃકર્મ** [ સં. અધઃ-પ્રા. આધા ( ખાસ સાધુ માટે બનાવાતો ખોરાક ) + કર્મન્ ( દોષ ) ] ન. ( જૈન ) પોતાને માટે બનાવેલ આહાર લેવાથી સાધુને લાગતો એ નામનો એક દોષ.

**અધઃકાય** [ સં. અધઃ ( નીચે ) + કાય ( શરીર ) ] સ્ત્રી. શરીરનો નીચલો ભાગ; ડૂંટીની નીચેનો ભાગ.

**અધઃક્ષેપ** [ સં. અધઃ ( નીચે ) + ક્ષેપ ( ફેંકણી ) ] પું. નીચે ફેંકવું તે.

**અધઃપતન** ૧. [ સં. અધઃ ( નીચે ) + પતન ( પડવું તે ) ] ન. અધઃપાત; અધોગતિ; અવનતિ; પડતી.

૨. ન. દુર્દશા; દુર્ગતિ.

૩. ન. નરકવાસ.
૪. ન. વિનાશ; ક્ષય.

**અધઃપતનશીલ** [સં. અધઃ (નીચે) + પતન (પડવું તે) + શીલ (સ્વભાવ)] વિ. નીચે પડવાની ટેવવાળું.

**અધઃપતનશીલતા** [સં. અધઃ (નીચે) + પતન (પડવું તે) + શીલ (સ્વભાવ) + તા (પણું)] સ્ત્રી. દરેક વસ્તુનો નીચે પડવાનો ગુણ.

**અધઃપતિત** [સં. અધઃ (નીચે) + પતિત (પડેલ)] વિ. નીચે પડેલું; પડતી દશાને પામેલું.

**અધઃપાત** [સં. અધઃ (નીચે) + પાત (પડતી)] પું. અધઃપતન; અધોગતિ; અવનતિ; પડતી.
આત્માના અમુક અનુભવો પછી જો કોઈ પોતાની પ્રકૃતિમાં ડૂબે તો તે મોટો અધઃપાત ગણાય. પ્રસ્થાન

**અધઃપાતન** ૧. [સં. અધઃ (નીચે) + પાતન (પાડવું તે)] ન. (વિજ્ઞાન) ઝરી ઝરીને ટપકાંરૂપ પાડવું તે; નિષ્કર્ષસંધાન.
૨. [સં. અધઃ (નીચે) + પાતન (પાડનાર)] વિ. નીચે પાડનાર.

**અધઃપાતનયંત્ર** [સં. અધઃ (નીચે) + પાતન (પાડનાર) + યંત્ર (સંચો)] ન. પારદશોધન માટેનું એક યંત્ર; ડમરૂયંત્રનો એક પ્રકાર.

**અધઃપાસ** ન. હલકી દશા; પડતી.

**અધઃપુષ્પી** ૧. સ્ત્રી. અનંતમૂળ નામની ઔષધિ.
૨. [સં. અધઃ (નીચે) + પુષ્પ (ફૂલ)] સ્ત્રી. ઊંધાફૂલી; બ્રહ્મદંડી નામે વનસ્પતિ. જુઓ બ્રહ્મદંડી.

**અધઃપ્રદેશ** [સં. અધઃ (નીચે) + પ્રદેશ (ભાગ)] પું. નિચાણનો ભાગ; નિચાણવાળો દેશ.

**અધઃપ્રસ્તર** [સં. અધઃ (નીચે) + પ્રસ્તર (પાથરણું)] ન. અપવિત્ર બનાતાને બેસવા માટે ઘાસ વગેરેનું ન અભડાય એવું આસન; કુશાસન.

**અધઃપ્રસ્તાર** પું. ફરતી કિનારી.

**અધઃશયન** [સં. અધઃ (નીચે) + શયન (સવું તે)] ન. ભોં પર સવું તે; ભૂમિશય્યા. બ્રહ્મચારીનો આ એક સંયમ મનાય છે.

**અધઃશય્યા** ૧. [સં. અધઃ (નીચે) + શય્યા (પથારી)] સ્ત્રી. જમીન ઉપર સવું તે.
૨. [સં. અધઃ (નીચે) + શય્યા (પથારી)] સ્ત્રી. જમીન ઉપરની પથારી; ભોંયપથારી.

**અધઃશલ્ય** જુઓ અધઃશલ્યા.

**અધઃશલ્યા** [સં. અધઃ (નીચે) + શલ્ય (ફાંસ) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. અઘેડો નામની વનસ્પતિ. તેનાં બીજ ઉપરની ફાંસો નીચે વળેલી હોય છે તેથી તેને અધઃશલ્યા કહે છે.

**અધઃશંકુ** પું. ક્ષિતિજની નીચેના પદાર્થથી ક્ષિતિજ ઉપર દોરેલો લંબ.

**અધઃશાખ** [સં. અધઃ (નીચું) + શાખા (ડાળી)] વિ. (વેદાંત) જેની ડાળો નીચે આવેલી છે એવું.

**અધઃશાખા** [સં. અધઃ (નીચું) + શાખા (ડાળી)] સ્ત્રી. નીચે ગયેલી ડાળી.
રાગદ્વેષ અધઃશાખા ઘણી,
કર્મ ફળ ઉર્ધ્વશાખા તે તણી.
પ્રાચીન કાવ્યમાળા

**અધઃસપ્તમી** [સં. અધઃ (નીચે) + સપ્તમ (સાતમું) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. તમતમા નામનું સાતમું નરક.

**અધઃસંચારી** [સં. અધઃ (નીચે) + સંચારિન્ (જનાર)] વિ. નીચે જનારૂં.

**અધઃસંયોગ** પું. સાકાર દ્રવ્યનો નીચેના દેશ સાથે થતો સંયોગ.
મૂર્ત દ્રવ્યનો જે નીચેના દેશ સાથે સંયોગ થાય છે તેને અધઃસંયોગ કહે છે. એ અધઃસંયોગનું અસમવાયિ કારણ જે કર્મ છે, તે કર્મ અપક્ષેપણ કહેવાય છે. છોટાલાલ ભટ્ટ

**અધઃસ્થ** [સં. અધઃ (નીચે) + સ્થા (હોવું)] વિ. ઊતરતું; હલકું.

**અધઃસ્થિત** [સં. અધઃ (નીચે) + સ્થિત (રહેલું)] વિ. નીચે રહેલું; લટકતું.

**અધઃસ્પર્શી** [સં. અધઃ (નીચે) + સ્પર્શિન્ (અડનાર)] વિ. થડથી તે નસ-રગની ટોચ સુધી જોડાયેલું.

**અધઃસ્વસ્તિક** [સં.] પું. (ખગોળ) જોનારની બરાબર નીચેનો આકાશભાગ; અધોબિંદુ; બરોબર પગની નીચેનું આકાશબિંદુ.

**અધાક** ૧. [અ (નહિ) + ધાક (બીક)] પું. નિરંકુશતા.
૨. વિ. દાબ વગરનું; હાક વગરનું; કોઈની બીક ન હોય એવું; નિરંકુશ; સ્વચ્છંદી; નિર્મર્યાદ.

**અધાતન** ન. (ગ્રામ્ય) અધ્યાત્મજ્ઞાન.

**અધાતા** [સં. અ (નહિ) + ધાતૃ (બનાવનાર)] પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. પોતાની મેળે જન્મેલ હોવાથી તેનો ધાતા એટલે બનાવનાર કોઈ નથી, તેથી તે અધાતા કહેવાય છે.

**અધાતુ** ૧. [સં. અ (નહિ) + ધાતુ (ખનિજ દ્રવ્ય)] સ્ત્રી. ધાતુ નહિ તે; ધાતુના ગુણ વગરની ચીજ.
૨. સ્ત્રી. પથ્થર; કાચ.
અધાતુ ધાતુની મૂરતી મનથી પ્રભુ તેં ગણી.
આર્યપંચામૃત

**અધાતુક** ૧. [સં. અ (નહિ) + ધાતુ (ખનિજ દ્રવ્ય) + ક (વાળું)] વિ. ધાતુના ગુણ વગરનું.
૨. વિ. ધાતુનું નહિ એવું.

**અધાધંધ** ૧. સ્ત્રી. અજ્ઞાન.
૨. સ્ત્રી. અંધાધુંધી; અવ્યવસ્થા; ગરબડ.
૩. [અંધ (આંધળું) + દૂદ (ધુમાડો)] સ્ત્રી. અંધારૂં; અંધાપો.

**અધાધુંધ** ૧. સ્ત્રી. અજ્ઞાન.
૨. સ્ત્રી. અંધાધુંધી; ગરબડાટ; અવ્યવસ્થા; અસ્તવ્યસ્તતા; જ્યાં કોઈનું કશું ચાલે નહિ એવી કઢંગી હાલત; અતંત્રતા; અરાજકતા.
૩. [અંધ (આંધળું) + દૂદ (ધુમાડો)] સ્ત્રી. અંધાપો; અંધારૂં.
૪. વિ. ઘણું.
૫. વિ. તદ્દન ખોટું.
૬. વિ. બેધડક.

**અધાધુંધી** ૧. સ્ત્રી. અજ્ઞાન.
૨. સ્ત્રી. અવ્યવસ્થા; ગરબડાટ; અસ્તવ્યસ્તતા; અતંત્રતા; અરાજકતા.
૩. [અંધ (આંધળું) + દૂદ (ધુમાડો)] સ્ત્રી. અંધાપો; અંધારૂં.

**અધાધૂમ** અ. સાવ; તદ્દન; અધાધોમ; નરાતાળ; બિલકુલ; પૂરેપૂરૂં.

**અધાધોમ** જુઓ અધાધૂમ.

**અધાપ** વિ. (ચારણી) સંતોષ ન પામે એવું; તૃપ્ત નહિ થતું.

**અધામા** પું. (પિંગળ) માર્તંડ જાતનો ૩૮ અને ૨૦ એ રીતે ૫૮ માત્રાનો એક માત્રાદંડક માત્રામેળ છંદ.

**અધાર** ૧. પું. (પિંગળ) એ નામનો ૫૧ ગુરુ અને ૫૪ લઘુ મળી ૧૦૫ વર્ણનો એક માત્રામેળ છંદ. તે ષટ્પદી છંદની જાતનો એક વિષમ ભેદ છે.
૨. [સં. અ (નહિ) + ધાર (આધાર આપનાર)] વિ. અનાધાર; નિરાધાર; આધાર વગરનું.
૩. વિ. ધારણ ન થઈ શકે એવું.

૪. [સં. અ + ધાર્ય (સહ્ય)] વિ. સહન ન થઈ શકે તેવું; અસહ્ય; અધાર્ય.
૫. અ. ગમેતેમ; મનમાની રીત.

**અધારી** [હિં.] પું. પલોટ્યા વિનાનો બળદ.

**અધાર્મિક** ૧. [સં. અ (નહિ) + ધાર્મિક (ધર્મવાળું)] વિ. અન્યાયી; ધર્મ વિરુદ્ધનું.
૨. વિ. ધર્મ વિનાનું; ધર્મની લાગણી રહિત.
૩. વિ. ધર્મ સાથે સંબંધ વગરનું.

**અધાર્મિકતા** ૧. [સં. અ (નહિ) + ધાર્મિક (ધર્મનિષ્ઠ) + તા (પણું)] સ્ત્રી. અધર્મીપણું; નાસ્તિકતા.
૨. સ્ત્રી. અન્યાયીપણું.
૩. સ્ત્રી. પાપીપણું; દુરાચાર.

**અધાર્ય** [સં. અ (નહિ) + ધાર્ય (સહન થઈ શકે એવું)] વિ. ન વેઠી શકાય એવું; અસહ્ય.

**અધાંધ** ૧. [સં. અર્ધ (અરધું) + અંધ (આંધળું)] વિ. થોડું દેખતું; મંદ દૃષ્ટિવાળું.
૨. વિ રતાંધળું.

**અધાંધર** સ્ત્રી. (ગ્રામ્ય) પડાપડી; તૂટાતૂટ.

**અધિ** ૧. [સં.] પું. મનની પીડા; મનોદુઃખ; આધિ.
૨. સ્ત્રી. અટકાવવાળી સ્ત્રી; અવિ.
૩. અ. અધિકતા, વિશેષતા, તીવ્રતા બતાવતો ઉપસર્ગ. જેમકે, અધિમાસ, અધિક્રમણ.
૪. અ. આગળ.
૫. અ. ઉપરીપણું કે ઐશ્વર્ય બતાવતો ઉપસર્ગ. જેમકે, અધિરાજ, અધિપતિ.
૬. અ. નીચે; હેઠે.
૭. અ. માટે; વાસ્તે; સારૂ.
૮. અ. પાસે; નજીક; ઓરે.
૯. અ. મુખ્ય કે પ્રધાન એવો અર્થ બતાવતો ઉપસર્ગ. જેમકે, અધિદૈવત.
૧૦. અ. વચમાં.
૧૧. અ. સંબંધી, વિષે એવો અર્થ બતાવતો ઉપસર્ગ. જેમકે, અધિદેહ.
૧૨. અ. હદ બહાર.

**અધિક** ૧. પું. (કાવ્ય) એ નામનો એક જાતનો અલંકાર; અતિશયોક્તિ; આધાર કરતાં આધેયનું અથવા આધેય કરતાં આધારનું વધારે વર્ણન કરવામાં આવે છે તે અર્થાલંકાર. જેમકે, જન અયોધ્યાના સર્વને મન આનંદ માય નહિ.
૨. પું. (ન્યાય) સાધ્ય સિદ્ધ થઈ શકતું હોય, તે છતાં બીજા હેતુ કે દૃષ્ટાંતોનો પ્રયોગ કરતું નિગ્રહસ્થાન.

> કોઇ પણ એક હેતુ કે ઉદાહરણથી સાધ્ય સિદ્ધ થતું હોય છતાં બીજા હેતુ કે ઉદાહરણોનો પ્રયોગ કરનાર અધિક નામના નિગ્રહસ્થાનથી પરાજિત ગણાય છે. — પુરાતત્ત્વ

૩. વિ. ઉચ્ચતર; વધારે સારૂં; ચડિયાતું.
૪. વિ. (હિંદી) ઉડાઉ.
૫. વિ. ઉત્તરોત્તર.
૬. વિ. ઓછુંવત્તું; થોડુંઘણું.
૭. વિ. ઘણું; ખૂબ; પુષ્કળ; અતિ.

> ભૃશ અતિશય અતિવેલ અલ અધિક અત્યંત નિતંત,
> અતિ સર્વત્ર વર્જિત કહી યથા સંત અનંત.
> — પિંગળલઘુકોષ

૮. વિ. બચેલું; શેષ.
૯. વિ. વધારાનું; ફાલતુ.
૧૦. વિ. વધારે; વધારે પડતું; વધતું; વિશેષ; ઉપરાંતનું.
૧૧. વિ. (હિંદી) શ્રેષ્ઠ; સર્વશ્રેષ્ઠ.
૧૨. અ. (હિંદી) ઉપરાંત; વધારે પડતું.
૧૩. અ. ફરી; વળી.
૧૪. અ. (હિંદી) બેહદ; છૂટે હાથે.

**અધિકઉં** વિ. (જૂ. ગુ.) અધિક; વધારે.

> ઊણઉં અધિકઉં સહુ ખમી કરિ અમ્હ બળી પસાઉ. — પ્રબોધચિંતામણિ

**અધિકઋણ** [સં. અધિક (વધારે) + ઋણ (કરજ)] ન. વધારે દેવું; વધુ કરજ.

**અધિકકર્જ** જુઓ અધિકઋણ.

**અધિકકોણ** [સં. અધિક (વધારે) + કોણ (ખૂણો)] પું. (ગણિત) એક કાટખૂણા કરતાં મોટો અને બે કાટખૂણા કરતાં નાનો ખૂણો; પહોળખૂણ; 'ઑબ્ટ્યૂસ ઍંગલ'.

**અધિકડું** (અધિકડું) ૧. [સં. અધિક (ખૂબ) + ડું (લઘુતાવાચક પ્રત્યય)] વિ. ખૂબ; ઘણું.
૨. વિ. ચડિયાતું; ઉચ્ચતર; વધારે સારૂં.
૩. વિ. વિશેષ; વધારે.

**અધિકતદ્રૂપરૂપક** [સં.] પું. (કાવ્ય) રૂપકના પેટાભેદરૂપ એ નામનો એક અર્થાલંકાર. કલંકવાળા ચંદ્ર કરતાં આ મુખચંદ્ર અધિક શોભે છે. આમાં ઉપમેયનું નિષ્કલંકત્વરૂપે ઉપમાન કરતાં આધિક્ય વર્ણવ્યું તેથી તે અધિકતદ્રૂપરૂપક છે.

**અધિકતમ** [સં. અધિક (વધારે) + તમ (શ્રેષ્ઠતાદર્શક પ્રત્યય)] વિ. સૌથી વધારે; ઘણામાં ઘણું.

**અધિકતમલાગત** [અધિકતમ (ઘણામાં ઘણું) + લાગત (દાણ)] સ્ત્રી. વધારેમાં વધારે જકાત.

**અધિકતમશુલ્ક** ૧. [સં. અધિકતમ (સૌથી વધારે) + શુલ્ક (કન્યાની કિંમત તરીકે વર પાસેથી લેવાતું ધન)] ન. કન્યાની વધારેમાં વધારે લેવાતી કિંમત.
૨. [સં. અધિકતમ (સૌથી વધારે) + શુલ્ક (જકાત)] ન. વધારેમાં વધારે લાગત કે જકાત.
૩. [સં. અધિકતમ (વધુમાં વધુ) + શુલ્ક (કિંમત)] ન. વસ્તુની વધારેમાં વધારે લેવાતી કિંમત.

**અધિકતર** [સં. અધિક (ઘણું) + તર (વિશેષપણું બતાવનાર પ્રત્યય)] વિ. વધારે; બહુ અધિક.

**અધિકતા** ૧. [સં. અધિક (વધારે) + તા (પણું)] સ્ત્રી. અધિકપણું; વિશેષતા; આધિક્ય
૨. સ્ત્રી. ઉત્કર્ષ; ચડિયાતાપણું; ઐશ્વર્ય.
૩. સ્ત્રી. બહુપણું; પુષ્કળતા; અતિશયતા.
૪. સ્ત્રી. મોટાઈ; મહત્ત્વ; મહિમા; ગૌરવ.
૫. સ્ત્રી. વધારો; વૃદ્ધિ.
૬. સ્ત્રી. વૈભવ; શોભા.

**અધિકતાગ્રંથિ** [સં. અધિકતા (શ્રેષ્ઠતા) + ગ્રંથિ (ગાંઠ)] સ્ત્રી. ઉત્તમ સંબંધ; ઉત્કર્ષગ્રંથિ; સૌથી સરસ સંબંધ.

**અધિકતાવાચક** [સં. અધિકતા (વિશેષપણું) + વાચક (જણાવનાર)] વિ. વિશેષતા બતાવનારૂં; અધિકપણું જણાવનારૂં.

**અધિકતાવાચકરૂપ** [સં. અધિકતા (વિશેષપણું) + વાચક (બતાવનાર) + રૂપ] ન. વધારેપણું દેખાડનાર શબ્દ.

**અધિકતિથિ** [સં. અધિક (વધારે) + તિથિ (દિવસ)] સ્ત્રી. હિંદુ માસમાં વધારાનો દિવસ; સૂર્યોદય પહેલાં અથવા સૂર્યોદય સાથે શરૂ થઈ બીજા દિવસના સૂર્યોદય પછી પૂરી થતી તિથિ; લગોલગ બે દિવસ સૂર્યોદયને વખતે આવતી તિથિ; જેમાં બે સૂર્યોદય આવી જતા હોય તેવી તિથિ.

**અધિકત્વ** જુઓ અધિકતા.

**અધિકદંતો** [સં. અધિક (વધારે) + દંત (દાંત)] વિ.પું. દાંત વધારે હોય એવી ખોડવાળો. સાધારણ રીતે હોય તે કરતાં વધારે દાંતવાળા ઘોડાને અધિકદંતો ઘોડો કહે છે.

**અધિકદિન** જુઓ અધિકતિથિ.

**અધિકદિવસ** જુઓ અધિકતિથિ.

**અધિકનિરૂપણ** [સં. અધિક (વધુ) + નિરૂપણ (તપાસ)] ન. વિશેષ પરીક્ષા; વધુ ચોકસી.

**અધિકપદ** [સં. અધિક (ફાલતુ) + પદ (શબ્દ)] ન. (કાવ્ય) વાક્યદોષનો એ

નામનો એક ભેદ; બિનજરૂરી શબ્દ વાપરવાથી થતો દોષ.

જે પદ ન હોય તો કાંઈ અપૂર્ણતા દેખાય નહિ એવા પદનું કથન એ **અધિકપદ**. કાવ્યશાસ્ત્ર

**અધિકપરિધાંશ** [સં. અધિક (વધુ) + પરિધ (વર્તુળનો ઘેરાવો) + અંશ (ભાગ)] પું. વર્તુળના ઘેરાવાના અર્ધ ભાગ કરતાં મોટો કૌંસ.

**અધિકપ્રથમપદ** [સં.] વિ. (ગણિત) બીજા પદથી પ્રથમ પદ મોટું હોય એવું.

**અધિકપ્રસંગ** ૧. [સં. અધિક (વધારે) + પ્રસંગ (સહવાસ)] પું. વધારે પડતો પરિચય.
૨. પું. હદ બહારની છૂટ.

**અધિકભાર** [સં. અધિક (વિશેષ) + ભાર (બોજો)] પું. વિશેષ બોજો.

**અધિકમહિનો** જુઓ અધિકમાસ.

**અધિકમાસ** [સં. અધિક (વધારાનું) + માસ (મહિનો)] પું. પુરુષોત્તમ માસ; અધિકમહિનો; મળમાસ; સૂર્યની સંક્રાંતિ વિનાનો મહિનો. ચંદ્રની ગતિને આધારે થતી કાળગણનાને સૂર્યની ગતિથી થતી કાળગણના સાથે મેળવી લેવાને સરેરાશ ૩૨ મહિના, ૧૬ દિવસ અને ૪ ઘડીને અંતરે એક અધિકમાસ લાવવો જોઈએ. તે કાળગણના જે માસમાં સૂર્યસંક્રાંતિ ન હોય તે માસમાં અધિક માસ લાવીને તથા સરેરાશ મેળવી લેવાને અમુક ગણતરીથી ક્ષયમાસ લાવીને પૂરી કરાય છે. જે મહિનામાં અધિકમહિનો બેસતો હોય તે મહિનાનું નામ તેને આપવામાં આવે છે. એક જ નામના બે માસમાંનો પહેલો મહિનો અધિક ગણાય છે.

**અધિકરક્ષકબલ** [સં. અધિક (વધારાનું) + રક્ષક (રક્ષણ કરનાર) + બલ (લશ્કર)] ન. વધારાની પોલીસ; જ્યાદે લશ્કર.

**અધિકરણ** ૧. [સં. અધિ (વધારે) + કૃ (કરવું)] ન. અધિકાર; હક.
૨. ન. આધાર; આશ્રય.
૩. ન. એરણ; લુહાર કે સોનીનું ઘડવાનું એ નામનું એક સાધન. તેના ઉપર ધાતુ રાખી હથોડા વતી ટીપે છે.
૪. ન. (વ્યાકરણ) કર્તા કે કર્મ વડે ક્રિયાનું આધારભૂત કારક; સ્થળવાચક સાતમી વિભક્તિનો અર્થ. 'તે ગાદી પર બેસે છે' એમાં 'ગાદી' કર્તાનો-બેસનારનો આધાર છે. 'તે તપેલીમાં ચોખા રાંધે છે' એમાં તપેલી સાથે 'ચોખા' કર્મનો સંબંધ છે.
૫. ન. (જૈન) કલહ; કજિયો.
૬. ન. નિમણૂક; અધિકૃત કરવાનું કામ.
૭. ન. (ન્યાય) ન્યાયના ચાર સિદ્ધાંતમાંનો એ નામનો એક. જુઓ અધિકરણસિદ્ધાંત.
૮. ન. ન્યાયમંદિર; અદાલત; કચેરી.
૯. ન. પદાર્થ; વસ્તુ; દ્રવ્ય; ચીજ.
૧૦. ન. પદાર્થને રહેવાનું અથવા ક્રિયાને થવાનું ઠેકાણું.
૧૧. ન. પ્રકરણ, કાંડ કે અધ્યાયનો વિષય અથવા વિભાગ. નિર્ણય કરવામાં પાંચ અંગવાળો વાક્યસમુદાય અધિકરણ કહેવાય છે. મીમાંસાદર્શન પ્રમાણે વિષય, સંશય, પૂર્વપક્ષ, ઉત્તરપક્ષ અને સંગતિ અથવા નિર્ણય, અને વેદાંત પ્રમાણે વિષય, સંશય, સંગતિ, પૂર્વપક્ષ અને સિદ્ધાંત, એ અધિકરણનાં પાંચ અંગ છે.

એનો વિષય ચાર અધ્યાય તથા અધ્યાયે અધ્યાયે ચાર ચાર પાદ અને પાદે પાદે અનેક **અધિકરણ** રૂપે છે. સિદ્ધાંતસાર

૧૨. ન. મૂળ વસ્તુ; અધિષ્ઠાન.
૧૩. ન. (ન્યાય) વિષય સંબંધી લખાણ કે કથન.

વિષયને ઉદ્દેશીને જે કહેવાય છે-લખાય છે તેને **અધિકરણ** કહે છે. પુરાતત્ત્વ

૧૪. ન. શ્રેષ્ઠતા; ચડિયાતાપણું.
૧૫. ન. સંબંધ; નિસબત.
૧૬. ન. સાધન; ઉપકરણ; શસ્ત્ર.
૧૭. ન. હકૂમત ચલાવવાનું કામ.

**અધિકરણભોજક** [સં. અધિકરણ (ન્યાય) + ભોજક (પ્રચારક)] પું. ન્યાયાધીશ; જડજ; ન્યાયાધિકારી.

**અધિકરણમંડપ** [સં. અધિકરણ (ન્યાય) + મંડપ (જગા)] પું. ન્યાયમંદિર; કચેરી; અદાલત.

**અધિકરણવિચાલ** [સં. અધિકરણ (દ્રવ્ય) + વિચાલ (ફેરફાર)] પું. દ્રવ્યમાં કરવામાં આવતી વધઘટ.

**અધિકરણસિદ્ધાંત** [સં. અધિકરણ (પાંચ અંગવાળાં વાક્યોનો સમુદાય) + સિદ્ધાંત (નિર્ણય)] પું. (ન્યાય) પક્ષધર્મતાના બળને લીધે પોતાની સાથે બીજા સિદ્ધાંત કે અર્થને પણ સાબિત કરનારો સિદ્ધાંત. જેમકે, પૃથ્વી વગેરે સકર્તૃક છે એ સિદ્ધાંત સિદ્ધ થતાં પક્ષરૂપ પૃથ્વી વગેરે પરથી તેનો કર્તા સર્વજ્ઞ, સર્વશક્તિમાન છે એમ આપોઆપ સિદ્ધ થઈ જાય છે.

**અધિકરણિક** ૧. [સં. અધિકરણ (ન્યાયમંદિર) + ઇક (વાળું)] પું. ન્યાયાધીશ; ન્યાયાધિકારી.
૨. [સં. અધિકરણ (અધિકાર) + ઇક (વાળું)] પું. સત્તાવાળો માણસ; અધિકૃત પુરુષ.

**અધિકરણીશાલા** [સં. અધિકરણી (એરણ) + શાલા (જગા)] સ્ત્રી. લુહારની કોડ.

**અધિકર્મ** ૧. [સં. અધિ (ઉપર) + કર્મન્ (કામ)] ન. દેખરેખ; તપાસ.
૨. ન. ભારે કામ; ચડિયાતું કામ.
૩. વિ. અધિકારવાળું.
૪. [સં. અધિ (વધારે) + કર્મન્ (કામ)] વિ. વધારે કામવાળું.

**અધિકર્મકૃત** ૧. પું. કુટુંબમાં મુખી પુરુષ.
૨. [સં. અધિકર્મન્ (દેખરેખ) + કૃત (કરેલું)] પું. જમાદાર; મુકાદમ.
૩. પું. દેખરેખ રાખનાર અધિકારી; નિરીક્ષક.
૪. પું. સૂબો; હકિમ.

**અધિકર્મિક** [સં. અધિકર્મન્ (દેખરેખ) + ઇક (વાળું)] પું. જકાત લેનાર અધિકારી; માંડવિયો; નાકાદાર.

**અધિકસામગ્રી** [સં. આધક (વધારાનું) + સામગ્રી (સરસામાન)] સ્ત્રી. ફાલતુ સરસામાન; વધારાનું રાચરચીલું.

**અધિકસ્મર** ૧. [સં. અધિક (વધારે) + સ્મર (કામદેવ)] પું. કામી પુરુષ.
૨. વિ. અતિશય કામી; બહુ કામવાસનાવાળું.

**અધિકંટક** [સં. અધિ (ઘણું) + કંટક (કાંટા)] પું. એ નામની એક જાતની ઘણા કાંટાવાળી વનસ્પતિ; જવાસો.

**અધિકાઈ** ૧. [અધિક (વિશેષ) + આઈ (પણું)] સ્ત્રી. અધિકતા; વિશેષપણું; બાહુલ્ય; પુષ્કળતા.
૨. સ્ત્રી. અવશેષ; બચત.
૩. સ્ત્રી. ચડિયાતાપણું; ઉત્કર્ષ; મોટાઈ; શ્રેષ્ઠતા; વડપણ; મહિમા; મહત્ત્વ.
૪. સ્ત્રી. વધારો; વૃદ્ધિ.

**અધિકાકાંક્ષા** ૧. [સં. અધિક (વધારે) + આકાંક્ષા (ઇચ્છા)] સ્ત્રી. તાણીતૂશીને બેસાડેલો અર્થ; મારીમચડીને અર્થ કરવા રૂપ દોષ. આમાં સ્વીકારેલ અર્થ કરતાં વધારે અર્થની અપેક્ષા રહે છે.
૨. સ્ત્રી. વધુ લોભ; અતીચ્છા.

**અધિકાધિક** ૧. [સં. અધિક (ઘણું) + અધિક (વધારે)] વિ. ઘણું જ; ઘણું વધારે; પુષ્કળ.
૨. વિ. વધારે ને વધારે.
૩. વિ. વધારેમાં વધારે.

**અધિકાભેદરૂપક** [ સં. અધિક ( ઘણું ) + અભેદ ( સમાનતા ) + રૂપક ( એ નામનો એક અર્થાલંકાર ) ] ન. ( કાવ્ય ) રૂપક અલંકારના ત્રણમાંનો એ નામનો એક પેટાભેદ. આમાં ઉપમાન અને ઉપમેય વચ્ચે ઘણીખરી બાબતમાં સરખાપણું બતાવ્યા પછી ઉપમેયમાં કંઈક અધિકતા કે વિશેષતા જણાવવામાં આવે છે.

આજે સમદષ્ટિનો સ્વીકાર કરી આ મહાદેવ વિશ્વનું રક્ષણ કરે છે; એમાં રાજા ઉપમેય અને મહાદેવ એ ઉપમાન એ બન્નેનો અભેદ વિષમ દષ્ટિના ત્યાગરૂપ અધિક સાથે વર્ણવવામાં આવ્યો તેથી આ અધિકાભેદરૂપક છે. કાવ્યશાસ્ત્ર

**અધિકામ** ૧. [ સં. અધિ ( ઘણું ) + કામ ( ઇચ્છા ) ] પું. અધિક અભિલાષ; ઘણી ઇચ્છા.
૨. વિ. પુષ્કળ ઇચ્છાવાળું.
૩. [ સં. અધિ ( માટે ) + કામ ( ઇચ્છા ) ] અ. અભિલાષામાં; મનકામનાને લીધે.

**અધિકાર** ૧. [ સં. ] પું. ( વેદાંત ) એક પ્રસંગનો તેની પછીના પ્રસંગ સાથે, એમ ઉત્તરોત્તર ચાલતો સંબંધ.
૨. પું. કર્મનું કર્તાપણું.
૩. [ સં. અધિ ( ઉપર ) + કૃ ( કરવું ) ] પું. કુલ અધિકાર; સ્વામ્ય; માલિકી.
અધિકાર નષ્ટ-વિલોપ કરવો = સરકાર દાખલ કરવું; હક નષ્ટ કરવો; જપ્ત કરવું.
૪. પું. ઘણું હોવાપણું; અધિકતા.
૫. પું. જ્ઞાન; જાણકારી.
૬. પું. ધર્મ; ફરજ; સત્તા.
૭. પું. ( હિંદી ) ધંધો; વૃત્તિ; આજીવિકા.
૮. પું. પ્રકરણ; પરિચ્છેદ; અધ્યાય.
૯. પું. પ્રારબ્ધ; કર્મનું ફળ.
૧૦. પું. પ્રારંભ; આરંભ; શરૂઆત.
૧૧. પું. ભોગવટો; કબજો.
૧૨. પું. યોગ્યતા; પાત્રતા; લાયકાત.

ઉત્તમ વસ્તુ અધિકાર વિના મળે,
તદપિ અર્થ ના સરે. દયારામ

૧૩. પું. વસ્તુ; વિષય; બાબત; પ્રસંગ.
૧૪. પું. વહીવટ; વ્યવસ્થા.
૧૫. પું. શક્તિ; તાકાત; સામર્થ્ય.
૧૬. પું. શાસન; અમલ; હકૂમત; અખત્યાર.
૧. અધિકાર આપવો = અખત્યાર દેવો.
૨. અધિકાર કરવો = (૧) આજ્ઞા કરવી. (૨) રાજ્ય ચલાવવું. (૩) વહીવટ કરવો.
૩. અધિકાર ચલાવવો = હકૂમત ચલાવવી.
૧૭. પું. સાધન; હેતુ.
૧૮. પું. હક; ઇખ્તિયાર; સત્તા.
૧. અધિકાર આપવો-દેવો = (૧) ચૂંટી કાઢવું. (૨) નીમવું. (૩) પ્રતિનિધિ અથવા આડતિયા તરીકે નીમવું. (૪) સત્તા આપવી; હક આપવો.
૨. અધિકાર મળવો = (૧) ઇલકાબ મળવો. (૨) સત્તા મળવી; પદવી મળવી.
૩. અધિકાર રાખવો = (૧) નોકરીમાં ચાલુ રહેવું; પદવી ઉપર રહેવું. (૨) માલિકી-હક હોવો. (૩) સત્તા હાથમાં રાખવી. (૪) હકદાર હોવું; હક રાખવો.
૪. સહાયક અધિકાર = સહાયકારી હક; વાપરનો અધિકાર.
૫. સહાયકારી અધિકાર = વાપરનો હક.
૧૯. પું. હોદ્દો; પદવી.
અધિકાર પરત્વે = હોદ્દાની રૂએ.

**અધિકારક્રમે** [ સં. અધિકાર ( લાયકાત ) + ક્રમ ( પરિપાટિ ) ] અ. લાયકાત પ્રમાણે; યોગ્યતાઅનુસાર.

**અધિકારક્ષતિ** [ સં. અધિકાર ( સત્તા ) + ક્ષતિ ( નાશ ) ] સ્ત્રી. સત્તાનો નાશ.

**અધિકારક્ષેત્ર** [ સં. અધિકાર ( સત્તા ) + ક્ષેત્ર ( પ્રદેશ ) ] ન. હકૂમત હેઠળનો પ્રદેશ.

**અધિકારચ્યુતિ** ૧. સ્ત્રી. અધિકાર ખૂંચવી લેવાપણું.
૨. સ્ત્રી. માલિક પાસેથી તેના નાના જમીનના ટૂકડાની અથવા તેની મિલકતની માલિકી ઇજારાથી ખૂંચવી લેવી તે.

**અધિકારજન્ય** [ સં. અધિકાર ( પદવી ) + જન્ય ( ઉત્પન્ન થતું ) ] વિ. અધિકારને લીધે ઉત્પન્ન થતું.

**અધિકારજ્ઞાપન** ૧. [ સં. અધિકાર ( સત્તા ) + જ્ઞાપન ( જાહેરાત ) ] ન. એકરાર; ઠરાવ; સ્થાપન.
૨. [ સં. અધિકાર ( યોગ્યતા ) + જ્ઞાપન ( જણાવવું તે ) ] ન. યોગ્યનું સૂચન; યોગ્યતાનું ભાન કરાવવાપણું.

**અધિકારતઃ** [ સં. ] અ. હોદ્દાની રૂએ; હોદ્દાના સબબથી.

**અધિકારત્યાગ** [ સં. અધિકાર ( હોદ્દો ) + ત્યાગ ( છોડવું તે ) ] પું. પદનું રાજીનામું.

**અધિકારદત્ત** [ સં. અધિકાર ( સત્તા ) + દત્ત ( દીધેલું ) ] વિ. મંજૂર થયેલું.

**અધિકારદંડ** [ સં. અધિકાર ( સત્તા ) + દંડ ( લાકડી ) ] પું. અધિકાર સૂચવનાર છડી; સત્તા સૂચવનારી હાથમાં ઝાલવાની લાકડી; હોદ્દાના ચિહ્નરૂપ દંડ.

તે વખતે મહાધ્યક્ષને અધિકારદંડ આપવામાં આવે છે. હંવકર

**અધિકારદાન** [ સં. અધિકાર ( અખત્યાર ) + દાન ( અર્પણ ) ] ન. અધિકારસુપરત; અધિકારસમર્પણ; સત્તાદાન; અખત્યારની સોંપણી.

**અધિકારધ્વંસ** ૧. [ સં. અધિકાર ( સત્તા ) + ધ્વંસ ( નાશ ) ] પું. અખત્યાર ખૂંચવી લેવાપણું.
૨. [ સં. અધિકાર ( સ્વત્વ ) + ધ્વંસ ( નાશ ) ] પું. હક છીનવી લેવાપણું.

**અધિકારધ્વંસપૂર્વક** [ સં. અધિકાર ( સ્વત્વ ) + ધ્વંસ ( નાશ ) + પૂર્વક ( થી ) ] અ. સરકાર દાખલ કરીને; જપ્ત કરીને.

**અધિકારનિમજ્જન** [ સં. અધિકાર ( સત્તા ) + નિમજ્જન ( ડૂબવું ) ] ન. એકહથ્થુ સત્તાવાળી રાજપદ્ધતિ; એકના જ હાથમાં સત્તાવાળું રાજતંત્ર.

**અધિકારપત્ર** ૧. પું. એક જાતનો દસ્તાવેજ, જેમાં લેણદારો દેણદારને તેનું કામકાજ ચાલુ રાખવા દેવા, અથવા તેમાં જણાવેલ કાંધા પ્રમાણે દેણું ભરવા આપવા સંમત થાય છે.
૨. [ સં. અધિકાર ( અખત્યાર ) + પત્ર ( દસ્તાવેજ ) ] પું. મુખત્યારનામું; અખેજીપત્ર; અખત્યારનામું; બીજાને નામે કામ કરવાની સત્તા આપનાર દસ્તાવેજ.
૩. પું. શાસનપત્ર; રાજાજ્ઞાપત્ર; સનદ; ખાસ હક.

**અધિકારપત્રિકા** જુઓ અધિકારપત્ર.

**અધિકારપદ** [ સં. અધિકાર ( સત્તા ) + પદ ( સ્થાન ) ] ન. હોદ્દો; પદવી; અધિકારનું સ્થાન

**અધિકારપ્રચાલન** [ સં. અધિકાર ( સત્તા ) + પ્રચાલન ( ચલાવવાનું કામ ) ] ન. હકૂમત ચલાવવાનું કામ.

**અધિકારપ્રવર્તન** જુઓ અધિકારપ્રચાલન.

**અધિકારબહિર્ભૂત** [ સં. અધિકાર ( સત્તા ) + બહિર્ભૂત ( બહાર થયેલ ) ] વિ. અધિકાર ખૂંચવી લીધેલું; સત્તા ખોઈ બેઠેલું.

**અધિકારબાહ્ય** [ સં. અધિકાર ( સત્તા ) + બાહ્ય ( બહારનું ) ] વિ. સત્તા બહારનું.

**અધિકારભાવ** [ સં. અધિકાર ( સત્તા ) + ભાવ ( હોવાપણું ) ] પું. અખત્યાર હોવાપણું.

**અધિકારભેદ** [ સં. અધિકાર ( લાયકાત ) + ભેદ ( તફાવત ) ] પું. યોગ્યતાનો તફાવત; પાત્રતાનો ભેદ; જુદા દરજ્જાની લાયકાત.

**અધિકારભ્રંશન** ૧. [ સં. અધિકાર ( હોદ્દો ) + ભ્રંશન ( અધઃપાત ) ] ન. પદભ્રષ્ટ કરવાપણું.
૨. [ સં. અધિકાર ( સ્વત્વ ) + ભ્રંશન ( નાશ ) ] ન. સરકાર દાખલ કરવું તે; જપ્તી; હક નષ્ટ કરવાપણું.

**અધિકારસુખ** [ સં. અધિકાર ( લાયકાત ) + સુખ ( મોઢું ) ] ન. પ્રતિમા કે મૂર્તિનું જોઈએ તેવું અથવા લાયકાત પ્રમાણેનું મોઢું.

ચોરસ, સુસંપૂર્ણ, પ્રસન્ન, શુભ લક્ષણોથી યુક્ત, ત્રિકોણ નહિ એવું, વક્ર નહિ એવું અધિકારસુખ થાય. પુરાવૃત્ત

**અધિકારવશ** [ સં. અધિકાર ( સત્તા ) + વશ ( તાબેદાર ) ] વિ. સત્તાને તાબે રહેતું.

**અધિકારવશતા** [ સં. અધિકાર ( સત્તા ) + વશ ( તાબેદાર ) + તા ( પણું ) ] સ્ત્રી. સત્તાને તાબે રહેવાનો ગુણ.

**અધિકારવિચલન** ૧. [ સં. અધિકાર ( સત્તા ) + વિચલન ( જવું તે ) ] ન. સત્તાની વહેંચણી; અધિકારસંવિભાગ.

૨. [ સં. અધિકાર ( સત્તા ) + વિચલન ( આડે રસ્તે જવું તે ) ] ન. સત્તાનો દુરુપયોગ.

**અધિકારવિધિ** [ સં. અધિકાર ( લાયકાત ) + વિધિ ( શાસ્ત્રની રીતિ ) ] સ્ત્રી. ( મીમાંસા ) અમુક ફળની ઇચ્છાવાળા માણસે કયો યજ્ઞ અથવા કયું કર્મ કરવું જોઈએ એટલે કે તે કયા કર્મનો અધિકારી છે તે બાબતની ખબર આપનાર વિધિ કે આજ્ઞા; ઇતિકર્તવ્યતા સહિત કારણરૂપ યાગનો ફળની સાથે સંબંધ જણાવનાર વિધિ. જેમકે, સ્વર્ગની કામનાવાળાએ અગ્નિહોત્ર યજ્ઞ કરવો, રાજાએ રાજસૂય યજ્ઞ કરવો.

**અધિકારવિભાજન** [ સં. અધિકાર ( સત્તા ) + વિભાજન ( ભાગ પાડવાપણું ) ] ન. સત્તાની વહેંચણી.

**અધિકારવિલોપન** ૧. [ સં. અધિકાર ( સ્વત્વ ) + વિલોપન ( નાશ ) ] ન. દરબાર–સરકાર તરફથી થતી જપ્તી; હકની છીનવણી.

૨. [ સં. અધિકાર ( પદવી ) + વિલોપન ( નાશ ) ] ન. બરતરફી; પદભ્રષ્ટતા.

**અધિકારશાસન** [ સં. અધિકાર ( સત્તા ) + શાસન ( અમલ ) ] ન. નોકરોની કુલ સત્તાવાળું રાજ્યતંત્ર; સત્તાધારી પુરુષોનું સામ્રાજ્ય.

**અધિકારશાહી** ૧. [ અધિકાર ( સત્તા ) + શાહ ( રાજા ) ] સ્ત્રી. અધિકાર ભોગવનાર માણસોનો સમૂહ; અધિકારીમંડળ.

૨. સ્ત્રી. નોકરશાહી; નોકરોથી ચાલતું રાજ્યતંત્ર.

**અધિકારસમર્પણ** ૧. [ સં. અધિકાર ( અખત્યાર ) + સમર્પણ ( સોંપણી ) ] ન. અધિકારસુપરત; અધિકારદાન; સત્તાદાન; પ્રતિનિધિ તરીકે નિમણૂક.

૨. ન. સ્વેચ્છાથી કરેલો રાજત્યાગ.

**અધિકારસંવિભાગ** [ સં. અધિકાર ( સત્તા ) + સંવિભાગ ( વહેંચણી ) ] પું. સત્તાની વહેંચણી; એકહથ્થુ સત્તાને બદલે એકબીજા વચ્ચે સત્તા વહેંચી નાખવી તે; સત્તાવિભાગ; એક કરતાં વધારે સ્થળોને સત્તાનાં કેંદ્ર બનાવવાં તે; અધિકારવિચલન.

**અધિકારસીમા** ૧. [ સં. અધિકાર ( સત્તા ) + સીમા ( હદ ) ] સ્ત્રી. કાયદા પ્રમાણે મળેલી સત્તાની હદ.

૨. સ્ત્રી. હકૂમત; અધિકારક્ષેત્ર.

**અધિકારસુપરત** [ અધિકાર ( સત્તા ) + સિપુર્દન્ ( સોંપવું ) ] સ્ત્રી. અધિકારસમર્પણ; સત્તાદાન.

**અધિકારસૂચી** [ સં. અધિકાર ( હક ) + સૂચી ( યાદી ) ] સ્ત્રી. હકની નોંધ.

**અધિકારસૂત્ર** ૧. [ સં. અધિકાર ( પ્રારંભ ) + સૂત્ર ] ન. પ્રારંભસૂત્ર; પ્રથમસૂત્ર.

૨. [ સં. અધિકાર ( ઉત્તરોત્તર ચાલતો સંબંધ ) + સૂત્ર ( સિદ્ધાંતરૂપ વાક્ય ) ] ન. વ્યાકરણાદિ શાસ્ત્રોમાં પછીનાં સૂત્રોમાં પણ લાગુ પડે તેવું પ્રમાણવાક્ય; આદર્શસૂત્ર; આધારભૂત નાનું વાક્ય.

આ 'સ્મરણમુકુર'માં 'મુકુરમાં દીઠું' એ વચન અધિકારસૂત્રરૂપે વાંચકે સમજી લેવું. નરસિંહરાવ

**અધિકારસ્થ** [ સં. અધિકાર ( સત્તા ) + સ્થ ( સ્થિતિવાળું ) ] વિ. અધિકાર ઉપર બેઠેલું; અધિકારવાળું; સત્તાધારી.

**અધિકારસ્થાપકવિનય** [ સં. અધિકાર ( સત્તા ) + સ્થાપક ( સ્થાપનાર ) + વિનય ( સભ્યતા ) ] પું. હક સ્થાપનાનો દાવો; હક મેળવવાને કરેલી અરજી.

**અધિકારસ્થાપનપ્રાર્થના** જુઓ અધિકારસ્થાપકવિનય.

**અધિકારસ્વાતંત્ર્ય** [ સં. અધિકાર ( સત્તા ) + સ્વાતંત્ર્ય ( સ્વતંત્રતા ) ] ન. સ્વતંત્રાધિકાર; સ્વાયત્તરાજસત્તા; સ્વેચ્છાતંત્ર.

**અધિકારહીનતા** ૧. [ સં. અધિકાર ( સત્તા ) + હીનતા ( રહિતપણું ) ] સ્ત્રી. સત્તા ન હોવાપણું; અધિકાર વગરની સ્થિતિ.

૨. [ સં. અધિકાર ( હક ) + હીનતા ( અભાવ ) ] સ્ત્રી. હક વગરની સ્થિતિ.

**અધિકારાનુસાર** [ સં. અધિકાર ( હોદ્દો ) + અનુસાર ( પ્રમાણે ) ] અ. હોદ્દાની રૂએ; અધિકાર પરત્વે.

**અધિકારાભાવાત્** [ સં. અધિકાર ( હકૂમત ) + અ ( નહિ ) + ભાવાત્ ( હોવાથી ) ] અ. હકૂમતના અભાવે; હકૂમત ન હોવાને લીધે.

**અધિકારાર્થન્યાયકર્મ** જુઓ અધિકારસ્થાપકવિનય.

**અધિકારિક** ૧. [ સં. અધિકાર ( સત્તા ) + ઇક ( વાળું ) ] વિ. અધિકારવાળું; સત્તાવાળું.

૨. વિ. યોગ્ય; લાયક; પાત્ર.

પ્રખ્યાત વૃત્તાંત વડે અધિકારિક વસ્તુની કલ્પના કરી છે. પ્રેમાનંદ

**અધિકારિણી** ૧. [ સં. અધિકારિન્ ( સત્તાવાળું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ.સ્ત્રી. અધિકાર અથવા સત્તા ભોગવનારી.

૨. [ સં. અધિકારિન્ ( લાયક ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ.સ્ત્રી. પાત્રતા અથવા લાયકાતવાળી.

૩. વિ.સ્ત્રી. માલિકી ધરાવતી.

**અધિકારિતા** ૧. [ સં. અધિકારિન્ ( સત્તાવાળું ) + તા ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. અધિકારીપણું; ઉપરીપણું.

૨. [ સં. અધિક ( ઘણું ) + અરિ ( દુશ્મન ) + તા ( પણું ) ] સ્ત્રી. ઘણી દુશ્મનાવટ; મહાન દ્વેષ.

૩. [ સં. અધિકારિન્ ( લાયક ) + તા ( પણું ) ] સ્ત્રી. યોગ્યતા; લાયકાત.

૪. સ્ત્રી. સત્તા; અખત્યાર.

**અધિકારિત્વ** જુઓ અધિકારિતા.

**અધિકારી** ૧. [ સં. અધિકાર ( સત્તા ) + ઇન્ ( વાળું ) ] પું. અમલદાર; કારભારી.

૨. પું. આડતિયો.

૩. પું. ઉપરી; મુખી.

૪. પું. એલચી.

૫. પું. કાર્યકારી મંડળ; અધિકારીમંડળ.

૬. પું. ( પિંગળ ) દરેક ચરણમાં સગણ, ભગણ અને ગુરુ એમ ૭ અક્ષરવાળો એ નામનો એક અક્ષરમેળ છંદ.

૭. પું. ( વેદાંત ) પાપરૂપ મળ અને મનની ચંચળતારૂપ વિક્ષેપ ન હોય, તેમ જ વિવેક, વૈરાગ્ય, શમાદિ ૭ ગુણ અને મુમુક્ષતા એવાં ચાર સાધનથી સંપન્ન હોય, છતાં માત્ર પોતાના આત્મસ્વરૂપનું અજ્ઞાન હોઈ તેવો પુરુષ.

૮. પું. પ્રતિનિધિ; મદદનીશ.

૯. પું. પ્રભુ; સ્વામી; માલિક; ધણી; શેઠ.

૧૦. પું. મુનીમ.

૧૧. પુ લાયકાત ધરાવનાર પુરુષ.

૧૨. પું. વારસ.

૧૩. પું વેદાંતનિપુણ પુરુષ.

૧૪. પું. સત્તાધીશ.

૧૫. પું. સૃષ્ટિના કર્તા તરીકે પુરુષ.

૧૬. સ્ત્રી. સત્તાપ્રાપ્તિ; અમલદારી.
૧૭. વિ. અધિકારવાળું; સત્તાધારી; હોદ્દેદાર; પદવીવાળું.
૧૮. વિ. પાત્ર; લાયક; યોગ્ય.
૧૯. વિ. સત્તાવાન.
૨૦. વિ. હકદાર.

**અધિકારીતંત્ર** [ સં. અધિકારિન્ ( કાર્યભારી-મંડળ ) + તંત્ર ( વહીવટ ) ] ન. અધિકાર-શાસન; નોકરોની કુલ સત્તાવાળું રાજતંત્ર.

**અધિકારીપણું** ૧. ન. કારભારીપણું; ઉપરી-પણું.
૨. ન. લાયકાત.
૩. ન. સત્તા; અખત્યાર.

**અધિકારીપદ** ૧. ન. પદવી; હોદ્દો.
૨. [ સં. અધિકારિન્ ( લાયક ) + પદ ( દરજ્જો ) ] ન. લાયકાત; પાત્રતા.

**અધિકારીમંડળ** [ સં. અધિકારિન્ ( સત્તાધારી ) + મંડલ ( સમૂહ ) ] ન. અધિકાર ભોગવનાર માણસોનો સમૂહ; અમલદાર વર્ગ.

**અધિકારીવર્ગ** જુઓ અધિકારીમંડળ.

**અધિકારોત્સર્ગ** [ સં. અધિકાર ( પદવી ) + ઉત્સર્ગ ( ત્યાગ ) ] પું. રાજીનામું; પદવીનો ત્યાગ.

**અધિકાર્થ** ૧. [ સં. અધિક ( ઘણું ) + અર્થ ] પું. ( કાવ્ય ) એ નામનો એક અલંકાર. તેમાં અક્ષર કે શબ્દ થોડા અને અર્થ ઘણા હોય છે.
વિ. દિ. ઉ. હુ. બ.ના વાયદા વીત્યા જોતાં વાટ,
મુજ હૈડામાં હે સખી ઉપજ્યા અધિક ઉચાટ.
આમાં વિજયાદશમી, દિવાળી, ઉત્તરાયણ, હુતાશની અને બળેવ એટલા બધા અર્થ વિ. દિ. ઉ. હુ. બ.માં સમાયેલા છે.
૨. વિ. અતિશયોક્તિવાળું.

**અધિકાર્થવચન** [ સં. અધિકાર્થ ( અતિશયોક્તિ-વાળું ) + વચન ( બોલ ) ] ન. સ્તુતિ કે નિંદાનું અતિશયોક્તિવાળું વાક્ય.

**અધિકાલંકાર** [ સં. અધિક ( વધુ ) + અલંકાર ( શબ્દ અથવા અર્થની ચમત્કૃતિવાળી રચના ) ] પું. ( કાવ્ય ) કહ્યું હોય તે કરતાં વધારે કહેવું એ દર્શાવતો એ નામનો એક અલંકાર. જુઓ અધિક ૧.

**અધિકાવવું** સ. ક્રિ. વધારો કરવો; વિશેષ કરવું; વધારવું.

**અધિકાશન** [ સં. અધિક ( વધુ ) + અશન ( ભોજન ) ] ન. અધિક ભોજન; અકરાંતિયા-પણું.

**અધિકાંક** [ સં. અધિક ( અદિયાતું ) + અંક ( સંખ્યા ) ] પું. ( ગણિત ) મોટી સંખ્યાવાળો આંકડો; જેમાંથી કોઈ રકમ બાદ કરવાની હોય તે આંકડો. ૨૫ અને ૧૮માં ૨૫ અધિ-કાંક છે.
અધિકાંક ને બાદાંકમાં ગમે તે સરખી રકમને ઉમેરી બાદબાકી કરવાથી પરિણામ એક જ આવે છે. ફુલવાડીનું શાસ્ત્ર

**અધિકાંગ** ૧. ન. બખતર ઉપર બાંધવાનો પટો; બખતરધારી યોદ્ધાએ છાતી ઉપર બાંધેલો પટો.
૨. [ સં. અધિક ( વધારાનું ) + અંગ ( અવયવ ) ] ન. વધારાનો અવયવ; સાધારણ કરતાં વિશેષ અંગ. જેમકે, છઠ્ઠી આંગળી.
૩. વિ. વધારાના અવયવવાળું.

**અધિકાંગી** [ સં. અધિક ( વધારે ) + અંગ ( અવયવ ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. વધારે અંગવાળી.

**અધિકાંશ** ૧. [ સં. અધિક ( વધુ ) + અંશ ( ભાગ ) ] પું. વધારે ભાગ; વિશેષ હિસ્સો.
૨. વિ. ઘણું; વિશેષ.
૩. અ. ઘણુંખરૂં; અકસર; પ્રાય.
૪. અ. વિશેષ કરીને; બહુધા.

**અધિકું** ૧. [ સં. અધિક ] વિ. ઘણું; પુષ્કળ.
૨. વિ. વધારે; વિશેષ.

**અધિકૃચ્છ્ર** ૧. [ સં. અધિ ( ઘણું ) + કૃચ્છ્ર ( વ્રત ) ] ન. એ નામનું એક મહિનો ચાલતું વ્રત.
૨. [ સં. અધિ ( બહુ ) + કૃચ્છ્ર ( કષ્ટ ) ] ન. ઘણું દુઃખ.
૩. વિ. બહુ કષ્ટવાળું.

**અધિકૃત** ૧. [ સં. અધિ ( ઉપર ) + કૃત ( કરેલું ) ] પું. અધિકારી; અમલદાર.
૨. પું. ઊપજ ખર્ચ જોનાર ઉપરી; અધ્યક્ષ; આયવ્યય જોનાર અમલદાર.
૩. [ સં. અધિકૃ ( સત્તા આપવી ) નું ભૂત-કૃદંત ] વિ. અધિકાર આપવામાં આવેલું; અધિકારવાળું; સત્તાવાળું.
૪. વિ. જેની વાત ચાલતી હોય એવું; પ્રસ્તુત; પ્રકરણપ્રાપ્ત.
૫. વિ. ધારેલું; ઇરાદો કરેલું.
૬. વિ. નીમેલું.
૭. વિ. મંજૂર થયેલું.
૮. વિ. લાયક; યોગ્ય.
૯. વિ. સત્તાવાર.
૧૦. વિ. સ્વામીપણાવાળું; માલિકીવાળું
૧૧. વિ. હવાલામાં આવેલું; હાથમાં આવેલું.

**અધિકૃતવૃત્તિ** [ સં. અધિકૃત ( સત્તા ભોગવતું ) + વૃત્તિ ( લાગણી ) ] સ્ત્રી. મુખ્ય ભાગ ભજવતી લાગણી; પ્રધાનપદ ભોગવતી વૃત્તિ.

**અધિકૃતાધિકાર** [ સં. અધિકૃત ( અધિકારવાળું ) + અધિકાર ( યોગ્યતા ) ] પું. એક કર્મ કરવા-નો અધિકાર પામેલાનો બીજું કર્મ કરવાનો અધિકાર. જેમકે, દર્શપૂર્ણમાસ નામના યજ્ઞનો અધિકાર પામેલાનો સોમયાગનો અધિકાર.

**અધિકૃતિ** ૧. [ સં. અધિ ( ઉપર ) + કૃ ( કરવું ) ] સ્ત્રી. અધિકાર; સત્તા; હકૂમત.
૨. સ્ત્રી. પદવી.
૩. સ્ત્રી. પાત્રતા; લાયકાત.
૪. સ્ત્રી. પ્રકરણ.
૫. સ્ત્રી. ફરજ.
૬. સ્ત્રી. હક.

**અધિકેરૂં** [ સં. અધિક ] વિ. ચડિયાતું; અદકેરૂં.

**અધિકોત્તર** ૧. [ સં. અધિક ( વધુ ) + ઉત્તર ( ચડિયાતું ) ] પું. અસાધારણતા.
૨. [ સં. અધિક ( વધુ ) + ઉત્તર ( જવાબ ) ] પું. જોઈએ તેથી વધારે અપાતો જવાબ.
૩. વિ. અસાધારણ; વિલક્ષણ; ચમત્કારિક; અલૌકિક.
૪. [ સં. અધિક + ઉત્તર ( વધારે ) ] વિ. વિશેષ; શિરસ્તાથી વધારે; હદથી વધુ.

**અધિકોત્સાર** [ સં. ] પું. ( ગણિત ) અતિ-પરવલય; જેની ઉત્કેંદ્રતા એક કરતાં વધારે હોય એવો શંકુચ્છેદ; 'હાઇપરબોલા'.

**અધિકોત્સારીય અવકાશ** [ સં. અધિકો-ત્સારીય + અવકાશ ] પું. ( ગણિત ) અધિકો-ત્સારના મુખ્ય અક્ષને લંબરૂપ હોય એવી જ્યા અને અધિકોત્સાર વચ્ચે આવેલું ક્ષેત્ર અથવા તેનું ક્ષેત્રફળ; અતિપરવલીય અવકાશ; 'સ્પેસ બિટવીન એ હાઇપરબોલા ઍન્ડ ઇટ્સ ડબલ ઑર્ડિનેટ'.

**અધિકોત્સારીય ફલ** [ સં. અધિકોત્સારીય + ફલ ] ન. ( ગણિત ) અધિકોત્સારના સમીકરણને સંતોષે એવું ફલ; અતિપરવલીય ફલ; 'હાઇપર-બોલિક ફંક્શન'. જે પ્રકારનો સંબંધ વર્તુળ અને જ્યા, કોટિજ્યા વગેરે વચ્ચે છે, તે જ પ્રકારનો સંબંધ અધિકોત્સાર અને અધિકોત્સા-રીય જ્યા ( અજ્યા ), અધિકોત્સારીય કોટિ-જ્યા ( અકોટિજ્યા ) વગેરે વચ્ચે છે.

**અધિકોત્સારીય શંક્વાભ** પું. ( ગણિત ) ગૌણ અક્ષ ઉપર અધિકોત્સારના પરિભ્રમણથી ઊપ-જતી શંકુના જેવી ઘનાકૃતિ; અતિપરવલીય શંક્વાભ; 'હાઇપરબોલિક કૉનૉઇડ બાઈ માઇનોર ઍક્સિસ'.

**અધિકોપમા** [સં. અધિક (ચડિયાતું) + ઉપમા (મુકાબલો)] સ્ત્રી. (કાવ્ય) તુચ્છ ઉપમેયને ઉચ્ચ ઉપમાન સાથે સરખાવવાથી ઉપમા અલંકારનો થતો એ નામનો એક દોષ. જેમકે, નિશ્ચલ ચિત્તવાળા તપસ્વી સરખા બગલાઓ નદી કાંઠે ધ્યાન ધરી બેઠા છે.

**અધિક્રમ** ૧. [સં. અધિ (ઉપર) + ક્રમ્ (જવું)] પું. આક્રમણ; ચડાઈ; હુમલો; હલ્લો.

૨. પું. આરોહણ; સવાર થવું તે.

**અધિક્રમણ** ૧. ન. (જ્યોતિષ) આકાશમાંના કોઈ એક ગોળનું અથવા તો તેની છાયાનું બીજા ગોળ ઉપર થઈને પસાર થવું તે; 'ટ્રાન્ઝિટ'.

૨. [સં. અધિ (ઉપર) + ક્રમ્ (જવું)] ન. આક્રમણ; ચડાઈ; હુમલો; હલ્લો.

**અધિક્ષિપ્ત** ૧. [સં. અધિક્ષિપ્ (નિંદા કરવી)] વિ. નિંદેલું; તિરસ્કૃત; અપમાન કરેલું; વખોડેલું; હલકું પાડેલું.

૨. વિ. પ્રેરેલું.

૩. [સં. અધિક્ષિપ્ (ફેંકવું)] વિ. ફેંકેલું.

૪. વિ. સ્થાપેલું.

**અધિક્ષેપ** ૧. [સં. અધિક્ષિપ્ (તિરસ્કાર કરવો)] પું. તિરસ્કાર; નિંદા; અપમાન; ગાળ.

૨. પું. પ્રેરણા.

૩. પું. ફેંકવાની ક્રિયા.

૪. પું. બરતરફી; રુખસદ.

૫. પું. (હિંદી) વ્યંગ્ય; ટાણો; તાનો; મહેણું.

૬. પું. સ્થાપન.

**અધિક્ષેપણ** ૧. [સં.] ન. પ્રેરણા.

૨. ન. સ્થાપના.

**અધિગણન** [સં. અધિ (વધુ) + ગણ્ (ગણવું)] ન. વધારે ગણના; વધારે કિંમત આંકવી તે.

**અધિગત** ૧. [સં. અધિગમ્ (જાણવું)] વિ. જાણેલું; જ્ઞાત; અવગત; સમજેલું.

૨. [સં. અધિગમ્ (મેળવવું)] વિ. મેળવેલું; પ્રાપ્ત કરેલું; પામેલું; સંપાદન કરેલું.

**અધિગમ** ૧. [સં. અધિ (ઉપર) + ગમ્ (જવું)] પું. ઐશ્વર્ય; મોટાપણું.

૨. પું. ગુરુનો ઉપદેશ સાંભળવાથી મળેલું જ્ઞાન.

૩. [સં. અધિગમ્ (જાણવું)] પું. જ્ઞાન; અભ્યાસ; નિષ્ણાતતા.

૪. [હિં.] પું. પહોંચ; ગતિ; શક્તિ.

૫. [સં. અધિગમ્ (મેળવવું)] પું. પ્રાપ્તિ.

૬. પું. બાહ્ય નિમિત્ત.

સમ્યગ્દર્શન નિસર્ગથી એટલે કે પરિણામ માત્રથી અથવા અધિગમથી એટલે કે બાહ્ય નિમિત્તથી ઉત્પન્ન થાય છે. તત્ત્વાર્થસૂત્ર

૭. પું. રક્ષણ.

૮. પું. લાભ; નફો.

૯. પું. સંબંધ; સંસર્ગ; સમાગમ.

૧૦. પું. સેવા; ભક્તિ.

૧૧. પું. સ્વીકાર.

**અધિગમન** ૧. [સં. અધિગમ્ (જાણવું)] ન. જ્ઞાન.

૨. ન. નિર્ણય.

૩. [સં. અધિગમ્ (મેળવવું)] ન. પ્રાપ્તિ.

૪. [સં. અધિ (ઉપર) + ગમ્ (જવું)] ન. (હિંદી) મોટાપણું; પ્રભુત્વ.

૫. ન. રક્ષણ.

૬. ન. લાભ; ફાયદો; નફો.

૭. ન. સમાગમ; સંસર્ગ; સંબંધ.

૮. ન. સ્વીકાર.

**અધિગમનીય** ૧. [સં. અધિગમ્ (જાણવું)] વિ. જાણવા લાયક; સમજવા જેવું.

૨. [સં. અધિગમ્ (મેળવવું)] વિ. પ્રાપ્ય; મેળવવા જેવું.

**અધિગમરુચિ** [સં. અધિગમ (ગુરુના ઉપદેશથી થયેલ બોધ) + રુચિ (જિજ્ઞાસા)] સ્ત્રી. ગુરુના ઉપદેશથી જ્ઞાનપ્રાપ્તિની થયેલ ઇચ્છા.

**અધિગમ્ય** જુઓ અધિગમનીય.

**અધિગુણ** ૧. [સં. અધિ (મુખ્ય) + ગુણ (લક્ષણ)] પું. શ્રેષ્ઠ લક્ષણ; ઊંચા પ્રકારનો ગુણ.

૨. [સં. અધિ (ઉપર) + ગુણ (પણછ)] વિ. દોરી ચડાવેલું.

૩. વિ. શ્રેષ્ઠ ગુણવાળું; લાયક.

૪. વિ. સારી રીતે ખેંચેલું કે તાણેલું.

**અધિગુપ્ત** ૧. [સં. અધિ + ગુપ્ (સંતાડવું)] વિ. છુપાયેલું; દબાયેલું; સંતાડેલું.

૨. [સં. અધિ + ગુપ્ (રક્ષણ કરવું)] વિ. રક્ષેલું; જાળવેલું; સંભાળેલું.

**અધિચરણ** [સં. અધિ (ઉપર) + ચર્ (જવું)] ન. કોઈ વસ્તુ ઉપર પગ મૂકી ચાલવાની ક્રિયા.

**અધિચિકિત્સા** [સં. અધિ (મનનું દુઃખ) + ચિકિત્સા (વૈદકનો ઉપચાર)] સ્ત્રી. માનસિક રોગોનું નિવારણ કરવા માટેની એ નામની એક વિદ્યા.

**અધિજનન** [સં. અધિ + જન્ (જણવું)] ન. જન્મ; ઉત્પત્તિ.

**અધિજિહ્વ** ૧. [સં. અધિ (ઉપર) + જિહ્વા (જીભ)] પું. જીભ ઉપર સોજો આવવાનો એ નામનો એક જાતનો રોગ.

૨. [સં. અધિ (વધારે) + જિહ્વા (જીભ)] પું. સર્પ, કેમકે તેને બે પાંખડાંવાળી જીભ હોય છે.

**અધિજિહ્વા** ૧. [સં. અધિ (ઉપર) + જિહ્વા (જીભ)] સ્ત્રી. જીભ ઉપર સોજો આવવાનો એક રોગ.

૨. સ્ત્રી. પડજીભ; કાકડો.

**અધિજ્ય** [સં. અધિ (ઉપર) + જ્યા (પણછ)] વિ. પણછ ચડાવેલું; દોરી ખેંચેલું.

**અધિજ્યકાર્મુક** [સં. અધિજ્ય (દોરી ખેંચેલું) + કાર્મુક (ધનુષ્ય)] વિ. પું. જેણે ધનુષ્ય ઉપર બાણ ચડાવ્યું છે એવો.

**અધિજ્યધન્વા** જુઓ અધિજ્યકાર્મુક.

**અધિત્યકા** [સં. અધિત્યક (ઉચ્ચ પ્રદેશ)] સ્ત્રી. પર્વત પરની સપાટ જમીન; ઊંચું સમતળ મેદાન; ઉચ્ચ પ્રદેશ; ઉચ્ચ સમભૂમિ.

**અધિદંડનેતા** [સં. અધિ (મુખ્ય) + દંડ (શિક્ષા) + નેતૃ (નાયક)] પું. યમ, કેમકે પાપીઓને શિક્ષા કરવા માટેની પ્રભુની ન્યાયકચેરીનો તે મુખ્ય ન્યાયાધીશ મનાય છે.

**અધિદંત** [સં. અધિ (વધારાનું) + દંત (દાંત)] પું. એક દાંત ઉપર ઊગેલો વધારાનો દાંત; ગમાણિયો દાંત.

**અધિદેવ** ૧. પું. ઇષ્ટદેવ; કુળદેવ; રક્ષક દેવ.

૨. [સં. અધિ (ઉપરી) + દેવ (દેવતા)] પું. ઉપરી દેવતા; અમુક વસ્તુ કે સ્થળનો દેવ; અધિષ્ઠાતા દેવ. અગિયાર ઇંદ્રિયોમાંથી દરેકને એક એક ઉપરી દેવ છે એવી માન્યતા છે. જેમકે, આંખનો સૂર્ય, જીભનો વરુણ, વગેરે.

દિશા, વાયુ, સૂર્ય, વરુણ, અશ્વિનીકુમાર, અગ્નિ, ઇંદ્ર, ઉપેન્દ્ર, યમ અને પ્રજાપતિ એ દશ ઇંદ્રિયોના દેવો અને ચંદ્ર, બ્રહ્મા, વાસુદેવ અને રુદ્ર એ ચાર ઇંદ્રિયોના અધિદેવો છે. પુરુષોત્તમગીતા

૩. પું. સર્વોપરી દેવ; પરમાત્મા; પરમેશ્વર.

**અધિદેવતા** ૧. પું. ઇંદ્રિયનો અધિષ્ઠાતા દેવ.

૨. [સં. અધિ (મુખ્ય) + દેવતા] પું. સર્વોપરી દેવ; પરમેશ્વર.

૩. [સં. અધિ (ઉપરી) + દેવતા (શક્તિ)] પું.; સ્ત્રી. અધિષ્ઠાતા દેવદેવી. શહેર કે ખેતરપાદર સંબંધે જે ખાસ દેવશક્તિ હોય તે ત્યાંની અધિદેવતા કહેવાય છે.

૪. [ સં. ] પું.; સ્ત્રી. ઇષ્ટદેવ કે દેવી; કુળદેવ કે કુળદેવી; રક્ષક દેવ કે દેવી.

**અધિદેવન** [ સં. અધિ ( ઉપર ) + દિવ્ ( જુગાર રમવું ) ] ન. જુગાર રમવાનું મેજ.

**અધિદેવી** ૧. [ સં. અધિ ( ઉપરી ) + દેવી ( શક્તિ ) ] સ્ત્રી. અધિદેવતા; અધિષ્ઠાતા દેવી.

૨. સ્ત્રી. ઇષ્ટદેવી; કુળદેવી.

**અધિદેવ્યા** [ સં. અધિદેવી ] સ્ત્રી. ( જૂ. ગુ. ) અધિદેવી; અધિષ્ઠાત્રી દેવી.

એટલી તાં નંદનવન તણી,
**અધિદેવ્યા** આવી અમ ભણી. ભાલણ

**અધિદેહ** [સં. અધિ (ઉપરી) + દેહ ( શરીર )] પું. શરીરનો અધિપતિ.

અધિયજ્ઞ ( સર્વ યજ્ઞોનો અધિપતિ ) તે હું જ આ દેહમાં **અધિદેહ** છું. ગીતારહસ્ય

**અધિદૈવ** ૧. [સં. અધિ ( ઉપરી ) + દૈવ ( દેવ )] ન. અધિષ્ઠાતા દેવ; ઉપરી દેવતા.

૨. ન. અમુક સ્થળના અધિદેવનું માહાત્મ્ય.

૩. ન. ઇષ્ટદેવ; કુળદેવ.

૪. ન. જગતનું મૂળ આધારરૂપ સ્વરૂપ; બ્રહ્મ; પરમેશ્વર.

૫. ન. મુખ્ય બળ; પ્રધાન શક્તિ.

૬. વિ. દૈવયોગથી થનારૂં; દૈવકૃત; આકસ્મિક; દૈવિક.

**અધિદૈવત** ૧. [સં. અધિ ( સંબંધી ) + દૈવત ( દેવોનો સમૂહ )] ન. ( હિંદી ) અગ્નિ, વાયુ, સૂર્ય વગેરે દેવતાઓની ઉપાસનાથી ધારેલું ફળ મેળવી આપનાર તથા બ્રહ્મવિભૂતિ એટલે સૃષ્ટિના પદાર્થોના ગુણ વગેરેની શિક્ષા આપનાર પ્રકરણ કે મંત્ર; પદાર્થ સંબંધી વિજ્ઞાન વિષય કે પ્રકરણ.

૨. ન. અધિદેવ; ઇંદ્રિયોનો દેવ.

૩. ન. અમુક સ્થળના અધિદેવનો મહિમા.

૪. ન. ઇષ્ટદેવ; કુળદેવ.

૫. [ સં. અધિ ( ઉપરી ) + દૈવત ( દેવ ) ] ન. ઉપરી દેવતા; અધિષ્ઠાતા દેવ.

૬. ન. દેવતાપણું.

૭. ન. પરમાત્મા; પરમેશ્વર.

૮. ન. મુખ્ય બળ; પ્રધાન શક્તિ.

૯. [ સં. અધિ ( સંબંધી ) + દૈવત ( દેવ ) ] વિ. દેવતા સંબંધી.

૧૦. [ સં. અધિ ( વધુ ) + દૈવત ( શક્તિ ) ] વિ. વધારે દૈવત અથવા શક્તિવાળું.

**અધિદૈવશક્તિ** સ્ત્રી. ( શાક્ત ) જડાજડાશક્તિ; ઇંદ્રિય, પ્રાણ, મન, બુદ્ધિ, અહંકારમાં અને અગ્નિ આદિ ઉપકારક દેવવર્ગમાં રહેલી શક્તિ.

આ યોજના કરવાનું મનુષ્ય પ્રાણીનું સામર્થ્ય પ્રકૃતિના નિયામક દેવોના ઉપકાર ઉપર આધાર રાખનાર છે, અને તે ઉપકાર મનુષ્ય પ્રાણીની ઇંદ્રિયો ઉપર થાય છે. આ ઉપકારક સામર્થ્યને **અધિદૈવશક્તિ** કહે છે. શાક્તસંપ્રદાય

**અધિદૈવિક** ૧. [ સં. આધિદૈવિક ] વિ. અધિદેવોને લગતું; આંખ, કાન વગેરે ઇંદ્રિયોના ઉપરી દેવનું.

૨. વિ. ઇંદ્રિયોથી થતું.

૩. વિ. પરમાર્થ સંબંધી.

૪. વિ. ભૂત, પ્રેત, પિશાચને લગતું.

**અધિદૈવિકરૂપધૃક** [ અધિદૈવિક ( ઉપરી દેવનું ) + રૂપ ( આકાર ) + ધૃક્ ( ધરનાર ) ] પું. વિષ્ણુ; અધિદૈવિક રૂપ ધારણ કરનાર દેવ.

**અધિનાથ** ૧. [ સં. અધિ ( ઉપરી ) + નાથ ( ધણી ) ] પું. બ્રહ્મ; સર્વેશ; બધાનો ધણી; અધીશ્વર.

સર્વે તણો જન કહે **અધિનાથ** એને
તે એક ઈશ્વર સદા નમું નિત્ય તેને.
દલપતરામ

૨. પું. સરદાર.

**અધિનામી** [ અધિ ( અધિક ) + નામી ( પ્રખ્યાત ) ] વિ. વધારે ખ્યાતિવાળું; વિશેષ પ્રખ્યાત.

થયા નથી છે તું નહિ સરીખો
થયા નથી **અધિનામી**. દયારામ

**અધિનાયક** ૧. [ સં. અધિ ( પ્રધાન ) + નાયક ( દોરનાર ) ] પું. નેતા; સર્વોપરી નાયક; મુખ્ય સરદાર.

૨. પું. માલિક; સ્વામી.

**અધિનિવેશ** [ સં. અધિ ( માં ) + નિવેશ ( રહેઠાણ ) ] ન. સંસ્થાન; થાણું; વસાહત; નિવાસ.

**અધિનિવેશી** ૧. [ સં. અધિ ( પાસે ) + નિવેશિન્ ( રહેનાર ) ] વિ. નજીકમાં અથવા પાસે રહેનાર; પાડોશી.

૨. [ સં. અધિ ( માં ) + નિવેશિન્ ( રહેનાર ) ] વિ. પરદેશમાં સ્થાપેલા થાણાનો રહેવાશી; સંસ્થાનવાસી.

**અધિપ** ૧. [ સં. અધિ ( શ્રેષ્ઠ ) + પ ( રક્ષણ કરનાર ) ] પું. પ્રભુ; ઈશ્વર.

૨. પું. રાજા; શાસક.

૩. પું. સમ્રાટ.

૪. પું. સરદાર; નાયક; મુખી; અધિપતિ; ઉપરી.

૫. પું. સ્વામી; માલિક; ધણી.

**અધિપત** ૧. [ સં. અધિપતિ ] પું. અધિપતિ.

૨. પું. રાજા; શાસક.

**અધિપત** છે તારા મનમાં આંટે.
શામળ

**અધિપતિ** ૧. [ સં. અધિ ( ઉપરી ) + પતિ ( સ્વામી ) ] પું. અધિપ; ઉપરી; સ્વામી.

૨. પું. પત્ર કે પુસ્તકનો મુખ્ય લખનાર.

૩. પું. પ્રભુ; ઈશ્વર.

૪. પું. ફાગણ માસ. ભુવનનું એટલે ભૂતજાતનું પોષણ કરનાર માઘ માસને ભુવનપતિ કહેલ છે અને ફાગણ માસ તેનાથી અધિક પાલણ કરનાર હોવાથી તેનું નામ અધિપતિ પડેલ છે.

૫. પું. માથાનો એ નામનો એક મર્મ ભાગ. ત્યાં સહેજ પણ ઘા વાગવાથી મરણ નીપજે એમ મનાય છે.

૬. પું. રાજા; શાસક; નરેશ; ભૂપ.

નૃપ નરેશ ઇશાન ઇન,
**અધિપતિ** મહિપતિ ભૂપ.
પિંગળલઘુકોષ

૭. પું. વર્તમાનપત્ર કે ચોપાનિયાનો માલિક અથવા ચલાવનાર.

૮. પું. સરદાર; નાયક; મુખી.

**અધિપતિપ્રત્યય** ૧. [ સં. અધિપતિ ( મુખ્ય ) + પ્રત્યય ( હેતુ ) ] પું. ( બૌદ્ધ ) ઇંદ્રિય; ચિત્ત એટલે જ્ઞાન અને ચૈતા એટલે સુખાદિ ઉત્પન્ન કરનાર ચાર હેતુમાંનો એ નામનો એક. આ હેતુ જ્ઞાનના રૂપાદિ વિષયનું નિયમન કરે છે.

આલમ્બનપ્રત્યય, સમનન્તરપ્રત્યય, અધિપતિપ્રત્યય અને સહકારિપ્રત્યય એ ચાર હેતુને પ્રાપ્ત કરીને વિજ્ઞાનસ્કંધાત્મક ચિત્ત અને વેદનાસ્કંધાત્મક ચૈતા ઉત્પન્ન થાય છે.
અણુભાષ્ય

૨. [ સં. અધિપતિ + પ્રત્યય ( પ્રતિજ્ઞા ) ] પું. ( જૈન ) વિષયને ગ્રહણ કરવાના નિયમ સંબંધી એ નામનો એક જાતનો સંયમ.

**અધિપતિમર્મ** [ સં. અધિપતિ ( માથાનો એ નામનો એક ભાગ ) + મર્મન્ ( કોમળ ભાગ ) ] પું. માથાની અંદર અર્ધા આંગળ વિસ્તારનો, અને વાળમાં પડેલી ભમરીના જેવા દેખાવવાળો એ નામનો એક કોમળ ભાગ. ત્યાં ઘણી શિરા ભેગી મળે છે, અને તે ભાગમાં ઈજા થવાથી દરદીનું તરત મરણ નીપજવાનું મનાય છે.

**અધિપત્ની** ૧. સ્ત્રી. રાજકર્ત્રી; અધિરાજ્ઞી.

૨. [સં. અધિ ( ઉપરી ) + પત્ની ( સ્ત્રી ) ] સ્ત્રી. સ્વામિની; શેઠાણી.

**અધિપત્વ** જુઓ અધિપપણું.

**અધિપપણું** ૧. [ અધિપ ( માલિક ) + પણું (ભાવવાચક નામ બનાવનાર પ્રત્યય)] ન. ઉપરીપણું; માલિકપણું; ધણીપણું; સ્વામિત્વ.

૨. [અધિપ ( પ્રભુ ) + પણું] ન. પ્રભુપણું; ઇશ્વરપણું.

૩. [ અધિપ ( સરદાર ) + પણું ] ન. મુખીપણું; નેતૃત્વ; સરદારી; આગેવાની.

૪. [ અધિપ ( રાજા ) + પણું ] ન. રાજાપણું; રાજત્વ.

**અધિપાલ** [ સં. અધિ ( ઉપરી ) + પાલ ( રક્ષણ કરનાર )] પુ. ગીરો મૂકેલી વસ્તુના વેચાણ વગેરે પર દેખરેખ રાખનાર અમલદાર.

**અધિપાલક** [ સં. અધિ ( વિશેષ ) + પાલક ( રક્ષણ કરનાર )] પું. રાજા; નરેશ; ભૂપ.

**અધિપીતક** [ સં. ] પું. ( વૈદક ) સ્ફટિકના આકારનો નત્રવાયુવાળો એ નામનો એક પદાર્થ. પીતક અને મૂત્રામ્લને તે ઘણો મળતો આવે છે. પ્રાણીઓની માંસપેશીમાં તે ખાસ કરીને જોવામાં આવે છે.

**અધિપુરુષ** ૧. [ સં. અધિ ( શ્રેષ્ઠ ) + પુરુષ ( આત્મા )] પું. પરમપુરુષ; પરમાત્મા; ઈશ્વર.

૨. પું. વિરાટપુરુષ; અત્યંત તેજસ્વી ને મહાન દેહધારી પરમેશ્વર.

> પ્રથમ આદિપુરુષમાંથી વિરાટ્ની ઉત્પત્તિ થઈ. વિરાટપુરુષ એટલે અધિપુરુષ પ્રધાન કે તેજ.
> અષ્ટાધ્યાયી ૯ટી

૩. પું. ( પુરાણ ) સ્વાયંભૂવ મનુ.

**અધિપૂરુષ** જુઓ અધિપુરુષ.

**અધિભૂ** [સં. અધિ ( મુખ્ય ) + ભૂ ( થવું )] પું. ઉપરી; અધિપતિ; સ્વામી.

**અધિભૂત** ૧. [સં.] ન. ( વેદાંત ) અંતઃકરણ અને ઇંદ્રિયોના વિષય. આંખ અધ્યાત્મ છે, જોવાનો વિષય એ અધિભૂત છે, અને સૂર્ય એ અધિદૈવ છે.

૨. ન. જડ સૃષ્ટિ.

૩. ન. દેહમાંનો નાશવંત ભાવ.

૪. [સં. અધિ ( માં ) + ભૂત ( પ્રાણી )] ન. પરમેશ્વર, કેમકે તે સર્વ પ્રાણીમાં રહેલો છે.

૫. [સં. અધિ ( શ્રેષ્ઠ ) + ભૂત ( તત્ત્વ )] ન. શ્રેષ્ઠ કે પરમ તત્ત્વ.

૬. અ. પ્રાણીમાં; ભૂતમાં.

**અધિભૂતશક્તિ** સ્ત્રી. ( શાક્ત ) પ્રકૃતિશક્તિ; નિયમબલ; જડશક્તિ; પૃથ્વી વગેરે પંચભૂત અને તેનાં કાર્યોમાં રહેલી શક્તિ.

**અધિભોજન** ૧. [સ. અધિ ( વધુ ) + ભોજન ( આહાર )] ન. અકરાંતિયાપણું.

૨. [સં. અધિ ( ઘણું ) + ભોજન ( મૂલ્ય )] વિ. ઘણું કીમતી; બહુ મૂલ્યવાન્.

**અધિભૌતિક** ૧. વિ. પંચમહાભૂત સંબંધી.

૨. વિ. પ્રાણીને લગતું.

૩. વિ. શારીરિક.

**અધિમંથ** ૧. [સં. અધિ ( વધારે )+ મંથ ( ઘર્ષણ )] પું. અગ્નિ ઉત્પન્ન કરવા માટે કરવામાં આવતું ઘર્ષણ.

૨. પું. અરણીનું લાકડું, કેમકે તે અગ્નિ ઉત્પન્ન કરે છે.

૩. [સં. અતિ ( ઘણું ) + મંથ્ ( દુઃખ થવું )] પું. નેત્રશૂળ; ઝામરવા. શરૂઆતમાં આંખ ઊડવા જેવું થાય છે, અને પછી તે વધી જતાં આ રોગ ઉત્પન્ન થાય છે. તેમાં આંખમાં ભારે વેદના થતાં અર્ધી ડોક સુધી બહુ દુઃખ થાય છે.

**અધિમાત્ર** [સં. અધિ ( વધુ ) + માત્રા ( પ્રમાણ )] વિ. અધિક પ્રમાણવાળું; વધારે માપવાળું.

**અધિમાનસ** [સં. અધિ ( હદ બહાર ) + માનસ ( મન )] વિ. બહુ ઊંડાણમાં પડેલું; પરમાનસ; સુપ્ત.

**અધિમાસ** [સં. અધિ ( વિશેષ ) + માસ ( મહિનો )] પું. અધિકમાસ; પુરુષોત્તમ મહિનો.

**અધિમાસશેષ** [સં. અધિમાસ (અધિક માસ) + શેષ ( બાકી )] પું. સૂર્યની મેષ સંક્રાંતિ અને તેની પહેલાંની અમાસ વચ્ચેની તિથિઓની સંખ્યા.

**અધિમાંસ** ૧. [સં. અધિ ( વધુ ) + માંસ] પું. આંખનો એ નામનો એક રોગ. તેમાં આંખના ધોળા ભાગમાં પહોળું, જાડું અને કાળાશ સહિત રતાશવાળું માંસ વધે છે.

૨. પું. ( વૈદક ) દંતમૂળરોગનો એ નામનો એક રોગ; દાઢુડી. જુઓ દંતમૂળરોગ.

૩. [સં. અધિ ( માં ) + માંસ] પું. માંસની અંદર પડેલું ચાંદું.

૪. પું. વધારાનું માંસ; ચરબી વધવાનો રોગ.

**અધિમાંસક** [સં. ] પું. એક જાતનો દાઢનો રોગ; દાઢુડી. તેમાં દાઢમાં પીડા અને સોજો થઈ આવતાં મોંમાંથી લાળ પડે છે, હાંસડી તથા કાનમાં પીડા થાય છે, અને ખોરાક લેવામાં બહુ મુશ્કેલી પડે છે.

**અધિમાંસાર્મ** પું. ( વૈદક ) એ નામનો એક નેત્રરોગ.

**અધિમિત્ર** ૧. પું. ગાઢ મિત્ર.

૨. [સં. અધિ (વધારે) + મિત્ર (ભાઈબંધ)] પું. (જ્યોતિષ) બે મિત્રગ્રહોનો યોગ.

**અધિમુક્તિ** [સં. અધિ ( માં ) + મુચ્ ( મૂકવું )] સ્ત્રી. વિશ્વાસ; શ્રદ્ધા.

**અધિમુહ્ય** [ સં. ] પું. બુદ્ધના આગલા ચોત્રીસ અવતારમાંનો એ નામનો એક.

**અધિય** [ પ્રા. ] વિ. અધિક; વધારે.

**અધિયજ્ઞ** ૧. [ સં. અધિ ( મુખ્ય ) + યજ્ઞ ( હોમ )] પું. મુખ્ય હોમ; શ્રેષ્ઠ યજ્ઞ.

૨. પું. મુખ્ય હોમનું સાધન.

૩. [ સં. અધિ ( ઉપરી ) + યજ્ઞ ( હોમ )] પું. યજ્ઞનો અધિષ્ઠાતા દેવ.

૪. [ સં. અધિ ( સંબંધી ) + યજ્ઞ ( હોમ )] વિ. યજ્ઞને લગતું; યજ્ઞ સંબંધી.

૫. અ. હોમના સંબંધમાં; હોમના વિષય ઉપર.

**અધિયા** ૧. [ હિં. ] પું. અરધો હિસ્સેદાર; ગામના અરધા ભાગનો માલિક.

૨. [ સં. અર્દ્ધિકા ] સ્ત્રી. અરધો હિસ્સો; ગામની અરધી પાટીનો ભાગ.

૩. સ્ત્રી. એકની જમીન ને બી, અને બીજાની જાતમહેનત એ રીતે વહેંચણી.

૪. સ્ત્રી. દફતરે જેને નામે વિઘોટી ચડતી હોય તેને ખેડનાર તરફથી અપાતો વિઘોટીનો અર્ધ ભાગ.

૫. સ્ત્રી. નીપજની બે સરખા ભાગે વહેંચણ; અર્ધો ભાગ માલિકને અને અર્ધો ભાગ મહેનત કરનારને મળે એવી રીતે વહેંચવાની રીત.

**અધિયાર** ૧. [ હિં. ] પું. અરધો હિસ્સો.

૨. પું. ગામના અરધા ભાગની અથવા ગામની અરધી ઊપજની માલિકી ધરાવનાર જમીનદાર.

૩. પું. બે ગામ સાથે સંબંધ રાખનાર પુરુષ; અધવારું કરનારો આસામી.

**અધિયારી** ૧. [સં. અર્દ્ધ ( અરધું )] સ્ત્રી. ( હિંદી ) અરધા ભાગની માલિકી.

૨. સ્ત્રી. કોઈ આસામી અથવા જમીનદારની જમીનદારી અથવા નીપજના ભાગનો હક બે જુદા જુદા ગામમાં હોવાપણું.

૩. સ્ત્રી. નકામી માથાકૂટ.

૪. સ્ત્રી. વહોરી લીધેલી પોતાને માટે નકામી મહેનત.

૫. સ્ત્રી. વેઠ.

**અધિયારું** [સં. અર્દ્ધ (અરધું)] ન. દૂઝાણું ઢોર તેની અરધી કિંમતે પાછું આપવાની શરતે વિયાય ત્યાં સુધી પાળવા આપવું તે; જનાવર ભાગે બંધાવવું તે; ધાવણ છોડેલું વાછડું કે પાડું અથવા ગાભણી ગાય કે ભેંસ અમુક વખત સુધી પાળવા અને સાચવવા આપવાં તે.

**અધિયાંગ** જુઓ અધિકાંગ.

**અધિયું** [સં. અ (નહિ) + ધી (બુદ્ધિ)] વિ. બુદ્ધિ વગરનું; ડોઠ.

**અધિયોગ** [સં. અધિ (ઉત્તમ) + યોગ (વખત)] પું. (જ્યોતિષ) પ્રયાણ કે રવાના થવા માટે શુભ ગણાતો યોગ; ગ્રહોનો શુભ યોગ.

**અધિયોધ** [સં. અધિ (શ્રેષ્ઠ) + યોધ (યોદ્ધો)] પું. મહાન યોદ્ધો; મોટો લડવૈયો.

**અધિરથ** ૧. પું. (પુરાણ) કર્ણનો પાલક પિતા. કુંતીએ કુમારીપણામાં તરતના જન્મેલા પોતાના પુત્ર કર્ણને નદીમાં નાખી દેતાં એ અધિરથના હાથમાં આવ્યો હતો.
૨. [સં. અધિ (ઉપર) + રથ (ઉપર ઘુમ્મટ જેવા છત્રવાળું વાહન)] પું. ગાડી હાંકનાર પુરુષ; સારથિ.
૩. [સં. અધિ (ઉત્તમ) + રથ] પું. મોટો રથ; ઉત્તમ રથ.
૪. ન. ગાડા જેટલો ભાર.
૫. વિ. રથ ઉપર બેઠેલ.

**અધિરાજ** ૧. [સં. અધિ (ઉપરી) + રાજા] પું. ચક્રવર્તી રાજા; સમ્રાટ; શહેનશાહ.
૨. પું. માલિક; ધણી; શેઠ.
૩. [સં. અધિ (અધિક) + રાજ્ (પ્રકાશવું)] વિ. અધિક શોભાવાળું.

**અધિરાજ્ય** ૧. [સં અધિ (મુખ્ય) + રાજ્ય (સત્તા)] ન. ઉપરીપણું; મુખ્ય સત્તા; સર્વાધિકાર; પ્રભુત્વ; શાહી અખત્યાર.
૨. [સં. અધિ (ઉપર) + રાજ્ (પ્રકાશવું)] ન. ચક્રવર્તી રાજ્ય; સામ્રાજ્ય; શહેનશાહત.
૩. ન. (પુરાણ) દક્ષિણ મત્સ્ય દેશની દક્ષિણે આવેલો ભારતવર્ષનો એ નામનો એક ભાગ. પાંડવોના વખતમાં ત્યાં દંતવક્ત્ર નામે રાજા રાજ્ય કરતો હતો.

**અધિરાય** [સં. અધિ (ઉપરી) + રાય (રાજા)] પું. રાજાનો રાજા; સમ્રાટ; ચક્રવર્તી રાજા.

**અધિરાષ્ટ્ર** જુઓ અધિરાજ્ય.

**અધિરૂઢ** ૧. [સં. અધિ (ઉપર) + રૂઢ (ચડેલું)] વિ. ઉપર ચડી બેઠેલું; આરૂઢ થયેલું; પલાણ કરેલું.
૨. [સં. અધિ (વધારે) + રૂઢ (ઊગેલું)] વિ. વધી ગયેલું; સંવર્દ્ધિત; ઘણી વૃદ્ધિ પામેલું.

**અધિરૂઢા** [સં. અધિ (વધારે) + રૂઢ (વધેલું) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. ચાળીશથી પચાસ વર્ષની સ્ત્રી; આધેડ સ્ત્રી.

**અધિરોહ** ૧. [સં. અધિ (ઉપર) + રુહ્ (ચડવું)] પું. ઉપર ચડવું તે.
૨. પું. ઘણી વૃદ્ધિ.
૩. પું. હાથી ઉપર સવારી કરનાર વ્યક્તિ.

**અધિરોહણ** ૧. [સં. અધિ (ઉપર) + રુહ્ (ચડવું)] ન. આરોહણ; સવારી.
૨. ન. ઘણી વૃદ્ધિ.
૩. ન. તખ્તનશીન થવું તે.
૪. ન. (સંગીત) સાતે સ્વરનો આરોહ.

**અધિરોહણી** જુઓ અધિરોહિણી.

**અધિરોહિણી** [સં. અધિ (ઉપર) + રુહ્ (ચડવું)] સ્ત્રી. સીડી; નિસરણી.
સુખડની લબકે અધિરોહિણી.
ઈંદ્રજિતવધ

**અધિલોક** ૧. [સં. અધિ (ઉપર) + લોક (લોકું)] પું. બ્રહ્માંડ; દુનિયા.
૨. [સં. અધિ (સંબંધી) + લોક (જગત)] વિ. બ્રહ્માંડ સંબંધી; લોક સંબંધી.

**અધિવચન** ૧. [સં. અધિ (વધુ) + વચ્ (કહેવું)] ન. અતિશયોક્તિ; વધારીને કહેલી વાત.
૨. ન. નામ; સંજ્ઞા; અભિધાન.
૩. [સં. અધિ (સંબંધી) + વચન (વેણ)] ન. પક્ષપાતી કથન; વકાલત; વખાણનાં વેણ.

**અધિવચનસંજ્ઞા** [સં. અધિ (સંબંધી) + વચન (વેણ) + સંજ્ઞા (જ્ઞાન)] સ્ત્રી. ભેદભાવવાળી પણ શબ્દના આલંબનથી પ્રકટ થનારી સંવેદનરૂપી એટલે જ્ઞાનરૂપી સંજ્ઞા. સંજ્ઞા બે પ્રકારની છેઃ ભેદભાવવાળી આંતર સંવેદનરૂપા અને ભેદભાવવાળી પણ શબ્દના આલંબનથી પ્રકટ થનારી સંવેદનરૂપા. પહેલીનું નામ પ્રત્યક્સંજ્ઞા અને બીજીનું નામ અધિવચનસંજ્ઞા છે.

**અધિવર્ષ** [સં. અધિ (અધિક) + વર્ષ (સાલ)] ન. ત્રણસો છાસઠ દિવસવાળી ઈસુની સાલ; ફેબ્રુઆરીના ઓગણત્રીસ દિવસવાળી સાલ; 'લીપ યીઅર'. ઈસુની સાલના આંકડાને ૪ વડે ભાગતાં ૦ વધે તો તે વર્ષ અધિવર્ષ છે, પણ વર્ષના આંકડાને છેડે ઓછામાં ઓછાં બે મીંડાં હોય તો તે આંકડાને ૪૦૦ વડે ભાગવાથી ૦ વધે તો જ તે વર્ષ અધિવર્ષ છે, એટલે કે સૈકાવાળી બધી સાલ અધિવર્ષ નથી હોતી.

**અધિવર્ષીય** [સં. અધિવર્ષ] વિ. ફેબ્રુઆરીના ૨૯ દિવસવાળું; જે વર્ષમાં ફેબ્રુઆરી માસના ૨૯ દિવસ હોય એવું.

**અધિવસ્ત્ર** ૧. [સં. અધિ (ઉપર) + વસ્ત્ર (કપડું)] ન. ઉપર ઓઢેલું કે પહેરેલું કપડું.
૨. વિ. કપડાં પહેરેલું.

**અધિવહનિકધન** [સં. અધિ (સંબંધી) + વહનિક (લઈ જવા સંબંધી) + ધન (પૈસો)] ન. કન્યાને પિયરથી સાસરે જતી વખતે મળતી રકમ.

**અધિવંગ** [સં.] ન. (પુરાણ) ગૌતમવનની પાસેનું ભારતવર્ષનું એ નામનું એક તીર્થ.

**અધિવાચન** [સં. અધિવચ્ (પક્ષ લેવો)] ન. પસંદગી; ચૂંટણી.

**અધિવાસ** ૧. [સં. અધિ (ઉપરનું) + વાસ (રહેઠાણ)] પું. ઉપરનો વાસ.
૨. [સં. અધિવસ (પ્રતિષ્ઠા કરવી)] પું. ધાર્મિક કામ સંબંધી શરૂઆતની ક્રિયા; યજ્ઞના આરંભના અગાઉને દિવસે દેવને સ્થાપવાનું કામ; દેવમૂર્તિની પ્રતિષ્ઠા.
૩. [સં. અધિવસ (પહેરવું)] પું. પહેરવાનાં લૂગડાં ઉપર ઓઢવાનું કપડું.
૪. [સં. અધિ (પાસે) + વસ (રહેવું)] પું. પાડોશી.
૫. [સં. અધિ (વધારે) + વાસ (સુગંધ)] પું. બહુ ખુશબો; ઘણી સુગંધ.
૬. પું. બીજાને ઘેર કરવામાં આવતો વાસ; મનુસ્મૃતિ પ્રમાણે સ્ત્રીના ૭ દોષમાંનો એ નામનો એક.
૭. પું. મુખ્ય રહેઠાણ.
૮. [સં. અધિ (વધારે) + વાસ (વસવાટ)] પું. મોટો વાસ; મોટી છાવણી; ઘણાં માણસનો એક ઠેકાણે વાસો.
૯. પું. લાંઘણું; કંઈ પણ વસ્તુ માગવામાં કરાતી બહુ હઠ; ખાધાપીધા વિના કોઈને બારણે અમુક વસ્તુ માટે બેસવું તે.
૧૦. [સં. અધિ (વધુ) + વસ્ (રહેવું)] પું. લાંબા વખત માટે કરવામાં આવતો નિવાસ.
૧૧. [સં. અધિ (માં) + વસ્ (રહેવું)] પું. વાસ; નિવાસસ્થાન; રહેઠાણ; ઘર.
૧૨. પું. (હિંદી) વિવાહ પહેલાં તેલ હળદર ચોળવાનો રિવાજ; પીઠીનો રિવાજ.

૧૩. [ સં. અધિ ( વધારે ) + વાસ ( સુગંધી કરવું ) ] પું. સુગંધી કરવાનું કામ; ગંધમાલા વગેરેથી કરેલો સંસ્કાર.

૧૪. વિ. રહેનાર.

**અધિવાસન** ૧. [ સં. અધિવસ્ ( પવિત્ર કરવું ) ] ન. પૂજન વગેરે માંગલિક કામ કરતાં પહેલાં સમિધ વગેરે સામગ્રીને મંત્ર ભણી પાણી છાંટી પવિત્ર કરવાનું કર્મ; અભિસિંચન.

૨. [ સં. અધિવસ્ ( પ્રતિષ્ઠા કરવી ) ] ન. યજ્ઞક્રિયા શરૂ કરતાં પહેલાં દેવની પ્રતિષ્ઠા કરવાનું કામ; દેવને માનથી બોલાવીને આપવામાં આવતું સ્થાન; દેવસ્થાપના.

૩. [ સં. અધિવાસ ( સુગંધ લગાડવી ) ] ન. શરીરે સુગંધી ચોળી કપડાં પહેરવાં તે; સુગંધી કરવું તે; ગંધમાલા વગેરે પદાર્થો વડે કરેલો સંસ્કાર.

૪. ન. સુગંધ આપનાર ચીજ.

**અધિવાસર** [ સં. અધિ ( શ્રેષ્ઠ ) + વાસર ( દિવસ ) ] પું. ઉત્તમ દિવસ; સારું ટાણું; ઉત્સવ; તહેવાર.

**અધિવાસસ્થાન** [ સં. અધિવાસ ( નિવાસ ) + સ્થાન ( ઠેકાણું ) ] ન. રહેઠાણ.

**અધિવાસી** ૧. [ સં. અધિ ( માં ) + વાસિન્ ( રહેનારું ) ] વિ. નિવાસી; રહેવાશી.

૨. [ સં. અધિવાસ ( સુગંધી કરવું ) ] વિ. સુગંધદાર.

**અધિવાહન** ૧. [ સં. અધિ ( ઉપર ) + વહ્ ( લઈ જવું ) ] ન. ઉપર લઈ જવું તે.

૨. [ સં. અધિ ( ઉત્તમ ) + વાહન ( મુસાફરીનું સાધન ) ] ન. જમીન ઉપર આવજા કરવા માટેનું રથ કે તેના જેવું બીજું વાહન.

**અધિવિન્ના** [ સં. અધિ ( ઉપર ) + વિન્ના ( પરણેલી ) ] સ્ત્રી. પહેલી પરણેલી સ્ત્રી; જેના ઉપર શોક લાવવામાં આવી હોય તેવું પ્રથમ પરણેતર.

**અધિવૃષણિકા** [ સં. અધિ ( ઉપર ) + વૃષણ ( અંડ ) + ઇક ( સંબંધી ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. પુરુષની ગુહ્યેન્દ્રિયનો એ નામનો એક ભાગ; વૃષણની અંદરની ગોળીની ગાંઠોની બારીક નળીઓ ભેગી થઈને બનેલી અને ગોળીઓમાંથી બહાર નીકળતી મોટી નળી.

અધિવૃષણિકા અને શુક્રવાહિની નળીઓનો પ્રવાસ બહુ જ અટપટો છે અને તેમાં પણ પ્રભુની કોઈ અગમ્ય રચના હશે.

અ. કા. શાસ્ત્રી

**અધિવેત્તા** ૧. [ સં. અધિ ( ઉપર ) + વેત્તૃ ( મેળવનાર ) ] પું. પહેલી સ્ત્રી હયાત છતાં બીજી વાર પરણનાર આદમી.

૨. [ સં. અધિ ( વધારે ) + વેત્તૃ ( જાણનાર ) ] વિ. વધારે જાણનાર.

**અધિવેદ** ૧. [ સં. અધિ ( ઉપર ) + વિદ્ ( મેળવવું ) ] પું. પ્રથમ પત્ની હયાત છતાં બીજી વાર કરેલું પરણેતર.

૨. [ સં. અધિ ( સંબંધી ) + વેદ ( આર્યોનું સૌથી જૂનું ધર્મપુસ્તક ) ] અ. વેદને લગતું.

૩. [ સં. અધિ ( માં ) + વેદ ] અ. વેદમાં.

**અધિવેદન** [ સં. અધિ ( ઉપર ) + વિદ્ ( મેળવવું ) ] ન. પહેલી સ્ત્રી હયાત છતાં બીજી વખત કરેલું પરણેતર.

**અધિવેદનિક** [ સં. અધિવેદન ( બીજી વખત કરેલું પરણેતર ) + ઇક ( સંબંધી ) ] ન. બીજું લગ્ન કરતી વખતે પ્રથમ પરણેલી સ્ત્રીના ભરણપોષણ માટે અલગ મૂકવામાં આવતી રકમ.

**અધિવેશન** [ સં. અધિ ( માં ) + વેશન ( પ્રવેશ ) ] ન. બેઠક; મેળાવડો; સંમેલન.

**અધિશક્તિ** [ સં. અધિ ( શ્રેષ્ઠ ) + શક્તિ ( દેવી ) ] સ્ત્રી. સર્વ શક્તિઓમાં ઉગ્ર સ્વરૂપવાળી કાળી માતા કહેવાતી દેવી. જુઓ કાળીમાતા.

**અધિશ્રપણ** જુઓ અધિશ્રયણ.

**અધિશ્રય** ૧. [ સં. અધિશ્રી ( ચૂલે મૂકવું ) ] પું. ઉકાળવા કે ગરમ કરવાનું કામ.

૨. [ સં. અધિ ( માં ) + શ્રી ( મૂકવું ) ] પું. તાકું; હાટિયું.

૩. પું. રાંધણું; પાક; રસોઈ.

**અધિશ્રયણ** ૧. [ સં. અધિશ્રી ( દેવતા ઉપર મૂકવું ) ] ન. ચૂલા ઉપર મૂકવું તે; ઉકાળવાની ક્રિયા.

૨. [ સં. અધિશ્રી ( રાંધવું ) ] ન. ચૂલો.

**અધિશ્રયણી** ૧. [ સં. અધિશ્રી ( રસોઈ કરવી ) ] સ્ત્રી. ચૂલો; રાંધવા માટે વપરાતી ભઠ્ઠી.

૨. [ સં. અધિશ્રી ( ઊંચે ચઢવું ) ] સ્ત્રી. સીડી; નિસરણી.

**અધિશ્રી** ૧. [ સં. અધિ ( વધારે ) + શ્રી ( અધિકાર ) ] વિ. ઊંચા દરજ્જાનું; મહાન.

૨. [ સં. અધિ ( બહુ ) + શ્રી ( લક્ષ્મી ) ] વિ. ઘણી લક્ષ્મીવાળું; બહુ સંપત્તિવાન.

૩. [ સં. અધિ ( ઘણું ) + શ્રી ( શોભા ) ] વિ. બહુ શોભાવાળું.

**અધિષવણ** ૧. [ સં. ] ન. લાકડાનું પાટિયું.

૨. ન. સોમરસ કાઢવાનું વાસણ.

૩. ન. સ્નાન.

**અધિષ્ઠા** પું. ( પિંગળ ) એ નામનો ૫૦ ગુરુ અને ૫૬ લઘુ મળી ૧૦૬ વર્ણનો એક વિષમજાતિ માત્રામેળ છંદ. ગણપ્રસ્તારપ્રકાશમાં એને ષટ્પદી છપ્પાનો એક ભેદ માનેલો છે.

**અધિષ્ઠાતા** ૧. [ સં. અધિષ્ઠાતૃ ( નિયંતા ) ] પું. અધિદેવ; રક્ષક દેવ.

૨. પું. ઈશ્વર; પ્રકૃતિને જડમાંથી ચેતન દશામાં લાવનાર દેવ.

૩. પું. ઉપરી; અધ્યક્ષ; પ્રમુખ; મુખી.

૪. પું. મુખ્ય કરીને સ્થાપેલ દેવ, રાજા કે કારભારી.

૫. વિ. દેખરેખ રાખનાર; કામ વાજબી થયું છે કે ગેરવાજબી તે જોનાર.

૬. વિ. નિયામક; નિયમમાં રાખનાર; વ્યવસ્થા કરનાર; વ્યવસ્થાપક.

૭. વિ. ભોગવનાર.

૮. વિ. સ્થાપનકર્ત્તા; મુખ્ય સ્થાપક.

**અધિષ્ઠાતૃત્વ** [ સં. અધિષ્ઠાતૃ ( નિયંતા ) + ત્વ ( પણું ) ] ન. નિયંતાપણું.

**અધિષ્ઠાતૃમંડળ** [ સં. અધિષ્ઠાતૃ ( વ્યવસ્થા કરવું ) + મંડળ ( સંઘ ) ] ન. કારભાર કરનાર સંઘ.

**અધિષ્ઠાત્રી** ૧. [ સં. અધિષ્ઠા ( ઉપરીપણું ભોગવવું ) ] સ્ત્રી. અધિદેવતા; અધિદેવી; મુખ્ય દેવી; ઉપરી દેવશક્તિ.

૨. સ્ત્રી. કારભારણ; સ્ત્રીનિયામક.

૩. સ્ત્રી. સ્ત્રીપ્રમુખ; આગેવાન બાનુ.

**અધિષ્ઠાન** ૧. [ સં. અધિષ્ઠા ( અમલ ચલાવવો ) ] ન. અધિકાર; શાસન; રાજસત્તા.

૨. [ સં. અધિ ( ઉપર ) + સ્થા ( ઊભવું ) ] ન. આધાર; આશ્રય.

૩. ન. આશીર્વાદ; દુઆ.

૪. ન. ઉપરીપણું; આધિપત્ય.

૫. ન. કાયદો; ધારો.

૬. ન. ખાસ પ્રસંગ સારુ નક્કી કરેલા નિયમ કે ધર્મ.

૭. ન. ( વેદાંત ) જેને વિશે બીજી વસ્તુનો ભ્રમ થાય છે તે વસ્તુ. જેમકે, રજ્જુમાં સાપ અને છીપમાં ચાંદીનો ભ્રમ થાય છે તેથી રજ્જુ સાપનું અને છીપ ચાંદીનું અધિષ્ઠાન ગણાય.

૮. [ સં. અધિ ( ઉપર ) + સ્થા ( ઊભવું ) ] ન. તળિયું; આધાર; પાયો.

૯. [ સં. અધિ ( માં ) + સ્થા ( રહેવું ) ] ન. નિવાસસ્થાન; ધામ; મુકામ; રહેઠાણ.

૧૦. [ સં. અધિ ( પાસે ) + સ્થા ( રહેવું ) ] ન. પાસે હોવાપણું; નજીક હોવું તે; સંનિધિ.
૧૧. ન. પૈડું.
૧૨. ન. પ્રભાવ.
૧૩. ન. ( બૌદ્ધ ) બોધિસત્ત્વને મેળવવાની દશ પારમિતામાંની એ નામની એક. જુઓ પારમિતા.
૧૪. ન. બ્રહ્મ.

આ અધિષ્ઠાનતત્ત્વ અથવા બ્રહ્મ કંઈ પૂર્ણ સત્ પદાર્થ છે એટલું જ નહિ, પણ પૂર્ણ ચિત્ દરેક અભિમાનીમાં પ્રેરક આત્મા રૂપે રહે છે, અને દેખાતા જડ વિશ્વના ભીતર પ્રદેશમાં અંતર્યામી ઈશ્વરરૂપે રહે છે. — નર્મદાશંકર દેવશંકર

૧૫. ન. ( સાંખ્ય ) ભોક્તા અને ભોગ્યનો સંયોગ. જેમકે, આત્માનો શરીર સાથે અને ઇંદ્રિયોનો વિષય સાથે સંયોગ.
૧૬. [સં. અધિ ( મુખ્ય ) + સ્થાન ( ઠેકાણું )] ન. મુખ્ય સ્થાન; મુખ્ય રહેઠાણ.
૧૭. ન. મૂળવસ્તુ; અધિકરણ.
૧૮. ન. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. ઉપાદાન કારણરૂપથી સર્વભૂત બ્રહ્મમાં રહેલ હોવાથી તે અધિષ્ઠાન કહેવાય છે.
૧૯. ન. શરીર; સર્વે કર્મો બની શકવામાં સાંખ્યશાસ્ત્રના સિદ્ધાંતમાં કહેલા અધિષ્ઠાન, કર્તા, જુદાં જુદાં પ્રકારનાં ઇંદ્રિયાદિ સાધન, વિવિધ પ્રકારની ભિન્ન ભિન્ન ચેષ્ટા અને દૈવ એ પાંચ હેતુઓમાંનો એક; ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ અને જ્ઞાન ઇત્યાદિની અભિવ્યક્તિનું આશ્રય એટલે શરીર.
૨૦. ન. શહેર; નગર; મોટું ગામ.
૨૧. ન સ્થાપના; પ્રતિપાદન.

**અધિષ્ઠાનકારણ** [ સં. અધિષ્ઠાન ( આશ્રય ) + કારણ ] ન. ( વેદાંત ) જેમાં અવિભક્ત રહીને તથા જેની મદદ મેળવીને ઉપાદાનકારણ કાર્યરૂપે પરિણમે તે. જેમકે, સૃષ્ટિની શરૂઆતમાં જળમાં જળથી અવિભક્ત રહેલા પૃથ્વીના તન્માત્રારૂપ સૂક્ષ્મ અંશો જળની જ સહાય મેળવીને પૃથ્વીરૂપે પરિણમે છે માટે જળ એ પૃથ્વીનું અધિષ્ઠાનકારણ છે. આને આધારકારણ અથવા મૂળકારણ પણ કહે છે. દૂધ અને પાણી અત્યંત સંમિશ્ર થયેલાં હોય તેવી રીતે બ્રહ્મમાં અવિભક્ત રહેલી પ્રકૃતિ બ્રહ્મની સાક્ષિતારૂપ મદદ મેળવીને જગતરૂપે પરિણમે છે માટે બ્રહ્મ એ જગતનું અધિષ્ઠાનકારણ છે.

**અધિષ્ઠાનપદાર્થવાદ** [ સં. અધિષ્ઠાન ( અધિકરણ ) + પદાર્થ ( વસ્તુ ) + વાદ ( તકરારી વાત ) ] પું. ગુણ વગેરેનું અધિકરણ; પદાર્થ હોવા સંબંધી મહાપ્રશ્ન.

**અધિષ્ઠાનભૂત** [ સં. અધિષ્ઠાન ( આધાર ) + ભૂત ( થયેલું ) ] વિ. આશ્રયરૂપ બનેલું; આધારભૂત.

**અધિષ્ઠાનરીતિ** [ સં. અધિ ( માં ) + સ્થાન ( જગ્યા ) + રીતિ ( પદ્ધતિ ) ] સ્ત્રી. અંતરાવલોકન; આત્મનિરીક્ષણ; પંડની પરીક્ષા.

**અધિષ્ઠાનશરીર** [ સં. અધિષ્ઠાન ( આધાર ) + શરીર ( દેહ ) ] ન. સૂક્ષ્મ શરીર; પિતૃલોકમાં આત્માને રહેવાનું શરીર.

**અધિષ્ઠિત** ૧. વિ. ઉપરી થઈને રહેલું; મુખી થયેલું; મુખ્ય કરી બેસાડેલું.
૨. વિ. નિયુક્ત; નીમેલું.
૩. [સં. અધિ ( પાસે ) + સ્થિત ( ઊભેલું )] વિ. પાસે આવેલું; નજીકનું.
૪. વિ. વસેલું; આશ્રિત; રહેલું.
૫. [ સં. અધિ (ઉપર) + સ્થિત ( આવેલું ) ] વિ. સવાર થયેલું; ચડેલું.
૬. વિ. સ્થાપન કરેલું.

**અધિસ્તર** [ સં. અધિ ( ઉપર ) + સ્તર ( પડ ) ] ન. પડ ઉપરનું બીજું પડ; ઉપલું પડ.

**અધીગુડી** સ્ત્રી. વરધારો નામની એક વનસ્પતિ. જુઓ વરધારો.

**અધીત** ૧. [ સં. અધિ + ઇ ( અભ્યાસ કરવો ) ] ન. અભ્યાસ; અધ્યયન; ભણતર.
૨. [સં. અધિ + ઇ ( જાણવું )] વિ. જાણેલું; અધિગત.
૩. વિ. ભણેલું; શીખેલું; વાંચેલું; અભ્યાસ કરેલ.

શ્રી વામન ચઉદિ વિદ્યા અધીત,
તેજવંત જાણે બીજુ આદિત્ય. — ભીમ

૪. વિ. મેળવેલું; પ્રાપ્ત કરેલું.

**અધીતવિદ્ય** ૧. [ સં. અધીત ( ભણેલું ) + વિદ્યા ( શાસ્ત્ર ) ] વિ. વેદ ભણેલું.
૨. [ સં. અધીત (ભણેલ) + વિદ્યા ( જ્ઞાન ) ] વિ. સંપૂર્ણ અભ્યાસ કરેલું; અભ્યાસ પૂરો કરેલું.

ગણિકા નિર્દ્રવ્યનો ત્યાગ કરે છે, અધીતવિદ્ય આચાર્યનો ત્યાગ કરે છે. — ભાગવત

**અધીતિ** ૧. [સં. અધિ + ઇ ( અભ્યાસ કરવો )] સ્ત્રી. અધ્યયન; ભણતર; પઠન; અભ્યાસ.
૨. [ સં. અધિ + ઇ ( યાદ રાખવું ) ] સ્ત્રી. યાદદાસ્ત; સ્મૃતિ.

**અધીન** ૧. [ સં. અધિ ( તાબે ) + ઇન ( સ્વામી ) ] પું. દાસ; સેવક.
૨. વિ. નમ્ર; દીન.
૩. વિ. વશ; તાબેદાર; આજ્ઞાકારી; આધીન.
૪. વિ. વિવશ; લાચાર.

**અધીનતા** ૧. [ હિં. ] સ્ત્રી. ગુલામી.
૨. [ સં. અધીન ( વશ ) + તા ( પણું ) ] સ્ત્રી. તાબેદારી; પરવશતા; પરતંત્રપણું.
૩. સ્ત્રી. નમ્રતા; દીનતા.
૪. સ્ત્રી. લાચારી; વિવશતા.

**અધીનતાઈ** ૧. [ હિં. ] સ્ત્રી. ગુલામી.
૨. સ્ત્રી. તાબેદારી.
૩. સ્ત્રી. નમ્રતા.

**અધીનતી** જુઓ અધીનતાઈ.

અધીનતી કરવી = (૧) આગ્રહ કરવો. (૨) કાલાવાલા કરવા; કરગરવું. (૩) પ્રાર્થના કરવી.

**અધીનત્વ** જુઓ અધીનતા.

**અધીનવું** અ. ક્રિ. વશ થવું; તાબે થવું.

**અધીની** જુઓ અધીનતાઈ.

**અધીર** ૧. પું. ( પિંગળ ) ગાહિની કુંડલિની જાતનો ૫૦ ગુરુ અને ૫૮ લઘુ મળી ૧૦૮ વર્ણ અને ૧૫૮ માત્રાવાળો એ નામનો એક વિષમજાતિ માત્રામેળ છંદ.
૨. પું. હાથીની એ નામની એક જાત.
૩. [ સં. અધૈર્ય ] સ્ત્રી. અણુપતીજ; અણુવિશ્વાસ.

અધીર આણવી-રાખવી-લાવવી = અણુવિશ્વાસ થવો; ભરોસો ન રહેવો.

૪. [ સં. અ ( નહિ ) + ધૃ ( ધારણ કરવું ) ] સ્ત્રી. અધીરાઈ; ઉતાવળ; વ્યગ્રતા; અકળામણ.

અધીર આણવી-રાખવી-લાવવી = અધીરા બનવું; ઉતાવળા થવું.

૫. સ્ત્રી. ઉત્કંઠા; ઔત્સુક્ય; આતુરતા.
૬. વિ. અવિચારી; મૂર્ખ.
૭. વિ. અસંતોષી.
૮. [ સં. અ ( નહિ ) + ધીર ( શાંત ) ] વિ. ગાભરું; વ્યગ્ર; વ્યાકુળ; ઉદ્વિગ્ન; અશાંત.
૯. વિ. ચંચળ; અસ્થિર; ચલિત મનનું; ક્ષણુપણુ.
૧૦. વિ. ધીરજ વિનાનું; આકળું; ઉતાવળું.
૧૧. વિ. બીકણ; કાતર.
૧૨. વિ. વિશ્વાસ ન કરનારું; પતીજ ન પડતી હોય એવું; અણુવિશ્વાસુ; અશ્રદ્ધાળુ.

**અધીરકરીર** પું. ( પિંગળ ) દરેક ચરણમાં મગણ, નગણ, નગણ, ભગણ, સગણ, નગણ, જગણ અને યગણ મળી ૨૪ અક્ષરનો સંસ્કૃતિ જાતનો એ નામનો એક સમવૃત્ત અક્ષરમેળ છંદ.

**અધીરજ** ૧. [સં. અ (નહિ) + ધીરજ (શાંતિ)] સ્ત્રી. અધીરાઈ; આતુરતા.
૨. સ્ત્રી. ઉત્કંઠા; ઔત્સુક્ય.
૩. [હિં.] વિ. અશાંત.
૪. વિ. ઉતાવળિયું; વિચારહીન.
૫. વિ. ગભરાયેલું; મૂંઝાયેલું.

**અધીરજતા** જુઓ અધીરાઈ.

**અધીરડું** (અધીરડું) [સં. અધીર (આકળું) + ડું (લઘુતાવાચક પ્રત્યય)] વિ. આકળું; ધીરજ વગરનું; ઉતાવળું; અધીરૂં.

**અધીરણું** [સં. અધીર (ધીરજ વગરનું)] વિ. આકળું; ઉતાવળું; આતુર.

**અધીરતા** ૧. [સં. અધીર (ધીરજનો અભાવ) + તા (પણું)] સ્ત્રી. અધીરાઈ; ઉતાવળ.
૨. [સં. અધીર (અણુપતીજ) + તા (પણું)] સ્ત્રી. અવિશ્વાસ; અણુપતીજ; અણુભરોસો; શંકા.
૩. [સં. અધીર (ચંચળ) + તા (પણું)] સ્ત્રી. ચંચળતા; અસ્થિરતા.
૪. [સં. અધીર (બીકણ) + તા (પણું)] સ્ત્રી. બીકણપણું.
૫. [સં. અધીર (વ્યગ્ર) + તા (પણું)] સ્ત્રી. વ્યગ્રતા; વ્યાકુળપણું; વિહ્વળતા; બેચેની; અકળામણ; મૂંઝવણ; અશાંતિ.

**અધીરપ** જુઓ અધીરજ.

**અધીરા** ૧. પું. (પિંગળ) દરેક ચરણમાં ભગણ, મગણ અને ગુરુ મળી ૭ અક્ષરવાળો ઉષ્ણિક જાતિનો એ નામનો એક અક્ષરમેળ છંદ.
૨. [સં. અધીર (ધીરજ વગરનું) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. (કાવ્ય) નાયકમાં નારીવિલાસસૂચક ચિહ્ન જોઈને પ્રત્યક્ષ કોપ કરનારી નાયિકા; બહુ અધીરજવાળી સ્ત્રી. અધીરાના બે પ્રકાર છે: (૧) મધ્યાધીરા–તે પોતાના પ્રિયનો દોષ જોઈ તેને કઠોર વાણીથી મેણાં મારે અને કોપ દેખાડે. (૨) પ્રૌઢાધીરા–તે તિરસ્કાર કરી સામી થઈને મારવાને તત્પર થાય અથવા ઊછળી ઊછળીને વળગી તકરાર કરવા તત્પર થાય.
૩. [સં. અધીર (ચંચળ) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. વીજળી, કેમકે તે બહુ ચંચળ છે.
૪. વિ. સ્ત્રી. ધીરજ ખોઈ કોપ કરે તેવી; કજિયાળી.

**અધીરાઈ** ૧. સ્ત્રી. અધીરજ, આતુરતા.
૨. સ્ત્રી. અવિશ્વાસ; શંકા.
૩. સ્ત્રી. ઉત્કંઠા; ઔત્સુક્ય.

**અધીરાપણું** જુઓ અધીરાઈ.

**અધીરિયું** જુઓ અધીરૂં.

**અધીરૂં** ૧. [સં. અ (નહિ) + ધીર (ધીરજવાળું)] વિ. ધીરજ વગરનું; ધૈર્ય ખોઈ બેઠેલું; આકળું; ઉતાવળિયું.
૨. [સં. અધીર (અણુવિશ્વાસ)] વિ. વિશ્વાસ વગરનું; ભરોસો નહિ કરનારૂં.
૩. વિ. વ્યગ્ર; ગભરાયેલું.

**અધીશ** ૧. [સં. અધિ (શ્રેષ્ઠ) + ઈશ (દેવ)] પું. અધીશ્વર; પરમેશ્વર; મહાદેવ.
૨. પું. (જૈન) અર્હત; અરિહંત; તીર્થંકર.
૩. [સં. અધિ (મુખ્ય) + ઈશ (ઉપરી)] પું. મુખ્ય ઉપરી; સ્વામી; માલિક; ધણી.
૪. પું. રાજા.
૫. પું. શહેનશાહ; રાજાધિરાજ; સમ્રાટ.

**અધીશપદ** ૧. [સં. અધીશ (રાજા) + પદ (દરજ્જો)] ન. આદીપતિપણું; રાજાપણું; રાજપદવી.
૨. ન. નૃપાસન.

**અધીશ્વર** જુઓ અધીશ.

**અધીશ્વરી** ૧. [સં. અધિ (મુખ્ય) + ઈશ્વર (પ્રભુ) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. પરમેશ્વરી.
૨. [સં. અધીશ્વર (રાજા) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. રાણી.

**અધુધુ** ઉ. (અનુકરણવાચક) અતિશયતા વગેરેથી થતું આશ્ચર્ય બતાવનાર ઉદ્ગાર; અધધધ; આહાહાહા; અહોહો; ઘણું, બહુ એમ દર્શાવનાર બોલ.

**અધુના** [સં.] અ. હમણાં; હાલ; આ સમયે; અત્યારે; હવે.

**અધુનાભિજ્ઞ** [સં. અધુના (હાલ) + ભિદ્ (ફાટવું)] વિ. નવા અંકુર ફૂટેલું.

**અધુનોપલિપ્ત** [સં. અધુના (હમણાં) + ઉપલિપ્ત (લીંપેલું)] વિ. તરતનું લીંપેલું.

**અધુર** ૧. [સં. અધર] પું. નીચલો હોઠ.
શોભે લાલ પ્રવાળી અધુર. — બાલાજી
૨. ન. અધીરાઈ.
૩. વિ. અંકુશ કે દાબ વિનાનું.
૪. [સં. અ (નહિ) + ધુરા (ધોંસરી)] વિ. નિશ્ચિંત; ચિંતારૂપી બોજા વગરનું.

**અધુરાણું** ૧. ન. (કચ્છી) જરી ગયેલું કપડું.
૨. વિ. જીર્ણ; ઘસાઈ ગયેલું.
૩. વિ. પહેરેલું પણ નહિ ધોયેલું; અધોતું.

**અધુરામૃત** [સં. અધર (હોઠ) + અમૃત] ન. ચુંબનરસ; અધરામૃત.

**અધુસારવું** ૧. [સં. અર્ધ (અરધું) + સૃ (જવું)] સ. ક્રિ. અધવારવું; દાણો, પાણી તથા એવા બીજા પદાર્થનું એક વાસણમાંથી બીજા વાસણમાં અરધું ઠાલવવું.
૨. અ. ક્રિ. અરધું પસાર થવું; લગભગ અરધી મુદતનું વીતી જવું.

**અધૂકડું** (અધૂકડું) ૧. વિ. અધખોલું; અધૂધડું; અરધું ઉઘાડું.
૨. વિ. અધ્ધર; આધાર વિનાનું.
૩. વિ. અસ્થિર; બરાબર નહિ બેઠેલું.
૪. વિ. ઉભડક; ઊભે પગે બેઠેલું; અઢૂકડું.

**અધૂઘડું** (અધૂઘડું) [અધ (અરધ) + ઉઘાડું (ખુલ્લું)] વિ. અધખોલું; અરધું ઉઘાડું.

**અધૂત** ૧. [સં. અ (વિશેષ) + ધૂત (દૂર કરેલું)] ન. અંત્યજ; અસ્પૃશ્ય વર્ગનું માણસ.
૨. [સં. અ (નહિ) + ધૂત (હલાવેલું)] વિ. અકંપિત; ધ્રૂજ્યા વગરનું.
૩. વિ. નિર્ભય; નીડર.

**અધૂની** [અ (નહિ) + ધૂની (આવેશી)] વિ. અક્ષુબ્ધ; આવેશ વગરનું; ધૂન વિનાનું.

**અધૂસ્કૂ** ૧. વિ. (કચ્છી) અધપડિયાળું; અર્ધું મીચેલું.
૨. વિ. ટેકા વગરનું.

**અધૂમક** [સં. અ (નહિ) + ધૂમ (ધુમાડો) + ક (વાળું)] વિ. ધુમાડા વગરનું; ઝળહળતું

**અધૂરપ** [અધૂરૂં (અપૂર્ણ) + પ (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. અપૂર્ણતા; ઊણપ; ન્યૂનતા; ખામી.

**અધૂરપૂરૂં** વિ. અધૂરૂં પૂરૂં કરનાર.
પિયુ પાખે સંતાપે રે તાપે ભાગણી–મંદ,
અબળા ઉપર શૂરો રે અધૂરપૂરો રે ચંદ. — પ્રેમાનંદ

**અધૂરથા** [હિં.] પું. ઠગ લોકોના હાથે ગળાફાંસાથી થતા ખૂનમાંથી બચી ગયેલો મુસાફર.

**અધૂરા** ૧. [સં. અર્ધપૂર] વિ. (હિંદી) અપૂર્ણ.
અધૂરા બચ્ચા = કાચો ગર્ભ.
૨. વિ. અરધું કરેલું.
૩. વિ. ખોડખામીવાળું.
૪. વિ. ડગુમગુ; અસ્થિર.
૫. વિ. નબળું; દુર્બળ.
૬. વિ. નાલાયક.

**અધૂરિયું** ૧. ન. મુદત પૂરી થયા પહેલાં જન્મેલું બાળક; અધૂરે માસે અવતરેલું બચ્ચું.
૨. વિ. અધૂરા જીવવાળું; ધીરજ વગરનું.

૩. વિ. અધૂરૂં રહી ગયેલું; અપૂર્ણું.
૪. વિ. અર્ધદગ્ધ; અણસમજુ.

**અધૂરૂં** ૧. [ અર્ધ ( અરધું ) + ઊણું ( ખાલી ) ] વિ. અપૂર્ણું; પાર નહિ પહોંચેલું; પૂરૂં નહિ થયેલું; અસંપૂર્ણું.

અધૂરા પૂરા કરવા ( હડાડા ) = (૧) આયુષ્યના બાકી રહેલા દિવસ પૂરા કરવાને જીવવું; પીડાવું; પિલાવું. મંદવાડમાંથી બેઠું ન થાય એવા ઘણા રિબાતા માણસ વિષે બોલતાં આ રૂઢિપ્રયોગ વપરાય છે. (૨) મને કમને જીવવું.

૨. વિ. અપ્રવીણ.
૩. વિ. ઓછું; કમ.

૧. અધૂરામાં પૂરૂં = જાણે કંઈ બાકી હોય તેમ; આટલું તો થયું છે તેમાં વધારે.
૨. અધૂરો ઘડો છલકાય = અપૂર્ણું, અજ્ઞાની હોય તે ઊછળ્યા કરે; થોડા જ્ઞાનવાળાને અભિમાન થાય.

૪. વિ. કચાશવાળું; અપકવ.

૧. અધૂરે આવવું = (૧) અધૂરે જન્મવું; મુદત પૂરી થયા પહેલાં જન્મ થવો. (૨) પાર નહિ ઊતરવું; અરધેથી તૂટી પડવું. (૩) મોસમ પહેલાં ફળ આવવાં.
૨. અધૂરે જવું = (૧) ગર્ભ ગળવો કે પડવો; કસુવાવડ થવી. (૨) પાર નહિ ઊતરવું; અરધેથી તૂટી પડવું. (૩) ભાંગી પડવું; રોળાઈ જવું.

૫. વિ. તૂટક; વચમાંથી ગયેલું; ખંડિત.

**અધૂરૂંપધૂરૂં** [ અધૂરૂં ( અપૂર્ણું ) + પધૂરૂં ( અધૂરાનું એવડું રૂપ ) ] વિ. અપૂર્ણું; અરધુંપરધું; અધૂરૂં રહેલું.

**અધૂરૂંમધુરૂં** ૧. [ અધૂરૂં ( અપૂર્ણું ) + મધુરૂં ( મીઠું ) ] વિ. અધૂરૂં હોવાથી મધુર લાગતું; અપૂર્ણું હોવાને લીધે આનંદ આપતું.
૨. વિ. પૂરેપૂરી મીઠાશ વગરનું.

**અધૂર્ત** [ સં. અ ( નહિ ) + ધૂર્ત ( ધુતારૂં ) ] વિ. લુચ્ચાઈ વગરનું; ઠગાઈ નહિ કરનારૂં; પ્રામાણિક.

**અધૂર્તરજા** [ સં. ] પું. ( પુરાણ ) એ નામનો સૂર્યવંશી ગયરાજાનો બાપ. એનું બીજું નામ અમૂર્તરજા હતું.

**અધૃત** ૧. [ સં. અ ( નહિ ) + ધૃત ( ધારણ કરેલ ) ] પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. પૃથ્વી વગેરે ધારણ કરનારને પણ તે ધારણ કરનાર હોવાથી એટલે કે તે પોતે જ સર્વના ધારક હોવાથી કોઈએ તેમને ધારણ કરેલા નથી, માટે તે અધૃત કહેવાય છે.
૨. [ સં. અ ( નહિ ) + ધૃત ( પકડેલું ) ] વિ. દાબમાં નહિ રહેલું; નિરંકુશ.
૩. વિ. નહિ ધારણ કરેલું.
૪. વિ. નિરાધાર; અનાશ્રિત; આધાર વિનાનું.

**અધૃતિ** ૧. [ સં. અ ( નહિ ) + ધૃતિ ( ધીરજ ) ] સ્ત્રી. અધીરજ; અધીરાઈ.
૨. [ સં. અ ( નહિ ) + ધૃતિ ( સ્થિરતા ) ] સ્ત્રી. અસ્થિરતા.
૩. સ્ત્રી. આતુરતા.
૪. સ્ત્રી. ઉદ્વેગ; ગભરાટ.
૫. [ સં. અ ( નહિ ) + ધૃતિ ( સુખ ) ] સ્ત્રી. દુઃખ; સુખનો અભાવ.
૬. [ સં. અ ( નહિ ) + ધૃતિ ( ધૈર્ય ) ] સ્ત્રી. નાહિંમતપણું; હિંમત ન હોવાપણું.
૭. સ્ત્રી. લંપટતા; અજિતેંદ્રિયપણું; વ્યભિચાર.

**અધૃષ્ટ** ૧. [ સં. અ ( નહિ ) + ધૃષ્ ( હરાવવું ) ] વિ. અજય્ય; અજેય; અપ્રતિહત; ન જિતાય એવું.
૨. [ સં. અ ( નહિ ) + ધૃષ્ટ ( નિર્દય ) ] વિ. દયાળુ; હિંસા નહિ કરનારૂં.
૩. [ સં. અ ( નહિ ) + ધૃષ્ટ ( બડાઈખોર ) ] વિ. નમ્ર; ગર્વ વગરનું; બડાઈ નહિ કરનારૂં.
૪. [ સં. અ ( નહિ ) + ધૃષ્ટ ( નિર્લજ્જ ) ] વિ. લજ્જાશીલ; લાજવાળું; શરમાળ.

**અધૃષ્ય** ૧. પું. ( પિંગળ ) અષ્ટિ જાતનો ૧૬ અક્ષરનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ. તેના દરેક ચરણમાં તગણ, નગણ, નગણ, નગણ, નગણ અને લઘુ આવે છે.
૨. [ સં. અ ( નહિ ) + ધૃષ્ ( હરાવવું ) ] વિ. અજય્ય; હરાવી ન શકાય એવું.
૩. વિ. બડાઈખોર; મગરૂર.
૪. [ સં. અ ( નહિ ) + ધૃષ્ ( ગર્વ ધરવો ) ] વિ. શરમાળ; લાજવાળું.

**અધેટી** ન. ઊકળતા શેરડીના રસમાં આથેલું આદુ.

**અધેડ** (અધેડ઼) [ સં. અર્ધ ( અરધું ) + આયુ ( આવરદા ); પ્રા. અદ્ધેડ્ડ ( અરધું વધેલું ) ] વિ. આધેડ; ત્રીસ વર્ષથી ચાળીશેક વર્ષની વયનું; ઘડપણ અને જુવાની વચ્ચેનું; પ્રૌઢ ઉમરનું.

**અધેનુ** [ સં. અ (અપ્રશસ્ત) + ધેનુ (ગાય) ] સ્ત્રી. દૂધ ન આપતી હોય એવી ગાય.

**અધેય** ૧. [ સં. અ ( નહિ ) + ધ્યેય ( આરાધવા જેવું ) ] વિ. અધ્યેય; આરાધવાને અયોગ્ય; ધ્યાન નહિ ધરવા જેવું.
૨. [ સં. અ ( નહિ ) + ધેય ( ધારણ કરવા જેવું ) ] વિ. ધારણ નહિ કરવા જેવું; અધાર્ય.

**અધેલા** ૧. [ હિં. ] પું. અરધો પૈસો; આશરે ચાર દમડીની કિંમતનો ત્રાંબાનો સિક્કો.
૨. પું. સર્પની જાતનું એ નામનું એક નહિ કરડનારૂં તથા ધીમી ચાલનું જાનવર. આ પ્રાણી વાંભ જેટલું લાંબું અને હાથના કાંડા જેટલું અથવા તેથી કાંઈક વિશેષ જાડું હોય છે. એના અંગ ઉપર બબ્બે આંગળને અંતરે બંગડી જેવા લીટા હોય છે. તે વારંવાર જીભથી પોતાના હોઠ ચાટે છે.

**અધેલિયા** ૧. [ હિં. ] પું. અરધ ભાગદાર.
૨. પું. અરધા પૈસાની કિંમતની ચીજ.

**અધેલિયો** [ અધેલી ( અરધો રૂપિયો ) ] પું. અરધ ભાગદાર; અર્ધો ભાગ ધરાવનાર પુરુષ.

**અધેલી** ૧. [ હિં. ] સ્ત્રી. અરધી સોનામહોર.
૨. [ સં. અર્ધ; પ્રા. અદ્ધ ] સ્ત્રી. અરધો રૂપિયો; આઠ આનાની કિંમતનો રૂપાનો સિક્કો.

અધેલા ન દે, અધેલી દે = ખાળે ડૂચા અને દરવાજા મોકળા.

૩. સ્ત્રી. જમીન ઉપર પથરાતી એ નામની એક જાતની વનસ્પતિ.
૪. સ્ત્રી. નવટાંક; અધપાવ; શેરનો આઠમો ભાગ.
૫. સ્ત્રી. મિલકતનો અર્ધ ભાગ.

**અધેલો** [ સં. અર્ધ; પ્રા. અદ્ધ ] પું. અરધો પૈસો; દોઢ પાઈની કિંમતનો તાંબાનો સિક્કો.

**અધૈર્ય** ૧. [સં. અ (નહિ) + ધૈર્ય (ધીરજ)] ન. અસ્થિરતા; ઉતાવળ; ધીરજનો અભાવ; ચંચળતા.
૨. [ સં. અ ( નહિ ) + ધૈર્ય ( સ્વસ્થતા ) ] ન. ઉદ્વેગ; વ્યાકુળતા; વ્યગ્રપણું.
૩. [ સં. અ ( નહિ ) + ધૈર્ય ( હિંમત ) ] ન. નાહિંમતપણું.
૪. વિ. ઉતાવળિયું; અધીર.
૫. વિ. ઉદ્વેગવાળું; વ્યાકુળ.
૬. વિ. નાહિંમત; હિંમત વિનાનું.

**અધૈર્યવાન** ૧. [ સં. અધૈર્ય ( અધીરાઈ ) + વત્ ( વાળું ) ] વિ. અધીરૂં; આકળું; ધીરજ વગરનું; ઉતાવળિયું.
૨. વિ. અવિચારી; મૂર્ખ.
૩. વિ. ચલિત મનનું; અદઢ; હચુપચુ; ચંચળ.
૪. [ સં. અધૈર્ય ( નાહિંમતપણું ) + વત્ ( વાળું ) ] વિ. બીકણ; કાતર; હિંમત વગરનું.
૫. વિ. વિશ્વાસ નહિ કરનારૂં; પતીજ નહિ રાખનારૂં.

**અધો** ૧. પું. ( ચારણી ) ભાઈ.

૨. [ સં. અધઃ ] વિ. નીચું; નમતું.
ઉદરમાં અધો મસ્તકે જ્યાં રહ્યા'તા.
ભાગવત

૩. વિ. હલકું; ઊતરતું.

૪. અ. નીચે; નીચલી દશામાં; તળે.

**અધોઅધ** વિ. ( કચ્છી ) અરધાઅરધ.

**અધોક્ષ** ૧. [ સં. અધઃ ( નીચે ) + અક્ષ ( ઇંદ્રિય ) ] પું. ઈશ્વર; નારાયણ, કેમકે તે ઇંદ્રિયાતીત છે.

તન હેત ધરીને પૂછવા લાગ્યે શું જનની અધોક્ષ. પ્રેમાનંદ

૨. [ સં. અધઃ (જીતેલું) + અક્ષ (ઇંદ્રિય) ] વિ. જિતેંદ્રિય.

૩. [ સં. અધઃ ( નીચે ) + અક્ષ ( ધરી ) ] વિ. ધરીની નીચે આવેલું.

**અધોક્ષજ** ૧. [ સં. અધઃ ( નીચું ) + અક્ષ ( ઇંદ્રિય ) + જ ( જન્મેલું ) ] પું. ઈશ્વર; પરમાત્મા, કેમકે તે ઇંદ્રિયોથી ઊપજતા પ્રત્યક્ષ જ્ઞાનનો વિષય બની શકતા નથી.

૨. [ સં. અધોક્ષ ( જિતેંદ્રિય ) + જન્ ( પ્રકટ થવું ) ] પું. જિતેંદ્રિય પુરુષો ( વસુદેવાદિ )થી કૃષ્ણાદિ રૂપે જન્મ ધારણ કરનાર પરમાત્મા; જિતેંદ્રિય પુરુષોને પ્રત્યક્ષ થનાર પરમાત્મા.

૩. [ સં. અધઃ ( પૃથ્વી ) + અક્ષ ( આકાશ ) + જ ( જન્મેલું ) ] પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. આકાશ અને પૃથ્વી વચ્ચે તે વિરાટ રૂપથી રહે છે, પોતાના સ્વરૂપથી કદી ક્ષીણ થતા નથી, અને ઇંદ્રિયો અધોમુખી થવાથી એટલે કે ઇંદ્રિયોને આત્મા તરફ વાળવાથી તેમનું જ્ઞાન થાય છે, માટે તે અધોક્ષજ કહેવાય છે.

૪. [ સં. અધોક્ષ ( ધરી નીચે આવેલું ) + જન્ ( જન્મવું ) ] પું. શ્રીકૃષ્ણ. શકટાસુરને મારતી વખતે ગાડું ઊંધું વળી જતાં ગાડાની ધરી નીચે આવી જવા છતાં તે સલામત પાછા નીકળવાથી લોકો ફરી નવો જન્મ થયો એમ માનવા લાગ્યા તેથી તે અધોક્ષજ કહેવાય છે.

**અધોગ** [ સં. અધઃ (નીચું) + ગ (જનાર) ] વિ નીચું જનારું; નીચલા ભાગ તરફ જવાવાળું.

અધોગ રક્તપિત્ત = ઝાડા વાટે જતું લોહી.

**અધોગત** ૧. [ સં. અધઃ ( નીચે ) + ગત ( ગયેલું ) ] વિ. ઊતરેલું; નીચે ગયેલું.

૨. વિ. નરકમાં પડેલું.

૩. વિ. પતિત; ભ્રષ્ટ; અવનત.

**અધોગતિ** ૧. [ સં. અધઃ ( નીચું ) + ગતિ ] સ્ત્રી. નરકવાસ; અવગતિ; ભૂતયોનિમાં પડવું તે; દુર્ગતિ.

૨. સ્ત્રી. નીચાણ કે નીચલા ભાગ તરફ જવું તે.

૩. સ્ત્રી. પડતી; પતન; અવનતિ.

૪. સ્ત્રી. પડતી હાલત.

**અધોગતિશીલ** [ સં. અધઃ ( નીચું ) + ગતિ + શીલ ( સ્વભાવ ) ] વિ. નીચી ગતિ કરવાના સ્વભાવનું; નીચે જવાના વલણવાળું.

**અધોગમન** ૧. [ સં. અધઃ ( નીચે ) + ગમન ( ગતિ ) ] ન. અવનતિ; પતન; પડતી; દુર્દશા.

૨. ન. ગુરુત્વાકર્ષણને લીધે નીચે પડવાનો ગુણ; અધઃપતનશીલતા.

૩. ન. નરકગતિ; અવગતિ.

૪. ન. નીચે જવું તે.

**અધોગંડ** [ સં. અધઃ ( નીચે ) + ગંડ ( ચાંચ ) ] ન. પક્ષીની ચાંચ નીચે લટકતી માંસની ઝૂલ; ઝાલર.

**અધોગંડી** [ સં. અધઃ ( નીચે ) + ગંડિ ( થડ ) + ઇન્ ( વાળું ) ] વિ. નીચા થડવાળું.

**અધોગામી** ૧. [ સં. અધઃ ( નીચે ) + ગામિન્ ( જનાર ) ] વિ. અવનતિ પામનાર; પડતીમાં આવનાર.

૨. વિ. નરકવાસી; નરકમાં પડનાર; દુર્ગતિમાં જનાર.

૩. વિ. નીચે જનારું.

વાયુ હલકો અને વક્રગામી છે, અગ્નિ ઉપર જવાના સ્વભાવવાળો અને જળ અધોગામી છે. ત્રિકાળદર્શકદર્પણ

૪. વિ. હલકું; નીચ.

**અધોગામીઅમ્લપિત્ત** [સં. અધઃ ( નીચે ) + ગામિન્ (જનાર) + અમ્લપિત્ત ( શરીરમાંનો એક ખાટો પ્રવાહી ) ] ન. ( વૈદક ) અમ્લપિત્ત રોગનો એ નામનો એક પ્રકાર. તેમાં ગુદા વાટે અમ્લપિત્ત નામનો ખાટો રસ બહાર પડે છે. તરસ, દાહ, બેશુદ્ધિ, ચક્કર, શરીરે ચાઠાં નીકળવાં, પરસેવો આવવો વગેરે આ દરદનાં લક્ષણ છે.

**અધોગ્રીવ** [ સં. અધઃ ( નીચે ) + ગ્રીવા ( ડોક ) ] વિ. નીચી ડોકવાળું.

**અધોઘંટા** [ સં. અધઃ ( નીચે ) + ઘંટા ( ટોકરો ) ] સ્ત્રી. અઘેડાનો છોડ. તેનું ફળ નીચેથી ઘંટાકાર હોય છે.

**અધોજાનુ** [ સં. અધઃ ( નીચે ) + જાનુ ( ગોઠણ ) ] પું. ગોઠણનો નીચલો ભાગ.

**અધોટ** જુઓ અધોડ.

**અધોટિયું** ૧. ન. કાંસાની પહોળા મોંની વાટકી.

૨. ન. શેરડીના રસથી ભરેલી કોઠીમાંથી અરધો રસ કાઢી લેવાનું કામ.

૩. ન. શેરડીના રસની અરધી કોઠી.

**અધોટી** ૧. [ સં. અર્ધ ( અરધું ) + ઉત્થિત ( તૈયાર થયેલું ) ] સ્ત્રી. ઉકાળીને ઉતારેલો પણ નહિ ઠરેલો શેરડીનો રસ.

૨. સ્ત્રી. શેરડીના રસમાં આદુ નાખી ઉકાળી મધ જેવો કરેલો ને ખાવામાં ગળબાણા જેવો લાગતો એ નામનો એક પદાર્થ.

**અધોડ** ( અધોઢ ) ૧. [ અધ ( અર્ધ ) + વૃત્ ( હોવું ) ] વિ. આધેડ; પ્રૌઢ; જુવાની પસાર કરી આધેડ અવસ્થામાં આવતું.

૨. વિ. પીઢ; ઠરેલ; સમજુ.

**અધોડિયું** ( અધોડિયું ) ન. કાંસાની નાની તાંસળી.

**અધોડું** ( અધોડું ) ૧. ન. મૂએલું ઢોર લઈ જઈ તેના બદલામાં ઢોરના માલિકને ચમારે આપેલું ચામડું.

૨. વિ. ઢોર જેવું; અણસમજુ.

**અધોતું** ૧. [ અર્ધ ( અરધું ) + ધોતિયું ( ધેપાડું ) ] ન. જરી ગયેલું કપડું.

૨. વિ. જીર્ણ; ઘસાઈ ગયેલું; વપરાઈને ફાટવા આવેલું; જરી ગયેલું.

૩. [ સં. અ ( નહિ ) + ધૌત ( ધોયેલું ) ] વિ. નહિ ધોયેલું; મેળ નહિ ઊતરેલું; પહેરેલું પણ નહિ ધોયેલું.

**અધોદૃષ્ટિ** ૧. [ સં. અધઃ ( નીચે ) + દૃષ્ટિ ( નજર ) ] સ્ત્રી. નીચી નજર; નીચે જમીન તરફ જોવું તે.

૨. સ્ત્રી. ( યોગ ) હૃદયમાં આત્માનું ધ્યાન ધરતી વખતની એક સ્થિતિ. તેમાં ઇંદ્રિયોની બહિર્ગતિ રોકી નાકના ટેરવા ઉપર નજર સ્થાપવામાં આવે છે.

૩. વિ. નીચે જોનાર; નીચે નજર રાખનાર.

૪. વિ. ( યોગ ) યોગાભ્યાસ કરતી વખતે નાકના ટેરવા ઉપર નજર રાખનાર.

**અધોદેશ** ૧. [ સં. અધઃ ( નીચેનું ) + દેશ ( ભાગ ) ] પું. નીચલો ભાગ.

૨. પું. નીચેનું સ્થાન; નીચેની જગ્યા.

**અધોદ્વાર** ૧. [ સં. અધઃ ( નીચેનું ) + દ્વાર ( બારણું ) ] ન. મળદ્વાર; ગુદા.

૨. ન. યોનિ.

**અધોધ** ૧. [ સં. અધઃ ( નીચું ) + અધઃ ( નીચું ) ] વિ. ઊતરતું ને વધુ ઊતરતું; નીચે ને નીચે ઊતરતું.

૨. અ. નીચે ને વધુ નીચે તળે ને તળે; ઊંડુંઊંડું.

**અધોધારણા** સ્ત્રી. ( યોગ ) પંચસાધારણ-મુદ્રામાંની એ નામની એક; પાર્થિવીધારણા.

**અધોધાવંતી** સ્ત્રી. ( ન્યાય ) અનવસ્થાના બે પ્રકારમાંનો એ નામનો એક.

**અધોધાવંત્યનવસ્થા** [ સં. અધોધાવન્તી ( પૂર્વ-પૂર્વ સ્થિતિના પ્રવાહમાં નહિ અટકતી ) + અન-વસ્થા ( છેડો ન આવે એવી દલીલની પરંપરા ) ] સ્ત્રી. ( ન્યાય ) અનવસ્થા નામના દોષના બે પ્રકારમાંનો એ નામનો એક. આમાં પૂર્વપૂર્વ સ્થિતિનો પ્રવાહ કોઈ જગ્યાએ અટકતો નથી.

**અધોધિક** [ સં. અર્ધ ( અરધું ) + અધિક ( વધારે ) ] વિ. અરધથી વધારે.

દ્વિતીય પિંડ ૪૪૯ને ૨૨૫ વડે ભાગતાં ૧ પૂર્ણાંક અને **અધોધિક** અવયવતુલ્ય લબ્ધિ આવી. પુરાતત્ત્વ

**અધોનત** [ સં. અધઃ ( નીચે ) + નત ( નમેલું ) ] વિ. નીચું નમેલું.

**અધોનતાંશ** [ સં. અધઃ ( નીચે ) + નત ( નમેલું ) + અંશ ( વર્તુલનો ૩૬૦મો ભાગ ) ] પું. ( ગણિત ) અધોનતિ; કોઈ પણ પદાર્થ જોનારની આંખ કરતાં નીચેની સપાટી ઉપર હોય તો તે પદાર્થને આંખ સાથે જોડનારી સુરેખા આંખમાંથી પસાર થતા ક્ષિતિજ સમાંતર તલ સાથે જે ખૂણો કરે તે; ક્ષિતિજ સમાંતર તલ બરાબર દૃષ્ટિ રાખ્યા પછી તે પદાર્થને જોવાને જેટલે અંશે નીચી નમે તેટલા અંશનો ખૂણો; 'ઍંગલ ઑવ ડિપ્રેશન'.

**અધોનતિ** ૧. સ્ત્રી. અધોનતાંશ; 'ઍંગલ ઑવ ડિપ્રેશન'.

૨. [ સં. અધઃ ( નીચે ) + નતિ ( નમન ) ] સ્ત્રી. નીચા વળી કરેલું નમન.

**અધોનાપિત** ૧. [ સં. અધઃ ( હલકું ) + નાપિત ( વાળંદ ) ] ન. એ નામની એક જાતિનું માણસ.

ક્ષત્રિય સ્ત્રીને નિષાદ પુરુષના સંબંધથી અધો-નાપિત થાય છે. સૂતસંહિતા

૨. વિ. એ નામની એક જાતિનું.

**અધોનિર્બંધક** [ સં. અધઃ ( નીચે ) + નિર્બં-ધક ( દાબનાર ) ] વિ. ( વિજ્ઞાન ) નીચેની તરફ દાબ દેનાર.

**અધોપમા** [ સં. અધઃ ( હલકું ) + ઉપમા ( સરખામણી ) ] સ્ત્રી. હલકા પદાર્થ સાથેની સરખામણી.

**અધોપર** [ અધ ( અર્ધ ) + ઉપર ( પછી ) ] અ. અધવચ્ચે; અરધી ઉમરે જતાં.

બિચારાનું અધોપર ઘર બાંગ્યું = અરધી ઉમરે રાંડ્યો.

**અધોપહાસ** ૧. [ સં. અધઃ ( નીચલો ભાગ એટલે યોનિ ) + ઉપહસ ( ભેટાણું કરવું ) ] પું. સંભોગ.

૨. [ સં. અધઃ ( નીચલો ભાગ ) + ઉપહાસ ( મશ્કરી ) ] પું. સ્ત્રીના ગુહ્ય ભાગ સંબંધી હાંસી.

**અધોબિંદુ** [ સં. અધઃ ( નીચેનું ) + બિંદુ ( ટપકું ) ] ન. માથાની સીધી લીટીએ નીચલે ભાગે પડતું બિંદુ; પગની નીચેનું બિંદુ; અધઃ-સ્વસ્તિક.

**અધોભવ** [ સં. અધઃ ( નીચે ) + ભવ ( જન્મ ) ] પું. નરકમાં થતો જન્મ; નરકમાં અવતાર.

**અધોભાગ** ૧. [ સં. અધઃ ( નીચેનું ) + ભાગ ( જગ્યા ) ] પું. તળિયું; તલ.

૨. પું. નીચેનો ભાગ.

**અધોભાગી** [ સં. અધઃ ( હલકું ) + ભાગ્ય ( નસીબ ) ] વિ. કમનસીબ; દુર્ભાગી.

**અધોભાગ્ય** [ સં. અધઃ ( હલકું ) + ભાગ્ય ( નસીબ ) ] ન. દુર્ભાગ્ય; કમનસીબી; બદ-બખ્તી.

**અધોભુવન** [ સં. અધઃ ( નીચલું ) + ભુવન ( જગત ) ] ન. પાતાળ; નાગલોક; હેઠ નીચેનો લોક.

**અધોભૂમિ** ૧. સ્ત્રી. નેપથ્યગૃહ; નાટકશાળા માંહેનો વેશ સજવાનો ભાગ; નીચેનું વેશસ્થાન.

૨. [ સં. અધઃ ( નીચેનું ) + ભૂમિ ( જમીન ) ] સ્ત્રી. પાતાળ; નીચેની જમીન.

૩. સ્ત્રી. ( ભૂગોળ ) પૃથ્વીની સપાટી નીચેની જમીન; સપાટી અને તળિયા વચ્ચેની જમીન.

૪. સ્ત્રી. ભોંયતળિયું.

**અધોભોમ** જુઓ અધોભૂમિ.

**અધોભૌમિક** ૧. [ સં. અધઃ ( નીચેનું ) + ભૌમિક ( જમીનનું ) ] વિ. જમીનની નીચેનું; જમીનની નીચે આવેલું.

૨. વિ. પાતાળનું; પાતાળ સંબંધી.

**અધોમર્મ** ૧. ન. ગુદા.

૨. [ સં. અધઃ ( નીચલું ) + મર્મન્ ( કોમળ અંગ ) ] ન. યોનિ.

**અધોમસ્તક** ૧. [ સં. અધઃ ( નીચું ) + મસ્તક ( માથું ) ] ન. નીચું માથું.

૨. વિ. નીચે નમાવેલ માથાવાળું.

૩. અ. ઊંધે માથે; નીચે માથે.

**અધોમાર્ગ** ૧. પું. અનીતિનો રસ્તો.

૨. પું. ગુદા.

૩. [ સં. અધઃ ( નીચલું ) + માર્ગ ( રસ્તો ) ] પું. જમીનની અંદર કરેલ રસ્તો; સુરંગ.

**અધોમુખ** ૧. પું. વિષ્ણુ.

૨. ન. એ નામનું એક નરક.

૩. [ સં. અધઃ ( નીચેનું ) + મુખ ( ચહેરો ) ] ન. ગાયત્રી કરતી વખતે કરાતા ૨૪ અંગ-વિન્યાસ એટલે શરીરના મરોડ માંહેનો એ નામનો એક. જુઓ ગાયત્રીમુદ્રા.

૪. ન. નીચું જોઈ રહેવું તે; જમીન તરફ રાખેલી નજર.

૫. [ સં. અધઃ ( નીચું ) + મુખ ( મોં ) ] ન. નીચું મોં; નમાવેલું માથું.

કો **અધોમુખે** કરે ધૂમપાન. પ્રેમાનંદ

૬. [ સં. અધઃ ( નીચે ) + મુખ ( ઉપલો ભાગ ) ] ન. માથું હલાવવાના નવ પ્રકાર-માંનો એ નામનો એક; માથું નીચે રાખવું તે.

૭. વિ. ઊંધું; ઊલટું; મોઢું નીચે હોય એવું.

૮. વિ. ખિન્ન; ઉદાસ.

૯. વિ. ( જ્યોતિષ ) નીચી ગતિવાળું.

પૂર્વાફાલ્ગુની, પૂર્વાષાઢા, પૂર્વાભાદ્રપદ, અશ્લેષા, ભરણી, કૃત્તિકા, મૂળ, મઘા અને વિશાખા એટલાં નક્ષત્રો **અધોમુખ** જાણવાં. રાજવલ્લભ

૧૦. વિ. નીચું મોં રાખી રહેલું; નીચી નમા-વેલી ગરદનવાળું.

૧૧. અ. ઊંધે માથે.

અધોમુખ હરિ કેમ રહે, કોઈ એક વીરલે જાણ્યું. પ્રેમાનંદ

૧૨. અ. નીચે મોઢે; જમીન તરફ મોઢું હોય એવી રીતે.

**અધોમુખતા** ૧. [ સં. અધઃ ( નીચે ) + મુખ ( મોઢું ) + તા ( પણું ) ] સ્ત્રી. ખિન્નતા; ઉદાસીનપણું.

૨. સ્ત્રી. દીનતા; નમ્રતા.

૩. સ્ત્રી. નીચે નજર રાખવી તે.

૪. સ્ત્રી. શરમાઈ જવાપણું.

**અધોમુખી** [ સં. અધઃ ( નીચે ) + મુખ ( મોઢું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. તે નામનો એક છોડ; ગોજિહ્વા; ગળજીભી.

**અધોમુખું** ૧. [ સં. અધઃ ( નીચે ) + મુખ ( મોઢું ) ] વિ. નીચું મુખ કરેલું.

૨. વિ. શરમાયેલું; લજ્જિત.

**અધોયંત્ર** ન. ગાળવાના ઠામનું વાંકી નળી વાળું યંત્ર કે વાસણ; સંધાનપાત્ર.

**અધોયામ્યોત્તરગમન** [ સં. અધઃ ( નીચેનું ) + યામ્ય ( દક્ષિણનું ) + ઉત્તર ( ઉત્તરનું ) + ગમન ( જવું તે ) ] ન. અધોયામ્યોત્તરવૃત્ત ઉપર આવવું તે; નીચેના યામ્યોત્તરવૃત્ત ઉપર આવવું તે; 'લોઅર ટ્રાન્ઝિટ'.

**અધોયામ્યોત્તરવૃત્ત** [ સં. અધઃ ( નીચેનું ) + યામ્ય ( દક્ષિણનું ) + ઉત્તર ( ઉત્તરનું ) + વૃત્ત ( વર્તુળ ) ] ન. યામ્યોત્તરવૃત્તનો ક્ષિતિજની નીચેનો ભાગ; 'લોઅર મીરીડિયન'.

**અધોરક્તપિત્ત** [ સં. અધઃ ( નીચેનું ) + રક્તપિત્ત ( એક જાતનો રોગ ) ] પું. ગુદામાંથી લોહી નીકળવાનો એક રોગ.

**અધોરેખાંકિત** [ સં. અધઃ ( નીચે ) + રેખા ( લીટી ) + અંકિત ( નિશાનીવાળું ) ] વિ. નીચે લીટી કરેલું; અધોરેખિત.

**અધોરેખિત** જુઓ અધોરેખાંકિત.

**અધોર્ધ્વ** [ સં. અધઃ ( નીચે ) + ઊર્ધ્વ ( ઊંચે ) ] અ. નીચે ઊંચે.

> અધોર્ધ્વ જેમ દીપક શ્યામ,
> પણ સારે આપણું કામ. દયારામ

**અધોલ** ૧. [ સં. અધઃ ( નીચેનું ) + તલ ( તળિયું ) ] ન. પર્વતની તળેટી.

૨. ન. પર્વતની તળેટી પાસેનો પ્રદેશ; પહાડની તળેટી પાસેનું મેદાન.

**અધોલંઘન** [ સં. અધઃ ( નીચે ) + ઉલ્લંઘન ( ઓળંગવું તે ) ] ન. ( જ્યોતિષ ) ધ્રુવમત્સ્ય નામના તારાના ઝૂમખાનું ધ્રુવની ડાબી બાજુથી જમણી બાજુએ જઈ મધ્યાહ્નવૃત્તને ઓળંગી જવું તે. ઓગસ્ટથી ૭ મહિના સુધી રાત્રે ગમે ત્યારે ધ્રુવમત્સ્ય ધ્રુવની નીચેથી, ડાબેથી જમણો જઈ મધ્યાહ્નવૃત્તને ઓળંગી જાય છે. એ લંઘનને અધોલંઘન કહે છે.

**અધોલંબ** ૧. [ સં. અધઃ ( નીચે ) + લંબ્ ( લટકવું ) ] પું. ઓળંબો; દિવાલની લંબરૂપ સીધાઈ માપવાનું એ નામનું કડિયાનું એક સાધન. ગોળાને દોરી બાંધવામાં આવેલી હોય છે અને તે દિવાલ પાસે લટકાવવાથી દિવાલ માંહેનો દોષ તરત જણાઈ આવે છે.

૨. પું. પાણીની ઊંડાઈ માપવાનું સાધન.

૩. [ સં. અધઃ ( નીચે ) + લંબ ( ઊભી સીધી લીટી ) ] પું. ( ગણિત ) પાસેના બન્ને ખૂણા સરખા થાય એવી રીતે એક સીધી લીટી ઉપર પડેલી બીજી સીધી લીટી; એક સીધી લીટી ઉપર કાટખૂણે દોરેલી બીજી સીધી લીટી.

**અધોલોક** ૧. પું. ( જૈન ) ત્રિચ્છાલોકથી એટલે કે મધ્યલોકથી નીચેનો પ્રદેશ; ભવનપતિ, વાણવ્યંતર તથા નારકીજીવના વસવાટવાળો ભાગ.

૨. પું. નાગલોક; પૃથ્વીની નીચેનો કલ્પેલ પ્રદેશ; નીચલી દુનિયા; પાતાળ.

૩. [ સં. અધઃ ( હલકું ) + લોક ( જનતા ) ] ન. બ. વ. ઊતરતી પંક્તિનાં માણસ.

૪. [ સં. અધઃ ( નીચેનું ) + લોક ( માણસ ) ] ન. બ. વ. પાતાળવાસી જનતા.

**અધોવદન** જુઓ અધોમુખ.

**અધોવર્તી** [ સં. અધઃ ( નીચે ) + વર્તિન્ ( રહેનાર ) ] વિ. નીચે આવેલું; નીચેનું; નીચેની બાજુએ રહેલું.

**અધોવાત** [ સં. અધઃ ( નીચેનું ) + વાત ( વાયુ ) ] પું. અપાનવાયુ; અધોવાયુ.

**અધોવાતાવરોધોદાવર્ત** [ સં. અધઃ ( નીચેનું ) + વાત ( વાયુ ) + અવરોધ ( અટકાયત ) + ઉદાવર્ત ( પેટમાં ગોળો ચડવાનો રોગ ) ] પું. અધોવાયુનો વેગ રોકવાથી થતો ઉદાવર્ત નામનો રોગ, એટલે કે પેટમાં વાયુનો ગોળો ચડવાનો રોગ. આમાં મળમૂત્ર રોકાઈ આફરો ચડે, ગુદા, મૂત્રાશય અને લિંગેંદ્રિયમાં પીડા ઊપજે તથા બાદી વડે પેટના કેટલાક રોગ થાય.

**અધોવાયુ** [ સં. અધઃ ( નીચેનું ) + વાયુ ( પવન ) ] પું. ગુદા વાટે નીકળતો પવન; અધોવાત; અપાનવાયુ.

**અધોવાયો** ૧. [ સં. અધ્વન્ ( માર્ગ ) + વહ્ ( લઈ જવું ) ] પું. ગાડાં ભાડે ફેરવનાર પુરુષ; ભાડૂતી ગાડાવાળો.

૨. પું. ઢોરનો વેપારી.

**અધોવાહિની** ૧. [ સં. અધઃ ( નીચે ) + વાહિની ( નદી ) ] સ્ત્રી. દેશના નીચેના પ્રદેશમાં આવેલી નદી.

૨. સ્ત્રી. હૃદયથી નીચેના ભાગમાં આવેલી લોહીની નસો.

૩. [ સં. અધઃ ( નીચે ) + વાહિની ( વહેનારી ) ] વિ. સ્ત્રી. નીચેના ભાગમાં વહેનારી.

**અધોવાહિયો** [ સં. અધ્વન્ ( રસ્તો ) + વહ્ ( લઈ જવું ) ] પું. માલ ઉપાડનારો; હમાલ; મજૂર; હેલકરી.

**અધોવાહી** જુઓ અધોવાહિયો.

**અધોવિકટ** [ સં. અધઃ ( નીચેનું ) + વિકટ ( વિશાળ ) ] વિ. ભીંત વિનાનું; ખુલ્લું.

**અધોવૃંત** [ સં. અધઃ ( નીચેનું ) + વૃંત ( બંધ ) ] પું. ( વિજ્ઞાન ) મજ્જાપેશીનો મુખ્ય બંધ. તે પ્રાણગ્રંથિની ઉદરપૂઠી બાજુએ આવેલો છે અને તે પોતાની દરેક બાજુએથી નાના મગજના ગોળાર્ધોની સાથે જોડાયેલો છે.

**અધોવેષ્ટન** [ સં. અધઃ ( નીચેનું ) + વેષ્ટન ( બંધન ) ] ન. નીચે બાંધેલું બંધન; નીચેની બાજુનું પડ.

**અધોવૈયો** જુઓ અધોવાયો.

**અધોવ્યતિક્રમ** [ સં. અધઃ ( નીચેની દિશાનું ) + વ્યતિક્રમ ( વ્રતની મર્યાદા તોડવાની કોશિશ ) ] પું. ( જૈન ) શ્રાવકના છઠ્ઠા અણુવ્રતનો એ નામનો એક અતિચાર દોષ; નીચેની દિશામાં જવાનું પ્રમાણ નક્કી કર્યા પછી તેનો મોહવશ થઈ કરેલો ભંગ.

**અધોળ** ૧. [ સં. અર્ધ ( અરધું ) + તોલ ( વજન ) ] પું. નવટાંકનો અરધો ભાગ; શેરના સોળમા ભાગ જેટલું વજન; બંગાળી શેરનો બત્રીસમો ભાગ; આશરે એક ઔંસ; સાડાચાર પૈસાભાર અથવા અઢી રૂપિયાભારનું વજન.

૨. વિ. અઢી રૂપિયાભાર જેટલું; શેરના સોળમા ભાગ જેટલું; બંગાળી શેરના બત્રીસમા ભાગ જેટલું.

**અધોળિયું** ૧. [ અધોળ ( અઢી રૂપિયાભાર ) ] ન. અઢી રૂપિયાભારનું તોલું.

૨. ન. અઢી રૂપિયાભારનું માપિયું.

**અધોળી** ૧. [ અધોળ ( અઢી રૂપિયાભાર ) ] સ્ત્રી. અઢી રૂપિયાભારનું તોલું; અધોળ જેટલું વજન.

૨. સ્ત્રી. અધોળ માય તેવડું વાસણ; અધોળ માપની કુલડી; પળી.

**અધોળું** [ અધોળ ( અઢી રૂપિયાભાર ) ] ન. અઢી રૂપિયાભારનું તોલું.

**અધોંશુક** ૧. [ સં. અધઃ ( નીચેનું ) + અંશુક ( ઝીણું કપડું ) ] ન. અસ્તર; અંદરનું પડ.

૨. ન. નીચેનું વસ્ત્ર. જેમકે, ધોતી, પાયજામો.

**અધોડી** ( અધૌડ઼ી ) ૧. [ હિં. ] સ્ત્રી. જોડાનાં તળિયાં, કોસ વગેરેમાં વપરાતું જાડું ચામડું.

૨. સ્ત્રી. ફાંદો; જાડું, મોટું પેટ.

અધૌડી તણાવી = બહુ ખાવાથી પેટ તણાવું અથવા ફાટુંફાટું થવું.

૩. સ્ત્રી. મરી ગયેલી ભેંસનું અરધું ચામડું.

**અધોડી અસ્તર** ( અધૌડ઼ી અસ્તર ) [ હિં. ] ન. દેશી પગરખામાં અંદરના ભાગમાં વપરાતું અસ્તરનું ચામડું.

**અધોન** ૧. [ હિં. ] વિ. અરધા મણનું.

૨. વિ. અરધોઅરધ.

**અધ્ધર** ૧. [ સં. અ ( નહિ ) + ધૃ ( ધારણ કરવું ) ] વિ. આધાર વિનાનું; ટેકા વગરનું.

૨. વિ. ગપવાળું.
૩. વિ. ટટાર; ઊંચું.
૪. વિ. વ્યાકુળ; ગભરાયેલું.
૫. અ. આધાર વિના; ટેકા વગર.
૬. અ. ઊંચે; અંતરીક્ષમાં.

૧. અધ્ધર ઉડાવવું = (૧) અપ્રમાણિકતાની દરકાર કર્યા વગર પૈસો પચાવી પાડવો. (૨) ઉપાડી જવું; કોઈ જાણે નહિ તેમ ચોરી લેવું અથવા ઠેકાણે કરી દેવું. (૩) કામ ક્યારે અને કેવી રીતે બન્યું તે કોઈ ન જાણે તેવી રીતે તે કામ બીજાની મદદથી કરી લેવું. (૪) બમાવવું; સીધો જવાબ નહિ આપવો; ઉડાઉ જવાબ આપવો. (૫) મશ્કરી કરવી; મૂર્ખ બનાવવું.

૨. અધ્ધર ઊડવું = (૧) આકાશમાં ઊડવું. (૨) ફાવે તેમ વર્તવું; બીજાના અભિપ્રાયની દરકાર ન કરવી.

૩. અધ્ધર કામ કરવું = ઉપરઉપરથી કામ કરવું.

૪. અધ્ધર ખાવું-પીવું = મોઢાને હાથ અડાડ્યા વગર ખાવું-પીવું.

૫. અધ્ધર ઝીલી લેવું = ઊંચેથી આવતી વસ્તુને તે જમીનને અડકે તે પહેલાં પકડી લેવી.

૬. અધ્ધર ને અધ્ધર ચાલવું-રહેવું = (૧) ગર્વમાં ને ફુંપદમાં રહેવું; ઉદ્ધત થવું. (૨) બીજાંની દરકાર કર્યા વિના વર્તવું.

૭. અધ્ધર ને અધ્ધર રાખવું = (૧) ઠરીઠામ બેસવા ન દેવું; નિરાંત વળવા ન દેવી; કામમાં જ ગોંધી રાખવું. (૨) લાડ લડાવવાં; ઉમળકાભેર ઘણી સંભાળ રાખવી.

૮. અધ્ધર ને અધ્ધરથી જવાબ દેવો = (૧) તપાસ કર્યા વગર ઉત્તર આપવો; ચોકસાઈ કર્યા વિના જવાબ દેવો. (૨) બારોબાર જવાબ આપવો.

૯. અધ્ધર મગજનું = મગજ ખસી ગયેલું; ગાંડું.

૧૦. અધ્ધર માથું કરવું = મગરૂરીમાં મહાલવું; કોઈને ગણકારવું નહિ; મદાંધ થઈને ફરવું.

૧૧. અધ્ધર મૂકવું = કોઈ બાબત પૂરી થયા પહેલાં વચ્ચેથી પડતી મૂકવી.

૧૨. અધ્ધર રહેવું = (૧) આધાર વગર અથવા હવામાં રહેવું. (૨) ઉતાપામાં રહેવું; ફિકરમાં રહેવું. (૩) ખાધેલું જઠરમાં ઠેકાણે ન પડવું. (૪) બીજાંના અભિપ્રાયની પરવા કર્યા વગર વર્તવું.

૧૩. અધ્ધર રાખવું = દાખલ ન કરવું; ઉપરટપકે રાખી મૂકવું.

૧૪. અધ્ધર લટકવું = (૧) અદબદ રહેવું; સંશયમાં રહેવું. (૨) અસ્થિર રહેવું-જીવ અધ્ધર લટકવો. (૩) આકુળવ્યાકુળ થવું. (૪) આધાર વગર રહેવું; લબડતું રહેવું. (૫) આશાનો ભંગ થવો. (૬) ધંધારોજગાર વગર રહેવું. (૭) પડુંપડું થાય એવી આખર હાલતમાં સડવું. (૮) ફાંસીએ લટકવું. (૯) મુકરર ઠેકાણા વગરનું હોવું.

૧૫. અધ્ધર શ્વાસે ખાવું = ઉતાવળથી જમવું.

૧૬. અધ્ધરથી લણી લેવું = (૧) ઉપરથી ડૂંડાં કાપી લેવાં. (૨) કોઈનું કહેલું પૂરું સમજ્યા વગર જવાબ વાળવો.

૧૭. અધ્ધરના અધ્ધર ચાલ્યા જવું = કોઈની નજર ન પડી શકે તેમ ચાલ્યા જવું.

**અધ્ધરતાલ** ૧. વિ. અણવર્યું.
૨. વિ. અસ્થિર; અચોક્સ; ઠેકાણે પાક્ા વગરનું; અલવય.

અધ્ધરતાલ રાખી મૂકવું = (૧) ઠેકાણે પાડ્યા વગર પડી રહેવા દેવું. (૨) હિસાબમાં લીધા વગર ઉપરટપકે રાખી મૂકવું.

૩. વિ. આગેવાન વગરનું.
૪. વિ. આધાર વગરનું; નિરાધાર.
૫. વિ. ચોક્સ ખાતે જમા કર્યા વગરનું; ઉપરટપકે રાખેલું.

**અધ્ધરપધ્ધર** [અધ્ધર + પધ્ધર (અધ્ધરનું બેવડું રૂપ)] અ. ટેકા વગર; આધાર વિના; સાવ અધ્ધર.

**અધ્ધરિયાં** ન. બ. વ. ગપાટા; જાણ્યા વિનાની વાતો.

**અધ્માન** [સં. અ (નહિ) + ધ્મા (પવન ફૂંકવો)] પું. એ નામનો એક જાતનો પેટ આફરી જવાનો રોગ. આમાં અધોવાયુ છૂટવો બંધ થઈ પેટ ફૂલી દરદ થાય છે.

**અધ્યક્ષ** ૧. [સં. અધિ (ઉપર) + અક્ષ (ધરી)] પું. અગ્રેસર; મુખી; પેશકાર; મુનીમ.
૨. [સં. અધિ (ઉપર) + અક્ષ (આંખ)] પું. ઉપરી અધિકારી; નિયામક; વ્યવસ્થાપક; વહીવટદાર. જેમકે, કોષાધ્યક્ષ, ન્યાયાધ્યક્ષ, ધર્માધ્યક્ષ.
૩. પું. એ નામનો એક છોડ; ક્ષીરિકા.
૪. પું. દેખરેખ રાખનાર પુરુષ.
૫. પું. નજરોનજર કામ જોયેલું હોય એવો સાક્ષી.
૬. પું. નિર્દેશક; મુખ્ય કાર્યવાહક; સુકાનદાર; પ્રવર્તકાચાર્ય.
૭. પું. પ્રમુખ; સભાપતિ; સરનશીન.
૮. પું. સ્વામી; માલિક.
૯. [સં. અધિ (નીચે) + અક્ષ (જ્ઞાનેંદ્રિય)] વિ. ઇંદ્રિયગમ્ય; ગોચર.
૧૦. [સં. અધિ (નીચે) + અક્ષિ (આંખ)] વિ. દૃશ્ય; જોઈ શકાય એવું; પ્રત્યક્ષ.
૧૧. [સં. અધિ (પાસે) + અક્ષિ (આંખ)] વિ. નજર આગળનું; સમક્ષ; રૂબરૂ.

**અધ્યક્ષતા** ૧. [સં. અધ્યક્ષ (ઉપરી) + તા (પણું)] સ્ત્રી. ઉપરીપણું; અધ્યક્ષપણું.
૨. સ્ત્રી. પ્રમુખપણું.
૩. સ્ત્રી. સ્વામીપણું; માલિકી; ધણીપણું.

**અધ્યક્ષપદ** [સં. અધ્યક્ષ (પ્રમુખ) + પદ (દરજ્જો)] ન. પ્રમુખપદ.

**અધ્યક્ષર** ૧. [સં. અધિ (મુખ્ય) + અક્ષર (હરફ)] પું. મુખ્ય અક્ષર; ઓંકાર; પ્રણવ.
૨. [સં. અધિ (સંબંધી) + અક્ષર (હરફ)] વિ. અક્ષર સંબંધી.
૩. [સં. અધિ (હદ બહાર) + અક્ષર (હરફ)] અ. અક્ષરની હદ બહાર; શબ્દથી ન વર્ણવી શકાતું.
૪. અ. અક્ષરશઃ; અક્ષરેઅક્ષર.

**અધ્યક્ષસ્થાન** જુઓ અધ્યક્ષપદ.

**અધ્યગ્નિ** ૧. [સં. અધિ (પાસે) + અગ્નિ (એ નામનો દેવ)] ન. વિવાહ સમયે અગ્નિની સાક્ષીએ કન્યાને તેના પિયરપક્ષ તરફથી અપાયેલું ધન; છમાંના એક પ્રકારનું સ્ત્રીધન.
૨. [સં. અધિ (ઉપર) + અગ્નિ (દેવતા)] અ. લગ્નપ્રસંગે કરેલ અગ્નિ ઉપર.

**અધ્યધિક્ષેપ** [સં. અધિ (અધિક) + અધિક્ષેપ (તિરસ્કાર)] પું. ઘણો તિરસ્કાર; ઘણું અપમાન.

**અધ્યધિદોષ** [સં. અધિ (અધિક) + અધિ (ઉપર) + દોષ (અપરાધ)] પું. (જૈન) ઉદ્ગમ દોષના સોળ ભેદ માંહેનો એ નામનો એક.

સંયમી સાધુને આવતા દેખી તેને આપવા ખાતર આપણા માટે ચૂલે મૂકેલ આંધણ તથા ઓરેલ ચોખામાં વધુ આંધણ તથા ચોખા નાખવા અથવા જ્યાંસુધી ભોજન તૈયાર ન થાય ત્યાંસુધી ધર્મપ્રશ્નને બહાને સાધુને રોકી રાખવા તે અધ્યધિદોષ. પિંડશુદ્ધિ અધિકાર

**અધ્યયન** ૧. [સં. અધિ + ઇ (અભ્યાસ કરવો) + અન (ક્રિયાવાચક પ્રત્યય)] ન. અભ્યાસ; ભણવું તે; પઠન; પરિશીલન.

૨. ન. (મીમાંસા) અર્થ સાથે અક્ષરની સમજણ.
૩. ન. ગુરુએ ઉચ્ચારેલાં વાક્ય પાછળથી શિષ્ય બોલે તે; વેદપાઠની પાટ.
૪. ન. ગુરુના મુખથી શાસ્ત્રાર્થનું જ્ઞાન.
૫. ન. બ્રાહ્મણનાં ૭ કર્મમાંનું એ નામનું એક.
૬. ન. (વેદાંત) માત્ર અક્ષરનો પાઠ.
૭. ન. સ્મરણ; યાદ કરવું તે.

**અધ્યયનક્રમ** [સં. અધ્યયન (અભ્યાસ) + ક્રમ] પું. ભણવાનો-અભ્યાસનો ક્રમ.

**અધ્યયનવિધિ** [સં. અધ્યયન (અભ્યાસ) + વિધિ (શાસ્ત્રની આજ્ઞા)] પું. વેદાભ્યાસ કરવાની શાસ્ત્રે કરેલી આજ્ઞા.

**અધ્યયનવિભાગ** [સં. અધ્યયન (અભ્યાસ) + વિભાગ (વર્ગ)] પું. અભ્યાસમાં મદદરૂપ જોવાનાં પુસ્તકોનો ભાગ; આકરગ્રંથવિભાગ.

**અધ્યયનવૃત્તિ** ૧. [સં. અધ્યયન (અભ્યાસ) + વૃત્તિ (ઇચ્છા)] સ્ત્રી. ભણવાની ઇચ્છા; અભ્યાસની વૃત્તિ.
૨. [સં. અધ્યયન (અભ્યાસ) + વૃત્તિ (ગુજરાનનો ઉપાય)] સ્ત્રી. વિદ્યાર્થીને ઉત્તેજન અથવા મદદ દાખલ અપાતી રકમ; શિષ્યવૃત્તિ; વિદ્યાવેતન.

**અધ્યયનવ્રત** [સં. અધ્યયન (અભ્યાસ) + વ્રત (દીક્ષા)] ન. જ્ઞાન માટે વિદ્યાર્થીનો આચાર્યને ઘેર લાંબા વખતનો વાસ. ખરા અધ્યયનનો વખત ચોમાસું ગણીને શ્રાવણ સુદ પાંચમ અથવા પૂનમને દિવસે વેદાધ્યયનનો પ્રારંભ કરવામાં આવતો.

**અધ્યયનશાળા** [સં. અધ્યયન (અભ્યાસ) + શાલા (મકાન)] સ્ત્રી. અભ્યાસગૃહ; નિશાળ.

**અધ્યયનશીલ** [સં. અધ્યયન (અભ્યાસ) + શીલ (સ્વભાવવાળું)] વિ. અભ્યાસના શોખવાળું; અભ્યાસમાં મશગૂલ રહેનાર.

**અધ્યયનશીલતા** [સં. અધ્યયન (અભ્યાસ) + શીલ (સ્વભાવવાળું) + તા (પણું)] સ્ત્રી. અભ્યાસીપણું.

**અધ્યયનાભાવ** [સં. અધ્યયન (અભ્યાસ) + અભાવ (ન હોવાપણું)] પું. અભ્યાસ ન કરવો તે; ન ભણવાપણું.

**અધ્યર્ધ** ૧. પું. પ્રાણવાયુ. તે બધાને ધારણ કરનાર અને વધારનાર છે.
૨. [સં. અધિ (વધારે) + અર્ધ (અરધું)] વિ. દોઢ.

**અધ્યર્બુદ** [સં. અધિ (ઉપર) + અર્બુદ (ગૂમડું)] પું. (વૈદક) એ નામનો એક રોગ. જ્યાં એક વાર અર્બુદ રોગ થયો હોય તે જ જગ્યા પર ફરીથી તે થાય તેને અધ્યર્બુદ કહે છે.

**અધ્યવસાન** ૧. [સં. અધ્યવસો (જોરથી પકડવું)] ન. (કાવ્ય) એક વસ્તુ બીજી વસ્તુમાં ભળી જાય એવી જાતનો બે વસ્તુનો એકાકાર; તાદાત્મ્ય; તદ્રૂપતા.
૨. ન. ખંત; અથાક ઉદ્યોગ; ઉત્સાહ.
૩. ન. છેડો; અંત; સમાપ્તિ.
૪. [સં. અધ્યવસો (નિશ્ચય કરવો)] ન. નિશ્ચય; ઠરાવ.
૫. [સં. અધ્યવસો (પ્રયત્ન કરવો)] ન. પ્રયત્ન; કોશિશ.

**અધ્યવસાય** ૧. [સં. અધ્યવસો (પ્રયત્ન કરવો)] પું. ખંત; અથાક ઉદ્યોગ; અવિશ્રાંત પરિશ્રમ; વ્યવસાય; ઉત્સાહ.
૨. પું. ધંધો; ઉદ્યમ.
૩. પું. નાટ્યના તેત્રીસ અલંકારમાંનો એ નામનો એક.
૪. [સં. અધ્યવસો (નિશ્ચય કરવો)] પું. નિશ્ચય; ઠરાવ.
૫. પું. (જૈન) મનોવૃત્તિ; મનનું વલણ.
૬. પું. યત્ન; કોશિશ.
૭. પું. (કાવ્ય) વિષયનું નિગરણ કરીને વિષયીનું અભેદજ્ઞાન.

**અધ્યવસાયક** [સં. અધ્યવસો (નિશ્ચય કરવો)] વિ. (વેદાંત) નિર્ધારક; નિશ્ચય કરનાર.

**અધ્યવસાયમૈથુન** [સં. અધ્યવસાય (નિશ્ચય) + મૈથુન (સ્ત્રીસંગ)] ન. ભોગબુદ્ધિથી સ્ત્રી મેળવવાનો નિશ્ચય.

**અધ્યવસાયી** ૧. [સં. અધ્યવસાયિન્] વિ. ઉદ્યોગી; ઉદ્યમી; સતત ઉદ્યોગ કરનાર; પરિશ્રમી; ખંતીલું; ઉત્સાહી.
૨. વિ. નિશ્ચયવાળું.
૩. વિ. પ્રયત્ન કરતું; મથતું.

**અધ્યવસિત** ૧. વિ. ઉદ્યોગી; મહેનતુ.
૨. વિ. નિશ્ચિત કરેલું.
૩. [સં. અધિ + અવસિત (કોશિશ કરેલું)] વિ. પ્રયત્ન કરાયેલું; મહેનત કરવામાં આવી હોય એવું.

**અધ્યશન** ૧. [સં. અધિ (અધિક) + અશન (આહાર)] ન. અકરાંતિયાવેડા; અત્યાહાર.
૨. ન. અજીર્ણ; અપચો.
૩. ન. પચ્યા પહેલાં ખાવું તે; અજીર્ણમાં પણ ખોરાક લેવો તે.

**અધ્યસ્ત** [સં. અધિ (ઉપર) + અસ્ (મૂકવું)] વિ. (વેદાંત) આરોપિત; માની લીધેલું; ખોટું કલ્પેલું કે સ્થાપેલું; જેનો ભ્રમ કોઈ અધિષ્ઠાનમાં હોય તેવું. જેમકે, દોરડીમાં સર્પ, છીપમાં રૂપું અને સ્થાણુ કે થાંભલામાં પુરુષનો ભ્રમ. અહીં સર્પ, રૂપું અને પુરુષ અધ્યસ્ત છે અને દોરડી આદિ અધિષ્ઠાનોમાં આનો ભ્રમ હોય છે.

**અધ્યાહૃત** [સં. અધિ (માં) + અ (નહિ) + હૃત (લીધેલું)] વિ. અધ્યાહાર તરીકે રહેલું; નહિ જણાવેલું; નહિ લખેલું.

**અધ્યંડા** [સં.] સ્ત્રી. એ નામનો એક જાતનો છોડ; ભોંયઆમલી; અજશૃંગી.

**અધ્યા** [સં. અધ્યાય] પું. અધ્યાય; પ્રકરણ; વિભાગ; સર્ગ.

**અધ્યાતમ** [સં. અધિ (સંબંધી) + આત્મન્ (બ્રહ્મ)] ન. બ્રહ્મજ્ઞાન; આત્મજ્ઞાન.

જેને સરસ્વતી જીભે વસી,
તેને અધ્યાતમની ચિંતા કસી. પ્રેમાનંદ

**અધ્યાત્મ** ૧. [સં. અધિ (સંબંધી) + આત્મન્ (આત્મા)] ન. (વેદાંત) અંતઃકરણ અને ઇંદ્રિયો વગેરે આત્માની જ્ઞાનશક્તિનાં સાધન.
૨. ન આત્મા સંબંધી વિચાર અને ક્રિયા.
૩. ન. આત્માની જ્ઞાનશક્તિ.
૪. [સં. અધિ (વચ્ચે) + આત્મન્ (આત્મા)] ન. જીવ અને બ્રહ્મ વચ્ચેનો સંબંધ.
૫. [સં. અધિ (ઉપર) + આત્મન્ (આત્મા)] ન. જીવભૂત બ્રહ્મ; જીવાત્મારૂપે આવિષ્કૃત એટલે અવતરેલ પરમાત્મા.
૬. ન. બ્રહ્મવિચાર; જ્ઞાનતત્ત્વ; આત્મજ્ઞાન; બ્રહ્મજ્ઞાન.

લંપટપણું મૂકી દે, અબોલ્યો અધ્યાત્મ ગ્રહે. નરસિંહ

૭. ન. મૂળ સ્વભાવ.
૮. વિ. આત્માનું જ્ઞાન ધરાવનાર; બ્રહ્મજ્ઞાની.
૯. વિ. આત્માને લગતું; પરમાત્મા સંબંધી.
૧૦. [સં. અધિ (માં) + આત્મન્ (આત્મા)] અ. આત્મામાં.

**અધ્યાત્મચિત્ત** ૧. [સં. અધિ (સંબંધી) + આત્મન્ (બ્રહ્મ) + ચિત્ત (મન)] ન. અધ્યાત્મમાં રોકેલું મન; બ્રહ્મસ્થિત મન; અંતર્મુખવૃત્તિ.
૨. વિ. આત્મામાં જેનું ચિત્ત લાગેલું હોય એવું; આત્મનિષ્ઠ; આત્મચિંતન કરનાર.

**અધ્યાત્મજ્ઞાન** ૧. [સં. અધિ (સંબંધી) + આત્મન્ (બ્રહ્મ) + જ્ઞાન (જાણપણું)] ન. આત્મજ્ઞાન; બ્રહ્મજ્ઞાન; આત્મા વિશેનું તત્ત્વજ્ઞાન.

૨. ન. (વેદાંત) દેહ, ઇંદ્રિયો ને અંતઃકરણના સંબંધથી આત્માનું નિરૂપણ કે વર્ણન.

**અધ્યાત્મદર્શન** [સં. અધિ (સંબંધી) + આત્મન્ (આત્મા) + દર્શન (જોવું તે)] ન. સર્વત્ર આત્માનું દેખાવાપણું; આત્માનું પ્રત્યક્ષ થવું તે; આત્મસાક્ષાત્કાર.

**અધ્યાત્મદર્શી** [સં. અધિ (સંબંધી) + આત્મન્ (આત્મા) + દર્શિન્ (જોનાર)] વિ. આત્મજ્ઞાનવાળું; તત્ત્વજ્ઞાની; આત્મદ્રષ્ટા.

**અધ્યાત્મદુઃખ** [સં. અધિ (સંબંધી) + આત્મન્ (આત્મા) + દુઃખ] ન. દેહ સંબંધી અથવા મન સંબંધી દુઃખ; શારીરિક અથવા માનસિક દુઃખ.

**અધ્યાત્મદૃષ્ટિ** [સં. અધિ (સંબંધી) + આત્મન્ (આત્મા) + દૃષ્ટિ (નજર)] સ્ત્રી. આત્મા સિવાય બીજી કોઈ વસ્તુ નથી એવું જ્ઞાન; દરેક પદાર્થને આત્મારૂપે જોવાપણું.

**અધ્યાત્મદેવ** [સં. અધિ (શ્રેષ્ઠ) + આત્મન્ (આત્મા) + દેવ] પું. પરમાત્મા.

**અધ્યાત્મદૈવત** [સં. અધિ (સંબંધી) + આત્મન્ (આત્મા) + દૈવત (શક્તિ)] ન. આત્મબળ; આત્માની શક્તિ.

**અધ્યાત્મદોષ** ૧. [સં. અધિ (સંબંધી) + આત્મન્ (અંતઃકરણ) + દોષ] પું. અંતઃકરણના દોષ.

૨. [સં. અધિ (સંબંધી) + આત્મન્ (આત્મા) + દોષ] પું. આત્માની નશ્વરતા માનવાનું પાપ.

૩. પું. આત્માને ન માનવારૂપી દોષ; નાસ્તિકતાનું પાપ.

**અધ્યાત્મનિત્ય** [સં. અધિ (સંબંધી) + આત્મન્ (આત્મા) + નિત્ય (હમેશાં)] વિ. પરમાત્માના સ્વરૂપના ચિંતનમાં હમેશ તત્પર.

**અધ્યાત્મનિષ્ઠ** [સં. અધિ (સંબંધી) + આત્મન્ (બ્રહ્મ) + નિષ્ઠ (વિશ્વાસવાળું)] વિ. બ્રહ્મજ્ઞાનપરાયણ; આત્મજ્ઞાનમાં લીન.

**અધ્યાત્મપ્રસાદ** ૧. પું. આત્મજ્ઞાન અથવા બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ.

૨. [સં. અધિ (સંબંધી) + આત્મન્ (આત્મા) + પ્રસાદ (પ્રસન્નતા)] પું. આત્મજ્ઞાનની પ્રાપ્તિથી થતો આનંદ; બ્રહ્મજ્ઞાનથી થતી ચિત્તની પ્રસન્નતા.

**અધ્યાત્મબળ** [સં. અધિ (સંબંધી) + આત્મન્ (બ્રહ્મ) + બલ (શક્તિ)] ન. બ્રહ્મજ્ઞાન અથવા આત્માના જ્ઞાનથી પ્રાપ્ત થતું ઓજસ કે તેજ; આત્મબળ; મનોબળ.

**અધ્યાત્મભાવ** [સં. અધિ (તરફ) + આત્મન્ (બ્રહ્મ) + ભાવ (વૃત્તિ)] પું. બ્રહ્મપરાયણતા.

**અધ્યાત્મયોગ** [સં. અધિ (માં) + આત્મન્ (આત્મા) + યોગ (જોડાણ)] પું. ચિત્તને વિષયમાંથી વાળીને પરમાત્મામાં જોડવાની ક્રિયા; મનની વૃત્તિનું પરમાત્મામાં કરાતું જોડાણ.

**અધ્યાત્મરત** [સં. અધિ (સંબંધી) + આત્મન્ (બ્રહ્મ) + રત (રમનાર)] વિ. અધ્યાત્મજ્ઞાનમાં મગ્ન; બ્રહ્મજ્ઞાનપરાયણ; અધ્યાત્મનિષ્ઠ.

**અધ્યાત્મરતિ** ૧. [સં. અધિ (સંબંધી) + આત્મન્ (બ્રહ્મ) + રતિ (આસક્તિ)] સ્ત્રી. દૈવી જ્ઞાન પરની પ્રીતિ; આત્મજ્ઞાનમાં પરાયણતા.

૨. વિ. બ્રહ્મના ધ્યાનમાં આનંદ માનનારું; બ્રહ્મપરાયણ; આત્મચિંતનમાં મોજ માનનાર.

**અધ્યાત્મરાજ્ય** ૧. [સં. અધિ (સંબંધી) + આત્મન્ (બ્રહ્મ) + રાજ્ય (સત્તા)] ન. આત્મા સંબંધી પૂરેપૂરું જ્ઞાન; બ્રહ્મજ્ઞાનની સંપૂર્ણ પ્રાપ્તિ.

૨. ન. માયાથી છૂટા થવારૂપી મેળવેલું સ્વતંત્ર આત્મસુખનું રાજ્ય.

**અધ્યાત્મરામાયણ** [સં. અધિ (સંબંધી) + આત્મન્ (જીવ) + રામાયણ (રામની કથા)] ન. રામની કથાનું જીવ અને બ્રહ્મ વચ્ચેના સંબંધના રૂપક તરીકે વર્ણન કરતું મૂળ સંસ્કૃત ભાષામાં રચાયેલું એ નામનું પુસ્તક. તે બ્રહ્માંડપુરાણનો ભાગ ગણાય છે.

**અધ્યાત્મવાદ** [સં. અધિ (સંબંધી) + આત્મન્ (બ્રહ્મ) + વાદ (મત)] પું. બધું આત્મરૂપ છે એવો મત; બ્રહ્મવાદ; સર્વ બ્રહ્મરૂપ જ છે એવો સિદ્ધાંત.

**અધ્યાત્મવાદી** [સં. અધિ (સંબંધી) + આત્મન્ (બ્રહ્મ) + વાદિન્ (મત ધરાવનાર)] વિ. સર્વે બ્રહ્મરૂપ જ છે એવા સિદ્ધાંતમાં માનનાર.

**અધ્યાત્મવાર્તા** [સં. અધિ (સંબંધી) + આત્મન્ (બ્રહ્મ) + વાર્તા (હકીકત)] સ્ત્રી. આત્મા સંબંધી હકીકત; આત્મજ્ઞાનની ચર્ચા.

**અધ્યાત્મવિજ્ઞાન** ૧. [સં. અધિ (સંબંધી) + આત્મન્ (આત્મા) + વિજ્ઞાન (અનુભવજ્ઞાન)] ન. આત્માનું અપરોક્ષ જ્ઞાન.

૨. [સં. અધિ (ઉપર) + આત્મન્ (આત્મા) + વિજ્ઞાન (વિશેષ જ્ઞાન)] ન. પ્રેતાત્માઓ પૃથ્વીવાસી માણસો સાથે સંબંધ રાખે છે એવો મત અને તેને લગતી વિદ્યા; મરી ગયેલ જીવતા સાથે સંબંધ રાખે છે એવી માન્યતા.

**અધ્યાત્મવિદ** [સં. અધિ (સંબંધી) + આત્મન્ (આત્મા) + વિદ્ (જાણવું)] વિ. આત્મજ્ઞાની; આત્માને જાણનાર.

**અધ્યાત્મવિદ્યા** [સં. અધિ (સંબંધી) + આત્મન્ (બ્રહ્મ) + વિદ્યા (જ્ઞાન)] સ્ત્રી. આત્મવિદ્યા; આત્મા સંબંધી જ્ઞાન; અધ્યાત્મજ્ઞાન; બ્રહ્મજ્ઞાન; બ્રહ્મવિદ્યા; આત્મતત્ત્વવિદ્યા; માનસવિદ્યા. એ અધ્યાત્મવિદ્યા જુદા જુદા મતવાદી જુદા જુદા સ્વરૂપે માને છે. નૈયાયિકમતે દેહથી ભિન્ન રૂપે આત્માનું જ્ઞાન, સાંખ્યમતે પ્રકૃતિથી ભિન્ન રૂપે આત્માનું જ્ઞાન, વેદાંતમતે બ્રહ્માભિન્ન રૂપે આત્મજ્ઞાન તે અધ્યાત્મવિદ્યા કહેવાય છે.

**અધ્યાત્મવૃત્તિ** [સં. અધ્યાત્મ (આત્મામાં) + વૃત્તિ (મનની ગતિ)] સ્ત્રી. આત્મામાં મનની એકાકારતા.

**અધ્યાત્મશક્તિ** [સં.] સ્ત્રી. (શાક્ત) એ નામની એક શક્તિ; અજડા શક્તિ. તેના જીવાશ્રિતા અને ઈશ્વરાશ્રિતા એમ બે ભેદ છે. અધિદૈવશક્તિથી ચઢિયાતી શક્તિને અધ્યાત્મશક્તિ કહે છે, અને તે ચેતનવર્ગની છે તેથી તેને અજડા શક્તિ પણ કહે છે.

**અધ્યાત્મશાસ્ત્ર** ૧. ન. આત્મજ્ઞાન સંબંધી પુસ્તક; બ્રહ્મજ્ઞાનનું વિવેચન કરનાર ગ્રંથ.

૨. [સં. અધિ (સંબંધી) + આત્મન્ (બ્રહ્મ) + શાસ્ત્ર (વિદ્યા)] ન. બ્રહ્મમીમાંસા; ઉત્તરમીમાંસા. તેને પરમાર્થશાસ્ત્ર, તત્ત્વશાસ્ત્ર, દર્શનશાસ્ત્ર, તત્ત્વમીમાંસા અને આધ્યાત્મિકશાસ્ત્ર પણ કહે છે.

**અધ્યાત્મસ્થ** ૧. [સં. અધિ (સંબંધી) + આત્મન્ (બ્રહ્મ) + સ્થા (રહેવું)] વિ. અધ્યાત્મરત; બ્રહ્મપરાયણ.

૨. [સં. અધિ (માં) + આત્મન્ (આત્મા) + સ્થા (રહેવું)] વિ. આત્મામાં રહેલું.

**અધ્યાત્મસ્થદંડ** [સં. અધિ (સંબંધી) + આત્મન્ (આત્મા) + સ્થા (રહેવું) + દંડ (શિક્ષા)] પું. આત્મધ્યાનાદિ નિમિત્તથી લાગતો કર્મબંધ; આત્મવિચાર, ઈશ્વરધ્યાન વગેરે સત્કાર્ય કરવાથી બંધાતું કર્મ.

**અધ્યાત્મસ્થદોષ** [સં. અધિ (સંબંધી) + આત્મન્ (મન) + સ્થા (રહેવું) + દોષ

(દુર્ગુણ)] પું. અંદરનો દોષ; ક્રોધ, માન, માયા, લોભ આદિ દુર્ગુણ.

**અધ્યાત્મસ્થશ્રુતિ** [સં. અધિ (સંબંધી) + આત્મન્ (આત્મા) + સ્થા (રહેવું) + શ્રુતિ (સાંભળીને મેળવેલું જ્ઞાન)] સ્ત્રી. અધ્યાત્મશાસ્ત્ર; અધ્યાત્મવિદ્યા.

**અધ્યાત્મા** [સં. અધિ (શ્રેષ્ઠ) + આત્મન્ (આત્મા)] પું. પરમાત્મા; ઈશ્વર.

**અધ્યાત્માદિત્રય** [સં. અધ્યાત્મ (ઇંદ્રિયવર્ગ) + આદિ (વગેરે) + ત્રય (ત્રણનો સમૂહ)] ન. (વેદાંત) અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવ એની ત્રિપુટી. દસ ઇંદ્રિયો તથા ચાર અંતઃકરણ મળીને ચૌદ અધ્યાત્મ થાય છે, એ અધ્યાત્મનો વિષય તે અધિભૂત, અને ઇંદ્રિયના દેવને અધિદૈવ કહે છે. એ ત્રિપુટીઓ નીચે પ્રમાણે છે:–

| અધ્યાત્મ | અધિભૂત | અધિદૈવ |
|---|---|---|
| ૧. મન | મંતવ્ય(વિચારનો વિષય) | ચંદ્ર |
| ૨. બુદ્ધિ | બોદ્ધવ્ય(જાણવાનો વિષય) | બ્રહ્મા |
| ૩. અહંકાર | અહંકર્તવ્ય(તાદાત્મ્યાભિમાનનો વિષય) | રુદ્ર |
| ૪. ચિત્ત | ચેતયિતવ્ય(કલ્પનાનો વિષય) | વાસુદેવ |
| ૫. શ્રોત્ર(કાન) | શ્રોતવ્ય(સાંભળવાનો વિષય) | દિશાઓ |
| ૬. ત્વક્(ચામડી) | સ્પર્શયિતવ્ય(અડવાનો વિષય) | વાયુ |
| ૭. ચક્ષુ(આંખ) | દ્રષ્ટવ્ય(જોવાનો વિષય) | સૂર્ય |
| ૮. જિહ્વા(જીભ) | રસયિતવ્ય(ચાખવાનો વિષય) | વરુણ |
| ૯. નાસિકા(નાક) | ઘ્રાતવ્ય(સૂંઘવાનો વિષય) | અશ્વિની |
| ૧૦. વાક્ (વાણી) | વક્તવ્ય(બોલવાનો વિષય) | અગ્નિ |
| ૧૧. પાણિ(હાથ) | આદાતવ્ય(ગ્રહણ કરવાનો વિષય) | ઇંદ્ર |
| ૧૨. પાદ(પગ) | ગંતવ્ય(જવાનો વિષય) | વિષ્ણુ અથવા ઉપેંદ્ર |
| ૧૩. પાયુ(ગુદા) | વિસર્જ્ય(કાઢી નાખવાનો વિષય) | મિત્ર કે મૃત્યુ |
| ૧૪. ઉપસ્થ(લિંગ) | સ્વાધ્યાનંદ(સ્ત્રી+આદિ+આનંદ) | પ્રજાપતિ |

**અધ્યાત્મિક** ૧. [સં. અધિ (ઉપર) + આત્મન્ (આત્મા) + ઇક (સંબંધી)] વિ. આત્મા સંબંધી; આત્મતત્ત્વવિષયક; પરમાત્મા વિષેનું; બ્રહ્મને લગતું.
૨. વિ. પારમાર્થિક; ધાર્મિક.
૩. વિ. પારલૌકિક; પરલોક સંબંધી; આમુષ્મિક.
૪. [સં. અધિ (સંબંધી) + આત્મન્ (બ્રહ્મ) + ઇક (વાળું)] વિ. બ્રહ્મજ્ઞાન સંબંધી.
૫. [સં. અધિ (સંબંધી) + આત્મન્ (મન) + ઇક (વાળું)] વિ. માનસિક; મન સંબંધી.
૬. [સં. અધિ (સંબંધી) + આત્મન્ (શરીર) + ઇક (વાળું)] વિ. શરીર સંબંધી; શારીરિક.

**અધ્યાત્મિકતા** [સં. અધ્યાત્મિક (આત્મા સંબંધી) + તા (પણું)] સ્ત્રી. આત્મજ્ઞાન મેળવવામાં પરાયણતા.

**અધ્યાત્મિકરાશિ** [સં. અધ્યાત્મ (આત્મા) + ઇક (વાળું) + રાશિ (સવા બે નક્ષત્રનો ઝૂમખો)] સ્ત્રી. (જ્યોતિષ) સિંહ, કન્યા, તુલા અને વૃશ્ચિક રાશિ. આ ચાર અધ્યાત્મિકરાશિ કહેવાય છે.

**અધ્યાત્મી** વિ. જૈનોના એ નામના એક પેટા વિભાગનું.

**અધ્યાત્મોપનિષદ** [સં. અધિ (સંબંધી) + આત્મન્ (બ્રહ્મ) + ઉપનિષદ્ (તાત્ત્વિક ગ્રંથ)] સ્ત્રી; ન. (યોગ) યોગશાસ્ત્રનો એ નામનો એક ગ્રંથ.

**અધ્યાત્મ્યવૃત્તાંત** [અધિ (શ્રેષ્ઠ) + આત્મ્ય (આત્માનું) + વૃત્તાંત (વર્ણન)] ન. બ્રહ્મજ્ઞાન સંબંધી હકીકત.

**અધ્યાપક** ૧. [સં. અધિ + ઇ (અભ્યાસ કરવો)] પું. ગુરુ; શિક્ષક; અધ્યારુ; આચાર્ય; વિદ્યાગુરુ; શિક્ષાગુરુ. અધ્યાપક બે પ્રકારના છે: (૧) આચાર્ય કે જે જનોઈ આપે છે અને વેદાભ્યાસ કરાવે છે, અને (૨) ઉપાધ્યાય કે જે આજીવિકાનું સાધન મેળવતાં શીખવે છે.
૨. પું. મહાવિદ્યાલય જેવી ઉચ્ચતર શિક્ષણસંસ્થામાં શીખવનાર વ્યક્તિ.

**અધ્યાપકમંદિર** [સં. અધ્યાપક (શિક્ષક) + મંદિર (ઘર)] ન. શિક્ષકોને રહેવાનું ઘર.

**અધ્યાપકવૃત્તિ** ૧. સ્ત્રી. શિક્ષક અથવા ગુરુ તરીકેનું મહેનતાણું.
૨. [સં. અધ્યાપક (શિક્ષક) + વૃત્તિ (ધંધો)] સ્ત્રી. શિક્ષકનો ધંધો.

**અધ્યાપન** [સં. અધિ + ઇ (અભ્યાસ કરવો)નું પ્રેરક રૂપ] ન. ભણાવવું તે; અભ્યાસ કરાવવો તે; શિક્ષણ.

**અધ્યાપનમંદિર** ૧. ન. ભણાવવાનું સ્થાન; નિશાળ; પાઠશાળા.
૨. [સં. અધ્યાપન (શિક્ષણ) + મંદિર (વિદ્યાનું ધામ)] ન. શિક્ષણનું શાસ્ત્ર અને તેની કળા શીખવનારી શાળા; શિક્ષણાલય; શિક્ષકો તૈયાર કરનારી નિશાળ; શિક્ષકોને તાલીમ આપવાની શાળા.

**અધ્યાપના** જુઓ અધ્યાપન.

**અધ્યાપિકા** [સં. અધ્યાપક (શિક્ષક) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. સ્ત્રી અધ્યાપક; સ્ત્રી શિક્ષક; શિક્ષિકા.

**અધ્યાપિત** [સં. અધિ + ઇ (અભ્યાસ કરવો)] વિ. ભણાવેલું; શીખવેલું.

**અધ્યાય** ૧. [સં. અધિ + ઇ (અભ્યાસ કરવો)] પું. અધ્યયન; ભણતર; અભ્યાસ.
૨. પું. અભ્યાસી; વિદ્યાર્થી. જેમકે, વેદાધ્યાય એટલે વેદનો અભ્યાસી.
૩. પું. ગ્રંથનો એક ભાગ; પ્રકરણ; પર્વ; ખંડ; સર્ગ.
૪. પું. ધાર્મિક અભ્યાસ માટે નક્કી કરાયેલ સારો દિવસ કે વખત.
૫. પું. વાંચવા માટે અનુકૂળ ગણાતો દિવસનો અમુક ભાગ.
૬. પું. વિવેચન; અમુક પાઠનું વિસ્તારપૂર્વક વર્ણન.

**અધ્યાયી** ૧. વિ. અધ્યાયવાળું.
૨. [સં. અધ્યાયિન્] વિ. અભ્યાસ કરતું; ભણતું.

**અધ્યારી** સ્ત્રી. ફોગટની પંચાત; ખાલી માથાકૂટ.
અધ્યારી કરવી–સારવી = પારકી પંચાત કરવી; નકામી માથાકૂટ કરવી.

**અધ્યારુ** ૧. [સં. અધ્વર્યુ (યજુર્વેદ ભણાવનારો ઋત્વિજ)] પું. અધ્વર્યુ; યજ્ઞગુરુ; યજ્ઞમાં વરાયેલો મુખ્ય બ્રાહ્મણ; ઋત્વિજ; યજુર્વેદ જાણનારો બ્રાહ્મણ; પુરોહિત.
૨. પું. ગુરુ; શિક્ષક; પંડિત; મહેતાજી. વિદ્યા ભણાવનાર સાધારણ રીતે શિક્ષક કહેવાય છે. ગામડી નિશાળના શિક્ષકને પંડ્યો કે અધ્યારુ કહે છે. મહેતાજી એ મોટે ભાગે પ્રાથમિક શાળાના શિક્ષકને માટે વપરાય છે. અંગ્રેજી શીખવનાર માસ્તર તરીકે ઓળખાય છે.

પુત્રને ભણાવવા કાજે ઘેર તેડ્યો અધ્યારુ.
પ્રેમાનંદ

૩. પું. નોતરિયો; નાતનું કામકાજ કરનાર.
૪. પું. પારસીનો ગોર; મોબેદ.

**અધ્યારૂઢ** ૧. [સં. અધિ (ઉપર) + આરુહ્ (ચડવું)] વિ. ઉચ્ચ પંક્તિમાં મુકાયેલું.
૨. વિ. ઊંચે ચડેલું; ઊંચે બેઠેલું; સવાર થયેલું; ઉપર ચડી બેઠેલું.
૩. વિ. ચડનાર.
૪. વિ. શ્રેષ્ઠ; ઉત્તમ; ચડિયાતું; અધિક.

**અધ્યારોપ** ૧. [સં. અધિ (ઊંચે) + આરોપ (ચડાવવું તે)] પું. ઉચ્ચ પંક્તિમાં ચડાવવાપણું; મોટી પદવીએ મૂકવું તે.
૨. [સં. અધિ (માં) + આરોપ (મૂકવું તે)] પું. (વેદાંત) એક વસ્તુના ગુણનો બીજી વસ્તુમાં ખોટો અથવા ભૂલભરેલો આરોપ; અધ્યારોપણ; અસત્યારોપ; ન હોય

તેવા ગુણધર્મનું આરોપણ કરવું તે; વસ્તુમાં અવસ્તુનો આરોપ. જેમ છીપ એ વસ્તુ છે તેમાં રૂપાનો (અવસ્તુનો) આરોપ. તેમજ સચ્ચિદાનંદ બ્રહ્મમાં અજ્ઞાનાદિ સર્વ જડસમૂહનો આરોપ.

ચિદાત્મારૂપ વસ્તુમાં અવસ્તુરૂપ જગતના આરોપનાં લક્ષણ: (૧) પૂર્વે જોયેલાનો બીજા પદાર્થમાં ભાસ થવો. જેમકે, અગાઉ જોયેલ સર્પનો આભાસ દોરડીમાં થાય છે. (૨) જે પદાર્થમાં જે પદાર્થનો અત્યંતાભાવ હોય તે પદાર્થમાં તે પદાર્થનો અવભાસ. જેમકે, છીપમાં રૂપું કદી હોતું નથી છતાં તેમાં જણાતો રૂપાનો આભાસ.

આ અધ્યારોપ અથવા અધ્યાસ બે પ્રકારનો છે: (૧) જ્ઞાનાધ્યાસ અને (૨) અર્થાધ્યાસ. વળી સ્વરૂપાધ્યાસ અને સંસર્ગાધ્યાસ તેમજ સોપાધિક અને નિરુપાધિક એવા પણ અધ્યાસના ભેદ છે. રજ્જુમાં સર્પનો ભ્રમ થવો તે નિરુપાધિક ભ્રમ, અને આંખના તિમિરદોષથી એક ચંદ્રમાં બે ચંદ્ર દેખાય અને જ્યાંસુધી એ દોષની ઉપાધિ છે ત્યાંસુધી એ ભ્રમ ચાલુ રહેવાથી એ સોપાધિક ભ્રમ કહેવાય છે. એ સોપાધિક અને નિરુપાધિક ભ્રમ પણ બાહ્ય અને આંતર એમ બે પ્રકારનો છે.

૩. પું. એકના ગુણ બીજામાં આણવા તે; એકબીજાની સરખામણીથી ઉપમા આપવી તે. જેમકે, કાચ જેવું નિર્મળ પાણી; બગલાની પાંખ જેવું ધોળું.

૪. પું. (સાંખ્ય) એકના વ્યાપારનો બીજામાં આરોપ કરવો તે. જેમકે, પ્રકૃતિના વ્યાપારને પુરુષમાં આરોપિત કરીને તેને જગતનો કર્તા માનવો તે અથવા ઇંદ્રિયોની ક્રિયાઓનો આત્મામાં આરોપ કરીને તેને તેનો કર્તા માનવો તે.

૫. પું. જૂઠું આળ; નિમિત્ત.

૬. પું. મિથ્યાજ્ઞાન; ભૂલ ભરેલું જ્ઞાન.

**અધ્યારોપણ** ૧. [સં. અધિ (વિશેષ) + આરોપણ] ન. અતિશય આરોપવું તે.

૨. [સં. અધિ (ઊંચે) + આરોપ (મૂકવું તે)] ન. ઊંચું કરવાની ક્રિયા.

૩. [સં. અધિ (માં) + આરોપણ (મૂકવું તે)] ન. એક વસ્તુના ગુણનું બીજી વસ્તુમાં મિથ્યા આરોપણ; ખોટી કલ્પના; અધ્યારોપ; મિથ્યારોપ; અસત્યારોપ; અધ્યાસ; ભ્રમ.

૪. [સં. અધિ (માં) + આરોપણ (રોપવું તે)] ન. બીજની વાવણી; રોપણી.

૫. ન. વસ્તુ એટલે બ્રહ્મ તેમાં અવસ્તુ એટલે માયાનું આરોપણ.

**અધ્યારોપાપવાદ** [સં. અધ્યારોપ (અસત્યારોપ) + અપવાદ (મિથ્યાજ્ઞાનનો નાશ)] પું. એક વસ્તુ ઉપર બીજી વસ્તુનો આરોપ કરીને પછી તે ખોટું છે એમ સાબિત કરી બતાવવાપણું. જેમકે, બ્રહ્મમાં જગતનો આરોપ કરીને પછી તે ખોટું છે પણ બ્રહ્મ જ સત્ય છે એમ સિદ્ધ કરી બતાવવું.

**અધ્યારોપાપવાદન્યાય** [સં. અધ્યારોપ (ન હોય તેવા ગુણનું આરોપણ) + અપવાદ (સામાન્ય નિયમમાં બાધ) + ન્યાય (દૃષ્ટાંત)] પું. (વેદાંત) શેષવત્ અનુમાન; પ્રથમ અધ્યારોપનો અંગીકાર કરી પાછળથી તેને અપવાદ વડે દૂર કરવો તે.

**અધ્યારોપિત** [સં. અધિ (ઉપર) + આરોપિત (મૂકેલું)] વિ. મિથ્યા કલ્પેલું; ખોટી રીતે કોઈના નામે જણાવેલું.

**અધ્યારોહ** ૧. [સં. અધિ (ઉપર) + આરોહ (ચડવું તે)] પું. ઉપર ચડવું તે.

૨. પું. સવારી.

**અધ્યારોહણ** ૧. [સં. અધિ (ઉપર) + આરોહણ (ચડવું તે)] ન. ઉપર જવું કે ચડવું તે.

૨. ન. ચડતી; ઉન્નતિ; ઉદય; આબાદી.

૩. ન. સવારી કરવી તે.

**અધ્યાવાહન** [સં.] ન. પિતાને ઘેરથી પતિને ઘેર જવું તે.

**અધ્યાવાહનિક** [સં. અધ્યાવાહન (પિયરથી સાસરે જવું તે) + ઇક (વાળું)] ન. સ્ત્રીને પિયરથી સાસરે જતી વખતે મળેલું ધન; સ્ત્રીધનના ૭ પ્રકારમાંનો એ નામનો એક.

**અધ્યાસ** ૧. [સં. અધિ (અંદર) + આસ્ (બેસવું)] પું. અંદર રહેવાપણું.

૨. [સં. અધિ (ઉપર) + આસ્ (બેસવું)] પું. ઉપર બેસવું તે.

૩. [સં. અધ્યસ્ (ખોટું આરોપણ કરવું)] પું. (વેદાંત) એક વસ્તુમાં બીજી વસ્તુનું આરોપણ; મિથ્યારોપણ; અધ્યારોપ; ન હોય તેવા ગુણધર્મની કલ્પના; એકના ગુણ બીજામાં આરોપવા તે.

૪. પું. નિરંતર એક જ ધ્યાન કે લક્ષ.

૫. પું. બેસવાનું સ્થાન; આસન.

૬. પું. માયા.

૭. પું. લાંબા કાળના ખોટા અનુભવથી બંધાઈ ગયેલો ખોટો ખ્યાલ; નિરંતર રટણથી દૃઢ થયેલો અસદ્ગ્રાહ એટલે ખોટી પકડ; ખોટો અનુભવ; મિથ્યાભાસ; ભ્રમ; આભાસ; ભ્રાંતિજ્ઞાન. અધ્યાસ અથવા ભ્રમ ચાર પ્રકારના છે: (૧) લૌકિક ભ્રમ, (૨) અલૌકિક ભ્રમ, (૩) સંવાદી ભ્રમ, (૪) વિસંવાદી ભ્રમ.

૮. પું. સંબંધભાવ રહિત ઊંડો વિચાર.

૯. [સં. અધ્યસ્ (સાથે વળગાડવું)] પું. સાંધણ; જોડે વધારેલો ભાગ; ઉપાંગ.

**અધ્યાસન** ૧. [સં. અધ્યાસ્ (અધ્યક્ષ થવું)] ન. અધ્યક્ષ તરીકે બેસવું તે.

૨. [સં. અધિ (માં) + આસન (મૂકવું તે)] ન. આરોપણ.

૩. [સં. અધિ (ઊંચું) + આસન (બેઠક)] ન. ઊંચું આસન; ઊંચી બેઠક.

૪. ન. (યોગ) ચોરાસી આસનમાંનું એ નામનું એક. તેમાં ઊંધા સૂઈ બન્ને હાથપગ લંબાવવામાં આવે છે.

૫. [સં. અધિ (માં) + આસ્ (રહેવું)] ન. નિવાસ.

૬. ન. સહન કરવાપણું.

**અધ્યાસના** [સં. અધ્યાસન (સહન કરવું તે) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. સહનશીલતા; પરીષહ વેઠવો તે; તિતિક્ષા.

**અધ્યાસવાદ** [સં. અધ્યાસ (મિથ્યાભાસ) + વાદ (મત)] પું. ગોચરવિજ્ઞાનવાદ; વિષયવિજ્ઞાનવાદ; જે દેખાય છે તે બધું ભ્રમ છે એવો મત.

**અધ્યાસવું** [સં. અધ્યસ્ (ખોટો આરોપ કરવો)] સ. ક્રિ. એક વસ્તુમાં બીજીનું આરોપણ કરવું; એકની પ્રકૃતિ બીજીની પ્રકૃતિની સાથે ખોટી રીતે ભેળવી દેવી.

**અધ્યાસિત** ૧. [સં. અધિ (માં) + આસ્ (વસવું)] વિ. આશ્રિત; આધાર રાખનાર.

૨. [સં. અધિ (ઉપર) + આસ્ (બેસવું)] વિ. બિરાજેલું; બેઠેલું; રહેલું; અધિષ્ઠિત.

**અધ્યાહર** [સં. અધિ (ઉપર) + આહૃ (આણવું)] પું. વાક્યાર્થ બેસાડવાને લેવો પડતો ઉપલક શબ્દ; અર્થ સમજવા માટે માની લેવાનો ન લખ્યો હોય તેવો શબ્દ.

**અધ્યાહરણ** જુઓ અધ્યાહાર.

**અધ્યાહાર** ૧. [સં. અધિ (ઉપર) + આ (સુધી) + હૃ (લઈ જવું)] પું. અનુમાન; તર્ક; કલ્પના; ધારણા.

૨. પું. અપૂર્વોત્પ્રેક્ષા; વિચિત્ર ધારણા; અસાધારણ કલ્પના.

૩. પું. આકાંક્ષા–પૂર્તિ માટે પદનું અનુસંધાન કરવું પડે એવી સ્થિતિ; અર્થ બેસાડવાને ખૂટતો શબ્દ મૂકવો પડે એવી હાલત; અસ્પષ્ટ વાક્યને બીજા શબ્દોમાં સ્પષ્ટ કરવાની ક્રિયા.

૪. [સં. અધિ (ઉપર) + આહ (આણવું)] પું. જરૂર જણાતા પદનું અનુસંધાન; અર્થ બેસાડવાને ખૂટતો શબ્દ મૂકવો તે.

૫. પું. દલીલ.

૬. પું. સ્પષ્ટ નહિ દેખાડેલ અથવા મૂકી દીધેલ બાબત.

**અધ્યાહારિણી લિપિ** [સં.] સ્ત્રી. ચોસઠ પ્રકારની લિપિમાંની એ નામની એક. જુઓ લિપિ.

**અધ્યાહાર્ય** ૧. [સં. અધિ (ઉપર) + આ (સુધી) + હાર્ય (લેવા જેવું)] વિ. ઉપરથી સમજી લેવા જેવું; અર્થ બેસાડવાને આગલા સંબંધમાંથી સમજી લેવું ઘટે તેવું.

૨. વિ. શોધવા લાયક.

**અધ્યાહૃત** [સં. અધિ (ઉપર) + આહૃત (આણેલું)] વિ. અધ્યાહાર રહેલું; અધ્યાહાર રાખેલું.

ત્રીજા પ્રકારમાં વિશ્લેષક્રિયા-છૂટા પાડવાની ક્રિયા-નિર્દિષ્ટ નથી હોતી, અધ્યાહૃત હોય છે.
બૃહદ્ વ્યાકરણ

**અધ્યુપપન્ન** [સં. અધિ (માં) + ઉપ (પાસે) + પદ્ (જવું)] વિ. ભોગમાં તન્મય થયેલ; કામી; વિષયાસક્ત.

**અધ્યુપપાત** [સં. અધિ (માં) + ઉપ (પાસે) + પદ્ (જવું)] પું. સમજવામાં ચિત્તની એકાગ્રતા.

**અધ્યુપપાદના** [સં. અધિ (માં) + ઉપ (પાસે) + પદ્ (જવું)] સ્ત્રી. વિષયાસક્તિ; લોલુપતા.

**અધ્યુષિત** ૧. [સં. અધિ (નીચે) + ઉષિત (રહેલું)] વિ. આશરે આવેલ; આશ્રિત.

૨. [સં. અધિ (માં) + ઉષિત (રહેલું)] વિ. વસેલું.

**અધ્યુષ્ટ્ર** [સં. અધિ (માં) + ઉષ્ટ્ર (ઊંટ)] પું. ઊંટથી ચાલતી ગાડી કે વાહન; ઊંટગાડી.

**અધ્યૂઢ** ૧. [સં. અધિ (સાથે) + ઊઢ (વહેલું)] પું. આંગળિયાત છોકરો; આગલા ધણીનો દીકરો.

અધ્યૂઢ કાનીન કારમા રે, વાચક કૃતક વસમા.
પ્રેમાનંદ

૨. [સં. અધિ (ઉપર) + ઊઢ (વહેલું)] પું. ઈશ્વર.

૩. પું. લગ્ન પહેલાં સ્ત્રીને થયેલો છોકરો.

૪. પું શંકર; શિવ.

૫. વિ. આબાદ; સમૃદ્ધ; ધણી વૃદ્ધિવાળું.

૬. વિ. ઊંચી પંક્તિમાં મુકાયેલું.

૭. વિ. પુત્રના દત્તક, સંકર વગેરે દશ પ્રકારમાંના એ નામના એક પ્રકારનું; આંગળિયાત.

૮. વિ. પુષ્કળ; ઘણું.

૯. વિ. પૈસાદાર; ધણી સમૃદ્ધિવાળું.

૧૦. [સં. અધિ (માં) + ઊઢ (વહેલું)] વિ. લટકતું; અવલંબિત.

**અધ્યૂઢા** [સં. અધિ (ઉપર) + ઊઢ (પરણેલ) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. જેના ઉપર બીજી સ્ત્રી પરણી લાવવામાં આવી હોય તેવી સ્ત્રી; અધિવિન્ના; પહેલી પરણેલી સ્ત્રી; જ્યેષ્ઠા સ્ત્રી.

**અધ્યેતવ્ય** [સં. અધિ + ઇ (અભ્યાસ કરવો)] વિ. અધ્યયન કરવા જેવું; ભણવા લાયક.

**અધ્યેતા** ૧. [સં. અધ્યેતૃ] પું. અધ્યયન કરનાર; ભણનાર; વિદ્યાર્થી.

૨. પું. ઉપાધ્યાય; ઉપ-અધ્યાપક.

૩. પું. વિદ્વાનોના મંડળનો સભ્ય.

૪. પું. વિશિષ્ટ વિદ્યાભ્યાસ કે સંશોધન માટે વિદ્યાપીઠ તરફથી અમુક વેતન સાથે ચૂંટાયેલો સ્નાતક.

૫. પું. શિષ્યગુરુ; મહાવિદ્યાલયના વિદ્યાર્થીસમૂહમાંથી અમુક મુદ્દત માટે અધ્યાપકનું કામ કરવા ચૂંટી કઢાયેલ પદવીધર વિદ્યાર્થી.

**અધ્યેત્રી** [સં.] સ્ત્રી. વિદ્યાર્થિની; ભણનારી બાળા; સ્ત્રી અધ્યેતા.

**અધ્યેય** ૧. [સં. અ (નહિ) + ધ્યેય (ધ્યાન કરવા જેવું)] વિ. ચિંતન કરવાને લાયક ન હોય એવું; ધ્યાનના વિષયને અયોગ્ય.

૨. [સં. અધિ + ઇ (અભ્યાસ કરવો)] વિ. ભણવા લાયક; અધ્યયન કરવા જેવું.

**અધ્યેષણ** ૧. [સં. અધિ (પાસે) + એષણ (ચાહના)] ન. પ્રાર્થના; યાચના; માગણી.

૨. [સં. અધિ (પાસે) + ઇષ્ (ઇચ્છવું)] ન. પ્રેરણા; સત્કારપૂર્વક આચાર્ય વગેરેની પ્રેરણા.

**અધ્યેષણા** ૧. [સં. અધિ (અધિક) + એષણા (ચાહના)] સ્ત્રી. અધિક પ્રાર્થના.

૨. [સં. અધિ (પાસે) + એષણા (ઇચ્છા)] સ્ત્રી. આજીજી; અરજ; યાચના; મોટેરાંને સત્કારપૂર્વક અમુક કાર્ય કરવાની વિનંતિ.

૩. સ્ત્રી. (વેદાંત) વિધિ; શાસ્ત્રમાં દર્શાવેલ વિધિ; ખાસ કરીને આચાર્ય વગેરેએ બતાવેલો વિધિ.

**અધ્યો** [સં. અધ્યાય] પું. અધ્યાય; સર્ગ; પર્વ; વિભાગ; પ્રકરણ.

**અધ્રકણ** જુઓ અધરકણ.

**અધ્રકવું** ૧. સ. ક્રિ. અધરકવું; દહીં બનાવવા સારુ દૂધમાં અધરકણ ભેળવવું; આખરવું; મેળવવું; જમાવવું.

મેળવી દૂધ અધ્રકે જે વાર,
વલોવતાં ઘૃત નીકળે સાર.
શામળ

૨. સ. ક્રિ. જીવ શાંત ન હોતાં તરંગ ઉઠાવ્યા કરવા; તંદ્રાવસ્થામાં અશાંતિ થવી.

**અધ્રકાવવું** સ. ક્રિ. અધરકાવવું; અધરકાય એમ કરવું; આખરાવવું; મેળવાવવું; જમાવાવવું; દૂધ મળી જાય એમ ઠરાવવું.

**અધ્રકાવું** અ. ક્રિ. અધરકાવું; મેળવાવું; આખરાવું; જમાવાવું.

**અધ્રણ** ૧. ન. અધરણ; આધણ; રાંધવા માટે ઊકળતું પાણી.

૨. ન. દૂધનું દહીં કરનાર ખાટી વસ્તુ; મેળવણ; આખરણ.

**અધ્રુવ** ૧. [સં. અ (નહિ) + ધ્રુવ (નિશ્ચિત)] ન. અચોક્સાઈ; અસ્પષ્ટતા; મોઘમ હોવાપણું; સંદિગ્ધતા; અનિશ્ચિતતા.

૨. [સં. અ (નહિ) + ધ્રુવ (અવિનાશી)] વિ. અનિત્ય; નાશવંત; કાયમનું ન હોય તેવું; અશાશ્વત.

૩. [સં. અ (નહિ) + ધ્રુવ (સ્થિર)] વિ. અસ્થાયી; અદૃઢ; ચંચળ; અસ્થિર; ચલાયમાન; ચલ; અનિશ્ચલ.

૪. વિ. જેનો ત્યાગ કરવાથી ચલાવી શકાય એવું; જેના વિના જીવી શકાય એવું.

૫. વિ. મોઘમ; અચોક્સ; શંકાવાળું; અનિશ્ચિત; સંદિગ્ધ; શંકાસ્પદ; કદાચિદ્ભાવી.

**અધ્રુવગ્રાહી** [સં. અધ્રુવ (કદાચિદ્ભાવી) + ગ્રાહિન્ (ગ્રહણ કરનાર)] વિ. (જૈન) સાધન પ્રાપ્ત થયા છતાં વિષયને કોઈક વાર ગ્રહણ કરનાર અને કોઈક વાર નહિ ગ્રહણ કરનાર. પાંચ ઇંદ્રિય અને મન એ છ સાધનથી થનાર મતિજ્ઞાનના અવગ્રહ, ઈહા આદિ રૂપથી જે ચોવીસ ભેદ થાય છે તે બધા ક્ષયોપશમ અને વિષયની વિવિધતાથી નીચે પ્રમાણે બાર જાતના થાય છેઃ-બહુગ્રાહી, અલ્પગ્રાહી, બહુવિધગ્રાહી, એકવિધગ્રાહી, ક્ષિપ્રગ્રાહી, અક્ષિપ્રગ્રાહી, અનિશ્ચિતગ્રાહી, નિશ્ચિતગ્રાહી, અસંદિગ્ધગ્રાહી, સંદિગ્ધગ્રાહી, ધ્રુવગ્રાહી અને અધ્રુવગ્રાહી.

**અધ્રુવતા** ૧. [સં. અધ્રુવ (નાશવંત) + તા (પણું)] સ્ત્રી. અનિત્યતા; ક્ષણભંગુરતા; વિનાશીપણું.

૨. [સં. અધ્રુવ (અસ્થિર) + તા (પણું)] સ્ત્રી. અસ્થિરતા; ક્ષણભંગુરપણું.

૩. [સં. અધ્રુવ (અનિશ્ચિત) + તા (પણું)] સ્ત્રી. મોઘમપણું; અસ્પષ્ટતા; અચોકસાઈ; અનિશ્ચિતતા; સંદિગ્ધતા.

**અધ્રુષ** [સં.] પું. લોહીવિકારથી થતો એ નામનો એક રોગ; કંઠમાળ; ગંડમાળ.

**અધ્રૌવ્ય** જુઓ અધ્રુવતા.

**અધ્વ** જુઓ અધ્વા.

**અધ્વખેદ** [સં. અધ્વન્ (માર્ગ) + ખેદ (દુઃખ)] પું. રસ્તાનો થાક; મુસાફરીથી લાગેલો શ્રમ.

**અધ્વગ** ૧. પું. ઊંટ.

૨. પું. ખચ્ચર.

૩. [સં. અધ્વન્ (રસ્તો) + ગ (જનાર)] પું. વટેમાર્ગુ; મુસાફર; પ્રવાસી; પથિક.

૪. [સં. અધ્વન્ (આકાશ) + ગ (જનાર)] પું. સૂર્ય.

**અધ્વગા** ૧. [સં. અધ્વન્ (આકાશ) + ગા (જનારી)] સ્ત્રી. ગંગા નદી; આકાશગંગા.

૨. સ્ત્રી. સ્ત્રી મુસાફર; પ્રવાસિની.

**અધ્વગામિની** જુઓ અધ્વગા.

**અધ્વગામી** ૧. [સં. અધ્વન્ (માર્ગ) + ગામિન્ (જનાર)] પું. અધ્વગ; મુસાફર; પ્રવાસી.

૨. વિ. અનુસરનાર; પરિપાટી પ્રમાણે ચાલનાર.

**અધ્વજા** [સં. અધ્વન્ (રસ્તો) + જા (થતી)] સ્ત્રી. રસ્તામાં ઊગતી એ નામની વનસ્પતિ; સ્વર્ણપુષ્પી.

**અધ્વનીન** ૧. [સં. અધ્વન્ (પંથ) + ઈન (જવું)] પું. મુસાફર; વટેમાર્ગુ; પથિક.

૨. વિ. મુસાફરી કરવાને શક્તિમાન.

**અધ્વપતિ** ૧. [સં. અધ્વન્ (માર્ગ) + પતિ (ઉપરી)] પું. માર્ગાધિકારી; રસ્તાનું ધ્યાન રાખનાર અમલદાર.

૨. [સં. અધ્વન્ (આકાશ) + પતિ (સ્વામી)] પું. સૂર્ય.

**અધ્વર** ૧. [સં. અધ્વન્ (માર્ગ) + ર (આપવું)] પું. આકાશ.

૨. પું. આઠ વસુમાંનો બીજો વસુ.

૩. પું. યજ્ઞ; યાગ.

૪. પું. સોમયજ્ઞ.

૫. વિ. અખિલ; આખું; નહિ ભાંગેલું.

૬. વિ. મજબૂત; લાંબો વખત ટકે તેવું.

૭. [સં. અ (નહિ) + ધ્વૃ (વાંકું કરવું)] વિ. વાંકું નહિ એવું; સીધું.

૮. વિ. સાવધાન.

**અધ્વરકાંડ** [સં. અધ્વર (યજ્ઞ) + કાંડ (વિભાગ)] પું. યજ્ઞ સંબંધી હકીકત આપનારો શતપથ બ્રાહ્મણનો એ નામનો વિભાગ.

**અધ્વરથ** ૧. [સં. અધ્વન્ (માર્ગ) + રથ (એ નામનું એક વાહન)] પું. મુસાફરી માટેનો રથ.

૨. પું. રસ્તાનો ભોમિયો દૂત; મુસાફરીમાં હોશિયાર દૂત.

**અધ્વરમીમાંસા** [સં.] સ્ત્રી. જૈમિનિની પૂર્વમીમાંસાનું એક નામ.

**અધ્વરા** [સં.] સ્ત્રી. એ નામની એક વનસ્પતિ; મેંદી.

**અધ્વર્યુ** [સં. અધ્વર (યજ્ઞ) + યુ (સંપાદન કરવું)] પું. અધ્વારુ; યજ્ઞમાં આહુતિ માટે વરાયેલો યજુર્વેદ જાણનારો ઋત્વિજ બ્રાહ્મણ; યજ્ઞક્રિયા કરાવનાર યજુર્વેદ જાણનારો બ્રાહ્મણ; યજ્ઞ કરાવનારો મુખ્ય બ્રાહ્મણ. અધ્વર્યુનું કામ જમીન માપવાનું, વેદી બાંધવાનું, યજ્ઞમાં વાસણ તૈયાર કરવાનું, અગ્નિ તથા સમિધ લાવવાનું, તે સળગાવવાનું, વધ માટે નક્કી કરેલા પશુને લાવવાનું, તેનું બલિદાન આપવાનું અને આ બધા સમયે યજુર્વેદ બોલવાનું છે.

**અધ્વર્યુવેદ** [સં. અધ્વર્યુ (યજ્ઞક્રિયા કરાવનાર યજુર્વેદ જાણનારો બ્રાહ્મણ) + વેદ (ધર્મપુસ્તક)] પું. યજુર્વેદ.

**અધ્વલેખ** [સં. અધ્વન્ (માર્ગ) + લેખ (લખાણ)] પું. ભરતિયું; ભારપત્ર; માર્ગપત્ર; માલચિઠ્ઠી.

**અધ્વવાહક** [સં. અધ્વન્ (માર્ગ) + વાહક (લઈ જનાર)] પું. અધોવાહિયો; હમાલ; માલ ઉપાડનારો; અધ્વવાહી.

**અધ્વવાહી** જુઓ અધ્વવાહક.

**અધ્વવિદ્યા** [સં. અધ્વન્ (માર્ગ) + વિદ્યા (કળા)] સ્ત્રી. (શિલ્પ) શિલ્પસંહિતામાં વર્ણવેલ મુખ્ય બત્રીસ વિદ્યામાંની એ નામની એક. જુઓ વિદ્યા.

**અધ્વશલ્ય** [સં. અધ્વન્ (માર્ગ) + શલ્ય (કાંટો)] પું. અઘેડો નામની વનસ્પતિ; અપામાર્ગ, કેમકે માર્ગમાં તે કાંટારૂપ છે

**અધ્વશોષ** [સં. અધ્વન્ (મુસાફરી) + શોષ (ક્ષયરોગ)] પું. ખૂબ મુસાફરી કરવાથી થતો યક્ષ્મા નામનો રોગ.

**અધ્વા** ૧. [સં. અધ્વન્] પું. અંતર; છેટું.

૨. પું. આકાશ; ગગન.

૩. [સં. અદ્ (ખાવું)] પું. કાળ; કાળદેવતા, કેમકે તે બધાને ખાઈ જાય છે.

૪. પું. ગ્રહની કક્ષા.

૫. પું. માર્ગ; પંથ; રસ્તો; વાટ.

> વર્ત્મ અધ્વા સરણિ પંથ સંચર પાદવિહાર;
> મગ જોતા બેઠા હરી આતુર નંદકુમાર.
> પિંગળલઘુકોષ

૬. [સં. અત્ (જવું)] પું. મુસાફરી; પ્રવાસ.

૭. પું. વેદની શાખા.

૮. પું. સાધન; ઇલાજ; ઉપાય.

૯. પું. સ્થાન; જગ્યા.

૧૦. પું. હુમલો; આક્રમણ.

**અધ્વાંતિ** [સં. અધ્વન્ (માર્ગ) + અત્ (જવું)] પું. મુસાફર; પંથી.

**અધ્વાસન** [સં.] ન. (યોગ) પ્રાણાયામ માટેના યોગાસનના ચોરાશી આસનમાંનું એ નામનું એક.

**અધ્વાંત** ૧. [સં. અધ્વન્ (મુસાફરી) + અંત (છેડો).] પું. રસ્તાનો આરો; મુસાફરીનો છેડો; પ્રવાસનો અંત.

૨. [સં. અ (નહિ) + ધ્વાંત (અંધારું)] ન. આછો ઉજાસ; છેક અંધારું નહિ તે; સંધ્યા; ઝાંઝળું.

૩. ન. જ્ઞાનનો અભાવ.

૪. વિ. અંધારું નહિ એવું; અંધારા વિનાનું.

**અધ્વાંતશાત્રવ** ન. એ નામનો એક જાતનો છોડ.

**અન** ૧. [સં. અન્ (આત્મા)] પું. જીવ; આત્મા.

૨. [સં.] અ. અલ્પતા, અભાવ, સાદૃશ્ય, વિરોધ, અપ્રાશસ્ત્ય, અન્યતા, અયોગ્યતા એવા અર્થ માટે સ્વરથી શરૂ થતા શબ્દ પહેલાં વપરાતો પૂર્વગ. જેમકે, અનુદરી; અનધિકાર; અનક; અનક્ષર; અનૃતુ.

૩. અ. ક્રિ. (ધાતુ) જીવવું.

૪. અ. ક્રિ. (ધાતુ) શ્વાસ લેવો.

**અન** ૧. [હિં.] પું. પોષણ; ગુજરાનનું સાધન.

૨. [સં.] પું. પ્રાણ; શ્વાસ.

૩. પું. (દ્રાવિડ) બળદ; બેલ.

> આ પ્રમાણે અન, બેલ અને નીનપ એ દ્રાવિડ શબ્દ ઉપરના બળદ અથવા નંદીના અર્થમાં આવ્યા છે. સુવર્ણમાળા

૪. [સં. અન્ન] ન. અનાજ; અન્ન.

૫. [સં. અન્ય] વિ. અન્ય; બીજું.

૬. વિ. બીજાનું.

૭. અ. વિના; વગર.

**અનઆવડ** (અનઆવડ્) [અન (નહિ) + આવડ (કુશળતા)] સ્ત્રી. અકળા; અકુશળતા; બિનઆવડત.

**અનઆવડત** જુઓ અનઆવડ.

**અનઇ** અ. (જૂ. ગુ.) અને.

**અનઋતુ** ૧. સ્ત્રી. ઋતુ વિરુદ્ધનું કામ.
૨. [સં. અન્ (અયોગ્ય) + ઋતુ (મોસમ)] સ્ત્રી. (હિંદી) કરત; અકાળ; અસમય; અનુપયુક્ત એટલે અયોગ્ય ઋતુ.

**અનક** ૧. [હિં.] પું. અવાજ કરતો મેઘ.
૨. [સં. આનક (મૃદંગ)] પું. ભેરી; દુંદુભિ; ડંકો; મોટો ઢોલ; મૃદંગ; નગારૂં.
૩. [સં. અન્ (નહિ) + અક (પાપ)] ન. પાપ ન હોવાપણું.
૪. [સં. અન્ (વિરોધતાદર્શક પૂર્વગ) + અક (દુઃખ)] ન. સુખ.
૫. વિ. અધમ; નીચ; નઠારૂં; હલકું.
૬. વિ. ઘણું નાનું.
૭. વિ. નિંદ્ય; ધિક્કારવા જેવું.

**અનકટા** જુઓ અનકઠા

**અનકઠા** [સં. ઉત્કંઠા] સ્ત્રી. ઇચ્છા; અભળખા; અભિલાષા; વાસના.

**અનકના** [હિં.] વિ. નાદુરસ્ત; બીમાર; અણુમણું.

**અનકાર** ૧. [અ (નિરર્થક વપરાયેલો પૂર્વગ) + નકાર (ના)] પું. ઇનકાર.
૨. [સં. અ (નહિ) + નકાર (ના)] પું. સ્વીકાર.

**અનકૂટ** પું. ઠાકોરજી આગળ નૈવેદ્ય તરીકે ઓડવવામાં આવતી અનેક વાનીનો ઢગલો. જુઓ અન્નકૂટ.

**અનકૂળ** વિ. અનુકૂળ. જુઓ અનુકૂલ.

**અનકો** પું. (પારસી) કટાક્ષ.
ભાખાજીબાએ અનકાથી કહ્યું.
બ. ન. કાબરાજી

**અનકોટ** પું. અનકૂટ. જુઓ અન્નકૂટ.

**અનકોટા** [સં.] સ્ત્રી. એ નામની એક વનસ્પતિ; અંકોલ.

**અનકાઇ** ન. કબૂતર રંગનું એ નામનું એક જાતનું જાનવર.

**અનક્ષ** ૧. [પ્રા. અણુક] પું. મ્લેચ્છ દેશ.
૨. ન. મ્લેચ્છ દેશમાં રહેનાર માણસ.
૩. [સં. અન્ (નહિ) + અક્ષ (આંખ)] વિ. આંધળું; આંખ વિનાનું.
૪. [સં. અન્ (નહિ) + અક્ષ (ઇંદ્રિય)] વિ. ઇંદ્રિયો વગરનું.
૫. [સં. અન્ (નહિ) + અક્ષ (ધરી)] વિ. ધરી વિનાનું.

**અનક્ષત્ર** ૧. [અન (અન્ન) + ક્ષેત્ર (ઠેકાણું)] ન. અન્નક્ષેત્ર.
૨. [સં. અ (નહિ) + નક્ષત્ર (તારાનું ઝૂમખું)] ન. નક્ષત્ર નહિ તે.
૩. વિ. નક્ષત્ર વગરનું.

**અનક્ષર** ૧. [સં. અન્ (ખરાબ) + અક્ષર (બોલ)] પું. અપશબ્દ; ગાળ.
૨. પું. દોષ જણાવનાર વચન.
૩. [સં. અન્ (નહિ) + અક્ષર (હરફ)] વિ. અક્ષર વિનાનું.
૪. [સં. અન્ (અપ્રશસ્ત) + અક્ષર (હરફ)] વિ. ખરાબ અક્ષરવાળું.
૫. વિ. ન બોલી શકાય તેવું; ન બોલવા જેવું.
૬. [સં. અન્ (નહિ) + અક્ષર (વર્ણ)] વિ. નિરક્ષર; અક્ષરશૂન્ય; વાંચી લખી ન જાણે એવું; અભણ; અક્ષરજ્ઞાન રહિત.
૭ વિ. બોલી ન શકે તેવું; મૂંગું.

**અનક્ષરતા** [સં. અન્ (નહિ) + અક્ષર (વર્ણ) + તા (પણું)] સ્ત્રી. અભણપણું.

**અનક્ષરી** [સં. અનક્ષરિન્] વિ. અક્ષરજ્ઞાન વગરનું; અભણ; નિરક્ષર.

**અનક્ષિ** [સં. અન્ (ખરાબ) + અક્ષિ (આંખ)] સ્ત્રી. ખરાબ કે નબળી આંખ; મંદનેત્ર.

**અનખ** ૧. [હિં.] પું. ક્રોધ; રોષ.
૨. પું. દુઃખ; ગ્લાનિ.
૩. પું. દ્વેષ; ઈર્ષા.
૪. પું. નજર ન લાગે માટે માથે કરવામાં આવતી કાજળની બિંદી.
૫. વિ. નખ વગરનું.

**અનખત** સ્ત્રી. (પારસી) અણખત; અણગમો.

**અનખી** [હિં.] વિ. ક્રોધી; જલદી નારાજ થાય તેવું.

**અનગરો** ૧. [સં. અનુગ્રહ] પું. અનુગ્રહ; કૃપા.
૨. પું. અંત; છેડો; આરો; નિકાલ; નિવેડો.
૩. પું. ઉપાય; ઇલાજ.
૪. પું. વારો; ફેરો.

**અનગલ** જુઓ અનગળ.

**અનગળ** ૧. [સં. અન્ (નહિ) + અર્ગલ (આગળિયો)] વિ. અનર્ગલ; અપાર; પુષ્કળ; ખૂબ; ઘણું.
૨. [સં. અન્ (નહિ) + ગલ્ (ઝરવું)] વિ. ગાળ્યા વગરનું; અણગળ.
વાવરે જે કો અનગળ નીર. શામળ
૩. વિ. દાબ વગરનું; મુક્ત; છૂટું; સ્વતંત્ર; નિરંકુશ.

**અનગાર** ૧. [સં. અન્ (નહિ) + અગાર (ઘર)] પું. (જૈન) ત્યાગી; મુનિ; વિષયતૃષ્ણાથી મુક્ત થયો હોય એવો પુરુષ.
જો કે અગારી અને અનગાર એ બે શબ્દનો સીધો અર્થ ઘરમાં વસવું કે ન વસવું એટલો જ છે છતાં અહીં તેનો તાત્પર્યાર્થ લેવાનો અને તે એ કે જે વિષયતૃષ્ણા ધરાવતો હોય તે અગારી અને જે વિષયતૃષ્ણાથી મુક્ત થયો હોય તે અનગાર. તત્ત્વાર્થસૂત્ર
૨. પું. સંન્યાસી; ઘરબાર વગરનો સાધુ; પરિવ્રાજક.
૩. વિ. ઘર વગરનું; રહેઠાણ વિનાનું; અણાગાર; અણગાર.

**અનગારિક** જુઓ અનગાર.

**અનગારિકા** ૧. [સં. અનગાર (ઘરબાર વગરનો સાધુ)] સ્ત્રી. સંન્યાસીની ઘર વગરની સ્થિતિ.
૨. સ્ત્રી. સાધ્વી.

**અનગિના** ૧. [હિં.] વિ. અગણિત; બેશુમાર; અસંખ્ય.
૨. વિ. અમાપ; બેહદ.
૩. વિ. નહિ ગણાતું; અણગણ્યું.
અનગિના બરસ = ઉમરનું આઠમું વર્ષ. આઠનો આંકડો કમનસીબ ગણાય છે, કારણકે આઠમે માસે જન્મેલું બાળક ભાગ્યેજ જીવે છે. આથી આઠમો માસ અને આઠમું વરસ અણગણ્યાં કહેવાય છે.

**અનગ્ન** ૧. પું. ઓઢવા માટે કપડાં આપનાર કલ્પવૃક્ષ.
૨. [સં. અ (નહિ) + નગ્ન (નાગું)] વિ. નાગું નહિ તેવું; અદિગંબર; કપડાં પહેરેલું.

**અનગ્નિ** ૧. [સં. અન્ (નહિ) + અગ્નિ (દેવતા)] પું. અગ્નિ નહિ તે; અગ્નિ સિવાય બીજો કોઈ પદાર્થ.
૨. [સં. અન્ (અભાવ) + અગ્નિ (દેવતા)] પું. અગ્નિનો અભાવ; અગ્નિ ન હોવાપણું.
૩. પું. (પુરાણ) એ નામનો એક પિતૃ. દક્ષકન્યા સ્વધા એમની પત્ની થાય.
૪. પું. સંન્યાસી, કેમકે તેને યજ્ઞ માટે અગ્નિની જરૂર રહેતી નથી.
૫. સ્ત્રી. રજસ્વલા સ્ત્રી, કેમકે તે અગ્નિને સ્પર્શ કરી શકતી નથી.

૬. ન. અગ્નિહોત્રી નહિ તેવું માણસ; જેના ઘરમાં શ્રૌત કે સ્માર્ત અગ્નિ ન હોય એવું માણસ.

૭. ન. કર્મત્યાગી માણસ.

૮. વિ. અગ્નિના ઉપયોગ વગરનું; અગ્નિની જરૂર વગરનું.

૯. વિ. અગ્નિહોત્રી નહિ તેવું; કર્મકાંડ નહિ કરનાર; શ્રૌત-સ્માર્ત કર્મહીન; શ્રૌત અને સ્માર્ત કર્મથી વિમુખ.

૧૦. વિ. અધર્મનિષ્ઠ; અધાર્મિક; અનાચારી.

૧૧. વિ. ખોરાક ન પચતો હોય એવું; અજીર્ણ-રોગી; મંદ જઠરાગ્નિથી પીડાતું; અગ્નિમાંદ્યથી પીડાતું.

૧૨. વિ. નહિ પરણેલું.

**અનગ્નિક** [સં. અનગ્નિ (અગ્નિ વિનાનું) + ક (વાળું)] વિ. અગ્નિ નહિ ધારણ કરેલું; કર્મકાંડ નહિ કરનાર; શ્રૌત-સ્માર્ત કર્મહીન.

તેમાં જે અનગ્નિક અને સાગ્નિક કહેવાય. — પ્રેમાનંદ

**અનગ્નિદગ્ધ** ૧. [સં. અન્ (નહિ) + અગ્નિ (દેવતા) + દગ્ધ (બળેલું)] વિ. અગ્નિથી નહિ બળેલું.

૨. વિ. અગ્નિસંસ્કાર નહિ પામેલું.

**અનગ્ર** ૧. [સં. અન્ (નહિ) + અગ્ર (ટોચ)] વિ. ટોચ વગરનું; બુઠ્ઠું.

૨. વિ. (ગણિત) પહોળું; કાટખૂણાથી મોટું.

**અનઘ** ૧. [સં. અન્ (નહિ) + અઘ (પાપ)] પું. અર્જુન, કેમકે તે પાપ રહિત મનાય છે.

૨. પું. (પિંગળ) એ નામનો ૪૪ ગુરુ અને ૬૮ લઘુ મળી ૧૧૨ વર્ણનો એક વિષમજાતિ માત્રામેળ છંદ. ગણપ્રસ્તારપ્રકાશમાં તેને ષટ્‌પદી છપ્પયનો એક ભેદ માનેલો છે.

૩. પું. એક ગંધર્વ.

૪. પું. એક રાજર્ષિનું નામ.

૫. પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. તેમનામાં અઘ એટલે પાપ ન હોવાથી, અથવા અઘ એટલે દુઃખ ન હોવાથી, તેમજ તે બીજાનાં પાપ અને દુઃખના નિવારક હોવાથી અનઘ કહેવાય છે.

૬. પું. શિવ.

૭. પું. સફેદ રાઈ.

૮. [સં. અન્ (વિરુદ્ધ) + અઘ (પાપ)] ન. પુણ્ય; પાપ નહિ તે.

૯. વિ. ખામી વગરનું; ખોડ વિનાનું.

૧૦. વિ. ચારુ; સુંદર.

૧૧. [સં. અન્ (નહિ) + અઘ (દુઃખ)] વિ. દુઃખ રહિત; સલામત.

૧૨. [સં. અન્ (નહિ) + અઘ (મલિનતા)] વિ. નિર્મળ; સ્વચ્છ; શુદ્ધ; મેલ વગરનું.

૧૩. વિ. નિષ્પાપ; પાપ રહિત; નિર્દોષ.

૧૪. વિ. વ્યસન વિનાનું.

૧૫. વિ. શોક વગરનું; દિલગીરી વિનાનું.

**અનઘડ** (અનઘડ઼) ૧. [હિં.] વિ. અણઘડ; બેડોળ.

૨. વિ. અજાણ્યું; ઠોઠ.

૩. વિ. અસંબંધ; મેળ વગરનું.

૪. વિ. કાચું; અપરિપક્વ.

૫. વિ. કામની આવડત વગરનું; અણકસબી.

૬. વિ. મૂર્ખ.

૭. વિ. વિવેકહીન; જંગલી.

**અનઘડતા** (અનઘડ઼તા) ૧. સ્ત્રી. અણકસબી-પણું.

૨. સ્ત્રી. અનુભવ ન હોવાપણું; અપરિપક્વતા.

૩. સ્ત્રી. કેળવણીની ખામી; સંસ્કારનો અભાવ.

૪. સ્ત્રી. જંગલીપણું; વિવેકહીનતા.

૫. સ્ત્રી. બેડોળપણું.

૬. સ્ત્રી. મૂર્ખાઈ.

**અનઘધર** [સં. અનઘ (પાપ વિનાનું) + ધર (ધારણ કરનાર)] પું. પરમાત્મા, કેમકે તે પુણ્યશાળીને ધારણ કરે છે.

અઘધર અનઘધર અનંગધર. — દયારામ

**અનઘા** [સં.] સ્ત્રી. (પુરાણ) શાકદ્વીપમાંની એ નામની એક નદી.

**અનઘરઓશ્યાઓ** ૧. પું. (પારસી) એ નામનો એક ફિરસ્તો.

૨. પું. (પારસી) બહિસ્ત એટલે સ્વર્ગનાં સતરપાય, માહાપાય, ખોરશેદપાય, અશઉર્જપાય, ગરોથમાનપાય, પશુઅખાન અને અનઘર-ઓચાઓ નામનાં સાત સ્થાનમાંનું એ નામનું એક.

**અનચિત્** [સં. અન્ (નહિ) + અ (નહિ) + ચિત્ (બ્રહ્મ)] ન. બ્રહ્મ; ચિત્; ચેતન.

એ રીતે સચ્ચિદાનંદનો અર્થ અનસત્, અન-ચિત્ અને અનપ્રિય થાય. પણ એવડા નિષેધ-રૂપી શબ્દો કાઢી એને સત્, ચિત્ અને પ્રિય કહ્યો છે. — જીવનશોધન

**અનચિત** ૧. [હિં.] વિ. ઊંઘતું.

૨. વિ. ધ્યાન વગરનું; બેફામ.

૩. વિ. બેદરકાર.

૪. વિ. બેભાન.

**અનચિત્તા** ૧. [હિં.] અ. અચાનક.

૨. અ. ગફલતમાં.

**અનચી** જુઓ આણછી.

**અનચ્છ** [સં. અન્ (નહિ) + અચ્છ (ચોખ્ખું)] વિ. મેલું; અસ્વચ્છ; કલુષ.

**અનછર** પું. જીભ ઉપર કાંટો થાય એવો એ નામનો ઘોડાનો એક રોગ.

**અનછિડ** (અનછેડ઼) ૧. વિ. છેદ્યા અથવા ખીજવ્યા વગરનું.

૨. [હિં.] વિ. સ્પર્શ કર્યા વગરનું.

**અનછોડો** (અનછેડ઼ો) પું. અછોડો.

**અનજલ** ૧. [સં. અન્ન (ખોરાક) + જલ (પાણી)] ન. દાણોપાણી; અંજળ; ખાણુંપીણું.

૨. ન. નસીબ; પ્રારબ્ધ.

૩. ન. લેણુદેણુ.

અનજલ ઊઠવું = લેણુદેણુ પૂરી થવી; સંબંધ તૂટવો.

**અનજંગ** ન. ડમરુ વાજું.

**અનજાન** ૧. [હિં.] ન. એ નામનો એક છોડ; અજાન.

૨. ન. એક જાતનું લાંબું ઘાસ. તે ખાસ કરીને ભેંસ ખાય છે અને તેથી તેનું દૂધ જરા નશો આવે એવું થાય છે.

૩. [સં. અન્ (નહિ) + જ્ઞા (જાણવું)] વિ. અજાણ્યું; અપરિચિત; અજ્ઞાત.

૪. વિ. અજ્ઞાની; અજ્ઞ; સમજ વિનાનું; નાદાન; ભોળું.

**અનજાન આંક** [હિં.] પું. અજ્ઞાત રાશિ.

**અનજાને** [હિં.] અ. અજાણતાં; ઇરાદા વગર.

**અનજાર** [સં. અન્ન (ખોરાક) + જૄ (પચવું)] પું. અન્નપચાવ; ખોરાકનું પાચન.

**અનટન** [સં. અન્ (નહિ) + અટન (ભ્રમણ)] ન. સ્થાયીપણું; સ્થિરતા.

**અનડ** (અનડ઼) ૧. પું. (ચારણી) પર્વત.

૨. વિ. અક્કડ; અનમ્ર.

૩. વિ. જોરાવર; બળવાન.

ઇક સહસ દંતિ મદઝર અનડ
લાખ પંચ પાયક લિય. — રાજવિલાસ

**અનડુજ્જિહ્વા** સ્ત્રી. એક જાતની વનસ્પતિ; ગોજીભી. તેનાં પાંદડાં ગાયની જીભ જેવાં હોય છે.

**અનડુહ** ૧. [સં. અનડુહ્] પું. એ નામનો એક ઋષિ.

૨. [સં. અનસ્ (ગાડું) + વહ્ (ખેંચવું)] પું. બળદ.

૩. પું. (જ્યોતિષ) વૃષભ રાશિ.

**અનડુહી** [સં. અનડુહ્ (બળદ) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. ગાય.

**અનડું** (અનડું) ૧. ન. અન્ન; ખોરાક; અન્નનું કવિતામાં વપરાતું રૂપ.

ઓચિંતાનું તનવરી અનડું,
ટળશે ગર્ભિણીજ તનડું. — ઋષિ

૨. વિ. અહંકારી; અનમ્ર; ઘમંડી.

**અનડ્વાન** ૧. [ સં. અનડુહ્ ( બળદ ) ] પું. આખલો; ગોધો; વૃષભ; સાંઢ.
૨. [ સં. અનડ્વાન્ ] પું. ( વેદાંત ) સૂર્ય.

**અનડ્વાહી** જુઓ અનડુહી.

**અનણુ** ૧. પું. વટાણા.
૨. પું. હરકોઈ જાડું અનાજ; સ્થૂલ ધાન્ય.
૩. [ સં. અન્ ( નહિ ) + અણુ ( રજકણ ) ] વિ. રજકણ રહિત.
૪. [ સં. અન્ ( નહિ ) + અણુ ( સૂક્ષ્મ ) ] વિ. સૂક્ષ્મ નહિ તેવું; સ્થૂલ.

**અનત** ૧. પું. ( ચારણી ) પરમેશ્વર.
૨. [ સં. અ ( નહિ ) + નત ( નમેલું ) ] વિ. અણનમ; કોઈને નમતું ન આપ્યું હોય એવું; અજિત, નહિ જિતાયેલું.
૩. વિ. નહિ નમેલું; સીધું; ટટાર; અક્કડ.
૪. [ સં. અન્યત્ર ] અ. ( હિંદી ) બીજે ઠેકાણે.

**અનતતા** ૧. સ્ત્રી. કોઈથી ન જિતાય એવું હોવાપણું.
૨. [ સં. અનત ( નહિ નમેલું ) + તા ( પણું ) ] સ્ત્રી. ન નમેલાપણું.

**અનતદોરો** [ સં. અનંત ( વિષ્ણુ ) + દોરો ( ધાગો ) ] પું. અનંતની રક્ષા કારણે ભાદરવા સુદ ચૌદશે જમણે હાથે બાંધવામાં આવતો ચૌદ ગાંઠનો દોરો; રક્ષાબંધન. જુઓ અનંતદોરો.

**અનતિ** ૧. પું. ( પિંગળ ) ભગણ અને નગણ મળી ૬ અક્ષરનો ગાયત્રીની જાતનો એ નામનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ.
૨. [ સં. અ ( નહિ ) + નતિ ( નમન ) ] સ્ત્રી. નમનનો અભાવ; અપ્રણામ.
૩. [ સં. અન્ ( નહિ ) + અતિ ( ઘણું ) ] વિ. બહુ નહિ તેવું; થોડું.

**અનતિકાળ** [ સં. અન્ ( નહિ ) + અતિ ( ઘણું ) + કાલ ( વખત ) ] પું. થોડો વખત; ટૂંકી મુદત.
અનતિકાળ મધ્યે = થોડા વખતમાં.

**અનતિક્રમ** [ સં. અન્ ( નહિ ) + અતિ ( હદ બહાર ) + ક્રમ્ ( જવું ) ] પું. મર્યાદામાં રહેવું તે; હદનું ઉલ્લંઘન ન કરવાપણું.

**અનતિક્રમણીય** ૧. [ સં. અન્ ( નહિ ) + અતિ ( હદ બહાર ) + ક્રમણીય ( જવા જેવું ) ] વિ. નહિ ઉલ્લંઘવા જેવું; અનુલ્લંઘ્ય.
૨. વિ. હદ ઓળંગી ન જવાય એવું.

**અનતિક્રમ્ય** જુઓ અનતિક્રમણીય.

**અનતિક્રાંત** ૧. વિ. અજોડ; જોડ વિનાનું.
૨. [ સં. અન્ ( નહિ ) + અતિક્રાંત ( પસાર થયેલું ) ] વિ. પસાર થયા વિનાનું; ઓળંગ્યા વગરનું.
૩. વિ. ભંગ થયા વિનાનું.

**અનતિતપ્ત** [ સં. અન્ ( નહિ ) + અતિ ( ઘણું ) + તપ્ત ( તપેલું ) ] વિ. ઘણું ગરમ નહિ એવું; હુંફાળું; કોકોલું; કોકરવાયું.

**અનતિદીર્ઘ** [ સં. અન્ ( નહિ ) + અતિ ( ઘણું ) + દીર્ઘ ( લાંબું ) ] વિ. ટૂંકું.

**અનતિદીર્ઘકાળ** જુઓ અનતિકાળ.

**અનતિદૂર** [ સં. અન્ ( નહિ ) + અતિ ( ઘણું ) + દૂર ( છેટું ) ] વિ. પાસેનું; બહુ દૂર નહિ એવું.

**અનતિપરિસ્ફુટ** [ સં. અન્ ( નહિ ) + અતિ ( ઘણું ) + પરિસ્ફુટ ( ચોખ્ખું ) ] વિ. ઝાંખું; આછું; અસ્પષ્ટ.

**અનતિપૂર્વ** [ સં. અન્ ( નહિ ) + અતિ ( બહુ ) + પૂર્વ ( પહેલાંનું ) ] વિ. થોડા વખત પહેલાંનું; અર્વાચીન.

**અનતિપ્રશ્ન** [ સં. અન્ ( નહિ ) + અતિ ( ઘણું ) + પ્રશ્ન ( સવાલ ) ] પું. ઘણા સવાલ ન પૂછવાપણું; ઝાઝા તર્ક ન કરવા તે.

**અનતિપ્રશ્ય** [ સં. અન્ ( નહિ ) + અતિ ( બહુ ) + પ્રશ્ય ( પૂછવા જેવું ) ] વિ. જેને વિશે ઝાઝા સવાલ ન પૂછી શકાય કે તર્ક ન કરી શકાય એવું.

**અનતિરમણીય** [ સં. અન્ ( નહિ ) + અતિ ( ઘણું ) + રમણીય ( સુંદર ) ] વિ. અતિ સુંદર ન હોય એવું.

**અનતિરિક્ત** ૧. [ સં. અન્ ( નહિ ) + અતિરિક્ત ( ખાલી ) ] વિ. અધિક; થોડું નહિ એવું.
૨. [ સં. અન્ ( નહિ ) + અતિરિક્ત ( જુદું ) ] વિ. જુદું નહિ એવું; અભિન્ન.
૩. [ સં. અન્ ( નહિ ) + અતિરિક્ત ( બહુ જ ) ] વિ. બહુ જ નહિ એવું.
૪. [ સં. અન્ ( નહિ ) + અતિરિક્ત ( અનુપમ ) ] વિ. શ્રેષ્ઠ ન હોય એવું.

**અનતિરિક્તત્વ** ૧. ન. જુદું ન હોવાપણું; અભેદ.
૨. ન. ( વેદાંત ) બે પદાર્થનું એકબીજાથી અન્યૂન દેશમાં રહેવાપણું; બે પદાર્થની સમાન વ્યાપ્તિ; બે પદાર્થની કેવળ અન્વય વ્યાપ્તિ. જેમકે, જ્યાં પ્રમેયત્વ હોય છે ત્યાં અભિધેયત્વ હોય છે, જ્યાં અભિધેયત્વ હોતું નથી ત્યાં પ્રમેયત્વ હોતું નથી. અર્થાત્ પ્રમેયત્વ અને અભિધેયત્વ એ બેઉ પદાર્થ સમાન વ્યાપ્તિવાળા છે, તેથી એ બંનેનું એકબીજાથી અનતિરિક્તત્વ છે.

**અનતિરેક** ૧. [ સં. અન્ ( નહિ ) + અતિરેક ( અધિકતા ) ] પું. અધિક ન હોવાપણું.
૨. [ સં. અન્ ( નહિ ) + અતિરેક ( ભેદ ) ] પું. જુદું ન હોવું તે; ભેદનો અભાવ.

**અનતિવર્તન** [ સં. અન્ ( નહિ ) + અતિ ( હદ બહાર ) + વર્તન ( આચરણ ) ] ન. મર્યાદા ભરેલું આચરણ; નિયમાનુસાર આચાર.

**અનતિવર્તનીય** ૧. [ સં. અન્ ( નહિ ) + અતિ ( હદ બહાર ) + વર્તનીય ( આચરવા જેવું ) ] વિ. ઉલ્લંઘન કરવા લાયક નહિ એવું; ભંગ કરવા જેવું નહિ એવું; પાલન કરવા જેવું.
૨. વિ. ઓળંગાય નહિ એવું.

**અનતિવિલંબ** [ સં. અન્ ( નહિ ) + અતિ ( બહુ ) + વિલંબ ( ઢીલ ) ] પું. થોડી ઢીલ; થોડી વાર.

**અનતિવિસ્તૃત** [ સં. અન્ ( નહિ ) + અતિ ( ઘણું ) + વિસ્તૃત ( પથરાયેલું ) ] વિ. થોડા વિસ્તારવાળું.

**અનતોળ્યું** ૧. વિ. અતુલ; બહુ.
૨. [ અન ( નહિ ) + તોળવું ( જોખવું ) ] વિ. જોખ્યા વગરનું.

**અનત્યાચાર** [ સં. અન્ ( નહિ ) + અત્યાચાર ( જુલમ ) ] પું. જુલમ ન હોવાપણું.

**અનત્યાચારી** [ સં. અન્ ( નહિ ) + અત્યાચારિન્ ( જુલમી ) ] વિ. જુલમી નહિ તેવું; અત્યાચાર નહિ કરનાર.

**અનથ** ૧. [ સં. અ ( નહિ ) + નાથ ( ધણી ) ] વિ. અનાથ; નિરાશ્રય; નિરાધાર.
૨. વિ. નાક વીંધાવ્યા વિનાનું.
૩. [ અ ( નહિ ) + નાથ ( નાકની આરપાર ઘાલવામાં આવતી દોરી ) ] વિ. નાથ વગરનું; અણપલોટ; નિરંકુશ; નહિ પલોટાયેલું; નાથ્યા વિનાનું.
૪. [ અ ( નહિ ) + નથ ( વાળી ) ] વિ. વાળી રહિત; નથની વગરનું; નાકના ઘરેણા વિનાનું.
અનથ મારે નાક ન સોહાય. સ્ત્રીગીત

**અનદલીબ** ન. ચકલી કરતાં નાનું પણ ઘણું સુંદર અને ઘણા મોટા તથા મધુર અવાજવાળું ઇરાનમાં થતું એ નામનું એક જાતનું પક્ષી. તે પકડાય તો મરણ પામે છે.

**અનદંન** [સં. અનુદિન] અ. (જૂ. ગુ.) હમેશાં.

મુજ પાખે રહેને નહિ રે હું લડાવતી અનદંન. તે વીસારી પુત્ર તેં આજ વાસ કર્યો કેમ વંન. વિષ્ણુદાસ

**અનદાતા** ૧. પું. માલિક; શેઠ.

૨. [સં. અન્ન (ખોરાક) + દાતૃ (દેનાર)] વિ. પાલક; ભરણપોષણ કરનાર.

**અનદાયક** જુઓ અનદાતા.

**અનદાહી** ૧. સ્ત્રી. (સંગીત) હનુમંત મત પ્રમાણે ભૈરવ રાગની આઠ પુત્રવધૂમાંની એ નામની એક અપ્રસિદ્ધ રાગિણી.

૨. [સં. અન્ (નહિ) + દાહિન્ (બળતરા કરનાર)] વિ. બળતરા ન થાય એવું; બળે નહિ એવું.

**અનદિન** [સં. અનુદિન] અ. (ચારણી) હમેશાં.

**અનદીઠ** ૧. વિ. ગુપ્ત; દેખાય નહિ એવું.

૨. વિ. નહિ જોયેલું.

**અનદેખા** [હિં.] વિ. ન જોયેલું; અણદીઠું.

**અનદેવી** [સં. અન્ન + દેવી] સ્ત્રી. અન્નની દેવી.

**અનદ્ધા** [સં. અન્ (નહિ) + અદ્ધા (ખરી રીત)] અ. ખોટી રીતે.

**અનદ્ધાપુરુષ** [સં. અન્ (નહિ) + અદ્ધા (ખરી રીતે) + પુરુષ] પું. માણસને, દેવને કે પિતૃને પૂજા, સેવા કે શ્રાદ્ધમાં ઉપયોગમાં ન આવે તેવો ખોડવાળો પુરુષ.

**અનદ્ધામિશ્રિતવચન** [સં. અનદ્ધા (ખોટી રીતે) + મિશ્રિત (ભેળસેળવાળું) + વચન (બોલ)] ન. (જૈન) વખતના સંબંધમાં બોલેલું જૂઠ. જેમકે, થોડો વખત બાકી હોય છતાં સૂર્યોદય થઈ ગયો એમ કહેવું તે.

**અનદ્ય** ૧. [સં. અન્ (અપ્રશસ્ત) + અદ્ય (ખાવા લાયક)] પું. ધોળા સરસવ.

૨. પું. ધોળી રાઈ.

૩. [સં. અન્ (નહિ) + અદ્ય (ખાવા જેવું)] વિ. અભક્ષ્ય; ન ખવાય એવું.

**અનદ્યતન** ૧. [સં. અન્ (નહિ) + અદ્યતન (આજનું)] પું. આજના સિવાયનો દિવસ; ગઈ રાતના છેલ્લા બે પહોર અને આવનારી રાતના આગલા બે પ્હોર, તથા તેની વચ્ચેનો આખો દિવસ છોડી બાકી રહેલો ભૂત અથવા ભવિષ્ય સમય. ગઈ અરધી રાત અગાઉના વખતને ભૂત અનદ્યતન અને આવનાર અરધી રાત પછીના વખતને ભવિષ્ય અનદ્યતન કહે છે.

૨. [સં. અન્ (નહિ) + અદ્યતન (વર્તમાન)] વિ. આજે નહિ હોનાર; આજનું નહિ એવું; અવર્તમાન; આજ પહેલાંનું કે પછીનું; દૂર સમયનું.

**અનદ્યતનપૂર્ણવર્તમાનકાળ** [અનદ્યતન (દૂરનું) + પૂર્ણવર્તમાનકાળ (એ નામનો એક કાળ)] પું. (વ્યાકરણ) દૂરનો ભૂત સમય બતાવનાર કાળ.

**અનદ્યતનભવિષ્યકાળ** ૧. [અનદ્યતન (દૂરનું) + ભવિષ્યકાળ (આવવાનો કાળ)] પું. આવનાર અરધી રાત પછીનો વખત.

૨. પું. (વ્યાકરણ) એ નામનો એક જાતનો ભવિષ્યકાળ.

**અનદ્યતનભૂતકાળ** ૧. [અનદ્યતન (દૂરનું) + ભૂતકાળ (ગયેલો વખત)] પું. (વ્યાકરણ) ભૂતકાળનો એક પ્રકાર; દ્વિતીયભૂત. જેમકે, 'ગયેલો' એ અનદ્યતનભૂતકાળનું રૂપ, અને 'ગયો' એ અદ્યતનભૂતકાળનું રૂપ.

૨. પું. વીતેલી અરધી રાત પહેલાંનો વખત.

**અનદ્રુત** પું. (સંગીત) ગાયનમાં બોલાતા સ્વરનો એક પ્રકાર. તે સ્વરને બોલતાં પા માત્રા જેટલો વખત લાગે છે. જુઓ અનાદ્રુત.

**અનધકેલ** [હિં.] ન. પાણી, કેમકે તે અન્નને ધકેલે છે.

**અનધન** ૧. [હિં.] પું. ધનધાન્ય.

૨. પું. સુખસાધન; આબાદી.

**અનઘા** [સં.] સ્ત્રી. (પુરાણ) શાકદ્વીપની એ નામની એક નદી.

અનઘા, આયુર્દા, ઉભયસ્પૃષ્ટિ, અપરાજિતા, પંચપદી, સહસ્રસુતિ, અને નિજધૃતિ નામની શાકદ્વીપની સાત નદીઓ છે. ભગવતી ભાગવત

**અનધિક** ૧. વિ. જેના કરતાં કાંઈ પણ ચડી ન જાય તેવું.

૨. [સં. અન્ (નહિ) + અધિક (વિશેષ)] વિ. વધારી ન શકાય એવું.

૩. વિ. વધારે નહિ એવું.

૪. વિ. સંપૂર્ણ.

**અનધિકાર** ૧. [સં. અન્ (નહિ) + અધિકાર (યોગ્યતા)] પું. અયોગ્યતા; નાલાયકીપણું; અપાત્રતા.

૨. [સં. અન્ (નહિ) + અધિકાર (સત્તા)] પું. સત્તા વિનાનું હોવાપણું.

૩. [સં. અન્ (નહિ) + અધિકાર (હક)] પું. હકનો અભાવ; હક નહિ તે.

૪. વિ. અખત્યાર વગરનું; સત્તા બહારનું.

૫. વિ. અયોગ્ય; યોગ્યતા બહારનું.

૬. વિ. હક વગરનું.

**અનધિકારચર્ચા** [સં. અનધિકાર (સત્તા વિનાનું) + ચર્ચા (ઊહાપોહ)] સ્ત્રી. જેમાં પોતાને લેવાદેવા ન હોય તેવી બાબતની ચોવટ; અધિકાર વિના બોલવું તે.

**અનધિકારચર્ચી** [સં. અન્ (નહિ) + અધિકાર (સત્તા) + ચર્ચિન્ (ચર્ચા કરનાર)] વિ. નકામી પંચાત કરનાર.

**અનધિકારપ્રવેશ** [સં. અન્ (નહિ) + અધિકાર (હક) + પ્રવેશ (ઘૂસણ)] પું. સાપરાધપ્રવેશ; અતિક્રમણ; વગર હક્કે ઘૂસવું તે.

**અનધિકારિક** [સં. અન્ (નહિ) + અધિકાર (સત્તા) + ઇક (વાળું)] વિ. વગર સત્તાએ કરેલું.

**અનધિકારિણી** ૧. [સં. અન્ (નહિ) + અધિકારિણી (અધિકારવાળી)] વિ. સ્ત્રી. અખત્યાર વગરની.

૨. વિ. સ્ત્રી. યોગ્યતા વિનાની.

૩. વિ. સ્ત્રી. હક વગરની.

**અનધિકારિતા** ૧. [સં. અનધિકારિન્ (અધિકાર વગરનું) + તા (પણું)] સ્ત્રી. અધિકારશૂન્યતા; સત્તા કે હક ન હોવાપણું.

૨. સ્ત્રી. અયોગ્યતા.

**અનધિકારિત્વ** જુઓ અનધિકારિતા.

**અનધિકારી** ૧. [સં. અનધિકારિન્] વિ. અધિકાર વિનાનું; સત્તા વગરનું.

અનધિકારી વ્યાપારી = વેપારના પરવાના વગરનો વેપારી.

૨. વિ. નાલાયક; અયોગ્ય; બિનકાબેલ; અપાત્ર.

૩. વિ. હક વગરનું.

**અનધિકૃત** ૧. [સં. અન્ (નહિ) + અધિકૃત (અધિકાર પામેલું)] વિ. અધિકાર નહિ પામેલું; સત્તા વગરનું.

૨. વિ. અધિકાર બહારનું.

૩. વિ. પડતર.

૧. અનધિકૃત કર્ષભૂમિ = ખેતી કરવા લાયક પડતર જમીન.

૨. અનધિકૃત ભૂમિ = પડતર જમીન.

૩. અનધિકૃત છત્યભૂમિ = રાજની પડતર જમીન; બિનકબજાઉ પડતર જમીન.

૪. વિ. હક વિનાનું.

**અનધિગત** ૧. [સં. અન્ (નહિ) + અધિગત (જાણેલું)] વિ. અજ્ઞાત; નહિ જાણેલું; અભ્યાસ નહિ કરેલું.

૨. વિ. અનુપલબ્ધ; પ્રમાણાંતરથી જાણવામાં નહિ આવેલું.

૩. [ સં. અન્ ( નહિ ) + અધિગત ( મેળવેલું ) ] વિ. અપ્રાપ્ત; નહિ મેળવેલું.

૪. [ સં. અન્ ( નહિ ) + અધિ ( પાસે ) + ગત ( ગયેલું ) ] વિ. નહિ પહોંચેલું; પાસે નહિ ગયેલું.

**અનધિગતશાસ્ત્ર** [ સં. અનધિગત ( નહિ અભ્યાસ કરેલ ) + શાસ્ત્ર ( ધર્મગ્રંથ ) ] વિ. શાસ્ત્રનો અભ્યાસ ન કર્યો હોય એવું; શાસ્ત્રાભ્યાસ વગરનું.

**અનધિગતાર્થગન્તૃ** ૧. [ સં. અનધિગત (પ્રમાણાંતરથી નહિ જણાયેલું) + અર્થ (બાબત) + ગન્તૃ ( જ્ઞાન કરાવનાર ) ] ન. વેદરૂપ શબ્દ-પ્રમાણ, કેમકે બીજાં પ્રમાણથી ન જાણી શકાય તેવા અર્થનું તે જ્ઞાન કરાવે છે.

૨. વિ. પ્રમાણાંતરથી ન જાણી શકાય તેવા અર્થનું જ્ઞાન કરાવનાર.

**અનધિગમ** ૧. [ સં. અન્ ( નહિ ) + અધિગમ ( જાણવું ) ] ન. અજ્ઞાન.

૨. ન. અભ્યાસ નહિ કરાયેલું શાસ્ત્ર.

૩. [સં. અન્ (નહિ) + અધિગમ (મેળવવું)] ન. પ્રાપ્ત નહિ થયેલું સ્થાન.

**અનધિગમ્ય** ૧. [ સં. અન્ ( નહિ ) + અધિગમ્ય ( જાણી શકાય એવું ) ] વિ. જાણી ન શકાય એવું.

૨. [ સં. અન્ ( નહિ ) + અધિગમ્ય ( મેળવી શકાય એવું ) ] વિ. પહોંચની બહારનું; પામી ન શકાય એવું; અપ્રાપ્ય.

**અનધિષ્ઠિત** ૧. [સં. અન્ ( નહિ ) + અધિષ્ઠિત ( ઉપરી થઈને રહેલું ) ] વિ. જેના ઉપર ઉપરી કે પ્રમુખ ન હોય એવું; ઉપરી વગરનું.

૨. [સં. અન્ (નહિ) + અધિષ્ઠિત (વસેલું)] વિ. નહિ વસેલ.

૩. [ સં. અન્ ( નહિ ) + અધિષ્ઠિત ( સ્થાપેલ ) ] વિ. નહિ સ્થાપેલું.

**અનધીત** ૧. વિ. અભણ.

૨. [ સં. અન્ ( નહિ ) + અધીત ( અભ્યાસ કરેલું )] વિ. નહિ શીખેલું; અભ્યાસ નહિ કરેલું.

**અનધીતન્યાયશાસ્ત્ર** [સં. અનધીત ( અભ્યાસ નહિ કરેલું ) + ન્યાયશાસ્ત્ર ] વિ. ન્યાયશાસ્ત્રનો જેણે અભ્યાસ નથી કર્યો એવું.

**અનધીતપરમાર્થ** [ સં. અનધીત ( જ્ઞાન નહિ મેળવેલું ) + પરમ ( શ્રેષ્ઠ ) + અર્થ ( તત્ત્વ ) ] ન. પારમાર્થિક જ્ઞાન નહિ મેળવેલ માણસ.

**અનધીન** ૧. પું. પોતાને હિસાબે કામ કરનાર સ્વાધીન સુતાર. તે પોતાની કોડમાં રહીને કામ કરતો હોઈને બીજાને અધીન ન હોવાથી અનધીન કહેવાય છે.

૨. [ સં. અન્ ( નહિ ) + અધીન ( વશ ) ] વિ. સ્વતંત્ર; સ્વાધીન.

**અનધીનક** પું. સ્વતંત્ર સુતાર; પોતાને હિસાબે કામ કરનાર સુતાર.

**અનધ્યક્ષ** ૧. [ સં. અન્ ( નહિ ) + અધ્યક્ષ ( ઉપરી ) ] વિ. અધ્યક્ષ વિનાનું; માલિક વિનાનું; ઉપરી વગરનું.

૨. [ સં. અન્ ( નહિ ) + અધ્યક્ષ (અંકુશમાં રાખનાર ) ] વિ. જેની ઉપર અંકુશ રાખનાર ન હોય એવું.

૩. [ સં. અન્ ( નહિ ) + અધિ ( પાસે ) + અક્ષ ( આંખ ) ] વિ. દેખાય નહિ તેવું; અદૃશ્ય; અપ્રત્યક્ષ; નજર બહારનું.

**અનધ્યવસાય** ૧. [ સં. અન્ (વિરુદ્ધ) + અધ્યવસાય (નિશ્ચય)] પું. (ન્યાય) અવળું જ્ઞાન; મિથ્યાજ્ઞાન; વિપર્યય.

૨. [ સં. અન્ ( નહિ ) + અધ્યવસાય ( નિશ્ચય ) ] પું. અસ્થિરતા; નિશ્ચય વગરની સ્થિતિ; અનિશ્ચય; સંશય.

૩. પું. (કાવ્ય) એક પ્રકારનો અલંકાર. તેમાં સમાન ગુણવાળી વસ્તુઓ વચ્ચે નહિ પણ કોઈ એક વસ્તુના સંબંધમાં સાધારણ અનિશ્ચયનું વર્ણન કરવામાં આવે છે.

અનધ્યવસાય એટલે અનિશ્ચય. પ્રાચીનો અનધ્યવસાયને અલંકારાંતર માને છે. કોઈ કોટિ જેનો વિષય નથી એવું જે જ્ઞાન એ અનધ્યવસાય અલંકાર. સંશય અને ભ્રમમાં કોટિનું જ્ઞાન છે.

યથા

કરે સ્નેહશાલી તન જો આ,
છે આલી વનમાલી કો આ.

અહીં ઇંદુ કે આનન, એ સંદેહની પેઠે કોટિનું જ્ઞાન નથી; કિંતુ આ વનમાળાવાળો કોણ છે, આવા સામાન્ય રૂપથી અનિશ્ચય જ્ઞાન છે.

કાવ્યશાસ્ત્ર

**અનધ્યાય** ૧. [ સં. અન્ ( નહિ ) + અધ્યાય (અભ્યાસ) ] પું. અભ્યાસનો વિરામ; ભણવામાંથી છૂટી.

૨. પું. વેદનો અભ્યાસ બંધ રાખવાનો દિવસ; અભ્યાસ નહિ કરવાનો દિવસ; રજાનો દિવસ; તહેવારનો દિવસ; જેમાં અધ્યયન કરવું નિષેધેલું છે તેવો કાળ. મનુ અનુસાર અમાવાસ્યા, અષ્ટમી, ચતુર્દશી અને પૂર્ણિમા એ ચાર દિવસ અનધ્યાયના છે. આ સિવાય પડવો પણ અનધ્યાયનો દિવસ ગણવામાં આવે છે.

**અનન** [ સં. અન્ ( શ્વાસ લેવો ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. શ્વાસ; દમ; શ્વાસોચ્છ્વાસ.

**અનનસ** જુઓ અનનાસ.

**અનનાસ** ૧. [ સં. અનંનાસ ] પું. મોટે ભાગે વાડની બાજુએ ઊગતો કેવડાનાં જેવાં પાંદડાંવાળો એ નામનો એક ફળાઉ છોડ. તેનાં કાંટાવાળાં પાંદડાંમાંથી સુંદર દોરડાં બને છે. આ છોડને વચમાં ફળ આવે છે એને અનનસ, અનનાસ, કે અનેનાસ કહે છે.

૨. ન. સર્વાંગે કાંટાવાળું, ખાટા અને મધુરા સ્વાદવાળું, રાતા અથવા પીળા રંગનું, તથા ઉત્તેજક વાસનું એક જાતનું ફળ; એક જાતનો લીલો મેવો; અનેનાસ. એનો મુરબ્બો થાય છે, તથા અજીર્ણ, જંતુ, બહુમૂત્રરોગ અને પેટમાં વાળ ગયો હોય તો તેના ઉપર કામ આવે છે. કાંટા વગરનું પણ અનનાસ થાય છે, અને તે ઘણું મોટું હોય છે.

**અનનુકરણીય** ૧. વિ. અનુકરણ કે નકલ કરી ન શકાય તેવું.

૨. [ સં. અન્ ( નહિ ) + અનુકરણીય ( નકલ કરવા જેવું ) ] વિ. અનુકરણ કે નકલ ન કરવા જેવું.

**અનનુકૂલ** જુઓ અનનુકૂળ.

**અનનુકૂળ** [ સં. અન્ ( નહિ ) + અનુકૂલ ( ફાવતું ) ] વિ. પ્રતિકૂલ; ન ફાવતું; નહિ રુચતું; ગોઠે નહિ એવું.

**અનનુજ્ઞાત** ૧. [ સં. અન્ (નહિ) + અનુ ( પાછળ ) + જ્ઞાત ( જાણેલું ) ] વિ. જાણ્યા વગરનું; બિનમાહિતગાર; અજાણ્યું.

૨. [ સં. અન્ ( નહિ ) + અનુજ્ઞાત ( પરવાનગી અપેલું ) ] વિ. મંજૂરી ન મળી હોય એવું; પરવાનગી વગરનું.

**અનનુનાસિક** [ સં. અન્ ( નહિ ) + અનુ ( પાછળ ) + નાસિક ( નાક સંબંધી ) ] વિ. અનુનાસિક નહિ એવું; નાકમાંથી નહિ બોલાતું.

કુતરા, બિલાડા, ઘોડા, બળદ, ઘેટા, દેડકા કાચબા અને કાગડાના બોલવામાં સ્વરો શુદ્ધ સંકીર્ણ, હ્રસ્વ કે દીર્ઘ, અનુનાસિક કે અનનુનાસિક ઓળખી શકાય છે. કમળાશંકર

**અનનુપાત** ૧. [ સં. અન્ ( નહિ ) + અનુ ( પાછળ ) + પાત ( પડવું તે ) ] પું. પાછળ ન આવવું તે; અનુસરણનો અભાવ.

૨. [સં. અન્ ( નહિ ) + અનુપાત ( અનુકૂળ આવવું તે ) ] પું. પ્રતિકૂળતા; અનુકૂળ ન આવવાપણું.

**અનનુપાતિની** [ સં. અન્ ( નહિ ) + અનુપાતિન્ ( અનુસરનાર ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. ન અનુસરનારી; વિરુદ્ધ.

**અનનુપાતી** [ સં. અન્ ( નહિ ) + અનુપાતિન્ ( અનુસરનાર ) ] વિ. ન અનુસરનારું; વિરુદ્ધ.

**અનનુપાલન** ૧. [ સં. અન્ ( નહિ ) + અનુ ( પાછળ ) + પાલન ( પોષણ ) ] ન. પોષણ ન કરવું તે.
૨. ન. બોલ્યા પ્રમાણે ન કરાતું વર્તન.

**અનનુભવ** [ સં. અન્ ( નહિ ) + અનુભવ ( માહિતી ) ] પું. અજાણપણું; બિનવાકિફગારી; બિનઅનુભવ.

**અનનુભવનીય** ૧. [ સં. અન્ ( નહિ ) + અનુભવનીય ( અનુભવ કરવા જેવું ) ] વિ. અનુભવ નહિ કરવા જેવું.
૨. વિ. અનુભવી શકાય નહિ એવું; અનુભવથી પર.

**અનનુભવી** [ સં. અન્ ( નહિ ) + અનુભવ ( માહિતી ) + ઇન્ ( વાળું ) ] વિ. અનુભવ વિનાનું; બિનઅનુભવી.

**અનનુભાષણ** ૧. [ સં. અન્ ( નહિ ) + અનુ ( પાછળ ) + ભાષણ ( બોલવું તે ) ] ન. કાંઈ નહિ બોલી સંમતિ બતાવવી તે; ગર્ભિત કે મોઘમ કબૂલાત.
૨. ન. ( ન્યાય ) બાવીસ નિગ્રહસ્થાનમાંનું એ નામનું એક; વિવાદિત પ્રશ્ન ફરી નહિ કરવો તે. વાદી કોઈ વાત ત્રણ વાર કહે અને બધા લોક સમજી જાય છતાં પ્રતિવાદી તેનો કાંઈ ઉત્તર ન દે તો ત્યાં અનનુભાષણ થાય છે અને તેની હાર મનાય છે. જુઓ નિગ્રહસ્થાન.

> અજ્ઞાન, અનનુભાષણ અને અપ્રતિભા એ ત્રણ નિગ્રહસ્થાન અનુક્તગ્રાહ્ય એટલે ન બોલવાથી પ્રાપ્ત થાય તેવાં છે. પુરાતત્ત્વ

**અનનુભાષણનિગ્રહસ્થાન** ન. ( ન્યાય ) વિવાદમાં પરાજયનું એક સ્થાન; વિવાદિત પ્રશ્ન ફરીથી નહિ કહેવાથી હાર પામવાનું સ્થાન.

> જે વાત ત્રણવાર વાદીએ કહી હોય અને સભા પણ જેને સમજી ગઈ હોય છતાં પ્રતિવાદી તેનું પુનઃ ઉચ્ચારણ ન કરી શકે તો તે પ્રતિવાદી અનનુભાષણનિગ્રહસ્થાનથી પરાજય પામે છે. પુરાતત્ત્વ

**અનનુભૂત** ૧. [ સં. અન્ ( નહિ ) + અનુભૂત ( અનુભવેલું ) ] વિ. નહિ અનુભવેલું; અજ્ઞાત; અપરિચિત.
૨. [ સં. અન્ ( નહિ ) + અનુ ( પાછળ ) + ભૂત ( પેદા થયેલ ) ] વિ. પાછળ પેદા નહિ થયેલ.

**અનનુભૂત ઊર્મિમોક્ષ** [ સં. ] પું. નહિ અનુભવેલ મનની વૃત્તિ; અનુભવમાં નહિ આવેલ લાગણી.

**અનનુભૂતપૂર્વ** [ સં. અન્ ( નહિ ) + અનુભૂત ( અનુભવેલું ) + પૂર્વ ( અગાઉ ) ] વિ. પહેલાં જેનો અનુભવ ન થયો હોય એવું.

**અનનુભૂતાનુભવ** જુઓ અનનુભૂત ઊર્મિમોક્ષ.

**અનનુમત** [ સં. અન્ ( નહિ ) + અનુમત ( સંમતિ અપાયેલું ) ] વિ. સંમતિ વિનાનું; પરવાનગી વગરનું.

**અનનુમિત** [ સં. અન્ ( નહિ ) + અનુમિત ( અનુમાન કરેલ ) ] વિ. અનુમાન નહિ કરેલું; અનુમાન વડે જાણવામાં નહિ આવેલું.

**અનનુમેય** [ સં. અન્ ( નહિ ) + અનુમેય ( અનુમાન કરાય એવું ) ] વિ. અટકળ ન કરી શકાય એવું; અનુમાનથી પર.

**અનનુમોદન** [ સં. અન્ ( નહિ ) + અનુમોદન ( સંમતિ ) ] ન. નાપસંદગી; નામંજૂરી.

**અનનુમોદિત** જુઓ અનનુમત.

**અનનુયોજ્ય** ૧. ન. વાદમાર્ગના જ્ઞાન માટે જાણવી જોઈતી ૪૪ વસ્તુમાંની એ નામની એક. જુઓ વાદમાર્ગ.
૨. [ સં. અન્ ( નહિ ) + અનુયોજ્ય ( સવાલ કરવા લાયક ) ] વિ. દોષ વિનાનું.

> ચરક જે વાક્યમાં વાક્યના દોષો હોય તે વાક્યને અનુયોજ્ય અને જેમાં ન હોય તેને અનનુયોજ્ય કહે છે. પુરાતત્ત્વ

**અનનુરૂપ** ૧. [ સં. અન્ ( નહિ ) + અનુરૂપ ( યોગ્ય ) ] વિ. અનુચિત; ન છાજતું.
૨. વિ. અસમાન; અણસરખું.
૩. વિ. અસંબદ્ધ; વિસંવાદી; વિરોધી.

**અનનુશય** ૧. [ સં. અન્ ( નહિ ) + અનુશય ( ઘણો દ્વેષ ) ] પું. ઘણો દ્વેષ ન હોવાપણું.
૨. [ સં. અન્ ( નહિ ) + અનુશય ( પશ્ચાત્તાપ ) ] પું. પશ્ચાત્તાપનો અભાવ; પસ્તાવો ન થવો તે.
૩. [ સં. અન્ ( નહિ ) + અનુશય ( અદાવત ) ] પું. વેરનો અભાવ; અદાવત ન હોવાપણું.
૪. [ સં. અન્ ( નહિ ) + અનુશય ( કર્મફલશેષ ) ] વિ. ( વેદાંત ) ભોગવેલાં કર્મફલના શેષ વગરનું; બાકી રહેલાં કર્મ રહિત.

**અનનુશાસન** ૧. [ સં. અન્ ( નહિ ) + અનુશાસન ( આદેશ ) ] ન. આજ્ઞા ન કરવી તે.
૨. [ સં. અન્ ( નહિ ) + અનુશાસન ( ઉપદેશ ) ] ન. કર્તવ્યનો ઉપદેશ ન કરવાપણું.

**અનનુશીલન** [ સં. અન્ ( નહિ ) + અનુશીલન ( અભ્યાસ ) ] ન. અભ્યાસ ન કરવો તે; કેળવણીનો અભાવ.

**અનનુશીલિત** [ સં. અન્ ( નહિ ) + અનુશીલિત ( કેળવાયેલું ) ] વિ. બિનકેળવાયેલું.

**અનનુષ્ઠાન** ૧. [ સં. અન્ ( નહિ ) + અનુષ્ઠાન ( આરંભ ) ] ન. અનારંભ; તૈયારીનો અભાવ.
૨. ન. આળસ.
૩. [ સં. અન્ ( નહિ ) + અનુષ્ઠાન ( ક્રિયા કરવી તે ) ] ન. ક્રિયા ન કરવી તે; અકરણ.

**અનનુષ્ઠિત** [ સં. અન્ ( નહિ ) + અનુષ્ઠિત ( કરેલું ) ] વિ. કરાયા વિનાનું; કાર્યમાં મુકાયા વગરનું; નહિ કરેલું.

**અનનુસરવું** ૧. [ સં. અન્ ( નહિ ) + અનુ ( પાછળ ) + સૃ ( જવું ) ] સ. ક્રિ. ઉપદેશ પ્રમાણે નહિ વર્તવું.
૨. સ. ક્રિ. નહિ બંધબેસવું; અનુચિત હોવું.
૩. સ. ક્રિ. પાછળ પાછળ નહિ જવું.
૪. સ. ક્રિ. મળતું નહિ આવવું.

**અનનુસંધાન** ૧. [ સં. અન્ ( નહિ ) + અનુ ( પાછળ ) + સંધાન ( જોડાણ ) ] ન. અટકાયત; રોકાણ; અલગ રાખવું તે.

> વૃત્તિઓના અનનુસંધાનથી મોક્ષ મળે છે. પ્રસ્થાન

૨. [ સં. અન્ ( નહિ ) + અનુસંધાન ( વિચાર ) ] ન. પૂર્વની હકીકત લક્ષમાં ન રાખવાપણું.

**અનન્ય** ૧. [ સં. અન્ ( નહિ ) + અન્ય ( જુદું ) ] પું. વિષ્ણુ, કેમકે તેનાથી કાંઈ પણ જુદું નથી.
૨. [ સં. અન્ ( નહિ ) + અન્ય ( બીજું ) ] વિ. અદ્વિતીય; અજોડ; એકલું; એક જ.
૩. વિ. એકનિષ્ઠ; એકપરાયણ; પ્રભુ, ધણી વગેરે જેને એક જ હોય એવું.
૪. વિ. એકાગ્ર; એકતાન.
૫. વિ. જુદું નહિ એવું; અભિન્ન; તેજ.

**અનન્યકર્મા** [ સં. અન્ ( નહિ ) + અન્ય ( બીજું ) + કર્મન્ ( કામ ) ] વિ. પું. જેને બીજું કાંઈ કામ ન હોય એવો; માત્ર એક કામમાં ગુંથાયેલો.

**અનન્યગતિ** ૧. [ સં. અનન્ય ( એક જ ) + ગતિ ( માર્ગ ) ] સ્ત્રી. એક જ માર્ગ; એક જ ઉપાય; બીજો રસ્તો જ ન હોય એવી સ્થિતિ.
૨. વિ. એક જ ઇલાજ હોય એવું; બીજા ઉપાય વિનાનું.
૩. વિ. એક જ ગતિવાળું.

૪. વિ. એક સિવાય બીજું શરણુ ન હોય એવું; એકના જ આશ્રયવાળું.

૫. વિ. લાચાર; નિરુપાય.

**અનન્યગતિક** ૧. [ સં. અનન્યગતિ ( એક જ માર્ગ ) + ક ( વાળું ) ] વિ. અનન્યગતિવાળું; અનન્યગતિ જેની છે એવું; જેને ગતિ એક જ હોય એવું.

૨. વિ. એક જ ઉપાય હોય એવું.

૩. વિ. એકના જ શરણુવાળું; એકાશ્રયી.

૪. વિ. લાચાર; નિરુપાય.

**અનન્યગામિની** [ સં. અન્ ( નહિ ) + અન્ય ( બીજું ) + ગામિની ( જનારી ) ] વિ સ્ત્રી. પતિવ્રતા; પોતાના પતિ સિવાય અન્ય પુરુષ સાથે ગમન નહિ કરનારી.

**અનન્યગામી** [ સં. અન્ ( નહિ ) + અન્ય ( બીજું ) + ગામિન્ ( ગમન કરનાર ) ] વિ. પું. એકપત્નીવ્રતધારી; પરસ્ત્રી સાથે ગમન નહિ કરનાર.

**અનન્યગુરુ** [ સં. અન્ ( નહિ ) + અન્ય ( બીજું ) + ગુરુ ( મોટું ) ] વિ. જેના કરતાં બીજું કાંઈ પણ મોટું ન હોય એવું.

**અનન્યગ્રાહ્ય** ૧. [ સં. અન્ ( નહિ ) + અન્ય ( બીજું ) + ગ્રાહ્ય ( લેવા જેવું ) ] વિ. બીજાએ નહિ લેવા જેવું.

૨. [ સં. અન્ ( નહિ ) + અન્ય ( બીજું ) + ગ્રાહ્ય ( લઈ શકાય એવું ) ] વિ. બીજાને ન મળી શકે એવું; અનન્યલભ્ય.

**અનન્યચિત્ત** ૧. [ સં. અનન્ય ( એકાગ્ર ) + ચિત્ત ( મન ) ] ન. એકાગ્ર ચિત્ત.

૨. વિ. એકાગ્ર ચિત્તવાળું; બીજા કશાનો વિચાર ન કરનારું; એકતાન; એક જ લક્ષ્યમાં મન લાગેલું હોય એવું.

**અનન્યચિંત** [ સં. અન્ ( નહિ ) + અન્ય ( બીજું ) + ચિંતા ( વિચાર ) ] વિ. એકધ્યાન; બીજા કોઈ પણ વિચાર વગરનું.

**અનન્યચિંતા** [ સં. અન્ ( નહિ ) + અન્ય ( બીજું ) + ચિંતા ( વિચાર ) ] સ્ત્રી. એક જ વિચાર.

**અનન્યજ** ૧. [ સં. અન્ ( નહિ ) + અન્ય ( બીજું ) + જ ( જન્મેલ ) ] પું. કામદેવ, કેમકે તે બીજા કોઈથી જન્મેલ નથી, એટલે કે આત્મભૂ મનાય છે.

૨. પું. શંકર; મહાદેવ.

**અનન્યજન્મા** જુઓ અનન્યજ.

**અનન્યતા** ૧. [ સં. અન્ ( નહિ ) + અન્ય ( બીજું ) + તા ( પણું ) ] સ્ત્રી. અભિન્નતા; તદ્રૂપતા; અદ્વૈતતા; તાદાત્મ્ય; પરમ ઐક્ય.

૨. સ્ત્રી. એકનિષ્ઠા; એકાશ્રયતા.

૩. સ્ત્રી. એકાગ્રતા.

૪. સ્ત્રી. એકપણું; અદ્વિતીયતા; અજોડપણું; અનુપમતા.

૫. સ્ત્રી. ફક્ત પ્રભુનું ધ્યાન અથવા પૂજન.

**અનન્યત્વ** જુઓ અનન્યતા.

**અનન્યથાસિદ્ધ** ૧. [ સં. અન્ ( નહિ ) + અન્યથા ( બીજી રીતે ) + સિદ્ધ ( પ્રાપ્ત ) ] વિ. આવશ્યક; જરૂરી; અગત્યનું.

૨. [ સં. અન્ ( નહિ ) + અન્યથા ( બીજી રીતે ) + સિદ્ધ ( સાબિત ) ] વિ. ( ન્યાય ) બીજાની મારફત નહિ સાબિત થતું.

> અનન્યથાસિદ્ધ એટલે અન્યથાસિદ્ધ નહિ એવું. ઝાડને પાણી પાવામાં કુવો એ પણ ઝાડ ઉછરવાની પૂર્વવૃત્તિવાળો છે. પાણીનું કારણ કુવો છે. પણ કુવાને આપણે કારણ નહિ ગણીએ, કારણકે તેની પૂર્વવૃત્તિ બીજાની મારફત, અહીં પાણીની મારફત, સિદ્ધ થાય છે. બીજા શબ્દમાં કહીએ તો તે અન્યથાસિદ્ધ છે.
> પ્રમાણુશાસ્ત્રપ્રવેશિકા

**અનન્યદર્શી** ૧. [ સં. અનન્ય ( અપૂર્વ ) + દર્શિન્ ( સમજાવનાર ) ] વિ. અપૂર્વ ઉપદેશક.

૨. વિ. પદાર્થને યથાયોગ્ય એટલે તેના શુદ્ધ સ્વરૂપમાં જોનાર.

૩. [ સં. અન્ ( નહિ ) + અન્ય ( બીજું ) + દર્શિન્ ( જોનાર ) ] વિ. બીજું કશું ન જોનાર.

**અનન્યદૃષ્ટિ** ૧. [ સં. અનન્ય ( એકાગ્ર ) + દૃષ્ટિ ( નજર ) ] સ્ત્રી. સ્થિર નજર; બીજે કોઈ ઠેકાણે નહિ જતી નજર.

૨. વિ. એકીનજરે જોયા કરતું; તાકી તાકીને જોયા કરે એવું.

**અનન્યદેય** ૧. [ સં. અન્ ( નહિ ) + અન્ય ( બીજું ) + દેય ( દેવા જેવું ) ] વિ. બીજાને નહિ આપવા જેવું.

૨. વિ. ( લાક્ષણિક ) બીજાને નહિ કહેવા લાયક.

**અનન્યદેવ** ૧. [ સં. અનન્ય ( અનુપમ ) + દેવ ] પું. પરમેશ્વર.

૨. પું. વિષ્ણુ.

**અનન્યધર્મા** [ સં. અન્ ( નહિ ) + અન્ય ( બીજું ) + ધર્મન્ ( ગુણ ) ] વિ. એક જ ગુણવાળું; એક સિવાય બીજા ધર્મ વિનાનું.

**અનન્યધી** ૧. [ સં. અનન્ય ( એકનિષ્ઠ ) + ધી ( બુદ્ધિ ) ] વિ. એકનિષ્ઠ બુદ્ધિવાળું.

૨. વિ. એકાગ્ર ચિત્તવાળું.

**અનન્યનિષ્ઠ** [ સં. અન્ ( નહિ ) + અન્ય ( બીજું ) + નિષ્ઠા ( આસ્થા ) ] વિ. એક જ ઉપર પૂર્ણ પ્રીતિ કે ભક્તિ રાખનાર; અનન્યપરાયણ.

**અનન્યનેય** ૧. [ સં. અન્ ( નહિ ) + અન્ય ( બીજું ) + નેય ( દોરાય એવું ) ] ન. બીજાથી દોરાય નહિ એવું માણસ; સ્વયંનેતા.

૨. વિ. બીજાથી ન દોરાય તેવું.

**અનન્યપરાયણ** જુઓ અનન્યનિષ્ઠ.

**અનન્યપૂર્વ** ૧. [ સં. અન્ ( નહિ ) + અન્ય ( બીજું ) + પૂર્વ ( અગાઉ ) ] વિ. જેના જેવું અગાઉ કાંઈ ન હોય તેવું.

૨. [ સં. અન્ ( નહિ ) + અન્યા ( બીજી ) + પૂર્વ ( અગાઉ ) ] વિ. પું. અગાઉ બીજી સ્ત્રી ન હોય એવો.

**અનન્યપૂર્વા** ૧. [ સં. અન્ ( નહિ ) + અન્ય ( બીજું ) + પૂર્વ ( અગાઉ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. અગાઉ બીજો ધણી ન થયો હોય એવી સ્ત્રી.

૨. સ્ત્રી. કુંવારી સ્ત્રી; કુમારિકા.

૩. વિ. સ્ત્રી. અગાઉ કોઈએ ન ભોગવી હોય તેવી.

**અનન્યપ્રજા** [ સં. અન્ ( નહિ ) + અન્ય ( બીજું ) + પ્રજા ( રૈયત ) ] સ્ત્રી. જન્મને લીધે વતની ગણાવાનો હક્ક ધરાવનાર વ્યક્તિ.

**અનન્યપ્રીતિ** જુઓ અનન્યપ્રેમ.

**અનન્યપ્રેમ** [ સં. અનન્ય ( અપૂર્વ ) + પ્રેમન્ ( પ્રેમ ) ] પું. ઘણો સ્નેહ; અનુપમ પ્રીતિ.

**અનન્યભક્ત** ૧. [ સં. અનન્ય ( એકનિષ્ઠ ) + ભક્ત ( ભજનાર ) ] પું. એકનિષ્ઠાથી ભક્તિ કરનાર માણસ; એકનિષ્ઠ ભક્ત.

૨. વિ. એકને જ માનનાર; એક સિવાય બીજાની ભક્તિ નહિ કરનાર.

**અનન્યભક્તિ** ૧. [ સં. અનન્ય ( અપૂર્વ ) + ભક્તિ ( આદર ) ] સ્ત્રી. અપાર ભક્તિ; જેના જેવી બીજા કોઈ પર ન હોય એવી ભક્તિ; પરમભક્તિ.

૨. સ્ત્રી. એકની જ ભક્તિ; એકાંતિક ભક્તિ.

**અનન્યભાવ** ૧. [ સં. અનન્ય ( બીજું નહિ તેવું ) + ભાવ ( પ્રેમ ) ] પું. અનન્યભક્તિ; એકનિષ્ઠા; અસાધારણ લગની; ખરેખરો ભાવ.

> કદાચ કોઈ અત્યંત દુરાચારી માણસ પણ ભગવાનનું અનન્યભાવે ભજન કરે તો તેને સાધુ જ માનવો. સિદ્ધાંતદર્શન

૨. પું. એક ઈશ્વર ઉપર જ ભક્તિ હોવાપણું.

૩. પું. બહાર અને અંદર એકસરખી લાગણી અથવા પ્રેમ.

૪. વિ. એકચિત્તવાળું.

**અનન્યભાવી** [સં. અનન્ય (એકનિષ્ઠ) + ભાવિન્ (ભાવવાળું)] વિ. એકનિષ્ઠ; અસાધારણ લગનીવાળું.

**અનન્યમન** જુઓ અનન્યમનસ્ક.

**અનન્યમનસ્ક** [સં. અન્ (નહિ) + અન્ય (બીજું) + મનસ્ક (ચિત્તવાળું)] વિ. એકજ વસ્તુ પર જેનું ચિત્ત લાગ્યું હોય એવું; એકજ વિચારમાં લીન થયેલ; એકધ્યાન.

**અનન્યમનસ્કતા** [સં. અન્ (નહિ) + અન્ય (બીજું) + મનસ્ક (ચિત્તવાળું) + તા (પણું)] સ્ત્રી. એકધ્યાનપણું.

**અનન્યમાતૃક** [સં. અન્ (નહિ) + અન્ય (બીજું) + માતૃ (માતા) + ક (વાળું)] વિ. એકજ માતાવાળું; જેને સાવકી મા ન હોય એવું.

**અનન્યયોગ** ૧. [સં. અનન્ય (અજોડ) + યોગ (સંબંધ)] પું. ચિત્તની એકનિષ્ઠ લગની; એકનિષ્ઠા; બીજા કશામાં મન ન હોય એવી આસક્તિ; અનન્યપરાયણતા; અજોડ સંબંધ.

૨. [સં. અનન્ય (અનુપમ) + યોગ (સંયોગ)] પું. સારાંમાં સારાં શકુન.

**અનન્યલભ્ય** ૧. [સં. અન્ (નહિ) + અન્ય (બીજું) + લભ્ય (મેળવી શકાતું)] વિ. આક્ષેપ વગેરે અન્ય પ્રકારે પ્રાપ્ત ન થતું હોય એવું.

૨. વિ. બીજાને મળી ન શકે એવું.

**અનન્યવિષય** [સં. અન્ (નહિ) + અન્ય (બીજું) + વિષય (પ્રકરણ)] વિ. બીજા કોઈને લાગુ ન પડતું હોય એવું; બીજા કોઈનું નહિ એવું; એકને જ લાગુ પડતું.

**અનન્યવૃત્તિ** ૧. [સં. અન્ (નહિ) + અન્ય (બીજું) + વૃત્તિ (મનનું વલણ)] સ્ત્રી. એકાંત ચિત્ત; અવ્યભિચારી ભાવ; ધ્યેય એટલે લક્ષ્ય વિના બીજામાં મન ન રાખવું તે.

૨. [સં. અન્ (નહિ) + અન્ય (બીજું) + વૃત્તિ (આજીવિકા)] વિ. આજીવિકા માટે જેની પાસે બીજું કાંઈ સાધન ન હોય એવું.

૩. [સં. અનન્ય (એકજ) + વૃત્તિ (વિચાર)] વિ. એકજ વિચારવાળું.

૪. [સં. અનન્ય (એકજ) + વૃત્તિ (સ્વભાવ)] વિ. એકસરખા સ્વભાવવાળું; એકજ સ્વભાવનું.

૫. વિ. એકાગ્ર ચિત્તવાળું; એકતાન.

**અનન્યવ્રત** ૧. [સં. અન્ (નહિ) + અન્ય (બીજું) + વ્રત (ટેક)] ન. એક ટેક; એકનિષ્ઠા.

૨. વિ. એક ટેકવાળું; એકનિષ્ઠ.

૩. વિ. એકધ્યાન; એકજ કાર્ય કરવામાં લીન થયેલું.

**અનન્યશરણ** ૧. [સં. અન્ (નહિ) + અન્ય (બીજું) + શરણ (આધાર)] ન. એકનોજ આશ્રય; એક વિના બીજાનો આશ્રય ન હોવો તે.

૨. વિ. એક વિના બીજા કોઈના આધાર વિનાનું; એકનાજ શરણવાળું.

**અનન્યશાસન** [સં. અન્ (નહિ) + અન્ય (બીજું) + શાસન (અમલ)] વિ. જેના ઉપર બીજું કોઈ પણ સત્તા ભોગવતું ન હોય એવું.

**અનન્યસદૃશ** [સં. અન્ (નહિ) + અન્ય (બીજું) + સદૃશ (જેવું)] વિ. અપ્રતિમ; અદ્વિતીય; અજોડ; હરીફ વગરનું.

**અનન્યસહાય** [સં. અન્ (નહિ) + અન્ય (બીજું) + સહાય (મદદગાર)] વિ. મદદગાર વિનાનું; રક્ષક વગરનું; નિરાશ્રિત; નિરાધાર.

**અનન્યસંબંધ** [સં. અન્ (નહિ) + અન્ય (બીજું) + સંબંધ] પું. ભારે સંબંધ; અનુપમ સંબંધ.

**અનન્યસંબંધવાદી** [સં. અનન્ય (અભિન્ન) + સંબંધ (જોડાણ) + વાદિન્ (માનનાર)] વિ. બ્રહ્મવાદી; અદ્વૈતવાદી; જીવ ને શિવ એકજ રૂપ છે એમ માનનાર.

**અનન્યસંબંધિતા** ૧. [સં. અનન્ય (એકજ) + સંબંધિન્ (સંબંધવાળું) + તા (પણું)] સ્ત્રી. કેવળતા; અદ્વૈતવાદ.

૨. સ્ત્રી. ઘણો સંબંધ હોવાપણું.

**અનન્યસંબંધી** ૧. [સં. અનન્ય (એકજ) + સંબંધિન્ (સંબંધવાળું)] વિ. અપેક્ષા વિનાનું; નિરપેક્ષ; કેવલ; એકમાત્ર.

૨. વિ. ઘણા સંબંધવાળું; અડીનું સગું.

**અનન્યસાધારણ** ૧. [સં. અન્ (નહિ) + અન્ય (બીજું) + સાધારણ (સામાન્ય)] વિ. અસાધારણ; અસામાન્ય; બીજામાં ન હોય એવું; બીજા કોઈને લાગુ ન પડે તેવું; એકનેજ લાગુ પડતું.

૨. વિ. બીજા કોઈને ન મળે એવું.

**અનન્યસામાન્ય** જુઓ અનન્યસાધારણ.

**અનન્યસુલભ** [સં. અન્ (નહિ) + અન્ય (બીજું) + સુલભ (સહેલાઈથી મળતું)] વિ. બીજામાં સહેલાઈથી જોવામાં ન આવે એવું; અસાધારણ; દુર્લભ; અસામાન્ય.

**અનન્યહાર્ય** ૧. [સં. અન્ (નહિ) + અન્ય (બીજું) + હાર્ય (લેવા જેવું)] વિ. બીજાએ નહિ લેવા જેવું.

૨. [સં. અન્ (નહિ) + અન્ય (બીજું) + હાર્ય (હરી શકાય એવું)] વિ. બીજાથી ન લઈ શકાય એવું; બીજાથી ચોરી ન શકાય એવું.

**અનન્યહૃત** ૧. [સં. અન્ (નહિ) + અન્ય (બીજું) + હૃત (લીધેલું)] વિ. ચોરાયા વિનાનું; સહીસલામત.

૨. વિ. બીજાએ નહિ લીધેલું.

**અનન્યહૃદય** જુઓ અનન્યચિત્ત.

**અનન્યાધાર** જુઓ અનન્યાશ્રય.

**અનન્યાર્થ** ૧. વિ. બીજાને અધીન ન હોય એવું; મુખ્ય; પ્રધાન.

૨. [સં. અન્ (નહિ) + અન્ય (બીજું) + અર્થ] વિ. બીજો કોઈ અર્થ ન હોય એવું.

**અનન્યાશ્રય** ૧. [સં. અનન્ય (એકજ) + આશ્રય (શરણું)] પું. એકજ જણનો આશ્રય; એકનુંજ શરણ.

૨. વિ. જેને બીજા કોઈનું શરણ કે આધાર ન હોય એવું.

**અનન્યાશ્રિત** ૧. ન. હિંદુ કાયદા પ્રમાણે કરજ વગેરેના બોજા વગરની મિલકત.

૨. [સં. અન્ (નહિ) + અન્ય (બીજું) + આશ્રિત (આધારે રહેલું)] વિ. બીજાના આધારે ન રહેનાર; સ્વતંત્ર.

**અનન્યાસક્ત** [સં. અન્ (નહિ) + અન્ય (બીજું) + આસક્ત (મોહિત)] વિ. એકના ઉપરજ મોહવાળું; બીજા કોઈના ઉપર અનુરાગ વગરનું.

**અનન્યોપાય** ૧. [સં. અન્ (નહિ) + અન્ય (બીજું) + ઉપાય (ઈલાજ)] પું. એકજ ઇલાજ.

૨. [સં. અન્ (નહિ) + અન્ય (બીજું) + ઉપાય (સાધન)] પું. એક જ સાધન.

૩. વિ. બીજા કોઈ પણ ઉપાય વગરનું.

૪. વિ. લાચાર; નિરુપાય.

૫. વિ. સાધન વિનાનું.

૬. અ. ફરજિયાત રીતે.

**અનન્વય** ૧. [સં. અન્ (નહિ) + અન્વય (સંબંધ)] પું. (કાવ્ય) ઉપમેય તેજ ઉપમાન હોય એવો એ નામનો એક અર્થાલંકાર.

તેમાં ઉપમેયની અનુપમતા જણાવવા તેને પોતાની જ ઉપમા અપાયેલી હોય છે. જેમકે, રામ તે રામ; અર્જુન સરખો ધુરંધર તે અર્જુન જ; ગગન ગગન સરીખું; સાગર સાગર સરીખો; રામરાવણનું યુદ્ધ તે રામરાવણના યુદ્ધ સરખું.

વસ્તુનું પોતાની સાથે સાદૃશ્ય વર્ણવવું તેનો અર્થ ખુલ્લો જ છે કે તે અનુપમ છે એમ સૂચવવું છે. વસ્તુનો પોતાની જ સાથે અન્વય થતો નથી માટે અનન્વય અલંકાર કહેવાય છે.
બૃહદ્ વ્યાકરણ

૨. પું. સંબંધનો અભાવ.

૩. વિ. (વ્યાકરણ) અન્વય રહિત; જેના શબ્દોનો ક્રમ કરેલો ન હોય તેવું; પદોના પરસ્પર યોગ્ય સંબંધ વગરનું.

**અનન્વયરૂપ** [સં. અનન્વય (સંબંધનો અભાવ) + રૂપ (સરખું)] વિ. અપ્રમેય; સરખાવી ન શકાય એવું.

**અનન્વર્થ** [સં. અન્ (નહિ) + અનુ (મળતું) + અર્થ] વિ. અર્થને નહિ અનુસરતું; અયથાર્થ.

**અનન્વિત** ૧. [સં. અન્ (નહિ) + અન્વિત (યુક્ત)] વિ. અયુક્ત; ઢંગધડા વગરનું; અયોગ્ય.

૨. [સં. અન્ (નહિ) + અન્વિત (સંબંધવાળું)] વિ. અસંગત; અપ્રસ્તુત; અપ્રાસંગિક; જેનો અન્વય બરાબર ન થઈ શકે એવું.

૩. વિ. ખોટું.

૪. [સં. અન્ (નહિ) + અન્વિત (પાછળ આવેલું)] વિ. (ન્યાય) પ્રતિજ્ઞામાંથી ન નીકળતું; આપેલા પ્રમાણમાંથી નહિ મળતું; અન્વયવ્યાપ્તિ રહિત.

૫. વિ. વગરનું; સાથ વિનાનું.

૬. વિ. સંબંધ વિનાનું; છૂટું; નિરાળું.

**અનન્વીત** જુઓ અનન્વિત.

**અનપ** [સં. અન્ (નહિ) + અપ્ (પાણી)] વિ. પાણી વિનાનું.

**અનપકરણ** ૧. [સં. અન્ (નહિ) + અપ (ખરાબ) + કરણ (કરવું તે)] ન. અપકાર ન કરવો તે.

૨. ન. ઈજા ન કરવી તે.

૩. [સં. અન્ (નહિ) + અપકરણ (દેવું વાળવું તે)] ન. કરજની અપતાવટ.

૪. ન. ન આપવાપણું.

**અનપકર્મ** જુઓ અનપકરણ.

**અનપકાર** ૧. [સં. અન્ (નહિ) + અપકાર (ઈજા)] પું. ઈજા ન કરવી તે.

૨. [સં. અન્ (નહિ) + અપકાર (દ્રોહ)] પું. દ્રોહનો અભાવ.

૩. પું. સારાના બદલામાં નરસું ન કરવું તે.

**અનપકારક** જુઓ અનપકારી.

**અનપકારિતા** [સં. અન્ (નહિ) + અપ (ખરાબ) + કારિન્ (કરનાર) + તા (પણું)] સ્ત્રી. અનપકારીપણું.

**અનપકારિત્વ** જુઓ અનપકારિતા.

**અનપકારી** ૧. [સં. અન્ (નહિ) + અપકારિન્ (અનિષ્ટ ચિંતવનાર)] વિ. અદ્રોહી; દ્વેષ નહિ કરનાર.

૨. વિ. ખરાબ નહિ ઈચ્છનાર.

૩. વિ. નિર્દોષ; ઈજા કે હરકત નહિ કરનારું.

**અનપકૃત** [સં. અન્ (નહિ) + અપકૃત (દ્રોહ કરાયેલું)] વિ. જેનું કાંઈ નુકસાન ન કર્યું હોય એવું; ઈજા વગરનું.

**અનપક્રિયા** જુઓ અનપકરણ.

**અનપચ** [હિં.] સ્ત્રી. અપચો; બદહજમી.

**અનપચય** [સં. અન્ (નહિ) + અપચય (નુકસાન)] પું. નુકસાનનો અભાવ.

**અનપચિત** [સં. અન્ (નહિ) + અપચિત (ગુમાવેલું)] વિ. નહિ ગુમાવેલું; ઉડાવી દીધા વિનાનું; જાળવી રાખેલું.

**અનપઢ** [હિં.] વિ. અજાણ; અજ્ઞાન.

**અનપત્ય** ૧. [સં. અન્ (નહિ) + અપત્ય (છોકરું)] વિ. પ્રજા વગરનું; વાંઝિયું; નિ:સંતાન.

ઇમ કરતાં તાં કાલ કેટલિ ગર્જ઼ે ઘર્યું સુજ માત;
અનપત્ય માટિ આનંદ, અતિઘિ આહાર તાત.
બાલણ

૨. [સં. અન્ (અયોગ્ય) + અપત્ય (બાળક)] વિ. બાળકને માટે અશુભ.

**અનપત્યતા** [સં. અન્ (નહિ) + અપત્ય (છોકરું) + તા (પણું)] સ્ત્રી. વાંઝિયાપણું; નિ:સંતાન દશા.

**અનપત્યા** [સં. અન્ (નહિ) + અપત્ય (બાળક) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. વાંઝણી; છોકરાં થતાં ન હોય તેવી સ્ત્રી.

**અનપભ્રંશ** [સં. અન્ (નહિ) + અપભ્રંશ (અશુદ્ધ શબ્દ)] પું. વિકૃત એટલે વિકાર પામી અશુદ્ધ નહિ થયેલો શબ્દ; યોગ્ય રીતે બનેલો શબ્દ; વ્યાકરણથી સિદ્ધ થયેલ શબ્દ.

**અનપર** ૧. પું. બ્રહ્મા; સ્રષ્ટા.

૨. [સં. અન્ (નહિ) + અપર (બીજું)] વિ. જેનો કોઈ બીજો અનુજ અથવા અનુયાયી ન હોય એવું.

**અનપરાધ** ૧. [સં. અન્ (નહિ) + અપરાધ (ગુનો)] પું. અપરાધનો અભાવ; નિર્દોષતા.

૨. વિ. અપરાધ વગરનું; નિરપરાધી; બિનગુનેગાર; નિર્દોષ.

**અનપરાધિની** ૧. [સં. અન્ (નહિ) + અપરાધિન્ (ગુનેગાર) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] વિ. સ્ત્રી. ગુનેગાર ન હોય તેવી; બિનગુનેગાર; કલંક વગરની.

૨. વિ. સ્ત્રી. નરમ સ્વભાવની; સાલસ.

**અનપરાધી** ૧. [સં. અન્ (નહિ) + અપરાધિન્ (ગુનેગાર)] વિ. નિર્દોષ; બિનગુનેગાર; નિરપરાધી; બેગુના; નિષ્કલંક.

૨. વિ. સાલસ; નરમ સ્વભાવનું; ભલું.

**અનપવર્તનીય** [સં. અન્ (નહિ) + અપવર્તનીય (બદલી શકાય એવું)] વિ. (જૈન) ભોગકાળ એટલે ભોગવવાનો વખત અને બંધકાળની એટલે કર્મબંધનના વખતની સ્થિતિની મર્યાદાની બરોબર જ હોય તેવું; ફેરફાર અથવા વધઘટ ન થઈ શકે એવું.

**અનપહારક** [સં. અન્ (નહિ) + અપહારક (ચોરનાર)] વિ. ચોરનાર કે હરનાર નહિ એવું; લૂંટવાની વૃત્તિ વિનાનું.

**અનપહારી** જુઓ અનપહારક.

**અનપહાર્ય** ૧. [સં. અન્ (નહિ) + અપહાર્ય (ચોરી શકાય એવું)] વિ. ચોરી ન શકાય એવું.

૨. [સં. અન્ (નહિ) + અપહાર્ય (હરવા જેવું)] વિ. હરવા લાયક નહિ એવું.

**અનપાન** ૧. [હિં.] પું. દાણોપાણી; અંજળ; ખાણુંપીણું.

૨. પું. નસીબ; પ્રારબ્ધ.

૩. પું. લેણદેણ.

**અનપાની** જુઓ અનપાન.

**અનપાય** ૧. [સં. અન્ (નહિ) + અપાય (નાશ)] પું. શાશ્વતતા; અવિનાશીપણું; અક્ષરતા.

૨. પું. શિવ.

૩. વિ. ન સડતું.

૪. વિ. નાશ ન પામનારું; જેમાં કાંઈ પણ ઘટાડો ન થાય એવું.

**અનપાયિની** [સં. અન્ (નહિ) + અપાયિન્ (નાશવાળું) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] વિ. સ્ત્રી. સ્થિર; અચલ; સ્થાયી; કાયમી; દૃઢ.

અખંડ અનપાયિની આપો મા સુદૃઢ પ્રેમભક્તિ.
દયારામ

**અનપાયી** [સં. અન્ (નહિ) + અપાયિન્ (નાશવંત)] વિ. અક્ષર; અવિનાશી; નિશ્ચલ; સ્થિર; દૃઢ; અનશ્વર; સ્થાયી.

અનપાયી પદ = સ્થિર પદ; અનશ્વર પદ; પરમ પદ; મોક્ષ.

**અનપૂરના** [ હિં. ] સ્ત્રી. અનાજની દેવી; અન્નપૂર્ણા દેવી.

**અનપૂર્ણું** [ સં. અન્ ( નહિ ) + અપૂર્ણું ( અધૂરું ) ] વિ. સંપૂર્ણ; પૂરેપૂરું.

**અનપેક્ષ** ૧. [ સં. અન્ ( નહિ ) + અપેક્ષા ( સંબંધ ) ] વિ. અસંબંધ; સંબંધ વગરનું.
૨. [ સં. અન્ ( નહિ ) + અપેક્ષા ( આકાંક્ષા ) ] વિ. આકાંક્ષા વગરનું; ચાહના વિનાનું.
૩. [ સં. અન્ ( નહિ ) + અપેક્ષા ( સ્પૃહા ) ] વિ. ઇચ્છા વગરનું; લાલસા વિનાનું; નિઃસ્પૃહ.
૪. વિ. પક્ષપાત રહિત; તટસ્થ.
૫. [ સં. અન્ ( નહિ ) + અપેક્ષા ( દરકાર ) ] વિ. બેતમા; દરકાર વિનાનું.
૬. [ સં. અન્ ( નહિ ) + અપેક્ષા ( અગત્ય ) ] વિ. સ્વતંત્ર; બીજાની જરૂર વિનાનું.

**અનપેક્ષણીય** ૧. [ સં. અન્ ( નહિ ) + અપેક્ષણીય ( ઇચ્છવા જેવું ) ] વિ. અણગમતું.
૨. વિ. અવગણવા જેવું; ઉપેક્ષા કરવા લાયક.
૩. વિ. જરૂર વગરનું; નકામું.
૪. [ સં. અન્ ( નહિ ) + અપેક્ષણીય ( આશા રાખવા લાયક ) ] વિ. જેની આશા રાખી ન શકાય એવું; આશાથી પર.

**અનપેક્ષતા** જુઓ અનપેક્ષા.

**અનપેક્ષમાણ** [ સં. અન્ ( નહિ ) + અપેક્ષ્ ( ઇચ્છા કરવી ) + માન ( વર્તમાનકૃદંતનો પ્રત્યય ) ] વિ. અપેક્ષા ન રાખતું; લાલસા વગરનું; નિઃસ્પૃહ.

**અનપેક્ષા** ૧. [ સં. અન્ ( નહિ ) + અપેક્ષા ( સ્પૃહા ) ] સ્ત્રી. અપેક્ષાનો અભાવ; નિઃસ્પૃહતા; ઉદાસીનપણું.
૨. [ સં. અન્ ( નહિ ) + અપેક્ષા ( અગત્ય ) ] સ્ત્રી. જરૂર ન હોવાપણું.
૩. [ સં. અન્ ( નહિ ) + અપેક્ષા ( દરકાર ) ] સ્ત્રી. બેદરકારી; બેપરવાઈ.

**અનપેક્ષિણી** ૧. [ સં. અનપેક્ષિન્ ( અપેક્ષા ન રાખનાર ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. અપેક્ષા ન રાખનારી; ઇચ્છા વગરની; લાલસા વિનાની.
૨. [ સં. અન્ ( નહિ ) + અપેક્ષિન્ ( દરકારવાળું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. દરકાર વગરની; બેપરવા હોય એવી.

**અનપેક્ષિત** ૧. [ સં. અન્ ( નહિ ) + અપેક્ષિત ( ચાહેલું ) ] વિ. અપેક્ષા રાખ્યા વગરનું; નહિ ઇચ્છેલું; અનીપ્સિત.
૨. વિ. દરકાર રખાયા વગરનું.
૩. વિ. નિર્દિષ્ટ એટલે સ્પષ્ટ નહિ એવું; સૂચિતરૂપે સમજાતું.

**અનપેક્ષી** જુઓ અનપેક્ષ.

**અનપેત** ૧. [ સં. અન્ ( નહિ ) + અપેત ( ખસેલું ) ] વિ. અચલિત; નહિ છોડનારું; દૃઢ.
૨. [ સં. અન્ ( નહિ ) + અપેત ( ગયેલ ) ] વિ. નહિ ગયેલું; વીત્યા વગરનું.
૩. વિ. સહિતનું; વાળું.

**અનપ્રાસન** [ હિં. ] પું. બાળકને પહેલી વાર ખોરાક ખવડાવવાના પ્રસંગે ખીર ચટાડવાની થતી ક્રિયા; અન્નપ્રાશન.

**અનપ્રિય** [ સં. અન્ ( નહિ ) + અપ્રિય ( અણગમતું ) ] વિ. પ્રિય; ગમતું; વહાલું.

**અનપ્સરા** ૧. [ સં. અન્ ( નહિ ) + અપ્સરા ( પરી ) ] સ્ત્રી. અપ્સરા નહિ તે.
૨. સ્ત્રી. અપ્સરાને નહિ છાજતી રહેણી.

**અનફા** [ સં. ] પું. ( જ્યોતિષ ) એ નામનો એક યોગ. ચંદ્રથી બારમા સ્થાનમાં કોઈ ગ્રહ હોય તો આ યોગ થાય છે.

**અનબન** ૧. [ હિં. ] પું. અણબનાવ; કજિયો; કુસંપ.
૨. પું. ફેરફેર.
૩. પું. તિરસ્કાર; અણગમો.
૪. પું. મતભેદ.
૫. વિ. જુદું જુદું; ભિન્નભિન્ન; વિવિધ.

**અનબલા** [ સં. અન્ ( નહિ ) + અબલા ( સ્ત્રી ) ] વિ. અબલા વિનાનું; સ્ત્રીજન વગરનું; સ્ત્રીજાતિ વિનાનું.

**અનબીંધા** [ હિં. ] વિ. અણવીંધ્યું.

**અનબેધા** જુઓ અનબીંધા.

**અનબોટન** [ અન ( અન્ન ) + બોટવું ( બાળકને પહેલવહેલું ખવરાવવું તે ) ] ન. બાળકને પહેલી વાર અનાજ ખવરાવવાનો સંસ્કાર; અન્નપ્રાશન.

**અનબોયા** ૧. [ હિં. ] વિ. ખેડ્યા અથવા વાવ્યા વિનાનું.
૨. વિ. વાવ્યા વિના ઊગી નીકળતું.

**અનબોલ** [ હિં. ] વિ અબોલ; મૂગું.

**અનભાયા** ૧. [ હિં. ] વિ. અકારું; નાપસંદ; અણગમતું.
૨. વિ. અસહ્ય; સહન ન થઈ શકે એવું.
૩. વિ. ધિક્કારપાત્ર; નિંદવા જેવું.

**અનભિગ્રહ** ૧. [ સં. અન્ ( નહિ ) + અભિગ્રહ ( હઠ ) ] પું. એકરૂપપણું; અભેદતા; ભેદશૂન્યતા.
૨. પું. ( જૈન ) બધા સંપ્રદાય સારા છે અને બધામાંથી મોક્ષ મળે છે એવી માન્યતા.

૩. વિ. ભેદભાવ વગરનું; સમભાવવાળું.

**અનભિજાત** [ સં. અન્ ( નહિ ) + અભિજાત ( ઉચ્ચ કુળમાં જન્મેલું ) ] વિ. ઊંચ કુળમાં નહિ જન્મેલું.

**અનભિજ્ઞ** ૧. પું. ( કાવ્ય ) પાંચ પ્રકારના પતિ કે નાયકમાંનો એક.

શૃંગારાદિ રસાનુકૂલ ક્રિયાના યથાર્થ બોધમાં અસમર્થ પુરુષને અનભિજ્ઞ કહે છે.

યથા

હાવભાવથી હરદમ, સજી શૃંગારો નેણ નચાવું હું;
પતિ તોયે નહિ પ્રીછે, ત્યારે શું સખી હેલ બનાવું હું?

કાવ્યશાસ્ત્ર

૨. [ સં. અન્ ( નહિ ) + અભિજ્ઞ ( જાણનાર ) ] વિ. અજાણ; બેખબર; બિનવાકેફગાર; અજ્ઞ; અપરિચિત.
૩. [ સં. અન્ ( નહિ ) + અભિજ્ઞ ( કાબેલ ) ] વિ. અપ્રવીણ; નિપુણતા વગરનું; અકુશળ.
૪. [ સં. અન્ ( નહિ ) + અભિજ્ઞ ( શાણું ) ] વિ. મૂઢ; મૂર્ખ; અનાડી.

**અનભિજ્ઞતા** ૧. [ સં. અનભિજ્ઞ ( અજાણ ) + તા ( પણું ) ] સ્ત્રી. અજાણપણું; અપરિચય; બિનવાકેફી.
૨. [ સં. અનભિજ્ઞ ( અપ્રવીણ ) + તા ( પણું ) ] સ્ત્રી. અણઘડપણું; અકુશળતા.
૩. [ સં. અનભિજ્ઞ ( મૂર્ખ ) + તા ( પણું ) ] સ્ત્રી. મૂર્ખતા; અનાડીપણું.

**અનભિજ્ઞધી** [ સં. અન્ ( નહિ ) + અભિજ્ઞ ( પરિચિત ) + ધી ( બુદ્ધિ ) ] સ્ત્રી. પ્રેરણા; સહજ બુદ્ધિ.

**અનભિજ્ઞાત** [ સં. અન્ ( નહિ ) + અભિજ્ઞાત ( ઓળખેલું ) ] વિ. ન ઓળખેલું; જાણ્યા વગરનું.

**અનભિજ્ઞાન** ૧. [ સં. અન્ ( નહિ ) + અભિજ્ઞાન ( ઓળખ ) ] ન. ઓળખનો અભાવ; અપરિચય; અજાણપણું.
૨. [ સં. અન્ ( નહિ ) + અભિજ્ઞાન ( નિશાની ) ] વિ. નિશાની કે એંધાણ વગરનું.

**અનભિધાન** [ સં. અન્ ( નહિ ) + અભિધાન ( નામ ) ] વિ. નામ વિનાનું.

**અનભિધેય** [ સં. અન્ ( નહિ ) + અભિધેય ( કહેવા લાયક ) ] વિ. અવાચ્ય; નહિ કહેવા જેવું.

**અનભિપ્રેત** ૧. [ સં. અન્ ( નહિ ) + અભિપ્રેત ( ચાહેલું ) ] વિ. અનિષ્ટ; નહિ ઇચ્છેલું.
૨. [ સં. અન્ ( નહિ ) + અભિપ્રેત ( સ્વીકારેલ ) ] વિ. અભિપ્રાય વિનાનું; નહિ સ્વીકારેલું.

૩. વિ. અભિપ્રાય વિરુદ્ધનું; અનભિમત.
૪. વિ. ઇચ્છા વિરુદ્ધનું; નાપસંદ.
**અનભિભવ** [ સં. અન્ (વિરુદ્ધ) + અભિભવ (હાર) ] પું. જીત; વિજય.
**અનભિભવનીય** ૧. [ સં. અન્ ( નહિ ) + અભિભવનીય ( જીતી શકાય એવું ) ] વિ. અજિત; જીતી ન શકાય એવું.
૨. [ સં. અન્ ( નહિ ) + અભિભવનીય ( જીતવા લાયક ) ] વિ. જીતવા લાયક નહિ એવું.
**અનભિભૂત** [ સં. અન્ ( નહિ ) + અભિભૂત ( હારેલું ) ] વિ. પરાભવ નહિ પામેલ; નહિ હારેલું; અપરાજિત.
**અનભિમત** ૧. [ સં. અન્ ( નહિ ) + અભિમત ( ઇષ્ટ ) ] વિ. અપ્રિય; નાપસંદ.
૨. [ સં. અન્ ( નહિ ) + અભિમત ( સંમત ) ] વિ. કબૂલ કે મંજૂર ન હોય એવું; અસંમત.
૩. વિ. નહિ ધારેલું; અનભીષ્ટ.
૪. વિ. મત વિરુદ્ધનું.
**અનભિમુખ** [ સં. અન્ ( નહિ ) + અભિમુખ ( સામેનું ) ] વિ. બીજી તરફ ખેંચાયેલું; સંમુખ નહિ તેવું.
**અનભિલક્ષિત** ૧. ન. ઢોંગી માણસ; વેષધારી.
૨. [ સં. અન્ ( નહિ ) + અભિ ( તરફ ) + લક્ષિત ( નિશાની ) ] વિ. એંધાણ વગરનું; લક્ષણ વિનાનું.
૩. વિ. નકલી.
**અનભિલષણીય** ૧. વિ. અણગમતું.
૨. [ સં. અન્ ( નહિ ) + અભિલષણીય ( ઇચ્છવા લાયક ) ] વિ. જેની ઇચ્છા રાખી ન શકાય એવું; ઇચ્છાથી પર.
**અનભિલષિત** [ સં. અન્ ( નહિ ) + અભિલષિત ( ઇચ્છેલું ) ] વિ. ઇચ્છા વિનાનું; નહિ ઇચ્છેલું.
**અનભિલાપ્ય** [ સં. અન્ ( નહિ ) + અભિલાપ્ય ( કહી શકાય એવું ) ] વિ. અવર્ણનીય; અકથ્ય; વર્ણન થઈ ન શકે એવું.
**અનભિલાષ** ૧. [ સં. અન્ ( નહિ ) + અભિલાષ ( ઇચ્છા ) ] પું. અરુચિ; અનિચ્છા.
૨. [ સં. અન્ ( નહિ ) + અભિલાષ ( મનકામના ) ] પું. શોખનો અભાવ; ચાહના ન હોવાપણું.
૩. વિ. ઇચ્છા વગરનું; અભિલાષ વિનાનું.
**અનભિવૃષ્ટિ** [ સં. અન્ ( નહિ ) + અભિવૃષ્ટિ ( વરસાદ ) ] સ્ત્રી. અનાવૃષ્ટિ; વરસાદ ન પડવો તે; સૂકો દુકાળ.

**અનભિવ્યક્ત** ૧. [ સં. અન્ ( નહિ ) + અભિવ્યક્ત ( પ્રકટ ) ] વિ. અપ્રકટ; ગુપ્ત; ગૂઢ.
૨. વિ. અસ્પષ્ટ; અસ્ફુટ.
**અનભિષંગ** ૧. [ સં. અન્ ( નહિ ) + અભિષંગ ( આસક્તિ ) ] પું. અનાસક્તિ; ફળની ઇચ્છા ન હોવાપણું; ફળની અનપેક્ષા.
૨. વિ. અનાસક્ત; ફળની ઇચ્છા વગરનું; આસક્તિહીન.
**અનભિષિક્ત** ૧. [ સં. અન્ ( નહિ ) + અભિષિક્ત ( અભિષેક થયેલું ) ] વિ. અભિષેક થયા વગરનું; મંત્ર ભણીને પાણીનું સિંચન ન કરાયેલું.
૨. વિ. ગાદીએ બેસાડવાની વિધિ જેની કરવામાં ન આવી હોય એવું.
**અનભિષ્વંગ** ૧. [ સં. અન્ ( નહિ ) + અભિષ્વંગ ( આસક્તિ ) ] પું. અનાસક્તિ; વીતરાગ દશા.
૨. પું. મમતાનો અભાવ; અલોલુપતા.
૩. [ સં. અન્ ( નહિ ) + અભિષ્વંગ ( સંગ ) ] પું. સંગ કે પરિગ્રહ ન હોવાપણું.
૪. વિ. સંગ અથવા પરિગ્રહ વગરનું.
**અનભિસંધાન** [ સં. અન્ ( નહિ ) + અભિસંધાન ( હેતુ ) ] પું. હેતુનો અભાવ; ફળાકાંક્ષા ન હોવાપણું.
**અનભિસંધિ** [ સં. અન્ ( નહિ ) + અભિસંધિ ( હેતુ ) ] સ્ત્રી. હેતુનો અભાવ; નિષ્કામપણું.
**અનભિહિત** ૧. પું. ગોત્રના આદ્ય એટલે મૂળ પુરુષનું નામ.
૨. વિ. (વ્યાકરણ) ક્રિયાપદ વડે જેનું અભિધાન એટલે કથન કરવામાં ન આવ્યું હોય એવું.

ક્રિયાપદ કેટલેક સ્થળે કર્તાનું અભિધાન કરે છે અને કેટલેક સ્થળે નથી કરતાં એ દર્શાવવા અભિહિત અને **અનભિહિત** એવા પરસ્પર વિરોધી બે ભેદ કહ્યા છે. બૃહદ્ વ્યાકરણ

૩. [ સં. અન્ ( નહિ ) + અભિહિત ( કહેવાયેલું ) ] વિ. નહિ કહેલું; નહિ જણાવેલું; અનુક્ત; અકથિત.
૪. [ સં. અન્ ( નહિ ) + અભિહિત ( બાંધેલું ) ] વિ. ( વેદાંત ) નહિ બાંધેલું.
**અનભિહિતકર્તા** [ સં. અન્ ( નહિ ) + અભિહિત ( કહેવાયેલું ) + કર્તૃ ( ક્રિયા કરનાર ) ] પું. ( વ્યાકરણ ) કર્તાના પાંચ પ્રકારમાંનો એક; જેનું અભિધાન ક્રિયાપદ વડે થયેલું નથી તેવો કર્તા.

દેવદત્ત વડે પુસ્તક લખાય છે, દેવદત્તે પુસ્તક લખ્યું; આ વાક્યોમાં ક્રિયાપદો કર્તાનું નહિ પણ કર્મનું અભિધાન કરે છે, રચના કર્મણિ છે, માટે દેવદત્ત એ **અનભિહિતકર્તા** છે, એટલે ધાતુને લગાડેલા પ્રત્યયે જેનું અભિધાન કર્યું નથી એવો એ કર્તા છે. બૃહદ્ વ્યાકરણ

**અનભિહિતકર્મ** [ સં. અન્ ( નહિ ) + અભિહિત ( કહેવાયેલું ) + કર્મન્ ( કર્મ ) ] ન. ( વ્યાકરણ ) એક પ્રકારનું કર્મ; જેનું અભિધાન ક્રિયાપદ વડે નથી થયેલું એવું કર્મ. તેમાં કર્મની બીજી વિભક્તિ નિશ્ચિત કરનાર પ્રત્યય અનુક્ત હોય છે.

દેવદત્ત સાડી બનાવે છે; આ વાક્યમાં 'બનાવે છે' ક્રિયાપદ કર્મનું અભિધાન કરતું નથી, માટે 'સાડી' એ **અનભિહિતકર્મ** છે. બૃહદ્ વ્યાકરણ

**અનભિહિતવાચ્ય** પું. કાવ્યદોષનો એક ભેદ. આમાં વાચ્યનો અર્થ કહેવાને માટે અર્થદ્યોતક એટલે અર્થ જણાવનાર પદ ન હોય. જેમકે, 'જેમાં રહે ગુણ થોડો, માન દિયે છે તેને સહુ કોય'. આમાં 'પણ' અર્થદ્યોતક પદ નહિ હોવાથી એવું સમજાય છે કે જેમાં થોડો ગુણ છે તેને સર્વ કોઈ માને છે, અને વધારે ગુણવાળાને માનતા નથી. ખરી રીતે 'થોડો પણ ગુણ' આમ હોવું જોઈએ. એ નથી તેથી અનભિહિતવાચ્યદોષ થાય છે.
**અનભીષ્ટ** ૧. વિ. ઇચ્છા વિરુદ્ધનું.
૨. [ સં. અન્ ( નહિ ) + અભીષ્ટ ( ઇચ્છેલું ) ] વિ. ઇચ્છેલું ન હોય તેવું; અનિચ્છિત.
૩. વિ. નહિ ધારેલું.
૪. [ સં. અન્ ( નહિ ) + અભીષ્ટ (મનગમતું) ] વિ. નાપસંદ; અપ્રિય.
**અનભે** ૧. [ સં. અન્ ( નહિ ) + ભય ( બીક ) ] પું. અભય; બીકનો અભાવ.
૨. વિ. નિર્ભય; ભય વિનાનું.
**અનભ્યસિત** જુઓ અનભ્યસ્ત.
**અનભ્યસ્ત** ૧. [ સં. અન્ ( નહિ ) + અભ્યસ્ત ( અભ્યાસથી જાણેલું ) ] વિ. અપઠિત; અનધીત; જેનો અભ્યાસ કર્યો ન હોય એવું.
૨. વિ. અપરિચિત; અજાણ્યું; માહિતી વગરનું.
૩. વિ. અપ્રવીણ; અનિપુણ.
૪. વિ. જેણે અભ્યાસ ન કર્યો હોય એવું.
૫. [ સં. અન્ ( નહિ ) + અભ્યસ્ત ( મહાવરાવાળું ) ] વિ. નહિ ટેવાયેલું; મહાવરો ન કર્યો હોય એવું; કાચું; અપરિપક્વ.
**અનભ્યાસ** ૧. [ સં. અન્ ( નહિ ) + અભ્યાસ ( ભણતર ) ] પું. અભણપણું.
૨. પું. અભ્યાસ ન કરવો તે.

૩. [સં. અન્ (નહિ) + અભ્યાસ (મહાવરો)] પું. મહાવરાની ખામી. ભાષાવિકારના કારણરૂપે અજ્ઞાન, વેગ (ઉતાવળે બોલવું), અનભ્યાસ (મહાવરાની ખામી) અને જિહ્વાદોષ એટલે જીભની ખામીથી થતા દોષ એમ ચાર દોષ જણાવેલા છે.

**અનભ્યાસદશાપજ્ઞાન** [સં. અન્ (નહિ) + અભ્યાસ (મહાવરો) + દશા (આંખ) + આપન્ન (મેળવેલું) + જ્ઞાન] ન. (વેદાંત) વિશેષ દર્શનથી અજન્ય જ્ઞાન એટલે કે પદાર્થનું વિશેષ નહિ પણ માત્ર સામાન્ય જ્ઞાન.

**અનભ્યાસી** ૧. [સં. અન્ (નહિ) + અભ્યાસિન્ (અભ્યાસ કરનાર)] વિ. અભ્યાસ નહિ કરનાર.
૨. વિ. મહાવરા વિનાનું; નહિ ટેવાયેલું.

**અનભ્ર** [સં. અન્ (નહિ) + અભ્ર (વાદળું)] વિ. વાદળાં વગરનું; ખુલ્લું; નિરભ્ર.

**અનમ** ૧. પું. બ્રહ્મા.
૨. [સં. અ (નહિ) + નમ્ (નમવું)] પું. બ્રાહ્મણ. તે બીજાને નમતો નથી, પણ પોતાને જે નમે તેને આશીર્વાદ આપે છે.
૩. [સં. અ (નહિ) + નમ્ર (વિનયી)] વિ. ગર્વિત; અહંકારી.
૪. વિ. ન નમે એવું; તાબે ન થાય એવું.

**અનમઠયું** ૧. [અન (નહિ) + મઠારવું (ઘાટદાર બનાવવું)] વિ. અણઘડ; અનાડી.
૨. [સં. અન્ (નહિ) + પ્રા. મઠ (અનુકૂળ)] વિ. નહિ ગોઠતું; અણગમતું; અપ્રિય.
૩. વિ. નારાજ; નાખુશ.

**અનમન** ૧. [અ (નહિ) + નમન (નમસ્કાર)] ન. નમસ્કાર ન કરવાપણું.
૨. [હિં.] વિ. ઉદાસ; દિલગીર.

**અનમનતાઈ** ૧. [હિં. અનમન (ઉદાસ)] સ્ત્રી. ઉદાસી; ખિન્નતા; દિલગીરી.
૨. [અ (નહિ) + નમનતાઈ (નમ્રતા)] સ્ત્રી. નરમાશ ન હોવાપણું; અનમ્રતા.

**અનમના** ૧. [હિં.] વિ. માંદું; બીમાર; વ્યાધિગ્રસ્ત.
૨. વિ. મુંઝાયેલું.

**અનમની** ૧. [સં. અન્ (નહિ) + મનસ્ (મન)] સ્ત્રી. દિલગીરી; ઉદાસી; શોક.
૨. સ્ત્રી. વેરભાવ; મેળ ન હોવાપણું.

**અનમનું** ૧. [સં. અન્ (નહિ) + મનસ્ (મન)] વિ. ઉદાસ; દિલગીર; શોકાતુર.
૨. વિ. તિરસ્કાર પામેલું; ધિક્કારાયેલું.
૩. વિ. નાપસંદ; અણમાનીતું; અણગમતું.
૪. વિ. બીમાર; અસ્વસ્થ.
૫. વિ. મન વગરનું.

**અનમસ્ય** [સં. અ (નહિ) + નમસ્ય (નમવા જેવું)] વિ. નમવા લાયક નહિ એવું.

**અનમાન** ૧. [સં. અનુમાન (અટકળ)] ન. અડસટ્ટો; અનુમાન; આશરો.
૨. [સં. અન્ (નહિ) + અમાન (મોટાઈનો અભાવ)] ન. ગર્વ; અહંકાર; મગરૂરી.
૩. ન. ભાન; જાણપણું.
વેહમાં વિઠ્ઠલ તજી અનમાન. મુક્તાનંદ

**અનમાનીતું** [અન (નહિ) + માનીતું (વહાલું)] વિ. દવલું; અળખામણું.

**અનમારગ** ૧. [સં. અન્ (ખરાબ) + માર્ગ (રસ્તો)] પું. કુમાર્ગ; ખરાબ રસ્તો.
૨. પું. દુરાચાર; અધર્મ; પાપ.
૩. પું. બીજો ધર્મ.
૪. [અન (અન્ય) + મારગ (રસ્તો)] પું. બીજો રસ્તો.

**અનમિત્ર** ૧. [સં.] પું. (પુરાણ) ઇક્ષ્વાકુકુળના ઋતુપર્ણ રાજાનો એ નામનો પ્રપૌત્ર. એના બાપનું નામ નિઘ્ન હતું.
૨. પું. (પુરાણ) સોમવંશી યદુકુળમાં જન્મેલ સાત્વત રાજાના દીકરા વૃષ્ણિના એમાંનો નાનો દીકરો. એને નિમ્ન, શિનિ અને વૃષ્ણિ નામના ત્રણ દીકરા હતા.
૩. [સં. અન્ (નહિ) + અમિત્ર (દુશ્મન)] ન. મિત્ર; વેરી ન હોય તે.
૪. વિ. દુશ્મન વગરનું; શત્રુ ન હોય એવું.

**અનમિલ** [હિં.] સ્ત્રી. મેળ વગરનું હાસ્યજનક લખાણ.

**અનમી** ૧. વિ. અજિત; જેણે કોઈને નમતું આપ્યું ન હોય એવું.
**અનમી** અહંકારી મોટો, રાવણ લંકા મહિપતિ. શામળ
૨. [સં. અ (નહિ) + નમ્ (નમવું)] વિ. અણનમ; નમે નહિ એવું; મગરૂર; અક્કડ; અનમ્ર; અભિમાની.

**અનમૂલ** [સં. અન્ (નહિ) + મૂલ્ય (કિંમત)] વિ. અમૂલ્ય; વધારે કિંમતનું; મોંઘું; કીમતી.

**અનમેલ** ૧. [હિં.] વિ. અનુચિત; અયોગ્ય.
૨. વિ. કજોડ; અણસરખું.
૩. વિ. કવખતનું; અકાલ.
૪. [અ (નહિ) + નમવું (નમસ્કાર કરવો)] વિ. નહિ નમેલ; નમતું નહિ આપેલ.
૫. [અ (નહિ) + નમવું (નીચા વળવું)] વિ. નીચું નહિ વળેલું.
૬. વિ. પ્રમાણ રહિત; બેડોળ.
૭. વિ. બેસૂર; કર્કશ.
૮. વિ. મેળ વગરનું; અવ્યવસ્થિત; અસંબદ્ધ.
અનમેલ વાત = મેળ વગરની વાત; બકવાટ; ગપગોળા.
૯. [અન (નહિ) + મેલ (મિલાવટ)] વિ. શુદ્ધ; ભેળસેળ વિનાનું.
૧૦. વિ. સાફ; સ્વચ્છ.

**અનમોલ** [હિં.] વિ. ઘણું કીમતી; અમૂલ્ય.

**અનમ્ય** ૧. [સં. અ (નહિ) + નમ્ (નમવું)] વિ. નમવા લાયક નહિ એવું.
૨. વિ. વળે કે મરડાય નહિ તેવું.

**અનમ્ર** ૧. [સં. અ (નહિ) + નમ્ર (વિનયી)] વિ. અવિવેકી; અવિનીત.
૨. [સં. અ (નહિ) + નમ્ર (નરમ)] વિ. ન વળે એવું; કઠણ; બરડ.
૩. વિ. મિજાજી; મગરૂર; અભિમાની; ઉદ્ધત; અક્કડ; અહંકારી.

**અનય** ૧. [સં. અ (નહિ) + નય (નીતિ)] પું. અન્યાય; અનીતિ.
૨. [સં. અમ્ (નહિ) + અય (સારું નસીબ)] પું. અશુભ દૈવ; દુર્ભાગ્ય; કમનસીબી.
૩. પું. અસભ્યતા; અવિવેક; ખરાબ વર્તન.
૪. [સં. અ (અયોગ્ય) + નય (નીતિ)] પું. ખોટી ચાલ; માઠું પગલું; ખરાબ કામ.
૫. પું. જુગારનો એક પ્રકાર.
૬. [સં. અ (નહિ) + નય (રાજનીતિ)] પું. રાજનીતિનો અભાવ.
૭. પું. વિપત્તિ; આફત; દુઃખ.
૮. [સં. અ (નહિ) + નય (નેતા)] પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. તેનો કોઈ નેતા ન હોવાથી તે અનય કહેવાય છે.
૯. વિ. અવિવેકી; અસભ્ય.
૧૦. વિ. દુષ્ટ.
૧૧. વિ. દુઃખી; દુર્ભાગી.
૧૨. વિ. નીતિ કે ન્યાય વિનાનું; અનીતિવાળું.
૧૩. અ. (ચારણી) અનીતિથી.

**અનયન** ૧. [સં. અ (નહિ) + નયન (લઈ જવું તે)] ન. ન લઈ જવું તે.
૨. [સં. અ (નહિ) + નયન (આંખ)] વિ. આંખ વિનાનું; આંધળું; નેત્રહીન.
૩. [સં. અન્ (નહિ) + અયન (ગતિ)] વિ. ગતિ વગરનું; સ્થિર; જડ.

**અનયચુડી** ૧. ન. સહ્યાદ્રિ પર્વતનું એ નામનું શિખર. તેની ઊંચાઈ ૮૮૩૭ ફૂટની છે. દક્ષિણ હિંદમાં તેના જેટલો ઊંચો કોઈ પર્વત નથી. ચોમાસું શરૂ થતાં હાથીનાં જૂથનાં જૂથ ત્યાં જોવામાં આવે છે.

૨. ન. હાથીનું કપાળ.

**અનયાસ** ૧. [સં. અનાયાસ] અ. અણધાર્યું; ઓચિંતું.

૨. અ. વગર મહેનતે.

**અનરક** ૧. [સં.] ન. (પુરાણ) મહાભારતમાં જણાવેલું એ નામનું એક તીર્થ.

૨. [સં. અ (નહિ) + નરક] ન. સ્વર્ગ.

**અનરણ્ય** ૧. પું. (પુરાણ) સૂર્યવંશી ઇક્ષ્વાકુકુળના સર્વકર્મા અથવા સર્વકામ નામના રાજાના બે દીકરામાંના મોટાનો દીકરો. એનું નામ નિઘ્ન પણ હતું.

૨. પું. (પુરાણ) સૂર્યવંશી ઇક્ષ્વાકુકુળમાં જન્મેલ પુરુકુત્સ રાજાના બેમાંના નાના દીકરા ત્રસદસ્યુ નામના રાજાનો બીજો દીકરો. આ રાજા અયોધ્યામાં રાજ્ય કરતો હતો ત્યારે રાવણ પૃથ્વી જીતતો ત્યાં આવ્યો અને એની સાથે થયેલા ઘોર યુદ્ધમાં આ રાજાની સેના નાશ પામી અને પોતે યુદ્ધમાં પડ્યો. પ્રાણ છોડતાં એણે રાવણને શાપ આપ્યો હતો કે જો મારૂં તપ, દાન અને સત્ય યથાર્થ હશે તો મારો વંશજ તારો અને તારા કુળનો નાશ કરશે.

**અનરતું** [અ (નહિ) + નરતું (ખરાબ)] વિ. નઠારૂં નહિ એવું; સારૂં.

**અનરથ** જુઓ અનર્થ.

**અનરવાઈ** [અ (નહિ) + નરવાઈ (નીરોગીપણું)] સ્ત્રી. મંદવાડ; અસ્વાસ્થ્ય.

**અનરવું** [અ (નહિ) + નરવું (નીરોગી)] વિ. માંદું; અસ્વસ્થ; રોગિષ્ઠ.

**અનરસ** ૧. [હિં.] પું. અણબનાવ; વિરોધ.

૨. [સં. અન્ (નહિ) + રસ (ભાવ)] પું. અરસિકતા; નીરસપણું; રસહીનતા.

૩. પું. કોપ.

૪. પું. દુઃખ.

૫. પું. મનનું મલીનપણું; બૂરાઈ.

૬. પું. રસહીન કાવ્ય. તેના પાંચ ભેદ છેઃ ૧. પ્રત્યનીક રસ, ૨. નીરસ, ૩. વિરસ, ૪. દુઃસંધાન, ૫. પાત્રદુષ્ટ.

૭. ન. દાડમ; એક જાતનું ફળ; અનાર.

૮. વિ. રસ વગરનું.

**અનરંગી** ૧. [સં. અન્ (નહિ) + રંગ (વિકાર) + ઇન્ (વાળું)] વિ. ફેરફાર વિનાનું; નિર્વિકાર એટલે શારીરિક કે માનસિક બગાડ વગરનું.

૨. વિ. રંગ વગરનું.

**અનરાગ** [સં. અન્ (નહિ) + રાગ (પ્રેમ)] પું. કુસંપ; અણબનાવ.

**અનરાધાર** [અનેરૂં (અસાધારણ) + ધારા (વૃષ્ટિ)] વિ. એકધારે વરસતું; અસ્ખલિત રીતે વરસતું; મૂશળધાર; ધારાબંધ.

**અનરીત** ૧. [હિં.] વિ. રીતરિવાજ વિરુદ્ધ.

૨. વિ. વિવેકહીન; વિનય વગરનું; ઉદ્ધત.

**અનર્ગણ** [સં. અન્ (નહિ) + અર્ગલ (આગળિયો)] વિ. (ગ્રામ્ય) ઘણું; પુષ્કળ; અત્યંત; બેશુમાર; અનર્ગળ.

**અનર્ગલ** ૧. [સં. અન્ (નહિ) + અર્ગલ (આગળિયો)] વિ. અખંડિત; બંધ ન પડે તેવું; ન અટકે એવું; રોકાવટ કે રોકાણ વિનાનું.

૨. વિ. અપાર; બેશુમાર; ઘણું; પુષ્કળ.

અનર્ગલ ધન આપવું તે ભોગવશિ કુણ રીધ. —નાકર

૩. વિ. ઉદ્દામ; ઉદ્ધત; સ્વચ્છંદી; ઉચ્છૃંખલ.

૪. વિ. ખુલ્લું; તાળું દીધા વગરનું

૫. વિ. મુક્ત; સ્વતંત્ર; અંકુશ વિનાનું.

૬. [હિં.] વિ. વિચાર વગરનું; વિચારશૂન્ય.

**અનર્ગલતર્કવાદી** [સં. અનર્ગલ (સ્વતંત્ર) + તર્ક (વિચાર) + વાદિન્ (મતવાળું)] વિ. સ્વતંત્ર વિચાર કરનાર.

**અનર્ગળ** જુઓ અનર્ગલ.

**અનર્ગળફેરફાર** [અનર્ગળ (ઘણું) + ફેરફાર (અદલાબદલી)] પું. (ગણિત) અંકપાશ; એક કરતાં વધારે વસ્તુઓને કેટલી જુદી જુદી રીતે ગોઠવી શકાય તે જાણવાનું ગણિત; 'પર્મ્યુટેશન'.

**અનર્ઘ** ૧. [સં. અન્ (નહિ) + અર્ઘ (કિંમત)] પું. અમૂલ્યતા; ઘણી કિંમત.

૨. [સં. અન્ (અલ્પ) + અર્ઘ (મૂલ્ય)] પું. ઓછી કિંમત; થોડું મૂલ્ય.

૩. વિ. અમૂલ્ય; બહુ મૂલ્યવાળું.

૪. વિ. અલ્પ મૂલ્યનું; ઓછી કિંમતનું; સસ્તું.

**અનર્ઘ્ય** ૧. [સં. અન્ (નહિ) + અર્ઘ્ય (પૂજવા લાયક)] વિ. અર્ઘ્ય આપવાને નાલાયક; નહિ પૂજવા જેવું.

૨. વિ. જેનાથી વધારે બીજું મોટું નથી એવું; અત્યંત પૂજ્ય; અતિમાન્ય.

**અનર્ત** પું. (પિંગળ) કુંડલિયા છંદની જાતનો ૪૪ ગુરુ અને ૬૪ લઘુ મળી ૧૦૮ અક્ષરનો એક વિષમજાતિ માત્રામેળ છંદ.

**અનર્થ** ૧. [સં. અન્ (ખરાબ) + અર્થ (કામ)] પું. અધર્મ; ખરાબ કામ.

૨. [સં. અન્ (અયોગ્ય) + અર્થ (ધન)] પું. અધર્મથી મેળવેલું ધન.

૩. [સં. અ (નહિ) + અર્થ (સમજૂતી)] પું. અર્થ ન હોવાપણું; અર્થનો અભાવ.

૪. પું. ઈજા.

૫. [સં. અન્ (ગેરવ્યાજબી) + અર્થ (માયનો)] પું. ખોટો અર્થ; ઊલટો અર્થ; ઊંધી સમજ.

૬. [હિં.] પું. ગુનો; પાપ.

અનર્થ કરવો = (૧) ઈજા કરવી. (૨) જુલમ ગુજારવો. (૩) પાપ કરવું.

૭. [સં. અન્ (ખરાબ) + અર્થ (પરિણામ)] પું. જુલમ; અત્યાચાર.

૮. પું. નકામી વસ્તુ; ઉપયોગ વગરની ચીજ.

૯. [સં. અન્ (નહિ) + અર્થ (ઉપયોગ)] પું. નિરુપયોગિતા.

૧૦. [સં. અન્ (નહિ) + અર્થ (હિત)] પું. નુકસાન; હાનિ; ઉપદ્રવ.

૧૧. પું. નુકસાનકારક ચીજ; અનિષ્ટ વસ્તુ.

૧૨. [હિં.] પું. પેશકદમી.

૧૩. પું. મોટી આફત; આપત્તિ; દુર્દશા; સંકટ.

૧૪. [સં. અન્ (નહિ) + અર્થ (પ્રયોજન)] પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. પૂર્ણકામ હોવાથી તેમને કાંઈ પ્રયોજન નથી, તેથી તે અનર્થ કહેવાય છે.

૧૫. [સં. અન્ (અભાવ) + અર્થ (ધન)] પું. (અર્થશાસ્ત્ર) સંપત્તિનો અભાવ; પૈસા વગરની દશા; ગરીબાઈ; નિર્ધનતા.

૧૬. પું. હેતુ વિનાની સ્થિતિ; નિરર્થકતા; નિષ્કારણતા.

૧૭. વિ. અર્થ વગરનું; સમજણ વિનાનું.

૧૮. [હિં.] વિ. અસંભવિત.

૧૯. વિ. કમનસીબ; દુર્ભાગી; દુઃખી.

૨૦. વિ. ખરાબ; નીચ.

૨૧. વિ. ગરીબ; નિર્ધન; દરિદ્ર.

૨૨. વિ. નિષ્કારણ; નાહક; પ્રયોજન વિનાનું; મતલબ વગરનું; નિરર્થક.

૨૩. વિ. નુકસાનકારક; હાનિ કરે તેવું.

૨૪. વિ. બીજા અર્થવાળું.

૨૫. [હિં.] વિ. મગરૂર.

૨૬. વિ. માલ વગરનું; નકામું.

**અનર્થક** ૧. [સં.] પું. ચરકમાં બતાવેલ પાંચ વાક્યદોષમાંનો એક. જુઓ વાક્યદોષ.

૨. [સં. અન્ (નહિ) + અર્થ (સમજૂતી) + ક (વાળું)] ન. અસંબંધ વાક્ય; બકવાદ; અર્થ વગરનો પ્રલાપ; સંબંધ વિનાનું બોલવું તે.

૩. વિ. અર્થ વગરનું; અસંબદ્ધ.
૪. [ સં. અનર્થ ( દુઃખ ) + ક ( કરનાર ) ] વિ. કમનસીબ; દુર્ભાગી.
૫. [ સં. અન્ ( નહિ ) + અર્થ ( પ્રયોજન ) + ક ( વાળું ) ] વિ. નકામું; વ્યર્થ; પ્રયોજન વગરનું; નિરર્થક.
૬. [ સં. અનર્થ ( નુકસાન ) + ક ( કરનાર ) ] વિ. હાનિકારક; અનર્થ ઉપજાવનારું.
૭. અ. વૃથા; નકામું; વ્યર્થ; નિરર્થક.

**અનર્થકર** ૧. [ સં. અનર્થ ( અયોગ્ય કામ ) + કર ( કરનાર ) ] વિ. અયોગ્ય કામ કરનાર.
૨. [ સં. અનર્થ ( અહિત ) + કર ( કરનાર ) ] વિ. દુઃખકર; આફતરૂપ.
૩. [ સં. અનર્થ ( ઊલટો અર્થ ) + કર ( કરનાર ) ] વિ. વિરુદ્ધ અર્થ કરનાર.
૪. વિ. હાનિકર્તા; નુકસાનકારક; ઉપદ્રવ કરનાર.

**અનર્થકારક** જુઓ અનર્થકર.

**અનર્થકારિણી** ૧. [ સં. અનર્થકારિન્ ( અનર્થ કરનાર ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. અનર્થ કરનારી; હાનિ કરે એવી; નુકસાનકારક.
૨. [ સં. અનર્થ ( અયોગ્ય કામ ) + કારિણી ( કરનારી ) ] વિ. સ્ત્રી. અયોગ્ય કામ કરનારી.
૩. [ સં. અનર્થ ( અહિત ) + કારિણી ( કરનારી ) ] વિ. સ્ત્રી. આફતરૂપ હોય એવી.
૪. વિ. સ્ત્રી. ઊલટો અર્થ કરનારી.

**અનર્થકારી** જુઓ અનર્થકર.

**અનર્થક્રિયા** [ સં. અનર્થ ( હેતુ વગરનું ) + ક્રિયા ( કામ ) ] સ્ત્રી. પ્રયોજન વગર શરૂ કરેલ ક્રિયા; નાહક કરાતું કામ.

**અનર્થદર્શી** [ સં. અનર્થ ( અહિત ) + દર્શિન્ ( જોનાર ) ] વિ. ભૂંડું ઇચ્છનાર; અહિત કરનાર.

**અનર્થદંડ** [ સં. અનર્થ ( કારણ વગરનું ) + દંડ ( શિક્ષા ) ] પું. ( જૈન ) હેતુ વગર કરાતું કર્મબંધન; મતલબ સિવાય કર્મથી દંડાવું તે.

**અનર્થદંડવિરતિ** [ સં. અનર્થદંડ ( નિષ્કારણ પાપ કરવાપણું ) + વિરતિ ( અટકવું તે ) ] સ્ત્રી. ( જૈન ) નિરર્થક પાપપ્રવૃત્તિ ન કરવાપણું; કારણ વગર બાંધવામાં આવતાં કર્મથી દૂર રહેવું તે; અધર્મવ્યાપારથી નિવૃત્તિ.

**અનર્થદંડવિરતિવ્રત** [ સં. અનર્થદંડવિરતિ ( નિરર્થક પાપપ્રવૃત્તિ ન કરવી તે ) + વ્રત ( નિયમ ) ] ન. ( જૈન ) કારણ વગર કર્મબંધનમાં પડવાથી દૂર રહેવાનું વ્રત; શ્રાવકનું એ નામનું આઠમું વ્રત.

પોતાના ભોગરૂપ પ્રયોજન માટે થતા અધર્મવ્યાપાર સિવાય બાકીના બધા અધર્મવ્યાપારથી નિવૃત્તિ લેવી અર્થાત્ નિરર્થક પ્રવૃત્તિ ન કરવી તે અનર્થદંડવિરતિવ્રત. તત્ત્વાર્થસૂત્ર

**અનર્થદંડવિરમણવ્રત** જુઓ અનર્થદંડવિરતિવ્રત.

**અનર્થનાશી** [ સં. અનર્થ ( આફત ) + નાશિન્ ( નાશ કરનાર ) ] પું. શંકર, કેમકે તે અનિષ્ટના હણનાર છે.

**અનર્થપરંપરા** ૧. [ સં. અનર્થ ( આફત ) + પરંપરા ( હાર ) ] સ્ત્રી. ઉપરાઉપરી આવતી આફત; એક પછી એક એમ લાગલાગટ આવતી વિપત્તિ.
૨. [ સં. અનર્થ ( અયોગ્ય કામ ) + પરંપરા ( શ્રેણી ) ] સ્ત્રી. માઠાં કામનો અખંડ પ્રવાહ.

**અનર્થપાત** [ સં. અનર્થ ( આફત ) + પાત ( પતન ) ] પું. આફતનું આગમન; નુકસાનકારક બનાવ.

**અનર્થભાગી** [ સં. અનર્થ ( દુઃખ ) + ભાગિન્ ( ભાગવાળું ) ] વિ. દુઃખ ભોગવનાર; કમભાગી.

**અનર્થભાવ** ૧. [ સં. અનર્થ ( ખરાબ અર્થ ) + ભાવ ( હોવાપણું ) ] પું. ખરાબ અર્થનું હોવાપણું; નઠારા અર્થનું અસ્તિત્વ.
૨. [ સં. અનર્થ ( ખરાબ ) + ભાવ ( લાગણી ) ] વિ. અદેખું; દુર્બુદ્ધિવાળું; દ્વેષી; દ્રોહી; અદ્દઃવતી.

**અનર્થવાદ** ૧. [ સં. અન્ ( અયોગ્ય ) + અર્થવાદ ( અર્થશાસ્ત્ર ) ] પું. અર્થશાસ્ત્રથી ઊલટું કહેનાર મત; અર્થશાસ્ત્રથી ઊંધું બતાવનાર વાદ.
૨. [ સં. અનર્થ ( ખોટું ) + વાદ ( કહેવું તે ) ] પું. ખોટી દલીલ; ભ્રામક મત.
૩. [ સં. અનર્થ ( ખોટું ) + વાદ ( ભાષણ ) ] પું. ખોટું બોલવું તે; અસત્ય કથન.
૪. [ સં. અનર્થ ( અનિષ્ટ ) + વાદ ( મત ) ] પું. દુનિયામાં દુઃખ જ છે, કાંઈ સુખ નથી એવો મત; અનિષ્ટવાદ.
૫. [ સં. અનર્થ ( વિના કારણ ) + વાદ ( ભાષણ ) ] પું. નિષ્પ્રયોજન બોલવાપણું; વિના કારણ બોલવું તે.
૬. [ સં. અનર્થ ( હાનિ ) + વાદ ( વદવું તે ) ] પું. હાનિ, નુકસાન કે અનર્થ સંબંધી બોલવાપણું.

**અનર્થવાદિની** ૧. [ સં. અનર્થ ( અનિષ્ટ ) + વાદિની ( મત ધરાવનારી ) ] સ્ત્રી. દુનિયામાં દુઃખ સિવાય બીજું કાંઈ નથી એવો મત ધરાવનાર સ્ત્રી; અનિષ્ટવાદનું પ્રતિપાદન કરનારી સ્ત્રી.
૨. [ સં. અનર્થ ( અયોગ્ય ) + વાદિની ( બોલનારી ) ] વિ. સ્ત્રી. ખોટી દલીલ કરનારી.
૩. વિ. સ્ત્રી. ખોટું બોલનારી; મિથ્યાભાષિણી.
૪. [ સં. અનર્થ ( નિષ્પ્રયોજન ) + વાદિની ( બોલનારી ) ] વિ. સ્ત્રી. હેતુ વગર બોલનારી.

**અનર્થવાદી** ૧. [ સં. અનર્થ ( અનિષ્ટ ) + વાદિન્ ( મત ધરાવનાર ) ] વિ. અશુભદર્શી; દુનિયામાં દુઃખ સિવાય કાંઈ છે જ નહિ એવો મત ધરાવનાર; અનિષ્ટવાદી.
૨. વિ. ખોટી દલીલ કરનાર; ભ્રામક એટલે ભ્રમમાં નાખે એવા મતનું પ્રતિપાદન કરનાર.
૩. [ સં. અનર્થ ( વિના કારણ ) + વાદિન્ ( બોલનાર ) ] વિ. નિષ્પ્રયોજન બોલનાર.
૪. [ સં. અનર્થ ( ખોટું ) + વાદિન્ ( બોલનાર ) ] વિ. મિથ્યાભાષી; ખોટું બોલનાર.

**અનર્થસંશય** ૧. [ સં. અનર્થ ( આફત ) + સંશય ( શંકા ) ] પું. જોખમભરેલું કામ.
૨. [ સં. અન્ ( નહિ ) + અર્થ ( ધન ) + સંશય ( ભય ) ] પું. માલમિલકતની સહીસલામતી; મિલકત ભયમાં ન હોવાપણું.

**અનર્થસૂચક** ૧. [ સં. અનર્થ ( અનિષ્ટ ) + સૂચક ( જણાવનાર ) ] વિ. અનિષ્ટ જણાવનાર; હાનિ કે આફતની આગાહી આપનારું.
૨. [ સં. અન્ ( નહિ ) + અર્થ + સૂચક ( જણાવનાર ) ] વિ. અર્થસૂચક નહિ એવું.

**અનર્થસૂચકતા** ૧. [ સં. અનર્થ ( અનિષ્ટ ) + સૂચક ( બતાવનાર ) + તા ( પણું ) ] સ્ત્રી. અનિષ્ટ થવાનું છે એમ બતાવવાપણું; અનિષ્ટ સૂચવવું તે.
૨. [ સં. અન્ ( નહિ ) + અર્થ + સૂચક ( બતાવનાર ) + તા ( પણું ) ] સ્ત્રી. કાંઈ અર્થ નથી એમ બતાવવું તે.

**અનર્થસ્થાન** [ સં. અનર્થ ( નુકસાન ) + સ્થાન ( ઠેકાણું ) ] ન. નુકસાન કરે તેવું ઠેકાણું.

**અનર્થહેતુ** [ સં. અનર્થ ( નુકસાન ) + હેતુ ( કારણ ) ] પું. આફતનું મૂળ; નુકસાનનું કારણ.

**અનર્થાવહ** [ સં. અનર્થ ( અનિષ્ટ ) + આવહ ( લાવવું ) ] વિ. ભયભરેલું; બીકવાળું.

**અનર્થાંતર** ૧. [ સં. અનર્થ ( આફત ) + અંતર ( બીજું ) ] ન. બીજી આફત; બીજું દુઃખ.
૨. [ સં. અન્ ( નહિ ) + અર્થ + અંતર ( બીજું ) ] ન. શબ્દ જુદા હોય પણ અર્થ એક હોવાપણું; સમાનાર્થકતા.

**અનર્થી** ૧. [ સં. અનર્થ ( જુલમ ) + ઇન્ ( વાળું ) ] વિ. જુલમગાર.

૨. વિ. દુષ્ટ.
૩. વિ. પાપી; ભૂંડું કરનાર.

**અનર્પણુ** [સં. અન્ (નહિ) + અર્પણુ (આપવું તે)] ન. અર્પણ ન કરવું તે.

**અનર્પણા** [સં. અન્ (નહિ) + અર્પણુ (સ્થાપન) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. (જૈન) મુખ્ય રૂપથી પ્રતિપાદન કે સાબિત ન થવાપણું.

**અનર્પવું** ૧. સ. ક્રિ. દેવને નહિ ધરવું.
૨. સ. ક્રિ. ન આપવું; અર્પણ ન કરવું.

**અનર્પિત** ૧. [સં. અન્ (નહિ) + અર્પિત (અસાધારણ કરેલ)] વિ. અવિશેષિત; સામાન્ય.
૨. [સં. અન્ (નહિ) + અર્પિત (આપેલ)] વિ. આપેલું નહિ એવું; નહિ દીધેલું; અર્પણ નહિ કરેલું.
૩. વિ. દેવને અર્પણ કર્યા વગરનું; અનિવેદિત.

**અનર્વા** ૧. [સં. અનર્વન્] પું. વ. વ. (પુરાણ) વૃત્રાસુરની વગના અસુર.
૨. [સં. અન્ (નહિ) + અર્વન્ (ઘોડો)] વિ. ઘોડા વગરનું.

**અનર્હ** ૧. [સં. અન્ (નહિ) + અર્હ (લાયક)] વિ. અપાત્ર; અનધિકારી; નાલાયક.
૨. વિ. અયોગ્ય; અણુઘટતું; અજુગતું.
૩. વિ. ઇનામ માટે નાલાયક.

**અનલ** ૧. [સં. અન્ (નહિ) + અલ (તૃપ્તિ)] પું. અગ્નિ; પાવક; આગ, કેમકે ઘણી વસ્તુ બાળવાથી પણ તેને તૃપ્તિ થતી નથી.

જાતવેદા અનલ હુતાશન નિર્જર જિહ્વ કૃશાન;
વૈશ્વાનર અરુણેય ને ધૂમકેતુ પ્રમાણ. — પિંગળલઘુકોષ

૨. પું. અગ્નિદેવ.
૩. પું. (પુરાણ) આઠ વસુ માંહેનો પાંચમો વસુ દેવતા.
૪. [સં. અન (પ્રાણ) + લા (મેળવવું)] પું. આત્મા; જીવ.
૫. પું. એક જાતનું કલ્પિત પક્ષી; અનલપક્ષ.

જેમ અનલ અવનિ પર નાવે;
અખા ભૂચર તે ભૂમાં શમે. — અખો

૬. પું. (જ્યોતિષ) કૃત્તિકા નક્ષત્ર; કાતીઠો; કાતેસડો.
૭. પું. ક્રોધ; ગુસ્સો.
૮. પું. (પુરાણ) ગરુડપુત્ર.
૯. પું. (પિંગળ) આહિની કુંડલિની જાતનો ૨૦ ગુરુ અને ૧૧૮ લઘુ મળી ૧૩૮ વર્ણ અને ૧૫૮ માત્રાનો એક વિષમજાતિ માત્રામેળ છંદ.
૧૦. પું. ચિત્રાનું ઝાડ; ચિત્રકવૃક્ષ.
૧૧. પું. (પિંગળ) તગણ, નગણ, નગણ, નગણ, સગણ અને ગુરુ મળી ૧૬ વર્ણને અષ્ટિની જાતનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ.
૧૨. પું. તે નામના એક જાતના પિતૃદેવ.
૧૩. પું. ત્રણની સંખ્યા.
૧૪. પું. પરમેશ્વર.
૧૫. પું. પવન.
૧૬. પું. પાચનશક્તિ.
૧૭. પું. પાંચ મહાભૂતમાંનું એ નામનું એક તત્ત્વ; તેજ; અગ્નિતત્ત્વ.
૧૮. પું. બાર્હસ્પત્ય સંવત્સરના ૬૦ વર્ષ પૈકી પચાસમું વર્ષ; પ્રભવથી ૫૦મો સંવત્સર.
૧૯. પું. ભિલામાનું ઝાડ.

અનલપુષ્પ અરિષ્ટ પલ્લવનૂં અક્ષોદ અનૂપ. — બાલક

૨૦. પું. (પુરાણ) માલી નામના રાક્ષસનો પુત્ર અને વિભીષણનો મંત્રી.
૨૧. પું. (જ્યોતિષ) મિથુન રાશિનો એ નામનો એક તારો. તેનું મહત્ત્વ ૩·૬, વિષુવાંશ ૧૦૯, અને ક્રાંત્યંશ ઉત્તર ૧૭ છે.
૨૨. પું. (પુરાણ) યમની સભાનો સભાસદ.
૨૩. પું. ર અક્ષર.
૨૪. પું. વાસુદેવ.
૨૫. પું. વિકાર; કામ; અનુરાગ.
૨૬. [સં. અ (નહિ) + નલ (બંધ)] પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. કેમકે તે અબંધ છે. વળી તેમનો અલં એટલે અંત નથી તેથી તેમજ તેમની શક્તિ અને સંપત્તિની અલં એટલે સમાપ્તિ ન હોવાથી પણ તે અનલ કહેવાય છે.
૨૭. પું. શરીરમાં રહેલી પિત્ત ધાતુ.

**અનલખ** ૧. [સં. અન્ (નહિ) + અલક્ષ્ય (અજ્ઞેય)] વિ. જ્ઞેય; જાણી શકાય એવું.
૨. વિ. દિવ્ય.
૩. [સં. અન્ (નહિ) + લિખ્ (લખવું)] વિ. નહિ લખાયેલું.

**અનલચૂર્ણ** [સં. અનલ (અગ્નિ) + ચૂર્ણ (ભૂકો)] ન. દારૂ; બંદૂક વગેરેમાં ફોડાતું ગંધક અને કોલસા વગેરેનું મિશ્રણ.

**અનલત્વિષા** ૧. [સં. અનલ (અગ્નિ) + ત્વિષા (કાંતિ)] સ્ત્રી. અગ્નિની કાંતિ; દેવતાનું તેજ.
૨. વિ. સ્ત્રી. અગ્નિની કાંતિ જેવી લાલચોળ.

જનમેજય, સુણિયે કથા,
સતિ રોષે અનલત્વિષા યથા. — પ્રેમાનંદ

**અનલદીપન** ૧. [સં. અનલ (અગ્નિ એટલે પાચનશક્તિ) + દીપન (તેજ કરવું તે)] ન. પાચનશક્તિને તેજ કરવાપણું.
૨. વિ. જઠરાગ્નિને તેજ કરનાર.

**અનલનામા** [સં. અનલ (અગ્નિ) + નામન્ (નામ)] પું. ચિત્રાનું ઝાડ. તેમાંથી એની મેળે અગ્નિ પ્રગટ થાય છે એમ મનાય છે.

**અનલપક્ષ** [સં.] પું. એક જાતનું કલ્પિત પક્ષી. તેના સંબંધમાં એમ કહેવાય છે કે તે પોતાની સાથે સાત હાથી રાખે છે, અને જમીન ઉપર નહિ ઊતરતાં સદા આકાશમાં જ ઊભા કરે છે. તેની માદા આકાશમાં જ ઈંડું મૂકે છે ને પૃથ્વી પર પડે તે પહેલાં તે પાકીને ફૂટી જાય છે અને તેનું બચ્ચું ઈંડામાંથી બહાર નીકળી ઊડતું ઊડતું છેવટે પોતાનાં માબાપને જઈ મળે છે.

**અનલપ્રભા** ૧. [સં. અનલ (અગ્નિ) + પ્રભા (કાંતિ)] સ્ત્રી. અગ્નિનું તેજ; અગ્નિની કાંતિ.
૨. સ્ત્રી. એ નામની એક વનસ્પતિ; જ્યોતિષ્મતી; માલકાંકણી.

**અનલપ્રિયા** [સં. અનલ (અગ્નિદેવ) + પ્રિયા (સ્ત્રી)] સ્ત્રી. અગ્નિની સ્ત્રી; સ્વાહા.

**અનલબંધુ** [સં. અનલ (અગ્નિ) + બંધુ (મિત્ર)] પું. અગ્નિનો મિત્ર; વાયુ; પવન.

સુતનુ! વિતનુનો આ પ્રાણ, લ્હેરે રસાળી,
અનિલ અનલબંધુ વ્હાય, કાયા પ્રજાળી. — ગીતગોવિંદ

**અનલમુખ** ૧. [સં. અનલ (અગ્નિ) + મુખ (મોઢું)] પું. ચિત્રકનું ઝાડ.
૨. પું. દેવતા.
૩. પું. બ્રાહ્મણ.
૪. પું. ભિલામું.
૫. વિ. જેનું મુખ અગ્નિ હોય તેવું; અગ્નિદ્વારા પદાર્થો ગ્રહણ કરનાર.

**અનલપ** વિ. ઘણું; પુષ્કળ; બહુ.

ન જલ્પં ન સ્વલ્પં ન અલ્પં અનલપ. — પ્રેમાનંદ

**અનલસ** ૧. વિ. અશક્ત; અસમર્થ.
૨. [સં. અન્ (નહિ) + અલસ (આળસુ)] વિ. આળસ વગરનું; ચપળ; સ્ફૂર્તિવાળું.

**અનલહક** [અ. અના (હું છું) + અલહક (ખુદા)] શ. પ્ર. અહં બ્રહ્માસ્મિ એટલે હું બ્રહ્મ છું એના જેવું સૂફી પંથનું મહાવાક્ય. હુસેન બિન મનસૂર નામના વલી સાહેબે એ શબ્દનો ઉચ્ચાર કર્યો એટલે વિદ્વાનોની સંમતિથી તેમને દેહાંતની શિક્ષા થઈ, કેમકે

મુસલમાની શરેહ પ્રમાણે માણસ ઈશ્વરી દાવો કરી શકે નહિ. એ હુસેન બિન મનસૂરની ઓલાદના મુસલમાનો મનસૂરી કહેવાય છે.

**અનલહક્ક** જુઓ અનલહક.

**અનલં** [સં. અન્ (નહિ) + અલં (પૂરતું)] અ. અધૂરી રીતે; અપૂર્ણ રીતે.

**અનલંકારી** [સં. અન્ (નહિ) + અલંકારિન્ (શણગારવાળું)] વિ. અલંકાર વિનાનું; સાદું.

એમની વાણી નિરંતર સરલ, અનલંકારી ને અર્થગંભીર બને છે. કૌમુદી

**અનલંકૃત** ૧. વિ. જે કાવ્યમાં અલંકાર ન હોય એવું; સાદું.

૨. [સં. અન્ (નહિ) + અલંકૃત (શણગારેલું)] વિ. નહિ શણગારેલું; ઘરેણાં વિનાનું; અડવું.

**અનલંકૃતવિભૂષિત** [સં. અનલંકૃત (નહિ શણગારેલું) + વિભૂષિત (શોભાવાળું)] વિ. ઘરેણાં અને વસ્ત્રાદિની શોભા વગરનું.

**અનલંકૃતિ** ૧. [સં. અન્ (નહિ) + અલંકૃતિ (અલંકાર)] સ્ત્રી. (કાવ્ય) અલંકાર ન હોવાપણું.

૨. [સં. અન્ (અલ્પ) + અલંકૃતિ (અલંકાર)] વિ. (કાવ્ય) થોડા અલંકારવાળું; સ્ફુટ અલંકાર વિનાનું.

**અનલા** ૧. [સં.] સ્ત્રી. (પુરાણ) દક્ષ પ્રજાપતિની એ નામની એક દીકરી. તે કશ્યપ ઋષિની સ્ત્રીઓમાંની એક હતી. તેને ફળવાળાં બધાં ઝાડની માતા ગણવામાં આવે છે.

૨. સ્ત્રી. (પુરાણ) માલ્યવાન નામના રાક્ષસની સુંદરી નામની સ્ત્રીથી ઉત્પન્ન થયેલી દીકરી અને વિશ્વાવસુની સ્ત્રી.

૩. સ્ત્રી. (પુરાણ) રોહિણીની બે દીકરીમાંની નાની દીકરી.

**અનલિ** પું. વક નામનો છોડ.

**અનલીક** [સં. અન્ (નહિ) + અલીક (જૂઠું)] ન. સત્ય.

**અનલોક્ય** [સં. અન્ (નહિ) + અલોક્ય (અદૃશ્ય)] વિ. દૃષ્ટિગોચર; નજરે દેખાય એવું; દૃશ્ય; જોઈ શકાતું.

**અનલોદધિ** [સં. અનલ (અગ્નિ) + ઉદધિ (સમુદ્ર)] પું. અગ્નિનો સમુદ્ર.

**અનલ્પ** ૧. [સં. અન્ (નહિ) + અલ્પ (હલકું)] વિ. ઉદાર; સખી.

૨. [સં. અન્ (નહિ) + અલ્પ (થોડું)] વિ. ઘણું; ખૂબ; પુષ્કળ.

૩. [સં. અન્ (નહિ) + અલ્પ (નાનું)] વિ. મોટું.

**અનવકાશ** ૧. [સં. અન્ (નહિ) + અવકાશ (પ્રસંગ)] પું. અવસરનો અભાવ; પ્રસંગ ન હોવાપણું.

૨. [સં. અન્ (નહિ) + અવકાશ (જગા)] પું. જગ્યાનો અભાવ.

૩. પું. નિરર્થકતા; નિરુપયોગીપણું.

૪. [સં. અન્ (નહિ) + અવકાશ (ફુરસદ)] પું. ફુરસદ ન હોવાપણું.

૫. વિ. અવસર વિનાનું; સમય વગરનું.

૬. વિ. જગ્યાના અભાવવાળું.

૭. વિ. નિરર્થક; નિરુપયોગી.

૮. વિ. ફુરસદ વગરનું.

૯. વિ. લાગુ ન પડે એવું.

**અનવકાશિક** [સં. અન્ (નહિ) + અવકાશ (જગા) + ઇક (વાળું)] પું. એક પગ ઉપર ઊભા રહી તપ કરનાર ઋષિ.

**અનવકાંક્ષક્રિયા** [સં. અનવકાંક્ષા (અનિચ્છા) + ક્રિયા (ધાર્મિક કામ)] સ્ત્રી. (જૈન) લુચ્ચાઈ અને આળસથી શાસ્ત્રોક્ત વિધિનો અનાદર.

**અનવકાંક્ષા** [સં.] સ્ત્રી. ઇચ્છાનો અભાવ; અનિચ્છા; નિરપેક્ષતા.

**અનવક્રાંત** [સં. અન્ (નહિ) + અવક્રાંત (વશ થયેલું)] વિ. અજિત; વશ નહિ થયેલું; અપરાજિત.

**અનવગત** ૧. [સં. અન્ (નહિ) + અવગત (સ્વીકારેલું)] વિ. અનુમતિ નહિ આપેલું; માન્ય નહિ કરેલું.

૨. [સં. અન્ (નહિ) + અવગત (મેળવેલું)] વિ. અપ્રાપ્ત; નહિ મેળવેલું.

૩. [સં. અન્ (નહિ) + અવગત (જાણેલ)] વિ. નહિ જાણેલું; અજ્ઞાત.

૪. [સં. અન્ (નહિ) + અવ (નીચે) + ગત (ગયેલ)] વિ. નીચે નહિ ગયેલ; નીચી દશા નહિ પામેલ; અવગતિ ન પામેલું.

**અનવગાહ** [સં. અન્ (નહિ) + અવગાહ (પ્રવેશ)] વિ. ગંભીર; બહુ ઊંડું.

**અનવગાહિતા** [સં. અન્ (નહિ) + અવગાહ (પ્રવેશ) + ઇન્ (વાળું) + તા (પણું)] સ્ત્રી. ગંભીરતા; ઊંડાઈ.

**અનવગાહ્ય** ૧. [સં. અન્ (નહિ) + અવગાહ્ય (ઊંડે ઊતરી શકાય એવું)] વિ. ગંભીર; ઘણું ઊંડું.

૨. વિ. સમજી ન શકાય એવું; અચિંત્ય.

**અનવગીત** [સં. અન્ (નહિ) + અવગીત (નિંદેલું)] વિ. અનિંદિત; નિષ્કલંક.

**અનવગ્રહ** ૧. [સં. અન્ (નહિ) + અવગ્રહ (વરસાદના પાણીનો અટકાવ)] પું. વરસાદનો અટકાવ નહિ તે; ભારે વૃષ્ટિ.

૨. [સં. અન્ (નહિ) + અવગ્રહ (પ્રતિબંધ)] વિ. પ્રતિબંધ વિનાનું; રોકી ન શકાય તેવું.

**અનવચ્છિન્ન** ૧. [સં. અન્ (નહિ) + અવચ્છિન્ન (બંધ પડેલ)] વિ. અખંડ; અસ્ખલિત; સતત.

૨. [સં. અન્ (નહિ) + અવચ્છિન્ન (હદવાળું)] વિ. અનહદ; પુષ્કળ; ઘણું.

૩. વિ. અનિશ્ચિત; અમર્યાદિત.

૪. વિ. (ગણિત) ચલ રાશિને પાસપાસેનાં મૂલ્ય આપવાથી જે ફલનાં મૂલ્ય પણ પાસપાસે આવે અને તેમાં એકદમ મોટું અંતર ન પડે એવું.

૫. [સં. અન્ (નહિ) + અવચ્છિન્ન (જુદું પાડેલું)] વિ. જુદું નહિ પાડેલું; સંયુક્ત; જોડાયેલું; અપૃથક્કૃત.

અનવચ્છિન્ન સંખ્યા = કોઈ વસ્તુની સાથે સંબંધ હોય તેવી સંખ્યા. જેમકે, ચાર ઘોડા, પાંચ માણસ.

૬. વિ. (ગણિત) જે વક્રની રેખા સતત ચાલુ રહે અને વચમાં જરા પણ તૂટી ન જાય એવું.

૭. [સં. અન્ (નહિ) + અવચ્છિન્ન (વિશેષ ગુણને લીધે જુદું તરી આવતું)] વિ. (ન્યાય) વિશેષ ગુણને લીધે જુદું તરી ન આવનારું; અવિશિષ્ટ.

**અનવચ્છેદ** ૧. [સં. અન્ (નહિ) + અવચ્છેદ (ભાગ)] પું. અખંડપણું; અસ્ખલિતતા.

૨. [સં. અન્ (નહિ) + અવચ્છેદ (જુદું પાડવું તે)] પું. અપૃથક્કૃતિ; જુદું ન પાડેલ હોવાપણું; સંયુક્તતા.

૩. પું. (ગણિત) ફલ અથવા વક્ર અનવચ્છિન્ન હોય એ સ્થિતિ.

૪. [સં. અન્ (નહિ) + અવચ્છેદ (સીમા)] પું. મર્યાદાનો અભાવ; હદ ન બાંધવી તે.

૫. [સં. અન્ (નહિ) + અવચ્છેદ (અસાધારણપણું)] પું. વિશિષ્ટતા ન હોવાપણું; બીજાથી ઓળખાવનારું ખાસ લક્ષણ ન હોવું તે.

૬. [સં. અન્ (નહિ) + અવચ્છેદ (સાધન અને સાધ્યનો સાહચર્ય નિયમ)] પું. (ન્યાય) વ્યાપ્તિનો એટલે નિત્ય સાહચર્યનો અભાવ. ન્યાયમાં અનવચ્છેદ દોષ આવવાથી

નિગમન થઈ શકતું નથી અથવા થાય તો અયથાર્થ થાય છે. અનવચ્છેદ દોષ બે પ્રકારનો થાય છે: સાધ્યાનવચ્છેદ અને હેત્વનવચ્છેદ.

**અનવચ્છેદક** [સં.] પું. (ગણિત) એ નામનો એક જાતનો નિશ્ચાયક; 'ક્ટિન્યૂઅંટ'.

મુખ્ય કર્ણ અને તેની બંને બાજુના ગૌણ કર્ણ સિવાય બીજી બધી રકમ શૂન્ય હોય એવા નિશ્ચાયકને અનવચ્છેદક કહે છે.
હરિહર ભટ્ટ

**અનવટ** ૧. પું. અણુવટ; સ્ત્રીઓને પગના અંગૂઠામાં પહેરવાનું એક ઘરેણું; અંગૂઠી.

૨. [હિં.] પું. ઘાણીના બળદની આંખનું ઢાંકણું.

૩. પું. (પિંગળ) બસ્વે જાતનો ૧૮ ગુરુ અને ૨ લઘુ મળી ૨૦ વર્ણનો એક અર્દ્ધસમજાતિ માત્રામેળ છંદ.

**અનવતારદશા** [સં. અન્ (નહિ) + અવતાર (દેહધારણ) + દશા (સ્થિતિ)] સ્ત્રી. પ્રભુ પ્રકટ એટલે નજર સામે બિરાજતા ન હોય તે સમય.

**અનવદ્ય** ૧. [સં. અન્ (નહિ) + અવદ્ય (નિંદવા જેવું)] વિ. અનિંદ્ય; નિંદવા જેવું નહિ એવું.

૨. વિ. નિર્દોષ; ખામી વગરનું; સુંદર; રૂપાળું.

**અનવદ્યતા** ૧. [સં. અનવદ્ય (અનિંદ્ય) + તા (પણું)] સ્ત્રી. અનિંદ્યપણું; નિંદવા જેવું નહિ હોવાપણું.

૨. સ્ત્રી. નિર્દોષતા; ખામી વગરનું હોવાપણું; સુંદરતા.

**અનવદ્યરૂપ** ૧. [સં. અનવદ્ય (ખામી વગરનું) + રૂપ (આકાર)] ન. સુંદર રૂપ; નિર્દોષ આકૃતિ.

૨. વિ. સુંદર; દેખાવડું; ખૂબસૂરત.

**અનવદ્યા** [સં.] સ્ત્રી. (પુરાણ) કશ્યપ અને પ્રાધા વડે ઉત્પન્ન થયેલી અપ્સરામાંની એ નામની એક.

**અનવદ્યાત્મા** [સં. અનવદ્ય (નિર્દોષ) + આત્મન્ (સ્વરૂપ)] પું. વિષ્ણુ, કેમકે તેનું સ્વરૂપ નિર્દોષ છે.

**અનવદ્યાંગ** જુઓ અનવદ્યરૂપ.

**અનવદ્યાંગી** [સં. અનવદ્ય (સુંદર) + અંગ (શરીર) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] વિ. સ્ત્રી. દોષ રહિત આકૃતિવાળી; સુંદર.

**અનવધાન** ૧. [સં. અન્ (નહિ) + અવધાન (ધ્યાન)] ન. ધ્યાનનો અભાવ; મનની એકાગ્રતા ન હોવાપણું.

૨. [સં. અન્ (નહિ) + અવધાન (કાળજી)] ન. બેદરકારી; ગફલત; પ્રમાદ.

૩. વિ. કાળજી વગરનું; સંભાળ નહિ રાખનારું; બેદરકાર.

૪. વિ. ધ્યાન વગરનું; લક્ષ નહિ આપનાર.

૫. વિ. (સંગીત) સ્થાય, અંશ, ગ્રહાદિ સ્વરો ખ્યાલમાં નહિ રાખી ગાનાર.

**અનવધાનતા** ૧. [સં. અનવધાન (ધ્યાનનો અભાવ) + તા (પણું)] સ્ત્રી. (સંગીત) ગાતાં ગાતાં સ્થાય, અંશ, ગ્રહાદિ સ્વરોની થઈ જતી વિસ્મૃતિ અથવા ભૂલ.

૨. સ્ત્રી. બીજી વસ્તુમાં ધ્યાન હોવાપણું; અન્યમનસ્કતા.

૩. સ્ત્રી. બેદરકારી; પ્રમાદ; અસાવધાનતા.

૪. સ્ત્રી. મનની એકાગ્રતા ન હોવાપણું.

**અનવધાનદશા** ૧. [સં. અનવધાન (ધ્યાનનો અભાવ) + દશા (હાલત)] સ્ત્રી. બીજે ધ્યાન હોય એવી હાલત; અનવધાનતા; અન્યમનસ્કતા.

૨. સ્ત્રી. મનની એકાગ્રતા ન હોય એવી સ્થિતિ.

**અનવધારણ** [સં. અન્ (નહિ) + અવધારણ (નિશ્ચય)] ન. અનિશ્ચય; વિચારપૂર્વક નિર્ધાર ન કરવો તે.

**અનવધિ** ૧. [સં. અન્ (નહિ) + અવધિ (સીમા)] સ્ત્રી. બેહદપણું; મર્યાદા વિનાનું હોવાપણું.

૨. વિ. અમર્યાદ; અપાર; હદ વગરનું; અનંત.

૩. અ. સદૈવ; હમેશાં; નિરંતર.

**અનવમ** [સં. અન્ (નહિ) + અવમ (અધમ)] વિ. હલકું નહિ એવું; શ્રેષ્ઠ.

**અનવમાનનીય** [સં. અન્ (નહિ) + અવમાનનીય (અપમાન કરવા જેવું)] વિ. અપમાન ન કરવા જેવું.

**અનવયવ** ૧. [સં. અન્ (નહિ) + અવયવ (અંગ)] વિ. અવયવ વિનાનું.

૨. [સં. અન્ (નહિ) + અવયવ (ભાગ)] વિ. ભાગ ન પાડી શકાય એવું.

**અનવયવાંક** [સં. અન્ (નહિ) + અવયવ (ભાગ) + અંક (આંકડો)] પું. (ગણિત) અવયવ ન પાડી શકાય એવો આંકડો; મૂલાંક; દૃઢાંક.

**અનવયે** [સં. અન્વય (સંબંધ)] અ. (ગ્રામ્ય) પ્રમાણે; અનુસારે; અન્વયે.

**અનવર** ૧. [સં. અન્ (નહિ) + અવર (બીજું)] વિ. અદ્વિતીય; અજોડ.

૨. [સં. અન્ (નહિ) + અવર (ઊતરતું)] વિ. અધમ નહિ તેવું.

૩. [સં. અન્ (નહિ) + અવર (પાછળનું)] વિ. વખત કે જગ્યામાં પાછળનું નહિ એવું.

૪. [સં. અન્ (નહિ) + અવર (સૌથી નાનું)] વિ. સૌથી નાનું નહિ એવું.

૫. [અ. નૂરનું શ્રેષ્ઠતાદર્શક રૂપ] વિ. સૌથી વધારે પ્રકાશિત.

**અનવરત** ૧. [સં. અન્ (નહિ) + અવરત (અટકેલ)] વિ. અસ્ખલિત; સતત; અટક્યા વગરનું; કાયમનું.

૨. અ. નિરંતર; નિત્ય; સતત રીતે; હમેશાં.

**અનવરુદ્ધ** [સં. અન્ (નહિ) + અવરુદ્ધ (રોકેલું)] વિ. અંકુશ વિનાનું; પ્રતિરોધ વગરનું; અસ્ખલિત.

**અનવરોધ** [સં. અન્ (નહિ) + અવરોધ (અટકાવ)] પું. છૂટ; સ્વતંત્રતા.

**અનવર્ણ** ૧. [સં. અન્ (અન્ય) + વર્ણ (જાતિ)] પું. બીજો વર્ણ; બીજી જાત.

૨. [સં. અન્ (નહિ) + વર્ણ (સમાજના ચાર વિભાગમાંનો દરેક)] વિ. કોઈ પણ વર્ણ અથવા જાતિમાં ન હોય એવું.

**અનવલંબ** જુઓ અનવલંબન.

**અનવલંબન** ૧. [સં. અન્ (નહિ) + અવલંબન (આધાર)] ન. નિરાધારતા; નિરાશ્રિતપણું; અનાધારપણું.

૨. ન. સ્વતંત્રતા.

૩. વિ. નિરાધાર; આધાર વગરનું; નિરાશ્રિત.

૪. વિ. સ્વતંત્ર.

**અનવલંબિત** [સં. અન્ (નહિ) + અવલંબિત (આધારવાળું)] વિ. આશ્રયહીન; નિરાધાર; નિરાશ્રિત.

**અનવલૂત** પું. (ગણિત) કોઈ વક્રની આસપાસ દોરી તંગ રાખીને ઉકેલવાથી અથવા વીંટેલી દોરી તંગ રાખીને ઉકેલવાથી દોરીના કોઈ પણ એક બિંદુની ગતિથી ઊપજતો નવો વક્ર; વક્રકેંદ્રિક; 'ઇન્વોલ્યૂટ'.

**અનવલોભન** [સં. અન્ (નહિ) + અવલુપ્ (નાશ પામવું)] ન. ગર્ભાધાન પછી ત્રીજે મહિને ગર્ભનો નાશ ન થાય તેટલા માટે દ્વિજના સોળ સંસ્કારમાંના બીજા પુંસવન અને ત્રીજા સીમન્તોન્નયન વચ્ચે કરાતો એક પાળક પેટા સંસ્કાર. તેનો મુખ્ય વિધિ એ છે કે ગર્ભિણીનો ધણી તેના જમણા નસકોરામાં અશ્વગંધા નામની વનસ્પતિનો રસ સિંચે છે.

**અનવસર** ૧. [ સં. અન્ ( નહિ ) + અવસર ( વખત ) ] પું. આરામનો અભાવ; વિશ્રાંતિ ન હોવાપણું.

૨. પું. ( કાવ્ય ) એ નામનો એક જાતનો અલંકાર. તેમાં કોઈ કાર્યનું સમય વિનાનું હોવાનું કે થવાનું વર્ણન કરવામાં આવેલ હોય.

સમય વિનાનું જે કંઇ થવું તે વિષેની ઉક્તિ એને **અનવસર** અલંકાર કહે છે.
કાવ્યશાસ્ત્ર

૩. [ સં. અન્ ( અયોગ્ય ) + અવસર ( ટાણું ) ] પું. કવખત; કટાણું; અપ્રસંગ.

૪. [ સં. અન્ ( નહિ ) + અવસર ( અવકાશ ) ] પું. નિરવકાશ; ફુરસદનો અભાવ.

૫. વિ. કવખતનું; અપ્રાસંગિક; યોગ્ય સમય વિનાનું.

૬. વિ. કામવાળું; ધંધાદારી; ઉદ્યમી.

૭. વિ. ફુરસદ વિનાનું.

૮. વિ. વિશ્રાંતિ વગરનું.

**અનવસર્પિણી** [ સં. અન્ ( નહિ ) + અવસર્પિણી ( ઊતરતો વખત ) ] સ્ત્રી. ( જૈન ) નહિ ઊતરતો એવો કાળ.

જન્મની અપેક્ષાએ અવસર્પિણી, ઉત્સર્પિણી અને **અનવસર્પિણી** અનુત્સર્પિણીમાં જન્મેલો સિદ્ધ થાય છે.
તત્ત્વાર્થસૂત્ર

**અનવસિત** ૧. [ સં. અન્ ( નહિ ) + અવસિત ( સમાપ્ત ) ] વિ. અપૂર્ણ; પૂરું થયા વગરનું; અસમાપ્ત; અધૂરું.

૨. [ સં. અન્ ( નહિ ) + અવસિત ( જાણેલું ) ] વિ. જાણેલું નહિ એવું; માહિતી વગરનું.

૩. [ સં. અન્ ( નહિ ) + અવસિત ( નિશ્ચિત ) ] વિ. નિશ્ચય કર્યા વગરનું; નક્કી નહિ થયેલું; અનિશ્ચિત.

૪. [ સં. અન્ ( નહિ ) + અવસિત ( ભેગું કરેલું ) ] વિ. વિખરાયેલું; છૂટું.

**અનવસિતા** [ સં. ] સ્ત્રી. ( પિંગળ ) દરેક ચરણમાં નગણ, યગણ, ભગણ, ગુરુ અને લઘુ મળી ૧૧ અક્ષરનો ત્રિષ્ટુપની જાતનો એ નામનો એક અક્ષરમેળ છંદ; શ્રુતકીર્તિ; માણિક્યમાલા. તેમાં પાંચમા અક્ષર પછી યતિ એટલે વિસામો આવે છે.

**અનવસ્કર** [ સં. અન્ ( નહિ ) + અવસ્કર ( મેલ ) ] વિ. નિર્મળ; સાફ; સ્વચ્છ.

**અનવસ્થ** ૧. [ સં. અન્ ( નહિ ) + અવસ્થા ( સ્થિરતા ) ] વિ. અસ્થિર; અધીર; ચંચળ.

૨. [ સં. અન્ ( નહિ ) + અવસ્થા ( સ્થિતિ ) ] વિ. ઠેકાણા વિનાનું; અસ્તવ્યસ્ત; અવ્યવસ્થિત.

૩. [ સં. અન્ ( અલ્પ ) + અવસ્થા ( ઉમર ) ] વિ. દશ દિવસની અંદરની ઉમરનું.

૪. વિ. નિરાધાર; આશરા વગરનું.

**અનવસ્થા** ૧. [ સં. અન્ ( નહિ ) + અવસ્થા ( હોવું તે ) ] સ્ત્રી. અવસ્થાનો અભાવ; હોવું નહિ તે.

૨. [ સં. અન્ ( નહિ ) + અવસ્થા ( સ્થિતિ ) ] સ્ત્રી. અવ્યવસ્થા; અસ્તવ્યસ્તતા; અનિયમિતપણું; ગોટાળો.

હવે સંવનનપૂર્વક લગ્ન કરવા તરફ પ્રજાની વૃત્તિ વળે તો પ્રથમ **અનવસ્થા** થવાનો સંભવ છે.
રામનારાયણ પાઠક

૩. [ સં. અન્ ( નહિ ) + અવસ્થા ( સ્થિરતા ) ] સ્ત્રી. અસ્થિરપણું; ચંચળતા.

૪. સ્ત્રી. ( ન્યાય ) એ નામનો એક દોષ; એક હેત્વાભાસ; નિર્ણય અથવા છેડો ન આવે એવી તર્કની પરંપરા; ઉપપાદ્ય અને ઉપપાદકનાં કારણની અવિશ્રાંતિ; વિચારનું કે વસ્તુનું મૂળ શોધતાં જેનો અંત આવી શકે જ નહિ એવી દશા; પૂર્વ પદાર્થને તેની પછીનાની અપેક્ષા હોય, તેને તેની પછીનાની, એ પ્રકારે તર્ક ચાલ્યા જ કરે તે. જેમકે, દ્વયણુક એ પરમાણુરૂપ અવયવજન્ય છે, પરમાણુ પણ અવયવજન્ય છે, તે અવયવ પણ અવયવજન્ય છે, ઇત્યાદિ પાર ન આવે ત્યાંલગી માન્યા કરવું તે. અનવસ્થાના બે પ્રકાર છેઃ ૧. અધોધાવંતી અને ૨. ઊર્ધ્વધાવંતી.

**અનવસ્થા** એક પ્રકારનો તર્કદોષ છે કારણકે તેથી અમુક તાર્કિક પ્રતિજ્ઞા ખોટી પાડી શકાય છે. ઘણી વાર કોઈ સમાજના હિતનું કામ કરાવવા માટે કોઈને એ કામ કરવાનું કહીએ એટલે એ કહે કે કોઈ બીજો કરશે એટલે હું કરીશ. આ પણ અનવસ્થા છે.
પ્રમાણશાસ્ત્રપ્રવેશિકા

૫. સ્ત્રી. દરિદ્રતા.

૬. [ સં. અન્ ( અલ્પ ) + અવસ્થા ( ઉમર ) ] સ્ત્રી. દશ દિવસની અંદરની ઉમરનું હોવાપણું.

૭. સ્ત્રી. વ્યાકુલપણું; આતુરતા; અધીરાઈ.

૮. સ્ત્રી. ( કાવ્ય ) શબ્દનો અર્થ લેવાના દોષનો એક પ્રકાર.

**અનવસ્થાદોષ** [ સં. અનવસ્થા ( એક હેત્વાભાસ ) + દોષ ( ખામી ) ] પું. ( ન્યાય ) અનવસ્થાયુક્ત તર્કદોષ. જુઓ અનવસ્થા ૪.

**અનવસ્થાદોષત્રય** [ સં. અનવસ્થા ( હેતુનો આભાસ ) + દોષ ( ખામી ) + ત્રય ( ત્રણ ) ] ન. ( વેદાંત ) અનવસ્થાના ત્રણ દોષઃ (૧) પ્રાગ્લોપ, (૨) અવિનિગમ્યત્વ અને (૩) પ્રમાણાપગમ. અનવસ્થાનો અંગીકાર કરવાથી એ ત્રણ દોષ આવે છે.

**અનવસ્થાન** ૧. [ સં. અન્ ( નહિ ) + અવસ્થાન ( રહેઠાણ ) ] પું. વાયુ, કેમકે તે કોઈ ઠેકાણે રહેઠાણ કરીને રહેતો નથી.

૨. [ સં. અન્ ( નહિ ) + અવસ્થાન ( સ્થિરતા ) ] ન. અસ્થિરતા; અનિશ્ચિતતા.

૩. ન. દુરાચાર; અમર્યાદિત વર્તન.

૪. [ સં. અન્ ( નહિ ) + અવસ્થાન ( વાસ ) ] ન. નહિ રહેવું તે.

૫. વિ. અસ્થિર; ચંચળ; ચલિત.

**અનવસ્થિત** ૧. [ સં. અન્ ( નહિ ) + અવસ્થિત ( સ્થિર ) ] વિ. અસ્થિર; ચંચળ; અશાંત; ક્ષુબ્ધ.

૨. વિ. ઠેકાણા વિનાનું; અવ્યવસ્થિત; ઢંગધડા વગરનું.

વિહારમઠની યોજનાઓ આ દેશને માટે અપૂર્વ લાગી અને પાશ્ચાત્ય દેશોમાં **અનવસ્થિત** લાગી.
ગોવર્ધનરામ

૩. [ સં. અન્ ( નહિ ) + અવસ્થિત ( આધારે રહેલું ) ] વિ. નિરાધાર; આશરા વગરનું.

૪. [ સં. અન્ ( નહિ ) + અવસ્થિત ( રહેલું ) ] વિ. ફેરવાયેલું; બદલાયેલું.

૫. વિ. માપ વિનાનું; પ્રમાણ વગરનું.

૬. વિ. રહેવાને અશક્ત; ટકી ન શકે એવું.

૭. વિ. વ્યભિચારી; દુરાચારી; આચારમાં ધડા વિનાનું.

**અનવસ્થિતચિત્ત** [ સં. અન્ ( નહિ ) + અવસ્થિત ( સ્થિર ) + ચિત્ત ( મન ) ] વિ. અસ્થિર મનનું; નિશ્ચય વિનાનું.

**અનવસ્થિતચિત્તત્વ** ૧. [ સં. અનવસ્થિત ( અસ્થિર ) + ચિત્ત ( મન ) + ત્વ ( પણું ) ] ન. ઘેલછા; ગાંડાઈ; અસ્થિર મનવાળું હોવાપણું; ઉન્માદ.

૨. ન. ચિત્ત સ્વસ્થ ન રહે એવો વાયુરોગનો એક પ્રકાર.

**અનવસ્થિતત્વ** ૧. [ સં. અનવસ્થિત ( અસ્થિર ) + ત્વ ( પણું ) ] ન. અનિયતપણું; અસ્થિરતા; ચંચળપણું.

૨. ન. દુરાચાર; ગેરવ્યાજબી વર્તન.

૩. [ સં. અન્ ( નહિ ) + અવસ્થિત ( આધારે રહેલું ) + ત્વ ( પણું ) ] ન. નિરાધારપણું; આશરા વગરનું હોવાપણું.

૪. ન. રહેવાને અશક્ત હોવું તે.

**અનવસ્થિતસંસ્થાન** [ સં. અનવસ્થિત ( અસ્થિર ) + સંસ્થાન ( રહેઠાણ ) ] ન. ( જૈન ) એક ઠેકાણે ન રહેતાં નિરંતર કરાતી ગતિ; રહેઠાણ સંબંધમાં અસ્થિરતા.

**અનવસ્થિતિ** ૧. સ્ત્રી. ( ન્યાય ) અનવસ્થા નામનો તર્કદોષ. જુઓ અનવસ્થા ૪.

૨. [ સં. અન્ ( નહિ ) + અવસ્થિતિ ( સ્થિરતા ) ] સ્ત્રી. અસ્થિરતા; ચંચળપણું.

૩. [ સં. અન્ ( નહિ ) + અવસ્થિતિ ( આધાર ) ] સ્ત્રી. આધાર ન હોવાપણું; આધારહીનતા.

૪. સ્ત્રી. ગેરવાજબી વર્તન; દુરાચાર.

૫. [ સં. અન્ ( નહિ ) + અવસ્થિતિ ( સ્થિતિ ) ] સ્ત્રી. જુદી જુદી જાતનાં પ્રાણીની ઓલાદમાં કદ અને પ્રમાણમાં જે થોડો તફાવત હોય છે તે.

૬. [ સં. અન્ ( નહિ ) + અવસ્થિતિ ( રહેવું તે ) ] સ્ત્રી. નહિ રહેવાપણું.

૭. સ્ત્રી. ( યોગ ) સમાધિ થાય છતાં ચિત્તનું અસ્થિરપણું.

**અનવહિત** [ સં. અન્ ( નહિ ) + અવહિત ( સાવધાન ) ] વિ. અસાવધાન; બેખબર; ધ્યાન વગરનું.

**અનવાઈ** પું. અગ્નિ, નૈર્ઋત્ય, વાયવ્ય, અને ઈશાન એ ચારે ખૂણાના પ્રથમાક્ષરોથી બનેલો શબ્દ. ખૂણા યાદ રાખવાની આ કૂંચી છે.

**અનવાપ્ત** [ સં. અન્ ( નહિ ) + અવાપ્ત ( મેળવેલું ) ] વિ. નહિ મેળવેલું; અપ્રાપ્ત; અલબ્ધ.

**અનવાપ્તિ** [ સં. અન્ ( નહિ ) + અવાપ્તિ ( પ્રાપ્તિ ) ] સ્ત્રી. અપ્રાપ્તિ; અનુપલબ્ધિ.

**અનવાપ્તિવિષાદ** [ સં. અનવાપ્તિ ( નહિ મળવાપણું ) + વિષાદ ( શોક ) ] પું. અપ્રાપ્તિને લીધે થતો ખેદ.

**અનવિરત** ૧. [ અન ( નહિ ) + વિરત ( અટકેલું ) ] વિ. સતત; ચાલુ.

૨. અ. હમેશાં; નિરંતર; નિત્ય.

**અનવીકૃત** [ સં. અ ( નહિ ) + નવીકૃત ( નવું કરેલું ) ] પું. ( કાવ્ય ) અનેક પદોનો એક જ ભાવાર્થ હોય અને નવીન ભાવાર્થ બિલકુલ જોવામાં ન આવે એવો અર્થદોષનો એક પ્રકાર. જુઓ અર્થદોષ.

**અનવીશ** ૧. પું. ( પિંગળ ) સગણ, ભગણ અને સગણ મળી ૯ અક્ષરનો બૃહતિની જાતનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ.

અનવીશ સ ભ સ થકી. — રણપિંગળ

૨. [ સં. અન્ ( નહિ ) + અવીરા ( પુત્રપતિ વગરની ) ] વિ. સ્ત્રી. પતિપુત્રવાળી.

**અનવેક્ષક** ૧. [ સં. અન્ ( નહિ ) + અવેક્ષક ( તપાસનાર ) ] વિ. તપાસ ન રાખનાર.

૨. વિ. બેદરકાર; કાળજી વગરનું; બેપરવા.

**અનવેક્ષણ** ૧. [ સં. અન્ ( નહિ ) + અવેક્ષણ ( તપાસ ) ] ન. દેખરેખ ન હોવાપણું; તપાસનું અનસ્તિત્વ.

૨. ન. બેદરકારી; કાળજીની ખામી.

**અનવેક્ષા** ૧. સ્ત્રી. અનપેક્ષા.

૨. [ સં. અ ( નહિ ) + નવ ( નવું ) + ઈક્ષા ( જોવું તે ) ] સ્ત્રી. જૂનાને જ જોયા કરવાની વૃત્તિ.

૩. [ સં. અન્ ( નહિ ) + અવેક્ષા ( જોવું તે ) ] સ્ત્રી. ન જોવું તે; અદર્શન.

૪. સ્ત્રી. બેદરકારી; કાળજીની ખામી.

**અનશન** ૧. ન. ( જૈન ) અન્નપાણીનો જીવન પર્યંત ત્યાગ; સંથારો.

૨. [ સં. અન્ ( નહિ ) + અશન ( ખોરાક ) ] ન. ઉપવાસ; લાંઘણ; અનાહાર.

૩. વિ. ઉપવાસી.

**અનશનદોષ** [ સં. અનશન ( સંથારો ) + દોષ ( દૂષણ ) ] પું. ( જૈન ) સંથારો કર્યા પછી કોઈ જાતની વાસના થવાથી લાગતું દૂષણ.

**અનશનવ્રત** ૧. [ સં. અનશન ( ઉપવાસ ) + વ્રત ( નિયમ ) ] ન. અનાહારનો નિયમ; ઉપવાસ કરવાનું વ્રત.

૨. ન. ( જૈન ) અમુક વખત સુધી આહારપાણીનો ત્યાગ કરવાનું વ્રત.

૩. ન. ( જૈન ) હમેશને માટે અન્નપાણીનો ત્યાગ; મરણ પર્યંત ઉપવાસ કરવાનું વ્રત; સંથારો.

**અનશનવ્રતિયું** વિ. અનશનવ્રતવાળું.

રાજમંત્રી: પેલા અનશનવ્રતિયા મુનિવર. — સંઘમિત્રા

**અનશાંતિ** [ સં. અન્ ( નહિ ) + અશાંતિ ( ઉદ્વેગ ) ] સ્ત્રી. નિવૃત્ત સ્થિતિ; શાંતિ; સ્વાસ્થ્ય.

**અનશુદ્ધ** [ સં. અન્ ( નહિ ) + અશુદ્ધ ( ભૂલવાળું ) ] વિ. ભૂલ વિનાનું; યથાર્થ; શુદ્ધ.

**અનશુદ્ધિ** [ સં. અન્ ( નહિ ) + અશુદ્ધિ ( ભૂલ હોવાપણું ) ] સ્ત્રી. યથાર્થતા; ભૂલચૂક વગરની સ્થિતિ; અશુદ્ધિ ન હોવાપણું.

**અનશોતાગીહા** ન. ચીનમાં ઊગતું મનુષ્ય જેવા આકારનું એક જાતનું ઘાસ.

**અનશ્લીલ** [ સં. અન્ ( નહિ ) + અશ્લીલ ( બીભત્સ ) ] વિ. બીભત્સ ન હોય એવું.

**અનશ્વ** ૧. [ સં. અન્ ( સાદૃશ્ય બતાવતો ઉપસર્ગ ) + અશ્વ ( ઘોડો ) ] પું. ઘોડો નહિ પણ ઘોડા જેવું પ્રાણી.

૨. વિ. જેની પાસે ઘોડો ન હોય એવું; ઘોડા વગરનું.

**અનશ્વર** [ સં. અ ( નહિ ) + નશ્વર ( નાશવંત ) ] વિ. નિત્ય; અમર; અવિનાશી; શાશ્વત.

**અનશ્વરતા** [ સં. અનશ્વર ( નિત્ય ) + તા ( પણું ) ] સ્ત્રી. અવિનાશીપણું; અમરતા; નિત્યપણું.

**અનશ્વાનસ** [ સં. ] પું. ( પુરાણ ) સોમવંશી પુરુવંશના કુરુપુત્ર વિદુરથનો એ નામનો એક દીકરો. સંપ્રિયા માગધી એની માતા થાય. એની સ્ત્રીનું નામ અમૃતા અને પુત્રનું નામ પરીક્ષિત હતું.

**અનષ્ટ** ૧. વિ. ખોવાઈ નહિ ગયેલું.

૨. [ સં. અ ( નહિ ) + નષ્ટ ( નાશ પામેલું ) ] વિ. નાશ નહિ પામેલું.

**અનસખડી** સ્ત્રી. ઘીમાં પકાવેલું ભોજન.

**અનસણ** જુઓ અનશન.

**અનસત્** [ સં. અન્ ( નહિ ) + અ ( નહિ ) + સત્ ( બ્રહ્મ ) ] ન. ( વેદાંત ) બ્રહ્મ; પરમાત્મા, કેમકે તે સત્ છે, એટલે અસત્ નથી.

**અનસનું** [ સં. અન્ ( નહિ ) + અશન ( ભોજન ) ] વિ. ( જૂ. ગુ. ) ભૂખ્યું.

અનસના બાણુ પંચાનના તનમના,
અરણુ હુઆ ઘણા રાણીજાયા.
— ચંદરાજાનો રાસ

**અનસમજ** [ હિં. ] વિ. અણસમજુ; અબુજ.

**અનસાર** [ અ. નાસિર ( મદદગાર )નું બહુવચન ] ન. મદદગાર માણસ; મદદ કરનાર મનુષ્ય.

**અનસારી** ૧. ન. વાયવ્ય પ્રાંતમાં વસતી એ નામની એક કોમનું માણસ. તે પયગમ્બર સાહેબના મુસાહેબોથી ઊતરેલ અને ફીરોઝ તઘલખના વખતમાં હેરાતથી હિંદુસ્તાનમાં આવેલ મનાય છે.

૨. [ અ. નાસિર ( મદદગાર ) ] વિ. મદદ કરનાર; મદદગાર; મદદનીશ.

૩. વિ. વાયવ્ય પ્રાંતોમાં વસતી એ નામની એક કોમનું.

**અનસૂય** ૧. [ સં. ] પું. ( પુરાણ ) એ નામના એક બ્રહ્મર્ષિ.

૨. પું. ( પિંગળ ) પહેલા ચરણમાં નગણ, નગણ, મગણ, યગણ અને યગણ મળી ૧૫ અક્ષર, બીજા ચરણમાં ભગણ, સગણ, તગણ, તગણ, ગુરુ અને ગુરુ મળી ૧૪ અક્ષર, ત્રીજા ચરણમાં સગણ, સગણ, તગણ, તગણ, ગુરુ અને ગુરુ મળી ૧૪ અક્ષર અને ચોથા ચરણમાં તગણ, યગણ, રગણ, રગણ અને ગુરુ મળી ૧૩ અક્ષરવાળો સંકીર્ણ વર્ગનો એ નામનો એક વિષમવૃત્ત અક્ષરમેળ છંદ.

૩. [ સં. અન્ ( નહિ ) + અસૂયા ( ઈર્ષા ) ] વિ અસૂયા રહિત; ઈર્ષા કે અદેખાઈ નહિ કરનારૂં; અદ્વેષી.
૪. વિ. પારકાના ગુણમાં દોષ નહિ શોધનાર; અછિદ્રાન્વેષી.

**અનસૂયા** ૧. પું. ( જ્યોતિષ ) વૃષભ રાશિનો એ નામનો એક તારો. વૃષભ રાશિ હાલમાં ૬૦ વિષુવાંશ અને ૧૬ ઉત્તર ક્રાંત્યંશની આસપાસ છે.
૨. [ સં. અન્ ( નહિ ) + અસૂયા ( અદેખાઈ ) ] સ્ત્રી. અસૂયાનો અભાવ; ઈર્ષા કે અદેખાઈ ન કરવી તે; અદ્વેષ.
૩. સ્ત્રી. ( પુરાણ ) કર્દમ મુનિની દીકરી અને અત્રિ ઋષિની પત્ની. તે પરમ પતિવ્રતા અને મહાતપસ્વિની હતી. વનવાસ દરમ્યાન રામચંદ્રજી અત્રિ ઋષિના આશ્રમમાં ગયા હતા ત્યારે અનસૂયાએ સીતાજીને પતિવ્રતાના ધર્મનો ઉત્તમ ઉપદેશ આપ્યો હતો. એક વખત દસ વર્ષ લગી વરસાદ ન આવવાથી દુકાળ પડેલ તેથી એણે પોતાના તપોબળ વડે ફલ, મૂળ અને પાણી ઉત્પન્ન કરીને ઘણાં પ્રાણીને ઉગાર્યાં હતાં. એમ પણ કહેવાય છે કે માંડવ્ય ઋષિને શૂળી પર ચઢાવ્યા હતા, તે વખત રાત્રિના અંધકારને લીધે એક ઋષિપત્નીના શરીરનો ધક્કો શૂળીને લાગ્યો. આથી પીડાઈને ઋષિએ એને શાપ આપ્યો કે તું સૂર્યોદય થતાંજ વિધવા થઈશ. અનસૂયાએ આ સાંભળી સૂર્યોદય જ થવા દીધો નહિ. અંધકાર વડે પ્રાણી માત્રનો વ્યવહાર અટકી પડ્યો. હવે શું કરવું એનો વિચાર કરતાં એ શાપિત ઋષિપત્ની અનસૂયાની સખી છે એમ જણાયું. પછી દેવોને આગળ કરીને બધા ઋષિ અનસૂયાને શરણે આવ્યા અને એને સઘળી હકીક્ત જણાવી. બધાની વિનંતિ ઉપરથી એણે પોતાના તપોબળ વડે પોતાની સખીને વૈધવ્ય આવતું રોકી સૂર્યોદય થવા દઈ જગતને સુખી કર્યું હતું. એક દંતકથા પ્રમાણે તેના પાતિવ્રત્યની કસોટી કરવા બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ આવ્યા હતા, અને નગ્ન થઈ ભિક્ષા આપવાની તેની પાસે તેઓએ માગણી કરી હતી. આથી સતીએ પોતાના પાતિવ્રત્યના પ્રભાવથી તેમને બાળક બનાવી દીધા હતા અને તેમની પત્નીઓની આજીજી પરથી તેમને પાછા મૂળ રૂપમાં આણ્યા હતા.
૪. સ્ત્રી. બીજાના ગુણોમાં ન રખાતી દોષબુદ્ધિ.
૫. વિ. સ્ત્રી. ઈર્ષા વગરની.

**અનસૂયાગર્ભરત્ન** [ સં. અનસૂયા ( અત્રિ ઋષિની સ્ત્રી ) + ગર્ભરત્ન ( ઉત્તમ ગર્ભ ) ] ન. વિષ્ણુ, કેમકે અનસૂયાની સંતતિમાં તે શ્રેષ્ઠ હતા.

**અનસોચ** ૧. [ હિં. ] વિ. બેદરકાર.
૨. વિ. વિચારહીન.
૩. વિ. વિવેક વગરનું.

**અનસોયું** વિ. અણસોયું; ઝાટકયા વગરનું.

અનસોયા વલિ અન્ન, આપણુ માહે ઉરીયા. સુરસુંદરી

**અનસ્ત** ૧. [ સં. અન્ ( નહિ ) + અસ્ત ( આથમેલું ) ] વિ. અણઆથમ્યું; નહિ આથમેલું.
૨. [ સં. અન્ ( નહિ ) + અસ્ત ( ફેંકેલું ) ] વિ. નહિ ફેંકેલું.
૩. [ સં. અ ( નહિ ) + નસ્ત ( નાક ) ] વિ. નાક વિનાનું; નકટું.
૪. [ સં. અન્ ( નહિ ) + અસ્ત ( નાશ ) ] વિ. નાશ ન પામે તેવું; અવિચળ.
૫. [ સં. અન્ ( નહિ ) + અસ્ત ( પડતી ) ] વિ. પડતી થયા વગરનું.

**અનસ્તજ્યોત** ૧. [ સં. અનસ્ત ( અવિચળ ) + જ્યોત ( પ્રકાશ ) ] સ્ત્રી. ઓછો થાય નહિ તેવો પ્રકાશ.
૨. વિ. જેનું તેજ આથમેલું નથી એવું.

**અનસ્તમિત** ૧. [ સં. અન્ ( નહિ ) + અસ્ત ( આથમવાની સ્થિતિને ) + ઇત ( ગયેલ ) ] વિ. અણઆથમ્યું; અનસ્ત; અસ્ત નહિ પામેલ.
૨. વિ. પડતી થયા વગરનું.

**અનસ્તમિતસંકલ્પ** ૧. [ સં. અન્ ( નહિ ) + અસ્તમિત ( આથમેલું ) + સંકલ્પ ( નિશ્ચય ) ] પું. ( જૈન ) સૂર્યાસ્ત પહેલાં જમી લેવાની પ્રતિજ્ઞા.
૨. વિ. સૂર્યાસ્ત પહેલાં જમી લેવાની પ્રતિજ્ઞાવાળું.

**અનસ્તિત્વ** [ સં. અન્ ( નહિ ) + અસ્તિત્વ ( હયાતી ) ] ન. અવિદ્યમાનપણું; અભાવ; હયાતી ન હોવી તે.

**અનસ્ત્ર** [ સં. અન્ ( નહિ ) + અસ્ત્ર ( હથિયાર ) ] વિ. અસ્ત્ર વિનાનું.

**અનસ્થ** ૧. [ સં. ] પું. ઈશ્વરમાયા; સાંખ્યમતનું પ્રધાનતત્ત્વ, કેમકે સાંખ્યો પ્રધાનને નિરવયવ માને છે.
૨. વિ. નિરવયવ; અવયવ વિનાનું.
૩. [ સં. અન્ ( નહિ ) + અસ્થિ ( હાડકું ) ] વિ. હાડકાં વિનાનું; અસ્થિહીન.

**અનસ્થિ** ૧. [ સં. અન્ ( નહિ ) + અસ્થિ ( હાડકું ) ] વિ. કરોડ ન હોય એવા વર્ગનું; અપૃષ્ઠવંશી.
૨. વિ. હાડકાં વગરનું.

**અનસ્થિક** ૧. [ સં. અન્ ( નહિ ) + અસ્થિ ( ઠળિયો ) + ક ( વાળું ) ] વિ. ઠળિયા વિનાનું.
૨. [ સં. અન્ ( નહિ ) + અસ્થિક ( હાડકું ) ] વિ. હાડકાં વગરનું.

**અનસ્યૂત** [ સં. અનુસ્યૂત ( ગૂંથાયેલ ) ] વિ. સાથે જોડાયેલું; ગૂંથાયેલું; કાયમના સંબંધવાળું; સમન્વિત; ઓતપ્રોત.

**અનહદ** ૧. પું. શ્વાસોચ્છ્વાસ ચાલવાને લીધે થતો શરીરમાંનો ચાલુ અંતર્ધ્વનિ; પ્રાણસાધનાથી 'સોહમ્ સોહમ્' એવો ચાલુ થતો અવાજ.

અજપા જપો અનહદ સુણો,
પોપલાં સઘળાં વ્યર્થ. દયારામ

૨. [ અન ( નહિ ) + હદ ( સીમા ) ] ન. આકાશ.

આજ પૂનમને આલ;
અનહદમાં રમવા નીસરી. વેણીનાં ફૂલ

૩. [ સં. અન્ ( નહિ ) + આહત ( વગાડેલું ) ] વિ. આઘાત વિના એની મેળે થતું; અનાહત.
૪. વિ. બેહદ; નિઃસીમ; અપાર; ઘણું.

મમતા ભાગી ને વેરાગી,
અનહદ સૂંઝી બોલે રે. નરસિંહ

**અનહદનાદ** ૧. [ સં. અનાહત ( અંતર્ધ્વનિ ) + નાદ ( અવાજ ) ] પું. કાન બંધ કરી ધ્યાન ધરતાં સંભળાતો અવાજ; અંતર્ધ્વનિ.
૨. [ અનહદ ( ઘણું ) + નાદ ( અવાજ ) ] પું. ઘણો મોટો અવાજ.

તેને ઠેકાણે અનહદનાદ સંભળાવા લાગ્યો. ગોવર્ધનરામ

૩. [ અનહદ ( આઘાત વિના એની મેળે થતું ) + નાદ ( અવાજ ) ] પું. શ્વાસોચ્છ્વાસને લીધે અંતરમાં થયા કરતો ધ્વનિ; અનાહતનાદ.

**અનહદનાદી** [ અનહદ ( ઘણું ) + નાદ ( અવાજ ) + ઇન્ ( વાળું ) ] વિ. ઘણા મોટા અવાજવાળું.

**અનહદવાજાં** ૧. ન.બ.વ. કાન બંધ કરતાં સંભળાતો અવાજ.
૨. ન.બ.વ. જુદા જુદા પ્રકારના અવાજ. અનહદવાજાં દશ છેઃ ચીણીચીણી પ્રથમ, ચીણીચીણી બીજો, ઘંટનાદ, શંખનાદ, તંત્રનાદ, તાલનાદ, વેણુનાદ, ભેરીનાદ, મૃદંગનાદ અને મેઘનાદ.
૩. ન.બ.વ. જ્ઞાની માણસને પ્રાણ અને અપાનનો સંયોગ થતાં સંભળાતો અવાજ.

**અનહદ્દ** ૧. [ અન ( નહિ ) + હદ ( સીમા ) ] વિ. અખંડ; સતત.
૨. વિ. અપાર; અનહદ.

**અનહંકાર** ૧. [ સં. અન્ ( નહિ ) + અહંકાર ( ગર્વ ) ] પું. અહંકાર રહિત સ્થિતિ; ગર્વ ન હોવાપણું; નમ્રતા.

૨. વિ. ગર્વ વિનાનું; અભિમાન વગરનું.

**અનહંકારી** [ સં. અન્ ( નહિ ) + અહંકારિન્ ( ગર્વવાળું ) ] વિ. ગર્વ વગરનું; નમ્ર; નિરભિમાની.

**અનહંકૃત** [ સં. અન્ ( નહિ ) + અહંકૃત ( ગર્વિષ્ઠ ) ] વિ. અહંકાર વગરનું; ગર્વ વિનાનું.

**અનહંકૃતિ** જુઓ અનહંકાર.

**અનહંવાદી** [ સં. અન્ ( નહિ ) + અહં ( હું ) + વાદિન્ ( બોલનાર ) ] વિ. ગર્વ વગરનું; અહંકાર રહિત; હુંપદ વિનાનું.

**અનહારીપદ** [ સં. અન્ ( નહિ ) + હાર્ય ( હરાય તેવું ) + પદ ( સ્થાન ) ] ન. મોક્ષપદ; મોક્ષસ્થાન; કોઈથી હરી ન શકાય તેવું પદ કે સ્થાન.

**અનહિત** ૧. [ હિં. ] પું. પ્રેમનો અભાવ; શિથિલતા.

૨. [ અન ( નહિ ) + હિત ( કલ્યાણ ) ] ન. અકલ્યાણ; અહિત; અપકાર.

૩. [ સં. અન્ ( નહિ ) + અહિત ( અકલ્યાણ ) ] ન. હિત; કલ્યાણ; મંગળ.

૪. વિ. અહિતચિંતક; અપકારી.

૫. [ હિં. ] વિ. પ્રેમ વિનાનું; નામહેરબાન.

**અનહુત** વિ. ( ગ્રામ્ય ) જૂઠું; અસત્ય; અનૃત.

**અનહોત** ૧. [ હિં. ] સ્ત્રી. ગરીબાઈ; નિર્ધનતા.

૨. સ્ત્રી. તંગી; અછત; ન્યૂનતા.

**અનહોતી** જુઓ અનહોની.

**અનહોની** ૧. [ હિં. ] સ્ત્રી. અલૌકિક ઘટના.

૨. સ્ત્રી. અસંભવિત બનાવ.

૩. વિ. અલૌકિક; અસાધારણ; વિલક્ષણ.

૪. વિ. અસંભવિત; અશક્ય.

**અનહોમા** ૧. પું. ( જરથોસ્તી ) અસપંદીઆરનો એ નામનો એક પૌત્ર.

૨. પું. ઇન્સાનનો રૂહ.

૩. સ્ત્રી. પહેલી પેદા થયેલી શક્તિ.

**અનળ** ૧. પું. અનલ. જુઓ અનલ.

૨. પું. અન્યાય; અનીતિ; અવળાઈ.

૩. પું. પરિતાપ; દુઃખ.

> અંગે લાગ્યો અતિ **અનળ**. — પ્રેમાનંદ

૪. ન. અંધારું.

> છબીલા છેલ આવડું **અનળ** કેમ ચાલશે. — નિષ્કુળાનંદ

**અનળગો** પું. ( ગ્રામ્ય ) આરો; છેડો; અંત; નિકાલ; અનગરો.

**અનંક** ૧. [ સં. અન્ ( નહિ ) + અંક ( સંખ્યા ) ] વિ. અગણિત; પુષ્કળ; અસંખ્ય.

૨. વિ. આંકડા વગરનું; સંખ્યા વિનાનું.

૩. [ સં. અન્ ( નહિ ) + અંક ( નિશાની ) ] વિ. નિશાની વિનાનું.

**અનંકિત** ૧. [ સં. અન્ ( નહિ ) + અંકિત ( વશ ) ] વિ. નિરંકુશ.

૨. [સં. અન્ ( નહિ ) + અંક ( નિશાની ) + ઇત ( વાળું ) ] વિ. નિશાની વગરનું.

**અનંકુશ** ૧. [ સં. અન્ ( નહિ ) + અંકુશ ( દાબ ) ] વિ. દાબ વગરનું; સ્વચ્છંદી.

૨. વિ. બહુ છૂટ લેનારું.

૩. વિ. સર્વોપરી સત્તા ધરાવનારું; જેના પર ઉપરી સત્તા ન હોય એવું.

**અનંખન** સ્ત્રી. ઈર્ષા નહિ તે; અદ્વેષ.

> અનંખન, શંખન, ઘંખન, ધીક્ષન્તારે કોઈ ઉપર ઇર્ષા નથી, કોઇ વાતની ઇચ્છા નથી. — હરિરસ

**અનંગ** ૧. [ સં. અન્ ( ઊલટું ) + અંગ ( એક અલંકાર ) ] પું. ( કાવ્ય ) અંગ અલંકારથી વિપરીત અલંકાર; અંગી ફલવાન ન હોય એવો અલંકાર.

૨. પું. ( પિંગળ ) એ નામનો ૧૬ ગુરુ અને ૩૨ લઘુ મળી ૪૮ અક્ષરનો અર્દ્ધસમજાતિ માત્રામેળ છંદ. જગણવાળા સ્કંધકનો તે એક ભેદ છે.

૩. પું. ( પુરાણ ) કર્દમ પ્રજાપતિનો એ નામનો એક પુત્ર.

૪. [ સં. અન્ ( નહિ ) + અંગ ( શરીર ) ] પું. કામદેવ; મદન; કંદર્પ; મન્મથ. મહાદેવે તેને બાળીને ભસ્મ કર્યો હતો, તેથી તે અનંગ કહેવાય છે.

૫. પું. (પિંગળ) ત્રિભંગીની જાતિનો ૨૧ ગુરુ અને ૮૬ લઘુ મળી ૧૦૭ વર્ણ અને ૧૨૮ માત્રાનો એક માત્રામેળ છંદ.

૬. પું. (પુરાણ) દાશરથિ રામની સેનાનો એ નામનો એક વાનર.

૭. પું. સ્ત્રીપુરુષ વચ્ચે પરસ્પર મળવા માટે થતું કુદરતી આકર્ષણ; કામવૃત્તિ.

૮. [સં. અન્ ( નહિ ) + અંગ ( અવયવ )] ન. આકાશ, કેમકે તે નિરવયવ છે.

૯. ન. બનાવટી લિંગ.

૧૦. [ સં. અન્ ( નહિ ) + અંગ ( સૂત્રનો એક પ્રકાર ) ] ન. ( જૈન ) બાર અંગ સિવાયનું સૂત્ર.

૧૧. ન. મન; ચિત્ત, કેમકે ન્યાયવૈશેષિક મતમાં મનને નિરવયવ માનેલું છે.

૧૨. ન. વિષયસેવન કે હસ્તકર્મ આદિની ઇચ્છા.

૧૩. ન. ( જૈન ) વિષયસેવનના મુખ્ય અંગ સિવાયનું સાધન.

૧૪. વિ. અંગ વગરનું; શરીર વિનાનું.

૧૫ વિ. ( કાવ્ય ) રસાનુપકારક; રસની ઉત્પત્તિ કે પોષણ ન કરનારું.

૧૬. વિ. વધારા વગરનું; વિશેષતા વિનાનું.

૧૭. વિ. શરીરથી જુદું.

**અનંગઅનલ** [ સં. અનંગ ( કામ ) + અનલ ( અગ્નિ ) ] પું. કામાગ્નિ; કામવાસનારૂપી અગ્નિ.

**અનંગઅરિ** [ સં. અનંગ ( કામ ) + અરિ ( દુશ્મન )] પું. કામદેવનો શત્રુ; શિવ; મહાદેવ. શિવે કામદેવને બાળી મૂક્યો હતો, માટે તે અનંગઅરિ કહેવાય છે.

> અકળ અજ ને **અનંગઅરિ**
> જે જે વરવા આવે ત્રણ. — પ્રેમાનંદ

**અનંગક** [સં. અન્ ( નહિ ) + અંગ ( અવયવ ) + ક ( વાળું ) ] ન. મન; ચિત્ત, કેમકે તાર્કિકો મનને નિરવયવ માને છે.

**અનંગકુસુમા** ૧. [ સં. ] સ્ત્રી. ( તંત્ર ) આઠ ગુપ્તતર યોગિનીમાંની એ નામની એક. તે આઠ યોગિની નીચે પ્રમાણે: (૧) અનંગકુસુમા, (૨) અનંગમદના, (૩) અનંગમદનાતુરા, (૪) અનંગમાલિની, (૫) અનંગમેખલા, (૬) અનંગરેખા, (૭) અનંગવેગિની અને (૮) અનંગાંકુશા.

૨. સ્ત્રી. મણિદ્વીપની ચોસઠ કલા એટલે દેવીઓ માંહેની એ નામની એક. જુઓ કલા.

**અનંગકુસુમાતુરા** [ સં. ] સ્ત્રી. એ નામની એક શક્તિ.

**અનંગક્રીડા** ( અનંગક્રીડ઼ા ) ૧. સ્ત્રી. ( પિંગળ ) એ નામનો ૧૬ ગુરુ અને ૩૨ લઘુ મળી ૪૮ વર્ણ અને ૬૪ માત્રાનો એક મુક્તક વિષમવૃત્ત માત્રામેળ છંદ; સૌમ્યાશિખા છંદ. તેમાં એક, પાંચ, નવ એમ ચચ્ચાર માત્રાએ તાલ અને આઠ અક્ષરે યતિ આવે છે.

૨. [ સં. અનંગ ( કામ ) + ક્રીડા ( ખેલ ) ] સ્ત્રી. કામચેષ્ટા; રતિવિલાસ; સંભોગ.

૩. [ સં. અનંગ ( વિષયસેવનના મુખ્ય અંગ સિવાયનું અંગ ) + ક્રીડા ( રમત )] સ્ત્રી. (જૈન) શ્રાવકના ચોથા અણુવ્રતનો ત્રીજો અતિચાર; અસ્વાભાવિક રીતે સૃષ્ટિ વિરુદ્ધ કામસેવન.

**અનંગક્રીડોત્કા** (અનંગક્રીડ઼ોત્કા) ૧. પું. (પિંગળ) એ નામનો ૧૬ ગુરુ અને ૩૨ લઘુ મળી ૪૮ વર્ણનો એક છંદ. તેમાં આઠ અક્ષરે યતિ આવે છે.

૨. [ સં. અનંગક્રીડા ( રતિવિલાસ ) + ઉત્કા ( ઉત્કંઠિતા ) ] વિ. સ્ત્રી. રતિવિલાસ માટે ઉત્કંઠાવાળી.

**અનંગગા** સ્ત્રી. (પુરાણ) ભારતની એ નામની એક નદી.

**અનંગગૃહિણી** જુઓ અનંગપત્ની.

**અનંગજનક** ૧. [ સં. અનંગ ( કામદેવ ) + જનક ( પિતા ) ] પું. કૃષ્ણ, કેમકે તેમનો પુત્ર પ્રદ્યુમ્ન કામદેવનો અવતાર મનાય છે.

૨. [ સં. અનંગ ( કામ ) + જનક ( ઉત્પન્ન કરનાર ) ] વિ. કામને ઉત્પન્ન કરનાર.

**અનંગજ્વર** [ સં. અનંગ ( કામ ) + જ્વર ( તાવ ) ] પું. કામવેદનાનો તાવ; મદનજ્વર.

**અનંગજ્વાલા** [ સં. અનંગ ( કામ ) + જ્વાલા ( અગ્નિ ) ] સ્ત્રી. કામાગ્નિ; કામથી થતો પરિતાપ.

**અનંગતપિયું** જુઓ અનંગતપ્ત.

**અનંગતપ્ત** [ સં. અનંગ ( કામ ) + તપ્ત ( પીડાતું ) ] વિ. કામાગ્નિથી પીડાતું.

**અનંગતાલ** પું. (સંગીત) એ નામનો ૩૨ માત્રાનો ચતુસ્રજાતિ તાલ. એક, પાંચ, સત્તર. એકવીસ અને પચીસ માત્રા ઉપર તેનાં તાલસ્થાન છે.

કોટડીના બોલ: ધાં[1] સમ ધિરકિટ ધાં[2] ધિર કિટ ધિ-તાતાં તર કિટ[3] થૌંગા ધાં કિટ ધિલાંગ ધાં[5] કિટ ધિલાંગ ધાં કિટ ધિલાંગ તાકિટ ક્તા.

**અનંગત્રયોદશીવ્રત** [ સં. અનંગ ( કામદેવ ) + ત્રયોદશી ( તેરસ ) + વ્રત ] ન. માગશર સુદ તેરસને દિવસે થતું એ નામનું એક વ્રત. એમાં કામદેવનું પૂજન કરાય છે.

**અનંગદ** ૧. [ સં. અન્ ( નહિ ) + અંગદ ( એ નામનો એક વાનર ) ] વિ. અંગદ વગરનું; અંગદ નામનો વાનર જ્યાં ન હોય એવું.

૨. [ સં. અનંગ ( કામવાસના ) + દા ( દેવું ) ] વિ. કામવાસના ઉત્પન્ન કરનારૂં.

૩. [ સં. અનંગ ( કામવાસના ) + દો ( કાપવું ) ] વિ. કામવાસનાનો નાશ કરનારૂં.

૪. [ સં. અન્ ( નહિ ) + અંગદ ( બાજુબંધ ) ] વિ. બાજુબંધ વગરનું; કડું પહેર્યા વિનાનું.

૫. [ સં. અન્ ( નહિ ) + અંગ ( શરીર ) + દા ( દેવું ) ] વિ. શરીરનું દાન નહિ કરનાર.

**અનંગદાવાનલ** [ સં. અનંગ ( કામ ) + દાવાનલ ( અગ્નિ ) ] પું. કામરૂપી અગ્નિ; કામાગ્નિ.

**અનંગપત્ની** [ સં. અનંગ ( કામદેવ ) + પત્ની ( સ્ત્રી ) ] સ્ત્રી. કામદેવની સ્ત્રી; રતિ.

**અનંગપદ** [ સં. ] પું. (પિંગળ) એ નામનો અસંકીર્ણ વર્ગનો એક અર્દ્ધસમવૃત્ત અક્ષરમેળ છંદ. તેના પહેલા તથા ત્રીજા ચરણમાં ભગણ, ભગણ, ભગણ, ભગણ અને ગુરુ મળી ૧૩ અક્ષર, અને બીજા તથા ચોથા ચરણમાં સગણ, સગણ, સગણ, સગણ અને ગુરુ મળી ૧૩ અક્ષર હોય છે.

**અનંગપિતા** [ સં. અનંગ ( કામદેવ ) + પિતૃ ( બાપ ) ] પું. કૃષ્ણ. કેમકે તે કામદેવના અવતાર મનાતા પ્રદ્યુમ્નના પિતા થાય.

**અનંગપિતામહ** [ સં. અનંગ ( કામ ) + પિતામહ ( દાદા ) ] પું. મન. મનથી સંકલ્પ અને સંકલ્પથી કામ ઉત્પન્ન થાય છે, માટે મન એ કામદેવનો પિતામહ થાય.

**અનંગપૂજનવ્રત** [ સં. અનંગ ( કામદેવ ) + પૂજન ( પૂજા ) + વ્રત ( નિયમ ) ] ન. ચૈત્ર સુદ તેરસને દિવસે થતું એ નામનું એક વ્રત.

**અનંગભસ્મ** [ સં. અનંગ ( કામ ) + ભસ્મન્ ( રાખ ) ] સ્ત્રી. કામદેવના બળી ગયેલા શરીરની રાખોડી.

**અનંગભાગી** પું. ( પુરાણ ) એ નામના એક બ્રહ્મર્ષિ.

**અનંગમથના** [સં.] સ્ત્રી. મણિદ્વીપની ચોસઠ દેવીમાંની એ નામની એક. જુઓ કલા.

**અનંગમદના** ૧. [ સં. ] સ્ત્રી. ( તંત્ર ) આઠ ગુપ્તતર યોગિનીમાંની એ નામની એક. જુઓ અનંગકુસુમા.

૨. સ્ત્રી. એ નામની એક દેવી. એ ભુવનેશ્વરીની દૂતી છે.

**અનંગમદનાતુરા** [ સં. ] સ્ત્રી. ( તંત્ર ) આઠ ગુપ્તતર યોગિનીમાંની એ નામની. એક. જુઓ અનંગકુસુમા.

**અનંગમાલિની** સ્ત્રી. ( તંત્ર ) આઠ ગુપ્તતર યોગિનીમાંની એ નામની એક. જુઓ અનંગકુસુમા.

**અનંગમેખલા** ૧. [ સં. ] સ્ત્રી. (તંત્ર) આઠ ગુપ્તતર યોગિનીમાંની એ નામની એક. જુઓ અનંગકુસુમા.

૨. સ્ત્રી. એ નામની એક દેવી. એ ભુવનેશ્વરીની દૂતી છે.

**અનંગરંગ** ૧. [ સં. અનંગ ( કામ ) + રંગ ( રાગ ) ] પું. કામવૃત્તિ; કામનો ઉત્સાહ.

૨. પું. કામશાસ્ત્રનું એ નામનું પુસ્તક; રતિશાસ્ત્ર.

**અનંગરાજ** [ સં. અનંગ ( કામદેવ ) + રાજન્ ( રાજા ) ] પું. કામદેવ.

**અનંગરૂપા** [ સં. ] સ્ત્રી. એ નામની એક દેવી. એ ભુવનેશ્વરીની દૂતી છે.

**અનંગરેખા** [ સં. ] સ્ત્રી. ( તંત્ર ) આઠ ગુપ્તતર યોગિનીમાંની એ નામની એક. જુઓ અનંગકુસુમા.

**અનંગલેખ** [ સં. અનંગ ( મદન ) + લેખ ( પત્ર ) ] પું. કામી પાત્રોમાં પરસ્પર લખાયેલો સ્નેહનો પત્ર; પ્રેમપત્રિકા.

**અનંગવતી** [ સં. અનંગ ( કામ ) + વતી ( વાળી ) ] વિ. સ્ત્રી. કામિની; કામવૃત્તિવાળી.

**અનંગવાન** ૧. [ સં. અન્ ( નહિ ) + અંગ ( શરીર ) + વત્ ( વાળું ) ] પું. કામદેવ; મદન, કેમકે તેને અંગ નથી.

૨. વિ. અંગ વગરનું.

૩. [ સં. અનંગ ( કામ ) + વત્ ( વાળું ) ] વિ. પું. કામ ઉત્પન્ન થયો હોય એવો; કામવિકારવાળો.

**અનંગવિરોધી** ૧. [ સં. અનંગ ( મદન ) + વિરોધિન્ ( શત્રુ ) ] પું. શિવ; અનંગશત્રુ.

૨. [ સં. અનંગ ( કામ ) + વિરોધિન્ ( પ્રતિકૂળ ) ] વિ. કામવિકારને પ્રતિકૂળ.

**અનંગવેગિની** [ સં. ] સ્ત્રી. ( તંત્ર ) આઠ ગુપ્તતર યોગિનીમાંની એ નામની એક. જુઓ અનંગકુસુમા.

**અનંગવેદના** ૧. [ સં. ] સ્ત્રી. એ નામની એક દેવી. એ ભુવનેશ્વરીની દૂતી છે.

૨. [ સં. અનંગ ( કામ ) + વેદના ( પીડા ) ] સ્ત્રી. કામપીડા; કામવૃત્તિને લીધે થતું દુઃખ.

**અનંગશત્રુ** [ સં. અનંગ ( કામ ) + શત્રુ ( દુશ્મન ) ] પું. કામદેવનો શત્રુ; રુદ્ર; શંકર. શિવે કામદેવને બાળી મૂક્યો હતો, તેથી તે અનંગશત્રુ કહેવાય છે.

**અનંગશેખર** ૧. [ સં. ] પું. (પિંગળ) એ નામનો ૧૪ ગુરુ અને ૧૪ લઘુ મળી ૨૮ અક્ષરનો દંડક જાતિનો એક અક્ષરમેળ છંદ; મહીધર.

૨. પું. (પિંગળ) દંડકની જાતિનો એ નામનો એક છંદ. તેમાં ૩૨ વર્ણ હોય છે, અને લઘુ ગુરુનો ક્રમ હોતો નથી.

૩. પું. ( પિંગળ ) રગણ, જગણ, રગણ અને લઘુ મળી ૧૦ અક્ષરનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ. તે પંક્તિનો એક ભેદ છે.

૪. પું. ( પિંગળ ) વારાફરતી લઘુ ગુરુ આવે

એવાં ૧૫ પદનાં ૪ ચરણવાળો એ નામનો એક માત્રામેળ છંદ.

**અનંગસુત** [ સં. અનંગ ( કામદેવ ) + સુત ( પુત્ર ) ] પું. અનિરુદ્ધ, કેમકે તેનો પિતા પ્રદ્યુમ્ન કામદેવનો અવતાર મનાય છે.

**અનંગસુંદરરસ** [ સં. ] પું. ( વૈદક ) વાજીકરણ માટે વપરાતી એ નામની દવા. એક પલ પારો અને એક પલ ગંધકની કજ્જલી કરી એટલે તેનું મિશ્રણ કરી તેને ત્રણ દિવસ લાલ કમળના રસની ભાવના આપ્યા બાદ વાલુકાયંત્રમાં એક પ્રહર અગ્નિ આપવી. પછી તેને ઠરવા દઈ તે ટાઢું થયે તેને લાલ અગથિયાના રસની તથા કમળના રસની એકેકી ભાવના આપવાથી આ દવા બને છે.

**અનંગહર્ષ** [ સં. ] પું. એ નામનો એક ચક્રવર્તી કવિ; હર્ષ.

**અનંગળ** ૧. વિ. અપાર; અનર્ગળ; ઘણું; અગણિત; પુષ્કળ.

ધન અનંગળ આપિયું, આપ્યો હેમ ભંડાર.
શામળ

૨. [ સં. અન્ ( નહિ ) + અર્ગલ ( આગળિયો ) ] વિ. બંધ ન થાય તેવું; ન અટકનારૂં.

**અનંગા** ૧. [ સં. ] સ્ત્રી. ( શાક્ત ) એ નામની એક દેવી. તેનું સ્થાન ભરતાશ્રમમાં કહેવાય છે.

૨. [ સં. ] સ્ત્રી. મણિદ્વીપની એ નામની એક દેવી. જુઓ કલા.

૩. સ્ત્રી. મહાભારતમાં જણાવેલી એ નામની એક નદી.

**અનંગાર** [ સં. અન્ ( નહિ ) + અંગાર ( દેવતા ) ] વિ. અંગારા વિનાનું.

**અનંગારિ** જુઓ અનંગઅરિ.

**અનંગાસુહૃત** [ સં. અનંગ ( કામદેવ ) + અસુ ( પ્રાણ ) + હૃત્ ( હરનાર ) ] પું. શિવ, કેમકે તેણે કામદેવને બાળી ભસ્મ કર્યાનું કહેવાય છે.

**અનંગાંકુશા** [ સં. ] સ્ત્રી. ( તંત્ર ) આઠ ગુપ્તતર યોગિનીમાંની એ નામની એક. જુઓ અનંગકુસુમા.

**અનંગી** ૧. [ સં. અન્ ( નહિ ) + અંગ ( શરીર ) + ઇન્ ( વાળું ) ] પું. કામદેવ.

૨. પું. પરમેશ્વર.

૩. વિ. કામવાસના સંબંધી.

અનંગી રંગોમાં કરી કુરતિ તેથી ખઇ થઇ.
નર્મદાશંકર

૪. વિ. શરીર વગરનું; અંગ વિનાનું; અદેહી.

૫. [ અનંગ ( કામ ) + ઈ ( વાળી ) ] વિ. સ્ત્રી. કામવૃત્તિવાળી; જેના હૃદયમાં કામ વ્યાપેલો હોય તેવી.

અંગઇ અનંગી આકુલી બાળ,
આલંગી સેજઇ સમકાળ. બિ. પં.

**અનંગીકરણ** [ સં. અન્ ( નહિ ) + અંગીકરણ ( સ્વીકાર ) ] ન. અસ્વીકાર; ઇનકાર.

**અનંગીકાર** જુઓ અનંગીકરણ.

**અનંગીકૃત** [ સં. અન્ ( નહિ ) + અંગીકૃત ( સ્વીકારેલું ) ] વિ. નહિ સ્વીકારેલ; પાછું વાળેલ.

**અનંગુલિ** [ સં. અન્ ( નહિ ) + અંગુલિ ( આંગળી ) ] વિ. આંગળાં વગરનું.

**અનંજન** ૧. [ સં. અન્ ( નહિ ) + અંજન ( લેપ ) ] ન. આકાશ, કેમકે તે નિર્લેપ છે.

૨. [ સં. અન્ ( વગરનું ) + અંજન ( માયા ) ] ન. પરબ્રહ્મ; નારાયણ.

૩. [ સં. અન્ ( નહિ ) + અંજન ( આંજણ ) ] વિ. અંજન વિનાનું; આંજણ વગરનું.

૪. વિ. દોષ વગરનું; નિષ્કલંક.

૫. વિ. સંબંધ વિનાનું; નિઃસંબંધ.

**અનંત** ૧. [ સં. અન્ ( નહિ ) + અંત ( છેડો ) ] પું. અક્ષરતા; શાશ્વતતા; અવિનાશીપણું.

૨. પું. ( જૈન ) અનંતકાય; કંદમૂલ; અનંત જીવોના સમૂહવાળી વનસ્પતિ.

૩. પું. અનંતચતુર્દશીનું વ્રત.

૪. પું. અભ્રક.

૫. પું. આ અક્ષર; આ નામનો સ્વર; અનંત માટે વપરાતો સાંકેતિક શબ્દ.

૬. પું. આત્માનો મૂળ ગુણ; આત્માના નિષેધ્ય એટલે પ્રપંચના નિષેધ દ્વારા બોધક દશ ગુણમાંનો એક. તે દશ ગુણ આ પ્રમાણે છે: અનંત, અખંડ, અસંગ, અદ્વિતીય, અજન્મા, નિર્વિકાર, નિરાકાર, અવ્યક્ત, અવ્યય અને અક્ષર.

૭. પું. ( પિંગળ ) એ નામનો ૬૩ ગુરુ અને ૩૦ લઘુ મળી ૧૫૬ માત્રાનો એક વિષમજાતિ માત્રામેળ છંદ. એ ષટ્પદી છપ્પયનો એક ભેદ છે.

૮. પું. ( પુરાણ ) કશ્યપ અને કદ્રૂ વડે જન્મેલા સર્પોમાંનો એ નામનો એક.

૯. પું. કૃષ્ણ.

૧૦. પું. ( પિંગળ ) આહિની કુંડલિની જાતનો એ નામનો ૨૩ ગુરુ અને ૧૧૨ લઘુ મળી ૧૫૮ માત્રાનો વિષમજાતિ માત્રામેળ છંદ.

૧૧. પું. નિત્ય, વ્યાપક અને સર્વાત્મરૂપ પરમાત્મા; ઈશ્વર; બ્રહ્મ, કેમકે તે દેશ, કાલ અને વસ્તુથી થતા ત્રિવિધ પરિચ્છેદથી રહિત છે.

૧૨. પું. બળરામ; કૃષ્ણના ભાઈ બળભદ્ર; સંકર્ષણ.

૧૩. પું. બ્રહ્મા.

૧૪. પું. ( જૈન ) ભરતક્ષેત્રના ચાલુ અવસર્પિણીકાળના ચૌદમા તીર્થંકર.

૧૫. પું. રામાનુજાચાર્યના એ નામના એક શિષ્ય.

૧૬. પું. રુદ્ર; શંકર; શિવ.

૧૭. પું. રેશમના ચૌદ તાંતણા ભેગા કરી તેને ચૌદ ગાંઠ વાળી બનાવેલો દોરો. અનંતચતુર્દશી એટલે ભાદરવા સુદ ચૌદશને દિવસે તે દોરાનું પૂજન કરી જમણે હાથે બાંધવામાં આવે છે. જુઓ અનંતચતુર્દશીદોરો.

૧૮. પું. લક્ષ્મણ, કેમકે તે શેષનો અવતાર મનાય છે.

૧૯. પું. લાંબાં અને જાડાં પાંદડાંવાળું કોંકણમાં થતું એ નામનું એક ઝાડ. શ્રાવણ માસમાં તેને તગરના જેવાં ઝૂમખાદાર અને મધુર વાસવાળાં ફૂલ આવે છે. ધોળો અને કાળો એવી તેની બે જાત છે. નંદવાણ, સર્પના વિષ, અને મસ્તકશૂળ એટલે માથાના ચસકા ઉપર તેનું મૂળ ફાયદાકારક મનાય છે.

૨૦. પું. વિષ્ણુના શંખનું નામ.

૨૧. પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. તે વ્યાપી, નિત્ય, સર્વાત્મા, તથા દેશ, કાલ અને વસ્તુથી અમર્યાદિત હોવાથી, તેમના ગુણોનો અંત ન હોવાથી, તેમજ તે શેષસ્વરૂપ હોવાથી અનંત કહેવાય છે.

૨૨. પું. શેષનાગ.

શેષ મહાઅહિ સર્પપતિ, ધરણીધર ને અનંત,
સહસ્ર વદનથી ગુણ કહે, નહિ આવંત અંત.
પિંગળલઘુકોષ

૨૩. પું. ( જ્યોતિષ ) શ્રવણ; ત્રેવીસમું નક્ષત્ર.

૨૪. પું. ( પિંગળ ) ષટ્પદી છપ્પયની જાતનો એ નામનો ૬૯ ગુરુ અને ૧૮ લઘુ મળી ૮૭ અક્ષરનો વિષમજાતિ માત્રામેળ છંદ.

૨૫. પું. ( પુરાણ ) સર્પોનો રાજા વાસુકિ.

૨૬. પું. સિંદુવાર નામનો છોડ.

૨૭. ન. આકાશ; ગગન.

અંબર પુષ્કર નભ વિયત અંતરીક્ષ ઘનવાસ,
વ્યોમ અનંત વિહાયસ અર સુરમગ ખં ખગવાસ.
પિંગળલઘુકોષ

૨૮. ન. કાનનું એક જાતનું ઘરેણું.

૨૯. ન. ( જૈન ) કેવળજ્ઞાન.

૩૦. ન. ગંડકીમાં થતું એ નામનું ચક્ર.

જે ચૌદ ચક્રવાળું જાડું અને નવા મેઘ સરખા વર્ણવાળું હશે તે **અનંત** નામનું રૂપ ગણાશે.
ભગવતી ભાગવત

૩૧. ન. ફૂલ; કુસુમ.
૩૨. ન. મોક્ષ; મુક્તિ.
૩૩. ન. વાદળ; મેઘ.
૩૪. ન. હાથમાં પહેરવાનું એક જાતનું ઘરેણું.
૩૫. વિ. અમરવાદી.
૩૬. વિ. અસંખ્ય; કલ્પી શકાય તેના કરતાં પણ વધારે. અનંતને માટે ∞ આવું ચિહ્ન વપરાય છે.
૩૭. વિ. અંત વગરનું; અપાર; બેહદ; અવધિ વિનાનું.
૩૮. વિ. ઘણું મોટું.
૩૯. વિ. નિત્ય; અવિનાશી; શાશ્વત.
૪૦. વિ. સઘળું; સકળ.

**અનંતઓમ્જીવ** ૧. [ અનંત ( બ્રહ્મ ) + ઓમ્જીવ ( ઉત્સવ ) ] પું. આત્મતત્ત્વનું બિંબ બુદ્ધિમાં વિલસે ત્યારે જાગતો ભક્તિરસ.

એ ઉપાસક ઓપીરૂપ બુદ્ધિઓ અનેક છે પણ એ સર્વમાં અનેક પ્રતિબિંબોરૂપે વસેલું આત્મતત્ત્વનું વસ્તુરૂપ બિંબ તે સર્વ બુદ્ધિઓમાં વિલસે છે, ત્યારે ભક્તિરસના રાસ મચે છે. કવિ તેને **અનંતઓમ્જીવ**નું નામ આપી તેનું ફળ ઉપાસકને પ્રત્યક્ષ થતું વર્ણવે છે.
ગુ. સા. પરિષદ

૨. પું. નિત્ય આનંદ; સતત ઉત્સવ.

**અનંતક** ૧. [ સં. અન્ ( નહિ ) + અંત ( છેડો ) + ક ( વાળું ) ] પું. ( જૈન ) અનંતકાય; કંદમૂળ.
૨. પું. મુહપત્તિ; મુખવસ્ત્રિકા; મૂમતી.
૩. પું. રજોહરણ; ઓઘો; જૈન સાધુની પૂંજણી
૪. ન. અવિનાશી વસ્તુ; શાશ્વત પદાર્થ.
૫. ન. ઊનનું કપડું.
૬. ન. ( જૈન ) એ નામની એક સંખ્યા; યુક્તઅનંત, પરિતઅનંત અને અનંતાનંત એ ત્રણમાંનો અથવા એકેકના જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ એમ ત્રણ ત્રણ ભેદ હોવાથી થતા નવ ભેદમાંનો ગમે તે એક.
૭. ન. ભુજાએ પહેરવાનું એક ઘરેણું; કડું.
૮. વિ. શાશ્વત; અવિનાશી; અમર.

**અનંતકથા** ૧. [ સં. અનંત ( અનંતચતુર્દશીનું વ્રત ) + કથા ] સ્ત્રી. અનંતચતુર્દશીવ્રતની કથા.
૨. [ સં. અનંત ( કૃષ્ણ ) + કથા ( વાર્તા ) ] સ્ત્રી. કૃષ્ણકથા.
૩. [ સં. અનંત ( ઘણું મોટું ) + કથા ( વાર્તા ) ] સ્ત્રી. વ્યાખ્યાન; ભાષણ.

**અનંતકથારસ** ૧. [ સં. અનંત ( કૃષ્ણ ) + કથા + રસ ( સ્વાદ ) ] પું. કૃષ્ણકથાનો સ્વાદ; કૃષ્ણકથાથી મળતો આનંદ.
૨. વિ. કૃષ્ણકથાના સ્વાદને જાણનાર; કૃષ્ણકથામાં જ આનંદ લેનાર.

**અનંતકર** ૧. [ સં. અનંત ( અસંખ્ય ) + કર ( હાથ ) ] પું. પરમાત્મા, કેમકે તેને અનંત હાથ છે.
૨. [ સં. અનંત ( અસંખ્ય ) + કર ( કિરણ ) ] પું. સૂર્ય; અનંતરશ્મિ.
૩. [ સં. અનંત ( ઘણું મોટું ) + કર ( કરનાર ) ] વિ. અતિશય મોટું કરી બતાવનાર; અનેકગણું કરનાર.
૪. વિ. અસંખ્ય કિરણવાળું.
૫. વિ. અસંખ્ય હાથવાળું.

**અનંતકાય** [ અનંત ( અસંખ્ય ) + કાય ( સમૂહ ) ] સ્ત્રી. ( જૈન ) અનંત જીવવાળી વનસ્પતિ; કંદમૂળ; અનંતજીવ; અખાદ્ય વનસ્પતિનો સમૂહ. જેનાં પાંદડાં, ફૂલ, તથા ફળની નસો દેખી ન શકાય એટલી સૂક્ષ્મ હોય, સાંધા ગુપ્ત હોય, એકદમ તૂટી જાય, મૂળમાંથી કાપતાં પણ જે ફરી લીલાં થઈ જાય, જેનાં પાંદડાં મોટાં, દળદાર અને ચીકણાં હોય અથવા જેનાં ફળ, ફૂલ અને પાન કોમળ હોય એવાં ઝાડ તથા છોડનો તેમાં સમાવેશ થાય છે. તેની સંખ્યા બત્રીસની છે.

**અનંતકાલ** ૧. [ સં. અનંત ( છેડા વગરનું ) + કાલ ( વખત ) ] પું. જેનો છેડો ન આવે એવો વખત; અવધિ વગરનો સમય.
૨. પું. નિત્યતા; અનંતપણું.

**અનંતકાલસ્થાયી** [ સં. અનંત ( અવધિ વગરનું ) + કાલ ( વખત ) + સ્થાયિન્ ( રહેનાર ) ] વિ. અમર; શાશ્વત.

**અનંતકાળ** જુઓ અનંતકાલ.

**અનંતકીર્તિ** [ સં. અનંત ( અપાર ) + કીર્તિ ( જશ ) ] પું. પરમેશ્વર, કેમકે તેનો મહિમા અપાર છે.

**અનંતકૃત્ય** [ સં. અનંત ( છેડા વગરનું ) + કૃત્ય ( કામ ) ] ન. ( ગણિત ) એક જાતનું સમીકરણ; 'ઇન્ડિટર્મિનેટ ઇક્વેશન'.

જ્યારે સમીકરણોની સંખ્યા કરતાં સમીકરણોમાં વપરાયેલા અજ્ઞાતની સંખ્યા વધારે હોય ત્યારે અજ્ઞાતનાં મૂલ્ય અનંત પ્રકારનાં આવે છે. આવાં સમીકરણોને **અનંતકૃત્ય** કહે છે.
હરિહર ભટ્ટ

**અનંતકોટિ** [ સં. અનંત ( અગણિત ) + કોટિ ( કરોડ ) ] વિ. ઘણા કરોડો; જેની સંખ્યાની ગણતરી ન થઈ શકે એવું; અસંખ્ય; બેશુમાર.

**અનંતકોટી** જુઓ અનંતકોટિ.

**અનંતગણું** [ અનંત ( અસંખ્ય ) + ગણું ( 'થી' ગુણતાં આવે એટલું ) ] વિ. અસંખ્યગણું.

**અનંતગામી** [ સં. અનંત ( અપાર ) + ગામિન્ ( જનાર ) ] વિ. અનેક દિશામાં જતું; અનેક પ્રકારનું.

**અનંતગીતાકર્ણન** ૧. [ સં. અનંત ( અસંખ્ય ) + ગીત ( ગાયન ) + આકર્ણન ( શ્રવણ ) ] ન. અસંખ્ય ગીતોનું સાંભળવું તે.
૨. [ સં. અનંત ( કૃષ્ણ ) + ગીતા + આકર્ણન ( શ્રવણ ) ] ન. કૃષ્ણની ગીતાનું શ્રવણ.

**અનંતગુણ** ૧. [ સં. અનંત ( અવિનાશી ) + ગુણ ( ધર્મ ) ] પું. અવિનાશી ધર્મ.
૨. [ સં. અનંત ( અંત વગરનું ) + ગુણ ( ગુણવું ) ] વિ. અનંતગણું.
૩. વિ. અપરિમિત સંખ્યાવાળું.
૪. [ સં. અનંત ( અસંખ્ય ) + ગુણ ( સદ્ગુણ ) ] વિ. અસંખ્ય ગુણવાળું; જેના ગુણનો અંત ન આવે એવું; અનંત ગુણ ધરાવનારું.

**અનંતગુણહાનિ** [ સં. અનંતગુણ ( અસંખ્યગણું ) + હાનિ ( ખરાબી ) ] સ્ત્રી. ( જૈન ) દ્રવ્યમાં થતી અનંતગુણી હાનિ એટલે ખરાબી.

વસ્તુમાત્ર સર્વદા અગુરુલઘુત્વ પામ્યાં જાય છે ને તેને છ પ્રકારની હાનિ ને છ પ્રકારની વૃદ્ધિ થયાં જ કરે છે—સંખ્યાતભાગહાનિ, અસંખ્યાતભાગહાનિ, અનંતભાગહાનિ, સંખ્યાતગુણહાનિ, અસંખ્યાતગુણહાનિ, **અનંતગુણહાનિ**.
અણુભાષ્ય

**અનંતગુણી** ૧. [ સં. અનંત ( અસંખ્ય ) + ગુણ ( ગણું ) + ઇન્ ( વાળું ) ] વિ. અનંતવાર ગુણવાથી થાય તેવડું; અનેકગણું.
૨. [ સં. અનંત ( અસંખ્ય ) + ગુણ + ઇન્ ( વાળું ) ] વિ. અપરિમિત ગુણવાળું.

**અનંતઘાતી** [ સં. અનંત ( આત્માનો મૂળ ગુણ ) + ઘાતિન્ ( ઘાત કરનાર ) ] પું. ( જૈન ) આત્માના મૂળ ગુણની ઘાત કરનાર કર્મપ્રકૃતિ; ઘાતીકર્મની પ્રકૃતિ.

**અનંતચક્ષુ** [ સં. અનંત ( અંત વિનાનું ) + ચક્ષુસ્ ( દૃષ્ટિ ) ] પું. ( જૈન ) કેવળજ્ઞાની; જેની જ્ઞાનદૃષ્ટિ અંત વિનાની છે તેવો આત્મા.

**અનંતચતુર્દશી** ૧. [ સં. અનંત ( વિષ્ણુ ) + ચતુર્દશી ( ચૌદશ ) ] સ્ત્રી. ભાદરવા સુદ ચૌદશ; અનંત એટલે વિષ્ણુની આરાધના કરવાનો

અલૂણો દિવસ. આ દિવસે ચૌદ ગાંઠવાળા ચૌદ તારના દોરાનું પૂજન કરી, જમણે હાથે તે બાંધી બપોર પછી અલૂણા વ્રત કરવામાં આવે છે એટલે મીઠા વગરનું જમવામાં આવે છે.

૨. સ્ત્રી. શેષશાયી વિષ્ણુ ભગવાનનું એક વ્રત.

સર્વ પદાર્થોનો નાશ થાય તોપણ આખરે જે કાંઈ શેષ રહે તે કાળરૂપી શેષનું-ૐકારનું- આ વ્રતમાં અધિષ્ઠાન કરવામાં આવે છે, જેથી વ્રતનું નામ **અનંતચતુર્દશી** પડ્યું છે.

તહેવારોનો ભોમિયો

**અનંતચતુર્દશીદોરો** [ અનંતચતુર્દશી ( ભાદરવા સુદ ચૌદશ ) + દોરો ] પું. ભાદરવા સુદ ચૌદશને દિવસે અનંતની રક્ષા નિમિત્તે જમણે હાથે બાંધવામાં આવતો ચૌદ ગાંઠવાળો દોરો. કૌંડિન્ય ઋષિ બહુ દરિદ્ર હતા, પણ તેમની પત્ની સુશીલા ચૌદ ગાંઠનો દોરો પહેરીને ભાદરવા સુદ ચૌદશનું વ્રત કરતી, તેથી તેમને વૈભવ મળ્યો. એ વાત ઋષિને ગમી નહિ ને તેમણે તે દોરો બાળી નાખ્યો, જેથી તેમનો વૈભવ ગયો. સર્વ પદાર્થોનો નાશ થાય ત્યારે જે કાળરૂપી શેષ રહે તેનું આ વ્રતમાં અધિષ્ઠાન કરવામાં આવે છે, અને રાખડી કે દોરો અનંતની રક્ષાના ચિહ્ન તરીકે બાંધવામાં આવે છે. એ દોરો ઈશ્વરની અદ્‌ભુત શક્તિ દર્શાવે છે ને તેના પર ચૌદે ભુવન અવલંબે છે, માટે તે પર ચૌદ ગાંઠ હોય છે.

**અનંતચરિત્ર** [ સં. અનંત ( અંત વગરનું ) + ચરિત્ર ( વ્રત, કર્મ વગેરેનું અનુષ્ઠાન ) ] ન. ( જૈન ) આત્મસ્વભાવમાં અપાર સ્થિરતા.

**અનંતચારિત્ર** જુઓ અનંતચરિત્ર.

**અનંતચોદશ** જુઓ અનંતચતુર્દશી.

**અનંતચૌદસ** જુઓ અનંતચતુર્દશી.

**અનંતજઠર** [ સં. અનંત ( અંત વગરનું ) + જઠર ( પેટ ) ] વિ. ગમે તેટલું ખાવા મળે તોપણ ન ધરાતું.

**અનંતજિત** ૧. પું. ( જૈન ) એ નામના એક તીર્થંકર.

૨. [ સં. અનંત ( અંત વગરનું ) + જિત્ ( જીતનાર ) ] પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. અચિંત્ય શક્તિ હોવાથી લડાઈ, ક્રીડા આદિમાં સર્વત્ર સઘળાં ભૂતોને તે જીતે છે તેથી તે અનંતજિત કહેવાય છે.

**અનંતજિન** [ સં. અનંત ( એ નામના ચૌદમા તીર્થંકર ) + જિન ( તીર્થંકર ) ] પું. ( જૈન ) ચાલુ અવસર્પિણીના એટલે ઊતરતા કાળના ભરતક્ષેત્રના ચૌદમા તીર્થંકર.

**અનંતજીવ** જુઓ અનંતકાય.

**અનંતજીવન** [ સં. અનંત ( સદા ) + જીવન ( જિંદગી ) ] ન. સર્વકાળ જીવતા રહેવાપણું; અમરપણું.

**અનંતજ્ઞાન** [ સં. અનંત ( સઘળું ) + જ્ઞાન ] ન. ( જૈન ) કેવળજ્ઞાન. જ્ઞાનાવરણીય એટલે જ્ઞાનને રોકનાર કર્મનો ક્ષય થવાથી અનંતજ્ઞાન નામનો ગુણ પ્રાપ્ત થાય છે. તે જ્ઞાન વડે લોકાલોકનું સ્વરૂપ જાણી શકાય છે.

**અનંતજ્ઞાનદર્શી** ૧. [ સં. અનંતજ્ઞાન ( કેવળજ્ઞાન ) + દર્શિન્ ( જોનાર ) ] પું. ( જૈન ) કેવળી; કેવળજ્ઞાન પ્રાપ્ત કરનાર જીવ.

૨. વિ. કેવળજ્ઞાનનું દર્શન કરનાર; કેવળજ્ઞાની.

**અનંતજ્ઞાની** ૧. [ સં. અનંત ( બધું ) + જ્ઞાનિન્ ( જાણનાર ) ] પું. ( જૈન ) કેવળી; કેવળજ્ઞાની આત્મા.

૨. વિ. કેવળજ્ઞાની; સર્વજ્ઞ.

**અનંતટંક** [ સં. ] પું. ( સંગીત ) એક રાગ. તેને મેઘ રાગનો પુત્ર માનવામાં આવે છે.

**અનંત તક** અ. અનંત સુધી.

**અનંતતા** ૧. [ સં. અનંત ( અંત વગરનું ) + તા ( પણું ) ] સ્ત્રી. અનંતપણું; અનંતત્વ; અંત વિનાનું હોવાપણું; અપારપણું. આને માટે ∞ આવું ચિહ્ન વપરાય છે.

૨. સ્ત્રી. શાશ્વતતા; નિત્યત્વ.

**અનંતતાન** [ સં. અનંત ( પાર વગરનું ) + તાન ( વિસ્તાર ) ] વિ. અત્યંત વિશાળ; અપાર વિસ્તારવાળું.

**અનંતતૃતીયા** ૧. [ સં. અનંત ( અક્ષય ) + તૃતીયા ( ત્રીજ ) ] સ્ત્રી. ભાદરવા, વૈશાખ કે માગશર મહિનાની સુદ ત્રીજ. આ દિવસે અનંત એટલે વિષ્ણુનું પૂજન કરવાથી પુત્રનું સુખ મળવાનું મનાય છે.

૨. ન. એ નામનું એક દૈવીનું વ્રત.

**અનંતતૃતીયા,** રસકલ્યાણિની અને આર્દ્રાનંદકર એ નામનાં ત્રણ ત્રીજનાં વ્રત છે.

ભગવતી ભાગવત

**અનંતત્વ** જુઓ અનંતતા.

**અનંતદર્શન** [ સં. અનંત ( દિશા કે કાળના બંધ વગરનું ) + દર્શન ( જોવું તે ) ] ન. ( જૈન ) કેવળદર્શન; સર્વ બાબત સંપૂર્ણપણે જોવાની શક્તિ. દર્શનાવરણીય કર્મનો એટલે આત્માની દર્શનશક્તિને દબાવનાર કર્મનો નાશ થવાથી અનંતદર્શન નામનો ગુણ પ્રગટ થાય છે. આથી લોકાલોકના સ્વરૂપને સંપૂર્ણ રીતે જોઈ શકાય છે.

**અનંતદર્શી** ૧. [ સં. અનંત ( સર્વ ) + દર્શિન્ ( જોનાર ) ] પું. ઈશ્વર.

૨. પું. ( જૈન ) કેવળી; કેવળજ્ઞાની આત્મા.

૩. પું. ( જૈન ) સિદ્ધ ભગવાન.

૪. વિ. ( જૈન ) કેવળદર્શની; સર્વજ્ઞ.

**અનંતદામા** પું. ( પિંગળ ) દરેક ચરણમાં નગણ, નગણ, સગણ, જગણ, ગુરુ અને ગુરુ મળી ૧૪ અક્ષરનો શક્કરી જાતનો એ નામનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ.

ન ન સ જ ગ ગ થી રચો **અનંતદામા.**

રણપિંગળ

**અનંતદૃષ્ટિ** ૧. [ સં. અનંત ( અસંખ્ય ) + દૃષ્ટિ ( આંખ ) ] પું. ઇંદ્ર, કેમકે તેને અનંત નેત્ર હોવાનું મનાય છે.

૨. પું. શિવ.

**અનંતદેવ** ૧. [ સં. અનંત ( શેષનાગ ) + દેવ ( દેવતા ) ] પું. શેષનાગ.

૨. પું. શેષનાગ ઉપર શયન કરનાર નારાયણ.

**અનંતદોરો** જુઓ અનંતચતુર્દશીદોરો.

**અનંતધા** [ સં. અનંત ( અસંખ્ય ) + ધા ( રીતે ) ] અ. અનંત રીતે; અસંખ્ય પ્રકારે.

**અનંતનાથ** ૧. પું. ( જૈન ) ભરતક્ષેત્રના ચાલુ અવસર્પિણી કાળના ચૌદમા તીર્થંકર. તેમની જન્મભૂમિ અયોધ્યા, પિતા સિંહસેન રાજા ને માતા સુયશા હતાં. સ્વપ્નામાં સુયશાએ અનંતરત્નની માળા તથા આકાશમાં ભમતું અંત ન આવે એવું મોટું ચક્ર દીઠાં. આ ગર્ભનો પ્રભાવ જાણી તેમને અનંતનાથ નામ આપ્યું હતું.

૨. પું. સીંચાણાના એટલે બાજના વાહનવાળો એક દેવ.

**અનંતપદ** [ સં. અનંત ( ઘણું ) + પદ ( પગ ) ] ન. ઘણા પગવાળું જીવડું.

કાનખજૂરો અથવા શતપદી, કાતરા જેવાં પ્રાણી **અનંતપદ** સંઘમાં આવે છે.

કેતકર

**અનંતપાર** ૧. [ સં. અનંત ( છેડા વગરનું ) + પાર ( વિસ્તાર ) ] વિ. અપાર; જેનો છેડો ન આવે એવું; નિઃસીમ; બેહદ.

૨. વિ. ઘણું દૂર.

૩. વિ. બહુ ઊંડું; અગાધ.

**અનંતપ્રકાર** [ સં. અનંત ( અગણિત ) + પ્રકાર ( જાત ) ] વિ. વિવિધ જાતનું; અગણિત કોટિનું.

**અનંતપ્રદેશ** ૧. [ સં. અનંત ( અસંખ્ય ) + પ્રદેશ ( અવિભાગી અંશ ) ] પું. ( જૈન ) અસંખ્ય પરમાણુનો સમૂહ.

૨. વિ. (જૈન) અનંત પરમાણુથી બનેલ.

અનંત પરમાણુઓના મળવાથી અનંતપ્રદેશી સ્કંધ બને છે તે સંઘાતજન્ય છે.

તત્ત્વાર્થસૂત્ર

**અનંતપ્રદેશિક** ૧. [ સં. અનંત ( અસંખ્ય ) + પ્રદેશ ( અતિસૂક્ષ્મ અંશ ) + ઇક ( વાળું ) ] ન. (જૈન) અનંત પરમાણુની બનેલી વસ્તુ.

૨. વિ. અનંત પરમાણુનું બનેલું.

૩. વિ. ઘણા દેશમાં ફરતું હોય એવું.

૪. [ સં. અનંત ( ઘણું ) + પ્રદેશ ( મુલક ) + ઇક ( વાળું ) ] વિ. પુષ્કળ પ્રદેશને લગતું.

**અનંતપ્રવાહી** ૧. [ સં. અન્ ( નહિ ) + અંત ( છેડો ) + પ્રવાહિન્ ( પ્રવાહવાળું ) ] વિ. અખંડિત વહેતું.

૨. [ સં. અનંત ( અગણિત ) + પ્રવાહ + ઇન્ ( વાળું ) ] વિ. અગણિત ધારામાં વહેતું.

**અનંતફલદ** ૧. [ સં. અનંત ( અનંતદોરો ) + ફલ ( ફળ ) + દ ( આપનાર ) ] પું. વિષ્ણુ.

૨. [ સં. અનંત ( બેહદ ) + ફલ ( ફળ ) + દ ( આપનાર ) ] વિ. અનંત ફળ આપનાર.

**અનંતબળ** [ સં. અનંત ( અમાપ ) + બલ ( શક્તિ ) ] ન. ઘણું જ બળ; બહુ જોર.

**અનંતબળી** [ સં. અનંત ( ઘણું ) + બલિન્ ( બળવાળું ) ] વિ. અનંત બળવાળું; અતુલ શક્તિવાળું; ઘણું જ બળવાન.

**અનંતબાહુ** [ સં. અનંત ( અસંખ્ય ) + બાહુ ( હાથ ) ] વિ. અસંખ્ય હાથવાળું; જેને ઘણા હાથ હોય એવું.

**અનંતભાગ** [ સં. અનંત ( અસંખ્યાતને પણ ઉલ્લંઘી ગયેલ ) + ભાગ ( અંશ ) ] પું. (જૈન) અનંતમો ભાગ; નાનામાં નાનો અંશ.

**અનંતભાગહાનિ** [ સં. અનંત ( અસંખ્યાતને પણ ઉલ્લંઘી ગયેલ ) + ભાગ ( અંશ ) + હાનિ ( નાશ ) ] સ્ત્રી. (જૈન) અનંતમે ભાગે થતો નાશ.

**અનંતભાગી** [ સં. ] પું. ( પુરાણ ) એ નામના એક બ્રહ્મર્ષિ.

**અનંતમાળી** [ સં. અનંત ( અંત વગરનું ) + માલા ( પંક્તિ ) ] સ્ત્રી. અંત ન આવે એવી શ્રેણી.

**અનંતમું** વિ. અતિસૂક્ષ્મ; ઘણું જ નાનું.

શ્રુતજ્ઞાનનો અનંતમો ભાગ પ્રકાશિત હોવાથી સર્વ જીવ ચૈતન્યલક્ષણે એક જ પ્રકારના છે.

રાજચંદ્ર

**અનંતમૂલ** જુઓ અનંતમૂળ.

**અનંતમૂળ** ન. એ નામની એક વેલ; ઉપલસરી. તેની કાળી અને સફેદ એમ બે જાત છે. તેનાં પાંદડાં ગોળ અને છેડા પર અણીદાર હોય છે. તે સ્વાદિષ્ટ, સ્નિગ્ધ, લોહીસુધારક અને શુક્રજનક છે, તથા અરુચિ, પાચનશક્તિની મંદતા, શ્વાસ, ઉધરસ, ઝેર, ત્રિદોષ, સંધિવા, વિસ્ફોટક, વાળનું ખરી પડવું અને કુષ્ઠ રોગ દૂર કરે છે, અને તેનો ક્વાથ લેવાથી તરસ, ઊલટી અને ઊબકો બંધ થાય છે, પેશાબ સાફ ઊતરે છે, પરસેવો આવે છે અને તાવમાં સારો ફાયદો કરે છે એમ મનાય છે. સંસ્કૃતમાં તે શારિવા અને લોકભાષામાં કપૂરીમધુરી કહેવાય છે.

**અનંતમોહ** ૧. [ સં. અનંત ( ઘણું ) + મોહ ( અજ્ઞાનતા ) ] પું. (જૈન) ઘણું અજ્ઞાન; મિથ્યાત્વ.

૨. વિ. મિથ્યાત્વી; બહુ અજ્ઞાની; અપાર મોહવાળું.

**અનંતર** ૧. [ સં. અન્ ( નહિ ) + અંતર ( છેટું ) ] પું. વર્તમાન સમય.

૨. [ સં. અન્ ( નહિ ) + અંતર ( વિરામ ) ] ન. ચાલુ રહેવું તે; અખંડપણું.

૩. ન. નજીક હોવાપણું.

૪. [ સં. અન્ ( નહિ ) + અંતર ( અવકાશ ) ] ન. બ્રહ્મ; પરમાત્મા, કેમકે તે એક અખંડ તત્ત્વ છે.

૫. ન. (જૈન) વિચ્છેદ ગયેલ બારમા દૃષ્ટિવાદ અંગના બીજા વિભાગસૂત્રનો પાંચમો ભેદ.

૬. વિ. અખંડિત; અભંગ; આખું.

૭. વિ. અંતર વિનાનું; તરતનું.

૮. વિ. આગળનું કે પાછળનું.

૯. વિ. જેમાં કાંઈ પણ જગ્યા ન હોય એવું.

૧૦. વિ. તરત જ પછી આવતી જ્ઞાતિનું.

૧૧. વિ. નજીકનું; છેક પાસેનું; પડોશનું.

૧૨. વિ. હદ વગરનું.

૧૩. અ. ત્યાર પછી; ત્યાર બાદ; પછી.

૧૪. અ. નિરંતર; ચાલુ.

**અનંતરજ** ૧. [ સં. અનંતર ( પછીનું ) + જ ( જન્મેલું ) ] પું. જેના બાપનો વર્ણ માના કરતાં એક વર્ણ ઊંચો હોય તે વ્યક્તિ.

૨. [ સં. અનંતર ( પાછળનું ) + જ ( જન્મેલું ) ] પું. નાનો ભાઈ.

૩. [ સં. અનંતર ( આગળનું ) + જ ( જન્મેલું ) ] પું. વડીલ બંધુ; મોટો ભાઈ.

**અનંતરજા** ૧. [ સં. અનંતર ( પાછળનું ) + જા ( જન્મેલી ) ] સ્ત્રી. નાની બેન.

૨. [ સં. અનંતર ( પછીનું ) + જા ( જન્મેલી ) ] સ્ત્રી. બાપના કરતાં એક વર્ણ ઊતરતી માતાથી થયેલ દીકરી.

૩. [ સં. અનંતર ( આગળનું ) + જા ( જન્મેલી ) ] સ્ત્રી. મોટી બેન.

**અનંતરજાત** જુઓ અનંતરજ.

**અનંતરશ્મિ** [ સં. અનંત ( અપાર ) + રશ્મિ ( કિરણ ) ] પું. સૂર્ય, કેમકે તેનાં કિરણ અનંત છે.

**અનંતરાગમ** [ સં. અનંતર ( પછી ) + આગમ ( ધર્મશાસ્ત્ર ) ] ન. (જૈન) તીર્થંકરે ગણધરને સંભળાવેલ ધર્મશાસ્ત્ર; આગમનો એક ભેદ.

**અનંતરાધ્યક્ષ** [ સં. અનંતર ( નજીકનું ) + અધ્યક્ષ ( ઉપરી ) ] પું. તરત ઉપરનો ઉપરી; નિકટવર્તી અધિકારી.

**અનંતરાનુમાન** [ સં. અનંતર ( આગળનું ) + અનુમાન ( ન્યાયશાસ્ત્રના ચાર પ્રમાણમાંનું એક ) ] ન. (ન્યાય) જેનાં આધારભૂત વાક્યોમાંનું એક આગળની અનુમિતિનું એટલે અનુમાનનું સિદ્ધ થયેલ છેવટનું પરિણામ હોય એવી એક જાતની અનુમિતિ; એક અનુમાન પરથી લાગલું જ સિદ્ધ થતું બીજું અનુમાન.

**અનંતરાય** ૧. [ સં. અન્ ( નહિ ) + અંતરાય ( આંતરો ) ] વિ. અખંડિત; અટક્યા વગરનું; અસ્ખલિત; નિર્ભેદ; અભંગ.

૨. [ સં. અન્ ( નહિ ) + અંતરાય ( અડચણ ) ] વિ. અંતરાય વગરનું; જેમાં કાંઈ વાંધો અથવા હરકત ન હોય એવું.

૩. વિ. તરતનું.

૪. વિ. સીધું.

**અનંતરાશિ** ૧. [ સં. અનંત ( અંત વગરનું ) + રાશિ ( સંખ્યા ) ] પું. ( ગણિત ) અંત ન આવે એવી સંખ્યા.

૨. પું. બીજગણિતમાં કહેલો એક રાશિ.

૩. [ સં. અનંત ( ઘણું ) + રાશિ ( સમૂહ ) ] સ્ત્રી. ( ગણિત ) જેમાં ઘણાં પદ હોય તે; બહુરાશિ; ઘણી સંખ્યાવાળા હિસાબની એક રીત. જેમકે, ત્રિરાશિ, પંચરાશિ, અનંતરાશિ.

**અનંતરિત** ૧. [ સં. અન્ ( નહિ ) + અંતરિત ( જુદું પાડેલું ) ] વિ. અખંડિત; અતૂટ; આંતરા વગરનું.

૨. [ સં. અન્ ( નહિ ) + અંતરિત ( અંતરવાળું ) ] વિ. નજીકનું; પાસેનું; નિકટસ્થ.

**અનંતરૂપ** ૧. પું. કૃષ્ણ.

૨. [ સં. અનંત ( અસંખ્ય ) + રૂપ ( આકાર ) ] પું. પરમેશ્વર; પરમાત્મા.

૩. પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. વિશ્વપ્રપંચરૂપથી તેમનાં ઘણાં રૂપ છે, તેથી તે અનંતરૂપ કહેવાય છે.

૪. પું. શંકર; મહાદેવ; શિવ.

૫. વિ. બહુરૂપી; ઘણા આકારવાળું; જેનાં અનંત રૂપ હોય એવું.

**અનંતરોક્ત** [ સં. અન્ ( નહિ ) + અંતર ( છેટું ) + ઉક્ત ( કહેલું ) ] વિ. હમણાં જ કહેલું.

**અનંતર્હિત** ૧. [ સં. અન્ ( નહિ ) + અંતર્હિત ( જુદું પાડેલું ) ] વિ. અખંડિત; અતૂટ.

૨. [ સં. અન્ ( નહિ ) + અંતર્હિત ( ગુપ્ત ) ] વિ. ગુપ્ત નહિ એવું; દશ્ય; દેખાય એવું; પ્રકટ.

૩. વિ. છૂટું પાડવામાં ન આવ્યું હોય તેવું; સાથે મળેલું.

૪. વિ. પાસેનું; નજીકનું.

**અનંતવાત** [ સં. અનંત ( ઘણું ) + વાત ( વાયુરોગ ) ] પું. ધનુર્વા જેવો એક જાતનો રોગ; એક પ્રકારનો વાયુ; નંદવાયુ. તેમાં ત્રણે દોષ દુષ્ટ થઈ ગળાની પાછલી શિરાને પકડી આંખો અને ભમરોને ઠેકાણે રહી બહુ આકરી વેદના કરે તથા કાનના આગળના ભાગ પર કંપ થાય. સુવાવડી સ્ત્રીને એકાએક માથું જડ થાય અને ફરે, આંખે અંધારાં આવે, તેમ જ દાંત ચોંટી જાય. આ દર્દમાં અરીઠાનું ફીણ આંજવાથી વાયુના ઝટકા અટકવાનું મનાય છે.

**અનંતવાર** અ. ઘણી વખત; વારંવાર; અનેક વેળા.

**અનંતવિજય** [ સં. અનંત ( ઘણું ) + વિજય ( જીત ) ] પું. યુધિષ્ઠિર રાજાના શંખનું નામ, કેમકે તે બધાને પોતાના અવાજથી જીતતો. અગાઉ મોટા લડવૈયા પોતાની પાસે અકેક શંખ રાખતા અને લડાઈનો આરંભ કરતાં પહેલાં પોતાના લશ્કરને શૂર ચડાવવા તેમ જ સામા લશ્કરને લડાઈની તૈયારી સૂચવવા તે વગાડતા.

**અનંતવિધ** ૧. [ સં. અનંત ( ઘણું ) + વિધા ( પ્રકાર ) ] વિ. અનેક પ્રકારનું; ઘણી જાતનું.

૨. અ. અનેક પ્રકારે; ઘણી રીતે.

**અનંતવિયોજક** [ સં. અનંત ( અંત રહિત ) + વિયોજક ( જુદું પાડનાર ) ] વિ. ( જૈન ) લાંબા વખત સુધી આત્માને સંસાર સાથે સંબંધ કરાવનાર કષાયનો એટલે ક્રોધ, માન, માયા અને લોભનો ક્ષય કરવા જેટલી વિશુદ્ધિ પ્રકટ કરનાર; અનંતાનુબંધીવિયોજક.

**અનંતવિસ્તાર** ૧. [ સં. અનંત ( અપાર ) + વિસ્તાર ( હદ ) ] પું. અગાધ વિશાળતા.

૨. વિ. અત્યંત વિશાળ; બેહદ; નિઃસીમ.

**અનંતવીર્ય** ૧. પું. ( જૈન ) ભરતક્ષેત્રના આવતી ચોવીસીના ત્રેવીસમા તીર્થંકર.

૨. [ સં. અનંત ( અપાર ) + વીર્ય ( આત્મશક્તિ ) ] ન. ( જૈન ) અતુલ શક્તિ. અંતરાય કર્મનો ક્ષય થવાથી અનંતવીર્ય નામનો ગુણ સિદ્ધને આવે છે. આથી લોકને અલોક કરવાની ને અલોકને લોક કરવાની શક્તિ તેમને મળે છે, પણ આ પ્રવૃત્તિ આત્મગુણ વિરુદ્ધ હોવાથી તે આ શક્તિનો ઉપયોગ કરતા નથી.

૩. [ સં. અનંત ( ઘણું ) + વીર્ય ( બળ ) ] વિ. મહાબળવાન; ઘણું જોરાવર; અતુલ બળવાળું.

**અનંતવ્રત** [ સં. અનંત ( નારાયણ ) + વ્રત ( પુણ્યકર્મ ) ] ન. ભાદરવા સુદ ચૌદશ એટલે અનંતચતુર્દશીને દિવસે કરવામાં આવતું વિષ્ણુનું એક વ્રત. શેષશાયી નારાયણનું રૂપ અગમ્ય હોવાથી તેની કલ્પના સર્પના રૂપમાં દર્શાવવામાં આવે છે. પૂજા માટે તેની દર્ભની પ્રતિમા અને નૈવેદ્ય માટે ચૌદ જાતનાં પકવાન્ન બનાવવામાં આવે છે. યજમાન આખો દિવસ પવિત્ર રહી ઉપવાસ કરી સાંજે પોતાની સ્ત્રી સાથે અનંતની તેમ જ સર્પના આકારના રેશમના અને જરીના અનંતદોરાની પૂજા કરે છે. આ પૂજા પછી દોરો આખું વર્ષ અથવા અમુક નક્કી કરેલ વખત સુધી જમણે હાથે બાંધી રાખવાથી નાશ પામેલ સંપત્તિ, વૈભવ કે રાજ્ય ફરીને મળવાનું મનાય છે.

**અનંતશક્તિ** ૧. [ સં. અનંત ( સર્વ ) + શક્તિ ( બળ ) ] પું. પરમેશ્વર, કેમકે તેની શક્તિનો પાર નથી.

૨. વિ. અપાર શક્તિવાળું; સર્વશક્તિમાન; અતુલ શક્તિવાળું.

**અનંતશયન** ૧. [ સં. અનંત ( શેષ ) + શયન ( સૂવું તે ) ] પું. નારાયણ, કેમકે તે શેષનાગ ઉપર ક્ષીરસાગરમાં સૂએ છે.

૨. [ સં. અનંત ( અંત વગરનું ) + શયન ( ઊંઘ ) ] ન. મરણ; અંત વિનાની ઊંઘ.

૩. ન. શ્રીરંગ; દક્ષિણ હિંદમાં શ્રીરંગનાથનું પવિત્ર ધામ. ત્યાં શેષ પર નારાયણ સૂતેલા મનાય છે.

**અનંતશય્યા** [ સં. અનંત ( અંત વગરનું ) + શય્યા ( પથારી ) ] સ્ત્રી. મોતની પથારી.

**અનંતશરીર** [ સં. અનંત ( પાર વગરનું ) + શરીર ( કાયા ) ] ન. બ. વ. ઘણા જન્મ; અસંખ્ય અવતાર.

**અનંતશાખ** [ સં. અનંત ( અસંખ્ય ) + શાખા ( ડાળી ) ] વિ. અસંખ્ય ડાળીવાળું.

**અનંતશાખિત્વ** [ સં. અનંત ( બેશુમાર ) + શાખિન્ ( ડાળવાળું ) + ત્વ ( પણું ) ] ન. અનંત શાખા હોવાપણું.

**અનંતશીર્ષ** ૧. [ સં. અનંત ( અસંખ્ય ) + શીર્ષ ( માથું ) ] પું. પરમેશ્વર.

૨. પું. વાસુકિ નાગ.

**અનંતશીર્ષા** ૧. સ્ત્રી. વાસુકિ નાગની સ્ત્રી.

૨. [ સં. અનંત ( અસંખ્ય ) + શીર્ષ ( માથું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. અસંખ્ય માથાંવાળી.

**અનંતશ્રી** ૧. [ સં. અનંત ( અપાર ) + શ્રી ( શોભા ) ] પું. પરમાત્મા; પરમેશ્વર.

૨. [ સં. અનંત ( અપાર ) + શ્રી ( શક્તિ ) ] પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. તેમની શ્રી એટલે પરાશક્તિ અપરિમિત છે, તેથી તે અનંતશ્રી કહેવાય છે.

૩. વિ. અમાપ શોભા અથવા સૌંદર્યવાળું.

૪. [ સં. અનંત ( ઘણું ) + શ્રી ( લક્ષ્મી ) ] વિ. ઘણી લક્ષ્મીવાળું.

**અનંતશ્રેઢી** જુઓ અનંતશ્રેણી.

**અનંતશ્રેણિ** જુઓ અનંતશ્રેણી.

**અનંતશ્રેણી** [ સં. અનંત ( ઘણું ) + શ્રેણી ( હાર ) ] સ્ત્રી. ( ગણિત ) અનંત પદવાળી શ્રેણી; જે શ્રેણીના પદની સંખ્યા અનંત હોય તે; જેમાં પદો અથવા અવયવોની સંખ્યાનો છેડો ન હોય એવી શ્રેણી; 'ઇન્ફિનિટ સિરીઝ'.

**અનંતસંસારી** [ સં. અનંત ( પાર વગરનું ) + સંસાર ( જગત ) + ઇન્ ( વાળું ) ] વિ. ( જૈન ) ઘણા લાંબા વખત લગી ભવભ્રમણ કરવું પડે એવું; જેને સંસારમાં અનંત ભવ રખડવાનું હોય તેવું.

**અનંતસાગર** [ સં. અન્ ( નહિ ) + અંત ( છેડો ) + સાગર ( સમુદ્ર ) ] પું. અગાધ સમુદ્ર.

**અનંતસિદ્ધ** [ સં. ] ન. અઢાર મુખ્ય તીર્થક્ષેત્ર માંહેનું એ નામનું એક. જુઓ તીર્થક્ષેત્ર.

**અનંતસુખદ** ૧. પું. વિષ્ણુ.

૨. [ સં. અનંત ( ઘણું ) + સુખ + દ ( આપનાર ) ] વિ. ઘણું સુખ આપનાર.

**અનંતસેન** [ સં. ] પું. ( પુરાણ ) ભીષ્મની ઘાત સારુ અંબાને માળા આપનાર દેવ.

**અનંતસ્થાન** [સં. અન્ (નહિ) + અંત (છેડો) + સ્થાન (ઠેકાણું)] ન. છેડો ન આવે એવું ઠેકાણું; શાશ્વત સ્થાન; અક્ષરધામ.

**અનંતસ્થિતિ** [સં. અનંત (અંત વગરનું) + સ્થિતિ (દશા)] સ્ત્રી. અમરતા.

**અનંતહિત** [સં. અનંત (શાશ્વત) + હિત (કલ્યાણ)] ન. મોક્ષ.

**અનંતહિતકામુક** [સં. અનંતહિત (મોક્ષ) + કામુક (ઇચ્છાવાળું)] વિ. મોક્ષ મેળવવાની ઇચ્છા રાખનાર; મોક્ષાભિલાષી; મુમુક્ષુ.

**અનંતા** ૧. પું. (પિંગળ) એ નામનો ૫૮ ગુરુ અને ૪૨ લઘુ મળી ૧૦૦ વર્ણ અને ૧૫૮ માત્રાવાળો આહિની કુંડલિની જાતનો એક વિષમજાતિ માત્રામેળ છંદ.

૨. પું. (પિંગળ) માર્તંડ જાતિનો ૧૨ ગુરુ અને ૮૨ લઘુ મળી ૯૪ વર્ણનો એક માત્રા-દંડક માત્રામેળ છંદ.

૩. [હિં.] સ્ત્રી. અનંતસૂત્ર; અનંતદોરો.

૪. સ્ત્રી. અરણી નામની વનસ્પતિ.

૫. સ્ત્રી. આમળી; આમળાનું ઝાડ.

૬. સ્ત્રી. એ નામની એક ઔષધિ; ઉપલસરી; અનંતમૂલ.

૭. સ્ત્રી. એક જાતની વનસ્પતિ; ગળો.

૮. સ્ત્રી. એક જાતનું વૃક્ષ; અગ્નિશિખા.

૯. સ્ત્રી. એકની સંખ્યા.

૧૦. સ્ત્રી. ધમાસો નામની વનસ્પતિ.

૧૧. સ્ત્રી. ધ્રો; દૂર્વા.

૧૨. [સં. અનંત (શિવ) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. પાર્વતી.

૧૩. સ્ત્રી. પીપર.

૧૪. [સં. અન્ (નહિ) + અંત (છેડો) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. પૃથ્વી.

> વિશ્વંભરા વસુંધરા સ્થિરા કાશ્યપી આદી,
> રસા અનંતા ભૂ ઇલા બિલા કહત કવિતાદી.
> પિંગળલઘુકોષ

૧૫. સ્ત્રી. શ્યામલતા નામની ઔષધિ.

૧૬. સ્ત્રી. હરડે.

૧૭. વિ. સ્ત્રી. છેડા વિનાની; જેનો અંત ન હોય એવી; અપાર.

**અનંતાકાશ** [સં. અનંત (અંત રહિત) + આકાશ (આસમાન)] ન. ઘણા વિસ્તારવાળું આકાશ.

**અનંતાણુ** [સં. અનંત (ઘણું) + અણુ (પદાર્થનો નાનામાં નાનો ભાગ)] પું. અનંત અણુ; અસંખ્ય પરમાણુ.

**અનંતાણુક** [સં. અનંત (અપાર) + અણુક (પરમાણુ)] પું. (જૈન) અનંત પરમાણુનો જથ્થો.

**અનંતાત્મા** [સં. અન્ (નહિ) + અંત (છેડો) + આત્મન્ (જીવ)] પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. દેશ, કાલ અને વસ્તુથી મર્યાદિત ન હોવાથી તે અનંતાત્મા કહેવાય છે.

**અનંતાનંત** [સં. અનંત (અંત રહિત) + અનંત (અસંખ્ય)] વિ. અનંતનું અનંતગણું; અનંતને અનંતગણા કરીએ એટલી સંખ્યાવાળું; અનંત ગુણ્યા અનંત જેટલું.

**અનંતાનંતપ્રદેશ** [સં. અનંતાનંત (અનંતનું અનંતગણું) + પ્રદેશ (અવિભાગી અંશ)] પું. (જૈન) અનંતાનંત પરમાણુથી બનેલ જથ્થો.

> અનંતાનંત પરમાણુઓના મળવાથી અનંતાનંતપ્રદેશ સ્કંધ બને છે. તત્ત્વાર્થસૂત્ર

**અનંતાનંતાણુક** [સં. અનંતાનંત (અનંતનું અનંતગણું) + અણુક (પરમાણુ)] પું. (જૈન) અનંતના અનંતગણા પરમાણુનો જથ્થો.

**અનંતાનંદ** ૧. [સં. અનંત (અપાર) + આનંદ (હર્ષ)] પું. અપાર હર્ષ.

૨. પું. પ્રભુ.

**અનંતાનુબંધી** ૧. [સં. અનંત (શાશ્વત) + અનુબંધ (સંબંધ) + ઇન્ (વાળું)] પું. (જૈન) કદી જાય નહિ એવો દોષ કે દુઃસ્વભાવ; અનંતકાળ આત્માને સંસાર સાથે સંબંધ કરાવનાર કષાય એટલે ક્રોધ, માન, માયા અને લોભ.

૨. વિ. કદી છૂટે નહિ એવા બંધનવાળું; અનંત ભવ બંધાવે એવું.

> **અનંતાનુબંધી** લોભનો ભંગ,
> ઉપટે નહિ જેમ કરમજનો રંગ.
> સજ્ઝાયમાળા

**અનંતાનુબંધીક્રોધ** [સં. અનંતાનુબંધિન્ (અનંત ભવ બંધાવે એવું) + ક્રોધ (ગુસ્સો)] પું. (જૈન) અનંત ભવ સુધી રખડાવનાર ગુસ્સો. તે ઉત્પન્ન થયા પછી મરણ સુધી પણ ભુસાય નહિ અને સમકિતને અટકાવે.

**અનંતાનુબંધીમાન** [સં. અનંતાનુબંધિન્ (ન છૂટે એવા બંધનવાળું) + માન (ગર્વ)] ન. (જૈન) જીવને ઘણા લાંબા વખત સુધી સંસારમાં રખડાવનાર ગર્વ.

**અનંતાનુબંધીમાયા** [સં. અનંતાનુબંધિન્ (અનંત ભવ રખડાવનાર) + માયા (કપટ)] સ્ત્રી. (જૈન) સમકિતગુણને રોકનારું કપટ; અનંત સંસાર વધારનાર કપટ.

**અનંતાનુબંધીલોભ** [સં. અનંતાનુબંધિન્ (ઘણા વખત માટે આત્માને સંસાર સાથે સંબંધ કરાવનાર) + લોભ (તૃષ્ણા)] પું. (જૈન) અતિતીવ્ર લોભ. આ જાતના લોભને લીધે જીવને ઘણા લાંબા વખત સુધી સંસારમાં ભટકવું પડે છે.

**અનંતાનુબંધીવિયોજક** [સં. અનંતાનુબંધિન્ (અનંત ભવ બંધાવે એવું) + વિયોજક (જુદું પાડનાર)] વિ. (જૈન) ઘણા લાંબા વખત સુધી આત્માને સંસાર સાથે સંબંધ કરાવનાર ક્રોધ, માન, માયા અને લોભનો ક્ષય કરવા જેટલી વિશુદ્ધિ પ્રગટ કરનાર; અનંતવિયોજક.

**અનંતાભિધેય** [સં. અનંત (અપાર) + અભિધેય (નામ)] પું. ઈશ્વર, કેમકે તેનાં નામ અપાર છે.

**અનંતાવકાશ** ૧. [સં. અનંત (પુષ્કળ) + અવકાશ (જગ્યા)] પું. અતિશય જગ્યા હોવાપણું; બહુ જ વિશાળ હોવું તે.

૨. [સં. અનંત (અંત રહિત) + અવકાશ (વખત)] પું. નિત્યતા; અનંતપણું.

**અનંતિમ** ૧. [સં. અન્ (નહિ) + અંતિમ (છેવટનું)] વિ. છેવટનું નહિ એવું.

૨. વિ. પાકું નહિ એવું; કાચું.

> અનંતિમ નિબંધ = મુસદ્દો; ખરડો.

૩. વિ. વચગાળાનું.

**અનંતિમઆજ્ઞા** [સં. અંતિમ (વચગાળાનું) + આજ્ઞા (હુકમ)] સ્ત્રી. મધ્યાંતરી હુકમ; વચગાળેનો હુકમ.

**અનંતી** ૧. [સં.] સ્ત્રી. (પુરાણ) મનુની સ્ત્રી શતરૂપાનું બીજું નામ.

૨. વિ. સ્ત્રી. ઘણી; અંત વિનાની.

**અનંતીવાર** [અનંત (અસંખ્ય) + વાર (વખત)] અ. અનંત વખત; ઘણી વાર; અનેક વેળા; વારંવાર.

**અનંતું** વિ. અંત વગરનું; અનંત.

**અનંત્ય** ૧. ન. હિરણ્યગર્ભનું સ્થાન; બ્રહ્મા કે વિષ્ણુનું પદ.

૨. [સં. અન્ (નહિ) + અંત્ય (છેવટનું)] વિ. છેલ્લા સિવાયનું; છેવટનું નહિ એવું.

૩. વિ. શાશ્વત; અંત વિનાનું.

**અનંદ** ૧. [સં. અ (નહિ) + નંદ (આનંદ)] પું. એ નામનો અંધતમસથી ઘેરાયેલ એક લોક.

૨. [સં.] પું. એક જાતનો ગુલાબ.

૩. પું. (પિંગળ) દરેક ચરણમાં જગણ, રગણ, જગણ, રગણ, લઘુ અને ગુરુ મળી ૧૪ વર્ણનો એ નામનો એક છંદ.

૪. પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. તેમનામાં વિષયજન્ય સુખનો અભાવ હોવાથી તે અનંદ કહેવાય છે.

૫. પું. (પિંગળ) સવૈયાછંદની જાતનો ૧૫ ગુરુ અને ૯૪ લઘુ મળી ૧૦૯ વર્ણનો એક સમજાતિ માત્રામેળ છંદ.

૬. [સં. અ (નહિ) + નંદ (આનંદ આપવો)] વિ. આનંદ નહિ આપનાર.

૭. વિ. આનંદ વગરનું; નિરુત્સાહી.

**અનંદવારા** ૧. ન. વાણિયાની ચોરાસી ન્યાત માંહેની એ નામની એક ન્યાતનું માણસ.

૨. વિ. વાણિયાની એ નામની એક જ્ઞાતિનું.

**અનંધ** [સં. અન્ (નહિ) + અંધ (આંધળું)] વિ. આંધળું નહિ એવું; દેખતું.

**અનંધાવર્ત** ન. ફૂલની એક જાત.

**અનંબ** [સં. અન્ (નહિ) + અંબા (મા)] વિ. માતા વગરનું; નમાયું.

**અનંબર** ૧. પું. (બૌદ્ધ) ભિક્ષુ; સાધુ.

૨. [સં. અન્ (નહિ) + અંબર (કપડું)] વિ. કપડાં વિનાનું; નાગું; દિગંબર.

**અનંભ** ૧. વિ. નમાલું.

૨. [સં. અન્ (નહિ) + અંભસ્ (પાણી)] વિ. પાણી મળવાના સાંસાવાળું; પાણી વગરનું.

**અનંશ** ૧. [સં. અન્ (નહિ) + અંશ (ભાગ)] ન. આકાશ, કેમકે તે નિરવયવ છે.

૨. ન. બ્રહ્મ.

૩. વિ. અવિભક્ત; અખંડ; ભાગ વિનાનું.

૪. વિ. વારસાનો ભાગ લેવાને અધિકારી ન હોય એવું.

૫. વિ. શરીરની ખોડખાંપણને લીધે વારસાથી બાતલ રખાયેલું.

**અનંશીકૃત** [સં. અનંશ (વારસાહક વગરનું) + કૃત (કરેલું)] વિ. વારસામાંથી બાતલ કરેલ.

**અનાક** ૧. [સં. અ (નહિ) + નાક (સ્વર્ગ)] પું. સ્વર્ગથી ઊતરતો લોક.

૨. [અ (નહિ) + નાક (આબરૂ)] વિ. નાક વગરનું; નિર્લજ્જ; બેશરમ.

**અનાકર્ષક** ૧. [સં. અન્ (નહિ) + આકર્ષક (ખેંચનાર)] વિ. આકર્ષણ કરવાનો ગુણ ન હોય એવું.

૨. વિ. મનને ન ખેંચે એવું; અમનોહર.

**અનાકર્ષણ** [સં. અન્ (નહિ) + આકર્ષણ (ખેંચાણ)] ન. ખેંચાણ ન કરવાપણું; આકર્ષણનો અભાવ.

**અનાકલિત** ૧. [સં. અન્ (નહિ) + આકલિત (માપેલું)] વિ. અમાપ; અપરિમિત.

૨. [સં. અન્ (નહિ) + આકલિત (કળેલું)] વિ. નહિ કળાયેલું; નહિ જણાયેલું; અલક્ષિત.

**અનાકાર** ૧. [સં. અન્ (નહિ) + આકાર (રૂપ)] પું. ઈશ્વર.

૨. વિ. અવયવ વિનાનું.

૩. વિ. આકાર વગરનું; નિરાકાર; અરૂપ.

૪. વિ. કલ્પનાશીલ; કલ્પના કરવાના સ્વભાવવાળું.

**અનાકારભક્ત** ૧. [સં. અનાકાર (કલ્પનાશીલ) + ભક્ત (આસક્તિ રાખનાર)] પું. કલ્પનાશીલ લેખક.

૨. [સં. અનાકાર (નિરાકાર) + ભક્ત (શ્રદ્ધાળુ)] વિ. નિરાકારવાદી.

**અનાકારિત** [સં. અન્ (નહિ) + આકારિત (બોલાવેલું)] વિ. નહિ બોલાવેલું; અણબોલાવ્યું.

**અનાકારી** ૧. [સં. અન્ (નહિ) + આકારિન્ (આકારવાળું)] પું. પરમેશ્વર; બ્રહ્મ.

૨. વિ. આકાર વિનાનું; નિરાકાર.

**અનાકાલ** ૧. [સં. અન (અનાજ) + અ (ખરાબ) + કાલ (વખત)] પું. અનાજ ન પાક્યું હોય તે સમય; દુકાળ.

૨. પું. અયોગ્ય સમય.

**અનાકાલભૃત** ૧. ન. દુકાળના વખતમાં પોષણ માટે ગુલામી સ્વીકારનાર માણસ.

૨. ન. દુકાળમાં પોષાયેલ પ્રાણી.

૩. [સં. અનાકાલ (દુકાળ) + ભૃત (પોષાયેલું)] વિ. દુકાળના વખતમાં પોષાયેલું.

**અનાકાશ** ૧. [સં. અન્ (નહિ) + આકાશ] ન. આકાશ નહિ તે.

૨. [સં. અન્ (નહિ) + આકાશ (જેમાંથી પ્રકાશનાં મોજાં જઈ શકે છે તે સૂક્ષ્મ વાયુ)] વિ. અપારદર્શક; પ્રકાશરોધક; દૃષ્ટિરોધક; કિરણપ્રતિબંધક.

૩. વિ. પારદર્શક વાતાવરણ વગરનું.

**અનાકાંક્ષા** [સં. અન્ (નહિ) + આકાંક્ષા (ઇચ્છા)] સ્ત્રી. અનિચ્છા; નામરજી; અપેક્ષા ન હોવાપણું.

**અનાકાંક્ષિત** [સં. અન્ (નહિ) + આકાંક્ષિત (ઇચ્છેલું)] વિ. નહિ ઇચ્છેલું; અનિચ્છિત.

**અનાકરૂ** ન. (તામિલ) પશ્ચિમ હિંદુસ્તાનમાં થતું એક જાતનું ઝાડ. એનું લાકડું ત્યાંના દેશીઓ ઝૂંપડાં બાંધવાના કામમાં લે છે.

**અનાકુલ** ૧. [સં. અન્ (નહિ) + આકુલ (ગભરાયેલું)] વિ. અક્ષુબ્ધ; શાંત; આકુળતા વગરનું; સ્વસ્થ; સ્થિર.

૨. વિ. અસંકીર્ણ; સેળભેળ વગરનું.

૩. વિ. નિયમિત.

૪. વિ. યોગ્ય; ઘટિત.

**અનાકૃત** ૧. [સં. અન્ (નહિ) + આકૃત (અટકાવેલું)] વિ. અટકાવ્યા વગરનું; નહિ રોકેલું.

૨. [સં. અન્ (નહિ) + આકૃતિ (આકાર)] વિ. નિરાકાર; આકાર વગરનું.

**અનાકૃષ્ટ** ૧. [સં. અન્ (નહિ) + આકૃષ્ટ (ખેંચેલું)] વિ. નહિ ખેડેલું; ખેડ્યા વગરનું; હળ નહિ ખેંચેલું.

આપણે ત્યાં ફળદ્રુપ જમીન **અનાકૃષ્ટ** પડી છે.
પ્રસ્થાન

૨. વિ. નહિ ખેંચાયેલ; નહિ આકર્ષાયેલ.

**અનાક્રમ્ય** ૧. [સં. અન્ (નહિ) + આક્રમ્ય (ઓળંગવા જેવું)] વિ. નહિ ઓળંગવા જેવું.

૨. વિ. હુમલો નહિ કરવા લાયક.

**અનાક્રાંત** ૧. [સં. અન્ (નહિ) + આક્રાંત (ઘેરી લીધેલું)] વિ. અપીડિત; રક્ષિત; નહિ ઘેરી લીધેલું.

૨. [સં. અન્ (નહિ) + આક્રાંત (હુમલો કરાયેલું)] વિ. જેના ઉપર હુમલો થયો નથી એવું; ચડાઈ થયા વગરનું.

**અનાક્રાંતા** ૧. [સં. અન્ (નહિ) + આક્રાંત (હુમલો થયેલ) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. કંટકારી વૃક્ષ; ભોંયરીંગણી. તેને ચોતરફ કાંટા હોવાથી તેના ઉપર કોઈ આવી શકતું નથી.

૨. વિ. સ્ત્રી. જેના પર આક્રમણ નથી થયું તેવી; હુમલો થયા વગરની.

**અનાખ્યાત** ૧. [સં. અન્ (નહિ) + આખ્યાત (ક્રિયાપદ)] ન. ક્રિયાપદથી જુદો શબ્દ; ક્રિયાપદ ન હોય એવો શબ્દ.

૨. [સં. અન્ (નહિ) + આખ્યાત (કહેલું)] વિ. નહિ કહેલું; નહિ જાહેર કરેલું.

૩. [સં. અન્ (નહિ) + આખ્યાત (નામ પાડેલું)] વિ. નામ પાડ્યા વિનાનું.

**અનાખ્યેય** [સં. અન્ (નહિ) + આખ્યેય (વર્ણવવા જેવું)] વિ. વર્ણન કરી ન શકાય એવું; અવર્ણનીય; અકથ્ય.

**અનાગ** ૧. [સં. અન્ (અભાવ) + આગસ્ (પાપ)] વિ. પાપ રહિત; અપાપી; પાપ વગરનું.

૨. [સં. અન્ (નહિ) + આ (સારી રીતે) + ગમ્ (જવું)] વિ. સ્વર્ગમાં સારી રીતે જેનાથી ન જઈ શકાય તેના એટલે કે અ-ધર્મના અભાવવાળું.

**અનાગત** ૧. પું. (સંગીત) એક તાલનું નામ.

૨. પું. (સંગીત) તાલનાં ચાર ગ્રહસ્થાન માંહેનું એ નામનું એક. અનાઘાતગ્રહ; સમનો તાલ આવ્યા પહેલાં તરત ગાનાર અથવા બજાવનાર તાન અથવા મહોરો લે તે સ્થાન. કોઈ ગાયન એવું અઘરૂં હોય કે તેમાં જે તાલ આપવાનો હોય તે તાલ કયે ઠેકાણે આપવો તે જ્યાંસુધી ખબર ન પડે ત્યાંસુધી થોભી રહેવું અને પછી ગાયનની સમજ આવી કે તરત તાળી પાડવી તેને અનાગતગ્રહ કહે છે. ગાનાર વગાડનાર જુદાં પડી જતાં તેઓ જે ઠેકાણેથી ચૂક્યાં હોય અને પાછાં શુદ્ધ તાલની જગ્યાએ આવે ત્યારે એવા ભૂલથી આવી ગયેલા તાલના ઠેકાણાને પણ અનાગતગ્રહ કહે છે.

૩. [સં. અન્ (નહિ) + આગત (આવેલું)] પું. ભવિષ્યકાળ; આવવાનો સમય.

૪. ન. (જૈન) પર્યુષણમાં કરવાનું તપ કારણસર અગાઉથી કરી લેવું તે; દસ પચ્ચખાણમાંનું એ નામનું એક.

૫. વિ. અત્યારસુધી નહિ આવેલું.

૬. વિ. અનાદિ; અજન્મા.

૭. વિ. અપરિચિત; અજ્ઞાત; જાણેલું ન હોય તેવું; શીખવામાં નહિ આવેલું.

૮. વિ. અપૂર્વ; અદ્ભુત.

૯. [સં. અન્ (નહિ) + આગત (મેળવેલું)] વિ. અપ્રાપ્ત; નહિ મળેલું.

૧૦. વિ. ગુપ્ત; છાનું; અદૃશ્ય.

> આ પ્રકારે પ્રપંચમાત્રને પોતાના ઉદરમાં અનાગત સ્થિતિમાં રાખીને તેમાં રહેલાં બાકીનાં કાર્યો પરિપક્વ થતાં સુધી સ્વપ્રતિષ્ઠિત, નિષ્કલ પરશિવમાં તે માયા લીન થઈને રહે છે. સૂતસંહિતા

૧૧. વિ. ભવિષ્યમાં થનારૂં; ભવિષ્યને લગતું.

૧૨. વિ. ભાવી જન્મ સંબંધી.

૧૩. અ. અકસ્માત; સહસા; અચાનક.

**અનાગતકાળ** [સં. અન્ (નહિ) + આગત (આવેલ) + કાળ (વખત)] પું. ભવિષ્યકાળ.

**અનાગતદર્શી** ૧. [સં. અનાગત (ન આવેલું) + દર્શિન્ (જોનાર)] ન. સિદ્ધ; ભવિષ્ય જાણનાર માણસ.

૨. વિ. ભવિષ્ય જોનાર.

**અનાગતદૃષ્ટિ** [સં. અનાગત (ભવિષ્ય) + દૃષ્ટિ (નજર)] સ્ત્રી. ભવિષ્યમાં થવાનું હોય તે જોવાની શક્તિ.

**અનાગતબાધપ્રતિષેધ** ૧. [સં. અનાગત (ભવિષ્યમાં થનાર) + બાધ (ઉપદ્રવ) + પ્રતિષેધ (નિવારણ)] પું. ભવિષ્યમાં થવાની પીડાનો અટકાવ.

૨. વિ. આવતી પીડાને અટકાવનાર.

**અનાગતભય** ૧. [સં. અન્ (નહિ) + આગત (આવેલ) + ભય (બીક)] પું. અત્યારસુધી નહિ આવેલ બીક.

૨. [સં. અનાગત (ભાવી) + ભય (બીક)] પું. ભાવી બીક; ભવિષ્ય માટેનો ભય.

**અનાગતવિદ્યા** ૧. [સં. અનાગત (ભવિષ્ય) + વિદ્યા] સ્ત્રી. ભવિષ્ય જાણવાની વિદ્યા.

૨. [સં.] સ્ત્રી. (પુરાણ) સંકટ આવ્યા પહેલાં જ ઉપાય કરનાર એક માછલી. સંકટ આવ્યા પહેલાં ઉપાય કરનાર, સંકટ આવ્યે તરત ઉપાય ખોળી કાઢનાર અને દીર્ઘસૂત્રી એટલે લાંબી લાંબી ધડબાંગ કરનાર એવાં ત્રણ માછલાં, જે પરસ્પર મિત્રો હતાં, તેમનું ભીષ્મે યુધિષ્ઠિરને દૃષ્ટાંત આપ્યું હતું.

**અનાગતવિધાતા** ૧. [સં. અનાગત (નહિ આવેલું) + વિધાતૃ (ઉપાય કરનાર)] પું. ભવિષ્યમાં આવી પડનાર સંકટ માટે આગળથી વિચાર કરી તેનો ઉપાય યોજી રાખવાના સ્વભાવવાળો પુરુષ; પાણી પહેલાં પાળ બાંધનાર પુરુષ; દીર્ઘદર્શી વ્યક્તિ.

૨. સ્ત્રી. (પુરાણ) એ નામની એક માછલી. જુઓ અનાગતવિદ્યા.

**અનાગતવિષયક** [સં. અનાગત (ભવિષ્ય) + વિષયક (સંબંધી)] વિ. ભવિષ્ય સંબંધી.

> ચિંતા ભવિષ્યના વિષયની વિચારણાનું નામ છે, તેથી તે અનાગતવિષયક છે. તત્ત્વાર્થસૂત્ર

**અનાગતાબાધ** [સં. અનાગત (ભવિષ્યમાં થનારૂં) + આબાધ (દુઃખ)] પું. ભાવી શારીરિક દુઃખ કે બીમારી; ભવિષ્યમાં શરીરને થનારૂં દુઃખ કે વ્યાધિ.

**અનાગતાર્તવા** [સં. અનાગત (નહિ આવેલ) + આર્તવ (રજસ્રાવ) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. અટકાવ ન આવ્યો હોય તેવી બાઈ; સ્ત્રીધર્મશૂન્ય કન્યા; રજોધર્મમાં નહિ આવેલી બાળા.

**અનાગતિ** ૧. [સં. અન્ (નહિ) + આગતિ (પ્રાપ્તિ)] સ્ત્રી. અપ્રાપ્તિ; નહિ મળવું તે.

૨. સ્ત્રી. આવવાની બંધી.

૩. [સં. અન્ (નહિ) + આગતિ (આગમન)] સ્ત્રી. ન આવવું તે; અનાગમ.

૪. સ્ત્રી. (જૈન) સિદ્ધશિલા, કેમકે ત્યાં ગયેલને પાછું આવવાનું હોતું નથી.

**અનાગમ** ૧. [સં. અન્ (નહિ) + આગમ (પ્રાપ્તિ)] પું. અપ્રાપ્તિ; નહિ મળવું તે.

૨. [સં. અન્ (નહિ) + આગમ (આવવું તે)] પું. નહિ આવવાપણું; આગમનનો અભાવ.

૩. [સં. અન્ (નહિ) + આગમ (દસ્તાવેજ)] પું. પ્રાચીન કાળથી કબજામાં હોય અને જેનો દસ્તાવેજી પુરાવો ન હોય તેવી બાબત.

૪. [સં. અન્ (નહિ) + આગમ (શાસ્ત્ર)] ન. શાસ્ત્ર નહિ તે; અશાસ્ત્રીય પુસ્તક.

૫. વિ. દસ્તાવેજ કે ખતપત્ર વગરનું.

૬. વિ. નહિ આવેલ; ગેરહાજર.

૭. વિ. શાસ્ત્રમાં નહિ કહેલું; શાસ્ત્રવિરુદ્ધ.

**અનાગમન** [સં. અન્ (નહિ) + આગમન (આવવું તે)] ન. આગમનનો અભાવ; ન આવવાપણું.

**અનાગમિક** [સં. અન્ (નહિ) + આગમિક (શાસ્ત્રીય)] વિ. શાસ્ત્રમાં નહિ કહેલ; અશાસ્ત્રીય; શાસ્ત્રવિરુદ્ધ.

**અનાગમોપભોગ** [સં. અન્ (નહિ) + આગમ (દસ્તાવેજ) + ઉપભોગ (ભોગવટો)] પું. દસ્તાવેજ કે ખતપત્ર વગર મિલકતનો ભોગવટો.

**અનાગમ્ય** [સં. અન્ (નહિ) + આગમ્ય (પહોંચી શકાય એવું)] વિ. જેની પાસે જઈ ન શકાય એવું; પહોંચી ન શકાય એવું; અગમ્ય.

**અનાગર** ૧. [સં. અ (નહિ) + નાગર (ચતુર)] વિ. મૂર્ખ; અચતુર.

૨. વિ. સભ્યતા વગરનું.

**અનાગરત્વ** ૧. [સં. અ (નહિ) + નાગર (ચતુર) + ત્વ (પણું)] ન. અકુશળતા; અચતુરપણું.

૨. [સં. અ (નહિ) + નાગર (સભ્ય) + ત્વ (પણું)] ન. સભ્યપણાનો અભાવ; અસભ્યતા.

**અનાગરિક** [સં. અ (નહિ) + નાગરિક (શહેરનું)] વિ. ગામડિયું; જંગલી; અશિષ્ટ; અસંસ્કારી; અસંસ્કૃત.

**અનાગરિકતા** [ સં. અ ( નહિ ) + નાગરિક ( નગર સંબંધી ) + તા ( પણું ) ] સ્ત્રી. અશિષ્ટતા; જંગલીપણું; ગ્રામ્યક્રિયાપણું.

**અનાગસ** ૧. [ સં. અન્ ( નહિ ) + આગસ્ ( અપરાધ ) ] વિ. અપરાધ વિનાનું; નિરપરાધી.
૨. [ સં. અન્ ( નહિ ) + આગસ્ ( પાપ ) ] વિ. પાપ વગરનું; નિષ્પાપ.
૩. વિ. સુખ આપનારૂં; સુખદાયક.

**અનાગંતુક** ૧. [ સં. અન્ ( નહિ ) + આગંતુક ( ઓચિંતું આવેલું ) ] વિ. ઓચિંતું નહિ આવેલું.
૨. વિ. સહજ; કુદરતી; સ્વાભાવિક.

**અનાગંધિત** ૧. વિ. ઉપભોગ કરાયા વિનાનું.
૨. વિ. ( લાક્ષણિક ) જેને અડાણું પણ ન હોય એવું; સ્પર્શ થયા વગરનું.
૩. [ સં. અન્ ( નહિ ) + આગંધિત ( સૂંઘેલું ) ] વિ. નહિ સૂંઘેલું; સૂંઘ્યા વગરનું.

**અનાગા** [ સં. ] સ્ત્રી. એ નામની એક નદી.

**અનાગામિતા** [ સં. અનાગામિન્ ( બૌદ્ધમત પ્રમાણેની ચારમાંની ત્રીજી ભૂમિકાએ પહોંચેલું ) + તા ( પણું ) ] સ્ત્રી. ( બૌદ્ધ ) કામ અને ક્રોધ એ બે સંયોજનનો સંપૂર્ણ નાશ થયો હોય એવી સ્થિતિ.

**અનાગામિફલસ્થ** [ સં. અનાગામિન્ ( બૌદ્ધમત પ્રમાણે નિર્વાણ માર્ગની ત્રીજી ભૂમિકા ) + ફલ ( લાભ ) + સ્થ ( સ્થિતિવાળું ) ] વિ. ( બૌદ્ધ ) અનાગામી માર્ગમાં સ્થિર વૃત્તિ કરનાર.

**અનાગામી** ૧. [ સં. અન્ ( નહિ ) + આગામિન્ ( આવનારૂં ) ] સ્ત્રી. ( બૌદ્ધ ) નિર્વાણ માર્ગની ચારમાંની ત્રીજી પાયરી.
૨. વિ. આવવાના સંભવ વગરનું.
૩. [ સં. અન્ ( નહિ ) + આગામિન્ ( આવનાર ) ] વિ. નહિ આવનારૂં; આવવાની ના પાડનારૂં.
૪. વિ. ( બૌદ્ધ ) નિર્વાણ માર્ગની ત્રીજી ભૂમિકાએ પહોંચેલું; કામ તથા ક્રોધનો સંપૂર્ણ નાશ કર્યો હોય એવું. અનાગામી માણસ ફરીથી આ લોકમાં ન આવતાં શ્રેષ્ઠ લોકમાં જન્મી અર્હતપણું પામે છે.

સક્કાય દિઠ્ઠિ, વિચિકિચ્છા, શીલબ્બત પરામાસ, કામરાગ અને પટિઘ ( ક્રોધ ) આ પાંચે પૂર્ણપણે ક્ષય કર્યા પછી શ્રાવક અનાગામી થાય છે. — પુરાતત્ત્વ

૫. [ સં. અન્ ( નહિ ) + આગામિન ( ભવિષ્યનું ) ] વિ. ભવિષ્યનું નહિ એવું.

**અનાગાર** ૧. [ સં. અન્ ( નહિ ) + આગાર ( ઘર ) ] પું. ( જૈન ) ત્યાગી; વિષયતૃષ્ણા વગરનો પુરુષ.
૨. પું. સંન્યાસી; ઘરબાર વિનાનો સાધુ; પરિવ્રાજક.
૩. વિ. ઘર વગરનું; રહેઠાણ વિનાનું.

**અનાગારિક** જુઓ અનાગાર.

**અનાગ્રહ** ૧. [ સં. અન્ ( નહિ ) + આગ્રહ ( કૃપા ) ] પું. અકૃપા; કતરાજી.
૨. [ સં. અન્ ( નહિ ) + આગ્રહ ( ખેંચ ) ] પું. દબાણનો અભાવ; ખેંચ નહિ કરવી તે.
૩. [ સં. અન્ ( નહિ ) + આગ્રહ ( ગ્રહણ ) ] પું. નહિ લેવું તે; અગ્રહણ.

**અનાગ્રહવાદ** ૧. [ સં. અન્ ( નહિ ) + આગ્રહ ( ગ્રહણ ) + વાદ ( મત ) ] પું. અશ્રદ્ધાવાદ; સંશયવાદ.
૨. [ સં. અન્ ( નહિ ) + આગ્રહ ( ખેંચ ) + વાદ ( સિદ્ધાંત ) ] પું. કોઈ મતનો આગ્રહ ન કરવાનો સિદ્ધાંત.

**અનાઘાત** ૧. પું. ( સંગીત ) ગાયનમાં ચાર માત્રા પછી આવતું વિરામચિહ્ન. તે કોઈવાર સમનું કામ કરે છે.
૨. પું. ( સંગીત ) તાલનાં ચાર ગ્રહસ્થાન માંહેનું એક; અનાગત; આગમ. જ્યારે ગાનાર વગાડનાર ગાવા બજાવવામાં જુદાં પડી જાય, ત્યારે એવા ભૂલથી આવી ગયેલા તાલ દેવાના ઠેકાણાને અનાઘાતગ્રહ કહેવાય છે.
૩. [ સં. અન્ ( નહિ ) + આઘાત ( માર ) ] વિ. આઘાત વિનાનું; પ્રહાર કર્યા વગરનું.

**અનાઘ્રાત** ૧. [ સં. અન્ ( નહિ ) + આઘ્રાત ( સૂંઘેલ ) ] વિ. નહિ સૂંઘેલું; જેની વાસ ન લીધી હોય તેવું; તાજું.
૨. વિ. ( લાક્ષણિક ) ભોગવ્યા વગરનું; અનુપભુક્ત.

**અનાચરણ** [ સં. અન્ ( અયોગ્ય ) + આચરણ ( આચાર ) ] ન. ખરાબ વર્તન; અનાચાર; ગેરવર્તણૂક.

**અનાચરણીય** [ સં. અન્ ( નહિ ) + આચર્ ( આચરવું ) + અનીય ( વિધ્યર્થનો પ્રત્યય ) ] વિ. નહિ વર્તવા જેવું.

**અનાચર્ય** જુઓ અનાચરણીય.

**અનાચાર** ૧. પું. ( જૈન ) આચારવ્યવહારનો ભંગ; પચ્ચખાણની હદનું ઉલ્લંઘન.
૨. [ સં. અન્ ( નહિ ) + આચાર ( ધર્મશાસ્ત્રમાં કહેલા વર્તનના નિયમ ) ] પું. અભડછેટ; ભ્રષ્ટતા; સ્પર્શાસ્પર્શ.
૩. [ સં. અન્ ( અયોગ્ય ) + આચાર ( રિવાજ ) ] પું. કુરીતિ; ખરાબ ચાલ; અયોગ્ય પ્રથા.
૪. [ સં. અન્ ( અયોગ્ય ) + આચાર ( વર્તન ) ] પું. દુરાચરણ; અસદ્વર્તન; અનીતિ; બદફેલી; નિષિદ્ધનું સેવન અને વિહિતનું અસેવન.
૫. પું. લંપટતા; વ્યભિચાર.
૬. વિ. આચારહીન; કર્મભ્રષ્ટ.

**અનાચારિતા** ૧. [ સં. અનાચારિન્ ( આચારહીન ) + તા ( પણું ) ] સ્ત્રી. આચારહીનપણું.
૨. [ સં. અનાચારિન્ ( અનીતિમાન ) + તા ( પણું ) ] સ્ત્રી. કુરીતિ; ખરાબ ચાલ; અનીતિ.
૩. [ સં. અનાચારિન્ ( દુષ્ટ ) + તા ( પણું ) ] સ્ત્રી. દુષ્ટતા; દુરાચારિતા; નિંદિત આચરણ.
૪. [ સં. અનાચારિન્ ( લંપટ ) + તા ( પણું ) ] સ્ત્રી. લંપટતા; વ્યભિચારીપણું.

**અનાચારી** ૧. [ સં. અનાચાર ( દુરાચરણ ) + ઇન્ ( વાળું ) ] વિ. અનાચાર કરનારૂં; અનીતિમાન; બદફેલ.
૨. વિ. કર્મભ્રષ્ટ; આચારહીન.
૩. વિ. દુષ્ટ; પતિત; પાપી; અધર્મી.
૪. [ સં. અનાચાર ( લંપટતા ) + ઇન્ ( વાળું ) ] વિ. વ્યભિચારી; લંપટ.

**અનાચારોત્સવ** [ સં. અનાચાર ( કુપ્રથા ) + ઉત્સવ ( તહેવાર ) ] પું. કુચાલવાળો તહેવાર.

**અનાચિન્ન** ૧. પું. ( જૈન ) ભિક્ષાને લગતા અભિધટદોષના બે ભેદમાંનો એ નામનો એક.
૨. વિ. ( જૈન ) ગ્રહણ ન કરવા જેવું; ન લેવા લાયક.

આડમા વગેરે ઘરેથી મળેલ અન્ન અનાચિન્ન અર્થાત ગ્રહણ કરવાને યોગ્ય નથી. — પિંડશુદ્ધિઅધિકાર

**અનાચીર્ણ** [ સં. અન્ ( નહિ ) + આચરણીય ( આચરવા જેવું ) ] વિ. ( જૈન ) નહિ આચરવા જેવું; અનાચરણીય.

**અનાચેતી** [ સં. અન્ ( નહિ ) + આ ( જરા ) + ચિત્ ( ધારવું ) ] અ. ઓચિંતું; અણધાર્યું.

**અનાચ્છન્ન** જુઓ અનાચ્છાદિત.

**અનાચ્છાદિત** [ સં. અન્ ( નહિ ) + આચ્છાદિત ( ઢાંકેલું ) ] વિ. નહિ ઢાંકેલું; ખુલ્લું; અનાવૃત; ઉઘાડું.

**અનાજ** [ સં. અન્નાદ્ય ( અન્નરૂપ ખાવાની ચીજ ) ] ન. પશુપંખી અને માણસના ખાવામાં આવતાં કેટલીક જાતનાં બી; દાણા; કણ; ધાન્ય; અન્ન.
૧. અનાજનું ફૂંકું = કણસલું.

૨. અનાજનો કીડો = અનાજ ઉપર જીવનાર પ્રાણી; મનુષ્ય.

૩. અનાજનો દુશ્મન = કામધંધા વિનાનો પડ્યો ખાનાર માણસ; આળસુ માણસ. જેમકે, ન કામનો, ન કાજનો, દુશ્મન અનાજનો.

**અનાજીવ** ૧. [ સં. અન્ ( નહિ ) + આજીવ ( ગુજરાન ) ] વિ. ( જૈન ) ગુજરાન વગરનું.

૨. [ સં. અ ( નહિ ) + આજીવ ( આજીવિકા પૂરતી દોલત ) ] વિ. નિઃસ્પૃહી; ઇચ્છા વગરનું.

**અનાજીવી** [ પ્રા. અણાજીવિ ] વિ. ( જૈન ) તપના ફળની ઇચ્છા વગરનું; નિઃસ્પૃહી.

**અનાજ્ઞા** ૧. [ સં. અન્ ( નહિ ) + આજ્ઞા ( હુકમ ) ] સ્ત્રી. આજ્ઞાનો અભાવ; હુકમ ન હોવાપણું.

૨. સ્ત્રી. નામંજૂરી.

**અનાજ્ઞાકારિતા** [ સં. અન્ ( નહિ ) + આજ્ઞાકારિન્ ( હુકમ પ્રમાણે વર્તનાર ) + તા ( પણું ) ] સ્ત્રી. નાફરમાની; હુકમ પ્રમાણે ન વર્તવાપણું.

**અનાજ્ઞાકારી** [ સં. અન્ ( નહિ ) + આજ્ઞાકારિન્ ( હુકમ પ્રમાણે વર્તનાર ) ] વિ. આજ્ઞા ન માનનાર; હુકમ પ્રમાણે ન ચાલનાર.

**અનાજ્ઞાત** ૧. [ સં. અન્ ( નહિ ) + આજ્ઞાત ( સારી રીતે જાણેલું ) ] વિ. અત્યારસુધી જાણેલું હોય તે બધા કરતાં ચડિયાતું; હવે જાણ્યું તેના જેવી સારી રીતે અત્યારસુધી નહિ જાણેલું.

૨. વિ. બરાબર નહિ જણાયેલ.

**અનાજ્ઞેય** [ સં. અન્ ( નહિ ) + આજ્ઞેય ( હુકમ કરવા જેવું ) ] વિ. આજ્ઞા નહિ કરવા જેવું; જેને હુકમ ન કરવો ઘટે તેવું.

**અનાટક** [ સં. અ ( નહિ ) + નાટક ] ન. નાટ્યશાસ્ત્રના નિયમ પ્રમાણે ન ભજવાતું નાટક; ભવાઈ.

**અનાટ્ય** ૧. [ સં. અ ( નહિ ) + નાટ્ય ( નાચ અને ચેષ્ટા ) ] ન. નૃત્યનો એક ભેદ.

સ્વર્ગલોક, મર્ત્યલોક અને પાતાલમાં રહેનારાઓના કાર્યનું અનુકરણ તે નાટ્ય. નર્તકના ઉપર આધાર રાખનાર અનાટ્ય. પુરાતત્ત્વ

૨. ન. ભજવાય નહિ એવો ખેલ કે પ્રયોગ; અયોગ્ય ખેલ.

**અનાડ** ( અનાડ઼ ) ૧. [ પ્રા. અણાડ ] પું. જાર; ઉપપતિ.

૨. પું. નુકસાન; બગાડ; ઉપદ્રવ; હાનિ.

૩. [ અ ( વિશેષ ) + નડવું ( હરકત કરવી ) ] પું. વિઘ્ન; અડચણ.

૪. [ સં. અનાર્ય ] વિ. અનાડી; મૂર્ખ; અજ્ઞાની; અણસમજુ.

**અનાડંબર** ૧. [ સં. અન્ ( નહિ ) + આડંબર ( ડોળ ) ] પું. ડોળનો અભાવ; ખોટા દેખાવ વગરનું હોવાપણું.

૨. વિ. સાદું; નિર્દંભ; ડોળ વગરનું.

**અનાડી** ( અનાડ઼ી ) ૧. [ સં. અનાર્ય ] વિ. અજાણ્યું; અજ્ઞાન.

૨. વિ. અભણ; નિરક્ષર.

૩. વિ. કઢંગું; બેડોળ.

૪. વિ. ખરાબ; દુષ્ટ.

૫. [ સં. અજ્ઞાની; પ્રા. અણ્ણાણી ] વિ. જંગલી; ગમાર; નાદાન; અક્કલ વગરનું.

૬. વિ. ન માને એવું; જક્કી; હઠીલું.

૭. વિ. બેહુન્નરી; અણઆવડવાળું; અકુશળ; આવડત વગરનું; અણઘડ.

**અનાડીવેડા** ( અનાડ઼ીવેડ઼ા ) [ સં. અજ્ઞાની ( મૂર્ખ ) + વૃત્તિ ( વર્તન ) ] પું. બ. વ. અનાડીના જેવું વર્તન; અનાડીપણું.

**અનાઢ્ય** ૧. પું. એક જાતિનો બ્રાહ્મણ.

૨. [ સં. અન્ ( નહિ ) + આઢ્ય ( પૈસાદાર ) ] વિ. ગરીબ; દરિદ્ર; દ્રવ્યહીન.

૩. વિ. બ્રાહ્મણની એ નામની એક જાતનું.

**અનાતપ** ૧. [ સં. અન્ ( નહિ ) + આતપ ( તડકો ) ] પું. ગરમીનો કે તડકાનો અભાવ; છાંયડો.

૨. પું. ઠંડક.

૩. વિ. ગરમી વગરનું; તડકા વિનાનું; છાંયાવાળું.

૪. વિ ઠંડું; શીતળ.

**અનાતીત** [ સં. અન્ ( નહિ ) + અ ( નકારવાચક શબ્દ ) + અતીત ( પેલે પાર ગયેલું ) ] પું. ( જૈન ) સંસારસાગર ઓળંગી પેલે પાર પહોંચનાર જીવ.

**અનાતુર** ૧. [ સં. અન્ ( નહિ ) + આતુર ( ઉત્સુક ) ] વિ. ઉત્કંઠા વગરનું; બેપરવા; બેદરકાર.

૨. [ સં. અન્ ( નહિ ) + આતુર ( વ્યાકુળ ) ] વિ. ગભરાયા વગરનું; ધીર; અવિચલિત; વ્યાકુળ કે વ્યગ્ર નહિ એવું.

૩. [ સં. અન્ ( નહિ ) + આતુર ( કામ કરવાને અશક્ત ) ] વિ. નહિ થાકેલું; કામથી નહિ કંટાળેલું.

૪. [ સં. અન્ ( નહિ ) + આતુર ( રોગી ) ] વિ. નીરોગી; તંદુરસ્ત.

**અનાત્મ** ૧. [ સં. અન્ ( ભિન્ન ) + આત્મન્ ( આત્મા ) ] પું. આત્મા નહિ તે; નાશવંત દેહ; જડ શરીર.

૨. [ સં. અન્ ( વગરનું ) + આત્મન્ ( મન ) ] વિ. આત્મા કે મન વગરનું; જેમાં આત્મા કે મન ન હોય એવું.

૩. [ સં. અન્ ( નહિ ) + આત્મન્ ( પોતાનું ) ] વિ. પોતાના ઉપર કાબૂ રાખ્યો ન હોય એવું; અનિયંત્રિત; અજિતેંદ્રિય.

૪. વિ. બીજાનું; પારકું.

૫. [ સં. અન્ ( નહિ ) + આત્મન્ ( આત્મા ) ] વિ. શારીરિક; ભૌતિક.

**અનાત્મક** ૧. [ સં. અન્ ( નહિ ) + આત્મન્ ( સ્વરૂપ ) + ક ( વાળું ) ] ન. ( બૌદ્ધ ) સંસાર; દુનિયા, કેમકે તેનું સ્વરૂપ સ્થિર નથી.

૨. વિ. અસ્થિર; ક્ષણભંગુર; નાશવંત.

૩. વિ. આત્મા રહિત; જીવ વિનાનું.

**અનાત્મકજાત** [ સં. અન્ ( નહિ ) + આત્મન્ ( આત્મા ) + ક ( વાળું ) + જાત ( સમૂહ ) ] ન. જડવસ્તુનો સમુદાય.

**અનાત્મકદુઃખ** ૧. [ સં. અનાત્મક ( સંસાર ) + દુઃખ ( કષ્ટ ) ] ન. અજ્ઞાનજનિત દુઃખ; સાંસારિક આધિવ્યાધિ; ભવબાધા; દેહાદિ સંબંધી દુઃખ.

૨. ન. ( જૈન ) આ લોક અને પરલોક બન્નેનું દુઃખ.

**અનાત્મજ્ઞ** ૧. [ સં. અન્ ( નહિ ) + આત્મન્ ( આત્મા ) + જ્ઞ ( જાણનાર ) ] વિ. અધ્યાત્મજ્ઞાન વગરનું.

૨. વિ. આત્માના સ્વરૂપને નહિ જાણનાર; મૂર્ખ; અજ્ઞાની; જડ.

**અનાત્મદર્શી** ૧. [ સં. અન્ ( નહિ ) + આત્મન્ ( આત્મા ) + દર્શિન્ ( જોનાર ) ] વિ. આત્મજ્ઞાન વગરનું; આત્મદર્શન એટલે આત્મસાક્ષાત્કાર નહિ કરનારું.

૨. વિ. આત્મા નહિ પણ જડ અને નાશવંત પદાર્થ જોનાર.

**અનાત્મધર્મ** ૧. પું. આત્મા સિવાયનાં દ્રવ્ય એટલે પદાર્થનો ધર્મ.

૨. [ સં. અન્ (અન્ય) + આત્મન્ (આત્મા) + ધર્મ ( ગુણ ) ] પું. ( ન્યાય ) જડ દેહનો ગુણ; જડવાદી લક્ષણ; શારીરિક ધર્મ; દેહનો ધર્મ. અનિત્ય, વિનાશી, અશુદ્ધ, નાના એટલે વિવિધ, ક્ષેત્ર, આશ્રિત, વિકારી, પરપ્રકાશ, હેતુમાન, વ્યાપ્ય, સંગી અને આસક્ત એમ કુલ બાર અનાત્મધર્મ છે.

**અનાત્મપદાર્થ** જુઓ અનાત્મવસ્તુ.

**અનાત્મપ્રતિપાદિતશાસ્ત્ર** [ સં. અન્ ( નહિ ) + આત્મન્ ( આત્મા ) + પ્રતિપાદિત ( પુરવાર કરેલું ) + શાસ્ત્ર ( ધર્મગ્રંથ ) ] ન. આત્મા નહિ પણ દેહાદિક પદાર્થને મુખ્ય ગણી વર્ણન કરનાર ધર્મગ્રંથ.

**અનાત્મપ્રત્યવેક્ષા** [ સં. અન્ ( નહિ ) + આત્મન્ ( આત્મા ) + પ્રત્યવેક્ષા ( વિચાર ) ] સ્ત્રી. ( બૌદ્ધ ) આત્મા નથી એવો વિચાર કે માન્યતા.

**અનાત્મબુદ્ધિ** ૧. [ સં. અન્ ( નહિ ) + આત્મન્ ( આત્મા ) + બુદ્ધિ ( જ્ઞાન ) ] સ્ત્રી. આત્માથી ભિન્ન દેહાદિકમાં અભિનિવેશ એટલે આગ્રહ.

૨. સ્ત્રી. આત્માના જ્ઞાનનો અભાવ.

૩. સ્ત્રી. ( વેદાંત ) દરેક પદાર્થમાં આત્માની સત્તા છે છતાં આત્મા નથી એવી સમજ.

૪. [ સં. અન્ ( નહિ ) + આત્મબુદ્ધિ ( મતલબિયાપણું ) ] સ્ત્રી. નિઃસ્વાર્થીપણું.

૫. [ સં. અન્ ( નહિ ) + આત્મબુદ્ધિ ( પોતાની સ્વતંત્ર સમજણ ) ] સ્ત્રી. બીજાની આપેલી સમજણ.

૬. વિ. આત્માનું જ્ઞાન ન હોય પણ જડ દેહાદિકમાં જ જેની બુદ્ધિ લાગેલી હોય એવું.

**અનાત્મભાવ** ૧. [ સં. અન્ ( અભાવ ) + આત્મભાવ ( ગર્વ ) ] પું. ગર્વરહિતપણું; હુંપદનો અભાવ; નિરભિમાનીપણું.

૨. [ સં. અન્ ( નહિ ) + આત્મન્ ( આત્મા ) + ભાવ ( મમત્વ ) ] પું. દેહભાવ; આત્મા સિવાયની બીજી વસ્તુઓ પર રખાતો ભાવ.

૩. [ સં. અન્ ( નહિ ) + આત્મન્ ( આત્મા ) + ભાવ ( લાગણી ) ] પું. નિઃસ્વાર્થબુદ્ધિ; પોતાનાં જ રક્ષણ અને ઉન્નતિની ન રાખેલી ઇચ્છા.

૪. [ સં. અન્ ( અભાવ ) + આત્મભાવ ( આત્મા બધાંમાં છે એવી આસ્થા ) ] પું. પોતાના જેવો જ આત્મા બધાંમાં છે એવી માન્યતા ન હોવાપણું.

**અનાત્મભૂત** ૧. [ સં. અન્ ( નહિ ) + આત્મન્ ( આત્મા ) + ભૂત ( થયેલું ) ] વિ. આત્મસ્વરૂપ નહિ બનેલું; આત્મામાં દાખલ નહિ થયેલું.

૨. વિ. આત્માથી અન્ય; નાશવંત; જડ.

**અનાત્મભૂતલક્ષણ** [ સં. અનાત્મભૂત ( આત્મસ્વરૂપ નહિ બનેલું ) + લક્ષણ ( ચિહ્ન ) ] ન. ( વેદાંત ) અનિત્ય આકસ્મિક ધર્મ; વસ્તુના સ્વરૂપમાં પ્રવિષ્ટ એટલે દાખલ થયેલું ન હોય તેવું ચિહ્ન. જેમકે, દંડવાળાનું દંડ એ લક્ષણ છે, પણ તે દંડવાળાના સ્વરૂપમાં પેઠેલું નથી.

**અનાત્મવસ્તુ** ૧. [ સં. અન્ ( નહિ ) + આત્મન્ ( જીવ ) + વસ્તુ ( ચીજ ) ] સ્ત્રી. જડ વસ્તુ; જીવ વિનાનો પદાર્થ.

૨. વિ. આત્મા વગરનું; જેનામાં આત્મારૂપી પદાર્થ નથી એવું.

**અનાત્મવાદ** [ સં. અન્ ( નહિ ) + આત્મન ( આત્મા ) + વાદ ( મત ) ] પું. આત્માનું અસ્તિત્વ નથી એવો સિદ્ધાંત; નાસ્તિકવાદ; દેહાત્મવાદ; ચાર્વાકમત; જડવાદ.

**અનાત્મવાદી** ૧. [સં. અન્ ( નહિ ) + આત્મન્ ( આત્મા ) + વાદિન્ ( મતવાળું ) ] વિ. આત્માનું અસ્તિત્વ ન માનનાર; નાસ્તિક; ચાર્વાક મતને માનનાર.

૨. વિ. બૌદ્ધમત ધરાવનાર; બૌદ્ધ.

**અનાત્મવાન** ૧. [ સં. અન્ ( નહિ ) + આત્મવત્ ( મન ઉપર કાબૂ મેળવ્યો હોય એવું ) ] વિ. અજિતેંદ્રિય; અસ્વસ્થ મનવાળું; સ્થિર ચિત્ત વગરનું; ઇંદ્રિયો ઉપર અંકુશ વિનાનું.

૨. [ સં. અન્ ( નહિ ) + આત્મન ( આત્મા ) + વત્ ( વાળું ) ] વિ. આત્મા વગરનું.

**અનાત્મવેદી** જુઓ અનાત્મજ્ઞ.

**અનાત્મશ્લાઘી** [સં. અન્ ( નહિ ) + આત્મન્ ( પોતાનું ) + શ્લાઘિન્ ( વખાણ કરનાર ) ] વિ. નિરભિમાની; આપવખાણ નહિ કરનાર.

**અનાત્મા** ૧. [ સં. અન્ ( નહિ ) + આત્મન્ ( સ્વરૂપ ) ] પું. આત્મજ્ઞાન વગરનો પુરુષ; પોતાના સ્વરૂપને નહિ ઓળખનાર જીવ.

૨. [ સં. અન્ ( જુદું ) + આત્મન્ ( આત્મા ) ] પું. આત્માથી જુદો પદાર્થ; જડ પદાર્થ; નશ્વર દેહ.

૩. [ સં. અન્ ( નહિ ) + આત્મન્ ( આત્મા ) ] પું. આત્માનો અભાવ.

૪. [ સં. અન્ ( અભાવ ) + આત્મન્ ( મન ) ] પું. મનનો અભાવ.

૫. વિ. આત્મા રહિત.

૬. વિ. મન વગરનું.

૭. વિ. મન વશ ન હોય એવું; અજિતેંદ્રિય.

**અનાત્મીય** ૧. [સં. અન્ ( નહિ ) + આત્મીય ( આત્મા સંબંધી ) ] વિ. આત્માને લગતું નહિ તેવું; આત્માના સંબંધ વગરનું.

૨. [ સં. અન્ ( નહિ ) + આત્મીય ( પોતાનું ) ] વિ. પારકું; બીજાનું.

૩. વિ. શત્રુતાવાળું; વિરોધી.

૪. [ સં. અન્ ( નહિ ) + આત્મીય ( સગું ) ] વિ. સગું નહિ તેવું; સંબંધ વગરનું.

**અનાત્મ્ય** ૧. [ સં. અન્ ( નહિ ) + આત્મ્ય ( પોતાનું ) ] ન. પોતાના કુટુંબ તરફ સ્નેહનો અભાવ; કુટુંબપ્રેમ ન હોવાપણું.

૨. [ સં. અન્ ( નહિ ) + આત્મ્ય ( શરીર ) ] વિ. અશરીર; દેહ વગરનું.

**અનાથ** ૧. [ સં. અ ( નહિ ) + નાથ્ ( શ્રીમાન થવું ) ] સ્ત્રી. દરિદ્રતા; દૈન્ય; ગરીબાઈ.

૨. [ સં. અ ( નહિ ) + નાથ ( ધણી ) ] સ્ત્રી. વિધવા; ધણી વિનાની સ્ત્રી.

૩. ન. ગરીબ માણસ.

૪. [ અ ( નહિ ) + નાથ ( પશુના નાકની આરપાર ઘાલવામાં આવતી દોરી ) ] ન. નાથ્યા વગરનું પશુ; નાકમાં સાર પાડી દોરી ઘાલ્યા વગરનું જાનવર.

૫. ન. માબાપ વગરનું બાળક; યતીમ.

૬. ન. સગાંસંબંધી વિનાનું મનુષ્ય.

૭. વિ. અનાત્માવલંબી; સ્વાશ્રય વગરનું.

૮. વિ. અશરણ; અસહાય; રક્ષક રહિત; નિરાધાર; લાચાર.

૯. વિ. કાબૂ વગરનું; સ્વચ્છંદી.

૧૦. વિ. ગરીબ; કંગાળ.

૧૧. વિ. છૂટું; સ્વતંત્ર.

૧૨. વિ. નાથ વગરનું; ધણીધોરી વિનાનું; નધણિયાતું.

૧૩. વિ. માબાપ વગરનું.

**અનાથગૃહ** જુઓ અનાથાશ્રમ.

**અનાથતા** ૧. [ સં. અનાથ ( ગરીબ ) + તા ( પણું ) ] સ્ત્રી. દીનતા; ગરીબાઈ.

૨. [ સં. અનાથ ( ધણી વગરનું ) + તા ( પણું ) ] સ્ત્રી. નિરાધારપણું; ધણીધોરી વિનાની હાલત; રક્ષકપાલક વિનાની સ્થિતિ.

**અનાથદ્રોહ** [ સં. અનાથ ( ગરીબ ) + દ્રોહ ( અન્યાય ) ] પું. ગરીબને કરવામાં આવતો અન્યાય.

**અનાથનાથ** ૧. [ સં. અનાથ ( અશરણ ) + નાથ ( ધણી ) ] પું. અશરણશરણ; નોધારાનો આધાર.

૨. પું. પરમેશ્વર, કેમકે તે સૌનો ધણી છે.

**અનાથનિવાસ** જુઓ અનાથાશ્રમ.

**અનાથપાલક** [ સં. અનાથ ( ગરીબ ) + પાલક ( રક્ષણ કરનાર ) ] વિ. ગરીબને પાળનાર.

**અનાથપાલન** [ સં. અનાથ ( ગરીબ ) + પાલન ( રક્ષણ ) ] ન. નિરાશ્રિતનું પોષણ.

**અનાથપિંડ** [ સં. અનાથ ( ગરીબ ) + પિંડ ( કોળિયો ) ] પું. ગરીબને આપવા માટે તૈયાર કરેલો ખોરાક.

**અનાથપિંડદ** જુઓ અનાથપિંડિક ૨.

**અનાથપિંડિક** ૧. પું. ગૌતમબુદ્ધ પોતાના શિષ્યોને જેની વાડીમાં જ્ઞાન આપતા હતા તે વેપારીનું નામ.

૨. [ સં. અનાથ ( ગરીબ ) + પિંડિક ( અન્ન આપનાર ) ] ન. ગરીબને અન્ન આપનાર માણસ.

**અનાથબંજર** ૧. [ હિં. અનાથ ( નધણિયાતું ) + બંજર ( ખારાટવાળી જમીન ) ] ન. નધણિયાતી ઊખર જમીન.

૨. ન પડતર જમીન.

**અનાથબંધુ** ૧. [ સં. અનાથ (ગરીબ) + બંધુ ( મિત્ર ) ] પું. નોધારાનો આધાર; નિરાશ્રિતને મદદ કરનાર; દીનબંધુ; ગરીબનો બેલી.

૨. પું. પરમેશ્વર; ઈશ્વર; પ્રભુ.

**અનાથવિદ્યાર્થીગૃહ** [ સં. અનાથ ( નિરાશ્રિત ) + વિદ્યાર્થિન્ ( ભણનાર ) + ગૃહ ( મકાન ) ] ન. નિરાશ્રિત વિદ્યાર્થીઓને રહેવાનું સ્થાન.

**અનાથવૃત્તિ** ૧. [ સં. અનાથ ( નિરાધાર ) + વૃત્તિ ( સ્થિતિ ) ] સ્ત્રી. અપંગતા.

૨. સ્ત્રી. નબળાઈ.

૩. [ સં. અનાથ ( નિરાધાર ) + વૃત્તિ ( આજીવિકા ) ] સ્ત્રી. નિરાધારને ગુજરાન માટે અપાતી મદદ.

૪. સ્ત્રી. પરાધીનતા; પરતંત્રતા.

**અનાથસભા** ૧. સ્ત્રી. ગરીબોને જ્યાંથી અન્ન અપાતું હોય તે સ્થાન.

૨. [સં. અનાથ ( ગરીબ ) + સભા ( ઘર ) ] સ્ત્રી. ગરીબોને રહેવાનું ઘર.

૩. સ્ત્રી. દરિદ્રાલય; દરિદ્રગૃહ.

**અનાથસહાય** જુઓ અનાથબંધુ.

**અનાથાનુસારી** ૧. વિ. જેણે ગરીબી સ્વીકારી લીધી હોય એવું.

૨. [ સં. અનાથ ( ગરીબ ) + અનુસારિન્ ( પાછળ જનાર ) ] વિ. દીનપાલક; ગરીબોને પાળનાર.

૩. [ સં. અ ( નહિ ) + નાથ ( ધણી ) + અનુસારિન્ ( પાછળ જનાર ) ] વિ. પોતાના માલિકને ન અનુસરનારું.

**અનાથાલય** જુઓ અનાથાશ્રમ.

**અનાથાશ્રમ** ૧. [ સં. અનાથ ( નિરાધાર ) + આશ્રમ ( ગૃહ ) ] ન. અનાથાલય; અનાથોને પાળીપોષી કેળવનાર સંસ્થા; યતીમખાના; નિરાશ્રિતગૃહ.

૨. ન. નિરાધારોને રહેવાખાવાનું સ્થાન.

૩. ન. ભૂખે મરતાં લોકોનું ભરણપોષણ કરવાનું સ્થળ; દરિદ્રાલય; દરિદ્રગૃહ.

**અનાથી** ૧. [ સં. અનાથ ] પું. પોતે અનાથ હોવાની ખાતરી કરાવી મગધદેશના શ્રેણિક રાજાને જૈનધર્મમાં આણનાર એ નામના જૈન મુનિ.

> શ્રેણિક રાય, હું રે અનાથી નિર્ગ્રંથ.
>
> સમયસુંદર

૨. [ સં. અ ( નહિ ) + નાથ ( ધણી ) + ઇન્ ( વાળું ) ] વિ. નાથ વગરનું; ધણી વિનાનું; અશરણ; નિરાશ્રય.

**અનાથ્યું** ૧. [ અ ( નહિ ) + નાથવું ( નાથ ઘાલવી ) ] વિ. નહિ નાથેલું; નાથ્યા વિનાનું.

૨. વિ. નિરંકુશ; ઉચ્છૃંખલ.

**અનાદ** [ સં. અનાદિ ] વિ. અતિપ્રાચીન; અનાદિ.

**અનાદઉત્તર** પું. ખરો જવાબ.

**અનાદકાલભૃત** પું. દુષ્કાળમાં ભરણપોષણને માટે સ્વેચ્છાથી થયેલો ગુલામ.

**અનાદબંજર** [ હિં. અનાદિ ( પ્રાચીન ) + બંજર ( પડતર જમીન ) ] સ્ત્રી. ઘણા લાંબા કાળથી પડતર રહેલી જમીન.

**અનાદર** ૧. [ સં. અન્ ( નહિ ) + આદર ( માન ) ] પું. અપમાન; તુચ્છકાર; તિરસ્કાર; અપ્રતિષ્ઠા; પરિભવ.

૨. [ સં. અન્ ( નહિ ) + આદર ( આસક્તિ ) ] પું. અપ્રીતિ; અભાવ; કંટાળો.

૩. પું. અવજ્ઞા; અવગણના; સન્માનનો અભાવ.

૪. પું. ( કાવ્ય ) એ નામનો એક અલંકાર, જેમાં મળેલી વસ્તુ જેવી બીજી નહિ મળેલી વસ્તુની ઇચ્છાદ્વારા પ્રાપ્ત વસ્તુના અનાદરનું સૂચન કરવામાં આવે છે. જેમકે, સરોવરને કાંઠે કામિનીને જોઈ ભમરો કમળને તજી મધુર ગુંજારવ કરતો તે સ્ત્રીના અધરની દિશામાં ચાલ્યો.

૫. પું. બેદરકારી.

૬. [ સં. અન્ ( નહિ ) + આદર ( શરૂઆત ) ] પું. શરૂઆતનો અભાવ; અનારંભ.

૭. [ સં. અન્ ( નહિ ) + આદર ( પ્રયત્ન ) ] પું. સહેલાઈ; સરળપણું; સુગમતા.

૮. વિ. આદરશૂન્ય; માન વગરનું.

૯. વિ. તિરસ્કારને પાત્ર.

૧૦. વિ. બેતમા; બેપરવા.

૧૧. વિ. માન ન આપે તેવું; આદર નહિ બતાવતું.

૧૨. વિ. શાંત.

**અનાદરણ** [ સં. અન્ ( નહિ ) + આદૃ ( સત્કાર કરવો ) ] ન. અનાદર; ઉપેક્ષા.

**અનાદરણીય** ૧. [ સં. અન્ ( નહિ ) + આદરણીય ( માન આપવા જેવું ) ] વિ. ઉપેક્ષ્ય; માન નહિ આપવા જેવું.

૨. વિ. તિરસ્કારને પાત્ર.

**અનાદરબુદ્ધિ** ૧. [ સં. અન્ ( નહિ ) + આદર ( માન ) + બુદ્ધિ ( મતિ ) ] સ્ત્રી. ઉપેક્ષા કરવાની મતિ.

૨. સ્ત્રી. તિરસ્કારબુદ્ધિ.

**અનાદરવું** ૧. [ સં. અન્ ( નહિ ) + આદૃ ( સત્કાર કરવો ) ] સ. ક્રિ. અનાદર કરવો; અવજ્ઞા કરવી.

૨. સ. ક્રિ. તુચ્છકારી કાઢવું; તિરસ્કારવું; ધિક્કારવું.

૩. સ. ક્રિ. શરૂ ન કરવું.

**અનાદરિત** ૧. [ સં. અન્ ( નહિ ) + આદરિત ( માન અપાયેલું ) ] વિ. અપમાન કરાયેલું; અપમાનિત.

૨. વિ. તિરસ્કારાયેલું; તુચ્છકારી કઢાયેલું.

**અનાદાન** ૧. [ સં. અન્ ( નહિ ) + આદાન ( લેવું તે ) ] ન. અસ્વીકાર; ન લેવું તે; અગ્રહણ.

૨. [ અ ( નહિ ) + નાદાન ( મૂર્ખ ) ] વિ. મૂર્ખ નહિ તેવું.

**અનાદાય** ૧. [ સં. અન્ ( નહિ ) + આદાય ( વસૂલાત ) ] પું. વસૂલ નહિ કરાયેલું લેણું.

૨. વિ. વસૂલ કર્યા વિનાનું.

**અનાદાયીકર્જ** [ અન્ ( નહિ ) + આદાયિન્ ( લેનાર ) + કર્જ ( દેવું ) ] ન. વસૂલ થઈ ન શકે તેવું લેણું; ડૂબતું લેણું.

**અનાદિ** ૧. પું. ( પિંગળ ) એ નામનો ૬૪ ગુરુ અને ૨૮ લઘુ મળી ૯૨ વર્ણનો એક વિષમજાતિ માત્રામેળ છંદ. તે ષટ્પદી છપ્પયનો એક ભેદ છે.

૨. [ સં. અન્ ( નહિ ) + આદિ ( કારણ ) ] પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. સર્વનું કારણ તે હોવાથી તેમનું કોઈ આદિ એટલે કારણ નથી, તેથી તે અનાદિ કહેવાય છે.

૩. [ સં. અન્ ( નહિ ) + આદિ ( શરૂઆત ) ] પું. શરૂઆતનો અભાવ; શરૂઆત ન હોવાપણું.

૪. [ સં. અન્ ( નહિ ) + આદિ ( મૂળ કારણ ) ] પું. સ્વયંભૂ; પરમાત્મા; પરમેશ્વર, કેમકે તેની શરૂઆત નથી.

૫. પું. હિરણ્યગર્ભ.

૬. વિ. જેનું આદિકારણ નથી એવું.

૭. વિ. જેનો આરંભ કે ઉત્પત્તિ ન હોય એવું; સ્વયંભૂ; જેને મૂળ નથી તેવું. કેટલાક ઈશ્વર, જીવ અને પ્રકૃતિને અનાદિ માને છે.

૮. [ સં. અન્ ( નહિ ) + આદિ ( પહેલું )] વિ. પહેલું નહિ એવું.

૯. વિ. પ્રથમ; પહેલું; જેની અગાઉ કોઈ ન હોય એવું.

૧૦. વિ. પ્રાચીન; જૂના કાળથી ચાલતું આવતું; પરાપૂર્વનું.

૧૧. વિ. શરૂઆત વગરનું; સનાતન.

અનાદિઅનંત ૧. [ સં. અન્ ( નહિ ) + આદિ ( શરૂઆત ) + અંત ( છેડો )] પું. પરમેશ્વર; પ્રભુ, કેમકે તેને આદિ અને અંત નથી.

૨. પું. શિવ; શંકર.

૩. વિ. આરંભ અને અંત વગરનું; સનાતન; નિત્ય; શાશ્વત.

અનાદિક [ સં. અન્ ( નહિ ) + આદિ ( શરૂઆત ) + ક ( વાળું )] વિ. અનાદિ.

અનાદિકાલીન [ સં. અનાદિ ( સનાતન ) + કાલીન ( વખતનું ) ] વિ. ઘણા લાંબા વખતનું; પરાપૂર્વનું; પ્રાચીન કાળથી ચાલતું આવેલું.

અનાદિકાળ [ સં. અન્ ( નહિ ) + આદિ ( શરૂઆત ) + કાલ ( વખત )] પું. પુરાતન વખત; જેની શરૂઆત ક્યાંથી થઈ તે ન જણાય એવો વખત; ઘણો લાંબો સમય; અતિપ્રાચીન કાળ.

અનાદિત ૧. [ સં. અ ( નહિ ) + નાદિત ( ગજવી મૂકેલું )] વિ. અવાજથી ગજવી મૂકેલું ન હોય એવું.

૨. વિ. નહિ વગાડેલું.

અનાદિતા [ સં. અનાદિ ( શરૂઆતનો અભાવ ) + તા ( પણું )] સ્ત્રી. અનાદિ હોવાનો ભાવ; નિત્યતા; અનાદિપણું.

અનાદિત્વ જુઓ અનાદિતા.

અનાદિનિધન ૧. [ સં. અન્ ( નહિ ) + આદિ ( શરૂઆત ) + નિધન ( વિનાશ )] પું. પરમાત્મા; અનાદ્યંત.

૨. પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. તેમને આદિ એટલે જન્મ, અને નિધન એટલે મરણ ન હોવાથી તે અનાદિનિધન કહેવાય છે.

૩. પું. શિવ; શંકર.

૪. વિ. સનાતન; નિત્ય; શાશ્વત.

અનાદિપદાર્થ [ સં. અન્ ( નહિ ) + આદિ ( શરૂઆત ) + પદાર્થ ( વસ્તુ )] પું. (વેદાંત) આદિ કે શરૂઆત નથી એવો પદાર્થ. તેવા ૭ પદાર્થ છે. જુઓ અનાદિષટ્ક.

અનાદિપરંપરા ૧. [ સં. અનાદિ ( પરાપૂર્વનું ) + પરંપરા ( ચાલતો આવતો રિવાજ )] સ્ત્રી. ઘણા જૂના સમયથી ચાલ્યો આવતો રિવાજ.

૨. [ સં. અનાદિ ( આદિ રહિત ) + પરંપરા ( ક્રમ ) ] સ્ત્રી. પરાપૂર્વ; ઘણો લાંબો સમય.

અનાદિબંધ [ સં. અન્ ( નહિ ) + આદિ ( શરૂઆત ) + બંધ ( સંબંધ )] પું. (જૈન) આત્મા અને કર્મનો પરાપૂર્વનો સંયોગ.

અનાદિભૂમિ [ સં. અનાદિ ( જૂનાકાળથી ચાલતું આવતું ) + ભૂમિ ( જમીન )] સ્ત્રી. કબજાગીરો જમીન.

અનાદિમધ્યાંત [ સં. અન્ ( નહિ ) + આદિ ( આરંભ ) + મધ્ય ( વચલો ભાગ ) + અંત ( છેડો )] વિ. આદિ, મધ્ય કે અંત વિનાનું; જેને પ્રારંભ, વચલો ભાગ કે છેડો નથી એવું; અખંડ; નિત્ય; સનાતન.

અનાદિરૂપ [ સં. અનાદિ ( પ્રથમ ) + રૂપ ( આકાર )] ન. મૂળ સ્વરૂપ.

અનાદિવાદ [ સં. અનાદિ ( શરૂઆત વગરનું ) + વાદ ( શાસ્ત્રાર્થ )] પું. આ જગત મૂળથી જ આવું ને આવું છે, કોઈએ ઉત્પન્ન કરેલું નથી એવી માન્યતા.

અનાદિષટ્ક [ સં. અનાદિ ( સનાતન ) + ષટ્ક ( ૭ )] ન. (વેદાંત) જીવ, ઈશ્વર, શુદ્ધ ચૈતન્ય, અવિદ્યા, ચેતન અને અવિદ્યાનો યોગ, તેઓનો પરસ્પર સંબંધ, એ ૭.

અનાદિસંતાન જુઓ અનાદિપરંપરા.

અનાદિસંયોગ [ સં. અન્ ( નહિ ) + આદિ ( શરૂઆત ) + સંયોગ ( સંબંધ )] પું. પુરુષ અને પ્રકૃતિનો પરાપૂર્વનો સંબંધ.

અનાદિસિદ્ધ ૧. [ સં. અનાદિ ( શાશ્વત ) + સિદ્ધ ( સાબિત )] પું. પુરાતન કાળથી જે સિદ્ધ જ છે તે; પરમેશ્વર; ઈશ્વર; પરમાત્મા.

૨. વિ. અજરામર.

૩. વિ. ક્યારથી અને ક્યાંથી આરંભ છે તે ન સમજાય એવું; ઘણા કાળથી જે સિદ્ધ એટલે સાબિત જ હોય એવું; ઘણા પ્રાચીન કાળથી સ્થાપિત કે પુરવાર થયેલું.

૪. વિ. સ્વતંત્ર.

અનાદિસિદ્ધાંત [ સં. અનાદિ ( સનાતન ) + સિદ્ધાંત ( નિર્ણય )] પું. પરાપૂર્વથી સ્થાપિત થયેલ નિર્ણય.

અનાદીનવ ૧. [ સં. અન્ ( નહિ ) + આદીનવ ( દુઃખ )] વિ. દુઃખ વિનાનું.

૨. [ સં. અન્ ( નહિ ) + આદીનવ ( ભૂલ )] વિ. નિરપરાધી; નિષ્કલંક; નિર્દોષ.

અનાદૃત ૧. [ સં. ] ન. અનાદર; અપમાન.

૨. ન. તિરસ્કાર; ધિક્કાર.

૩. [ સં. અન્ ( નહિ ) + આદૃત ( માન અપાયેલું )] વિ. અપમાન પામેલું; માન નહિ અપાયેલું.

૪. વિ. તિરસ્કાર પામેલું; તરછોડાયેલું.

૫. વિ. બેપરવા; બેદરકાર.

અનાદેય ૧. [ સં. અન્ ( નહિ ) + આદેય ( લેવા જેવું )] ન. ધર્મશાસ્ત્રમાં નિષેધેલી એટલે નહિ ગ્રહણ કરવા જેવી જણાવેલી વસ્તુ.

૨. વિ. સ્વીકારી ન શકાય એવું; ગ્રહણ ન કરવા જેવું; અગ્રાહ્ય.

અનાદેયનામ ન. (જૈન) હિતકારી વચન પણ કોઈ સ્વીકારે નહિ, અને ઉપકાર કરાયેલ માણસ પણ તિરસ્કાર કરે એવી પ્રકૃતિવાળું એ નામનું એક નામકર્મ.

અનાદેયવચન [ સં. અનાદેય ( અગ્રાહ્ય ) + વચન ( વાક્ય )] વિ. જેનો બોલ માનવા લાયક ન હોય એવું.

અનાદેવી સ્ત્રી. મનુષ્યનું રક્ષણ કરતી હિંદુઓની એ નામની એક દેવી; અનદેવી. રજપૂતો જમવા આગમજ એને નૈવેદ આપે છે.

અનાદેશ ૧. [ સં. અન્ ( નહિ ) + આદેશ ( હુકમ )] પું. આજ્ઞા ન હોવાપણું.

૨. [ સં. અન્ ( નહિ ) + આદેશ ( ઉપદેશ )] પું. ઉપદેશનો અભાવ.

અનાદેશકર [ સં. અન્ ( નહિ ) + આદેશ ( હુકમ ) + કર ( કરનાર )] વિ. હુકમ ન કર્યો હોય તે કરનાર; હુકમ પ્રમાણે નહિ કરનારું.

અનાદ્યનંત જુઓ અનાદિઅનંત.

અનાદ્યનંતતા [ સં. અનાદિ ( શરૂઆત વગરનું ) + અનંત ( છેડા વગરનું ) + તા ( પણું )] સ્ત્રી. છેડો અને શરૂઆત ન હોય એવી સ્થિતિ; સનાતનપણું.

અનાદ્યંત જુઓ અનાદિઅનંત.

અનાદ્યંતતા જુઓ અનાદ્યંતત્વ.

અનાદ્યંતત્વ [ સં. અન્ ( નહિ ) + આદિ ( શરૂઆત ) + અંત ( છેડો ) + ત્વ ( પણું )] ન. આરંભ અને અંત ન હોવાપણું.

અનાદ્રુત પું. (સંગીત) પા માત્રા જેટલો સમય; અણુ. એવા બે અણુનો એક દ્રુત અને બે દ્રુતનો એક લઘુ અક્ષર થાય છે.

૮ ક્ષણ = ૧ લવ
૮ લવ = ૧ કાષ્ઠા
૮ કાષ્ઠા = ૧ નિમેષ
૮ નિમેષ = ૧ કલા
૨ કલા = ૧ ત્રુટિ

૨ ત્રુટિ = ૧ અણુ કે અનાદ્રુત
૨ અણુ = ૧ દ્રુત
૨ દ્રુત = ૧ લઘુ (માત્રા) અક્ષર

**અનાધાર** ૧. [ સં. અન્ ( નહિ ) + આધાર ( ટેકો ) ] પું. ( ન્યાય ) આકાશ વગેરે હરકોઈ નિત્ય પદાર્થ.

૨. ન. ( વેદાંત ) બ્રહ્મ.

૩. વિ. આધાર રહિત; ટેકા વગરનું; નોધારું.

૪. વિ. ગરીબ; દીન; અનાથ; લાચાર.

**અનાધિ** ૧. [ સં. અન્ ( નહિ ) + આધિ ( ચિંતા ) ] વિ. ચિંતા વગરનું; માનસિક વ્યથા વિનાનું.

૨. [ સં. અન્ ( નહિ ) + આધિ ( થાપણ ) ] વિ. તારણ વગરનું; કરજ કરવામાં મૂકવી પડતી માલની કે રોકડની અનામત વિનાનું.

**અનાધિક્ય** [ સં. અન્ ( નહિ ) + આધિક્ય ( અધિકપણું ) ] ન. વધારે ન હોવાપણું.

**અનાધિક્યચિહ્ન** [ સં. અન્ ( નહિ ) + આધિક્ય ( અધિકપણું ) + ચિહ્ન ( નિશાની ) ] ન. ( ગણિત ) એક રાશિ બીજી કરતાં મોટી નથી એમ બતાવવા વપરાતું ચિહ્ન. જે રાશિ મોટી ન હોય તે ચિહ્નની પહેલાં આવે. જેમકે, ૨ × ૩ ≯ ૬.

**અનાધિધનિક** [ સં. અનાધિ ( તારણ વગરનું ) + ધનિક ( પૈસા વ્યાજે આપનાર ) ] પું. તારણ વગરનો લેણદાર; જેને ત્યાં માલની કે રોકડની અનામત મૂકવામાં ન આવી હોય એવો લેણદાર.

**અનાધીન** ૧. [ અન ( નહિ ) + અધીન ( તાબે ) ] વિ. તાબે નહિ તેવું; સ્વતંત્ર.

૨. વિ. નધણિયાતું.

**અનાધૃષ્ટિ** ૧. પું. ( પુરાણ ) એ નામનો શ્રીકૃષ્ણનો અનુયાયી એક યાદવ.

૨. પું. ( પુરાણ ) સોમવંશી પુરુવંશના રૌદ્રાશ્વનો દીકરો. એની માનું નામ મિશ્રકેશી હતું.

**અનાધૃષ્ય** ૧. પું. ( પુરાણ ) ધૃતરાષ્ટ્ર રાજાનો એ નામનો એક પુત્ર.

૨. [ સં. અન્ ( નહિ ) + આધૃષ્ ( હરાવવું ) ] વિ. અજેય; જીતી ન શકાય એવું.

૩. [ સં. અન્ ( નહિ ) + આધૃષ્ ( ઈજા કરવી ) ] વિ. સંપૂર્ણ; અભંગ; ઈજા વગરનું.

૪. વિ. સામે ન થવાય એવું.

**અનાધે** ૧. [ સં. અનાધેય ] વિ. આધાર વગરનું; આશ્રય વિનાનું.

૨. [ સં. અન્ ( નહિ ) + આધિ ( વિઘ્ન ) ] વિ. વિઘ્ન રહિત; અડચણ વગરનું.

**અનાધેય** ૧. [ સં. અન્ ( નહિ ) + આધેય ( આધાર આપવા લાયક ) ] વિ. આધાર રહિત; આશ્રય વગરનું.

૨. [ સં. અન્ ( નહિ ) + આધેય ( થાપણ મૂકવા લાયક ) ] વિ. થાપણ મૂકવા માટે નાલાયક.

૩. [ સં. અન્ ( નહિ ) + આધેય ( સ્થાપન કરવા જેવું ) ] વિ. સ્થાપન નહિ કરવા જેવું.

**અનાધ્યાત્મિક** [ સં. અન્ ( નહિ ) + આધ્યાત્મિક ] વિ. આધ્યાત્મિક નહિ એવું.

**અનાધ્યાય** ૧. [ અન ( નહિ ) + અધ્યાય ( વેદનું વાચન ) ] પું. વેદનો અભ્યાસ બંધ રાખવાનો દિવસ; રજાનો દિવસ; અનધ્યાય; અણોજો; છુટ્ટી.

૨. પું. વેદનો અભ્યાસ બંધ રાખવો તે.

**અનાનસ** ૧. પું. એ નામનો એક છોડ. જુઓ અનનાસ.

૨. ન. અનનાસ; એ નામનું ફળ.

**અનાનુગામિક** [ અન ( નહિ ) + અનુગામિક ( પાછળ આવનારું ) ] વિ. સાથે ન આવનારું.

જે અવધિજ્ઞાન પોતાનું ઉત્પત્તિસ્થાન છૂટી જતાં કાયમ રહેતું નથી તે અનાનુગામિક.
તત્ત્વાર્થસૂત્ર

**અનાનુપૂર્વી** [ સં. અન્ ( નહિ ) + આનુપૂર્વી ( અનુક્રમ ) ] સ્ત્રી. અનુક્રમ નહિ, તેમ વ્યુત્ક્રમ એટલે કે ક્રમનું વિપરીતપણું નહિ તે; આડાઅવળાપણું; નિયમિત ક્રમમાં ન હોવાપણું.

સત્પુરુષોએ અનાનુપૂર્વી યોજના કરી છે, તે બહુ સુંદર અને આત્મશાંતિને આપનારી છે.
રાજચંદ્ર

**અનાનુપૂર્વ્ય** જુઓ અનાનુપૂર્વી.

**અનાપદ** [ સં. અન્ ( નહિ ) + આપદ્ ( દુઃખ ) ] સ્ત્રી. દુઃખ કે વિપત્તિ ન હોવાપણું.

**અનાપદા** જુઓ અનાપદ.

**અનાપના** અ. જેમતેમ; યદ્વાતદ્વા.

**અનાપન્ન** [ સં. અન્ ( નહિ ) + આપન્ન ( મેળવેલું ) ] વિ. નહિ મેળવેલું; અપ્રાપ્ત.

**અનાપશનાપ** [ સં. અનાપ્ત ] પું. ( હિંદી ) નિરર્થક બકવાદ; અસંબદ્ધ પ્રલાપ.

**અનાપ-સનાપ** ૧. [ હિં. ] અ. બેહદ; અમાપ.

૨. અ. માપીને કે માપ્યા વિના.

**અનાપાત** [ સં. અન્ ( નહિ ) + આપાત ( આવવું ) ] ન. નિર્જન સ્થાન; ઉજ્જડ જગા; માણસની આવજા વગરનું સ્થળ.

**અનાપ્ત** ૧. [ સં. અન્ ( નહિ ) + આપ્ત ( નજીકના સંબંધવાળું ) ] ન. અજાણ્યું માણસ.

૨. [ સં. અન્ ( નહિ ) + આપ્ત ( કુશળ ) ] વિ. અકુશળ; અનિપુણ; અનાડી.

૩. [ સં. અન્ ( નહિ ) + આપ્ત ( સાચું ) ] વિ. અસત્ય; ખોટું.

૪. વિ. નજીકના સંબંધ વગરનું; સગું ન હોય તેવું; અબંધુ.

૫. [ સં. અન્ ( નહિ ) + આપ્ત ( મેળવેલું ) ] વિ. નહિ મેળવેલું; અપ્રાપ્ત.

૬. વિ. મેળવવાનો યત્ન કરતાં નિષ્ફળ ગયેલું; આંબી ન શકેલું; નહિ પહોંચી શકેલું.

૭. [ સં. અન્ ( નહિ ) + આપ્ત ( વિશ્વાસપાત્ર ) ] વિ. વિશ્વાસપાત્ર ન હોય એવું; અપ્રામાણિક; અવિશ્વસનીય.

**અનાપ્તતા** ૧. [ સં. અન્ ( નહિ ) + આપ્ત ( કુશળ ) + તા ( પણું ) ] સ્ત્રી. અકુશળતા; નિપુણતાનો અભાવ.

૨. [ સં. અન્ ( નહિ ) + આપ્ત ( મેળવેલું ) + તા ( પણું ) ] સ્ત્રી. અપ્રાપ્તિ.

૩. [ સં. અન્ ( નહિ ) + આપ્ત ( સત્ય ) + તા ( પણું ) ] સ્ત્રી. અસત્યપણું.

૪. સ્ત્રી. આંબવાની શક્તિ બહાર હોવાપણું.

૫. [ સં. અન્ ( નહિ ) + આપ્ત ( નજીકના સંબંધવાળું ) + તા ( પણું ) ] સ્ત્રી. નજીકના સંબંધવાળું કે સગું ન હોવાપણું.

૬. [ સં. અન્ ( નહિ ) + આપ્ત ( વિશ્વાસપાત્ર ) + તા ( પણું ) ] સ્ત્રી. વિશ્વાસપાત્ર ન હોવાની સ્થિતિ.

**અનાપ્તિ** [ સં. અન્ ( નહિ ) + આપ્તિ ( મળવું તે ) ] સ્ત્રી. અપ્રાપ્તિ; નહિ મળવાપણું.

**અનાબાદી** ૧. સ્ત્રી. અવનતિ; પડતી.

૨. સ્ત્રી. પડતર જમીન.

૩. સ્ત્રી. વેરાની.

૪. [ અન ( નહિ ) + આબાદ ( ખેડાયેલું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. પડતર; નહિ ખેડાયેલી.

**અનાબાધ** [ સં. અન્ ( નહિ ) + આબાધ ( દુઃખ ) ] પું. મોક્ષનું સુખ.

૨. વિ. પીડા રહિત; દુઃખ વિનાનું.

**અનાબાધસુખ** [ સં. અનાબાધ ( પીડા રહિત ) + સુખ ] ન. ( જૈન ) મોક્ષનું સુખ; પરમાનંદ.

**અનાભોગ** ૧. [ સં. અન્ ( નહિ ) + આભોગ ( જ્ઞાન ); પ્રા. અણાભોગ ] પું. અજ્ઞાન; અજાણપણું.

૨. પું. ( જૈન ) એ નામનું એક જાતનું મિથ્યાત્વ એટલે વિપરીત શ્રદ્ધા.

૩. પું. ઘણી વિસ્મૃતિ.

**અનાભોગક્રિયા** [ સં. અનાભોગ ( અજાણપણું ) + ક્રિયા ( પાપનું કામ ) ] સ્ત્રી. ( જૈન ) સાફ કર્યા વિનાની અથવા બારીકીથી જોયા વગરની જગ્યા ઉપર શરીર રાખવાથી લાગતો દોષ.

**અનાભોગનિક્ષેપ** [ સં. અનાભોગ ( અજ્ઞાન ) + નિક્ષેપ ( મૂકવાપણું ) ] પું. ( જૈન ) લક્ષ રાખ્યા વગર વસ્તુને મૂકવી તે.

**અનામ** ૧. [ સં. અન ( શ્વાસ ) + અમ્ ( જવું ) ] પું. અંત:શ્વાસ; અંદર લેવાતો શ્વાસ.
૨. પું. ઉચ્છ્વાસ; બહાર કઢાતો શ્વાસ.
૩. પું. ( પિંગળ ) એ નામનો એક વિષમ-જાતિ માત્રામેળ છંદ. ગણપ્રસ્તારપ્રકાશ પ્રમાણે એ ષટ્પદી છપ્પયનો એક ભેદ છે. તેમાં ૬૮ ગુરુ અને ૨૦ લઘુ મળી ૮૮ અક્ષર હોય છે.
૪. [ સં. અ ( નહિ ) + નામન્ ( નામ ) ] પું. નામ વગરનો મહિનો; અધિકમાસ; પુરુષોત્તમમાસ.
૫. પું. પ્રભુ; ઈશ્વર; પરમેશ્વર, કેમકે તેને નામ એટલે લિંગચિહ્ન નથી.
૬. [ સં. અન ( જીવન ) + અમ્ ( પીડવું ) ] ન. ( વૈદક ) એક જાતનો રોગ; હરસ.
૭. ન. બક્ષિસ; ઇનામ; પારિતોષિક; ભેટ.
૮. વિ. અતિ ઉત્તમ; બહુ જ સારું; સર્વોત્કૃષ્ટ.

કાંઇ ગાઓને ગીતડાં અનામ પ્રભુતાને વરતાં.
રાસકુંજ

૯. વિ. અપ્રસિદ્ધ; અપ્રખ્યાત.
૧૦. વિ. ઇનામ કે બક્ષિસ આપવા લાયક.
૧૧. વિ. નામ રહિત; નામ વગરનું; નનામું.

સત્-ચિત્-આનંદ સ્વરૂપ અનાદિ,
અનામ એક અરૂપ રે. ધનભજનાનંદ

**અનામક** ૧. [ સં. અ ( નહિ ) + નામન્ ( નામ ) + ક ( વાળું ) ] પું. પુરુષોત્તમ મહિનો; મળમાસ; અધિકમાસ.
૨. વિ. અપ્રખ્યાત; અપ્રસિદ્ધ.
૩. વિ. નામ વગરનું.

**અનામત** ૧. [ અ. અમાનત ] સ્ત્રી. જરૂરિયાત વખતે કામમાં લેવા સાચવી રાખેલી વસ્તુ.
૨. સ્ત્રી. રોજમેળમાં લખેલી પણ ખાતાવહીમાં ન લખાયેલી રકમ.
૩. સ્ત્રી.; ન. સંભાળ માટે સોંપેલી વસ્તુ; જાળવવા આપેલી ચીજ; થાપણ; નિક્ષેપ; ન્યાસ.

૧. અનામત ઓઇયાં કરવી-ઓળવવી-ખાઈ જવી-ગજત કરવી-ગળી જવી = સાચવવા આપેલી રકમ પચાવી પાડવી; થાપણ પાછી ન આપવી.

૨. અનામત મૂકવું = સંભાળી રાખવાને સોંપવું; વ્યાજે અગર વ્યાજ વગર થાપણ તરીકે મેલવું.

૩. અનામત રકમ = સાચવી રાખવા સોંપેલી રકમ; થાપણ.

૪. અનામત રાખવું = (૧) થાપણ તરીકે રાખવું. (૨) સાચવવા રાખવું.

૫. અનામત લાવવું = સાચવી સંભાળીને જેમનું તેમ લાવવું.

૬. અનામતમાં ખયાનત કરવી = વિશ્વાસ-ભંગ કરવો.

૪. વિ. ઉપયોગ ન કરતાં જેમ હોય તેમ જાળવી રાખેલું.

અનામત રાખવું = એમનું એમ રહેવા દેવું; જેમ હોય તેમનું તેમ રાખી કે સંભાળી મૂકવું.

૫. વિ. વાપરવા નહિ પણ સાચવવા સારુ ભરોસા ઉપર આપેલું; સાચવી રાખવા સોંપેલું.
૬. વિ. સલામત.

અનામત રહેવું = જેમ હોય તેમ જ વપરાયા વગર રહેવું.

**અનામતખાતું** ન. થાપણ મૂકેલી રકમના હિસાબનું ખાતું; જે રકમ ખર્ચમાં વાપરવાની ન હોય, જે રકમની માલિકી સંશયવાળી હોય, અથવા કયે ખાતે કેટલું ખર્ચ કરવાનું છે તે જાણવામાં ન હોય અથવા ચોક્સ ન હોય તે ચોક્સ થતાં સુધી એવી રકમો લખવાનું ખાતું.

**અનામતદાતા** [ અનામત ( થાપણ ) + દાતૃ ( આપનાર ) ] વિ. અનામત મૂકનાર.

**અનામતદાર** ૧. [ અનામત ( થાપણ ) + દાર ( વાળું ) ] પું. અમાનતદાર; જુમ્મેદાર; અમીન.
૨. વિ. થાપણવાળું.

**અનામતભંડોળ** [ અનામત ( સલામત ) + ભંડોળ ( ભેગી કરેલી મૂડી ) ] ન. કાયમ રાખી મૂકવાની રકમ; કાયમ ભંડોળ.

**અનામતી** ૧. [ અ. અમાનત ( થાપણ ) ] સ્ત્રી. અનામત આપેલું અથવા લીધેલું તે; નિક્ષેપ; થાપણ.
૨. સ્ત્રી. રોજમેળમાં લખેલી પણ ખાતાવહીમાં નહિ લખાયેલી રકમ.
૩. વિ. એમને એમ રાખેલું.
૪. વિ. ગીરો મૂકેલું; આંટમાંનું; થાપણ તરીકે મૂકેલું.

**અનામય** ૧. [ સં. અન્ ( નહિ ) + આમય ( પીડા ) ] પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. કર્મથી ઉત્પન્ન થતી બાહ્ય તથા આંતરિક વ્યાધિથી રહિત હોવાથી તે અનામય કહેવાય છે.
૨. પું. શિવ.

ચર અચર જીવનો કાળ વ્યાપક
એક અજિત અનામય. ગિરધર

૩. [ સં. અન્ ( નહિ ) + આમય ( રોગ ) ] ન. આરોગ્ય; તંદુરસ્તી; ક્ષેમકુશળતા.

ક્ષેમ અનામય ભદ્ર ભવ શિવ શં શુભ કલ્યાણ,
ક્યાં વિચરે પતિ કુશળ છે પૂછે કુંવરી સુજાણ.
પિંગળલઘુકોષ

૪. વિ. અખંડ; અણીશુદ્ધ; નિર્દોષ.
૫. વિ. નીરોગી; તંદુરસ્ત; આરોગ્યવાળું; કુશળ; નિરાબાધ.
૭. વિ. દોષ રહિત; એબ વગરનું; નિર્દોષ.

**અનામંત્રિત** ૧. [ સં. અન્ ( નહિ ) + આમંત્રિત ( નોતરેલું ) ] વિ. અણતેડયું; વણનોતર્યું; બોલાવ્યા વગરનું.
૨. અ. વગર તેડયે; વણનોતર્યે.

**અનામા** ૧. [ સં. ] પું. ( પિંગળ ) એ નામનો માર્તંડની જાતનો એક માત્રાદંડક છંદ. એમાં ૩૭ ગુરુ અને ૨૨ લઘુ મળી ૫૯ અક્ષર હોય છે.
૨. [ સં. અ ( નહિ ) + નામન્ ( નામ ) ] પું. મળમાસ; અધિકમાસ; પુરુષોત્તમ મહિનો. આ માસમાં વૈદિક કર્મ થતું નથી, માટે તે નામ રહિત છે.
૩. સ્ત્રી. અનામિકા; વચલી અને ટચલી વચ્ચેની આંગળી. બીજી આંગળીઓની માફક આ આંગળીનું નામ નથી, માટે તેને અનામા કે અનામિકા કહે છે. જુઓ અનામિકા.
૪. વિ. સ્ત્રી. અપ્રસિદ્ધ.
૫. વિ. સ્ત્રી. નામ વિનાની.

**અનામિ** પું. શૂદ્ર; ઢેઢ; અંત્યજ; ભંગી; ચંડાળ.

મહેતા નૃસિંહ હરિની મહેર
ઉત્સવ કર્યો અનામિ ઘેર.
દયારામ

**અનામિક** ૧. પું. ( વૈદક ) એક જાતનો રોગ. તેમાં બાળકની ગુદા પાકીને લાલ થઈ જાય છે.
૨. પું. શૂદ્ર; ઢેઢ; ભંગી; અંત્યજ; ચંડાળ.
૩. [ સં. અ ( અયોગ્ય ) + નામન્ ( નામ ) + ઇક ( વાળું ) ] વિ. નામ ન લેવા જેવું.
૪. વિ. નામ વગરનું; નનામું.

**અનામિકા** ૧. [ સં. અ ( નહિ ) + નામિક ( નામવાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ટચલીની જોડેની આંગળી; મધ્યમા અને છેલ્લી આંગળી વચ્ચેની આંગળી; ઉપકનિષ્ઠિકા. એ આંગળી વડે શિવે બ્રહ્માનું માથું કાપી નાખેલું, તેથી તે અપવિત્ર ગણાય છે. યજ્ઞ આદિ પ્રસંગે તેને શુદ્ધ કરવા પવિત્રી એટલે દર્ભની વીંટી પહેરાવવાનો વિધિ છે. એ આંગળી નામ વગરની હોવાથી અનામિકા કહેવાય છે.

૨. [ સં. અનામિક ( ઢેઢ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ઢેઢડી; શૂદ્રાણી; ભંગિયણ.
૩. સ્ત્રી. વીંટી.
૪. સ્ત્રી. ( જ્યોતિષ ) હસ્ત નક્ષત્રના પાંચમાંના બીજા તારાનું નામ.

**અનામિષ** ૧. [ સં. અન્ ( નહિ ) + આમિષ ( માંસ ) ] પું. માંસ વગરનો ખોરાક; અન્નાહાર.
૨. વિ. દુર્બળ; નબળું.
૩. વિ. માંસ વગરનું; નિરામિષ.
૪. વિ. લાભ વિનાનું; ફાયદા વગરનું.

**અનામિષાહારી** [ સં. અન્ ( નહિ ) + આમિષ ( માંસ ) + આહારિન્ ( ખાનાર ) ] વિ. માંસાહારી નહિ તેવું; વનસ્પત્યાહારી; શાકાહારી; માંસ વિનાનું ખાનાર.

**અનામી** ૧. પું. એ નામનો એક ધર્મ.
૨. પું. પરમેશ્વર; પરબ્રહ્મ; ઈશ્વર.
૩. પું. (પિંગળ) માર્તંડની જાતનો એ નામનો એક માત્રાદંડક છંદ. તેમાં ૬ ગુરુ અને ૮૪ લઘુ મળી ૯૦ અક્ષર હોય છે.
૪. સ્ત્રી. ઠાકડી; નનામી.
૫. વિ. અવર્ણનીય; વર્ણન ન થઈ શકે એવું.
૬. [ સં. અ ( નહિ ) + નામન્ ( નામ ) ] વિ. નામ વગરનું; નનામું.

**અનામૃત** [ સં. અન્ ( નહિ ) + અ ( રહિત ) + અમૃત ( મોત વગરનું ) ] વિ. અવિનાશી; અમર; નાશ ન પામનારું.

**અનાય** [ અ + નાય ( ન્યાયનું અપભ્રંશ ) ] પું. અન્યાય.
ન ભાગં વિભાગં ન નાયં અનાયં.
દ્રૌપદીહરણ

**અનાયક** ૧. [ સં. અ ( નહિ ) + નાયક ( નેતા ) ] વિ. નેતા વિનાનું; માલિક વગરનું.
૨. વિ. વ્યવસ્થા વગરનું; અવ્યવસ્થિત; અતંત્ર.

**અનાયત** ૧. [ સં. અન્ ( નહિ ) + આયત (વિસ્તારેલું) ] વિ નહિ વિસ્તારેલ; ટૂંકું; સાંકડું.
૨. [સં. અન્ (નહિ) + આયત (નિયમિત)] વિ. નિરંકુશ; સ્વતંત્ર.
૩. [ સં. અન્ ( નહિ ) + આયત ( દૂરનું ) ] વિ. પડોશનું; નજીકનું.

**અનાયતન** ૧. [ સં. અન્ ( નહિ ) + આયતન ( વિશ્રામનું ઠેકાણું ) ] ન. ( જૈન ) પાસત્થા એટલે આચારભ્રષ્ટ સાધુને ઊતરવાનું ઠેકાણું.
૨. ન. સજ્જનના સંસર્ગ એટલે સંબંધ વગરનું સ્થાન.
૩. ન. ( જૈન ) સાધુને ન રહેવા જેવી જગા. જેમકે, નાટકશાળા, વેશ્યાનું ઘર.

**અનાયત્ત** ૧. [ સં. અન્ ( નહિ ) + આયત્ત (વશ થયેલ ) ] વિ. તાબે નહિ તેવું; અનધીન.
૨. વિ. સ્વતંત્ર; ખુદ મુખત્યાર.

**અનાયાસ** ૧. [ સં. અન્ ( નહિ ) + આયાસ ( પ્રયત્ન ) ] પું. આળસ; નિરુદ્યોગ.
૨. [ સં. અન્ ( નહિ ) + આયાસ ( પીડા ) ] પું. કરાર; આરામ; શાંતિ.
૩. [ સં. અન્ (અલ્પ) + આયાસ ( મહેનત ) ] પું. થોડી મહેનત; થોડો પ્રયત્ન.
૪. પું. શ્રમ કે મહેનતનો અભાવ.
૫. પું. સહેલાઈ; સરળતા; સહજપણું.
૬. વિ. મહેનત વગરનું; શ્રમ ન પડે એવું; સહેલું; સુગમ.
૭. અ. અચાનક; એકાએક; સહસા.
૮. અ. મહેનત વગર; શ્રમ વિના; વગર તરદીએ.

**અનાયાસછંદ** [ સં. અનાયાસ ( શ્રમ વગર ) + છંદસ્ ( અક્ષર અથવા માત્રાના મેળથી બનેલી કવિતા ) ] પું. ( પિંગળ ) શ્રમ વગર પોતાની મેળે નીકળી આવતો છંદ; સહેલાઈથી જોડાઈ જતો છંદ.

**અનાયાસે** ૧. [ સં. અન્ ( નહિ ) + આયાસ ( મહેનત ) ] અ. અણધારી રીતે; અચાનક; અગાઉની કોઈ યોજના વગર.
૨. અ. મહેનત વગર; શ્રમ વિના; સહેલાઈથી; વગર પ્રયત્ને; સહેજે.

**અનાયુ** ૧. પું. ( જૈન ) જેમને ફરીથી ઉત્પન્ન થવાનું નથી તે. જેમકે, કેવળી, તીર્થંકર.
૨. [ સં. અન્ (નહિ) + આયુસ્ (આવરદા) ] પું. (જૈન) સિદ્ધ ભગવાન, કેમકે તે આયુઃકર્મ રહિત છે.
૩. વિ. જિંદગી ઓછી કરે તેવું; આવરદા ઘટાડનારું.

**અનાયુષ્ય** [ સં. અન્ (નહિ) + આયુષ્ય ( આયુષ વધારનાર ) ] વિ. લાંબી આવરદા નહિ આપનાર; લાંબા આયુષને નુકસાનકારક. જેમકે, અતિભોજન, અતિસ્ત્રીસંગ.

**અનાયોગિક** [ સં. અન્ ( નહિં ) + આયોગ ( સંબંધ ) + ઇક ( વાળું ) ] વિ. અસાવધાન; બેદરકાર.

**અનાર** ૧. [ ફા. ] ન. દાડમ.
૨. ન. દાડમનું ઝાડ. તે ૧૫-૨૦ ફૂટ ઊંચું અને જરાજરા કાંટાવાળી પાતળી ડાળીવાળું હોય છે. ફળ ઉપરની કાણું છાલ તોડવાથી અંદર રસથી ભરપૂર સફેદ કે લાલ દાણા નીકળે છે, જે ખાવામાં આવે છે. ગરમીના દિવસમાં લોકો તેનું શરબત કરી પીએ છે. તેનાં લાલ ફૂલ રંગ બનાવવાના અને દવાના, તેની અંતરછાલ મરડા ઉપર, અને બહારની છાલ ચામડાં પકવવાના કામમાં આવે છે. પશ્ચિમ હિમાલય અને સુલેમાનની ટેકરીઓ પર આ ઝાડ પોતાની મેળે ઊગે છે. કાબુલ અને કંદહારનાં અનાર વખણાય છે.
૩. ન. દાડમને મળતું એક જાતનું ફળ.
૪. ન. ભંભૂ; ભંભોટિયો; એક જાતનું દારૂખાનું; આતશબાજીમાં છોડવામાં આવતી દાડમના ઘાટની દારૂની કોઠી.
૫. વિ. અનાડીને બદલે કવિતામાં વપરાતું રૂપ; જંગલી; મૂર્ખ; અનાર્ય.

**અનારકળી** સ્ત્રી. દાડમની કળી. કવિઓ દાંતને દાડમની કળીની ઉપમા આપે છે.
અનારકળી શા દંત રૂપાળા,
પીપળ પલ્લવ જેવા ઓઠ.
પ્રાચીન કાવ્યમાળા

**અનારત** ૧. ન. અત્યંતાભાવ; સંપૂર્ણ અભાવ.
૨. [ સં. અન્ ( નહિ ) + આરત ( અટકેલું ) ] ન. નિત્યતા; સતતપણું.
૩. [ સં. ] વિ. અટક્યા વગરનું; ચાલુ; સતત; અવિરત.
૪. [ અન ( નહિ ) + આરત ( પીડા ) ] વિ. પીડા વગરનું; દુઃખ રહિત.
૫. વિ. હંમેશનું; નિત્ય; કાયમનું.
૬. અ. નિરંતર; હંમેશાં; કાયમને માટે.

**અનારદાણા** [ હિં. અનારદાના ] પું.બ.વ. એક જાતનું કરિયાણું; ખાટા દાડમના સૂકવેલા દાણા.

**અનારદાના** ૧. [ હિં. ] પું. અનારનો એટલે દાડમનો દાણો; દાડમનું બી.
૨. પું. દાડમના દાણા જેવું એક જાતનું અનાજ.
૩. પું. લાલ ચોકડીવાળું એક જાતનું કાપડ.

**અનારબ્ધ** [ સં. અન્ ( નહિ ) + આરબ્ધ ( શરૂ કરેલું) ] વિ. શરૂ ન કરેલું; નહિ આરંભેલું.

**અનારબ્ધકર્મ** [ સં. અન્ ( નહિ ) + આરબ્ધ ( શરૂ કરેલું ) + કર્મન્ ( કાર્ય ) ] ન. ફળ ભોગવવાં શરૂ નથી થયાં એવું કર્મ; સંચિતકર્મ.

**અનારબ્ધકાર્ય** [ સં. અન્ ( નહિ ) + આરબ્ધ (તત્કાળ ફળે એવું ) + કાર્ય ( કર્મ )] ન. તત્કાળ ન ફળે એવું કર્મ; આગળ ભોગવવાનું સંચિતકર્મ.
વેદાંત સૂત્રમાં પ્રારબ્ધને જ પ્રારબ્ધકાર્ય અને જે પ્રારબ્ધ નથી તેને અનારબ્ધકાર્ય એવાં નામો આપેલાં છે. ગીતારહસ્ય

**અનારબ્ધિ** [ સં. અન્ ( નહિ ) + આરબ્ધિ ( આરંભ )] સ્ત્રી. અનારંભ; શરૂઆત ન કરવી તે.

**અનારભ્ય** ૧. [ સં. અન્ ( નહિ ) + આરભ્ય ( શરૂ કરવા જેવું )] વિ. શરૂ ન કરવા જેવું.
૨. અ. કોઈ ખાસ બાબતની સાથે સંબંધ વગર.
૩. અ. શરૂ કર્યા વગર.

**અનારભ્યવાદ** [ સં. અનારભ્ય ( કોઈ ખાસ બાબત સાથે સંબંધ વગર ) + વાદ ( કથન )] પું. છૂટી ટીકા.

**અનારભ્યાધીત** ૧. [ સં. અન્ ( નહિ ) + આરભ્ય ( શરૂ કરવા જેવું ) + અધીત ( ભણેલું )] પું. ( વેદાંત ) વેદના જે મંત્રનો કોઈ પણ કર્મમાં વિનિયોગ એટલે પ્રયોગ કર્યો ન હોય તેવો મંત્ર.
૨. [ સં. અનારભ્ય ( છૂટું ) + અધીત ( ભણેલું )] વિ. કોઈ ખાસ વિષયની સાથે સંબંધ વગર અભ્યાસ કરેલ કે વાંચેલ; છૂટા વિષય તરીકે શીખેલું.

**અનારભ્યોક્ત** [ સં. અનારભ્ય ( કોઈ ખાસ વિષય સાથે સંબંધ વગર ) + ઉક્ત ( કહેલું )] વિ. કોઈ ખાસ વિષય સાથે સંબંધ વગર કહેલું.

**અનારવા** સ્ત્રી. આંબાની એ નામની એક જાત.

**અનારશી** સ્ત્રી. બંગાળાના આંબાની એ નામની એક ઊંચી જાત.

**અનારસું** ૧. ન. એક જાતનું પકવાન.
૨. ન. એક જાતનું ફળ; અનાર; દાડમ.
૩. ન. ચોખાના લોટની ઘીમાં તળેલી એક જાતની દક્ષિણી મીઠાઈ.

**અનારંભ** ૧. [ સં. અન્ ( નહિ ) + આરંભ ( શરૂઆત )] પું. આરંભનો અભાવ; શરૂઆત ન કરવી તે; અનારબ્ધિ.
૨. પું. ( જૈન ) જીવને ઉપદ્રવ એટલે ત્રાસ, પીડા કે પજવણી ન કરવાં તે.
૩. પું. માથે ન લેવું તે; અસ્વીકાર.
૪. પું. શરૂઆત સિવાયનું ઠેકાણું; મધ્ય કે અંત.
૫. [ સં. અન્ ( નહિ ) + આરંભ ( પાપકારી વ્યાપાર )] વિ. ( જૈન ) પાપકારી કામ રહિત.

**અનારંભક** [ સં. અન્ ( નહિ ) + આરંભક ( કાર્યને ઉત્પન્ન કરનાર )] વિ. કાર્યને ઉત્પન્ન નહિ કરનાર.

**અનારંભકત્વ** [ સં. અન્ ( નહિ ) + આરંભક ( કાર્યને ઉત્પન્ન કરનાર ) + ત્વ ( પણું )] ન. કાર્યને ઉત્પન્ન ન કરી શકવાપણું.

**અનારંભકસંયોગ** [ સં. અન્ ( નહિ ) + આરંભક ( કાર્યને ઉત્પન્ન કરનાર ) + સંયોગ ] પું. ( વેદાંત ) કાર્યને ઉત્પન્ન નહિ કરનારો એ નામનો એક જાતનો સંયોગ.
તે કપાલોનો જે આકાશાદિરૂપ પૂર્વદેશ સાથે સંયોગ છે તે સંયોગ ઘટનો જનક નથી માટે તે સંયોગ **અનારંભકસંયોગ** કહેવાય છે.
છોટાલાલ ભટ્ટ

**અનારંભજીવિની** ૧. [ સં. અન્ ( નહિ ) + આરંભ ( પાપવાળું કામ ) + જીવિની ( જીવનારી )] સ્ત્રી. ( જૈન ) સાધ્વી, કેમકે તે હિંસાથી દૂર રહે છે.
૨. વિ. સ્ત્રી. આરંભકર્મથી એટલે પાપવાળાં કામથી નિવૃત્ત થયેલી; હિંસા ન કરનારી.

**અનારંભજીવી** ૧. [ સં. અન્ ( નહિ ) + આરંભ ( પાપકારી કામ ) + જીવિન્ ( જીવનાર )] પું. ( જૈન ) સાધુ, કેમકે તે પાપકારી કામથી દૂર રહે છે.
૨. વિ. હિંસા ન કરનાર; પાપવાળાં કામથી દૂર રહેનાર.

**અનારંભણ** ૧. [ સં. અન્ ( નહિ ) + આરંભણ ( આરંભ )] ન. આરંભનો અભાવ.
૨. [ સં. અન્ ( નહિ ) + આરંભણ ( આલંબન )] વિ. નિરાધાર; અનાલંબન.

**અનારંભણીય** [ સં. અન્ ( નહિ ) + આરંભણીય ( શરૂ કરવા જેવું )] વિ. શરૂ ન કરવા જેવું.

**અનારંભી** ૧. [ સં. અન્ ( નહિ ) + આરંભિન્ ( પાપકારી કામ કરનાર )] વિ. ( જૈન ) આત્માની વૃત્તિથી બહાર નહિ જનાર; આત્મિક સિવાયની વસ્તુ પર આસક્તિ નહિ રાખનાર.
૨. વિ. પાપનો આરંભ નહિ કરનાર.

**અનારાધક** [ સં. અન્ ( નહિ ) + આરાધક ( પૂજનાર )] વિ. ધર્મનું વિરોધી; સેવાપૂજા નહિ કરનાર.

**અનારી** ૧. ન. અક્કલહીન માણસ.
૨. ન. આવડત વિનાનું માણસ.
૩. [ ફા. અનાર ( દાડમ )] ન. લાલ રંગની આંખવાળું કબૂતર.
૪. [ હિં. ] વિ. અજ્ઞાન; અજાણ્યું.
૫. વિ. અણઘડ; બિનઅનુભવી.
૬. વિ. અનાડી.
૭. વિ. કઢંગું; બેડોળ.
૮. [ સં. અનાર્ય ] વિ. ખરાબ; દુષ્ટ.
૯. વિ. દાડમી રંગનું.
૧૦. વિ. નિરક્ષર; અભણ.

**અનારોગ્ય** ૧. [ સં. અન્ ( નહિ ) + આરોગ્ય ( તંદુરસ્તી )] ન. મંદવાડ; માંદગી.
૨. વિ. આરોગ્યનું વિરોધી; તંદુરસ્તીને હાનિ કરનારું; આરોગ્યનું સાધન નહિ તેવું.
૩. વિ. માંદું; રોગી.

**અનારોગ્યકર** [ સં. અન્ ( નહિ ) + આરોગ્ય ( તંદુરસ્તી ) + કર ( કરનાર )] વિ. તંદુરસ્તી બગાડનાર.

**અનાર્જવ** ૧. [ સં. અન્ ( નહિ ) + આર્જવ ( સરળતા )] પું. કુટિલપણું; સરળતાનો અભાવ; કપટ.
૨. પું. રોગ; અનારોગ્ય.
૩. વિ. સરળતા વિનાનું; કુટિલ; અપ્રામાણિક.

**અનાર્જવોપેત** [ સં. અન્ ( નહિ ) + આર્જવ ( સરળતા ) + ઉપેત ( વાળું )] વિ. અપ્રામાણિક; સરળતા વગરનું.

**અનાર્તવ** ૧. [ સં. અન્ ( નહિ ) + આર્તવ ( રજસ્રાવ )] ન. સ્ત્રીનું રજસ્વલા થવું બંધ થવું તે.
૨. [ સં. અન્ ( નહિ ) + ઋતુ ( મોસમ )] વિ. કમોસમનું; કવખતનું; વખત પહેલાંનું.

**અનાર્તવા** ૧. સ્ત્રી. અટકાવ ન આવ્યો હોય એવી છોકરી; દૂર બેસતી નહિ થયેલી બાઈ.
૨. [ સં. અન્ ( નહિ ) + આર્તવા ( રજસ્વલા )] સ્ત્રી. રજસ્વલા નહિ એવી સ્ત્રી.

**અનાર્થિક** ૧. [ સં. અન્ ( નહિ ) + આર્થિક ( પૈસા સંબંધી )] વિ. નાણાંની નજરે જોતાં નિરુપયોગી.
૨. વિ. પૈસા સંબંધી નુકસાન કરનાર.

**અનાર્દ્ર** ૧. [ સં. અન્ ( નહિ ) + આર્દ્ર ( કોમળ )] વિ. કોમળતા વગરનું; કઠણ.
૨. [ સં. અન્ ( નહિ ) + આર્દ્ર ( ભીનું )] વિ. ભીનું નહિ એવું; સૂકું; કોરું.
૩. [ સં. અન્ ( નહિ ) + આર્દ્ર ( સ્નેહવાળું )] વિ. સ્નેહ રહિત; કઠોર; ભાવહીન; લાગણી વિનાનું.

**અનાર્દ્રતા** ૧. [ સં. અન્ ( નહિ ) + આર્દ્રતા ( કોમળપણું )] સ્ત્રી. કઠણપણું.
૨. [ સં. અન્ ( નહિ ) + આર્દ્રતા ( ભીનાશ )] સ્ત્રી. કોરાપણું.
૩. [ સં. અન્ ( નહિ ) + આર્દ્રતા ( પ્રેમ )] સ્ત્રી. સ્નેહનો અભાવ; કઠોરતા; અપ્રીતિ.

**અનાર્દ્રત્વ** જુઓ અનાર્દ્રતા.

**અનાર્દ્રવાયુભારમાપક** [ સં. અન્ ( નહિ ) + આર્દ્ર ( રસ ) + વાયુ ( હવા ) + ભાર ( દબાણ ) + માપક ( માપનાર )] ન. ( વિજ્ઞાન ) વાયુનું દબાણ માપવાનું યંત્ર; વાતાવરણનું દબાણ માપવાનું યંત્ર; ધાતુની

હવા વગરની દાબડીના સ્થિતિસ્થાપક મથાળા-ની હિલચાલ વડે વાતાવરણનું દબાણ બતાવ-નારૂં યંત્ર. તેમાં પારો કે કોઈ પ્રવાહી નહિ વપરાતું હોવાથી તે અનાર્દ્રવાયુભારમાપક કહેવાય છે. ખાસ કરીને ઊંચાઈ માપવામાં તેનો ઉપયોગ કરવામાં આવે છે.

**અનાર્દ્રાચિત** પું. (રસાયન) એ નામનો એક ધોળો ક્ષાર.

**અનાર્દ્રિલ** ન. (રસાયન) નિરુદ; પાણી વગર-નું અમ્લ; પાણી ઉમેરવાથી અમ્લ બને એવો પ્રાણુવાયુવાળો મિશ્ર પદાર્થ.

**અનાર્ય** ૧. [સં. અન્ (નહિ) + આર્ય એ નામની પ્રજા)] પું. આર્યથી નહિ વસાયેલો દેશ.

૨. પું. જાત એટલે બ્રાહ્મણોનો યતધર્મ તેને ન પાળનાર દસ્યુ; વેદવિરોધી જાતિ.

૩. [સં. અન્ (નહિ) + આર્ય (શૂદ્ર સિવાયના ત્રણ વર્ણ)] પું. શૂદ્ર.

૪. ન. અસભ્ય માણસ.

૫. ન. આર્યેતર માણસ; આર્ય નહિ તે; આર્યલોકોમાંનું નહિ એવું માણસ. જેમકે, ભીલ, યવન, મ્લેચ્છ.

૬. ન. મ્લેચ્છને છાજતું આચરણ.

૭. [સં. અન્ (નહિ) + આર્ય (કુલીન)] વિ. અધમ; નીચ; જંગલી; હલકું; દુરાચારી; નાલાયક; પામર.

મુને કહ્યું અહો અનાર્ય,
તેં કર્યું દુષ્ટ તપસ્વિની! ફરૂં કાર્ય.
પ્રેમાનંદ

૮. વિ. અનાચારી; ન કરવા જેવું કામ કરનાર.

૯. વિ. અનાર્ય દેશમાં વસનાર.

૧૦. [સં. અન્ (નહિ) + આર્ય (સદાચાર-વાળું)] વિ. અસભ્ય.

૧૧. [સં. અન્ (નહિ) + આર્ય (સુધરેલું)] વિ. અસંસ્કારી.

૧૨. વિ. આબરૂ વિનાનું.

૧૩. વિ. આર્યને લાયક નહિ એવું.

૧૪. વિ. આર્યોથી નહિ વસાયેલ.

૧૫. વિ. કુટિલ સ્વભાવનું; સીધી નજરથી નહિ જોનાર.

૧૬. વિ. દુષ્ટ; પાપી.

**અનાર્યક** ૧. ન. સુખડનું લાકડું; ચંદન; અગરુ.

૨. [સં. અનાર્ય (આર્યથી નહિ વસાયેલો દેશ) + ક (થતું)] વિ. અનાર્ય દેશમાં ઉત્પન્ન થયેલ.

**અનાર્યકર્મ** [સં. અનાર્ય (આર્યને નહિ છાજતું) + કર્મન્ (કામ)] ન. આર્યને ન ઘટે એવું કામ; હલકું કામ; દુરાચાર.

**અનાર્યકર્મી** [સં. અનાર્ય (આર્યને ન છાજે એવું) + કર્મિન્ (કામ કરનાર)] વિ. આર્યને નહિ છાજતું કર્મ કરનાર.

**અનાર્યકાળ** ૧. [સં. અનાર્ય (આર્ય નહિ એવું) + કાલ (વખત)] પું. દસ્યુ લોકોની સત્તાનો વખત.

૨. પું. પાપયુગ; અંધાધુંધીનો સમય.

**અનાર્યકૃત્ય** જુઓ અનાર્યકર્મ.

**અનાર્યજ** ૧. ન. અગરનું લાકડું.

૨. [સં. અનાર્ય (આર્ય નહિ એવું) + જ (ઉત્પન્ન થયેલ)] વિ. અનાર્યદેશમાં પેદા થયેલું.

૩. વિ. આર્યથી ઉત્પન્ન નહિ થયેલું; અનાર્યથી ઉત્પન્ન થયેલું.

૪. વિ. નીચ જાતિમાં ઉત્પન્ન થયેલું.

**અનાર્યજુષ્ટ** [સં. અન્ (નહિ) + આર્ય (શિષ્ટ માણસ) + જુષ્ટ (સેવન કરેલું)] વિ. ઉત્તમ જનોએ સેવન નહિ કરેલું; ઉત્તમ લોકોએ ત્યાગેલું; શિષ્ટ માણસોએ નહિ પણ અધમ લોકોએ આચરેલું.

**અનાર્યતા** ૧. [સં. અનાર્ય (આર્યપણાનો અભાવ) + તા (પણું)] સ્ત્રી. આર્યને નહિ છાજવાપણું.

૨. સ્ત્રી. દુષ્ટતા; જંગલીપણું; અધમતા; હલકાઈ; નાલાયકી; દુર્જનપણું.

૩. સ્ત્રી. સંસ્કારીને ન ઘટે એવી રીતભાત; આર્ય કરતાં ઊલટી રીતભાત અને ચાલચલગત.

**અનાર્યતિક્ત** [સં. અનાર્ય (આર્ય નહિ તે) + તિક્ત (કરિયાતું)] ન. કરિયાતાનો છોડ, કેમકે તે અનાર્યને પ્રિય હોવાનું મનાય છે.

**અનાર્યત્વ** જુઓ અનાર્યતા.

**અનાર્યદાન** [સં. અનાર્ય (અપાત્ર) + દાન] ન. અપાત્રને આપેલું દાન.

**અનાર્યધર્મ** ૧. [સં. અનાર્ય (આર્ય નહિ તે) + ધર્મ] પું. અનાર્યનો ધર્મ; અનાર્યો પાળતા હોય તે ધર્મ.

૨. પું. દુરાચાર; પાપકર્મ.

**અનાર્યધર્મી** [સં. અનાર્ય (આર્યને અયોગ્ય) + ધર્મિન્ (ગુણવાળું)] વિ. આર્યને ન શોભે એવા ગુણવાળું.

**અનાર્યભાવ** [સં. અનાર્ય (આર્યને અનુચિત) + ભાવ (વૃત્તિ)] પું. ક્રોધાદિ દુર્ગુણવાળી વૃત્તિ; અનાર્યતા.

**અનાર્યભાષા** [સં. અનાર્ય (અસંસ્કારી) + ભાષા (બોલી)] સ્ત્રી. અનાર્ય લોકોમાં બોલાતી ભાષા; સંસ્કાર નહિ પામેલી બોલી.

અપભ્રંશ લોકભાષા અથવા અનાર્યભાષા છે.
કૌમુદી

**અનાર્યવૃત્તિ** ૧. [સં. અનાર્ય (આર્યને અનુચિત) + વૃત્તિ (ભાવ)] સ્ત્રી. અનાર્ય-ભાવ; અનાર્યતા.

૨. [સં. અનાર્ય (આર્યને નહિ છાજતું) + વૃત્તિ (વર્તન)] સ્ત્રી. કુચાલ; બદચાલ; આર્યને ઉચિત નહિ એવું વર્તન.

**અનાર્યવેદ** [સં. અનાર્ય (દુરાચારી) + વેદ (જ્ઞાનપુસ્તક)] પું. આર્યને નહિ છાજતું ધર્મપુસ્તક; દુરાચારનો ઉપદેશ આપતું ધર્મપુસ્તક.

**અનાર્યા** ૧. સ્ત્રી. દુષ્ટા; પાપિણી; પાપી વિચારવાળી સ્ત્રી.

૨. [સં. અન્ (નહિ) + આર્યા (આર્ય સ્ત્રી)] સ્ત્રી. ભીલડી; મ્લેચ્છ; યવની.

૩. વિ. સ્ત્રી. આર્યા નહિ એવી; આબરૂદાર નહિ તેવી; હલકી; નીચ; અધમ.

**અનાર્યોચિત** [સં. અનાર્ય (જંગલી) + ઉચિત (યોગ્ય)] વિ. અનાર્યને લાયક; આર્યને ન છાજતું.

**અનાર્ષ** ૧. [સં. અન્ (નહિ) + આર્ષ (વેદનું)] વિ. અવૈદિક; વેદનું નહિ એવું.

૨. [સં. અન્ (નહિ) + આર્ષ (ઋષિનું)] વિ. ઋષિએ નહિ જોયેલ.

૩. વિ. ઋષિએ નહિ બનાવેલું; ઋષિકાળમાં નહિ બનેલું.

૪. વિ. ઋષિના નામ સાથે નહિ જોડાતું.

**અનાર્ષેય** જુઓ અનાર્ષ.

**અનાલય** ૧. [સં. અન્ (નહિ) + આલય (સ્થાન)] પું. ઈશ્વર; પ્રભુ.

૨. પું. સંન્યાસી, કેમકે તે કોઈ એક સ્થાને રહેતો નથી.

**અનાલસ્ય** ૧. [સં. અન્ (નહિ) + આલસ્ય (આળસ)] ન. આળસનો અભાવ.

૨. વિ. આળસ વગરનું; સ્ફૂર્તિવાળું.

**અનાલસ્યનિલય** ૧. [સં. અન્ (નહિ) + આલસ્ય (આળસ) + નિલય (રહેઠાણ)] ન. ઉત્સાહનું ઘર; બહુ ઉત્સાહી માણસ.

૨. વિ. અતિઉત્સાહી; ચાલાક; સ્ફૂર્તિવાળું.

**અનાલંબ** ૧. પું. ઉદ્વેગ; વિષાદ.

અધૃતિ, પાંડુતા, અસૌષ્ઠવ, અનાલંબ અને કૃશતા એ વિયોગાવસ્થાનું સૂચન છે.
કેશવ હર્ષદ

૨. [સં. અન્ (નહિ) + આલંબ (ટેકો)] પું. ટેકાનો અભાવ; નિરાધારપણું.

૩. વિ. અવલંબન વિનાનું; નિરાધાર; આધાર વગરનું.

૪. વિ. બીજાના ટેકાની જેને જરૂર નથી એવું; સ્વાવલંબી.

**અનાલંબન** ૧. [સં. અન્ (નહિ) + આલંબન (ટેકો)] ન. ટેકાનો અભાવ; નિરાધારપણું.

૨. ન. (જૈન) શુક્લ ધ્યાનનો ત્રીજો અને ચોથો ભેદ. તેમાં કોઈ પણ જાતના શ્રુતજ્ઞાનનું આલંબન હોતું નથી.

૩. વિ. આધાર વગરનું; નિરાધાર.

૪. વિ. બીજાની મદદ વગરનું; આત્માશ્રયી.

**અનાલંબી** [સં.] સ્ત્રી. શિવની વીણા.

**અનાલંબુકા** જુઓ અનાલંભુકા.

**અનાલંભુકા** [સં. અન્ (નહિ) + આલંભ (સ્પર્શ)] સ્ત્રી. રજસ્વલા; ઋતુવાળી સ્ત્રી, કેમકે તેને અડી ન શકાય.

**અનાલાપ** ૧. [સં. અન્ (નહિ) + આલાપ (વાતચીત)] પું. અબોલ સ્વભાવ.

૨. પું. અબોલા; મૌન.

૩. [સં. અન્ (અલ્પ) + આલાપ (વાતચીત)] પું. અલ્પ ભાષણ; થોડું બોલવું તે.

૪. [સં. અન્ (અયોગ્ય) + આલાપ (વાતચીત)] પું. કુત્સિત ભાષણ; ખરાબ બોલવાપણું.

૫. [સં. અન્ (નહિ) + આલાપ (સ્વર)] પું. (સંગીત) ગાયનમાં સ્વરસંધાનનો અભાવ; આલાપ વિનાનું ગાયન.

૬. પું. થોડું બોલવાનો સ્વભાવ.

૭. પું. સૂર બરાબર ન હોવાપણું.

૮. વિ. થોડાબોલું; અલ્પભાષી.

૯. વિ. નહિ બોલવાના સ્વભાવવાળું.

**અનાલાપી** ૧. [સં. અન્ (નહિ) + આલાપિન્ (સ્વરસંધાનવાળું)] વિ. (સંગીત) આલાપ વિનાનું; બેસૂરું.

> નથી તેને માટે મુજ મગજમાં નામ વદવા, **અનાલાપી** ગાણું જગતભણુ એ લાગણી બધું.
> કલાપી

૨. વિ. નહિ બોલતું; નહિ બોલવાના સ્વભાવવાળું.

**અનાલેપન** પું. (પિંગળ) સંકીર્ણ વર્ણનો એક અર્ધસમવૃત્ત અક્ષરમેળ છંદ. તેના પહેલા અને ત્રીજા ચરણમાં તગણ, ભગણ, યગણ, યગણ, લઘુ અને ગુરુ મળી ૧૪ અક્ષર, તથા બીજા અને ચોથા ચરણમાં નગણ, તગણ, તગણ, તગણ અને ગુરુ મળી ૧૩ અક્ષર હોય છે.

**અનાલોચનીય** ૧. [સં. અન્ (નહિ) + આલોચનીય (દૃશ્ય)] વિ. જોઈ ન શકાતું.

૨. [સં. અન્ (નહિ) + આલોચનીય (વિવેચન કરવા જેવું)] વિ. ટીકા ન કરવા લાયક; જેને વિષે બોલી ન શકાય એવું.

**અનાલોચિત** ૧. વિ. ઓચિંતું; અણધાર્યું.

૨. [સં. અન્ (નહિ) + આલોચિત (જોયેલું)] વિ. નહિ જોયેલું; નહિ તપાસેલું.

૩. વિ. પૂરો વિચાર કર્યા વિનાનું.

૪. વિ. વિકાસ પામ્યા વગરનું.

**અનાલોચિતયાચક** [સં. અનાલોચિત (વગર વિચારેલું) + યાચક (માગણ)] પું. વગર વિચાર્યું માગનારો ભિખારી.

> જે **અનાલોચિતયાચક** છે તેને કૃપણ બનાવો.
> ભાગવત

**અનાલોચ્ય** જુઓ અનાલોચનીય.

**અનાવટ** [સં. અન્ (વિશેષ) + પ્રા. આવટ્ટ (રખડપાટ)] પું. અતિથિ; વટેમાર્ગુ.

> આપ્યાં **અનાવટે** અન્ન ભાવ્યાં દગે દીઠાં છે.
> નિષ્કુળાનંદ

**અનાવડ** જુઓ અનાવડત.

**અનાવડત** (અનાવડ્ત) [અન (નહિ) + આવડત (કુશળતા)] સ્ત્રી. આવડતની ખામી; અકુશળતા.

**અનાવર** [અન (નહિ) + અવર (ઉતરતું)] વિ. અપાર; અણહદ.

**અનાવરણીય** ૧. [સં. અન્ (નહિ) + આવૃ (ઢાંકવું) + અનીય (વિધ્યર્થ કૃદંતનો પ્રત્યય)] વિ. આત્મા ઉપર આવરણ ન કરનારું.

૨. વિ. નહિ ઢાંકવા કે છુપાવવા જેવું.

૩. [સં. અન્ (નહિ) + આવૃ (પસંદ કરવું) + અનીય (વિધ્યર્થ કૃદંતનો પ્રત્યય)] વિ નહિ સ્વીકારવા લાયક; નાપસંદ કરવા જેવું.

**અનાવર્જ્ય** [સં. અન્ (નહિ) + આવર્જ્ય (વળાય એવું)] વિ. મરડાય નહિ તેવું; ન વળે તેવું.

**અનાવર્ત** ૧. [સં. અન્ (નહિ) + આવર્ત (ફેરો)] પું. મોક્ષ; ફરી જન્મ ન લેવાપણું.

૨. વિ. ફરીફરી ન આવતું.

**અનાવર્તિ** [સં. અન્ (નહિ) + આવર્તિ (પાછું આવવું તે)] સ્ત્રી. મોક્ષ; મુક્તિ, કેમકે ત્યાં ગયેલ જીવને ફરી અવતરવાનું નથી.

**અનાવર્તી** [સં. અન્ (નહિ) + આવર્તિન્ (પાછું આવનાર)] વિ. આવર્તન નહિ પામનારું; પાછું નહિ આવનારું; ફરીને નહિ આવનારું.

**અનાવર્ષણ** [સં. અન્ (નહિ) + આવર્ષણ (વરસાદ)] ન. અનાવૃષ્ટિ; અવર્ષા; વરસાદ ન વરસવો તે.

**અનાવલા** ૧. ન.બ.વ. ગુજરાતમાં વસતી અનાવિલ જ્ઞાતિનાં માણસ. તેઓ ભાઠેલા કે મસ્તાન એ નામે પણ ઓળખાય છે. સંસારી સ્થિતિએ અનાવલાના દેસાઈ અને ભાઠેલા એવા બે વર્ગ કહેવાય છે. પેશવાઈ અને અંગ્રેજ અમલની શરૂઆતમાં કેટલાએક અનાવલા મુલકની ઊપજ ઉઘરાવનારા કે તેના ઇજારા રાખનારા કે ગામોની સંભાળ રાખનારા અધિકારી હોવાથી 'દેસાઈ' નામ ધરાવતા થયા.

૨. વિ. અનાવિલ જ્ઞાતિનું.

**અનાવલી** ૧. સ્ત્રી. અનાવિલ જાતિની સ્ત્રી.

૨. સ્ત્રી. અનાવિલ પ્રદેશની સ્ત્રી.

**અનાવલું** ૧. વિ. અનાવિલ જાતિનું.

૨. વિ. અનાવિલ પ્રદેશનું.

**અનાવલો** ૧. [સં. અનાવિલ (સ્વચ્છ)] પું. અનાવિલ જ્ઞાતિનો પુરુષ.

૨. પું. અનાવિલ પ્રદેશનો રહીશ.

**અનાવશ્ય** [સં. અન્ (નહિ) + આવશ્ય (અટળ પરિણામ)] વિ. (ન્યાય) નૈમિત્તિક પરિણામ માટે અનિશ્ચિત બાબત ઉપર આધાર રાખનારું.

**અનાવશ્યક** [સં. અન્ (નહિ) + આવશ્યક (જરૂરનું)] વિ. નહિ જરૂરનું; બિનજરૂરી.

**અનાવશ્યકતા** [સં. અન્ (નહિ) + આવશ્યક (જરૂરી) + તા (પણું)] સ્ત્રી. આવશ્યકતાનો અભાવ; બિનજરૂરિયાત.

**અનાવશ્યંભાવી** [અન (નહિ) + અવશ્યંભાવી (બનવાનું નિર્માણ થયેલું હોય એવું)] વિ. અવશ્ય ન થનાર હોય તેવું; ચોક્કસ ન બનવાનું હોય તેવું.

> તેવો વિશ્વાસ સમ્પાદન કરવો એ કોઈ દિવ્ય દિવ્યાત્મા પુરુષ વગર બની શકતું કેવળ અસાધ્ય છે, એટલું જ નહિ પરંતુ છેક જ અસંભવિત અને **અનાવશ્યંભાવી** છે.
> મહિલાભૂષણ

**અનાવસ્થા** [અન (ખરાબ) + અવસ્થા (હાલત)] સ્ત્રી. નિષ્ઠુર વર્તન; દુર્વ્યવહાર; દુઃખ દેવું તે.

**અનાવળ** જુઓ અનાવિલ.

**અનાવળો** જુઓ અનાવલો.

**અનાવિદ્ધ** ૧. [સં. અન્ (નહિ) + આવિદ્ધ (વીંધાયેલું)] વિ. અણવીંધ્યું; અખંડ; શાર પાડ્યા વિનાનું.

૨. [સં. અન્ (નહિ) + આવિદ્ધ (વાંધેલું)] વિ. આખું; અક્ષત.

૩. વિ. ઈજા નહિ પામેલું.

૪. વિ. નહિ ભોગવેલું; અભુક્ત.

**અનાવિર્ભૂત** [સં. અન્ (નહિ) + આવિર્ભૂત (પ્રકટ થયેલ)] વિ. આવિર્ભાવ નહિ પામેલું; આવિર્ભૂત નહિ તેવું; અપ્રકટ.

**અનાવિલ** ૧. પું. એક જાતનો બ્રાહ્મણ; અનાવલો.

૨. પું. સુરત જિલ્લાની પાસે આવેલો એ નામનો એક પ્રદેશ.

૩. વિ. ગુજરાતમાં વસતી એ નામની એક જ્ઞાતિનું.

૪. વિ. નીરોગી; આરોગ્ય આપનારું.

૫. વિ. ભેજ વગરનું.

૬. [સં. અન્ (નહિ) + આવિલ (મેલું)] વિ. સ્વચ્છ; નિર્મળ; સાફ; દોષ વિનાનું.

**અનાવિષ્કૃત** ૧. [સં. અન્ (નહિ) + આવિષ્કૃત (ખુલ્લું થયેલ)] વિ. અર્ધચેતન; પૂરી ચેતના નહિ પામેલું.

૨. વિ. પ્રકટ નહિ કરેલું.

**અનાવિષ્કૃતપૂર્વ** [સં. અન્ (નહિ) + આવિષ્કૃત (પ્રકટ કરેલું) + પૂર્વ (અગાઉ)] વિ. અગાઉ શોધાયા વિનાનું.

**અનાવિષ્ટ** ૧. [સં. અન્ (નહિ) + આવિષ્ટ (ધ્યાનવાળું)] વિ. ધ્યાન વિનાનું; બેદરકાર.

૨. [સં. અન્ (નહિ) + આવિષ્ટ (આવેશવાળું)] વિ. ભૂત વગેરેના આવેશ વિનાનું; આવેશ રહિત.

**અનાવૃત** ૧. [સં. અન્ (નહિ) + આવૃત (ઢાંકેલું)] વિ. ખુલ્લું; ઢાંકણુ કે છાપરું કરેલું ન હોય એવું; નહિ છાયેલું.

૨. [સં. અન્ (નહિ) + આવૃત (ઘેરાયેલું)] વિ. નહિ ઘેરાયેલું.

૩. વિ. નહિ ઢાંકેલું; નાગું; કપડાં નહિ પહેરેલું.

૪. [સં. અન્ (નહિ) + આવૃત (ફેલાયેલ)] વિ. નહિ ફેલાયેલું; અવ્યાપ્ત.

૫. વિ. નિરાધાર; અનાશ્રિત; અનાથ.

**અનાવૃતિ** [સં. અન્ (નહિ) + આવૃતિ (ઢાંકણ)] સ્ત્રી. ન ઢાંકવા કે છુપાવવાપણું.

**અનાવૃત્ત** ૧. વિ. ખુલ્લું; ઉઘાડું; નહિ ઘેરાયેલું.

કેટલાએક ધૂમકેતુઓની કક્ષા અન્વસ્ત કિંવા અપાસ્ત એવી જાતની અનાવૃત્ત હોય છે.
જ્યોતિર્વિલાસ

૨. [સં. અન્ (નહિ) + આવૃત્ત (ઢાંકેલું)] વિ. નહિ છાયેલું; ઢાંકણુ કે છાપરા વગરનું; ખુલ્લું.

૩. વિ. નિરાધાર; અનાશ્રિત; અરક્ષિત.

૪. [સં. અન્ (નહિ) + આવૃત્ત (ફરીથી થયેલું)] વિ. પહેલી વખત થયેલું કે કરેલું; ફરીથી નહિ થયેલું.

૫. [સં. અન્ (નહિ) + આવૃત્ત (પાછું આવેલું)] વિ. પાછું નહિ ફરેલું; ફરીથી નહિ આવેલું.

**અનાવૃત્તકક્ષા** [સં. અનાવૃત્ત (ઉઘાડું) + કક્ષા (ફરવાનો માર્ગ)] સ્ત્રી. ધૂમકેતુને ફરવાનો ઉઘાડો એટલે કે જેના બે છેડા ન મળે એવો શંકુચ્છેદ આકારનો માર્ગ.

**અનાવૃત્તિ** ૧. [સં. અન્ (નહિ) + આવૃત્તિ (ફેરો)] સ્ત્રી. આવર્તનનો અભાવ; ગોળાકાર ન ફરવું તે.

૨. [સં. અન્ (નહિ) + આવૃત્તિ (પાછું આવવું તે)] સ્ત્રી. પાછા ન ફરવાપણું; ફરી ન આવવું તે; પુનરાગમનનો અભાવ.

૩. સ્ત્રી. મોક્ષ; મુક્તિ.

**અનાવૃષ્ટિ** ૧. [સં. અન્ (નહિ) + આ (સારું) + વૃષ્ટિ (વરસાદ)] સ્ત્રી. જોઈતા વરસાદનો અભાવ.

૨. સ્ત્રી. વરસાદ બિલકુલ ન થયો હોય એવો દુકાળ; ખરડિયું; સુકવણું.

૩. સ્ત્રી. વરસાદની મોસમમાં વરસાદનો અભાવ; અવર્ષણ.

**અનાવેશ** ૧. [સં. અન્ (નહિ) + આવેશ (ગુસ્સો)] પું. ક્રોધનો અભાવ; અક્રોધ.

૨. [સં. અન્ (નહિ) + આવેશ (ધ્યાન)] પું. બેધ્યાનપણું; બેદરકારી; ઉપેક્ષા.

૩. [સં. અન્ (નહિ) + આવેશ (વળગાડ)] પું. વળગાડ વગરની સ્થિતિ.

**અનાશ** ૧. પું. આફ્રિકામાં આવેલો એબિસિનિયા નામનો દેશ.

૨. પું. (પિંગળ) એ નામનો ૪ ગુરુ ને ૫૬ લઘુ મળી ૬૦ વર્ણનો એક અર્ધસમજાતિ માત્રામેળ છંદ. એ જગણવાળા સ્કંધકનો ભેદ છે.

૩. પું. નાશનો અભાવ; નાશ ન થવો તે.

૪. પું. વિષ્ણુ, કેમકે તેમનો નાશ થતો નથી.

૫. [સં. અ (નહિ) + નાશ (સંહાર)] વિ. નાશ ન પામે એવું; અવિનાશી; અમર.

૬. [સં. અન્ (નહિ) + આશા] વિ. નિરાશ; આશા વિનાનું; ઉદાસ; ખિન્ન.

**અનાશક** ૧. [સં. અન્ (નહિ) + આ (સારી રીતે) + અશ્ (ખાવું)] ન. મરણ થતાં સુધી પણ ખોરાક ન લેવો તે; ઉપવાસ.

૨. [સં. અ (નહિ) + નાશ (સંહાર) + ક (વાળું)] વિ. અવિનાશી; નાશ વગરનું.

૩. [સં. અ (નહિ) + નાશક (નાશ કરનારું)] વિ. નાશ નહિ કરનારું.

૪. [સં. અન્ (નહિ) + આ (સારી રીતે) + અશ્ (ભોગવવું)] વિ. સંપૂર્ણ ઉપભોગ ન થાય એવું.

**અનાશકાયન** ૧. [સં. અનાશક (અવિનાશી) + અયન (મેળવવાનો ઉપાય)] ન. આત્માના ચિંતન તથા જ્ઞાનને અર્પણ કરેલી બ્રહ્મચર્યાવસ્થા કે વિદ્યાર્થી અવસ્થા.

૨. [સં. અનાશક (ઉપવાસ) + અયન (જવું તે)] ન. ઉપોષણ; પ્રાયશ્ચિત તરીકે કરાતો ઉપવાસ.

યજ્ઞ, ઇષ્ટ, સત્ત્રાયણ, મૌન, અનાશકાયન (ઉપોષણ) અને અરણ્યાયન વગેરે કરતાં બ્રહ્મચર્યનો દરજ્જો ઊંચો છે એવું છાંદોગ્યમાં કહેલું છે. આર્યોના તહેવારોનો ઇતિહાસ

**અનાશય** ૧. [સં. અન્ (નહિ) + આશય (હેતુ)] પું. આશય ન હોવાપણું; હેતુનો અભાવ.

૨. પું. મોટાઈની લાલસાનો અભાવ.

૩. વિ. આશય વિનાનું; હેતુ વગરનું.

૪. વિ. ફળની આશા વિનાનું.

૫. વિ. મોટાઈની લાલસા રહિત.

**અનાશવિનાશકરણ** [સં. અ (નહિ) + નાશ + વિનાશ + કરણ (કામ)] પું. માલના નાશ-વિનાશ સંબંધમાં દેખરેખ રાખનાર અમલદાર.

**અનાશાતના** [સં. અન્ (નહિ) + આશાતના (વિનયમર્યાદાનું ઉલ્લંઘન)] સ્ત્રી. (જૈન) ગુરુ, ધર્મ આદિનું અપમાન કે અનાદર ન કરવાપણું.

**અનાશી** ૧. [સં. અ (નહિ) + નાશિન્ (નાશવાળું)] પું. આત્મા.

૨. પું. પરમેશ્વર.

૩. [સં. અન્ (નહિ) + અશ્ (ભોગવવું)] વિ. કર્મનાં ફલ નહિ ભોગવનાર.

૪. વિ. નાશ ન થાય એવું; અવિનાશી; નાશશૂન્ય.

**અનાશ્રમી** ૧. [સં. અન્ (નહિ) + આશ્રમિન્ (આશ્રમવાળું)] વિ. તપોવનમાં આશ્રમ કરીને નહિ રહેનાર.

૨. વિ. પતિત; ભ્રષ્ટ.

૩. વિ. મનુષ્ય જીવનના બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યસ્ત એવા જે ચાર આશ્રમ ધર્મશાસ્ત્રોમાં કહેલા છે તેમાંના એકે આશ્રમનું નહિ એવું; ચારમાંના કોઈ આશ્રમ પ્રમાણે નહિ વર્તનાર.

**અનાશ્રય** ૧. [ સં. અન્ ( નહિ ) + આશ્રય ( આશરો )] પું. સ્વાત્માવલંબન; કોઈના ઉપર આધાર ન રાખવાપણું.
૨. વિ. અરક્ષિત; અસહાય; અનાથ.
૩. વિ. આશરા વગરનું; નિરાધાર; નિરાશ્રિત.
૪. વિ. એકલું; એકાકી.

**અનાશ્રયણીય** [ સં. અન્ ( નહિ ) + આશ્રયણીય (આશરો કરવા જેવું )] વિ. આશ્રય ન કરવા લાયક; જેને આશરે ન રહેવાય એવું.

**અનાશ્રયિણી** ૧. વિ. સ્ત્રી. આશરા વિનાની.
૨. [ સં. અન્ ( નહિ ) + આશ્રયિણી ( આધારવાળી )] વિ. સ્ત્રી. બીજા ઉપર આધાર નહિ રાખનારી.

**અનાશ્રવ** ૧. [ સં. અન્ ( નહિ ) + આશ્રવ ( કર્મ આવવાનું દ્વાર )] પું. ( જૈન ) આશ્રવનો અભાવ; સંવર, એટલે કર્મરૂપ પાણીનો પ્રવાહ બંધ હોવાપણું.
૨. પું. આશ્રવનો નિરોધ; નવાં કર્મ આવતાં અટકાવવાં તે.
૩. પું. દયા; અહિંસા.
૪. વિ. કર્મબંધ રહિત.
૫. [ સં. અન્ ( નહિ ) + આશ્રવ ( કહ્યાગરું )] વિ. કહ્યું ન કરનાર; આપમતીલું.
૬. [ સં. અન્ ( નહિ ) + આશ્રવ ( ગુરુવચન સાંભળનાર )] વિ. ( જૈન ) ગુરુનો આદેશ ન સાંભળનાર; ગુરુના વચન ઉપર ધ્યાન ન આપનાર.

**અનાશ્રવા** ૧. [ સં. અન્ ( નહિ ) + આશ્રવ ( કહ્યાગરું ) + આ ( નારીજાતિનો પ્રત્યય )] સ્ત્રી. હઠીલી સ્ત્રી; આપમતીલી બૈરી.
૨ વિ. સ્ત્રી. આપમતીલી; કહ્યું ન કરનારી; હઠીલી.

**અનાશ્રિત** ૧. વિ. અધિકાર છતાં બ્રહ્મચર્યાદિ આશ્રમને ગ્રહણ ન કરનાર.
૨. [ સં. અન્ ( નહિ ) + આશ્રિત ( આશરાવાળું )] વિ. અરક્ષિત; જામીન વગરનું.
૩. વિ. અસંબદ્ધ; છૂટું.
૪. વિ. આશ્રય વગરનું; નિરાધાર; લાચાર.
૫. વિ. બીજા ઉપર આધાર નહિ રાખનાર; સ્વતંત્ર.

**અનાશ્રિતભૂમિ** [ સં. અનાશ્રિત ( જામીન વગરનું ) + ભૂમિ ( જમીન )] સ્ત્રી. જામીન વગરની જમીન.

**અનાશ્વાસ** ૧. [ સં. અન્ ( નહિ ) + આશ્વાસ ( અભયવચન )] પું. અવિશ્વાસ; અનાસ્થા.
૨. [ સં. અન્ ( નહિ ) + આશ્વાસ ( દિલાસો )] પું. દિલાસાનો અભાવ; આશ્વાસન નહિ મળવું તે.

**અનાસ** ન. એ નામનું એક ફળ. જુઓ અનેનાસ.

**અનાસક્ત** [ સં. અન્ ( નહિ ) + આસક્ત ( મોહવાળું )] વિ. આસક્તિ વિનાનું; નિઃસ્પૃહ; મોહ વગરનું.

**અનાસક્તિ** [ સં. અન્ ( નહિ ) + આસક્તિ ( મોહ )] સ્ત્રી. મોહ રહિત સ્થિતિ; નિઃસ્પૃહતા.

**અનાસન્ન** [ સં. અન્ ( નહિ ) + આસન્ન ( નજીકનું )] વિ. દૂર; આઘું.

**અનાસર** [ અ. અનાસિર ( ઉન્સીર એટલે તત્ત્વનું બ. વ. )] ન. બ. વ. ઇસ્લામ મત પ્રમાણેનાં ચાર મૂળતત્ત્વો: હવા, આતશ, પાણી અને જમીન.

અનાસર એ એક તત્ત્વ છે કે જેનું મૂળ યજ્દાન છે. સાધારણ રીતે ૪ અનાસરો પ્રજાની જાણમાં હતાં: હવા, આતશ, પાણી, જમીન; પણ પાછળથી પાંચમું આકાશ શોધી કઢાયું છે. આ પાંચ અનાસરોને ઇંદ્રિયો સાથે પાધરો સંબંધ અસર શક્તિને લીધે છે.

| તત્ત્વ | ખાસિયત | ઇંદ્રિય |
|---|---|---|
| આકાશ | શબ્દ | કાન |
| હવા | સ્પર્શ | ચામડી |
| આતશ | રૂપ | આંખ |
| પાણી | રસ | જીભ |
| જમીન | ગંધ | નાક |

જ્ઞાનચક્ર

**અનાસવ** [ સં. અન્ ( જુદું ) + આસવ ( દારૂ )] પું. દારૂ સિવાય બીજો પદાર્થ; અમદ્ય.

**અનાસવવાસિતા** પું. ( પિંગળ ) સંકીર્ણ વર્ગનો એક અર્દ્ધસમવૃત્ત અક્ષરમેળ છંદ. તેના પહેલા અને ત્રીજા ચરણમાં સગણ, ભગણ, રગણ, જગણ, સગણ અને ગુરુ મળી ૧૬ અક્ષર, તથા બીજા અને ચોથા ચરણમાં નગણ, ભગણ, રગણ, રગણ અને યગણ મળી ૧૫ અક્ષર હોય છે.

**અનાસવાખ્ય** [ સં. અન્ ( નહિ ) + આસવ ( મદ્ય ) + આખ્યા ( નામ )] વિ. અનાસવ નામનું. યૌવનને અનાસવાખ્ય આસવ કહ્યો છે.

**અનાસંગ** ૧. [ સં. અન્ ( નહિ ) + આસંગ ( આસક્તિ )] પું. આસક્તિનો અભાવ; અનાસક્તિ.
૨. [ સં. અન્ ( નહિ ) + આસંગ ( સમાગમ )] પું. સમાગમ ન હોવાપણું.
૩. વિ. આસક્તિ વગરનું; અનાસક્ત.

**અનાસાદિ** પું. ( પિંગળ ) ઉષ્ણિક છંદની જાતનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ. તેના દરેક ચરણમાં રગણ, યગણ અને લઘુ મળી ૭ વર્ણ હોય છે.
રા ય લે અનાસાદિ. રણપિંગળ

**અનાસાદિત** [ સં. અન્ ( નહિ ) + આસાદિત ( મેળવેલું )] વિ. મેળવ્યા વગરનું; સંપાદન નહિ કરેલું.

**અનાસાભિન્ન** [ સં. અ ( નહિ ) + નાસા ( નાક ) + ભિન્ન ( છેદેલું )] વિ. નાથ્યા વગરનું.

**અનાસિક** [ સં. અ ( નહિ ) + નાસિકા ( નાક )] વિ. નાક વગરનું; નકટું.

**અનાસુર** ૧. [ સં. અન્ ( નહિ ) + આસુર ( રાક્ષસી )] પું. અસુર નહિ તે; દેવ.
૨. [ સં. અન્ ( નહિ ) + આશ્રુ ( સાંભળવું )] અ. અજાણતાં; અચાનક.

**અનાસ્રુતી** [ સં. અન્ ( નહિ ) + આશ્રુત ( સાંભળેલું )] અ. અચાનક; અજાણતાં.

**અનાસેવના** [ સં. અન્ ( નહિ ) + આસેવના ( સંયમમાં અતિચાર દોષ લગાડવો તે )] સ્ત્રી. ( જૈન ) સંયમ એટલે વ્રતમાં દોષ સેવવાનો અભાવ; અતિચારાદિ દોષ ન લગાડવા તે.

**અનાસ્તિત્વ** [ અન ( નહિ ) + અસ્તિત્વ ( હોવાપણું )] ન. ન હોવાપણું; અભાવ.

**અનાસ્થ** ૧. [ સં. અન્ ( નહિ ) + આસ્થા ( આદર )] વિ. આદર વગરનું.
૨. [ સં. અન્ ( નહિ ) + આસ્થા ( વિશ્વાસ )] વિ. આસ્થા વિનાનું; વિશ્વાસ વગરનું.
૩. વિ. બેદરકાર; ઉપેક્ષા કરનારું.

**અનાસ્થા** ૧. [ સં. અન્ ( નહિ ) + આસ્થા ( આદર )] સ્ત્રી. અનાદર; અપ્રતિષ્ઠા.
૨. સ્ત્રી. અપ્રીતિ; અભાવ; અણગમો; કંટાળો.
૩. [ સં. અન્ ( નહિ ) + આસ્થા ( શ્રદ્ધા )] સ્ત્રી. આસ્થા ન હોવાપણું; અશ્રદ્ધા; બેઇતબાર; અવિશ્વાસ.
૪. સ્ત્રી. ઉપેક્ષા; અવજ્ઞા; બેદરકારી.

**અનાસ્થાન** ૧. વિ. બેસવા માટે ઉપયોગમાં ન આવે એવું; જેના પર બેસી ન શકાય એવું.
૨. [ સં. અન્ ( નહિ ) + આસ્થાન ( વિશ્રામનું ઠેકાણું )] વિ. સ્થિર જગ્યા વગરનું.

**અનાસ્રવ** [ સં. અન્ ( નહિ ) + આસ્રવ ( તૃષ્ણા )] વિ. ( બૌદ્ધ ) અનાસક્ત; તૃષ્ણા વિનાનું; આસ્રવ વગરનું.

જે છિન્નગ્રંથિ, અનાશ્રિત અને અનાસ્રવ હોય તેને સુજ્ઞ લોકો મુનિ કહે છે.

સુત્તનિપાત

**અનાસૈ** પું. (પિંગળ) એ નામનો ૪૯ ગુરુ અને ૫૮ લઘુ મળી ૧૦૭ વર્ણનો ષટ્પદી છપ્પય જાતિનો એક વિષમજાતિ માત્રામેળ છંદ.

**અનાસ્વાદિત** ૧. [સં. અન્ (નહિ) + આસ્વાદિત (સ્વાદ લીધેલું)] વિ. ચાખ્યા વગરનું; સ્વાદ ન લીધો હોય એવું.
૨. વિ. ભોગવ્યા વિનાનું; અભુક્ત.

**અનાહ** ૧. [સં. અ (નહિ) + નાહ (બંધન)] પું. (વૈદક) સંગ્રહણીનો રોગ.
૨. વિ. અત્યંત.
૩. [સં. અનાથ; પ્રા. અણાહ] વિ. નિરાધાર; ધણી વિનાનું; આધાર વગરનું.
વહાલ કે' વરી ગઇ અવિદ્યા અનાહ છે. — વહાલ

**અનાહત** ૧. [સં.] પું. (યોગ) કાન બંધ કરી ધ્યાન કરવાથી સંભળાતો અવાજ.
૨. [સં. અન્ (નહિ) + આહત (મારેલ)] પું. વગર ઠોકયે થતો અવાજ.
૩. [સં. અન્ (નહિ) + આહત (પુરાણું લૂગડું)] ન. નવું કપડું.
૪. ન. (તાંત્રિક) શરીરમાં રહેલ ૭ ચક્ર માંહેનું બાર પાંખડીનું એ નામનું એક. જુઓ અનાહતચક્ર.
મૂલાધાર, સ્વાધિષ્ઠાન, મણિપૂર, અનાહત, વિશુદ્ધિ અને આજ્ઞાચક્ર એ ૭ ચક્ર છે. — ત્રિકાળદર્શકદર્પણ
૫. વિ. આઘાત પહોંચ્યા વગરનું; અક્ષુબ્ધ.
૬. [સં. અન્ (નહિ) + આહત (કચરેલું)] વિ. ખેળ એટલે કાંજી કાઢયા વગરનું; કોરું; નહિ વાપરેલું; તદ્દન નવું.
૭. [સં. અન્ (નહિ) + આહત (ગુણેલ)] વિ. ગુણ્યા વગરનું; જેને ગુણવામાં ન આવ્યું હોય તેવું.
૮. [સં. અન્ (નહિ) + આહત (માર મારેલ)] વિ. નહિ મારેલું; જેને મારવામાં ન આવ્યું હોય એવું.
૯. વિ. નહિ વગાડેલું; નહિ બજાવેલું; વગાડ્યા વગર નીકળેલું; આઘાત વિના એની મેળે થતું.
અનાહત વાજઇ નિસાણુ
ત્રિહુ લોકિ વરતાવઇ આણ. — ભીમ
૧૦. વિ. સાંભળી ન શકાય એવું.
સંગીતમાં તો આહત નાદનુંજ કામ પડે, અનાહતનું નહિ. — શાસ્ત્રીય સંગીત કલા
૧૧. અ. અવિચ્છિન્ન; સતત; અખંડ.
કુસુમવૃષ્ટિ અનાહત થાય છે. — ઇંદ્રજિતવધ
૧૨. અ. ખખડાવ્યા વગર.

**અનાહતચક્ર** [સં. અનાહત (વગર માર્યે થતો અવાજ) + ચક્ર (ગુદાથી તાળવા સુધીમાં આવતાં ૭ સ્થાનમાંનું કોઈ)] ન. (યોગ) શરીરની અંદરનાં ૭ ચક્રમાંનું સુષુમ્ણાની વચ્ચે રહેલું બાર પાંખડીનું એક ચક્ર. તેનું સ્થાન હૃદય, તેનો વર્ણ લાલ પીળો, દેવ રુદ્ર, શક્તિ ઉમિયા, વાયુ પ્રાણવાયુ, તત્ત્વ વાયુ, ઇંદ્રિય ચામડી અને સમય ૧૬ ઘડી ને ૪૬ પળનો માનેલ છે. આ ચક્રમાં આવેલી અંગૂઠા જેવડી તેજોમય મૂર્તિનું ધ્યાન ધરવાથી ઇચ્છિત ફળ મળવાનું મનાય છે. આ ચક્રના જપ વગેરે નીચે પ્રમાણે છેઃ
મંત્રની સંખ્યા-૬૦૦૦.
બીજ-'ક'થી'ઠ' સુધી.
ફળ-ઇંદ્રિયજીત, પરકાય-પ્રવેશ.
સ્થિતિ-પ્રતા.
યંત્ર-ષટ્કોણ.
વેદ-સામ.
યોગની સિદ્ધિ પામેલા યોગેશ્વરો પોતાની અંદર રહેલાં મૂલાધારચક્ર, સ્વાધિષ્ઠાનચક્ર, મણિપુરચક્ર, અનાહતચક્ર, વિશુદ્ધિચક્ર અને આજ્ઞાચક્રને ઉલ્લંઘીને ભગવાન વાસુદેવની કૃપા થકી પોતાના બ્રહ્મરન્ધ્ર વિષે જુએ છે. — પુરુષોત્તમ ગીતા

**અનાહતધ્વનિ** જુઓ અનાહતનાદ.

**અનાહતનાદ** ૧. [સં. અનાહત (માર્યા વગર થયેલ) + નાદ (અવાજ)] પું. તાડન વિના એટલે માર્યા વગર નીકળતો અવાજ; વગર ખખડાવ્યે થતો અવાજ.
૨. પું. નાદના બે પ્રકારમાંનો એ નામનો એક; માણસજાતથી સાંભળી શકાતા નથી તેવા સૂક્ષ્મ ગુપ્તનાદ.
અનાહતનાદના બાર ભેદ છેઃ ૧. ઘોષિણી, ૨. વિદ્યા, ૩. પતંગિની, ૪. વાયુવેગિની, ૫. નામધેયા, ૬. ઐન્દ્રી, ૭. વૈષ્ણવી, ૮. શાંકરી, ૯. મહતી, ૧૦. ધૃતિ, ૧૧. નારી અને ૧૨. બ્રાહ્મી. — કૌમુદી
૩. પું. શ્વાસોચ્છ્વાસથી કંઠમાં થતો અવાજ; હૃદયમાંથી ઉત્પન્ન થતો નાદ; પ્રણવનાદ; અનહદનાદ; યોગીઓને સંભળાતો એક જાતનો ધ્વનિ. અનાહતનાદના અધિકારી દયાળુ, સરલ અને સારાં માણસો છે, અને તે સાંભળતાં બ્રહ્માત્મા ઇંદ્રિયવિષય થતાં સાધક બ્રહ્મરૂપ થાય છે.

**અનાહતપદ્મ** [સં. અનાહત (ઠોક્યા વગર થતા અવાજવાળું) + પદ્મ (કમળ)] ન. (તાંત્રિક) હૃદયના પ્રદેશમાં આવેલું એ નામનું કમળ. તે 'ક' થી 'ઠ' સુધીના બાર અક્ષરરૂપી બાર પાંખડીવાળું છે. તેના વચલા ભાગમાં દશ હજાર સૂર્ય સરખી કાંતિવાળું બાણલિંગ રહેલું છે. આ પદ્મમાં શબ્દબ્રહ્મમય સ્વાભાવિક શબ્દ થયા કરે છે, તેથી યોગીઓ તેને અનાહત એટલે ઠોકયા વગરના શબ્દવાળું પદ્મ કહે છે. તે આનંદના સ્થાનકરૂપ છે, અને તેમાં રુદ્ર રહ્યા છે એમ મનાય છે.

**અનાહતવાણી** [સં. અનાહત (એની મેળે થયેલ) + વાણી (વાચા)] સ્ત્રી. ગગનગિરા; દેવવાણી; આકાશવાણી; ગેબી નાદ.
તે કે' થઇ અનાહતવાણી,
તે થકી હું થઈ અજાણી. — દયારામ

**અનાહતશબ્દ** જુઓ અનાહતનાદ.

**અનાહદવાણી** જુઓ અનાહતવાણી.

**અનાહપદ** ન. ચૌદ આંગળનું માપ; કડિયા, સલાટ, સુતાર વગેરેના ગજ ઉપર હોય છે તે ચૌદ આંગળનું માપ.

**અનાહાર** ૧. [સં. અન્ (નહિ) + આહાર (ખોરાક)] પું. આહારનો ત્યાગ; ઉપવાસ; લાંઘણ.
૨. [સં. અન્ (નહિ) + આહ (ઉત્પન્ન કરવું)] પું. ઉત્પન્ન નહિ થવું તે.
૩. [સં. ઋણ (કરજ) + ધાર (ધારણ કરનાર); પ્રા. અણહાર] વિ. કરજદાર; દેણદાર.
૪. વિ. ખાધું ન હોય એવું; ઉપવાસી.
૫. વિ. જેમાં કંઈ ખાવામાં ન આવે એવું. જેમકે, અનાહારવ્રત.

**અનાહારક** [સં. અન્ (નહિ) + આહાર (ખોરાક) + ક (વાળું)] વિ. અનાહારી; ખોરાક લીધા વગરનું; ઉપવાસી.

**અનાહારમાર્ગણા** [સં.] સ્ત્રી. (જૈન) એ નામનું એક વ્રત.

**અનાહારવ્રત** [સં. અન્ (નહિ) + આહાર (ભોજન) + વ્રત (ટેક)] ન. અનશનવ્રત; ઉપવાસ.

**અનાહારી** ૧. [સં. અન્ (નહિ) + આહારિન્ (ખોરાકમાં ગણાય એવું)] વિ. (જૈન) આહારમાં ન ગણાય એવું.
૨. [સં. અન્ (નહિ) + આહારિન્ (ખાનાર)] વિ. ઉપવાસ કરનાર; ભૂખ્યું રહેનાર; લાંઘણ કરનાર; આહારત્યાગી; અનશનવ્રત પાળનાર.

**અનાહાર્ય** ૧. [સં. અન્ (નહિ) + આહાર્ય (કાલ્પનિક)] વિ. અકાલ્પનિક; અકૃત્રિમ; સ્વાભાવિક.
૨. [સં. અન્ (નહિ) + આહાર્ય (ખાવા જેવું)] વિ. નહિ ખાવા લાયક; અખાદ્ય.

૩. [ સં. અન્ ( નહિ ) + આહ્ ( લાવવું ) ] વિ. નહિ લાવવા જેવું.

**અનાહિતાગ્નિ** [ સં. અન્ ( નહિ ) + આહિત ( સ્થાપેલ ) + અગ્નિ ( દેવતા ) ] વિ. જેણે વિધિપૂર્વક અગ્ન્યાધાન એટલે અગ્નિનું સ્થાપન ન કરેલ હોય એવું; અગ્નિહોત્રી ન હોય તેવું; નિરગ્નિ; વેદમંત્રથી જેણે અગ્નિનો સંસ્કાર કરી તેને ઘરમાં રાખ્યો ન હોય તેવું.

**અનાહિદ** ન. સૃષ્ટિના સાત ચક્રમાંનું એ નામનું એક. સાત ચક્ર આ પ્રમાણે છેઃ આજ્ઞા, મૂળાધાર, સહસ્ર, વિશુદ્ધિ, મણિપૂરક, અનાહિદ અને સ્વાધિષ્ઠાન.

**અનાહૂત** ૧. [ સં. અન્ ( નહિ ) + આહૂત ( બોલાવેલું ) ] વિ. અણબોલાવ્યું; અનિમંત્રિત; વણનોતર્યું.
૨. વિ. જૂઠું; બિનપાયાદાર.
૩. વિ. ન ધારેલું.

એ બોલી તો નૈષધનાથ તણી છે,
એ હારદ અનાહૂત રે. નળાખ્યાન

૪. વિ. લેવાદેવા વગરનું; અકારણ.

**અનાહૂતોપવિષ્ટ** [ સં. અનાહૂત ( વણનોતર્યું ) + ઉપવિષ્ટ ( બેઠેલું ) ] વિ. વણનોતર્યા મેમાનની પેઠે આવીને બેઠેલું.

**અનાહ્લાદ** [ સં. અન્ ( નહિ ) + આહ્લાદ ( આનંદ ) ] પું. નાખુશી; વિષાદ; ગ્લાનિ.

**અનાળસ** ૧. [ સં. અન્ ( નહિ ) + આલસ્ય ( સુસ્તી ) ] સ્ત્રી.; ન. આળસ ન હોવાપણું; સ્ફૂર્તિ; જાગૃતિ.
૨. વિ. આળસ વગરનું; સ્ફૂર્તિવાળું; જાગ્રત.

**અનિ** અ. ( ચારણી ) અને.

**અનિકામ** ૧. [ સં. અ ( નહિ ) + નિકામ ( ઘણું ) ] વિ. ( જૈન ) થોડું; અલ્પ.
૨. [ સં. અ ( નહિ ) + નિકામ ( નિશ્ચય ) ] વિ. નિશ્ચય વગરનું.
૩. વિ. હલકું; તુચ્છ.

**અનિકામસુખ** [ સં. અ ( નહિ ) + નિકામ ( ઘણું ) + સુખ ( આનંદ ) ] ન. થોડું સુખ.

**અનિકૃષ્ટ** ૧. [ સં. અ ( નહિ ) + નિકૃષ્ટ ( નજીક ) ] ન. નજીક ન હોવાપણું.
૨. [ સં. અ ( નહિ ) + નિષ્કૃષ્ટ ( બહાર કઢાયેલું ) ] વિ. જ્ઞાતિ બહાર નહિ કઢાયેલું.
૩. વિ. દૂર; આઘું.
૪. [ સં. અ ( નહિ ) + નિકૃષ્ટ ( નીચ ) ] વિ. હલકું નહિ એવું; ઉમદા; ઉચ્ચ પ્રતિનું.

**અનિકેત** ૧. [ સં. ] પું. ( પુરાણ ) એ નામનો એક યક્ષ.
૨. [ સં. અ ( નહિ ) + નિકેત ( ઘર ) ] પું. સંન્યાસી, કેમકે તેને નિશ્ચિત રહેઠાણ હોતું નથી.

અનિકેત એ શબ્દ ગૃહસ્થાશ્રમ છોડી અને સંન્યાસ લઈ વનમાં ભિક્ષા માગતા ફરનાર યતિઓના વર્ણનમાં ઘણી વાર આવે છે અને એનો ધાત્વર્થ 'ઘર ન હોય તે' એવો થાય છે. ગીતારહસ્ય

૩. વિ. ઘર વિનાનું; રહેઠાણ વગરનું; નિવાસ રહિત; ભટકતું.
૪. વિ. જુદે જુદે ઠેકાણે ભમતારામ થઈ ગુજારો કરનાર.

**અનિકેતન** જુઓ અનિકેત.

**અનિક્ષિપ્ત** ૧. [ સં. અ ( નહિ ) + નિક્ષિપ્ત ( કાઢી મૂકેલું ) ] વિ. કાઢી નહિ મુકાયેલું.
૨. [ સં. અ ( નહિ ) + નિક્ષિપ્ત ( થાપણ મૂકેલું ) ] વિ. થાપણ કે ગીરો ન મૂકેલું.
૩. [ સં. અ ( નહિ ) + નિક્ષિપ્ત ( તજેલું ) ] વિ. નહિ છોડેલું; ત્યાગ કર્યા વગરનું.
૪. [ સં. અ ( નહિ ) + નિક્ષિપ્ત ( ફેંકેલું ) ] વિ. નહિ ફેંકેલું.
૫. વિ. નિરંતર; અવિશ્રાંત.

**અનિક્ષુ** [ સં. અન્ ( સાદૃશ્ય ) + ઇક્ષુ ( શેરડી ) ] સ્ત્રી. કાસડો; શેરડી જેવું એક જાતનું લાંબું ઘાસ, જેમાંથી સફાઈ વગરની ખાંડ બને છે.

**અનિક્ષેપ** [ સં. અ ( નહિ ) + નિક્ષેપ ( થાપણ ) ] વિ. તારણ વગરનું; અનામત કે થાપણ વિનાનું.

**અનિક્ષેપધની** [ સં. અ ( નહિ ) + નિક્ષેપ ( અનામત ) + ધનિન્ ( પૈસાદાર ) ] પું. તારણ વગરનો લેણદાર; જેની પાસે અનામત મૂકવામાં ન આવી હોય એવો લેણદાર.

**અનિગ** પું. રજપૂતનાં છત્રીસ કુળ માંહેના એ નામના એક કુળનો રજપૂત.

**અનિગાહ** ૧. [ અ ( નહિ ) + નિગાહ ( મહેરબાની ) ] સ્ત્રી. મીઠી નજરનો અભાવ; અવકૃપા; ઓછી મહેરબાની; અનિઘા.
૨. [ અ ( નહિ ) + નિગાહ ( દૃષ્ટિ ) ] વિ. ધ્યાન વગરનું; લક્ષ રહિત.

**અનિગીર્ણ** ૧. [ સં. અ ( નહિ ) + નિગીર્ણ ( ગળેલું ) ] વિ. ગળે નહિ ઉતારેલું.
૨. [ સં. અ ( નહિ ) + નિગીર્ણ ( છુપાવેલ ) ] વિ. ( અલંકાર ) સંતાડ્યા વગરનું; નહિ છુપાવેલું; અધ્યાહાર નહિ એવું; હાજર. જેમકે, 'શ્વેત અશ્વ દોડે છે' એમાં અશ્વનું શ્વેતપણું નિગીર્ણ એટલે ગુપ્ત નથી.

**અનિગૂઢ** ૧. [ સં. અ ( નહિ ) + નિગૂઢ ( છૂપું ) ] વિ. ખુલ્લું; જાહેર; ન સંતાડેલું.
૨. વિ. ભેદ એટલે રહસ્ય વગરનું; ગહનપણા વિનાનું; સમજાય એવું.

**અનિગ્રહ** ૧. [ સં. અ ( નહિ ) + નિગ્રહ ( ખંડન ) ] પું. ખંડનનો અભાવ.
૨. [ સં. અ ( નહિ ) + નિગ્રહ ( દમન ) ] પું. દમન ન કરવું તે.
૩. પું. દમન વગરનું હોવાપણું; સંયમ રહિત સ્થિતિ.
૪. [ સં. અ ( નહિ ) + નિગ્રહ ( હાર ) ] પું. દલીલમાં કોઈથી નહિ હારવું તે; ખંડનનો અસ્વીકાર.
૫. [ સં. અ ( નહિ ) + નિગ્રહ ( બંધન ) ] પું. બંધનનું અનસ્તિત્વ; અટકાવ ન હોવાપણું; અનવરોધ.
૬. વિ. અજય્ય; ન જીતી શકાય એવું.
૭. [ સં. અ ( નહિ ) + નિગ્રહ ( સીમા ) ] વિ. અસીમ; બેહદ.
૮. [ સં. અ ( નહિ ) + નિગ્રહ ( દંડ ) ] વિ. દંડ થયા વગરનું.
૯. [ સં. અ ( અયોગ્ય ) + નિગ્રહ ( સજા ) ] વિ. દંડ ન કરવા જેવું; અદંડ્ય.
૧૦. વિ. નિગ્રહ વિનાનું; અસંયમી; નિરોધ રહિત; નિરંકુશ; બંધન વગરનું.
૧૧. વિ. પીડા રહિત; નીરોગી.
૧૨. વિ. સ્વચ્છંદી; ઉદ્ધત.

**અનિગ્રહસ્થાન** [ સં. અ ( નહિ ) + નિગ્રહ ( ખંડન ) + સ્થાન ( પ્રસંગ ) ] ન. ખંડનનો પ્રસંગ ઊભો ન થાય એવી સ્થિતિ.

**અનિઘા** જુઓ અનિગાહ.

**અનિચ્છ** ૧. [ સં. અન્ ( નહિ ) + ઇચ્છા ( મરજી ) ] વિ. ઇચ્છા રહિત; નિઃસ્પૃહી; આકાંક્ષા વગરનું; ઇચ્છા નહિ રાખનાર.
૨. [ સં. અન્ ( નહિ ) + ઇચ્છા ( ખુશી ) ] વિ. નાખુશ; નારાજ; વિમુખ.
૩. [ સં. અન્ ( વિરુદ્ધ ) + ઇચ્છા ( મરજી ) ] વિ. મન વગર કરેલું; આનાકાનીથી કરેલું.

**અનિચ્છક** જુઓ અનિચ્છ.

**અનિચ્છતું** [ સં. અન્ ( નહિ ) + ઇષ્ ( ઇચ્છવું ) ] વિ. મરજી વિનાનું.

**અનિચ્છનીય** [ સં. અન્ ( નહિ ) + ઇચ્છનીય ( ઇચ્છવા જેવું ) ] વિ. ન ઇચ્છવા જેવું; નહિ મરજી કરવા લાયક.

**અનિચ્છાપ્રારબ્ધ** [ સં. અનિચ્છા ( ઇચ્છા વગરનું ) + પ્રારબ્ધ ( નસીબ )] ન ઇચ્છા ન છતાં જે પ્રારબ્ધના બળથી મળી આવે તે નસીબ; દૈવેચ્છાથી અમુક વસ્તુ મળી આવવી તે; દૈવેચ્છાથી બનવાપણું.

**અનિચ્છા** ૧. [ હિં. ] સ્ત્રી. અપ્રકૃતિ.
૨. [ સં. અન્ ( નહિ ) + ઇચ્છા ( મરજી ) ] સ્ત્રી. ઇચ્છા ન હોવાપણું; નિઃસ્પૃહતા.
૩. સ્ત્રી. ( વેદાંત ) ત્રણ જાતનાં પ્રારબ્ધમાંનું એ નામનું એક. જુઓ અનિચ્છાપ્રારબ્ધ.

અનેકવિધ પ્રારબ્ધ હોવાથી નથી દોષ આ. ત્રિધાં ઇચ્છા અનિચ્છા ને પરેચ્છા પ્રારબ્ધ આ. પંચદશી

૪. સ્ત્રી. નારાજી; નાખુશી; ઉદાસીનતા.

**અનિચ્છાકૃત** [ સં. અન્ ( નહિ ) + ઇચ્છા ( મરજી ) + કૃત ( કરેલું ) ] વિ. બેદિલીથી કરેલું; ઇચ્છા વગર કરેલું.

**અનિચ્છાધીન** [ સં. અન્ ( નહિ ) + ઇચ્છા ( મરજી ) + અધીન ( વશ ) ] વિ. મરજીને આધીન નહિ એવું.

**અનિચ્છાપૂર્વ** [ સં. અન્ ( નહિ ) + ઇચ્છા ( મરજી ) + પૂર્વ ( અગાઉ ) ] વિ. મરજી વિનાનું; ઇચ્છા વગરનું.

**અનિચ્છાપ્રારબ્ધ** જુઓ અનિચ્છાપ્રારબ્ધ.

**અનિચ્છિત** ૧. વિ. અરુચિકર; અણગમતું.
૨. [સં. અન્ ( નહિ ) + ઇચ્છિત (ઇચ્છેલું)] વિ. નહિ ઇચ્છેલું; વણમાગેલું.
૩. વિ. નહિ ધારેલું; અણધાર્યું.

**અનિચ્છિતશબ્દ** [ સં. અનિચ્છિત ( નહિ ઇચ્છેલું ) + શબ્દ ( અવાજ ) ] પું. ( કાવ્ય ) શબ્દના બે ભેદ માંહેનો એક. દ્રવ્ય એટલે આત્મા વગેરે સાત પદાર્થમાંનો કોઈ એક પદાર્થ તથા કર્મ એટલે ઉત્ક્ષેપણ વગેરે પાંચ ક્રિયામાંની હરકોઈ ક્રિયા એ બન્ને એકત્ર થતાં બોલનારની ઇચ્છા વગર અર્થ રહિત જે 'ખળખળ' શબ્દ થાય તે અનિચ્છિત ગણાય છે.

**અનિચ્છુ** જુઓ અનિચ્છ.

**અનિચ્છુક** જુઓ અનિચ્છ.

**અનિઠ** જુઓ અનીઠ.

**અનિત** ૧. વિ. અનિત્ય.
૨. [ સં. અન્ ( નહિ ) + ઇત ( ગયેલું ) ] વિ. નહિ ગયેલું.
૩. વિ. વગરનું; રહિત.

**અનિત્થંત્વરૂપ** [ સં. અન્ ( નહિ ) + ઇત્થં ( આ પ્રકારે ) + ત્વ ( ભાવાર્થક પ્રત્યય ) + રૂપ ( આકાર ) ] ન. ( જૈન ) તુલના ન કરી શકાય તેવો આકાર; કોઈ એક ચોકસ પ્રકારે નિરૂપણ કરી ન શકાય એવો આકાર.

મેઘ આદિનું સંસ્થાન એટલે કે રચના અનિત્થંત્વરૂપ છે; કેમકે અનિયતરૂપ હોવાથી કોઈ એક પ્રકારે એનું નિરૂપણ કરી શકાતું નથી. તત્ત્વાર્થસૂત્ર

**અનિત્ય** ૧. [ સં. અ ( નહિ ) + નિત્ય ( અવિનાશી ) ] વિ. અશાશ્વત; નશ્વર; વિનાશી; ક્ષણભંગુર.
૨. [ સં. અ ( નહિ ) + નિત્ય ( હમેશનું ) ] વિ. અસત્ય; જૂઠું; મિથ્યા.
૩. [ સં. અ ( ભિન્ન ) + નિત્ય ( હમેશનું ) ] વિ. અસામાન્ય; અસાધારણ.
૪. વિ. અસ્થિર; અસ્થાયી; અધ્રુવ; ચંચળ; અલ્પકાલિક; કાયમ ન રહેનારૂં.
૫. [ સં. અ ( નહિ ) + નિત્ય ( ચેતન ) ] વિ. જડ; ચૈતન્ય વગરનું.
૬. વિ. ( ગણિત ) જે રાશિનું મૂલ્ય અથવા જે બિંદુનું સ્થાન બદલાતું રહે તેવું; વિકારી; 'ઇન્કૉન્સ્ટન્ટ'.
૭. વિ. ( ન્યાય, વેદાંત ) જેનો પ્રાગભાવ એટલે અગાઉ જેનો અભાવ હોય અને પાછળથી ધ્વંસ એટલે નાશ થઈ શકતો હોય તેવું.
૮. [ સં. અ ( નહિ ) + નિત્ય ( જે ન કરવાથી પાપ લાગે એવું ) ] વિ. નૈમિત્તિક; પ્રાસંગિક.
૯. વિ. સંદિગ્ધ; શંકાસ્પદ; અનિશ્ચિત.

**અનિત્યઅટક** [ અનિત્ય ( થોડા વખતનું ) + અટક ( કેદ ) ] સ્ત્રી. કામચલાઉ કેદ.

**અનિત્ય અવક્તવ્ય** [ સં. અનિત્ય ( નાશવંત ) + અવક્તવ્ય ( વર્ણન ન થઈ શકે એવું ) ] વિ. ( જૈન ) જે અશાશ્વત છે અને જેના વિષે કાંઈ બોલી પણ ન શકાય એવું.

વિવક્ષા, અવિવક્ષા અને સહવિવક્ષાને લીધે ઉપરની ત્રણ વાક્યરચનાઓના પારસ્પરિક વિવિધ મિશ્રણથી બીજી પણ ચાર વાક્યરચનાઓ બને છે. જેમકે, નિત્યાનિત્ય; નિત્ય અવક્તવ્ય; અનિત્ય અવક્તવ્ય અને નિત્ય અનિત્ય અવક્તવ્ય. તત્ત્વાર્થસૂત્ર

**અનિત્ય આકસ્મિક ધર્મ** [ સં. અનિત્ય ( કાયમનું નહિ એવું ) + આકસ્મિક ( દૈવાધીન ) + ધર્મ ( ગુણ ) ] પું. ( ન્યાય ) અનિયત ઉપાધિ; અલ્પકાલિક અનાવશ્યક ગુણ; કાયમ નહિ રહેતો ગુણ. આકસ્મિક ધર્મોના નિત્ય અને અનિત્ય એવા બે ભાગ છે. જે ધર્મ આકસ્મિક હોવા છતાં પદાર્થના સ્વભાવધર્મો સાથે નિત્ય જોડાયેલો જણાય તે નિત્ય અને કોઈક જ વાર જોડાયેલો જોવામાં આવે તે અનિત્ય.

શીંગડાં હોવાં એ તથા ગળા નીચે આંચળ જેવી લટકતી ચામડી હોવી એ બકરીના અનિત્ય આકસ્મિક ધર્મો છે. કારણકે બકરીના સ્વાભાવિક ધર્મો સાથે હમેશાં જોડાએલા તેમને આપણે નથી જોતા. એટલે કે કેટલાંએક બકરાંમાં તે નથી હોતા. પણ કાગડામાં કાળાશ એ નિત્ય આકસ્મિક ધર્મ છે. પ્રમાણશાસ્ત્રપ્રવેશિકા

**અનિત્યકર્મ** જુઓ અનિત્યક્રિયા.

**અનિત્યકેદ** જુઓ અનિત્યઅટક.

**અનિત્યક્રિયા** [ સં. અ ( નહિ ) + નિત્ય ( હમેશાં ) + ક્રિયા ( કામ ) ] સ્ત્રી. કોઈક વખતે ખાસ કરવામાં આવતી ક્રિયા; નૈમિત્તિક ક્રિયા. જેમકે, યજ્ઞ.

**અનિત્યતા** જુઓ અનિત્યત્વ.

**અનિત્યતાબો** જુઓ અનિત્યઅટક.

**અનિત્યતાવાદ** [ સં. અનિત્યતા ( વિનાશીપણું ) + વાદ ( મત ) ] પું. પ્રત્યેક વસ્તુ નાશવંત છે એવો મત.

**અનિત્યતાવાદી** [ સં. અનિત્યતા ( નશ્વરતા ) + વાદિન ( મત ધરાવનાર ) ] વિ. પ્રત્યેક વસ્તુ નાશવંત છે એવો મત ધરાવનાર.

**અનિત્યત્વ** ૧. [ સં. અનિત્ય ( વિનાશી ) + ત્વ ( પણું ) ] ન. અનિત્યપણું; નશ્વરતા; વિનાશીપણું; ક્ષણભંગુરતા; ક્ષણિકતા.
૨. ન. અસત્યતા; મિથ્યાપણું.
૩. ન. અસ્થિરતા; ચંચળતા; અસ્થાયિત્વ.
૪. ન. પ્રાસંગિકતા; નૈમિત્તિકપણું
૫. ન. સંદિગ્ધતા; અનિશ્ચિતતા.

**અનિત્યદત્ત** ૧. [ સં. અ ( નહિ ) + નિત્ય ( હમેશનું ) + દત્ત ( આપેલું ) ] પું. માબાપે અમુક સમયને માટે દત્તક આપેલો દીકરો.
૨. વિ. અમુક મુદત માટે આપેલું.

**અનિત્યપ્રત્યવેક્ષા** [ સં. અનિત્ય ( ક્ષણભંગુર ) + પ્રત્યવેક્ષા ( ધ્યાનપૂર્વક જોવું તે ) ] સ્ત્રી. ( બૌદ્ધ ) દરેક વસ્તુ નાશવંત છે અને ચાલી જાય છે તેવું જ્ઞાન.

**અનિત્યબંધન** જુઓ અનિત્યઅટક.

**અનિત્યભાવ** [ સં. અનિત્ય ( ક્ષણભંગુર ) + ભાવ ( ગુણ ) ] પું. ક્ષણભંગુરતા; ક્ષણિકતા; નશ્વરતા; વિનાશીપણું.

**અનિત્યભાવના** [ સં. અનિત્ય ( નાશવંત ) + ભાવના ( વિચાર ) ] સ્ત્રી. ( જૈન ) સંસારની બધી વસ્તુ નાશવંત છે એવી માન્યતા; અનિત્યાનુપ્રેક્ષા.

**અનિત્યવિભૂતિ** ૧. [ સં. અનિત્ય ( નાશવંત ) + વિભૂતિ ( સંપત્તિ ) ] સ્ત્રી. નાશવંત સંપત્તિ.

૨. સ્ત્રી (વેદાંત) સંસાર.

**અનિત્યસમ** [સં. અનિત્ય (જૂઠું) + સમ (સરખું)] સ્ત્રી. (ન્યાય) અપવાદને સામાન્ય નિયમની ગણનામાં મૂકવાથી થતી ખોટી દલીલ; ન્યાયની ચોવીસ જાતિ માંહેની એક. જુઓ જાતિ.

**અનિત્યસમાસ** [સં. અ (નહિ) + નિત્ય (હમેશ) + સમાસ] પું. બધે ઠેકાણે કરવો આવશ્યક ન હોય એવો સમાસ; અસમસ્ત પદોથી પણ અર્થ દર્શાવી શકાય તેવો સમાસ.

**અનિત્યહવાલો** જુઓ અનિત્યઅટક.

**અનિત્યાનંદ** [સં. અનિત્ય (ક્ષણભંગુર) + આનંદ (હર્ષ)] પું. સાંસારિક સુખ; વિષયાનંદ.

> માયાનું આવરણ ક્ષણભર ખસી જવાથી આત્માનંદની અભિવ્યક્તિ સ્ફુરવી અને તેના પર પડ આવી જતાં તે અભિવ્યક્તિનું ગુપ્ત થઈ જવું એ પ્રકારની આત્માનંદની સ્થિતિને અનિત્યાનંદ કહે છે. તેને જ વિષયાનંદ પણ કહે છે. — સૂતસંહિતા

**અનિત્યાનુપ્રેક્ષા** જુઓ અનિત્યભાવના.

**અનિદા** ૧. [પ્રા. અણિદા] સ્ત્રી. (જૈન) અજાણપણે કરેલી હિંસા.

૨. સ્ત્રી. ચિત્તની વિકળતા.

૩. સ્ત્રી. બેખબરપણું; અજ્ઞાન.

**અનિદાન** [સં. અ (નહિ) + નિદાન (તપના ફળની અગાઉથી કરેલ માગણી)] વિ. (જૈન) તપ વગેરેનું અગાઉથી ફળ ન માગનાર.

**અનિદેશ્ય** [સં.] પું. (પુરાણ) યજ્ઞ સંબંધી એક અગ્નિનું નામ.

**અનિદ્ર** ૧. પું. ઊંઘ ન આવવાનો રોગ; ઉજાગર.

૨. [સં. અ (નહિ) + નિદ્રા (અજ્ઞાન)] વિ. અજ્ઞાન રહિત; તત્ત્વના અગ્રહણરૂપી નિદ્રાથી રહિત.

૩. [સં. અ (નહિ) + નિદ્રા (ઊંઘ)] વિ. ઊંઘ વગરનું; જાગતું.

૪. વિ. સાવધ; સાવચેત.

**અનિદ્રદુઃસ્વપ્ન** [સં. અનિદ્ર (ઊંઘ વગરનું) + દુઃ (ખરાબ) + સ્વપ્ન (ઊંઘમાં ભાસતો દેખાવ)] ન. ઊંઘ ન આવે ત્યારે આવતો એક જાતનો ઓથાર. આ ભયંકર સ્વપ્નમાં છાતી ઉપર ભાર માલમ પડે છે.

**અનિદ્રા** ૧. [સં. અ (નહિ) + નિદ્રા (ઊંઘ)] સ્ત્રી. ઊંઘ નહિ આવવી તે; ઊંઘનો અભાવ; ઉજાગરો.

૨. સ્ત્રી. સાવચેતી; સાવધાની.

**અનિદ્રાશ્રમ** [સં. અનિદ્રા (ઉજાગરો) + શ્રમ (થાક)] પું. ઉજાગરાથી લાગતો થાક.

**અનિપાત** ૧. [સં. અ (નહિ) + નિપાત (ભૂસકો)] પું. કૂદકો નહિ મારવાપણું.

૨. [સં. અ (નહિ) + નિપાત (મરણ)] પું. જિંદગી ચાલુ રહેવી તે.

૩. [સં. અ (ભિન્ન) + નિપાત (અવ્યય)] પું. નિપાતથી ભિન્ન શબ્દ; અવ્યય ન હોય એવો શબ્દ.

**અનિપુણ** ૧. [સં. અ (નહિ) + નિપુણ (કુશળ)] વિ. અણઘડ; અકુશળ.

૨. વિ. માહિતી વગરનું; અપરિચિત; અજાણ્યુ.

**અનિપુણતા** ૧. [સં. અ (નહિ) + નિપુણ (કુશળ) + તા (પણું)] સ્ત્રી. અકુશળતા; અપ્રવીણતા; અણઘડપણું.

૨. સ્ત્રી. અજ્ઞાનતા.

**અનિપુણશ્રમ** [સં. અનિપુણ (અણઘડ) + શ્રમ] પું. બિનકેળવાયેલ મજૂરી.

**અનિબદ્ધ** ૧. [સં. અ (નહિ) + નિબદ્ધ (બાંધેલું)] વિ. નહિ બાંધેલું; છૂટું.

૨. વિ. સંબંધ વગરનું; મેળ વિનાનું

**અનિબદ્ધનિબંધ** [સં. અનિબદ્ધ (બંધન વગરનું) + નિબંધ (લેખ)] પું. હળવી શૈલીનો લેખ; રસાત્મક નિબંધ; નિબંધિકા.

> આ નિબંધપ્રકાર યુરોપમાં યે હજુ નાનું બાળક છે. અહીં પણ એનો ઉદ્‌ભવ લગભગ તાજેતર જ થયો છે એમ કહિયે તો ચાલે. ઘણાને એ નવું બાળક વ્હાલું થઇ પડ્યું છે, અને એના ઉપર વ્હાલમાં ને વ્હાલમાં સૌ એનાં નવાં નામ પાડે છે. દુનિયાના સ્વાતંત્ર્ય તરફના ઝોકને જાણે અનુસરીને કોઇ એને અનિબદ્ધ નિબંધ કહે છે, કોઈ એની વ્યંજના, કટાક્ષ કે ચાતુર્યને અનુલક્ષીને એને 'માર્મિક નિબંધ' કહે છે, કોઈ એની શૈલી તરફ પ્રધાન દૃષ્ટિ રાખી એને 'હળવી શૈલીના નિબંધો' એવું લાંબું નામ આપે છે, અને કેટલાક નરજાતિના નિબંધને 'નિબંધિકા' એવું નારીજાતિનું નામ આપે છે. — પારિભાષિક શબ્દકોશ

**અનિબંધ** [સં.] પું. એ નામનો ગાત્ર ગીતનો એક પ્રકાર. મોઢામાંથી ઉત્પન્ન થતા આ ગીતમાં અક્ષરનિયમ હોતો નથી, પણ આલાપથી આનંદ મળે છે.

**અનિબંધન** [સં. અ (નહિ) + નિબંધન (કારણ)] વિ. નિષ્કારણ; કારણ રહિત; આકસ્મિક.

**અનિબાધ** ૧. [સં.] પું. સ્વતંત્રતા; છૂટાપણું.

૨. વિ. પીડા વિનાનું; દુઃખ રહિત.

**અનિભૃત** ૧. [સં.] પું. (પિંગળ) નગણ અને તગણ મળી ૬ અક્ષરનો એ નામનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ. તે ગાયત્રી છંદનો એક ભેદ છે.

> અનિભૃતે ના ત. — રણપિંગળ

૨. [સં. અ (નહિ) + નિભૃત (શાંત)] વિ. અશાંત; અસ્થિર.

૩. વિ. ઉદ્ધત; બેશરમ; ધૃષ્ટ.

૪. [સં. અ (નહિ) + નિભૃત (છાનું)] વિ. ખુલ્લું; જાહેર; પ્રકટ.

૫. વિ. ચાલાક; ચતુર.

**અનિમક** ૧. પું. એ નામનું એક ઝાડ; મધૂક.

૨. પું. કમળના તંતુ; પદ્મકેસર.

૩. [સં. અનિમ (જીવન) + કૈ (પ્રકાશવું)] પું. દેડકો, કેમકે તે મરી ગયેલ હોય તોયે ફરી સજીવન થવાનું મનાય છે.

૪. પું. મધમાખનો નર.

૫. [સં. અનિમ (શબ્દ) + કૈ (પ્રકાશવું)] સ્ત્રી. કોયલ, કેમકે તે મધુર શબ્દ વડે પ્રકાશે છે

**અનિમંત્રિત** [સં. અ (નહિ) + નિમંત્રિત (નોતરેલું)] વિ. વણનોતર્યું; તેડા વગરનું.

**અનિમિખ** ૧. [સં. અ (નહિ) + નિમિષ (આંખનો પલકારો)] પું. દેવ, કેમકે તેની આંખો પલકારા મારતી નથી.

૨. ન. માછલું, કેમકે તેની આંખને ઢાંકણ ન હોવાથી તે ઉઘાડી જ રહે છે.

> શફરી અનિમિખ મત્સ્ય તિમિ, પૃથુરોમા પાઠીન,
> મકર ઉલૂપી અંડજવ, વૈસારિણ ઝખ મીન. — પિંગળલઘુકોષ

**અનિમિત્ત** ૧. સ્ત્રી. એ નામની એક પ્રાચીન અનિયમિત લિપિ.

૨. [સં. અ (નહિ) + નિમિત્ત (કારણ)] ન. કારણ ન હોવાપણું; કારણશૂન્યતા.

૩. [સં. અ (ખરાબ) + નિમિત્ત (શુકન)] ન. ખરાબ શુકન; અપશુકન.

૪. ન. નિર્વાણ; મોક્ષ, કેમકે તે અકારણ એટલે કે સ્વતઃસિદ્ધ વસ્તુ છે, જન્ય નથી.

૫. વિ. એકાએક; ઓચિંતું.

૬. વિ. કારણ વિનાનું; અકારણ; નિઃસ્વાર્થ; નિષ્કામ; હેતુ રહિત.

૭. અ. કારણ વગર; નાહક.

**અનિમિત્તક** [સં. અ (નહિ) + નિમિત્ત (કારણ) + ક (વાળું)] વિ. વિના કારણનું; નિમિત્ત વગરનું.

**અનિમિત્તભાવના** [સં. અનિમિત્ત (નિર્વાણ) + ભાવના (વિચાર)] સ્ત્રી. નિર્વાણનું ચિંતન; મોક્ષવિચાર.

નિર્વાણને અનિમિત્ત એવી સંજ્ઞા આપવામાં આવે છે, અને તેના ચિંતનને **અનિમિત્તભાવના** કહે છે. — પ્રસ્થાન

**અનિમિત્તલિંગનાશ** [સં. અનિમિત્ત (એકાએક) + લિંગનાશ (અંધાપો)] પું. (વૈદક) તદ્દન અંધાપો આવે એવો આંખનો એક રોગ.

**અનિમિષ** ૧. [સં.] પું. (પુરાણ) એ નામનો ગરુડનો એક પુત્ર.

૨. [સં. અ (નહિ) + નિમિષ (આંખનો પલકારો)] પું. દેવ. એમ મનાય છે કે દેવોની આંખો પલકારા મારતી નથી.

૩. પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. તે નિત્યપ્રબુદ્ધ સ્વરૂપ તેમ જ મત્સ્યરૂપ કે આત્મરૂપ હોવાથી અનિમિષ કહેવાય છે.

૪. પું. શિવનું એક નામ; મહાકાલ.

૫. ન. માછલું. માછલાંની આંખને ઢાંકણ ન હોવાથી તે ઉઘાડી જ રહે છે.

૬. વિ. એકીટશે જોઈ રહેતું; મટકું માર્યા વગરનું; સ્થિર દૃષ્ટિવાળું.

૭. વિ. ખુલ્લું; ઉઘાડું; ખીલેલું.

૮. વિ. જેની આંખો મટકું મારતી નથી એવું; જેની આંખ ઊઘડે કે મીંચાય નહિ તેવું.

૯. વિ. સાવધાન; ધ્યાન રાખતું.

૧૦. વિ. સ્થિર; ક્રિયા વિનાનું.

૧૧. અ. નિરંતર; કાયમ.

૧૨. અ. મટકું માર્યા વગર; એકીટશે; મીટ માંડીને.

**અનિમિષક્ષેત્ર** [સં. અનિમિષ (વિષ્ણુ) + ક્ષેત્ર (પ્રદેશ)] ન. (પુરાણ) કૃષ્ણના વિજય વડે પવિત્ર થયેલો પ્રદેશ; વિષ્ણુનું ક્ષેત્ર.

**અનિમિષત્વ** જુઓ અનિમેષત્વ.

**અનિમિષદૃષ્ટિ** ૧. [સં. અનિમિષ (મટકું માર્યા વગરનું) + દૃષ્ટિ (નજર)] સ્ત્રી. ધ્યાનમાં એકાગ્રતા.

૨. વિ. સ્થિર દૃષ્ટિવાળું; એકધ્યાન; મટકું માર્યા વગર જોઈ રહેતું.

**અનિમિષનયન** ૧. [સં. અ (નહિ) + નિમિષ (આંખનો પલકારો) + નયન (આંખ)] પું. દેવ. દેવની આંખ પલકારા મારતી નથી એમ મનાય છે.

૨. ન. માછલું. આંખને ઢાંકણ નહિ હોવાથી માછલું મટકું મારી શકતું નથી.

૩. વિ. આંખનો પલકારો ન મારનાર.

૪. વિ. એકીટશે જોઈ રહેતું; સ્થિર દૃષ્ટિવાળું.

**અનિમિષાચાર્ય** [સં. અનિમિષ (દેવ) + આચાર્ય (ગુરુ)] પું. દેવના ગુરુ; બૃહસ્પતિ.

**અનિમિષાવલોકન** જુઓ અનિમેષાવલોકન.

**અનિમેષ** જુઓ અનિમિષ ૨, ૫, ૬-૧૨.

**અનિમેષત્વ** [સં. અનિમેષ (દેવ) + ત્વ (પણું)] ન. દેવપણું; દેવત્વ.

**અનિમેષદૃષ્ટિ** જુઓ અનિમિષદૃષ્ટિ.

**અનિમેષનયન** જુઓ અનિમિષનયન.

**અનિમેષાચાર્ય** જુઓ અનિમિષાચાર્ય.

**અનિમેષાવલોકન** [સં. અનિમેષ (પલકારા વિના) + અવલોકન (તપાસ)] ન. સ્થિર દૃષ્ટિ; પલકારો માર્યા વિના જોયા કરવું તે.

**અનિયટ્ટીબાદર** ન. (જૈન) નવમું ગુણસ્થાનક. જુઓ અનિવૃત્તિબાદર.

**અનિયત** ૧. ન. (ગણિત) જે રાશિનું મૂલ્ય અથવા જે બિંદુનું સ્થાન કોઈ નિયમને આધીન ન હોય તે.

૨. [સં. અ (નહિ) + નિયત (હદવાળું)] વિ. અસીમ; હદ વગરનું.

૩. [સં. અ (નહિ) + નિ (નીચે) + યમ્ (રોકવું)] વિ. અસ્થિર; ચંચળ.

૪. [સં. અ (નહિ) + નિયત (અંકુશમાં રખાયેલ)] વિ. કાબૂમાં નહિ રખાયેલ; દાબ વગરનું; નિરંકુશ.

૫. વિ. કારણ વગરનું; આકસ્મિક.

૬. વિ. નહિ ઠરાવેલ; અનિશ્ચિત.

૭. [સં. અ (નહિ) + નિયત (નિત્ય)] વિ. નાશ પામે એવું; અનિત્ય.

૮. [સં. અ (નહિ) + નિયત (નિયમવાળું)] વિ. નિયમ વગરનું; અવ્યવસ્થિત.

૯. વિ. સામાન્ય નહિ એવું; અસાધારણ.

**અનિયતઉપાધિ** [સં. અનિયત (આકસ્મિક) + ઉપાધિ (ગુણ)] સ્ત્રી. (ન્યાય) અનિત્ય આકસ્મિક ધર્મ; વસ્તુનો અલ્પકાલિક એટલે થોડા વખત માટેનો અનાવશ્યક ગુણ.

**અનિયતકર્મ** [સં. અનિયત (અનિશ્ચિત) + કર્મન્ (કામ)] ન. નિશ્ચિત નહિ કરેલું કર્મ.

**અનિયતકારણવાદ** [સં. અનિયત (આકસ્મિક) + કારણ (કાર્યની ઉત્પત્તિનું બીજ) + વાદ (મત)] પું. કોઈ પણ બનાવ માટે જરૂરની સ્થિતિ અથવા પ્રસંગ તે બનાવની ઉત્પત્તિમાં અસર કરતાં નથી એવો મત; ખાસ કરી મન અથવા પદાર્થમાં એકી સાથે થનાર ફેરફાર, જે બીજામાં થતા ફેરફારનો પ્રસંગ બને, પણ તે સફળ થાય તેટલા માટે દૈવી સહાયની જરૂર પડે છે એવો મત.

**અનિયતકાલિક** [સં. અનિયત (અનિશ્ચિત) + કાલિક (સમયનું)] વિ. અનિશ્ચિત સમયે થાય તેવું; અચોક્કસ વખતે થનારું.

**અનિયતકાલીન** [સં. અનિયત (અચોક્કસ) + કાલીન (સમયનું)] વિ. અચોક્કસ સમય સુધી રહેનાર; સમયના બંધન વગરનું.

**અનિયતચારી** [સં. અનિયત (નિરંકુશ) + ચારિન્ (ફરનાર)] વિ. નિરંકુશ રીતે ફરનાર; નિયમિત માર્ગમાં ન ચાલનાર.

પ્રકીર્ણ તારા કહેવાની મતલબ એ છે કે બીજા કેટલાક તારાઓ એવા પણ છે કે જે **અનિયતચારી** હોવાથી ક્યારેક સૂર્ય ચંદ્રની નીચે પણ ચાલ્યા જાય છે અને ક્યારેક ઉપર પણ ચાલ્યા જાય છે. — તત્ત્વાર્થસૂત્ર

**અનિયતરૂપ** [સં. અનિયત (અનિશ્ચિત) + રૂપ (આકાર)] ન. અનિશ્ચિત આકાર.

**અનિયતવાહીપવનમંડલ** [સં. અનિયત (નિયમ વગરનું) + વાહિન્ (વાનાર) + પવન (વાયુ) + મંડલ (પ્રદેશ)] ન. (ભૂગોળ) અનિયમિત રીતે પવન વાય તે પ્રદેશ.

**અનિયતવૃત્તિ** ૧. [સં. અનિયત (અનિશ્ચિત) + વૃત્તિ (આજીવિકા)] સ્ત્રી. નિશ્ચિત આજીવિકાનો અભાવ; ગુજરાનનું ચોક્કસ સાધન ન હોવાપણું; આકાશી વૃત્તિ.

૨. [સં. અનિયત (અનિશ્ચિત) + વૃત્તિ (અર્થ)] વિ. અનિશ્ચિત અર્થવાળું; અર્થના પ્રકાર જણાવનારી વૃત્તિમાંની કોઈ પણ ચોક્કસ વૃત્તિ જેને લાગુ ન પડે એવું. શબ્દના અર્થની જુદી જુદી વૃત્તિઓ છે, તેમાં કઈ વૃત્તિ લાગુ પડે છે એ ચોક્કસ ન હોય ત્યારે તેને આ વિશેષણ લાગે છે.

૩. વિ. કામધંધા વિનાનું; બેકાર.

૪. વિ. ગુજરાનના અનિશ્ચિત સાધનવાળું.

૫. [સં. અનિયત (નિરંકુશ) + વૃત્તિ (આચરણ)] વિ. નિરંકુશ રીતે વર્તનાર.

૬. વિ. નિશ્ચિત આવક વગરનું; અચોક્કસ આવકવાળું.

**અનિયત વ્યાપાર** ૧. [સં. અનિયત (નિરંકુશ) + વ્યાપાર (વેપાર)] પું. નિરંકુશ ધંધો; બિનજકાતી એટલે દાણ વિનાનો વેપાર; અબાધિત વ્યાપાર.

અનિયત મનુષ્ય, **અનિયત વ્યાપાર**, અનિયત છાપખાનું એ બધાં વચનો સ્પષ્ટાર્થ છે, અને સ્વથી અન્ય એવી બાહ્ય નિયંત્રણાનો અભાવ માત્ર સૂચવે છે. — મણિલાલ નભુભાઈ

૨. પું. બંધન વગરની ક્રિયા.

**અનિયતાત્મા** ૧. વિ. ચંચળ ચિત્તવાળું; અસ્થિર મનવાળું.

૨. [ સં. અનિયત ( દાબ વિનાનું ) + આત્મન્ ( મન ) ] વિ. મનને વશ નહિ રાખનાર; અજિતેંદ્રિય.

**અનિયતિ** ૧. [ સં. અ ( નહિ ) + નિયતિ ( સંયમ ) ] સ્ત્રી. અસંયમ; નિગ્રહ વગરની સ્થિતિ.

૨. સ્ત્રી. ગોટાળો; અવ્યવસ્થા.

૩. સ્ત્રી. સ્વતંત્ર ઇચ્છા; આપઅખત્યારી.

**અનિયતિવાદ** [ સં. અનિયતિ ( સ્વતંત્ર ઇચ્છા ) + વાદ ( મત ) ] પું. ( વેદાંત ) માણસની ઇચ્છા અને વર્તણૂક પર હેતુઓની અસર થાય છે પણ તેનાથીજ તેઓ નક્કી થતી નથી એવો મત; અવ્યવસાય વાદ.

**અનિયમ** ૧. [ સં. અ ( નહિ ) + નિયમ ( ધારો ) ] પું. અવ્યવસ્થા; ધારાધોરણનો અભાવ.

૨. પું. ( કાવ્ય ) એ નામનો અર્થદોષનો એક પ્રકાર. જુઓ અર્થદોષ.

૩. [ સં. અ ( અયોગ્ય ) + નિયમ ( આચરણ ) ] પું. ન છાજે તેવું આચરણ; ગેરવર્તન.

૪. પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. તે સર્વના નિયામક છે, પણ તેમનો કોઈ નિયામક નથી કે તેમને કોઈ નિયમ નથી, તેથી તે અનિયમ કહેવાય છે.

૫. [ સં. અ ( નહિ ) + નિયમ ( ખાતરી ) ] પું. શંકા; અનિશ્ચિતતા; સંદેહ.

૬. વિ. વગર નિયમે ચાલતું; નિયમ વગરનું.

૭. અ. અનિયમિત રીતે.

**અનિયમનિયમા** [ સં. અનિયમ ( નિયમ વગરનું ) + નિયમા ( નિયમવાળી ) ] સ્ત્રી. અનિયમજ જેનો નિયમ છે તેવી ઈશ્વરની અદ્ભુત માયા.

**અનિયમિત** ૧. [ સં. અ ( નહિ ) + નિયમિત ( નક્કી કરેલ ) ] વિ. અનિશ્ચિત; નક્કી નહિ કરેલ.

૨. [ સં. અ ( નહિ ) + નિયમિત ( નિયમવાળું ) ] વિ. અવ્યવસ્થિત; નિયમ વગરનું.

૩. [ સં. અ ( નહિ ) + નિયમિત ( સ્થિર ) ] વિ. અસ્થિર; ચંચળ.

૪. વિ. દોહ્યલું; નબળું.

૫. [ સં. અ ( નહિ ) + નિયમિત ( કાયદેસર ) ] વિ. નિયમ બહારનું; ગેરકાયદેસર.

૬. [ સં. અ ( નહિ ) + નિયમિત ( બંધાયેલ ) ] વિ. નિયમથી નહિ બંધાયેલ; કાયદાથી મુક્ત.

**અનિયમિત ક્રીડા** [ સં. અનિયમિત ( ગેરકાયદેસર ) + ક્રીડા ( રમત ) ] સ્ત્રી. ગેરકાયદેસર રમત; જુગાર.

**અનિયમિત ગીરો** [ અનિયમિત ( રીત વિરુદ્ધ ) + ગીરો ( ગીરવેલું ) ] વિ. રૂઢિ વિરુદ્ધ ઘરેણે મૂકેલું.

**અનિયમિત જનતા** [ સં. અનિયમિત ( નિયમ વિરુદ્ધનું ) + જનતા ( મંડળ ) ] સ્ત્રી. ગેરકાયદેસર મંડળી.

**અનિયમિતતા** ૧. [ સં. અનિયમિત ( અનિશ્ચિત ) + તા ( પણું ) ] સ્ત્રી. અનિશ્ચિતપણું; નક્કી ન હોવાપણું.

૨. [ સં. અનિયમિત ( અવ્યવસ્થિત ) + તા ( પણું ) ] સ્ત્રી. ગડબડસડબડવાળી સ્થિતિ; અવ્યવસ્થા.

૩. [ સં. અનિયમિત ( અસ્થિર ) + તા ( પણું ) ] સ્ત્રી. ચંચળતા; અસ્થિરપણું.

૪. સ્ત્રી. દોહ્યલાઈ; નબળાઈ.

૫. [ સં. અનિયમિત ( ગેરકાયદેસર ) + તા ( પણું ) ] સ્ત્રી. નિયમ વિરુદ્ધ વર્તન; ગેરકાયદેસરપણું.

૬. [ સં. અનિયમિત ( કાયદાથી મુક્ત ) + તા ( પણું ) ] સ્ત્રી. નિયમથી નહિ બંધાયેલ હોવાપણું; કાયદાથી છૂટાપણું.

**અનિયમિત તાવ** [ સં. અનિયમિત ( નિયમ વગરનું ) + તાપક ( તાવ ) ] પું. ( વૈદક ) રહીરહીને આવતો તાવ; વિષમજ્વર.

**અનિયમિત પવન** [ સં. અનિયમિત ( નિયમ વગરનું ) + પવન ( વા ) ] પું. વગર નિયમે વાતો પવન.

**અનિયમિત બહુકોણ** પું. ( ગણિત ) બધા ખૂણા સરખા ન હોય તેવો બહુકોણ.

**અનિયમિત ભૂતકાળ** [ સં. અનિયમિત ( નિયમ વિરુદ્ધનું ) + ભૂતકાલ ( એ નામનો એક કાળ ) ] પું. ( વ્યાકરણ ) મુખ્ય ૭ કાળ માંહેનો એ નામનો એક. તેના પ્રત્યયો તો, તી, તું, તા, તાં છે.

**અનિયમિત રાજસત્તા** [ સં. અનિયમિત ( અનિશ્ચિત ) + રાજન્ ( રાજા ) + સત્તા ( અધિકાર ) ] સ્ત્રી. રાજાની સત્તા કાયદાથી નિયમિત ન હોય તેવું રાજ્યતંત્ર.

**અનિયમિત વર્તમાનકાળ** [ સં. અનિયમિત ( નિયમ વિરુદ્ધનું ) + વર્તમાનકાલ ( એ નામનો એક કાળ ) ] પું. ( વ્યાકરણ ) મુખ્ય ૭ કાળ માંહેનો એ નામનો એક. જુઓ કાળ.

**અનિયમિતાર્તવ** [ સં. અનિયમિત ( અનિશ્ચિત ) + આર્તવ ( રજસ્રાવ ) ] પું. ( વૈદક ) આર્તવ નિયમિત ન આવે એવો રોગ.

**અનિયંત્રણ** ૧. [ સં. અ ( નહિ ) + નિયંત્રણ ( બંધન ) ] ન. ઇચ્છા પ્રમાણે વર્તન; બીજાથી નહિ દોરાવાપણું; સ્વચ્છંદ.

૨. [ સં. અ ( નહિ ) + નિયંત્રણ ( અંકુશ ) ] ન. નિરંકુશપણું; સ્વાતંત્ર્ય.

**અનિયંત્રણા** જુઓ અનિયંત્રણ.

**અનિયંત્રિત** ૧. [ સં. અ ( નહિ ) + નિયંત્રિત ( સીમાવાળું ) ] વિ. અસીમ; બેહદ.

૨. [ સં. અ ( નહિ ) + નિયંત્રિત ( કાબૂમાં રખાયેલું ) ] વિ. કાબૂમાં નહિ રખાયેલું; દાબ વગરનું; નિરંકુશ.

૩. વિ. નિયમ વગરનું; અનિયમિત.

૪. [ સં. અ ( નહિ ) + નિયંત્રિત ( દોરાયેલ ) ] વિ. મનમાન્યું; યથેચ્છિત.

**અનિયંત્રિતતા** જુઓ અનિયંત્રણ.

**અનિયંત્રિત વ્યાપાર** [ સં. અનિયંત્રિત ( નિરંકુશ ) + વ્યાપાર ( વેપાર ) ] પું. બિનજકાતી વેપાર; નિરંકુશ વ્યાપાર.

**અનિયંત્રિત સંમતિ** [ સં. અનિયંત્રિત ( મરજી મુજબનું ) + સંમતિ ( કબૂલાત ) ] સ્ત્રી. ખુશીથી આપેલી કબૂલાત.

**અનિયંત્ર્ય** [ સં. અ ( નહિ ) + નિયંત્ર્ય ( નિયમમાં રાખવા જેવું ) ] વિ. અંકુશમાં નહિ રાખવા જેવું.

**અનિયા** પું. ( પુરાણ ) એ નામનો એક ગોવાળ; રાધા નામની ગોવાળણનો ધણી.

**અનિયુક્ત** ૧. [ સં. અ ( નહિ ) + નિયુક્ત ( નિમાયેલ ) ] પું. ન્યાયાધીશ તરીકે જેની નિમણૂક ન થઈ હોય અને જેને મત આપવાનો હક્ક ન હોય એવો પંચનો સભ્ય.

૨. [ સં. અ ( નહિ ) + નિયુક્ત ( જોડેલું ) ] વિ. નહિ જોડાયેલ.

૩. વિ. નહિ નિમાયેલું.

**અનિયોજિત** ૧. [ સં. અ ( નહિ ) + નિયોજિત ( નીમેલું ) ] વિ. અનધિકૃત; નહિ નિમાયેલ.

૨. વિ. ઉપદેશ નહિ કરેલ.

૩. વિ. નહિ જોડાયેલું; અસંયુક્ત.

**અનિરસ્યા** પું. ( પિંગળ ) પહેલા અને ત્રીજા ચરણમાં નગણ, ભગણ, સગણ, જગણ અને ગુરુ એમ ૧૩ અક્ષર, તથા બીજા અને ચોથા ચરણમાં નગણ, ભગણ, જગણ, જગણ અને ગુરુ એમ ૧૩ અક્ષરવાળો અસંકીર્ણ જાતનો એક અર્દ્ધસમવૃત્ત અક્ષરમેળ છંદ.

**અનિરાકરણ** ૧. [ સં. અ ( નહિ ) + નિરાકરણ ( ખંડન ) ] ન. અખંડન; વાદ કે દલીલનો રદિયો નહિ આપવાપણું.
૨. [ સં. અ ( નહિ ) + નિરાકરણ ( અટકાવ ) ] ન. અટકાવ ન કરવો તે; બિનરોકટ.
૩. ન. પરિણામ કે છેડો નહિ આવેલ હોવાપણું.
૪. ન. સમાધાનીનો અભાવ.

**અનિરાકરણીય** ૧. [ સં. અ ( નહિ ) + નિરાકરણીય ( અટકાવી શકાય એવું ) ] વિ. અટકાવ ન થઈ શકે એવું; નિવારી ન શકાય એવું.
૨. [ સં. અ ( નહિ ) + નિરાકરણીય ( ખંડન કરાય એવું ) ] વિ. ખંડન ન થઈ શકે એવું.

**અનિરાકર્તૃ** વિ. ( વ્યાકરણ ) સંપ્રદાનના ત્રણ પ્રકાર માંહેનો એ નામનો એક; નિરાકરણ ન કરનાર.

'તે સૂર્યને અર્ધ્ય આપે છે.' આમાં સૂર્ય પૂજાની પ્રાર્થના કરતો નથી કે નિરાકરણ પણ કરતો નથી. તેથી સૂર્યને હરિએ અનિરાકર્તૃ ( નિરાકરણ ન કરનાર ) સંપ્રદાન કહ્યું છે.
બૃહદ્ વ્યાકરણ

**અનિરાકૃત** ૧. [ સં. અ ( નહિ ) + નિરાકૃત ( ખંડન થયેલું ) ] વિ. ખંડન નહિ કરાયેલું.
૨. [ સં. અ ( નહિ ) + નિરાકૃત ( અટકાવેલું ) ] વિ. રોકયા વગરનું; નહિ અટકાવેલું.

**અનિરીક્ષ્ય** [ સં. અ ( નહિ ) + નિરીક્ષ્ય ( જોઈ શકાય તેવું ) ] વિ. નિરીક્ષણ ન થઈ શકે એવું; જોઈ ન શકાય એવું.

**અનિરુક્ત** ૧. [ સં. અ ( નહિ ) + નિરુક્ત ( વિવેચન ) ] વિ. વ્યાખ્યા ન થઈ શકે એવું; વાણીથી વર્ણન ન કરી શકાય એવું.
૨. [ સં. અ ( નહિ ) + નિરુક્ત ( બોલાયેલું ) ] વિ. સ્પષ્ટ નહિ ઉચ્ચારાયેલું; અસ્પષ્ટ.
૩. [ સં. અ ( નહિ ) + નિરુક્ત ( વ્યુત્પત્તિ ) ] વિ. સ્પષ્ટ નહિ સમજાવેલું; જેની વ્યુત્પત્તિ સ્પષ્ટ ન કરી હોય એવું.

**અનિરુક્તગાન** [ સં. અનિરુક્ત ( અસ્પષ્ટ ) + ગાન ] ન. અસ્પષ્ટ ગાન; સામવેદના ગાનનો એક પ્રકાર.

**અનિરુદ્ધ** ૧. પું. અહંકાર.

પ્રદ્યુમ્નમાંથી અનિરુદ્ધ ( અહંકાર ) થયો.
ગીતારહસ્ય

૨. પું. ( પુરાણ ) એ નામનો એક શિલ્પશાસ્ત્રી. જુઓ શિલ્પદ.
૩. પું. ( જ્યોતિષ ) કાલપુરુષ નક્ષત્રનો એ નામનો એક તારો; 'ઓરિયોનિસ'.
૪. પું. ચિત્તનો અધિષ્ઠાતા દેવ.
૫. પું. દૂત; જાસૂસ.
૬. [ સં. અ ( નહિ ) + નિરુદ્ધ ( રોકેલું ) ] પું. પરમાત્મા, કેમકે તેનો નિરોધ થતો નથી.
૭. પું. બુદ્ધ.
૮. પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. ઉત્પત્તિ વખતે કોઈથી નિરુદ્ધ ન થયા તેથી, તેમ જ શત્રુઓથી કદી અટકાવી શકાતા નથી તેથી, તે અનિરુદ્ધ કહેવાય છે.
૯. પું. શિવ.
૧૦. પું. ( પુરાણ ) શ્રીકૃષ્ણના દીકરા પ્રદ્યુમ્નનો એ નામનો એક દીકરો. બાણાસુરની દીકરી ઉષા તેની સાથે પ્રેમમાં પડી અને પોતાના બાપના ગામ શોણિતપુરમાં પોતાના ઓરડામાં અનિરુદ્ધને તે જાદુથી લાવી. બાણાસુરે અનિરુદ્ધને પકડવા માટે લડવૈયા મોકલ્યા, પણ તે બધાને અનિરુદ્ધે ગદા વડે મારી નાખ્યા. છેવટે તે જાદુથી પકડાયો. જ્યારે કૃષ્ણ, બલરામ અને પ્રદ્યુમ્નને આ ખબર પડી, ત્યારે તેઓ અનિરુદ્ધને છૂટો કરાવવા ગયા અને બાણાસુર સામે લડ્યા. બાણાસુરને શિવની અને સ્કંદની મદદ હતી, તોપણ તે હાર્યો અને શિવના વચ્ચે પડવાથી તેની જિંદગી બચી. ઉષા અનિરુદ્ધને પરણી અને તેઓ દ્વારકા ગયાં. અનિરુદ્ધને રુકમી રાજાની દીકરી રોચના નામની બીજી એક સ્ત્રી હતી.
૧૧. ન. દોરડું.
૧૨. વિ. અટકાયત વિનાનું; નહિ અટકાવેલ; રોકયા વગરનું.
૧૩. વિ. નિરંકુશ; દાબ વિનાનું.
૧૪. વિ. સ્વચ્છંદી; પોતાની મરજી પ્રમાણે વર્તનાર.
૧૫. વિ. સ્વતંત્ર; મુક્ત.

**અનિરુદ્ધપથ** ૧. [ સં. અનિરુદ્ધ ( અટકાયત વિનાનું ) + પથ ( રસ્તો ) ] પું. આકાશ.
૨. પું. ખુલ્લો રસ્તો; અડચણ વિનાનો માર્ગ.

**અનિરુદ્ધપ્રજ્ઞ** ૧. [ સં. અનિરુદ્ધ ( અટકાયત વિનાનું ) + પ્રજ્ઞ ( ઊંડું જ્ઞાન ધરાવનાર ) ] પું. ( જૈન ) તીર્થંકર તથા કેવળી, કેમકે તેમની બુદ્ધિ સાચા રસ્તેથી જરા પણ ખસતી નથી.
૨. વિ. સ્થિર બુદ્ધિવાળું.

**અનિરુદ્ધભાવિની** [ સં. અનિરુદ્ધ ( પ્રદ્યુમ્નનો દીકરો ) + ભાવિની ( સદ્ગુણી સ્ત્રી ) ] સ્ત્રી. એ નામની અનિરુદ્ધની સ્ત્રી; ઉષા.

**અનિરુદ્ધવ્યૂહ** [ સં. અનિરુદ્ધ ( સ્વતંત્ર ) + વ્યૂહ ( શરીર ) ] પું. નારાયણના ચાર વ્યૂહમાંનું એક સ્વરૂપ. ધર્મરક્ષા તેનું કાર્ય છે.

શક્તિ + તેજવાળું રૂપ તે અનિરુદ્ધવ્યૂહ.
અણુભાષ્ય

**અનિરુધ્ય** [ સં. અ ( નહિ ) + નિરુધ્ય ( અટકાવી શકાય તેવું ) ] વિ. અટકાવ ન થઈ શકે એવું; અટકાવી ન શકાય એવું.

**અનિરૂપિત** [ સં. અ ( નહિ ) + નિરૂપિત ( નક્કી કરાયેલ ) ] વિ. અનિશ્ચિત; અનિર્ણીત.

**અનિરોધ** ૧. [ સં. અ ( નહિ ) + નિરોધ ( દાબ ) ] પું. નિરંકુશપણું.
૨. પું. સ્વતંત્રતા.

**અનિર્ગત** [ સં. અ ( નહિ ) + નિર્ગત ( બહાર નીકળેલું ) ] વિ. બહાર નહિ નીકળેલું.

**અનિર્ણય** ૧. [ સં. અ ( નહિ ) + નિર્ણય ( નિશ્ચય ) ] પું. અનિશ્ચય; અનિશ્ચિતતા.
૨. પું. નિકાલ થયા વિનાની સ્થિતિ; ફેંસલાનો અભાવ.

**અનિર્ણયવાદ** [ સં. અ ( નહિ ) + નિર્ણય ( નિશ્ચય ) + વાદ ( મત ) ] પું. અજ્ઞાનવાદ; મનુષ્ય ખરા જ્ઞાનથી અજાણ્યો છે એવો વાદ; સંશયવાદ.

**અનિર્ણાયક** [ સં. અ ( નહિ ) + નિર્ણાયક ( નિશ્ચય કરતું ) ] વિ. નિકાલ નહિ કરતું; નિર્ણય ન કરનાર.

બીજા સ્વતઃ અનિર્ણાયક પ્રમાણોથી જે સંભાવના થઈ શકે તેનાથી સંતોષ માનવાનો છે.
પુરાતત્ત્વ

**અનિર્ણીત** ૧. [ સં. અ ( નહિ ) + નિર્ણીત ( નક્કી કરેલ ) ] વિ. નિર્ણય કરાયો ન હોય એવું; નક્કી નહિ કરેલું; નિરાકરણ થયા વગરનું.
૨. વિ. પૂરું ન થયું હોય તેવું; અપૂર્ણ.

**અનિર્ણીતશ્રેણી** [ સં. અનિર્ણીત ( નક્કી નહિ કરેલ ) + શ્રેણી ( હાર ) ] સ્ત્રી. મુલતવી દફતર; સુસશ્રેણી.

**અનિર્ણેય** [ સં. અ ( નહિ ) + નિર્ણેય ( નિશ્ચય થઈ શકે એવું ) ] વિ. નિશ્ચય કે વ્યાખ્યા ન થઈ શકે એવું.

**અનિર્દશ** [ સં. અ ( નહિ ) + નિર્દશ ( દશ દિવસ વીતી ગયેલું ) ] વિ. જન્મ્યાને દશ દિવસ થયા ન હોય એવું.

**અનિર્દશા** [ સં. અ ( નહિ ) + નિર્દશ ( દશ દિવસ વીતી ગયા હોય એવું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. વિયાણને દશ દિવસ ન થયા હોય તેવી. આ શબ્દનો પ્રયોગ ખાસ કરીને ગાયના સંબંધમાં થાય છે. આવી ગાયનું દૂધ પીવું નિષિદ્ધ છે.

**અનિર્દિષ્ટ** ૧. [ સં. અ ( નહિ ) + નિર્દિષ્ટ ( નક્કી કરેલ ) ] વિ. અનિશ્ચિત; નક્કી નહિ કરેલ.

૨. વિ. અસીમ; હદ વગરનું.

૩. વિ. અસ્પષ્ટ.

૪. વિ. ચોક્કસ લક્ષ્ય વિનાનું.

૫. [સં. અ (નહિ) + નિર્દિષ્ટ (બતાવેલું)] વિ. નહિ બતાવેલું; નહિ સૂચવેલું.

**અનિર્દેશ** ૧. [સં. અ (નહિ) + નિર્દેશ (આજ્ઞા)] પું. આજ્ઞા ન હોવાપણું.

૨. પું. ઉલ્લેખનો અભાવ; સૂચિત ન હોવું તે.

૩. ન. અક્ષરધામ; મન-વાણીથી અગોચર સ્થાન.

૪. ન. અચોક્કસ ઠેકાણું.

સહજાનંદ સ્વામી પોતાના સર્વે પત્રોમાં પોતાનું સ્થાન અનિર્દેશ જણાવતા; અનિર્દેશથી લીખાવિતંગ સ્વામી શ્રી ૭ સહજાનંદજી મહારાજના સર્વે સત્સંગી બાઈ ભાઈ નારાયણ વાંચજો. — ગુ. સા. પરિષદ

૫. [સં. અ (નહિ) + નિર્દેશ (નિરૂપણ)] ન. બ્રહ્મ, કેમકે તેનું વર્ણન થઈ શકતું નથી.

**અનિર્દેશ્ય** ૧. [સં. અ (નહિ) + નિર્દેશ્ય (વર્ણન થઈ શકે એવું)] ન. બ્રહ્મ; પરમાત્મા, કેમકે તેનું વર્ણન થઈ શકતું નથી.

૨. વિ. અસમાન; અનનુરૂપ; જેની બરાબર કોઈ ન હોય એવું; અદ્વિતીય.

૩. વિ. વર્ણન ન થઈ શકે એવું; અવર્ણનીય; અનિર્વચનીય; અકથ્ય.

**અનિર્દેશ્યવપુ** [સં. અનિર્દેશ્ય (અવર્ણનીય) + વપુઃ (શરીર)] પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. ગુણાદિથી રહિત હોવાથી તેમનું રૂપ અમુક પ્રકારનું છે એવો નિશ્ચય થતો નથી, માટે તે અનિર્દેશ્યવપુ કહેવાય છે.

**અનિર્ધારણીય** જુઓ અનિર્ણેય.

**અનિર્ધારિત** [સં. અ (નહિ) + નિર્ધારિત (નક્કી કરેલ)] વિ. અચોક્કસ; નક્કી નહિ કરેલું.

**અનિર્ધાર્ય** ૧. [સં. અ (નહિ) + નિર્ધાર્ય (નક્કી કરવા જેવું)] વિ. નક્કી નહિ કરવા જેવું; નિશ્ચય કરવા લાયક નહિ એવું.

૨. વિ. વર્ણન ન થઈ શકે એવું; અકથ્ય.

**અનિર્બંધ** ૧. [સં. અ (નહિ) + નિર્બંધ (આગ્રહ)] પું. આગ્રહનો અભાવ.

૨. વિ. દાબ વગરનું; બંધન વિનાનું.

૩. [સં. અ (નહિ) + નિર્બંધ (પકડ)] વિ. સ્વતંત્ર; સ્વાધીન.

**અનિર્બંધનીય** ૧. [સં. અ (નહિ) + નિર્બંધનીય (આગ્રહ કરવા લાયક)] વિ. આગ્રહ નહિ કરવા જેવું.

૨. [સં. અ (નહિ) + નિર્બંધ્ (પકડવું) + અનીય (વિધ્યર્થ કૃદંતનો પ્રત્યય)] વિ. બંધનમાં ન આવે એવું.

**અનિર્ભર** [સં. અ (વિરોધ બતાવનાર ઉપસર્ગ) + નિર્ભર (ઘણું)] વિ. થોડું; જરાક.

**અનિર્ભાર** પું. (પિંગળ) દરેક ચરણમાં સગણ, મગણ, ગુરુ અને ગુરુ મળી ૮ અક્ષરનો અનુષ્ટુપની જાતનો એક છંદ.

**અનિર્ભેદ** ૧. [સં. અ (નહિ) + નિર્ભેદ (વિશ્વાસઘાત)] પું. નિમકહલાલી; કૃતજ્ઞતા.

૨. વિ. નિમકહલાલ; કૃતજ્ઞ.

**અનિર્મમ** [સં. અ (નહિ) + નિર્મમ (મમતા વિનાનું)] વિ. મમતાવાળું; માયાળુ; કોમળ.

**અનિર્મળ** [સં. અ (નહિ) + નિર્મલ (સ્વચ્છ)] વિ. અસ્વચ્છ; ગંદું.

**અનિર્મળતા** [સં. અ (નહિ) + નિર્મલ (સ્વચ્છ) + તા (પણું)] સ્ત્રી. ગંદકી; મલિનપણું; અસ્વચ્છતા.

**અનિર્માણ** ૧. ન. નક્કીપણું નહિ તે; અચોક્કસતા.

૨. [સં. અ (નહિ) + નિર્માણ (રચના)] વિ. નહિ રચેલું; નહિ સર્જેલું.

**અનિર્મિત** ૧. [સં. અ (નહિ) + નિર્મિત (નીમેલું)] વિ. નક્કી નહિ કરેલું; નિર્માણ કર્યા વગરનું; નીમેલું નહિ એવું.

૨. [સં. અ (નહિ) + નિર્મિત (સર્જેલું)] વિ. નહિ સર્જેલું; અકૃત્રિમ.

**અનિર્મોક્ષ** [સં. અ (નહિ) + નિર્મોક્ષ (પૂરેપૂરો મોક્ષ)] પું. પૂરેપૂરા મોક્ષનો અભાવ; સંપૂર્ણ છુટકારો ન થવાપણું.

**અનિર્લંઘનીય** [સં. અ (નિરર્થક વપરાતો ઉપસર્ગ) + નિર્ (નહિ) + લંઘનીય (ઓળંગી શકાય તેવું)] વિ. ઓળંગી ન શકાય તેવું.

**અનિર્વચન** ૧. ન. અકથન; કથનનો અભાવ.

૨. [સં. અ (નહિ) + નિર્વચન (વ્યાખ્યા)] ન. વ્યાખ્યાનો અભાવ; ચોક્કસ રૂપ જણાવી ન શકાય એવું હોવાપણું.

૩. વિ. અવર્ણનીય; ચોક્કસ રૂપ ન જણાવી શકાય એવું.

૪. વિ. ટીકા ન થઈ શકે એવું.

**અનિર્વચનીય** ૧. [સં. અ (નહિ) + નિર્વચનીય (વર્ણન થઈ શકે તેવું)] ન. બ્રહ્મ, કેમકે તેનું વર્ણન થઈ શકતું નથી.

૨. ન. (વેદાંત) માયા; અવિદ્યા.

૩. ન. સંસાર; જગત; દુનિયા, કેમકે તેને સત્ કે અસત્ કહી શકાતી નથી.

૪. [સં. અ (નહિ) + નિર્વચનીય (બોલવા જેવું)] વિ. નહિ બોલવા જેવું.

૫. વિ. વર્ણન ન થઈ શકે એવું; અવર્ણનીય; અકથનીય; જેને નિત્ય-અનિત્ય, સત્-અસત્ ન કહેવાય એવું.

**અનિર્વચનીયખ્યાતિ** [સં. અનિર્વચનીય (વર્ણન ન કરી શકાય એવું) + ખ્યાતિ (જ્ઞાન)] સ્ત્રી. (વેદાંત) ન બોલી શકાય એવું જ્ઞાન; માયાવાદ; ભ્રમવાદ; વિવર્તવાદ. નામ રૂપ પામવાં એ એક પ્રકારનો પ્રકૃતિનો વિસ્તાર છે, માટે નામરૂપાત્મક માયા તે પ્રકૃતિની વિસ્તાર પામવાની શક્તિ-વિક્ષેપશક્તિ છે. વિક્ષેપ પામવા છતાં પણ પ્રકૃતિ આવિર્ભૂત થતી નથી, સર્વદા આવૃત જ રહે છે, માટે ન જણાતાં છતાં હોવારૂપ જે અજ્ઞાન તે પ્રકૃતિની આવરણશક્તિ. માયા અને અજ્ઞાન તેનું જ નામ અનિર્વચનીય છે; એટલે અનિર્વચનીયખ્યાતિ તે જ વિવર્તવાદ. વિવર્ત એટલે જે વસ્તુ જે રૂપે નથી તે રૂપે તેને જાણવી. તથા પ્રકૃતિરૂપ બ્રહ્મ, તેનાં વિવર્ત તે જ નામ રૂપ. વિવર્ત શું છે, કેમ થયો, ક્યાંથી થયો એ સર્વ અનિર્વચનીય; માટે આ ખ્યાતિનું નામ અનિર્વચનીયખ્યાતિ કે વિવર્તવાદ. ઉદાહરણ:—'છીપમાં રૂપું દેખાય છે' એટલે ભ્રમથી છીપમાં અનિર્વચનીય રૂપાની ઉત્પત્તિ થાય છે એમ માનવું તે. સત્ય રૂપાના અનુભવજન્ય સંસ્કારવાળા પુરુષના ચક્ષુ ઇંદ્રિયનો જ્યારે મોઢા આગળ પડેલી છીપની સાથે સંયોગ થાય છે, તે વખતે ચક્ષુદ્વારા બહાર નીકળેલા અંતઃકરણની તે છીપમાં ઇદમાકાર એટલે આ આકાર તથા ચકચકિત રૂપે વૃત્તિ ઉત્પન્ન થાય છે. તે ચકચકિતપણારૂપ સાદૃશ્યના દર્શનથી પ્રથમ જોયેલા રૂપાના સંસ્કાર જાગ્રત થાય છે. છીપના પોતાના નીલપૃષ્ઠ ત્રિકોણાકૃતિ વગેરે ખાસ અંશને ઢાંકી દેનારી અવિદ્યા કે અજ્ઞાન ક્ષોભ પામીને રજતાકાર પરિણામને પામે છે તથા રજત વિષયક જ્ઞાનરૂપ પરિણામને પામે છે. એવું નામ વિવર્તવાદ કે અનિર્વચનીયખ્યાતિ.

**અનિર્વચનીયતા** [સં. અનિર્વચનીય (વર્ણવી ન શકાય તેવું) + તા (પણું)] સ્ત્રી. વર્ણવી ન શકાય એવું હોવાપણું; અનિર્વાચ્યતા.

**અનિર્વચનીયનિહારિકા** [સં. અનિર્વચનીય (વર્ણવી ન શકાય એવું) + નિહારિકા (આકાશમાં ફરતા હવામય તેજનો ઢગલો)] સ્ત્રી. (જ્યોતિષ) આકાશમાં ફરતો એક પ્રકારનો હવામય તેજ-

પુંજ. મોટા દૂરબીનમાંથી જોવા છતાં તેના વિભાગ દેખાતા નથી, અને તે એક લોચા જેવો લાગે છે; 'ઇરીઝોલ્વેબલ નેબ્યુલા'.

**અનિર્વાચ્ય** ૧. [ સં. અ ( નહિ ) + નિર્વાચ્ય ( વર્ણવવા જેવું ) ] વિ. અકથનીય; વર્ણન ન થઈ શકે એવું; અનિર્વચનીય.
૨. [ સં. અ ( નહિ ) + નિર્વાચ્ય ( બોલવા જેવું ) ] વિ નહિ બોલવા લાયક.
૩. વિ. બોલવા જતાં ન બોલાય એવું.

**અનિર્વાચ્યતા** જુઓ અનિર્વચનીયતા.

**અનિર્વાણ** ૧. [ સં. અ ( નહિ ) + નિર્વાણ ( મોક્ષ ) ] ન. મોક્ષનો અભાવ.
૨. [ સં. અ ( નહિ ) + નિર્વાણ ( ડૂબકી મારેલું ) ] વિ. નહિ ધોયેલું; નહિ નાહેલું; સાફ કર્યા વગરનું.

**અનિર્વાપ્ય** [ સં. અ ( નહિ ) + નિર્વાપ્ય ( શાંત થઈ શકે એવું ) ] વિ. શાંત ન થઈ શકે એવું; બુઝાવી ન શકાય એવું.

**અનિર્વાહ** ૧. પું. અપ્રાપ્તિ; પૂરૂં ન થવું તે; અસિદ્ધિ; ઇષ્ટસિદ્ધિનો અભાવ.
૨. [ સં. અ ( નહિ ) + નિર્વાહ ( ગુજરાન ) ] પું. ગુજરાનનું સાધન ન હોવાપણું; નિર્ધનતા; કંગાલિયત; ગરીબાઈ.
૩. [ સં. અ ( નહિ ) + નિર્વાહ ( પૂરૂં કરવાપણું ) ] પું. છૂટકો ન આવવો તે.

**અનિર્વિણ્ણ** ૧. પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. પૂર્ણકામ હોવાથી તેમને નિર્વેદ એટલે ઉદાસીનતા નથી, તેથી તે અનિર્વિણ્ણ કહેવાય છે.
૨. [ સં. અ ( નહિ ) + નિર્વિણ્ણ ( કંટાળેલ ) ] વિ. નહિ થાકેલ; કંટાળ્યા વગરનું.

**અનિર્વૃતિ** ૧. [ સં. અ ( નહિ ) + નિર્વૃતિ ( શાંતિ ) ] સ્ત્રી. અસ્વસ્થતા; બેચેની; અશાંતિ.
૨. સ્ત્રી. ગરીબાઈ; દરિદ્રતા; અનિર્વાહ.
૩. સ્ત્રી. ચિંતા.

**અનિર્વેદ** ૧. [ સં. અ ( નહિ ) + નિર્વેદ ( નિરાશા ) ] પું. નિરાશા નહિ હોવાપણું.
૨. [ સં. અ ( નહિ ) + નિર્વેદ ( વૈરાગ્ય ) ] પું. વૈરાગ્યનો અભાવ; અવિરક્તિ.
૩. પું. સ્વાત્માવલંબન; આત્મવિશ્વાસ.

**અનિર્વેદવાદ** [ સં. અ ( નહિ ) + નિર્વેદ ( નિરાશા ) + વાદ ( મત ) ] પું. આશાવાદ; સુખવાદ; જે થાય તે બધું સારાને માટે એવી માન્યતા; સર્વશુભવાદ.

**અનિર્વેદવાદિની** ૧. [ સં. અનિર્વેદવાદ ( આશાવાદ ) + ઇન્ ( વાળું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. આશાવાદમાં માનનારી સ્ત્રી.
૨. વિ. સ્ત્રી. આશાવાદમાં શ્રદ્ધાવાળી; સુખવાદિની.

**અનિર્વેદવાદી** [ સં. અનિર્વેદવાદ ( આશાવાદ ) + ઇન્ ( વાળું ) ] વિ. આશાવાદી; સુખવાદમાં માનવાવાળું.

**અનિલ** ૧. પું. આઠ વસુ માંહેનો એ નામનો પાંચમો.
૨. પું. એ નામનો એક ગણ, જેમાં સાત સભ્યો હોય છે. જુઓ ગણ.
૩. પું. એ નામનો ગરુડનો પુત્ર.
૪. પું. ઓગણપચાસની સંખ્યાસૂચક સંજ્ઞા.
૫. પું. ( પિંગળ ) દરેક ચરણમાં સગણ, મગણ, નગણ, લઘુ અને ગુરુ મળી ૧૧ અક્ષરનો ત્રિષ્ટુપની જાતનો એ નામનો સમવૃત્ત વર્ણમેળ છંદ.
૬. પું. નવ ગણ દેવ માંહેનો એ નામનો એક.
૭. પું. ( જૈન ) ભરતક્ષેત્રના ગઈ ચોવીસીના એ નામના સત્તરમા તીર્થંકર.
૮. પું. ( જૈન ) ભવનપતિ દેવોની દશ માંહેની એ નામની એક જાતિ.
૯. પું. ( જ્યોતિષ ) મિથુન રાશિનો એ નામનો તારો; 'ડેલ્ટા જેમિનોરમ'.
૧૦. પું. 'યૂ' અક્ષર.
૧૧. [ સં. અન્ ( જીવવું ) ] પું. વાયુ; પવન; પંચમહાભૂત માંહેનું એ નામનું એક.

શ્વસન સદાગતિ મરુત હરિ
આશુગ જગત પરાણ,
અનિલ પ્રભંજન ગંધવહ
નભસ્વ પવન પવમાન. પિંગળલઘુકોષ

૧૨. પું. વાયુ દેવતા.
૧૩. પું. ( પુરાણ ) વાયુના ગણો. તે ઓગણપચાસ છે.
૧૪. પું. ( વૈદક ) વાયુના વિકારને લીધે થતો રોગ; વાતરોગ.
૧૫. [ સં. અન્ ( નહિ ) + ઇલન ( પ્રેરણા કરનાર ); અન્ ( નહિ ) + ઇલ ( અન્ન ); અ ( નહિ ) + નિલ ( ગહન ) ] પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. તે પ્રેરણા કરતા ન હોવાથી, નિત્ય પ્રબુદ્ધરૂપ હોવાથી, ગહન નહિ હોવાથી એટલે ભક્તોને સુલભ હોવાથી, તેમનું કોઈ નિશ્ચિત નિવાસસ્થાન નહિ હોવાથી, તે અનાદિ હોવાથી, અદાણ ન કરવાના કારણથી તેમ જ ચેષ્ટા કરવાથી તે અનિલ કહેવાય છે.
૧૬. પું. વૃષાર્દર્ભિનો પુત્ર; એ નામનો એક ક્ષત્રિય.
૧૭. પું. શરીરમાં રહેલ વાયુ; શરીરના ત્રણ દોષમાંનો એ નામનો એક.
૧૮. પું. શિવ; શંકર; મહાદેવ.
૧૯. પું. ( જ્યોતિષ ) સ્વાતિ નક્ષત્ર.

**અનિલકુમાર** ૧. [ સં. અનિલ ( પવન ) + કુમાર ( પુત્ર ) ] પું. પવનકુમાર; હનુમાન.
૨. પું. ( જૈન ) ભવનપતિ દેવતાનો એ નામનો એક ભેદ.
૩. પું. ભીમ; અનિલાત્મજ.

**અનિલઘ્ન** ૧. [ સં. અનિલ ( વાતરોગ ) + ઘ્ન ( નાશ કરનાર ) ] ન. બહેડું, કેમકે તે વાયુનો નાશ કરનારૂં મનાય છે.
૨. વિ. વાતઘ્ન; શરીરના વાતદોષને હણનાર; વાયુ મટાડનાર.

**અનિલઘ્નક** ૧. ન. બહેડાંનું ઝાડ.
૨. [ સં. અનિલ ( વાયુરોગ ) + ઘ્ન ( હણનાર ) + ક ( એનો એ અર્થ બનાવનાર પ્રત્યય ) ] ન. બહેડું. તેમાં વાયુ નાશ કરવાનો ગુણ હોવાથી તેને અનિલઘ્નક કહે છે.

**અનિલનાશી** [ સં. અનિલ ( વાયુરોગ ) + નાશિન્ ( નાશ કરનાર ) ] સ્ત્રી. ચિત્રક નામની વનસ્પતિ. તેમાં વાયુરોગ દૂર કરવાનો ગુણ હોવાથી તે અનિલનાશી કહેવાય છે.

**અનિલપર્યાય** [ સં. ] પું. પોપચાં અને આંખના બહારના ભાગ ઉપર થતો સોજો તથા દુખાવો.

**અનિલપ્રકૃતિ** ૧. પું. ( જ્યોતિષ ) શનિગ્રહ.
૨. [ સં. અનિલ ( વાયુ ) + પ્રકૃતિ ( ગુણ ) ] વિ. વાયુપ્રકૃતિવાળું; શરીરમાં વાયુનો વિકાર હોય એવું.

**અનિલબંધુ** [ સં. અનિલ ( પવન ) + બંધુ ( મિત્ર ) ] પું. અનિલસખ; પવન છે મિત્ર જેનો તે એટલે કે અગ્નિ.

**અનિલભક્ષ** ૧. પું. સાપ; નાગ, કેમકે તે પવન ભક્ષીને રહેતો મનાય છે.
૨. વિ. ઉપવાસી.
૩. [ સં. અનિલ ( પવન ) + ભક્ષ ( ખોરાક ) ] વિ. વાયુનો આહાર કરનાર; તપસ્વી.

**અનિલયન** ૧. [ સં. અ ( નહિ ) + નિલયન ( ઘર ) ] ન. ઘરબાર વગરની સ્થિતિ.
૨. [ સં. અ ( નહિ ) + નિલયન ( વિનાશ ) ] વિ. અવિનાશી.

જ્યારે આ તે અદૃશ્ય, અનાત્મ્ય, અનિરુક્ત, અનિલયનમાં અભય પ્રતિષ્ઠા મેળવે છે, ત્યારે તે અભયને પ્રાપ્ત કરનાર થાય છે.
જેઠાલાલ શાહ

૩. [સં. અ (નહિ) + નિલયન (આધાર)] વિ. કોઈના આધારની અપેક્ષા વગરનું; અનાધાર.

**અનિલલહર** [સં. અનિલ (પવન) + લહરી (મોજું)] સ્ત્રી. પવનની લહરી; પવનનું ફરકલું; વાયુનો તરંગ.

**અનિલવ્યાધિ** [સં. અનિલ (પવન) + વ્યાધિ (રોગ)] પું. વાતરોગ.

**અનિલશત્રુ** [સં. અનિલ (વાયુરોગ) + શત્રુ (દુશ્મન)] પું. એરંડો નામની વનસ્પતિ. તે વાતરોગ દૂર કરનાર મનાય છે.

**અનિલસખ** જુઓ અનિલબંધુ.

**અનિલા** પું. (પિંગળ) દરેક ચરણમાં ૪ ડગણ એટલે ૧૬ માત્રાનો અને ૧, ૫, ૯ તથા ૧૩ માત્રાએ તાલવાળો એક માત્રામેળ છંદ. તેના દરેક ચરણને છેડે ૨ લઘુ હોય છે.

**અનિલાત્મજ** ૧. પું. ભીમ, કેમકે તે વાયુના મંત્રપ્રભાવથી કુંતીને પેટે અવતર્યો હતો.

૨. [સં. અનિલ (પવન) + આત્મજ (દીકરો)] પું. વાયુનો દીકરો હનુમાન.

**અનિલામય** ૧. [સં. અનિલ (વાયુ) + આમય (રોગ)] પું. વાતરોગ.

૨. પું. વાયડું પડવાનો રોગ.

**અનિલાયન** [સં. અનિલ (પવન) + અયન (ગતિ)] પું. પવનનો રસ્તો.

**અનિલારિ** જુઓ અનિલશત્રુ.

**અનિલારિરસ** [સં. અનિલ (વાયુ) + અરિ (દુશ્મન) + રસ (પારાવાળી દવા)] પું. (વૈદક) વાતરોગમાં વપરાતું એ નામનું એક ઔષધ. તેને બનાવવા માટે પારો તોલો એક તથા ગંધક તોલા બેની કજ્જલી કરી, તેને એરંડાના મૂળ તથા નગોડના રસની એકેક ભાવના આપી, ત્રાંબાના સંપુટમાં મૂકી વાલુકાયંત્રમાં છાણાના દેવતાથી પકાવવી. ઠરવા દીધા પછી બહાર કાઢી લઈ નગોડ, એરંડાનું મૂળ તથા ચિત્રકના ક્વાથની એકેક ભાવના આપવી. આ રસની માત્રા ૧ થી ૨ રતિ છે.

**અનિલાશન** [સં. અનિલ (પવન) + અશન (ખોરાક)] પું. સાપ. જુઓ અનિલભક્ષ.

**અનિલાશી** [સં. અનિલ (પવન) + અશિન્ (ખાનાર)] પું. સાપ. જુઓ અનિલભક્ષ.

**અનિલાંતક** ૧. [સં. અનિલ (વાત) + અંતક (નાશ કરનાર)] પું. એરંડો. એ વાતનો નાશ કરનાર મનાય છે.

૨. પું. વાતરોગનો નાશ કરનાર ઈંગુદી નામની વનસ્પતિ; અંગારપુષ્પ.

**અનિલોદધિ** [સં. અનિલ (વાયુ) + ઉદધિ (દરિયો)] પું. વાયુનો સમુદ્ર; વાતાવરણ.

**અનિલોદ્ધતમુખી** [સં.] પું. (પિંગળ) અતિજગતીની જાતનો એ નામનો અક્ષરમેળ છંદ. તેમાં નગણ, રગણ, રગણ, નગણ અને ગુરુ મળી ૧૩ અક્ષર હોય છે.

ન ર ર ના ગ થી તો અનિલોદ્ધતમુખી.

રણપિંગળ

**અનિલોહા** [સં.] પું. (પિંગળ) દરેક ચરણમાં સગણ, ભગણ, તગણ, યગણ, સગણ અને ગુરુ મળી ૧૬ અક્ષરનો એ નામનો અક્ષરમેળ છંદ. તે અષ્ટિનો એક ભેદ છે.

**અનિવડ** (અનિવડ઼) [સં. અ (નહિ) + નિવાર્ય (રોકાય એવું)] વિ. (પ્રાકૃત) અટકાવી કે રોકી ન શકાય એવું.

**અનિવર્ત** ૧. પું. (જ્યોતિષ) એ નામનો એક ગ્રહ.

૨. [સં. અ (નહિ) + નિવર્તન (પાછું ફરવું તે)] પું. (જૈન) મોક્ષ; મુક્તિ.

**અનિવર્તન** ૧. [સં. અ (નહિ) + નિવર્તન (પાછું ફરવું તે)] ન. અનાવૃત્તિ; મોક્ષ; અનિવર્ત.

૨. વિ. પાછું ન હઠે એવું; દૃઢ.

**અનિવર્તી** ૧. પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. દેવ-અસુર સંગ્રામમાંથી તે પાછા હઠતા ન હોવાથી, તેમ જ ધર્મથી તે વિમુખ નહિ હોવાથી અનિવર્તી કહેવાય છે.

૨. વિ. તત્પર; એકધ્યાન.

૩ [સં. અ (નહિ) + નિવર્તિન્ (પાછું ફરનાર)] વિ. પાછું ન ફરનારું.

૪. વિ. પીઠ ન દેખાડનાર; વીર; બહાદુર.

**અનિવાર** ૧. [સં. અ (નહિ) + નિર્ (દૂર) + વૃ (ઢાંકવું)] વિ. દૂર ન કરી શકાય એવું; અનિવાર્ય; વારણ થવું અશક્ય હોય એવું.

૨. [સં. અ (નહિ) + નિવાર્ય (અટકાવી શકાય એવું)] વિ. બહુ; ઘણું; પુષ્કળ; અટકાવાય નહિ એટલું બધું; અનંત.

અનિવાર મારથી કપિ હઠીને દૂર રહ્યા.

નર્મદાશંકર

૩. વિ. બહુ જરૂરનું; અતિ અગત્યનું.

૪. વિ. સતત; કાયમી; ચાલુ.

૫. વિ. હઠીલું; જિદ્દી; જક્કી.

**અનિવારણ** [સં. અ (નહિ) + નિવારણ (અટકાવ)] ન. છૂટ; સ્વતંત્રતા.

**અનિવારણીય** જુઓ અનિવાર્ય.

**અનિવારિકા** [સં. અ (નહિ) + નિવાર્ય (અટકાવી શકાય એવું)] સ્ત્રી. જેને સારુંનરસું કરતાં કોઈ અટકાવનાર નથી એવી સ્ત્રી; સ્વચ્છંદી સ્ત્રી.

**અનિવારિત** [સં. અ (નહિ) + નિવારિત (વારેલું)] વિ. અણવાર્યું; વારેલું નહિ એવું; નહિ અટકાવેલું.

**અનિવારિતતા** [સં. અ (નહિ) + નિવારિત (વારેલું) + તા (પણું)] સ્ત્રી. અણવાર્યું હોવાપણું; સ્વચ્છંદીપણું.

**અનિવાર્ય** ૧. [સં. અ (નહિ) + નિવાર્ય (ટાળી શકાય એવું)] વિ. અટકાવી ન શકાય એવું.

૨. વિ. જરૂરનું; અગત્યનું.

૩. વિ. પુષ્કળ; ઘણું; અતિશય.

૪. વિ. ફરજિયાત.

૫. વિ. લાચાર; ઉપાય વિનાનું; નિરુપાય.

**અનિવાર્યઉપસ્થિતિ** [સં. અનિવાર્ય (ફરજિયાત) + ઉપસ્થિતિ (હાજરી)] સ્ત્રી. ફરજિયાત હાજરી.

**અનિવાર્યતા** ૧. સ્ત્રી. અગત્ય; જરૂરિયાત.

૨. [સં. અનિવાર્ય (ટાળી ન શકાય તેવું) + તા (પણું)] સ્ત્રી. ટાળી ન શકાય તેવી સ્થિતિ; દૂર ન કરી શકાય તેવી દશા.

૩. સ્ત્રી. ફરજિયાતપણું.

૪. સ્ત્રી. લાચારી; નિરુપાયપણું.

**અનિવાર્યપ્રત્યય** [સં. અનિવાર્ય (દૂર ન કરી શકાય એવું) + પ્રત્યય (ભાવના)] પું. દૂર ન કરી શકાય તેવી ભાવના.

**અનિવાર્યશિક્ષણ** [સં. અનિવાર્ય (ફરજિયાત) + શિક્ષણ (કેળવણી)] ન. ફરજિયાત કેળવણી; આવશ્યક શિક્ષણ.

**અનિવાર્યશિક્ષા** જુઓ અનિવાર્યશિક્ષણ.

**અનિવાર્ય સૈનિક સેવા** [સં. અનિવાર્ય (ફરજિયાત) + સૈનિક (લશ્કરી) + સેવા (નોકરી)] સ્ત્રી. ફરજિયાત લશ્કરી નોકરી.

**અનિવાસિત્વ** [સં. અ (નહિ) + નિવાસિત્વ (વસવાટ)] ન. (અર્થશાસ્ત્ર) જાગીરદાર પોતાની માલિકીની જમીનની ઊપજ પરદેશમાં રહી ખર્ચે તેવી વહીવટની રીત; અનિવાસી જમીનદાર પદ્ધતિ.

જમીનના માલિક પોતાની જમીન હોય તે પ્રદેશમાં ન રહેતાં બીજા પ્રદેશોમાં રહે અને જમીનની સાંથ લીધા કરે અને ત્યાં પોતાની આમદાની ખર્ચે તે પદ્ધતિને તેઓ જમીનવાળા પ્રદેશમાં અનિવાસી હોવાથી 'અનિવાસી જમીનદાર પદ્ધતિ' અથવા ટૂંકામાં અનિવાસિત્વ કહી શકાય.

વિઠ્ઠલદાસ કોઠારી

**અનિવૃત્ત** ૧. [ સં. અ ( નહિ ) + નિવૃત્ત ( અટકેલું ) ] વિ. ચાલુ; નહિ અટકેલું; જારી.
૨. [ સં. અ ( નહિ ) + નિવૃત્ત ( છૂટે થયેલ ) ] વિ. છૂટું નહિ થયેલું; નહિ ફારક થયેલું.
૩. વિ. વિષયોથી દૂર ન થયેલ મનવાળું; અવિરક્ત.

**અનિવૃત્તાત્મા** [ સં. અ ( નહિ ) + નિવૃત્ત ( અટકેલું ) + આત્મન્ ( આત્મા ) ] પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. સર્વવ્યાપી હોવાથી તેમનો આત્મા કોઈ ઠેકાણેથી નિવૃત્ત નથી, તેથી તે અનિવૃત્તાત્મા કહેવાય છે.

**અનિવૃત્તિ** ૧. [ સં. ] પું. ( જ્યોતિષ ) એ નામનો ૮૮ ગ્રહમાંનો એક. જુઓ ગ્રહ.
૨. પું. ( જૈન ) મોહના શાંત થવાની કે સમૂળગા નાશની શરૂઆત.

**અનિવૃત્તિબાદર** ૧. ન. ( જૈન ) ચૌદ માંહેલું નવમું ગુણસ્થાન; અનિયટ્ટીબાદર. અહીં કષાયોદય દશમા ગુણસ્થાનકની અપેક્ષાએ સ્થૂલ છે. વળી આ ગુણસ્થાને રહેલ ઘણા જીવોના અધ્યવસાયો પરસ્પર વ્યાવૃત્તિ પામતા નથી. માટે આ ગુણસ્થાનને અનિવૃત્તિબાદર સંપરાય પણ કહે છે.

જે અવસ્થામાં ચારિત્ર મોહનીય કર્મના શેષ રહેલ અંશોને શમાવવાનું કે ક્ષીણ કરવાનું કામ આવતું હોય છે તે અવસ્થા **અનિવૃત્તિબાદર**. પુરાતત્ત્વ

૨. ન. ( જૈન ) નવમા ગુણસ્થાને પહોંચેલો જીવ.

**અનિવૃત્તિબાદર સંપરાય** પું. ( જૈન ) એ નામનું નવમું ગુણસ્થાન. જુઓ અનિવૃત્તિબાદર ૧.

**અનિવેદ્ય** ૧. [ સં. અ ( નહિ ) + નિવેદ્ય ( કહેવાય એવું ) ] વિ. કહેવાય નહિ એવું.
૨. વિ. દેવને ધરાવાય નહિ એવું.

**અનિવેશન** [ સં. અ ( નહિ ) + નિવેશન ( રહેઠાણ ) ] વિ. રહેઠાણ વિનાનું; ઘરબાર વગરનું.

**અનિવેશી** ૧. [ સં. અ ( નહિ ) + નિવેશિન્ ( રહેઠાણવાળું ) ] વિ. આશ્રયસ્થાન ન હોય એવું; રહેઠાણ વગરનું; અનિવેશન.
૨. [ સં. અ ( નહિ ) + નિવેશિન્ ( છાવણીવાળું ) ] વિ. તંબૂ વિનાનું.

યોદ્ધો જેમ અનિવેશી એટલે તંબૂ બહાર રહે છે તેમ અનિવેશી રહી જીતેલાનું રક્ષણ કરવું. ધમ્મપદ

૩. [ સં. અ ( નહિ ) + નિવેશિન્ ( પરણેલું ) ] વિ. નહિ પરણેલું.

**અનિશ** ૧. વિ. કાયમ; સતત; નિત્ય; નિરંતર.
૨. [ સં. અ ( નહિ ) + નિશા ( રાત ) ] વિ. રાત્રિ સિવાયનું.
૩. અ. કાયમ; હંમેશ; સતત; નિરંતર.

**અનિશં** [ સં. અ ( નહિ ) + નિશા ( રાત ) ] અ. હંમેશાં; નિરંતર; સદા.

**અનિશ્ચય** [ સં. અ ( નહિ ) + નિશ્ચય ( નિર્ણય ) ] પું. અનિશ્ચિતપણું; અનિર્ણય.

**અનિશ્ચયતા** [ સં. અ ( નહિ ) + નિશ્ચયતા ( નક્કીપણું ) ] સ્ત્રી અચોક્કસાઈ; શંકાશીલપણું.

**અનિશ્ચયવાચક** [ સં. અનિશ્ચય ( અનિર્ણય ) + વાચક ( દર્શાવનાર ) ] વિ. અનિશ્ચિતપણું બતાવનાર; મુકરરપણું નહિ જણાવનારું.

**અનિશ્ચલ** [ સં. અ ( નહિ ) + નિશ્ચલ ( સ્થિર ) ] વિ. અસ્થિર; ડગુમગુ.

**અનિશ્ચાયક** [ સં. અ ( નહિ ) + નિશ્ચાયક ( નિર્ણય કરનાર ) ] વિ. નિર્ણય ન નીકળે એવું; નિશ્ચય ન થઈ શકે એવું.

**અનિશ્ચિત** ૧. વિ. ડગુમગુ; અદબદ.
૨. [ સં. અ ( નહિ ) + નિશ્ચિત ( નક્કી કરેલું ) ] વિ. નક્કી નહિ કરેલું; અચોક્કસ.
૩. વિ. ( વ્યાકરણ ) બતાવેલ પદાર્થને ચોક્કસ રૂપમાં ઉલ્લેખ ન કરનારું. જેમકે, કોઈ, કંઈ.

જેમાંથી નિશ્ચિત અર્થ નીકળતો નથી તેવાં સર્વનામ **અનિશ્ચિત** છે. કમળાશંકર

**અનિશ્ચિતગણ** જુઓ અનિશ્ચિતભાર.

**અનિશ્ચિતગ્રાહી** [ સં. અનિશ્ચિત ( નક્કી નહિ કરેલ ) + ગ્રાહિન્ ( જાણનાર ) ] વિ. નક્કીપણે નહિ જાણવાવાળું; સંદેહયુક્ત.

**અનિશ્ચિતતા** ૧. [ સં. અનિશ્ચિત ( અચોક્કસ ) + તા ( પણું ) ] સ્ત્રી. અચોક્કસ; ડગુમગુપણું; નિશ્ચિત ન હોવાપણું.
૨. સ્ત્રી. આનાકાની; હા ના કરવી તે.
૩. સ્ત્રી. શંકા; સંદેહ; ડામાડોળપણું.

**અનિશ્ચિતતાવાચક** [ સં. અનિશ્ચિતતા ( અચોક્કસપણું ) + વાચક ( બતાવનાર ) ] વિ. ( વ્યાકરણ ) અચોક્કસપણું બતાવનાર. સંખ્યાવાચક શબ્દની પછી 'એક' ઉમેરવાથી અનિશ્ચિતતાનો અર્થ આવે છે. જેમકે, એકેક, ચારેક, દસેક, સાઠેક. તેમ જ પાસેપાસેના બે સંખ્યાવાચક શબ્દોનો સમાસ કરવાથી પણ અનિશ્ચિતતાનો અર્થ આવે છે. જેમકે, ત્રણચાર, દશબાર.

**અનિશ્ચિતપણું** જુઓ અનિશ્ચિતતા.

**અનિશ્ચિત ભાર** [ સં. અનિશ્ચિત ( નક્કી નહિ કરેલ ) + ભાર ( બોજો ) ] પું. તરતો બોજો; બદલાતી વસ્તુ ઉપરનું ચાલુ દેવું.

**અનિશ્ચિત સર્વનામ** [ સં. અનિશ્ચિત ( અચોક્કસ ) + સર્વનામ ( નામને બદલે આવતો શબ્દ ) ] ન. ( વ્યાકરણ ) સર્વનામનો એ નામનો પ્રકાર. જેમાંથી નિશ્ચિત અર્થ નીકળતો નથી તેવાં સર્વનામ અનિશ્ચિત કહેવાય છે. જેમકે, કોઈ, કંઈ, કોઈક

**અનિશ્ચિત સંખ્યાવાચક** [ સં. અનિશ્ચિત ( નક્કી નહિ ઠરાવેલ ) + સંખ્યાવાચક ( આંકડો બતાવનાર ) ] વિ. ( વ્યાકરણ ) અચોક્કસ સંખ્યા બતાવનાર. જેમકે, થોડું, ઘણું.

**અનિશ્ચેય** ૧. વિ. ( ગણિત ) અચોક્કસ કિંમતવાળું.
૨. [ સં. અ ( નહિ ) + નિશ્ચેય ( નક્કી થઈ શકે એવું ) ] વિ. અનિશ્ચિત; નક્કી થઈ ન શકે એવું.

**અનિશ્ચેય સમીકરણ** ન. ( ગણિત ) અચોક્કસ કિંમતવાળું સમીકરણ.

આજે પણ પરંપરિત અપૂર્ણાંકની મદદથી છોડાતું **અનિશ્ચેય સમીકરણ** અને સ્થિર કુટ્ટકથી છોડાતું તે જ સમીકરણ એક જ પદ્ધોમાં થઈને પસાર થાય છે. પુરાતત્ત્વ

**અનિશ્ર** [ પ્રા. અણિસ્સ ( આશ્રય વગરનું ) ] વિ. ( જૈન ) સર્વથી તજાયેલ; નિરાધાર.

**અનિશ્રા** સ્ત્રી. ( જૈન ) અનાસક્તિ; મમતાનો અભાવ; મોહ નહિ હોવાપણું.

**અનિશ્રિત** ૧. [ પ્રા. અણિસ્સિય ] ન. ( જૈન ) લિંગ કે પુસ્તકની અપેક્ષા વિના થતું જ્ઞાન; અવગ્રહ જ્ઞાનનો એ નામનો ભેદ.
૨. વિ. અનાશ્રિત; સહાય વિનાનું.

પ્રિય અને અપ્રિયનો ત્યાગ કરીને સર્વત્ર અનાસક્ત અને **અનિશ્રિત** અને સંયોજનોથી મુક્ત હોય તે આ જગતમાં સમ્યક્ પરિવ્રાજક થાય. સુત્તનિપાત

૩. વિ. અપ્રવૃત્ત; સંસારના વિષયમાં નહિ મચેલું.
૪. વિ. ( જૈન ) કારણ વડે નક્કી નહિ થયેલ.
૫. વિ. ( જૈન ) મમતા રહિત; નિષ્કામ; આસક્તિ વિનાનું.

**અનિશ્રિતગ્રાહી** [ સં. અનિશ્રિત ( કારણ વડે નક્કી નહિ થયેલ ) + ગ્રાહિન્ ( ગ્રહણ કરનાર ) ] વિ. ( જૈન ) કારણ વડે નક્કી નહિ થયેલ બાબત સ્વીકારનાર.

**અનિશ્રિતોપધાન** ૧. [ સં. અનિશ્રિત ( મમતા વગરનું ) + ઉપધાન ( તપ ) ] ન. નિષ્કામ તપ.
૨. [ સં. અનિશ્રિત ( સહાય વિનાનું ) + ઉપધાન ( તપ ) ] ન. ( જૈન ) સહાય વિના કરવામાં આવતું તપ.

અનિવિદ્ધ ૧. સં. અ ( નહિ ) + નિવિદ્ધ ( અટકાયતવાળું )] વિ. ખુલ્લું; ઉઘાડું.
૨. [સં. અ ( નહિ ) + નિવિદ્ધ ( મના કરેલ )] વિ. મના નહિ કરેલ; મંજૂર.

અનિવિદ્ધવન [સં. અનિવિદ્ધ ( ખુલ્લું ) + વન ( જંગલ )] ન. ખુલ્લું રાખેલું જંગલ; પ્રતિબંધ વગરનું જંગલ.

અનિષેધ્ય [સં. અ ( નહિ ) + નિષેધ્ય ( મના થઈ શકે એવું )] વિ. જેના વિષે મના ન થઈ શકે એવું.

અનિષ્કંપ [સં. અ ( નહિ ) + નિસ્ ( વિનાનું ) + કંપ ( ધ્રુજ )] વિ. ચલ; ધ્રૂજતું; અસ્થિર.

અનિષ્કૃત ૧. [સં. અ ( નહિ ) + નિસ્ ( નિઃશેષ ) + કૃત ( કરેલું )] વિ. અધૂરું; પૂરું નહિ કરેલું; અપૂર્ણ.
૨. વિ. નિકાલ થયા વિનાનું; અનિર્ણીત.

અનિષ્કૃતપાપ [સં. અનિષ્કૃત ( નિકાલ થયા વિનાનું ) + પાપ ( અધર્મ )] ન. જેનું પ્રાયશ્ચિત ન થયું હોય તેવું પાપ.

અનિષ્ટ ૧. [સં. અન્ ( નહિ ) + ઇષ્ટ ( ધર્મકામ )] ન. અધર્મ; પાપ.
૨. ન. અપરાધ; ગુનો.
૩. ન. કમનસીબી; દુર્ભાગ્ય.
૪. ન. ખરાબ પરિણામ.
૫. ન. દુઃખ; પીડા; આફત.
૬. ન. નુકસાન; હાનિ; અલાભ.
૭. ન. ભૂંડું; અહિત.
૮. ન. સારાના બદલામાં નરસું કરવું તે; અપકાર.
૯. [સં. અન્ ( નહિ ) + ઇષ્ટ ( પ્રિય )] વિ. અપ્રિય; અણગમતું; અરુચિકર.
૧૦. વિ. અશુભ; અમંગળ.
૧૧. વિ. ખોટું; અસત્ય.
૧૨. [સં. અન્ ( નહિ ) + ઇષ્ટ ( પૂજેલ )] વિ. જેનું પૂજન ન કર્યું હોય તેવું; નહિ પૂજેલું.
૧૩. વિ. નહિ ઇચ્છવા જેવું; ખરાબ.
૧૪. [સં. અન્ ( નહિ ) + ઇષ્ટ ( ઇચ્છેલ )] વિ. નહિ ઇચ્છેલું; અવાંછિત.

અનિષ્ટકર ૧. [સં. અનિષ્ટ ( અણગમતું ) + કર ( વેરો )] પું. અણગમતો વેરો; મરજી વિરુદ્ધ હેવો પડતો કર.
૨. [સં. અનિષ્ટ ( નુકસાન ) + કર ( કરનાર )] વિ. અનિષ્ટ કરનારું; નુકસાનકારક; હાનિવાળું.

અનિષ્ટકર્મા ૧. પું. ( પુરાણ ) કલિયુગમાં કાણ્વ રાજાની પછી કૃષ્ણશતકર્ણાદિ જે ત્રીસ રાજા થયા તેમાંનો એ નામનો છઠ્ઠો રાજા.
૨. [સં. અનિષ્ટ ( ખરાબ ) + કર્મન્ ( કામ )] વિ. અનિષ્ટ કર્મ કરનાર; દુષ્ટ.

અનિષ્ટકર્મી ૧. [સં. અનિષ્ટ ( ખરાબ ) + કર્મ ( પ્રારબ્ધ ) + ઇન્ ( વાળું )] વિ. અકર્મી; કમભાગ્ય; દુર્ભાગી.
૨. [સં. અનિષ્ટ ( ન ઇચ્છવા જેવું ) + કર્મન્ ( કામવાળું )] વિ. ન ઇચ્છવા જેવું કામ કરનાર; દુરાચારી.

અનિષ્ટકારક ૧. [સં. અનિષ્ટ ( ખરાબ ) + કારક ( કરનાર )] વિ. ખરાબ કામ કરનાર.
૨. વિ. નુકસાન કરે તેવું; કામ બગાડનાર.
૩. વિ. ભૂંડું ઇચ્છનાર.

અનિષ્ટકારી [સં. અનિષ્ટ ( નુકસાન ) + કારિન્ ( કરનાર )] વિ. નુકસાનકારક; હાનિકર; અહિતકારી.

અનિષ્ટખ્યાપન [સં. અનિષ્ટ ( દુઃખ ) + ખ્યાપન ( કથન )] ન. દુઃખનું કથન; આપત્તિનું સૂચન.

અનિષ્ટગ્રહ [સં. અનિષ્ટ ( અશુભ ) + ગ્રહ ( સૂર્યની આસપાસ ફરતો આકાશી ગોળો )] પું. ( જ્યોતિષ ) અમંગળ ગ્રહ; ખરાબ ફળ આપનાર ગ્રહ.

અનિષ્ટચાલ [સં. અનિષ્ટ ( ખરાબ ) + ચાલ ( રિવાજ )] પું. ખરાબ રિવાજ; હાનિકારક ચાલ; દુષ્ટ ધારો.

અનિષ્ટચિંતન [સં. અનિષ્ટ ( ખરાબ ) + ચિંતન ( વિચાર )] ન. દુષ્ટ વિચાર; કોઈનું ભૂંડું કરવાનો મનસૂબો.

અનિષ્ટજનક [સં. અનિષ્ટ ( નુકસાન ) + જનક ( પેદા કરનાર )] વિ. નુકસાન કરનાર; હાનિકારક.

અનિષ્ટતા ૧. [સં. અનિષ્ટ ( અપ્રિય ) + તા ( પણું )] સ્ત્રી. અપ્રિયતા; અનિચ્છનીયપણું.
૨. [સં. અનિષ્ટ ( નુકસાનકારક ) + તા ( પણું )] સ્ત્રી. નુકસાનકારકપણું; અહિતકર હોવાપણું.

અનિષ્ટતિર્યગાદિયોનિ [સં. અનિષ્ટ ( નહિ ઇચ્છવા જેવું ) + તિર્યંચ્ ( પશુ ) + આદિ ( વગેરે ) + યોનિ ( ઉત્પત્તિસ્થાન )] સ્ત્રી. નહિ ઇચ્છવા જેવો પશુ વગેરેમાં જન્મ.

અનિષ્ટપ્રસંગ ૧. [સં. અનિષ્ટ ( ખોટું ) + પ્રસંગ ( દલીલ )] પું. ખોટી દલીલ; અસત્ય દલીલ.
૨. પું. ખોટી દલીલ કરવાથી અણગમતી વાત સ્વીકારવાપણું.
૩. [સં. અનિષ્ટ ( દુઃખ ) + પ્રસંગ ( વખત )] પું. દુઃખનો વખત; આફતનો સમય.
૪. [સં. અનિષ્ટ ( ન ઇચ્છવા જેવું ) + પ્રસંગ ( બનાવ )] પું. નહિ ઇચ્છવા જેવો બનાવ.

અનિષ્ટફલ [સં. અનિષ્ટ ( ખરાબ ) + ફલ ( પરિણામ )] ન. ખરાબ પરિણામ.

અનિષ્ટમય [સં. અનિષ્ટ ( નુકસાન ) + મય ( ભરપૂર )] વિ. નુકસાનથી ભરપૂર; હાનિથી ભરેલું.

અનિષ્ટમયતા [સં. અનિષ્ટ ( નુકસાન ) + મય ( ભરપૂર ) + તા ( પણું )] સ્ત્રી. નુકસાનથી ભરપૂર હોવાપણું.

અનિષ્ટમૂલક [સં. અનિષ્ટ ( હાનિ ) + મૂલક ( ઉત્પન્ન કરનારું )] વિ. હાનિકારક; નુકસાન કરનારું; દુઃખકારક.

અનિષ્ટવાર્તા ૧. [સં. અનિષ્ટ ( ખરાબ ) + વાર્તા ( સમાચાર )] સ્ત્રી. માઠા સમાચાર; દુઃખદાયક ખબર.
૨. સ્ત્રી. માઠો પ્રસંગ; દુઃખદાયક બનાવ.

અનિષ્ટવાદ [સં. અનિષ્ટ ( દુઃખ ) + વાદ ( મત )] પું. આ દુનિયામાં બધું દુઃખ જ છે, કાંઈ સુખ નથી એવો મત; અનર્થવાદ; અશુભવાદ; નિરાશાવાદ.

અનિષ્ટવાદી [સં. અનિષ્ટ ( દુઃખ ) + વાદ ( મત ) + ઇન્ ( વાળું )] વિ. અનિષ્ટવાદમાં માનનાર; અશુભવાદી; નિરાશાવાદી; અનર્થવાદી.

અનિષ્ટવિધાતા [સં. અનિષ્ટ ( ભૂંડું ) + વિધાતૃ ( કરનાર )] વિ. ભૂંડું કરનાર; બીજાનું અહિત થાય તેવું કામ કરનાર.

અનિષ્ટશંકા [સં. અનિષ્ટ ( નુકસાન ) + શંકા ( વહેમ )] સ્ત્રી. નુકસાન થશે એવો સંદેહ; અમંગળની બીક; અહિત થવાનો ભય.

અનિષ્ટસંયોગઆર્તધ્યાન [સં. અનિષ્ટ ( નહિ ઇચ્છવા જેવું ) + સંયોગ ( પ્રાપ્તિ ) + આર્ત ( દુઃખી ) + ધ્યાન ( વિચાર )] ન. ( જૈન ) આર્તધ્યાનના ચાર પ્રકાર માંહેનો એ નામનો એક; નહિ ઇચ્છવા જેવી વસ્તુ મળવાથી તેને કેમ દૂર કરવી એ વિષે દુઃખથી કરાતો વિચાર.

જ્યારે અનિષ્ટ વસ્તુનો સંયોગ થાય છે ત્યારે તદ્ભવ દુઃખથી વ્યાકુળ થયેલો આત્મા તેને દૂર કરવા તે વસ્તુ ક્યારે પોતાની પાસેથી ખસે તે માટે જે સતત ચિંતા કર્યા કરે છે તે અનિષ્ટસંયોગઆર્તધ્યાન. તત્ત્વાર્થસૂત્ર

અનિષ્ટસૂચક [સં. અનિષ્ટ ( અશુભ ) + સૂચક ( બતાવનાર )] વિ. અમંગળ સૂચવનારું; અશુભદર્શક; અકલ્યાણ જણાવનારું.

**અનિષ્ટસ્થાન** [ સં. અનિષ્ટ ( અહિત ) + સ્થાન ( જગા ) ] ન. અકલ્યાણ થાય એવી જગા; અશુભ સ્થળ.

**અનિષ્ટહેતુ** ૧. [ સં. અનિષ્ટ ( હાનિ ) + હેતુ ( કારણ ) ] પું. અશુભસૂચક ચિહ્ન; અપશુકન.

૨. [ સં. અનિષ્ટ ( ખરાબ ) + હેતુ ( ઉદ્દેશ ) ] પું. ખરાબ ઉદ્દેશ.

૩. વિ. ખરાબ આશયવાળું.

**અનિષ્ટા** [ સં. અન્ ( નહિ ) + ઇષ્ટ ( ઇચ્છવા જેવું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. ખરાબ પરિણામ લાવનારી.

**અનિષ્ટાનનુબંધી** [ સં. અનિષ્ટ ( દુઃખ ) + અન્ ( નહિ ) + અનુબંધિન્ ( જોડાયેલું ) ] વિ. દુઃખથી અમિશ્રિત; દુઃખના સંબંધ વિનાનું.

**અનિષ્ટાનુબંધી** [ સં. અનિષ્ટ ( દુઃખ ) + અનુબંધિન્ ( જોડાયેલું ) ] વિ. દુઃખથી મિશ્રિત; દુઃખના સંબંધવાળું.

**અનિષ્ટાપત્તિ** ૧. [ સં. અન્ ( નહિ ) + ઇષ્ટ ( ઇચ્છેલું ) + આપત્તિ ( પ્રાપ્તિ ) ] સ્ત્રી. ( ગણિત ) તર્ક; જે સત્ય સાબિત કરવું હોય તેથી વિરુદ્ધ બાબત સ્વીકારી તે ઉપરથી દલીલ કરી ઊલટ ન સ્વીકારી શકાય એવી હકીકત ઉપર આવતાં મૂળ સ્વીકારી લીધેલ બાબત ખોટી અને તેથી વિરુદ્ધ બાબત સાચી એમ તર્ક કરી સત્ય સાબિત કરવાની રીત; 'રીડકિશયો એડ એબ્સર્ડમ'. જેમકે, બધાં મીંડાં સરખી કિંમતનાં નથી હોતાં. એ સત્ય સાબિત કરવાને તેઓ સરખી કિંમતનાં છે એમ દલીલની ખાતર માની લઇએ તો

$$૧ \times ૦ = ૧૦૦૦ \times ૦$$

$$\therefore ૧ = ૧૦૦૦$$

પણ ૧ અને ૧૦૦૦ સરખાં નથી. માટે બધાં મીંડાં સરખી કિંમતનાં છે એમ દલીલની ખાતર માનેલ બાબત ખોટી અને બધાં મીંડાં સરખી કિંમતનાં નથી એ બાબત સાચી.

૨. [ સં. અનિષ્ટ ( નહિ ઇચ્છવા જેવું ) + આપત્તિ ( પ્રાપ્તિ ) ] સ્ત્રી. ન ઇચ્છવા જેવી સ્થિતિ આવી પડવાપણું; અનિચ્છનીય બનાવ.

**અનિષ્ટાપાત** જુઓ અનિષ્ટાપત્તિ.

**અનિષ્ટાંશ** [ સં. અનિષ્ટ ( અપ્રિય ) + અંશ ( ભાગ ) ] પું. અણગમતો ભાગ.

**અનિષ્ઠ** [ સં. અ ( નહિ ) + નિષ્ઠા ( આસ્થા ) ] વિ. નિષ્ઠા વિનાનું; આસ્થા વગરનું.

**અનિષ્ઠા** [ સં. અ ( નહિ ) + નિષ્ઠા ( શ્રદ્ધા ) ] સ્ત્રી. અશ્રદ્ધા; અનાસ્થા.

**અનિષ્ઠુર** [ સં. અ ( નહિ ) + નિષ્ઠુર ( ક્રૂર ) ] વિ. દયાવાળું; અક્રૂર.

**અનિષ્ઠુરતા** [ સં. અનિષ્ઠુર ( ક્રૂરતા વિનાનું ) + તા ( પણું ) ] સ્ત્રી. દયા; અક્રૂરતા.

**અનિષ્ણાત** [ સં. અ ( નહિ ) + નિષ્ણાત ( હોશિયાર ) ] વિ. અકુશળ; અપ્રવીણ; અપૂર્ણ જ્ઞાનવાળું.

**અનિષ્પત્તિ** ૧. [ સં. અ ( નહિ ) + નિષ્પત્તિ ( સમાપ્તિ ) ] સ્ત્રી. અપૂર્ણતા; અધૂરાપણું; અસમાપ્તિ.

૨. [ સં. અ ( નહિ ) + નિષ્પત્તિ ( પ્રાપ્તિ ) ] સ્ત્રી. અસિદ્ધિ; અપ્રાપ્તિ.

**અનિષ્પન્ન** ૧. [ સં. અ ( નહિ ) + નિષ્પન્ન ( પૂરું થયેલ ) ] વિ. અધૂરું; અપૂર્ણ.

૨. [ સં. અ ( નહિ ) + નિષ્પન્ન ( મેળવેલ ) ] વિ. અસંપન્ન; અસિદ્ધ; નહિ મેળવેલું.

૩. વિ. નહિ ઉત્પન્ન થયેલ; અજાત.

**અનિસર્ગ** ૧. [ સં. અ ( નહિ ) + નિસર્ગ ( સ્વભાવ ) ] વિ. અકુદરતી.

૨. વિ. અસ્વસ્થ.

**અનિસૃષ્ટ** ૧. [ સં. અ ( નહિ ) + નિસૃષ્ટ ( છોડી મૂકેલ ) ] વિ. અમુક્ત; નહિ છોડેલ.

૨. વિ. ( જૈન ) ધણીની કે સહિયારીની અનુમતિ વિનાનું.

**અનિસૃષ્ટદોષ** [ સં. અનિસૃષ્ટ ( ધણીની કે સહિયારીની અનુમતિ વિનાનું ) + દોષ ( અપરાધ ) ] પું. ( જૈન ) ધણીની કે સહિયારીની રજા વિના સાધુને ભિક્ષા આપવાથી લાગતો એ નામનો દોષ.

**અનિસ્તાર** [ સં. અ ( નહિ ) + નિસ્તાર ( તારણ ) ] વિ. તારણ વગરનું; અનામત વિનાનું.

**અનિસ્તારધનિક** [ સં. અ ( નહિ ) + નિસ્તાર ( તારણ ) + ધનિક ( લેણદાર ) ] પું. તારણ એટલે અનામત વગરનો લેણદાર.

**અનિસ્તીર્ણ** [ સં. અ ( નહિ ) + નિસ્તીર્ણ ( પાર પહોંચેલું ) ] વિ. પાર નહિ પહોંચેલું; ઓળંગાયા વિનાનું.

**અનિહત** ૧. વિ. ( જૈન ) ઉપસર્ગાદિથી એટલે પરીષહ, ઉપદ્રવ વગેરેથી નહિ જિતાયેલ; ઉપસર્ગથી પરાભવ નહિ પામેલું.

૨. વિ. ( જૈન ) જેનું આવરદા હણાય નહિ એવું; નિરુપક્રમ એટલે તૂટે નહિ એવા આયુષવાળું.

૩. [ સં. અ ( નહિ ) + નિહત ( મારેલું ) ] વિ. નહિ મારેલું; ન હણાયેલ.

**અનિહાં** અ. કવિતામાં તાલ પૂરવા માટે વપરાતો અવ્યય. તે ઘણુંખરું પાદની પુનરાવૃત્તિ વખતે વપરાય છે.

> અનિહાં રે વૃંદાવન રાસ રચ્યો.
> નરસિંહ

**અનિંદગુર્વિંદુ** [ સં. ] પું. ( પિંગળ ) નગણ, યગણ, તગણ, રગણ, ગુરુ અને ગુરુ મળી ૧૪ અક્ષરનો શર્કરીની જાતનો એ નામનો સમવૃત્ત વર્ણમેળ છંદ. તેને ગુર્વિંદુ કે પુર્વેંદુ પણ કહે છે.

> ન ય ત ર ગા ગે જોડો અનિન્દગુર્વિન્દુ.
> રણપિંગળ

**અનિંદનીય** ૧. [ સં. અ ( નહિ ) + નિંદનીય ( નિંદવા જેવું ) ] વિ. નહિ નિંદવા જેવું; અનિંદ્ય; નિર્દોષ.

૨. વિ. પસંદ કરાયેલ.

૩. વિ. વખણાયેલ.

૪. વિ. સુંદર; રૂપાળું.

**અનિંદિત** ૧. પું. ( જૈન ) કિંનર નામના વ્યંતરના દશ પ્રકારમાંનો એ નામનો એક.

> કિંનર નામના વ્યંતરના દશ પ્રકાર છેઃ કિંનર, કિંપુરુષ, કિંપુરુષોત્તમ, કિંનરોત્તમ, હૃદયંગમ, રૂપશાળી, અનિંદિત, મનોરમ, રતિપ્રિય અને રતિશ્રેષ્ઠ.
> તત્ત્વાર્થસૂત્ર

૨. વિ. ઉત્તમ; પ્રશસ્ત.

૩. [ સં. અ ( નહિ ) + નિંદિત ( નિંદાયેલું ) ] વિ. નહિ નિંદાયેલું; નિંદા કરાવા વિનાનું.

૪. વિ. નિર્દોષ; કલંક વગરનું; ખામી વિનાનું.

૫. વિ. સારું; સુંદર; રૂપાળું.

**અનિંદિતઅંગી** [ સં. અનિંદિત ( સુંદર ) + અંગિન્ ( શરીરવાળું ) ] વિ. સુંદર શરીરવાળું; રૂપાળું.

**અનિંદ્ય** જુઓ અનિંદનીય.

**અનિંદ્યવિષય** [ સં. અનિંદ્ય ( પ્રશસ્ય ) + વિષય ( બાબત ) ] પું. ઉત્તમ બાબત; નિંદાને પાત્ર નહિ એવો વિષય.

**અનિંદ્ર** ૧. [ સં. અન્ ( નહિ ) + ઇંદ્ર ( દેવોનો રાજા ) ] વિ. ઇંદ્ર વિનાનું.

૨. વિ. ઇંદ્રની પૂજા નહિ કરનાર.

૩. વિ. ઇંદ્રને નહિ ગણકારતું.

**અનિંદ્રિય** ૧. [ સં. અન્ ( નહિ ) + ઇંદ્રિય ( જ્ઞાન તથા કર્મનું સાધન ) ] પું. ( જૈન ) સિદ્ધ ભગવાન, કેમકે તે ઇંદ્રિય તથા તેના ઉપયોગ વિનાના છે.

૨. ન. તર્કબુદ્ધિ.

૩. ન. મન.
૪. વિ. ઇંદ્રિય વગરનું.
૫. વિ. ઇંદ્રિયથી નહિ જાણી શકાતું; અતીંદ્રિય.
૬. વિ. (જૈન) ઇંદ્રિયપ્રજા નહિ બાંધેલું. જૈનમતમાં જીવની ૬ પ્રજા એટલે શક્તિ માનેલી છે: આહાર, શરીર, ઇંદ્રિય, શ્વાસોશ્વાસ, ભાષા અને મન. જીવ ઉત્પન્ન થયા પછી આ ૬ પ્રજા અનુક્રમે બાંધે છે એટલે મેળવે છે. જ્યાંસુધી તેણે ઇંદ્રિયપ્રજા ન બાંધી હોય ત્યાંસુધી તે અનિંદ્રિય કહેવાય.

**અનિંદ્રિયપ્રદેશ** ૧. [ સં. અનિંદ્રિય ( તર્કબુદ્ધિ ) + પ્રદેશ ( ભૂમિ ) ] પું. તર્કબુદ્ધિનો પ્રદેશ.
૨. પું. મનની ભૂમિ.

**અની** અ. કવિતાની કડીમાં વધારો કરનારો શબ્દ.
અની હાંરે તેને વિચાર કરી. પ્રેમાનંદ

**અનીક** ૧. [ સં. ] પું. ચહેરો.
૨. પું. ( જૈન ) દેવોનો એક પ્રકાર. જે દેવ સૈનિક અથવા સેનાધિપતિરૂપે હોય તે અનીક કહેવાય છે.
૩. પું. ધાર; છેડો; અણી.
૪. પું. મુખી; આગેવાન; અગ્રેસર.
૫. ન. યુદ્ધ; લડાઈ.
અયોધન રણ આજિ મૃધ આહવ સંખ્ય સમીક,
સંપરાય સંગર સમર સંયુગ કલહ અનીક.
પિંગળલઘુકોષ
૬. ન. લશ્કરની એક ટુકડી; સૈન્યનો એક ભાગ; પલટણ.
૭. ન. સમૂહ; ટોળું; સંઘ.
અઇ પાતકી પાપ તણું અનીક
દીઠ ભક્ત ભાંજ્યુ બાદ કંદરીક. જય
૮. ન. સુખ.
૯. ન. સૈન્ય; ફોજ; લશ્કર; સેના.

**અનીકવિદારણ** ૧. પું. ( પુરાણ ) જયદ્રથનો એ નામનો ભાઈ.
૨. [ સં. અનીક ( સૈન્ય ) + વિદારણ ( કતલ ) ] ન. લશ્કરનો નાશ.
૩. વિ. લશ્કરનો નાશ કરનાર.

**અનીકસ્થ** ૧. [ સં. ] પું. નિશાની; ચિહ્ન.
૨. [ સં. અનીક ( લશ્કર ) + સ્થ ( ઊભું રહેનાર ) ] પું. યોદ્ધો; લડવૈયો.
૩. પું. રણશિંગું; પડઘમ.
૪. પું. સંત્રી; પહેરેગીર.
૫. પું. હાથીનો હાંકનાર કે કેળવનાર; મહાવત.
૬. વિ. યુદ્ધમાં રહેલ.

**અનીકાધિપતિ** [ સં. અનીક ( સૈન્ય ) + અધિપતિ ( ઉપરી ) ] પું. લશ્કરનો આગેવાન; સેનાધિપતિ; સેનાનો નાયક.

**અનીકિની** ૧. [ સં. અનીક ( યુદ્ધ ) + ઇની ( પ્રયોજનવાળી ) ] સ્ત્રી. અક્ષૌહિણીનો દશમો ભાગ. ૨૧૮૭ હાથી, ૨૧૮૭ રથ, ૬૫૬૧ ઘોડા અને ૧૦૯૩૫ પાયદળનું બનેલું લશ્કર. જુઓ અક્ષૌહિણી.
૨. સ્ત્રી. કમળ; પદ્મ.
૩. સ્ત્રી. ફોજ; સેના.

**અનીચ** ૧. [ સં. અ ( નહિ ) + નીચ ( હલકું ) ] વિ. અધમ નહિ એવું.
૨. [ સં. અ ( નહિ ) + નીચ ( ધીમું ) ] વિ. ભાર દઈ બોલાય નહિ એવું; ધીમેથી બોલાતું.
૩. વિ. માનનીય.

**અનીચક** [ સં. ] પું. ( પિંગળ ) જગતીની જાતનો એ નામનો સમવૃત્ત વર્ણમેળ છંદ. તેમાં જગણ, નગણ, નગણ અને સગણ મળી ૧૨ અક્ષર હોય છે.
અનીચક રચ જ ન ન સ થકી.
રણપિંગળ

**અનીચિદર્શી** પું. ( બૌદ્ધ ) એક જાતનો સાધુ.

**અનીઠ** ૧. [ સં. અન્ ( નહિ ) + ઇષ્ટ ( ઇચ્છેલું ) ] વિ. અનિષ્ટ; નહિ ઇચ્છેલું.
૨. વિ. અમંગળ; અશુભ; અભદ્ર.
નવ માસવાડા ઉદર ધર્યોજી, જન્મ તણાં દુઃખ દીઠ,
કનક કચોળે પોષિયોજી, હવે હું થઈ અનીઠ.
સજ્ઝાયમાળા
૩. [ સં. અ ( નહિ ) + નિષ્ઠિત ( નાશ કરેલ ) ] વિ. ઘટે નહિ એવું; અપાર; અક્ષય; અખૂટ.
ઓટે કૂલ ને પાણી અદીઠ,
ખપે ખરૂં ને રહે અનીઠ. અખો
૪. વિ. નહિ ઇચ્છવા જેવું; ખરાબ.

**અનીઠું** [ સં. અનિષ્ટ ] વિ. અમંગળ; અશુભ.
સખિ દીઠ દૂખ અનીઠઉં દીઠઉં ગમઇ ન ચીર.
વસંતવિલાસ

**અનીડ** ( અનીડ઼ ) ૧. [ સં. અ ( નહિ ) + નીડ ( આશ્રય ) ] પું. અગ્નિ, કેમકે તે શરીર વગરનો છે.
૨. [ સં. અ ( નહિ ) + નીડ ( માળો ) ] વિ. માળા વગરનું; રહેઠાણ વિનાનું.
૩. વિ. શરીર વિનાનું; દેહ વગરનું.

**અનીત** ૧. સ્ત્રી. અનીતિ.
૨. [ સં. અ ( નહિ ) + નિત્ય ( હમેશનું ) ] વિ. અનિત્ય; થોડા વખતનું; નાશવંત.
૩. વિ. કોઈથી દોરવાય નહિ એવું.
૪. [ સં. અ ( નહિ ) + નીત ( લઈ જવાયેલું ) ] વિ. નહિ લઈ જવાયેલું.

**અનીતિ** ૧. [ સં. અ ( નહિ ) + નીતિ ( સદાચાર ) ] સ્ત્રી. અનાચાર; દુરાચાર.
૨. સ્ત્રી. અંધેર; અત્યાચાર.
૩. [ સં. અન્ ( નહિ ) + ઈતિ ( સંકટ ) ] સ્ત્રી. આફત કે સંકટમાંથી છુટકારો.
૪. [ સં. અ ( નહિ ) + નીતિ ( ન્યાય ) ] સ્ત્રી. ગેરઇન્સાફ; અન્યાય.
૧. અનીતિ કરવી = અન્યાયે ચાલવું; અપ્રમાણિક રીતે વર્તવું.
૨. અનીતિએ ચાલવું = અન્યાયી રીતે વર્તવું.
૫. સ્ત્રી. દુર્ગુણ.
૬. સ્ત્રી. પાપ; ધર્મ વિરુદ્ધ કામ.
અનીતિએ ચાલવું = પાપ કરવું.
૭. સ્ત્રી. લાંચ; રુશવત.
૮. સ્ત્રી. વિવેક ન હોવાપણું; અવિનય.
૯. સ્ત્રી. વ્યભિચાર.
૧. અનીતિ કરવી = ખરાબ કામ કરવું; વ્યભિચાર કરવો.
૨. અનીતિએ ચાલવું = વ્યભિચાર કરવો.

**અનીતિકારક** [ સં. અનીતિ ( દુરાચાર ) + કારક ( કરનાર ) ] વિ. દુરાચાર કરનાર; અનીતિ આચરનારૂં.

**અનીતિગૃહ** [ સં. અનીતિ ( વ્યભિચાર ) + ગૃહ ( ઘર ) ] ન. વ્યભિચારિણી સ્ત્રીઓ રહેતી હોય એવું ઘર.

**અનીતિજનક** [ સં. અનીતિ ( દુરાચાર ) + જનક ( પેદા કરનાર ) ] વિ. દુરાચાર ઉત્પન્ન કરનારૂં; અનીતિ પેદા કરે એવું.

**અનીતિજ્ઞ** ૧. [ સં. અ ( નહિ ) + નીતિ ( વિનય ) + જ્ઞ ( જાણનાર ) ] વિ. અવિનયી; વિવેકહીન.
૨. વિ. ડહાપણ વગરનું.
૩. [ સં. અ ( નહિ ) + નીતિ ( રાજનીતિ ) + જ્ઞ ( જાણનાર ) ] વિ. રાજનીતિને નહિ જાણનારૂં.

**અનીતિભર્યું** ૧. [ સં. અનીતિ ( દુરાચરણ ) + ભૃત ( ભરેલું ) ] વિ. અનીતિવાળું; અનીતિથી ભરેલું; દુરાચારી.
૨. [ સં. અનીતિ ( અન્યાય ) + ભૃત ( ભરેલું ) ] વિ. અપ્રમાણિક; અન્યાયી; ખોટું.
૩. [ સં. અનીતિ ( પાપ ) + ભૃત ( ભરેલું ) ] વિ. પાપથી ભરપૂર; પાપી.
૪. [ સં. અનીતિ ( વ્યભિચાર ) + ભૃત ( ભરેલું ) ] વિ. વ્યભિચારી.

**અનીતિમત્તા** ૧. [ સં. અનીતિ ( અપ્રમાણિકપણું ) + મત ( વાળું ) + તા ( પણું ) ] સ્ત્રી. અપ્રમાણિકપણાવાળી સ્થિતિ.

૨. [ સં. અનીતિ ( દુરાચાર ) + મત્ ( વાળું ) + તા ( પણું ) ] સ્ત્રી. દુરાચારી હોવાપણું.

૩. [ સં. અનીતિ ( વ્યભિચાર ) + મત્ ( વાળું ) + તા ( પણું ) ] સ્ત્રી. વ્યભિચારીપણું.

**અનીતિમય** જુઓ અનીતિભર્યું.

**અનીતિમાન** જુઓ અનીતિભર્યું.

**અનીતિમૂલક** [ સં. અનીતિ ( દુરાચાર ) + મૂલ ( ઉત્પત્તિનું કારણ ) + ક ( વાળું ) ] વિ. અનીતિમાંથી ઉત્પન્ન થયેલું.

**અનીતિયુક્ત** જુઓ અનીતિભર્યું.

**અનીતિવાન** જુઓ અનીતિભર્યું.

**અનીતિશાસ્ત્ર** [ સં. અનીતિ ( અન્યાય ) + શાસ્ત્ર ( ગ્રંથ ) ] ન. દુરાચરણના નિયમનું શાસ્ત્ર.

**અનીતું** વિ. (જૂ. ગુ.) અન્યાયી; નીતિ વગરનું.

પ્રભવ કહે હું પાપીઓ, નિર્લજ ધીક અનીતો રે.
આનંદકાવ્યમહોદધિ

**અનીન** સ્ત્રી. લગામ.

**અનીનસ** ન. ગરમ દેશમાં થતું એ નામનું સ્વાદિષ્ટ ફળ. એનું મૂળ ઠેકાણું અમેરિકામાં છે. પોર્ટુગીઝ લોકો આ ફળના છોડને હિંદુસ્તાનમાં ઈ. સ. ૧૫૯૪માં લાવ્યા હતા. એનાં પાંદડાંના રેસામાંથી દોરડાં તથા કપડાં વણાય છે.

**અનીપ્સિત** ૧. વિ. ( વ્યાકરણ ) કર્તા ક્રિયા વડે જેને પ્રાપ્ત કરવા ઇચ્છે નહિ એવું.

અનીપ્સિત કર્મના બે પેટા ભાગ છે: ૧. ઉદાસીન. ૨. દ્વેષ્ય. બૃહદ્ વ્યાકરણ

૨. [ સં. અન્ ( નહિ ) + ઈપ્સિત ( ઇચ્છેલું ) ] વિ. નહિ ઇચ્છેલું; અનિચ્છિત.

**અનીય** અ. (વ્યાકરણ) વિધ્યર્થક પ્રત્યય. જેમકે, વંદનીય; સ્તવનીય; વર્ણનીય; માનનીય; પૂજનીય; ચિંતનીય.

**અનીયા** પું. (પુરાણ) એ નામનો ગોવાળ; રાધાનો વર.

**અનીલ** ૧. [સં.] પું. (પુરાણ) એ નામનો વસુ. તે ચાલુ મન્વંતરમાં વાયવ્ય દિશાનો સ્વામી છે.

૨. પું. (પુરાણ) એ નામનો સર્પ.

૩. પું. (પુરાણ) મિત્રવિંદાને કૃષ્ણથી થયેલો એ નામનો દીકરો.

૪. સ્ત્રી. ગળી.

હિંદીમાં તેનું ( ગળીનું ) નામ નીલ છે. તે પરથી પોર્ટુગીઝો તેને 'અનીલ' કહેતા અને આરબો 'નીલ' કહેતા. સુવર્ણમાલા

૫. [ પ્રા. અણિલ્લ ] ન. પ્રભાત; સવાર; મળસકું.

૬. [ સં. અ ( નહિ ) + નીલ ( ગળીના રંગનું ) ] વિ. ગળીના રંગનું નહિ એવું, એટલે કે ધોળું, વગેરે.

**અનીલભદ્રક** પું. એ નામનો એક જાતનો રથ. રથની સાત જાત નીચે પ્રમાણે છે:-

૧. નભઅશ્વાનભદ્રક-આકારમાં ચોરસ.
૨. પ્રભંજનભદ્રક-આકારમાં ષટ્કોણ.
૩. નિવાતભદ્રક-બે ભદ્ર હોય છે.
૪. પવનભદ્રક-ત્રણ ભદ્ર હોય છે.
૫. પ્રશાદભદ્રક-દસ ભદ્રક હોય છે.
૬. ઈંદ્રકભદ્રક-દસ ભદ્રક હોય છે.
૭. અનીલભદ્રક-બાર ભદ્રક હોય છે.

**અનીલવાજી** ૧. [ સં. અનીલ ( ધોળું ) + વાજિન્ ( ઘોડો ) ] પું. અર્જુન, કેમકે તે ધોળા ઘોડા ઉપર સવારી કરતો.

૨. વિ. સફેદ ઘોડાવાળું.

**અનીશ** જુઓ અનીશ્વર.

**અનીશા** ૧. [ સં. અન્ ( નહિ ) + ઈશા ( સાહેબી ) ] સ્ત્રી. અસમર્થતા; દીનતા.

૨. સ્ત્રી. માયા; અવિદ્યા.

**અનીશાર્થદોષ** પું. (જૈન) સાધુ અને સાધ્વીને ભિક્ષા આપવા સંબંધી એ નામનો દોષ. તેના બે પ્રકાર છે: ઈશ્વરદોષ અને અનીશ્વરદોષ.

**અનીશ્વર** ૧. પું. ઈશ્વરથી જુદો પદાર્થ; જીવ; માયા.

૨. [ સં. અન્ ( નહિ ) + ઈશ્વર ( પ્રભુ ) ] પું. ઈશ્વરનો અભાવ; પ્રભુ ન હોવાપણું.

૩. [ સં. અન્ ( નહિ ) + ઈશ્વર ( ધણી ) ] પું. વિષ્ણુ, કેમકે તેનો કોઈ ધણી નથી.

૪. ન. ( સાંખ્ય ) સંસાર; જગત.

૫. [ સં. અન્ ( નહિ ) + ઈશ્વર ( બળવાન ) ] વિ. અશક્ત; અસમર્થ; શક્તિ વગરનું.

૬. વિ. અસ્વતંત્ર; પરતંત્ર; તાબેદાર.

૭. વિ. ઈશ્વર વિનાનું; પ્રભુ સિવાયનું.

૮. વિ. ઈશ્વરની હયાતીને ન સ્વીકારનાર; ઈશ્વર નથી એવું માનનાર; નાસ્તિક.

૯. વિ. ધણી વિનાનું; જેનો કોઈ ઉપરી ન હોય એવું; અનિયંત્રિત; નિરંકુશ.

**અનીશ્વરતા** ૧. [ સં. અનીશ્વર ( ધણી વિનાનું ) + તા ( પણું ) ] સ્ત્રી. અરાજકતા; અંધાધૂંધી; અવ્યવસ્થા.

૨. [ સં. અન્ ( નહિ ) + ઈશ્વર ( પ્રભુ ) + તા ( પણું ) ] સ્ત્રી. નાસ્તિકપણું.

**અનીશ્વરદોષ** પું. (જૈન) સાધુ અને સાધ્વીને ભિક્ષા આપવા સંબંધના અનીશાર્થદોષના બે ભેદ માંહેનો એ નામનો એક. દાન દેનારને દાન દેતાં કોઈ રોકે તો તેણે અનીશ્વરદોષ કર્યો કહેવાય. અનીશ્વરદોષના ત્રણ ભેદ છે: (૧) વ્યક્ત, (૨) અવ્યક્ત અને (૩) સંઘાટ.

**અનીશ્વરવાદ** ૧. [ સં. અન્ ( નહિ ) + ઈશ્વર ( પ્રભુ ) + વાદ ( મત ) ] પું. જગતમાં ઈશ્વર છે જ નહિ એવો મત; નાસ્તિકમત; નિરીશ્વરવાદ; ચાર્વાકમત.

૨. પું. મીમાંસકોનો વાદ.

**અનીશ્વરવાદી** ૧. [ સં. અન્ ( નહિ ) + ઈશ્વર ( પ્રભુ ) + વાદિન્ ( મતવાળું ) ] પું. અનીશ્વરવાદમાં માનનાર પુરુષ; ચાર્વાક; નાસ્તિક.

૨. પું. મીમાંસક.

૩. વિ. ઈશ્વર નથી એવા મતવાળું; અનીશ્વરવાદમાં માનનારું; નાસ્તિક.

૪. વિ. નાસ્તિક સંબંધી.

**અનીસુ** ૧. [ અ. અનીસુન ] પું. એક ગજ ઊંચો, બારીક ને સુવાસિત પાંદડાંવાળો અને ધોળાં ફૂલવાળો એ નામનો છોડ; સુવાનો છોડ.

૨. ન. એ નામના છોડનાં અજમાને મળતાં બી; અણીસું; રૂમી જીરું. તેમાંથી એક જાતનું તેલ નીકળે છે.

**અનીસું** જુઓ અનીસુ.

**અનીસુન** જુઓ અનીસુ.

**અનીહ** ૧. [ સં. ] પું. ( પુરાણ ) સૂર્યવંશી ઇક્ષ્વાકુ કુળમાં દાશરથિ રામના વંશમાં જન્મેલા દેવાનીક રાજાનો એ નામનો પુત્ર અને અયોધ્યાનો રાજા. એનું બીજું નામ અહીનર હતું. એને પરિયાત્ર અને સહસ્રાશ્વ નામના બે દીકરા હતા.

૨. [ સં. અન્ ( નહિ ) + ઈહા ( ઇચ્છા ) ] વિ. તૃષ્ણા વગરનું; જેને કાંઈ ઇચ્છા ન હોય એવું.

૩. [સં. અ ( નહિ ) + પ્રા. ણિહ ( કપટી )] વિ. પ્રપંચ વગરનું; કપટ વિનાનું.

૪. વિ. બેદરકાર; ધ્યાન વગરનું.

૫. [ સં. અન્ ( નહિ ) + ઈહા ( યત્ન ) ] વિ. યત્ન કર્યા વગરનું; નિશ્ચેષ્ટ.

**અનીહા** ૧. [ સં. અન્ ( નહિ ) + ઈહા ( ઇચ્છા ) ] સ્ત્રી. ઇચ્છા નહિ હોવાપણું; અનિચ્છા.

૨. [ સં. અન્ ( નહિ ) + ઈહા ( યત્ન ) ] સ્ત્રી. નિરુદ્યમીપણું; યત્નનો અભાવ.

૩. સ્ત્રી. બેદરકારી; બેપરવા.

**અનુ** ૧. [ સં. ] પું. ( પિંગળ ) દરેક ચરણમાં નગણ, યગણ અને લઘુ મળી ૭ અક્ષરનો ઉષ્ણિકની જાતનો એ નામનો છંદ.

અનુ ન ય લા થીજ. — ઋણુપિંગળ

૨. પું. ( પુરાણ ) નહુષના દીકરા યયાતિ રાજાને શર્મિષ્ઠાથી થયેલ ત્રણ દીકરા માંહેનો એ નામનો મોટો દીકરો. પિતાનો શાપ ટાળવા એણે પોતાની જુવાની ખોવાની ના પાડી, એથી તેના વંશજો રાજ્ય વિનાના રહેશે એવો યયાતિએ તેને શાપ આપ્યો. આથી મુખ્ય રાજ્યાધિકાર ન મળતાં એ ઉત્તરમાં મ્લેચ્છોનો અધિપતિ થયો હતો. તેના વંશમાંના ઘણાનાં નામ ઉપરથી દેશોનાં નામ પડેલાં છે. જેમકે, અંગ; બંગ; કલિંગ.

૩. પું. વેદના સમયના ચંદ્રવંશી આર્ય લોકની એક જાત.

૪. પું. ( પુરાણ ) સોમવંશી યદુપુત્ર ક્રોષ્ટાના મધકુળના ક્રથ વંશમાં જન્મેલા સાત્વતના દીકરા અંધકકુળના કપોતરોમા નામના રાજાનો દીકરો.

૫. પું. ( પુરાણ ) સોમવંશી યદુપુત્ર ક્રોષ્ટાના મધકુળમાં થયેલા, ક્રથ કુળના કુરુવંશ રાજાનો દીકરો.

૬. અ. અનુક્રમવાર; ક્રમ પ્રમાણે. જેમકે, અનુનિર્દેશ.

૭. અ. અને.

અનુ કરમેં સુખ સંપદા પામી — કાવ્યસંચય

૮. અ. અમુક સ્થિતિનું.

૯. અ. અંદર એવો અર્થ બતાવતો ઉપસર્ગ. જેમકે, અનુગતિ.

૧૦. અ. ઊતરતા દરજ્જાનું કે હલકું એવો અર્થ બતાવતો ઉપસર્ગ. જેમકે, અનુકર; અનુનાયક.

૧૧. અ. જણાવ્યા પ્રમાણે.

૧૨. અ. તરફ; દિશામાં.

૧૩. અ. દરેક અથવા પ્રત્યેક અર્થ બતાવતો ઉપસર્ગ. જેમકે, અનુદિન; અનુક્ષણ.

૧૪. અ. નિયમસર, નિયમ પ્રમાણે એવો અર્થ બતાવતો ઉપસર્ગ. જેમકે, અનુકાલ.

૧૫. અ. પછી, પાછળ એવો અર્થ બતાવનારો ઉપસર્ગ. જેમકે, અનુકરણ; અનુગામી.

૧૬. અ. પાસે એવો અર્થ બતાવતો ઉપસર્ગ. જેમકે, અનુનય.

૧૭. અ. ભાગમાં.

૧૮. અ. યોગ્ય એવો અર્થ જણાવતો ઉપસર્ગ. જેમકે, અનુકામ.

૧૯. અ. લીધે; પરિણામે; કારણે.

૨૦. [ પ્રા. અણુ ] અ. વચલો ભાગ એવો અર્થ દર્શાવતો ઉપસર્ગ. જેમકે, અનુદિશા.

૨૧. અ. વારંવાર. જેમકે, અનુશીલન.

૨૨. અ. સરખું, જેવું અથવા મળતું એવો અર્થ બતાવતો ઉપસર્ગ. જેમકે, અનુરૂપ; અનુગુણ.

૨૩. અ. સાથે એવો અર્થ બતાવતો ઉપસર્ગ. જેમકે, અનુકંપા; અનુપાન.

૨૪. અ. હિતકર અથવા લાભદાયક એવો અર્થ બતાવતો ઉપસર્ગ. જેમકે, અનુધર્મ.

**અનુક** ૧. [ સં. ] વિ. કામી; વિષયી; લંપટ.

૨. વિ. ઢાળપડતું; નીચાણવાળું.

૩. વિ. લોભી; લાલચુ.

**અનુકથન** ૧. ન. અનુવાદ.

૨. [ સં. અનુ ( પાછળ ) + કથન ( કહેવું તે ) ] ન. પાછળથી કરેલો નિર્દેશ.

૩. ન. વાતચીત; વાર્તાલાપ; સંભાષણ.

**અનુકર** ૧. [ સં. અનુ ( ઊતરતા દરજ્જાનું ) + કર ( કરનાર ) ] ન. હાથ નીચેનું માણસ; તાબાનું મનુષ્ય.

૨. [ સં. અનુ ( જેવું ) + કૃ ( કરવું ) ] વિ. નકલ કરનારું; અનુકરણ કરનાર.

**અનુકરણ** ૧. [ સં. અનુ ( જેવું ) + કરણ ( કરવું તે ) ] ન. દેખાદેખી; નકલ.

૨. ન. નકલ કરવાનું સાધન.

૩. ન. મૂળ ઉપરથી ઉતારેલું લખાણ; ઉતારો.

૪. ન. સ્વીકાર; માન્યતા; સંમતિ.

૫. વિ. નકલ કરનાર.

ખળખળવું, બડબડવું, ખદબદવું એ અનુકરણ ક્રિયાપદો છે. — નર્મકોષ

**અનુકરણકલા** [ સં. અનુકરણ ( નકલ ) + કલા ( હુનર ) ] સ્ત્રી. નકલ કરવાનો હુનર.

**અનુકરણકળા** જુઓ અનુકરણકલા.

**અનુકરણકાર** [ સં. અનુકરણ ( નકલ ) + કાર ( કરનાર ) ] વિ. નકલ કરનાર.

**અનુકરણકારી** જુઓ અનુકરણકાર.

**અનુકરણકૃત્ય** [ સં. અનુકરણ ( નકલ ) + કૃત્ય ( કામ ) ] ન. બીજાનું જોઈને કરેલું કામ; નકલ.

**અનુકરણચિત્ર** [ સં. અનુકરણ ( નકલ ) + ચિત્ર ( આકૃતિ ) ] ન. નકલ કરેલ ચિત્ર; નમૂના ઉપરથી દોરેલ આકૃતિ.

**અનુકરણત્વ** [ સં. અનુકરણ ( નકલ ) + ત્વ ( પણું ) ] ન. નકલ કરવાનું કામ.

**અનુકરણપદ્ધતિ** [ સં. અનુકરણ ( નકલ ) + પદ્ધતિ ( રીત ) ] સ્ત્રી. ( શિક્ષણશાસ્ત્ર ) જોઈ જોઈને શીખવવાની રીત. શિક્ષક ચિત્ર દોરે ને તે જોઈને શિષ્યો કાઢે તે અનુકરણચિત્ર, અને તેવી રીતે ચિત્ર શીખવવાની રીત અનુકરણપદ્ધતિ કહેવાય છે.

**અનુકરણવાચક** ૧. [ સં. અનુકરણ ( નકલ ) + વાચક ( જણાવનારું ) ] વિ. અનુકરણ બતાવનારું.

૨. વિ. પ્રાણી કે પદાર્થના અવાજની નકલ કરનાર.

**અનુકરણવાદ** [ સં. અનુકરણ ( નકલ ) + વાદ ( મત ) ] પું. કળા એ અનુભવનું અનુકરણ છે એવો મત.

**અનુકરણવૃત્તિ** [ સં. અનુકરણ ( નકલ ) + વૃત્તિ ( સ્વભાવ ) ] સ્ત્રી. નકલ કરવાનો સ્વભાવ.

**અનુકરણશક્તિ** [ સં. અનુકરણ ( નકલ ) + શક્તિ ( તાકાત ) ] સ્ત્રી. નકલ કરવાની તાકાત; અનુકરણ કરવાની શક્તિ.

ઊંચામાં ઊંચી અનુકરણશક્તિ કરતાં પ્રતિનિર્માણશક્તિ ચડિયાતી છે. — અમરુશતક

**અનુકરણશબ્દ** [ સં. અનુકરણ ( નકલ કરનાર ) + શબ્દ ( અવાજ ) ] પું. નકલ કરતો અવાજ; પ્રાણીના કે પદાર્થના અવાજ જેવા અવાજવાળો શબ્દ. જેમકે, કૂકડાટ; ખડખડ; ધબધબ; હણહણાટ.

**અનુકરણશબ્દશાસ્ત્ર** [ સં. અનુકરણ ( નકલ ) + શબ્દ ( અવાજ ) + શાસ્ત્ર ( ગ્રંથ ) ] ન. અવાજના પડઘા અને આંદોલનો સંબંધી કુંડિક ઋષિએ બનાવેલું એ નામનું શાસ્ત્ર.

**અનુકરણશીલ** [ સં. અનુકરણ ( નકલ ) + શીલ ( સ્વભાવ ) ] વિ. નકલ કરવાના સ્વભાવવાળું; નકલ કરવાની ટેવ હોય એવું.

**અનુકરણાત્મક** જુઓ અનુકરણશીલ.

**અનુકરણાત્મક કલા** [ સં. અનુકરણ ( નકલ ) + આત્મક ( વાળું ) + કલા ( હુનર ) ] સ્ત્રી. લલિતકળા; સુંદરકળા. જેમકે, સાહિત્ય, સંગીત, ચિત્ર, નાટ્ય, શિલ્પ, કાવ્ય વગેરે.

આપણો પ્રશ્ન લલિતકળા સંબંધે છે. ગ્રીક લોકો આ કળાઓ સૂચવવા 'અનુકરણાત્મક કલાઓ' શબ્દ વાપરતા. — વસંત

**અનુકરણિયું** [ સં. અનુકરણ ( નકલ ) ] વિ. અનુકરણ કરનાર; નકલ કરનારું; નકલી.

**અનુકરણીય** [ સં. અનુ ( પ્રમાણે ) + કૃ ( કરવું ) + અનીય ( વિધ્યર્થક પ્રત્યય ) ] વિ. અનુકરણ કરવા જેવું; દાખલો લેવા લાયક; નકલ કરવા જેવું.

**અનુકરવું** [ સં. અનુ ( જેવું ) + કૃ ( કરવું ) ] સ. ક્રિ. નકલ કરવી; અનુકરણ કરવું; અનુસરવું.

હિમાલયનિ અનુકરિ, ઇમ સુધા ધવલ સુધામ. — બાલણ

**અનુકર્તવ્ય** જુઓ અનુકરણીય.

**અનુકર્તા** ૧. [ સં. અનુ ( મળતું ) + કર્તૃ ( કરનાર ) ] પું. નકલિયો; અનુકરણ કરનાર પુરુષ.
૨. પું. નટ; વેષ ભજવનારો.
૩. વિ. અનુકરણ કરનાર; નકલ કરનારું.
૪. [ સં. અનુ ( તાબાનું ) + કર્તૃ ( કરનાર ) ] વિ. હુકમ ઉઠાવનાર; આજ્ઞાંકિત.

**અનુકર્મ** ૧. [ સં. અનુ ( જેવું ) + કર્મન્ ( કામ ) ] ન. અનુકરણ; નકલ.
૨. [ સં. અનુ ( પાછળ ) + કર્મન્ ( કામ ) ] ન. પાછળનું કામ; પાછળની ક્રિયા.

**અનુકર્ષ** ૧. [ સં. અનુ ( પાછળ ) + કૃષ્ ( ખેંચવું ) ] પું. ( વ્યાકરણ ) અર્થ બંધબેસતો કરવા માટે આગલા વાક્યમાં આવી ગયેલ પદનું પછીના વાક્યમાં લેવાપણું.
૨. [ હિં. ] પું. ઢીલથી કરેલું કર્તવ્યનું પાલન.
૩. પું. દેવતાનું આવાહન; દેવનું આમંત્રણ.
૪. પું. પૈડાં ઉપર બાંધેલું લાકડું; પીંજણી.
૫. ન. આકર્ષણ; ખેંચાણ.

**અનુકર્ષણ** જુઓ અનુકર્ષ.

**અનુકર્ષવું** [ સં. અનુ ( પાસે ) + કૃષ્ ( ખેંચવું ) ] સ. ક્રિ. ખેંચવું; લેવું.

તત્ શબ્દ વાપર્યો છે ત્યાં ત્યાં તેનો અર્થ બ્રહ્મ છે, અને તે મહાવાક્યગત તત્‌માંથી અનુકર્ષેલો છે. — ગીતાપંચામૃત

**અનુકલ્પ** ૧. પું. ગૌણ આચાર પુરવાર કરનાર ગ્રંથ.
૨. [ સં. અનુ ( મળતું ) + કલ્પ ( આચાર ) ] પું. ગૌણ વિધિ; મુખ્યની અવેજીમાં કરાતો આચાર. જેમકે, જવ ન મળે ત્યારે તેને બદલે ઘઉં કે ચોખા વાપરવાનો વિધિ.

**અનુકંપ** ૧. [ સં. અનુ ( સાથે ) + કંપ ( ધ્રુજારી ) ] પું. એક વસ્તુમાં થતાં આંદોલનને પરિણામે બીજી વસ્તુમાં થતું તેવુંજ આંદોલન; સામી વસ્તુના જેવી ધ્રુજારી.
૨. [ સં. અનુ ( લીધે ) + કંપ ( ધ્રુજારો ) ] પું. કંપારો; બીકનો ધ્રુજારો.
૩. પું. કૃપા; અનુકંપા; દયા.

**અનુકંપક** ૧. વિ. ( જૈન ) આત્મહિતમાં પ્રવૃત્ત થનાર.
૨. [ સં. અનુ ( સાથે ) + કંપક ( ધ્રુજનાર ) ] વિ. દયા રાખનાર; દયાળુ.
૩. વિ. સેવા કરનાર; ભક્તિ કરનારું.

**અનુકંપન** જુઓ અનુકંપા.

**અનુકંપવું** [ સં. અનુ ( સાથે ) + કંપ્ ( ધ્રુજવું ) ] સ. ક્રિ. દયા આણવી; કૃપા લાવવી.

અશોક જેમ પોતાને અનુકંપે છે તેમ આપણને અનુકંપે છે. — અશોકચરિત

**અનુકંપા** ૧. [ સં. અનુ ( સાથે ) + કંપા ( દયા ) ] સ્ત્રી. કરુણા; મહેર; કૃપા; દયા.

મયા દયા ને કૃપા ઘૃણા અનુકંપા અનુક્રોશ,
કરુણા કર કરુણાનિધિ રાધા કરો ન રોષ. — પિંગળલઘુકોષ

૨. સ્ત્રી. દિલસોજી; સમભાવ; સહાનુભૂતિ.
૩. સ્ત્રી. ભક્તિ; સેવા; પ્રેમની લાગણી.
૪. સ્ત્રી. મહેરબાની; અનુગ્રહ.

**અનુકંપાદર્શક** [ સં. અનુકંપા ( દયા ) + દર્શક ( બતાવનાર ) ] વિ. દયા બતાવનાર.

**અનુકંપાદાન** ૧. [ સં. અનુકંપા ( દયા ) + દાન ( દેવું તે ) ] ન. દયાથી દુઃખીને અપાતું દાન.
૨. ન. દયારૂપી દાન.

**અનુકંપાવાન** [ સં. અનુકંપા ( દયા ) + વત્ ( વાળું ) ] વિ. દયાવાન; અનુકંપાવાળું.

**અનુકંપાળું** જુઓ અનુકંપાવાન.

**અનુકંપિત** ૧. [ સં. અનુ ( સાથે ) + કંપિત ( ધ્રૂજેલ ) ] વિ. દયા બતાવેલું; જેની ઉપર કૃપા કરવામાં આવી હોય તેવું.
૨. વિ. બીજી વસ્તુમાં થતાં આંદોલનને લીધે આંદોલિત થયેલું.

**અનુકંપી** ૧. [ સં. અનુ ( સાથે ) + કંપિન્ ( ધ્રૂજનાર ) ] વિ. દયાળુ; અનુકંપા બતાવનાર.
૨. વિ. સેવા કરનાર; ભક્ત.

**અનુકંપ્ય** ૧. પું. કાસદ; ખેપિયો.
૨. પું. યતિ; સંન્યાસી.
૩. [ સં. અનુ ( સાથે ) + કંપ્ય ( દયા લાવવા જેવું ) ] વિ. દયાપાત્ર; કરુણા ઊપજે એવું; અનુકંપાને લાયક.
૪. વિ. વેગવાળું.

**અનુકામ** ૧. [ સં. અનુ ( યોગ્ય ) + કામ ( ઇચ્છા ) ] પું. વાજબી ઇચ્છા.
૨. વિ. મરજીને અનુકૂલ; અભિલાષાને ફાવે તેવું.
૩. [ સં. અનુ ( પ્રમાણે ) + કામ ( ઇચ્છા ) ] અ. મરજી અનુસાર; યથેચ્છ.

**અનુકામી** [ સં. અનુકામ ( ઇચ્છાને અનુકૂળ ) + ઇન્ ( વાળું ) ] વિ. પોતાની ઇચ્છા મુજબ વર્તનાર; સ્વચ્છંદી.

**અનુકાર** ૧. [ સં. અનુ ( મળતું ) + કૃ ( કરવું ) ] પું. અનુકરણ; નકલ.
૨. પું. અનુકરણ કરનાર; નકલિયો.
૩. પું. ( સંગીત ) બીજાના ગાયનની નકલ કરનાર ગાયક.
૪. [ સં. અન્ ( નહિ ) + ઉકાર ( ઉ સ્વર ) ] વિ. ઉકાર વગરનું; જેમાં ઉકાર ન હોય એવું.
૫. વિ. સરખું; જેવું.

ઇંદ્ર સચિ અનુકાર ચતુર ચિત્ત ચેતા રે. — જ્ઞાનવિમલસૂરિ

**અનુકારક** [ સં. અનુ ( જેવું ) + કારક ( કરનાર ) ] વિ. અનુકરણ કરનારું; નકલ કરનાર.

**અનુકારશબ્દ** જુઓ અનુકરણશબ્દ.

**અનુકારિણી** [ સં. અનુકારિન્ ( નકલ કરનાર ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. નકલ કરનારી.

**અનુકારી** ૧. પું. શિવ; શંકર; મહાદેવ.
૨. સ્ત્રી. અનુકરણ કરવું તે.
૩. [ સં. અનુ ( જેવું ) + કારિન્ ( કરનાર ) ] વિ. નકલ કરનાર; અનુકારક.
૪. વિ. મળતું આવતું; સમાનતાવાળું.
૫. [ સં. અનુ ( પ્રમાણે ) + કારિન્ ( કરનાર ) ] વિ. હુકમ પ્રમાણે ચાલનારું; તાબેદાર.

**અનુકાર્ય** ૧. ન. જેની નકલ થાય તે.

રામનો પાઠ ભજવવાનો હોય તો રામ અનુકાર્ય છે. — કાવ્યપ્રકાશ

૨. [ સં. અનુ ( પાછળ ) + કાર્ય ( ક્રિયા ) ] ન. પાછળથી કરવાની ક્રિયા.
૩. [ સં. અનુ ( સરખું ) + કાર્ય ( કરવા જેવું ) ] વિ. દાખલો લેવા લાયક; નકલ કરવા જેવું.

**અનુકાલ** ૧. [ સં. અનુ ( નિયમ પ્રમાણે ) + કાલ ( સમય ) ] વિ. વખતને અનુસરતું; સમયોચિત.
૨. અ. યોગ્ય વખતે; સમય મળ્યે.

**અનુકાલિક** [ સં. અનુ ( નિયમ પ્રમાણે ) + કાલિક ( સમયનું ) ] વિ. નિયતકાલિક; નિયમિત વખતે થતું.

**અનુકાસ** [ પ્રા. અણુઆસ ] પું. વિકાસ; ફેલાવો; પ્રસાર.

**અનુકાંક્ષા** ૧. [ સં. અનુ ( પાછળનું ) + કાંક્ષા ( ઇચ્છા ) ] સ્ત્રી. ઇચ્છા; અભિલાષ; આકાંક્ષા.
૨. સ્ત્રી. ઉમેદ; મુરાદ; આશા.
૩. સ્ત્રી. મરજી; ભાવના.

**અનુકાંક્ષિત** ૧. [ સં. અનુ ( પાછળ ) + કાંક્ષિત ( ઇચ્છેલું ) ] વિ. ઇચ્છિત; આકાંક્ષાવાળું.
૨. વિ. ઉમેદવાળું; આશા રખાયેલું.
૩. વિ. ભાવનાવાળું.

**અનુકાંક્ષી** ૧. [ સં. અનુ ( પાછળ ) + કાંક્ષિન્ ( ઇચ્છનાર ) ] વિ. ઇચ્છા રાખનાર; આકાંક્ષી.
૨. વિ. ઉમેદવાર; ઉમેદ રાખનારૂં.
૩. વિ. ભાવનાવાળું.

**અનુકીર્ણ** [ સં. અનુ ( દિશામાં ) + કીર્ણ ( ફેલાયેલ ) ] વિ. પ્રસરેલું; વ્યાપ્ત.

**અનુકીર્તન** ૧. [ સં. અનુ ( પાછળ ) + કીર્તન ( યશોગાન ) ] ન. ગુણવર્ણન.
૨. ન. જાહેરાત; પ્રસિદ્ધિ.

ત્રણે લોકના ભાવોનું અનુકીર્તન મૂળ વસ્તુ અનુસાર કીર્તન એટલે કથન છે. — પ્રસ્થાન

**અનુકૂલ** ૧. [ સં. ] પું. ( કાવ્ય ) જેમાં પ્રતિકૂલ વસ્તુમાંથી અનુકૂળ વસ્તુની સિદ્ધિ દેખાય એવો એ નામનો અલંકાર. જેમકે,

જો નખક્ષતથી કોપતી, તો સુણ મુગ્ધા નાર;
બાંધી લે ભુજપાશથી, કંઠે નંદકુમાર.

પાશથી કંઠબંધન પ્રતિકૂલ છે, એટલે કે ગળામાં ફાંસો પડે તે કોઈને ગમતું નથી. અહીં ગળામાં પડતો નાયિકાના કોમળ હાથરૂપી ફાંસો અનુકૂલ થઈ જાય છે.
૨. પું. ( કાવ્ય ) વફાદાર ધણી; એક જ પરણેલી સ્ત્રીમાં આસક્ત પતિ.

જે પુરુષ એક જ વિવાહિતા સ્ત્રી ઉપર અનુરક્ત બની બીજી સ્ત્રીની આકાંક્ષા ન રાખે એને અનુકૂલ કહે છે. — કાવ્યશાસ્ત્ર

૩. પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. તે બધાંના આત્મારૂપ છે, અને કોઈ પોતાને પ્રતિકૂળ આચરણ કરતું નથી, તેથી તે અનુકૂળ કહેવાય છે.
૪. વિ. દયાળુ; કૃપાળુ.
૫. વિ. પ્રસન્ન.
૬. વિ. ફાયદાકારક; હિતકર.
૭. [ સં. અનુ ( પાસે ) + કૂલ ( કાંઠો ) ] વિ. મળતું આવતું; બંધબેસતું; સગવડ પડતું; અપ્રતિકૂળ. નદીને આ કાંઠે જે વસ્તુ હોય તે લેવી સહેલી પડે માટે અનુકૂલ કહેવાય. સામે કાંઠે હોય તે પ્રતિકૂલ ગણાય. આર્ય પ્રજા નદીને કાંઠે વસતી હતી તેનો આ શબ્દ પુરાવો આપે છે.
૮. વિ. માફક; ફાવતું.
૯. વિ. મિત્રભાવે વર્તતું; ઇષ્ટ; પોતા તરફનું.
૧૦. વિ. રુચતું; પસંદ પડતું.
૧૧. વિ. સરળ.

**અનુકૂલતા** ૧. સ્ત્રી. ( ન્યાય ) કાર્ય ઉત્પન્ન થવામાં મદદગાર કારણ હોવાપણું.
૨. સ્ત્રી. કૃપા; મહેરબાની.
૩. સ્ત્રી. પોતાના પક્ષમાં હોવાપણું.
૪. સ્ત્રી. પ્રસન્નતા.
૫. સ્ત્રી. ફાયદાકારકપણું; હિતકારિતા.
૬. સ્ત્રી. મિત્રાચારી; સહચાર.
૭. [ સં. અનુકૂલ ( સગવડ પડતું ) + તા ( પણું ) ] સ્ત્રી. સવળતા; સગવડ; અપ્રતિકૂળતા.

**અનુકૂલત્વ** જુઓ અનુકૂલતા.

**અનુકૂલન** ન. ( વેદાંત ) અનુવાદ; પ્રતિકૃતિ; રૂપાંતર.

**અનુકૂલનાયક** ૧. [ સં. અનુકૂલ ( પસંદ પડતું ) + નાયક ( ધણી ) ] પું. ( કાવ્ય ) એ નામનો એક જાતનો નાયક; એક જ વિવાહિત સ્ત્રીમાં આસક્તિ રાખનાર પુરુષ.
૨. પું. બધી રીતે અનુકૂલ હોય એવો સ્વામી.

**અનુકૂલપતિ** જુઓ અનુકૂલનાયક.

**અનુકૂલપવન** [ સં. અનુકૂલ ( માફક ) + પવન ( વા ) ] પું. જોઈએ તે દિશામાં વાતો પવન. આ પવન સારા શુકનનું ચિહ્ન ગણાય છે.

**અનુકૂલપુનઃરચના** [ સં. અનુકૂલ ( સગવડ પડતું ) + પુનઃ ( ફરીથી ) + રચના ( ગોઠવણ ) ] સ્ત્રી. ( ગણિત ) બીજગણિતમાં અવયવ પાડવા માટે સગવડ પડે તે રીતે પદોની ફરીને કરેલ ગોઠવણ.

**અનુકૂલવિનિમય** [ સં. અનુકૂલ ( ફાયદાકારક ) + વિનિમય ( લેવડદેવડ ) ] પું. ( અર્થશાસ્ત્ર ) લાભ થાય તેવી લેવડદેવડ.

**અનુકૂલવિષમતા** સ્ત્રી. વેપારમાં લેણદેણનું અનુકૂળપણું.

**અનુકૂલા** ૧. [ સં. ] સ્ત્રી. એ નામની એક જાતની વનસ્પતિ; દંતી.
૨. સ્ત્રી. ( પિંગળ ) દરેક ચરણમાં ભગણ, તગણ, નગણ, ગુરુ અને ગુરુ મળી ૧૧ વર્ણનો ત્રિષ્ટુપની જાતનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ. તેને સાંદપદા પણ કહે છે.

ભૂ ત ન ગા ગે કર અનુકૂલા. — રણપિંગળ

૩. સ્ત્રી. પતિના સ્વભાવને અનુસરતી સ્ત્રી.

**અનુકૂળ** જુઓ અનુકૂલ.

**અનુકૂળતા** જુઓ અનુકૂલતા.

**અનુકૂળનાયક** જુઓ અનુકૂલનાયક.

**અનુકૂળપતિ** જુઓ અનુકૂલનાયક.

**અનુકૂળપવન** જુઓ અનુકૂલપવન.

**અનુકૂળા** જુઓ અનુકૂલા.

**અનુકૃત** [ સં. અનુ ( સરખું ) + કૃત ( કરેલું ) ] વિ. નકલ કરેલું.

**અનુકૃતિ** ૧. [ સં. અનુ ( સરખું ) + કૃતિ ( કામ ) ] સ્ત્રી. અનુવાદ; તરજૂમો; ભાષાંતર.
૨. સ્ત્રી. ( કાવ્ય ) એ નામનો અલંકાર, જેમાં એક વસ્તુના કારણાંતરથી બીજી વસ્તુ અનુસાર થવાનું વર્ણન કરવામાં આવે છે. જેમકે,

શરનિકર નિર્ભર નૃપતિ, સાતલ કેરૂં સર્વ શરીર,
પ્રતિભટે પ્રેરિત ખડ્ગ પહોંચે, એ વિલંબથી વીર;
સુરનારી વૃષ્ટિ સુમનરજથી, નૃપતિ પૂરિત નયન,
પ્રતિભટો પ્રતિ સુપ્રહાર, એના થકી શીઘ્ર બને ન.

૩. સ્ત્રી. કબૂલાત.
૪. સ્ત્રી. નકલ; અનુકરણ.

**અનુકોણ** [ સં. અનુ ( મળતું ) + કોણ ( ખૂણો ) ] પું. ( ગણિત ) બે સમાંતર સુરેખાને ત્રીજી સુરેખા છેદતી હોય ત્યારે સમાંતર સુરેખાઓમાંથી એકની સાથે થતો અમુક ખૂણો અને બીજીની સાથે તે જ પ્રમાણે થતો ખૂણો એ બે એકબીજાના અનુકોણ કહેવાય છે. તેને મળતા ખૂણા પણ કહે છે. 'કૉરેસ્પૉન્ડિંગ ઍંગલ'.

**અનુક્ત** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉક્ત ( કહેલું ) ] વિ. અકથિત; નહિ કહેલું.
૨. વિ. અધ્યાહાર રાખેલું.
૩. વિ. અસાધારણ; અલૌકિક; વિલક્ષણ; સાંભળેલું ન હોય એવું.
૪. વિ. ગેરવાજબી; અઘટિત.
૫. વિ. નહિ પ્રેરેલું.

**અનુક્તગ્રાહ્ય** [ સં. અન્ ( નહિ ) + ઉક્ત ( બોલેલું ) + ગ્રાહ્ય ( લેવા જેવું ) ] વિ. ન બોલવાથી મળે એવું.

અજ્ઞાન, અનનુભાષણ અને અપ્રતિભા એ ત્રણ નિગ્રહસ્થાન અનુક્તગ્રાહ્ય એટલે ન બોલવાથી પ્રાપ્ત થાય તેવાં છે. — પુરાતત્વ

**અનુક્તસિદ્ધિ** સ્ત્રી. નાટકનાં ૩૬ લક્ષણમાંનું એ નામનું એક. જુઓ નાટક.

**અનુક્તાવગ્રહ** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉક્ત ( બોલેલું ) + અવગ્રહ ( સમજણ ) ] પું. નહિ બોલાયેલ શબ્દને આગળથી સમજી લેવાપણું.
૨. પું. નહિ વગડેલ સ્વર આગળથી જાણી લેવાપણું.

સ્વરનું સંચારણ કર્યા પહેલાં જ વીણા આદિ વાજિંત્રની ઠણક માત્રથી જાણી લેવું કે 'તમે અમુક સ્વર વગાડવાના છો'. આ અનુક્તાવગ્રહ. — તત્વાર્થસૂત્ર

**અનુક્તોક્તિ** [ સં. અનુક્ત ( અધ્યાહાર ) + ઉક્તિ ( કહેવું તે ) ] સ્ત્રી. ( કાવ્ય ) એ નામનો અર્થાલંકાર.

**અનુક્રમ** ૧. પું. ( કાવ્ય ) એ નામનો અર્થાલંકાર. જેમકે,

તે અબળાને, મમ ભગિનીને, હું દેખું ને,
હરિ લઈ જાવા. મનમાં ધારે.–નર્મદ

૨. પું. કાયદો; ધારો.
૩. પું. દરજ્જો; પદ; સ્થાન.
૪. પું. રિવાજ; આચાર.
૫. પું. રીત; પદ્ધતિ.
૬. પું. વ્યવસ્થા; નિયમ; બંદોબસ્ત.
૭. [ સં. અનુ ( એક પછી એક ) + ક્રમ્ ( જવું ) ] પું. શ્રેણી; હાર; પરિપાટી.
૮. પું. સાંકળિયું; અનુક્રમણિકા.
૯. વિ. યોગ્ય ક્રમમાં આવતું; એક પછી એક એમ આવનારું; ક્રમને નહિ ઓળંગેલું.

**અનુક્રમણ** ૧. [ સં. અનુ ( પાછળ ) + ક્રમ્ ( જવું ) ] ન. અનુગમન; પાછળ જવું તે.
૨. [ સં. અનુ ( ક્રમસર ) + ક્રમ્ ( જવું ) ] ન. ક્રમસર આગળ વધવું તે.

**અનુક્રમણિકા** ૧. પું. કાત્યાયને રચેલો એ નામનો ગ્રંથ. એમાં મંત્રોના ઋષિ, છંદ, દેવતા અને વિનિયોગનું વર્ણન છે.
૨. સ્ત્રી. ક્રમ; હાર.
૩. [ સં. અનુ ( એક પછી એક ) + ક્રમ્ ( જવું ) ] સ્ત્રી. સાંકળિયું; વિષયસૂચિ; ગ્રંથમાં અમુક વસ્તુ અમુક પાને કે ઠેકાણે છે એમ બતાવવાની ગોઠવણ; અનુક્રમણી.

**અનુક્રમણી** જુઓ અનુક્રમણિકા.

**અનુક્રમવાર** [ અનુક્રમ ( પરિપાટી ) + વાર ( પ્રમાણે ) ] અ. અનુક્રમ પ્રમાણે.

**અનુક્રમવું** ૧. [ સં. અનુ ( પાછળ ) + ક્રમ્ ( જવું ) ] સ. ક્રિ. અનુસરવું; પાછળ જવું.
૨. સ. ક્રિ. એક પછી એક એમ ક્રમ જાળવવો.

**અનુક્રમાંક** [ સં. અનુ ( પ્રમાણે ) + ક્રમ ( શ્રેણી ) + અંક ( આંકડો ) ] પું. ચાલુ આંકડો; ક્રમ પ્રમાણે આવતો આંકડો.

**અનુક્રમે** જુઓ અનુક્રમવાર.

**અનુક્રંદન** ૧. [ સં. અનુ ( સાથે ) + ક્રંદન ( રુદન ) ] ન. કોઈને રડતું સાંભળી કરવામાં આવતું રુદન.
૨. [સં. અનુ (પાછળ) + ક્રંદન (રડવું તે)] ન. પાછળ રુદન કરવું તે.

**અનુક્રાંત** ૧. [ સં. અનુ ( પાછળ ) + ક્રમ્ ( જવું ) ] વિ. આચરેલ.
૨. વિ. સેવેલું; અનુષ્ઠાન કરેલ.

**અનુક્રિયા** ૧. [ સં. અનુ ( સરખું ) + ક્રિયા ( કામ ) ] સ્ત્રી. અનુવાદ; તરજૂમો; ભાષાંતર.
૨. સ્ત્રી. નકલ; અનુકરણ.

**અનુક્રોશ** ૧. [ સં. અનુ ( સાથે ) + ક્રુશ્ ( રડવું ) ] પું. કૃપા; દયા; અનુકંપા.

આર્યપુત્રનો આ જન વિષે અનુક્રોશ અને પરિશ્રમ સાંભળી હૃદય સુખ અને દુઃખની વચ્ચે ઝૂલે છે. પુરાતત્ત્વ

૨. [ સં. અનુ + ક્રોશ ( ગાઉ ) ] ન. એક ગાઉ પહોંચ્યું હોય તેવું માણસ.

**અનુક્ષણ** [ સં. અનુ ( દરેક ) + ક્ષણ ( પળ ) ] અ. પ્રત્યેક ક્ષણે; દરેક પળે; વારેવારે; ક્ષણેક્ષણે.

**અનુક્ષિતિજ** [ સં. અનુ (પ્રમાણે) + ક્ષિતિજ ( દૃષ્ટિમર્યાદા ) ] વિ. ક્ષિતિજને સમાંતર; સમતલ.

**અનુખલ** ૧. [ સં. ઉલૂખલ ] પું. ખાંડણિયો; મોટી ખાંડણી; ઊખળ.
૨. પું. ગૂગળ.

**અનુખળ** જુઓ અનુખલ.

**અનુખું** ૧. વિ. અસાધારણ; અલૌકિક; નવાઈનું.
૨. વિ. નોખું; અનેરું; જુદું.

**અનુખ્યાતા** ૧. [ સં. અનુખ્યાતૃ ] વિ. ખબર આપનાર; સમાચાર દેનાર.
૨. વિ. શોધક; શોધખોળ કરનાર.

**અનુખ્યાતિ** ૧. [સં. અનુ ( પાછળ ) + ખ્યા ( પ્રસિદ્ધ થવું )] સ્ત્રી. શોધ; ખોળ.
૨. [ સં. અનુ ( પાછળ ) + ખ્યા ( કહેવું ) ] સ્ત્રી. સમાચાર; ખબર.

**અનુગ** ૧. [ સં. અનુ ( પાછળ ) + ગ ( જનાર ) ] પું. ચાકર; નોકર; સેવક; અનુચર.

વિધિકર કિંકર દાસ અને સેવક અનુગ પદાતિ,
ભૃત્ય કરે રતિનાથ સમા છબી વરણી નથી જાતિ.
પિંગળલઘુકોષ

૨. પું. સહચર; સાથી; સોબતી.
૩. ન. અનુયાયી; પંથનું માણસ.
૪. વિ. અનુગામી; અનુયાયી; અનુસરનારું.
૫. વિ. પાછળ જનાર; વાંસે ચાલનારું.

**અનુગર્જન** [ સં. અનુ ( વારંવાર ) + ગર્જન ( ગર્જના ) ] ન. વારંવાર કરાતી ગર્જના.

**અનુગત** ૧. [ સં. અનુ ( પાછળ ) + ગત ( ગયેલું ) ] પું. સેવક; અનુચર; નોકર.
૨. [ સં. અનુ ( પ્રમાણે ) + ગત ( ગયેલું ) ] વિ. અગાઉની માફક; ચાલ્યું આવતું.
૩. વિ. અનુકરણ કરેલું; અનુસરેલ.
૪. વિ. આશ્રિત.
૫. વિ. ઓસવાયેલું; ઠરી ગયેલું.
૬. વિ. જણાયેલું.
૭. વિ. ઢંકાયેલું; આચ્છાદિત.
૮. વિ. પાછળ ગયેલું; સાથે ગયેલ; અનુસૃત.
૯. વિ. પાછળથી થયેલું.
૧૦. વિ. પૂર્ણ; ભરેલું; વ્યાપ્ત.
૧૧. વિ. પ્રાપ્ત થયેલું; મેળવાયેલું.
૧૨. [ સં. અનુ ( અનુકૂળ ) + ગત ( પામેલું ) ] વિ. માફક; અનુકૂળ.
૧૩. [ સં. અનુ ( યોગ્ય ) + ગત ( મેળવેલું ) ] વિ. લાયક; ઘટતું.

**અનુગતત્વ** [ સં. અનુ ( પાછળ ) + ગત ( ગયેલું ) + ત્વ ( પણું ) ] ન. ( વેદાંત ) અનેક પદાર્થોમાં વર્તતો હોય તેવો પદાર્થ.

**અનુગતધર્મ** [ સં. અનુ ( સાથે ) + ગત ( ગયેલું ) + ધર્મ ( ગુણ ) ] પું. સ્વાભાવિક ગુણ; વસ્તુશક્તિ.

**અનુગતપ્રત્યક્ષ** [ સં. અનુ ( પાછળ ) + ગત ( ગયેલું ) + પ્રત્યક્ષ ( ઇંદ્રિય વડે થતું જ્ઞાન ) ] ન. ઇંદ્રિય વડે પાછળથી થતું જ્ઞાન.

સંઘર્ષ અથવા પ્રોત્સાહનના અભાવે, એટલે તે થઈને બંધ પડી જાય તે પછી પણ પ્રત્યક્ષ થોડી વાર રહે છે. એ પ્રત્યક્ષને અનુગતપ્રત્યક્ષ કહે છે. મણિલાલ નભુભાઈ

**અનુગતાર્થ** ૧. [ સં. અનુ ( પાછળ ) + ગત ( ગયેલ ) + અર્થ ( સમજણ ) ] વિ. લગભગ સમાન અર્થવાળું.
૨. વિ. સહેલાઈથી સમજી શકાય એવું.

**અનુગતિ** ૧. [ સં. અનુ ( પાછળ ) + ગતિ ( ગમન ) ] સ્ત્રી. અનુકરણ; નકલ.
૨. સ્ત્રી. અનુસરણ; અનુગમન; પાછળ જવું તે.
૩. [ હિં. ] સ્ત્રી. અંતિમ દશા; મરણ.
૪. [ સં. અનુ ( અનુકૂળ ) + ગતિ ( મતિ ) ] સ્ત્રી. પસંદગી; અનુમોદન; સંમતિ.
૫. [ સં. અનુ ( અંદર ) + ગતિ ( દાખલ થવાપણું ) ] સ્ત્રી. પ્રવેશ.

**અનુગમ** ૧. પું. ( ન્યાય ) જે રૂપ કે ધર્મ જેટલા પદાર્થોમાં હોય તે ઉપરથી જેટલા જેટલા પદાર્થોનું ગ્રહણ થઈ શકે તે રૂપ કે ધર્મનું તેટલા પદાર્થોમાં અનુસ્યૂત હોવાપણું. જેમકે, ઘટત્વરૂપ ધર્મ વડે સર્વ ઘટોનું ગ્રહણ થઈ શકે છે, માટે ઘટત્વનો સર્વ ઘટમાં અનુગમ છે.
૨. પું. ધર્મ; અમુક શાસ્ત્ર કે અમુક પુરુષે ચલાવેલી આચાર, વિચાર અને શ્રદ્ધાની પદ્ધતિ.
૩. પું. ( જૈન ) પદ, પદચ્છેદ, વિગ્રહ, અન્વય વગેરે વ્યાખ્યાનના પ્રકાર.
૪. પું. ( વેદાંત ) પૂર્વાપર વાક્યોનો અર્થ મેળવતાં બંધબેસતો અર્થ; સર્વ વાક્યોની એકવાક્યતા કરતાં સિદ્ધ થતી અર્થસંગતિ.

૫. પું. (વેદાંત) સામાન્યકરણ; અર્થાન્તરન્યાસ; જાતિનિર્દેશ; વિગમન; વ્યાપ્તિ; આગમ; ઉન્નયન; વિશેષ વાત ઉપરથી સાધારણ વાતનું અનુમાન.

૬. પું. (જૈન) સૂત્રની વ્યાખ્યા; સૂત્રના અર્થનો ખુલાસો; નિક્ષેપથી પાડેલ ભેદમાંથી પ્રકરણ કે પ્રસંગને અનુકૂળ રચેલો અર્થ.

૭. જુઓ અનુગમન ૧, ૨, ૪, ૫, ૬, ૭, ૮, ૧૦.

**અનુગમન** ૧. [સં. અનુ (પાછળ) + ગમન (ગતિ)] ન. અનુસરણ; પાછળ જવાપણું.

૨. [સં. અનુ (અનુકૂળ) + ગમન (જવું તે)] ન. આધીન થવું તે.

૩. [સં. અનુ (પાસે) + ગમન (પ્રયાણ)] ન. (જૈન) ગુરુને આવકાર આપવા સામા જવાની ક્રિયા.

૪. ન. ટીકા; વ્યાખ્યા.

૫. ન. ધણીની પાછળ સતી થવું તે. ક્ષત્રિયાદિકની સ્ત્રીઓ પોતાના ધણીની ચાખડી અથવા બીજી કોઈ વસ્તુને લઈ જુદી ચિતામાં બળી મરે તે અનુગમન કહેવાય, અને પતિનું માથું પોતાના ખોળામાં લઈ એક જ ચિતામાં પતિની સાથે બળી મરે તે સહગમન કહેવાય. ધણીનું શબ હાથમાં ન આવે અથવા તો તે પરદેશમાં ગુજરી ગયો હોય ત્યારે અનુગમન થાય.

૬. ન. બોધ; જ્ઞાન.

૭. ન. મરનારની દહન કે દફનક્રિયાને અંગે શબની પાછળ સ્મશાને જવું તે.

૮. ન. સમાન આચરણ; અનુકરણ.

૯. ન. સરખાપણું; સમાનતા.

૧૦. [સં. અનુ (સાથે) + ગમન (સ્રીસંગ)] ન. સંભોગ; મૈથુન.

૧૧. ન. સંમતિ; અનુમોદન; પસંદગી.

**અનુગમવાક્ય** [સં. અનુગમ (વ્યાપ્તિ) + વાક્ય] ન. (વેદાંત) વ્યાપ્તિવાક્ય; વ્યાપક પૂર્વાવયવ; ઉદાહરણ.

**અનુગમવું** [સં. અનુ (પાછળ) + ગમ્ (જવું)] અ. ક્રિ. પાછળ જવું; સાથે જવું.

**અનુગર્જન** [સં. અનુ (સરખું) + ગર્જન (ગર્જવાથી થતો અવાજ)] ન. પડઘો; પ્રસાઘાત; પડછંદો.

**અનુગર્જિત** ૧. [સં. અનુ (સરખું) + ગર્જિત (મોટો અવાજ)] ન. મોટો અવાજ થાય તેવો ભડાકો.

૨. વિ. ગર્જના કરેલું.

**અનુગા** સ્ત્રી. જુવાર; જાર; એ નામનું એક જાતનું ધાન્ય.

**અનુગામિક** ૧. પું. (જૈન) અકર્તવ્યરૂપ ચૌદ અસદ્ અનુષ્ઠાન એટલે અયોગ્ય આચાર.

૨. પું. અનુચર; નોકર.

૩. પું. અનુમાન ઉપરથી કરેલ નિશ્ચય; અન્વયવ્યતિરેકી એટલે સાધ્યસાધક હેતુથી થતો વસ્તુનો નિર્ણય.

૪. [સં. અનુ (પાછળ) + ગામિક (જનાર)] પું. (જૈન) અવધિજ્ઞાનનો એ નામનો ભેદ; સાથે જનારૂં અવધિજ્ઞાન.

૫. વિ. પાછળ જનાર; સાથે જનાર.

૬. વિ. બીજા જન્મમાં સાથે આવતા સુખને ઉત્પન્ન કરનારૂં.

૭. વિ. બીજાને અનુસરનાર.

**અનુગામિની** ૧. [સં. અનુ (પાછળ) + ગામિની (જનારી)] સ્ત્રી. ધણીની પાછળ સતી થનારી સ્ત્રી.

૨. સ્ત્રી. પાછળ જનારી સ્ત્રી; અનુયાયી બૈરી.

૩. વિ. સ્ત્રી. સાથે રહેનારી; પાછળ ચાલનારી.

**અનુગામી** ૧. [સં. અનુ (પાછળ) + ગામિન્ (જનાર)] પું. અનુસરનાર પુરુષ; અનુયાયી.

૨. પું. (જૈન) અવધિજ્ઞાનનો એ નામનો પ્રકાર; જે ઠેકાણે અવધિજ્ઞાન મળ્યું હોય ત્યાંથી બીજે ઠેકાણે પણ સાથે જનારૂં અવધિજ્ઞાન.

૩. પું. આશ્રિત.

૪. પું. ચાકર; સેવક; અનુચર.

૫. પું. (જૈન) સાધ્યસાધક હેતુ; દોષ વગરનો હેતુ.

૬. વિ. અનુકરણ કરનાર; નકલ કરનારૂં.

૭. વિ. અનુયાયી; અનુસરનાર; પાછળ જનાર; વળગી રહેનાર.

૮. વિ. (કાવ્ય) ઉપમેય અને ઉપમાન બન્નેમાં એક સ્વરૂપથી રહેનાર. જેમકે,

મારુત ઇવ મહિપતિ સુયશ,
સહુ સ્થલ કરે સંચાર.

ઉપમેય અને ઉપમાન બન્નેમાં એક સ્વરૂપથી રહેવાવાળા ધર્મને અનુગામી કહે છે.
કાવ્યશાસ્ત્ર

૯. વિ. પાછળ ચાલનાર; પાછળ રહેનારૂં.

૧૦. વિ. બીજાને પ્રમાણે કામ કરનાર; બીજાનો દાખલો લઈ તે પ્રમાણે વર્તનારૂં.

૧૧. વિ. વારસ; જગાએ આવનાર; અનુવર્તી.

૧૨. વિ. સંભોગ કરનાર.

૧૩. [સં. અનુ (સાથે) + ગામિન્ (જનાર)] વિ. સાથે જનાર; સહચર.

૧૪. [સં. અનુ (પ્રમાણે) + ગામિન્ (જનાર)] વિ. હુકમ પ્રમાણે વર્તનાર; આજ્ઞાધારી; બીજાની ઇચ્છા પ્રમાણે ચાલનારૂં.

**અનુગામી ઉપાધિ** [સં. અનુગામિન્ (પાછળ આવતું) + ઉપાધિ (સંકેત)] સ્ત્રી. અનુયાયી સંકેત; અનુગામી શરત.

**અનુગામી પ્રતિજ્ઞા** જુઓ અનુગામી ઉપાધિ.

**અનુગામી શરત** જુઓ અનુગામી ઉપાધિ.

**અનુગીત** ૧. [સં.] પું. (પિંગળ) એ નામનો છંદ; ગીતા. તેમાં ૨૬ માત્રા હોય છે અને ૧૪ તથા ૧૨ માત્રાએ યતિ આવે છે.

૨. [સં. અનુ (પાછળ) + ગીત (ગાન)] ન. પાછળ કરાતું ગાન; ગાયન ઝીલવું તે.

૩. [પ્રા. અણુગીય] વિ. જેના વિષે ગાવામાં આવ્યું હોય તેવું; કીર્તિત.

૪. વિ. (જૈન) તીર્થંકરાદિની પાસેથી સાંભળીને પાછળથી સ્થવિરોએ કહેલું.

૫. [સં. અનુ (પાછળ) + ગીત (ગાયેલું)] વિ. પાછળથી ગાવામાં આવેલ.

**અનુગીતા** [સં.] સ્ત્રી. મહાભારતના અશ્વમેધ પર્વના ૧૬ થી ૯૨ સુધીના અધ્યાયનું નામ.

શ્રીકૃષ્ણે દ્વારકા જતાં પહેલાં અર્જુનને અનુગીતા કહેલી છે.
ગીતારહસ્ય

**અનુગીતિ** ૧. [સં.] સ્ત્રી. (પિંગળ) એ નામનો પ્રચૂર્ણગીતિ માત્રામેળ છંદ. તેના પહેલા દલમાં ૧૨ અને ૧૫ માત્રાએ યતિવાળી ૨૭ માત્રા, અને બીજામાં ૧૨ અને ૧૭ માત્રાએ યતિવાળી ૨૯ માત્રા હોય છે.

આર્યા ઉત્તર દલસમ,
મુખદલ સત્તાવિશનું કરજે;
બે કલ બીજે વધતી,
યતી બારે અનુગીતિ વિધે ધરજે.
રણપિંગળ

૨. [સં. અનુ (પાછળ) + ગીતિ (ગાવું તે)] સ્ત્રી. પાછળ ગાવું તે.

૩. [સં.] સ્ત્રી. (પિંગળ) બે દલનો માત્રામેળ છંદ. તેના પહેલા દલમાં ૨૭ અને બીજામાં ૩૨ માત્રા હોય છે. તે આર્યાનો એક ભેદ છે.

**અનુગુણ** ૧. પું. (કાવ્ય) એ નામનો અલંકાર. જુઓ અનુગુણાલંકાર.

૨. [સં. અનુ (યોગ્ય) + ગુણ (જાતિસ્વભાવ)] પું. ખાસ ગુણ; સ્વાભાવિક લક્ષણ.

૩. [સં. અનુ (પાછળ) + ગુણ (ઉપકાર)] પું. ગુણ ઉપર ગુણ કરવાપણું.

૪. વિ. આજ્ઞા પ્રમાણે ચાલનારૂં; અનુસરનાર.

૫. વિ. ગુણમાં પ્રીતિવાળું.

૬. [સં. અનુ (અનુકૂળ) + ગુણ] વિ. બંધબેસતું; યોગ્ય; અનુકૂળ.

૭. [ સં. અનુ ( સરખું ) + ગુણ ( સ્વભાવ ) ] વિ. સમાન ગુણવાળું; મળતા સ્વભાવનું.

૮. અ. ઇચ્છાનુસાર; મરજી મુજબ.

૯. [ સં. અનુ ( પ્રમાણે ) + ગુણ ] અ. ગુણ પ્રમાણે.

૧૦. અ. સ્વાભાવિક રીતે.

**અનુગુણાલંકાર** [ સં. ] પું. ( કાવ્ય ) બીજી વસ્તુની મદદથી એકનો ગુણ વધવા પામે તે બતાવનારો અલંકાર. જેમકે,

મર્કટ ને વળી મદિરા પીએ.

**અનુગુપ્ત** ૧. વિ. આશ્રિત; આશ્રય આપેલું; રક્ષણ કરેલ.

૨. [ સં. અનુ ( યોગ્ય ) + ગુપ્ ( સંતાડવું ) ] વિ. ઢાંકેલું; આચ્છાદિત.

**અનુગૃદ્ધ** [ પ્રા. અણુગિદ્ધ ] વિ. ( જૈન ) લોલુપતાવાળું; અત્યાસક્ત; ઘણું મોહિત.

**અનુગૃદ્ધિ** [ પ્રા. અણુગિદ્ધિ ] સ્ત્રી. ( જૈન ) લોલુપતા; અત્યાસક્તિ; ઘણો મોહ.

**અનુગૃહીત** ૧. [ સં. અનુગ્રહ્ ( ઉપકાર કરવો ) ] વિ. આભારી; જેના ઉપર ઉપકાર કરવામાં આવ્યો હોય એવું; ઉપકૃત.

૨. વિ. કૃતજ્ઞ; કરેલ ઉપકારની કદર કરનાર.

**અનુગૃહી** [ સં. અનુ ( પાછળ ) + ગૃહ ( ઘરનું કામકાજ ) ] વિ. ઘણું આસક્ત; સંસાર વહેવારમાં ઘણી આસક્તિવાળું.

**અનુગ્ર** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉગ્ર ( જબરૂં ) ] વિ. અસમર્થ; અશક્ત; દુર્બળ.

૨. [ સં. અન્ ( નહિ ) + ઉગ્ર ( આકરૂં ) ] વિ. આકરૂં નહિ એવું; સહન થઈ શકે એવું; સહ્ય.

૩. [ સં. અન્ ( નહિ ) + ઉગ્ર ( ઉદ્ધત ) ] વિ. ઉદ્ધતાઈ વગરનું; વિનયવાળું.

૪. [ સં. અન્ ( નહિ ) + ઉગ્ર ( ક્રોધી ) ] વિ. ક્રોધ વિનાનું; ઠંડા મિજાજનું; શાંત.

**અનુગ્રહ** ૧. [ સં. અનુ ( સંમુખ ) + ગ્રહ્ ( પકડવું ) ] પું. અનુકૂળપણું.

૨. પું. આભાર; પાડ; ઉપકાર.

વનસ્પતિ અનુગ્રહ માનિ છિ ! તણનુ એહ પ્રભાવ. ભાલણ

૩. પું. ઉપદેશ.

૪. [ સં. અનુ ( પાછળ ) + ગ્રહ્ ( પકડવું ) ] પું. દેવ, ગુરુ અથવા મોટા માણસે કોઈની ઉપર પ્રસન્ન થઈ તેને પોતાનું કરવું તે; દયા; કૃપા; મહેરબાની; પ્રસન્નતા; અનુકંપા; દુઃખ દૂર કરવાની ઇચ્છા.

અનુગ્રહ કરવો = (૧) આભારી કરવું. (૨) પ્રસન્ન થવું; મહેરબાની કરવી. (૩) મદદ કરવી; હાથ પકડવો. (૪) માફી આપવી. (૫) લાભ થાય એમ કરવું. (૬) શાપને વાળી લેવો; દયા કરવી. (૭) સ્વીકારવું.

૫. પું. પાછળની ટુકડી.

૬. [ સં. અનુ ( યોગ્ય ) + ગ્રહ ( સ્વીકાર ) ] પું. યોગ્ય બનાવીને સ્વીકારવું તે; સ્વીકાર.

૭. પું. વરદાન; બક્ષિસ; ભેટ.

૮. પું. શાપનું નિવારણ; માફી.

મેં શાપ તમારો શીષ ચઢાવ્યો,
અનુગ્રહ કેમ થાય જી. પ્રેમાનંદ

૯. પું. સહાય; મદદ.

૧૦. પું. સાથે રહેવાપણું.

૧૧. [ સં. અનુ ( પાછળ ) + ગ્રહ ( સૂર્ય વગેરે આકાશમાંના ગોળા ) ] વિ. સૂર્ય વગેરે ગ્રહને અનુસરેલ.

**અનુગ્રહકર્તા** [ સં. અનુગ્રહ ( ઉપકાર ) + કર્તૃ ( કરનાર ) ] વિ. અનુગ્રહ કરનાર; ઉપકાર કરનારૂં.

**અનુગ્રહકારી** [ સં. અનુગ્રહ ( ઉપકાર ) + કારિન્ ( કરનાર ) ] વિ. ઉપકાર કરનારૂં; લાભદાયક.

ઉદરમાંથી બહાર કાઢવામાં આવતો નિઃશ્વાસ વાયુ-પ્રાણ અને ઉદરની અંદર જતો ઉચ્છ્વાસ વાયુ-અપાન એ બંને પૌદ્ગલિક છે, અને જીવનપ્રદ હોવાથી આત્માને અનુગ્રહકારી છે. તત્ત્વાર્થસૂત્ર

**અનુગ્રહણ** જુઓ અનુગ્રહ.

**અનુગ્રહભાજન** [ સં. અનુગ્રહ ( કૃપા ) + ભાજન ( પાત્ર ) ] ન. પ્રીતિપાત્ર માણસ.

**અનુગ્રહિત** [ સં. અનુગ્રહ્ ( કૃપા કરવી ) ] વિ. કૃપાપાત્ર; મહેરબાનીવાળું; જેના ઉપર અનુગ્રહ કર્યો હોય તેવું. આ શબ્દ અનુગૃહીત શબ્દનો ખોટો ઉપયોગ છે.

**અનુગ્રહી** ૧. [ સં. અનુગ્રહ ( મહેરબાની ) + ઇન્ ( વાળું ) ] વિ. અનુગ્રહ કરે તેવું; મહેરબાન; કૃપાળુ; માયાળુ; દયા બતાવે તેવું.

૨. વિ. આભાર કરનારૂં.

૩. વિ. માફી આપનાર; શાપ નિવારણ કરનારૂં.

૪. વિ. વરદાન આપે તેવું.

૫. વિ. સહાયક; મદદ કરનાર.

**અનુગ્રામ** ૧. [ સં. અનુ ( પછી ) + ગ્રામ ( ગામ ) ] ન. ( જૈન ) એક ગામ પછી આવતું બીજું ગામ; પરગામ જતાં વચ્ચે આવતું ગામ.

૨. [ સં. અણુ ( નાનું ) + ગ્રામ ( ગામ ) ] ન. નાનું ગામ.

૩. [ સં. અનુ ( પાસે ) + ગ્રામ ( ગામ ) ] ન. શહેરની પાસેનો ભાગ; પરૂં.

**અનુગ્રાહક** ૧. [ સં. અનુગ્રહ્ ( ઉપકાર કરવો ) + અક ( કર્તૃવાચક પ્રત્યય ) ] વિ. અનુગ્રહ કરનાર; ઉપકારી.

૨. વિ. ( વ્યાકરણ ) પોષક; સમર્થક; પુષ્ટિકારક.

એક વાક્ય પણ સ્વાર્થપ્રામાણ્યનો હેતુ છે, તો તેને વિષે બીજાં અનુગ્રાહક વાક્યોનું શું પ્રયોજન છે? કમળાશંકર

૩. વિ. મહેરબાની કરનારૂં; કૃપાળુ; માયાળુ; દયા બતાવે તેવું.

૪. વિ. માફી આપનારૂં; શાપ નિવારણ કરનાર.

૫. વિ. વરદાન આપનારૂં.

૬. વિ. સહાયક; મદદગાર.

**અનુગ્રાહી** જુઓ અનુગ્રાહક.

**અનુગ્રાહ્ય** ૧. [ સં. અનુગ્રહ્ ( ઉપકાર કરવો ) ] વિ. ઉપકાર કરવા લાયક.

૨. [ સં. અનુગ્રહ્ ( કૃપા કરવી ) ] વિ. દયાપાત્ર; મહેરબાની કરવા જેવું; હાથ પકડવા લાયક.

૩. વિ. ( વ્યાકરણ ) પુષ્ટિયોગ્ય; સમર્થન આપવા જેવું.

૪. વિ. મદદ કરવા લાયક; સહાયને પાત્ર.

૫. વિ. મહેરબાનીની જેને જરૂર હોય એવું.

૬. વિ. માફી આપવા લાયક.

૭. વિ. વરદાનને પાત્ર.

**અનુઘટન** [ સં. અનુ ( સાથે ) + ઘટન ( જોડાણ ) ] ન. એક વસ્તુનું બીજી સાથે જોડાણ.

**અનુઘાત** [ સં. ] પું. નાશ; સંહાર.

**અનુગ્ર** જુઓ અનુગ્રહ.

**અનુચર** ૧. પું. ( જ્યોતિષ ) એક આકાશી પદાર્થની આસપાસ ફરનાર બીજો આકાશી પદાર્થ; 'સૅટેલાઇટ'.

૨. પું. ( બૌદ્ધ ) નજીવો દોષ.

માતા પિતા ( તૃષ્ણા-અભિમાન ) ને મારીને, બે ક્ષત્રિય રાજા ( ૧. શાશ્વત દૃષ્ટિ, ૨. ઉચ્છેદ દૃષ્ટિ ) ને મારીને, અનુચર ( બીજા દોષો ) સહિત રાષ્ટ્રને મારીને બ્રાહ્મણ દુઃખ રહિત થાય છે. ધમ્મપદ

૩. [ સં. અનુ ( પાછળ ) + ચર્ ( જવું ) ] પું. નોકર; ચાકર; સેવક; દાસ.

૪. [ સં. અનુ ( સાથે ) + ચર્ ( જવું ) ] પું. સહચર; સાથી; મિત્ર.

૫. પું. હજૂરિયો; તહેનાતમાં રહેનાર નોકર.

૬. [ સં. અનુ ( પાછળ ) + ચર ( જાસૂસ ) ] ન. જાસૂસ કે છૂપા દૂતની પાછળ જનાર માણસ.

૭. વિ. વાંસે જનાર; પાછળ જનારૂં.

**અનુચરવું** ૧. [ સં. અનુ ( પાછળ ) + ચર્ ( જવું ) ] સ. ક્રિ. અનુસરવું; પાછળ જવું.

ભગવાન વિષ્ણુના બાલચરિતને અનુચરવા ગોવાળીઆઓના વેષે નેહડામાં ઊતરે છે.
પુરાતત્ત્વ

૨. સ. ક્રિ. નકલ કરવી.
૩. સ. ક્રિ. પાછળ લાગવું; કેડો લેવો; શોધમાં ફરવું; મેળવવા પ્રયત્ન કરવો.
૪. સ. ક્રિ. વર્તવું.
૫. [ સં. અનુ ( સાથે ) + ચર્ ( જવું ) ] સ. ક્રિ. સાથે ફરવું.
૬. [ સં. અનુ ( પાસે ) + ચર્ ( રહેવું ) ] સ. ક્રિ. સેવા કરવી; તહેનાતમાં રહેવું; હાજર રહેવું.

**અનુચરા** જુઓ અનુચરી.

**અનુચરાવું** ૧. [ અનુ ( પાછળ ) + ચરાવું ( જવાવું ) ] અ. ક્રિ. અનુસરાવું; પાછળ જવાવું.
૨. અ. ક્રિ. તહેનાતમાં રહેવાવું.
૩. [ સં. અનુ ( સાથે ) + ચર્ ( જવું ) ] અ. ક્રિ. સાથે ફરાવું.

**અનુચરિત** ૧. [ સં. અનુ ( પાછળ ) + ચરિત ( આચરણ ) ] ન. અનુકરણ; નકલ.

પૂર્વવૃત્તનું અનુચરિત ( અનુકરણ ) જેમાં હોય તે નાટક કહેવાય છે.
પ્રસ્થાન

૨. [ સં. અનુ ( યોગ્ય ) + ચરિત ( ચરિત્ર ) ] ન. ચારિત્ર; ચરિત.
૩. વિ. ચારિત્રનું અનુકરણ કરી આચરેલું; અનુસરેલું.
૪. [ સં. અનુ ( પ્રમાણે ) + ચરિત ( વર્તન ) ] અ. ચારિત્રને અનુસાર.

**અનુચરી** ૧. [ સં. અનુચર ( નોકર ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. દાસપુત્રી.
૨. સ્ત્રી. દાસી; ચાકરડી.
૩. [ સં. અનુ ( પાછળ ) + ચર્ ( જવું ) ] સ્ત્રી. લગ્નમાં ધણીની પાછળ ચાલીને સપ્તપદીનાં પગલાં ભરનારી નવી પરણેલી સ્ત્રી; સહધર્મચારિણી.
૪. [ સં. અનુ ( પાસે ) + ચર્ ( રહેવું ) ] સ્ત્રી. સખી; સહિયર; સાહેલી.
૫. સ્ત્રી. સાથે ફરનાર અને તહેનાતમાં રહેનાર દાસી.
૬. વિ. પાછળ ચાલનારી.

**અનુચાચિતા** પું. ( પિંગળ ) દરેક ચરણમાં નગણ, સગણ, જગણ અને ગુરુ મળી ૧૦ અક્ષરનો પંક્તિની જાતનો સમવૃત્ત વર્ણમેળ છંદ.

ન સ જ ગ અનુચાચિતા વિષે.
રણપિંગળ

**અનુચારક** ૧. [ સં. અનુ ( પાસે ) + ચારક ( રહેનાર ) ] પું. તહેનાતમાં રહેનાર નોકર; હજૂરિયો.
૨. [ સં. અનુચર્ ( સેવા કરવી ) + અક ( કર્તૃવાચક પ્રત્યય ) ] પું. સેવક; નોકર; દાસ.
૩. વિ. અનુસરનાર; પાછળ ચાલનાર.

**અનુચારિકા** ૧. [ સં. અનુ ( પાછળ ) + ચારિકા ( ચાલનારી ) ] સ્ત્રી. ચાકરડી; દાસી.
૨ [ સં. અનુ ( સાથે ) + ચારિકા ( જનારી ) ] સ્ત્રી. સખી; સાહેલી.

**અનુચારી** જુઓ અનુચર ૩–૭.

**અનુચિકિત્સા** [ સં. અનુ ( સરખું ) + ચિકિત્સા ( રોગ દૂર કરવાનો ઉપાય ) ] સ્ત્રી. ( વૈદક ) જે પ્રકારનો રોગ તેજ પ્રકારનું ઘણું થોડું ઓસડ આપી રોગ મટાડવાનું વૈદું, એટલે કે ગરમી ઉપર ગરમ અને શરદી ઉપર શરદ ઔષધ આપવાની વિદ્યા; સમચિકિત્સા; સદૃશચિકિત્સા.

**અનુચિકીર્ષા** [ સં. અનુ ( પ્રમાણે ) + ચિકીર્ષા ( કરવાની મરજી ) ] સ્ત્રી. અનુકરણ કરવાની ઇચ્છા.

**અનુચિત** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉચિત ( યોગ્ય ) ] વિ. અઘટિત; અણુગતું; નામુનાસિબ; ગેરવાજબી.
૨. [ સં. અન્ ( નહિ ) + ઉચિત ( પરિચિત ) ] વિ. અપરિચિત; અસામાન્ય.
૩. વિ. અપૂર્ણું; અધૂરૂં.
૪. [ સં. અન્ ( ઊલટું ) + ઉચિત ( સારૂં ) ] વિ. નઠારૂં; ખરાબ.

**અનુચિતતા** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉચિત ( યોગ્ય ) + તા ( પણું ) ] સ્ત્રી. અઘટિતપણું; અનૌચિત્ય; અયોગ્યતા.
૨. [ સં. અન્ ( નહિ ) + ઉચિત ( પરિચિત ) + તા ( પણું ) ] સ્ત્રી. અપરિચિતપણું.
૩. સ્ત્રી. અપૂર્ણતા.
૪. [ સં. અન્ ( ઊલટું ) + ઉચિત ( સારૂં ) + તા ( પણું ) ] સ્ત્રી. નઠારાપણું.

**અનુચિતત્વ** ૧. ન. ( કાવ્ય ) એ નામનો દોષ; શબ્દ બદલવાથી થતો દોષ. જેમકે,

અને વ્હાલી લાગી, પ્રથમ મળતાં હું તુજ થયો,
હસ્યું તારૂં મોં ને તુજ સ્મિત મહીં હું મળી રહ્યો.

આ કાવ્યમાં પ્રથમ કવિએ હાસ્ય વર્ણવ્યું છે, ને તેનો નિર્દેશ પુનઃ કરતી વખતે શબ્દ બદલી સ્મિત શબ્દ પ્રયોજ્યો છે.

આમ શબ્દ બદલવાથી ઔચિત્યમાં ક્ષતિ થાય છે, ને અનુચિતત્વ દોષ થાય છે. × × × સ્મિત અને હાસ્યમાં ભેદ છે, છતાં બન્ને પર્યાય શબ્દ તરીકે કવિએ વાપર્યાં છે, તેથી રસનો અપકર્ષ થાય છે.
કમળાશંકર

૨. જુઓ અનુચિતતા.

**અનુચિતાર્થ** [ સં. અન્ ( નહિ ) + ઉચિત ( યોગ્ય ) + અર્થ ( મતલબ ) ] પું. ( કાવ્ય ) એક પ્રકારનો પદદોષ; અયોગ્ય અર્થમાં શબ્દ વપરાવાથી થતો દોષ. જેમકે,

વૈદ્ય વૃથા શ્રમ લે છે,
કરી શીતલ ઉપચારો શ્યામાને;
વિરહદરદ ઝટ વધુસે,
આવી મળે જો પતિ વૈદ્ય આને.

આમાં નાયકને વૈદ્ય ઠરાવવાથી નિંદા વ્યક્ત થાય છે, માટે અનુચિતાર્થ દોષ છે.

ઉચિત અર્થનો તિરસ્કાર કરીને અનુચિત અર્થ સહિત પદનું કથન એ અનુચિતાર્થ. વિવક્ષિત અર્થનો ત્યાગ આ દોષનું કારણ છે.
કાવ્યશાસ્ત્ર

**અનુચિંતક** [ સં. અનુચિંત્ ( યાદ કરવું ) + અક ( કર્તૃવાચક પ્રત્યય ) ] વિ. સ્મરણ કરનાર; યાદ કરનારૂં.

**અનુચિંતન** ૧. [ સં. અનુ ( પાછળ ) + ચિંતન ( વિચાર ) ] ન. અનુચિંતા; રટણ; ફરીફરીને વિચાર કર્યા કરવાપણું.
૨. ન. ચિંતા; કાળજી.
૩. ન. ( વેદાંત ) શાસ્ત્રાદિમાંથી સાંભળેલો અર્થ સાચો છે કે નહિ ઇત્યાદિ શંકાનું નિવારણ કરનારી યુક્તિઓનો વિચાર કરવો તે.
૪. ન. સ્મરણ.

**અનુચિંતનીય** ૧. [ સં. અનુ ( પાછળ ) + ચિંતનીય ( વિચારવા જેવું ) ] વિ. અનુચિંતન કરવા જેવું; વિચાર કરવા લાયક.
૨. વિ. સ્મરણીય; યાદ કરવા જેવું.

**અનુચિંતવન** જુઓ અનુચિંતન.

**અનુચિંતા** જુઓ અનુચિંતન.

**અનુચીર્ણું** ૧. [ સં. અનુ ( વારંવાર ) + ચીર્ણું ( આચરેલું ) ] વિ. કરેલું; અનુષ્ઠિત.
૨. [ સં. અનુ ( પાછળ ) + ચીર્ણું ( આવેલું ) ] વિ. પરિણમેલું; પરિણામ પામેલું.
૩. [ સં. અનુ ( પાસે ) + ચીર્ણું ( એકઠું કરેલું ) ] વિ. પ્રાપ્ત; મળેલું.

૪. [ સં. અનુ ( સાથે ) + ચીર્ણ ( કરેલું ) ] વિ. સંબંધમાં આવેલું.

**અનુચીર્ણતા** ૧. [ સં. અનુચીર્ણ ( કરેલું ) + તા ( પણું ) ] સ્ત્રી. અનુષ્ઠાન; વિહિતપણું.
૨. સ્ત્રી. પરિણામ.
૩. સ્ત્રી. પ્રાપ્તિ; મળવું તે; લાભ.
૪. સ્ત્રી. સંસર્ગ; સંબંધ.

**અનુચીર્ણત્વ** જુઓ અનુચીર્ણતા.

**અનુચ્ચ** ૧. [ સં. અન્ ( ઊલટું ) + ઉચ્ચ ( ગ્રહના માર્ગનું ઊંચામાં ઊંચું બિંદુ ) ] પું. ( જ્યોતિષ ) ગ્રહોનું નીચ સ્થાન.
૨. [ સં. અન્ ( નહિ ) + ઉચ્ચ ( ઊંચું ) ] વિ. ઊંચું નહિ તેવું; નીચું.
૩. વિ. હલકું; અધમ.

**અનુચ્ચત્વ** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉચ્ચ ( ઊંચું ) + ત્વ ( પણું ) ] ન. નીચાપણું.
૨. ન. હલકાપણું; અધમતા.

**અનુચ્ચરિત** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉચ્ચરિત ( ઉચ્ચાર થતો હોય એવું ) ] વિ. ( વ્યાકરણ ) ઉચ્ચાર ન થતો હોય એવું; શાંત; અસ્વરિત. જેમકે, ગત, રીત, મધ. આમાં અંત્ય ' અ ' અનુચ્ચરિત છે.
૨. [ સં. અન્ ( નહિ ) + ઉચ્ચરિત ( બોલેલું ) ] વિ. નહિ બોલેલું; અનુક્ત.

**અનુચ્ચારિત** જુઓ અનુચ્ચરિત.

**અનુચ્ચાર્ય** ૧. [ સં. અન્ ( અયોગ્ય ) + ઉચ્ચાર્ય ( બોલવા જેવું ) ] વિ. ઉચ્ચાર કરવાની પદ્ધતિને અયોગ્ય.
૨. [ સં. અન્ ( નહિ ) + ઉચ્ચાર્ય ( બોલવા જેવું ) ] વિ. નહિ બોલવા જેવું.

**અનુચ્છિષ્ટ** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉચ્છિષ્ટ ( એઠું ) ] વિ. અજીઠું નહિ તેવું; અણબોટ્યું.
૨. વિ. તાજું; નવું; નવીન.

તેના વિચારો પ્રાયઃ **અનુચ્છિષ્ટ** હોવાથી તેને સાહિત્યશાસ્ત્રનો સ્થાપક અથવા ઉપષ્ટંભક કહી શકાય છે. કાવ્યશાસ્ત્ર

૩. વિ. પવિત્ર.
૪. વિ. વપરાયા વગરનું.

**અનુચ્છિષ્ટતા** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉચ્છિષ્ટ ( અજીઠું ) + તા ( પણું ) ] સ્ત્રી. ઉચ્છિષ્ટ ન હોવાપણું; અજીઠાપણાનો અભાવ.
૨. સ્ત્રી. તાજું હોવાપણું.
૩. સ્ત્રી. પવિત્રતા.
૪. સ્ત્રી. વપરાયા વગરનું હોવાપણું.

**અનુચ્છિષ્ટત્વ** જુઓ અનુચ્છિષ્ટતા.

**અનુચ્છેદ** [ સં. અન્ ( નહિ ) + ઉચ્છેદ ( નાશ ) ] પું. મૂળમાંથી ઉખેડી નાશ ન કરવાપણું; અવિનાશ; રક્ષા.

**અનુચ્છેદ્ય** [ સં. અન્ ( નહિ ) + ઉચ્છેદ્ય ( નાશ કરી શકાય એવું ) ] વિ. જેની જડ કાઢી ન શકાય એવું.

**અનુછ** ન. સીતાફળ.

**અનુછડી** ( અનુછડી ) [ અનુછ ( સીતાફળ ) + ડી ( લઘુતાદર્શક પ્રત્યય ) ] સ્ત્રી. સીતાફળી; એ નામનું નાનું ઝાડ, જેના પર સીતાફળ થાય છે.

**અનુછુત્ર** વિ. ( જૂ. ગુ. ) અણીશુદ્ધ; અખંડિત; બજન્સ.

રાખી ઘડી એક ફૂકડો રે, સુરિજન;
પાછો સોંપવું **અનુછુત્ર**, પંખી ગુણ રસીલ.
ચંદરાજાનો રાસ

**અનુજ** ૧. પું. અનુયાયી; શિષ્ય
૨. પું. એ નામનો એક જાતનો છોડ; પ્રપૌંડરીક.
૩. [ સં. અનુ ( પાછળ ) + જ ( જન્મેલ ) ] પું. નાનો ભાઈ.
૪. ન. એ નામનો સુગંધી પદાર્થ.
૫. વિ. અનુયાયી; અનુસરનાર.
૬. વિ. પાછળથી જન્મેલું; ઉમરે નાનું; અનુજાત; વાંસે પેદા થયેલું.

**અનુજ** અવર્જસ નાભિ વળી, જવિષ્ટ કનિષ્ટ કનીય,
લઘુ સહોદરની સકુચ હોય નહિ હે મીય.
પિંગળલઘુકોષ

૭. વિ. સ્વાભાવિક; પ્રકૃતિસિદ્ધ; સ્થાપિત; સર્વમાન્ય; સ્વભાવસિદ્ધ.

**અનુજન** [ સં. અનુ ( પાછળ ) + જન ( માણસ ) ] પું.; ન. અનુચર; નોકર.

**અનુજન્મ** ૧. [ સં. અનુ ( પાછળ ) + જન્મન્ ( જન્મ ) ] પું. નાનો ભાઈ.
૨. પું. પાછળથી થયેલ જન્મ.
૩. વિ. પાછળથી જન્મેલું.

**અનુજવધૂ** [ સં. અનુજ ( નાનો ભાઈ ) + વધૂ ( વહુ ) ] સ્ત્રી. નાના ભાઈની સ્ત્રી.

**અનુજા** ૧. સ્ત્રી. એ નામની વનસ્પતિ; ત્રાયમાણા લતા.
૨. [ સં. અનુ ( પાછળ ) + જા ( જન્મેલી ) ] સ્ત્રી. નાની બહેન.
૩. વિ. સ્ત્રી. પાછળ જન્મેલી.

**અનુજાત** જુઓ અનુજ.

**અનુજાતત્વ** ૧. [ સં. અનુ ( પાછળ ) + જાત ( જન્મેલું ) + ત્વ ( પણું ) ] ન. પાછળથી જન્મેલું હોવાપણું.
૨. [ સં. અનુજાત ( સ્વાભાવિક ) + ત્વ ( પણું ) ] ન. સ્વાભાવિકપણું; પ્રકૃતિસિદ્ધતા.

**અનુજાતતા** જુઓ અનુજા.

**અનુજિઘૃક્ષા** [ સં. અનુ ( સાથે ) + જિઘૃક્ષા ( લેવાની મરજી ) ] સ્ત્રી. દયા બતાવવાની ઇચ્છા.

**અનુજીવિતા** ૧. [ સં. અનુજીવિન્ ( આશ્રિત ) + તા ( પણું ) ] સ્ત્રી. અનુજીવીપણું; આશ્રિતપણું.
૨. [ સં. અનુ ( પાછળ ) + જીવિન્ ( જીવવાળું ) + તા ( પણું ) ] સ્ત્રી. પાછળ જીવતા રહેવાપણું; અતિજીવન.
૩. [ સં. અનુજીવિન્ ( ચાકર ) + તા ( પણું ) ] સ્ત્રી. સેવકપણું; દાસત્વ.

**અનુજીવિત્વ** જુઓ અનુજીવિતા.

**અનુજીવિદાયાધિકાર** [ સં. અનુ ( પાછળ ) + જીવિન્ ( જીવતું ) + દાય ( વારસો ) + અધિકાર ( હક્ક ) ] પું. મિલકતમાં બીજાની સાથે સંયુક્ત હિત ધરાવનાર પાછળ જીવતા રહેતા પક્ષને મળતો સંપૂર્ણ વારસાનો હક્ક; અતિજીવનહક્ક.

**અનુજીવિની** ૧. [ સં. અનુજીવિન્ ( ચાકર ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ચાકરડી; સેવિકા; દાસી.
૨. વિ. સ્ત્રી. આશ્રિત; પરોપજીવિની; બીજાના આધારે જીવનારી.
૩. [ સં. અનુજીવિન્ ( પાછળ જીવનાર ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. પાછળ જીવતી રહેનારી.

**અનુજીવિસ્વત્વાધિકાર** જુઓ અનુજીવિદાયાધિકાર.

**અનુજીવી** ૧. પું. ચાકર; સેવક; અનુચર.
૨. વિ. અર્થી; યાચક.
૩. [ સં. અનુ ( પાછળ ) + જીવિન્ ( નભતું ) ] વિ. આશ્રિત; આધારે જીવનારું; બીજાને આધારે ગુજરાન ચલાવનાર.
૪. વિ. તાબેદાર.
૫. [ સં. અનુ ( પાછળ ) + જીવિન્ ( જીવતું ) ] વિ. પાછળ જીવવાવાળું; પાછળ જીવતું રહેનાર.

**અનુજીવ્ય** [ સં. અનુ ( પાછળ ) + જીવ્ય ( નભવું ) ] પું. શેઠ; સ્વામી; અન્નદાતા; સેવ્ય; પોષણ કરનાર.

**અનુજ્જ્વલ** [ સં. અન્ ( નહિ ) + ઉજ્જ્વલ ( ઊજળું ) ] વિ. ઝાંખું.

**અનુજ્ઞપ્તિ** જુઓ અનુજ્ઞાપન.

**અનુજ્ઞા** ૧. [ સં. અનુ ( અનુકૂળ ) + જ્ઞા ( જાણવું ) ] સ્ત્રી. અનુમતિ; પરવાનગી; રજા; સંમતિ.
૨. સ્ત્રી. આજ્ઞા; આદેશ; ફરમાન; હુકમ; વિધિ.
અનુજ્ઞા અને પરિહાર એટલે વિધિ અને નિષેધ. — અણુભાષ્ય
૩. સ્ત્રી. ( કાવ્ય ) એ નામનો અર્થાલંકાર. જુઓ અનુજ્ઞાલંકાર.
૪. સ્ત્રી. માફી; ક્ષમા.
૫. સ્ત્રી. ( વેદાંત ) વિકલ્પબુદ્ધિના વિષયભૂત સર્વ પદાર્થોને સ્વાત્મરૂપે જાણવા તે.
૬. સ્ત્રી. વિદાય થવાની રજા; જવાની પરવાનગી.

**અનુજ્ઞાત** ૧. [ સં. અનુ ( પાછળ ) + જ્ઞાત ( જાણેલું ) ] વિ. આદરમાન અપાયેલ.
૨. વિ. કૃપા બતાવેલું.
૩. [ સં. અનુ ( અનુકૂળ ) + જ્ઞાત ( જાણેલું ) ] વિ. મંજૂર થયેલું; પરવાનગી અપાયેલું; અનુમત; સત્તા અપાયેલ.
૪. વિ. માફી આપવામાં આવેલું.
૫. વિ. વીનવાયેલું.
૬. વિ. હુકમ કરાયેલ.

**અનુજ્ઞાતા** [ સં. અનુજ્ઞા ( સંમતિ આપવી ) + તૃ ( કર્તૃવાચક પ્રત્યય ) ] વિ. અનુમતિ આપનાર; સંમતિ દેનારું; રજા આપનાર.

**અનુજ્ઞાધર** ૧. [ સં. અનુજ્ઞા ( પરવાનગી ) + ધર ( ધરાવનાર ) ] ન. પરવાનાવાળું માણસ.
૨. વિ. પરવાનગી ધરાવનારું.

**અનુજ્ઞાધારક** જુઓ અનુજ્ઞાધર.

**અનુજ્ઞાન** જુઓ અનુજ્ઞા.

**અનુજ્ઞાપક** ૧. [ સં. ] ન. હુકમ કરનાર માણસ.
૨. વિ. પરવાનગી આપનાર.
૩. વિ. હુકમ કરનાર.

**અનુજ્ઞાપત્ર** [ સં. અનુજ્ઞા ( પરવાનગી ) + પત્ર ( ચિઠ્ઠી ) ] ન. છૂટ; રજાચિઠ્ઠી; પરવાનો.

**અનુજ્ઞાપન** ૧. [ સં. ] ન. આજ્ઞા આપવી તે; હુકમ કરવાપણું.
૨. ન. પરવાનગી આપવાપણું; અધિકૃતિ.
૩. [ હિં. ] ન. સૂચન.

**અનુજ્ઞાપના** ૧. સ્ત્રી. અનુજ્ઞા; રજા.
૨. સ્ત્રી. આજ્ઞા કરવાપણું.

**અનુજ્ઞાપિત** [ સં. ] વિ. પરવાનગી અપાયેલું.

**અનુજ્ઞાપિતપાનભોજન** [ સં. અનુજ્ઞાપિત ( રજા અપાયેલું ) + પાન ( પીવાની ચીજ ) + ભોજન ( આહાર ) ] ન. ( જૈન ) વિધિ પ્રમાણે આહારપાણી મેળવ્યા પછી ગુરુને બતાવી તેની પરવાનગી મેળવી તેનો કરાતો ઉપયોગ.
અચૌર્યવ્રતની અનુવીચિઅવગ્રહયાચન, અભીક્ષ્ણ-અવગ્રહયાચન, અવગ્રહાવધારણ, સાધર્મિક પાસેથી અવગ્રહયાચન અને અનુજ્ઞાપિતપાનભોજન એ પાંચ ભાવનાઓ છે. — તત્ત્વાર્થસૂત્ર

**અનુજ્ઞાલંકાર** [ સં. ] પું. ( કાવ્ય ) એ નામનો કાવ્યાલંકાર, જેમાં દુઃખદાયક વસ્તુમાં પણ ગુણ દેખી તે મેળવવાની ઇચ્છાનું વર્ણન કરવામાં આવે છે. જેમકે,
વિપત્તિ આપ વિશ્વનાથ, મુજને કૃપા કરી;
સ્મરું સદાય નામ, જેથી તાહરું ફરી ફરી.

**અનુડી** ૧. [ હિં. અનૂઠા ] વિ. સ્ત્રી. અપૂર્વ; અદ્ભુત.
૨. વિ. સ્ત્રી. સુંદર.

**અનુડું** વિ. ( કચ્છી ) નવું; ન વપરાયેલું.

**અનુતપ્ત** ૧. [ સં. અનુ ( પાછળ ) + તપ્ત ( પીડાયેલ ) ] વિ. ખેદવાળું; દુઃખી.
૨. વિ. ગરમ થયેલું.
૩. વિ. પશ્ચાત્તાપ કરતું; અનુતાપ પામેલું.

**અનુતર** [ સં. અનુતૃ ( સામે પાર જવું ) ] ન. હોડીનું ભાડું.

**અનુતર્ષ** ૧. [ સં. અનુ ( પાછળ ) + તૃષ્ ( તરસ લાગવી ) ] પું. તરસ; પ્યાસ.
૨. પું. તીવ્ર ઇચ્છા; મરજી.
૩. પું. દારૂ; મદિરા.
૪. પું. દારૂ પીવાનું ઠામ.
૫. પું. મદિરાપાન.

**અનુતર્ષણ** જુઓ અનુતર્ષ.

**અનુતાપ** ૧. [ સં. અનુ ( પાછળ ) + તાપ ( મનની વેદના ) ] પું. અફસોસ; પસ્તાવો; પશ્ચાત્તાપ.
૨. પું. ગરમી; તાપ.
૩. પું. દાહ; બળતરા.

**અનુતાપજનિત** [ સં. અનુતાપ ( પશ્ચાત્તાપ ) + જનિત ( પેદા થયેલ ) ] વિ. પશ્ચાત્તાપથી થયેલું.

**અનુતાપન** ૧. પું. ( પુરાણ ) કશ્યપની સ્ત્રી દનુના અઢારમાંનો એ નામનો ચૌદમો દીકરો.
૨. [ સં. અનુ ( પાછળ ) + તાપન ( મનની વેદના ) ] ન. પશ્ચાત્તાપ; અફસોસ.
૩. વિ. ખેદ ઉત્પન્ન કરનાર; દુઃખ આપે એવું.

**અનુતાપિત** [ સં. અનુ ( પાછળ ) + તાપિત ( વેદના પામેલું ) ] વિ. પશ્ચાત્તાપ પામેલ.

**અનુતાપી** [ સં. અનુતાપ ( પશ્ચાત્તાપ ) + ઇન્ ( વાળું ) ] વિ. પસ્તાવો કરનાર.

**અનુતાર** [ સં. અનુતૃ ( સામે પાર જવું ) ] વિ. મોક્ષ આપનાર; મુક્તિ દેનારું.

**અનુત્કટ** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉત્કટ ( તીવ્ર ) ] વિ. તીવ્ર ન હોય એવું; અલ્પ.
૨. [ સં. અન્ ( નહિ ) + ઉત્કટ ( મુશ્કેલ ) ] વિ. સહેલું; મુશ્કેલી વિનાનું.

**અનુત્કટતા** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉત્કટ ( તીવ્ર ) + તા ( પણું ) ] સ્ત્રી. તીવ્ર ન હોવાપણું; અલ્પતા.
૨. [ સં. અન્ ( નહિ ) + ઉત્કટ ( મુશ્કેલ ) + તા ( પણું ) ] સ્ત્રી. સહેલાઈ; મુશ્કેલી ન હોવાપણું.

**અનુત્કર્ષ** ૧. [ સં. અન્ ( વિરોધ બતાવનાર ઉપસર્ગ ) + ઉત્કર્ષ ( ચડતી ) ] પું. અવનતિ; પડતી.
૨. વિ. પડતીવાળું; અવદશાવાળું.

**અનુત્કર્ષક** [ સં. અન્ ( વિરોધ બતાવનાર ઉપસર્ગ ) + ઉત્કર્ષ ( ચડતી ) + ક ( કરનારું ) ] વિ. અવદશા કરનારું.

**અનુત્કર્ષણ** [ સં. અન્ ( વિરોધ બતાવનાર ઉપસર્ગ ) + ઉત્કર્ષણ ( ચડતી ) ] ન. અવદશા; માઠી હાલત.

**અનુત્તમ** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉત્તમ ( ચડિયાતું ) ] પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. તેમનાથી કોઈ ઉત્તમ નથી, તેથી તે અનુત્તમ કહેવાય છે.
૨. પું. શિવ.
૩. વિ. અધમ; હલકું.
૪. [ સં. અન્ ( નહિ ) + ઉત્તમ ( પહેલો પુરુષ ) ] વિ. ( વ્યાકરણ ) પહેલા પુરુષમાં ન વપરાય એવું.
૫. વિ. સૌથી સરસ; અનુપમ; અજોડ; જેનાથી ચડિયાતું ન હોય એવું.

**અનુત્તમતા** ૧. [ સં. અનુત્તમ ( અધમ ) + તા ( પણું ) ] સ્ત્રી. અધમતા; હલકાઈ.
૨. [ સં. અનુત્તમ ( શ્રેષ્ઠ ) + તા ( પણું ) ] સ્ત્રી. શ્રેષ્ઠતા; સૌથી સારું હોવાપણું.

**અનુત્તર** ૧. [ સં. અન્ ( અયોગ્ય ) + ઉત્તર ( જવાબ ) ] પું. ઉડાઉ જવાબ.
૨. પું. ( જૈન ) એ નામનાં પાંચ વિમાન. વિજય, વૈજયંત, જયંત, અપરાજિત અને સર્વાર્થસિદ્ધ એ પાંચ અનુત્તરવિમાન છે.

૩. પું. (જૈન) દેવતાઓનો એ નામનો પ્રકાર; અનુત્તરવિમાનમાં રહેતા દેવતા.

૪. [સં. અન્ (નહિ) + ઉત્તર (ઉચ્ચ)] વિ. અધમ; નીચ; હલકું.

૫. [સં. અન્ (નહિ) + ઉત્તર (ચડિયાતું)] વિ. ઉત્તમ; શ્રેષ્ઠ; સુંદર; જેનાથી ચડિયાતું ન હોય એવું.

૬. [સં. અન્ (વિરોધ બતાવનાર ઉપસર્ગ) + ઉત્તર (ઉત્તર દિશાનું)] વિ. ઉત્તર દિશાનું નહિ એવું; દક્ષિણ દિશાનું.

૭. વિ. જવાબ ન આપી શકાય એવું.

૮. [સં. અન્ (નહિ) + ઉત્તર (જવાબ)] વિ. જવાબ વગરનું; નિરુત્તર.

૯. [સં. અન્ (નહિ) + ઉત્તર (પાછળનું)] વિ. પાછળનું નહિ એવું.

૧૦. વિ. મુખ્ય.

૧૧. વિ. સંબંધ વિનાનું બોલનાર.

૧૨. [સં. અન્ (નહિ) + ઉત્તૃ (ખસવું)] વિ. સ્થિર; અચળ.

**અનુત્તરગતિ** [સં. અનુત્તર (શ્રેષ્ઠ) + ગતિ (મૂઆ પછીની હાલત)] સ્ત્રી. મોક્ષ; સિદ્ધગતિ.

**અનુત્તરદેવસ્થાન** જુઓ અનુત્તરવિમાન.

**અનુત્તરયોગતંત્રયાન** ન. (શાક્ત) મંત્રયાનના નવ પેટા સંપ્રદાય માંહેનો એ નામનો એક. જુઓ મંત્રયાન.

**અનુત્તરવાદી** [સં. અન્ (નહિ) + ઉત્તર (જવાબ) + વાદિન્ (બોલનાર)] વિ. જવાબ ન આપવાની ટેવવાળું.

**અનુત્તરવાસી** [સં. અન્ (નહિ) + ઉત્તર (ચડિયાતું) + વાસિન્ (રહેનાર)] વિ. (જૈન) અનુત્તરવિમાનમાં રહેનાર; વિજય, વૈજયંત, જયંત, અપરાજિત અને સર્વાર્થસિદ્ધ એ પાંચ અનુત્તરવિમાનમાં વસનારું.

**અનુત્તરવિમાન** [સં. અન્ (નહિ) + ઉત્તર (ચડિયાતું) + વિમાન (વૈમાનિક દેવોનું નિવાસસ્થાન)] ન. (જૈન) વિજય, વૈજયંત, જયંત, અપરાજિત અને સર્વાર્થસિદ્ધ એ પાંચ વિમાનમાંનું દરેક. આમાંનાં પહેલાં ચાર વિમાનમાં વસતા દેવ બે વાર મનુષ્યજન્મ ધારણ કરીને અને સર્વાર્થસિદ્ધ વિમાનવાસી દેવ ફક્ત એક વાર મનુષ્યજન્મ લઈને મોક્ષ પામે છે.

**અનુત્તરવિમાનવાસી** [સં. અન્ (નહિ) + ઉત્તર (ચડિયાતું) + વિમાન + વાસિન્ (રહેનારું)] વિ. (જૈન) અનુત્તરવિમાનમાં વસનાર.

> **અનુત્તરવિમાનવાસી** દેવો સંપૂર્ણ લોકનાલીને અવધિજ્ઞાનથી જોઈ શકે છે.
> તત્ત્વાર્થસૂત્ર

**અનુત્તરંગ** [સં. અન્ (નહિ) + ઉદ્ (ઊંચું) + તરંગ (મોજું)] વિ. સ્થિર; હાલ્યાચાલ્યા વિનાનું; જેમાં મોજાં ઊછળતાં ન હોય એવું.

**અનુત્તરા** ૧. [સં. અન્ (વિરોધ બતાવનાર ઉપસર્ગ) + ઉત્તરા (ઉત્તર દિશા)] સ્ત્રી. દક્ષિણ દિશા; ઉત્તરથી વિરુદ્ધ દિશા.

૨. [સં. અન્ (નહિ) + ઉત્તર (જવાબ) + આ (નારીજાતિનો પ્રત્યય)] વિ. સ્ત્રી. જવાબ આપ્યા વગરની; મૂંગી.

**અનુત્તરિત** વિ. જવાબ અપાયા વિનાનું.

**અનુત્તરોપપાતિકદશા** સ્ત્રી. (જૈન) એ નામનું નવમું અંગસૂત્ર. તેમાં અનુત્તરવિમાને ગયેલ દેવોની હકીકત છે.

**અનુત્તરોવવાઇદશા** જુઓ અનુત્તરોપપાતિકદશા.

**અનુત્તાન** [સં. અન્ (વિરોધ બતાવનાર ઉપસર્ગ) + ઉત્તાન (ચતું)] વિ. ચતું નહિ એવું; ઊંધું; બકું; નીચી બાજુ મુખવાળું.

**અનુત્તીર્ણ** [સં. અન્ (નહિ) + ઉત્તીર્ણ (પાર પહોંચેલ)] વિ. પાર નહિ ઊતરેલું; નાપાસ.

**અનુત્તેજિત** [સં. અન્ (નહિ) + ઉત્તેજિત (ઉશ્કેરાયેલું)] વિ. નહિ ઉશ્કેરાયેલું; ઉત્તેજિત નહિ થયેલું.

**અનુત્થાન** [સં. અન્ (નહિ) + ઉત્થાન (યત્ન)] ન. આળસ.

**અનુત્પત્તિ** ૧. [સં. અન્ (નહિ) + ઉત્પત્તિ (પેદાશ)] સ્ત્રી. પેદાશ ન હોવાપણું; ઉત્પત્તિનો અભાવ.

૨. સ્ત્રી. મૂળ ન હોવું તે.

**અનુત્પત્તિસમ** પું. (ન્યાય) ઉત્પત્તિસ્થાનના અભાવે અમુક બાબત હસ્તી ધરાવતી નથી એમ સાબિત કરવાનો યત્ન કરી તે વિરુદ્ધ દલીલની એક રીત; ન્યાયની ૨૪ જાતિ માંહેની એ નામની એક.

> કૃતકત્વ હેતુથી શબ્દને અનિત્ય સિદ્ધ કરો છો, પણ એ હેતુને રહેવાનો આશ્રય ન હોય તો હેતુના અભાવને લીધે સાધ્ય જ સિદ્ધ ન થઈ શકે. એ રીતે અનુત્પત્તિ દ્વારા દૂષણ આપવું તે **અનુત્પત્તિસમ.**
> પુરાતત્ત્વ

**અનુત્પન્ન** [સં. અન્ (નહિ) + ઉત્પન્ન (પેદા થયેલ)] વિ. પેદા નહિ થયેલું; અજાત.

**અનુત્પન્નાદાનસંગ્રાહક** [સં. અન્ (નહિ) + ઉત્પન્ન (પેદા થયેલ) + આદાન (લેવું તે) + સમ્ (એકઠું) + ગ્રાહક (લેનાર)] પું. બાકી રહેલો કર વસૂલ કરનાર અધિકારી.

**અનુત્પાતસૂચક** [સં. અન્ (નહિ) + ઉત્પાત (આપત્તિનું ચિહ્ન) + સૂચક (જણાવનાર)] વિ. દુઃખનું ચિહ્ન નહિ જણાવનાર.

**અનુત્પાદ** જુઓ અનુત્પત્તિ.

**અનુત્પાદક** ૧. વિ. નિરુપયોગી; ઉપયોગમાં ન આવે એવું.

૨. [સં. અન્ (નહિ) + ઉત્પાદક (પેદા કરનાર)] વિ. પેદા ન કરનારું; જેનાથી ઉત્પત્તિ ન થાય એવું.

**અનુત્પાદકમહેનત** [અનુત્પાદક (પેદા ન કરે એવું) + મિહ્નત (શ્રમ)] સ્ત્રી. (અર્થશાસ્ત્ર) કાંઈ ઉત્પન્ન ન કરે એવી મહેનત.

> એવી કેટલીક મહેનત છે કે જે ઘણી ઉપયોગી છે, તોપણ દ્રવ્યના ઉત્પાદનમાં કંઈ મદદ કરતી નથી. આવી મહેનતને **અનુત્પાદકમહેનત** કહે છે.
> અર્થશાસ્ત્રનાં મૂળતત્ત્વો

**અનુત્પાદકશ્રમ** જુઓ અનુત્પાદકમહેનત.

**અનુત્પાદકવ્યય** [સં. અનુત્પાદક (ઉત્પન્ન ન કરે એવું) + વ્યય (ખરચ)] પું. (અર્થશાસ્ત્ર) કાંઈ ઉત્પન્ન ન કરી શકે એવી રીતનો ઉપયોગ.

> ઉત્પાદકવ્યય વ્યય ગણાતો નથી, પણ **અનુત્પાદકવ્યય** તો અવશ્ય વ્યય જ છે.
> જ્ઞાનમંજૂષા

**અનુત્પ્રેક્ષિત** [સં. અન્ (નહિ) + ઉત્પ્રેક્ષિત (ધારેલું)] વિ. નહિ ધારેલું; અણધાર્યું; અતર્કિત.

**અનુત્સાહ** ૧. [સં. અન્ (નહિ) + ઉત્સાહ (આનંદ)] પું. ખિન્નતા; નાઉમેદી; હોંશરહિતપણું; નિરુત્સાહ.

૨. વિ. ઉત્સાહ વગરનું; નિરુત્સાહી; ખિન્ન.

**અનુત્સાહક** ૧. વિ. ઉત્સાહ ન આપે એવું.

૨. [સં. અન્ (નહિ) + ઉત્સાહ (હોંસ) + ક (વાળું)] વિ. ઉમંગ વિનાનું; હોંસ વગરનું.

**અનુત્સાહી** [સં. અન્ (નહિ) + ઉત્સાહ (ઉમંગ) + ઇન્ (વાળું)] વિ. ઉમંગ વગરનું; નિરુત્સાહી; ઉત્સાહ વિનાનું.

**અનુત્સુક** ૧. [સં. અન્ (નહિ) + ઉત્સુક (આતુર)] વિ. ઉત્કંઠા રહિત; ઉત્સુક નહિ એવું; આતુરતા વિનાનું.

૨. [સં. અન્ (નહિ) + ઉત્સુક (અધીરું)] વિ. શાંત; અધીરાઈ વિનાનું.

**અનુત્સુકતા** ૧. [સં. અન્ (નહિ) + ઉત્સુકતા (ઉત્કંઠા)] સ્ત્રી. ઉત્કંઠાનો અભાવ; ઉત્સુક ન હોવાપણું.

૨. [ સં. અન્ ( નહિ ) + ઉત્સુક ( અધીરું ) + તા ( પણું )] સ્ત્રી. શાંતિ; ધીરજ; ખામોશી.

**અનુત્સૂત્ર** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉત્સૂત્ર ( નિયમ વિરુદ્ધ )] વિ. નિયમને અનુસરતું; નિયમિત.

૨. [ સં. અન્ ( નહિ ) + ઉત્સૂત્ર ( સૂત્રથી ઊલટું )] વિ. ( જૈન ) સૂત્રને અનુસરતું; શાસ્ત્રમાં કહ્યા પ્રમાણેનું.

**અનુત્સૃષ્ટ** [ સં. અન્ ( નહિ ) + ઉત્સૃષ્ટ ( છૂટેલું )] વિ. નહિ છૂટેલું; અમુક્ત.

**અનુત્સેક** [ સં. અન્ ( નહિ ) + ઉત્સેક ( અભિમાન )] પું. ઉદ્ધત ન હોવાપણું.

**અનુત્સેકી** [ સં. અન્ ( નહિ ) + ઉત્સેકિન્ ( ગર્વવાળું )] વિ. ગર્વ વિનાનું; મગરૂરી વગરનું.

**અનુદક** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉદક ( પાણી )] ન. પાણી વિના તર્પણ કરવામાં આવે એવું શ્રાદ્ધ.

૨. વિ. જેને શ્રાદ્ધની અંજલિ આપનાર કોઈ ન હોય એવું; વારસ વિનાનું.

૩. વિ. પાણી વગરનું; નિર્જલ.

૪. [ સં. અન્ ( નહિ ) + ઉદક ( પાણી )] વિ. બહુ ઓછું પાણી હોય એવું.

**અનુદય** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉદય ( ઉન્નતિ )] પું. ઉન્નતિનો અભાવ; ચડતી ન થવાપણું.

૨. પું. ( જૈન ) કર્મના વિપાકના ઉદયનો અભાવ; ફળ આપવાની સ્થિતિએ કર્મનું નહિ પહોંચેલું હોવાપણું.

૩. પું. પ્રાણવિનિમયના એટલે કે એકનો પ્રાણ બીજામાં દાખલ કરવાના પ્રયોગ કરનારને તેના કામમાં નિષ્ફળ કરવાની ભાવના ન હોવાપણું.

> પ્રયોગની વિરુદ્ધ કોઈ પણ ભાવનો અનુદય, એટલે કે વિધાયક નિષ્ફળ થાય તો ઠીક એવી રમતની મરજી, કે વિધાયકના બળથી શરીરમાં થતા ફેરફારોની સામા થઈ તે ન થવા દેવાનો પ્રયત્ન કે એવી કોઈ વિરુદ્ધ ભાવના ન હોવાપણું.
> મણિલાલ નભુભાઈ

**અનુદર** [ સં. અન્ ( અલ્પ ) + ઉદર ( પેટ )] વિ. પાતળી કેડવાળું; કૃશોદર.

**અનુદરા** [ સં. અન્ ( અલ્પ ) + ઉદર ( પેટ ) + આ ( નારીજાતિનો પ્રત્યય )] વિ. સ્ત્રી. પાતળી કેડવાળી; કૃશોદરી.

**અનુદરાકન્યા** [ સં. અનુદરા ( પાતળી કેડવાળી ) + કન્યા ( કુંવારી છોકરી )] સ્ત્રી. પાતળી કેડવાળી કુમારિકા.

**અનુદરી** જુઓ અનુદરા.

**અનુદર્શન** ૧. [ સં. અનુ ( પાછળ ) + દર્શન ( જોવાપણું )] ન. પાછળથી કરાતો વિચાર; અનુચિંતન.

૨. ન. પાછળથી જોવાની ક્રિયા.

**અનુદર્શી** ૧. [ સં. અનુદર્શ ( પાછળથી જોતું )] વિ. કામ અને તેના પરિણામને જોનાર.

૨. વિ. ( વેદાંત ) શાસ્ત્ર વગેરેમાં સાંભળેલ અર્થ વાજબી છે કે નહિ વગેરે શંકાનું નિવારણ કરનાર; વિવેચક.

**અનુદાત્ત** ૧. પું. ( સંગીત ) સ્વરના ત્રણ ભેદ માંહેનો નીચો સ્વર. જુઓ સ્વર.

૨. [ સં. અન્ ( નહિ ) + ઉદાત્ત ( ઉમદા )] વિ. ક્ષુદ્ર; ઉમદા નહિ એવું.

૩. [ સં. અન્ ( નહિ ) + ઉદાત્ત ( ઊંચા સ્વરવાળું )] વિ. નીચા સ્વરવાળું. સ્વરોને ઉચ્ચારના ક્રમ પ્રમાણે ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત એમ ત્રણ ભાગમાં વહેંચી નાખેલા છે. તેમાં અનુદાત્ત સ્વર નીચો સ્વર છે.

> ઉદાત્ત ઊંચો સ્વર ગણો. અનુદાત્ત સ્વર નીચ; ઊંચ નીચ વિન સ્વર સ્વરિત તે, ત્રણ સ્વર મનમાં ચેત.
> ગાયનવાદન પાઠમાળા

**અનુદાત્તતા** ૧. [ સં. અનુદાત્ત ( નીચા સ્વરવાળું ) + તા ( પણું )] સ્ત્રી. લઘુ ઉચ્ચારણ; નીચે સ્વરે બોલવાપણું.

૨. સ્ત્રી. વિચારનું સાંકડાપણું; ક્ષુદ્રતા.

**અનુદાર** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉદાર ( સખી દિલનું )] વિ. ઉદાર ન હોય એવું; કંજૂસ.

૨. વિ. નિષ્કપટ મનનું નહિ એવું.

૩. [ સં. અનુ ( પાછળ ) + દાર ( સ્ત્રી )] વિ. બૈરીને અનુસરનાર; સ્ત્રીની ઇચ્છા પ્રમાણે વર્તનારું.

૪. વિ. મોટું નહિ એવું; નાનું.

૫. [ સં. અનુ ( અનુકૂળ ) + દાર ( સ્ત્રી )] વિ. લાયક સ્ત્રીવાળું.

૬. વિ. સાંકડા વિચારનું; અગતિમાન; સ્થિતિરક્ષક; રૂઢિને જાળવી રાખનાર; પરિવર્તનવિરોધી; પુરાતન મતવાદી; રૂઢિવાદી.

૭. વિ. સૌથી વધારે ઉદાર; જેનાથી વધારે ઉદાર કોઈ ન હોય એવું.

**અનુદારતા** [ સં. અનુદાર ( કંજૂસ ) + તા ( પણું )] સ્ત્રી. ઉદારતા ન હોવાપણું; કંજૂસાઈ.

**અનુદાહરણ** [ સં. અન્ ( અયોગ્ય ) + ઉદાહરણ ( દાખલો )] ન. અયોગ્ય દૃષ્ટાંત; બંધ-નહિ બેસતો દાખલો.

**અનુદિત** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉદિત ( ઊગેલું )] પું. સૂર્ય ઓછો ઊગ્યો હોય તેવો વખત.

૨. [ સં. અન્ ( નહિ ) + ઉદિત ( બોલાયેલ )] વિ. અકથિત; અનુક્ત; ન બોલાયેલું.

૩. વિ. ઉદય પામ્યા વગરનું; નહિ ઊગેલું.

૪. વિ. ( જૈન ) ઉદયમાં નહિ આવેલ; ફળ આપવાની સ્થિતિએ નહિ પહોંચેલું.

૫. [ સં. અન્ ( નહિ ) + ઉદિત ( વર્ણવેલું )] વિ. નહિ વર્ણવેલું; વર્ણન કર્યા વગરનું.

**અનુદિન** [ સં. અનુ ( દરેક ) + દિન ( દિવસ )] અ. હમેશાં; દરરોજ; નિત્ય; પ્રતિદિન.

**અનુદિની** જુઓ અનુદિન.

**અનુદિશ** જુઓ અનુદિન.

**અનુદિવસ** જુઓ અનુદિન.

**અનુદિશા** [ પ્રા. અણુ ( વચલો ભાગ ) + સં. દિશ્ ( દિશા )] સ્ત્રી. ખૂણો; બે દિશા મળતી હોય તે જગ્યા.

**અનુદીર્ણ** [ સં. અન્ ( નહિ ) + ઉદીર્ણ ( ફળ આપવાની સ્થિતિમાં આવેલ )] વિ. ( જૈન ) ફળ આપવાની સ્થિતિમાં નહિ આવેલું; અનુદિત.

**અનુદેશ** ૧. [ સં. ] પું. આજ્ઞા; હુકમ; ફરમાન.

૨. પું. ઉપદેશ.

૩. પું. ક્રમ પ્રમાણે ઉચ્ચાર.

૪. પું. સૂચના; અગાઉના નિયમનું સૂચન કરનાર કથન.

**અનુદૈર્ઘ્ય** ૧. [ સં. અનુ ( પ્રમાણે ) + દૈર્ઘ્ય ( લંબાઈ )] વિ. રેખાંશ સંબંધી.

૨. વિ. લંબાઈને અનુસરતું.

**અનુદ્ગાર** [ સં. અન્ ( નહિ ) + ઉદ્ગાર ( બોલ )] પું. મૌન; ચૂપકીદી.

**અનુદ્દિષ્ટ** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉદ્દિષ્ટ ( ઇચ્છેલ )] વિ. નહિ ઇચ્છેલું.

૨. [ સં. અન્ ( નહિ ) + ઉદ્દિષ્ટ ( ઉદ્દેશાયેલું )] વિ. નહિ ઉદ્દેશાયેલું; સંબોધાયેલું નહિ એવું.

૩. [ સં. અન્ ( નહિ ) + ઉદ્દિષ્ટ ( બતાવેલ )] વિ. નહિ બતાવેલું; જણાવ્યા વગરનું.

**અનુદ્દીપ્ત** [ સં. અન્ ( નહિ ) + ઉદ્દીપ્ત ( ઉશ્કેરાયેલ )] વિ. શાંત; નહિ ઉશ્કેરાયેલું.

**અનુદ્દેશ** [ સં. અન્ ( નહિ ) + ઉદ્દેશ ( હેતુ )] પું. ઇરાદો ન હોવાપણું.

**અનુદ્ધત** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉદ્ધત ( ઉછાંછળું )] વિ. નમ્ર; વિનીત; શાંત.

૨. [ સં. અન્ ( નહિ ) + ઉદ્ધત ( અસભ્ય )] વિ. સભ્ય; ઉદ્ધતાઈ વિનાનું.

**અનુદ્ધતત્વ** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉદ્ધત ( ઉછાંછળું ) + ત્વ ( પણું )] ન. નમ્રતા; વિનીતપણું.

૨. [ સં. અન્ ( નહિ ) + ઉદ્ધત ( અસભ્ય ) + ત્વ ( પણું )] ન. સભ્યતા; ઉદ્ધત ન હોવાપણું.

**અનુદ્ધરણ** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉદ્ધરણ ( મોક્ષ )] ન. અનુદ્ધાર; મુક્તિ ન મળવાપણું.

૨. [સં. અન્ ( નહિ ) + ઉદ્ધરણ (છુટકારો)] ન. છુટકારો ન થવો તે.

૩. ન. ન ખસેડવાપણું.

૪. ન. સાબિત નહિ કરવું તે.

**અનુદ્ધરી** [ પ્રા. અણુદ્ધરિ ] પું. એક ઝીણું જંતુ; એક જાતનો કંથવો.

**અનુદ્ધાર** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉદ્ધાર ( છુટકારો )] પું. ઉદ્ધારનો અભાવ; મોક્ષ ન મળવાપણું.

૨. પું. છુટકારો ન થવો તે.

૩. પું. ભાગ ન લેવાપણું.

૪. પું. લઈ ન જવું તે; નહિ ખસેડવાપણું.

૫. પું. સારી સ્થિતિમાં ન લાવવાપણું.

**અનુદ્ધૃત** ૧. [સં. અન્ ( નહિ ) + ઉદ્ધૃત ( ઉતારેલું )] વિ. અવતરણ તરીકે નહિ લેવાયેલું.

૨. [ સં. અન્ ( નહિ ) + ઉદ્ધૃત ( છુટકારો કરેલ )] વિ. ઉદ્ધાર કર્યા વગરનું.

૩. વિ. નહિ ખસેડેલ.

**અનુદ્બુદ્ધ** [ સં. અન્ ( નહિ ) + ઉદ્બુદ્ધ ( જાગેલું )] વિ. નહિ જાગેલું; સ્વકાર્યતત્પર નહિ થયેલું.

**અનુદ્ભૂત** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉદ્ભૂત ( પેદા થયેલ )] વિ. અનુત્પન્ન; પેદા ન થયેલું.

૨. વિ. ગુપ્ત; અપ્રકટ.

૩. વિ. બહાર ઊગી નહિ નીકળેલું.

**અનુદ્ભૂતત્વ** [ સં. અનુદ્ભૂત ( ગુપ્ત ) + ત્વ ( પણું )] ન. ( ન્યાય-વેદાંત ) ઇંદ્રિયોથી જ્ઞાન ન થઈ શકે તેવું હોવાપણું.

**અનુદ્ભૂત શક્તિ** [સં. અનુદ્ભૂત ( અપ્રકટ ) + શક્તિ ] સ્ત્રી. ( વિજ્ઞાન ) સંભાવ્ય શક્તિ; સ્થાનાપન્ન શક્તિ.

**અનુદ્ય** પું. અનુદય; પ્રાણવિનિમયના એટલે કે એકનો પ્રાણ બીજામાં દાખલ કરવાના પ્રયોગ કરનારને તેના કામમાં નિષ્ફળ કરવાની ભાવના ન હોવાપણું.

**અનુદ્યત** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉદ્યત ( મહેનતુ )] વિ. આળસુ; કામ ન કરે એવું.

૨. વિ. બેકાર; કામધંધા વગરનું; નિરુદ્યમી.

**અનુદ્યમ** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉદ્યમ ( યત્ન )] પું. આળસ; ઉદ્યમનો અભાવ.

૨. વિ. અનુદ્યત; આળસુ.

**અનુદ્યમી** જુઓ અનુદ્યત.

**અનુદ્યુક્ત** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉદ્યુક્ત ( ઉદ્યમી )] વિ. કામ વિનાનું; અનુદ્યમી; આળસુ.

૨. [ સં. અન્ ( નહિ ) + ઉદ્યુક્ત ( તૈયાર )] વિ. તૈયારી વગરનું.

૩. વિ. બેકાર; કામધંધા વગરનું.

**અનુદ્યુક્તતા** ૧. [ સં. અનુદ્યુક્ત ( આળસુ ) + તા ( પણું )] સ્ત્રી. આળસુ હોવાપણું.

૨. સ્ત્રી. તૈયારી વગરનું હોવાપણું.

૩. સ્ત્રી. બેકારી.

**અનુદ્યોગ** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉદ્યોગ ( ધંધો )] પું. ઉદ્યોગનો અભાવ; બેકારી; કામધંધો ન હોવાપણું.

૨. પું. કારીગરોનો રજાનો દિવસ; અણૂજો.

૩. પું. નિવૃત્તિ; આરામ.

૪. વિ. આળસુ; ઉદ્યોગ વિનાનું.

૫. વિ. બેકાર; કામધંધા વગરનું.

**અનુદ્યોગી** જુઓ અનુદ્યત.

**અનુદ્રુત** ૧. [ સં. ] ન. ( સંગીત ) માત્રાનો ચોથો ભાગ; અરધા દ્રુત જેટલા વખતનું માપ.

૨. વિ. પડછંદો પડેલું.

૩. [સં. અનુ ( પાછળ ) + દ્રુત ( દોડેલું )] વિ. પાછળ દોડેલું; પૂંઠે પડેલું.

**અનુદ્રુતલિપિ** સ્ત્રી. ચોસઠ પ્રકારની લિપિ માંહેની એ નામની એક.

**અનુદ્વાહ** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉદ્વાહ ( લગ્ન )] પું. કુંવારું હોવાપણું; બ્રહ્મચર્યાવસ્થા.

૨. વિ. નહિ પરણેલું; અવિવાહિત.

**અનુદ્વિગ્ન** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉદ્વિગ્ન ( દુઃખ પામેલ )] વિ. ઉદ્વેગ વગરનું; દુઃખ વિનાનું.

૨. [ સં. અન્ ( નહિ ) + ઉદ્વિગ્ન ( ચિંતાવાળું )] વિ. ચિંતા વગરનું; નચિંત.

૩. [સં. અન્ ( નહિ ) + ઉદ્વિગ્ન ( કંટાળેલું )] વિ. નહિ કંટાળેલ.

૪. [ સં. અન્ ( નહિ ) + ઉદ્વિગ્ન ( ગભરાયેલ )] વિ. નહિ ગભરાયેલું.

૫. વિ. બીકા વગરનું.

**અનુદ્વેગ** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉદ્વેગ ( ચિંતા )] પું. ચિંતા વિનાની સ્થિતિ; નચિંતપણું; નિશ્ચિંતતા.

૨. વિ. ચિંતા વગરનું.

**અનુદ્વેગકર** [ સં. અનુદ્વેગ ( નચિંતપણું ) + કર ( કરાવનાર )] વિ. ખેદ ન કરાવનારું; ચિંતા ન આપે એવું.

**અનુધર્મ** ૧. [સં. અનુ ( હિતકર ) + ધર્મ] પું. ( જૈન ) અનુકૂળ ધર્મ; હિતકર ધર્મ.

૨. [ સં. અનુ ( સરખું ) + ધર્મ ( ગુણ )] પું. સરખો ગુણ; મળતો ગુણ.

૩. [સં. અનુ ( પ્રમાણે ) + ધર્મ ] અ. ધર્મ પ્રમાણે; ધર્મને અનુસરીને.

**અનુધર્મચારિણી** ૧. વિ. સ્ત્રી. ( જૈન ) ધર્મ પાળનારી.

૨. [ સં. અનુ ( પાછળ ) + ધર્મ + ચારિન્ ( ચાલનાર ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય )] વિ. સ્ત્રી. હિતકર ધર્મ પ્રમાણે ચાલનારી; અનુકૂળ ધર્મ પ્રમાણે વર્તનારી.

**અનુધર્મચારી** ૧. [ સં. અનુ ( પ્રમાણે ) + ધર્મ + ચારિન્ ( વર્તનાર )] વિ. ( જૈન ) તીર્થંકરના માર્ગ પ્રમાણે ચાલનાર.

૨. [ સં. અનુ ( પાછળ ) + ધર્મ + ચારિન્ ( આચરનાર )] વિ. હિતકર ધર્મ આચરનાર.

**અનુધર્મતા** [ સં. અનુ ( સરખું ) + ધર્મ ( ગુણ ) + તા ( પણું )] સ્ત્રી. સરખાપણું; ગુણની સમાનતા.

**અનુધાર્મિક** ૧. [ સં. અનુ ( અનુકૂળ ) + ધાર્મિક ( ધર્મ સંબંધી )] વિ. ધર્મને અનુકૂળ; ધર્મોચિત.

૨. વિ. મળતા ગુણવાળું; તુલ્ય; સમાન.

**અનુધાર્મિકતા** જુઓ અનુધર્મતા.

**અનુધાવન** ૧. [ સં. અનુ ( પાછળ ) + ધાવ્ ( દોડવું )] ન. અનુસરણ; પાછળ જવા કે દોડવાની ક્રિયા; પૂંઠ પકડવી તે.

૨. ન. તત્ત્વના નિશ્ચયને અનુસરવાપણું.

૩. ન. તપાસ; શોધખોળ; સાચા જ્ઞાન માટે અમુક વસ્તુ પાછળ પડવાપણું.

૪. ન. નકલ; અનુકરણ.

૫. ન. મળી ન શકે તેવી ચીજ મેળવવા માટે કરેલો પ્રયાસ.

૬. [સં. અનુ ( વારંવાર ) + ધાવ્ ( દોડવું )] ન. વારેવારે બુદ્ધિ દોડાવવી તે; અનુચિંતન; વિચાર.

૭. ન. શુદ્ધિકરણ; પવિત્ર બનાવવાપણું.

**અનુધાવવું** [ સં. અનુ ( પાછળ ) + ધાવ્ ( દોડવું ) ] સ. ક્રિ. અનુસરવું; પછવાડે દોડવું; પાછળ પડવું; પૂંઠ પકડવી.

**અનુધ્યાન** ૧. [ સં. અનુ ( વારંવાર ) + ધ્યાન ( ચિંતન ) ] ન. ક્ષણેક્ષણે કરાતું ચિંતન; સતત મનન.
૨. ન. ભલું ઇચ્છવાપણું; શુભચિંતન.
૩. ન. યાદગીરી; સ્મૃતિ.
૪. વિ. ધ્યાન ધરેલું; ચિંતવેલ; મનન કરેલું.

**અનુધ્વનન** જુઓ અનુધ્વનિ.

**અનુધ્વનિ** ૧. [ સં. અનુ ( સરખું ) + ધ્વનિ ( અવાજ ) ] પું. અનુરૂપ શબ્દ; એકસરખો અવાજ.
૨. પું. પડઘો; પ્રતિધ્વનિ.
૩. [ સં. અનુ ( પાછળ ) + ધ્વનિ ( અવાજ ) ] પું. વાજિંત્ર વાગતું બંધ થયા પછી સંભળાતો આછો અવાજ; રણકાર; રણકો. ધ્વનિ સામે જે ધ્વનિ થાય તે પ્રતિધ્વનિ, અને ધ્વનિ તથા પ્રતિધ્વનિ લીન થતાં હવામાં જે ગણગણાટ થાય તે અનુધ્વનિ કહેવાય છે.

**અનુનય** ૧. [ સં. અનુનય્ ( યાચવું ) ] પું. કરગરાટ; આજીજી; કાલાવાલા; પ્રાર્થના.
૨. [ સં. અનુની ( કેળવવું ) ] પું. કેળવણી; સુધારણા.
૩. પું. નાટકનાં ૩૬ લક્ષણમાંનું એ નામનું એક. જુઓ નાટક.
૪. પું. પ્રેમથી જીતી લેવાનો પ્રયત્ન; સંવનન; વિનવણી. આ શબ્દ પુરુષ કે સ્ત્રીની પ્રેમની યાચના સંબંધમાં વાપરવામાં આવે છે. તેના ત્રણ પ્રકાર છેઃ (૧) લગ્ન પહેલાંનો અનુનય, (૨) લગ્ન પછીનો દંપતી વચ્ચેનો અનુનય, (૩) બંનેની અપેક્ષા રાખ્યા સિવાયનો અથવા તો લગ્નના નિયમનું ઉલ્લંઘન કરીને કરેલો અનુનય.
૫. [ સં. અનુ ( પાસે ) + ની ( લઈ જવું ) ] પું. મનામણું; સમાધાની; સાંત્વન.

સ્તુવત તાહરાં હું કરી **અનુનય** ઉર ભરપુર.
ગોવર્ધનરામ

૬. પું. સભ્યતા; સૌજન્ય; વિનય; અદ્ધિપત.
૭. પું. સલામ; પ્રણામ; વંદન.
૮. વિ. શાંત કરનારૂં.
૯. [ સં. અનુ ( પ્રમાણે ) + નય ( નીતિ ) ] અ. ઘટતી રીતે; અનુકૂળ પડે તેમ.

**અનુનયી** ૧. [ સં. અનુનય ( યાચના ) + ઇન્ ( વાળું ) ] વિ. પ્રાર્થના કરનાર; વીનવનાર.
૨. [ સં. અનુનય ( વિનય ) + ઇન્ ( વાળું ) ] વિ. સભ્ય; વિનયી; વિવેકી.

**અનુનાદ** ૧. [ સં. અનુ ( સરખું ) + નાદ ( અવાજ ) ] પું. એકસરખો અવાજ.
૨. પું. પ્રતિધ્વનિ; પડઘો.
૩. પું. રણકાર; અનુધ્વનિ.

**અનુનાદક** ૧. ન. ( વિજ્ઞાન ) પ્રતિધ્વનિ ઉપજાવતું સાધન.
૨. [ સં. અનુ ( સરખું ) + નાદક ( અવાજ કરનાર ) ] વિ. એકસરખો અવાજ કરનાર.

કાચના વાસણમાંથી જે સૂર નીકળતો હતો તેને અનુનાદ કહેવામાં આવે છે, અને વાસણ આવી વખતે **અનુનાદક** કહેવાય છે.
સાહિત્યમાળા

૩. [ સં. અનુ ( પાછળ ) + નાદક ( અવાજ કરનાર ) ] વિ. પડઘો પાડનારૂં.
૪. વિ. રણકાર કરનાર.

**અનુનાદિત** ૧. [ સં. ] વિ. જેનો અનુનાદ કે પડઘો થયો હોય એવું.
૨. વિ. રણકારવાળું.

**અનુનાદિતા** ૧. [ સં. અનુ ( સરખું ) + નાદિન્ ( અવાજવાળું ) + તા ( પણું ) ] સ્ત્રી. પ્રતિધ્વનિ કરનાર હોવાપણું.
૨. સ્ત્રી. રણકો કરવાનો ગુણ ધરાવવો તે.

**અનુનાદિત્વ** જુઓ અનુનાદિતા.

**અનુનાદી** ૧. [ સં. અનુનાદ ( પડઘો ) + ઇન્ ( વાળું ) ] વિ. પ્રતિધ્વનિ કરનાર.
૨. વિ. રણકો કરે એવું.

**અનુનાદીપેટી** [ સં. અનુનાદિન્ ( રણકો કરે એવું ) + પિટક ( પેટી ) ] સ્ત્રી. તારવાળા વાજિંત્રનો પોલો ભાગ, જે ધ્રૂજતા તારના અવાજને વધારે છે.

**અનુનાયક** ૧. [ સં. અનુ ( ઊતરતું ) + નાયક ( નાટકનું મુખ્ય પુરુષપાત્ર ) ] પું. નાયકથી ઊતરતા દરજ્જાનું પુરુષપાત્ર.
૨. [ સં. અનુની ( માન આપવું ) ] વિ. વિનયી; સભ્ય.
૩. વિ. શાંત; નમ્ર.

**અનુનાયિકા** [ સં. અનુ ( ઊતરતું ) + નાયિકા ( નાટકનું મુખ્ય સ્ત્રીપાત્ર ) ] સ્ત્રી. નાયિકાથી ઊતરતા પ્રકારનું સ્ત્રીપાત્ર. જેમકે, સખી, પરિચારિકા, ચાકરડી.

**અનુનાસ** ૧. વિ. અનુનાસિક; નાકમાંથી ઉચ્ચારાતું.
૨. [ પ્રા. અણુણાસ ] વિ. અનુસ્વારવાળું.

**અનુનાસિક** ૧. [ સં. અનુ ( જેવું ) + નાસિક્ય ( નાકનું ) ] પું. ગણગણતે અવાજે નાકમાંથી અનુસ્વાર જેવો બોલાતો અક્ષર; મોઢા અને નાકમાંથી ઉચ્ચારાતો વર્ણ; નાકમાંથી ઉચ્ચારાતો વ્યંજન. અનુનાસિક પાંચ છેઃ– ઙ, ઞ, ણ, ન અને મ.
૨. પું. ( સંગીત ) ગાયકના મુખ્ય ૧૪ દોષ માંહેનો એ નામનો એક; નાકમાંથી ગાવાનો દોષ.
૩. વિ. નાકમાંથી ઉચ્ચાર કાઢનારૂં.
૪. વિ. મોં તથા નાક વડે જેનો ઉચ્ચાર થતો હોય તેવું.

**અનુનાસિકતા** [ સં. અનુનાસિક ( નાકમાંથી ઉચ્ચારાતું ) + તા ( પણું ) ] સ્ત્રી. નાકમાંથી ઉચ્ચારાતું હોવાપણું.

**અનુનાસિકત્વ** જુઓ અનુનાસિકતા.

**અનુનાસિકવાદ** [ સં. અનુનાસિક ( નાકમાંથી ઉચ્ચારાતો વ્યંજન ) + વાદ ( મત ) ] પું. મીંડાને બદલે અનુનાસિક અક્ષર વાપરવો એવો મત.

**અનુનાસિકવાદી** [ સં. અનુનાસિક ( નાકમાંથી ઉચ્ચારાતો વ્યંજન ) + વાદિન્ ( મતવાળું ) ] વિ. મીંડાને બદલે અનુનાસિક અક્ષર વાપરવો એવા મતવાળું.

**અનુનાસિકા** સ્ત્રી. ( સંગીત ) મંદ્રસ્થાનીય ૨૨ શ્રુતિ માંહેની એ નામની એક. તેનું પ્રાચીન નામ પ્રીતિ છે. જુઓ શ્રુતિ.

**અનુનિર્દેશ** [ સં. અનુ ( ક્રમ પ્રમાણે ) + નિર્દેશ ( કથન ) ] પું. અગાઉ કહેલી બાબતોનું ક્રમવાર વિવેચન.

**અનુનેય** ૧. [ સં. અનુની ( કેળવવું ) ] વિ. મરડાય એવું; વળે એવું; નરમ.
૨. [ સં. અનુ ( પાછળ ) + નેય ( દોરવા જેવું ) ] વિ. વીનવણીથી વશ કરવા જેવું.

**અનુનેયતા** [ સં. અનુનેય ( વળી શકે એવું ) + તા ( પણું ) ] સ્ત્રી. વળી શકે એવું હોવાપણું; નરમાશ.

**અનુન્નત** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉન્નત ( ઊંચું ) ] વિ. ઊંચું ન હોય એવું.
૨. વિ. ગર્વ વિનાનું; અભિમાન વગરનું.

**અનુન્નતગાત્ર** [ સં. અન્ ( નહિ ) + ઉન્નત ( ઊંચું ) + ગાત્ર ( અંગ ) ] વિ. જેનાં અંગ મજબૂત અથવા બહાર પડતાં ન હોય એવું.

**અનુન્નતાનત** [ સં. અન્ ( નહિ ) + ઉન્નત ( ઊંચું ) + આનત ( નીચું ) ] વિ. ઊંચું કે નીચું ન હોય એવું; સપાટ; સમતલ.

**અનુન્મત્ત** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉન્મત્ત ( ગાંડું ) ] વિ. ગાંડું નહિ તેવું.

૨. વિ. શાંત; ધીરું.

**અનુપ** ૧. [ સં. અનુ ( પાસે ) + અપ્ ( પાણી ) ] પું. કચ્છ દેશનું અસલ નામ.

૨. પું. ભેજવાળો પ્રદેશ.

૩. [ સં. અન્ ( નહિ ) + ઉપમા ( સરખાપણું ) ] વિ. અનુપમ; ઉપમા આપી ન શકાય એવું; અતુલ્ય; શ્રેષ્ઠ; અદ્વિતીય.

૪. વિ. ભેજવાળું; પાણીવાળું.

**અનુપકાર** ૧. પું. અપકાર; ગુણના બદલામાં અવગુણ કરવાપણું.

૨. [ સં. અન્ ( નહિ ) + ઉપકાર ( પાડ ) ] પું. ઉપકારનો અભાવ.

**અનુપકારસમ** પું. ( વેદાંત ) કારણ વગર કાર્ય થાય જ નહિ એવો નિયમ જેને વિષે થઈ શકે નહિ તે.

**અનુપકારિણી** ૧. વિ. સ્ત્રી. અપકારિણી; અવગુણ કરનારી.

૨. વિ. સ્ત્રી. ઉપકાર ન કરનારી.

**અનુપકારી** ૧. વિ. અપકાર કરનાર.

૨. [ સં. અન્ ( નહિ ) + ઉપકારિન્ ( ઉપકાર કરે એવું ) ] વિ. ઉપકાર ન કરનારું; કોઈનું સારું કરવાની દાનત વિનાનું.

૩. વિ. નકામું; ઉપયોગ વિનાનું; અનુપયોગી.

૪. વિ. નિમકહરામ; પોતાની ઉપર થયેલો ઉપકાર ભૂલી જનાર; નગુણું; કૃતઘ્ન.

**અનુપકૃત** [ સં. અન્ ( નહિ ) + ઉપકૃત ( ઉપકાર થયેલ ) ] વિ. જેના ઉપર ગુણ કરાયો ન હોય એવું; ઉપકાર નહિ કરાયેલું.

**અનુપગત** [ સં. અન્ ( નહિ ) + ઉપગત ( પાસે આવેલ ) ] વિ. દૂરનું; પાસે નહિ આવેલ.

**અનુપગીત** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉપગીત ( વખણાયેલું ) ] વિ. નહિ વખણાયેલું; અપ્રશસ્ત.

૨. [ સં. અન્ ( નહિ ) + ઉપ ( પાસે ) + ગીત ( ગાયેલું ) ] વિ. સાથે બીજા કોઈએ નહિ ગાયેલું; એકલાએ જ ગાયેલું.

**અનુપઘાત** [ સં. અન્ ( નહિ ) + ઉપઘાત ( ઈજા ) ] પું. નુકસાનનો અભાવ.

**અનુપચયભાવ** પું. ( જ્યોતિષ ) કુંડળીમાં ૧, ૨, ૪, ૫, ૭, ૮, ૯, ૧૨ તે પ્રત્યેક ભાવ.

**અનુપજીવિની** [ સં. અન્ ( નહિ ) + ઉપજીવિન્ ( આશ્રિત ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. પરોપજીવી નહિ એવી; સ્વતંત્ર રીતે ગુજરાન ચલાવનારી.

**અનુપજીવી** [ સં. અન્ ( નહિ ) + ઉપજીવિન્ ( બીજાના આધારે જીવનાર ) ] વિ. પરોપજીવી નહિ એવું; સ્વતંત્રપણે ભરણપોષણ કરનારું.

**અનુપતન** ૧. ન. અનુકૂળ પડવાપણું.

૨. [ સં. અનુ ( સામે ) + પતન ( અક્ષાંશ ) ] ન. આપેલા અક્ષાંશ સામેનો અક્ષાંશ.

૩. ન. ઉપર પડવું તે.

૪. [ સં. અનુ ( ક્રમ પ્રમાણે ) + પતન ( પડવાપણું ) ] ન. ક્રમવાર જવા કે બનવાપણું.

૫. ન. ( ગણિત ) ત્રિરાશી.

૬. [ સં. અનુ ( પાછળ ) + પતન ( પડવું તે ) ] ન. પાછળ પડવાપણું; અનુસરણ.

૭. ન. ( ગણિત ) પ્રમાણ.

**અનુપતપ્ત** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉપતપ્ત ( ગરમ થયેલ ) ] વિ. ગરમ નહિ થયેલું; તપેલ નહિ એવું.

૨. [ સં. અન્ ( નહિ ) + ઉપતપ્ત ( સંતાપ પામેલ ) ] વિ. સંતાપ નહિ પામેલું.

**અનુપથ** ૧. [ સં. અનુ ( અનુકૂલ ) + પથિન્ ( માર્ગ ) ] પું. અનુકૂળ રસ્તો.

૨. [ સં. અનુ ( પાછળ ) + પથિન્ ( માર્ગ ) ] વિ. રસ્તે ચાલનારું; માર્ગને અનુસરનારું.

૩. [ સં. અનુ ( પ્રમાણે ) + પથિન્ ( માર્ગ ) ] અ. માર્ગે; રસ્તે.

**અનુપદ** ૧. ન. એ નામની એક જાતનું માણસ.

૨. [ સં. અનુ ( વારંવાર ) + પદ ( કવિતાની કડી ) ] ન. ટેક; કવિતાનું ધ્રુવપદ.

૩. ન. વેદનાં આઠ ઉપાંગમાંનું એ નામનું એક.

૪. વિ. એ નામની એક જાતનું.

૫. [ સં. અનુ ( પાછળ ) + પદ ( પગલું ) ] વિ. પગલે પગલે પાછળ જાય એવું.

૬. [ સં. અનુ ( પાછળ ) + પદ્ ( જવું ) ] વિ. પાછળ જનાર.

૭. [ સં. અનુ ( પ્રમાણે ) + પદ ( શબ્દ ) ] વિ. શબ્દે શબ્દ પ્રમાણે વર્તનારું.

૮. અ. અનંતર; અંતર વિના; તદ્દન નજીક.

૯. અ. પગલે પગલે; ફરક વિના.

**અનુપદવી** [ સં. ] સ્ત્રી. રસ્તો.

**અનુપદિષ્ટ** [ સં. અન્ ( નહિ ) + ઉપદિષ્ટ ( શીખવેલું ) ] વિ. નહિ શીખવેલું; નહિ ઉપદેશેલ.

**અનુપદેશ** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉપદેશ ( શિક્ષણ ) ] પું. ઉપદેશનો અભાવ; શિક્ષણ ન હોવું તે.

૨. [ સં. અનુપ ( ભેજવાળું ) + દેશ ] પું. નદીઓ, તળાવો અથવા પર્વતોવાળો ઘણો ભીનો કે ભેજવાળો જમીનનો ભાગ.

**અનુપદ્રવકારી** [ સં. અન્ ( નહિ ) + ઉપદ્રવકારિન્ ( પીડા કરનાર ) ] વિ. પીડા નહિ કરનાર; ઉપદ્રવ નહિ કરનારું.

**અનુપધિ** [ સં. અન્ ( નહિ ) + ઉપધિ ( કપટ ) ] વિ. કપટ વગરનું; નિષ્કપટી; નિખાલસ.

**અનુપનિવૃત્ત** ન. એ નામનું જૂના વખતનું રાજ્ય. જુઓ રુદ્રદામા.

**અનુપનીત** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉપનીત ( જનોઈ અપાયેલ ) ] પું. જનોઈ ન આપી હોય તેવો છોકરો.

૨. [ સં. અન્ ( નહિ ) + ઉપનીત ( પાસે લઈ જવાયેલ ) ] વિ. પાસે નહિ લઈ જવાયેલ.

**અનુપન્યાસ** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉપન્યાસ ( કથન ) ] પું. નહિ જણાવવાપણું; અવર્ણન; અકથન.

૨. [ સં. અન્ ( નહિ ) + ઉપન્યાસ ( પુરાવો ) ] પું. પ્રમાણ કે પુરાવાનો અભાવ; અનિશ્ચિતતા; સંદેહ.

**અનુપપત્તિ** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉપપત્તિ ( પ્રાપ્તિ ) ] સ્ત્રી. અપ્રાપ્તિ; અસિદ્ધિ.

૨. સ્ત્રી. અશક્યતા; અસંભવિતપણું.

૩. સ્ત્રી. જૂઠાણું; ખોટાઈ.

૪. સ્ત્રી. દળદર; નિર્ધનતા.

૫. [ સં. અન્ ( નહિ ) + ઉપપત્તિ ( સંગતિ ) ] સ્ત્રી. પ્રમાણ કે પુરાવાનો અભાવ; દલીલ ન હોવાપણું.

૬. સ્ત્રી. લાગુ ન પડવાપણું.

૭. સ્ત્રી. વિરોધ; અસંગતિ.

**અનુપપન્ન** ૧. વિ. અશક્ય; અસંભવિત.

૨. [ સં. અન્ ( નહિ ) + ઉપપન્ન ( પૂરું પાડેલ ) ] વિ. ગરીબ; નિર્ધન.

૩. [ સં. અન્ ( નહિ ) + ઉપપન્ન ( મેળવેલ ) ] વિ. નહિ મેળવેલું; અપ્રાપ્ત.

૪. [ સં. અન્ ( નહિ ) + ઉપપન્ન ( બેસતું ) ] વિ. યુક્તિ પ્રમાણે નહિ એવું; બંધ ન બેસે એવું; અયુક્ત; અસંગત.

૫. [ સં. અન્ ( નહિ ) + ઉપપન્ન ( સિદ્ધ ) ] વિ. સાબિત ન થયેલ; અસિદ્ધ.

**અનુપભુક્ત** [ સં. અન્ ( નહિ ) + ઉપભુક્ત ( માણેલું ) ] વિ. ઉપભોગ ન કરાયો હોય એવું; નહિ ભોગવાયેલું; વણમાણ્યું.

**અનુપભૂમિ** [ સં. અનુપ ( ભેજવાળું ) + ભૂમિ ( જમીન ) ] સ્ત્રી. ભેજવાળી જમીન.

**અનુપમ** [ સં. અન્ ( નહિ ) + ઉપમા ( સરખામણી ) ] વિ. સરખામણી ન થાય એવું; અતુલ; અનુપ; અજોડ; શ્રેષ્ઠ; અપ્રતિમ; અદ્વિતીય.

**અનુપમતા** [ સં. અનુપમ ( શ્રેષ્ઠ ) + તા ( પણું ) ] સ્ત્રી. શ્રેષ્ઠતા; અજોડપણું; ઉપમા ન હોય એવી સ્થિતિ.

**અનુપમદર્શી** [ સં. અનુપમ ( શ્રેષ્ઠ ) + દર્શિન્ ( બતાવનાર )] વિ. શ્રેષ્ઠતા બતાવનાર; ચારિત્ર્યવાન.

**અનુપમદરશ** [ સં. અનુપમ ( ઉપમા વગરનું ) + દર્શ ( દેખાવ )] ન. ઉપમા ન આપી શકાય તેવો દેખાવ.

**અનુપમા** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉપમા ( સરખામણી )] સ્ત્રી. ઉપમાનો અભાવ; સરખામણી ન હોવાપણું.

૨. સ્ત્રી. નૈર્ઋત્યખૂણાના રક્ષક કુમુદ નામના દિગ્ગજની સ્ત્રી.

**અનુપમિત** [ સં. અન્ ( નહિ ) + ઉપમિત ( ઉપમાવાળું )] વિ. ઉપમા રહિત; અનુપમ; અતુલ્ય.

**અનુપમેય** [ સં. અન્ ( નહિ ) + ઉપમેય ( ઉપમા આપી શકાય એવું )] વિ. ઉપમા આપી ન શકાય એવું; અજોડ; સર્વોત્તમ.

**અનુપમેયતા** [ સં. અનુપમેય ( અજોડ ) + તા ( પણું )] સ્ત્રી. અજોડપણું; ઉપમા આપી ન શકાય એવું હોવાપણું.

**અનુપમ્ય** જુઓ અનુપમ.

**અનુપયુક્ત** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉપયુક્ત ( વાપરેલું )] વિ. નહિ વપરાયેલું.

૨. [ સં. અન્ ( નહિ ) + ઉપયુક્ત ( ઉપયોગી )] વિ. નિરુપયોગી; નકામું; વ્યર્થ.

૩. [ સં. અન્ ( નહિ ) + ઉપયુક્ત ( યોગ્ય )] વિ. બંધબેસતું નહિ એવું; અયોગ્ય.

**અનુપયુક્તતા** ૧. [ સં. અનુપયુક્ત ( નકામું ) + તા ( પણું )] સ્ત્રી. નિરુપયોગીપણું.

૨. [ સં. અન્ ( નહિ ) + ઉપયુક્ત ( યોગ્ય ) + તા ( પણું )] સ્ત્રી. બંધબેસતું ન હોવાપણું.

૩. [ સં. અનુપયુક્ત ( નહિ વપરાયેલું ) + તા ( પણું )] સ્ત્રી. વપરાયેલું ન હોવાપણું.

**અનુપયોગ** ૧. [ સં. અન્ ( અયોગ્ય ) + ઉપયોગ ( વપરાશ )] પું. દુર્વ્યવહાર; ખરાબ પ્રયોગ.

૨. [ સં. અન્ ( નહિ ) + ઉપયોગ ( વપરાશ )] પું. નિરુપયોગ; નિરર્થકતા.

૩. વિ. ઉપયોગ વગરનું; નિરર્થક; નકામું.

**અનુપયોગિતા** જુઓ અનુપયુક્તતા.

**અનુપયોગી** જુઓ અનુપયુક્ત.

**અનુપરત** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉપરત ( અટકેલું )] વિ. અટક્યા વગરનું; નિરંતર; અવિચ્છિન્ન.

૨. [ સં. અન્ ( નહિ ) + ઉપરત ( મરણ પામેલું )] વિ. મરણ નહિ પામેલું.

**અનુપરૂપ** [ સં. અનુપ ( શ્રેષ્ઠ ) + રૂપ ( આકાર )] વિ. શ્રેષ્ઠ; અનુપમ.

**અનુપરોધ** [ સં. અન્ ( નહિ ) + ઉપરોધ ( હરકત )] પું. હરકત ન હોવાપણું; અબાધ.

**અનુપલબ્ધ** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉપલબ્ધ ( મેળવેલ )] વિ. અપ્રાપ્ત; નહિ મેળવેલ.

૨. [ સં. અન્ ( નહિ ) + ઉપલબ્ધ ( જાણેલ )] વિ. નહિ જાણેલું; જ્ઞાન થયા વગરનું.

**અનુપલબ્ધિ** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉપ ( સમીપ ) + લબ્ધિ ( પ્રાપ્તિ )] સ્ત્રી. અપ્રાપ્તિ; લાભનો અભાવ.

૨. [ સં. અન્ ( નહિ ) + ઉપલબ્ધિ ( જ્ઞાન )] સ્ત્રી. ઇંદ્રિયજ્ઞાનથી પર હોવાપણું; અનભિજ્ઞાન; ઇંદ્રિયોથી ન સમજાવું તે; પ્રત્યક્ષજ્ઞાન ન હોવાપણું.

૩. સ્ત્રી. (કાવ્ય) પ્રત્યક્ષ ન હોવાપણું; જ્ઞાનનાં ૭ માંહેનું એ નામનું સાધન; વસ્તુના નહિ દેખાવાથી તેના અભાવનો નિશ્ચય. જેમકે,

નથી તારે કટિ સહુ કહે, કુચ સ્થિત વિણ આધાર;
ઇંદ્રજાળ છે કામિની, આવે એમ વિચાર.

**અનુપલબ્ધિપ્રમાણ** [ સં. અન્ ( નહિ ) + ઉપલબ્ધિ ( પ્રાપ્તિ ) + પ્રમાણ ( જ્ઞાનનું સાધન )] ન. ( વેદાંત અને ધર્મમીમાંસા ) જે ઠેકાણે જે વસ્તુ મળવી જોઈએ, તે ઠેકાણે તે વસ્તુ નથી એવા યથાર્થ અનુભવની સાબિતીનું પ્રમાણ; કોઈ વસ્તુની અપ્રાપ્તિનો કે અભાવનો અનુભવ અથવા સાબિતી જે કારણ કે પ્રમાણથી થાય તે.

**અનુપલબ્ધિસમ** ૧. [ સં. અનુપલબ્ધિ ( પ્રત્યક્ષજ્ઞાન ન હોવાપણું ) + સમ ( સરખા પ્રમાણવાળું )] પું. અમુક વસ્તુ ઇંદ્રિયોથી સમજી શકવી અશક્ય છે એમ કહી તે વસ્તુ સંબંધી તે સિવાયનું બીજું અમુક સત્ય સાબિત કરનાર વાદ.

૨. સ્ત્રી. (ન્યાય) ન્યાયની ૨૪ માંહેની એ નામની એક જાતિ. જુઓ જાતિ.

**અનુપલંભ** [ સં. અન્ ( નહિ ) + ઉપલંભ ( જ્ઞાન )] પું. જ્ઞાન ન થવાપણું; ઉપલંભનો અભાવ.

**અનુપલિપ્ત** [ સં. અન્ ( નહિ ) + ઉપલિપ્ત ( લેપ કરેલ )] વિ. લેપ નહિ કરેલું.

**અનુપવીત** [ સં. અન્ ( નહિ ) + ઉપવીત ( જનોઈ )] વિ. જનોઈ અપાયા વિનાનું.

**અનુપશમ** [ સં. અન્ ( નહિ ) + ઉપશમ ( શાંતિ )] પું. અશાંતિ.

**અનુપશય** ૧. [ સં. ] પું. રોગ પારખવાની પાંચ રીતમાંની એક, જેમાં આહારવિહારનું ખરાબ પરિણામ જોઈને રોગીને અમુક પ્રકારનો રોગ હોવાનું કહેવામાં આવે છે.

૨. પું. રોગને વધારનાર વસ્તુ.

**અનુપશ્યના** [ સં. અનુ ( પાછળ ) + પશ્ ( જોવું )] સ્ત્રી. (બૌદ્ધ) સમ્યગ્દર્શન; બરાબર જોવું તે.

આ દુઃખ અને આ દુઃખસમુદય મળીને એક અનુપશ્યના. અને આ દુઃખનિરોધ અને આ દુઃખનિરોધગામી માર્ગ મળીને બીજી અનુપશ્યના. સુત્તનિપાત

**અનુપસર્ગ** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉપસર્ગ ( પૂર્વગ )] પું. ઉપસર્ગ લગાડવામાં ન આવ્યો હોય તેવો શબ્દ.

૨. પું. કોઈ જાતની વિશેષતા કે વધારાની જરૂર નથી એવી દૈવી વ્યક્તિ.

૩. પું. ધાતુ કે ધાતુ ઉપરથી બનેલ નામ આગળ જોડાતો ન હોય એવો શબ્દ.

**અનુપસંખ્યા** [ સં. ] સ્ત્રી. અજ્ઞાન; અવિદ્યા.

**અનુપસંહાર** [ સં. અન્ ( નહિ ) + ઉપસંહાર ( સારાંશ )] પું. ઉપસંહારનો અભાવ; સારાંશ ન જણાવેલો હોવાપણું.

**અનુપસંહારી** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉપસંહારિન્ ( એકત્ર કરવું )] પું. ( ન્યાય ) એ નામનો દુષ્ટ હેતુ. જુઓ અનુપસંહારીહેત્વાભાસ.

૨. વિ. ઉપસંહાર નહિ કરનાર; સારાંશ નહિ જણાવનારું.

**અનુપસંહારીહેત્વાભાસ** પું. ( ન્યાય ) વસ્તુમાત્ર પોતાના પક્ષમાત્રમાં સમાઈ જવાથી સાબિતીને માટે દૃષ્ટાંત જ ન મળે એવો હેત્વાભાસ.

**અનુપસ્થ** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉપસ્થ ( નજીકનું )] વિ. આઘેનું; દૂરનું.

૨. વિ. ( વ્યાકરણ ) ગૌણ; મુખ્ય નહિ એવું.

**અનુપસ્થાન** [ સં. અન્ ( નહિ ) + ઉપસ્થાન ( હાજરી )] ન. ગેરહાજરી; હાજર ન હોવાપણું.

**અનુપસ્થાયી** [ સં. અન્ ( નહિ ) + ઉપસ્થાયિન્ ( પાસે રહેનાર )] વિ. પાસે નહિ એવું; દૂરનું; છેટેનું.

**અનુપસ્થિત** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉપસ્થિત ( પાસે ઊભેલ ) ] વિ. પાસે ન હોય એવું; ગેરહાજર.

૨. [ સં. અન્ ( નહિ ) + ઉપસ્થિત ( યાદ આવેલ ) વિ. યાદ ન હોય એવું; વિસ્મૃત.

**અનુપસ્થિતિ** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉપસ્થિતિ ( હાજરી ) ] સ્ત્રી. ગેરહાજરી; ઉપસ્થિતિનો અભાવ.

૨. [ સં. અન્ ( નહિ ) + ઉપસ્થિતિ ( યાદ ) ] સ્ત્રી. વિસ્મૃતિ; યાદ ન હોવાપણું.

**અનુપહત** ૧. ન. કોરું લૂગડું.

૨. [ સં. અન્ ( નહિ ) + ઉપહત ( ઈજા પામેલ ) ] વિ. ઈજા પામ્યા વગરનું.

૩. વિ. ન વપરાયેલ; નવું; કોરું.

**અનુપહસનીય** [ સં. અન્ ( નહિ ) + ઉપહસનીય ( હસવા જેવું ) ] વિ. નહિ હસવા જેવું; મશ્કરી કરવા લાયક નહિ એવું.

**અનુપળ** ૧. [ સં. અનુ ( ઊતરતું ) + પલ ( ઘડીનો ૬૦મો ભાગ ) ] સ્ત્રી. એક પળનો સાઠમો ભાગ; વિપળ.

૨૪ સેકંડ = ૬૦ અનુપળ = ૧ પળ
૨૪ મિનિટ = ૬૦ પળ = ૧ ઘડી
૨૪ કલાક = ૬૦ ઘડી = ૧ રાત્રિદિવસ

૨. [ સં. અનુ ( દરેક ) + પલ ( ક્ષણ ) ] અ. વરંવાર; ક્ષણેક્ષણે; પ્રત્યેક પળે; દરેક ક્ષણે.

**અનુપાત** જુઓ અનુપતન.

**અનુપાતક** [ સં. અનુ ( સરખું ) + પાતક ( પાપ ) ] ન. બ્રહ્મહત્યા વગેરે મહાપાપના જેવું પાપ. જેમકે, ચોરી; ખૂન; છિનાળું.

**અનુપાતકી** [ સં. અનુપાતક ( મહાપાપ ) + ઈન્ ( વાળું ) ] વિ. બ્રહ્મહત્યા વગેરે મહાપાપ કરનાર.

**અનુપાતગમ્યતા** [ સં. અનુપાત ( પ્રમાણ ) + ગમ્ય ( જવા જેવું ) + તા ( પણું ) ] સ્ત્રી. પ્રમાણમાં સાથે મળવાપણું.

**અનુપાતસિદ્ધ** [ સં. અનુપાત ( પ્રમાણ ) + સિદ્ધ ( વાળું ) ] વિ. પ્રમાણસર.

**અનુપાતી** ૧. [ સં. અનુ ( પાછળ ) + પત્ ( પડવું ) ] વિ. અનુસરનારું; પાછળ જનાર.

૨. [ સં. અનુ ( સરખું ) + પત્ ( પડવું ) ] વિ. ( ગણિત ) એકસરખું; 'સિમિલર'.

૩. વિ. મળતું; જેવું; સદૃશ.

**અનુપાદક** [ સં. ] પું. (તંત્ર) આકાશથી પણ બારીક એક તત્ત્વ.

**અનુપાદિશેષનિર્વાણ** ન. (બૌદ્ધ) એ નામનો એક પ્રકારનો મોક્ષ; શારીરિક દુઃખ વગેરે જેમાં નથી રહેતું તેવો મોક્ષ. તે જ્ઞાન પામેલ ભિક્ષુને મરણ પછી મળે છે.

**અનુપાધિક** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉપાધિ ( પીડા ) + ક ( વાળું ) ] ન. ( બૌદ્ધ ) નિર્વાણ; મોક્ષ.

૨. [ સં. અન્ ( નહિ ) + ઉપાધિ ( દોષ ) + ક ( વાળું ) ] વિ. શુદ્ધ; દોષ વિનાનું.

**અનુપાન** ૧. [ સં. અનુ ( સાથે ) + પાન ( પીવું ) ] ન. ઔષધની સાથે કે તેની ઉપર ખાવામાં અથવા પીવામાં આવતી વસ્તુ; ઔષધની સાથે લેવાતી તેને મદદરૂપ વસ્તુ. જેમકે, મધ; ગોળ.

જુદાં જુદાં અનુપાનથી × × × × એકનું એક રસાયન વિવિધ ફલની પ્રાપ્તિ કરે છે.
આત્મનિમજ્જન

૨. ન. કરી; પરેજી; પથ્ય.

૩. [ સં. અનુ ( પાસે ) + પાન ( પીવું ) ] ન. નજીકમાં હોય એવું પીણું.

૪. ન. વારણ; ઔષધની અસરને દૂર કરનાર ઓસડ.

**અનુપાય** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉપાય ( ઇલાજ ) ] વિ. ઉપાય વિનાનું; નિરુપાય.

૨. અ. ફોકટ; નાહક; અમથું; નકામું.

**અનુપાર્જિત** [ સં. અન્ ( નહિ ) + ઉપાર્જિત ( કમાયેલ ) ] વિ. કમાયેલું નહિ એવું; નહિ મેળવેલું.

અનુપાર્જિત વૃદ્ધિ = પ્રયાસ વિના મળેલો વધારો.

**અનુપાલક** ૧. [ સં. અનુ ( પાછળ ) + પાલક ( રક્ષણ કરનાર ) ] પું. રક્ષક; પરિપાલન કરનાર વ્યક્તિ.

૨. [ સં. અનુ ( પ્રમાણે ) + પાલક ( વર્તનાર ) ] વિ. કહ્યું કરનાર; આજ્ઞા ઉઠાવનારું.

૩. વિ. રક્ષણ કરનારું; પાળનાર.

**અનુપાલન** ૧. [ સં. અનુ ( પ્રમાણે ) + પાલન ( વર્તન ) ] ન. કહ્યા પ્રમાણે કરવાપણું; હુકમ ઉઠાવવો તે; આજ્ઞાધારણ.

૨. [ સં. અનુ ( પાછળ ) + પાલન ( પાળવું તે ) ] ન. રક્ષણ; જતન.

**અનુપાલના** [ સં. અનુ ( પાછળ ) + પાલન ( જતન ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ( જૈન ) સંકટ પડે પણ નિયમ બરાબર પાળવા તે.

**અનુપાવૃત્ત** ૧. [ સં. અનુપ ( પાણીવાળો પ્રદેશ ) + આવૃત્ત ( ઘેરાયેલું ) ] પું. (પુરાણ) એ નામનો હિંદુસ્તાનનો જૂનો દેશ.

૨. વિ. પશ્ચિમનું; આથમણું.

૩. [ સં. અન્ ( નહિ ) + ઉપાવૃત્ત ( પાછું આવેલ ) ] વિ. પાછું નહિ ફરેલું.

**અનુપુરુષ** [ સં. અનુ ( ઊતરતું ) + પુરુષ ( માણસ ) ] પું. સેવક; ચાકર; નોકર.

**અનુપૂરક** [ સં. અનુ ( પાછળ ) + પૂરક ( પૂરું કરનાર ) ] વિ. પુરવણી કરનાર; પૂરું કરતું.

**અનુપૂરકકર્મ** [ સં. અનુપૂરક ( પુરવણી કરનાર ) + કર્મન્ ( કામ ) ] ન. પુરવણી કામ.

**અનુપૂરકકાર્યવિધિ** જુઓ અનુપૂરકકર્મ.

**અનુપૂર્તિ** ૧. [ સં. અનુ ( પાછળ ) + પૂર્તિ ( વધારો ) ] સ્ત્રી. ઉમેરો; પુરવણી; કવિતામાં કે વાક્યમાં ખૂટતું પૂરું કરવું તે.

૨. સ્ત્રી. ઉશ્કેરણી; ઉત્તેજન; ટાપશી; સંકોરણી

૩. સ્ત્રી. હુંકારો; હોંકારો.

**અનુપૂર્ત્તિ** જુઓ અનુપૂર્તિ.

**અનુપૂર્વ** ૧. [ સં. ] વિ. અનુક્રમવાળું; એક પછી એક આવતું.

૨. વિ. ઘાટીલું; સુંદર આકારવાળું.

૩. વિ. પાછળ જનાર.

૪. વિ. સૌથી નીચેનું.

**અનુપૂર્વજ** [ સં. અનુપૂર્વ ( ક્રમ પ્રમાણેનું ) + જ ( જન્મેલ ) ] વિ. એક જ વંશમાં ઊતરી આવેલું.

**અનુપૂર્વી** [સં. આનુપૂર્વી] સ્ત્રી. ક્રમ; અનુક્રમ.

**અનુપૃષ્ઠ** ૧. [સં. અનુ ( ક્રમ પ્રમાણે ) + પૃષ્ઠ ( પાછલો ભાગ ) ] ન. અનુપૂર્વી; અનુક્રમ; પરિપાટી.

૨. [ સં. અનુ ( પાછળ ) + પૃષ્ઠ ( પીઠ ) ] અ. વાંસોવાંસ.

**અનુપેક્ષણીય** [ સં. અન્ ( નહિ ) + ઉપેક્ષણીય ( ધ્યાનમાં નહિ લેવા જેવું ) ] વિ. ધ્યાનમાં રાખવા લાયક; લક્ષમાં લેવા જેવું.

**અનુપેત** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉપેત ( જનોઈ આપેલું ) ] વિ. અનુપનીત; યજ્ઞોપવીત લીધા વિનાનું; જનોઈ અપાયા વગરનું; ઉપનયન સંસ્કાર નહિ કરાયેલું.

૨. [ સં. અન્ ( નહિ ) + ઉપેત ( યુક્ત ) ] વિ. એકલું; સાથ વિનાનું.

૩. [ સં. અન્ ( નહિ ) + ઉપેત ( પાસે ગયેલું ) ] વિ. પાસે નહિ ગયેલ.

૪. [ સં. અન્ ( નહિ ) + ઉપેત ( વાળું ) ] વિ. વગરનું; વિનાનું; રહિત.

**અનુપ્ત** [ સં. અન્ ( નહિ ) + ઉપ્ત ( વાવેલ ) ] વિ. નહિ વાવેલું; વાવ્યા વગરનું.

**અનુપ્રતિબિંબ** [ સં. અનુ ( પાછળ ) + પ્રતિબિંબ ( પડછાયો ) ] ન. ( ભૌતિક ) અન્-વાદર્શ; દેખાય તેવા પદાર્થની અક્ષિપટમાંથી સીધું ઉદ્દીપન દૂર થયા પછી નજરે પડતી આકૃતિ; આગંતુક પ્રતિરૂપ.

**અનુપ્રદાન** ૧. ન. ( વ્યાકરણ ) અમુક વર્ણ ઉત્પન્ન થાય એવો મોઢાના અવયવોનો બહારનો પ્રયત્ન; અક્ષરોના ઉચ્ચારણમાં થતી અમુક જાતની બાહ્ય કોશિશ.

શ્વાસ અને નાદને **અનુપ્રદાન** કહે છે, કેમકે ધ્વનિની પાછળ એ થાય છે. બૃહદ્ વ્યાકરણ

૨. [ સં. અનુ ( પાછળ ) + પ્રદાન ( દેણગી ) ] ન. બક્ષિસ; ભેટ.

**અનુપ્રયોગ** ૧. [ સં. અનુ ( પાછળ ) + પ્રયોગ ( ઉપયોગ ) ] પું. કામ ફરીવાર કરવાપણું.

૨. પું. વધારાનો ઉપયોગ.

**અનુપ્રવચન** [ સં. અનુ ( પાછળ ) + પ્રવચન ( સારી રીતે બોલવું તે ) ] ન. શિક્ષકે કહ્યું હોય તેનું પુનરાવર્તન; ગુરુએ કરેલ ઉચ્ચાર પ્રમાણે બોલવાપણું.

**અનુપ્રવિષ્ટ** ૧. [ સં. અનુ ( પાછળ ) + પ્રવિષ્ટ ( પેઠેલું ) ] વિ. પાછળથી પેઠેલ; પછીથી દાખલ થયેલું.

૨. [ સં. અનુ ( સાથે ) + પ્રવિષ્ટ ( પેઠેલ ) ] વિ. પ્રવેશ કરેલું; દાખલ થયેલ.

પરમેશ્વર શરીરમાં પ્રવિષ્ટ થયેલા જીવોની સાથે **અનુપ્રવિષ્ટ** સમાન થઈને વેદદ્વારા સર્વ નામરૂપાદિની વિદ્યાને પ્રગટ કરે છે. સત્યાર્થપ્રકાશ

**અનુપ્રવેશ** ૧. [ સં. અનુ ( અનુકૂલ ) + પ્રવેશ ( દાખલ થવું તે ) ] પું. અનુકૂળ પ્રવેશ.

૨. [ સં. અનુ ( એક પછી એક ) પ્રવેશ ( દાખલ થવાપણું ) ] પું. એક પછી એક દાખલ થવાપણું; ક્રમસર દાખલ થવું તે.

૩. પું. નકલ; અનુસરણ.

૪ [ સં. અનુ ( પાછળ ) + પ્રવેશ ( પેસારો ) ] પું. પાછળથી થયેલ પેસારો.

૫. પું. બીજાની મરજીને અનુકૂલ થઈ જવાપણું.

**અનુપ્રશ્ન** [ સં. અનુ ( પાછળ ) + પ્રશ્ન ( સવાલ ) ] પું. આગળ પુછાયેલ સવાલ સાથે સંબંધ ધરાવતો પાછળથી પુછાતો સવાલ.

**અનુપ્રસક્તિ** ૧. [ સં. અનુ ( પાછળ ) + પ્રસક્તિ ( આસક્તિ ) ] સ્ત્રી. અત્યંત મોહ.

૨. [ સં. અનુ ( અનુક્રમે ) + પ્રસક્તિ ( પ્રસંગ ) ] સ્ત્રી. શબ્દોનો યૌક્તિક ઉત્તરોત્તર સંબંધ; ઉત્તરોત્તર યુક્તિપ્રયુક્તિ.

**અનુપ્રસાદન** [ સં. અનુ ( સાથે ) + પ્રસાદન ( શાંતિ ) ] ન. સમાધાન કરવાપણું; મનામણું; આરાધન; સાંત્વન; શાંતિ

**અનુપ્રસ્થ** [ સં. અનુ ( સરખું ) + પ્રસ્થ ( સપાટ મેદાન ) ] વિ. દૃષ્ટિમર્યાદાની સમાંતરે હોય એવું

**અનુપ્રાણન** ૧. [ સં. અનુ ( પાછળ ) + પ્રાણન ( જીવન ) ] ન. જીવપ્રદાન; પ્રાણ પૂરવો તે; જીવવાળું બનાવવાપણું.

૨. ન. સહાય; મદદ.

**અનુપ્રાણિત** ૧. [ સં. અનુ ( પાછળ ) + પ્રાણિત ( જીવવાળું ) ] વિ. જેમાં જીવ સંચાર કર્યો હોય એવું; સચેતન બનાવેલું.

૨. વિ. પ્રેરાયેલું.

**અનુપ્રાપ્ત** [ સં. અનુ ( સાથે ) + પ્રાપ્ત ( મેળવેલ ) ] વિ. મેળવેલ; પ્રાપ્ત કરેલું.

**અનુપ્રાપ્તિ** [ સં. અનુ ( સાથે ) + પ્રાપ્તિ ( મળવું તે ) ] સ્ત્રી. લાભ.

**અનુપ્રારંભિક** [ સં. અનુ ( પાછળનું ) + પ્રારંભિક ( શરૂઆતનું ) ] વિ. શરૂઆત થયા પછીનું; ગૌણ.

**અનુપ્રાશન** [ સં. અનુ ( સાથે ) + પ્રાશન ( ભોજન ) ] ન. ખાવું તે; ભક્ષણ.

**અનુપ્રાસ** [ સં. અનુ ( વારંવાર ) + પ્ર ( આગળ ) + અસ્ ( નાખવું ) ] પું. ( કાવ્ય ) એકનો એક અક્ષર જેમાં વારંવાર આવે અને કવિતાની શોભાનું કારણ બને એવો એ નામનો અલંકાર. સરખા સ્વર, સરખા વ્યંજન અથવા સરખા શબ્દની જે રચના તે અનુપ્રાસ. સ્વરનું સરખાપણું તો જોઈએ, પણ કદાચ સ્વર જુદા હોય તોપણ શબ્દનું જે કંઈક સરખાપણું હોવું તે અનુપ્રાસ. અનુપ્રાસ પાંચ પ્રકારના છે: (૧) છેકાનુપ્રાસ, (૨) વૃત્ત્યનુપ્રાસ, (૩) શ્રુત્યનુપ્રાસ, (૪) અંત્યાનુપ્રાસ અને (૫) લાટાનુપ્રાસ.

**અનુપ્રાસયોજના** [ સં. અનુપ્રાસ ( એક શબ્દાલંકાર ) + યોજના ( વ્યવસ્થા ) ] સ્ત્રી. અનુપ્રાસની વ્યવસ્થા; તાલબંધ ગોઠવણી.

**અનુપ્રિય** [ સં. અનુ ( જેવું ) + પ્રિય ( ગમતું ) ] વિ. અનુકૂળ; માફક આવે એવું.

**અનુપ્રેક્ષા** ૧. સ્ત્રી. ( જૈન ) ઊંડું ચિંતન; એકાગ્રતાપૂર્વક મનન.

જે વિષયોનું ચિંતન જીવનશુદ્ધિમાં વિશેષ ઉપયોગી થવાનો સંભવ છે તેવા બાર વિષયો પસંદ કરી તેના ચિંતનોને બાર **અનુપ્રેક્ષા** તરીકે ગણાવેલાં છે. તત્ત્વાર્થસૂત્ર

૨. [ સં. અનુ ( પાછળ ) + પ્રેક્ષા ( તપાસ ) ] સ્ત્રી. ધ્યાનપૂર્વક તપાસ.

**અનુપ્લવ** [ સં. અનુ ( પાછળ ) + પ્લવ ( જનાર ) ] પું. દાસ; ચાકર; નોકર.

**અનુફલ** [ સં. ] પું. ( પિંગળ ) એ નામનો માત્રામેળ છંદ. તેના દરેક ચરણમાં ૮ અને ૪ મળી ૧૨ માત્રા હોય છે. તેમાં ૧, ૫ અને ૯ માત્રા ઉપર તાલ અને ૮ માત્રાએ યતિ આવે.

બાર કલા સૌ, આવત, યતિ આઠે ઠિક, લાવત; તાલ **અનુફલે** પ્રથમ જ, ચારે ચારે, પછી સજ. રણપિંગળ

**અનુબદ્ધ** ૧. [ સં. અનુ ( સાથે ) + બદ્ધ ( બાંધેલું ) ] વિ. જોડેલું; બાંધેલું; સંબદ્ધ.

૨. વિ. નિશ્ચિત; નક્કી કરેલું.

૩. વિ. પરિણામરૂપે એક પછી એક આવતું.

૪. વિ. સતત; ચાલુ.

૫. [ સં. અનુ ( સાથે ) + બદ્ધ ( બંધાયેલ ) ] વિ. સંબંધવાળું.

**અનુબદ્ધત્વ** [ સં. અનુબદ્ધ ( સંબંધવાળું ) + ત્વ ( પણું ) ] ન. સંબંધવાળું હોવાપણું; સાપેક્ષત્વ.

**અનુબલ** [ સં. અનુ ( પાછળ ) + બલ ( લશ્કર ) ] ન. એક લશ્કરની પાછળ જતું બીજું મદદગાર લશ્કર.

**અનુબલન** ન. ( જીવવિદ્યા ) પ્રાણરસમાં કાંઈક નવીન રચના કરે એવો ફેરફાર.

**અનુબળ** જુઓ અનુબલ.

**અનુબંધ** ૧. પું. અનુરાગ; પ્રીતિ.

૨. પું. ગુરુની મરજી પ્રમાણે ચાલનાર શિષ્ય.

૩. પું. જાણીબૂઝીને દોષનો અભ્યાસ.

૪. પું. દોષ; ગુનો; અપરાધ.

૫. પું. ધાતુ; પ્રત્યય.

૬. [ સં. અનુ ( પાછળ ) + બંધ્ ( જોડાવું ) ] પું. નકલ; અનુસરણ.

૭. પું. નજીવી બાબત.

૮. [ સં. અનુ ( સાથે ) + બંધ્ ( જોડવું ) ] પું. પરસ્પર સંબંધ; એકબીજાથી જુદું ન પડાય તેવો સંબંધ.

૯. પું. પરિણામ.

૧૦. પું. પાયો; મૂળ.

૧૧. પું. ( ગણિત ) પૂર્ણાંક અને અપૂર્ણાંકનો સંબંધ.

૧૨. પું. બંધન; જોડાણ.

૧૩. પું. મંગલાચરણ કર્યા પછી ગ્રંથના આરંભમાં જે કહેવામાં આવે તે.

૧૪. પું. માબાપને પગલે ચાલનાર પુત્ર.

૧૫. પું. માળા; હાર; શ્રેણી.

૧૬. પું. મુખ્ય બાબત સાથે સંબંધ ધરાવનાર વસ્તુ; ઊતરતા દરજ્જાનો વિષય.
૧૭. પું. મૂળથી છૂટો ન પડે તેવો શબ્દ.
૧૮. પું. રસ્તો; રીત.
૧૯. પું. વંશ; ઓલાદ.
૨૦. (વૈદક) પું. વાત, પિત્ત વગેરે દોષની ઓછપ.
૨૧. પું. (વેદાંત) વિષય, પ્રયોજન, અધિકારી અને સંબંધ એ ચાર બાબતનો સમૂહ. શાસ્ત્રના આરંભમાં એ ચારે બાબત કહેલી હોય છે.
૨૨. પું. શરૂઆત; આરંભ.
૨૩. પું. સતત મોહ; ચાલુ આસક્તિ.
૨૪. પું. સતતપણું; અવિચ્છિન્નતા.
૨૫. પું. (વ્યાકરણ) સ્વરભાર અથવા રૂપાખ્યાનમાં કંઈ પણ ખાસિયત બતાવવા માટે વપરાતો અક્ષર. વ્યાકરણમાં ઇત્ નામનો સાંકેતિક વર્ણ, જે ગુણ, વૃદ્ધિ વગેરેમાં ઉપયોગી થાય છે.
૨૬. પું. હરકત; અડચણ; વિઘ્ન.
૨૭. પું. હેતુ; ઇરાદો.
૨૮. ન. કુટુંબને ભારરૂપ માણસ.

**અનુબંધચતુષ્ટય** જુઓ અનુબંધ ૨૧.

**અનુબંધદયા** સ્ત્રી. (જૈન) દયાના આઠ માંહેનો એ નામનો એક પ્રકાર.

ગુરુ કે શિક્ષક શિષ્યને કડવાં કથનથી ઉપદેશ આપે એ દેખવામાં તો અયોગ્ય લાગે છે; પરંતુ પરિણામ કલ્યાણનું કારણ છે-એનું નામ અનુબંધદયા. રાજચંદ્ર

**અનુબંધન** જુઓ અનુબંધ.

**અનુબંધી** ૧. [સં. અનુ (પાછળ) + બંધિન્ (બંધાયેલ)] પું. દાસ; અનુચર.
૨. સ્ત્રી. તરસ; તૃષ્ણા.
૩. સ્ત્રી. હેડકી.
૪. વિ. અનુસરેલ; પાછળ ગયેલ.
૫. વિ. આબાદ થતું; ઉન્નતિ પામતું.
૬. વિ. ફળરૂપ; પરિણામરૂપ.
૭. વિ. સતત; અવિરત.
૮. વિ. સંબંધી; અનુબંધવાળું.

**અનુબંધ્ય** ૧. [સં. અનુબંધ્ (વધ માટે બાંધવું) + ય (યોગ્ય)] પું. જ્યોતિષ્ટોમ યજ્ઞમાં વધ કરવા લાયક ઋણમાંનું મુખ્ય પશુ.
૨. વિ. મુખ્ય; પ્રધાન.
૩. વિ. યજ્ઞમાં વધ કરવા જેવું.

**અનુબોધ** ૧. [સં. અનુ (પાછળ) + બોધ (જ્ઞાન)] પું. અમુક સમય પછી થયેલ જ્ઞાન.
૨. પું. નાહવાથી ચંદન વગેરેના લેપની ઓછી થયેલી સુગંધ નવો લેપ કરીને વધારવી તે.
૩. પું. યાદ; સ્મરણ.

**અનુબોધક** [સં. અનુ (પાછળ) + બોધક (જ્ઞાન કરાવનાર)] વિ. સ્મરણ કરાવનાર; યાદ આપનાર.

**અનુબોધન** [સં. અનુ (પાછળ) + બોધન (જ્ઞાન)] ન. સ્મરણ; યાદ.

**અનુબ્રાહ્મણ** [સં. અનુ (જેવું) + બ્રાહ્મણ (મંત્ર સિવાયનો વેદવિભાગ)] ન. મંત્ર સિવાયના વેદભાગ જેવો ગ્રંથ.

શાકપૂર્ણિનું નામ અનુબ્રાહ્મણના પ્રણેતા તરીકે વિશેષ વિખ્યાત છે. પુરાતત્ત્વ

**અનુભયતદ્રૂપરૂપક** [સં.] ન. (કાવ્ય) રૂપકનો એ નામનો પેટા ભાગ. જેમકે, તારો મુખચંદ્ર પ્રકાશિત, નેત્રાભિરામ અને કામોદ્દીપક છે. જો આ ઊગેલા ચંદ્રને અમૃતનો ગર્વ હોય તો તે પણ તારા અધરમાં જ છે. એમાં ઉપમાનનો ઉત્કર્ષ કે અપકર્ષ ન વર્ણવતાં ઉપમાન અને ઉપમેય એ બન્નેનો અભેદ કહેવામાં આવ્યો છે.

**અનુભયભેદકરૂપક** [સં.] ન. (કાવ્ય) રૂપકનો એ નામનો પેટા ભેદ. જેમકે, જેણે ક્ષણમાં નગરો બાળ્યાં તે આ સાક્ષાત્ મહાદેવજ છે. આમાં ઉપમાન તથા ઉપમેયનો અભેદ ચડિયાતા કે ઊતરતાપણું જણાવ્યા વગર બતાવ્યો છે.

**અનુભવ** ૧. [સં. અનુ (પાછળ) + ભૂ (થવું)] પું. કરવાથી, જોવાથી, અભ્યાસથી, અવલોકનથી અથવા પરિચય પડવાથી થયેલું જ્ઞાન.
૨. પું. (ન્યાય) પ્રત્યક્ષ જ્ઞાન. સ્મૃતિથી જુદા એવા જ્ઞાનને અનુભવ કહે છે. પ્રત્યક્ષાદિ પ્રમાણથી ઉત્પન્ન થયેલું 'આ ઘડો' ઇત્યાદિ જ્ઞાન છે, તે સ્મૃતિથી જુદું પણ છે અને જ્ઞાનરૂપ પણ છે. માટે 'આ ઘડો' ઇત્યાદિક જ્ઞાન અનુભવ કહેવાય છે. એ અનુભવ બે પ્રકારનો છે: યથાર્થ અને અયથાર્થ. નૈયાયિકોના મત પ્રમાણે પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને શાબ્દ એ ચાર જ્ઞાનનાં મૂળ છે, પરંતુ વેદાંતી અને મીમાંસકો તેમાં અર્થાપત્તિ અને અનુપલબ્ધિ ઉમેરે છે. વૈશેષિકો અને બૌદ્ધો માત્ર પ્રત્યક્ષ અને અનુમાન બેજ માને છે. સાંખ્યો ઉપમાન સ્વીકારતા નથી. ચાર્વાકો માત્ર પ્રત્યક્ષ જ માને છે. અન્ય મતવાદીઓ સંભવ, ઐતિહ્ય અને ચેષ્ટા એ ત્રણ વધારે માને છે.
૩. પું. પ્રયોગ; અખતરો; અજમાયશ.
૪. પું. ફળ; પરિણામ.
૫. પું. મહાવરો; ટેવ; અભ્યાસ.
૬. પું. લહાવો; ઉપભોગ; ભોગવટો.
૭. પું. વીતક; ઉપલંભ.
૮. પું. સમજણશક્તિ; સમજ.

**અનુભવગમ્ય** ૧. [સં. અનુભવ (પરિચય) + ગમ્ય (મેળવી શકાય એવું)] વિ. અનુભવથી મેળવી શકાય એવું.
૨. વિ. અનુભવી શકાય એવું.
૩. [સં. અનુભવ (પ્રત્યક્ષ જ્ઞાન) + ગમ્ય (સમજાય એવું)] વિ. પ્રત્યક્ષ જ્ઞાનથી જાણી શકાતું.

**અનુભવગોચર** જુઓ અનુભવગમ્ય.

**અનુભવજન્ય** [સં. અનુભવ (અભ્યાસ) + જન્ય (પેદા થયેલ)] વિ. અનુભવથી પેદા થયેલું.

**અનુભવજન્યજ્ઞાન** [સં. અનુભવ (મહાવરો) + જન્ય (પેદા થયેલ) + જ્ઞાન] ન. અનુભવથી ઊપજેલ જ્ઞાન.

**અનુભવજ્ઞાન** જુઓ અનુભવજન્યજ્ઞાન.

**અનુભવજ્ઞાનસંપાદનપદ્ધતિ** [સં. અનુભવજ્ઞાન (અનુભવથી ઊપજેલ જ્ઞાન) + સંપાદન (પ્રાપ્તિ) + પદ્ધતિ (રીત)] સ્ત્રી. બધું જ્ઞાન અનુભવથી મેળવવાની રીત.

**અનુભવપર** [સં. અનુભવ + પર (જુદું)] વિ. અનુભવથી નહિ મળેલું; સહજ; કુદરતી.

**અનુભવપ્રાખર્ય** [સં. અનુભવ + પ્રાખર્ય (ઉત્સાહ)] ન. અનુભવ મેળવવાનો ઉત્સાહ.

**અનુભવભૂમિકા** [સં. અનુભવ + ભૂમિકા (જગા)] સ્ત્રી. અનુભવ મેળવવાની જગા; અપરોક્ષ જ્ઞાનની કક્ષા.

**અનુભવમંત્ર** [સં. અનુભવ + મંત્ર (ગૂઢ વાક્ય)] પું. અનુભવનું ગૂઢ વાક્ય.

**અનુભવમૂલક** [સં. અનુભવ + મૂલક (મૂળવાળું)] વિ. અનુભવ ઉપર રચાયેલું.

**અનુભવરસિક** [સં. અનુભવ + રસિક (રસવાળું)] વિ. અનુભવમાં રસ લેનારું.

**અનુભવલભ્ય** [સં. અનુભવ + લભ્ય (મેળવી શકાય એવું)] વિ. અનુભવથી મેળવી શકાય એવું.

**અનુભવવાદ** [સં. અનુભવ (પ્રત્યક્ષ જ્ઞાન) + વાદ (મત)] પું. (ન્યાય) બધું જ્ઞાન અનુભવથી જ થાય છે એવો મત.

**અનુભવવાદી** [સં. અનુભવ + વાદ (મત) + ઇન્ (વાળું)] પું. અનુભવવાદમાં માનનાર; અનુભવથી જ જ્ઞાન મળે છે એમ માનનાર.

**અનુભવવું** ૧. [ સં. અનુ ( પાછળ ) + ભૂ ( થવું ) ] સ. ક્રિ. અનુભવ લેવો; પરિચય કરવો; પ્રત્યક્ષ જ્ઞાન મેળવવું.

૨. સ. ક્રિ. પ્રયોગ કરવો; અખતરો કરવો; કામ કરી જોવું.

૩. સ. ક્રિ. ભોગવવું; વેઠવું; સહન કરવું.

**અનુભવવૃદ્ધ** [ સં. અનુભવ + વૃદ્ધ ( ઘરડું ) ] વિ. અનુભવે ઘરડું; ઘણું અનુભવી; ઘણા અનુભવ કર્યા હોય એવું.

**અનુભવશીલ** [ સં. અનુભવ + શીલ ( સ્વભાવ ) ] વિ. અનુભવ લેવાના સ્વભાવવાળું.

**અનુભવશીલતા** ૧. [ સં. અનુભવ + શીલ ( સ્વભાવ ) + તા ( પણું ) ] સ્ત્રી. અનુભવ લેવાનો સ્વભાવ.

૨. સ્ત્રી. ( ભૌતિક ) ધારણ કરવાનો ગુણ; ગ્રહણશીલતા.

**અનુભવશૂન્ય** [ સં. અનુભવ ( પરિચય વગેરેથી મળતું જ્ઞાન ) + શૂન્ય ( વગરનું ) ] વિ. અનુભવ વગરનું.

**અનુભવશૂન્યતા** [ સં. અનુભવ + શૂન્યતા ( અભાવ ) ] સ્ત્રી. અનુભવ ન હોવાપણું.

**અનુભવસાચપંથ** [ અનુભવ + સાચ ( સત્ય ) + પંથ ( માર્ગ ) ] પું. અનુભવથી જોવામાં આવેલ સત્યને માનનાર માર્ગ.

**અનુભવસાચપંથી** [ અનુભવ + સાચ ( સત્ય ) + પંથ ( માર્ગ ) + ઈ ( વાળું ) ] વિ. અનુભવથી મળેલ સત્યને માનનાર માર્ગવાળું.

**અનુભવસિદ્ધ** ૧. [ સં. અનુભવ ( પરિચય ) + સિદ્ધ ( સાબિત ) ] વિ. જાતપરિચયથી સાબિત થયેલું; ખાતરીબંધ.

૨. [ સં. અનુભવ ( અખતરો ) + સિદ્ધ ( સાબિત ) ] વિ. પ્રયોગસિદ્ધ; અજમાયશથી નક્કી થયેલું.

**અનુભવાડવું** ( અનુભવાડવું ) [ સં. અનુ ( પાછળ ) + ભૂ ( થવું ) ] સ. ક્રિ. અનુભવ આપવો.

**અનુભવાતીત** [ સં. અનુભવ ( જ્ઞાન ) + અતીત ( ઓળંગી ગયેલું ) ] વિ. અનુભવમાં ન આવી શકે એવું.

**અનુભવાતીતવાદ** [ સં. અનુભવ + અતીત ( પર થયેલ ) + વાદ ( મત ) ] પું. તત્ત્વાર્થના સિદ્ધાંતો વિચારની ક્રિયાના અભ્યાસથી શોધી શકાય છે એવો મત.

**અનુભવાત્મક** [ સં. અનુભવ + આત્મક ( સ્વરૂપવાળું ) ] વિ. અનુભવવાળું; અનુભવથી બનેલું.

**અનુભવાત્મજ્ઞાન** [ સં. અનુભવ + આત્મન્ ( આત્મા ) + જ્ઞાન ( સમજણ ) ] ન. જાતઅનુભવથી મળેલ જ્ઞાન.

**અનુભવાર્થી** [ સં. અનુભવ ( પ્રત્યક્ષ જ્ઞાન ) + અર્થિન્ ( ઇચ્છા રાખનાર ) ] વિ. પ્રત્યક્ષ જ્ઞાન મેળવવાની ઇચ્છાવાળું.

**અનુભવાવવું** જુઓ અનુભવાડવું.

**અનુભવાવું** ૧. [ સં. અનુ ( પાછળ ) + ભૂ ( થવું ) ] અ. ક્રિ. અજમાયશ લેવાવી; અખતરો કરાવો.

૨. અ. ક્રિ. અનુભવ થવો; પરિચય થવો.

૩. અ. ક્રિ. સહન થવું.

**અનુભવિકા** સ્ત્રી. અનુભવથી સાબિત થયેલ જ્ઞાન.

**અનુભવિયણ** ૧. વિ. સ્ત્રી. અનુભવવાળી; અનુભવથી કુશળ બનેલી.

૨. વિ. સ્ત્રી. વાકેફ; જાણીતી.

૩. વિ. સ્ત્રી. સમજણવાળી.

**અનુભવિયું** જુઓ અનુભવી.

**અનુભવી** ૧. [ સં. અનુભવિન્ ] વિ. કુશળ બનેલું; નિષ્ણાત; પાવરધું.

૨. વિ. વાકેફ; ભોમિયું; અનુભવ થયો હોય એવું; કસાયેલું.

૩. વિ. સમજુ; ડાહ્યું.

**અનુભવૈકવાદ** જુઓ અનુભવવાદ.

**અનુભાગ** ૧. [ પ્રા. અણુભાગ ] પું. ( જૈન ) કર્મના સમૂહમાં વૃત્તિ પ્રમાણે પડતો રસ.

૨. [ સં. અનુ ( પાછળ ) + ભાગ ( નસીબ ) ] પું. કર્મવિપાક; કર્મની ફળ ઉત્પન્ન કરવાની શક્તિ.

૩. પું. પ્રભાવ; મહિમા.

૪. પું. સામર્થ્ય; શક્તિ.

૫. પું. સ્વભાવ.

**અનુભાગબંધ** [ અનુભાગ ( કર્મના સમૂહમાં વૃત્તિ પ્રમાણે પડતો રસ ) + બંધ ( બંધન ) ] પું. ( જૈન ) કર્મમાં તીવ્ર, વધારે તીવ્ર વગેરે રસનો બંધ; કર્મપુદ્ગલમાં ફળ ઉત્પન્ન કરવાની શક્તિનું નિર્માણ.

જેવા જેવા મંદ અથવા તીવ્ર, શુભ કે અશુભ અધ્યવસાયથી કર્મ બાંધેલ હોય તેવો તેની અંદર તીવ્ર, મંદ અથવા શુભ કે અશુભ રસ પડે છે તે અનુભાગબંધ. ગુ. સા. પરિષદ

**અનુભાગિક** [ સં. અનુ ( સરખું ) + ભાગિક ( ભાગવાળું ) ] વિ. સરખા પ્રમાણવાળું.

**અનુભાગિકતા** [ સં. અનુ ( સરખું ) + ભાગિક ( ભાગવાળું ) + તા ( પણું ) ] સ્ત્રી. સમાનતાનો એક પ્રકાર, જેમાં મિશ્રણનું પ્રમાણ સરખું હોય એટલું જ નહિ, પરંતુ જેમાં અમુક વજન પણ સરખું હોય.

**અનુભાવ** ૧. પું. ( જૈન ) કર્મની ફળ આપવાની શક્તિ.

૨. પું. ( જૈન ) તીવ્ર કે મંદરૂપે કર્મના રસનો અનુભવ કરવાપણું.

૩. પું. દૃઢ નિશ્ચય; મક્કમ વિચાર.

૪. પું. નાટકના ચાર પ્રકારના ભાવ માંહેનો એ નામનો એક. તેની આઠ જાત છે: ૧. સ્તંભ, ૨. સ્વેદ, ૩. રોમાંચ, ૪. સ્વરભંગ–વૈસ્વર્ય, ૫. વેપથુ, ૬. વૈવર્ણ્ય, ૭. અશ્રુ અને ૮. પ્રલય.

૫. પું. પ્રભાવ; પ્રતાપ; મોટાઈ; મહત્ત્વ.

૬. [ સં. અનુ ( સરખું ) + ભાવ ( હાવભાવ ) ] પું. ( કાવ્ય ) મનોગત ભાવનો બાહ્ય વિકાર; મનની અંદર રહેલ ભાવને દર્શાવનારું બાહ્ય ચિહ્ન; રસ ઉત્પન્ન થવા પછી તેનું પ્રગટ થવું તે. કાવ્યમાં રસનાં કારણરૂપ બે વિભાવ છે: (૧) આલંબનવિભાવ અને (૨) ઉદ્દીપનવિભાવ. આ બે પ્રકારના વિભાવો જે જે ચિહ્નથી જણાઈ આવે તેને અનુભાવ કહે છે. જેમકે, રામના દર્શનથી સીતાના મનમાં જે રતિ ઉત્પન્ન થાય તે રતિ શૃંગાર રસનો સ્થાયીભાવ કહેવાય. રામ તરફ સીતા પોતાની રતિ દૃષ્ટિક્ષેપ, કટાક્ષ, હાસ્ય આદિથી દર્શાવે તે બધાં રતિરૂપ સ્થાયીભાવનાં કાર્ય હોવાથી અનુભાવ કહેવાય. દરેક રસના મુખ્ય મુખ્ય અનુભાવ નીચે મુજબ: શૃંગારના–સ્તંભ, સ્વેદ, કટાક્ષ વગેરે; હાસ્યના–નયનવિકાસ, અશ્રુપાત વગેરે; કરુણના–દૈવની નિંદા, અશ્રુપાત વગેરે; રૌદ્રના–સ્વેદ, નિર્ભર્ત્સના વગેરે; વીરના–રોમાંચ, ખડ્ગકંપ વગેરે; ભયાનકના–કંપ, બીનેલી આંખથી જોવું વગેરે; બીભત્સના–નાક બંધ કરવું, વૈવર્ણ્ય વગેરે; અદ્ભુતના–સ્તંભ, વિસ્તારેલી આંખથી જોવું વગેરે; અને શાંતના–રોમાંચ, નયનની સ્થિરતા વગેરે. અનુભાવના ચાર પ્રકાર છે: (૧) સાત્ત્વિક, (૨) કાયિક, (૩) માનસિક અને (૪) આહાર્ય.

૭. પું. મહેરબાની; કૃપા.

૮. પું. લોકસ્વભાવ; જગદ્ધર્મ.

૯. પું. સત્તા, વિદ્યા કે પદવીથી મળેલો અધિકાર.

**અનુભાવક** [ સં. ] વિ. બોધક; સમજાવનાર; સૂચન કરનાર.

**અનુભાવકતા** [ સં. અનુભાવક ( બોધક ) + તા ( પણું ) ] સ્ત્રી. જ્ઞાન; સમજ.

**અનુભાવન** ૧. [ સં. અનુ ( સરખું ) + ભૂ ( થવું ) ] ન. અનુકરણ.

૨. ન. હાવભાવથી લાગણી બતાવવાપણું.

**અનુભાવબંધ** [અનુભાવ ( કર્મની ફળ આપવાની શક્તિ ) + બંધ ( બંધન )] પું. ( જૈન ) કર્મની ફળ દેવાની શક્તિનું નિર્માણ.

**અનુભાવિત** [ સં. અનુ ( પાછળ ) + ભાવિત ( થયેલ )] વિ. પાછળથી થયેલ.

**અનુભાવી** ૧. [ સં. અનુ ( પાછળ ) + ભાવિન્ ( થનાર )] વિ. પાછળ થનાર.

૨. [ હિં. ] વિ. મરનારના મરણથી સૂતક લાગે અને ઉમરમાં તેનાથી નાનું હોય તેવું તેનું સગું.

૩. વિ. સાક્ષાત્કાર કરનારું; નજરોનજર કરનાર.

૪. વિ. સાક્ષી; નજરોનજર જોનાર.

**અનુભાષક** ૧. [ સં. અનુ ( સરખું ) + ભાષક ( બોલનાર )] વિ. કહેલી વસ્તુ ફરીને બોલનાર, એટલે કે જેવું કહ્યું હોય તેવું જ ફરીને બોલનાર.

૨. વિ. તરજૂમો કરનાર; ભાષાંતરકાર; અનુવાદક.

૩. [ સં. અનુ ( સાથે ) + ભાષક ( બોલનાર )] વિ. સાથે બોલનાર; વાતચીત કરનાર.

**અનુભાષણ** ૧. [ સં. અનુ ( સરખું ) + ભાષણ ( બોલવું તે )] ન. કહ્યું હોય તેવું જ ફરી કહેવાપણું; પુનરુક્તિ.

૨. ન. કોઈ સિદ્ધાંતનું ખંડન કરવાને માટે તેનું પુનઃકથન.

૩. ન. તરજૂમો; ભાષાંતર.

૪. [ સં. અનુ ( સાથે ) + ભાષણ ( બોલવું તે )] ન. વાતચીત.

**અનુભાસ** પું. કાગડાની એક જાત.

**અનુભૂત** ૧. [ સં. અનુ ( પાછળ ) + ભૂત ( થયેલ )] વિ. પાછળ જન્મેલું.

૨. વિ. પ્રત્યક્ષ જ્ઞાન થયું હોય એવું; અનુભવેલું.

૩. વિ. ભોગવેલું; વેઠેલ.

૪. વિ. સમજાયેલ; જણાયેલું.

૫. વિ. સિદ્ધ; નક્કી.

**અનુભૂતિ** [ સં. ] સ્ત્રી. અનુભવ.

**અનુભૂતિપ્રકાશ** [ સં. ] પું. ઉપનિષદોના તાત્પર્યને સમજાવનારું માધવાચાર્યે રચેલું એ નામનું પ્રકરણ.

**અનુભૂતિવાદ** ૧. પું. આત્મા અનુભવ સ્વરૂપ છે એવો મત.

૨. [ સં. અનુભૂતિ ( અનુભવ ) + વાદ ( મત )] પું. બધું જ્ઞાન અનુભવથી જ થાય છે એવો મત; અનુભવવાદ.

**અનુભોગ** ૧. [ સં. ] પું. ઉપભોગ; ભોગવટો.

૨. પું. કામના બદલામાં આપવામાં આવતી જમીન.

**અનુભ્રાતા** [ સં. અનુ ( પછીનું ) + ભ્રાતૃ ( ભાઈ )] પું. નાનો ભાઈ.

**અનુમત** ૧. [ સં. ] પું. આશક; પ્રેમી પુરુષ.

૨. [ સં. અનુમન્ ( મંજૂર કરવું )] ન. અનુમતિ; સંમતિ; મંજૂરી.

૩. ન. ઠરાવ.

૪. ન. વિચાર.

૫. વિ. એકમત; સંમત.

૬. વિ. મનગમતું; પસંદ પડે તેવું; ઇચ્છિત.

૭. વિ. મંજૂર કરેલ; માન્ય રાખેલ; કબૂલ કરેલું.

**અનુમતવિભાગ** [ સં. અનુમત ( કબૂલ કરેલ ) + વિભાગ ( ભાગ )] પું. કબૂલ કરેલો ભાગ.

**અનુમતિ** ૧. પું. ( પુરાણ ) એ નામના બ્રહ્મર્ષિ.

૨. [ સં. અનુ ( સરખું ) + મતિ ( વિચાર )] સ્ત્રી. એકમતી; સહમત હોવાપણું; સંમતિ.

૩. સ્ત્રી. (પુરાણ) કર્દમ ઋષિની દીકરી શ્રદ્ધાને અંગિરા ઋષિથી થયેલી ચાર માંહેની એ નામની દીકરી.

૪. સ્ત્રી. ચંદ્રની એક કળા ઓછી હોય એવી પૂર્ણિમા; ચૌદશ સાથે પૂનમ. આ દિવસે દેવતા અને પિતૃઓ બળિદાન સ્વીકારે છે. રાજસૂય યજ્ઞમાં આ તિથિ દેવી તરીકે પૂજાય છે.

૫. સ્ત્રી. ( પુરાણ ) ધાતા નામના આદિત્યની એ નામની સ્ત્રી.

૬. સ્ત્રી. મંજૂરી; રજા; પરવાનગી.

૭. સ્ત્રી. શાલ્મલીદ્વીપની એ નામની નદી.

> અનુમતિ, સિનીવાલી, સરસ્વતી, કુહૂ, રજની, નંદા અને રાકા એ સાત શાલ્મલીદ્વીપની નદીઓ છે. — ભગવતી ભાગવત

૮. સ્ત્રી. સ્કંદને અભિષેક કરાવવાને આવેલી એ નામની દેવપત્ની.

૯. સ્ત્રી. હુકમ; આજ્ઞા.

**અનુમતિધારક** [ સં. અનુમતિ ( મંજૂરી ) + ધારક ( ધારણ કરનાર )] વિ. પરવાનાવાળું.

**અનુમતિપત્ર** [ સં. અનુમતિ ( મંજૂરી ) + પત્ર ( કાગળ )] પું.; ન. રજાચિઠ્ઠી; પરવાનો; મંજૂરી બતાવનાર કાગળ.

**અનુમતિશુલ્ક** [ સં. અનુમતિ ( મંજૂરી ) + શુલ્ક ( કર )] પું. પરવાનો લેવાને આપવો પડતો કર; પરવાનાની લાગત.

**અનુમત્ત** [ સં. અનુમદ્ ( હર્ષ પામવો )] વિ. આનંદને લીધે ઉન્મત્ત થયેલું; હર્ષેલું.

**અનુમનન** ૧. [ સં. અનુમન્ ( રજા આપવી )] ન. રજા; મંજૂરી.

૨. ન. સ્વતંત્રતા.

**અનુમરણ** ૧. [ સં. અનુ ( પાછળ ) + મરણ ( મોત )] ન. પતિ પરદેશમાં મરી જાય અને તેનું શબ મળે તેમ ન હોય ત્યારે તેની ચાખડી સાથે વિધવાએ બળી મરી સતી થવું તે. ક્ષત્રિય, વૈશ્ય અને બીજી સ્ત્રીઓને આ હક છે, પરંતુ બ્રાહ્મણ સ્ત્રીઓને નથી એમ મનાય છે.

૨. ન. પાછળ મરવાપણું.

૩. વિ. મોત પછીનું.

**અનુમસ્તક** જુઓ અનુમસ્તિષ્ક.

**અનુમસ્તિષ્ક** [ સં. અનુ ( પાછળ ) + મસ્તિષ્ક ( મોટું મગજ )] ન. નાનું મગજ; મોટા મગજની પાછળ આવેલું બીજું મગજ.

**અનુમંતા** [ સં. અનુમંતૃ ] વિ. પરવાનગી આપનાર; મંજૂરી દેનારું.

**અનુમંતૃ** [ સં. ] ન. ( વ્યાકરણ ) સંપ્રદાનના એટલે કર્મરૂપ કરણ વડે કર્તા જેની સાથે જોડાય અથવા જેને મેળવવા ઇચ્છે તેના ત્રણ માંહેનો એ નામનો પ્રકાર. તેમાં કર્તા ક્રિયાની અનુમતિ આપે છે.

> તે ઉપાધ્યાયને ગાય આપે છે, એમાં ઉપાધ્યાય ગાય આપવાની પ્રાર્થના કરતો નથી પણ તે આપવાની અનુમતિ આપે છે માટે 'ઉપાધ્યાય' અનુમંતૃ સંપ્રદાન છે. — બૃહદ્ વ્યાકરણ

**અનુમંત્રણ** [ સં. ] ન. સ્તોત્ર એટલે સ્તુતિ અને પ્રાર્થના વડે કરવામાં આવતો સંસ્કાર.

**અનુમંદ્ર** ૧. [ સં. અનુ ( નીચેનું ) + મંદ્ર ( એક પ્રકારનો ધીમો સ્વર )] ન. ( સંગીત ) સ્વરસપ્તકનો એ નામનો પ્રકાર; મંદ્રથી નીચા સ્વરવાળું સપ્તક. જુઓ સપ્તક.

૨. વિ. મંદ્રની નીચેનું.

**અનુમા** ૧. [ સં. અનુ ( સરખું ) + મા ( અનુમાન કરવું )] સ્ત્રી. આપેલ સાધન ઉપરથી કરેલ અટકળ; અનુમાન.

૨. સ્ત્રી. પ્રતિમા; મૂર્તિ.

**અનુમાતા** [ સં. અનુ ( સરખું ) + મા ( અનુમાન કરવું ) + તૃ ( કર્તૃવાચક પ્રત્યય )] વિ. અનુમાન કરનારું; અટકળ કરનાર.

**અનુમાન** ૧. ન. ( કાવ્ય ) એ નામનો અલંકાર. જેમકે, જ્યાં સ્ત્રીની નજર પડે છે ત્યાં અણિયાળાં તીરો પડે છે, માટે હું ધારું છું કે કામદેવ પોતાનાં બાણ ફેંકીને બાણના આગમચ ત્યાં જઈ પહોંચે છે.

૨. ન. (કાવ્ય) એ નામનો પ્રમાણાલંકાર; ચિહ્નથી ચિહ્નવાળાનું જ્ઞાન. જેમકે,

અંબર છાયું ઘનથી,
ગિરિશિખરે નાચતી મયૂરમાલ;
ધરપર કદંબ ફૂલ્યાં,
આનંદપ્રદ આવ્યો વર્ષાકાલ.

અહીં ઘન આદિનો અને વર્ષાઋતુનો કાર્યકારણભાવ નથી, કિન્તુ અવિનાભાવ સંબંધ માત્રથી છે. અવિનાભાવ એ છે કે એકના વિના બીજાનું ન થવું; તેથી અહીં વર્ષાકાલ વિના ઘનાદિનું થવું નથી. આ અવિનાભાવથી વર્ષાઋતુનું અનુમાન થયું છે. કાવ્યશાસ્ત્ર

૩. [સં. અનુ (સરખું) + મન્ (ધારવું)] ન. (ન્યાય) એક જ્ઞાન ઉપરથી થતું બીજું જ્ઞાન; ન્યાયનું એક પ્રમાણ; અમુક હકીકત ઉપરથી અમુક બાબત આમ જ હશે એમ કરાતો નિશ્ચય; અનુમિતિનું સાધન. અનુમાનના ત્રણ પ્રકાર છેઃ (૧) પૂર્વવત્ કે કેવલાન્વયી, જેમાં કારણ વડે કાર્યનું જ્ઞાન થાય. જેમકે, વાદળું દેખીને વૃષ્ટિ થશે એવું અનુમાન. (૨) શેષવત્ કે વ્યતિરેકી, જેમાં કાર્યને પ્રત્યક્ષ દેખીને કારણનું અનુમાન કરવામાં આવે. જેમકે, નદીમાં પૂર દેખીને ઉપરવાસ વરસાદ વરસ્યો હશે એવું અનુમાન. (૩) સામાન્યતોદૃષ્ટ કે અન્વયવ્યતિરેકી, જેમાં હંમેશ બનતા સામાન્ય વ્યાપારને દેખીને વિશેષ વ્યાપારનું અનુમાન કરવામાં આવે. જેમકે, કોઈ વસ્તુને બીજી જગાએ જોઈ તેને ત્યાં લાવવામાં આવેલી હશે એવું અનુમાન.

વળી અનુમાન બે પ્રકારનું છેઃ સ્વાર્થ અને પરાર્થ. પોતાને માટે જ કરેલું અનુમાન તે સ્વાર્થ અનુમાન, અને પોતે અનુમાન કર્યા પછી બીજાને સમજાવવા અમુક રીતે વાક્યો રચી અનુમાન કરી બતાવીએ તે પરાર્થ અનુમાન. પરાર્થ અનુમાનનો સામાન્ય દાખલો પ્રમાણશાસ્ત્રીઓ નીચે પ્રમાણે આપે છેઃ-

આ પર્વત અગ્નિવાળો છે (પ્રતિજ્ઞા)
શાથી જે તે ધુમાડાવાળો છે (હેતુ)
જે જે ધુમાડાવાળું હોય તે તે અગ્નિવાળું હોય છે. જેમકે, રસોડું (વ્યાપ્તિ ઉદાહરણ સાથે)
આ પર્વત અગ્નિથી ફેલાયેલ ધુમાડાવાળો છે (ઉપનય)
તેથી આ પર્વત અગ્નિવાળો છે (નિગમન)

એક અનુમાન બાંધવામાં ત્રણ અંગની આવશ્યકતા છેઃ પક્ષ, સાધ્ય અને સાધન. પક્ષ એટલે જેને વિષે કાંઈ સાબિત કરવું હોય તે. ઉપરના અનુમાનમાં પર્વત એ પક્ષ છે. સાધ્ય એટલે કહેલ પક્ષ ઉપર જે સિદ્ધ કરવાનું હોય તે; આ પ્રસંગે અગ્નિ. સાધન એટલે જેનાથી એ સિદ્ધાંત બંધાય તે. જેમકે, ધુમાડો જોવાથી એમ સાબિત થાય છે કે પર્વતમાં અગ્નિ છે. પાંચ અવયવોનું આ અનુમાન સાધતાં પક્ષ, સાધ્ય અને સાધન એ ત્રણ પદની પરીક્ષા કરવી પડે છે.

ગૌતમની પૂર્વેના વિદ્વાનો અનુમાનનાં દશ અવયવો કહે છે. યોગ્ય અનુક્રમથી ગોઠવતાં તે નીચે પ્રમાણે થાય છેઃ જિજ્ઞાસા, સંશય, શક્યપ્રાપ્તિ, પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણ, ઉપનય, નિગમન, પ્રયોજન અને સંશયવ્યુદાસ.

૪. [સં. અનુ (પાછળ) + મા (માપવું)] ન. તર્ક; અટકળ; કલ્પના.

૫. ન. ફળ; પરિણામ; ઉપસંહાર.

૬. ન. (વૈદક) રોગની પરીક્ષા કરવાનાં ત્રણ માંહેનું એ નામનું એક પ્રમાણ. પહેલું આપ્તોપદેશ, બીજું પ્રત્યક્ષ અને ત્રીજું અનુમાન.

૭. ન. શુમાર; અડસટ્ટો; અંદાજ; અટકળ; ક્યાસ.

૮. ન. સરખાપણું; સમાનતા.

૯. ન. સિદ્ધાંત; નિર્ણય; નિશ્ચિત મત.

૧૦. ન. સિદ્ધાંત ઉપરથી મેળવેલ નિર્ણય; ઉપસિદ્ધાંત; ઉપપ્રમેય.

૧૧. ન. હા ના કરવી તે; આનાકાની.

**અનુમાનખંડ** [સં. અનુમાન (અનુમિતિનું સાધન) + ખંડ (ભાગ)] પું. (ન્યાય) ન્યાયશાસ્ત્રનો એ નામનો ભાગ.

**અનુમાનચિહ્ન** [સં. અનુમાન (અનુમિતિનું સાધન) + ચિહ્ન (નિશાની)] ન. અનુમાન બતાવનાર નિશાની; તેથી, તેટલા માટે, એવો અર્થ બતાવનાર નિશાની. તે ∴ આ પ્રમાણે કરાય છે.

**અનુમાનજન્ય** [સં. અનુમાન + જન્ય (પેદા થયેલ)] વિ. અનુમાનથી ઉત્પન્ન થયેલું.

**અનુમાનપત્ર** [સં. અનુમાન (અડસટ્ટો) + પત્ર (કાગળ)] પું.; ન. ઊપજ તથા ખર્ચના અંદાજનું સરવૈયું.

**અનુમાનપ્રપંચ** [સં. અનુમાન (અનુમિતિનું સાધન) + પ્રપંચ (વિસ્તાર)] પું. (ન્યાય) પૂર્ણાનુમાન; અટકળ કરવામાં ઉપયોગી પંચાવયવ વાક્ય.

**અનુમાનપ્રમાણ** ૧. [સં. અનુમાન (અટકળ) + પ્રમાણ (પુરાવો)] ન. (ન્યાય) એક દેશ એટલે સ્થળમાં જે એનો સંબંધ જાણ્યો હોય, તેમાંથી એકને જાણવાથી બીજા એક દેશમાં રહેલા બીજા પદાર્થનું થતું જ્ઞાન.

૨. [સં. અનુમાન + પ્રમાણ (યથાર્થ જ્ઞાનનું સાધન)] ન. (ન્યાય) યથાર્થજ્ઞાનનું કારણ. જેમકે, 'આ પર્વત અગ્નિવાળો છે' આ પ્રકારના અનુમિતિજ્ઞાનનું 'આ ધુમાડો અગ્નિથી ફેલાયેલ છે' એ પ્રકારનું વ્યાપ્તિજ્ઞાન કારણ છે. માટે એ વ્યાપ્તિજ્ઞાન અનુમાનપ્રમાણ કહેવાય.

**અનુમાનલિંગ** [સં. અનુમાન + લિંગ (પરિણામ)] ન. અનુમાનનું પરિણામ.

સ્મૃતિ એ **અનુમાનલિંગ** છે, કેમકે એને પ્રમાણ ઠરાવવાને શ્રુતિની અપેક્ષા રહે છે. સિદ્ધાંતદર્શન

**અનુમાનવાક્ય** જુઓ અનુમાનપ્રપંચ.

**અનુમાનવું** ૧. સ. ક્રિ. અટકળ કરવી.

૨. સ. ક્રિ. અડસટ્ટો કાઢવો.

**અનુમાનશૃંખલા** [સં. અનુમાન (તર્ક) + શૃંખલા (સાંકળ)] સ્ત્રી. એકમાંથી બીજું, બીજામાંથી ત્રીજું એવી રીતે નીકળતાં અનુમાનોની પરંપરા; માલાનુમાન; ન્યાયશ્રેણી; સંધાનશૃંખલા.

**અનુમાનસિદ્ધ** [સં. અનુમાન + સિદ્ધ (સાબિત કરેલ)] વિ. અનુમાનથી સાબિત કરેલું; અન્વયસિદ્ધ; અર્થાપન્ન.

**અનુમાનાભાસ** [સં.] પું. (ન્યાય) એક વાક્ય ઉપરથી પરબારું ઠોકેલું બીજું વાક્ય; અવ્યવહિત અટકળ; અપરોક્ષ અનુમિતિ.

ખરી 'પરોક્ષ અનુમિતિ' થી નિર્દેશ પરિવર્તોને જુદા બતાવવા માટે તેમને 'અપરોક્ષ અનુમિતિ અથવા **અનુમાનાભાસ**' એવું નામ આપવામાં આવ્યું છે. ન્યાયશાસ્ત્ર

**અનુમાનાવું** અ. ક્રિ. અનુમાન થવું; અટકળ થવી.

**અનુમાનાશ્રય** [સં. અનુમાન + આશ્રય (આધાર)] વિ. અનુમાન ઉપર આધાર રાખતું.

**અનુમાનાશ્રયમાળા** જુઓ અનુમાનશૃંખલા.

**અનુમાનારૂઢ** [સં. અનુમાન + આરૂઢ (થયેલ)] વિ. અનુમાનથી પેદા થયેલ; અટકળેલું.

**અનુમાનિક** ૧. [સં. અનુમાન (અટકળ) + ઇક (વાળું)] વિ. અટકળ ઉપર આધાર રાખનાર; તર્કાશ્રયી.

૨. વિ. અનુમાન ઉપરથી માનેલું; અટકળ કરેલું.

**અનુમાનિત** [સં. અનુ (પાછળ) + મન્ (ધારવું)] વિ. અડસટ્ટેલું; અટકળ કરેલું.

૧. અનુમાનિત આયવ્યય = આવકજાવકનો અડસટ્ટો.

૨. અનુમાનિત મૂલ્ય = વસ્તુની અટકળે કરેલી કીમત.

**અનુમાનોક્તિ** [ સં. અનુમાન + ઉક્તિ ( કથન ) ] સ્ત્રી. તર્ક; કલ્પના.

**અનુમાપક** [ સં. ] વિ. ( ન્યાય ) અનુમાનનું કારણ હોય એવું.

**અનુમાર્ગ** [ સં. અનુ ( પાછળ ) + માર્ગ ( રસ્તો ) ] અ. પાછળપાછળ; પછવાડે.

**અનુમાર્ગજાત** ૧. [ સં. અનુમાર્ગ ( પછવાડે ) + જાત ( જન્મેલ ) ] પું. નાનો ભાઈ; અનુજ.

૨. વિ. પાછળ જન્મેલું.

**અનુમાર્ગજાતા** ૧. [ સં. અનુમાર્ગ ( પછવાડે ) + જાતા ( જન્મેલી ) ] સ્ત્રી. નાની બહેન; અનુજા.

૨. વિ સ્ત્રી. પાછળ જન્મેલી.

**અનુમાસ** ૧. [ સં. અનુ ( પછી ) + માસ ( મહિનો ) ] પું. પછીનો મહિનો.

૨. [ સં. અનુ ( દરેક ) + માસ ( મહિનો ) ] અ. દરેક મહિને; દરમાસ.

**અનુમાંસદ** પું. જઠરરસ અને દ્રોમરસ સાથે માંસદ પદાર્થોનું પાચન થઈ ઉત્પન્ન થતા પદાર્થોમાંનો એ નામનો દ્રાવ્ય પદાર્થ.

**અનુમિત** [ સં. ] વિ. અટકળથી જાણેલું; અનુમાન ઉપર રચાયેલ.

**અનુમિતપ્રમા** [ સં. અનુમિત ( અનુમાન ઉપર રચાયેલ ) + પ્રમા ( યથાર્થ જ્ઞાન ) ] સ્ત્રી. ( ન્યાય ) અનુમાન ઉપર રચાયેલ યથાર્થજ્ઞાન.

**અનુમિતિ** ૧. [ સં. ] સ્ત્રી. ( ન્યાય ) એક જ્ઞાનના સાધનથી થયેલ બીજું જ્ઞાન; અનુમાનપ્રમાણથી પ્રાપ્ત થયેલ જ્ઞાન; પરામર્શજન્ય જ્ઞાન. કાર્યકારણરૂપ અન્યોન્ય સંબંધ તે સહચાર; કાર્યકારણરૂપે જોડાયેલાં ન હોવાપણું તે વ્યભિચાર. જ્યારે સહચાર હોય અને વ્યભિચાર ન હોય ત્યારે કાર્યકારણનો સર્વતંત્ર સિદ્ધાંત થાય તે વ્યાપ્તિ. કાર્યકારણ પરત્વે જેનો પ્રદેશ મોટો તે વ્યાપક અને જેનો પ્રદેશ નાનો તે વ્યાપ્ય. કાર્ય વ્યાપ્ય, કારણ વ્યાપક છે. વ્યાપ્યવ્યાપકના સંબંધરૂપ વ્યાપ્તિ મળે ત્યારે અનુમિતિ થઈ શકે. વ્યાપ્તિના બે પ્રકાર છે: અનુભવથી વ્યાપ્તિ ઘડાય તે સ્વાર્થાનુમિતિ અને આપણો નિશ્ચય બીજાને ગળે ઉતારવા પરામર્શ ઇત્યાદિ દ્વારા યુક્તિ કરીએ તે પરાર્થાનુમિતિ. અન્વયવ્યતિરેકી હેતુ, કેવલાન્વયી હેતુ અને કેવલ વ્યતિરેકી હેતુ એ ત્રણ પ્રકારના હેતુથી અનુમિતિ બની શકે છે. પરામર્શનો સંભવ સાદૃશ્ય ઉપર છે.

'માણસ મરણશીલ છે,
કાલીદાસ માણસ છે,
માટે કાલીદાસ મરણશીલ છે.'

એ અનુમિતિમાં આપણે સાદૃશ્ય માત્રથી જ વ્યવહાર કરીએ છીએ.

મણિલાલ નભુભાઈ

૨. સ્ત્રી. (ન્યાય) પૂર્ણાનુમાન; અનુમાનપ્રપંચ.

**અનુમિત્સા** [ સં. ] સ્ત્રી. અનુમાન કરવાની ઇચ્છા.

**અનુમૃત** ૧. [ સં. અનુ ( પાછળ ) + મૃત ( મરેલું ) ] વિ. પાછળ મરેલું.

૨. [ સં. અનુ ( સાથે ) + મૃત ( મરેલ ) ] વિ. સાથે મરેલું.

**અનુમૃત્યુ** ૧. [ સં. અનુ ( પાછળ ) + મૃત્યુ ( મરણ ) ] ન. પાછળ મરવું તે; અનુમરણ.

૨. વિ. મરણ પછીનું.

**અનુમૃત્યુપત્ર** [ સં. અનુમૃત્યુ ( મરણ પછીનું ) + પત્ર ( કાગળ ) ] પું.; ન. વસિયતનામું.

**અનુમેય** ૧. [સં.] વિ. અનુમાન કરવા જેવું.

૨. વિ. અનુમાન થઈ શકે એવું.

**અનુમોદ** જુઓ અનુમોદન ૨, ૩, ૪.

**અનુમોદક** ૧. [ સં. અનુમુદ્ ( સંમત થવું ) ] વિ. ટેકો આપનાર; સંમતિ દર્શાવનાર.

૨. વિ. તાજ તરફથી સાક્ષી દેનાર.

૩. વિ. દાખલો આપનાર.

૪. વિ. દાતા.

**અનુમોદકશસ્ત્રચિકિત્સક** [ સં. અનુમોદક ( દાખલો આપનાર ) + શસ્ત્રચિકિત્સક ( વાઢકાપ કરનાર વૈદ્ય ) ] પું. પ્રમાણપત્ર આપનાર શસ્ત્રવૈદ્ય.

**અનુમોદન** ૧. [ સં. અનુ ( પાછળ ) + મુદ્ ( ખુશી થવું ) + અન (નામ બનાવનાર પ્રત્યય) ] ન. પ્રસન્નતા બતાવવાપણું.

૨. [સં. અનુમુદ્ ( સંમત થવું )] ન. મંજૂરી; બહાલી; રજા; અનુમતિ.

૩. ન. સંતોષ; પ્રસન્નતા; સહાનુભૂતિને પરિણામે થતો હર્ષ.

૪. ન. સંમતિ; ટેકો.

**અનુમોદનપત્ર** [ સં. અનુમોદન ( મંજૂરી ) + પત્ર ( કાગળ ) ] પું.; ન. મંજૂરીનો કાગળ; રજાપત્ર.

**અનુમોદના** જુઓ અનુમોદન.

**અનુમોદવું** ૧. [ સં. અનુમુદ્ ( ટેકો આપવો ) ] સ. ક્રિ. ટેકો આપવો; સંમતિ દર્શાવવી.

૨. સ. ક્રિ. દાખલો આપવો.

૩. સ. ક્રિ. મંજૂર કરવું; બહાલી આપવી.

૪. સ. ક્રિ. સહાનુભૂતિથી રાજી થવું.

**અનુમોદિત** ૧. [ સં. અનુમુદ્ ( ટેકો આપવો ) ] વિ. અનુમોદન આપેલું; અનુમત; સંમત.

૨. વિ. દાખલો અપાયેલ; પ્રમાણિત.

૩. વિ. મંજૂર કરેલ; રજા આપેલ.

૪. વિ. રાજી થયેલ; પ્રસન્ન.

**અનુમોદિતક્રેતા** [ સં. અનુમોદિત ( પ્રમાણિત ) + ક્રેતૃ ( ખરીદનાર ) ] ન. ખરીદવાની પરવાનગીવાળું માણસ.

**અનુમોદ્ય** [ સં. અનુમુદ્ ( ટેકો આપવો ) + ય ( યોગ્ય ) ] વિ. ટેકો આપવા લાયક.

**અનુમ્લોચા** [ સં. ] સ્ત્રી. (પુરાણ) એ નામની અપ્સરા.

**અનુયજ્ઞ** જુઓ અનુયાજ.

**અનુયાજ** ૧. [ સં. ] પું. એ નામનો યજ્ઞ.

૨. પું. યજ્ઞક્રિયાનો અમુક ભાગ; વધારાની યજ્ઞક્રિયા.

**અનુયાત** ૧. [ સં. અનુ ( પાછળ ) + યાત ( ગયેલું ) ] વિ. અનુસરેલ; પાછળ ગયેલું.

૨. વિ. વારસ થનાર.

૩. [ સં. અનુયા ( અનુકરણ કરવું ) + ત (ભૂતકૃદંતનો પ્રત્યય) ] વિ. સરખું; સમાન; સદૃશ.

૪. [ સં. અનુ ( સાથે ) + યાત ( ગયેલ ) ] વિ. સાથે ગયેલ.

**અનુયાતા** ૧. [ સં. અનુ ( પાછળ ) + યાતૃ ( જનાર ) ] પું. નોકર; ચાકર.

૨. વિ. અનુસરનાર.

**અનુયાત્રિક** [ સં. અનુ ( પાછળ ) + યાત્રિક ( જનાર ) ] પું. નોકર; અનુયાતા.

**અનુયાન** [ સં. અનુ ( પાછળ ) + યાન ( ગમન ) ] ન. પાછળ જવાપણું; અનુસરણ.

**અનુયાયી** ૧. [ સં. અનુ ( પાછળ ) + યાયિન્ ( જનાર ) ] પું. અનુચર; સેવક; દાસ; ચાકર; નોકર.

૨. પું. ( પુરાણ ) ધૃતરાષ્ટ્ર રાજાનો એ નામનો દીકરો.

૩. પું. વિદ્યાર્થી; અભ્યાસી.

૪. પું. શિષ્ય; ચેલો.

૫. ન. અમુક મત કે પંથને અનુસરનાર માણસ; અમુક સંપ્રદાયને માનનાર વ્યક્તિ.

૬. વિ. અનુકરણ કરનાર; અનુગામી.
૭. વિ. પંથનું; મતનું.
૮. વિ. પાછળ જનાર; અનુગામી; અનુસરનાર.
૯. વિ. સમાન; સરખું; સદૃશ.

**અનુયાયી મંડળ** [ સં. અનુયાયિન્ ( અનુસરનાર ) + મંડલ ( ટોળું )] ન. અનુસરનાર માણસોનો સંઘ.

**અનુયાયી શરત** [ અનુયાયી ( અનુસરનાર ) + શરત ( કરાર )] સ્ત્રી. અનુગામી શરત; પાછળની શરત; અનુયાયી સંકેત.

**અનુયાયી સંકેત** જુઓ અનુયાયી શરત.

**અનુયુક્ત** ૧. [ સં. ] વિ. ઠપકો આપેલું.
૨. વિ. નિંદાયેલ; વગોવાયેલું
૩. વિ. પ્રશ્ન કરાયેલ; સવાલ પૂછવામાં આવેલ હોય તેવું; પૂછેલું

**અનુયુક્તિ** ૧. [ સં. અનુયુજ્ ( ન્યાયનું કામ ચલાવવું )] સ્ત્રી. અદલ ઇન્સાફ.
૨. [ સં. અનુયુજ્ ( બોધ આપવો ) ] સ્ત્રી. ગર્ભિત દાખલો.

**અનુયોક્તા** ૧. [ સં. અનુયોક્તૃ ] પું. પૈસા લઈ શીખવનાર મહેતાજી.
૨. પું. સવાલ કરનાર પુરુષ.

**અનુયોગ** ૧. [ સં. અનુ ( એક પછી એક ) + યોગ ( પ્રસંગ )] પું. એકની પાછળ આવતો બીજો પ્રસંગ કે અકસ્માત.
૨. પું. એકની સાથે પ્રાણના યોગને બદલે તે એકની આજ્ઞાથી બીજાની સાથે થતો પ્રાણનો યોગ.

વિધાયક બલવાન હોય ને હિંમત કરી શકતો હોય તો તેણે પોતાના વિધેયના હાથમાં કોઈ પણ માણસનો હાથ આપવો.........પછી પ્રશ્ન કરવા વગેરેનું કામ આ નવો માણસ જ ચલાવશે. જેમ વિધાયકના પ્રાણના એક થવાને આપણે યોગ કહીએ છીએ તેમ આને અનુયોગ કહીશું. પ્રાણવિનિમય

૩. પું. ટીકા; વિવરણ.
૪. પું. ઠપકો.
૫. પું. પરીક્ષા; તપાસ.
૬. પું. પ્રાર્થના; આજીજી; વિનંતિ.
૭. પું. મહેનત; ઉદ્યમ; પ્રયાસ.
૮. પું. સવાલ; પૂછપરછ.

**અનુયોગદ્વાર** પું. ( જૈન ) વ્યાખ્યા કરવાનાં ઉપક્રમ, નિક્ષેપ, અનુગમ અને નય એ ચાર દ્વાર; વ્યાખ્યાની રીતિ.

**અનુયોગાધીન** [ સં. અનુયોગ ( ટીકા ) + અધીન ( વશ )] વિ. જવાબદાર; જોખમદાર.

**અનુયોગી** ૧. પું. ( વેદાંત ) અભાવ, સંબંધ કે સાદૃશ્યનો આશ્રય; જેમાં અભાવ, સંબંધ કે સાદૃશ્ય રહેલ હોય તેવો પદાર્થ. જેમકે, ભૂતલ ઉપર ઘટ નથી એમાં ઘટનો અભાવ ભૂતલ વિષે કહેલો છે, માટે ભૂતલ એ ઘટાભાવનું અનુયોગી છે, અને ઘટ ઘટાભાવનો પ્રતિયોગી છે. 'ચંદ્રમા જેવું મુખ' એમાં ચંદ્રનું સાદૃશ્ય મુખને વિષે રહેલું છે, માટે મુખ એ સાદૃશ્યનું અનુયોગી છે, અને ચંદ્ર એ સાદૃશ્ય નો પ્રતિયોગી છે. 'આંગળીનો નખ' એમાં નખનો સંબંધ આંગળી સાથે છે, માટે આંગળી એ સંબંધનો અનુયોગી છે, અને નખ પ્રતિયોગી છે.
૨. [ સં. અનુ ( સાથે ) + યુજ્ ( જોડવું )] વિ. જેને કાંઈ જોડાયું હોય એવું; મુખ્ય.
૩. વિ. ( વ્યાકરણ ) જોડનાર; સંયોગી; અન્વય દર્શાવનારું.
૪. [ સં. અનુયુજ્ ( સવાલ પૂછવો ) ] વિ. સવાલ પૂછનાર; પ્રશ્ન કરનાર.

**અનુયોગીઅન્વાદર્શ** [ સં. ] પું. દેખાય એવા પદાર્થની છાયા, જે અક્ષિપટમાંથી સીધું ઉદ્દીપન લેવાઈ ગયા પછી દેખાય છે અને જે તેના મૂળ રંગ અને ભાતને સામાન્ય રીતે ઓછી સ્વચ્છતા ને તેજ સાથે કાયમ રાખે છે; અનુયોગીપ્રતિપ્રત્યક્ષ.

**અનુયોગીપ્રતિપ્રત્યક્ષ** જુઓ અનુયોગીઅન્વાદર્શ.

**અનુયોજન** ૧. [ સં. અનુયુજ્ ( પ્રશ્ન કરવો )] ન. પ્રશ્ન; પૂછપરછ.
૨. [ સં. અનુ ( સાથે ) + યોજન ( જોડવું તે )] ન. સંયોજન; જોડાણ

**અનુયોજિત** ૧. [ સં. અનુ ( સાથે ) + યોજિત ( જોડેલ )] વિ. જોડેલું; યોજેલું.
૨. [ સં. અનુયુજ્ ( પૂછપરછ કરવી ) ] વિ. પૂછપરછ કરવામાં આવેલું.

**અનુયોજ્ય** ૧. [ સં. ] પું. નોકર; ચાકર.
૨. ન. વામમાર્ગના જ્ઞાન માટે જાણવી જોઈતી ૪૪ વસ્તુ માંહેની એક. જુઓ વામમાર્ગ.
૩. વિ. જવાબદાર; જોખમદાર.
૪. [ સં. અનુ ( સાથે ) + યોજ્ય ( જોડવા જેવું )] વિ. જોડવા લાયક.
૫. વિ. નિંદા કરવા જેવું.
૬. વિ. સવાલ પૂછવા લાયક.

**અનુરક્ત** ૧. [ સં. ] પું. ( કાવ્ય ) મન, વચન અને કર્મથી નાયિકાના પ્રેમને વશ થનારો વૈશિક નાયકનો એક ભેદ.
૨. [ સં. અનુ ( પાછળ ) + રક્ત ( પ્રીતિવાળું )] વિ. અનુરાગી; પ્રેમી; આસક્ત.
૩. વિ. રંગાયેલ; તલ્લીન.
૪. વિ. લાલ રંગવાળું.
૫. વિ. વફાદાર; નિમકહલાલ.
૬. વિ. સંતોષ પામેલું.

**અનુરક્તતા** ૧. [ સં. અનુરક્ત ( આસક્ત ) + તા ( પણું )] સ્ત્રી. અનુરાગ; આસક્તિ; પ્રેમ.
૨. [સં. અનુરક્ત (તલ્લીન) + તા ( પણું )] સ્ત્રી. તલ્લીનપણું.
૩. [ સં. અનુરક્ત ( લાલ રંગવાળું ) + તા ( પણું )] સ્ત્રી. લાલ રંગવાળું હોવાપણું.
૪. [ સં. અનુરક્ત ( વફાદાર ) + તા ( પણું )] સ્ત્રી. વફાદારી; નિમકહલાલપણું.
૫. [ સં. અનુરક્ત ( સંતોષ પામેલું ) + તા ( પણું )] સ્ત્રી. સંતોષ પામેલું હોવાપણું.

**અનુરક્તિ** ૧. [ સં. ] સ્ત્રી. અનુરાગ; આસક્તિ; પ્રેમ; સ્નેહ.
૨. [ સં. અનુ ( પાછળ ) + રક્તિ ( ભક્તિ )] સ્ત્રી. ઈશ્વર સંબંધી જ્ઞાન થયા પછી ઊપજતી ભક્તિ.

ઈશ્વરની પ્રકૃતિ અને મહાત્મ્યનું જ્ઞાન થયા પછીની ભક્તિને અનુરક્તિ કહે છે. વિવેકાનંદ

૩. સ્ત્રી. રંગાવું તે; તલ્લીનપણું.

**અનુરણ** ૧. ન. ( સંગીત ) ચઢતી શ્રુતિ.
૨. [ સં. અનુ ( સરખું ) + રણ્ ( અવાજ થવો )] ન. ( સંગીત ) મળતો સૂર; સમાન અવાજ.

**અનુરણન** ૧. [ સં. અનુ ( પાછળ ) + રણ્ ( અવાજ થવો )] ન. અનુધ્વનિ; પડઘો.
૨. ન. (વ્યાકરણ) અર્થ જણાવવાની શબ્દની શક્તિ; વ્યંજના.
૩. ન. રણકો; રણકાર.

**અનુરણનાત્મક** ૧. [ સં. અનુરણન ( પડઘો ) + આત્મક ( વાળું )] વિ. પડઘો પાડનારું.
૨. [ સં. અનુરણન ( રણકાર ) + આત્મક ( વાળું )] વિ. રણકાવાળું.

**અનુરત** [ સં. અનુ ( પાછળ ) + રત ( પ્રીતિવાળું )] વિ. લીન; આસક્ત

**અનુરતિ** [ સં. અનુ ( પાછળ ) + રતિ ( પ્રીતિ )] સ્ત્રી. સ્નેહ; પ્રેમ; અનુરાગ; આસક્તિ.

**અનુરસ** ૧. [ સં. અનુ (ઊતરતું) + રસ ( સ્વાદ )] પું. ઊતરતા પ્રકારનો સ્વાદ.
૨. [ સં. અનુ ( ઊતરતું ) + રસ ( આનંદ )] પું. ( કાવ્ય ) ગૌણ રસ.
૩. પું. પડઘો; પ્રતિધ્વનિ.

**અનુરંજક** ૧. [ સં. અનુ ( સાથે ) + રંજ્ ( ખુશ થવું ) ] વિ. ખુશ કરનાર; આનંદ દેનાર; વિનોદ આપનાર.

૨. [ સં. અનુ ( સાથે ) + રંજ્ ( પ્રેમ હોવો ) ] વિ. સ્નેહવાળું કરનાર.

**અનુરંજન** ૧. [ સં. અનુ ( સાથે ) + રંજ્ ( પ્રેમ હોવો ) ] ન. અનુરાગ; પ્રીતિ.

૨. ન. રંજન; ખુશી કરવાપણું.

૩. ન. વિનોદ; વિહાર.

૪. ન. સાંત્વન; ઉપશમન; શાંત પાડવું તે.

૫. વિ. આનંદ આપનાર; ખુશ કરનાર.

**અનુરંજવું** ૧. [ સં. અનુ ( સાથે ) + રંજ્ ( ખુશ થવું ) ] સ. ક્રિ. રાજી કરવું; ખુશ બનાવવું.

૨. સ. ક્રિ. વિનોદ કરવો.

૩. સ. ક્રિ. શાંત કરવું; ઉપશમન કરવું.

**અનુરંજાવવું** [ સં. અનુ ( સાથે ) + રંજ્ ( ખુશ થવું ) ] સ. ક્રિ. ખુશ કરાવવું; આનંદ અપાવવો.

**અનુરંજિત** [ સં. ] વિ. ખુશ કરાયેલું; પ્રસન્ન કરવામાં આવેલું.

**અનુરાગ** ૧. [ સં. ] પું. આસક્તિ; ગાઢ સ્નેહ; લગની; રઢ.

> દોહદ હારદ સ્નેહ હિત પ્રણય રાગ અનુરાગ,
> પ્રેમ પ્રીતની રીતને બક્ષત તે બડભાગ.
> પિંગળલઘુકોષ

૨. પું. સ્વાદ; લાલાશ.

૩. પું. વિષયવાસના.

૪. [ સં. અનુરંજ્ ( લાલ બનાવવું ) ] વિ. લાલ થયેલું; લાલ રંગનું.

**અનુરાગવતી** [ સં. અનુરાગ ( સ્નેહ ) + વત્ ( વાળું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. પ્રેમાળ; હેતવાળી; માયાળુ; સ્નેહાળ.

**અનુરાગવું** [ સં. અનુરાગ ( સ્નેહ ) ] અ. ક્રિ. પ્રીતિ કરવી; પ્રેમ રાખવો; આસક્ત થવું.

**અનુરાગિણી** ૧. [ સં. અનુરાગિન્ ( આસક્ત ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. આસક્ત સ્ત્રી; પ્રેમઘેલી બૈરી.

૨. સ્ત્રી. ( સંગીત ) એ નામનો સ્વર.

૩. સ્ત્રી. ચૌદમાંની એ નામની યક્ષિણી.

> મહાયક્ષિણી, સુરસુંદરી, મનોહરી, કનકાવતી,
> કામેશ્વરી, રતિકરી, પદ્મિની, નટી, અનુરાગિણી,
> વિશાલા, ચંદ્રિકા, લક્ષ્મી, શોભના અને મદના
> એ ૧૪ યક્ષિણીઓ છે. ત્રિકાળદર્શકદર્પણ

૪. સ્ત્રી. ( કાવ્ય ) પરકીયા નાયકાનો એક ભેદ. જુઓ પરકીયા.

૫. વિ. સ્ત્રી. પ્રેમી; સ્નેહવાળી; પ્રેમઘેલી.

**અનુરાગી** ૧. [ સં. અનુરાગિન્ ( સ્નેહવાળું ) ] વિ. અનુરક્ત; પ્રેમઘેલું; આસક્ત; પ્રેમમાં લીન થયેલું.

> આનંદ-ઘન ગુરુ ૐ, શિવ રટતાં;
> ' ૐ ગુરુ ' નો છું અનુરાગી રે.
> આનંદઘન

૨. વિ. પ્રેમ ઉપજાવનારૂં.

**અનુરાત્ર** ૧. [ સં. અનુ ( પાછળ ) + રાત્રિ ( રાત ) ] વિ. રાત પછીનું.

૨. [ સં. અનુ ( દરેક ) + રાત્રિ ( રાત ) ] અ. દરેક રાતે.

**અનુરાધ** ૧. [ સં. ] પું. વિનતિ; પ્રાર્થના; યાચના.

૨. વિ. અનુરાધા નક્ષત્રમાં જન્મેલું.

૩. વિ. કલ્યાણકારી; મંગળકારક.

**અનુરાધવું** [ સં. અનુરુધ્ ( વિનવવું ) ] સ. ક્રિ. વિનંતિ કરવી; પ્રાર્થના કરવી; મનાવવું.

**અનુરાધા** ૧. સ્ત્રી. ( પુરાણ ) દક્ષની એ નામની દીકરી. તેને ચંદ્ર સાથે પરણાવવામાં આવી હતી.

૨. સ્ત્રી. બલિદાન.

૩. [ સં. અનુ ( પાછળ ) + રાધા ( વિશાખા નક્ષત્ર ) ] સ્ત્રી. ( જ્યોતિષ ) સત્તાવીશ માંહેનું એ નામનું સત્તરમું નક્ષત્ર. રાધા એટલે વિશાખા નક્ષત્ર પછી આવતું હોવાથી તે અનુરાધા કહેવાય છે. તેના સ્વામીનું નામ અગ્નિ અને તેના પાયાના અક્ષર ન, ની, નું અને ને છે. તેનું કોઈ સર્પના જેવા આકારમાં સાત તારાના સમૂહરૂપે અને કોઈ બળદના જેવા આકારમાં ત્રણ કે ચાર તારાના સમૂહરૂપે વર્ણન કરે છે. ભાદરવા સુદ છઠને દિવસ આ નક્ષત્ર હોય, તો તે વરસ સારૂં નીપજે એવી માન્યતાને લીધે આ નક્ષત્ર શુભ માનવામાં આવ્યું છે. એમ કહેવાય છે કે આ નક્ષત્રમાં જો રોગ થાય તો દસ દિવસ પીડા ભોગવવી પડે.

> જેઠ ગયો અષાડ ગયો, શ્રાવણીઆ તું પણ જા;
> ભાદરવે જગ રેલશે, જો છઠ્ઠે અનુરાધા.
> ભડલી

**અનુરાધા-યોગતારો** પું. ( જ્યોતિષ ) એ નામનો એક તારો. હાલમાં તેનું વિષુવાંશ ૨૩૯, દક્ષિણ ક્રાંત્યંશ ૨૨ અને મહત્ત્વ ૨.૫ છે.

**અનુરી** સ્ત્રી. સીતાફળી.

**અનુરુદ્ધ** ૧. [ સં. અનુરુધ્ ( રોકવું ) ] વિ. અટકાવેલ; રોકેલું.

૨. [ સં. અનુરુધ્ ( અનુસરવું ) ] વિ. અનુસરેલું.

૩. વિ. દરકાર નહિ કરેલ.

**અનુરું** વિ. અધૂરૂં; અપૂર્ણ.

**અનુરૂપ** ૧. [ સં. ] પું. સ્તોત્રિયને મળતા છંદવાળી એક ગાથા; સાથે ગાવાની ત્રણ ગાથા માંહેની એ નામની બીજી ગાથા. સ્તોત્રિય, અનુરૂપ અને પર્યાસ એ ત્રણ ગાથા એક સાથે ગવાય છે.

૨. ન. ઉક્થનો એક ભાગ. જુઓ ઉક્થ.

૩. ન. યોગ્યતા; લાયકાત; બંધબેસતાપણું.

૪. [ સં. અનુ ( સરખું ) + રૂપ ( દેખાવ ) ] ન. સરખાપણું; સમાનતા; મળતાપણું.

૫. વિ. ( ગણિત ) બધી રીતે સરખું; ' કૉંગ્રુઅંટ. ' એકના ઉપર બીજી આકૃતિ મૂકવાથી તેની ઉપર બરાબર આવી જાય તો તે બે આકૃતિ અનુરૂપ કહેવાય. બે પદીને કોઈ રીતે એક જ રૂપમાં લાવી શકાય તો તે બે પદી અનુરૂપ કહેવાય. અનુરૂપતાનું ચિહ્ન ≡ છે. જેમકે, $(ક + ચ)^2 \equiv ક^2 + ૨ કચ + ચ^2$.

૬. વિ. યોગ્ય; અનુકૂળ; લાયક; ઘટિત.

૭. વિ. સરખા માપનું; સમપ્રમાણ.

૮. વિ. સરખું; સમાન; નકલેનકલ.

૯. અ. પ્રમાણે; મુજબ.

૧૦. અ. યથાયોગ્ય; ઘટતી રીતે.

**અનુરૂપક** [ સં. અનુ ( સરખું ) + રૂપક ( આકૃતિવાળું ) ] પું. પ્રતિમા; મૂર્તિ.

**અનુરૂપતા** ૧. [ સં. અનુરૂપ ( સરખું ) + તા ( પણું ) ] સ્ત્રી. ( ગણિત ) આકૃતિઓ અથવા પદીઓનું બધી રીતે સરખાપણું; સાદૃશ્ય; એકાકારતા; સમરૂપતા; ' કૉંગ્રુઅન્સ. '

૨. સ્ત્રી. એકમત થવું તે; એકમતી; સંધિ.

૩. સ્ત્રી. મળતાપણું; સમાનતા; સરખાપણું.

૪. સ્ત્રી. યોગ્યતા; અનુકૂળતા; બંધબેસતું હોવાપણું.

**અનુરૂં** ન. સીતાફળ.

**અનુરોદન** [ સં. અનુ ( સાથે ) + રુદ્ ( રોવું ) ] ન. આશ્વાસન; દિલાસો, કેમકે દિલાસો આપનારને પણ સામા માણસ સાથે દુઃખ થતું જણાય છે.

**અનુરોધ** ૧. [ સં. અનુરુધ્ ( હરકત કરવી ) ] પું. અડચણ; વાંધો; હરકત; અટકાયત.

૨. પું. આગ્રહભરી વિનંતિ.

૩. પું. આજ્ઞા પ્રમાણે વર્તન; હુકમ મુજબ અનુસરણ; અનુવર્તિ.

૪. પું. પ્રેરણા; ઉત્તેજન.

૫. પું. બીજાનું માન્ય રાખે એવો સ્વભાવ.
૬. પું. મનકામના પૂરી કરવાની ઇચ્છા.
૭. પું. માનવૃત્તિ; સદ્‌ભાવ.
૮. પું. રાગ; મોહ.
૯. પું. વિનયપૂર્વક હઠ.
૧૦. પું. સંમતિ; અનુમતિ.
૧૧. પું. સિફારસ.

**અનુરોધક** ૧. [સં. અનુરુધ્ (હરકત કરવી)] વિ. અડચણ કરનાર.
૨. વિ. અનુસરનાર; આજ્ઞા પ્રમાણે વર્તનારું.

**અનુરોધન** જુઓ અનુરોધ.

**અનુરોધવિરોધ** [સં. અનુરોધ (મોહ) + વિરોધ (દ્વેષ)] પું. દ્વિ. વ. રાગદ્વેષ.
જે ભિક્ષુ ચાડીનો ત્યાગ કરીને ક્રોધ અને કૃપણતાને છોડી દે છે તે **અનુરોધવિરોધથી** મુક્ત થઈને આ જગતમાં સમ્યક્ પરિવ્રાજક થાય. સુત્તનિપાત

**અનુરોધી** જુઓ અનુરોધક.

**અનુર્વર** ૧. [સં. અન્ (નહિ) + ઉર્વરા (ફળદ્રુપ જમીન)] વિ. અનુત્પાદક; ફળ ન આપી શકે એવું.
૨. વિ. વાંઝિયું; છોકરાં ન થતાં હોય એવું.

**અનુલક્ષ** ૧. [સં. અનુલક્ષ્ (ઉદ્દેશવું)] પું. જણાવવું તે; સૂચન.
૨. [સં. અનુ (પાછળ) + લક્ષ્ (ધ્યાન આપવું)] વિ. પાછળ ધ્યાન રાખનાર.

**અનુલક્ષણ** ૧. [સં. અનુ (પાછળ) + લક્ષ્ (ધ્યાન આપવું)] ન. ધ્યાનમાં રાખવું તે.
૨. [સં. અનુલક્ષ્ (ઉદ્દેશવું)] ન. સૂચન; જણાવવાપણું.

**અનુલક્ષવું** ૧. [સં. અનુલક્ષ્ (ઉદ્દેશવું)] સ. ક્રિ. ઉદ્દેશવું.
૨. [સં. અનુલક્ષ્ (ધ્યાનમાં લેવું)] સ. ક્રિ. ધ્યાનમાં લેવું; લક્ષમાં રાખવું.

**અનુલક્ષાવું** ૧. [સં. અનુલક્ષ્ (ઉદ્દેશવું)] અ. ક્રિ. દર્શાવું; બતાવાવું.
૨. [સં. અનુ (પાછળ) + લક્ષ્ (જોવું)] અ. ક્રિ. પાછળ ધ્યાન અપાવું.

**અનુલક્ષિત** ૧. [સં. અનુલક્ષ્ (ઉદ્દેશવું) + ઇત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. જણાવેલું; બતાવેલું.
૨. [સં. અનુ (પાછળ) + લક્ષિત (ધ્યાન અપાયેલું)] વિ. પાછળ ધ્યાન અપાયેલું.

**અનુલક્ષી** ૧. [સં. અનુલક્ષિન્] વિ. દર્શાવનારું; સૂચન કરનાર.
૨. [સં. અનુ (પાછળ) + લક્ષિન્ (જોનાર)] વિ. પાછળ ધ્યાન આપનાર.

**અનુલક્ષીને** ૧. [સં. અનુલક્ષ્ (ઉદ્દેશવું)] અ. અમુકને ઉદ્દેશીને.
૨. [સં. અનુલક્ષ્ (ધ્યાનમાં લેવું)] અ. આગળથી વિચાર કરીને.

**અનુલગ્ન** ૧. [સં. અનુ (પાછળ) + લગ્ન (વળગેલ)] વિ. આસક્ત; અનુરાગી.
૨. વિ. પાછળ લાગેલું; પાછળ પડેલું.

**અનુલબ્ધિ** [સં. અનુ (પાછળ) + લબ્ધિ (મેળવવાપણું)] સ્ત્રી. અનુમાન વડે કાઢેલો સિદ્ધાંત; અનુમિતિ.

**અનુલંબ** [સં. અનુ (પ્રમાણે) + લંબ (ઓળંબો)] વિ. પાધરુંદોર; સીધું.

**અનુલાપ** [સં. અનુ (વારંવાર) + લાપ્ (બોલવું)] પું. પુનરુક્તિ; વારંવાર બોલવું તે.

**અનુલાપી** [સં. અનુ (વારંવાર) + લાપિન્ (બોલનારું)] વિ. વારંવાર બોલનાર.

**અનુલાસ** [સં. અનુ (વારંવાર) + લાસ (નાચ)] પું. મોર; મયૂર.

**અનુલિપ્ત** [સં. અનુલિપ્ (ચોપડવું) + ત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. ચોપડેલું; લીંપેલ; લપેડેલું.

**અનુલેખ** ૧. [સં. અનુ (સરખું) + લેખ (લખાણ)] પું. નકલ; ઉતારો.
૨. [સં. અનુ (પાછળ) + લેખ (લખાણ)] પું. પાછીથી ઉમેરેલું લખાણ; તાજાકલમ.

**અનુલેખક** ૧. ન. લખાણ કે ચિત્રની સંખ્યાબંધ નકલ કાઢવા માટે મીણ ચોપડેલા પદાર્થવાળું પૂઠું.
૨. [સં. અનુ (સરખું) + લેખક (લખનાર)] વિ. નકલ કરનાર.

**અનુલેખકયંત્ર** [સં. અનુ (સરખું) + લેખક (લખનાર) + યંત્ર (સંચો)] ન. લખાણની નકલ કાઢવાનો એ નામનો એક જાતનો સંચો, જેમાં મીણ ચોપડેલા બારીક કાગળ ઉપર લખાય છે. જે જગાએ લખવામાં આવે ત્યાં કલમના ભારથી બારીક કાણાં પડે અને તેના ઉપર જ્યારે શાહી ભૂંસવામાં આવે ત્યારે તેની મીણ વગરની જગામાંથી શાહીની નીચે રહેલા કાગળ ઉપર છાપ પડે.

**અનુલેખન** ૧. [સં. અનુ (સરખું) + લેખન (લખાણ)] ન. ઉતારો; નકલ.
૨. ન. દોપિસ્તાં લખવાં તે; અક્ષર સુધારવા માટે મૂળ લખાણ જોઈ તેની નકલ કરીને લખવું તે.
૩. [સં. અનુ (પાછળ) + લેખન (લખાણ)] ન. પાછળથી લેખમાં કરેલો વધારો.
૪. ન. સાંભળીને લખવું તે; શ્રુતલેખન.

**અનુલેખનપુસ્તક** [સં. અનુલેખન (નકલ કરીને લખવું તે) + પુસ્તક (ચોપડી)] ન. હસ્તશિક્ષક; 'કૉપી-બુક'.

**અનુલેખનપોથી** જુઓ અનુલેખનપુસ્તક.

**અનુલેપ** ૧. [સં. અનુ (ઉપર) + લિપ્ (ચોપડવું)] પું. ચોપડવાનો પદાર્થ; મલમ; લેપ.
૨. પું. ધર્મપુરુષાર્થ માટે શિલ્પશાસ્ત્રમાં જણાવેલ મુખ્ય બત્રીસ માંહેની એ નામની કળા. જુઓ ધર્મપુરુષાર્થ.
૩. પું. લીંપણ; ચોપડવું તે; ખરડ.
૪. પું. લેપ ઉપર લેપ કરવો તે.

**અનુલેપક** [સં. અનુ (ઉપર) + લિપ્ (ચોપડવું) + અક (કર્તૃવાચક પ્રત્યય)] વિ. લીંપનાર; ચોપડનાર.

**અનુલેપન** ૧. [સં. અનુ (ઉપર) + લિપ્ (ચોપડવું) + અન (નામ બનાવનાર પ્રત્યય)] ન. લીંપણ; ચોપડવું તે.
૨. ન. લીંપવાની વસ્તુ; મલમ; લેપ.
૩. ન. લેપ ઉપર લેપ કરવો તે.

**અનુલેપી** જુઓ અનુલેપક.

**અનુલોમ** ૧. [સં. અનુ (પ્રમાણે) + લોમ (વાળ)] પું. ચડિયાતાથી ઊતરતા તરફ આવતો ક્રમ.
૨. પું. (સંગીત) સૂરોનો ઉતાર; અવરોહ.
૩. વિ. અનુકૂળ.
૪. વિ. જાતિ તરીકે એકબીજા સાથે મિશ્ર થયેલું.
૫. વિ. તરત જ ઊતરતા વર્ણની સ્ત્રી સાથે થયેલું.
૬. વિ. તરત જ ઊતરતા વર્ણની સ્ત્રી સાથેના સંબંધથી ઉત્પન્ન થયેલ.
૭. અ. વ્યવસ્થાનુસાર; રીતસર; ક્રમવાર.

**અનુલોમક્ષય** [સં. અનુલોમ (ક્રમ પ્રમાણે) + ક્ષય (શરીર ઘસાવાનો રોગ)] પું. અન્નના પક્વરસથી શુક્રધાતુ સુધી ક્રમસર ઘસારો લાગુ થતો જાય તેવો રોગ.

**અનુલોમગતાગત** પું. (કાવ્ય) ગતાગતનો એક ભેદ. જુઓ ગતાગત.

**અનુલોમજ** [સં. અનુલોમ (ચડિયાતાથી ઊતરતા તરફ આવતો ક્રમ) + જ (જન્મેલ)] વિ. તરત જ ઊતરતા વર્ણની સ્ત્રી સાથેના લગ્નથી ઉત્પન્ન થયેલું; ઊંચી જ્ઞાતિનો પુરુષ

અને ઊતરતી જ્ઞાતિની સ્ત્રી એ એના સંબંધથી પેદા થયેલું. બ્રાહ્મણ પુરુષ ને ક્ષત્રિય સ્ત્રી, ક્ષત્રિય પુરુષ ને વૈશ્ય સ્ત્રી, અને વૈશ્ય પુરુષ ને શૂદ્ર સ્ત્રી, તેઓથી થયેલાં છોકરાં અનુલોમજ કહેવાય.

**અનુલોમન** ૧. [સં.] ન. નિયમ પ્રમાણે ચડઊતર સ્થિતિ.
૨. ન. નિયમસર ચડઊતર ગોઠવણી.
૩. ન. (વૈદક) રેચ આપીને નિયમિત રસ્તેથી લઈ જવું તે; મળ છૂટો કરી ઝાડા વાટે લઈ જવાપણું.
૪. વિ. (વૈદક) ઝાડો ઉતારનાર; દસ્ત લાવનારૂં.
જે ઔષધ અપક્વ વાયુ, પિત્ત, કફ અને મળને પક્વ કરી અને વાયુના બંધને તોડી મળને નીચે ઉતારે તેને **અનુલોમન** ઔષધ કહે છે. આર્યભિષક્

**અનુલોમપ્રાણાયામ** પું. એ નામનો પ્રાણાયામ. જે નાકના કાણામાં થઈ પૂરક કર્યો હોય એટલે શ્વાસ અંદર ખેંચ્યો હોય તે જ નસકોરામાંથી રેચક કરવો એટલે શ્વાસ બહાર કાઢવો પણ પૂરક કરેલા છિદ્રથી તરત જ રેચક કરવો નહિ, તે પ્રાણાયામને અનુલોમપ્રાણાયામ કહે છે.

**અનુલોમરસપાક** [સં. અનુલોમ (ક્રમ પ્રમાણે) + રસ (અન્નનું પ્રથમ રૂપાંતર) + પાક (નીપજ)] પું. ખોરાકમાંથી લોહી માંસ વગેરે બનાવવાની ક્રિયા.
ખોરાકમાંથી નવા સજીવ પદાર્થના બંધારણની અનુવંશી ક્રિયા પણ ચાલતી રહે છે; તેમ જો ન થાય તો તરત જ જિંદગીનો અંત આવે. આપણે જોયું છે કે આ બંધારણ રસ્નની સહાયતાથી થાય છે; તેને **અનુલોમરસપાક** કહે છે. પ્રાણીવિદ્યાનું રેખાદર્શન

**અનુલોમલિપિ** સ્ત્રી. ચોસઠ પ્રકારની લિપિ માંહેની એ નામની એક. જુઓ લિપિ.

**અનુલોમવિલોમવાક્ય** [સં. અનુલોમ (ક્રમ પ્રમાણે) + વિલોમ (ઊલટું) + વાક્ય] ન. શરૂઆતથી કે છેડેથી ગમે ત્યાંથી વાંચીએ તોપણ તેનું તે જ વંચાય એવું વાક્ય. જેમકે, લીમડી ગામે ગાડી મલી.

**અનુલોમવિવાહ** [સં. અનુલોમ (તરત જ ઊતરતી જાતિની સ્ત્રી સાથેનું) + વિવાહ (લગ્ન)] પું. ઊંચી જાતિના પુરુષનો પોતાથી તરત જ ઊતરતી વર્ણની સ્ત્રી સાથેનો વિવાહ.

**અનુલોમા** [સં. અનુલોમ (ઊતરતા ક્રમનું) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. ધણી કરતાં તરત જ ઊતરતી જાતિની સ્ત્રી.

**અનુલોમાર્થ** [સં. અનુલોમ (અનુકૂળ) + અર્થ] વિ. તરફેણમાં બોલતું; પક્ષ લેતું.

**અનુલ્લસન** જુઓ અનુલ્લાસ.

**અનુલ્લંઘન** ૧. [સં. અન્ (નહિ) + ઉલ્લંઘન (અતિક્રમ)] ન. ન ઓળંગવું તે.
૨. ન. પાલન; આજ્ઞા પ્રમાણે વર્તવાપણું.

**અનુલ્લંઘનીય** ૧. [સં. અન્ (નહિ) + ઉલ્લંઘનીય (ઓળંગવા જેવું)] વિ. ઓળંગવું ન ઘટે તેવું.
૨. વિ. પાલન કરવા જેવું.

**અનુલ્લાપ** [સં. અન્ (અયોગ્ય) + ઉલ્લાપ (વાણી)] પું. અઘટિત વચન.

**અનુલ્લાસ** [સં. અન્ (નહિ) + ઉલ્લાસ (હર્ષ)] પું. ઉત્સાહરહિતપણું.

**અનુલ્લેખ** [સં. અન્ (નહિ) + ઉલ્લેખ (કહેવું તે)] પું. નહિ કહેવાપણું; અકથન.

**અનુવક્તા** ૧. [સં. અનુ (અનુસાર) + વક્તૃ (બોલનાર)] વિ. ગુરુએ બોલેલા મંત્રાદિનો તે પ્રમાણે ઉચ્ચાર કરનાર; ગુરુ ઉચ્ચાર કરી શીખવે તે પ્રમાણે બોલનાર.
૨. [સં. અનુ (પાછળ) + વક્તૃ (બોલનાર)] વિ. પાછળ બોલનાર; ટેકો આપનાર.
૩. વિ. બોલેલું બોલનાર.

**અનુવક્ર** [સં. અનુ (ક્રમ પ્રમાણે) + વક્ર (વાંકું)] વિ. ઘણું વાંકું.

**અનુવક્રકેંદ્રિક** વિ. (ગણિત) વક્રનો એ નામનો એક પ્રકાર; 'ઇવોલ્યૂટ'.
જ્યારે એક વક્રનો અનવલૂત બીજો વક્ર હોય છે, ત્યારે આ બીજા વક્રની અપેક્ષાએ પહેલો વક્ર તેનો **અનુવક્રકેંદ્રિક** કહેવાય છે. હરિહર ભટ્ટ

**અનુવક્રગ** [સં. અનુવક્ર (ઘણું વાંકું) + ગ (જનાર)] વિ. (જ્યોતિષ) બહુ વાંકું જનાર; ત્રાંસી ગતિમાં ચાલનાર.

**અનુવક્રા** [સં. અનુ (ક્રમ પ્રમાણે) + વક્રા (વાંકી)] વિ. સ્ત્રી. ઘણી વાંકી.

**અનુવચન** ૧. [સં. અનુ (અનુકૂળ) + વચન (બોલ)] ન. અનુકૂળ ભાષણ.
૨. [સં. અનુ (પાછળ) + વચન (બોલ)] ન. ઉત્તર; જવાબ.
૩. ન. ગુરુના બોલવા પ્રમાણે કરાતો મંત્ર અને પાઠનો ઉચ્ચાર.
૪. ન. પ્રકરણ; અધ્યાય.
૫. ન. ભાષણ.
૬. ન. મુખપાઠ.
૭. [સં. અનુ (વારંવાર) + વચ્ (બોલવું)] ન. વારંવાર કહેવું તે.
૮. ન. શિક્ષણ; કેળવણી.

**અનુવત્સર** ૧. [સં. અનુ (અનુકૂળ) + વત્સર (વર્ષ)] પું. દાનાદિ માટે અનુકૂળ વર્ષ. આ વર્ષમાં ધાન્યના દાનનું મહાન ફળ કહેલું છે.
૨. પું. (જ્યોતિષ) પાંચ વર્ષના યુગનું ચોથું વર્ષ. તેના ૩૫૪ દિવસ ગણવામાં આવે છે.
ત્રણ પ્રકારની સૂર્યની ગતિ ઉપરથી કાળ જાણનારા વિદ્વાનોએ સંવત્સર, પરિવત્સર, ઇદાવત્સર, **અનુવત્સર** અને ઇદ્વત્સર એવી રીતના પાંચ ભેદ કલ્પેલા છે. ભગવતી ભાગવત
૩. પું. બાર બાર વરસના પાંચ બૃહસ્પતિયુગ માંહેનો પાંચમો યુગ.
૪. [સં. અનુ (દરેક) + વત્સર (વર્ષ)] અ. દરવર્ષે; હરસાલ.

**અનુવર** ૧. [સં. અનુ (સાથે) + વર] પું. વરની સાથે રહેનાર પુરુષ; અણવર.
૨. વિ. અણવર સંબંધી.

**અનુવર્તક** ૧. વિ. નકલ કરનાર.
૨. [સં. અનુ (પાછળ) + વૃત્ (હોવું)] વિ. પાછળ જનાર.

**અનુવર્તન** ૧. [સં. અનુ (સરખું) + વર્તન (આચરણ)] ન. અનુકરણ; નકલ.
૨. [સં. અનુ (પાછળ) + વૃત્ (હોવું)] ન. અનુગમન; પાછળ જવું તે; અનુસરણ.
૩. ન. અમુક નિયમનો કોઈ કોઈ જગ્યાએ વારંવાર ઉપયોગ.
૪. ન. (વ્યાકરણ) આગલા વાક્યમાં કહેલ શબ્દનો પાછળનામાં અધ્યાહાર. જેમકે, રામ વનમાં ગયા, લક્ષ્મણ પણ.
૫. ન. ગુજરાન.
૬. ન. પરિણામ; ફળ.
૭. ન. સંતોષવું તે.
૮. ન. સંમતિ; અનુમોદન.
૯. [સં. અનુ (અનુકૂળ) + વર્તન (ધંધો)] ન. હિતકારક ઉદ્યોગ.

**અનુવર્તવું** ૧. [સં. અનુ (સરખું) + વૃત્ (હોવું)] સ. ક્રિ. નકલ કરવી.
૨. સ. ક્રિ. પાછળ જવું.

**અનુવર્તાવવું** ૧. [સં. અનુ (સરખું) + વૃત્ (હોવું)] સ. ક્રિ. નકલ કરાવવી.
૨. સ. ક્રિ. પાછળ ચલાવવું.

**અનુવર્તિ** [સં. અનુ (પાછળ) + વૃત્ (હોવું)] વિ. (ગણિત) મળતું; સરખું.

**અનુવર્તિત** ૧. [સં. અનુ (પાછળ) + વૃત્ (હોવું) + ઇત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. નકલ કરાયેલું.

૨. વિ. પાછળ ગયેલું.

**અનુવર્તિપ્રતિકાર** [સં. અનુવર્તિન્ (આખરનું) + પ્રતિકાર (મદદ)] પું. છેવટની મદદ.

**અનુવર્તી** ૧. [સં. અનુ (પાછળ) + વર્તિન (હોનાર)] પું. નોકર; સેવક.
૨. વિ. અનુસરનાર; પાછળ જનાર.
૩. વિ. આજ્ઞા પ્રમાણે વર્તનાર; તાબેદાર.
૪. વિ. છેવટનું; અંતનું.
૫. વિ. બીજાના કહેવા પ્રમાણે ચાલનાર.
૬. વિ. યોગ્ય; અનુકૂળ.
૭. વિ. શરણાગત; આશ્રિત.
૮. વિ. સરખું; જેવું.

**અનુવશ** ૧. [સં. અનુ (પાછળ) + વશ (તાબાનું)] ન. અધીનતા; તાબેદારી.
૨ વિ. તાબાનું; હુકમ પ્રમાણે કરનાર.

**અનુવસન** ૧. [સં. અનુ (પાછળ) + વસ (વસવું)] ન. પાછળથી કરેલો વાસ.
૨. [સં. અનુ (સાથે) + વસન (કપડું)] ન. વધારાનું લૂગડું.

**અનુવસુ** ૧. [સં. અનુ (સાથે) + વસુ (દોલત)] પું. શ્રાવક; જૈન ગૃહસ્થ, કેમકે તેની પાસે પૈસો હોય છે, જ્યારે જૈન સાધુ પાસે હોતો નથી.
૨. વિ. મોટી ઉંમરનું; વૃદ્ધ; ઘરડું.
૩. વિ. રાગવાળું; આસક્ત.

**અનુવહ** ૧. [સં.] પું. અગ્નિની સાત જીભ માંહેની એ નામની એક.
૨. પું. સાતમાંનો એ નામનો વાયુ. તે સૂર્ય અને ચંદ્રની વચ્ચે રહે છે.

**અનુવંશ** ૧. [સં. અનુ (દરેક) + વંશ (કુળ)] પું. આંબો; પેઢીનામું; વંશવૃક્ષ.
૨. પું. નવું કુળ.
૩. પું. વંશ; પેઢી.

**અનુવંશિક** [સં. અનુવંશ (પેઢી) + ઇક (વાળું)] વિ. પરંપરાથી ચાલ્યું આવતું.

ગર્ભસ્થ બાળકનો જન્મ થતાં તેમાં પૈત્રિક કે અનુવંશિક ગુણો તત્કાલ પ્રગટ થતા નથી. ત્રિકાળદર્શકદર્પણ

**અનુવાક** ૧. [સં. અનુ (પાછળ) + વચ્ (બોલવું)] પું. ઋગ્વેદ તથા યજુર્વેદનો સમૂહ.
૨. પું. ઋગ્વેદના મંડલનો એક ભાગ. વેદમાં કુલ ૮૫ અનુવાક છે.
૩. પું. ઋગ્વેદની ગાન વગરની કડી.
૪. પું. પ્રકરણ; અધ્યાય.

તૈત્તિરીય અનુર્વેદમાં પ્રથમ કાંડ-વિભાગ રાખ્યો છે અને પછી દરેક કાંડમાં પ્રપાઠક નામે વિભાગ રાખેલા છે અને દરેક પ્રપાઠકમાં અનુવાક નામે વિભાગ રાખેલા છે. શારદાપીઠ

૫. પું. શસ્ત્ર એટલે સ્તુતિના સ્તોત્ર નામનો વેદનો ભાગ.
૬. [સં. અનુ (વારંવાર) + વચ્ (બોલવું)] ન. એકની એક વાતનું ફરી કહેવાપણું; પુનરુક્તિ.

**અનુવાક્યા** [સં. અનુ (પાછળ) + વચ્ (બોલવું)] સ્ત્રી. ઋગ્વેદની એક મંત્રકડી; દેવતાને બલિદાન લેવા આમંત્રણ આપતો હોતાથી બોલાતો એક મંત્ર.

**અનુવાચન** ૧. [સં. અનુ (પ્રમાણે) + વાચન (બોલવું તે)] ન. યજ્ઞમાં વિધિ પ્રમાણે મંત્રનો પાઠ.
૨. ન. શિક્ષણ; અધ્યાપન.

**અનુવાત** ૧. [સં. અનુ (અનુકૂળ) + વાત (પવન)] પું. અનુકૂળ પવન.
૨. [સં. અનુ (પ્રમાણે) + વાત (પવન)] અ. પવન વાતો હોય તે દિશામાં.

**અનુવાદ** ૧. [સં. અનુ (વારંવાર) + વદ્ (બોલવું)] પું. એકની એક વાત ફરીફરીને કહેવામાં આવે એવો વાક્યનો એક ભેદ. જેમકે, 'અન્ન પકાવો, પકાવો, પકાવો, જલદી પકાવો, હે પ્રિય, પકાવો'
૨. પું. ગામગપાટો; અફવા; ઊડતી ખબર.
૩. પું. ગુણ અવગુણનું કથન.
૪. પું. ટેકો; આધાર; સમર્થન.
૫. પું. તરજૂમો; ભાષાંતર.
૬. પું. નિંદા; કુથલી.
૭. [સં. અનુ (પાછળ) + વદ્ (બોલવું)] પું. પાછળ બોલવાપણું.
૮. પું. પુનરુક્તિ.
૯. પું. બકવાટ; લવારી; મિથ્યા ભાષણ.
૧૦. પું. બોલવાની શરૂઆત.
૧૧. પું. (મીમાંસા) વિધિ કે નિયમને દાખલા દલીલથી મજબૂત કરવા માટે તેનું જુદા શબ્દમાં કથન; માન્ય સિદ્ધાંતને દાખલા તથા પુષ્ટિ માટે ફરી રજૂ કરવાપણું. અનુવાદના ત્રણ પ્રકારઃ (૧) ભૂતાર્થાનુવાદ-એમાં હેતુના સમર્થન માટે ભૂતકાળનો ઉલ્લેખ કરવામાં આવે છે. જેમકે, અગાઉ કેવળ સત જ હતું. (૨) સ્તુત્યર્થાનુવાદ-જેમકે, વાયુ એ સૌથી વધુ 'વેગવાળો' શીઘ્રગામી દેવ છે. (૩) ગુણાનુવાદ-જેમકે, દહીંથી હવન કરે છે. 'હવન કરે છે' એમાં 'દહીંથી' એ વિશેષ ઊમેરી ગુણ બતાવ્યો છે.

**અનુવાદક** ૧. [સં. અનુવદ્ (ફરી કહેવું) + અક (કર્તૃવાચક પ્રત્યય)] પું. ભાષાંતર કરનાર; દુભાષિયો.
૨. વિ. દાખલો આપનાર; સમજાવનાર.
૩. [સં. અનુ (પાછળ) + વાદક (બોલનાર)] વિ. પાછળથી બોલનાર.
૪. વિ. બોલેલું બોલી બતાવનાર.
૫. વિ. મળતું આવતું; જેવું.

**અનુવાદકર્તા** જુઓ અનુવાદક ૧-૩.

**અનુવાદકાર** જુઓ અનુવાદક ૧-૩.

**અનુવાદતા** [સં. અનુ (પાછળ) + વદ્ (બોલવું) + તા (પણું)] સ્ત્રી. સંમતિ; અનુમોદન; સમર્થન.

**અનુવાદન** [સં.] ન. અનુવાદ કરવાની ક્રિયા.

**અનુવાદમય** ૧. [સં. અનુવાદ (પુનરુક્તિ) + મય (વાળું)] વિ. એકનું એક ફરીથી કહેલું હોય એવું.
૨. [સં. અનુવાદ (ભાષાંતર) + મય (વાળું)] વિ. ભાષાંતરવાળું.

**અનુવાદવું** [સં. અનુવદ્ (ફરી કહેવું)] સ. ક્રિ. પુનરુક્તિ કરવી; ફરીથી કહેવું.

**અનુવાદાત્મક** [સં. અનુવાદ (ભાષાંતર) + આત્મક (વાળું)] વિ. ભાષાંતરવાળું.

**અનુવાદિત** [સં. અનુવદ્ (ભાષાંતર કરવું) + ઇત (ભૂ૰કૃદંતનો પ્રત્યય)] વિ. તરજૂમો કરેલ; ભાષાંતર કરેલું.

**અનુવાદી** ૧. [હિં.] વિ. પું. (સંગીત) જે સ્વર અમુક રાગમાં આવશ્યક ન હોય અને તે ઉમેરવાથી રાગ અશુદ્ધ થઈ જાય તેવો સ્વરનો એક ભેદ.
૨. વિ. પું. (સંગીત) વાદી અને સંવાદી સ્વરમાં ભળી જતો વાદીથી ત્રીજો સ્વર; દરેક સ્વરથી આરોહ અવરોહના ત્રીજા સ્વર. જેમકે, સ ના ધ અને ગ. ગૌણ અનુવાદી તરીકે ચોથા સ્વર પણ લેવાય છે.

આવા અનુવાદી સ્વરો રાગની વાદી સંવાદી; સ્વરોથી થતી સ્થિતિમાં રહેલી અપૂર્ણતા પૂર્ણ કરવામાં સહાયક બને છે. સંગીતપ્રકાશ

૩. જુઓ અનુવાદક.

**અનુવાદ્ય** ૧. [સં.] ન. (વ્યાકરણ) ઉદ્દેશ્ય.
૨. [સં. અનુ (સાથે) + વાદ્ય (વાજું)] ન. એકની પૂર્તિમાં વગાડવાનું બીજું વાજું.
૩. વિ. ઉદાહરણ આપવા જેવું.
૪. [સં. અનુવદ્ (ફરી કહેવું)] વિ. (વ્યાકરણ) કહેલું ફરી વખત જણાવનારું.

કથિતનું પુનઃકથન-કહેલી વસ્તુ કહેવી તે અનુવાદ; જે વિશેષણ અનુવાદ કરે છે તે અનુવાદ્ય; અનુવાદ્ય-વિશેષણ નામની પૂર્વે આવે છે. જેમકે આ સુંદર મહેલ મેં પૂર્વે જોયો ન હોતો. બૃહદ્ વ્યાકરણ

૫. વિ. ભાષાંતર કરવા લાયક.

**અનુવાર** [ સં. અનુ ( વારંવાર ) + વાર ( વખત ) ] અ. ફરીફરીને; વારંવાર.

**અનુવાસ** જુઓ અનુવાસન.

**અનુવાસન** ૧. [ સં. અનુ ( પાછળ ) + વાસ્ ( દાખલ કરવું ) ] ન. ગુદા મારફત શરીરમાં નરમ ઔષધ પહોંચાડનારી પિચકારી; બસ્તિ.

૨. ન. ગુદા મારફત શરીરમાં નરમ ઔષધ પહોંચાડવાની ક્રિયા; બસ્તિકર્મ.

૩. [ સં. અનુ ( સરખું ) + વાસ ( સુગંધ ) ] ન. સુગંધી બનાવવું તે.

**અનુવાસનબસ્તિ** જુઓ અનુવાસન ૧.

**અનુવાસિત** ૧. [ સં. અનુવાસ્ ( પિચકારી દેવી ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. ગુદા મારફત શરીરમાં નરમ ઔષધ પહોંચાડી ઉપચાર કરેલું.

૨. [ સં. અનુ + વાસિત ( સુગંધી ) ] વિ. સુગંધી બનાવેલ.

**અનુવિદિત** [ સં. અનુ ( પાછળ ) + વિદિત ( જાણેલું ) ] વિ. ( બૌદ્ધ ) જ્ઞાની; જાણવાવાળું.

અંદર અને બહારથી રોગોનું મૂળ સંસાર અને નામરૂપ છે, એમ જાણીને સર્વ રોગોના મૂળ બંધનથી જે મુક્ત થાય છે તેને તે ગુણોને લીધે અનુવિદિત કહે છે. સુત્તનિપાત

**અનુવિદ્ધ** ૧. [ સં. અનુ ( સરખું ) + વિદ્ધ ( વીંધેલું ) ] વિ. કાણું પાડેલું.

૨. વિ. જડેલું; બેસાડેલું.

૩. વિ. જોડાયેલ; સંબંધી.

૪. વિ. ફેલાયેલું.

**અનુવિધાન** ૧. [ સં. અનુ ( પ્રમાણે ) + વિધાન ( આજ્ઞા ) ] ન. આજ્ઞાપાલન; કહ્યા પ્રમાણે કરવાપણું.

૨. ન. તાબેદારી.

૩. ન. નકલ; અનુકરણ.

**અનુવિધાયક** ૧. [ સં. અનુ ( પ્રમાણે ) + વિધાયક ( અમલ કરનાર ) ] વિ. આજ્ઞાંકિત; તાબેદાર.

૨. વિ. મળતું આવતું; સરખું.

**અનુવિધાયકત્વ** ૧. [ સં. અનુ ( પ્રમાણે ) + વિધાયક ( અમલ કરનાર ) + ત્વ ( પણું ) ] ન. આજ્ઞાંકિતપણું; તાબેદારી.

૨. [ સં. અનુ ( સરખું ) + વિધાયક ( કરનાર ) + ત્વ ( પણું ) ] ન. મળતાપણું.

**અનુવિધાયી** જુઓ અનુવિધાયક.

**અનુવિધેય** ૧. [ સં. અનુ ( પ્રમાણે ) + વિધેય ( કરવા લાયક ) ] વિ. અનુકરણ કરવા લાયક; અનુસરવા જેવું.

૨. [ સં. અનુ ( પાછળ ) + વિધેય ( કરવા જેવું ) ] વિ. પાછળથી કરવા જેવું.

૩. [ સં. અનુ ( સરખું ) + વિધા ( હુકમ કરવો ) ] વિ. હુકમ કરાવા લાયક.

**અનુવિનાશ** [ સં. અનુ ( પાછળ ) + વિનાશ ( સંહાર ) ] પું. પાછળ મરણ.

**અનુવિરતિ** [ સં. અનુ ( ઊતરતું ) + વિરતિ ( વૈરાગ્ય ) ] સ્ત્રી. ( જૈન ) શ્રાવકપણું; ગૃહસ્થ હોવાપણું, કેમકે તેનો વૈરાગ્ય સાધુ કરતાં ઊતરતો છે.

**અનુવિશ્વ** [ સં. ] ન. ઈશાન ખૂણામાં રહેતા એ નામના લોક.

**અનુવિહિત** ૧. [ સં. અનુ ( પાછળથી ) + વિહિત ( કહેલું ) ] વિ. પાછળથી કહેલું.

૨. [ સં. અનુ ( પ્રમાણે ) + વિહિત ( કહેલું ) ] વિ. શાસ્ત્રાજ્ઞા પ્રમાણેનું.

૩. વિ. સમયને અનુસરતું કહેલું.

૪. [ સં. અનુ ( પ્રમાણે ) + વિહિત ( વર્તેલ ) ] વિ. સંજોગ પ્રમાણે વર્તેલ.

**અનુવિહિત અવસ્થાન** [ સં. અનુ ( પ્રમાણે ) + વિહિત ( વર્તેલ ) + અવસ્થાન ( રહેવું તે ) ] ન. થતા ફેરફારને અનુકૂળ થઈ રહેલ પ્રાણી જીવે અને બીજાં નાશ પામે એવો મત.

અનુવિહિત અવસ્થાનનો વાદ એવો છે કે જે કાંઈ ઉત્તમમાં ઉત્તમ હોય છે, તેનો છેવટે વિજય થાય છે. પરિસ્થિતિ પ્રમાણે શરીરના બંધારણમાં ફેરફાર થયા કરે છે, અને પરિસ્થિતિ જે પ્રમાણે બદલાતી રહે છે તે પ્રમાણે ફેરફારો-માં પણ ફેરફારો થયા કરે છે એટલે જે કોઈ ફરતી રહેતી પરિસ્થિતિને બરાબર અનુકૂળ થઈ રહી શકે છે તે છેવટે જીવી-જીવી શકે છે, અને જે કોઈ સંપૂર્ણાંશે અનુકૂળ થઈ રહી શકતું નથી તેનો નાશ થાય છે. દેહધર્મવિદ્યાનાં તત્ત્વો

**અનુવિંદ** ૧. પું. ( પુરાણ ) કેકય રાજાનો એ નામનો નાનો દીકરો. મહાભારતના યુદ્ધમાં તે પાંડવ તરફ હતો.

૨. પું. ધૃતરાષ્ટ્રના સો દીકરામાંનો એ નામનો એક.

૩. પું. વસુદેવની બેન રાજાધિદેવીને અવંતિરાજ જયસેનથી થયેલા બે દીકરામાંનો નાનો દીકરો. તે વિંદનો ભાઈ હતો અને મહાભારતની લડાઈમાં દુર્યોધનના પક્ષમાં લડતાં અર્જુનને હાથે મરાયો હતો.

**અનુવીચિ** અ. વિચાર કરીને.

**અનુવીચિ અવગ્રહયાચન** [ અનુવીચિ ( વિચાર કરીને ) + અવગ્રહ ( જગ્યા ) + યાચન ( માગણી ) ] ન. વિચાર કરીનેજ વાપરવા માટે જોઈતા ઠેકાણાની માગણી.

અચૌર્યવ્રતની અનુવીચિ અવગ્રહયાચન, અભીક્ષ્ણ અવગ્રહયાચન, અવગ્રહાવધારણ, સાધર્મિક પાસેથી અવગ્રહયાચન અને અનુજ્ઞાપિતપાનભોજન એ પાંચ ભાવનાઓ છે. તત્ત્વાર્થસૂત્ર

**અનુવીચિ ભાષણ** [ અનુવીચિ ( વિચાર કરીને ) + ભાષણ ( બોલવું તે ) ] ન. વિચારપૂર્વક બોલવું તે.

સત્યવ્રતની અનુવીચિ ભાષણ, ક્રોધપ્રત્યાખ્યાન, લોભપ્રત્યાખ્યાન, નિર્ભયતા અને હાસ્યપ્રત્યાખ્યાન એવી પાંચ ભાવનાઓ છે. તત્ત્વાર્થસૂત્ર

**અનુવૃત્ત** ૧. [ સં. અનુ ( પાછળ ) + વૃત્ ( હોવું ) ] ન. પાછળ જવાપણું.

૨. ન. ( ગણિત ) શંકુ આકૃતિ.

૩. [ સં. અનુ ( પ્રમાણે ) + વૃત્ ( વર્તવું ) ] વિ. કહ્યા પ્રમાણે કરનાર; આજ્ઞાનુસારી.

૪. વિ. પ્રીતિવાળું; હેતાળ.

૫. વિ. ભરતશાસ્ત્રમાં નજરના જણાવેલ આઠમાંનો એ નામનો પ્રકાર. તેમાં નજર ઝડપથી ઊંચે નીચે કરવામાં આવે છે.

૬. વિ. શંકુ આકારવાળું.

૭. [ સં. અનુ ( નિયમસર ) + વૃત્ ( હોવું ) ] વિ. સતત; ચાલુ; અખંડિત.

૮. વિ. સ્વભાવને મળતું.

**અનુવૃત્તિ** ૧. [ સં. અનુ ( નિયમસર ) + વૃત્તિ ( હોવાપણું ) ] સ્ત્રી. અખંડિતપણું; સાતત્ય; કાયમ હોવાપણું.

૨. સ્ત્રી. ( વ્યાકરણ ) અર્થ ચોખ્ખો કરવા માટે અમુક શબ્દ કે શબ્દોનો આગલા ભાગમાંથી પાછળના ભાગમાં કરાતો ઉપયોગ. એ અનુવૃત્તિ ત્રણ પ્રકારની છે: ૧. સિંહાવલોકન, ૨. મંડૂકપ્લુતિ અને ૩. ગંગાસ્રોત.

૩. સ્ત્રી. એક જ બાબત વારંવાર કહેવી તે.

૪. સ્ત્રી. કોઈ સૂત્ર એટલે નિયમ જ્યાં તે લાગુ પડતો હોય ત્યાં લાગુ પાડી બતાવવાપણું.

૫. સ્ત્રી. ખુશી કરવું તે; સંતોષવાપણું.

૬. [ સં. અનુ ( સરખું ) + વૃત્તિ ( વર્તણૂક ) ] સ્ત્રી. નકલ; અનુવર્તન.

૭. સ્ત્રી. નાટ્યના તેત્રીસ અલંકારમાંનો એ નામનો એક.

૮. સ્ત્રી. પરસ્પર સંબંધ.

૯. સ્ત્રી. પુનરાવર્તન.

૧૦. સ્ત્રી. મંજૂરી; સંમતિ.

૧૧. [ સં. અનુ ( સરખું ) + વૃત્તિ ( ધંધો ) ] સ્ત્રી. વડીલોના ધંધામાં કરાતું ગુજરાન; ઉપજીવિકા.

૧૨. સ્ત્રી. વારસામાં મળતું તે.

આ મતમાં વ્યક્તિના દેહના જીવનસમયમાં થયેલા વ્યાપારો અને કર્મો વડે પ્રજામાં ગુણધર્મની અનુવૃત્તિ થાય છે એવું માનવામાં આવે છે. નર્મદાશંકર દેવશંકર

૧૩. સ્ત્રી. સંસ્કૃતિ; સંસ્કાર.

પૂર્વજન્મની અનુવૃત્તિ (સંસ્કૃતિ) વિના તરતનો જન્મેલ બાળક શિખવવા વિના સ્તનપાન કેમ કરે! આદિનાથચરિત્ર

૧૪. સ્ત્રી. સેવા.

૧૫. સ્ત્રી. સ્મૃતિ; યાદગીરી.

**અનુવૃદ્ધિ** ૧. [ સં. અનુ ( પાછળ ) + વૃદ્ધિ ( વધારો ) ] સ્ત્રી. ( વૈદક ) વાંસા અને કેડ ઉપરના કરોડના મણકાનાં હાડકાંના સાંધા આગળનો અણીદાર ભાગ; અનુસ્ફોટન.

૨. [ સં. અનુ ( ક્રમ પ્રમાણે ) + વૃદ્ધિ ( વધારો ) ] વિ. નિયમિત પ્રમાણમાં વધતું જતું; અનુક્રમે વધતું.

**અનુવેદન** [ સં. અનુ ( પાછળ ) + વેદન ( લાગણી ) ] ન. ( વેદાંત ) પાછળ રહેતી લાગણી.

**અનુવેધ** ૧. [ સં. અનુવિધ્ ( ઘોંચવું ) ] પું. ભોંકવાની ક્રિયા.

૨. પું. મિશ્રણ; મેળવણી.

૩. પું. મેળાપ; જોડાણ; સંયોગ.

૪. પું. હરકત; અડચણ; ઈજા.

**અનુવેલ** ૧. [ સં. અનુ ( પાસે ) + વેલા ( કિનારો ) ] અ. કિનારા પાસે.

૨. [ સં. અનુ ( દરેક ) + વેલા ( વખત ) ] અ. હંમેશાં; દરેક વેળાએ; સદા.

**અનુવેશ** ૧. [ સં. અનુ ( પાછળ ) + વિશ ( દાખલ થવું ) ] પું. પાછળ દાખલ થવાપણું.

૨. પું. મોટો ભાઈ પરણ્યા પહેલાં નાનાનો વિવાહ.

**અનુવેશન** જુઓ અનુવેશ.

**અનુવેશી** [ સં. અનુ ( ક્રમ પ્રમાણે ) + વિશ્ ( દાખલ થવું ) ] પું. પાડોશી, કેમકે તેનું ઘર ક્રમમાં નજદીક છે.

**અનુવેશ્ય** ૧. [ સં. અનુ ( ક્રમ મુજબ ) + વેશ્ય ( દાખલ થવાય એવું ) ] પું. મંગલ કે શાંતિકર્મ કરનારના રહેઠાણથી એક ઘરના અંતર પર રહેતો બ્રાહ્મણ. મનુએ મંગળ કે શાંતિકર્મમાં આવા બ્રાહ્મણને જમાડવાની મનાઈ કરી છે.

૨. જુઓ અનુવેશી.

**અનુવેષ** જુઓ અનુવેશ.

**અનુવેષન** જુઓ અનુવેશ.

**અનુવ્યવસાય** જુઓ અનુવ્યવસાયજ્ઞાન.

**અનુવ્યવસાયજ્ઞાન** [ સં. અનુવ્યવસાય ( લાગણીનું ભાન ) + જ્ઞાન ] ન. ( ન્યાય ) જોયા અને જાણ્યા પછી અનુભવથી થતું જ્ઞાન.

'આ ઘડો છે' એવું જ્ઞાન એ વ્યવસાયજ્ઞાન કહેવાય છે. તે પછી એ વ્યવસાયજ્ઞાનને વિષય કરનારૂં એટલે ઘટત્વે કરીને ઘટને હું જાણું છું એ પ્રકારનું માનસ પ્રત્યક્ષરૂપ જે જ્ઞાન ઉપજે છે તે અનુવ્યવસાયજ્ઞાન કહેવાય છે. છોટાલાલ ભટ્ટ

**અનુવ્યંજન** [ સં. અનુ ( ઊતરતું ) + વ્યંજન ( નિશાની ) ] ન. મુખ્ય નહિ એવી નિશાની; ગૌણ ચિહ્ન.

**અનુવ્યાખ્યાન** ૧. [ સં. અનુ ( પાછળ ) + વ્યાખ્યાન ( ટીકા ) ] ન. વેદના અઘરા મંત્ર, સૂત્ર વગેરે સમજાવે તેવો બ્રાહ્મણનો ભાગ; મંત્રવિવરણ.

૨. ન. વ્યાખ્યાનનું વ્યાખ્યાન; ટીકાની ટીકા.

**અનુવ્યાધ** [ સં. અનુ ( સાથે ) + વ્યધ્ ( વીંધવું ) ] પું. સંયોગ; મિલન.

**અનુવ્યાહરણ** ૧. [ સં. અનુ ( સાથે ) + વ્યાહરણ ( કથન ) ] ન. ચાલતા વિષય સાથે બીજી વાત કહેવી તે.

૨. ન. પુનરુક્તિ.

૩. ન. શાપ; બદદુવા.

**અનુવ્યાહાર** જુઓ અનુવ્યાહરણ.

**અનુવ્રજન** ૧. [ સં. અનુ ( પાછળ ) + વ્રજ્ ( જવું ) ] ન. પાછળ જવું તે; અનુગમન.

૨. ન. વળાવવા જવાની ક્રિયા.

**અનુવ્રજ્યા** જુઓ અનુવ્રજન.

**અનુવ્રત** ૧. પું. ( જૈન ) સાધુનો એક વર્ગ.

૨. [ સં. અનુ ( ઊતરતું ) + વ્રત ( નિયમ ) ] ન. ( જૈન ) ગૃહસ્થનું વ્રત. સાધુનાં વ્રત કરતાં ગૃહસ્થનાં વ્રત ઊતરતાં હોય છે. જુઓ અણુવ્રત.

૩. ન. ( પુરાણ ) શાકદ્વીપમાં રહેનારી વાયુની ઉપાસના કરતી એક જાતિ.

સત્યવ્રત, ક્રતુવ્રત, દાનવ્રત અને અનુવ્રત નામના એ શાકદ્વીપના ચારે વર્ણો પ્રાણાયામથી રજોગુણ મટાડી નાખી પ્રાણવાયુરૂપ સર્વોત્તમ ભગવાનને ભજે છે. ભગવતી ભાગવત

૪. વિ. વફાદાર; નિમકહલાલ.

૫. [ સં. અનુ ( અનુકૂળ ) + વ્રત ( નિયમ ) ] વિ. વ્રત અને ધાર્મિક ક્રિયા વખત પ્રમાણે કરવાવાળું.

૬. વિ. ( પુરાણ ) શાકદ્વીપમાં રહેનાર એ નામની જાતિનું.

**અનુવ્રતા** ૧. [ સં. અનુ ( અનુકૂળ ) + વ્રત ( નિયમ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. પતિવ્રતા સ્ત્રી.

૨. વિ. સ્ત્રી. વફાદાર; પતિવ્રત પાળનારી.

**અનુશય** ૧. [ સં. અનુશી ( વળગી રહેવું ) ] પું. ( વેદાંત ) ખરાબ કર્મોનું ફળ, જે મજબૂતીથી વળગી રહી ફરીફરી થતા જન્મમાંથી થોડો વખત મુક્તિ ભોગવ્યા પછી આત્માને બીજા શરીરમાં દાખલ કરાવે છે. તેના બે પ્રકાર છેઃ (૧) કર્માનુશય અને (૨) ફલાનુશય.

૨. પું. ઘણો ક્રોધ.

૩. પું. ઘાટો સંબંધ.

૪. પું. ઝઘડો; વાદવિવાદ; તકરાર.

ક્રીતાનુશય = વેચાણખરીદના ઝઘડા સંબંધી નિયમ.

૫. પું. તિરસ્કાર; ધિક્કાર.

૬. [સં. અનુશી (શોક કરવો)] પું. પસ્તાવો; પશ્ચાત્તાપ.

૭. પું. વેર; ઘણો દ્વેષ.

**અનુશયન** ૧. [સં. અનુ ( અનુકૂળ ) + શયન ( સ્થિતિ ) ] ન. અનુકૂળ સ્થિતિ.

૨. [સં. અનુ ( પાછળ ) + શયન ( સૂવું તે ) ] ન. સુવાડીને સૂવું તે.

૩. જુઓ અનુશય.

**અનુશયના** જુઓ અનુશયાના.

**અનુશયનાયકા** જુઓ અનુશયાના.

**અનુશયનાયિકા** જુઓ અનુશયાના.

**અનુશયાન** [ સં. અનુશી (પસ્તાવો કરવો)] વિ. અફસોસ કરતું; પશ્ચાત્તાપ કરનાર.

**અનુશયાના** [ સં. અનુશી ( પસ્તાવો કરવો ) ] સ્ત્રી. ( કાવ્ય ) પ્રિયતમ નહિ મળે એવી બીકથી નિરાશ થયેલ સાધ્યાપરકીયાનાયિકા; મળવાનો સંકેત નિષ્ફળ જવાથી દુઃખ પામેલી સ્ત્રી. તેના ત્રણ ભેદ છેઃ (૧) સંકેતવિઘટ્ટના, (૨) ભાવિસંકેતનષ્ટા અને (૩) રમણગમના.

**અનુશયાની** જુઓ અનુશયાના.

**અનુશયાર્ત** [ સં. અનુશય ( દિલગીરી ) + આર્ત ( પીડાયેલું ) ] વિ. પસ્તાવાથી દુઃખ પામેલું.

**અનુશયી** ૧. [ સં. અનુશયિન્ ( પસ્તાવો કરનાર ) ] પું. કર્મનો ક્ષય થાય ત્યાંસુધી ચંદ્રલોકમાં રહી કંઈક કર્મ બાકી રહે ત્યારે પસ્તાવો કરી પૃથ્વીલોકમાં જન્મ લેવા તૈયાર થયેલ જીવ.

૨. સ્ત્રી. ( વૈદક ) પગના ઉપલા ભાગમાં થતું એક જાતનું ગૂમડું.

૩. [ સં. અનુશય ( તિરસ્કાર ) + ઇન્ ( વાળું ) ] વિ. તિરસ્કાર કરનારું.

૪. વિ. દ્વેષીલું; ઈર્ષ્યા કરનાર; અદેખું; ઝેરીલું.

૫. વિ. નિમકહલાલ; વફાદાર.

૬. વિ. પગે પડનાર.

૭. વિ. પરિણામરૂપ આવેલું; આગળની સાથે સંબંધ હોય એવું.

૮. વિ. પશ્ચાત્તાપવાળું; પસ્તાવો કરનાર.

૯. વિ. લીન; આસક્ત.

**અનુશર** [ સં. અનુ ( વારંવાર ) + શૄ ( હિંસા કરવી ) ] પું. રાક્ષસ.

**અનુશસ્ત્ર** [ સં. અનુ ( ઊતરતું ) + શસ્ત્ર ( હથિયાર ) ] ન. ઓજારને બદલે વપરાતી કામચલાઉ ચીજ; જોઈતું શસ્ત્ર મળી ન શકે ત્યારે તેને બદલે વપરાતો પદાર્થ.

**અનુશાલ્વ** [ સં. અનુ ( પાછળ ) + શાલ્વ ( એ નામનો રાજા ) ] પું. ( પુરાણ ) સૌભપતિ શાલ્વ રાજાનો એ નામનો નાનો ભાઈ. પોતાના મોટા ભાઈને કૃષ્ણે માર્યો તેનું વેર લેવા તે કૃષ્ણને મારવાનો લાગ જોતો હતો. પાંડવોના અશ્વમેધમાં કૃષ્ણ પોતાની વહુઓ અને દીકરા સાથે હસ્તિનાપુરમાં આવ્યા ત્યારે અનુશાલ્વ તેના સુતાર નામના સેનાપતિ પાસે લશ્કર તૈયાર રખાવી, લશ્કર સાથે છૂપી રીતે હસ્તિનાપુર પાસે આવી રહ્યો. એક વખતે તે બનોમાનો આવી અશ્વમેધ માટે આણેલા શ્યામકર્ણ ઘોડાનું હરણ કરી ગયો. ભીમસેન સેના લઈને એની પૂંઠે પડ્યો. એને પકડી લાવવાનું બીડું પ્રદ્યુમ્ન અને વૃષકેતુએ ઝડપ્યું. પાંડવ અને અનુશાલ્વ વચ્ચે મોટી લડાઈ થઈ, તેમાં પ્રદ્યુમ્ન હાર્યો પણ વૃષકેતુએ ઘોર યુદ્ધ કરી તેને પકડી કૃષ્ણની પાસે આણ્યો. મરણ વગર છૂટકો નથી એમ જાણી કૃષ્ણ સાથે સ્નેહ બાંધી ઘોડો પાછો આપ્યો અને અશ્વમેધમાં મદદ કરવા વચન આપી પોતાને શહેર પાછો ગયો.

**અનુશાસક** ૧. [ સં. અનુશાસ્ ( ઉપદેશ આપવો ) ] વિ. ઉપદેશક; શિખામણ આપનારું.

૨. વિ. કાયદા બનાવનાર; નિયમ ઘડનાર.

૩. વિ. ખુલાસો કરનાર.

૪. [ સં. અનુશાસ્ ( રાજ્ય ચલાવવું ) ] વિ. રાજ્ય ચલાવનાર; હકૂમત ચલાવનાર; નિયામક.

૫. [ સં. અનુશાસ્ ( શિક્ષા કરવી ) ] વિ. શિક્ષા કરનાર; દંડ દેનાર.

૬. [ સં. અનુશાસ્ ( આજ્ઞા કરવી ) ] વિ. હુકમ કરનાર.

**અનુશાસકસભા** [ સં. અનુશાસક ( કાયદા બનાવનાર ) + સભા ( મંડળી ) ] સ્ત્રી. ધારાસભા; કાયદા બનાવનાર મંડળી.

**અનુશાસકસમિતિ** જુઓ અનુશાસકસભા.

**અનુશાસન** ૧. [ સં. અનુશાસ્ ( હુકમ કરવો ) ] ન. આદેશ; આજ્ઞા; હુકમ.

૨. [ સં. અનુશાસ્ ( ઉપદેશ આપવો ) ] ન. ઉપદેશ; શિખામણ.

૩. ન. નિયમ; કાયદો; વિધિ.

૪. ન. નૈતિક બળ.

૫. ન. પ્રમાણ આપી સાબિત કરવાપણું.

૬. ન. મર્યાદામાં રાખવાની ક્રિયા; નિયમન.

૭. ન. મહાભારતનું એ નામનું તેરમું પર્વ. તેમાં ઉપદેશ આપેલો હોવાથી તે અનુશાસનપર્વ કહેવાય છે.

૮. [ સં. અનુશાસ્ ( રાજ્ય ચલાવવું ) ] ન. રાજ્ય ચલાવવું તે; રાજવહીવટ.

૯. ન. વ્યાખ્યાન; વિવરણ.

૧૦. [ સં. અનુશાસ્ ( હુકમ કરવો ) ] ન. સત્તા; અધિકાર.

**અનુશાસનકાર** જુઓ અનુશાસક.

**અનુશાસનપત્ર** [ સં. અનુશાસન ( સત્તા ) + પત્ર ] પું. સનદ; અધિકારપત્ર.

**અનુશાસનપર** [ સં. અનુશાસન ( આજ્ઞા ) + પર ( ચુસ્ત રીતે વળગી રહેનાર ) ] વિ. કહ્યા પ્રમાણે વર્તનારું; આજ્ઞાનુસારી; તાબેદાર.

**અનુશાસનસ્થાપિત** [ સં. અનુશાસન ( કાયદો ) + સ્થાપિત ( સ્થાપેલ ) ] વિ. કાયદાથી બંધાયેલ; નિયમ ઉપર સ્થાયેલું.

**અનુશાસનસ્થાપિત રાજસત્તા** [ સં. અનુશાસન ( કાયદો ) + સ્થાપિત ( સ્થાપેલ ) + રાજસત્તા ] સ્ત્રી. નિયમ પર સ્થપાયેલી રાજસત્તા; કાયદા પ્રમાણેના બંધારણવાળી સરકાર.

**અનુશાસનીય** ૧. [ સં. અનુશાસ્ ( અમલ ચલાવવો ) + અનીય ( વિધ્યર્થ કૃદંતનો પ્રત્યય ) ] વિ. અમલ ચલાવવા લાયક.

૨. [ સં. અનુશાસ્ ( હુકમ ચલાવવો ) + અનીય ( વિધ્યર્થ કૃદંતનો પ્રત્યય ) ] વિ. આજ્ઞા દેવા લાયક; હુકમ કરવા જેવું.

૩. [ સં. અનુશાસ્ ( ઉપદેશ દેવો ) + અનીય ( વિધ્યર્થ કૃદંતનો પ્રત્યય ) ] વિ. ઉપદેશ દેવા જેવું; શિખામણ આપવા લાયક.

૪. વિ. ખુલાસો કરવા જેવું.

**અનુશાસવું** ૧. [ સં. અનુશાસ્ ( હુકમ કરવો ) ] સ. ક્રિ. આજ્ઞા કરવી.

૨. [ સં. અનુશાસ્ ( શિક્ષા કરવી ) ] સ. ક્રિ. દંડવું; શિક્ષા આપવી.

૩. [ સં. અનુશાસ્ ( અમલ કરવો ) ] સ. ક્રિ. રાજ્ય ચલાવવું; રાજવહીવટ કરવો.

૪. [ સં. અનુશાસ્ ( ઉપદેશ આપવો ) ] સ. ક્રિ. શિખામણ આપવી; બોધ દેવો.

**અનુશાસિત** ૧. [ સં. અનુશાસ્ ( રાજ્ય ચલાવવું ) ] વિ. જેનાપર હકૂમત કરવામાં આવી હોય એવું.

૨. વિ. નિયમથી બંધાયેલ; ધારાધોરણ મુજબ સ્થપાયેલું.

૩. [ સં. અનુશાસ્ ( બોધ આપવો ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. શિખામણ અપાયેલ.

૪. [ સં. અનુશાસ્ ( હુકમ કરવો ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. હુકમ કરાયો હોય એવું; આજ્ઞા અપાયેલું.

**અનુશાસિતા** જુઓ અનુશાસક.

**અનુશાસ્તા** જુઓ અનુશાસક.

**અનુશિષ્ટ** ૧. [ સં. અનુશાસ્ ( શિક્ષા કરવી ) ] વિ. દંડેલ.

૨. [ સં. અનુ ( પાછળ ) + શિષ્ ( બાકી રહેવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. બાકી રહેલું; વધેલું.

૩. જુઓ અનુશાસિત.

**અનુશિષ્ટિ** ૧. [ સં. અનુશાસ્ ( બોધ આપવો ) ] સ્ત્રી. શિખામણ; ઉપદેશ.

૨. [ સં. અનુ ( પાછળ ) + શિષ્ ( બાકી રહેવું ) ] સ્ત્રી. શેષ; બાકી.

૩. [ સં. અનુશાસ્ ( હુકમ કરવો ) ] સ્ત્રી. હુકમ; આજ્ઞા.

**અનુશીલન** ૧. [ સં. અનુ ( વારંવાર ) + શીલન ( ચાલુ અભ્યાસ ) ] ન. કાયમ ઊંડો અભ્યાસ; એકની એક બાબતનો ફરીફરી કરાતો અભ્યાસ.

૨. ન. ચિંતન; મનન.

૩. ન. પુનઃપુનઃ કર્યા કરવું તે.

**અનુશીલનીય** ૧. [ સં. અનુશીલ્ ( અભ્યાસ કરવો ) + અનીય ( વિધ્યર્થ કૃદંતનો પ્રત્યય ) ] વિ. અભ્યાસ કરવા લાયક.

૨. વિ. ચિંતન કરવા જેવું; મનનીય.

૩. વિ. વારંવાર કરવા જેવું.

**અનુશેહરવાં** વિ. ( પારસી ) મરહૂમ; મરણ પામેલ.

**અનુશોક** ૧. [ સં. અનુ ( પાછળ ) + શોક ( દિલગીરી ) ] પું. પશ્ચાત્તાપ; પસ્તાવો.

૨. પું. શોક; ખરખરો.

**અનુશોચક** ૧. [ સં. અનુ ( પાછળ ) + શોચક ( શોક કરનાર ) ] વિ. દિલગીર; પસ્તાવો કરનાર.

૨. વિ. દિલગીરી ઉપજાવનાર.

**અનુશોચન** જુઓ અનુશોક.

**અનુશોચનીય** ૧. [સં. અનુશોચ્ (પશ્ચાત્તાપ કરવો) + અનીય (વિધ્યર્થ કૃદંતનો પ્રત્યય)] વિ. પસ્તાવો કરવા જેવું.

૨. વિ. શોક કરવા લાયક.

**અનુશોચી** જુઓ અનુશોચક.

**અનુશ્રવ** ૧. [સં. અનુ (પાછળ) + શ્રૂ (સાંભળવું)] પું. વેદ, કેમકે ગુરુ પાસેથી સાંભળ્યા પછી તેનો અભ્યાસ થાય છે.

૨. સ્ત્રી. ધર્મ સંબંધી આખ્યાયિકા.

**અનુશ્રવણ** [સં.] ન. ધ્યાનપૂર્વક સાંભળવાપણું.

**અનુશ્રવિક** ૧. [સં. અનુશ્રવ (વેદ) + ઇક (લગતું)] વિ. વેદ સંબંધી; વૈદિક.

૨. વિ. વેદથી જાણેલું.

**અનુશ્રાવક** [સં.] વિ. ધ્યાનથી સાંભળનાર.

**અનુશ્રાવિક** [સં. અનુ (પાછળ) + શ્રૂ (સાંભળવું) + ઇક (લગતું)] વિ. પરલોક સંબંધી પરંપરાથી સાંભળીને મેળવેલું.

**અનુશ્લોક** [સં. અનુ (પાછળ) + શ્લોક] પું. મહાવ્રતમાં ગવાતું સામવેદનું એક ગીત.

**અનુષક્ત** ૧. [સં. અનુ (સાથે) + સંજ્ (વળગવું)] વિ. ચોંટેલું; વળગેલું.

૨. વિ. પ્રેમી; આસક્ત.

**અનુષંગ** ૧. [સં. અનુ (સાથે) + સંજ્ (વળગવું)] પું. અટકાવી ન શકાય એવું પરિણામ; આવશ્યક ફળ.

૨. પું. (વ્યાકરણ) અધ્યાહાર શબ્દનું આગળના ભાગમાંથી પછીના ભાગમાં અનુસંધાન. જેમકે, 'રામ વનમાં ગયા અને લક્ષ્મણ પણ.' આમાં 'પણ'ની પછી 'વનમાં ગયા' વાક્ય અનુષંગથી સમજી લેવામાં આવે છે.

૩. પું. અમુક વ્યંજનાંત ધાતુ સાથે જોડાયેલ અનુનાસિક.

૪. પું. (વેદાંત) અમુક હેતુથી કામ કરનારને તેણે ન ધાર્યું હોય તેવું મળતું બીજું ફળ. જેમકે, નાહવા માટે સરોવરમાં જનારને તરસ પણ છીપે, કેરીની આશાથી આંબા તળે જનારને ફળ અને સાથે છાંયો પણ મળે.

૫. પું. કરુણા; દયા.

૬. પું. (ન્યાય) કોઈ વસ્તુમાં બીજી વસ્તુના જેવા ગુણનું સ્થાપન કરીને તે બાબતમાં કરાતો નિશ્ચય; ઉપનયના અર્થનું નિગમન વાક્યમાં આકર્ષણપણું અથવા ઘટાવવાપણું. જેમકે, ઘટ વગેરે પદાર્થ ઉત્પત્તિ ધર્મવાળા છે (ઉદાહરણ), તેવો જ શબ્દ પણ ઉત્પત્તિ ધર્મવાળો છે (ઉપનય), તેથી શબ્દ અનિત્ય છે (નિગમન).

૭. [સં. અનુષંજ્ (ખાલી જગ્યા પૂરવી)] પું. ખાલી જગ્યા પૂરવા માટે આગળપાછળનો સંબંધ જોઈ મૂકવામાં આવતો શબ્દ.

૮. પું. તીવ્ર ઇચ્છા; ઉત્કંઠા.

૯. પું. નિકટ સંબંધ; સાહચર્ય.

૧૦. પું. પ્રસંગ.

૧૧. પું. મિશ્રણ; મેળવણી.

**અનુષંગિક** ૧. [સં. અનુષંજ (વળગી રહેવું)] વિ. જોડાયેલ; વળગેલું.

૨. વિ. પાસેપાસેનું; નજીકનું.

૩. વિ. પ્રાસંગિક.

૪. વિ. ફળરૂપે મળેલું; પરિણામરૂપ.

૫. વિ. સાથે જનારું.

**અનુષંગી** ૧. પું. (ગણિત) એક જ બિંદુમાંથી પસાર થતી રેખા.

૨. પું. (જ્યોતિષ) કોઈ આકાશી પદાર્થ આસપાસ ફરનાર બીજો પદાર્થ.

૩. [સં. અનુ (પાછળ) + સંગ્ (જવું)] પું. ચાકર; નોકર.

૪. પું. નજીકનો સંબંધી.

૫. [સં. અનુ (સાથે) + સગ્ (જવું)] પું. મિત્ર; દોસ્ત.

૬. વિ. (ગણિત) એક બિંદુમાં મળતું; 'કૉન્કરન્ટ'.

૭. [સં. અનુષંજ્ (વળગી રહેવું)] વિ. જોડાયેલું; વળગેલું.

૮. વિ. પાસેપાસેનું; નજીકનું.

૯. વિ. ફળરૂપે મળેલું; પરિણામરૂપ.

૧૦. વિ. સંબંધી; લગતું.

૧૧. વિ. સાથે જનારું.

**અનુષંગી શિરા** [સં. અનુષંગિન્ (સાથે જનાર) + શિરા (નસ)] સ્ત્રી. ધોરી નસ સાથે જનાર નસ.

**અનુષંડ** [સં.] પું. વૈદિક કાળનો એ નામનો દેશ.

**અનુષેક** જુઓ અનુષેચન.

**અનુષેચન** [સં. અનુ (વારંવાર) + સેચન (સિંચવું તે)] ન. વારંવાર કરાતું સિંચન.

**અનુષ્ટપ** જુઓ અનુષ્ટુપ.

**અનુષ્ટુપ** ૧. [સં. અનુષ્ટુભ્] પું. આઠની સંખ્યાસૂચક સાંકેતિક શબ્દ.

૨. પું. એક વૈદિક છંદ. તેમાં કુલ ૩૨ અક્ષર અને ૪ પાદ હોય છે. વેદની કુલ ૮૫૫ ઋચા આ છંદમાં રચાયેલી છે.

૩. પું. (પિંગળ) દરેક ચરણમાં ૮ અક્ષરવાળો, ચાર ચરણનો, ગાયત્રીના ૨૪ છંદ માંહેનો એક અક્ષરમેળ છંદ. તેના દરેક પદમાં પાંચમો અક્ષર લઘુ અને છઠ્ઠો તથા આઠમો ગુરુ હોય. સાતમો અક્ષર પહેલા અને ત્રીજા પદમાં ગુરુ હોય અને બીજા તથા ચોથા ચરણમાં લઘુ આવે. વેદમાં એ છંદનાં ત્રણ ચરણ ૮, ૧૨, ૧૨ અક્ષરના નિયમવાળાં કહેલ છે. આ છંદના ૨૫૬ ભેદ થઈ શકે. વેદ પ્રમાણે તેના આર્ષી, દૈવી, આસુરી, પ્રાજાપત્ય, યાજુષી, સામ્ની, આર્ચી અને બ્રાહ્મી એવા ૮ પ્રકાર છે. છંદ પ્રભાકર પ્રમાણે, માણવકીડા, પ્રમાણિકા, લક્ષ્મી, વિપુલા, ગજગતિ, વિદ્યુન્માલા, મલ્લિકા, તુંગ, પદ્મ, વિતાન, રામા, નરાચિકા, ચિત્રપદા, અને શ્લોક એ અનુષ્ટુપ છંદ છે. આ છંદ બ્રહ્મદેવના સ્નાયુમાંથી નીકળેલો મનાય છે. કેટલાક તેને સોમમાંથી ઉત્પન્ન થયેલો માને છે. સંસ્કૃતમાં લાંબાં કાવ્ય રચવામાં આ છંદ ખૂબ વપરાયો છે.

> તેમનાં (બ્રહ્માનાં) રોમમાંથી 'ઉષ્ણિક્', ત્વચામાંથી 'ગાયત્રી', માંસમાંથી 'ત્રિષ્ટુપ', સ્નાયુમાંથી 'અનુષ્ટુપ', અસ્થિમાંથી 'જગતી', મજ્જામાંથી 'પંક્તિ' અને પ્રાણમાંથી 'બૃહતી' એમ સાત છંદો ઉત્પન્ન થયા.
>
> પુરુષોત્તમ ગીતા

૪. સ્ત્રી. વખાણ; સ્તુતિ.

૫. સ્ત્રી. વાણી; વચન.

૬. સ્ત્રી. સરસ્વતી.

**અનુષ્ટુપિયું** [સં. અનુષ્ટુભ્ (એ નામનો છંદ) + ઈય (વાળું)] વિ. અનુષ્ટુપ જેવું ૩૨ અક્ષરનું.

**અનુષ્ટુભ્યા** વિ. અનુષ્ટુપ છંદ હોય એવું.

**અનુષ્ટુબ્ગર્ભા** સ્ત્રી. (પિંગળ) પહેલું ચરણ ૫ અક્ષરનું અને બાકીનાં ત્રણ ચરણમાંનું દરેક ૮ અક્ષરનું હોય તેવો છંદ.

**અનુષ્ટુભ** [સં. અનુષ્ટુભ્] પું. એ નામનો વૈદિક છંદ.

**અનુષ્ઠાતા** ૧. [સં. અનુષ્ઠાતૃ (કરનાર)] વિ. આચરનારું; કરનાર.

૨. વિ. શરૂ કરનાર; આરંભનારું.

૩. વિ. શાસ્ત્રમાં કહેલ વિધિ પ્રમાણે કર્મ કરનારું.

**અનુષ્ઠાન** ૧. [સં. અનુ (પાસે) + સ્થા (ઊભા રહેવું)] ન. આચરણ; ક્રિયા.

૨. ન. દેવની સકામ આરાધના; પુરશ્ચરણ.

૧. અનુષ્ઠાન કરવું-માંડવું = (૧) પૂજા કરવી. (૨) મોટું કામ કરવું (વ્યંગમાં). (૩) વ્રત પાળવું.

૨. અનુષ્ઠાન કરાવવું-બેસાડવું = પૂજા કરાવવા માટે બ્રાહ્મણ અથવા ગોરને બેસાડવો.

૩. ન. ધાર્મિક ક્રિયા.

૪. ન. બજાવણી; અમલ.

૫. ન. મહાવરો; અભ્યાસ.
૬. ન. શરૂઆત; આરંભ.
૭. ન. શાસ્ત્રમાં કહેલ કર્મ વિધિથી કરવું તે વિધાન.

**અનુષ્ઠાનકાળ** [સં. અનુષ્ઠાન (શાસ્ત્રમાં કહેલ કર્મ વિધિથી કરવું તે) + કાલ (વખત)] પું. પૂજા, મંત્રના જાપ કે પ્રાર્થના કરવાનો વખત.

**અનુષ્ઠાનપદ્ધતિ** [સં. અનુષ્ઠાન (ધર્મક્રિયા) + પદ્ધતિ (રીત)] સ્ત્રી. ધર્મક્રિયાની વિધિ.

**અનુષ્ઠાનશરીર** [સં. અનુષ્ઠાન (ક્રિયા) + શરીર] ન. કર્માત્મક શરીર; સાંખ્યમત પ્રમાણે સ્થૂળ અને સૂક્ષ્મ શરીરની વચમાંનું શરીર.

**અનુષ્ઠાની** [સં. અનુષ્ઠાન (ધાર્મિક ક્રિયાનું પાલન) + ઇન્ (વાળું)] વિ. વ્રત પાળનાર.

**અનુષ્ઠાપક** વિ. કર્મ કરાવનારું; કર્મમાં પ્રેરક; કર્મપ્રયોજક.

**અનુષ્ઠાપન** ન. બીજાને કર્મ કરવા કરાતી પ્રેરણા; અન્ય પાસે કર્મ કરાવવાપણું.

**અનુષ્ઠાયી** જુઓ અનુષ્ઠાતા.

**અનુષ્ઠિત** ૧. વિ. આજ્ઞા પ્રમાણે કરાયેલું; અમલમાં મુકાયેલું.
૨. [સં. અનુષ્ઠા (કરવું) + ઇત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. કરેલું; આચરેલું.
૩. વિ. વિધિપૂર્વક કરેલું.
૪. વિ. શરૂ કરેલ.

**અનુષ્ઠીયમાન** [સં. અનુષ્ઠા (કરવું) + માન (વર્તમાનકૃદંતનો પ્રત્યય)] વિ. ક્રિયા ચાલુ થઈ હોય એવું; કરાતું; ક્રિયમાણ.

**અનુષ્ઠેય** [સં. અનુષ્ઠા (કરવું) + ઇય (વિધ્યર્થ કૃદંતનો પ્રત્યય)] વિ. કરવા લાયક; આચરવા જેવું.

**અનુષ્ણ** ૧. [સં. અન્ (ઊલટું) + ઉષ્ણ (ગરમ)] પું. ઠંડું લાગવાપણું; ઠંડો સ્પર્શ.
૨. ન. કમળ; ઉત્પલ.
૩. [સં. અન્ (ઊલટું) + ઉષ્ણ (ચપળ)] વિ. આળસુ; એદી.
૪. વિ. ઠંડું; ટાઢું.
૫. વિ. ધીમું.

**અનુષ્ણવલ્લિકા** [સં.] સ્ત્રી. નીલદૂર્વાનો છોડ; લીલી ધરો.

**અનુષ્ણા** સ્ત્રી. (પુરાણ) મહાભારતમાં જણાવેલી એ નામની નદી.

**અનુષ્ણાશીત** [સં. અન્ (નહિ) + ઉષ્ણ (ગરમ) + અ (નહિ) + શીત (ઠંડું)] વિ. ઠંડું નહિ તેમ ગરમ પણ નહિ એવું.

**અનુષ્ણાશીતલ** જુઓ અનુષ્ણાશીત.

**અનુષ્ણાશીતલસ્પર્શ** [સં. અન્ (નહિ) + ઉષ્ણ (ગરમ) + અ (નહિ) + શીતલ (ઠંડું) + સ્પર્શ] પું. ઠંડો નહિ તેમ ગરમ પણ નહિ એવો સ્પર્શ. આવો સ્પર્શ એ વાયુનો ગુણ છે. કોઈ વખતે પવનમાં ઠંડી કે ઉષ્ણતા જણાય છે તે તેનો આગંતુક ધર્મ છે, સહજ ધર્મ નથી.

**અનુષ્યંદ** [સં. અનુ (પાછળ) + સ્યંદ્ (દોડવું)] પું. પાછલું પૈડું.

**અનુસમાંગ** ન. હંસરાજ વનસ્પતિના અલિંગ કોષમાંથી ઊગી નીકળતી લીલી, પાંદડાં જેવી વનસ્પતિ. એની અંદર નર અને નારી એ બન્નેનાં જાતિ સંબંધી અંગ હોય છે.

**અનુસર** ૧. પું. (પુરાણ) એ નામનો રાક્ષસ.
૨. [સં. અનુ (પાછળ) + સૃ (જવું)] પું. ચાકર; નોકર; સેવક.

**અનુસરણ** ૧. [સં. અનુ (સરખું) + સૃ (જવું)] ન. અનુકરણ; નકલ.
૨. [સં. અનુ (પાછળ) + સૃ (જવું)] ન. પાછળ જવું તે; અનુગમન.
૩. ન. મળતાપણું; અનુરૂપતા.
૪. ન. રૂઢિ; ઘણા વખતથી વપરાશમાં હોવાને લીધે મજબૂત થયેલો રિવાજ.

**અનુસરણીય** ૧. [સં. અનુ (પાછળ) + સૃ (જવું) + અનીય (વિધ્યર્થ કૃદંતનો પ્રત્યય)] વિ. કહ્યા પ્રમાણે વર્તવા જેવું.
૨. [સં. અનુ (સરખું) + સૃ (જવું) + અનીય (વિધ્યર્થ કૃદંતનો પ્રત્યય)] વિ. નકલ કરવા જેવું.
૩. વિ. પાછળ જવા લાયક.

**અનુસરવું** ૧. [સં. અનુ (સરખું) + સૃ (જવું)] સ. ક્રિ. નકલ કરવી.
૨. [સં. અનુ (પાછળ) + સૃ (જવું)] સ. ક્રિ. પાછળ જવું.
૩. સ. ક્રિ. પાળવું; કહ્યા પ્રમાણે વર્તવું.
૪. સ. ક્રિ. મળતું આવવું; સરખું હોવું.

**અનુસર્પ** [સં. અનુ (સરખું) + સર્પ (સાપ)] પું. સાપના જેવું પેટે ચાલતું પ્રાણી.

**અનુસંગ** જુઓ અનુષંગ.

**અનુસંગિક** જુઓ અનુષંગિક.

**અનુસંગી** જુઓ અનુષંગી.

**અનુસંચરણ** [સં. અનુ (પાછળ) + સંચર્ (જવું)] ન. પાછળ જવું તે.

**અનુસંધ** [સં. અનુ (સાથે) + સંધા (જોડવું)] વિ. એકબીજા સાથે જોડાયેલ.

**અનુસંધાન** ૧. [સં. અનુ (સાથે) + સંધાન (જોડાણ)] ન. આગળની વસ્તુ સાથે જોડાણ.
૨. ન. (ન્યાય) ઉપનય; ન્યાયનાં પાંચ અવયવવાળાં વાક્યમાંનું ચોથું, જેમાં સાધ્યથી વ્યાપેલું સાધન પક્ષ ઉપર બતાવવામાં આવે છે. જેમકે,
૧. પ્રતિજ્ઞા: આ પર્વત અગ્નિવાળો છે.
૨. હેતુ: શાથી જે તે ધુમાડાવાળો છે.
૩. વ્યાપ્તિ: જે જે ધુમાડાવાળું હોય તે તે અગ્નિવાળું હોય છે.
૪. ઉપનય: આ પર્વત અગ્નિથી વ્યાપેલા ધુમાડાવાળો છે.
૫. નિગમન: તેથી આ પર્વત અગ્નિવાળો છે.
૩. [સં. અનુસંધા (વિચાર કરવો)] ન. ચિંતન; મનન.
૪. [સં. અનુસંધા (તપાસ કરવી)] ન. ઝડતી.
૫. [સં. અનુસંધા (પાછળ જવું)] ન. પીછો.
૬. ન. પ્રયત્ન; કોશિશ.
૭. ન. બંધબેસતો સંબંધ.
૮. ન બારીક તપાસ.
૯. ન. યોજના; ગોઠવણ.
૧૦. ન. લક્ષ; ધ્યાન.

**અનુસંધાનવ્યય** [સં. અનુસંધાન (તપાસ) + વ્યય (ખરચ)] પું. શોધાશોધી; શોધાઈની લાગત; તલ્લાસ ખરચ.

**અનુસંધાનાજ્ઞા** [સં. અનુસંધાન (ઝડતી) + આજ્ઞા (હુકમ)] સ્ત્રી. તપાસનો હુકમ.

**અનુસંધાનાત્મક** [સં. અનુસંધાન (જોડાણ) + આત્મક (વાળું)] વિ. એકબીજા સાથે જોડાયેલ.
પંચીકરણમાં સ્મૃતિ, સંકલ્પ, નિશ્ચય, ચિંતન અને પ્રવૃત્તિ એવી અંતઃકરણની **અનુસંધાનાત્મક** ક્રિયાઓ પર ભાર મૂકી તેને જુદાં જુદાં નામ આપ્યાં છે. જીવનશોધન

**અનુસંધાની** ૧. [સં. અનુ (સાથે) + સંધા (જોડવું)] વિ. જોડતું.
૨. [સં. અનુસંધા (તપાસ કરવી)] વિ. તપાસ કરતું; શોધખોળ કરતું.
૩. વિ. યુક્તિ ઘડવામાં ચતુર.

**અનુસંધાયી** જુઓ અનુસંધાની.

**અનુસંધિ** [સં. અનુ (સાથે) + સંધિ (સલાહ)] સ્ત્રી. ખાનગી વાતચીત; મસલત; સંતલસ.

**અનુસંધેય** ૧. [સં. અનુ (સાથે) + સંધેય (જોડવા લાયક)] વિ. જોડવા જેવું.

૨. [ સં. અનુસંધા ( તપાસ કરવી ) + ઈય ( વિધ્યર્થ કૃદંતનો પ્રત્યય ) ] વિ. તપાસ કરવા લાયક.

૩. [ સં. અનુસંધા ( વિચાર કરવો ) + ઈય ( વિધ્યર્થ કૃદંતનો પ્રત્યય ) ] વિ. વિચાર કરવા કે ધ્યાન દેવા જેવું.

**અનુસંબદ્ધ** [ સં. અનુ ( સાથે ) + સંબદ્ધ ( જોડાયેલ ) ] વિ. જોડાયેલું; વળગેલ.

**અનુસંસ્થાપન** [ સં. અનુ ( સરખું ) + સંસ્થાપન ( મૂકવું તે ) ] ન. બીજાને બદલે મૂકવાપણું.

**અનુસંહિત** [ સં. અનુ ( સાથે ) + સંહિત ( વળગાડેલું ) ] વિ. સાંધેલું; જોડેલ; સાથે વળગાડેલું.

**અનુસામીપ્ય** [ સં. અનુ ( સાથે ) + સામીપ્ય ( નિકટતા ) ] ન. પડોશ; નજીકપણું.

**અનુસાર** ૧. [ સં. અનુ ( પાછળ ) + સૃ ( જવું ) ] પું. અનુસરણ; પાછળ જવું તે.

૨. પું. કુદરતી અવસ્થા.

૩. પું. પરિણામ; ફળ.

૪. પું. પ્રચાર; ફેલાવો.

૫. પું. રૂઢિ; ઘણા વખત થયાં ચાલતો રિવાજ; રીત; પ્રથા.

૬. પું. સરખાપણું; અનુરૂપતા; અણસાર.

૭. પું. સરખું વર્તન; અનુકરણ.

૮. પું. સ્વીકારાયેલી કે સ્થાપિત થયેલી કાયદાની સત્તા.

૯. વિ. સરખું; સમાન; જેવું.

૧૦. અ. પેઠે; પ્રમાણે; માફક.

**અનુસારણા** [ સં. અનુસૃ ( પાછળ જવું ) ] સ્ત્રી. પાછળ જવું તે.

**અનુસારિણી** [ સં. અનુસારિન્ ( પાછળ જનાર ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. પાછળ ચાલનારી; અનુસરતી.

**અનુસારિત્વ** ૧. [ સં. અનુસારિન્ ( પાછળ જનાર ) + ત્વ ( પણું ) ] ન. અનુસરણ.

૨. ન. સરખાપણું.

**અનુસારી** ૧. [ સં. અનુ ( પાછળ ) + સૃ ( જવું ) ] વિ. તપાસ કરતું; શોધતું.

૨. વિ. પાછળ જનાર; અનુયાયી.

૩. વિ. મળતું આવતું; સરખું; જેવું.

**અનુસારો** [ અ. ઇશારા ] પું. અણસારો; ઇશારો.

**અનુસુરતી** [ અન ( નહિ ) + સરત ( ધ્યાન ) ] અ. અચાનક; ઓચિંતું.

**અનુસૂચક** [ સં. અનુ ( અનુકૂળ ) + સૂચ્ ( બતાવવું ) ] વિ. જણાવનાર; સૂચના કરનાર.

**અનુસૂચન** [ સં. અનુ ( અનુકૂળ ) + સૂચ્ ( બતાવવું ) ] ન. જણાવવું તે; સૂચના.

**અનુસૂયા** ૧. સ્ત્રી. ( શાક્ત ) એ નામની દેવી. તેનું સ્થાન નર્મદા તીરે મનાય છે.

૨. સ્ત્રી. ( પુરાણ ) કર્દમ મુનિની દીકરી અને અત્રિ ઋષિની સ્ત્રી. જુઓ અનસૂયા.

**અનુસૃત** [ સં. અનુ ( પાછળ ) + સૃત ( ગયેલ ) ] વિ. જેની પાછળ કોઈ ગયું હોય એવું

**અનુસૃતિ** ૧. [ સં. અનુ ( સરખું ) + સૃ ( જવું ) ] સ્ત્રી. અનુકરણ; નકલ.

૨. [ સં. અનુ ( પાછળ ) + સૃ ( જવું ) ] સ્ત્રી. પાછળ જવું તે; અનુસરણ.

૩. [ સં. અનુ ( સાથે ) + સૃ ( જવું ) ] સ્ત્રી. વેશ્યા; કુલટા.

**અનુસૃષ્ટિ** ૧. [ સં. અનુ ( નિયમસર ) + સૃષ્ટિ ( રચના ) ] સ્ત્રી. ક્રમવાર કે નિયમસર ઉત્પન્ન કરવાપણું.

૨. સ્ત્રી. હાજરજવાબી સ્ત્રી.

**અનુસેવી** ૧. [ સં. અનુ ( નિયમિત ) + સેવિન્ ( સેવા કરનાર ) ] વિ. ચાલુ સેવા કરનાર.

૨. વિ. મહાવરો રાખનારૂં.

**અનુસૈન્ય** [ સં. અનુ ( પાછળ ) + સૈન્ય ( લશ્કર ) ] ન. સેનાની પાછળની ટુકડી; લશ્કરનો છેવટનો ભાગ; હરોલ.

**અનુસ્તરણી** ૧. [ સં. અનુ ( સાથે ) + સ્તૃ ( તરવું ) ] સ્ત્રી. અગ્નિસંસ્કાર કરતી વખત પ્રાચીન સમયમાં યજ્ઞમાં હોમાતી ગાય. મરનારના આત્માને નરકની વૈતરિણી નામની નદી ઓળંગવામાં તે મદદ કરવાનું મનાતું.

૨. સ્ત્રી. ઢાંકણું; આચ્છાદન.

**અનુસ્તવન** [ સં. અનુ ( પાછળ ) + સ્તુ ( વખાણ કરવાં ) ] ન. સ્તુતિ; વખાણ.

**અનુસ્નાતક** ૧. [ સં. અનુ ( પાછળ ) + સ્નાતક ( વિદ્યાપીઠની પદવીવાળું ) ] ન. વિદ્યાપીઠની પદવી મેળવ્યા પછી અભ્યાસ કરનાર માણસ; અતિસ્નાતક.

૨. વિ. સ્નાતક થયા પછીનું; વિદ્યાપીઠની પદવી મેળવ્યા પછીનું.

**અનુસ્નાતક અધ્યાપન** [ સં. અનુસ્નાતક ( વિદ્યાપીઠની પદવી મેળવ્યા પછીનું ) + અધ્યાપન ( ભણાવવું તે ) ] ન. વિદ્યાપીઠની પદવી મેળવ્યા પછીનું શિક્ષણ.

**અનુસ્નાન** ૧. [ સં. અનુ ( વારંવાર ) + સ્નાન ( નાહવું તે ) ] ન. ફરીફરી કરાતું નાવણ.

૨. [ સં. અનુ ( પાછળ ) + સ્નાન ( નાહવું તે ) ] ન. શિવ પર ચરેલા નિર્માલ્યનો સ્વીકાર; નમણ.

**અનુસ્પષ્ટ** [ સં. અનુ ( અનુકૂળ ) + સ્પષ્ટ ( ચોખ્ખું ) ] વિ. ખુલ્લું; દેખાય તેવું.

**અનુસ્ફોટન** ન. વાંસા અને કેડ ઉપરના કરોડના મણકાનાં હાડકાંના સાંધા આગળનો અણીદાર ભાગ; અનુવૃદ્ધિ.

**અનુસ્મરણ** [ સં. અનુ ( વારંવાર ) + સ્મૃ ( સંભારવું ) ] ન. ફરીફરીને યાદ કરવું તે; યાદગીરી.

**અનુસ્મરણલેખ** [ સં. અનુસ્મરણ ( યાદગીરી ) + લેખ ] પું. યાદગીરીનો લેખ; સ્મરણ કાયમ રાખવા માટેનો લેખ.

**અનુસ્મરણાલેખન** [ સં. અનુસ્મરણ ( યાદગીરી ) + આલેખન ( ચિત્રકામ ) ] ન. અમુક વસ્તુ યાદ રાખી તેનું ચિત્ર દોરવાની ક્રિયા.

**અનુસ્મૃતિ** ૧. સ્ત્રી. એકવીસની સંખ્યાસૂચક સંજ્ઞા.

૨. સ્ત્રી. મહાભારતના અનુશાસન પર્વમાં આવેલું એ નામનું વિષ્ણુનું સ્તોત્ર.

૩. સ્ત્રી. માત્ર એક જ વસ્તુનો વિચાર.

૪. [ સં. અનુ ( વારંવાર ) + સ્મૃતિ ( યાદગીરી ) ] સ્ત્રી. યાદગીરી; ફરીફરીને કરાતું સ્મરણ.

**અનુસ્યૂત** ૧. [ સં. અનુ ( સાથે ) + સ્યૂત ( સીવેલું ) ] વિ. ઓતપ્રોત; ગૂંથાયેલું.

૨. વિ. ગાઢ સંબંધવાળું; સાથે જોડેલું.

**અનુસ્વન** [ સં. અનુ ( મળતું ) + સ્વન ( અવાજ ) ] પું. મળતો અવાજ; અવાજની નકલ.

**અનુસ્વનાલેખન** [ સં. અનુ ( મળતું ) + સ્વન ( અવાજ ) + આલેખન ( લખવું તે ) ] ન. મળતો અવાજ કાઢવાપણું; અવાજની નકલ કરવી તે.

**અનુસ્વર** ૧. [ સં. અનુ ( મળતું ) + સ્વર ( અવાજ ) ] પું. મળતો અવાજ.

૨. જુઓ અનુસ્વાર.

**અનુસ્વરાલેખનયંત્ર** જુઓ અનુસ્વાનલેખક.

**અનુસ્વાનલેખક** [ સં. અનુ ( સરખું ) + સ્વાન ( અવાજ ) + લેખક ( લખનાર ) ] પું. એક જાતનું વાજું; ફોનોગ્રાફ; ગ્રામોફોન.

**અનુસ્વાર** [ સં. અનુ ( પાછળ ) + સ્વર ] પું.; ન. સ્વરની પાછળ બોલાતો અનુનાસિક વર્ણ; સ્વરની પછી બોલી શકાય એવો અનુનાસિક અવાજ, જેનું '૦' ચિહ્ન છે. જેમકે,

સિંહ, અંશ, સંવત. વળી અંક, ગંજ, કંડ, દંત, લંબ એમનાં અનુસ્વાર તેમના વર્ગના અનુનાસિક વ્યંજનરૂપે પણ દેખાડાય છે. જેમકે, અઙ્ક, ગઞ્જ, કણ્ડ, દન્ત, લમ્બ.

'સ્વર' શબ્દને સ્વાર્થિક 'અ' પ્રત્યય લાગી, આદિ સ્વરની વૃદ્ધિ થઈ, અંત્ય સ્વર લોપાઈ 'સ્વાર' શબ્દ થયો છે. 'સ્વર' તે જ 'સ્વાર'. સ્વરની પછી આવે છે માટે **અનુસ્વાર.**
બૃહદ્ વ્યાકરણ

**અનુહત** ૧. [ સં. અનુ + હન્ ( નાશ કરવો ) ] વિ. અખંડ; સળંગ; અભંગ; અખંડિત.
૨. વિ. નહિ બોલાવેલ; અનાહૂત.
૩. વિ. પાર વિનાનું; અનહદ.

**અનુહતધ્વનિ** [ સં. અનુહત ( અખંડ ) + ધ્વનિ ( અવાજ ) ] પું. ચાલુ અવાજ.

**અનુહતનાદ** જુઓ અનુહતધ્વનિ.

**અનુહરગીત** પું. ( પિંગળ ) એ નામનો ૨૮ માત્રાનો સમજાતિ માત્રામેળ છંદ. તેમાં ૩, ૬, ૧૦, ૧૩, ૧૭, ૨૦, ૨૪, ૨૭ માત્રાએ તાલ આવે છે.

**અનુહરણ** જુઓ અનુહાર.

**અનુહાર** ૧. [ સં. અનુ ( જેવું ) + હૃ ( લેવું ) ] પું. અનુકરણ; નકલ.
૨. પું. આકૃતિ; આકાર.
૩. પું. ઉપમા.
૪. [ સં. અનુ ( પાછળ ) + હૃ ( લેવું ) ] પું. પાછળથી લઈ જવું તે; અનુહરણ.
૫. પું. ભેદ; પ્રકાર.
૬. પું. મળતાપણું; સમાનતા.
૭. અ. પ્રમાણે; જેમ.

**અનુહારક** ૧. [ સં. અનુ ( જેવું ) + હારક ( લઈ જનાર ) ] વિ. નકલ કરનાર; અનુકરણ કરનારું.
૨. [ સં. અનુ ( પાછળ ) + હારક ( લઈ જનાર ) ] વિ. પાછળથી લઈ જનાર.
૩. વિ. લઈને પાછળ ચાલનાર.

**અનુહારી** જુઓ અનુહારક.

**અનુહાર્ય** ૧. ન. માસિક શ્રાદ્ધ.
૨. [ સં. અનુ ( સરખું ) + હાર્ય ( લેવા જેવું ) ] વિ. નકલ કરવા જેવું.

**અનુહ્રાદ** [ સં. ] પું. ( પુરાણ ) હિરણ્યકશિપુને જંભાસુરની દીકરી કયાધૂથી થયેલ એ નામનો દીકરો.

**અનુહ્‍લાદ** પું. ( પુરાણ ) એ નામનો રાક્ષસ.

**અનૂક** ૧. [ સં. ] પું. આગલો જન્મ; પૂર્વજન્મ.
૨. ન. કુળ; વંશ.
૩. ન. બરડો; કરોડ.
૪. ન. મહેરાબ કે કમાન વચ્ચેની ઈંટ; કમાનની ચાવી; કીલી.
૫. ન. મકાનનું એક વાસંચુ.
૬. ન. વેદીનો પાછલો ભાગ.
૭. ન. સ્વભાવ; પ્રકૃતિ.

**અનૂકપ** પું. ( પિંગળ ) પહેલા અને ત્રીજા ચરણમાં નગણ, જગણ, જગણ અને રગણ મળી ૧૨ અક્ષર, તથા બીજા અને ચોથા ચરણમાં સગણ, સગણ, જગણ અને ગુરુ મળી ૧૦ અક્ષરવાળો સંકીર્ણ વર્ગનો અર્ધસમવૃત્ત અક્ષરમેળ છંદ.

વિષમ વિષે ન જ જ ર તો ખપે;
સ સ જ ગ સમે **અનૂકપે.** રણપિંગળ

**અનૂકાશ** ૧. [ સં. અનુ ( સરખું ) + કાશ્ ( દેખાવું ) ] પું. ઓળો; પડછાયો.
૨. પું. દાખલો; ઉદાહરણ.

**અનૂખળ** [ સં. ઉલૂખલ ( ખાંડણિયો ) ] પું. ખાંડણિયો; ઊખળ.

યશોદાએ કૃષ્ણરૂપ બાંધી **અનૂખળે** રે લોલ.
દયારામ

**અનૂખણો** [ સં. ઉલૂખલ ] પું. ખાંડણિયો.

**અનૂખું** જુઓ અનોખું.

**અનૂચાન** ૧. [ સં. અનુ ( પાછળ ) + વચ્ ( બોલવું ) ] પું. વેદનો ભૂલ વિના પાઠ કરનાર બ્રહ્મચારી.
૨. પું. વેદમાં પારંગત બ્રાહ્મણ.
૩. વિ. અભ્યાસમાં આનંદ લેનાર; વિદ્યારસિક.
૪. વિ. અંગ સહિત વેદનો અભ્યાસ કરનાર; અંગાધ્યાયી.
૫. વિ. વિનયી; નમ્ર.
૬. વિ. વેદના અર્થનું વ્યાખ્યાન કરવામાં હોશિયાર.
૭. વિ. સારા આચરણવાળું; ચારિત્ર્યવાન.

**અનૂચાના** સ્ત્રી. (પુરાણ) કશ્યપ અને પ્રાધાથી ઉત્પન્ન થયેલી અપ્સરામાંની એ નામની એક.

**અનૂચ્ચ** ૧. [ સં. અન્ ( વિરુદ્ધ ) + ઉચ્ચ ( ઊંચું ) ] વિ. નીચા કુળનું.
૨. વિ. નીચું; ઊંચું નહિ એવું.

**અનૂચ્ય** ૧. [ સં. ] ન. ખાટલાની બાજુ ઉપર આવેલું લાકડું; ઈસ.
૨. [ સં. અનુ ( પાછળ ) + વચ્ ( કહેવું ) ] વિ. પાછળથી કહેવા જેવું; અમુક વાત કે વિષય ચાલતો હોય ત્યારે નહિ પરંતુ તે પૂરું થયા પછી કહેવા જેવું.

**અનૂછ** ન. ( ગ્રામ્ય ) સીતાફળ.

**અનૂછડી** (અનુછડી) સ્ત્રી. (ગ્રામ્ય) સીતાફળી.

**અનૂઠ** ૧. ન. શેતરંજની રમતમાં ખસેડી ન શકાય એવું મહોરું; અણુજોડ.
૨. વિ. નહિ ઊઠેલું.

**અનૂઠા** ૧. [ હિં. ] વિ. અણચાખ્યું.
૨. વિ. સ્પર્શ નહિ કરાયેલું.

**અનૂઠું** ૧. [ સં. અનુત્થ; પ્રા. અનુટ્ઠ ] વિ. અનોખું; ન્યારું; અપૂર્વ; નવું જ.
૨. વિ. સુંદર; સરસ.

**અનૂઢ** ૧. [ સં. અન્ ( નહિ ) + ઊઢ ( પરણેલું ) ] વિ. નહિ પરણેલ; વાંઢું; કુંવારું.
૨. વિ. નહિ લેવાયેલું; ઉપાડી લઈ નહિ જવાયેલું.

**અનૂઢા** ૧. [ સં. અનૂઢ ( નહિ પરણેલ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. કુમારિકા.
૨. સ્ત્રી. પરણેલી નહિ છતાં પુરુષની સાથે સંબંધ રાખનાર સ્ત્રી.
૩. વિ. સ્ત્રી. નહિ પરણેલી; કુંવારી.

**અનૂઢાગમન** [ સં. અનૂઢા ( કુંવારી ) + ગમન ( સંગ ) ] ન. કુંવારી સ્ત્રી સાથે સંગ.

**અનૂઢાનાયિકા** ૧. સ્ત્રી. કોઈ પુરુષ સાથે સંબંધ રાખતી નહિ પરણેલ સ્ત્રી.
૨. [ સં. અનૂઢા ( નહિ પરણેલી ) + નાયિકા ( મુખ્ય સ્ત્રી ) ] સ્ત્રી. પરકીયા નાયિકાનો એક ભેદ; કોઈ પુરુષ ઉપર છૂપી રીતે પ્રેમ રાખનાર પરકીયા નાયિકા. જુઓ પરકીયા.

**અનૂદક** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉદક ( પાણી ) ] પું. સુકવાણું.
૨. ન. પાણીની તાણ.
૩. વિ. પાણી ન મળે એવું.

**અનૂદર** પું. ( પુરાણ ) ધૃતરાષ્ટ્રના સોમાંનો એ નામનો દીકરો.

**અનૂદિત** ૧. [ સં. અનુ ( સરખું ) + ઉદિત ( કહેલું ) ] વિ. તરજૂમો થયેલ; ભાષાંતર કર્યું હોય એવું.
૨. [ સં. અનુ (પાછળથી) + ઉદિત (કહેલું)] વિ. પાછળથી કહેલું; ફરી કહેલું.

**અનૂદેશ** [ સં. અનુ ( પાછળથી ) + ઉદ્દેશ ( કહેવું તે )] પું. (કાવ્ય) આગળ જે કહેવાયેલ હોય તેને પાછળથી ક્રમવાર જણાવનાર એક અલંકાર.

**અનૂધ** ૧. પું. ધર્મગુરુ.
૨. [ સં. અનુ ( પાછળથી ) + ઉદ્ય ( કહેવા જેવું ) ] વિ. અનુવાદ કરવા લાયક; પાછળથી કહેવા જેવું.

**અનૂન** ૧. [ સં. અન્ ( નહિ ) + ઊન ( ઊતરતું ) ] વિ. ચડિયાતું; ઊંચા દરજ્જાનું.
૨. વિ. નક્કી નહિ એવું; અનિશ્ચિત.
૩. [ સં. અન્ ( નહિ ) + ઊન ( ઊણું ) ] વિ. પૂરું; ઓછું નહિ તેવું; ભરેલું.
૪. વિ. પૂરેપૂરી સત્તાવાળું.
૫. વિ. વધારે; અધિક.

**અનૂનતા** ૧. [ સં. અનૂન ( વધારે ) + તા ( પણું ) ] સ્ત્રી. અધિકતા; વધારે હોવાપણું.
૨. સ્ત્રી. અનિશ્ચિતતા.
૩. [ સં. અન્ ( નહિ ) + ઊન ( ઊણું ) + તા ( પણું ) ] સ્ત્રી. ઊણપ ન હોવી તે.
૪. સ્ત્રી. ચડિયાતાપણું.
૫. સ્ત્રી. પૂરેપૂરી સત્તાવાળું હોવાપણું.

**અનૂપ** ૧. પું. ( પુરાણ ) એ નામનો દેશ. એની રાજધાની માહિષ્મતી હતી.
૨. પું. એક જાતનું કબૂતર.
૩. પું. ( પિંગળ ) એક વિષમજાતિ માત્રામેળ છંદ. તેમાં ૬૫ ગુરુ અને ૨૬ લઘુ મળી ૯૧ વર્ણ હોય છે. ગણપ્રસ્તારપ્રકાશ પ્રમાણે તે ષટ્‌પદી છપ્પયનો એક ભેદ છે.
૪. પું. તળાવ; સરોવર.
૫. પું. દેડકો, કેમકે તે પાણીમાં રહે છે.
૬. પું. નદીનો કાંઠો.
૭. પું. પર્વતની બાજુ; પહાડી પ્રદેશ.
૮. પું. પાડો.
૯. [ સં. અનુ ( પાસે ) + અપ્ ( પાણી ) ] પું. ભીનાશવાળો મુલક.
૧૦. પું. હાથી.
૧૧. વિ. ઘણા પાણીવાળું.
૧૨. વિ. ભેજવાળું; ભીનાશવાળું.
૧૩. [ સં. અનુપમ ] વિ. શ્રેષ્ઠ; અપૂર્વ.
૧૪. વિ. સુંદર; સારું.

**અનૂપકદેશ** પું. ( પુરાણ ) એ નામનો એક ભારતવર્ષીય દેશ. ત્યાંનો રાજા મહાભારતના યુદ્ધમાં પાંડવના પક્ષમાં હતો.

**અનૂપજ** ૧. [ સં. અનૂપ ( ભીનાશવાળી જમીન ) + જ ( જન્મેલ ) ] ન. આદું, કેમકે તે પાણીવાળી જગામાં ઊગે છે.
૨. વિ. પાણીવાળા પ્રદેશમાં પેદા થયેલ.

**અનૂપદેશ** ૧. પું. ( પુરાણ ) એ નામનો ભારતવર્ષીય દેશ. એની રાજધાની માહિષ્મતી હતી.
૨. પું. નદી, તળાવ અને પર્વત ઘણાં હોય તેવો ભેજવાળો, હંસ, બગલાં, સસલાં, કુક્કર અને સાબર જેવાં જંગલી પ્રાણી વસતાં હોય તેવો તથા જેમાં વનસ્પતિ પુષ્કળ થતી હોય એવી આબોહવાવાળો દેશ. આવા દેશમાં કફવિકાર અને વાતવિકાર વધુ થતા મનાય છે.

**અનૂપવાયુ** [ સં. અનૂપ ( ભેજવાળું ) + વાયુ ] પું. ભેજવાળો વાયુ; ઉદ્દિ. તે ભેજવાળી જગ્યામાં ઠરી ગયેલા પાણીમાંથી ખનિજ તેલની ખાણ નજીક જમીનમાંથી નીકળે છે.

કોયલામાંનું અંગારનું તત્ત્વ ભીનાશમાંના આર્દ્ર-વાયુની સાથે સંયુક્ત થવાથી અનૂપવાયુ ( માર્શગૅસ ) નામનો ભયંકર વાયુ ઉત્પન્ન થાય છે.
બાલજ્ઞાનમાળા

**અનૂપવાયુમાપક** [ સં. અનૂપવાયુ ( ભેજવાળો વાયુ ) + માપક ( માપનારું ) ] ન. ભેજવાળો વાયુ માપવાનું યંત્ર.

**અનૂયાજ** ૧. [ સં. ] પું. એ નામનો યજ્ઞ.
૨. પું. યજ્ઞક્રિયાનો અમુક ભાગ; વધારાની યજ્ઞક્રિયા.

**અનૂરી** [ ફા. ] સ્ત્રી. સીતાફળી.

**અનૂરુ** ૧. [ સં. અન્ ( નહિ ) + ઊરુ ( જાંઘ ) ] પું. અરુણ; સૂર્યનો રથ હાંકનાર. એ સાથળ વિનાનો મનાય છે.
૨. પું. મળસકું; પરોઢિયું.
૩. વિ. સાથળ વિનાનું.

**અનૂરુસારથિ** [ સં. અનૂરુ ( અરુણ ) + સારથિ ( રથ હાંકનાર ) ] પું. સૂર્ય. તેનો રથ હાંકનાર અરુણ છે.

**અનૂરું** ૧. ન. સીતાફળ.
૨. [ સં. અન્ ( નહિ ) + ઊરુ ( જાંઘ ) ] વિ. સાથળ વગરનું.

**અનૂર્ધ્વ** ૧. [ સં. અન્ ( અલ્પ ) + ઊર્ધ્વ ( ઊંચું ) ] વિ. ઓછી ઊંચાઈનું.
૨. [ સં. અન્ ( નહિ ) + ઊર્ધ્વ ( ઊંચું ) ] વિ. નીચું.

**અનૂર્મિ** ૧. [ સં. અન્ ( નહિ ) + ઊર્મિન્ ( મોજાંવાળું ) ] વિ. તરંગ રહિત; મોજાં વગરનું.
૨. વિ. તોડી ન શકાય એવું.
૩. વિ. સ્થિર.

**અનૂર્મિમત્ત્વ** ન. ( યોગ ) અઢાર માંહેની નવમી સિદ્ધિ; ભૂખ, તરશ વગેરે નાશ થાય એવી સિદ્ધિ.

**અનૂર્મિલ** ૧. [ અન ( નહિ ) + ઊર્મિલ ( લાગણીવાળું ) ] વિ. લાગણી વગરનું.
૨. [ અન ( નહિ ) + ઊર્મિલ ( તરંગને આધીન ) ] વિ. લાગણીથી નહિ દોરાઈ જનારું.

**અનૂષર** ૧. [ સં. અન્ ( નહિ ) + ઊષર ( ખારું ) ] વિ. ખારાશ વગરનું.
૨. વિ. ખારું; ઊષર.

**અનૂસ** ન. ( ગ્રામ્ય ) સીતાફળ.

**અનૂસડી** ( અનૂસડ઼ી ) સ્ત્રી. ( ગ્રામ્ય ) સીતાફળી.

**અનૂહ** ૧. [ સં. અન્ ( નહિ ) + ઊહ ( વિચાર ) ] વિ. જેને વિષે વિચાર ન કરી શકાય તેવું; અતર્કનીય.
૨. વિ. મૂર્ખ; અવિચારી.

**અનૃચ** ૧. [ સં. અન્ ( નહિ ) + ઋચ્ ( ઋગ્વેદનો મંત્ર ) ] વિ. ઋગ્વેદના મંત્ર વિનાનું.
૨. વિ. વેદનો અભ્યાસ કર્યા વગરનું.
૩. વિ. પું. જનોઈ આપવામાં આવેલ ન હોવાને લીધે વેદાભ્યાસના અધિકાર વિનાનો.

**અનૃજુ** ૧. પું. ( પિંગળ ) પ્રતિષ્ઠાની જાતનો સમવૃત્ત અક્ષરમેળ છંદ; નિશિ. તેના દરેક ચરણમાં ભગણ અને લઘુ મળી ૪ અક્ષર હોય છે.
૨. [ સં. અન્ ( નહિ ) + ઋજુ ( સરળ ) ] વિ. કપટી; દગાબાજ.
૩. વિ. ખરાબ; દુષ્ટ.
૪. [ સં. અન્ ( નહિ ) + ઋજુ ( સીધું ) ] વિ. વાંકું.

**અનૃણ** ૧. [ સં. અન્ ( નહિ ) + ઋણ ( કરજ ) ] ન. દેવું ન હોવાપણું.
૨. વિ. કરજ વગરનું; દેવા વિનાનું; ઋણમુક્ત.

**અનૃણતા** [ સં. અન્ ( નહિ ) + ઋણ ( કરજ ) + તા ( પણું ) ] સ્ત્રી. દેવાદાર ન હોવાપણું; બિનકરજદારી.

**અનૃણી** [ સં. અન્ ( નહિ ) + ઋણિન્ ( કરજદાર ) ] વિ. માથે કરજ ન હોય એવું; ઋણમુક્ત.

**અનૃત** ૧. [ સં. અન્ ( નહિ ) + ઋત ( સાચું ) ] ન. અસત્ય; જૂઠાણું. વિષ્ણુપુરાણમાં અનૃતને ચેતનભાવ આપી અધર્મ અને હિંસાનો પુત્ર, નિકૃતિનો પતિ તેમ જ ભાઈ, અને ભય, નરક, માયા તથા વેદનાનો પિતા કહેલો છે.
૨. ન. ખેડ; ખેતી.
૩. ન. છેતરપિંડી; કપટ; દગો.
૪. વિ. મિથ્યા; જૂઠું; ખોટું; ગેરવાજબી.

મિથ્યા તોષ મૃષા અનૃત વ્યર્થ અલીક નિરત્થ,
વારી જાઉં તુજ પતિ ઉપર બોલો નહિ બિરત્થ.
પિંગળલઘુકોષ

**અનૃતનર્મ** પું. ( પિંગળ ) એક સમવૃત્ત વર્ણમેળ છંદ; નૂતનર્મ. તેના દરેક ચરણમાં સગણ, ભગણ, ગુરુ અને લઘુ મળી ૮ અક્ષર હોય છે. તે અનુષ્ટુપનો એક ભેદ છે.

**અનૃતભાષણ** [ સં. અનૃત ( ખોટું ) + ભાષણ ] ન. જૂઠું બોલવું તે.

**અનૃતભાષી** જુઓ અનૃતવાદી.

**અનૃતવદન** જુઓ અનૃતભાષણ.

**અનૃતવાદણ** જુઓ અનૃતવાદિની.

**અનૃતવાદિની** [સં. અનૃત (ખોટું) + વાદિન્ (બોલનાર) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] વિ. સ્ત્રી. જૂઠી; ખોટું બોલનારી.

**અનૃતવાદી** [સં. અનૃત (ખોટું) + વાદિન્ (બોલનાર)] વિ. જૂઠું બોલનાર; અસત્યવાદી.

**અનૃતવ્રત** [સં. અનૃત (ખોટું) + વ્રત (પ્રતિજ્ઞા)] વિ. પ્રતિજ્ઞા ખોટી કરનાર; વચન ન પાળનાર.

**અનૃતાનુબંધી** [સં. અનૃત (જૂઠું) + અનુબંધિન્ (સંબંધવાળું)] વિ. (જૈન) રૌદ્રધ્યાનના ચાર ભેદ માંહેનો બીજો; ખોટું બોલવાનો વિચાર કરી અને ખોટું બોલી તેમાં આનંદ લેવા સંબંધનું.

**અનૃતાભિસંધ** [સં. અનૃત (જૂઠાણું) + અભિસંધ (છેતરનાર)] વિ. જૂઠું બોલી છેતરનારૂં.

**અનૃતુ** ૧. [સં. અન્ (અયોગ્ય) + ઋતુ (સમય)] સ્ત્રી. કવખત; અયોગ્ય કાળ.

૨. [સં. અન્ (નહિ) + ઋતુ (અટકાવ)] સ્ત્રી. સ્ત્રીના રજોદર્શન પહેલાંનો સમય.

**અનૃતુકન્યા** [સં. અન્ (નહિ) + ઋતુ (અટકાવ) + કન્યા] સ્ત્રી. ઋતુ આવવી શરૂ ન થઈ હોય એવી છોકરી.

**અનૃતુકા** ૧. [સં. અન્ (નહિ) + ઋતુ (રજસ્રાવ) + કા (વાળી)] સ્ત્રી. અટકાવ ન આવ્યો હોય એવી કન્યા.

૨. સ્ત્રી. રજસ્વલા ન થતી હોય એવી સ્ત્રી.

**અનૃશંસ** [સં. અ (નહિ) + નૃશંસ (ક્રૂર)] વિ. દયાળુ; ઘાતકી નહિ એવું.

**અને** [સં. અન્યત્; પ્રા. અણ્ણઈ-અનઈ] અ. ને; તથા; વળી. તે બે શબ્દ કે વાક્યને જોડનાર અને પ્રથમ કહેલું હોય તેમાં વધારો કરનાર અવ્યય છે.

**અનેક** [સં. અન્ (નહિ) + એક] વિ. એક કરતાં વધારે; ઘણાં; સંખ્યાબંધ; બહુ.

> કંદલ જાલ કપાલ કુલ કુટ **અનેક** સુવૃંદ,
> ઘણી વાત તુજને કહી થઈ ત્વા પર ખુંદ.
> પિંગળલઘુકોષ

**અનેકકારણવાદ** [સં. અનેક (ઘણાં) + કારણ + વાદ (મત)] પું. કોઈ પણ બાબતનું કારણ બધા સંજોગોનું પરિણામ છે એવી માન્યતા.

**અનેકકેંદ્રી** [સં. અનેક (ઘણાં) + કેંદ્ર (મધ્યબિંદુ) + ઇન્ (વાળું)] વિ. જુદા જુદા ઘણા હેતુવાળું; બહુકેંદ્રી.

**અનેકકોષી** ૧. [સં. અનેક (બહુ) + કોષ (પિંડ) + ઇન્ (વાળું)] પું. ઘણા કોષવાળાં એટલે સજીવ દ્રવ્યના એકમ જથ્થાવાળાં બહુ ઝીણી ઘણી કોથળીવાળાં પ્રાણીનો વર્ગ; 'મેટાઝોઆ'.

> ચઢતા પ્રકારનાં પ્રાણીઓના સંઘમાં (જેના સમૂહને **અનેકકોષી** કહેવામાં આવે છે તેમાં) દરેક કોષેશની આસપાસ કોષરસનું સ્થાન હોય છે, અને તે બાકીના કોષરસથી તેની પાતળી અંતર્સાલને લઈને ઓળખાઈ આવે છે.
> પ્રાણીવિદ્યાનું રેખાદર્શન

૨. વિ. ઝાઝા પિંડવાળું; બહુકોષી.

> **અનેકકોષી** સજીવ વસ્તુઓમાં તેમનાં શરીરનાં અવયવો એક કરતાં વધારે કોષનાં બનેલાં હોય છે. શરીરયંત્રનું રેખાદર્શન

**અનેકગણું** [અનેક (એક કરતાં વધારે) + ગણું (ગુણતાં આવે તેટલું)] વિ. એક કરતાં વધારે સંખ્યા વડે ગુણવાથી આવે તેટલું; બહુ.

**અનેકગુણ** ૧. [સં. અનેક (બહુ) + ગુણ] પું. બ. વ. ઘણા ગુણ.

૨. વિ. અનેકગણું; ઘણું; પુષ્કળ.

૩. વિ. ઘણા ગુણવાળું.

૪. વિ. જુદી જુદી જાતનું.

**અનેકગુણયુક્ત** [સં. અનેક (ઘણા) + ગુણ + યુક્ત (વાળું)] વિ. ઘણા ગુણવાળું.

**અનેકગુણસંપન્ન** [સં. અનેક (ઘણા) + ગુણ + સંપન્ન (સહિત)] વિ. ઘણા ગુણવાળું; ઘણા ગુણ મેળવ્યા હોય એવું.

**અનેકગુણાલંકૃત** [સં. અનેક (એક કરતાં વધારે) + ગુણ + અલંકૃત (શણગારેલું)] વિ. ઘણા ગુણથી શોભતું.

**અનેકગુણી** [સં. અનેક (ઘણા) + ગુણ + ઇન્ (વાળું)] વિ. ઘણા ગુણવાળું.

**અનેકગોત્ર** [સં. અનેક (એક કરતાં વધારે) + ગોત્ર (વંશ)] વિ. એક કરતાં વધારે કુળવાળું. દત્તક લીધેલ છોકરાને બે ગોત્ર હોય છે-એક તેનું પોતાનું, અને બીજું તેને જેણે દત્તક લીધો હોય તેનું.

**અનેકચર** [સં. અનેક (ઘણાં) + ચર (ચાલનાર)] વિ. ઘણાંની સાથે રહી ફરનાર; ટોળામાં રહેવાની ટેવવાળું; સંઘચારી; યૂથચારી.

**અનેકચર્ચાસંગ્રહ** [સં. અનેક (બહુ) + ચર્ચા (વાદવિવાદ) + સંગ્રહ (જથ્થો)] પું. જ્ઞાનચક્ર; સર્વવિદ્યાસંગ્રહ; વિશ્વકોષ; બધી જાતની માહિતીનો સંગ્રહ.

**અનેકચિત્ત** [સં. અન્ (નહિ) + એક + ચિત્ત (મન)] વિ. દૃઢ મનનું ન હોય તેવું; અસ્થિર મનવાળું.

**અનેકજ** ૧. [સં. અનેક (એક કરતાં વધારે) + જ (જન્મેલ)] ન. પક્ષી, કેમકે તે એક વખત ગર્ભમાંથી ઈંડારૂપે અને બીજી વખત ઈંડામાંથી પક્ષીરૂપે જન્મ લે છે.

૨. વિ. એકથી વધારે વાર જન્મેલું.

**અનેકતા** ૧. [સં. અન્ (નહિ) + એકતા (ઐક્ય)] સ્ત્રી. ઐક્ય નહિ હોવાપણું; જુદાઈ.

૨. [સં. અન્ (નહિ) + એક + તા (પણું)] સ્ત્રી. જુદી જુદી તરેહનું હોવાપણું; વિવિધતા.

૩. [સં. અનેક (બહુ) + તા (પણું)] સ્ત્રી. બહુપણું; અનેકપણું.

**અનેકત્વ** જુઓ અનેકતા.

**અનેકત્વદોષ** જુઓ અનેકત્વાપત્તિ.

**અનેકત્વાપત્તિ** [સં. અનેક (બહુ) + ત્વ (પણું) + આપત્તિ (માઠો પ્રસંગ)] સ્ત્રી. બહુપણું માનવાનો માઠો પ્રસંગ.

**અનેકદેવયજન** ૧. [સં. અનેક (બહુ) + દેવ + યજન (પૂજા)] ન. ઘણા દેવની પૂજા.

૨. ન. બહુદેવવાદ; અનેકદેવવાદ.

**અનેકદેવવાદ** [સં. અનેક (બહુ) + દેવ + વાદ (મત)] પું. એક કરતાં વધારે દેવ છે એમ સ્વીકારનાર મત કે પંથ; બહુદેવવાદ; અનેકેશ્વરવાદ.

> ઋગ્વેદસંહિતામાં ઋષિઓ એક સત્ અર્થાત્ સત્ય પરમાર્થ વસ્તુ પરમાત્મા-તેને બહુ બહુ રીતે કહે છે. અગ્નિ, સૂર્ય, ચંદ્ર, વરુણ વગેરે અનેક નામો આપે છે અને એના અનેક ધર્મો વર્ણવે છે. આ અનેકના ઉપરથી કેટલાકને વેદમાં **અનેકદેવવાદ** કહેવાની ભ્રાન્તિ થાય છે.
> આનંદશંકર ધ્રુવ

**અનેકદેવવાદી** [સં. અનેક (ઘણા) + દેવ + વાદિન્ (મતવાળું)] વિ. દેવ ઘણા છે એમ માનનાર.

> સારાંશ કે હિંદુઓ **અનેકદેવવાદી** નથી પણ વિશ્વેશ્વરવાદી છે. હિંદુસ્થાનના દેવો

**અનેકદેશી** [સં. અનેક (બહુ) + દેશ + ઇન્ (વાળું)] વિ. ઘણી તરેહનું; જુદી જુદી જાતનું; અનેકપક્ષી.

**અનેકદેશીય** [સં. અનેક (એક કરતાં વધારે) + દેશીય (વિભાગવાળું)] વિ. ઘણી જાતનું; જુદી જુદી તરેહનું.

**અનેકધા** ૧. [સં. અનેક (બહુ) + ધા (રીત બતાવનાર પ્રત્યય)] અ. ઘણી રીતે.

૨. અ. ઘણી વખત; વારંવાર.

**અનેકપ** ૧. [ સં. અનેક ( ઘણાં ) + પા ( રક્ષણ કરવું ) ] પું. ઈશ્વર, કેમકે તે ઘણાંનું રક્ષણ કરે છે.
૨. પું. રાજા.
૩. [ સં. અનેક ( એક કરતાં વધારે ) + પા ( પીવું ) ] પું. હાથી, કેમકે તે સૂંઢ અને મોઢાથી એટલે કે એક કરતાં વધુ અવયવથી પીએ છે.
૪. વિ. અનેકને પાળનાર.
૫. વિ. ઘણાં પ્રવાહી પીનાર.

**અનેકપતિ** [ સં. અનેક ( ઘણા ) + પતિ ( ધણી ) ] પું. બ. વ. એક કરતાં વધારે ધણી.

**અનેકપત્ની** [ સં. અનેક ( બહુ ) + પત્ની ( સ્ત્રી ) ] સ્ત્રી. બ. વ. એક કરતાં વધારે સ્ત્રી.

**અનેકપત્નીક** [ સં. અનેક ( એક કરતાં વધુ ) + પત્ની ( સ્ત્રી ) + ક ( વાળું ) ] વિ. એક કરતાં વધારે સ્ત્રીવાળું.

**અનેકપત્નીકત્વ** [ સં. અનેક ( એક કરતાં વધુ ) + પત્ની ( સ્ત્રી ) + ક ( વાળું ) + ત્વ ( પણું ) ] ન. ઘણી સ્ત્રીવાળા હોવાપણું.

**અનેકપત્નીત્વ** [ સં. અનેક ( એક કરતાં વધુ ) + પત્ની ( સ્ત્રી ) + ત્વ ( પણું ) ] ન. એક કરતાં વધારે સ્ત્રી હોવાપણું.

**અનેકપદી** ૧. [ સં. અનેક ( ઘણા ) + પદ ( પગ ) + ઈન્ ( વાળું ) ] વિ. ઘણા પગવાળું.
૨. [ સં. અનેક ( ઘણાં ) + પદિન્ ( પદવાળું ) ] વિ. (ગણિત) જેમાં એક કરતાં વધારે પદ હોય એવું; 'મલ્ટિનોમિયલ.' જેમકે, ૫ક² − ૩ક.

**અનેકપંક્તિ** [ સં. અનેક ( બહુ ) + પંક્તિ ( હાર ) ] સ્ત્રી. ઘણી હાર.

**અનેકપંક્તિક** ૧. [ સં. અનેક ( બહુ ) + પંક્તિ ( હાર ) + ક ( વાળું ) ] વિ. ઘણી હારવાળું.
૨. વિ. જાતજાતનું; ઘણા પ્રકારનું.

**અનેકભાષાકોવિદ** ૧. [ સં. અનેક ( બહુ ) + ભાષા ( બોલી ) + કોવિદ ( પંડિત ) ] ન. બહુ ભાષા જાણનાર માણસ.
૨. વિ. ઘણી ભાષા જાણનારું.

**અનેકભૂતિ** [ સં. અનેક ( ઘણું ) + ભૂતિ ( દૈવી શક્તિ ) ] પું. પરમેશ્વર, કેમકે તેમાં જુદી જુદી ઘણી દૈવી શક્તિ રહેલી છે.

**અનેકમાર્ગકર્તા** [ સં. અનેક ( બહુ ) + માર્ગ ( રસ્તો ) + કર્તૃ ( કરનાર ) ] પું. વિષ્ણુ, કારણકે તે બધે ઠેકાણે માર્ગ કરી શકે છે.

**અનેકમાર્ગી** ૧. [ સં. અનેક ( બહુ ) + માર્ગિન્ ( રસ્તે જનાર ) ] વિ. ઘણે રસ્તે જનાર; બહુ માર્ગે જનારું.
૨. વિ. જુદા જુદા ધર્મ કે પંથ માનનારું.
૩. વિ. જુદી જુદી તરેહનું.

**અનેકમુખ** ૧. [ સં. અનેક ( એક કરતાં વધારે ) + મુખ ( મોઢું ) ] વિ. ઘણા મારફત ચાલતું.
૨. [ સં. અનેક ( ઘણાં ) + મુખ ( મોઢું ) ] વિ. ઘણાં મોઢાંવાળું; બહુમુખી.
૩. [ સં. અનેક ( બહુ ) + મુખ ( દિશા ) ] વિ. છુટુંછવાયું; વિખરાયેલું.
૪. વિ. બહુ બાજુવાળું.

**અનેકમુખી** જુઓ અનેકમુખ.

**અનેકમૂર્તિ** ૧. [ સં. અનેક ( બહુ ) + મૂર્તિ ( રૂપ ) ] પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. અવતારોમાં પોતાની ઇચ્છાથી લોકોના ઉપકાર માટે અનેક રૂપ તે ધારણ કરે છે, તેથી તે અનેકમૂર્તિ કહેવાય છે.
૨. વિ. ઘણાં રૂપવાળું; બહુરૂપી.

**અનેકમૂળવાદ** [ સં. અનેક ( ઘણાં ) + મૂલ ( કારણ ) + વાદ ( સિદ્ધાંત ) ] પું. બધાં માણસ એક જ આદિ સ્ત્રીપુરુષમાંથી નહિ પણ ઘણાં સ્ત્રીપુરુષમાંથી ઉત્પન્ન થયાં છે એવો સિદ્ધાંત.

**અનેકમૂળવાદી** [ સં. અનેક ( બહુ ) + મૂલ ( કારણ ) + વાદિન્ ( માનનાર ) ] વિ. એક જ આદિ સ્ત્રીપુરુષમાંથી બધી માણસજાત ઉત્પન્ન થઈ છે એમ ન માનતાં તેનાં ઘણાં મૂળ છે તેવી માન્યતાવાળું; અનેકમૂળવાદમાં માનનાર.

**અનેકરંગી** ૧. [ સં. અનેક ( ઘણા ) + રંગ + ઈન્ ( વાળું ) ] વિ. ઘણા રંગવાળું; બહુરંગી.
૨. વિ. તરંગી; મનના તરંગ પ્રમાણે વર્તનારું.

**અનેકરૂપ** ૧. [ સં. અનેક ( બહુ ) + રૂપ ( આકાર ) ] પું. પરમાત્મા, કેમકે તે ઘણાં રૂપ ધારણ કરી શકે છે.
૨. [ સં. અનેક ( ઘણું ) + રૂપ ( સ્વભાવ ) ] વિ. અસ્થિર સ્વભાવવાળું; ચંચળ.
૩. વિ. ઘણાં રૂપવાળું; બહુરૂપી.
૪. [ સં. અનેક ( બહુ ) + રૂપ ( જાત ) ] વિ. જુદી જુદી જાતનું; વિવિધ પ્રકારનું.

**અનેકરૂપી** જુઓ અનેકરૂપ ૨, ૩, ૪.

**અનેકલોચન** ૧. [ સં. અનેક ( ઘણાં ) + લોચન ( આંખ ) ] પું. ઇંદ્ર. તેને હજાર આંખ હોવાનું મનાય છે.
૨. પું. ઈશ્વર; પરમેશ્વર.
૩. [ સં. અનેક ( એકથી વધારે ) + લોચન ( આંખ ) ] પું. શિવ. તેને ત્રણ આંખ હોવાનું કહેવાય છે.
૪. વિ. ઘણી આંખવાળા પ્રાણીના વર્ગનું.

**અનેકવચન** [ સં. અનેક ( બહુ ) + વચન ( સંખ્યા ) ] ન. ( વ્યાકરણ ) બહુવચન; ઘણી વસ્તુનો અર્થ સૂચવનાર શબ્દ.

**અનેકવર્ણ** ૧. [ સં. અનેક ( એકથી વધારે ) + વર્ણ ( અક્ષર ) ] વિ. ( ગણિત ) એક કરતાં વધારે અજાણ્યા રાશિ–બીજઅક્ષર હોય તેવું.
૨. [ સં. અનેક ( ઘણા ) + વર્ણ ( રંગ ) ] વિ. બહુરંગી; ઘણા રંગવાળું.

**અનેકવર્ણમધ્યમાહરણ** ન. ( ગણિત ) એક કરતાં વધારે અજાણ્યા બીજઅક્ષરવાળું વર્ગસમીકરણ; એકથી વધારે નહિ જાણેલી રાશિવાળું વર્ગસમીકરણ; 'સાઇમલ્ટેનિયસ ક્વૉડ્રેટિક ઇક્વેશન'. જેમકે, ય² + ર² = ૮૯; યર = ૪૦.

**અનેકવર્ણસમીકરણ** ૧. [ સં. અનેક ( એકથી વધારે ) + વર્ણ ( અક્ષર ) + સમીકરણ ( સમાનતા ) ] ન. બીજગણિતમાં હિસાબ ગણવાનો એક પ્રકાર.
૨. ન. (ગણિત) બે અથવા વધારે અજાણ્યા બીજઅક્ષરવાળું સમીકરણ; 'સાઇમલ્ટેનિયસ ઇક્વેશન'. જેમકે, ૨ય − ર = ૯; ૩ય − ૭ર = ૧૯.

**અનેકવર્ણસમીકરણ કૂટપ્રશ્ન** [ સં. અનેકવર્ણ ( એક કરતાં વધારે અજાણ્યા અક્ષરવાળું ) + સમીકરણ ( સમાનતા ) + કૂટ ( મુશ્કેલ ) + પ્રશ્ન ( સવાલ ) ] પું. (ગણિત) એકથી વધારે અજાણી રાશિવાળો અને જેમાં જાણેલી અને નહિ જાણેલી રાશિ વચ્ચેનો સંબંધ બીજગણિતની રીતે પ્રથમ ઘાતમાં સમીકરણથી બતાવી શકાય એવો ગૂંચવણ ભરેલો સવાલ.

**અનેકવાદ** [ સં. અનેક ( બહુ ) + વાદ ( સિદ્ધાંત ) ] પું. આત્મા ઘણા છે એવો સિદ્ધાંત; નાસ્તિકમત.

**અનેકવાદિની** [ સં. અનેક ( બહુ ) + વાદિની ( મતવાળી ) ] વિ. સ્ત્રી. આત્મા ઘણા છે એવા મતવાળી; અનેકવાદમાં માનનારી.

**અનેકવાદી** [ સં. અનેક ( બહુ ) + વાદિન્ ( માનનાર ) ] વિ. અનેકવાદમાં માનનાર; આત્મા અનેક છે એવા સિદ્ધાંતવાળું.

**અનેકવાર** અ. ઘણી વખત; વારંવાર.

**અનેકવિધ** ૧. [ સં. અનેક ( બહુ ) + વિધા ( રીત ) ] વિ. ઘણી જાતનું; વિવિધ.
૨. અ. બહુ રીતે; ઘણે પ્રકારે; જુદી જુદી રીતે.

**અનેકશત** [ સં. અનેક ( ઘણાં ) + શત ( સો ) ] વિ. ઘણું; અસંખ્ય; બેશુમાર; સેંકડો.

**અનેકશફ** [સં. અનેક ( એકથી વધારે ) + શફ ( ખરી )] વિ. ફાટેલી ખરીવાળું.

**અનેકશબ્દ** ૧. [ સં. અનેક ( એક કરતાં વધારે ) + શબ્દ ] પું. સરખા અર્થવાળો શબ્દ; પર્યાય.
૨. વિ. સરખા અર્થવાળું; સમાનાર્થક.

**અનેકશર્કરી** [ સં. અનેક ( ઘણું ) + શર્કરા ( સાકર )] સ્ત્રી. મંડજ, સિંદૂક, કાઇક જેવા અંગારહરના વર્ગનો એક પદાર્થ.

**અનેકશઃ** ૧. [ સં. અનેક ( ઘણું ) + શઃ ( રીત બતાવનાર પ્રત્યય )] અ. બહુ રીતે.
૨. અ. મોટા પ્રમાણમાં; મોટી સંખ્યામાં.
૩. અ. વારંવાર; ઘણી વખત.

**અનેકસમીકરણ** ૧. [ સં. અનેક ( એકથી વધારે ) + સમીકરણ ( સમાનતા )] ન. બીજગણિતમાં હિસાબ ગણવાનો એક પ્રકાર.
૨. ન. ( ગણિત ) બે અથવા વધારે અજાણ્યા બીજઅક્ષરવાળું સમીકરણ; 'સાઇમલ્ટેનિયસ ઇકવેશન'. જેમકે, ૨ય – ૨ = ૯; ૩ય – ૭૨ = ૧૯.

**અનેકસંસર્ગી** [ સં. અનેક ( ઘણા ) + સંસર્ગ ( સંબંધ ) + ઇન્ ( વાળું )] વિ. ઘણાં સાથે સંબંધ ધરાવનાર.

**અનેકસાધ્ય** [ સં. અનેક ( ઘણા ) + સાધ્ ( પાર પાડવું )] વિ. ઘણાંથી પાર પડી શકનારું.

**અનેકસિદ્ધ** ૧. [ સં. અનેક ( એક કરતાં વધુ ) + સિદ્ધ ( મુક્ત )] પું. ( જૈન ) એક સમયે મોક્ષ પામેલ એક કરતાં વધારે જીવનો જથ્થો.
૨. વિ. ઝાઝાં માણસથી સધાયેલું; ઘણાં માણસે સફળતા મેળવી હોય એવું.

**અનેકસૃષ્ટિકર્તા** [સં. અનેક ( એક કરતાં વધારે ) + સૃષ્ટિ ( દુનિયા ) + કર્તૃ ( કરનાર )] પું. વિષ્ણુ. તે ચૌદ લોકના ઉત્પન્ન કરનાર કહેવાય છે.

**અનેકાકાર** ૧. [સં. અનેક ( ઘણા ) + આકાર ( ઘાટ )] પું. બ. વ. ઘણા આકાર.
૨. વિ. ઘણી જાતના આકાર કે રૂપવાળું.

**અનેકાકી** [ સં. અન્ ( નહિ ) + એકાકિન્ ( એકલું )] વિ. એકલું નહિ એવું; સંગાથવાળું.

**અનેકાકૃતિ** જુઓ અનેકાકાર.

**અનેકાક્ષર** જુઓ અનેકાક્ષરી.

**અનેકાક્ષરી** [ સં. અનેક ( એક કરતાં વધુ ) + અક્ષરિન્ ( અક્ષરવાળું )] વિ. ( ગણિત ) એક કરતાં વધારે બીજઅક્ષરવાળું.

**અનેકાગ્ર** ૧. [ સં. અન્ ( નહિ ) + એકાગ્ર ( ગરક )] વિ. એક વિષયમાં તલ્લીન ન હોય એવું; જુદી જુદી ઘણી બાબતમાં રોકાયેલું.
૨. વિ. લાગણી વિનાનું; હેવાયનું.

**અનેકાચ્** [ સં. અનેક ( એકથી વધારે ) + અચ્ ( સ્વર )] વિ. ( વ્યાકરણ ) એકથી વધુ સ્વરવાળું.

એકાચ્ તેમ જ અનેકાચ્ શબ્દોમાં અન્ત્ય ઇ દીર્ઘ લખવી; પણ સાનુસ્વાર હોય તો હ્રસ્વ લખવો. કમળાશંકર

**અનેકાનેક** [ સં. અનેક ( બહુ ) + અનેક ] વિ. પુષ્કળ; બહુ.

**અનેકાર્થ** ૧. [ સં. અનેક ( ઘણા ) + અર્થ ] પું. બ. વ. ઘણા અર્થ.
૨. [ સં. અનેક ( ઘણા ) + અર્થ ( હેતુ )] પું. બ. વ. ઘણાં પ્રયોજન; બહુ હેતુ.
૩. [સં. અનેક ( ઘણા ) + અર્થ ( બાબત )] પું. બ. વ. ઘણી બાબત; ઘણા વિષય.
૪. વિ. અસ્પષ્ટ અર્થવાળું.
૫. [ સં. અન્ ( નહિ ) + એક + અર્થ ] વિ. એક કરતાં વધારે એમ બતાવનારું.
૬. વિ. ઘણા અર્થવાળું.
૭. વિ. ઘણા ઉદ્દેશવાળું; બહુ હેતુવાળું.

**અનેકાર્થક** [ સં. અનેક ( બહુ ) + અર્થ + ક ( વાળું )] વિ. બહુ અર્થવાળું.

**અનેકાર્થતા** [ સં. અનેક ( ઘણા ) + અર્થ + તા ( પણું )] સ્ત્રી. ઘણા અર્થ હોવાપણું.

**અનેકાર્થસંગ્રહ** [ સં. અનેક ( એક કરતાં વધુ ) + અર્થ + સંગ્રહ ( જથ્થો )] પું. એક કરતાં વધારે અર્થવાળા શબ્દનો કોશ.

**અનેકાર્થિતા** [ સં. અનેક ( એક કરતાં વધારે ) + અર્થિન્ ( અર્થવાળું ) + તા ( પણું )] સ્ત્રી. એક કરતાં વધારે અર્થવાળું હોવાપણું.

**અનેકાર્થી** [ સં. અનેક ( ઘણા ) + અર્થિન્ ( અર્થવાળું )] વિ. ઘણા અર્થવાળું.

**અનેકાલ્** [ સં. અનેક ( એક કરતાં વધુ ) + અલ્ ( અક્ષર )] વિ. ( વ્યાકરણ ) એક કરતાં વધારે અક્ષરવાળું.

**અનેકાવર્તી** [ સં. અનેક ( ઘણા ) + આવૃત્ ( વીંટળાવું )] વિ. ઘણા ફેરા વીંટળાયું હોય એવું.

**અનેકાશ્રય** [ સં. અનેક ( એક કરતાં વધુ ) + આશ્રય ( આધાર )] પું. એક કરતાં વધારે ઉપર આધાર.

**અનેકાશ્રયી** ૧. [ સં. અનેક ( એક કરતાં વધારે ) + આશ્રયિન્ ( આધાર રાખનાર )] વિ. એક કરતાં વધારે ઉપર આધાર રાખનાર.
૨. વિ. ઘણાંને માનનાર.

**અનેકાશ્રિત** ૧. [ સં. અનેક ( ઘણા ) + આશ્રિત ( આધાર રાખનાર )] વિ. ઘણા ઉપર આધાર રાખનાર.
૨. [ સં. અનેક ( ઘણા ) + આશ્રિત ( રહેલું )] વિ. ઘણામાં રહેલું.

**અનેકાશ્રિતગુણ** [ સં. અનેક ( ઘણા ) + આશ્રિત ( રહેલ ) + ગુણ ] પું. ( ન્યાય ) ઘણામાં રહેલા ગુણ; પદાર્થમાં રહેલા સામાન્ય ગુણ. તે ગુણ આ પ્રમાણે ભાષાપરિચ્છેદમાં ગણાવ્યા છેઃ સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ, સાંસિદ્ધિક દ્રવત્વ, ગુરુત્વ અને વેગ.

**અનેકાસન** [ સં. અનેક ( એક કરતાં વધુ ) + આસન ( બેઠક )] ન. એક કરતાં વધારે માણસ બેસી શકે એવી બેઠક. જેમકે, પાટલી, કોચ.

**અનેકાંગી** ૧. [ સં. અનેક ( ઘણાં ) + અંગ ( અવયવ ) + ઇન્ ( વાળું )] વિ. ઘણા અવયવવાળું.
૨. વિ. ઘણી જાતનું; જુદું જુદું.
૩. વિ. બહુ વિભાગ હોય એવું.

**અનેકાંત** ૧. [ સં. અન્ ( નહિ ) + એક + અંત ( નિર્ણય )] પું. અનિશ્ચિતતા; અચોક્કસપણું.
૨. પું. અસ્થિરતા.
૩. પું. સ્યાદ્વાદ. જુઓ અનેકાંતવાદ.

જૈન સિદ્ધાંતની રચના સ્યાદ્વાદ છે. બીજા શબ્દોમાં અનેકાંત પણ કહે છે. નવજીવન

૪. વિ. અચોક્કસ; અનિશ્ચિત.
૫. વિ. અસ્થિર; ચંચળ; થોડી વારમાં ફરી જનારું.
૬. વિ. સંદેહવાળું; શંકા રહે એવું.

**અનેકાંતવાદ** [ સં. અનેકાંત ( સ્યાદ્વાદ ) + વાદ ( મત )] પું. વસ્તુનું એકાંત સ્વરૂપ ન માનવું એવો મત; સ્યાદ્વાદ; આર્હતદર્શન; દરેક વસ્તુનું એના પાસા પરત્વે જુદી જુદી રીતે જ્ઞાન થાય છે એવો જૈન તત્ત્વજ્ઞાનનો સિદ્ધાંત; જૈનવાદ.

**અનેકાંતવાદિની** [સં. અનેકાંત ( સ્યાદ્વાદ ) + વાદિની ( માનનારી )] વિ. સ્ત્રી. અનેકાંતવાદમાં માનનારી; સ્યાદ્વાદમાં આસ્થાવાળી.

**અનેકાંતવાદી** ૧. [ સં. અનેકાંત ( સ્યાદ્વાદ ) + વાદિન્ ( મતવાળું )] ન. જૈન, કેમકે તે સ્યાદ્વાદમાં માને છે.
૨. વિ. અનેકાંતવાદમાં માનનાર; સ્યાદ્વાદી.

**અનેકાંતિકવાદ** [ સં. અન્ ( નહિ ) + એકાંત ( એક નિર્ણય ) + ઇક ( વાળું ) + વાદ ( મત ) ] પું. માણસનું જ્ઞાન નિર્ણયરૂપ નહિ પણ માત્ર કલ્પનારૂપ છે એવો મત.

**અનેકેશ્વરવાદ** [ સં. અનેક ( ઘણા ) + ઈશ્વર + વાદ ( મત ) ] પું. બહુદેવવાદ; ઈશ્વર ઘણા છે એવો મત; અનેકદેવવાદ.

**અનેડ** ( અનેડ઼ ) ૧. ન. મૂર્ખ.
૨. [ સં. અન્ ( થોડું ) + એડ ( બહેરૂં ) ] વિ. થોડું બહેરૂં; બહેરૂં.

**અનેડમૂક** ( અનેડ઼મૂક ) ૧. વિ. આંધળું.
૨. વિ. જડ.
૩. વિ. ઠગ; લુચ્ચું; શઠ.
૪. [ સં. અનેડ ( બહેરૂં ) + મૂક ( મૂંગું ) ] વિ. બહેરૂં અને મૂંગું.

**અનેથિ** [ સં. અન્ય ( બીજું ) + સ્થલ ( ઠેકાણું ) ] ન. ( પ્રાકૃત ) બીજું ઠેકાણું; જુદી જગ્યા.

**અનેના** ૧. પું. ( પુરાણ ) સૂર્યવંશી કકુત્સ્થ રાજાનો એ નામનો દીકરો; સુયોધન; કાકુત્સ્થ.
૨. પું. ( પુરાણ ) સોમવંશી આયુ રાજાના પાંચમાંનો સૌથી નાનો દીકરો.

**અનેનાસ** ન. એક જાતનું ફળ. આ શબ્દ બ્રાઝિલ દેશની ભાષાના નનસ શબ્દ ઉપરથી નીકળ્યો છે. જુઓ અનનાસ.

**અનેમુ** વિ. ( ગ્રામ્ય ) શુદ્ધ; પવિત્ર; ચોખ્ખું.

**અનેરડું** જુઓ અનેરૂં.

**અનેરાઈ** ૧. [ અનેરૂં ( અલૌકિક ) + આઈ ( પણું ) ] સ્ત્રી. અલૌકિકતા; અસાધારણપણું; વિચિત્રતા.
૨. [ અનેરૂં ( જુદું ) + આઈ ( પણું ) ] સ્ત્રી. જુદાઈ; અનોખાપણું.

**અનેરાન** ૧. પું. ( જરથોસ્તી ) એ નામનો ફિરસ્તો. તે તેજનો ઉપરી છે.
૨. પું. જરથોસ્તી માસનો ત્રીસમો દિવસ.

**અનેરૂં** ૧. વિ. અલૌકિક; અસાધારણ.
૨. [ સં. અન્યતરકમ્; પ્રા. અન્નઅરઉં-અનયરઉં ] વિ. અવર; જુદું; બીજું.
વાસુદેવ સ્વામી સમરથ,
તેહ વિણુ નથી **અનેરૂં** અરથ. ભીમ

**અનેરો** પું. ( ગ્રામ્ય ) દાદો; બાપનો બાપ.

**અનેવરી** સ્ત્રી. ( કચ્છી ) અન્યારી; મુડદું બાળવા માટે સ્મશાને સરપણ લઈ જનારી ગાડી.

**અનેષણીય** [ સં. અન્ ( નહિ ) + એષણીય ( ઇચ્છવા જેવું ) ] વિ. નહિ ઇચ્છવા જેવું.

**અનેષિ** વિ. ( જૂ. ગુ. ) અનોખું; જુદી તરેહનું.

**અનેહ** ૧. [ સં. અ ( નહિ ) + નેહ ( પ્રેમ ) ] પું. અપ્રેમ; વિરક્તિ.
૨. [ સં. અ ( નહિ ) + હન્ ( મારવું ) ] પું. કાળ; વખત. તેનો કોઈ નાશ કરી શકતું નથી.
૩. વિ. ( ગ્રામ્ય ) મૂર્ખ; બેવકૂફ.

**અનૈકાંત** ૧. [ અન ( નહિ ) + એકાંત ( ચોક્કસ ) ] વિ. અનિશ્ચિત; અચોક્કસ.
૨. વિ. અસ્થિર; થોડી વારમાં ફરી જનારૂં.

**અનૈકાંતિક** ૧. [ સં. અન્ ( નહિ ) + ઐકાંતિક ( નક્કી ) ] પું. ( ન્યાય ) હેત્વાભાસના પાંચ મુખ્ય વિભાગમાંનો એક; એકલા સાધ્યનો જ સાધનભૂત ન હોય એવો હેતુ; જેનાથી કોઈ વસ્તુની નિશ્ચિત સિદ્ધિ થતી ન હોય એવી વાત; સાધ્યસંશયહેતુ; સાધ્ય અને સાધ્યાભાવ એ બન્નેનો સાધક હેતુ; સવ્યભિચાર. તે સાધ્ય અને તેનો અભાવ એ બન્નેનો સાધક હોવાથી કોઈ બાબતનો નિશ્ચય સિદ્ધ થવા દેતો નથી, તેથી તેને અનૈકાંતિક કહે છે. તેના ત્રણ પ્રકાર છે: સાધારણ, અસાધારણ અને અનુપસંહારી.
૨. વિ. અચોક્કસ; અનિશ્ચિત.
૩. વિ. એકતા નહિ સ્વીકારનારૂં.
૪. વિ. ખાસ અગત્યનું ન હોય એવું.
૫. વિ. ઘણી બાજુવાળું.
૬. વિ. રૂપ વગરનું.
૭. વિ. સંબંધ વિનાનું.

**અનૈકાંતિકવાદ** [ સં. અન્ ( નહિ ) + ઐકાંતિક ( ચોક્કસ ) + વાદ ( મત ) ] પું. સૃષ્ટિની એકતા નહિ સ્વીકારનાર મત; નાનાર્થવાદ; નાનાપદાર્થસત્તાવાદ. જુઓ સમસ્ત વિજ્ઞાનસત્તાવાદ.

**અનૈક્ય** ૧. [ સં. અન્ ( નહિ ) + ઐક્ય ( એકપણું ) ] ન. એક કરતાં વધારે હોવાપણું.
૨. [ સં. અન્ ( નહિ ) + ઐક્ય ( સંપ ) ] ન. કુસંપ; અણબનાવ; વિરોધ.
૩. ન. જુદાઈ.

**અનૈચ્છિક** ૧. [સં. અન્ ( નહિ ) + ઐચ્છિક ( ઇચ્છા પ્રમાણેનું ) ] વિ. આવશ્યક; જરૂરનું; ઇચ્છા ઉપર આધાર નહિ રાખનારૂં.
૨. વિ. મરજી મુજબ ન હોય એવું.
૩. વિ. મેળેમેળે થતું; ઇચ્છા વિના બનતું.

**અનૈતિક** ૧. [ સં. અ ( નહિ ) + નૈતિક ( નીતિ સંબંધી ) ] વિ. અનીતિ સંબંધી.
૨. વિ. અનીતિવાળું; નીતિ વિરુદ્ધનું.
૩. વિ. નીતિને લગતું ન હોય એવું.

**અનૈતિહાસિક** ૧. [ સં. અન્ ( નહિ ) + ઐતિહાસિક ( ઇતિહાસને લગતું ) ] વિ. ઇતિહાસ જોડે સંબંધ વિનાનું.
૨. વિ. ઇતિહાસના આધાર વિનાનું; ઇતિહાસના પ્રમાણ વગરનું.

**અનૈતિહાસિકતા** ૧. [ સં. અન્ ( નહિ ) + ઐતિહાસિક ( ઇતિહાસ સંબંધી ) + તા ( પણું ) ] સ્ત્રી. ઇતિહાસ જોડે સંબંધ નહિ હોવાપણું.
૨. સ્ત્રી. ઇતિહાસના આધારરહિતપણું.

**અનૈપુણ** જુઓ અનૈપુણ્ય.

**અનૈપુણ્ય** [ સં. અ ( નહિ ) + નૈપુણ્ય ( પ્રવીણતા ) ] ન. અકુશળતા; હોશિયારી ન હોવાપણું; અપ્રવીણતા.

**અનૈમિકઅનુષ્ટુપ** પું. ( પિંગળ ) અનુષ્ટુપ છંદનો એક વિભાગ.

**અનૈમિત્તિક** [ સં. અ ( નહિ ) + નૈમિત્તિક ( કારણને આધીન ) ] વિ. કારણ વગરનું; નિમિત્ત વિનાનું.

**અનૈયણ** જુઓ અનૈયું.

**અનૈયાયિક** ૧. [ સં. અ ( નહિ ) + નૈયાયિક ( ન્યાયને લગતું ) ] વિ. ન્યાયને લગતું ન હોય એવું; ન્યાય સાથે સંબંધ વિનાનું.
૨. [ સં. અ ( નહિ ) + નૈયાયિક ( ન્યાયશાસ્ત્ર જાણનાર ) ] વિ. ન્યાયશાસ્ત્ર નહિ જાણનાર.

**અનૈયું** ૧. [ સં. અન્યાય ] વિ. ન્યાયસર નહિ વર્તનાર; અન્યાયી.
૨. વિ. વાંકું બોલનાર.

**અનૈશ્વર્ય** ૧. [ સં. અન્ ( નહિ ) + ઐશ્વર્ય ( સંપત્તિ ) ] ન. આબાદી ન હોવાપણું.
૨. [ સં. અન્ ( નહિ ) + ઐશ્વર્ય ( ઈશ્વરપણું ) ] ન. ઈશ્વરપણાનો અભાવ.
૩. ન. ગરીબાઈ; દીનતા; નિર્ધનપણું.
૪. [ સં. અન્ ( નહિ ) + ઐશ્વર્ય ( સિદ્ધિ ) ] ન. સિદ્ધિ ન મળવાપણું.
૫. વિ. ઐશ્વર્ય વગરનું.

**અનૈસર્ગિક** [ સં. અ ( નહિ ) + નૈસર્ગિક ( કુદરતી ) ] વિ. અસ્વાભાવિક; અકુદરતી.

**અનોકહ** ૧. [ સં. અનસ્ ( ગાડું ) + અક ( ગતિ ) + હન્ ( મારવું ) ] પું. ઝાડ, કેમકે તે ગાડાની ગતિ રોકે છે.
શાખી વિટપી **અનોકહ** કુટ દ્રુમ પાદપ કહેવાય,
બહિ દલિ પત્રી ફ્લી વૃક્ષ મહીરુહ થાય.
પિંગળલઘુકોશ
૨. [ સં. અન્ ( નહિ ) + ઓકસ ( ઘર ) + હા ( તજવું ) ] વિ. ઘર ન છોડનારૂં.

**અનોખા** ૧. [ હિં. અન (નહિ) + દેખ (જુઓ) ] વિ. અજોડ; અસાધારણ.
૨. વિ. નવું; વિચિત્ર.
૩. વિ. સુંદર; શ્રેષ્ઠ.
૪. વિ. હલકું; નીચ.

**અનોખા સરદા** વિ. બિહારી કલમી આંબાની એક જાતનું.

**અનોખું** ૧. [ સં. અનપેક્ષક; પ્રા. અણુવેક્ખઅ ] વિ. અનેરું; અદ્ભુત; વિચિત્ર.
૨. વિ. જુદું; જુદા પ્રકારનું.
૩. [અ (નહિ) + નોખું (જુદું)] વિ. જુદું નહિ એવું; મજિયારું.
૪. વિ. નવું; નૂતન.
૫. વિ. સુંદર; ખૂબસૂરત.

**અનોઘું** [ સં. અન્ (વિશેષ) + ઓઘ (ઢગલો) ] વિ. અપાર; ઘણું.

**અનોછું** ૧. [ અન (નહિ) + ઓછું ] વિ. અતિશય; ઘણું; પુષ્કળ.
૨. [ સં. અનુત્થિત (શ્રેષ્ઠ); પ્રા. અણુચ્છિત્ત ] વિ. સરસ; શોભીતું; સારું.

**અનોજ** ન. (સંગીત) અર્ધસમવૃત્તનું બીજું તથા ચોથું ચરણ; સમપદ.

અર્ધસમવૃત્તોનું બીજું ને ચોથું ચરણ સમપદ કહેવાય છે ને તેનાં અનોજ, યુગ્મ, યુગ્મક, યુજ એટલાં નામ છે.

ગાયનવાદન પાઠમાળા

**અનોઠો** પું. કાંસકીનાં ફૂલના ગરમાંથી બનતો રાતો રંગ.

**અનોઠી** [ સં. અનુષ્ઠિત; પ્રા. અનુટ્ઠિય ] સ્ત્રી. થાપ; તબલાં બજાવતાં જોરથી તાલ આપવા લગાવવામાં આવતી થાપટ; ગાનારને મોટી તાલ આપતાં તબલા ઉપર અંગૂઠો પછાડવો તે.

શગ તાલ સ્વર ગ્રામ મૂર્ચ્છના,
તાન માનર્ને લેઈ;
સા રી ગ મ પ ધ ની, ની ધ પ મ ગ રી સા,
ઉપર અનોઠી દેઈ.

દયારામ

**અનોદન** [ સં. અન્ (નહિ) + ઓદન (ખોરાક) ] વિ. અન્નના ત્યાગવાળું; ખોરાક વિનાનું.

**અનોદયનામ** ન. (જૈન) એ નામનું એક પાપકર્મ. તેવાં કર્મવાળાં માણસનું કહ્યું કોઈ માનતું નથી.

**અનોધિકા** [ સં. અન્ (નહિ) + ઉદક (પાણી); પ્રા. અણોદિયા ] સ્ત્રી. પાણીનું કોઈ સ્થાન ન હોય એવી અટવી.

**અનોધું** વિ. (ગ્રામ્ય) ઘણું; પુષ્કળ; અમાપ.

**અનોપ** [ સં. અન્ (નહિ) + ઉપમા (સરખામણી) ] વિ. અનુપમ; અજોડ; સરખામણી ન થાય એવું; શ્રેષ્ઠ.

**અનોપમ** ૧. પું. (પિંગળ) એક વર્ણમેળ છંદ.
૨. [ સં. અન્ (નહિ) + ઉપમા (સરખામણી) ] વિ. શ્રેષ્ઠ; ઉપમા વગરનું; અનુપમ; અપૂર્વ; અતુલ.

**અનોલવલોળ** વિ. (ગ્રામ્ય) પડતું મૂકેલું; પૂરું નહિ કરેલું.

**અનોશ** પું. (જરથોસ્તી) એક દૈવી ખોરાક. પવિત્ર માણસનો આત્મા સ્વર્ગમાં દાખલ થાય કે તરત તેને આ અમૃત ખાણું આપવામાં આવે છે.

**અનોશેહ-રવાં** પું. (જરથોસ્તી) અમર આત્મા. જરથોસ્તી ધર્મક્રિયામાં જે માણસના માનમાં બંદગી કરવામાં આવતી હોય તે માણસ મરી ગયેલ હોય તો તેનું નામ લેતાં પહેલાં અનોશેહ-રવાં શબ્દ બોલવામાં આવે છે.

**અનોષ્ઠ** [ સં. અન્ (નહિ) + ઓષ્ઠ (હોઠ) ] વિ. હોઠ વિનાનું.

**અનોષ્ઠી** ૧. [ સં. અન્ (નહિ) + ઓષ્ઠ (હોઠ) + ઇન્ (વાળું) ] વિ. હોઠ વગરનું.
૨. વિ. (વ્યાકરણ) હોઠ વિના બોલાતું. અ, આ, ઇ, ઈ, ક, ખ, ઇત્યાદિ અક્ષર અનોષ્ઠી કહેવાય છે.

**અનોસર** ૧. [ સં. અન્ (નહિ) + અવસર (વખત) ] પું. આરામનો અભાવ; ફુરસદ ન હોવાપણું.
૨. પું. (કાવ્ય) એ નામનો અલંકાર.
૩. પું. કવખત; કટાણું.
૪. [ સં. અન્ (નહિ) + અવસર (ભજનનો વખત) ] પું. ભજનના સમય સિવાયનો વખત.
૫. [ સં. અન્ (અન્ય) + અવસર (સમય) ] પું. સેવા સિવાયનો સમય; રાજભોગ અને ઉત્થાપન વચ્ચેનો તેમજ શયન અને મંગળા વચ્ચેનો વખત.
૬. વિ. કવખતનું.
૭. વિ. ધંધાદારી; ઉદ્યમી.
૮. વિ. નકામું.
૯. વિ. ફુરસદ ન હોય એવું.
૧૦. વિ. વિશ્રાંતિ વગરનું.

**અનૌચિત્ય** ૧. [ સં. અન્ (નહિ) + ઔચિત્ય (યોગ્યતા) ] ન. અયોગ્યતા; અઘટિતપણું.
૨. ન. ઓછાપણું; ન્યૂનતા.

**અનૌજસ** ૧. [ સં. અન્ (નહિ) + ઓજસ્ (કાંતિ) ] વિ. કાંતિ વગરનું.
૨. વિ. પ્રાણબળ વિનાનું.

**અનૌજસ્ય** [ સં. અન્ (નહિ) + ઓજસ્ય (બળ) ] ન. ઓજસ ન હોવું તે; આત્મબળ કે મનોબળ ન હોવાપણું.

**અનૌદાર્ય** [ સં. અન્ (નહિ) + ઔદાર્ય (ઉદારતા) ] ન. ઉદાર નહિ હોવાપણું; સાંકડું દિલ.

**અનૌદ્ધત્ય** ૧. [ સં. અન્ (નહિ) + ઔદ્ધત્ય (ઉદ્ધતાઈ) ] ન. વિનય; વિવેક.
૨. ન. શાંતપણું; સ્વસ્થતા.

**અનૌપચારિક** ૧. [ સં. અન્ (નહિ) + ઔપચારિક (વિધિ પ્રમાણેનું) ] વિ. ધોરણ વિરુદ્ધનું.
૨. [ સં. અન્ (નહિ) + ઔપચારિક (ગૌણ) ] વિ. મુખ્ય; અનારોપિત; ગૌણ નહિ એવું; અનાગંતુક.

**અનૌપમ્ય** [ સં. અન્ (નહિ) + ઔપમ્ય (ઉપમા) ] વિ. અનુપમ; ઉપમા વગરનું.

**અનૌપમ્યા** સ્ત્રી. (પુરાણ) બાણાસુરની એ નામની સ્ત્રી.

**અનૌપાધિક** ૧. [ સં. અન્ (નહિ) + ઔપાધિક (પીડાવાળું) ] વિ. પીડા વિના થયેલું.
૨. [ સં. અન્ (નહિ) + ઔપાધિક (પીડા) ] વિ. પીડા વિનાનું; ઉપાધિ વગરનું.

**અનૌરસ** ૧. [ સં. અન્ (નહિ) + ઔરસ (પોતાની પરણેલી સ્ત્રીથી થયેલું) ] પું. દત્તક લીધેલો દીકરો.
૨. વિ. આંગળિયાત; આંગળિયું.
૩. વિ. ખરો વારસ નહિ તેવું.
૪. વિ. દત્તક લીધેલું; ખોળે બેસાડેલું.
૫. [ સં. અન્ (નહિ) + ઉરસ (છાતી) ] વિ. વાંઝિયું; છોકરો થયેલો હોય નહિ એવું; અપુત્ર.

**અનૌરસસંતાન** ૧. [સં. અનૌરસ (પરણિયતથી નહિ થયેલું) + સંતાન (છોકરું)] ન. ખોળે બેસાડેલ છોકરું; પરણેલી સ્ત્રીથી નહિ થયેલું બાળક.
૨. ન. વ્યભિચારથી થયેલ બાળક; રાખેલીનું છોકરું.

**અનૌષધ** [ સં. અન્ (નહિ) + ઔષધ (દવા) ] પું. શિવ; શંકર.

**અનૌષ્ઠ્ય** ૧. [ સં. અન્ (નહિ) + ઔષ્ઠ્ય (ઓષ્ઠસ્થાની અક્ષર) ] ન. (વ્યાકરણ) ઓષ્ઠસ્થાનમાં ન બોલાતો અક્ષર.

૨. ન. ( કાવ્ય ) બોલતાં બે હોઠ બીડવા ન પડે તેવી કવિતા; અધરપ્રબંધ.

**અન્ન** ૧. [ સં. અદ્ ( ખાવું ) ] પું. પોષણ; ગુજરાનનું સાધન.

૨. પું. પ્રાણ, કેમકે તે અન્ન વિના ટકી શકે નહિ.

૩. પું. સામવેદનો એ નામનો દેવતા.

૪. પું. સૂર્ય.

૫. સ્ત્રી. પૃથ્વી, કારણ કે તેમાંથી અન્ન ઉત્પન્ન થાય છે.

૬. સ્ત્રી. પ્રકૃતિ.

તે અન્ન ( પ્રકૃતિ ) નાનાવિધ સૃષ્ટિનું કારણ હોવાથી તે બહુ પ્રજા સર્જે છે.

અણુભાષ્ય

૭. ન. અનાજ; ધાન્ય; દાણો.

અન્નપન્ન અધિયારૂં = અનાજ તથા ચારો બન્નેમાં ભાગ.

૮. ન. ખોરાક; ખાવાની વસ્તુ. અન્ન ચાર પ્રકારનાં છેઃ ભક્ષ્ય ( દાંત વડે ચૂરો કરી ખવાય તેવું ); ભોજ્ય ( કેવળ જીભ વડે હલાવી અન્નળીને ઉતારાય તેવું ); લેહ્ય ( ચાટવા જેવું ); અને ચોષ્ય ( ચૂસવાનું ).

૧. અન્ન આહારે અને ઘી વ્યવહારે = (૧) ખોરાક ખવાય તેટલો ખાવો પણ ઘી વિચાર કરી ખાવું. (૨) ઘટતું હોય તેમ કામ કરવું.

૨. અન્ન તેનું પુણ્ય ને રાંધનારીને ધુમાડો = ખરી રીતે જેની વસ્તુ હોય તેને જ તેનો લાભ મળે, બીજાને તો ખાલી મહેનત; જેનું વરે તેના જ જશ ગવાય.

૩. અન્ન તેવો ઓડકાર = (૧) જેવું કામ તેવું ફળ; કરે તેવું પામે ને વાવે તેવું લણે. (૨) જેવું ખાઈએ તેવી વાસ આવે.

૪. અન્ન નોખાં એનાં મન નોખાં = સંયુક્ત કુટુંબમાંથી બધા ભાઈ છૂટા પડે ત્યારે જુદાં રસોડાં થવાથી સૌનાં મન પોતપોતાના સ્વાર્થે તરફ જુદાં પડતાં જાય છે. બીજાં માણસ સાથે અન્ન નોખાં હોય, છતાં મૈત્રી હોય. એટલે આ કહેવત માત્ર એક કુટુંબનાં માણસોને લાગુ પડે છે.

૫. અન્ન પરબ્રહ્મ = (૧) અન્ન એ જાતેજ ઈશ્વર. (૨) સઘળું માન અને કીર્તિ તે અન્નને જ.

૬. અન્ન પારકું છે, કાંઈ પેટ પારકું છે ? = અન્ન પારકું હોય પણ ગજા ઉપરાંત કાંઈ ખવાય ? પારકું જાણી ઘણું ખાવાથી પેટમાં અજીર્ણ થાય. તે ઉપરથી અકરાંતિયા માણસ માટે આ પ્રયોગ વપરાય છે.

૭. અન્ન ભેગું થવું = ખાવા પામવું; બહુ દુઃખ સહન કર્યા પછી ખાવાનો વખત થઈ ગયા બાદ ખાવા મળવું.

૮. અન્ન મારે અને અન્ન જીવાડે = ભૂખ પ્રમાણે ખોરાક લેવાથી શરીરની તંદુરસ્તી સારી રહે અને વિશેષ ખાવાથી તંદુરસ્તી બગડે.

૯. અન્ન મીઠું કરીને ખાવું = સંતોષ માનવો કેમકે એ સૌથી શ્રેષ્ઠ છે.

૧૦. અન્ન સમા પ્રાણ અને પ્રાણ સમી પ્રીત = અન્નથી પ્રાણ રહે અને પ્રાણ રહે ત્યાં સુધી સ્નેહ-સંબંધ રહે.

૧૧. અન્નનું પાણી થવું = (૧) તાવ વગેરે વ્યાધિમાં ખાવુંપીવું નહિ ગમવું. (૨) બહુ મહેનત પડવી.

૧૨. અન્નનું માર્યું નીચું જુએ = ખવરાવવાથી માણસ વશ રહે; જેનું અન્ન ખાવામાં આવ્યું હોય તેનું વાંકું બોલાય નહિ.

૧૩. અન્નને અને દાંતને વેર = અન્નના સાંસા; મુસીબતે ખાવાનું મળે એવી ગરીબ હાલત.

૧૪. અન્નનો કીડો = (૧) અકરાંતિયું; ખાતાં ધરાય નહિ એવું. (૨) અન્ન ઉપર જીવનારૂં.

૧૫. અન્નનો પિંડ = અન્નનો કીડો.

૧૬. અન્નનો માળવો = અન્નની જરૂર હોય તેને ખુલ્લે હાથે અન્ન આપનાર; અન્નનો દાતાર.

૧૭. અન્નપાણી ઝેર થઈ જવાં = (૧) તાવ વગેરે વ્યાધિમાં ખાવુંપીવું ન ગમવું. (૨) દિલગીરીને લીધે ખાવુંપીવું અકારૂં લાગવું; શોકને લીધે ખોરાકની બધી લહેજત અને પોષણ આપવાની શક્તિ નાબૂદ થવી.

૧૮. અન્નપાણીનો ઉધારો = અનાજપાણી પણ ન મળે એટલી ગરીબાઈ.

૧૯. અન્નવસ્ત્રની બાકી = ખોરાકીપોષાકીની ચડત.

૯. ન. પરમાત્માનાં પાંચ રૂપમાંનું સૌથી બાહ્ય સ્થૂલ રૂપ. અન્ન, પ્રાણ, મન, વિજ્ઞાન અને આનંદ એ પાંચ પરમાત્માનાં રૂપ છે.

૧૦. ન. પાણી; જળ.

૧૧. ન. ( જૈન ) ભિક્ષા; ગોચરી.

૧૨. ન. રાંધેલા ચોખા.

૧૩. ન. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. તે પ્રાણીઓથી ખવાય છે અથવા તે પ્રાણીઓને ખાય છે તેથી અન્ન કહેવાય છે.

**અન્નએકાદશી** [ સં. અન્ન + એકાદશી ( અગિયારસ ) ] સ્ત્રી. શ્રાવણ માસની અંધારી અગિયારસ.

**અન્નકષ્ટ** [ સં. અન્ન ( ખોરાક ) + કષ્ટ ( દુઃખ ) ] ન. ખાવાનું ન મળે એવું દુઃખ; તદ્દન ગરીબ હાલત.

**અન્નકાલ** [ સં. અન્ન ( ખોરાક ) + કાલ ( વખત ) ] પું. જમવાનો વખત.

**અન્નકિટ્ટ** [ સં. અન્ન ( ખોરાક ) + કિટ્ટ ( મેલ ) ] ન. વિષ્ટા; મળ; નરક.

**અન્નકૂટ** ૧. પું. ઘણા પ્રકારનાં અન્નની સામગ્રી ઠાકોરજીને ધરવાનો દિવસ; કાર્તિક સુદ એકમ.

૨. [ સં. અન્ન ( રાંધેલા ચોખા ) + કૂટ ( ટેકરી ) ] પું. દેવ આગળ નૈવેદ્ય તરીકે ગોઠવવામાં આવતી અનેક વાનીનો ઢગલો. ગોવર્ધન પર્વત ઉપરથી ટેકરી કરવાનો રિવાજ પડ્યો છે.

**અન્નકૂટયાત્રા** જુઓ અન્નકૂટોત્સવ.

**અન્નકૂટોત્સવ** [ સં. અન્ન ( રાંધેલા ચોખા ) + કૂટ ( ઢગલો ) + ઉત્સવ ( ઓચ્છવ ) ] પું. કારતક સુદ એકમને દિવસે કે દેવદિવાળીને દિવસે દેવ આગળ ગોવર્ધન પર્વતના આકારનો ભાતનો ઢગલો કરી ઉજવાતો ઉત્સવ.

**અન્નકોટ** જુઓ અન્નકૂટ.

**અન્નકોથળી** સ્ત્રી. જઠર; હોજરી.

**અન્નકોશ** ૧. [ સં. અન્ન ( ખોરાક ) + કોશ ( ભંડાર ) ] પું. જઠર; હોજરી.

૨. પું. સ્થૂળ દેહ; શરીર.

**અન્નકોષ્ઠ** [ સં. અન્ન ( અનાજ ) + કોષ્ઠ ( કોઠાર ) ] પું. અનાજ રાખવાનું ઠેકાણું; કોઠાર; વખાર.

**અન્નકોષ્ઠક** ૧. [ સં. અન્ન ( અનાજ ) + કોષ્ઠક ( કોઠાર ) ] પું. અનાજ રાખવાનું ઠેકાણું; અન્નકોષ્ઠ.

૨. પું. વિષ્ણુ, કેમકે તે જગતનું ભરણપોષણ કરે છે.

૩. પું. સૂર્ય, કારણ કે તેનો તાપ અનાજ પકવે છે.

**અન્નક્ષેત્ર** [ સં. અન્ન ( અનાજ ) + ક્ષેત્ર ( જગ્યા ) ] ન. અનાજ આપવાની જગ્યા; સદાવ્રતશાળા.

**અન્નખેતર** જુઓ અન્નક્ષેત્ર.

**અન્નગત** ૧. [ સં. અન્ન ( અનાજ ) + ગત ( ગયેલું ) ] વિ. અનાજ ખાઈને જીવનાર.

૨. વિ. અન્ન સંબંધી.

૩. વિ. અન્નમાં રહેલું.

**અન્નગતિ** [ સં. અન્ન ( ખોરાક ) + ગતિ ( રસ્તો ) ] સ્ત્રી. અન્નનળી; ગળામાંથી ખોરાકને જઠરમાં જવાનો માર્ગ.

**અન્નગંધી** ૧. પું. (વૈદક) સંગ્રહણી; અતિસાર; ઘણા ઝાડા થવાનો રોગ.
૨. [સં. અન્ન (અનાજ) + ગંધિન્ (ગંધવાળું)] વિ. અનાજના જેવી વાસવાળું.
૩. વિ. ખોરાકની માત્ર ગંધ લેનારૂં; બહુ થોડું જમનારૂં; નખજમણું.

**અન્નગૃહ** [સં. અન્ન (અનાજ) + ગૃહ (મકાન)] ન. કોઠાર; વખાર.

**અન્નગ્રહણ** [સં. અન્ન (ખોરાક) + ગ્રહણ (લેવું તે)] ન. જમવાની ક્રિયા.

**અન્નચર** [સં. અન્ન (ખોરાક) + ચર્ (ચરવું)] વિ. અનાજ ખાનારૂં.

**અન્નછત્ર** ૧. [સં. અન્ન (અનાજ) + સત્ર (નિત્યદાન)] ન. અન્નક્ષેત્ર; સદાવ્રતશાળા.
૨. ન. બ્રાહ્મણ, વિદ્યાર્થી, સંન્યાસી, અપંગ વટેમાર્ગુ કે માગનારને અન્ન આપવાનો ધર્મમાર્ગ; સદાવ્રત.

**અન્નજ** [સં. અન્ન (અનાજ) + જન્ (ઉત્પન્ન થવું)] વિ. અનાજથી ઉત્પન્ન થયેલું.

**અન્નજલ** જુઓ અન્નજળ.

**અન્નજળ** ૧. [સં. અન્ન (ખોરાક) + જલ (પાણી)] ન. અન્નોદક; રજક; દાણોપાણી.
૧. અન્નજળ છોડવું = ઉપવાસ કરવો.
૨. અન્નજળપાણી = દાણોપાણી; અન્નોદક.
૨. ન. અંજળ; લેણાદેણી; ભાગ્ય; ઋણાનુબંધ.
૧. અન્નજળ ઊઠવું-ખૂટવું = (૧) અમુક જગ્યા સાથેનો ખાનપાનનો સંબંધ તૂટવો; ગુજરાન બંધ થવું. (૨) ઠેકાણું છોડવાની ફરજ પડવી.
૨. અન્નજળપાણીના હાથમાં = નસીબને આધીન.
૩. ન. ગુજરાન; નિર્વાહ.

**અન્નજા** [સં. અન્ન (અનાજ) + જા (ઉત્પન્ન થયેલી)] સ્ત્રી. (વૈદક) ઘણું ખાવાથી થતી હેડકી.

**અન્નજાત** [સં. અન્ન + જાત (થયેલું)] વિ. અનાજથી થયેલું.

**અન્નતુષ્ટ** [સં. અન્ન (અનાજ) + તુષ્ટ (સંતોષાયેલું)] વિ. અનાજ ખાઈને ધરાયેલું.

**અન્નતૃણ** [સં. અન્ન (અનાજ) + તૃણ (ઘાસ)] ન. બ. વ. અનાજ અને ઘાસ.
અન્નતૃણ સલિલાદિ સોંઘાં કર્યાં રે.
દયારામ

**અન્નત્રાંસ** [અન્ન (ખોરાક) + ત્રાંસ (વાંક)] ન. ઓંતરાસ; અન્નનળીને બદલે ખોરાક શ્વાસનળીમાં જવાથી થતી ગભરામણ.

**અન્નત્ર** [સં. અન્યત્ર] અ. બીજે ઠેકાણે.

**અન્નદ** જુઓ અન્નદાતા.

**અન્નદા** ૧. [સં. અન્ન (અનાજ) + દા (આપવું)] સ્ત્રી. અન્નપૂર્ણાદેવી; અનાજની અધિષ્ઠાત્રી દુર્ગાદેવી.
૨. વિ. સ્ત્રી. અનાજ આપનારી.
૩. વિ. સ્ત્રી. આશ્રય દેનારી.
૪. વિ. સ્ત્રી. ભરણપોષણ કરનારી.

**અન્નદાણો** ૧. પું. દાણોપાણી.
૨. પું. નિર્વાહ; ગુજરાન.
૩. પું. ભાગ્ય.

**અન્નદાતા** ૧. પું. શિવ.
૨. પું. સ્વામી; શેઠ.
૩. [સં. અન્ન (અનાજ) + દાતૃ (આપનાર)] ન. અનાજનું દાન કરનાર માણસ.
૪. વિ. આશ્રય આપનાર; મદદગાર.
૫. વિ. ખાવાનું આપનાર; ભરણપોષણ કરનારૂં.
૬. વિ. ગુજરાનનાં સાધન મેળવી આપનાર.

**અન્નદાતાર** જુઓ અન્નદાતા.

**અન્નદાન** ૧. [સં. અન્ન (અનાજ) + દાન (પુણ્ય માટે આપવું તે)] ન. અનાજનું દાન; પુણ્યાર્થે અનાજ આપવું તે.
૨. ન. ધર્માદામાં આપવામાં આવતો ખોરાક; પુણ્યાર્થે આપવામાં આવતું અનાજ.

**અન્નદાયી** જુઓ અન્નદાતા.

**અન્નદાસ** ૧. [સં. અન્ન (અનાજ) + દાસ (સેવક)] પું. જેનું ખાય તેના નોકર જેવો થઈ જનાર પુરુષ.
૨. પું. ફક્ત અનાજ આપવાનો ઠરાવ કરી રાખેલો ચાકર; પેટવડિયો નોકર.

**અન્નદેવ** ૧. [સં. અન્ન (અનાજ) + દેવ] પું. અનાજનો અધિષ્ઠાતા દેવ; અગ્નિ.
૨. પું. અનાજરૂપી દેવ; અનાજ પોતે જ. અન્નમાં જીવન ચલાવવાની મોટી શક્તિ રહેલી હોવાથી તેને 'અન્ન' નહિ, પરંતુ માનાર્થે 'અન્નદેવ' કહેવામાં આવે છે.

**અન્નદેવતા** ૧. [સં. અન્ન (અનાજ) + દેવતા (દેવ)] પું. અનાજનો અધિષ્ઠાતા દેવ; અગ્નિ.
૨. પું. અનાજરૂપી દેવ; અનાજ પોતે જ.
૩. [સં. અન્ન (અનાજ) + દેવતા (દેવી)] સ્ત્રી. અન્નની અધિષ્ઠાત્રી દેવી; અન્નપૂર્ણા.

**અન્નદોષ** ૧. [સં. અન્ન (અનાજ) + દોષ (પાપ)] પું. અનાજનું દાન લેવાથી લાગેલું પાપ.
૨. પું. ખોરાકની અશુદ્ધિ.
૩. પું. મના કરેલો ખોરાક ખાવાથી થયેલો વિકાર; અનાજથી ધાતુમાં થયેલી વિષમતા.

**અન્નદ્રવશૂલ** [સં. અન્ન (ખોરાક) + દ્રવ (રસ) + શૂલ (ચસકો)] ન. (વૈદક) પેટમાં થતું કાયમી દરદ; કાયમની પેટની પીડા. આ દરદ ઉપર કાંગની ખીર ખાવી ફાયદાકારક મનાય છે.

**અન્નદ્વેષ** ૧. [સં. અન્ન (ખોરાક) + દ્વેષ (અપ્રીતિ)] પું. ખોરાક ઉપર થતો અણગમો; ખોરાકની અરુચિ.
૨. પું. ભૂખ ન લાગવી તે.

**અન્નનલ** જુઓ અન્નનળી.

**અન્નનલદર્શક** [સં. અન્ન (ખોરાક) + નલ (નળી) + દર્શક (બતાવનાર)] ન. અન્નનળી જોવાનું યંત્ર.

**અન્નનલરોગ** [સં. અન્નનલ (અન્નનળી) + રોગ] પું. અન્નનળીમાં થતો રોગ.

**અન્નનલાગ્ર** [સં. અન્નનલ (અન્નનળી) + અગ્ર (આગળનો ભાગ)] પું. અન્નનળીનો આગળનો ભાગ.

**અન્નનલિકા** જુઓ અન્નનળી.

**અન્નનળ** જુઓ અન્નનળી.

**અન્નનળી** [સં. અન્ન (ખોરાક) + નલિકા (નળી)] સ્ત્રી. ગળા અને જઠર વચ્ચે ખોરાક પસાર થવાની કાંઈક સ્નાયુની અને કાંઈક અંતર્વચાની બનેલી આશરે દશ બાર તસુની નળી. તે નળીના સ્નાયુના સંકોચ અને વિસ્તારને લીધે આવેલો ખોરાક જઠરમાં જાય છે.

**અન્નનાલ** જુઓ અન્નનળી.

**અન્નનાળ** જુઓ અન્નનળી.

**અન્નપતિ** ૧. [સં. અન્ન (અનાજ) + પતિ (ધણી)] પું. અનાજનો અધિષ્ઠાતા દેવ; અગ્નિ.
૨. પું. શિવ.

**અન્નપરિપાક** [સં. અન્ન (ખોરાક) + પરિપાક (પાચન)] પું. હોજરી અને આંતરડામાં ખોરાકનું પાચન થઈ લોહીમાં ભળવા લાયક બનવાપણું.

**અન્નપરિવર્તન** [સં. અન્ન (ખોરાક) + પરિવર્તન (ફેરફાર)] ન. ખોરાકમાં ફેરફાર.

**અન્નપરિવેશન** [સં. અન્ન + પરિવેશન (પીરસવું તે)] ન. ભોજન પીરસવું તે.

**અન્નપાક** ૧. [સં. અન્ન (ખોરાક) + પાક (પાચન)] પું. ખોરાકનું પાચન; હજમિયત.
૨. [સં. અન્ન (અનાજ) + પચ્ (રાંધવું)] પું. રાંધણું.

**અન્નપાચક** ૧. [સં. અન્ન (ખોરાક) + પાચક (પચાવનાર)] ન. રાસ્ના નામની ખોરાક પચાવનાર વનસ્પતિ.
૨. વિ. અન્ન પચાવનાર; ખોરાક હજમ કરનાર.

**અન્નપાચન** [સં. અન્ન (ખોરાક) + પાચન (પચાવ)] ન. ખોરાક પચવાની ક્રિયા.

**અન્નપાણી** ૧. ન. અન્નજળ; રજક.
૨. ન. ગુજરાન; નિર્વાહ.
અન્નપાણીના ઉધારા = પેટપુરણ ખાવા ન મળે એવી કંગાલ હાલત; અત્યંત ગરીબાઈ.
૩. ન. ભાગ્ય; નસીબ.

**અન્નપાન** ૧. [સં. અન્ન (ખોરાક) + પાન (પીણું)] ન. ખાવાપીવાની ક્રિયા.
૨. ન. ખોરાકપાણી; ખાવાપીવાની વસ્તુ; ખાણુંપીણું.
૩. ન. ગુજરાન; નિર્વાહ.
૪. ન. ભાગ્ય; નસીબ.

**અન્નપાનદાન** [સં. અન્નપાન (ખોરાકપાણી) + દાન] ન. ગરીબને ખોરાકપાણી આપવાં તે.

**અન્નપુણ્ય** [સં. અન્ન (ખોરાક) + પુણ્ય] ન. ખાવાને અન્ન આપવાથી થતું કલ્યાણ.

**અન્નપૂર્ણા** ૧. સ્ત્રી. અથર્વવેદની એ નામની ઉપનિષદ.
૨. [સં. અન્ન (ખોરાક) + પૂર્ણા (ભરેલી)] સ્ત્રી. અન્ન પૂરું પાડનારી દેવી; અન્ન ઓછું થાય નહિ અને જોઈએ તેટલી ભરપૂરતા રહે એવું કરનારી દેવશક્તિ; દુર્ગાદેવી. મોટા જમણની રસોઈ આગળ કેટલાક શ્રદ્ધાળુ તે ખૂટે નહિ તે માટે 'અન્નપૂર્ણા'નો પાઠ કરાવે અથવા તેના નામનો ઘીનો દીવો બાળે છે.
૩. સ્ત્રી. અન્ન ભરપૂર હોવાપણું.
૪. સ્ત્રી. (પુરાણ) કાશીક્ષેત્રમાં રહેતી એ નામની દેવી.
૫. વિ. સ્ત્રી. અન્નથી ભરેલી.

**અન્નપૂર્ણેશ્વરી** [સં. અન્ન (ખોરાક) + પૂર્ણા (ભરેલી) + ઈશ્વરી (દેવી)] સ્ત્રી. અન્ન પૂરું પાડનારી દેવી.

**અન્નપૂર્વા** જુઓ અન્નપૂર્ણા.

**અન્નપોઢણું** [અન્ન (ખોરાક) + પોઢણું (શયન)] ન. જમીને સૂવું તે; જમ્યા પછી લેવામાં આવતી ઊંઘ.

**અન્નપ્રમત્ત** ૧. વિ. અકરાંતિયું.
૨. [સં. અન્ન (ખોરાક) + પ્રમત્ત (કાળજી વિનાનું)] વિ. ખાવામાં દરકાર ન રાખનારું.

**અન્નપ્રાશ** જુઓ અન્નપ્રાશન.

**અન્નપ્રાશન** [સં. અન્ન (ખોરાક) + પ્રાશન (ખાવું તે)] ન. નાનાં છોકરાંને છઠ્ઠે અથવા આઠમે મહિને પહેલવહેલું અન્ન ખવરાવવાનો સંસ્કાર; બોટણું; સોળ સંસ્કાર માંહેનો એક.

**અન્નફલાહાર** [સં. અન્ન (અનાજ) + ફલ (ફળ) + આહાર (ખોરાક)] પું. અનાજ તથા ફળનો ખોરાક.

**અન્નફલાહારી** [સં. અન્ન (અનાજ) + ફલ (ફળ) + આહારિન્ (ખોરાક લેનાર)] વિ. અનાજ, ફળ, શાક વગેરે વનસ્પતિનો જ ખોરાક લેનારું; શાકાહારી; વનસ્પતિભક્ષક.

**અન્નફળશાકાહારી** [સં. અન્ન (અનાજ) + ફલ (ફળ) + શાક + આહારિન્ (ખાનાર)] વિ. વનસ્પતિભક્ષક.

**અન્નફળશાકી** વિ. વનસ્પતિનોજ ખોરાક લેનારું.

**અન્નબોટણુ** ન. નાનાં છોકરાંને છઠ્ઠે અથવા આઠમે મહિને પહેલવહેલું અન્ન ખવરાવવાનો સંસ્કાર; અન્નપ્રાશન.

**અન્નભક્ત** [સં. અન્ન + ભક્ત (દાસ)] પું. પેટવડિયો નોકર; ખાવા પેટે નોકરી કરનારો સેવક.

**અન્નભંડાર** [સં. અન્ન + ભાંડાગાર (ભંડાર)] પું. વખાર; ધાન્યસંગ્રહસ્થાન; કોઠાર.

**અન્નભૂમિ** [સં. અન્ન + ભૂમિ (જમીન)] સ્ત્રી. અન્નક્ષેત્ર.

**અન્નભોક્તા** જુઓ અન્નભોજી.

**અન્નભોજન** [સં. અન્ન (ખોરાક) + ભોજન (જમણ)] ન. જમવાની ક્રિયા.

**અન્નભોજી** [સં. અન્ન (અનાજ) + ભોજિન્ (ખાનાર)] વિ. અનાજ ખાનાર.

**અન્નમદ** [સં. અન્ન (અનાજ) + મદ (ગર્વ)] પું. અનાજના બહોળાપણાથી આવતું અભિમાન.

**અન્નમય** ૧. [સં. અન્ન (અનાજ) + મય (ભરેલું)] પું. અન્ન પુષ્કળ હોય તેવો યજ્ઞ.
૨. ન. બ્રહ્મનાં પાંચ સ્વરૂપમાંનું એક.
૩. વિ. અન્નથી બંધાયેલું; અન્ન જેનું મૂળ અને આધાર છે એવું.
૪. વિ. અન્નનું; અન્નથી ભરપૂર.

**અન્નમયકોશ** ૧. [સં. અન્નમય (અન્નથી બંધાયેલું) + કોશ (ભંડાર)] પું. (વેદાંત) અન્નથી બંધાયેલો દેહ; શરીર; આકાશાદિ પંચતત્ત્વનું પંચીકરણ થઈ એ પંચીકૃત ભૂતમાંથી પેદા થયેલ સ્થૂલ દેહ. અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય એ પાંચ કોશનું શરીર બનેલું છે.
૨. પું. સંસાર; દુનિયા; જગત.

**અન્નમયકોષ** જુઓ અન્નમયકોશ.

**અન્નમલ** ૧. પું. જવ વગેરે અનાજમાંથી બનેલો દારૂ.
૨. [સં. અન્ન (અનાજ) + મલ (મેલ)] પું. વિષ્ટા; નરક.

**અન્નમંડળ** [સં. અન્ન (અનાજ) + મંડલ (જથ્થો)] ન. જુદાં જુદાં અનાજનો સંગ્રહ.

**અન્નમાર્ગ** [સં. અન્ન (ખોરાક) + માર્ગ (રસ્તો)] પું. મોઢાથી ગુદા સુધીનો ખોરાક જવાનો એકંદર આશરે ૩૫ ફૂટનો રસ્તો. તેમાં અન્નને ચાવવાની, જુદા જુદા રસ મળવાની, શોષણ કરવાની વગેરે તમામ ક્રિયા થઈ અન્ન પચે છે. અન્નનળી, જઠર, પ્રહણી, અન્ન્યાશય, નાનાં આંતરડાં અને મોટાં આંતરડાં એ અન્નમાર્ગના મુખ્ય ભાગ છે.

**અન્નરક્ષા** [સં. અન્ન + રક્ષા (સંભાળ)] સ્ત્રી. અનાજનું રક્ષણ; અન્ન સંબંધી સંભાળ.

**અન્નરસ** ૧. [સં. અન્ન (અનાજ) + રસ (સત્વ)] પું. અનાજનું સત્વ.
૨. પું. મોઢામાં ચવાઈ અને હોજરીમાં અટવાઈ અન્નનો લાહી જેવો બનેલો પ્રવાહી પદાર્થ; અન્નનો રસ.

**અન્નરસવાહિની** ૧. [સં. અન્નરસ + વાહિન્ (લઈ જનાર) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. અન્નરસ લઈ જનારી નળી.
૨. વિ. સ્ત્રી. અન્નરસ લઈ જનારી.

**અન્નલિપ્સા** [સં. અન્ન (ખોરાક) + લિપ્સા (મેળવવાની ઇચ્છા)] સ્ત્રી. અન્નની લાલસા; અન્નને માટે અભિરુચિ.

**અન્નવસ્ત્ર** [સં. અન્ન (ખોરાક) + વસ્ત્ર (કપડું)] ન. ખોરાક અને કપડાં; ખોરાકી-પોષાકી; ભરણપોષણ.

**અન્નવસ્ત્રાધિકાર** [સં. અન્નવસ્ત્ર (ખોરાક તથા કપડાં) + અધિકાર (હક)] પું. ખોરાક તેમ જ લૂગડાંનો હક; ભરણપોષણનો દાવો.

**અન્નવહનાલી** જુઓ અન્નરસવાહિની.

**અન્નવાન** [સં. અન્ન (અનાજ) + વત્ (વાળું)] વિ. અનાજવાળું.

**અન્નવાહી** [સં. અન્ન (ખોરાક) + વાહિન્ (લઈ જનાર)] વિ. ખોરાકને લઈ જનાર; અનાજને જઠરમાં પહોંચાડનાર.

**અન્નવાહીસ્રોત** [સં. અન્ન (ખોરાક) + વાહિન્ (લઈ જનાર) + સ્રોતસ્ (નળ)] પું. અન્નનળ.

**અન્નવિકાર** ૧. [ સં. અન્ન ( ખોરાક ) + વિકાર ( બગાડ ) ] પું. અપચાથી થતો રોગ.

૨. પું. અપચો; બદહજમી; અજીરણ.

૩. પું. ઓકારી; બકારી; ઊલટી.

૪. પું. ખાવામાં ઊપજતો કંટાળો; અરુચિ.

૫. [ સં. અન્ન ( ખોરાક ) + વિકાર ( ફેરફાર ) ] પું. ખોરાકનો પેટમાં થતો ફેરફાર; ખોરાક પચવાથી થયેલ રસ, લોહી, માંસ, મજ્જા, ચરબી, હાડકાં, વીર્ય વગેરે રૂપાંતર; લોહી વગેરે સાત ધાતુ.

૬. પું. વીર્યસ્રાવ; શુક્રપાત.

**અન્નવ્યવહાર** [ સં. અન્ન ( ખોરાક ) + વ્યવહાર ( સંબંધ ) ] પું. એકબીજા સાથે જમવાનો સંબંધ.

**અન્નશેષ** [ સં. અન્ન ( ખોરાક ) + શેષ ( બાકીનો ભાગ ) ] પું. જમતાં બાકી વધેલો ખોરાક.

**અન્નસખડી** ( અન્નસખડી ) સ્ત્રી. અભડાય નહિ એવી બાફ્યા વિનાની, તળેલી, મીઠા વગરની અન્નસામગ્રી.

**અન્નસત્ર** [ સં. અન્ન ( અનાજ ) + સત્ર ( નિત્યદાન ) ] ન. સદાવ્રતશાળા; અનાજ આપવાની જગ્યા; અન્નક્ષેત્ર.

**અન્નસપ્તક** ૧. [ સં. અન્ન ( ખોરાક ) + સપ્તક ( સાતનો જથ્થો ) ] ન. ચોખા, ઘઉં, મગ, અડદ, જવ, તલ અને કાંગ એ સાત જાતનાં મુખ્ય ધાન્ય.

૨. ન. ( વેદાંત ) ડાંગર વગેરે ધાન્ય, દર્શયજ્ઞ, પૌર્ણમાસયજ્ઞ, મન, પ્રાણ, દૂધ અને વાણી એ સાત જાતનાં અન્નનો જથ્થો. ડાંગર વગેરે માણસનું, દર્શ એટલે અમાસને દિવસે કરાતો અને પૌર્ણમાસ એટલે પૂનમને દિવસે કરાતો એ બે યજ્ઞ દેવનું, દૂધ એ પશુનાં બચ્ચાં કે વાછરડાં વગેરે પશુનું અને મન, પ્રાણ તથા વાણી એ આત્માનું અન્ન મનાય છે.

**અન્નસંસ્કાર** [ સં. અન્ન ( ખોરાક ) + સંસ્કાર ( શુદ્ધિ ) ] પું. ખાવા પહેલાં ખોરાકને પવિત્ર બનાવવાની ક્રિયા.

**અન્નસંસ્થાન** [સં. અન્ન ( અનાજ ) + સંસ્થાન (સ્થિતિ)] ન. અન્નનો સંગ્રહ; અનાજનો ભંડાર.

**અન્નસાધન** [ સં. અન્ન ( અનાજ ) + સાધન ( સિદ્ધિ ) ] ન. અન્ન રાંધીને તૈયાર કરવાની ક્રિયા.

**અન્નહીન** ૧. [ સં. અન્ન ( અનાજ ) + હીન ( રહિત ) ] વિ. અન્ન વિનાનું; ભૂખ્યું.

૨. વિ. ગરીબ.

**અન્નહીનતા** ૧. [ સં. અન્ન + હીન (વિનાનું) + તા ( પણું ) ] સ્ત્રી. અન્નની ખોટ; અન્નનો અભાવ.

૨. સ્ત્રી. ગરીબાઈ; લાચારી.

**અન્નહોમ** [ સં. અન્ન + હોમ ( યજ્ઞ ) ] પું. અશ્વમેધ યજ્ઞ સાથે સંબંધ ધરાવતો દશ વસ્તુથી કરવામાં આવતો એક યજ્ઞ.

**અન્ના** ૧. [ સં. અંબા ] સ્ત્રી. આયા; ધાવ; દાઈ; ધાત્રી.

૨. [ હિં. ] સ્ત્રી. મા.

૩. [ સં. અગ્નિ ] સ્ત્રી. સોનું ગાળવાની નાની અંગીઠી.

**અન્નાચ્છાદન** [ સં. અન્ન ( ખોરાક ) + આચ્છાદન ( ઢાંકવાનું સાધન ) ] ન. ખોરાક અને કપડાં; ખોરાકીપોશાકી.

**અન્નાદ** ૧. પું. ( પુરાણ ) કૃષ્ણપત્ની મિત્રવંદાનો પુત્ર.

૨. પું. વિશ્વરૂપનું એ નામનું માથું.

૩. [ સં. અન્ન ( અનાજ ) + અદ્ ( ખાવું ) ] પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. અન્ન ખાનાર હોવાથી તે અન્નાદ કહેવાય છે.

૪. વિ. અનાજ ખાનાર; અન્નાહારી.

૫. વિ. સારી રીતે ભૂખ લાગતી હોય એવું; તેજ જઠરાગ્નિવાળું.

**અન્નાન્નદશા** [ સં. અન્ન + અન્ન + દશા ( હાલત ) ] સ્ત્રી. ખાવાના સાંસા; દાંત અને ધાનને વેર હોય તેવી સ્થિતિ; ઘણી ગરીબ હાલત.

**અન્નાભાવ** [ સં. અન્ન ( અનાજ ) + અભાવ ( ખોટ ) ] પું. અન્નની ખોટ; અન્નના સાંસા.

**અન્નાર્થી** [ સં. અન્ન ( ખોરાક ) + અર્થિન્ ( ઇચ્છાવાળું ) ] વિ. ખોરાકની ઇચ્છાવાળું; ભૂખ્યું.

**અન્નાશન** ૧. [ સં. અન્ન ( અનાજ ) + અશન ( ખાવું તે ) ] ન. ખાવાની ક્રિયા; ભોજન.

૨. ન. છોકરાને છઠ્ઠે કે આઠમે મહિને અને છોકરીને પાંચમે કે સાતમે મહિને પહેલવહેલું અન્ન ખવરાવવાનો સંસ્કાર; અનબોટણ; અન્નપ્રાશન.

**અન્નાશય** [ સં. અન્ન ( ખોરાક ) + આશય ( ઠેકાણું ) ] ન. જઠર; હોજરી.

**અન્નાશી** [ સં. અન્ન ( અનાજ ) + અશ્ ( ખાવું ) ] વિ. અનાજ ખાનારું.

**અન્નાસ** ન. એક જાતનું ફળ. જુઓ અનનાસ.

**અન્નાહાર** [ સં. અન્ન ( અનાજ ) + આહાર ( ખોરાક ) ] પું. અનાજનો ખોરાક; શાકાહાર; વનસ્પતિભક્ષણ.

**અન્નાહારી** [ સં. અન્ન ( અનાજ ) + આહારિન્ ( ખોરાક લેનાર ) ] વિ. અનાજ ખાનારું; શાકાહારી; વનસ્પતિભક્ષક.

**અન્ની** ૧. [ સં. અંબા ] સ્ત્રી. આયા; ધાવ; દાઈ; ધાત્રી.

૨. [ હિં. ] સ્ત્રી. એક આનીનો સિક્કો.

**અન્નૈયું** [ સં. અ ( નહિ ) + ન્યાયિન્ ( ન્યાય પ્રમાણે વર્તનાર ) ] વિ. અન્યાયી; ન્યાય પ્રમાણે નહિ વર્તનારું.

**અન્નોઅન્ન** [ સં. અન્યોન્ય ] સ. ( પ્રાકૃત ) પરસ્પર; એકમેક.

અમર અન્નોઅન્નિ ઇમ ઉચ્ચરઇ કે કેહે સિ લાગિ.
જનાર્દન સં. ૧૫૫૮

**અન્નોદક** ૧. [ સં. અન્ન ( અનાજ ) + ઉદક ( પાણી ) ] ન. અન્નજળ; રજક; દાણોપાણી; ખાવુંપીવું.

અન્નોદક ઊઠવાં = (૧) અન્નપાણી નહિ લેવાવું; મરણનું ચિહ્ન જણાવું. (૨) અમુક સ્થળમાં રહેવાનો કાળ પૂરો થવો.

૨. ન. અંજળ; લેણાદેણી; ભાગ્ય; સંચિત; નિર્મિત.

૩. ન. ગુજરાન.

**અન્નોદકત્યાગ** [ સં. અન્ન ( અનાજ ) + ઉદક ( પાણી ) + ત્યાગ ( છોડી દેવું તે ) ] પું. ખાવુંપીવું છોડી દેવાપણું; સંથારો.

**અન્નૌષધ** [ સં. અન્ન ( ખોરાક ) + ઔષધ ( દવા ) ] ન.બ.વ. ખોરાક અને દવા.

**અન્નૌષધી** જુઓ અન્નૌષધ.

**અન્ય** ૧. [ સં. ] વિ. અસાધારણ; વિચિત્ર; વિલક્ષણ.

૨. વિ. કોઈ પણ; સામાન્ય.

૩. વિ. જુદું; ભિન્ન.

૪. વિ. નવું; વધારાનું.

૫. વિ. બીજું; ઇતર; અવર.

**અન્યક** જુઓ અન્ય.

**અન્યકારક** [ સં. અન્ય (બીજું) + કારક ( કરનાર ) ] વિ. બીજું કરનાર.

**અન્યકૃત** [ સં. અન્ય ( બીજું ) + કૃત ( કરાયેલું ) ] વિ. બીજાથી કરાયેલું; બીજાનું કરેલું.

**અન્યક્ષેત્ર** ૧. [ સં. અન્ય ( બીજું ) + ક્ષેત્ર ( જગ્યા ) ] ન. જુદું ઠેકાણું.
૨. ન. તીર્થક્ષેત્ર સિવાયનું બીજું સ્થાન.
૩. ન. પારકો દેશ; પરદેશ.
૪. [ સં. અન્ય ( બીજું ) + ક્ષેત્ર ( સ્ત્રી ) ] ન. બીજાની સ્ત્રી.
૫. [ સં. અન્ય ( બીજું ) + ક્ષેત્ર ( ખેતર ) ] ન. બીજું ખેતર.

**અન્યખ્યાતિ** [ સં. અન્ય ( બીજું ) + ખ્યાતિ ( ભાન ) ] સ્ત્રી. ( વેદાંત ) એક પદાર્થને વિષે બીજા પદાર્થનું ભાન; ભ્રમ; વિપરીત જ્ઞાન. જેમકે, છીપમાં રૂપાનું ભાન.

**અન્યગ** જુઓ અન્યગામી.

**અન્યગામી** ૧. [ સં. અન્ય ( બીજું ) + ગામિન્ ( જનાર ) ] વિ. પારકા સાથે સંબંધ રાખનાર.
૨. વિ. વ્યભિચારી; બહારચલું.

**અન્યગોત્ર** ૧. [ સં. અન્ય ( બીજું ) + ગોત્ર ( કુળ ) ] ન. જુદું કુળ; બીજો વંશ.
૨. વિ. બીજા વંશનું; જુદા કુળનું.

**અન્યગોત્રી** [ સં. અન્ય ( બીજું ) + ગોત્રિન્ ( કુળનું ) ] વિ. બીજા કુળનું.

**અન્યચિત્ત** ૧. [ સં. અન્ય ( બીજું ) + ચિત્ત ( મન ) ] ન. પોતાનો વિષય ગ્રહણ કરી ન શકે એવું ચિત્ત.
૨. વિ. મન બીજે ઠેકાણે હોય એવું; ધ્યાન વગરનું.

**અન્યચ્ચ** [ સં. અન્યત્ ( બીજું ) + ચ ( અને ) ] અ. અને વળી; વળી બીજું.

**અન્યજન્મ** [ સં. અન્ય ( બીજું ) + જન્મન્ ( જન્મ ) ] પું. પુનર્જન્મ; મરણ પછી ફરી થતો જન્મ.

**અન્યજાત** ૧. [ સં. અન્ય ( બીજું ) + જાત ( જન્મેલું ) ] વિ. બીજા વંશનું.
૨. વિ. બીજાથી જન્મેલું.

**અન્યતમ** ૧. પું. ( ન્યાય ) બે કરતાં વધારે તમામ વસ્તુથી એક વસ્તુનું જુદાપણું.
૨. [ સં. અન્ય ( બીજું ) + તમ ( શ્રેષ્ઠતાવાચક પ્રત્યય ) ] વિ. ઘણામાંથી કોઈ એક; ઝાઝામાંથી નક્કી કરેલ એક.

**અન્યતર** ૧. [ સં. અન્ય ( બીજું ) + તર ( સરખામણી બતાવનાર પ્રત્યય ) ] ન. ( ન્યાય ) એક વસ્તુની બીજી સાથેની ભિન્નતા એટલે જુદાઈ.

ઘટ અને પટમાંથી **અન્યતર**, એટલે ઘટથી ભિન્ન હોઈને તેનાથી ભિન્ન છે પટ તેનું ભિન્નપણું. મતલબ કે ઘટથી ભિન્ન પટનું ભિન્નત્વ ઘટમાં રહે છે અને પટથી ભિન્ન ઘટનું ભિન્નત્વ પટમાં રહે છે. માટે એ ભિન્નપણું તે અન્યતરત્વ કે **અન્યતર** છે. — છોટાલાલ ભટ્ટ

૨. વિ. બેમાંથી કોઈ એક.

**અન્યતરત્વ** ૧. [ સં. અન્યતર ( બેમાંનું એક ) + ત્વ ( પણું ) ] ન. બીજાપણું.
૨. જુઓ અન્યતર ૧.

**અન્યતરાન્વિત** [ સં. અન્યતર ( બેમાંથી એક ) + અન્વિત ( વાળું ) ] વિ. ( ન્યાય ) આ કે પેલું એ બેમાંથી એક સાથે જેનો સંબંધ હોય એવું.

બેમાંથી ગમે તે એકના અસ્તિત્વથી બીજાનો પ્રતિષેધ થાય છે ને બેમાંના ગમે તેના પ્રતિષેધથી એકનું અસ્તિત્વ સમજાય છે. **અન્યતરાન્વિત** એ નામ પણ આવા અર્થને ઉદ્દેશીને જ આપેલું છે. — મણિલાલ નભુભાઈ

**અન્યતંત્ર** ૧. [ સં. અન્ય ( બીજું ) + તંત્ર ( સત્તા ) ] ન. બીજાની સત્તા.
૨. [ સં. અન્ય ( બીજું ) + તંત્ર ( વશ ) ] વિ. બીજાને આધીન; પરાધીન; પરવશ.

**અન્યતઃ** ૧. [ સં. ] અ. એક બાજુ ઉપર.
૨. અ. જુદી રીતે.
૩. અ. નહિતર; નહિ તો.
૪. અ. બીજા કારણથી.
૫. અ. બીજાથી.
૬. અ. બીજી દિશા તરફ.
૭. અ. બીજે ઠેકાણે; જુદી જગ્યાએ.

**અન્યતીર્થ** ૧. [ સં. અન્ય ( બીજું ) + તીર્થ ( સંપ્રદાય ) ] ન. જુદો સંપ્રદાય.
૨. [ સં. અન્ય ( બીજું ) + તીર્થ ( ક્ષેત્ર ) ] ન. બીજું તીર્થ; બીજું ક્ષેત્ર.

**અન્યતીર્થિક** ૧. [ સં. અન્ય ( બીજું ) + તીર્થ ( ક્ષેત્ર ) + ઇક ( ને લગતું ) ] વિ. બીજા ક્ષેત્રને લગતું.
૨. [ સં. અન્ય ( બીજું ) + તીર્થ ( સંપ્રદાય ) + ઇક ( વાળું ) ] વિ. બીજા ધર્મનું.

**અન્યતીર્થી** ૧. [ સં. અન્ય ( બીજું ) + તીર્થ ( ક્ષેત્ર ) + ઇન્ ( વાળું ) ] વિ. બીજા તીર્થનું.
૨. [ સં. અન્ય ( બીજું ) + તીર્થ ( સંપ્રદાય ) + ઇન્ ( વાળું ) ] વિ. બીજા સંપ્રદાયનું; પરધર્મી.

**અન્યતોપાક** [ સં. અન્યતઃ ( બીજી જગ્યાએ ) + પાક ] પું. દાઢી, કાન, ભમર વગેરેમાં વાયુ જવાથી આંખમાં થતી પીડા.

**અન્યતોવાત** ૧. [ સં. અન્યતઃ ( બીજે ઠેકાણે ) + વાત ( વાયુ ) ] પું. આંખનો એક રોગ.
૨. વિ. આંખના એ નામના રોગવાળું.
૩. વિ. સંધિવાથી પીડાતું.

**અન્યત્ર** ૧. [ સં. ] અ. જુદી રીતે; જુદા અર્થમાં.
૨. અ. બીજા વિષયમાં; બીજી બાબતમાં.
૩. અ. બીજે ઠેકાણે.
૪. અ. બીજે પ્રસંગે; જુદે વખતે.
૫. અ. વિના; સિવાય.

**અન્યત્રચિત્ત** [ સં. અન્યત્ર ( બીજે ઠેકાણે ) + ચિત્ત ( મન ) ] વિ. મન બીજે ઠેકાણે હોય એવું; ધ્યાન વગરનું.

**અન્યત્વ** ૧. [ સં. અન્ય ( બીજું ) + ત્વ ( પણું ) ] ન. જુદાઈ; બીજાપણું; ભિન્નતા.
૨. ન. ( જૈન ) પારિણામિકભાવ, એટલે આત્માની કુદરતી અવસ્થા માંહેનો ભાવ.

અસ્તિત્વ, **અન્યત્વ**, કર્તૃત્વ, ભોક્તૃત્વ, ગુણત્વ, પ્રદેશત્વ, અસંખ્યાત પ્રદેશત્વ, અસર્વગતત્વ, અરૂપત્વ આદિ અનેક પારિણામિક ભાવો છે. — તત્વાર્થસૂત્ર

**અન્યત્વભાવના** [ સં. અન્યત્વ ( જુદાઈ ) + ભાવના ( વિચાર ) ] સ્ત્રી. જુદાપણાનો વિચાર.

**અન્યત્વાનુપ્રેક્ષા** જુઓ અન્યત્વભાવના.

**અન્યત્વી** વિ. પોતાને છોડી બીજા તરફનું.

**અન્યથા** ૧. [ સં. ] વિ. અસાધારણ.
૨. અ. ખોટું; જૂઠું; અસત્ય.
૩. અ. આડું; ઊલટું.
૪. અ. ખોટી રીતે; અસત્ય રૂપમાં.
૫. અ. નહિ તો; નહિતર.
૬. અ. બીજા હેતુથી.
૭. અ. બીજી રીતે; જુદે પ્રકારે.
૮. અ. વિના કારણ; નિષ્કારણ.

**અન્યથાકથન** ૧. [ સં. અન્યથા ( ખોટું ) + કથન ( વાત ) ] ન. ખોટી હકીકત; જૂઠી વાત.
૨. [ સં. અન્યથા ( બીજી રીતે ) + કથન ] ન. ગેરસમજૂતી; ખોટી સમજ.

**અન્યથાકરણ** ૧. [ સં. અન્યથા ( ખોટું ) + કરણ ( કામ ) ] ન. ખોટું કામ; દોષવાળું કૃત્ય.
૨. ન. નાશ કરવાપણું; ધૂળધાણી કરવું તે.
૩. ન. ફેરફાર કરવો તે.

**અન્યથાકર્તા** ૧. [ સં. અન્યથા ( અસાધારણ ) + કર્તૃ ( કરનાર ) ] પું. પ્રભુ; ઈશ્વર.
૨. [ સં. અન્યથા ( વિપરીત ) + કર્તૃ ( કરનાર ) ] વિ. ઊલટું કરનારું.
૩. [ સં. અન્યથા ( જુદી રીતે ) + કર્તૃ ( કરનાર ) ] વિ. જુદી રીતે કરનાર.

**અન્યથાકર્તુમ** [ સં. અન્યથા ( જુદી રીતે ) + કર્તુમ ( કરવાને ) ] અ. હોય તેથી જુદી રીતે કરવાને; મટાડવાને.

**અન્યથાકાર** [ સં. અન્યથા ( ઊલટું ) + કાર ( કરનાર ) ] વિ. ફેરફાર કરનાર; બદલાવનારું.

**અન્યથાકૃત** ૧. [ સં. અન્યથા ( ઊલટું ) + કૃત ( કરેલું ) ] વિ. ઊલટું કરેલું; જુદી રીતે કરેલું.

૨. વિ. રદ કરેલું.

**અન્યથાકૃત્ય** [ સં. અન્યથા ( ખોટું ) + કૃત્ય ( કામ ) ] ન. ખોટું કામ.

**અન્યથાખ્યાતિ** ૧. સ્ત્રી. આંખના દોષથી સામે પડેલી વસ્તુનું જુદે રૂપે થતું ભાન.

૨. સ્ત્રી. ખોટી સમજ; ખોટું જ્ઞાન; ભ્રમ ભરેલી સમજણ.

૩. [ સં. અન્યથા ( ખોટું ) + ખ્યાતિ ( જ્ઞાન ) ] સ્ત્રી. ( ન્યાય ) સાદૃશ્યને લીધે દોષયુક્ત ઇન્દ્રિય વડે ઇન્દ્રિયસંપ્રયુક્ત અર્થનું અન્ય પ્રકારે થતું ભાન; ભ્રમ; આત્મા સંબંધી ખોટો ખ્યાલ.

**અન્યથાચરણ** [ સં. અન્યથા ( ખોટું ) + આચરણ ( વર્તન ) ] ન. ખરાબ વર્તણૂક.

**અન્યથાચાર** જુઓ અન્યથાચરણ.

**અન્યથાજ્ઞાની** [ સં. અન્યથા ( ઊલટું ) + જ્ઞાન + ઇન્ ( વાળું ) ] વિ. ઊલટા જ્ઞાનવાળું.

**અન્યથાત્વ** [ સં. અન્યથા ( ઊલટું ) + ત્વ ( પણું ) ] ન. ઊલટી સ્થિતિ; તદ્દન જુદું હોવાની દશા.

**અન્યથાનિરૂપણ** [ સં. અન્યથા ( ખોટું ) + નિરૂપણ ( અવલોકન ) ] ન. જૂઠું વર્ણન; ખોટું વિવેચન.

**અન્યથાનુપપત્તિ** [ સં. અન્યથા ( બીજી રીતે ) + અનુપપત્તિ ( અયુક્તતા ) ] સ્ત્રી. ( વેદાંત ) અન્ય અર્થની કલ્પનાથી સમાધાન કરવા જેવા પ્રમાણસિદ્ધ બે અર્થનો પરસ્પર વિરોધ આવતાં અર્થાપત્તિને ઘટાવનાર હેતુભૂત માન્યતા; જાતે દેખાતી ન હોય પણ બીજી જોયેલી, સાંભળેલી કે સિદ્ધ બાબતમાંથી ચોક્કસપણે સાબિત થતી હોય એવી બાબતનું માનવાપણું; દેખીતી અસંગતિ કે વિરોધના ખુલાસા તરીકે કરેલું અનુમાન. જેમકે, 'જાડો કરસન દિવસે ખાતો નથી'. આથી અનુમાન કરી શકાય કે કરસન દિવસે ખાતો નથી એટલે રાત્રે ખાતો હશે, નહિતર તે જાડો હોઈ શકે નહિ. તે મુદ્દલ ખાતો ન હોય તો જાડો ન હોય.

**અન્યથાનુપપત્તિદોષ** [ સં. અન્યથા ( બીજી રીતે ) + અપિ ( પણ ) + ઉપપત્તિ ( યુક્તતા ) + દોષ ( ખામી ) ] પું. ( વેદાંત ) અર્થાપત્તિ પ્રમાણનો એ નામનો દોષ; બીજે પ્રકારે પણ અર્થના ઘટી શકવારૂપ દોષ.

> આની આંખો રાતી જોઈને વગે અર્થાપત્તિ પ્રમાણથી કહેવા માંડયું કે આની રાતી આંખ રાતના ઉજાગરા સિવાય સંભવિત નથી માટે તેણે રાત્રે ઉજાગરો કર્યો હોવો જોઈએ. આ અર્થાપત્તિ પ્રમાણ અન્યથાપ્યુપપત્તિદોષવાળું છે, કેમકે ઉજાગરા સિવાય પણ આંખો રાતી થાય. છોટાલાલ ભટ્ટ

**અન્યથાભાવ** ૧. [ સં. અન્યથા ( બીજી રીતે ) + ભૂ ( થવું ) ] પું. બીજે રૂપે થવાપણું.

૨. પું. ભ્રમ.

૩. [ સં. અન્યથા ( જુદી રીતે ) + ભાવ ( લાગણી ) ] પું. મનનું બદલાયેલું વલણ.

**અન્યથાભાષી** [ સં. અન્યથા ( ખોટું ) + ભાષિન્ ( બોલનાર ) ] વિ. જૂઠું બોલનાર.

**અન્યથાવાદી** જુઓ અન્યથાભાષી.

**અન્યથાવૃત્તિ** ૧. [ સં. અન્યથા ( બીજી રીતે ) + વૃત્તિ ( સ્થિતિ ) ] સ્ત્રી. મનની પલટાયેલી સ્થિતિ.

૨. [ સં. અન્યથા ( આડું ) + વૃત્તિ ( મનનું વલણ ) ] વિ. આકુળવ્યાકુળ; ગભરાયેલું.

૩. વિ. બદલાયેલું; ફેરવાયેલું; ફેરફાર થયો હોય એવું.

**અન્યથાસિદ્ધ** ૧. [ સં. અન્યથા ( ખોટું ) + સિદ્ધ ( સાબિત ) ] વિ. ( ન્યાય ) કાર્યની ઉત્પત્તિ માટે જે અવશ્ય અપેક્ષિત ન હોય એવું; કાર્યના નિયત કારણની સાથે જોડાયેલું હોવાથી જેનું પૂર્વવર્તિત્વ સિદ્ધ થતું હોય પણ કાર્યની ઉત્પત્તિ માટે જેની જરૂર ન હોય એવું.

૨. વિ. જુદી રીતે સાબિત કરેલું. ખરું કારણ નહિ પરંતુ અમુક ક્રિયા માટેના આકસ્મિક અથવા દૂરના સંજોગો સાથે સંબંધ ધરાવતું કારણ અન્યથાસિદ્ધ કારણ કહેવાય છે. જેમકે, ઘડા માટે માટી વગેરે લાવવામાં ઉપયોગી ગધેડો.

**અન્યથાસિદ્ધતા** [ સં. અન્યથા ( બીજી રીતે ) + સિદ્ધતા ( સાબિતી ) ] સ્ત્રી. ( ન્યાય ) એ નામનો દોષ.

**અન્યથાસિદ્ધિ** [ સં. અન્યથા ( બીજી રીતે ) + સિદ્ધિ ( સાબિતી ) ] સ્ત્રી. ( ન્યાય ) સંબંધ વગરના કારણથી અમુક વાતની સાબિતી; ખરું કારણ બતાવ્યા વિના કોઈ વાત સાબિત કરવી તે; અનપેક્ષિત કારણતા. અન્યથાસિદ્ધિ ત્રણ પ્રકારની છે: ૧. ખરા કારણની સાથે સમવાય સંબંધથી જોડાયેલા હોવાને લીધે તે કારણ વડે જેનું પૂર્વવર્તિત્વ સિદ્ધ થતું હોય તે. જેમકે, તંતુરૂપ અને તંતુત્વનું તંતુકાર્ય પટથી પૂર્વવર્તિત્વ. ૨. કાર્યને ઉત્પન્ન કરનારાં કારણોની પૂર્વે હોવાને લીધે કૈમુતિક ન્યાયથી જેનું કાર્યથી પૂર્વવર્તિત્વ પ્રાપ્ત થતું હોય તે. જેમકે, ઘટ કરનાર કુંભારના પિતાનું ઘટથી પૂર્વવર્તિત્વ. ૩. કોઈ પણ કાર્યની ઉત્પત્તિને માટે અપેક્ષિત નિયત કાર્યોની સાથે સમવાય સંબંધથી જોડાયેલું ન હોય, પણ કારણોની સાથે આકસ્મિક સંબંધને લીધે જેનું પૂર્વવર્તિત્વ સિદ્ધ થતું હોય તે. જેમકે, ઘડા માટે માટી લાવવામાં ઉપયુક્ત ગધેડાનું પૂર્વવર્તિત્વ.

**અન્યથાસ્તોત્ર** [ સં. અન્યથા ( ખોટું ) + સ્તોત્ર ( વખાણનું ગીત ) ] ન. નિંદા કરતી કવિતા; નિંદાત્મક સ્તુતિ.

**અન્યથૈવોપપત્તિ** [ સં. અન્યથા ( બીજી રીતે ) + એવ ( જ ) + ઉપપત્તિ ( સાબિતી ) ] સ્ત્રી. ( વેદાંત ) બીજી રીતે અથવા ઊલટી રીતે જ કોઈ વાત સાબિત થતી હોય એવો અર્થાપત્તિપ્રમાણનો દોષ.

> છીપમાં રૂપું દેખાય છે તે સદસદ્વિલક્ષણ અનિર્વચનીય ખ્યાતિ છે, એમ વેદાંતીઓ કહે છે. ત્યાં કોઈ વાદી એવું અર્થાપત્તિપ્રમાણ લાવે કે છીપમાં જે રૂપું છે તે સત્થી વિલક્ષણ છે, માટે નૃશૃંગવત્ એટલે માણસના શીંગડાની માફક અસત્ હોવાથી ખ્યાતિ જ બનતી નથી; અને અસત્થી વિલક્ષણ હોવાથી બ્રહ્મની પેઠે બાધ બનતો નથી. વિલક્ષણ હોવાથી ખ્યાતિ અને બાધ બન્ને બનતાં નથી. ત્યારે વેદાંતી કહેશે કે તમારા કહેવાથી વિપરીત ઉપપત્તિ થઈ શકે છે; એટલે સદસદ્વિલક્ષણત્વ રૂપ અનિર્વચનીય ખ્યાતિ બની શકે છે, માટે તમારું અર્થાપત્તિપ્રમાણ અન્યથૈવોપપત્તિ દોષવાળું છે. છોટાલાલ ભટ્ટ

**અન્યદત્તહર** [ સં. અન્ય ( બીજું ) + દત્ત ( આપેલું ) + હર ( લઈ જનાર ) ] વિ. બીજાએ કરેલી બક્ષિસ લૂંટનાર.

**અન્યદર્શક** ૧. [ સં. અન્ય ( વધારાનું ) + દર્શક ( બતાવનાર ) ] વિ. હોય તેથી કાંઈ પણ નવું બતાવે એવું; વધારે જણાવનાર.

૨. [ સં. અન્ય ( બીજું ) + દર્શક ( બતાવનાર ) ] વિ. હોય તેથી જુદું જણાવનાર.

**અન્યદર્શની** [ સં. અન્ય ( બીજું ) + દર્શન ( સંપ્રદાય ) + ઇન્ ( વાળું ) ] વિ. પરધર્મી; જુદા ધર્મવાળું.

**અન્યદા** ૧. [ સં. ] અ. એક વખત; એક દિવસે.

૨. અ. થોડીથોડી વારે.

૩. અ. બીજે કોઈ વખતે; જુદે પ્રસંગે

**અન્યદાકદાચિત્** ૧. [ સં. અન્યદા ( કોઈ દિવસ ) + કદાચિત્ ( કોઈ વખત ) ] અ. કોઈ એક વખતે.

૨. અ. જુદે પ્રસંગે.

**અન્યદીય** ૧. [ સં. અન્યત્ ( બીજું ) + ઈય ( વાળું ) ] વિ. બીજા સંબંધી.

૨. વિ. બીજાનું; બીજાના તાબામાં હોય એવું.

**અન્યદૃષ્ટિપ્રશંસા** [ સં. અન્ય ( બીજું ) + દૃષ્ટિ ( જ્ઞાન ) + પ્રશંસા ( વખાણ ) ] સ્ત્રી. ( જૈન ) સમ્યગ્દર્શનના પાંચ અતિચાર માંહેનો એ નામનો એક; પરધર્મીનાં વખાણ.

> શંકા, કાંક્ષા, વિચિકિત્સા, **અન્યદૃષ્ટિપ્રશંસા** અને અન્યદૃષ્ટિસંસ્તવ એ સમ્યગ્દર્શનના પાંચ અતિચારો છે. તત્ત્વાર્થસૂત્ર

**અન્યદૃષ્ટિસંસ્તવ** [ સં. અન્ય ( બીજું ) + દૃષ્ટિ ( જ્ઞાન ) + સંસ્તવ ( પરિચય ) ] પું. ( જૈન ) સમ્યગ્દર્શનના પાંચ અતિચાર માંહેનો એ નામનો એક; જૈનેતર સાથે સમાગમ; જૈનધર્મ નહિ પાળનાર સાથે પરિચય.

**અન્યદેશી** ૧. [ સં. અન્ય ( બીજું ) + દેશ + ઇન્ ( વાળું ) ] વિ. પરદેશી; વિદેશી; બીજા દેશનું.

૨. વિ. બીજા વિષયને લગતું; જુદા ક્ષેત્રનું.

**અન્યદેશીય** જુઓ અન્યદેશી.

**અન્યદ્વારક** ૧. [ સં. અન્ય ( બીજું ) + દ્વાર ( રસ્તો ) + ક ( વાળું ) ] વિ. આડે રસ્તે જનારું.

૨. વિ. બીજાની મારફત થયેલું.

**અન્યધર્મ** ૧. [ સં. અન્ય ( બીજું ) + ધર્મ ( ગુણ ) ] પું. જુદો ગુણ.

૨. પું. બીજો ધર્મ.

૩. વિ. જુદા ગુણવાળું.

૪. વિ. જુદા ધર્મનું.

**અન્યધર્માવલંબી** ૧. [ સં. અન્ય ( બીજું ) + ધર્મ + અવલંબ ( આશ્રય ) + ઇન્ ( વાળું ) ] વિ. બીજા ધર્મમાં જનાર; સ્વધર્મત્યાગી.

૨. વિ. બીજા સંપ્રદાયનું; જુદા ધર્મવાળું.

**અન્યધર્મી** ૧. [ સં. અન્ય ( જુદું ) + ધર્મ ( ગુણ ) + ઇન્ ( વાળું ) ] વિ. જુદા ગુણવાળું.

૨. [ સં. અન્ય ( બીજું ) + ધર્મિન્ ( ધર્મવાળું ) ] વિ. જુદા ધર્મનું; બીજો ધર્મ પાળનારું.

**અન્યધારી** [ સં. અન્ય ( બીજું ) + ધારા ( પરંપરા ) + ઇન્ ( વાળું ) ] વિ. સ્ત્રી. એક સરખી નહિ એવી; ફેરફારવાળી.

**અન્યધાર્મિક** ૧. [ સં. અન્ય ( જુદું ) + ધાર્મિક ( ગુણવાળું ) ] વિ. જુદા ગુણવાળું.

૨. [ સં. અન્ય ( બીજું ) + ધાર્મિક ( ધર્મનું ) ] વિ. જુદા ધર્મનું.

**અન્યધી** [ સં. અન્યત્ર ( બીજે ઠેકાણે ) + ધી ( મન ) ] વિ. પરમેશ્વર પરથી મન ઊઠી ગયું હોય એવું.

**અન્યનિરપેક્ષ** [ સં. અન્ય ( બીજું ) + નિરપેક્ષ ( જરૂર વગરનું ) ] વિ. બીજાની જરૂર વગરનું.

**અન્યનિષ્ઠ** [ સં. અન્ય ( બીજું ) + નિષ્ઠા ( આસ્થા ) ] વિ. બીજામાં શ્રદ્ધાવાળું.

**અન્યપદાર્થ** ૧. [ સં. અન્ય ( બીજું ) + પદ ( શબ્દ ) + અર્થ ] પું. બીજા શબ્દનો ભાવાર્થ.

૨. [ સં. અન્ય ( બીજું ) + પદાર્થ ( વસ્તુ ) ] પું. બીજી વસ્તુ.

**અન્યપર** ૧. વિ. બીજા સાથે સંબંધવાળું.

૨. [ સં. અન્ય ( બીજું ) + પર ( લીન ) ] વિ. બીજામાં પરોવાયેલું; બીજામાં ગરકાવ થયેલું.

**અન્યપુષ્ટ** ૧. [ સં. અન્ય ( બીજું ) + પુષ્ટ ( પોષાયેલું ) ] પું. કોયલ. જુઓ અન્યભૃત.

૨. વિ. બીજાથી પોષાયેલું.

**અન્યપુષ્ટા** ૧. [ સં. અન્ય ( બીજું ) + પુષ્ટા ( પોષાયેલી ) ] સ્ત્રી. કોયલ. જુઓ અન્યભૃત.

૨. વિ. સ્ત્રી. બીજાથી પોષાયેલી.

**અન્યપૂર્વા** ૧. [ સં. અન્ય ( બીજું ) + પૂર્વ ( પહેલાં ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. પહેલા ધણીના મરણ પછી બીજો પતિ કરેલો હોય એવી સ્ત્રી.

૨. સ્ત્રી. બીજે ઠેકાણે સગપણ થયેલી બાઈ.

**અન્યપૂર્વાગ્રાહી** [ સં. અન્યપૂર્વા + ગ્રાહિન્ ( ગ્રહણ કરનાર ) ] વિ. કન્યાનું જેની સાથે સગપણ થયેલું હોય તે વર ગુજરી ગયા પછી તે કન્યા સાથે લગ્ન કરનાર; અન્યપૂર્વા સાથે લગ્ન કરનાર.

**અન્યબીજ** [ સં. અન્ય ( બીજું ) + બીજ ( બી ) ] પું. ખોળે બેસાડેલ છોકરો; દત્તકપુત્ર, કેમકે તેનાં માબાપ બીજાં હોય છે.

**અન્યભૂમિ** [ સં. અન્ય ( બીજું ) + ભૂમિ ( દેશ ) ] સ્ત્રી. બીજો દેશ; પરદેશ.

**અન્યભૃત્** ૧. [ સં. અન્ય ( બીજું ) + ભૃત્ ( ઉછેરનાર ) ] પું. કાગડો, કેમકે તે કોયલનાં ઈંડાં સેવતો હોવાનું મનાય છે.

૨. પું. કોયલ.

**અન્યભૃત** ૧. [ સં. અન્ય ( બીજું ) + ભૃત ( ઉછેરેલું ) ] પું. કોયલ; કોકિલા, કેમકે તે પોતાનાં ઈંડાં કાગડીના માળામાં મૂકી આવે છે અને કાગડી તેને પોતાનાં ધારી તેમનું સેવન અને પોષણ કરે છે.

૨. વિ. બીજાએ પોષણ કર્યું હોય એવું; પરભૃત.

**અન્યભૃતા** ૧. [ સં. અન્ય ( બીજું ) + ભૃતા ( પોષાયેલી ) ] સ્ત્રી. કોયલ; કોકિલા.

૨. વિ. સ્ત્રી. બીજાથી પોષાયેલી.

**અન્યમત** ૧. [ સં. અન્ય ( બીજું ) + મત ( સંપ્રદાય ) ] પું. જુદો પંથ; બીજો સંપ્રદાય.

૨. [ સં. અન્ય ( જુદું ) + મત ( સિદ્ધાંત ) ] પું. જુદો સિદ્ધાંત.

**અન્યમતાવલંબી** ૧. [ સં. અન્ય ( જુદું ) + મત ( સિદ્ધાંત ) + અવલંબ ( આશ્રય ) + ઇન્ ( વાળું ) ] વિ. જુદા સિદ્ધાંતવાળું.

૨. વિ બીજા સંપ્રદાયનું; જુદા ધર્મવાળું.

**અન્યમતી** [ સં. અન્ય ( બીજું ) + મત ( સંપ્રદાય ) + ઇન્ ( વાળું ) ] વિ. જુદા સંપ્રદાયનું.

**અન્યમન** [ સં. અન્ય ( બીજું ) + મનસ્ ( મન ) ] વિ. ( હિંદી ) ઉદાસ; ગમગીન.

**અન્યમનસ્ક** ૧. [ સં. અન્ય ( બીજું ) + મનસ્ક ( મનવાળું ) ] વિ. ખિન્ન; ઉદાસ.

૨. વિ. ચંચળ; અસ્થિર.

૩. [ સં. અન્ય ( બીજું ) + મનસ્ ( મન ) + ક ( વાળું ) ] વિ. બીજી વસ્તુ ઉપર ચિત્ત લાગ્યું હોય એવું; બીજે મન હોય એવું; ધ્યાન રહિત.

**અન્યમનસ્કતા** ૧. [ સં. અન્ય ( બીજું ) + મનસ્ ( મન ) + ક ( વાળું ) + તા ( પણું ) ] સ્ત્રી. ઉદાસીનતા; ગમગીની.

૨. સ્ત્રી. ચંચળતા; અસ્થિરતા.

૩. સ્ત્રી. ધ્યાનરહિતપણું; મન બીજે ફરતું હોય તેવી સ્થિતિ.

**અન્યમનું** [ સં. અન્ય ( બીજું ) + મનસ્ ( મન ) ] વિ. ધ્યાન રહિત.

**અન્યમાતૃજ** ૧. [ સં. અન્ય ( બીજું ) + માતૃ ( માતા ) + જ ( જન્મેલું ) ] પું. ઓરમાન ભાઈ, કેમકે તે બીજી માતાથી જન્મેલ છે.

૨. વિ. ઓરમાયું.

**અન્યયૂથિક** [ સં. અન્ય ( જુદું ) + યૂથ ( જથ્થો ) + ઇક ( વાળું ) ] વિ. જુદા ધર્મનું.

**અન્યરાગ** [ સં. અન્ય ( બીજું ) + રાગ ( પ્રેમ ) ] પું. બીજાં ઉપરનો પ્રેમ.

**અન્યરાષ્ટ્રીય** ૧. [ સં. અન્ય ( બીજું ) + રાષ્ટ્ર ( દેશ ) + ઈય ( સંબંધી ) ] વિ. બીજા દેશનું.

૨. વિ. બીજા રાજ્ય કે રાજાના તાબાનું.

**અન્યરૂપ** ૧. [ સં. અન્ય ( જુદું ) + રૂપ ( આકાર ) ] ન. જુદો આકાર.

૨. વિ. જુદા દેખાવનું.

**અન્યરૂપતા** [ સં. ] સ્ત્રી. બીજું રૂપ હોવાપણું; જુદો દેખાવ.

**અન્યરૂપપ્રવેશ** [ સં. અન્ય ( જુદું ) + રૂપ ( દેખાવ ) + પ્રવેશ ( દાખલ થવું તે ) ] પું. જુદું સ્વરૂપ લેવાની ક્રિયા.

> ખરું જોતાં એ ઠગવાની ક્રિયા વેશધારણથી નથી થતી, પણ અન્યરૂપપ્રવેશથી થાય છે.
> નરસિંહરાવ

**અન્યલક્ષી** ૧. [ સં. અન્ય ( બીજું ) + લક્ષ ( હેતુ ) + ઇન્ ( વાળું ) ] વિ. બીજા હેતુવાળું; જુદો ઉદ્દેશ હોય એવું.

૨. [ સં. અન્ય ( બીજું ) + લક્ષ ( ધ્યાન ) + ઇન્ ( વાળું ) ] વિ. બીજે ઠેકાણે ધ્યાનવાળું.

**અન્યલિંગ** ૧. [ સં. અન્ય ( જુદું ) + લિંગ ( વેશ ) ] ન. ( જૈન ) જૈન સાધુનાથી જુદો પોશાક; સંન્યાસી, કાપડી વગેરે સાધુનો લેબાસ.

૨. [ સં. અન્ય ( બીજું ) + લિંગ ( જાતિ ) ] ન. ( વ્યાકરણ ) વિશેષ્ય પ્રમાણે જેની જાતિ થતી હોય એવો શબ્દ; વિશેષણ.

**અન્યલિંગસિદ્ધ** [ સં. અન્ય ( બીજું ) + લિંગ ( વેશ ) + સિદ્ધ ( મોક્ષ પામેલું ) ] પું. ( જૈન ) જૈન સિવાયના પહેરવેશે મોક્ષ પામેલ જીવ.

**અન્યલિંગી** ૧. [ સં. અન્ય ( જુદું ) + લિંગ ( જાતિ ) + ઇન્ ( વાળું ) ] વિ. ( વ્યાકરણ ) જુદી જાતિવાળું; બીજી જાતિનું.

૨. [ સં. અન્ય ( બીજું ) + લિંગ ( વેશ ) + ઇન્ ( વાળું ) ] વિ. ( જૈન ) જૈનેતર પોશાકવાળું.

**અન્યવર્દ્ધિત** ૧. [ સં. અન્ય ( બીજું ) + વર્દ્ધિત ( ઉછેરેલું ) ] પું. કોયલ; અન્યભૃત.

૨. વિ. બીજાથી ઉછેરાયેલું.

**અન્યવાદી** ૧. [ સં. અન્ય ( જુદું ) + વાદિન્ ( બોલનાર ) ] વિ. ખોટી સાક્ષી આપનાર.

૨. વિ. પોતાની કરેલી પ્રતિજ્ઞાથી વિરુદ્ધ રીતે વાદ કરનાર; પ્રતિવાદી.

**અન્યવિધ** [ સં. અન્ય ( બીજું ) + વિધા ( જાત ) ] વિ. બીજી જાતનું; જુદા પ્રકારનું.

**અન્યવિવર્દ્ધિત** ૧. [ સં. અન્ય ( બીજું ) + વિવર્દ્ધિત ( ઉછેરેલ ) ] પું. કોયલ.

૨. વિ. બીજાથી ઉછેરાયેલું; અન્યભૃત; બીજાએ પોષેલું.

**અન્યવિશ્લેષ** [ સં. અન્ય ( બીજું ) + વિશ્લેષ ( અલગ કરવાપણું ) ] પું. ( વિજ્ઞાન ) જેમાં થઈ વીજળી, ગરમી, વગેરે બીજામાં પ્રવેશ ન કરી શકે તેવું હોવાપણું.

**અન્યવેશ** [ સં. અન્ય ( બીજું ) + વેશ ( રૂપ ) ] પું. જુદું રૂપ; ભિન્ન સ્વરૂપ.

**અન્યવ્રત** ૧. [ સં. અન્ય ( બીજું ) + વ્રત ] ન. બીજાનું વ્રત; અન્ય દેવનું વ્રત.

૨. ન. બીજું વ્રત.

૩. વિ. નાસ્તિક.

૪. વિ. પરદેવમાં માનનારું.

૫. વિ. પોતાને ન છાજે તેવું કર્મ કરનાર.

૬. [ સં. અન્ય ( બીજું ) + વ્રત ( નિયમ ) ] વિ. વેદમાં કહ્યા સિવાયના બીજા નિયમ પાળનારું.

**અન્યશાખ** [ સં. અન્ય ( બીજું ) + શાખા ( વેદની સંહિતાનો પાઠ ) ] પું. પોતાની વેદશાખાનો ત્યાગ કરી બીજી વેદશાખા ભણનાર બ્રાહ્મણ.

**અન્યશાખક** જુઓ અન્યશાખ.

**અન્યાશ્વ** [ સં. અન્ય ( જુદું ) + અશ્વ ( ઘોડો ) ] પું. ગધેડો.

> અન્યાશ્વને બાંધીએ અશ્વ માંહે જઈ,
> ભૂંકતાં કાઢશે કોપ કંઠે.
> શામળ

**અન્યસંગમ** [ સં. અન્ય ( બીજું ) + સંગમ ( મૈથુન ) ] પું. આડો વ્યવહાર; પરસ્ત્રી કે પરપુરુષનું સેવન.

**અન્યસંનિધિવિશેષ** પું. એ નામનો એક વ્યંગ્ય. જુઓ અન્યસંનિધિવિશેષવ્યંગ્ય.

**અન્યસંનિધિવિશેષવ્યંગ્ય** [ સં. અન્ય ( બીજું ) + સંનિધિ ( નજીક ) + વિશેષ ( ખાસ ) + વ્યંગ્ય ( આડકતરી રીતે જણાવવાપણું ) ] પું. ( કાવ્ય ) વ્યંજકના એટલે હૃદયના ભાવ વગેરેને પ્રકટ કરનાર હાવભાવના દશ પ્રકાર માંહેનો એ નામનો એક; નાયિકાએ પાસે ઊભેલા નાયકને મળવા બતાવેલો સંકેત. જેમકે,

> એક બાજુ ઊભેલ, જ્યોતિમય હરિને જોઈ;
> સખીને ઊંચે સ્વરે, કહે છે કામિની કોઈ.
> નેહ ધરી નદી તટે, આજ હું પાણી ભરતાં;
> ભૂલી ગઈ છું હાર, યાદ આવ્યું બહુ સ્મરતાં.
> હમણાં લઈ એ હાર હું, આવીશ બની ઉતાવળી;
> બાઈ મારે બારણે, બેસ કૃપા કરી બે ઘડી.

અહીં સખી સાથે વાત કરતાં નજીકમાં ઊભેલા નાયક હરિને જોઈ નદી કિનારાનો સંકેત બતાવ્યો તે વ્યંગ્ય.

**અન્યસંભોગદુઃખિતા** [ સં. અન્ય ( બીજું ) + સંભોગ ( મૈથુન ) + દુઃખિતા ( દુઃખ પામેલી ) ] સ્ત્રી. ( કાવ્ય ) બીજી સ્ત્રીમાં સંભોગનાં ચિહ્ન દેખીને અને તે સંભોગ તેણે પોતાના પતિ સાથે જ કર્યો છે એવું જાણીને દુઃખ પામેલી નાયિકા.

**અન્યસાધ્ય** ૧. [ સં. અન્ય ( બીજું ) + સાધ્ય ( મેળવી શકાય એવું ) ] વિ. જુદાં સાધનથી મેળવી શકાય એવું.

૨. વિ. બીજાએ મેળવેલું.

**અન્યસાપેક્ષ** [ સં. અન્ય ( બીજું ) + સાપેક્ષ ( આધાર રાખનાર ) ] વિ. બીજાની અપેક્ષા રાખનારું; બીજા ઉપર આધાર રાખનાર.

**અન્યસાપેક્ષી** જુઓ અન્યસાપેક્ષ.

**અન્યસુરતિદુઃખિતા** [ સં. અન્ય ( બીજું ) + સુરતિ ( સંભોગ ) + દુઃખિતા ( દુઃખ પામેલી ) ] સ્ત્રી. ( કાવ્ય ) એ નામની એક જાતની નાયિકા. જુઓ અન્યસંભોગદુઃખિતા.

**અન્યસ્ત્રી** ૧. [ સં. અન્ય ( બીજું ) + સ્ત્રી ] સ્ત્રી. બીજાની બાયડી; પરનારી.

૨. જુઓ અન્યા ૪.

**અન્યા** ૧. પું. ( ગ્રામ્ય ) અન્યાય; ગેરઇન્સાફ.

૨. [ સં. ] સ્ત્રી. બીજાની સ્ત્રી; પરનારી.

૩. સ્ત્રી. મણિદ્વીપમાં રહેતી એ નામની દેવી.

૪. સ્ત્રી. ( કાવ્ય ) સ્ત્રીના સ્વીયા, અન્યા અને સામાન્યા એમ ત્રણ ભેદ માંહેનો એ નામનો એક; પરકીયા. અન્યા કુંવારી અથવા પરણેલી પણ હોય. કુંવારી અન્યા તરુણાવસ્થામાં આવેલી તથા શરમાળ, અને પરણેલી અન્યા રમતગમત, ઉત્સવ વગેરેની શોખીન અને નીતિ રહિત હોય.

**અન્યાડી** ( અન્યાડ઼ી ) વિ. ( ગ્રામ્ય ) અનાડી; મૂર્ખ; જડ.

**અન્યાડીવેડા** ( અન્યાડ઼ીવેડ઼ા ) પું બ. વ. ગમારપણું; મૂર્ખતા.

**અન્યાદશ** ૧. [ સં. અન્ય ( બીજું ) + દશ ( જેવું ) ] વિ. બીજા જેવું.

૨. વિ. વિલક્ષણ; વિચિત્ર; અસામાન્ય.

**અન્યાધીન** [ સં. અન્ય ( બીજું ) + અધીન ( તાબે ) ] વિ. પરવશ.

**અન્યાનપેક્ષ** [ સં. અન્ય ( બીજું ) + અન્ ( નહિ ) + અપેક્ષા ( જરૂર )] વિ. સ્વતંત્ર; સ્વતઃસિદ્ધ; બીજાં પ્રમાણુની મદદની જરૂર ન પડે એવું.

**અન્યાનુરક્ત** [ સં. અન્યા ( પરનારી ) + અનુરક્ત ( મોહેલું )] વિ. પું. પરસ્ત્રીમાં મોહેલો; પારકી સ્ત્રી ઉપર પ્રેમ રાખનારો.

**અન્યાનુરક્તા** [ સં. અન્ય ( બીજું ) + અનુરક્તા ( પ્રેમવાળી ) ] વિ. સ્ત્રી. પરપુરુષ પર મોહેલી.

**અન્યાન્ય** [ સં. અન્ય ( બીજું ) + અન્ય ( વિશેષ )] વિ. બીજું બધું.

**અન્યાપદેશ** [ સં. અન્ય ( બીજું ) + અપદેશ ( કહેવું તે )] પું. અન્યોક્તિ; બીજાને ઉદ્દેશીને બોલાયેલી વાણી; જેના વિષે કહેવું હોય તેને ન કહેતાં તેને લાગુ પડે તેમ બીજાને કહેવું તે. જેમકે, કંજૂસ માણસને માટે બોલતાં તાડને જોઈ કહેવું કે તું સૌથી મોટો તો કહેવાયો, પણ તારી છાયામાં કોઈ સુખ પામ્યું નહિ, તેમ મીઠાં ફળ તે ચખાડ્યાં નહિ, એટલું જ નહિ પણ તે તારૂં શરીરે ઢાંક્યું નહિ. માટે તારી મોટાઈને ધિક્કાર છે.

**અન્યાય** ૧. [ સં. અ ( નહિ ) + ન્યાય ( ઇન્સાફ )] પું. અનીતિ; અધર્મ; ન્યાય વિરુદ્ધ આચરણ.
૨. પું. અયોગ્યતા.
૩. પું. અંધેર; અવ્યવસ્થા.
૪. પું. ગુનો; દોષ; વાંક.
૫. પું. ગેરઇન્સાફ.
૬. પું. જુલમ.
૭. પું. વિચાર નહિ હોવાપણું.
૮. વિ. ન્યાય વિરુદ્ધ; અઘટિત; ગેરવાજબી.

**અન્યાયઉપયોગ** [ સં. અન્યાય ( અયોગ્ય ) + ઉપયોગ ( વપરાશ )] પું. ગેરઉપયોગ; ખોટી વપરાશ; દુરુપયોગ.

**અન્યાયતઃ** [ સં. ] અ. અન્યાયપણે; ખોટી રીતે.

**અન્યાયપ્રયોગ** [ સં. અન્યાય ( ગેરવાજબી ) + પ્રયોગ ( વપરાશ )] પું. ખોટી વપરાશ.

**અન્યાયભોગી** [ સં. અન્યાય ( અધર્મ ) + ભોગિન્ ( વાપરનાર )] વિ. અનીતિથી ઉપયોગ કરનાર.

**અન્યાયયુક્ત** [ સં. અન્યાય ( ગેરઇન્સાફ ) + યુક્ત ( વાળું )] વિ. અન્યાયવાળું.

**અન્યાયવૃત્ત** [ સં. અન્યાય ( ન્યાય વિરુદ્ધ ) + વૃત્ત ( વર્તન )] વિ. ખોટે માર્ગે જનાર.

**અન્યાયસહિષ્ણુ** [ સં. અન્યાય ( ગેરઇન્સાફ ) + સહિષ્ણુ ( સહન કરનાર )] વિ. ગેરઇન્સાફ સહન કરનાર.

**અન્યાયાચરણ** ૧. [સં. અન્યાય ( ન્યાય વિરુદ્ધ ) + આચરણ ( વર્તન )] ન. ગેરવર્તન; ખરાબ ચાલચલગત.
૨. ન. જુલમ; જબરજસ્તી.

**અન્યાયી** ૧. [ સં. અ ( નહિ ) + ન્યાય ( વાજબીપણું ) + ઇન્ ( વાળું )] વિ. અન્યાયથી વર્તનારૂં; ગેરવાજબી કામ કરનાર; દુરાચારી.
૨. વિ અયોગ્ય; અઘટિત.
૩. વિ. ગુનેગાર; અપરાધી.
૪. વિ. ગેરઇન્સાફી; અન્યાયવાળું.
૫. વિ. વિચાર વગરનું.

**અન્યાયું** ૧. [ સં. અ ( નહિ ) + ન્યાય ( ઇન્સાફ )] વિ. (ગ્રામ્ય) અનુચિત; અયોગ્ય.
૨. વિ. ગુનેગાર.
૩. વિ. દુરાચારી.
૪. વિ. ન્યાય વગરનું.
૫. વિ. વિચાર વિનાનું.

**અન્યાયોપજીવી** [ સં. અન્યાય ( ગેરઇન્સાફ ) + ઉપજીવિન્ ( પોષણ કરનાર )] વિ. અન્યાયને માર્ગે કમાનાર; ગેરકાયદેસરનાં સાધનોથી જીવનાર.

**અન્યાય્ય** ૧. [ સં. અ ( નહિ ) + ન્યાય્ય ( વાજબી )] વિ. ગેરવાજબી; અનુચિત.
૨. વિ. ન્યાય વિરુદ્ધ.
૩. વિ. પ્રમાણ વગરનું; સાબિતી વિનાનું.

**અન્યારી** સ્ત્રી. બાળવાનાં લાકડાંની હેલ; સરપણની ગાડી.
અન્યારી ખડકવી = હમલો કરવો.

**અન્યાર્થ** ૧. [ સં. અન્ય ( જુદું ) + અર્થ ] પું. જુદો અર્થ.
૨. [ સં. અન્ય ( બીજું ) + અર્થ ( હેતુ )] પું. બીજો હેતુ.
૩. વિ. જુદા અર્થવાળું.
૪. વિ. બીજા ભાવાર્થ કે હેતુવાળું.
૫. અ. બીજાને માટે.

**અન્યાવતિષંઢ** [ સં. અન્યા ( બીજી સ્ત્રી ) + અવ્ ( આનંદ આપવો ) + ષંઢ ( નપુંસક )] પું. પોતાની સ્ત્રી છોડી બીજી સ્ત્રીમાં લોલુપ થયેલો અને તેથી પોતાની સ્ત્રી તરફ નપુંસક થયેલો પુરુષ.

**અન્યાશ્રય** ૧. પું. પોતાના ઇષ્ટદેવ સિવાયના દેવને ભજવાનો દોષ.
૨. [સં. અન્ય ( બીજું ) + આશ્રય ( શરણ )] પું. પોતાના ઇષ્ટદેવને છોડી બીજા દેવને ભજવાપણું.
૩. [સં. અન્ય ( જુદું ) + આશ્રય ( આધાર )] પું. બીજાનો આશરો.

**અન્યાશ્રયણ** ૧. [ સં. અન્ય ( બીજું ) + આશ્રયણ ( શરણ )] ન. બીજાનો આશ્રય લેવો તે.
૨. વિ. બીજાને આશરે રહેનાર; બીજા ઉપર આધાર રાખનારૂં.

**અન્યાશ્રયાસન** [ સં. અન્ય ( બીજું ) + આશ્રય ( શરણ ) + આસન ( સ્થિતિ )] ન. બીજાના શરણ નીચે રહેવું તે; રાજાના ૭ ગુણ માંહેનો એ નામનો એક. ૧. સંધાનાસન, ૨. યાત્રાસંધાન, ૩. વિગ્રહિઆસન, ૪. દ્વૈધીભાવાસન, ૫. સંધિકરાસન, અને ૬. અન્યાશ્રયાસન, એ રાજાના ૭ ગુણ મનાય છે.

**અન્યાશ્રયી** ૧. [ સં. અન્ય ( બીજું ) + આશ્રય ( શરણ ) + ઇન્ ( વાળું )] વિ. પોતાના ઇષ્ટદેવ સિવાય બીજાને ભજનાર.
૨. [ સં. અન્ય ( બીજું ) + આશ્રયિન્ ( આશરાવાળું )] વિ. બીજા ઉપર આધાર રાખનાર.

**અન્યાશ્રિત** ૧. [ સં. અન્ય ( બીજું ) + આશ્રિત ( શરણવાળું )] વિ. પોતાના ઇષ્ટદેવ સિવાય બીજાને ભજનારૂં.
૨. [સં. અન્ય ( બીજું ) + આશ્રિત ( આધાર રાખનાર )] વિ. બીજાને આશરે રહેલું.

**અન્યૂન** ૧. [ સં. અ ( નહિ ) + ન્યૂન ( ઊતરતું )] વિ. ઊતરતા દરજ્જાનું નહિ તેવું.
૨. [ સં. અ ( નહિ ) + ન્યૂન ( ઓછું )] વિ. પૂરેપૂરૂં; સંપૂર્ણ.

**અન્યૂનતા** ૧. [ સં. અ ( નહિ ) + ન્યૂન ( ઊતરતું ) + તા ( પણું )] સ્ત્રી. ઊતરતું ન હોવાપણું.
૨. [ સં. અન્યૂન ( પૂરું ) + તા ( પણું )] સ્ત્રી. સંપૂર્ણતા; ઓછું નહિ હોવાપણું.

**અન્યૂનતાચિહ્ન** [ સં. અ ( નહિ ) + ન્યૂન ( ઓછું ) + તા ( પણું ) + ચિહ્ન ( નિશાની )] ન. (ગણિત) એક રાશિ બીજા કરતાં નાનો નથી એમ દર્શાવતું ચિહ્ન; ≮. જે રાશિ નાનો ન હોય તે એ ચિહ્ન પહેલાં આવે છે. જેમકે, ૪ × ૫ ≮ ૧૭.

**અન્યૂનાધિક** [ સં. અ ( નહિ ) + ન્યૂન ( ઓછું ) + અધિક ( વધારે )] વિ. વધઘટ વગરનું; વધારે નહિ તેમ ઓછું પણ નહિ એવું.

**અન્યેદ્યુ** ૧. [ સં. અન્ય ( બીજું ) + દ્યુ ( દિવસ ) ] અ. કોઈ વખતે; કોઈ એક દિવસે.
૨. અ. બીજે દિવસે.

**અન્યેદ્યુક** [ સં. અન્ય ( બીજું ) + દ્યુ ( દિવસ ) + ક ( વાળું ) ] વિ. બીજે દિવસે થનાર.

**અન્યેદ્યુષ્ક** ૧. [ સં. અન્ય ( બીજું ) + દ્યુ ( દિવસ ) + ક ( વાળું ) ] પું. (વૈદક) એકાંતરિયો તાવ; દિવસ અને રાતમાં એક વખત આવતો તાવ. તે ચોવીસ કલાકથી થોડો વખત વધારે થયા પછી આવે છે.
૨. વિ. હંમેશનું; રોજિંદું; હંમેશાં આવતું.

**અન્યેદ્યુઃ** જુઓ અન્યેદ્યુ.

**અન્યેદ્યુઃજ્વર** [ સં. અન્યેદ્યુઃ ( બીજે દિવસે ) + જ્વર ( તાવ ) ] પું. એક દિવસને આંતરે આવતો તાવ; એકાંતરિયો તાવ.

**અન્યે પન્યે** [ અન્ય ( બીજું ) + પન્ય ( અન્યનું બેવડાયેલું રૂપ ) ] અ. એક અથવા બીજી રીતે; ગમે તે પ્રકારે.

**અન્યોઅન્ય** જુઓ અન્યોન્ય.

**અન્યોક્તિ** ૧. [ સં. અન્ય ( બીજું ) + ઉક્તિ ( બોલવામાં ચતુરાઈ ) ] સ્ત્રી. ( કાવ્ય ) એક અર્થાલંકાર; અન્યાપદેશ; બીજાને ઉદ્દેશીને બોલાયેલી વાણી; બોલવું અમુકને ઉદ્દેશીને અને લાગુ પાડવું કોઈ બીજાને એવી વાણીની ચાતુરી; વર્ણન કરવું હોય તેનું ન કરતાં તેને લાગુ પડે એવું બીજાનું વર્ણન. જેમકે,

છાયા સુખ પથિકોને,
નથી ખગને વિશ્રામસ્થાન દીધું;
અરે તાડ તરુ! તેં તો,
અધિક વધીને શું સારું કીધું?

આમાં તાડના વર્ણન ઉપરાંત ઊંચી પદવી મળ્યા છતાં કોઈનું ભલું ન કરનાર પુરુષનું સૂચન અથવા વર્ણન કરેલું છે.
૨. સ્ત્રી. કટાક્ષ; વ્યંગોક્તિ; વક્રોક્તિ.
૩. [સં. અન્ય ( બીજું ) + ઉક્તિ ( કહેતી )] સ્ત્રી. હોય તેથી જુદું બોલવું તે; બોલવામાં ફેર પડવો તે.

**અન્યોક્તિકથા** [ સં. અન્ય ( બીજું ) + ઉક્તિ ( કથન ) + કથા ( વાર્તા ) ] સ્ત્રી. કલ્પિત વાત; પુરાણ કથા.

**અન્યોક્તિકથાશાસ્ત્ર** [ સં. અન્ય ( બીજું ) + ઉક્તિ ( કથન ) + કથા ( વાર્તા ) + શાસ્ત્ર ] ન. પુરાણશાસ્ત્ર.

**અન્યોક્તિવિલાસ** [ સં. અન્યોક્તિ + વિલાસ ( આનંદ )] પું. અન્યાપદેશ ન્યાયે કરેલા કથનથી એટલે એકને ઉદ્દેશીને બોલવું અને બીજાને સંભળાવવું એવી રીતના કથનથી મળતો આનંદ.

**અન્યોત્તરજીવી** [ સં. અન્ય ( બીજું ) + ઉત્તર ( પાછળનું ) + જીવિન્ ( જીવતું )] વિ. પાછળ જીવતું રહેલું.

**અન્યોત્પન્ન** [ સં. અન્ય ( બીજું ) + ઉત્પન્ન ( ઉપજેલું )] વિ. બીજાથી પેદા થયેલું; વ્યભિચારથી જન્મેલું; હરામજાદું.

**અન્યોદર્ય** ૧. [ સં. અન્યા ( બીજી સ્ત્રી ) + ઉદર્ય ( પેટમાં થનાર ) ] પું. ઓરમાન ભાઈ.
૨. વિ. ઓરમાયું; સાવકું.

**અન્યોદર્યા** [ સં. અન્યા ( બીજી ) + ઉદર્યા ( પેટમાં થનારી ) ] સ્ત્રી. ઓરમાન બેન.

**અન્યોદ્યમ** [ સં. અન્ય ( બીજું ) + ઉદ્યમ ] પું. બીજો ધંધો.

**અન્યોદ્યોગ** [ સં. અન્ય ( બીજું ) + ઉદ્યોગ ] પું. બીજો ધંધો; સહઉદ્યોગ; પેટા ધંધો.

**અન્યોન્ય** ૧. [ સં. અન્ય ( બીજું ) + અન્ય ( બીજું )] પું. ( કાવ્ય ) એક અર્થાલંકાર; બે વસ્તુ અરસપરસ એક ક્રિયા કરતી હોય એવો અલંકાર; એકબીજાની શોભામાં કે દોષમાં પૂર્તિ કરી આપે તેવો અર્થાલંકાર. જેમકે,

નૃપયશથી જગ શોભે,
જગથી નૃપયશ શોભા ધરી રાજે;
ગગન ચંદ્રથી શોભે,
ગગન થકી શશી ભવ્ય બની ભાજે.

૨. સ. પરસ્પર; એકમેક; અરસપરસ.

**અન્યોન્યકલહ** [ સં. અન્યોન્ય ( પરસ્પર ) + કલહ ( ટંટો ) ] પું. બે જણ વચ્ચેનો પરસ્પર ઝઘડો.

**અન્યોન્યઘાત** [સં. અન્યોન્ય ( અરસપરસ ) + ઘાત ( ખૂન )] પું. એકબીજાનું ખૂન.

**અન્યોન્યતંત્ર** [ સં. અન્યોન્ય ( પરસ્પર ) + તંત્ર ( આધારવાળું )] વિ. એકબીજા ઉપર આધાર રાખનાર.

**અન્યોન્યતંત્રતા** [ સં. અન્યોન્ય ( પરસ્પર ) + તંત્રતા ( આધાર )] સ્ત્રી. એકબીજા ઉપર આધાર રાખવાપણું.

**અન્યોન્યદ્રોહી** [ સં. અન્યોન્ય ( અરસપરસ ) + દ્રોહિન્ ( દ્વેષ કરનાર )] વિ. એકબીજાની અદેખાઈ કરનાર.

**અન્યોન્યનિરપેક્ષ** [ સં. અન્યોન્ય ( પરસ્પર ) + નિરપેક્ષ ( બેદરકાર )] વિ. એકબીજાની પરવા કરે નહિ એવું.

**અન્યોન્યનિષ્ઠ** ૧. [ સં. અન્યોન્ય ( પરસ્પર ) + નિષ્ઠા ( સ્નેહ )] વિ. અરસપરસ સ્નેહવાળું.
૨. [ સં. અન્યોન્ય ( એકમેક ) + નિષ્ઠા ( આધાર )] વિ. એકબીજા પર આધાર રાખનાર.

**અન્યોન્યપક્ષનયન** [ સં. અન્યોન્ય ( અરસપરસ ) + પક્ષ ( બાજુ ) + નયન ( લઈ જવું તે )] ન. ( ગણિત ) સંખ્યા કે પદને એક બાજુથી બીજી બાજુ ફેરવવાપણું; 'ટ્રાન્સપોઝિશન'.

**અન્યોન્યપરાગનયન** [સં અન્યોન્ય (પરસ્પર) + પરાગ ( રજ ) + નયન (લઈ જવાનું કામ)] ન. ફૂલના સ્ત્રીકેસરમુખ ઉપર બીજા ફૂલની રજ સ્થાપવાની ક્રિયા. વનસ્પતિની રચનામાંની વિવિધ યુક્તિથી, અથવા પવન કે જીવડાં વાટે આ ક્રિયા કુદરતી રીતે સધાય છે. નવી કે સુધરેલી વનસ્પતિ ઉગાડવા માટે કૃત્રિમ રીતે પણ આ ક્રિયા અમલમાં મુકાય છે. એ ક્રિયાનું પરિણામ તે અન્યોન્યફલન.

**અન્યોન્યપૂરક** [ સં. અન્યોન્ય ( એકમેક ) + પૂરક ( પૂરું કરનાર )] વિ. એકબીજાની ખોટ પૂરી પાડનાર.

**અન્યોન્યફલન** [ સં. અન્યોન્ય ( પરસ્પર ) + ફલન ( ફળ આવવાની સ્થિતિ )] ન. ફૂલનાં સ્ત્રીકેસરમુખ પર બીજા ફૂલની રજ પડવાથી ફળ આવવાપણું. જુઓ અન્યોન્યપરાગનયન.

**અન્યોન્યભેદ** [ સં. અન્યોન્ય ( અરસપરસ ) + ભેદ ( જુદાઈ )] પું. કુસંપ; વૈર; દુશ્મનાવટ.

**અન્યોન્યમિથુન** [સં. અન્યોન્ય (એકમેક) + મિથુન ( સંપ )] ન. એકતા; એકબીજા સાથે મળી જવું તે; પરસ્પર મિશ્રણ.

**અન્યોન્યવાચક** ૧. [સં. અન્યોન્ય ( પરસ્પર ) + વાચક ( દર્શાવનાર )] વિ. 'પરસ્પર' એવું બતાવનાર.
૨. વિ. ( વ્યાકરણ ) સર્વનામના સાત પ્રકાર માંહેનો એક.

**અન્યોન્યવિભાગ** [ સં. અન્યોન્ય (અરસપરસ) + વિભાગ ] પું. કોઈની દરમિયાનગીરી વગર ભાગ પાડી એકબીજાએ કરેલી વારસાની વહેંચણ.

**અન્યોન્યવિરોધી** [ સં. અન્યોન્ય ( પરસ્પર) + વિરોધિન્ ( દુશ્મન )] પું. એકબીજાના શત્રુ.

**અન્યોન્યવૃત્તિ** [ સં. અન્યોન્ય ( પરસ્પર ) + વૃત્તિ ( ક્રિયા )] સ્ત્રી. બે વસ્તુની એકબીજા ઉપર થતી અસર.

**અન્યોન્યવ્યાવર્તન ન્યાય** [ સં. અન્યોન્ય ( અરસપરસ ) + વ્યાવર્તન ( બાદ કરવાપણું ) + ન્યાય] પું. એકબીજાથી વિરુદ્ધ ગુણ એકી વખતે કોઈ ચીજમાં હોઈ ન શકે એવો નિયમ.

**અન્યોન્યસંશ્રય** [ સં. અન્યોન્ય ( એકમેક ) + સંશ્રય ( સંબંધ ) ] પું. બે વસ્તુનો પરસ્પર સંબંધ.

**અન્યોન્યસંશ્લિષ્ટ** [ સં. અન્યોન્ય ( અરસપરસ ) + સંશ્લિષ્ટ ( સંબંધવાળું ) ] વિ. એકબીજા સાથે સંબંધવાળું; પરસ્પર મેળવાળું; એકબીજા સાથે મિશ્રિત થયેલું.

**અન્યોન્યાક્ષેપ** ૧. [ સં. અન્યોન્ય ( પરસ્પર ) + આક્ષેપ ( આડકતરી રીતે સૂચન ) ] પું. એકની હાજરી ઉપરથી બીજાની હાજરીનું આડકતરી રીતે સૂચન.

૨. [ સં. અન્યોન્ય ( પરસ્પર ) + આક્ષેપ ( અપવાદ ) ] પું. એકબીજાના ઉપર અપવાદ મૂકવાપણું.

**અન્યોન્યાક્ષેપક** [ સં. અન્યોન્ય ( અરસપરસ ) + આક્ષેપક ( નિંદા કરનાર ) ] વિ. એકબીજાના ઉપર આક્ષેપ મૂકનાર; એકબીજાને અપવાદ આપનાર.

**અન્યોન્યાધ્યાસ** [ સં. અન્યોન્ય ( પરસ્પર ) + અધ્યાસ ( ખોટું આરોપણ ) ] પું. ધર્મ અને ધર્મી બન્નેનો એકબીજામાં આરોપ; અરસપરસ કરાતું મિથ્યા આરોપણ.

> એકબીજાનો ( ચેતન અને જડનો ) આરોપ એકબીજામાં કરવો તેને **અન્યોન્યાધ્યાસ** કહે છે. સિદ્ધાંતદર્શન

**અન્યોન્યાનુગામી** [ સં. અન્યોન્ય ( અરસપરસ ) + અનુગામિન્ ( પાછળ જનાર ) ] વિ. વારાફરતું; એકબીજાની પાછળ જનાર.

**અન્યોન્યાનુબંધી** [ સં. અન્યોન્ય ( અરસપરસ ) + અનુબંધિન્ ( સંબંધવાળું ) ] વિ. પરસ્પર સંબંધવાળું.

**અન્યોન્યાપહૃત** [ સં. અન્યોન્ય ( અરસપરસ ) + અપહૃત ( લઈ લીધેલું ) ] વિ. એકબીજા પાસેથી ખૂંચવી લેવાયેલું.

**અન્યોન્યાપેક્ષક** [ સં. અન્યોન્ય ( એકમેક ) + અપેક્ષા ( જરૂર ) + ક ( વાળું ) ] વિ. એકબીજાની જરૂરવાળું.

**અન્યોન્યાપેક્ષા** [ સં. અન્યોન્ય ( અરસપરસ ) + અપેક્ષા ( ઇચ્છા ) ] સ્ત્રી. એકબીજાની જરૂર.

**અન્યોન્યાભાવ** [ સં. અન્યોન્ય ( પરસ્પર ) + અભાવ ] પું. ( ન્યાય ) બે વસ્તુના તાદાત્મ્યનો અભાવ; બે વસ્તુની એકતા ન હોવાપણું; તાદાત્મ્યાભાવ. જેમકે, ઘટ પટ નથી. અભાવ ચાર પ્રકારના છે: (૧) પ્રાગભાવ, (૨) પ્રધ્વંસાભાવ, (૩) અત્યંતાભાવ, અને (૪) અન્યોન્યાભાવ અથવા તાદાત્મ્યાભાવ.

**અન્યોન્યાલંકાર** [ સં. અન્યોન્ય ( અરસપરસ ) + અલંકાર ] પું. ( કાવ્ય ) એક અલંકાર; એકબીજાની શોભામાં કે દોષમાં પૂર્તિ કરી આપે તેવો અર્થાલંકાર.

**અન્યોન્યાવાદ** [ સં. અન્યોન્ય ( પરસ્પર ) + આ + વાદ ( મત ) ] પું. ૭ મુખ્ય શ્રમણપંથ માંહેનો એ નામનો એક. તેના આચાર્ય પકુધકાત્યાયનના કહેવા પ્રમાણે આ જગત સાત અવિનાશી પદાર્થનું બનેલું છે: ૧. પૃથ્વી, ૨. પાણી, ૩. તેજ, ૪. વાયુ, ૫. સુખ, ૬. દુઃખ અને ૭. જીવ. આ સાત પદાર્થ કોઈએ કરેલા કે કરાવેલા નથી. તેનો મારનાર, મરાવનાર, કહેનાર, જાણનાર અથવા વર્ણન કરનાર કોઈ નથી. વૈશેષિકના સાત પદાર્થ અને પકુધના આ સાત પદાર્થમાં સંખ્યા સિવાય બીજું સરખાપણું નથી.

**અન્યોન્યાશ્રય** ૧. [ સં. અન્યોન્ય ( અરસપરસ ) + આશ્રય ( આધાર ) ] પું. એકબીજાનો ટેકો; પરસ્પર આધાર.

૨. પું. એક વસ્તુના જ્ઞાનને માટે બીજી વસ્તુના જાણપણાની જરૂર; સાપેક્ષજ્ઞાન. જેમકે, શરદીને ઓળખવા માટે ગરમીના, ને ગરમીને જાણવા માટે શરદીના જ્ઞાનની જરૂરિયાત છે.

૩. પું. ( ન્યાય ) દલીલનો એક દોષ; સામસામો કાર્યકારણભાવ.

> કોઈ બાબત સાબીત કરવી હોય તો પ્રથમ અમુક સાધનથી તેને સાબિત કરીએ અને પછી એ સાધન પણ પ્રતિવાદીને સંમત ન હોય તો એ સાધન પાછું એ જ સાધ્યથી સાબીત કરીએ એ **અન્યોન્યાશ્રય**નો દોષ છે. પ્રમાણશાસ્ત્રપ્રવેશિકા

૪. વિ. એકબીજા ઉપર આધાર રાખનારૂં.

**અન્યોન્યાશ્રયદોષ** ૧. પું. સાપેક્ષજ્ઞાન. જુઓ અન્યોન્યાશ્રય ૨.

૨. પું. ( ન્યાય ) સામસામો કાર્યકારણભાવ. જુઓ અન્યોન્યાશ્રય ૩.

**અન્યોન્યાશ્રયવાદ** [ સં. અન્યોન્યાશ્રય ( પરસ્પર આધાર ) + વાદ ( મત ) ] પું. જીવન માટે એકબીજાની મદદ વગર ચાલે નહિ એવો મત.

**અન્યોન્યાશ્રયવાદી** [ સં. અન્યોન્યાશ્રય ( અરસપરસ આધાર ) + વાદિન્ ( માનનાર ) ] વિ. જીવનમાં એકબીજાને મદદની જરૂર છે એવા મતવાળું; અન્યોન્યાશ્રયવાદમાં માનનાર.

**અન્યોન્યાશ્રયી** ૧. [ સં. અન્યોન્ય ( પરસ્પર ) + આશ્રયિન્ ( આધાર રાખનાર ) ] વિ. અરસપરસ આધાર રાખનારૂં.

૨. વિ. ( જ્યોતિષ ) એકબીજાના ભુવનમાં રહેનારૂં. દરેક રાશિનો અથવા તે રાશિ જે ભુવનમાં હોય તેનો સ્વામી અમુક ગ્રહ ઠરાવેલ છે, અને તે રાશિવાળું જે ભુવન તે તે ગ્રહનું ભુવન કહેવાય છે અથવા તે ભુવનનો સ્વામી તે ગ્રહ કહેવાય છે. આ રીતે એકબીજાના ભુવનમાં બે ગ્રહ રહ્યા હોય તે અન્યોન્યાશ્રયી કહેવાય. જેમકે, પાંચમી રાશિ કે તે રાશિવાળા ભુવનનો સ્વામી સૂર્ય છે, અને દશમી અગિયારમી રાશિ કે તે રાશિવાળાં ભુવનનો સ્વામી શનિ છે. જો પાંચમી રાશિના ભુવનમાં શનિ પડ્યો હોય અને દશમી કે અગિયારમી રાશિના ભુવનમાં સૂર્ય પડ્યો હોય તો શનિ અને સૂર્ય અન્યોન્યાશ્રયી કહેવાય.

**અન્યોન્યાશ્રિત** ૧. [ સં. અન્યોન્ય ( અરસપરસ ) + આશ્રિત ( આધારવાળું ) ] વિ. એકબીજા ઉપર આધાર રાખનાર.

૨. વિ. ( જ્યોતિષ ) એકબીજાના ભુવનમાં રહેનાર. જુઓ અન્યોન્યાશ્રયી ૨.

**અન્યોન્યોક્તિ** [ સં. અન્યોન્ય ( પરસ્પર ) + ઉક્તિ ( કહેવું તે ) ] સ્ત્રી. વાતચીત; વાર્તાલાપ.

**અન્વક્ષ** ૧. [ સં. અનુ ( પાછળ ) + અક્ષ ( ઇંદ્રિય ) ] વિ. તરતજ પાછળ આવતું; પછીનું.

૨. વિ. પ્રત્યક્ષ; સાક્ષાત; નજર સામેનું.

૩. અ. ઉપરાંત; વિશેષમાં.

૪. અ. સામે; નજર આગળ.

**અન્વક્ષર** [ સં. અનુ ( પાછળ ) + અક્ષર ] પું. પાછળ આવનારો અક્ષર; પછીનો અક્ષર.

**અન્વક્ષરસંધિ** [ સં. અનુ ( પાછળનું ) + અક્ષર + સંધિ ( સંયોગ ) ] સ્ત્રી. ( વ્યાકરણ ) સ્વર અને વ્યંજનનું જોડાણ.

**અન્વગભાનુ** પું. ( પુરાણ ) સોમવંશી પુરુ રાજાના દીકરાનો દીકરો અને મિશ્રકેશી નામની અપ્સરાની કૂખે રૌદ્રાશ્વથી જન્મેલા ઋતેયુ, કક્ષેયુ, કૃકણેયુ, સ્થંડેયુ, વનેયુ, જલેયુ, તજેયુ, સત્યેયુ, ધર્મેયુ અને સન્નતેયુ એ નામના દશ પુત્રમાંથી પહેલો. ઋતેયુનાં અન્વગભાનુ અને અનાધૃષ્ટિ એવાં બીજાં બે નામ હતાં.

**અન્વય** ૧. [ સં. અનુ ( પાછળ ) + અય્ ( જવું ) ] પું. અનુક્રમ.

૨. પું. અનુસરણ; પાછળ જવાની ક્રિયા.

૩. પું. ( ન્યાય ) એક વસ્તુ હોય ત્યાં બીજી વસ્તુનું નિયમે કરીને હોવાપણું.

> એક હોય એટલે બીજું હોય જ તેને અન્વય કહે છે અને એક ન હોય એટલે બીજું ન જ હોય તેને વ્યતિરેક કહે છે. પ્રમાણશાસ્ત્રપ્રવેશિકા

૪. પું. કારણ હોય ત્યાં કાર્ય હોવાનો નિયમ; ઉપાદાન કારણતા.

૫. પું. કાર્યકારણનો સંબંધ.

૬. પું. કુળ; વંશ.

૭. પું. (વ્યાકરણ) ક્રિયાપદનો કર્તા તથા કર્મ સાથે અને વિશેષણનો નામ સાથે સંબંધ; વાક્યમાં પદોનો એકબીજા સાથે ઘટતો સંબંધ.

૮. પું. જુદી જુદી વસ્તુને સરખા ગુણવાળી હોવાથી એક વર્ગમાં મૂકવાપણું. જેમકે, માણસ, બળદ, કૂતરા વગેરે ચાલવા ફરવાવાળાને જંગમના વર્ગમાં જાણવાં.

૯. પું. તાત્પર્ય; ભાવાર્થ; સારાંશ.

અન્વય બેસાડવો-લગાડવો = અર્થ કરવો.

૧૦. પું. (ન્યાય) પ્રતિજ્ઞા અને અનુમાનનો નિયમપૂર્વક સંબંધ.

૧૧. પું. પ્રત્યક્ષ દેખાવાપણું.

૧૨. પું. (વ્યાકરણ) વાક્યરચનાના નિયમ પ્રમાણે પહેલાં કર્તા, પછી કર્મ અને છેલ્લે ક્રિયાપદ એ પ્રમાણે શબ્દને ગોઠવવાની ક્રિયા.

અન્વય કરવો = (૧) અર્થ બેસાડવાને વ્યાકરણના નિયમ પ્રમાણે વાક્ય ગોઠવવું. (૨) પદ્યને ગદ્યમાં ગોઠવવું. (૩) ભાષાંતર કરવું; તરજૂમો કરવો.

૧૩. પું. વૃત્તિ; મનનું વલણ.

૧૪. પું. સમવડ; અનુકૂળતા.

૧૫. પું. સંતતિ; બાળબચ્ચાં; સંતાન; ઓલાદ.

૧૬. પું. સંબંધ.

૧૭. વિ. અનુસરેલ.

૧૮. વિ. સીધું; સરલ.

**અન્વયક્રિયા** [સં. અન્વય (સરલ) + ક્રિયા] સ્ત્રી. કામ કરવાની સીધી રીત; 'ડિરેક્ટ પ્રોસેસ'.

**અન્વયજ્ઞ** [સં. અન્વય (વંશ) + જ્ઞ (જાણનાર)] પું. વહીવંચો; વંશ-પેઢીનો જાણનારો.

**અન્વયજ્ઞાન** [સં. અન્વય (પ્રત્યક્ષ દેખાવાપણું) + જ્ઞાન] ન. (વેદાંત) જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થામાં તેના સાક્ષી તરીકે અનુગત તુરીય આત્માનું જ્ઞાન; સુષુપ્તિ એટલે ગાઢ નિદ્રામાં પણ જીવાત્માના સૂક્ષ્મ શરીરનું યે ભાન નહિ થવા છતાં આત્માનું થતું ભાન.

**અન્વયદર્શક** [સં. અન્વય (સંબંધ) + દર્શક (જણાવનાર)] વિ. સંબંધ જણાવનારું.

**અન્વયદર્શકાક્ષર** [સં. અન્વય (સંબંધ) + દર્શક (બતાવનાર) + અક્ષર] પું. સંબંધ જણાવનારો અક્ષર; 'રેફરન્સ લેટર'.

**અન્વયપદ્ધતિ** [સં. અન્વય (કાર્યકારણનો સંબંધ) + પદ્ધતિ (રીત)] સ્ત્રી. (ન્યાય) અન્વેષણની એક પદ્ધતિ. અમુક અર્થ જ્યાં-જ્યાં હોય તે સઘળા દાખલામાં એક જ બીજો સર્વસાધારણ અર્થ મળી આવતો હોય તો તે બે અર્થ ઘણું કરીને કાર્યકારણ અથવા કાર્યકારણ સંબંધવાળા સમજવામાં આવે છે. જેમકે, જે જે ઘરમાં, જે જે શહેરમાં પ્લેગ ચાલે છે તેમાં પહેલાં ઉંદરો મરવા માંડે છે. આ પદ્ધતિથી કહી શકાય કે ઉંદરો મરવા અને પ્લેગ ચાલવા વચ્ચે કાર્ય-કારણને લગતો કોઈ સંબંધ છે, પણ ઉંદરો મરવા પોતે પ્લેગનું કારણ છે એમ ન કહી શકાય, કારણ કે આ બન્ને બનાવો કોઈ એક જ કારણની સંયુક્ત અસર હોઈ શકે.

**અન્વયપ્રતિજ્ઞા** [સં. અન્વય (કાર્યકારણનો સંબંધ) + પ્રતિજ્ઞા (પંચાવયવ વાક્યમાંનું પહેલું)] સ્ત્રી. (ન્યાય) સિદ્ધાંત; પ્રમેય.

**અન્વયબાધ** પું. (કાવ્ય) શબ્દનો મુખ્ય અર્થ લેવાથી થતો દોષ. જેમકે, 'ગંગા ઉપર આબીરનું ઝૂંપડું' એમાં ગંગા શબ્દનો મુખ્ય અર્થ પાણીનો પ્રવાહ લઈ શકાતો નથી, કેમકે પાણીના પ્રવાહમાં ઝૂંપડું હોઈ શકે નહિ.

મુખ્ય અર્થનો બાધ થાય ત્યારે તેની સાથે સંબંધ રાખનાર બીજો અર્થ જે લાગુ પડે છે, અને જે લેવા માટે કંઈ પ્રયોજન હોવું જોઈએ તે લક્ષ્ય અર્થ અને એ શબ્દશક્તિ લક્ષણા કહેવાય છે. એ બાધ બે રીતે થઈ શકે છે: અન્વયબાધ કે તાત્પર્યબાધ.

કાવ્ય-સાહિત્ય મીમાંસા

**અન્વયબોધ** [સં. અન્વય (અનુસરેલ) + બોધ (જ્ઞાન)] પું. શબ્દજ્ઞાનથી ઉત્પન્ન થનાર શાબ્દબોધરૂપ એક જાતનો અનુભવ.

**અન્વયમાન** [સં. અન્વય (સરલ) + માન (માપ)] ન. સીધું માપ; 'ડિરેક્ટ મેઝર'.

**અન્વયયુક્ત** ૧. [સં. અન્વય (અનુક્રમ) + યુક્ત (સહિત)] વિ. અનુક્રમવાળું; એક પછી એક એમ ક્રમવાળું.

૨. [સં. અન્વય (અર્થ) + યુક્ત (વાળું)] વિ. ભાવાર્થવાળું; તાત્પર્યવાળું.

**અન્વયયોજના** [સં. અન્વય + યોજના (ગોઠવણ)] સ્ત્રી. (વ્યાકરણ) વાક્યમાં કર્તા, કર્મ, ક્રિયાપદ વગેરે પદનો પરસ્પર સંબંધ બતાવનારું નિરૂપણ; પદચ્છેદ.

**અન્વયવ્યતિરેક** [સં. અન્વય (સંબંધ) + વ્યતિરેક (અભાવ)] પું. (ન્યાય) અમુક એક વસ્તુ હોય ત્યાં બીજી વસ્તુ હોવાનો અને ન હોય તો ન હોવાનો સંબંધ કે નિયમ. જેમકે, જ્યાં ઊના પાણીના ઝરા હોય ત્યાં પાણીમાં ગંધકનો મોટો અંશ હોય, અને જ્યાં ઊના પાણીના ઝરા ન હોય ત્યાં પાણીમાં ગંધક ન હોય. આ ઉપરથી સાબિત થાય કે ઝરાનું પાણી ઊનું રહેવાનું કારણ ગંધક છે.

**અન્વયવ્યતિરેકપદ્ધતિ** [સં. અન્વય (કાર્યકારણનો સંબંધ) + વ્યતિરેક (અભાવ) + પદ્ધતિ (રીત)] સ્ત્રી. (ન્યાય) એક અન્વેષણપદ્ધતિ. અમુક અર્થ જ્યાં-જ્યાં હોય તે સઘળા દાખલામાં એક જ બીજો સર્વસાધારણ અર્થ મળી આવતો હોય, અને એ અમુક અર્થ જ્યાં-જ્યાં ન હોય તે સઘળા દાખલામાં એ જ સર્વસાધારણ અર્થનો અભાવ પાછો સર્વસાધારણ હોય તો એ સાધારણ અર્થ તે અર્થનું કાર્ય અથવા કારણનું જરૂરનું અંગ સમજવું. વળી આ નિયમ બરાબર પળાયો હોય તો આ પદ્ધતિથી જે કોઈ અર્થ બીજાનું કારણ બતાવાય તે તેનું અનન્ય કારણ સમજવું. જેમકે, અમુક ગામમાં અમુક માણસોને વાળા નીકળે છે. તપાસ કરતાં બધાં માણસો એકસરખી રીતે રહેતાં, ખાતાં, પીતાં માલૂમ પડે છે. તેમનામાં માત્ર એક જ ફરક છે કે વાળા નીકળનારાં માણસો અમુક વાવનું પાણી પીએ છે, અને ન નીકળનારાં તે વાવનું પાણી પીતાં નથી. એટલે શંકા વગર સાબિત થયું કે એ વાવના પાણીમાં જ વાળાનું કારણ છે.

**અન્વયવ્યતિરેકી** [સં. અન્વયવ્યતિરેકિન્ (અન્વય તથા વ્યતિરેકવાળું)] વિ. (ન્યાય) અન્વયવ્યાપ્તિ તેમ જ વ્યતિરેકવ્યાપ્તિ બન્નેવાળું.

જે હેતુ એવો હોય કે તેને અન્વય અને વ્યતિરેક ઉભયે વ્યાપ્તિ લાગુ પડે તેને અન્વયવ્યતિરેકી હેતુ કહે છે.

ન્યાયશાસ્ત્ર

**અન્વયવ્યતિરેકી અનુમાન** [સં. અન્વયવ્યતિરેકિન્ (અન્વય અને વ્યતિરેકવાળું) + અનુમાન (તર્ક)] ન. (ન્યાય) હેતુ અને સાધ્યની અન્વયવ્યાપ્તિ તથા વ્યતિરેકવ્યાપ્તિથી સિદ્ધ થતું અનુમાન; સાધ્ય અને હેતુનો, તથા તે બન્નેના અભાવનું બીજી જગાએ સાથે હોવાપણું દેખાતું હોય તે અનુમાન.

'પર્વત અગ્નિવાળો છે, ધુમાડાવાળો હોવાથી'. આ અનુમાનમાં અગ્નિરૂપ સાધ્યનો તથા ધૂમરૂપ હેતુનો રસોડામાં સહચાર લેવામાં આવે છે અને પાણીના ધરામાં તે બન્નેનો અભાવ લેવામાં આવે છે, માટે એ અન્વયવ્યતિરેકી અનુમાન છે.

છોટાલાલ ભટ્ટ

**અન્વયવ્યતિરેકી લિંગ** [સં. અન્વયવ્યતિરેકિન્ (અન્વયવ્યાપ્તિ તથા વ્યતિરેકવ્યાપ્તિવાળું) + લિંગ (હેતુ)] ન. (ન્યાય) સાધ્યની અન્વયવ્યાપ્તિવાળું તથા વ્યતિરેકવ્યાપ્તિવાળું ચિહ્ન; જે વસ્તુ સાબિત કરવાની સાધ્ય છે, તેની અન્વય-એકના હોવાથી બીજાનું હોવું-એ વ્યાપ્તિવાળું, તેમ જ તેની વ્યતિરેક-એક

ન હોય ત્યાં બીજાનું ન હોવું એ વ્યાપ્તિવાળું જે ચિહ્ન તે. જેમકે, ધુમાડાના ચિહ્નથી અગ્નિનું અનુમાન થાય છે, કેમકે ધુમાડો હોય ત્યાં અગ્નિ હોય જ, એ ધુમાડાની અન્વયવ્યાપ્તિ છે; તેમ જ અગ્નિ ન હોય ત્યાં ધુમાડો ન હોય, એ ધુમાડાની વ્યતિરેકવ્યાપ્તિ છે; એટલે ધુમાડારૂપ ચિહ્ન અગ્નિનું અન્વયવ્યતિરેકી લિંગ છે.

ધુમાડાને લઈ પર્વત અગ્નિવાળો છે. આ પ્રસિદ્ધ અનુમાનમાં ધૂમરૂપ લિંગ અગ્નિરૂપ સાધ્યની અન્વયવ્યાપ્તિવાળું છે, તથા વ્યતિરેકવ્યાપ્તિવાળું છે, માટે તે અન્વયવ્યતિરેકી લિંગ કહેવાય છે. છોટાલાલ ભટ્ટ

**અન્વયવ્યભિચાર** [ સં. અન્વય ( કાર્યકારણનો સંબંધ ) + વ્યભિચાર ( સાથે નહિ હોવાપણું ) ] પું. ( ન્યાય ) કારણ હોવા છતાં કાર્યની ઉત્પત્તિ ન થવાપણું. જેમકે, કાદંબરી વગેરે ગ્રંથમાં મંગળ એટલે મંગળાચરણ કર્યા છતાં ગ્રંથ પૂરો થયો નથી, માટે અન્વયવ્યભિચાર છે, એટલે કે મંગળ એ અન્વયવ્યભિચારી કારણ છે.

**અન્વયવ્યભિચારી** [ સં. અન્વય ( કાર્યકારણનો સંબંધ ) + વ્યભિચાર ( સાથે ન હોવાપણું ) + ઇન્ ( વાળું ) ] વિ. કારણ હોવા છતાં કાર્યની ઉત્પત્તિ ન થાય એવું.

**અન્વયવ્યાપ્તિ** [ સં. અન્વય ( કાર્યકારણનો સંબંધ ) + વ્યાપ્તિ ( સંગ ) ] સ્ત્રી. ( ન્યાય ) સાધન હોય ત્યાં સાધ્ય હોય એ સંબંધ; એક હોય ત્યાં બીજું હોય જ એવો સંબંધ.

**અન્વયશૂન્ય** ૧. [ સં. અન્વય ( સારાંશ ) + શૂન્ય ( રહિત ) ] વિ. ભાવાર્થ વિનાનું; તાત્પર્ય વગરનું; અર્થ રહિત.

૨. [ સં. અન્વય ( વંશ ) + શૂન્ય ( વિનાનું ) ] વિ. વંશ રહિત; સંતતિ વગરનું.

૩. [ સં. અન્વય ( સંબંધ ) + શૂન્ય ( વગરનું ) ] વિ. સંબંધ વિનાનું.

**અન્વયસહચાર** [ સં. અન્વય ( કાર્યકારણનો સંબંધ ) + સહચાર ( સાથે હોવાપણું ) ] પું. ( ન્યાય ) કારણ હોય તો કાર્ય થાય એવો નિયમ; કાર્યકારણનું હંમેશાં સાથે હોવાપણું. જેમકે, માટી, કુંભાર, દંડ, ચાકડો વગેરે કારણ હોય તો ઘડો બને; માટે તે માટી વગેરે કારણ અન્વયસહચારવાળાં કહેવાય છે.

**અન્વયસિદ્ધ** ૧. [ સં. અન્વય ( અર્થ ) + સિદ્ધ ( સાબિત ) ] વિ. અર્થ ઉપરથી સાબિત થતું.

૨. [ સં. અન્વય ( સંબંધ ) + સિદ્ધ ( સાબિત ) ] વિ. સંબંધ ઉપરથી સિદ્ધ થતું.

**અન્વયાગત** [ સં. અન્વય ( વંશ ) + આગત ( આવેલું ) ] વિ. વંશપરંપરાથી ઊતરી આવેલું.

**અન્વયાધાર** ૧. વિ. ( વ્યાકરણ ) પ્રત્યય રહિત; એકસ્વરી; ક્રમાનુસારી.

૨. [ સં. અન્વય ( વાક્યરચના ) + આધાર ] વિ. વાક્યરચના સંબંધી; શબ્દયોજના વિષેનું.

**અન્વયાંતર** ૧. [ સં. અન્વય ( સંબંધ ) + અંતર ( બીજું ) ] ન. અન્ય સંબંધ.

૨. [ સં. અન્વય ( સરલ ) + અંતર ( અંતઃકરણ ) ] ન. નિખાલસ દિલ; શુદ્ધ હૃદય; કપટ વગરનું મન.

૩. [ સં. અન્વય ( વંશ ) + અંતર ( જુદું ) ] ન. બીજો વંશ.

૪. [ સં. અન્વય ( સીધું ) + અંતર ( છેટું ) ] ન. ( ગણિત ) સીધું અંતર; 'ડિરેક્ટ ડિસ્ટન્સ'.

**અન્વયી** ૧. [ સં. અન્વય ( કાર્યકારણનો સંબંધ ) + ઇન્ ( વાળું ) ] વિ. ( ન્યાય ) અન્વયવ્યાપ્તિવાળું.

૨. [ સં. અન્વય ( વંશ ) + ઇન્ ( વાળું ) ] વિ. એક જ વંશનું; એક કુટુંબનું.

૩. [ સં. અનુ ( પાછળ ) + ઇ ( જવું ) ] વિ. પાછળ આવેલું; અનુસરેલું.

૪. [ સં. અન્વય ( સંબંધ ) + ઇન્ ( વાળું ) ] વિ. સંબંધવાળું; સંબંધ રાખનાર.

**અન્વયે** [ સં. અનુ ( પાછળ ) + ઇ ( જવું ) ] અ. પ્રમાણે; ક્રમે.

**અન્વર** ૧. [ હિં. ] પું. સ્ત્રીઓને અંગૂઠામાં પહેરવાની ઘૂઘરીવાળી વીંટી; અણવટ.

૨. [ અ. નૂર ( તેજ ) નું શ્રેષ્ઠતાદર્શક રૂપ ] વિ. ઘણું તેજસ્વી.

**અન્વર્થ** ૧. [ સં. અનુ ( પ્રમાણે ) + અર્થ ] વિ. નામ પ્રમાણે ગુણવાળું.

૨. વિ. બંધબેસતા અર્થવાળું; યથાર્થ.

**અન્વર્થક** જુઓ અન્વર્થ.

**અન્વર્થગ્રહણ** [ સં. અનુ ( પ્રમાણે ) + અર્થ + ગ્રહણ ( લેવાપણું ) ] ન. શબ્દનો અર્થ મૂળ અર્થ પ્રમાણે અથવા અક્ષરેઅક્ષર લેવાપણું.

**અન્વર્થતા** ૧. [ સં. અનુ ( પ્રમાણે ) + અર્થ + તા ( પણું ) ] સ્ત્રી. નામ પ્રમાણે ગુણવાળું હોવાપણું.

૨. [ સં. અન્વર્થ ( બંધબેસતો અર્થ હોય એવું ) + તા ( પણું ) ] સ્ત્રી. બંધબેસતો અર્થ હોવાપણું.

**અન્વર્થસંજ્ઞા** ૧. [ સં. અન્વર્થ ( યથાર્થ ) + સંજ્ઞા ( નામ ) ] સ્ત્રી. અર્થનું સીધી રીતે જ્ઞાન કરાવે એવો શબ્દ.

૨. સ્ત્રી. સ્પષ્ટ અર્થવાળું વિશેષનામ.

**અન્વવસર** [ સં. અનુ ( પ્રમાણે ) + અવસર ( પ્રસંગ ) ] અ. અવસર પ્રમાણે; યથા સમયે.

**અન્વવસર્ગ** ૧. [ સં. અનુ ( પાછળ ) + અવ-સૃજ્ ( છોડી દેવું ) ] પું. છોડી મૂકવાપણું; છૂટું કરવાની ક્રિયા.

૨. [ સં. અનુ ( પ્રમાણે ) + અવસર્ગ ( મરજી પ્રમાણે વર્તન ) ] પું. મરજી પ્રમાણે વર્તન; સ્વેચ્છાચાર.

૩. પું. મરજીમાં આવે તે પ્રમાણે કરવાની છૂટ.

**અન્વવાય** [ સં. અનુ ( પાછળ ) + અવ ( નીચે ) + અય્ ( જવું ) ] પું. વંશ; કુળ.

**અન્વષ્ટકા** ૧. [ સં. અનુ ( પાછળ ) + અષ્ટકા ( આઠમ ) ] સ્ત્રી. પોષ, માહ અને ફાગણ માસની વદ નોમ.

૨. [ હિં. ] સ્ત્રી. પોષ, માહ અને ફાગણ માસની વદ નોમને દિવસે કરવામાં આવતું માતૃશ્રાદ્ધ.

**અન્વષ્ટક્ય** [ સં. અન્વષ્ટકા ] ન. પોષ, માહ અને ફાગણ માસની વદ નોમને દિવસે કરવામાં આવતું શ્રાદ્ધ કે બીજી કોઈ ક્રિયા.

**અન્વસ્ત** ૧. પું. ( ગણિત ) સમોત્સાર; પરવલય; 'પેરેબોલા'. જે વક્રના દરેક બિંદુનું એક આપેલા બિંદુથી અંતર, અને તે બિંદુનું એક આપેલી નિયતરેખાથી અંતર, એ બન્ને સરખાં હોય એવો વક્ર અન્વસ્ત કહેવાય.

૨. વિ. એકબીજા સાથે ગૂંથેલું.

૩. વિ. ચિત્રવિચિત્ર.

૪. [ સં. અનુ ( પાછળ ) + અસ્ ( ફેંકવું ) ] વિ. પાછળ ફેંકેલું.

**અન્વસ્તીય અવકાશ** પું. ( ગણિત ) અન્વસ્તના અક્ષને લંબરૂપ હોય એવી તેની જીવા અને તે અન્વસ્ત એ બે વચ્ચેની જગા.

**અન્વસ્તીય ફલ** ન. ( ગણિત ) એક પ્રકારનું ફલ. જ્યા કોટિજ્યા વગેરે ફલને વર્તુલ સાથે જે પ્રકારનો સંબંધ છે તે પ્રકારનો સંબંધ અન્વસ્ત સાથે હોય તે ફલ અન્વસ્તીય ફલ કહેવાય છે.

**અન્વસ્તીયશંકવાભ** સ્ત્રી. ( ગણિત ) અનવસ્ત તેના અક્ષની આસપાસ ચક્કર ચક્કર ફરવાથી થતી ઘન આકૃતિ.

**અન્વાહ** [ સં. અનુ ( દરેક ) + અહન્ ( દિવસ ) ] અ. દરરોજ; પ્રતિદિન.

**અન્વાચય** ૧. પું. ઊતરતા દરજ્જાની વસ્તુ; મુખ્ય નહિ એવી ચીજ.

૨. [ સં. અનુ ( સાથે ) + આચિ ( ભેગું કરવું ) ] પું. મુખ્ય કામ કરવાની સાથે કોઈ બીજું કામ પણ કરવાની આજ્ઞા; એક પંથ દો કાજની આજ્ઞા. જેમકે, ભિક્ષા લેવા માટે જાઓ અને જો રસ્તામાં ગાય મળે તો તેને પણ હાંકતા આવો.

**અન્વાદર્શ** ૧. પું. કલ્પના; ખ્યાલ; ધારણા.

૨. [ સં. અનુ ( પાછળ ) + આદર્શ ( નેમ ) ] પું. પાછળથી થયેલો વિચાર.

**અન્વાદેશ** ૧. [ સં. અનુ ( પાછળ ) + આદેશ ( હુકમ ) ] પું. એક કામ કર્યા પછી તેને બીજું કામ કરવાનો હુકમ. જેમકે, આ વ્યાકરણ ભણ્યો છે, હવે એને સાહિત્ય ભણાવો.

૨. [ સં. અનુ ( પછી ) + આદેશ ( કથન ) ] પું. એકને એક શબ્દનું વાક્યના પાછલા ભાગમાં પુનઃકથન.

**અન્વાધાન** [ સં. અનુ ( પાછળ ) + આધાન ( મૂકવું તે ) ] ન. અગ્નિની સ્થાપના કર્યા પછી તે ચાલુ રાખવા તેમાં બળતણ નાખવાની ક્રિયા.

**અન્વાધિ** ૧. [ સં. અનુ ( પાછળ ) + આધિ ( મનની પીડા ) ] પું. ખોટું કામ કર્યા પછી થતી ચિંતા; પશ્ચાત્તાપ; દિલગીરી.

૨. પું. દેનાર પોતાના કામ માટે અમુક ચીજ માગે ત્યારે તેને તે આપવી એવી શરતે લઈ આવેલી વસ્તુ; ઉછીની લીધેલી વસ્તુ.

૩. પું. મૂળ ધણીને પાછી સોંપવા માટે ત્રીજા માણસને આપેલી થાપણ.

**અન્વાધેય** [ સં. અનુ ( પાછળ ) + આધેય ( આપવાનું ) ] ન. સ્ત્રીને પિયર અથવા સાસરા તરફથી પરણ્યા પછી મળેલી મિલકત; સ્ત્રીધન.

**અન્વાધ્ય** [ સં. ] પું. દેવનો એક વર્ગ.

**અન્વાયતન** [ સં. ] વિ. અક્ષાંશવૃત્તમાં આવેલું.

**અન્વાર** [ અ. નૂર ( તેજ ) નું બહુવચન ] પું. બ. વ. પ્રકાશ; તેજ.

**અન્વારબ્ધ** ૧. [ સં. અનુ ( પાછળ ) + આરબ્ધ ( શરૂ કરેલું ) ] વિ. પાછળ આવેલું; અનુસરેલું.

૨. વિ. શરીર ઉપર મૂકેલું.

૩. [ સં. અન્વારભ્ ( અડવું ) ] વિ. શરીરના કોઈ પણ ભાગ કે પીઠને અડેલું.

**અન્વારંભ** [ સં. અન્વારભ્ ( અડવું ) ] પું. યજમાનને ધર્મક્રિયાના પુણ્યફળનો અધિકારી બનાવવા તેને અડવાની ક્રિયા.

**અન્વારોહણ** ૧. ન. પતિના શબ સાથે કે તેની પાછળ બળી મરવાપણું.

૨. [ સં. અનુ ( પાછળ ) + આરોહણ ( ચડવું તે ) ] ન. પાછળ ચડવું તે.

**અન્વાલેખ** [ સં. અનુ + આલેખ ( લખાણ ) ] પું. આચ્છાદન.

**અન્વાલોપ** પું. ( ગણિત ) એક જાતનો વક્ર; અમુક નિયમ પ્રમાણે ફરતી સુરેખાથી ઊપજતો વક્ર, જેમાં સુરેખા એ વક્રને સ્પર્શક બને છે.

**અન્વાસન** ૧. ન. કારખાનું; ઉદ્યોગસ્થાન.

૨. [ સં. અનુ ( પછી ) + આસ ( બેસવું ) ] ન. કોઈના બેઠા પછી બેસવું એ જાતનો વિવેક.

૩. ન. દસ્ત લાવે તેવી ગુદામાં નાખવાની પિચકારી.

૪. ન. દિલગીરી; પસ્તાવો; શોક.

૫. ન. પૂજા; સેવા; ઉપાસના.

૬. ન. વિદ્યાર્થીનું રહેઠાણ; શિષ્યોનું ઘર.

**અન્વાસિત** ૧. [ સં. અનુ ( પાછળથી ) + આસિત ( બેસાડેલું ) ] વિ. પાછળથી બેસાડવામાં આવેલું.

૨. વિ. સેવેલું; આરાધિત.

**અન્વાહાર્ય** ૧. પું. ઋત્વિજને આપવાની યજ્ઞની દક્ષિણા.

૨. પું. દર્શશ્રાદ્ધનો અગ્નિ; અમાસને દિવસે કરવામાં આવતા શ્રાદ્ધનો અગ્નિ.

> ગાર્હપત્ય, અન્વાહાર્ય અને આહ્વનીય એ ત્રણને હૃદય, મન અને મુખ સાથે સરખાવ્યા છે. — અણુભાષ્ય

૩. [ સં. અનુ ( દરેક ) + આહ ( આહુતિ આપવી ) ] પું. પિતૃ માટે અમાસને દિવસે કરવામાં આવતું માસિક શ્રાદ્ધ; દર્શશ્રાદ્ધ; કાત્યાયન મુનિએ કહેલ નાંદીમુખ શ્રાદ્ધ.

**અન્વાહિત** [ સં. અનુ ( પાછળથી ) + આહિત ( મૂકેલું ) ] વિ. એકની પાસેથી લઈને બીજા પાસે અનામત મૂકેલું.

**અન્વિત** ૧. [ સં. અનુ ( સાથે ) + ઇ ( જવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. વાળું; સહિત. જેમકે, શર્કરાન્વિત; ક્રોધાન્વિત.

૨. વિ. વ્યાકરણના સંબંધવાળું.

૩. વિ. સપડાયેલ; પકડાયેલું; ગ્રસ્ત.

૪. વિ. સમજાઈ ચૂકેલું; મનમાં આવી ગયેલું.

૫. વિ. સંયુક્ત; જોડાયેલું.

**અન્વિતાભિધાન** પું. મીમાંસકોનો એક વાદ. જુઓ અન્વિતાભિધાનવાદ.

**અન્વિતાભિધાનવાદ** [ સં. અન્વિત ( સંબંધવાળું ) + અભિધાન ( શબ્દ ) + વાદ ( મત ) ] પું. પદોનો અર્થ સામાન્ય નહિ પણ વિશિષ્ટ અથવા પરસ્પર જોડાયેલો છે એવો મત; વાક્યનો અર્થ તેના શબ્દો સ્વતંત્ર રીતે અથવા સામાન્ય રીતે નહિ, પરંતુ તેમના પરસ્પર સંબંધથી જણાવે છે એવો પ્રાભાકર મીમાંસકોનો મત. જેમકે, ' ઘટ લાવો ' એ વાક્યમાં ' ઘટ ' એટલે માત્ર ઘડો નહિ, પણ લાવો ક્રિયાપદથી જણાવેલી લાવવાની ક્રિયા સાથે સંબંધ ધરાવતો ઘડો એવો અર્થ થાય છે.

**અન્વિતાભિધાનવાદી** [ સં. અન્વિતાભિધાન ( એક વાદ ) + વાદિન્ ( મતમાં માનનાર ) ] વિ. અન્વિતાભિધાનવાદમાં માનનાર.

> પ્રાભાકરો એટલે પ્રભાકર કે ગુરુના અનુયાયીઓના મત પ્રમાણે પદોનો અર્થ સામાન્ય નથી, પણ વિશિષ્ટ છે; અર્થાત્ પરસ્પર અન્વિત જોડાયેલો છે. પદશક્તિથી જ અન્વયનો બોધ થાય છે; તેને માટે આકાંક્ષા, યોગ્યતા કે સંનિધિની જરૂર નથી. આ મતને અનુસારે પદો સામાન્ય અર્થના વાચક નથી પણ અન્વિત અર્થનું અભિધાન કરે છે. અને પદોનો એવો જે અન્વિત અર્થ તે જ વાક્યાર્થ છે. આ વિદ્વાનો આ કારણથી અન્વિતાભિધાનવાદી કહેવાય છે. — બૃહદ્ વ્યાકરણ

**અન્વિતાર્થ** ૧. [ સં. અન્વિત ( સમજાયેલું ) + અર્થ ] પું. આગળપાછળના સંબંધથી સહેજે સમજી શકાય એવો અર્થ; અન્વય ઉપરથી તરત સમજાય એવો અર્થ.

૨. વિ. આગળપાછળના સંબંધ પરથી સહેલાઈથી સમજાય એવા અર્થવાળું.

**અન્વિષ્ટ** ૧. [ સં. અન્વિષ્ ( શોધવું ) ] વિ. જેની શોધ કરવામાં આવી હોય એવું.

૨. વિ. તપાસ કરાયેલું.

૩. [ સં. અનુ + ઇષ્ટ ( ઇચ્છેલું ) ] વિ. વાંછિત; જેની ઇચ્છા કરવામાં આવી હોય એવું.

**અન્વીક્ષણ** ૧. [ સં. અનુ ( પાછળ ) + ઈક્ષણ ( જોવાની ક્રિયા ) ] ન. અવલોકન; સમાલોચના; નિરીક્ષણ; તપાસ.

૨. [ સં. અન્વીક્ષ્ ( વિચાર કરવો ) ] ન. વિચાર; મનન.

૩. ન. શોધ; ખોળ.

**અન્વીક્ષા** ૧. [ સં. અનુ ( પાછળ ) + ઈક્ષા ( જોવું તે ) ] સ્ત્રી. અવલોકન.

૨. [ સં. અન્વીક્ષ્ ( વિચાર કરવો ) ] સ્ત્રી. વિચાર.

૩. સ્ત્રી. વેદવાક્યના અર્થનો કરવામાં આવતો વિચાર.

૪. સ્ત્રી. શોધ; ખોળ.

**અન્વીત** ૧. [ સં. અનુ ( સાથે ) + ઈત ( ગયેલું ) ] વિ. વાળું; સહિત.

૨. વિ. વ્યાકરણના સંબંધવાળું.

૩. વિ. સપડાયેલું; ગ્રસ્ત.

૪. વિ. સમજાઈ ગયું હોય એવું.

૫. વિ. સંયુક્ત.

**અન્વીતાર્થ** ૧. [ સં. અન્વીત ( સમજાયેલું ) + અર્થ ] પું. અન્વય ઉપરથી તરત સમજાય એવો અર્થ.

૨. વિ. આમળપાછળના સંબંધ પરથી સહેલાઈથી સમજાય એવા અર્થવાળું.

**અન્વેશ** જુઓ અન્વેષ.

**અન્વેષ** જુઓ અન્વેષણ.

**અન્વેષક** ૧. [ સં. અન્વિષ્ ( તપાસવું ) ] ન. હિસાબ તપાસનાર માણસ.

૨. વિ. તપાસ કરનાર; પૂછપરછ કરનાર.

૩. વિ. શોધ કરનાર.

**અન્વેષણ** ૧. [ સં. અન્વિષ્ ( ઇચ્છવું ) ] ન. જિજ્ઞાસા; જાણવાની ઇચ્છા.

૨. [ સં. અન્વિષ્ ( તપાસ કરવી ) ] ન. પડપૂછ; પૂછપરછ; તપાસ; ચોકસી.

૩. [ સં. અન્વિષ્ ( મેળવવા યત્ન કરવો ) ] ન. પ્રવૃત્તિ; કાંઈ પણ મેળવવા કરાતો યત્ન.

૪. ન. શોધ; સંશોધન.

૫. ન. સંધાણ.

**અન્વેષણકાર** ૧. [ સં. અન્વેષણ ( ઇચ્છા ) + કાર ( કરનાર ) ] વિ. જિજ્ઞાસુ; જાણવાની ઇચ્છાવાળું.

૨. વિ. તપાસ કરનાર; પૂછપરછ કરનાર.

૩. [ સં. અન્વેષણ ( યત્ન ) + કાર ( કરનાર ) ] વિ. યત્ન કરનાર.

૪. [ સં. અન્વેષણ ( સંશોધન ) + કાર ( કરનાર ) ] વિ. શોધખોળ કરનારું.

**અન્વેષણદિનપત્રિકા** [ સં. અન્વેષણ ( તપાસ ) + દિન ( દિવસ ) + પત્રિકા ( કાગળ ) ] સ્ત્રી. તપાસની રોજનીશી; હંમેશાં કરેલ તપાસની નોંધપોથી.

**અન્વેષણપદ્ધતિ** [ સં. અન્વેષણ ( તપાસ ) + પદ્ધતિ ( રીત ) ] સ્ત્રી. ( ન્યાય ) તપાસ કરવાની રીત. તે પાંચ પ્રકારની છેઃ (૧) અન્વયપદ્ધતિ, (૨) વ્યતિરેકપદ્ધતિ, (૩) સહવિકારપદ્ધતિ, (૪) અન્વયવ્યતિરેકપદ્ધતિ અને (૫) શેષપદ્ધતિ.

**અન્વેષણવૃત્તિ** [ સં. અન્વેષણ ( યત્ન ) + વૃત્તિ ( સ્વભાવ ) ] સ્ત્રી. કોઈ પણ ચીજ મેળવવા પ્રયાસ કરવાનો સ્વભાવ.

૨. [ સં. અન્વેષણ ( ઇચ્છા ) + વૃત્તિ ( વિચાર ) ] સ્ત્રી. જિજ્ઞાસા.

૩. [ સં. અન્વેષણ ( પૂછપરછ ) + વૃત્તિ ( સ્વભાવ ) ] સ્ત્રી. પડપૂછ કરવાની ટેવ.

૪. [ સં. અન્વેષણ ( ખોળ ) + વૃત્તિ ( વલણ ) ] સ્ત્રી. શોધખોળ કરવાની આદત.

**અન્વેષણા** ૧. [ સં. અન્વિષ્ ( ઇચ્છવું ) ] સ્ત્રી. જિજ્ઞાસા; જાણવાની ઇચ્છા.

૨. [ સં. અન્વિષ્ ( તપાસ કરવી ) ] સ્ત્રી. તપાસ; પડપૂછ.

૩. સ્ત્રી. પ્રવૃત્તિ.

૪. સ્ત્રી. શોધ; ખોળ.

**અન્વેષણાજ્ઞા** [ સં. અન્વેષણ ( તપાસ ) + આજ્ઞા ( હુકમ ) ] સ્ત્રી. ઝડતીનો હુકમ; તપાસ કરવાનું ફરમાન.

**અન્વેષણીય** ૧. [ સં. અન્વિષ્ ( તપાસ કરવી ) + અનીય ( વિધ્યર્થ કૃદંતનો પ્રત્યય ) ] વિ. તપાસ કરવા જેવું.

૨. [ સં. અન્વિષ્ ( શોધવું ) + અનીય ( વિધ્યર્થ કૃદંતનો પ્રત્યય ) ] વિ. શોધ કરવા લાયક.

**અન્વેષિત** ૧. [ સં. અન્વિષ્ ( શોધવું ) ] વિ. તપાસ કરાયેલું.

૨. વિ. શોધાયેલું.

**અન્વેષી** ૧. [ સં. અન્વિષ્ ( તપાસ કરવી ) ] ન. હિસાબ તપાસનાર માણસ.

૨. વિ. તપાસ કરનાર.

૩. વિ. શોધખોળ કરનાર.

**અન્વેષ્ટવ્ય** [ સં. અન્વિષ્ ( તપાસ કરવી ) + તવ્ય ( વિધ્યર્થ કૃદંતનો પ્રત્યય ) ] વિ. અન્વેષણીય.

**અન્વેષ્ટા** ૧. [ સં. અન્વિષ્ ( તપાસ કરવી ) + તૃ ( કર્તૃવાચક પ્રત્યય ) ] પું. ચોકસી કરનાર અમલદાર.

૨. [ સં. અન્વિષ્ ( શોધ કરવી ) ] પું. દલાલ, કેમકે તે ગ્રાહક શોધી આપે છે.

૩. પું. હિસાબ તપાસનાર પુરુષ.

૪. વિ. પું. તપાસ કરનાર.

**અન્સાર** ૧. [ અ. નસર ( તેણે મદદ કરી )નું બહુવચન ] ન. બ. વ. મદીના જતી વખતે પેગંબર સાહેબને મદદ કરનાર માણસો.

૨. વિ. આશ્રય આપનાર; મદદ કરનાર.

**અન્હ** પું. ( પુરાણ ) એ નામનો એક વસુ.

**અન્હાર** [ અ. નહેર ( નીક )નું બહુવચન ] સ્ત્રી. બ. વ. સરોવર કે નદીમાંથી ખોદેલા મોટા કાંસ.

**અન્હોમુક્ વામદેવ્ય** પું. સામવેદનો એક ઋષિ.

**અપ** ૧. [ સં. અપ્ ] ન. પાણી; જળ.

૨. ઉ. અધમતા, નઠારાપણું, ખોટાપણું બતાવનાર ઉપસર્ગ. જેમકે, અપકૃત્ય; અપશુકન.

૩. ઉ. આનંદ એવો અર્થ બતાવતો ઉપસર્ગ. જેમકે, અપહાસ.

૪. ઉ. ઊતરતાપણું બતાવનાર ઉપસર્ગ. જેમકે, અપજાત.

૫. ઉ. નકાર, ચૌર્ય એવા અર્થવાળો ઉપસર્ગ. જેમકે, અપભય; અપલાપ.

૬. ઉ. નિદર્શન, એટલે દાખલો બતાવનાર ઉપસર્ગ. જેમકે, અપદેશ.

૭. ઉ. નીચે, અધો એવો અર્થ દેખાડનાર ઉપસર્ગ. જેમકે, અપકર્ષ; અપદ્વાર.

૮. ઉ. બાધ દર્શાવનાર ઉપસર્ગ. જેમકે, અપવાદ.

૯. ઉ. ભિન્નતા બતાવનાર ઉપસર્ગ.

૧૦. ઉ. વર્જન અથવા ત્યાગ બતાવનાર ઉપસર્ગ. જેમકે, અપસ્માર; અપસ્મૃતિ.

૧૧. ઉ. વિકાર, વિકૃતિ બતાવતો ઉપસર્ગ. જેમકે, અપંગ.

૧૨. ઉ. વિયોગ, દૂરતા એ અર્થનો ઉપસર્ગ. જેમકે, અપગમન; અપહરણ.

૧૩. ઉ. વિરોધ, વિપરીતતા, ઊલટાપણું એવા અર્થવાળો ઉપસર્ગ. જેમકે, અપમાન; અપયશ.

**અપઅપના** [ હિં. ] સ. પોતપોતાનું; સૌ-સૌનું.

**અપઈ** વિ. જાણીતું; સમજાય એવું.

**અપઓષ** પું. ( જરથોસ્તી ) એ નામનો દેવ. એનું કામ બાળી કે સૂકવી નાખવાનું છે.

**અપકરણ** ૧. [ સં. અપ ( ખરાબ ) + કરણ ( કામ ) ] ન. ખોટું કામ; દુષ્કર્મ.

૨. [સં. અપ ( ખરાબ ) + કરણ ( કરવું તે )] ન. ભૂંડું કરવું તે.

**અપકરતુક** ૧. [ અપ ( અધમ ) + કરતુક ( કામ ) ] ન. અઘટિત કાર્ય; ગેરવાજબી કામ.

૨. ન. અધમતા; નીચતા.

**અપકરુણ** [ સં. અપ ( નહિ ) + કરુણ ( દયાવાળું ) ] વિ. નિર્દય; નિષ્ઠુર; કઠોર હૃદયનું.

**અપકર્ણિત** [ સં. અપ ( ઊલટું ) + કર્ણિત ( સાંભળેલું ) ] વિ. સાંભળવા છતાં ધ્યાનમાં નહિ લીધેલું; કાન તળે કાઢી નાખેલું.

**અપકર્તા** ૧. પું. શત્રુ; દુશ્મન.

૨. [ સં. અપ ( ખરાબ ) + કર્તૃ ( કરનાર ) ] વિ. ખરાબ કામ કરનાર; દુરાચારી; પાપી.

૩. વિ. વેરી; દ્વેષી; વિરોધી.

૪. [સં. અપ ( વિપરીત ) + કર્તૃ ( કરનાર )] વિ. હાનિ પહોંચાડનાર; નુકસાન કરનારું.

**અપકર્મ** ૧. [ સં. અપ ( ખરાબ ) + કર્મન્ ( કામ ) ] ન. અયોગ્ય કામ; કુકર્મ; દુરાચરણ.
૨. ન. આળસ.
૩. [ સં. અપ ( દૂર ) + કર્મન્ ( કામ ) ] ન. કરજ અદા કરવાપણું.
૪. ન. કામ કરવાની અણઆવડત.
૫. ન. દુષ્ટતા; અધમપણું.
૬. વિ. દુરાચારી; ખરાબ કર્મવાળું; નીચ.

**અપકર્ષ** ૧. [ સં. અપ ( નીચે ) + કૃષ્ ( ખેંચવું ) ] પું. અપકીર્તિ; ગેરઆબરૂ.
૨. પું. ( જ્યોતિષ ) કોઈ આકાશી પદાર્થ પોતાના કરતાં મોટા પદાર્થની નજીક થઈ પસાર થતાં તેના માર્ગમાં થતો ફેરફાર.
૩. પું. ખેંચાણ; આકર્ષણ.
૪. પું. ઘટ; ક્ષય; ઓછપ.

મુખ્ય અર્થનો એટલે રસ કે ભાવનો જેથી અપકર્ષ કે ક્ષતિ થાય તેને દોષ કહી છે. — કાવ્યશાસ્ત્ર

૫. પું. નીચે ખેંચવું કે પાડી નાખવું તે.
૬. પું. પડતી; અવનતિ; અધોગતિ.
૭. પું. બગાડ; વિકૃતિ.
૮. પું. યોગ્ય વખત પહેલાં કામ કરવાપણું.
૯. પું. વ્યાકરણ, કવિતા કે મીમાંસામાં પછી આવવાના શબ્દનું આગળથી કરેલું અનુમાન.
૧૦. વિ. ઊલટી દિશામાં જતું.

**અપકર્ષક** ૧. [ સં. અપ ( નીચે ) + કર્ષક ( ખેંચનાર ) ] વિ. ઓછું કરે એવું; ઘટાડનાર.
૨. વિ. ખેંચનાર; આકર્ષક.
૩. વિ. દૂર કરનાર.
૪. વિ. નીચે લઈ જનાર; પડતી કરે એવું.

**અપકર્ષકારક** ૧. [ સં. અપ ( નીચે ) + કર્ષકારક ( ખેંચનાર ) ] વિ. ઓછું કરનારું.
૨. [ સં. અપકૃષ્ ( ખેંચવું ) ] વિ. ખેંચાણ કરનાર.
૩. વિ. દૂર કરે એવું.
૪. [ સં. અપકર્ષ ( પડતી ) + કારક ( કરનાર ) ] વિ. પડતી કરનાર.

**અપકર્ષણ** ૧. [ સં. અપ ( નીચે ) + કૃષ્ ( ખેંચવું ) ] ન. ઓછપ.
૨. ન. ખેંચાણ.
૩. ન. ગેરઆબરૂ.
૪. [ સં. અપ ( દૂર ) + કૃષ્ ( ખેંચવું ) ] ન. દૂર હઠવાની શક્તિ.
૫. ન. પડતી.
૬. વિ. ઊલટી દિશામાં જતું.
૭. વિ. હરણ કરનાર.

**અપકર્ષત્વ** [ સં. અપકર્ષ ( ઘટ ) + ત્વ ( પણું ) ] ન. ( વેદાંત ) પદાર્થના ગુણનો ઘટાડો થવાપણું.

**અપકર્ષવું** ૧. [ સં. અપ ( દૂર ) + કૃષ્ ( ખેંચવું ) ] સ. ક્રિ. ઉપાડી જવું; દૂર ખેંચવું; ઘસડી જવું.
૨. [ સં. અપ ( નીચે ) + કૃષ્ ( ખેંચવું ) ] સ. ક્રિ. ઓછું કરવું; ઘટાડવું.

**અપકર્ષસમ** [ સં. અપકર્ષ ( અનુમાન ) + સમ ( જેવું ) ] પું. ( ન્યાય ) એક જાતની ખોટી દલીલ; શબ્દ સાકાર નથી, માટે ઘટ અને શબ્દમાં કોઈ જાતનું સાધર્મ્ય નથી એવી દલીલ.

**અપકલંક** [ સં. અપ ( ખરાબ ) + કલંક ( ડાઘ ) ] ન. ભૂંસાય નહિ એવું લાંછન; મોટો બટ્ટો.

**અપકવિ** [ સં. અપ ( હલકું ) + કવિ ] પું. હલકી જાતની કવિતા બનાવનાર પુરુષ.

**અપકાજ** [ હિં. ] વિ. મતલબી; સ્વાર્થી.

**અપકામ** ૧. [ સં. અપ ( નહિ ) + કામ ( ઇચ્છા ) ] પું. અભાવ; અણગમો; અપ્રીતિ.
૨. [ સં. અપ ( ખરાબ ) + કામ ] ન. કુકર્મ; ખરાબ કાર્ય.
૩. વિ. ઇચ્છા વિનાનું.

**અપકાય** [ સં. અપ્ ( પાણી ) + કાય ( જથ્થો ) ] પું. ( જૈન ) પાણીના જીવનો વર્ગ; જીવના ૭ ભેદ માંહેનો એક.

પૃથ્વીકાય, અપકાય, વાયુકાય, અગ્નિકાય, વનસ્પતિકાય અને ત્રસકાય એ ૭ જીવભેદ છે. — પુરાતત્ત્વ

**અપકાર** ૧. [ સં. અપ ( ખરાબ ) + કાર ( કામ ) ] પું. અધમ કૃત્ય; હલકું કામ.
૨. [ સં. અપ ( ઊલટું ) + કૃ ( કરવું ) ] પું. અનુપકાર; ગુણ ઉપર કરાતો અવગુણ; દ્રોહ; સારાના બદલામાં નઠારું કરવાપણું.
૩. પું. અપમાન; અનાદર.
૪. પું. ઉપદ્રવ; ઈજા.
૫. પું. કોઈનું ખરાબ થાય એવો વિચાર; અનિષ્ટચિંતન; બીજાનું ભૂંડું થાય એવી ધારણા.
૬. પું. જુલમ; અત્યાચાર; ત્રાસ.
૭. પું. હાનિ; નુકસાન; અહિત.

**અપકારક** ૧. [ સં. અપ ( ખરાબ ) + કારક ( કરનાર ) ] ન. ખરાબ કામ કરનાર માણસ; દ્રોહી.
૨. ન. શત્રુ.
૩. [ સં. અપ ( ઊલટું ) + કારક ( કરનાર ) ] વિ. ગુણના બદલામાં અવગુણ કરનાર.
૪. વિ. નુકસાન કરનાર; હાનિકારક.
૫. વિ. બીજાનું ભૂંડું ઇચ્છનાર; અનિષ્ટ ચિંતવનાર.

**અપકારકૃત્ય** ૧. [ સં. અપકાર ( ત્રાસ ) + કૃત્ય ( કામ ) ] ન. ઉપાધિવાળું કામ.
૨. [ સં. અપકાર ( હાનિ ) + કૃત્ય ( કામ ) ] ન. નુકસાન કરવાનું કામ.

**અપકારાર્થી** ૧. [ સં. અપકાર ( દ્રોહ ) + અર્થિન્ ( ઇચ્છાવાળું ) ] વિ. ઈર્ષાળુ; અદેખું; દ્વેષી.
૨. [ સં. અપકાર ( હાનિ ) + અર્થિન્ ( મતલબવાળું ) ] વિ. નુકસાન કરવાની ઇચ્છાવાળું.

**અપકારી** જુઓ અપકારક.

**અપકાર્ય** ૧. [ સં. અપ ( ખરાબ ) + કાર્ય ( કામ ) ] ન. ખરાબ કામ.
૨. ન. નુકસાન.
૩. ન. વેર.

**અપકાર્યુપકારી** [ સં. અપકારિન્ ( ભૂંડું કરનાર ) + ઉપકારિન્ ( ભલું કરનાર ) ] વિ. ભૂંડું કરનારનું પણ ભલું કરનાર; અપકારના બદલામાં ઉપકાર કરનાર.

**અપકીર્તિ** [ સં. અપ ( ખરાબ ) + કીર્તિ ( આબરૂ ) ] સ્ત્રી. અપયશ; ગેરઆબરૂ; બદનામી.

**અપકીર્તિકર** [ સં. અપકીર્તિ ( બદનામી ) + કર ( કરનાર ) ] વિ. બદનામી કરાવે એવું.

**અપકીર્ત્તિ** જુઓ અપકીર્તિ.

**અપકીર્ત્તિકર** જુઓ અપકીર્તિકર.

**અપકૃત** ૧. [ સં. અપ ( ખરાબ ) + કૃત ( કર્મ ) ] ન. અઘટિત કામ.
૨. [ સં. અપ ( ખરાબ ) + કૃત ( કરેલું ) ] વિ. જેનું ભૂંડું કર્યું હોય એવું.

**અપકૃતિ** જુઓ અપકાર.

**અપકૃત્ય** જુઓ અપકાર.

**અપકૃષ્ટ** ૧. પું. કાગડો.
૨. ન. પાપ.
૩. [ સં. અપ ( નીચે ) + કૃષ્ટ ( ખેંચેલું ) ] વિ. ઊતરતું; પાછું પડેલું; પડતી હાલતમાં આવેલું.
૪. વિ. ખેંચેલ; આકર્ષેલું.
૫. વિ. નીચ; અધમ.
૬. વિ. પછીના વાક્યમાંથી આગળના વાક્યમાં લીધેલું. જેમકે, તેનામાં તો નથી, પણ તારામાં ક્યાં અક્કલ છે? આમાં પાછળના વાક્યમાં વપરાયેલ 'અક્કલ' શબ્દ આગલામાં પણ લેવાય છે.

૭. વિ. યોગ્ય વખત પહેલાં કરેલ.
૮. વિ. લઈ લેવાયેલું; ઉપાડી લીધેલું.

**અપકૃષ્ટચેતન** [ સં. અપકૃષ્ટ ( ખરાબ ) + ચેતન ( મન ) ] વિ. હલકી મનોવૃત્તિવાળું; નીચ મનનું.

**અપકૃષ્ટજાતિ** [ સં. અપકૃષ્ટ ( નીચ ) + જાતિ ( કુળ ) ] વિ. હલકી જાતિમાં ઉત્પન્ન થયેલું; અધમ વંશનું; નીચ કુળનું.

**અપકૃષ્ટતા** ૧. [ સં. અપકૃષ્ટ ( હલકું ) + તા ( પણું ) ] સ્ત્રી. અધમતા; નીચપણું; હલકાઈ.
૨. [ સં. અપ ( નીચે ) + કૃષ્ ( ખેંચવું ) ] સ્ત્રી. અવનતિ; પડતી.

**અપકેંદ્ર** ન. ( ગણિત ) દીર્ઘવૃત્ત વગેરેમાં એક કરતાં વધારે કેંદ્ર હોય તેમાંથી કોઈ એક કેંદ્ર; 'એપોસેન્ટર'.

**અપક્રમ** ૧. [ સં. અપ ( ઊલટું ) + ક્રમ ] પું. ક્રમભંગ; ગડબડ; ઊલટપાલટ.
૨. [ સં. અપ ( દૂર ) + ક્રમ્ ( જવું ) ] પું. પલાયન; ભાગી જવાની ક્રિયા.
૩. પું. વખત વહી જવાપણું.
૪. પું. હટીને જવાનું ઠેકાણું.
૫. વિ. ક્રમ વિનાનું.
૬. વિ. ખોટા ક્રમવાળું.

**અપક્રમણ** [ સં. અપ ( દૂર ) + ક્રમ્ ( જવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ભાગી જવું તે; પલાયન.

**અપક્રામ** જુઓ અપક્રમણ.

**અપક્રાંત** [ સં. અપ ( નીચે ) + ક્રાન્ત ( ગયેલું ) ] વિ. ભ્રષ્ટ થયેલ; પડતી થઈ હોય એવું; અવનતિ પામેલું.

**અપક્રાંતિ** [ સં. અપ ( નીચે ) + ક્રાંતિ ( જવાપણું ) ] સ્ત્રી. પડતી; અધોગતિ; અવનતિ.

**અપક્રાંતિશૂન્ય** [ સં. અપક્રાંતિ ( પડતી ) + શૂન્ય ( વિનાનું ) ] વિ. પડતી થયા વિનાનું; અધોગતિ ન થઈ હોય એવું.

**અપક્રિયા** ૧. [ સં. અપ ( દૂર ) + ક્રિયા ( કામ ) ] સ્ત્રી. કરજ અદા કરવાપણું; દેવું ભરી આપવું તે.
૨. [ સં. અપ ( ખરાબ ) + ક્રિયા ( કામ ) ] સ્ત્રી. ખોટું કામ; કુકર્મ.
૩. સ્ત્રી. દ્રોહ; વેર.
૪. સ્ત્રી. હાનિ; અહિત; નુકસાન.

**અપક્રોશ** [ સં. અપ ( ખરાબ ) + ક્રુશ્ ( બોલાવવું ) ] પું. નિંદા; ગાળ; બદગોઈ.

**અપક્વ** ૧. વિ. અધૂરું; અપૂર્ણ.
૨. [ સં. અ ( નહિ ) + પક્વ ( પાકેલું ) ] વિ. નહિ પાકેલું; કાચું.
૩. [ સં. અ ( નહિ ) + પક્વ ( ખીલેલું ) ] વિ. વિકાસ પામ્યા વિનાનું; પરિપાકને નહિ પામેલું; નહિ ખીલેલું.

**અપક્વકલુષ** [ સં. અપક્વ ( નહિ પાકેલું ) + કલુષ ( પાપ ) ] વિ. શૈવદર્શન પ્રમાણે જીવના બે ભેદમાંનો એક; સંસારમાં વારંવાર જન્મ લેનાર કર્મથી બંધાયેલ જીવ; જેના પાપરૂપી મળ ન પાકેલા હોય તેવું.

**અપક્વકષાય** [ સં. અપક્વ ( નહિ પાકેલું ) + કષાય ( રાગાદિ વિકાર ) ] વિ. જેના રાગાદિ મનના દોષ પાકેલા ન હોય એવું.

**અપક્વતા** ૧. સ્ત્રી. અધૂરાપણું; અપૂર્ણતા.
૨. [ સં. અ ( નહિ ) + પક્વ ( પાકેલું ) + તા ( પણું ) ] સ્ત્રી. પાકેલું નહિ હોવાપણું; કાચાપણું; ક્યાશ.
૩. [ સં. અ ( નહિ ) + પક્વ ( વિકાસ પામેલું ) + તા ( પણું ) ] સ્ત્રી. પૂરું ખીલેલું ન હોય એવી સ્થિતિ.

**અપક્વાંડ** [ સં. અ ( નહિ ) + પક્વ ( પાકેલું ) + અંડ ( ઈંડું ) ] ન. કાચું ઈંડું.

**અપક્ષ** ૧. [ સં. અ ( નહિ ) + પક્ષ ( બાજુ ) ] વિ. તટસ્થ; ત્રાહિત.
૨. [ સં. અ ( નહિ ) + પક્ષ ( પાંખ ) ] વિ. પાંખ વગરનું.
૩. વિ. સહાય વિનાનું; એકલવાયું.
૪. [ સં. અ ( વિરુદ્ધ ) + પક્ષ ] વિ. સામાવાળું; વિરુદ્ધ બાજુનું.

**અપક્ષગ્રાહી** [ સં. અ ( નહિ ) + પક્ષ ( બાજુ ) + ગ્રાહિન્ ( લેનાર ) ] વિ. કોઈની પણ તરફેણ ન કરનાર; નિષ્પક્ષપાતી; તટસ્થ.

**અપક્ષતા** ૧. [ સં. અ ( નહિ ) + પક્ષ ( બાજુ ) + તા ( પણું ) ] સ્ત્રી. તટસ્થ હોવાપણું.
૨. [ સં. અ ( નહિ ) + પક્ષ ( પાંખ ) + તા ( પણું ) ] સ્ત્રી. પાંખ વગરનું હોવાપણું.

**અપક્ષપાત** [ સં. અ ( નહિ ) + પક્ષ ( બાજુ ) + પત્ ( પડવું ) ] પું. કોઈનો પણ પક્ષ ન લેવો તે; નિષ્પક્ષપાત; તટસ્થપણું; સમાનભાવ.

**અપક્ષપાતી** [ સં. અ ( નહિ ) + પક્ષ ( બાજુ ) + પાતિન્ ( પડનાર ) ] વિ. તટસ્થ; ત્રાહિત.

**અપક્ષય** ૧. [ સં. અપક્ષિ ( પડતી થવી ) ] પું. અવનતિ; પડતી; અધોગતિ.
૨. [ સં. અપક્ષિ ( ઘસાઈ જવું ) ] પું. ક્ષીણતા; ઘસાઈ જવાપણું.
૩. [ સં. અપક્ષિ ( નાશ પામવું ) ] પું. વિનાશ; નાશ.

**અપક્ષિપ્ત** [ સં. અપ ( દૂર ) + ક્ષિપ્ત ( ફેંકેલું ) ] વિ. ફેંકી દીધેલું; નાખી દીધું હોય એવું.

**અપક્ષેપ** ૧. [ સં. અપ ( નીચે ) + ક્ષિપ્ ( ફેંકવું ) ] પું. ( વૈશેષિક ) ઉપરથી નીચે ફેંકવાની ક્રિયા.
૨. પું. ( વિજ્ઞાન ) કોઈ પદાર્થ સાથે અથડાઈ પ્રકાશ અને અવાજનું પાછું ફરવાપણું.
૩. પું. ફેંકી દેવાની ક્રિયા.

**અપક્ષેપણ** ૧. ન. ( વૈશેષિક ) આકુંચન, પ્રસારણ વગેરે પાંચ પ્રકારનાં કર્મમાંનું એક.
૨. [ સં. અપ ( નીચે ) + ક્ષિપ્ ( ફેંકવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. નાખી દેવાપણું; ફેંકી દેવું તે.
૩. ન. ( વિજ્ઞાન ) પ્રકાશ અને અવાજની ગતિમાં કોઈ પદાર્થ આડો આવવાથી થતું વ્યાવર્તન એટલે પાછું ફરવાપણું.

**અપખો** પું. ( ગ્રામ્ય ) અભાવો; અપ્રીતિ; અણગમો; અગખો.

અપખે પડવું = અરુચિ થવી; નહિ ગમવું.

**અપગત** ૧. [ હિં. ] સ્ત્રી. અવગત; નરકવાસ.
૨. સ્ત્રી. કમોતે થયેલું મરણ.
૩. વિ. ખરાબ ગતિ પામેલું; અવગતિયું.
૪. [ સં. અપ ( દૂર ) + ગત ( ગયેલું ) ] વિ. જતું રહેલ; ભાગી ગયેલું.
૫. વિ. મરી ગયેલું; નાશ પામેલ.
૬. વિ. વિલીન; નાશ.

**અપગતિ** [ સં. અપ ( દુષ્ટ ) + ગતિ ] સ્ત્રી. ખરાબ ગતિ; નરકવાસ.

**અપગમ** ૧. [ સં. અપ ( દૂર ) + ગમ્ ( જવું ) ] પું. નાસી જવું તે.
૨. પું. મૃત્યુ; મોત.
૩. પું. વિયોગ; જુદા પડવાપણું.
૪. પું. ( ગણિત ) સમીકરણમાંથી અપૂર્ણાંક વગેરે દૂર કરવાની રીત.

**અપગમન** ૧. [ સં. અપ ( ઊલટું ) + ગમન ( ગતિ ) ] ન. ( જ્યોતિષ ) ગ્રહની પોતાની કક્ષામાં દેખાતી ઊલટી એટલે પૂર્વથી પશ્ચિમ ગતિ; વક્રગતિનું કે વક્રી થવું તે; 'રેટ્રોગ્રેડેશન'.
૨ ન. નાસી જવાની ક્રિયા.
૩. ન. મરણ.
૪. ન. વિયોગ.

**અપગર** ૧. [ સં. અપ ( ખરાબ ) + ગૄ ( બોલવું ) ] પું. વગોવણી; નિંદા.

૨. ન. નિંદા કરનાર માણસ.
૩. [ સં. અપ ( વિનાનું ) + ગર ( ઝેર ) ] વિ. ઝેર વિનાનું.

**અપગરવું** અ. ક્રિ. મળવું; પ્રાપ્ત થવું.

**અપગર્જિત** [ સં. અપ ( રહિત ) + ગર્જિત ( ગડગડાટ ) ] વિ. ગડગડાટ વિનાનું; ગર્જના વગરનું.

**અપગંડ** [ સં. અ ( નહિ ) + પોગંડ ( પાંચથી દશ વર્ષ સુધીનો બાળક ) ] પું. દશ વર્ષથી વધારે ઉંમરે પહોંચેલો છોકરો.

**અપગા** [ સં. અપ ( નીચે ) + ગમ્ ( જવું ) ] સ્ત્રી. નદી; આપગા; સરિતા, કેમકે તે નીચાણ તરફ જાય છે.

**અપગામી** ૧. [ સં. અપ ( ઊલટું ) + ગામિન્ ( જનાર ) ] વિ. ( જ્યોતિષ ) દેખાતી ઊલટી દિશામાં જનારું; પૂર્વથી પશ્ચિમ તરફ જતું; વક્રગતિનું; 'રેટ્રોગ્રેડ'.
૨. [ સં. અપ ( નીચે ) + ગામિન્ ( જનાર ) ] વિ. પડતી હાલતનું.

**અપગુણ** ૧. [ સં. અપ ( ખરાબ ) + ગુણ ] પું. દુર્ગુણ; ખરાબ લક્ષણ.
૨. પું. વાંક; અપરાધ; ગુનો.

**અપગું** [ અ ( નહિ ) + પગ ] વિ. પગ વિનાનું; લંગડું.

મેરુ માથે કયમ ઊપડે
અપગો કયમ આકારો ચડે. શામળ

**અપગૃહીત** [ સં. અપ ( નીચે ) + ગૃહીત ( લીધેલું ) ] વિ. દબાણમાં હોય એવું; નીચેનું.

**અપગ્રહ** [ સં. અપ ( ખરાબ ) + ગ્રહ ] પું. નબળો ગ્રહ; પ્રતિકૂળ સિતારો.

**અપગ્રહણ** ૧. [ સં. અપ ( દૂર ) + ગ્રહણ ( લઈ જવાપણું ) ] ન. ઉપાડી જવાની ક્રિયા; લઈ જવું તે.
૨. ન. કાયદાનો ભંગ.

**અપઘન** ૧. [ સં. અપ ( નીચે ) + ઘન ( શરીર ) ] પું. અવયવ; અંગ.

અપઘન અંગ તણા કર્યું ન ધારી,
ઠરી તટ લહી સિંહ બત સારી. પ્રેમાનંદ

૨. [ સં. અપ ( રહિત ) + ઘન ( વાદળું ) ] વિ. વાદળાં વિનાનું.

**અપઘાટીલું** [ અપ ( ખરાબ ) + ઘાટીલું ( ઘાટવાળું ) ] વિ. ખરાબ દેખાવનું; બેડોળ.

**અપઘાત** ૧. [ સં. અપ ( નઠારું ) + ઘાત ( મરણ ) ] પું. અકાળ મૃત્યુ; કમોત.
૨. [ હિં. અપ ( પોતાનું ) + ઘાત ( નાશ ) ] પું. આત્મહત્યા; આત્મઘાત.
૩. પું. નિવારણ.
૪. પું. વિશ્વાસઘાત; દગાઈ.
૫. પું. હત્યા; હિંસા.

**અપઘાતક** ૧. [ હિં. અપ ( પોતાનું ) + ઘાતક ( નાશ કરનાર ) ] વિ. આત્મહત્યા કરનાર.
૨. [ સં. અપ ( ખરાબ ) + ઘાતક ( વધ કરનાર ) ] વિ. નાશ કરનાર; મારી નાખનારું.
૩. વિ. નિવારક.
૪. વિ. વિશ્વાસઘાતી.

**અપઘાતી** જુઓ અપઘાતક.

**અપઘૃણ** ૧. [ સં. અપ ( વગરનું ) + ઘૃણા ( તિરસ્કાર ) ] વિ. તિરસ્કાર વગરનું.
૨. [ સં. અપ ( રહિત ) + ઘૃણા ( દયા ) ] વિ. દયા વિનાનું; નિર્ઘૃણ; નિર્દય.

**અપઘૃણા** ૧. [ સં. અપ + ઘૃણા ( તિરસ્કાર ) ] સ્ત્રી. કંટાળો; અણગમો.
૨. [ સં. અપ ( વગરનું ) + ઘૃણા ( દયા ) ] સ્ત્રી. નિર્દયતા; દયા વિનાનું હોવું તે.
૩. [ સં. અપઘૃણ ( દયા વગરનું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. દયા વગરની.

**અપચ** ૧. [ સં. અ ( નહિ ) + પચ્ ( પાચન થવું ) ] પું. અજીર્ણ; બદહજમી.
૨. [ સં. અ ( અયોગ્ય ) + પચ ( રાંધનાર ) ] પું. ખરાબ રસોઇયો.
૩. [ સં. અ ( નહિ ) + પચ્ ( રાંધવું ) ] વિ. રાંધવાને અશક્ત.

**અપચક્ર** ૧. [ સં. અપ ( ખરાબ ) + ચક્ર ( પૈડું ) ] ન. ખરાબ પૈડું; યંત્રને બાધકર્તા ચક્ર.
૨. ન. ખરાબ રાજ્ય; કુરાજ્ય.
૩. ન. ખોટું વર્તુળ.

**અપચક્રાલક્ષ** ન. ( ગણિત ) એક વર્તુળ બીજા વર્તુળની બહારની બાજુ ઉપર ફરે તો ગબડનાર વર્તુળના પરિઘ ઉપરના કોઈ પણ એક બિંદુની ગતિથી ઉત્પન્ન થતી આકૃતિ; 'એપિસાઈક્લોઈડ'.

**અપચન** [ સં. અ ( નહિ ) + પચ્ ( પાચન થવું ) ] ન. અપચો; બદહજમી; અજીર્ણ.

**અપચય** ૧. [ સં. અપચિ ( પડતી થવી ) ] પું. અધોગતિ; અવનતિ; પડતી.
૨. પું. અપહરણ; ઉપાડી જવાની ક્રિયા.
૩. પું. ખર્ચ; વ્યય.
૪. [ સં. અપચિ ( ઓછું થવું ) ] પું. ખોરાક વગર આવતી નબળાઈ; ક્ષીણતા.
૫. પું. ( જ્યોતિષ ) ગ્રહનાં કેટલાંક સ્થાનનું નામ.
૬. પું. ઘટાડો; ઓછપ.
૭. પું. ( ગણિત ) ચયશ્રેઢીમાં ચય ઋણ હોય તો તે, અથવા તેને લીધે પડેલું પહેલા અને છેલ્લા પદ વચ્ચેનું અંતર. જેમકે, ૫૦, ૪૭, ૪૪, ૪૧, ૩૮ ઇત્યાદિ. અહીં અપચય ૩ છે અને ૫૦ થી ૩૮ સુધીનો અપચય ૧૨ છે.
૮. પું. દુરુપયોગ; અઘટિત વાપર.
૯. [ સં. અપચિ ( માન આપવું ) ] પું. સન્માન; આદરસત્કાર; માન.
૧૦. [ સં. અપચિ ( ખોવું ) ] પું. હાનિ; નુકસાન.

**અપચરિત** ૧. [ સં. અપ ( ખરાબ ) + ચરિત ( આચરણ ) ] ન. ખરાબ કામ; કુકર્મ.
૨. ન. ગેરવર્તન; દુરાચરણ.
૩. ન. દોષ; અપરાધ.
૪. [ સં. અપ ( દૂર ) + ચર્ ( જવું ) + ક્ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. ચાલ્યું ગયેલું; મરણ પામેલું.

**અપચરું** ૧. વિ. ( ગ્રામ્ય ) અટકચાળું; અપચળું.
૨. વિ. મસ્તીખોર.

**અપચળ** [ સં. અપ ( નઠારું ) + ચલ્ ( ચાલવું ) ] વિ. ચાળા કરનાર; અટકચાળું.

ચંચળ અપચળ ચમકવો, અતિચાર, ધણુરોષ,
એ તુરંગા પાંચ ગુણ, પાંચે તરીયા દોષ.
લોકોક્તિ

**અપચળું** જુઓ અપચળ.

**અપચાયિત** ૧. [ સં. અપ ( ખરાબ ) + ચાયિત ( ખર્ચેલું ) ] વિ. ઉડાવી દીધેલું; ગુમાવેલું.
૨. વિ. ધારવાળું; તીક્ષ્ણ.
૩. વિ. સેવાયેલું; ઉપાસના કરાયેલ.

**અપચાર** ૧. પું. કર્મના લોપથી થતો દોષ.
૨. પું. ખરાબ કામ.
૩. પું. ખામી; ખોડ.
૪. પું. ખાવાપીવામાં કરીનું નહિ કરાતું પાલન; પરહેજી ન પાળવાપણું; અપથ્યસેવન.
૫. [ સં. અપ ( ખરાબ ) + ચર્ ( આચરવું ) ] પું. ગેરવર્તન; દુરાચરણ.
૬. પું. નિંદા; અનાદર.
૭. પું. નુકસાન; ઈજા.
૮. પું. નુકસાનકારક વર્તન; અહિતાચરણ.
૯. [ સં. અપ ( ઊલટું ) + ચર્ ( જવું ) ] પું. મૃત્યુ; મરણ.

**અપચારી** [ સં. અપચારિન્ ] વિ. દુરાચારી; ખરાબ વર્તનવાળું.

**અપચિત** ૧. [ સં. અપચિ ( માન આપવું ) ] ન. સત્કાર; સન્માન.

૨. [સં. અપ (નઠારું) + ચિત (ભેળવેલ)] વિ. ઉપાડી લઈ ગયેલ; અપહરણ કરેલું.
૩. [સં. અપ (ઊલટું) + ચિત્ત (એકઠું કરેલું)] વિ. ઓછું થયેલું; ઘટેલું; દુબળું થઈ ગયેલું; ક્ષીણ; કૃશ.
૪. [સં. અપચિ (માન આપવું)] વિ. માન પામેલું; સન્માનિત.
૫. વિ. વાપરેલ; ખરચ કરેલ.
૬. વિ. હલકું; અધમ.

**અપચિતિ** ૧. [સં. અપ (ઊલટું) + ચિતિ (સંચય)] સ્ત્રી. ખરચ; વ્યય.
૨. સ્ત્રી. દંડ; શિક્ષા.
૩. સ્ત્રી. પડતી; અવનતિ.
૪. [સં. અપચિ (માન આપવું)] સ્ત્રી. પૂજા; સત્કાર; સન્માન.
૫. સ્ત્રી. પ્રાયશ્ચિત; નિવારણ માટેનું તપ.
૬. સ્ત્રી. બહાર કાઢવું તે; બહિષ્કરણ.
૭. સ્ત્રી. મરીચિની એ નામની દીકરી.
૮. સ્ત્રી. હલકાઈ; અધમતા.
૯. સ્ત્રી. હાનિ; નુકસાન.

**અપચિત્ર** [સં. અપ (નઠારું) + ચિત્ર] ન. ખરાબ ચિત્ર.

**અપચિહ્ન** ૧. [સં. અપ (ખરાબ) + ચિહ્ન (નિશાની)] ન. અપશુકન; માઠું ચિહ્ન.
૨. ન. ખરાબ ચાળા; અપલક્ષણ.
શકારિ ઉપર અપચિહ્ન, ઘણાં ખીલસ કરી. —નર્મદ
૩. ન. ઘેલછાની નિશાની.
૪. ન. મરણનું ચિહ્ન.

**અપચી** [સં.] સ્ત્રી. (વૈદક) કંઠમાળ. આ રોગમાં ચરબી અને કફથી ગળામાં ગાંઠા થાય અને તે પાકી જઈ ફૂટે ને બીજા નીકળે. એમ ચાલ્યા કરવાથી શરીર નબળું થાય. કલગારીના કંદની લુગદી કરી તેમાં ચોગણું તેલ અને તેલ જેટલો નગોડનો રસ નાખી તેલ સિદ્ધ કરી તેનું નસ્ય અને લેપ કરવાથી આ રોગમાં આરામ થતો મનાય છે.

**અપચીન** જુઓ અપચિહ્ન.

**અપચો** [સં. અ (નહિ) + પચ્ (પચવું)] પું. બદહજમી; અજીરણ.

**અપચ્ચખાણ** [સં. અ (નહિ) + પ્રત્યાખ્યાન (ત્યાગ)] ન. (જૈન) પાપના ત્યાગની પ્રતિજ્ઞા ન હોવાપણું.

**અપચ્ચખાણી** [સં. અ (નહિ) + પ્રત્યાખ્યાન (ત્યાગ)] વિ. (જૈન) વરસ સુધી બુઝાય નહિ અને પાપના ત્યાગની પ્રતિજ્ઞા કરવા ન દે એવું.

**અપચ્છત્ર** [સં. અપ (નહિ) + છત્ર (છત્રી)] વિ. છત્રી વગરનું.

**અપચ્છાય** ૧. [સં. અપ (નહિ) + છાયા (પડછાયો)] પું. દેવ, કેમકે તેનો પડછાયો પડતો નથી એમ મનાય છે.
૨. વિ. છાયા વગરનું; પડછાયા વિનાનું.
૩. [સં. અપ (ખરાબ) + છાયા] વિ. નઠારી છાયાવાળું; પડછાયો પડવાથી અનિષ્ટ થાય તેવું. જેમકે, ભૂત, અભડાયેલી સ્ત્રી વગેરે.
૪. વિ. નિસ્તેજ; ઝાંખું.

**અપચ્છાયા** ૧. [સં. અપ (નઠારું) + છાયા (પડછાયો)] સ્ત્રી. નઠારો ઓછાયો.
૨. સ્ત્રી. પિશાચ; ભૂત; પ્રેત; અવગતિયો જીવ.

**અપછરા** [સં. અપ્સરસ્; પ્રા. અચ્છરા] સ્ત્રી. અપ્સરા; સ્વર્ગની વારાંગના; પરી.

**અપછિંડું** ૧. વિ. આળવીતરું; અટકચાળું.
૨. વિ. તોફાની.

**અપછાય** જુઓ અપચ્છાય.

**અપછાર** સ્ત્રી. અપ્સરા.

**અપજય** ૧. [સં. અપ (ઊલટું) + જય (જીત)] પું. પરાજય; હાર.
૨. પું. પાયમાલી; નાશ.

**અપજશ** [સં. અપ (ખરાબ) + યશસ્ (કીર્તિ)] પું. અપકીર્તિ; બદનામી; અપ્રતિષ્ઠા.

**અપજશિયું** ૧. [સં. અપ (ખરાબ) + યશસ્વિન્ (યશવાળું)] વિ. અપકીર્તિવાળું; નામોશી ભરેલું; નિંદ્ય; અપકીર્તિ થતી હોય એવું.
૨. વિ. અપજશ અપાવે એવું; અપજશ જ મળતો હોય એવું.

**અપજસ** જુઓ અપજશ.

**અપજસિયું** જુઓ અપજશિયું.

**અપજાત** [સં. અપ (ખરાબ) + જાત (જન્મેલ)] ન. માબાપ કરતાં ઊતરતા ગુણવાળું છોકરું; કજાત નીવડેલ સંતાન.

**અપજાર** પું. (પારસી) મુશ્કેલી; મૂંઝવણ.

**અપજ્ઞાન** [સં. અપ (નહિ) + જ્ઞાન] ન. નામુકર જવાપણું; ખબર નથી એમ કહેવું તે; ઇનકાર.

**અપઝાઢ** (અપઝાડ) ૧. વિ. ઊલટું; ઊંધું.
૨. વિ. (ગ્રામ્ય) ખરાબ; વિપરીત.
૩. વિ. નુકસાનવાળું.

**અપટ** ૧. [સં. અપટી (પડદો)] ન. પડદો; કનાત.
૨. વિ. અટકચાળું.
૩. વિ. અડાણું; હઠીલું.
૪. [સં. અ (નહિ) + પટુ (ચતુર)] વિ. ચતુરાઈ વિનાનું; હોશિયારી વગરનું.
૫. વિ. તોફાની; મસ્તીખોર.
ખશે શશે એ તો અપટ લંપટોને ઝટ હણે. —નર્મદ
૬. [સં. અ (નહિ) + પટ (કપડું)] વિ. લુગડાં વિનાનું.
૭. અ. રોજ; હંમેશ; પ્રતિદિન.

**અપટા** સ્ત્રી. ખોપટી; વેપારમાં અથવા વ્યવહારમાં થયેલું નુકસાન.

**અપટાક્ષેપ** જુઓ અપટીક્ષેપ.

**અપટાંતર** ૧. [સં. અ (નહિ) + પટ (પડદો) + અંતર (વ્યવધાન)] વિ. ખુલ્લું; વચમાં પડદા વિનાનું.
૨. વિ. પાસેનું; તરત નજીકનું.

**અપટી** ૧. [સં. અ (અલ્પ) + પટી (કનાત)] સ્ત્રી. ઢાંકણ; આવરણ.
૨. સ્ત્રી. પડદો; કનાત.
૩. સ્ત્રી. વેપાર કે વ્યવહારમાં ધક્કો.

**અપટીક્ષેપ** ૧. [સં. અપટી (પડદો) + ક્ષિપ્ (ફેંકવું)] પું. અંતરપટ ખસેડવાની ક્રિયા.
૨. પું. પડદો ખસેડી પાત્રોનો રંગભૂમિ ઉપર પ્રવેશ.

**અપટુ** ૧. પું. (જ્યોતિષ) જેનો પ્રકાશ ઝાંખો થઈ જાય તેવો ગ્રહ.
૨. [સં. અ (નહિ) + પટુ (ચતુર)] વિ. અણઘડ; હોશિયારી વગરનું.
૩. [સં. અ (નહિ) + પટુ (કામમાં રોકાયેલ)] વિ. આળસુ; સુસ્ત.
૪. વિ. મુશ્કેલ; કઠણ; અઘરું.
૫. [સં. અ (નહિ) + પટુ (સાજું)] વિ. રોગી; માંદું.

**અપટુતા** ૧. [સં. અપટુ (અણઘડ) + તા (પણું)] સ્ત્રી. અનાવડત; અણઘડતા.
૨. [સં. અ (નહિ) + પટુ (કામમાં રોકાયેલ) + તા (પણું)] સ્ત્રી. આળસ; સુસ્તી.
૩. સ્ત્રી. મુશ્કેલી.
૪. [સં. અ (નહિ) + પટુ (સાજું) + તા (પણું)] સ્ત્રી. રોગીપણું.

**અપટુત્વ** જુઓ અપટુતા.

**અપઠ** ૧. [સં. અ (ખરાબ) + પઠ્ (વાંચવું)] ન. ખરાબ રીતે વાંચનાર માણસ.
૨. [સં. અ (નહિ) + પઠ્ (ભણવું)] વિ. નહિ વાંચેલું.
૩. વિ. મૂર્ખ.
૪. વિ. વાંચતાં ન આવડતું હોય એવું; અભણ.

**અપઠિત** ૧. [સં. અ (નહિ) + પઠિત (ભણેલું)] વિ. અભણ.
૨. વિ. નહિ વાંચેલું.

**અપડ** જુઓ અપડું.

**અપડિલેહણ** (અપડિલેહણ) [સં. અ (નહિ) + પ્રા. પડિલેહણ (તપાસ)] ન. (જૈન) લૂગડાં, પુસ્તક વગેરે વાપરવાની વસ્તુની નહિ કરાતી તપાસ.

**અપડિવાઈ** (અપડિવાઈ) [સં. અ (નહિ) + પ્રા. પડિવાઈ (આવીને જતું રહે તેવું)] વિ. કાયમનું; જતું ન રહે તેવું.

**અપડું** (અપડું) [અ (નહિ) + પડવું] વિ. (ગ્રામ્ય) સ્થિર; પડે નહિ એવું; અચળ.
નવખંડ નામ ઉચાર, **અપડું** તારૂં ઓલિયા.
લોકસાહિત્ય

**અપઢ** જુઓ અપઢ.

**અપઢાલા** [હિં.] અ. પોતાની મેળે; સ્વેચ્છાથી.

**અપણ્ય** [સં. અ (નહિ) + પણ્ય (વેચવા લાયક)] વિ. નહિ વેચવા લાયક; ધર્મશાસ્ત્રમાં વેચવાની મના કરેલી હોય એવું.

**અપત** ૧. [સં. આપદ્] સ્ત્રી. (હિંદી) આફત; વિપત્તિ.
૨. સ્ત્રી. બેઆબરૂ; નામોશી.
૩. [સં. અપત્ય] ન. છોકરૂં; બાળક.
૪. વિ. અધમ; પાતકી.
૫. વિ. ઢાંક્યા વિનાનું; નગ્ન.
૬. વિ. નિર્લજ્જ; લજ્જા રહિત.
૭. [સં. અ (નહિ) + પત્ર (પાંદડું)] વિ. પાંદડાં વિનાનું.
વચન નૃપત અવિવેક, સુણી છીજે શાણા મનુષ્ય;
અપત હુવા તરુ એક, રહે ન પંખી રાજિયા.
લોકસાહિત્ય
૮. વિ. બહુ નાનું; અસમજણું; અણસમજુ.

**અપતર્પણ** ૧. [સં. અપ (નહિ) + તર્પણ (સંતોષ)] ન. અસંતોષ; તૃપ્તિ ન હોવાપણું; ન ધરાવું તે.
૨. [સં. અપ (નહિ) + તર્પણ (ખોરાક)] ન. માંદગીમાં કરાતો ઉપવાસ.
૩. વિ. તૃપ્તિ વગરનું.

**અપતંત્ર** ૧. [સં.] પું. એક વાયુરોગ. જુઓ અપતંત્રક.
૨. [સં. અપ (ખરાબ) + તંત્ર (વ્યવસ્થા)] ન. ખરાબ રચના; અયોગ્ય ગોઠવણ.

**અપતંત્રક** [સં. અપ (નહિ) + તંત્ર (વ્યવસ્થા) + ક (વાળું)] પું. (વૈદક) વાયુરોગનો એક પ્રકાર. તેમાં વાયુની ઊંચી ગતિ થવાથી શરીરમાં પીડા થાય, ધનુષની પેઠે શરીર નમે, દૃષ્ટિ સ્થિર બને, માણસ હોલા જેવો શબ્દ કરે, અને શ્વાસ મુશ્કેલીથી લેવાય.

**અપતંત્રવાયુ** પું. (વૈદક) એક જાતનો વાયુરોગ. જુઓ અપતંત્રક.

**અપતાકા** સ્ત્રી. (સંગીત) આઠ પ્રકારની કળા માંહેની એક; વાજિંત્ર વગાડવા બન્ને હાથનો ઉપયોગ કરવો પડે તે.

**અપતાનક** પું. (વૈદક) વાયુનો એક રોગ. વિશેષ લોહી નીકળવાથી કે બહુ ચોટ લાગવાથી તે થાય છે.
જે વાયુ હૃદયમાં જઈ દૃષ્ટિનો સ્તંભ કરી જ્ઞાન નષ્ટ કરે છે અને કંઠમાંથી વિલક્ષણ શબ્દ થાય છે; તથા જે વાયુ હૃદયમાંથી નીકળવાથી માણસ સાવધ થાય છે, ફરી હૃદયમાં જવાથી પુનઃ માણસ મોહ પામે છે તે **અપતાનક**.
આર્યભિષક

**અપતાનકી** [સં. અપતાનક (વાયુનો રોગ) + ઇન્ (વાળું)] વિ. અપતાનક રોગથી પીડાતું.

**અપતિ** ૧. [સં. અ (નહિ) + પતિ (ધણી)] સ્ત્રી. વિધવા.
૨. [સં. અ (ખરાબ) + પતિ (ગતિ)] સ્ત્રી. (હિંદી) દુર્ગતિ; દુર્દશા.
૩. વિ. પાપી; દુષ્ટ; દુરાચારી.

**અપતિક** ૧. [સં. અ (નહિ) + પતિ (ધણી) + ક (વાળું)] વિ. ધણી વગરનું; નધણિયાતું.
૨. વિ. સ્ત્રી. નહિ પરણેલી.
૩. વિ. સ્ત્રી. વિધવા.

**અપતિકા** [સં. અ (નહિ) + પતિ (ધણી) + કા (વાળી)] સ્ત્રી. ધણી વગરની સ્ત્રી.

**અપતિવ્રત** ૧. [સં. અ (નહિ) + પતિ (ધણી) + વ્રત (નિયમ)] ન. ધણી તરફ વફાદાર ન રહેવાપણું.
૨. ન. ધણીની સેવા ન કરવી તે.

**અપતિવ્રતા** ૧. [સં. અ (નહિ) + પતિવ્રતા (પતિભક્તિ કરનારી)] વિ. સ્ત્રી. ધણીની સેવા નહિ કરનારી.
૨. વિ. સ્ત્રી. વ્યભિચારિણી; કુલટા; છિનાળ.

**અપતીજ** ૧. [સં. અ (નહિ) + પ્રતીતિ (વિશ્વાસ)] સ્ત્રી. અણવિશ્વાસ; ભરોસો ન હોવાપણું.
૨. સ્ત્રી. અધીરાઈ.

**અપતીર્થ** [સં. અપ (ખરાબ) + તીર્થ] ન. યાત્રાનું ખરાબ ઠેકાણું.

**અપત્ની** ૧. [સં. અ (નહિ) + પત્ની (સ્ત્રી)] સ્ત્રી. કુંવારી સ્ત્રી.
૨. સ્ત્રી. ખરાબ સ્ત્રી; દુષ્ટ ભાર્યા.

**અપત્નીક** ૧. [સં. અ (નહિ) + પત્ની (સ્ત્રી) + ક (વાળું)] પું. સ્ત્રી મરણ પામી હોય તેવો પુરુષ; વિધુર.
૨. વિ. સ્ત્રીને સાથે રાખ્યા વિના કરવાનું.

**અપત્ય** [સં. અ (નહિ) + પત્ (પડવું)] ન. છોકરૂં; સંતાન; બાળક; પુત્ર કે પુત્રી.
સુત અપત્ય આત્મજ સુત તનુજ તનય ને તાત,
નંદનંદ ગોવિંદથી ન કર ગર્વની વાત.
પિંગળલઘુકોષ

**અપત્યકામ** [સં. અપત્ય (છોકરૂં) + કામ (ઇચ્છા)] વિ. બાળકની ઇચ્છાવાળું.

**અપત્યકામા** ૧. [સં. અપત્ય (સંતાન) + કામા (ઇચ્છાવાળી)] સ્ત્રી. છોકરાંની ઇચ્છા રાખનાર સ્ત્રી.
૨. વિ. સ્ત્રી. બાળકની ઇચ્છાવાળી.

**અપત્યઘાતી** [સં. અપત્ય (બાળક) + ઘાતિન્ (મારનાર)] વિ. પોતાનાં બાળકને મારી નાખનાર.

**અપત્યજીવ** પું. એક જાતનો છોડ.

**અપત્યદ** [સં. અપત્ય (બાળક) + દા (આપવું)] વિ. સંતાન આપનારૂં.

**અપત્યદા** ૧. [સં. અપત્ય (બાળક) + દા (આપનારી)] સ્ત્રી. એ નામની ઔષધિ; ગર્ભદાત્રી વનસ્પતિ. તેના સેવનથી ગર્ભ રહેતો મનાય છે.
૨. સ્ત્રી. ગર્ભાધાન રહે એવી વિદ્યા.
૩. સ્ત્રી. સુયાણી.

**અપત્યદ્રોહ** [સં. અપત્ય (છોકરૂં) + દ્રોહ (અહિત)] પું. બાળકનું અકલ્યાણ.

**અપત્યધર્મ** [સં. અપત્ય (બાળક) + ધર્મ (ફરજ)] પું. છોકરાંની ફરજ; બાળકનું કર્તવ્ય.

**અપત્યપથ** [સં. અપત્ય (છોકરૂં) + પથ (રસ્તો)] પું. બાળકને ગર્ભમાંથી બહાર નીકળવાનો માર્ગ; યોનિમાર્ગ; ગર્ભાશયના મોંથી શરીરની બહારની સપાટી સુધીનો આશરે સાધારણથી ચાર ઇંચ લાંબો માર્ગ. તેની દિવાલ સ્થિતિસ્થાપક માંસતંતુ વડે બનેલી હોવાથી જુદે જુદે વખતે જરૂરિયાત પ્રમાણે તે માર્ગ પહોળો અથવા સાંકડો થાય છે.

**અપત્યપ્રાપ્તિ** [સં. અપત્ય (છોકરૂં) + પ્રાપ્તિ (લાભ)] સ્ત્રી. સંતાન થવાપણું.

**અપત્યપ્રીતિ** [સં. અપત્ય (બાળક) + પ્રીતિ] સ્ત્રી. છોકરાં પરનો પ્રેમ; વાત્સલ્યભાવ.

**અપત્યપ્રેમ** જુઓ અપત્યપ્રીતિ.

**અપત્યવત્સલ** [ સં. અપત્ય ( બાળક ) + વત્સલ ( પ્રેમવાળું )] વિ. છોકરાં પર ભાવવાળું.

**અપત્યવત્સલતા** [ સં. અપત્ય ( સંતાન ) + વત્સલતા ( પ્રેમભાવ )] સ્ત્રી. છોકરાં પરનો ભાવ.

**અપત્યવાચક** [ સં. અપત્ય ( સંતાન ) + વાચક ( બતાવનાર )] વિ. બાપ અથવા પૂર્વજના નામ ઉપરથી પાડેલું; સંતાનનો અર્થ બતાવનારું.

**અપત્યવાત્સલ્ય** જુઓ અપત્યવત્સલતા.

**અપત્યવિક્રય** [ સં. અપત્ય ( બાળક ) + વિક્રય ( વેચાણ )] પું. પૈસા લઈ દીકરો દીકરી પરણાવવાં તે.

**અપત્યવિક્રયી** ૧. [ સં. અપત્ય ( બાળક ) + વિક્રયિન્ ( વેચનાર )] ન. પૈસા લઈ દીકરો દીકરી પરણાવનાર માણસ.

૨. વિ. છોકરાં વેચનાર.

**અપત્યવિક્રેતા** જુઓ અપત્યવિક્રયી.

**અપત્યશત્રુ** ૧. [ સં. અપત્ય ( સંતાન ) + શત્રુ ( દુશ્મન )] પું. સાપ, કેમકે તે પોતાનાં ઈંડાં તથા બચ્ચાં ખાય છે.

૨. સ્ત્રી. કરચલી. ઈંડાં મૂકયા પછી તેનું પેટ ફાટી જઈ તે મરણ પામે છે, માટે તેનાં બચ્ચાં તેનાં શત્રુ મનાય છે.

૩. સ્ત્રી. વીંછણ, કેમકે તેનાં બચ્ચાં ઈંડામાંથી નીકળતાં જ તેના ઉપર ચડી તેને ફોલી ખાય છે.

**અપત્યસ્નેહ** જુઓ અપત્યપ્રીતિ.

**અપત્યહીન** [ સં. અપત્ય ( સંતાન ) + હીન ( વિનાનું )] વિ. બાળક વિનાનું; વાંઝિયું.

**અપત્યાર્થનામ** [ સં. અપત્ય ( બાળક ) + અર્થ + નામન્ ( નામ )] ન. બાપ અથવા પૂર્વજના નામ ઉપરથી તેને મળતું છોકરાંનું પાડેલું નામ. જેમકે, પાંડુ ઉપરથી પાંડવ, રઘુ ઉપરથી રાઘવ.

**અપત્યાર્થવાચક** [ સં. અપત્ય ( છોકરું ) + અર્થ + વાચક ( જણાવનાર )] વિ. ( વ્યાકરણ ) પુત્રપૌત્ર વગેરેનો અર્થ બતાવનાર. જેમકે, કૌરવ, યાદવ–તેમાં 'અ' અપત્યાર્થવાચક છે.

**અપત્યાર્થી** [ સં. અપત્ય ( બાળક ) + અર્થિન્ ( ઇચ્છાવાળું )] વિ. છોકરાંની ઇચ્છાવાળું.

**અપત્યોત્પાદન** [ સં. અપત્ય ( સંતાન ) + ઉત્પાદન ( પેદા કરવાપણું )] ન. છોકરાં ઉત્પન્ન કરવાં તે; પ્રજોત્પત્તિ.

**અપત્ર** ૧. [ સં. અ ( નહિ ) + પત્ર ( પાન )] પું. અંકુર, કેમકે તે અવસ્થામાં ઝાડ કે છોડને પાન હોતાં નથી.

૨. પું. કેરડો; કેરડાનું ઝાડ, કેમકે તેને પાન હોતાં નથી.

૩. ન. પાન વગરનું ઝાડ.

૪. [ સં. અ ( નહિ ) + પત્ર ( પાંખ )] ન. પાંખ વગરનું પક્ષી.

૫. ન. પાંદડાં ખરી પડ્યાં હોય તેવું ઝાડ.

૬. વિ. પાંખ વગરનું.

૭. વિ. પાંદડાં વિનાનું.

**અપત્રજાત** ૧. [ સં. અ ( નહિ ) + પત્ર ( પાંખ ) + જાત ( થયેલું )] વિ. પાંખ ન આવી હોય એવું.

૨. [ સં. અ ( નહિ ) + પત્ર ( પાંદડું ) + જાત ( ઉત્પન્ન થયેલું )] વિ. પાંદડાં ન આવ્યાં હોય એવું.

**અપત્રપ** [ સં. અપ ( નહિ ) + ત્રપ ( શરમાળ )] વિ. નફટ; બેશરમ.

**અપત્રપણ** ૧. ન. ગૂંચવણ; મૂંઝવણ.

૨. [ સં. અપત્રપ્ ( શરમાવું )] ન. લાજ; શરમાળપણું.

**અપત્રપતા** [ સં. ] સ્ત્રી. નફટાઈ; બેશરમપણું; ધીટતા; અવિવેકીપણું; ધૃષ્ટતા.

**અપત્રપા** ૧. સ્ત્રી. મૂંઝવણ.

૨. [ સં. અપત્રપ્ ( શરમાવું )] સ્ત્રી. શરમ; લજ્જા.

૩. [ સં. અપત્રપ ( બેશરમ ) + આ ( નારીજાતિનો પ્રત્યય )] વિ. સ્ત્રી. શરમ વિનાની; લજ્જા રહિત; લાજ વગરની.

**અપત્રપિષ્ણુ** [ સં. અપત્રપા ( લજ્જા ) + ઇષ્ણુ ( વાળું )] વિ. શરમાળ; લજ્જાશીલ.

**અપત્રવલ્લિકા** [ સં. અ ( નહિ ) + પત્ર ( પાંદડું ) + વલ્લિકા ( વેલ )] સ્ત્રી. બ્રાહ્મી; સોમવલ્લી; સોમલતા. એનાં પંદર પાન અજવાળિયામાં આવી અંધારિયામાં ખરી જાય છે. તે ખાવાથી બુદ્ધિ વધે એમ કહેવાય છે.

**અપત્રસ્ત** [ સં. અપ ( વિશેષ ) + ત્રસ ( ત્રાસ પામવો ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય )] વિ. ત્રાસ પામેલું; ત્રાસયુક્ત; બીત.

**અપત્રિચ્છેદ** પું. ( ગણિત ) એક જાતની આકૃતિ; સ્થિર વર્તુળના બાહ્યગોળ પરિઘ ઉપર ફરતા ચળ વર્તુળના તલમાંના કોઈ બિંદુની ગતિથી થતો વક્ર; 'એપિટ્રોકોઇડ'.

**અપત્રી** ૧. [ સં. અ ( નહિ ) + પત્ર ( પાંખ ) + ઇન્ ( વાળું )] વિ. પાંખ વગરનું.

૨. [ સં. અ ( નહિ ) + પત્ર ( પાંદડું ) + ઇન્ ( વાળું )] વિ. પાંદડાં વિનાનું.

**અપથ** ૧. [ સં. અ ( અયોગ્ય ) + પથ ( માર્ગ )] પું. અનીતિનો રસ્તો; કુમાર્ગ.

૨. પું. અવળો રસ્તો; વિકટ માર્ગ.

૩. [ સં. અ ( ખરાબ ) + પથ ( સંપ્રદાય )] પું. પાખંડી મત.

૪. પું. યોનિમાર્ગ.

૫. [ સં. અ ( નહિ ) + પથ ( રસ્તો )] પું. રસ્તો ન હોવાપણું.

૬. [ સં. અ ( નહિ ) + પથ્ય ( અનુકૂળ )] વિ. અહિતકર; અપથ્ય.

૭. વિ. નિર્જન; ઉજ્જડ.

૮. વિ. રસ્તા વગરનું.

**અપથગામી** ૧. [ સં. અપથ ( અનીતિનો રસ્તો ) + ગામિન્ ( જનાર )] વિ. અનીતિને રસ્તે ચાલનાર; કુમાર્ગે જનારું.

૨. વિ. અન્યાયી; અયોગ્ય કર્મ કરનાર.

૩. [ સં. અ ( ખરાબ ) + પથ ( સંપ્રદાય ) + ગામિન્ ( જનાર )] વિ. પાખંડ મતવાળું.

**અપથ્ય** ૧. [ સં. અ ( નહિ ) + પથ્ય ( ગુણકારી )] ન. અવગુણકારી આહારવિહાર; તબિયત બગાડે તેવો આહારવિહાર.

૨. ન. ગેરવર્તન; અયોગ્ય આચરણ.

૩. વિ. અવગુણ કરે એવું; અહિતકર; પ્રતિકૂળ.

૪. વિ. કમભાગી; ખરાબ નસીબવાળું.

**અપથ્યસેવન** [ સં. અપથ્ય ( નુકસાનકારક આહારવિહાર ) + સેવન ( ઉપયોગ )] ન. તબિયત બગાડે એવા પદાર્થનો ઉપયોગ.

**અપદ** ૧. [ સં. અ ( નહિ ) + પદ ( પગ )] પું. પગ વગરનું જંતુ; સાપ વગેરે પેટે ચાલનાર પ્રાણી.

૨. ન. એ નામનો એક વાયુ; 'ઈથર'.

૩. ન. રહેવાનું ખરાબ ઠેકાણું.

૪. [ સં. અ ( નહિ ) + પદ ( જગ્યા )] ન. વસવા માટે જગ્યા ન હોવાપણું.

૫. [ સં. અ ( નહિ ) + પદ ( અર્થવાળો શબ્દ )] ન. વિભક્તિના પ્રત્યય જેને ન લાગેલા હોય એવો શબ્દ; શબ્દનું મૂળ રૂપ.

૬. વિ. પગ વગરનું.

૭. વિ. પાયા વગરનું; આધાર વિનાનું.

૮. વિ. પેટે ચાલતું.

૯. વિ. મોહ નહિ પામેલું; આસક્તિ વિનાનું.

૧૦. વિ. સ્થાન વગરનું; રહેવાના ઠેકાણા વિનાનું.

૧૧. વિ. હોદ્દા વગરનું.

**અપદમુક્ત** [ સં. અ ( નિરર્થક વપરાતો આદ્યય ) + પદ ( જગ્યા ) + મુક્ત ( છોડી દીધેલું ) ] પું. ( કાવ્ય ) અર્થ પૂરો કરવો જોઈએ ત્યાં નહિ કરતાં બીજી જગ્યાએ પૂરો કરાય એ દોષ. જેમકે,

શરદ ચાંદની પ્રગટી,
તાપ હરે છે ત્રિવિધિ પવન ચાલી;
સખી કહે પતિની સંગે,
કર વિહાર દઈ હિતમાં ચિત્ત આલી.

આમાં 'કર વિહાર' એ જગ્યાએ વાક્યનો અર્થ પૂરો કરવો જોઈએ તેને બદલે 'ચિત્ત આલી' ત્યાં પૂર્ણ કર્યો, તેથી અપદમુક્ત દોષ થયો.

**અપદરોહિણી** [ સં. અ ( નહિ ) + પદ ( જગ્યા ) + રોહિણી ( ઊગતી ) ] સ્ત્રી. બીજામાંથી પોષણ મેળવી નભતી વનસ્પતિ.

**અપદલ** ૧. [ સં. અપ ( ખરાબ ) + દલ ( પાન ) ] ન. ખરાબ પાન.
૨. ન. નકામું પાંદડું.
૩. [ સં. અપ ( નહિ ) + દલ્ ( ખીલવું ) ] વિ. નહિ ખીલેલું.

**અપદવક્ર** પું. ( ગણિત ) એ નામનો એક વક્ર; કોઈ પણ આપેલા આખા વક્રના અથવા તેના અમુક ભાગના પરિધની લંબાઈ જેની મદદથી નીકળી શકે એવો વક્ર; 'ક્વોડ્રૅટિક્સ'.

**અપદશા** [ સં. અપ ( ખરાબ ) + દશા ( હાલત ) ] સ્ત્રી. ખરાબ હાલત; માઠી સ્થિતિ.

**અપદસ્થ** ૧. [ સં. અ ( નહિ ) + પદ ( હોદ્દો ) + સ્થ ( રહેલું ) ] વિ. પદભ્રષ્ટ; બરતરફ કરાયેલું; હોદ્દા પરથી ઉતારી પાડેલું.
૨. વિ. પરાજિત.
૩. વિ. બેઆબરૂ કરાયેલું; અવમાનિત; અનાદૃત.

**અપદાન** ૧. પું. ( બૌદ્ધ ) પાલી ભાષાનો એ નામનો ગ્રંથ. ભગવાન બુદ્ધના વખતના બૌદ્ધ સંપ્રદાયમાંના ૫૫૦ પુરુષ સભ્યનાં તથા ૫૦ સ્ત્રી સભાસદનાં ચરિત્ર આ પુસ્તકમાં છે.
૨. [ સં. અપ ( ખરાબ ) + દાન ] ન. અયોગ્ય દાન; અપાત્રે દાન.
૩. ન. દાનમાં આપેલો અયોગ્ય પદાર્થ.
૪. [ સં. અવદાન ( સાધેલું કામ ) ] ન. પૂરું કરેલું કામ; પાર પાડેલું કામ.
૫. [ સં. અવદાન ( ઉમદા કામ ) ] ન. શ્રેષ્ઠ કામ; ઉત્તમ કાર્ય.
૬. [ સં. અવદાન ( પ્રામાણિક ધંધો ) ] ન. સદાચાર; સદ્વર્તન; શુદ્ધ આચરણ.

**અપદાર્થ** ૧. [ સં. અ ( નહિ ) + પદાર્થ ] પું. ( ન્યાય ) ખરી રીતે કાંઈ ન હોવાપણું; અભાવ; વૈશેષિક મત પ્રમાણે ન્યાયના (૧) દ્રવ્ય, (૨) ગુણ, (૩) કર્મ, (૪) સામાન્ય, (૫) વિશેષ અને (૬) સમવાય એ છ ભાવરૂપ પદાર્થ સિવાયનો અભાવરૂપ પદાર્થ.
૨. પું. મિથ્યા વસ્તુ; અવસ્તુ.
૩. [ સં. અ ( નહિ ) + પદ ( શબ્દ ) + અર્થ ( માયનો ) ] પું. વાક્યમાં વપરાયેલા શબ્દનો મુખ્ય નહિ પરંતુ લાક્ષણિક અર્થ.

**અપદાંતર** ૧. [ સં. અ ( નહિ ) + પદાન્તર ( અવકાશ ) ] ન. નિકટપણું; સમીપતા; સાનિધ્ય.
૨. વિ. નજીકનું; પાસેનું.
૩. વિ. બરાબર; સમાન.
૪. વિ. સંયુક્ત; મળેલું.

**અપદિશ** ૧. [ સં. અપ + દિશ્ ( દિશા ) ] ન. ઈશાન વગેરે ખૂણા.
૨. ન. કંપાસના બે છેડાનું મધ્યબિંદુ.

**અપદી** ૧. [ સં. અ ( નહિ ) + પદ ( પગ ) + ઇન્ ( વાળું ) ] પું. પેટે ચાલનાર પ્રાણી.
૨. વિ. પગ વગરનું.
૩. વિ. પેટે ચાલનાર વર્ગનું.

**અપદૃષ્ટિ** [ સં. અપ ( ખરાબ ) + દૃષ્ટિ ( નજર ) ] સ્ત્રી. માઠી નજર; કુદૃષ્ટિ.

**અપદેવતા** [ સં. અપ ( દુષ્ટ ) + દેવતા ] પું. રાક્ષસ; અસુર; દૈત્ય.

**અપદેશ** ૧. [ સં. અપ ( ખરાબ ) + દેશ ] પું. ખરાબ ઠેકાણું; નઠારી જગ્યા.
૨. પું. ખ્યાતિ; કીર્તિ.
૩. પું. છેતરપિંડી; દગો; કપટ; છલ.
૪. પું. ( વૈશેષિક ) દલીલ; કારણ; હેતુ; ન્યાયના પાંચમાંનો બીજો અવયવ.
૫. [ સં. અપ ( નહિ ) + દિશ્ ( હા પાડવી ) ] પું. ના પાડવાપણું; અસ્વીકાર; નિષેધ.
૬. પું. નામ આપવાપણું.
૭. પું. બહાનું; મસ; નિમિત્ત.
૮. પું. રહેવાનું ઠેકાણું; સ્થાન.
૯. પું. લક્ષ્ય; નિશાન.
૧૦. [ સં. અપદિશ્ ( વેશબદલો કરવો ) ] પું. વેશ બદલી છાનું રહેવાપણું.
૧૧. પું. સૂચન; જણાવવાપણું.

**અપદોષ** [ સં. અપ ( વિનાનું ) + દોષ ( ભૂલ ) ] વિ. દોષ વિનાનું; નિર્દોષ.

**અપદોષતા** [ સં. અપ ( રહિત ) + દોષ ( ભૂલ ) + તા ( પણું ) ] સ્ત્રી. નિર્દોષતા; દોષરહિતપણું.

**અપદ્ય** [ સં. અ ( નહિ ) + પદ્ય ( કવિતા ) ] ન. વૃત્તબંધ વિનાનું કાવ્ય.

**અપદ્યાગદ્ય** ૧. [ સં. અ ( નહિ ) + પદ્ય ( કવિતા ) + અ ( નહિ ) + ગદ્ય ( સાદું લખાણ ) ] ન. પદ્ય પણ નહિ અને ગદ્ય પણ નહિ એવો પ્રબંધ; નાનાલાલ કવિએ ગુજરાતી કાવ્યમાં દાખલ કરેલી નવીન રચના.
૨. વિ. પદ્ય પણ નહિ અને ગદ્ય પણ નહિ એવું; વૃત્ત કે વ્યાકરણના ક્રમને નહિ પાળનારું.

**અપદ્યાગદ્યવાદી** [ સં. અપદ્યાગદ્ય + વાદિન્ ( માનનાર ) ] વિ. પદ્ય પણ નહિ અને ગદ્ય પણ નહિ એવી જાતની કાવ્યરચનામાં માનનાર.

**અપદ્રવ્ય** ૧. [ સં. અપ ( ખરાબ ) + દ્રવ્ય ( પૈસો ) ] ન. ખરાબ ધન.
૨. [ સં. અપ ( ખરાબ ) + દ્રવ્ય ( પદાર્થ ) ] ન. ખરાબ પદાર્થ.

**અપદ્વાર** ૧. [ સં. અપ ( ખરાબ ) + દ્વાર ] ન. ખરાબ દ્વાર.
૨. ન. ચોર દરવાજો; છૂપું બારણું.
૩. ન. પાછલું બારણું.
૪. [ સં. અપ ( નીચે ) + દ્વાર ( રસ્તો ) ] ન. શરીરમાંથી વિષ્ટા નીકળવાનું દ્વાર; ગુદા.

**અપધર્મ** [ સં. અપ ( ઊલટું ) + ધર્મ ] પું. અધર્મ; અનીતિ.

**અપધાતુ** [ સં. અપ્ ( પાણી ) + ધાતુ ] સ્ત્રી. શરીરમાંનું પ્રવાહી દ્રવ્ય.

**અપધીક** [ સં. અપ ( ખરાબ ) + ધી ( બુદ્ધિ ) + ક ( વાળું ) ] વિ. હલકી બુદ્ધિવાળું.

**અપધ્યાત** [ સં. અપ ( ઊલટું ) + ધ્યાત ( ધ્યાનમાં લીધેલું ) ] વિ. તિરસ્કારાયેલું; અવગણના કરવામાં આવેલું.

**અપધ્યાન** ૧. [ સં. અપ ( ખરાબ ) + ધ્યૈ ( ધ્યાન ધરવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ( જૈન ) ખરાબ ધ્યાન. એના બે પ્રકાર છે: (૧) આર્ત અને (૨) રૌદ્ર.
૨. ન. ભૂંડું ઇચ્છવાપણું; અનિષ્ટચિંતન.

**અપધ્વસ્ત** ૧. ન. સદ્ગુણ દુર્ગુણના ભાન વગરનું માણસ.
૨. [ સં. અપ ( દૂર ) + ધ્વંસ ( ચાલ્યા જવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. તજેલું; છોડી દીધેલું.
૩. વિ. નાશ પામેલું.
૪. [ સં. અપધ્વંસ ( નિંદા કરવી ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. નિંદાયેલું.
૫. વિ. પૂરેપૂરો ભૂકો નહિ થયેલું; પૂરું નહિ ખંડાયેલું.
૬. [ સં. અપધ્વંસ ( હાંકી કાઢવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. હારેલું; પરાજિત.

**અપધ્વંસ** ૧. [ સં. અપ ( નીચે ) + ધ્વંસ ( પડવું ) ] પું. અપમાન; નામોશી.
૨. પું. નાશ.
૩. પું. પડતી; અધોગતિ; પાયરી ઉપરથી નીચે પડવાપણું.
૪. પું. સંતાડવું તે; છાનું રાખવાપણું.

**અપધ્વંસજ** [ સં. અપ ( નીચે ) + ધ્વંસ ( પડતી ) + જ ( જન્મેલું ) ] ન. જુદી જુદી જાતનાં સ્ત્રીપુરુષથી ઉત્પન્ન થયેલ માણસ; વર્ણસંકર.

**અપધ્વંસજા** [ સં. અપ ( નીચે ) + ધ્વંસ ( પડતી ) + જા ( જન્મેલી ) ] સ્ત્રી. જુદી જુદી જાતનાં સ્ત્રીપુરુષથી ઉત્પન્ન થયેલ સ્ત્રી.

**અપધ્વંસી** ૧. [ સં. અપ ( નીચે ) + ધ્વંસ ( પડવું ) ] વિ. અપમાન કરનાર.
૨. વિ. નાશ કરનાર.
૩. [ સં. અપધ્વંસ ( હાંકી કાઢવું ) ] વિ. હરાવનાર; પરાજય કરનાર.

**અપન** [ હિં. ] સ. આપણે; અમે; પોતે.

**અપનય** ૧. [ સં. અપ ( દૂર ) + નય ( નીતિ ) ] પું. અનીતિ; ખરાબ આચરણ.
૨. પું. ખંડન.
૩. [ સં. અપ ( દૂર ) + ની ( લઈ જવું ) ] પું. દૂર કરવું તે; ખસેડવાપણું; જગ્યાનો કરાતો ફેરફાર.
૪. પું. નુકસાન; ઈજા.

**અપનયન** ૧. [ સં. અપ ( દૂર ) + નયન (લઈ જવાપણું)] ન. (ગણિત) અજ્ઞાત ઉડાડી મૂકવા તે; બે અથવા વધારે સમીકરણની મદદથી એક એવું નવું સમીકરણ ઉત્પન્ન કરવું કે જેમાં મૂળ સમીકરણના એક અથવા વધારે અજ્ઞાત ઊડી ગયા હોય; 'એલિમિનેશન.' જેમકે, ૩ ય + ર = ૧૫; ય − ર = ૧. આ બે સમીકરણનો સરવાળો કરવાથી ર ઊડી જાય અને ૪ ય = ૧૬ ∴ ય = ૪ મૂલ્ય આવે.
૨. ન. અટકચાળું; તોફાન.
૩. ન. એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જવાની ક્રિયા; વહન.
૪. ન. કરજમાંથી છૂટાપણું; ઋણમુક્તિ.
૫. ન. ખંડન.
૬. [સં. અપ ( ખરાબ ) + ની ( લઈ જવું )] ન ચોરી; છૂપી રીતે લેવું તે.
૭. ન. દૂર કરવું તે; દૂરીકરણ.
૮. ન. નુકસાન; ઈજા.
૯. ન. બાદબાકી; ઘટાડો.
૧૦. ન. ભૂંસી નાખવું તે.
૧૧. ન. રૂઝ; સાજું બનાવવું તે.
૧૨. ન. લૂંટ; બળાત્કારે લઈ લેવું તે.
૧૩. ન. (ગણિત) સમીકરણમાં કોઈ પરિમાણને એક બાજુથી બીજી બાજુ લઈ જવાપણું; 'ટ્રાન્સ્પોઝિશન.' જેમકે, ૩ ક + ૬ = ક + ૧૪ ∴ ૩ક − ક = ૧૪ − ૬ ∴ ક = ૪. આમાં પહેલા પક્ષના '૬'ને બીજા પક્ષમાં અને બીજા પક્ષના 'ક'ને પહેલા પક્ષમાં લઈ લીધો.
૧૪. [ સં. અપ ( નહિ ) + નયન ( આંખ ) ] વિ. આંખ વિનાનું; આંધળું.

**અપનયનક્રિયા** ૧. સ્ત્રી. (ગણિત) સમીકરણમાં કોઈ પરિમાણને એક બાજુથી બીજી બાજુ લઈ જવાનું કામ.
૨. [ સં. અપનયન ( દૂર કરવું તે ) + ક્રિયા ] સ્ત્રી. ( ગણિત ) સમીકરણમાંથી કોઈ પણ પદ ઉડાડી નાખવાનું કામ.

**અપનયવચન** [ સં. અપનય ( દુરાચરણ ) + વચન ] ન. અનીતિનો બોલ.

**અપનસ** [ સં. અપ ( નહિ ) + નાસા ( નાક ) ] વિ. નાક વગરનું; નકટું.

**અપના** [ હિં. ] વિ. પોતાનું.

**અપનાઅપના** [ હિં. ] વિ. પોતપોતાનું.
અપનાપરાયા = (૧) જાણીતા અને અજાણ્યા. (૨) પોતાનાં અને પારકાં. (૩) મિત્ર અને શત્રુ.

**અપનાઈ** ૧. [ હિં. અપના ( પોતાનું ) + આઈ ( પણું ) ] સ્ત્રી. આત્મીયતા; પોતાપણું.
૨. સ્ત્રી. ગર્વ; અહંકાર.

**અપનાત** [ હિં. ] સ્ત્રી. સંબંધ; મિત્રાચારી.

**અપનામ** [ સં. અપ ( ખરાબ ) + નામન્ ( કીર્તિ )] ન. બદનામી; અપકીર્તિ.

**અપનાયત** [ હિં. ] સ્ત્રી. સંબંધ; મિત્રાચારી.

**અપનાવ** ૧. પું. ગ્રહણ; સ્વીકાર.
૨. પું. પોતાનું કરી લેવાપણું; અનુકૂળ કરી લેવું તે.

**અપનાવવું** ૧. [ હિં. અપનાના ( અંગીકાર કરવો ) ] સ. ક્રિ. ગ્રહણ કરવું; સ્વીકારવું.
૨. સ. ક્રિ. દોસ્તી કરી લેવી.
૩. સ. ક્રિ. પક્ષમાં લેવું; પોતાનું કરવું.
૪. સ. ક્રિ. પોતાનું માનવું.

**અપનાવું** ૧. અ. ક્રિ. અનુકૂળ થઈ જવું; સાથે ભળી જવું.
૨. [ હિં. અપનાના ( લેવું )] અ. ક્રિ. લેવાવું; સ્વીકારાવું.

**અપનીત** ૧. [ સં. અપ ( ખરાબ ) + નીત ( આચરણ કરેલું ) ] ન. દુરાચાર; ખરાબ ચાલ.
૨. [ સં. અપ ( દૂર ) + નીત ( લીધેલું ) ] વિ. ઉડાડી મૂકેલું; દૂર કરેલ; ખસેડેલ.
૩. વિ. બગાડેલું; ખરાબ કરેલું.
૪. વિ. ભરી આપેલું; અદા કરેલું.
૫. [ સં. અપ ( વિરુદ્ધ ) + નીત ( દોરેલું ) ] વિ. વિરુદ્ધ; સામા પક્ષવાળું.

**અપનુત્તિ** જુઓ અપનોદન.

**અપનું** [ હિં. અપ ( પોતે ) ] વિ. પોતાનું.

**અપનોદ** જુઓ અપનોદન.

**અપનોદન** ૧. [ સં. અપ ( દૂર ) + નુદ્ ( હાંકવું ) ] ન. ખસેડવાપણું; દૂર કરવું તે.
૨. ન. ખંડન.
૩. ન. પાપના નિવારણ માટેનું પ્રાયશ્ચિત.
૪. [ સં અપ ( દૂર ) + નુદ્ ( ફેંકી દેવું ) ] ન. સંહાર; નાશ.

**અપન્યાસ** ૧. પું. ( સંગીત ) અસ્તાઈના અંતનો સ્વર; ગીત કે આલાપની અસ્તાઈની સમાપ્તિ કરવાનો સૂર.
૨. ન. રાગનાં દશ લક્ષણ માંહેનું એ નામનું એક. જુઓ રાગ.

**અપપતિ** ૧. [ સં. અપ ( ખરાબ ) + પતિ ( ધણી ) ] પું. ખરાબ પતિ; નઠારો ધણી.
૨. [ સં. અપ્ ( પાણી ) + પતિ ( ધણી ) ] પું. વરુણ; જળદેવ.

વરુણ પ્રચેતા પાશપતિ અપપતિ જળચર ઈશ;
યાદસ્પતિ ઉજ પતિ તણાં ધરત ચરણ નિજ શીષ.
પિંગળલઘુકોષ

**અપપાઠ** [ સં. અપ ( ખોટું ) + પઠ્ ( ભણવું ) ] પું. ખોટો પાઠ; અશુદ્ધ પાઠ.

**અપપાત્ર** ૧. [ સં. અપ ( ઊતરતું ) + પાત્ર ( માણસ )] ન. હલકી જાતનું માણસ; ચાંડાલ વગેરે.
૨. [ સં. અપ ( ખરાબ ) + પાત્ર ( વાસણ ) ] વિ. સામાન્ય વાસણનો ઉપયોગ ન કરી શકે એવું; જેમાં પોતાના સિવાય બીજું કોઈ ખાય નહિ એવાં જુદાં વાસણ વાપરનારું.

**અપપાત્રિત** ૧. [ સં. અપ ( ઊતરતું ) + પાત્ર ( માણસ ) + ઇત ( વાળું ) ] વિ. ચાંડાલ વગેરે હલકી જાતનું.
૨. [ સં. અપ ( દૂર ) + પાત્ર ( ઠામ ) + ઇત ( વાળું )] વિ. મોટા પાપ કે અપરાધને લીધે જ્ઞાતિ બહાર થયેલું. આવા માણસ સાથે તેની જ્ઞાતિનાં માણસ ખાતાંપીતાં નથી.

**અપપાન** [ સં. અપ ( ખરાબ ) + પા ( પીવું ) ] ન. અયોગ્ય પીણું.

**અપપ્રત્યય** [ સં. અપ ( નહિ ) + પ્રત્યય ( શ્રદ્ધા ) ] પું. અવિશ્વાસ; ભરોંસો ન હોવાપણું.

**અપપ્રદાન** [ સં. અપ ( ખરાબ ) + પ્રદાન ( આપવું તે ) ] ન. લાંચ; રુશ્વત.

**અપપ્રયોગ** [ સં. અપ ( ખરાબ ) + પ્રયોગ ( વપરાશ ) ] પું. ખોટી વપરાશ; દુરુપયોગ.

**અપપ્રવેશ** [ સં. અપ ( અયોગ્ય ) + પ્રવેશ ( દાખલ થવું તે ) ] પું. કાયદા વિરુદ્ધ દાખલ થવું તે.

**અપબાહુક** [ સં. અપ ( ખરાબ ) + બાહુ ( હાથ ) + ક ( વાળું ) ] પું. વાયુરોગનો એક પ્રકાર; હાથની નસોને જોરથી પકડી રાખનાર વાયુ.

**અપબુદ્ધિતા** [ સં. અપ ( વિનાનું ) + બુદ્ધિ + તા ( પણું ) ] સ્ત્રી. ચિત્તભ્રમ; ગાંડપણ.

**અપભય** ૧. [ સં. અપ ( અયોગ્ય ) + ભય ( ડર ) ] પું. કારણ વગરની બીક.
૨. પું. ડર; ભય.
૩. [ સં. અપ ( વિનાનું ) + ભય ( બીક ) ] પું. નિર્ભયતા.
૪. વિ. નીડર; ભય વિનાનું; નિર્ભય.

**અપભરણી** [ સં. ] સ્ત્રી. ( જ્યોતિષ ) સત્તાવીશમાંનું છેલ્લું નક્ષત્ર.

**અપભર્તા** ૧. [ સં. અપ ( ખરાબ ) + ભર્તૃ ( ધણી ) ] પું. ખરાબ ધણી.
૨. [ સં. અપ ( ખરાબ ) + ભર્તૃ ( શેઠ ) ] પું. ખરાબ શેઠ.

**અપભવન** ન. ( જ્યોતિષ ) પ્રકાશ વગરના પદાર્થની કોર ઉપર થઈને જતાં પ્રકાશના કિરણનું પોતાનો સીધો માર્ગ સહેજસાજ છોડી દઈ પ્રકાશ વગરના પદાર્થની છાયામાં જવાપણું; 'ડિફ્રેક્શન'.

કોઈ કોઈ વાર સાધારણ વાદળાંની ઉંચાઈ ઉપરથી ધુમસનાં અણુમાં થઈને અથવા જાડાં વાદળાંમાંના પાણીના અણુઓમાં થઈને પ્રકાશ-કિરણ આવે છે ત્યારે તેમનું અપભવન ( 'ડિફ્રેક્શન' ) થઈને પરિવેષ બને છે.
જ્યોતિર્વિલાસ

**અપભાષણ** [ સં. અપ ( ખરાબ ) + ભાષ્ ( બોલવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ભૂંડું વેણ; ગાળ.

**અપભાષા** ૧. [ સં. અપ ( ખરાબ ) + ભાષા ] સ્ત્રી. ગાળ; અપશબ્દ.
૨. [ સં. અપ ( ઊતરતું ) + ભાષા ( વાણી ) ] સ્ત્રી. ગ્રામ્યભાષા.

**અપભાષી** [ સં. અપ ( ખરાબ ) + ભાષિન્ ( બોલનાર ) ] વિ. ગાળ દેનાર; ભૂંડું બોલનાર.

**અપભાંડતા** સ્ત્રી. થોડી બચત.

અશોક પોતાના ત્રીજા મુખ્ય શિલાલેખમાં કહે છે કે અપવ્યયતા ( થોડો ખર્ચ ) અને અપભાંડતા ( થોડી બચત ) ધર્મનાં બે અંગો છે.
અશોકચરિત

**અપભ્રી** જુઓ અપભ્રય.

**અપભૂતિ** ૧. [ સં. અપ ( ખરાબ ) + ભૂતિ ( સંપત્તિ ) ] સ્ત્રી. ખરાબ સમૃદ્ધિ.
૨. [ સં. અપ ( ઊલટું ) + ભૂતિ ( આબાદી ) ] સ્ત્રી. નુકસાન; ખોટ.
૩. સ્ત્રી. હાર; પરાજય.

**અપભ્રષ્ટ** ૧. [ સં. અપ ( નીચે ) + ભ્રંશ્ ( પડવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. અશુદ્ધ; બગડેલું; અપભ્રંશ થયેલું.

અપભ્રષ્ટ શબ્દ = વિકૃત શબ્દ; મૂળમાંથી રૂપાંતર પામી થયેલો શબ્દ. શબ્દનાં મૂળ રૂપ અપભ્રષ્ટ થવાનાં કારણ: (૧) સ્પષ્ટ ઉચ્ચારણની ખામી, (૨) વ્યાકરણશાસ્ત્રની મર્યાદા કે મહત્તાનો ભંગ, (૩) ઘણો અહંકાર, (૪) અક્ષરને ભૂંસાડવા કે અક્ષરને અસ્પષ્ટ રીતે સુધારવા ( પ્રચ્છાદન ), (૫) બોલનાર, લખનાર કે વાંચનારનો ખોટો ખ્યાલ, (૬) જેવું લખ્યું હોય તેવું વાંચવું કે જેવું સાંભળ્યું હોય તેવું બોલવું, વગેરે.

૨. વિ. પડેલું.

**અપભ્રષ્ટગિરા** [ સં. અપભ્રષ્ટ ( અશુદ્ધ ) + ગિરા ( ભાષા ) ] સ્ત્રી. ફેરફાર પામેલી ભાષા; પ્રાકૃત ભાષા.

**અપભ્રંશ** ૧. [ સં. અપ ( નીચે ) + ભ્રંશ્ ( પડવું ) ] પું. અશુદ્ધ રૂપાંતર.
૨. પું. પતન; પડતી.
૩. પું. ભ્રષ્ટ થયેલો શબ્દ.
૪. સ્ત્રી. પ્રાકૃતમાંથી વિકાર પામીને બનેલી ભાષા. સંસ્કાર પામેલી તે સંસ્કૃત, અને તે ભ્રષ્ટ થઈ લોકોમાં પ્રચાર પામેલી ભાષા તે પ્રાકૃત. પ્રાકૃત જ્યારે વિશેષ વિકાર પામી ત્યારે તેમાંથી અપભ્રંશ ઉત્પન્ન થઈ. કેટલાકનો મત એવો છે કે અપભ્રંશ તો આભીર વગેરેની બોલી હતી. અપભ્રંશને આભીર-ગોવાળી વગેરે જાતના લોકોની બોલી કહે છે. પ્રાકૃત સર્વસ્વમાં માર્કંડેય અપભ્રંશના ત્રણ વિભાગ આપે છે: નાગર, વ્રાચડ અને ઉપનાગર. આગળ જતાં નાગર અપભ્રંશમાંથી ગુજરાતી થઈ. રુદ્રટના મત મુજબ દેશ પ્રમાણે અપભ્રંશના ઘણા વિભાગ છે; જેવા કે નાગર, ઉપનાગર, દ્રાવિડ, ટક્ક, માલવી, પંચાલી, કાલિન્દી, ગુર્જરી, વૈતાલિકી, કાંચી, આભીરી, શાવરી વગેરે. સંવત ૧૪૦૦-૧૫૦૦ના ગુજરાતના કવિ પોતાની ભાષાને ગુજરાતી એ નામ ઘણી વાર આપતા નથી અને પ્રાકૃત કે અપભ્રંશ એ જ નામ આપે છે.
૫. વિ. બગડેલું; વિકૃત.

**અપભ્રંશનિબદ્ધ** [ સં. અપભ્રંશ ( પ્રાકૃતમાંથી વિકાર પામીને બનેલી ભાષા ) + નિબદ્ધ ( રચેલું ) ] વિ. અપભ્રંશ ભાષામાં લખેલું.

અપભ્રંશનિબદ્ધ કાવ્યમાં સર્ગને સ્થળે કુડવક કહે છે.
કાવ્યશાસ્ત્ર

**અપભ્રંશભાષી** [ સં. અપભ્રંશ ( એક ભાષા ) + ભાષિન્ ( બોલનાર ) ] વિ. અપભ્રંશ ભાષા બોલનાર.

**અપભ્રંશિત** ૧. [ સં. અપ ( નીચે ) + ભ્રંશ્ ( પડવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. પડેલું.
૨. વિ. બગડેલું.

**અપભ્રંશીય** [ સં. અપભ્રંશ ( એક ભાષા ) + ઈય ( લગતું ) ] વિ. અપભ્રંશ ભાષાનું.

દરેક ભાષા તેનાં ચાર સ્વરૂપની અનુસંધિપૂર્વક રહે છેઃ (૧) તે ભાષાનું પ્રાકૃત સ્વરૂપ, (૨) તેનું સંસ્કૃત સ્વરૂપ, (૩) તેનું સમસંસ્કૃત સ્વરૂપ, (૪) તેનું અપભ્રંશીય સ્વરૂપ.
ગુ. સા. પરિષદ

**અપમ** [ સં. ] પું. ( જ્યોતિષ ) ક્રાંતિવૃત્ત.

**અપમજ્યા** [ સં. અપમ ( ક્રાંતિવૃત્ત ) + જ્યા ] સ્ત્રી. ક્રાંતિવૃત્ત નામની રેખા.

**અપમંડલ** [ સં. ] ન. ( જ્યોતિષ ) ક્રાંતિવૃત્ત.

**અપમંતવ્ય** [ સં. અપ ( ઊલટું ) + મંતવ્ય ( મનન કરવા લાયક ) ] વિ. ઉપેક્ષા કરવા લાયક; અપમાન કરવા જેવું.

**અપમાન** ૧. [ સં. અપ ( ઊલટું ) + માન ] ન. અનાદર; અવજ્ઞા
૨. ન. તિરસ્કાર.

**અપમાનકારક** ૧. [ સં. અપ ( ઊલટું ) + માન + કારક ( કરનાર ) ] વિ. અનાદર કરે એવું.
૨. [ સં. અપમાન ( તિરસ્કાર ) + કારક ( કરનારું ) ] વિ. તિરસ્કાર કરનારું.

**અપમાનજનક** ૧. [ સં. અપમાન ( તિરસ્કાર ) + જનક ( ઉત્પન્ન કરનાર ) ] વિ. તિરસ્કાર ઉપજાવનારું.
૨. [ સં. અપ ( ઊલટું ) + માન + જનક ( ઉત્પન્ન કરનાર ) ] વિ. માનભંગ કરનારું.

**અપમાનયુક્ત** ૧. [ સં. અપમાન ( અનાદર ) + યુક્ત ( વાળું ) ] વિ. અનાદરવાળું.
૨. [ સં. અપમાન ( તિરસ્કાર ) + યુક્ત ( સહિત ) ] વિ. તિરસ્કારવાળું.

**અપમાનવું** ૧. [ અપ ( ઊલટું ) + માનવું ] સ. ક્રિ. અવજ્ઞા કરવી; અનાદર કરવો.
૨. સ. ક્રિ. તિરસ્કાર કરવો.

**અપમાનસૂચક** ૧. [ સં. અપમાન (અનાદર) + સૂચક ( દેખાડનારું ) ] વિ. અપમાન કરનારું; હલકું પાડનારું.
૨. [ સં. અપમાન ( તિરસ્કાર ) + સૂચક ( જણાવનારું ) ] વિ. તિરસ્કારદર્શક.

**અપમાનિત** ૧. [ સં. અપ ( ઊલટું ) + માનિત ( માન પામેલું )] વિ. અનાદર કરાયેલું; ઉપેક્ષિત; અવમાનિત.
૨. વિ. તિરસ્કારાયેલું.

**અપમાની** ૧. [ સં. અપમાનિન્ ] વિ. અનાદર કરનાર.
૨. વિ. તિરસ્કાર કરનાર.

**અપમાન્ય** ૧. [ સં. અપ ( ઊલટું ) + માન્ય ( માન આપવા લાગ )] વિ. અનાદર કરવા જેવું.
૨. વિ. તિરસ્કારવા લાયક.

**અપમાર્ગ** ૧. [ સં. અપ ( ખરાબ ) + માર્ગ ( રસ્તો )] પું. કુમાર્ગ; ખરાબ રસ્તો.
૨. [ સં. અપ ( વિશેષ ) + મૃજ્ ( માંજવું )] ન. માર્જન; સાફસફી.
૩. [ સં. અપ ( વધારે ) + મૃજ્ ( મસળવું )] ન. શરીર દાબવું તે.

**અપમાર્ગી** ૧. [ સં. અપ ( ખરાબ ) + માર્ગ ( રસ્તો ) + ઇન્ ( વાળું )] વિ. કુમાર્ગી; ખરાબ રસ્તે જનાર.
૨. વિ. દુષ્ટ; નીચ; પાપી.

**અપમાર્જન** ૧. [ સં. અપ ( વધારે ) + મૃજ્ ( સાફ કરવું )] ન. સાફસફી.
૨. ન. સ્વચ્છ કરવાપણું; શુદ્ધિ; સંશોધન.
૩. ન. હજામત કરવી કે નખ ઉતારવા તે.

**અપમિત** જુઓ અપમાનિત.

**અપમુખ** ૧. [ સં. અપ ( ઊલટું ) + મુખ ( મોઢું )] ન. આડું મોઢું.
૨. [ સં. અપ ( ખરાબ ) + મુખ ( મોઢું )] વિ. ખરાબ દેખાવવાળું.
૩. વિ. મોં ફેરવી ગયેલું.
૪. વિ. વાંકા મુખવાળું.

**અપમૃત્યુ** ૧. [ સં. અપ ( ખરાબ ) + મૃત્યુ ( મોત )] ન. અકસ્માતથી થયેલું મરણ.
૨ ન. અકાળ મરણ.

**અપયશ** ૧. [ સં. અપ ( ખરાબ ) + યશસ ( કીર્તિ )] પું. અપકીર્તિ; બદનામી.
૨. પું. કલંક; લાંછન.

**અપયશસ્ક** [ સં. અપ ( ખરાબ ) + યશસ ( જશ ) + ક ( કરનાર )] વિ. બદનામી કરે તેવું; અપકીર્તિ કરાવનારું.

**અપયશસ્કર** જુઓ અપયશસ્ક.

**અપયશી** ૧. [ સં. અપ ( ખરાબ ) + યશસ ( કીર્તિ )] વિ. નામોશી ભરેલું.
૨. વિ. બદનામી મળે એવું.

**અપયાત્રી** [ સં. અપ ( દૂર ) + યાત્રિન્ ( જનાર )] વિ. પલાયન કરનાર; નાશી જનાર; ભાગી છૂટનારું.

**અપયાન** ૧. [ સં. અપ ( ખરાબ ) + યાન ( વાહન )] ન. ખરાબ વાહન.
૨. [ સં. અપ ( દૂર ) + યાન ( જવાપણું )] ન. ભાગી જવું તે; પલાયન.

**અપયોગ** ૧. [ સં. અપ ( ખરાબ ) + યોગ ( વપરાશ )] ] પું. ખરાબ પ્રયોગ.
૨. [ સં. અપ ( ખરાબ ) + યોગ ( સંગમ )] પું. ખરાબ મેળાપ.
૩. [ સં. અપ ( ખરાબ ) + યોગ ( સમય )] પું. ખરાબ વેળા.
૪. [ હિં. ] પું. નિયમિત પ્રમાણથી વધારે અથવા ઓછા ઔષધની વપરાશ.

**અપયોધા** [ સં. ] પું. ( પિંગળ ) દરેક ચરણમાં સગણ, સગણ, મગણ, ગુરુ અને ગુરુ મળી ૧૧ અક્ષરનો છંદ.

**અપર** ૧. [ સં. ] પું. શિવ; શંકર.
૨. પું. ( ચારણી ) સમુદ્ર.
૩. [ હિં. ] પું.; ન. હાથીનો પાછલો ભાગ.
૪. ન. ભવિષ્ય.
૫. ન. ભવિષ્યમાં કરવાનું કામ.
૬. ન. શત્રુ; દુશ્મન.
૭. વિ. અર્વાચીન; હાલના સમયનું.
૮. વિ. ઊતરતું; હલકું; અધમ.
૯. વિ. ઓરમાન.
૧૦. વિ. છેટેનું; દૂરનું.
૧૧. વિ. નાનું; કનિષ્ઠ.
૧૨. વિ. ( ન્યાય ) ન્યૂનદેશવૃત્તિ. ન્યાયમતમાં સામાન્ય પર અને અપર એમ બે પ્રકારનું માનેલું છે, તેમાં અધિકદેશવૃત્તિ પર, અને ન્યૂનદેશવૃત્તિ અપર. જેમકે, દ્રવ્યત્વ એ સત્તાથી અપર છે અને ઘટત્વથી પર છે.
૧૩. વિ. પછીનું; પાછલું; સ્થળ કે કાળમાં પાછળ હોનારું.
૧૪. વિ. પશ્ચિમનું.
૧૫. વિ. પારકાનું; બીજાનું.
૧૬. વિ. બીજું; ઇતર; અન્ય.
૧૭. [ સં. અ ( નહિ ) + પર ( બીજું )] વિ. સર્વોત્તમ; અદ્વિતીય; અજોડ.

**અપરઉત્તર ઉલૂક** પું. ( પુરાણ ) મોદપુરની ઉત્તરે આવેલો એ નામનો દેશ. ઇંદ્રપ્રસ્થની ઉત્તરે બે ઉલૂક દેશ હોવાથી એક મૂકીને બીજા દેશને આ નામ આપ્યું છે.

**અપરઉત્તર કુલિંદ** પું. (પુરાણ) કામકૂટ અને સુમંડળ વચ્ચે આવેલો એ નામનો દેશ.

**અપરઉદર** ૧. [ સં. અપર ( બીજું ) + ઉદર ( પેટ )] ન. ઓરમાન મા.
૨. ન. ઓરમાયું છોકરું.

**અપરકાય** [ સં. અપર ( પાછલું ) + કાય ( શરીર )] સ્ત્રી. શરીરનો પાછલો ભાગ.

**અપરકાલ** [ સં. અપર ( પાછલું ) + કાલ ( વખત )] પું. પાછળનો વખત.

**અપરક્ત** ૧. [ સં. અપ ( ઊલટું ) + રક્ત ( ખુશી થયેલું )] વિ. અસંતોષી.
૨. [ સં. અપ ( થોડું ) + રક્ત ( રાતું )] વિ. આછા રાતા રંગનું.
૩. [ સં. અપ ( નહિ ) + રક્ત ( રાતું )] વિ. જેનો લાલ રંગ દૂર થયો હોય એવું.
૪. [ સં. અપ ( નહિ ) + રક્ત ( લોહી )] વિ. લોહી વગરનું; ફિક્કું.
૫. [ સં. અપ ( નહિ ) + રક્ત ( પ્રેમી )] વિ. વૈરાગવાળું; સ્નેહ વગરનું.

**અપરગોદાન** [ સં. ] ન. ( પુરાણ ) મહામેરુની પશ્ચિમે આવેલો દેશ.

**અપરગૌડાદિલિપિ** સ્ત્રી. ચોસઠ પ્રકારની લિપિ માંહેની એક. જુઓ લિપિ.

**અપરજ** [ સં. ] પું. એ નામનો એક રુદ્રદેવ.

**અપરજન** [ સં. અપર ( પશ્ચિમનું ) + જન ( માણસ )] ન. પશ્ચિમવાસી લોક.

**અપરતંત્ર** [ સં. અ ( નહિ ) + પરતંત્ર ( પરાધીન )] વિ. પરાધીન નહિ એવું; સ્વાધીન; સ્વતંત્ર.

**અપરતા** ૧. [ સં. અપર ( સર્વોત્તમ ) + તા ( પણું )] સ્ત્રી. અજોડપણું.
૨. [ સં. અપર ( બીજું ) + તા ( પણું )] સ્ત્રી. જુદાપણું; ભિન્નતા.
૩. [ સં. અપર ( દૂર ) + તા ( પણું )] સ્ત્રી. દૂરનું હોવાપણું.
૪. [ સં. અપર ( નાનું ) + તા ( પણું )] સ્ત્રી. નાનાપણું; કનિષ્ઠત્વ.
૫. સ્ત્રી. ભેદભાવ ન હોવાપણું.
૬. [ સં. અપર ( શત્રુ ) + તા ( પણું )] સ્ત્રી. વિરુદ્ધતા; વિપરીતપણું.
૭. [ સં. અપર ( પાછલું ) + તા ( પણું )] સ્ત્રી. સ્થળ કે કાળમાં પાછળ હોવાપણું.
૮. સ્ત્રી. હલકાપણું; અધમતા.
૯. [ સં. અપર ( અર્વાચીન ) + તા ( પણું)] સ્ત્રી. હાલના વખતનું હોવાપણું.

**અપરતાલ** પું. (પુરાણ) કેકય દેશમાંથી અયોધ્યા જતાં માર્ગમાં પહેલો આવતો દેશ.

**અપરતિ** ૧. [સં. અપ (નહિ) + રતિ (સંતોષ)] સ્ત્રી. અસંતોષ.
૨. [સં. અપ (નહિ) + રમ્ (અટકવું)] સ્ત્રી. નહિ અટકવાપણું.
૩. [સં. અપ (નહિ) + રતિ (પ્રીતિ)] વિ. પ્રીતિ રહિત.

**અપરત્ર** ૧. [સં.] અ. જુદે ઠેકાણે; અન્યત્ર.
૨. અ. બીજે વખતે.

**અપરત્વ** ૧. ન. (ન્યાય) ચોવીસ ગુણમાંનો એ નામનો એક. તે બે પ્રકારનો છેઃ એક કાલભેદથી અને બીજો દેશભેદથી.
૨. જુઓ અપરતા.

**અપરદક્ષિણ** [સં. અપર (પશ્ચિમ) + દક્ષિણ] ન. નૈર્ઋત્ય ખૂણો.

**અપરદક્ષિણ કુંતિરાષ્ટ્ર** પું. (પુરાણ) ઇંદ્રપ્રસ્થની દક્ષિણે આવેલો એ નામનો દેશ.

**અપરદક્ષિણ નિષાદ** પું. (પુરાણ) પાંડવના વખતમાં દક્ષિણ તરફનાં મ્લેચ્છ રાજ્યની દક્ષિણે અને પુરુષાદ લોકોના દેશની ઉત્તરે આવેલો દેશ.

**અપરદક્ષિણ પાંડ્ય** પું. (પુરાણ) મહાભારતના વખતમાં દ્રવિડ દેશની દક્ષિણે આવેલો દેશ.

**અપરદક્ષિણ મત્સ્ય** પું. (પુરાણ) ઇંદ્રપ્રસ્થની દક્ષિણમાં આવેલો બીજો મત્સ્યદેશ.

**અપરદક્ષિણ સેક** પું. (પુરાણ) ઇંદ્રપ્રસ્થની દક્ષિણે આવેલા બે સેકમાંનો બીજો દેશ.

**અપરદિશા** [સં. અપર (પશ્ચિમ) + દિશા] સ્ત્રી. પશ્ચિમ.

**અપરનંદા** ૧. સ્ત્રી. (પુરાણ) ગયા અને પટણા પાસે થઈને વહેતી ગંગાને મળતી નદી.
૨. સ્ત્રી. (પુરાણ) હિમાલય ઉપરનું એ નામનું તીર્થ.

**અપરનાલ** [સં.] પું. એક દેશનું નામ.

**અપરપક્ષ** ૧. [સં. અપર (બીજું) + પક્ષ (પખવાડિયું)] પું. અંધારિયું; કૃષ્ણપક્ષ.
૨. [સં. અપર (બીજું) + પક્ષ (બાજુ)] પું. પ્રતિવાદી; વિરુદ્ધ પક્ષ.

**અપરપાઠ** ૧. [સં. અપર (બીજું) + પાઠ (અભ્યાસ)] પું. ઇતરવાચન; હંમેશના અભ્યાસ ઉપરાંત કરાતો પાઠ.
૨. પું. જુદાં જુદાં પુસ્તકનું અધ્યયન.

**અપરપૂર્વ વિદેહ** પું. (પુરાણ) ઇંદ્રપ્રસ્થની પૂર્વે તરફનો બીજો વિદેહદેશ. એની રાજધાની મિથિલા હતી. પાંડવોના વખતમાં ત્યાં જનક રાજા રાજ્ય કરતો હતો.

**અપરપૂર્વ સુહ્મ** પું. (પુરાણ) ઇંદ્રપ્રસ્થની પૂર્વમાં આવેલો બીજો સુહ્મદેશ.

**અપરપ્રીહ્નિતા** પું. (પિંગળ) એક અર્ધસમવૃત્ત અક્ષરમેળ છંદ. તેના પહેલા અને ત્રીજા ચરણમાં નગણ, નગણ, સગણ, તગણ, તગણ અને ગુરુ મળી ૧૬ અક્ષર, તથા બીજા અને ચોથા ચરણમાં નગણ, નગણ, તગણ, તગણ અને ગુરુ મળી ૧૩ અક્ષર હોય છે.

**અપરબલ્લવ** પું. (પુરાણ) મહાભારતમાં જણાવેલો એ નામનો દેશ.

**અપરબિંદુ** ન. (તંત્ર) શબ્દબ્રહ્મ ચૈતન્ય.

> બ્રહ્મવસ્તુની પરબિંદુ અવસ્થામાંથી જે આદ્યક્ષોભ થઈ પ્રાણતત્ત્વનો ઉદય થવો તેને તંત્રશાસ્ત્રમાં અપરબિંદુ કહે છે.
> શાક્તસંપ્રદાય

**અપરભા** પું. (પિંગળ) એ નામનો એક અક્ષરમેળ છંદ; કુહી તેના દરેક ચરણમાં જગણ અને સગણ મળી ૬ અક્ષર હોય છે.

**અપરભાવ** ૧. [સં. અપર (બીજું) + ભૂ (હોવું)] પું. જુદાપણું; જુદાઈ.
૨. પું. સતતતા; ચાલુ રહેવાપણું.

**અપરમ** ૧. [સં. અપરમ્] વિ. વધારે; વિશેષ.
૨. [સં. અ (નહિ) + પરમ (મોટું)] વિ. સાધારણ.

**અપરમહાશિરા** સ્ત્રી. પેટ અને શરીરના નીચલા ભાગમાંથી અસ્વચ્છ લોહી લઈને હૃદયના ઉપલા જમણા ખાનામાં પડતી ધોરી નસ.

**અપરમહિનો** જુઓ અપરમાસ.

**અપરમા** જુઓ અપરમાતા.

**અપરમાણ** [સં. અ (નહિ) + પ્રમાણ (પુરાવો)] વિ. પુરાવા વગરનું.

**અપરમાત** જુઓ અપરમાતા.

**અપરમાતા** [સં. અપર (જુદું) + માતૃ (માતા)] સ્ત્રી. ઓરમાન મા; સાવકી મા.

**અપરમાદ** ૧. પું. અજીર્ણ; અપચો; બદહજમી.
૨. પું. નુકસાનકારક ખાણાપીણાથી થતો વિકાર.

**અપરમાલવ** [સં. અપર (પશ્ચિમ) + માલવ] પું. પશ્ચિમ માળવા.

**અપરમાસ** [સં. અપર (જુદું) + માસ (મહિનો)] પું. અધિક મહિનો; પુરુષોત્તમ માસ.

**અપરમિત** [સં. અ (નહિ) + પરિમિત (માપવાળું)] વિ. માપ વિનાનું; બેહદ; અપાર.

**અપરરાત્ર** [સં. અપર (પાછલું) + રાત્રિ] સ્ત્રી. રાત્રિનો પાછલો ભાગ; પાછલી રાત.

**અપરરાત્રકૃત** [સં. અપર (પાછલું) + રાત્રિ + કૃત (કરેલું)] વિ. પાછલી રાતે કરેલું.

**અપરલોક** ૧. [સં. અ (નહિ) + પરલોક (સ્વર્ગ વગેરે લોક)] પું. આ લોક; મૃત્યુલોક.
૨. [સં. અપર (બીજું) + લોક (દુનિયા)] પું. પરલોક; સ્વર્ગ.

**અપરવ** ૧. [સં. અપ (હલકું) + રવ (અવાજ)] પું. અપકીર્તિ; બેઆબરૂ.
૨. પું. મિલકતના ભોગવટા સંબંધી તકરાર.

**અપરવક્ત્ર** [સં.] પું. (પિંગળ) પહેલા અને ત્રીજા ચરણમાં નગણ, નગણ, રગણ, લઘુ અને ગુરુ મળી ૧૧ અક્ષર, તથા બીજા અને ચોથા ચરણમાં નગણ, જગણ, જગણ અને રગણ મળી ૧૨ અક્ષરનો એક અર્ધસમવૃત્ત અક્ષરમેળ છંદ; વૈતાલીય.

**અપરવક્ત્ર** જુઓ અપરવક્ત્.

**અપરવક્ત્રા** [સં.] સ્ત્રી. એક અક્ષરમેળ છંદ. જુઓ અપરવક્ત્.

**અપરવર્ષા** [સં. અપર (પાછલું) + વર્ષા (વરસાદ)] સ્ત્રી. ચોમાસાના પાછલા ભાગમાં આવતો વરસાદ; પાછતરો વરસાદ.

**અપરવશ** ૧. [સં. અ (નહિ) + પર (બીજું) + વશ (આધીન)] વિ. અપરાધીન; સ્વતંત્ર.
૨. [સં. અપર (બીજું) + વશ] વિ. પરતંત્ર; પરાધીન.

**અપરવિદેહ** પું. (પુરાણ) મેરુથી પશ્ચિમ તરફનો મહાવિદેહક્ષેત્રનો અર્ધભાગ; રંગપુર અને દિનાજપુર.

**અપરવૈરાગ્ય** [સં. અપર (છેલ્લું) + વૈરાગ્ય] પું. (વેદાંત) પાતંજલ યોગશાસ્ત્રમાં કહેલ એક જાતનો વૈરાગ્ય; બ્રહ્મજ્ઞાન સિવાય બીજા વિષયમાં વાસના ન હોવાપણું.

> આ લોકના તથા પરલોકના અદિવ્ય અને દિવ્ય શબ્દાદિ વિષયોમાં જે તૃષ્ણારહિતપણું થાય તે અપરવૈરાગ્ય કહેવાય છે. યોગકૌસ્તુભ

**અપરશિખા** [સં.] પું. (પિંગળ) પહેલા દલમાં ૨૮ લઘુ અને ૧ ગુરુ મળી ૩૦, તથા બીજા દલમાં ૩૦ લઘુ અને ૧ ગુરુ મળી ૩૨ માત્રાનો એક છંદ. તેમાં પહેલી તથા તે પછી દર ચોથી માત્રા ઉપર તાલ આવે છે.

**અપરસ** ૧. [ સં. અસ્પર્શ ] પું. કોઈને અડાય નહિ એવી સ્થિતિમાં હોવું તે; પૂજામાં બેસવા માટે નાહી ધોઈને સ્વચ્છ થયેલ હોવાપણું.
૨. [ હિં. ] પું. કોઢ.
૩. પું. હથેળી અને પગનાં તળિયામાં થતો ચામડીનો એક રોગ. તેમાં ખજવાળ આવી ચામડી સુકાઈ ખરી જાય છે.
૪. [ સં. અપ ( ખરાબ ) + રસ ] પું. હલકી જાતનો આનંદ; દૂષિત રસવૃત્તિ.
૫. [ હિં. ] વિ. અડતાં અભડાય એવું.

**અપરસામાન્ય** [સં. ] ન. ( ન્યાય ) પેટાવર્ગ; ઉપજાતિ; જે વર્ગમાં બીજા વર્ગ સમાય તે પરસામાન્ય અને સમાનારો વર્ગ તે અપરસામાન્ય. તેમાં પરસામાન્ય વર્ગ વ્યાપક એટલે અધિક દેશ કે સ્થળમાં રહેનારો હોય, અને અપરસામાન્ય વર્ગ વ્યાપ્ય એટલે અમુક કે ઓછા દેશ કે સ્થળમાં રહેનારો હોય. જેમકે, દ્રવ્યત્વ એ પરસામાન્ય, ઘટત્વ એ અપર સામાન્ય.

**અપરસૂક્ષ્માંત્ર** [ સં. અપર ( નીચલું ) + સૂક્ષ્મ ( નાનું ) + આંત્ર ( આંતરડું )] ન. નાનાં આંતરડાંનો નીચલો ભાગ.

**અપરસૂર્ય** [ સં. અપર ( બીજું ) + સૂર્ય ] પું. બીજો સૂર્ય. ઉપમા આપવામાં આ શબ્દ વપરાય છે.

**અપરસેક** પું. ( પુરાણ ) રાજસૂય યજ્ઞ વખતે વિજયયાત્રામાં સહદેવે જીતેલો દેશ.

**અપરસ્પર** ૧. ન. ક્રિયાનું સતત ચાલુપણું.
૨. [સં. અ ( નહિ ) + પરસ્પર ( એકબીજાને )] વિ. અન્યોન્ય નહિ; એકબીજાનું નહિ એવું; બેમાંથી એકનું.
૩. વિ. એક પછી એક એ ક્રમે કાયમ ચાલ્યું આવતું.
૪. વિ. કાયમ ચાલુ રહેતું.

**અપરસ્પરસંભૂત** [ સં. અ ( નહિ ) + પરસ્પર ( એકબીજાને ) + સંભૂત ( બનેલું )] વિ. એકબીજાના સંબંધથી ઉત્પન્ન નહિ થયેલું; અપરસ્પર એટલે અન્યોન્યાશ્રયથી નહિ એટલે કે બ્રહ્મ અને માયાથી ઉત્પન્ન થયેલું નહિ એવું. આ ચાર્વાક વગેરે નાસ્તિકોના મતનું વર્ણન છે. તેઓ આ જગત પુરુષતત્ત્વ અને પ્રકૃતિતત્ત્વ એટલે બ્રહ્મ અને માયા, કે સત્ત્વ, રજસ અને તમસ એ ત્રણ ગુણના સંયોગથી ઉત્પન્ન થયેલું નથી માનતા.

કેટલાક ટીકાકારો **અપરસ્પરસંભૂત**નો અન્વય 'કિમન્યત્કામહૈતુકમ્' એ પદની સાથે બેસાડી, પરસ્પર એટલે સ્ત્રીપુરુષના સંયોગથી ન થયેલું એવું બીજું કાંઈ દેખાય છે શું? નહિ; અને એવો પદાર્થ જ જ્યારે દેખાતો નથી ત્યારે આ જગત કામહૈતુક છે. એટલે સ્ત્રીપુરુષની કામેચ્છાથી જ નિર્માણ થયું છે, આવો અર્થ કરે છે.

ગીતારહસ્ય

**અપરસ્વસ્તિક** [ સં. અપર ( પશ્ચિમ ) + સ્વસ્તિક ( નીચામાં નીચું બિંદુ )] પું. દિગંતની એટલે ક્ષિતિજની લીટીનું પશ્ચિમ તરફનું નીચામાં નીચું બિંદુ.

**અપરંગ** [ સં. અપરં ( બીજું ) + ચ ( અને )] અ. વિશેષમાં; વધારે; વળી.

બીજું **અપરંગ** અહીં ખેમકુશળ?

નરસિંહ

**અપરંચ** [સં. અપરં ( બીજું ) + ચ ( અને )] અ. બીજું એ કે; વળી કે.

**અપરંપાર** [ સં. અ ( નહિ ) + પર ( બીજું ) + પાર ( કિનારો )] વિ. સુમાર વિનાનું; અનહદ; બેહદ; અસંખ્ય.

**અપરા** ૧. [ સં. ] પું. ( પિંગળ ) પહેલા દલમાં ૩૦ લઘુ અને ૧ ગુરુ મળી ૩૨ માત્રા અને બીજા દલમાં ૨૮ લઘુ અને ૧ ગુરુ મળી ૩૦ માત્રાવાળો શિખાજાતિ છંદ. તેમાં પહેલી અને તે પછી દર ચોથી માત્રાએ તાલ આવે છે.
૨. [ સં. અ ( નહિ ) + પરા ( શ્રેષ્ઠ )] સ્ત્રી. એ નામની એક કનિષ્ઠ પ્રકૃતિ. પ્રકૃતિના પરા એટલે શ્રેષ્ઠ અને અપરા એટલે કનિષ્ઠ એવા બે પ્રકાર છે. જુઓ અપરાપ્રકૃતિ.
૩. સ્ત્રી. ઓર; ગર્ભની આસપાસ લપેટાયેલું પડ; જરાયુ.
૪. સ્ત્રી. ગર્ભાવસ્થામાં રજોદર્શન ન થવાપણું.
૫. સ્ત્રી. ચાર વેદ તથા ૭ અંગનો અભ્યાસ.
૬. સ્ત્રી. પદાર્થ વિદ્યા; લૌકિક વિદ્યા.
૭. સ્ત્રી. પશ્ચિમ દિશા.
૮. સ્ત્રી. વૈશાખ માસની અંધારી અગિયારસ.
૯. સ્ત્રી. હાથીનો પાછલો ભાગ.
૧૦. વિ. સ્ત્રી. ઊતરતા પ્રકારની; હલકી.
૧૧. વિ. સ્ત્રી. પારકી.
૧૨. [સં. અપર ( બીજું ) + આ ( નારીજાતિનો પ્રત્યય )] વિ. સ્ત્રી. બીજી; જુદી.
૧૩. વિ. સ્ત્રી. સંસારી; ઐહિક.

**અપરાઉદ્ગતા** [ સં. ] પું. ( પિંગળ ) પહેલા ચરણમાં સગણ, જગણ, નગણ અને ગુરુ મળી ૧૦ અક્ષર, બીજા ચરણમાં નગણ, સગણ, જગણ અને ગુરુ મળી ૧૦ અક્ષર, ત્રીજા ચરણમાં ભગણ, નગણ, જગણ, લઘુ અને ગુરુ મળી ૧૧ અક્ષર, અને ચોથા ચરણમાં સગણ, જગણ, સગણ, જગણ અને ગુરુ મળી ૧૩ અક્ષરવાળો એક વિષમવૃત્ત છંદ.

**અપરાએકાદશી** [ સં. અ ( નહિ ) + પરા ( શ્રેષ્ઠ ) + એકાદશી ( અગિયારસ )] સ્ત્રી. વૈશાખ વદિ અગિયારસ.

ધર્મરાજાના પૂછવાથી શ્રીકૃષ્ણ ભગવાન કહેતા હવા કે આ એકાદશીથી બીજી કોઈ અધિક ન હોવાથી તેનું નામ **અપરાએકાદશી** પડ્યું છે.

તહેવારનો ભોમિયો

**અપરાકાર** ન. પોતાની મેળે ફાટતાં કે તૂટી જતાં ફળનાં ઢાંકણાંના પડદા ખરી જતાં બાકી રહેલું ખોખું.

**અપરાગ** ૧. [ સં. અપ ( વિનાનું ) + રાગ ( પ્રેમ )] પું. અપ્રીતિ; સ્નેહ નહિ તે.
૨. પું. અસંતોષ.
૩. [ સં. અપ ( ઊલટું ) + રાગ ( પ્રેમ )] પું. દુશ્મનાવટ; વેર.
૪. [ સં. અપ ( વગરનું ) + રાગ ( રંગ )] વિ. બેરંગી.

**અપરાગ્નિ** ૧. પું. દેન દેવામાં વપરાતો અગ્નિ.
૨. [ સં. ] પું. દ્વિ. વ. ગાર્હપત્ય તથા દક્ષિણાગ્નિ નામના બે અગ્નિમાંનો દરેક.

**અપરાઙ્મુખ** ૧. [ સં. અ ( નહિ ) + પરાઙ્મુખ ( કાર્યથી અટકેલું )] વિ. નિવૃત્તિ નહિ પામેલું.
૨. [સં. અ ( નહિ ) + પરાક્ ( પાછું વાળેલું ) + મુખ ( મોઢું )] વિ. પાછું ન હઠે એવું; પાછી પાની ન કરનારું.
૩. વિ. મોઢું પાછું ફેરવ્યા વિનાનું; સામે મોઢે ઊભેલું.

**અપરાઙ્મુખી** [ સં. અ ( નહિ ) + પરાક્ ( પાછું ફરેલું ) + મુખ ( મોં ) + ઇન્ ( વાળું )] વિ. ફેરવી ન શકાય એવું; રદ થાય નહિ એવું.

**અપરાચીન** ૧. [ સં. ] પું. ( પુરાણ ) સોમવંશી જયત્સેનનો એ નામનો દીકરો.
૨. જુઓ અપરાઙ્મુખ.

**અપરાજનન** ન. ગર્ભાશય સાથે ગર્ભ જોડાવાની ક્રિયા.

**અપરાજિત** ૧. [સં.] પું. અગિયાર રુદ્રમાંનો એક. જુઓ રુદ્ર.
૨. પું. ( જૈન ) અનુત્તરવિમાનના દેવતા.
૩. પું. એક જાતનું ઝેરી જીવડું.
૪. પું. કૃષ્ણ અને લક્ષ્મણાનો દીકરો.
૫. પું. ધૃતરાષ્ટ્રના સો દીકરામાંનો એક.
૬. પું. નગણ, નગણ, રગણ, સગણ, લઘુ ને ગુરુનો બનતો છંદ. એમાં ૭ અક્ષરે વિસામો આવે છે. જેમકે,

પરન્તપ મનની ગતિ બધિ દ્રુતથી
સમજી જતન ધીરજે મનને મથી.

૭. પું. (જૈન) પાંચ અનુત્તરવિમાન માંહેનું ચોથું વિમાન. તેમાં રહેતા દેવ દ્વિચરમ એટલે વધુમાં વધુ બે વાર માણસનો જન્મ ધારણ કરી મોક્ષ પામે છે.

નવ ગ્રૈવેયકની ઉપર વિજય, વૈજયંત, જયંત, અપરાજિત અને સર્વાર્થસિદ્ધ એ પાંચ વિમાન છે. તત્ત્વાર્થસૂત્ર

૮. પું. ઋષભદેવના ચાર હાથીમાંનો ઉત્તર દિશાનો હાથી.

અખિલ જગતના ગુરુ ઋષભદેવે સર્વ લોકની સ્થિતિના આધારભૂત એવા ઋષભ, પુષ્કરચૂડ, વામન અને અપરાજિત નામના ચાર હાથી ચાર દિશાઓને વિષે રાખેલા છે. પુરુષોત્તમગીતા

૯. પું. વિશ્વકર્માના ચારમાંનો એ નામનો એક દીકરો.

૧૦. પું. વિષ્ણુ. રાગાદિ આંતરિક શત્રુથી તથા દાનવાદિ બાહ્ય શત્રુથી હાર ન પામતા હોવાથી તે અપરાજિત કહેવાય છે.

૧૧. પું. શિવ; શંકર.

એ પ્રકારે દેવાદિ સર્વના આત્મરૂપ, મહેશાન, સર્વજ્ઞ, અપરાજિત, દિગંબર, અંબિકાપતિ, ઉમાપતિ. ઈશાન આપને પ્રણામ કરું છું. સૂતસંહિતા

૧૨. ન. ઇંદ્રલોક.

૧૩. ન. એક જાતનું ફૂલઝાડ.

૧૪. [સં. અ (નહિ) + પરાજિત (હારેલું)] વિ. ન હારેલું; અજિત.

**અપરાજિતધૂપ** પું. એક જાતનો ધૂપ. ગૂગળ, રોહિસઘાસ, ઘોડાવજ, રાળ, લીંબડાનાં પાન, આકડાનાં પાન, અગરચંદન અને દેવદાર એ બધી વસ્તુ ખાંડી તેનો લૂગડામાંથી ચાળી શકાય એવો બારીક ભૂકો કરી તે બનાવવામાં આવે છે.

**અપરાજિતા** ૧. સ્ત્રી. અયોધ્યાનું એક નામ.

૨. સ્ત્રી. અસનવૃક્ષ; એક જાતની વનસ્પતિ.

૩. સ્ત્રી. ઈશાન દિશા.

૪. સ્ત્રી. એ નામની એક યોગિની.

૫. સ્ત્રી. (પિંગળ) એક અક્ષરમેળ છંદ. તેના દરેક ચરણમાં નગણ, નગણ, રગણ, સગણ, લઘુ અને ગુરુ મળી ૧૪ અક્ષર હોય છે. સાતમા અક્ષર પછી યતિ કે વિસામો આવે છે.

૬. સ્ત્રી. એક જાતની ઔષધિ. તે માદળિયાની માફક કાંડા પર પહેરાય છે.

૭. સ્ત્રી. એક જાતનો ધૂપ.

૮. સ્ત્રી. એક પ્રકારની વનસ્પતિ; ગરણી.

૯. સ્ત્રી. (જૈન) કૃષ્ણપક્ષની દશમી રાત્રિ.

૧૦. સ્ત્રી. ઘેરાં રાતાં ફૂલ તેમ જ બહુ ઝીણાં ફળવાળો એક જાતનો છોડ; વિષ્ણુક્રાંતા. કમળાના રોગીને તેનું મૂળ છાશમાં પીવા માટે અપાય છે.

૧૧. સ્ત્રી. (જૈન) છપ્પન દિક્કુમારિકા માંહેની એ નામની એક. જુઓ દિક્કુમારિકા.

૧૨. [સં. અ (નહિ) + પરાજિતા (હારેલી)] સ્ત્રી. દુર્ગા, કેમકે તે કોઈથી જિતાયેલી નથી. વિજયાદશમીને દિવસે તેનું પૂજન કરાય છે.

૧૩. સ્ત્રી. ખોખડ; દુર્વા.

૧૪. સ્ત્રી. વિજયાદશમી.

૧૫. સ્ત્રી. વૈશાખ વદિ અગિયારશ.

૧૬. સ્ત્રી. (પુરાણ) શાકદ્વીપની એક નદી.

અનઘા, આયુર્દા, ઉભયસ્પૃષ્ટિ, અપરાજિતા, પંચપદી, સહસ્રસ્રુતિ, અને નિધૃતિ નામની શાકદ્વીપની સાત નદીઓ છે. ભગવતી ભાગવત

૧૭. વિ. સ્ત્રી. જેના પ્રતાપથી કોઈ પરાજય ન કરી શકે તેવી.

**અપરાજિષ્ણુ** [સં.] વિ. હરાવી ન શકાય એવું; અજેય.

**અપરાજેય** [સં. અ (નહિ) + પરાજેય (હરાવી શકાય એવું)] વિ. જીતી ન શકાય એવું.

**અપરાદાહ** [સં. અપરા (જરાયુ) + દાહ (બળતરા)] પું. ઓરનો સોજો.

**અપરાદિત્ય** પું. ઈ. સ. ના બારમા સૈકાની અધવચમાં થઈ ગયેલો અપરાર્ક નામનો ગ્રંથકર્તા અને યાજ્ઞવલ્ક્ય સ્મૃતિનો ટીકાકાર એણે મત્સ્ય પુરાણમાં આવેલ ઉપપુરાણો સિવાયની આખી પુરાણાનુક્રમણિકા ઉતારી મનાય છે.

**અપરાદ્ધ** ૧. [સં. અપરાધ્ (ગુનો કરવો)] ન. અપરાધ; ગુનો.

૨. વિ. અપરાધી; ભૂલ કરેલું.

**અપરાધ** ૧. પું. આજ્ઞાનો ભંગ કરવો તે; ઉલ્લંઘન.

૨. [હિં.] પું. ઈજા; અત્યાચાર.

૩. પું. જુલમ.

૪. [સં. અપરાધ્ (ગુનો કરવો)] પું. દોષ; વાંક; ગુનો.

૧. અપરાધ મૂકવો = (૧) આક્ષેપ કરવો. (૨) તહોમતનામું ફરમાવવું.

૨. અપરાધ લગાડવો = આક્ષેપ કરવો; નિંદા કરવી.

૩. અપરાધ હરવો = ગુના અથવા પાપમાંથી મુક્ત કરવું.

૫. પું. પાપ.

૬. પું. ભૂલ; ખામી; ચૂક.

**અપરાધક્ષમા** ૧. [સં. અપરાધ (ગુનો) + ક્ષમા (માફી)] સ્ત્રી. ગુનાની માફી.

૨. સ્ત્રી. દંડ પાછો આપવાપણું.

**અપરાધક્ષમાપન** [સં. અપરાધ (ગુનો) + ક્ષમાપન (માફી માગવી તે)] ન. ગુના માફ કરાવવા તે; અપરાધની માફી માગવાપણું.

**અપરાધક્ષમાપનસ્તોત્ર** [સં. અપરાધ (ગુનો) + ક્ષમાપન (માફી માગવી તે) + સ્તોત્ર (સ્તુતિ)] ન. અપરાધની માફી માગનારી સ્તુતિ; એ નામનું એક શિવસ્તોત્ર.

**અપરાધચેષ્ટા** [સં. અપરાધ (ગુનો) + ચેષ્ટા (પ્રયાસ)] સ્ત્રી. ગુનાની કોશિશ.

**અપરાધણુ** [સં. અપરાધિની (ગુનેગાર સ્ત્રી)] વિ. સ્ત્રી. અપરાધ કરનારી; ગુનેગાર.

**અપરાધનામું** ન. તહોમતનામું; આરોપ મૂક્યા બાબતનું લખાણ.

**અપરાધનિદર્શકવસ્તુ** [સં. અપરાધ (ગુનો) + નિદર્શક (જણાવનાર) + વસ્તુ] સ્ત્રી. ગુનો સાબિત કરનાર માલ; મુદ્દામાલ.

**અપરાધનિર્ણય** [સં. અપરાધ (ગુનો) + નિર્ણય (ચુકાદો)] પું. ગુનો સાબિત થયાનો ઠરાવ.

**અપરાધન્યાયકર્મ** [સં. અપરાધ (ગુનો) + ન્યાય (ઇન્સાફ) + કર્મન્ (કામ)] ન. ગુના બાબતનો મુકદ્દમો.

**અપરાધપત્ર** [સં. અપરાધ (ગુનો) + પત્ર] ન. તહોમતનામું.

અપરાધપત્ર પ્રસ્થાપન કરવું કે બનાવવું = અપરાધ મૂકવો; તહોમતનામું ફરમાવવું.

**અપરાધપદ** [સં. અપરાધ (ગુનો) + પદ (વસ્તુ)] ન. મુદ્દામાલ; ગુનો સાબિત કરનાર વસ્તુ.

**અપરાધપ્રયત્ન** [સં. અપરાધ (ગુનો) + પ્રયત્ન (કોશિશ)] પું. ગુનાની કોશિશ.

**અપરાધભંજન** [સં. અપરાધ (ગુનો) + ભંજન (નાશ)] પું. શંકર; શિવ, કેમકે તે પાપનો નાશ કરનાર દેવ મનાય છે.

**અપરાધવિદ્યા** [સં. અપરાધ (ગુનો) + વિદ્યા] સ્ત્રી. ગુના અને ગુનેગાર સંબંધી શાસ્ત્રીય જ્ઞાન.

**અપરાધશાસનશાસ્ત્ર** [સં. અપરાધ (ગુનો) + શાસન (શિક્ષા) + શાસ્ત્ર] ન. ફોજદારી ગુના માટે શિક્ષા જણાવતું પુસ્તક.

**અપરાધશીલ** [ સં. અપરાધ ( ગુનો ) + શીલ ( સ્વભાવવાળું ) ] વિ. ગુના કરનારું; ગુના કરવાની ટેવવાળું.

**અપરાધશીલજાતિ** [ સં. અપરાધ ( ગુનો ) + શીલ ( સ્વભાવવાળું ) + જાતિ ] સ્ત્રી. ગુના કરનારી જાત.

**અપરાધશીલવર્ગ** [ સં. અપરાધ ( ગુનો ) + શીલ ( સ્વભાવવાળું ) + વર્ગ ] પું. ગુના કરવાના સ્વભાવવાળા લોકની જાત.

**અપરાધસંગી** [ સં. અપરાધ ( ગુનો ) + સંગ ( સોબત ) + ઇન્ ( વાળું ) ] ન. મુખ્ય આરોપીની સાથે આરોપ મુકાયેલ માણસ; સહઆરોપી.

**અપરાધસ્તોત્ર** [ સં. અપરાધ ( ગુનો ) + સ્તોત્ર ( સ્તુતિ ) ] ન. ક્ષમા માગનારું સ્તુતિનું કાવ્ય.

**અપરાધસ્થાપન** [ સં. અપરાધ ( ગુનો ) + સ્થાપન ( સાબિતી ) ] ન. ગુનો સાબિત થયાનો ઠરાવ; દોષનિર્ણય.

**અપરાધિણી** જુઓ અપરાધિની.

**અપરાધિની** [ સં. અપરાધ ( ગુનો ) + ઇન્ ( વાળું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. અપરાધણ; ગુનો કરનારી.

**અપરાધી** ૧. [ હિં. ] ન. અપકૃત્ય કરનાર માણસ.

૨. [ સં. અપરાધ ( ગુનો ) + ઇન્ ( વાળું ) ] ન. ગુનેગાર માણસ.

૩. ન. દુષ્ટ માણસ.

૪. વિ. અનીતિવાન.

૫. વિ. ગુનેગાર; દોષી.

૬. વિ. દુર્ગુણી.

૭. વિ. પાપી.

૮. વિ. રુશવતખોર.

**અપરાધીન** ૧. [ સં. અપર ( બીજું ) + અધીન ( વશ ) ] વિ. બીજાને તાબે હોય એવું; પરતંત્ર.

૨. [ સં. અ ( નહિ ) + પરાધીન ( પરવશ ) ] વિ. સ્વાધીન; સ્વતંત્ર; પરાધીનપણા વગરનું.

**અપરાધીનતા** ૧. [ સં. અપર ( બીજું ) + અધીનતા ( વશપણું ) ] સ્ત્રી. બીજાને તાબે રહેવાપણું; પરાધીનતા.

૨. [ સં. અ ( નહિ ) + પરાધીનતા ( પરવશતા ) ] સ્ત્રી. સ્વતંત્રતા; સ્વાધીનપણું.

**અપરાધીબંદી** [ સં. અપરાધિન્ ( ગુનેગાર ) + બંદી ( કેદી ) ] ન. ફોજદારી કેદી.

**અપરાધીવાતુલ** [ સં. અપરાધિન્ ( દોષવાળું ) + વાતુલ ( ગાંડું ) ] ન. દીવાનું ગુનેગાર.

**અપરાધ્ધિ** વિ. સ્ત્રી. ગુનેગાર; ગુનો કરનારી.

**અપરાપ્રકૃતિ** [ સં. અ ( નહિ ) + પરા ( શ્રેષ્ઠ ) + પ્રકૃતિ ] સ્ત્રી સર્વભૂતની ઉત્પત્તિનું કારણ ભગવાનની પરા અને અપરા એ પ્રકારની પ્રકૃતિમાંની કનિષ્ઠ પ્રકારની જડ પ્રકૃતિ. તે પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અહંકાર એમ આઠ પ્રકારની છે.

**અપરામર્શ** [ સં. અ ( અયોગ્ય ) + પરામર્શ ( સલાહ ) ] પું. ખોટી સલાહ; ખોટો અભિપ્રાય; કુમંત્રણા.

**અપરામૃષ્ટ** ૧. [ સં. અ ( નહિ ) + પરામૃષ્ટ ( સંબંધ પામેલું ) ] વિ. નહિ અડાયેલું.

૨. વિ. વાપર્યા વિનાનું; કોરું.

**અપરાર્ધ** [ સં. અપર ( પાછલું ) + અર્ધ ] પું. પાછલો ભાગ; પાછળનો અર્ધો ભાગ.

**અપરાવર્તી** ૧. [ સં. અ ( નહિ ) + પરાવર્તિન્ ( પાછું ફરનાર ) ] વિ. કામ કર્યા વિના પાછું ન ફરનારું; કામ કરીને જ પાછું ફરનાર.

૨. વિ. પાછું નહિ હઠનાર.

**અપરાવિદ્યા** ૧. [ સં. ] સ્ત્રી. ઋગ્વેદ, યજ્ઞ વગેરેનું જ્ઞાન, જેનાથી સ્વર્ગ મળે છે પણ જેનું ફળ પૂરું થતાં પાછું નીચે અવતરવું પડે છે.

૨. સ્ત્રી. ચાર વેદ અને તેનાં ૭ અંગ.

૩. સ્ત્રી. બ્રહ્મજ્ઞાન સિવાયની વિદ્યા; નામરૂપાત્મકવિદ્યા.

૪. સ્ત્રી. સાક્ષાત્કાર થયા વિનાનું માત્ર શાબ્દ જ્ઞાન; પરોક્ષ જ્ઞાન.

**અપરાશક્તિ** સ્ત્રી. ( તંત્ર ) માયા.

પરા અને અપરાશક્તિ બેને શક્તિસંપ્રદાયમાં ચિત્તશક્તિ અને માયાશક્તિ રૂપે વર્ણવી છે.

શાક્તસંપ્રદાય

**અપરાસપાદી** [ સં. ] પું. ( પિંગળ ) એ નામનો ૩૪ માત્રાનો એક છંદ. તેમાં ૨૨ અક્ષર થવા જોઈએ. ગણનો કોઈ નિયમ નથી. ૧, ૫, ૯, ૧૩ એમ અગ્યાર માત્રાએ તાલ આવે છે.

**અપરાસ્ત** [ સં. અ ( નહિ ) + પરાસ્ત ( હારેલું ) ] વિ. ન હારેલું; અપરાજિત.

**અપરાહીન** [ સં. અપરા ( ઓર ) + હીન ( વિનાનું ) ] વિ. ઓર એટલે જરાયુ વગરનું.

**અપરાહ્ણ** ૧. [ સં. અપર ( પાછલું ) + અહન્ ( દિવસ ) ] પું. બપોર પછીનો સમય; પાછલો પહોર; સૂર્ય માથા ઉપર થઈને દક્ષિણમાંથી ઉત્તરમાં જતા રેખા ઉપર આવે ત્યારથી એટલે મધ્યાહ્નથી તે સૂર્ય આથમે ત્યાં સુધીનો વખત.

**અપરાહ્ણક** [ સં. અપર ( પાછલું ) + અહન્ ( દિવસ ) + ક ( ને લગતું ) ] વિ. દિવસના પાછલા ભાગમાં થનાર.

**અપરાહ્ણચ્છાયાન્યાય** [ સં. અપરાહ્ણ ( પાછલો પહોર ) + છાયા ( ઓછો ) + ન્યાય ] પું. બપોર પછી છાયો જેમ વધતો જાય તેમ કોઈ પણ વધતી જતી બાબત માટે કહેવામાં આવતો ન્યાય.

**અપરાહ્ણિક** [ સં. અપર ( પાછલું ) + અહન્ ( દિવસ ) + ઇક ( વાળું ) ] વિ. બપોર પછીનું.

**અપરાંગ** [ સં. ] પું. જેમાં કહેવા ધારેલી વસ્તુ ગુણરૂપ હોય તેવું કોઈ કાવ્ય.

**અપરાંત** ૧. [ સં. અપરા ( પશ્ચિમ ) + અંત ( છેડો ) ] પું. છેક પશ્ચિમ દિશા.

૨. પું. પશ્ચિમ દિશામાં આવેલો દેશ; સહ્યાદ્રિ પાસેના કોંકણ અને મલબાર; ઉત્તર કોંકણનું પ્રાચીન નામ.

૩. પું. મરણ; મૃત્યુ.

૪. પું. મહી નદીના દક્ષિણ કાંઠાનો પ્રદેશ.

૫. પું. સહ્યાદ્રિ પાસેના પશ્ચિમ દેશના રાજા.

૬. [ સં. અપર ( પાછલું ) + અંત ( છેડો ) ] પું. હાથીનો પાછલો પગ.

૭. ન. પશ્ચિમ કિનારાના લોક.

૮. વિ. પશ્ચિમ દેશનું.

**અપરાંતક** ૧. પું. એક ગાયનનું નામ.

૨. [ સં. અપર ( પશ્ચિમ ) + અંત ( છેડો ) + ક ( વાળું ) ] પું. બૃહત્સંહિતા પ્રમાણે પશ્ચિમ દિશાનો એક પર્વત.

૩. ન. બલુચિસ્તાન.

**અપરાંતનિષાદ** ન. એ નામનું જૂનું રાજ્ય. જુઓ રુદ્રદામા.

**અપરાંતિકા** [ સં. ] સ્ત્રી. ( પિંગળ ) દરેક ચરણમાં ૮ માત્રા, તથા રગણ, લઘુ અને ગુરુની ૮ માત્રા મળી ૧૬ માત્રાવાળો એક છંદ. તે વૈતાલીયનો એક પ્રકાર છે. તેમાં વૈતાલીયના સમચરણની માફક ચાર પદ હોય છે અને ચોથી અને પાંચમી માત્રા મળીને એક દીર્ઘાક્ષર થાય છે.

**અપરાંબુનિધિ** [ સં. અપર ( પશ્ચિમનું ) + અંબુ ( પાણી ) + નિધિ ( ભંડાર ) ] પું. પશ્ચિમનો સમુદ્ર.

**અપરિકર** વિ. ( જૈન ) મૂર્તિના બે પ્રકારમાંનો એક. મૂર્તિપૂજક જૈનોમાં જિન એટલે સામ-

દ્વેષ જીતીને સંપૂર્ણ જ્ઞાન પામેલ મહાપુરુષની મૂર્તિ પૂજવા લાયક ગણાય છે. તેના બે ભેદ છેઃ સપરિકર અને અપરિકર. સપરિકર પ્રતિમા તીર્થંકરની અને અપરિકર પ્રતિમા સિદ્ધની હોય છે. સપરિકરમાં આજુબાજુ કાયોત્સર્ગ એટલે ધ્યાનદશામાં ઉભેલા છદ્મસ્થ જીન અને ઉપર ગાંધર્વાદિ હોય છે. અપરિકરમાં કેવળ મૂર્તિ હોય અને તેનું સ્વરૂપ આ પ્રમાણે હોયઃ- કપાળ ભવ્ય, નાક ઊંચું, આંખો બંધ (શ્વેતાંબરોમાં ઉપર ચોડેલી હોય છે), હોઠ બીડેલા ને શાંત, કાન ખભાને અડકેલા તથા ખૂટમાંથી ચીરાયેલા મસ્તકની પાછળ ભામંડળ, શરીર વસ્ત્ર રહિત (શ્વેતાંબર મૂર્તિમાં કમરે કચ્છનું નિશાન હોય છે), પગનું પદ્માસન એટલે જમણો પગ ડાબા પગ પર ચડાવેલ, તેના પર ડાબા હાથની નીચે અને જમણા હાથની ઉપર એમ બન્ને હાથની હથેળી હોય. મૂર્તિ સિંહાસન ઉપર હોય છે અને તેની બન્ને બાજુ ચમરધારી હોય છે. સિંહાસનના મધ્ય ભાગમાં જે તીર્થંકરની તે મૂર્તિ હોય તેનું ચિહ્ન હોય છે.

**અપરિકલિત** ૧. [સં. અ (નહિ) + પરિકલિત (જાણેલું)] વિ. અજ્ઞાત; અદૃષ્ટ; ન જોયેલું કે જાણેલું.
૨. વિ. અપ્રાપ્ત; ન મળેલું.

**અપરિક્રમ** ૧. [સં. અ (નહિ) + પરિક્રમ (પ્રદક્ષિણા)] ન. ચોતરફ ન ફરવું તે.
૨. વિ. ઉદ્યોગી નહિ એવું; આળસુ.
૩. [સં. અ (નહિ) + પરિક્રમ્ (ગોળ ફરવું)] વિ. ગોળ ચાલી શકે નહિ તેવું; ગોળ ચાલવા માટે અશક્ત.

**અપરિક્લિન્ન** [સં. અ (નહિ) + પરિક્લિન્ન (ભીનું)] વિ. સૂકું; શુષ્ક.

**અપરિક્લિષ્ટ** ૧. [સં. અ (નહિ) + પરિક્લિષ્ટ (દુઃખ પામેલું)] વિ. દુઃખ પામ્યા વિનાનું.
૨. વિ. સહેલું; સહજ; વિના પ્રયાસે સાધી શકાય એવું.

**અપરિક્લેશ** [સં. અ (નહિ) + પરિક્લેશ (દુઃખ)] પું. દુઃખ કે મહેનત ન દેવાપણું.

**અપરિગત** [સં. અ (નહિ) + પરિગત (જાણેલું)] વિ. અજાણ્યું; નહિ જાણેલ.

**અપરિગૃહીત** [સં. અ (નહિ) + પરિગૃહીત (લીધેલું)] વિ. નહિ સ્વીકારેલ; ગ્રહણ ન કરેલું; નહિ લીધેલું.

**અપરિગૃહીતા** ૧. સ્ત્રી. દાસી.
૨. [સં. અ (નહિ) + પરિગૃહીતા (પરણેલી)] સ્ત્રી. ન પરણેલી સ્ત્રી.
૩. [સં. અ (નહિ) + પરિગૃહીતૃ (ગ્રહણ કરનાર)] સ્ત્રી. વિધવા.
૪. સ્ત્રી. વેશ્યા, કેમકે તે કોઈ સાથે પરણેલી હોતી નથી.
૫. વિ. સ્ત્રી. નહિ પરણેલી; કુંવારી.

**અપરિગૃહીતાગમન** [સં. અ (નહિ) + પરિગૃહીતા (પરણેલી) + ગમન (સંગ)] ન. (જૈન) પોતાની પરણેતર ન હોય તેવી સાથે સેવાતું મૈથુન.

**અપરિગ્રહ** ૧. [સં. અ (નહિ) + પરિગ્રહ (સ્વીકાર)] પું. જરૂરિયાત કરતાં વધારાના ધન વગેરેનો ત્યાગ.
૨. પું. દાન ન લેવાપણું.
૩. પું. (જૈન) બાર વ્રત માંહેનું પાંચમું વ્રત. જુઓ અપરિગ્રહઅણુવ્રત.
૪. [સં. અ (નહિ) + પરિગ્રહ (આસક્તિ)] પું. (જૈન) મોહનો ત્યાગ.
૫. પું. (યોગ) યમ એટલે ઇંદ્રિયનિગ્રહના પાંચ પ્રકાર માંહિનો એક. જુઓ યમ.
૬. પું. સંન્યાસી; પરિવ્રાજ.
૭. વિ. મમતા વગરનું.
૮. વિ. મિલકત વિનાનું; દરિદ્ર; અકિંચન.

**અપરિગ્રહઅણુવ્રત** ન. (જૈન) ધનધાન્ય વગેરેની અમુક હદ ઠરાવી તે ઉપરાંતનો ત્યાગ કરવાનું શ્રાવકનું પાંચમું વ્રત.

અસત્ય, ચોરી, કામાચાર અને પરિગ્રહનો પોતાની પરિસ્થિતિ પ્રમાણે મર્યાદિત ત્યાગ કરવો તે અનુક્રમે સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહઅણુવ્રતો છે. — તત્ત્વાર્થસૂત્ર

**અપરિગ્રહણીય** [સં. અ (નહિ) + પરિગ્રહણીય (ગ્રહણ કરવા જેવું)] વિ. સ્વીકારવા લાયક ન હોય એવું.

**અપરિગ્રહવ્રત** ૧. [સં. અ (નહિ) + પરિગ્રહ (સ્વીકાર) + વ્રત] ન. જરૂર કરતાં વધારે વસ્તુ નહિ રાખવાનો નિયમ.
૨. ન. દાન ન લેવાનો ધાર્મિક નિશ્ચય.

**અપરિગ્રહી** ૧. [સં. અ (નહિ) + પરિગ્રહ (સ્વીકાર) + ઇન્ (વાળું)] વિ. દાન નહિ લેનાર.
૨. વિ. સંગ્રહ ન રાખનારૂં.

**અપરિગ્રાહ્ય** જુઓ અપરિગ્રહણીય.

**અપરિચય** [સં. અ (નહિ) + પરિચય (ઓળખાણ)] પું. અજાણ; પિછાણ ન હોવાપણું.

**અપરિચયી** [સં. અ (નહિ) + પરિચય (પિછાણ) + ઇન્ (વાળું)] વિ. અજાણ્યું.

**અપરિચિત** ૧. [સં. અ (નહિ) + પરિચિત (જાણીતું)] વિ. અજાણ્યું; ઓળખાણ વગરનું.
૨. વિ. અપ્રસિદ્ધ; બેમાલૂમ.

**અપરિચિતતા** ૧. [સં. અ (નહિ) + પરિચિત (પિછાણવાળું) + તા (પણું)] સ્ત્રી. અજાણ્યાપણું; ઓળખાણ ન હોવાપણું.
૨. સ્ત્રી. અપ્રસિદ્ધપણું.

**અપરિચેય** ૧. વિ. અતડું.
૨. [સં. અ (નહિ) + પરિચેય (પરિચય કરવા જેવું)] વિ. ઓળખાણ ન કરવા જેવું.

**અપરિચ્છદ** ૧. [સં. અ (નહિ) + પરિચ્છદ (ઢાંકણ)] વિ. ઢાંકણ વિનાનું; ખુલ્લું.
૨. વિ. દરિદ્ર; ગરીબ.

**અપરિચ્છન્ન** ૧. [સં. અ (નહિ) + પરિચ્છન્ન (ઢાંકેલું)] વિ. ઉઘાડું; ખુલ્લું; ઢાંકયા વિનાનું.
૨. વિ. નડતર વિનાનું; અડચણ વગરનું.
૩. વિ. સફાઈ વિનાનું.
૪. વિ. સર્વવ્યાપક.

**અપરિચ્છિન્ન** ૧. [સં. અ (નહિ) + પરિચ્છિન્ન (મર્યાદાવાળું)] ન. પરબ્રહ્મ, કેમકે તે સર્વવ્યાપક છે.
૨. વિ. અટકયા વગરનું; ચાલુ.
૩. વિ. જુદું ન પડેલું; વળગેલું.
૪. [સં. અ (નહિ) + પરિચ્છિન્ન (નિશ્ચયવાળું)] વિ. (ગણિત) જેનું મૂલ્ય બરાબર ન નીકળી શકે તેવું; 'ઇન્કમેન્સ્યૂરેબલ'. જેમકે, $\sqrt{૨}$ = ૧.૪૧૪૨૧...આમાં ગમે તેટલાં દશાંશ સ્થળ સુધી વર્ગમૂળ કાઢતાં પણ તે બરાબર કેટલું છે એમ ચોક્કસપણે કહી ન શકાય.
૫. [સં. અ (નહિ) + પરિચ્છિન્ન (ભાગ પાડેલું)] વિ. ભાગ ન પડેલા હોય એવું.
૬. વિ. ભાગ ન પાડી શકાય એવું; અભેદ્ય.
૭. વિ. મર્યાદા વિનાનું; બેહદ; સીમા વગરનું.

**અપરિચ્છેદ** ૧. [સં. અ (નહિ) + પરિચ્છેદ (ભાગ)] પું. અખંડતા; અવિચ્છિન્નપણું; ચાલુ રહેવાપણું.
૨. [સં. અ (નહિ) + પરિચ્છેદ (નિશ્ચય)] પું. નિશ્ચય ન કરી શકવાપણું.
૩. [સં. અ (નહિ) + પરિચ્છેદ (હદ)] પું. બેહદપણું; અપારતા.
૪. પું. વિવેકબુદ્ધિની ખામી.
૫. પું. વ્યવસ્થા કે ક્રમ વિનાની સ્થિતિ; ગોટાળો.
૬. વિ. અમાપ; બેહદ.

**અપરિચ્છેદશીલ** જુઓ અપરિચ્છિન્ન ૪.

**અપરિચ્છેદ્ય** ૧. પું. શિવનાં હજાર નામ માંહેનું એક.
૨. વિ. પરિચ્છેદ એટલે નિશ્ચય કે માપ ન કરવા જેવું.

**અપરિણત** ૧. [ સં. અ ( નહિ ) + પરિણત ( પૂરેપૂરું પાકેલું ) ] ન. ( જૈન ) પૂરેપૂરી અચેત એટલે નિર્જીવ ન થઈ હોય તે વસ્તુ ભિક્ષામાં લેવાથી મુનિને લાગતો દોષ.
૨. [ સં. અ ( નહિ ) + પરિણત ( પાકેલું ) ] વિ. કાચું; અપક્વ.
૩. વિ. ફેરફાર થયા વગરનું; રૂપાંતર નહિ પામેલું.

**અપરિણતદોષ** જુઓ અપરિણત ૧.

**અપરિણતબુદ્ધિ** ૧. [ સં. અ ( નહિ ) + પરિણત ( પક્વ ) + બુદ્ધિ ( અક્કલ ) ] સ્ત્રી. અપક્વ બુદ્ધિ; કાચી બુદ્ધિ.
૨. વિ. કાચી બુદ્ધિનું; કમઅક્કલ; પક્વ તુલનાશક્તિ વિનાનું.

**અપરિણતવયસ્ક** ૧. [ સં. અ ( નહિ ) + પરિણત ( પુખ્ત ) + વયસ્ક ( ઉંમરનું ) ] વિ. કાચી વયનું; સગીર.
૨. વિ. નાદાન.

**અપરિણય** [ સં. અ ( નહિ ) + પરિણય ( વિવાહ ) ] પું. કુંવારાપણું.

**અપરિણયન** [ સં. અ ( નહિ ) પરિણયન ( લગ્ન ) ] ન. લગ્ન ન કરવું તે.

**અપરિણામ** ૧. [ સં. અ ( નહિ ) + પરિણામ ( ફેરફાર ) ] પું. એકની એક સ્થિતિમાં રહેવાપણું; રૂપાંતર ન થવું તે.
૨. પું. ( જૈન ) થોડી બુદ્ધિવાળો અને તીર્થંકરનાં વચનના મર્મ નહિ જાણનાર શિષ્ય.

**અપરિણામદર્શિતા** [ સં. અ ( નહિ ) + પરિણામ ( અંત ) + દર્શિતા ( દીર્ઘદૃષ્ટિ ) ] સ્ત્રી. દીર્ઘદૃષ્ટિનો અભાવ; ડહાપણની ખામી; અવિચારીપણું.

**અપરિણામદર્શી** [ સં. અ ( નહિ ) + પરિણામ ( ફલ ) + દર્શિન્ ( જોનાર ) ] વિ. પરિણામનો વિચાર ન કરનાર; અબુધ; મૂર્ખ.

**અપરિણામી** ૧. [ સં. અ ( નહિ ) + પરિણામ ( નિવેડો ) + ઇન્ ( વાળું ) ] વિ. નિષ્ફળ; નકામું.
૨. [ સં. અ ( નહિ ) + પરિણામ ( ફેરફાર ) + ઇન્ ( વાળું ) ] વિ. ફેરફાર વિનાનું; રૂપાંતર નહિ પામનારૂં.

> વૈશેષિક અને નૈયાયિક દર્શન જ્ઞાન આદિને આત્માનો ગુણ માને છે ખરા, પણ તેઓ આત્માને એકાંત નિત્ય-અપરિણામી માને છે.
> તત્ત્વાર્થસૂત્ર

**અપરિણીત** [ સં. અ ( નહિ ) + પરિણીત ( પરણેલું ) ] વિ. કુંવારું; ન પરણેલું.

**અપરિણીતા** [ સં. અ ( નહિ ) + પરિણીતા ( પરણેલી ) ] વિ. સ્ત્રી. વિવાહ ન થયો હોય એવી; કુંવારી.

**અપરિતાંત** [ સં. અ ( નહિ ) + પરિતાંત ( થાકેલું ) ] વિ. થાક્યા વગરનું; નહિ કંટાળેલું.

**અપરિતાંતયોગી** [ સં. અ ( નહિ ) + પરિતાંત ( થાકેલું ) + યોગ ( સંયમ ) + ઇન્ ( વાળું ) ] વિ. કંટાળે નહિ એવો સંયમી.

**અપરિતુષ્ટ** [ સં. અ ( નહિ ) + પરિતુષ્ટ ( સંતુષ્ટ ) ] વિ. અસંતુષ્ટ; સંતોષ પામ્યા વિનાનું.

**અપરિતૃપ્ત** [ સં. અ ( નહિ ) + પરિતૃપ્ત ( ધરાયેલું ) ] વિ. અતૃપ્ત; ધરાયા વગરનું.

**અપરિતોષ** [ સં. અ ( નહિ ) + પરિતોષ ( સંતોષ ) ] પું. અસંતોષ.

**અપરિત્યક્ત** [ સં. અ ( નહિ ) + પરિ ( ચોતરફ ) + ત્યક્ત ( તજેલું ) ] વિ. નહિ તજાયેલ.

**અપરિત્યાગ** [ સં. અ ( નહિ ) + પરિ ( પૂરું ) + ત્યાગ ( તજવાની ક્રિયા ) ] પું. ન છોડી દેવાપણું.

**અપરિત્યાજ્ય** [ સં. અ ( નહિ ) + પરિ ( સંપૂર્ણ ) + ત્યાજ્ય ( છોડી દેવા જેવું ) ] વિ. ન તજવા જેવું.

**અપરિદૃષ્ટ** ૧. [ સં. અ ( નહિ ) + પરિદૃષ્ટ ( જોયેલું ) ] વિ. જોઈ ન શકાય એવું; અદૃશ્ય.
૨. [ સં. અ ( નહિ ) + પરિ ( પૂરેપૂરું ) + દૃષ્ટ ( જાણેલું ) ] વિ. નહિ જાણેલ; અવિજ્ઞાત; અજ્ઞાત.

**અપરિનિષ્ઠિત** ૧. [સં. અ ( નહિ ) + પરિનિષ્ઠિત ( સ્થિર થયેલું ) ] વિ. દૃઢ ન થયેલું.
૨. [ સં. અ ( નહિ ) + પરિનિષ્ઠિત ( સિદ્ધ ) ] વિ. સિદ્ધ ન હોય એવું; સાધ્ય.

**અપરિપક્વ** ૧. વિ. અધકચરું; અધૂરૂં.
૨. વિ. તપ વડે શરદી, ગરમી, ભૂખ, તરસ, આદિ સહન ન કર્યું હોય તેવું.
૩. [સં. અ ( નહિ ) + પરિપક્વ ( પાકેલું ) ] વિ. પૂરેપૂરૂં નહિ પાકેલું; કાચું.
૪. વિ. બીજરૂપે રહેલું; પૂર્ણ વિકાસ નહિ પામેલું; પૂરૂં નહિ ખીલેલું.

**અપરિપંથી** [ સં. અ ( નહિ ) + પરિપંથી ( શત્રુ ) ] વિ. શત્રુતા વિનાનું; મૈત્રીભાવવાળું.

**અપરિપાક** ૧. [ સં. અ ( નહિ ) + પરિપાક ( પાક ) ] પું. કાચાપણું.
૨. વિ. કાચું.

**અપરિપાટી** [ સં. અ ( નહિ ) + પરિપાટી ( અનુક્રમ ) ] સ્ત્રી. વ્યવસ્થાનો અભાવ; અસ્તવ્યસ્તપણું.

**અપરિપૂર્ણ** [ સં. અ ( નહિ ) + પરિપૂર્ણ ( પૂરેપૂરૂં ) ] વિ. અધૂરૂં.

**અપરિપૂત** [ સં. અ ( નહિ ) + પરિપૂત ( પૂર્ણ ) ] વિ. અધૂરૂં; અપરિપૂર્ણ.

**અપરિમાણ** ૧. [ સં. અ ( નહિ ) + પરિમાણ ( માપ ) ] ન. માપ ન હોવાપણું.
૨. વિ. ઘણું મોટું; અમાપ.

**અપરિમાણશીલ** [ સં. અ ( નહિ ) + પરિમાણ ( માપ ) + શીલ ( સ્વભાવવાળું ) ] વિ. ( ગણિત ) જેનું મૂલ્ય બરાબર ન નીકળે તેવું; 'ઇન્કમેન્સ્યૂરેબલ'. જેમકે √૨= ૧·૪૧૪૨૧...આમાં ગમે તેટલાં દશાંશ સ્થળ સુધી વર્ગમૂળ કાઢતાં પણ તે બરાબર કેટલું છે એમ નક્કી કહી ન શકાય.

**અપરિમિત** ૧. [ સં. અ ( નહિ ) + પરિમિત ( માપવાળું ) ] વિ. અમાપ; ઘણું મોટું.
૨. વિ. અસંખ્ય; અગણિત.

> મૂકે શિવ **અપરિમિત** બાણ,
> મોહ પામ્યા પિનાકપાણ. પ્રેમાનંદ

**અપરિમિતતા** ૧. [ સં. અ ( નહિ ) + પરિમિત ( માપવાળું ) + તા ( પણું ) ] સ્ત્રી. અગાધપણું; અપારતા.
૨. સ્ત્રી. અસંખ્યપણું.

**અપરિમિતભોજન** [ સં. અ ( નહિ ) + પરિમિત ( માપવાળું ) + ભોજન ( જમણ ) ] ન. અકરાંતિયાપણું.

**અપરિમિતભોજી** [ સં. અ ( નહિ ) + પરિમિત ( માપવાળું ) + ભોજિન્ ( ખાનાર ) ] વિ. અકરાંતિયું.

**અપરિમિતાચાર** ૧. [ સં. અ ( નહિ ) + પરિમિત ( માપવાળું ) + આચાર ( વર્તન ) ] પું. લંપટપણું; અનિયમિત વર્તન.
૨. વિ. આહાર અને વિહારમાં અનિયમિતપણે વર્તનાર; લંપટ; છાકટું.

**અપરિમેય** ૧. [ સં. અ ( નહિ ) + પરિમેય ( માપી શકાય એવું ) ] વિ. અમાપ; માપી ન શકાય એવું.
૨. વિ. અસંખ્ય; અગણિત.
૩. [ સં. અ ( નહિ ) + પરિમેય ( પ્રમાણ કાઢવા જેવું ) ] વિ. માપવા લાયક નહિ એવું.

**અપરિમેયાનંદ** [ સં. અ ( નહિ ) + પરિમેય ( માપમાં આવે એવું ) + આનંદ ] પું. પરમાનંદ; માપી ન શકાય એવો આનંદ; અગણિતાનંદ.

ત્રણ એ પરમકારણપદ અને અપરિમેયાનંદ રૂપ છે. — અણુભાષ્ય

**અપરિમ્લાન** ૧. પું. એ નામનું એક ઝાડ; મહાસહાવૃક્ષ.

૨. [ સં. અ ( નહિ ) + પરિમ્લાન ( કરમાઈ ગયેલું ) ] વિ. કરમાઈ ન ગયેલું.

૩. વિ. ન કરમાય એવું.

૪. વિ. નૂતન; તાજું; અપરિશુષ્ક.

**અપરિવર્તન** [ સં. અ ( નહિ ) + પરિવર્તન ( ફેરફાર ) ] ન. ફેરફાર ન થવાપણું; એની એ જ સ્થિતિ.

**અપરિવર્તનવાદ** [ સં. અ ( નહિ ) + પરિવર્તન ( ફેરફાર ) + વાદ ( મત ) ] પું. ચાલતી રીતિમાં કે સિદ્ધાંતમાં ફેરફાર ન કરવો એવો મત; નાફેરવાદ.

**અપરિવર્તનવાદી** [ સં. અ ( નહિ ) + પરિવર્તન ( ફેરફાર ) + વાદિન્ ( મત ધરાવનાર ) ] વિ. ચાલુ સિદ્ધાંત કે રીતિમાં ફેરફાર ન કરવો એવો મત ધરાવનાર; નાફેરવાદી; અનુદાર; પુરાતનમતવાદી.

**અપરિવર્તનશીલ** ૧. [ સં. અ ( નહિ ) + પરિવર્તન ( અદલોબદલો ) + શીલ ( સ્વભાવવાળું ) ] વિ. અદલબદલ ન કરી શકાય એવું.

૨. [ સં. અ ( નહિ ) + પરિવર્તન ( ફેરફાર ) + શીલ ( સ્વભાવવાળું ) ] વિ. ફેરફાર ન થઈ શકે એવું.

**અપરિવર્તનશીલતા** ૧. [ સં. અ ( નહિ ) + પરિવર્તન ( અદલોબદલો ) + શીલ ( સ્વભાવવાળું ) + તા ( પણું ) ] સ્ત્રી. અદલબદલ કરી ન શકાય એવું હોવાપણું.

૨. [ સં. અ ( નહિ ) + પરિવર્તન ( ફેરફાર ) + શીલ ( સ્વભાવવાળું ) + તા ( પણું ) ] સ્ત્રી. નહિ બદલાવાનો ગુણ; એકરૂપતા.

**અપરિવર્તનીય** ૧. [ સં. અ ( નહિ ) + પરિવર્તનીય ( અદલોબદલો કરી શકાય એવું ) ] વિ. અદલબદલ કરી ન શકાય એવું.

૨. વિ. નિત્ય; એકરૂપ.

૩. વિ. ફેરફાર ન થઈ શકે તેવું.

૪. [ સં. અ ( નહિ ) + પરિવર્તનીય ( ફેરફાર કરવા જેવું ) ] વિ. ફેરફારને લાયક ન હોય એવું.

૫. વિ. બદલામાં ન આપવા જેવું.

**અપરિવર્તનીયતા** [ સં. અ ( નહિ ) + પરિવર્તનીય ( ફેરફાર થઈ શકે એવું ) + તા ( પણું ) ] સ્ત્રી. ફેરફાર ન થઈ શકે એવું હોવાપણું.

**અપરિવાદ્ય** [ સં. અ ( નહિ ) + પરિવાદ્ય ( નિંદ્ય ) ] વિ. અનિંદ્ય; ઠપકો આપી ન શકાય એવું; દોષ વિનાનું.

**અપરિવૃત** ૧. [ સં. અ ( નહિ ) + પરિવૃત ( વીંટાયેલ ) ] વિ. ચોતરફ નહિ ઘેરાયેલું.

૨. [ સં. અ ( નહિ ) + પરિવૃત ( ઢંકાયેલું ) ] વિ. ન ઢંકાયેલ; ખુલ્લું.

**અપરિશાઢિ** [ પ્રા. અપરિસાડિ ] પું. ખાતાં એઠું ન વેરવાપણું.

**અપરિશિષ્ટ** [ સં. અ ( નહિ ) + પરિશિષ્ટ ( વધેલું ) ] વિ. પૂરેપૂરું વપરાઈ ગયેલું.

**અપરિશીલન** ૧. [ સં. અ ( નહિ ) + પરિશીલન ( અભ્યાસ ) ] ન. અભ્યાસનો અભાવ; અનભ્યાસીપણું.

૨. ન. કામકાજ ન કરવાનું હોય એવી દશા.

**અપરિશુદ્ધ** ૧. [ સં. અ ( નહિ ) + પરિ ( ચોતરફ ) + શુદ્ધ ( ચોખ્ખું ) ] વિ. અશુદ્ધ; અપવિત્ર; ગંદું.

૨. વિ. ખોટું; ભૂલવાળું.

**અપરિશુષ્ક** જુઓ અપરિમ્લાન ૪.

**અપરિશેષ** ૧. [ સં. અ ( નહિ ) + પરિશેષ ( બાકી ) ] પું. વધારો ન હોવાપણું.

૨. વિ. અંત વિનાનું; અવિનાશી; નિત્ય.

૩. વિ. બાકી દેખ્યા વગરનું; બધું; નિઃશેષ.

૪. વિ. સર્વ ઠેકાણે વ્યાપેલું; સર્વવ્યાપી.

**અપરિશોધન** ૧. [ સં. અ ( નહિ ) + પરિશોધન ( દેવાની પતાવટ ) ] ન. દેવું ઊભું હોય એવી દશા; દેવાદારપણું.

૨. ન. ન ચૂકવાયેલું દેવું.

**અપરિશોધિત** ૧. [ સં. અ ( નહિ ) + પરિશોધિત ( ચોખ્ખું કરાયેલું ) ] વિ. ભરપાઈ નહિ કરેલું; ન ચૂકવાયેલું.

૨. વિ. શુદ્ધ ન કરેલું; મેલવાળું; ભેગવાળું.

**અપરિશ્રવ** [ સં. ] પું. કર્મબંધનનું મુખ્ય કારણ ન હોવાપણું.

**અપરિષ્કાર** ૧. [ સં. અ ( નહિ ) + પરિષ્કાર ( શુદ્ધિ ) ] પું. અશુદ્ધિ; શુદ્ધિનો અભાવ.

૨. પું. ગંદાપણું.

૩. [ સં. અ ( નહિ ) + પરિષ્કાર ( સંસ્કાર ) ] પું. સંસ્કારનો અભાવ.

૪. [ સં. અ ( નહિ ) + પરિષ્કાર ( ભૂષણ ) ] વિ. અભૂષિત; ભૂષણ વગરનું.

૫. વિ. અશુદ્ધ; મેલું.

૬. વિ. ગંદું.

**અપરિષ્કૃત** ૧. [ સં. અ ( નહિ ) + પરિષ્કૃત ( શણગારેલ ) ] વિ. અભૂષિત; અનલંકૃત.

૨. [ સં. અ ( નહિ ) + પરિષ્કૃત ( શુદ્ધ કરેલું ) ] વિ. અસ્વચ્છ; અનિર્મલ.

૩. વિ. વિશુદ્ધ ન કરેલું.

**અપરિષ્ટિ** [ સં. અપ ( ઊલટાપણું બતાવનાર ઉપસર્ગ ) + રિષ્ટિ ( હિંસા ) ] સ્ત્રી. પૂજા; અર્ચા.

**અપરિસમાસ** [ સં. અ ( નહિ ) + પરિસમાસ ( સંપૂર્ણ ) ] વિ. અધૂરું; અપૂર્ણ.

**અપરિસમાપ્તિ** [ સં. અ ( નહિ ) + પરિસમાપ્તિ ( છેડો ) ] સ્ત્રી. અંત ન હોવાપણું; અપૂર્ણતા.

**અપરિસંખ્યાન** ૧. [ સં. અ ( નહિ ) + પરિસંખ્યાન ( પૂરેપૂરી સંખ્યા ) ] ન. ગણી ન શકાય તેટલી સંખ્યા.

૨. વિ. અસંખ્ય; અગણિત.

**અપરિસીમ** [ સં. અ ( નહિ ) + પરિસીમા ( હદ ) ] વિ. હદ વગરનું; અપાર.

**અપરિસ્કંદ** [ સં. અ ( નહિ ) + પરિસ્કંદ ( હલનચલન ) ] વિ. હાલીચાલી ન શકે તેવું; ગતિ વગરનું; સ્થિર.

**અપરિસ્ફુટ** ૧. [ સં. અ ( નહિ ) + પરિસ્ફુટ ( ખુલ્લું ) ] વિ. અસ્પષ્ટ.

૨. [ સં. અ ( નહિ ) + પરિસ્ફુટ ( પૂરેપૂરું ખુલ્લું ) ] વિ. બરાબર ન ખીલેલું; પૂરો વિકાસ ન પામેલું.

**અપરિસ્રાવી** ૧. [ સં. અ ( નહિ ) + પરિસ્રાવિન્ ( કર્મ બાંધનાર ) ] વિ. કર્મ બંધાતાં અટક્યાં હોય એવું.

૨. વિ. કર્મબંધન વગરનું.

૩. વિ. ગંભીર પેટવાળું; સાંભળેલી વાત કોઈને ન કહેનારું.

૪. [ સં. અ ( નહિ ) + પરિસ્રાવિન્ ( ઝરી જાય એવું ) ] વિ. ઝરી ન જનારું.

**અપરિહરણીય** જુઓ અપરિહાર્ય.

**અપરિહાર** ૧. [ સં. અ ( નહિ ) + પરિહાર ( ત્યાગ ) ] પું. ત્યાગ ન કરવાપણું.

૨. પું. દૂર કરવાનો ઉપાય ન હોવાપણું.

૩. પું. નિવારણનો અભાવ.

**અપરિહારક** ૧. [ સં. અ ( નહિ ) + પરિહારક ( ત્યાગ કરનાર ) ] વિ. ત્યાગ ન કરનાર.

૨. વિ. નિવારણ ન કરનારું.

૩. વિ. લઈ ન જનાર.

**અપરિહારિક** ૧. [ પ્રા. અપરિહારિય ] પું. ( જૈન ) આચારભ્રષ્ટ સાધુ; પાસત્થો.
 ૨. પું. જૈનેતર ગૃહસ્થ.

**અપરિહારિત** ૧. [સં. અ ( નહિ ) + પરિહારિત ( તજેલું )] વિ. ન તજેલું.
 ૨. વિ. નિવારણ નહિ કરેલું; અનિવારિત.

**અપરિહાર્ય** ૧. [સં. અ ( નહિ ) + પરિહાર્ય ( તજવા જેવું )] વિ. છોડી ન દેવા જેવું; અત્યાજ્ય.
 ૨. વિ. માન આપવા લાયક.
 ૩. વિ. રોકી ન શકાય એવું; અનિવાર્ય.

**અપરિહાસ** [સં. અ ( નહિ ) + પરિહાસ ( મશ્કરી )] પું. ગંભીરતા.

**અપરીક્ષા** [સં. અ ( નહિ ) + પરિ ( ચોમેર ) + ઈક્ષા ( તપાસ )] સ્ત્રી. કસોટી ન કરવી તે; પરીક્ષાનો અભાવ.

**અપરીક્ષિત** ૧. [સં. અ ( નહિ ) + પરીક્ષિત ( તપાસેલું )] વિ. ન તપાસેલું; પરીક્ષા કરાયા વગરનું.
 ૨. વિ. મૂર્ખ; અવિચારી.
 ૩. વિ. સાબિત ન થયેલું.

**અપરીક્ષ્ય** [સં. અ ( નહિ ) + પરીક્ષ્ય ( તપાસવા જેવું )] વિ. પરીક્ષા ન કરવા જેવું.

**અપરીત** ૧. પું. અનંતકાળ સુધી સંસારમાં ફરનાર જીવ.
 ૨. પું. એ નામના લોક.
 ૩. વિ. અંત વગરનું; ઘણું.
 ૪. [ સં. અ ( નહિ ) + પરીત ( ચોતરફ ઘેરાયેલું )] વિ. નહિ વીંટાયેલું; આસપાસ કાંઈ ન હોય એવું; ખુલ્લું.
 ૫. વિ. પાસે ન ગયેલું; અનભિગત.

**અપરુષ** [સં. અ (નહિ) + પરુષ (કઠોર)] વિ. કઠોરતા વગરનું; કોમલ.

**અપરૂપ** ૧. [સં.] ન. આનંદ; હર્ષ.
 ૨. ન. આનંદ આપે એવી સુંદરતા.
 ૩. ન. નવાઈ પમાડે એવો ઘાટ.
 ૪. [સં. અપ ( ખરાબ ) + રૂપ ( ઘાટ )] ન. બેડોળ દેખાવ.
 ૫. [ સં. અપૂર્વ ] વિ ( હિંદી ) અદ્ભુત; અપૂર્વ.
 ૬. વિ. આનંદ પમાડે એવા રૂપવાળું.
 ૭. વિ. કદરૂપું; બેડોળ.

**અપરોક્ષ** ૧. [સં. અ ( નહિ ) + પર ( દૂર ) + અક્ષિ ( આંખ )] વિ. નજર આગળનું; પ્રત્યક્ષ.
 ૨. વિ. નજીક રહેલું; પાસેનું.
 ૩. વિ. વિષય અને ઇંદ્રિયના સંબંધથી થતું.
 ૪. વિ. સીધું; આડકતરું નહિ એવું.

**અપરોક્ષ કર** [સં. અપરોક્ષ ( સીધું ) + કર ] પું. ( અર્થશાસ્ત્ર ) જમીન, યાત્રાળુ, મૂલો, આવક અથવા એવી બીજી બાબત ઉપર લેવામાં આવતો સીધો વેરો; વસ્તુનો ઉપભોગ કરનાર પાસેથી સીધી રીતે લેવાતો કર.

**અપરોક્ષ જ્ઞાન** ૧. [સં. અપરોક્ષ ( પ્રત્યક્ષ ) + જ્ઞાન ] ન. અનુભવરૂપે થયેલું જ્ઞાન.
 ૨. ન. ( વેદાંત ) બ્રહ્મનું પ્રત્યક્ષજ્ઞાન; વિજ્ઞાન.

**અપરોક્ષાનુભવ** ૧. [સં. અપરોક્ષ ( પ્રત્યક્ષ ) + અનુભવ ] પું. પ્રત્યક્ષ અનુભવ; સાક્ષાત્કાર.
 ૨. પું. હું પોતે જ બ્રહ્મ છું એવું જ્ઞાન.

**અપરોક્ષાનુભૂત** [ સં. અપરોક્ષ ( પ્રત્યક્ષ ) + અનુભૂત ( અનુભવેલું )] વિ. પ્રત્યક્ષ અનુભવમાં આવેલું.

**અપરોક્ષાનુભૂતિ** ૧. [સં. અપરોક્ષ (પ્રત્યક્ષ) + અનુભૂતિ ( અનુભવ )] સ્ત્રી. પ્રત્યક્ષ અનુભવ.
 ૨. સ્ત્રી. બ્રહ્મનો સાક્ષાત્કાર.
 ૩. સ્ત્રી. શ્રીશંકરાચાર્યે રચેલું એ નામનું વેદાંતનું પુસ્તક.

**અપરોક્ષાનુમિતિ** [સં. અપરોક્ષ ( પ્રત્યક્ષ ) + અનુમિતિ ( અનુમાન )] સ્ત્રી. ( ન્યાય ) એક વાક્ય ઉપરથી પરબારું અનુમાન કરેલ બીજું વાક્ય; અવ્યવહિત અનુમાન. જેમકે, કેટલાએક વાણિયા વૈષ્ણવ છે અને કેટલાએક વૈષ્ણવ વાણિયા છે.

**અપરોક્ષાવલોકન** [સં. અપરોક્ષ ( પ્રત્યક્ષ ) + અવલોકન ( તપાસ )] ન. જાતે કરેલી તપાસ; પ્રત્યક્ષ જોવું તે.

**અપરોત્તર** ૧. [સં. અપર ( બીજું ) + ઉત્તર ( જવાબ )] પું. બીજો જવાબ.
 ૨. [ સં. અપર ( પશ્ચિમ ) + ઉત્તર ] પું. વાયવ્ય ખૂણો.

**અપરોદ્ધતા** ૧. સ્ત્રી. (પિંગળ) પહેલા ચરણમાં સગણ, જગણ, ભગણ અને ગુરુ મળી ૧૦ અક્ષર, બીજા ચરણમાં ભગણ, સગણ, જગણ અને ગુરુ મળી ૧૦ અક્ષર, ત્રીજા ચરણમાં જગણ, ભગણ, જગણ, લઘુ અને ગુરુ મળી ૧૧ અક્ષર, અને ચોથા ચરણમાં રગણ, જગણ, સગણ, જગણ અને ગુરુ મળી ૧૩ અક્ષરનો એક વિષમવૃત્ત છંદ.
 ૨. સ્ત્રી. ( પિંગળ ) પહેલા ચરણમાં સગણ, ભગણ, સગણ અને લઘુ મળી ૧૦ અક્ષર, બીજા ચરણમાં નગણ, નગણ, જગણ અને ગુરુ મળી ૧૦ અક્ષર, ત્રીજા ચરણમાં ભગણ, જગણ, જગણ, લઘુ અને ગુરુ મળી ૧૧ અક્ષર, અને ચોથા ચરણમાં સગણ, જગણ, સગણ, જગણ અને ગુરુ મળી ૧૩ અક્ષરનો એક વિષમવૃત્ત છંદ.

**અપરોધ** ૧. [સં. અપ ( નહિ ) + રોધ ( અટકાયત )] પું. નહિ રોકવાપણું; છૂટ.
 ૨. પું. બહિષ્કાર.
 ૩. [સં. અવરોધ] પું. બાધ; મના.

**અપરોપ** ૧. [સં. અપ ( ઊલટું ) + રોપ ( બેસાડવું તે )] પું. ઉઠાડી મૂકવાપણું; પદભ્રષ્ટતા.
 ૨. પું. સમૂળગો નાશ.

**અપર્જવું** [સં. અપ ( ઊલટું ) + અર્જ્ ( મેળવવું )] સ. ક્રિ. તજવું; છોડી દેવું.

 ઉષ્ણ અન્ન દેવું અપર્જીજી. પ્રેમાનંદ

**અપર્ણ** [સં. અ ( નહિ ) + પર્ણ ( પાંદડું )] વિ. પાંદડાં વિનાનું.

**અપર્ણા** [સં. અ ( નહિ ) + પર્ણ ( પાંદડું ) + આ ( નારીજાતિનો પ્રત્યય )] સ્ત્રી. દુર્ગા; પાર્વતી. દક્ષના યજ્ઞમાં મરણ પામ્યા પછી પાર્વતી હિમાલયને ત્યાં જન્મી હતી, અને આ જન્મમાં પણ શંકર પતિ તરીકે મળે તે હેતુથી તેણે આકરું તપ કર્યું. ઝાડનાં પાંદડાં જ ખાઈ તે રહેતી. તોપણ પોતાને વર નહિ મળતાં તેણે પાંદડાંનો આહાર પણ તજી દીધો અને તપ ચાલુ રાખ્યું. આથી તેનું આ નામ પડ્યું છે. હરિવંશ પ્રમાણે હિમવાન અને મેનાની તે સૌથી મોટી દીકરી હતી. તે અને તેની બીજી બે બહેનો એકપર્ણા અને એકપાટલાએ સખત તપ કર્યું. એકપર્ણા ખોરાક તરીકે માત્ર એક પાંદડું ખાતી જ્યારે અપર્ણા પાંદડું પણ લેતી નહિ. તેથી તેની માતાને બહુ દુઃખ થયું, અને તેણે બૂમ મારી કહ્યું "ઉ–મા". આથી અપર્ણા ઉમા કહેવાણી.

 ઉમા અપર્ણા ઈશ્વરા ગૌરી ગિરિજા હોઈ,
 મૃડા ચંડિકા અંબિકા ભવા ભવાની સોઈ;
 આર્યા મેનકજા અજા સર્વમંગલા નામ,
 શિવા નામ શિવ ઉર વસી, જેહ સદા સુખધામ.
 પિંગળલઘુકોષ

**અપર્ણિ** પું. ( પુરાણ ) એ નામના એક બ્રહ્મર્ષિ.

**અપર્યવસિત** ૧. [સં. અ ( નહિ ) + પર્યવસિત ( અંતવાળું )] વિ. અનંત; છેડા વગરનું.
 ૨. વિ. અવિનાશી; નાશ વિનાનું.

૩. [ સં. અ ( નહિ ) + પર્યવસિત ( નક્કી થયેલું ) ] વિ. નક્કી ન થયેલું; અચોક્કસ.
૪. વિ. પૂરું નહિ થયેલું; અપૂર્ણું; અસમાપ્ત.

**અપર્યાપ્ત** ૧. [ સં. અ ( નહિ ) + પર્યાપ્ત ( પૂરતું ) ] વિ. ઓછું; અપૂર્ણ; અસંપૂર્ણ.
૨. વિ. માપી ન શકાય એવું; અપ્રમેય; અમાપ.
૩. [ સં. અ ( નહિ ) + પર્યાપ્ત ( શક્તિવાળું ) ] વિ. શક્તિ વિનાનું; અસમર્થ.
૪. વિ. સરખું નહિ એવું; મળતું ન આવતું.
૫. વિ. હદ વગરનું; બેશુમાર.

**અપર્યાપ્તકર્મ** [ સં. અ ( નહિ ) + પર્યાપ્ત ( પૂરું ) + કર્મન્ ( કર્મ ) ] ન. ( જૈન ) જેને લીધે જીવ પોતાને યોગ્ય પર્યાપ્તિ એટલે પૂરેપૂરી શક્તિ મેળવી શકતો નથી એવું પાપકર્મ.

**અપર્યાપ્તનામ** જુઓ અપર્યાપ્તકર્મ.

**અપર્યાપ્તિ** ૧. [ સં. અ ( નહિ ) + પર્યાપ્તિ ( પૂર્ણતા ) ] સ્ત્રી. અપૂર્ણતા; ઓછાપણું.
૨. સ્ત્રી. અમાપતા; અપારપણું.
૩. સ્ત્રી. અશક્તિ; અસામર્થ્ય.

**અપર્યાય** ૧. [ સં. અ ( નહિ ) + પર્યાય ( અનુક્રમ ) ] પું. ક્રમનો અભાવ.
૨. વિ. ક્રમ વિનાનું.
૩. [સં. અ ( નહિ ) + પર્યાય ( સમાનાર્થ ) ] વિ. સરખા અર્થવાળું ન હોય એવું; અસમાનાર્થક.
૪. વિ. સર્વાંશે સમાન ન હોય એવું; અસમાન.

**અપર્યાયચિહ્ન** [ સં. અપર્યાય ( અસમાન ) + ચિહ્ન ( નિશાની ) ] ન. ( ગણિત ) બે આકૃતિ અથવા પદી અનુરૂપ એટલે સર્વાંશે સમાન નથી એમ જણાવનારું ચિહ્ન; ≢. જેમકે, $(क + च)^2 ≢ क^2 + च^2$.

**અપર્યુષિત** [ સં. અ ( નહિ ) + પર્યુષિત ( વાસી ) ] વિ. વાસી ન હોય એવું; તાજું.

**અપર્વ** ૧. [સં. અ ( નહિ ) + પર્વન્ ( અમાસ, પૂનમ, ચૌદશ અને આઠમ ) ] ન. અમાસ, પૂનમ, ચૌદશ અને આઠમ સિવાયનો દિવસ.
૨. ન. કવખત.
૩. [ સં. અ ( નહિ ) + પર્વન્ ( સાંધો ) ] ન. સાંધા ન હોવાપણું.
૪. વિ. મોસમ વિનાનું.
૫. વિ. સાંધા વગરનું; ગાંઠ વિનાનું.

**અપર્વદંડ** ૧. [ સં. અ ( નહિ ) + પર્વન્ ( સાંધો ) + દંડ ( સાંઠો ) ] પું. એક જાતની શેરડી.
૨. પું. ધાબાજરિયું.

**અપલ** ૧. [ સં. અ ( વિશેષ ) + પલ્ ( રક્ષણ કરવું ) ] ન. આગળિયો; ભોગળ.
૨. [ સં. અ ( નહિ ) + પલ ( માંસ ) ] વિ. માંસ વગરનું.

**અપલક્ષણ** ૧. [ સં. અપ ( ખરાબ ) + લક્ષણ ( નિશાની ) ] ન. અશુભ ચિહ્ન; માઠી નિશાની.
૨. ન. એબ; કલંક.
૩. ન. ( ન્યાય ) જેમાં અતિવ્યાપ્તિ અને અવ્યાપ્તિ દોષ હોય એવું લક્ષણ.
૪. ન. તોફાન; અડપલું.
૫. [ સં. અપ ( ખરાબ ) + લક્ષણ ( ટેવ ) ] ન. નઠારી ટેવ; દુર્ગુણ.

**અપલક્ષણું** ૧. [સં. અપ ( ખરાબ ) + લક્ષણ ( ટેવ ) ] વિ. અટકચાળું; ચાંદલું.
૨. વિ. કલંકવાળું; એબદાર.
૩. વિ. ખરાબ આદતવાળું; દુર્ગુણી.
૪. [સં. અપ ( ખરાબ ) + લક્ષણ ( નિશાની ) ] વિ. માઠી નિશાનીવાળું.

**અપલખણ** જુઓ અપલક્ષણ.

**અપલખણું** જુઓ અપલક્ષણું.

**અપલપિત** ૧. [ સં. અપલપ્ ( અસ્વીકાર કરવો ) ] વિ. અસ્વીકૃત; નામંજૂર કરાયેલું.
૨. [ સં. અપલપ્ ( સંતાડવું ) ] વિ. છુપાવેલું.
૩. વિ. નિષેધ કરાયેલું.

**અપલબ્ધ** [ સં. અપ ( ખરાબ ) + લબ્ધ ( મેળવેલું ) ] વિ. ખરાબ રીતે મેળવેલું.

**અપલાપ** ૧. [સં.] પું. ખભા અને પાંસળીઓ વચ્ચેનો ભાગ; બગલ.
૨. [ સં. અપલપ્ ( અસ્વીકાર કરવો ) ] પું. નામુકર જવાપણું; ઇનકાર.
૩. પું. પ્રસંગ ટાળવા માટે આડીઅવળી વાત કહેવાપણું.
૪. [ સં. અપ ( ખરાબ ) + લાપ ( બોલવું તે ) ] પું. મિથ્યાવાદ; બકવાદ.
૫. [ સં. અપલપ્ ( સંતાડવું ) ] પું. સંતાડવાપણું.
૬. પું. સ્નેહ; પ્રેમ.

**અપલાપદંડ** [ સં. અપલાપ ( ઇનકાર ) + દંડ ] પું. ( ન્યાય ) તહોમતદાર ગુનાનો ઇનકાર કરતો હોય તે છતાં કોર્ટે પુરાવા ઉપરથી તેને તકસીરવાર ઠરાવી કરેલો દંડ.

**અપલાપમર્મ** [ સં. અપલાપ ( બગલ ) + મર્મન્ ( કોમળ ભાગ ) ] ન. ખભાની નીચે બન્ને પડખાંની ઉપરના ભાગમાં એટલે કે બગલની અંદરની દીવાલ પરનો કોમળ ભાગ.

**અપલાપી** ૧. [ સં. અપલાપ ( ઇનકાર ) + ઇન્ ( વાળું ) ] વિ. ઇનકાર કરનાર.
૨. [ સં. અપલપ્ ( સંતાડવું ) ] વિ. સંતાડનાર; છુપાવનારું.

**અપલાયન** ૧. [ સં. અ ( નહિ ) + પલાયન ( નાસી જવું તે ) ] ન. નાસી ન જવાપણું.
૨. ન. ભાગી જવાપણું. મૂળ અર્થ નાસી ન જવાપણું છે, પણ હાલ 'નાસી જવું' એ અર્થમાં કેટલેક સ્થળે વપરાય છે.

**અપલાષિકા** ૧. [ સં. અપ ( વિશેષ ) + લષ્ ( ઇચ્છા કરવી ) ] સ્ત્રી. તીવ્ર ઇચ્છા; અતિશય તૃષ્ણા.
૨. સ્ત્રી. તૃષા; પિપાસા; તરસ.

**અપલાષી** ૧. [ સં. અપ ( વગરનું ) + લાષિન્ ( ઇચ્છાવાળું ) ] વિ. ઇચ્છા વગરનું.
૨. વિ. તરસ વિનાનું; પિપાસા રહિત.
૩. વિ. તરસ્યું; પિપાસુ.
૪. [ સં. અપ ( વિશેષ ) + લષ્ ( ઇચ્છા કરવી ) ] વિ. તીવ્ર ઇચ્છાવાળું; અતિશય તૃષ્ણાવાળું.

**અપલાષુક** જુઓ અપલાષી.

**અપલોક** ૧. [હિં.] પું. અપકીર્તિ; બદનામી.
૨. પું. ખોટો આરોપ; મિથ્યાદોષ.

**અપલ્યા** ૧. [ સં. અ ( નહિ ) + પલ ( માંસ ) ] સ્ત્રી. દૂબળી સ્ત્રી.
૨. [ સં. અ ( નહિ ) + પલ્ય ( ઉત્તમ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ફૂવડ બૈરી; ગંદી બાયડી.
૩. વિ. સ્ત્રી. અશક્ત; કમજોર; દુબળી.
૪. વિ. સ્ત્રી. ગંદી; ફૂવડ.

**અપવચન** ૧. [સં. અપ ( ખરાબ ) + વચન] ન. ખરાબ શબ્દ; ગાળ.
૨. ન. નિંદા.

**અપવન** ૧. [ સં. અપ ( ખરાબ ) + વન ] ન. ખરાબ બગીચો.
૨. [ સં. ઉપ ( નજીક ) + વન ] ન. શહેરની નજીક ઉગાડેલો બગીચો કે વાડી.
૩. [ સં અ ( નહિ ) + પવન ] વિ. પવન વગરનું; પવન ન આવે એવું.

**અપવરક** ૧. [ સં. અપ ( દૂર ) + વૃ ( ઢાંકવું ) ] પું. સુવાવડનો ઓરડો, કેમકે તે ઘરના અંદરના ભાગમાં હોય છે.
૨. પું. હવા આવવાનું બાકોરું.

**અપવરણ** ૧. [ સં. અપ ( નહિ ) + વૃ ( ઢાંકવું ) ] ન. ઢાંકણ કાઢી નાખવાપણું.
૨. [ સં. અપવૃ ( ઢાંકવું ) ] ન. ઢાંકવું તે.
૩. ન. લૂગડું; કપડું.

**અપવર્ગ** ૧. [ સં. અપ ( ઊલટું ) + વૃજ્ ( જવું ) ] પું. અપવાદ; રીત, ધારો કે નિયમ લાગુ ન પડવાપણું.

૨. [ સં. અપવૃજ્ ( પૂરું કરવું ) ] પું. છેડો; સમાપ્તિ.

૩. [ સં. અપ ( દૂર ) + વૃજ્ ( તજવું ) ] પું. ત્યાગ.

૪. પું. દાન; બક્ષિસ.

૫. પું. ફલસિદ્ધિ; ફળપ્રાપ્તિ.

૬. પું. બાણ, પથ્થર વગેરે ફેંકવાં તે.

૭. પું. ( ન્યાય ) બાર પ્રમેયમાંનું એક.

પ્રમેય બાર છે: આત્મા, શરીર, ઇન્દ્રિય, અર્થ, બુદ્ધિ, ધર્મ, પ્રવૃત્તિ, દોષ, પ્રેત્યભાવ, ફલ, દુ:ખ, અપવર્ગ. — આણુભાષ્ય

૮. પું. મોક્ષ; મુક્તિ; નિર્વાણ.

મુક્તિ અમૃત કૈવલ્ય અને અપુનર્ભવ અપવર્ગ, નિઃશ્રેયસ નિર્વાણપદ મહાસિદ્ધિ વરસ્વર્ગ. — પિંગળલઘુકોષ

**અપવર્ગી** [ સં. અપવર્ગ ( મોક્ષ ) + ઇન્ ( વાળું ) ] વિ. મોક્ષ પામેલું.

**અપવર્જન** ૧. [ સં. અપ ( દૂર ) + વૃજ્ ( તજવું ) ] ન. ત્યાગ.

૨. ન. દાન; બક્ષિસ.

૩. ન. મોક્ષ; મુક્તિ; નિર્વાણ.

**અપવર્જિત** ૧. [ સં. અપવૃજ્ ( છોડી દેવું ) ] વિ. છોડેલું; તજેલ.

૨. વિ. મુક્ત; છુટકારો મેળવેલું.

**અપવર્ત** ૧. [ સં. અપ ( દૂર ) + વૃત્ ( થવું ) ] પું. અપહરણ; લઈ જવાપણું.

૨. [ સં. અપ ( ઊલટું ) + વૃત્ ( થવું ) ] પું. પલટો; ફેરફાર; પરિવર્તન.

૩. પું. ( ગણિત ) બે અથવા વધારે રાશિનો સામાન્ય અવયવ; 'કોમન મેઝર'. જેમકે, ૧૫ અને ૨૧નો એક અપવર્ત ૩ છે.

૪. પું. સામાન્ય પરિમાણનું રૂપ આપવું તે.

**અપવર્તક** ૧. [ સં. ] પું. ( ગણિત ) અવયવ; 'ફેક્ટર'. જેમકે, ૧૮ નો એક અપવર્તક ૩ છે.

૨. પું. એક જાતની માળા.

એક સેર, એક મોતી તથા એક સોનાનો મણકો એવી માળા અપવર્તક કહેવાય છે. — સુવર્ણમાળા

૩. પું. સાધારણ અવયવ; અપવર્ત.

**અપવર્તન** ૧. ન. ( ગણિત ) અપૂર્ણાંકને અતિ સંક્ષેપ રૂપ આપવું તે.

૨. [ સં. ] ન. એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જવાની ક્રિયા; અપહરણ.

૩. ન. ટૂંકું કરવાપણું.

૪. [ સં. અપ ( ખરાબ ) + વર્તન ( આચરણ ) ] ન. દુરાચાર.

૫. [ સં. અપ ( ઊલટું ) + વૃત્ ( થવું ) ] ન. પલટો; ફેરફાર; પરિવર્તન.

૬. ન. ( ગણિત ) રાશિને તેના એક અવયવ વડે ભાગવો તે; વિભાજન. જેમકે, ૧૨૦ ને ૩ વડે અપવર્તન કરવાથી ૪૦ આવે છે.

૭. ન. ( વિજ્ઞાન ) વાંકું જવાપણું; વિમાર્ગગમન.

**અપવર્તનાંક** [ સં. અપવર્તન ( ભાગવાપણું ) + અંક ( સંખ્યા ) ] પું. ( ગણિત ) બે સંખ્યામાંની દરેકને જે ત્રીજી સંખ્યા વડે ભાગતાં શેષ ન વધે તે સંખ્યા; બે રાશિનો સામાન્ય અવયવ; 'કોમન મેઝર'. જેમકે, ૩ એ ૧૮ અને ૩૦ એ બન્નેનો અપવર્તનાંક છે.

**અપવર્તવું** [ સં. અપ ( દૂર ) + વૃત્ ( થવું ) ] અ. ક્રિ. આડે માર્ગે જવું.

**અપવર્તિત** ૧. [ સં. અપ ( ઊલટું ) + વર્તિત ( થયેલું ) ] વિ. પલટાયેલું; ફેરફાર પામેલું.

૨. [ સં. ] વિ. ( ગણિત ) રાશિને તેના એક અવયવ વડે ભાગવાથી આવતું. જેમકે, ૩૦ને ૩ વડે ભાગવાથી ૧૦ આવે એ અપવર્તિત રાશિ કહેવાય.

**અપવર્ત્તના** [ સં. ] સ્ત્રી. ( જૈન ) મનની વૃત્તિ પ્રમાણે અગાઉનાં બાંધેલાં કર્મની લાંબી સ્થિતિ અને તીવ્ર રસમાં થતો ઘટાડો.

**અપવર્ત્ય** [ સં. ] પું. ( ગણિત ) એક સંખ્યા વડે શેષ વધ્યા વગર ભાગી શકાતી બીજી સંખ્યા; 'મલ્ટિપલ'. જેમકે ૩ વડે ૧૮ને બરાબર ભાગી શકાય છે માટે ૧૮ એ ૩ નો અપવર્ત્ય છે.

**અપવલયબિંદુ** [ સં. ] ન. ( ગણિત ) જેમાંથી બધી વક્રતા-રેખાઓ પસાર થાય એવું બિંદુ; 'અંબિલિકસ'.

**અપવસન** ૧. [ સં. અપ ( ખરાબ ) + વસન ( કપડું ) ] ન. ખરાબ વસ્ત્ર; હલકું કપડું; શરીરનું અંગ દેખાય એવું ઝીણું લૂગડું.

૨. [ સં. અપ ( વિના ) + વસન ( કપડું ) ] વિ. લૂગડાં વગરનું.

**અપવસનક** [ સં. અપ ( નહિ ) + વસન ( કપડું ) + ક ( નિરર્થક પ્રત્યય ) ] ન. લૂગડાં વિના ટાઢ વગેરે સહન કરવાપણું.

**અપવાચા** [ સં. અપ ( ખરાબ ) + વાચા ( વાણી ) ] સ્ત્રી. અપવાદ; નિંદા.

**અપવાદ** ૧. [ સં. અપ ( ખોટું ) + વદ્ ( બોલવું ) ] પું. આરોપ; આક્ષેપ; ખોટું આળ; તહોમત.

રદે ફાટતે કહે દમયંતી અપવાદ કીધો એવો રે. — પ્રેમાનંદ

૨. પું. દોષ; વાંક.

૩. પું. પ્રેમ; પ્રણય.

૪. [ સં. અપ ( ખરાબ ) + વદ્ ( બોલવું ) ] પું. બદનામી; નિંદા; અપકીર્તિ.

૫. પું. ( વેદાંત ) ભ્રમનું દૂર કરવાપણું. જેમકે, દોરીમાં સર્પનું જ્ઞાન એ અધ્યારોપ છે, દોરીના સાચા જ્ઞાનથી એ અધ્યારોપનું નિરાકરણ થાય. એ નિરાકરણ અપવાદ કહેવાય.

૬. પું. ભ્રમનું બાધક જ્ઞાન.

૭. પું. મિથ્યાવાદ; ઊલટો વાદ.

૮. પું. રદિયો; દલીલ.

૯. પું. રીત, ધારો કે નિયમ લાગુ ન પડવાપણું.

૧૦. [ સં. અપવદ્ ( વિરોધ કરવો ) ] પું. વિરોધ; પ્રતિવાદ; આક્ષેપનું ખંડન.

૧૧. પું. વિશ્વાસ; શ્રદ્ધા; ભરોસો.

૧૨. પું. સંમતિ; અનુમતિ.

૧૩. પું. હરણને ફસાવવા માટે વગાડવામાં આવતો નાનો ઘંટ કે એવું કોઈ સાધન.

૧૪. પું. હુકમ; આદેશ; આજ્ઞા.

**અપવાદક** જુઓ અપવાદી.

**અપવાદન્યાય** [ સં. અપવાદ ( ભ્રમનો નાશ ) + ન્યાય ] પું. ( વેદાંત ) વસ્તુનું ખરેખરું જ્ઞાન થતાં ભ્રમ જતો રહે એવો સિદ્ધાંત.

**અપવાદભૂત** [ સં. અપવાદ ( વિરોધ ) + ભૂત ( થયેલું ) ] વિ. વિરોધી.

**અપવાદશૂન્ય** [ સં. અપવાદ ( સામાન્ય નિયમ લાગુ નહિ પડવાપણું ) + શૂન્ય ( રહિત ) ] વિ. બાધ વિનાનું.

**અપવાદાત્મક** [ સં. અપવાદ ( વિરોધ ) + આત્મક ( વાળું ) ] વિ. વિરોધી.

**અપવાદિક** [ સં. અપવાદ ( સામાન્ય નિયમ લાગુ નહિ પડવાપણું ) + ઇક ( વાળું ) ] વિ. નિયમ લાગુ ન પડે એવું.

**અપવાદિત** ૧. [ સં. અપ ( ખરાબ ) + વદ્ ( બોલવું ) ] વિ. નિંદાયેલું; વગોવાયેલ.

૨. [ સં. અપવદ્ ( વિરોધ કરવો ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. વિરોધ કરવામાં આવ્યો હોય તેવું.

**અપવાદિયણ** વિ. સ્ત્રી. બાધરૂપ ગણવા જેવી.

**અપવાદી** ૧. [ સં. અપ ( ખોટું ) + વાદિન્ ( બોલનાર ) ] વિ. ખોટું બોલનાર; જૂઠાબોલું.

૨. વિ. ખોટો આરોપ મૂકનાર.

૩. વિ. નિંદા કરનારું; અપકીર્તિ કરનાર.
૪. વિ. વિતંડાવાદી; ખોટી રીતે વાદ ચલાવનાર.
૫. [સં. અપવાદ (વિરોધ) + ઇન્ (વાળું)] વિ. વિરોધી; બાધક.
૬. વિ. સામાન્ય નિયમ લાગુ ન પડતું હોય એવું.

**અપવારણ** ૧. [સં. અપવૃ (ઢાંકવું)] ન. અદૃશ્ય થઈ જવાપણું; અંતર્ધાન.
૨. ન. ઢાંકણું; આચ્છાદાન.
૩. [સં. અપ (દૂર) + વારણ (રોકવું)] ન. હટાવવાનું કે દૂર કરવાનું કામ.

**અપવારિત** ૧. [સં. અપવૃ (ઢાંકવું)] વિ. ઢાંકેલું; છુપાવેલ.
૨. [સં. અપ (દૂર) + વારિત (અટકાવેલ)] વિ. દૂર કરેલ; હઠાવેલું.
૩. અ. (નાટ્ય) ગુપ્તપણે; છાની રીતે.
વસંતકને **અપવારિત** કહ્યું. તપત્યાખ્યાન

**અપવાસ** ૧. [સં. ઉપવસ (ભૂખ્યા રહેવું)] પું. અનશન; ખાવું નહિ તે.
૨. પું. અંતર્ધાન; અદૃશ્યતા.
૩. પું. એક જાતનો છોડ.
૪. [સં. અપ (દૂર) + વાસ (રહેઠાણ)] પું. પાછા હઠવાપણું.
૫. પું. વ્રત તરીકે કરવામાં આવતો ઉપવાસ.

**અપવાસણ** સ્ત્રી. વ્રત તરીકે ખોરાક નહિ લેનાર સ્ત્રી.

**અપવાસણી** જુઓ અપવાસણ.

**અપવાસિયું** જુઓ અપવાસી.

**અપવાસી** ૧. [સં. ઉપવસ (ભૂખ્યા રહેવું)] વિ. નહિ જમવાના વ્રતવાળું.
૨. વિ. ભૂખ્યું.
અપવાસીને ઘેર ઢોકળાં = (૧) અસંભવિત ઘટના. (૨) ભિખારી કદી દેવાળિયા હોઈ શકે જ નહિ. (૩) ભૂખ્યા માણસને ત્યાં ઢોકળાં હોય જ નહિ, એટલે જેની પાસે કોઈ વસ્તુ હોય નહિ તેને ત્યાં અમુક વસ્તુ માગવા જવું તે.

**અપવાહ** ૧. પું. (પિંગળ) એક અક્ષરમેળ છંદ; અપવાહક. તેના દરેક ચરણમાં મગણ, ૬ નગણ, સગણ, અને ૨ ગુરુ મળી ૨૬ અક્ષર, અને ૯, ૧૫, તથા ૨૧મા અક્ષરે યતિ આવે છે.
૨. પું. કેદી બનાવી લઈ જવાનું કામ.
ખરેખર ન જીતાયેલો દેશ જીતાય છે, ત્યારે જે વધ, મરણ અને **અપવાહ** થાય છે, તેને દેવોના લાકડાએ દુઃખદાયક કહ્યાં છે. અશોકચરિત
૩. [સં. અપ (દૂર) + વહ્ (લઈ જવું)] પું. ખસેડી લઈ જવાપણું.
૪. પું. ઢસડી જવું તે.
૫. [સં. અપવહ્ (બાદ કરવું)] પું. બાદબાકી.

**અપવાહક** ૧. પું. (પિંગળ) એક અક્ષરમેળ છંદ. જુઓ અપવાહ ૧.
૨. [સં. અપ (દૂર) + વહ્ (લઈ જવું)] પું. વસ્તુને એક જગ્યાથી બીજે ઠેકાણે મૂકી દે એવું યંત્ર; ગૃધ્રયંત્ર.
૩. વિ. એક ઠેકાણેથી બીજી જગ્યા પર લઈ જનાર.

**અપવાહન** ૧. ન. કેદી કરીને લઈ જવાનું કામ.
૨. [સં. અપ (ખરાબ) + વાહન] ન. ખરાબ વાહન.
૩. ન. ખોટી રીતે ખેંચાઈ જવું તે.
૪. ન. પરદેશમાં રહેલ માણસને પોતાના દેશમાં પહોંચાડવાની ક્રિયા.
૫. [સં. અપવહ્ (બાદ કરવું) + અન (નામ બનાવનાર પ્રત્યય)] ન. બાદબાકી.
૬. [સં. અપ (દૂર) + વહ્ (લઈ જવું) + અન (નામ બનાવનાર પ્રત્યય)] ન. લઈ જવાપણું.

**અપવાહિત** [સં. અપ (દૂર) + વહ્ (લઈ જવું) + ઇત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. ખેંચી આણેલું.

**અપવાહુક** [સં. અપ (ખરાબ) + વાહુક (હાથવાળું)] પું. વાયુ વધવાથી થતો એક જાતનો રોગ, જેમાં હાથની નસો ખોટી પડી જઈ હાથ નકામો થઈ જાય છે; ભુજસ્તંભ રોગ; અપબાહુક.

**અપવાહ્ય** [સં. અપ (દૂર) + વાહ્ય (લઈ જવા જેવું)] વિ. દૂર કરવા લાયક.

**અપવિઘ્ન** [સં. અપ (નહિ) + વિઘ્ન (હરકત)] વિ. અડચણ વિનાનું.

**અપવિત્ર** ૧. [સં. અ (નહિ) + પવિત્ર (શુદ્ધ)] વિ. અશુદ્ધ; નાપાક; દૂષિત.
૨. વિ. પાપી; અધર્મી.

**અપવિત્રતા** ૧. [સં. અ (નહિ) + પવિત્રતા (શુદ્ધિ)] સ્ત્રી. અશુદ્ધિ; મલિનતા.
૨. સ્ત્રી. પાપીપણું.

**અપવિત્રત્વ** જુઓ અપવિત્રતા.

**અપવિત્રપણું** જુઓ અપવિત્રતા.

**અપવિત્રાઈ** જુઓ અપવિત્રતા.

**અપવિદ્ધ** ૧. [સં. અપવ્યધ્ (તજવું)] પું. માબાપે તજી દીધેલો અને બીજાએ પાળેલો દીકરો; બાર જાતના દીકરામાંનો એક.
૨. વિ. આશરા વિનાનું; નિરાધાર.
૩. વિ. તજેલ; છોડી દીધેલ.
૪. વિ. નીચ; અધમ; હલકું.
૫. [સં. અપવ્યધ્ (વીંધવું)] વિ. વીંધેલ; કાણું પાડેલ.

**અપવિદ્ધપુત્ર** [સં. અપવિદ્ધ (તજેલ) + પુત્ર (દીકરો)] પું. બાર જાતના દીકરામાંનો એક. જુઓ અપવિદ્ધ ૧.

**અપવિદ્ધલોક** [સં. અપવિદ્ધ (છોડી દીધેલું) + લોક (દુનિયા)] વિ. દુનિયા છોડી ચાલ્યું ગયેલું; મરણ પામેલું.

**અપવિદ્યા** ૧. [સં. અપ (ઊલટું) + વિદ્યા (જ્ઞાન)] સ્ત્રી. (વેદાંત) માયા; અવિદ્યા.
૨. [સં. અપ (હલકું) + વિદ્યા] સ્ત્રી. હલકી વિદ્યા.

**અપવિષ** [સં. અપ (નહિ) + વિષ (ઝેર)] વિ. ઝેર વગરનું.

**અપવિષા** ૧. [સં. અપ (નહિ) + વિષ (ઝેર) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. ઝેર વિનાનું એક પ્રકારનું સુગંધી ઘાસ.
૨. વિ. સ્ત્રી. ઝેર વિનાની.

**અપવીણ** ૧. [સં. અપ (ખરાબ) + વીણા (બીન)] વિ. ખરાબ વીણાવાળું.
૨. [સં. અપ (વિના) + વીણા (એક તંતુવાદ્ય)] વિ. વીણા વગરનું.

**અપવીણા** [સં. અપ (ખરાબ) + વીણા (બીન)] સ્ત્રી. ખરાબ વીણા.

**અપવૃત્ત** ૧. [સં.] ન. (જ્યોતિષ) આકાશમાં જે માર્ગે સૂર્ય ફરતો દેખાય છે તે રસ્તો; સૂર્યમાર્ગ; ક્રાંતિવૃત્ત; 'ઇક્લિપ્ટિક'.
૨. વિ. ઉશ્કેરાયેલું.
૩. [સં. અપ (ઊલટું) + વૃત્ત (થયેલું)] વિ. ઊંધું વળી ગયેલું.
૪. [સં. અપ (ખરાબ) + વૃત્ત (વર્તેલું)] વિ. ખરાબ આચરણવાળું; દુરાચારી.
૫. વિ. નીચે રાખેલા મોંવાળું.
૬. વિ. સમાપ્ત; પૂરું કરેલું.

**અપવેધ** [સં. અપ (ખોટું) + વ્યધ્ (વીંધવું)] પું. મોતી અને રત્નને ખોટી રીતે કે ખોટી દિશામાં વીંધવાની ક્રિયા, એટલે કે જ્યાં કાણું પાડવાનું હોય ત્યાં નહિ પાડતાં ખોટી રીતે કાણું પાડીને તે બગાડવું તે.

**અપવેષ્ટિત** પું. હાવભાવ કરતી વખતે હાથ હલાવવાના ૧૨ પ્રકાર માંહેનો એક; નીચે રખાતો હાથ.

**અપવ્યય** ૧. [સં. અપ (વિશેષ) + વ્યય (ખરચ)] પું. ઉડાઉપણું.

૨. [સં. અપ (ખોટું) + વ્યય (ખરચ)] પું. ખોટું ખરચ; ગેરવાપર; ગેરવાજબી ખરચ.

૩. પું. બગાડ; નુકસાની.

૪. [સં. અપ (નહિ) + વ્યય (નાશ)] વિ. અવિનાશી; અવ્યય.

**અપવ્યયતા** સ્ત્રી. થોડો ખરચ.

અશોક પોતાના ત્રીજા મુખ્ય શિલાલેખમાં કહે છે કે અપવ્યયતા (થોડો ખર્ચ) અને અપભાંડતા (થોડી બચત) ધર્મના બે અંગો છે.
અશોકચરિત

**અપવ્યયમાન** જુઓ અપવ્યયી.

**અપવ્યયી** ૧. [સં. અપ (વિશેષ) + વ્યય (ખરચ) + ઇન્ (વાળું)] વિ. ઉડાઉ.

૨. [સં. અપ (ખોટું) + વ્યય (ખરચ) + ઇન્ (વાળું)] વિ. ગેરવાજબી ખરચનાર.

૩. વિ. દેવું કબૂલ ન કરનાર.

**અપવ્યવહરણ** [સં. અપ (વિપરીત) + વ્યવહરણ (પ્રયોગ)] ન. ખોટો ઉપયોગ.

**અપવ્યવહાર** [સં. અપ (ખરાબ) + વ્યવહાર (ઉપયોગ)] પું. દુરુપયોગ.

**અપવ્યાખ્યાન** [સં. અપ (ખોટું) + વ્યાખ્યાન (વિવેચન)] ન. ખોટું વિવેચન; ખોટો અર્થ; ખોટું વ્યાખ્યાન.

**અપવ્રત** ૧. [સં. અપ (ઊતરતું) + વ્રત] ન. હલકું વ્રત.

૨. વિ. અકહ્યાગરું; અનાજ્ઞાંકિત.

૩. વિ. નિમકહરામ.

૪. [સં. અપ (વિયોગ બતાવનાર ઉપસર્ગ) + વ્રત (ધાર્મિક નિયમ)] વિ. વ્રત પૂરું થયું હોય એવું.

**અપશકુન** જુઓ અપશુકન.

**અપશદ** ૧. [સં. અપ (ઊતરતું) + શદ્ (ગમન કરવું)] ન. પોતાથી ઊતરતી જાતની સ્ત્રીથી થયેલું બાળક; અપસદ.

૨. ન. હલકી જાતનું માણસ.

૩. વિ. નીચ; અધમ.

**અપશબ્દ** ૧. [સં. અપ (ખરાબ) + શબ્દ] પું. અમંગળ શબ્દ; અઘટિત વચન.

૨. પું. (વ્યાકરણ) ખોટો શબ્દ; અશુદ્ધ શબ્દ; અપભ્રંશ.

૩. પું. ગાળ; ભૂંડું વેણ.

૪. પું. નિંદા; વગોવણી.

૫. પું. પાદ; છૂટતો અપાનવાયુ.

૬. [હિં.] પું. સંબંધ વિનાનો બકવાટ; અર્થ વગરનો બોલ.

**અપશંક** [સં. અપ (વિના) + શંકા (સંદેહ)] વિ. શંકા રહિત; નિઃસંદેહ.

**અપશંકા** [સં. અપ (ખરાબ) + શંકા (સંદેહ)] સ્ત્રી. કુશંકા; ખરાબ આશંકા.

**અપશીર્ષ** [સં. અપ (નહિ) + શીર્ષ (માથું)] વિ. માથા વગરનું.

**અપશુ** ૧. [સં. અ (ખરાબ) + પશુ] ન. ગાય તથા ઘોડા સિવાયનું ચોપગું પ્રાણી; અપ્રશસ્ત પ્રાણી.

૨. [સં. અ (નહિ) + પશુ] વિ. પશુરૂપી ધન વિનાનું.

**અપશુકન** ૧. [સં. અપ (ખરાબ) + શકુન (પક્ષી)] ન. માઠી નિશાની; અશુભ ચિહ્ન. પક્ષીની બોલી, હિલચાલ વગેરે ઉપરથી શુકન અપશુકન જોવામાં આવે છે, એટલે ભવિષ્યની આગાહી માટે શુકન શબ્દ રૂઢ થયો છે. કેટલાકો શકુન નામના પક્ષી ઉપરથી તે શબ્દ બન્યાનું માને છે, કારણ કે તે પક્ષી સામું આવે તે શુભ ગણાય છે.

ગણાય જાતાં અપશુકન, આવંતા સુખદાય;
જાતાં જે છે શુકન શુભ, આવ્યે ભલા ન થાય.
ભડળી

૧. અપશુકન કરવા = અમંગળ થાય તેવું કરવું કે કહેવું.

૨. અપશુકન થવાં = અશુભ ચિહ્ન જણાવાં.

૩. ખોડી બિલાડી અપશુકનમાંથી ન જાય = ભૂંડું ભૂંડાનો ભાવ ભજવે જ.

૨. [અપ (ખરાબ) + સખુન (બોલ)] ન. માઠું વચન; કડવું વેણ.

અપશુકન કહેવું = (૧) અશુભ સવાલ કરવો. (૨) ગાળ દેવી.

**અપશુકનિયાળ** [સં. અપ (ખરાબ) + શકુન (ચિહ્ન) + આલુ (વાળું)] વિ. અશુભ ચિહ્નવાળું; અપશુકનિયું; અમંગળ.

**અપશુકનિયું** જુઓ અપશુકનિયાળ.

**અપશોક** ૧. [સં. અપ (વગર) + શોક (અફસોસ)] પું. આત્મા, કારણ કે તે હંમેશાં શોક વગરનો હોય છે.

૨. પું. આસોપાલવનું ઝાડ; અશોક.

૩. વિ. દિલગીરી વિનાનું.

**અપશોચ** [સં. અપ (વિશેષ) + શુચ્ (શોક કરવો)] પું. દિલગીરી; અફસોસ.

**અપશોષણ** [સં. અપ (વિશેષ) + શુષ્ (શોષવું)] ન. ચૂસી લેવાપણું.

**અપશ્ચાત્તાપ** [સં. અ (નહિ) + પશ્ચાત્તાપ (પસ્તાવો)] પું. પસ્તાવો ન કરવો તે.

**અપશ્ચિમ** ૧. [સં. અ (નહિ) + પશ્ચિમ (પાછળ હોનાર)] વિ. જેની પછવાડે કોઈ ન હોય એવું; છેલ્લું.

૨. વિ. જેમાં બાકી ન હોય એવું; શેષ વિનાનું.

૩. વિ. વિશેષ; અત્યંત.

૪. [સં. અ (ઊલટું) + પશ્ચિમ (છેલ્લું)] વિ. સૌથી આગળનું; પહેલું.

**અપશ્રય** [સં. અપ (નીચે) + શ્રય (આધાર)] પું. ઓશીકું.

**અપશ્રી** ૧. [સં. અપ (નહિ) + શ્રી (લક્ષ્મી)] વિ. ધન વિનાનું; લક્ષ્મી વગરનું.

૨. [સં. અપ (નહિ) + શ્રી (શોભા)] વિ. શોભા વિનાનું; સુંદરતા વગરનું.

**અપશ્લથન** [સં. અપ (વિશેષ) + શ્લથ્ (અશક્ત થવું)] ન. પક્ષાઘાત; લકવો.

**અપષ્ઠ** ૧. [સં.] ન. અંકુશની અણી.

૨. [સં. અપ (દૂર) + સ્થા (ઊભવું)] વિ. દૂર ખસી જઈને ઊભું રહેનાર.

**અપસદ** ૧. [સં. અપ (ઊતરતું) + સદ્ (ગમન કરવું)] ન. પોતાથી ઊતરતી જાતની સ્ત્રીથી ઉત્પન્ન થયેલ સંતાન; અપશદ.

૨. ન. હલકી જાતનું માણસ.

૩. વિ. અધમ; નીચ.

**અપસર** ૧. પું. કબજે મેળવવાનું સજ્જડ કારણ.

૨. [સં. અપ (ઊલટું) + સૃ (જવું)] પું. પાછી હઠ.

૩. પું. યોગ્ય બહાનું; સબળ કારણ.

૪. [સં. અપ્ (પાણી) + સૃ (નીકળવું)] સ્ત્રી. સ્વર્ગની ગાનારી સ્ત્રી; અપ્સરા, કેમકે સમુદ્રમંથન વખતે તે પાણીમાંથી નીકળેલી મનાય છે.

માછરડે શકટું મળી, પસ્તાળે રગત પીવા;
અપસર થઈ ઉતાવળી, વર હેવો વરવા.
દુહો

૫. વિ. મનમાન્યું.

**અપસરણ** ૧. [સં. અપ (દૂર) + સરણ (જવાપણું)] ન. નાસી જવું તે; પલાયન.

૨. ન. પાછું હટવાપણું.

૩. ન. વેરણછેરણ; કેંદ્રમાંથી વીખરાવાપણું.
૪. ન. (ગણિત) શ્રેણીનાં જેમ જેમ વધારે પદ લેતા જઈએ તેમ તેમ તે પદોનો સરવાળો મોટો ને મોટો થતો જાય અને અનંત પદોનો સરવાળો અનંત જેટલો મોટો થાય એ સ્થિતિ; 'ડાઇવર્જન્સ'. જેમકે, ૧+૨+૩+૪+૫+.........

**અપસરવું** ૧. [સં. અપ (દૂર) + સૃ (જવું)] અ. ક્રિ. દૂર જવું; જતું રહેવું.
૨. અ. ક્રિ. નાસી છૂટવું.
૩. અ. ક્રિ. પાછું હઠવું.
૪. અ. ક્રિ. વીખરાવું.

**અપસર્ગ** ૧. [સં. અપ (દૂર) + સૃજ્ (છોડવું)] પું. ત્યાગ.
૨. પું. દાન.
૩. પું. મોક્ષ; નિર્વાણ.

**અપસર્જન** જુઓ અપસર્ગ.

**અપસર્પ** ૧. [સં. અપસર્પ્ (છાનું ચાલવું)] પું. જાસૂસ; બાતમીદાર; ગુપ્તચર.
૨. [સં. અપ (દૂર) + સૃપ્ (ખસવું)] પું. નાસી જવાની ક્રિયા; પલાયન.
૩. પું. પાછા હઠવાની ક્રિયા; પાછું ખેંચી લેવાની ક્રિયા.

**અપસર્પક** જુઓ અપસર્પ ૧.

**અપસર્પણ** ૧. [સં. અપ (દૂર) + સૃપ્ (ખસવું)] ન. ખસી જવાપણું.
૨. ન છૂપી તપાસ.
૩. ન. પીછેહઠ.

**અપસર્પિત** ૧. [સં. અપ (દૂર) + સર્પિત (ખસેલું)] વિ. ખસી ગયેલું; નાસી ગયેલું.
૨. [સં. અપસર્પ્ (છૂપી રીતે તપાસવું)] વિ. છૂપી તપાસ કરેલું.
૩. [સં. અપ (દૂર) + સર્પિત (ગયેલું)] વિ. પાછળ હઠેલું.

**અપસલવિ** ૧. [સં.] અ. ડાબી તરફ.
૨. અ. તર્જની એટલે અંગૂઠા પાસેની આંગળી અને અંગૂઠા વચ્ચે. તર્જની અને અંગૂઠા વચ્ચેનો ભાગ પિતૃતીર્થ કહેવાય છે, કેમકે તર્પણ વગેરે ક્રિયામાં પિતૃને તે ભાગથી પાણી અર્પણ કરવામાં આવે છે.

**અપસવ્ય** ૧. [સં.] ન. તર્જની એટલે અંગૂઠા પાસેની આંગળી અને અંગૂઠા વચ્ચેની જગ્યા; પિતૃતીર્થ.
૨. [સં. અપ (ઊલટું) + સવ્ય (ડાબું)] ન. શરીરનો જમણો ભાગ.
૩. વિ. ઊલટું; પ્રતિકૂળ.

સવ્ય–અપસવ્ય કરી નાખવું = ઊલટુંસૂલટું કરી નાખવું; ઊંધુંચતું કરી નાખવું.
૪. વિ. જમણી બાજુથી ફરતું; 'નેગેટિવ'.

આજ સંબંધમાં તેમ જ બીજી અનેક જગ્યાએ પોઝિટિવ, નેગેટિવ શબ્દો વાપરવા પડે છે, એને માટે અનુક્રમે 'સવ્ય' 'અપસવ્ય' શબ્દો સૂચવું છું. સવ્ય ઘડિયાળની દિશા માટે, અપસવ્ય ઘડિયાળથી ઊલટી દિશા માટે.
મશરૂવાળા

૫. વિ. જમણું.

૧. અપસવ્ય ગ્રહણ = સૂર્ય કે ચંદ્રની જમણી બાજુ પર થઈ રાહુ ચાલે અથવા ગ્રહણ જમણી બાજુ તરફ થાય ત્યારે તેને અપસવ્ય ગ્રહણ કહે છે.

૨. અપસવ્ય પ્રવેશ = બારણામાં દાખલ થઈ જમણી બાજુ કરવામાં આવતો પ્રવેશ. પ્રથમ દ્વારમાં પ્રવેશ કર્યા પછી જમણી તરફ નમી વાસ્તુઘરમાં પ્રવેશ થાય તે ત્રીજો અપસવ્ય પ્રવેશ કહેવાય–રાજવલ્લભ

૬. વિ. ડાબેરિયું; ડાબેરી.
૭. વિ. ફારસી ભાષા માફક જમણી બાજુથી લખેલું.
૮. અ. જમણી તરફ; જમણા ખભાને આધારે જનોઈ ડાબી તરફ લટકે એમ.

અપસવ્ય કરવું = (૧) જેની પ્રદક્ષિણા કરવામાં આવતી હોય તે જમણી બાજુ રહે એવી રીતે તેની આસપાસ ફરવું. (૨) શ્રાદ્ધ વગેરે ક્રિયામાં ડાબે ખભેથી જનોઈ જમણે ખભે ફેરવવી.

**અપસવ્યક** જુઓ અપસવ્ય.

**અપસાત** [અબ (હમણાં) + સાઅત (વખત)] અ. અબઘડી; આ વખતે જ.

**અપસાર** ૧. પું. ચોરીનો માલ.
૨. [સં. અપ (દૂર) + સૃ (ખસેડવું)] પું. દૂર ખસેડવું તે.
૩. [સં. અપસૃ (ભાગી જવું)] પું. પલાયન.
૪. પું. પાણીની બાદ.
૫. [હિં. અપ (પાણી) + સાર] પું. પાણીનો છાંટો; અંજુક્ણ.
૬. પું. બહાર નીકળવું તે; બહિર્ગમન.

**અપસારણ** ૧. [સં. અપ (દૂર) + સારણ (લઈ જવાપણું)] ન. દૂર લઈ જવાપણું.
૨. ન. બરતરફી.

**અપસારણચિહ્ન** [સં. અપસારણ (દૂર કરવાપણું) + ચિહ્ન (નિશાની)] ન. ખુલાસો કરવાને તેમ જ અર્થ આપવા કે સ્પષ્ટીકરણ કરવાને વપરાતું ચિહ્ન;— —. જેમકે, દેહ જાળવવાનો નિયમ— બ્રહ્મચર્ય, સારો ખોરાક, કસરત વગેરે— પળાય તો દીર્ઘાયુષ ભોગવી શકાય.

**અપસારણા** ૧. [સં. અપ (દૂર) + સારણ (લઈ જવાપણું) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. દૂર લઈ જવાપણું.
૨. સ્ત્રી. બરતરફી.

**અપસારિત** ૧. [સં. અપ (દૂર) + સૃ (જવું)] વિ. દૂર કરેલ; ખસેડેલું; કાઢી મૂકેલ.
૨. વિ. બરતરફ કરેલ.

**અપસારિતાગ્નિભૂતલન્યાય** [સં. અપસારિત (દૂર કરેલ) + અગ્નિ + ભૂતલ (પૃથ્વીનું તળિયું) + ન્યાય] પું. એક જાતનું દૃષ્ટાંત. જમીન પરથી અગ્નિ લઈ લેવા છતાં અમુક વખત સુધી તે જમીન ગરમ રહે છે. તે પ્રમાણે પૈસાદાર માણસ પૈસો ન રહેવા છતાં અમુક વખત સુધી પોતાની સ્થિતિ ટકાવી રાખે તેવા બનાવને અપસારિતાગ્નિભૂતલન્યાય કહે છે.

**અપસારી** [સં. અપ (દૂર) + સારિન્ (જનાર)] વિ. છૂપું રહેલું; નહિ દેખાતું.

બીજું લક્ષણ સંકરના શરીરની અંદર રહેલું હોય છે. છતાં તે તેની બહારની શરીરરચનાને અથવા તેના બહારના દેખાવને અસર કરતું હોતું નથી, તેથી તે અપસારી લક્ષણ કહેવાય.
પ્રાણીવિદ્યાનું રેખાદર્શન

**અપસિદ્ધાંત** ૧. [સં. અપ (વિરુદ્ધ) + સિદ્ધાંત] પું. (ન્યાય) એક જાતનું નિગ્રહસ્થાન. જ્યાં કોઈ નિયમ સ્વીકારી તેની વિરુદ્ધ વાત કહેવામાં આવે ત્યાં આ નિગ્રહસ્થાન એટલે હારનું ઠેકાણું થાય છે.
૨. પું. ભૂલભરેલો નિર્ણય; સિદ્ધાંત વિરુદ્ધ વિચાર.
૩. પું. વિરુદ્ધ માન્યતા.

જૈનશાસ્ત્રમાં બે રાશિનો સિદ્ધાંત છે. નોજીવરાશિ એ અપસિદ્ધાંત છે. પુરાતત્ત્વ

**અપસુખ** ન. (કચ્છી) અજંપો; ઉજાગરો.

**અપસુખન** ૧. [અપ (ખરાબ) + સખુન (બોલ)] ન. ભૂંડો બોલ; ગાળ.
૨. ન. માઠું વચન; કડવું વેણ.

**અપસૃત** ૧. [સં. અપ (ખોટું) + સૃત (ગયેલું)] વિ. આડકતરું જતું; કેંદ્રત્યાગી.
૨. [સં. અપ (દૂર) + સૃત (ગયેલું)] વિ. ચાલ્યું ગયેલું.
૩. વિ (ગણિત) જે શ્રેણીનાં વધારે ને વધારે પદ લેવાથી તે પદોનો સરવાળો મોટો ને મોટો થતો જાય અને અનંત પદનો સરવાળો અનંત

જેટલો મોટો થાય એવી; 'ડાઇવર્જિંગ'. જેમકે, ૨, ૪, ૬, ૮, ૧૦ એ શ્રેણીમાં પછીનું પદ ૧૨ ઉમેરીએ તો તેનાં પદોનો સરવાળો પહેલાં ૩૦ હતો તે વધીને ૪૨ થાય. આ પ્રમાણે તેમાં પદો ઉમેરતા જઈએ તેમ તેનો સરવાળો વધતો જ જાય.

૪. વિ. ફેંકેલ; છોડેલ.

૫. વિ. લાંબું કરેલ; પ્રસારેલ.

**અપસૃતકિરણ** [સં. અપસૃત (આડે રસ્તે ગયેલું) + કિરણ] ન. કેંદ્રથી નીકળી ફેલાતું કિરણ.

**અપસૃતિ** [સં. અપ (ખોટું) + સૃ (જવું) + તિ (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. આડે માર્ગે જવું તે.

**અપસ્કર** ૧. [સં.] પું. પૈડાં સિવાયનો રથનો ગમે તે ભાગ.

૨. ન. ગુદા.

૩. [સં. અપ (દૂર) + કૃ (કરવું)] ન. મળ; વિષ્ટા.

૪. ન. યોનિમાર્ગ.

**અપસ્તત્ત્વ** [સં. અપસ્ (પાણી) + તત્ત્વ] ન. પાંચ તત્ત્વમાંનું એક; પાણી.

**અપસ્તંભ** [સં.] પું. (વૈદક) છાતીની બન્ને બાજુએ આવેલી વાતવહ નાડી. જુઓ અપસ્તંભમર્મ.

**અપસ્તંભમર્મ** [સં.] ન. (વૈદક) છાતીની બન્ને બાજુએ આવેલી વાતવહ નાડી. આ અર્ધા આંગળનું શિરામર્મ છે. ત્યાં ઈજા થવાથી છાતીમાં વાયુ ભરાઈ જઈ ઉધરસ અને શ્વાસ થાય, કારણ કે એ જગ્યાએથી અનુકોષ્ઠિકા નાડી તથા અંતઃસ્તનિકા ધમની પસાર થાય છે. આ બન્નેને તથા ફેફસાંને ઈજા થતાં તેમાં રહેલો વાયુ છાતીમાં છૂટો થઈ જઈ શ્વાસક્રિયામાં હરકત આવે અને મરણ થાય.

**અપસ્થાણુ** ન. (જ્યોતિષ) એવડો તારો પોતાની કક્ષાના જે બિંદુએ પોતાના જોડીદારથી વધારેમાં વધારે દૂર હોય તે બિંદુ; 'ઍપૅસ્ટ્રન'.

**અપસ્થાન** જુઓ અપસ્થાણુ.

**અપસ્નાત** ૧. ન. જેની સ્નાનક્રિયા કરવાની હોય તે મુડદું.

૨. [સં. અપ (હલકું) + સ્નાત (નાહેલું)] વિ. સગાંના મરણને લીધે નાહેલું.

**અપસ્નાન** ૧. [સં. અપ (હલકું) + સ્નાન] ન. જે પાણીમાં બીજું કોઈ નાહ્યું હોય તે પાણીથી કરેલું નાવણ.

૨. ન. સગાંના મરણને લીધે કરેલું સ્નાન.

૩. ન. સ્નાન કરતાં બાકી રહેલું પાણી.

**અપસ્પર્શ** [સં. અપ (નહિ) + સ્પર્શ (લાગણી)] વિ. બેભાન; અચેતન.

**અપસ્પશ** [સં. અપ (વિનાનું) + સ્પશ (જાસૂસ)] વિ. જાસૂસ વગરનું; છૂપા બાતમીદાર વિનાનું.

**અપસ્માર** ૧. પું. (વૈદક) એક વાયુરોગ; વાઈ; મૃગીરોગ; ફેફરું; હિસ્ટિરિયા. આ રોગ વારસામાં ઊતરતો મનાય છે. વધારે દારૂ, કેફી વસ્તુ, વિષયાસક્તપણું, વીર્યપાત, મગજની વ્યાધિ, કૃમિરોગ, ગર્ભાશયનું દરદ, પથરી, બાળકને દાંત ફૂટવા, ધાસ્તી, વધારે પડતો ગુસ્સો વગેરે કારણથી આ રોગ થાય છે. તેમાં હૃદય કંપવા લાગે, અને આંખે અંધારાં આવી રોગી મૂર્ચ્છા ખાઈને પડી જાય. તેના પ્રકાર: (૧) વાતજ, (૨) પિત્તજ, (૩) કફજ, (૪) સન્નિપાતજ. વાતજમાં બારમે દિવસે, પિત્તજમાં પંદરમે દિવસે અને કફજમાં ત્રીસમે દિવસે ચકરી આવે. મિતાહાર, કસરત ને ઉદ્યોગ તેના ઉપાય મનાય છે.

૨. પું. છંદનો એક ભેદ.

૩. પું. (કાવ્ય) સંચારીભાવનો એક ભેદ.

> હરકોઈ કારણથી કંપાદિ થઈ પૃથ્વીપર પડી જવું અને ફેનાદિ મુખમાં આવવાથી અપસ્માર રોગની માફક દેખાતી સ્થિતિને **અપસ્માર** સંચારી કહે છે. — કાવ્યશાસ્ત્ર

૪. [સં. અપ (નહિ) + સ્માર (સ્મરણ)] પું. સ્મરણશક્તિનો અભાવ; ભુલાવો.

**અપસ્મારનાશન** ૧. [સં. અપસ્માર (વાઈ) + નાશન (નાશ કરનાર)] ન. વાઈનો રોગ મટાડનાર રસાયણ.

૨. વિ. વાઈનો રોગ મટાડનારું.

**અપસ્મારી** [સં. અપસ્માર (વાઈ) + ઇન્ (વાળું)] વિ. વાઈના રોગવાળું.

**અપસ્મૃતિ** ૧. સ્ત્રી. (વૈદક) વાઈ; ફેફરું.

૨. [સં. અપ (નહિ) + સ્મૃતિ (યાદદાસ્ત)] સ્ત્રી. વિસ્મરણ.

૩. વિ. ભૂલી જવાના સ્વભાવવાળું; યાદશક્તિ વિનાનું.

**અપસ્યૌષ** પું. (પુરાણ) એ નામના એક બ્રહ્મર્ષિ.

**અપસ્વર** ૧. [સં. અપ (ખરાબ) + સ્વર (અવાજ)] પું. બેસુરો અવાજ.

૨. પું. (સંગીત) વર્જ્ય એટલે છોડી દેવા જેવો સ્વર.

૩. વિ. ખોટા સૂરનું.

૪. વિ. બેસુરું ગાનાર.

**અપહત** ૧. [સં. અપહન્ (ખસેડવું)] વિ. દૂર કરાયેલું; હઠાવેલું.

૨. [સં. અપહન્ (હણવું)] વિ. હણાયેલ.

૩. વિ. હણેલું; નાશ કરેલ.

**અપહતપાપ્મા** ૧. [સં. અપહત (નાશ પામેલ) + પાપ્મન્ (પાપ)] વિ. પાપ નાશ પામ્યાં હોય એવું; નિષ્પાપ; કર્મના લેપથી રહિત.

> અપહતપાપ્મા, સત્યકામ, સત્યસંકલ્પ, વગેરે શબ્દો પણ બ્રહ્મનું જ પ્રતિપાદન કરનાર છે. — અણુભાષ્ય

૨. વિ. પાપનાશક.

**અપહતિ** ૧. [સં. અપહન્ (ખસેડવું)] સ્ત્રી. દૂર લઈ જવું તે; હરણ.

૨. [સં. અપહન્ (મારવું)] સ્ત્રી. નાશ.

**અપહર** [સં. અપ (દૂર) + હર (લઈ જનાર)] વિ. હરનાર; અપહરણ કરનાર.

**અપહરણ** ૧. [સં. અપ (દૂર) + હરણ (લઈ જવું તે)] ન. ઉપાડી જવાની ક્રિયા; નસાડી જવું તે.

૨. ન. ચોરી.

૩. ન. છીનવી કે લૂંટી લેવું તે.

૪. ન. છુપાવણી.

૫. ન. દૂર કરવું તે; ખસેડવાની ક્રિયા.

૬. ન. લખાણમાંથી કરેલી ચોરી; તફડંચી.

**અપહરણીય** ૧. [સં. અપ (દૂર) + હૃ (લઈ જવું) + અનીય (વિધ્યર્થ કૃદંતનો પ્રત્યય)] વિ. ઉપાડી જવા જેવું.

૨. વિ. ખસેડવા જેવું; દૂર કરવા લાયક.

૩. વિ. છીનવી કે ઝૂંટવી લેવા જેવું.

૪. વિ. છુપાવવા લાયક.

૫. વિ. તફડંચી કરવા જેવું.

**અપહરા** [સં. અપ્સરા] સ્ત્રી. (જૂ. ગુ.) અપ્સરા; પરી.

> મેં અપહરી તે અપહરા હું થયો વાસ અજ્ઞાન. — આનંદકાવ્યમહોદધિ

**અપહર્તા** ૧. [સં. અપ (દૂર) + હર્તૃ (લઈ જનાર)] વિ. ઉપાડી જનાર.

૨. વિ. ચોરી કરનારું.

૩. વિ. છીનવી લે એવું.

૪. વિ. છુપાવી રાખતું; સંતાડનાર.

૫. વિ. નાશ કરનારું.

**અપહસિત** ૧. [સં. અપ (આનંદનો અર્થ બતાવનાર ઉપસર્ગ) + હસિત (હાસ્ય)] ન. આંખમાં આંસુ આવે એવી હસાહસ; અપહાસ.

૨. ન. મજાક; મશ્કરી.
૩. [ સં. અપ ( ખરાબ ) + હસિત ( હસવાપણું ) ] ન. મૂર્ખાઈ ભરેલું અથવા કારણ વગરનું હાસ્ય.

**અપહસ્ત** ૧. [ સં. અપ ( દૂર ) + હસ્ત ( હાથ ) ] પું. ફેંકી દેવાપણું.
૨. પું. લૂંટ.
૩. પું. હાંકી કાઢવાને ડોક ઉપર મૂકવામાં આવતો હાથ.
૪. વિ. હાથ વડે ગળું પકડી કાઢી મૂકેલ.

**અપહસ્તિત** જુઓ અપહસ્ત ૪.

**અપહા** ૧. [ સં. અપ ( ખરાબ ) + હન્ ( મારી નાખવું ) ] વિ. ખૂની; ઘાતકી.
૨. વિ. વિનાશકારી; ઉચ્છેદક.

**અપહાન** [ સં. અપહા ( તજવું ) ] ન. ત્યાગ.

**અપહાર** ૧. [ સં. ] પું. ( ગણિત ) અજ્ઞાત એટલે અજાણી રકમ ઉડાડી મૂકવી તે; બે કે વધારે સમીકરણની મદદથી એક કે વધારે અજ્ઞાત ઊડી ગયા હોય એવું નવું સમીકરણ ઉત્પન્ન કરવાપણું; અપાસન; 'એલિમિનેશન'. જેમકે, ૩ ય + ર = ૩૯; ય − ર = ૧. આ બે સમીકરણનો સરવાળો કરવાથી ર ઊડી જાય, અને ૪ ય = ૪૦. માટે ય = ૧૦ મૂલ્ય આવે.
૨. પું. ઉચાપત; અપનયન.
૩. પું. ચોરી.
૪. પું. છુપામણી; સંગોપન.
૫. પું. નાશ; હત્યા.
૬. પું. પારકી મિલકતની વપરાશ.

> જે પોતે આપેલી અથવા બીજાએ આપેલી ભૂમિનો અપહાર કરે છે તેને એક લાખ ગૌહત્યાનું પાપ લાગે છે. — પુરાતત્ત્વ

૭. પું. બળજોરીથી લઈ જવાની ક્રિયા.
૮. પું. લૂંટ.
૯. [ સં. અપ ( દૂર ) + હૃ ( લઈ જવું ) ] પું. હરણ.

> ખગ ચપલગતિ મોકલ્યો હો, કરવાને અપહાર. — કેશરાજમુનિ

૧૦. પું. હાનિ; નુકસાન; ખોટ; ક્ષતિ.

**અપહારક** ૧. [ સં. અપ ( અધમતા બતાવનાર ઉપસર્ગ ) + હારક ( લઈ જનાર ) ] પું. ચોર.
૨. પું. લૂંટારો.
૩. વિ. ખસેડનાર.
૪. વિ. છુપાવનાર.
૫. વિ. નાશ કરનારું.
૬. વિ. પારકી મિલકત વાપરનાર.
૭. વિ. બળજોરીથી ઉપાડી જનાર; અપહરણ કરનારું.
૮. વિ. હાનિકારક; નુકસાનકર્તા.

**અપહારિત** ૧. [ સં. અપ ( અધમતા બતાવનાર ઉપસર્ગ ) + હૃ ( લેવું ) ] વિ. ચોરેલું.
૨. [ સં. અપ ( દૂર ) + હૃ ( લઈ જવું ) ] વિ. છીનવી લીધેલું.
૩. વિ. છુપાવેલ.
૪. વિ. લૂંટી લીધેલું.

**અપહારી** ૧. [ સં. અપ ( અધમતા બતાવનાર ઉપસર્ગ ) + હારિન્ ( લઈ જનાર ) ] પું. ચોર.
૨. પું. લૂંટારો.
૩. ન. શિકારી પક્ષીનો એક વર્ગ. ગીધ, બાજ, ઘુવડ વગેરે આ વર્ગનાં પક્ષી છે.
૪. [ સં. અપ ( દૂર ) + હારિન્ ( લઈ જનાર ) ] વિ. એક જગ્યાથી બીજી જગ્યાએ લઈ જનાર.
૫. વિ. છુપાવનાર.
૬. વિ. નાશ કરનારું.
૭. વિ. પારકી મિલકત વાપરનાર.
૮. વિ. હરણ કરનાર.
૯. વિ. હાનિકર; નુકસાનકારક.

**અપહાર્ય** ૧. [ સં. અપ ( દૂર ) + હાર્ય ( લેવા જેવું ) ] વિ. ખસેડવા લાયક.
૨. [ સં. અપહૃ ( લઈ જવું ) + ય ( વિધ્યર્થ કૃદંતનો પ્રત્યય ) ] વિ. છીનવી લેવા જેવું.
૩. વિ. છુપાવવા જેવું.
૪. વિ. લઈ લેવા લાયક.
૫. વિ. લૂંટી લેવા યોગ્ય.

**અપહાસ** ૧. [ સં. અપ ( આનંદનો અર્થ બતાવનાર ઉપસર્ગ ) + હાસ ( હસવું તે ) ] પું. આંસુ આવે એવી હસાહસ.
૨. [ સં. અપ ( ખરાબ ) + હાસ ( હસવાપણું ) ] પું. કારણ વિનાનું કે મૂર્ખાઈ ભરેલું હાસ્ય.
૩. પું. મજાક; મશ્કરી.

**અપહૃત** ૧. [ સં. અપ ( ખરાબ ) + હૃત ( લીધેલું ) ] વિ. ચોરાયેલ.
૨. વિ. ઢંકાયેલું; છુપાયેલું.
૩. [ સં. અપ ( દૂર ) + હૃત ( લીધેલું ) ] વિ. દૂર ખસેડેલું.
૪. વિ. લૂંટાયેલ.
૫. વિ. હરણ થયેલું.

**અપહૃત્યસંયમ** [ સં. ] પું. ( જૈન ) સંયમના સત્તર ભેદ માંહેનો એક; યતનાએ એટલે જાળવીને ચીજ લેવી મૂકવી તે.

> પાંચ સ્થાવર અને ચાર ત્રસ એ નવના વિષયમાં નવ સંયમ ઉપરાંત પ્રેક્ષ્યસંયમ, ઉપેક્ષ્યસંયમ, **અપહૃત્યસંયમ**, પ્રમૃજ્યસંયમ, કાયસંયમ, વાક્સંયમ, મનઃસંયમ અને ઉપકરણસંયમ એમ કુલ સત્તર. — તત્ત્વાર્થસૂત્ર

**અપહેલા** [ હિં. ] સ્ત્રી. તિરસ્કાર; ફિટકાર.

**અપહ્નવ** ૧. પું. ઇનકાર.

> સાક્ષાત્કારથી જીવતાં મુક્તિ મળે છે. તેનો **અપહ્નવ** કરાય એમ નથી. — કમળાશંકર

૨. પું. પ્રેમ; સ્નેહ.
૩. પું. મિષ; બહાનું.
૪. પું. લય.
૫. પું. શાંતિ; સાંત્વન.
૬. [ સં. અપ ( વધારે ) + હ્નુ ( સંતાડવું ) ] પું. સંતાડવા કે છાનું રાખવાપણું.

**અપહ્નુત** ૧. વિ. ખસેડેલ; એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જવાયેલ.
૨. [ સં. અપ ( વિશેષ ) + હ્નુત ( સંતાડેલું ) ] વિ. છુપાવેલું; સંતાડેલું.
૩. વિ. નિષેધ કરાયેલું; અસ્વીકૃત.

**અપહ્નુતિ** ૧. [ સં. અપ ( વધારે ) + હ્નુ ( સંતાડવું ) ] સ્ત્રી. ( કાવ્ય ) અસલ ગુણને છુપાવી બીજા ગુણનો આરોપ કરવામાં આવે એવો અલંકાર. આના શબ્દાપહ્નુતિ અને અર્થાપહ્નુતિ એવા બે મુખ્ય વિભાગ સિવાય હેત્વપહ્નુતિ, પર્યસ્તાપહ્નુતિ, ભ્રાંતાપહ્નુતિ, છેકાપહ્નુતિ, વ્યંગાપહ્નુતિ પણ પ્રકાર છે. ચંદ્રમાં દેખાતું કલંક તે કલંક નથી, પણ રાત્રે જે અંધારૂં ચંદ્ર પી જાય તે તેના પેટમાં રહેલું છે. આમાં કલંકનો નિષેધ કરી તેને અંધારા તરીકે વર્ણવેલું હોવાથી અપહ્નુતિ અલંકાર થયો.

> ઉપમેયનો નિષેધ કરીને એટલે તે અસત્ય છે એમ વર્ણવીને ઉપમાનને જ્યાં સત્ય તરીકે વર્ણવ્યું હોય ત્યાં **અપહ્નુતિ** અલંકાર છે. — કમળાશંકર

૨. સ્ત્રી. ઇનકાર.
૩. સ્ત્રી. છુપામણી.
૪. સ્ત્રી. નિષેધ કરવો તે.

**અપંકિલ** ૧. [ સં. અ ( નહિ ) + પંકિલ ( કાદવવાળું ) ] વિ. કાદવ વિનાનું.
૨. વિ. શુદ્ધ; નિર્મળ.
૩. વિ. સૂકું.

**અપંગ** ૧. [ સં. અપ ( વગર ) + અંગ ( સહાયક ) ] વિ. અનાથ; નિરાધાર; સહાય વિનાનું.
૨. વિ. કામ કરવામાં અશક્ત; અસમર્થ.
૩. વિ. ( લાક્ષણિક ) લાચાર; નિરુપાય.
૪. [ સં. અપ ( વિકૃતિ બતાવનાર ઉપસર્ગ ) + અંગ ( અવયવ ) ] વિ. શરીરે ખોડવાળું; ખોડીલું. જેમકે, લૂલું, બહેરૂં, આંધળું.

**અપંગખાનું** જુઓ અપંગાલય.

**અપંગાલય** [સં. અપ (વગર) + અંગ (સહાયક) + આલય (મકાન)] ન. નિરાશ્રિતગૃહ; અનાથાશ્રમ.

**અપંગાશ્રમ** [સં. અપ (વગર) + અંગ (સહાયક) + આશ્રમ (રહેઠાણ)] પું. નિરાશ્રિતગૃહ; અનાથાશ્રમ.

**અપંચીકરણ** [સં.] ન. (વેદાંત) પાંચ મૂળતત્ત્વમાંથી એકનું બાકીનાં ચાર સાથે ન મળવાપણું; પંચીકરણ ન થવાપણું.

**અપંચીકૃત** ૧. [સં.] વિ. (વેદાંત) પંચમહાભૂતમાં ન વહેંચાયેલું.
૨. વિ. મૂળ સૂક્ષ્મભૂતરૂપે રહેલું.
૩. વિ. વેરણછેરણ; અસ્તવ્યસ્ત.

**અપંડિત** ૧. [સં. અ (નહિ) + પંડિત (વિદ્વાન)] વિ. અજ્ઞાન.
૨. વિ. આવડત વગરનું; અકુશળ.

**અપંડિતતા** ૧. [સં. અ (નહિ) + પંડિત (વિદ્વાન) + તા (પણું)] સ્ત્રી. અજ્ઞાનતા.
૨. સ્ત્રી. અનાવડત; અકુશળતા.

**અપંથ** ૧. [સં. અ (નઠારું) + પથિન્ (રસ્તો)] પું. અનીતિ.
૨. પું. અવળો રસ્તો; કુમાર્ગ.

**અપાક** ૧. [સં. અ (નહિ) + પાક (પાચન)] પું. અપચો; અજીર્ણ; બદહજમી.
૨. પું. કચાશ; પાકયા વિનાની સ્થિતિ.
૩. [સં. અ (નહિ) + પાક (ઉત્તમ)] વિ. અનુપમ; જેનાથી શ્રેષ્ઠ ન હોય એવું.
૪. [અ (નહિ) + પાક (પવિત્ર)] વિ. અશુદ્ધ; મલીન.
૫. વિ. કાચું; પાકયા વગરનું.
૬. [સં. અપ (દૂર) + અંચ્ (જવું)] વિ. દૂર રહેલું; આઘે ફરનારું.
૭. વિ. નહિ પચેલું; અજીર્ણ.
૮. વિ. પાપી.

**અપાકજ** ૧. વિ. કુદરતી.
૨. [સં. અ (નહિ) + પાક (તેજસ્સંયોગ) + જ (ઉત્પન્ન થયેલું)] વિ. (ન્યાય) તેજસ્સંયોગથી ઉત્પન્ન ન થયેલું.
૩. વિ. પાકવાથી નહિ થનારું.
૪. [સં. અ (નહિ) + પાક + જ (ઉત્પન્ન થયેલું)] વિ. રાંધવાથી નહિ બનેલું; રાંધ્યા વિના થયેલું.

**અપાકરણ** ૧. [સં. અપાકૃ (દૂર કરવું) + અન (નામ બનાવનાર પ્રત્યય)] ન. ખસેડવાપણું.
૨. ન. દેવાની પતાવટ.
૩. ન. નિરાકરણ.
૪. ન. રદ કરવું તે.

**અપાકર્મ** ૧. [સં. અપાકૃ (દૂર કરવું)] ન. દૂર કરવું તે.
૨. ન. દેવાની પતાવટ.

**અપાકર્ષણ** [સં. અપ (દૂર) + આકર્ષણ (ખેંચાણ)] ન. પાછું હઠાવવું તે.

આ અણુઓ સ્થિર નથી હોતા પણ અંદરના આકર્ષણ અને અપાકર્ષણને લીધે એક પ્રકારની ગતિમય સ્થિરતાના રૂપમાં હોય છે.
વિજ્ઞાનવિચાર

**અપાકર્ષવું** [સં. અપ (દૂર) + આકૃષ્ (ખેંચવું)] સ. ક્રિ. દૂર હઠાવવું.

કાચ અને અબરખ પરની વિદ્યુત્ એક પ્રકારની નહિ હોય, કારણ કે એક વાર સ્પર્શ થયા પછી એક પદાર્થથી ગોળી આકર્ષાય છે અને બીજાથી અપાકર્ષાય છે.
સાહિત્યમાળા

**અપાકશાક** [સં. અ (નહિ) + પચ્ (રાંધવું) + શાક] ન. આદુ, કેમકે તેનું શાક થતું નથી.

**અપાકૃત** ૧. [સં. અપાકૃ (દૂર કરવું) + ત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. દૂર કરેલું; ખસેડેલું.
૨. વિ. નાશ કરેલ.
૩. વિ. ભરી આપેલું; ચૂકવેલું.
૪. વિ. વગરનું; વિનાનું.

**અપાકૃતિ** ૧. [સં. અપાકૃ (દૂર કરવું)] સ્ત્રી. ખસેડવાપણું.
૨. સ્ત્રી. દેવાની ભરપાઈ.
૩. સ્ત્રી. નાશ.
૪. સ્ત્રી. બાતલ કરવાપણું.
૫. સ્ત્રી. ભય કે ક્રોધને લીધે થતી લાગણી.

**અપાકે** અ. (કચ્છી) અજાણતાં.

**અપાક્ષ** ૧. [સં. અપ (નહિ) + અક્ષિ (આંખ)] વિ. આંખ વગરનું.
૨. [સં. અપ (ખરાબ) + અક્ષિ (આંખ)] વિ. ખરાબ આંખવાળું.
૩. વિ. પ્રત્યક્ષ; ઇંદ્રિયગમ્ય; ઇંદ્રિયોથી જાણી શકાય એવું.

**અપાચી** ૧. [સં.] પું. પ્રાચીન કાળમાં હિંદની પશ્ચિમમાં રહેતા લોકોનું નામ.
૨. સ્ત્રી. દક્ષિણ દિશા.
૩. સ્ત્રી. પશ્ચિમ દિશા.

**અપાચીન** [સં.] વિ. દક્ષિણનું; દાક્ષિણાત્ય.

**અપાચ્ય** ૧. [સં.] વિ. દક્ષિણ દિશાનું.
૨. વિ. પશ્ચિમનું; પાશ્ચાત્ય.
૩. [સં. અ (નહિ) + પાચ્ય (રાંધવા જેવું)] વિ. રંધાય નહિ એવું.

**અપાજ** ૧. [હિં.] વિ. અપંગ.
૨. વિ. આળસુ; એદી.

**અપાટવ** ૧. [સં. અ (નહિ) + પાટવ (કુશળતા)] ન. ચતુરાઈ ન હોવાપણું; અકૌશલ્ય; અણઘડતા.
૨. ન. જડતા.
૩. ન. દારૂ; મદ્ય; શરાબ.
૪. ન. બદસૂરતી; કદરૂપું હોવું તે.
૫. [સં. અ (નહિ) + પાટવ (આરોગ્ય)] ન. રોગ; માંદગી.
૬. વિ. બેડોળ.
૭. વિ. મૂર્ખ.
૮. વિ. રોગી; બીમાર; માંદું.
૯. વિ. સુસ્ત; મંદ.

**અપાઠ્ય** [સં. અ (નહિ) + પાઠ્ય (વાંચવા લાયક)] વિ. નહિ વાંચવા જેવું.

**અપાડ** (અપાડ઼) વિ. નહિ પાડેલું.

**અપાડીંગ** (અપાડ઼ીંગ) વિ. અટકચાળું; અડપલું.

**અપાણિ** [સં. અ (નહિ) + પાણિ (હાથ)] વિ. હાથ વિનાનું.

**અપાણિગ્રહણ** [સં. અ (નહિ) + પાણિ (હાથ) + ગ્રહણ (સ્વીકાર)] ન. લગ્ન ન થવાપણું; પરણ્યા વગરની સ્થિતિ; કુંવારાપણું.

**અપાણિનીય** ૧. [સં. અ (નહિ) + પાણિનીય (પાણિનિના મતને અનુસરતું)] વિ. પાણિનિના ગ્રંથમાં ન જોવામાં આવે એવું.
૨. વિ. પાણિનિના વ્યાકરણના નિયમ પ્રમાણે સિદ્ધ ન થયેલું.
૩. વિ. પાણિનિના વ્યાકરણનો અભ્યાસ નહિ કરનાર.

**અપાણિપાદ** [સં. અ (નહિ) + પાણિ (હાથ) + પાદ (પગ)] વિ. હાથપગ વિનાનું.

**અપાતક** [સં. અ (નહિ) + પાતક (પાપ)] ન. પાપી ન હોવું તે; નિષ્પાપપણું.

**અપાતકી** [સં. અ (નહિ) + પાતક (પાપ) + ઇન્ (વાળું)] વિ. પાપ વગરનું; નિષ્પાપ.

**અપાત્ર** ૧. [સં. અ (અયોગ્ય) + પાત્ર (વાસણ)] ન. કામમાં ન આવે એવું વાસણ.
૨. [સં. અ (નહિ) + પાત્ર (લાયક)] ન. નાલાયક માણસ; કુપાત્ર.
૩. વિ. અયોગ્ય; અનધિકારી; નાલાયક.
૪. વિ. ગુણ વગરનું.
૫. વિ. મૂર્ખ.
૬. વિ. શ્રાદ્ધ જેવા પ્રસંગોમાં આમંત્રણ નહિ આપવા જેવું.

**અપાત્રતા** ૧. [ સં. અ ( નહિ ) + પાત્રતા ( યોગ્યતા ) ] સ્ત્રી. અયોગ્યતા; નાલાયકી.

૨. સ્ત્રી. ગુણ વગરનું હોવાપણું.

૩. સ્ત્રી. મૂર્ખતા.

**અપાત્રદાતા** જુઓ અપાત્રદાયી.

**અપાત્રદાન** [ સં. અ ( નહિ ) + પાત્ર ( લાયક ) + દાન ( બક્ષિસ ) ] ન. કુપાત્રને આપેલું દાન.

**અપાત્રદાયી** [ સં. અ ( નહિ ) + પાત્ર (લાયક) + દાયિન્ ( દેનાર ) ] વિ. કુપાત્રને દાન દેનાર.

**અપાત્રન્યસ્ત** [ સં. અ ( નહિ ) + પાત્ર ( લાયક ) + ન્યસ્ત ( અનામત મૂકેલું ) ] વિ. કુપાત્રને ત્યાં અનામત મૂકેલું.

**અપાત્રન્યાસ** [ સં. અ ( નહિ ) + પાત્ર ( લાયક ) + ન્યાસ ( અનામત મૂકવાની ક્રિયા ) ] ન. કુપાત્રને સોંપણ; કુપાત્રને અનામત આપવાનું કાર્ય.

**અપાત્રીકરણ** [ સં. અ ( નહિ ) + પાત્ર ( લાયક ) + કરણ ( કરવું તે ) ] ન. નામોશી ભરેલું કામ કરવાપણું. હલકા માણસ પાસેથી દાન લેવું, વેપાર કરવો, શૂદ્રની સેવા કરવી અને ખોટું બોલવું એ ચાર બ્રાહ્મણને કુપાત્ર બનાવનારાં મનાય છે.

**અપાદ** [ સં. અ ( નહિ ) + પાદ ( પગ ) ] વિ. પગ વિનાનું.

**અપાદપ** [સં. અ ( નહિ ) + પાદપ ( ઝાડ ) ] વિ. ઝાડપાન વિનાનું; ઉજ્જડ.

**અપાદાન** ૧. [ સં. અપ ( દૂર ) + આદાન ( લેવાપણું ) ] ન. (વ્યાકરણ) કારકના ૭ પ્રકાર માંહેનો એક; પાંચમી વિભક્તિનો વિયોગ, સીમા બતાવતો અર્થ. અપાદાનના પ્રકારઃ ૧. નિર્દિષ્ટવિષય = એમાં છૂટા પડવાની ક્રિયા ધાતુમાં જ જણાવેલી હોય છે. જેમકે, તે ઘોડા ઉપરથી પડ્યો. ૨. ઉપાત્તવિષય = એમાં એક ક્રિયા જણાવ્યા વગરની હોય ને તે બીજીથી ઊતરતી હોય છે. જેમકે, વીજળીમાંથી તેજ પ્રકાશે છે, એટલે વીજળીમાંથી નીકળીને તેજ પ્રકાશે છે. આમાં નીકળવાની ક્રિયા અધ્યાહાર હોવા સાથે પ્રકાશવાની ક્રિયાને ગૌણ છે. ૩. અપેક્ષિતક્રિય = એમાં છૂટા પડવાની ક્રિયા બતાવેલી હોતી નથી, પણ અધ્યાહાર હોય છે. જેમકે, આપ ક્યાંથી? એટલે આપ ક્યાંથી આવ્યા? ચલ અને અચલ એવા પણ એના ભાગ પાડી શકાય. જેમકે, ચલ અપાદાન—તે દોડતા રથથી પડ્યો; અચલ અપાદાન—ગામથી તે આવે છે.

જ્યારે એક વસ્તુ બીજી વસ્તુથી છૂટી પડે ત્યારે એ વિયોગમાં જે અવધિભૂત પદાર્થ છે તે—જેનાથી તે છૂટી પડે છે તે-અપાદાન કહેવાય છે. કમળાશંકર

૨. ન. દૂર ખસેડવાપણું.

**અપાન** ૧. [ સં. ] પું. એક વાયુ; ક્ષારિનવાયુ; 'એમોનિયા'.

૨. પું. ગુદા.

૩. પું. શરીરના નીચલા ભાગમાં રહેલો અને ગુદા વાટે બહાર જતો વાયુ; પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન એ પાંચ વાયુમાંનો મળાશય તરફનો અધઃસંચારી વાયુ.

૪. પું. શ્વાસ વાટે બહાર નીકળતો વાયુ; ઉચ્છ્વાસ.

૫. [ હિં. અપના ] ન. આત્મા સંબંધી જ્ઞાન.

૬. ન. પોતાપણું.

૭. વિ. બધાં દુઃખ દૂર કરનાર.

**અપાનકનત્રિત** [ સં. અપાન ( એક વાયુ ) + ક ( વાળું ) + નત્રિત ( નિર્ગુણવાયુવાળું ) ] પું. એમોનિયા સાથે નિર્ગુણવાયુના એક ભાગ ને પ્રાણવાયુના ત્રણ ભાગનું રાસાયનિક મિશ્રણ; 'એમોનિયમ નાઇટ્રેટ'.

પા ઔંસ અપાનકનત્રિત લઈ તેમાં પા ઔંસ ભસ્મીય આર્દ્ર પ્રાહ્લિલ ભેળવો. જ્ઞાનમાળા

**અપાનકહરિતિલ** [ અપાન ( ક્ષારિનવાયુ ) + ક ( વાળું ) + હરિતિલ ( કોઈ તત્ત્વની સાથે હરિતવાયુના સંયુક્ત થવાથી ઉત્પન્ન થયેલ પદાર્થ ) ] પું. નવસાર; 'એમોનિયા ક્લોરાઇડ'.

અપાનકહરિતિલને સામાન્ય લોકો નવસાર કહે છે. જ્ઞાનમાળા

**અપાનગમનાસન** [ સં. ] ન. એ નામનું એક યોગાસન. વામપાદઅપાનગમનાસન અને દક્ષિણપાદઅપાનગમનાસન એવા તેના બે ભેદ છે. ડાબા પગને ઢીંચણથી વાળી તે પગનો ફણો જમણા સાથળના મૂળમાં ભરાવવો અને પાનીને નાભિને પડખે ભરાવી બેસવું તે વામપાદઅપાનગમનાસન. જમણા પગને ઢીંચણથી વાળી તે પગનો ફણો ડાબા સાથળના મૂળમાં ભરાવી અને પાનીને ડૂંટીને પડખે ભરાવી બેસવું તે દક્ષિણપાદઅપાનગમનાસન.

**અપાનગંધકિત** [ અપાન ( ક્ષારિનવાયુ ) + ગંધકિત ( ક્ષારની સાથે ગંધકનો તેજાબ મળવાથી થયેલ લવણ ) ] પું. એમોનિયા સાથે ગંધકના તેજાબથી થતો પદાર્થ; 'એમોનિયમ સલ્ફેટ'. તેની ઘટનામાં નત્રવાયુ, આર્દ્રવાયુ, ગંધક અને પ્રાણવાયુ છે.

**અપાનગંધકિલ** [ અપાન ( એક વાયુ ) + ગંધકિલ ( ગંધક મળવાથી બનેલો સંયુક્ત પદાર્થ ) ] પું. એમોનિયા અને ગંધકનું એક જાતનું રાસાયણિક મિશ્રણ; નવસાર કે ક્ષાર મળેલા ગંધકના ગુણવાળો વાયુ; 'એમોનિયમ સલ્ફાઇડ'.

**અપાનદ્વાર** [સં. અપાન ( એક વાયુ ) + દ્વાર ( બારણું ) ] ન. અપાનવાયુ નીકળવાનું બારણું; ગુદા; ગાંડ.

**અપાનનત્રિત** જુઓ અપાનકનત્રિત.

**અપાનપવન** [સં. અપાન ( ગુદા ) + પવન (વાયુ) ] પું. શરીરમાંના પાંચ વાયુમાંનો એક; ગુદાદ્વારથી છૂટતો વાયુ; અપાનવાયુ; પાદ.

**અપાનમુદ્રા** [ સં. ] સ્ત્રી. અંગૂઠો, તર્જની એટલે અંગૂઠા પાસેની આંગળી અને વચલી આંગળી ભેગી કરવાથી થતો આકાર.

**અપાનવાયુ** ૧. [ સં. અપાન + વાયુ ] પું. ત્રણ ભાગ આર્દ્રવાયુ અને એક ભાગ નત્રવાયુ મળવાથી બનેલો ક્ષારિનવાયુ; 'એમોનિયા'. આ વાયુ રસાયણશાસ્ત્રીઓએ પ્રથમ મિસરમાં ઊંટની લાદમાંથી શોધ્યો હોવાનું મનાય છે.

એ સિવાય હવામાં આર્જન, કૃપિતાંગ, ઓષણ, આર્દ્રદ્વિપ્રાહ્લિલ, નત્રકામ્લ, અપાનવાયુ વગેરે વાયુઓ પણ હાજર છે. વાતાવરણ

૨. પું. ( વૈદક ) પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન એ પાંચ વાયુમાંનો એક; ગુદાદ્વારથી છૂટતો વાયુ. વિષ્ટા, મૂત્ર, ગર્ભ તથા રજને તે બહાર કાઢે છે. તેનું પ્રમાણ વધી જાય તો પથરી વગેરે મૂત્રાશયના રોગ અને ભગંદર વગેરે ગુદાના રોગ ઉત્પન્ન થવાનું મનાય છે.

૩. પું. શ્વાસ વાટે શરીરમાંથી બહાર કાઢેલી હવા; ઉચ્છ્વાસ.

**અપાનાસન** [ સં. ] ન. ( યોગ ) એ નામનું એક યોગાસન; સ્વસ્તિકાસનની પેઠે પગ રાખી, બન્ને હાથના પંજાના મૂળ ભાગ બન્ને સાથળના મૂળમાં જોરથી ભરાવી, શરીર તદ્દન સીધું રાખી બેસવું તે.

**અપાપ** ૧. [ સં. અ (ઊલટું) + પાપ ] ન. પુણ્ય.

૨. [ સં. અ ( નહિ ) + પાપ ] વિ. પાપ વિનાનું.

**અપાપતા** [ સં. અ ( નહિ ) + પાપ + તા ( પણું ) ] સ્ત્રી. પાપ ન હોવાપણું; નિષ્પાપતા.

**અપાપવિદ્ધ** [ સં. અ ( નહિ ) + પાપ + વિદ્ધ ( વીંધાયેલું ) ] વિ. પાપ વિનાનું.

**અપાપા** ૧. [સં.] સ્ત્રી. જૈનના ચોવીસમા તીર્થંકર મહાવીર સ્વામી નિર્વાણ પામ્યા તે નગરી.

૨. [સં. અ (નહિ) + પાપા (પાપવાળી)] વિ. સ્ત્રી. પાપ વિનાની.

**અપાપી** [સં. અ (નહિ) + પાપિન્ (પાપી)] વિ. પાપ વગરનું.

**અપામ-નપાત** પું. (જરથોસ્તી) પાણીનો ફિરસ્તો.

**અપામાર્ગ** [સં. અપ (વિશેષ) + મૃજ્ (શુદ્ધ કરવું)] પું. એક જાતનો છોડ; અઘેડો. તેના ક્ષારમાં રોગનો નાશ કરવાનો ગુણ હોવાને લીધે તે અપામાર્ગ કહેવાય છે. તે દવામાં, દાંત સાફ કરવામાં અને યજ્ઞ વગેરે ધાર્મિક ક્રિયામાં કામ આવે છે.

**અપામાર્ગક્ષાર** [સં. અપામાર્ગ (અઘેડો) + ક્ષાર (ખાર)] પું. (વૈદક) અઘેડાનો ખાર. અઘેડાની રાખને માટીના વાસણમાં ચોગણા પાણી સાથે મેળવી ખૂબ હલાવવી. પછી તેને બાર કલાક હલાવ્યા વગર રહેવા દઈ ઉપરનું આછરેલ પાણી ઉતારી લેવું. આ પાણીને લોઢાની કડાઈમાં બાળતાં તળિયે જે ધોળો ખાર જામી રહે તે અપામાર્ગક્ષાર કહેવાય છે. તે ખાંસી, દમ અને શ્વાસમાં ફાયદો કરનાર, કફની ચીકાશ તોડનાર, બડખા સહેલાઈથી કાઢનાર અને જળોદર તથા પેટના બીજા રોગમાં મૂત્ર છૂટથી લાવનાર મનાય છે. તેની માત્રા વાલ ૧ થી ૨ છે.

**અપામાર્ગક્ષારતેલ** [સં. અપામાર્ગ (અઘેડો) + ક્ષાર (ખાર) + તૈલ (તેલ)] ન. (વૈદક) અઘેડાના ખારનું તેલ. અઘેડાની રાખને માટીના વાસણમાં ચોગણા પાણીમાં મેળવી તેને રાતના ચાર પહોર રાખી મૂકવી. સવારે આછરી ગયેલું બધું પાણી લઈ પાણીથી ચોથો ભાગ તેલ નાખી ફક્ત તેલ બાકી રહે ત્યાંસુધી પકવવાથી તે બને છે. તેનાં ટીપાં કાનમાં નાખવાથી કાનના રોગ મટતા મનાય છે.

**અપામાર્ગતેલ** [સં. અપામાર્ગ (અઘેડો) + તૈલ (તેલ)] ન. (વૈદક) અઘેડાનું તેલ. અઘેડાનાં બી, સૂંઠ, મરી, પીપર, હળદર, નાકછીંકણી કે સરગવાનાં બી, હિંગ અને વાવડિંગનો ઉકાળો શેર બે, ગોમૂત્ર શેર બે, તેલ શેર એક અને ઉપરની જ ચીજોનો ભૂકો શેર પા મેળવી તેલની રીતે પકવવો. તેનાં ટીપાં નાકમાં નાખવાથી જીવડાને લીધે માથામાં થતી પીડા દૂર થતી મનાય છે.

**અપામાર્જન** ૧. [સં. અપ (વિશેષ) + મૃજ્ (સાફ કરવું)] ન. ચોખ્ખાઈ; સાફસૂફી.

૨. ન. દૂર કરવાપણું.

**અપાય** ૧. [સં. અપ (દૂર) + અય્ (જવું)] પું. જવાપણું; ગમન; વિદાય.

૨. પું. દેખાતું બંધ થવાપણું; અલોપ.

૩. પું. દોષ; ખામી.

૪. પું. નાશ; મૃત્યુ.

૫. પું. ફાંદો; ફાંસો.

૬. પું. વિયોગ; છૂટાપણું; અપગમન.

૭. પું. શબ્દનો છેડો.

૮. પું. (જૈન) શંકા વિનાનું જ્ઞાન; અવાય.

થોડોક સમય તપાસ કર્યા પછી એવો નિશ્ચય થાય કે આ સાપનો સ્પર્શ નથી, દોરડાંનો જ છે તે અવાય—**અપાય** કહેવાય છે.
તત્ત્વાર્થસૂત્ર

૯. પું. સંકટ; પીડા; સંતાપ; દુઃખ.

૧૦. પું. હાનિ; નુકસાન; ગેરફાયદો.

૧૧. પું. હાનિકર ઇલાજ.

૧૨. વિ. નિરુપાય; અસમર્થ; લાચાર.

ઉપાય થાયે સઘળા **અપાય**. નર્મદ

૧૩. [અ (નહિ) + પાય (પગ)] વિ. પગ વિનાનું; લંગડું.

**અપાયકારક** [સં. અપાય (નુકસાન) + કારક (કરનાર)] વિ. નુકસાન કરનારું; હાનિકર.

**અપાયદર્શી** ૧. [સં. અપાય (દોષ) + દર્શિન્ (દેખાડનાર)] વિ. દોષ બતાવનાર.

૨. [સં. અપાય (હાનિ) + દર્શિન્ (જોનાર)] વિ. ભવિષ્યમાં થનારૂં અનિષ્ટ કે ભૂંડું જાણનાર.

**અપાયવિચયધર્મધ્યાન** ન. (જૈન) ધર્મધ્યાનના ચાર ભેદ માંહેનો બીજો; જીવ સંસારમાં દુઃખ કેમ ભોગવે છે તેનો વિચાર.

દોષના સ્વરૂપનો અને તેમાંથી કેમ છુટાય એનો વિચાર કરવા માટે જે મનોયોગ આપવો તે **અપાયવિચયધર્મધ્યાન**.
તત્ત્વાર્થસૂત્ર

**અપાયી** ૧. [સં. અપાય (વિયોગ) + ઇન્ (વાળું)] વિ. અલગ થનાર.

૨. [સં. અપાય (નાશ) + ઇન્ (વાળું)] વિ. નાશવંત; ક્ષણભંગુર.

૩. [સં. અપાય (નુકસાન) + ઇન્ (વાળું)] વિ. નુકસાનકારક.

૪. વિ. વિયોગ કરાવે એવું.

**અપાર** ૧. પું. (સાંખ્ય) અપમાનમાંથી તથા ધન મેળવવાના પરિશ્રમમાંથી છુટકારો થતાં મળતો સંતોષ.

૨. પું. (પિંગળ) એક વિષમજાતિ માત્રામેળ છંદ. ગણપ્રસ્તારપ્રકાશ પ્રમાણે તે ષટ્પદી-છપ્પયનો એક ભેદ છે. તેમાં ૫૨ ગુરુ અને ૫૨ લઘુ મળી ૧૦૪ વર્ણ હોય છે.

૩. પું. નદીનો આ કાંઠો.

૪. પું. સમુદ્ર.

સિંધુ સરિત્પતિ સલિલપતિ અંભોનિધિ અકૂપાર,
· ઇરાવાન અર્ણવ ઉદધિ કુશલય અબ્ધિ **અપાર**.
પિંગળલઘુકોષ

૫. [સં. અ (વિરુદ્ધ) + પાર (કાંઠો)] પું. સામો કાંઠો.

૬. ન. (બૌદ્ધ) દશ સંયોજનમાંના એટલે બંધનમાંના પહેલા પાંચ; અવરભાગી સંયોજન.

જેને પાર, **અપાર**, અથવા પારાપાર નથી એવા નીડર અવિયક્ત પુરુષને હું બ્રાહ્મણ કહું છું.
ધમ્મપદ

૭. વિ. અખૂટ; અમાપ.

૮. [હિં.] વિ. અવર્ણનીય.

૯. વિ. તીક્ષ્ણ; તીવ્ર.

૧૦. વિ. ન ઊતરી શકાય એવું; દુસ્તર.

૧૧. વિ. બેહદ; પાર વિનાનું.

૧૨. વિ. સીમા વિનાનું; મર્યાદા વગરનું.

**અપારક** [સં. અ (નહિ) + પારક (શક્તિમાન)] વિ. અસમર્થ; અશક્ત.

**અપારણ** ૧. [સં. અપાર્ણ] વિ. દૂરનું; છેટનું.

૨. વિ. નજીકનું; પાસેનું.

**અપારતા** ૧. [સં. અપાર (અખૂટ) + તા (પણું)] સ્ત્રી. અમાપતા; અખૂટપણું.

૨. [સં. અપાર (હદ વિનાનું) + તા (પણું)] સ્ત્રી. છેડો ન હોવાપણું; અનંતતા.

**અપારદર્શક** ૧. [સં. અ (નહિ) + પાર (સોંસરું) + દર્શક (બતાવનાર)] વિ. આરપાર દેખાય નહિ એવું; પ્રકાશાભેદ્ય; કિરણાભેદ્ય. જે પદાર્થના અણુ એવા ઘટ્ટ હોય કે તેમાંથી પ્રકાશનાં મોજાં વગર હરકતે છેક માણસની આંખ સુધી જઈ શકે તે પારદર્શક, અને જેના અણુમાંથી પ્રકાશનાં આંદોલન પસાર થઈ ન શકે તે અપારદર્શક. પારદર્શકત્વનો આધાર અણુની ઘટ્ટતા ઉપર અને પ્રકાશનાં મોજાંની તીવ્રતા ઉપર રહેલો હોય છે. 'ક્ષ' કિરણના પ્રકાશના આંદોલનની તીવ્રતા એટલી બધી હોય કે લાકડાની પેટીમાં રહેલી વસ્તુ તે વડે જોઈ શકાય. લાકડું આ રીતે 'એક્સ રે' એટલે 'ક્ષ' કિરણ આગળ પારદર્શક ગણાય.

૨. વિ. મલિન; અસ્વચ્છ.

**અપારદર્શકતા** ૧. [સં. અ (નહિ) + પારદર્શક (સોંસરું દેખાય એવું) + તા (પણું)] સ્ત્રી. આરપાર જોઈ ન શકાય એવું હોવાપણું; પ્રભાન્યૂનતા.

૨. સ્ત્રી. મલિનપણું; અસ્વચ્છતા.

**અપારદર્શિતા** જુઓ અપારદર્શકતા ૧.

**અપારદર્શી** ૧. [સં. અ (નહિ) + પાર (સોંસરું) + દર્શિન્ (જોનાર)] વિ. આરપાર ન જોઈ શકનાર.

૨. વિ. પરિણામ ન જાણનાર.

**અપારનામી** ૧. [સં. અપાર (ઘણું) + નામન્ (નામ) + ઇન્ (વાળું)] પું. ઈશ્વર, કેમકે તેને ઘણાં નામ છે.

૨. વિ. ઘણાં નામવાળું; બહુનામી.

**અપારા** [સં. અ (નહિ) + પાર (છેડો) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. પૃથ્વી, કેમકે તેનો અંત નથી.

**અપારાવાર** વિ. (જૂ. ગુ.) બેહદ.

એ સંસાર **અપારાવાર** ધર્મ થકી હોશે નિસ્તાર.
આનંદકાવ્યમહોદધિ

**અપાર્થ** ૧. [સં. અપ (વિનાનું) + અર્થ] પું. અર્થ વગરની વાતચીત કે ચર્ચા.

૨. પું. (કાવ્ય) ન સમજાય તેવો અર્થ હોવાનો દોષ; મદોન્મત્તનાં જેવાં એટલે તોરથી ભાન ભૂલેલનાં જેવાં વચન હોય અને જેનો અર્થ સમજવામાં ન આવે એ જાતની કવિતાની ખામી. જેમકે,

નૃસિંહને પી જાયે,
છે એવો અતિશય સજ્વર દેહ;
ઐરાવત હરિ ગમતો,
નયને મેં નિરખ્યો ગર્જિત મેહ.

આનો અર્થ તરત સમજાય તેવો નથી માટે અપાર્થદોષ થયો.

૩. [સં. અ (નહિ) + પાર્થ (અર્જુન)] વિ. અર્જુન વિનાનું; જેની અંદર અર્જુન ન હોય તેવું.

૪. [સં. અપ (નહિ) + અર્થ] વિ. વ્યર્થ; નકામું.

**અપાર્થક** ૧. પું. (ન્યાય) બાવીશ નિગ્રહસ્થાન માંહેનું એ નામનું એક; એકબીજા સાથે સંબંધ વિનાના વાક્યના વપરાશથી થતું નિગ્રહસ્થાન. આમાં કહેલા શબ્દોનો અર્થ નહિ મળવાથી વાદી હાર પામે છે.

અપ્રાપ્તકાળ, અર્થાન્તર, નિરર્થક, **અપાર્થક** એ ચાર નિગ્રહસ્થાન ઉચ્યમાનગ્રાહ્ય એટલે બોલતાં જ પકડાય તેવાં છે. પુરાતત્ત્વ

૨. [સં. અ (નહિ) + પાર્થ (અર્જુન) + ક (વાળું)] વિ. અર્જુન વિનાનું.

૩. [સં. અપ (નહિ) + અર્થ + ક (વાળું)] વિ. નિરર્થક; વ્યર્થ; નકામું.

**અપાર્થકરણ** ૧. [સં. અ (નહિ) + પાર્થ (અર્જુન) + ક (વાળું) + રણ (લડાઈ)] પું. અર્જુન વિનાનો સંગ્રામ.

૨. [સં. અપાર્થક (નકામું) + રણ (લડાઈ)] પું. નકામી લડાઈ.

૩. [સં. અપ (ખોટું) + અર્થ + કરણ (ક્રિયા)] ન. ખોટી દલીલ.

**અપાર્થત્વ** [સં. અપ (વિનાનું) + અર્થ + ત્વ (પણું)] ન. દરેક વાક્યનો સંબંધ સમજાય તેવો હોવા છતાં એકંદર અર્થ નહિ મળવો તે.

**અપાર્થિવ** [સં. અ (નહિ) + પાર્થિવ (પૃથ્વીનું)] વિ. પૃથ્વીને લગતું નહિ એવું; અલૌકિક; દિવ્ય; સ્વર્ગીય.

**અપાર્થિવપ્રેમ** [સં. અ (નહિ) + પાર્થિવ (પૃથ્વીનું) + પ્રેમન્ (પ્રેમ)] પું. વિષયવાસનાની ઇચ્છા વિનાનો નેહ; અફલાતૂની ઉપયોગ; વિશુદ્ધ સ્નેહ; અલૌકિક પ્રેમ; ઇશ્કે હકીકી.

**અપાર્દ્ધપુદ્ગલપરાવર્ત** પું. (જૈન) વખતનું એક માપ.

જ્યારે કોઈ એક જગતમાંના સમગ્ર પુદ્ગલ પરમાણુઓને આહારક શરીર સિવાય બીજાં શરીરોરૂપે તથા ભાષા, મન અને શ્વાસોચ્છ્વાસરૂપે પરિણમાવી મૂકી દે અને એમાં જેટલો કાળ લાગે તે પુદ્ગલપરાવર્ત. એમાં થોડો કાળ ઓછો હોય તે **અપાર્દ્ધપુદ્ગલપરાવર્ત** કહેવાય છે. તત્ત્વાર્થસૂત્ર

**અપાલ** [સં. અ (નહિ) + પાલ (રક્ષણ કરનાર)] વિ. રક્ષક વિનાનું; અનાથ.

**અપાલન** ૧. [સં. અ (નહિ) + પાલન (પાળવાપણું)] ન. ધારા કે હુકમ ન પાળવાપણું; સ્વચ્છંદ.

૨. ન. રક્ષણ ન કરવાપણું.

**અપાલા** [સં.] સ્ત્રી. (પુરાણ) અત્રિઋષિની એ નામની દીકરી. એને રક્તપિત્તનો રોગ લાગુ પડ્યો હોવાથી તેના ધણીએ તેને છોડી દીધી, તેથી તે પોતાના બાપના તપોવનમાં જઈ ભક્તિમાં લીન થઈ. ઋગ્વેદના ૯૧મા સૂક્તની ૭ ઋચા તેણે બનાવી હતી. એણે ઇંદ્રને સોમરસ આપી વરદાન મેળવી અત્રિઋષિના ખેતરમાં પુષ્કળ વરસાદ વરસાવ્યો હતો.

**અપાવન** [સં. અ (નહિ) + પાવન (પવિત્ર)] વિ. અશુદ્ધ; મેલું; અપવિત્ર.

**અપાવરણ** ૧. [સં. અપ (ઊલટું) + આવરણ (ઢાંકણ)] ન. ઉઘાડવાપણું; ખુલ્લું કરવું તે.

૨. [સં. અપાવૃ (ઢાંકવું)] ન. ઢાંકણું; આચ્છાદન.

૩. ન. ઢાંકપીછોડ.

૪. ન. સંતાડવું તે.

૫. ન. સ્પષ્ટીકરણ; ખુલાસો.

**અપાવરણભીતિ** [સં. અપાવરણ (ખુલ્લું કરવું તે) + ભીતિ (બીક)] સ્ત્રી. મનની રોગી સ્થિતિ, જેમાં ખુલ્લી જગ્યા કે ચોકમાં જતાં મન બીવા કે ભમવા માંડે છે.

**અપાવર્તન** ૧. [સં. અપ (ઊલટું) + આવૃત્ (ફરવું)] પું. પલટો.

૨. ન. પાછું હઠવાપણું; પીછેહઠ; પ્રત્યાવર્તન.

૩. ન. લોટણ; આળોટવું તે.

**અપાવવું** [સં. અર્પ્ (આપવું)] સ. ક્રિ. દેવરાવવું; આપે એમ કરવું.

**અપાવા** [સં. અપાપા] સ્ત્રી. જૈનના ચોવીસમા તીર્થંકર મહાવીરસ્વામી નિર્વાણ પામ્યા એટલે વિદેહ પામ્યા તે નગરી; અપાપા.

**અપાવું** અ. ક્રિ. દેવાવું; આપવુંનું કર્મણિરૂપ.

**અપાવૃત** ૧. [સં. અપ (નહિ) + આવૃત (ઢાંકેલું)] વિ. ઉઘાડું; ખુલ્લું; નહિ ઢાંકેલું.

૨. વિ. છુપાવેલું.

૩. વિ. મનમોજી; સ્વચ્છંદી.

**અપાવૃતિ** જુઓ અપાવરણ.

**અપાવૃત્ત** ૧. [સં. અપાવૃત્ (અવગણના કરવી)] વિ. અનાદર કરનારું.

૨. વિ. કાઢી મૂકેલું.

૩. વિ. તિરસ્કાર કરનાર.

૪. વિ. પાછું ફરેલ.

**અપાવૃત્તિ** ૧. [સં. અપાવૃત્ (અવગણના કરવી)] સ્ત્રી. અનાદર.

૨. સ્ત્રી. ઊથલપાથલ; વિપ્લવ; ઉત્ક્રાંતિ.

૩. સ્ત્રી. તિરસ્કાર.

૪. [સં. અપ (ઊલટું) + આવૃત્ (ફરવું)] સ્ત્રી. પાછા ફરવું તે.

**અપાશચી** [અં. ઓપોસમ] ન. આંગળવાળા વર્ગનું આશરે સવાએ ફૂટ લાંબું તથા આઠથી દશ આગલા દાંતવાળું એક પ્રાણી. તેના પગ હાથની માફક પકડ કરી શકે તેવા અને પૂંછડી ગૂંચળું વળીને પકડી શકે તેવી હોય છે.

**અપાશી** [સં. ઉપવાસ + ઇન્ (વાળું)] વિ. ઉપવાસી; ભૂખ્યું; ખાધા વગરનું.

કપાશી રે કપાશી તેનો વેપાર કરજે તપાસી,
નહિ તો છોકરાં રહેશે **અપાશી**.
લોકોક્તિ

**અપાશ્રય** ૧. [ સં. અપાશ્રિ ( આશરો લેવો ) ] પું. આરામ લેવાની જગ્યા.
૨. પું. ફળિયામાં ઊભો કરેલો મંડપ.
૩. પું. શીર્ષ; માથું.
૪. [ સં. અપ ( નહિ ) + આશ્રય ( આશરો ) ] વિ. આશરા વિનાનું; આધાર વગરનું; નિરાધાર.

**અપાશ્રિત** ૧. [ સં. ] વિ. એકાંતમાં રહેનારું.
૨. [ સં. અપ ( નહિ ) + આશ્રિ ( વળગી રહેવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. સંસારમાંથી છુટકારો પામેલું; વિરક્ત; ત્યાગી.

**અપાસન** ૧. [ સં. અપ ( દૂર ) + અસ્ ( ફેંકવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. છોડી દેવાપણું; ત્યાગ.
૨. ન. ફેંકી દેવું તે; પ્રક્ષેપણ.
૩. ન. ( ગણિત ) બે કે વધારે સમીકરણની મદદથી એક એવું નવું સમીકરણ ઉત્પન્ન કરવું કે જેમાં મૂળ સમીકરણના એક કે વધારે અજ્ઞાત ઊડી ગયા હોય; અપહાર; 'એલિમિનેશન'. ક્ષ + ય = ૭; ક્ષ − ય = ૧. આ બે સમીકરણનો સરવાળો કરવાથી ય ઊડી જાય અને ક્ષ = ૪ આવે તે અપાસન કહેવાય.
૪. ન. વધ; હત્યા.

**અપાસરો** ૧. [ સં. ઉપાશ્રય ] પું. જૈન સાધુ સાધ્વીના ઉતારાનું ઠેકાણું.
૨. પું. જૈનનું ધર્મસ્થાનક.

> અપાસરે દીવો = અશક્ય અથવા અસંભવિત બાબત. દીવામાં પડીને જીવજંતુ મરે તેથી અપાસરામાં કદી પણ દીવો કરવામાં આવતો નથી, તે પરથી આ કહેવત ચાલેલી છે.

**અપાસંગ** [ સં. ] પું. ભાથો.

**અપાસુ** [ સં. અપ (વગર) + અસુ ( પ્રાણ ) ] વિ. મરી ગયેલું; જીવ વગરનું.

**અપાસ્ત** ૧. ન. ( ગણિત ) અતિપરવલય; અધિકોત્સાર; જેની ઉત્કેંદ્રતા એક કરતાં વધારે હોય એવો શંકુચ્છેદ; 'હાઇપરબોલા'.

> શંકુની બાજુનો તેના પાયા સાથે જે કાટખૂણો થાય છે તે જ કાટખૂણો પાયા સાથે કરનાર સપાટીથી શંકુને કાપતાં જે છેદ થાય તે અન્વસ્ત થાય, અને કાટખૂણો કરનાર બીજા અક્ષની સપાટીમાં તે કાપવામાં આવે ત્યારે **અપાસ્ત** થાય છે. — જ્યોતિર્વિલાસ

૨. [ સં. અપ ( દૂર ) + અસ્ ( ફેંકવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. દૂર કરેલું; ખસેડેલું.
૩. વિ. નાપસંદ થતું; નહિ ગમતું.

**અપાસ્તીયઅવકાશ** પું. ( ગણિત ) એક જાતનું ક્ષેત્રફળ; અપાસ્તના મુખ્ય અક્ષને લંબરૂપ હોય એવી જીવા અને અપાસ્ત વચ્ચે આવેલું ક્ષેત્ર અથવા તેનું ક્ષેત્રફળ; 'હાઇપરબોલિક સ્પેસ'.

**અપાસ્તીયફલ** ન. ( ગણિત ) એક ફલ; 'હાઇપરબોલિક ફંક્શન'. જે જાતનો સંબંધ વર્તુલ અને જ્યા, કોટિજ્યા વગેરે વચ્ચે છે, તે જ જાતનો સંબંધ અપાસ્ત અને અપાસ્તીય જ્યા ( અજ્યા ), અપાસ્તીય કોટિજ્યા ( અકોજ્યા ) વગેરે વચ્ચે છે. અપાસ્તના સમીકરણને સંતોષે એવું ફલ અપાસ્તીયફલ કહેવાય છે.

**અપાસ્તીયશંકવાભ** સ્ત્રી. ( ગણિત ) એક જાતની આકૃતિ; ગૌણ અક્ષ ઉપર અપાસ્તના પરિભ્રમણથી થતી શંકુના જેવી ઘનાકૃતિ.

**અપાહરણ** ૧. [ સં. અપ + આહરણ ( હરણ કરવું તે ) ] ન. અપનોદન; આકર્ષણ.
૨. ન. ભૂંસી નાખવાની ક્રિયા.

**અપાહિજ** ૧. [ હિં. ] વિ. અપંગ.
૨. વિ. આળસુ; એદી.

**અપાળીંગ** વિ. અટકચાળું.

**અપાંક્ત** જુઓ અપાંક્તેય.

**અપાંક્તેય** [ સં. અ ( નહિ ) + પાંક્તેય ( હારમાં બેસવા લાયક ) ] વિ. નાતની હારમાં બેસીને જમવાને નાલાયક.

**અપાંગ** ૧. પું. અઘેડો.
૨. પું. આંખનો ખૂણો; નેત્રપ્રાંત.

> નિહાળંતા નેહે તવ નવલકુંજે પ્રિયુજીને,
> **અપાંગો** ઓળંગી શ્રવણપુટ વીંધંત વધીને.
> — ગીતગોવિંદ

૩. [ સં. અપ ( નહિ ) + અંગ ( શરીર ) ] પું. કામદેવ, કેમકે તે શરીર વગરનો મનાય છે.
૪. પું. તિલક.

> કમળ કુસુમ ચઢાવ્યું,
> **અપાંગ** મૃગમય કરાવ્યું કેસરનું. — પ્રેમાનંદ

૫. વિ. અવયવની ખામીવાળું.
૬. વિ. લૂલું; પાંગળું.

**અપાંગક** ૧. પું. અઘેડો.
૨. પું. આંખનો છેડો.
૩. [ સં. અપ ( નહિ ) + અંગ ( શરીર ) + ક ( વાળું ) ] પું. કામદેવ.
૪. પું. ટીલું.
૫. [ સં. અપ ( નહિ ) + અંગ ( અવયવ ) + ક ( વાળું ) ] વિ. એક અવયવ વિનાનું.
૬. વિ. લૂલું; પાંગળું.

**અપાંગતા** ૧. [ સં. અપ ( નહિ ) + અંગ ( અવયવ ) + તા ( પણું ) ] સ્ત્રી. અવયવની ખામી.
૨. [ સં. અપાંગ ( પાંગળું ) + તા ( પણું ) ] સ્ત્રી. લૂલાપણું.

**અપાંગદર્શન** [ સં. અપાંગ ( આંખનો ખૂણો ) + દર્શન ( જોવાપણું ) ] ન. ત્રાંસું જોવાની ક્રિયા; કટાક્ષ.

**અપાંગદૃષ્ટિ** [ સં. અપાંગ ( આંખનો છેડો ) + દૃષ્ટિ ( નજર ) ] સ્ત્રી. તીરછી નજર; કટાક્ષભરી નજર.

**અપાંગદેશ** [ સં. અપાંગ ( આંખનો છેડો ) + દેશ ( ઠેકાણું ) ] પું. આંખના ખૂણાનો ભાગ.

**અપાંગનેત્ર** [ સં. અપાંગ ( આંખનો છેડો ) + નેત્ર ( આંખ ) ] ન. અણિયાળી લાંબી આંખ.

**અપાંગનેત્રા** [ સં. અપાંગ ( આંખનો છેડો ) + નેત્ર ( આંખ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. અણિયાળી લાંબી આંખવાળી.

**અપાંગમર્મ** [ સં. અપાંગ ( આંખનો ખૂણો ) + મર્મન્ ( કોમળ ભાગ ) ] ન. આંખની બહાર ભવાંના છેડા નીચેનો અર્ધા આંગળનો કોમળ ભાગ.

**અપાંગમોક્ષ** [ સં. અપાંગ ( કટાક્ષ ) + મોક્ષ ( છોડવું તે ) ] પું. તીરછી નજરથી જોવું તે.

**અપાંગરંગ** [ સં. અપાંગ ( કટાક્ષ ) + રંગ ( હર્ષ ) ] પું. કટાક્ષથી થતો આનંદ.

**અપાંડુ** પું. (પુરાણ) એ નામના એક બ્રહ્મર્ષિ.

**અપાંતરતમા** [ સં. અપ ( વગર ) + અંતર ( હૃદયનું ) + તમસ્ ( અંધારું ) ] પું. (પુરાણ) સારસ્વત નામના બ્રહ્મર્ષિ. એમને પ્રાચીનગર્ભ અને વેદાચાર્ય પણ કહે છે.

**અપાંનાથ** ૧. [ સં. અપાં ( પાણીનું ) + નાથ ( ધણી ) ] પું. વરુણ.
૨. પું. સમુદ્ર.

**અપાંનિધિ** ૧. [ સં. અપાં ( પાણીનું ) + નિધિ ( ભંડાર ) ] પું. વિષ્ણુ, કેમકે તે સમુદ્ર સ્વરૂપ છે.
૨. પું. સમુદ્ર.

**અપાંપતિ** જુઓ અપાંનાથ.

**અપાંવત્સ** [ સં. ] પું. ( જ્યોતિષ ) હસ્ત અને ચિત્રા નક્ષત્રની ઉત્તરે આવેલ એ નામનો તારો.

> હસ્ત અને ચિત્રા એ બન્નેની ઉત્તરે પ્રાચીન ગ્રંથોમાં વર્ણવેલાં આપ અને **અપાંવત્સ** એ બે તારા હોય છે, તે અનુક્રમે ત્રીજા ને ચોથા વર્ગના છે. — જ્યોતિર્વિલાસ

**અપાંશુલા** [ સં. અ ( નહિ ) + પાંશુલા ( વેશ્યા ) ] સ્ત્રી. પતિવ્રતા સ્ત્રી.

**અપાંહક** [ સં. ] ન. ( પુરાણ ) હિંદુસ્તાનનું એ નામનું એક તીર્થ.

**અપિ** [ સં. ] અ. પણ; વળી; વિશેષમાં.

**અપિચ** [ સં. અપિ ( વળી ) + ચ ( અને ) ] અ. અને વળી; બીજું પણ; તદુપરાંત; તેમ જ.

સંસ્કૃત નાટકોમાં એક શ્લોક લખ્યા પછી બીજો લખતાં પહેલાં અપિચ એમ લખવાની પ્રણાલિકા છે. ગદ્યકુસુમ

**અપિજ** ૧. પું. જેઠ મહિનો, કેમકે તે માસ જલક્રીડા માટે અનુકૂળ મનાય છે.

૨. [ સં. અપ્ ( પાણી ) + જ ( જન્મેલું ) ] વિ. પાણીમાં ઉત્પન્ન થનાર.

**અપિતુ** ૧. [ સં. અપિ ( વળી ) + તુ ( પણ ) ] અ. પરંતુ; પણ; તોપણ.

૨. અ. વિશેષમાં; ખાસ.

**અપિતૃ** [ સં. અ ( નહિ ) + પિતૃ ( પિતા ) ] વિ. બાપ વિનાનું; બાપ મરી ગયો હોય એવું.

**અપિતૃક** ૧. [ સં. અ ( નહિ ) + પિતૃ ( પિતા ) + ક ( વાળું ) ] વિ. નબાપું; બાપ વગરનું.

૨. વિ. વારસામાં નહિ આવેલું; વડીલોપાર્જિત નહિ એવું.

**અપિત્ર્ય** [ સં. અ ( નહિ ) + પિત્ર્ય ( પિતા તરફથી મળેલું ) ] વિ. બાપદાદા તરફથી નહિ મળેલું; વારસામાં ન મળેલું.

**અપિધાન** [ સં. અપિધા ( ઢાંકવું ) ] ન. ઢાંકણું; આવરણ.

અમૃતાપિધાન = જમ્યા પછી જમણી હથેળીમાં લઈ પીવાતું થોડું પાણી.

**અપિનદ્ધ** ૧. [ સં. અપિ + નહ્ ( બાંધવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. જકડેલું; બાંધેલું.

૨. વિ. પહેરાયેલું; શણગારાયેલું; સજ્જ કરાયેલું.

**અપિશલ** [ સં. ] પું. તે નામનો એક મુનિ.

**અપિશુન** ૧. [ સં. અ ( નહિ ) + પિશુન ( દ્વેષી ) ] વિ. અદેખાઈ વિનાનું; ખરાબ દાનત વગરનું.

૨. [ સં. અ ( નહિ ) + પિશુન ( ચાડિયું ) ] વિ. ચાડિયું નહિ એવું.

૩. વિ. પ્રમાણિક.

**અપિહિત** [ સં. અપિધા ( ઢાંકવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. ઢાંકેલું; આચ્છાદિત.

**અપિંડક** [ સં. અ ( નહિ ) + પિંડ + ક ( વાળું ) ] વિ. પિંડ આપ્યા વગરનું.

**અપિંડી** [ સં. અ ( નહિ ) + પિંડ ( શરીર ) + ઇન્ ( વાળું ) ] વિ. શરીર વિનાનું; અશરીરી.

**અપીચ્ય** [ સં. ] વિ. ઘણું સુંદર.

સૌમ્ય વામ વર મુગ્ધ અને સુઠ અપીચ્ય પ્રશસ્ત,
સુંદર નંદકિશોર પર વારું વિશ્વ સમસ્ત.
પિંગળલઘુકોષ

**અપીડન** ( અપીડ઼ન ) ૧. [ સં. અ ( નહિ ) + પીડ્ ( દુઃખ દેવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. દુઃખ ન આપવાપણું.

૨. ન. ન ચોળવાપણું; ન દાબવું તે.

**અપીડનીય** ( અપીડ઼નીય ) ૧. [ સં. અ ( નહિ ) + પીડનીય ( દુઃખ આપવા જેવું ) ] વિ. દુઃખ ન આપવા જેવું.

૨. [ સં. અ ( નહિ ) + પીડનીય ( દાબવા જેવું ) ] વિ. ન દબાય એવું.

**અપીડનીયતા** ( અપીડ઼નીયતા ) ૧. [ સં. અ ( નહિ ) + પીડનીય ( દુઃખ આપવા જેવું ) + તા ( પણું ) ] સ્ત્રી. દુઃખ ન આપવા જેવું હોવાપણું.

૨. સ્ત્રી. ન દબાય એવી સ્થિતિ.

**અપીડિત** ( અપીડ઼િત ) ૧. [ સં. અ ( નહિ ) + પીડિત ( દુઃખી ) ] વિ. દુઃખ ન પામેલું.

૨. વિ. ન ચોળાયેલું કે દબાયેલું.

**અપીત** ૧. [ સં. અ ( નહિ ) + પીત ( પીધેલ ) ] વિ. નહિ પીવેલું.

૨. [ સં. અ ( નહિ ) + પીત ( પીળું ) ] વિ. પીળું નહિ તેવું.

૩. [ સં. અપી ( લય પામવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. લય પામેલું; લીન થયેલું.

**અપીતપાણી** [ અ ( નહિ ) + પીત ( પીધેલ ) + પાણી ] અ. પાણી પીવાને પણ રોકાયા વગર, એટલે કે તરત; જલદી; એકદમ.

**અપીતિ** ૧. [ સં. અપી ( લય પામવું ) + તિ ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. લય; પ્રલય; નાશ.

૨. સ્ત્રી. સંગ્રામ; યુદ્ધ.

**અપીનસ** [ સં. અ ( નહિ ) + પીન ( જાડું ) + સો ( નાશ કરવો ) ] પું. સળેખમ, કેમકે એ રોગથી દરદી દૂબળો થતો જાય છે.

નાકમાંથી અથવા નાકની ઉપર આવેલા ખાડામાંથી બહુ જ ગંદો સાવ ઘણા દિવસ સુધી થયા કરે છે તેને અપીનસ કહે છે. ઠેતકર

**અપીર** ન. હિંદુ સ્ત્રીના માથાના શણગારમાં વપરાતું કપાળ ઉપરથી સેંથા સુધી લંબાયેલું સાંકળી જેવું એક ઘરેણું. તેનો આંકડિયો સેંથાના વાળમાં ખોસી રાખવામાં આવે છે.

**અપીલ** ૧. [ અં. ] સ્ત્રી. આગ્રહભરી વિનંતિ.

૨. સ્ત્રી. ઇન્સાફ કરવા માટે ત્રાહિત ધણીને કરવામાં આવતી અરજ.

૩. સ્ત્રી. ખરેખરી બાબત રજૂ કરી યોગ્ય લાગે તેમ કરવાની લોકોને કરવામાં આવતી અરજ.

૪. સ્ત્રી. નીચલી અદાલતના ચુકાદા ઉપર વિચાર કરવા માટે ઉપલી અદાલતને કરવામાં આવતી અરજ.

**અપીલ કોર્ટ** [ અં. ] સ્ત્રી. અપીલ સાંભળનારી કચેરી; વિવાદ ન્યાયાધીશી.

**અપુષ્ટ** [ સં. અ ( નહિ ) + પુષ્ટ ( પાકું ) ] વિ. સગીર; કાચી ઉમરનું.

**અપુચ્છ** [ સં. અ ( નહિ ) + પુચ્છ ( પૂછડું ) ] વિ. પૂછડા વિનાનું; બાંડું.

**અપુચ્છા** [ સં. ] સ્ત્રી. સીસમનું ઝાડ.

**અપુચ્છાંકુર** [ સં. અ ( નહિ ) + પુચ્છ ( પૂછડું ) + અંકુર ( પાલો ) ] પું. જેનું મોઢું તથા માથું મોટાં અને આગલા પગ પાછલા પગ કરતાં મજબૂત ને કૂદકો મારવા યોગ્ય હોય એવાં પૂછડાં વગરનાં પ્રાણી; દેડકા આદિ પ્રાણી.

**અપુણ્ય** ૧. [ સં. અ ( ઊલટું ) + પુણ્ય ] ન. પાપ.

૨. વિ. પાપી; અધર્મી.

**અપુણ્યકૃત્** ૧. [ સં. અપુણ્ય ( પાપ ) + કૃત ( કરનાર ) ] વિ. પાપી.

૨. [ સં. અ ( નહિ ) + પુણ્ય + કૃત ( કરનાર ) ] વિ. પુણ્ય નહિ કરનારું.

**અપુત્ર** ૧. [ સં. અ ( નહિ ) + પુત્ર ( દીકરો ) ] પું. દીકરો નહિ તે.

૨. [ સં. અ ( ખરાબ ) + પુત્ર ] પું. નઠારો દીકરો; કપૂત.

૩. [ સં. અ ( નહિ ) + પુત્ર ( દીકરો ) ] વિ. દીકરા વગરનું.

૪. વિ. વાંઝિયું.

**અપુત્રક** [ સં. અ ( નહિ ) + પુત્ર + ક ( વાળું ) ] વિ. દીકરા વગરનું.

**અપુત્રકા** [ સં. અ ( નહિ ) + પુત્ર ( દીકરો ) + ક ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. પુત્ર વિનાની.

**અપુત્રતા** ૧. [ સં. અ ( નહિ ) + પુત્ર ( દીકરો ) + તા ( પણું ) ] સ્ત્રી. દીકરો ન હોવાપણું.

૨. સ્ત્રી. વાંઝિયાપણું.

**અપુત્રવંત** [સં. અ (નહિ) + પુત્ર (દીકરો) + વત્ (વાળું)] વિ. છોકરા વગરનું.

**અપુત્રિકા** ૧. [સં. અ (નહિ) + પુત્રિકા (દીકરી)] સ્ત્રી. દીકરો ન હોય એવા બાપની છોકરા વગરની દીકરી.

૨. વિ. સ્ત્રી. દીકરા વગરની.

**અપુત્રિણી** જુઓ અપુત્રકા.

**અપુત્રિયું** ૧. [સં. અ (નહિ) + પુત્ર (દીકરો) + ઇન્ (વાળું); પ્રા. અપુત્તિય] વિ. છોકરા વિનાનું.

૨. વિ. વાંઝિયું.

**અપુદ્‌ગલ** ૧. [સં. અ (નહિ) + પુદ્‌ગલ (સ્થૂળ શરીર)] પું. સિદ્ધ ભગવાન; મુક્તાત્મા.

૨. [સં. અ (નહિ) + પુદ્‌ગલ (પરમાણુ)] વિ. કર્મનાં પરમાણુ વિનાનું.

**અપુનર્** ૧. [સં. અ (નહિ) + પુનર્ (ફરીથી)] અ. એક જ વાર.

૨. અ. કાયમ માટે.

**અપુનરન્વય** [સં. અ (નહિ) + પુનર્ (ફરીથી) + અન્વય (સંબંધ)] વિ. પાછું ન આવે એવું; મરેલું.

**અપુનરાગમ** ૧. [સં. અ (નહિ) + પુનર્ (ફરીથી) + આગમ (આવવાની ક્રિયા)] પું. જ્યાંથી ફરી જન્મવું ન પડે તે સ્થળ; મોક્ષસ્થાન; નિર્વાણપદ.

૨. પું. પાછું નહિ આવવાપણું.

**અપુનરાદાન** [સં. અ (નહિ) + પુનર્ (ફરીથી) + આદાન (ગ્રહણ)] ન. પાછું ન લેવાપણું.

**અપુનરાવર્તન** ૧. [સં. અ (નહિ) + પુનર્ (ફરીથી) + આવૃત્ (પાછા ફરવું) + અન (નામ બનાવનાર પ્રત્યય)] ન. ફરી ન આવવાપણું.

૨. ન. ફરીથી સંસારમાં ન આવવાપણું; મોક્ષ.

**અપુનરાવૃત્તિ** જુઓ અપુનરાવર્તન.

**અપુનરુક્ત** [સં. અ (નહિ) + પુનર્ (ફરીથી) + ઉક્ત (કહેલું)] વિ. ફરીથી ન કહેલું.

**અપુનર્બંધક** [સં. અ (નહિ) + પુનર્ (ફરીથી) + બંધક (બાંધનાર)] વિ. રાગદ્વેષ વિનાનું, કેમકે રાગદ્વેષ ન હોય તો કર્મનાં બંધન લાગતાં નથી.

**અપુનર્ભવ** ૧. [સં. અ (નહિ) + પુનર્ભવ (ફરી ઉત્પત્તિ)] પું. જન્મમરણના ફેરામાંથી મુક્તિ; મોક્ષ; નિર્વાણ.

મુક્તિ અમૃત કૈવલ્ય અને **અપુનર્ભવ** અપવર્ગ,
નિઃશ્રેયસ નિર્વાણપદ મહાસિદ્ધિ વરસ્વર્ગ.
પિંગળલઘુકોષ

૨. પું. જીવન્મુક્ત પુરુષ.

૩. પું. ફરી ન થવું તે.

૪. સ્ત્રી. એક જાતની ભસ્મ.

મિત્રપંચકની સાથે મૂકી નાખીને ધમવા છતાં ધાતુ પોતાના મૂળ સ્વરૂપને નહિ પકડે ત્યારે તેને **અપુનર્ભવ** કે નિરુત્થ ભસ્મ કહે છે.
રસતરંગિણી

૫. વિ. ફરીવાર જન્મ લેવાની ઉપાધિ વગરનું; જીવન્મુક્ત.

**અપુનઃ** ૧. [સં. અ (નહિ) + પુનઃ (ફરીથી)] અ. એક જ વાર; ફરીથી નહિ.

૨. અ. કાયમ માટે.

**અપુનિત** ૧. [સં. અ (નહિ) + પુનિત (પવિત્ર)] વિ. અપવિત્ર; અશુદ્ધ.

૨. વિ. દોષવાળું; દૂષિત.

**અપુરાણ** [સં. અ (નહિ) + પુરાણ (જૂનું)] વિ. જૂનું નહિ તેવું; નવું.

**અપુરાણું** જુઓ અપુરાણ.

**અપુરુષ** ૧. [સં. અ (નહિ) + પુરુષ (મરદ)] વિ. નપુંસક; પુરુષત્વ વિનાનું; હીજડું.

૨. વિ. બળ વગરનું.

**અપુરુષત્વ** ૧. [સં. અ (નહિ) + પુરુષત્વ (મરદપણું)] ન. નપુંસકપણું; નામરદાઈ.

૨. ન. બળ ન હોવાપણું.

**અપુરુષવાદ** [સં. અ (નહિ) + પુરુષ (મરદ) + વાદ (કહેવાપણું)] પું. નપુંસકપણાનો આરોપ.

**અપુરુષાતન** ૧. [સં. અ (નહિ) + પુરુષાતન (મરદાઈ)] ન. નામરદાઈ; બાયલાપણું; કાયરતા.

૨. ન. બળ ન હોવાપણું.

**અપુરુષાર્થ** ૧. [સં. અ (નહિ) + પુરુષ (આત્મા) + અર્થ (વિષય)] પું. આત્માનો મુખ્ય વિષય ન હોય એવું હોવાપણું.

૨. પું. કરનારને લાભદાયક ન હોય એવી ધાર્મિક ક્રિયા.

૩. પું. કર્મ ન કરવાં તે; અકર્મ.

૪. [સં. અ (નહિ) + પુરુષ + અર્થ (ઇચ્છિત વસ્તુ)] પું. (સાંખ્ય) પુરુષની કામનાનો અવિષય; પુરુષને અનપેક્ષિત વસ્તુ.

૫. વિ. (મીમાંસા) પુરુષે પોતાના સ્વાર્થ માટે ન કરેલું હોય એવું; પુરુષની ફલકામનાથી કરાતું ન હોય એવું. મીમાંસામાં કર્મ બે પ્રકારનાં કહ્યાં છેઃ પુરુષાર્થ, અને યજ્ઞાર્થ. પુરુષ પોતાના લાભને માટે કરે તે પુરુષાર્થ કર્મ, અને યજ્ઞને માટે યજ્ઞના અંગ તરીકે નિષ્કામપણે કરે તે યજ્ઞાર્થ કર્મ.

**અપુરોદંતી** [સં. અ (નહિ) + પુરસ્ (આગલો ભાગ) + દન્તિન્ (દાંતવાળું)] વિ. મોઢાના આગલા ભાગમાં દાંત વગરનું.

**અપુશાન** ૧. [સં. અપ્ (પાણી) + અશન (જમવું તે)] ન. જમતાં પહેલાં અને પછી હથેળીમાં લઈ પીવાતું થોડું પાણી.

૨. ન. જમવાની શરૂઆતમાં લેવાતો થોડો ભાત; અપોષણ.

**અપુષ્કળ** ૧. [સં. અ (નહિ) + પુષ્કલ (ઘણું)] વિ. ઘણું નહિ એવું; થોડું.

૨. વિ. નીચ; હલકું; અધમ.

**અપુષ્ટ** ૧. [સં. અ (નહિ) + પુષ્ટ (લઠ)] વિ. એકવડા શરીરવાળું; પાતળું.

૨. વિ. ધીમા અવાજવાળું.

૩. [સં. અ (નહિ) + પુષ્ટ (પોષાયેલું)] વિ. નભાવ થયા વગરનું.

૪. વિ. મુખ્ય અર્થને આધાર ન આપનારું; અપ્રસ્તુત; અસંબદ્ધ.

અર્થની પુષ્ટિ ન થાય એવાં નકામાં વિશેષણથી **અપુષ્ટ** દોષ થાય છે એ અર્થદોષ છે.
બૃહદ્ વ્યાકરણ

**અપુષ્ટતા** ૧. [સં. અ (નહિ) + પુષ્ટ (લઠ) + તા (પણું)] સ્ત્રી. એકવડા શરીરવાળું હોવાપણું.

૨. સ્ત્રી. ધીમા અવાજવાળું હોવાપણું.

૩. [સં. અ (નહિ) + પુષ્ટ (પોષાયેલું) + તા (પણું)] સ્ત્રી. નભાવ થતો ન હોય એવી સ્થિતિ.

**અપુષ્ટત્વ** જુઓ અપુષ્ટતા.

**અપુષ્ટાર્થ** [સં. અ (નહિ) + પુષ્ટ (પોષાયેલ) + અર્થ] પું. (કાવ્ય) ઘણાં પદ જ્યાં અર્થને આધાર ન આપી શકે એવો દોષ. જેમકે,

લાંબા કેશ દશનમિસી,
નથી કરતી અભિસાર કહે શાને;
જોતા રાહ રસિકવર,
વખત વિચારી જુવતી ઝટ જાને.

આમાં લાંબા વાળ અને દાંત ઉપર લગાવેલ કાળી મિસી અભિસારના અર્થને પુષ્ટ કરતાં નથી.

**અપુષ્પ** ૧. [સં. અ (નહિ) + પુષ્પ (ફૂલ)] પું. ઉંબરાનું ઝાડ, કેમકે તેને ફૂલ હોતાં નથી.

૨. વિ. ફૂલ થતાં ન હોય એવું; ફૂલ ન બેસે એવું.

૩. વિ. ફૂલ વિનાનું.

**અપુષ્પફલ** ૧. પું. ઉંબરાનું ઝાડ.
૨. [ સં. અ ( નહિ ) + પુષ્પ ( ફૂલ ) + ફલ ( ફળ )] ન. ફણસનું ઝાડ. તે ફૂલ વિનાનું હોય છે.
૩. વિ. ફૂલ આવ્યા વગર ફળ આપનારું.
૪. વિ. ફૂલ કે ફળ એમાંથી એકે ન હોય એવું.

**અપુષ્પફલદ** જુઓ અપુષ્પફલ.

**અપુષ્પવનસ્પતિ** [ સં. અ ( નહિ ) + પુષ્પ ( ફૂલ ) + વનસ્પતિ ] સ્ત્રી. ફૂલ વિનાની વનસ્પતિ. તેમાં સારી રીતે વિકસેલાં વાહિની-મય અને ઢાંકણને લગતાં તંત્ર હોય છે. મૂળ, થડ અને પાંદડાં પૂરેપૂરાં જુદાં પડેલાં હોય છે. આ ગણના ત્રણ વર્ગઃ ખરેખરા હંસરાજ, અશ્વપુચ્છી ને સીતાહાર.

**અપુષ્પા** [ સં. અ ( નહિ ) + પુષ્પ ( ઋતુ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. રજસ્વલા ન થતી હોય એવી સ્ત્રી; જેને ઋતુ પ્રાપ્ત થયો ન હોય એવી સ્ત્રી.

**અપુષ્પિત** ૧. [ સં. અ ( નહિ ) + પુષ્પિત ( ફૂલવાળું ) ] વિ. ફૂલ વિનાનું.
૨. વિ. ફૂલ્યાફાલ્યા વગરનું.

**અપુષ્પિતા** ૧. [ સં. ] સ્ત્રી. અટકાવ આવ્યા વગરની કન્યા.
૨. વિ. સ્ત્રી. રજસ્વલા ન થયેલી.

**અપુંસ** [ સં. અ ( નહિ ) + પુંસ ( પુરુષ ) ] પું. નપુંસક.

**અપુંસ્ત્વ** [ સં. અ ( નહિ ) + પુંસ ( પુરુષ ) + ત્વ ( પણું ) ] ન. નામરદાઈ; નપુંસકપણું.

**અપૂજ** ૧. [ સં. અ ( નહિ ) + પૂજ્ય ( પૂજવા જેવું ); અપ. અપુજ્જ ] વિ. ન પૂજવા જેવું.
૨. વિ. પૂજાયા વગરનું; લાંબા કાળ સુધી નહિ પૂજાયેલું.

**અપૂજક** [ સં. અ ( નહિ ) + પૂજક ( પૂજનાર ) ] વિ. પૂજા ન કરનાર.

**અપૂજન** જુઓ અપૂજા.

**અપૂજા** ૧. [ સં. અ ( નહિ ) + પૂજા ] સ્ત્રી. પૂજા ન કરવી તે.
૨. [ સં. અ ( અયોગ્ય ) + પૂજા ( સેવા ) ] સ્ત્રી. વિધિસર ન કરેલી પૂજા.
૩. સ્ત્રી. સત્કાર ન કરવાપણું.

**અપૂજિત** ૧. [ સં. અ ( નહિ ) + પૂજિત ( પૂજાયેલું ) ] વિ. ન પૂજાયેલું.
૨. વિ. વિધિસર નહિ પૂજાયેલું.
૩. વિ. સત્કાર નહિ પામેલું.

**અપૂજ્ય** [ સં. અ ( નહિ ) + પૂજ્ય ( પૂજવા લાયક) ] વિ. ન પૂજવા જેવું.

**અપૂત** ૧. [ સં. અ ( ખરાબ ) + પુત્ર ( દીકરો ) ] પું. નાલાયક દીકરો; કપૂત.
૨. [ સં. અ ( નહિ ) + પૂત ( શુદ્ધ ) ] વિ. અપવિત્ર.
૩. [ સં. અ ( નહિ ) + પુત્ર ( દીકરો ) ] વિ દીકરા વગરનું.

**અપૂપ** ૧. [ સં. ] પું. ઘઉં.
૨. પું. પૂરી.
૩. પું. મધપૂડો.
૪. પું. માલપૂડો.
૫. પું. યજ્ઞમાં હોમ કરવા માટે લોટમાંથી બનાવેલ અને માટીના શકોરામાં પકાવેલ પૂડો; પુરોડાશ.

> ઘૃત સરકરા પયયુક્ત ભોજન,
> અપૂપ જે કહેવાય. ગિરધર

૬. પું. રોટલી.

**અપૂપા** સ્ત્રી. શરીરમાંની એ નામની એક નાડી. જુઓ નાડી.

**અપૂપાષ્ટકા** ૧. સ્ત્રી. પોષ વદ આઠમ.
૨. સ્ત્રી. પોષ વદ આઠમને દિવસે કરવામાં આવતું શ્રાદ્ધ.

**અપૂર** ૧. [ સં. અ ( નહિ ) + પૂર્ણ ( પૂરું ) ] વિ. અધૂરું; પૂરું થયા વગરનું.
૨. [ સં. અપૂર્વ ] વિ. ઉત્તમ; શ્રેષ્ઠ.
૩. [ સં. આપૂર્ણ ( ભરેલું ) ] વિ. પૂરું; ભરપૂર.

**અપૂરણી** [ સં. અ ( નહિ ) + પૄ ( પૂર્ણ કરવું ) ] સ્ત્રી. શીમળાનું ઝાડ; શાલ્મલી વૃક્ષ. કેમકે તે નિર્ગન્ધ હોવાથી મનની પ્રીતિને પૂર્ણ કરતું નથી.

**અપૂરતું** [ અ ( નહિ ) + પૂરતું ] વિ. ઓછું; થોડું.

**અપૂરવ** ૧. [ સં. અ ( નહિ ) + પૂર્વ ( પહેલાં ) ] વિ. અગાઉ ન હોય એવું.
૨. વિ. અચંબો ઉત્પન્ન કરનારું.

**અપૂરિત** ૧. [ સં. અ ( નહિ ) + પૂરિત ( ભરેલું ) ] વિ. અધૂરું; અપૂર્ણ.
૨. વિ. ખાલી.

**અપૂરુષ** ૧. [ સં. અ ( નહિ ) + પુરુષ ( જીવ ) ] વિ. અચેતન; જડ.
૨. [ સં. અ ( નહિ ) + પુરુષ ( આત્મા ) ] વિ. આત્મા વિનાનું; નિરાત્મક.
૩. [ સં. અ ( નહિ ) + પુરુષ ( માણસ ) ] વિ. વસ્તી વગરનું; ઉજ્જડ.

**અપૂરું** [ સં. અ ( નહિ ) + પૂર્ણ ( પૂરું ) ] વિ. અધૂરું; પૂરું થયા વગરનું.

**અપૂર્ણ** ૧. [ સં. અ ( નહિ ) + પૂર્ણ ( પૂરું ) ] ન. પૂરી નહિ એવી સંખ્યા.
૨. ન. સંપૂર્ણ ન હોવાપણું.
૩. વિ. એકતંત્ર; એકદેશી; બધાંને લાગુ ન પડનારું.
૪. વિ. થોડું; ન્યૂન.
૫. વિ. પૂરું નહિ એવું; અધૂરું; ઊણું; 'ફ્રૅક્શનલ'.

**અપૂર્ણ એકાધિકાર** [ સં. અપૂર્ણ ( અધૂરું ) + એકાધિકાર ( ઇજારો ) ] પું. સંપૂર્ણ ઇજારો ન હોવાપણું; એકાધિકારાભાસ.

**અપૂર્ણકર્પરી** [ સં. અપૂર્ણ ( અધૂરું ) + કર્પર ( ખોપરી ) + ઇન્ ( વાળું ) ] ન. કરોડ-રજ્જુવાળાં પ્રાણીનો એક વર્ગ; 'માર્ઇઑન્ટિઝ'. તેને અધૂરી, કોમળ હાડકાંની ખોપરી તથા કોથળી જેવી ઝાલર હોય છે, અને નીચલું જડબું હોતું નથી.

**અપૂર્ણકાલ** ૧. [ સં. અપૂર્ણ ( અધૂરું ) + કાલ ( વખત ) ] પું. ( વ્યાકરણ ) ક્રિયાના અધૂરા-પણાનો અર્થ જણાવતો કાળ.
૨. વિ. પૂર્ણપણાને માટે લાયક ગણાતા કાળને નહિ પામેલું.
૩. વિ. વખત પૂરો થયા પહેલાંનું; અધૂરિયું.

**અપૂર્ણકાલજ** [ સં. અપૂર્ણકાલ ( અધારિયું ) + જ ( જન્મેલું ) ] વિ. અધૂરે માસે જન્મેલું.

**અપૂર્ણકાળ** જુઓ અપૂર્ણકાલ.

**અપૂર્ણક્રિયાપદ** [ સં. અપૂર્ણ ( અધૂરું ) + ક્રિયાપદ ] ન. ( વ્યાકરણ ) બધાં કાળ તથા અર્થનાં રૂપ ન થતાં હોય એવું ક્રિયાપદ. જેમકે, જોઈએ.

**અપૂર્ણક્રિયાવાચક** [ સં. અપૂર્ણ ( અધૂરું ) + ક્રિયા + વાચક ( બતાવનાર ) ] વિ. ( વ્યાકરણ ) જેમાંથી ક્રિયાનો પૂરો અર્થ નીકળતો ન હોય એવું; પૂરકની મદદ વિના જેમાંથી પૂરો અર્થ નીકળતો નથી એવું. હોવું, દેખાવું, નીવડવું વગેરે અર્થનાં અકર્મક ક્રિયાપદ અને કેટલાંક સકર્મક ક્રિયાપદ જેમાં કર્મ આવ્યા છતાં ક્રિયાનો અર્થ અધૂરો રહે છે તે અપૂર્ણક્રિયા-વાચક છે. જેમકે, આવી વર્તણૂકથી દીકરે બાપને ઘણો ગુસ્સે કર્યો–ક્રોધી બનાવ્યો. આ વાક્યમાં ગુસ્સે અને ક્રોધી ક્રિયાનો અર્થ પૂરો કરે છે, તેથી તે અપૂર્ણક્રિયાવાચક છે.

**અપૂર્ણછાયા** [ સં. અ ( નહિ ) + પૂર્ણ ( પૂરું ) + છાયા ] સ્ત્રી. ખંડ છાયા; ઝાંખો ઓળો.

**અપૂર્ણતા** ૧. [ સં. અ ( નહિ ) + પૂર્ણ ( પૂરેપૂરું ) + તા ( પણું ) ] સ્ત્રી. અધૂરાપણું; પૂરું ન હોવાપણું.
૨. સ્ત્રી. ખોટ; ખામી; કચાશ.

૩. સ્ત્રી. ન્યૂનતા; થોડું હોવું તે.

**અપૂર્ણપારદર્શક** [ સં. અપૂર્ણ ( અધૂરું ) + પારદર્શક ( આરપાર જોઈ શકાય એવું ) ] વિ. પૂરેપૂરું સોંસરવું ન દેખાય એવું.

**અપૂર્ણપારદર્શકતા** [ સં. અપૂર્ણ ( અધૂરું ) + પારદર્શક ( આરપાર જોઈ શકાય એવું ) + તા ( પણું ) ] સ્ત્રી. પૂરેપૂરું આરપાર જોઈ ન શકાય એવી સ્થિતિ; અર્ધપારદર્શકતા.

**અપૂર્ણપ્રાય** [ સં. અપૂર્ણ ( અધૂરું ) + પ્રાયઃ ( ઘણે ભાગે ) ] વિ. ઘણે ભાગે અધૂરું; અરધું-પરધું.

**અપૂર્ણબીજ** [ સં. અપૂર્ણ ( અધૂરું ) + બીજ ( અક્ષરગણિત ) ] ન. ( ગણિત ) બીજગણિત-માંના અપૂર્ણાંક. જે અપૂર્ણાંકના છેદમાં બૈજિક રાશિ હોય અને તે વડે અંશને શેષ વગર ભાગી ન શકાતો હોય તે અપૂર્ણબીજ કહેવાય છે. જેમકે, $\frac{૬}{ક}$; $\frac{ક}{ખ}$; $\frac{૩પ^૪}{૪મ^૩}$.

**અપૂર્ણભાગ** [ સં. અપૂર્ણ ( અધૂરું ) + ભાગ ] પું. ( ગણિત ) ઘાતમાનનો અપૂર્ણાંક ભાગ; 'મૅન્ટિસા'. જેમકે, ૨૦૦૦નું ઘાતમાન ૩.૩૦૧૦૩૦૦... છે, તેમાં .૩૦૧૦૩૦૦... ઘાતમાનનો અપૂર્ણ ભાગ કહેવાય.

**અપૂર્ણભૂત** [ સં. અપૂર્ણ ( અધૂરું ) + ભૂત ( ભૂતકાળ ) ] પું. ( વ્યાકરણ ) ક્રિયાનું અધૂરાપણું બતાવનાર ભૂતકાળ; ચાલુ ભૂતકાળ. જેમકે, તે ખાતો હતો.

**અપૂર્ણવ્યાપ્તિ** [ સં. ] સ્ત્રી. ( ન્યાય ) વ્યાપ્તિ માટે અનુભવપૂર્વક જોઈતી પદ્ધતિ પૂરેપૂરી અમલમાં આવ્યા સિવાયની બાંધેલી વ્યાપ્તિ. આવો અપૂર્ણ રીતે સાધન અને સાધ્યનો સંબંધ બે પ્રકારનો છે. એક ગણના( ગણત્રી-સંખ્યા )મૂલક જેમાં અમુક સાહચર્યના દાખલા કે દૃષ્ટાંતની સંખ્યા ઉપર સાચાપણાનો આધાર છે; અને બીજી સાધર્મ્ય( સરખા ધર્મવાળા મળતાપણા )મૂલક જેમાં જ્ઞાત અને અજ્ઞાત વસ્તુના સરખા ગુણ ઉપર તેનો આધાર હોય છે.

**અપૂર્ણાર્થક** [ સં. અપૂર્ણ ( અધૂરું ) + અર્થક ( અર્થવાળું ) ] વિ. અધૂરા અર્થવાળું.

**અપૂર્ણાંક** ૧. [ સં. અ ( નહિ ) + પૂર્ણ ( પૂરું ) + અંક ( સંખ્યા ) ] પું. ( ગણિત ) અધૂરી સંખ્યા; એકના અંશરૂપ રકમ. જેમકે, $\frac{૧}{૨}$, ૦॥, .૭, $\frac{૧}{૩}$, $\frac{૧}{૪}$, $\frac{૧}{૨}$, $\frac{૧}{૬}$ વગેરે. કોઈ રકમના કેટલા સરખા ભાગ પાડી તેમાંથી કેટલા લીધા એ બતાવનાર આંકડાને અપૂર્ણાંક કહે છે. તે આંકડા લખવાની રીતઃ એક આડી લીટી કરી જેટલા સરખા ભાગ પાડવામાં આવ્યા હોય તે બતાવનાર આંકડાને તે લીટી નીચે અને જેટલા ભાગ લીધેલા હોય તેને લીટી ઉપર લખવામાં આવે છે. જેમકે, $\frac{૭}{૨}$. અપૂર્ણાંકના પ્રકારઃ ૧. વ્યવહારી, ૨. સમ, ૩. વિષમ, ૪. મિશ્ર, ૫. પ્રભાગજાતિ, ૬. દશાંશ અપૂર્ણાંક.

૨. પું. ( ગણિત ) અધૂરી સંખ્યાથી હિસાબ ગણવાની એક રીત.

**અપૂર્ત** [ સં. અ ( નહિ ) + પૂર્ત ( પૂરું ) ] વિ. અધૂરું; અપૂર્ણ.

**અપૂર્તતા** ૧. [ સં. અ ( નહિ ) + પૂર્ત ( પૂરું ) + તા ( પણું ) ] સ્ત્રી. અધૂરાપણું.

૨. સ્ત્રી. ખામી; ખોટ.

**અપૂર્તિ** [ સં. અ (નહિ) + પૂર્તિ ( પૂરું કરવાપણું ) ] સ્ત્રી. પૂરું ન કરવું તે; અપૂર્ણતા.

**અપૂર્ત્તિ** જુઓ અપૂર્તિ.

**અપૂર્વ** ૧. [ સં. અ ( નહિ ) + પૂર્વ ( અગાઉ ) ] પું. પરબ્રહ્મ; પરમાત્મા, કેમકે તેની પહેલાં કોઈ ન હતું એમ મનાય છે.

૨. ન. દૂરનું પરિણામ.

૩. ન. પુણ્ય અને પાપ.

૪. ન. ( મીમાંસા ) યજ્ઞાદિ કર્મથી કાલાંતરે થવાનાં સ્વર્ગાદિ ફલને માટે વચમાં દ્વારરૂપે સ્વીકારેલ મધ્યની શક્તિ. તે ચાર પ્રકારનું છેઃ ૧. ફલાપૂર્વ, ૨. સમુદાયાપૂર્વ, ૩. ઉત્પત્ત્યપૂર્વ અને ૪. અંગાપૂર્વ.

૫. [ અ ( નિરર્થક વપરાતો અવ્યય ) + પૂર્વ ( આગળનું ) ] ન. સંચિત કર્મ; પૂર્વજન્મનાં બાકી રહેલાં કર્મ.

> આ સંચિત કર્મનું અદૃશ્ય અથવા અપૂર્વ એવું બીજું નામ છે. — ગીતારહસ્ય

૬. [ સં. અ ( નહિ ) + પૂર્વ ( આગળ ) ] વિ. આગળ ન બનેલું; અસાધારણ; અસામાન્ય.

૭. વિ. ઉત્તમ; અનુપમ; શ્રેષ્ઠ.

૮. [ સં. અ ( 'અ' અક્ષર ) + પૂર્વ ( અગાઉ ) ] વિ. જેની પહેલાં અ કે આ હોય એવું.

૯. વિ. નવું; નૂતન.

૧૦. [ સં. અ ( નહિ ) + પૂર્વ ( પહેલું ) ] વિ. પહેલું નહિ એવું.

૧૧. વિ. વિચિત્ર; અદ્ભુત; ચમત્કારી; વિલક્ષણ.

**અપૂર્વકરણ** ૧. ન. ( મીમાંસા ) અપૂર્વ કરવું તે.

૨. [ સં. અ ( નહિ ) + પૂર્વ ( અગાઉ ) + કરણ ( કરવું તે ) ] ન. ( જૈન ) ચૌદ ગુણસ્થાન માંહેનું આઠમું. સમ્યક્ત્વમોહનીય, મિથ્યાત્વમોહનીય, અને મિશ્રમોહનીય એ ૩, તથા અનંતાનુબંધી, અપ્રત્યાખ્યાની તથા પચ્ચખાણાવરણીય ક્રોધ, માન, માયા અને લોભ એ ૧૨, અને સંજ્વલનનો ક્રોધ તથા માન એ ૨ મળી કુલ ૧૭ પ્રકૃતિને ક્ષયોપશમાવે એટલે કે કાંઈક ઉદય આવે તેને ક્ષય કરે અને સત્તામાં દલ છે તેને ઉપશમાવે ત્યારે આ પદ પમાય છે. જીવ અગાઉ આ શ્રેણીએ પહોંચેલ નથી માટે તેને અપૂર્વકરણ કહે છે. તેનું બીજું નામ નિવૃત્તિબાદર ગુણસ્થાન છે.

૩. ન. મનનું પવિત્ર વલણ; પરિણામશુદ્ધિ.

**અપૂર્વતા** ૧. [ સં. અપૂર્વ ( અસાધારણ ) + તા ( પણું ) ] સ્ત્રી. અગાઉ ન હોવાપણું; અસાધારણતા.

૨. સ્ત્રી. અનુપમતા; શ્રેષ્ઠપણું.

૩. સ્ત્રી. જુદા પ્રમાણથી જાણી ન શકાય એવી સ્થિતિ.

૪. સ્ત્રી. નવીનતા; નવું હોવાપણું; નવાઈ.

૫. સ્ત્રી. મૌલિકતા.

૬. સ્ત્રી. વિચિત્રતા; અદ્ભુતપણું.

૭. [ સં. અપૂર્વ ( દૂરનું પરિણામ ) + તા ( પણું ) ] સ્ત્રી. સારાંશ નક્કી કરવાનો હેતુ.

**અપૂર્વત્વ** જુઓ અપૂર્વતા.

**અપૂર્વદૃષ્ટ** [ સં. અ ( નહિ ) + પૂર્વ ( પહેલાં ) + દૃષ્ટ ( જોયેલું ) ] વિ. પહેલાં ન જોયેલું.

**અપૂર્વપતિ** [ સં. અ ( નહિ ) + પૂર્વ ( પહેલાં ) + પતિ ( ધણી ) ] સ્ત્રી. કન્યા; કુમારી.

**અપૂર્વમાલિનીવસંત** સ્ત્રી. ( વૈદક ) ક્ષય રોગ ઉપર વપરાતું એ નામનું એક રસાયણ.

**અપૂર્વરચનાશક્તિ** [ સં. અ ( નહિ ) + પૂર્વ ( પહેલાં ) + રચના ( બનાવટ ) + શક્તિ ] સ્ત્રી. ઉત્પન્ન કરવાની શક્તિ; સર્જકશક્તિ.

**અપૂર્વરંગી** [ સં. અપૂર્વ ( અદ્ભુત ) + રંગ + ઇન્ ( વાળું ) ] વિ. વિચિત્ર રંગવાળું.

**અપૂર્વરંગીલું** જુઓ અપૂર્વરંગી.

**અપૂર્વરૂપ** [ સં. ] પું. ( કાવ્ય ) એક જાતનો અલંકાર; જેમાં પહેલાં કહેલ ગુણ ન હોય એવો પૂર્વરૂપથી ઊલટો અલંકાર. જેમકે,

> ક્ષય પામી પાછો શશિ, વધતો વારંવાર;
> પણ ફરી યૌવનપ્રાપ્તિ નથી, માન નહીં કર નાર.

આ ઉદાહરણમાં ચંદ્રના સમાન યૌવન પણ ધીરે ધીરે વધીને એ જ ક્રમથી ઘટે છે; પરંતુ ચંદ્ર વારંવાર વધતો જાય છે અને યૌવન ફરી મળી શકતું નથી. આ કાવ્યની બીજી લીટીમાં અપૂર્વરૂપ અલંકાર મુખ્ય છે.

**અપૂર્વવત્** [ સં. અ ( નહિ ) + પૂર્વ ( અગાઉ ) + વત્ ( પેઠે ) ] અ. આગળની જેમ નહિ; નવીન રીતે.

**અપૂર્વવશિત્વશક્તિ** [ સં. અપૂર્વ ( અદ્ભુત ) + વશિત્વ ( વશ કરવાપણું ) + શક્તિ ] સ્ત્રી. વશ કરી શકાય એવી અસાધારણ કે અદ્ભુત સિદ્ધિ.

**અપૂર્વવાદ** ૧. પું. ગંગેશ નામના ઉપાધ્યાયે રચેલો એ નામનો ગ્રંથ.

૨. [ સં. અપૂર્વ ( પરબ્રહ્મ ) + વાદ ( ચર્ચા ) ] પું. પરમાત્મા સંબંધી ચર્ચા.

**અપૂર્વવિધિ** [ સં. અપૂર્વ ( અસામાન્ય ) + વિધિ ( રીત ) ] પું. પ્રત્યક્ષ કે અનુમાનાદિ પ્રમાણથી જાણી ન શકાય એ મેળવવાની રીત. જેમકે, સ્વર્ગની ઇચ્છાવાળાએ યજ્ઞ કરવો. અહીં સ્વર્ગ મેળવવાની જે રીત બતાવવામાં આવી છે તે પ્રત્યક્ષ અથવા અનુમાન વડે સિદ્ધ થઈ શકતી નથી. તેના પ્રકાર: (૧) કર્મવિધિ, જેમકે, અગ્નિહોત્ર. (૨) ગુણવિધિ, જેમાં યજ્ઞ અથવા કર્મ કરવાની સામગ્રી અને દેવતા વગેરે સંબંધી હકીકત આપેલી છે. (૩) વિનિયોગવિધિ, જેમકે, ગાર્હપત્યમાં ઇંદ્રની ઋચાનો ઉપયોગ કરવો. (૪) પ્રયોગવિધિ અથવા અમુક ક્રિયા થઈ ગયા પછી અમુક કામ કરવાની આજ્ઞા.

**અપૂર્વ્ય** [ સં. અ ( નહિ ) + પૂર્વ ( એ નામની દિશા ) + ય ( યોગ્ય ) ] વિ. પૂર્વ દિશાને અયોગ્ય.

**અપૂશ** ૧. સ્ત્રી. ખાળકૂવાનું મોં બંધ કરવાનો ચીથરાંનો ડૂચો; ડાટો.

૨. સ્ત્રી. દમ; જોમ; કૌવત.

૧. અપૂશ નીકળી જવી = સખત કામ કરી થાકી જવું; ગજા ઉપરાંત કામ કરી થાકવું.

૨. કામ કરાવીને અપૂશ કાઢી નાખવી = થકવી નાખવું; કાયર કરવું.

**અપૂશણ** ૧. [ સં. અપ્ ( પાણી ) + અશન ( ખાવું તે ) ] ન. જમતાં પહેલાં અને જમ્યા પછી જમણી હથેળીમાં લઈ પીવાતું થોડું પાણી.

૨. [ સં. આપોશાન ] ન. જમતાં પહેલાં અને જમ્યા પછી બોલવાનો મંત્ર.

૩. ન. જમવાની શરૂઆતમાં લેવાતો થોડો ભાત.

**અપૂસાન** જુઓ અપૂશણ.

**અપૃક્ત** ૧. પું. ( વ્યાકરણ ) પાણિનિના મત પ્રમાણે એક અક્ષરનો પ્રત્યય.

૨. [ સં. અ ( નહિ ) + પૃક્ત ( જોડાયેલું ) ] વિ. એકલું; નહિ જોડાયેલું.

૩. વિ. મેળ વિનાનું; સંબંધ વગરનું.

**અપૃચ્છા** [ સં. અ ( નહિ ) + પૃચ્છા ( પૂછવાપણું ) ] સ્ત્રી. પૂછપરછ ન કરવાપણું.

**અપૃથક્** ૧. [ સં. અ ( નહિ ) + પૃથક્ ( જુદું ) ] વિ. જુદું નહિ એવું; એકઠું.

૨. અ. એક સાથે; જુદું જુદું નહિ એમ.

**અપૃથક્કરણીય** [ સં. અ ( નહિ ) + પૃથક્કરણીય ( જુદું પાડી શકાય એવું ) ] વિ. મૂળતત્ત્વ જુદાં ન પાડી શકાય એવું.

**અપૃથક્કૃત** [ સં. અ ( નહિ ) + પૃથક્કૃત ( જુદું પાડેલું ) ] વિ. ઘટકતત્ત્વ જુદાં નહિ પાડેલું.

**અપૃથગ્જન** [ સં. અ ( નહિ ) + પૃથગ્ ( ઊતરતું ) + જન ( માણસ ) ] ન. ઊંચી જાતિનું માણસ.

**અપૃથગ્ભૂત** [ સં. અ ( નહિ ) + પૃથક્ ( છૂટે ) + ભૂત ( થયેલું ) ] વિ. સાથે મળી ગયેલું.

**અપૃષ્ટ** [ સં. અ ( નહિ ) + પૃષ્ટ ( પૂછેલું ) ] વિ. ન પૂછેલું.

**અપૃષ્ટલાભિક** [ સં. અ ( નહિ ) + પૃષ્ટ ( પૂછેલું ) + લાભ + ઇક ( વાળું ) ] પું. ( જૈન ) શું આપું તે પૂછ્યા વિના જે ભિક્ષા આપે તે લેનાર સાધુ.

**અપૃષ્ઠવંશ** [ સં. અ ( નહિ ) + પૃષ્ઠ ( પીઠ ) + વંશ ( કુળ ) ] પું. કરોડ વગરનાં પ્રાણીનો વર્ગ.

**અપૃષ્ઠવંશી** [ સં. અ ( નહિ ) + પૃષ્ઠ ( વાંસો ) + વંશ ( કુળ ) + ઇન્ ( વાળું ) ] વિ. કરોડ વગરનાં પ્રાણીના વર્ગનું.

**અપેક્ષક** ૧. [ સં. અપ ( વધારે ) + ઈક્ષ્ ( આશા રાખવી ) + અક ( કર્તૃવાચક પ્રત્યય ) ] વિ. આશા રાખનાર.

૨. વિ. દરકાર રાખતું.

૩. વિ. વાટ જોનારું.

**અપેક્ષણ** ૧. [ સં. અપેક્ષ્ ( આશા રાખવી ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. આશા; ઇચ્છા.

૨. ન. કાર્યકારણનો સંબંધ.

૩. ન. ગણના; તુલના.

૪. ન. જરૂરિયાત; અગત્ય; આવશ્યકતા.

૫. ન. પરવા; દરકાર.

૬. ન. માન; આદર.

**અપેક્ષણીય** [ સં. અપેક્ષ્ ( આશા રાખવી ) + અનીય ( વિધ્યર્થકૃદંતનો પ્રત્યય ) ] વિ. આશા રાખવા જેવું; ઇચ્છનીય.

**અપેક્ષવું** [ સં. અપેક્ષ્ ( આશા રાખવી ) ] સ. ક્રિ. આશા રાખવી; ઇચ્છવું.

એ દશ્યો જોતાં વિદ્વાન લેખકો સમજી શકશે કે આધુનિક રંગભૂમિ પર આટલા જ ઉતાવળા પ્રસંગો અને પરિણામો અપેક્ષાય છે.

કૌમુદી

**અપેક્ષા** ૧. [ સં. અપેક્ષ્ ( ઇચ્છવું ) ] સ્ત્રી. આશા; આકાંક્ષા; ઇચ્છા.

૨. [ સં. અપ + ઈક્ષ્ ( જોવું ) ] સ્ત્રી. ઊંચે જોઈ રહેવું તે.

૩. સ્ત્રી. કાર્યકારણનો સંબંધ.

૪. સ્ત્રી. જરૂરિયાત; અગત્ય.

૫. સ્ત્રી. દરકાર; પરવા.

૬. સ્ત્રી. ધારણા; વકી; સંભવ.

૭. સ્ત્રી. માન.

૮. સ્ત્રી. મુકાબલો; સરખામણી; તુલના.

૯. સ્ત્રી. સંબંધ; વિષય.

૧૦. સ્ત્રી. ( વ્યાકરણ ) સાંભળનારને બીજા પદની ઇચ્છા રહે એ રીતે પહેલા શબ્દનો અધૂરો અર્થ હોવાપણું.

**અપેક્ષાપૂરકવાક્યારંભક** વિ. ( વ્યાકરણ ) ઉભયાન્વયી અવ્યયનો એક પ્રકાર; એક વાક્યમાં ઊભી થયેલી જરૂરિયાતને સંતોષી બીજું વાક્ય શરૂ કરનાર. જેમકે, જે, કે.

**અપેક્ષાબુદ્ધિ** [ સં. અપેક્ષા ( ઇચ્છા ) + બુદ્ધિ ] સ્ત્રી. ( ન્યાય, વેદાંત ) 'આ એક, આ એક' એમ અનેકમાં એકપણાના વિષયવાળી બુદ્ધિ. જેમકે, પ્રભુ ચૈતન્ય છે, હું ચૈતન્ય છું, તું ચૈતન્ય છે અને જેને તે અનેક ચૈતન્ય છે. પણ એ રીતે એકથી વધારેમાં એકત્વની બુદ્ધિ કરવી અને બીજાની અપેક્ષા રાખવી એ અપેક્ષાબુદ્ધિ ઈશ્વર કે ચૈતન્યમાં ન ઘટે.

**અપેક્ષાબુદ્ધિજ** [ સં. અપેક્ષા ( આશા ) + બુદ્ધિ + જ ( ઉત્પન્ન થયેલું ) ] વિ. ( ન્યાય ) બેથી આરંભી અનંત સુધીનું.

**અપેક્ષાબુદ્ધિજન્ય** જુઓ અપેક્ષાબુદ્ધિજ.

**અપેક્ષાવાદ** [ સં. અપેક્ષા ( ઇચ્છા ) + વાદ ( મત ) ] પું. ગતિમાત્ર સાપેક્ષ એટલે સ્વતંત્ર નહિ પરંતુ બીજા ઉપર આધાર રાખનાર છે એવો મત; સાપેક્ષપ્રક્રિયા.

**અપેક્ષાવાન** [ સં. અપેક્ષા ( ઇચ્છા ) + વત્ ( વાળું ) ] વિ. ઇચ્છાવાળું; આશા રાખનારું.

**અપેક્ષિત** ૧. [ સં. અપેક્ષ્ ( આશા રાખવી ) ] ન. ઇચ્છા; વાંછના.

૨. ન. ગણના; તુલના.

૩. વિ. આશા રખાયેલું; આકાંક્ષિત; ઇચ્છેલું.

૪. વિ. આશાવંત; અભિલાષી.

૫. વિ. જરૂરનું; આવશ્યક; અગત્યનું.

**અપેક્ષિતક્રિયઅપાદાન** [ સં. અપેક્ષિત ( આકાંક્ષા રાખેલ ) + ક્રિયા + અપાદાન ( પાંચમી વિભક્તિનો અર્થ ) ] ન. ( વ્યાકરણ ) છૂટા પડવાની ક્રિયા જણાવેલી ન હોય એવો અપાદાનનો એક પ્રકાર. જેમકે, તમે ક્યાંથી ? એટલે તમે ક્યાંથી આવ્યા ? એમાં આવવાની ક્રિયા અધ્યાહાર છે.

**અપેક્ષી** [ સં. અપેક્ષા ( ઇચ્છા ) + ઇન્ ( વાળું ) ] વિ. આશા રાખનાર; ઇચ્છાવાળું.

**અપેક્ષ્ય** ૧. [ સં. અપેક્ષ્ ( આશા રાખવી ) + ય ( વિધ્યર્થકૃદંતનો પ્રત્યય ) ] વિ. આશા રાખવા જેવું; ઇચ્છવા લાયક.
૨. વિ. દરકાર કરવા જેવું.

**અપેખ** ૧. [ સં. અ ( નહિ ) + પ્રેક્ષ્ ( જોવું ) ] વિ. અદૃશ્ય; ન દેખાય એવું.
૨. વિ. અપ્રગટ; અજાણ્યું; છૂપું.

**અપેખ્યા** ૧. [ સં. અપેક્ષા ] સ્ત્રી. ( ગ્રામ્ય ) ઇચ્છા; વાંછના; આશા; ઉમેદ.
૨. સ્ત્રી. ગરજ; મતલબ.

**અપેખ્યું** [ સં. અ ( નહિ ) + પ્રેક્ષ્ ( જોવું ) ] વિ. ન જોયેલું; જોયા વગરનું.

**અપેત** ૧. [ સં. અપ ( દૂર ) + ઇત ( ગયેલું ) ] વિ. ખસેલ; દૂર થયેલું.
૨. વિ. જુદું; ભિન્ન; નોખું.
૩. વિ. દેખાતું બંધ થયેલું.
૪. વિ. વગરનું; વિનાનું.

**અપેતરાક્ષસી** [ સં. અપ ( દૂર ) + ઇત ( ગયેલું ) + રાક્ષસ ] સ્ત્રી. એક જાતની ઔષધિ; કાળી તુલસી, કેમકે તે રાક્ષસ જેવાં મોટાં પાપ દૂર કરતી મનાય છે.

**અપેય** ૧. [ સં. અ ( નહિ ) + પેય ( પીવા જેવું ) ] ન. ન પીવા જેવી વસ્તુ.
૨. વિ. ન પીવા લાયક.

**અપેયપાન** ૧. [ સં. અપેય ( ન પીવા જેવું ) + પાન ( પીણું ) ] ન. ન પીવા જેવું પીણું.
૨. ન. ન પીવા લાયક વસ્તુ પીવી તે.

**અપેરણ** [ સં. અપ ( આઘે ) + ઈરણ ( ગતિ ) ] ન. ( જ્યોતિષ ) આકાશી પદાર્થના તેજની ગતિ અને પૃથ્વી તથા આકાશી પદાર્થની ગતિ એ બન્નેને લીધે આકાશી પદાર્થનું વાસ્તવિક સ્થાન કરતાં જુદે ઠેકાણે દેખાવાપણું; 'એબરેશન'. તેના ત્રણ પ્રકાર છે: (૧) પૃથ્વીની તેની ધરી ઉપરની ગતિને લીધે થાય તે દૈનિક અપેરણ; (૨) પૃથ્વીની સૂર્ય આસપાસની ગતિને લીધે થાય તે વાર્ષિક અપેરણ; અને (૩) ગ્રહનું તેજ પૃથ્વી ઉપર પહોંચતાં લાગતા વખત દરમ્યાન તે ગ્રહની ગતિને લીધે થાય તે ગ્રહ સંબંધી અપેરણ.

**અપેરણનાલી** સ્ત્રી. ( જ્યોતિષ ) સૂર્યના બિંબની આસપાસ દેખાતું પ્રકાશનું કૂંડાળું.

**અપેરણસંસ્કાર** પું. ( જ્યોતિષ ) પૃથ્વીની ગતિને લીધે આકાશી પદાર્થના દેખાવાના ઠેકાણામાં અને તેમની ખરી જગ્યામાં પડતો તફાવત; 'કરેક્શન ફૉર એબરેશન'.

**અપેલંટ** [ અં. ] વિ. અરજદાર; અપીલ કરનાર.

**અપૈતૃક** [ સં. અ ( નહિ ) + પૈતૃક ( બાપદાદા તરફથી મળેલું ) ] વિ. બાપદાદા તરફથી નહિ ઊતરી આવેલું; વારસામાં ન મળેલું.

**અપૈયો** ૧. [ સં. અ ( નહિ ) + પેય ( પીવા જેવું ) ] પું. ( ગ્રામ્ય ) જ્યાંનું પાણી હરામ કર્યું હોય તે જગ્યા.
૨. પું. પાણી પણ પીવાનો તજી દીધેલો વ્યવહાર.

**અપૈશુન** ૧. ન. અપૈશુન્ય.
૨. વિ. ચાડિયું નહિ તેવું.

**અપૈશુન્ય** [ સં. અ ( નહિ ) + પૈશુન્ય ( ચાડીચુગલી ) ] ન. કુથલી કે ચાડીચુગલી ન કરવી તે.

**અપોગંડ** ૧. [ સં. અ ( નહિ ) + પોગંડ ( પાંચથી દશ વર્ષ સુધીનો બાળક ) ] પું. બાળક; શિશુ; પાંચ વર્ષથી ઓછી વયનો છોકરો.
૨. વિ. કદરૂપું; બદશકલ; બેડોળ; વિકૃતાંગ.
૩. વિ. કરચલીવાળું.
૪. [ સં. અપસ્ ( વૈધ કર્મ ) + ગંડ ( ત્યાજ્ય ) ] વિ. બહુ ઓછા કે બહુ વધારે અંગવાળું.
૫. વિ. બીકણ; ડરકણ.
૬. વિ. સોળ વરસથી ઉપરની ઉમરનું.

**અપોચ** [ અ ( નહિ ) + પહોંચ ( બળ ) ] વિ. પહોંચ વગરનું; શક્તિ વિનાનું.

**અપોચિયું** ૧. વિ. ફાવી ન શકે એવું; અશક્ત.
અપોચિયાના ધાંધિયા=ન ફાવી શકે એવા માણસની ખોટી ગડમથલ.
૨. વિ. સાધારણ સ્થિતિવાળું.

**અપોત્ર** વિ. હીરાની અઢાર જાત પૈકી ઉત્તમ જાતિનું. જુઓ હીરો.

**અપોમય** [ સં. અપસ્ ( પાણી ) + મય ( વાળું ) ] વિ. પાણીવાળું.

**અપોર્મિ** [ સં. અપ ( ખરાબ ) + ઊર્મિ ( લાગણીનો ઉછાળો ) ] સ્ત્રી. દુર્ભાવ; કુબુદ્ધિ.

**અપોર્મિલ** [ સં. અપ ( ખરાબ ) + ઊર્મિલ ( લાગણીવાળું ) ] વિ. ખોટી લાગણીને વશ થનારૂં.

**અપોર્મિલતા** [ સં. અપ ( ખરાબ ) + ઊર્મિલ ( લાગણીવાળું ) + તા ( પણું ) ] સ્ત્રી. ખોટી લાગણીને વશ થવાપણું.

**અપોશણ** ૧. [ સં. અ ( નહિ ) + પુષ્ ( પોષવું ) + અન ( નામ બતાવનાર પ્રત્યય ) ] ન. જમવાની શરૂઆતમાં લેવાતો થોડો ભાત.
૨. [ સં. અપસ્ ( પાણી ) + અશન ( જમવું તે ) ] ન. જમવું શરૂ કરતાં પહેલાં તથા તેને છેડે જમણી હથેળીમાં લઈ પીવાતું થોડું પાણી

**અપોષક** [ સં. અ ( નહિ ) + પોષક ( પોષણ કરનાર ) ] વિ. નિભાવ ન કરે એવું.

**અપોહ** ૧. પું. અતદ્વ્યાવૃત્તિ; ઇતર પદાર્થથી જુદું પાડવું તે.
૨. પું. ચર્ચાતા વિભાગમાં આવે નહિ એવું બધું કાઢી નાખવું તે.
૩. પું. ત્યાગ; છોડી દેવાપણું.
૪. પું. દલીલથી કરાતું શંકાનું નિરાકરણ.
૫. પું. દૂર કરવા અથવા ખસેડવાપણું.
૬. [ સં. અપ ( ઊલટું ) + ઊહ ( તર્ક ) ] પું. વિપરીત તર્ક; ઊલટું અનુમાન; બુદ્ધિના આઠ ગુણમાંનો એક. બુદ્ધિના આઠ ગુણ આ પ્રમાણે છે: ૧. શુશ્રૂષા, ૨. શ્રવણ, ૩. ગ્રહણ, ૪. ધારણ, ૫. ઊહ, ૬. અપોહ, ૭. અર્થવિજ્ઞાન અને ૮. તત્ત્વવિજ્ઞાન.

**અપોહન** ૧. [ સં. અપ ( દૂર ) + ઊહ્ ( ખસેડવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ખસેડવા અથવા દૂર કરવાપણું.
૨. ન. તર્કશક્તિ.
૩. ન. સ્મૃતિ અને જ્ઞાનનો નાશ.

**અપોહય** પું. ( પુરાણ ) એ નામના એક બ્રહ્મર્ષિ.

**અપોહ્ય** ૧. [ સં. અપ ( દૂર ) + ઊહ્ય ( ખસેડવા જેવું ) ] વિ. ખસેડવા જેવું; દૂર કરવા લાયક.
૨. વિ. તર્કશક્તિથી સ્થાપવાનું.

**અપોંચ** ૧. ( ગ્રામ્ય ) સ્ત્રી. અશક્તિ; અસામર્થ્ય.
૨. સ્ત્રી. ઊંડી બુદ્ધિ ન હોવાપણું.

**અપોંચવાન** ૧. વિ. ( ગ્રામ્ય ) ઊંડી બુદ્ધિ વગરનું.
૨. વિ. પહોંચી ન શકે એવું; શક્તિ કે સામર્થ્ય વગરનું.

**અપોંચિયું** ૧. વિ. ( ગ્રામ્ય ) અશક્ત.
૨. વિ. લાંબી નજર વગરનું.

**અપૌરુષ** ૧. [ સં. અ ( નહિ ) + પૌરુષ ( માણસનું ) ] ન. દૈવી શક્તિ.

૨. [ સં. અ ( નહિ ) + પૌરુષ ( મરદાઈ ) ] ન. બાયલાપણું; નામરદાઈ.

૩. વિ. દૈવતાઈ.

૪. વિ. બાયલું; કાયર; નામરદ.

**અપૌરુષતા** ૧. [ સં. અ ( નહિ ) + પૌરુષતા ( મરદાનગી ) ] સ્ત્રી. કાયરતા; બાયલાપણું; નામરદાઈ.

૨. સ્ત્રી. દૈવી શક્તિ.

**અપૌરુષી** [ સં. અ ( નહિ ) + પૌરુષ ( માણસનું ) + ઇન્ ( વાળું ) ] વિ. દૈવી.

**અપૌરુષેય** ૧. ન. દૈવી શક્તિ; અપૌરુષતા.

૨. [ સં. અ ( નહિ ) + પૌરુષેય ( પુરુષનો વિકાર ) ] ન. નામર્દાઈ; બાયલાપણું.

૩. વિ. ઈશ્વરપ્રેરિત.

૪. વિ. બાયલું.

૫. [ સં. અ ( નહિ ) + પૌરુષેય ( માણસે કરેલું ) ] વિ. માણસે નહિ બનાવેલું; મનુષ્યકૃતિનું ન હોય એવું; દિવ્ય; ઈશ્વરકૃત.

**અપૌરુષેયત્વ** [ સં. અ ( નહિ ) + પૌરુષેય ( માણસે બનાવેલું ) + ત્વ ( પણું ) ] ન. ( વેદાંત ) જેનો કર્તા કોઈ માણસ ન હોય એવી હાલત; ઈશ્વરકૃત હોવાપણું.

**અપૌરુષેયવાદ** [ સં. અ ( નહિ ) + પૌરુષેય ( મનુષ્યનું ) + વાદ ( મત ) ] પું. ( વેદાંત ) વેદ માણસના બનાવેલ નથી પણ ઈશ્વરના રચેલા છે એવો મત.

**અપ્કાય** [ સં. અપ્ ( પાણી ) + કાયા ( પ્રકાર ) ] પું. ( જૈન ) પાણીમાં ઉત્પન્ન થયેલ જંતુનો વર્ગ.

**અપ્ચર** ૧. [ સં. અપ્ ( પાણી ) + ચર્ ( રહેવું ) ] પું. પાણીમાં રહેનાર ચાંચડ.

અપ્ચર મીઠા પાણીનો ચાંચડ અથવા ઇચાક કહેવાય છે. પ્રાણીસૃષ્ટિ

૨. વિ. પાણીમાં રહેતું.

**અપ્સરા** [ સં. અપ્ ( પાણી ) + સ્ ( નીકળવું ) ] સ્ત્રી. ( ગ્રામ્ય ) અપ્સરા; પરી, કેમકે તે સમુદ્રમંથન વખતે પાણીમાંથી નીકળેલી મનાય છે.

**અપ્તરંગ** [ સં. અપ્ ( પાણી ) + તરંગ ( મોજું ) ] પું. પાણીનું મોજું.

**અપ્તરંગી** [ સં. અપ્ ( પાણી ) + તરંગ ( મોજું ) + ઇન્ ( વાળું ) ] વિ. પાણીનાં મોજાં જેવા ચંચળ સ્વભાવવાળું.

**અપ્તોર્યામ** ૧. [ સં. ] પું. અગ્નિષ્ટોમ યજ્ઞનો એ નામનો એક મુખ્ય ભાગ.

૨. પું. એ નામના યજ્ઞની સમાપ્તિ કરનારો સામવેદનો એ નામનો મંત્ર.

૩. પું. જ્યોતિષ્ટોમ યજ્ઞનો છેલ્લો અથવા સાતમો ભાગ.

**અપ્નવાન** ૧. પું. બાહુ; ભુજા.

૨. પું. ભૃગુવંશનો એ નામનો ઋષિ.

**અપ્ત્યત્રિત** પું. સામવેદનો એ નામનો એક ઋષિ.

**અપ્પટ** ૧. [ સં. અપટી ( પડદો ) ] પું. પડદો; કનાત.

૨. [ સં. અ ( નહિ ) + પટુ ( ચતુર ) ] વિ. અણઘડ; બોથડ.

૩. વિ. કમઅક્કલ; બેવકૂફ.

૪. અ. નિત્ય; સતત; હંમેશ.

**અપ્પતિ** ૧. [ સં. અપ્ ( પાણી ) + પતિ ( ધણી ) ] પું. વરુણદેવ.

૨. પું. સમુદ્ર.

**અપ્પય્યદીક્ષિત** પું. સોળમી સદીમાં થઈ ગયેલો અને જગન્નાથ પંડિતના વખતનો સંસ્કૃત ભાષાનો એક પ્રખ્યાત દ્રાવિડ લેખક; ચિત્રમીમાંસા, કુવલયાનંદ નામના કાવ્યશાસ્ત્રનો કર્તા. એણે અલંકાર ઉપર ગ્રંથ લખ્યા છે.

**અપ્પસ** [ હિં. ] વિ. ગરીબ; નિરાધાર.

**અપ્પા** [ સં. આત્મન્ ] પું. ( પ્રાકૃત ) આત્મા; જીવ.

**અપ્પા કરવું** સ. ક્રિ. ખાઈ જવું. છોકરાંની સાથે બોલવામાં આ શબ્દ વપરાય છે.

**અપ્પાસ** [ સં. ઉપવાસ ] પું. ઉપવાસ; ભૂખ્યા રહેવું તે.

**અપ્પાસી** વિ. ઉપવાસી; અપવાસવાળું. જુઓ અપવાસી.

**અપ્ય** ૧. [ સં. અપ્ ( પાણી ) ] વિ. જળથી સંસ્કારી કરેલ.

૨. વિ. પાણી સંબંધી.

૩. [ સં. આપ્ ( મેળવવું ) ] વિ. પ્રાપ્ય; મેળવી શકાય એવું.

૪. વિ. મેળવવા લાયક.

૫. વિ. યજ્ઞકર્મ કરવામાં ચંચળ.

૬. વિ. યજ્ઞકર્મ સંબંધી.

**અપ્યય** ૧. [ સં. અપી ( લય પામવું ) ] પું. અદશ્યતા; ન દેખાવાપણું.

૨. પું. દાખલ થવાપણું; પ્રવેશ.

૩. [ સં. અપિ + ઇ ( જવું ) ] પું. મેળાપ; ભેટો.

૪. પું. લય; નાશ.

૫. પું. વિષ્ણુ, કેમકે પ્રલયકાળમાં જગત તેમનામાં વિલીન થાય છે.

**અપ્રકટ** ૧. [ સં. અ ( નહિ ) + પ્રકટ ( જાહેર ) ] વિ. છૂપું; ગુપ્ત; છાનું.

૨. વિ. બહાર નહિ પડેલું; અપ્રસિદ્ધ.

**અપ્રકટપડોશ અધિકાર** જુઓ અપ્રકટપડોશહક.

**અપ્રકટપડોશહક** પું. એક ધણીની જમીનમાં બીજો માત્ર જવા આવવાનો હક ભોગવે તોપણ તેના ધણીપણાનો તેનો હક નથી એવો અદશ્ય હક.

**અપ્રકટિત** [ સં. અ ( નહિ ) + પ્રકટિત ( જાહેર થયેલું ) ] વિ. જાહેર નહિ થયેલું; અપ્રસિદ્ધ.

**અપ્રકરણ** ૧. [ સં. અ ( અલ્પ ) + પ્રકરણ ( બાબત ) ] ન. ઊતરતા દરજ્જાની હકીકત; ગૌણ વાત.

૨. [ સં. અ ( નહિ ) + પ્રકરણ ( વિષય ) ] ન. સંબંધ વિનાની બાબત.

**અપ્રકર્ષ** ૧. [ સં. અ ( ઊલટું ) + પ્રકર્ષ ( ચડતી ) ] પું. પડતી.

૨. વિ. અધમ; નીચ.

**અપ્રકંપ** ૧. [ સં. અ ( નહિ ) + પ્ર ( ઘણું ) + કંપ્ ( ધ્રૂજવું ) ] પું. ધ્રુજારી ન હોવી તે.

૨. વિ. અડગ; નિશ્ચલ.

૩. વિ. જવાબ વાળી ન શકાય એવું.

**અપ્રકંપ્ય** [ સં. અ ( નહિ ) + પ્ર ( ઘણું ) + કંપ્ ( ધ્રૂજવું ) ] વિ. ધ્રુજાવી ન શકાય એવું.

**અપ્રકાશ** ૧. [ સં. અ ( નહિ ) + પ્રકાશ ( અજવાળું ) ] પું. અજ્ઞાનતા; અણસમજપણું.

૨. પું. અંધારું; અંધકાર.

૩. પું. છાનું રાખવાપણું.

૪. પું. છૂપી વાત.

૫. ન. પરબ્રહ્મ, કેમકે તે સ્વયંપ્રકાશ છે.

૬. વિ. છૂપું; છાનું; ગુપ્ત.

૭. વિ. તેજ વિનાનું; ઝાંખું.

૮. [ સં. અ ( વિશેષ ) + પ્રકાશ ( તેજ ) ] વિ. પોતાના તેજથી પ્રકાશતું; સ્વયંપ્રકાશ.

૯. અ. છૂપી રીતે; છાની રીતે.

**અપ્રકાશન** [ સં. અ ( નહિ ) + પ્રકાશન ( જાહેરાત ) ] ન. છાનું રાખવાપણું

**અપ્રકાશિત** ૧. [ સં. અ ( નહિ ) + પ્રકાશિત ( પ્રસિદ્ધ થયેલું ) ] વિ. અપ્રગટ; અપ્રસિદ્ધ.

૨. [ સં. અ ( નહિ ) + પ્રકાશિત ( તેજવાળું ) ] વિ. અંધારાવાળું; પ્રકાશ ન આવતો હોય એવું.

૩. વિ. છાનું; ગુપ્ત.

૪. વિ. ઝાંખું.

**અપ્રકાશ્ય** [ સં. અ ( નહિ ) + પ્રકાશ્ય ( જાહેર કરવા જેવું ) ] વિ. છાનું રાખવા જેવું; પ્રસિદ્ધ ન કરવા લાયક.

**અપ્રકાંડ** ૧. [ સં. અ ( નહિ ) + પ્રકાંડ ( મોટી શાખા ) ] પું. છોડ.

૨. [ સં. અ ( નહિ ) + પ્રકાંડ ( થડ ) ] પું. થડ વિનાનું ઝાડ.

૩. વિ. થડ વગરનું.

૪. વિ. થોડું.

**અપ્રકીર્ણ** [ સં. અ ( નહિ ) + પ્રકીર્ણ ( છૂટુંછવાયું ) ] વિ. સંબંધવાળું.

**અપ્રકીર્ણપ્રસૃતત્વ** [ સં. અ ( નહિ ) + પ્રકીર્ણ ( છૂટુંછવાયું ) + પ્રસૃત ( વિસ્તારવાળું ) + ત્વ ( પણું ) ] ન. ( જૈન ) તીર્થંકરની વાણીના ૩૫ ગુણ માંહેનો એ નામનો એક; જેમાં સંબંધ વિનાની અને બહુ વિસ્તારવાળી હકીકત ન આવે એવી વાણી; મુદ્દાસર ભાષણ.

**અપ્રકૃત** ૧. ન. ( કાવ્ય ) ઉપમાનઃ જેની સાથે સરખામણી કરવામાં આવે તે.

૨. વિ. અસ્વાભાવિક.

૩. [ સં. અ ( નહિ ) + પ્રકૃત ( ચાલુ બાબતને લગતું ) ] વિ. ચાલુ બાબત સાથે સંબંધ વિનાનું; અપ્રસ્તુત; અપ્રાસંગિક.

૪. વિ. જૂઠું; ખોટું.

૫. [ સં. અ ( નહિ ) + પ્રકૃત ( આદરેલું ) ] વિ. નહિ આરંભેલ; શરૂ કર્યા વિનાનું.

૬. વિ. બનાવટી; કૃત્રિમ.

**અપ્રકૃતિ** ૧. [ સં. અ ( ઊલટું ) + પ્રકૃતિ ( સ્વભાવ ) ] સ્ત્રી. જુદો સ્વભાવ; વિકૃતિ.

૨. સ્ત્રી. ( વ્યાકરણ ) પ્રત્યય.

૩. [ સં. અ ( નહિ ) + પ્રકૃતિ ( જડનું ઉપાદાન ) ] સ્ત્રી. સાંખ્ય મત પ્રમાણેનો પુરુષ, કેમકે તે કોઈનું ઉપાદાન નથી.

**અપ્રકૃષ્ટ** ૧. પું. કાગડો.

૨. [ સં. અ ( નહિ ) + પ્રકૃષ્ટ ( શ્રેષ્ઠ ) ] વિ. હલકું; નીચ; અધમ.

**અપ્રક્ષાલન** [ સં. અ ( નહિ ) + પ્રક્ષાલન ( ધોવણ ) ] ન. ન ધોવાપણું.

**અપ્રખર** ૧. [ સં. અ ( નહિ ) + પ્રખર ( કઠણ ) ] વિ. કોમળ; મૃદુ; નાજુક.

૨. [ સં. અ ( નહિ ) + પ્રખર ( ઉગ્ર ) ] વિ. મંદ; નરમ.

**અપ્રખ્યાત** [ સં. અ ( નહિ ) + પ્રખ્યાત ( જાણીતું ) ] વિ. નહિ જાણીતું; અપ્રસિદ્ધ.

**અપ્રગટ** ૧. [ સં. અ ( નહિ ) + પ્રકટ ( જાહેર ) ] વિ. છૂપું; છાનું.

૨. વિ. બહાર નહિ પડેલું; અપ્રસિદ્ધ.

**અપ્રગતિ** [ સં. અ ( નહિ ) + પ્રગતિ ( આગળ વધવાપણું ) ] સ્ત્રી. આગળ ન વધવું તે.

**અપ્રગતિમાન** [ સં. અ ( નહિ ) + પ્રગતિ ( આગળ વધવાપણું ) + માન ( વાળું ) ] વિ. આગળ નહિ વધતું.

**અપ્રગતિશાળી** [ સં. અ ( નહિ ) + પ્રગતિ ( સુધારો ) + શાલિન્ ( વાળું ) ] વિ. સુધારામાં આગળ નહિ જનારું; રૂઢિચુસ્ત.

**અપ્રગમ** [ સં. અ ( વિશેષ ) + પ્ર ( આગળ ) + ગમ્ ( જવું ) ] વિ. પાછળ આવતું માણસ પહોંચી ન શકે તેટલી ઉતાવળે ચાલતું.

**અપ્રગલ્ભ** ૧. [ સં. અ ( નહિ ) + પ્રગલ્ભ ( ઉદ્ધત ) ] વિ. અહંકાર વિનાનું; નમ્ર; અધૃષ્ટ.

૨. વિ. આળસુ; ઉત્સાહ વિનાનું; સુસ્ત.

૩. વિ. નહિ કેળવાયેલું; અકુશળ.

૪. [ સં. અ ( નહિ ) + પ્રગલ્ભ ( પુખ્ત ) ] વિ. પુખ્ત ઉંમરે ન પહોંચેલું.

૫. [ સં. અ ( નહિ ) + પ્રગલ્ભ ( નીડર ) ] વિ. બીકણ; બાયલું.

૬. [ સં. અ ( નહિ ) + પ્રગલ્ભ ( નિર્લજ્જ ) ] વિ. શરમાળ; હલેતું.

**અપ્રચરિત** [ સં. અ ( નહિ ) + પ્રચરિત ( ચાલેલ ) ] વિ. પ્રચાર પામ્યા વગરનું; અપ્રચલિત.

**અપ્રચલિત** ૧. [ સં. અ ( નહિ ) + પ્રચલિત ( ચાલુ ) ] વિ. નહિ ચાલતું; પ્રચાર નહિ પામેલ.

૨. વિ. પુરાણું; જૂનું.

**અપ્રચંડ** [ સં. અ ( નહિ ) + પ્રચંડ ( ઉગ્ર ) ] વિ. શાંત.

**અપ્રચંડઆલાપ** [ સં. અ ( નહિ ) + પ્રચંડ ( ઉગ્ર ) + આલાપ ( અવાજ ) ] પું. ધીમો અવાજ.

**અપ્રચંડઆલાપયુક્ત** [ સં. અ ( નહિ ) + પ્રચંડ ( ઉગ્ર ) + આલાપ ( અવાજ ) + યુક્ત ( વાળું ) ] વિ. ધીમા અવાજવાળું.

**અપ્રચાર** ૧. [ સં. અ ( નહિ ) + પ્રચાર ( ફેલાવ ) ] પું. ફેલાવ ન હોવાપણું.

૨. [ સં. અ ( નહિ ) + પ્રચાર ( રૂઢિ ) ] પું. રૂઢિભ્રષ્ટતા.

૩. પું. વહેવારમાંથી નીકળી જવાપણું.

**અપ્રચ્છન્ન** ૧. [ સં. અ ( નહિ ) + પ્રચ્છન્ન ( ઢાંકેલું ) ] વિ. ખુલ્લું; પ્રગટ; જાહેર.

૨. વિ. નહિ ઢાંકેલું; અનાવૃત.

**અપ્રજ** ૧. [ સં. અ ( નહિ ) + પ્રજા ( લોક ) ] વિ. ઉજ્જડ; નિર્જન.

૨. [ સં. અ ( નહિ ) + પ્રજા ( સંતતિ ) ] વિ. છોકરાં વિનાનું; વાંઝિયું.

૩. વિ. નહિ જન્મેલું.

**અપ્રજા** [ સં. અ ( નહિ ) + પ્રજા ( સંતતિ ) ] વિ. સ્ત્રી. છોકરાં થતાં ન હોય એવી; વાંઝણી.

**અપ્રજાતા** [ સં. અ ( નહિ ) + પ્રજાતા ( સુવાવડી સ્ત્રી ) ] સ્ત્રી. વાંઝણી સ્ત્રી.

**અપ્રજ્ઞ** ૧. [ સં. અ ( નહિ ) + પ્રજ્ઞ ( બુદ્ધિશાળી ) ] વિ. અક્કલ વિનાનું; મૂર્ખ.

અપ્રજ્ઞને જ્ઞાન થતું નથી, ધ્યાન નહિ કરનારને પ્રજ્ઞા થતી નથી; જેનામાં ધ્યાન છે, અને પ્રજ્ઞા છે તે જ નિર્વાણની નજીક છે. ધમ્મપદ

૨. વિ. અજ્ઞાની.

**અપ્રજ્ઞા** ૧. [ સં. અ ( નહિ ) + પ્રજ્ઞા ( જ્ઞાન ) ] સ્ત્રી. અજ્ઞાન.

૨. [ સં. અ ( નહિ ) + પ્રજ્ઞા ( બુદ્ધિ ) ] સ્ત્રી. બુદ્ધિ ન હોવાપણું.

**અપ્રજ્ઞાત** [ સં. અ ( નહિ ) + પ્રજ્ઞાત ( જાણેલ ) ] વિ. જાણવામાં ન આવેલું; અપ્રસિદ્ધ.

**અપ્રજ્વલિત** [ સં. અ ( નહિ ) + પ્રજ્વલિત ( સળગેલું ) ] વિ. સળગ્યા વગરનું.

**અપ્રજ્વલ્ય** [ સં. અ ( નહિ ) + પ્રજ્વલ્ ( સળગવું ) ] વિ. સળગી ન ઊઠનારું.

**અપ્રણય** [ સં. અ ( નહિ ) + પ્રણય ( પ્રેમ ) ] પું. વેર; દુશ્મનાવટ.

**અપ્રણિધાન** [ સં. અ ( નહિ ) + પ્રણિધાન ( ખંત ) ] ન. ઉત્સાહ ન હોવાપણું; નિરુત્સાહ.

**અપ્રણીત** ૧. [ સં. અ ( નહિ ) + પ્રણીત ( રચેલું ) ] વિ. નહિ બનાવેલું; રચ્યા વિનાનું.

૨. વિ. વિધિ કે સંસ્કારથી પવિત્ર ન કરેલ; સંસ્કારહીન.

**અપ્રતર્ક્ય** [ સં. અ ( નહિ ) + પ્રતર્ક્ય ( કલ્પના થઈ શકે એવું ) ] વિ. અનુમાનથી જાણી ન શકાતું; કલ્પનામાં ન આવી શકે એવું.

**અપ્રતાપ** ૧. [સં. અ (નહિ) + પ્રતાપ (તેજ)] પું. ઝાંખપ.

૨. પું. હલકાઈ; અધમતા.

**અપ્રતિકાર** ૧. [સં. અ (નહિ) + પ્રતિકાર (ઇલાજ)] પું. ઉપાય ન હોય એવી સ્થિતિ; નિરુપાય હાલત.

૨. [સં. અ (નહિ) + પ્રતિકાર (વેરનો બદલો)] પું. વેર ન લેવું તે.

૩. પું. સામાં પગલાં ન લેવાપણું; અવિરોધ.

૪. વિ. ઉપાય વિનાનું; લાઇલાજ.

૫. વિ. બદલો ન આપી શકાય એવું.

**અપ્રતિકારી** ૧. [સં. અ (નહિ) + પ્રતિકારિન્ (ઉપાય કરનાર)] વિ. ઉપચાર નહિ કરનારું; ઇલાજ નહિ લેનાર.

૨. વિ. બદલો ન લેનાર.

**અપ્રતિકાર્ય** ૧. [સં. અ (નહિ) + પ્રતિકાર્ય (ઇલાજ થઈ શકે એવું)] વિ. ઇલાજ ન થઈ શકે એવું.

૨. વિ. ઉપાય ન કરવા લાયક.

૩. વિ. વિરોધ નહિ કરવા જેવું; સામું ન થવા લાયક.

**અપ્રતિકૂલ** [સં. અ (નહિ) + પ્રતિકૂલ (વિરુદ્ધ)] વિ. અનુકૂળ; ગોઠતું; માફક.

**અપ્રતિકૂળ** જુઓ અપ્રતિકૂલ.

**અપ્રતિકૃત** [સં. અ (નહિ) + પ્રતિકૃત (બદલો વાળેલ)] વિ. બદલો વાળ્યા વિનાનું.

સરવ પ્રતિ મુજને સમ ભાળી સધા આજ રીસાણી,
પોતાની અપ્રતિમ પ્રીતિ, મુજમાં **અપ્રતિકૃત** જાણી.
રાસગોપાલ

**અપ્રતિક્રિયા** [સં. અ (નહિ) + પ્રતિક્રિયા (ઉપાય)] સ્ત્રી. ઉપાય ન હોવાપણું; લાઇલાજી; લાચારી.

**અપ્રતિગૃહીત** [સં. અ (નહિ) + પ્રતિગૃહીત (લીધેલું)] વિ. નહિ લેવાયેલ; ન સ્વીકારેલું.

**અપ્રતિગ્રહ** ૧. [સં. અ (નહિ) + પ્રતિગ્રહ (સ્વીકાર)] પું. અસ્વીકાર; દાન વગેરે ન લેવાપણું.

૨. પું. કન્યાદાન ન સ્વીકારવાપણું.

**અપ્રતિગ્રહણ** જુઓ અપ્રતિગ્રહ.

**અપ્રતિગ્રાહક** [સં. અ (નહિ) + પ્રતિગ્રાહક (લેનાર)] વિ. નહિ સ્વીકારનારું; ન લેનાર.

**અપ્રતિગ્રાહ્ય** ૧. [સં. અ (નહિ) + પ્રતિગ્રાહ્ય (લેવા જેવું)] પું. જેની પાસેથી પ્રતિગ્રહ એટલે સ્વીકાર ન કરી શકાય તે; ચાંડાલ વગેરે.

૨. વિ. ન લેવા જેવું.

**અપ્રતિઘાત** ૧. [સં. અ (નહિ) + પ્રતિઘાત (રોકાણ)] પું. ન રોકવું તે.

૨. વિ. વિરોધી વગરનું.

**અપ્રતિઘાતી** ૧. [સં. અ (નહિ) + પ્રતિઘાતિન્ (અટકાવનાર)] વિ. નહિ અટકાવનાર.

૨. વિ. વિરોધી નહિ એવું.

**અપ્રતિજ્ઞ** ૧. [પ્રા. અપડિણ્ણ] વિ. (જૈન) કરણીનું ફળ ન માગનાર; નિયાણું ન કરનાર.

૨. વિ. ક્રોધાદિના આવેશમાં કોઈનું અનિષ્ટ કરવાની પ્રતિજ્ઞા ન કરનાર.

૩. વિ. રાગદ્વેષ વિનાનું.

**અપ્રતિજ્ઞાગ્રાહી** ૧. [સં. અ (નહિ) + પ્રતિજ્ઞા (સ્વીકાર) + ગ્રાહિન્ (લેનાર)] વિ. ધર્મની બાબતમાં રાજાની સર્વોપરી સત્તા નહિ સ્વીકારનાર.

૨. [સં. અ (નહિ) + પ્રતિજ્ઞા (પણ) + ગ્રાહિન્ (લેનાર)] વિ. નિયમ ન લેનાર.

**અપ્રતિદ્વંદ્વ** ૧. [સં. અ (નહિ) + પ્રતિ (સામે) + દ્વન્દ્વ (લડાઈ)] વિ. જેના સામે લડાઈમાં ન ઊતરી શકાય એવું.

૨. વિ. બિનહરીફ; અજોડ; અદ્વિતીય.

૩. વિ. સહચર વગરનું; એકલું.

**અપ્રતિપક્ષ** ૧. વિ. મળતું ન આવતું; અસમાન.

૨. [સં. અ (નહિ) + પ્રતિપક્ષ (સામેવડિયો)] વિ. વિરોધી વગરનું; શત્રુ વિનાનું.

**અપ્રતિપક્ષી** [સં. અ (નહિ) + પ્રતિપક્ષિન્ (વિરોધી)] વિ. સામી બાજુનું નહિ એવું; વિરુદ્ધ પક્ષનું નહિ એવું.

**અપ્રતિપત્તિ** ૧. [સં. અ (નહિ) + પ્રતિપત્તિ (જ્ઞાન)] સ્ત્રી. અજ્ઞાન; અણસમજ.

૨. સ્ત્રી. અવગણના; અનાદર; અવજ્ઞા.

૩. સ્ત્રી. 'આમ જ કરવું' એવો નિશ્ચય ન હોવો તે; કર્તવ્ય નક્કી ન હોવાપણું.

૪. સ્ત્રી. નહિ લેવાપણું; અસ્વીકાર.

૫. સ્ત્રી. નિશ્ચયનો અભાવ.

૬. સ્ત્રી. હાજરજવાબી ન હોવી તે.

**અપ્રતિપન્ન** ૧. [સં. અ (નહિ) + પ્રતિપન્ન (જાણેલ)] વિ. અજ્ઞાત; નહિ જાણેલ.

૨. [સં. અ (નહિ) + પ્રતિપન્ન (માન પામેલું)] વિ. અનાદર કરાયેલું.

૩. વિ. 'આમ જ કરવું' એવા નિશ્ચય વિનાનું.

૪. [સં. અ (નહિ) + પ્રતિપન્ન (સ્વીકારેલું)] વિ. નહિ લીધેલું; ન સ્વીકારેલું.

**અપ્રતિપાદનીય** ૧. [સં. અ (નહિ) + પ્રતિપદ્ (સિદ્ધ કરવું) + અનીય (વિધ્યર્થ-કૃદંતનો પ્રત્યય)] વિ. પુરવાર ન થઈ શકે એવું.

૨. વિ. સાબિત ન કરવા જેવું.

**અપ્રતિપાદ્ય** જુઓ અપ્રતિપાદનીય.

**અપ્રતિબદ્ધ** ૧. [સં. અ (નહિ) + પ્રતિબદ્ધ (બંધાયેલ)] વિ. છૂટું; સ્વતંત્ર.

૨. વિ. મનમાન્યું; સ્વચ્છંદી.

**અપ્રતિબદ્ધચિત્ત** [સં. અ (નહિ) + પ્રતિબદ્ધ (બંધાયેલું) + ચિત્ત (મન)] વિ. સંસારની મમતાથી છૂટા થયેલ મનવાળું; અનાસક્ત.

અનાખ્યાત નિર્વાણમાં જેને છંદ લાગ્યો છે અને તેનો મનથી જે સ્પર્શ કરી શકે છે અને જે કામમાં **અપ્રતિબદ્ધચિત્ત** છે તેને ઊર્ધ્વસ્રોત કહે છે.
ધમ્મપદ

**અપ્રતિબદ્ધવ્યાપાર** [સં. અ (નહિ) + પ્રતિબદ્ધ (અંકુશવાળું) + વ્યાપાર (વેપાર)] પું. બિનજકાતી વેપાર.

**અપ્રતિબલ** ૧. [સં. અ (નહિ) + પ્રતિબલ (શત્રુ)] વિ. શત્રુ વિનાનું; વિરુદ્ધ પક્ષ વગરનું.

૨. [સં. અ (નહિ) + પ્રતિ (બરાબર) + બલ (શક્તિ)] વિ. સામે ન થઈ શકાય એટલી શક્તિવાળું; ઘણું બળવાન.

**અપ્રતિબંધ** ૧. [સં. અ (નહિ) + પ્રતિબંધ (અટકાયત)] પું. રુકાવટ ન હોવાપણું; સ્વચ્છંદતા.

૨. વિ. તકરાર વિના મળેલું.

૩. વિ. તાબેદારી વિનાનું; સ્વતંત્ર.

૪. વિ. બિનશરતી.

**અપ્રતિબંધક** [સં. અ (નહિ) + પ્રતિબંધક (અટકાવનાર)] વિ. નહિ અટકાવનાર; રોધ ન કરનાર.

**અપ્રતિબંધદાય** [સં. અ (નહિ) + પ્રતિબંધ (અટકાયત) + દાય (વારસો)] પું. બિનતકરારી વારસો.

**અપ્રતિબંધ વારસો** જુઓ અપ્રતિબંધદાય.

**અપ્રતિબંધ વ્યાપાર** [સં. અ (નહિ) + પ્રતિબંધ (અંકુશ) + વ્યાપાર (રોજગાર)] પું. જકાત વગરનો વેપાર; અબાધિત સ્વતંત્ર વેપાર.

**અપ્રતિબંધાધિકારી** [સં. અ (નહિ) + પ્રતિબંધ (અટકાયત) + અધિકારિન્ (સત્તાવાળું)] પું. કુલ અખત્યારવાળો અમલદાર.

**અપ્રતિભ** ૧. [સં. અ (નહિ) + પ્રતિભા (તેજ)] વિ. ઉદાસ; દિલગીર.

૨. વિ. ગભરાયેલું.

૩. વિ. મંદ; સુસ્ત; આળસુ.

૪. [ સં. અ ( નહિ ) + પ્રતિભા ( બુદ્ધિ ) ] વિ. મૂર્ખ; જડ; નિર્બુદ્ધિ.

૫. વિ. શરમાળ; લજ્જાળુ.

૬. વિ. હાજરજવાબી નહિ એવું.

**અપ્રતિભટ** ૧. [ સં. અ ( નહિ ) + પ્રતિ ( બરાબર ) + ભટ ( યોદ્ધો ) ] પું. અતુલ લડવૈયો; અજોડ કે અજિત યોદ્ધો.

૨. વિ. અજોડ; બરાબરિયા વિનાનું; અદ્વિતીય.

**અપ્રતિભા** ૧. [ સં. અ ( નહિ ) + પ્રતિભા ( ઝાક ) ] સ્ત્રી. અસ્ફૂર્તિ; અચંચળતા.

૨. [ સં. અ ( નહિ ) + પ્રતિભા ( જ્ઞાન ) ] સ્ત્રી. ( ન્યાય ) ઉત્તર ન સૂઝવારૂપી એક નિગ્રહસ્થાન એટલે જ્યાં ઉત્તરપક્ષવાળો પૂર્વપક્ષનું ખંડન કરી શકતો નથી અને પ્રતિવાદીના સવાલોનો ઉત્તર ન સૂઝવાથી મૂંગો રહે છે.

અજ્ઞાન, અનનુભાષણ અને **અપ્રતિભા** એ ત્રણ નિગ્રહસ્થાન અનુક્તગ્રાહ્ય એટલે ન બોલવાથી પ્રાપ્ત થાય તેવાં છે. - પુરાતત્ત્વ

૩. [ સં. અ ( નહિ ) + પ્રતિભા ( બુદ્ધિ ) ] સ્ત્રી. પ્રતિભા એટલે પ્રત્યુત્પન્ન બુદ્ધિનો અભાવ; જે સમયે જે ઘટે તે સુઝાડનારી બુદ્ધિ ન હોવાપણું.

૪. સ્ત્રી. શરમાળપણું.

**અપ્રતિભૂ** [ સં. અ ( નહિ ) + પ્રતિભૂ ( જામીન ) ] વિ. જામીન વગરનું.

**અપ્રતિભૂધનિક** [ સં. અપ્રતિભૂ ( જામીન વગરનું ) + ધનિક ( સાહુકાર ) ] પું. તારણ એટલે અનામત વગરનો લેણદાર.

**અપ્રતિમ** [ સં. અ ( નહિ ) + પ્રતિમા ( સરખાપણું ) ] વિ. અતુલ; અજોડ; અનુપમ; શ્રેષ્ઠ; અદ્વિતીય.

**અપ્રતિમાકૃતિ** પું. શિવનું એક નામ.

**અપ્રતિમાન** જુઓ અપ્રતિમ.

**અપ્રતિયોગિક** ૧. [ સં. અ ( નહિ ) + પ્રતિયોગિન્ ( વિરુદ્ધ ) + ક ( વાળું ) ] વિ. ( ન્યાય ) પ્રતિયોગી એટલે વિરુદ્ધ સંબંધવાળું ન હોય એવું.

૨. વિ. વિરુદ્ધ પક્ષ વિનાનું.

**અપ્રતિયોગી** ૧. [ સં. અ ( નહિ ) + પ્રતિયોગિન્ ( સામા પક્ષવાળું ) ] વિ. અનુપમ.

૨. [ સં. અ ( નહિ ) + પ્રતિયોગિન્ ( વિરુદ્ધ સંબંધવાળું ) ] વિ. અભાવના સંબંધ વગરનું.

૩. વિ. દુશ્મન વગરનું; શત્રુ રહિત.

૪. વિ. સમોવડિયા વિનાનું.

**અપ્રતિરથ** ૧. [ સં. અ ( નહિ ) + પ્રતિરથ ( તુલ્ય રથવાળો યોદ્ધો ) ] પું. અજોડ લડવૈયો; જેની સામે કોઈ લડી ન શકે એવો યોદ્ધો.

૨. પું. અથર્વવેદનો એક ઋષિ.

૩. પું. ( પુરાણ ) અંતિભાર રાજાના ત્રણ દીકરામાંનો સૌથી નાનો દીકરો.

૪. [ સં. અ ( નહિ ) + પ્રતિરથ ( વિરુદ્ધ પક્ષ ) ] પું. વિષ્ણુ, કેમકે તેમનો કોઈ વિરુદ્ધ પક્ષ નથી.

૫. પું. શુક્લ યજુર્વેદનો એ નામનો ઋષિ.

૬. પું. ( પુરાણ ) સૂર્યવંશી ઇક્ષ્વાકુ કુળમાં જન્મેલા કુવલાશ્વ રાજાનું બીજું નામ.

૭. ન. મુસાફરી કરવા જતી વેળા શુભ થવા માટે ભણાતું એક સામગાન. એ અપ્રતિરથ નામના ઋષિએ રચેલું હોવાથી અપ્રતિરથ કહેવાય છે.

૮. વિ. બિનહરીફ; અજોડ.

**અપ્રતિરથ ઐન્દ્ર** પું. ઋગ્વેદનો એ નામનો ઋષિ. તેણે દસમા મંડલનું ૧૦૩મું સૂક્ત રચ્યું છે.

**અપ્રતિરુદ્ધ** ૧. [ સં. અ ( નહિ ) + પ્રતિરુદ્ધ ( અટકાવાય એવું ) ] વિ. ન અટકાવી શકાય એવું.

૨. વિ. સ્વતંત્ર; છૂટું.

**અપ્રતિરૂપ** ૧. પું. ( જૈન ) ભૂત જાતના વ્યંતર દેવના બે ઇંદ્ર માંહેનો એ નામનો એક.

૨. [ સં. અ ( નહિ ) + પ્રતિરૂપ ( જેવું ) ] વિ. અનુપમ; અજોડ; અદ્વિતીય.

૩. વિ. મળતું ન આવતું; અસદૃશ; અતુલ્ય.

**અપ્રતિરોધ** ૧. [ સં. અ ( નહિ ) + પ્રતિરોધ ( અટકાયત ) ] પું. છૂટ; સ્વતંત્રતા.

૨. પું. ન અટકાવવું તે.

**અપ્રતિલોમ** [ સં. અ ( નહિ ) + પ્રતિલોમ ( વિરુદ્ધ ) ] વિ. અનુકૂળ.

**અપ્રતિલોમતા** [ સં. અ ( નહિ ) + પ્રતિલોમ ( વિરુદ્ધ ) + તા ( પણું ) ] સ્ત્રી. અનુકૂળપણું.

**અપ્રતિવીર્ય** [ સં. અ ( નહિ ) + પ્રતિવીર્ય ( સરખી શક્તિવાળું ) ] વિ. સરખાવી ન શકાય એટલી શક્તિવાળું; અતુલ બળવાળું.

**અપ્રતિશાસન** [ સં. અ ( નહિ ) + પ્રતિ ( વિરુદ્ધ ) + શાસન ( કારભાર ) ] વિ. એકના જ તાબામાં હોય એવું.

**અપ્રતિષિદ્ધ** ૧. પું. ( શિલ્પ ) થાંભલાના નવ ભાગ પૈકી ઉપરથી ગણતાં બીજો ભાગ.

૨. [ સં. અ ( નહિ ) + પ્રતિષિદ્ધ ( મના કરેલ ) ] વિ. મના નહિ કરેલું; અનિષિદ્ધ.

**અપ્રતિષિદ્ધવન** [ સં. અ ( નહિ ) + પ્રતિષિદ્ધ ( મના કરેલ ) + વન ( જંગલ ) ] ન. બધાંને માટે ખુલ્લું રાખેલું જંગલ.

**અપ્રતિષેધ** ૧. [ સં. અ ( નહિ ) + પ્રતિષેધ ( મના ) ] પું. પરવાનગી; રજા; છૂટ.

૨. વિ. ન અટકાવેલું.

**અપ્રતિષ્ઠ** ૧. પું. એ નામનું એક નરક.

૨. ન. પોતાના ધામમાં જ રહેલ પરબ્રહ્મ.

૩. [ સં. અ ( નહિ ) + પ્રતિષ્ઠા ( આબરૂ ) ] વિ. આબરૂ વિનાનું; અપકીર્તિવાળું.

૪. [ સં. અ ( નહિ ) + પ્રતિષ્ઠા ( સ્થિરતા ) ] વિ. ચંચળ; અસ્થાયી; અસ્થિર.

જેઓ જગતને અસત્ય, **અપ્રતિષ્ઠ** અને ઈશ્વર રહિત પરસ્પર ઉત્પન્ન થયેલું નહિ અને કામના હેતુવાળું કહે છે તેઓ અસુર છે. અણુભાષ્ય

૫. [ સં. અ ( નહિ ) + પ્રતિષ્ઠા ( માન ) ] વિ. તિરસ્કારાયેલું; અપમાન પામેલું.

૬. વિ. નકામું; નિષ્ફળ.

૭. [ સં. અ ( નહિ ) + પ્રતિષ્ઠા ( આધાર ) ] વિ. બીજાના આધાર વિનાનું; પોતાને આશ્રયે રહેલું.

**અપ્રતિષ્ઠા** ૧. [ સં. અ ( નહિ ) + પ્રતિષ્ઠા ( માન ) ] સ્ત્રી. અપમાન; અનાદર.

૨. [ સં. અ ( નહિ ) + પ્રતિષ્ઠા ( સ્થિરતા ) ] સ્ત્રી. ચંચળતા; અસ્થિરપણું.

૩. સ્ત્રી. નામોશી; બેઆબરૂ; ફજેતી.

**અપ્રતિષ્ઠાન** ૧. [ સં. અ ( નહિ ) + પ્રતિષ્ઠાન ( સ્થિતિ ) ] ન. અસ્થિરતા; ચંચળપણું.

૨. [ પ્રા. અપઇટ્ઠાણ ] ન. ( જૈન ) મોક્ષ; મુક્તિ.

૩. ન. ( જૈન ) સાતમી નરકના પાંચ નરકાવાસમાંનો એ નામનો વચલો નરકાવાસો એટલે ખંડ.

**અપ્રતિષ્ઠિત** ૧. [ સં. અ ( નહિ ) + પ્રતિષ્ઠા ( આધાર ) + ઇત ( વાળું ) ] પું. વિષ્ણુ, કેમકે તેમને કોઈના આધારની જરૂર નથી.

૨. [ સં. અ ( નહિ ) + પ્રતિષ્ઠા ( સ્થિરતા ) + ઇત ( વાળું ) ] વિ. અસ્થિર; ચંચળ.

૩. વિ. આધાર વિનાનું.

૪. [ સં. અ ( નહિ ) + પ્રતિષ્ઠિત ( આબરૂદાર ) ] વિ. કીર્તિ વિનાનું; પ્રશંસા નહિ પામેલ.

૫. વિ. તિરસ્કારાયેલું.

૬. [ પ્રા. અપઇટ્ઠિય ] વિ. ( જૈન ) નિમિત્ત વિના સ્વાભાવિક રીતે થયેલું.

**અપ્રતિસંખ્ય** ૧. [ સં. અ ( નહિ ) + પ્રતિ ( નિશ્ચય બતાવનાર ઉપસર્ગ ) + સંખ્યા ] વિ. જેની સંખ્યા ન મળી શકે એવું.
૨. વિ. નજરે આવ્યા વગરનું.

**અપ્રતિસંખ્યનિરોધ** જુઓ અપ્રતિસંખ્યાનિરોધ.

**અપ્રતિસંખ્યા** [ સં. અ ( નહિ ) + પ્રતિસંખ્યા ( સિદ્ધ જ્ઞાન )] સ્ત્રી. વિશેષ બુદ્ધિ ન હોવાપણું.

**અપ્રતિસંખ્યાનિરોધ** [ સં. અ ( નહિ ) + પ્રતિ ( પ્રતિકૂળ ) + સંખ્યા ( બુદ્ધિ ) + નિરોધ ( નાશ )] પું. ( બૌદ્ધ ) અજાણપણે પદાર્થનો નાશ; અબુદ્ધિપૂર્વક ભાવવિનાશ. નિરૂપની આકાશ, પ્રતિસંખ્યાનિરોધ અને અપ્રતિસંખ્યાનિરોધ એમ ત્રણ જાત છે.

પ્રત્યયો અથવા વૃત્તિઓના અભાવે ચૈત્યો રામી જાય ત્યારે ભાવોની અપ્રતીતિ અથવા અદર્શન થાય તેને અપ્રતિસંખ્યાનિરોધ કહે છે. અણુભાષ્ય

**અપ્રતિહત** ૧. [ સં. અ ( નહિ ) + પ્રતિહત ( હારેલ )] વિ. અપરાજિત; નહિ હારેલું.
૨. વિ. ઈજા પામ્યા વગરનું.
૩. વિ. ચાલુ; અખંડ; સતત.
૪. વિ. ન હણેલું; અહિંસિત.
૫. વિ. રોકી ન શકાય એવું; અનિવાર્ય.
૬. [ સં. અ ( નહિ ) + પ્રતિહત ( રોકેલ )] વિ. રોક્યા વિનાનું; નહિ અટકાવેલું.
૭. વિ. હરકત વિનાનું; અડચણ વગરનું.

**અપ્રતિહતઅંતર્ધાનશક્તિ** [ સં. અપ્રતિહત (વિઘ્ન વિનાનું) + અંતર્ધાન (અલોપ થવાપણું) + શક્તિ ] સ્ત્રી. દેખાય નહિ એવું રૂપ કરી નાખવાની શક્તિ.

**અપ્રતિહતગતિ** [ સં. અપ્રતિહત ( નહિ રોકેલ ) + ગતિ ] વિ. રોકી ન શકાય એવું.

**અપ્રતિહતનેત્ર** ૧. પું. ( બૌદ્ધ ) એ નામનો દેવ.
૨. [ સં. અપ્રતિહત ( ઈજા ન પામેલ ) + નેત્ર ( આંખ )] વિ. ઈજા વિનાની આંખવાળું; સારી આંખોવાળું.

**અપ્રતિહાર્ય** [ સં. અ ( નહિ ) + પ્રતિહાર્ય ( દૂર કરાય એવું )] વિ. ટાળી ન શકાય એવું; અનિવાર્ય.

**અપ્રતીક** ૧. [ સં. અ ( નહિ ) + પ્રતીક ( અવયવ )] ન. પરબ્રહ્મ, કેમકે તેને અવયવ ન હોવાનું મનાય છે.
૨. વિ. અવયવ વગરનું.
૩. વિ. આખું; સંપૂર્ણ.

**અપ્રતીકાર** ૧. [ સં. અ ( નહિ ) + પ્રતીકાર ( ઉપાય )] પું. લાચાર હાલત.
૨. [ સં. અ ( નહિ ) + પ્રતિકાર ( વેરનો બદલો )] પું. વેર ન લેવું તે.
૩. પું. સામનો એટલે વિરોધ નહિ કરવો તે.
૪. વિ. નિરુપાય; લાઇલાજ.
૫. વિ. બદલો ન આપી શકાય એવું.

**અપ્રતીકારી** ૧. [ સં. અ ( નહિ ) + પ્રતીકારિન્ ( ઉપાય કરનાર )] વિ. ઉપાય ન કરનાર.
૨. વિ. બદલો ન લેનારૂં.

**અપ્રતીકાર્ય** ૧. [ સં. અ ( નહિ ) + પ્રતીકાર્ય ( ઉપાય થઈ શકે એવું )] વિ. ઇલાજ વિનાનું; જેનો ઉપાય ન હોય એવું.
૨. વિ. ઉપાય ન કરવા યોગ્ય.
૩. વિ. વિરોધ નહિ કરવા જેવું; સામું ન થવા લાયક.

**અપ્રતીજ** [ સં. અ ( નહિ ) + પ્રતીતિ ( ભરોસો )] સ્ત્રી. અણુપતીજ; અવિશ્વાસ.

**અપ્રતીત** ૧. [ સં. અ ( નહિ ) + પ્રતીત ( જાણેલ )] પું. ( કાવ્ય ) શબ્દદોષનો એક ભેદ; સામાન્ય લોકો ન સમજી શકે પણ બીજાં શાસ્ત્ર, દેશ કે ભાષામાં પ્રચલિત હોય એવો શબ્દ વાપરવાથી થતો દોષ.

જેનો કેવળ શાસ્ત્રાન્તરમાં કે દેશાન્તરમાં જ પ્રસિદ્ધ સંકેત છે તેનું કથન એ અપ્રતીત. કાવ્યશાસ્ત્ર

૨. સ્ત્રી. અર્થની અસ્પષ્ટતા; દુર્બોધપણું.
૩. [ સં. અ ( નહિ ) + પ્રતીતિ ( ભરોસો )] સ્ત્રી. અવિશ્વાસ; અણુપતીજ.
૪. વિ. આનંદ નહિ પામેલું.
૫. [ સં. અ ( નહિ ) + પ્રતિ ( સામે ) + ઇત ( ગયેલ )] વિ. જેની સામે કોઈ થયું નથી એવું.
૬. વિ. નહિ જાણેલ; અજ્ઞાત.
૭. વિ. નાસી ન ગયેલું.
૮. વિ. સમજાય નહિ એવું.

**અપ્રતીતિ** ૧. [ સં. અ ( નહિ ) + પ્રતીતિ ( જ્ઞાન )] સ્ત્રી. અજ્ઞાન.
૨. સ્ત્રી. અર્થની અસ્પષ્ટતા.
૩. [સં. અ ( નહિ ) + પ્રતીતિ ( વિશ્વાસ )] સ્ત્રી. અવિશ્વાસ; ગેરભરોસો.

**અપ્રતીપ** [ સં. અ ( નહિ ) + પ્રતીપ ( પ્રતિકૂળ )] વિ. અનુકૂળ.

**અપ્રતીયમાન** ૧. [ સં. અ ( નહિ ) + પ્રતીયમાન ( નક્કી )] વિ. અચોક્કસ; અનિશ્ચિત.
૨. વિ. જાણવામાં નહિ આવતું.

**અપ્રતુલ** ૧. પું. અગત્ય; જરૂરિયાત.
૨. પું. વજનનો અભાવ.
૩. વિ. અનુપમ; અજોડ.
૪. [ સં. અ ( નહિ ) + પ્રતુલ્ ( જોખવું )] વિ. અમાપ; બેહદ.

**અપ્રત્તા** ૧. [ સં. અ ( નહિ ) + પ્રદત્તા ( આપેલી )] સ્ત્રી. કુંવારી છોકરી; કન્યા.
૨. વિ. સ્ત્રી. સગપણ થયા વગરની.

**અપ્રત્યક્ષ** ૧. [ સં. અ ( નહિ ) + પ્રત્યક્ષ ( નજર આગળ )] વિ. અજાણીતું; અજ્ઞાત.
૨. વિ. આડકતરૂં; આડું.
૩. વિ. ઇંદ્રિયોથી ન જણાય એવું.
૪. વિ. ગેરહાજર.
૫. વિ. છૂપું; છાનું.
૬. વિ. ન દેખી શકાય એવું; અદૃશ્ય; પરોક્ષ.

**અપ્રત્યક્ષ કર** [ સં. અ ( નહિ ) + પ્રત્યક્ષ ( સીધું ) + કર ] પું. આડકતરી રીતે લેવાતો વેરો.

**અપ્રત્યક્ષોત્પાદક** [ સં. અપ્રત્યક્ષ ( આડકતરૂં ) + ઉત્પાદક ( ઉત્પન્ન કરનાર )] વિ. ( અર્થશાસ્ત્ર ) આડકતરી રીતે ફળ આપનારૂં.

**અપ્રત્યનીક** [સં.] પું. ( કાવ્ય ) એક જાતનો અલંકાર. તેમાં શત્રુઓને જીતવાના બળને લીધે તેની સાથે સંબંધ રાખનાર વસ્તુઓનો તિરસ્કાર કરવામાં આવતો નથી. જેમકે, રાજા પોતાના દુશ્મન રાજાને શિક્ષા કરે છે પણ તેની સાથે સંબંધ રાખતી પ્રજાને પીડા કરતો નથી.

અનિષ્ટની અથવા અનિષ્ટના સંબંધીની પ્રતિકૂળતા એ પ્રત્યનીક અલંકાર અને તેનાથી વિપરીત ભાવમાં અપ્રત્યનીક અલંકાર. કાવ્યશાસ્ત્ર

**અપ્રત્યય** ૧. [ સં. અ ( નહિ ) + પ્રત્યય ( ભરોસો )] પું. અણુપતીજ; અવિશ્વાસ.
૨. પું. ( જૈન ) અદત્તાદાન એટલે દીધા વગર લેવું તે; ચોરી.
૩. પું. અસત્ય.
૪. પું. ન સમજાવું તે.
૫. [ સં. અ ( નહિ ) + પ્રત્યય ( રૂપ કે સાધિત શબ્દ બતાવવા શબ્દને છેડે લગાડાતો અક્ષર )] પું. ( વ્યાકરણ ) પ્રત્યય નહિ તે.
૬. પું. સંશય; વહેમ.
૭. વિ. અવિશ્વાસુ; ભરોસા વિનાનું.
૮. વિ. જ્ઞાન વગરનું.

૯. વિ. (વ્યાકરણ) પ્રત્યયનો લોપ થયો હોય એવું; પ્રત્યય વિનાનું.

૧૦. વિ. સમજાય નહિ એવું.

**અપ્રત્યયકારક** ૧. [સં. અ (નહિ) + પ્રત્યય (વિશ્વાસ) + કારક (કરનાર)] વિ. ભરોસા વિનાનું.

૨. વિ. વિશ્વાસઘાતી; ભરોસો તોડનાર.

**અપ્રત્યયદ્વિતીયા** [સં. અ (નહિ) + પ્રત્યય (રૂપ કે સાધિત શબ્દ બનાવવા શબ્દને છેડે લગાડાતો અક્ષર) + દ્વિતીયા (બીજી)] સ્ત્રી. (વ્યાકરણ) 'ને' પ્રત્યય લાગ્યા વિનાની બીજી વિભક્તિ. જેમકે, 'હું પુસ્તક વાંચું છું' એમાં પુસ્તક અપ્રત્યયદ્વિતીયા વિભક્તિમાં છે.

**અપ્રત્યવેક્ષિત** [સં. અ (નહિ) + પ્રત્યવેક્ષિત (તપાસેલું)] વિ. (જૈન) જંતુ છે કે નહિ એ બરાબર નહિ જોયેલું.

> **અપ્રત્યવેક્ષિત** અને અપ્રમાર્જિતમાં ઉત્સર્ગ, અપ્રત્યવેક્ષિત અને અપ્રમાર્જિતમાં આદાનનિક્ષેપ, અપ્રત્યવેક્ષિત અને અપ્રમાર્જિત સંસ્તારનો ઉપક્રમ, અનાદર અને સ્મૃત્યનુપસ્થાપન એ પાંચ અતિચાર પૌષધવ્રતના છે. તત્ત્વાર્થસૂત્ર

**અપ્રત્યવેક્ષિતનિક્ષેપ** [સં. અ (નહિ) + પ્રત્યવેક્ષિત (તપાસેલું) + નિક્ષેપ (મૂકવું તે)] પું. (જૈન) જીવજંતુનો તપાસ કર્યા વિના કોઈ ચીજ મૂકવી તે. પ્રત્યવેક્ષણ કર્યા વિના જ એટલે જંતુ છે કે નહિ તે બરાબર જોયાં વિના જ કોઈ વસ્તુને મૂકી દેવી એ અપ્રત્યવેક્ષિતનિક્ષેપ કહેવાય છે.

**અપ્રત્યાખ્યાન** ૧. [સં. અ (નહિ) + પ્રત્યાખ્યાન (ના પાડવી તે)] ન. ના ન પાડવી તે.

૨. [સં. અ (નહિ) + પ્રત્યાખ્યાન (વ્રત)] ન. વ્રત ન હોવાપણું.

૩. ન. (જૈન) શ્રાવકનાં વ્રત લેવાના ભાવને અટકાવનાર કષાય એટલે ક્રોધ, માન, માયા અને લોભ.

**અપ્રત્યાખ્યાનકષાય** જુઓ અપ્રત્યાખ્યાન ૩.

**અપ્રત્યાખ્યાનક્રિયા** [સં. અ (નહિ) + પ્રત્યાખ્યાન (વ્રત) + ક્રિયા (દોષ)] સ્ત્રી. (જૈન) પચખાણ એટલે પાપના ત્યાગની પ્રતિજ્ઞા ન કરવાથી લાગતો દોષ.

**અપ્રત્યાખ્યાનાવરણ** [સં. અ (નહિ) + પ્રત્યાખ્યાન (પચખાણ) + આવરણ (અડચણ)] ન. (જૈન) શ્રાવકનાં વ્રત લેવાની વૃત્તિને અટકાવનાર ક્રોધ, માન, માયા તથા લોભ. તેની અસર વધારેમાં વધારે એક વર્ષ રહે છે.

**અપ્રત્યાખ્યાનાવરણક્રોધ** [સં. અપ્રત્યાખ્યાન (વ્રત ન હોવાપણું) + આવરણ (અડચણ) + ક્રોધ (ગુસ્સો)] પું. (જૈન) એક વરસ સુધી ભૂંસાય નહિ અને શ્રાવકનાં વ્રત લેવા ન દે એવો ગુસ્સો.

**અપ્રત્યાખ્યાનાવરણમાન** [સં. અપ્રત્યાખ્યાન (વ્રત ન હોવાપણું) + આવરણ (વિઘ્ન) + માન (ગર્વ)] ન. (જૈન) શ્રાવકનાં વ્રત લેવામાં અડચણરૂપ ગર્વ.

**અપ્રત્યાખ્યાનાવરણમાયા** [સં. અપ્રત્યાખ્યાન (વ્રત ન હોવાપણું) + આવરણ (હરકત) + માયા (કપટ)] સ્ત્રી. (જૈન) શ્રાવકનાં વ્રત ન લેવા દે એવું કપટ.

**અપ્રત્યાખ્યાનાવરણલોભ** [સં. અપ્રત્યાખ્યાન (વ્રત ન હોવાપણું) + આવરણ (નડતર) + લોભ] પું. (જૈન) શ્રાવકનાં વ્રતમાં અંતરાયરૂપ લોભ.

**અપ્રત્યાખ્યાનિકા** [સં. અપ્રત્યાખ્યાન (વ્રત ન હોવાપણું) + ઇક (લગતું) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. (જૈન) વ્રત ન હોવાને લીધે લાગતી ક્રિયા એટલે દોષ.

**અપ્રત્યાખ્યાની ક્રોધ** જુઓ અપ્રત્યાખ્યાનાવરણક્રોધ.

**અપ્રત્યાખ્યાની માન** જુઓ અપ્રત્યાખ્યાનાવરણમાન.

**અપ્રત્યાખ્યાની માયા** જુઓ અપ્રત્યાખ્યાનાવરણમાયા.

**અપ્રત્યાખ્યાની લોભ** જુઓ અપ્રત્યાખ્યાનાવરણલોભ.

**અપ્રત્યાખ્યેય** ૧. [સં. અ (નહિ) + પ્રત્યાખ્યેય (ખંડન કરવા જેવું)] વિ. ખંડન ન કરવા જેવું.

૨. વિ. ત્યાગ ન કરી શકાય એવું; અત્યાજ્ય.

**અપ્રથમ** ૧. [સં. અ (નહિ) + પ્રથમ (પહેલું)] વિ. (જૈન) પહેલું એટલે કે શરૂઆતનું નહિ એવું; બીજું, ત્રીજું વગેરે.

૨. [પ્રા. અપઢમ] વિ. પ્રથમતા રહિત; અનાદિ.

**અપ્રથમસમય** [સં. અ (નહિ) + પ્રથમ (પહેલું) + સમય (ક્ષણ)] પું. (જૈન) પહેલો સમય નહિ તે, એટલે કે બીજો, ત્રીજો વગેરે સમય.

**અપ્રથમસિદ્ધ** [સં. અ (નહિ) + પ્રથમ (પહેલું) + સિદ્ધ (મુક્તાત્મા)] પું. (જૈન) સિદ્ધ થયાને એકથી વધારે સમય થયા હોય તેવા સિદ્ધ ભગવાન.

**અપ્રથિત** [સં. અ (નહિ) + પ્રથિત (પ્રખ્યાત)] વિ. ખ્યાતિ નહિ પામેલું; અપ્રસિદ્ધ.

**અપ્રદુષ્ટ** [સં. અ (નહિ) + પ્રદુષ્ટ (દોષવાળું)] વિ. પાપ વિનાનું; નિર્દોષ.

**અપ્રદેશ** ૧. [સં. અ (નહિ) + પ્રદેશ (જગ્યા)] પું. અધિકાર બહારનો વિષય.

૨. [સં. અ (નહિ) + પ્રદેશ (ભાગ)] વિ. (જૈન) અવયવ વિનાનું; પ્રદેશરહિત.

**અપ્રધાન** ૧. [સં. અ (નહિ) + પ્રધાન (મુખ્ય)] વિ. ઊતરતા દરજ્જાનું; ગૌણ.

૨. વિ. ઓછી જરૂરનું.

૩. વિ. સહકારી; મદદ કરનારું.

૪. વિ. સામાન્ય; સાધારણ.

**અપ્રધાનતા** [સં. અ (નહિ) + પ્રધાન (મુખ્ય) + તા (પણું)] સ્ત્રી. ઊતરતા દરજ્જાનું હોવાપણું; ગૌણતા.

**અપ્રધાનત્વ** જુઓ અપ્રધાનતા.

**અપ્રબદ્ધતા** જુઓ અપ્રબંધ.

**અપ્રબલ** [સં. અ (નહિ) + પ્રબલ (બળવાન)] વિ. બળ વગરનું; કમજોર.

**અપ્રબળ** જુઓ અપ્રબલ.

**અપ્રબંધ** [સં. અ (નહિ) + પ્રબંધ (સંબંધ)] પું. મેળ ન ખાય એવી સ્થિતિ; અસંબંધતા.

**અપ્રબુદ્ધ** ૧. [સં. અ (નહિ) + પ્રબુદ્ધ (જ્ઞાની)] વિ. જ્ઞાન વિનાનું; અજ્ઞાની.

૨. વિ. નાની વયનું; પુખ્ત ઉમરે નહિ પહોંચેલું.

**અપ્રભ** ૧. [સં. અ (નહિ) + પ્રભા (તેજ)] વિ. ઝાંખું; તેજ વગરનું.

૨. વિ. નીચ; અધમ; હલકું.

**અપ્રભાવ** ૧. [સં. અ (નહિ) + પ્રભાવ (શક્તિ)] પું. નિર્બળતા; દુર્બળપણું.

૨. વિ. પ્રતાપ વિનાનું.

૩. વિ. શક્તિ વગરનું.

**અપ્રભુ** [સં. અ (નહિ) + પ્રભુ (સમર્થ)] વિ. શક્તિ વિનાનું; નિર્બળ.

**અપ્રભુતા** જુઓ અપ્રભુત્વ.

**અપ્રભુત્વ** ૧. [સં. અ (નહિ) + પ્રભુત્વ (બળ)] ન. અશક્તિ; અસામર્થ્ય.

૨. [સં. અ (નહિ) + પ્રભુત્વ (માલિકી)] ન. માલિકી ન હોવાપણું.

**અપ્રભૂત** [સં. અ (નહિ) + પ્રભૂત (ઘણું)] વિ. થોડું; જરા.

**અપ્રમત્ત** ૧. [સં. અ (નહિ) + પ્રમત્ત (ગાફલ)] પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક, કેમકે કર્મનું ફળ દેવામાં તે ભૂલ કરતા નથી.
૨. વિ. (જૈન) અપ્રમાદી; મદ, વિષય, કષાય, નિદ્રા, વિકથા આદિ પ્રમાદ વગરનું.
૩. વિ. નશા વિનાનું.
૪. વિ. સાવધાન; જાગ્રત.

**અપ્રમત્તતા** ૧. સ્ત્રી. અપ્રમાદીપણું.
૨. [સં. અ (નહિ) + પ્રમત્ત (ગાફલ) + તા (પણું)] સ્ત્રી. જાગૃતિ; સાવધાનતા; સાવચેતી; જાગરૂકતા.
૩. સ્ત્રી. નશા વિનાની સ્થિતિ.

**અપ્રમત્તસંજતિગુણસ્થાન** [સં. અપ્રમત્ત (સાવધાન) + સંયત (સાધુ) + ગુણ + સ્થાન (ઠેકાણું)] ન. (જૈન) અપ્રમત્તસંયત નામનું સાતમું ગુણસ્થાન. આત્મજ્ઞાનવાળા અને મદ, વિષય, કષાય, નિંદા અને વિકથા એ પાંચ પ્રમાદ દૂર કરેલ હોય એવા સાધુ આ ભૂમિકાએ પહોંચેલા કહેવાય છે.

**અપ્રમત્તસંયત** ૧. [સં. અપ્રમત્ત (પ્રમાદ વિનાનું) + સંયત (સંયમવાળું)] પું. (જૈન) આળસ વિનાનો સાધુ; સાતમે ગુણસ્થાને પહોંચેલો જીવ.

ધર્મધ્યાન **અપ્રમત્તસંયત**ને સંભવે છે.
તત્ત્વાર્થસૂત્ર

૨. ન. (જૈન) આત્મિક સ્થિતિમાં સાતમું ગુણસ્થાન.

જે અવસ્થામાં પ્રમાદનો જરા યે સંભવ નથી તે **અપ્રમત્તસંયત**. પુરાતત્ત્વ

**અપ્રમદ** [સં. અ (નહિ) + પ્રમદ (આનંદ)] વિ. દિલગીર; ખિન્ન.

**અપ્રમય** ૧. [સં. અ (નહિ) + પ્રમય (નાશ)] વિ. અવિનાશી.
૨. વિ. હદ વગરનું; અમર્યાદ; પ્રમાણાતીત.

**અપ્રમા** ૧. [સં. અ (નહિ) + પ્રમા (પ્રમાણ)] સ્ત્રી. અપ્રમાણ; સાબિતીનો અભાવ.
૨. [સં. અ (નહિ) + પ્રમા (યથાર્થ જ્ઞાન)] સ્ત્રી. ખોટું જ્ઞાન; મિથ્યા સમજ; અયથાર્થ જ્ઞાન.

**અપ્રમાણ** ૧. [સં. અ (નહિ) + પ્રમાણ (માપ)] પું. (જૈન) પ્રમાણ ઉપરાંત આહાર કરવાથી સાધુને લાગતો દોષ.
૨. [સં. અ (નહિ) + પ્રમાણ (સાબિતી)] ન. અસિદ્ધતા; સાબિતી ન હોવાપણું.
૩. ન. સંબંધ ન હોવો તે; અસંબદ્ધતા.
૪. વિ. અવિશ્વસનીય; વિશ્વાસ ન કરવા જેવું.
૫. વિ. આધાર તરીકે ન સ્વીકારવા જેવું; અમાન્ય.
૬. વિ. તર્કશાસ્ત્રના નિયમ વિરુદ્ધનું.
૭. વિ. ધર્મશાસ્ત્રથી પુરવાર ન થતું; પુરાવા વગરનું; અસત્ય; ખોટું.
૮. વિ. બેહદ; અમાપ.
૯. વિ. મુદ્દા વગરનું; ટેકા રહિત.
૧૦. વિ. સાબિતી કે ખાતરી વગરનું.
૧૧. વિ. હદથી વધારે; વિશેષ; અધિક.

**અપ્રમાણભૂત** [સં. અ (નહિ) + પ્રમાણ (આધાર) + ભૂત (વાળું)] વિ. અમાન્ય; આધારરૂપ ન ગણાવા જેવું

**અપ્રમાણભોજી** ૧. [સં. અ (નહિ) + પ્રમાણ (માપ) + ભોજિન્ (ખાનાર)] વિ. (જૈન) બત્રીસ કોળિયાથી વધારે આહાર કરનાર.
૨. વિ. બહુ ખાનાર.

**અપ્રમાણરૂપ** જુઓ **અપ્રમાણભૂત**.

**અપ્રમાણવાદી** ૧. [સં. અ (નહિ) + પ્રમાણ (ધર્મશાસ્ત્ર) + વાદિન્ (મત ધરાવનાર)] વિ. શાસ્ત્રનો પુરાવો નહિ સ્વીકારનારું.
૨. વિ. સ્વતંત્ર વિચારવાળું.

**અપ્રમાણિક** ૧. [સં. અ (નહિ) + પ્રમાણિક (ઈમાનદાર)] વિ. અવિશ્વાસુ; બેઈમાન; બેવચની.
૨. વિ. દગાખોર; દગલબાજ.

**અપ્રમાણિકતા** ૧. [સં. અ (નહિ) + પ્રમાણિક (ઈમાનદાર) + તા (પણું)] સ્ત્રી. બેઈમાની.
૨. સ્ત્રી. લુચ્ચાઈ; ઠગાઈ; દગલબાજી.

**અપ્રમાણિકપણું** જુઓ **અપ્રમાણિકતા**.

**અપ્રમાત્વ** [સં. અ (નહિ) + પ્રમા (યથાર્થ જ્ઞાન) + ત્વ (પણું)] ન. (વેદાંત) યથાર્થ જ્ઞાન ન હોવું તે. છીપમાં રૂપું ન હોવા છતાં રૂપું ધારવું એ અપ્રમાત્વ છે.

**અપ્રમાથિની** પું. (પિંગળ) પહેલા અને ત્રીજા ચરણમાં સગણ, ભગણ, રગણ અને યગણ મળી ૧૨ અક્ષર, તથા બીજા અને ચોથા ચરણમાં નગણ, જગણ, જગણ, રગણ અને ગુરુ મળી ૧૩ અક્ષરનો અર્ધસમવૃત્ત છંદ.

**અપ્રમાદ** ૧. [સં. અ (નહિ) + પ્રમાદ (આળસ)] પું. આળસ ન હોવાપણું.
૨. [સં. અ (નહિ) + પ્રમાદ (ગફલત)] પું. ખબરદારી; કાળજી; સાવધાનતા; સાવચેતી.
૩. પું. (પિંગળ) ષટ્પદીછપ્પયનો ૪૭ ગુરુ અને ૬૨ લઘુ મળી ૧૦૯ અક્ષરનો માત્રામેળ છંદ.
૪. વિ. આળસ વગરનું; ચાલાક.
૫. વિ. સાવચેતીવાળું; સાવધાન; જાગ્રત.

**અપ્રમાદી** જુઓ અપ્રમાદ ૪, ૫.

**અપ્રમાર્જિત** [સં. અ (નહિ) + પ્રમાર્જિત (સાફ કરેલ)] વિ. નહિ વાળેલું; સાફ કર્યા વિનાનું.

**અપ્રમાર્જિતચારી** ૧. [સં. અ (નહિ) + પ્રમાર્જિત (સાફ કરેલ) + ચારિન્ (ફરનાર)] પું. (જૈન) વાળ્યા વિનાની જગ્યામાં બેસનાર, ચાલનાર કે પરઠનાર એટલે નકામી ચીજો નાખનાર સાધુ.
૨. વિ. સાફ કર્યા વગરની જગ્યામાં બેસનાર, ચાલનાર કે પરઠનાર.

**અપ્રમિત** ૧. [સં. અ (નહિ) + પ્રમિત (માપેલ)] વિ. અમાપ; ઘણું; બેહદ.
૨. [સં. અ (નહિ) + પ્રમિત (જાણેલું)] વિ. નહિ જાણેલું
૩. વિ. સાબિત ન થયેલું; પ્રમાણથી નક્કી નહિ થયેલું

**અપ્રમૂર્છિત** [સં. અ (નહિ) + પ્રમૂર્છિત (મૂઢ)] વિ. ડાહ્યું; સમજણવાળું.

**અપ્રમેય** ૧. [સં. અ (નહિ) + પ્રમેય (માપવા લાયક)] પું. વિષ્ણુ. ભગવાન પ્રત્યક્ષ પ્રમાણનો વિષય ન હોવાથી, સર્વના સાક્ષી હોવાથી તેમ જ પ્રમા એટલે પ્રમાણથી પર હોવાથી અપ્રમેય કહેવાય છે.
૨. પું. (પિંગળ) ષટ્પદીછપ્પયનો ૪૮ ગુરુ અને ૬૦ લઘુ મળી ૧૦૮ અક્ષરનો માત્રામેળ છંદ.
૩ ન. પરબ્રહ્મ.
૪. વિ. જાણી ન શકાય એવું; ગૂઢ.

પામ્યો હું સહસા ત્યારે **અપ્રમેય** દશા નવી.
નરસિંહરાવ

૫. વિ. બેહદ; અપાર; અપરિમિત.
૬. [સં. અ (નહિ) + પ્રમેય (માપી શકાય એવું)] વિ. સરખાવી ન શકાય એવું; અતુલ્ય; અનુપમ.
૭. [સં. અ (નહિ) + પ્રમેય (નિશ્ચય કરવા જેવું)] વિ. સાબિત ન થઈ શકે એવું.

**અપ્રમેયત્વ** ૧. [સં. અપ્રમેય (સરખાવી ન શકાય એવું) + ત્વ (પણું)] ન. અતુલ્યતા; અનુપમપણું.
૨. [સં. અપ્રમેય (ગૂઢ) + ત્વ (પણું)] ન. ગૂઢપણું; જાણી ન શકાય એવું હોવું તે.

૩. [ સં. અપ્રમેય ( બેહદ ) + ત્વ ( પણું ) ] ન. બેહદપણું; અપારતા.

૪. [ સં. અ ( નહિ ) + પ્રમેય ( પુરવાર કરી શકાય એવું ) + ત્વ ( પણું ) ] ન. સાબિત ન કરી શકાવાપણું.

**અપ્રમેયાત્મા** ૧. [સં. અ ( નહિ ) + પ્રમેય ( જાણી શકાય એવું ) + આત્મન્ ( સ્વરૂપ ) ] પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. તેમનું સ્વરૂપ અપ્રમેય એટલે પ્રમાણથી પર છે તેથી તે અપ્રમેયાત્મા કહેવાય છે.

૨. પું. શિવ, કેમકે તેનું સ્વરૂપ જાણી શકાતું નથી.

૩. વિ. જેના સ્વરૂપનું જ્ઞાન ન થઈ શકે એવું.

**અપ્રમોદ** ૧. [સં. અ ( નહિ ) + પ્રમોદ ( આનંદ ) ] પું. દિલગીરી; ખિન્નતા.

૨. પું. દુઃખ ટાળવાની અશક્તિ.

**અપ્રયત્ન** ૧. [સં. અ ( નહિ ) + પ્રયત્ન ( મહેનત ) ] પું. અનુદ્યોગ; આળસ.

૨. વિ. આળસુ.

૩. અ. અનાયાસે; શ્રમ કર્યા સિવાય; સહેજે.

**અપ્રયત્નગમ્ય** [ સં. અ ( નહિ ) + પ્રયત્ન ( મહેનત ) + ગમ્ય ( જાણી શકાય એવું ) ] વિ. સહેલાઈથી સમજી શકાય એવું.

**અપ્રયાસ** [ સં. અ ( નહિ ) + પ્રયાસ ( મહેનત ) ] પું. મહેનત ન કરવાપણું; અનાયાસ; આળસ.

**અપ્રયુક્ત** ૧. [ સં. અ ( નહિ ) + પ્રયુક્ત ( વપરાયેલું ) ] પું. ( કાવ્ય ) પદદોષનો એક ભેદ; પરંપરાથી જુદા પ્રકારનો પ્રયોગ કરવાથી થતો પદદોષ. જેમકે,

કનકકુસુમસમ કાંતિ,
કલિત કાયાની ગણુ સદા ગોરી;
ઓદે મર્કટ કેરી,
તુજ ચક્ષુએ ચંચલતા ચોરી.

ધતૂરાના ફૂલ જેવી શરીરની કાંતિ અને વાંદરાની ચંચળતા જેવી આંખોની ચંચળતા આમાં વર્ણવી છે. આવો પ્રયોગ આગળના કવિઓએ કરેલો નથી તેથી આ પદદોષ અપ્રયુક્ત એટલે પરંપરાથી કરવાને અયોગ્ય ગણાય છે.

> પ્રાચીન કવીશ્વરોએ કરેલો પ્રયોગ જે પદમાં ન હોય તે અપ્રયુક્ત. — કાવ્યશાસ્ત્ર

૨. વિ. ઉપયોગ થયા વિનાનું; વણવાપર્યું.

૩. [સં. અ (અયોગ્ય) + પ્રયુક્ત (વાપરેલ)] વિ. ખોટી રીતે વાપરેલું.

૪. વિ. ( કાવ્ય ) વિરલ; અસામાન્ય; વ્યાકરણના નિયમ પ્રમાણે હોવા છતાં વિદ્વાન લેખકોમાં નહિ વપરાતું. જેમકે, નારીજાતિને માટે 'તેણી' સર્વનામ

**અપ્રયોગ** ૧. [સં. અ ( અયોગ્ય ) + પ્રયોગ ( વપરાશ ) ] પું. ખોટો ઉપયોગ.

૨. [ સં. અ ( નહિ ) + પ્રયોગ ( વાપર ) ] પું. નહિ વાપરવાપણું; અનુપયોગ.

**અપ્રયોગાત્મક** [ સં. અ ( નહિ ) + પ્રયોગ ( અજમાયશ ) + આત્મક ( વાળું ) ] વિ. અજમાયશ ન કરવામાં આવી હોય એવું.

**અપ્રયોજક** ૧. [સં. અ ( નહિ ) + પ્રયોજક ( પ્રેરણા કરનાર ) ] વિ. ઉશ્કેરે નહિ એવું.

૨. વિ. નકામું; નિષ્ફળ; વ્યર્થ; ફોગટ.

**અપ્રલંબ** ૧. [ સં. અ ( નહિ ) + પ્રલંબ ( વિલંબ ) ] પું. વિલંબનો અભાવ; ઢીલ ન કરવી તે.

૨. [ સં. અ ( નહિ ) + પ્રલંબ ( ધીમું ) ] વિ. ઉતાવળું; શીઘ્ર.

**અપ્રવર્તક** ૧. [ સં. અ ( નહિ ) + પ્રવર્તક ( પ્રેરણા કરનાર ) ] વિ. ઉત્સાહ નહિ આપનારું.

૨. વિ. ચાલુ; અવિચ્છિન્ન; સતત.

૩. વિ. નિરુદ્યમી; આળસુ.

**અપ્રવર્તન** [ સં. અ ( નહિ ) + પ્રવર્તન ( પ્રેરણા કરવી તે ) ] ન. ખંત પેદા નહિ કરવાપણું.

**અપ્રવર્તી** જુઓ અપ્રવર્તક.

**અપ્રવાસી** [ સં. અ ( નહિ ) + પ્રવાસિન્ ( મુસાફર ) ] વિ. મુસાફરીએ ન જનાર; એક જ ઠેકાણે કાયમ રહેનારું; સ્થાયી રહેનાર.

**અપ્રવાહી** [ સં. અ ( નહિ ) + પ્રવાહિન્ ( વહેતું ) ] વિ. રેલો ન ચાલે એવું; ઘટ્ટ; ઘાટું.

**અપ્રવીણ** [ સં. અ ( નહિ ) + પ્રવીણ ( હોશિયાર ) ] વિ. અકુશળ; હોશિયારી વિનાનું.

**અપ્રવીણતા** [ સં. અ ( નહિ ) + પ્રવીણતા ( હોશિયારી ) ] સ્ત્રી. અકુશળપણું; અદક્ષતા.

**અપ્રવૃત્ત** ૧. [ સં. અ ( નહિ ) + પ્રવૃત્ત ( કામમાં રોકાયેલું ) ] વિ. આળસુ; નિરુદ્યમી; સુસ્ત.

૨. વિ. છૂટું થયેલું; નિવૃત્ત.

**અપ્રવૃત્તિ** ૧. [ સં. અ ( નહિ ) + પ્રવૃત્તિ (કામકાજ) ] સ્ત્રી. આળસ.

> અપ્રકાશ, અપ્રવૃત્તિ, પ્રમાદ અને મોહરૂપ તામસી વૃત્તિમાં મૂઢ બની પડી રહેતો પુરુષ જ ખરો સંશયાત્મા છે. — આનંદશંકર ધ્રુવ

૨. સ્ત્રી. કબજિયાત; બંધકોષ.

૩. સ્ત્રી. કુદરતી હાજતની અટકાયત.

૪. સ્ત્રી. જડતા.

૫. સ્ત્રી. નિયમ લાગુ નહિ પડવાપણું.

**અપ્રવૃત્તિરૂપ** ૧. વિ. ક્રિયારૂપ ન હોય એવું.

૨. [સં. અ ( નહિ ) + પ્રવૃત્તિ ( કામ ) + રૂપ ( જેવું ) ] વિ. નહિ કરવા જેવું.

**અપ્રવેશ્ય** [ સં. અ ( નહિ ) + પ્રવેશ્ય ( દાખલ થવાય એવું ) ] વિ. દાખલ ન થઈ શકાય એવું.

**અપ્રવેશ્યતા** [ સં. અ ( નહિ ) + પ્રવેશ્ય ( અંદર જઈ શકાય એવું ) + તા ( પણું ) ] સ્ત્રી. અંદર આવવા દે નહિ એવો ગુણ; અભેદ્યપણું.

**અપ્રશસ્ત** ૧. [ સં. અ ( ઊલટું ) + પ્રશસ્ત ( શ્રેષ્ઠ ) ] વિ. અધમ; દુષ્ટ; ખરાબ; નિંદ્ય.

૨. વિ. ઓછું; ક્ષીણ.

૩. [ સં. અ (નહિ) + પ્રશસ્ત ( વખાણવા જેવું ) ] વિ. નહિ વખાણવા લાયક.

૪. વિ. બેડોળ; કદરૂપું.

૫. વિ. મના કરેલું; નિષિદ્ધ.

૬. વિ. માલ કે ગુણ વગરનું.

૭. વિ. વિસ્તાર વિનાનું.

૮. વિ. વ્યવહારમાં નહિ ચાલેલું.

**અપ્રશસ્તકાયવિનય** [ સં. અપ્રશસ્ત (અધમ) + કાયા ( શરીર ) + વિનય ( દૂર કરવાપણું ) ] પું. ( જૈન ) અધમ કાર્ય કરતાં શરીરની રોકાણ; દુષ્ટ કાર્યથી કાયાને દૂર રાખવાપણું.

**અપ્રશસ્તત્વ** ૧. [સં. અ (ઊલટું) + પ્રશસ્ત ( શ્રેષ્ઠ ) + ત્વ ( પણું ) ] ન. અધમતા.

૨. [ સં. અ ( નહિ ) + પ્રશસ્ત (વખાણવા જેવું) + ત્વ (પણું)] ન. વખાણવા લાયક ન હોવું તે.

**અપ્રશસ્તવિહાયોગતિ** સ્ત્રી. (જૈન) પાપરૂપ ગણાતી ૮૨ પ્રકૃતિ માંહેની એક, જેને લીધે જીવ અશુભ ગતિ પામે છે.

**અપ્રશંસનીય** ૧. [સં. અ (નહિ) + પ્રશંસનીય ( વખાણવા લાયક ) ] વિ. ન વખાણવા જેવું.

૨. વિ. નિંદા કરવા લાયક; નિંદનીય.

**અપ્રસ** [ સં. અ ( નહિ ) + સ્પૃશ્ય ( અડાય એવું ) ] વિ. પૂજા કરવા માટે નાહેલું.

**અપ્રસક્ત** ૧. [ સં. અ ( નહિ ) + પ્રસક્ત ( ખંતવાળું ) ] વિ. આગ્રહ વિનાનું.

૨. [ સં. અ ( નહિ ) + પ્રસક્ત ( મોહિત ) ] વિ. મોહ વિનાનું; અનાસક્ત; નિર્મોહ.

૩. [ સં. અ ( નહિ ) + પ્રસક્ત (પ્રસંગનું) ] વિ. સંબંધ વિનાનું; પ્રસંગથી પ્રાપ્ત નહિ થયેલું.

**અપ્રસક્તિ** ૧. [ સં. અ ( નહિ ) + પ્રસક્તિ ( પ્રસંગ ) ] સ્ત્રી. અસંબદ્ધતા.
૨. [ સં. અ ( નહિ ) + પ્રસક્તિ ( ખંત ) ] સ્ત્રી. આગ્રહ ન હોવાપણું.
૩. સ્ત્રી. નહિ મળવું તે; અપ્રાપ્તિ.
૪. [ સં. અ ( નહિ ) + પ્રસક્તિ ( મોહ ) ] સ્ત્રી. મોહ વિનાની હાલત; નિર્મોહતા.

**અપ્રસન્ન** ૧. વિ. અશુભ; અમંગળ; અનિષ્ટ.
૨. વિ. ઊલટું; પ્રતિકૂળ; વિપરીત.
૩. [ સં. અ ( નહિ ) + પ્રસન્ન ( સ્વચ્છ ) ] વિ. ગંદું; મેલું; અસ્વચ્છ.
૪. વિ. ગુસ્સે થયેલું; ક્રોધિત.
૫. વિ. દિલગીર; ગમગીન.
૬. [ સં. અ ( નહિ ) + પ્રસન્ન ( ખુશ ) ] વિ. નાખુશ; અસંતુષ્ટ; નારાજ.

**અપ્રસન્નતા** ૧. સ્ત્રી. અમંગળપણું; અનિષ્ટતા.
૨. [ સં. અ ( નહિ ) + પ્રસન્નતા ( ખુશી ) ] સ્ત્રી. અસંતોષ; નાખુશી; ઇતરાજી; અકૃપા.
૩. સ્ત્રી. ગુસ્સો; ક્રોધ.
૪. સ્ત્રી. દિલગીરી; ખિન્નતા; ઉદાસી.
૫. સ્ત્રી. પ્રતિકૂળતા; વિપરીતપણું.
૬. [ સં. અ ( નહિ ) + પ્રસન્નતા ( ચોખ્ખાઈ ) ] સ્ત્રી. મલિનતા; અસ્વચ્છતા; મેલાપણું.

**અપ્રસંગ** ૧. [ સં. અ ( નહિ ) + પ્રસંગ ( સંબંધ ) ] પું. અસંબંધ; અસંગતિ.
૨. [ સં. અ ( અયોગ્ય ) + પ્રસંગ ( સમય ) ] પું. કવેળા; અયોગ્ય વખત.
૩. [ સં. અ ( નહિ ) + પ્રસંગ ( મોહ ) ] પું. મોહ વિનાની સ્થિતિ; નિર્મોહતા.
૪. વિ. અસંબદ્ધ; અસંગત.

**અપ્રસંગી** ૧. [ સં. અ ( નહિ ) + પ્રસંગ ( સમય ) + ઇન્ ( વાળું ) ] વિ. અયોગ્ય વખતનું; કટાણાનું.
૨. [ સં. અ ( નહિ ) + પ્રસંગ ( સંબંધ ) + ઇન્ ( વાળું ) ] વિ. સંબંધ વિનાનું.

**અપ્રસરણ** [ સં. અ ( નહિ ) + પ્રસરણ ( ફેલાવો ) ] ન. ફેલાવો ન થવો તે.

**અપ્રસરણાર્હ** [ સં. અ ( નહિ ) + પ્રસરણ ( ફેલાવો ) + અર્હ ( ગુણવાળું ) ] વિ. ખેંચવાથી લંબાઈ વધતી ન હોય એવું.

**અપ્રસવ** ૧. [ સં. અ ( નહિ ) + પ્રસવ ( જન્મ ) ] પું. અનુત્પત્તિ; જન્મનો અભાવ.
૨. વિ. ઉત્પન્ન નહિ કરનારું.

**અપ્રસાદ** ૧. [ સં. અ ( નહિ ) + પ્રસાદ ( ભાષાની શુદ્ધિ ) ] પું. અર્થની ખેંચતાણ; ક્લિષ્ટતા.
૨. [ સં. અ ( નહિ ) + પ્રસાદ ( શુદ્ધિ ) ] પું. અશુદ્ધિ; નિર્મળતાનો અભાવ.
૩. [ સં. અ ( નહિ ) + પ્રસાદ ( મહેરબાની ) ] પું. ઇતરાજી; અકૃપા; નાખુશી.

**અપ્રસાદ્ય** [ સં. અ ( નહિ ) + પ્રસાદ્ય ( શાંત કરાય એવું ) ] વિ. શાંત ન થાય એવું; અશમનીય.

**અપ્રસિદ્ધ** ૧. [ સં. અ ( નહિ ) + પ્રસિદ્ધ ( જાણીતું ) ] વિ. અજાણ્યું; અપ્રખ્યાત.
૨. વિ. અસાધારણ; હંમેશના ઉપયોગમાં ન આવતું; અસામાન્ય.
૩. વિ. જાહેર ન થયેલું; અપ્રગટ.
૪. વિ. તુચ્છ; હલકું.
૫. વિ. પેદા નહિ થયેલું.
૬. વિ. સાબિત થયા વિનાનું.

**અપ્રસિદ્ધતા** ૧. [ સં. અ ( નહિ ) + પ્રસિદ્ધ ( જાણીતું ) + તા ( પણું ) ] સ્ત્રી. અપ્રખ્યાતિ.
૨. સ્ત્રી. અપ્રચલિત શબ્દ વાપરવાથી થતો દોષ.
૩. સ્ત્રી. જાહેર નહિ હોવું તે; અપ્રગટતા.

**અપ્રસિદ્ધિ** ૧. [ સં. અ ( નહિ ) + પ્રસિદ્ધિ ( ખ્યાતિ ) ] સ્ત્રી. અવિખ્યાતિ.
૨. સ્ત્રી. તુચ્છતા; ક્ષુદ્રપણું.

**અપ્રસૂત** [ સં. અ ( નહિ ) + પ્રસૂત ( જણેલું ) ] વિ. વાંઝિયું.

**અપ્રસૂતા** [ સં. અ ( નહિ ) + પ્રસૂતા ( સુવાવડી સ્ત્રી ) ] સ્ત્રી. વાંઝણી.

**અપ્રસૃત** [ સં. અ ( નહિ ) + પ્રસૃત ( ફેલાયેલું ) ] વિ. વિસ્તાર વગરનું; નહિ ફેલાયેલું.

**અપ્રસ્તાવિક** [ સં. અ ( નહિ ) + પ્રસ્તાવ ( ચાલતો વિષય ) + ઇક ( લગતું ) ] વિ. ચાલતા વિષયને નહિ લગતું; અસંબદ્ધ.

**અપ્રસ્તુત** ૧. [ સં. અ ( નહિ ) + પ્રસ્તુત ( ચાલુ વિષય ) ] વિ. અપ્રાસંગિક; ચાલુ બાબત સાથે સંબંધ વગરનું.
૨. વિ. અર્થ વિનાનું; અયુક્ત.
૩. વિ. આકસ્મિક.
૪. વિ. ઊતરતા દરજ્જાનું; ગૌણ.
૫. વિ. તરતના ઉપયોગનું નહિ એવું; અફાઉ.
૬. [ સં. અ ( નહિ ) + પ્રસ્તુત ( તૈયાર ) ] વિ. તૈયાર ન હોય એવું.
૭. [ સં. અ ( નહિ ) + પ્રસ્તુત ( સ્તુતિ કરેલ ) ] વિ. નહિ વખણાયેલું.
૮. વિ. બહારનું.
૯. [ સં. અ ( નહિ ) + પ્રસ્તુત ( હાજર ) ] વિ. મોજૂદ ન હોય એવું; અનુપસ્થિત.

**અપ્રસ્તુતતા** [ સં. અ ( નહિ ) + પ્રસ્તુત ( ચાલતું ) + તા ( પણું ) ] સ્ત્રી. ચાલુ વિષય સાથે સંબંધ ન હોવાપણું; અસંબદ્ધતા.

**અપ્રસ્તુતપ્રશંસા** ૧. [ સં. અપ્રસ્તુત ( સંબંધ વિનાનું ) + પ્રશંસા ( વર્ણન ) ] સ્ત્રી. ( કાવ્ય ) અન્યોક્તિ; ચાલુ વિષય સાથે સંબંધ વિનાની બાબતના વર્ણનથી ચાલતી વાતનું વર્ણન કરવાનો એક અર્થાલંકાર. કારણનિબંધના, કાર્યનિબંધના, વિશેષનિબંધના, સામાન્યનિબંધના અને સારૂપ્યનિબંધના એવા તેના પાંચ પ્રકાર છે. જેમકે,

મોતી દીએ મરાલને, મધુકરને મકરંદ;
વારિ તૃષિતને માનસર, સહુ જગને સુખકંદ.

આમાં રાજાના યશનું વર્ણન કરેલું છે પણ રાજાના આખી દુનિયાના મનોરથ પૂરા પાડવાના પ્રસંગમાં આ માન સરોવરની અપ્રસ્તુત કથા કહેવામાં આવી છે.
૨. સ્ત્રી. કવખતે કરેલાં વખાણ.

**અપ્રહત** ૧. [ સં. અ ( નહિ ) + પ્રહત ( ઈજા થયેલું ) ] વિ. ઈજા થયા વગરનું; આંચ વિનાનું.
૨. વિ. કોરું; વાપર્યા વગરનું; નહિ પહેરેલું.
૩. વિ. વણખેડેલ; ઉજ્જડ.

**અપ્રહૃષ્ટ** [ સં. અ ( નહિ ) + પ્રહૃષ્ટ ( ખુશી ) ] વિ. ( જૈન ) સમભાવી; સુખદુ:ખમાં સમભાવ રાખનાર.

**અપ્રાકરણિક** [ સં. અ ( નહિ ) + પ્રાકરણિક ( ચાલતી બાબત સાથે સંબંધવાળું ) ] વિ. ચાલુ વિષય સાથે સંબંધ વિનાનું; અસંબદ્ધ.

**અપ્રાકૃત** ૧. [ સં. અ ( નહિ ) + પ્રાકૃત ( સાધારણ ) ] વિ. અલૌકિક; અસાધારણ; અસામાન્ય; વિલક્ષણ.
છે નિત્ય લીલા અપ્રાકૃત, આનંદમય શ્રુતિ ગાવે.
દયારામ
૨. વિ ખાસ.
૩. વિ. બનાવટી; નકલી.
૪. વિ. સુધરેલું; સંસ્કારી.

**અપ્રાકૃતિક** [ સં. અ ( નહિ ) + પ્રાકૃતિક ( સ્વાભાવિક ) ] વિ. સ્વભાવથી ઊલટું.

**અપ્રાચીન** ૧. [ સં. અ ( નહિ ) + પ્રાચીન ( જૂનું ) ] વિ. અર્વાચીન; હાલનું.
૨. [ સં. અ ( નહિ ) + પ્રાચીન ( પૂર્વનું ) ] વિ. પૂર્વ દિશાનું નહિ એવું; પશ્ચિમનું.

**અપ્રાચીનતા** [ સં. અ ( નહિ ) + પ્રાચીનતા ( જૂનવટ ) ] સ્ત્રી. હાલનું હોવાપણું; અર્વાચીનતા.

**અપ્રાજ્ઞ** [ સં. અ ( નહિ ) + પ્રાજ્ઞ ( જ્ઞાની ) ] વિ. અજ્ઞાની; મૂર્ખ.

**અપ્રાણ** ૧. [ સં. અ ( નહિ ) + પ્રાણ ] પું. ઈશ્વર, કેમકે તે પ્રાણ વિનાનો મનાય છે.

૨. વિ. મરી ગયેલું; જીવ વગરનું.

**અપ્રાણવાયુ** [ સં. અ ( નહિ ) + પ્રાણ ( જીવ ) + વાયુ ( હવા ) ] પું. પ્રાણઘાતકવાયુ, કેમકે તે શ્વાસમાં લેવાથી માણસનું મોત થાય છે.

**અપ્રાણી** [ સં. અ ( નહિ ) + પ્રાણિન્ ( જીવવાળું ) ] ન. જડ વસ્તુ.

**અપ્રાતિભાવ્ય** [ સં. અ ( નહિ ) + પ્રાતિભાવ્ય ( જામીનગીરી ) ] વિ. જામીન ન લઈ શકાય એવું.

**અપ્રાપ્ત** ૧. [ સં. અ ( નહિ ) + પ્રાપ્ત ( પાસે આવેલું ) ] વિ. નજર બહારનું; પરોક્ષ.

૨. વિ. નહિ આવેલું; નહિ પહોંચેલું.

૩. [ સં. અ ( નહિ ) + પ્રાપ્ત ( મેળવેલું ) ] વિ. નહિ મળેલું.

૪. વિ. લગ્ન કરવા જેવડી ઉમરે નહિ પહોંચેલું; કાચી વયનું.

૫. વિ. સાબિતી વિનાનું.

**અપ્રાપ્તકારી** ૧. [ સં. અ ( નહિ ) + પ્રાપ્ત ( મેળવેલું ) + કારિન્ ( કરનાર ) ] ન. ( જૈન ) પોતાના વિષય સાથે સંબંધ પામ્યા વિના વિષયને ગ્રહણ કરનાર ઇંદ્રિય; વસ્તુને અડ્યા વિના તેને જાણનાર ઇંદ્રિય. જેમકે, આંખ અને મન.

૨. વિ. વસ્તુને સ્પર્શ કર્યા વિના દૂરથી જ્ઞાન ઉત્પન્ન કરનાર.

**અપ્રાપ્તકાલ** ૧. [ સં. અ ( નહિ ) + પ્રાપ્ત ( આવેલું ) + કાલ ( સમય ) ] પું. આવનાર વખત; ભવિષ્ય.

૨. પું. કમોસમ; કવખત.

૩. પું. ( ન્યાય ) વાતની નિયમસર રચના બદલી કંઈક કહેવું તે. ચાલતા પ્રસંગને ઉલટાવી એક વાતનો જવાબ ન દઈ શકાય અથવા કદાચ જવાબ અપાય તો તે દેતાં કંઈક ન કહેવા જેવું કહેવું પડે એવી રીતે એક કરતાં વધારે પ્રશ્નો સેળભેળ કરી દેવા એવો એક ખોટો હેતુ. જેમકે, વકીલ કોર્ટમાં સાક્ષી તપાસતાં 'તમે અમદાવાદથી ક્યારે આવ્યા?' એવો સવાલ કોઈ સાક્ષી અમદાવાદ ગયો જ નથી તેને પૂછે અને તે પોતાના આવ્યાનો વખત કહે તો અમદાવાદ નથી ગયો છતાં અમદાવાદ ગયાનું નક્કી ઠરે એટલે શો જવાબ દેવો તે તેને સૂઝે નહિ. ખરી રીતે 'અમદાવાદ ગયા હતા કે નહિ,' એ સવાલ પછી 'ક્યારે આવ્યા?' એમ પુછાય.

૪. વિ. અકાલિક; અપ્રાસંગિક; પ્રસંગને અનુચિત.

૫. વિ. પુખ્ત ઉમરે નહિ પહોંચેલું; સગીર.

૬. વિ. મોસમ પહેલાનું; અધૂરા વખતનું.

**અપ્રાપ્તકાળ** જુઓ અપ્રાપ્તકાલ.

**અપ્રાપ્તયૌવન** [ સં. અ ( નહિ ) + પ્રાપ્ત ( પહોંચેલ ) + યૌવન ( જુવાની ) ] વિ. જુવાની ન આવી હોય એવું; કાચી ઉમરનું; સગીર.

**અપ્રાપ્તયૌવના** ૧. [ સં. અ ( નહિ ) + પ્રાપ્ત ( પહોંચેલ ) + યૌવન ( જુવાની ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. કુમારિકા; જુવાન અવસ્થાએ ન પહોંચેલ સ્ત્રી.

૨. વિ. સ્ત્રી. જુવાન વયે નહિ પહોંચેલી; મુગ્ધા.

**અપ્રાપ્તવય** જુઓ અપ્રાપ્તયૌવન.

**અપ્રાપ્તવિષય** [ સં. અ ( નહિ ) + પ્રાપ્ત ( પહોંચેલ ) + વિષય ( વસ્તુ ) ] પું. ( જૈન ) વસ્તુને અડ્યા વિના તેને જાણનાર ઇંદ્રિય; વિષયને પામ્યા વિના વિષયને ગ્રહણ કરનાર ઇંદ્રિય. જેમકે, આંખ અને મન.

**અપ્રાપ્તવ્યવહાર** [ સં. અ ( નહિ ) + પ્રાપ્ત ( પહોંચેલું ) + વ્યવહાર ( વહેવાર ) ] વિ. જાતે વહેવાર ચલાવવા જેવડી ઉમરે નહિ પહોંચેલું; નાની ઉમરનું.

**અપ્રાપ્તવ્યવહારવય** જુઓ અપ્રાપ્તવ્યવહાર.

**અપ્રાપ્તા** ૧. [ સં. અ ( નહિ ) + પ્રાપ્ત ( પાસે આવેલું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. લગ્ન કરવા જેટલી ઉમરે ન પહોંચેલી કન્યા.

૨. [ સં. અ ( નહિ ) + પ્રાપ્ત ( મળેલું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. નહિ મળેલી.

**અપ્રાપ્તિ** ૧. [ સં. અ ( નહિ ) + પ્રાપ્તિ ( મળવું તે ) ] સ્ત્રી. અલાભ; ન મળવું તે.

૨. સ્ત્રી. ન થવાપણું; અસંભવ.

૩. સ્ત્રી. નુકસાન; ગેરલાભ.

૪. સ્ત્રી. પ્રત્યક્ષ વગેરે બીજાં પ્રમાણથી સાબિત ન થયેલું હોવાપણું.

૫. સ્ત્રી. લાગુ ન પડવાપણું; અનુપપત્તિ.

૬. વિ. લાભ વગરનું.

**અપ્રાપ્તિસમ** સ્ત્રી. ન્યાયની ચોવીસ જાતિ માંહેની એક. જુઓ જાતિ.

> પ્રાપ્તિ અને અપ્રાપ્તિનો વિકલ્પ કરી દૂષણ આપવાં તે અપ્રાપ્તિસમ. — પુરાતત્ત્વ

**અપ્રાપ્ય** [ સં. અ ( નહિ ) + પ્રાપ્ય ( મળી શકે એવું ) ] વિ. મળી ન શકે એવું; અલભ્ય.

> અપ્રાપ્ય એ પામિયાં છુ,
> જાણ સખિ વિખ્યાત. — બાલણ

**અપ્રાપ્યકારી** [ સં. અ ( નહિ ) + પ્રાપ્ય ( મેળવી શકાય એવું ) + કારિન્ ( કરનાર ) ] વિ. ( જૈન ) વસ્તુને અડ્યા વિના જ્ઞાન ઉત્પન્ન કરનાર.

> આ કોણ જાણતું નથી કે દૂર દૂર રહેલાં વૃક્ષ, પર્વત આદિને નેત્ર ગ્રહણ કરે છે અને મન સુદૂરવર્તી વસ્તુનું પણ ચિંતન કરે છે; આથી નેત્ર તથા મન અપ્રાપ્યકારી મનાયાં છે. — તત્ત્વાર્થસૂત્ર

**અપ્રાપ્યપ્રકાશકારીઇંદ્રિય** [ સં. અપ્રાપ્ય ( ન મળે એવું ) + પ્રકાશ ( જ્ઞાન ) + કારિન્ ( કરનાર ) + ઇંદ્રિય ] ન. ( વેદાંત ) આંખ વગેરે ઇંદ્રિય સંયોગ સંબંધથી જેના તે વિષયના સ્થાનમાં પહોંચીને તે વિષયનો પ્રકાશ કરે છે, તેમ ન કરતાં જે ઇંદ્રિય વિષયસ્થાનમાં ગયા સિવાય પોતાના જ સ્થાનમાં રહી જેના તે વિષયનો પ્રકાશ કરે તે ઇંદ્રિય. જેમકે, જીભ ઇંદ્રિય, કેમકે તે ઇંદ્રિય વાસણમાં રહેલી સાકર વગેરેના સ્થાનમાં પહોંચ્યા સિવાય પોતાના જ સ્થાનમાં રહી, ત્યાં આવેલી સાકરનો પ્રકાશ કરે છે એટલે જીભ અપ્રાપ્યપ્રકાશકારીઇંદ્રિય છે.

**અપ્રામાણિક** ૧. [ સં. અ ( નહિ ) + પ્રમાણ ( વિશ્વાસ ) + ઇક ( વાળું ) ] વિ. અવિશ્વાસુ; ભરોસાપાત્ર નહિ એવું.

૨. વિ. પુરાવા વિનાનું; આધાર વગરનું.

૩. વિ. લુચ્ચું; શઠ.

**અપ્રામાણિકતા** ૧. [ સં. અ ( નહિ ) + પ્રામાણિક ( ભરોસાપાત્ર ) + તા ( પણું ) ] સ્ત્રી. અવિશ્વાસ; ભરોસાપાત્ર ન હોવું તે.

૨. સ્ત્રી. આધારપાત્ર ન હોવાપણું.

૩. સ્ત્રી. લુચ્ચાઈ; શઠતા; દગલબાજી.

**અપ્રામાણિકપણું** જુઓ અપ્રામાણિકતા.

**અપ્રામાણ્ય** ૧. [ સં. અ ( નહિ ) + પ્રામાણ્ય ( માનવાપણું ) ] ન. આધારરૂપ ન હોવાપણું; અપ્રમાણપણું.

૨. ન. વ્યર્થતા; ફોગટપણું.

૩. વિ. છોડી દેવા જેવું; ત્યાજ્ય.

૪. વિ. નકામું; રદ; બાતલ.

**અપ્રાયોગિક** [ સં. અ ( નહિ ) + પ્રયોગ ( અખતરો ) + ઇક ( વાળું ) ] વિ. પ્રયોગ કર્યા વગર મેળવેલું; જાત અનુભવ વિનાનું.

**અપ્રાર્થન** [ સં. અ ( નહિ ) + પ્રાર્થ્ ( અરજ કરવી ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. માગણી નહિ કરવાપણું; અયાચન.

**અપ્રાર્થિત** [સં. અ (નહિ) + પ્રાર્થિત (માગેલું)] વિ. યાચના કર્યા વગરનું; નહિ માગેલું.

**અપ્રાર્થિતપ્રાર્થક** ૧. [સં. અ (નહિ) + પ્રાર્થિત (માગેલું) + પ્રાર્થક (માગનાર)] વિ. કોઈ ન માગે તેની માગણી કરનાર.

૨. વિ. મોત ઇચ્છનાર.

**અપ્રાર્થ્ય** [સં. અ (નહિ) + પ્રાર્થ્ય (માગવા લાયક)] વિ. ન માગવા જેવું.

**અપ્રાશસ્ત્ય** ૧. [સં. અ (નહિ) + પ્રાશસ્ત્ય (શ્રેષ્ઠતા)] ન. અધમતા; હલકાઈ.

૨. [સં. અ (નહિ) + પ્રાશસ્ત્ય (વખાણવા લાયક હોવાપણું)] ન. વખાણવા લાયક ન હોવું તે.

**અપ્રાસંગિક** ૧. [સં. અ (નહિ) + પ્રસંગ (અવસર) + ઇક (વાળું)] વિ. અપ્રસ્તુત; સંબંધ વિનાનું.

૨. વિ. કવખતનું; કટાણાનું; અસામયિક.

૩. વિ. બિનજરૂરી; નકામું.

૪. વિ. લાગુ ન પડતું; બેતાલ.

**અપ્રાસંગિકતા** [સં. અ (નહિ) + પ્રસંગ (અવસર) + ઇક (વાળું) + તા (પણું)] સ્ત્રી. (વેદાંત) સંબંધ ન હોવાપણું; અપ્રસ્તુતતા.

**અપ્રાસાદિત** [સં. અ (નહિ) + પ્રસાદિત (કૃપા પામેલું)] વિ. મહેરબાની વિનાનું.

**અપ્રાસુક** ૧. [સં. અ (નહિ) + પ્રાસુક (જીવ વગરનું)] વિ. (જૈન) જીવવાળું; સજીવ; સચિત્ત.

૨. વિ. (જૈન) ભિક્ષામાં ન લેવા જેવું; અગ્રાહ્ય.

**અપ્રિકટ** [અં. એપ્રિકોટ] ન. અફઘાનિસ્તાનમાં થતું એક જાતનું ફળ; જરદાલુ.

**અપ્રિય** ૧. [સં. અ (નહિ) + પ્રિય (વહાલું)] પું. વેરી; શત્રુ.

૨. ન. ભૂંડું; અનિષ્ટ.

૩. વિ. અણગમતું; અળખામણું; નાપસંદ; અરુચિકર.

૪. વિ. વહાલું નહિ તેવું; દવલું; જેની ચાહના ન હોય એવું.

**અપ્રિયકર** [સં. અ (નહિ) + પ્રિય (ગમતું) + કર (કરનાર)] વિ. ખરાબ કરનાર; અનિષ્ટ કરે એવું; અકલ્યાણકારક.

**અપ્રિયકારક** જુઓ અપ્રિયકર.

**અપ્રિયકારી** જુઓ અપ્રિયકર.

**અપ્રિયતા** ૧. [સં. અપ્રિય (નાપસંદ) + તા (પણું)] સ્ત્રી. અણગમો; કંટાળો; નાપસંદગી.

૨. સ્ત્રી. વહાલ ન હોવાપણું.

**અપ્રિયભાગી** [સં. અ (નહિ) + પ્રિય (ગમતું) + ભાગિન્ (નસીબદાર)] વિ. કમભાગી; દુર્ભાગી.

**અપ્રિયવાદિની** [સં. અપ્રિય (નાપસંદ) + વાદિન્ (બોલનાર) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] વિ. સ્ત્રી. કડવું બોલનારી.

**અપ્રિયવાદી** [સં. અપ્રિય (અરુચતું) + વાદિન્ (કહેનાર)] વિ. અણગમતું બોલનાર; કટુભાષી.

**અપ્રિયંવદ** જુઓ અપ્રિયવાદી.

**અપ્રિયા** ૧. સ્ત્રી. એક જાતનું માછલું.

૨. [સં. અ (નહિ) + પ્રિયા (વહાલી)] વિ. સ્ત્રી. નહિ ગમતી; નાપસંદ; અળખામણી; કંટાળો ઉપજાવે એવી.

**અપ્રીત** ૧. સ્ત્રી. અપ્રીતિ.

૨. [સં. અ (નહિ) + પ્રીત (ખુશ થયેલ)] વિ. અસંતુષ્ટ.

**અપ્રીતા** પું. (પિંગળ) દરેક ચરણમાં નગણ, મગણ, લઘુ અને લઘુ મળી ૮ અક્ષરવાળો એક છંદ; અતિપ્રીતા.

**અપ્રીતિ** ૧. સ્ત્રી. અણગમો; કંટાળો; અરુચિ.

૨. સ્ત્રી. અસંતોષ.

૩. સ્ત્રી. દુઃખ.

૪. [સં. અ (નહિ) + પ્રીતિ (પ્રેમ)] સ્ત્રી. વહાલ ન હોવાપણું; સ્નેહરહિતપણું.

૫. સ્ત્રી. વિરોધ; વેર; દુશ્મનાવટ.

**અપ્રીતિકર** ૧. [સં. અ (નહિ) + પ્રીતિ (પ્રેમ) + કર (કરનાર)] વિ. અણગમો ઉપજાવનારું.

૨. વિ. અસંતોષ કરનાર.

**અપ્રેમ** ૧. [સં. અ (નહિ) + પ્રેમન્ (સ્નેહ)] પું. પ્રીતિ ન હોવાપણું.

૨. વિ. કંટાળો ઉપજાવનારું.

૩. વિ. વહાલ વિનાનું; દવલું; હેત વગરનું.

**અપ્રેમાનંદીય** [સં. અ (નહિ) + પ્રેમાનંદીય (પ્રેમાનંદનું)] વિ. પ્રેમાનંદનાં લખાણમાં જોવામાં ન આવે એવું.

એ ભાષા તથા શૈલી કેવળ **અપ્રેમાનંદીય** જ સ્પષ્ટ રીતે છે. નરસિંહરાવ

**અપ્રેમી** [સં. અ (નહિ) + પ્રેમન્ (પ્રીતિ) + ઇન્ (વાળું)] વિ. સ્નેહ વગરનું.

**અપ્રૌઢ** ૧. [હિં.] વિ. તાકાત વિનાનું; કમજોર.

૨. વિ. નમ્ર; મગરૂરી વગરનું.

૩. [સં. અ (નહિ) + પ્રૌઢ (પીઠ)] વિ. પુખ્ત ઉમરે નહિ પહોંચેલું; કાચી વયનું.

૪. વિ. બીકણ; બાયલું.

૫. વિ. વૃદ્ધ નહિ એવું; જુવાન.

**અપ્રૌઢા** ૧. [સં. અ (નહિ) + પ્રૌઢા (પીઠ સ્ત્રી)] સ્ત્રી. તાજેતર પરણેલી અને સ્ત્રીની ઉમરે નહિ પહોંચેલી કન્યા.

૨. સ્ત્રી. પીઠ ઉમરે નહિ પહોંચેલી સ્ત્રી.

૩. [સં. અ (નહિ) + પ્રૌઢ (પરણેલું)] સ્ત્રી. લગ્ન થયા વિનાની કન્યા.

**અપ્સર** ૧. [હિં.] સ્ત્રી. અપ્સરા.

૨. [સં. અપ્ (પાણી) + સૃ (હાલવુંચાલવું)] ન. જળચર; પાણીમાં રહેતું પ્રાણી.

**અપ્સરસ્તીર્થ** [સં.] ન. એ નામનું એક તીર્થ.

**અપ્સરા** ૧. સ્ત્રી (પુરાણ) કશ્યપ અને મુનિની દીકરી.

૨. સ્ત્રી. પાણીનું ટીપું; અંબુકણ.

૩. સ્ત્રી. રૂપાળી સ્ત્રી.

૪. સ્ત્રી. વેશ્યાની એક જાતિ.

૫. [સં. અપ્ (પાણી) + સૃ (નીકળવું)] સ્ત્રી. સમુદ્રમંથન વખતે પાણીમાંથી નીકળેલી સ્ત્રી; ઇંદ્રની સભામાં નાચનારી, રૂપ, મોહ અને ચતુરાઈવાળી ગાંધર્વ સ્ત્રી; દેવાંગના. અપ્સરાના અનેક વર્ગ છે. કાશીખંડ પ્રમાણે સાડાત્રણ કરોડ અપ્સરા છે, પરંતુ તેમાં રંભા, ઉર્વશી, તિલોત્તમા અને મેનકા વગેરે ૧૦૬૦ મુખ્ય છે. તેઓ ગંધર્વની સ્ત્રીઓ મનાય છે, અને નાહવાની શોખીન હોય છે. જે શૂરવીર પુરુષ રણમાં મરણ પામે તેને ઇનામ બદલ ઇંદ્ર અપ્સરા આપે છે. તેઓમાં માણસને પ્રેમઘેલા કરવાની અને ઇચ્છેલું રૂપ ધારણ કરવાની શક્તિ હોય છે. જ્યારે કોઈ તપ કરનાર ઇંદ્રાસન લઈ જશે એમ ઇંદ્રને બીક લાગે ત્યારે તેના તપમાં ભંગ પાડવા ઇંદ્ર તેમની આગળ આ સ્ત્રીઓને મોકલે છે. જુઓ ચૌદ રત્ન.

ઇંદ્રે મોકલી અપ્સરા, તપધ્યાન કરવા ભંગ. ઓખાહરણ

**અપ્સરાપતિ** [સં. અપ્સરા (દેવાંગના) + પતિ (ધણી)] પું. ઇંદ્ર.

**અપ્સરોયુગ** ન. (પુરાણ) હિંદુસ્તાનનું એ નામનું જૂના વખતનું તીર્થ.

**અપ્સુ** ૧. [ સં. અ ( નહિ ) + પ્સુ ( રૂપ ) ] વિ. આકાર વગરનું.
૨. વિ. બેડોળ; કદરૂપું.

**અપ્સુચર** [ સં. અપ્ ( પાણી ) + સુ ( માં ) + ચર ( ચાલનારું ) ] વિ. પાણીમાં ફરનારું; જળચર.

**અપ્સુજ** [ સં. અપ્ ( પાણી ) + સુ ( માં ) + જ ( જન્મેલું ) ] વિ. પાણીમાં ઉત્પન્ન થયેલું.

**અપ્સુપ્રવેશન** [ સં. અપ્સુ ( પાણીમાં ) + પ્રવેશન્ ( દાખલ થવું તે ) ] ન. પાણીમાં બુડાડીને અપરાધીને મારી નાખવાની શિક્ષા.

**અપ્સુયોનિ** ૧. [ સં. અપ્ ( પાણી ) + સુ ( માં ) + યોનિ ( જન્મનું ઠેકાણું ) ] પું. છીપ; પાણીમાં ઊગતી એક વનસ્પતિ.
૨. પું. સાત મોઢાવાળો ઘોડો, કેમકે તે સમુદ્રમંથન વખતે નીકળેલો મનાય છે.
૩. વિ. પાણીમાં થનાર.

**અપ્સુહોમ્ય** પું. ( પુરાણ ) એ નામનો ઋષિ.

**અફગન** [ ફા. અફગંદન ( ફેંકવું ) ] વિ. ફેંકનાર; પછાડનાર. જેમકે, શેરઅફગન એટલે વાઘને પછાડનાર.

**અફઘાન** ૧. [ ફા. ] પું. અફઘાનિસ્તાનનો વતની; કાબુલી; પઠાણ.
૨. [ અ. ફ્ઘન ( તેણે અફસોસ કર્યો ) ] પું. વિલાપ.
૩. વિ. અફઘાનિસ્તાન સંબંધી.
૪. વિ. અફઘાનિસ્તાનનું.

**અફઘાનિસ્તાન** [ અફઘાન ( પઠાણ ) + સ્તાન ( ઠેકાણું ) ] ન. અફઘાનનો મુલક; હિંદુસ્તાનની વાયવ્યે અને ઇરાનની પૂર્વે આવેલો દેશ.

**અફઘાની** ૧. સ્ત્રી. અફઘાનિસ્તાનમાં બોલાતી ભાષા.
૨. વિ. અફઘાનિસ્તાનનું.
૩. વિ. અફઘાનિસ્તાનને લગતું.

**અફઝલ** ( અફ્ઝલ ) [ અ. અ ( શ્રેષ્ઠતાવાચક પૂર્વગ ) + ફઝલ ( તે સરસ હતો ) ] વિ. સૌથી સરસ; ઉત્તમ; શ્રેષ્ઠ; સર્વોત્તમ.

**અફઝાઈ** ( અફ્ઝાઈ ) [ ફા. અફ્ઝુદન ( વધારવું ) ] સ્ત્રી. વધારો; વૃદ્ધિ.

**અફઝૂન** ( અફ્ઝૂન ) ૧. [ ફા. અફ્ઝૂનીદન ( વધારવું ) ] પું. વધારો.
૨. પું. સરવાળો.

**અફતિમુન** [ અ. ] સ્ત્રી. આકાશવેલ.

**અફનાપઝીર** ( અફ્નાપઝીર ) [ ફા. ] વિ. માફી ન અપાય એવું; અક્ષમ્ય.

**અફયૂન** [ હિં. ] સ્ત્રી. અફીણ.

**અફર** ૧. [ અ ( નહિ ) + ફર ( ફરે એવું ) ] વિ. અચળ; અક્ષમ.
૨. વિ. અને.
૩. વિ. નક્કી; ચોક્કસ; અચૂક.

**અફરગાનિયું** ૧. ન. ( જરથોસ્તી ) ધાર્મિક ક્રિયામાં વાપરવાનો અગ્નિ, તાવેથો અને ચીપિયો રાખવાનું વાસણ.
૨. ન. ધૂપદાની.

બાદશાહને સુગંધી પદાર્થોનો ઘણો શોખ છે; તેના દરબારમાં અગરચંદન વગેરેનો ધૂપ સોનારૂપાના **અફરગાનિયા**માં કરવામાં આવે છે.
આઇને અકબરી

**અફરાઈ** [ હિં. ] સ્ત્રી. ઘણું ખાવાપીવાથી પેટનું ફૂલવું તે; આફરો.

**અફરાતફર** જુઓ અફરાતફરી.

**અફરાતફરી** ૧. સ્ત્રી. ઉચાપત.
૨. સ્ત્રી. ઊથલપાથલ; ફેરબદલી.
૩. સ્ત્રી. ગોટાળો; અવ્યવસ્થા.
૪. [ હિં. ] સ્ત્રી. ઘોંઘાટ.
૫. સ્ત્રી. નાસભાગ; દોડાદોડ.
૬. સ્ત્રી. ભય; ત્રાસ.
૭. [ અ. ઇફ્રાત ( પુષ્કળતા ) + તફ્રીત ( માપથી ઘટી જવું તે ) ] સ્ત્રી. વધઘટ; વધારોઘટાડો.

**અફરાતૂન** જુઓ અફલાતૂન.

**અફરામણ** સ્ત્રી. આફરો; અજીર્ણ.

**અફરાવું** અ. ક્રિ. આફરો ચડવો.

**અફરાસ** વિ. અશરાફ; ભલું અને ભોળું.

**અફરાંટું** ૧. વિ. અવળું; ઊંધું.
૨. વિ. ઊભું.
૩. વિ. પાસાભેર.
૪. વિ. બાજુ ઉપરનું.
૫. વિ. મોં ફેરવી ઊભેલું.
૬. વિ. સામેનું.

**અફલ** ૧. પું. એક જાતનો છોડ; ગ્રાણક.
૨. પું. બકરો.
૩. વિ. ખસી કરેલ.
૪. વિ. પુરુષાતન જતું રહેલું; નામર્દ; ષંઢ.
૫. [ સં. અ ( નહિ ) + ફલ ( ફળ ) ] વિ. ફળ ન આવતાં હોય એવું.
૬. વિ. ફળ વિનાનું.
૭. વિ. ફોગટ; નકામું; નિષ્ફળ.
૮. વિ. વાંઝિયું.

**અફલા** ૧. [ સં. અ ( નહિ ) + ફલ ( ફળ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ઘીકુંવાર.
૨. સ્ત્રી. ભોંયઆંબલી.
૩. વિ. સ્ત્રી. ફળ ન થતાં હોય એવી.
૪. વિ. સ્ત્રી. વાંઝણી; છોકરાં ન થાય એવી.

**અફલાકાંક્ષી** [ સં. અ ( નહિ ) + ફલ ( ફળ ) + આકાંક્ષિન્ ( ઇચ્છા રાખનાર ) ] વિ. કર્મના ફળની ઇચ્છા ન રાખનાર.

**અફલાતૂન** ૧. [ અ. ] પું. ગ્રીસ દેશનો મહાન તત્ત્વવેત્તા પ્લેટો. તે ઍરિસ્ટોટલનો ગુરુ હતો.
૨. પું. બડાઈખોર માણસને લગાડવામાં આવતું ઉપનામ.

અફલાતૂનનો બેટો-સાળો = દંભી માણસ.

૩. વિ. બડાઈખોર; શેખી કરનાર.
૪. વિ. મિજાજી; મગરૂર.
૫. વિ. સૌથી સારું; શ્રેષ્ઠ; ઉત્તમ. ગ્રીસ દેશના તત્ત્વવેત્તા પ્લેટોના નામ ઉપરથી આ અર્થમાં આ શબ્દ વપરાય છે.

**અફલાતૂની** ૧. [ અ. અફલાતૂન ( એ નામનો તત્ત્વવેત્તા ) ] વિ. ગ્રીસ દેશના મહાન તત્ત્વવેત્તા પ્લેટોને લગતું.
૨. વિ. વિષયવાસના વિનાનું.
૩. વિ. શ્રેષ્ઠ; સુંદર.

**અફલાતૂની ઉપયોગ** પું. વિષયવાસના વિનાનો પ્રેમ; માનસસ્નેહ.

**અફલિત** ૧. [ સં. અ ( નહિ ) + ફલિત ( ફળવાળું ) ] વિ. નિષ્ફળ; નકામું.
૨. વિ. ફળ વગરનું.
૩. વિ. વાંઝિયું; છોકરાં વિનાનું.

**અફવા** [ અ. અફ્વાહ; ફૂહ ( મુખ )નું બહુવચન ] સ્ત્રી. ગપ; ઊડતી ખબર; ગામગપાટો; લોકવાયકા.

અફવા ઉડાડવી = ખબર ફેલાવવા; ગપ ચલાવવી.

**અફવાઈ** જુઓ અફવા.

**અફવાજ** [ અ. ફૌજ ( લશ્કર )નું બહુવચન ] સ્ત્રી. લશ્કર; સેના.

૧. અફવાજે ખુશ્કી = જમીન ઉપરનું લશ્કર.
૨. અફવાજે જહાઝી = નૌકાસૈન્ય; દરિયાઈ લશ્કર.
૩. અફવાજે જહાઝીએ હિંદ = હિંદી નૌકાસૈન્ય.
૪. અફવાજે તરી = નૌકાસૈન્ય.
૫. અફવાજે બહરી = દરિયાઈ લશ્કર; નૌકાસૈન્ય.

**અફવાહ** [ અ. ફૂહ ( મુખ )નું બહુવચન ] સ્ત્રી. ઊડતી ખબર; અફવા; ગામગપાટો.

**અફશાનીકાગઝ** ( અફ્શાનીકાઘઝ ) [ ફા. અફ્શાન ( તેજ ) + કાઘઝ ( કાગળ ) ] પું. મોટા માણસને લખવામાં વપરાતો સોનેરી વરખ લગાડેલો કાગળ.

**અફસ** [ ફા. ] ન. કાંટાળું માયું.

**અફસર** [ ફા. ] પું. અમલદાર; અધિકારી.

**અફસરજંગ** [ફા. અફસર (અધિકારી) + જંગ (યુદ્ધ)] પું. સેનાપતિ.

**અફસરી** ૧. [ફા. અફસર (અધિકારી)] સ્ત્રી. અધિકાર; હકૂમત.
૨. વિ. અમલદાર સંબંધી; અધિકારીનું.

**અફસરેઆલા** [ફા. અફસર (અધિકારી) + આલા (ઊંચું)] પું. મુખ્ય અમલદાર; વડો અધિકારી.

**અફસંતીન** ન. કાશ્મીરમાં પાંચથી સાત હજાર ફૂટની ઊંચાઈએ થતું એક જાતનું ઝાડ. તેમાંથી લીલા કે પીળા રંગનું, કડવું, નશો ચડાવનાર અને વધારે પ્રમાણમાં લેવાય તો ઝેરી તેલ નીકળે છે.

**અફસાના** [ફા.] પું. વાર્તા; કહાણી.

**અફસાર** [અ.] ન. ઊંટના માથાનું એક ઘરેણું.
 કોઠી જડેલા **અફસારની** કિંમત ૩૦ાા દામ ગણાય છે. આઈને અકબરી

**અફસોચ** ૧. [હિં.] પું. ખેદ; દુઃખ.
૨. પું. પશ્ચાત્તાપ.

**અફસોસ** ૧. [અ. અફ્સોસ] પું. પશ્ચાત્તાપ.
૨. પું. શોક; ખેદ.
૩. અ. હાય; અરેરે.

**અફસોસી** ૧. [અ. અફ્સોસ] સ્ત્રી. પસ્તાવો.
૨. સ્ત્રી. સંતાપ; દિલગીરી.

**અફળ** ૧. પું. એ નામનો એક છોડ; ઝાણુક.
૨. પું. બકરો.
૩. વિ. ખસી કરેલું.
૪. વિ. નામર્દ; પંઢ.
૫. [સં. અ (નહિ) + ફલ (ફળ)] વિ. ફળ ન આવતાં હોય એવું.
૬. વિ. ફળ વિનાનું.
૭. વિ. ફોગટ; નકામું; નિષ્ફળ.
૮. વિ. વાંઝિયું.

**અફળઝાડ** (અફળઝાડ) [અ (નહિ) + ફલ (ફળ) + ઝાડ] ન. ફળ ન આપનારું ઝાડ.

**અફળદાયી** [સં. અ (નહિ) + ફલ (ફળ) + દાયિન્ (દેનાર)] વિ. ફળ ન આપનારું.

**અફળદ્રુપ** ૧. [અ (નહિ) + ફળદ્રુપ (રસાળ)] વિ. રસકસ વિનાનું; સારો પાક ન થાય એવું; અરસાળ.
૨. વિ. વાંઝિયું.

**અફળદ્રુપતા** [અ (નહિ) + ફળદ્રુપ (રસાળ) + તા (પણું)] સ્ત્રી. રસકસ ન હોવાપણું.

**અફળા** ૧. [સં. અ (નહિ) + ફલ (ફળ) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. ઘીકુંવાર; ઘૃતકુમારી નામની વનસ્પતિ, કેમકે તેને ફળ થતાં નથી.
૨. સ્ત્રી. ભોંયઆંબલી.
૩. વિ. સ્ત્રી. ફળ થતાં ન હોય એવી.
૪. વિ. સ્ત્રી. વાંઝણી.

**અફળાઅફળી** [અફળાવું (અથડાવું)નું બેવડું રૂપ] સ્ત્રી. એકબીજા સાથે અથડામણ.

**અફળાઉ** [અ (નહિ) + ફળાઉ (ફળ આપે એવું)] વિ. ફળ ન આપનારું; અફળદાયી.

**અફળાકાંક્ષી** [સં. અ (નહિ) + ફલ (ફળ) + આકાંક્ષા (ઇચ્છા) + ઇન્ (વાળું)] વિ. ફલની ઇચ્છા ન રાખનાર; નિષ્કામી.

**અફળાકૂટ** સ્ત્રી. માથાકૂટ; નકામી મહેનત.

**અફળાટ** ૧. [આસ્ફાલ્ (પછાડવું) + આટ (ભાવવાચક નામ બનાવનાર પ્રત્યય)] પું. પછાડાટ; ભટકાવાપણું.
૨. પું. પછડાવાથી થતો અવાજ.
૩. પું. રણકો.

**અફળાટવું** જુઓ અફળાવવું.

**અફળામણ** [અફળાવું (ભટકાવું) + આમણ (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. અથડામણ; ભટકામણ.

**અફળામણી** જુઓ અફળામણ.

**અફળાવવું** ૧. [સં. આસ્ફાલ્ (અથડાવવું)] સ. ક્રિ. પછાડવું; અવાજ થાય એમ જોરથી ફેંકવું.
૨. સ. ક્રિ. માર મારવો; ઠોકવું.

**અફળાવું** ૧. [સં. આસ્ફાલ્ (અથડાવવું)] અ. ક્રિ. પછડાવું; ભટકાવું; ટિચાવું.
 અફળાવું કુટાવું = (૧) આમતેમ ફેંકાવું; પડવું આખડવું. (૨) ઘણી મહેનત પડવી. (૩) મોટી મુશ્કેલીમાં મુકાવું; આફતમાં આવી પડવું.
૨. અ. ક્રિ. બોલાચાલી થવી; લડી પડવું.

**અફળિત** ૧. [સં. અ (નહિ) + ફલિત (ફળેલું)] વિ. ફળ આવ્યા વિનાનું.
૨. વિ. વાંઝિયું.
૩. વિ. વ્યર્થ; નકામું.

**અફાટ** ૧. [અ (નહિ) + ફાટ (તડ)] વિ. ચીરા વગરનું; અખંડ.
૨. વિ. પ્રચંડ; ભયંકર.
૩. વિ. વિશાળ; ઘણા વિસ્તારવાળું; અપાર.
 પેખો-પેખો મહારાજ! પાટલીપુત્રનું **અફાટ** માનસરોવર. સંઘમિત્રા
૪. અ. અટક્યા વગર; ધસારાબંધ.
૫. અ. મોટા પ્રમાણમાં.

**અફારા** [હિં.] પું. આફરો; ઘણું ખાવા-પીવાથી પેટનું ફૂલવાપણું.

**અફાવતું** [અ (નહિ) + ફાવતું (અનુકૂળ)] વિ. માફક નહિ આવતું; પ્રતિકૂળ.

**અફાસુક** ૧. [સં. અપ્રાસુક; પ્રા. અફાસુય] વિ. જીવવાળું; સચિત્ત; સજીવ.
૨. વિ. (જૈન) ભિક્ષામાં નહિ લેવા લાયક; અગ્રાહ્ય.

**અફાળકૂટ** ૧. [આસ્ફાલ્ (ફેંકવું) + કૂટવું] સ્ત્રી. અથડામણ; હાલાકી.
૨. સ્ત્રી. ધમપછાડા.
૩. સ્ત્રી. માથાકૂટ; ભાંજગડ.
૪. સ્ત્રી. મુશ્કેલી; પીડા; સંકટ.

**અફાળઝીક** જુઓ અફાળકૂટ.

**અફાળવું** [સં. આસ્ફાલ્ (અથડાવવું); અપ. અપ્ફાલઇ] સ. ક્રિ. અવાજ થાય એ રીતે પછાડવું; ભટકાવવું; ટીચવું.

**અફાળાવવું** સ. ક્રિ. પછડાવવું; અથડાવરાવવું.

**અફીણ** ૧. [સં. અહિ (સર્પ) + ફેન (ફીણ); અ. અફ્યૂન] ન. ખસખસના ડોડવામાંથી નીકળતો કાળો અને તેલિયો દવા તથા નશા માટે વપરાતો ચીકણો રસ. ખસખસના ડોડવાને સાંજે છરીથી કાપ મૂકે એટલે રાતે તેમાંથી રસ ઝરી કાપની કોરે થીજી જાય. બીજે દિવસે થીજી ગયેલો રસ છરીથી ઊખેડી અળસીના તેલમાં બોળી સૂકવે એટલે અફીણ બને છે. તેના પ્રકાર: (૧) જારણ, (૨) મારણ, (૩) ધારણ, (૪) સારણ. જારણ એ ધોળા રંગનું, અન્ન પચાવનારું; મારણ એ કાળા રંગનું, મરણ નીપજાવનાર; પીળું અને ઘડપણ દૂર કરતું મનાય છે તે ધારણ, અને કાબરચીતરું તથા મળ કાઢનાર તે સારણ. અફીણ પીડા મટાડનાર, ઊંઘ લાવનાર, નશો આપનાર તથા તાકાત દેનાર હોવાથી ટાઢિયા તાવની કમકમાટી બંધ કરવામાં, ઘણો પરસેવો અટકાવવામાં, રેચ બંધ કરવામાં, પેટની અંદરની બળતરા મટાડવામાં, જખમ, આમ, અતિસાર, કોલેરા અને પ્રદર, મૂત્રકૃચ્છ્ર વગેરે મૂત્રમાર્ગના રોગમાં, ધનુર્વા અને આમવાયુના વિકારમાં, સંનિપાત, કૃમિ, કફ, પાંડુ, ક્ષય, પ્રમેહ, દમ, ઉધરસ, બરોળ, અને ધાતુક્ષયમાં ફાયદાકારક મનાય છે. માથાનો સસકો, સંધિવા, આંખ ઊઠવી વગેરે રોગમાં તેનો બહારથી ઉપયોગ કરવામાં આવે છે. વધારે પ્રમાણમાં તે લેવાય તો ઝેર ચડવા લાગે, ચક્કર આવે, જીવ ગભરાય, ધીમે ધીમે બેશુધ્ધી વધે, શ્વાસ અને નાડી ધીમાં પડે, શરીર તપી

જાય, પરસેવો વળે, કીકી સંકોચાય, ચહેરો ફિક્કો પડે, હોઠ અને હાથ કાળા દેખાય, ઝાડો થાય નહિ, પેટ ફૂલે, શરીર ઠંડું થાય, અને લેનાર મરણ પામે. અફીણના ઝેરના ઉપાયઃ– ૧. ઊલટી કરાવવી. ૨. ફટકડી અને કપાસિયાનો ભૂકો એકઠો કરી પાણીમાં દેવો. ૩. હિંગ પાણીમાં મેળવી પાવી. ૪. માલકાંકણુનાં પાંદડાંનો રસ આપવો. ૫. નરમાનાં પાંદડાંનો રસ અથવા અરીઠાનું પાણી પાવું. વ્યસનીને પ્રમાણમાં લેવાથી તેનું ઝેર બહુ અસર કરતું નથી પણ તેને ઝાડો સાફ આવતો નથી, બરાબર ભૂખ લાગતી નથી, મન અને શરીર નબળાં થાય અને ઘડપણ વહેલું આવે.

૧. અફીણ ખાવું = મરી જવાના ઇરાદાથી અફીણ લેવું.

૨. અફીણ દેવું = અફીણ દઈ મારી નાંખવું.

૩. અફીણ પીવું–લેવું = (૧) આપઘાત માટે અફીણ ખાવું. (૨) કસુંબો લેવો.

૪. અફીણના ડોડવા = ખસખસના ડોડવા. ગરમ પાણીમાં નાખી તેનો શેક કરવાથી ગૂમડાં, દુખતી આંખ ને પાકની પીડા શાંત થતી મનાય છે.

૫. અફીણનો કીડો સાકરમાં ન જીવે = હલકી દશામાં ટેવાયેલ જીવને ઊંચી સ્થિતિમાં ચેન ન પડે.

૨. ન. ખસખસનો છોડ.

**અફીણઅધિકારી** [સં. અહિફેન ( અફીણ ) + અધિકારિન્ ( સત્તાવાળું )] પું. અફીણ સંબંધી દેખરેખ રાખનાર અમલદાર.

**અફીણઘટિતઔષધ** [સં. અહિફેન ( અફીણ ) + ઘટિત ( બનાવેલું ) + ઔષધ ( દવા )] ન. અફીણ મેળવેલી દવા.

**અફીણબંધી** [સં. અહિફેન ( અફીણ ) + બધ્ ( અટકાવવું )] સ્ત્રી. અફીણની અટકાયત.

**અફીણબીજ** [સં. અહિફેન ( અફીણ ) + બીજ ( બી )] ન. ખસખસ.

**અફીણમિશ્રણ** ૧. [સં. અહિફેન ( અફીણ ) + મિશ્રણ ( મેળવણી )] ન. અફીણની બનાવટ.
૨. ન. અફીણનો ઉમેરો.

**અફીણમિશ્રિતદ્રવ્ય** [સં. અહિફેન ( અફીણ ) + મિશ્રિત ( મેળવેલું ) + દ્રવ્ય ( વસ્તુ )] ન. અફીણ મેળવેલી વસ્તુ.

**અફીણસાર** [સં. અહિફેન ( અફીણ ) + સાર ( સત્ત્વ )] પું. અફીણનું સત્ત્વ.

**અફીણિયા સુવા** પું. બ. વ. ( વૈદક ) એક ઘઉભાર અફીણ અને અરધો તોલો સુવા લઈ બન્નેને જરા શેકી પાણી સાથે વાટી બનાવેલી મરડામાં ઉપયોગી પ્રવાહી દવા. અફીણના કસુંબામાં સુવાદાણાને પલાળીને પછી શેકવાથી પણ અફીણિયા સુવા બને છે.

**અફીણિયું** ૧. [અ. અફ્યૂની] વિ. અફીણના વ્યસનવાળું; અફીણનું બંધાણી.
૨. વિ. સુસ્ત; એદી; આળસુ.

**અફીણિયો** ૧. પું. અફીણના જેવો રંગ.
૨. [અ. અફ્યૂની] પું. અફીણનો વ્યસની; બંધાણી.

**અફીણી** ૧. [અ. અફ્યૂન ( અફીણ )] પું. અફીણ વેચનારો વેપારી.
૨. જુઓ અફીણિયું.

**અફીમ** [હિં.] ન. અફીણ.

૧. અફીમ દેવું = અફીણ દઈને મારી નાખવું.

૨. અફીમ લેવું = (૧) આપઘાત માટે અફીણ ખાવું. (૨) કસુંબો લેવો.

**અફીમચી** [હિં.] પું. અફીણનો બંધાણી.

**અફીમબીજ** જુઓ અફીણબીજ.

**અફીમસાર** જુઓ અફીણસાર.

**અફીમી** જુઓ અફીમચી.

**અફુ** [સં. આફૂક] ન. અફીણ.

જેમ હોય કોય અતિ અમલી અફુ
પૂરે શેર પીનાર. નિષ્કુળાનંદ

**અફુલ્લ** [સં. અ ( નહિ ) + ફુલ્લ ( ખીલેલું )] વિ. ખીલ્યા વિનાનું; અવિકસિત.

**અફુસ** [સં. અસ્પૃશ્ય] વિ. ( પ્રાકૃત ) સ્પર્શ ન કરવા જેવું.

**અફુસિય** [સં. અભ્રાન્ત] વિ. ( પ્રાકૃત ) ભ્રમ વગરનું.

**અફૂ** [હિં.] સ્ત્રી. અફીણ

**અફૂલ** [અ ( નહિ ) + ફૂલ] વિ. ફૂલ વગરનું; અપુષ્પ.

**અફેન** ૧. [સં.] ન. અફીણ.
૨. [સં. અ ( નહિ ) + ફેન ( ફીણ )] વિ. ફીણ વગરનું.

**અફેનગુલ્મ** [સં. અફેન ( અફીણ ) + ગુલ્મ ( છોડનો જથ્થો )] પું. ખસખસનો છોડ.

**અફેનઘટિતદ્રવ્ય** [સં. અફેન ( અફીણ ) + ઘટિત ( બનાવેલું ) + દ્રવ્ય ( વસ્તુ )] ન. અફીણમાંથી બનતી ચીજ.

**અફેનબીજ** [સં. અફેન ( અફીણ ) + બીજ ( બી )] ન. ખસખસ.

**અફેનસાર** [સં. અફેન ( અફીણ ) + સાર ( સત્ત્વ )]. પું. અફીણનું સત્ત્વ.

**અફેનાગમ** [સં. અફેન ( અફીણ ) + આગમ ( ઊપજ )] પું. અફીણની ઊપજ.

**અફેનાધિકારી** [સં. અફેન ( અફીણ ) + અધિકારિન્ ( સત્તાવાળું )] પું. અફીણ ઉપર દેખરેખ રાખનાર અમલદાર.

**અફેનાય** જુઓ અફેનાગમ.

**અફ્ફીઆ** પું. એ નામનો એક જાતનો ગુલાબનો છોડ. તેનું ફૂલ મોટું, મોતિયા રંગનું, બારે માસ થાય છે.

**અફ્રાદ** [અ.] પુ. સેવક; નોકર.

**અફ્રીસેયાબ** પું. નમુચિ નામનો અસુર. તેને ઇંદ્રે મારી નાખ્યો હતો.

**અફ્લાદ** [અ.] ન. બ. વ. દીકરીનાં છોકરાં.

**અબ** ૧. [અ.] પું. બાપ; પિતા.
૨. [હિં. અબી] અ. અત્યારે; હમણાં.

૧. અબતક–તલક–તલગ-લગ = આજ સુધી; અત્યાર લગી.

૨. અબસે = અત્યારથી; હવે પછી.

૩. અ. થોડા વખત પહેલાં.

**અબઈ** સ્ત્રી. મૃગશીર્ષ નક્ષત્રમાં વવાતી એક વેલ; આણુવો. તે બરોળ ઉપર અને રેચ માટે વપરાય છે. આસો માસમાં થતી તેની કૂણી શીંગનું અથાણું અને શાક કરાય છે.

**અબકર** [ફા.] પું. સુરોખાર.

**અબકા** પું. ફિલિપિન, અંદામાન ટાપુ અને આરાકાન પર્વતમાં થતો એ નામનો છોડ. તેની રેસાદાર છાલમાંથી દોરી અને તેના ગર્ભમાંથી મનીલા કાગળ બને છે. તેનાં મૂળમાંથી ઝાડની ચારે બાજુએ જમીન ચીરીને નાના નાના છોડ નીકળે અને જ્યારે તે ત્રણ ફૂટ ઊંચા થાય ત્યારે તેને ઊખેડી ખેતરમાં નવ ફૂટને અંતરે વાવવામાં આવે. ત્રણ ચાર વરસમાં તેનો પાક તૈયાર થાય ત્યારે તેને જમીનથી ફૂટ ઉપરથી કાપી લેવામાં આવે છે.

**અબકારી** ૧. [ફા. આબ ( પાણી ) + કાર ( કામ )] સ્ત્રી. દારૂ ગાળવાનું કામ.
૨. સ્ત્રી. દારૂ, તાડી, ભાંગ, અફીણ ને ગાંજા જેવી નશો આપનારી ચીજ પર લેવાતો કર.
૩. સ્ત્રી. પીઠું.
૪. સ્ત્રી. ભઠ્ઠી.
૫. વિ. કેફી વસ્તુ સંબંધી.

**અબખ** જુઓ અબખો.

**અબખરા** ૧. [અ.] પું. બકવાટ; સંનિપાત.
૨. પું. વરાળ; બાફ.

**અબખો** પું. અણગમો; કંટાળો.

અબખે પડવું = અરુચિ થવી.

**અબખોરો** [ફા. આબ (પાણી) + ખુર્દન્ (પીવું)] પું. પાણી પીવાનું પહોળા મોંનું નાનું વાસણ.

**અબગરવું** ૧. સ. ક્રિ. આપવું; દેવું.

૨. સ. ક્રિ. ઉપકાર કરવો.

૩. સ. ક્રિ. ફાયદો કરવો.

**અબગરું** ૧. વિ. ઉપકાર કરનાર.

૨. વિ. દેનાર.

૩. વિ. લાભદાયક.

**અબઘાર** ૧. [સં. અભિ (આસપાસ) + ઘૃ (ટપકવું)] ન. અન્ન પવિત્ર કરવા માટે પીરસવામાં આવતું ઘી.

એક માણું લેલે સાથવો
ઉપર પળી એક અબઘાર. નાકર

૨. ન. ઘી.

**અબઘડી** [અબ (હમણાં) + ઘટિકા (ઘડી)] અ. હમણાં જ; આ પળે જ; તાબડતોબ.

**અબજ** ૧. [સં. અબ્જ] ન. સો કરોડની સંખ્યા; ૧૦૦૦૦૦૦૦૦૦.

૨. વિ. સો કરોડ.

**અબજદ** [અ.] પું. એ નામની અક્ષર ગણતરીની રીતના આઠ શબ્દોમાંનો પહેલો. તેના દરેક અક્ષરની કીમત આ પ્રમાણે છેઃ

| અલિફ | બે | જિમ | દાલ |
|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪. |

જુઓ અબજદપદ્ધતિ.

**અબજદપદ્ધતિ** [અબજદ (અરબી અક્ષરના આઠ ગણમાંનો પહેલો શબ્દ) + પદ્ધતિ (રીત)] સ્ત્રી. અરબી ફારસી અક્ષરની ઠરાવેલી કીમતની હિસાબપદ્ધતિ; આંકડાની સંજ્ઞા બતાવવા અથવા સંકેત સૂચવવાની એક અરબી રીત. કાવ્યશાસ્ત્રમાં પણ ૧, ૪, ૭, ૬૪ વગેરે સંખ્યા બતાવવા અનુક્રમે ચંદ્ર, વેદ, મુનિ, કળા વગેરે શબ્દ વપરાય છે. યાદ રાખવું સહેલું પડે તેટલા ખાતર અરબી ભાષાના ૨૮ અક્ષરમાંના દરેકની કીમત મુકરર કરી તેને આઠ ભાગમાં ગોઠવેલ છેઃ

| | | | | |
|---|---|---|---|---|
| ૧. અબજદઃ | અલિફ ૧ | બે ૨ | જિમ ૩ | દાલ ૪ |
| ૨. હવ્વઝઃ | હે ૫ | વાવ ૬ | ઝે ૭ | |
| ૩. હુત્તીઃ | હે ૮ | તોય ૯ | યે ૧૦ | |
| ૪. કલમનઃ | કાફ ૨૦ | લામ ૩૦ | મીમ ૪૦ | નૂન ૫૦ |
| ૫. સઅફસઃ | સીન ૬૦ | અયેન ૭૦ | ફે ૮૦ | સ્વાદ ૯૦ |
| ૬. કુરશતઃ | કૉફ ૧૦૦ | રે ૨૦૦ | શીન ૩૦૦ | તે ૪૦૦ |
| ૭. સખ્ખઝઃ | સે ૫૦૦ | ખે ૬૦૦ | ઝાલ ૭૦૦ | |
| ૮. ઝઝઘઃ | ઝવાદ ૮૦૦ | ઝોય ૯૦૦ | ઘયેન ૧૦૦૦ | |

આ પદ્ધતિ મૂળ અરબી હોવાથી તેમાં ચાર શુદ્ધ ફારસી અક્ષર પે, ચે, ઝે, ગાફનો સમાવેશ કરેલ નથી. એ ઉપરાંત ઉર્દૂના ટે, ડાલ, ડ઼ે મળીને ૩૫ અક્ષર થાય. ફારસી ને ઉર્દૂ વધારાના અક્ષરની કીમત તેના પહેલાના અરબી અક્ષર જેટલી ગણાય છે. જેમકે, પેની ૨, ચેની ૩, ઝેની ૭, ગાફની ૨૦, ટેની ૪૦૦, ડાલની ૪ ને ડ઼ેની ૨૦૦. દાખલા તરીકે, અમદાવાદ વસાવ્યા તારીખ 'ખયર' એટલે હિજરી ૮૧૦ છે. તેમાં ખના ૬૦૦, યના ૧૦, રના ૨૦૦ મળી ૮૧૦ થાય. આ પદ્ધતિનો ઉપયોગ ઐતિહાસિક બનાવ; જન્મમરણ વગેરે પ્રસંગે કરવામાં આવે છે. શિલાલેખ અથવા એવાં બીજાં સાધન ઉપર ગદ્ય અથવા પદ્યની એકાદ બે લીટી લખવામાં અથવા કોતરવામાં આવે, જેનો અર્થ એ પ્રસંગને લગતો થાય, તેમ જ તેમાં વપરાયેલા તમામ અક્ષરની કીમત કાઢીએ તો એ બનાવ જે વર્ષમાં બન્યો હોય તે વર્ષ પણ આવે. તમામ અક્ષરનો જે સરવાળો આવે તે હિજરી વર્ષ સમજવું. મુસલમાન લોકો પુસ્તક તથા પત્રમાં મથાળે બિસ્મિલ્લા-હિર્-રહેમા-નિર્-રહીમ (ખુદા-કૃપાળુ ને માયાળુ-ને નામે)ને બદલે માત્ર ૭૮૬ લખે છે. તેનું કારણ ઉપરના વાક્યના તમામ અક્ષરની કીમતનો સરવાળો ૭૮૬ થાય એ છે.

હિજરી વર્ષ ઉપરથી ખ્રિસ્તી વર્ષ કાઢવું હોય તો અક્ષરોની કીમતના સરવાળામાંથી સેંકડે ત્રણ ટકા બાદ કરી બાકી રહે તેમાં ૬૨૧ ઉમેરવા. દાખલા તરીકે, બાદશાહ બાબરના મરણની નોંધ 'બેહિસ્ત રોઝી બાદ' (સ્વર્ગમાં વાસ થજો) વાક્યથી કરેલી છે. તેના અક્ષરોની કીમતનો સરવાળો કરતાં ૯૩૭ આવે. એ હિજરી વર્ષમાં બાબરનું મરણ થયું હતું. આ ૯૩૭માંથી સેંકડે ત્રણ ટકા એટલે ૨૮ બાદ કરતાં બાકી ૯૦૯ રહે. તેમાં ૬૨૧ ઉમેરવાથી ૧૫૩૦ થાય. આ પ્રમાણે બાબરનું મરણ સને ૧૫૩૦માં થયું હતું.

**અબજપતિ** [સં. અબ્જ (અબજ) + પતિ (ધણી)] પું. અબજ રૂપિયાનો માલિક.

**અબજોપતિ** પું. ઘણા અબજ રૂપિયાનો માલિક.

**અબડ** (અબડ઼) વિ. અવાવરુ; નહિ વપરાયેલ.

**અબડધબડ** (અબડ઼ધબડ઼) ૧. [હિં.] વિ. કર્કશ; બેસૂરું.

૨. વિ. ખડબચડું.

**અબડાઈ** (અબડ઼ાઈ) [અ (નહિ) + બડાઈ (મગરૂરી)] સ્ત્રી. ગર્વ ન કરવો તે.

**અબડાવવું** (અબડ઼ાવવું) સ. ક્રિ. ધમકી આપવી.

**અબતબ** [હિં.] અ. કોઈ કોઈવાર; પ્રસંગોપાત.

અબતબ કરવું = (૧) ઢીલ કરવી. (૨) વાયદા કરવા.

**અબતર** ૧. [અ. અબ્તર] વિ. અવ્યવસ્થિત.

૨. વિ. જૂઠું; અસત્ય.

૩. વિ. બેહાલ થઈ ગયેલું.

૪. વિ. ભ્રષ્ટ.

૫. વિ. વિવેકશૂન્ય.

૧. અબતર કરવું = (૧) મંજીરાનાં પ્રાનાં પીસવાં. (૨) નુકસાન કરવું. (૩) બગાડવું; ભ્રષ્ટ કરવું.

૨. અબતર થવું = ભ્રષ્ટ થવું; બગડવું.

**અબતરી** ૧. [હિં.] સ્ત્રી. અવ્યવસ્થા; ગોટાળો.

૨. સ્ત્રી. સડો.

**અબદ** ૧. [અ.] સ્ત્રી. અનંતકાળ.

૨. સ્ત્રી. અમરતા.

૩. સ. ક્રિ. (ધાતુ) તેણે ભક્તિ કરી. આ ધાતુ ઉપરથી નીચેના શબ્દ નીકળેલા છેઃ— ઇબાદત = ભક્તિ. આબિદ = ભક્ત. મઅબદ = મંદિર; મસ્જિદ. મઅબૂદ = ભક્તિ કરાયેલો; પ્રભુ.

**અબદાગીર** [અ. આફ્તાબ (તડકો) + ગીર (રોકનાર)] સ્ત્રી. રાજા અથવા મોટા માણસ પર તડકો આવતો અટકાવવાનું સાધન.

અબદાગીર અથવા આફતાબગીરને કીનખાબનું પડ હોય છે. પાદશાહના બદન ઉપર તડકો ન પડે એવી રીતે એક નોકર તે પકડી રાખે છે.
આઇને અકબરી

**અબદાગીરી** જુઓ અબદાગીર.

**અબદાલ** ૧. પું. પેગંબર સાહેબનો વંશજ.

૨. પું. સાધુ; ફકીર.

૩. ન. એ નામની જાતનું માણસ.

૪. વિ. પંજાબ તરફની ભીખ માગતી, ગાયન ગાતી અને ગામેગામ ભટકતી એક જાતનું.

૫. વિ. રાંક; ગરીબ.

**અબદાલી** [ અ. અબ્દાલી ] પું. ધર્મી પુરુષ; મુસલમાની મત પ્રમાણે જગતમાં કાયમ રહેતા ૭૦ અબદાલીના આધારે દુનિયા ટકી રહેલી મનાય છે. જ્યારે તેમાંથી કોઈ મરણ પામે ત્યારે તેને બદલે બીજાને ઈશ્વર તરફથી એ પદવી મળે.

**અબદી** [ અ. ] વિ. અનંત; કાયમ; શાશ્વત.

**અબદુર્ રહીમ** [ અ. અબ્દ ( ગુલામ ) + અલ ( નિશ્ચયાત્મક ઉપસર્ગ ) + રહીમ ( દયાળુ ) ] પું. ઈશ્વરનો ભક્ત.

**અબદુલ કરીમ** [ અ. અબ્દ ( ગુલામ ) + અલ ( નિશ્ચયાત્મક ઉપસર્ગ ) + કરીમ ( દયાળુ ) ] પું. ઈશ્વરનો ભક્ત.

**અબદુલ કાદર** ૧. [ અ. અબ્દ ( ગુલામ ) + અલ ( નિશ્ચયાત્મક ઉપસર્ગ ) + કાદર (શક્તિમાન) ] પું. ઈશ્વરનો ભક્ત.

૨. વિ. ગુલાબની એક જાત. તેને સુંદર લાલ રંગનાં ફૂલ થાય છે.

**અબદુલ્લા** ૧. [ અ. અબ્દ ( ગુલામ ) + અલ ( નિશ્ચયાત્મક ઉપસર્ગ ) + અલ્લાહ ( ઈશ્વર ) ] પું. ઈશ્વરનો બંદો.

૨. પું. મહંમદ પેગંબરના બાપ.

**અબદ્ધ** ૧. ન. પદબંધ રહિત ગ્રંથ.

૨. વિ. અર્થ વગરનું.

૩. [ સં. અ ( નહિ ) + બદ્ધ ( બાંધેલું ) ] વિ. નહિ બાંધેલું; નિરંકુશ; છૂટું; સ્વતંત્ર.

૪. વિ. પદરચના વિનાનું.

૫. વિ. વંઠેલ; દુરાચારી; છકેલ.

૬. વિ. સંબંધ વિનાનું; અસંબદ્ધ.

**અબદ્ધક** જુઓ અબદ્ધ.

**અબદ્ધભાષી** [ સં. અબદ્ધ ( સંબંધ વિનાનું ) + ભાષિન્ ( બોલનાર ) ] વિ. ઢંગધડા વગરનું બોલનાર.

**અબદ્ધમુક્ત** [ સં. અબદ્ધ ( નહિ બંધાયેલ ) + મુક્ત ( છૂટું ) ] વિ. છૂટું; નહિ બંધાયેલ.

**અબદ્ધમુખ** ૧. [ સં. અબદ્ધ ( છૂટું ) + મુખ ( મોં ) ] વિ. નહિ બંધાયેલા મુખવાળું.

૨. વિ. ફાવે તેમ બોલનાર.

**અબદ્ધવાક્ય** [ સં. અબદ્ધ ( સંબંધ વિનાનું ) + વાક્ય ] ન. જેમાંથી કંઈ અર્થ ન નીકળતો હોય એવું ઢંગધડા વગરનું ભાષણ. જેમકે, કોઈ કહે કે હું જન્મથી મૂંગો છું, મારા બાપ બ્રહ્મચારી, મારી મા વાંઝણી અને મારા દાદા દીકરા વગરના હતા.

**અબદ્ધવીર્ય** [ સં. અબદ્ધ ( નહિ બંધાયેલ ) + વીર્ય ( ધાત ) ] વિ. પુખ્ત ઉમરે નહિ પહોંચેલું; નાની ઉમરનું.

**અબદ્ધિક** જુઓ અબદ્ધિય.

**અબદ્ધિય** [ સં. અબદ્ધિક ] પું. ( જૈન ) કર્મનો આત્માને સ્પર્શ માત્ર થાય છે, ક્ષીર-નીરની માફક એકતા થતી નથી એમ માનનારું એ નામનો એક નિન્હવ એટલે મિથ્યાવાદી.

**અબધ** ૧. [ સં. અ ( નહિ ) + બધ ( વધ ) ] પું. વધ ન કરવો તે.

૨. [ સં. અ ( નહિ ) + બંધ્ ( બાંધવું ) ] વિ. છૂટું; અંકુશ વિનાનું; સ્વતંત્ર.

૩. [ સં. અબાધ્ય ] વિ. રોકી ન શકાય એવું.

**અબધા** [ સં. અ ( નહિ ) + બંધ્ ( બાંધવું ) ] સ્ત્રી. ( ગણિત ) ત્રિકોણના પાયાનો એક ભાગ.

**અબધિ** [ સં. અબ્ધિ ( સાગર ) ] પું. સમુદ્ર; દરિયો.

**અબધિજા** [ સ. અબ્ધિ ( સમુદ્ર ) + જા ( જન્મેલી ) ] સ્ત્રી. લક્ષ્મી, કેમકે તે સમુદ્રમાંથી નીકળેલી મનાય છે.

**અબધૂ** [ સં. અવધૂત ] પું. ( હિંદી ) ત્યાગી; સંન્યાસી; સંત; સાધુ.

**અબધૂત** ૧. [ સં. અવ ( દૂર ) + ધૂત ( ફેંકી દીધેલું ) ] પું. બાવો; યોગી; સિદ્ધ પુરુષ. દત્તાત્રેય આ સંપ્રદાયના આદ્યગુરુ હોવાથી એમની રચેલી અવધૂતગીતા એ સંપ્રદાયનો પ્રમાણગ્રંથ છે.

૨. [ સં. અવ ( નિશ્ચયવાચક ઉપસર્ગ ) + હન્ ( મારવું ) ] વિ. બિહામણું.

૩. વિ. મસ્ત; ચકચૂર.

૪. વિ. સંસારના મોહ વગરનું; વિરક્ત.

૫. ઉ. અરે છટ!

**અબધ્ય** ૧. [ સં. અ ( નહિ ) + બંધ્ ( બાંધવું ) ] ન. અયોગ્ય વાક્ય.

૨. [ સં. અ ( નહિ ) + બધ્ય ( મારી શકાય એવું ) ] વિ. જેને કોઈ મારી ન શકે એવું.

૩. [ સં. અ ( નહિ ) + બંધ્ ( બાંધવું ) ] વિ. બાંધી ન શકાય એવું.

૪. [ સં. અ ( નહિ ) + બધ્ય ( વધ કરવા લાયક ) ] વિ. હિંસા ન કરવા જેવું.

**અબનાલ** [ ફા. ] સ્ત્રી. તલવારના મ્યાનની મૂઠ અને અણી આગળનો મીનાનો શણગાર.

**અબનૂસ** [ ફા. ] ન. એક જાતનું સીસમ જેવું મજબૂત, ભારે અને ટકાઉ લાકડાવાળું ઝાડ; ટિંબરવો. તેનાં પાંદડાં મોટાં તથા લાંબાં, અને ફળ બોર જેવડાં ખવાય એવાં થાય છે. એનાં પાંદડાંની બીડી પીવાથી કાળજું ખવાઈ જાય, હૃદયમાં પીળો ડાઘ પડે, ગળું સુકાય અને કફ વધે. તેની છાલ દમ, પિત્તરોગ, ઘા અને નાસૂર ઉપર તથા જૂ મારવા માટે વપરાય છે.

**અબનૂસકાષ્ટ** [ અબનૂસ ( એક ઝાડ ) + કાષ્ઠ ( લાકડું ) ] ન. અબનૂસનું લાકડું. તે કાળા રંગનું, ટકાઉ અને મજબૂત હોવાથી નકશી માટે પણ વપરાય છે.

**અબનૂસપાન** જુઓ અબનૂસ.

**અબનૂસી** ૧. [ ફા. અબનૂસ ] સ્ત્રી. અબનૂસનું ઝાડ.

૨. [ અં. એબનાઈટ ] સ્ત્રી. ગંધક અને રબરની એક બનાવટ.

૩. વિ. અબનૂસનું બનાવેલું.

૪. વિ. ઘેરા કાળા રંગનું.

**અબબ** ન. એ નામનું નરક.

**અબબીલ** ન. નાનું ને ઊડાઊડ કરવાની ટેવવાળું આશરે ૭ ઇંચ લાંબું એક પક્ષી. તેની પાંખ મોટી, પૂંછડી વચ્ચેથી ખાંચવાળી અને પગ ટૂંકા હોય છે. વાયુભારમાપકયંત્રના પારાની માફક તે આકાશમાં ચડઊતર કરે છે.

**અબભી** ૧. [ હિં. ] ઉ. એમ છતાં.

૨. અ. હજી પણ.

**અબયાત** [ અ. બયત્ ( કડી )નું બહુવચન ] સ્ત્રી. કવિતા.

**અબર** ૧. [ હિં. ] વિ. નિર્બલ; અશક્ત.

૨. [ અ. ] અ. ક્રિ. ( ધાતુ ) તેણે માન્યું. આ ધાતુ ઉપરથી નીચેના શબ્દ બન્યા છે: એઅતેબાર = વિશ્વાસ; ઈતબાર. મોઅતેબર = વિશ્વાસપાત્ર; માતબર.

૩. [ અ. ] સ. ક્રિ. ( ધાતુ ) તેણે ઓળંગ્યું. આ ધાતુ ઉપરથી નીચેના શબ્દો નીકળેલા છે: અબૂર = માર્ગ; મુસાફરી. આબિર = ઓળંગનાર; મુસાફર. મઅબર = નદીનાળું ઓળંગવાની જગ્યા. મેઅબર = ઓળંગવાનું સાધન; હોડી.

૪. [ અ. ] સ. ક્રિ. ( ધાતુ ) તેણે સમજાવ્યું. આ ધાતુ ઉપરથી નીચેના શબ્દો બનેલા છે: આબિર = સમજાવનાર; દુભાષિયો. ઇબારત = લખાણની રીત; શૈલી. તઅબીર = ખુલાસો; સમજૂતી.

**અબરક** ૧. પું. એક જાતનો ચીકણો પથ્થર. તે વાસણ બનાવવામાં અને તેની ભૂકી પોલીશ કે રોગાન બનાવવાના કામમાં આવે છે.

૨. [ સં. અભ્રક; અ. અબ્રક ] પું. બંગાળા, રજપૂતાના, મદ્રાસ અને પંચમહાલના પહાડમાંથી નીકળતી ચળકતી, પારદર્શક, પતરીદાર, મંદ

અગ્નિવાહક અને અગ્નિમાં ન બળે એવી એક ખનિજ ધાતુ. તેની જાતઃ–ધોળો, પીળો, લીલો અને કાળો. ધોળો તથા કાળો અબરક ચકચકિત હોય અને ભાંગતાં તેનાં પડ જુદાં જુદાં થઈ જાય. કાળામાં ઠેકાણે ઠેકાણે ધોળાં ટપકાં હોય. કાળા અબરકના પ્રકારઃ–૧. દર્દુર. અગ્નિમાં નાખવાથી તેનો દેડકાના જેવો અવાજ થાય. ૨. નાગ. દેવતામાં નાખતાં સરપના ફૂંફાડાની જેમ અવાજ નીકળે. ૩. પિનાક. અગ્નિમાં નાખતાં તેનો અવાજ ધનુષના ટંકાર જેવો હોય. ૪. વજ્ર. તે દેવતામાં જરા પણ અવાજ કરતો નથી. ધોળો અબરક બારીમાં કાચને બદલે જડવામાં, તાબૂત, ચીમની અને ચશ્માં બનાવવામાં, તથા વીજળીના યંત્રમાં અને કાળો અબરક દવામાં વપરાય છે. તેની ભસ્મ બનાવવાની રીતઃ–પહેલાં તેનું નીચેની રીતે શોધન અને મારણ કરવું. કાળા અબરકને ખૂબ તપાવી, ગાયના દૂધમાં ઠારી, એનાં પડ જુદાં પાડી, ખૂબ તપાવી, ત્રિફળાનો કાઢો, ગૌમૂત્ર અને છાશ એ દરેકમાં સાતવાર બોળવાં. શુદ્ધ થયેલા અબરકને ધાબળાની અંદર નાખી તેમાં તેથી ચોથો ભાગ પરાળ નાખી ધાબળાને પાણીથી ભરેલ તપેલામાં ખૂબ ચોળવો, એટલે બધો અબરક પાણીમાં આવી જઈ પરાળનો ડૂચો ધાબળામાં પડ્યો રહેશે. આ પાણીમાં પડી રહેલો ચકચકિત અબરકનો ભૂકો ધાન્યાભ્રક કહેવાય. ધાન્યાભ્રકને ગૌમૂત્રની ભાવના દઈ એક દિવસ ખરલ કરી ગજપુટની અંદર તેમાં ચળકાટ ન દેખાય ત્યાંસુધી ફૂંકી દેવાથી ભસ્મ બને. તૈયાર થયેલી ભસ્મને દૂધ, ગૌમૂત્ર, ત્રિફળા, અરડૂસી, આકડો, એરંડમૂળ, કુંવાર, અઘેડો એટલામાંથી એક વસ્તુની ભાવના આપી જેમ વધારે ગજપુટ દેવામાં આવે તેમ ભસ્મ ગુણમાં ચડિયાતી બને અને જેટલા પુટ આપ્યા હોય તેટલા પુટી ભસ્મ કહેવાય. એક હજાર પુટ જેને આપવામાં આવ્યા હોય તેને સહસ્રપુટી ભસ્મ કહે છે. અબરકના ગુણઃ—તે મધુર, ઠંડો, આવરદા અને ધાતુ વધારનાર, શોધક તથા પૌષ્ટિક હોવાથી નબળાઈ, જીર્ણ તાવ, સંગ્રહણી, પેશાબના રોગ, શ્વાસ, ઉધરસ, ત્રિદોષ, ગૂમડાં, કોઢ, બરોળ, ઉદરગાંઠ, ઝેર અને કરમ ઉપર ફાયદાકારક મનાય છે. મૂત્રરોગ ઉપર મધ અને પીપર સાથે, ક્ષય ઉપર સોનાના વરખ સાથે, ધાતુપુષ્ટિ માટે સુવર્ણભસ્મ સાથે, અને અજીર્ણમાં ગાયના દૂધ તથા સાકર સાથે તે અપાય છે. અરબી શબ્દ અબ્ર એટલે વાદળાં ઉપરથી આ શબ્દ બનેલો મનાય છે, કેમકે વાદળાં જેમ એક ઉપર એક હોય છે તેમ એનાં પડ પણ એક ઉપર એક હોય છે. બરક એટલે તે પ્રકાશ્યો તે ઉપરથી પણ આ શબ્દ બન્યો હોય, કારણ અબરક પ્રકાશિત, અને પારદર્શક ધાતુ છે.

૩. [ અ. અ (શ્રેષ્ઠતાદર્શક આદ્યય) + બરક (તેણે આશીર્વાદ આપ્યો)] વિ. સૌથી ભાગ્યશાળી.

**અબરકકલ્ક** [ સં. અભ્રક ( અબરક ) + કલ્ક ( લુગદી ) ] પું. (વૈદક) અબરક, આમળાં, સૂંઠ, મરી, પીપર અને વાવડિંગ સરખા ભાગે લઈ વાટીને બનાવેલો લોંદો.

**અબરકાકિયા** [ ફા. ] ન. કરોળિયાનું પડ.

**અબરખ** જુઓ અબરક.

**અબરખી** વિ. હીરાની એક જાતનું.

**અબરન** [ હિં. ] પું. આભરણ; આભૂષણ.

**અબરસ** ૧. [ હિં. ] પું. ઘોડાનો લીલાશ પડતો ખૂલતો સફેદ રંગ.

૨. [ ફા. ] પું. જરા લીલાશ પડતા ખૂલતા સફેદ રંગનો ઘોડો.

૩. વિ. લીલાશ પડતા ખૂલતા સફેદ રંગનું.

**અબરૂ** [ફા. અબ્રુ] સ્ત્રી. ભમર; ભવું; ભ્રૂકુટી.

**અબલ** ૧. પું. ( પુરાણ ) એ નામનો અગ્નિ.

૨. [ સં. અ ( નહિ ) + બલ ( જોર ) ] પું. એક વનસ્પતિ; વરણ. તેના ઉપયોગથી બળનો નાશ થતો મનાય છે.

૩. ન. દુર્બળતા; નબળાઈ.

૪. વિ. અનાથ; નિરાધાર.

૫. વિ. બળ વગરનું; અશક્ત.

**અબલક** ૧. [ અ. અબ્લક ( બહુરંગી ) ] પું. કાબરો બળદ.

૨. ન. કાબરચીતરું ઘોડું; બાવળું ઘોડું.

૩. ન. સારંગી; એક વાજિંત્ર.

૪. વિ. ચિત્રવિચિત્ર; રંગબેરંગી.

**અબલકમેના** [ અબ્લક ( બહુરંગી ) + મેના ] સ્ત્રી. કાબરચીતરી મેના. તેનું કદ સાધારણ, રંગ ચળકાટ મારતો ઘેરો લીલો, આગલા ભાગમાં ચળકતા ડાઘ અને પૂછડી તથા પાંખની કોર લાલાશ પડતા ભૂરા રંગની હોય છે. પોપટની માફક તે શીખવ્યું બોલી શકે. ઘણે ભાગે માણસની પાસે રહેવાનું તે પસંદ કરે છે.

**અબલકિયું** જુઓ અબલકી.

**અબલકી** [ અ. અબ્લક ( રંગબેરંગી ) ] વિ. કાબરચીતરું; બહુરંગી.

અબલકી ઘોડો = પચરંગી ઘોડો.

**અબલખ** જુઓ અબલક.

**અબલખા** ૧. [ સં. અભિલાષ ] સ્ત્રી. ઇચ્છા; ઓરિયો; ઉમેદ.

૨. સ્ત્રી. ગર્ભવતી સ્ત્રીને થતી ઇચ્છા; દોહદ.

૩. [ અ. અબ્લક ( બહુરંગી ) ] સ્ત્રી. સંયુક્ત પ્રાંત, બિહાર અને બંગાળમાં થતું આશરે નવ ઇંચ લંબાઈનું એક જાતનું પક્ષી. તેનું આખું શરીર કાળું, પેટ તથા પગ સફેદ, અને ચાંચ નારંગી રંગની હોય છે. તે પાંદડાં કે પરાળના માળા બાંધે છે, અને એકી વખતે ચાર પાંચ ઈંડાં આપે છે.

**અબલખિયું** જુઓ અબલકી.

**અબલખી** જુઓ અબલકી.

**અબલન** સ્ત્રી. ( વ્રજ ) બૈરું; નારી.

**અબલા** ૧. સ્ત્રી. ( બૌદ્ધ ) દશ પૃથ્વીમાંની એ નામની એક.

૨. [ સં. અ ( નહિ ) + બલ ( જોર ) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. સ્ત્રી, કેમકે તે બળ વિનાની મનાય છે.

૩. [ હિં. ] વિ. મૂર્ખ.

૪. વિ. શરમાળ.

૫. વિ. સ્ત્રી. ઓછા બળવાળી.

**અબલાજન** [ સં. અબલા ( સ્ત્રી ) + જન ( માણસ ) ] ન. નારી; સ્ત્રી.

**અબલાબલ** [ સં. અ ( નહિ ) + બલ ( જોર ) + અબલ ( નબળાઈ ) ] પું. શિવ; શંકર, કેમકે તેને આકાંક્ષારૂપી નબળાઈ અને અનાકાંક્ષારૂપી બળ હોતાં નથી.

**અબલાસ** [ સં. અ ( નહિ ) + બલાસ ( કફ ) ] વિ. ક્ષયરોગ વગરનું.

**અબલાસેન** [ સં. અબલા ( સ્ત્રી ) + સેના ( લશ્કર ) ] પું. કામદેવ.

**અબલોન્નતિ** [ સં. અબલા ( સ્ત્રી ) + ઉન્નતિ ( આબાદી ) ] સ્ત્રી. સ્ત્રીઓનો ઉદ્ધાર.

**અબલ્ય** ૧. [ સં. અ ( નહિ ) + બલ્ય ( વીર્ય ) ] ન. દુર્બળતા; નબળાઈ.

૨. ન. માંદગી; બીમારી.

**અબવાબ** ૧. [ અ. બાબ ( બાબત )નું બહુવચન ] પું. પ્રકરણ; વિભાગ.

૨. પું. વેપારી તથા પૈસાદાર લોકો પાસેથી જમીનદારોથી લેવાતો કર.

૧. અબવાબે કોટવાલ = લશ્કરી મથકના થાણદાર અને કોટવાળની કચેરીના ખર્ચ પેટે દારૂ અને બીજી ચીજના વેપારી પાસેથી લેવાતો કર.

૨. અબવાબે ખમીસી = દીવાની હકૂમત ઈસ્ટ ઈંડિયા કંપનીને સોંપાયા પછી મુઘલ શહેનશાહને નામે ઢાકાના ગવર્નરે નાખેલા જુદા જુદા કર.

૩. અબવાબે થાનેદારી = જુઓ અબવાબે કોટવાલ.

૪. અબવાબે પાતકી = ઊતરતા વર્ણના લોકો પાસેથી ઉઘરાવાતો કર.

૫. અબવાબે ફોજદારી = લશ્કરી અને પોલીસ ન્યાયાધીશની કચેરીના ખર્ચ માટે જમીનદારો પાસેથી લેવાતો કર.

૬. અબવાબે મહેમાની = મહેમાનની સરભરામાં થતા ખર્ચ માટે લેવાતો કર.

૭. અબવાબે રાહદારી = સડક દુરસ્ત કરવા માટે લેવાતો કર.

**અબસાત** [ અ. ] અ. અબઘડી; હમણાં જ.

**અબહિર્** [ સં. અ ( નહિ ) + બહિર્ ( બહાર ) ] અ. બહાર નહિ એમ; અંદર.

**અબહિર્મનસ્ક** [ સં. અ ( નહિ ) + બહિર્ ( બહાર ) + મનસ્ક ( મનવાળું ) ] વિ. ધર્મિષ્ઠ; ધર્મમાં તત્પર.

**અબહિષ્કરણ** જુઓ અબહિષ્કાર.

**અબહિષ્કાર** [ સં. અ ( નહિ ) + બહિસ્ ( બહાર ) + કૃ ( કરવું ) ] પું. બાતલ ન કરવું તે; વ્યવહાર બંધ ન કરવાપણું.

**અબહિષ્કાર્ય** ૧. [ સં. અ ( નહિ ) + બહિસ્ ( બહાર ) + કાર્ય ( કરવા જેવું ) ] વિ. બાતલ ન કરવા જેવું.

૨. વિ. બાતલ ન કરી શકાય એવું.

**અબહિષ્કૃત** [ સં. અ ( નહિ ) + બહિસ્ ( બહાર ) + કૃત ( કરેલું ) ] વિ. વ્યવહાર બહાર નહિ કરેલું.

**અબહુવાદી** [ સં. અ ( નહિ ) + બહુ ( ઘણું ) + વાદિન્ ( બોલનાર ) ] વિ. ઝાઝું ન બોલનાર.

**અબળ** ૧. [ સં. અ ( નહિ ) + બલ ( જોર ) ] વિ. અશક્ત; તાકાત વગરનું; કમજોર.

૨. વિ. નિરાધાર; અનાથ.

**અબળખા** ૧. [ સં. અભિલાષ ] સ્ત્રી. ઇચ્છા; ઉમેદ; ઓરિયો.

૨. સ્ત્રી. ગર્ભવતી સ્ત્રીને થતી ઇચ્છા; દોહદ; અભિલાષા.

**અબળખો** જુઓ અબળખા.

**અબળા** ૧. [ સં. અ ( નહિ ) + બલ ( જોર ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. સ્ત્રી; નારી, કેમકે તે નિર્બળ મનાય છે.

સ્ત્રી નારી વનિતા વધૂ લલના જુવતી ભામ,
**અબળા** બાળા અંગના પ્રેમદા કાંતા વામ;
તરુણી રમણી સુંદરી સીમંતિની પણ હોઈ,
ત્તિય તજ સમ ત્રણ લોકમાં સ્ત્રી વિરંચી ન કોઈ.
પિંગળલઘુકોષ

અબળાને આંસુએ જોર = સ્ત્રીનું બળ રોવામાં હોય.

૨. વિ. સ્ત્રી. ઓછા બળવાળી.

**અબળાશ્રમ** [ સં. અબલા ( સ્ત્રી ) + આશ્રમ ] પું.; ન. સ્ત્રીઓને આશ્રય અને મદદ મળવાનું ઠેકાણું; વનિતાવિશ્રામ.

**અબળી** જુઓ અબળા.

**અબંગ** વિ. ( કચ્છી ) ન ટાળી શકાય એવું; અનિવાર્ય.

**અબંઠ** [ અ ( નહિ ) + બંઠ ( બળવો ) ] વિ. બળવાખોર નહિ એવું; સાલસ; નમ્ર.

**અબંધ** ૧. [ સં. અ ( નહિ ) + બંધ ( બંધન ) ] પું. કર્મનું બંધન ન હોવાપણું.

૨. પું. ( ગણિત ) ચલ રાશિને પાસપાસેનાં મૂલ્ય આપવાથી જે ફલનાં મૂલ્ય પણ પાસપાસે આવે અને તેમાં એકદમ મોટું અંતર ન પડે એવું હોવાપણું.

૩. પું. ( ગણિત ) વક્રની રેખા વચમાં નહિ તૂટતાં ચાલુ રહે એ સ્થિતિ; 'કન્ટિન્યુઇટી'.

૪. વિ. છૂટું; મુક્ત; બંધન વિનાનું; નિરંકુશ.

૫. વિ. તૂટે નહિ એવું; મજબૂત.

પ્રભુ રચિયાં **અબંધ** બંધન. લલિત

૬. વિ. વિષમપાદ છંદની એક જાતનું.

**અબંધક** ૧. પું. ( પુરાણ ) એ નામનો ઋષિ.

૨. [ સં. અ ( નહિ ) + બંધ ( કરજમાં ધરેલી મૂકેલી વસ્તુ ) + ક ( વાળું ) ] ન. અંગઉધાર કરજ લેવું તે.

૩. વિ. અંગઉધાર.

૪. [ સં. અ ( નહિ ) + બંધક ( બાંધનારું ) ] વિ. ( જૈન ) કર્મ નહિ બાંધનાર.

૫. વિ. બંધન નહિ કરનારું.

**અબંધન** ૧. [ સં. અ ( નહિ ) + બંધન ] ન. છૂટ; સ્વતંત્રતા.

૨. વિ. છૂટું; મુક્ત.

**અબંધસ્થિતિ** [ સં. અબંધ ( કર્મનું બંધન ન હોવાપણું ) + સ્થિતિ ( દશા ) ] સ્ત્રી. કર્મનું બંધન ન હોય તે વખતની સ્થિતિ.

**અબંધી** ૧. વિ. ( ગણિત ) ચલ રાશિને પાસપાસેનાં મૂલ્ય આપવાથી જે ફલનાં મૂલ્ય પણ પાસપાસે આવે અને તેમાં એકદમ મોટું અંતર ન પડે એવું.

૨. વિ. પું. ( ગણિત ) જે વક્રની રેખા સતત ચાલુ રહે અને વચમાં એકદમ તૂટી જતી ન હોય એવો; 'કન્ટિન્યુઅસ'.

**અબંધુ** ૧. [ સં. અ ( નહિ ) + બંધુ ( પિતા ) ] વિ. અનાથ; નિરાધાર.

૨. [ સં. અ ( નહિ ) + બંધુ ( ભાઈ ) ] વિ. ભાઈ વગરનું.

૩. વિ. મિત્ર વિનાનું; એકલું.

**અબંધુત્વ** ૧. [ સં. અ ( નહિ ) + બંધુ ( પિતા ) + ત્વ ( પણું ) ] ન. અનાથપણું; નિરાધાર સ્થિતિ.

૨. [ સં. અ ( નહિ ) + બંધુ ( ભાઈ ) + ત્વ ( પણું ) ] ન. ભાઈચારો ન હોવાપણું; ભેદભાવ.

૩. ન. મિત્ર વિનાનું હોવું તે; એકલાપણું.

**અબંધ્ય** ૧. [ સં. ] પું. ફળને વખતે ફળતું ઝાડ.

૨. વિ. ફળીભૂત; સફળ.

૩. વિ. વાંઝિયું નહિ એવું.

**અબંભ** ૧. [ સં. આ ( ઘણું ) + ભ્રમ ( ગૂંચવણ ) ] ન. ગોટાળો; ગરબડ.

૨. [ સં. અબ્રહ્મ ] ન. ( પ્રાકૃત ) બ્રહ્મચર્ય નહિ પાળવાપણું; મૈથુન; સ્ત્રીસંગ.

પાપ સ્થાનક ચોથું વર્જીએ, દુર્ગતિ મૂળ **અબંભ**,
જગ સવિ મૂંઝ્યો છે એહમાં, છંડે તેહ અચંભ.
નયવિજય

૩. ન. મૂર્ખાઈ; બેવકૂફી.

અબંભ કુટાવું-અબંભમાં કુટાવું = કોઈ બાબતના પૂરા જાણપણા વિના તેમાં માથું મારવું.

**અબા** ૧. [ અ. ] પું. ઝભો; પહોળો છૂટો ડગલો.

૨. પું. બાપ; બાપા.

**અબાઈ** [ અ. અબ્બા ] વિ. વડીલોએ મેળવેલું.

**અબાટીસ** સ્ત્રી. યુદ્ધકળાને લગતી એક યુક્તિ. ઝાડ કાપીને તેની ડાંખળીઓ દુશ્મન તરફ એવી રીતે ફેંકવામાં આવે કે તેની પાછળ થોભેલા લશ્કરનો બચાવ થાય.

**અબાદાન** [ ફા. આબાદ ] વિ. પૂર્ણ; ભરપૂર. ફકીરોની બોલીમાં આ શબ્દ વપરાય છે.

**અબાદાની** ૧. [ ફા. આબાદાની ] સ્ત્રી. પૂર્ણતા.

૨. સ્ત્રી. મનોરંજકતા.

૩. સ્ત્રી. શુભચિંતકપણું.

**અબાધ** ૧. [ સં. અ ( નહિ ) + બાધ ( રુકાવટ ) ] પું. છૂટ; અપ્રતિબંધ.

૨. પું. દલીલનું નહિ તોડવાપણું.

૩. [ સં. અ ( નહિ ) + બાધ ( ઉપદ્રવ ) ] પું. દુઃખ ન હોવાપણું.

૪. વિ. એક રૂપે રહેલું.
જે વસ્તુ ત્રણે કાળમાં એક રૂપે રહેલી હોય તે અબાધ. સિદ્ધાંતદર્શન
૫. વિ. ખામી વગરનું.
૬. વિ. ઘણું; અપાર; બેહદ.
૭. વિ. છૂટું; સ્વતંત્ર.
૮. વિ. દોષ વગરનું; નિર્દોષ.
૯. વિ. પીડા રહિત.
૧૦. વિ. હરકત વિનાનું.

**અબાધક** [સં. અ (નહિ) + બાધક (અડચણરૂપ)] વિ. વિઘ્ન વિનાનું; અડચણ કે બાધ નહિ કરનારૂં.

**અબાધા** ૧. સ્ત્રી. (જૈન) અબાધાકાળ; કર્મના બંધ અને ઉદય વચ્ચેનો વખત.
૨. [સં. અ (નહિ) + બંધ્ (બાંધવું)] સ્ત્રી. (ગણિત) ત્રિકોણના પાયાનો એક ભાગ; અબધા.
૩. [સં. અ (નહિ) + બાધા (વિઘ્ન)] સ્ત્રી. હરકત ન કરવાપણું.

**અબાધાકાળ** જુઓ અબાધા ૧.

**અબાધિત** ૧. વિ. નિરંકુશ.
૨. વિ. નિર્દોષ; દોષ વિનાનું.
૩. [સં. અ (નહિ) + બાધિત (હરકતવાળું)] વિ. વાંધા વગરનું; હરકત વિનાનું.

**અબાધિત વ્યાપાર** [સં. અબાધિત (નિરંકુશ) + વ્યાપાર (વેપાર)] પું. બિનજકાતી વેપાર.

**અબાધ્ય** [સં. અ (નહિ) + બાધ્ય (અટકાવવા જેવું)] વિ. ન રોકવા જેવું; અનિવાર્ય.

**અબાધ્યત્વ** [સં. અ (નહિ) + બાધ્ય (રોકવા જેવું) + ત્વ (પણું)] ન. અનિવાર્યપણું.

**અબાધ્યોપક્રમ** પું. (ગણિત) સ્વીકૃત પક્ષ; ગૃહીત પદ; 'પોસ્ચ્યુલેટ'.

**અબાન** ૧. [સં. અ (નહિ) + ભાન] વિ. બેભાન; હોંશ વિનાનું.
વિષયને નિદ્રામાં નાખ્યા પછી તેનો આત્મા નિદ્રાવસ્થામાં અબાન દશાને પામે છે. ત્રિકાળદર્શકદર્પણ
૨. [હિં.] વિ. શસ્ત્ર રહિત; હથિયાર છોડી દીધેલું.

**અબાનગાન** ન. (જરથોસ્તી) પ્રાચીન ઇરાનમાં ઊજવાતો એ નામનો એક દિવસ.

**અબાબ** ૧. [અ. બાબ (બાબત)] પું. ઉત્પન્ન થયેલા અનાજમાંથી ખેડુના અને બીજા ભાગ જુદા કાઢ્યા પછી બાકી રહેતો રાજભાગ.
૨. પું. કરકરિયાવર; લાગો.

**અબાબીલ** ૧. [અં.] ન. ઈથિયોપિયામાં શીતળાનો રોગ લાવનાર તરીકે મનાતું પક્ષી.
૨. [અ. અબાબીલ] ન. ચકલીની જાતનું બધા દેશમાં જોવામાં આવતું આખો દિવસ ઘણે ઊંચે ટોળામાં ઊડનાર કાળું પક્ષી; કૃષ્ણા; કન્હૈયા; દેવચિલાઈ. તેનો છાતીનો રંગ ખૂલતો હોય છે, અને પગ બહુ નાના હોવાથી તે બેસી શકતું નથી. તે જૂની ભીંતોમાં માળો બાંધે છે.
૩. ન. શીતળાનો રોગ.

**અબાર** ૧. [અ (નહિ) + બાર (ફળ)] વિ. નકામું; ફોગટ.
૨. અ. આ વખતે; અટાણે.
સાર અબાર લીજીઓ સ્વામી. હરિરસ
૩. અ. ગેરવલ્લે; અકારત; અલેખે.

**અબારું** ૧. ન. અંધાધૂંધી; ગોટાળો.
૨. વિ. વ્યવસ્થા વિનાનું.

**અબાલ** ૧. પું. માળ માટે રેંટિયાની પાંખડીઓ ઉપર તાણીને બાંધવામાં આવતી દોરી.
૨. વિ. પૂરેપૂરૂં; પૂર્ણ.
૩. [સં. અ (નહિ) + બાલ (બાળક)] વિ. બાળક નહિ એવું.

**અબાલચરિત્ર** [સં. અ (નહિ) + બાલ (બાળક) + ચરિત્ર (આચરણ)] વિ. બાળક જેવી રીતભાત ન હોય એવું; સમજીને વર્તનારૂં.

**અબાલી** સ્ત્રી. ઉત્તર હિંદુસ્તાન, મુંબઈ ઇલાકો, આસામ, ચીન અને સિયામમાં જોવામાં આવતું ઘાસ કે પીછાંનો માળો બાંધનારૂં એક જાતનું પક્ષી; બેંગનકુટી.

**અબાલેંદુ** [સં. અબાલ (પૂર્ણ) + ઇંદુ (ચંદ્ર)] પું. પૂનમનો ચંદ્ર.

**અબા વ અજદાદ** ૧. [અ.] પું. કુટુંબકબીલો.
૨. પું. કુળ; વંશ.
૩. પું. બાપદાદા.

**અબાશી** જુઓ અબાસી.

**અબાસી** ૧. [અ. અબ્બાસી] વિ. રતાશ પડતા વાદળી રંગનું; અબ્બાસી.
૨. વિ. લાલ; રાતું.

**અબાહ્ય** ૧. [સં. અ (નહિ) + બાહ્ય (બહારનું)] વિ. અંતરનું.
૨. વિ. અંદરનું.
૩. [સં. અ (નહિ) + બાહ્ય (અજાણ્યું)] વિ. જાણેલું; ઓળખેલું.
૪. વિ. બહારની બાજુ વગરનું.

**અબાહ્યમત** [સં. અ (નહિ) + બાહ્ય (બહારનું) + મત] પું. વેદમાં જેની ઉત્પત્તિ થઈ હોય તે મત.

**અબાળ** જુઓ અબાલ.

**અબાળચરિત્ર** જુઓ અબાલચરિત્ર.

**અબાંધવ** ૧. [સં. અ (નહિ) + બાંધવ (સગું)] વિ. કુટુંબી વગરનું; એકલવાયું.
૨. વિ. નિરાધાર; અનાથ.
૩. [સં. અ (નહિ) + બાંધવ (ભાઈ)] વિ. ભાઈ વિનાનું.

**અબિદ્યા** [હિં.] સ્ત્રી. અજ્ઞાન.

**અબિધ** [હિં.] વિ. અનિયમિત; અવ્યવસ્થિત.

**અબિબ** પું. યાહુદીનો એ નામનો એપ્રિલને મળતો પહેલો મહિનો.

**અબિરા** ૧. ન. બ્રાહ્મણની એ નામની પેટાજ્ઞાતિનું માણસ.
૨. વિ. બ્રાહ્મણની એ નામની એક પેટાજ્ઞાતિનું.

**અબિસ્વાસ** [હિં.] પું. અવિશ્વાસ; અશ્રદ્ધા.

**અબિંધન** ૧. [સં. અપ્ (પાણી) + ઇંધન (બળતણ)] પું. વડવાનલ; સમુદ્રમાં રહેલો અગ્નિ.
૨. પું. સમુદ્ર.

**અબિંધ્ય** [સં.] પું. (પુરાણ) રાવણનો એ નામનો વિદ્વાન, સદાચારી અને ઘરડો પ્રધાન.

**અબી** [સં. અદ્ય; હિં. અબ] અ. હમણાં જ; હાલ; અત્યારે જ.
અબી બોલા અબી ફોક = બોલીને તરત ફરી જવું.

**અબીજ** ૧. [સં. અ (ખરાબ) + બીજ (બી)] પું. ઊગે નહિ એવું બીજ; ખરાબ બી.
૨. [સં. અ (નહિ) + બીજ] વિ. પ્રજા ઉત્પન્ન કરવાની શક્તિ વિનાનું
પંચોતેર વરસ પછે થાય પુરુષ અબીજ. રત્નકર્ણ
૩. વિ. બી વગરનું.

**અબીર** ૧. પું. એક જાતનો સુગંધીદાર સફેદ ભભરો ભૂકો; અબીલ.
૨. [હિં.] પું. ગલાલ. શિંગોડાંના લોટમાં હળદર અને ચૂનો મેળવી તે બનાવવામાં આવે છે.
૩. [અ.] ન. અબરકનો ભૂકો. હોળીના દિવસમાં માણસ પોતાના મિત્રના મોઢા પર તે છાંટે છે.

**અબીરા** પું. ( પિંગળ ) મગણ, ભગણ અને સગણ મળી દરેક ચરણમાં ૯ અક્ષરનો એક સમવૃત્ત છંદ; વીરા. તે બૃહતિનો એક ભેદ છે.

**અબીરી** [ હિં. અબીર ] વિ. ગલાલ જેવા રંગવાળું; ઘેરા લાલ રંગનું.

**અબીલ** જુઓ અબીર ૧.

**અબીલગુલાલ** પું. અબીલ અને ગુલાલ મેળવવાથી બનતો સુગંધીદાર પદાર્થ.

**અબીહ** [ સં. અ ( નહિ ) + બી ( બીક ) ] વિ. ડર વિનાનું; નિર્ભય; નીડર.

**અબુઅલી** પું. દરજી લોકનો એ નામનો એક કબીલો.

**અબુઅહમદ અબ્દુલ ચિશ્તી** પું. સુફી સંપ્રદાયનો એ નામનો સ્થાપનાર.

**અબુઆફ** પું. દરજી લોકનું એ નામનું એક કુટુંબ.

**અબુકાસમ ફીરદોસી** પું. પ્રખ્યાત ફારસી શાહનામા લખનાર પુરુષ.

**અબુદ્ધ** ૧. [ સં. અ ( નહિ ) + બુધ્ ( જાણવું ) ] વિ. અજાણ; અજ્ઞાન.
૨. [ સં. અબુધ ] વિ. અવિવેકી.
૩. વિ. ( જૈન ) તત્ત્વને ન જાણનાર.
૪. વિ. બેવકૂફ; મૂર્ખ.

**અબુદ્ધિ** ૧. [ સં. અ ( નહિ ) + બુધ્ ( જાણવું ) ] સ્ત્રી. અજ્ઞાન; અજાણપણું.
૨ સ્ત્રી. બેવકૂફી; મૂર્ખાઈ.
૩. સ્ત્રી. સાચું જ્ઞાન ન હોવાપણું; ભ્રમ.
૪. વિ. મૂર્ખ; અક્કલ વિનાનું.

**અબુદ્ધિપૂર્વક** [ સં. અ ( નહિ ) + બુદ્ધિ ( જ્ઞાન ) + પૂર્વ ( પહેલાં ) + ક ( વાળું ) ] વિ. જાણી જોઈને ન કરેલું.

**અબુદ્ધિયું** [ સં. અ ( નહિ ) + બુદ્ધિ ( અક્કલ ) ] વિ. બેઅક્કલ; સમજણ વિનાનું.

અબુદ્ધિયાં લોકડાં અસત્ય વાણી વદે.
નરસિંહ

**અબુદ્ધિહેતુક** ૧. [ સં. અ ( નહિ ) + બુદ્ધિ ( જ્ઞાન ) + હેતુ ( કારણ ) + ક ( વાળું ) ] વિ. જાણી જોઈને ન કરેલું.
૨. વિ. શબ્દ એટલે અવાજના બે પ્રકાર માંહેનો એક. શબ્દ બે પ્રકારનો છેઃ—બુદ્ધિહેતુક અને અબુદ્ધિહેતુક. બુદ્ધિ જેનું કારણ નથી તે અબુદ્ધિહેતુક. મેઘની ગર્જના એ એવો શબ્દ છે.

**અબુધ** ૧. [ સં. અ ( નહિ ) + બુધ ( ડાહ્યું ) ] ન. મૂર્ખ માણસ.
૨. વિ. અણસમજું; સમજ વિનાનું; મૂઢ; અલ્પજ્ઞાની.
૩. વિ. અવિવેકી.
૪. વિ. જ્ઞાન વિનાનું; હલેતું.
૫. [ હિં. ] વિ. નિર્દોષ.
૬. વિ. સમજાવવા છતાં પણ સમજ ન આવે એવું; દાધારંગું.

**અબુધતા** ૧. [ સં. અ ( નહિ ) + બુધ ( ડાહ્યું ) + તા ( પણું ) ] સ્ત્રી. અણસમજ.
૨. સ્ત્રી. અવિવેક.
૩. સ્ત્રી. જ્ઞાન વિનાનું હોવાપણું.
૪. સ્ત્રી. દાધારંગું હોવાપણું.
૫. સ્ત્રી. નિર્દોષતા.

**અબુધ્ન** ૧. ન. ( વેદ ) અંતરિક્ષ.
૨. [ સં. અ ( નહિ ) + બુધ્ન ( તળિયું ) ] વિ. તળિયા વગરનું.
૩. [ સં. અ ( નહિ ) + બુધ્ન ( મૂળ ) ] વિ. મૂળ વિનાનું.

**અબુનૂશ** ૧. ન. એક જાતના કાળા લાકડાનું ઝાડ; અબનૂસ.
૨. ન. એક જાતનું કાળું ચીવટ લાકડું.

**અબુફખર** પું. દરજી લોકનું એ નામનું કુટુંબ.

**અબુલફઝલ** [ અ. ] પું. ફૈઝીનો નાનો ભાઈ અને આઈને અકબરીનો લેખક. ઈ.સ. ૧૫૫૧માં તે જન્મ્યો હતો. પંદર વર્ષની ઉમરે બધાં શાસ્ત્ર અને વિજ્ઞાનમાં પારંગત થઈ દશ વર્ષ સુધી તેણે શિક્ષકનો ધંધો કર્યો. તે અકબરનો મુખ્ય વઝીર હતો. ઈ.સ. ૧૬૦૨માં સલીમે તેનું ખૂન કરાવ્યાનું મનાય છે.

**અબુલબજદજાની** પું. એ નામનો એક આરબ ખગોળશાસ્ત્રી.

**અબુલસહકી** વિ. ફીરોઝા નામના ઝવેરની ચડતા દરજ્જાની એક જાતનું.

**અબુવો** ૧. પું. એક જાતનું કપડું.
૨. પું. એક વેલો; આબવો; ફાફડાશીંગ. તેનું શાક તેમ જ અથાણું થાય છે.

**અબૂ** [ અ. ] પું. બાપ; પિતા.

**અબૂજ** ૧. [ સં. અ ( નહિ ) + બુધ્ ( જાણવું ) ] વિ. કદરહીણું; ગણના ન કરી શકે એવું; અગુણજ્ઞ.
૨. વિ. મૂર્ખ; અક્કલ વિનાનું.

**અબૂજપણું** ૧. [ અબુઝ ( કદરહીણ ) + પણું ] ન. એકદરદાની; ઘટતી કીમત નહિ આંકવાપણું.
૨. ન. મૂર્ખતા.

**અબૂજાઈ** જુઓ અબૂજપણું.

**અબૂઝ** જુઓ અબૂજ.

**અબૂઝપણું** જુઓ અબૂજપણું.

**અબૂઝાઈ** જુઓ અબૂજપણું.

**અબૂડ** ૧. [ અ ( નહિ ) + બૂડવું ] વિ. ડૂબે નહિ એવું; તરવાના ગુણવાળું.
૨. વિ. નહિ ડૂબેલું.

**અબૂતાલબ** [ અ. અબૂતાલિબ ] પું. હઝરત મહંમદ સાહેબના કાકા. હઝરત સાહેબના બાપના મરણ પછી એમણે તેમને ઉછેરી મોટા કર્યા હતા.

**અબૂબકર** [ અ. અબૂ ( બાપ ) + બક ( કન્યા ) ] પું. હઝરત મહંમદ સાહેબના સસરા ને તેમની પછી ગાદીએ બેસનાર પહેલા ખલીફ.

**અબૂર** ૧. [ અ. અબર ( તેણે ઓળંગ્યું ) ] ન. માર્ગ; રસ્તો.
૨. ન. મુસાફરી.
૩. [ સં. અ ( વધારે ) + પૂર ( પૂરૂં ) ] વિ. પુષ્કળ; ઘણું.

ધન હીરાકણી મોતી ને મણી,
અબૂર આથનો હું થયો ધણી.
વિનયચંદ

**અબૂલોઠબૂલો** પું. છોકરાંની એક રમત; અદૂડોમદૂડો; આધુડો; આડવોગાડવો; સોનૈયો કે રૂપૈયો. કેટલેક ઠેકાણે પાણીમાં તરતાં તરતાં આ રમત રમાય છે. તેમાં એક રમનાર હાથમાં પથ્થર અથવા નિશાનીવાળું ઠીકરૂં લઈ બીજાને બતાવી તેને અબૂલોઠબૂલો કહી પૂછે. તેના સાથી 'જ્યાં પડો ત્યાં વેડો' અથવા એવા બીજા શબ્દ કહી જવાબ આપે એટલે પેલો રમનાર તે પાણીમાં નાખે અને બીજા તે લેવા જાય. જેને હાથ તે ઠીકરૂં અથવા પથ્થર આવે તે ફરીને તેજ પ્રમાણે બોલી પાણીમાં નાખે અને પાછા તે લેવા માટે બધાં રમનારાંમાં હોંસાતુશી થાય.

મેવાડમાં આ રમત મેદાનમાં જુદી રીતે રમાય છે. રમનારમાંથી એક જણ દડી કે પથ્થર લઈ બોલે 'અબૂલોઠબૂલો કઈ દિશાએ?' એટલે બીજો એક જણ દિશા બતાવે. તે દિશાએ ઘા કરી બધાં લેવા દોડે. જે આગળ જઈ લઈ લે તે આવી એ પ્રમાણે પૂછી વળી ફેંકે.

**અબે** ૧. [ હિં. ] ઉ. અરે; ઓ; અલ્યા; તુંકારાવાચક શબ્દ.
૨. ઉ. એ મૂર્ખ; એ લુચ્ચા.

**અબે તબે** ૧. સ્ત્રી. હિંદી ભાષા.

૨. [ હિં. અબે ( તુંકારાવાચક શબ્દ ) + તબે ( અબેનું બેવડું રૂપ ) ] વિ. જેમાં 'અબે તબે' બોલાય છે એવું; 'અબે તબે'વાળું.

અબે તબે કરવું = તિરસ્કાર કરવો; અવિવેક કે તોછડાઈથી બોલાવવું.

**અબેમાન** [ તુ. ] ન. તલવાર જેવું એક હથિયાર.

**અબેર** [ હિં. ] અ. કવેળાએ; અતિ મોડેથી; કમોસમે.

**અબો** પું બાપ.

**અબોખા** ૧. પું. બ.વ. અણગમો; અરુચિ; વસ્તુ જોવી પણ ન ગમે એવો કંટાળો.

અબોખે પડવું = અણગમો થવો; મન ઊતરી જવું.

૨. પું. બ. વ. ખાંડખાજાં. કન્યાવાળાં વરવાળાંને ત્યાં લગ્નને દિવસે મોણીઆ એટલે નાનાં ઢોચકામાં પાણી લઈ જઈ વરને નવરાવે. પછી તેને ખવરાવવા માટે જે ખાંડખાજાં લઈ જવામાં આવે છે તેને અબોખા કહે છે.

**અબોટ** ૧. પું. નાવા વગર જ્યાં જવાય નહિ તેમ જ ત્યાંની ચીજને અડાય નહિ એવું ઠેકાણું.

૨. પું. પવિત્રતા માટે કરેલું પાતળું લીંપણ.

૩. પું. રસોઈ અને જમવાની જગ્યાનું છાણ-માટીથી કરવામાં આવતું લીંપણ; ચોકો.

અબોટ કરવો = લીંપવું; ચોકો કરવો.

૪. પું. શુદ્ધ દશા; અભડાયા વિનાની સ્થિતિ; નાવા પછી વગર નાહેલાને કે સુતરાઉ કપડાંને ન અડાય એવી સ્થિતિ.

અબોટમાં હોવું = અપવિત્ર વસ્તુને ન અડકાય એવી સ્થિતિમાં હોવું.

૫. વિ. શુદ્ધ; બોટ્યા વગરનું.

**અબોટચોકો** ૧. પું. જમ્યા પછી કંઈ બાકી ન રહ્યું હોય એવી સ્થિતિ.

૨. પું. નાવા વગર જ્યાં જવાય નહિ તેમ જ ત્યાંની ચીજને અડાય નહિ એવી જગા.

૩. પું. પવિત્રતા માટે કરેલું પાતળું લીંપણ.

૪. પું. રસોઈ અને જમવાની જગ્યાનું છાણ-માટીથી કરવામાં આવતું લીંપણ.

**અબોટણ** ૧. સ્ત્રી. અબોટી બ્રાહ્મણની સ્ત્રી.

૨. [સં. અન્ન (અનાજ) + ભુક્ત (ખાધેલું)] ન. બાળકને છઠ્ઠે કે આઠમે મહિને પહેલવહેલું અન્ન ખવરાવવાની ક્રિયા; અન્નપ્રાશન.

**અબોટણું** જુઓ અબોટણ ૨.

**અબોટપાણી** ૧. [ અબોટ ( શુદ્ધ ) + પાણી ] ન. નાવા પછી કોઈને અડ્યા વગર ભરેલું પાણી.

૨. ન. બોટ્યા એટલે ચાખ્યા વગરનું પાણી.

**અબોટવું** સ. ક્રિ. એઠું ન કરવું; ન બગાડવું.

**અબોટિયું** ૧. ન. બાળકને પહેલી વાર ખોરાક ખવરાવવાની ક્રિયા; અન્નપ્રાશન.

૨. ન. રાંધતી કે જમતી વખતે પહેરવા રાખેલું રેશમ, ઊન કે શણનું કપડું. જેમકે, મુગટો, ધાબળી, કંતાન.

**અબોટી** ૧. ન. એ નામની બ્રાહ્મણની એક જાતનું માણસ. શ્રીકૃષ્ણે દ્વારકામાં કરેલા યજ્ઞમાં વાલ્મિક ઋષિનો દીકરો ગરુડ પર બેસીને આવ્યો હતો. તેનાથી અબોટી બ્રાહ્મણની ઉત્પત્તિ મનાય છે. યાત્રાળુ ધજા ચડાવે તે લેવાનો હક્ક તેમનો છે.

૨. વિ. બ્રાહ્મણની એ નામની એક જાતનું.

**અબોટ્યું** [ અ ( નહિ ) + બોટવું ( ચાખવું ) ] વિ. એંઠું નહિ કરેલું; શુદ્ધ; ચાખ્યા વગરનું; એઠું કર્યા વિનાનું.

**અબોધ** ૧. [ સં. અ ( નહિ ) + બુધ્ ( જાણવું ) ] પું. અજ્ઞાન.

૨. પું. મૂર્ખતા.

૩. વિ. ગભરાયેલું; મૂંઝાયેલું.

૪. વિ. જ્ઞાન વગરનું.

૫. વિ. બુદ્ધિ વિનાનું; મૂર્ખ.

૬. વિ. સમજાવવા છતાં પણ સમજ ન આવે એવું.

**અબોધગમ્ય** [ સં. અ ( નહિ ) + બોધ ( જ્ઞાન ) + ગમ્ય ( પહોંચાય એવું ) ] વિ. સમજાય નહિ એવું; કલ્પનામાં ન આવે એવું.

**અબોધનીય** જુઓ અબોધ્ય.

**અબોધિ** ૧. [ સં. અ ( વિરોધ બતાવનાર પૂર્વગ ) + બોધ ( જ્ઞાન ) ] ન. ( જૈન ) મિથ્યાજ્ઞાન.

૨. વિ. જ્ઞાન વગરનું; અજ્ઞાન.

**અબોધિક** વિ. અજ્ઞાની; બોધ રહિત.

**અબોધિકલુષ** [ સં. અબોધિ ( અજ્ઞાન ) + કલુષ ( દુષ્ટ )] વિ. ( જૈન ) અજ્ઞાની; મિથ્યાદૃષ્ટિવાળું

**અબોધિબીજ** [પ્રા. અબોહિબીય] ન. (જૈન) અજ્ઞાનનું બીજ

**અબોધ્ય** ૧. [ સં. અ ( નહિ ) + બુધ્ ( જગાડવું ) ] વિ. જગાડવાને અયોગ્ય.

૨. [ સં. અ ( નહિ ) + બુધ્ ( જાણવું ) ] વિ. જ્ઞાનથી જાણવાને અશક્ય.

૩. વિ. ન સમજાય તેવું; અગમ્ય.

૪. વિ. બોધ ન લઈ શકે એવું; બુદ્ધિહીન.

**અબોર** ૧. ન. આસામના લોકોની એ નામની એક જાતનું માણસ.

૨. વિ. આસામના લોકોની એ નામની એક જાતનું.

**અબોલ** ૧. [ અ ( અઘટિત ) + બોલ ( શબ્દ ) ] પું. ખરાબ વચન.

૨. પું. રિસાઈને નહિ બોલવાપણું.

૩. વિ. ખખડાવતાં અવાજ ન થાય તેવું.

૪. વિ. નહિ બોલેલું.

૫ વિ. બેભાન; બેસુધ.

૬. વિ. બોલી ન શકાય તેવું.

દિલના અબોલ બોલ ઝીલતાં બતાવો કોઈ.
લલિત

૭. વિ. મૂંગું; ચૂપ.

**અબોલડા** ( અબોલડાં ) જુઓ અબોલા.

**અબોલણુ** વિ. નહિ બોલતું; મૂંગું; ચૂપ.

**અબોલણા** જુઓ અબોલા.

**અબોલા** ૧. [ અ ( નહિ ) + બોલવું ] પું. બ. વ. રીસ, વેર, કે તેવા કારણને લીધે કોઈ સાથે નહિ બોલવાપણું; રૂસણું.

અબોલા લેવા = વાતચીતનો વહેવાર બંધ કરવો; રિસાઈને કોઈ સાથે ન બોલવું.

૨. [ હિં. ] વિ. અહંકારી; મગરૂર.

૩. વિ. ચૂપ; બોલ્યા વગરનું.

૪. વિ. મૂંગું; અવાચક.

**અબોલી** ૧. [ સં. અમ્લાન ] સ્ત્રી. એક જાતનો શુમારે હાથ દોઢ હાથ ઊંચો, રાતાં, પીળાં અને સુગંધી વિનાનાં ફૂલવાળો છોડ; કાંટાશેળિયો. તે કડવી અને ગરમ હોય છે, તેમ જ વાયુ, સોજો, તાવ, શૂળ, દમ, ઉધરસ, અને મોઢાના તથા મૂત્રાશયના રોગ મટાડનાર મનાય છે.

૨. વિ. સ્ત્રી. બોલ્યા વગરની; ચૂપ.

**અબોલિયા** પું. બ. વ. અબોલા; રૂસણું.

**અબોલું** ૧. [ અ ( નહિ ) + બોલવું ] વિ. ચૂપ; મૂંગું.

૨. [ અ ( અલ્પ ) + બોલવું ] વિ. થોડાબોલું; ઓછું બોલવાની ટેવવાળું.

**અબોલ્યું** ૧. [ અ ( નહિ ) + બોલવું ] વિ. કહેલું પાછું ખેંચી લીધેલું.

બોલ્યું અબોલ્યું કરવું = કહેલ શબ્દ પાછા ખેંચી લેવા; કરેલો ઠરાવ ફેરવી નાખવો.

૨. વિ. નહિ બોલતું.

**અબ્જ** ૧. પું. એકની સંખ્યાસૂચક સાંકેતિક શબ્દ. જુઓ આદિ.

૨. [સં. અપ્ (પાણી) + જ (જન્મેલું)] પું. ચંદ્ર, કેમકે સમુદ્રમંથન વખતે તે દરિયામાંથી ઉત્પન્ન થયેલો મનાય છે.

ઇંદુ સુધાનિધિ કળાનિધિ **અબ્જ** જીવ હિમરોમ,
શશધર હિમકર નિશાકર ઔષધીશ શશી સોમ;
કુમુદબંધુ શ્રીબંધુ અને રોહિણીધવ સુરપેય,
ઉડુરાજ દ્વિજરાજ હરિ ગ્લૌ મૃગાંક આત્રેય.
પિંગળલઘુકોષ

૩. પું. ધન્વંતરિ; દેવતાનો વૈદ્ય. કેમકે તે સમુદ્રમંથન વખતે નીકળેલાં ચૌદ રત્ન માંહેનો એક મનાય છે.
૪. પું. શંખ.
૫. સ્ત્રી. જમીનમાંથી નીકળતી ૭ જાતની વાસ માંહેની એક.

જમીનમાં ૭ પ્રકારની વાસ હોય છેઃ પુન્નાગ, જાતિપુષ્પ, **અબ્જ**, ધાન્ય, પાટલ અને પદ્મ.
શિલ્પશાસ્ત્ર

૬. ન. એક જાતનું ઝાડ; નિચુલ.
૭. ન. કપૂર.
૮. [સં. અપ્ (પાણી) + જ (જન્મેલું)] ન. કમળ.

પુંડરીક પુષ્કર કમળ જલજ **અબ્જ** અંભોજ,
પંકજ સારસ તામરસ કુવલય કંજ સરોજ;
મકરંદિ અરવિંદ અને પદ્મ કુશેશય નામ,
નલિનમુખ મલીન દિસે શું કારણ સુખધામ.
પિંગળલઘુકોષ

૯. ન. પંચાગ્નિવિદ્યાથી મળેલું શરીર, કેમકે તે જળની આહુતિથી શરૂ કરીને પંચાહુતિના ક્રમેથી ઉત્પન્ન થાય છે.
૧૦. ન. સો કરોડની સંખ્યા.
૧૧. વિ. પાણીમાં ઉત્પન્ન થતું.
૧૨. વિ. સો કરોડ.

**અબ્જકર્ણિકા** [સં. અબ્જ (કમળ) + કર્ણિકા (કળી)] સ્ત્રી. કમળની કળી.

**અબ્જકાંત** ૧. [અબ્જ (કમળ) + કાંત (પ્રિય)] પું. સૂર્ય, કારણ કે તેના પ્રકાશમાં કમળ ખીલે છે.
૨. ન. (શિલ્પ) દશ માળની હવેલીની એ નામની જાત. બીજી જાતો આ પ્રમાણે છેઃ ભૂકાંત, ચંદ્રકાંત, ભવનકાંત, અંતરિક્ષકાંત અને મેઘકાંત.

**અબ્જજ** ૧. પું. (જ્યોતિષ) બુધ પોતાની રાશિ તથા અયન અંશનો હોય અને લગ્નમાં શુક્ર કે બૃહસ્પતિ હોય ત્યારે થતો એક યોગ.
૨. [સં. અબ્જ (કમળ) + જ (જન્મેલું)] પું. બ્રહ્મા. તે વિષ્ણુના નાભિકમળમાંથી ઉત્પન્ન થયેલા મનાય છે.

**અબ્જનયન** [સં. અબ્જ (કમળ) + નયન (આંખ)] વિ. કમળ જેવી આંખવાળું.

**અબ્જનેત્ર** જુઓ અબ્જનયન.

**અબ્જપતિ** [સં. અબ્જ (સો કરોડ) + પતિ (માલિક)] પું. સો કરોડનો આસામી.

**અબ્જબાંધવ** ૧. પું. આકડાનો છોડ.
૨. [સં. અબ્જ (કમળ) + બાંધવ (મિત્ર)] પું. સૂર્ય, કારણ કે તેના તેજમાં કમળ ખીલે છે એમ મનાય છે.

**અબ્જભવ** જુઓ અબ્જજ ૨.

**અબ્જભૂ** જુઓ અબ્જજ ૨.

**અબ્જભોગ** ૧. [સં. અબ્જ (કમળ) + ભોગ (રક્ષણ)] પું. કમળનું મૂળ; કમળકંદ.
૨. [સં. અબ્જ (શંખ) + ભોગ (શરીર)] પું. શંખ જેવડી મોટી કોડી.

**અબ્જયોનિ** [સં. અબ્જ (કમળ) + યોનિ (ઉત્પત્તિ સ્થાન)] પું. બ્રહ્મા; અબ્જભવ.

**અબ્જલોચન** જુઓ અબ્જનયન.

**અબ્જવાહન** [સં. અબ્જ (ચંદ્ર) + વાહન (વહેનાર)] પું. શંકર; મહાદેવ, કારણ કે તેના કપાળમાં ચંદ્ર છે. તેનું વાહન વૃષભ અબ્જ એટલે શંખના જેવું શુભ્ર છે તેથી પણ તે અબ્જવાહન કહેવાય છે.

**અબ્જવાહના** [સં. અબ્જ (કમળ) + વાહન (લઈ જવાપણું) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. લક્ષ્મીદેવી. તેનું આસન કમળ ઉપર મનાય છે.

**અબ્જસ્થિત** [સં. અબ્જ (કમળ) + સ્થિત (રહેલ)] પું. બ્રહ્મા, કારણ કે તેનું આસન કમળ છે.

**અબ્જહસ્ત** ૧. પું. અગ્નિ.
૨. પું. આકડાનો છોડ.
૩. [સં. અબ્જ (કમળ) + હસ્ત (હાથ)] પું. સૂર્ય. તેના એક હાથમાં કમળ હોવાનું મનાય છે.

**અબ્જા** ૧. [સં. અપ્ (પાણી) + જા (જન્મેલી)] સ્ત્રી. પૃથ્વી, કેમકે તે જળમાંથી ઉત્પન્ન થયેલી હોવાનું કહેવાય છે.
૨. સ્ત્રી. મોતીની છીપ.
૩. સ્ત્રી. લક્ષ્મી.
૪. વિ. સ્ત્રી. પાણીમાં ઉત્પન્ન થનારી.

**અબ્જાસન** [સં. અબ્જ (કમળ) + આસન (બેઠક)] પું. બ્રહ્મા, કેમકે તેનું આસન કમળ છે.

**અબ્જિની** ૧. [સં. અબ્જ (કમળ) + ઇન્ (વાળું) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. કમળથી ભરેલી જગ્યા.
૨. સ્ત્રી. કમળનો છોડ.
૩. સ્ત્રી. કમળનો જથ્થો.

**અબ્જિનીપતિ** ૧. પું. આકડાનો છોડ.
૨. [સં. અબ્જિની (કમળનો જથ્થો) + પતિ (ધણી)] પું. સૂર્ય, કેમકે તેનાં કિરણથી કમળ ખીલે છે એમ મનાય છે.

**અબ્જોપતિ** [સં. અબ્જ (સો કરોડ) + પતિ (ધણી)] પું. ઘણા અબજનો માલિક.

**અબ્દ** ૧. [સં.] પું. એ નામનો પર્વત.
૨. [અ.] પું. ગુલામ; સેવક; દાસ.

દરિદ્ર **અબ્દ** દશ લાખનો કરે કિંકર થઈ કાજ.
શામળ

૩. ન. આકાશ.
૪. ન. કપૂર.
૫. ન. નાગરમોથ.
૬. ન. વરસ; સાલ.
૭. [સં. અપ્ (પાણી) + દા (આપવું)] ન. વાદળ; મેઘ.
૮. વિ. પાણી આપનાર.

**અબ્દકરીમ** [અ. અબ્દ (ગુલામ) + કરીમ (ખુદા)] પું. ખુદાનો ગુલામ; પ્રભુભક્ત.

**અબ્દકોષ** [સં. અબ્દ (વરસ) + કોષ (ભંડાર)] પું. દર વરસે બહાર પડતી આંકડા સંબંધી માહિતી આપનારી ચોપડી.

'ઈયરબુક' માટે **અબ્દકોષ** યોજેલો જોયો.
વિજયરાય

**અબ્દજ્ઞ** [સં. અબ્દ (વરસ) + જ્ઞ (જાણનાર)] પું. જ્યોતિષી; જોશી.

**અબ્દપ** ૧. [સં. અબ્દ (મેઘ) + પ (રાજ્ય કરનાર)] પું. વરસાદનો રાજા; ઈંદ્ર.
૨. પું. વર્ષનો પતિ ગણાતો ગ્રહ.
૩. ન. ધઉંલાનું ઝાડ.

**અબ્દપતિ** ૧. [સં. અબ્દ (મેઘ) + પતિ (ધણી)] પું. ઈંદ્ર.
૨. પું. વર્ષનો પતિ ગણાતો ગ્રહ; વર્ષાધિપ.

**અબ્દરહીમ** [અ. અબ્દ (ગુલામ) + રહીમ (પરમેશ્વર)] પું. ખુદાનો ગુલામ; અબ્દલ્લા.

**અબ્દલી** ૧. ન. અફઘાન લોકોની એ નામની જાતનું માણસ.
૨. વિ. અફઘાનની એ નામની જાતનું.

**અબ્દલ્લા** [અ. અબ્દ (ગુલામ) + અલ્લા (ખુદા)] પું. ઈશ્વરનો ચાકર; અબ્દરહીમ.

**અબ્દવાહન** ૧. [સં. અબ્દ (વાદળું) + વાહન (આવજાનું સાધન)] પું. ઈંદ્ર, કારણ કે તે વાદળામાં સફર કરતો મનાય છે.
૨. પું. શંકર.

**અબ્દશત** [ સં. અબ્દ ( વરસ ) + શત ( સો ) ] ન. સો વરસનો સમય; સૈકો.

**અબ્દસાર** ૧. પું. કપૂર.

૨. [ સં. અબ્દ ( નાગરમોથ ) + સાર ( સત્વ ) ] પું. મોથનું સત્વ.

**અબ્દાગીરી** [ ફા. આફતાબગીરી ] સ્ત્રી. સૂર્યના તાપથી રક્ષણ કરવા માટે રાજામહારાજા, વરરાજા અને ધર્માચાર્યો પર ધરવામાં આવતું એક જાતનું પંખાકાર સાધન.

**અબ્દારંભ** [ સં. અબ્દ ( વરસ ) + આરંભ ( શરૂઆત ) ] પું. વર્ષની શરૂઆત.

**અબ્દારંભક** [ સં. અબ્દ ( વરસ ) + આરંભ ( શરૂઆત ) + ક ( કરનાર ) ] વિ. જમાનો બદલનાર; યુગપ્રવર્તક.

**અબ્દુર્ગ** [ સં. અપ્ ( પાણી ) + દુર્ગ ( કિલ્લો ) ] પું. ચારે બાજુ પાણીવાળો કિલ્લો.

**અબ્દુર્ રહીમ** [ અ. અબ્દ ( ગુલામ ) + અલ ( નિશ્ચયાત્મક ઉપસર્ગ ) + રહીમ ( દયાળુ ) ] પું. ઈશ્વરનો ભક્ત.

**અબ્દુલ કરીમ** [ અ. અબ્દ ( ગુલામ ) + અલ ( નિશ્ચયાત્મક ઉપસર્ગ ) + કરીમ ( દયાળુ ) ] પું. ઈશ્વરનો ભક્ત.

**અબ્દુલ કાદર** ૧. [ અ. અબ્દ ( ગુલામ ) + અલ ( નિશ્ચયાત્મક ઉપસર્ગ ) + કાદર ( શક્તિમાન ) ] પું. ઈશ્વરનો બંદો; પ્રભુનો ભક્ત.

૨. વિ. ગુલાબની એક જાત. તેને સુંદર લાલ ફૂલ થાય છે.

**અબ્દુલ્લા** [ અ. અબ્દ ( ગુલામ ) + અલ ( નિશ્ચયાત્મક ઉપસર્ગ ) + અલ્લાહ ( ઈશ્વર ) ] પું. પ્રભુનો સેવક; પ્રભુભક્ત.

**અબ્ધિ** ૧. પું. ચારની સંખ્યા બતાવનાર સાંકેતિક શબ્દ.

૨. [ સં. અપ્ ( પાણી ) + ધિ ( ભંડાર ) ] પું. તળાવ; સરોવર.

૩. પું. દરિયો; સમુદ્ર.

સિંધુ સરિત્પતિ સલિલપતિ અંભોનિધિ અકૂપાર,
ઈરાવાન અર્ણવ ઉદધિ કુશલય અબ્ધિ અપાર.
પિંગળલઘુકોષ

૪. પું. સાતની સંખ્યા બતાવનાર સાંકેતિક શબ્દ, કેમકે શાસ્ત્રમાં સમુદ્ર સાત વર્ણવ્યા છે.

**અબ્ધિકફ** ૧. પું. એક જાતની માછલીનું હાડકું.

૨. [સં. અબ્ધિ ( સમુદ્ર ) + કફ ] પું. સમુદ્રફીણ કેમકે તે કફ જેવું હોય છે.

**અબ્ધિજ** ૧. પું. અશ્વિનીકુમારદેવ.

૨. [સં. અબ્ધિ ( સમુદ્ર ) + જ ( જન્મેલું ) ] પું. ચંદ્રમા, કેમકે તે સમુદ્રમંથન વખતે દરિયામાંથી નીકળેલ મનાય છે.

ચંદ્રિકા પરભવવા અલે અબ્ધિજ સદાય સંતાય.
પ્રેમાનંદ

૩. પું. શંખ.

૪. વિ. સમુદ્રમાંથી પેદા થયેલું.

**અબ્ધિજા** ૧. [સં. અબ્ધિ ( સમુદ્ર ) + જા ( જન્મેલી ) ] સ્ત્રી. લક્ષ્મી; વિષ્ણુની સ્ત્રી.

ઉપાધિ શૌરિને કમળનયનની અબ્ધિજા થકી.
પ્રાચીનકાવ્યમાળા

૨. સ્ત્રી. સુરા; દારૂ.

**અબ્ધિજૌ** [ સં. અબ્ધિ ( દરિયો ) + જ ( જન્મેલ ) + ઔ ( દ્વિવચનનો પ્રત્યય ) ] પું. દ્વિ. વ. અશ્વિનૌ; બે અશ્વિનીકુમારદેવ.

**અબ્ધિડિંડીર** જુઓ અબ્ધિકફ.

**અબ્ધિતરંગ** [ સં. અબ્ધિ ( દરિયો ) + તરંગ ( મોજું ) ] પું. સમુદ્રનું મોજું.

**અબ્ધિદ્વીપા** ૧. [ સં. અબ્ધિ ( સમુદ્ર ) + દ્વીપ ( બેટ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. દરિયાથી ચારે બાજુ વીંટાયેલો જમીનનો કટકો.

૨. સ્ત્રી. પૃથ્વી.

**અબ્ધિનગરી** [ સં. અબ્ધિ ( સમુદ્ર ) + નગરી ( શહેર ) ] સ્ત્રી. દ્વારકા, કારણ કે તે દરિયાની નજીક છે.

**અબ્ધિનવનીતક** ૧. પું. કપૂર.

૨. [ સં. અબ્ધિ ( દરિયો ) + નવનીતક ( માખણ ) ] પું. ચંદ્ર, કેમકે મહાસાગરને વલોવતાં નીકળેલાં ચૌદ રત્નમાં તે માખણરૂપ મનાય છે.

**અબ્ધિફેન** ૧. ન. એક જાતની માછલીનું હાડકું.

૨. [ સં. અબ્ધિ ( દરિયો ) + ફેન ( ફીણ ) ] ન. સમુદ્રફીણ.

**અબ્ધિમંડૂકી** [ સં. અબ્ધિ ( સમુદ્ર ) + મંડૂકી ( દેડકી ) ] સ્ત્રી. જેમાં મોતી પાકે તેવી છીપ.

**અબ્ધિશય** જુઓ અબ્ધિશયન.

**અબ્ધિશયન** [ સં. અબ્ધિ ( સમુદ્ર ) + શયન ( પોઢણ ) ] પું. નારાયણ; વિષ્ણુ, કેમકે તે દુનિયાની ઉત્પત્તિ અને પ્રલય સમયે સમુદ્રમાં સૂએ છે એમ મનાય છે.

**અબ્ધિસાર** [ સં. અબ્ધિ ( દરિયો ) + સાર ( સત્વ ) ] પું. રત્ન.

**અબ્ધિસુતા** [ સં. અબ્ધિ ( સમુદ્ર ) + સુતા ( દીકરી ) ] સ્ત્રી. લક્ષ્મી, કેમકે તે દરિયામાંથી ઉત્પન્ન થયેલી મનાય છે.

**અબ્ધુત બ્રાહ્મણ** ન. ટાંડ્ય બ્રાહ્મણનો એ નામનો એક ભાગ, જેમાં મૂર્તિપૂજનનું સૂચન કરેલું છે. આ ભાગ બ્રાહ્મણ કાળનો નહિ પણ પાછળથી ઉમેરાયાનું મનાય છે.

**અબ્ધ્યગ્નિ** [ સં. અબ્ધિ ( સમુદ્ર ) + અગ્નિ ] પું. દરિયામાં રહેલો દેવતા; વડવાનલ.

**અબ્બા** ૧. [ અ. ] પું. બાપ; પિતા.

૨. પું. લુચ્ચાનો સરદાર; બદમાશ.

૩. પું. વડીલ.

૪. સ્ત્રી. ઘરડી ચાકરડી.

૫. સ્ત્રી. ડોશી.

૬. [ સં. અંબા ] સ્ત્રી. મા; માતા.

૭. સ્ત્રી. રમતમાં થોડા વખતનો વિરામ; થૂઈ.

**અબ્બાજાન** ૧. [ અ. અબ્બા ( બાપ ) + જાન ( જીવ ) ] પું. વહાલા બાપ; પ્રિય પિતા.

૨. સ્ત્રી. ઘરડી મા. આ શબ્દ સંબોધનમાં વપરાય છે.

**અબ્બાશાઈ** જુઓ અબ્બાસી ૪, ૫.

**અબ્બાસ** ૧. [ અ. ] પું. બેત્રણ ફૂટ ઊંચો એક જાતનો છોડ. એનાં પાંદડાં કૂતરાના કાનની જેમ લાંબાં તથા અણીદાર અને ફૂલ લાલ હોય છે. ફૂલ ખરી ગયા પછી તેને ઠેકાણે કાળાં મરી જેવાં બી લાગે. તેનાં મૂળને ચોપચીની કહે છે.

૨. પું. સિંહ.

૩. પું. હઝરત પેગંબર સાહેબના કાકા. એમના નામ ઉપરથી અબ્બાસી ખલીફા કહેવાય છે.

**અબ્બાસી** ૧. પું. એક જાતનો કપાસ.

૨. પું. હઝરત પેગંબર સાહેબના કાકા અબ્બાસના નામ ઉપરથી ઓળખાતા એ નામના ખલીફા.

૩. વિ. અબ્બાસી ખલીફાને લગતું.

૪. [ અ. ] વિ. રતાશ પડતા વાદળી રંગનું. કેટલીક વાર વાદળી કે કાળા રંગને પણ અબ્બાસી રંગ કહે છે. અબ્બાસી ખલીફા કાળો પોશાક પહેરતા તે ઉપરથી આ રંગનું નામ નીકળ્યું છે.

૫. વિ. લાલ; રાતું.

**અબ્ભક્ષ** ૧. પું. પાણીમાં રહેતો નાગ; જળસાપ.

૨. [ સં. અપ્ ( પાણી ) + ભક્ષ્ ( ખાવું ) ] વિ. પાણી ઉપર જીવનાર.

**અબ્ભક્ષણ** [ સં. અપ્ ( પાણી ) + ભક્ષણ ( ખાવાપણું ) ] ન. ફક્ત પાણી પીને કરવામાં આવતો ઉપવાસ.

**અબ્ભુતધમ્મ** [ સં. અદ્ભુત ( અસાધારણ ) + ધર્મ ] પું. ( પ્રાકૃત ) અદ્ભુત ચમત્કાર.

બુદ્ધ ભગવાને કે તેના શ્રાવકોએ કરેલા ચમત્કારોનું વર્ણન જેમાં હોય એને અબ્ભુતધમ્મ કહેવાનો રિવાજ હોવો જોઇએ. ધમ્મપદ

**અબ્ભ્ર** ૧. [ સં. ] ન. અબરખ.
૨. ન. આકાશ.
૩. ન. નાગરમોથ.
૪. ન. મેઘ.

**અબ્ભ્રક** [ સં. ] પું. અબરખ.

**અબ્ભ્રમાતંગ** [ સં. અબ્ભ્ર ( મેઘ ) + માતંગ ( હાથી ) ] પું. ઐરાવત હાથી; મેઘના અધિપતિ ઈંદ્રનો હાથી.

**અબ્ર** [ ફા.; સં. અભ્ર ] ન. વાદળું.

**અબ્રવાન** સ્ત્રી. મલમલની એક ઊંચી જાત.

પોતાના રાજકર્તાઓ તેમજ વિજેતાઓને બંગાળા જે અમુલ્ય ભેટો આપતું, તે મલમલો મુખ્ય આ નામે મશહુર હતી: અબ્રવાન અને શબનમ. સુવર્ણમાળા

**અબ્રહ્મ** ૧. [ પ્રા. અબંભ ] ન. ( જૈન ) બ્રહ્મચર્ય ન પાળવાપણું; મૈથુન; સ્ત્રીસંગ.
૨. [ સં. અ ( નહિ ) + બ્રહ્મન્ ( પરમાત્મા ) ] ન. બ્રહ્મરૂપ ન હોય એવો પદાર્થ; બ્રહ્મથી ભિન્ન પદાર્થ.
૩. વિ. બ્રહ્મજ્ઞાન વિનાનું.

**અબ્રહ્મચર્ય** ૧. [ સં. અ ( નહિ ) + બ્રહ્મન્ ( બ્રહ્મ ) + ચર્ ( જવું ) ] ન. ઇંદ્રિય ઉપર કાબૂ ન હોવાપણું.
૨. ન. મૈથુન; સ્ત્રીસંગ.
૩. વિ. સંયમ વિનાનું.

**અબ્રહ્મચારી** [ સં. અ ( નહિ ) + બ્રહ્મચારિન્ ( બ્રહ્મચર્ય પાળનાર ) ] વિ. બ્રહ્મચર્ય ન પાળનારૂં.

**અબ્રહ્મણ્ય** ૧. [ સં. અ ( નહિ ) + બ્રહ્મણ્ય ( બ્રાહ્મણના હિતનું ) ] ન. બ્રાહ્મણને ન શોભે એવું કામ.
૨. ન. હિંસાત્મક વચન.
૩. ન. હિંસાદિકર્મ; પાપનું કામ.
૪. વિ. બ્રાહ્મણનું વિરોધી.
૫. વિ. બ્રાહ્મણને ન ભજતું.
૬. વિ. બ્રાહ્મણમાં શ્રદ્ધા વિનાનું.
૭. [ સં. અ ( નહિ ) + બ્રહ્મન્ ( વેદ ) ] વિ. વેદના જ્ઞાન વગરનું.
૮. અ. નાટક વગેરેમાં જ્યારે કાંઈ અયોગ્ય કામ દેખાડવામાં આવે ત્યારે આ કામ અઘટિત છે એમ બતાવવા પડદામાં બ્રાહ્મણથી બોલાતો શબ્દ.

**અબ્રહ્મણ્યમય** [ સં. અબ્રહ્મણ્ય ( બ્રાહ્મણને માટે અઘટિત કામ ) + મય ( વાળું ) ] વિ. બ્રાહ્મણને ન છાજે એવું.

**અબ્રહ્મવર્જન** ૧. [ સં. અબ્રહ્મ ( બ્રહ્મચર્ય ન હોવું તે ) + વર્જન ( છોડી દેવાપણું ) ] ન. મૈથુનનો ત્યાગ.
૨. ન. ( જૈન ) શ્રાવકની છઠ્ઠી પ્રતિમા એટલે ખાસ નિયમ.

**અબ્રહ્મવિદ્** [ સં. અ ( નહિ ) + બ્રહ્મન્ ( ઈશ્વર ) + વિદ્ ( જાણનાર ) ] વિ. પરમાત્માને ન ઓળખનાર.

**અબ્રાહ્મણ** ૧. [ સં. અ ( અપ્રાશસ્ત્ય બતાવનાર પૂર્વગ ) + બ્રાહ્મણ ] પું. નીચ બ્રાહ્મણ; શૂદ્ર જેવો બ્રાહ્મણ.
૨. [ સં. અ ( બીજું ) + બ્રાહ્મણ ] ન. બ્રાહ્મણ સિવાયની જાતનું માણસ.
૩. વિ. બ્રાહ્મણ નહિ એવું; બ્રાહ્મણેતર.

**અબ્રાહ્મણત્વ** [ સં. અ ( નહિ ) + બ્રાહ્મણ + ત્વ ( પણું ) ] ન. બ્રાહ્મણનાં લક્ષણ ન હોવાપણું.

**અબ્રાહ્મણ્ય** [ સં. અ ( નહિ ) + બ્રાહ્મણ્ય ( બ્રાહ્મણનું કર્મ ) ] ન. બ્રાહ્મણ તરીકેની ક્રિયા ન કરવાપણું.

**અબ્રુ** [ અ. ] સ્ત્રી. ભમર; ભવું; નેણ.

**અબ્રેશમ** [ ફા. ] પું. રેશમનું કોકડું; કોશેટો.

**અભક** ૧. સ્ત્રી. ( ગ્રામ્ય ) ખોરાક તરફ અણગમો.
૨. સ્ત્રી. હબક; ધ્રાસકો; ફાળ.

**અભક્ત** ૧. [ સં. અ ( નહિ ) + ભક્ત ( પૂજનારૂં ) ] ન. ઈશ્વરની ભક્તિ ન કરનારૂં માણસ.
૨. [ સં. અ ( નહિ ) + ભક્ત ( અન્ન ) ] ન. ઉપવાસ; અન્નનો ત્યાગ.
૩. ન. ખોરાક ન હોવાપણું.
૪. વિ. નહિ ખવાયેલું.
૫. વિ. પૂજા ન કરનારૂં
૬. વિ. બેઈમાન; બેવફા
૭. વિ. ભક્તિભાવ વિનાનું; ભક્તિશૂન્ય.
૮. [ સં. અ ( નહિ ) + ભક્ત ( ભાગ પાડેલ ) ] વિ. ભાગ પાડ્યા વિનાનું; નહિ વહેંચેલું; એકઠું.
૯. વિ. સંબંધ વગરનું; જુદું.

**અભક્તિ** ૧. [ સં. અ ( નહિ ) + ભક્તિ ( શ્રદ્ધા ) ] સ્ત્રી. અવિશ્વાસ; અશ્રદ્ધા.
૨. [ સં. અ ( નહિ ) + ભક્તિ ( પ્રેમ ) ] સ્ત્રી. પ્રેમ કે આદર ન હોવાપણું.
૩. [ સં. અ ( નહિ ) + ભક્તિ ( ભજન ) ] સ્ત્રી. ભજન ન કરવાપણું.
૪. [ સં. અ ( નહિ ) + ભક્તિ ( એકાગ્ર વૃત્તિ ) ] સ્ત્રી. સેવામાં એકાગ્ર ચિત્તવૃત્તિ ન હોવાપણું.
૫. વિ. ભક્તિ વગરનું.

**અભક્તિમાન** [ સં. અ ( નહિ ) + ભક્તિ + મત્ ( વાળું ) ] વિ. ભક્તિભાવ વિનાનું.

**અભક્ષ** ૧. [ સં. અ ( નહિ ) + ભક્ષ ( ખોરાક ) ] પું. ઉપવાસ.
૨. ન. મના કરેલ ખોરાક.
૩. [ સં. અ ( નહિ ) + ભક્ષ્ય ( ખાવા લાયક ) ] વિ. નહિ ખાવા જેવું; અભક્ષ્ય.

**અભક્ષણ** ૧. [ સં. અ ( નહિ ) + ભક્ષણ ( ખાવાપણું ) ] ન. ઉપવાસ.
૨. ન. ન ખાવું તે

**અભક્ષાભક્ષ** [ સં. અભક્ષ્ય ( ન ખાવા જેવું ) + ભક્ષ્ય ( ખાવા લાયક ) ] વિ. અભક્ષ્યાભક્ષ્ય. શાસ્ત્રકારોએ અમુક અનાજ, પ્રાણી વગેરે અભક્ષ્ય અને અમુક ભક્ષ્ય જણાવેલ છે. અભક્ષ્યાભક્ષ્ય શબ્દનો અપભ્રંશ અભક્ષાભક્ષ છે, પણ તે પ્રયોગ ખોટો છે.

**અભક્ષાભક્ષી** ૧. [ સં. અભક્ષ્ય ( મના કરેલ ખોરાક ) + ભક્ષ્ ( ખાવું ) ] સ્ત્રી. મના કરેલ ખોરાક ખાવો તે. આ પ્રયોગ ખોટો છે.

કરે અભક્ષાભક્ષી પ્રીતથી હરિ નવ પૂજે. શામળ

૨. [ સં. અભક્ષ્ય ( બાધવાળી ખાવાની વસ્તુ ) + ભક્ષિન્ ( ખાનાર ) ] વિ. મના કરેલ ખોરાક ખાનારૂં.

**અભક્ષ્ય** ૧. [ સં. અ ( નહિ ) + ભક્ષ્ય ( ખાવા લાયક ) ] ન. મના કરેલ ખાવાની વસ્તુ.
૨. વિ. ખાવાનો બાધ હોય તેવું.
૩. વિ. ન ખાવા જેવું; ખાવા માટે અયોગ્ય.

**અભક્ષ્યભક્ષણ** [ સં. અ ( નહિ ) + ભક્ષ્ય ( ખાવા જેવું ) + ભક્ષણ ( ખાવું તે ) ] ન. મના કરેલ ખોરાક ખાવાપણું.

**અભક્ષ્યભક્ષી** જુઓ અભક્ષાભક્ષી.

**અભક્ષ્યાભક્ષ્ય** [ સં. અભક્ષ્ય ( નહિ ખાવા જેવું ) + ભક્ષ્ય ( ખાવા લાયક ) ] વિ. ખાવાને મનાઈ કરેલ અને ખાવા લાયક. ભક્ષ્યાભક્ષ્યનો આ ખોટો પ્રયોગ છે.

**અભખ** ન. ( ગ્રામ્ય ) ખોરાક તરફ અણગમો.

**અભખરો** પું. ( ગ્રામ્ય ) તીવ્ર ઇચ્છા; અબળખા.

**અભખો** જુઓ અભખ.

**અભગ** [ સં. અ ( નહિ ) + ભગ ( નસીબ ) ] વિ. કમનસીબ; દુર્ભાગી.

**અભગત** ૧. [ સં. અ ( નહિ ) + ભક્ત ( પૂજનારું ) ] ન. ઈશ્વરની ભક્તિ ન કરનારું માણસ; અભક્ત.

૨. વિ. પૂજા ન કરનારું.

૩. વિ. ભક્તિભાવ વિનાનું.

**અભગ્ન** ૧. પું. ( કાવ્ય ) એક શબ્દાલંકાર.

૨. પું. ન ભાંગેલું હોવાપણું; અખંડતા.

૩. [ સં. અ ( નહિ ) + ભગ્ન ( ભાંગેલું ) ] વિ. ન ભાંગેલ; અખંડ.

**અભડછેટ** ( અભડ્છેટ ) સ્ત્રી. આભડછેટ.

**અભડબોળો** જુઓ અભડછેટ.

**અભડવું** ( અભડ્વું ) અ. ક્રિ. મરણ થયું હોય ત્યારે પુરુષોએ મુડદાંને બાળવા અને સ્ત્રીઓએ શોક કરવા જવું; આભડવું.

**અભડાયેલી** ( અભડ્યેલી ) ૧. વિ. સ્ત્રી. અટકાવવાળી; દૂર બેઠેલી; રજસ્વલા.

૨. વિ. સ્ત્રી. અપવિત્ર; નાહવાનું હોય એવી.

**અભડાયેલું** ( અભડ્યેલું ) ૧. વિ. અપવિત્ર.

૨. વિ. અપવિત્ર બીજાને અડવાથી અશુદ્ધ થયેલ.

૩. વિ. મરણ, અટકાવ, અને સૂતકને કારણે અડાય નહિ એવું બનેલું.

**અભડાવવું** ( અભડ્વવું ) ૧. સ. ક્રિ. અટકાવ, મરણ, સૂતક અને નહિ નાહવાના કારણથી ન અડવા જેવા બનેલા માણસે બીજાને અડી તેને અશુદ્ધ કરવું; અપવિત્ર કરવું; અભડાય તેમ કરવું.

૨. સ. ક્રિ. નાહવું પડે એવી વાત સંભળાવવી.

**અભડાવું** ( અભડ્વું ) ૧. અ. ક્રિ. અપવિત્ર થવું; નાહવું પડે તેવું થવું.

અભડાવા જવું = આભડવા જવું; મરણ પ્રસંગે પુરુષોએ કાણમાં અને સ્ત્રીઓએ રોવા જવું.

૨. અ. ક્રિ. છેટે થવું; અટકાવ આવવો.

૩. અ. ક્રિ. વગર નાહેલાને અડવાથી અશુદ્ધ થવું.

૪. અ. ક્રિ. વટલાવું; ભ્રષ્ટ થવું.

**અભણ** [ સં. અ ( નહિ ) + ભણ્ ( બોલવું ) ] વિ. વાંચતાં લખતાં ન આવડતું હોય એવું; અક્ષરશત્રુ.

**અભણતા** [ સં. અ ( નહિ ) + ભણ્ ( બોલવું ) + તા ( પણું ) ] સ્ત્રી. વાંચતાં લખતાં ન આવડતું હોય એવી સ્થિતિ; નિરક્ષરપણું.

**અભદ્ર** ૧. [ સં. અ ( નહિ ) + ભદ્ર ( કલ્યાણ ) ] ન. અહિત; અનિષ્ટ; નુકસાન.

૨. ન. દિલગીરી; શોક.

૩. ન. દુઃખ.

૪. વિ. અમંગળ; અશુભ.

૫. વિ. ખરાબ; દુષ્ટ.

**અભદ્રતા** ૧. [ સં. અ ( નહિ ) + ભદ્ર ( મંગળ ) + તા ( પણું ) ] સ્ત્રી. અશુભપણું.

૨. સ્ત્રી. ખરાબ હોવાપણું; અસાધુતા.

**અભદ્રભાષી** [ સં. અ ( નહિ ) + ભદ્ર ( શુભ ) + ભાષિન્ ( બોલનાર ) ] વિ. ભૂંડું બોલનાર; અપશબ્દ બોલનારું.

**અભનવું** ૧. ન. ( ગ્રામ્ય ) હાવભાવ; અભિનય.

૨. વિ. નવાઈ જેવું; અચરજ પમાડનારું.

**અભય** ૧. પું. ( પુરાણ ) એ નામના બ્રહ્મર્ષિ.

૨. પું. 'ડરીશ મા' એમ કહી જમીન તરફ હથેળી રહે તેવી રીતે લંબાવેલો હાથ.

૩. પું. ( પુરાણ ) ધૃતરાષ્ટ્રના સો દીકરામાંનો એ નામનો એક.

૪. પું. પરમાત્મા.

૫. પું. ( જ્યોતિષ ) પ્રયાણ કે હુમલા માટે અનુકૂળ એક યોગ

૬. પું. ( પુરાણ ) પ્રિયવ્રતના પુત્ર ઇધ્મજિહ્વના સાત દીકરામાંનો સૌથી નાનો. એ પ્લક્ષદ્વીપમાં સાતમા દેશનો ઉપરી હતો.

૭. પું. પ્લક્ષદ્વીપમાં આવેલ સાતમો દેશ. પ્રિયવ્રતના અભય નામના પૌત્રના નામ પરથી તે દેશનું આ નામ પડ્યું છે.

શિવ, યવસ, ભદ્ર, શાંત, ક્ષેમ, અમૃત અને અભય એ પ્લક્ષદ્વીપની અંદરના સાત ખંડોનાં નામ છે. ભાગવતી ભાગવત

૮. પું. ભય રાખવાનું કારણ ન રહે એમ કરવાપણું.

૯. પું. ( જૈન ) મગધ દેશના શ્રેણિક રાજાનો એ નામનો દીકરો; અભયકુમાર.

૧૦. પું. શિવ; શંકર.

૧૧. પું. ( પુરાણ ) સ્વાયંભૂવ મન્વંતરમાંના ધર્મ ઋષિ અને દયાનો દીકરો.

૧૨. પું.; ન. આશ્રય; રક્ષણ; જીવતદાન.

૧૩. [ સં. અ ( નહિ ) + ભય ( બીક ) ] પું.; ન. ડર ન હોવાપણું; સહીસલામતી; નિર્ભયતા.

અભય દેવું = (૧) બીક વિનાનું બનાવવું. (૨) સંકટમાંથી બચાવવાનું વચન આપવું.

૧૪. ન. આત્મામાં લીન થયેલ માણસ.

૧૫. ન. છૂટાપણું; મુક્તિ.

૧૬. ન. ( જૈન ) જીવિત; જીવન; આયુષ્ય.

૧૭. ન. પરમેશ્વર સંબંધી જ્ઞાન.

૧૮. ન. યજ્ઞનું એ નામનું એક સૂક્ત.

૧૯. ન. વાળો; ખસ.

૨૦. ન. શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે ભય વગર ક્રિયા કરનાર માણસ.

૨૧. વિ. ત્યાગવાળું.

૨૨. વિ. બહાદુર; હિંમતવાન.

૨૩. વિ. બીક વિનાનું; નીડર; નિર્ભય.

૨૪. વિ. રક્ષિત; રક્ષેલું.

**અભયકુમાર** પું. ( જૈન ) મગધદેશના શ્રેણિક રાજાને નંદા રાણીથી થયેલો એ નામનો પુત્ર.

**અભયચારી** [ સં. અ ( નહિ ) + ભય ( બીક ) + ચારિન્ ( ફરનાર ) ] પું. જેને મારવાની છૂટ ન હોય એવું જંગલી પશુ.

**અભયછત્ર** [ સં. અ ( નહિ ) + ભય ( બીક ) + છત્ર ( છત્રી ) ] ન. ભય ન હોય એવું આશ્રયનું ઠેકાણું.

**અભયજાત** પું. ( પુરાણ ) એ નામનો મુનિ.

**અભયડિંડિમ** ૧. [ સં. અભય ( ડર ન હોવાપણું ) + ડિંડિમ ( નગારું ) ] ન. અંધાધૂંધીનો બંદોબસ્ત કર્યા પછી અથવા રાજા બદલાયા પછી થાળી પિટાવીને પ્રજાને જાનમાલની સલામતીની અપાતી ખાતરી; સુલેહનો ઢંઢેરો.

૨. ન. બીક ન લાગે એટલા માટે વગાડાતું લડાઈનું એક જાતનું નગારું.

**અભયદ** ૧. [ સં. અ ( નહિ ) + ભય ( બીક ) + દ ( આપનાર ) ] પું. ( જૈન ) તીર્થંકર, કેમકે તે અભયના દેનાર છે.

અર્હન્ દેવનાં હજારો નામો છે, જેમાં શંકર, શિવ, સર્વજ્ઞ, જિન, જિનેશ્વર, તીર્થંકર, અભયદ, વીતરાગ આદિ નામો ગુણનિષ્પન્ન છે. વિજયધર્મસૂરિ

૨. પું. વિષ્ણુ.

૩. [ સં. અભય ( રક્ષણ ) + દ ( દેનાર ) ] વિ. રક્ષણ અથવા સહીસલામતીનું વચન આપનાર.

**અભયદક્ષિણા** ૧. [ સં. અભય ( રક્ષણ ) + દક્ષિણા ( દાન ) ] સ્ત્રી. આશ્રય પામેલાએ બચાવનારને આપેલી ભેટ.

૨. સ્ત્રી. રક્ષણ કરવાનું વચન; અભયદાન.

**અભયદંડ** [ સં. અભય ( બીક ન હોવાપણું ) + દંડ ( લાકડી ) ] પું. હાથમાં રાખવાથી ડર રહે નહિ એવી લાકડી.

**અભયદાતા** [ સં. અભય ( બીક ન હોવાપણું ) + દાતૃ ( દેનાર ) ] વિ. રક્ષણનું વચન આપનાર.

**અભયદાન** ૧. [સં. અભય (જીવન) + દાન] ન. જીવતદાન.
૨. [સં. અભય (રક્ષણ) + દાન (દેવાપણું)] ન. બચાવવાનું વચન; સલામતીની ખાતરી.

**અભયદાયી** જુઓ અભયદાતા.

**અભયદીપ** [સં. અ (નહિ) + ભય (બીક) + દીપ (દીવો)] પું. કોલસાની ખાણમાં લઈ જવાથી આગ ન લાગે એવો દીવો; રક્ષક-દીપ. આ દીવાની આસપાસ નળાકાર જાળી હોય છે. તેમાં અગ્નિને અડતાં સળગી ઊઠે એવો કોલસાની ખાણમાંનો વાયુ દાખલ થઈ શકે, પણ અંદરના દીવાની ઝાળ બહાર આવી શકતી નથી. તેથી કોલસાની ખાણમાંનો વાયુ સળગી ઊઠે અને ભડકો થાય એ બીક રહેતી નથી. આથી તેને અભયદીપ કહે છે.

**અભયનૃસિંહરસ** પું. (વૈદક) ઝાડો અને સંગ્રહણી મટાડનાર એ નામનું ઓષધ. શોધેલો હિંગળો, ત્રિકટુ, શુદ્ધ વછનાગ, ટંકણખાર, પારો, ગંધક અને અભ્રકભસ્મ દરેક તોલો ૧ તથા અફીણ તોલા ૭ લઈ તેને લીંબુના રસમાં ઘૂંટી તેની ગોળી વાળવામાં આવે છે. તેની માત્રા રતી ૧ અને અનુપાન જીરાનું ચૂર્ણ અને મધ છે.

**અભયપટ્ટો** [સં. અ (નહિ) + ભય (ડર) + પટ્ટ (લેખ)] પું. રક્ષણ આપનારો દસ્તાવેજ.

**અભયપત્ર** [સં. અભય (ભય ન હોવાપણું) + પત્ર (લેખ)] પું. પોતાની તરફથી નુકસાન પહોંચશે નહિ એવું જણાવનારૂં લખાણ; રક્ષણની ખાતરી આપતો લેખ.

**અભયપદ** ૧. [સં. અભય (ડર વિનાનું) + પદ (ઠેકાણું)] ન. બીક વગરની જગ્યા.
૨. ન. મોક્ષ; મુક્તિ.

**અભયપ્રકૃતિ** [સં. અભય (ડર વિનાનું) + પ્રકૃતિ (સ્વભાવ)] સ્ત્રી. નીડર સ્વભાવ.

**અભયપ્રદ** ૧. [સં. અભય (ભય ન હોવાપણું) + પ્રદ (આપનાર)] પું. (જૈન) તીર્થંકર, કેમકે તે અભયના દેનાર છે.
૨. પું. વિષ્ણુ.
૩. વિ. રક્ષણ કરવાનું વચન આપનાર.

**અભયપ્રદાન** ૧. [સં. અભય (જીવન) + પ્રદાન (આપવું તે)] ન. જીંદગી બચાવવી તે.
૨. [સં. અભય (બીક ન હોવાપણું) + પ્રદાન (આપવું તે)] ન. રક્ષણ કરવાનું વચન.

**અભયપ્રાપ્તસાક્ષી** [સં. અભય (સહીસલામતી) + પ્રાપ્ત (મેળવેલ) + સાક્ષિન્ (સાક્ષી)] પું. માફી આપેલો સાક્ષી; રાજસાક્ષી; મોરાપી.

**અભયમુદ્રા** ૧. સ્ત્રી. (તંત્ર) જમીન તરફ હથેળી રહે એવો હાથનો અભિનય.
૨. [સં. અભય (રક્ષણ કરનાર) + મુદ્રા (વીંટી)] સ્ત્રી. રક્ષણ કરનારી વીંટી.

**અભયયાચના** [સં. અભય (નિર્ભયપણું) + યાચના (અરજ)] સ્ત્રી. રક્ષણ માટે આજીજી.

**અભયવચન** [સં. અભય (નિર્ભયતા) + વચન (કોલ)] ન. સલામતીની ખાતરી; રક્ષણની બાંહેધરી; ભયમાંથી બચાવવાની પ્રતિજ્ઞા.

**અભયવન** [સં. અભય (રક્ષિત) + વન (જંગલ)] ન. જેને કાપવાની છૂટ ન હોય એવું જંગલ; રક્ષિત વન.

**અભયવન પરિગ્રહ** [સં. અભય (રક્ષેલું) + વન (જંગલ) + પરિગ્રહ (લેવું તે)] પું. રક્ષિત જંગલ સંબંધી રાજ્યના હુકમનો ભંગ.

**અભયવિભૂતિ** [સં. અભય (બીક વિનાનું) + વિભૂતિ (શક્તિ)] સ્ત્રી. ડર વગરનું બનાવનાર શક્તિ.

**અભયસ્થાન** જુઓ અભયપદ.

**અભયંકર** ૧. [સં. અ (નહિ) + ભયંકર (બીક ઉપજાવે એવું)] પું. (જૈન) બધા જીવને પોતે અભયદાન આપી બીજાની પાસે અભય અપાવનાર મહાત્મા.
૨. વિ. બિહામણું નહિ એવું; શાંત દેખાવનું.
૩. [સં. અ (નહિ) + ભયં (ભયને) + કૃ (કરવું)] વિ. સહીસલામતી આપનાર; રક્ષણ કરનાર; અભય દેનાર; અહિંસક.

**અભયા** ૧. સ્ત્રી. એકાદશી.

> અભયાનો આશ્રય કીધો અંબરીષ ભક્તે.
>
> દયારામ

૨. સ્ત્રી. ક્રૌંચ દ્વીપની એ નામની નદી.

> અભયા, અમૃતૌઘા, આર્યકા, તીર્થવતી, વૃક્ષરૂપવતી, શુક્લા અને પવિત્રવતી એ નામની ક્રૌંચ દ્વીપની સાત નદીઓ છે.
>
> ભગવતી ભાગવત

૩. સ્ત્રી. જૂના વખતમાં હિંદુસ્તાનમાં બનતી એક જાતની નાની હોડી.
૪. [સં.] સ્ત્રી. પાર્વતી; દુર્ગા.
૫. સ્ત્રી. હરડે. પાંચ રેખાવાળી હરડે અભયા કહેવાય છે.

> અભયા પથ્યા અવ્યથા અમૃતા ચેતકી હોઈ,
> કાયસ્થા ને પૂતના, શિવા શ્રેયસી સોઈ;
> હરીતકી હેતે કરી હરે ઉદરનો રોગ,
> તેમ જ ગિરધરલાલની બાલ સકળ સંયોગ.
>
> પિંગળલઘુકોષ

૬. [સં. અ (નહિ) + ભય (બીક) + આ (નારીજાતિનો પ્રત્યય)] વિ. સ્ત્રી. બહાદુર; બીક વિનાની; નીડર.

**અભયાદિક્વાથ** [સં. અભયા (હરડે) + આદિ (વગેરે) + ક્વાથ (ઉકાળો)] પું. (વૈદક) હીમજ, નાગરમોથ, ધાણા, રતાંજળી, પદ્મકાષ્ટ, અરડૂસી, ઇંદ્રજવ, વાળો, ગળો, ગરમાળાનો ગર, કાળીપાટ, સૂંઠ અને કડુ દરેક ૦। તોલો લઈ ૩૨ રૂપિયાભાર પાણીમાં ઉકાળી ૮ રૂપિયાભાર બાકી રહે ત્યારે ઉતારી લઈ બનાવાતો એક ઉકાળો. તે તાવ ઉપર ઉપયોગી ગણાય છે.

**અભયાદિમોદક** [સં. અભયા (હરડે) + આદિ (વગેરે) + મોદક (લાડુ)] પું. (વૈદક) હરડે, મરી, સૂંઠ, વાવડિંગ, આમળાં, પીપર, પીપરીમૂળ, તજ, તમાલપત્ર અને મોથ એ બધાં સરખે ભાગે લઈ તેમાં ત્રણગણો શુદ્ધ નેપાળો, આઠગણું નસોતર અને છગણી સાકર નાખી બધાંનો ભૂકો કરી મધ સાથે એકેક તોલાની વાળેલી લાડુડી. સવારમાં વહેલાં એકેક લાડુડી ખાવી, અને ઉપર ટાઢું પાણી પીવું. જ્યાંસુધી ઊનું પાણી અને ઊનો ખોરાક લેવામાં ન આવે ત્યાંસુધી રેચ લાગ્યા કરે. આ પ્રયોગ ઉપર પરેજની જરૂર નથી. સખત તાવ, પાચનશક્તિની નબળાઈ, પાંડુરોગ, ઉધરસ, ભગંદર, પડખાંની પીડા, પીઠ તેમ જ સાથળનાં દરદ તેથી મટે અને સફેદ વાળ કાળા થાય એમ મનાય છે.

**અભયાદ્ય** જુઓ અભયાદિમોદક.

**અભયારિષ્ટ** [સં. અભયા (હરડે) + અરિષ્ટ (કાઢો)] ન. (વૈદક) હરડેનો ઉકાળો.

**અભયાવટી** [સં. અભયા (હરડે) + વટી (ગોળી)] સ્ત્રી. (વૈદક) હરડે, મરી, પીપર, ટંકણ દરેક સરખે ભાગે લઈ થોરના દૂધમાં વાળેલી ચણા જેવડી ગોળી. તે રેચક અને પેટના રોગમાં ફાયદાકારક મનાય છે.

**અભયાવ્રત** [સં. અભયા (દુર્ગા) + વ્રત] ન. પાર્વતીનું વ્રત. તે કરવાથી ભય દૂર થતું મનાય છે.

**અભયાશ્રય** [સં. અભય (ડર વિનાનું) + આશ્રય (આધાર)] પું. બીક ન રહે એવો આશરો.

**અભયાંજલિ** [સં. અભય (રક્ષણ) + અંજલિ (જોડેલા હાથ)] સ્ત્રી. રક્ષણ માટે હાથ જોડીને કરેલી અરજ.

**અભયી** ૧. [સં. અ (નહિ) + ભય (બીક) + ઇન્ (વાળું)] વિ. નીડર; હિંમતવાળું.
૨. વિ. સહીસલામતીનું વચન મળેલું હોય એવું.

**અભર** ૧. [સં. અ (નહિ) + ભૃ (ભરવું)] વિ. ખાલી.

૨. વિ. ગરીબ; દીન.

૩. [ સં. અ ( વિશેષ ) + ભૃ ( ભરવું ) ] વિ. પુષ્કળ; ખૂબ; છલોછલ.

૧. અભરે ભરવું = (૧) અઢળક આપવું; મોટા પ્રમાણમાં આપવું; ન ભરાય એવું હોય એ પણ ભરવું. (૨) અનાથનું રક્ષણ કરવું. (૩) આબાદ કરવું; સમૃદ્ધ બનાવવું.
છોટો કહે કોઠાર શિદ કરે, ભંડાર કોઈના અભરે ભરે–શામળ

૨. અભરે ભરાવું = રિદ્ધિસિદ્ધિથી ભરપૂર બનવું; બરકત થવી.

**અભરખો** ૧. [ સં. અભિલાષ ( ઇચ્છા ) ] પું. ગર્ભિણીને થતી ઇચ્છા; દોહદ; ઓરિયો.

૨. પું. તીવ્ર લાલસા; ભરાકો.

૩. પું. હોંશ; ઉમળકો.

**અભરન** [ હિં. ] ન. આભરણ; ઘરેણું.

**અભરવસ** [ અ ( નહિ ) + ભરોંસો ( આસ્થા ) ] સ્ત્રી. નિરાશા; નાઉમેદી.

**અભરાઈ** ૧. પું. સોનાનો એક અરબી સિક્કો.

૨. [ સં. અભ્ર ( આકાશ ) + રાજિ ( હાર ) ] સ્ત્રી. છત નીચે ભીંત સાથે સરસામાન મૂકવા જડેલું પાટિયું.

અભરાઈ પર મૂકવું = (૧) છાજલી ઉપર મૂકવું. (૨) ધ્યાન ન આપવું. (૩) લઈ જવાના કે પચાવી પાડવાના ઇરાદાથી સંતાડી દેવું.

**અભરાભરણ** ૧. [ સં. અભર ( ગરીબ ) + આભરણ ( પોષણ ) ] પું. પરમેશ્વર, કેમકે તે ગરીબને પાળનાર છે.

૨. ન. અનાથનું ભરણપોષણ.

૩. વિ. નિરાધારનું ભરણપોષણ કરનાર.

**અભરામ** ૧. પું. યહૂદીઓનો મૂળ પુરુષ.

૨. [ સં. અ ( નહિ ) + ભ્રમ ( શંકા ) ] પું. શંકા ન હોવાપણું; પૂરી સમજ.

૩. વિ. સંદેહ વગરનું.

**અભરામકુલનદાવા** ૧. [ અભ્રમ (બેશક) + કુલ ( બધું ) + ન ( નહિ ) + દેય ( દેવા જેવું ) ] પું. દેવામાંથી ફારગતી; છૂટકારો; હવે લેણુંદેણું નથી એવી પાકી સમજણ. ખતપત્રમાં વપરાતા 'અભરામકુલનદાવા' 'અભરામનદાવા'-નો અર્થ એ છે કે ભ્રમવાળી હાલતમાં નહિ પણ સારી અક્કલ હોશિયારીમાં તે લખત કરી આપેલું છે જેથી તે 'નદાવા' (ન દેયં) એટલે ફરીને આપવા અથવા દાવો કરવાને યોગ્ય નથી.

૨. વિ. ફરીને હક કે દાવો લાગુ ન કરાય એવું.

**અભરામનદાવા** જુઓ અભરામકુલનદાવા.

**અભરામી** ૧. સ્ત્રી. જૂના વખતનો બાદશાહી સોનાનો સિક્કો.

૨. સ્ત્રી. પૈસા જેવા ગોળ આકારનાં સોનાનાં પતરાંને નાકાં જડી કરેલું સ્ત્રીનું ઘરેણું.

૩. [ સં. અ ( નહિ ) + ભ્રમ ( શંકા ) ] વિ. અક્કલ હોશિયારીમાં કરેલું; સંદેહ વિનાનું.

**અભર્તૃકા** ૧. [ સં. અ ( નહિ ) + ભર્તૃ ( ધણી ) + કા ( વાળી ) ] સ્ત્રી. કુમારિકા; કન્યા; કુંવારી છોકરી.

૨. સ્ત્રી. ધણી વિનાની સ્ત્રી; વિધવા.

**અભર્યું** ૧. [ અ ( નહિ ) + ભર્યું ( ભરેલું ) ] વિ. ખાલી.

૨. [ સં. અ ( વિશેષ ) + ભૃ ( ભરવું ) ] વિ. પુષ્કળ; ખૂબ; છલોછલ.

અભર્યું ભરવું = અઢળક આપવું.

**અભલાખા** ૧. [ હિં. ] સ્ત્રી. ઇચ્છા; અભિલાષા.

૨. સ્ત્રી. તૃષા; લોભ.

૩. સ્ત્રી. પક્ષપાત.

૪. સ્ત્રી. પ્રેમ.

૫. સ્ત્રી. ભૂખ; રુચિ.

૬. સ્ત્રી. મનોદશા.

૭. સ્ત્રી. માનસિક વલણ.

**અભલેખ** [ સં. અભિલાષ ( ઇચ્છા ) ] સ્ત્રી. ઉમેદ; હોંશ; કોડ.

એક અભલેખ ઉપર આરા પૂરો.
શુકદેવ આખ્યાન

**અભલેખા** જુઓ અભલેખ.

**અભવ** ૧. [ સં. અ ( નહિ ) + ભૂ ( હોવું ) ] પું. જન્મવું ન પડે એવી સ્થિતિ; ઉત્પત્તિનો અભાવ.

૨. પું. ન હોવાપણું; અનસ્તિત્વ.

૩. પું. નાશ.

૪. પું. મોક્ષ; મુક્તિ.

૫. પું. શિવનું એક નામ.

**અભવસ્થ** ૧. [ સં. અ (નહિ) + ભવ (સંસાર) + સ્થ ( રહેનાર ) ] પું. સિદ્ધ ભગવાન; મુક્તાત્મા, કેમકે તેને સંસારમાં જન્મમરણના ફેરા ફરવાનું હોતું નથી.

૨. વિ. સંસારમાં ભવફેરા નહિ ફરનાર.

**અભવિતવ્ય** [ સં. અ ( નહિ ) + ભવિતવ્ય ( હોવા લાયક ) ] વિ. ન થવા જેવું.

**અભવિય** ૧. [ સં. અ ( નહિ ) + ભવ્ય ( મોક્ષને લાયક ) ] પું. ( પ્રાકૃત ) મોક્ષ મેળવવાને નાલાયક જીવ.

૨. વિ. મોક્ષ ન પામનારું.

**અભવ્ય** ૧. [ સં. અ ( નહિ ) + ભવ્ય ( મોક્ષ મેળવવાને લાયક ) ] પું. ( જૈન ) સિદ્ધિ મેળવવાને નાલાયક જીવ.

ઉપદેશ ન લાગે અભવ્યને.
ઉદયરત્ન

૨. ન. અમંગળ.

૩. ન. દુષ્ટ ભાગ્ય.

૪. વિ. અભાગિયું; કમનસીબ.

૫. [ સં. અ ( નહિ ) + ભવ્ય ( શુભ ) ] વિ. અશુભ; અમાંગલિક; કલ્યાણ નહિ કરનારું.

૬. વિ. ખરાબ; ભૂંડું.

૭. વિ. ખોટું.

૮. [ સં. અ ( નહિ ) + ભવ્ય ( થવા જેવું ) ] વિ. ન થવા લાયક.

૯. વિ. ( જૈન ) મોક્ષ ન પામે એવું; મુક્તિ મેળવવાને નાલાયક.

૧૦. વિ. વિચિત્ર; અદ્ભુત.

૧૧. [ સં. અ ( નહિ ) + ભવ્ય ( પ્રૌઢ ) ] વિ. વિશાળ નહિ એવું.

૧૨. વિ. હલકું; કનિષ્ઠ; પામર.

**અભવ્યત્વ** [ સં. અ ( નહિ ) + ભવ્ય ( મોક્ષ માટે લાયક ) + ત્વ ( પણું ) ] ન. મોક્ષ માટે લાયક ન હોવાપણું.

**અભવ્યસિદ્ધિ** [ સં. અ ( નહિ ) + ભવ્ય ( મોક્ષ પામવાને યોગ્ય ) + સિદ્ધિ ( પ્રાપ્તિ ) ] પું. મોક્ષ માટે નાલાયક જીવ.

**અભળખા** ૧. સ્ત્રી. ગર્ભિણીને થતી ઇચ્છા; ઓરિયો; દોહદ.

૨. [ સં. અભિલાષ ( ઇચ્છા ) ] સ્ત્રી. તીવ્ર ઇચ્છા; લોલુપતા.

૩. સ્ત્રી. હોંશ; ઉમળકો.

**અભળખો** જુઓ અભળખા.

**અભંગ** ૧. [ સં. અ ( નહિ ) + ભંગ ( કટકો ) ] પું. આખું હોવાપણું; અખંડતા.

૨. પું. ( સંગીત ) એક ચતુરસ્રજાતિ સોળ માત્રાનો તાલ.

૩. પું. ( કાવ્ય ) એક જાતનો શ્લેષ અલંકાર, જેમાં પદભંગ કર્યા વિના બીજો અર્થ થતો હોય. જુઓ અભંગશ્લેષ.

૪. પું. ( પિંગળ ) તુકારામે બનાવેલો કવિતના જેવો એક મરાઠી લઘુગુરુના નિયમ વિનાનો અક્ષરમેળ છંદ. નાનો અભંગ આઠ અક્ષરનો, બે ચરણનો અને ચરણને છેડે અનુપ્રાસવાળો, અને મોટો અભંગ પહેલા ત્રણ ચરણમાં છ છ અક્ષરવાળો અને ચોથા ચરણમાં ચાર અક્ષરવાળો હોય છે. જેમકે,

ભલે જન નિંદો, ગમે તો વખાણો,
તો ય પ્રિય પ્રાણ, કેમ તજું ?

૫. પું. પલાયન ન કરવું તે.
૬. પું. હાર ન થવી તે; જીત.
૭. વિ. ક્રમ તૂટેલો ન હોય એવું.
૮. વિ. ખુલ્લું.
૯. વિ. નહિ ભાંગેલું; અતૂટ; આખું; સળંગ.
૧૦. વિ. નાશ વગરનું.
૧૧. અ. ચોક્કસ; નક્કી.

સમજે નિજને ચંદ્ર સમ, તુલસી વદે અભંગ.
તુલસી સતસઈ

**અભંગતા** ૧. [ સં. અભંગ ( આખું ) + તા ( પણું ) ] સ્ત્રી. આખાપણું; અખંડતા.
૨. સ્ત્રી. ક્રમ તૂટેલ ન હોય એવું હોવાપણું.

**અભંગપદ** જુઓ અભંગશ્લેષ.

**અભંગવૃત્ત** ન. ( પિંગળ ) કવિતના જેવો એક અક્ષરમેળ છંદ. જુઓ અભંગ ૪.

**અભંગશ્લેષ** [ સં. ] પું. ( પિંગળ ) શબ્દનો ભંગ કર્યા વગર બીજો અર્થ થાય એવો શ્લેષાલંકારનો પેટાભેદ. જેમકે, રાજા કોમળ કરે લોકનાં હૃદય હરણ કરે છે, એમાં રાજાનો બીજો અર્થ ચંદ્ર અને કરનો બીજો અર્થ કિરણ થાય.

**અભંગી** ૧. ન. એ નામની લેઉઆ કણબીની અટકનું માણસ.
૨. વિ. અડગ; અચૂનમ; દૃઢ.
૩. વિ. આખું; અખંડ.
૪. [ સં. અ ( નહિ ) + ભંગ ( નાશ ) + ઇન્ ( વાળું ) ] વિ. નાશ ન પામે એવું; અમર.
૫. વિ. લેઉઆ કણબીની એક અટકનું.

**અભંગુર** ૧. [ સં. અ ( નહિ ) + ભંગુર ( નાશવંત ) ] વિ. નાશ ન થાય એવું; કાયમ ટકી રહેનારૂં; શાશ્વત.
૨. વિ. ભાંગી ન જાય એવું; દૃઢ; મજબૂત.
૩. વિ. સ્થિર.

**અભંગુરતા** ૧. [ સં. અ ( નહિ ) + ભંગુર ( નાશ પામે એવું ) + તા ( પણું ) ] સ્ત્રી. નાશ વિનાની સ્થિતિ; અવિનાશીપણું.
૨. સ્ત્રી. મજબૂતપણું; દૃઢતા.
૩. સ્ત્રી. સ્થિરતા.

**અભંજન** ૧. [ સં. અ ( નહિ ) + ભંજન ( ભાંગવાની ક્રિયા ) ] પું. ટુકડા ન થઈ શકે એવો પદાર્થ. જેમકે, પાણી, તેલ વગેરે.
૨. વિ. ભાંગી ન શકાય એવું; અતૂટ; અખંડ.

**અભંજનશીલ** [ સં. અ ( નહિ ) + ભંજન ( તોડવાની ક્રિયા ) + શીલ ( સ્વભાવવાળું ) ] વિ. તૂટે નહિ એવું; અભંગ.

**અભંજનશીલતા** [ સં. અ ( નહિ ) + ભંજન ( ભાંગવાપણું ) + શીલ ( સ્વભાવવાળું ) + તા ( પણું ) ] સ્ત્રી. ન તૂટવાપણું; અભંગતા.

**અભંજનશીળ** જુઓ અભંજનશીલ.

**અભંજનશીળતા** જુઓ અભંજનશીલતા.

**અભંડ** વિ. ( જૂ. ગુ. ) ભૂંડું; બીભત્સ.

જે તુઝ બોલ્યા બોલ અભંડ,
કહિતાં જીભ હુઈ શત ખંડ. વિમલપ્રબંધ

**અભા** વિ. ( કચ્છી ) ધરડું; જુનું

**અભાઓ** ૧. [ હિં. ] પું. અસ્તિત્વનો અભાવ.
૨. પું. ગેરહાજરી.
૩. પું. તંગી; ગરીબાઈ.

**અભાખી** [ સં. અ ( નહિ ) + ભાષિન્ ( બોલનાર ) ] વિ. નહિ બોલનાર; મૌનવ્રતવાળું.

**અભાગ** ૧. [ સં. અ ( નહિ ) + ભાગ ] પું. આખાપણું; અખંડતા.
૨. [ હિં. ] પું. આફત; વિપત્તિ.
૩. [ સં. અભાગ્ય ] ન. કમનસીબી.
૪. વિ. આખું; અખંડ.
૫. વિ. ગરીબ; દીન.
૬. વિ. દુઃખી.
૭. વિ. નાલાયક.
૮. વિ. વારસામાં હિસ્સા વિનાનું.

**અભાગણી** [ સં. અ ( નહિ ) + ભાગિન્ ( નસીબદાર ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. હીણભાગી; અકરમણ; કમનસીબ.

**અભાગા** ૧. [ હિં. ] પું. કમનસીબ માણસ.
૨. વિ. કમનસીબ; દુર્ભાગી.
૩. વિ. ગરીબ; કંગાલ.

**અભાગિણી** જુઓ અભાગણી.

**અભાગિયણ** જુઓ અભાગણી.

**અભાગિયું** ૧. [ સં. અ ( નહિ ) + ભાગિન્ ( નસીબદાર ) ] વિ. કમનસીબ; અકર્મી.
૨. વિ. દીન; ગરીબ.
૩. વિ. દુઃખી.
૪. વિ. નાલાયક.
૫. વિ. ભાગ વગરનું; જેનો ભાગ ન હોય એવું.

**અભાગી** જુઓ અભાગિયું.

**અભાગ્ય** ૧. [ સં. અ ( ખરાબ ) + ભાગ્ય ( નસીબ ) ] ન. ખરાબ નસીબ; દુર્દૈવ.
૨. વિ. દુષ્ટ ભાગ્યવાળું.

**અભાગ્યવાન** [ સં. અ ( ખરાબ ) + ભાગ્ય ( નસીબ ) + વત્ ( વાળું ) ] વિ. કમનસીબ; દુર્ભાગી.

**અભાજન** ૧. [ સં. અ ( નહિ ) + ભાજન ( આધાર ) ] ન. આધાર ન હોવાપણું.
૨. [ સં. અ ( નહિ ) + ભાજન ( લાયક માણસ ) ] ન. નાલાયક માણસ; કુપાત્ર.

**અભાન** ૧. [ સં. અ ( નહિ ) + ભાન ( જ્ઞાન ) ] ન. અજ્ઞાન; જ્ઞાન ન હોવાપણું; પદાર્થની સ્ફૂર્તિ ન થવી તે.
૨. ન. ભાન ભૂલી જવાપણું.

**અભાનાવરણ** [ સં. અભાન ( અજ્ઞાન ) + આવરણ ( ઢાંકણ ) ] ન. ( વેદાંત ) વસ્તુ હોવા છતાં આવરણને લીધે તેનું નહિ દેખાવાપણું.

**અભાનાંશ** [ સં. અભાન ( અજ્ઞાન ) + અંશ ( ભાગ ) ] પું. ( વેદાંત ) અજ્ઞાનનો લેશ; જ્ઞાન થવામાં નડતાં આવરણમાંનો અભાન એટલે અજ્ઞાનરૂપ એક ભાગ.

અપરોક્ષજ્ઞાને કરી અભાનાંશની નિવૃત્તિ થાય છે.
પંચદશી

**અભાનોર્મિ** [ સં. અભાન ( ભાન ભૂલી જવાપણું ) + ઊર્મિ ( તરંગ ) ] સ્ત્રી. ભાન ભૂલી જવાય એવો મનનો ઊભરો

**અભાર** ૧. [ સં. અ ( થોડું ) + ભાર ( વજન ) ] વિ. ઓછા વજનવાળું.
૨. [ સં. અ ( નહિ ) + ભાર ] વિ. બોજા વિનાનું.

**અભાર્ય** ૧. [ સં. અ ( નહિ ) + ભાર્યા ( સ્ત્રી ) ] પું. નૈષ્ઠિક બ્રહ્મચારી; બ્રહ્મચર્યના કાયમ વ્રતવાળું માણસ.
૨. પું. સ્ત્રી વગરનો પુરુષ.

**અભાવ** ૧. [ સં. અ ( નહિ ) + ભાવ ( પ્રીતિ ) ] પું. અણગમો; કંટાળો; અરુચિ.
૨. પું. ( જૈન ) કુભાવ; ખરાબ વૃત્તિ.
૩. પું. ખોટ; ખામી; ગેરહાજરી.
૪. પું. ( વૈશેષિક ) ૭ પ્રમાણ માંહેનું એક; એક વસ્તુ નહિ હોવાના જ્ઞાનથી તેની વિરોધી વસ્તુ હોવાનું જ્ઞાન થવાપણું. જેમકે, અંધારૂં ન હોય ત્યાં અજવાળું હોય.
૫. [ સં. અ ( નહિ ) + ભાવ ( હયાતી ) ] પું. ( ન્યાય ) દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ, અને સમવાય એ ૭ ભાવરૂપ અને અભાવ, એ સાત તત્ત્વ કે પદાર્થમાંનો સાતમો. ખરેખરી રીતે બધી વસ્તુના ભાવ અને અભાવ એવા બે ભાગ પાડી શકાય. અભાવના મુખ્ય બે ભેદ છેઃ સંસર્ગાભાવ અને તાદાત્મ્યાભાવ અથવા અન્યોન્યાભાવ. સંસર્ગાભાવના પ્રાગભાવ, પ્રધ્વંસાભાવ અને અત્યંતાભાવ એવા ત્રણ પેટા પ્રકાર છેઃ ૧. સંસર્ગાભાવ–કોઈ સ્થળે અમુક પદાર્થ ન હોય તે, એટલે એક વસ્તુના સંબંધમાં બીજી વસ્તુ ન હોવાપણું. જેમકે, ઘરમાં ઘડાનો અભાવ. ૨. પ્રાગભાવ–વસ્તુ તેના પોતાના પહેલાં તે ન હતી તે,

એટલે કોઈ ગુણ કે ક્રિયાની પહેલાં વસ્તુનું ન હોવું તે. જેમકે, ઘડો બન્યો તે પહેલાં તે ન હોતો. ૩. પ્રધ્વંસાભાવ-વસ્તુનો નાશ થાય ત્યારે તે પોતાને રૂપે ન હોય તે. જેમકે, ઘડો બનીને ફૂટી ગયો. ૪. અત્યંતાભાવ-જે વસ્તુ ત્રણે કાળમાં છે જ નહિ તે, એટલે પહેલાં કદી ન હતી, અત્યારે નથી, અને હવે પછી નહિ હોય એવો ગુણ. જેમકે, આકાશકુસુમ, વંધ્યાપુત્ર, સોમવતી અમાસને શુક્રવાર. ૫. અન્યોન્યાભાવ-એક પદાર્થ બીજો પદાર્થ ન હોઈ શકે તે. જેમકે, ઘોડો બળદ નથી અને બળદ ઘોડો નથી.

વેદાંતી પ્રાગભાવ તથા પ્રધ્વંસાભાવને માનતા નથી. તેમના મત પ્રમાણે બધું ઉત્પત્તિ પહેલાં કારણરૂપે સત્ હતું માટે પ્રાગભાવની કલ્પના ખોટી ઠરે અને જ્ઞાન વિના ઉત્પન્ન થયેલા ઘડા વગેરેનો તદ્દન નાશ સ્વીકારવાથી પ્રધ્વંસાભાવની કલ્પના ખોટી ઠરે. બૌદ્ધમતે પ્રતિસંખ્યાનિરોધ, અપ્રતિસંખ્યાનિરોધ અને આકાશ એ ત્રણ જાતનો અભાવ છે.

૬. પું. ન ભાવવું કે સ્વાદ લાગવો તે.

૭. પું. ન હોવાપણું; અનસ્તિત્વ; અવિદ્યમાનપણું.

૮. પું. નાશ; સંહાર; ક્ષય; મરણ.

૯. [સં. અ (નહિ) + ભાવ (ઉત્પત્તિ)] પું. પરમાત્મા, કેમકે તે ઉત્પત્તિ રહિત છે.

૧૦. પું. (કાવ્ય) ભાવશૂન્યભાવ.

૧૧. પું. (કચ્છી) વહેમ; શંકા.

૧૨. પું. વાતાવરણનો વિસ્તાર.

૧૩. [સં. અ (નહિ) + ભાવ (સત્ય)] વિ. મિથ્યાભૂત; અસત્ય; ખોટું.

૧૪. વિ. સ્નેહ વગરનું; પ્રેમ વિનાનું.

૧૫. વિ. હયાતી વગરનું.

**અભાવટ** સ્ત્રી. અણબનાવ; કુસંપ.

**અભાવડ** (અભાવડ઼) જુઓ અભાવટ.

**અભાવતું** વિ. નાપસંદ; અણગમતું.

**અભાવત્વ** [સં. અભાવ (ન હોય એવું) + ત્વ (પણું)] ન. (ન્યાય) પદાર્થનું ન હોવાપણું.

**અભાવદર્શક** [સં. અભાવ (ન હોવાપણું) + દર્શક (બતાવનાર)] વિ. નકારવાચક; નિષેધાત્મક.

**અભાવના** ૧. [સં. અ (નહિ) + ભાવના (જ્ઞાન)] સ્ત્રી. ખરાખોટાનું જ્ઞાન ન હોવાપણું.

૨. સ્ત્રી. ધર્મનો વિચાર ન કરવાપણું.

**અભાવનીય** [સં. અ (નહિ) + ભાવના (વિચાર) + ઈય (વાળું)] વિ. કલ્પનામાં આવી ન શકે એવું.

**અભાવપદાર્થ** [સં. અભાવ (ન હોવાપણું) + પદાર્થ] પું. (ન્યાય) હયાતી ન ધરાવતી ચીજ; અસત્ પદાર્થ.

**અભાવપ્રમા** [સં. અભાવ (ન હોવાપણું) + પ્રમા (જ્ઞાન)] સ્ત્રી. (ન્યાય) અમુક વસ્તુ નહિ મળવાથી થતું જ્ઞાન. જેમકે, ઘડો ન મળવાથી પૃથ્વી ઉપર ઘડો ન હોવાનું જ્ઞાન.

**અભાવપ્રમાણ** [સં. અભાવ (ન હોવાપણું) + પ્રમાણ (જ્ઞાનનું સાધન)] ન. (ન્યાય) એક જાતનું પ્રમાણ, જેમાં કારણ ન હોવાથી કાર્ય ન હોવાનું જ્ઞાન થાય. જેમકે, કોઈ માણસ રાત્રે કહે કે તડકો જણાય છે, તો તે અભાવપ્રમાણથી અસત્ય છે, કેમકે તે વખતે તડકાનું કારણ સૂર્ય ન હોવાથી તેના કાર્યરૂપ તડકો ન હોવાનું જ્ઞાન થાય છે. ગૌતમે આને પ્રમાણમાં ગણ્યું નથી.

**અભાવરૂપ** જુઓ અભાવદર્શક.

**અભાવવાચક** [સં. અભાવ (અનસ્તિત્વ) + વાચક (જણાવનાર)] વિ. અનસ્તિત્વપણું બતાવનાર.

**અભાવશબ્દ** [સં. અભાવ (ન હોવાપણું) + શબ્દ] પું. નકારવાચક શબ્દ.

**અભાવસંપત્તિ** [સં.] સ્ત્રી. (ન્યાય) અસત્ય વસ્તુના જ્ઞાનમાં ખોટો ભ્રમ; મિથ્યાભૂત પદાર્થનું ભૂલભરેલું જ્ઞાન. જેમકે, છીપમાં રૂપાની અને દોરડામાં સાપની બુદ્ધિ.

**અભાવસૂચક** જુઓ અભાવદર્શક.

**અભાવા** ૧. પું. બ. વ. અણગમો; કંટાળો.

૨. પું. બ. વ. અભળખા; તીવ્ર ઇચ્છા.

૩. [સં. અ (નહિ) + ભાવ (રુચિ)] પું. બ. વ. ગર્ભવતી સ્ત્રીને કેટલાક ખાવાના પદાર્થ ઉપરથી મન ઊઠી જવાપણું.

અભાવા થાય ખવાતું ન ખાતાં. પ્રેમાનંદ

૪. પું. બ. વ. જુદી જુદી વસ્તુ ખાવાની ગર્ભિણીને થતી ઇચ્છા; દોહદ.

**અભાવાત્મક** [સં. અભાવ (ન હોવાપણું) + આત્મક (વાળું)] વિ. નકારવાચક; નિષેધવાળું; નાસ્તિરૂપ.

**અભાવાત્મકનિર્દેશ** જુઓ અભાવાત્મકવાક્ય.

**અભાવાત્મકવાક્ય** [સં. અભાવાત્મક (નકારવાચક) + વાક્ય] ન. નકાર બતાવનાર વાક્ય; નિષેધનિર્દેશ; નાસ્તિવાક્ય. અભાવાત્મકવાક્યો વ્યવહારમાં જે અર્થમાં વપરાય છે તેથી પ્રમાણશાસ્ત્રમાં જુદા રૂપમાં સમજવામાં આવે છે. વ્યવહારમાં 'આ કપડું લાલ નથી' તેનો ગર્ભિત અર્થ એવો થાય કે કપડું લાલ નથી પણ તેનો કોઈ બીજો રંગ છે. પણ પ્રમાણશાસ્ત્રમાં 'આ કપડું લાલ નથી' તેનો અર્થ એટલો જ થાય કે 'લાલ નથી'. કોઈ બીજો રંગ છે એવો અર્થ એ વાક્યમાંથી ન થઈ શકે.

**અભાવિક** [સં. અ (નહિ) + ભાવિક (શ્રદ્ધાળુ)] વિ. આસ્થા વિનાનું.

**અભાવિત** ૧. વિ. (જૈન) બોધ ન પામેલું.

૨. [સં. અ (નહિ) + ભાવિત (વિચારેલું)] વિ. વિચાર કર્યા વિનાનું.

૩. વિ. શ્રદ્ધા વિનાનું.

**અભાવી** ૧. [સં. અ (નહિ) + ભાવિન્ (ભવિષ્યમાં થનારું)] વિ. ન થનાર.

૨. વિ. સ્થિતિનો વિચાર ન થઈ શકે એવું.

**અભાવુક** ૧. [સં. અ (નહિ) + ભાવુક (કાવ્યરસિક)] વિ. કવિતામાં રસ નહિ લેનારું.

૨. વિ. બીજાના સંગની અસર ન થાય એવું.

**અભાવું** જુઓ અભાવો.

**અભાવેચ્છા** ૧. [સં. અભાવ (ન હોવાપણું) + ઇચ્છા (મરજી)] સ્ત્રી. ધારેલું નહિ મળવાથી થતા દુઃખમાંથી છૂટવાની મરજી.

એવું પણ હોય છે કે જે પ્રબલ ઇચ્છાનું જ બળ જણાય છે તે, ઘણી વખત કોઈ **અભાવેચ્છા** અર્થાત્ અમુકના અભાવમાંથી થતા દુઃખના પરિહારની ઇચ્છામાંથી જ ઉપજે છે. મણિલાલ નભુભાઈ

૨. સ્ત્રી. ન હોય તેવી વસ્તુની ઇચ્છા.

**અભાવો** ૧. [સં. અ (નહિ) + ભાવ (રુચિ)] પું. અરુચિ; કંટાળો.

૨. પું. જુદી જુદી વસ્તુ ખાવાની ગર્ભિણીને થતી ઇચ્છા.

૩. પું. ભારેવાઈ સ્થિતિમાં સ્ત્રીને અમુક ખોરાક માટે થતો અણગમો.

**અભાવોદધિ** ૧. [સં. અ (નહિ) + ભાવ (હોવાપણું) + ઉદધિ (દરિયો)] પું. વિશાળ ખાલી જગા.

૨. પું. સ્પષ્ટ અને વ્યવસ્થિત આકારની ઉત્પત્તિ પહેલાં પદાર્થની સેળભેળ અને અવ્યવસ્થિત સ્થિતિ અથવા તેવો સમૂહ; અપંચીકૃત ભૂતસ્થિતિ.

**અભાવ્ય** જુઓ અભાવી.

**અભાષક** ૧. [સં. અ (નહિ) + ભાષક (બોલનાર)] પું. (જૈન) એક ઇંદ્રિયવાળો જીવ, કેમકે તેને જીભ હોતી નથી.

૨. પું. મુક્તાત્મા; સિદ્ધ; મોક્ષ પામેલ જીવ.
૩. વિ. નહિ બોલનારૂં.
૪. વિ બોલવાની શક્તિ વિનાનું.

**અભાષણ** [સં. અ (નહિ) + ભાષણ (બોલવું તે)] ન. ચૂપકીદી; મૌન.

**અભાષા** ૧. [સં. અ (નિંદિતપણું બતાવનાર પૂર્વગ) + ભાષા (બોલી)] સ્ત્રી. અસત્ય વાણી; જૂઠાણું.
૨. સ્ત્રી. (જૈન) મિશ્ર વાણી; સાચીખોટી ભાષા.

**અભાષિત** [સં. અ (નહિ) + ભાષિત (બોલેલું)] વિ. નહિ કહેલું.

**અભાષી** ૧. [સં. અ (નિંદિતપણું બતાવનાર પૂર્વગ) + ભાષિન્ (બોલનાર)] વિ. ખોટું બોલનાર.
૨. વિ. ન બોલવાના નિયમવાળું; મૌનવ્રતધારી.
૩. [સં. અ (નહિ) + ભાષિન્ (બોલનાર)] વિ. નહિ બોલનાર.
૪. વિ. મૂંગું.

**અભાસ** ૧. [સં. આભાસ] પું. ખોટો દેખાવ; ભ્રમ.
૨. [સં. અ (અલ્પ) + ભાસ (પ્રકાશ)] પું. ઝાંખો પ્રકાશ; થોડું અજવાળું.
૩. પું. પડછાયો; ઓળો.
૪. [સં. અવભાસ] પું. (પ્રાકૃત) પ્રભા; તેજ.
૫. પું. સરખાપણું; સાદૃશ્ય.
૬. પું. (ન્યાય) હેત્વાભાસ; ખોટો હેતુ.

**અભાસિક** [સં. અ (નહિ) + ભાસ (પ્રકાશ) + ઇક (વાળું)] વિ. તેજ વિનાનું; ઝાંખું.

**અભાંડ** પું. દશનામી જટિલ સંન્યાસીનો અખાડો.

**અભિ** ૧. [સં.] અ. ઇચ્છા બતાવનારો ઉપસર્ગ. જેમકે, અભિલાષા.
૨. અ. ઉપર બતાવનારો ઉપસર્ગ. જેમકે, અભિષેક; અભિસિંચન.
૩. અ. ખરાબ એવો અર્થ જણાવતો ઉપસર્ગ. જેમકે, અભિક.
૪. અ. ખૂબ, ઘણું એવા અર્થવાળો ઉપસર્ગ. જેમકે, અભિકંપ; અભિનવ.
૫. અ. ચોતરફ, ચારે બાજુ એવો અર્થ જણાવનાર ઉપસર્ગ. જેમકે, અભિવ્યાપક.
૬. અ. જુદું જુદું; પ્રત્યેક.
૭. અ. દૂર એવા અર્થવાળો ઉપસર્ગ. જેમકે, અભિહરણ.
૮. અ. નજીક, સમીપ, પાસે એવા અર્થવાળો ઉપસર્ગ. જેમકે, અભિસારિકા; અભિનીત.
૯. અ. પ્રતિ, સામું, તરફ એવો અર્થ જણાવનાર ઉપસર્ગ. જેમકે, અભિગમન; અભિમુખ.
૧૦. અ. વારંવારના અર્થવાળો ઉપસર્ગ. જેમકે, અભ્યાસ.
૧૧. અ. શ્રેષ્ઠતા બતાવતો ઉપસર્ગ. જેમકે, અભિધર્મ.
૧૨. અ. સરખું, જેવું એવો અર્થ બતાવનારો ઉપસર્ગ. જેમકે, અભિજ્ઞાન.
૧૩. અ. સાથેના અર્થમાં વપરાતો ઉપસર્ગ. જેમકે, અભિમત.

**અભિક** ૧. પું. આશક; પ્રેમી પુરુષ.
૨. [સં. અભિ (ખરાબ) + કમ્ (ચાહવું)] વિ. કામી; લંપટ; કામુક.

**અભિકરણ** ૧. ન. કરવાપણું.
૨. [સં. અભિ (ખરાબ) + કરણ (કામ)] ન. જાદુઈ પ્રયોગ; જંતરમંતર.

**અભિકળા** [સં. અભિ (તરફ) + કલા] સ્ત્રી. છાની વાત ઇશારતથી જણાવવાની યુક્તિ.

**અભિકંપન** ૧. [સં. અભિ (ખૂબ) + કંપન (થરથરાટ)] ન. ઘણી ધ્રુજારી.
૨. ન. લલચાવવાપણું.

**અભિકામ** ૧. [સં. અભિ (ઇચ્છા બતાવનારો ઉપસર્ગ) + કામ (ઇચ્છા)] પું. ઇચ્છા; અભિલાષ.
૨. [સં. અભિ (ઘણું) + કામ (પ્રેમ)] પું. સ્નેહ.
૩. વિ. પ્રેમાળ; અનુરાગી.
૪. વિ. મરજીવાળું; ઇચ્છા ધરાવનારૂં.
૫. [સં. અભિ (ખરાબ) + કમ્ (ચાહવું)] વિ. વિષયી; લંપટ.

**અભિકામિક** [સં. અભિ (ઇચ્છાદર્શક ઉપસર્ગ) + કામ (ઇચ્છા) + ઇક (વાળું)] વિ. ઐચ્છિક; મરજિયાત.

**અભિકાંક્ષા** ૧. [સં. અભિ (ઇચ્છાદર્શક ઉપસર્ગ) + કાંક્ષા (ઇચ્છા)] સ્ત્રી. મરજી; ઇચ્છા; અભિલાષા; મુરાદ.
૨. સ્ત્રી. લોભ.

**અભિકાંક્ષિત** [સં. અભિ (મરજી બતાવનાર ઉપસર્ગ) + કાંક્ષિત (ઇચ્છેલું)] વિ. ઇચ્છેલ.

**અભિકાંક્ષી** [સં. અભિ (અભિલાષસૂચક પૂર્વગ) + કાંક્ષિન્ (મરજીવાળું)] વિ. ઉમેદ રાખનાર; ઇચ્છા કરનાર.

**અભિકૃતિ** પું. (પિંગળ) સો અક્ષરનો એક વૈદિક છંદ.

**અભિકોણ** [સં. અભિ (સામું) + કોણ (ખૂણો)] પું. (ગણિત) બે સીધી લીટી એકબીજીને છેદે ત્યારે થતા સામસામેના ખૂણામાંનો દરેક; 'વર્ટિકલી ઑપોઝિટ ઍંગલ'.

**અભિક્રમ** ૧. [સં. અભિ (ઉપર) + ક્રમ (જવું)] પું. ઉપર ચડવું તે; આરોહણ.
૨. [સં. અભિ (ઉપર થઈને) + ક્રમ (જવું)] પું. ઉલ્લંઘન.
૩. પું. ચડાઈ; હુમલો.
૪. [સં. અભિક્રમ્ (આરંભ કરવો)] પું. શરૂઆત; આરંભ.
૫. [સં. અભિ (સામે) + ક્રમ્ (જવું)] પું. સામે પ્રયાણ; સંમુખ ગમન.

**અભિક્રમણ** ૧. [સં. અભિ (ઉપર) + ક્રમણ (ગમન)] ન. ચડાઈ; હલ્લો; હુમલો.
૨. [સં. અભિ (સામે) + ક્રમ્ (જવું) + અન (નામ બતાવનાર પ્રત્યય)] ન. સંમુખ ગમન; સામે જવું તે.

**અભિક્રંદ** [સં. અભિ (ખૂબ) + ક્રંદ્ (રડવું)] પું. બૂમ; ગર્જના.

**અભિક્રાંત** ૧. વિ. ચેતન રહિત.
૨. વિ. પરાભવ પામેલ; હારેલ.
૩. વિ. પ્રવૃત્ત થયેલ.
૪. [સં. અભિ (નજીક) + ક્રાંત (ગયેલ)] વિ. મોતની નજીક આવેલ.

**અભિક્રાંતિ** જુઓ અભિક્રમણ.

**અભિક્રોધ** ૧. [સં. અભિ (ચોતરફ) + ક્રોધ (ગુસ્સો)] પું. પશ્ચાત્તાપ; શોક કરવો તે.
૨. પું. સંતાપ; પરિતાપ; કઢાપો.

**અભિક્રોશ** ૧. પું. ઠપકો.
૨. [સં. અભિ (ખરાબ) + ક્રોશ (બૂમ)] પું. નિંદા; બદબોઈ.
૩. પું. પસ્તાવો.
૪. [સં. અભિ (ખૂબ) + ક્રોશ (રાડ)] પું. રાડ; બૂમ.
૫. [સં. અભિ (ઘણું) + ક્રોશ (રુદન)] પું. વિલાપ; શોક.

**અભિક્રોશક** ૧. [સં. અભિ (ચોતરફ) + ક્રોશક (બૂમ પાડનાર)] પું. ભાટ; ચારણ.
૨. [સં. અભિ (ખરાબ) + ક્રોશક (બૂમ પાડનાર)] વિ. નિંદા કરનાર.

**અભિક્ષા** [સં. અ (નહિ) + ભિક્ષા (ભીખ)] સ્ત્રી. ભીખ ન માગવાપણું.

**અભિખ્યા** ૧. પું. (પિંગળ) દરેક ચરણમાં સગણ અને મગણ મળી ૬ અક્ષરનો એક છંદ.

૨. [સં. અભિ (ચોતરફ) + ખ્યા (પ્રખ્યાત કરવું)] સ્ત્રી. કીર્તિ; આબરૂ.
૩. સ્ત્રી. જાહેરાત.
૪. સ્ત્રી. નામ; સંજ્ઞા.
૫. સ્ત્રી. બુદ્ધિ.
૬. સ્ત્રી. બોલાવવાપણું; સંબોધન.
૭. સ્ત્રી. મણિદ્વીપની ૬૪ દેવી માંહેની એ નામની એક. જુઓ કલા.
૮. સ્ત્રી. શોભા; સુંદરતા.
૯. [સં. અભિ (સરખું) + ખ્યા (કહેવું)] સ્ત્રી. સરખા અર્થવાળો શબ્દ; પર્યાય.
૧૦. વિ. પ્રખ્યાત.

**અભિખ્યાત** [સં. અભિ (ચોતરફ) + ખ્યાત (જાણીતું)] વિ. જાણીતું; પ્રસિદ્ધ.

**અભિખ્યાતા** ૧. [સં. અભિ (તરફ) + ખ્યાતૃ (કહેનાર)] વિ. કથા કહેનાર.
૨. વિ. જોનાર; દેખરેખ રાખનાર.
૩. વિ. સામે જનાર.

**અભિખ્યાન** [સં. અભિ (ચોતરફ) + ખ્યા (પ્રખ્યાત હોવું)] ન. કીર્તિ; યશ.

**અભિગત** ૧. [સં. અભિ (પાસે) + ગત (ગયેલ)] વિ. નજીક પહોંચેલું.
૨. વિ. મેળવેલું; પ્રાપ્ત કરેલું.
૩. વિ. સમજેલું; જાણેલ.

**અભિગમ** ૧. પું. ઉપદેશ સાંભળવાથી થતું જ્ઞાન.
૨. [સં. અભિ (પાસે) + ગમ્ (જવું)] પું. મુલાકાત.
૩. [સં. અભિ (સાથે) + ગમ્ (જવું)] પું. સંભોગ; મૈથુન.
૪. પું. (જૈન) સાધુની પાસે જતા શ્રાવકે સાચવવાના પાંચ નિયમ: ૧. સચિત્ત એટલે જીવવાળી વસ્તુનો ત્યાગ કરવો. ૨. લુગડાં મર્યાદામાં રાખવાં. ૩. ખેસનો ઉત્તરાસંગ કરવો એટલે મોઢા આડો ખેસ ધરવો. ૪. બે હાથ જોડી અંજલિ બાંધવી. ૫. મન એકાગ્ર કરવું.
૫. પું. સામે જઈને કરવામાં આવતો સત્કાર.
૬. [સં. અભિ (સામે) + ગમ્ (જવું)] પું. સામે જવાપણું; પ્રતિગમન.

**અભિગમન** જુઓ અભિગમ.

**અભિગમનીય** ૧. [સં. અભિ (પાસે) + ગમનીય (જવા જેવું)] વિ. પાસે જઈ શકાય એવું.
૨. વિ. મિલનસાર; મળતાવડું.
૩. [સં. અભિ (સાથે) + ગમનીય (જવા લાયક)] વિ. સંભોગ કરવા જેવું.
૪. વિ. સંભોગ કરી શકાય એવું.
૫. [સં. અભિ (સામે) + ગમનીય (જવા જેવું)] વિ. સામે જવા લાયક.

**અભિગમરુચિ** [સં. અભિગમ (ઉપદેશ સાંભળવાથી થતું જ્ઞાન) + રુચિ (ભાવ)] સ્ત્રી. (જૈન) ઉપદેશ સાંભળી થયેલ જ્ઞાનની પ્રીતિ.

**અભિગમ્ય** ૧. પું. શિવ; શંકર.
૨. જુઓ અભિગમનીય.

**અભિગર્જન** [સં. અભિ (ખૂબ) + ગર્જન (ત્રાડ)] ન. મોટો અવાજ.

**અભિગામી** ૧. [સં. અભિ (પાસે) + ગામિન્ (જનાર)] વિ. પાસે જનાર.
૨. [સં. અભિ (સામે) + ગામિન્ (જનાર)] વિ. લડાઈ માટે સામે જનારૂં.
૩. [સં. અભિ (સાથે) + ગામિન્ (જનાર)] વિ. સંભોગ કરનારૂં.

**અભિગૃહીત** [સં. અભિ (ચોતરફ) + ગૃહીત (પકડેલું)] ન. નિશ્ચય; અવધારણ.

**અભિગૃહીતમિથ્યાદર્શન** ન. (જૈન) પચીશ પ્રકારના મિથ્યાત્વ માંહેનું એક; દુરાગ્રહ.

> દૃષ્ટિ કે પંથના ઐકાંતિક કદાગ્રહો બધા જ અભિગૃહીતમિથ્યાદર્શન છે.
>
> તત્ત્વાર્થસૂત્ર

**અભિગ્રસ્ત** ૧. [સં. અભિ + ગ્રસ્ (ખાવું)] વિ. કોળિયો કરેલું.
૨. [સં. અભિ (ચોતરફ) + ગ્રસ્ત (પકડાયેલું)] વિ. ચારે તરફથી ઘેરાયેલું; સપડાયેલું.

**અભિગ્રહ** ૧. પું. (જૈન) અર્થ બરાબર સમજી શકાય એવી ભાષા.
૨. પું. (જૈન) ખોરાકપાણી વહોરવામાં ટૂંકી મર્યાદા બાંધવી એટલે પોતે નક્કી કરેલા વેશ કે રંગનો માણસ અમુક સ્થિતિમાં આપે તો જ લેવું એવી જાતનો નિયમ.
૩. પું. ગૌરવ; મોટાઈ.
૪. પું. ચડાઈ; હુમલો.
૫. પું. ફરિયાદ; રાવ.
૬. [સં. અભિ (દૂર) + ગ્રહ્ (લઈ જવું)] પું. બળજોરીથી પકડી લઈ જવાપણું; હરણ.
૭. પું. લડાઈ; યુદ્ધ.
૮. પું. લૂંટ.
૯. પું. સત્તા; શક્તિ.
૧૦. પું. સ્વીકાર; ગ્રહણ.
૧૧. [સં. અભિ (ખરાબ) + ગ્રહ (પકડ)] પું. હઠ; દુરાગ્રહ.
૧૨. ન. શત્રુથી પકડાયેલું માણસ; બાન.

**અભિગ્રહણ** [સં. અભિ (દૂર) + ગ્રહણ (લઈ જવાપણું)] ન. લૂંટ; માલેકની હાજરીમાં કંઈ ઉપાડી લેવું તે.

**અભિગ્રહિક** ૧. સ્ત્રી. (જૈન) અર્થ બરાબર સમજી શકાય એવી ભાષા
૨. [સં. અભિ (ખરાબ) + ગ્રહ (પકડ) + ઇક (સંબંધી)] ન. (જૈન) ગુણ અવગુણના જાણપણા વગર ખોટા મતને પકડી રાખવાનો દુરાગ્રહ.
૩. [સં. અભિગ્રહ (હઠ) + ઇક (વાળું)] વિ. દુરાગ્રહી; હઠવાળું.

**અભિઘટ** [સં.] પું. જૂના વખતનું ઘડાના આકારનું ઉપર ચામડું મઢેલું એક વાજું.

**અભિઘટદોષ** પું. (જૈન) ઉદ્‍ગમદોષના એટલે સાધુ માટે આહાર બનાવતાં લાગતા દોષના ૧૬ ભેદ માંહેનો એ નામનો એક. તેના આચિત્ર અને અનાચિત્ર એવા બે ભેદ છે.

**અભિઘર્ષણ** [સં. અભિ (સાથે) + ઘર્ષણ (ઘસાવું તે)] ન. પરસ્પર સંયોગથી થતો ઘસારો.

**અભિઘાત** ૧. [સં.] પું. અક્ષરનો ઉચ્ચાર કરતી વખતે કંઠ, તાલુ વગેરે સ્થાનમાં થતો વાયુનો સંયોગ.
૨. પું. એકાએક લાગેલો આંચકો
૩. [સં. અભિ (તરફ) + હન્ (ઈજા કરવી)] પું. ચોટ; પ્રહાર; માર.
૪. પું. નાશ.
૫. પું. પીડા કરવાપણું.
૬. પું. પુરુષની ડાબી બાજુનો અને સ્ત્રીની જમણી બાજુનો મસો.
૭. પું. સ્થિર વસ્તુનું વેગવાળી વસ્તુ સાથે જોડાણ.
૮. પું. હિંસા.

**અભિઘાતક** ૧. [સં. અભિ (સામે) + હન્ (મારવું)] પું. શત્રુ; દુશ્મન; વેરી.
૨. વિ. અભિઘાત નામનો સંયોગ કરનાર.
૩. [સં. અભિ (ચોતરફ) + ઘાતક (નાશ કરનાર)] વિ. જડમૂળથી નાશ કરનારૂં.
૪. વિ. સામો ઘા કરનાર.

**અભિઘાતાખ્યસંયોગ** [સં. અભિઘાત (એક સંયોગ) + આખ્ય (નામનું) + સંયોગ (મેળાપ)] પું. સ્પર્શ અને વેગ એ બે ગુણવાળા પદાર્થનું બીજા દેખી શકાય

એવા પદાર્થ સાથે જોડાણ. જેમકે, ઝાડ કાપવાને તે ઉપર કુહાડો મારે ત્યારે સ્પર્શ અને વેગવાળા કુહાડારૂપી વસ્તુનો ઝાડરૂપ પદાર્થ સાથે સંયોગ થાય છે.

**અભિઘાતી** જુઓ અભિઘાતક.

**અભિઘાર** ૧. [સં. અભિ (ઉપર) + ઘૃ (છાંટવું)] પું. અગ્નિમાં નખાતી ઘીની આહુતિ.

૨. પું. ઘી.

૩. પું. રેડવું તે; સિંચન.

૪. પું. વઘાર.

**અભિઘારણ** [સં. અભિ (ઉપર) + ઘૃ (છાંટવું)] ન. ઘી સિંચવાની ક્રિયા.

**અભિચ** ન. (જ્યોતિષ) અઠ્ઠાવીશ નક્ષત્ર માંહેનું ૩ તારાનું અને ગાયના મોઢાના આકાર જેવું એક નક્ષત્ર. તેના સ્વામીનું નામ વિશ્વ અને પાયાના અક્ષર જુ, જે, જો અને વા છે.

**અભિચક્ષણ** [સં. અભિ (ચોતરફ) + ચક્ષણ (જોવું તે)] વિ. સર્વ કામમાં કુશળ.

**અભિચર** [સં. અભિ (સાથે) + ચર્ (જવું)] પું. સેવક; ચાકર.

**અભિચરણ** [સં. અભિ (ખરાબ) + ચર્ (કરવું)] ન. ખરાબ હેતુથી મંત્રતંત્રનો પ્રયોગ. જેમકે, શત્રુને મારવા માટે કરેલ શ્યેનયાગ.

**અભિચરણીય** [સં. અભિ (ખરાબ) + ચર્ (કરવું) + અનીય (વિધ્યર્થકૃદંતનો પ્રત્યય)] વિ. મારણપ્રયોગ કરવા જેવું.

**અભિચંદ્ર** ન. (જ્યોતિષ) રાત્રિ દિવસનાં ૩૦ મુહૂર્તમાંનું છઠ્ઠું.

**અભિચાર** ૧. પું. અથર્વવેદના પાંચ કલ્પમાંનો એક.

૨. [સં. અભિ (ખરાબ) + ચર્ (કરવું)] પું. ખરાબ હેતુથી મંત્રતંત્રનો ઉપચાર; મારણપ્રયોગ; શત્રુના વધ માટે પ્રયોગ. અથર્વવેદમાં આપેલા આ વિદ્યાના ઘણા મંત્ર ને પ્રયોગને સ્મૃતિમાં પાપ માન્યાં છે. તેના ભેદઃ ૧. મારણ, ૨. મોહન, ૩. સ્તંભન, ૪. વિદ્વેષણ, ૫. ઉચ્ચાટન અને ૬. વશીકરણ.

૩. પું. દુશ્મનના વધ માટે આકરી ઇચ્છા.

૪. પું. વ્યભિચાર.

**અભિચારક** ૧. પું. જાદુગર.

૨. ન. મંત્રજંત્રથી મારણ.

૩. [સં. અભિ (ખરાબ) + ચારક (કરનાર)] વિ. મેલી વિદ્યાથી કોઈને મારી નાખવાનો પ્રયોગ કરનાર; મંત્રસાધક.

**અભિચારકલ્પ** [સં. અભિચાર (મંત્રનો પ્રયોગ) + કલ્પ (વેદનો ભાગ)] પું. મંત્રતંત્રની હકીકત જણાવનાર અથર્વવેદનો એક ભાગ.

**અભિચારજ્વર** [સં. અભિચાર (મંત્રપ્રયોગ) + જ્વર (તાવ)] પું. મંત્રસાધનાની અસરથી આવેલો તાવ. આમાં રોગી બેભાન થાય અને તેને તરસ બહુ લાગે.

**અભિચારમંત્ર** [સં. અભિચાર (મારણપ્રયોગ) + મંત્ર] પું. મારણપ્રયોગમાં બોલાતો મંત્ર.

**અભિચારયજ્ઞ** જુઓ અભિચારયાગ.

**અભિચારયાગ** [સં. અભિચાર (મેલા કામ માટે મંત્રપ્રયોગ) + યાગ (યજ્ઞ)] પું. મારણપ્રયોગ માટે કરવામાં આવતો હોમ.

**અભિચારવિધાન** [સં. અભિચાર (ખરાબ કામ માટે મંત્રનો ઉપચાર) + વિધાન (વિધિ)] ન. મારી નાખવાના મંત્રોપચારની રીત.

**અભિચારહોમ** જુઓ અભિચારયાગ.

**અભિચારી** ૧. પું. જાદુગર.

૨. [સં. અભિચાર (ખરાબ મંત્રનો ઉપચાર) + ઇન્ (વાળું)] વિ. ખરાબ કામ માટે મંત્રતંત્રનો પ્રયોગ કરનાર.

**અભિજન** ૧. પું. બાપદાદા; વડવા.

૨. [સં. અભિ (સારું) + જન (માણસ)] ન. કુળવાન માણસ.

૩. [સં. અભિ (શ્રેષ્ઠતાવાચક ઉપસર્ગ) + જન્ (જન્મવું)] ન. ખાનદાની; કુલીનતા.

૪. [સં. અભિ (સાથે) + જન (માણસ)] ન. નોકર; ચાકર.

૫. ન. પ્રસિદ્ધિ; ખ્યાતિ; કીર્તિ.

૬. ન. બાપદાદાએ વસાવેલી જગ્યા.

૭. ન. વતન; જન્મભૂમિ.

૮. [સં. અભિ + જન્ (જન્મવું)] ન. વંશ; કુળ; ગોત્ર.

૯. [સં. અભિ (નજીક) + જન (માણસ)] ન. સંબંધીજન; પોતાનું માણસ.

**અભિજય** [સં. અભિ (ઘણું) + જય (જીત)] પું. જીત; પૂરી ફતેહ.

**અભિજાત** ૧. પું. (જ્યોતિષ) અંધારિયાનો અગિયારમો દિવસ; વદ અગિયારશ.

૨. વિ. ઉત્તમ; શ્રેષ્ઠ.

૩. [સં. અભિ (શ્રેષ્ઠતાવાચક ઉપસર્ગ) + જાત (જન્મેલું)] વિ. ઊંચા કુળનું; ખાનદાન.

૪. વિ. જન્મેલું; ઉત્પન્ન થયેલું.

૫. વિ. પંડિત; બુદ્ધિમાન.

૬. વિ. માન આપવા જેવું; પૂજ્ય.

૭. વિ. યોગ્ય; લાયક.

૮. વિ. સુંદર; મનોહર.

**અભિજાતતા** [સં. અભિજાત (કુળવાન) + તા (પણું)] સ્ત્રી. કુલીનતા; ખાનદાની.

**અભિજાતત્વ** જુઓ અભિજાતતા.

**અભિજાતિ** જુઓ અભિજાતતા.

**અભિજિત** ૧. [સં. અભિજિત્] પું. (જ્યોતિષ) એ નામનો એક તારો. તે ઈશાન ખૂણામાં શ્રવણ, તેમના પિતા તથા માતારૂપ ત્રણ તારાની સામે ઊગે છે.

> બાર હજાર વર્ષ પછી અભિજિત નામનો તારો ધ્રુવબિંદુની નજીક આવનાર છે.
>
> જ્યોતિર્વિલાસ

૨. પું. (જ્યોતિષ) એકવીસમા નક્ષત્રનો ચોથો અને બાવીસમાનો પંદરમો ભાગ ભેગો થતાં બનતો કાળ. એને જો જુદું નક્ષત્ર ગણે તો ૨૮ નક્ષત્ર થાય.

૩. પું. (જ્યોતિષ) દિવસનું આઠમું મુહૂર્ત; બપોરના પોણાબારથી સાડાબાર વાગ્યા સુધીનો વખત. બહાર જવા માટે અને શ્રાદ્ધક્રિયા માટે આ મુહૂર્ત સારું ગણાય છે.

૪. પું. પ્રાચીનકાળમાં કરવામાં આવતો એ નામનો એક યજ્ઞ; અતિરાત્ર યાગ

૫. પું. વિષ્ણુ.

૬. ન. (જ્યોતિષ) એ નામનું એક નક્ષત્ર. સર્વ નક્ષત્રમાં તે શ્રેષ્ઠ અને શ્રીકૃષ્ણનું સ્વરૂપ મનાય છે.

૭. વિ. એ નામના નક્ષત્રમાં જન્મેલું.

૮. [સં. અભિ (ઘણું) + જિત (ફતેહ)] વિ. પૂરેપૂરી જીત મેળવવામાં મદદ કરનારું.

૯. વિ. વિજયી; જય મળ્યો હોય એવું.

**અભિજિતછાયા** [સં. અભિજિત (એક મુહૂર્ત) + છાયા] સ્ત્રી. (જ્યોતિષ) કામ કરવાને સારો કે નઠારો વખત બતાવનાર શંકુનો પડછાયો.

> બાર આંગળના શંકુની છાયા રવિવારે વીશ, સોમવારે સોળ, મંગળવારે પંદર, બુધવારે ચૌદ, ગુરુવારે તેર અને શુક્રવાર તથા શનિવારે બાર આંગળની પડે તો શુભ કાર્યારંભ ન કરવો. આ શંકુની છાયાને અભિજિતછાયા કહેવામાં આવે છે.
>
> જ્યોતિષહીર

**અભિજિતલગ્ન** [સં. અભિજિત (શ્રેષ્ઠ) + લગ્ન (મુહૂર્ત)] ન. (જ્યોતિષ) મધ્યાહ્ન પહેલાંની ચોવીસ મિનિટ અને પછીની તેટલી જ મિનિટ મળીને બનતો શુભ વખત.

**અભિજોગ** [સં. અભિયોગ (દાવો)] પું. ફરિયાદ.

**અભિજોગપત્ર** [સં. અભિયોગ (દાવો) + પત્ર (કાગળ)] પું.; ન. ફરિયાદ માટે કરેલી અરજી.

**અભિજોગી** [સં. અભિયોગ (દાવો) + ઇન્ (વાળું)] પું. વાદી; ફરિયાદી.

**અભિજ્ઝા** ૧. [સં. અભિધ્યા] સ્ત્રી. (પ્રાકૃત) ઇચ્છા; લોલુપતા.
૨. સ્ત્રી. રૌદ્ર ધ્યાન; વિષયનું ચિંતવન.
૩. સ્ત્રી. લોભ; અસંતોષ

**અભિજ્ઞ** ૧. [સં. અભિ (વિશેષ) + જ્ઞ (જાણનાર)] વિ. અનુભવી; માહિતગાર.
૨. વિ. હોશિયાર; નિપુણ; કાબેલ; પ્રવીણ.

**અભિજ્ઞતા** ૧. [સં. અભિજ્ઞ (માહિતગાર) + તા (પણું)] સ્ત્રી. જાણકારપણું; માહિતી; વાકેફગારી.
૨. [સં. અભિજ્ઞ (કાબેલ) + તા (પણું)] સ્ત્રી. પ્રવીણતા; નૈપુણ્ય; હોશિયારી; કુશળતા.

**અભિજ્ઞા** ૧. [સં. અભિ (વધારે) + જ્ઞા (જાણવું)] સ્ત્રી. ઓળખાણ.
૨. સ્ત્રી. દૈવી શક્તિ. તે સામાન્ય રીતે પાંચ ગણાય છે: ૧. મરજી પ્રમાણે ગમે તે સ્વરૂપ ધારણ કરવું. ૨. ગમે તેટલું દૂરનું સાંભળવું. ૩. દૂર જોઈ શકવું. ૪. માણસના વિચાર પારખવા. ૫. અત્યારની અને પહેલાંની સ્થિતિ જાણવી.
૩. સ્ત્રી. યાદદાસ્ત; સ્મરણ.

**અભિજ્ઞાત** ૧. પું. (પુરાણ) શાલ્મલી દ્વીપના સાત ખંડમાંનો એ નામનો એક.
૨. [સં. અભિ (વિશેષ) + જ્ઞાત (જાણેલું)] વિ. ઓળખેલું; જાણેલું; પરિચિત.

**અભિજ્ઞાતભૂમિધારક** [સં. અભિજ્ઞાત (ઓળખેલું) + ભૂમિ (જમીન) + ધારક (વાળું)] પું. નોંધાયેલો ખાતેદાર.

**અભિજ્ઞાતા** [સં. અભિ (વધારે) + જ્ઞાતૃ (જાણનાર)] વિ. વિશેષ જાણનાર; સમજનાર.

**અભિજ્ઞાતાર્થ** પું. (ન્યાય) વાદમાં હારનું એ નામનું ઠેકાણું; વાદી અજાણ્યા અર્થવાળા કે શ્લેષવાળા શબ્દથી કોઈ વાત કહેવા માંડે અથવા એટલું જલદી બોલવા માંડે કે કોઈ સમજી ન શકે અને તેથી તર્ક અટકી જાય તે અવસ્થા.

**અભિજ્ઞાન** ૧. [સં. અભિ (સરખું) + જ્ઞાન] ન. ઓળખ; 'તે આ જ છે' એવું જ્ઞાન.
૨. ન. ઓળખાણની નિશાની; એંધાણ; યાદી આપે એવું ચિહ્ન.
૩. ન. ચંદ્રના બિંબનો કાળો ભાગ.
૪. ન. નોંધણી.
૫. ન. મહોર; સીલ.
૬. ન. સ્મરણ; સ્મૃતિ.
૭. ન. સ્વીકાર; અંગીકાર.

**અભિજ્ઞાનતીર્થાધ્યક્ષ** [સં. અભિજ્ઞાન (નોંધણી) + તીર્થ (વિભાગ) + અધ્યક્ષ (ઉપરી)] પું. નોંધણી ખાતાનો મુખ્ય અધિકારી; નોંધણી વિભાગાધીશ.

**અભિજ્ઞાનપત્ર** [સં. અભિજ્ઞાન (ઓળખાણ) + પત્ર (કાગળ)] પું.; ન. ભલામણનો કાગળ.

**અભિજ્ઞાનશાકુંતલ** [સં. અભિજ્ઞાન (એંધાણ) + શકુંતલા] ન. એંધાણથી જેમાં શકુંતલા સાંભરી આવેલી તે મહાકવિ કાલિદાસનું સંસ્કૃતમાં રચાયેલું નાટક. એમાં દુષ્યંત રાજા કણ્વઋષિની દીકરી શકુંતલાને ગાંધર્વવિધિથી પરણ્યા પછી દુર્વાસાએ શકુંતલાને આપેલ શાપથી એવું બને છે કે દુષ્યંત લગ્નની બધી વાત ભૂલી જઈ એનો અસ્વીકાર કરે છે, પણ છેવટે વીંટીના એંધાણથી લગ્નની વાત એને સાંભરી આવતાં શકુંતલાને રાખે છે.

**અભિજ્ઞાનસૂચિ** [સં. અભિજ્ઞાન (નોંધણી) + સૂચિ (યાદી)] સ્ત્રી. નોંધવહી; દફતર; પત્રક

**અભિજ્ઞાનાભરણ** [સં. અભિજ્ઞાન (એંધાણ) + આભરણ (ઘરેણું)] ન. સંભારણા તરીકે આપેલું ઘરેણું.

**અભિજ્ઞાપક** [સં. અભિ (વિશેષ) + જ્ઞાપક (જણાવનાર)] વિ. ઓળખ આપનાર.

**અભિજ્ઞેય** [સં. અભિ (વિશેષ) + જ્ઞેય (જાણવા લાયક)] વિ. જાણવા જેવું.

**અભિતપસ્ સૌર્ય** પું. એક ઋગ્વેદિક ઋષિ. એણે ઋગ્વેદના દસમા મંડલનું ૩૭મું સૂક્ત રચ્યું છે.

**અભિતપ્ત** ૧. [સં. અભિ (ઘણું) + તપ્ત (તપેલું)] વિ. ઘણું ગરમ થયેલું.
૨. વિ. દુઃખ પામેલું.

**અભિતર્પણ** ૧. ન. તાજું બનાવવાપણું.
૨. [સં. અભિ (બહુ) + તર્પણ (સંતોષ)] ન. સંતોષ આપવો તે.

**અભિતઃ** ૧. [સં.] અ. આગળ કે પાછળ.
૨. અ. આજુબાજુ; આસપાસ; ચારે બાજુ.
૩. અ. ઉતાવળે; જલદી.
૪. અ. નજીકમાં; પાસે; સમીપ.
૫. અ. પુરેપૂરું; સંપૂર્ણ; બધું.
૬. અ. બન્ને તરફથી.
૭. અ. સામે; સંમુખ.

**અભિતાડન** [સં. અભિ (વિશેષ) + તાડન (માર)] ન. ખૂબ પ્રહાર; સખત માર.

**અભિતાપ** ૧. પું. દુઃખ; પીડા.
૨. [સં. અભિ (વિશેષ) + તાપ] પું. સખત ગરમી.
૩. અ. સૂર્યની સામે.

**અભિત્તિચિત્ર** [સં. અ (નહિ) + ભિત્તિ (ભીંત) + ચિત્ર] ન. ભીંત કે પડદા વિના દોરેલા ચિત્ર જેવી જોડેલી કે અસંભવિત વાત.

**અભિત્રુ** વિ. ન બીએ એવું; નીડર; નિર્ભય.
ન શત્રુ અભિત્રુ ન દીના ન હીના.
પ્રેમાનંદ

**અભિદર્શન** ૧. [સં. અભિ (વિશેષ) + દર્શન] ન. જોવાપણું.
૨. ન. દેખાવું તે; દર્શન.

**અભિદવર્મ** [સં. અ (નહિ) + ભિદ્ (ચીરવું) + વર્મન્ (બખ્તર)] ન. તૂટે નહિ તેવું બખ્તર.

**અભિદુર્ગ** ૧. [સં. અભિ (વિશેષ) + દુર્ગ (અડચણ)] પું. અતિવિષમસ્થાન; મુશ્કેલીથી જઈ શકાય એવી જગ્યા.
૨. પું. દુઃખ ઉત્પન્ન કરે એવું સ્થાન.

**અભિદ્રવ** [સં. અભિ (ઉપર) + દ્રુ (હલ્લો કરવો)] પું. ચડાઈ; હુમલો.

**અભિદ્રુત** ૧. [સં. અભિ (ઘણું) + દ્રુ (પીડવું) + ત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. દુઃખથી પીડાયેલ.
૨. [સં. અભિ (ઉપર) + દ્રુ (હુમલો કરવો) + ત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. હુમલો કરાયેલું.

**અભિદ્રોહ** ૧. [સં. અભિ (વિશેષ) + દ્રુહ્ (ખરાબ ચિંતવવું)] પું. અનિષ્ટચિંતન.
૨. પું. અપકાર.
૩. પું. અસર.
૪. પું. ગાળ.
૫. [સં. અભિ (વિશેષ) + દ્રોહ (દંભ)] પું. જુલમ; નિર્દયતા.
૬. પું. નિંદા.

**અભિધમ્મ** જુઓ અભિધર્મ.

**અભિધમ્મપિટક** જુઓ અભિધર્મપિટક.

**અભિધર્મ** ૧. પું. (બૌદ્ધ) એક જાતના ધર્મગ્રંથ.
૨. [સં. અભિ (શ્રેષ્ઠ) + ધર્મ] પું. પરમ સત્ય; શ્રેષ્ઠ ધર્મ.

**અભિધર્મપિટક** [સં. અભિ (શ્રેષ્ઠ) + ધર્મ + પિટક (સમૂહ)] ન. પરમ સત્યનું જ્ઞાન આપતો બૌદ્ધધર્મના ગ્રંથનો સમૂહ; બૌદ્ધધર્મના

સાહિત્યના ત્રણ પિટકમાંનું એક. તેમાં સાત નાનાં નાનાં પુસ્તક છેઃ ૧. ધમ્મસંગણિ, ૨. વિભંગ, ૩. ધાતુકથા, ૪. પુગ્ગલપઞ્ઞત્તિ, ૫. કથાવત્થુ, ૬. યમક, ૭. પટ્ઠાન.

**અભિધા** ૧. [સં.] સ્ત્રી. અવાજ.

૨. સ્ત્રી. નામ; સંજ્ઞા.

૩. સ્ત્રી. (કાવ્ય) મૂળ અર્થ જણાવનારી શબ્દની શક્તિ. શ્લેષ અલંકારમાં બધો અર્થ આથી જાણવામાં આવે છે, અને તે અર્થ જાણવાના નીચે પ્રમાણે ભેદ છેઃ ૧. સંયોગ, ૨. વિયોગ, ૩. સાહચર્ય, ૪. વિરોધિતા, ૫. અર્થ, ૬. પ્રકરણ, ૭. લિંગ, ૮. બીજા પ્રસિદ્ધ શબ્દનું પાસે હોવાપણું, ૯. સામર્થ્ય એટલે શક્તિ, ૧૦. યોગ્યતા, ૧૧. દેશ, ૧૨. કાળ, ૧૩. વ્યક્તિ અને ૧૪. સ્મૃતિ. જેમકે,

યમુનાને તીર શ્યામ સુંદર શરીર પર,
પીળાં ચીર પેખી ત્રય તાપ તુર્ત ટાળ્યા મેં;
ગોપી ગોપ સંગ ખ્યાલ કરતા કદંબ તળે,
પરમ કૃપાલ નંદલાલને નિહાળ્યા મેં.

આમાં તીર, શ્યામ, ચીર, ગોપ, ખ્યાલ, કદંબ અને નંદલાલ શબ્દો પોતાનો સાંકેતિક અર્થ જ બતાવે છે.

૪. સ્ત્રી. શબ્દનો મૂળ અર્થ; વાચ્યાર્થ.

**અભિધાત્રી** પું. (પિંગળ) દરેક ચરણમાં સગણ, સગણ, સગણ, જગણ, રગણ, અને ગુરુ મળી ૧૬ અક્ષરનો એક છંદ.

**અભિધાન** ૧. ન. અટક; ઉપનામ.

૨. ન. (વ્યાકરણ) કર્તા માટેનું વિધાન.

૩. [સં. અભિધા (કહેવું)] ન. કહેવાપણું; ઉલ્લેખ; નિર્દેશ.

૪. ન. (ન્યાય) નામ; ઓળખ; સંજ્ઞા.
કોઈ પણ પદાર્થ વિષે વ્યવહાર થઈ શકે તે માટે તેની કોઈ સંજ્ઞા તે શબ્દ અથવા અભિધાન. ન્યાયશાસ્ત્ર

૫. ન. વાણી; બોલી.

૬. ન. શબ્દ; પદ.

૭. ન. શબ્દકોષ; નિઘંટુ.

**અભિધાનક** [સં. અભિધા (બોલવું)] ન. અવાજ.

**અભિધાનકોશ** [સં. અભિધાન (નામ) + કોશ (ભંડાર)] પું. એ નામનો શબ્દસંગ્રહ; નામકોશ. તેમાં દરેક પદાર્થનાં નામ અને તેના અર્થ મળે છે.

**અભિધાનચિંતામણિકોશ** [સં.] પું. હેમચંદ્ર આચાર્યે બનાવેલો એ નામનો સંસ્કૃત શબ્દસંગ્રહ.

**અભિધાનજ્ઞાન** ન. ચોસઠ જાતનાં વિજ્ઞાન માંહેનું એક. જુઓ વિજ્ઞાન.

**અભિધાનમાલા** [સં. અભિધાન (શબ્દ) + માલા (માળા)] સ્ત્રી. શબ્દકોશ

**અભિધાનરત્નમાલા** સ્ત્રી. હલાયુધ ભટ્ટે રચેલો એ નામનો સંસ્કૃત શબ્દકોશ.

**અભિધાનવાદી** [સં. અભિધાન (સંજ્ઞા) + વાદિન્ (માનનાર)] વિ. અમુક વર્ગની અનેક વ્યક્તિમાંથી ગમે તેને લગાડી શકાય એવી સંજ્ઞા તે જ જાતિ બતાવનાર છે, બાકી જાતિ એવો અર્થ દુનિયામાં નથી એવા મતવાળો તત્ત્વજ્ઞાની; નામવાદી; શબ્દાર્થાભેદવાદી.

**અભિધાનાનુપપત્તિ** સ્ત્રી. (વેદાંત) વાક્યનો એક ભાગ સાંભળવાથી તે વડે બીજા અર્થની કલ્પના. 'બારણું બંધ કરો' એ વાક્યનો 'બારણું' એટલો જ ભાગ સાંભળતાં 'બંધ કરો' એ અર્થ ધાર્યા સિવાય વાક્યનો અર્થ નીકળે નહિ માટે એવો અર્થ ધારવો તે અભિધાનાનુપપત્તિ કહેવાય.

**અભિધાનોચિત** [સં. અભિધાન (નામ) + ઉચિત (યોગ્ય)] વિ. નામને લાયક.

**અભિધામૂલક** [સં. અભિધા (મૂળ અર્થ) + મૂલક (મૂળવાળું)] વિ. શબ્દના મૂળ અર્થ ઉપર રચાયેલું.

**અભિધામૂલધ્વનિ** [સં. અભિધા (મૂળ અર્થ) + મૂલ (મૂળ) + ધ્વનિ (છૂપો અર્થ)] પું. (કાવ્ય) શબ્દશક્તિ મૂળ રૂપે હોય તે વ્યંજના એટલે વ્યંગ્યાર્થ જણાવવાની શબ્દની શક્તિ. તેમાં વ્યંજનાવૃત્તિ લક્ષણાને આધારે નહિ, પણ અભિધાને આધારે હોય છે. તેના બે ભેદ છે. ૧. અસંલક્ષ્યક્રમધ્વનિ અને ૨. સંલક્ષ્યક્રમધ્વનિ.

**અભિધામૂલવ્યંજના** [સં. અભિધા (મૂળ અર્થ) + મૂલ (મૂળ) + વ્યંજના (વ્યંગ્યાર્થ જણાવનાર શબ્દની શક્તિ)] સ્ત્રી. શબ્દમાં રહેલા અનેક અર્થને લીધે બીજો અર્થ થાય એવી શબ્દશક્તિ.

**અભિધામૂલા** જુઓ અભિધામૂલવ્યંજના.

**અભિધાયક** ૧. [સં. અભિધા (બોલવું)] વિ. કહેનારું; બોલનાર.

૨. વિ. નામ રાખનાર; નામ કાઢનાર.

૩. વિ. બતાવનાર; જણાવનારું

**અભિધાયી** જુઓ અભિધાયક.

**અભિધારણા** ૧. [સં. અભિ (તરફ) + ધારણા (મનસૂબો)] સ્ત્રી. ઇચ્છા; મુરાદ

૨. સ્ત્રી. (જૈન) ગોખ; ઝરૂખો.

**અભિધાવક** ૧. [સં. અભિ (ઉપર) + ધાવક (દોડનાર)] પું. હુમલો કરનાર પુરુષ.

૨. વિ. ચડાઈ કરનારું.

૩. [સં. અભિ (તરફ) + ધાવક (દોડનાર)] વિ. વેગથી સામે જનાર.

**અભિધાવન** ૧. [સં. અભિ (તરફ) + ધાવન (દોડ)] ન. વેગથી સામે દોડવાપણું.

૨. [સં. અભિ (ઉપર) + ધાવન (દોડ)] ન. હલ્લો; ચડાઈ.

**અભિધાવૃત્તિ** [સં. અભિધા (મૂળ અર્થ) + વૃત્તિ (શક્તિ)] સ્ત્રી. શબ્દની મૂળ અર્થ જણાવનારી શક્તિ. તેના ત્રણ પ્રકાર છેઃ ૧. યોગ, ૨. રૂઢિ અને ૩. યોગરૂઢિ.

**અભિધાશક્તિ** જુઓ અભિધાવૃત્તિ.

**અભિધેય** ૧. [સં. અભિધા (બોલવું)] ન. નામ; સંજ્ઞા.

૨. ન. પદાર્થ; વસ્તુ; ચીજ.

૩. ન. બોલવાનો વિષય.

૪. ન. ભાવાર્થ; તાત્પર્ય; સાર.

૫. ન. મૂળ અર્થ; વાચ્યાર્થ.

૬. વિ. કહેવા જેવું.

૭. વિ. કહેવાનું; જણાવવાનું.

૮. વિ. નામ દેવા જેવું.

૯. વિ. નામ લેવાથી સમજાય એવું.

૧૦. વિ. શબ્દથી કહી શકાય એવું.

**અભિધેયાર્થ** [સં. અભિધેય (શબ્દથી કહી શકાય એવું) + અર્થ] પું. શબ્દ સંભળાતાં જેનું ભાન થાય તે અર્થ; વાચ્યાર્થ.

**અભિધ્યા** ૧. [સં.] સ્ત્રી. ઇચ્છા; અભિલાષા.

૨. સ્ત્રી. ગ્રહણ કરવાની અભિલાષા.

૩. સ્ત્રી. પારકી વસ્તુ હરી લેવાની ચાહના.

૪. [સં. અભિ (ખૂબ) + ધ્યૈ (ધ્યાન કરવું)] સ્ત્રી. વિચાર; ચિંતન; ધ્યાન.

**અભિધ્યાત** ૧. વિ. ઇચ્છાવાળું.

૨. [સં. અભિ (ઘણું) + ધ્યાત (ધ્યાન કરેલું)] વિ. વિચાર કરેલું.

**અભિધ્યાન** ૧. ન. ઇચ્છા; અભિલાષા; લોલુપતા.

૨. [સં. અભિ (વારંવાર) + ધ્યૈ (ચિંતવવું)] ન. સતત ચિંતન.

**અભિધ્યેય** ૧. [સં. અભિ (વારંવાર) + ધ્યેય (વિચારવા જેવું)] વિ. વારંવાર ઇચ્છવા જેવું.

૨. વિ. સતત ચિંતન કરવા લાયક.

**અભિધ્યેયતા** ૧. [સં. અભિ (વારંવાર) + ધ્યેય (વિચારવા જેવું) + તા (પણું)] સ્ત્રી. અતૃપ્તિ; કાંઈ મેળવવાને વારંવાર થતી ઇચ્છા.

૨. સ્ત્રી. સતત ચિંતન.

**અભિનય** ૧. પું. ચૌદની સંજ્ઞા.

૨. પું. મનની લાગણી બતાવનાર હલનચલન; હાવભાવ; લહેકો; લટકો; અંગચાળો; મનનો ભાવ જણાવનાર ચેષ્ટા. તેના ચાર ભેદ છે. ૧. આંગિક-શરીર વડે, ૨. વાચિક-વાણીથી, ૩. આહાર્ય-વેશ વતી, ૪. સાત્ત્વિક-શુદ્ધ ભાવથી કરેલો. તેનો મુખ્ય સાર એ છે કે જે રૂપ જેવું લીધું હોય તેનો વેશ, હાલચાલ, ભાષણ, મશ્કરી, એવી બધી બાબતમાં તેની નકલ કરવી.

અભિનય કરવો = નાચવું; કૂદવું.

૩. પું. વેશ ભજવવાપણું.

૪. પું. શોભા; ભૂષણ.

૫. પું. સભ્યતા; વિવેક; વિનય.

**અભિનયકલા** [ સં. અભિનય ( હાવભાવ ) + કલા ] સ્ત્રી. મનની લાગણી બતાવવાની કળા.

**અભિનયવિદ્યા** [ સં. અભિનય ( હાવભાવ ) + વિદ્યા ] સ્ત્રી. હાવભાવને લગતું શાસ્ત્ર; નૃત્યશાસ્ત્ર.

**અભિનવ** ૧. પું. વખાણ; સ્તુતિ; પ્રશંસા.

૨. વિ. અવનવું; ન્યારું; અસાધારણ.

૩. વિ. જુવાન; તરુણ.

૪. [ સં. અભિ ( વિશેષ ) + નવ ( નવું ) ] વિ. તદ્દન નવું; તાજું; નૂતન.

૫. વિ. શિખાઉ; અનુભવ વગરનું.

**અભિનવકામેશ્વરરસ** પું. (વૈદક) એક જાતની વાજીકરણ દવા. તે બનાવવા શુદ્ધ પારો તોલો ૧ અને ચોખ્ખો ગંધક તોલો ૧ એ બન્નેની કજ્જલિ કરી લાલ કમળના રસમાં ત્રણ દિવસ ઘૂંટવી. ફરી ચાર માસા ગંધક નાખીને તેજ રસમાં ઘૂંટવી. ફરી ચાર માસા ગંધક નાખીને શંખિની (ચારપુષ્પી)ના રસમાં ઘૂંટવી. પછી આગનશીશીમાં નાખી વાલુકાયંત્રમાં ત્રણ પહોર પકવવી. ઠંડી થયે કાઢી લઈ શીશીમાં ભરી લેવી. તેની માત્રા પાંચેક રતિ છે.

**અભિનવગુપ્તાચાર્ય** પું. આસામનો રહેવાસી એ નામનો બ્રાહ્મણ. શંકરાચાર્યની સાથે વાદવિવાદમાં હારી જવાથી તેણે શંકરાચાર્યને પોતાની મંત્રવિદ્યાથી ભગંદરનો રોગ કર્યો, પણ શંકરાચાર્યના શિષ્યે સામો મારણપ્રયોગ કરવાથી તેજ રોગથી તે મરી ગયો એમ મનાય છે.

**અભિનવચંદ્રાર્ઘવિધિ** [સં. અભિનવ ( નવું ) + ચંદ્ર + અર્ઘ ( અરઘું ) + વિધિ ( ક્રિયા ) ] પું.; સ્ત્રી. સુદ બીજને દિવસે કરવામાં આવતી એક ક્રિયા.

**અભિનવતા** ૧. [સં. અભિનવ ( અસાધારણ ) + તા ( પણું ) ] સ્ત્રી. અસાધારણતા; અવનવાપણું.

૨. સ્ત્રી. જુવાની.

૩. [ સં. અભિનવ ( નવું ) + તા ( પણું ) ] સ્ત્રી. નવું હોવાપણું.

૪. સ્ત્રી. શિખાઉ હોવાપણું.

**અભિનવતામરસ** ૧. પું. (પિંગળ) દરેક ચરણમાં નગણ, જગણ, જગણ, અને યગણ મળી ૧૨ અક્ષરનો એક સમવૃત્ત અક્ષરમેળ છંદ. તેને તામરસ, લલિતપદ પણ કહે છે.

૨. [ સં. અભિનવ ( તાજું ) + તામરસ ( કમળ ) ] ન. તરતનું ખીલેલું કમળ.

**અભિનવમતયોગ** પું. ( કાવ્ય ) કવિના હૃદયનો અર્થ પ્રગટ થાય નહિ એવા નવીન પદની વપરાશ.

**અભિનવયૌવન** ૧. [ સ. અભિનવ ( તાજું ) + યૌવન ( જુવાની ) ] ન. તાજી જુવાની; ખીલતી યુવાવસ્થા.

૨. વિ. ખીલતી જુવાનીવાળું.

**અભિનવવૈયાકરણ** [ સં. અભિનવ ( તાજું ) + વૈયાકરણ ( વ્યાકરણનો અભ્યાસી ) ] વિ. વ્યાકરણનો અભ્યાસ તાજેતરમાં શરૂ કર્યો હોય એવું.

**અભિનવું** ૧. વિ. જુવાન; તરુણ.

૨. [ સં. અભિ ( ઘણું ) + નવ ( નવું ) ] વિ. નવું; તાજું; તરતનું.

૩. વિ. ન્યારું; અસાધારણ.

૪. વિ. શિખાઉ.

**અભિનંદ** ૧. [ સં. અભિ ( ખૂબ ) + નંદ્ ( ખુશ થવું ) ] પું. આનંદ; હર્ષ.

૨. [ સં. અભિ ( ઇચ્છાવાચક ઉપસર્ગ ) + નંદ્ ( ઇચ્છવું ) ] પું. ઇચ્છા; અભિલાષા.

૩. પું. ઉત્તેજન; પ્રેરણા.

૪. પું. (સંગીત) ચતુસ્રજાતિનો ૨૦ માત્રાનો એક તાલ.

૫. પું. પરમાત્મા.

૬. પું. મુબારકબાદી.

૭. પું. શ્રાવણ માસ.

૮. ન. વખાણ; પ્રશંસા.

૯. ન. સંતોષ.

૧૦. વિ. આનંદ આપનાર.

૧૧. વિ. પ્રેરણા કરનાર.

૧૨. વિ. વખાણ કરનારું.

**અભિનંદક** [ સં. અભિ ( વધારે ) + નંદક ( આનંદ પમાડનાર ) ] વિ. મુબારકબાદી આપતું.

**અભિનંદન** ૧. [ હિ. ] પું. આંબાનું ઝાડ.

૨. પું. ( જૈન ) ચાલુ અવસર્પિણીમાં એટલે ઊતરતા કાળમાં થયેલ ભરતક્ષેત્રના ચોથા તીર્થંકર.

૩. ન. ઇચ્છા; મરજી.

૪. ન. પ્રેરણા.

૫. ન. માન; સત્કાર.

૬. ન. વખાણ; સ્તુતિ.

૭. [ સં. અભિ ( વધારે ) + નંદ્ ( રાજી થવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. શાબાશી; ધન્યવાદ; મુબારકબાદી.

૮. ન. સરખા મતવાળું હોવાપણું; અનુમતિ.

૯. ન. સંતોષ.

૧૦. ન. હરખ; ખુશાલી.

**અભિનંદનપત્ર** [ સં. અભિનંદન ( ધન્યવાદ ) + પત્ર ] પું.; ન. મુબારકબાદીનો કાગળ; માનપત્ર. કોઈ મોટા માણસના આવવાને વખતે હર્ષ કે સંતોષ બતાવવા તે સંભળાવવામાં અને અર્પણ કરવામાં આવે છે.

**અભિનંદનાથ** જુઓ અભિનંદન ૧.

**અભિનંદનીય** ૧. [ સં. અભિ ( ઘણું ) + નંદનીય ( ખુશ થવા જેવું ) ] વિ. ખુશ થવા જેવું.

૨. વિ. ધન્યવાદ આપવા જેવું.

૩. [ સં. અભિનંદ્ ( વખાણવું ) + અનીય ( વિધ્યર્થકૃદંતનો પ્રત્યય ) ] વિ. વખાણવા લાયક.

**અભિનંદવું** ૧. [ સં. અભિ ( ખૂબ ) + નંદ્ ( રાજી થવું ) ] અ. ક્રિ. ખુશ થવું; હરખાવું.

૨. સ. ક્રિ. મુબારકબાદી આપવી.

૩. સ. ક્રિ. વખાણવું.

**અભિનંદા** ૧. [ સં. અભિ ( ઘણું ) + નંદ્ ( રાજી થવું ) ] સ્ત્રી. આનંદ; હર્ષ.

૨. [ સં. અભિનંદ્ ( ઇચ્છવું ) ] સ્ત્રી. ઇચ્છા; મરજી.

**અભિનંદિત** ૧. [ સં. અભિ ( બહુ ) + નંદ્ ( રાજી થવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. ખુશ કરેલ.

૨. [ સં. અભિનંદ્ ( વખાણવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. વખાણેલું.

૩. વિ. શાબાશી પામેલું.

**અભિનંદી** ૧. પું. ( જૈન ) શ્રાવણ માસ.

૨. વિ. ઉત્સાહ આપનાર.

૩. વિ. ખુશ થતું.

૪. [ સં. અભિનંદ્ ( વખાણવું ) ] વિ. વખાણ કરતું.

૫. વિ. સંતોષી.

**અભિનંદ્ય** જુઓ અભિનંદનીય.

**અભિનિધન** ૧. [સં. અભિ (પાસે) + નિધન (મરણ)] ન. મરણ વખતે બોલાતા સામવેદના મંત્ર.

૨. વિ. મરણની નજીક પહોંચેલું; નાશની તૈયારી પર આવેલું.

**અભિનિધાન** ૧. ન. અનુચ્ચારણ. એ કે ઓ પછી અનો અવગ્રહ થઈ ઉચ્ચાર થતો નથી તેને અભિનિધાન કહે છે.

૨. [સં. અભિ (સામે) + નિધાન (મૂકવું તે)] ન. સંમુખ કરાતું સ્થાપન.

**અભિનિબોધ** [સં. અભિ (વિશેષ) + નિબોધ (જ્ઞાન)] પું. (જૈન) મતિ, સ્મૃતિ, સંજ્ઞા અને ચિંતા એ ચારે જ્ઞાન.

મતિજ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી ઉત્પન્ન થતાં બધાં જ્ઞાનોને માટે અભિનિબોધ શબ્દ સામાન્ય છે. તત્ત્વાર્થસૂત્ર

**અભિનિયુક્ત** [સં. અભિ (સાથે) + નિયુક્ત (જોડાયેલું)] વિ. તલ્લીન; મગ્ન.

**અભિનિર્મુક્ત** વિ. સૂર્યાસ્ત વખતે ઊંઘને લીધે તે વખતનું કર્મ છોડયું હોય એવું

**અભિનિર્યાણ** ૧. [સં. અભિ (તરફ) + નિર્યા (જવું) + અન (નામ બનાવનાર પ્રત્યય)] ન. કૂચ; યાત્રા; પ્રસ્થાન.

૨. [સં. અભિ (ઉપર) + નિર્યાણ (જવું તે)] ન. ચડાઈ; હુમલો.

**અભિનિર્વર્તન** ૧. [સં. અભિ (ચોતરફ) + નિવર્તન (પાછું આવવું તે)] ન. ચોતરફથી નિવૃત્તિ.

૨. [સં. અભિ (તરફ) + નિવૃત્ (પાછું ફરવું) + અન (નામ બનાવનાર પ્રત્યય)] ન. પાછું ફરવું તે.

**અભિનિવિષ્ટ** ૧. ન. ખંત; ઉત્સાહ.

૨. [સં. અભિ (ઘણું) + નિવિષ્ટ (રોકાયેલું)] વિ. કામ સાધવા માટે પાછળ લાગેલું; તલ્લીન; મચેલું.

૩. વિ. ખંતીલું; આગ્રહી.

૪. વિ. ચિંતાથી ગભરાયેલું; વ્યગ્ર.

૫. [સં. અભિ (બહુ) + નિવિષ્ટ (સ્થિર)] વિ. દૃઢ; સ્થિર; અચળ.

૬. વિ. પેઠેલું; દાખલ થયેલ.

૭. વિ. બેઠેલું.

૮. વિ. હઠીલું; આગ્રહી.

૯. વિ. હોશિયાર; પ્રવીણ; નિપુણ.

**અભિનિવિષ્ટતા** [સં. અભિ (વિશેષ) + નિવિષ્ટ (સ્થિર) + તા (પણું)] સ્ત્રી. મક્કમપણું; દૃઢતા.

**અભિનિવૃત્ત** [સં. અભિ (બહુ) + નિવૃત્ત (છૂટું)] વિ. પાપ વિનાનું.

જે શાંત અને અભિનિવૃત્ત ભિક્ષુ મારા આ નિયમો છે એવો બડબડાટ કરતો નથી, તેને સુજ્ઞ લોકો આર્યધર્મી કહે છે. સુત્તનિપાત

**અભિનિવૃત્તિ** [સં. અભિ (ચોતરફ) + નિવૃત્તિ (વિરામ)] સ્ત્રી. સમાપ્તિ; પૂરું કરવું તે.

**અભિનિવેશ** ૧. પું. અટકાયત; નિબંધ.

૨. [સં. અભિ (બહુ) + નિવિષ્ટ (સ્થિર)] પું. અડગ નિશ્ચય.

૩. પું. તત્પરતા; તૈયાર હોવાપણું.

૪. [સં. અભિ (બહુ) + નિવિશ્ (પેસવું)] પું. પ્રવેશ; દાખલ.

૫. [સં. અભિ (તરફ) + નિવિશ્ (પ્રેમ હોવો)] પું. પ્રેમ; પ્રીતિ; આસક્તિ.

૬. પું. પ્રેરણાબુદ્ધિ; ઉત્તેજન આપનાર અંતરની શક્તિ.

૭. પું. (યોગ) મરણનો ભય ઉપજાવતું એક જાતનું અજ્ઞાન; દુન્યવી જીવન અને શારીરિક મોજશોખ તરફ આંતરિક આસક્તિ અને મરણને લીધે તે બધાનો વિયોગ થશે એવો ભય.

શરીરથી રખેને મારો વિયોગ થશે એવો ભય જે રાતદહાડો પ્રાણીમાત્રમાં પ્રવર્તી રહ્યો છે તેને અભિનિવેશ કહે છે. સિદ્ધાંતદર્શન

૮. પું. લીનતા; એકાગ્રપણું; તન્મયતા.

૯. પું. વચ્ચે પડવાપણું; દખલગીરી; અંતઃપાત.

૧૦. પું. હઠ; આગ્રહ; ખોટી વાતની પકડ.

**અભિનિવેશન** [સં. અભિ (બહુ) + નિવેશન (પ્રવેશ)] ન. દાખલ થવાપણું.

**અભિનિવેશિક** [સં. અભિનિવેશ (દખલગીરી) + ઇક (વાળું)] ન. (જૈન) પોતાની વાત ઉપર લાવવાને સૂત્રના અર્થ મરડી ઉપદેશ કરવો તે.

**અભિનિવેશિત** [સં. અભિ (ઘણું) + નિવિશ્ (અંદર જવું)] વિ. દાખલ થયેલું.

**અભિનિવેશી** ૧. વિ. આગ્રહી; હઠીલું.

૨. વિ. ઉત્સાહી.

૩. [સં. અભિ (તરફ) + નિવિશ્ (મોહ હોવો)] વિ. મોહવાળું; આસક્ત.

**અભિનિષ્ક્રમ** જુઓ અભિનિષ્ક્રમણ.

**અભિનિષ્ક્રમણ** ૧. [સં. અભિ (પાસે) + નિષ્ક્રમણ (નીકળવું તે)] ન. પાસે નીકળવાપણું.

૨. [સં. અભિ (તરફ) + નિષ્ક્રમ્ (બહાર જવું) + અન (નામ બનાવનાર પ્રત્યય)] ન. બહાર જવાપણું; નીસરવું તે.

૩. ન. સંન્યાસ; ગૃહત્યાગ.

૪. [સં. અભિ (સામે) + નિષ્ક્રમણ (નીકળવું તે)] ન. સામે નીકળવું તે.

**અભિનિષ્ક્રાંત** ૧. [સં. અભિ (તરફ) + નિષ્ (બહાર) + ક્રાંત (ગયેલ)] વિ. દીક્ષિત; સંન્યાસી.

૨. [સં. અભિ (પાસે) + નિષ્ક્રાંત (નીકળેલ)] વિ. પાસે નીકળેલું.

૩. વિ. બહાર નીકળેલું.

૪. [સં. અભિ (સામે) + નિષ્ક્રાંત (નીકળેલું)] વિ. સામે નીકળેલ.

**અભિનિષ્પતન** [સં. અભિ (તરફ) + નિષ્ (બહાર) + પતન (પડવું તે)] ન. બહાર પડવાપણું.

**અભિનિષ્પત્તિ** ૧. [સં. અભિ (બહુ) + નિષ્પત્તિ (સમાપ્તિ)] સ્ત્રી. અંત; પૂરું થવાપણું.

૨. સ્ત્રી. ઉત્પત્તિ.

૩. સ્ત્રી. સંપત્તિ.

૪. સ્ત્રી. સિદ્ધિ; સફળતા.

**અભિનિષ્પન્ન** ૧. [સં. અભિનિષ્પદ્ (થવું)] વિ. ઉત્પન્ન થયેલું.

૨. વિ. સંપન્ન.

૩. વિ. સિદ્ધ.

**અભિનીત** ૧. વિ. ક્રોધી; ગુસ્સાવાળું.

૨. વિ. ખેંચી આણેલું.

૩. [સં.] વિ. ઘણું સાફ કરેલું; શ્રેષ્ઠ.

૪. વિ. ધીર; ધીરજવાળું.

૫. વિ. ન્યાયી.

૬. [સં. અભિ (પાસે) + ની (લાવવું) + ત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. પાસે લાવેલ.

૭. વિ. પૂજેલું.

૮. વિ. ભજવાયેલું; અભિનય કરાયેલું.

૯. વિ. માફી આપનારું; ક્ષમાવંત.

૧૦. વિ. માયાળુ.

૧૧. વિ. લાયક; વાજબી; યોગ્ય.

૧૨. વિ. સંસ્કાર પામેલું.

૧૩. [સં. અભિ (તરફ) + નીત (લાવેલું)] વિ. સામે પહોંચાડેલ.

૧૪. [સં. અભિ (શ્રેષ્ઠતાવાચક ઉપસર્ગ) + નીત (દોરેલું)] વિ. સુશોભિત; શણગારેલ.

**અભિનીતિ** ૧. [સં.] સ્ત્રી. પ્રિય બોલવા વગેરેની યુક્તિ.

૨. સ્ત્રી. રૂપ વગેરેનું દેહ વગેરેથી અનુકરણ.

૩. [સં. અભિ (સામે) + ની (લઈ જવું) + તિ (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. સામે લઈ જવાપણું.

**અભિનીવિષ્ટ** [સં. અભિ (ઘણું) + નિવિષ્ટ (આતુરતાવાળું)] વિ. (જૂ. ગુ.) હઠીલું; આગ્રહી.

અભિનીવિષ્ટ છે રીસ એ તણી તો. — વલ્લભ

**અભિનૂમ** ન. માયા; કપટ.

**અભિનેતવ્ય** ૧. [સં. અભિની (હાવભાવ કરવો)] ન. હાવભાવ; શરીરની ચેષ્ટા.
૨. વિ. નકલ કરવા લાયક.
૩. [સં. અભિ (ઉપર) + નેતવ્ય (લાવવા જેવું)] વિ. ભજવવા જેવું; રંગભૂમિ ઉપર લાવવા લાયક.
૪. [સં. અભિ (સામે) + નેતવ્ય (લઈ જવા જેવું)] વિ. સામે લઈ જવા જેવું.

**અભિનેતા** [સં. અભિનેતૃ (હાવભાવ કરનાર)] પું. વેશ ભજવનાર પુરુષ; નટ.

**અભિનેત્રી** [સં. અભિનેતૃ (હાવભાવ કરનાર) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. વેશ ભજવનાર સ્ત્રી; નટી.

**અભિનેય** જુઓ અભિનેતવ્ય ૨, ૩, ૪.

**અભિન્ન** ૧. [સં. અ (નહિ) + ભિન્ન (ભાંગેલ)] પું. (ગણિત) પૂર્ણાંક; 'ઇન્ટિજર'.
૨. વિ. અસર પામ્યા વિનાનું.
૩. વિ. આખું; અખંડ.
૪. વિ. એકસરખું; એકરૂપ; ભેદ રહિત.
૫. વિ. (ગણિત) પૂરું; પૂર્ણ.
૬. વિ. ફેરફાર થયા વગરનું; નહિ બદલેલું.
૭. વિ. ભેગું; એકઠું મળેલું; જુદું નહિ એવું.
૮. વિ. સજ્જડ; દૃઢ.
૯. વિ. સાથે રહેનારું.

**અભિન્નગ્રંથિ** [સં. અ (નહિ) + ભિન્ન (તોડેલું) + ગ્રંથિ (ગાંઠ)] પું. (જૈન) રાગદ્વેષની નિબિડ ગાંઠ તોડી સમકિત એટલે શુદ્ધ જ્ઞાન મેળવ્યું ન હોય એવો જીવ.

**અભિન્નતા** ૧. [સં. અ (નહિ) + ભિન્ન (ભાંગેલ) + તા (પણું)] સ્ત્રી. અખંડતા; ભાગ પાડેલા ન હોય એવું હોવાપણું.
૨. [સં. અ (નહિ) + ભિન્ન (જુદું) + તા (પણું)] સ્ત્રી. એકતા; એકરૂપતા; સરખાપણું.
૩. સ્ત્રી. સંબંધ.

**અભિન્નત્વ** જુઓ અભિન્નતા.

**અભિન્નનિમિત્તોપાદાન** [સં. અ (નહિ) + ભિન્ન (જુદું) + નિમિત્ત (કર્તૃકારણ) + ઉપાદાન (સમવાયિકારણ)] ન. (વેદાંત) એક જ બાબત કાર્યના કર્તારૂપ તેમ જ કાર્યરૂપ હોવાપણું. જેમકે, જગતનો કર્તા બ્રહ્મ છે તથા જગત જ બ્રહ્મરૂપે થાય છે માટે બ્રહ્મ જગતનું અભિન્નનિમિત્તોપાદાન કહેવાય.

**અભિન્નનિમિત્તોપાદાનત્વ** [સં. અ (નહિ) + ભિન્ન (જુદું) + નિમિત્ત (કર્તૃકારણ) + ઉપાદાન (સમવાયિકારણ) + ત્વ (પણું)] ન. (વેદાંત) કાર્યનું કર્તૃકારણ અને ઉપાદાન એટલે જેમાંથી કોઈ પણ વસ્તુ બનાવાતી હોય તે બંને પ્રકારના કારણરૂપ એક જ વસ્તુનું હોવું તે. જેમકે, કરોળિયો પોતાની જાળનું ઉપાદાન અને નિમિત્તકારણ પણ છે.

**અભિન્નપદ** પું. (કાવ્ય) એક જાતનો શ્લેષાલંકાર.

**અભિન્નબીજ** [સં. અભિન્ન (આખું) + બીજ (મૂળ સંખ્યા)] ન. (ગણિત) બીજગણિતની પૂર્ણાંક સંખ્યા. જેમકે ક; $૪ક^{૨}$; $૯ક^{૩}ખ^{૨}$.

**અભિન્નરૂપ** [સં. અભિન્ન (જુદું નહિ એવું) + રૂપ (આકાર)] વિ. એકસરખું; સમાન.

**અભિન્નવિધાન** [સં. અભિન્ન (સમાન) + વિધાન (કરવાપણું)] ન. બન્ને પદ એકસરખો અર્થ બતાવતાં હોય એવો સિદ્ધાંત. જેમકે, માણસ મનુષ્યવર્ગનું પ્રાણી છે.

**અભિન્નાત્મક** [સં. અભિન્ન (પૂર્ણાંક) + આત્મક (રૂપ)] વિ. (ગણિત) પૂર્ણાંક સમાયેલો હોય એવું.

**અભિન્નાંક** [સં. અભિન્ન (પૂર્ણ) + અંક (આંકડો)] પું. (ગણિત) પૂર્ણાંક; પૂરેપૂરો આંકડો; 'ઇન્ટિજર'.

**અભિન્યાસ** [સં.] પું. (વૈદક) સંનેપાતની એક જાત. તેમાં ઊંઘ ન આવે, શરીર કંપે અને ઇંદ્રિયો ઢીલી થઈ જાય છે.

**અભિપતન** ૧. [સં. અભિ (તરફ) + પત્ (પડવું) + અન (નામ બનાવનાર પ્રત્યય)] ન. ઊપડવાપણું; રવાનગી.
૨. [સં. અભિ (ઉપર) + પત્ (જવું) + અન (નામ બનાવનાર પ્રત્યય)] ન. ચડાઈ; હુમલો.
૩. [સં. અભિ (પાસે) + પત્ (જવું) + અન (નામ બનાવનાર પ્રત્યય)] ન. પાસે જવું તે.

**અભિપત્તિ** ૧. [સં. અભિ (પાસે) + પત્ (જવું) + તિ (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. પાસે જવાપણું.
૨. સ્ત્રી. સમાપ્તિ; પૂર્ણતા.
૩. સ્ત્રી. સિદ્ધિ.

**અભિપદ્મ** [સં. અભિ (શ્રેષ્ઠ) + પદ્મ (કમળ જેવા રંગનું)] વિ. સુંદર; મનોહર.

**અભિપુષ્પ** ૧. [સં. અભિ (ચોતરફ) + પુષ્પ (ફૂલ)] ન. ચોતરફ ફૂલવાળું ઝાડ.
૨. [સં. અભિ (શ્રેષ્ઠ) + પુષ્પ (ફૂલ)] ન. સૌથી સુંદર ફૂલ.
૩. [સં. અભિ (ખૂબ) + પુષ્પ (ફૂલ)] વિ. ઘણાં ફૂલવાળું.

**અભિપૂજન** [સં. અભિ (બહુ) + પૂજન (સંમાન)] ન. માન; આદરસત્કાર.

**અભિપ્રણય** ૧. પું. કૃપા; મહેરબાની.
૨. [સં. અભિ (ઉપર) + પ્રણય (પ્રેમ)] પું. પ્રેમ; સ્નેહ.
૩. પું. સંતોષ.

**અભિપ્રણયન** [સં. અભિ (ચોતરફ) + પ્રણયન (અગ્નિનો એક સંસ્કાર)] ન. વેદના મંત્ર ભણી પવિત્ર બનાવવાની ક્રિયા.

**અભિપ્રણીત** [સં. અભિ (બધી તરફ) + પ્ર (ઉત્તમ રીતે) + નીત (આણેલ)] વિ. વેદવિધિથી સંસ્કારી કરેલું.

**અભિપ્રતપ્ત** ૧. [સં. અભિ (ઘણું) + પ્રતપ્ત (તપેલું)] વિ. ઘણું ગરમ થયેલું.
૨. [સં. અભિ (ઘણું) + પ્રતપ્ત (તવાઈ ગયેલું)] વિ. દુઃખ કે તાવથી તવાઈ ગયેલું.
૩. વિ. સુકાઈ ગયેલું.

**અભિપ્રવર્તન** ૧. [સં. અભિ (અત્યંત) + પ્રવર્તન (રોકાણ)] ન. કામમાં ઘણું રોકાણ.
૨. ન. જવાની ક્રિયા; ગમન.
૩. ન. પરસેવો વળવાપણું.

**અભિપ્રવૃત્ત** [સં. અભિ (અત્યંત) + પ્રવૃત્ત (કામમાં રોકાયેલ)] વિ. ઘણી કામગીરીવાળું.

**અભિપ્રાણન** [સં. અભિ (તરફ) + પ્રાણન (શ્વાસની ક્રિયા)] ન. શ્વાસ બહાર કાઢવાપણું; ઉચ્છ્વાસ.

**અભિપ્રાય** ૧. [સં. અભિ (તરફ) + પ્ર (ઉત્તમ રીતે) + ઇ (જવું)] પું. અભિલાષા.
૨. પું. નાટકનાં ૩૬ લક્ષણ માંહેનું એક.
૩. [સં. અભિપ્રે (વિચાર કરવો)] પું. મત; વિચાર.

૧. અભિપ્રાય આપવો = મનનો વિચાર જણાવવો.
૨. અભિપ્રાય બાંધવો = મત બાંધવો.
૩. અભિપ્રાય મળવો = બીજા માણસ સાથે પોતાનો વિચાર મળતો થવો.
૪. અભિપ્રાય લેવો = બીજા માણસનો વિચાર જાણવો; સલાહ લેવી.

૪. પું. મનસૂબો; ઇરાદો.

૫. [ સં. અભિ ( પ્રતિ ) + પ્રે ( જવું ) ] પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક, કેમકે પ્રલય વખતે જગત તેમની સામે જતું મનાય છે.

૬. પું. સલાહ.

૭. પું. સંબંધ.

૮. પું. સારાંશ; તાત્પર્ય; ભાવાર્થ.

૯. પું. હેતુ; મતલબ; આશય.

**અભિપ્રાયસૂચક** ૧. [ સં. અભિપ્રાય ( ઇરાદો ) + સૂચક ( જણાવનારું ) ] વિ. ઇરાદો જાહેર કરનારું.

૨. [ સં. અભિપ્રાય ( મત ) + સૂચક ( બતાવનાર ) ] વિ. મત જણાવનાર.

**અભિપ્રીતિ** ૧. [ સં. અભિ ( ઘણું ) + પ્રીતિ ( રાજીપો ) ] સ્ત્રી. આનંદ; હર્ષ.

૨. [ સં. અભિ ( તરફ ) + પ્રીતિ ( પ્રેમ ) ] સ્ત્રી. ઇચ્છા.

**અભિપ્રેત** ૧. [ સં. અભિ ( તરફ ) + પ્ર ( ઉત્તમ રીતે ) + ઇ ( જવું ) ] વિ. ઇચ્છાવાળું; અભિલાષી.

૨. વિ. ધારેલું; ઇષ્ટ.

૩. વિ. પ્રિય; વહાલું.

૪. વિ. સંમત.

૫. વિ. સ્વીકારેલું.

**અભિપ્રોક્ષણ** ૧. [ સં. અભિ ( ઉપર ) + પ્રોક્ષણ ( છાંટવું ) ] ન. છંટકાવ; સિંચન.

૨. ન. મંત્ર ભણતાં કે આશીર્વાદ દેતાં યજમાન ઉપર દર્ભથી પાણી છાંટવું તે.

૩. ન. વસ્તુને પવિત્ર કરવાને તેની ઉપર કરવામાં આવતો પાણીનો છંટકાવ.

**અભિપ્લવ** ૧. પું. ઉપદ્રવ; ઉત્પાત.

૨. પું. એ નામનો એક યજ્ઞ.

૩. પું. ગવામયન યજ્ઞમાં દર માસના છઠ્ઠે છઠ્ઠે દિવસે કરવામાં આવતી ક્રિયા.

૪. પું. ગવામયન યજ્ઞમાં દર માસનો પાંચમો ભાગ. તે દરેક ૭ દિવસનો થતો, અને દરેકનું જુદું જુદું નામ હતું.

૫. [ સં. અભિ ( ચોતરફ ) + પ્લુ ( ઠેકડા મારવા ) ] પું. ચોતરફ કૂદવું તે.

૬. પું. જળપ્રલાવ.

૭. પું. પ્રાજાપત્સ આદિત્ય.

૮. પું. વ્યાધિ; દુઃખ.

૯. પું. સોમ આદિનો પાઠ, જે એક અભિપ્લવમાં થતો હતો.

**અભિબુદ્ધિ** [ સં. અભિ ( ઘણું ) + બુદ્ધિ ( જ્ઞાન ) ] સ્ત્રી. જ્ઞાનની ઇંદ્રિય. તે પાંચ છે: આંખ, કાન, નાક, જીભ અને ચામડી.

**અભિભવ** ૧. પું. અનાદર.

૨. [ સં. અભિભૂ ( તિરસ્કારવું ) ] પું. તિરસ્કાર; ધિક્કાર.

૩. પું. બળવાન અને એક જ જાતની વસ્તુના સંબંધથી અમુક ગુણ નહિ લેવાપણું. જેમકે, સોનું એક જાતનું તેજ છે, તેથી તેમાં પ્રકાશ ધોળો હોવો જોઇએ. એમ છતાં પૃથ્વીનો બળવાન અને એક જ જાતનો સંબંધ થવાથી પૃથ્વી માંહેના પીળા રંગ અને ભારેપણાને લીધે સોનાનું તેજ ધોળું દેખાતું નથી.

૪. પું. માનભંગ; ગર્વખંડન.

૫. [ સં. અભિભૂ ( ચડાઈ કરવી ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] પું. રોગના હુમલાથી અવયવોનું જડ થવું તે.

૬. પું. વિચિત્ર બનાવ; વિલક્ષણ ઘટના.

૭. પું. વ્યાપ્તિ; ફેલાવો; પ્રસરણ.

૮. [ સં. અભિભૂ ( હરાવવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] પું. હાર; પરાજય.

> તે પ્રબળ જ્ઞાનવાસનાથી અપ્રબળ ભોગવાસનાઓનો **અભિભવ** સંભવે છે.
>
> ગીતાપંચામૃત

**અભિભવન** ૧. ન. અનાદર.

૨. [ સં. અભિભૂ ( અવગણના કરવી ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. તિરસ્કાર; ધિક્કાર.

૩. ન. રોગથી થતો જ્ઞાનનો રોધ.

૪. [ સં. અભિભૂ ( હરાવવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. હાર; પરાજય.

**અભિભવવું** [ સં. અભિભૂ ( હરાવવું ) ] સ. ક્રિ. હરાવવું; જીતવું.

> તરુણી મયણ શરઈ **અભિભવી**.
>
> બિલ્હણ પંચાશિકા

**અભિભંગ** ૧. [ સં. અભિ ( ચોતરફ ) + ભંગ ( નાશ ) ] પું. ચોતરફથી અપમાન.

૨. પું. ભાંગી જવાપણું.

૩. વિ. નાશ કરનાર.

૪. વિ. ભાંગી પડવાના સ્વભાવવાળું.

**અભિભાર** [ સં. અભિ ( ઘણું ) + ભાર ( બોજો ) ] વિ. ઘણું ભારે; બહુ વજનદાર.

**અભિભાવક** ૧. પું. પાલક; વાલી.

૨. વિ. અનાદર કરનાર.

૩. વિ. જડપણું આણનારું.

૪. [ સં. અભિભૂ ( અવગણના કરવી ) ] વિ. તિરસ્કાર કરનાર.

૫. વિ. વશ બનાવનારું.

૬. [ સં. અભિ ( શ્રેષ્ઠ ) + ભૂ ( હોવું ) ] વિ. શ્રેષ્ઠ; ઉત્તમ.

૭. [ સં. અભિભૂ ( હરાવવું ) ] વિ. હરાવનાર; પરાજય કરનાર.

૮. [ સં. અભિભૂ ( ચડાઈ કરવી ) ] વિ. હુમલો કરનારું.

**અભિભાવકતા** ૧. [ સં. અભિભાવક ( વાલી ) + તા ( પણું ) ] સ્ત્રી. વાલીપણું.

૨. [ સં. અભિભાવક ( શ્રેષ્ઠ ) + તા ( પણું ) ] સ્ત્રી. શ્રેષ્ઠતા; ઉત્તમપણું.

**અભિભાવી** જુઓ અભિભાવક.

**અભિભાષક** [ સં. અભિ ( દૂર ) + ભાષક ( બોલનાર ) ] વિ. ટેલિફોન એટલે સ્વરસંવાહક યંત્રથી વાતચીત કરનાર.

**અભિભાષણ** [ સં. અભિ ( સાથે ) + ભાષણ ] ન. વાતચીત.

**અભિભાષા** [ સં. અભિ ( ઉત્તમ ) + ભાષા ] સ્ત્રી. દેવની ભાષા.

> તેણે માત્ર ચાર ભાષાઓનો જ સ્વીકાર કરેલો છે. (૧) **અભિભાષા** ( દેવોની ભાષા ); (૨) આર્યભાષા ( રાજાઓની ભાષા ); (૩) જાતિભાષા ( વિવિધ જાતિઓની ભાષા ); અને (૪) જાત્યંતરી ભાષા ( પક્ષીઓની અને પશુઓની ભાષા ).
>
> અશોકચરિત

**અભિભાષી** ૧. [ સં. અભિ ( દૂર ) + ભાષિન્ ( બોલનાર ) ] પું. ટેલિફોન; દૂરાકર્ષક; સ્વરસંવાહક યંત્ર.

૨. વિ. વાતચીત કરનારું.

૩. [ સં. અભિ ( તરફ ) + ભાષિન્ ( બોલનાર ) ] વિ. સંબોધન કરનાર; બોલાવનાર.

**અભિભાષીસ્થાન** [ સં. અભિ ( દૂર ) + ભાષિન્ ( બોલનાર ) + સ્થાન ( જગા ) ] ન. ટેલિફોનનું મુખ્ય સ્થળ.

**અભિભૂ** પું. ( પુરાણ ) કાશીરાજાનો એ નામનો દીકરો. ભારતના યુદ્ધમાં તે પાંડવપક્ષમાં હતો.

**અભિભૂત** ૧. વિ. ગભરાયેલું; વ્યાકુળ.

૨. વિ. જડ થયેલ.

૩. [ સં. અભિભૂ ( અપમાન કરવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. તિરસ્કાર પામેલ.

૪. વિ. માનભંગ થયેલું.

૫. વિ. વશ કરાયેલું; કાબૂમાં આણેલું.

૬. [ સં. અભિભૂ ( હરાવવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. હારેલું; પરાજય પામેલું.

**અભિભૂતિ** ૧. સ્ત્રી. અપમાન; માનભંગ.

૨. [ સં. અભિભૂ ( હરાવવું ) + તિ ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. પરાજય; હાર; પરાભવ.
૩. સ્ત્રી. સર્વોપરી સત્તા.
૪. વિ. હરાવનાર.

**અભિમત** ૧. [ સં. અભિમન્ ( ગમવું ) ] પું. આશક; પ્રેમી.
૨. [ સં. અભિ ( સાથે ) + મત ( વિચાર ) ] પું. ટેકો; સંમતિ; અનુમોદન.
૩. પું. વિચાર.
૪. ન. અભિમાન.
૫. [ સં. અભિ ( તરફ ) + મન્ ( વિચાર કરવો ) ] ન. મનોરથ; ઇચ્છા.
૬. વિ. ઇચ્છેલું; ચાહેલ; પસંદ કરેલું.
૭. વિ. પ્રિય; વહાલું.
૮. વિ. માનેલું.
૯. વિ. સ્વીકારેલું; સંમતિ આપેલું.

**અભિમતિ** ૧. સ્ત્રી. 'અમુક વસ્તુ મારી છે' એવી ખોટા અહંકારવાળી માન્યતા.
૨. સ્ત્રી. (પુરાણ) આઠ વસુમાંના એકની સ્ત્રી.
૩. [સં. અભિ ( તરફ ) + મન્ ( વિચારવું )] સ્ત્રી. ઇચ્છા; ચાહના.
૪. સ્ત્રી. કબૂલત; મંજૂરી.
૫. સ્ત્રી. ગર્વ; અહંકાર.
૬. સ્ત્રી. માન; આદર.
૭. સ્ત્રી. વિચાર.
૮. [સં. અભિ ( સાથે ) + મતિ ( વિચાર )] સ્ત્રી. સંમતિ.

**અભિમન્યુ** ૧. [સં. અભિ ( વધારે ) + મન્યુ ( જુસ્સો )] પું. (પુરાણ) અર્જુન અને સુભદ્રાનો દીકરો. તે જન્મથીજ બહાદુર, લાંબા હાથવાળો અને જુસ્સાદાર હતો. પોતાના બાપ પાસેથી અસ્ત્રવિદ્યા શીખીને તે તેના જેવો પરાક્રમી થયો. ભીષ્મ જ્યારે બાણની પથારી પર સૂતા અને દ્રોણાચાર્યે યુદ્ધનું સેનાપતિપણું લીધું ત્યારે દુર્યોધને અર્જુનને લશ્કરની બહાર સંશપ્તક એટલે હું ફલાણા યોદ્ધાને મારીશ એવું પણ લેનાર લડવૈયા પાસે યુદ્ધમાં રોકવાની યુક્તિ કરી અને દ્રોણાચાર્યે અર્જુન સિવાય બીજા પાંડવથી ભેદી ન શકાય એવો ચક્રવ્યૂહ રચ્યો. આ જાતના વ્યૂહને તોડવાની કળા માત્ર કૃષ્ણ, અર્જુન અને પ્રદ્યુમ્નને જ આવડતી હતી. તેમાંના બે સંશપ્તક ગયા હતા અને પ્રદ્યુમ્ન દ્વારકામાં હતો તેથી યુધિષ્ઠિરને ચિંતા થઈ, પણ અભિમન્યુએ અંદર જવાનું અને ભીમસેને તેની પાછળ જવાનું માથે લીધું. અભિમન્યુ બોલ્યો કે ચક્રવ્યૂહ ભેદીને તેમાં શી રીતે પ્રવેશ કરવો એ તો મેં સાંભળ્યું છે, પરંતુ બહાર શી રીતે નીકળવું એ સંબંધી કાંઈ સાંભળેલું ન હોવાથી મને ખબર નથી. છતાં આપ વડીલો મારી પછવાડે રહેશો તો હું એ વ્યૂહને ભેદીશ. આથી ધીરજ આવવાથી ભીમસેન બોલ્યો કે એમ છે તો આપણા કેટલાક વીરોને લઈને તું જઈશ તે જ રસ્તે હું તારી પછવાડે આવીશ. આથી પાછા ફરવાનું જ્ઞાન ન હોવા છતાં અમે પાસેજ કુમકે હોઈશું એટલે તને કશી અડચણ પડશે નહિ. ભીમસેનનાં આવાં વચન સાંભળી અભિમન્યુએ ચક્રવ્યૂહ ભેદીને અંદર જવાનું સ્વીકાર્યું. મુશ્કેલી વિના તે ચક્રવ્યૂહમાં દાખલ થયો અને પાછળ ભીમસેન વગેરે પણ પેઠા. કૌરવસેનાએ આ જોઈ તેમના ઉપર ધસારો કર્યો. બંને પક્ષ વચ્ચે ભયંકર યુદ્ધ થયું. યુદ્ધમાં તેણે કૌરવની સેનાના મોટા ભાગનો કચ્ચરઘાણ કાઢી નાખ્યો. તે દરમ્યાન જયદ્રથે વચ્ચે આવીને ભીમ વગેરેને અટકાવી રાખ્યા. તેથી અભિમન્યુ એકલો પડી ગયો અને દ્રોણ, કર્ણ, કૃપ, અશ્વત્થામા અને કૃતવર્માએ બાણના વરસાદથી તેને મારી નાખ્યો. એના મરણ વખતે તેની સ્ત્રી ઉત્તરા ગર્ભવતી હતી. તેને પરીક્ષિત નામે દીકરો જન્મ્યો.
૨. પું. (પુરાણ) ચક્ષુર્મનુનો એ નામનો દીકરો.

**અભિમર** ૧. પું. જંગલી પ્રાણી સાથે મોતની દરકાર કર્યા વગર કરાતી લડાઈ; સાઠમારી.
૨. [ સં. ] પું. પોતાના પક્ષ તરફથી થતો દગો.
૩. પું. પોતાનું લશ્કર.
૪. પું. બેડી; બંધન.
૫. પું. ભય; બીક.
૬. પું. લડાઈ; યુદ્ધ.
૭. [ સં. અભિ ( ઘણું ) + મૃ ( મરવું )] પું. વધ; નાશ; કતલ.

**અભિમર્દ** ૧. [ સં. અભિ ( સાથે ) + મૃદ્ ( પીસવું )] પું. ધસારો.
૨. પું. દારૂ; શરાબ; મદ્ય.
૩. પું. દેશની પાયમાલી.
૪. [સં. અભિ ( બહુ ) + મૃદ્ (ચૂર્ણ કરવું)] પું. ભૂકો કરવાપણું.
૫. પું. મર્દન એટલે ચોળવું તે.
૬. પું. લડાઈ; યુદ્ધ; સમર; રણ.

**અભિમર્દન** ૧. [ સં. અભિ ( બહુ ) + મૃદ્ ( ચૂરો કરવો ) + અન ( નામ બનાવનાર પ્રત્યય )] ન. ચૂર્ણ કરવાની ક્રિયા.
૨. [ સં. અભિ ( ઉપર ) + મૃદ્ ( ચોળવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય )] ન. ચોળવું તે; મર્દન.
૩. [ સં. અભિ ( વિશેષ ) + મૃદ્ ( કચરવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય )] ન. જુલમ; ત્રાસ.
૪. ન. નાશ.
૫. ન. યુદ્ધ; લડાઈ.
૬. વિ. દુઃખ આપનાર; કચરી નાખનાર.

**અભિમર્શ** ૧. ન. ઘસવું.
૨. [ સં. અભિમૃશ્ ( સંબંધમાં આવવું ) ] ન. સંભોગ; મૈથુન.
૩. [સં. અભિ ( સાથે ) + મૃશ્ ( અડવું )] ન. સ્પર્શ.
૪. ન. હાર; પરાભવ.
૫. ન. હુમલો; ચડાઈ.

**અભિમર્શક** ૧. વિ. ઘસનાર.
૨. વિ. પરાભવ કરનાર.
૩. [ સં. અભિમૃશ્ ( સંબંધમાં આવવું ) + અક ( કર્તૃવાચક પ્રત્યય )] વિ. સંભોગ કરનાર; મૈથુનસેવી.
૪. [સં. અભિ ( સાથે ) + મૃશ્ ( અડકવું )] વિ. સ્પર્શ કરનાર.
૫. વિ. હુમલો કરનાર.

**અભિમર્શન** જુઓ અભિમર્શ.

**અભિમર્ષ** જુઓ અભિમર્શ.

**અભિમર્ષણ** જુઓ અભિમર્શ.

**અભિમંડન** ૧. [ સં. અભિ (વિશેષ) + મંડન ( સ્થાપન )] ન. પોતાનો પક્ષ મજબૂત કરવાપણું.
૨. [ સં. અભિ (વિશેષ) + મંડન ( શણગાર )] ન. શણગારવાની ક્રિયા.

**અભિમંતવ્ય** ૧. [ સં. અભિ (ઘણું) + મંતવ્ય ( મનન કરવા લાયક )] વિ. ઘણું વિચારવા જેવું.
૨. વિ. જાણવા જેવું.
૩. [ સં. અભિ ( ઘણું ) + મંતવ્ય ( માનવા જેવું )] વિ. માનવા લાયક.

**અભિમંતા** ૧. [સં. અભિ ( વિશેષ ) + મન્તૃ ( માનનાર )] વિ. અભિમાની.
૨. [ સં. અભિ ( ઘણું ) + મન્ ( પૂજવું ) + તૃ ( કર્તૃવાચક પ્રત્યય )] વિ. આદર કરનાર; સન્માન આપનારું.

**અભિમંત્ર** જુઓ અભિમંત્રણ.

**અભિમંત્રણ** ૧. [ સં. અભિમંત્ર્ ( આમંત્રણ કરવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય )] ન. આમંત્રણ; નોતરું.

૨. ન. આવાહન.
૩. ન. પડકાર.
૪. [ સં. અભિ ( સાથે ) + મંત્રણ ( વિચાર કરવો તે ) ] ન. મસલત.
૫. [ સં. અભિ ( વિશેષ ) + મંત્ર્ ( પવિત્ર બનાવવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. મંત્ર ભણી પવિત્ર બનાવવાની ક્રિયા.

 લીધું ઉદક અંજળી ભરીને,
 છાંટયું જ્યાં અભિમંત્રણ કરીને.
 દયારામ

**અભિમંત્રવું** ૧. [સં. અભિ ( સાથે ) + મંત્ર્ ( વિચાર કરવો ) ] અ. ક્રિ. મસલત કરવી.
૨. [સં. અભિમંત્ર્ (આમંત્રવું)] સ. ક્રિ. આમંત્રણ કરવું; નોતરવું.
૩. સ. ક્રિ. આવાહન કરવું.
૪. સ. ક્રિ. પડકારવું.
૫. [ સં. અભિ ( વિશેષ ) + મંત્ર્ ( શુદ્ધ બનાવવું ) ] સ. ક્રિ. મંત્ર બોલી પવિત્ર કરવું.

**અભિમંત્રિત** ૧. [ સં. અભિમંત્ર્ (આમંત્રવું) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. આમંત્રણ કરેલું; બોલાવેલ.
૨. વિ. આવાહન કરાયેલું.
૩. વિ. પડકારાયેલું.
૪. [ સં. અભિ ( સાથે ) + મંત્ર્ ( વિચાર કરવો ) + ઇત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. મસલત ચલાવેલું.
૫. [ સં. અભિ ( વિશેષ ) + મંત્ર્ ( શુદ્ધ કરવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. મંત્ર બોલી પવિત્ર કરાયેલું.

**અભિમંથ** ૧. પું. આંખનો એક રોગ.
૨. [સં. અભિ ( વિશેષ ) + મંથ્ (વલોવવું)] પું. વલોણું; મંથન; અત્યંત મથવું તે.

**અભિમાદ** [ સં. અભિ ( વિશેષ ) + મદ્ ( નશો કરવો ) ] પું. મદ; નશો.

**અભિમાન** ૧. પું. ( પુરાણ ) સ્વાયંભૂ મન્વંતરમાં થયેલા ધર્મ ઋષિનો ઉન્નતિને પેટે જન્મેલો એ નામનો દીકરો.
૨. [ સં. અભિ ( વિશેષ ) + મન્ ( ઇચ્છવું ) ] ન. ઇચ્છા; મરજી.
૩. [સં. અભિ ( વિશેષ ) + મન્ ( માનવું ) ] ન. ખોટો ગર્વ; અહંકાર; મગરૂબી; હુંપણું.

 સ્તંભ દર્પ અહંકાર મદ ગર્વ સ્મય અભિમાન,
 માન રાધિકા કુંવરીનું કરત સકલ કલ્યાણ.
 પિંગળલઘુકોષ

 અભિમાનનું છોગું = ઘણું મગરૂર.

૪. ન. ગુણ કે સ્થિતિમાં મોટપની ખાતરીથી બંધાયેલો સારો મત.
૫. [ સં. અભિ ( ઘણું ) + માન ( વડાઈ ) ] ન. ગૌરવ; મોટાઈ.
૬. ન. દાવો કરવાપણું.
૭. ન. નાટ્યના તેત્રીસ અલંકારમાંનો એક.
૮. ન. પ્રાર્થના.
૯. ન. પ્રેમ; સ્નેહ; પ્રણય.
૧૦. ન. પ્રેમ કે પરમાર્થ બુદ્ધિથી હૃદયનું પ્રફુલ્લિત થવાપણું.
૧૧. ન. ભ્રમ; મિથ્યાજ્ઞાન.
૧૨. ન. મમતા; મોહ.
૧૩. [ સં. અભિ ( ઘણું ) + મન્ ( પૂજવું ) ] ન. માનની લાગણી; પૂજ્યભાવ.
૧૪. ન. માન્યતા; મત.
૧૫. ન. વધ; હિંસા.
૧૬. ન. વેરનો બદલો; વેરની વસૂલાત.
૧૭. ન. શૃંગારરસની એક અવસ્થા; પ્રેમથી ઉત્પન્ન થયેલી સ્થિતિ.
૧૮. ન. સમજશક્તિ; બુદ્ધિ.

**અભિમાનત્વ** ૧. [સં. અભિમાન (મમતા) + ત્વ ( પણું ) ] ન. ( વેદાંત ) પોતાને માટે ઊંચાપણાનો વિચાર.
૨. ન. સ્ત્રીછોકરાંમાં મારાપણાનો ભાવ.

**અભિમાનમૂર્તિ** [ સં. અભિમાન ( અહંકાર ) + મૂર્તિ ( આકૃતિ ) ] સ્ત્રી. ઘણા ગર્વવાળું માણસ; માનનું પૂતળું.

**અભિમાનાસ્પદ** ૧. [સં. અભિમાન ( મગરૂબી ) + આસ્પદ ( સ્થાન ) ] ન. ગર્વનું કારણ.
૨. વિ. મગરૂબ બનવા જેવું.

**અભિમાનિકી** [સં. અભિમાનિન્ (ગર્વવાળું)] વિ. સ્ત્રી. વિષયના વિચાર અને અભ્યાસ વિના માત્ર પોતાના સંકલ્પથી જ કરેલી.

**અભિમાનિત** ૧. [ સં. અભિ ( વિશેષ ) + માન્ ( વિચારવું ) ] ન. ગર્વ; અહંકાર.
૨. ન. પ્રેમ.
૩. ન. સંભોગ; મૈથુન; સુરત; કામક્રીડા.
૪. [સં. અભિમાન ( ગર્વ ) + ઇત ( વાળું ) ] વિ. મગરૂર; ગર્વિષ્ઠ.

**અભિમાનિતા** ૧. [ સં. અભિ ( વિશેષ ) + માનિતા ( ગર્વીપણું ) ] સ્ત્રી. અભિમાનીપણું.
૨. વિ. સ્ત્રી. અભિમાનવાળી.

**અભિમાનિત્વ** જુઓ અભિમાનિતા ૧.

**અભિમાનિની** [ સં. અભિમાનિન્ ( ગર્વવાળું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. અહંકાર કરનારી.

**અભિમાની** ૧. પું. ( પુરાણ ) બ્રહ્મદેવનો મોટો દીકરો; એક અગ્નિ. એની સ્ત્રી સ્વાહાને પાવક, પાવમાન અને શુચિ નામના ત્રણ દીકરા થયા. તેઓને પિસ્તાળીસ દીકરા હતા. તે પોતે, એના ત્રણ દીકરા અને પિસ્તાળીસ પૌત્ર મળીને ઓગણપચાસ અગ્નિ થાય છે.
૨. પું. ભૌત્ય નામના મનુનો દીકરો.
૩. [સં. અભિમાનિન્] વિ. અહંકારી; મગરૂબ.
૪. વિ. ઉન્મત્ત; તોરી; છકેલું.
૫. વિ. પ્રણય કોપવાળું; રૂસણું લીધેલું હોય એવું.
૬. વિ. બધી બાબત પોતાની સાથે સંબંધ ધરાવે છે એમ માનનાર.
૭. વિ. મિથ્યાજ્ઞાનવાળું.
૮. વિ. સ્વમાન જાળવનાર.

**અભિમુખ** ૧. [ સં. અભિ ( તરફ ) + મુખ ( મોં ) ] વિ. અનુકૂળ વૃત્તિવાળું.
૨. વિ. તાકી રહેલું.
૩. વિ. નજીકનું.
૪. વિ. પરાયણ; તત્પર.
૫. [ સં. અભિ ( પાસે ) + મુખ ( મોં ) ] વિ. પાસે આવતું.
૬. વિ. મોઢું ઊંચે રાખેલું.
૭. વિ. સામે મોઢું રાખી બેઠેલું.
૮. વિ. સામેનું; સંમુખ.
૯. અ. તરફ; પ્રતિ.

**અભિમુખકોણ** [ સં. અભિમુખ ( સામેનું ) + કોણ ( ખૂણો ) ] પું. ( ગણિત ) સામેનો ખૂણો; 'વર્ટિકલી ઑપૉઝિટ ઍંગલ'.

**અભિમુખતા** ૧. [ સં. અભિ ( તરફ ) + મુખ ( મોં ) + તા ( પણું ) ] સ્ત્રી. અનુકૂળતા.
૨. [ સં. અભિ ( પાસે ) + મુખ ( મોં ) + તા ( પણું ) ] સ્ત્રી. પાસે હોવાપણું.
૩. સ્ત્રી. વૃત્તિ; વલણ.
૪. સ્ત્રી. સંમુખતા; સામે હોવું તે.

**અભિમુખત્વ** જુઓ અભિમુખતા.

**અભિમૂર્ચ્છિત** [ સં. અભિ ( વિશેષ ) + મૂર્ચ્છિત ( અકળાયેલ ) ] વિ. બહુ ગભરાયેલું; આકુળવ્યાકુળ; મૂંઝાયેલું.

**અભિમૃષ્ટ** ૧. [ સં. અભિ ( સાથે ) + મૃષ્ટ ( ઘસેલું ) ] વિ. ઘસેલ.
૨. વિ. પરાભવ કરેલ.
૩. વિ. મળેલ; મિશ્ર થયેલ.
૪. [ સં. અભિ ( વિશેષ ) + મૃજ્ ( સાફ કરવું ) ] વિ. સાફ કરેલ.
૫. [ સં. અભિ ( સાથે ) + મૃષ્ટ ( અડેલું ) ] વિ. સ્પર્શ કરેલ; અડકેલું; સંસ્પૃષ્ટ.

**અભિયજ્ઞ** [ સં. અભિ ( સાથે ) + યજ્ઞ ] પું. યજ્ઞની એક ક્રિયા.

**અભિયજ્ઞગાથા** [સં. અભિયજ્ઞ (યજ્ઞની ક્રિયા) + ગાથા (મંત્ર)] સ્ત્રી. યજ્ઞ વખતે બોલવાનો મંત્ર.

**અભિયા** ૧. [હિં. યહ ભૈયા (આ ભાઈ)] પું. આ પુરુષ.

અભિયા પરણશે દમયંતીને,
અરે પાપણી આશા. પ્રેમાનંદ

૨. [સં. અભિ (પાસે) + યા (જવું)] સ્ત્રી. પાસે જવાપણું.

૩. [સં. અભિ (ઉપર) + યા (જવું)] સ્ત્રી. હુમલો.

**અભિયાચન** [સં. અભિ (તરફ) + યાચન (માગણી)] ન. પ્રાર્થના; અરજ.

**અભિયાતા** ૧. [સં. અભિ (સામે) + યાતૃ (જનાર)] પું. શત્રુ; દુશ્મન; વૈરી.

૨. [સં. અભિ (ઉપર) + યાતૃ (જનાર)] વિ. ચડાઈ કરનાર.

૩. [સં. અભિ (પાસે) + યાતૃ (જનાર)] વિ. પાસે જનાર.

૪. [સં. અભિ (સામે) + યાતૃ (જનાર)] વિ. સામે ચાલનાર.

**અભિયાતિ** ૧. [સં. અભિ (સામે) + યાતિ (જવાપણું)] પું. શત્રુ; દુશ્મન.

૨. સ્ત્રી. યુદ્ધ માટે સામા જવું તે.

૩. [સં. અભિ (ઉપર) + યાતિ (જવાપણું)] સ્ત્રી. હુમલો.

**અભિયાતી** [સં. અભિ (સામે) + યાતૃ (જનાર)] પું. શત્રુ; દુશ્મન; વૈરી.

**અભિયાન** ૧. [સં. અભિ (ઉપર) + યાન (જવું તે)] ન. ચડાઈ; હુમલો.

૨. [સં. અભિ (પાસે) + યાન (જવું તે)] ન. પાસે જવાપણું.

૩. [સં. અભિ (સામે) + યાન (જવું તે)] ન. સામે જવું તે.

**અભિયાયી** [સં. અભિ (સામે) + યાયિન્ (જનાર)] જુઓ અભિયાતા.

**અભિયુક્ત** ૧. [સં. અભિ (ઉપર) + યુજ્ (જોડવું) + ત (ભૂતકૃદંતનો પ્રત્યય)] પું. આચાર્ય.

૨. પું. (પુરાણ) કુશ દ્વીપમાંની ચાર જાતિમાંની એક. આ જાતિનાં લોક અગ્નિપૂજક મનાય છે.

૩. પું. ગુનેગાર; આરોપી.

૪. [સં. અભિયુજ્ (દાવો કરવો) + ત (ભૂતકૃદંતનો પ્રત્યય)] પું. પ્રતિવાદી.

૫. વિ. આસક્ત; લગનીવાળું.

૬. વિ. કહેલું; બોલેલું.

૭. [સં. અભિ (વિશેષ) + યુજ્ (જોડવું) + ત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. ખંતીલું; ઉદ્યોગી.

૮. વિ. ઘરડું; વૃદ્ધ.

૯. વિ. જોડાયેલું.

૧૦. [સં. અભિ (પાસે) + યુજ્ (જોડવું) + ત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. નજીકના સંબંધવાળું; આપ્ત.

૧૧. વિ. નિમાયેલું.

૧૨. વિ. પ્રવીણ; હોશિયાર; ચતુર.

૧૩. વિ. ફોજદારી.

૧૪. [સં. અભિ (વિશેષ) + યુજ્ (ધ્યાન કરવું) + ત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. રોકાયેલું; મગ્ન; મશગૂલ.

૧૫. વિ. વિદ્વાન; જ્ઞાની.

૧૬. વિ. શક્તિ વિનાનું; અશક્ત.

૧૭. વિ. શત્રુથી ઘેરાયેલું.

૧૮. વિ. સામે યોજેલું; સામે લગાડેલું.

**અભિયુક્તતા** ૧. [સં. અભિયુક્ત (શક્તિ વિનાનું) + તા (પણું)] સ્ત્રી. અશક્તિ.

૨. [સં. અભિયુક્ત (ઉદ્યોગી) + તા (પણું)] સ્ત્રી. ઉદ્યમ.

૩. સ્ત્રી. ગુના માટે કામ ચલાવવું તે.

૪. સ્ત્રી. તહોમત.

૫. સ્ત્રી. પંડિતાઈ; વિદ્વત્તા.

**અભિયુક્તમોચન** [સં. અભિયુક્ત (આરોપી) + મોચન (છૂટકો)] ન. આરોપીનો છુટકારો.

**અભિયોક્તવ્ય** ૧. [સં. અભિ (સામે) + યુજ્ (જોડવું) + તવ્ય (વિધ્યર્થકૃદંતનો પ્રત્યય)] વિ. તહોમતવાળું.

૨. વિ. ના પાડવા જેવું; નિષેધ કરવા લાયક.

૩. વિ. પ્રતિવાદી.

**અભિયોક્તા** ૧. [સં. અભિયોક્તૃ] પું. ઢોંગી પુરુષ.

૨. પું. વધારે મજબૂત પક્ષ.

૩. [સં. અભિયુજ્ (દાવો કરવો) + તૃ (કર્તૃવાચક પ્રત્યય)] પું. વાદી; ફરિયાદી.

૪. પું. શત્રુ; દુશ્મન.

૫. વિ. તહોમત મૂકનાર.

૬. [સં. અભિયુજ્ (ચડાઈ કરવી)] વિ. હુમલો કરનાર.

**અભિયોગ** ૧. [સં. અભિ (વિશેષ) + યોગ (ઉત્સાહ)] પું. આગ્રહ; ખંત.

૨. પું. આરોપ; તહોમત; ફરિયાદ.

૩. પું. ઉદ્યોગ.

૪. પું. (જૈન) દેવતાનો એક પ્રકાર; ચાકર દેવતા; મોટા દેવોનો હુકમ ઉઠાવનાર દેવ.

૫. [સં. અભિ (પાસે) + યુજ્ (જોડવું)] પું. નજીકનો સંબંધ.

૬. પું. નાલેશી; નિંદા; બદખોઈ.

૭. પું. બીજાના હક ઉપર તરાપ.

૮. [સં. અભિયુજ્ (દાવો કરવો)] પું. મુકદ્દમો; દાવો.

અભિયોગ કરવો-ચલાવવો = ફોજદારી કામ ચલાવવું.

૯. પું. યુદ્ધ માટે પડકાર.

૧૦. પું. લગની; આસક્તિ.

૧૧. પું. વિદ્વત્તા; પંડિતાઈ.

૧૨. [સં. અભિ (સામે) + યુજ્ (જોડવું)] પું. વેતરણ; ઉપાય; પેરવી.

૧૩. [સં. અભિ (સાથે) + યોગ (જોડાણ)] પું. સંભોગ; મૈથુન.

૧૪. પું. સોગન; શપથ.

૧૫. પું. હુમલો; ચડાઈ; આક્રમણ.

**અભિયોગકારણ** [સં. અભિયોગ (દાવો) + કારણ] ન. દાવાનું કારણ.

**અભિયોગપક્ષ** [સં. અભિયોગ (ફરિયાદ) + પક્ષ (બાજુ)] પું. ફરિયાદ પક્ષ.

**અભિયોગપક્ષસાક્ષી** [સં. અભિયોગ (ફરિયાદ) + પક્ષ (બાજુ) + સાક્ષિન્ (નજરોનજર જોનાર)] પું. ફરિયાદ પક્ષનો શાહેદ.

**અભિયોગપત્ર** [સં. અભિયોગ (દાવો) + પત્ર (કાગળ)] પું.; ન. દાવાઅરજી.

**અભિયોગપ્રવર્તન** [સં. અભિયોગ (મુકદ્દમો) + પ્રવર્તન (સ્થાપન)] ન. ફોજદારીમાં કામ ચલાવવું તે.

**અભિયોગસમાધાન** [સં. અભિયોગ (દાવો) + સમાધાન (નિવેડો)] ન. દાવાનો ફેસલો.

**અભિયોગસમાધાની** જુઓ અભિયોગસમાધાન.

**અભિયોગસ્થળ** [સં. અભિયોગ (દાવો) + સ્થળ (જગા)] ન. દાવો કરવાનું ઠેકાણું.

**અભિયોગિક** વિ. હુકમ ઉઠાવનાર; તાબેદાર.

'પૂર્વે વધારે સુકૃત અમે ન કર્યું તેથી દેવલોકમાં અભિયોગિક દેવપણું અમે પામ્યાં.
જૈનયોગશાસ્ત્ર

**અભિયોગી** ૧. [સં. અભિયોગ (ફરિયાદ) + ઇન્ (વાળું)] પું. ફરિયાદી; વાદી.

૨. [સં. અભિયોગ (આગ્રહ) + ઇન્ (વાળું)] વિ. આગ્રહવાળું.

૩. વિ. ફરિયાદ કરનાર; આરોપ મૂકતું.

૪. વિ. યોજના કરનાર.

૫. [સં. અભિયોગ (આસક્ત) + ઇન્ (વાળું)] વિ. લીન; આસક્ત; મચેલું.

૬. [સં. અભિયોગ (હુમલો) + ઇન્ (વાળું)] વિ. હુમલો કરનાર.

**અભિયોગીસાક્ષી** જુઓ અભિયોગપક્ષસાક્ષી.

**અભિયોગ્ય** ૧. વિ. તહોમત મૂકી શકાય એવું.
૨. [ સં. અભિયુજ્ ( દાવો કરવો )] વિ. દાવો કરવા લાયક.

**અભિયોજવું** ૧. સ. ક્રિ. કામમાં રોકવું.
૨. સ. ક્રિ. ચડાઈ કરવી.
૩. [ સં. અભિયુજ્ ( આરોપ મૂકવો )] સ. ક્રિ. તહોમત મૂકવું.
૪. સ. ક્રિ. નીમવું; ગોઠવવું.

**અભિયોજાવું** ૧. [ સં. અભિયુજ્ ( કામે લાગવું )] અ. ક્રિ. મશગૂલ બનવું; લીન થવું.
૨. અ. ક્રિ. ચડાઈ થવી.
૩. અ. ક્રિ. તહોમત મુકાવું.
૪. અ. ક્રિ. નીમાવું; ગોઠવાવું.

**અભિયોજ્ય** જુઓ અભિયોગ્ય.

**અભિયોજ્ય નરહત્યા** [ સં. અભિયોજ્ય ( તહોમત મૂકી શકાય એવું ) + નર ( માણસ ) + હત્યા ( વધ )] સ્ત્રી. માણસની ઘાતનો શિક્ષા લાયક ગુનો.

**અભિરક્ત** [ સં. અભિ ( તરફ ) + રક્ત ( સ્નેહવાળું )] વિ. પ્રીતિવાળું; આસક્ત.

**અભિરક્ષક** [ સં. અભિ ( ચોતરફ ) + રક્ષક ( બચાવનાર )] વિ. સર્વ તરફથી રક્ષા કરનાર.

**અભિરક્ષણ** [ સં. અભિ ( ચોતરફ ) + રક્ષણ ( બચાવ )] ન. બધી તરફથી જતન.

**અભિરક્ષા** જુઓ અભિરક્ષણ.

**અભિરક્ષિત** [ સં. અભિ ( બધી બાજુથી ) + રક્ષિત ( રક્ષણ કરાયેલું )] વિ. બધી તરફથી રક્ષાયેલું.

**અભિરક્ષિતા** [ સં. અભિ ( ચોતરફ ) + રક્ષિતૃ ( રક્ષા કરનાર )] વિ. સર્વ તરફથી રક્ષા કરનાર.

**અભિરત** ૧. [ સં. અભિ ( ઘણું ) + રત ( ખુશ )] વિ. ખુશ; પ્રસન્ન.
૨. [ સં. અભિ ( વિશેષ ) + રત ( લગનીવાળું )] વિ. મોહ પામેલું; ઘણું આસક્ત.
૩. વિ. યુક્ત; સહિત.
૪. વિ. લીન; મગ્ન; મચેલું.
૫. વિ. સાવધાન; ધ્યાન આપે એવું.

**અભિરતિ** ૧. [ સં. અભિ ( ઘણું ) + રતિ ( પ્રેમ )] સ્ત્રી. ઘણો મોહ; આસક્તિ; અનુરાગ.
૨. સ્ત્રી. લીનતા; મગ્નપણું.
૩. સ્ત્રી. સંતોષ.
૪. [ સં. અભિ ( સાથે ) + રમ્ ( આનંદ કરવો )] સ્ત્રી. સંભોગ.
૫. સ્ત્રી. હરખ; આનંદ.

**અભિરમણ** [ સં. અભિરમ્ ( ખુશ થવું )] ન. આનંદ પામવાપણું.

**અભિરમ્ય** [ સં. અભિ ( વિશેષ ) + રમ્ય ( મનોહર )] વિ. ઘણું સુંદર; ખૂબસૂરત; મનોરમ.

**અભિરંજન** ૧. [ સં. અભિ ( ઘણું ) + રંજ્ ( રાજી થવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય )] ન. ઘણું રાજી થવાપણું.
૨. [ સં. અભિ ( ઉપર ) + રંજ્ ( રંગવું )] ન. રંગવાની ક્રિયા.

**અભિરાજ** ૧. [ સં. અભિ ( વિશેષ ) + રાજ્ ( રાજા )] વિ. અધીશ્વર.
૨. [ સં. અભિ ( ઘણું ) + રાજ્ ( શોભવું )] વિ. ઘણું શોભનાર; બહુ તેજસ્વી.

**અભિરામ** ૧. પું. આનંદ; સુખ.
૨. પું. શંકર.
૩. વિ. પ્રિય; વહાલું.
૪. [ સં. અભિ ( વિશેષ ) + રામ ( ખુશ કરે એવું )] વિ. મનને ગમે એવું; આનંદદાયક; મનોરંજક.
૫. વિ. સુંદર; રૂપાળું; મનોહર; રમણીય.

> **અભિરામ** દંતપંક્તિવતી તે,
> આવી સ્વયંવર ઓચ્છાર. પ્રેમાનંદ

**અભિરામવું** [ સં. અભિરમ્ ( હરખાવું )] અ. ક્રિ. આનંદ પામવો.

> શત્રુ સન્મુખ ઊભો હણાયો
> જે જન રણ **અભિરામે**. નર્મદ

**અભિરામા** ૧. પું. ( પિંગળ ) દરેક ચરણમાં સગણ, ભગણ, તગણ, નગણ અને ગુરુ મળી ૧૩ અક્ષરનો એક છંદ.
૨. [ સં. અભિ ( વિશેષ ) + રામ ( ખુશ કરે એવું ) + આ ( નારીજાતિનો પ્રત્યય )] વિ. સ્ત્રી. મનને ગમે એવી; પ્રિયા.
૩. વિ. સ્ત્રી. રૂપાળી; સુંદર; મનોહરા.

**અભિરામી** [ સં. અભિરમ્ ( ખુશ થવું )] વિ. આનંદ કરનાર.

**અભિરુચિ** ૧. [ સં. અભિ ( વધારે ) + રુચિ ( મરજી )] સ્ત્રી. ઇચ્છા; ભાવ.
૨. સ્ત્રી. કોડ; હોંસ.
૩. સ્ત્રી. ખુશી; આનંદ.
૪. [ સં. અભિ ( વિશેષ ) + રુચિ ( ગમવાપણું )] સ્ત્રી. ઘણી પ્રીતિ; વહાલ; પ્યાર.
૫. સ્ત્રી. પસંદગી; મનગમતાપણું.
૬. સ્ત્રી. શોખ; રસજ્ઞતા.

**અભિરુચિત** ૧. [ સં. અભિ ( ઘણું ) + રુચિત ( ગમેલું )] પું. આશક; પ્રેમી.
૨. વિ. પ્રિય; વહાલું; મનપસંદ પડેલું.

**અભિરુચિર** ૧. [ સં. અભિ ( વિશેષ ) + રુચિર ( ગમે એવું )] વિ. મનોરંજક; બહુ ગમે એવું.
૨. વિ. સુંદર; મનોહર.

**અભિરતા** સ્ત્રી. ( સંગીત ) એ નામની એક મૂર્છના. તેની સારીગમ રી, ગ, મ, પ, ધ, નિ, સ, મ, પ, ધ, નિ, સ, રી, ગ, મ, પ, ધ, નિ, સ એ પ્રમાણે છે.

**અભિરુદ્ગતા** ૧. સ્ત્રી. ( સંગીત ) ષડ્જગ્રામની એકવીસ મૂર્છના માંહેની સાતમી. તે મન્દ્રસ્થાની ધૈવતથી આરોહ કરી મધ્યસ્થાની ધૈવત સુધી અને બીજા મત પ્રમાણે મંદ્રગ્રામના રિખબથી શરૂ થઈ મધ્યગ્રામના ષડ્જ સુધી જઈ પાછી અવરોહ કરી મૂળ સ્વર ઉપર જાય છે.
૨. સ્ત્રી. ( સંગીત ) સાત મૂર્છના માંહેની એ નામની એક. જુઓ મૂર્છના.

**અભિરૂપ** ૧. [ સં. અભિ ( શ્રેષ્ઠ ) + રૂપ ] પું. કામદેવ, કેમકે તે દેખાવડો કહેવાય છે.
૨. પું. ચંદ્ર.
૩. પું. પંડિત; વિદ્વાન.
૪. પું. વિષ્ણુ.
૫. પું. શિવ.
૬. વિ. પ્રિય; વહાલું; માનીતું.
૭. વિ. લાયક; અનુરૂપ; મળતેમળતું આવતું.
૮. વિ. સુંદર; રૂપાળું; રમણીય; મનોહર.

**અભિરૂપતા** ૧. [ સં. અભિરૂપ ( વિદ્વાન ) + તા ( પણું )] સ્ત્રી. પંડિતાઈ; વિદ્વત્તા.
૨. સ્ત્રી. યોગ્યતા; લાયકાત.
૩. સ્ત્રી. વહાલપ.
૪. સ્ત્રી. સુંદરતા.

**અભિરૂપપતિ** ૧. [ સં. અભિરૂપ ( લાયક ) + પતિ ( ધણી )] પું. આવતા જન્મમાં મનગમતો ધણી મળે તે માટે કરવામાં આવતું વ્રત.
૨. વિ. અનુકૂળ ધણીવાળું.

**અભિરોગ** પું. જીભમાં ફોડા પડે એવો પશુને થતો રોગ.

**અભિલક્ષિત** [ સં. અભિ ( ઉપર ) + લક્ષિત ( બતાવેલું )] વિ. નિશાનીવાળું.

**અભિલખા** [ સં. અભિલાષ ( ઇચ્છા )] સ્ત્રી. ( કચ્છી ) ઉમેદ; હોંસ.

**અભિલષણીય** [ સં. અભિલષ્ ( ઇચ્છવું ) + અનીય ( વિધ્યર્થકૃદંતનો પ્રત્યય )] વિ. ઇચ્છવા જેવું; ચાહવા લાયક.

**અભિલષવું** [ સં. અભિલષ ( ઇચ્છા રાખવી )] સ. ક્રિ. ઇચ્છવું; વાંછવું.

**અભિલક્ષિક** પું. વાયુથી થતા સેજની ચોસઠી જાત માંહેની એક.

**અભિલષિત** ૧. ન. આનંદ.
૨. [ સં. અભિલષ્ ( ઇચ્છવું ) ] ન. ઇચ્છા; વાંછના; ચાહના; અભિલાષ.
૩. વિ. ઇચ્છેલું; ચાહેલું; ધારેલ.

**અભિલષિતવ્ય** [ સં. અભિલષ્ ( ઇચ્છવું ) + તવ્ય ( વિધ્યર્થકૃદંતનો પ્રત્યય ) ] વિ. ઇચ્છવા જેવું; ચાહવા લાયક.

**અભિલંઘન** [ સં. અભિ ( ઉપર થઈને ) + લંઘ્ ( ઓળંગવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ઓળંગવાપણું; ઉલ્લંઘન.

**અભિલંઘનીય** [ સં. અભિ ( ઉપર ) + લંઘ્ ( ઓળંગવું ) + અનીય ( વિધ્યર્થકૃદંતનો પ્રત્યય ) ] વિ. ઓળંગવા જેવું; ઉલ્લંઘન કરવા લાયક

**અભિલાખ** ૧. પું. ઉત્સાહ; હોંસ; ટોડ.
૨. [ સં. અભિલાષ ( ઇચ્છા ) ] પું. તીવ્ર ઇચ્છા; આતુરતા.
૩. પું. તૃષ્ણા; લોભ.
૪. પું. મનકામના; મનોરથ; ઉમેદ.

**અભિલાખવું** [ સં. અભિલાષ ( ઇચ્છા ) ] સ. ક્રિ. ઇચ્છવું.

**અભિલાખા** જુઓ અભિલાખ.

**અભિલાખી** ૧. [ સં. અભિલાષ ( ઇચ્છા ) + ઇન્ ( વાળું ) ] વિ. ઇચ્છાવાળું; આતુર.
૨. વિ. ઉત્સાહી; હોંસીલું.
૩. વિ. ઉમેદવાર; ઉમેદ રાખનારૂં.
૪. વિ. તૃષ્ણા કે લોભવાળું.

**અભિલાપ** ૧. [ સં. અભિ ( વિશેષ ) + લપ્ ( બોલવું ) ] પું. જાહેરાત; પ્રસિદ્ધિ.
૨. પું. બોલ; વાણી.
૩. પું. વ્રત અથવા ધાર્મિક ક્રિયા કરવાના ઉદ્દેશની જાહેરાત.
૪. પું. શબ્દ; ધ્વનિ.
૫. [ સં. અભિ ( સાથે ) + લપ્ ( બોલવું ) ] પું. સંભાષણ; વાતચીત.

**અભિલાપીયંત્ર** [ સં. અભિ ( દૂર ) + લાપ ( બોલવું તે ) + ઇન્ ( વાળું ) + યંત્ર ] ન. ઘણે દૂર સાંભળી શકાય એવું યંત્ર; સ્વર-સંવાહક યંત્ર; ટેલિફોન.

**અભિલાપીસ્થાન** [ સં. અભિ ( દૂર ) + લાપ ( બોલવું તે ) + ઇન્ ( વાળું ) + સ્થાન ( જગ્યા ) ] ન. ટેલિફોનનું ઠેકાણું; બોલેલું ઘણે દૂર સાંભળી શકાય એવા યંત્રવાળું સ્થળ.

**અભિલાવ** [ સં. અભિ ( ચોતરફ ) + લાવ ( કાપવું તે ) ] પું. લણણી; લણવાની ક્રિયા.

**અભિલાષ** ૧. [ સં. અભિ ( ઇચ્છાવાચક ઉપસર્ગ ) + લષ્ ( ઇચ્છવું ) ] પું. ઇચ્છા; આકાંક્ષા; સ્પૃહા.
૨. પું. ઉત્સાહ; હોંસ.
૩. પું. ઉમેદ; મનકામના.
૪. પું. લોભ; તૃષ્ણા.
૫. પું. શૃંગારની દશ દશા માંહેની એક; પ્રેમીને મળવાની આતુરતા.

**અભિલાષક** ૧. [ સં. અભિ ( વિશેષ ) + લષ્ ( ઇચ્છવું ) + અક ( કર્તૃવાચક પ્રત્યય ) ] વિ. ઇચ્છા કરનાર; આકાંક્ષાવાળું.
૨. વિ. ઉત્સાહી; હોંસીલું.
૩. વિ. ઉમેદ રાખનાર.
૪. વિ. તૃષ્ણા કે લોભવાળું.

**અભિલાષસિદ્ધિ** [ સં. અભિલાષ ( મનોરથ ) + સિદ્ધિ ( સફળતા ) ] સ્ત્રી. ઇચ્છા પાર પાડવાપણું.

**અભિલાષા** જુઓ અભિલાષ ૧–૪.

**અભિલાષાષ્ટક** [ સં. અભિલાષ ( ઇચ્છા ) + અષ્ટક ( આઠ કડીનો સમૂહ ) ] ન. મનકામના પૂરી કરે એવા આઠ શ્લોક.

**અભિલાષિણી** ૧. [ સં. અભિલાષ ( ઇચ્છા ) + ઇન્ ( વાળું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. ઇચ્છા રાખનારી.
૨. વિ. સ્ત્રી. ઉત્સાહવાળી; હોંસીલી.
૩. વિ. સ્ત્રી. ઉમેદ રાખનારી.
૪. વિ. સ્ત્રી. તૃષ્ણા કે લોભવાળી.

**અભિલાષી** જુઓ અભિલાષક.

**અભિલાષુ** જુઓ અભિલાષક.

**અભિલાષુક** જુઓ અભિલાષક.

**અભિલાસ** જુઓ અભિલાષ.

**અભિલાસા** જુઓ અભિલાષા.

**અભિલાસી** જુઓ અભિલાષક.

**અભિલિખિત** ૧. [ સં. અભિ ( ઉપર ) + લિખિત ( લખેલું ) ] ન. લખાણ.
૨. વિ. કોતરેલું.
૩. વિ. લખેલું.

**અભિલૂતા** સ્ત્રી. એક જાતનો કરોળિયો.

**અભિલેપન** [ સં. અભિ ( ચોતરફ ) + લેપન ( ચોપડવું તે ) ] ન. ઢાંકણ; આવરણ.

**અભિવચન** ૧. ન. કબૂલાત; ઇકરાર.
૨. ન. પ્રતિજ્ઞા; પણ.
૩. [ સં. અભિ ( તરફ ) + વચન ] ન. વચન; કોલ.

**અભિવદન** ૧. ન. અનુકૂળતા માટે કહેવું તે.
૨. [ સં. અભિ ( સામે ) + વદ્ ( બોલવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. સામે બોલવું તે.
૩. [ સં. અભિ ( સામે ) + વદન ( મુખ ) ] અ. મુખ સામે.

**અભિવર્તન** ૧. [ સં. અભિ ( પાસે ) + વૃત્ ( જવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. પાસે જવું તે; સમીપ ગમન.
૨. [ સં. અભિ ( સામે ) + વૃત્ ( જવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. હુમલો; ચડાઈ.

**અભિવર્તી** ૧. [ સં. અભિ ( સામે ) + વર્તિન્ ( વર્તનાર ) ] વિ. સામું વર્તન કરનાર.
૨. [ સં. અભિ ( સામે ) + વર્તિન્ ( હોનાર ) ] વિ. સામે હોનાર.

**અભિવર્ધનસંવત્સર** [ સં. અભિ ( વિશેષ ) + વર્ધન ( વધારો ) + સંવત્સર ( વરસ ) ] ન. ( જ્યોતિષ ) અધિકમાસવાળું વરસ.

**અભિવર્ધિત** ૧. [ સં. અભિ ( વિશેષ ) + વર્ધિત ( વધેલું ) ] વિ. જે વરસમાં તેર ચાંદ્રમાસ હોય એવું; અધિકમાસવાળું.
૨. વિ. પોષીને મોટું કરેલું; ઉછેરેલું.
૩. વિ. વધારેલું.

**અભિવર્ષક** [ સં. અભિ ( ચોતરફ ) + વર્ષક ( વરસનાર ) ] વિ. ચોતરફ વરસનાર; બધે વૃષ્ટિ કરનાર.

**અભિવર્ષણ** ૧. [ સં. અભિ ( ચારે બાજુ ) + વર્ષણ ( વરસવાપણું ) ] ન. ચોતરફ પડતો વરસાદ.
૨. ન. ચોતરફ વરસવું તે.

**અભિવર્ષી** જુઓ અભિવર્ષક.

**અભિવંદક** [ સં. અભિ ( તરફ ) + વન્દ્ ( નમવું ) + અક ( કર્તૃવાચક પ્રત્યય ) ] વિ. પ્રણામ કરનાર; પગે પડનારૂં.

**અભિવંદન** ૧. [ સં. અભિ ( તરફ ) + વંદન ( નમન ) ] ન. આસકા; દેવની આરતી લેવાપણું.
૨. ન. નમસ્કાર; પ્રણામ.
૩. ન. સ્તુતિ; પ્રશંસા.

**અભિવંદના** જુઓ અભિવંદન.

**અભિવંદનીય** ૧. [ સં. અભિ ( તરફ ) + વંદનીય ( નમન કરવા જેવું ) ] વિ. પ્રણામ કરવા લાયક; પૂજ્ય.
૨. વિ. વખાણવા જેવું; સ્તુતિ કરવા લાયક.

**અભિવંદવું** ૧. [ સં. અભિ ( તરફ ) + વન્દ્ ( નમવું ) ] સ. ક્રિ. નમસ્કાર કરવો.
૨. સ. ક્રિ. સ્તુતિ કરવી; વખાણ કરવાં.

**અભિવંદિત** ૧. [સં. અભિ (તરફ) + વંદિત (નમેલું)] વિ. પ્રણામ કરાયેલું.
૨. વિ. સ્તુતિ કરાયેલું; વખણાયેલું.

**અભિવંદ્ય** જુઓ અભિવંદનીય.

**અભિવાદ** ૧. [સં. અભિ (સામે) + વદ્ (બોલવું)] પું. આરોપ; તહોમત.
૨. પું. નમસ્કાર; પગેલાગણું; પ્રણામ; વંદના.
૩. પું. નિંદા; અપશબ્દ; ગાળ.
૪. પું. વાદવિવાદ ચલાવવાપણું.
૫. પું. સામું બોલવું તે.
૬. પું. સ્તુતિ; વખાણ.

**અભિવાદક** ૧. [સં. અભિવાદ (નમન) + ક (કરનાર)] વિ. પ્રણામ કરનાર.
૨. વિ. વિનયી; નમ્ર; માન આપે એવું.

**અભિવાદન** ૧. [સં. અભિ (તરફ) + વદ્ (બોલવું)] ન. નામ દઈ કરાતો નમસ્કાર; પગેલાગણું; પ્રણામ.
૨. ન. સ્તુતિ.

**અભિવાદના** [સં. અભિવાદ (નમવું)] સ્ત્રી. પ્રણામ; પગેલાગણું.

**અભિવાદનીય** જુઓ અભિવાદ્ય.

**અભિવાદી** ૧. [સં. અભિવાદ (નમન) + ઇન્ (વાળું)] વિ. પ્રણામ કરનાર.
૨. વિ. વર્ણન કરનારું.

**અભિવાદ્ય** ૧. [સં. અભિવાદ્ (પ્રણામ કરવો)] પું. શંકર; શિવ, કેમકે તે અભિવાદ એટલે નમસ્કાર કરવા પાત્ર છે.
૨. વિ. નમસ્કાર કરવા લાયક; પૂજ્ય; વંદનીય.
૩. વિ. સ્તુતિ કરવા જેવું; વખાણવા લાયક.

**અભિવાસ** જુઓ અભિવાસન.

**અભિવાસન** ૧. [સં. અભિ (ઉપર) + વાસન (કપડું)] ન. કપડાં પહેરવાં તે.
૨. ન. ઢાંકણ.

**અભિવાહ્ય** ૧. ન. ભેટ; બક્ષિસ.
૨. [સં. અભિ (તરફ) + વહ્ (વહેવું)] ન. વહન; વહેવું તે.
૩. [સં. અભિ (તરફ) + વહ્ (ઊંચકવું) + ય (વિધ્યર્થકૃદંતનો પ્રત્યય)] વિ. ઊંચકવા લાયક; લઈ જવા જેવું.

**અભિવાંછિત** [સં. અભિ (વિશેષ) + વાંછ્ (ઇચ્છવું) + ઇત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. ઇચ્છેલું; ચાહેલું.

**અભિવાંછુ** [સં. અભિ (વિશેષ) + વાંછ્ (ઇચ્છવું)] વિ. ઇચ્છનાર.

**અભિવિખ્યાત** [સં. અભિ (ચોતરફ) + વિખ્યાત (જાણીતું)] વિ. જગવિખ્યાત; બધી જગાએ પ્રસિદ્ધ.

**અભિવિદ્ધા** [સં. અભિ (ચોતરફ) + વિદ્ધ (રદ કરાયેલું) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. ધણીથી તજાયેલી સ્ત્રી.

> સ્ત્રીની નાલાયકી થાય તો પુરુષ તેનો ત્યાગ કરી અન્ય સ્ત્રી સાથે વિવાહ કરી સદ્ગુણી પ્રજા મેળવી શકતો. આવી રીતે તજેલી સ્ત્રીને આર્યોના જમાનામાં **અભિવિદ્ધા** કહેતા.
> નાગરિક

**અભિવિધિ** ૧. [સં. અભિ (ચોતરફ) + વિધિ (સમાવેશ)] સ્ત્રી. બધાનો સમાવેશ કરવાપણું; વ્યાપ્તિ.
૨. સ્ત્રી. બધે ઠેકાણે ફેલાઈ રહેવાપણું; વ્યાપકતા.
૩. સ્ત્રી. મર્યાદા.

**અભિવિનીત** ૧. [સં. અભિ (વિશેષ) + વિનીત (તાલીમ આપેલું)] વિ. કેળવાયેલું.
૨. વિ. વિનયી; નમ્ર.
૩. વિ. શિખામણ પામેલું.
૪. વિ. શુદ્ધ; પવિત્ર.

**અભિવિમાન** ૧. [સં. અભિ (ચોતરફથી) + વિ (વિના) + માન (માપ)] પું. પરમાત્મા, કેમકે તે બધે વ્યાપક છે.
૨. વિ. અનહદ પ્રમાણવાળું; અનંતતાવાળું.

**અભિવીર** [સં. અભિ (ચોતરફ) + વીર (બહાદુર પુરુષ)] વિ. જેની આસપાસ બહાદુર લડવૈયા હોય એવું.

**અભિવૃત્તિ** [સં. અભિ (સામે) + વૃત્તિ (વલણ)] સ્ત્રી. સામે જવાપણું.

**અભિવૃદ્ધિ** ૧. [સં. અભિ (ચોતરફ) + વૃદ્ધિ (વધારો)] સ્ત્રી. બધી તરફથી ચડતી; આબાદી; ઉન્નતિ.
૨. [સં. અભિ (ઘણું) + વૃદ્ધિ (વધારો)] સ્ત્રી. વધારો; ઉમેરો.

**અભિવૃદ્ધિસ્થાન** [સં. અભિવૃદ્ધિ (ચડતી) + સ્થાન (ઠેકાણું)] ન. આબાદી થાય એવું ઠેકાણું.

**અભિવૃષ્ટ** ૧. [સં. અભિ (ઉપર) + વૃષ્ટ (વરસેલું)] વિ. છાંટેલું.
૨. વિ. જેના ઉપર વરસાદ પડ્યો હોય એવું.

**અભિવ્યક્ત** ૧. [સં. અભિ (વિશેષ) + વ્યક્ત (ખુલ્લું)] વિ. પ્રકટ થયેલું; બહાર આવેલું.

> પૂર્વે કરેલા ધર્મ કે અધર્મનો સંસ્કાર જે વર્તમાન જન્મમાં **અભિવ્યક્ત** થયો હોય તેને પ્રકૃતિ કે સ્વભાવ પણ કહે છે. સિદ્ધાંતદર્શન

૨. વિ. પ્રત્યક્ષ; નજર સામેનું.
૩. વિ. સ્પષ્ટ; ચોખ્ખું; ખુલ્લું.

**અભિવ્યક્તિ** ૧. સ્ત્રી. કોઈ કારણથી પહેલાં ન દેખાતી વસ્તુનું પ્રત્યક્ષ દેખાવાપણું. જેમકે, અંધારામાં રહેલી ચીજનો અજવાળામાં દેખાવ.
૨. સ્ત્રી. જાહેરાત; પ્રસિદ્ધિ; પ્રકાશન.
૩. [સં. અભિ (વિશેષ) + વ્યક્તિ (ખુલ્લાપણું)] સ્ત્રી. વ્યક્તતા; સહેલાઈથી દેખી કે સમજી શકાય એવું હોવાપણું; સ્પષ્ટપણું.
૪. સ્ત્રી. સાથે રહેવાપણું; સાહચર્ય.
૫. સ્ત્રી. (ન્યાય) સૂક્ષ્મ અને અપ્રત્યક્ષ કારણનો પ્રત્યક્ષ કાર્યરૂપે દેખાવ; કારણનો કાર્યરૂપે આવિર્ભાવ. જેમકે, બીજમાંથી અંકુર; તલમાંથી તેલ.

**અભિવ્યક્તિકારણ** ન. (યોગ) કારણના નવ પ્રકાર પૈકી એ નામનો એક. નવ પ્રકાર આ પ્રમાણે છે: ઉત્પત્તિ, સ્થિતિ, અભિવ્યક્તિ, વિકાર, જ્ઞાન, પ્રાપ્તિ, વિચ્છેદ, અન્યત્વ અને ધૃતિ.

**અભિવ્યંજક** ૧. [સં. અભિ (વિશેષ) + વ્યંજક (બતાવનાર)] વિ. પ્રગટ કરનાર; જણાવનાર.
૨. વિ. સ્પષ્ટ કરનારું.

**અભિવ્યંજન** જુઓ અભિવ્યક્તિ.

**અભિવ્યાધી** [સં. અભિ (વિશેષ) + વ્યાધિન્ (ઈજા કરનારું)] વિ. ઈજા કરનાર; નુકસાન કરે એવું.

**અભિવ્યાપક** ૧. [સં. અભિ (ચોતરફ) + વ્યાપક (ફેલાયેલ)] પું. ઈશ્વર, કેમકે તે બધે વ્યાપી રહેલ છે.
૨. વિ. અંદર રહેલું; દરેક અંશમાં વ્યાપી રહેલું. જેમકે, તલમાં તેલ, દહીંમાં ઘી.
૩. વિ. ચોતરફ વ્યાપી જનાર.
૪. વિ. વિશાળ અર્થવાળું; બધે લાગુ પડનારું.

**અભિવ્યાપી** જુઓ અભિવ્યાપક.

**અભિવ્યાપ્તિ** ૧. [સં. અભિ (ચારે બાજુ) + વ્યાપ્તિ (ફેલાવાપણું)] સ્ત્રી. ચોમેર ફેલાઈ રહેવાપણું; સર્વવ્યાપકતા.
૨. સ્ત્રી. બધે ઠેકાણે લાગુ પડવું તે.
૩. વિ. વિશાળ અર્થનું; બધે લાગુ પડે એવું.

**અભિવ્યાહરણ** જુઓ અભિવ્યાહાર.

**અભિવ્યાહાર** ૧. પું. નામ; સંજ્ઞા.
૨. [સં. અભિ (શ્રેષ્ઠ) + વ્યાહાર (વાણી)] પું. શ્રેષ્ઠ બોલ; ઉત્તમ વાણી.
૩. પું. સારું કહેવાપણું.

**અભિશાપન** ૧. ન. ઈજા; નુકસાન.
૨. ન. કલંક; બદનામ; નામોશી.
૩. ન. ગાળ.
૪. ન. તહોમત; આરોપ.

૫. ન. નિંદા.
૬. [સં. અભિ (તરફ) + શપન (ખરાબ દુઆ)] ન. શાપ.

**અભિશસ્ત** ૧. વિ. ખોટો દોષ ચડાવાયેલું.
૨. વિ. ગાળ આપેલું.
૩. [સં. અભિ (તરફ) + શપ્ (શાપ આપવો)] વિ. શાપ અપાયેલું; શાપિત.

**અભિશબ્દિત** ૧. [સં. અભિ (તરફ) + શબ્દ (બોલવું) + ઇત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. કહેલું.
૨. વિ. જાહેર કરેલ; પ્રસિદ્ધ કરેલું.
૩. વિ. નામ આપેલ.

**અભિશરાપ** [સં. અભિશાપ] પું. શાપ; બદદુઆ.

**અભિશસ્ત** ૧. ન. ગાળો ભાંડવી તે.
૨. ન. ગુનેગાર ઠરેલ માણસ.
૩. ન. જૂઠું આળ.
૪. ન. શાપ આપવો તે.
૫. ન. હિંસા.
૬. વિ. અપમાન પામેલું.
૭. [સં. અભિ (વિશેષ) + શસ્ત (આંચ આવેલું)] વિ. ઈજા થયેલું.
૮. વિ. કાપી નાખેલું.
૯. [સં. અભિશંસ્ (આરોપ મૂકવો) + ત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. તહોમત મુકાયેલું.
૧૦. વિ. દુષ્ટ; દુરાચારી; પાપી.
૧૧. વિ. નહિ જાણીતું; અપ્રખ્યાત.
૧૨. વિ. નાહક કલંકિત થયેલું.
૧૩. વિ. મારી નાખેલ; ઠાર મારેલું.
૧૪. વિ. લંપટ; વ્યભિચારી.
૧૫. [સં. અભિશંસ્ (શાપ દેવો) + ત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. શાપ લાગ્યો હોય એવું.
૧૬. વિ. હુમલો થયેલું.

**અભિશસ્તિ** ૧. સ્ત્રી. અપમાન.
૨. સ્ત્રી. આફત; દુઃખ.
૩. [સં. અભિશંસ્ (ઈજા કરવી)] સ્ત્રી. ઈજાનું કારણ કે મૂળ.
૪. [સં. અભિશંસ્ (આરોપ મૂકવો)] સ્ત્રી. તહોમત; આરોપ.
૫. સ્ત્રી. નિંદા.
૬. સ્ત્રી. માગણી; યાચના; પ્રાર્થના.
૭. [સં. અભિશંસ્ (શાપ દેવો)] સ્ત્રી. શાપ; બદદુઆ.
૮. સ્ત્રી. હિંસા.
૯. સ્ત્રી. હિંસાનું કારણ.

**અભિશંક** [સં. અભિ (ચોતરફ) + શંકા (વહેમ)] વિ. સર્વ તરફથી શંકા રાખનાર.

**અભિશંકા** ૧. [સં. અભિ (વિશેષ) + શંકા (વહેમ)] સ્ત્રી. ભ્રમ; ખોટો ખ્યાલ; વહેમ.
૨. સ્ત્રી. શક; સંદેહ; સંશય.

**અભિશંકિત** ૧. [સં. અભિશંકા (ભ્રમ) + ઇત (વાળું)] વિ. ભ્રમવાળું.
૨. વિ. શંકાવાળું; સંદેહવાળું.

**અભિશંસક** ૧. વિ. ખોટું તહોમત મૂકનાર.
૨. [સં. અભિ (સંમુખ) + શંસ (બદગોઈ કરવી)] વિ. નિંદા કરનાર.

**અભિશંસન** ૧. ન. અપમાન.
૨ [સં. અભિશંસ્ (આરોપ મૂકવો)] ન. તહોમત; આરોપ.
૩. ન. નિંદા.
૪. ન. વ્યભિચારનું ખોટું આળ.

**અભિશંસિત** [સં. અભિશંસ્ (આરોપ મૂકવો) + ઇત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. આરોપી; ગુનેગાર.
અભિશંસિત વર્ગ = ગુના કરનારા લોકો.

**અભિશંસી** [સં. અભિશંસિન્] જુઓ અભિશંસક.

**અભિશાપ** ૧. પું. આરોપ; ખોટું આળ; તહોમત.
૨. પું. ઈજા; નુકસાન.
૩. પું. ગાળો ભાંડવી તે.
૪. પું. નિંદા.
૫. પું. બદદુઆ; શાપ.
૬. [સં. અભિ (સામે) + શપ્ (શાપ દેવો)] પું. શાપ દેનારને સામો આપેલો શાપ.

**અભિશાપજ્વર** [સં. અભિશાપ (બદદુઆ) + જ્વર (તાવ)] પું. શાપ મળવાથી આવતો તાવ.

**અભિશાપિત** ૧. વિ. ખોટો દોષ મુકાયેલું.
૨. [સં. અભિ (તરફ) + શાપિત (બદદુઆ પામેલું)] વિ. શાપ અપાયેલ.

**અભિશોક** [સં. અભિલક્ષ્ય (ધ્યાનમાં લઈને) + શોક] પું. ઘણી દિલગીરી; કોઈ બાબત ધ્યાનમાં લઈ કરેલો શોક.

**અભિશોચન** જુઓ અભિશોક.

**અભિશોષ** [સં. અભિ (વિશેષ) + શુષ્ (સુકાઈ જવું)] પું. પ્રવાહનું બંધ થઈ જવાપણું.

**અભિશ્રવણ** [સં. અભિ (તરફ) + શ્રુ (સાંભળવું)] ન. શ્રાદ્ધ વખતે કરાતો મંત્રોચ્ચાર.

**અભિશ્રાવ** ૧. [સં. અભિ (ચારે બાજુ) + શ્રાવ (સાંભળવું તે)] પું. ચોતરફથી સાંભળવાપણું.
૨. પું. પ્રખ્યાત થવું તે.

**અભિષવ** ૧. [સં. અભિષુ (સત્વ કાઢવું)] પું. દારૂ કાઢવો તે.
૨. પું. પીલવા કે નિચોવવાની ક્રિયા.
૩. પું. બલિદાન આપવાપણું.
૪. પું. યજ્ઞ.
૫. પું. સોમરસ કાઢવામાં વપરાતી આંગળી. અંગુષ્ટ, અનામિકા અને મધ્યમા એ ત્રણ વડે થતી મૃગીમુદ્રા યજ્ઞમાં વપરાય છે, એમ કેટલાક માને છે.
૬. પું. સોમરસનું પાન.
૭. પું. સોમવેલને કચરીને રસ કાઢવાની ક્રિયા.
૮. પું. સ્નાન; નાવણ.
૯. ન. કાંજી.

**અભિષવણ** ૧. [સં.] ન. દેવને માટે કાઢેલો ભાગ; બલિ.
૨. ન. સોમરસ કાઢવાનાં સાધન.
૩. ન. સોમલતાને પીલી રસ કાઢવાપણું.
૪. ન. સ્નાન; નાવણ.

**અભિષસ્તિ** સ્ત્રી. માગણી; યાચન.

**અભિષહ્ય** [સં. અભિ (ચોતરફ) + સહ્ય (ખમાય તેવું)] વિ. સહન થાય તેવું; ખમી શકાય એવું.

**અભિષંગ** ૧. પું. આળ; કલંક.
૨. પું. ગાળ.
૩. પું. ગાઢો સંબંધ.
૪. પું. તિરસ્કાર; અપમાન.
૫. પું. દુઃખ; પીડા.
૬. [સં. અભિ (વિશેષ) + સંજ્ (વળગવું)] પું. દઢ આલિંગન.
૭. પું. નિંદા.
૮. પું. પરાભવ; હાર.
૯. [સં. અભિ (સામે) + સંજ્ (વળગવું)] પું. ભૂતપ્રેતની નડતર; વળગાડ.
૧૦. પું. મોહ; આસક્તિ.
૧૧. પું. વ્યસન.
૧૨. પું. શાપ.
૧૩. પું. શોક.
૧૪. પું. સંભોગ; મૈથુન.
૧૫. પું. સોગન; કસમ; શપથ; સમ.

**અભિષંગજ્વર** [સં. અભિષંગ (વળગાડ) + જ્વર (તાવ)] પું. ભૂતપ્રેતની અસરથી આવતો તાવ.

**અભિષંગા** [સં.] સ્ત્રી. વેદનો એક મંત્ર.

**અભિષિક્ત** ૧. [ સં. અભિ ( ઉપર ) + સિચ્ ( છાંટવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. જેના ઉપર પાણી છાંટવામાં આવ્યું હોય એવું.
૨. વિ. નાહેલ.
૩. વિ. પીડા દૂર કરવા માટે મંત્ર ભણીને ધ્રો અને દાભથી પાણી છાંટવામાં આવેલું.
૪. વિ. મંત્ર ભણીને પાણી છાંટવામાં આવ્યું હોય એવું.
૫. વિ. રાજગાદીએ બેસાડેલ; તખ્તનશીન થયેલું.
૬. વિ. વિધિ પ્રમાણે પાણી છાંટીને અધિકાર આપવામાં આવ્યો હોય એવું; સંસ્થાપિત; નિયુક્ત.

**અભિષુત** ૧. [ સં. અભિષુ ( સત્ત્વ કાઢવું ) ] ન. કાંજી.
૨. વિ. પીસેલ; નિચોવેલ.

**અભિષેક** ૧. પું. જળાધારી.
૨. પું. દેવ કે ગાદીએ બેસતા નવા રાજાના માથા ઉપર મંત્ર ભણતાં ભણતાં દૂધ કે પાણીનું ચાલુ સિંચન કરી કરવામાં આવતો સંસ્કાર.
૩. પું. દેવ, રાજા વગેરેની વિધિ પ્રમાણે સ્થાપના.
૪. પું. ધારા કરવી કે ટીપાં પાડવાં તે.
૫. પું. પાણી; જળ.
૬. [ સં. અભિ ( ઉપર ) + સિચ્ ( છાંટવું ) ] પું. પાણીનો છંટકાવ; સિંચન.
૭. પું. માથા ઉપર પાણી રેડી નવરાવવાની ક્રિયા; દેવ વગેરેને સ્નાન કરાવવું તે.
૮. પું. યજ્ઞ પૂરો થયે શાંતિ માટે વિધિ સહિત કરાતું સ્નાન.
૯. પું. શાંતિ કે મંગળને માટે મંત્ર ભણી કુશ કે દર્ભ ઘાસ વડે પાણી વગેરેનું કરાતું સિંચન.

**અભિષેકકાળ** ૧. [ સં. અભિષેક ( ગાદી પર સ્થાપના ) + કાલ ( વખત ) ] પું. વિધિ સહિત પાણીનું સિંચન કરી તખ્તનશીન કરવાનો વખત.
૨. [ સં. અભિષેક ( દેવ વગેરેને સ્નાન કરાવવું તે ) + કાલ ( વખત ) ] પું. દેવ વગેરેને નવરાવવાનો વખત.

**અભિષેકજળ** [ સં. અભિષેક ( દેવ કે રાજાની સ્થાપના ) + જલ ( પાણી ) ] ન. દેવ કે રાજાની સ્થાપના વખતે મંત્ર બોલી છાંટવાનું પાણી.

**અભિષેકપાત્ર** ૧. [ સં. અભિષેક ( સિંચન ) + પાત્ર ( વાસણ ) ] ન. જળાધારી.
૨. ન. મંત્ર બોલી પાણી છાંટવામાં વપરાતું વાસણ.
૩. વિ. અભિષેક કરવા લાયક.
૪. [ સં. અભિષેક ( ગાદી પર સ્થાપના ) + પાત્ર ( લાયક ) ] વિ. ગાદી પર બેસાડવા લાયક.

**અભિષેકપીઠ** [ સં. અભિષેક ( રાજગાદી પર સ્થાપના ) + પીઠ ( બેઠક ) ] સ્ત્રી. રાજ્યાભિષેક વખતે રાજાનું આસન.

**અભિષેકભાંડ** [ સં. અભિષેક ( ગાદી પર સ્થાપના ) + ભાંડ ( સાધન ) ] ન. ગાદીએ બેસાડતી વખતે ખપ લાગે એવું સાધન.

**અભિષેકવું** [ સં. અભિ ( ઉપર ) + સિચ્ ( છાંટવું ) ] સ. ક્રિ. છાંટવું; રેડવું.

**અભિષેકશાળા** [ સં. અભિષેક + શાલા ( ઓરડો ) ] સ્ત્રી. તખ્તનશીન કરવાનો ઓરડો.

**અભિષેકશિલા** [ સં. અભિષેક + શિલા ( પથ્થર ) ] સ્ત્રી. ( જૈન ) મેરુ પર્વતના પંડગવનમાં આવેલી પથ્થરની ચાર બેઠક. તેના ઉપર ઇંદ્રો તીર્થંકરનો જન્માભિષેક કરે છે. દક્ષિણ તરફની પાંડુકંબલ શિલા ઉપર ભરતક્ષેત્રના તીર્થંકરનો, ઉત્તર તરફની રક્તકંબલ શિલા ઉપર ઐરવતક્ષેત્રના તીર્થંકરનો, પૂર્વ તરફની પાંડુશિલા ઉપર પૂર્વમહાવિદેહક્ષેત્રના તીર્થંકરનો અને પશ્ચિમ તરફની રક્તશિલા ઉપર પશ્ચિમમહાવિદેહક્ષેત્રના તીર્થંકરનો જન્માભિષેક થાય છે.

**અભિષેકસભા** ૧. [ સં. અભિષેક ( ગાદી પર સ્થાપના ) + સભા ( કચેરી ) ] સ્ત્રી. ગાદીએ બેસતી વખતે ભરવામાં આવતી સભા.
૨. સ્ત્રી. ગાદીએ બેસતી વખતે સભા ભરવાની જગા.

**અભિષેકસ્થાન** જુઓ અભિષેકશાળા.

**અભિષેકોદક** [ સં. અભિષેક ( સિંચન ) + ઉદક ( પાણી ) ] ન. અભિષેક કરવાનું પવિત્ર પાણી; અભિષેકજળ.

**અભિષેક્તા** ૧. [ સં. અભિષેક્તૃ ] પું. સ્નાનગૃહનો ઉપરી.
૨. વિ. અભિષેક કરનાર.

**અભિષેક્ય** [ સં. અભિ ( ઉપર ) + સિચ્ ( છાંટવું ) ] વિ. અભિષેક કરવા લાયક.

**અભિષેચન** ૧. ન. અભિષેક માટે ઉપયોગી વસ્તુ.
૨. ન. ગાદીએ બેસવાની ક્રિયા; રાજ્યારોહણ.
૩. [ સં. અભિ ( ઉપર ) + સિંચન ( છાંટવું તે ) ] ન. પાણીનું સિંચન.
૪. ન. વિધિ પ્રમાણે અધિકાર આપવાની ક્રિયા.

**અભિષેચનીય** ૧. ન. રાજ્યાભિષેક વખતે કરાતી યજ્ઞને લગતી એક ક્રિયા.
૨. [ સં. અભિ ( ઉપર ) + સિચ્ ( છાંટવું ) + અનીય ( વિધ્યર્થકૃદંતનો પ્રત્યય ) ] વિ. અભિષેક કરવા લાયક.
૩. વિ. ગાદીએ બેસાડવા લાયક.
૪. વિ. રાજ્યાભિષેકને લગતું.

**અભિષોતવ્ય** [ સં. અભિષુ ( સત્ત્વ કાઢવું ) + તવ્ય ( વિધ્યર્થકૃદંતનો પ્રત્યય ) ] વિ. રસ કાઢવા જેવું.

**અભિષ્ટવ** [ સં. અભિ ( વિશેષ ) + સ્તુ ( વખાણવું ) ] પું. વખાણ; પ્રશંસા; સ્તુતિ.

**અભિષ્ટિ** ૧. સ્ત્રી. પાસે જવું તે; ઉપગમન.
૨. સ્ત્રી. પૂજા; સ્તુતિ.
૩. સ્ત્રી. યજ્ઞ.
૪. સ્ત્રી. વૈદિક સૂક્ત.
૫. સ્ત્રી. સહાય; મદદ.
૬. [ સં. અભિ + યજ્ ( યજ્ઞ કરવો ) ] વિ. હવિર્દાન વડે પૂજવા લાયક.

**અભિષ્ટુત** [ સં. અભિ ( વિશેષ ) + સ્તુ ( વખાણવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. વખાણાયેલું; સ્તુત; પ્રશંસા પામેલું.

**અભિષ્યની** પું. ( પુરાણ ) સોમવંશી કુરુપુત્ર એક ક્ષત્રિય.

**અભિષ્યંદ** ૧. પું. આંખ ઊઠવાનો રોગ. તેમાં આંખમાં સોય ભોંકાવા જેવી પીડા થવા સાથે આંખ લાલ થઈ જાય, તેમાંથી પાણી નીકળે અને ચીપડા વળે. આ દરદમાં કપૂર, હળદર, લોધ્ર, ફટકડી, કડવા લીમડાનાં બિયાં, અફીણ અને રાતા બોળને લીમડાના રસમાં ખરલ કરી તેનો આંખ પર લેપ કરવામાં આવે છે.
૨. પું. ઘણો વધારો.
૩. [ સં. અભિ ( ઘણું ) + સ્યંદ્ ( ટપકવું ) ] પું. સ્રાવ; ઝરણ; ટપકવાપણું.

**અભિષ્યંદનગર** [ સં. અભિષ્યંદ ( ઘણો વધારો ) + નગર ( શહેર ) ] ન. પરું, કેમકે ગામ બહુ વધતાં તે થયું હોય છે.

**અભિષ્યંદી** ૧. [ સં. અભિષ્યંદ્ ( ઝરવું ) ] વિ. આંખમાંથી પાણી ઝરાવનારૂં.
૨. વિ. આંતરડાં સાફ કરનારૂં; રેચક.
૩. વિ. ટપકતું; ઝમતું; ઝરનારૂં.

**અભિષ્વંગ** ૧. [ સં. અભિ ( વિશેષ ) + સ્વંજ્ ( ભેટવું ) ] પું. અનાત્મામાં અહંબુદ્ધિ.
૨. પું. ગાઢ અનુરાગ; ઘણો સ્નેહ; આસક્તિ.
૩. પું. સંબંધ.

**અભિષ્વંગી** ૧. [ સં. અભિ ( વિશેષ ) + સ્વંજ્ ( ભેટવું ) + ઇન્ ( વાળું ) ] વિ. અનાત્મામાં અહંબુદ્ધિવાળું.

૨. વિ. ઘણા સ્નેહવાળું.

૩. વિ. સંબંધવાળું.

**અભિસમવાય** [ સં. અભિ ( સાથે ) + સમવાય ( જથ્થો ) ] પું. એકતા; સંપ; મેળ.

**અભિસર** ૧. [ સં. અભિ ( સાથે ) + સૃ ( જવું ) ] પું. નોકર; ચાકર; અનુચર.

૨. પું. મિત્ર; સંગી; સાથી.

૩. ન. એ નામની જાતનું માણસ.

૪. વિ. એ નામની જાતનું.

**અભિસરણ** ૧. [ સં. અભિ ( તરફ ) + સરણ ( જવું તે ) ] ન. નાયકનાયિકાએ અગાઉથી નક્કી કરેલ મળવાની જગાએ જવું તે.

૨. ન. પાછળ જવાપણું; અનુસરણ.

૩. [ સં. અભિ ( પાસે ) + સૃ ( જવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. પાસે જવું તે; ઉપગમન.

૪. [ સં. અભિ ( ચોતરફ ) + સરણ ( જવું તે ) ] ન. શરીરમાં લોહી ફરવાની ક્રિયા; લોહીનું ભ્રમણ.

લોહીનું રક્તાશયની ડાબી જવનિકામાંથી નીકળી શરીરમાં ફરી શિરાઓ દ્વારા જમણી કર્ણિકા અને ત્યાંથી જમણી જવનિકામાં થઈ ધમનિની બે શાખા દ્વારા બંને ફેફસાંમાં જઈ અને શુદ્ધ થઈ પાછું ડાબી કર્ણિકામાં અને ત્યાંથી ડાબી જવનિકા-ત્યાંથી પહેલાં નીકળેલું ત્યાં આવવું તે; લોહીનો ફેરો. તેને મોટું અભિસરણ કહે છે.
ત્રિભોવન શાહ

૫. [ સં. અભિ ( સામે ) + સરણ ( જવું તે ) ] ન. સામે જવું તે; અભિગમન.

**અભિસરણતંત્ર** [ સં. અભિસરણ ( લોહીનું ફરવું ) + તંત્ર ( રચના ) ] ન. શરીરમાં લોહી ફરવાની રચના. શરીરના દરેક ભાગ તરફ દોડતી અને પેશીના દરેક ભાગને ખોરાક પૂરો પાડતી પાતળી નળીઓનું કે રક્તવાહિનીઓનું અભિસરણતંત્ર બનેલું હોય છે.

**અભિસરણમાર્ગ** [ સં. અભિસરણ ( ભ્રમણ ) + માર્ગ ( રસ્તો ) ] પું. શરીરમાં લોહીના ફરવાનો રસ્તો.

**અભિસરણી** [ સં. અભિ ( પાસે ) + સૃ ( જવું ) ] વિ. સ્ત્રી. પાસે જનાર.

**અભિસરવું** ૧. [ સં. અભિ ( તરફ ) + સૃ ( જવું ) ] અ. ક્રિ. ધારેલી જગાએ જવું.

૨. અ. ક્રિ. નાયક કે નાયિકાએ મળવા માટે નક્કી કરેલ ઠેકાણે જવું.

૩. અ. ક્રિ. વહેવું.

**અભિસર્ગ** [ સં. અભિ ( વિશેષ ) + સર્ગ ( ઉત્પત્તિ ) ] પું. ઉત્પત્તિ; સર્જન.

**અભિસર્જન** ૧. [ સં. અભિ ( ઇચ્છાવાચક ઉપસર્ગ ) + સૃજ્ ( તજવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ત્યાગ; તજવું તે.

૨. [ સં. અભિ ( વિશેષ ) + સૃજ્ ( આપવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. દાન; બક્ષિસ.

૩. ન. વધ; ખૂન.

**અભિસર્તા** ૧. [ સં. અભિ ( તરફ ) + સર્તૃ ( જનાર ) ] પું. ચોરનું પગેરું કાઢનાર પગી.

૨. [ સં. અભિ ( સાથે ) + સર્તૃ ( જનાર ) ] વિ. મદદગાર; સહાયક.

૩. [ સં. અભિ ( સામે ) + સર્તૃ ( જનાર ) ] વિ. સામે જનાર.

૪. [ સં. અભિ ( ઉપર ) + સર્તૃ ( જનાર ) ] વિ. હુમલો કરનાર.

**અભિસર્પણ** [ સં. અભિ ( પાસે ) + સૃપ્ ( જવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. પાસે જવાપણું; નજીક પહોંચવું તે.

**અભિસંગ** [ સં. અભિ ( ઘણું ) + સંગ ( વહાલ ) ] પું. ઘણો સ્નેહ; મોહ; મમતા.

**અભિસંતાપ** ૧. [ સં. અભિ ( ચોતરફ ) + સંતાપ ( ક્લેશ ) ] પું. ચોતરફનું દુઃખ.

૨. [ સં. અભિ ( વિશેષ ) + સંતાપ ( દુઃખ ) ] પું. યુદ્ધ; લડાઈ.

૩. પું. શાપ દેવાપણું; અભિશાપ.

**અભિસંધા** ૧. [ સં. અભિ ( તરફ ) + સં ( સારી રીતે ) + ધા ( દેવું ) ] સ્ત્રી. ઇકરાર; પ્રતિજ્ઞા.

૨. [ સં. અભિસંધા ( છેતરવું ) ] સ્ત્રી. ઠગાઈ; દગલબાજી.

૩. [ સં. અભિ ( તરફ ) + સંધા ( તાકવું ) ] સ્ત્રી. ફળનો હેતુ; લક્ષ્ય.

**અભિસંધાન** ૧. [ સં. અભિસંધા ( ઠગવું ) ] ન. છેતરપિંડી; ઠગાઈ; ઠગબાજી.

૨. ન. જાહેરાત.

૩. [ સં. અભિ ( સાથે ) + સંધા ( જોડવું ) ] ન. પ્રેમ; સ્નેહ.

૪. [ સં. અભિ ( સાથે ) + સંધાન ( સલાહ ) ] ન. સલાહ; સમાધાન.

૫. [ સં. અભિ ( તરફ ) + સંધા ( તાકવું ) ] ન. હેતુ; ઇરાદો; ધારણા; મુરાદ.

**અભિસંધિ** ૧. પું. ઇકરાર; પ્રતિજ્ઞા.

૨. [ સં. અભિ ( તરફ ) + સંધા ( તાકવું ) ] પું. ઇરાદો; હેતુ; ધારણા.

૩. [ સં. અભિ ( સાથે ) + સંધિ ( કરાર ) ] પું. કોલકરાર; શરત.

૪. [ સં. અભિસંધા ( ઠગવું ) ] પું. છળકપટ; ઠગબાજી; ફરેબ.

૫. પું. પ્રસંગ; તાકડો; ટાંકણું.

૬. પું. ભાવાર્થ; તાત્પર્ય.

૭. પું. મત; અભિપ્રાય; વિચાર.

૮. [ સં. અભિ ( સાથે ) + સંધિ ( સલાહ ) ] પું. સલાહ; સમાધાન.

**અભિસંધિતા** સ્ત્રી. ( કાવ્ય ) કલહાંતરિતા નાયિકા; ધણીના મનાવ્યાથી માને નહિ ને પાછળથી પસ્તાય એવી સ્ત્રી; ધણીનું અપમાન કરી પાછળથી અફસોસ કરનાર સ્ત્રી.

**અભિસંપન્ન** [ સં. અભિ ( વિશેષ ) + સંપન્ન ( પૂરું કરેલું ) ] વિ. પૂરું; પૂરી રીતે થયેલું.

**અભિસંપાત** ૧. પું. અભિશાપ.

૨. પું. પડવું તે.

૩. [ સં. અભિ ( સામે ) + સં ( સારી રીતે ) + પાત ( પડવું તે ) ] પું. લડાઈ; યુદ્ધ; સંગ્રામ.

૪. [ સં. અભિ ( સાથે ) + સં ( સારી રીતે ) + પાત ( પડવું તે ) ] પું. સંગમ; મેળાપ.

**અભિસંબંધ** ૧. [ સં. અભિ ( ચોતરફ ) + સંબંધ ] પું. ઘાટો સંબંધ; સારી ઓળખાણ.

૨. [ સં. અભિ ( સાથે ) + સંબંધ ] પું. સંભોગ; મૈથુન.

**અભિસંબુદ્ધ** [ સં. અભિ ( ઘણું ) + સં ( સારી રીતે ) + બુદ્ધ ( જ્ઞાની ) ] વિ. સારી રીતે બોધ પામેલું.

**અભિસંયોગ** જુઓ અભિસંબંધ.

**અભિસંવૃદ્ધ** [ સં. અભિ ( ઘણું ) + સં ( સારી રીતે ) + વૃદ્ધ ( વધેલું ) ] વિ. ઘણું વધેલું; સારી રીતે વૃદ્ધિ પામેલું.

**અભિસંશ્રય** [ સં. અભિ ( ચોતરફ ) + સંશ્રય ( આધાર ) ] પું. ચારે તરફનો આશરો.

**અભિસંસ્કાર** ૧. પું. અફળ ક્રિયા; ફાયદા વગરનું કામ.

૨. [ સં. અભિસંસ્કૃ ( ઘડવું ) ] પું. વિચાર; ખ્યાલ.

**અભિસાર** ૧. [ સં. અભિ ( તરફ ) + સૃ ( જવું ) ] પું. આશકમાશૂકનો અમુક જગાએ મળવાનો નિશ્ચય; સંકેત.

૨. પું. એ નામના એક જાતના લોક

૩. પું. તક્ષશિલાની ઉત્તરે આવેલો એ નામનો દેશ.

૪. પું. નાયકનાયિકાએ મળવાનું અગાઉથી ઠરાવેલ ઠેકાણું.

૫. પું. નાયકનાયિકાનું નક્કી કરેલ જગાએ મળવા જવાપણું.

૬. [ સં. અભિ ( સાથે ) + સૃ ( જવું ) ] પું. નોકર; સેવક; અનુચર; ચાકર.

૭. પું. પવિત્ર બનાવવાની ક્રિયા.

૮. પું. બળ; જોર; પરાક્રમ.

૯. પું. ( પુરાણ ) ભારતવર્ષનો એ નામનો દેશ.

૧૦. [ સં. અભિ ( સામે ) + સૃ ( જવું ) ] પું. લડાઈ; યુદ્ધ.

૧૧. પું. સહાય; મદદ.

૧૨. [ સં. અભિ ( સાથે ) + સૃ ( જવું ) ] પું. સાથી; સંગાથી.

૧૩. પું. સાધન; હથિયાર.

૧૪. [ સં. અભિ ( ઉપર ) + સૃ ( જવું ) ] પું. હુમલો; ચડાઈ.

**અભિસારણ** [ સં. અભિ ( તરફ ) + સૃ ( જવું ) ] ન. પ્રેમીને મળવા નાયિકાએ નક્કી કરેલ ઠેકાણે જવું તે.

**અભિસારવું** ૧. [ સં. અભિ ( તરફ ) + સૃ ( જવું ) ] અ. ક્રિ. જવું.

૨. અ ક્રિ. પ્રેમીને મળવાને માટે નાયિકાએ નક્કી કરેલ ઠેકાણે જવું

**અભિસારિકા** ૧. [ સં. અભિ ( તરફ ) + સૃ ( જવું ) ] સ્ત્રી. આશકને મળવા સંકેતવાળે ઠેકાણે જનારી સ્ત્રી; સંકેત પ્રમાણે પ્રેમીને મળવા જનારી સ્ત્રી. વખત પ્રમાણે રૂપ અને શણગાર સજવાં, બુદ્ધિબળ બતાવવું, સાહસ અને છળ કરવાં એ તેના હાવભાવ છે. પરકીયા અભિસારિકાની ત્રણ જાત છે: ૧. કૃષ્ણાભિસારિકા એટલે અંધારી રાતે મળવા જનારી; ૨. શુક્લાભિસારિકા એટલે ચાંદનીમાં મળવા જનારી; અને ૩. દિવાભિસારિકા એટલે દિવસે મળવા જનારી.

> અભિસારિકા તાં સાંચરિ
> છિ સમય સ્થાનકિ તેડિ. — ભાલણ

૨. વિ. સ્ત્રી. પાછળ જનારી.

**અભિસારિણી** ૧. [ સં. અભિ ( સાથે ) + સારિણી ( જનારી ) ] સ્ત્રી. ચાકરડી; સેવિકા; દાસી.

૨. સ્ત્રી. ( કાવ્ય ) દરેક ચરણમાં ૧૨ અક્ષરવાળો જગતીને મળતો એક છંદ.

૩. [ સં. અભિ ( તરફ ) + સૃ ( જવું ) ] સ્ત્રી. પ્રેમીને મળવા સામે જનારી સ્ત્રી; અભિસારિકા.

> અંગે અંબર અંધકાર અવ આ નીલું લપેટી વને,
> આલિંગે અભિસારિણી યુવતિને કુંજે ઘને નિર્જને. — ગીતગોવિંદ

૪. [ સં. અભિ ( સામે ) + સારિણી ( જનારી ) ] વિ. સ્ત્રી. સામે જનારી.

**અભિસારી** ૧. [ સં. અભિ ( સાથે ) + સૃ ( જવું ) ] પું. નોકર; સેવક; અનુચર.

૨. સ્ત્રી. ચિત્રસેન રાજાના દેશની એ નામની રાજધાની.

૩. વિ. મદદ કરનાર; સહાયક.

૪. વિ. સામે મળવા જનાર

૫. [ સં. અભિ ( ઉપર ) + સૃ ( જવું ) ] વિ. હુમલો કરનારું.

૬. [ સં. અભિ ( તરફ ) + સૃ ( જવું ) ] વિ. પું. નાયિકાને મળવા માટે નક્કી કરેલ જગાએ જનાર.

**અભિસાંત્વન** ૧. [ સં. અભિ ( વિશેષ ) + સાંત્વન ( શાંત કરવાપણું ) ] ન. દિલાસો; આશ્વાસન.

૨. [ સં. અભિ ( સાથે ) + સાંત્વન ( શાંતિ ) ] ન. સમજૂતી; મનામણી.

**અભિસૃષ્ટ** ૧. વિ. આપેલું.

૨. [ સં. અભિ ( દૂર ) + સૃષ્ટ ( છોડેલું ) ] વિ. તજેલું; છોડેલ

૩. [ સં. અભિ + સૃજ્ ( સરજવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. સર્જેલું

**અભિસ્નેહ** [ સં. અભિ ( ચોતરફ ) + સ્નેહ ( પ્રેમ ) ] પું. અનુરાગ; આસક્તિ; મોહ.

**અભિસ્પંદન** [ સં. અભિ ( વિશેષ ) + સ્પંદન ( થડકો ) ] ન. થડકારો; ધ્રુજ; કંપ.

**અભિસ્યંદ** જુઓ અભિષ્યંદ.

**અભિસ્યંદી** જુઓ અભિષ્યંદી.

**અભિહત** ૧. વિ. અટકાવેલું; વિઘ્નવાળું.

૨. વિ. અભિઘાત સંયોગવાળું

૩. [ સં. અભિહન્ ( ઈજા કરવી ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. આઘાત પામેલું; ઈજા થયેલું.

૪. વિ. ( ગણિત ) ગુણેલ.

૫. વિ. મારેલું; ઠોકેલું.

**અભિહતા** સ્ત્રી. રતવેલિયો નામની વનસ્પતિ.

**અભિહતિ** ૧. સ્ત્રી. ( ગણિત ) ગુણાકાર.

૨. [ સં. અભિ ( સામે ) + હન્ ( મારવું ) ] સ્ત્રી. માર; પ્રહાર; સામે આવતાંને મારવું તે.

**અભિહરણ** ૧. ન. પહેરામણી આપવાની ક્રિયા.

૨. [ સં. અભિ ( પાસે ) + હૃ ( લઈ જવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. પાસે લાવવાપણું.

૩. [ સં. અભિ ( દૂર ) + હૃ ( હરી જવું ) ] ન. લૂંટ.

૪. ન. લેવું કે ઉપાડવું તે.

**અભિહાર** ૧. પું. દારૂડિયો.

૨. પું. નિંદા; બદગોઈ.

૩. [ સં. અભિ ( દૂર ) + હૃ ( હરી જવું ) ] પું. પ્રત્યક્ષ ચોરી; દેખતાં લઈ જવું તે; હરણ.

૪. પું. પ્રયત્ન; મહેનત; કોશિશ.

૫. [ સં. અભિ ( સાથે ) + હૃ ( લેવું ) ] પું. મેળાપ; મિશ્રણ; મળી જવું તે.

૬. પું. લેવું કે ઉપાડવું તે.

૭. પું. હથિયાર ધારણ કરવાની ક્રિયા.

૮. [ સં. અભિ ( ઉપર ) + હૃ ( લેવું ) ] પું. હુમલો; ચડાઈ; આક્રમણ.

**અભિહાસ** [ સં. અભિ ( વિશેષ ) + હાસ્ય ( હસવું તે ) ] પું. મજાક; મશ્કરી; હાંસી; ઠઠ્ઠો.

**અભિહિત** [ સં. અભિધા ( કહેવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. કહેલું; બોલેલું; ઉક્ત; કથિત.

> ક્રિયાપદ કેટલેક સ્થળે કર્તાનું અભિધાન......... કરે છે અને કેટલેક સ્થળે નથી કરતાં એ દર્શાવવા અભિહિત અને અનભિહિત એવા પરસ્પર વિરોધી બે ભેદ કહ્યા છે. — બૃહદ્ વ્યાકરણ

**અભિહિતકર્તા** [ સં. અભિહિત ( કહેલ ) + કર્તૃ ( કરનાર ) ] પું. ( વ્યાકરણ ) જેના વિષે કાંઈ કહેવામાં આવ્યું હોય એવો કર્તા; જેનાં જાતિ, વચન કે પુરુષ પ્રમાણે ક્રિયાપદનાં રૂપ ઉપર અસર થાય તેવો કર્તા. જેમકે, દેવદત્ત પુસ્તક લખે છે. તેમાં 'લખે છે' ક્રિયાપદ કર્તા વિષે કાંઈક કહેતું હોવાથી તેનો કર્તા અભિહિત કહેવાય છે.

**અભિહિતકર્મ** [ સં. અભિહિત ( કહેલ ) + કર્મન્ ( કર્મ ) ] ન. ( વ્યાકરણ ) જેના વિષે કાંઈ કહેવામાં આવ્યું હોય એવું કર્મ; જેનાં જાતિ, વચન કે પુરુષ પ્રમાણે ક્રિયાપદનાં રૂપમાં ફેરફાર થાય એવું કર્મ. જેમકે, દેવદત્તે સાદડી બનાવી; દેવદત્તથી સાદડી બનાવાય છે. આમાં 'બનાવી' અને 'બનાવાય છે' એ રૂપથી કર્મ 'સાદડી' વિષે કાંઈક કહેવામાં આવ્યું હોવાથી તે કર્મ અભિહિતકર્મ કહેવાય છે.

**અભિહિત સંધિ** [ સં. અભિહિત ( બોલેલું ) + સંધિ ( સુલેહ ) ] સ્ત્રી. લખાવટ ન થઈ હોય એવી એટલે કે મોઢેની સુલેહ.

**અભિહિતાનુપપત્તિ** [ સં. અભિહિત ( કહેલ ) + અનુપપત્તિ ( અયોગ્યતા ) ] સ્ત્રી. ( ન્યાય, વેદાંત ) આખું વાક્ય સાંભળ્યા પછી તે બંધબેસતું ન થતું હોય, ત્યારે તેને બંધબેસતું કરે એવા બીજા અર્થની કલ્પના. જેમકે, 'આત્માને જાણનારો શોકરૂપી બંધથી તરે છે' એ વાક્યમાં શોકથી સૂચવાયેલ જે બંધ તે જ્ઞાનથી છૂટી જાય એમ કહ્યું. પણ જ્યાંસુધી શોકનું મિથ્યાપણું સાબિત થાય નહિ ત્યાંસુધી એ વાક્યનો અર્થ બંધબેસતો થાય નહિ; માટે

શોકના મિથ્યાપણાની કલ્પના કરવી તે અભિહિતાનુપપત્તિ કહેવાય.

**અભિહિતાન્વય** [ સં. અભિહિત ( કહેલ ) + અન્વય ( સંબંધ ) ] પું. પાસપાસેના શબ્દના અર્થનો અભિધા નામની શક્તિથી પરસ્પર સંબંધ.

**અભિહિતાન્વયવાદ** [ સં. અભિહિત ( કહેલ ) + અન્વય ( સંબંધ ) + વાદ ( મત ) ] પું. ( ન્યાય ) વાક્યના છૂટા શબ્દમાં અર્થ હોતો નથી એવો મત. દરેક શબ્દને પોતાનો અર્થ હોય, પણ જ્યારે શબ્દ એકબીજા સાથે વિભક્તિનો સંબંધ પામે ત્યારે જ તેમાંથી આખા વાક્યનો અર્થ નીકળે. પ્રભાકરમતના મીમાંસકો આથી ઊલટું વાક્યના દરેક શબ્દમાં વાક્યનો અર્થ રહેતો હોવાનું માને છે.

**અભિહિતાન્વયવાદી** [ સં. અભિહિત ( કહેલ ) + અન્વય ( સંબંધ ) + વાદિન્ ( મત ધરાવનાર ) ] વિ. અભિહિતાન્વયવાદમાં માનનારું.

**અભિહોમ** [ સં. અભિ ( તરફ ) + હોમ ( યજ્ઞ ) ] પું. ઘીની આહુતિ.

**અભી** ૧. [સં. અ ( નહિ ) + ભી ( બીક )] વિ. ભય વગરનું; નિર્ભય; નીડર.

૨. [ હિં. ] અ. આ ઘડીએ; આ ક્ષણે.

અભી પરમગતિ પામે તેહ. નરહરિ

**અભીક** ૧. પું. આશક; પ્રેમી.

૨. પું. કવિ.

૩. પું. ( પિંગળ ) દરેક ચરણમાં યગણ, યગણ અને ગુરુ મળી ૭ અક્ષરનો એ નામનો છંદ.

૪. પું. પતિ; ધણી.

૫. પું. માલિક.

૬. ન. અથડામણ.

૭. ન. નજીક હોવાપણું; પડોશ.

૮. વિ. ઇચ્છાવાળું; આતુર.

૯. વિ. કામી; વિષયભોગની ઇચ્છાવાળું; કામુક.

આસવ પાન અભીક કરાવે. દયારામ

૧૦. વિ. ક્રૂર; દયા વગરનું; નિષ્ઠુર.

૧૧. વિ. ગયેલું; પાસે પહોંચેલું.

૧૨. [ સં. અ ( નહિ ) + ભી ( ભય ) + ક ( વાળું )] વિ. બીક વગરનું; નીડર; નિર્ભય.

૧૩. વિ. ભયંકર; દારુણ.

૧૪. અ. પાસે; નજીક.

**અભીક્ષ્ણ** ૧. [ સં. અભિ ( દરેક ) + ક્ષણ ( સેકંડનો ૪ૈ ભાગ ) ] વિ. કાયમી; ચાલુ; બંધ ન થાય એવું.

૨. વિ. ઘણું; અતિશય.

૩. વિ. વારંવાર થતું.

૪. અ. વારંવાર; પુનઃપુનઃ.'

**અભીક્ષ્ણઅવગ્રહયાચન** [સં. અભીક્ષ્ણ (વારંવાર ) + અવગ્રહ ( જગ્યા ) + યાચન ( માગણી ) ] ન. એક વાર આપીને માલિકે પાછી લીધી હોય, છતાં રોગ વગેરે કારણે ખાસ જરૂરી હોય તો તે જગ્યા તેના માલિક પાસેથી તેને દુઃખ ન થાય તે માટે વારંવાર માગી લેવાપણું.

અચૌર્યવ્રતની અનુવીચિઅવગ્રહયાચન, અભીક્ષ્ણઅવગ્રહયાચન, અવગ્રહાવધારણ, સાધર્મિક પાસેથી અવગ્રહયાચન અને અનુજ્ઞાપિતપાનભોજન એ પાંચ ભાવનાઓ છે. તત્ત્વાર્થસૂત્ર

**અભીત** ૧. [ સં. અ ( નહિ ) + ભીત ( બીધેલું ) ] વિ. ભય વગરનું; ન બીનેલું.

૨. [ સં. અભિ ( સામે ) + ઇત ( ગયેલું ) ] વિ. સામે ગયેલ.

**અભીતિ** ૧. [ સં. અ ( નહિ ) + ભીતિ ( ભય ) ] સ્ત્રી. નિર્ભયતા; નીડરપણું.

૨. સ્ત્રી. પડોશ; પાસે હોવાપણું.

૩. સ્ત્રી. બીક દૂર કરવા માટેની તાંત્રિક વીંટી; અભયમુદ્રા.

૪. [ સં. અભિ ( સામે ) + ઇતિ ( ગમન ) ] સ્ત્રી. સામે જવું તે.

૫. [ સં. અભિ ( ઉપર ) + ઇતિ ( ગતિ ) ] સ્ત્રી. હુમલો; ચડાઈ.

૬. વિ. બીક વગરનું.

**અભીતું** [ સં. અ ( નહિ ) + ભીત ( બીધેલું ) ] વિ. બીક વગરનું; નિર્ભય.

વરુણ ભરે નીત નીર, વીર કુંભકર્ણ અભીતો. શામળ

**અભીનું** [ અ ( નહિ ) + ભીનું ( ભીંજાયેલું ) ] વિ. કોરું; વરસાદ વિનાનું; વરસ્યા વગરનું.

કર્ક જ ભીંજે કાંકરો, સિંહ અભીનો જાય,
ભડળી તો એમ જ ભણે કીડી ફરી ફરી ખાય. ભડલી

**અભીપાદ ઉદલ** પું. સામવેદનો એક ઋષિ.

**અભીપ્સા** [ સં. અભિ ( વિશેષ ) + ઈપ્સા ( ઇચ્છા ) ] સ્ત્રી. ઇચ્છા; વાંછના.

**અભીપ્સિત** ૧. [સં. અભિ ( વિશેષ ) + ઈપ્સિત ( ઇચ્છેલ ) ] વિ. ચાહેલું; ઇચ્છેલું.

૨. વિ. મનગમતું; પ્રિય.

**અભીમ** ૧. [ સં. અ ( નહિ ) + ભીમ ( ભયાનક ) ] પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. નીતિને રસ્તે જનારા માટે તે ભયંકર નથી તેથી તે અભીમ કહેવાય છે.

૨. વિ. ભયંકર નહિ તેવું; સૌમ્ય.

**અભીમાન** [ સં. ] પું. અભિમાન; ગર્વ.

**અભીમોદ** [ સં. અભિ ( વિશેષ ) + મુદ્ ( રાજી થવું ) ] પું. આનંદ; ખુશી.

**અભીર** ૧. [ સં. અભિ ( આગળ ) + ઋ ( જવું ) ] પું. ગોવાળિયો; ગોપાલ; ગોપ; ભરવાડ. મનુના મત પ્રમાણે આ લોકો અંબષ્ઠ અથવા વૈદ્યલોકોની જાતની સ્ત્રીથી બ્રાહ્મણને થયેલ સંતાન હતાં. તેઓ સિંધુ નદીના કાંઠા ઉપર વસવાટ કરે છે.

૨. પું. ( પિંગળ ) દરેક ચરણમાં ૧૧ માત્રા અને છેડે જગણવાળો છંદ; આભીર.

**અભીરાજી** સ્ત્રી. એક જાતનું ઝેરી જીવડું.

**અભીરી** [ સં. અભીર ( ગોવાળિયો ) ] સ્ત્રી. ભરવાડ કે રબારીની ભાષા.

**અભીરુ** ૧. પું. ( પુરાણ ) એ નામનો એક રાજર્ષિ.

૨. પું. શિવ; ભૈરવ

૩. [ સં. ] સ્ત્રી. શતમૂળી નામની વનસ્પતિ; નારાયણી; બહુસુતા; શતાવરી.

૪. [ સં. અ ( નહિ ) + ભીરુ ( બીકણ ) ] ન. લડાઈનું મેદાન; યુદ્ધસ્થાન, કેમકે ત્યાં કાયર કે નાદાન માણસ જઈ શકતું નથી.

૫. વિ. નીડર; બીક વગરનું.

૬. વિ. નુકસાન નહિ કરનારું.

**અભીરુકા** પું. ( પિંગળ ) જગણ, ભગણ, નગણ, નગણ અને ગુરુ મળી ૧૩ અક્ષરનો અતિજગતીની જાતનો એક છંદ.

અભીરુકા રચ, જ ભ ન ન ગ થી. લઘુપિંગળ

**અભીરુપત્રી** [ સં. ] સ્ત્રી. શતાવરી; શતમૂલી નામની વનસ્પતિ; અભીરુ.

**અભીરૂ** જુઓ અભીરુ ૩.

**અભીલાપ** [ સં. અભિ ( સાથે ) + લપ્ ( વાત કરવી ) ] પું. સંવાદ; ચર્ચા; વાતચીત.

**અભીવર્ત** ૧. પું. ઋગ્વેદનો એક ઋષિ.

૨. પું. બૃહત્સામ નામનો સામવેદનો ભાગ.

૩. [ સં. અભિ ( વારંવાર ) + વૃત ( પાછું ફરવું ) ] પું. વર્ષ.

૪. પું. હુમલો કરતાં જીત મેળવવા માટે બોલાતો મંત્ર.

**અભીવંગ** પું. ગાળ; આક્રોશન.

**અભીવાહી** પું. ( પુરાણ ) એ નામનો દેશ.

**અભીષ્ટ** ૧. [ સં. અભિ ( વિશેષ ) + ઇષ્ટ ( ઇચ્છેલું ) ] પું. વહાલો પુરુષ.

૨. સ્ત્રી. ઇચ્છેલી વસ્તુ.

અંતે અભીષ્ટ મળી કહથી ઉગરશે રે. દલપતરામ

૩. ન. કલ્યાણ; ભલું.
૪. ન. ( કાવ્ય ) બીજાના કામ મારફત આપણા ધારેલા કામની સફળતા દેખાઈ આવે એવો એક અલંકાર. જેમકે,
જે પ્રતાપરાણાના, જય કરવાને જોગ તુરકઓક;
તેને જીતી લીધા, મળી સર્વ મેવાડી ભિલ્લ લોક.
આમાં મુસલમાનોનાં જીતવા લાયક મુકામ જીતવાના પ્રતાપરાણાના કામની સફળતા મેવાડી ભીલ લોકોના કામ મારફત દેખાઈ આવી માટે અભીષ્ટ અલંકાર થયો.
૫. ન. મનોરથ; ઇચ્છા.
૬. વિ. અનુકૂળ; મહેરબાન.
૭. વિ. ઇચ્છા ઉપર આધાર રાખતું; ઐચ્છિક.
૮. વિ. ઇચ્છેલું; ચાહેલું; વાંછિત.
૯. વિ. ઘણું પ્રિય; વહાલું; માનીતું; મનગમતું.
૧૦. વિ. મનોહર; સુંદર.

**અભીષ્ટલાભ** [ સં. અભીષ્ટ ( ઇચ્છેલું ) + લાભ ( મળવું તે )] પું. ઇચ્છેલું મળવાપણું.

**અભીષ્ટસિદ્ધિ** ૧. [ સં. અભીષ્ટ ( ઇચ્છેલું ) + સિદ્ધિ ( શક્તિ )] સ્ત્રી. ઇચ્છિત વસ્તુ મેળવવાની શક્તિ.
૨. [ સં. અભીષ્ટ ( ઇચ્છેલું ) + સિદ્ધિ ( પ્રાપ્તિ )] સ્ત્રી. ઇચ્છેલું મળવાપણું.

**અભીષ્ટા** ૧. સ્ત્રી. રેણુકા નામનો સુગંધી પદાર્થ.
૨. [ સં. અભિ ( વિશેષ ) + ઇષ્ટા ( ઇચ્છેલી )] સ્ત્રી. વહાલી સ્ત્રી; પ્રિયા.
૩. સ્ત્રી. સોપારી.

**અભીષ્ટાર્થ** [ સં. અભીષ્ટ ( ઇચ્છેલ ) + અર્થ ] પું. ઇચ્છેલ વસ્તુ.

**અભીષ્ટિ** ૧. સ્ત્રી. પાસે જવું તે; ઉપગમન.
૨. સ્ત્રી. પૂજા; સ્તુતિ.
૩. સ્ત્રી. યજ્ઞ.
૪. સ્ત્રી. વૈદિક સૂક્ત.
૫. સ્ત્રી. સહાય; મદદ.
૬. [ સં. અભિ + યજ્ ( યજ્ઞ કરવો )] વિ. હવિર્દાન વડે પૂજવા લાયક.

**અભીંજ** [ અ ( નહિ ) + ભીંજાવું ] વિ. ભીંજાય કે પલળે નહિ એવું.

**અભુક્ત** ૧. [ સં. અ ( નહિ ) + ભુક્ત ( ખાધેલું )] વિ. અણખોટ્યું; ચાખ્યા વિનાનું.
૨. વિ. ઉપવાસી; ભૂખ્યું; જમ્યા વગરનું.
૩. વિ. જેણે ભોગવ્યું કે વાપર્યું ન હોય એવું.
૪. [ સં. અ ( નહિ ) + ભુક્ત ( ભોગવાયેલું )] વિ. નહિ વપરાયેલું; ઉપભોગ થયા વિનાનું.

**અભુક્તભોગી** ૧. [ સં. અભુક્ત ( નહિ ભોગવેલું ). + ભોગિન્ ( ભોગવનાર )] વિ. કોઈએ ભોગવ્યું કે વાપર્યું ન હોય તેનો ભોગ કરનાર.
૨. વિ. જેણે ભોગ ભોગવેલા નથી એવું.

**અભુક્તમૂળ** [ સં. અભુક્ત ( નહિ ભોગવેલું ) + મૂલ ( મૂળ નક્ષત્ર )] ન. ( જ્યોતિષ ) જ્યેષ્ઠા નક્ષત્રની છેલ્લી ચાર ઘડી અને મૂળ નક્ષત્રની પહેલી ચાર ઘડી મળીને બનતો આઠ ઘડીનો કાળ.

**અભુજ** [ સં. અ ( નહિ ) + ભુજ ( હાથ )] વિ. ઠૂંઠું; હાથ વિનાનું.

**અભૂ** [ સં. અ ( નહિ ) + ભૂ ( થવું )] પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. અજન્મા હોવાથી તે અભૂ કહેવાય છે.

**અભૂજ** ૧. [ સં. અ ( નહિ ) + બુધ્ ( જાણવું )] વિ. અજાણ; અજ્ઞાની.
૨. વિ. જડ; મૂઢ.
૩. વિ. મૂર્ખ; બેવકૂફ.

**અભૂઝ** જુઓ અભૂજ.

**અભૂત** ૧. પું. ( પિંગળ ) ષટ્પદી છપ્પયની જાતનો ૬૭ ગુરુ અને ૨૨ લઘુ મળી ૮૯ અક્ષરનો એક માત્રામેળ છંદ.
૨. વિ. અસાધારણ; અપૂર્વ; અદ્ભુત; અનોખું.
૩. [ સં. અ ( નહિ ) + ભૂત ( સત્ય )] વિ. ખોટું; અસત્ય.
૪. [ સં. અ ( નહિ ) + ભૂત ( બનેલું )] વિ. નહિ બનેલું; ન થયેલ.
૫. [ સં. અ ( નહિ ) + ભૂ ( હોવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય )] વિ. ગેરહાજર; અવિદ્યમાન.
૬. વિ. હાલનું; વર્તમાન.

**અભૂતતદ્ભાવ** [ સં. અભૂત ( ન થયેલ ) + તદ્ ( તે ) + ભાવ ( હોવાપણું )] પું. પહેલાં ન થયું હોય તે રૂપે પ્રકટ થવાપણું.

**અભૂતપૂર્વ** [ સં. અ ( નહિ ) + ભૂત ( બનેલું ) + પૂર્વ ( પહેલાં )] વિ. પહેલાં ન થયું હોય એવું; અપૂર્વ.

**અભૂતરજસ** પું. ( પુરાણ ) રૈવત મન્વંતરમાંનો એ નામનો દેવ.

**અભૂતશત્રુ** [ સં. અભૂત ( અવિદ્યમાન ) + શત્રુ ( વૈરી )] વિ. દુશ્મન વગરનું; શત્રુ વિનાનું.

**અભૂતાભિનિવેશ** [ સં. અભૂત ( ખોટું ) + અભિનિવેશ ( આસક્તિ )] પું. અસત્ય વસ્તુમાં સત્યપણાની માન્યતા.

**અભૂતાહરણ** ન. ( નાટ્ય ) કપટ ભરેલું કે છળવાળું વચન કહેવું તે.

**અભૂતિ** ૧. [ સં. અ ( નહિ ) + ભૂતિ ( આબાદી )] સ્ત્રી. ગરીબાઈ; નિર્ધનતા.
૨. સ્ત્રી. નબળાઈ; નિર્બળપણું.
૩. [ સં. અ ( નહિ ) + ભૂ ( થવું ) + તિ ( નામ બનાવનાર પ્રત્યય )] સ્ત્રી. ગેરહયાતી; અનસ્તિત્વ.
૪. વિ. સંપત્તિ વગરનું.

**અભૂતોપમા** [ સં. અ ( નહિ ) + ભૂત ( થયેલું ) + ઉપમા ( સરખામણી )] સ્ત્રી. ( કાવ્ય ) જે વસ્તુ નથી એની ઉપમા આપવાપણું; કલ્પિતોપમા. જેમકે,
રાધામુખથી છૂટી, અલક પયોધર પરે પડી એમ;
શશિમંડલથી લટકી, અટકી ભોગિનિ મેરુ શિરે જેમ.

**અભૂમિ** ૧. [ સં. અ ( નહિ ) + ભૂમિ ( જગ્યા )] સ્ત્રી. અનાશ્રય; અનાધાર; આશ્રય કે આધારરૂપ ન હોવું તે.
૨. [ સં. અ ( અયોગ્ય ) + ભૂમિ ( જમીન )] સ્ત્રી. ખરાબ જગ્યા.
૩. [ સં. અ ( નહિ ) + ભૂમિ ( પૃથ્વી )] સ્ત્રી. પૃથ્વી સિવાયની કોઈ ચીજ.
૪. વિ. સ્થાન વગરનું; ભૂમિશૂન્ય.

**અભૂમિજ** ૧. [ સં. અ ( અયોગ્ય ) + ભૂમિ ( જગ્યા ) + જ ( જન્મેલું )] વિ. ખરાબ જગ્યામાં ઉત્પન્ન થયેલું.
૨. [ સં. અ ( નહિ ) + ભૂમિ ( પૃથ્વી ) + જ ( જન્મેલું )] વિ. પૃથ્વીમાં ઉત્પન્ન નહિ થયેલું.

**અભૂમિપ્રાપ્ત સૈન્ય** [ સં. અ ( અયોગ્ય ) + ભૂમિ ( જગ્યા ) + પ્રાપ્ત ( પહોંચેલું ) + સૈન્ય ( લશ્કર )] ન. જ્યાંથી લડવાનું બની ન શકે એવી જગ્યાએ પડેલું લશ્કર.

**અભૂયિષ્ઠ** [ સં. અ ( ઊલટું ) + ભૂયિષ્ઠ ( અત્યંત )] વિ. થોડું; લગાર.

**અભૂરક** ન. એ નામનું એક વ્યાકરણ.

**અભૂરિ** [ સં. અ ( ઊલટું ) + ભૂરિ ( ઘણું )] વિ. થોડું.

**અભૂષિત** [ સં. અ ( નહિ ) + ભૂષિત ( શણગારેલું )] વિ. શણગાર્યા વગરનું.

**અભૃત** ૧. [ સં. અ ( નહિ ) + ભૃત ( પગારદાર )] વિ. પગાર ન મળ્યો હોય એવું.
૨. [ સં. અ ( નહિ ) + ભૃ ( પોષણ કરવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય )] વિ. પોષણ નહિ કરેલું.

**અભૃત સૈન્ય** [ સં. અ ( નહિ ) + ભૃત ( પગારદાર ) + સૈન્ય ( લશ્કર )] ન. પગાર કે ભથ્થું ન મળતું હોય એવું લશ્કર. કૌટિલ્યના

મત પ્રમાણે આ લશ્કર બીમાર લશ્કર કરતાં ઉપયોગી છે, કેમકે તેને પગાર મળતાં તે જીવ લગાડીને લડી શકે છે.

**અભૂશ** [સં. અ (ઊલટું) + ભૃશ (ઘણું)] વિ. જરા; થોડું.

**અભે** ૧. [સં. અ (નહિ) + ભી (બીક)] પું. નીડરતા; બીક ન હોવાપણું.
૨. પું. સહીસલામતી; રક્ષણ.
૩. વિ. ભય વગરનું.

**અભેડું** (અભેડું) ન. એક જાતની વનસ્પતિ; જંગલી આંબો. તેનાં ફળ વાયુ તથા કફ મટાડનાર અને બંધકોશ કરનાર મનાય છે.

**અભેદ** ૧. પું. (કાવ્ય) અતિશયોક્તિઅલંકારના પાંચ પ્રકારમાંનો પહેલો. તેમાં બે જુદી વસ્તુને એક તરીકે વર્ણવી હોય છે. જેમકે, મુખચંદ્ર, ચરણકમલ.
૨. [સં. અ (નહિ) + ભેદ (જુદાઈ)] પું. અનન્યત્વ; એકરૂપતા; એકાકાર; અદ્વૈત; તાદાત્મ્ય.
૩. પું. ઘાટો સંબંધ.
૪. પું. સમાનતા; સરખાપણું.
૫. [સં. અ (નહિ) + ભિદ્ (જુદું થવું)] વિ. અખંડ; આખું.
૬. વિ. એકરૂપ; અદ્વૈત; જુદાઈ વગરનું; એકતાવાળું; ભેદભાવ વિનાનું.
૭. [સં. અ (નહિ) + ભિદ્ (છેદવું)] વિ. છેદી ન શકાય એવું; અભેદ્ય.

**અભેદજ્ઞાન** [સં. અ (નહિ) + ભેદ (તફાવત) + જ્ઞાન] ન. એકરૂપ હોવાની સમજ; અદ્વૈતજ્ઞાન.

**અભેદતા** [સં. અ (નહિ) + ભેદ (જુદાઈ) + તા (પણું)] સ્ત્રી. એકતા; જુદું ન હોવાપણું; ઐક્ય.

**અભેદદર્શન** જુઓ અભેદજ્ઞાન.

**અભેદનીય** ૧. [સં. અ (નહિ) + ભેદનીય (છેદાય એવું)] વિ. છેદી ન શકાય તેવું; અંદર કંઈ પેસી શકે નહિ એવું.
૨. [સં. અ (નહિ) + ભેદનીય (ચિરાય એવું)] વિ. ફાડી કે ચીરી ન શકાય એવું.
૩. વિ. ભાગ ન પાડી શકાય એવું; અવિભાજ્ય.

**અભેદપણું** જુઓ અભેદતા.

**અભેદબુદ્ધિ** જુઓ અભેદજ્ઞાન.

**અભેદભાવ** ૧. [સં. અ (નહિ) + ભેદ (જુદાઈ) + ભાવ (માનવાપણું)] પું. એકતાની લાગણી; બધું એક જ છે એવી સમજણ.
૨. પું. બધે બ્રહ્મ એકજ ફેલાઈ રહ્યું છે એવું જ્ઞાન.
૩. પું. મારૂંતારૂં ન હોવાપણું.

**અભેદમાર્ગ** જુઓ અભેદવાદ.

**અભેદયોગ** ૧. [સં. અ (નહિ) + ભેદ (તફાવત) + યોગ (જોડાણ)] પું. આત્મા અને બ્રહ્મ એક જ છે એવો મત.
૨. પું. પૂરી એકતા.

**અભેદવાચક** [સં. અ (નહિ) + ભેદ (તફાવત) + વાચક (બતાવનારું)] વિ. એકતા જણાવનારૂં.

**અભેદવાદ** [સં. અ (નહિ) + ભેદ (તફાવત) + વાદ (મત)] પું. જીવાત્મા અને પરમાત્મા જુદા નથી એવી માન્યતા; અદ્વૈતવાદ; જીવ અને ઈશ્વર એક છે એટલે કે સર્વ બ્રહ્મ છે એવો મત.

**અભેદવાદી** [સં. અભેદ (અદ્વૈત) + વાદિન્ (માનનાર)] વિ. સર્વ બ્રહ્મ છે એવું માનનાર; અદ્વૈતવાદી; પરમાત્મા અને આત્મા એક છે એવું માનનાર.

**અભેદવૃત્તિ** જુઓ અભેદભાવ.

**અભેદાતિશયોક્તિ** [સં. અભેદ (એકપણું) + અતિશયોક્તિ (વધારીને બોલવું તે)] સ્ત્રી. (કાવ્ય) લોકસીમાનું ઉલ્લંઘન કરીને બે જુદા પદાર્થને એક તરીકે વર્ણવેલા હોય એવો અલંકાર. જેમકે, મુખચંદ્ર, ચરણકમલ.

**અભેદાન** [સં. અભય (રક્ષણ) + દાન (બક્ષિસ)] ન. સલામતીનું વચન; કોઈ પણ જીવને ત્રાસ ન આપવાનો કોલ; અભયદાન.

**અભેદાનંદ** [સં. અભેદ (એકરૂપ) + આનંદ] પું. જીવ અને પરમાત્માની એકતાના અનુભવથી થતું સુખ.

**અભેદાભિમાન** [સં. અભેદ (એકતા) + અભિમાન (મિથ્યાજ્ઞાન)] ન. શરીર અને ઈંદ્રિયથી આત્મા જુદો નથી એવી માન્યતા.

**અભેદારોપ** [સં. અભેદ (એકરૂપ) + આરોપ (સ્થાપના)] પું. બે જુદી જુદી વસ્તુ એક જ છે એવી માન્યતા.

**અભેદીકરણ** [સં. અ (નહિ) + ભેદ (તફાવત) + કરણ (કરવું તે)] ન. એક કરવાપણું.

**અભેદોપાસક** [સં. અભેદ (અદ્વૈત) + ઉપાસક (પૂજનાર)] વિ. અદ્વૈતવાદી; જીવ અને ઈશ્વર એક જ છે એવું માનનાર; સર્વ બ્રહ્મ છે એવી ભાવના રાખનાર.

**અભેદોપાસના** [સં. અભેદ (અદ્વૈત) + ઉપાસના (ભાવના)] સ્ત્રી. સર્વ બ્રહ્મ છે એવી માન્યતા.

**અભેદ્ય** ૧. [સં. અ (નહિ) + ભેદ્ય (તોડી શકાય એવું)] ન. હીરો, કેમકે તે બહુ કઠણ હોય છે.
૨. [સં. અ (નહિ) + ભેદ્ય (ચીરી શકાય એવું)] વિ. ચીરી ન શકાય એવું; ફાડવું મુશ્કેલ.
૩. વિ. છેક ઝીણું.
૪. વિ. તૂટી ન શકે એવું; અખંડનીય.
૫. [સં. અ (નહિ) + ભેદ્ય (વીંધી શકાય એવું)] વિ. પેસી ન શકાય એવું; દુર્ગમ.
૬. વિ. ભાગ પાડી શકાય નહિ એવું; અવિભાજ્ય.
૭. વિ. વજ્ર જેવું કઠણ; મજબૂત.

**અભેદ્યખડક** [અ (નહિ) + ભેદ્ય (વહી શકે એવું) + ખડક] પું. પાણી જમીનમાં ઊતરી જેના પર એકઠું થાય તે ખડક. આવા ખડકમાં ઝરા તથા નદીનાં મૂળ હોય છે.

**અભેદ્યતત્ત્વ** [સં. અભેદ્ય (ભાગ ન પાડી શકાય એવું) + તત્ત્વ (મૂળભૂત પદાર્થ)] ન. પરમાણુ; વધુ વિભાગ થઈ શકે નહિ એવો ઝીણામાં ઝીણો અણુ.

**અભેદ્યતા** ૧. [સં. અ (નહિ) + ભેદ્ય (ચીરી શકાય એવું) + તા (પણું)] સ્ત્રી. ચીરી કે ફાડી ન શકાય એવું હોવાપણું.
૨. સ્ત્રી. છેક ઝીણું હોવાપણું.
૩. [સં. અભેદ્ય (તોડી ન શકાય એવું) + તા (પણું)] સ્ત્રી. તોડી ન શકાય એવી સ્થિતિ.
૪. [સ. અ (નહિ) + ભેદ્ય (વીંધી શકાય એવું) + તા (પણું)] સ્ત્રી. પોતે રોકેલી જગ્યામાં બીજા પદાર્થને દાખલ ન થવા દેવાનો ગુણ.
૫. સ્ત્રી ભાગ ન પડે એવું હોવાપણું; અવિભાજ્યતા.
૬. સ્ત્રી. વજ્ર જેવું કઠણ હોવાપણું; મજબૂતી.

**અભેદ્યપણું** જુઓ અભેદ્યતા.

**અભેદ્યાણુ** જુઓ અભેદ્યતત્ત્વ.

**અભેદ્યાવટી** સ્ત્રી. (વૈદક) વાના રોગ મટાડનાર એક રસાયણ.

**અભેપદ** ૧. [સં. અ (નહિ) + ભય (ડર) + પદ (ઠેકાણું)] ન. બીક વગરની જગ્યા.
૨. ન. ભય વગરની સ્થિતિ.
૩. ન. મુક્તિ; મોક્ષ.

**અભેરાઈ** [સં. અભ્ર (આકાશ) + રાજિ (હાર)] સ્ત્રી. છતની નીચે ભીંતને અડીને જડેલું સરસામાન મૂકવા માટે સાધન; અભરાઈ.

**અભેરામ** ૧. [સં. અભિ (ઘણું) + રામ (ખુશ કરે એવું)] વિ. આનંદ પમાડે એવું; મનોરંજક.

૨. [સં. અભિ (વિશેષ) + રામ (સુંદર)] વિ. રૂપાળું; સુંદર; રમણીય.

**અભેવ** ૧. [સં. અભેદ (એકતા)] પું. ઐક્ય; એકતા.

૨. વિ. એકરૂપ; ભેદ વગરનું.

૩. [સં. અ (નહિ) + ભય (બીક)] વિ. બીક વિનાનું; નિર્ભય. આ શબ્દ કવિતામાં વપરાય છે.

સમરો સુખદ શ્રી હરિદેવજી,
જેથી પામીએ આનંદ અભેવજી.
નિષ્કુળાનંદ

**અભેવચન** [સં. અ (નહિ) + ભય (બીક) + વચન (બોલ)] ન. સલામતીની ખાતરી; રક્ષણની બાંહેધરી.

**અભેવન** ૧. [સં. અભિમન્યુ] પું. અર્જુનનો દીકરો અભિમન્યુ.

નમે તે કોય અભેવનનાર. હરિરસ

૨. [સં. અ (નહિ) + ભી (બીક) + વત્ (વાળું)] વિ. બીક વગરનું; નીડર.

મરવો મરી મરી જાય રે, માર્યો અભેવન મરઘલો.
લોકગીત

**અભેવું** ૧. [સં. અ (નહિ) + ભેદ (તફાવત)] વિ. એકરૂપ; જુદાઈ વિનાનું.

નીરાંત નામ નિરખ પદપુરણ,
અલખ આપ અભેવું. નીરાંત

૨. [સં. અ (નહિ) + ભય (બીક)] વિ. ભય વગરનું.

**અભેષજ** [સં. અ (અયોગ્ય) + ભેષજ (દવા)] ન. ખરાબ ઔષધ.

**અભેસવું** સ. ક્રિ. (ગ્રામ્ય) ખેંચવું. પાણીમાં વસ્તુ ખેંચવા માટે ખારવા આ શબ્દ વાપરે છે.

**અભેળ** ૧. [અ (નહિ) + ભેળ (ભેગ)] વિ. ભેગ વગરનું; મિશ્રણ કર્યા વગરનું.

૨. વિ. (ગ્રામ્ય) મોલ કપાઈ ગયો હોય પણ ઢોરને ચરવા માટે છૂટ ન આપી હોય એવું.

**અભેંકાર** [સં. અ (નહિ) + ભયંકર (બિહામણું)] વિ. (કચ્છી) બીક ન લાગે એવું.

**અભૈયા** પું. આ ભાઈ.

એક કહે એ અભૈયાને
આપતાં આપણું હૈડું હીસે.
અભિમન્યુ આખ્યાન

**અભોક** ૧. પું. અણગમો; કંટાળો; અરુચિ.

અભોકે પડવું = (૧) અભાવ થવો. (૨) કંટાળો ઊપજવો.

૨. [સં. અ (નહિ) + ભુજ્ (ભોગવવું)] પું. ઉપયોગમાં ન લેવાપણું.

૩. [સં. અ (નહિ) + ભુજ્ (ખાવું)] પું. ખાવું નહિ તે.

૪. પું. ખોટ; ઊણપ; ખામી.

૫. પું. (સંગીત) ધ્રુપદના ત્રણ ભાગ માંહેનો છેલ્લો. તે ત્રણ ભાગ આ પ્રમાણે છે: અસ્તાઈ, અંત્રો, અને અભોક.

અભોક વાળવો = (૧) કવિતાની છેલ્લી ટૂંક કવિએ પોતાના નામ સાથે બનાવવી. અભોક વાળે નરસૈયાનો સ્વામી સારંગપાણિ. —હરિદાસ (૨) છેડો લાવવો; પૂરું કરવું. (૩) વાંકું વાળવું.

૬. પું. ધ્રુપદના ત્રણ ભાગમાંનો છેલ્લો ભાગ પૂરો કરવાની ક્રિયા.

૭. પું. સંતોષ.

૮. વિ. અજીઠું ન કરેલું.

૯. વિ. નક્કર; પોલાણ વગરનું.

૧૦. વિ. વાપર્યા વિનાનું.

**અભોક્તવ્ય** ૧. [સં. અ (નહિ) + ભુજ્ (ખાવું) + તવ્ય (વિધ્યર્થકૃદંતનો પ્રત્યય)] વિ. અભક્ષ્ય; નહિ ખાવા લાયક; અભોજનીય.

૨. [સં. અ (નહિ) + ભુજ્ (ભોગવવું) + તવ્ય (વિધ્યર્થકૃદંતનો પ્રત્યય)] વિ. ભોગવવા લાયક નહિ તેવું.

**અભોક્તા** ૧. [સં. અ (નહિ) + ભોક્તૃ (ખાનાર)] વિ. નહિ ખાનારું.

૨. [સં. અ (નહિ) + ભોક્તૃ (ભોગવનાર)] વિ. ભોગવતું ન હોય એવું; નહિ ભોગવનારું.

**અભોખ** જુઓ અભોક.

**અભોગ** ૧. [સં. અ (નહિ) + ભોગ (ભોગવવાની સામગ્રી)] પું. ભોગ ન હોવાપણું.

૨. જુઓ અભોક.

**અભોગી** ૧. [સં. અ (નહિ) + ભોગિન્ (ભોગવનાર)] વિ. ઇંદ્રિયસુખની ઇચ્છા વિનાનું; વિરક્ત.

૨. વિ. ઉપયોગ ન કરનાર.

**અભોગ્ય** ૧. [સં. અ (નહિ) + ભુજ્ (ભોગવવું) + ય (વિધ્યર્થકૃદંતનો પ્રત્યય)] વિ. ઉપયોગ ન કરવા લાયક; નહિ ભોગવવા જેવું.

૨. [સં. અ (નહિ) + ભુજ્ (ખાવું) + ય (વિધ્યર્થકૃદંતનો પ્રત્યય)] વિ. ન ખાવા જેવું; અભક્ષ્ય.

**અભોજ** જુઓ અભોજ્ય.

**અભોજન** ૧. [સં. અ (નહિ) + ભોજન (જમણ)] ન. નહિ ખાવાનું વ્રત; ઉપવાસ.

૨. વિ. ઉપવાસી.

**અભોજનીય** [સં. અ (નહિ) + ભુજ્ (ખાવું) + અનીય (વિધ્યર્થકૃદંતનો પ્રત્યય)] વિ. અભક્ષ્ય; નહિ ખાવા જેવું.

**અભોજ્ય** [સં. અ (નહિ) + ભોજ્ય (ખાવા જેવું)] વિ. ન ખવાય એવું; ખોરાક તરીકે મના કરેલું; અભક્ષ્ય.

**અભોજ્યગૃહ** [સં. અ (નહિ) + ભોજ્ય (ખાવા લાયક) + ગૃહ (ઘર)] ન. (જૈન) ભિક્ષા માટે અયોગ્ય ગણાતું ઘર.

**અભોજ્યગૃહપ્રવેશ** [સં. અ (નહિ) + ભોજ્ય (ખાવા જેવું) + ગૃહ (ઘર) + પ્રવેશ (દાખલ થવું તે)] પું. (જૈન) ભિક્ષાને માટે અયોગ્ય ગણાતા ઘરમાં દાખલ થવાપણું.

**અભોજ્યાન્ન** ૧. [સં. અ (નહિ) + ભોજ્ય (ખવાય એવું) + અન્ન] ન. ન ખાવા લાયક ખોરાક.

૨. વિ. જેનું અન્ન ખાવા માટે મના હોય એવું.

**અભોમ** ૧. [સં. અ (ખરાબ) + ભૂમિ (જમીન)] સ્ત્રી. ખરાબ જગ્યા.

૨. સ્ત્રી. પરદેશ; અજાણ્યો દેશ.

૩. [સં. અ (બીજું) + ભૂમિ] સ્ત્રી. પરભૂમિ; પારકી જમીન.

**અભોમિયું** ૧. [અ (નહિ) + ભોમિયું (જાણીતું)] વિ. અજાણ્યું; બિનમાહિતગાર.

૨. વિ. જ્ઞાન વગરનું.

**અભોયું** [સં. અ (નહિ) + ભય (બીક)] વિ. નિર્ભય; બીક વગરનું; નભોયું.

**અભોલ** વિ. ઠોઠ.

**અભોષણ** ન. (જૂ. ગુ.) ઘરેણું; આભૂષણ; શણગાર.

વે ગિઈ વારિ અભોષણ દિદ્ધ,
અંગિ માન અતિ આદર કિદ્ધ.
વિમલપ્રબંધ

**અભૌંયું** જુઓ અભોમિયું.

**અભૌતિક** ૧. [સં. અ (નહિ) + ભૌતિક (સ્થૂળ)] વિ. ઇંદ્રિયોથી ન જણાય એવું; અગોચર.

૨. વિ. દિવ્ય; દેવતાઈ.

> ભૌતિક દેહ **અભૌતિક** થયું,
> એહ કારણ હરિનું થયું. — નિષ્કુળાનંદ

૩. [સં. અ (નહિ) + ભૌતિક (પદાર્થનું)] વિ. પૃથ્વી, જળ, આકાશ, તેજ અને વાયુથી ઉત્પન્ન નહિ થયેલું; પંચભૂતનું ન બનેલું.

૪. વિ. માનસિક.

**અભૌતિક પૂંજી** [અભૌતિક (અગોચર) + પૂંજી (મૂડી)] સ્ત્રી. ન દેખી શકાય એવી મૂડી. જેમકે, બુદ્ધિ, શારીરિક બળ, વ્યવસ્થાશક્તિ.

**અભૌતિકભાવ** [સં. અ (નહિ) + ભૌતિક (જડ વસ્તુ સંબંધી) + ભાવ (લાગણી)] પું. વૈરાગ; સંસારમાં મોહ ન હોવાપણું.

**અભૌતિક સંપત્તિ** જુઓ અભૌતિક પૂંજી.

**અભૌમ** [સં. અ (નહિ) + ભૂમિ (પૃથ્વી)] વિ. પૃથ્વી ઉપર ન થનારું.

**અભ્યક્ત** ૧. [સં. અભિ (ચોતરફ) + અંજ્ (ચોપડવું) + ત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. ચોતરફ ખરડાયેલ.

૨. વિ. લેપ કરાયેલું; તેલ ચોળેલું.

**અભ્યક્ષણ** [સં. અભિ (ચોતરફ) + અક્ષ્ (વ્યાપવું)] પું. ખોળ; તપાસ.

**અભ્યગ્ર** ૧. [સં. અભિ (સંમુખ) + અગ્ર (આગળનો ભાગ)] ન. પડોશ; નજીક હોવાપણું.

૨. વિ. નજીકનું; પાસેનું.

૩. વિ. નવું; તાજું.

**અભ્યધિક** [સં. અભિ (અતિશય) + અધિક (વધારે)] વિ. ઘણું શ્રેષ્ઠ; અતિ ઉત્કૃષ્ટ.

**અભ્યનુજ્ઞા** ૧. સ્ત્રી. ગેરહાજર રહેવાની રજા.

૨. સ્ત્રી. દલીલની કબૂલાત.

૩. સ્ત્રી. પ્રેરણા.

૪. સ્ત્રી. બરતરફી.

૫. સ્ત્રી. વાદમાર્ગના જ્ઞાન માટે જાણવી જોઈતી ૪૪ વસ્તુ માંહેની એક. જુઓ વાદમાર્ગ.

> પ્રતિસ્થાપના, જિજ્ઞાસા, વ્યવસાય, વાક્યદોષ, વાક્યપ્રશંસા, ઉપાલમ્ભ, પરિહાર, **અભ્યનુજ્ઞા** વગેરે કેટલાક ચરકોક્ત નૈયાયિક પદાર્થોનો ન્યાયસૂત્રમાં ઉલ્લેખ જ નથી. — પુરાતત્ત્વ

૬. [સં. અભિ (તરફ) + અનુજ્ઞા (રજા)] સ્ત્રી. સંમતિ; મંજૂરી.

૭. સ્ત્રી. હુકમ; આજ્ઞા.

**અભ્યનુજ્ઞાત** ૧. [સં. અભિ (તરફ) + અનુજ્ઞાત (રજા અપાયેલું)] વિ. અનુજ્ઞા કે મંજૂરી અપાયેલું.

૨. વિ. પ્રેરણા કરાયેલું.

**અભ્યનુજ્ઞાન** જુઓ અભ્યનુજ્ઞા.

**અભ્યર્ચન** જુઓ અભ્યર્ચના.

**અભ્યર્ચના** [સં. અભિ (તરફ) + અર્ચના (પૂજા)] સ્ત્રી. પૂજા; ઉપાસના; આરાધન.

**અભ્યર્ચા** જુઓ અભ્યર્ચના.

**અભ્યર્ચ્ય** [સં. અભિ (તરફ) + અર્ચ્ (પૂજવું) + ય (વિધ્યર્થકૃદંતનો પ્રત્યય)] વિ. પૂજવા લાયક.

**અભ્યર્થન** જુઓ અભ્યર્થના.

**અભ્યર્થના** ૧. [સં. અભિ (તરફ) + અર્થના (અરજ)] સ્ત્રી. પ્રાર્થના; અરજ.

૨. સ્ત્રી. માગણી; માગું.

૩. [હિં.] સ્ત્રી. સત્કાર; સન્માન.

**અભ્યર્થનીય** ૧. [હિં.] વિ. આવકાર આપવા લાયક.

૨. [સં. અભિ (તરફ) + અર્થનીય (પ્રાર્થના કરવા જેવું)] વિ. પ્રાર્થવા લાયક; સંમુખ અરજ કરવા જેવું.

૩. વિ. માગવા લાયક.

**અભ્યર્થવું** [સં. અભિ (તરફ) + અર્થ્ (માગવું)] સ. ક્રિ. આજીજી કરવી; વિનતિ કરવી.

**અભ્યર્થિત** ૧. [સં. અભિ (તરફ) + અર્થિત (માગેલું)] ન. માગણી.

૨. વિ. આજીજી કરાયેલું.

૩. વિ. માગેલું.

૪. [હિં.] વિ. સત્કાર પામેલું; આવકાર આપવામાં આવ્યો હોય એવું.

**અભ્યર્થી** [સં. અભિ (તરફ) + અર્થ્ (માગવું) + ઇન્ (વાળું)] વિ. માગનાર; યાચના કરનારું.

**અભ્યર્થ્ય** જુઓ અભ્યર્થનીય.

**અભ્યર્હણ** [સં. અભિ (વિશેષ) + અર્હ્ (પૂજવું) + અન (નામ બનાવનાર પ્રત્યય)] ન. પૂજા.

**અભ્યર્હણા** જુઓ અભ્યર્હણ.

**અભ્યર્હણીય** વિ. પૂજવા લાયક; પૂજ્ય.

**અભ્યર્હિત** ૧. [સં. અભિ (વિશેષ) + અર્હ્ (પૂજવું) + ઇત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. પૂજેલું.

૨. વિ. માન આપવા લાયક; પૂજ્ય.

૩. વિ. લાયક; ઉચિત.

**અભ્યશન** ૧. ન. પહોંચવું તે.

૨. [સં. અભિ (ચોતરફ) + અશ્ (વ્યાપવું) + અન (નામ બનાવનાર પ્રત્યય)] ન. બધી દિશામાં ફેલાવો.

૩. ન. મેળવવાપણું; પ્રાપ્તિ.

**અભ્યસન** ૧. [સં. અભિ (વારંવાર) + અસ્ (જવું) + અન (નામ બનાવનાર પ્રત્યય)] ન. ટેવ; મહાવરો; આદત.

૨. [સં. અભ્યસ્ (અભ્યાસ કરવો) + અન (નામ બનાવનાર પ્રત્યય)] ન. ભણતર; અભ્યાસ.

૩. ન. વારંવાર એક કામ કરવાપણું; અનુશીલન.

**અભ્યસનીય** [સં. અભ્યસ્ (અભ્યાસ કરવો) + અનીય (વિધ્યર્થકૃદંતનો પ્રત્યય)] વિ. ભણવા જેવું; અધ્યયન કરવા લાયક.

**અભ્યસવું** ૧. [સં. અભ્યસ્ (અભ્યાસ કરવો)] સ. ક્રિ. ભણવું; શીખવું; અભ્યાસ કરવો.

૨. [સં. અભિ (વારંવાર) + અસ્ (જવું)] સ. ક્રિ. મહાવરો કરવો; ટેવ પાડવી.

> વસ્તુ વિચાર વિના **અભ્યસે**,
> તે જેમ કંચન કથીરે ઘસે. — અખો

**અભ્યસિત** [સં. અભ્યસ્ (અભ્યાસ કરવો) + ઇત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. ભણેલું; અધ્યયન કરવામાં આવ્યું હોય એવું.

**અભ્યસી** ૧. [સં. અભિ (વારંવાર) + અસ્ (જવું)] વિ. ઉદ્યોગી; ઉદ્યમી; ખંતીલું.

૨. વિ. જિજ્ઞાસુ; જાણવાની ઇચ્છાવાળું.

૩. [સં. અભ્યસ્ (અભ્યાસ કરવો)] વિ. વિદ્યા મેળવવા આતુર.

**અભ્યસૂયક** ૧. [સં. અભિ (વિશેષ) + અસૂયા (અદેખાઈ) + ક (કરનાર)] વિ. અતિશય અદેખાઈ કરનાર.

૨. વિ. સારે રસ્તે વર્તનાર માણસ ઉપર દોષનો આરોપ મૂકનાર.

**અભ્યસૂયા** ૧. [સં. અભિ (વિશેષ) + અસૂયા (અદેખાઈ)] સ્ત્રી. અદેખાઈ; ઈર્ષા.

૨. સ્ત્રી. ક્રોધ; ગુસ્સો.

૩. સ્ત્રી. બીજાના ગુણો ઉપર કરાતું દોષનું આરોપણ.

**અભ્યસ્ત** ૧. ન. (વ્યાકરણ) ધાતુના મૂળ રૂપને બેવડાવીને કરેલું રૂપ. જેમકે, 'પા'નું 'પપા'.

૨. [સં. અભિ (વારંવાર) + અસ્ (લેવું) + ત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. ગુણાયેલું.

૩. વિ. જોઈને શીખેલું; ભણવાથી જાણેલું; શિખાયેલું.

૪. વિ. નિપુણ; હોશિયાર.

૫. વિ. બેવડાયેલું.

૬. વિ. મહાવરાવાળું; ટેવાયેલું.

૭. વિ. વારંવાર કરવામાં આવેલું.

**અભ્યસ્તતા** [સં. અભ્યસ્ (ટેવ પાડવી) + ત (ભૂતકૃદંતનો પ્રત્યય) + તા (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. ટેવ; મહાવરો.

**અભ્યંગ** ૧. પું. તલનો ખોળ.
૨. [સં. અભ્યંજ્ (ચોળવું)] પું. નહાતાં પહેલાં શરીરે કરાતો તેલ વગેરેનો લેપ; તૈલ-મર્દન.
તૈલાભ્યંગ = શરીરે તેલ ચોળવું તે.
૩. પું. મલમ; લેપ.

**અભ્યંગ દ્રવ્ય** ૧. ન. ગાયનું ઘી.
૨. [સં. અભ્યંજ્ (ચોળવું) + દ્રવ્ય (વસ્તુ)] ન. શરીરે ચોળવાનો પદાર્થ.

**અભ્યંગ સ્નાન** [સં. અભ્યંજ્ (ચોળવું) + સ્નાન (નાવણ)] ન. તેલ સાથે સુગંધી પદાર્થ મેળવી શરીરે ચોળી કરાતું નાવણ; શુભ પ્રસંગે શરીરે સુગંધી પદાર્થ ચોળી નાહવું તે.

**અભ્યંગિન** પું. ડામરમાંનો એ નામનો એક પારદર્શક પ્રવાહી પદાર્થ.

**અભ્યંજન** ૧. [સં. અભ્યંજ્ (આંજવું) + અન (નામ બનાવનાર પ્રત્યય)] ન. આંજવાની ક્રિયા.
૨. ન. કાજળ; સુરમો.
૩. ન. ઘરેણું; આભૂષણ.
૪. ન. તેલ.
૫. ન. મલમ; લેપ.
૬. ન. શરીરે તેલ જેવા પદાર્થનું લેપન.

**અભ્યંજનીય** ૧. [સં. અભ્યંજ્ (આંજવું) અનીય + (વિધ્યર્થકૃદંતનો પ્રત્યય)] વિ. આંજવા લાયક; આંજી શકાય એવું.
૨. [સં. અભ્યંજ્ (ચોળવું) + અનીય (વિધ્યર્થકૃદંતનો પ્રત્યય)] વિ. લેપ કરવા જેવું; જેનો લેપ થઈ શકે તેવું.

**અભ્યંતર** ૧. ન. અંતઃકરણ; મન.
૨. [સં. અભિ (ઘણું) + અંતર (અંદરનું)] ન. અંદરનો ભાગ; વચમાંની જગ્યા.
૩. ન. વચલો આંતરો.
૪. ન. વચ્ચેનો વખત.
૫. વિ. અંદરનું; માંહેલું.
આ પ્રશ્નની પરીક્ષા માટે બાહ્ય અને **અભ્યન્તર** એમ બે પ્રકારનાં પ્રમાણોનો આશ્રય કરીશું. નરસિંહરાવ
૬. [સં. અભિ (વિશેષ) + અંતર (છેટું)] વિ. ઊંડું.
૭. [સં. અભિ (પાસે) + અંતર (અંત)] વિ. નજીકનું; ઘાટા સંબંધવાળું.
૮. વિ. પ્રવીણ; હોશિયાર; પારંગત.

**અભ્યંતરકલા** [સં. અભ્યંતર (અંદરનું) + કલા (વિદ્યા)] સ્ત્રી. હાવભાવ કે નખરાં કરી મોહ લગાડવાની વિદ્યા.

**અભ્યંતરતપ** [સં. અભ્યંતર (અંદરનું) + તપસ્ (તપ)] ન. (જૈન) આંતરિક તપ; મોક્ષના સાધનરૂપ તપ. તેના ૭ ભેદ છે: ૧. પ્રાયશ્ચિત્ત, ૨. વિનય, ૩. વૈયાવચ્ચ એટલે ગુરુ વગેરેની કરવામાં આવતી સેવા, ૪. સ્વાધ્યાય, ૫. ધ્યાન અને ૬. કાઉસગ્ગ.

**અભ્યંતર પરિષદ** [સં. અભ્યંતર (અંદરનું) + પરિષદ્ (સભા)] સ્ત્રી. મિત્ર વગેરે સમાન માણસોની સભા.

**અભ્યંતરવાસ** [સં. અભ્યંતર (અંદરનું) + વાસ (રહેઠાણ)] પું. અંદરનું રહેઠાણ.

**અભ્યંતરશૌચ** [સં. અભ્યંતર (મન) + શૌચ (પવિત્રતા)] ન. મનની ચોખ્ખાઈ.

**અભ્યંતરાયામ** [સં. અભ્યંતર (અંદર) + આયામ (ખેંચાણ)] પું. (વૈદક) છાતી પાસેથી માણસને ધનુષ્યની પેઠે વાળી દે એવો વાયુરોગ.

**અભ્યાકર્ષ** [સં. અભિ (તરફ) + આકર્ષ (ખેંચાણ)] પું. મલકુસ્તી વખતે સામસામી છાતી ઠોકવી તે.

**અભ્યાકાંક્ષિત** ૧. ન. આરોપ; આળ.
૨. ન. ઇચ્છા; મરજી.
૩. [સં. અભિ (વિશેષ) + આકાંક્ષિત (ઇચ્છેલું)] વિ. ખાસ ધારેલું; ઇચ્છેલું.

**અભ્યાખ્યાન** ૧. [સં. અભિ (સામે) + આખ્યાન (કહેવું)] ન. આળ; તહોમત.
૨. ન. (જૈન) આળ ચડાવવાનું તેરમું પાપસ્થાન.
૩. ન. કોઈને માથે દોષ મૂકવો તે.

**અભ્યાખ્યાની** [સં. અભિ (સામે) + આખ્યાયિન્ (કહેનાર)] વિ. આળ ચડાવનાર.

**અભ્યાગત** ૧. [સં. અભિ (પાસે) + આગત (આવેલું)] પું. ભિખારી; માગણ.
૨. પું. મહેમાન; પરોણો; અતિથિ.
૩. પું. સાધુ; સંન્યાસી.
૪. વિ. પાસે આવેલું.
૫. [સં. અભિ (તરફ) + આગત (આવેલું)] વિ. મુલાકાત લેનાર.
૬. વિ. વગર તેડે આંગણે આવી ચડેલું.

**અભ્યાગમ** ૧. પું. કતલ; વધ.
૨. [સં. અભિ (પાસે) + આગમ્ (આવવું)] પું. પડોશ.
૩. પું. ફળનો ભોગવટો.
૪. પું. મુકાબલો.
૫. [સં. અભિ (તરફ) + આગમ્ (આવવું)] પું. મુલાકાત.
૬. પું. વિરોધ; વેર; દુશ્મનાવટ.
૭. પું. સ્વીકાર.
૮. [સં. અભિ (ઉપર) + આગમ્ (આવવું)] પું. હુમલો; ચડાઈ.

**અભ્યાગમન** [સં. અભિ (પાસે) + આગમન (આવવું તે)] ન. આવી પહોંચવાપણું.
૨. [સં. અભિ (તરફ) + આગમ્ (આવવું) + અન (નામ બનાવનાર પ્રત્યય)] ન. મુલાકાત.
૩. [સં. અભિ (સામે) + આગમન (આવવું તે)] ન. સામે આવવું તે.

**અભ્યાગારિક** ૧. [સં. અભિ (તરફ) + આગાર (ઘર) + ઇક (વાળું)] વિ. ઘરબારી; કુટુંબના પાલનમાં તત્પર.
૨. વિ. બાળબચ્ચાં વગેરેના પોષણમાં વ્યાકુળ.

**અભ્યાઘાત** ૧. [સં. અભિ (ઉપર) + આઘાત (માર)] પું. ચડાઈ; હુમલો.
૨. પું. ચોરવાની સમજાવટ.
૩. [સં. અભિ (ઉપર) + આઘાત (ફટકો)] પું. પ્રહાર કરવાની સલાહ.
૪. પું. માર; ઠોક.
૫. પું. સામે કરાતો પ્રહાર.

**અભ્યાઘાતી** ૧. [સં. અભિ (ઉપર) + આઘાતિન્ (મારનાર)] વિ. ચડાઈ કરનાર.
૨. વિ. હિંસા કરવાના સ્વભાવવાળું.

**અભ્યાચાર** [સં. અભિ (સામે) + આચાર (વર્તન)] પું. સામું વર્તન.

**અભ્યાદાન** ૧. ન. આરંભ.
૨. [સં. અભિ (સામે) + આદાન (લેવું તે)] ન. સામે ગ્રહણ કરવું તે.

**અભ્યાધાન** [સં. અભિ (ઉપર) + આધાન (મૂકવું તે)] ન. મંત્ર વગેરેથી અગ્નિનું સ્થાપન.

**અભ્યાપાત** [સં. અભિ (ઉપર) + આપાત (પડવું તે)] પું. દુઃખ; આફત; સંકટ.

**અભ્યામર્દ** [સં. અભિ (બધી બાજુ તરફથી) + આ (વિશેષ) + મર્દ (કચરઘાણ)] પું. રણ; યુદ્ધ કારણ કે સંગ્રામમાં ચારે કોરથી સૈન્યનો કચરઘાણ થાય છે.

**અભ્યારંભ** [સં. અભિ (વિશેષ) + આરંભ (શરૂઆત)] પું. પ્રથમનો આરંભ.

**અભ્યારોહ** ૧. [સં. અભિ (ઉપર) + આરોહ (ચડવાપણું)] પું. ઉપર ચડવું તે; ચડાણ.

૨. પું. એ નામનો મંત્રજાપ.
૩. પું. એક જગ્યા કે સ્થિતિમાંથી બીજીમાં જવાપણું.
૪. પું. પ્રગતિ; આગળ વધવું તે.

**અભ્યારોહણ** જુઓ અભ્યારોહ.

**અભ્યાવર્ત** ૧. પું. અતિશય અભ્યાસ.
૨. [ સં. અભિ ( તરફ ) + આવૃત્ ( ફરીને આવવું ) ] પું. પુનરાવર્તન; ફરીને કહેવાપણું.
૩. પું. શ્લોક વારંવાર ગવાય એવું એક સ્તોત્ર; આવૃત્તિસ્તોત્ર.

**અભ્યાવર્તી** ૧. પું. ( પુરાણ ) ચયમાન રાજાનો એ નામનો દીકરો.
૨. [ સં. અભિ ( વારંવાર ) + આવર્તિન્ ( કુંડાળામાં ફરનાર ) ] વિ. નિરંતર હયાત.

**અભ્યાવૃત્તિ** [ સં. અભિ ( વારંવારના અર્થવાળો પૂર્વગ ) + આવૃત્તિ ( ફરી ફરી કરાતો અભ્યાસ ) ] સ્રી. વારંવાર કરાતો અભ્યાસ.

**અભ્યાશ** [ સં. અભિ ( વિશેષ ) + આશ ( પાસે ) ] અ. નજીક; પાસે.

**અભ્યાસ** ૧. [ સં. અભિ ( વારંવાર ) + અસ્ ( નાખવું ) ] પું. ( સંગીત ) અમુક સ્વરોની ઠેકાણે ઠેકાણે આવૃત્તિ કર્યા કરવી તે; બીજા સ્વરોને વચમાં આવવા દઈ તે સ્વરોનું ફરી ફરી બોલવાપણું.
૨. પું. ( કાવ્ય ) એક અલંકાર. તેમાં કોઈ મુશ્કેલ વાતને સાબિત કરવાવાળા કામ વિષે કહેવામાં આવે છે.
૩. પું. એક જાતનું લિંગ. જુઓ લિંગ.
૪. પું. કવિતાની છેલ્લી લીટી વારંવાર કહેવી તે; પુનરુક્ત.
૫. પું. ગુણાકાર.
૬. પું. ચિંતન; મનન; ધ્યાન.
૭. પું. ટેવ; મહાવરો; આદત.
૧. અભ્યાસ કરવો = ટેવ પાડવી.
૨. અભ્યાસ પડવો = ટેવ પડવી.
૩. અભ્યાસ હોવો = ટેવ હોવી.
૮. પું. દૃઢ સંસ્કાર.
૯. [ સં. અભિ ( પાસે ) + અસ્ ( હોવું ) ] પું. પડોશ; સમીપતા.
૧૦. પું. પુનરાવૃત્તિ; એક કામ પાછળ ખંતથી વારંવાર મચ્યા રહેવાપણું.
૧૧. પું. ( વ્યાકરણ ) બેવડાવેલ ધાતુનો પહેલો અક્ષર. જેમકે, પીપાસા, દદર્શ.
૧૨. પું. ( વ્યાકરણ ) બેવડું રૂપ; દ્વિર્ભાવ. જેમકે, મારામારી, કાપાકાપી.
૧૩. [ સં. અભિ ( તરફ ) + અસ્ ( જવું ) ] પું. ભણતર; પઠન.
૧. અભ્યાસ કરવો = (૧) અનુભવ કરવો. (૨) ધ્યાનમાં લેવું. (૩) ભણવું; શીખવું. (૪) મનન કરવું; વિચાર કરવો.
૨. અભ્યાસ જોવો-તપાસવો = પરીક્ષા લેવી.
૧૪. પું. ( યોગ ) મનને બીજે દોરાતાં અટકાવી સ્થિર કરવાના હેતુથી વારંવાર કરાતો પ્રયત્ન.
૧૫. પું. લશ્કરી તાલીમ.
૧૬. અ. નજીક; પાસે.

અંતિક પાર્શ્વ અવિદૂર તટ વળી સમીપ **અભ્યાસ**,
જરૂર અનાદર થાય છે, જો રહે નિરંતર પાસ.
પિંગળલઘુકોષ

**અભ્યાસક** ૧. [ સં. અભ્યસ ( ભણવું ) + અક ( કર્તૃવાચક પ્રત્યય ) ] પું. પંડિત; વિદ્વાન.
૨. પું. વિદ્યાર્થી; અભ્યાસ કરનારો.
૩. વિ. ભણતરમાં મંડ્યો રહેનાર.

**અભ્યાસકમંડળ** [ સં. અભ્યાસક ( વિદ્યાર્થી ) + મંડલ ( ટોળું ) ] ન. વિદ્યાર્થીનો સંઘ.

**અભ્યાસકલા** [ સં. અભ્યાસ ( મનને સ્થિર કરવા માટેનો પ્રયત્ન ) + કલા ( વિદ્યા ) ] સ્રી. ( યોગ ) આસન અને પ્રાણાયામનો સંયોગ; યોગની ચાર કલામાંની એક. તે જુદા જુદા અંગના મેળથી બને છે.

**અભ્યાસક્રમ** [ સં. અભ્યાસ ( ભણતર ) + ક્રમ ( યોજના ) ] પું. શિક્ષણના વિષયની વિગતવાર યાદી; અભ્યાસ કરવાનો ઠરાવેલ ક્રમ; ભણવાનું નક્કી કરેલ ધોરણ.

**અભ્યાસખંડ** જુઓ અભ્યાસગૃહ.

**અભ્યાસગુણ** [સં. અભ્યાસ ( ટેવ ) + ગુણ] પું. ( જૈન ) પૂર્વના સંસ્કારથી ઉત્પન્ન થયેલ ગુણ. જેમકે, બાળકથી વગર શીખવ્યે કરાતું સ્તનપાન.

**અભ્યાસગૃહ** ૧. ન. કળાકારનો કામ કરવાનો ઓરડો.
૨. [ સં. અભ્યાસ ( પાઠ ) + ગૃહ ( ઘર ) ] ન. ભણવાનો ઓરડો; પાઠગૃહ; પાઠ તૈયાર કરવાનો ખંડ.

**અભ્યાસજડ** ( અભ્યાસજડ઼ ) [ સં. અભ્યાસ ( ભણતર ) + જડ ( અજ્ઞાન ) ] વિ. ભણવામાં જ લાગેલું; ભણતર સિવાયની બાબતમાં અજ્ઞાન.

**અભ્યાસજનિત** જુઓ અભ્યાસજન્ય.

**અભ્યાસજન્ય** [ સં. અભ્યાસ ( ટેવ ) + જન્ય ( પેદા થતું ) ] વિ. મહાવરાથી થતું.

**અભ્યાસદોષ** ૧. [ સં. અભ્યાસ ( ટેવ ) + દોષ ( ખામી ) ] પું. ટેવ ન હોવાપણું.
૨. પું. ટેવરૂપી દોષ.

**અભ્યાસપરાયણ** [ સં. અભ્યાસ ( ભણતર ) + પરાયણ ( મચ્યુંપચ્યું ) ] વિ. ભણતરમાં લીન થયેલું; ભણવામાં એકચિત્ત.

**અભ્યાસપરાયણતા** [ સં. અભ્યાસ ( ભણતર ) + પરાયણતા ( એકધ્યાનપણું ) ] સ્રી. ભણવામાં એકચિત્ત હોવાપણું.

**અભ્યાસપૂર્ણ** [ સં. અભ્યાસ ( ભણતર ) + પૂર્ણ ( ભરેલું ) ] વિ. શીખવાનું મળે એવું.

**અભ્યાસપ્રયોગ** [ સં. અભ્યાસ ( વારંવાર પાઠ ) + પ્રયોગ ( નાટક ભજવવું તે ) ] પું. નાટકના પાઠ યાદ રાખવા વારંવાર ખેલ ભજવવો તે; પૂર્વપ્રયોગ; 'રીહર્સલ'.

**અભ્યાસપ્રિય** [ સં. અભ્યાસ ( ભણતર ) + પ્રિય ( વહાલું ) ] વિ. ભણતર ગમતું હોય એવું; શીખવાના શોખવાળું.

**અભ્યાસપ્રિયતા** [ સં. અભ્યાસ ( ભણતર ) + પ્રિયતા ( પ્રીતિ ) ] સ્રી. ભણતરનો શોખ.

**અભ્યાસમાર્ગ** જુઓ અભ્યાસયોગ.

**અભ્યાસયોગ** ૧. [સં. અભ્યાસ ( ચિંતન ) + યોગ ( જોડાણ ) ] પું. એકના એક વિષયનું કાયમ ધ્યાન; પરિશીલન.
૨. પું. વારંવાર મનને સ્થિર કરવાથી થતી સમાધિ; એક જ વિષયના ચાલુ ધ્યાનથી થયેલી મનની એકાગ્રતા.

**અભ્યાસરત** [ સં. અભ્યાસ ( ભણતર ) + રત ( લીન ) ] વિ. ભણતરમાં એકચિત્તવાળું.

**અભ્યાસરસિક** [ સં. અભ્યાસ ( ભણતર ) + રસિક ( શોખીન ) ] વિ. ભણવામાં આનંદ લેનારું.

**અભ્યાસવિમુખ** [ સં. અભ્યાસ ( ભણતર ) + વિમુખ ( વિરુદ્ધ ) ] વિ. ભણવા તરફ અણગમાવાળું.

**અભ્યાસવું** ૧. [ સં. અભ્યસ્ ( મનન કરવું ) ] સ. ક્રિ. ધ્યાનપૂર્વક અને ખંતથી ઊંડા ઊતરી શીખવું.
૨. સ. ક્રિ. ભણવું; અભ્યાસ કરવો.
૩. સ. ક્રિ. મહાવરો રાખવો; ટેવ પાડવી.

**અભ્યાસસારણી** ૧. [ સં. અભ્યાસ ( ભણતર ) + સારણી ( નહેર ) ] સ્રી. ભણવાની રીત.
૨. [ સં. અભ્યાસ ( ભણતર ) + સારણી ( નહેર ) ] સ્રી. વખતપત્રક; કયા નિયમ પ્રમાણે અભ્યાસ કરવો અને ચાલુ રાખવો તે બતાવનારી ટીપ; અભ્યાસ કરવાની ગોઠવણ.

**અભ્યાસસારિણી** ૧. [ સં. અભ્યાસ ( મહાવરો ) + સારિણી ( આશ્રયે રહેનારી ) ] વિ. સ્રી. મહાવરાથી આવડે કે રહે એવી.

૨. જુઓ અભ્યાસસારણી.

**અભ્યાસાસન** [ સં. અભ્યાસ ( પાસે ) + આસન ( બેઠક ) ] ન. પાસે બેસવું તે.

**અભ્યાસી** ૧. [ સં. અભ્યાસ ( ભણતર ) + ઈન્ ( વાળું ) ] પું. વિદ્યાર્થી.
૨. પું. વિદ્વાન; પંડિત.
૩. વિ. ઉદ્યમી; ખંતીલું; મહેનતુ.
૪. વિ. ટેવ હોય એવું; મહાવરાવાળું.
૫. વિ. ભણતરમાં રોકાયેલું; વિદ્યાર્થી.

**અભ્યાસીજન** [ સં. અભ્યાસિન્ ( શીખનાર ) + જન ( માણસ ) ] ન. વિદ્યાર્થી.

**અભ્યાસીમંડળ** [ સં. અભ્યાસિન્ ( વિદ્યાર્થી ) + મંડલ ( ટોળું ) ] ન. વિદ્યાર્થીસમાજ.

**અભ્યાહત** ૧. વિ. અટકાવેલું; રોકેલું.
૨. વિ. દુઃખ પામેલું; આકુળ.
૩. [ સં. અભિ ( તરફ ) + આ ( વિશેષ ) + હન્ ( મારવું ) ] વિ. માર ખાધેલો હોય એવું.

**અભ્યાહાર** ૧. [ સં. અભિ ( સામે ) + આ ( એક ઉપસર્ગ ) + હૃ ( લઈ જવું ) ] પું. દેખતાં છતાં સામે આવીને લઈ જવું તે; લૂંટ.
૨. [ સં. અભિ ( પાસે ) + આહૃ ( લાવવું ) ] પું. પાસે લઈ જવાપણું.
૩. પું. ભોજન.

**અભ્યાહિત** [ સં. અભિ ( સામે ) + આહિત ( મૂકેલ ) ] પું. મંત્ર વગેરેથી સામે સ્થાપેલો વિધિપૂર્વક સંસ્કાર પમાડેલો અગ્નિ.

**અભ્યાંત** ૧. [ સં. અભ્યમ્ ( ઈજા કરવી ) ] વિ. ઈજા પામેલું.
૨. વિ. રોગી; બીમાર.

**અભ્યુક્ત** ૧. વિ. પ્રકાશેલ.
૨. [ સં. અભિ ( સામે ) + ઉક્ત ( કહેલ ) ] વિ. સમક્ષ કહેલું.

**અભ્યુક્ષણ** ૧. [ સં. અભિ ( ઉપર ) + ઉક્ષ્ ( છાંટવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. છંટકાવ; સિંચન.
૨. ન. નહેર વડે જમીનને પાણી પાવું તે.
૩. ન. પાણી છાંટી પવિત્ર કરવાની ક્રિયા.

ધોઈ હાથપગ સાવધપણે જી,
અભ્યુક્ષણ કરવું યત્ન ઘણે જી. પ્રેમાનંદ

**અભ્યુચ્ચય** ૧. [ સં. અભિ ( વિશેષ ) + ઉચ્ચય ( સંગ્રહ ) ] પું. આબાદી; ચડતી; ઉદય.
૨. પું. લક્ષ્મી; દોલત.
૩. પું. વધારો; વૃદ્ધિ.
૪. [ સં. અભિ ( વિશેષ ) + ઉચ્ચય ( સમુદાય ) ] પું. સમૂહ; જથ્થો.

**અભ્યુચ્છ્રય** ૧. પું. ( સંગીત ) અઠ્ઠાવન પ્રકારની સ્વરરચના માંહેની અઢારમી; વચ્ચેનો સ્વર મૂકી દઈ બબ્બે સ્વર સાથે લેવાય તે અલંકાર. જેમકે, સ, ગ | રિ, મ | ગ, પ | મ, ધ | પ, નિ | ધ, સ. અવરોહમાં આથી ઊલટા છેડેથી સ્વર લેવાય છે. જુઓ વર્ણાલંકાર.
૨. [ સં. અભિ ( વિશેષ ) + ઉચ્છ્રય ( ઊંચું હોવાપણું ) ] પું. ઊંચું થવાની ક્રિયા.

**અભ્યુચ્છ્રય-અવરોહી** [ સં. અભ્યુચ્છ્રય ( ઊંચું થવું તે ) + અવરોહ ( નીચે આવવાની ક્રિયા ) ] પું. ( સંગીત ) એક એક સ્વર છોડી સાતે સ્વરનું અનુક્રમે ઊંચા સૂરથી નીચા સૂર ઉપર આવવાપણું. જેમકે, સ, ધ | નિ, પ | ધ, મ | પ, ગ | મ, રિ | ગ, સ.

**અભ્યુત્થાન** ૧. ન. આકડાનો છોડ.
૨. [ સં. અભિ ( વિશેષ ) + ઉત્થાન ( ઉદય ) ] ન. આબાદી; ચડતી.
૩. ન. ઉદ્યમ.
૪. ન. ઊઠવું તે.
૫. ન. પેદા થવાપણું; ઉત્પત્તિ; ઉદ્ભવ.
૬. [ સં. અભિ ( તરફ ) + ઉત્થાન ( ઊભા થવું તે ) ] ન. સન્માન આપવા માટે ઊભા થવું તે.
૭. ન. સર્વોદય.
૮. ન. હરીફાઈ.

**અભ્યુત્થાયી** ૧. [ સં. અભિ ( વિશેષ ) + ઉત્થાયિન્ ( ઊંચે આવતું ) ] વિ. ઊંચે ચડનાર; આગળ વધતું.
૨. [ સં. અભિ ( તરફ ) + ઉત્થા ( ઊભા થવું ) ] વિ. માન આપવા માટે ઊભું થનાર.

**અભ્યુત્થિત** ૧. વિ. ઉત્પન્ન થયેલું.
૨. વિ. ઊઠેલ.
૩. [ સં. અભિ ( વિશેષ ) + ઉત્થિત ( ઊંચે આવેલું ) ] વિ. ચડતી પામેલ; ઉન્નત.
૪. [ સં. અભિ ( તરફ ) + ઉત્થા ( ઊભા થવું ) + ઈત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. માન આપવા ઊભું થયેલ.

**અભ્યુત્થેય** ૧. [ સં. અભિ ( તરફ ) + ઉત્થેય ( ઊભા થવા જોગ ) ] વિ. ઊભા થઈને માન આપવા જેવું.
૨. વિ. ચડતીને લાયક.

**અભ્યુત્પતન** [ સં. અભિ ( તરફ ) + ઉદ્ ( ઊંચું ) + પત ( પડવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ઠેકડો; છલંગ; ફાળ.

**અભ્યુત્સાહી** ૧. [ સં. અભિ ( વિશેષ ) + ઉત્સાહિન્ ( ખંતીલું ) ] વિ. ઘણા જુસ્સાવાળું.
૨. વિ. ઝનૂની; ધર્માંધ.

**અભ્યુદય** ૧. [ સં. અભિ ( વિશેષ ) + ઉદય ( ચડતી ) ] પું. આબાદી; ચડતી; ઉન્નતિ.
૨. પું. ઇચ્છેલ વસ્તુ મળવાપણું.
૩. પું. ઉત્પત્તિ.
૪. પું. ઉત્સવ; શુભ અવસર.
૫. પું. કલ્યાણ; ભલું; શ્રેય.
૬. પું. બનાવ.
૭. પું. ( સંગીત ) મધ્યમ ગ્રામમાં ઋષભ મૂકી દેવાથી થતું એક તાન.
૮. પું. લાભ; ફાયદો.
૯. પું. વૃદ્ધિશ્રાદ્ધ; બાળકના જન્મથી કરાતું શ્રાદ્ધ.
૧૦. પું. શરૂઆત; આરંભ.
૧૧. પું. સુધારણા; સુધારો.
૧૨. પું. સૂર્ય વગેરે ગ્રહોનો ઉદય.

**અભ્યુદયનિધિ** [ સં. અભ્યુદય ( ચડતી ) + નિધિ ( ભંડોળ ) ] પું. સુધારણા માટે એકઠું કરેલ ભંડોળ.

**અભ્યુદયાધિકારી** [ સં. અભ્યુદય ( સુધારણા ) + અધિકારિન્ ( અમલદાર ) ] પું. સુધારા પાછળ ધ્યાન આપનાર અમલદાર.

**અભ્યુદયાધિક્યવાદ** [ સં. અભ્યુદય ( ચડતી ) + આધિક્ય ( વધારે ) + વાદ ( મત ) ] પું. સૌથી વધારે માણસોનું સૌથી વધારે હિત કરી શકાય એવો મત; જનહિતવાદ; જનસુખવાદ; પરહિતવાદ; ઉપયુક્તતાવાદ.

**અભ્યુદયાર્થક** ૧. [ સં. અભ્યુદય ( ચડતી ) + અર્થક ( માટેનું ) ] ન. આબાદી માટે કરાતું શ્રાદ્ધ.
૨. વિ. આબાદી માટેનું.

**અભ્યુદયેચ્છા** [ સં. અભ્યુદય ( ચડતી ) + ઇચ્છા ( મરજી ) ] સ્ત્રી. ઉન્નતિની ચાહના.

**અભ્યુદયેષ્ટિ** [ સં. અભ્યુદય ( કલ્યાણ ) + ઇષ્ટિ ( યજ્ઞ ) ] પું. પ્રાયશ્ચિત્ત માટે કરાતો કલ્યાણકારી એક યજ્ઞ.

**અભ્યુદિત** ૧. [ સં. ] પું. સૂરજ ઊગતી વખતે ઊંઘને લીધે સવારનું નિત્યકર્મ કર્યું ન હોય એવો બ્રહ્મચારી.
૨. ન. સૂર્યોદય.
૩. વિ. ઉત્પન્ન થયેલું; બનેલું.
૪. વિ. ઉદય પામેલું; આબાદ થયેલ; સમૃદ્ધ.
૫. વિ. ઊજવેલું.
૬. વિ. દિવસ ચડ્યા સુધી સૂનાર.
૭. વિ. પ્રકાશેલ; ઉદય પામેલું.

**અભ્યુદ્ગમ** ૧. પું. ઉત્પત્તિ.
૨. [ સં. અભિ ( ચોતરફ ) + ઉદ્ગમ ( વધવું તે ) ] પું. ઉદય; ઉન્નતિ.

૩. પું. ફેલાવો.
૪. [ સં. અભિ ( સામે ) + ઉદ્ગમ ( વધવું તે )] પું. માન આપવા આગળ જવાપણું.

**અભ્યુદ્ગમન** જુઓ અભ્યુદ્ગમ.

**અભ્યુદ્યત** ૧. [ સં. અભિ ( તરફ ) + ઉદ્યત ( ઉગામેલું )] વિ. ઊંચું કરેલું; ઉગામેલું.
૨. [ સં. અભિ ( વિશેષ ) + ઉદ્યત ( તત્પર )] વિ. તત્પર; તૈયાર.
૩. વિ. પાસે ગયેલું; આવી પહોંચેલું.
૪. વિ. માગ્યા વગર આવેલું; આવી મળેલું.

**અભ્યુન્નત** [ સં. અભિ ( ઘણું ) + ઉન્નત ( ઊંચું ) ] વિ. ઘણું ઊંચું.

**અભ્યુન્નતિ** [ સં. અભિ ( વિશેષ ) + ઉન્નતિ ( ચડતી ) ] સ્ત્રી. આબાદી; ઉદય.

**અભ્યુપગત** ૧. વિ. અનુમાન કરેલ.
૨. [ સં. અભિ ( વિશેષ ) + ઉપ ( નજીક ) + ગત ( ગયેલું ) ] વિ. પાસે ગયેલું; સમીપ આવેલું.
૩. વિ. બનવા જેવું; સંભવિત.
૪. વિ. સરખું; સમાન.
૫. વિ. સ્વીકારેલું; મંજૂર કરેલ.

**અભ્યુપગમ** ૧. [ સં. અભિ ( વિશેષ ) + ઉપ ( પાસે ) + ગમ્ ( જવું ) ] પું. આવી પહોંચવાપણું; પ્રાપ્તિ.
૨. પું. દલીલ.
૩. પું. મળતાપણું; સમાનતા.
૪. પું. વચન; પ્રતિજ્ઞા.
૫. પું. સમીપ ગમન; પાસે જવું તે.
૬. પું. ( ન્યાય ) સિદ્ધાંતના ચાર ભેદમાંનો એક; પ્રમાણ તરીકે સ્વીકારેલી બાબત. તપાસ્યા વગર કોઈ વાત માની લેવી અને પછી જે વાતનું ખંડન કરવું છે તેની તે ઉપરથી વિશેષ પરીક્ષા કરવી તેને અભ્યુપગમસિદ્ધાંત કહે છે. જેમકે, એક પક્ષવાળો કહે કે શબ્દ દ્રવ્ય છે. તે ઉપરથી સામા પક્ષવાળો કહે કે શબ્દ દ્રવ્ય છે એમ ઘડીભર માનીએ, પણ તે નિત્ય છે કે અનિત્ય? આ પ્રકારનું માનવું તે અભ્યુગમસિદ્ધાંત કહેવાય છે.

જ્યાં કોઈ પણ સિદ્ધાંત જાણવામાં ન હોય ત્યાં મન એકાદ સિદ્ધાંત કલ્પે છે, આનું નામ અભ્યુપગમ કહેવાય. શાસ્ત્રીય વિચારોમાં વારંવાર આવા અભ્યુપગમો કરી પછી નક્કી તેમને સિદ્ધ ઠરાવીને તે ઉપરથી સિદ્ધાંત બાંધવા પડે છે. મણિલાલ નભુભાઈ

૭. પું. સ્વીકાર; અંગીકાર; મંજૂરી.

**અભ્યુપગમવાદ** [ સં. અભિ ( તરફ ) + ઉપ ( પાસે ) + ગમ્ ( જવું ) + વાદ ( મત ) ] પું. ( ન્યાય ) પોતાની માન્યતા ખરી હોવાનું સાબિત કરવા પોતાને કબૂલ ન હોય એવો અર્થ સ્વીકારી કરાતી દલીલ.

વસ્તુતઃ પદાર્થ એક જ છે એમ અદ્વૈતવાદી સિદ્ધાંતીનું માનવું છતાં તે અદ્વૈત સાબિત કરવાને દ્વૈતવાદીની પેઠે પ્રથમ બે પદાર્થ માની લે તે અભ્યુપગમવાદ છે. મણિલાલ નભુભાઈ

**અભ્યુપગમસિદ્ધાંત** ૧. [ સં. અભિ ( તરફ ) + ઉપ ( પાસે ) + ગમ્ ( જવું ) + સિદ્ધાંત ( નિશ્ચય ) ] પું. કબૂલ રાખેલ નિર્ણય.
૨. પું. ( ન્યાય ) સિદ્ધાંતના ચાર પ્રકારમાંનો એક; ખોટી ઠરાવવાની વાતને માની લઈ ફરીથી તેની વધારે કરાતી પરીક્ષા. જેમકે, કોઈ માણસ કહે કે શબ્દ દ્રવ્ય છે. આ પરથી તેનો સામાવાળો કહે કે એમ થોડી વારને માટે માની લઈએ કે શબ્દ દ્રવ્ય છે પણ તે નિત્ય કે અનિત્ય? આમ માની લેવું તે અભ્યુપગમસિદ્ધાંત.

**અભ્યુપપત્તિ** ૧. સ્ત્રી. કરાર; કબૂલાત; સ્વીકાર.
૨. [ સં. અભિ ( સાથે ) + ઉપપત્તિ ( સંગતિ ) ] સ્ત્રી. ગર્ભાધાન.
૩. સ્ત્રી. દયા; મહેરબાની; અનુગ્રહ.
૪. સ્ત્રી. દિલાસો; સાંત્વન.
૫. [ સં. અભિ ( તરફ ) + ઉપ ( પાસે ) + પદ્ ( જવું ) + તિ ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. રક્ષા; બચાવ.

**અભ્યુપસ્થિત** ૧. [ સં. અભિ ( પાસે ) + ઉપસ્થિત ( આવેલ ) ] વિ. મદદ પામેલું.
૨. [ સં. અભિ ( સાથે ) + ઉપસ્થિત ( આવેલું ) ] વિ. સાથેનું; સહિત.

**અભ્યુપાય** ૧. [ સં. અભિ ( વિશેષ ) + ઉપાય ( ઇલાજ ) ] પું. અધિક ઈલાજ.
૨. પું. સ્વીકાર; અંગીકાર.

**અભ્યુપાયન** ૧. [ સં. અભિ ( તરફ ) + ઉપાયન ( ભેટ ) ] ન. બક્ષિસ; ભેટ.
૨. ન. લાંચ; રુશવત.

**અભ્યુપેત્યા** [ સં. અભિ ( સાથે ) + ઉપ ( પાસે ) + ઇત્ય ( જવા લાયક ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. સેવા; ચાકરી; નોકરી.

**અભ્યુપેત્યાશુશ્રૂષા** [ સં. અભ્યુપેત્ય ( સ્વીકારીને ) + અ ( નહિ ) + શુશ્રૂષા ( સેવા ) ] સ્ત્રી. નોકરીનો કરારભંગ; કબૂલાત આપ્યા છતાં સેવા ન કરવાપણું.

**અભ્યુષ** ૧. [ સં. ] પું. એક જાતની રોટલી; પોળી.
૨. [ સં. અભિ ( ચોતરફ ) + ઉષ્ ( બાળવું ) ] પું. થોડું સેકેલું અન્ન.

**અભ્યૂષ** જુઓ અભ્યુષ.

**અભ્યેષણ** ૧. [ સં. અભિ ( વિશેષ ) + ઇશ્ ( ઇચ્છવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ઇચ્છા; અભિલાષા.
૨. [ સં. અભિ ( ઉપર ) + એષ્ ( જવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ચડાઈ; હુમલો.

**અભ્ર્** ૧. [ સં. ] અ. ક્રિ. ( ધાતુ ) જવું.
૨. અ. ક્રિ. ભટકવું.

**અભ્ર** ૧. પું. એ નામનો એક ઋષિ.
૨. પું. કપૂર.
૩. પું. મીંડું; શૂન્ય.
૪. [ સં. ] ન. અબરખ ધાતુ.
૫. ન. આકાશ; ગગન; વ્યોમ; અંબર.
૬. ન. નાગરમોથ નામની વનસ્પતિ.
૭. [ સં. અભ્ર્ ( ભટકવું ) ] ન. વાદળું; મેઘ; જલધર; વારિદ.
૮. ન. સોનું; સુવર્ણ.

**અભ્રક** ૧. [ સં. ] પું. અબરખ.
૨. પું. ઈંદ્રનીલ રત્નનો એક દોષ. તેમાં ધુમાડા જેવી ફિકાશ હોય છે. જુઓ ઈંદ્રનીલ.
૩. પું. હિંદુસ્તાનના ૧૮ મુખ્ય ક્ષારમાંનો એક.

**અભ્રકકલ્પવટી** સ્ત્રી. ( વૈદક ) બધા રોગ ઉપર અપાતું એક રસાયણ.

**અભ્રકગુટિકા** સ્ત્રી. ( વૈદક ) અબરખ જેમાં મુખ્ય હોય એવી ગોળી.

**અભ્રકપત્ર** [ સં. અભ્રક ( અબરખ ) + પત્ર ( પડ ) ] ન. અબરખનું પડ.

**અભ્રકપત્રી** [ સં. અભ્રક ( અબરખ ) + પત્રિન્ ( પડવાળું ) ] વિ. અબરખનાં પડવાળું.

**અભ્રકપાટી** [ સં. અભ્રક ( અબરખ ) + પાટી ( ક્રમ ) ] સ્ત્રી. પાતળાં પડ નીકળી શકે એવો અબરખનો થર.

**અભ્રકભસ્મ** [ સં. અભ્રક ( અબરખ ) + ભસ્મન્ ( રાખ ) ] સ્ત્રી. ( વૈદક ) અબરખની રાખ. ધાન્યાભ્રકને ગોમૂત્રનો પુટ દઈ એક આખો દિવસ ખલ કરી ગજપુટની અંદર ફૂંકી દેવાથી તે બને છે. શરીરના સોજા ઉપર તે ઉપયોગી મનાય છે. જુઓ અબરખ.

**અભ્રકવટી** [ સં. અભ્રક ( અબરખ ) + વટી ( ગોળી ) ] સ્ત્રી. ( વૈદક ) એ નામનું એક રસાયણ. તે બનાવવા માટે ૨૦ તોલા અબરખભસ્મને ભાંગરાના રસના એકવીશ પુટ

દઈ તેમાં શોધેલ પારો, શોધેલ ગંધક, લોહ-ભસ્મ, સુવર્ણભસ્મ દરેક ૧૦ તોલા નાખી એક આખો દિવસ ઘૂંટ્યા પછી ત્રિફળાના કાઢામાં એક આખો દિવસ ઘૂંટી એકેક રતીની ગોળી વાળવી. પ્રમેહના રોગ ઉપર તે ફાયદાકારક મનાય છે.

**અભ્રકસત્વ** [ સં. અભ્રક ( અબરખ ) + સત્વ ( સાર ) ] ન. પોલાદ.

**અભ્રકૂટ** [ સં. અભ્ર ( વાદળું ) + કૂટ ( ટોચ ) ] પું. પર્વત જેવાં વાદળાંની ટોચ.

**અભ્રકેશરરસ** પું. ( વૈદક ) વાયુ, પિત્ત અને કફ ઉપર અપાતી એક દવા. સાટોડી, ત્રિફળા અને લીમડાના રસમાં ચમક વગરની અભ્રકભસ્મ તોલા ૧૨, શોધેલ ગંધક, શોધેલ પારો તથા લોહભસ્મ દરેક તોલા ૩ મેળવી કુંવારના રસનો પટ આપી સૂકવી ભૂકો કરી તે બનાવાય છે.

**અભ્રગંગા** [ સં. અભ્ર ( આકાશ ) + ગંગા ( એ નામની નદી ) ] સ્ત્રી. આકાશગંગા; આકાશમાં રાતે અસંખ્ય ચાંદરણીઓનો દેખાતો લાંબો સફેત ચળકતો પટો.

**અભ્રઘટા** ૧. [ સં. અભ્ર ( વાદળું ) + ઘટા ( સમૂહ ) ] સ્ત્રી. આકાશ.

૨. સ્ત્રી. વાતાવરણ.

૩. સ્ત્રી. વાદળાંનું જૂથ; મેઘાડંબર.

**અભ્રઘન** જુઓ અભ્રઘટા.

**અભ્રચના** ૧. [ સં. ] સ્ત્રી. કંટાળો; અપ્રીતિ; અણગમો.

૨. સ્ત્રી. બેદરકારી.

**અભ્રછના** જુઓ અભ્રચના.

**અભ્રજ** [ સં. અભ્ર ( વાદળું ) + જ ( જન્મેલ ) ] વિ. વાદળાંથી ઉત્પન્ન થયેલું. જેમકે, વરસાદ.

**અભ્રદર્શક** [ સં. અભ્ર ( વાદળું ) + દર્શક ( બતાવનાર ) ] ન. ભીની હવાના ફેલાવાથી વરાળનાં વાદળાં બને છે એ બતાવનારું યંત્ર.

**અભ્રદળ** [ સં. અભ્ર ( વાદળું ) + દલ ( જથ્થો ) ] ન. વાદળાંનો જથ્થો.

**અભ્રનાગ** [ સં. અભ્ર ( વાદળું ) + નાગ ( હાથી ) ] પું. એ નામનો દિગ્ગજ; ઐરાવત હાથી.

**અભ્રપથ** ૧. [ સં. અભ્ર ( આકાશ ) + પથ ( માર્ગ ) ] પું. આકાશમાર્ગ.

૨. પું. વિમાન, કેમકે તે આકાશમાં ચાલે છે.

**અભ્રપિશાચ** [ સં. અભ્ર ( વાદળું ) + પિશાચ ( રાક્ષસ ) ] પું. ( જ્યોતિષ ) રાહુ.

**અભ્રપિશાચક** જુઓ અભ્રપિશાચ.

**અભ્રપુષ્પ** ૧. [ સં. અભ્ર ( આકાશ ) + પુષ્પ ( ફૂલ ) ] ન. આકાશનું ફૂલ; અશક્ય વસ્તુ; હવાઈ કિલ્લો. આકાશમાં ફૂલ ઊગે નહિ, તેથી કોઈ અસંભવિત વસ્તુ માટે આ શબ્દ વપરાય છે.

૨. ન. નેતર; વંજુલ વૃક્ષ.

> વંજુલ શીત વિદુલ રથ અભ્રપુષ્પ વાનીર,
> આ વેતસની કુંજમાં બેસે છે બલવીર.
> પિંગળલઘુકોષ

૩. [ સં. અભ્ર ( મેઘ ) + પુષ્પ ( વિકાસ ) ] ન. પાણી.

**અભ્રભેદી** [ સં. અભ્ર ( આકાશ ) + ભેદિન્ ( વીંધનારું ) ] વિ. ઘણું ઊંચું; આકાશને ચુંબતું.

**અભ્રભ્રમણ** પું. ( પિંગળ ) દરેક ચરણમાં તગણ, નગણ, મગણ, સગણ, નગણ, નગણ, નગણ, નગણ અને ગુરુ મળી ૨૫ અક્ષરનો એક છંદ.

**અભ્રમ** ૧. [ સં. અ ( નહિ ) + ભ્રમ ( ખોટો ખ્યાલ ) ] પું. ભ્રાંતિ વિનાનું જ્ઞાન.

૨. વિ. ભ્રાંતિ વગરનું; સ્થિર.

**અભ્રમતી** સ્ત્રી. વર્ષાઋતુની એક મદોન્મત્ત સ્ત્રી.

> શ્રાવણલક્ષ્મી, ભાદ્રપદલક્ષ્મી, સ્વરસ્યા, રસ્યમાલિની, અંબા, દુલા, નિરત્નિ, અભ્રમતી, મેઘયંતિકા, વર્ષયંતી, ચિબુણિકા અને વારિધારા એ બાર વર્ષાસમયની મદોન્મત્ત સ્ત્રીઓ છે.
> ભગવતી ભાગવત

**અભ્રમય** ૧. વિ. ઝાંખું; કલ્પનામાં રહેલું.

૨. [ સં. અભ્ર ( વાદળું ) + મય ( વાળું ) ] વિ. વાદળાંવાળું.

**અભ્રમશીલા** પું. ( પિંગળ ) એ નામનો અક્ષરમેળ છંદ. તેના દરેક ચરણમાં તગણ, યગણ, સગણ, ભગણ અને ગુરુ મળી ૧૩ અક્ષર હોય છે.

**અભ્રમંડલ** ન. ( જ્યોતિષ ) એ નામનું નક્ષત્ર. હાલમાં તેનું વિષુવાંશ ૮૦ અને ક્રાંત્યંશ દક્ષિણ ૮૦ની આસપાસ છે.

**અભ્રમાતંગ** ૧. [ સં. અભ્ર ( આકાશ ) + માતંગ ( હાથી ) ] પું. ઇંદ્રનો હાથી; ઐરાવત.

૨. પું. કાળાં અને પાણી ભરેલ વાદળાંનો મોટો સમૂહ.

૩. પું. વાદળરૂપી હાથી.

**અભ્રમાધીન** [ સં. અ ( નહિ ) + ભ્રમ ( ભૂલ ) + અધીન ( તાબે ) ] વિ. ચોક્કસ; અચૂક.

**અભ્રમાપક** [ સં. અભ્ર ( વાદળું ) + માપક ( માપનાર ) ] ન. વાદળાંની ઘટા માપવા માટે વપરાતું યંત્ર.

**અભ્રમાલા** [ સં. અભ્ર ( વાદળું ) + માલા ( હાર ) ] સ્ત્રી. વાદળાંની હાર; મેઘનો જથ્થો.

**અભ્રમાંસી** સ્ત્રી. એક વનસ્પતિ; જટામાંસી.

**અભ્રમુ** સ્ત્રી. પૂર્વ દિશાના દિગ્ગજ ઐરાવત હાથીની સ્ત્રી; પૂર્વ દિશાની હાથણી.

**અભ્રમુપ્રિય** [ સં. અભ્રમુ ( પૂર્વ દિશાની હાથણી ) + પ્રિય ( વહાલું ) ] પું. ઐરાવત હાથી.

**અભ્રમુવલ્લભ** જુઓ અભ્રમુપ્રિય.

**અભ્રયંતિ** સ્ત્રી. ( જ્યોતિષ ) કૃતિકા નક્ષત્રના ૭ તારામાંનો પાંચમો.

> કાર્તિક સ્વામીને રક્ષનાર ૭ કૃતિકાઓ (વર્ષયંતિ, દુલા, ચુપૂણિકા, મેઘયંતિ, અભ્રયંતિ, નિતત્ની) પુરાણ પ્રસિદ્ધ છે. તેમને ખગોળવેત્તાઓએ અમર બનાવી છે.
> આકાશદર્શન

**અભ્રયૂથ** [ સં. અભ્ર ( વાદળું ) + યૂથ ( ટોળું ) ] ન. વાદળાંનો જથ્થો.

**અભ્રરંગી** [ સં. અભ્ર ( આકાશ ) + રંગિન્ ( રંગવાળું ) ] વિ. આસમાની; વાદળી રંગનું.

**અભ્રરોહ** પું. વૈદૂર્યમણિ.

**અભ્રલિપ્ત** [ સં. અભ્ર ( વાદળ ) + લિપ્ત ( લીંપાયેલું ) ] વિ. મેઘથી છવાયેલું.

**અભ્રવટિકા** સ્ત્રી. ( વૈદક ) તાવ અને ઝાડા માટેની એક દવા. તે બનાવવા શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, અને અભ્રકભસ્મ દરેક તોલો ૧ લઈ તેની કજ્જલી કરી તેમાં ત્રિકુટ તોલો ૧ નાખી ભાંગરો, નગોડ, ચિત્રક, ગ્રીષ્મસુંદર, નાઈ, મંડુકપર્ણી, ભાંગ તથા ધોળી ગરણીનાં પાનના રસનો પટ દેવો. પછી તેમાં ૧ તોલો મરી અને ૦।। તોલો ટંકણખાર મેળવવાં.

**અભ્રવર્ષ** [ સં. અભ્ર ( વાદળું ) + વર્ષ ( વરસવું ) ] પું. વરસાદ; મેઘની વૃષ્ટિ.

**અભ્રવાટિકા** સ્ત્રી. એ નામનું એક ઝાડ; આમ્રાતક.

**અભ્રવાલુકા** [ સં. અભ્ર ( અબરખ ) + વાલુકા ( રેતી ) ] સ્ત્રી. અબરખ સાથે ભળેલી રેતી.

**અભ્રવૃંદ** [ સં. અભ્ર ( વાદળું ) + વૃંદ ( ટોળું ) ] ન. વાદળાંનો જથ્થો; અભ્રમાલા.

**અભ્રવ્યાપ** [ સં. અભ્ર ( વાદળું ) + વ્યાપ ( ફેલાવો ) ] પું. વાદળાંનો ઘટાટોપ; મેઘાડંબર.

**અભ્રસંઘટ્ટ** જુઓ અભ્રવૃંદ.

**અભ્રસંધ્યા** [સં. અભ્ર (મેઘ) + સંધ્યા] સ્ત્રી. સંધ્યા વખતે દેખાતું રંગબેરંગી વાદળ.

**અભ્રસંવૃત** [સં. અભ્ર (વાદળું) + સંવૃત (ફેલાયેલ)] વિ. વાદળાંથી છવાયેલું.

**અભ્રંગ** ન. (ગ્રામ્ય) કીર્તન; ભજન.

**અભ્રાચ્છાદિત** [સં. અભ્ર (વાદળું) + આચ્છાદિત (ઢંકાયેલું)] વિ. વાદળાંથી ઢંકાયેલું.

**અભ્રાજ** ૧. પું. (પુરાણ) એ નામનો એક ઋષિ.
૨. [સં. અ (નહિ) + ભ્રાજ્ (પ્રકાશવું)] વિ પ્રકાશ વગરનું.

**અભ્રાતૃ** [સં. અ (નહિ) + ભ્રાતૃ (ભાઈ)] વિ. ભાઈ વગરનું.

**અભ્રાતૃક** જુઓ અભ્રાતૃ.

**અભ્રાવકાશ** [સં. અભ્ર (આકાશ) + અવકાશ (જગ્યા)] પું. કેવળ આકાશરૂપ અવકાશ એટલે જગ્યા.

**અભ્રાવરણ** [સં. અભ્ર (વાદળું) + આવરણ (ઢાંકણ)] ન. ગ્રહની આસપાસ વાદળાંનું આચ્છાદાન એટલે છવાઈ જવું તે.

**અભ્રાશ્મ** [સં. અભ્ર (અબરખ) + અશ્મન્ (પથ્થર)] પું. કઠણ અબરખ.

**અભ્રાસન** [સં. અભ્ર (વાદળું) + આસન (બેઠક)] ન. વાદળાંરૂપી બેઠક.

**અભ્રાંત** ૧. [સં. અ (નહિ) + ભ્રાંત (ભ્રમવાળું જ્ઞાન)] વિ. ખરા જ્ઞાનવાળું.
૨. વિ. ભ્રાંતિ એટલે ભ્રમ વગરનું.
૩. વિ. સ્વસ્થ; સ્થિર.

**અભ્રાંતચિત્ત** જુઓ અભ્રાંતબુદ્ધિ.

**અભ્રાંતબુદ્ધિ** [સં. અભ્રાંત (સ્થિર) + બુદ્ધિ] વિ. સ્થિર બુદ્ધિવાળું.

**અભ્રાંતિ** ૧. [સં. અ (નહિ) + ભ્રાંતિ (ભ્રમ)] સ્ત્રી. ભ્રાંતિ વિનાનું જ્ઞાન; અભ્રમ.
૨. સ્ત્રી. સ્થિરતા; અચંચળપણું.
૩. વિ. ભ્રાંતિ રહિત.
૪. વિ. સ્થિર; સ્વસ્થ.

**અભ્રિ** ૧. [સં.] પું. કોદાળો.
૨. પું. યજ્ઞમાં વપરાતો લાકડાનો તાવેથો.
૩. પું. વહાણમાંથી કચરો કાઢવાનો લાકડાનો કોદાળો.

**અભ્રિત** [સં. અભ્ર (મેઘ) + ઇત (વાળું)] વિ. વાદળાંવાળું.

**અભ્રી** જુઓ અભ્રિ.

**અભ્રૂષ** ન. (વૈદક) લોહીના બગાડથી તાળવામાં થતો આકરી પીડાવાળો સોજો.

**અભ્રોત્થ** [સં. અભ્ર (વાદળું) + ઉત્થ (ઉત્પન્ન થયેલ)] પું. ઇંદ્રનું વજ્ર. જુઓ વજ્ર.

**અમ્** ૧. [સં.] અ. ક્રિ. (ધાતુ) અવાજ કરવો.
૨. અ. ક્રિ. જવું.
૩. અ. ક્રિ. રોગી થવું.
૪. સ. ક્રિ. ખાવું; ભોજન કરવું.
૫. સ. ક્રિ. માન આપવું.

**અમ** ૧. [સં. અમ્ (જવું)] પું. ગમન; જવું તે.
૨. પું. નોકર; ચાકર; સેવક.
૩. પું. પંડ; જાત.
૪. પું. પ્રાણ.
૫. પું. બીક; ડર.
૬. [સં. અ (નહિ) + મા (માપવું)] પું. માપી ન શકાય એવું હોવાપણું.
૭. [સં. અમ્ (રોગી થવું)] પું. રોગ; બીમારી.
૮. [હિં.] પું. રોગનું કારણ.
૯. પું. શક્તિ; બળ.
૧૦. ન. કાચું ફળ.
૧૧. સ. અમારું.
૧૨. સ. અમે. આ રૂપ કવિતામાં વપરાય છે.
૧૩. વિ. કાચું; નહિ પાકેલું.
૧૪. અ. (ચારણી) હમણાં.

**અમકચમક** અ. (ગ્રામ્ય) એકદમ; થોડી વારમાં; જોતજોતામાં.

**અમકડું** (અમકડું) [સં. અમુક (કોઈ)] વિ. અમુક; ફલાણું; કોઈ પણ.

**અમકાઢમકા** ૧. [હિં.] પું. અમુક માણસ.
૨. પું. પ્રત્યેક જણ.

**અમકુ** ૧. [સં. અમુક (કોઈ)] વિ. (ગ્રામ્ય) અમુક.
૨. વિ. ફલાણું.

**અમચૂર** [હિં.] પું. કાચી કેરીના કટકાની સુકવણી; આંબોળિયાં; કેરીની સૂકવેલી ચીરી; આમ્રચૂર્ણ.

**અમટ** ૧. વિ. અતિશય; ઘણું; અપાર.

> જેમ વટે **અમટ** અચ્યુફળ,
> ખાવા કરે કોઈ ખાંત. નિષ્કુળાનંદ

૨. [અ (નહિ) + મટવું] વિ. મટે નહિ તેવું.

**અમટ્ટ** ૧. પું. (વાંદરાંની ભાષા) આતશ.
૨. પું. ગરમી.
૩. પું. સૂર્ય. પ્રોફેસર ગાર્નરે વાંદરાંની ભાષાનો અભ્યાસ કરવા માંડ્યો હતો અને તેમાં કેટલાક મનોભાવદર્શક શબ્દો ગોતી કાઢ્યા હતા, જેમાંના ૨૦૦ શબ્દનો સંગ્રહ તેણે કર્યો છે. તેની માન્યતા પ્રમાણે ૨૦ કે ૩૦ શબ્દ હજી બાકી રહ્યા છે. તે શબ્દના નમૂના તરીકે ૩ શબ્દ નીચે આપ્યા છે—

> અમટ્ટ = સૂર્ય, આતશ, ગરમી ઇત્યાદિ.
> કુકચ્યા = વરસાદ, પાણી, કુંડી ઇત્યાદિ.
> ગોસ્યુ = ખોરાક, ખાવાનું કામ.

**અમણું** સ. (ચારણી) અમારું.

> કમા કાઢી મ મેલ, અમે કાઢેડુ કહેવાઈશું,
> પાલી **અમણું** પેટ, અધવાલીએ ઉકેલશું.
> કમા વીકોઈનો દુહો

**અમત** ૧. [સં. અ (નહિ) + મત (અભિપ્રાય)] પું. અસંમતિ.
૨. [સં.] પું. મરણ; મોત; મૃત્યુ.
૩. પું. માંદગી; બીમારી; રોગ.
૪. પું. રજ; ધૂળ.
૫. પું. વખત; સમય; કાળ.
૬. [સં. અ (નહિ) + મત (કબૂલ રાખેલું)] વિ. કબૂલ નહિ રાખેલું; અસ્વીકારેલું.
૭. [સં. અ (નહિ) + મત (ઓળખેલું)] વિ. નહિ જાણેલું.
૮. વિ. નહિ વિચારેલું.

**અમતપરાર્થતા** [સં. અમત (અસ્વીકારેલ) + પરાર્થ (બીજો અર્થ) + તા (પણું)] સ્ત્રી. (કાવ્ય) શબ્દદોષનો એક ભેદ; નહિ સ્વીકારેલ બીજો અર્થ.

**અમતિ** ૧. પું. (પિંગળ) એ નામનો એક છંદ. તેના દરેક ચરણમાં મગણ, નગણ અને લઘુ મળી ૭ અક્ષર હોય છે.
૨. [સં.] પું. કાળ; વખત.
૩. પું. ચંદ્ર.
૪. સ્ત્રી. અજ્ઞાન.
૫. સ્ત્રી. આકૃતિ; રૂપ.
૬. [સં. અ (અયોગ્ય) + મતિ (બુદ્ધિ)] સ્ત્રી. ખરાબ બુદ્ધિ.
૭. સ્ત્રી. ગરીબાઈ; દરિદ્રતા.
૮. ન. કપટ.
૯. [સં. અ (નહિ) + મતિ (જ્ઞાન)] વિ. જ્ઞાન વિનાનું; અજ્ઞાની.
૧૦. વિ. દુષ્ટ.

**અમત્ત** ૧. [સં. અ (નહિ) + મત્ત (મદવાળું)] વિ. અભિમાન વિનાનું.
૨. વિ. નમ્ર.

૩. વિ. નશાથી ભાન ભૂલ્યા વગરનું.
૪. વિ. મદ વગરનું.
૫. વિ. શાંત.
૬. વિ. સાવધાન; સાવચેત; અપ્રમાદી.

**અમત્ર** ૧. ન. બળ; સામર્થ્ય.
૨. [ સં. અમ્ ( ખાવું ) + અત્ર ( આધારના અર્થવાળો પ્રત્યય ) ] ન. વાસણ; પાત્ર; ભાજન.
૩. ન. હથિયાર.
૪. વિ. જવાના સ્વભાવવાળું; ગમનશીલ.

**અમત્સર** ૧. [ સં. અ ( નહિ ) + મત્સર ( અદેખાઈ ) ] પું. ઈર્ષા ન હોવાપણું.
૨. વિ. અદેખાઈ વિનાનું.

**અમત્સરી** [ સં. અ ( નહિ ) + મત્સર ( ઈર્ષા ) + ઇન્ ( વાળું ) ] વિ. દ્વેષ વગરનું.

**અમથિત** [ સં. અ ( નહિ ) + મથિત ( વલોવેલું ) ] વિ. વલોવ્યા વિનાનું.

**અમથું** ૧. [ સં. અ ( નિરર્થક પૂર્વગ ) + મિથ્યા ( નકામું ) ] વિ. કારણ વિનાનું.
૨. વિ. નકામું; નિરર્થક.
૩. વિ. મફત; કીમત આપ્યા વગરનું.
૪. અ. કારણ વગર.

**અમદ** ૧. વિ. ગંભીર.
૨. વિ. દિલગીરી ભરેલું; શોકવાળું.
૩. [ સં. અ ( નહિ ) + મદ ( કેફ ) ] વિ. નશા વિનાનું.

**અમદન** ૧. પું. ( પિંગળ ) એક માત્રાદંડક છંદ. તે માલાછંદનો એક ભેદ છે. તેમાં ૧૧ ગુરુ ને ૫૦ લઘુ મળી ૬૧ વર્ણ હોય છે.
૨. [ અ. ] અ. ઇચ્છાપૂર્વક; જાણીબૂઝીને.

**અમદાની** [ ફા. આમદાની ] સ્ત્રી. આવક; પેદાશ.

**અમદાબાદ** જુઓ અમદાવાદ.

**અમદાબાદી** જુઓ અમદાવાદી.

**અમદાવાદ** ૧. [ અહમદ + આબાદ ( વસાવેલું ) ] ન. એ નામના જિલ્લાનું સાબરમતી નદીને કાંઠે આવેલું મુખ્ય શહેર. તે શહેર ગુજરાતના સુલતાન અહમદશાહે ઈ.સ. ૧૪૧૧માં વસાવ્યું હતું.
૨. ન. મુંબઈ ઇલાકાનો એ નામનો જિલ્લો.

**અમદાવાદી** ૧. વિ. અમદાવાદનું; અમદાવાદ સાથે સંબંધ રાખનાર.
૨. વિ. વીસાશ્રીમાળી વાણિયાના સાત પેટા વિભાગ માંહેના એક વિભાગનું. વીસાશ્રીમાળીમાં સાત પેટા વિભાગ છે: અમદાવાદી, કાઠોડીઆ, પાલણપુરીઆ, પટણી, સોરઠીઆ, તલબદા અને થરાદીઆ.

**અમધુર** ૧. પું. ( સંગીત ) વાંસળીના સૂરના ૭ દોષ માંહેનો એક.
૨. [ સં. અ ( નહિ ) + મધુર ( પ્રિય ) ] વિ. કાનને ન ગમે એવું; કર્કશ; અરુચિકર.
૩. [ સં. અ ( નહિ ) + મધુર ( મીઠું ) ] વિ. મીઠાશ વગરનું; સ્વાદ વિનાનું.

**અમન** ૧. [ અ. ] પું. ચેન; આરામ; શાંતિ.
૨. [ સં. અ ( નહિ ) + મનસ્ ( મન ) ] પું. પરમાત્મા.
૩. પું. યોગી.
૪. પું. રક્ષા; બચાવ.
૫. પું. શાંતિ; સુલેહ.
૬. વિ. ઇચ્છા, વિચાર વગેરેની ઇંદ્રિય વિનાનું.
૭. વિ. ખિન્ન; ઉદાસીન.
૮. વિ. ધ્યાન વિનાનું.
૯. [ સં. અ ( અન્ય ) + મનસ્ ( મન ) ] વિ. બીજામાં મનવાળું.
૧૦. વિ. બુદ્ધિ વગરનું.
૧૧. વિ. મનને વશ નહિ રાખનારું.
૧૨. વિ. સ્નેહ વિનાનું.

**અમનઅમાન** [ અ. ] ન. સલામતી; રક્ષણ.

**અમનચમન** ૧. સ્ત્રી. એક જાતની બંગડી.
૨. [ અ. અમન ( શાંતિ ) + ફા. ચમન ( બગીચો ) ] ન. મોજમજા; ચેનબાજી.

**અમનવાયુ** [ અમન ( સુખચેન ) + વાયુ ( પવન ) ] પું. આનંદ આપનારો પવન.

**અમનસભા** [ અમન ( શાંતિ ) + સભા ( મંડળ ) ] સ્ત્રી. શાંતિ સ્થાપવાના હેતુવાળું મંડળ.

**અમનસુ** પું. ( પિંગળ ) એ નામનો એક છંદ; અમના. તેના દરેક ચરણમાં સગણ, સગણ, લઘુ અને લઘુ મળી ૮ અક્ષર હોય છે.

**અમનસ્ક** ૧. [ સં. અ ( નહિ ) + મનસ્ ( મન ) + ક ( વાળું ) ] વિ. ઇચ્છા, વિચાર વગેરેની ઇંદ્રિય વિનાનું.
૨. વિ. ઉદાસ.
૩. વિ. ગાફલ; અસાવધ.
૪. વિ. મન ઉપર કાબૂ વગરનું.
૫. વિ. મન કે ઇચ્છા ન હોય એવું; ઉદાસીન.
૬. વિ. વિચાર વિનાનું.
૭. વિ. સમજ વગરનું.
૮. વિ. સ્નેહ રહિત.

**અમનસ્કભાવ** ૧. [ સં. અમનસ્ક ( મન વિનાનું ) + ભાવ ] પું. મન બીજી બાબતમાં ચોટ્યું રહેતું હોય એવી સ્થિતિ.
૨. પું. ( વેદાંત ) મનની લય વિક્ષેપ રહિત સ્થિતિ.

**અમના** જુઓ અમનસુ.

**અમનિયા** ૧. [ હિં. ] સ્ત્રી. રસોઈ કરવી તે; ભોજન બનાવવાની ક્રિયા. આ શબ્દ સાધુઓની પરિભાષામાં વપરાય છે.
૨. [ સં. અ ( નહિ ) + મલ ( મેલ ) ] વિ. શુદ્ધ; પવિત્ર.

**અમનીભાવ** જુઓ અમનસ્કભાવ.

**અમનુષ્ય** ૧. પું. નપુંસક.
૨. પું. રાક્ષસ.
૩. [ સં. અ ( અયોગ્ય ) + મનુષ્ય ( માણસ ) ] ન. ખરાબ માણસ.
૪. [ સં. અ ( જુદું ) + મનુષ્ય ( માણસ ) ] ન. મનુષ્ય નહિ તે.
૫. વિ. દૈવી; અલૌકિક.
૬. વિ. મરદાઈ વિનાનું.
૭. [ સં. અ ( નહિ ) + મનુષ્ય ( માણસ ) ] વિ. માણસ વગરનું; ઉજ્જડ.

**અમનુષ્યકાંતાર** [ સં. અ ( નહિ ) + મનુષ્ય ( માણસ ) + કાંતાર ( વન ) ] ન. નિર્જન વન.

**અમનેઆમ્મા** [ અ. અમન ( શાંતિ ) + આમ ( લોકો ) ] સ્ત્રી. લોકશાંતિ; સુલેહશાંતિ; લોકોમાં સ્વસ્થતા; સાર્વજનિક શાંતિ.

**અમનોગત** ૧. [ સં. અ ( નહિ ) + મનસ્ ( મન ) + ગત ( ગયેલું ) ] વિ. નહિ ધારેલું; અચિંતિત.
૨. વિ. મનમાં ન હોય એવું.

**અમનોજ્ઞ** [ સં. અ ( નહિ ) + મનોજ્ઞ ( મનપસંદ ) ] વિ. અણગમતું; અપ્રિય.

**અમનોયોગ** ૧. પું. તત્ત્વનો નિશ્ચય કરનાર મનોવૃત્તિ ન હોવાપણું.
૨. [ સં. અ ( નહિ ) + મનસ્ ( મન ) + યોગ ( જોડાણ ) ] પું. મન ઠેકાણે ન હોવાપણું; સાવધાની ન હોવી તે.

**અમનોહર** [ સં. અ ( નહિ ) + મનસ્ ( મન ) + હર ( હરનાર ) ] વિ. મનને ન ગમે એવું.

**અમમ** ૧. પું. ( જૈન ) જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં આવતી ચોવીસીમાં થનાર એ નામના બારમા તીર્થંકર.
૨. પું. ( જૈન ) દેવકુરુ તથા ઉત્તરકુરુના જુગલિયા મનુષ્યની એ નામની એક જાત.
૩. ન. ( જ્યોતિષ ) રાત્રિ દિવસનાં ત્રીસમાંનું પચીસમું મુહૂર્ત.
૪. [ સં. અ ( નહિ ) + મમ ( મારું ) ] વિ. મમતા વિનાનું; નિઃસ્પૃહી.

**અમમતા** [ સં. અ ( નહિ ) + મમતા ( મારાપણું ) ] સ્ત્રી. મોહ ન હોવાપણું; નિઃસ્પૃહતા.

**અમમત્વ** જુઓ અમમતા.

**અમર** ૧. પું. અમરકોશ નામનો સંસ્કૃત કોશ.
૨. પું. 'ઉ' અક્ષરની તાંત્રિક સંજ્ઞા.
૩. પું. એક જાતનું ઝાડ; સ્નુહી વૃક્ષ; થોર.
૪. પું. એક જાતનો કસબી સાડલો.
૫. પું. ( પિંગળ ) આહિની કુંડલિનીના પ્રકારનો એક વિષમજાતિ માત્રામેળ છંદ. તેમાં ૧૯ ગુરુ અને ૧૨૦ લઘુ મળી ૧૩૯ અક્ષર અને ૧૫૮ માત્રા હોય છે.
૬. પું. તેત્રીસના આંકની સંજ્ઞા, કેમકે દેવોની સંખ્યા ૩૩ છે.
૭. [ સં. અ ( નહિ ) + મૃ ( મરવું ) ] પું. દેવ; સુર; નિર્જર; ત્રિદિવેશ.

દેવ અમર નિર્જર વિબુધ સુર સુમનસ ત્રિદિવેશ,
વૃંદારક ને વિમાનગતિ અજિહ્મ અમૃતેશ;
દિવિષદ લેખા અદિતિજ અનિમિષ નિર્વાણ અતિ ઓપ,
કોણ દેવતા રંક તીહાં જ્યાં બેઠા બહુ ગોપ.
પિંગળપ્રકોષ

૮. પું. ( જૈન ) પહેલા તીર્થંકર ઋષભદેવ સ્વામીનો એ નામનો તેરમો પુત્ર.
૯. પું. પારો; પારદ.
૧૦. પું. મરુદ્ગણ એટલે પવનના સમૂહમાંનો એક; ઓગણપચાસ પવનમાંનો એ નામનો એક.
૧૧. પું. લિંગાનુશાસન નામે સંસ્કૃત કોશનો કર્તા અમરસિંહ. જુઓ અમરસિંહ.
૧૨. પું. ( જ્યોતિષ ) વિવાહ પહેલાં વરકન્યાના રાશિવર્ગ મેળવવા માટેનાં નક્ષત્રોનો એક ગણ. તેમાં નીચેનાં નક્ષત્ર હોય છેઃ અશ્વિની, રેવતી, પુષ્ય, સ્વાતી, હસ્ત, પુનર્વસુ, અનુરાધા, મૃગશિરા અને શ્રવણ.
૧૩. પું. ( પિંગળ ) ષટ્પદી છપ્પયની જાતિનો એક વિષમજાતિ માત્રામેળ છંદ. તેમાં ૪૧ ગુરુ અને ૭૪ લઘુ મળી ૧૧૫ વર્ણ હોય છે.
૧૪. પું. ( જૈન ) સિદ્ધભગવાન; મુક્તાત્મા.
૧૫. પું. સોનું.
૧૬. પું. હાડકાંનો ઢગલો.
૧૭. ન. એક જાતનો સુગંધી પદાર્થ.
૧૮. વિ. ચિરંજીવી; લાંબી આવરદાવાળું.
૧૯. વિ. નાશ વગરનું; અવિનાશી; નિત્ય; અક્ષર; સનાતન.
૨૦. વિ. મરે નહિ એવું.

અમર ધાગા ઓઢવા = જીવન્મુક્ત થવું.

૨૧. [ અ. ] સ ક્રિ. ( ધાતુ ) તેણે બાંધ્યું. આ ધાતુ ઉપરથી નીકળેલા શબ્દોઃ ઇમારત = મકાન; મેઅમાર = શિલ્પશાસ્ત્રી; મઅમૂર = વસાવેલું; આબાદ.

**અમરકળાનિધિરસ** પું. ( વૈદક ) ક્ષયરોગ ઉપર અપાતી એક દવા. તે બનાવવા સાચાં મોતીની પિષ્ટિ, પ્રવાળસંપુટી, પારો અને ગંધક સરખે ભાગે લઈ એક દિવસ ખરલ કરી, બીજોરાના રસમાં ઘૂંટી, ગોળો વાળી, કપડામાં વીંટી, તેના પર બબ્બે આંગળ માટીનો થર દેવો. પછી તેને સૂકવી શકોરામાં મૂકી ૩૦ છાણાંનો સાદો પુટ આપવો. તદ્દન ઠંડું થયે કાઢી લઈ એક દિવસ ઘૂંટવું. તેની માત્રા ૧થી ૩ રતી છે. તે મધ, ઘી અને લીંડીપીપરના ભૂકા સાથે અપાય છે.

**અમરકંટક** ૧. પું. ( પુરાણ ) કલિંગ દેશમાં આવેલો એ નામનો પર્વત.
૨. પું. વિંધ્યાચળના ઊંચા પ્રદેશમાં આવેલું હિંદુનું એ નામનું તીર્થ. ત્યાં દર વરસે શિવદર્શન માટે મેળો ભરાય છે. ત્યાંથી સોન અને નર્મદા નદી નીકળે છે.

**અમરકીર્તિ** ૧. [ સં. અમર ( અવિનાશી ) + કીર્તિ ( આબરૂ ) ] સ્ત્રી. નાશ ન પામે એવી નામના; અવિચળ યશ.
૨. વિ. કાયમના જશવાળું.

**અમરકુંપ** પું. ( ગ્રામ્ય ) અમૃતનો શીશો.

**અમરકોશ** જુઓ અમરકોષ.

**અમરકોષ** [ સં. ] પું. વિક્રમ રાજાના નવ રત્નમાંના એક અમરસિંહે રચેલો લિંગાનુશાસન નામે પ્રખ્યાત સંસ્કૃત કોશ.

**અમરખ** ૧. [ સં. અમર્ષ ( ક્રોધ ) ] પું. ( જૂ. ગુ. ) કોપ; ગુસ્સો; રીસ.

વળી ધાયો અમરખ ધરી. પ્રેમાનંદ

૨. [ હિં. ] પું. બીજાનો અહંકાર ન સહન કરી તેને નષ્ટ કરવાની ઇચ્છા.

**અમરખી** [ સં. અમર્ષ ( ગુસ્સો ) ] વિ. ક્રોધી.

**અમરગણ** [ સં. અમર ( દેવ ) + ગણ ( જથ્થો ) ] પું. દેવોનો સમૂહ; દેવવૃંદ.

**અમરગંગા** [ સં. અમર ( દેવ ) + ગંગા ( એ નામની નદી ) ] સ્ત્રી. આકાશગંગા; વ્યોમગંગા.

**અમરગિરિ** [ સં. અમર ( દેવ ) + ગિરિ ( પર્વત ) ] પું. મેરુ પર્વત.

**અમરગુરુ** [ સં. અમર ( દેવ ) + ગુરુ ( આચાર્ય ) ] પું. દેવતાઓના ગુરુ બૃહસ્પતિ.

**અમરગૃહ** [ સં. અમર ( દેવ ) + ગૃહ ( ઘર ) ] ન. સ્વર્ગ.

**અમરગેહ** [ સં. અમર ( દેવ ) + ગેહ ( ઘર ) ] ન. સ્વર્ગ.

**અમરચમરી** પું. ( પિંગળ ) એ નામનો એક છંદ. તેના દરેક ચરણમાં ૭ નગણ, લઘુ અને ગુરુ મળી ૨૩ અક્ષર આવે છે.

હય નગણપર લગ થકી પદ રચ કવિ! અમરચમરી. રણપિંગળ

**અમરજ** ૧. પું. એક જાતનો ખેર.
૨. [ સં. અમર ( દેવ ) + જ ( જન્મેલ ) ] પું. દેવનો દીકરો; દેવપુત્ર.

**અમરજી** પું. જૂનાગઢના એ નામના એક નાગર દીવાન. ગોંડલના ભા કુંભાજી, જામનગરના મેરુ ખવાસ, કચ્છના ફતેહમામદ અને ભાવનગરના વખતસિંહજીના વખતમાં તે થયા હતા.

**અમરજીવનરસ** [ સં. અમર ( લાંબી આવરદાવાળું ) + જીવન ( આયુષ ) + રસ ( પારાવાળી દવા ) ] પું. ( વૈદક ) સળેખમ મટાડનાર એક રસાયણ.

**અમરણ** ૧. પું. ( પુરાણ ) એ નામના એક મહર્ષિ.
૨. [ સં. અ ( નહિ ) + મરણ ( મોત ) ] ન. નાશ ન હોવાપણું; અમરતા.
૩. વિ. મોત વિનાનું; અવિનાશી.

**અમરણીય** [ સં. અ ( નહિ ) + મરણીય ( મરવા જેવું ) ] વિ. અમર; મરણ પામવાને અયોગ્ય.

**અમરણીયતા** [ સં. અ ( નહિ ) + મરણીય ( મરવા જેવું ) + તા ( પણું ) ] સ્ત્રી. અમરપણું.

**અમરણીયત્વ** જુઓ અમરણીયતા.

**અમરત** ૧. [ સં. અમૃત ] ન. અમી; સુધા.
૨. વિ. મીઠું; ગળ્યું.

**અમરતનુ** [ સં. અમર ( મરે નહિ એવું ) + તનુ ( શરીર ) ] વિ. અવિનાશી શરીરવાળું.

સનકાદિક અમરતનુઓ નિત્ય કુમારાવસ્થાને પ્રાપ્ત છે. સતસંહિતા

**અમરતમહલ** પું. મ્હૈસુર તરફના બળદની એક જાત.

**અમરતરુ** ૧. [ સં. અમર ( દેવ ) + તરુ ( ઝાડ ) ] ન. કલ્પવૃક્ષ.
૨. ન. દેવદારનું ઝાડ.

**અમરતા** ૧. [ સં. અમર ( ચિરંજીવી ) + તા ( પણું ) ] સ્ત્રી. ચિરંજીવીપણું.
૨. [ સં. અમર ( દેવ ) + તા ( પણું ) ] સ્ત્રી. દેવપણું.
૩. [ સં. અમર ( ન મરે એવું ) + તા ( પણું ) ] સ્ત્રી. નાશ ન થાય એવી સ્થિતિ; અમરપણું.

**અમરતો** પું. જરાજરા રસવાળાં કેરીનાં ગોટલાં તથા છાલને છાશમાં ધોઈ તેની કરેલી કઢી; અમૃતો.

**અમરત્વ** જુઓ અમરતા.

**અમરદાદ** ૧. પું. પારસી મહિનાનો સાતમો દિવસ.
૨. પું. પારસીનો પાંચમો મહિનો.
૩. પું. ( જરથોસ્તી ) સાતમો મુખ્ય ફિરસ્તો.

**અમરદાદજશન** [ અમરદાદ ( એ નામનો મહિનો ) + જશન ( આનંદ ) ] ન. ( જરથોસ્તી ) અમરદાદ મહિનાના સાતમે દિવસે આવતો એ નામનો તહેવાર.

**અમરદારુ** [ સં. અમર ( દેવ ) + દારુ ( ઝાડ ) ] જુઓ અમરતરુ.

**અમરદ્રુમ** જુઓ અમરતરુ.

**અમરદ્વિજ** [ સં. અમર ( દેવ ) + દ્વિજ ( બ્રાહ્મણ ) ] પું. દેવની પૂજા કરીને નિર્વાહ ચલાવનાર બ્રાહ્મણ; પૂજારી બ્રાહ્મણ.

**અમરધામ** [ સં. અમર ( દેવ ) + ધામન્ ( રહેઠાણ ) ] ન. સ્વર્ગ.

**અમરધુની** ૧. [ સં. અમર ( દેવ ) + ધુની ( નદી ) ] સ્ત્રી. આકાશગંગા.
૨. [ અમર ( દેવતા ) + ધુની ( ધૂનવાળું ) ] વિ. દેવતાની ધૂનવાળું.

**અમરનગર** [ સં. અમર ( દેવ ) + નગર ( શહેર ) ] ન. અમરાવતી; ઈંદ્રની નગરી.

**અમરનાથ** ૧. પું. ( જૈન ) અઢારમા તીર્થંકર.
૨. [ સં. અમર ( દેવ ) + નાથ ( સ્વામી ) ] પું. ઈંદ્ર.
૩. પું. કાશ્મીરમાં આવેલું હિંદુઓનું એ નામનું તીર્થ. ત્યાં શ્રાવણી પૂનમે બરફના શિવલિંગનાં દર્શન થાય છે.

**અમરનારી** [ સં. અમર ( દેવ ) + નારી ( સ્ત્રી ) ] સ્ત્રી. દેવની સ્ત્રી; દેવાંગના.

**અમરપટો** ૧. [ સં. અમર ( ન મરે એવું ) + પટ્ટ ( પટો ) ] પું. અમરપણાનું વરદાન.
૨. પું. ન મરવાનો ખાતરીપત્ર.
૩. પું. નિત્યતા; સનાતનપણું.

**અમરપટ્ટ** જુઓ અમરપટો.

**અમરપતિ** [ સં. અમર ( દેવ ) + પતિ ( ધણી ) ] પું. દેવોનો રાજા ઈંદ્ર.

**અમરપદ** [ સં. અમર ( અવિચળ ) + પદ ( સ્થાન ) ] ન. મોક્ષ; મુક્તિ.

**અમરપુર** [ સં. અમર ( દેવ ) + પુર ( શહેર ) ] ન. દેવતાની નગરી; અમરાવતી.

**અમરપુષ્પ** જુઓ અમરપુષ્પક.

**અમરપુષ્પક** ૧ [ સં. અમર ( અવિનાશી ) + પુષ્પ ( ફૂલ ) + ક ( વાળું ) ] ન. કલ્પવૃક્ષ.
૨. ન. કાસડો; કાશ નામનું ઘાસ.
૩. ન. ગોખરુ.

**અમરપુષ્પિકા** સ્ત્રી. સુવા; શતપુષ્પી.

**અમરપુષ્પી** જુઓ અમરપુષ્પિકા.

**અમરપ્રભુ** ૧. [ સં. અમર ( દેવ ) + પ્રભુ ( ધણી ) ] પું. ઈંદ્ર.
૨. પું. વિષ્ણુ.

**અમરફળ** [ સં. અમર ( મરણ વિનાનું ) + ફલ ( ફળ ) ] ન. જીંદગી કાયમ ટકાવી રાખનારું ફળ; જે ખાવાથી મરણ થાય નહિ તેવું ફળ.

**અમરભર્તા** [ સં. અમર ( દેવ ) + ભર્તૃ ( ધણી ) ] પું. અમરપ્રભુ; ઈંદ્ર.

**અમરભાવ** ૧. [ સં. અમર ( દેવ ) + ભાવ ( હોવાપણું ) ] પું. દેવ હોવાપણું.
૨. [ સં. અમર ( મરણ વિનાનું ) + ભાવ ( સ્થિતિ ) ] પું. નાશ વિનાની સ્થિતિ.

**અમરભૂમિ** [ સં. અમર ( દેવ ) + ભૂમિ ( જગા ) ] સ્ત્રી. દેવલોક; સ્વર્ગ.

**અમરમાલા** [ સં. ] સ્ત્રી. એ નામનો એક શબ્દકોષ.

**અમરરત્ન** [ સં. ] ન. સ્ફટિકમણિ.

**અમરરાજ** [ સં. અમર ( દેવ ) + રાજન્ ( રાજા ) ] પું. દેવોનો રાજા; ઈંદ્ર.

**અમરલતા** [ સં. અમર ( નાશ ન પામે એવું ) + લતા ( વેલ ) ] સ્ત્રી. એક વનસ્પતિ; અમરવેલ. પાણી વિના તે સદા જીવતી રહે છે, તેથી તે અમરલતા કહેવાય છે.

**અમરલિયા** ૧. ન. કડવા કણબીની એ નામની જાતનું માણસ. તેઓનું મૂળ સ્થાન અમરેલી હશે, અને તે પરથી તેઓનું આ નામ પડેલું મનાય છે.
૨. વિ. કડવા કણબીની એ નામની જાતનું.

**અમરલોક** ૧. પું. દેવ; દેવતા.
૨. [ સં. અમર ( દેવ ) + લોક ( સ્થાન ) ] પું. દેવલોક; સ્વર્ગ; વૈકુંઠ.

**અમરલોકતા** ૧. [ સં. અમરલોક ( દેવ ) + તા ( પણું ) ] સ્ત્રી. દેવપણું.
૨. સ્ત્રી. સ્વર્ગનું સુખ.

**અમરવડ** ( અમરવડ઼ ) પું. એક જાતનો વડ.

> શાલમલીને શેમલ સમડા **અમરવડ** ઉદુંબરી.
> — નિષ્કુળાનંદ

**અમરવધૂ** [ સં. અમર ( દેવ ) + વધૂ ( વહુ ) ] સ્ત્રી. દેવી; દેવાંગના.

**અમરવર** [ સં. અમર ( દેવ ) + વર ( શ્રેષ્ઠ ) ] પું. ઈંદ્ર, કેમકે તે દેવોમાં શ્રેષ્ઠ છે.

**અમરવલ્લરી** [ સં. અમર ( અવિનાશી ) + વલ્લરી ( વેલ ) ] સ્ત્રી. અમરવેલ.

**અમરવલ્લી** જુઓ અમરવેલ.

**અમરવહુ** જુઓ અમરવધૂ.

**અમરવાણી** [ સં. અમર ( દેવ ) + વાણી ( બોલી ) ] સ્ત્રી. આકાશવાણી; દેવવાણી.

> સુખ સબળ કુંતા પામશે
> તે **અમરવાણી** ફોક રે. — શિવદાસ

**અમરવારુણીપાન** ન. ( યોગ ) હઠયોગની એક ક્રિયા; તાળવાના ઉપરના કાણામાં જીભ દાખલ થતાં ભમ્મરમાં રહેલું ચંદ્રામૃત જીભને ટેરવે આવવાપણું.

**અમરવેલ** [ સં. અમર ( નાશ ન પામે એવું ) + વલ્લી ( વેલ ) ] સ્ત્રી. હમેશાં લીલી રહેનારી અને વધનારી, ધોળાં અને કડવાં ફળવાળી, ઝાડ ઉપર વગર પાણીએ થતી એક પીળી વેલ; આકાશવેલ. જે ઝાડ પર તે ચડે છે તે ઝાડના રસમાંથી પોષણ મેળવી તે ઝાડને તે નિર્બળ કરી મૂકે છે. આ વેલને જડ તથા પાંદડાં હોતાં નથી. તેની ડાંડીમાંથી ડાળીઓ અને તેનાં ઝીણાં પાંદડાં જેવાં ફોતરાંમાંથી એકથી છ ચકચકિત ફૂલનો ઝૂમખો નીકળે છે. તે ભૂખ લગાડનાર, પિત્ત અને કફનો નાશ કરનાર તથા આંખના રોગ અને હરસમાં ફાયદાકારક મનાય છે.

**અમરવેલડી** ( અમરવેલડ઼ી ) જુઓ અમરવેલ.

**અમરવેલી** જુઓ અમરવેલ.

**અમરષ** [ સં. અમર્ષ ( ક્રોધ ) ] પું. ( જૂ. ગુ. ) કોપ; ગુસ્સો.

> આજ લગઈ તે ચાલઈ રીતિ,
> **અમરષ** કોઈ ન આણઈ ચિતિ.
> — લાવણ્યસમય

**અમરસ** ૧. [ સં. આમ્ર ( કેરી ) + રસ ] પું. ( હિંદી ) કેરીનો સૂકવેલો રસ.
૨. [ સં. અમર્ષ ( કોપ ) ] પું. ગુસ્સો; ક્રોધ.

> સો કિ બલે મનમેં ઘણો, **અમરસ** સહ્યો ન જાય.
> — આનંદકાવ્યમહોદધિ

**અમરસરિત** ૧. [ સં. અમર ( દેવ ) + સરિત્ ( નદી ) ] સ્ત્રી. આકાશગંગા; સ્વર્ગગંગા; વ્યોમગંગા; અમરાપગા.
૨. સ્ત્રી. ગંગા.

**અમરસિંહ** પું. અમરકોષનો કર્તા. તે વિક્રમાદિત્યના દરબારમાંના નવરત્નમાંનો એક હતો અને જૈન હતો એમ કેટલાક માને છે. કોઈ તેનો સમય પહેલી સદીમાં, કોઈ ચોથીમાં અને કોઈ પાંચમીમાં ગણે છે. પણ તે ઈ. સ. નો અગિયારમો સૈકો પુરો થતાં પહેલાં થયો હોવો જોઈએ, કારણ કે અગિયારમા સૈકામાં થયેલ મમ્મટે પોતાના કાવ્યપ્રકાશમાં અમરની સાક્ષી આપી છે. અમરકોષમાં અમરસિંહે દેવનાં સામાન્ય નામ આપી દેવ વિશેષના આરંભમાં જ બુદ્ધદેવનાં નામ આપ્યાં છે તે પરથી તેના ઇષ્ટદેવ બુદ્ધ હોવાનું પણ અનુમાન કરાય છે.

**અમરસી** [ સં. આમ્ર ( કેરી ) + રસ ] વિ. ( હિંદી ) કેરીના રસ જેવું પીળું. એક છટાંક હળદર અને આઠ માસા ચૂનો મેળવવાથી આ રંગ બને છે.

**અમરસુહાગિણી** [ સં. અમર ( અવિનાશી ) + સૌભાગ્યવતી ( સધવા ) ] વિ. સ્ત્રી. અખંડ સૌભાગ્યવાળી.

**અમરસુંદરરસ** પું. ( વૈદક ) બધા રોગમાં અપાતી એક દવા. પારાની ભસ્મ, શુદ્ધ હિંગળો, હરતાળભસ્મ અને શુદ્ધ ગંધક દરેક ૪ તોલા લઈ, ભાંગરાના રસની ભાવના આપી, સુક્વી, પીલુડીના રસમાં ઘૂંટી, પાંચ કુક્કુટપટ આપવાથી તે બને છે. તેની માત્રા ૧ થી ૨ રતી છે. સાકર સાથે મોંમાં નાખી તે ઉપર દૂધ પીવામાં આવે છે.

**અમરસુંદરી** ૧. સ્ત્રી. અપ્સરા.

૨. [ સં. અમર ( દેવ ) + સુંદરી ( સ્ત્રી ) ] સ્ત્રી. દેવની સ્ત્રી; દેવાંગના.

**અમરસુંદરીવટી** સ્ત્રી. ( વૈદક ) તાવ ઉપર અપાતી એ નામની એક દવા. ત્રિકટુ, ત્રિફળા, પીપરીમૂળ, રેણુકબીજ, ચિત્રક, ચાતુર્જાત, લોહભસ્મ, પારો, ગંધક, વચ્છનાગ એ બધાં સરખે ભાગે લઈ બધાંથી બમણો ગોળ ભેળવી તેની ચણીબોર જેવડી ગોળી કરવામાં આવે છે.

**અમરસ્ત્રી** જુઓ અમરસુંદરી.

**અમરસ્વામી** [ સં. અમર ( દેવ ) + સ્વામિન્ ( ધણી ) ] પું. ઇંદ્ર.

**અમરહુકમ** પું. ઈશ્વરેચ્છા; પ્રભુની મરજી.

**અમરહ્રદ** ન. ( પુરાણ ) ભારતવર્ષનું એક તીર્થ.

**અમરંદિ** પું. ( પિંગળ ) એ નામનો એક અક્ષરમેળ છંદ; હનુમંત. તેના દરેક ચરણમાં તગણ, ભગણ, ગુરુ અને લઘુ મળી ૮ અક્ષર હોય છે.

તા ભા ગલે અમરન્દિ. રણપિંગળ

**અમરા** ૧. સ્ત્રી. એક જાતની કુંવાર.

૨. સ્ત્રી. ગર્ભની ચોતરફ વીંટાયેલી ઓર; જરાયુ.

૩. સ્ત્રી. ગળો.

૪. સ્ત્રી. થોર, કેમકે તે કાયમ લીલો રહે છે.

૫. સ્ત્રી. દૂંટીની નાળ.

૬. [ સં. અમર ( દેવતા ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. દેવની નગરી અમરાવતી; ઇંદ્રપુરી.

૭. [ હિં. ] સ્ત્રી. ધિક્કાર.

૮. [ સં. અ ( નહિ ) + મૃ ( મરવું ) ] સ્ત્રી. ખોખડ. તે હંમેશાં લીલી રહે છે.

૯. સ્ત્રી. સિંધ, ડેરાઘ્રમાઇલખાં, મુલતાન, બહાલપુર તથા દક્ષિણ અને મધ્ય હિંદમાં પોતાની મેળે ઊગતી તરબૂચના વેલા જેવી એક વનસ્પતિ; ઇંદ્રાયણુ.

**અમરાઈ** [ સં. આમ્ર ( આંબો ) + રાજિ ( હાર ); અપ. અંબરાઈ ] સ્ત્રી. આંબાવાડિયું; આંબાનું વન.

**અમરાચાર્ય** [ સં. અમર ( દેવ ) + આચાર્ય ( ગુરુ ) ] પું. બૃહસ્પતિ.

**અમરાદ્રિ** [ સં. અમર ( દેવ ) + અદ્રિ ( પર્વત ) ] પું. મેરુ પર્વત.

**અમરાધિપ** [ સં. અમર ( દેવ ) + અધિપ ( ઉપરી ) ] પું. ઇંદ્ર.

**અમરાધીશ** જુઓ અમરાધિપ.

**અમરાધીશ્વર** જુઓ અમરાધિપ.

**અમરાપગા** ૧. [ સં. અમર ( દેવ ) + અપગા ( નદી ) ] સ્ત્રી. આકાશગંગા.

૨. સ્ત્રી. ગંગા.

**અમરાપર** જુઓ અમરાપુરી.

**અમરાપરી** જુઓ અમરાપુરી.

**અમરાપુર** જુઓ અમરાપુરી.

**અમરાપુરી** [ સં. અમર ( દેવ ) + પુરી ( શહેર ) ] સ્ત્રી. દેવની નગરી; અમરાવતી; ઇંદ્રની રાજધાની.

**અમરાય** જુઓ અમરાઈ.

**અમરાલય** [ સં. અમર ( દેવ ) + આલય ( ઠેકાણું ) ] ન. દેવલોક; સ્વર્ગ.

**અમરાવતી** ૧. પું. ( પિંગળ ) એ નામનો છંદ; વાહ્મતી. તેના પહેલા અને ત્રીજા ચરણમાં રગણ, જગણ, રગણ અને જગણ મળી ૧૨ અક્ષર, તથા બીજા અને ચોથા ચરણમાં જગણ, રગણ, જગણ, રગણ અને ગુરુ મળી ૧૩ અક્ષર હોય છે.

૨. સ્ત્રી. ઇંદ્રની રાજધાની; દેવનગરી. એમ કહેવાય છે કે વિશ્વકર્માએ તે નગરી બનાવી છે, અને તે સુમેરુ પર્વત ઉપર આવેલી છે. તે નગરીમાં શોક, સંતાપ તથા જરા એટલે ઘડપણ નથી, અને સદા વસંત ઋતુ ખીલી રહેલી હોય છે. તેમાં નંદનવન નામનો બગીચો, કામધેનુ ગાય, ઐરાવત હાથી, સાત મોઢાનો ઉચ્ચૈઃશ્રવા ઘોડો છે. વળી અપ્સરાઓ, ગંધર્વો અને વિદ્યાધરો હંમેશાં નૃત્ય અને ગીતથી તેને આનંદદાયક બનાવે છે. તેને દેવપુર તથા પુખલાસા પણ કહે છે.

ઉપરના ભાગમાં બ્રહ્મની 'બ્રહ્મપુરી', પૂર્વ દિશામાં ઇંદ્રની 'અમરાવતી', અગ્નિખૂણામાં અગ્નિની 'તેજોવતી' પુરી, દક્ષિણમાં યમની 'સંયમની' પુરી, નૈર્ઋત્ય ખૂણામાં નિર્ઋતિ દેવની 'કૃષ્ણાંગ' પુરી, પશ્ચિમમાં વરુણની 'શ્રદ્ધાવતી' પુરી, વાયવ્ય ખૂણામાં વાયુની 'ગંધવતી' પુરી, ઉત્તરમાં કુબેરની 'મહોદા' પુરી, અને ઈશાન ખૂણામાં ઈશાન દેવની 'યશોવતી' નામની પુરી છે. પુરુષોત્તમગીતા

૩. સ્ત્રી. ઓરિસ્સાના રાજા સૂર્યદેવે કૃષ્ણા નદીને કાંઠે ઈ. સ. ના બારમા સૈકામાં બંધાવેલી એ નામની નગરી. હાલ ત્યાં તેનાં ખંડિયેર જોવામાં આવે છે.

૪. ન. મદ્રાસ ઇલાકાના ગતુર જિલ્લામાં આવેલું એ નામનું ગામ.

**અમરાંગના** ૧. સ્ત્રી. અપ્સરા.

૨. [ સં. અમર ( દેવ ) + અંગના ( સ્ત્રી ) ] સ્ત્રી. દેવની સ્ત્રી; દેવી.

**અમરી** ૧. સ્ત્રી. અપ્સરા.

૨. સ્ત્રી. એ નામનું ઝાડ. એમાંથી નીકળતો ચળકતો ગુંદ સુગંધ માટે સળગાવવામાં તથા તેની છાલ રંગ બનાવવાના અને ચામડું કેળવવાના કામમાં વપરાય છે.

૩. સ્ત્રી. ઘડપણ તથા મરણ વગરની સ્ત્રી.

૪. સ્ત્રી. ચમરી.

૫. [ સં. અમર ( દેવ ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. દેવની સ્ત્રી; દેવાંગના.

૬. સ્ત્રી. બોંતેર કળા માંહેની અમર થવા માટેની કળા. જુઓ કલા.

......દર્શન સંસ્કાર, ખેચરી, અમરી, વાદ, પાતાલસિદ્ધિ. પૃથ્વીચંદ્રચરિત્ર, ૧૪૭૮.

૭. સ્ત્રી. બીલડી. શબરી, સમરી, હમરી, અમરી એમ પેઢીઉતાર રૂપો થયાં જણાય છે.

૮. સ્ત્રી. સ્ત્રીઓને માથે પહેરવાનું એક ઘરેણું. જુઓ અમરીચમરી.

**અમરીખ** [ સં. અંબરીષ ] પું ( જૂ. ગુ. ) અંબરીષ નામનો ચક્રવર્તી સૂર્યવંશી રાજા.

**અમરીચમરી** સ્ત્રી. સ્ત્રીઓને માથે પહેરવાનું એક ઘરેણું. માથે પહેરવાનો દહેરાના ઘાટનો સોનારૂપાનો ગઠ્ઠો તે અમરી અને તેને વળગાડેલી લટકતી રાખેલી ચમરના આકારની ફૂમતી તે ચમરી.

**અમરુ** પું. અમરુશતક નામનો સો શ્લોકનો શૃંગારગ્રંથ બનાવનાર ઈસ્વી સનના સાતમા સૈકામાં થઈ ગયેલો એ નામનો કવિ.

**અમરુત** ૧. [સં. અમૃત] ન. અમૃત; સુધા.
૨. [સં. અ (નહિ) + મરુત (પવન)] વિ. પવન વિનાનું; શાંત.

**અમરુશતક** ન. અમરુ કવિએ બનાવેલો એ નામનો શૃંગારગ્રંથ.

**અમરૂ** ન. કાશીમાં બનતું એક રેશમી કાપડ; અંબર.

**અમરૂત** [હિં.] ન. જામફળ.

**અમરૂદ** [હિં. અમરૂત] ન. જામફળ.

**અમરેશ** ૧. [સં. અમર (દેવ) + ઈશ (ધણી)] પું. ઇંદ્ર; દેવોનો રાજા.
૨. પું. વિષ્ણુ.
૩. પું. શિવ.

**અમરેશ્વર** ૧. પું. શિવનાં બાર લિંગ માંહેનું એ નામનું પાંચમું. તે ઉજ્જનમાં છે.
૨. જુઓ અમરેશ.

**અમરેંદ્ર** જુઓ અમરેશ.

**અમરોઠમરો** પું. જાર, બાજરા તથા વાલના ખેતરમાં પથરાતું એક ઘાસ. તેનાં પાન ચોળવાથી ચીકણી લાળ નીકળે છે. તેનાં વાણ બનાવવામાં આવે છે.

> સાગ સીસમનો હોલિયો **અમરાઠમરા**નાં વાણ.
> લોકગીત

**અમર્ક** પું. (પુરાણ) ઉશના ઋષિનો એ નામનો સૌથી નાનો દીકરો.

**અમર્ત** જુઓ અમર્ત્ય.

**અમર્ત્ય** ૧. પું. દેવ.
૨. વિ. દિવ્ય; સ્વર્ગનું.
૩. [સં. અ (નહિ) + મર્ત્ય (મરણ પામે એવું)] વિ. નાશ ન થાય એવું; અમર; મરણધર્મરહિત.

**અમર્ત્યતા** ૧. [સં. અ (નહિ) + મર્ત્ય (નાશ પામે એવું) + તા (પણું)] સ્ત્રી. અવિનાશીપણું; અમરતા.
૨. સ્ત્રી. દેવત્વ.

**અમર્ત્યત્વ** જુઓ અમર્ત્યતા.

**અમર્ત્યભુવન** [સં. અમર્ત્ય (દેવ) + ભુવન (રહેઠાણ)] ન. સ્વર્ગ.

**અમર્દન** ૧. [સં. અ (નહિ) + મર્દ (ચૂર્ણ કરવું) + અન (નામ બનાવનાર પ્રત્યય)] ન. ચૂર્ણ ન કરવું તે.
૨. [સં. અ (નહિ) + મર્દન (ચોળવું તે)] ન. ચોળવું નહિ તે.
૩. ન. નાશ ન કરવાપણું.

**અમર્દિત** ૧. [સં. અ (નહિ) + મર્દિત (કચરેલું)] વિ. નહિ કચરાયેલું.
૨. વિ. હરાવ્યું ન હોય એવું; અપરાજિત; અજિત.

**અમર્મવેધી** ૧. [સં. અ (નહિ) + મર્મન્ (કોમળ અવયવ) + વેધિન્ (વીંધનાર)] વિ. શરીરના નાજુક ભાગને પણ છેદે નહિ એવું; કોમળ; મૃદુ.
૨. વિ. હૃદયને અસર ન કરનારું.

**અમર્યાદ** ૧. ન. વધારો; આધિક્ય; અતિશય.
૨. [સં. અ (નહિ) + મર્યાદા (હદ)] વિ. અતિશય; અપાર.
૩. વિ. છૂટું; સ્વતંત્ર.
૪. વિ. દાબ વિનાનું; નિરંકુશ.
૫. વિ. પ્રતિષ્ઠા એટલે ગૌરવ વગરનું; અપ્રતિષ્ઠિત.
૬. [સં. અ (નહિ) + મર્યાદા (વિવેક)] વિ. બેઅદબ; તોછડું; અસભ્ય.
૭. વિ. બેશરમ; નિર્લજ્જ; લાજ વગરનું; શરમ વિનાનું.
૮. વિ. ભરપૂર; પૂર્ણ.

**અમર્યાદક** ૧. [સં. અ (નહિ) + મર્યાદા (વિવેક) + ક (વાળું)] વિ. અપમાન કરનાર.
૨. [સં. અ (નહિ) + મર્યાદા (હદ) + ક (વાળું)] વિ. મર્યાદા કે શરમ ન રાખનાર.

**અમર્યાદા** ૧. સ્ત્રી. અન્યાય.
૨. સ્ત્રી. અપરાધ; દોષ.
૩. સ્ત્રી. અપ્રતિષ્ઠા.
૪. સ્ત્રી. આજ્ઞા નહિ માનવાપણું.
૫. સ્ત્રી. પાપ.
૬. [સં. અ (નહિ) + મર્યાદા (વિવેક)] સ્ત્રી. બેઅદબી; અસભ્યતા.
૭. સ્ત્રી. બેશરમી; નિર્લજ્જતા.
૮. [સં. અ (નહિ) + મર્યાદા (હદ)] સ્ત્રી. હદ ન હોવાપણું.

**અમર્યાદિત** ૧. વિ. (ગણિત) અનંત વિસ્તાર સુધી પહોંચી શકે એવું. જેમકે, વક્ર.
૨. [સં. અ (નહિ) + મર્યાદિત (હદવાળું)] વિ. અપાર; બેહદ.
૩. વિ. પૂર્ણ; ભરપૂર.
૪. વિ. (ગણિત) બીજગણિતમાં જે રાશિ અથવા ફળની કીમત અનંત હોય એવું.
૫. વિ. સ્વતંત્ર; છૂટું.

**અમર્યાદિતસત્તા** ૧. [સં. અ (નહિ) + મર્યાદિત (હદવાળું) + સત્તા] સ્ત્રી. રાજાની સ્વતંત્ર સત્તાવાળું રાજ્ય.
૨. સ્ત્રી. સ્વતંત્ર કે સંપૂર્ણ સત્તા.

**અમર્શ** [સં. અ (નહિ) + મૃશ્ (સ્પર્શ કરવો)] ન. સ્પર્શ ન કરવો તે; અસ્પર્શ.

**અમર્શણ** જુઓ અમર્ષ.

**અમર્ષ** ૧. પું. અદેખાઈ; ઈર્ષ્યા.
૨. [સં. અ (નહિ) + મર્ષ (ધીરજ)] પું. ક્રોધ; ગુસ્સો; રીસ.
૩. [સં. અ (નહિ) + મર્ષ (સહનશીલતા)] પું. ક્ષમા ન કરવાપણું; અસહિષ્ણુતા; અક્ષમા.
૪. પું. જોર; વેગ.
૫. પું. દઢ નિશ્ચય; ચોક્કસ વિચાર.
૬. પું. (કાવ્ય) રસની ઉત્પત્તિમાં સ્થાયીભાવને પુષ્ટ કરી ચાલ્યા જતા તેત્રીસમાંનો એ નામનો ભાવ; બીજાનો અહંકાર ન સહન થવાથી તેને નષ્ટ કરવાની થતી ઇચ્છા.
૭. પું. સામે થવાની કે બરાબરી કરવાની અધીરાઈ; વ્યગ્રતા.
૮. [સં. અ (નહિ) + મર્ષ (સહનશીલતા)] વિ. સહન ન કરી શકે એવું.

**અમર્ષણ** ૧. પું. સૂર્યવંશી રામચંદ્રના પુત્ર કુશના વંશમાં જન્મેલા સંધિ રાજાનો દીકરો.
૨. ન. અક્ષમા; માફ ન કરવું તે.
૩. [સં. અ (નહિ) + મર્ષણ (સહન કરવું તે)] ન. અસહિષ્ણુતા.
૪. [સં. અ (નહિ) + મર્ષણ (ધીરજ)] ન. ક્રોધ; ગુસ્સો; રોષ.
૫. વિ. અધીરું.
૬. વિ. ક્ષમા નહિ કરનાર; અસહનશીલ.
૭. વિ. ગુસ્સાવાળું; ક્રોધી.
૮. વિ. દઢ નિશ્ચયવાળું.

**અમર્ષપરાયણ** જુઓ અમર્ષી.

**અમર્ષવાન** જુઓ અમર્ષી.

**અમર્ષહાસ** [સં. અમર્ષ (ગુસ્સો) + હાસ (હસવું તે)] ન. ક્રોધમાં કરેલું હાસ્ય.

**અમર્ષી** ૧. [સં. અમર્ષ (ઈર્ષ્યા) + ઇન્ (વાળું)] વિ. અદેખું; દ્વેષી; ઝેરીલું.
૨. વિ. અસહનશીલ.
૩. વિ. ઉતાવળું; અધીરું.
૪. [સં. અમર્ષ (ક્રોધ) + ઇન્ (વાળું)] વિ. ક્રોધી; ગુસ્સાવાળું.

૫. વિ. ક્ષમા ન આપે એવું.
૬. વિ. મક્કમ વિચારવાળું.

**અમલ** ૧. [ ફા. ] પું. અધિકાર; સત્તા.
૧. અમલ આંધળો હોય છે = સત્તાવાળું માણસ અધિકારના અભિમાનમાં સાચી વસ્તુ જોઈ શકતું નથી.
૨. અમલ ઊતરવો = ઊંચા દરજ્જા પરથી ઊતરવું.
૩. અમલ કરવો = રાજસત્તા ચલાવવી.
૪. અમલ જામવો = અધિકાર થવો.
૫. અમલ બજાવવો = સત્તા વાપરવી.
૨. પું. ( જ્યોતિષ ) અશ્વિની નક્ષત્રનો સૌથી ઝળકતો તારો. તેનું મહત્ત્વ ૨.૧, વિષુવાંશ ૩૧ અને ક્રાંત્યંશ ઉત્તર ૨૩ છે.
૩. પું. અસર; પ્રભાવ.
૪. પું. આચરણ; વહેવાર.
૫. [ અ. ] પું. આડત.
૬. પું. આદત; ટેવ.
૭. [ અ. ] પું. ઉદ્યમ; ધંધો.
૮. પું. ( પિંગળ ) એ નામનો ૩૮ ગુરુ અને ૮૦ લઘુ મળી ૧૧૮ વર્ણનો વિષમજાતિ છંદ.
૯. પું. કસુંબો.
જેમ **અમલ** પીતાં અકલ નાસે,
તોય અંતરે જાણે અધિકું પાઉં. નિષ્કુળાનંદ
૧૦. પું. કામ.
૧૧. [ અ. ] પું. કાર્યપદ્ધતિ.
૧૨. પું. ગોઠવણ; વ્યવસ્થા.
૧૩. પું. ( પિંગળ ) ત્રિભંગી છંદની જાતનો ૮૪ લઘુ અને ૨૨ ગુરુ મળી ૧૨૮ માત્રાનો છંદ.
૧૪. પું. ( પુરાણ ) ધૃતબુદ્ધિ નામના પ્રધાનનો નાનો દીકરો.
૧૫. પું. નશો; કેફ; ઘેન.
૧. અમલ કરવો = કેફ કરવો.
૨. અમલ ચડવો = કેફ ચડવો; કેફની ખુમારી આવવી.
૩. અમલ પહોંચવો = કેફની અસર રહેવી.
૧૬. પું. ન્યાયની વ્યવસ્થા.
૧૭. પું. પદવી; હોદ્દો.
૧૮. પું. બજાવણી.
૧. અમલ કરવો = (૧) કસુંબો પીવો. (૨) હુકમ પ્રમાણે વર્તવું; હુકમ બજાવવો.
૨. અમલમાં મૂકવું = (૧) પ્રચલિત એટલે ચાલુ કરવું. (૨) લાગુ કરવું; બજાવવું.
૩. અમલમાં લાવવું = હુકમ બજાવવો.
૧૯. [ અ. ] પું. મંત્ર.
અમલ પઢવો = મંત્ર ઉચ્ચારવો.
૨૦. [ અ. ] પું. માદક પદાર્થ; કેફી વસ્તુ.
૨૧. પું. વખત; સમય.
૨૨. પું. વહીવટ; શાસન; કારકિર્દી.
અમલ થવો = (૧) રાજ્ય થવું. (૨) વખતનો શુમાર થવો.
૨૩. પું. વ્યસન.
૨૪. પું. શુમાર; આશરો.
૨૫. [ અ. ] પું. સાધના.
૨૬. પું. ( જૈન ) સિદ્ધ ભગવાન.
૨૭. પું. હુકમ.
૨૮. [ અ. અમ્લ ( અફીણ ) ] ન. અફીણ.
૨૯. ન. અબરખ.
૩૦. ન. પરપોટો.
૩૧. ન. બાળાગોળી.
અમલ કરાવવું = બાળકને બાળાગોળી આપવી.
૩૨. ન. સાતલાનું ઝાડ.
૩૩. [ સં. અ ( નહિ ) + મલ ( મેલ ) ] ન. સ્વચ્છતા; નિર્મળપણું.
૩૪. વિ. ધોળું; ઊજળું.
૩૫. વિ. નિર્દોષ; પાપ વિનાનું.
૩૬. વિ. નિર્મળ; સ્વચ્છ.
૩૭. વિ. શુદ્ધ; પવિત્ર.
૩૮. [ અ. ] સ. ક્રિ. ( ધાતુ ) તેણે કામ કર્યું. આ ધાતુ ઉપરથી નીકળેલા શબ્દો: અમલ = કામ; અધિકાર. અમલદાર = અધિકારી. આમિલ = કામ કરનાર. મઅમૂલ = ધોરણસર; મામુલી. મઆમલતદાર = મામલતદાર. મઆમિલા = બનાવ; મામલો.

**અમલકી** સ્ત્રી. ફાગણ સુદ અગિયારશ.

**અમલખ** વિ. અમૂલ્ય.

**અમલગુચ્છ** [ સં. ] પું. પદ્મકાષ્ઠ કે પદ્મ નામનું ઝાડ.

**અમલગુઝાર** [ હિં. ] પું. વસૂલાતી અધિકારી.

**અમલચેન** ન. ( ગ્રામ્ય ) મોજમજા; અમનચમન.

**અમલજોરી** ૧. સ્ત્રી. જોહુકમી.
૨. [ અ. અમલ ( સત્તા ) + ફા. ઝોર ] સ્ત્રી. સત્તાનું બળ; અધિકારનો રોફ; સત્તાનું અભિમાન.

**અમલતા** ૧. [ સં. અ ( નહિ ) + મલ ( મેલ ) + તા ( પણું ) ] સ્ત્રી. ચોખ્ખાઈ; સ્વચ્છતા.
૨. સ્ત્રી. ધોળાશ; ઊજળું હોવાપણું.
૩. સ્ત્રી. નિર્દોષતા; પાપ રહિત હોવું તે.
૪. સ્ત્રી. પવિત્રતા.

**અમલતાસ** [ હિં. ] પું. ગરમાળો; આરગ્વધ. આશરે દોઢ ફૂટ લાંબી શીંગવાળું અને પીળાં ફૂલવાળું એક ઝાડ. તેની શીંગનો ગર શીકાકાઈ પડતો, ખાવામાં જરા મીઠો અને દસ્ત લાવે એવો હોય છે. તેનાં ફૂલમાંથી બનતો ગુલકંદ ગુલાબના ગુલકંદ કરતાં વધારે રેચક મનાય છે.

**અમલદસ્તક** ૧. પું. મિલકતનો કબજો સોંપવાનો દસ્તાવેજ.
૨. [ અમલ ( સત્તા ) + દસ્ત ( હાથ ) + ક ( વાળું ) ] પું. મુખત્યારનામું.
૩. [ હિં. ] પું. વૉરંટ; ગુનેગારને પકડવાનો હુકમ.
૪. [ હિં. ] પું. હકપત્રક.

**અમલદસ્તૂરી** [ અ. અમલ ( રાજ્યવહીવટ ) + દસ્તૂર ( કર ) ] સ્ત્રી. આયાત ઉપર લેવાતો કર.

**અમલદાર** ૧. [ અ. અમલ ( સત્તા ) + ફા. દાર ( રાખનાર ) ] પું. અધિકારી; હોદ્દેદાર.
૨. [ અ. અમલ ( આડત ) + ફા. દાર ( રાખનાર ) ] પું. આડતિયો.
૩. પું. પ્રાંતનો સૂબો.
૪. પું. મહેસૂલ અધિકારી.
૫. પું. વહીવટદાર; વહીવટ કરનાર.

**અમલદારશાહી** [ અમલદાર + શાહી ( રાજ્યને લગતું ) ] સ્ત્રી. નોકરોની સત્તાવાળું રાજ્યતંત્ર; નોકરશાહી.

**અમલદારી** ૧. સ્ત્રી. અધિકાર; સત્તા; હકૂમત.
૨. સ્ત્રી. અમલદારનું કામ; કારભાર.
૩. સ્ત્રી. અમલદારનો હોદ્દો.
૪. સ્ત્રી. અમલદારપણું.
૫. [ હિં. ] સ્ત્રી. ભાગબટાઈ.
૬. સ્ત્રી. મહેસૂલ; વસૂલાત.
૭. સ્ત્રી. રાજવહીવટ; રાજસત્તા.
૮. સ્ત્રી. વહીવટ; વ્યવસ્થા.
૯. સ્ત્રી. સૂબાગીરી.

**અમલદોર** [ અ. અમલ ( અધિકાર ) + ફા. દોર ( સત્તા ) ] પું. અધિકારનું અભિમાન.

**અમલનામું** [ હિં. અમલનામા ] ન. આજ્ઞાપત્ર; હુકમનામું.

**અમલપટ્ટો** ૧. પું. ભોગવટો કરવાનો અધિકાર.
૨. [ હિં. અમલપટ્ટા ] પું. મુખત્યારનામું.

**અમલપાણી** [ અમલ ( અફીણ ) + પાણી ] ન. કસુંબો અથવા એવો બીજો કોઈ કેફી પદાર્થ.
અમલપાણી કરવાં-લેવાં = કેફી વસ્તુ લેવી; કસુંબો કાઢી પીવો.

**અમલપાની** [ હિં. ] પું. માદક પીણું.

**અમલબજામણી** [ અમલ ( હુકમ ) + બજાવવું ] સ્ત્રી. ફરમાવ્યા પ્રમાણે કરવાપણું.

**અમલબેત** ૧. [ હિં. ] પું. સફેદ ફૂલ અને તરબૂચ જેવાં પણ ખડબચડાં ફળવાળી બીજોરાં લીંબુની એક જાત. તેનાં ફળની ખટાશ એટલી બધી હોય છે કે એમાં પોલાદની સોય પણ ઓગળી જાય છે. આ લીંબુ અગ્નિદીપક અને પાચક હોવાથી પેટના રોગ ઉપર તે અકસીર મનાય છે.

૨. [સં. અમ્લવેતસ] સ્ત્રી. (હિંદી) પશ્ચિમના પહાડોમાં થતી એક વેલ.

**અમલબેદ** જુઓ અમલબેત.

**અમલબેલ** [ હિં. ] સ્ત્રી. ગરમ પ્રદેશમાં થતી એ નામની એક વેલ. ચોમાસામાં તેને લીલાશ પડતાં ધોળાં ફૂલ આવે છે. તેનાં પાન ગૂમડાંને પકવવા માટે બાંધવામાં આવે છે.

**અમલમણિ** ૧. [ સં. અ ( નહિ ) + મલ ( મેલ ) + મણિ ( રત્ન ) ] પું. બિલોર.

૨. પું. સ્ફટિક.

**અમલમદ** [અમલ ( સત્તા ) + મદ ( નશો )] પું. અધિકારનું અભિમાન.

**અમલમસ્ત** [ અ. અમ્લ ( અધિકાર ) + મસ્ત ( મદવાળું ) ] વિ. સત્તાના મદવાળું.

**અમલરત્ન** જુઓ અમલમણિ.

**અમલસનદ** [ અ. અમલ ( જમીનનો વહીવટ ) + ફા. સનદ ( પરવાનો ) ] સ્ત્રી. ઊપજ વસૂલ કરવાનો પરવાનો.

**અમલસાડા ફેરવવા** ( અમલસાડા ) સ. ક્રિ. ચૂંટિયો ભરવો.

**અમલસારો ગંધક** પું. તાવીને ગાંગડા કરેલો ગંધક.

**અમલા** ૧. [ અ. ] પું. કચેરી કે દફતરમાં કામ કરનાર પુરુષ; કાર્યાધિકારી.

૨. પું. ( પિંગળ ) દરેક ચરણમાં ૮ સગણ, અને ગુરુ મળી ૨૫ અક્ષરનો એક છંદ.

૩. [ સં. આમલક ] સ્ત્રી. આંબળાનું ઝાડ.

૪. સ્ત્રી. ડૂંટીની નાળ.

૫. સ્ત્રી. ભોંયઆંબલી.

૬. સ્ત્રી. મણિદ્વીપની ૬૪ કૈરીમાંની એ નામની એક. જુઓ કલા.

૭. સ્ત્રી. લક્ષ્મી.

૮. સ્ત્રી. વૈવસ્વત મન્વંતરમાં થયેલા અત્રિ ઋષિની દીકરી. એ મહાન બ્રહ્મનિષ્ઠ હતી.

૯. [ સં. અ ( નહિ ) + મલ ( મેલ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. પવિત્ર; દોષ વગરની.

**અમલાક** ૧. [ અ. મિલ્ક ( મિલ્કત )નું બહુવચન ] સ્ત્રી. માલમિલ્કત.

૨. સ્ત્રી. સ્થાવર મિલ્કત.

**અમલાત્મા** ૧. પું. રાગદ્વેષ વિનાનો યોગી.

૨. [ સં. અમલ ( પવિત્ર ) + આત્મન્ ( મન ) ] વિ. પવિત્ર મનવાળું; શુદ્ધ આત્માવાળું.

**અમલાં** ન. ( ગ્રામ્ય ) કસૂંબો.

> **અમલાં** વેળા આપને રંગ હો સૂરજ ભાણ.
>
> દુહો

**અમલિન** ૧. [ સં. અ ( નહિ ) + મલિન ( મેલું ) ] વિ. ચોખ્ખું; નિર્મળ.

૨. વિ. પાપ વિનાનું; નિર્દોષ.

૩. વિ. શુદ્ધ; પવિત્ર.

**અમલિયું** ૧. [ અ. અમ્લ ( અફીણ ) ] ન. અફીણ.

> અધશેરો અમલીઆં તોળાવીઆં રે લોલ,
> વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ.
>
> લોકગીત

૨. ન. બચ્ચાંને બાળાગોળી પાવાની નાની વાટકી.

૩. વિ. અફીણના વ્યસનવાળું; બંધાણી.

**અમલી** ૧. [ હિં. ] સ્ત્રી. આંબલી.

૨. સ્ત્રી. હિમાલયના દક્ષિણ પ્રદેશમાં થતું એક જાતનું ઝાડ.

૩. વિ. અમલમાં મુકાયેલું કે મૂકવાનું; સક્રિય.

૪. વિ. અમલમાં મૂકનાર.

૫. [ અ. અમ્લ ( અફીણ ) ] વિ. કેફ કરનાર; બંધાણી; વ્યસની.

૬. વિ. નશાખોર; દારૂડિયું.

૭. વિ. વાસ્તવિક.

૮. વિ. વ્યવહારુ.

૯. વિ. શાસન સંબંધી.

૧૦. વિ. સત્તામાં આવેલું; અધીન.

૧૧. વિ. સુસ્ત; એદી.

**અમલી જિન્સ** ૧. પું. આબકારી.

૨. [ હિં. ] પું. કેફી પદાર્થ.

**અમલીસન** પું. હિંદુસ્તાનના ૩૪ સંવતમાંનો એક. તે ઈ.સ. ૫૯૩ થી શરૂ થયો છે. તેનું વર્ષ ભાદરવા સુદ ૧૨ થી શરૂ થાય છે. માસની અધવચમાંથી શરૂ થવાનું કારણ એ કે તે તિથિએ ઓરિસ્સાના રાજા ઇંદ્રદ્યુમ્નનો જન્મ થયો હતો. આનો પ્રચાર ઓરિસ્સાનાં વેપારીઓમાં તેમ જ ત્યાંની કચેરીમાં છે.

**અમલું** [ સં. અ ( નહિ ) + મલ ( મેલ ) ] વિ. સ્વચ્છ; શુદ્ધ.

**અમલૂક** [ સં. અમ્લ ] પું. અકધાનિસ્તાન, બલુચિસ્તાન, કાશ્મીર અને પંજાબમાં થતું એ નામનું ઝાડ. આમાંથી વહેતો રસ ગુંદની જેમ જામી જાય છે. તેનાં ફળ તાજાં તેમ જ સૂકાં બન્ને જાતનાં ખવાય છે.

**અમલો** ૧. [ અ. અમલા ] પું. અમલદારને બેસવાની જગ્યા; કચેરી.

૨. [ અ. ઇમ્લાહ ( કામ ) ] પું. મકાનનું મેડાબંધી બાંધકામ; ઇમારતનું બાંધકામ.

૩. પું. મેડાબંધી; મજલો.

૪. પું. હુકમ કરનાર પુરુષ.

**અમવાત** [ અ. મૌત ( મરણ )નું બહુવચન ] ન. બ. વ. મરણ.

> અમવાત નકશા = મરણનોંધનું પત્રક.

**અમવાલ** ૧. [ અ. માલનું બહુવચન ] સ્ત્રી. અંગત મિલ્કત.

૨. સ્ત્રી. માલમિલ્કત.

**અમશાસ્પંદ** પું. ( જરથોસ્તી ) સાત મુખ્ય ફિરસ્તા. તેનાં નામ: અહૂરમઝ્દ, બહમન, અર્દીબહિસ્ત, શેહેરીવર, અસ્ફંદારમદ, ખોરદાદ અને અમરદાદ.

**અમસ** ૧. પું. કાળ; વખત.

૨. પું. મૂર્ખાઈ.

૩. [ સં. અમ્ ( માંદા પડવું ) ] પું. રોગ; માંદગી; મંદવાડ.

૪. વિ. અજ્ઞાની; નિર્બોધ.

૫. વિ. મૂર્ખ; બેવકૂફ.

**અમસથકું** જુઓ અમસ્તું.

**અમસ્તક** [સં. અ ( નહિ ) + મસ્તક ( માથું )] વિ. માથા વગરનું.

**અમસ્તકું** જુઓ અમસ્તું.

**અમસ્તું** ૧. વિ. અમથું; નકામું.

૨. અ. મફત; કીમત આપ્યા વગર.

૩. અ. વગર કારણે.

**અમસ્થકું** જુઓ અમસ્તું.

**અમહીયુ** પું. સામવેદનો એ નામનો એક ઋષિ. તેણે નવમા મંડલના ૫૩ થી ૬૦ સૂક્ત રચ્યાં છે.

**અમહીયુ અંગિરસ** પું. સામવેદનો એ નામનો એક ઋષિ.

**અમહીયુ શિષ્ય** પું. સામવેદનો એ નામનો એક ઋષિ.

**અમળ** ૧. [સં. અ ( નહિ ) + મલ ( મેલ )] વિ. ધોળું; ઊજળું.

૨. વિ. પાપ વિનાનું; નિર્દોષ; નિષ્કલંક; દોષ રહિત.

૩. વિ. શુદ્ધ; પવિત્ર.
૪. વિ. સ્વચ્છ; ચોખ્ખું; નિર્મળ.

**અમળતા** ૧. [ સં. અ ( નહિ ) + મલ ( મેલ ) + તા ( પણું ) ] સ્ત્રી. ચોખ્ખાઈ.
૨. સ્ત્રી. ધોળાશ; ઊજળું હોવાપણું.
૩. સ્ત્રી. નિર્દોષપણું.
૪. સ્ત્રી. પવિત્રતા.

**અમળતિયું** ૧. [ અ ( નહિ ) + મળતિયું ( મળતાવડું ) ] વિ. ભળે નહિ એવું; અલગ રહેવાના સ્વભાવવાળું; અતડું
૨. વિ. શરમાળ.
૩. વિ. સામા પક્ષનું.

**અમળપક્ષ** [ સં. અમલ ( ઊજળું ) + પક્ષ ( પખવાડિયું ) ] પું. અજવાળિયું; શુક્લપક્ષ.

**અમળા** [ સં. અ ( નહિ ) + મલ ( મેલ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. શુદ્ધ; પવિત્ર હોય એવી.

**અમળાટ** ૧. પું. કરમોડાવાપણું; લચક.
૨. પું. ખાર; વેર.
૩. પું. પેટમાં આવતી ચૂંક; આંકડી; પેટપીડ.
૪. પું. મિજાજ; અકડાઈ.
૫. [ અમળાવું ( મરડાવું ) + આટ ( પણું ) ] પું. વળ; મરડાટ.
૬. પું. વાંકી ચાલ.

**અમળાવવું** ૧. અ. ક્રિ. ચૂંક આવવી.
૨. સ. ક્રિ. આમળા પાડવા; મચડવું; વળ ચડાવવો.
૩. સ. ક્રિ. ઓળાવવું.
૪. સ. ક્રિ. બીજા પાસે વળ દેવરાવવો.
૫. સ. ક્રિ. મોંમાં નાંખીને ફેરવ્યા કરવું; મમળાવવું.

**અમળાવું** ૧. અ. ક્રિ. અતડા રહેવું; વાંકું ચાલવું.
૨. અ. ક્રિ. આમળો ચડવો; વળ ખાવો; મચડાવું.
શરીર અમળાવું = કળતર થવી.
૩. અ. ક્રિ. દુમાવું; ડચૂરો ભરાઈ આવવો.
૪. અ. ક્રિ. પેટમાં દુખવું; વાયુનું ધોળાવું; ચૂંક આવવી.
૫. અ. ક્રિ. પોતાને રુચતું ન થવાથી રીસમાં કામ કરવું; કમને કે આનાકાનીએ કામ કરવું.
૬. અ. ક્રિ. વળ ખાવો; ઓળ ફરવું.
૭. અ. ક્રિ. વળ ચડવો; આમળા ખાવા.

**અમંગલ** ૧. પું. એરડાનો છોડ; એરડો.
૨. [ સં. અ ( નહિ ) + મંગલ ( શુભ ) ] ન. અહિત; અકલ્યાણ.
૩. ન. દુર્ભાગ્ય; કમનસીબ.
૪. વિ. અપવિત્ર.
૫. વિ. અપશુકનિયાળ; ખરાબ શુકનવાળું.
૬. વિ. અમાંગલિક; અહિતકારી.
૭. વિ. ખરાબ; માઠું; અશુભ.

**અમંગલકપોત** [ સં. અમંગલ ( અપશુકનવાળું ) + કપોત ( હોલો ) ] પું. એક જાતનો હોલો; શોક કરતો હોલો.

**અમંગલકર** ૧. [ સં. અ ( નહિ ) + મંગલ ( શુભ ) + કર ( કરનાર ) ] વિ. અકલ્યાણ કરે એવું.
૨. વિ. અપશુકનિયું.

**અમંગલકારક** જુઓ અમંગલકર.

**અમંગલચિહ્ન** ૧. [ સં. અ ( નહિ ) + મંગલ ( શુભ ) + ચિહ્ન ( નિશાની ) ] ન. અનિષ્ટની નિશાની; અનિષ્ટસૂચક નિમિત્ત.
૨. ન. અપશુકન.

**અમંગલજનક** [ સં. અ ( નહિ ) + મંગલ ( શુભ ) + જનક ( ઉત્પન્ન કરનાર ) ] વિ. અનિષ્ટ ઉત્પન્ન કરનાર; વિપત્તિ આણનારું.

**અમંગલતા** ૧. [ સં. અ ( નહિ ) + મંગલ ( શુભ ) + તા ( પણું ) ] સ્ત્રી. અકલ્યાણ.
૨. સ્ત્રી. અપવિત્રતા.
૩. સ્ત્રી. અપશુકનિયાળપણું.
૪. સ્ત્રી. અહિતકારી હોવાપણું.
૫. સ્ત્રી. દુર્ભાગ્ય.
૬. સ્ત્રી. માઠાપણું; અશુભ હોવું તે.

**અમંગળ** જુઓ અમંગલ.

**અમંગળતા** જુઓ અમંગલતા.

**અમંજન** પું. ( પિંગળ ) માર્તંડની જાતનો એક છંદ. તેમાં ૨૩ ગુરુ ને ૫૦ લઘુ મળી ૭૩ અક્ષર હોય છે.

**અમંડ** ૧. [ સં. ] પું. એરંડાનો છોડ; એરડો.
૨. [ સં. અ ( નહિ ) + મંડ ( શણગાર ) ] વિ. અલંકાર વગરનું.
૩. વિ. જેમાં ઓસામણ ન હોય એવું.

**અમંડિત** [ સં. અ ( નહિ ) + મંડિત ( શણગારેલું ) ] વિ. શણગાર વગરનું; સાદું; ભૂષણ વિનાનું.

**અમંતવ્ય** ૧. [ સં. અ ( નહિ ) + મંતવ્ય ( માનવા લાયક ) ] વિ. ન માનવા જેવું.
૨. [ સં. અ ( નહિ ) + મંતવ્ય ( મનન કરવા યોગ્ય ) ] વિ. વિચાર કરવા જેવું ન હોય એવું.

**અમંત્ર** જુઓ અમંત્રક.

**અમંત્રક** ૧. [ સં. અ ( નહિ ) + મંત્ર + ક ( વાળું ) ] વિ. જેમાં મંત્રોચ્ચાર નથી થયો એવું.
૨. વિ. મંત્ર બોલવાની જરૂર વિનાનું.
૩. વિ. મંત્ર બોલવાને નાલાયક. જેમકે, સ્ત્રી, શૂદ્ર.
૪. વિ. વેદના મંત્ર નહિ જાણનારું.

**અમંત્રવિદ** [ સં. અ ( નહિ ) + મંત્ર + વિદ્ ( જાણનાર ) ] વિ. મંત્ર નહિ જાણનાર.

**અમંત્રસિદ્ધ** [ સં. અ ( નહિ ) + મંત્ર + સિદ્ધ ( પ્રાપ્ત ) ] વિ. મંત્ર ભણ્યા વગર કરેલું; અપવિત્ર.

**અમંત્રોક્ત** [ સં. અ ( નહિ ) + મંત્ર + ઉક્ત ( બોલેલું ) ] વિ. મંત્ર બોલ્યા વિનાનું.

**અમંદ** ૧. પું. ( પિંગળ ) જગણવાળા દંડકનો ૨૬ ગુરુ ને ૧૨ લઘુ મળી ૩૮ અક્ષરનો છંદ.
૨. [ હિં. ] પું. ઝાડ; વૃક્ષ.
૩. વિ. ઉગ્ર; તેજ.
૪. [ સં. અ ( નહિ ) + મંદ ( ધીમું ) ] વિ. ઉતાવળું; ઝડપી.
૫. વિ. ઉત્તમ; શ્રેષ્ઠ.
૬. વિ. ઉદ્યોગી; આળસ વિનાનું.
૭. વિ. ચંચળ; ચપળ.
૮. [ સં. અ ( નહિ ) + મંદ ( થોડું ) ] વિ. થોડું નહિ એવું; ઘણું.
૯. [ સં. અ ( નહિ ) + મંદ ( મૂર્ખ ) ] વિ. બુદ્ધિશાળી; ચતુર.
૧૦. અ. એકદમ; તરત.

**અમંદતા** ૧. સ્ત્રી. ઉગ્રતા.
૨. સ્ત્રી. ઉતાવળા હોવાપણું.
૩. સ્ત્રી. ઉત્તમતા; શ્રેષ્ઠપણું.
૪. સ્ત્રી. ઉદ્યોગીપણું.
૫. સ્ત્રી. ચતુરાઈ.
૬. સ્ત્રી. ચંચળપણું.
૭. સ્ત્રી. પુષ્કળતા.

**અમંદત્વ** જુઓ અમંદતા.

**અમંદપાદ** પું. ( પિંગળ ) એ નામનો છંદ. તેના દરેક ચરણમાં ભગણ, સગણ, જગણ, ગુરુ તથા ગુરુ મળી ૧૧ અક્ષર હોય છે.
ભૂ સ્જ ગ ગ અમન્દપાદમાં છે.
રણપિંગળ

**અમંદું** જુઓ અમંદ ૪, ૫, ૬, ૭, ૯.

**અમા** ૧. [ સં. ] પું. આત્મા.
૨. સ્ત્રી. અમાસ; અમાવાસ્યા તિથિ.
૩. સ્ત્રી. ઘર.
૪. સ્ત્રી. ચંદ્રની સોળમી કળા.
૫. સ્ત્રી. ધર્મમાતા; પાલક મા.
૬. સ્ત્રી. મા; માતા; બા.
૭. સ્ત્રી. મૃત્યુલોક.

૮. [ સં. અ ( નહિ ) + મા ( માપવું ) ] વિ. અમાપ; અપાર; બેહદ.
૯. અ. આ લોકમાં.
૧૦. અ. ઘેર.
૧૧. અ. નજીક; પાસે.
૧૨. અ. સાથે; સહિત.

**અમાજ** જુઓ અમાજૂ.

**અમાજૂ** [ સં. અમા ( ઘેર ) + જૂ ( ઘરડા થવું ) ] સ્ત્રી. માબાપને ઘેર રહેતી અને ત્યાંજ ઘરડી થતી કન્યા.

**અમાણ** સ્ત્રી. આમણ; ગુદા વાટે બહાર નીકળતું આંતરડું.

એ રીતે દર વેળા ઘણું કાંસવાથી ધીમેધીમે સફરો બહાર નીકળતો જાય યાને **અમાણ** નીકળે. બરજોરજી

**અમાણું** સ. અમારૂં.

ગોરસની ગોળી શિર ભરી,
બાહુલડી મેલી **અમાણી** રે. નરસિંહ

**અમાત** [ સં. અ ( નહિ ) + માતૃ ( મા ) ] વિ. મા વિનાનું.

**અમાતા** [ સં. અ ( ખરાબ ) + માતૃ ( માતા ) ] સ્ત્રી. ખરાબ મા.

**અમાતાભ** ન. એ નામનું એક બૌદ્ધ શાસ્ત્ર.

**અમાતૃ** [ સં. અ ( નહિ ) + માતૃ ( મા ) ] વિ. મા વિનાનું.

**અમાતૃક** ૧. [ સં. અ ( નહિ ) + માતૃ ( મા ) + ક ( વાળું ) ] વિ. મા વિનાનું; નમાયું.
૨. વિ. માતાનું નહિ એવું.

**અમાત્ય** ૧. [ સં. ] પું. એક જ કુટુંબનો પુરુષ.
૨. પું. ખાનગી કારભારી; રહસ્યમંત્રી.
૩. પું. મરાઠી રાજ્યમાં આઠ પ્રધાન માંહેનો એક. તેની પાસે જમાબંધીનું અને ખરચની ચોકસીનું કામ રહેતું.
૪. પું. મંત્રી; પ્રધાન; દીવાન.
૫. પું. રાજાનો મિત્ર કે સાથી.

**અમાત્યતંત્ર** [ સં. અમાત્ય ( દીવાન ) + તંત્ર ( કારભાર ) ] ન. પ્રધાનની સત્તાથી ચાલતું રાજ્ય.

**અમાત્યતંત્રી** [ સં. અમાત્ય ( મંત્રી ) + તંત્ર ( કારભાર ) + ઇન્ ( વાળું ) ] વિ. પ્રધાન ઉપર આધારવાળું.

**અમાત્યપદ** [ સં. અમાત્ય ( પ્રધાન ) + પદ ( સ્થાન ) ] ન. મંત્રીનો હોદ્દો.

**અમાત્યપદવિ** જુઓ અમાત્યપદ.

**અમાત્યપદવી** જુઓ અમાત્યપદ.

**અમાત્યમંડળ** જુઓ અમાત્યવર્ગ.

**અમાત્યવર** [ સં. અમાત્ય ( મંત્રી ) + વર ( ઉત્તમ ) ] પું. પ્રથમ પ્રધાન; મુખ્ય મંત્રી.

**અમાત્યવર્ગ** [ સં. અમાત્ય ( દીવાન ) + વર્ગ ] પું. પ્રધાનમંડળ; મંત્રીઓનો સમૂહ.

**અમાત્ર** ૧. [ સં. અ ( અ અક્ષર ) + માત્ર ] પું. પરમાત્મા; તુરીય સ્વરૂપ પરબ્રહ્મ. ગીતાજીમાં ભગવાને કહ્યું છે કે અક્ષરોમાં હું 'અ' અક્ષર છું, તેથી તે અમાત્ર કહેવાય છે.
૨. [ સં. અ ( અ અક્ષર ) + માત્રા ( હ્રસ્વ અક્ષરનો ઉચ્ચારકાળ ) ] વિ. 'અ' અક્ષરના જેટલા માપવાળું; 'અ' અક્ષરનો ઉચ્ચાર કરતાં લાગતા વખત જેટલા માપવાળું.
૩. વિ. આખું નહિ એવું; ભાંગેલું; તૂટેલું.
૪. [ સં. અ ( નહિ ) + માત્રા ( માપ ) ] વિ. બેહદ; અમાપ.

**અમાત્સર્ય** [ સં. અ ( નહિ ) + માત્સર્ય ( અદેખાઈ ) ] વિ. ઈર્ષા વિનાનું.

**અમાન** ૧. [ અ. ] સ્ત્રી. અભેદપણું.
૨. સ્ત્રી. રક્ષા; બચાવ.
૧. અમાન માગવી = પ્રભુનું રક્ષણ માગવું.
૨. અમાનમાં રાખવું = બચાવ કરવો.
૩. સ્ત્રી. શરણ; પનાહ.
૪. [ અ. ] સ્ત્રી. શાંતિ.
૫. [ અ. અમન ( તે સલામત હતો ) ] સ્ત્રી. સલામતી.
૬. [ સં. અ ( નહિ ) + માન ( ગર્વ ) ] ન. નિરભિમાન.
૭. ન. માન વિનાનું હોવાપણું.
૮. વિ. અભિમાન વિનાનું.
૯. [ સં. અ ( નહિ ) + માન ( માપ ) ] વિ. માપ ન થઈ શકે એવું; બેહદ.
૧૦. [ સં. અ ( નહિ ) + માન ( આદર ) ] વિ. સ્વમાન વગરનું.

**અમાનત** ૧. સ્ત્રી. જામીનગીરી બદલ અદાલતમાં મૂકેલી રકમ.
૨. સ્ત્રી. પરવાનો.
૩. સ્ત્રી. પ્રમાણિકપણું; નેકનિષ્ઠા.
૪. સ્ત્રી. વાલીપણું; સંભાળ.
૫. [ અ. અમન ( તે સલામત હતો ) ] સ્ત્રી. સલામતી; રક્ષણ.
૬. [અ.] સ્ત્રી. સંભાળ માટે સોંપેલી વસ્તુ; થાપણ; વિશ્વાસે મૂકેલી ચીજ કે રકમ; અનામત.
૭. સ્ત્રી. હવાલો; જુમ્મો.
૮. વિ. થાપણ તરીકે મૂકેલું.
અમાનત રાખવું = રક્ષણ તળે મૂકવું.
૯. વિ. સલામત; જેમનું તેમ રાખેલું.

**અમાનતખાના** [ હિં. ] ન. અનામત માલ ભરવાની વખાર.

**અમાનતગ્રાહી** [ અમાનત ( થાપણ ) + ગ્રાહિન્ ( લેનાર ) ] વિ. થાપણ લેનાર.

**અમાનતદફ્તર** [ અ. અમાનત ( થાપણ ) + ફા. દફતર ( કચેરી ) ] ન. થાપણ સાચવવાની કચેરી.

**અમાનતદાતા** [ અમાનત ( થાપણ ) + દાતૃ ( દેનાર ) ] વિ. અનામત મૂકનાર.

**અમાનતદાર** ૧. [ અ. અમાનત ( થાપણ ) + ફા. દાર ( રાખનાર ) ] પું. થાપણ સાચવનાર પુરુષ; અનામત રાખનાર પુરુષ; ટ્રસ્ટી.
૨. પું. રક્ષક; વાલી.

**અમાનતદારી** ૧. [ હિં. ] સ્ત્રી. આડત.
૨. [ અ. અમાનત ( થાપણ ) + ફા. દાર ( રાખનાર ) + ઈ ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. થાપણની સાચવટ.
૩. સ્ત્રી. પાલકપણું; વાલીપણું.
૪. સ્ત્રી. પ્રમાણિકતા; શાખ.
૫. સ્ત્રી. હવાલો; જુમ્મો.

**અમાનતનામા** [ અ. અમાનત ( થાપણ ) + ફા. નામા ( લેખ ) ] ન. અનામત મૂક્યાનો દસ્તાવેજ.

**અમાનતનામું** જુઓ અમાનતનામા.

**અમાનતવહી** [ હિં. ] સ્ત્રી. અનામત માલની નોંધનો ચોપડો.

**અમાનતી** ૧. [ અ. ] સ્ત્રી. થાપણ.
૨. વિ. થાપણને લગતું.

**અમાનતી ગોદામ** ૧. [અમાનત ( થાપણ ) + ઈ ( લગતું ) + ગોડાઉન ( વખાર ) ] ન. કર આપ્યા વગર વેપારી ખત લખી આપ્યાથી પોતાનો માલ રાખી શકે તે ગોદામ
૨. ન. માલ વેચાવા તથા ખરીદાવા એકઠો થાય તે જગ્યા.

**અમાનતે ખેરાતી** [ અ. અમાનત ( થાપણ ) + ફા. ખેરાતી (ધર્માદાને લગતી)] સ્ત્રી. ધર્માદા થાપણ.

**અમાનન** જુઓ અમાનના.

**અમાનના** [ સં. અ ( નહિ ) + માનના ( માન આપવું તે ) ] સ્ત્રી. અનાદર; તિરસ્કાર; અપમાન.

**અમાનનીય** ૧. વિ. નાકબૂલ; અસ્વીકાર્ય.

૨. [ સં. અ ( નહિ ) + માનનીય ( માન આપવા જેવું ) ] વિ. માનને માટે નાલાયક.

**અમાનવ** ૧. [ સં. અ ( નહિ ) + માનવ ( માણસ ) ] વિ. દૈવી; અલૌકિક.

૨. વિ. માણસ નહિ એવું; પશુ જેવું.

૩. વિ. માણસ વિનાનું; નિર્જન.

૪. વિ. માણસને ન છાજે એવું.

**અમાનવ્ય** ૧. [ સં. અ ( નહિ ) + માનવ્ય ( માણસને લગતું ) ] ન. માણસ ન હોવાપણું; પશુપણું; સારું નરસું સમજવાની અશક્તિવાળું જીવન.

વિવેક વિનાનું જીવન એટલે જ અમાનવ્ય એમ મને લાગે છે. પ્રસ્થાન

૨. વિ. માણસને ન છાજે એવું.

**અમાનિકા** પું. ( પિંગળ ) દરેક ચરણમાં જગણ, રગણ, ગુરુ અને લઘુ મળી ૮ અક્ષરનો છંદ.

**અમાનિત** ૧. વિ. નહિ સ્વીકારેલું; પાછું વાળેલું.

૨. [ સં. અ ( નહિ ) + માનિત ( માન આપેલું ) ] વિ. માન આપ્યા વગરનું.

**અમાનિત સેના** [ સં. અ ( નહિ ) + માનિત ( માન આપેલું ) + સેના ( લશ્કર ) ] સ્ત્રી. પોતાની વીરતાને લાયક માન આપવામાં આવ્યું ન હોય અને તે કારણથી અસંતુષ્ટ હોય તેવું લશ્કર. કૌટિલ્યે વિમાનિત એટલે બેઇજ્જત થયેલ લશ્કર કરતાં આ લશ્કરને ઉપયોગી ગણ્યું છે, કારણ કે ઘટતું માન મળતાં તે જીવ લગાડીને લડી શકે છે.

**અમાનિતા** ૧. સ્ત્રી. અણુમાનીતી સ્ત્રી.

૨. [ સં. અ ( નહિ ) + માનિન્ ( ગર્વવાળું ) + તા ( પણું ) ] સ્ત્રી. નમ્રતા; નિરભિમાન.

૩. વિ. સ્ત્રી. અપમાન પામેલી.

૪. વિ. સ્ત્રી. અળખામણી.

**અમાનિત્વ** [ સં. અ ( નહિ ) + માનિન્ ( ગર્વી ) + ત્વ ( પણું ) ] ન. નમ્રતા; નિરભિમાન.

**અમાની** ૧. પું. વિષ્ણુ, કેમકે શુદ્ધ જ્ઞાનસ્વરૂપ ભગવાનને અનાત્મ વસ્તુમાં અભિમાન હોતું નથી.

૨. [ હિં. ] સ્ત્રી. ઊધડું આપવાને બદલે ખાતા તરફથી થતું કામ.

૩. [ અ. ] વિ. થાપણ તરીકે રાખવાનું.

૪. [ સં. અ ( નહિ ) + માનિન્ ( અહંકારવાળું ) ] વિ. નિરભિમાન; ગર્વ વગરનું; નમ્ર.

**અમાનીતું** [ અ ( નહિ ) + માનીતું ( વહાલું ) ] વિ. અણમાનીતું; અળખામણું.

**અમાનુષ** ૧. [ સં. અ ( નહિ ) + માનુષ ( માણસ ) ] પું. દેવ.

૨. પું. રાક્ષસ.

૩. ન. મનુષ્યથી જુદું પ્રાણી.

૪. વિ. મનુષ્યને શોભે નહિ એવું.

૫. વિ. માણસ વિનાનું; ઉજ્જડ; વેરાન.

૬. વિ. માણસની શક્તિ બહારનું; દૈવી; અલૌકિક.

૭. વિ. રાક્ષસી; ક્રૂર; ઘાતકી.

**અમાનુષતા** ૧. [ સં. અ ( નહિ ) + માનુષ ( માણસ ) + તા ( પણું ) ] સ્ત્રી. અલૌકિકપણું.

૨. સ્ત્રી. માણસને ન છાજે એવું વર્તન.

**અમાનુષિક** ૧. [ સં. અ ( નહિ ) + માનુષ ( માણસ ) + ઇક ( સંબંધી ) ] વિ. માણસને શોભે નહિ એવું.

૨. વિ. રાક્ષસી.

**અમાનુષી** ૧. સ્ત્રી. મનુષ્યથી જુદું પ્રાણી.

૨. વિ. ઉજ્જડ; વેરાન.

૩. [ સં. અ ( નહિ ) + માનુષી ( માણસ સંબંધી ) ] વિ. માણસની શક્તિ બહારનું; અલૌકિક; દૈવી.

૪. વિ. માણસને શોભે નહિ એવું; મનુષ્યને અઘટિત.

૫. વિ. રાક્ષસી; ક્રૂર; ઘાતકી.

**અમાનુષ્ય** [ સં. અ ( નહિ ) + માનુષ્ય ( માણસ સંબંધી ) ] વિ. માણસની શક્તિ બહારનું; અલૌકિક; દૈવી.

**અમાન્ય** ૧. [ સં. અ ( નહિ ) + માન્ય ( માનવા જેવું ) ] વિ. નહિ માનવા જેવું.

૨. [ સં. અ ( નહિ ) + માન્ય ( પૂજ્ય ) ] વિ. માન નહિ આપવા લાયક; અમાનનીય.

૩. વિ. માન્ય નહિ એવું; નામંજૂર.

**અમાન્યતા** ૧. સ્ત્રી. અપમાન; અનાદર.

૨. [ સં. અ ( નહિ ) + માન્ય ( માનવા જેવું ) + તા ( પણું ) ] સ્ત્રી. કબૂલ નહિ રાખવાપણું; અસ્વીકાર.

**અમાપ** ૧. [ સં. અ ( નહિ ) + માપ ( હદ ) ] વિ. અપાર; બેહદ.

૨. વિ. ઘણું; અતિશય.

**અમાપું** જુઓ અમાપ.

**અમાપ્ય** [ સં. અ ( નહિ ) + માપ્ય ( મપાય એવું ) ] જુઓ અમાપ.

**અમાપ્રદક્ષિણા** [ સં. અમા ( સાથે ) + પ્રદક્ષિણા ] સ્ત્રી. પૃથ્વી ઉપરથી જોનારને સૂર્ય અને બીજું એક આકાશસ્થ તેજ એક દિવસ એક ઠેકાણે દેખાયા પછી તે બંને ફરીથી તે ઠેકાણે દેખાય ત્યાંસુધીમાં તે બીજા તેજની થતી પ્રદક્ષિણા.

**અમામાસી** [ સં. અમા ( સાથે ) + માસ ( ચંદ્ર ) ] સ્ત્રી. અમાસ.

**અમામું** વિ. અમૂલ્ય; કીમત આંકી ન શકાય એવું.

પણ સાચું બાઝે નહીં, કહે અમામો માલ. આનંદકાવ્યમહોદધિ

**અમામો** [ અ. અમામા ] પું. પાઘડી.

**અમાય** ૧. [ સં. અ ( નહિ ) + માયા ] ન. બ્રહ્મ, કેમકે તે માયા રહિત છે.

૨. વિ. અવિદ્યા વગરનું.

૩. વિ. કપટ વિનાનું.

૪. વિ. મમતા વગરનું.

**અમાયા** ૧. [ સં. અ ( નહિ ) + માયા ( ભ્રમ ) ] સ્ત્રી. ભ્રમનો અભાવ; માયા ન હોવાપણું; ખરું જ્ઞાન.

૨. [ સં. અ ( નહિ ) + માયા ( કપટ ) ] સ્ત્રી. સરળતા; નિષ્કપટ.

૩. વિ. કપટ વિનાનું; સરલ.

૪. વિ. મમતા વગરનું.

**અમાયાવી** ૧. [ સં. અ ( નહિ ) + માયાવિન્ ( કપટી ) ] વિ. પ્રપંચ વિનાનું; નિષ્કપટી; સરલ.

મુનિએ સત્યપ્રિય, અપ્રગલ્ભ, અમાયાવી અને ચાડીથી મુક્ત થવું. સુત્તનિપાત

૨. વિ. પ્રામાણિક.

**અમાયિક** જુઓ અમાયાવી.

**અમાયી** જુઓ અમાયાવી.

**અમારગ** ૧. [ સં. અ ( અયોગ્ય ) + માર્ગ ( રસ્તો ) ] પું. ખરાબ રસ્તો.

અનર્થ કોડિક ઉપાઇ, જુ અમારગનાં કામ. બાલણ

૨. પું. ખરાબ વર્તન; દુરાચરણ.

૩. [ સં. અ ( નહિ ) + માર્ગ ( રસ્તો ) ] વિ. રસ્તા વગરનું.

**અમારડું** ( અમારડું ) સ. અમારું.

**અમારિ** [ સં. અ ( નહિ ) + મારિ ( હત્યા ) ] સ્ત્રી. ( જૈન ) અહિંસા.

**અમારિઘોષણા** જુઓ અમારિપડહ.

**અમારિપડહ** ( અમારિપ્રહ ) [ સં. અમારિ ( અહિંસા ) + પટહ ( નગારું ) ] પું. ( જૈન ) જીવ ન મારવાનો ઢંઢેરો.

કુમારપાળે આખા રાજ્યમાં અમારિપડહ વગડાવ્યો કે કોઈ પણ જીવને મારવા નહિ. જૈનયોગશાસ્ત્ર

**અમારી** ૧. [ અ. ] સ્ત્રી. હાથી ઉપર બેસવા માટેની છત્રવાળી બેઠક; અંબાડી. અમાર નામના માણસે તેનો ઉપયોગ શરૂ કર્યાનું મનાય છે.
૨. [ સં. અ ( નહિ ) + મારી ( હત્યા ) ] જુઓ અમારિ.

**અમારૂં** [ સં. અસ્મદ્; પ્રા. અમ્હારઉ ] સ. 'હું'ની છઠ્ઠી વિભક્તિનું બહુવચન.

**અમાર્ગ** ૧. [ સં. અ ( અયોગ્ય ) + માર્ગ ( રસ્તો ) ] પું. ખરાબ રસ્તો; કુપંથ.
૨. પું. ખરાબ વર્તન; દુરાચરણ.
૩. [ સં. અ ( નહિ ) + માર્ગ ( રસ્તો ) ] વિ. રસ્તા વિનાનું.

**અમાર્ગપથ** પું. (પુરાણ) એ નામના બ્રહ્મર્ષિ.

**અમાર્જનીય** ૧. વિ. જેનું પ્રાયશ્ચિત ન થઈ શકે એવું.
૨. [ સં. અ ( નહિ ) + માર્જનીય ( સાફ કરવા જેવું ) ] વિ. માફી ન આપી શકાય એવું; અક્ષમ્ય.

**અમાર્જિત** ૧. વિ. સંસ્કાર કર્યા વિનાનું.
૨. [ સં. અ ( નહિ ) + માર્જિત ( સાફ કરેલ ) ] વિ. સાફ નહિ કરેલું; અસ્વચ્છ; મેલું.

**અમાર્મિક** ૧. [ સં. અ ( નહિ ) + માર્મિક ( રસજ્ઞ ) ] વિ. અરસિક; રસને ન સમજનાર.
૨. [ સં. અ ( નહિ ) + મર્મ ( છૂપો ભેદ ) + ઇક ( વાળું ) ] વિ. ગૂઢ અર્થ વિનાનું; સીધું; સરલ.

**અમાલનામું** ૧. ન. નોકરનાં સારાં કે ખરાબ કામની નોંધનું પત્રક.
૨. ન. મુસલમાની મત પ્રમાણે સારાં કે ખરાબ કામ કયામત વખતે રજૂ કરવા હમેશાં જેમાં લખાય છે તે પુસ્તક.

**અમાલીન** પું. (પિંગળ) દરેક ચરણમાં યગણ, યગણ, મગણ, ગુરુ અને ગુરુ મળી ૧૧ અક્ષરનો છંદ.

**અમાલું** [ અ ( નહિ ) + માલું ( માલવાળું ) ] વિ. માલ વગરનું; દમ વિનાનું; નિર્માલ્ય.

**અમાવટ** [ હિં. ] પું. કેરીનો રસ.

**અમાવસ** [ હિં. ] સ્ત્રી. અમાસનો દિવસ; અમાવાસ્યા.

**અમાવસી** જુઓ અમાવાસ્યા.

**અમાવસુ** ૧. પું. (પુરાણ) એ નામનો ઋષિ.
૨. પું. ( પુરાણ ) ચંદ્રવંશી પુરુરવાનો દીકરો.

**અમાવસ્યા** સ્ત્રી. અમાસ.

**અમાવાસી** જુઓ અમાવાસ્યા.

**અમાવાસ્ય** ૧. [ સં. ] વિ. અમાસની રાત્રે જન્મેલું.
૨. વિ. અમાસને દિવસે થનારૂં.

**અમાવાસ્યક** જુઓ અમાવાસ્ય.

**અમાવાસ્યા** ૧. પું. અમાસને દિવસે કરવામાં આવતો યજ્ઞ.

> પ્રજાપતિએ અગ્નિહોત્ર, અગ્નિષ્ટોમ, પૌર્ણમાસી, ઉકથ્ય, **અમાવાસ્યા**, અતિરાત્ર વગેરે યજ્ઞોને ઉત્પન્ન કર્યાં. અજ્ઞુલાભ્ય

૨. સ્ત્રી. યજ્ઞ વખતે હોમવાનું બળિદાન.
૩. [ સં. અમા ( સાથે ) + વસ ( રહેવું ) ] સ્ત્રી. સૂર્ય અને ચંદ્ર બંને એક જ નક્ષત્રના હોય અથવા પૃથ્વી ઉપરથી સીધી લીટીમાં દેખાય તે તિથિ; સૂર્ય અને પૃથ્વીની વચ્ચે સીધી લીટીમાં ચંદ્ર આવે તે દિવસ; અમાસ. પુરાણ પ્રમાણે હકીકત એમ છે કે અમાવસુ નામનો પિતર ઇંદ્રિય ઉપર જબરા કાબૂવાળો હતો. એક વખત બર્હિષદની માનસકન્યા અચ્છોદા એના ઉપર ઘણી મોહિત થઈ અને પોતાને સ્વીકારવાને એને પ્રાર્થના કરી, પણ એણે એ વાત કબૂલ કરી નહિ. એના આવા સદાચરણને લઈને પિતૃઓ એના ઉપર ખુશ થયા અને આ બનાવ જે તિથિએ બન્યો હતો તેનું નામ અમાવસુ ઉપરથી અમાવાસ્યા પાડ્યું.

**અમાવાસ્યાંત** [ સં. અમાવાસ્યા ( અમાસ ) + અંત ( છેડો ) ] વિ. અમાસને દિવસે પૂરૂં થતું.

**અમાસ** ૧. [ સં. અમાવાસ્યા ] સ્ત્રી. અંધારિયાનો છેલ્લો દિવસ. આ દિવસે પૃથ્વી અને સૂર્યની વચ્ચે ચંદ્ર આવતો હોવાથી તેના જે ભાગ ઉપર સૂર્યનો પ્રકાશ પડે તે ભાગ પૃથ્વી તરફ નથી રહેતો એટલે ચંદ્ર જાણે હોય જ નહિ એમ લાગે છે.

> ૧. રૂપે અમાસનો ચંદ્રમા = કાળા રંગનું.
> ૨. સોમવતી અમાસ ને શુક્રવાર = એકે દિવસ નહિ. બની ન શકે એવી વાત જણાવવાને આ પ્રયોગ વપરાય છે.

૨. સ્ત્રી. પૂરૂં અંધારૂં.

**અમાસવું** સ. ક્રિ. માટીના કોરા વાસણને શરૂઆતમાં વાપરતી વખતે અંદર છાશ ને લોટ નાખી ચૂલે મૂકી સાફ કરવું.

**અમાસા** અ. થોડી વાર; ક્ષણભર.

**અમાહઠ** પું. ( પુરાણ ) એ નામનો સર્પ.

**અમાંગલિક** [ સં. અ ( નહિ ) + મંગલ ( કલ્યાણ ) + ઇક ( વાળું ) ] વિ. અશુભ; ખરાબ સૂચવનારૂં; અહિતકારી.

**અમાંડલિક** [ સં. અ ( નહિ ) + માંડલિક ( ખંડિયું ) ] વિ. ખંડણી નહિ ભરતું; સ્વતંત્ર.

**અમાંડળિક** જુઓ અમાંડલિક.

**અમાંત** ૧. [ સં. અમા ( અમાસ ) + અંત ( છેડો ) ] પું. અમાસ પૂરી થવાપણું.
૨. વિ. અમાસને દિવસે પૂરૂં થતું.
૩. વિ. જેને છેડે અમાસ હોય એવું. જેમકે, મહિનો.

**અમાંસ** ૧. [ સં. અ ( નહિ ) + માંસ ] ન. માંસ સિવાયની બીજી કોઈ વસ્તુ.
૨. વિ. દૂબળું; કમજોર.
૩. વિ. માંસ વગરનું.

**અમાંસભક્ષક** [ સં. અ ( નહિ ) + માંસ + ભક્ષક ( ખાનાર ) ] વિ. વનસ્પતિનો આહાર કરનાર; અન્નાહારી.

**અમાંસલ** ૧. [ સં. અ ( નહિ ) + માંસલ ( માંસવાળું ) ] વિ. નબળું; તાકાત વગરનું.
૨. વિ. માંસ વિનાનું.

**અમાંસવું** જુઓ અમાસવું.

**અમાંસાહારી** [ સં. અ ( નહિ ) + માંસાહાર ( માંસનો ખોરાક ) + ઇન ( વાળું ) ] વિ. માંસ નહિ ખાનારૂં.

**અમિક** [ અં. ] વિ. ક્ષારિનવાયુ સંબંધી; અમોનિયાને લગતું.

**અમિટ** ૧. વિ. અફર; અચૂક.
૨. [ સં. અ ( નહિ ) + મર્ત્ય ( નાશવંત ) ] વિ. અમર; અવિનાશી.
૩. વિ. ન ઓગળનારૂં.
૪. વિ. ભુંસાય નહિ એવું.
૫. વિ. ભુસાવું અશક્ય.
૬. વિ. મટે નહિ એવું; અટળ.

**અમિત** ૧. પું. ( પુરાણ ) પુરુરવાના પુત્ર રય અને જયાનો દીકરો.
૨. પું. ( કાવ્ય ) સાધન જ સાધકની સિદ્ધિનું ફળ મેળવે એવો અર્થાલંકાર. જેમકે, સંદેશો લઈ જનાર સ્ત્રી નાયકની પાસે નાયિકાનો સંદેશો લઈને જાય, પણ ત્યાં જઈને પોતે જ તેની સાથે પ્રીતિ કરી લે.
૩. [ સં. અ ( નહિ ) + મિત ( માપવાળું ) ] વિ. અનહદ; અપાર; અમાપ.
૪. વિ. અનાદર પામેલું; જેની દરકાર કરવામાં આવી ન હોય એવું.
૫. [ સં. અ ( નહિ ) + મિત ( જાણેલું ) ] વિ. નહિ જાણેલું.
૬. વિ. સહાઈદાર કર્યા વિનાનું; ચરિતાર્થ નહિ કરેલું.

**અમિતક્રતુ** ૧. [ સં. અમિત ( ઘણું ) + ક્રતુ ( શક્તિ ) ] વિ. અનહદ શક્તિવાળું.

૨. [સં. અમિત ( અપાર ) + ક્રતુ ( બુદ્ધિ )] વિ. ઘણું ડાહ્યું.

૩. [ સં. અમિત ( ઘણું ) + ક્રતુ ( યજ્ઞ ) ] વિ. જેણે ઘણા યજ્ઞ કર્યા હોય એવું.

**અમિતગતિ** ૧. પું. ( જૈન ) દક્ષિણ દિશાના દિશાકુમાર જાતિના દેવતાનો ઈંદ્ર; ભવનપતિના ૨૦ ઈંદ્રમાંનો એ નામનો એક.

૨. [ સં. અમિત ( ઘણું ) + ગતિ ( મતિ ) ] વિ. અગમ્ય; અપાર બુદ્ધિવાળું.

૩. [ સં. અમિત ( ઘણું ) + ગતિ ( ઝડપ ) ] વિ. અતિ વેગવાન; ઘણી ઝડપવાળું.

૪. [ સં. અમિત ( ઘણું ) + ગતિ ( શક્તિ ) ] વિ. અપાર શક્તિવાળું.

**અમિતજ્ઞાન** [ સં. અમિત ( અપાર ) + જ્ઞાન ( જાણપણું ) ] ન. બધું જાણવું તે; સર્વજ્ઞતા.

**અમિતજ્ઞાની** [ સં. અમિત ( બેહદ ) + જ્ઞાન ( જાણપણું ) + ઇન્ ( વાળું ) ] વિ. બધું જાણનાર; સર્વજ્ઞ.

**અમિતતા** [ સં. અમિત ( અપાર ) + તા ( પણું ) ] સ્ત્રી. બેહદપણું.

**અમિતતેજ** [સં. અમિત ( અપાર) + તેજસ્ ( પ્રકાશ ) ] વિ. ઘણું તેજસ્વી.

**અમિતદ્યુતિ** જુઓ અમિતતેજ.

**અમિતનગાનિક** પું. ( પિંગળ ) એ નામનો છંદ. તેના દરેક ચરણમાં ભગણ, સગણ, જગણ, જગણ અને ગુરુ મળી ૧૩ અક્ષર હોય છે.

**અમિતબલ** ૧. [ સં. અમિત ( ઘણું ) + બલ ( શક્તિ ) ] વિ. ઘણી શક્તિવાળું.

૨. વિ. ઘણું બળવાન.

**અમિતભોગ** ૧. [ સં. અમિત ( અપાર ) + ભોગ ( સુખ ) ] પું. ઘણું સુખ.

૨. વિ. ઘણું સુખી.

**અમિતવાહન** પું. ( જૈન ) ઉત્તર દિશાના દિશાકુમાર દેવતાનો ઈંદ્ર; ભવનપતિ દેવના ૨૦ ઈંદ્રમાંનો એ નામનો એક.

**અમિતવિક્રમ** ૧. [સં. અમિત (માપ વગરનું) + વિક્રમ ( પગલું ) ] પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. તેમણે મૂકેલાં ત્રણ પગલાં હદ બહારનાં હોવાથી અથવા તેમનું વિક્રમ એટલે શરીરપણું અસાધારણ હોવાથી તે અમિતવિક્રમ કહેવાય છે.

૨. [ સં. અમિત ( અમાપ ) + વિક્રમ ( શક્તિ ) ] વિ. ઘણા પરાક્રમવાળું.

**અમિતવીર્ય** ૧. [ સં. અમિત ( ઘણું ) + વીર્ય ( શક્તિ ) ] ન. ઘણું પરાક્રમ.

૨. વિ. બહુ પરાક્રમી.

**અમિતવ્યય** ૧. [ સં. અમિત ( ઘણું ) + વ્યય ( ખર્ચ ) ] પું. ઘણો ખર્ચ.

૨. વિ. ઘણું ખર્ચાળ.

**અમિતવ્યયી** જુઓ અમિતવ્યય ૨.

**અમિતાક્ષર** [ સં. અમિત ( માપ વગરનું ) + અક્ષર ] વિ. અક્ષરની સંખ્યાના ચોક્કસ માપ વિનાનું; અપદ્યાગદ્ય.

**અમિતાત્મ** [ સં. અમિત ( અપાર ) + આત્મન્ ( આત્મા ) ] પું. વિષ્ણુ.

**અમિતાભ** ૧. પું. બુદ્ધદેવનું એક નામ.

૨. ન. એ નામનું એક બૌદ્ધ શાસ્ત્ર.

૩. [ સં. અમિત ( બેહદ ) + આભા ( પ્રકાશ ) ] વિ. ઘણા તેજવાળું.

**અમિતાશન** ૧. [ સં. અમિત ( હદ વિનાનું ) + અશન ( ખાવું તે ) ] પું. અગ્નિ. તે બધું ખાઈ જાય છે, તેથી અમિતાશન કહેવાય છે.

૨. પું. પરમેશ્વર.

૩. પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. સંહાર વખતે આખી દુનિયાને તે ખાઈ જાય છે, તેથી તે અમિતાશન કહેવાય છે.

૪. ન. ઘણું ખાવું તે.

૫. વિ. અકરાંતિયું; ખાઉધરું.

**અમિતાસનિક** [ સં. અ ( નહિ ) + મિત ( માપવાળું ) + આસન ( બેઠક ) + ઇક ( વાળું ) ] વિ. વારંવાર બેસવાની જગ્યા બદલે એવું.

**અમિતાહાર** [ સં. અમિત ( બેહદ ) + આહાર ( ખોરાક ) ] પું. પ્રમાણ વિનાનો ખોરાક; હદમાં નહિ લેવાતું ભોજન.

**અમિતાહારી** [ સં. અમિત ( ઘણું ) + આહાર ( ખોરાક ) + ઇન્ ( વાળું ) ] વિ. ઘણું ખાનાર; અકરાંતિયું; ખાઉધરું.

**અમિતૌજસ** ૧. [ સં. અમિત ( ઘણું ) + ઓજસ્ ( શક્તિ ) ] વિ. ઘણી શક્તિવાળું.

૨. [ સં. અ ( નહિ ) + મિત ( માપવાળું ) + ઓજસ્ ( પ્રકાશ ) ] વિ. મહા તેજસ્વી.

**અમિતૌજા** પું. ( પુરાણ ) કેતુમાન રાક્ષસના વંશનો એક રાજા. મહાભારતના યુદ્ધમાં તે દુર્યોધનના પક્ષમાં હતો.

**અમિત્ર** ૧. પું. ( પિંગળ ) એક વિષમજાતિ માત્રામેળ છંદ. તેમાં ૩૦ ગુરુ અને ૯૮ લઘુ મળી ૧૨૮ અક્ષર અને ૧૫૮ માત્રા હોય છે.

૨. પું. ( પિંગળ ) માર્તંડની જાતનો ૩૪ ગુરુ અને ૨૮ લઘુ મળી ૬૨ વર્ણનો માત્રામેળ છંદ.

૩. [ સં. અ ( નહિ ) + મિત્ર ( ભાઈબંધ ) ] પું. શત્રુ; દુશ્મન; રિપુ; વૈરી.

૪. વિ. પ્રતિકૂળ.

૫. વિ. ભાઈબંધ વગરનું.

**અમિત્રઘાત** ૧. [ સં. અમિત્ર ( શત્રુ ) + ઘાત ( નાશ ) ] પું. દુશ્મનનું નિકંદન.

૨. વિ. શત્રુને મારનાર.

**અમિત્રઘાતક** ૧. પું. ( પુરાણ ) ગુપ્તવંશી ચંદ્રગુપ્ત રાજાનો દીકરો.

૨. [ સં. અમિત્ર ( શત્રુ ) + ઘાતક ( મારનાર ) ] વિ. શત્રુનો નાશ કરનાર.

**અમિત્રઘાતી** [ સં. અમિત્ર ( દુશ્મન ) + ઘાતિન્ ( મારનાર ) ] વિ. શત્રુનો સંહાર કરનાર.

**અમિત્રજિત** ૧. પું. (પુરાણ) સૂર્યવંશી ઇક્ષ્વાકુ કુળના સુતપા રાજાનો એ નામનો દીકરો.

૨. [ સં. અમિત્ર ( શત્રુ ) + જિત્ ( જીતનાર ) ] વિ. દુશ્મનને જીતનાર.

૩. [ સં. અમિત્ર ( શત્રુ ) + જિત ( જિતાયેલું ) ] વિ. શત્રુથી જિતાયેલ.

**અમિત્રતા** [ સં. અમિત્ર ( વેરી ) + તા ( પણું ) ] સ્ત્રી. દુશ્મનાવટ; વેર.

**અમિત્રત્વ** જુઓ અમિત્રતા.

**અમિત્રસેના** [ સં. અમિત્ર ( શત્રુ ) + સેના ( ફોજ ) ] સ્ત્રી. દુશ્મનનું લશ્કર.

**અમિત્રહા** ૧. પું. વિષ્ણુ.

૨. [ સં. અમિત્ર ( દુશ્મન ) + હન્ ( મારવું ) ] વિ. દુશ્મનનો નાશ કરનાર.

**અમિથ્યા** [ સં. અ ( નહિ ) + મિથ્યા ( ખોટું ) ] વિ. સાચું; સત્ય.

**અમિય** [ સં. અમૃત; અપ. અમિય ] ન. અમૃત.

શ્રી જિનભાષિત વયણડાં ન સુણયાં અમિય સમાણ.
આનંદકાવ્યમહોદધિ

**અમિયલ** ૧. વિ. અમર; નાશ વિનાનું.
અમિયલ રેજો માણારાજ. લોકગીત

૨. વિ. નશામાં ચકચૂર.

**અમિલ** ૧. પું. ઢેકો.

૨. ન. એક જાતનું ઊનનું કપડું.

૩. [ હિં. ] વિ. ઊંચુંનીચું.

૪. [ સં. અ ( નહિ ) + મિલ્ ( મેળવવું ) ] વિ. ન મળી શકે એવું; અપ્રાપ્ય.

૫. વિ. મેળ વગરનું.

**અમિલિત** [ સં. અ ( નહિ ) + મિલિત ( જોડાયેલું ) ] વિ. અલગ; જુદું.

**અમિશ્ર** જુઓ અમિશ્રિત.

**અમિશ્રણ** [ સં. અ ( નહિ ) + મિશ્રણ ( સેળભેળ કરવું તે ) ] ન. સેળભેળ ન હોવાપણું.

**અમિશ્રરાશિ** સ્ત્રી. ( ગણિત ) એક આંકડાની સંખ્યા; ૧ થી ૯ સુધીની રકમ, કેમકે તેમાં બીજો આંકડો મિશ્ર એટલે મળેલ નથી.

**અમિશ્રિત** ૧. [ સં. અ ( નહિ ) + મિશ્રિત ( સેળભેળ ) ] વિ. ચોખ્ખું; ભેળ વગરનું; શુદ્ધ.
૨. વિ. ન ભેળવેલું; જે ભેળવવામાં ન આવ્યું હોય એવું.

**અમિષ** ૧. [ સં. અ ( નહિ ) + મિષ ( દગો ) ] ન. પ્રામાણિકતા; ઈમાનદારી.
૨. [ સં. અ ( નહિ ) + મિષ ( બહાનું ) ] ન. બહાનું નહિ તે; અનિમિત્ત.
૩. [ સં. ] ન. માંસ.
૪. ન. સંસારનું સુખ.
૫. ન. સંસારનું સુખ દેનાર વસ્તુ.
૬. વિ. કપટ વગરનું; નિખાલસ.
૭. વિ. બહાના વિનાનું; ખોટા કારણ વગરનું.

**અમી** ૧. [ હિં. ] પું. વરસાદ.
૨. પું. વરસાદનું પાણી.
૩. ન. અફીણ.
૪. [ સં. અમૃત ] ન. અમર બનાવે એવો રસ; સુધા; અમૃત.

સોમ સુધા પીયૂષ અમૃત અગદરાજ સુરભોગ,
મસ્ત રહે સહુ લોક તિહાં કરી **અમી** ઉપયોગ.
પિંગળલઘુકોષ

૫. ન. દયા; કૃપા.
૧. અમીની નજર = મહેરબાની; કૃપા.
૨. આંખમાં જરાએ અમી ન હોવું = જરા પણ દયા ન હોવી; ક્રૂર હોવું.
૬. ન. મીઠાશ; સ્નેહ; મિત્રતા.
૭. ન. મોંમાંનો પાચક રસ; થૂંક.
મોઢામાં અમી ન હોવું = મોઢું તથા જીભ સુકાઈ જવાં.

**અમીઆબહાર** પું. ફેબ્રુઆરી માસમાં આવતાં ફૂલ રાખી તે ઉપરથી લીધેલો પાક.

**અમીકણ** [ સં. અમૃત + કણ ( અણુ ) ] પું. અમૃતનું ટીપું.

**અમીકર** ૧. [ સં. અમૃત + કર ( કિરણ ) ] પું. ચંદ્ર. તેનાં કિરણ અમૃત જેવાં શાંતિ આપનારાં છે, તેથી તે અમીકર કહેવાય છે.
૨. વિ. શાંતિ આપનાર.

**અમીકુંપ** જુઓ અમીકૂપો.

**અમીકૂપો** [ અમૃત + કૂપો ( શીશો ) ] પું. અમૃતનો શીશો.

**અમીછાંટો** [ અમી ( અમૃત ) + છાંટો ( ટીપું ) ] પું. અમૃતનું ટીપું; અમીકણ.
અમીછાંટો નાખવો = સુખી રાખવું; સાજું-તાજું રાખવું.

**અમીજોષ** સ. ( ગ્રામ્ય ) અમારું.
રાઘવ **અમીજોષ** આતમરામ. હરિરસ

**અમીત** ૧. [ સં. અમિત્ર ] પું. શત્રુ.
૨. પું. શંકર; મહાદેવ.
૩. [ સં. અ ( નહિ ) + મીત ( ઈજા પામેલું ) ] વિ. ઈજા વગરનું.
૪. [ સં. અ ( નહિ ) + મી ( વધ કરવો ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. હિંસા નહિ કરેલું.

**અમીદૃષ્ટિ** [ સં. અમૃત + દૃષ્ટિ ( નજર ) ] સ્ત્રી. મહેરબાની; મીઠી નજર; કૃપા.

**અમીદેશ** [ સં. અમૃત + દેશ ] પું. અમૃત જેવો વહાલો દેશ.

**અમીધર** [ સં. અમૃત + ધર ( ધારણ કરનાર ) ] પું. ચંદ્ર, કારણ કે તેમાં અમૃત રહેલું મનાય છે.

**અમીધાર** જુઓ અમીધારા.

**અમીધારા** [ સં. અમૃત + ધારા ] સ્ત્રી. અમૃતની ધાર.

**અમીન** ૧. પું. ગામનો મુખ્ય અમલદાર.
૨. [ અ. ] પું. તપાસ કરનાર અધિકારી.
૩. પું. દીવાની ન્યાયાધીશ; મુનસફ. ઉત્તર હિંદમાં જાગીરનો વહીવટ કરનાર, જમીન માપનાર, મહેસૂલ ઉઘરાવનાર કે દીવાની દાવા સાંભળનાર અધિકારી માટે આ શબ્દ વપરાય છે. બંગાળાના ન્યાયખાતાના બે પ્રકારના અધિકારીવર્ગ માટે અમીન શબ્દ વપરાય છે:
૧. સદર અમીન = એક હજાર રૂપિયા સુધીના દાવા સાંભળનાર અધિકારી.
૨. સદર અમીન આલી = અમીનના ઠરાવ ઉપર અપીલ સાંભળનાર અને ગમે તેટલી રકમનો દાવો સાંભળનાર અધિકારી.
૪. પું. લવાદ; વાદી પ્રતિવાદી એ બેની તરફથી કજિયો ચૂકવવાને નિમાયેલો પુરુષ; પંચ.
૫. પું. વસૂલાતીખાતાની મહેસૂલ ઉઘરાવનાર અધિકારી.
૬. પું. સોંપેલી વસ્તુ બરાબર જાળવનાર માણસ; વાલી; ટ્રસ્ટી.
૭. [ અ. અમીન ( વિશ્વાસુ ) ] ન. ઈમાનદાર માણસ.
૮. [ સં. અ ( નહિ ) + મીન ( માછલું ) ] ન. માછલું નહિ તે; માછલા સિવાયનું બીજું પ્રાણી.
૯. ન લેઉવા પાટીદારની એક અટક.
૧૦. ન. લેઉવા પાટીદારની એ નામની અટકનું માણસ.
૧૧. વિ. લેઉવા પાટીદારની એ નામની અટકનું.
૧૨. વિ. વિશ્વાસુ.

**અમીનગીરી** જુઓ અમીની ૧, ૨.

**અમીનજર** [ અમી ( અમૃત ) + નજર ] સ્ત્રી. મીઠી નજર; મહેરબાની; કૃપા.

**અમીન દફતર** ૧. [ અ. અમીન ( મુનસફ ) + ફા. દફતર ( કચેરી ) ] ન. મુનસફની કચેરી.
૨. ન. હિસાબી ચોપડા.

**અમીનદારી** જુઓ અમીની ૧, ૨.

**અમીનપટેલ** પું. ગામડાંના પટેલ ઉપર દેખરેખ રાખનાર અમલદાર. તેને સીમાડાની તકરાર સાંભળી હદ નક્કી કરવાનો અને વિઘોટીના દર નક્કી કરવાનો ઉપરી અધિકારીને સવિસ્તર હેવાલ મોકલવાનો અધિકાર હોય છે. અગાઉ આવા અધિકારીને દેસાઈ કહેતા. આ જગ્યા ઘણુંખરૂં વંશપરંપરા હોય છે.

**અમીનપદ** [ સં. અમીન ( ન્યાયાધીશ ) + પદ ( દરજ્જો ) ] ન. ન્યાયાધીશ તરીકેનો હોદ્દો.

**અમીનાત** જુઓ અમીની ૧, ૨.

**અમીનિધિ** ૧. [ સં. અમૃત + નિધિ ( ખજાનો ) ] પું. અમૃતનો ભંડાર.
૨. પું. ચંદ્ર; સુધાંશુ; શશી.

**અમીની** ૧. [ અ. ] સ્ત્રી. અમીનની પદવી કે હોદ્દો.
૨. સ્ત્રી. અમીનપણાના બદલામાં મળતું સાલિયાણું.
૩. સ્ત્રી. ઈમાનદારી; વિશ્વાસ.
૪. સ્ત્રી. પ્રતિનિધિપણું.
૫. સ્ત્રી. મુનસફગીરી; ન્યાયાધીશ તરીકેનો હોદ્દો.
૬. સ્ત્રી. લવાદી; પંચાયતી.
૭. સ્ત્રી. વાલીપણું.

**અમીપરા** ૧. ન. લેઉવા કણબીની એ નામની અટકનું માણસ.
૨. વિ. લેઉવા કણબીની એ નામની અટકનું.

**અમીપાન** [ સં. અમૃત + પાન ( પીવાપણું ) ] ન. અમૃતનું પીણું.

**અમીભર** [ અમી ( અમૃત ) + ભર ( ભરપૂર ) ] વિ. અમૃતથી ભરેલું.

**અમીમય** [ સં. અમૃત + મય ( ભરેલું )] જુઓ અમીભર.

**અમીર** ૧. [ અ. ] પું. અફઘાનિસ્તાનના રાજાનો ઇલકાબ.
૨. પું. ઊંચી પદવીવાળો મુસલમાન અમલદાર.
૩. પું. ખાનદાન કુટુંબનો પુરુષ; સદ્‌ગૃહસ્થ.
૪. પું. પૈસાદાર માણસ; શ્રીમંત.
૫. પું. મોટા મનનો પુરુષ; ઉદાર માણસ.
૬. પું. સરકાર તરફથી મળેલ જાગીર કે ખિતાબવાળો માણસ; ઉમરાવ.
૭. પું. હાકેમ; સૂબો.
૮. વિ. ઉદાર.

**અમીરગોલા** પું. બિહારી કલમી આંબાની એક જાત.

**અમીરજાદી** જુઓ અમીરઝાદી.

**અમીરજાદો** જુઓ અમીરઝાદા.

**અમીરઝાદા** ૧. [ અ. અમીર + ફા. ઝાદા ( જન્મેલું )] પું. અમીરનો દીકરો.
૨. પું. ઉચ્ચ કુટુંબનો પુત્ર.
૩. પું. ( વ્યંગ ) પૈસાના મદથી છકી ગયેલો પુરુષ.
૪. પું. શાહજાદો.

**અમીરઝાદી** ૧. [ અ. અમીર + ફા. ઝાદા ( જન્મેલું ) ] સ્ત્રી. અમીરની દીકરી.
૨. સ્ત્રી. ઉચ્ચ કુટુંબની પુત્રી.
૩. સ્ત્રી. શાહજાદી.
૪. સ્ત્રી. ( વ્યંગ ) શેઠાઈ ઊભરાઈ જતી હોય એવી સ્ત્રી.

**અમીરરુદ્ર** પું. અગિયાર મહિનો અગ્નિકૂણાનો એ નામનો રુદ્ર.

**અમીરવ** [સં. અમૃત (અમી) + રવ (અવાજ)] પું. અમૃત જેવો મધુર અને આનંદકારક અવાજ.

**અમીરશાસન** [ અમીર ( ઉમરાવ ) + શાસન ( કારભાર )] ન. સત્તાની લગામ અમીર ઉમરાવના હાથમાં હોય એવી રાજપદ્ધતિ.

**અમીરશાહી** ૧. સ્ત્રી. અમલદાર તરીકેના હોદ્દાનું અભિમાન.
૨. સ્ત્રી. અમીરપણાનો દોર.
૩. [ અ. અમીર ( ઉમરાવ ) + ફા. શાહી ( શાહને લગતું )] સ્ત્રી. અમીરવર્ગના હાથમાં રાજ્યસત્તા હોય એવો કારભાર.
૪. [ અ. અમીર + ફા. શાહી ( શાહને લાયક )] વિ. ઉમરાવને છાજે એવું; અમીરી.

**અમીરસ** ૧ પું. અમૃત; સુધારસ.
૨. [ સં. અમૃત ( અમી ) + રસ ] પું. અમૃત જેવો રસ.

**અમીરાઈ** જુઓ અમીરાત.

**અમીરાત** ૧. સ્ત્રી. અમીરનો હોદ્દો.
૨. સ્ત્રી. ઉદારતા; મોટું મન.
૩. [ અ. અમારત ] સ્ત્રી. ઉમરાઈ; ઉમરાવપદ; અમીરપણું.
૪. સ્ત્રી. ઉમરાવપદનું સાલિયાણું; અમીરપણા માટે મળતું વર્ષાસન.
૫. સ્ત્રી. ખાનદાની; કુલીનપણું.
૬. સ્ત્રી. મહત્તા; મોટાઈ.
૭. સ્ત્રી. વૈભવ.
૮. સ્ત્રી. સાહુકારી; ધનાઢ્યતા.

**અમીરાના** ૧. વિ. ઉદાર.
૨. [ અ. અમીર + ફા. આના ( લાયક ) ] વિ. ઉમરાવને છાજે એવું.
૩. વિ. બાદશાહી.

**અમીરી** ૧. [ અ. ] સ્ત્રી. અમીરની પત્ની.
૨. સ્ત્રી. ઉદારતા.
૩. સ્ત્રી. ખાનદાની; કુલીનપણું.
૪. સ્ત્રી. જાહોજલાલી; બાદશાહી; વૈભવ.
૫. સ્ત્રી. નવસારીમાં થતી આશરે પચીસ રૂપિયાભાર વજનની, મીઠી અને રેસા વગરની કેરીની એક જાત.
૬. સ્ત્રી. મહત્તા; મોટાઈ.
૭. સ્ત્રી. શ્રીમંતાઈ; સાહુકારી; ધનાઢ્યતા.
૮. વિ. અમીરના જેવું; અમીરને લાયક.
૯. વિ. ઉદાર.
૧૦. વિ. ભભકાદાર; દમામભર્યું.
અમીરી કારખાના-અમીરી ઠાઠ = (૧) બાદશાહી વૈભવ. (૨) મોજશોખ; એશ-આરામ.

**અમીરીઆ** ૧. ન. એ નામની બ્રાહ્મણની એક જાતિનું માણસ.
૨. વિ. એ નામની બ્રાહ્મણની એક જાતનું.

**અમીરુલઉમરા** ૧. [ અ. અમીર (સરદાર) + અલ ( નિશ્ચયાત્મક ઉપશબ્દ ) + ઉમરા (અમીરો)] પું. મુખ્ય અમીર; સૌથી મોટો ઉમરાવ; અમીરોનો અમીર.
૨. પું. લશ્કરી સરદાર.
જાગીરે અમીરુલ ઉમરા = લશ્કરી સરદારને ખર્ચ પેટે અપાતી જાગીર.

**અમીરુલબહર** [ અ. અમીર ( સરદાર ) + અલ (નિશ્ચયાત્મક ઉપશબ્દ) + બહર ( દરિયો )] પું. નૌકાસેનાપતિ; દરિયાઈ લશ્કરનો ઉપરી.

**અમીરુલમોમનીન** ૧. [ અ. અમીર ( ઉમરાવ ) + અલ ( નિશ્ચયાત્મક ઉપશબ્દ ) + મોમનીન (મુસલમાન)] પું. ખલીફાનો ઇલકાબ.
૨. [ અ. અમીર ( સરદાર ) + અલ ( નિશ્ચયાત્મક ઉપશબ્દ ) + મોમનીન ( મુસલમાન )] પું. મુસલમાનોનો સરદાર.

**અમીરેકારવાનસરા** [ અ. અમીર ( અમલદાર ) + ફા. કારવાનસરા ( ધર્મશાળા )] પું. મુસાફરખાનાનો ઉપરી.

**અમીલ** ૧. ન. સિંધની એ નામની એક જાતનું માણસ.
૨. વિ. સિંધની એ નામની એક જાતનું.

**અમીવ** ૧. [ સં. ] પું. દુશ્મન; શત્રુ.
૨. પું. રોગ.
૩. [ સં. અમ્ ( દુઃખી થવું )] ન. દુઃખ; પીડા.
૪. ન. પાપ.

**અમીવા** ૧. [ સં. ] સ્ત્રી. દુઃખ; વ્યાધિ; સંતાપ.
૨. ન. એક જાતનું એક કોષવાળું ઝીણું જીવડું; બહુરૂપી જીવડું.
અમીવા ( એમિબા ) નામના પ્રાણીનું શરીર એક જ કોષનું બનેલું છે.
શરીરયંત્રનું રેખાદર્શન

**અમીવેલ** [ સં. અમૃત + વલ્લી ( વેલ )] સ્ત્રી. અમરવેલ.

**અમીવેલડી** ( અમીવેલડ઼ી ) જુઓ અમીવેલ.

**અમીશીલ** [ અમૃત + શીળું ( ટાઢું )] વિ. અમૃત જેવું ઠંડું.

**અમીસ્રોત** ૧. [ સં. અમૃત + સ્રોતસ્ ( ઝરો )] પું. અમીનું ઝરણું.
૨. [ સં. અમૃત + સ્રોતસ્ ( પ્રવાહ )] પું. અમીનો પ્રવાહ.

**અમુ** સ. ( પારસી ) અમે.

**અમુક** ૧. [ સં. ] સ. કોઈ.
૨. વિ. અચોક્કસ; અનિશ્ચિત.
૩. વિ. ચોક્કસ; ફલાણું; વિશેષ અર્થમાં મુકરર કરેલું.

**અમુકતમુક** ૧. [ અમુક + તમુક (અમુક-નું એવડું રૂપ) ] સ. જે તે.
૨. વિ. ફલાણુંઢીકણું.

**અમુકલક્ષણ** ન. એક જ ઢબને વળગી રહેવાપણું; એકરીતિસેવન.

**અમુક્ત** ૧. ન. એક જાતની છરી; હાથછરી.
૨. [ સં. અ ( નહિ ) + મુક્ત ( છોડેલું )] ન. નહિ ફેંકાતું હથિયાર; હાથમાં રાખીને વપરાતું હથિયાર.
૩. વિ. અમુક; ચોક્કસ; ફલાણું.

૪. વિ. નહિ મૂકેલું; નહિ છોડેલું.

૫. વિ. મુક્ત ન થયેલ; છુટકારો ન પામેલું; બંધાએલ.

૬. વિ. મોક્ષ પામ્યા વગરનું; જન્મમરણના ફેરામાંથી નહિ છૂટેલું.

**અમુક્તઆયુધ** [ સં. અ ( નહિ ) + મુક્ત ( છોડેલું ) + આયુધ ( હથિયાર ) ] ન. હાથમાં પકડી રાખી મારી શકાય એવું હથિયાર.

**અમુક્તદેવાળિયો** [ અ ( નહિ ) + મુક્ત ( છૂટું થયેલ ) + દેવાળિયો ] પું. છુટકારો નહિ પામેલો નાદાર.

**અમુક્તશસ્ત્ર** જુઓ અમુક્તઆયુધ.

**અમુક્તહસ્ત** ૧. [ સં. અ ( નહિ ) + મુક્ત ( છૂટું ) + હસ્ત ( હાથ ) ] વિ. કરકસરવાળું; હાથ છૂટો નથી એવું.

૨. વિ. કંજૂસ; લોભી.

**અમુક્તિ** ૧. [ સં. અ ( નહિ ) + મુક્તિ ( સ્વતંત્રતા ) ] સ્ત્રી. પરતંત્રતા.

૨. [ સં. અ ( નહિ ) + મુક્તિ ( છુટકારો ) ] સ્ત્રી. બંધન.

૩. સ્ત્રી. મોક્ષ ન મળવાપણું; ઉદ્ધાર ન થવો તે.

**અમુખ** ૧. પું. શિવ; શંકર.

૨. [ સં. અ ( નહિ ) + મુખ ( મોં ) ] વિ. જવાબ ન આપે એવું.

**અમુખ્ય** ૧. પું. શિવ; શંકર.

૨. [ સં. અ ( નહિ ) + મુખ્ય ( પ્રધાન ) ] વિ. મુખ્ય નહિ તેવું; ગૌણ.

૩. વિ. સાધારણ; સામાન્ય.

**અમુગ્ધ** ૧. વિ. ઇંદ્રિયોને જીતનાર; સંયમી.

૨. [ સં. અ ( નહિ ) + મુગ્ધ ( સુંદર ) ] વિ. બેડોળ; કદરૂપું.

૩. [ સં. અ ( નહિ ) + મુગ્ધ ( મૂઢ ) ] વિ. મૂર્ખ નહિ એવું; ચતુર.

૪. વિ. મોહ નહિ પામેલું.

**અમુઝાવવું** [ અ ( નિરર્થક વપરાતો પૂર્વગ ) + મુઝાવવું ( ગભરાવવું ) ] સ. ક્રિ. ગૂંચવણમાં નાખવું; ગભરાવવું; સતાવવું.

**અમુઝાવું** ૧. [ અ ( નિરર્થક વપરાતો પૂર્વગ ) + મુઝાવું ( અકળાવું ) ] અ. ક્રિ. અકળાવું; ગભરાવું; આકુળવ્યાકુળ થવું.

૨. અ. ક્રિ. ચિડાવું.

**અમુત્તર** પું. શિવનું એક નામ.

**અમુત્ર** ૧. [ સં. અદસ્ ( આ ) + ત્ર ( ઠેકાણું બતાવનાર પ્રત્યય ) ] પું. પરલોક; બીજી દુનિયા.

૨. અ. આગળ જે કહેવાએલું હોય તેમાં.

૩. અ. આમાં.

૪. અ. જન્માંતરમાં; પરભવમાં.

૫. અ. તે રસ્તે.

૬. અ. ત્યાં.

૭. અ. પરલોકમાં.

પું-નામા જે નરકથી એ તારિ, તેણે પુત્ર
જે વિના તાં સુખ નહીં રે ઇહ લોક નિ અમુત્ર.
ભાલણ

**અમુદ્ર** ૧. [ સં. અ ( નહિ ) + મુદ્રા ( મહોર ) ] વિ. જેની પાસે કોઈ ઠેકાણે જવાનો પરવાનો કે મહોર ન હોય એવું.

૨. વિ. જેની પાસે મુદ્રા કે નિશાની ન હોય એવું.

**અમુદ્રિત** [ સં. અ ( નહિ ) + મુદ્રિત ( છાપેલું ) ] વિ. નહિ છાપેલું.

**અમુમી** [ અ. ] વિ. સાધારણ; સામાન્ય.

**અમુલક** વિ. અમૂલ્ય; ઘણું કીમતી.

**અમુષ્ય** [ સં. ] વિ. પ્રસિદ્ધ; વિખ્યાત; મશહૂર.

**અમુષ્યકુલ** [ સં. અમુષ્ય ( પ્રસિદ્ધ ) + કુલ ( વંશ ) ] ન. પ્રસિદ્ધ વંશ; ખાનદાન કુળ.

**અમુષ્યપુત્ર** [ સં. અમુષ્ય ( પ્રસિદ્ધ ) + પુત્ર ( દીકરો ) ] પું. ઊંચા કુળમાં જન્મેલ પુરુષ.

**અમુષ્યપુત્રી** [ સં. અમુષ્ય ( પ્રસિદ્ધ ) + પુત્રી ( દીકરી ) ] સ્ત્રી. ઉત્તમ કુળમાં જન્મેલી છોકરી.

**અમુષ્યાયણ** જુઓ અમુષ્યપુત્ર.

**અમુંથું** અ. ( ગ્રામ્ય ) અમસ્તુ; ફોકટ.

**અમૂક** ૧. [ હિં. ] વિ. ચતુર; પ્રવીણ.

૨. [ સં. અ ( નહિ ) + મૂક ( મૂંગું ) ] વિ. મૂંગું નહિ તેવું; બોલતું.

૩. [ હિં. ] વિ. વક્તા; બોલનાર.

**અમૂઝણ** ૧. સ્ત્રી. આતુરતા; ઉત્કંઠા.

૨. સ્ત્રી. છાતી ભરાઈ આવતાં થતી અકળામણ.

૩. સ્ત્રી. ફિકર; ચિંતા.

૪. [ સં. આ ( વધારે ) + મુહ્ ( મુઝાવું ) ] સ્ત્રી. મૂંઝવણ; ગભરામણ.

**અમૂઝવું** ૧. [ સં. આ ( વધારે ) + મુહ્ ( મુઝાવું ) ] અ. ક્રિ. ગભરાવું; મુઝાવું; અકળાવું.

ઉષા તૂ ઉમયા પૂજિ તૂં ઇમ કાંઇ અમૂઝિ.
જનાર્દન ( ૧૫૪૮ )

૨. અ. ક્રિ. ચિડાવું.

**અમૂઢ** ૧. [ સં. અ ( નહિ ) + મૂઢ ( જડ ) ] વિ. ચાલાક; ચબરાક.

૨. [ સં. અ ( નહિ ) + મૂઢ ( મૂર્ખ ) ] વિ. પંડિત; વિદ્વાન.

**અમૂઢહસ્ત** [ સં. અ ( નહિ ) + મૂઢ ( જડ ) + હસ્ત ( હાથ ) ] વિ. હાથકારીગીરીમાં હોશિયાર.

**અમૂમત** [ અ. અમ ( મા ) ] ન. માતૃત્વ; માતાપણું.

**અમૂમન** [ અ. ] અ. સામાન્ય રીતે.

**અમૂર્છત** જુઓ અમૂર્છિત.

**અમૂર્છિત** [ સં. અ ( નહિ ) + મૂર્છિત ( બેભાન ) ] વિ. સાવધ; ભાનમાં હોય એવું; મૂર્ચ્છા રહિત.

**અમૂર્છિતભાવ** [ સં. અ ( નહિ ) + મૂર્છિત ( બેભાન ) + ભાવ ( સ્થિતિ ) ] પું. મોહ ન હોવાપણું.

**અમૂર્ત** ૧. [ સં. અ ( નહિ ) + મૂર્ત ( આકારવાળું ) ] પું. આકાશ.

૨. પું. આત્મા.

૩. પું. કાળ; વખત.

૪. પું. દિશા.

૫. પું. પરમેશ્વર, કેમકે તે નિરાકાર છે.

૬. પું. વાયુ.

૭. પું. શંકર; મહાદેવ.

૮. વિ. અમાપ.

૯. વિ. આકાર વગરનું; નિરાકાર; મૂર્તિ રહિત

૧૦. વિ. ઇંદ્રિયોથી જાણી શકાય નહિ એવું; અગોચર.

૧૧. વિ. મોઘમ; અનિશ્ચિત; અસ્પષ્ટ.

૧૨. વિ. ( જૈન ) વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ વગરનું.

**અમૂર્તગુણ** [ સં. અ ( નહિ ) + મૂર્ત ( આકારવાળું ) + ગુણ ] પું. ( વૈશેષિક ) નિરાકાર ગુણ. તે દશ છેઃ બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ, અધર્મ, ભાવના અને શબ્દ.

**અમૂર્તગુણગણિત** ન. શુદ્ધ ગણિત; કેવળ ગણિત.

**અમૂર્તતા** ૧. સ્ત્રી. અમાપતા.

૨. [ સં. અ ( નહિ ) + મૂર્ત ( આકારવાળું ) + તા ( પણું ) ] સ્ત્રી. આકાર ન હોવાપણું; નિરાકારપણું.

૩. સ્ત્રી. ઇંદ્રિયોથી જાણી ન શકાય એવું હોવાપણું; અગોચરતા.

૪. સ્ત્રી. ચોખ્ખું નહિ હોવાપણું; અસ્પષ્ટતા.

૫. સ્ત્રી. ( જૈન ) વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ ન હોવાપણું.

**અમૂર્તરજા** ૧. પું. ( પુરાણ ) એ નામનો એક રાજર્ષિ; ગય.

૨. પું. ( પુરાણ ) સોમવંશી વિજય રાજાનો દીકરો.

**અમૂર્તરય** [ સં. અમૂર્ત ( અમાપ ) + રય ( વેગ ) ] વિ. ઘણા વેગવાળું.

**અમૂર્તરયા** પું. ( પુરાણ ) ઇક્ષ્વાકુ કુળના ગય રાજાનો એ નામનો વંશજ.

**અમૂર્તવાદ** [ સં. અ ( નહિ ) + મૂર્ત ( આકારવાળું ) + વાદ ( મત ) ] પું. પ્રભુ નિરાકાર છે એવો મત.

**અમૂર્તવાદી** [ સં. અ ( નહિ ) + મૂર્ત ( આકારવાળું ) + વાદિન્ ( મતવાળું )] વિ. ઈશ્વર નિરાકાર છે એમ માનનાર.

**અમૂર્તવિચારણા** [ સં. અ ( નહિ ) + મૂર્ત ( આકારવાળું ) + વિચારણા ( વિચાર ) ] સ્ત્રી. ભાવના; ધારણા.

**અમૂર્તહક** [ અમૂર્ત ( આકાર વિનાનું ) + હક ( અધિકાર ) ] પું. નિરાકાર વસ્તુ સંબંધી અધિકાર; 'ઇન્કૉર્પોરલ રાઈટ'.

**અમૂર્તાધિકાર** જુઓ અમૂર્તહક.

**અમૂર્તિ** ૧. [ સં. અ ( નહિ ) + મૂર્તિ ( આકૃતિ ) ] પું. પરમાત્મા. તે નિરાકાર હોવાથી અમૂર્તિ કહેવાય છે.
૨. પું. વિષ્ણુ.
૩. સ્ત્રી. આકાર ન હોવાપણું.
૪. વિ. સ્વરૂપ વિનાનું; નિરાકાર.

**અમૂર્તિમાન** ૧. [ સં. અ ( નહિ ) + મૂર્તિ ( આકાર ) + મત્ ( વાળું ) ] પું. વિષ્ણુ. તે શરીર વગરના મનાય છે, તેથી અમૂર્તિમાન કહેવાય છે.
૨. વિ. આકાર વિનાનું; મૂર્તિ રહિત.
૩. વિ. નજર આગળ નહિ એવું; અપ્રત્યક્ષ.

**અમૂર્ત્ત** જુઓ અમૂર્ત.

**અમૂર્ત્તતા** જુઓ અમૂર્તતા.

**અમૂર્ત્તિ** જુઓ અમૂર્તિ.

**અમૂલ** ૧. [ સં. અ ( નહિ ) + મૂલ ( આદિ કારણ ) ] પું. ( સાંખ્ય ) પ્રકૃતિ, કેમકે તેનું મૂલ એટલે કારણ નથી.
૨. વિ. આદિ કારણ વગરનું.
૩. વિ. આધાર વિનાનું; મૂળ વગરનું.

આત્મવિષઇ વિચાર કરવાં એ બિઠ ભ્રમ **અમૂલ**. — ભીમ

૪. [ સં. અ ( નહિ ) + મૂલ્ય ( કીમત ) ] વિ. કીમતી; અમૂલ્ય.
૫. વિ. જમીનમાં નહિ બેસાડેલું.
૬. [ સં. અ ( નહિ ) + મૂલ ( મૂળિયું ) ] વિ. મૂળિયાં વગરનું; નિર્મૂળ.

**અમૂલક** ૧. [ સં. અ ( નહિ ) + મૂલ ( મૂળ ) + ક ( વાળું ) ] વિ. અસત્ય; મિથ્યા.
૨. [ સં. અ ( નહિ ) + મૂલ ( મૂળ ગ્રંથ ) + ક ( વાળું ) ] વિ. મૂળ ગ્રંથમાં ન જોયેલું એવું.
૩. જુઓ અમૂલ ૩, ૫, ૬.

**અમૂલખ** જુઓ અમૂલ્ય.

**અમૂલદ** વિ. ( ગણિત ) જેના અમુક મૂળની કીમત બરાબર નીકળી ન શકતી હોય તેવું; 'ઇર્રૅશનલ'. વર્ગમૂળ સંબંધમાં ૮ અને ઘનમૂળ સંબંધમાં ૪ અમૂલદ છે, કેમકે, $\sqrt{૮}$ ને $\sqrt[3]{૪}$ની કીમત બરાબર નીકળી શકતી નથી.

**અમૂલા** [ સં. ] સ્ત્રી. અગ્નિશિખાનું ઝાડ.

**અમૂલિક** ૧. [ સં. અ ( નહિ ) + મૂલ ( આદિ કારણ ) + ઇક ( વાળું ) ] વિ. આદિ કારણ વગરનું.
૨. [ સં. અ ( નહિ ) + મૂલ્ય ( કીમત ) + ઇક ( વાળું ) ] વિ. કીમતી; મોંઘું; ભારે.
૩. [ સં. અ ( નહિ ) + મૂલ ( મૂળિયું ) + ઇક ( વાળું ) ] વિ. મૂળ વિનાનું.

**અમૂલું** જુઓ અમૂલ્ય.

**અમૂલ્ય** ૧. વિ. ઉપયોગી; જરૂરનું.
૨. વિ. ઉમદા; સરસ; ઉત્તમ; શ્રેષ્ઠ.
૩. [ સં. અ ( નહિ ) + મૂલ્ય ( કીમત ) ] વિ. કીમત આંકી ન શકાય એવું; ઘણું કીમતી.

**અમૂલ્યક** જુઓ અમૂલ્ય.

**અમૂલ્યાંકિત** [ સં. અ ( નહિ ) + મૂલ્ય ( કીમત ) + અંકિત ( આંકેલું ) ] વિ. કીમત કરી ન હોય એવું.

**અમૂળગું** ૧. વિ. બધું; સઘળું.

હાં રે એ તો ગરથ **અમૂળગો** જાય રે. — મૂળદાસ

૨. અ. સાવ; તદ્દન.

**અમૂંઝણ** [ સં. આ ( વધારે ) + મુહ્ ( મુઝાવું ) ] સ્ત્રી. ગભરાટ; અકળામણ.

**અમૂંઝાવવું** [ સં. આ ( વધારે ) + મુહ્ ( મુઝાવું ) ] સ. ક્રિ. મૂંઝાય તેમ કરવું; અકળાવવું.

**અમૂંઝાવું** ૧. [ સં. આ ( વધારે ) + મુહ્ ( મુઝાવું ) ] અ. ક્રિ. આકુળવ્યાકુળ થવું; ગભરાવું; અકળાવું.

જીવ તહીં ને ખોળિયું છ અહીં
ભવાને મન **અમૂંઝાય**. — શાણાવિલાસ

૨. અ. ક્રિ. મનમાં ને મનમાં સિઝાવું એટલે દુઃખી થવું.

**અમૃણાલ** [ સં. અ ( જેવું ) + મૃણાલ ( સુગંધી વાળો ) ] ન. સુગંધી વાળો; ઉશીર; અભય.

**અમૃત** ૧. [ સં. અ ( નહિ ) + મૃ ( મરવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] પું. આત્મા, કેમકે તે અમર છે.
૨. પું. ઇંદ્ર.
૩. પું. ( પુરાણ ) ઈધ્મજિહ્વનો દીકરો.
૪. પું. ( જ્યોતિષ ) એ નામનો અઠ્ઠાવીશ યોગ માંહેનો એક.
૫. પું. જંગલી મગ.
૬. પું. દેવ.
૭. પું. ધન્વંતરિ; દેવોનો વૈદ્ય.
૮. પું. ( પુરાણ ) પ્લક્ષદ્વીપ માંહેનો છઠ્ઠો ખંડ.

શિવ, યવસ, ભદ્ર, શાંત, ક્ષેમ, **અમૃત** અને અભય એ પ્લક્ષદ્વીપની અંદરના સાત ખંડોનાં નામ છે. — ભગવતી ભાગવત

૯. પું. વારાહીકંદ.
૧૦. પું. વિષ્ણુ.
૧૧. પું. શંકર; મહાદેવ.
૧૨. પું. ( જૈન ) સિદ્ધ ભગવાન, કેમકે તેમને મરવાપણું નથી.
૧૩. સ્ત્રી. ખડક ઉપર ઊગતી એક જાતની વેલ.
૧૪. સ્ત્રી. છાશ; તક્ર.
૧૫. ન. અન્ન.
૧૬. ન. અમર બનાવે એવો રસ; અમી; પીયૂષ; સુધા. અમૃતની ઉત્પત્તિ સંબંધમાં એવી કથા છે કે પૃથુરાજાના ઉપદેશ પ્રમાણે પૃથ્વીને ગાયનું અને ઇંદ્રને વાછરડાનું રૂપ આપી દેવોએ સોનાના વાસણમાં દૂધ દોહ્યું. તેમાંથી જે અમૃત ઉત્પન્ન થયું તે દુર્વાસા ઋષિના શાપને લીધે સમુદ્રને તળિયે જઈ પડ્યું. પછી ઇંદ્રને દુર્વાસાનો શાપ લાગવાથી તે વિષ્ણુ પાસે ગયો, અને તેની પ્રાર્થનાથી વિષ્ણુએ કૂર્માવતાર લીધો એટલે કે કાચબાનું સ્વરૂપ ધારણ કર્યું. મંદાર પર્વતને રવૈયો અને વાસુકી નાગને નેતરું બનાવી તેમણે સમુદ્રનું મંથન કરીને તેમાંથી ચૌદ રત્ન કાઢ્યાં. તેમાં અમૃત એક રત્ન હતું. તે ઘડપણ આવતું અટકાવે, આયુષ્ય વધારે તથા મરેલાંને પણ સજીવન કરે એમ મનાય છે.

સોમ સુધા પીયૂષ **અમૃત**, અગદરાજ સુરભોગ,
મસ્ત રહે સહુ લોક તિહાં કરી અમી ઉપયોગ. — પિંગલલઘુકોશ

૧૭. ન. એ નામનું એક પવિત્ર સ્થળ.
૧૮. ન. ( જ્યોતિષ ) એ નામનું સાત માંહેનું એક ચોઘડિયું.
૧૯. ન. ઔષધ; દવા.
૨૦. ન. ખાવા લાયક પદાર્થ.
૨૧. ન. ઘડપણ આવતું અટકાવે, આયુષ્ય વધારે અને મરેલાંને પણ સજીવન કરે એવી એક ઔષધિ.

૨૨. ન. ઘી.
૨૩. ન. ચારની સંખ્યા.
૨૪. ન. જાયફળ.
૨૫. ન. ઝેર.
૨૬. ન. ઝેરનું મારણ.
૨૭. ન. દૂધ.
૨૮. ન. ધન; મિલકત.
૨૯. ન. પરબ્રહ્મ; પરમાત્મા.
૩૦. ન. પાણી; જલ; ઉદક.

કૂપ કુંડ બહુ વાવ્યો ઘણી.
અમૃત ભરઇ સ્ત્રી સોહામણી.
ઋષભદાસ (૧૬૭૦)

૩૧. ન. પારો.
૩૨. ન. માખણ; નવનીત.
૩૩. ન. માગ્યા વિના મળેલી ચીજ.
૩૪. ન. મીઠું.
૩૫. ન. મોક્ષ; મુક્તિ; નિર્વાણ; શ્રેય.

મુક્તિ અમૃત કૈવલ્ય અને અપુનર્ભવ અપવર્ગ,
નિઃશ્રેયસ નિર્વાણપદ મહાસિદ્ધિ વર સ્વર્ગ.
પિંગળલઘુકોષ

૩૬. ન. યજ્ઞ કરતાં બાકી રહેલ પદાર્થ; યજ્ઞશેષ.
૩૭. ન. રાંધેલ ચોખા.
૩૮. ન. વછનાગ.
૩૯. ન. શોભા; તેજ; કાંતિ.
૪૦. ન. સોનું.
૪૧. ન. સોમરસ.
૪૨. ન. સ્વર્ગ; દેવલોક.
૪૩. ન. સ્વાદિષ્ટ વસ્તુ, જેમકે મધ.
૪૪. વિ. અમર; અવિનાશી; મરે નહિ એવું.
૪૫. વિ. ઘડપણ અને મરણને દૂર કરે એવું.
૪૬. વિ. જીવતું; મરણ નહિ પામેલું.
૪૭. વિ. પ્રિય; પ્રીતિકર.
૪૮. વિ. સુંદર; મનોહર.

**અમૃતકણિકા** ૧. [ સં. અમૃત + કણિકા ( રજકણ ) ] સ્ત્રી. અમૃતનું ટીપું.
૨. [ સં. અમૃત ( પરમાત્મા ) + કણિકા ( ઘણો નાનો ભાગ ) ] સ્ત્રી. આત્મા; જીવ, જે પરમાત્માનો અંશ છે.

**અમૃતકર** [ સં. અમૃત + કર ( કિરણ ) ] પું. ચંદ્ર, કેમકે તેનાં કિરણમાં અમૃત રહેલું મનાય છે.

**અમૃતકલા** સ્ત્રી. એ નામની એક દેવી.

**અમૃતકલ્પરસ** પું. ( વૈદક ) અજીર્ણ મટાડવા અપાતી દવા. શુદ્ધ પારો, ગંધક, વછનાગ અને ટંકણખાર દરેક તોલો ૧ લઈ ભાંગરાના રસમાં ત્રણ દિવસ ઘૂંટી મગ જેવડી તેની ગોળી વાળવામાં આવે છે.

**અમૃતકળાગોળી** સ્ત્રી. ( વૈદક ) તાવ અને ઉધરસ માટેની એક દવા.

**અમૃતકળાનિધિ** સ્ત્રી. ( વૈદક ) વાત, પિત્ત, કફ અને નબળી પાચનશક્તિ પર અપાતી એ નામની દવા. શુદ્ધ વછનાગ તોલા ૨, પીળી કોડીની ભસ્મ તોલા ૫ તથા કાળાં મરીનું ચૂર્ણ તોલા ૯ મેળવી તેની ગોળી વાળવામાં આવે છે.

**અમૃતકુંડ** ૧. [ સં. અમૃત ( અમી ) + કુંડ ( હોજ ) ] પું. અમૃતથી ભરેલો હોજ.
૨. [ સં. અમૃત ( અમી ) + કુંડ ( કૂંડું ) ] ન. અમૃતથી ભરેલું વાસણ.

**અમૃતકુંડલી** ૧. પું. ( પિંગળ ) પ્લવંગમ અથવા ચાંદ્રાયણના અંતમાં હરિગીતનાં બે પદ મળવાથી થતો છંદ.
૨. સ્ત્રી. એક જાતનું વાદ્યું.

**અમૃતકુંભ** [ સં. અમૃત ( અમી ) + કુંભ ( ઘડો ) ] પું. અમીથી ભરેલો ઘડો.

**અમૃતકૂપ** [ સં. અમૃત ( અમર બનાવનાર રસ ) + કૂપ ( કૂવો ) ] પું. અમૃતનો ઘડો; અમીનું વાસણ.

દેરી અંબર ઓશડિયું, નિર્મળ સિંચ્યું નીર;
અમૃતકૂપ છંટાવિયો, શુદ્ધ થયાં શરીર.
શામળ

**અમૃતકૂપી** [ સં. અમૃત ( અમી ) + કૂપી ( શીશી ) ] સ્ત્રી. અમીથી ભરેલી શીશી.

**અમૃતકૂપ** જુઓ અમૃતકૂપ.

**અમૃતકૂપી** જુઓ અમૃતકૂપી.

**અમૃતકેળ** સ્ત્રી. કેળની એક જાત.

**અમૃતગતિ** સ્ત્રી. ( પિંગળ ) દરેક ચરણમાં નગણ, જગણ, નગણ અને ગુરુ મળી ૧૦ અક્ષરનો પંક્તિની જાતનો છંદ; મૃગતિલકા; ત્વરિતગીત.

**અમૃતગર્ભ** ૧. [ સં. અમૃત ( પરમેશ્વર ) + ગર્ભ ( બાળક ) ] પું. આત્મા; જીવ.
૨. પું. બ્રહ્મ; ઈશ્વર.
૩. [ સં. અમૃત ( અમર બનાવનાર રસ ) + ગર્ભ ( અંદરનો ભાગ ) ] વિ. અમૃતથી ભરેલું.

**અમૃતગુટિકા** [ સં. અમૃત + ગુટિકા ( ગોળી ) ] સ્ત્રી. ( વૈદક ) અજીર્ણ ઉપર અપાતી દવાની ગોળી. શુદ્ધ ગંધક, પારો, વછનાગ, ત્રિકટુ અને ત્રિફળા એ બધાં સરખે ભાગે લઈ ભાંગરાના રસમાં તેની મગ જેવડી ગોળી બનાવવામાં આવે છે. તેની માત્રા ૧ થી ૨ ગોળી છે.

**અમૃતઘન** [ સં. અમૃત ( અમી ) + ઘન ( વાદળું ) ] પું. અમીથી ભરેલું વાદળું.

**અમૃતચંદ્રલોહ** ન. ( વૈદક ) અમ્લપિત્ત એટલે ખાટા ઓડકાર માટેની દવા.

**અમૃતચંદ્રિકા** [ સં. અમૃત + ચંદ્રિકા ( ચાંદની ) ] સ્ત્રી. અમૃત જેવું સુખ આપનાર ચંદ્રનું તેજ.

**અમૃતચોઘડિયું** ૧. ન. શુભ વખત; સારી પળ.
૨. ન. ( જ્યોતિષ ) સાત ચોઘડિયાં માંહેનું એ નામનું એક.

**અમૃતજ** ૧. પું. પીળી હરડે.
૨. [ સં. અમૃત ( અમી ) + જ ( જન્મેલું ) ] વિ. અમૃતમાંથી ઉત્પન્ન થયેલું.

**અમૃતજટા** [ સં. અમૃત ( મધ ) + જટા ] સ્ત્રી. જટામાંસી નામની વનસ્પતિ, કેમકે તેની જટા મધ જેવી મીઠી હોય છે.

**અમૃતજડી** (અમૃતજડી) ૧. સ્ત્રી. ખવરાવવાથી મરેલ પણ સજીવન થાય તેવી એ નામની વનસ્પતિ.
૨. [ સં. અમૃત ( અમર ) + જટા ( મૂળિયું ) ] સ્ત્રી. ખાવાથી મરણ અટકે અને અમર થવાય એવું વનસ્પતિનું મૂળ.

અમૃતજડીના જોરથી નોળ નાગને મારે.
દયારામ

**અમૃતજળ** ૧. [ સં. અમૃત ( મીઠું ) + જલ ( પાણી ) ] ન. મીઠાનું પાણી. તે રેચક ને જંતુનાશક હોવાથી દાંતના દુખાવામાં અને પેટ તથા આંતરડાંનાં દરદમાં અસરકારક મનાય છે.
૨. [ સં. અમૃત (સ્વાદિષ્ટ) + જલ (પાણી)] ન. મીઠું પાણી.

**અમૃતઝરો** [ સં. અમૃત ( અમી ) + ઝરો ( પ્રવાહ ) ] પું. અમીનું ઝરણું; અમૃતનો ઝરો.

**અમૃતતરંગિણી** ૧. [ સં. અમૃત (અમી) + તરંગિણી (નદી)] સ્ત્રી. અમૃતની નદી.
૨. સ્ત્રી. ચંદ્રનું અજવાળું; ચાંદની.
૩. [ સં. અમૃત ( દેવ ) + તરંગિણી ( નદી ) ] સ્ત્રી. દેવનદી; ગંગા.

**અમૃતતા** જુઓ અમૃતત્વ.

**અમૃતતિલકા** સ્ત્રી. ( પિંગળ ) દરેક ચરણમાં નગણ, જગણ, નગણ અને ગુરુ મળી ૧૦ અક્ષરનો પંક્તિની જાતિનો છંદ. તેને મૃગતિલકા, અને ત્વરિતગતિ પણ કહે છે.

**અમૃતત્વ** ૧. [ સં. અમૃત ( ન મરે એવું ) + ત્વ ( પણું ) ] ન. અમરતા; અવિનાશીપણું.

૨. ન. મોક્ષ; મુક્તિ.

**અમૃતથાળ** પું. ચંદ્રનું બિંબ.

**અમૃતદાન** [ સં. મૃદાન ] પું. ( હિંદી ) ખાવાની ચીજો રાખવાનું ઢાંકણવાળું વાસણ; ઝાર્કરયો.

**અમૃતદીધિતિ** જુઓ અમૃતદ્યુતિ.

**અમૃતદ્યુતિ** ૧. પું. કપૂર.

૨. [સં. અમૃત ( અમી ) + દ્યુતિ (તેજ)] પું. ચંદ્ર કારણ કે તેનું તેજ ઔષધિમાં અમૃત સિંચે છે એમ મનાય છે.

**અમૃતદ્રવ** ૧. [ સં. અમૃત ( અમી ) + દ્રવ ( રસ ) ] પું. અમૃતનો પ્રવાહ.

૨. પું. ચંદ્રકિરણ.

૩. વિ. અમી ઝરતું હોય એવું.

**અમૃતધામ** ૧. [ સં. અમૃત ( મરણ વગરનું ) + ધામન્ ( જગ્યા ) ] ન. નિર્વાણપદ, કેમકે ત્યાં મરણ નથી.

૨. ન. વાયુલોક.

**અમૃતધાર** ૧. [ સં. અમૃત ( અમી ) + ધાર ( વરસાદનું પાણી ) ] સ્ત્રી. અમૃતનો વરસાદ.

૨. સ્ત્રી. ( યોગ ) તાળવામાંથી જીભ ઉપર ટપકતો રસ.

૩. વિ. અમૃત ઝરતું હોય એવું.

**અમૃતધારા** ૧. [સં. અમૃત + ધારા (ધાર)] સ્ત્રી. અમીની ધાર; અમૃતનો વરસાદ.

૨. સ્ત્રી. અમૃતની ધારા જેવું મીઠું કે મધુરું હોય તે.

૩. સ્ત્રી. એ નામનો એક વર્ણમેળ છંદ. તેના પહેલા ચરણમાં ૨૦, બીજામાં ૧૨, ત્રીજામાં ૧૬ અને ચોથામાં ૮ અક્ષર હોય છે.

૪. સ્ત્રી. ( યોગ ) જીભ ઉપર તાળવામાંથી ટપકતો રસ.

૫. સ્ત્રી. ( પિંગળ ) પહેલા ચરણમાં ૧૨, બીજામાં ૧૬, ત્રીજામાં ૨૦ અને ચોથામાં ૮ અક્ષરનો છંદ. તેમાં દરેક ચરણને છેડે ૨ ગુરુ ને તે પહેલાંના તમામ અક્ષર લઘુ આવે. આ છંદને કેટલાક મંજરી કહે છે.

**અમૃતધ્વનિ** ૧. પું. (પિંગળ) ૭ પાદનો એક વિષમજાતિ માત્રામેળ છંદ. તેના પહેલા અને બીજા એ દરેક પાદમાં ૧૩ અને ૧૧ મળી ૨૪, ત્રીજા, ચોથા, પાંચમા અને છઠ્ઠા એ દરેક પાદમાં ૮, ૮, અને ૮ મળી ૨૪ એમ કુલ ૧૪૪ માત્રા હોય. તે વીરરસને માટે વપરાય છે.

૨. પું. ( પિંગળ ) દરેક ચરણમાં તગણ, ભગણ, યગણ, જગણ, સગણ, રગણ, નગણ અને ગુરુ મળી ૨૨ અક્ષરનો છંદ. તેમાં ૪, ૭, ૭ અને ૪ અક્ષરે યતિ એટલે વિસામો આવે.

**અમૃતનાદ** પું. કૃષ્ણયજુર્વેદનું એ નામનું ઉપનિષદ.

**અમૃતનિર્ઝર** [સં. અમૃત ( અમી ) + નિર્ઝર ( ઝરો ) ] પું. અમૃતનો ઝરો.

**અમૃતપ** ૧. [ સં. અમૃત ( અમી ) + પ ( પીનાર ) ] પું. દેવ. તે અમૃત પીને જીવે છે.

૨. પું. વિષ્ણુ. અસુરોએ હરણ કરેલા અમૃતની રક્ષા કરીને તેમણે તે દેવતાઓને પાયું અને પોતે પણ પીધું હતું.

૩. પું. શિવ.

૪. વિ. અમી પીનાર.

૫. વિ. અમૃત જેવા પદાર્થ પીનાર.

**અમૃતપક્ષ** ૧. પું. યજ્ઞના અગ્નિની સોનેરી ઝાળ.

૨. પું. યજ્ઞનો અગ્નિ.

૩. [ સં. અમૃત ( સોનું ) + પક્ષ ( પાંખ ) ] પું. સોનેરી પાંખવાળો બાજ.

**અમૃતપદ** [ સં. અમૃત ( નાશ ન થાય એવું ) ] + પદ ( સ્થાન ) ] ન. મોક્ષ.

**અમૃતપાક** ૧. [ સં. અમૃત + પાક ] પું. એક જાતની મીઠાઈ.

૨. પું. ઘઉંના રવાને ઘીમાં શેકી ખાંડની ચાસણીમાં નાખી કરવામાં આવતો પાક. તે પચવામાં હલકો મનાય છે.

૩. પું. બદામપાક. તે બનાવવાની રીતઃ બશેર બદામને પાણીમાં બાફી ફોતરી ઉતારીને સફેદ ખાંડી તેનો ભૂકો કરવો. પછી શેર સાકરની ચાસણી કરી તેમાં બદામનો ભૂકો નાખી થોડી વાર રાખી ત્રણ શેર ઘી તેમાં રેડવું. તેમાં એલચી તોલા ૩, ખસખસ તોલા ૫, પસ્તાં શેર ૦I, ચારોળી તોલા ૫, અને કેસર તોલો ૧ નાખી ચોસલાં પાડવાં.

૪. પું. ( વ્યંગ ) માર; પ્રહાર.

**અમૃતપાન** [ સં. અમૃત ( અમીરસ ) + પાન ( પીવું તે ) ] ન. અમૃત પીવાપણું.

**અમૃતપુત્ર** પું. ઢેઢ; હરિજન; અંત્યજ.

**અમૃતપૂર** [ સં. અમૃત ( અમી ) + પૂર્ણ ( ભરેલું ) ] વિ. અમૃતથી ભરેલું.

**અમૃતપૂર્ણ** જુઓ અમૃતપૂર.

**અમૃતપ્રભ** પું. ( પુરાણ ) આઠમા સાવર્ણિ મન્વંતરમાં થનારા દેવમાંનો એ નામનો એક.

**અમૃતપ્રાશઘૃત** ન. ( વૈદક ) ક્ષય માટે ઉપયોગી ઘી. જીવક, ઋષભક ( ગળો, વાંસકપૂર ), કંકોડી, કોઠી, સૂંઠ, કચૂરો, સમેરવો, પાંદડી, જંગલી મગ, જંગલી અડદ, મેદા, મહામેદ ( ન મળે તો આસોપ, કપૂરીમધુરી ), કાકોલી, ક્ષીરકાકોલી, ઊભી તથા બેઠી ભોંયરીંગણી, લાલ તથા સફેદ સાટોડી, જેઠીમધ, કૌચાં, શતાવરી, ઋદ્ધિ ( ન હોય તો બલદાણા ), ફાલસાં, ભારંગમૂળ, દ્રાક્ષ, શીંગોડાં, ભોંયઆંબલી, પીપર, બલા, બોર, અખોડ, બદામ, ખજૂર, પસ્તાં એ બધાં એકેક તોલો, આંબળાં, વિદારીકંદ, શેરડીનો રસ, બકરીનું દૂધ, અને ઘી દરેક ૬૪ તોલા લઈ ધીમે ધીમે પકાવવું. ઠંડું થયા પછી તેમાં મધ તોલા ૧૬, સાકર તોલા ૨૦૦ તથા મરી, તજ, એલચી, તમાલપત્ર અને નાગકેસર દરેક તોલા ૨ નાખી ચાટણ જેવું બનાવવું. તેની માત્રા તોલા ૧ થી ૨ છે.

**અમૃતપ્રાશાવલેહ** પું. (વૈદક) ક્ષય માટે એક જાતનું ચાટણ. કાકોલી, ક્ષીરકાકોલી, વડ, પીપળો, ઉંબરો, પીપર અને પારસપીપળો એ દૂધવાળાં ઝાડોની છાલ, આંબળાં, અને મજીઠના ઉકાળામાં એક શેર ઘી પકાવવું. તેમાં દ્રાક્ષ, ચંદન, રતાંજલી, વાળો, સાકર, કમળ, પદ્મકાષ્ઠ, મહુડાનાં ફૂલ, કપૂરીમધુરી અને શિવણનાં ફૂલ એક એક તોલો નાખવાં. ઘી ઠંડું થાય એટલે તેમાં મધ તોલા ૩૨, સાકર તોલા ૨૦૦, તથા તજ, એલચી, તમાલપત્ર અને નાગકેસરનો ભૂકો દરેક તોલા ૨ નાખી ચાટણ બનાવવું. માત્રા તોલા ૧ થી ૨ છે.

**અમૃતફલ** ૧. પું. એક જાતનું ઝાડ; પટોળ.

૨. પું. નાસપાતી.

૩. ન. આંબળું.

૪. [ સં. અમૃત ( અમર ) + ફલ ( ફળ ) ] ન. જે ખાવાથી માણસ મરે નહિ એવું ફળ; અમરફળ.

**અમૃતફલા** ૧. [ સં. અમૃત ( સ્વાદિષ્ટ ) + ફલ ( ફળ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. દ્રાક્ષ.

૨. સ્ત્રી. ભોંયઆંબલી.

**અમૃતફળ** જુઓ અમૃતફલ.

**અમૃતફોરું** [ અમૃત ( અમી ) + ફોરું ( ટીપું ) ] ન. અમૃતનો છાંટો.

**અમૃતબંધુ** ૧. [ સં. અમૃત ( અમી ) + બંધુ (ભાઈ) ] પું. ઉચ્ચૈઃશ્રવા ઘોડો. સમુદ્રમંથન વખતે તે અમૃતની સાથે નીકળ્યો હોવાથી અમૃતબંધુ કહેવાય છે.

૨. પું. ચંદ્રમા. તે અમૃતની સાથે સમુદ્રમાંથી નીકળ્યો હતો.

૩. પું. દેવતા.

૪. પું. શંખ, કેમકે તે સમુદ્રમાંથી નીકળે છે.

**અમૃતબાણુ** [ સં. મૃદ્વાન; હિં. અમૃતબાન ] સ્ત્રી. ચીનાઈ બરણી.

સર્વનું યોગ્ય ચૂર્ણ કરી અવલેહમાં મેળવી, મધ તોલા ૩૨ નાખી રીઢા વાસણમાં કે ચીનાઈ બરણીમાં-અમૃતબાણુમાં ભરી લેવો.
યોગચિંતામણિ

**અમૃતબિંદુ** ૧. [ સં. ] પું. અથર્વવેદનું એક ઉપનિષદ.
૨. પું. કૃષ્ણયજુર્વેદનું એક ઉપનિષદ.
૩. [ સં. અમૃત ( અમી ) + બિંદુ ( ટીપું ) ] ન. અમૃતનું ટીપું.

**અમૃતભલ્લાતકાવલેહ** પું. ( વૈદક ) એક જાતનું ચાટણ. ભિલામાનું ચૂર્ણ તોલા ૧૨૮, ગળો તોલા ૧૨૮, પાણી ભિલામાથી સોળગણું, પાણીથી ચોથા ભાગનું દૂધ, દૂધથી સોળમા ભાગનું ઘી, ઘીના જેટલું મધ અને મધથી બમણી સાકર-આ બધી ચીજને ભેગી કરી ધીમા તાપથી પકવવી. ઘાટું થવા લાગે એટલે તેને નીચે ઉતારી લઈ તેમાં લીમડાની અંતરછાલ, અતિવિષા, ગળો, બાબચી, કુવાડીઆનાં બી, હરડેદળ, બહેડાં, આંબળાં, મજીઠ, સૂંઠ, મરી, પીપર, અજમા, સિંધાલૂણ, મોથ, તજ, એલચી, નાગકેસર, રાતું નસોતર, પિતપાપડો, તમાલપત્ર, ખડસલિયો, વાળો, કાળો વાળો, ચંદન, રતાંજલી, અરણી, પદ્કચૂરો, ગોખરૂ, કૌંચાં દરેક તોલા ૨ લઈ લૂગડે ચળાય એવો તેનો ભૂકો કરી તેમાં નાખવો. તેની માત્રા ૧ થી ૨ તોલા છે. આ અવલેહ દરેક જાતના કોઢ, હરસ, ચળ, વાતવિકાર તથા લોહીવિકારનો નાશ કરનાર મનાય છે. તેનું સેવન કરનારે કસરત, તાપ, અગ્નિ, ખટાશ, માંસાહાર, દહીં, સ્ત્રીસંગ, શરીરે તેલનું મર્દન એ છોડી દેવાં.

**અમૃતભલ્લાતકી** [ સં. ] સ્ત્રી. તે નામનું ભિલામાનું એક જાતનું ઘી. જુઓ અમૃતભલ્લાતકીયોગ.

**અમૃતભલ્લાતકીયોગ** પું. ( વૈદક ) એક જાતનું પૌષ્ટિક ઔષધ. પાકેલાં ભિલામાની છાલ કાઢી નાખી ઈંટના ભૂકા સાથે ઘસીને ધોઈ નાખવાં. સુકાઈ જાય એટલે ફરી ઘસી કાઢીને તેમાંથી ૬૪ પલ લેવાં. તેને આઠગણા પાણીમાં ઉકાળી ચોથો ભાગ રહે એટલે ઉતારી લેવું. ઠંડું થાય એટલે તેમાં પાણીના જેટલું દૂધ નાખી ફરી ઉકાળવું અને ચોથો ભાગ બાકી રહે એટલે ઠંડું થયા પછી તેમાં દૂધથી ચોથા ભાગનું ઘી નાખી પકવવું. ઘી જોઈએ તેવું સિદ્ધ એટલે તૈયાર થાય ત્યારે તેમાં ૬૪ તોલા ખાંડ મેળવી સાત દિવસ રાખી મૂકવું.

**અમૃતભાષી** [ સં. અમૃત ( મધુર ) + ભાષિન્ ( બોલનાર ) ] વિ. મધુર વાણી બોલનાર.

**અમૃતભાંડ** [ સં. અમૃત ( અમી ) + ભાંડ ( વાસણ ) ] ન. અમૃતનું વાસણ.

**અમૃતભોમકા** [ સં. અમૃત ( દેવ ) + ભૂમિ ( જમીન ) ] સ્ત્રી. દેવલોક; સ્વર્ગ.

**અમૃતમધુર** [ સં. અમૃત ( અમી ) + મધુર ( મીઠું ) ] વિ. અમૃત જેવું મીઠું.

**અમૃતમય** ૧. પું. શિવ.
૨. [ સં. અમૃત + મય ( વાળું ) ] વિ. અમૃતથી ભરેલું.
૩. વિ. અમૃતના જેવું.
૪. વિ. નાશ ન થાય એવું; અમર.

**અમૃતમહલ** સ્ત્રી. મ્હૈસૂર દેશની એક જાતની ભેંસ.

**અમૃતમંજરીરસ** પું. ( વૈદક ) એક જાતની દવા. તે બનાવવા હિંગળો, વછનાગ, લીંડીપીપર, મરી, ટંકણખાર અને જાવંત્રી સરખે ભાગે લઈ બધાંને જંબીરી લીંબુના રસમાં ખરલ કરી ચણોઠી જેવડી ગોળીઓ કરવી. આદુના રસમાં ૨ કે ૩ ગોળી લેવાથી ભયંકર સનેપાત, અજીર્ણ, ઉધરસ, શ્વાસ, દરેક જાતનો વા, જૂનો તાવ અને ક્ષય મટે એમ મનાય છે.

**અમૃતમંદૂર** પું. ( વૈદક ) શૂળ માટે વપરાતી એક દવા. આઠ પલ મંદૂરભસ્મમાં શતાવરીનો રસ, દૂધ, ઘી અને દહીં એ દરેક ચાર પલ મેળવીને પકવવાં. ઘાટું થાય એટલે ગાળી લેવાથી આ દવા બને છે.

**અમૃતમંથન** [ સં. અમૃત + મંથન ( વલોવણ ) ] ન. અમૃત મેળવવા માટે દેવોએ કરેલું સમુદ્રનું વલોણું.

**અમૃતમાલિની** સ્ત્રી. પાર્વતી; દુર્ગા.

**અમૃતમેઘ** [ સં. અમૃત ( સુધા ) + મેઘ ( વરસાદ ) ] પું. ( જૈન ) ઉત્સર્પિણી એટલે ચડતા કાળનો બીજો આરો બેસતાં ભરતક્ષેત્રમાં સાત દિવસ સુધી વરસતો અમૃતનો વરસાદ.

**અમૃતયોગ** [ સં. અમૃત ( સુંદર ) + યોગ ( જોડાણ ) ] પું. ( જ્યોતિષ ) રવિવારે હસ્ત, સોમવારે શ્રવણ, મંગળવારે રેવતી, બુધવારે અનુરાધા, ગુરુવારે પુષ્ય, શુક્રવારે અશ્વિની અને શનિવારે રોહિણી નક્ષત્ર હોય એવો નક્ષત્રોનો શુભ ફળ દેનાર મેળાપ. રવિ અને મંગળવારને દિવસે નંદા તિથિ એટલે પડવો, છઠ અથવા અગિયારશ હોય, શુક્ર અને સોમવારને દિવસે ભદ્રા એટલે બીજ, સાતમ કે બારશ હોય, બુધવારને દિવસે જયા એટલે ત્રીજ, આઠમ કે તેરશ હોય, ગુરુવારને દિવસે રિક્તા એટલે ચોથ, નોમ કે ચૌદશ હોય, શનિવારને દિવસે પૂર્ણા એટલે પાંચમ, દશમ કે પુનમ હોય તોપણ અમૃતયોગ થાય છે.

**અમૃતરશ્મિ** [સં. અમૃત + રશ્મિ ( કિરણ )] પું. ચંદ્ર. તેનાં કિરણ અમૃત જેવાં ઠંડાં મનાય છે.

**અમૃતરસ** ૧. [સં. અમૃત + રસ] પું. અમી; અમૃતનો રસ.
૨. પું. પરમાત્મા.

**અમૃતરસા** ૧. સ્ત્રી. એક જાતની પૂરી; અનસીં.
૨. [ સં. અમૃત + રસા ( રસવાળી ) ] સ્ત્રી. કાળી દરાખ.
૩. વિ. સ્ત્રી. અમૃત જેવા રસવાળી.

**અમૃતરસાવલિ** સ્ત્રી. ચાસણી પાયેલ માવામાં ચારોળી પસ્તાં નાખી બનાવેલી બાસુંદી.

**અમૃતરસાવળ** સ્ત્રી. અડદના લોટની એક મીઠાઈ.

**અમૃતરૂપિણી** ૧. [સં. અમૃત ( સુંદર ) + રૂપિન્ ( રૂપવાળું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય )] વિ. સ્ત્રી. અમૃતરૂપ; અમૃતના અવતાર જેવી.
૨. વિ. સ્ત્રી. ઘણા સ્વરૂપવાળી; ખૂબસૂરત; ફૂટડી.

**અમૃતલતા** ૧. [ સં. અમૃત ( અમર ) + લતા ( વેલો ) ] સ્ત્રી. અમરવેલ.
૨. સ્ત્રી. ગળો.

**અમૃતલતાદિઘૃત** ન. ( વૈદક ) પાંડુ રોગ માટે વપરાતું એક જાતનું ઔષધરૂપ ઘી. ગળોનો રસ શેર ૪, ગળોની લૂગદી શેર ૦।, ભેંસનું ઘી શેર ૧ તથા ભેંસનું દૂધ શેર ૪ એ બધાંને ઘીની રીતે પકવવાથી આ ઔષધ બને છે.

**અમૃતલતિકા** જુઓ અમૃતલતા.

**અમૃતલાકલા** સ્ત્રી. એ નામની એક દેવી.

**અમૃતલાલ** સ્ત્રી. બળદની એક જાત. એ જાતની ઓલાદ મુંબઈ ઇલાકાના દક્ષિણ પ્રદેશમાં છે.

**અમૃતલોક** [ સં. અમૃત ( અમર ) + લોક ( દુનિયા ) ] પું. સ્વર્ગ.

**અમૃતવચન** [ સં. અમૃત + વચન ( બોલ ) ] ન. પ્રિય વેણ.

**અમૃતવટી** સ્ત્રી. ( વૈદક ) શુદ્ધ પારો, ગંધક, વછનાગ, અબ્રકભસ્મ, હરડે, બહેડાં અને

આંબળાં સરખે ભાગે લઈ ભાંગરાના રસમાં ઘૂંટી મગ જેવડી બનાવેલી ગોળી. તે અજીર્ણ, કફ અને વાયુ મટાડનારી તથા જઠરાગ્નિને તેજ કરનારી મનાય છે.

**અમૃતવટીરસ** પું. (વૈદક) કફ, સંનેપાત, મંદાગ્નિ અને તાવ માટે એક જાતની દવા. શુદ્ધ વછનાગ તોલા ૨, કોડીભસ્મ તોલા ૫ અને મરી તોલા ૯ ને પાણીમાં વાટી તેની મગ જેવડી ગોળી કરવામાં આવે છે. માત્રા ગોળી ૧ થી ૨ છે.

**અમૃતવપુ** ૧. [ સં. અમૃત ( સુધા ) + વપુસ ( શરીર ) ] પું. ચંદ્રમા.

૨. [ સં. અમૃત ( અમર ) + વપુસ ( શરીર ) ] પું. વિષ્ણુ. તેમનું શરીર મરણ વિનાનું મનાય છે.

૩. પું. શિવ.

**અમૃતવર્ણ** [ સં. અમૃત ( દૂધ ) + વર્ણ ( રંગ ) ] વિ. દૂધ જેવા સફેદ રંગનું.

**અમૃતવર્તિકા** સ્ત્રી. ( વૈદક ) એક જાતનું રસાયણ. ત્રિકટુ, ત્રિફળા, બ્રાહ્મી, ગળો, ચિત્રક, નાગકેસર, સુંઠ, ભાંગરો, નગોડ, હળદર, દારુહળદર, ભાંગ, તજ, એલચી, સીવણીની છાલ, વાવડિંગ, ધોડાવજ એ દરેક ૨ પલ અને ગોળ ૫૦ પલ એકઠાં કરી ઘૂંટી તેની ૩૬૦ ગોળી કરવી. એક વર્ષ સુધી જમતાં પહેલાં હમેશાં એકેક ગોળી ઠંડા પાણીમાં લેવી.

**અમૃતવર્ષ** જુઓ અમૃતવૃષ્ટિ.

**અમૃતવર્ષણ** જુઓ અમૃતવૃષ્ટિ.

**અમૃતવલ્લરી** ૧. [ સં. અમૃત + વલ્લરી ( વેલ ) ] સ્ત્રી. અમરવેલ.

૨. સ્ત્રી. ગળો.

**અમૃતવલ્લી** જુઓ અમૃતવલ્લરી.

**અમૃતવાક** [ સં. અમૃત ( મધુર ) + વાચ્ ( વાણી ) ] વિ. મીઠાબોલું.

**અમૃતવાણી** [ સં. અમૃત + વાણી ( વચન ) ] સ્ત્રી. મીઠી બોલી; મધુર વચન.

**અમૃતવૃષ્ટિ** [ સં. અમૃત + વૃષ્ટિ ( વરસાદ ) ] સ્ત્રી. અમીનો વરસાદ.

**અમૃતવેલ** જુઓ અમૃતવલ્લરી.

**અમૃતવેલી** જુઓ અમૃતવલ્લરી.

**અમૃતશાશ્વત** પું. શિવ.

**અમૃતસર** ૧. પું. પંજાબનો એ નામનો જિલ્લો.

૨. ન. પંજાબનું એ નામનું શહેર. શીખ લોકોનું તે પવિત્ર ધામ છે.

**અમૃતસહોદર** જુઓ અમૃતસોદર.

**અમૃતસહોદરી** [ સં. અમૃત + સહોદર ( ભાઈ ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. લક્ષ્મી. અમૃતની સાથે દરિયામાંથી પ્રગટ થઈ હોવાથી તે અમૃતસહોદરી કહેવાય છે.

**અમૃતસંજીવની** [ સં. અમૃત ( અમર ) + સંજીવની ( મરેલાને જીવન આપે તેવી વિદ્યા ) ] સ્ત્રી. મરેલાંને જીવતાં કરવાની વિદ્યા; મૃતસંજીવની.

**અમૃતસંભવા** સ્ત્રી. ગળો.

**અમૃતસાગર** ૧. [ સં. અમૃત + સાગર ( દરિયો ) ] પું. અમૃતનો સમુદ્ર.

૨. પું. એ નામનું વૈદકનું એક પુસ્તક.

**અમૃતસાગરગુટી** સ્ત્રી. ( વૈદક ) શક્તિ આપનારી એક જાતની ગોળી. તે બનાવવા હરડે, બહેડાં, આંબળાં, ગળો, મોથ, વરધારો, વાવડિંગ, વજ એ દરેક ૮ તોલા, સુંઠ, પીપર, મરી, પીપરીમૂળ, વાળાનાં મૂળ, ચિત્રો, તજ, એલચી, નાગકેસર એ દરેક ૪ તોલા, ગોળ તોલા ૨૦૦માં મેળવી ૭ આનીભારની ગોળી વાળવી.

**અમૃતસાર** ૧. [ સં. અમૃત ( દૂધ ) + સાર ( સત્ત્વ ) ] પું. ઘી.

૨. ન. માખણ; નવનીત.

૩. વિ. અમીથી ભરેલું.

૪. વિ. અમૃતના સત્ત્વ જેવું.

**અમૃતસારજ** [ સં. અમૃત ( મીઠી વસ્તુ ) + સાર ( સત્ત્વ ) + જ ( થયેલ ) ] પું. ગોળ; એક જાતની ખાંડમાંથી બનાવેલ ગોળ.

**અમૃતસિદ્ધિયોગ** [ સં. અમૃત + સિદ્ધિ ( સફળતા ) + યોગ ( જોડાણ ) ] પું. ( જ્યોતિષ ) આદરેલું કામ સફળ થાય એવો ગ્રહોનો સારો સંયોગ.

**અમૃતસિંધુ** જુઓ અમૃતસાગર ૧.

**અમૃતસુંદરરસ** પું. ( વૈદક ) વાયુ અને કફના રોગની એક દવા. શુદ્ધ મનશીળ, હરતાળ, ગંધક, પારો, લાલ ખાપરિયું એ દરેક ૪ તોલા લઈ તેને આદુ, અરડૂસી અને તુળસીના રસની એકેક ભાવના આપી ૪ તોલા શોધેલા તાંબાના સંપુટમાં એ કજ્જલી નાખી લવણયંત્રમાં ત્રણ દિવસ ને ત્રણ રાત પકાવવી. ઠંડી થયે કાઢી લઈ હમેશાં સવારમાં ૩ રતી મધ તથા પીપર સાથે ચાટવી.

**અમૃતસોદર** ૧. [ સં. અમૃત ( સુધા ) + સ ( સમાન ) + ઉદર ( પેટ ) ] પું. ઇંદ્રનો ઉચ્ચૈઃશ્રવા ઘોડો. સમુદ્રમંથન વખતે અમૃત સાથે તે દરિયામાંથી નીકળ્યો હતો.

૨. પું. ઘોડો.

**અમૃતસ્રવ** [ સં. અમૃત ( અમી ) + સ્રવ ( પ્રવાહ ) ] પું. અમીનું ઝરણું.

**અમૃતસ્રવા** સ્ત્રી. એ નામે એક વેલ; રુદંતીલતા.

**અમૃતસ્વાદ** ૧. [ સં. અમૃત ( સુધા ) + સ્વાદ ( રસ ) ] પું. અમીનો સ્વાદ.

૨. વિ. અમૃતના જેવા સ્વાદવાળું.

**અમૃતસ્વાદુ** [ સં. અમૃત ( સુધા ) + સ્વાદુ ( સ્વાદવાળું ) ] જુઓ અમૃતસ્વાદ ૨.

**અમૃતહરીતકી** [ સં. અમૃત ( અમી ) + હરીતકી ( હરડે ) ] સ્ત્રી. ( વૈદક ) અજીર્ણની એક દવા. સો સામાન્ય હરડેને છાશમાં બાફવી. નરમ પડે એટલે તે આખી રહે એ રીતે તેનો ઠળિયો કાઢી નાખવો. પછી તેમાં ઠળિયાની જગ્યાએ સુરકાની ભાવના આપીને તૈયાર કરેલી પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક, સુંઠ, મરી, સિંધાલૂણ, સંચળ, બીડલૂણ, સામુદ્રલવણ એટલે સમુદ્રનું મીઠું, ટંકણ, હિંગ, જવખાર, સાજીખાર, કાળીજીરી, અને બોડીઅજમોદનો ભૂકો ભરીને રાખી મૂકવી.

**અમૃતા** ૧. [ સં. ] સ્ત્રી. અતિવિષની કળી.

૨. સ્ત્રી. આમલી.

૩. સ્ત્રી. આંબળું. રોગમાં તે અમૃત જેવો ગુણ આપનાર મનાય છે.

૪. સ્ત્રી. ઇંદ્રવારણી.

૫. સ્ત્રી. એ નામની દેવી.

૬. સ્ત્રી. એક જાતની વેલ; ગળો.

૭. સ્ત્રી. કડવી તુંબડી.

૮. સ્ત્રી. ચંદ્રની સોળ કળામાંની એ નામની એક. સોળ કળા આ પ્રમાણે છે: અમૃતા, માનદા, પૂષા, તુષ્ટિ, પુષ્ટિ, રતિ, ધૃતિ, શશિની, ચંદ્રિકા, કાંતિ, જ્યોત્સ્ના, શ્રી, પ્રીતિ, અંગદા, પૂર્ણા અને પૂર્ણામૃતા.

૯. સ્ત્રી. તુળસી.

૧૦. સ્ત્રી. દવામાં કામ આવતી સુગંધી ફૂલવાળી એક જાતની વેલ; સાઈલી. તેને ત્રણ પાંદડાં એક સાથે ફૂટતાં હોવાથી તેને ત્રિદલો પણ કહે છે.

૧૧. સ્ત્રી. દારૂ; સુરા.

૧૨. સ્ત્રી. ધ્રો.

૧૩. સ્ત્રી. પીપર.

૧૪. સ્ત્રી. ભોંયઆંબલી.

૧૫. સ્ત્રી. માલકાંકણીની વેલ.

૧૬. સ્ત્રી. રાતું નસોતર.

૧૭. સ્ત્રી. શરીરમાંની એ નામની નાડી.

૧૮. સ્ત્રી. સૂર્યનું કિરણ.

૧૯. સ્ત્રી. હરડે.

> અભયા પથ્યા અવ્યથા અમૃતા ચેતકી હોઈ,
> કાયસ્થા ને પૂતના શિવા શ્રેયસી સોઈ;
> હરીતકી હેતે કરી હરે ઉદરનો રોગ.
> તેમજ ગિરધરલાલની, બાલ સકળ સંયોગ.
> પિંગળલઘુકોષ

૨૦. [ સં. અ ( નહિ ) + મૃતા ( મરેલી ) ] વિ. સ્ત્રી. નહિ મરેલી; મરણ નહિ પામેલી.

૨૧. વિ. સ્ત્રી. નાશ પામે નહિ એવી.

**અમૃતાક્ષર** [ સં. અમૃત ( અમર ) + અક્ષર ( વર્ણ ) ] વિ. અવિનાશી; શાશ્વત.

**અમૃતાક્ષરી** [ સં. અમૃત ( અમર ) + અક્ષર ( વર્ણ ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. અમરવાણી.

**અમૃતાખ્યગૂગળ** [ સં. અમૃતા ( ગળો ) + આખ્ય ( નામનું ) + ગુગ્ગુલ ( ગૂગળ ) ] પું. ( વૈદક ) પત, કોઢ અને હરસ મટાડવામાં ઉપયોગી મનાતી એક દવા. તે બનાવવા ગળો ૧૬ પલ તથા ગૂગળ, હરડે, બહેડાં અને આંબળાં એ દરેક ૮ પલ લઈ તેને ૧૧ મણ ને ૪૮ તોલા પાણીમાં ઉકાળી, ચોથો ભાગ રહે એટલે ઉતારી ગાળી લેવું. ફરી ઉકાળતાં ઘાટું થાય એટલે તેમાં દંતીમૂળ, ચિત્રક, પીપર, સૂંઠ, ત્રિફળા, ગળો, વાવડિંગ એ દરેક ૪ તોલાનો ભૂકો મેળવી ગોળી કરવી.

**અમૃતાખ્યલોહ** [ સં. અમૃતા ( ગળો ) + આખ્ય ( નામવાળું ) + લોહ ( લોઢું ) ] ન. ( વૈદક ) ક્ષય, કોઢ અને હરસ મટાડવા અપાતી દવા. ગળો, નસોતર, દંતીમૂળ, ગોરખમૂંડી, ખેરની છાલ, અરડૂસીનાં પાન, ચિત્રક, ભાંગરો, અઘેડો, પુષ્કરમૂળ, સાટોડીનાં મૂળ, બલા, કાસડો, સરગવાની છાલ, શેરડીનાં મૂળ, વરધારો, શતાવરી, ચવક, તાડમૂળી, ગંગેટી, પીપરીમૂળ, ઉપલેટ અને ભારંગમૂળ અકેક પલ લઈ તેને એક દ્રોણ એટલે બત્રીસ શેર પાણીમાં ઉકાળી આઠમો ભાગ રહે એટલે ઉતારી ગાળી લેવું. તેમાં એક પ્રસ્થ ત્રિફળા આઠગણા પાણીમાં ઉકાળી આઠમો ભાગ બાકી રહે એટલે મેળવી દેવું તથા માક્ષિકની બનાવેલી લોહભસ્મ ૧૬ પલ, અભ્રકભસ્મ ૪ પલ, પારદગંધકની કજ્જલી ૪ પલ, ખાંડ ૮ પલ, ગૂગળ ૨ પલ અને ઘી ૧૬ પલ મેળવી ધીરેથી પકવવું. ઘાટું થઈને ઠંડું પડે એટલે તેમાં મધ ૮ પલ, સ્વર્ણમાક્ષિક ૨ પલ અને શિલાજીત ૪ તોલા મેળવવાં.

**અમૃતાગુગ્ગુલુ** જુઓ અમૃતાખ્યગૂગળ.

**અમૃતાગૂગળ** [ સં. અમૃતા ( ગળો ) + ગુગ્ગુલ ( ગૂગળ ) ] પું. ( વૈદક ) ક્ષય તથા લોહી બગાડ માટે ગૂગળની બનાવટ. ગળો ૬૪ પલ, ગૂગળ, આંબળાં, બહેડાં, સાટોડીનાં મૂળ, અને હરડેદલ એ દરેક ૩૨ પલ લઈ અધકચરાં કરી ચારગણા પાણીમાં ઉકાળી ચોથો ભાગ રહે ત્યારે ઉતારી ગાળી લઈ ફરી ઉકાળવું. ઘાટું થાય એટલે તેમાં દંતીમૂળ, ચિત્રક, પીપર, સૂંઠ, ત્રિફળા, ગળો, તજ અને વાવડિંગ દરેક ૪ તોલા અને નસોતર ૨ તોલા નાખવાં.

**અમૃતાદિકાઢો** પું. ( વૈદક ) ગળો, એરંડમૂળ, સૂંઠ, દેવદાર, રાસ્ના અને હરડેનો બનાવેલો બધા રોગ ઉપર અપાતો ઉકાળો.

**અમૃતાદિક્વાથ** ૧. [ સં. અમૃતા ( ગળો ) + આદિ ( વગેરે ) + ક્વાથ ( ઉકાળો ) ] પું. ( વૈદક ) ગળો, અરડૂસી, પટોલ, મોથ, સાતવિણ, ખેર, કાળી કપુરીમધુરી, લીમડાની અંતરછાલ, હળદર અને દારુહળદરનો ચામડીના રોગ માટેનો ઉકાળો.

૨. પું. ( વૈદક ) મૂત્રકૃચ્છ્ર માટે ગળો, સૂંઠ, આંબળાં, અશ્વગંધા અને ગોખરુનો કાઢો.

**અમૃતાદિગૂગળ** [ સં. અમૃતા ( ગળો ) + આદિ ( વગેરે ) + ગુગ્ગુલ ( ગૂગળ ) ] પું. ( વૈદક ) ઘા, ગુલ્મ, પેટના રોગ, પાંડુ અને સોજા ઉપર આપવામાં આવતી ગૂગળની બનાવટવાળી એક દવા. ગળો, કડવી પંડોળીનાં મૂળ, સૂંઠ, મરી, લીંડીપીપર, ત્રિફળા તથા વાવડિંગ લઈ તેમાં તે બધાંના જેટલો ગૂગળ નાખી અકેક તોલાની ગોળી કરવામાં આવે છે. તેની માત્રા ૧ ગોળીની છે.

**અમૃતાદિમંડૂર** [ સં. અમૃતા ( ગળો ) + આદિ ( વગેરે ) + મંડૂર ( લોઢાનો કાટ ) ] પું. ( વૈદક ) મગજના રોગની એક દવા. ગળો, લીમડાની છાલ, કરિયાતું, ઊભી ભોંયરીંગણી, સૂંઠ, હળદર, દારુહળદર, જેઠીમધ, મોરવેલ, મજીઠ, શતાવરી, કાંકચ, રતવેલિયો અને લવિંગ દરેક ચાર તોલા લઈ મંડૂરભસ્મ ૧૧૨ તોલા સાથે મેળવી તેમાં ગોમૂત્ર શેર ૨૨॥ નાખી પકવવું. ઘાટું થાય ત્યારે તોલા ૧ની આઠ ગોળી વાળવી. તેમાંથી દરરોજ ૧ ગોળી લેવાય છે.

**અમૃતાદિવટી** [ સં. અમૃત ( વછનાગ ) + આદિ ( વગેરે ) + વટી ( ગોળી ) ] સ્ત્રી. ( વૈદક ) કફ, ત્રિદોષ, પાચનશક્તિની નબળાઈ તેમજ તાવમાં ફાયદાકારક મનાતું એક ઔષધ. શુદ્ધ વછનાગ તોલા ૨, કોડીની ભસ્મ તોલા ૫ અને મરી તોલા ૯ પાણીમાં વાટી મગ જેવડી ગોળી કરવામાં આવે છે. તેની માત્રા ૧ ગોળી છે.

**અમૃતાદ્યગૂગળ** [ સં. અમૃતા ( ગળો ) + આદિ ( વગેરે ) + ગુગ્ગુલ ( ગૂગળ ) ] પું. ( વૈદક ) ચરબીના રોગ મટાડનારું એક ઓસડ. ગળો તોલો ૧, એલચી તોલા ૨, વાવડિંગ તોલા ૩, કડાછાલ તોલા ૪, બહેડાંની છાલ તોલા ૫, હરડેદળ તોલા ૬, આંબળાં તોલા ૭ અને ગૂગળ તોલા ૮ લઈ મધમાં ગોળી વાળવામાં આવે છે.

**અમૃતાદ્યચૂર્ણ** [ સં. અમૃતા ( ગળો ) + આદ્ય ( શરૂઆતનું ) + ચૂર્ણ ( ભૂકો ) ] ન. ( વૈદક ) આમવાયુમાં ઉપયોગી મનાતું એક ઔષધ. ગળો, સૂંઠ, ગોખરુ, ગોરખમૂંડી અને વાયવરણાની છાલ બધું સરખે ભાગે ખાંડી લૂગડે ગળાય એવો ભૂકો કરવામાં આવે છે.

**અમૃતાધિકાર** [ સં. અમૃત ( અમર બનાવનાર રસ ) + અધિકાર ( હક ) ] પું. દેવની માફક અમૃત પીવાનો હક.

**અમૃતાન્ન** [ સં. અમૃત ( સ્વાદવાળું ) + અન્ન ( ખોરાક ) ] ન. સ્વાદિષ્ઠ ખોરાક.

**અમૃતાફલ** [ સં. ] ન. એક જાતની વનસ્પતિ; પટોલ.

**અમૃતાફળ** જુઓ અમૃતાફલ.

**અમૃતારિષ્ટ** [ સં. અમૃતા ( ગળો ) + અરિષ્ટ ( આસવ ) ] પું. ( વૈદક ) તાવ મટાડવામાં ઉપયોગી મનાતો એક આસવ. ગળો, સો પલ દશમૂળ સાથે ચાર દ્રોણ પાણીમાં ઉકાળી ચોથો ભાગ રહે એટલે ઉતારી લઈ તે ઠર્યા પછી તેમાં પોણો મણ ગોળ, સોળ પલ કાળીજીરી, બે પલ ખડસલિયો, તથા સાતવીણની છાલ, ત્રિકટુ, મોથ, નાગકેસર, કડુ, અતિવિષ, અને ઇંદ્રજવ એ દરેકનો એક પલ ભૂકો મેળવવો. બંધ વાસણમાં તે એક માસ રાખી મૂકવાથી દવા સિદ્ધ થાય છે.

**અમૃતાર્ણવ** ૧. [ સં. અમૃત ( અમી ) + અર્ણવ ( સમુદ્ર ) ] પું. અમીનો દરિયો.

૨. પું. ( વૈદક ) ઝાડા તથા તાવ માટેની એક બનાવટ. હિંગળામાંથી બનાવેલો પારો, લોહભસ્મ, ગંધક, ટંકણખાર, કચૂરો, ધાણા, મોથ, જીરું, કાળીપાટ, વાળો, અતિવિષ અને શાહજીરું સરખે ભાગે લઈ બકરીના દૂધમાં ઘૂંટી તેની ચચ્ચાર વાલની ગોળી કરાય છે. ધાણાજીરું અથવા ફણસની ગોટલીના રસ સાથે અકેક ગોળી લેવામાં આવે છે.

**અમૃતાર્ણવરસ** ૧. પું. ( વૈદક ) ઉધરસ માટેની એક દવા. રાસ્ના, વાવડિંગ, ત્રિફળા, પારો, ગંધક, ત્રિકટુ, ગળો, પદ્મકાષ્ઠ, વછનાગ એ દરેક ચીજ સરખે વજન લઈ મધમાં ગોળી કરવી. તેની માત્રા રતી ૧ થી ૨ છે.

૨. પું. (વૈદક) એક જાતનું રસાયણ. રસસિંદૂર તોલા ૪, લોહભસ્મ તોલા ૮, અભ્રકભસ્મ તોલા ૬ અને ગંધક તોલા ૫ લઈ તેને ત્રિફળાના કવાથની, ભાંગરાના રસની, સરગવાની, ચિત્રકની અને કડુના કવાથની સાત સાત ભાવના દઈ બધાંની બરાબર પીપર મેળવી જૂના ગોળમાં ગોળી કરવી.

૩. પું. (વૈદક) ક્ષયરોગ માટેનું એક ઔષધ. પારો, ગંધક, લોહભસ્મ, ટંકણ, રાસ્ના, વાવડિંગ, ત્રિફળા, દેવદાર, ત્રિકટુ, ગળો, પદ્મકાષ્ઠ, અને વચ્છનાગ સમભાગે લઈ મધમાં તેની ગોળી કરવામાં આવે છે.

**અમૃતાર્ણવલોહ** ન. (વૈદક) કોઢ મટાડનાર મનાતું એક ઓસડ. ત્રિકટુ, ત્રિફળા અને લોહ સરખે ભાગે લઈ તેમાં બધાંથી અરધો શિલાજિત મેળવવો. એ મેળવણીને ગળોના રસની ત્રણ ભાવના આપવી. સુકાઈ જાય એટલે ઘી નાખીને ઘૂંટવું. આ દવા મધ સાથે ૧ થી ૨ વાલ લેવાય છે.

**અમૃતાલ** સ્ત્રી. સુગંધી પીલુ. તેમાં ઘાને એકદમ રૂઝાવી દેવાનો એટલે અમૃતની માફક સજીવન કરવાનો ગુણ હોવાથી તેને અમૃતાલ કહે છે.

**અમૃતાલાપ** [સં. અમૃત (સ્વાદિષ્ઠ) + આલાપ (વાતચીત)] પું. અમી જેવી મીઠી વાતચીત.

**અમૃતાવટિકાગુગ્ગુલ** [સં. અમૃતા (ગળો) + વટિકા (ગોળી) + ગુગ્ગુલ (ગૂગળ)] પું. (વૈદક) ઘા અને સોજા માટેની ગૂગળની મેળવણીવાળી દવા. ગળો, પટોળનાં મૂળ, ત્રિફળા, ત્રિકટુ અને વાવડિંગ બધું સરખે ભાગે લઈ તે બધાં જેટલા ગૂગળમાં ગોળી કરવી. માત્રા વાલ ૪ થી ૮ છે.

**અમૃતાશ** ૧. [સં. અમૃત (સુધા) + અશ્ (ખાવું)] પું. દેવ, કેમકે તે અમૃત પીનારા મનાય છે.

૨. પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. સ્વાત્માનંદરૂપ અમૃતનો તેઓ ભોગ કરતા હોવાથી, સમુદ્રમંથન કરીને કાઢેલું અમૃત દેવોને પાઈ તેમણે પીધું તેથી, અથવા તેમની આશા એટલે ઇચ્છા અવિનાશી ફળવાળી હોવાના કારણે અમૃતા એટલે નાશ વગરની છે તેથી, તે અમૃતાશ કહેવાય છે.

૩. પું. શિવ.

**અમૃતાશન** [સં. અમૃત (સુધા) + અશન (ખોરાક)] પું. દેવ.

**અમૃતાશી** [સં. અમૃત (અમી) + અશિન્ (ખાનાર)] જુઓ અમૃતાશન.

**અમૃતાષ્ટક** [સં. અમૃતા (ગળો) + અષ્ટક (આઠનો સમૂહ)] ન. (વૈદક) ગળો વગેરે આઠ વસ્તુની મેળવણીવાળી દવા. ગળો, લીમડાની અંતરછાલ, નાગરમોથ, સૂંઠ, કડવી લિંબોડી, ઇંદ્રજવ, રતાંજળી અને કડુ એ દરેક ત્રીજ પાવલીભાર લઈ ૩૨ તોલા પાણીમાં ઉકાળતાં ૮ તોલા બાકી રહે ત્યારે ઉતારવું. તેની માત્રા ૪ થી ૮ તોલા છે.

**અમૃતાસત્ત્વ** [સં. અમૃતા (ગળો) + સત્ત્વ (સાર)] ન. (વૈદક) ગળોનું સત્ત્વ. તે પિત્ત ઓછું કરનાર, મગજને તાકાત આપનાર અને જૂનો તાવ મટાડનાર મનાય છે.

**અમૃતાસંગ** [સં. અમૃત + આસંગ (લગાડવું તે)] ન. એક જાતનું અંજન. તેનું લગાડવું અમૃતના જેવું ગુણકારી મનાય છે.

**અમૃતાહરણ** [સં. અમૃત + આહરણ (લાવવું તે)] પું. ગરુડ, કેમકે તે અમૃત લાવ્યો હતો.

**અમૃતાહાર** [સં. અમૃત + આહાર (ખોરાક)] પું. અમીનો ખોરાક.

**અમૃતાહ્વ** [સં. અમૃત + આહ્વે (સ્પર્ધા કરવી)] ન. નાના બાલાના આકારનું ખોરાસાન દેશમાં થતું નાસપાતી નામનું ફળ. તે સ્વાદિષ્ટ, વાયુનાશક, અને રુચિ તથા વીર્ય વધારનાર મનાય છે.

**અમૃતાહ્વયતૈલ** [સં. અમૃત + આહ્વય (નામનું) + તૈલ (તેલ)] ન. (વૈદક) વાના રોગ ઉપર વપરાતું એક જાતનું તેલ. ગળો, જેઠીમધ, લઘુપંચમૂળ, સાટોડી, રાસ્ના, એરંડાનાં મૂળ, તથા જીવનીય ગણનાં જેટલાં મળે તેટલાં ઔષધ, બધું મળીને ૧૦૦ પલ, બલદાણાનાં મૂળ ૫૦ પલ, બોર, બીલાં, જવ, અડદ, કળથી એ બધું અકેક આઢક અને શિવણનાં સૂકાં ફળ ૧ દ્રોણ લઈ બધાંને ૧૦૦ દ્રોણ પાણીમાં ઉકાળી ૪ દ્રોણ બાકી રહે એટલે ઉતારી ગાળી લેવું. તેમાં ૧ દ્રોણ તેલ તથા ૫ દ્રોણ દૂધ તથા ત્રિફળા, ચંદન, વાળો, નાગકેસર, તમાલપત્ર, એલચી, અગર, ઉપલેટ, તગર, મજીઠ એ દરેકનો ભૂકો અરધો પલ નાખી તેલ પકાવવું.

**અમૃતાંકુરલોહ** ન. (વૈદક) ચાંદી અને કોઢ માટેની એક દવા. પારો, ગંધક, લોહ, અભ્રક, તામ્ર, ગૂગળ તથા ભિલામા દરેક ૧ પલ, હરડેદળ તથા બહેડાંદળ દરેક ૨ તોલા, આંબળાં ૬ તોલા, ઘી ૧૬ પલ અને ત્રિફળાનો કાઢો ૩૨ પલ, બધું એકઠું કરી ધીમે તાપે પકવવું. કેટલેક ઠેકાણે પારાને બદલે રસસિંદૂર નખાય છે. તેના અનુપાન તરીકે દૂધ અથવા નાળિયેરનું પાણી છે.

**અમૃતાંધ** [સં. અમૃત + અંધસ (અન્ન)] પું. દેવ; અમર; સુર.

**અમૃતાંશુ** ૧. પું. કપૂર.

૨. [સં. અમૃત + અંશુ (કિરણ)] પું. ચંદ્ર, કેમકે તેનાં કિરણ અમૃત જેવાં આનંદદાયક હોય છે.

૩. પું. (પિંગળ) દરેક ચરણમાં નગણ, નગણ, રગણ, જગણ, રગણ અને ગુરુ મળી ૧૬ અક્ષરનો સમવૃત્ત છંદ.

**અમૃતાંશૂદ્ભવ** ૧. [સં. અમૃત (અમી) + અંશુ (કિરણ) + ઉદ્ભવ (ઉત્પત્તિ)] પું. વિષ્ણુ. સમુદ્રમંથન વખતે સમુદ્રમાંથી ચંદ્ર ઉત્પન્ન થયો, અને તે સમુદ્રમંથનના કારણરૂપ વિષ્ણુ હતા. તેથી વિષ્ણુ અમૃતાંશૂદ્ભવ કહેવાય છે.

૨. વિ. ચંદ્રને ઉત્પન્ન કરનારું.

૩. વિ ચંદ્રમાંથી ઉત્પન્ન થયેલું.

**અમૃતિયા** ૧. સ્ત્રી. એક જાતની કેરી.

૨. ન. કડવા કણબીની એ નામના એક જાતનું માણસ.

૩. વિ. કડવા કણબીની એ નામની જાતનું.

**અમૃતી** સ્ત્રી. જલેબી જેવી અડદની મીઠાઈ.

**અમૃતેશ** ૧. [સં. અમૃત + ઈશ (ધણી)] પું. દેવ.

> દેવ અમર નિર્જર વિબુધ સુર સુમનસ ત્રિદિવેશ,
> વૃંદારક ને વિમાનગતિ અગ્નિજિહ્વ **અમૃતેશ**;
> દિવિષદ લેખા બહિર્મુખ ગીર્વાણ અતિ ઓપ,
> કોણ દેવતા રંક તિહાં જ્યાં બેઠા બણી ઓપ.
> પિંગળલઘુકોષ

૨. [સં. અમૃત (મોક્ષ) + ઈશ (નિયામક)] પું. મોક્ષનો નિયામક; કૈવલ્યનો દાતા.

૩. પું. શિવ; શંકર.

**અમૃતેશય** [સં. અમૃત (દૂધ) + શી (સૂવું)] પું. નારાયણ, કેમકે તે ક્ષીરસાગર પર સૂતા હોવાનું મનાય છે.

**અમૃતેશ્વર** [સં. અમૃત + ઈશ્વર (ધણી)] પું શિવ; શંકર.

**અમૃતેશ્વરરસ** પું. (વૈદક) ક્ષયના રોગમાં અપાતું એ નામનું રસાયણ. રસસિંદૂર અને ગળોના સત્ત્વને લોહભસ્મ સાથે વાટી મેળવવું. તેમાંથી ૧ થી ૨ વાલ મધ અને ઘી સાથે આપવું. કેટલાક રસસિંદૂરને બદલે પારાની ભસ્મ લે છે.

**અમૃતોત્પન્ન** ૧. [સં. અમૃત (ઝેર) + ઉત્પન્ન (પેદા થયેલું)] ન. ખાપરિયું; એક જાતનું મોરથૂથુ. ઝેરની પેઠે ખાપરિયું નીલવર્ણું હોવાથી તે અમૃતોત્પન્ન કહેવાય છે.

૨. [ સં. અમૃત ( અમી ) + ઉત્પન્ન ( પેદા થયેલું ) ] વિ. અમીમાંથી બનેલું.

**અમૃતોત્પન્ના** [ સં. અમૃત ( મધ ) + ઉત્પન્ન ( થયેલ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. મધમાખી, કેમકે તેનાથી મધ બનાવાય છે.

**અમૃતોદધિ** [ સં. અમૃત + ઉદધિ ( સમુદ્ર ) ] પું. અમૃતનો દરિયો.

**અમૃતોદ્ભવ** ૧. પું. જૈનમત પ્રમાણે પ્રાસાદ એટલે મંદિરના પચીશ પ્રકાર માંહેનો એક. જુઓ પ્રાસાદ.
૨. [ સં. અમૃત + ઉદ્ભવ ( ઉત્પત્તિ ) ] પું. બીલીનું ઝાડ.
૩. વિ. અમૃત નિમિત્તે કરેલા સમુદ્રમંથનમાંથી ઉત્પન્ન થયેલું.
૪. જુઓ અમૃતોત્પન્ન.

**અમૃતોપમ** [ સં. અમૃત ( સુધા ) + ઉપમા ( સરખામણી ) ] વિ. અમૃત જેવું મધુર અને સુખદ.

**અમૃતોધા** સ્ત્રી. ( પુરાણ ) ક્રૌંચદ્વીપની એ નામની નદી.

**અમૃત્ય** જુઓ અમૃત્યુ.

**અમૃત્યુ** ૧. [ સં. અ ( નહિ ) + મૃત્યુ ( મરણ ) ] પું. અમરતા; મરણ ન થવાપણું.
૨. પું. વિષ્ણુ. તેમને મરણ ન હોવાથી તે અમૃત્યુ કહેવાય છે.
૩. પું. શિવ.
૪. વિ. મરણ વિનાનું; અવિનાશી.

**અમૃદુ** [ સં. અ ( નહિ ) + મૃદુ ( કોમળ ) ] વિ. કોમળતા વિનાનું; સખ્ત; દઢ; કઠણ.

**અમૃદુતા** [ સં. અ ( નહિ ) + મૃદુ ( કોમળ ) + તા ( પણું ) ] સ્ત્રી. કઠણપણું; દઢતા.

**અમૃષ** [ સં. અ ( નહિ ) + મૃષા ( ખોટું ) ] વિ. સત્યવાદી.

**અમૃષા** ૧. [ સં. અ ( નહિ ) + મૃષા ( ખોટું ) ] સ્ત્રી. સત્ય; સાચું વચન.
૨. અ. સાચી રીતે.

**અમૃષાવાદી** [ સં. અ ( નહિ ) + મૃષા ( ખોટું ) + વાદિન્ ( બોલનાર ) ] વિ. સત્યવાદી; સાચું બોલનાર.

**અમૃષ્ટ** [ સં. અ ( નહિ ) + મૃષ્ટ ( સાફ કરેલું ) ] વિ. સાફ નહિ કરેલું.

**અમે** [ સં. અસ્મદ્; પ્રા. અમ્હ ] સ. 'હું'ની પહેલી વિભક્તિનું બહુવચન; અમો. વૈદિકભાષામાં 'અસ્માસુ'ના અર્થમાં 'અસ્મે' રૂપ મળી આવે છે. તે શબ્દ ઉપરથી પ્રાકૃત મારફત અપભ્રંશ થઈ અમે તથા અમો શબ્દ બન્યા હોવાનું મનાય છે.

**અમેઘ** [ સં. અ ( નહિ ) + મેઘ ( વાદળું ) ] વિ. વાદળાં વિનાનું.

સમેઘરાત્રિ, અમેઘરાત્રિ, સમેઘદિવસ અને અમેઘદિવસમાં અનુક્રમે અતિમંદતમ, મંદતમ મંદતર અને મંદ ચાક્ષુષજ્ઞાન હોય છે.
પુરાતત્ત્વ

**અમેદસ્ક** [ સં. અ ( નહિ ) + મેદસ્ ( ચરબી ) + ક ( વાળું ) ] વિ. ચરબી વગરનું; પાતળું; નબળું.

**અમેધા** [ સં. અ ( નહિ ) + મેધા ( બુદ્ધિ ) ] વિ. અક્કલ વિનાનું; મૂર્ખ.

**અમેધ્ય** ૧. ન. એક જાતનું પ્રેત.
૨. [ સં. અ ( નહિ ) + મેધ્ય ( પવિત્ર ) ] ન. ગંદી વસ્તુ; અપવિત્ર ચીજ. મનુષ્યનું હાડકું, મુડદું, વિષ્ટા, મૂત્ર, ચરબી, પરસેવો, આંસુ, પરૂ, કફ, મદ્ય, વીર્ય, અને રજ એ સ્મૃતિ અનુસાર અપવિત્ર લેખાય છે.
૩. વિ. અપવિત્ર.
૪. વિ. મેલું; અસ્વચ્છ.
૫. વિ. યજ્ઞ કરાવવાને અયોગ્ય.
૬. વિ. હોમ માટે નાલાયક. જેમકે, પશુમાં કૂતરો અને અન્નમાં મસૂર, અડદ.

**અમેધ્ય અંતરાય** [ સં. અ ( નહિ ) + મેધ્ય ( પવિત્ર ) + અંતરાય ( અડચણ ) ] સ્ત્રી. ( જૈન ) સાધુને ભિક્ષા આપતી વખતે અપવિત્ર વસ્તુથી પગ લેપાવાથી આવતી અડચણ.

**અમેધ્યતા** ૧. [ સં. અ ( નહિ ) + મેધ્ય ( પવિત્ર ) + તા ( પણું ) ] સ્ત્રી. અપવિત્રપણું.
૨. સ્ત્રી. અસ્વચ્છતા.
૩. સ્ત્રી. યજ્ઞ કરાવવાને યોગ્ય નહિ હોવાપણું.
૪. સ્ત્રી. હોમ માટે નાલાયક હોવાપણું.

**અમેધ્યત્વ** જુઓ અમેધ્યતા.

**અમેધ્યરસ** [ સં. અમેધ્ય ( વિષ્ટા ) + રસ ] પું. પ્રવાહી વિષ્ટા.

**અમેય** ૧. [ સં. અ ( નહિ ) + મેય ( માપી શકાય એવું ) ] વિ. અનહદ; અમાપ; ઘણું.
૨. [ સં. અ ( નહિ ) + મેય ( જાણી શકાય એવું ) ] વિ. જાણી ન શકાય એવું; અજ્ઞેય.
૩. [ સં. અ ( નહિ ) + મેય ( માપવા જેવું ) ] વિ. ન માપવા જેવું.
૪. વિ. નહિ જાણવા જેવું.
૫. વિ. માપી ન શકાય એવું.

**અમેયાત્મા** ૧. [ સં. અમેય ( અમાપ ) + આત્મન્ ( આત્મા ) ] પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. તેમનો આત્મા અને બુદ્ધિ અમાપ અને અનુમાન ન થઈ શકે એવાં હોવાથી તે અમેયાત્મા કહેવાય છે.
૨. પું. શંકર; મહાદેવ.
૩. વિ. ઉદાર મનવાળું.
૪. વિ. માપી ન શકાય એવા મહાન આત્માવાળું.

**અમેરિકન** ૧. [ અં. ] ન. અમેરિકાનું વતની.
૨. વિ. અમેરિકા સંબંધી; અમેરિકાનું.

**અમેરિકન કુંવાર** સ્ત્રી. એ નામનો એક જાતનો છોડ. તેની બીજી જાતો અડબાઉ કેતકી અને સીસલ કેતકી કહેવાય છે.

**અમેરિકન બ્યૂટી** સ્ત્રી. ગુલાબના છોડની એક જાત. ઘણા જથ્થામાં અને બારે માસ આવતાં તેનાં ફૂલ મોટાં, લાલ રંગનાં અને ૭ ઇંચ ઘેરાવાનાં થાય છે. તેની પાંખડી ખરતી નથી.

**અમેરિકન રીંગણી** સ્ત્રી. સુંદર, મોટાં અને ફિક્કાં આસમાની ફૂલવાળી એક જાતની રીંગણી.

**અમેરિકા** [ અં. ] પું. એ નામનો એક ખંડ. કોલંબસે ઈ.સ. ૧૪૯૨ માં તે ખંડ શોધી કાઢ્યો હતો. આથી તે નવી દુનિયાના નામથી ઓળખાય છે.

**અમેરું** [ અ ( નહિ ) + મહેર ( દયા ) ] વિ. કૃપા વગરનું; નમેરું.

**અમેરેતાત** પું. ( જરથોસ્તી ) એ નામનો સાતમો મુખ્ય ફિરસ્તો; અમરદાદ.

**અમેલે આલા** [ અ. અમલ ( અધિકાર ) + આલા ( શ્રેષ્ઠ ) ] પું. સરસૂબો.

**અમેશસ્પેન્ત** ૧. પું. ( જરથોસ્તી ) દાનેશ્વરી અમરાત્મા.
૨. પું. ( જરથોસ્તી ) સાત મુખ્ય ફિરસ્તામાંનો ગમે તે એક.

**અમેશાસ્પંદ** પું. ( જરથોસ્તી ) અમર આત્મા.

**અમેળું** ૧. [ સં. અ ( નહિ ) + મેલા ( સંબંધ ) ] વિ. અઘટિત.
૨. વિ. છૂટું પડી ગયેલું.
૩. [ અ ( નહિ ) + મેળું ( મેળવાળું ) ] વિ. મેળ વગરનું; ઢંગધડા વિનાનું.
૪. વિ. સંપ વિનાનું.

**અમૈથુની** [ સં. અ ( નહિ ) + મૈથુન ( સંયોગ ) + ઇન્ ( વાળું ) ] વિ. નરમાદાના સંયોગ વિના થયેલું; અલિંગી.

**અમો** સ. 'હું'ની પહેલી વિભક્તિનું બહુવચન; અમે. જુઓ અમે.

**અમોઆ** [ હિં. ] પું. કેરીના જેવો ઘેરો લીલો રંગ; આમવાઈ રંગ.

**અમોક્ષ** ૧. [ સં. અ ( નહિ ) + મોક્ષ ( મુક્તિ ) ] પું. સંસારમાં બંધાઈ રહેવાપણું.
૨. વિ. નહિ છૂટેલું; બંધાયેલું.

**અમોઘ** ૧. પું. એ નામનો એક નદ.
૨. પું. ( પુરાણ ) બૃહસ્પતિથી તારાને પેટે થયેલી સ્વાહા નામની દીકરીના ત્રણમાંનો નાનો દીકરો.
૩. [ સં. અ ( નહિ ) + મોઘ ( વ્યર્થ ) ] પું. વિષ્ણુનું એક નામ. તેમની પૂજા, સ્તુતિ કે સ્મરણ કરનારની ભક્તિ ફળ દીધા વિના નકામી જવા દેતા નથી, તેથી તે અમોઘ કહેવાય છે.
૪. પું. શંકર; મહાદેવ.
૫. વિ. અચૂક; રામબાણ; નિષ્ફળ ન જાય એવું; સચોટ.
૬. વિ. ઇષ્ટ ફળ આપનારું; અવંધ્ય; અવિફલ.
૭. વિ. ઘણું; પુષ્કળ.
૮. વિ. નિષ્પાપી.
૯. વિ. ભૂલ વગરનું.
૧૦. વિ. લાભકારી; ફળદાયક.
૧૧. વિ. વિસ્તાર પામતું; ફેલાતું.
૧૨. વિ. સફળ.
૧૩. અ. સફળ રીતે; બરાબર; સચોટ.

**અમોઘતા** ૧. [ સં. અમોઘ ( ફોગટ ન જાય એવું ) + તા ( પણું ) ] સ્ત્રી. અચૂકપણું.
૨. સ્ત્રી. ઇચ્છિત ફળ આપે એવું હોવાપણું.
૩. સ્ત્રી. નિર્દોષતા; ભૂલ વિનાનું હોવાપણું.
૪. સ્ત્રી. પાપ વિનાનું હોવાપણું.
૫. સ્ત્રી. પુષ્કળતા; અપાર હોવું તે.
૬. સ્ત્રી. ફળદાયીપણું.
૭. સ્ત્રી. વિસ્તારવાળું હોવું તે.
૮. સ્ત્રી. સફળતા; હેતુ પાર પાડવાપણું.

**અમોઘદંડ** ૧. [ સં. અમોઘ ( ભૂલ વગરનું ) + દંડ ( શિક્ષા ) ] પું. શિવ; શંકર, કેમકે તે શિક્ષા કરવામાં ભૂલ કરતા નથી.
૨. વિ. શિક્ષા કરવામાં ભૂલ નહિ કરનારું.

**અમોઘબલ** ૧. [ સં. અમોઘ ( સચોટ ) + બલ ( શક્તિ ) ] વિ. નિષ્ફળ ન જાય એવા બળવાળું.
૨. [ સં. અમોઘ ( ઘણું ) + બલ ( શક્તિ ) ] વિ. પુષ્કળ બળવાળું.

**અમોઘમાલિકા** પું. ( પિંગળ ) એ નામનો એક સમવૃત્ત અક્ષરમેળ છંદ. તેના દરેક ચરણમાં જગણ, રગણ, યગણ, ગુરુ અને ગુરુ મળી ૧૧ અક્ષર હોય છે. તે ત્રિષ્ટુપનો એક ભેદ છે.
**અમોઘમાલિકા** જ રા યા ગા ગે.
રણપિંગળ

**અમોઘરેતા** [ સં. અમોઘ ( ફળદાયી ) + રેતસ્ ( વીર્ય ) ] વિ. પું. જેનું વીર્ય વ્યર્થ ગયું નથી કે સ્ખલિત થયું નથી એવો.

**અમોઘવર્ષ** પું. રાષ્ટ્રકૂટ વંશનો એ નામનો એક પ્રતાપી રાજા.

**અમોઘવિક્રમ** ૧. [ સં. અમોઘ ( ઘણું ) + વિક્રમ ( શક્તિ ) ] પું. શંકર.
૨ વિ. ઘણા બળવાળું.

**અમોઘવીર્ય** જુઓ અમોઘરેતા.

**અમોઘા** ૧. [ સં. ] સ્ત્રી. એ નામની એક શક્તિ.
૨. સ્ત્રી. ( પુરાણ ) કશ્યપની એક સ્ત્રી, જેનાથી પક્ષી ઉત્પન્ન થયાં હતાં.
૩. સ્ત્રી. ( તંત્ર ) જોડાક્ષર ક્ષ.
૪. સ્ત્રી. પટોળ.
૫. સ્ત્રી. પાર્વતી.
૬. સ્ત્રી. વાવડિંગ.
૭. સ્ત્રી. હરડે.

**અમોઘાક્ષી** ૧. સ્ત્રી. એ નામની એક દેવી.
૨. [ સં. અમોઘ ( અવંધ્ય ) + અક્ષિ ( આંખ ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. જેની દૃષ્ટિ ઇષ્ટ ફળ આપનારી છે એવી.

**અમોઘાર્થ** પું. શંકર; મહાદેવ.

**અમોઘોરિષ્ટનેમિ** પું. શિવ.

**અમોચન** [ સં. અ ( નહિ ) + મોચન ( મુક્તિ ) ] ન. છોડવું નહિ તે; મુક્તિનો અભાવ.

**અમોદપ્રમોદકર** [ સં. આમોદ ( ઘણો હર્ષ ) + પ્રમોદ ( ઉમંગ ) + કર ( વેરો ) ] પું. મોજશોખની વસ્તુ ઉપર નાખેલો કર.

**અમોનિયા** [ અં. ] પું. ક્ષારિનવાયુ.

**અમોલ** ૧. [ હિં. ] પું. કેરીનો ગોટલો.
૨. [ સં. અ ( નહિ ) + મૂલ્ય ( કીમત ) ] વિ. કીમત ન આંકી શકાય એવું; અમૂલ્ય; બહુ કીમતી.

**અમોલક** જુઓ અમોલ ૨.

**અમોલખ** જુઓ અમોલ ૨.

**અમોલા** ૧. [ હિં. ] પું. આંબાનો નવો ઊગતો છોડ.
૨. પું. કેરીનો ગોટલો.
૩. [ સં. અ ( નહિ ) + મૂલ્ય ( કીમત ) ] વિ. અમૂલ્ય; બહુ કીમતી.

**અમોલિક** જુઓ અમોલ ૨.

**અમોલું** જુઓ અમોલ ૨.

**અમોહ** ૧. [ સં. અ ( નહિ ) + મોહ ( અનુરાગ ) ] પું. આસક્તિ ન હોવાપણું.
૨. પું. ( પ્રાકૃત ) વાદળાં વગરની વીજળી.
૩. પું. ( પિંગળ ) ષટ્પદી છપ્પાની જાતનો ૫૯ ગુરુ અને ૩૮ લઘુ મળી ૯૭ અક્ષરવાળો એ નામનો વિષમજાતિ માત્રામેળ છંદ.
૪. [ સં. અ ( નહિ ) + મોહ ( અજ્ઞાન ) ] પું. સાત્ત્વિક જ્ઞાન.
અદ્વેષ એટલે પ્રેમ અને **અમોહ** એટલે સાત્ત્વિક જ્ઞાન એવો અર્થ સમજવો જોઈએ.
પુરાતત્ત્વ
૫. [ સં. અમોઘ ] પું. ( પ્રાકૃત ) સૂર્યના બિંબની નીચે કોઈ વખતે કિરણોના વિકારથી ગાડાની ઊંધના આકારે દેખાતી રેખા.
૬. વિ. સફળ; અમોઘ.
૭. [ સં. અ ( નહિ ) + મોહ ( આસક્તિ ) ] વિ. સંસારના પદાર્થો ઉપર અનુરાગ વગરનું; નિર્મોહ.

**અમોહન** [ સં. અ ( નહિ ) + મોહન ( મોહ પમાડે એવું ) ] વિ. મોહ નહિ પમાડનારું.

**અમોહમૂલક** [ સં. અ ( નહિ ) + મોહ ( અજ્ઞાન ) + મૂલ ( મૂળ ) + ક ( વાળું ) ] વિ. મોહથી ન કરેલું.
અલોભમૂલક, અદ્વેષમૂલક તથા **અમોહમૂલક** કર્મો કુશલ કર્મો કહેવાય છે. પુરાતત્ત્વ

**અમોહિત** જુઓ અમોહી.

**અમોહી** [ સં. અ ( નહિ ) + મોહ ( પ્યાર ) + ઇન્ ( વાળું ) ] વિ. સંસારના પદાર્થો ઉપર આસક્તિ વિનાનું, વિરક્ત.

**અમૌન** [ સં. અ ( નહિ ) + મૌન ( ચૂપકી ) ] ન. શાંતિનો અભાવ; મૂંગું ન રહેવાપણું; વાચાળતા.

**અમૌરી** [ સં. આમ્ર ( કેરી ) ] સ્ત્રી. ( હિંદી ) નાની કાચી કેરી; ખાકડી.

**અમૌલિક** ૧. [ હિં. ] વિ. આધાર વગરનું.
૨. વિ. મિથ્યા; ખોટું; અયથાર્થ.
૩. [ સં. અ ( નહિ ) + મૌલિક ( મૂળનું ) ] વિ. મૂળ પોતાનું નહિ એવું; બીજા પાસેથી લીધેલું.
૪. વિ. મૂળ વિનાનું; નિર્મૂળ.

**અમૌલિકતા** [ સં. અ ( નહિ ) + મૌલિક ( મૂળનું ) + તા ( પણું ) ] સ્ત્રી. મૂળ પોતાનું ન હોવાપણું.

**અમ્મ** [ અ. ] પું. કાકો.

**અમ્મજાદો** [ અ. અમ્મ ( કાકો ) + ઝાદા ( જન્મેલું ) ] પું. કાકાનો દીકરો; પિત્રાઈ.

**અમ્મર** ૧. [ સં. અંબર ] ન. એક જાતનો સુગંધી પદાર્થ; અંબર. તે વ્હેલ જાતની માછલીનાં આંતરડાંમાંથી મળે છે. તે બહુ હલકું અને જલદી બળે તેવું હોય છે. તપાવવાથી તેની વરાળ થઈ ઊડી જાય છે. દવામાં તેનો ઉપયોગ થાય છે. જુઓ અંબર.

૨. ન. સ્ત્રીઓને પહેરવાનું કસબી બુટ્ટાદાર રેશમનું બહુ મુલાયમ વસ્ત્ર; કસબી બુટ્ટાવાળી રેશમી સાડી.

મારો તે વીરો મુંબઈ શહેરનો સુબો,
માણેકચોકમાં ઊભો કે **અમ્મર** મૂલવે.
ખાયણાં

૩. વિ. અમર; અવિનાશી.

**અમ્મરસ** [ હિં. ] પું. એક જાતનું કબૂતર; અમૃતસરનું કબૂતર. તેનું આખું શરીર ધોળું અને ગળું કાળું હોય છે.

**અમ્મા** ૧. સ્ત્રી. ઉછેરનારી સ્ત્રી; ધાવ.

૨. [ સં. અંબા ( માતા ) ] સ્ત્રી. મા; માતા.

૩. સ્ત્રી. સ્ત્રી માટે માનાર્થે વપરાતો શબ્દ.

**અમ્માજાન** [ અ. અમ્મા ( મા ) + ફા. જાન ( જીવ ) ] સ્ત્રી. વહાલી માતા.

**અમ્મીજાન** જુઓ અમ્માજાન.

**અમ્મૂ** [ અ. ] પું. કાકો.

**અમ્મૂઝાદા** [ અ. અમ્મૂ ( કાકા ) + ફા. ઝાદા ( જન્મેલું ) ] પું. કાકાનો દીકરો; પિત્રાઈ ભાઈ.

**અમ્મેથી** પું. ( પિંગળ ) ઉષ્ણિકના ભેદરૂપ એ નામનો સમવૃત્ત અક્ષરમેળ છંદ. તેના દરેક ચરણમાં મગણ, રગણ અને લઘુ મળી ૭ અક્ષર હોય છે.

**અમ્મેથી** મો ર લે થી. રણપિંગળ

**અમ્યો** [ સં. અસ્મદ્; અપ. અમ્હે ] સ. ( જૂ. ગુ. ) અમે; 'હું'નું બહુવચન.

**અમ્ર** ૧. [ સં. ] પું. આંબો.

૨. [ અ. ] પું. વાત; વિષય.

૩. ન. આંબાનું પાંદડું.

૪. ન. આંબાનું ફળ; કેરી.

૫. [ અ. ] સ. ક્રિ. ( ધાતુ ) હુકમ કરવો.

**અમ્રત** જુઓ અમૃત.

**અમ્રાત** [ સં. ] ન. આંબળાનું ઝાડ.

**અમ્રાતક** જુઓ અમ્રાત.

**અમ્રૈયાં** [ સં. આમ્ર ( આંબો ) + રાજિ ( હાર )] સ્ત્રી. (હિંદી) આંબાનું વન; આંબાવાડી.

**અમ્લ** ૧. [ સં. ] પું. ખાટો રસ; ખટાશ.

૨. પું. સુરકો.

૩. ન. એક જાતની વનસ્પતિ; અમ્લવેતસ.

૪. ન. છાશ.

૫. ન. તેજાબ; 'ઍસિડ'.

૬. વિ. ખાટું; ખટાશવાળું; ખાટા રસનું.

**અમ્લક** ૧. પું. લકુચનું ઝાડ.

૨. [ સં. અમ્લ ( ખાટું ) + ક ( થોડાપણું બતાવનાર પ્રત્યય ) ] વિ. થોડું ખાટું.

**અમ્લકાર** [ સં. અમ્લ ( ખાટું ) + કાર ( કરનાર ) ] વિ. ખાટું બનાવનાર.

**અમ્લકાંડ** [ સં. ] ન. લૂણીની ભાજી.

**અમ્લકેશર** [ સં. અમ્લ ( ખાટું ) + કેશર ( ફૂલનો તંતુ ) ] ન. બિજોરું.

**અમ્લકેસર** જુઓ અમ્લકેશર.

**અમ્લજન** પું. પ્રાણવાયુ; 'ઑક્સિજન'.

**અમ્લજનક** [ સં. અમ્લ ( ખાટું ) + જનક ( ઉત્પન્ન કરનાર ) ] વિ. ખટાશ લાવનાર.

**અમ્લજંબીર** [ સં. અમ્લ ( ખાટું ) + જંબીર ( લીંબુની એક જાત ) ] ન. બિજોરાનું ઝાડ.

**અમ્લતા** [ સં. અમ્લ (ખાટું) + તા (પણું)] સ્ત્રી. ખટાશ; ખાટાપણું.

**અમ્લત્વ** જુઓ અમ્લતા.

**અમ્લનિશા** સ્ત્રી. કપૂરકાચલી; શઠી. તે અમ્લપિત્તની ગાંઠને તથા પિત્તના ઘેનને મટાડનાર મનાય છે.

**અમ્લનિંબક** [ સં. અમ્લ ( ખાટું ) + નિંબૂક ( લીંબુનું ઝાડ ) ] ન. ખાટા લીંબુનું ઝાડ.

**અમ્લપત્ર** [ સં. ] ન. અશ્મંતક વૃક્ષ.

**અમ્લપત્રક** [ સં. અમ્લ ( ખાટું ) + પત્ર ( પાંદડું ) + ક ( વાળું ) ] ન. ખાટી લૂણી.

**અમ્લપત્રી** [ સં. અમ્લ ( ખાટું ) + પત્ર ( પાંદડું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય )] સ્ત્રી. એક જાતની ખાટાં પાનવાળી વેલ.

**અમ્લપનસ** [ સં. અમ્લ ( ખાટું ) + પનસ ( ફણસ ) ] ન. ખાટા ફણસનું ઝાડ.

**અમ્લપંચક** [ સં. અમ્લ ( ખાટું ) + પંચક ( પાંચનો જથ્થો ) ] ન. ( વૈદક ) બોર, કોકમ, દાડમ, ચૂકો અને અમ્લવેતસ એ પાંચ ખાટી ચીજનો જથ્થો. કેટલાક અમ્લપંચકનાં પાંચ ફળમાં જંબીરી લીંબુ, ખાટાં અનાર, આંબલી, નારંગી અને અમ્લવેતસને ગણે છે.

**અમ્લપંચફળ** [ સં. અમ્લ ( ખાટું ) + પંચ ( પાંચ ) + ફલ ( ફળ ) ] ન. બિજોરું, નારંગી, અમ્લવેતસ, આંબલી અને જંબીર એ પાંચ ખાટાં ફળ.

**અમ્લપિત્ત** ૧. [ સં. અમ્લ ( ખાટું ) + પિત્ત ( શરીરમાંનો એક રસ ) ] ન. ખાટું પિત્ત.

૨. ન. ( વૈદક ) પિત્ત વિકારનો રોગ. લૂખી, કડવી, ગરમ, ખાટી, વાસી, અને પિત્તને કોપાવનાર ચીજ ખાવાથી પિત્ત દોષવાળું બને છે. તેથી રંગબેરંગી મળ ઊતરે, દાહ, ઊલટી, મૂર્છા, હૃદયમાં પીડા, તાવ, ખોરાક તરફ અણગમો, ખાટા ઓડકાર, અપચો વગેરે લક્ષણ દેખાય છે. તેના ઉપાય તરીકે પ્રથમ ઊલટી કરાવવાને મીંઢળનું ચૂર્ણ મધમાં ૪ કે ૫ માસા આપી પછી હલકા રેચ આપવામાં આવે છે.

**અમ્લપિત્તાંતકમોદક** [ સં. અમ્લપિત્ત ( ખાટું પિત્ત ) + અંતક ( નાશ કરનાર ) + મોદક ( લાડુ ) ] પું. ( વૈદક ) અમ્લપિત્ત ઉપર અપાતી એક જાતની ગોળી. સૂંઠ ૮ પલ, પીપર ૮ પલ, સોપારી ૮ પલ, ઘી ૪ શરાવ સાથે પકવી તેમાં લવિંગ, ઘોડાવજ, ઉપલેટ, નાગકેસર, અજમા, રતાંજળી, કાળીજીરી, રાસ્ના, જેઠીમધ, દેવદાર, ત્રિફળા, તેજપત્ર, તજ, એલચી, સિંધાલૂણ, થલાંશીનાં ફળનું ચૂર્ણ, કચૂરો, મીંઢળ, કાયફળ, જટામાંસી, અભ્રક, બંગ, રૌપ્ય, તાલીસપત્ર, પદ્મકાષ્ઠ, મોરવેલ, રીસામણી, વાંસકપુર, પીપરીમૂળ, શતાવરી, જાયફળ, કાકોલી, મોથ, પીપર, કપુર, વાવડિંગ, જંગલી અજમા, બળદાણા, ગળો, અઘેડાનાં બી, ગોખરૂનાં બી, ચંદન, દેવતાડનું ચૂર્ણ દરેક ૨ તોલા, તથા લોહભસ્મ, કાંસ્યભસ્મ દરેક ૨ તોલા અને સુવર્ણભસ્મ ૧ તોલો મેળવી તેના મોટા ગોળા વાળવામાં આવે છે.

**અમ્લપિત્તાંતકરસ** [ સં. અમ્લપિત્ત ( ખાટું પિત્ત ) + અંતક ( નાશ કરનાર ) + રસ ] પું. ( વૈદક ) અમ્લપિત્ત માટે એક જાતના રસની બનાવટ. રસસિંદૂર, તામ્રભસ્મ અને લોહભસ્મ સરખે ભાગે અને તે બધાંની બરોબર હરડેનું ચૂર્ણ વાટીને મેળવવું. તેમાંથી ૧ થી ૨ વાલ મધ સાથે લેવામાં આવે છે.

**અમ્લપિત્તાંતકલોહ** [ સં. અમ્લપિત્ત ( ખાટું પિત્ત ) + અંતક ( નાશ કરનાર ) + લોહ ] ન. (વૈદક) અમ્લપિત્ત તથા શૂળ ઉપર અપાતું એ નામનું ઔષધ. પારદ, ગંધક, મંડૂરભસ્મ લોહચુંબકની ભસ્મ એ બધાં સરખે ભાગે લઈ આંબળાંના રસમાં ઘૂંટી તેની બબ્બે રતીભાર ગોળી વાળવી. ગોળા સાથે ધાણા, હરડે, જેઠીમધ સમભાગે ખાંડી ૧ તોલા ભૂકાનો કાઢો કરી લેવાય છે.

**અમ્લપુત્ર** પું. એક જાતનો છોડ; અશ્મંતક.

**અમ્લપૂર** [ સં. અમ્લ ( ખટાશ ) + પૂર ] ન. આંબલીનું ઝાડ.

**અમ્લપ્રતિયોગી** [ સં. અમ્લ ( ખાટું ) + પ્રતિયોગિન્ ( સામા પક્ષનું ) ] વિ. ( વૈદક ) ખટાશથી ઊલટા ગુણવાળું. જેમકે, ચૂનો, છીપ, શંખ, કોડીની ભસ્મ, જવખાર.

**અમ્લફલ** ૧. [ સં. અમ્લ ( ખાટું ) + ફલ ( ફળ ) ] પું. આંબો.
૨. ન. આંબલીનું ઝાડ.
૩. ન. આંબલીનો કાતરો.

**અમ્લફળ** જુઓ અમ્લફલ.

**અમ્લબદર** [ સં. અમ્લ ( ખાટું ) + બદર ( બોર ) ] ન. ખાટું બોર.

**અમ્લબીજ** [ સં. અમ્લ ( ખાટું ) + બીજ ( બી ) ] ન. આંબલીના ઝાડનું ફળ.

**અમ્લભેદ** ન. ચૂકાનું ઝાડ; અમ્લવેતસ.

**અમ્લમય** [ સં. અમ્લ ( ખાટો રસ ) + મય ( વાળું ) ] વિ. ખટાશથી ભરપૂર; ખૂબ ખાટું.

**અમ્લમાપક** ૧. [ સં. અમ્લ ( ખટાશ ) + માપક ( માપનાર ) ] ન. ખટાશ માપવાનું યંત્ર.
૨. વિ. ખટાશનું માપ કાઢનાર.

**અમ્લમાપકયંત્ર** [ સં. અમ્લ ( ખટાશ ) + માપક ( માપનાર ) + યંત્ર ] ન. ખટાશ માપવાનું યંત્ર.

**અમ્લમિતિ** [ સં. અમ્લ ( ખટાશ ) + મિતિ ( માપણી ) ] સ્ત્રી. ખટાશ માપવાની ક્રિયા.

**અમ્લમેહ** [ સં. અમ્લ ( ખાટું ) + મેહ ( મૂતર ) ] પું. ( વૈદક ) એક જાતનો પેશાબનો રોગ.

**અમ્લરસ** ૧. [ સં. અમ્લ ( ખાટું ) + રસ ] પું. ખાટો રસ.
૨. વિ. ખાટા રસવાળું; ખાટું.

**અમ્લરુહા** સ્ત્રી. માળવા દેશમાં થતી એક જાતની નાગરવેલ.

**અમ્લલોણિકા** [ સં. અમ્લ ( ખાટું ) + લોણિકા ( લૂણી ) ] સ્ત્રી. ખાટી લૂણી; ચાંગેરી; ચુક્રિકા.

**અમ્લલોણી** જુઓ અમ્લલોણિકા.

**અમ્લલોનિકા** જુઓ અમ્લલોણિકા.

**અમ્લલોની** સ્ત્રી. જુઓ અમ્લલોણિકા.

**અમ્લલોલિકા** જુઓ અમ્લલોણિકા.

**અમ્લવર્ગ** [ સં. અમ્લ ( ખાટું ) + વર્ગ ( જથ્થો ) ] પું. ખાટો રસ જેમાં મુખ્ય હોય તેવી વસ્તુનો જથ્થો

**અમ્લવલ્લી** ૧. [ સં. અમ્લ ( ખાટું ) + વલ્લી ( વેલ ) ] સ્ત્રી. એક જાતની વેલ.
૨. સ્ત્રી. ત્રિપર્ણિકા નામનું કંદ.

**અમ્લવાટિકા** [ સં. ] સ્ત્રી. એક જાતની નાગરવેલ.

**અમ્લવાન** [ સં. અમ્લ ( ખટાશ ) + વત્ ( વાળું ) ] વિ. ખાટું; ખટાશવાળું.

**અમ્લવાયુ** પું. ( વિજ્ઞાન ) પ્રાણવાયુ; 'ઓક્સિજન'.

**અમ્લવૃક્ષ** [ સં. અમ્લ ( ખાટું ) + વૃક્ષ ( ઝાડ ) ] ન. આંબલીનું ઝાડ.

**અમ્લવેતસ** [ સં. ] ન. એ નામની એક વનસ્પતિ.

**અમ્લશાક** ૧. ન. આંબલી.
૨. [ સં. અમ્લ ( ખાટું ) + શાક ] ન. ખાટું શાક.

**અમ્લસાર** ૧. [ સં. ] પું. આમલસારો ગંધક.
૨. પું. લીંબુનો ખાર.
૩. પું. લીંબુનો રસ.
૪. પું. હરતાળ.
૫. ન. કાંજી.
૬. ન. લીંબુનું ઝાડ; લીંબોઈ.

**અમ્લહરિદ્રા** [ સં. અમ્લ ( ખાટો રસ ) + હરિદ્રા ( હળદર ) ] સ્ત્રી. આંબાહળદર.

**અમ્લા** [ સં. ] સ્ત્રી. આંબલી.

**અમ્લાધ્યુષિત** [ સં. અમ્લ ( ખાટું ) + અધ્યુષિત ( રહેલું ) ] ન. ( વૈદક ) ખાટા પદાર્થ વધારે ખાવાથી થતો આંખનો એ નામનો એક રોગ. તેમાં આંખો લાલ થઈ પાણી ગળ્યા કરે છે.

**અમ્લાન** ૧. પું. અરડૂસાની જાતનો એક કાંટાદાર છોડ. તેને પીળાં, લાલ, નીલાં તથા સફેદ ફૂલ આવે છે.
૨. પું. એ નામનું એક ઝાડ; આંબોલી.
૩. પું. બાણપુષ્પ નામનું ઝાડ.
૪. ન. કમળ; પદ્મ.
૫. વિ. તેજસ્વી.
૬. [ સં. અ ( નહિ ) + મ્લાન ( કરમાયેલું ) ] વિ. નહિ કરમાયેલું.
૭. [ સં. અ ( નહિ ) + મ્લાન ( મલિન ) ] વિ. નિર્મળ; સ્વચ્છ; સાફ.
૮. [ સં. અ ( નહિ ) + મ્લાન ( ઉદાસ ) ] વિ. પ્રફુલ્લ; પ્રસન્ન.

**અમ્લાનિ** [ સં. અ ( નહિ ) + મ્લાનિ ( ખિન્નતા ) ] સ્ત્રી. મ્લાનિનો અભાવ.

**અમ્લિકા** ૧. [ સં. અમ્લ ( ખટાશ ) + ક ( સ્વાર્થવાચક પ્રત્યય ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. આંબલીનું ઝાડ.
૨. સ્ત્રી. ખાટો ઓડકાર.

**અમ્લિમા** [ સં. ] સ્ત્રી. ખટાશ.

**અમ્લી** [ સં. ] સ્ત્રી. આંબલીનું ઝાડ.

**અમ્લીકરણ** [ સં. અમ્લ ( ખાટું ) + કરણ ( કરવાપણું ) ] ન. ખાટું બનાવવાની ક્રિયા.

**અમ્લીકા** જુઓ અમ્લી.

**અમ્લીકૃત** [ સં. અમ્લ ( ખાટું ) + કૃત ( કરેલું ) ] વિ. ખાટું બનાવેલું.

**અમ્લેચ્છ** ૧. [ સં. અ ( નહિ ) + મ્લેચ્છ ( યવન ) ] પું. આર્ય.
૨. ન. મ્લેચ્છ ભાષા ન જાણનાર માણસ.

**અમ્લોદ્ગાર** [ સં. અમ્લ ( ખાટું ) + ઉદ્ગાર ( ઓડકાર ) ] પું. ખાટો ઓડકાર; ઘચરકો.

**અય્** [ સં. ] અ. ક્રિ. ( ધાતુ ) જવું. તે ઉપરથી થયેલા શબ્દો: અયન, પલાયન.

**અય** ૧. પું. અનુભવ.
૨. [ સં. અય્ ( જવું ) ] પું. ગમન; ગતિ.
૩. પું. પૂર્વજન્મનું શુભ કર્મ.
૪. પું. ( પુરાણ ) બીજા સ્વારોચિષ મન્વંતરમાં થયેલો પ્રજાપતિ અને વસિષ્ઠનો પુત્ર.
૫. પું. લાભ.
૬. પું. શેતરંજની રમતમાં મોરાંની ગતિ.
૭. પું. સોગઠાંને જવા લાયક ઠેકાણું.
૮. [ હિં. ] ન. અગ્નિ.
૯. ન. એ નામનું એક નરક.
૧૦. ન. પાસો.
૧૧. ન. પુણ્ય.
૧૨. [ સં. અયસ્ ] ન. લોખંડ; લોઢું.
૧૩. ન. સારૂં નસીબ; સુભાગ્ય; શુભ દૈવ.
૧૪. ન. હથિયાર.
૧૫. [ હિં. ] અ. અરે; હે; ઓ; અહ્યા.

**અયક્ષ્મ** ૧. [ સં. અ ( નહિ ) + યક્ષ્મન ( ક્ષય રોગ ) ] વિ. ક્ષય રોગ વિનાનું.
૨. વિ. બાધા વગરનું.
૩. વિ. રોગ રહિત; નીરોગી.

**અયગોળ** [ સં. અયસ્ ( લોઢું ) + ગોલ ( ગોળો ) ] પું. લોઢાનો ગોળો.

**અયજનીય** ૧. [ સં. અ ( નહિ ) + યજનીય ( પૂજવા જેવું ) ] વિ. અપૂજ્ય; યજ્ઞમાં પૂજા કે માનને માટે નાલાયક.
૨. વિ. નિંદિત.

**અયજ્ઞ** ૧. [ સં. અ ( અયોગ્ય ) + યજ્ઞ ( હોમ ) ] પું. અશુદ્ધ યજ્ઞ.

૨. [ સં. અ ( નહિ ) + યજ્ઞ ( હવન ) ] વિ. હવન નહિ કરનાર.

**અયજ્ઞક** [ સં. અ ( અયોગ્ય ) + યજ્ઞ ( હોમ ) + ક ( કરનાર ) ] વિ. હોમ કરવા માટે નાલાયક.

**અયજ્ઞિય** ૧. [ સં. અ ( નહિ ) + યજ્ઞિય ( યજ્ઞને માટે લાયક ) ] વિ. યજ્ઞના અધિકાર વગરનું; યજ્ઞ કરવાની લાયકાત નહિ ધરાવતું. જેમકે, જનોઈ અપાયા વગરનો છોકરો.

૨. વિ. યજ્ઞમાં આપવામાં ન આવે તેવું.

૩. વિ. યજ્ઞમાં કામ ન આવે એવું.

**અયણી** સ્ત્રી. અરણીનો છોડ.

**અયણું** વિ. દુઝાણા વગરનું.

આવડી લ્યો ગોપાળલાલ, મારે અયણું ને રેવાય રે. હાલરડાં

**અયત** ૧. [સં. અ ( નહિ ) + યત ( કાબૂમાં રાખેલું ) ] વિ. નિયમ કે કાબૂમાં નહિ રાખેલું.

૨. [ સં. અ ( નહિ ) + યત્ ( યત્ન કરવો ) ] વિ. પ્રયત્ન નહિ કરેલું.

૩. વિ. સંયમ વિનાનું; ઇંદ્રિયોને વશ ન કરી હોય એવું.

**અયતાચાર** [ સં. અયત ( સંયમ વિનાનું ) + આચાર ( આચરણ ) ] વિ. સ્વચ્છંદી; નિગ્રહ વિનાના આચરણવાળું.

**અયતિ** ૧. [ સં. અ ( નહિ ) + યતિ ( જિતેંદ્રિય પુરુષ ) ] પું. ઇંદ્રિયોને કાબૂમાં ન રાખી હોય તેવો પુરુષ.

૨. પું. ( પુરાણ ) નહુષ રાજાના છમાંનો ચોથો પુત્ર.

**અયતેંદ્રિય** ૧. [ સં. અયત ( કાબૂમાં નહિ રાખેલું ) + ઇંદ્રિય ] વિ. ઇંદ્રિય ઉપર કાબૂ ન રાખી શકે તેવું.

૨. વિ. ચંચળ ઇંદ્રિયવાળું; ઇંદ્રિયના નિગ્રહ વિનાનું.

૩. વિ. બ્રહ્મચર્યભ્રષ્ટ.

**અયત્ન** ૧. [સં. અ ( નહિ ) + યત્ન ( મહેનત ) ] પું. યત્ન ન કરવાપણું.

૨. વિ. ઉદ્યોગ વિનાનું.

૩. વિ. વગર પ્રયત્ને બનેલું.

**અયત્નકારી** [ સં. અ ( નહિ ) + યત્ન ( મહેનત ) + કારિન્ ( કરનાર ) ] વિ. આળસુ.

**અયત્નકૃત** ૧. વિ. એકદમ બનેલું.

૨. [ સં. અ ( નહિ ) + યત્ન ( મહેનત ) + કૃત ( કરેલું ) ] વિ. મહેનત વગર થયેલું; સ્વયંભૂ.

૩. વિ. મહેનત વિના કરેલું.

**અયત્નજ** જુઓ અયત્નકૃત.

**અયત્નલભ્ય** [ સં. અ ( નહિ ) + યત્ન ( મહેનત ) + લભ્ય ( મેળવી શકાય એવું ) ] વિ. સહેલાઈથી મેળવી શકાય તેવું.

**અયત્નવાન** [ સં. અ ( નહિ ) + યત્ન ( મહેનત ) + વત્ ( વાળું ) ] વિ. આળસુ.

**અયત્નસિદ્ધ** [ સં. અ ( નહિ ) + યત્ન ( મહેનત ) + સિદ્ધ ( સફળ ) ] વિ. શ્રમ વિના થાય એવું.

**અયત્ના** સ્ત્રી. ( જૈન ) બેદરકારી.

**અયથ** [ સં. અ ( નહિ ) + યથા ( યોગ્ય ) ] વિ. અયોગ્ય.

**અયથા** ૧. [ સં. અ ( નહિ ) + યથા ( યોગ્ય ) ] પું. ગેરવાજબી કામ.

૨. પું. વિધિ પ્રમાણે ન કરેલું કામ.

૩. વિ. અયોગ્ય; અનુચિત.

૪. વિ. અસત્ય; જૂઠું.

૫. અ. અયોગ્ય રીતે.

**અયથાતથ** ૧. [ સં. અ ( નહિ ) + યથા ( યોગ્ય ) + તથા ( તેવું ) ] વિ. અયથાર્થ; વિપરીત; વિરુદ્ધ.

૨. વિ. અયોગ્ય.

૩. વિ. નિરુપયોગી.

૪. વિ. ફોગટ.

**અયથાતથ્ય** [ સં. અ ( નહિ ) + યથાતથ્ય ( ખરાપણું ) ] વિ. અનુચિતપણું.

**અયથાપૂર્વ** [ સં. અ ( નહિ ) + યથા ( જે પ્રકારે ) + પૂર્વ ( અગાઉ ) ] વિ. અગાઉ ન બન્યું હોય એવું; અસાધારણ.

**અયથાર્થ** ૧. [ સં. અ ( નહિ ) + યથાર્થ ( સાચું ) ] વિ. અનુચિત; ગેરવાજબી.

૨. વિ. અવાસ્તવિક; ખોટું.

૩. વિ. ભૂલ ભરેલું; ભ્રમવાળું.

**અયથાર્થ અનુભૂતિ** [ સં. અયથાર્થ ( ભૂલ ભરેલું ) + અનુભૂતિ ( અનુભવ ) ] સ્ત્રી. ( વેદાંત ) ભ્રમવાળું જ્ઞાન; મિથ્યાજ્ઞાન. જુઓ અયથાર્થાનુભવ.

**અયથાર્થજ્ઞાન** [ સં. અયથાર્થ ( ભ્રમવાળું ) + જ્ઞાન ] ન. ભ્રમ; મિથ્યાજ્ઞાન.

**અયથાર્થતા** ૧. [ સં. અયથાર્થ ( અયોગ્ય ) + તા ( પણું ) ] સ્ત્રી. અયોગ્યતા; ગેરવાજબીપણું.

૨. સ્ત્રી. અવાસ્તવિકતા; ખોટાપણું.

૩. સ્ત્રી. ભૂલ ભરેલું હોવાપણું.

**અયથાર્થનિશ્ચય** [ સં. અયથાર્થ ( ભ્રમવાળું ) + નિશ્ચય ( નિર્ણય ) ] પું. ( વેદાંત ) ફળથી રહિત વિરોધી જ્ઞાન.

**અયથાર્થબુદ્ધિ** [ સં. અ ( નહિ ) + યથાર્થ ( બરાબર ) + બુદ્ધિ ] સ્ત્રી. ( વેદાંત ) મિથ્યાજ્ઞાન; ભ્રમ. જેમકે, છીપમાં રૂપાનું જ્ઞાન, દોરીમાં સાપનું જ્ઞાન.

**અયથાર્થસ્મૃતિ** [ સં. અ ( નહિ ) + યથાર્થ ( બરાબર ) + સ્મૃતિ ( સ્મરણ ) ] સ્ત્રી. ( વેદાંત ) અયથાર્થ અનુભવના સંસ્કારથી થયેલી સ્મૃતિ એટલે સમજણ.

**અયથાર્થાત્મસ્મૃતિ** [ સં. અયથાર્થ ( ખોટું ) + આત્મન્ ( આત્મા ) + સ્મૃતિ ( સ્મરણ ) ] સ્ત્રી. ( વેદાંત ) અહંકારથી માંડી સ્થૂલ દેહ સુધીના સર્વ પદાર્થ જે આત્મા નથી તેને આત્મા માનવારૂપ ભ્રમ ભરેલી બુદ્ધિ. આવી ખોટી બુદ્ધિ અયથાર્થ અનુભવના સંસ્કારથી ઉત્પન્ન થાય છે.

**અયથાર્થાનાત્મસ્મૃતિ** [ સં. અયથાર્થ ( અસત્ય ) + અનાત્મન્ ( આત્મા નહિ તે ) + સ્મૃતિ ( સ્મરણ ) ] સ્ત્રી. ( વેદાંત ) માયા સત્ય છે એવી સમજણ. 'આ સઘળો દ્વૈતરૂપ પ્રપંચ માયા માત્ર છે,' ઇત્યાદિક શ્રુતિઓ વડે, તથા વ્યાવહારિક માયા મિથ્યા છે, માટે છીપમાં દેખાતા રૂપાની પેઠે દેખાય છે વગેરે અનુમાનો વડે આ સંસાર મિથ્યા છે એમ સિદ્ધ થાય છે. છતાં એવા સંસારને સત્ય માનવો તે ભ્રમ છે. એવા ભ્રમરૂપ અયથાર્થ અનુભવના સંસ્કારથી ઊપજેલી માયાના સત્યપણાની સ્મૃતિ અયથાર્થાનાત્મસ્મૃતિ કહેવાય છે.

**અયથાર્થાનુભવ** ૧. પું. ( વેદાંત ) દોષવાળી સામગ્રી એટલે સાધનથી થયેલું જ્ઞાન.

૨. [ સં. અયથાર્થ ( ભૂલ ભરેલ ) + અનુભવ ( જ્ઞાન ) ] પું. ( વેદાંત ) ભ્રમવાળું જ્ઞાન. જેમકે, છીપમાં "આ રૂપું છે" એવો રૂપાનો અને દોરડીમાં "આ સાપ છે" એવો સર્પત્વનો અનુભવ.

**અયથેષ્ટ** ૧. [ સં. અ ( નહિ ) + યથેષ્ટ ( ઇચ્છા પ્રમાણે ) ] વિ. ઇચ્છા પ્રમાણે નહિ એવું.

૨. વિ. ઘણું થોડું.

**અયન** ૧. [ સં. ] પું. એ નામના યજ્ઞનો દેવતા.

૨. પું. ( પુરાણ ) એક દેવ.

૩. ન. અંશ.

૪. ન. આશ્રમ.

૫. ન. આશ્રય મેળવવાનું ઠેકાણું; આરામ મેળવવાનું સ્થળ.

૬. ન. ( જ્યોતિષ ) ઉત્તરથી દક્ષિણ અથવા દક્ષિણથી ઉત્તર જતાં સૂર્યને લાગતો વખત; ૭ માસ; ત્રણ ઋતુ.

| | |
|---|---|
| ૧૮ નિમિષ = કાષ્ઠા | ૨ પક્ષ = માસ |
| ૩૦ કાષ્ઠા = કલા | ૨ માસ = ઋતુ |
| ૩૦ કલા = ક્ષણ | ૩ ઋતુ = અયન |
| ૧૨ ક્ષણ = મુહૂર્ત | ૨ અયન = સંવત્સર |
| ૧૨ મુહૂર્ત = અહોરાત્ર | ૫ સંવત્સર = યુગ |
| ૧૫ અહોરાત્ર = પક્ષ | |

સૂર્ય એક રાશિ ભોગવે તેટલા સમયને સૌરમાસ, ૭ રાશિ ભોગવે તેને **અયન** અને બે અયનને સંવત્સર કહ્યો છે. સૂતસંહિતા

૭. ન. ( જ્યોતિષ ) ઉત્તરાયણ અને દક્ષિણાયનનું દૂરમાં દૂરનું બિંદુ; 'સૉલ્સ્ટિસ'.

૮. ન. કાળ; સમય; વખત.

૯. ન. ( જ્યોતિષ ) ક્રાંતિપાત; વિષુવવૃત્ત અને ક્રાંતિવૃત્ત એક બીજાને છેદે તે બિંદુ; સંપાત; 'ઈક્વિનૉક્શિયલ પૉઈન્ટ'.

૧૦. ન. ગાય કે ભેંસનું આઉ.

૧૧. ન. ગ્રહ, તારા વગેરેની ગતિનું જ્ઞાન આપનાર શાસ્ત્ર; જ્યોતિષશાસ્ત્ર.

૧૨. ન. ઘર.

૧૩. ન. ચંદ્રની ઉત્તરથી દક્ષિણ અને દક્ષિણથી ઉત્તર તરફ ગતિ.

૧૪. ન. ચાલ; ગતિ.

૧૫. ન. જન્મ.

૧૬. [ સં. અય્ ( જવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય )] ન. જવું તે.

૧૭. ન. દાખલ થવાનો રસ્તો.

૧૮. ન. પ્રમાણ.

૧૯. ન. બેની સંજ્ઞા, કેમકે અયન બે છે.

૨૦. ન. માર્ગ; રસ્તો.

૨૧. ન. મોક્ષ.

૨૨. ન. યુદ્ધભૂમિ.

૨૩. ન. ( જ્યોતિષ ) રાશિચક્રની ગતિ. રાશિચક્ર દર વર્ષે ૫૪ વિકલા, દરેક મહિને ૪ વિકલા ૩૦ અનુકલા અને દરરોજ ૯ અનુકલા ખસે છે. ૬૬ વર્ષે ૮ મહિનામાં રાશિચક્ર વિષુવવૃત્તથી એક અંશ ચાલે છે અને ૬૬૦૦ વર્ષમાં વિષુવરેખા પર પૂરો એક ફેરો મારે છે. રાશિચક્રની આ ગતિના બે ભાગ છે: પ્રાગયન અને પશ્ચાદયન.

૨૪. ન. રીત.

૨૫. ન. વર્ષનો અમુક વખત, જે વખતે ખાસ પ્રકારના યજ્ઞ કરવામાં આવે છે.

૨૬. ન. વ્યૂહમાં એટલે લશ્કરની એક જાતની ગોઠવણમાં પ્રવેશ કરતી વખતની એક જાતની સેનાની કવાયત.

૨૭. ન. શાસ્ત્ર.

૨૮. ન. સૂર્યચંદ્રના ઉત્તરાયણ તથા દક્ષિણાયનની શરૂઆતમાં અગાઉ કરવામાં આવતો એક જાતનો યજ્ઞ.

૨૯. ન. ( જ્યોતિષ ) સૂર્યની દક્ષિણથી ઉત્તર અને ઉત્તરથી દક્ષિણ તરફની ગતિ; વિષુવવૃત્તની દક્ષિણમાં અને ઉત્તરમાં દેખાતી સૂર્યની ગતિ. બાર મહિનામાં સૂર્ય બાર રાશિમાંથી પસાર થાય છે, તેમાં મકર, કુંભ, મીન, મેષ, વરખ અને મિથુન એવું એક ષટ્ક એટલે છનો સમૂહ, અને કર્ક, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક ને ધન એ રાશિઓનું બીજું ષટ્ક એટલે ઝૂમખું એ બે રાશિષટ્કમાંથી સૂર્યની ગતિ તે અયન. ૭ માસ સુધી સૂર્ય દક્ષિણ તરફની રાશિઓમાંથી અને ૭ માસ સુધી ઉત્તર તરફની રાશિઓમાંથી પસાર થાય છે. એ બે અયન દક્ષિણાયન અને ઉત્તરાયણ કહેવાય છે.

૩૦. ન. સૂર્યનો તેના માર્ગવર્તુળમાં છમાસિક ભાગ; અર્ધો ચકરાવો.

૩૧. ન. સ્થાન; સ્થળ; જગ્યા; ઠેકાણું.

૩૨. વિ. વંશમાં ઉત્પન્ન થયેલું; વંશમાંથી ઊતરેલું. આ અર્થમાં આ શબ્દ સમાસને છેડે વપરાય છે. જેમકે, શાકટાયન = શકટના વંશમાં જન્મેલું.

**અયનકલા** [ સં. અયન ( વિષુવવૃત્તની દક્ષિણમાં ને ઉત્તરમાં દેખાતી સૂર્યની ગતિ ) + કલા (ભાગ) ] સ્ત્રી. ( જ્યોતિષ ) કોઈ આકાશી પદાર્થમાંથી ક્રાંતિવૃત્ત અને વિષુવવૃત્ત ઉપર દોરેલા બે લંબ ક્રાંતિવૃત્તને જે બે બિંદુમાં છેદે તે બે બિંદુ વચ્ચેનું અંતર.

**અયનકાલ** ૧. [ સં. અયન ( સૂર્ય કે ચંદ્રની ગતિ ) + કાલ ( વખત ) ] પું. ( જ્યોતિષ ) ચંદ્ર તથા સૂર્યને ઉત્તર અને દક્ષિણ દરેક અયનમાં લાગતો વખત; સૂર્યના સંબંધમાં ૭ મહિનાનો વખત.

૨. [ સં. અયન ( જવું તે ) + કાલ ( વખત ) ] પું. જવાનો વખત.

**અયનકાળ** જુઓ અયનકાલ.

**અયનગતિ** ૧. સ્ત્રી. ( જ્યોતિષ ) એક વર્ષમાં થાય તેટલું અયનચલન; 'ટ્રૅપિડેશન'.

૨. સ્ત્રી. ( જ્યોતિષ ) વિષુવવૃત્ત અને ક્રાંતિવૃત્ત એકબીજાને જે બે બિંદુમાં છેદે છે તે સંપાતબિંદુઓના પરિક્રમણને લીધે અયનકાળમાં પડતો ફરક. અયનગતિ એક વર્ષમાં ૫૦ વિકલા એટલે $\frac{1}{72}$ અંશ જેટલી છે.

૩. [ સં. અયન + ગતિ ( જવું તે ) ] સ્ત્રી. ( જ્યોતિષ ) વિષુવવૃત્તની દક્ષિણમાં અને ઉત્તરમાં દેખાતી સૂર્યની ગતિ.

**અયનચલન** [ સં. અયન + ચલન ( ખસવાપણું ) ] ન. ( જ્યોતિષ ) ક્રાંતિવૃત્ત ઉપર પૂર્વથી પશ્ચિમ તરફ અયનબિંદુઓનું સરકવું તે; ચંદ્ર અને સૂર્યની ગતિનો ફેરફાર; 'પ્રીસેશન ઑવ ધી ઈક્વિનૉક્સ'. વેદાંગજ્યોતિષ્ નામે પ્રાચીન ગ્રંથમાં ધનિષ્ઠાના આરંભમાં સૂર્યનું ઉદગયન થાય છે, એમ લખ્યું છે. શકે ૪૨૭માં ઉત્તરાષાઢાના બીજા ચરણમાં ઉદગયન થયું હતું એવું વરાહમિહિરે લખ્યું છે. હાલમાં મૂળના ત્રીજા ચરણમાં થાય છે. અયનની આ ગતિને અયનચલન કહે છે. આ ગતિ બહુ થોડી એટલે કે વર્ષમાં શુમારે ૫૦ વિકલા છે. કેટલાક વિદ્વાનોનો એવો મત છે કે અયનચલન જે હમણાં પોષ માસમાં થાય છે, તે શ્રીકૃષ્ણના સમયે માગશર માસમાં થતું હતું અને તે ઉપરથી જ માગશરને 'અગ્રહાયણ' કહેવામાં આવતો હતો.

**અયનજ** [ સં. અયન ( વિષુવવૃત્તની દક્ષિણમાં અને ઉત્તરમાં દેખાતી સૂર્યની ગતિ ) + જ ( ઉત્પન્ન થયેલું )] પું. ( જ્યોતિષ ) અયનાંશથી ઉત્પન્ન થયેલો મહિનો; જેમાં અયન બદલાય એટલે કે દક્ષિણાયનનું ઉત્તરાયણ થાય અને મકરસંક્રાંતિ બેસે અથવા ઉત્તરાયણનું દક્ષિણાયન થાય અને કર્કસંક્રાંતિ બેસે તે મહિનો.

**અયનપતાકા** પું. ( પિંગળ ) દરેક ચરણમાં મગણ, નગણ, અને મગણ મળી ૯ અક્ષરનો એક છંદ.

**અયનપરિક્રમણ** [ સં. અયન (ઉત્તરાયણનું અને દક્ષિણાયનનું દૂરમાં દૂર બિંદુ ) + પરિક્રમણ ( આસપાસ ફેરો ) ] ન. ( જ્યોતિષ ) ક્રાંતિવૃત્ત ઉપર પૂર્વથી પશ્ચિમ તરફ કોઈ પણ અયનબિંદુનો સંપૂર્ણ એટલે ૩૬૦ અંશનો ફેરો; 'ટ્રૉપિકલ રેવોલ્યૂશન'.

**અયનપ્રદેશ** [સં. અયન ( વિષુવવૃત્તની દક્ષિણમાં અને ઉત્તરમાં દેખાતી સૂર્યની ગતિ ) + પ્રદેશ ( જગ્યા ) ] પું. ( જ્યોતિષ ) વિષુવવૃત્તની બન્ને બાજુએ ૨૩॥ અંશ દૂર તેને સમાંતર એવાં બે વર્તુળો વચ્ચેનો પ્રદેશ; ઉષ્ણ કટિબંધનો ભાગ; 'ટ્રૉપિકલ રીજન્સ'.

**અયનબિંદુ** [ સં. અયન ( વિષુવવૃત્ત અને ક્રાંતિવૃત્ત એકબીજાને છેદે તે બિંદુ ) + બિંદુ ] ન. ( જ્યોતિષ ) ક્રાંતિવૃત્તના જે બિંદુએ ઉત્તરાયણ અથવા દક્ષિણાયન શરૂ કે પૂરું થાય છે તે વિષુવવૃત્તથી ઉત્તરે ૨૩॥ અંશે અને દક્ષિણે ૨૩॥ અંશે રહેલું બિંદુ; 'સૉલ્સ્ટિસ'. ઉત્તર

તરફનાને ઉત્તરાયણબિંદુ અને દક્ષિણ તરફનાને દક્ષિણાયનબિંદુ કહેવામાં આવે છે.

**અયનભગણ** જુઓ અયનપરિક્રમણ.

**અયનભાગ** [ સં. અયન ( ગતિ ) + ભાગ ] પું. ( જ્યોતિષ ) અયનાંશ; ગ્રહોની ગતિના કાળ અંશ એટલે ભાગ.

**અયનમંડલ** [ સં. અયન ( સૂર્યની ગતિ ) + મંડલ ( ચક્ર ) ] ન. અયનવૃત્ત; 'ઇક્લિપ્ટિક'.

**અયનમાસ** ૧. [ સં. અયન ( ગતિ ) + માસ ( મહિનો ) ] પું. ( જ્યોતિષ ) જેમાં અયન બદલાય એટલે કે દક્ષિણાયનનું ઉત્તરાયણ થાય અને મકરસંક્રાંતિ બેસે, અથવા ઉત્તરાયણનું દક્ષિણાયન થાય અને કર્કસંક્રાંતિ બેસે તે મહિનો.
૨. પું. દિનમાન વગેરે જાણવા માટે અયનાંશ અનુસારે કલ્પેલો માસ.

**અયનયાગ** [ સં. અયન ( વિષુવવૃત્તની દક્ષિણમાં અને ઉત્તરમાં દેખાતી સૂર્યની ગતિ ) + યાગ ( હોમ ) ] પું. ( જ્યોતિષ ) એક વર્ષે પૂરો થતો યજ્ઞ; સત્ર.

જે યજ્ઞ એક વર્ષે પૂર્ણ થાય છે તેને **અયનયાગ** કહે છે. અયનયાગને સત્ર પણ કોઈ ઠેકાણે કહેલો છે. — સૂતસંહિતા

**અયનરાશિ** [ સં. અયન ( ઉત્તરાયણનું અને દક્ષિણાયનનું દૂરમાં દૂર બિંદુ ) + રાશિ ( નક્ષત્ર ) ] સ્ત્રી. ( જ્યોતિષ ) કર્ક અને મકર રાશિ. કર્ક રાશિ બેસતાં દક્ષિણાયન અને મકર બેસતાં ઉત્તરાયણ શરૂ થાય છે, તેથી તે બે રાશિને અયનરાશિ કહે છે.

**અયનરેખા** [ સં. અયન ( વિષુવવૃત્તની દક્ષિણમાં અને ઉત્તરમાં દેખાતી સૂર્યની ગતિ ) + રેખા ( લીટી ) ] સ્ત્રી. ( જ્યોતિષ ) વિષુવવૃત્તને સમાંતર ઉત્તર તથા દક્ષિણ બાજુ પર ૨૩ાા અંશ છેટે આવેલું વર્તુળ; 'ટ્રૉપિક ( ઑવ કૅન્સર ઍન્ડ કૅપ્રિકૉર્ન )'.

**અયનવલન** [ સં. અયન ( ગતિ ) + વલન ( વળવું તે ) ] ન. ( જ્યોતિષ ) આકાશી પદાર્થમાંથી ક્રાંતિવૃત્ત અને વિષુવવૃત્ત ઉપર દોરેલા બે લંબ વચ્ચેનો ખૂણો; બંને અયનોની વાંકાઈ.

**અયનવલનક્ષેત્ર** [ સં. અયન ( ગતિ ) + વલન ( વળવાપણું ) + ક્ષેત્ર ( ઠેકાણું ) ] ન. ( જ્યોતિષ ) આકાશી ગોલીય ત્રિકોણ કે જેને એક ખૂણે ઇષ્ટ આકાશી પદાર્થ હોય, અને તે પદાર્થમાંથી જનારી બે બાજુ અનુક્રમે ક્રાંતિવૃત્તને અને વિષુવવૃત્તને લંબરૂપ હોય અને તે પદાર્થ આગળ થતા ખૂણા સિવાયનો એક કાટખૂણો હોય.

**અયનવૃત્ત** ૧. [ સં. અયન ( સૂર્યની ગતિ ) + વૃત્ત ( વર્તુળ ) ] ન. ( જ્યોતિષ ) આકાશમાં જે માર્ગે સૂર્ય ફરતો દેખાય છે તે ગોળ રેખા; ક્રાંતિવૃત્ત; સૂર્યનો માર્ગ બતાવનાર કલ્પિત લીટી; રવિમાર્ગ.
૨. ન. ( જ્યોતિષ ) વિષુવવૃત્તને સમાંતર ઉત્તર દક્ષિણ બાજુ પર ૨૩ાા અંશ છેટે આવેલું વર્તુળ; ક્રાંતિમંડલ; ક્રાંતિવલય.
૩. ન ( જ્યોતિષ ) સૂર્યના વાર્ષિક માર્ગના બે વિભાગ દેખાડનારી રેખા.

**અયનસમાંત** ૧. [ સં. અયન + સમ ( સરખું ) + અંત ( છેડો ) ] પું. ( જ્યોતિષ ) રાત્રિ અને દિવસ બન્નેનું સરખા હોવાપણું. વિષુવવૃત્તને સૂર્યનું ક્રાંતિવૃત્ત ૭ ૭ માસને અંતરે વર્ષમાં બે વાર જે બે બિંદુમાં કાપે છે તે બિંદુ પર સૂર્ય હોય ત્યારે રાત્રિ દિવસ સરખાં હોય છે. તેને અયનસમાંત કહે છે.
૨. પું. ( જ્યોતિષ ) વિષુવવૃત્તને ક્રાંતિવૃત જે બે બિંદુમાં કાપે છે તેમાંનું દરેક.

**અયનસંક્રમ** ૧. [ સં. અયન ( ગતિ ) + સંક્રમ ( એક રાશિમાંથી બીજીમાં જવું તે ) ] પું. ( જ્યોતિષ ) અયનાંશ પ્રમાણે ગ્રહોનો રાશિઓમાં સંચાર.
૨. પું. ( જ્યોતિષ ) દરેક સંક્રાંતિથી ૨૦ દિવસ પહેલાંનો વખત.
૩. પું. ( જ્યોતિષ ) ધન રાશિમાંથી મકર રાશિમાં અને મિથુન રાશિમાંથી કર્ક રાશિમાં જવું તે; મકર અને કર્કની સંક્રાંતિ.

**અયનસંક્રાંતિ** જુઓ અયનસંક્રમ ૧, ૩.

**અયનસંધિ** [ સં. અયન ( ઉત્તરાયણનું અને દક્ષિણાયનનું સૌથી દૂરનું બિંદુ ) + સંધિ ( જોડાણ ) ] સ્ત્રી. ( જ્યોતિષ ) ક્રાંતિવૃત્તના જે બિંદુ ઉપર અથવા જે ક્ષણે ઉત્તરાયણ પૂરું થઈ દક્ષિણાયન શરૂ થાય એટલે મિથુન રાશિ પૂરી થઈ કર્કસંક્રાંતિ બેસે તેમ જ દક્ષિણાયન પૂરું થઈ ઉત્તરાયણ શરૂ થાય એટલે ધન રાશિ પૂરી થઈ મકરસંક્રાંતિ બેસે તે જગ્યા અથવા ક્ષણ; 'સૉલ્સ્ટિશલ પૉઇન્ટ્સ.'

**અયનસંપાત** [ સં. અયન ( ગતિ ) + સંપાત ( સંગમ ) ] પું. ( જ્યોતિષ ) અયનાંશોનો યોગ.

**અયનસૂત્ર** [ સં. અયન ( સંપાતબિંદુ ) + સૂત્ર ( લીટી ) ] ન. ( જ્યોતિષ ) બંને અયનબિંદુઓમાં થઈને તેમ જ કદંબ એટલે ક્રાંતિવૃત્તના ધ્રુવમાં થઈને જનારું વર્તુળ; 'સૉલ્સ્ટિશલ કોલ્યૂર'.

**અયનારંભ** [ સં. અયન ( વિષુવવૃત્તની ઉત્તર કે દક્ષિણ તરફ દેખાતી સૂર્યની ગતિ ) + આરંભ ( શરૂઆત ) ] પું. ( જ્યોતિષ ) જ્યાં અયનની શરૂઆત થાય તે વખત.

**અયનાંત** ૧. [ સં. અયન ( સૂર્યની ગતિ ) + અંત ( છેડો ) ] પું. ( જ્યોતિષ ) અયનની સમાપ્તિ; જ્યાં એક અયન પૂરું થઈ બીજું શરૂ થાય તે સંધિકાળ.
૨. પું. ( જ્યોતિષ ) ક્રાંતિવૃત્તના જે બિંદુ ઉપર ઉત્તરાયણ અથવા દક્ષિણાયન પૂરું થાય તે બિંદુ.

**અયનાંતવૃત્ત** [ સં. અયન ( સૂર્યની ગતિ ) + અંત ( છેડો ) + વૃત્ત ( વર્તુળ ) ] ન. ( જ્યોતિષ ) બંને અયનબિંદુઓમાં થઈને તેમ જ કદંબ એટલે ક્રાંતિવૃત્તના ધ્રુવમાં થઈને જનારું વર્તુળ; 'કોલ્યૂર'.

**અયનાંશ** ૧. [ સં. અયન ( સૂર્યની ગતિ ) + અંશ ( ભાગ ) ] પું. ( જ્યોતિષ ) ઉત્તરાયણ અને દક્ષિણાયન વચ્ચેનું છેટું બતાવવાને પાડેલા વિભાગોમાંનો એક; વિષુવવૃત્તને જે બે બિંદુએ સૂર્યનું ક્રાંતિવૃત્ત વર્ષમાં બે વાર કાપે છે અને જ્યાં સૂર્ય આવવાથી રાત્રિ દિવસ સરખાં થાય છે તે બે બિંદુમાંનું દરેક. વસંતસંપાત અને નક્ષત્રચક્રના આરંભબિંદુ વચ્ચેનું અંશાત્મક અંતર; 'પ્રીસેશન ઑવ ધી ઇક્વિનૉક્સ'.

વરાહમિહિરના વખતમાં **અયનાંશ**માં હાલના કરતાં ૧૯ અંશનો ફરક છે. — પુરાતત્ત્વ

૨. [ સં. અયન ( ગતિ ) + અંશ ( ભાગ ) ] પું. ( જ્યોતિષ ) ગ્રહોની ગતિનો અંશ કે ભાગ.

શકમાંથી ૪૪૫ બાદ કરવા, બાકી રહે તેને સાઠે ભાગવાથી જે શેષ રહે તે ઘડી કહેવાય, અને લબ્ધ રહે તે અંશ ગણાય. રવિની રાશિ પ્રમાણે પાંચ પાંચ પળ લેવી, તે સ્પષ્ટ **અયનાંશ** થાય. — જ્યોતિષહીર

૩. પું. ( જ્યોતિષ ) સૂર્યની ગતિના કાળનો ભાગ; અયનભાગ.

**અયનાંશજ** [ સં. અયન + અંશ ( ભાગ ) + જ ( થયેલું ) ] પું. ( જ્યોતિષ ) અયનાંશથી થયેલ માસ.

**અયપાન** [ સં. અયસ ( લોઢું ) + પાન ( પીવું તે ) ] ન. એ નામનું નરક. જુઓ અય:પાન.

તે **અયપાન** નરક કહીએ સહી,
જેમાં ઉષ્ણરસ લોહ તણો. — વલીલ

**અયપૂતળી** [ સં. અયસ ( લોઢું ) + પુત્તલિકા ( પૂતળી ) ] સ્ત્રી. લોઢાની પૂતળી.

**અયબ** ૧. [ અ. ] સ્ત્રી. ખામી; ખોડ; એબ.
૨. સ્ત્રી. દુર્ગુણ.
૩. સ્ત્રી. નામોશી.

**અયમ** [ સં. અ ( નહિ ) + યમ ( નિગ્રહ ) ] પું. વિષ્ણુનું એક નામ. તેમના માટે કોઈ યમ એટલે નિયંત્રણ નથી, કારણ કે સર્વના નિયંતાનો કોઈ નિયામક હોઈ શકે નહિ. વળી તેમને માટે યમ એટલે મૃત્યુ ન

હોવાથી તથા પોતે યોગાંગ-યમ નિયમ સ્વરૂપ હોવાથી તે અયમ કહેવાય છે.

**અયમહિન** [ સં. ] પું. ( જ્યોતિષ ) જેમાં બે તિથિ પૂરી થતી હોય એવો સાઠ ઘડીનો એક રાત્રિ દિવસ. આવે દિવસે સ્નાન દાન સિવાય કોઈ શુભ કામ ન કરવું એમ કહેલું છે.

**અયમાત્મા બ્રહ્મ** [ સં. અયમ્ ( આ ) + આત્મન્ ( આત્મા ) + બ્રહ્મન્ ( બ્રહ્મ )] ન. "આ આત્મા બ્રહ્મ છે" એવું ઋગ્વેદનું મહાવાક્ય.

**અયમાન** પું. ( પિંગળ ) આકૃતિની જાતનો ૨૨ અક્ષરનો સમવૃત્ત છંદ. તેની દરેક લીટીમાં સગણ, સગણ, સગણ, સગણ, સગણ, સગણ, સગણ, અને ગુરુ આવે છે.

**અયમિત** ૧. પું. ( પિંગળ ) એ નામનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ. તેના દરેક ચરણમાં નગણ અને ભગણ મળી ૬ અક્ષર હોય છે.
 ૨. [ સં. અ ( નહિ ) + યમિત ( કાબૂમાં રાખેલું )] વિ. નિયમમાં કે કાબૂમાં નહિ રખાયેલું.

**અયરી** પું. ( જરથોસ્તી ) દિવસ.

**અયવ** ૧. પું. કૃષ્ણપક્ષ; અંધારિયું.
 ૨. [સં. અ (નહિ) + યવ (જવ)] પું. પિતૃકર્મ, કેમકે તેમાં જવ કામ આવતા નથી.
 ૩. પું. વિષ્ટાનો કીડો; નરકનો કૃમિ. તે જવથી નાનો હોય છે.
 ૪. પું. શત્રુ.
 ૫. પું. શુક્ર.
 ૬. વિ. જવ વિનાનું.

**અયવતી** પું. ( પિંગળ ) અસંકીર્ણ વર્ગની જાતનો એક અર્ધસમવૃત્ત અક્ષરમેળ છંદ. તેના પહેલા તથા ત્રીજા ચરણમાં સગણ, મગણ, નગણ, લઘુ અને ગુરુ મળી ૧૧ અક્ષર, અને બીજા તથા ચોથા ચરણમાં તગણ, નગણ, તગણ, લઘુ અને ગુરુ મળી ૧૧ અક્ષર હોય છે.

**અયવાન** ૧. [ સં. અયવાન્ ] ન. જંગલ.
 ૨. [ અ. ] ન. મહેલ.
 ૩. વિ. નસીબદાર; ભાગ્યશાળી.

**અયવાહ** પું. ( પુરાણ ) ભારતવર્ષનો એ નામનો એક દેશ.

**અયશ** ૧. [ સં. અ ( નહિ ) + યશસ્ ( આબરૂ )] પું. અપકીર્તિ; બદનામી.
 ૨. પું. નિંદા.
 ૩. [ અ. ] પું. મોજમજા; સુખચેન.

**અયશકર** [ સં. અ (નહિ) + યશસ્ (કીર્તિ) + કર ( કરનાર )] વિ. અપકીર્તિ કરે એવું; અપજશકારક.

**અયશનામ** [સં. અ (નહિ) + યશસ્ (જશ) + નામન્ ( એક કર્મ )] ન. ( જૈન ) નામકર્મનો એક ગુણ, જેના પરિણામે જીવ અપયશ પામે છે.

**અયશસ્કર** જુઓ અયશકર.

**અયશસ્ય** [ સં. અ ( નહિ ) + યશસ્ય ( કીર્તિ આપે એવું )] વિ. અપજશિયું; બદનામ કરનારું; અકીર્તિકર.

**અયશસ્વી** [ સં. અ ( નહિ ) + યશસ્વિન્ ( કીર્તિવાળું )] વિ. અપયશવાળું; કલંકી.

**અયશઃકીર્તિનામ** [સં. અ ( નહિ ) + યશસ્ ( જશ ) + કીર્તિ ( આબરૂ ) + નામન્ ( એક કર્મ )] ન. ( જૈન ) જેને લીધે જશ-કીર્તિ મળતાં નથી એવો નામકર્મનો એક ગુણ.

**અયસ** ૧. [ સં. અયસ્ ] પું. અગ્નિ.
 ૨. પું. ચિત્રાનું ઝાડ.
 ૩. ન. લોઢાનું શસ્ત્ર.
 ૪. ન. લોઢું; લોહ.

**અયસ્કર્ણ** ૧. [ સં. અયસ્ ( લોઢું ) + કર્ણ ( કાન )] પું. લોઢા જેવા કઠણ કાનવાળો પુરુષ.
 ૨. પું. લોઢા જેવો કઠણ કાન.

**અયસ્કર્ણી** [ સં. અયસ્ ( લોઢું ) + કર્ણ ( કાન ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય )] સ્ત્રી. લોઢા જેવા કઠણ કાનવાળી સ્ત્રી.

**અયસ્કાર** [સં. અયસ્ ( લોઢું ) + કાર ( કામ કરનાર )] પું. લુહાર.

**અયસ્કાંત** ૧. પું. એક જાતની વસુચિકિત્સા.
 ૨. પું. મણિ; રત્ન.
 ૩. [સં. અયસ્ ( લોઢું ) + કાંત ( વહાલું )] પું. લોઢાને ખેંચવાના ગુણવાળો પથ્થર; લોહચુંબક; ચમકપહાણ.

**અયસ્કાંતમણિ** [ સં. અયસ્કાંત ( લોહચુંબક ) + મણિ ( રત્ન )] પું. લોઢાને ખેંચે એવો ચમકપહાણ; લોહચુંબક.

**અયસ્કીટ** [ સં. અયસ્ ( લોઢું ) + કીટ ( કાટ )] ન. લોઢાનો કાટ.

**અયસ્કુંભ** [ સં. અયસ્ ( લોઢું ) + કુંભ ( ઘડો )] પું. લોઢાનો ઘડો.

**અયસ્થૂણ** [ સં. અયસ્ ( લોઢું ) + સ્થૂણા ( થાંભલો )] પું. લોઢાનો થાંભલો.

**અયસ્પાત્ર** [ સં. અયસ્ ( લોઢું ) + પાત્ર ( વાસણ )] ન. લોઢાનું વાસણ.

**અયહય** [ હિં. ] અ. અરેરે; હાયહાય.

**અયંત્રિત** [ સં. અ ( નહિ ) + યંત્રિત ( બાંધેલ )] વિ. બંધન વિનાનું; સ્વતંત્ર.

**અયઃપાન** [ સં. અયસ્ ( લોઢું ) + પાન ( પીવાપણું )] ન. જ્યાં લોઢાનો ધગધગતો રસ પીવો પડે છે એવું ૨૧ નરકમાંનું એક.

> જે બ્રાહ્મણ, બ્રાહ્મણી અથવા બીજો કોઈ પણ નિયમમાં રહેલો માણસ પ્રમાદથી પણ મદિરા પીએ છે અને જે ક્ષત્રિય અથવા વૈશ્ય સોમપાન કરે છે તે અયઃપાન નામના નરકમાં પડે છે.
>
> ભાગવતી ભાગવત

**અયઃપ્રતિમા** [ સં. અયસ્ ( લોઢું ) + પ્રતિમા ( મૂર્તિ )] સ્ત્રી. લોઢાની મૂર્તિ; સ્થૂણા.

**અયઃશિરા** પું. ( પુરાણ ) દનુ અને કશ્યપથી જન્મેલા દાનવોમાંનો એ નામનો એક.

**અયઃશૂલ** ૧. ન. તીવ્ર ઉપતાપ; ઘણી પીડા.
 ૨. ન. ત્રિશૂળ.
 ૩. [ સં. અયસ્ ( લોઢું ) + શૂલ ( અણીવાળો સળો )] ન. લોઢાનું શૂળ.

**અયાચક** ૧. [ સં. અ ( નહિ ) + યાચક ( માગણ )] ન. માગે નહિ તેવું માણસ.
 ૨. વિ. જેમાં માગણી ન કરવાની હોય એવું.
 ૩. વિ. માગે નહિ એવું; યાચના નહિ કરનારું.
 ૪. વિ. સંતોષી; ઈશ્વર ઉપર આધાર રાખી બેસનાર.

**અયાચકત્વ** ૧. [સં. અ ( નહિ ) + યાચક ( માગણ ) + ત્વ ( પણું )] ન. ન માગવાપણું.
 ૨. ન. સંતોષ.

**અયાચકવૃત્તિ** ૧. [ સં. અ ( નહિ ) + યાચક ( માગણ ) + વૃત્તિ ( મનનું વલણ )] સ્ત્રી. માગ્યા વિના ગુજરાન ચલાવવાપણું.
 ૨. [ સં. અ ( નહિ ) + યાચક ( માગનાર ) + વૃત્તિ ( આજીવિકા )] સ્ત્રી. માગ્યા વિના મળેલ અન્ન ઉપર જીવવું તે.

**અયાચકવ્રત** ૧. [ સં. અ ( નહિ ) + યાચક ( માગણ ) + વ્રત ( નિયમ )] ન. માગવું નહિ એવી ટેક.
 ૨. ન. માગ્યા વિના મળેલ ખોરાક ઉપર જીવવાનું વ્રત.
 ૩. ન. વગર યાચનાએ ચલાવાતું ગુજરાન.

**અયાચનીય** ૧. [સં. અ ( નહિ ) + યાચનીય ( માગવા જેવું )] વિ. ન માગવા લાયક.
 ૨. વિ. માગી ન શકાય એવું.

**અયાચિત** ૧. પું. ( પુરાણ ) એ નામનો એક મુનિ. તેને ઉપવર્ષ ઋષિ પણ કહે છે.
 ૨. [ સં. અ ( નહિ ) + યાચિત ( માગેલું )] ન. ન માગવું તે; અયાચકત્વ.

૩. ન. માગ્યા વિના મળેલ અન્નનું એક વખત કરાતું ભોજન.
૪. ન માગ્યા વિના મળેલું અન્ન.
૫. ન. સંપૂર્ણ ત્યાગી સંન્યાસી માટે પાંચ જાતનાં ભિક્ષાન્ન માંહેનું એક; માગવા જતાં પહેલાં કોઈ ભક્તજને આમંત્રણ આપીને દીધેલું અન્ન.
૬. વિ. જેની પાસે ન મગાય તેવું.
૭. વિ. નહિ માગેલું; અપ્રાર્થિત.

**અયાચિતવૃત્તિ** જુઓ અયાચકવૃત્તિ.

**અયાચિતા** [ સં. અ ( નહિ ) + યાચિતૃ ( માગનાર ) ] વિ. નહિ માગનાર.

**અયાચી** ૧. [ સં. અ ( નહિ ) + યાચિન્ ( માગનાર ) ] વિ. ન માગે એવું; યાચના ન કરનારું.
૨. વિ. પૈસાદાર; સાહૂકાર.

**અયાચ્ય** ૧. [ સં. અ ( નહિ ) + યાચ્ય ( માગવા લાયક ) ] વિ. માગવા લાયક નહિ એવું.
૨. વિ. માગવાની જરૂરિયાત વગરનું.
૩. વિ. માગી શકાય નહિ એવું.
૪. વિ. સંતુષ્ટ; તૃપ્ત.

**અયાચ્યું** [ સં. અ ( નહિ ) + યાચિત ( માગેલું ) ] વિ. માગ્યા વિના મળેલું.

**અયાજ્ય** ૧. [ સં. અ ( નહિ ) + યાજ્ય ( યજ્ઞ કરાવવા લાયક ) ] વિ. ચાંડાલ જાતિનું.
૨. વિ. પતિત; પાપી.
૩. વિ. યજ્ઞના અધિકાર વગરનું.
૪. વિ. યજ્ઞના બળિદાન તરીકે અનુચિત.

**અયાજ્યયાજક** [ સં. અ ( નહિ ) + યાજ્ય ( યજ્ઞ કરવાનો અધિકાર હોય તેવું ) + યાજક ( બીજા માટે યજ્ઞ કરનાર ) ] પું. શાસ્ત્રમાં જેને યજ્ઞ કરવાની મના હોય તેવા પુરુષને યજ્ઞ કરાવનાર.

**અયાજ્યયાજન** [ સં. અ ( નહિ ) + યાજ્ય ( યજ્ઞ કરાવવા લાયક ) + યાજન ( યજ્ઞ કરાવવો તે ) ] ન. શાસ્ત્રમાં જેને માટે યજ્ઞ કરવાની મના હોય તેવા પુરુષ માટે કરવામાં આવતી યજ્ઞની ક્રિયા.

**અયાઝ** [ અ. ] પું. મહમદ ગઝનીનો એ નામનો માનીતો ગુલામ.

**અયાત** [ સં. અ ( નહિ ) + યાત ( ગયેલું ) ] વિ. નહિ ગયેલું.

**અયાતપૂર્વ** ૧. [ સં. અ ( નહિ ) + યાત ( ગયેલું ) + પૂર્વ ( અગાઉ ) ] વિ. અગાઉ ન બનેલું એવું; અજ્ઞાતપૂર્વ.
૨. વિ. પાછળનું.

**અયાતયામ** ૧. ન. યાજ્ઞવલ્ક્યને મળેલી યજુર્વેદની કેટલીક સંહિતાનું નામ.
૨. [ સં. અ ( નહિ ) + યાત ( ગયેલું ) + યામ ( પહોર ) ] વિ. જેને એક પહોર પણ વીત્યો ન હોય તેવું.
૩. વિ. દોષ વિનાનું; શુદ્ધ.
૪. વિ. વાસી નહિ એવું; તાજું.

**અયાતયામતા** ૧. [ સં. અ ( નહિ ) + યાત ( ગયેલું ) + યામ ( પહોર ) + તા ( પણું ) ] સ્ત્રી. જેને એક પહોર પણ વીત્યો ન હોય એવું હોવાપણું.
૨. સ્ત્રી. દોષ વિનાનું હોવાપણું; શુદ્ધતા.
૩. સ્ત્રી. વાસી ન હોવાપણું; તાજું હોવું તે.

**અયાથાતથ્ય** ૧. [ સં. અ ( નહિ ) + યાથાતથ્ય ( યથાર્થતા ) ] ન. અયથાર્થપણું.
૨. [સં. અ ( નહિ ) + યાથાતથ્ય ( સત્યપણું )] ન. અસત્યપણું.

**અયાથાર્થ્ય** [ સં. અ ( નહિ ) + યાથાર્થ્ય ( સાચાપણું ) ] ન. સાચાઈ ન હોવાપણું; ખોટાપણું.

**અયાથ્રેમ** ૧. [ થ્રિમ ( થ્રા = આબાદ થવું ) ] પું. ( જરથોસ્તી ) આબાદી અને પોષણનો વખત. ઢોરોમાં આ વિયાજણનો વખત માનવામાં આવે છે.
૨. પું. ( જરથોસ્તી ) છમાંનો ચોથો ગાહમબાર; એસતા વર્ષના દિવસથી ૨૦૬ થી ૨૧૦ સુધીના પાંચ દિવસનો તહેવાર.

**અયાથ્રેમગાહમબાર** પું. ( જરથોસ્તી ) સાતમા માસ મેહેરના ૨૬ થી ૩૦ સુધીના પાંચ દિવસ ચાલતો એ નામનો તહેવાર.

**અયાન** ૧. [ સં. અ ( નહિ ) + યાન ( જવું તે ) ] ન. સ્થિરતા; અચંચળપણું.
૨. ન. સ્વભાવ.
૩. વિ. ગતિ વગરનું.
૪. [ સં. અ ( નહિ ) + યાન ( વાહન ) ] વિ. પગે ચાલતું; સવારી વગરનું.

**અયાપાન** પું. અમેરિકાથી આવેલ એક ખુશબોદાર છોડ. આશરે પાંચ છ ફૂટ ઊંચા આ છોડની ડાળીઓ તથા પાનની વચલી ડાંડલીઓ આછાં રૂવાંવાળી લાલ રંગની હોય છે. તેના કુમળા ભાગમાંથી એક જાતનો ચીકણો રસ ઝર્યા કરે છે. તે દીપન, પાચન અને જ્વરઘ્ન હોવાથી અજીર્ણ, મંદાગ્નિ, ઝીણા તાવ, કોલેરા પર વપરાય છે. સર્પદંશ પર તે કામમાં લેવાય છે. એક ઔંસ પંચાંગને એટલે મૂળ, છાલ, પાન, ફળ તથા ફૂલને વીસ ઔંસ પાણીમાં પલાળી રાખી તેનું હિમ બનાવી તે હિમ પાંચ તોલાની માત્રામાં અપાય છે.

**અયામ** [ અ. યોમ ( દિવસ )નું બહુવચન ] પું. બ. વ. દિવસો.

**અયારેદાનિશ** ન. પંચતંત્ર નામના સંસ્કૃત ગ્રંથના ફારસી ભાષાંતરનું પુસ્તક.

**અયાલ** ૧. [ ફા. ] સ્ત્રી. કેશવાળી; યાળ.
૨. [ અ. ] ન. કુટુંબકબીલો.

**અયાલદાર** ૧. [ ફા. અયાલ ( કુટુંબકબીલો ) + દાર ( વાળું ) ] ન. બહોળા કુટુંબવાળું માણસ.
૨. વિ. બહોળા કુટુંબવાળું.

**અયાલદારી** [ ફા. અયાલ ( કુટુંબકબીલો ) + દાર ( વાળું ) + ઈ ( ભાવવાચક નામનો પ્રત્યય ) ] સ્ત્રી. કૌટુંબિક કામકાજ.

**અયાશ** ૧. [ અ. અયેશ ( સુખચેન ) ] વિ. એશઆરામી; મોજશોખી.
૨. વિ. લબાડ; વ્યભિચારી.

**અયાશી** ૧. [ અ. ] સ્ત્રી. પાશવવૃત્તિ.
૨. સ્ત્રી. મોજશોખ.

**અયાસી** [ અ. અયેશ ( સુખચેન )] વિ. મોજશોખ જેને બહુ પસંદ હોય એવું; વિલાસી.

**અયાસોમીય** [ સં. ] ન. સામવેદની કેટલીક કડીઓનાં નામ.

**અયાસ્ય** ૧. [ સં. ] પું. અંગિરા ઋષિ. તેણે હરિશ્ચંદ્રના યજ્ઞમાં ઉદ્ગાતા તરીકે કામ કર્યું હતું.
૨. પું. એક ઋગ્વેદિક ઋષિ. તેણે નવમા અને દશમા મંડલના અમુક સૂક્ત રચ્યાં છે.
૩. પું. પ્રાણવાયુ.
૪. પું. શત્રુ; વિરોધી.
૫. વિ. નિશ્ચલ; અટલ.

**અયાસ્ય આંગિરસ** પું. એક પ્રાચીન બ્રહ્મજ્ઞાની આચાર્ય. તે સયાતિ માનવ નામના પ્રાચીન રાજાનો પુરોહિત હતો.

**અયાળ** [ અ. અયાલ ( કેશવાળી ) ] સ્ત્રી. ઘોડા, સિંહ અને બીજાં પશુની ગરદન ઉપરના વાળ; કેશવાળી.

**અયાં** [ ઉર્દૂ ] વિ. જાહેર; ખુલ્લું.

**અયિ** ૧. [ સં. ] અ. અરે; હે.
૨. અ. પ્રશ્નમાં, અનુનયમાં, પ્રાર્થનામાં, અને સ્નેહમાં વપરાતું સંબોધન.

**અયુ** પું. ( પુરાણ ) પુરુરવા અને ઉર્વશીનો પહેલો પુત્ર. તે નહુષ, ક્ષત્રવૃદ્ધ, રંભ, રજિ વગેરેનો પિતા હતો.

અયુક્ ૧. [ સં. અયુક્ ] વિ. એકલું; જુદું.
૨. વિ. બે વડે બરાબર ભાગી ન શકાય એવું.

અયુક્છદ ૧. [ સં. અયુજ્ ( એકી ) + છદ ( પાંદડું ) ] ન. જેને એકી સંખ્યાનાં પાંદડાંનું ઝૂમખું હોય તેવું વૃક્ષ કે છોડ. જેમકે, વેલ, તુવેરનો છોડ.
૨. ન. સાતપડાનું ઝાડ; સપ્તપર્ણ વૃક્ષ.

અયુક્ત ૧. [ સં. અ ( નહિ ) + યુક્ત ( વાજબી ) ] વિ. અણુગતું; અયોગ્ય; અણુઘટતું; નાલાયક; અનુચિત.
૨. [ સં. અ ( નહિ ) + યુક્ત ( સાચું ) ] વિ. અસત્ય; ખોટું.
૩. વિ. આફતમાં પડેલું; દુઃખી; આપત્તિ પામેલું.
૪. [ હિં. ] વિ. ઉદાસ; ખિન્ન; અણુમનું.
૫. વિ. ચંચળ; અસ્થિર મનવાળું; ચિત્તને વશ ન કર્યું હોય એવું.
૬. વિ. જેની નિમણૂક ન થઈ હોય એવું.
૭. વિ. ધ્યાન વિનાનું; અસાવધ.
૮. [ સં. અ ( નહિ ) + યુક્ત ( જોડાયેલું ) ] વિ. નહિ જોડાયેલું; છૂટું; અલગ; નોખું.
૯. વિ. નહિ પરણેલું; કુંવારું.
૧૦. વિ. ન્યાય વિરુદ્ધનું; ગેરવાજબી; ખોટું.
૧૧. વિ. બહાર ઊઘડતું.
૧૨. વિ. બંધબેસતું ન આવે એવું.
૧૩. વિ. બેકાર; કામધંધા વગરનું.
૧૪. વિ. સંબંધ વગરનું; અસંબદ્ધ.

અયુક્તતા ૧. [ સં. અ ( નહિ ) + યુક્ત ( યોગ્ય ) + તા ] સ્ત્રી. અણુઘટતાપણું; અયોગ્યતા; અનુચિતપણું.
૨. સ્ત્રી. અસંગતિ; તર્કવિરોધ; સામાન્ય બુદ્ધિથી વિરુદ્ધ હોવાપણું.
૩. સ્ત્રી. ખોટાપણું; અસત્ય.
૪. સ્ત્રી. છૂટું હોવાપણું; અલગતા.
૫. સ્ત્રી. મન ચંચળ હોવાપણું; અસ્થિરતા.

અયુક્તમાલારૂપક પું. ( કાવ્ય ) રૂપક અલંકારનો એક ભેદ; અસંગતતાવાળો રૂપક. જેમકે, સ્મિત જ્યોત્સ્ના નેત્રોત્પલ, મુખ સુખ માનું ધામ.
અહીં જ્યોત્સ્ના અને નીલોત્પલનો એક સમયમાં સંયોગ ન હોવાથી અયુક્તમાલારૂપક છે.

અયુક્તરૂપ ૧. [ સં. અ ( નહિ ) + યુક્ત ( યોગ્ય ) + રૂપ ( વેશ ) ] વિ. અસંગત વેશવાળું; નહિ બંધબેસતા વેશનું.
૨. વિ. બંધ નહિ બેસતું.

અયુક્તાભાસ [ સં. અ ( નહિ ) + યુક્ત ( યોગ્ય ) + આભાસ ( ભ્રમણા ) ] પું. ઊલટો વિચાર; ખોટો ભાસ.

અયુક્તિ ૧. [ સં. અ ( નહિ ) + યુક્તિ ( ઉચિતપણું ) ] સ્ત્રી. અયોગ્યતા; ગેરવાજબીપણું.
૨. [ સં. અ ( નહિ ) + યુક્તિ ( જોડાણ ) ] સ્ત્રી. કામમાં ન જોડાવું તે; અપ્રવૃત્તિ.
૩. સ્ત્રી. જુદાઈ; છૂટાપણું.
૪. સ્ત્રી. ( સંગીત ) બંસી વગાડતી વખતે આંગળીથી કાણું બંધ કરવાની ક્રિયા.
૫. સ્ત્રી. સંબંધવાળું ન હોવું તે; અસંબદ્ધતા.

અયુક્તિક ૧. [ સં. અ ( નહિ ) + યુક્તિ ( ઉચિતપણું ) + ક ( સ્વાર્થવાચક પ્રત્યય ) ] વિ. અયોગ્ય.
૨. વિ. અસંગત; સંબંધ વગરનું.
૩. વિ. ગેરવાજબી.
૪. વિ. તર્કથી ઊલટું.

અયુક્તિયુક્ત ૧. [ સં. અ ( નહિ ) + યુક્તિ ( સંગતિ ) + યુક્ત ( જોડાયેલું ) ] વિ. અસંગત; ઉપપત્તિ રહિત.
૨. [ સં. અ ( નહિ ) + યુક્તિ ( ન્યાય ) + યુક્ત ( વાળું ) ] વિ. ન્યાય વિરુદ્ધ.

અયુક્શક્તિ પું. શિવ; શંકર.

અયુગ ૧. [ સં. અ ( નહિ ) + યુગ ( ધૂંસરી ) ] વિ. ધૂંસરી વગરનું.
૨. [ સં. અ ( નહિ ) + યુગ ( જોડકું ) ] વિ. બેકીનું નહિ; એકીનું.
૩. વિ. વિષમ.

અયુગનયન [ સં. અયુગ ( એકી ) + નયન ( આંખ ) ] પું. શિવ; શંકર; મહાદેવ, કેમકે તેને ત્રણ આંખ હોવાનું મનાય છે.

અયુગનેત્ર જુઓ અયુગનયન.

અયુગલ ૧. [ સં. અ ( નહિ ) + યુગલ ( જોડકું ) ] ન. બેકી ન હોવાપણું.
૨. વિ. એકી; બેકી નહિ તેવું.

અયુગશર [ સં. અયુગ ( એકી ) + શર ( બાણ ) ] પું. કામદેવ. તેને પાંચ બાણ હોવાનું મનાય છે.

અયુગસપ્તિ [ સં. અ ( નહિ ) + યુગ ( જોડલું ) + સપ્તિ ( ઘોડો ) ] પું. સૂર્ય. તેનો રથ સાત ઘોડા ખેંચતા હોવાનું મનાય છે.

અયુગ્મ ૧. [ સં. અ ( નહિ ) + યુગ્મ ( જોડલું ) ] ન. અયુગલ; જોડકું નહિ તે.
૨. ન. ( પિંગળ ) અર્ધસમવૃત્તનું પહેલું અને ત્રીજું ચરણ.
૩. ન. ( વિજ્ઞાન ) પરમાણુઅણુશક્તિ એકી હોય એવું તત્ત્વ.
૪. વિ. એકલું; એકાકી.
૫. વિ. એકી આંકડાવાળું; અયુગલ; એકી.
૬. વિ. જેની પરમાણુઅણુશક્તિને બેથી ન ભાગી શકાય તેવું.

અયુગ્મક [ સં. અ ( નહિ ) + યુગ્મ ( જોડલું ) + ક ( સ્વાર્થવાચક પ્રત્યય ) ] ન. ( પિંગળ ) અર્ધસમવૃત્તનું પહેલું અને ત્રીજું ચરણ.

અયુગ્મચ્છદ જુઓ અયુગ્મપત્ર.

અયુગ્મનયન [ સં. અયુગ્મ ( એકી ) + નયન ( આંખ ) ] પું. શિવ; શંકર; મહાદેવ. તેને ત્રણ આંખ હોવાનું મનાય છે.

અયુગ્મનેત્ર જુઓ અયુગ્મનયન.

અયુગ્મનેત્રા [ સં. અયુગ્મનેત્ર ( શંકર ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. શક્તિ; પાર્વતી.

અયુગ્મપત્ર ૧. [ સં. અયુગ્મ ( એકી ) + પત્ર ( પાંદડું ) ] ન. સપ્તપર્ણ વૃક્ષ; સાત પાંદડાંવાળું ઝાડ.
૨. વિ. જેને એકી સંખ્યાનાં પાંદડાંનું ઝૂમખું હોય તેવું.

અયુગ્મબાણ [ સં. અયુગ્મ ( એકી ) + બાણ ( તીર ) ] પું. કામદેવ. તેને પાંચ બાણ હોવાનું મનાય છે.

અયુગ્મલોચન જુઓ અયુગ્મનયન.

અયુગ્મવાહ [ સં. અયુગ્મ ( એકી ) + વાહ ( ઘોડો ) ] પું. સૂર્ય, કેમકે તેના રથને સાત ઘોડા ખેંચતા હોવાનું મનાય છે.

અયુગ્મવિપુલાછંદ પું. ( પિંગળ ) જેના દરેક ચરણમાં ૮ અક્ષર આવે એવો છંદ.

અયુગ્મશર જુઓ અયુગ્મબાણ.

અયુગ્મસપ્તિ જુઓ અયુગસપ્તિ.

અયુજ ૧. ન. ( પિંગળ ) અર્ધસમવૃત્તનું પહેલું અને ત્રીજું ચરણ; અયુગ્મક.
૨. [ સં. અ ( નહિ ) + યુજ્ ( જોડલું ) ] વિ. અજોડ; જેના સરખું બીજું ન હોય તેવું.
૩. વિ. એકલું; છૂટું.
૪. વિ. એકી સંખ્યાનું.

અયુત ૧. પું. ( પુરાણ ) સોમવંશી કુરુકુળના અજમીઢ વંશમાં જહ્નુકુળમાં જન્મેલા રાધિક રાજાનો દીકરો.
૨. ન. દશ હજારની સંખ્યા.
૩. ન. દશ હજારની સંખ્યાનું સ્થાન.
૪. વિ. અખંડ; ખલલ પહોંચ્યા વગરનું.

૫. વિ. દશ હજારની સંખ્યાવાળું.
અગ્નિહોત્ર અયુત પ્રયુત અજાચક ભારી.
શામળ

૬. [ સં. અ ( નહિ ) + યુત ( જોડાયેલ )] વિ. સંબંધ નહિ થયેલ; નહિ જોડાયેલ; અસંયુક્ત.

**અયુતનાયિન** પું. ( પુરાણ ) એ નામનો પુરુવંશી રાજા. એણે અયુત એટલે દશ હજાર નરમેધ કર્યા હતા, તેથી તેનું આ નામ પડ્યું હતું.

**અયુતસિદ્ધ** ૧. [ સં. અ ( નહિ ) + યુત ( જોડાયેલું ) + સિદ્ધ ( સાબિત )] પું. ( ન્યાય ) ઉપાદાનકારણથી થયેલો કાર્યરૂપ પદાર્થ. જેમકે, ઘડો.

૨. પું. ( વૈશેષિક ) પદાર્થમાં રહેલ ગુણ.

૩. વિ. ( ન્યાય ) જે કાર્યરૂપ પદાર્થની તેના કારણથી જુદી હયાતી ન હોઈ શકે તેવું; છૂટું પડાય નહિ તેવું સાબિત થયેલું; સમવાય સંબંધથી એટલે નિત્ય સંબંધથી જોડાયેલું સાબિત થયેલું. કારણ કાર્યરૂપ એ પદાર્થમાંનો એક કાર્યરૂપ પદાર્થ પોતાની હયાતીમાં બીજા કારણરૂપ પદાર્થ ઉપર આધાર રાખે છે—સ્વતંત્ર રહેતો નથી, તે બન્ને પદાર્થ અયુતસિદ્ધ કહેવાય છે. જેમકે, તાંતણારૂપ અવયવોમાં સમવાય સંબંધથી એટલે નિત્ય સંબંધથી રહેલું વસ્ત્ર અવયવી છે; માટીરૂપ અવયવમાં સમવાય સંબંધથી રહેલો ઘડો અવયવી છે. તે તાંતણા કે માટીરૂપ અવયવ અને વસ્ત્ર કે ઘડારૂપ અવયવી એ બન્ને પદાર્થમાંથી એક વસ્ત્રરૂપ કે ઘડારૂપ અવયવી પદાર્થ પોતાની અવિનાશી સ્થિતિમાં બીજા તાંતણા કે માટીરૂપ અવયવ પદાર્થ ઉપર જ આધાર રાખે છે; તે અવયવ પદાર્થને છોડીને અવયવી પદાર્થ એકલો રહી શકતો નથી; મતલબ કે તાંતણો નથી તો વસ્ત્ર નથી, માટી નથી તો ઘડો નથી. માટે તાંતણો વગેરે અવયવ અને વસ્ત્ર વગેરે અવયવી બન્ને અયુતસિદ્ધ કહેવાય છે. ગુણ અને ગુણી, જાતિ અને વ્યક્તિ, અવયવ અને અવયવી, નિત્યદ્રવ્ય અને વિશેષ, તથા ક્રિયા અને ક્રિયાવાન એ પાંચ જાતના અયુતસિદ્ધ છે.

**અયુતસિદ્ધિ** [સં. અ ( નહિ ) + યુત ( જોડાયેલું ) + સિદ્ધિ ( સાબિતી )] સ્ત્રી. ( ન્યાય ) પૃથગ્ભાવે એટલે જુદા પાડીને અસિદ્ધિ; કેટલીક વસ્તુ કે વિચાર બીજી કોઈ વસ્તુ કે વિચાર ઉપર એટલો બધો આધાર રાખે છે કે તેનાથી તે જુદા પાડી શકાય જ નહિ એવી સાબિતી; સમવાયી સંબંધથી જોડાયેલું હોવાની સાબિતી.

**અયુતહોમ** [ સં. અયુત ( અખંડ ) + હોમ ( યજ્ઞ )] પું. એ નામનો એક જાતનો યજ્ઞ.

**અયુતાજિત** પું. ( પુરાણ ) એ નામનો યદુવંશી એક રાજા; સાત્વન રાજાના પુત્ર ભજમાનનો દીકરો.

**અયુતાયુ** ૧. પું. ( પુરાણ ) સૂર્યવંશી ઇક્ષ્વાકુ કુળના સિંધુદ્વીપ રાજાનો દીકરો; ઋતુપર્ણ રાજાનો પિતા.

૨. પું. ( પુરાણ ) સોમવંશી નહુષ કુળના પુરુ રાજાના ઉપરિચર વસુ રાજાના કુળમાં જન્મેલ શ્રુતશ્રવા રાજાનો દીકરો.

**અયુદ્ધ** ૧. [સં. અ (નહિ) + યુદ્ધ (લડાઈ)] ન. લડાઈ નહિ તે.
૨. વિ. અજિત; નહિ જિતાયેલું.
૩. વિ. યુદ્ધ વગરનું; ન લડતું.
૪. વિ. સામે થઈ ન શકાય તેવું.
૫. વિ. સામે થવા માટે અયોગ્ય.

**અયુધ્ય** ૧. [ સં. અ ( નહિ ) + યુધ્ય ( લડી શકાય તેવું )] વિ. જીતી ન શકાય એવું.

૨. વિ. જેની સામે થઈ ન શકાય તેવું.

૩. વિ. સામે થવા માટે અયોગ્ય.

**અયુર્વીસ** સ્ત્રી. ( જરથોસ્તી ) યજ્રનગાહ; આતશબહેરામમાં યજ્રન નામની ક્રિયા કરવાની જગા.

**અયુવા** [સં. અ ( નહિ ) + યુવન્ (જુવાન)] ન. ઘરડું માણસ.

**અયુઃ** ૧. પું. ઈ. સ. પૂર્વે ૨૨૫૭–૨૨૫૦માં થયેલો ચીનનો બાદશાહ.

૨. પું. પુરુરવાનો એ નામનો દીકરો.

**અયૂની** [ સં. અ ( નહિ ) + યૂની ( જુવાન સ્ત્રી )] સ્ત્રી. વૃદ્ધ સ્ત્રી.

**અયે** [ સં. ] ઉ. અરે; હે; ઓ; અહો. ક્રોધ, આશ્ચર્ય, ભય, શોક, ગભરાટ અને સ્મરણ થતાં બોલાઈ જવાતો શબ્દ.

**અયેન** ૧. [અ.] પું. મિલકતનો કીમતી ભાગ.
૨. સ્ત્રી. આંખ.
૩. સ્ત્રી. આંચળ; આઉ.
૪. સ્ત્રી. કુવારો.
૫. સ્ત્રી. મુસલમાન બાદશાહોના ફરમાન ઉપર રાજ્યના વઝીરની સહી તરીકે લખાતો અયેન અક્ષર.
૬. સ્ત્રી. હયાતીમાં હોય એવી જાગીર અથવા રકમ.
૭. વિ. ખરેખરું; બરાબર; વાસ્તવિક.
૧. અયેન વક્ત પર = બરાબર વખતે; સમયોચિત.
૨. અયેની ગવાહ = નજરે જોનાર સાક્ષીનો પુરાવો.
૮. વિ. સીધું; સરળ.

**અયેનક** [ અ. ] સ્ત્રી. ચશ્માં.

**અયેનજમા** [ અ. અયેન ( ખરેખરું ) + જમા ( ઉઘરાણું )] સ્ત્રી. ધારા પ્રમાણે લેવાતી ચોખ્ખી મહેસૂલ.

**અયેનજમાબંદી** [ અ. અયેન ( ખરેખરું ) + જમાબંદી ( મહેસૂલનો દર )] સ્ત્રી. નક્કી ઠરેલો મહેસૂલનો દર.

**અયેનજિન્નસ** [ અ. અયેન ( ભાગ ) + જિન્સ ( ચીજ )] સ્ત્રી. નીપજની વસ્તુનો ભાગ; ભાગબટાઈ.

**અયેનત** [ અ. ] સ્ત્રી. વ્યાજુ રૂપિયા ધીરવાને બદલે વધારેલી કીમતે માલ ઉધાર આપવો તે.

**અયેનતબાબતી** ૧. સ્ત્રી. ( મરાઠી ) મૂળ બાબત.

૨. [ અ. ] સ્ત્રી. રાજા માટે રાખવામાં આવતો મહેસૂલી આવકનો ચોથો ભાગ.

**અયેનમુલ્કી** [ અ. અયેન ( ખરેખરું ) + મુલ્કી ( જમીનમહેસૂલ )] સ્ત્રી. જમીનનું મૂળ મહેસૂલ.

**અયેનમોકાસા** [ અ. ] સ્ત્રી. સરદારોને અમુક લશ્કર પૂરું પાડવાની શરતે અપાતી જાગીર.

**અયેનશિબંદી** [ અ. ] સ્ત્રી. ( મરાઠી ) મૂળ લશ્કરખાતું.

**અયેનાતી** [ અ. ] સ્ત્રી. મહેસૂલનું મૂળ નક્કી થયેલું ધોરણ.

**અયેનાર** પું. શિવ અને વિષ્ણુના પુત્ર. મોહિનીના સ્વરૂપમાં વિષ્ણુ સાથે શિવનો સંબંધ થવાથી તે દેવ ઉત્પન્ન થયા અને તે એ દેવોનો સંગમ હરિહરની મૂર્તિથી બતાવાય છે. આ દેવ દક્ષિણમાં પૂજાય છે. તેમને પુરાણી અને પુદ્ગલા નામની બે સ્ત્રી છે. ઘોડા પર તે સવારી કરે છે. તે ખેડૂતના ક્ષેત્રપાલ અને ઢોરના રક્ષણ કરનાર મનાય છે. તેને કુકડ, બકરાં, ઘેટાં અને દારૂનું બલિદાન અપાય છે. લોકો માટીના ઘોડા બનાવી અયેનારના દહેરાની આસપાસ ઉપકારનાં ચિહ્ન તરીકે મૂકે છે.

**અયેબ** ૧. [ અ. ] સ્ત્રી. અપૂર્ણતા.
૨. સ્ત્રી. ખામી; ખોડ; ત્રુટિ.
અયેબ છુપાવવી = ખામી ઢાંકવી.
૩. સ્ત્રી. દુર્ગુણ; બુરાઈ.

અયેબ લગાડવી = (૧) કલંક લગાડવું. (૨) ખરાબ બોલવું. (૩) વ્યભિચાર કરવો.

**અયેબગીર** જુઓ અયેબબીન.

**અયેબગીરી** જુઓ અયેબબીની.

**અયેબગો** જુઓ અયેબબીન.

**અયેબગોઈ** જુઓ અયેબબીની.

**અયેબચીન** જુઓ અયેબબીન.

**અયેબચીની** જુઓ અયેબબીની.

**અયેબજુઈ** જુઓ અયેબબીની.

**અયેબદાર** જુઓ અયેબી.

**અયેબનાક** ૧. [ અ. અયેબ ( અપૂર્ણતા ) + નાક ( વાળું ) ] વિ. અપૂર્ણ; અધૂરું; પૂરું નહિ એવું.

૨. [ અ. અયેબ ( ખામી ) + નાક ( વાળું ) ] વિ. ખામીવાળું.

૩. વિ. દુર્ગુણી.

**અયેબપોશ** ૧. [ અ. અયેબ ( ખામી ) + ફા. પોશ ( ઢાંકનાર ) ] ન. અંદરનું ખરાબ કપડું ઢાંકવા માટે ઉપર પહેરવામાં આવતું સારું કપડું.

૨. વિ. દોષ ઢાંકનાર; બીજાની ખોડ ઢાંકનાર.

૩. વિ. દોષની માફી આપે તેવું.

**અયેબપોશી** ૧. [ અ. અયેબ ( ખામી ) + ફા. પોશ ( ઢાંકનાર ) + ઈ ( ભાવવાચક નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. ખામી છુપાવવાપણું; દોષ ઢાંકવો તે.

અયેબપોશી કરવી = ખામી ઢાંકવી.

૨. સ્ત્રી. દોષની માફી આપવાપણું.

**અયેબબીન** ૧. [ અ. અયેબ ( ખામી ) + ફા. બીન ( જોનાર ) ] વિ. ખામી જોનાર; ખોડખાપણ શોધવાની નજરવાળું.

૨. વિ. નિંદાખોર.

**અયેબબીની** ૧. [ અ. અયેબ ( ખામી ) + ફા. બીન ( જોનાર ) + ઈ ( પણું ) ] સ્ત્રી. ખામી જોવાપણું.

૨. સ્ત્રી. નિંદાખોરી.

**અયેબી** ૧. વિ. કસૂરદાર.

૨. [ અ. અયેબ ( ખોડ ) + ઈ ( સંબંધી ) ] વિ. ખોડવાળું.

૩. વિ. દુર્ગુણી.

૪. વિ. કાંણું; ત્રાંસી આંખવાળું.

**અયેશ** ૧. [ અ. ] પું. આનંદ; મોજશોખ.

૧. અયેશ ઉડાવવો = મોજમજા કરવી.

૨. અયેશ મહલ = આનંદભુવન.

૩. અયેશો ઈશરત = આનંદમય જીવન.

૨. પું. મૈથુન; સંભોગ.

૩. પું. વૈભવ.

**અયેશઆરામ** [ અ. અયેશ ( આનંદ ) + ફા. આરામ ( શાંતિ ) ] પું. મોજમજા; મોજ માણી પડી રહેવું તે.

**અયેશઆરામી** [ અ. અયેશ ( આનંદ ) + ફા. આરામ ( શાંતિ ) + ઈ ( લગતું ) ] વિ. એશઆરામ ભોગવનાર; મોજશોખ માણનાર.

**અયેશબંદા** ૧. [ અ. અયેશ ( મોજશોખ ) + ફા. બંદા ( ગુલામ ) ] પું. મોજશોખનો ગુલામ.

૨. પું. વ્યભિચારી.

**અયેશમહલ** [ અ. અયેશ ( આનંદ ) + મહલ ( મહેલ ) ] પું. આનંદભુવન; પૈસાદાર અથવા અમીરોના મહેલમાં સ્ત્રીઓને રહેવાનો ભાગ; વિલાસભુવન; રંગમહેલ; જનાનો.

**અયોગ** ૧. પું. અણુગમો.

૨. [ સં. અ ( નહિ ) + યોગ્ય ( વાજબી ) ] પું. અનુચિતપણું; અયોગ્યતા.

૩. પું. અપ્રાપ્તિ; ન મળવાપણું; અલાભ.

૪. પું. અશક્યતા.

૫. પું. અસંભવ.

૬. [ સં. અ ( અયોગ્ય ) + યોગ ( ઉપાય ) ] પું. ઉપાયની નિષ્ફળતા; દવા લાગુ ન પડવી તે.

૭. પું. એ નામનો એક રોગ.

૮. પું. ખરાબ સમય; કવખત.

૯. [ સં. અ ( અયોગ્ય ) + યોગ ( સંબંધ ) ] પું. ગેરવાજબી સંબંધ.

૧૦. [ સં. અ ( અયોગ્ય ) + યોગ ( જોડાણ ) ] પું. ( જ્યોતિષ ) ગ્રહોનો કુયોગ; અવજોગ.

૧૧. [ સં. અ ( નહિ ) + યોગ ( જોડાણ ) ] પું. જુદાઈ; છૂટાપણું.

૧૨. પું. જોડાણનો અભાવ.

૧૩. પું. પરહેજગારી; અસેવન; ફરી.

૧૪. પું. યોગરહિતતા; ચિત્તવૃત્તિનો નિરોધ ન કરવો તે.

૧૫. પું. યોગાભ્યાસથી પરબ્રહ્મ સાક્ષાત્કારનો અભાવ.

૧૬. પું. રોગ અટકાવવા અગાઉથી લેવાતા ઇલાજ; રોગનાં ચિહ્નો સામે પગલાં લેવાં તે.

૧૭. પું. વિધુર; રાંડેલો.

૧૮. પું. ( કાવ્ય ) વિપ્રલંભ શૃંગારના બે ભેદ માંહેનો એક. જુઓ વિપ્રલંભ. અભિલાષા વગેરે તેની દસ અવસ્થા છે.

૧૯. પું. વિયોગ.

૨૦. પું. સંકટ; કઠણાઈ.

૨૧. પું. હથોડો.

૨૨. વિ. અનુચિત; અયોગ્ય.

૨૩. વિ. છૂટું; ન જોડાયેલું.

૨૪. વિ. વિયોગી.

૨૫. [ હિં. ] વિ. સહેલાઈથી અર્થ સમજી ન શકાય એવું; અટપટું.

**અયોગકેવલી** સ્ત્રી. ( જૈન ) જે અવસ્થામાં શારીરિક, માનસિક અને વાચિક પ્રવૃત્તિનો અભાવ થઈ જાય તેવી આત્મિક સ્થિતિની ચૌદ ભૂમિકામાંની છેલ્લી.

**અયોગવ** [ સં. ] પું. શૂદ્ર બાપ અને વૈશ્ય માથી ઉત્પન્ન થયેલ વર્ણસંકર.

**અયોગવાહ** [ સં. ] પું. જેનો પાઠ સમામ્નાય સૂત્રમાં ન હોય એવો અક્ષર; અનુસ્વાર, વિસર્ગ, જિહ્વામૂલીય તથા ઉપધ્માનીય અક્ષર. તે કોઈ કોઈના મત પ્રમાણે અનુસ્વાર, વિસર્ગ, ⨯ ક અને ⨯ પ ચાર છે, અને કોઈ કોઈના મત પ્રમાણે અનુસ્વાર, વિસર્ગ, ⨯ ક, ⨯ ખ, ⨯ પ અને ⨯ ફ ૭ છે.

**અયોગવિપ્રલંભ** પું. ( કાવ્ય ) વિપ્રલંભ શૃંગારના બે ભેદમાંનો એક. જુઓ વિપ્રલંભ. અભિલાષા વગેરે તેની દસ અવસ્થા છે.

**અયોગસંભવ** [ સં. અ ( નહિ ) + યોગ ( જોડાણ ) + સંભવ ( જન્મ ) ] પું. સંયોગ વગર થતી ઉત્પત્તિ. ઉત્પાદન ક્રિયાના યોગસંભવ અને અયોગસંભવ એવા બે પ્રકાર છે.

**અયોગી** ૧. [ સં. અ ( નહિ ) + યોગ ( સંબંધ ) + ઇન્ ( વાળું ) ] પું. ( જૈન ) મન, વચન અને કાયાના યોગ વિનાનો આત્મા.

૨. પું. મન, વચન અને કાયાને પોતપોતાના કામમાંથી રોકી રાખનાર આત્મા.

૩. વિ. ( જૈન ) ઉદાસીન; શરીર, મન અને વચનથી થતાં કામ જેણે છોડ્યાં હોય તેવું.

૪. વિ. યોગ સાધ્યો ન હોય એવું; યોગી નહિ તેવું.

૫. વિ. યોગના અંગોની સાધના ન કરી શકે તેવું.

**અયોગીકેવળીગુણસ્થાન** ન. ( જૈન ) મન, વચન અને કાયાના યોગ રહિત કેવળજ્ઞાની જીવની ભૂમિકા; જેમાં મન, વચન અને શરીરનાં કર્મો છૂટી જાય તે ગુણસ્થાન.

**અયોગીપણું** ન. ( જૈન ) મન, વચન અને કાયાના યોગ વિનાની સ્થિતિ; બધાં કર્મો છૂટી ગયાં હોય એવી દશા.

**અયોગૂ** ૧. [ સં. ] પું. લુહાર.

૨. ન. જમીનમાંથી લોઢું શોધનાર માણસ

**અયોગોલક** [ સં. અયસ્ ( લોઢું ) + ગોલક ( ગોળો ) ] પું. લોઢાનો ગોળો.

**અયોગોલકવહ્નિન્યાય** [ સં. અયસ્ ( લોઢું ) + ગોલક ( ગોળો ) + વહ્નિ ( અગ્નિ ) + ન્યાય ( રીતિ ) ] પું. લોઢાના ધગાવેલા ગોળામાં અગ્નિ રહે એવી રીતિ. લોઢાના ગોળામાં બાળવાની શક્તિ નથી, પણ અગ્નિને લીધે તેનામાં એ શક્તિ આવે છે. તેથી એકને લીધે બીજામાં કોઈ શક્તિ આવતી હોય ત્યાં આ દાખલો અપાય છે.

**અયોગ્ય** ૧. [ સં. અ ( નહિ ) + યોગ્ય ( લાયક ) ] વિ. અઘટિત; અણુગતું.
૨. વિ. ખોટું; ભૂલ ભરેલું.
૩. વિ. ગેરવાજબી; ન્યાય વિરુદ્ધનું.
૪. વિ. નાલાયક; અપાત્ર; આવડત વગરનું.

**અયોગ્યતા** ૧. [ સં. અ ( નહિ ) યોગ્ય ( વાજબી ) + તા ( પણું ) ] સ્ત્રી. અઘટિતપણું.
૨. સ્ત્રી. ખોટું હોવાપણું.
૩. સ્ત્રી. ગેરવાજબીપણું.
૪. સ્ત્રી. નાલાયકી.

**અયોગ્યત્વ** જુઓ અયોગ્યતા.

**અયોગ્યાચરણ** ૧. [ સં. અયોગ્ય ( અણુગતું ) + આચરણ ( વર્તન ) ] ન. ખરાબ વર્તન.
૨. ન. નહિ છાજતું કામ.

**અયોગ્ર** [ સં. અયસ્ ( લોઢું ) + અગ્ર ( છેડો ) ] ન. સાંબેલું.

**અયોઘન** [ સં. અયસ્ ( લોઢું ) + હન્ ( મારવું ) ] પું. લોઢું ટીપવાનો ઘણ; મોટો હથોડો.

**અયોજાલ** [ સં. અયસ્ ( લોઢું ) + જાલ ] સ્ત્રી. લોઢાની જાળ.

**અયોદ્ધા** ૧. [ સં. અ ( ઊતરતું ) + યોદ્ધૃ ( લડનાર ) ] પું. હલકો યોદ્ધો.
૨. [ સં. અ ( નહિ ) + યોદ્ધૃ ( લડવૈયો ) ] વિ. યોદ્ધા રહિત; લડવૈયા વગરનું.
૩. વિ. લડવામાં જેનો બરોબરીઓ કોઈ ન હોય એવું; લડવામાં અજોડ.

**અયોધ** [ સં. અ ( નહિ ) + યોધ ( લડવૈયો ) ] પું. કાયર પુરુષ; બીકણ માણસ.

**અયોધન** ૧. [ સં. અ ( નહિ ) + યોધન ( લડાઈ ) ] ન. કાયરતા; યુદ્ધ ન કરવાપણું.
૨. [ સં. અ ( નહિ ) + યોધન ( લડનાર ) ] વિ. કાયર; બીકણ.

**અયોધ્ય** ૧. [ સં. અ ( નહિ ) + યોધ્ય ( લડાઈ કરવા જેવું ) ] વિ. જેની સામે લડી શકાય નહિ એવું; સામે ન થઈ શકાય એવું.
૨. વિ. સામું થવાને અયોગ્ય.

**અયોધ્યા** ૧. [ સં. ] ન. ( પુરાણ ) સરયૂ નદીના કાંઠા ઉપર આવેલું કોશલ દેશની રાજધાનીનું શહેર; વિનીતા નગરી; ઉત્તરકોશલા; સાકેત. વૈવસ્વત મનુએ આ શહેર વસાવ્યું કહેવાય છે. દશરથ રાજાના વખતમાં એ બાર યોજન લાંબું અને ત્રણ યોજન પહોળું હતું. તેની ચારે બાજુ મોટો કિલ્લો હતો. દશરથના મરણ પછી આ નગરમાં રામચંદ્રે અગિયાર હજાર વર્ષ રાજ્ય કર્યું હતું. તેઓ સ્વધામ સીધાવ્યા ત્યારે પ્રાણીમાત્રને પોતાની સાથે લઈ ગયા હતા, તેથી ઘણા વખત સુધી એ નગરી ઉજ્જડ પડી રહી હતી. આગળ જતાં સૂર્યવંશી ઋષભ રાજાએ તે ફરી વસાવી. રામના વનવાસ દરમિયાન ભરતે આ અયોધ્યા-સાકેતના નંદિગ્રામ નામના પરામાં રહીને રાજ્ય ચલાવ્યું હતું.
૨. વિ. સ્ત્રી. જેની સામે લડી શકાય નહિ એવી.

**અયોધ્યાકાંડ** [ સં. અયોધ્યા + કાંડ ( ભાગ ) ] પું. અયોધ્યાનું વર્ણન કરતો રામાયણનો એક ભાગ.

**અયોધ્યાપ્રસાદ** પું. સ્વામીનારાયણ સંપ્રદાયની અમદાવાદની ગાદીના પહેલા આચાર્ય. તે કવિ હતા અને તેમણે પ્રાકૃત સાહિત્યમાં સહાયતા આપી છે.

**અયોનિ** ૧. પું. બ્રહ્મા.
૨. પું. વિષ્ણુ. તે સ્વયંભૂ હોવાથી અયોનિ કહેવાય છે.
૩. પું. શિવ.
૪. [ સં. અ ( નહિ ) + યોનિ ( ઉત્પત્તિ સ્થાન ) ] સ્ત્રી. યોનિ સિવાયનો અવયવ. જેમકે, મુખ, ગુદા.
૫. વિ. અનાદિ; નિત્ય.
૬. વિ. સ્વયંભૂ; સ્ત્રીની કૂખે નહિ અવતરેલ; આપોઆપ થયેલ.

**અયોનિજ** ૧. [ સં. અ ( નહિ ) + યોનિ ( સ્ત્રીની જનનેંદ્રિય ) + જ ( જન્મેલું ) ] પું. બ્રહ્મા.
૨. પું. વિષ્ણુ.
૩. પું. શિવ.
૪. વિ. અનાદિ; નિત્ય.
૫. વિ. યોનિથી નહિ જન્મેલું; શુક્રશોણિતના મેળાપ વગર પેદા થયેલું.
૬. વિ. સ્વયંભૂ; પોતાની મેળે ઉત્પન્ન થયેલ.

**અયોનિજનિ** [ સં. અ ( નહિ ) + યોનિ ( સ્ત્રીની જનનેંદ્રિય ) + જનિ ( જન્મ ) ] સ્ત્રી. સંભોગ વગર થતી ઉત્પત્તિ. જેમકે, નાનાં જંતુઓમાં તે પિંડથી અને મોટી વનસ્પતિમાં કલમથી થાય છે.

**અયોનિજન્મા** [ સં. અ ( નહિ ) + યોનિ ( સ્ત્રીની જનનેંદ્રિય ) + જન્મન્ ( ઉત્પત્તિ ) ] વિ. યોનિથી નહિ જન્મેલું. જુઓ અયોનિજ ૧, ૨, ૩.

**અયોનિજા** ૧. [ સં. અ ( નહિ ) + યોનિ ( સ્ત્રીની જનનેંદ્રિય ) + જા ( જન્મેલી ) ] સ્ત્રી. દ્રૌપદી. તે યજ્ઞના અગ્નિમાંથી પેદા થયાં હતાં.
૨. સ્ત્રી. લક્ષ્મી. તે સમુદ્રમંથન વખતે સમુદ્રમાંથી નીકળેલ હતાં.
૩. સ્ત્રી. સીતા. તે ખેતરના ચાસમાંથી મળ્યાં હતાં.
૪. વિ. સ્ત્રી. પોતાની મેળે થયેલી.
૫. વિ. સ્ત્રી. યોનિથી નહિ જન્મેલી; માતાના પેટે નહિ અવતરેલી.

**અયોનિજેશ** જુઓ અયોનિજેશ્વર.

**અયોનિજેશ્વર** ૧. [ સં. અ ( નહિ ) + યોનિ ( સ્ત્રીની જનનેંદ્રિય ) + જ ( જન્મેલ ) + ઈશ્વર ( દેવ ) ] પું. બ્રહ્મા.
૨. પું. વિષ્ણુ.
૩. પું. શિવ.

**અયોનિસંભવ** ૧. પું. ઈશ્વરના અંશાવતાર રામ, કૃષ્ણ વગેરે.
૨. પું. બ્રહ્મા.
૩. પું. વિષ્ણુ.
૪. પું. શિવ.
૫. [ સં. અ ( નહિ ) + યોનિ ( સ્ત્રીની જનનેંદ્રિય ) + સંભવ ( જન્મ ) ] વિ. માતાના ગર્ભસ્થાનમાંથી નહિ જન્મેલું; યોનિથી ન અવતરેલું.

**અયોનિસંભવા** [ સં. અ ( નહિ ) + યોનિ ( સ્ત્રીની જનનેંદ્રિય ) + સંભવા ( જન્મેલી ) ] જુઓ અયોનિજા.

**અયોનિસંભૂત** જુઓ અયોનિજ.

**અયોબાહુ** પું. ( પુરાણ ) ધૃતરાષ્ટ્રના સો પુત્ર માંહેનો એ નામનો એક.

**અયોમય** [ સં. અયસ્ ( લોઢું ) + મય ( વાળું ) ] વિ. લોખંડનું; લોઢાનું બનાવેલું.

**અયોમયી** ૧. સ્ત્રી. અસુરોની એ નામની રાજધાની.
૨. [ સં. અયસ્ ( લોઢું ) + મયી ( બનેલી ) ] વિ. સ્ત્રી. લોઢાની બનેલી.

**અયોમલ** [ સં. અયસ્ ( લોઢું ) + મલ ( કચરો ) ] ન. લોઢાનો કાટ.

**અયોમુખ** ૧. પું. એ નામનો રાક્ષસ; એક દાનવ.

૨. પું. ભારતવર્ષમાં દક્ષિણ તરફ આવેલો એક પર્વત.
૩. ન. એક જાતનું પક્ષી.
કાગડા, કંક, અયોમુખ, ગૃધ, શકરા, શીઆળીઆં અને કૂતરાંઓ એ દુરાત્માઓનાં શરીરોને ખાતાં હતાં. ભગવતી ભાગવત
૪. ન. બાણ; શર; તીર.
૫. [સં. અયસ્ (લોઢું) + મુખ (મોઢું)] વિ. છેડે લોઢું હોય તેવું; લોઢાની અણીવાળું.
૬. વિ. લોઢા જેવા કઠણ મોઢાવાળું.

**અયોમુખી** સ્ત્રી. (પુરાણ) એ નામની રાક્ષસી. સીતાની શોધ કરતાં રામલક્ષ્મણ માતંગાશ્રમ પાસે જઈ ચડ્યા, ત્યાં આ રાક્ષસી લક્ષ્મણ પાસે આવી અને શૂર્પણખાની પેઠે તેણે લક્ષ્મણને પરણવાની ઇચ્છા બતાવી. આથી લક્ષ્મણે શૂર્પણખાની જેમ તેનાં પણ નાક કાન કાપી લેતાં તે નાસી ગઈ.

**અયોરસ** [સં. અયસ્ (લોઢું) + રસ] પું. લોઢાનો રસ.

**અયોરિયું** વિ. (ગ્રામ્ય) કામને ન પહોંચી શકે એવું.

**અયોશૂલ** [સં. અયસ્ (લોઢું) + શૂલ (ભાલું)] ન. લોઢાનું ભાલું.

**અયોહૃદય** [સં. અયસ્ (લોઢું) + હૃદય (અંતઃકરણ)] વિ. લોઢા જેવા કઠણ હૈયાવાળું; ક્રૂર; નિર્દય.

**અયૌક્તિક** [સં. અ (નહિ) + યુક્ત (યોગ્ય) + ઇક (વાળું)] વિ. તર્ક વિનાનું; ન્યાયથી ઊલટું.

**અયૌગિક** [સં. અ (નહિ) + યોગ (વ્યુત્પત્તિ) + ઇક (વાળું)] વિ. (વ્યાકરણ) વ્યુત્પત્તિથી નહિ આવેલું; વ્યુત્પત્તિમાંથી ન નીકળેલું; રૂઢ.

**અયૌન** [સં. અ (નહિ) + યૌન (યોનિવાળું)] વિ. નિર્લિંગ; નરજાતિ કે નારીજાતિ બતાવનાર લિંગ એટલે ચિહ્ન ન હોય એવું; જાતિ વગરનું. જેમકે, ઝાડ, નાનાં જંતુ.

**અય્યામ** ૧. [અ. યોમ (દિવસ)નું બહુવચન] પું. ઋતુ.
૨. પું. રજોદર્શન; માસિક અટકાવ.
૩. પું. સમય; વખત.
૪. પું. બ. વ. દિવસો.

**અર** ૧. પું. (જૈન) કાળચક્રનો એક આરો; સમયવિભાગ; યુગ.
૨. પું. ખૂણો.
૩. પું. (જૈન) ચાલુ અવસર્પિણી એટલે ઊતરતા કાળમાં ભરત ક્ષેત્રમાં થયેલા એ નામના અઢારમા તીર્થંકર.
૪. પું. પાપડ.
૫. પું. પૈડાનો આરો.
૬. પું. (ગણિત) વ્યાસાર્ધ; ત્રિજ્યા; આરો; 'રેડિયસ.'
૭. પું. શેવાળ.
૮. ન. ઉતાવળ.
૯. ન. ઉતાવળાપણું.
૧૦. વિ. ઉતાવળું; વેગવાળું.
૧૧. વિ. ગતિમાન; ચાલતું.
૧૨. વિ. થોડું.
૧૩. અ. અથવા.
૧૪. [સં. અરમ્ (જલદી)] અ. ઝટ; તરત; શીઘ્ર; સત્વર.

**અરઈલ** ૧. [હિં.] પ્રયાગ આગળ જ્યાં ગંગામાં જમના મળે છે તે ઠેકાણું.
૨. વિ. અડિયલ; હઠીલું.

**અરઈસેરા** વિ. આંબાની એ નામની જાતનું.

**અરક** ૧. [સં. અર્ક] પું. આકડાનો છોડ.
૨. [સં. અર્ક્ (ગરમ કરવું); અ. અરક (તેણે સત્વ ખેંચ્યું)] પું. કસ; તત્વ; વસ્તુમાંથી યંત્રની મદદથી ગરમી આપીને કાઢેલું પ્રવાહી સત્વ.
૩. પું. ખૂણો.
૪. પું. પરસેવો.
૫. પું. પાપડ.
૬. [સં. અર (આરો) + ક (સ્વાર્થવાચક પ્રત્યય)] પું. પૈડાનો આરો.
૭. પું. રસ.
૮. [હિં.] પું. રોપ; છોડ.
૯. પું. શેવાળ.
૧૦. [સં. અર્ક (સૂર્ય)] પું. સૂરજ.
૧૧. ન. ડુંગરમાં થતું એક જાતનું ઝાડ. ચોમાસામાં એનાં પાંદડાં ખરી જાય છે.

**અરકચો** [અ. અર્કજહ (એક સુગંધી ચીજ)] પું. ઘણા સુગંધી પદાર્થ ભેગા કરીને બનાવેલો પીળા રંગનો ભૂકો; અરગજો.

**અરકછાવાર** પું. પાણીમાં ઊગતા છોડની એક જાત. તેનાં મૂળ, ફળિયાં અને પાંદડાંને નાની કોથળી જેવા પિંડ હોય છે. તેનાં પીળાં ફૂલ પાણીની ઉપર ઊગે છે.

**અરકબાદિયાન** [અ. અર્ક (સત્વ) + ફા. બાદિયાન (વરિયાળી)] પું. સૌંફ એટલે વરિયાળીનો અરક.

**અરકમંડલ** [સં. અર્ક (સૂર્ય) + મંડલ (ઘેરું)] ન. સૂર્યમંડળ.

**અરકાટ** ન. દક્ષિણ હિંદનું એ નામનું એક શહેર.

**અરકાટી** [અરકાટ (દક્ષિણ હિંદમાં એ નામનું શહેર)] ન. (હિંદી) ચાના બગીચામાં તથા મોરિશિયસ વગેરે ટાપુમાં કામ કરવા માટે મજૂરોની ભરતી કરી મોકલનાર માણસ.

**અરકાડવું** (અરકાડવું) સ. ક્રિ. અડાડવું; લગાડવું.

**અરકાન** ૧. પું. (પિંગળ) ચરણ.
૨. પું. મૂળ પદાર્થ.
૩. [ફા. રુક્ન (થાંભલો)નું બહુવચન] પું. બ. વ. થાંભલા; ટેકા.

અરકાને ઇસ્લામ = ઇસ્લામના થાંભલા; ઇસ્લામી ધર્મની મુખ્ય પાંચ બીના. તે આ પ્રમાણે છેઃ કલ્મા, નિમાઝ, રોઝા, હજ્જ અને ઝકાત.

૪. [અ. રુક્ન (મુસલમાન અમીરોનો એક ખિતાબ)નું બહુવચન] પું. બ. વ. રાજ્યના પ્રધાન; મંત્રીવર્ગ.

અરકાને દોલત = (૧) અમીરો. (૨) પ્રધાનમંડળ. (૩) રાજ્યના અધિકારીઓ; અમલદારો. (૪) રાજ્યના થાંભલા.

**અરકીડી** (અરકીડી) પું. સો ઇંચથી વધુ વરસાદવાળા મુલકમાં થતી એક જાતની વનસ્પતિ. એના રોપા અને વેલા થાય છે. એ વેલાનો ખોરાક હવા જ છે.

**અરકોલ** [સં. કૌલીર] પું. હિમાલય પર્વત ઉપર જેલમથી આસામ સુધી ૨૦૦૦ થી ૮૦૦૦ ફૂટની ઊંચાઈ સુધી મળતું એક જાતનું ઝાડ. એના ગુંદને કાકડાશિંગી કહે છે.

**અરક્ત** ૧. [સં. અ (નહિ) + રક્ત (સ્નેહવાળું)] વિ. મોહ વગરનું; અનાસક્ત.
૨. [સં. અ (નહિ) + રક્ત (રાતું)] વિ. રાતું નહિ તેવું.

**અરક્ષણ** [સં. અ (નહિ) + રક્ષણ (બચાવ)] ન. જાળવણીનો અભાવ; પાલન ન થવું તે.

**અરક્ષણીય** ૧. [સં. અ (નહિ) + રક્ષણીય (રક્ષણ થઈ શકે તેવું)] વિ. બચાવી ન શકાય તેવું.
૨. [સં. અ (નહિ) + રક્ષણીય (બચાવ કરવા લાયક)] વિ. રક્ષણ નહિ કરવા જેવું.

**અરક્ષિત** ૧. [સં. અ (નહિ) + રક્ષિત (રક્ષાયેલું)] વિ. અનાશ્રિત; જામીન વગરનું; જેની બાંહેધરી ન આપી હોય તેવું.
૨. વિ. ખુલ્લું; ઉઘાડું; ઢાંકયા વગરનું.
૩. વિ. મના ન થયેલી હોય તેવું; ખુલ્લું; છૂટવાળું.

૪. વિ. માલિકી હક વગરનું.

૫. સં. અ ( નહિ ) + રક્ષિત ( રક્ષેલું )] વિ. રક્ષણ વગરનું; નહિ રક્ષેલું; રક્ષાહીન.

૬. [ સં. અ ( નહિ ) + રક્ષિત ( સંભાળેલ )] વિ. સંભાળ વિનાનું.

**અરક્ષિતઅરણ્ય** [ સં. અરક્ષિત ( ખુલ્લું ) + અરણ્ય ( જંગલ ) ] ન. ખુલ્લું જંગલ; જેમાં જવાની કે શિકાર કરવાની મના ન હોય તેવું વન.

**અરક્ષિતતા** ૧. [ સં. અ ( નહિ ) + રક્ષિત ( રક્ષણવાળું ) + તા ( પણું ) ] સ્ત્રી. મના ન થયેલી હોય એવું હોવાપણું; ખુલ્લાપણું.

૨. સ્ત્રી. રક્ષણ વગરની સ્થિતિ; નિરાધાર દશા.

૩. સ્ત્રી. સલામત ન હોવાપણું; જોખમી સ્થિતિ.

**અરક્ષિતભૂમિ** ૧. [ સં. અ ( નહિ ) + રક્ષિત ( રક્ષણ કરેલું ) + ભૂમિ ( જમીન ) ] સ્ત્રી. જામીન-જમાનત વગરની જમીન; બાંહેધરી વિનાની જમીન.

૨. સ્ત્રી. જેનું રક્ષણ નથી થયું તેવી ભૂમિ.

**અરક્ષિતવ્યાપાર** [ સં. અ ( નહિ ) + રક્ષિત ( રક્ષણવાળું ) + વ્યાપાર ( વેપાર ) ] પું. પરદેશના માલ ઉપર કર નાખીને પોતાના દેશના માલનું રક્ષણ ન કર્યું હોય તેવો વેપાર.

**અરખ** ૧. ન. ઉત્તર હિંદુસ્તાનમાં વસતા દ્રાવિડ વંશના ખેડૂતોની એ નામની જાતનું માણસ.

૨. વિ. ઉત્તર હિંદમાં વસતા દ્રાવિડ વંશના ખેડૂતોની એક જાતનું.

**અરગ** ૧. [ સં. અગરુ ( અગરચંદન ) ] પું. ( હિંદી ) અરગજા; કેટલીક ચીજો મેળવીને બનાવેલ પીળા રંગનો એક સુગંધી પદાર્થ. તે માથે લગાડાય અને દેવતાઓને ચડાવાય છે.

૨. [ સં. અર્ક્ ( ગરમ કરવું ); અ. અરક ( તેણે સત્વ ખેંચ્યું ) ] પું. અર્ક; પદાર્થમાંથી યંત્રની મદદથી ગરમી આપીને કાઢેલું પ્રવાહી સત્વ.

૩. સ્ત્રી. ( જરથોસ્તી ) એ નામની નદી.

**અરગજા** ૧. [ હિં. ] પું. આછા પીળા રંગનું અત્તર.

૨. [ હિં. ] સ્ત્રી. કેસર, ચંદન, કપૂર વગેરે ચીજો ભેગી કરી બનાવેલ એક સુગંધી પદાર્થ.

૩. ન. એક જાતનું ફૂલ.

**અરગજી** ૧. [ હિં. અરગજા ] પું. અરગજાના જેવો એક રંગ.

૨. વિ. અરગજાના રંગનું.

૩. વિ. અરગજાની સુગંધવાળું.

**અરગજીશાક** ન. ઊંધિયાને મળતું જુદા જુદા કંદ અને લીલોતરીનું શાક.

**અરગજો** [ હિં. અરગજા ( એક સુગંધી વસ્તુ ) ] પું. ઘણી ચીજો મેળવીને બનાવેલો એક સુગંધી પદાર્થ. જુઓ અરગજા ૨.

**અરગટ** ૧. [ અં. અર્ગટ ] પું. રાઈ અને બીજાં કેટલાંક ઘાસમાં દાણાની જગ્યાએ થતી ફૂગ. તેમાં વેણ લાવવાનો, રક્તસ્તંભન એટલે લોહી ઠારી દેવાનો અને સ્નાયુ સંકોચવાનો ગુણ મનાય છે.

૨. [ હિં. અલગટ ] વિ. જુદું; નિરાળું; છૂટું.

**અરગની** [ સં. આલગ્ન ] સ્ત્રી. ( હિંદી ) કપડાં ટિંગાડવા માટે રાખેલ વાંસ, લાકડી કે દોરી; વળગણી.

**અરગલ** [ સં. અર્ગલ ] પું. આગળિયો.

**અરગવું** જુઓ અરઘવું.

**અરગળ** જુઓ અરગલ.

**અરગું** વિ. છાછરું; થોડી ઊંડાઈવાળું.

**અરગોર** ન. જલદી પ્રસવ કરાવનારી એ નામની ઝેરી દવા.

> આવા જ પ્રકારની ફુગ ધાન્યને ચઢે છે. એ મોટી ઔષધિ ગણાય છે. એમાંથી અરગોર નામનું શીઘ્ર પ્રસૂતિકર ઝેરી ઔષધ તૈયાર થાય છે.
> કેતકર

**અરગ્વધ** [ સં. ] પું. ગરમાળાનો છોડ; રાજવૃક્ષ; સુપર્ણક.

**અરઘ** ૧. [ સં. અર્ઘ ] ન. અર્ઘ; અંજલિમાં કે વાસણમાં પાણી લઈ વિધિ પ્રમાણે દેવ કે પૂજ્યને સમર્પણ કરવાની એક રીત; આદરસત્કાર કરવાની માનભરી એક રૂઢિ. ચોખા, દુર્વા, ફૂલ, પાણી અને સુગંધી ચીજો અર્ઘમાં વપરાય છે.

૨. ન. ઘેર આવેલ મોટા માણસને હાથ પગ ધોવા માટે આપવામાં આવતું પાણી.

૩. [ હિં. ] ન. ઘેર કોઈ આવતાં આનંદ જાહેર કરવા માટે દરવાજા આગળ રેડવામાં આવતું પાણી.

૪. ન. પાણીનો છંટકાવ.

૫. [હિં.] ન. બરાત એટલે જાન આવતાં તેને મોકલવામાં આવતું પાણી.

**અરઘટ્ટ** ૧. [ સં. અર ( પૈડાનો આરો ) + ઘટ્ ( સ્થવું ) ] પું. કૂવામાંથી પાણી કાઢવાનો રેંટ, કેમકે પૈડાના આરાની પેઠે તેની રચના કરેલી હોય છે.

૨. પું. મોટો કૂવો.

**અરઘટ્ટક** જુઓ અરઘટ્ટ.

**અરઘટ્ટઘટિકા** ૧. [ સં. ] સ્ત્રી. ઘટમાળ.

૨. સ્ત્રી. બંધ ન પડે તેવી પંચાત.

**અરઘટ્ટઘટી** [ સં. ] સ્ત્રી. રેંટ.

**અરઘટ્ટિકા** [ સં. અરઘટ્ટ ( રેંટ ) + ઇકા ( લઘુતાવાચક પ્રત્યય ) ] સ્ત્રી. કૂવામાંથી પાણી કાઢવાનો નાનો રેંટ.

**અરઘવું** ૧. અ. ક્રિ. ઓપવું; દીપવું; શોભવું.

૨. અ. ક્રિ. ભજન કરવું; નિમાઝ પઢવી.

૩. અ. ક્રિ. યોગ્ય હોવું; ઘટારત હોવું.

> અરઘતું હોય ઈ અરઘે, કાંઈ વાણિયા બામણ ઘરઘે?
> લોકોક્તિ

૪. સ. ક્રિ. પોંખવું.

૫. [ સં. અર્હ્ ( પૂજવું ) ] સ. ક્રિ. માન આપવું; પૂજવું; અર્ઘ આપવો; પગ ધોઈ આવકાર આપવો.

> ગરથનો ઘરડો તેને ઘડી ઘડી અરઘો, વગર ગરથનો ઘરડો તેનો ખાટલો મૂકો આઘો.
> કહેવત

**અરઘા** ૧. પું. જળાધારી; જેમાં શિવલિંગ સ્થાપવામાં આવે છે તે પાત્ર.

૨. [ સં. અર્ઘ ] પું. જેમાં અર્ઘ રાખીને આપવામાં આવે છે તે તાંબાનું વાસણ.

**અરઘિયું** [ સં. અર્ઘ ( આદરસત્કાર માટે અપાતી ચીજ ) ] ન. જે વડે દેવને અર્ઘ આપવામાં આવે તે અંજલિ ઘાટનું ધાતુનું વાસણ; છિપોલીના આકારનું પૂજાનું નાનું વાસણ.

**અરચન** ૧. [સં. અર્ચન (પૂજા)] ન. અર્ચન; પૂજન.

૨. ન. ચોપડવું તે; લગાડવાની ક્રિયા.

૩. ન. ભક્તિના નવમાંનો એ નામનો એક પ્રકાર; અર્ચા.

**અરચવું** ૧. [ સં. અર્ચ્ ( પૂજવું ) ] સ. ક્રિ. અર્ચવું; પૂજવું; સેવા કરવી.

૨. સ. ક્રિ. આડ કરવી; તિલક કરવું.

૩. સ. ક્રિ. માન આપવું; આવકાર આપવો.

૪. સ. ક્રિ. લેપ કરવો.

**અરચંન** જુઓ અરચન.

**અરચા** ૧. [સં. અર્ચ્ (પૂજવું)] સ્ત્રી. આરાધન; પૂજા.

૨. સ્ત્રી. આશકા; દેવની આરતી; ભસ્મ વગેરેનો સ્પર્શ કરવો તે.

૩. સ્ત્રી. તિલક; પિયળ; આડ; કપાળમાં કરેલો કેસર ચંદનનો લેપ.

**અરચાના** ૧. [ સં. અર્ચ્ ( પૂજવું ) ] સ્ત્રી. ( કચ્છી ) અરચા; પૂજા.

૨. સ્ત્રી. ( કચ્છી ) આડ; પિયળ.

**અરચાવું** ૧. [ સં. અર્ચ્ ( પૂજવું ) ] અ. ક્રિ. અરચા થવી; પૂજાવું.

૨. અ. ક્રિ. આદરસત્કાર થવો; આવકાર અપાવો.

**અરચિત** ૧. [ સં. અર્ચિત ] વિ. પૂજેલું.

૨. [ સં. અ ( નહિ ) + રચિત ( રચેલું ) ] વિ. રચ્યા વગરનું; નહિ બનાવેલું.

**અરચી** [ સં. અર્ચિસ્ ( ઝાળ ) ] સ્ત્રી. આંચ; જ્યોત; જ્વાળા; ભડકો; તેજ.

**અરજ** ૧. સ્ત્રી. ગર્ભવતી સ્ત્રીને અમુક જાતના ખોરાકની ઇચ્છા; દોહદ; ભાવ.

અરજ પડવી = સગર્ભાવસ્થામાં અમુક જાતના ખોરાક તરફ ભાવ થવો. પુરુષગર્ભ વખતે સ્ત્રીને અરજ પડે છે ને તેને પુરુષવાચક ખોરાક ખાવાની ઇચ્છા થાય છે.

૨. સ્ત્રી. દરખાસ્ત; અરજી; નિવેદન.

૩. સ્ત્રી. ન્યાય આપવાની માગણી; અન્યાય દૂર કરવાની વિનતિ; ફરિયાદ.

અરજ અહેવાલ = લેખિત વિનતિ અને હકીકત.

૪. [ અ. અર્ઝ્ ( વિનતિ ) ] સ્ત્રી. હકીકત કહીને કરેલી વિનતિ; નમ્રપણે કરેલ માગણી; પ્રાર્થના.

૧. અરજ કાઢી નાખવી = અરજીમાં કરેલી માગણીનો અસ્વીકાર કરવો.

૨. અરજ બહાલ રાખવી = (૧) અરજીમાં લખ્યા પ્રમાણે મંજૂરી આપવી. (૨) માગણી સ્વીકારવી; માગણી કબૂલ કરવી.

૩. અરજ રદ કરવી = અરજી કાઢી નાખવી.

૪. અરજ સ્વીકારવી = (૧) અરજી કબૂલ કરવી. (૨) અરજી લેવી.

૫. વિ. મનોવિકાર વગરનું; રાગ વિનાનું.

૬. [ સં. અ ( નહિ ) + રજસ્ ( ધૂળ ) ] વિ. રજ વિનાનું; ચોખ્ખું; શુદ્ધ; નિર્મળ.

૭. [ સં. અ ( નહિ ) + રજસ્ ( રજોગુણ ) ] વિ. રજોગુણ વગરનું.

૮. [ સં. અ ( નહિ ) + રજસ્ ( સ્ત્રીનો માસિક અટકાવ ) ] વિ. સ્ત્રી. અટકાવ ન આવતો હોય એવી.

**અરજણિયો** [ સં. અર્જુન ] પું. ( ગ્રામ્ય ) અર્જુન; પાંચ પાંડવમાંનો ત્રીજો.

૨. પું. કૃષ્ણ–અર્જુનના સંવાદરૂપ ગવાતા કાવ્યનો રાગ. એ રાગનું બીજું કાવ્ય પણ અરજણિયા રાગનું કહેવાય છે.

**અરજદાર** ૧. [ અ. અર્ઝ્ ( વિનતિ ) + ફા. દાર ( વાળું ) ] વિ. અરજ ગુજારનાર; વિનતિ કરનાર; પ્રાર્થી.

૨. વિ. દરખાસ્ત કરનાર.

**અરજન** [ સં. અર્જન ( કમાવું તે ) ] સ્ત્રી. કમાણી; નફો.

**અરજબેગી** [ અ. અર્ઝ્ ( અરજી ) + ફા. બેગી ( લઈ જનાર ) ] વિ. અરજી રજૂ કરનાર.

**અરજમંદ** ૧. [ અ. અર્ઝ્ ( અરજ ) + મંદ ( વાળું ) ] વિ. જેને અરજ થાય તેવું.

૨. વિ. પૂજ્ય.

**અરજલ** ૧. [ અ. ] પું. આગલા એક પગનો નીચલો ભાગ ધોળો હોય એવો ઘોડો. આવો ઘોડો ખોડવાળો ગણાય છે.

૨. [ હિં. ] પું. જેના બન્ને પાછલા પગ અને આગલો જમણો પગ સફેદ કે એક રંગના હોય એવો ઘોડો. આવો ઘોડો ખોડવાળો મનાય છે.

૩. પું. નીચ જાતિનો પુરુષ.

૪. પું. વર્ણસંકર.

૫. વિ. નીચ; હલકું.

**અરજવાન** [ અર્ઝ્ ( અરજ ) + વત્ ( વાળું ) ] વિ. અરજદાર; અરજ કરનાર.

**અરજવું** સ. ક્રિ. અડકવું; અડવું.

ઢંગ વિના ધાઈ ધાઈને
અરજો છો અબળાનું રે અંગ. દયારામ

**અરજસ્ક** ૧. [ સં. અ ( નહિ ) + રજસ્ ( ધૂળ ) + ક ( વાળું ) ] વિ. ધૂળ વિનાનું; શુદ્ધ; ચોખ્ખું.

૨. વિ. મનોવિકાર વગરનું; વાસના વિનાનું.

૩. [ સં. અ ( નહિ ) + રજસ્ ( રજોગુણ ) + ક ( વાળું ) ] વિ. રજોગુણ વગરનું.

**અરજસ્કા** પું. ( પિંગળ ) દરેક ચરણમાં જગણ અને યગણ મળી ૬ અક્ષરનો એક છંદ.

**અરજંટ** [ અં. અર્જન્ટ ] વિ. અગત્યનું; જરૂરી.

૧. અરજંટ ટેલિગ્રામ = જરૂરી તાર.

૨. અરજંટ ટ્રેન મેસેજ = રેલ મારફત જતો જરૂરી સંદેશો.

**અરજા** ૧. પું. ( જ્યોતિષ ) અઠ્યાસી ગ્રહોમાંનો એ નામનો એક.

૨. [ સં. અ ( નહિ ) + રજસ્ ( અટકાવ ) ] સ્ત્રી. ઋતુધર્મે આવવાની ઉંમરે નહિ પહોંચેલી કન્યા.

૩. સ્ત્રી. ઘીકુંવાર નામની વનસ્પતિ; ઘૃતકુમારી.

૪. સ્ત્રી. ( પુરાણ ) ભૃગુવંશના ભાર્ગવ ઋષિની પુત્રી. દંડક રાજાએ એનું શિયળ ભંગ કર્યું હતું.

**અરજાં** [ અ. અર્ઝાં ] વિ. સોંઘું; સસ્તું.

**અરજાંગ** વિ. સુવાંગ; પોતાનું જ; એકલા માટેનું.

**અરજાંગું** ૧. વિ. બક્ષિસ આપેલું; કાયમ માટે દીધેલું.

૨. વિ. સુવાંગ; પોતાનું.

**અરજી** ૧. [ અ. અર્ઝી ] સ્ત્રી. અરજ; વિનતિ.

૨. સ્ત્રી. અરજને લગતી હકીકતવાળો લેખ કે ભાષણ; જેમાં અરજ લખી હોય એવો કાગળ.

અરજી પેશ કરવી = અરજી આપવી.

**અરજીદાર** જુઓ અરજદાર.

**અરજીદાવા** [ અ. અર્ઝી ( અરજી ) + ફા. દાવા ( હક ) ] સ્ત્રી. દાવાઅરજી; ફરિયાદઅરજી.

**અરજુન** [ સં. અર્જુન ] પું. અર્જુન; પાંચ પાંડવમાંનો ત્રીજો. જુઓ અર્જુન.

**અરજુનવૃક્ષ** [ સં. અર્જુનવૃક્ષ ] ન. આસંદરાનું ઝાડ; આસંદો.

**અરજુનસાજડ** ( અરજુનસાજડ઼ ) [ અર્જુન ( ધોળું ) + સાજડ ( એક જાતનું ઝાડ ) ] પું. કોંકણમાં થતું એક જાતનું ઝાડ; ધોળો સાજડ. તે ઝાડ એનના ઝાડ જેવું થાય છે, અને તે તૂરૂં, મધુર, શીતળ, સુંદરતા અને બળ આપનાર, લઘુ એટલે હલકું, વ્રણ મટાડનારૂં, તેમ જ અસ્થિભંગ એટલે હાડકાંનું ભાંગવું, સંધિભંગ એટલે સાંધાનું ભાંગવું, કફ, પિત્ત, થાક, તરસ, બળતરા, પરમો, વાયુ, હૃદયરોગ, પાંડુરોગ, ઝેરની અસર, જખમનો સડો, ચરબીનો વધારો, રક્તદોષ, ધામ, દમ, જખમ અને ભસ્મક રોગ એટલે ગમે તેટલું ખાવા છતાં તે ખાધેલું પાચન ન થતાં ભસ્મ થઈ જાય અને અગ્નિ હમેશાં સતેજ રહે તે રોગ મટાડનારૂં કહેવાય છે. દવામાં તેની અંતરછાલનો ઉપયોગ થાય છે. તેનાં પાન શુમારે પાંચ આંગળ પહોળાં અને વેંતભર લાંબાં, ફૂલ સફેદ અને છાલ અંદરથી તથા બહારથી ધોળી હોય છે. એનાં લાકડાં ઇમારતી કામમાં વપરાય છે.

**અરજેરી** સ્ત્રી. ( ગણિત ) ત્રિજ્યા; વ્યાસાર્ધ.

અરજેરી ફેરવવી = મધ્યબિંદુ ઉપર દોરીનો છેડો રાખી ત્રિજ્યા જેટલી લંબાઈ લઈ ગોળાઈ ફેરવવી.

**અરજેરો** પું. ( ગણિત ) મોટી અરજેરી; મોટી ત્રિજ્યા.

**અરજોળ** [ સં. અર્ધ ( અરધું ) + દોલ ( હીંચકો ) ] અ. લટકતું હોય એમ.

**અરજોળે** ૧. [ સં. અર્ધ ( અરધું ) + દોલ ( હીંચકો ) ] અ. અધર લટકતું હોય એમ; અચોક્કસ.

અરજોળે ચડવી–રહેવી = વાત અચોક્કસ અથવા લટકમેળમાં હોવી.

૨. અ. લટકતી હાલતમાં; અધર.

**અરજોળો** ૧. પું. ( ગ્રામ્ય ) અજોળો; ગોળાકાર કરવાના ઉપયોગનું, પાવડા જેવા આકારનું લાકડાનું બનાવેલું કુંભારનું એક સાધન. તેના હાથાના છેડાના કાણામાં દોરી પરોવી, તે દોરી બીજી લાકડી સાથે બાંધેલી હોય છે. આ લાકડીને ચાકડાના થાળાની અડીમાં ભેરવી ફેરવવાથી કંપાસ એટલે વર્તુળ દોરવાના યંત્ર જેવું કામ થાય છે.

૨. પું. ઓળંબો; ભીંતની ઊંચાઈએ જતી સપાટી સીધી લીટીમાં છે કે નહિ તે જોવાનું કડિયાનું સાધન; ચણેલી ભીંતનું સીધાપણું જોવા લટકાવવામાં આવતું વજન.

૩. પું. ( ગ્રામ્ય ) લકડકામમાં વપરાતો લોઢાનો કંપાસ એટલે વર્તુળ દોરવાનું યંત્ર; કુંભારના ચાક જેવી ગોળાકાર ચીજ બનાવવામાં તેનો પરિઘ એટલે ઘેરાવો માપવા તથા સમાંતર રાખવામાં વપરાતું સુતારનું લાકડાનું એક હથિયાર.

**અરજ્યતંતુ** પું. કોષેશમાંના જાળરસનો પ્રાણુરસના જાળરસને મળતો એક ભાગ; પ્રાણુરસની મધ્યમાં અથવા બાજુ ઉપર આવેલી નાની લંબગોળ આકારની કોષેશ કહેવાતી વસ્તુમાંનો એક પદાર્થ, જે રંગીન પદાર્થો જેવો પોતાનો રંગ સહેલાઈથી કરી લેતો નથી. 'એક્રોમેટિન-ફાઇબર'.

**અરઝાન** ( અરઝ઼ાન ) ૧. [ ફા. ] વિ. પુષ્કળ; ઘણું.

૨. વિ. સસ્તું.

૩. વિ. સારી નીપજવાળું.

**અરઝાની** ( અરઝ઼ાની ) ૧. [ ફા. ] સ્ત્રી. પુષ્કળપણું; વિપુલતા.

૨. સ્ત્રી. સસ્તાપણું.

૩. સ્ત્રી. સારી નીપજ.

**અરઝોળ** જુઓ અરજોળ.

**અરઝોળો** જુઓ અરજોળો.

**અરટ** ૧. પું. ( કચ્છી ) ચરખો; રેંટિયો.

૨. [ સં. અરઘટ્ટ; પ્રા. અરહટ્ટ ] પું. રેંટ.

**અરટુ** [ સં. ] પું. એક જાતનું ઝાડ. જુઓ અરડૂસો.

**અરટ્ટ** પું. ( પુરાણ ) ઉત્તમ જાતના ઘોડાને માટે ભરતખંડનો એક પ્રખ્યાત ભાગ.

**અરઠીલા** ન. કાઠિયાવાડનું એક અસલી રાજ્ય.

**અરડ** ( અરડ઼ ) સ્ત્રી. ( જૂ. ગુ. ) આડાઈ.

> કરઇ અરડ નઇ મરડઈ બોલ. — લાવણ્યસમય

**અરડાવું** ( અરડ઼ાવું ) ૧. અ. ક્રિ. અરાડવું; રાડ પાડવી; રેંકવું; બરાડા પાડવા.

૨. અ. ક્રિ. આળસ ખાવી; બગાસાં ખાવાં.

૩. અ. ક્રિ. પિડાવું; દુઃખી થવું.

૪. અ. ક્રિ. ભેંસ વગેરેનું બાંબરડવું.

**અરડીંગ** ( અરડ઼ીંગ ) વિ. ( ચારણી ) શરીર.

> પડ ચડિયો જે દી જોગડો પીઠો આકડિયા ખાગે અરડીંગ. — કાઠિયાવાડી દુહો

**અરડૂસી** ( અરડ઼ૂસી ) [ સં. અટરૂષા ] સ્ત્રી. એક જાતનો છોડ; વાસક; વાશિકા; વાસાભિષક્માતા; સિંહિકા; સિંહાસ્ય; વાજિદંતા; આટરૂષ; અટરૂષક; અટરૂષ; વૃષ; તામ્ર; સિંહપર્ણ; સિંહપર્ણી; સિંહમુખી; સિંહી; વાસા. કફથી થતાં અસંખ્ય દર્દ નાશ કરનાર હોવાથી સંસ્કૃતમાં તેને સિંહાસ્ય એટલે સિંહનું મોઢું કહેલ છે. ધોળી અને કાળી એવી બે જાતની અરડૂસી થાય છે. તેનો છોડ ત્રણ ચાર ફૂટ ઊંચો, તેનાં પાન અણીવાળાં, ત્રણ ચાર ઈંચ લાંબાં અને આશરે સવા ઈંચ પહોળાં, તેનાં ફૂલ સફેદ અને નાગફેણના આકારનાં, અને ફળ મોગરાની કળીના આકારનાં અને તેમાં પિસ્તાં જેવડાં ચપટાં ચાર બી હોય છે. પાન તથા ફૂલોનો રસ કાઢી મધમાં આપવાથી ઉધરસ, શ્વાસ, દમ, ક્ષય જેવા રોગ મટતા મનાય છે. જ્વર, ત્રિદોષ, મરડો, ઝાડો અને રક્તાતિસાર ઉપર ક્વાથ, કલ્ક તેમ જ સ્વરસના રૂપમાં અપાય છે. છાતીના અને ફેફસાંના સોજા ઉપર શેકમાં તેનાં પાન કામ આવે છે. તે શીતવીર્ય એટલે ઠંડો ગુણ વધારે હોય એવી, હૃદ્ય એટલે હૃદયને સુખ કરનાર, હલકી, તીખી, કડવી અને સ્વર્ય એટલે અવાજ સુધારનાર, ઉધરસ, કમળો, શીતપિત્ત એટલે શીળસ, વિષ, જ્વર, કફ, શ્વાસ, મેહ, ક્ષય, તરસ, અરુચિ, કોઢ અને ઊલટી મટાડનાર અને રક્તપિત્ત પર અકસીર મનાય છે. માત્રાઃ અરડૂસીનાં પાનનો ભૂકો ૦ થી ૦॥ તોલો છે. કાળી અરડૂસીનાં મૂળ ઠંડા પાણીમાં ઘસી ચોપડવાથી વીંછીનું ઝેર ઉતરે અને શ્વેત પ્રદર ઉપર અરડૂસીનાં મૂળનો રસ મધમાં આપવાથી સફેદ ધાત જતી બંધ થાય છે. ખસ ઉપર અરડૂસીનાં કુમળાં પાંદડાં પાણીમાં ઉકાળી સ્નાન કરવું. સુખે પ્રસવ થવા માટે અરડૂસીનાં મૂળ ઉકાળી ડૂંટી અને ગુપ્ત ભાગ ઉપર લેપ કરાય છે. અરડૂસીનાં લાકડાં કોમળ અને હલકાં હોવાથી એના કોલસા દારૂમાં નાખવાના કામમાં આવે છે.

**અરડૂસો** ( અરડ઼ૂસો ) [ સં. અટરૂષ ] પું. એક જાતનું ઝાડ; શ્યોનાક; શ્યોનક; શોણક; નટ; ટુંટુક; મંડૂકપર્ણ; પત્રોર્ણ; શુકનાસ; દીર્ઘવૃંત; અરલુ; પૃથુશિમ્બ; આયુર્વેદમાં ગણાવેલાં દશમૂળ પૈકીનું એક બૃહત પંચમૂળ. તેનું લાકડું પોચું અને હલકું હોવાથી તે ઈમારતી કામમાં આવતું નથી, પણ તેનાં રમકડાં, ઢોલકાં, મૃદંગ અને કેટલીક સુશોભિત વસ્તુ બને છે. આ ઝાડ ઊંચું ને મોટું, તેનાં પાન લીમડાનાં જેવાં કાંગરીવાળાં તથા સંયુક્ત, ફળ આવળના પરડા જેવાં ચપટાં અને છાલ જાડી અને ભુખરા રંગની તેમ જ પાચક, જ્વરઘ્ન એટલે તાવનાશક, દસ્ત રોકનાર અને કડવી હોય છે. તેની છાલમાં તજ જેવી વાસ આવવાથી ગરીબ લોકો તજને બદલે તે છાલનો ઉપયોગ કરે છે. અજીર્ણ, ખાંસી, અરુચિ, તાવ, ઝાડો તથા સંગ્રહણી ઉપર તે ક્વાથ અથવા હિમના રૂપમાં અપાય છે. એનાં પાંદડાંની બાફ આપવાથી ધનુર્વા મટે છે. પ્રસૂતિવાત, નળગંધવાયુ, આમાતિસાર, વિષમજ્વર, વાળો, પટકી-કોલેરા, મુસળરોગ, મુખપાક, પિત્ત અને ઝેર ઉપર તેનો ઉપયોગ થાય છે. તેની માત્રા ૧ વાલની છે. મોટા અરડૂસાના છોડને મહારૂક પણ કહેવાય છે.

> અરડૂસો ને આમલી = જે મળે તે.

**અરડો** ( અરડ઼ો ) ન. મૂર્ખ માણસે ગમે તેમ બોલેલ શબ્દ.

> એકને અરડો કહે, બેને કહે છે બાઉ;
> ત્રણને તરડો કહે, ચોથાને કહે ખાઉ.
> — શામળ

**અરણ** ૧. સ્ત્રી. એરણ; લુહાર તથા સોનીનું ધાતુ ઘડવાનું ચોરસ કે લંબચોરસ ગચિયું.

૨. ન. આરણ્યકનું પ્રકરણ.

૩. ન. કાનમાં પહેરવાનું એક ઘરેણું; એરિંગ.

૪. [ સં. અરણ્ય ( જંગલ ) ] ન. જંગલ; વન; વગડો; અરણ્ય.

૫. વિ. સૂધબૂધ વગરનું; બેભાન.

**અરણવ** [ સં. અર્ણવ ( સમુદ્ર ) ] પું. દરિયો; સમુદ્ર; સાગર.

> ગંભીરતાએ વર્ણવું પણ અરણવમાં ખારાટ. — પ્રેમાનંદ

**અરણવાસ** [ સં. અરણ્ય ( જંગલ ) + વાસ ( રહેઠાણ ) ] પું. વનવાસ; જંગલમાં રહેવું તે.

**અરણા** સ્ત્રી. ( ગ્રામ્ય ) ભેંસ.

**અરણિ** ૧. [ સં. ] પું. અગ્નિ.

૨. પું. ચકમક.

૩. પું. યજ્ઞનો અગ્નિ ઉત્પન્ન કરવાનું લાકડું.

૪. પું. શમીનું ઝાડ.

૫. પું. સૂર્ય.

૬. સ્ત્રી. એક જાતનું ઝાડ; અગ્નિમંથ. જુઓ અરણી ૧.

૭. સ્ત્રી. રસ્તો; માર્ગ.

**અરણિકેતુ** [ સં. ] પું. અગ્નિમંથ; અરણિ નામનું ઝાડ. જુઓ અરણી ૧.

**અરણિસુત** ૧. [ સં. અરણિ ( એક ઝાડ ) + સુત ( દીકરો )] પું. અગ્નિ, કારણ કે અરણિનાં લાકડાં ઘસવાથી અગ્નિહોત્રનો અગ્નિ પ્રગટાવવામાં આવે છે.
૨. પું. શુકદેવ. ઘૃતાચી નામની અપ્સરાને જોઈને વ્યાસનું વીર્ય અરણી ઉપર સ્ખલિત થયેલું. તેમાંથી જન્મેલ હોવાથી તે અરણિસુત કહેવાય છે.

**અરણી** ૧. [ સં. અરણિ ] સ્ત્રી. અગ્નિમંથ; એરણ; શ્રીપર્ણી; ગણિકારિકા; જયા; જયંતી; તર્કારી; નાદેયી; વૈજયંતિકા. ગરમ દેશમાં કૂવાને કાંઠે થતું આ ઝાડ બૃહત પંચમૂળના ઝાડમાંનું એક છે. તેમાંથી ખરાબ ગંધ નીકળ્યા કરે છે. તેની નાની ને મોટી, તથા કાળી ને ધોળી એવી બે જાત છે. નાની જાતનાં ઝાડ માથોડું અને મોટી જાતનાં ઝાડ ૨૦-૨૫ ફૂટ ઊંચાં થાય છે. મોટી અરણીનાં પાન એકાકી, સામસામે, કોરે કાંગરીવાળાં, ૪-૫ ઈંચ લાંબાં ને અણીદાર, તેનાં ફૂલ સુગંધીદાર, ભૂખરા સફેદ રંગનાં અથવા ચંપેલી જેવાં ધોળાં, પાંચ પાંખડીવાળાં, એક સ્ત્રીકેસર તથા પાંચ પુંકેસરવાળાં, અને ફળ નાનાં, ગોળ ગરિયા જેવાં થાય છે. કાળી અરણીનાં પાન તથા મૂળ દવા તરીકે વપરાય છે. મોટી અરણી ગરમ, દીપન, કફઘ્ન એટલે કફને તોડી છૂટો પાડનાર ને વાતહર એટલે વાયુવિકાર દૂર કરનાર છે, તેમજ પાંડુ, સોજા, જીર્ણજ્વર, પક્ષઘાત, સંધિવા, વાયના કરડ ઉપર તથા અંડ ઊતર્યા ઉપર વપરાય છે. માત્રાઃ સ્વરસની ૧ તોલો ને અરણીના મૂળની છાલનો ૦। થી ૦॥ તોલો છે. આ ઝાડનાં લાકડાંને એકબીજા સાથે ઘસવાથી અગ્નિ પેદા થાય છે. તેનાં પાતરાંની ભાજી, ફૂલની કઢી તથા સોટીઓની હોકાની નળી બને છે. નાની અરણીના છોડને નરવેલ પણ કહે છે.
૨. સ્ત્રી. યજ્ઞમાં અગ્નિ પ્રગટાવવાને કામ લાગતું અરણીના લાકડાનું બનાવેલું યંત્ર. આ યંત્રના બે ભાગ હોય છેઃ અરણિ અથવા અધરારણિ અને ઉત્તરારણિ. અધરારણિ નીચે હોય અને તેમાંના કાણા ઉપર ઉત્તરારણિ ઊભી કરીને દોરીથી મથવામાં આવે છે. કાણાની નીચે કુશ અથવા કપાસ રાખી મથવાથી તેમાં આગ લાગી જાય. મથતી વખતે વૈદિક મંત્ર બોલવામાં આવે છે. યજ્ઞમાં ઘણું કરીને અરણીથી ઉત્પન્ન કરેલ અગ્નિ કામમાં લેવામાં આવે છે.
અરણીપાત્ર = જે ઘસવાથી યજ્ઞનો અગ્નિ ઉત્પન્ન થાય છે તે લાકડું.

**અરણોપાડો** પું. જંગલી પાડો; અરણ્યનો પાડો.

**અરણ્ય** ૧. [ સં. ] પું. કાયફળનું ઝાડ.
૨. પું. રામાયણનો એ નામનો એક કાંડ એટલે ભાગ.
૩. પું. સંન્યાસીઓના દસ માંહેનો એક ભેદ.
૪. ન. કાયફળ.
૫. [ સં. અરણ્ય; પ્રા. રણ્ણ ] ન. વન; જંગલ; વગડો; રાન; અટવી; કાનન; ગહન.
કાનન વિપિન અરણ્ય વન ગહન કક્ષ કાંતાર,
અટવીમાં આંટા દીએ મોહન નંદકુમાર.
પિંગળલઘુકોષ

**અરણ્યક** ૧. [ સં. ] ન. એક જાતનો છોડ.
૨. ન. જંગલની સભા.

**અરણ્યકદલી** [ સં. અરણ્ય ( જંગલ ) + કદલી ( કેળ ) ] સ્ત્રી. જંગલી કેળ.

**અરણ્યકાર્પાસી** [ સં. અરણ્ય ( જંગલ ) + કાર્પાસી ( કપાસનો છોડ ) ] પું. જંગલી કપાસ. જુઓ કપાસ.

**અરણ્યકાંડ** [ સં. અરણ્ય ( જંગલ ) + કાંડ ( ભાગ ) ] પું. વિશ્વામિત્ર સાથેનાં રામનાં જંગલનાં પરાક્રમો જેમાં વર્ણવ્યાં છે તે રામાયણનો ભાગ.

**અરણ્યગજ** ૧. [ સં. અરણ્ય ( જંગલ ) + ગજ ( હાથી ) ] પું. જંગલી હાથી.
૨. પું. માતેલો માતંગ; છકેલો હાથી.

**અરણ્યગાન** [ સં. અરણ્ય ( જંગલ ) + ગાન ( ગાયન ) ] ન. સામવેદનું જંગલમાં ગાવાનું એક ગાન.

**અરણ્યગેય** [ સં. અરણ્ય ( જંગલ ) + ગેય ( ગાવા લાયક ) ] વિ. જંગલમાં ગાવા જેવું.

**અરણ્યચટક** [ સં. અરણ્ય ( જંગલ ) + ચટક ( ચકલો ) ] પું. જંગલી ચકલો.

**અરણ્યચર** [ સં. અરણ્ય ( જંગલ ) + ચર ( ફરનાર ) ] વિ. જંગલમાં ભટકનાર; વનચર.

**અરણ્યચંદ્રિકા** ૧. [ સં. અરણ્ય ( જંગલ ) + ચંદ્રિકા ( ચાંદની ) ] સ્ત્રી. ચંદ્રનો જંગલમાંનો પ્રકાશ.
૨. સ્ત્રી. નકામો શણગાર; અસ્થાને અલંકાર. ચંદ્રનો જંગલમાં પડેલ પ્રકાશ નકામો છે, કેમકે તે જોવા કે તેનો આનંદ લેવા કોઈ માણસ હોતું નથી, તેમ કોઈએ ઘરેણાં પહેર્યાં હોય પણ તે સામું જોવાની પણ બધા બેદરકારી બતાવે ત્યારે તે ઘરેણાં નકામાં છે.

**અરણ્યજ** [ સં. અરણ્ય ( જંગલ ) + જ ( જન્મેલ ) ] વિ. વનમાં ઉત્પન્ન થયેલ; જંગલી.

**અરણ્યજાત** જુઓ અરણ્યજ.

**અરણ્યજાર્દ્રક** [ સં. અરણ્ય ( જંગલ ) + જ ( થયેલું ) + આર્દ્રક ( આદુ ) ] ન. જંગલમાં ઊગેલું આદુ; જંગલી આદુ.

**અરણ્યજાર્દ્રકા** જુઓ અરણ્યજાર્દ્રક.

**અરણ્યજીર** જુઓ અરણ્યજીરક.

**અરણ્યજીરક** [ સં. અરણ્ય ( જંગલ ) + જીરક ( જીરું ) ] પું. કાળીજીરીનો છોડ. જુઓ કાળીજીરી.

**અરણ્યજીરણ** [ સં. અરણ્ય ( જંગલ ) + જીરણ ( જીરું ) ] જુઓ અરણ્યજીરક.

**અરણ્યજીવ** ૧. [ સં. અરણ્ય ( જંગલ ) + જીવ ( જીવનાર ) ] વિ. જંગલનાં ફળ વગેરે ઉપર જીવનાર.
૨. વિ. વનચર; જંગલમાં રહેનાર.

**અરણ્યદ્વાદશી** [ સં. અરણ્ય ( જંગલ ) + દ્વાદશી ( બારશ ) ] સ્ત્રી. માગશર માસની બારશને દિવસે કરવામાં આવતું એક વ્રત.

**અરણ્યદ્વીપ** [ સં. અરણ્ય ( રણ ) + દ્વીપ ( બેટ ) ] પું. રણ કે ઉજ્જડ જગ્યામાં ફળ-ફૂપ સ્થળ.

**અરણ્યધર્મ** ૧. પું. જંગલી અવસ્થા.
૨. [ સં. અરણ્ય ( જંગલ ) + ધર્મ ( કર્તવ્ય ) ] પું. વાનપ્રસ્થ ધર્મ; વાનપ્રસ્થીની ફરજ.

**અરણ્યધાન્ય** ૧. [ સં. અરણ્ય ( જંગલ ) + ધાન્ય ( અનાજ ) ] ન. જંગલી અનાજ.
૨. ન. જંગલી ચોખા; નીવાર; સામો.

**અરણ્યનૃપતિ** જુઓ અરણ્યરાજ.

**અરણ્યપતિ** ૧. [ સં. અરણ્ય ( જંગલ ) + પતિ ( ધણી ) ] પું. પારધી; શિકારી.
૨. પું. રુદ્રદેવ.

**અરણ્યપંડિત** [ સં. અરણ્ય ( જંગલ ) + પંડિત ( વિદ્વાન ) ] પું. મૂર્ખ, કેમકે તે પોતાનું જ્ઞાન જંગલમાંજ બતાવી શકે છે, કે જ્યાં તેનું કોઈ સાંભળે નહિ અને તેની કોઈ ભૂલ કાઢે નહિ.

**અરણ્યબીજ** [ સં. અરણ્ય ( જંગલ ) + બીજ ( બી ) ] ન. વગડાઉ બી.

**અરણ્યભવ** [ સં. અરણ્ય ( જંગલ ) + ભવ ( જન્મ ) ] વિ. વગડાઉ; જંગલમાં થનાર.

**અરણ્યમક્ષિકા** [ સં. અરણ્ય ( જંગલ ) + મક્ષિકા ( માખી ) ] સ્ત્રી. ડાંસ; મોટો મચ્છર.

**અરણ્યમય** [ સં. અરણ્ય ( જંગલ ) + મય ( ભરપૂર ) ] વિ. જંગલથી ભરપૂર.

**અરણ્યમાર્જાર** [ સં. અરણ્ય ( જંગલ ) + માર્જાર ( બિલાડો ) ] પું. જંગલી મીંદડો; રાની બિલાડો.

**અરણ્યમુદ્ગ** [ સં. અરણ્ય ( જંગલ ) + મુદ્ગ ( મગ ) ] પું. જંગલી મગ.

**અરણ્યમુદ્રક** જુઓ અરણ્યમુદ્ર.

**અરણ્યયાન** [ સં. અરણ્ય ( જંગલ ) + યાન ( જવું તે ) ] ન. જંગલમાં જવું તે; વાનપ્રસ્થ થવાપણું.

**અરણ્યરક્ષક** [ સં. અરણ્ય ( જંગલ ) + રક્ષક ( રખોપિયો ) ] પું. જંગલનો રખેવાળ.

**અરણ્યરાજ** [ સં. અરણ્ય ( જંગલ ) + રાજન્ ( રાજા ) ] પું. જંગલનો રાજા. આ શબ્દ સિંહ કે વાઘ માટે વપરાય છે.

**અરણ્યરાજ્ય** [ સં. અરણ્ય ( જંગલ ) + રાજ્ય ] ન. જંગલનું રાજ્ય.

**અરણ્યરાશિ** [ સં. અરણ્ય ( જંગલ ) + રાશિ ( નક્ષત્ર ) ] સ્ત્રી. ( જ્યોતિષ ) મેષ, વૃષભ, સિંહ, વૃશ્ચિક અને ધન રાશિ.

**અરણ્યરુદન** ૧. [ સં. અરણ્ય ( જંગલ ) + રુદન ( રોવું ) ] ન. જંગલમાં રોકકળ.
૨. ન. નકામી મહેનત.
૩. ન. નકામો પોકાર; જંગલના રોણાની પેઠે જેને કોઈ ન સાંભળે એવું વચન; કોઈ ન માનતું હોય તેવી સલાહ.

**અરણ્યરુદિત** જુઓ અરણ્યરુદન.

**અરણ્યરોદન** જુઓ અરણ્યરુદન.

**અરણ્યરોદનન્યાય** [ સં. અરણ્ય ( જંગલ ) + રોદન ( રોવું ) + ન્યાય ] પું. જંગલમાં રોવા જેવો ન્યાય. કહેવા ઉપર કોઈ ધ્યાન ન આપતું હોય ત્યાં આ વાક્યનો ઉપયોગ થાય છે.

**અરણ્યવાયસ** [ સં. અરણ્ય ( જંગલ ) + વાયસ ( કાગડો ) ] પું. જંગલી કાગડો; ગીરનો કાગડો.

**અરણ્યવાસ** ૧. [ સં. અરણ્ય ( જંગલ ) + વાસ ( રહેઠાણ ) ] પું. જંગલમાં રહેવું તે; વનવાસ.
૨. પું. જંગલમાંનો આશ્રમ.
૩. પું. સંસારત્યાગ.

**અરણ્યવાસિની** ૧. સ્ત્રી. એક જાતનો વેલો; અલમ્બલપર્ણી.
૨. [ સં. અરણ્ય ( જંગલ ) + વાસિની ( રહેનારી ) ] સ્ત્રી. જંગલમાં રહેનારી સ્ત્રી.

**અરણ્યવાસી** ૧. [ સં. અરણ્ય ( જંગલ ) + વાસિન્ ( વસનાર ) ] વિ. જંગલી.
૨. વિ. વનવાસી; જંગલમાં રહેનાર.

**અરણ્યવાસ્તૂક** [ સં. ] પું. એક જાતનો છોડ; વનચેત; વનવાસ્તૂક.

**અરણ્યવિલપિત** જુઓ અરણ્યરુદન.

**અરણ્યવિલાપ** જુઓ અરણ્યરુદન.

**અરણ્યવ્રત** [ સં. અરણ્ય ( જંગલ ) + વ્રત ( નિયમ ) ] ન. માગશર માસની બારશને દિવસે કરવામાં આવતું વ્રત; અરણ્યદ્વાદશી.

**અરણ્યશાલિ** [ સં. અરણ્ય ( જંગલ ) + શાલિ ( ડાંગર ) ] પું. જંગલી ડાંગર; જંગલી ચોખા.

**અરણ્યશૂકર** [ સં. અરણ્ય ( વન ) + શૂકર ( સુવર ) ] પું. જંગલી ડુક્કર; ભૂંડ.

**અરણ્યશૂરણ** [ સં. અરણ્ય ( જંગલ ) + શૂરણ ( સૂરણ નામનું કંદ ) ] ન. જંગલી સૂરણ.

**અરણ્યશ્વા** [ સં. અરણ્ય ( વન ) + શ્વન્ ( કૂતરો ) ] પું. વરુ.

**અરણ્યષષ્ઠી** [ સં. અરણ્ય ( જંગલ ) + ષષ્ઠી ( છઠ ) ] સ્ત્રી. જેઠ સુદિ ૬ ને દિવસે સંતાનની વૃદ્ધિ માટે સ્ત્રીઓએ કરવાનું વ્રત. તે દિવસે સ્ત્રીઓ ફલાહાર કરે છે, દેવીની પૂજા કરે છે અને હાથમાં બેના એટલે વાંસ લઈ જંગલમાં ફરે છે.

**અરણ્યસભા** [ સં. અરણ્ય ( જંગલ ) + સભા ( કચેરી ) ] સ્ત્રી. જંગલમાં રહેનાર લોકોની તકરારોનો નિકાલ કરવાની કચેરી.

**અરણ્યસ્ત્રયુગ** [ સં. અરણિ ( એક ઝાડ ) + અસ્ત્ર ( હથિયાર ) + યુગ ( જમાનો ) ] પું. પૂર્વપાષાણયુગનો સમય; પથ્થરનાં હથિયાર વપરાતાં થયાં તે પહેલાંનો જમાનો. અરધાપરધા છોલેલા અને અણીવાળા ચકમક એ આ યુગનું લાક્ષણિક ચિહ્ન છે.

**અરણ્યહલદીકંદ** [ સં. અરણ્ય ( જંગલ ) + હલદી ( હળદર ) + કંદ ] પું. જંગલી હળદર.

**અરણ્યા** [ સં. ] સ્ત્રી. એ નામની વનસ્પતિ.

**અરણ્યાધ્યક્ષ** [ સં. અરણ્ય ( જંગલ ) + અધ્યક્ષ ( ઉપરી ) ] પું. જંગલની દેખરેખ રાખનાર અધિકારી; 'રેંજર.'

**અરણ્યાની** ૧. [ સં. ] સ્ત્રી. ( પુરાણ ) ઋગ્વેદમાં કહેલ વન અને જંગલની અભિમાની દેવી; વનદેવી.
૨. સ્ત્રી. મોટું જંગલ.

**અરણ્યું** ૧. વિ. ( ગ્રામ્ય ) દુઝાણા વગરનું.

કૃષ્ણ કામધેનુ દૂઝે અમારે,
અરણ્યું ન રહે કોઈ અમારા કુળમાં.
વલ્લભ

૨. વિ. ( ગ્રામ્ય ) વાંઝિયું; છોકરાં વગરનું.

**અરત** ૧. [ સં. અ ( નહિ ) + રત ( મૈથુન ) ] ન. મૈથુન ન કરવું તે; અસંભોગ.
૨. [ સં. અ ( નહિ ) + રત ( મોહવાળું ) ] વિ. અનાસક્ત; ઉદાસીન; વિરક્ત; સ્નેહ વગરનું.
૩. વિ. એદિલ.
૪. વિ. સંતોષ ન પામેલું.
૫. વિ. સુસ્ત; ઠંડું.

**અરતિ** ૧. [ સં. અ ( નહિ ) + રતિ ( મોહ ) ] સ્ત્રી. અપ્રીતિ; અભાવ; અણગમો; નાખુશી.
૨. સ્ત્રી. અસંતોષ.
૩. સ્ત્રી. ઇચ્છેલી વસ્તુના વિયોગથી અને અણગમતી વસ્તુ મળવાથી થતી દિલગીરી; અસુખ; દુઃખ.
૪. સ્ત્રી. કામ એટલે વિષયસુખની ઇચ્છાને લીધે થતી નાયકની એ નામની એક હાલત; અનંગદશા.
૫. સ્ત્રી. ક્રોધ.
૬. સ્ત્રી. ગભરાટ.
૭. સ્ત્રી. વૈરાગ્ય.
૮. [ સં. અ ( નહિ ) + રતિ ( ક્રીડા ) ] સ્ત્રી. સંભોગનો અભાવ; અમૈથુન.
૯ સ્ત્રી. ( જૈન ) સંયમમાં ઉદ્વેગ; જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને વીર્ય એ પાંચ આચારમાં બેચેની.
૧૦. [ સં. અ ( નહિ ) + રતિ ( ઉત્સાહ ) ] સ્ત્રી. સુસ્તી; મંદતા.

**અરતિપરિષહ** [ સં. અ ( નહિ ) + રતિ ( ગમવું તે ) + પરિષહ્ ( દુઃખ સહન કરવું ) ] પું. ( જૈન ) સાધુના ૨૨ પરિષહ માંહેનો એ નામનો એક; સ્વીકારેલ માર્ગમાં મુશ્કેલીને લીધે કંટાળાનો પ્રસંગ આવે ત્યારે કંટાળો ન લાવતાં સમતા રાખવી તે.

**અરતિમોહનીય** [ સં. અ ( નહિ ) + રતિ ( પ્રીતિ ) + મોહનીય ( મોહ પમાડે તેવું ) ] ન. ( જૈન ) મોહ પમાડે તેવા કર્મની એક પ્રકૃતિ, જેથી અપ્રીતિ ઊપજે છે. બીજાને બેચેની ઉપજાવવી, કોઈના આરામમાં ખલલ નાખવી, હલકાં માણસની સોબત કરવી વગેરે અરતિમોહનીયના આસવ છે.

**અરતી** સ્ત્રી. વાંસના લાકડાની નીચે નાખેલું લોઢાનું ચોરસ અને ઉપરથી ગોળ માથાવાળું રાંપી જેવું ઓજાર. આ ઓજારથી સાંતીને વળગેલો કાદવ કાઢી નાખવામાં આવે છે.

**અરત્ન** [ સં. અ ( નહિ ) + રત્ન ( કીમતી પથ્થર ) ] ન. રત્ન નહિ તે.

**અરત્નિ** ૧. [ સં. અ ( નહિ ) + રત્નિ ( મુંઠો હાથ ) ] પું. કોણી.
૨. પું. કોણીથી ટચલી આંગળી સુધીનું માપ. આ માપ વડે જૂના વખતમાં યજ્ઞની વેદિ વગેરે માપવામાં આવતાં.

૩. પું. ટચલી આંગળી પહોળી હોય તેવો બાંધેલી મૂઠીવાળો હાથ.
૪. પું. હાથ.
૫. ન. ચોવીસ આંગળનું માપ; આશરે બે ફૂટનું જૂનું માપ.
૬. વિ. પ્રયાણ નહિ કરનાર.

**અરત્નિક** [ સં. અરત્નિ ( કોણી ) + ક ( લગતું ) ] વિ. કોણી સંબંધી.

**અરથ** ૧. [ હિં. ] પું. અસર.
૨. પું. ઉપયોગ; ખપ; ગરજ; અગત્ય; જરૂર.
૩. પું. કામ; કાર્ય.
અરથ સર્યો ને વૈદ વેરી = કામ થઈ રહ્યા પછી સ્વાર્થી સામું જોતા નથી.
૪. પું. કારણ; સબબ.
૫. પું. કીમત.
૬. પું. કોયડો; ઉખાણું.
અર્થ નાખવો = ઉખાણું પૂછવું.
૭. [ સં. અર્થ ] પું. દ્રવ્ય; ધન; પૈસો; દોલત; સંપત્તિ.
૮. પું. ધર્મ વગેરે ચારમાંનો બીજો પુરુષાર્થ.
૯. [ સં. અર્થ્ ( ઇચ્છવું ) ] પું. ધારણા; ઉદ્દેશ; હેતુ; ઇરાદો; અભિપ્રાય.
૧૦. પું. ફળ; પરિણામ.
૧૧. પું. માયનો; અર્થ; મતલબ; સમજૂતી.
૧૨. [ સં. અ ( નહિ ) + રથ ( એક વાહન ) ] પું. રથ સિવાયનું વાહન. જેમકે, ગાડું.
૧૩. પું. વિષય; વસ્તુ.
૧૪. પું. સાર; સત્ત્વ.
૧૫. વિ. રથ વગરનું થઈ ગયેલું.

**અરથાત** ૧. [ સં. અર્થાત્ ( એટલે કે ) ] અ. એ કારણસર; એટલે કે; એવું છે માટે.
૨. [ સં. યથાર્થમ્ ( ખરેખર ) ] અ. ખરેખર; યોગ્ય; બરાબર.

**અરથિયું** [ સં. અર્થ ( ઇચ્છા ) + ઇન્ ( વાળું ) ] વિ. જરૂરિયાતવાળું; ગરજાઉ.

**અરથી** ૧. [ હિં. ] પું. અરજદાર.
૨. પું. આડતિયો.
૩. પું. આશ્રિત.
૪. પું. ઉમેદવાર.
૫. પું. નોકર.
૬. [ સં. રથ ( એક વાહન ) ] સ્ત્રી. ઠાઠડી; નનામી.
૭. [ સં. અર્થ ( ઇચ્છા ) + ઇન્ ( વાળું ) ] વિ. અર્થવાળું; ઇચ્છાવાળું; ગરજાઉ.
૮. [ સં. અ ( નહિ ) + રથિન્ ( રથવાળું ) ] વિ. રથ વગરનું; રથમાંથી ઊતરેલું; રથમાં ન બેઠેલું.

**અરથે** [ સં. અર્થે ] અ. વાસ્તે; સારુ; માટે.

**અરદ** ૧. પું. ( જરથોસ્તી ) પાંચમા મુખ્ય ફિરસ્તા અસ્ફંદારમદના ચાર હમકારો એટલે મદદગાર માંહેનો એ નામનો એક. તેને અશિશ કે અશિસવંઘ પણ કહે છે.
૨. [ સં. અ ( નહિ ) + રદ ( દાંત ) ] ન. જેને દાંત આવ્યા ન હોય તેવું બાળક.
૩. વિ. દાંત વગરનું.

**અરદલ** પું. પશ્ચિમઘાટ અને લંકાદ્વીપમાં થતું એક જાતનું ઝાડ. તેમાંથી નીકળતો પીળા રંગનો ગુંદ પાણીમાં ઓગળતો નથી, પણ દારૂમાં ઓગળે છે. તેનાથી સારો રોગાન બને છે. તેનાં ફળ ખાટાં હોવાથી ખટાઈના કામમાં, અને તેના બીમાંથી નીકળતું તેલ દવાના કામમાં આવે છે. તેનું લાકડું કાળા લીટાવાળા બૂરા રંગનું હોય છે.

**અરદલી** ૧. [ અં. ઓર્ડરલી ( અમલદારની તહેનાતમાં રહેનાર લશ્કરી માણસ ) ] પું. અમલદારના સંદેશા, તાર, ટપાલ લઈ જનાર સિપાઈ.
૨. પું. વાહન આગળ દોડનાર નોકર.
૩. પું. હજૂરિયો.

**અરદશિરબાબકાન** પું. ઇરાનના સાસાનીઅન વંશનો એ નામનો સ્થાપક.

**અરદા** ૧. [ હિ. ] પું. બદલો.
૨. પું. વેરની વસૂલાત.

**અરદાફરવશ** પું. ( જરથોસ્તી ) છઠ્ઠા મુખ્ય ફિરસ્તા ખોરદાદના ત્રણ હમકારો એટલે મદદગાર માંહેનો એ નામનો એક. તેને અરદાફરોશ અથવા ફરવરદીન પણ કહે છે.

**અરદાફરોશ** ૧. પું. ( જરથોસ્તી ) પવિત્ર માણસને રસ્તો બતાવનાર દેવ.
૨. પું. પ્રેત.
૩. જુઓ અરદાફરવશ.

**અરદાવા** [ ફા. આરદ ( લોટ ) ] પું. ( હિંદી ) ભરડો; ભડકું; ભરડેલું અનાજ. તે ઘોડાને ચંદી તરીકે આપવામાં આવે છે.

**અરદાશ** સ્ત્રી. ( ગ્રામ્ય ) પ્રાર્થના; અરજ; આરજૂ.

મે'ની મેઠી હેઠ ઉજળી અરદાશું કરે;
ઓહું દેખાવ્યને મેં' અમે લોંઠા પડીએ બાણના.
મેહ-ઉજળી

**અરદાસ** ૧. [ સં. અર્દ્ ( માગવું ) + આશા ( ઇચ્છા ) ] સ્ત્રી. અરજ; પ્રાર્થના; વિનતિ; અરજી; માગણી.

ત્યારે સુર ગયા શ્રીપતિ પાસજી,
અમર સહુએ કરી અરદાસજી. નિષ્કુળાનંદ

૨. સ્ત્રી. ઈશ્વરપ્રાર્થના. નાનકપંથી દરેક શુભ કાર્યમાં અરદાસ કરે છે.
૩. સ્ત્રી. નિવેદનની સાથે ભેટ; નજર; નજરાણો.
૪. સ્ત્રી. શુભ કાર્ય કે યાત્રાની શરૂઆતમાં કોઈ દેવતાની પ્રાર્થના કરી તે નિમિત્તે કંઈ ભેટ કાઢી રાખવી તે; દેવદેવીને ધરાતો ભોગ.

**અરદાસાં** સ્ત્રી. ( ગ્રામ્ય ) અરજી; વિનવણી.

વાડી માથે વાદળાં, મેડી માથે મે',
ઉભી અરદાસાં કરું, એક હોંકારો દે!
મેહ-ઉજળી

**અરદિબહિશ્ત** જુઓ અરદિબેહસ્ત.

**અરદિબેહસ્ત** ૧. [ ફા. ઉર્દીબહિશ્ત ] પું. ( જરથોસ્તી ) અગ્નિ; દેવતા.
૨. પું. ( જરથોસ્તી ) એ નામનો ત્રીજો મુખ્ય ફિરસ્તો. અવસ્તામાં તેને અશવહિશ્ત કહેલ છે. આ ફિરસ્તો અગ્નિનો ઉપરી દેવ છે. તેના નામ પરથી જરથોસ્તી માસના ત્રીજા દિવસનું નામ પડેલું છે.
૩. પું. જરથોસ્તી વર્ષનો એ નામનો બીજો માસ.
૪. પું. પારસી મહિનાનો ત્રીજો દિવસ. તે દિવસે આતશબહેરામમાં વધારે રોશની કરવામાં આવે છે, પવિત્ર આતશમાં વધારે પ્રમાણમાં સુખડ વગેરે નાખવામાં આવે છે, અને સૂકી માછલી તળવામાં આવતી નથી. તેના ત્રણ હમકારના દિવસોએ પણ એ જ પ્રમાણે ક્રિયા કરવામાં આવે છે.

**અરદિબેહસ્તજશન** ન. જરથોસ્તી વર્ષના બીજા માસ અરદિબેહસ્તનો ત્રીજો દિવસ; અરદિબેહસ્તના રોજ યઝ્દ અરદિબેહસ્તના માનમાં પાળવામાં આવતો એ નામનો તહેવાર.

**અરદેશર** ૧. [ સં. ઊર્ધ્વ ( ઊંચું ) + શિરસ્ ( માથું ); ફા. આરદ ( લોટ ) + શીર ( દૂધ ) ] પું. અસ્પંદિયારના દીકરા બહમનનો ઇલકાબ. જ્યારે અસ્પંદિયાર પોતાના બાપ ગુસ્તાસ્પ સાથે વાતો કરતો હતો ત્યારે તેના પુત્રના જન્મની તેને વધામણી મળી. તે વખતે એક દાસ હાથમાં રકાબી લઈને ત્યાંથી નીકળ્યો. તેમાં શું હતું તે વિષે પૂછતાં તેણે 'આરદશીર' એટલે લોટ અને દૂધ કહ્યું. તે ઉપરથી તેનું નામ આરદશીર રાખ્યું. કેટલાક તેનું નામ સંસ્કૃત ઊર્ધ્વશિર ઉપરથી પડ્યાનું કહે છે.
૨. [ ફા. અર્દ ( ક્રોધ ) + શેર ( સિંહ ) ] પું. સિંહના જેવો ક્રોધી પુરુષ; અર્દશેર.
૩. ન. લોટ અને દૂધ.
૪. [ ફા. ઉર્દ ( જેવો ) + શેર ( સિંહ ) ] વિ. પું. સિંહ જેવો.

**અરદ્વિસુર** સ્ત્રી. ( પહેલવી ) એ નામની નદી. તે હાલની ઓક્સસ નદી હોવાનું મનાય છે.

**અરધ** ૧. ન. કોઈ રાશિ કે પરિમાણના બે સરખા ભાગ કરવાથી આવતું એક ભાગનું મૂલ્ય અથવા પરિમાણ.

૨. વિ. અપૂર્ણું; અધૂરું.

૩. [ સં. અર્ધ ] વિ. અરધું; એક વસ્તુના બે સરખા ભાગમાંના એક જેટલું.

**અરધઉઘાડું** ૧. [ સં. અર્ધ ( અરધું ) + ઉદ્‌ઘાટિત ( ઉઘાડેલું ) ] વિ. અર્ધું ખુલ્લું.

૨. વિ. અર્ધું નાગું.

**અરધઊરધ** [ સં. અધઃ ( નીચે ) + ઊર્ધ્વ ( ઊંચે ) ] અ. નીચે ઊંચે; સર્વ ઠેકાણે.

અકલ અવિનાશી એ નવ જ જાએ કળ્યો,
અરધઊરધની માંહે મ્હાલે. — નરસિંહ

**અરધપસાર** વિ. લગભગ અરધ.

**અરધપંચાળ** ૧. વિ. લગભગ અરધ ભાગનું.

૨. અ. લગભગ અરધા ભાગનું હોય તેમ.

**અરધપાતાળિયા** [ સં. અર્ધ ( અરધું ) + પાતાલ ( પાતાળ ) ] વિ. સાંગડી વડે ઊંડેથી પાણી લેવામાં આવે એવું.

**અરધંગ** ૧. [ હિં. ] પું. શિવ. તેમનું એક રૂપ અર્ધું પુરુષનું અને અર્ધું સ્ત્રીનું કલ્પવામાં આવ્યું છે.

૨. [ સં. અર્ધ ( અરધું ) + અંગ ( શરીર ) ] સ્ત્રી. અર્ધાંગ; પત્ની. સ્ત્રી એ પુરુષનું અર્ધું અંગ મનાય છે.

ભૂલ્યાં લક્ષ્મી આપ અરધંગ રે. — દયારામ

**અરધાંગ** [ સં. અર્ધ ( અરધું ) + અંગ ( શરીર ) ] સ્ત્રી. અર્ધાંગના; પત્ની.

અમર આહીર અરધાંગ ગોપાંગના. — નરસિંહ

**અરધાંગના** [ સં. અર્ધ ( અરધું ) + અંગના ( સ્ત્રી ) ] સ્ત્રી. પત્ની; પુરુષના અરધા અંગરૂપ પરણેલી સ્ત્રી; અર્ધાંગ.

**અરધાંગી** ૧. [ સં. અર્ધ ( અરધું ) + અંગિન્ ( શરીરવાળું ) ] પું. શિવ, કારણ કે તેનું રૂપ અર્ધું પુરુષનું અને અર્ધું સ્ત્રીનું કલ્પેલું છે.

૨. સ્ત્રી. અરધાંગ; પત્ની.

**અરધાંવાદ્ય** ન. બ. વ. ( સંગીત ) જેમાંથી એક જ સ્વર નીકળતો હોય તેવાં વાજાં. જેમકે, મંજીરા, ઝાંઝ, ઘૂઘરી, ઘંટ, કરતાલ, જલતરંગ, બાંસતરંગ, ડાબડી. જુઓ ઘનવાદ્ય.

**અરધિયાણુ** [ સં. અર્ધ ( અરધું ) ] વિ. લગભગ અરધું; અરધા જેટલું; અરધપંચાળ.

**અરધિયું** ૧. [ સં. અર્ધ ( અરધું ) ] ન. અરધો ભાગ.

ચૂડીનું અરધિયું = નાની પટીની ચૂડી.

૨. ન. આઠ આનાનો સિક્કો; અરધો રૂપિયો.

૩. ન. ડાલિયા ઘાટનું વાસણ.

૪. ન. મોટી વસ્તુનો નાનો ભાગ.

૫. ન. રેશમી કે કિનખાબના તાકાનો અરધો ભાગ.

૬. વિ. અરધું; અરધા ભાગ જેટલું.

**અરધિયો ખેડૂત** ૧. પું. અરધો ભાગ આપી ખેડ કરતો હોય એવો ખેડૂત; અધવાઈ કરનાર ખેડૂત.

૨. પું. વજેભાગમાંથી અરધો ભાગ સુવાંગ કાઢી લેતાં બાકીમાંથી બીજા હકદારોને ભાગ આપવો પડતો હોય એવો ખેડૂત.

**અરધી** ૧. સ્ત્રી. એક પૈસાના ત્રીજા ભાગ જેટલી એટલે આનાના બારમા ભાગ જેટલી કીમતનો ચલણી સિક્કો; પાઈ. આ શબ્દ મોટે ભાગે મુંબઈમાં જ બોલાય છે.

૨. સ્ત્રી. જામનગરનો એક જાતનો રૂપાનો સિક્કો; અરધી કોરી.

**અરધું** ૧. [ સં. અર્ધ ] ન. અરધાંનો આંક; ૧×૦॥ થી ૧૦૦×૦॥ સુધીના આંક.

૨. ન. કોઈ પરિમાણના બે સરખા ભાગમાંના દરેકનું મૂલ્ય અથવા પરિમાણ.

૩. વિ. બે સરખા ભાગમાંનું દરેક; અરધ; અરધું.

ખિજાઈને અરધું થઈ જવું = ગુસ્સાથી લોહી બળવું.

**અરધુંપરધું** વિ. અરધું અથવા તેથી ઓછું; આશરે અરધું.

**અરધોઅરધ** વિ. બરાબર અરધું; બરાબર નીમે ભાગે.

**અરના** ૧. [ હિં. ] પું. અડાયાં છાણાં.

૨. પું. અરણીનો છોડ.

૩. [ સં. આરણ્યક ( જંગલી ) ] પું. ( હિંદી ) જંગલી પાડો.

**અરનાથ** પું. ( જૈન ) ચાલુ અવસર્પિણી એટલે ઊતરતા કાળમાં ભરતક્ષેત્રમાં થયેલા અઢારમા તીર્થંકર. તે ગર્ભમાં આવ્યા પછી તેમની મા દેવી રાણીએ સ્વપ્નામાં રત્નનો આરો અને શુભ એટલે ઢગલો દીઠાં. એ ગર્ભનો પ્રભાવ જાણી તેમનું નામ અરનાથ પાડ્યું. તેની જન્મતિથિ ફાગણ સુદિ ૨, જન્મસ્થળ હસ્તિનાપુર, નિર્વાણસ્થળ સમેત શિખર અને લક્ષણ માછલી છે.

**અરપણ** [ સં. અર્પણ ( આપવું તે ) ] ન. અર્પણ કરવું તે; આપવાપણું.

**અરપવું** [ સં. ઋ ( મેળવવું ) નું પ્રયોજક રૂપ ] સ. ક્રિ. અર્પણ કરવું; આપવું.

**અરપાવું** [ સં. ઋ ( મેળવવું ) ] અ. ક્રિ. અર્પણ થવું; અપાવું.

**અરફ** [ અ. ] સ. ક્રિ. ( ધાતુ ) તેણે જાણ્યું. આ ધાતુ ઉપરથી નીકળેલા શબ્દો: આરિફ = જ્ઞાની. મઅરફત = ઓળખાણ; જ્ઞાન; ઈશ્વર સંબંધી જ્ઞાન. મઅરૂફ = સુપ્રસિદ્ધ.

**અરફટ** સ્ત્રી. અડફટ; ધક્કો; ઝપટ; અથડામણ.

**અરફર** [ હિં. ] સ્ત્રી. હરડે.

**અરફા** ૧. [ અ. ] પું. ઈદની પહેલાંનો દિવસ.

૨. પું. જાગરણ.

**અરફાટ** જુઓ અરફટ.

**અરફાત** [ અ. ] ન. મક્કાથી ૧૨ માઈલ દૂર આવેલી એ નામની ટેકરી. ત્યાં હાજીઓ અરફાને દિવસે હજ્જ કરવા જાય છે, અને બપોરની તથા પાછલા પહોરની નિમાઝ પછી પાછા મક્કે આવે છે.

**અરફો** [ અ. અર્ફહ્ ( તહેવારથી આગલો દિવસ ) ] પું. મુસલમાની છેલ્લા મહિનાની નવમી તારીખ. તે દિવસે મક્કામાં હજ્જ થાય છે.

**અરબ** ૧. [ અ. ] પું. અરબસ્તાનનો વતની; આરબ.

૨. પું. અરબી ઘોડો.

૩. પું. અરબોનો મુલક; અરબસ્તાન.

૪. પું. ઈંદ્ર.

૫. [ સં. અર્વન્ ] પું. ઘોડો.

૬. [ સં. અર્બુદ ] પું. દશ કરોડની સંખ્યા.

૭. વિ. દશ કરોડ.

**અરબખરબ** [ સં. અર્બુદ ( અબજ ) + ખર્વ ( દશ અબજ ) ] વિ. અસંખ્ય.

**અરબડવું** ( અરબડવું ) અ. ક્રિ. લથડિયાં ખાવાં.

**અરબદા** [ સં. અર્બુદા ] સ્ત્રી. ( ગ્રામ્ય ) આબુ પર્વત ઉપર વસતી અર્બુદા દેવી.

સાચી મોટી દેવી શારદા,
અકલ તણી અરણ્ય અરબદા. — શામળ

**અરબસ્તાન** [ અ. અરબ + સિતાન ( ઠેકાણું ) ] ન. અરબોનો દેશ. અહીં ઇસ્લામ મત ફેલાવનાર મહમ્મદ સાહેબનો જન્મ થયો હતો. ત્યાંનાં ઘોડા, ઊંટ અને ખજૂર વખણાય છે.

**અરબા** પું. અરબોની લડાઈ.

૧. અરબા ઊડવા = ગુસ્સાથી સામે થવું.

૨. અરબા પાને આવવું-જવું = ગુસ્સા ભરેલી વાણી સામે ટકી રાખવું.

**અરબાપૂત** ન. અરબસ્તાન.

**અરબી** ૧. [ અ. ] પું. અરબી ઊંટ; અરબ દેશનું ઊંટ. તે બહુ મજબૂત અને સહનશીલ હોય છે, અને દાણાપાણી વિનાની મરુભૂમિમાં એટલે રણવાળા મુલકમાં મુસાફરીને માટે ઘણું ઉપયોગી છે.

૨. પું. અરબી ઘોડો. આ ઘોડા બીજા ઘોડાઓથી વધારે જોરાવર, મહેનતુ, સહનશીલ અને આજ્ઞાપાલક એટલે કહ્યાગરા છે. તેનાં નસકોરાં પહોળાં, જડબાં મોટાં, માથું મોટું, આંખો મોટી, કાન નાના તથા પૂછડી અને કેશવાળીના વાળ ચમકદાર હોય છે.

૩. પું. અરબી વાજું; તાસું.

૪. સ્ત્રી. આરબ લોકની ભાષા.

૫. વિ. અરબસ્તાનનું; અરબસ્તાનને લગતું.

૬. વિ. આરબની ભાષાનું.

૭. વિ. આરબને લગતું.

**અરબી ખજૂરી** સ્ત્રી. કચ્છમાં થતું એક જાતનું ઝાડ. વરસાદની તંગી હોય ત્યારે એમાં થતી ખારેક ખજૂર તરીકે પકવાય છે. આની દેશી અને પરદેશી એમ બે જાત છે.

**અરબી ખાંડી** સ્ત્રી. આઠ મણનું વજન.

**અરબી ચા** સ્ત્રી. એક જાતનું ઝાડ. તે સૂકા દેશમાં થાય છે.

**અરબી છરો** પું. ઝવેરદાર પોલાદના પાનાનું આશરે બે ફૂટ લાંબું, શરૂઆતમાં સવા ઇંચ, વચ્ચે એક ઇંચ ને છેલ્લે દોઢ ઇંચ પહોળું, અણીવાળું, એક જ બાજુએ ધારવાળું, તલવાર જેવું હથિયાર. તેનું પાનું અને મૂઠનો ખીલો એક જ હોય છે.

**અરબી જમૈયો** જુઓ અરબી છરો.

**અરબી પ્રવાહ** પું. અરબી સમુદ્રમાંથી આવતો પ્રવાહ.

**અરબી સન** પું. ભારતીય ૩૪ સંવત માંહેનો એ નામનો એક; શાહૂર સન; મૃગશાલ. આ સન હિજરી સનનો એક પ્રકાર છે. હિજરી સનમાં ચાંદમાસ મુજબ અને આ સનમાં સૌરમાસ મુજબ ગણતરી થાય છે. આ સન સુલતાન મહમ્મદે જ્યારે પોતાની રાજધાની દિલ્હીથી ફેરવી દૌલતાબાદ કરી ત્યારે એટલે ઈ.સ. ૬૦૦થી શરૂ થયો છે.

**અરબીસમુદ્ર** પું. અરબસ્તાન અને હિંદુસ્તાનની વચ્ચે આવેલો દરિયો.

**અરબુદ** ૧. [ સં. અર્બુદ ] પું. દશ કરોડની સંખ્યા.

૨. પું. રસોળી; ગાંઠ.

૩. વિ. દશ કરોડ.

**અરબ્બી** ૧. [ અ. ] સ્ત્રી. અરબી ભાષા.

૨. સ્ત્રી. અળોખડું; પેટાં; અળવીની જાતનો કંદ.

૩. વિ. અરબસ્તાનને લગતું.

૪. વિ. આરબનું.

**અરભક** [ સં. અર્ભક (બાળ) ] ન. બાળક; છોકરું.

**અરમ** [ સં. ] વિ. નીચ; હલકું; અધમ.

**અરમણીય** [ સં. અ (નહિ) + રમણીય (સુંદર) ] વિ. આનંદ ન આપે તેવું.

શબ્દના બે પ્રકાર છે: ધ્વન્યાત્મક અને વર્ણાત્મક. એ બન્નેના બબ્બે પ્રકાર છે: રમણીય અને **અરમણીય**. કાવ્યશાસ્ત્ર

**અરમલ** [ ફા. ] પું. વિધુર; ઘરભંગ પુરુષ.

**અરમાઈલ** પું. એ નામનો ઇરાની. ઝોહાક નામનો એક પરદેશી ઇરાન પર રાજ્ય કરતો હતો, ત્યારે તેના રસોયા તરીકે નોકર રહી તેણે અને કરમાઈલે ૨૦૦ જેટલા ઇરાનીને બચાવ્યા હતા અને તેઓને દૂર દેશાવર મોકલી આપ્યા હતા, જેઓનાં વંશજો કુર્દ લોકો હોવાનું મનાય છે.

**અરમાન** ૧. [ ફા. અર્મોન (ઇચ્છા) ] સ્ત્રી. અભિલાષા; ઉમેદ; ઇચ્છા.

૨. સ્ત્રી. આતુરતા.

૩. સ્ત્રી. ચિંતા.

૪. સ્ત્રી. પશ્ચાત્તાપ; અફસોસ.

૫. [ સં. અર્થ (હેતુ) + મન (દિલ) ] સ્ત્રી. વલણ.

૬. વિ. ઓરમાન; સાવકું.

**અરમાર** [ પોર્ટુ. આર્મેડા (લશ્કર) ] સ્ત્રી. નૌકાસૈન્ય; લડાઈના વહાણનો કાફલો; દરિયાઈ કાફલો.

**અરમારી** ૧. [ પોર્ટુ. આલ્મારીસ (કબાટ) ] પું. ભીંત માંહેનો કબાટ; તાકું; ભંડારિયું; દોલાબ; હાટિયું.

૨. [ પોર્ટુ. આર્મેડા ] સ્ત્રી. દરિયાઈ કાફલો; નૌકાસૈન્ય.

૩. ન. સંચ; ભીંત, પટારા વગેરેમાં રાખેલું છાનું ખાનું.

૪. વિ. નૌકાસૈન્ય સંબંધી; દરિયાઈ કાફલાને લગતું.

**અરમારીખાતું** [ અરમારી (નૌકાસૈન્ય સંબંધી) + ખાતું ] ન. નૌકાખાતું; દરિયાઈખાતું; નૌબલ વિભાગ; નાવિક લશ્કર વિભાગ.

**અરમાં** ૧. [ ફા. અર્મોન (ઇચ્છા) ] સ્ત્રી. ઇચ્છા; લાલસા.

૨. ન. એ નામનું એક ગામ, જ્યાં દરજી લોકના કબીલા રહે છે.

**અરમિન** ૧. [ અં. ] ન. એક જાતના જાનવરનાં રૂંવાંમાંથી બનાવેલું કાપડ.

૨. ન. એશિયા તથા યુરોપના ઉત્તર ભાગમાં રહેતું નોળિયાની જાતનું એક જાનવર. યુરોપમાં અને ખાસ કરી ઇંગ્લાંડમાં ન્યાયાધીશોના ઝભ્ભામાં આ પ્રાણીનાં રૂંવાં વપરાય છે.

૩. ન. ન્યાયાધીશની પદવી.

૪. ન. બ. વ. નોળિયાની જાતના એક જાનવરનાં રૂંવાં.

**અરમૈતી** સ્ત્રી. વિચારની શુદ્ધતા.

**અરમ્ય** [ સં. અ (નહિ) + રમ્ય (સુંદર) ] વિ. સુંદરતા વિનાનું; કદરૂપું; બેડોળ.

**અરયાપરયા** ૧. [ હિં. ] અ. આ બાજુએ અને પેલી બાજુએ.

૨. અ. આરપાર.

૩. અ. ડાબું-જમણું.

**અરર** ૧. [ સં. ] પું. એ નામનો એક ઋષિ.

૨. ન. કમાડ; બારણું.

૩. ન. ચામડું કાપવાની એક જાતની છરી.

૪. ન. ઢાંકણું.

૫. ન. લડાઈ; વિગ્રહ; યુદ્ધ.

૬. ન. વાંસના પીલા ઉપરનું પડ.

૭. અ. ચિંતાથી કે દુ:ખની લાગણીથી બોલી જવાતો શબ્દ.

૮. અ. રે; હો; અરેરે; બીક સાથે આશ્ચર્ય બતાવતો શબ્દ.

**અરરિ** [ સં. ] સ્ત્રી. બારણું; કમાડ.

**અરરુ** ૧. [ સં. ] પું. શત્રુ; દુશ્મન.

૨. પું. હથિયાર; આયુધ.

**અરલ** ૧. પું. (કચ્છી) અજગર; ઘેટા જેવા મોટા પ્રાણીને પણ ગળી જનાર એક જાતનો સાપ.

૨. ન. છત્રીસ માંહેનું એક દંડાયુધ. જુઓ દંડાયુધ.

૩. વિ. જાડું; ધીંગું.

૪. વિ. નીરોગી; તંદુરસ્ત.

૫. વિ. મૂર્ખ.

**અરલક** પું. એ નામનો એક ઋષિ, જેને હસ્તગુરુએ કાળજ્ઞાન નામના વૈદક ગ્રંથનો અભ્યાસ કરાવ્યો હતો.

**અરલતિ** પું. પાટો; હાથીના દંતૂશળ આડું બાંધવાનું કપડું.

**અરલવો** [ સં. અરલુ ] પું. અરડૂસો નામની વનસ્પતિ; અરલુ.

**અરલી** સ્ત્રી. એક જાતની ભાજી.

**અરલુ** ૧. [ સં. ] પું. અરલવો; અરડૂસો; દિંડા; અરજાવો.

૨. ન. તુંબડું.

૩. ન. બૃહત પંચમૂળમાંની એક ઔષધિ. દશમૂળોમાં અરલુનું મૂળ આવે છે.

૪. ન. સ્યોનાક; ટેંટુ; શોનાક; શુકનાસ. આ ઝાડ બહુ મોટું થતું નથી. એનાં પાંદડાં મરીનાં પાંદડાંને મળતાં, કાળાં પોચાં અને શિંગ ચાર આંગળ પહોળી, બે હાથ લાંબી, તલવારના આકારની અને કપાસિયા જેવાં બસો અઢીસો બિયાંવાળી હોય છે. કુમળી શિંગનું શાક ને અથાણું કરાય છે. તેની છાલ ભૂખરા રંગની, ખરબચડી અને અંદર બહુ પીળી હોય છે. પ્રમેહ ઉપર અરલુની છાલ વાટીને અને પથરી ઉપર તેનાં બિયાંનું ચૂર્ણ અને પાપડિયો ખાર ગોળમાં મેળવી ગોળી કરીને આપવામાં આવે છે. એનાં ફળ ગુલ્મ, વાયુ, કફ અને કૃમિનો નાશ કરતાં હોવાનું મનાય છે. અરલુ તૂરું, તીખું, કડવું, ગરમી વધારનાર, ગ્રાહક, શીતળ, બળ આપનાર અને વાત, પિત્ત, સન્નિપાત, તાવ, કફ, ત્રિદોષ, અરુચિ, દુર્ગંધવાળો ઝાડો, કૃમિ, ઊલટી, ઉધરસ, અતિસાર, તરસ અને કોઢ મટાડતું હોવાનું કહેવાય છે.

**અરલુપુટપાક** પું. ( વૈદક ) એ નામનો પુટપાક. સ્યોનાકની છાલને વાટી લોંદો કરી જાંબુના પાનમાં વીંટી તેને અગ્નિમાં પકવવો. આ પુટપાક અતિસાર, રક્તાતિસાર અને સંગ્રહણી પર ઉપયોગી કહેવાય છે. તેની માત્રા ૨ તોલા છે.

**અરલું** ન. ઝોકનો લાકડાનો ઝાંપો.

**અરલો** પું. ઝાંપો.

**અરવ** ૧. [ સં. અ ( નહિ ) + રવ ( અવાજ ) ] પું. અવાજનો અભાવ; ચૂપકી.

૨. વિ. અવાજ વગરનું; શાંત; ચૂપકીવાળું.

**અરવડવું** ( અરવડ્વું ) અ. ક્રિ. અથડાવું; ગડથોલાં ખાવાં.

> અથવા ગિરિશિખર પર ચઢું
> અરવડતો હેઠે પડું. — વલ્લભ

**અરવલ** પું. ઘોડાના કાનના મૂળમાં ગરદનની તરફ થતી એક ભમરી. તે જો બન્ને બાજુએ હોય તો સારી અને એક બાજુએ હોય તો અશુભ ગણાય છે.

**અરવલી** [ સં. અર્બુદ ( આબુ પર્વત ) + આવલિ ( હાર ) ] પું. જેમાં આબુ પર્વત આવેલો છે તે પર્વતની હાર. તે ગુજરાતની ઉત્તરે આવેલ છે, અને તેમાં અંબાજી દેવીનું સ્થાન છે.

**અરવલ્લી** જુઓ અરવલી.

**અરવા** ૧. [ અ. રુહ ( આત્મા )નું બહુવચન ] પું. આત્મા.

૨. પું. મન; અંતઃકરણ.

**અરવાદ** પું. એ નામનો સમુદ્ર.

**અરવાહ** [ અ. અર્વાહ ( રુહ એટલે આત્માનું બહુવચન ) ] પું. બ. વ. આત્માઓ.

**અરવિંદ** ૧. પું. ( પિંગળ ) અરવિંદમુખી; અતિકૃતિની જાતનો એ નામનો અક્ષરમેળ છંદ. તેના દરેક ચરણમાં સગણ, સગણ, સગણ, સગણ, સગણ, સગણ, સગણ, સગણ અને લઘુ મળી ૨૫ અક્ષર હોય છે. ૧૨મા અક્ષર પછી યતિ એટલે વિસામો આવે છે.

૨. પું. બગલો.

૩. [ સં. અ ( અન્ય ) + રવિ ( સૂર્ય ) + દો ( ખંડન કરવું ); સં. અર ( આરો ) + વિન્દ ( મેળવવું ) ] ન. કમળનું ફૂલ; પદ્મ; જલજ; રાજીવ; મહોત્પલ, કેમકે પોતાની આજીવિકા આપનાર તરીકે સૂર્ય સિવાય બીજાને તે સ્વીકારતું નથી. પૈડાના આરાની પેઠે તેનાં પત્રો મળે છે તેથી પણ તેને અરવિંદ કહે છે.

> પુંડરીક પુષ્કર કમલ, જલજ અબ્જ અંભોજ,
> પંકજ સારસ તામરસ કુવલય કંજ સરોજ;
> મકરંદી અરવિંદ અને પદ્મ કુશેશય નામ,
> નલિન મુખ મહલીન દીસે શું કારણ સુખધામ.
> — પિંગળલઘુકોષ

૪. ન. કામદેવનાં પાંચ બાણમાંનું એક. પાંચ બાણ: અરવિંદ, અશોક, આંબામોર, નવમાલિકા ને નીલોત્પલ.

૫. ન. કાળું કમળ.

૬. ન. તાંબું.

૭. ન. નીલું કમળ.

૮. ન. રાતું કમળ.

૯. ન. સારસ પંખી.

**અરવિંદનયન** [ સં. અરવિંદ ( કમળ ) + નયન ( આંખ ) ] પું. કમળનયન; વિષ્ણુ.

**અરવિંદનાભ** [ સં. અરવિંદ ( કમળ ) + નાભિ ( ડૂંટી ) ] પું. વિષ્ણુ. જે કમળમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયા તે કમળ તેમની નાભિમાંથી નીકળ્યું હતું.

**અરવિંદનાભિ** જુઓ અરવિંદનાભ.

**અરવિંદબંધુ** [ સં. અરવિંદ ( કમળ ) + બંધુ ( સ્નેહવાળું ) ] પું. સૂર્ય. તેનાં કિરણથી કમળ ખીલે છે, માટે તે અરવિંદબંધુ કહેવાય છે.

**અરવિંદમુખ** [ સં. અરવિંદ ( કમળ ) + મુખ ( મોં ) ] ન. કમળના જેવું મોઢું.

**અરવિંદમુખી** ૧. પું. ( પિંગળ ) અરવિંદ અતિકૃતિની જાતિનો એ નામનો અક્ષરમેળ છંદ. જુઓ અરવિંદ ૧.

૨. [ સં. અરવિંદ ( કમળ ) + મુખી ( મોઢાવાળી ) ] વિ. સ્ત્રી. કમળ જેવા મુખવાળી.

**અરવિંદયોનિ** [ સં. અરવિંદ ( કમળ ) + યોનિ ( જન્મસ્થાન ) ] પું. બ્રહ્મા.

**અરવિંદલોચન** [ સં. અરવિંદ ( કમળ ) + લોચન ( આંખ ) ] પું. વિષ્ણુ. જુઓ અરવિંદાક્ષ.

**અરવિંદસદ** [ સં. અરવિંદ ( કમળ ) + સદ ( બેસનાર ) ] પું. બ્રહ્મા; કમલાસન, કેમકે તેમની બેઠક કમળમાં છે.

**અરવિંદાક્ષ** [ સં. અરવિંદ ( કમળ ) + અક્ષ ( આંખ ) ] પું. વિષ્ણુ. તેમની આંખ કમળના જેવી હોવાથી તે અરવિંદાક્ષ કહેવાય છે.

**અરવિંદિની** ૧. [ સં. ] સ્ત્રી. કમલિની; કમળનો વેલો.

૨. સ્ત્રી. કમળનાં ફૂલથી ભરેલ જગા; કમળવાળો દેશ.

૩. સ્ત્રી. કમળનો જથ્થો.

**અરવી** [ હિં. ] સ્ત્રી. અળવીની ગાંઠ.

**અરશ** [ સં. અર્શ ] પું. હરસ; ગુદા વાટે નીકળતા આંચળ, જેમાંથી લોહી વહે છે.

**અરશત** [ અ. અશરત ] પું. આનંદ.

**અરશદરશ** [ સં. આદર્શ ( અરીસો ) + દશ ( જેવું ) ] વિ. ( ગ્રામ્ય ) આબેહૂબ; અસલ જેવું જ; મૂળના જેવું જ; આરસીમાં સામું દેખાય તેવું.

**અરશાકા** સ્ત્રી. લાખ.

**અરશી** પું. કૂવો.

**અરશીશ્વંગ** પું. પારસી મહિનાના ત્રીસમાંના પચીસમા દિવસનું નામ.

**અરસ** ૧. [ સં. અ ( નહિ ) + રસ ( સ્વાદ ) ] પું. સ્વાદ ન હોવાપણું; રસનો અભાવ.

૨. પું. હલકો રસ.

૩. ન. બંગાળા તરફ થતો એ નામનો એક જાતનો છોડ. તેનાં પાંદડાં લાંબાં, છેડે અણીદાર તથા સરખી કિનારીવાળાં હોય છે. એને ડાળી હોતી નથી. ડીંટિયું મધ્યમ લંબાઈનું હોય છે. પાંદડાંનાં ડીંટિયાના મૂળથી ઊગી નીકળેલા લાંબા પુષ્પદંડ ઉપર ધોળા રંગનાં પાંચ અથવા ૭ પાંખડીનાં નાનાં ફૂલ આવે છે. ફળ નાનાં બોર જેવડાં થાય છે. પાંદડાંના રસનો ઉપયોગ ગાંડના સોજા અને સંધિવા પર થાય છે.

૪. વિ. નિર્બળ; જોર વગરનું.
૫. વિ. રસ વગરનું; નીરસ; મોળું; ફીકું.
૬. વિ. રસને ન જાણનારૂં; અરસજ્ઞ.
૭. [ સં. અ ( નહિ ) + રસ ( સાર ) ] વિ. સાર વિનાનું; અસાર.

**અરસજીવી** [ સં. અ ( નહિ ) + રસ ( સ્વાદ ) + જીવિન્ ( જીવનાર ) ] વિ. ( જૈન ) સ્વાદ વગરના ખોરાક ઉપર જીવનાર.

**અરસજ્ઞ** [ સં. અ ( નહિ ) + રસ + જ્ઞ ( જાણનાર ) ] વિ. રસને નહિ જાણનારૂં; અરસિક; બોથડ.

**અરસટ્ટો** ૧. [ હિં. ] પું. અનુમાન; આસટો; આશરી.
૨. પું. જમાખર્ચનો માસિક હિસાબ.
૩. પું. હવાલ.
૪. પું. રોકડનામું.

**અરસઠ્ઠ** [ હિં. ] પું. ઊપજખર્ચનો માસિક હિસાબ.

**અરસદરસ** જુઓ અરશદરશ.

**અરસપરસ** ૧. [ સં. સ્પૃશ્ ( અડકવું ) ] પું. ( હિંદી ) આભડછેટ; અસ્પૃશ્યતા.
૨. પું. આંખમીંચામણીની રમત. આમાં એક રમનારની આંખ બંધ કરાવવામાં આવે એટલે બીજા ભાગી જાય. પછી તે બીજાઓને પકડવા જાય. જે પકડાઈ જાય તેના ઉપર દાવ આવે.
૩. [ સં. સ્પૃશ્ ( છાંટવું ) ] પું. પાણીનો છંટકાવ.
૪. [ સં. પરસ્પર ] વિ. અન્યોન્ય; પરસ્પર; એકબીજાનું.
૫. અ. માંહોમાંહિ; અન્યોન્યમાં; આપસ-આપસમાં.
૬. અ. સામસામું; સાટોસાટ.

**અરસમેઘ** [ સં. અ ( નહિ ) + રસ + મેઘ ( વરસાદ ) ] પું. જેનાથી મોટા પ્રમાણમાં અને મીઠાશવાળું અનાજ ન પાકે એવો વરસાદ.

**અરસલાન** ૧. [ તુ. અર્સલાન ] પું. ગુલામ. તુર્ક લોકો પોતાના ગુલામનું નામ અરસલાન રાખતા. પાછળથી અર્સલાન શબ્દનો અર્થ જ ગુલામ થઈ ગયો. કોઈક વખત એ શબ્દ નામનો ભાગ પણ હોય છે. જેમકે, અલ્પ અરસલાન.
૨. પું. સિંહ; સાવજ.

**અરસંચિત** ન. ચક્ર નામનું એક હથિયાર.

**અરસા** ૧. [ હિં. ] પું. ઢીલ.
૨. પું. મુદ્દત.
૩. પું. વચ્ચેનો વખત; ગાળો.
૪. [ સં. અ ( નહિ ) + રસ + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. રસ વગરની.

**અરસાત** [ સં. ] પું. ( પિંગળ ) એ નામનો ૨૪ અક્ષરનો છંદ; મકરંદ; અલસા. તેની દરેક કડી-માં ભગણ, ભગણ, ભગણ, ભગણ, ભગણ, ભગણ, ભગણ અને રગણ આવે છે.

**અરસારી** ન. અમેરિકાનું એક જાતનું સુંદર પક્ષી. તે ગરમ ભાગમાં વસે છે.

**અરસાલ** [ અ. ઇરસાલ; રસલ ( તેણે મોકલ્યું ) ] સ્ત્રી. મહેસૂલની રકમનું ભરણું.

**અરસાહાર** ૧. [ સં. અ ( નહિ ) + રસ ( સ્વાદ ) + આહાર ( ખોરાક ) ] પું. રસ વગરનો ખોરાક.
૨. વિ. સ્વાદ વગરના ખોરાક ઉપર જીવનાર.

**અરસિક** ૧. [ સં. અ ( નહિ ) + રસિક ( રસ જાણનાર ) ] વિ. અરસજ્ઞ; રસ જાણવાની શક્તિ વગરનું; રસ સમજી ન શકે તેવું.
૨. [ હિં ] વિ. કવિતાના મર્મને નહિ સમજનાર.
૩. વિ. ચિત્તવેધક નહિ એવું; અમનોરંજક.
૪. વિ. નાપસંદ; અપ્રિય.
૫. [ સં. અ ( નહિ ) + રસિક ( રસવાળું ) ] વિ. રસ વગરનું; નીરસ; રસશૂન્ય; શુષ્ક; મજા ન પડે એવું.

**અરસિકતા** ૧. સ્ત્રી. અપ્રિયતા.
૨. સ્ત્રી. કવિતાનો મર્મ ન સમજી શકવાપણું.
૩. સ્ત્રી. ચિત્તવેધક ન હોવાપણું; અમનોરંજકતા.
૪. સ્ત્રી. રસ જાણવાની અશક્તિ; અરસિકપણું.
૫. [ સં. અ ( નહિ ) + રસિક ( રસવાળું ) + તા ( પણું ) ] સ્ત્રી. સ્વાદનો અભાવ; નીરસતા.

**અરસો** ૧. પું. અવસર; ટાણું.
૨. પું. મુદ્દત; કાળ; સમય.
૩. પું. વચગાળાનો વખત; ગાળો.

**અરસોદરશ** અ. બરાબર.

**અરસ્તુ** પું. સિકંદરનો ગુરુ; એરિસ્ટોટલ નામનો પ્રખ્યાત ગ્રીક ફિલસૂફ. ઈ. સ. પૂ. ૩૮૪–૩૨૨-માં તે થયો. તે ગ્રીક તત્ત્વજ્ઞાની પ્લેટોનો શિષ્ય હતો.

**અરહટ** ૧. [ સં. અરઘટ્ટ ] પું. રેંટ; પાણી ખેંચવાનું ચક્ર; અરઘટ્ટ. કૂવામાંથી પાણી કાઢવા માટે તેમાં ગણુ ચકર કે પૈડાં પર ઘડાની હાર લગાડેલી હોય છે.
૨. પું. રેંટવાળો કૂવો.

**અરહટ્ટ** જુઓ અરહટ.

**અરહર** ૧. [ હિં. ] સ્ત્રી. અડદ.
૨. સ્ત્રી. અડદની દાળ.
૩. [ સં. આઢકી પ્રા. અડ્ઢઈ ] સ્ત્રી. એ નામનું અનાજ. તેનો છોડ ચાર પાંચ હાથ ઊંચો થાય છે. તેની ડાંખળીમાં એક તરફ લીલાં અને બીજી તરફ ભૂરાં એવાં ત્રણ ત્રણ પાન આવે છે. સાંઠી બાળવાના તથા છાપરું છાવવા-ના અને સાંઠીના રેસા દોરડાં બનાવવાના કામમાં આવે છે. અરહર ચોમાસામાં વવાય અને માગશર પોષમાં તેને પીળાં ફૂલ આવે. ફૂલ ખરી ગયા પછી ચાર પાંચ દાણાવાળી દોઢ બે ઇંચ લાંબી શિંગ આવે છે. દાણાની દાળ થાય છે.
૪. સ્ત્રી. તુવેર.

**અરહંત** ૧. [ સં. અરિ ( શત્રુ ) + હન્ ( મારવું ) ] પું. ( જૈન ) અર્હંત; કામ ક્રોધાદિ શત્રુનો નાશ કરનાર તીર્થંકર; અરિહંત.
૨. પું. ( બૌદ્ધ ) બુદ્ધ; દસ સંયોજનનો ક્ષય એટલે નાશ કરી જીવન્મુક્ત થયેલ ભિક્ષુ.
૩. [ સં. અર્હત્ ] વિ. પૂજ્ય; પૂજવા લાયક.

**અરહા** પું. ( બૌદ્ધ ) અરહંત; જીવન્મુક્ત; સિદ્ધ.

જેણે દશે સંયોજનોનો ક્ષય કર્યો હોય તે અરહા. આ સ્થિતિમાંથી જ નિર્વાણ મેળવાય છે. — પુરાતત્ત્વ

**અરહિત** [ સં. અ ( નહિ ) + રહિત ( છોડેલું ) ] વિ. ભેગું; સહિત.

**અરહુડી** ( અરહુડી ) સ્ત્રી. ( ગ્રામ્ય ) છડામાં એટલે હળના એ નામના ભાગમાં મારેલી લાકડાની ખીલી.

**અરહું** [ સં. આરાત્ ( પાસે ) ] અ. ( જૂ. ગુ. ) નજીક; ઓરૂં; ઢૂંકડું.

જુ તરકાણું આણું અરહું. — ભાલણ

**અરહોપરહો** [ સં. આરાત્ ( નજીક ) + પર ( દૂર ) ] અ. ( જૂ. ગુ. ) આમતેમ.

અરહોપરહો જોવતાં દીઠી કન્યા એક. — જિનહર્ષ

**અરળવો** [ સં. અરલુ ] પું. અરડૂસો નામની વનસ્પતિ; અરલુ.

**અરંગ** ૧. [ સં. ] પું. ( પિંગળ ) માલા છંદના ભેદરૂપ એ નામનો ૮ ગુરુ અને ૫૬ લઘુ મળી ૬૪ અક્ષરનો માત્રાદંડક છંદ.
૨. [ સં. અર્ઘ્ય ( પૂજાનો સામાન ) ] પું. ( હિંદી ) સુગંધ; મહેક.
૩. [ અ ( નહિ ) + રંગ ( અસર ) ] વિ. રંગ ન લાગ્યો હોય એવું; અસર વગરનું; નિર્લેપ.

**અરંગી** [ અ ( નહિ ) + રંગ ( અસર ) + ઈ ( વાળું ) ] વિ. રંગ લાગ્યા વગરનું; પાસ ન લાગ્યો હોય એવું.

**અરંજિત** ૧. [ સં. અ ( નહિ ) + રંજિત ( રંગેલું ) ] વિ. રંગ્યા વિનાનું; નહિ રંગેલું.
૨. [ સં. અ ( નહિ ) + રંજિત ( રાજી થયેલું ) ] વિ. રાજી ન થયેલું.

**અરંઠ** [ હિં. ] પું. એરંડો; એરંડાનો છોડ.

**અરંઠકકડી** ( અરંડકકડી ) [ હિં. ] સ્ત્રી. એક જાતની કાકડી.

**અરંઠખરબૂજા** જુઓ અરંડકકડી.

**અરંઠવો** પું. એક જાતનો નાનો અને જાડો સાપ.

**અરંડિયું** ન. એરંડીનું તેલ.

**અરંડી** [ હિં. ] સ્ત્રી. એરંડી; એરંડાનું ફળ.

**અરંતુક** પું. ( પુરાણ ) એ નામનો એક ઊંડો ઝરો.

**અરંદા** વિ. સામે આવનાર; દુશ્મન; સામી પાટીનું.

**અરંધન** ૧. [ સં. અ ( નહિ ) + રંધન ( રાંધવાની ક્રિયા ) ] પું. ( હિંદી ) એક પ્રકારનું વ્રત. તે સિંહસંક્રાંતિ અને કન્યાસંક્રાંતિને દિવસે આવે છે. આચાર્ય માર્તંડના મત પ્રમાણે આ દિવસે રાંધવાનું બંધ રખાય છે.
૨. ન. ન રાંધવું તે.

**અરાઈ** સ્ત્રી. સંધિયું; મોટી ઈંઢોણી.

**અરાકાન** [ સં. અરિ ( રાક્ષસ ) + બર્મી કાન ( દેશ ) ] પું. બ્રહ્મદેશનો એ નામનો એક પ્રાંત. તે બંગાળાની ખાડીના કિનારા પર છે.

**અરાખડું** ( અરાખડ઼ું ) ૧. [ સં. આલિખ્ ( લખવું ) ] ન. આકૃતિ ઉતારવા માટે ચિત્રના ઉપર મૂકવામાં આવતો તેલિયો કાગળ.
૨. ન. ચિત્ર ઉપર પાતળો કે તેલિયો કાગળ મૂકી દોરેલ આકાર.
૩. ન. બે પદાર્થ એકબીજાની સાથે દબાણમાં આવ્યાથી તેમની સપાટી ઉપર એકબીજાના આકારની પડી રહેતી છાપ; રેખાકાર; સળ; ભાત; ચિહ્ન; નિશાની. જેમકે, ખનિજ કોલસાના ગચિયાં ઉપર કોતરાઈ ગયેલી પાંદડાંની છાપ.

**અરાગ** ૧. [ સં. અ ( નહિ ) + રાગ ( સ્નેહ ) ] પું. અપ્રીતિ; સ્નેહ ન હોવાપણું.
૨. પું. ટંટો; અણબનાવ.
૩. પું. શિવ.
૪. [ સં. અ ( નહિ ) + રાગ ( મોહ ) ] વિ. વાસના વિનાનું; વિરક્ત; મોહ વગરનું.

**અરાગવંત** ૧. વિ. નિર્લેપ.
૨. [સં. અ ( નહિ ) + રાગ ( મોહ ) + વત્ ( વાળું ) ] વિ. મોહ વગરનું.

**અરાગી** [ સં. અ ( નહિ ) + રાગિન્ ( મોહવાળું ) ] વિ. મોહ વિનાનું; શાંત; ઉદાસીન.

**અરાજ** ૧. [ સં. અ ( નહિ ) + રાજન્ ( રાજા ) ] ન. અવ્યવસ્થા; અંધાધૂંધી.
૨. વિ. રાજા વિનાનું; અંકુશમાં રાખનાર વગરનું.
૩. વિ. વ્યવસ્થા રહિત; બંદોબસ્ત વગરનું.

**અરાજક** ૧. [ સં. અ ( નહિ ) + રાજન્ ( રાજા ) + ક ( વાળું ) ] ન. અરાજકતા; અંધાધૂંધી.
૨. ન. એક રાજાનું મરણ અથવા રાજ્યત્યાગ એટલે રાજ્ય છોડી જવું અને બીજાનો રાજ્યાભિષેક એ બેની વચ્ચેનો વખત; નાયક વગરનો કાળ એટલે ગાળો.
૩. વિ. બંદોબસ્ત વગરનું; અંધાધૂંધીવાળું.
૪. વિ. રાજા વિનાનું.
૫. વિ. વિપ્લવકારી; બળવાખોર.

**અરાજકતા** ૧. [ સં. અ ( નહિ ) + રાજન્ ( રાજા ) + ક ( બહુવ્રીહિને છેડે લાગતો પ્રત્યય ) + તા ( પણું ) ] સ્ત્રી. અવ્યવસ્થા; અંધાધૂંધી.
૨. સ્ત્રી. અશાંતિ.
૩. [ સં. અ ( નહિ ) + રાજન્ ( રાજા ) + ક ( બહુવ્રીહિને છેડે લાગતો પ્રત્યય ) + તા ( પણું ) ] સ્ત્રી. રાજા ન હોવાપણું; શાસનનો અભાવ.

**અરાજકતાવાદ** [ સં. અ ( નહિ ) + રાજન્ ( રાજા ) + ક ( બહુવ્રીહિને છેડે લાગતો પ્રત્યય ) + તા ( પણું ) + વાદ ( મત ) ] પું. રાજ્યસત્તાનો વિરોધ કરવાનો સિદ્ધાંત; રાજ સામે બંડ કરવાની વૃત્તિ; રાજાનો પ્રજા ઉપર અમલ ન હોઈ શકે એવો મત.

**અરાજકતાવાદી** [ સં. અ ( નહિ ) + રાજન્ ( રાજા ) + ક ( બહુવ્રીહિને છેડે લાગતો પ્રત્યય ) + તા ( પણું ) + વાદ ( મત ) + ઇન્ ( વાળું ) ] વિ. અરાજકવાદી; રાજસત્તામાં નહિ માનનાર; રાજા પ્રજાનો રાજ્યકર્તા ન હોઈ શકે એવો મત ધરાવનાર; બંડખોર.

**અરાજકપંથ** [ સં. અ ( નહિ ) + રાજન્ ( રાજા ) + ક ( બહુવ્રીહિને છેડે લાગતો પ્રત્યય ) + પંથ ( સંપ્રદાય ) ] પું. રાજા ન જોઈએ એવા મતવાળો પંથ.

**અરાજકપંથી** [ સં. અ ( નહિ ) + રાજન્ ( રાજા ) + ક ( બહુવ્રીહિને છેડે લાગતો પ્રત્યય ) + પંથિન્ ( માર્ગવાળું ) ] વિ. રાજસત્તા ન જોઈએ એમ માનનાર; અરાજકતાવાદી.

**અરાજકવાદ** જુઓ અરાજકતાવાદ.

**અરાજકવાદી** જુઓ અરાજકતાવાદી.

**અરાજન્ય** [ સં. અ ( નહિ ) + રાજન્ય ( ક્ષત્રિય ) ] પું. ક્ષત્રિય નહિ તે.

**અરાજમાન્ય** [ સં. અ ( નહિ ) + રાજન્ ( રાજા ) + માન્ય ( મંજૂર ) ] વિ. નિરુપયોગી; રદબાતલ.

**અરાજ્ય** [ સં. અ ( નહિ ) + રાજ્ય ( રાજાનો અમલ ) ] વિ. રાજ્ય વગરનું; રાજ્યસત્તા ન હોય તેવું; અંધાધૂંધીવાળું.

**અરાટા** ૧. પું. બ. વ. રાજા વગરના લોક.
૨. પું. બ. વ. લુટારા.

**અરાટી** સ્ત્રી. એ નામનું વેલાની પેઠે પથરાતું કાંટાળું બેરનાં જેવાં પાંદડાંવાળું ઝાડ. પિત્ત ઉપર તે ફાયદાકારક ઠહેવાય છે.

**અરાડ** ( અરાડ઼ ) ૧. [ સં. અષ્ટાદશન્ ( અઢાર ) ]. વિ. અઢાર.
૨. [ સં. અ ( નહિ ) + રાટિ ( લડાઈ ) ] વિ. રાડ વિનાનું; ફરિયાદ વગરનું; સુલેહભર્યું.
અરાડે ચડવું = ખરાબ રસ્તે ચાલવું.

**અરાડમું** ( અરાડ઼મું ) [ સં. અષ્ટાદશન્ ( અઢાર ) ] વિ. અઢારમું.

**અરાડવું** ( અરાડ઼વું ) ૧. [ સં. આ ( સુધી ) + રટ્ ( બૂમ પાડવી ) ] અ. ક્રિ. આરડવું; બરાડવું.
૨. અ. ક્રિ. રાડ પાડવી.
૩. સ. ક્રિ. અડકાડવું; અડાડવું.

**અરાડાવું** ( અરાડ઼ાવું ) ૧. સ. ક્રિ. અરકાડાવવું; અડાડવું.
૨. [સં. આ ( સુધી ) + રટ્ ( ચીસ પાડવી ) ] સ. ક્રિ. બરાડા પાડવા દેવા.
૩. સ. ક્રિ. બીવરાવવું; દમ દેવો.

**અરાડાં** ( અરાડ઼ાં ) ન. બ. વ. અઢારનો આંક; ૧૮ × ૧ થી ૧૮ × ૧૦ સુધીનો પાડો.

**અરાઢ** ૧. [ સં. અષ્ટાદશન્; પ્રા. અટ્ઠારહ ] વિ. દશ ને આઠ જેટલી સંખ્યાવાળું; અઢાર.
૨. વિ. નિરુપદ્રવ.
૩. [ સં. અ ( નહિ ) + રાટિ ( લડાઈ ) ] વિ. શાંત; તકરાર વિનાનું; ફરિયાદ વગરનું.

**અરાતિ** ૧. [ સં. અરાતિ ( શત્રુ ) ] પું. છની સંખ્યા, કેમકે આત્માના કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એ છ શત્રુ છે.
૨. પું. જ્યોતિષની કુંડલીમાં છઠ્ઠું સ્થાન; શત્રુભુવન.
૩. પું. શત્રુ; દુશ્મન; અરિ; રિપુ; અમિત્ર; વૈરી.
ઈમિ પુષધ શબ્દ સમાંતિ,
જિતા ત્રિભુઈ સકલ અરાતિ.
ભીમ

૪. [સં. અ (નહિ) + રાતિ (દાન દેવું તે)] સ્ત્રી. દાન ન દેવું તે.

૫. સ્ત્રી. માણસના અંદરના વૈરી; આત્મિક શત્રુઃ કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર.

**અરાતિતપન** [સં. અરાતિ (શત્રુ) + તપન (પરાજય)] ન. શત્રુને નમાવવો તે; દુશ્મનનું દમન.

**અરાતિભંગ** [સં. અરાતિ (દુશ્મન) + ભંગ (નાશ)] પું. શત્રુનો નાશ.

**અરાની** [અ (નહિ) + રાની (જંગલી)] વિ. જંગલી ન હોય એવું.

**અરાપરા** ૧. [સં. અવર (પાસે) + પર (છેટું)] અ. અહીંતહીં.

૨. અ. આજુબાજુ; આસપાસ.

શીદ નાસો છો અરાપરા,
પ્રીછ્યા સ્વામી તમે ખરા. પ્રેમાનંદ

**અરાપરી** વિ. સ્ત્રી. જેવીતેવી; નમાલી.

આશક નટ સાધક સતી સુરા સહેવો શેલ;
અરાપરીકી વાત નહિ ખરાખરીકો ખેલ.
લોકસાહિત્ય

**અરાફલ** પું. લોઢાની લાકડી; એક જાતનું હથિયાર.

**અરાબચી** [ફા. અરાબા (ગાડી) + ચી (નામ બનાવનાર પ્રત્યય)] પું. ગાડીવાન.

મુખ્ય અરાબચીને રોજીંદા પાંચ દામ પગાર મળતો. આઇને અકબરી

**અરાબા** ૧. [અ.] પું. ગાડી; ગાડું.

અગાઉ દસ અરાબા પાછળ વીસ ગાડીવાન અને એક સુતાર રહેતો. આઇને અકબરી

૨. પું. તોપનો રેંકડો.

**અરાબો** ૧. પું. કુટુંબપરિવાર; ઘરખટલો. સ્ત્રી, છોકરાં, ચાકરનફર અને માલમિલ્કતનો આમાં સમાસ થાય છે.

૨. પું. યુક્તિ; જાળ.

ખહિતર ઔર કરો જંજાળનું
આપ અરાબા અનેકધા છૂટે. શામળ

૩. [ફા. અરાબહ (તોપનો રેંકડો)] પું. રેંકડો; ગાડું.

૪. પું. સંચાની ગોઠવણી; યંત્રવ્યૂહ.

**અરામ** ૧. [હિં.] પું. આરામ.

૨. પું. ગુસ્સો.

૩. [અ (નહિ) + રામ (દોકડો)] વિ. જેની ઉપર રામ એટલે દોકડા ચડતા ન હોય એવું; વગરવ્યાજી.

**અરામી** સ્ત્રી. એ નામની યુરોપની એક ભાષા.

**અરાય** પું. (જૈન) એક દેશનું નામ.

જૈનોના આચારંગ સુત્રમાં કેટલાક દેશનાં નામ આપ્યાં છે કે જ્યાં ધાર્મિક પુરુષ ન જાય. તેમનાં નામઃ—અરાય, જીવરાય, દોરાજ ને ગુણરાય છે. પુરાતત્ત્વ

**અરારૂટ** [અં. ઍરોરૂટ] પું. અમેરિકાથી હિંદુસ્તાનમાં લઈ આવેલ ફળદ્રુપ જમીનમાં ઊગતો એક છોડ. ગરમીના દિવસમાં બબ્બે ફૂટને અંતરે તેના કંદને દાટયા પછી ઑગસ્ટમાં ફૂલ આવી ફેબ્રુઆરીમાં તેનાં પાંદડાં ખરવા માંડે એટલે પાકી જાય ત્યારે તે ખોદી કાઢી કંદને પાણીમાં ધોઈ, ઝૂંદી તેનું સત્ત્વ કાઢવામાં આવે છે. તેમાં ગંધ અને સ્વાદ હોતાં નથી.

**અરાલ** ૧. પું. મદવાળો હાથી; મદમસ્ત હસ્તી.

૨. પું. રાળ.

૩. [સં. અરાલ (વાંકું)] પું. વાંકો વળેલો હાથ.

૪. પું. હાથના ૨૮ જાતના અભિનય માંહેનો એક પ્રકાર; વિષપાન, અમૃતપાન વગેરેમાં પતાકા હસ્તનું પહેલું આંગળું વાળેલું હોવાપણું.

૫. વિ. પ્રકાશતું; કિરણ ફેંકતું.

૬. વિ. વાંકું; કુટિલ; વક્ર.

**અરાલકેશી** [અરાલ (વાંકું) + કેશ (વાળ) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. વાંકડિયા વાળવાળી સ્ત્રી.

**અરાલપક્ષ્મ** [સં. અરાલ (વાંકું) + પક્ષ્મન્ (પાંપણ)] વિ. વાંકી પાંપણવાળું.

**અરાલા** ૧. [સં.] સ્ત્રી. ગણિકા; વેશ્યા.

૨. સ્ત્રી. વિનયી સ્ત્રી.

**અરાલિ** [સં.] પું. (પુરાણ) વિશ્વામિત્રનો એ નામનો પુત્ર.

**અરાલી** [સં.] પું. (પિંગળ) એ નામનો દરેક ચરણમાં જગણ, જગણ, લઘુ અને ગુરુ મળી ૮ અક્ષરનો એક છંદ.

**અરાવલિ** [સં. અર (પૈડાનો આરો) + આવલિ (હાર)] સ્ત્રી. પૈડાના આરાનો જથ્થો; આરાની હાર.

**અરાવલી** જુઓ અરાવલિ.

**અરાવળિ** જુઓ અરાવલિ.

**અરાવળી** જુઓ અરાવલિ.

**અરાષ્ટ્રક** ૧. પું. લુટારુ.

૨. [સં. અ (નહિ) + રાષ્ટ્ર (રાજ્ય) + ક (વાળું)] વિ. રાજા વગરનું.

**અરાષ્ટ્રીય** [સં. અ (નહિ) + રાષ્ટ્રીય (રાષ્ટ્રનું)] વિ. દેશ વિરુદ્ધનું.

**અરાંપરાં** ૧. વિ. જેવુંતેવું; નમાલું.

વીરોનાં ભાલાંના ઘા સહન કરવા એ કાંઈ અરાંપરાં જેવી વાત નથી. પ્રવીણસાગર

૨. અ. આમતેમ.

અરાંપરાં ચાલંતા દીસિ, નારીના કપોલ.
ભાલણ

**અરિ** ૧. [સં.] પું. (પુરાણ) એ નામના બ્રહ્મર્ષિ.

૨. [સં. ઋ (નુકસાન કરવું)] પું. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એ ૭ વિકાર. તે આત્માના દુશ્મન ગણાય છે.

૩. પું. ગંધીલો ખેર.

૪. પું. ગાડીનો અમુક ભાગ.

૫. પું. છની સંખ્યા બતાવનારો કવિતામાં વપરાતો સંકેત.

૬. પું. (પિંગળ) દરેક ચરણમાં ભગણ, નગણ, લઘુ અને ગુરુ મળી ૮ અક્ષરનો અક્ષરમેળ છંદ.

૭. પું. પરમેશ્વર.

૮. પું. પવન.

૯. પું. પૈડું; ચક્ર.

૧૦. પું. (વેદાંત) પોતે કરેલા અપકારની અપેક્ષા રાખ્યા વિના જે સ્વભાવજન્ય ક્રૂરતાથી અપકાર કરે તે.

૧૧. પું. (જ્યોતિષ) લગ્નથી છઠ્ઠું સ્થાન.

૧૨. પું. શત્રુ; દુશ્મન; રિપુ; વૈરી; વિપક્ષ; અરાતિ; અમિત્ર.

૧૩. પું. શ્રદ્ધાળુ પુરુષ.

૧૪. ન. એક જાતનું લશ્કર.

**અરિકટક** [સં. અરિ (શત્રુ) + કટક (લશ્કર)] ન. શત્રુનું લશ્કર.

**અરિકરિયૂથ** [સં. અરિ (શત્રુ) + કરિન્ (હાથી) + યૂથ (ટોળું)] ન. શત્રુના હાથીનું ટોળું.

**અરિકરી** [સં. અરિ (શત્રુ) + કરિન્ (હાથી)] પું. શત્રુનો હાથી.

**અરિકર્ષણ** [સં. અરિ (દુશ્મન) + કર્ષણ (ખેંચનાર)] પું. દુશ્મનને તાબે કરનાર; શત્રુને હરાવનાર.

**અરિકંટક** [સં. અરિ (દુશ્મન) + કંટક (કાંટો)] પું. દુશ્મન રૂપી કાંટો.

**અરિકુલ** ૧. પું. વૈરી; દુશ્મન.

૨. [સં. અરિ (દુશ્મન) + કુલ (સમૂહ)] ન. દુશ્મનનું ટોળું.

**અરિકેશી** [સં. અરિ (દુશ્મન) + કેશી (એ નામનો રાક્ષસ)] પું. કેશી રાક્ષસનો શત્રુ; કૃષ્ણ.

**અરિગણ** [સં. અરિ (દુશ્મન) + ગણ (ટોળું)] ન. શત્રુનું ટોળું.

**અરિગન** જુઓ અરિગણ.

**અરિગંજણું** જુઓ અરિગંજન.

**અરિગંજન** [ સં. અરિ ( દુશ્મન ) + ગંજન ( જીતનાર )] વિ. શત્રુને હરાવનાર.

**અરિઘ્ન** ૧. પું. (પુરાણ) રાવણના પક્ષનો એ નામનો રાક્ષસ.
૨. [ સં. અરિ ( દુશ્મન ) + ઘ્ન ( મારનાર )] વિ. દુશ્મનનો નાશ કરનાર.

**અરિજિત** ૧. [ સં. ] પું. ( પુરાણ ) ભદ્રાને પેટે જન્મેલો કૃષ્ણનો પુત્ર.
૨. [સં. અરિ ( દુશ્મન ) + જિત્ ( જીતનાર )] વિ. દુશ્મનને જીતનાર; વેરીને તાબે કરનાર.

**અરિડું ( અરિડું )** [ અરિ ( દુશ્મન ) + ડું ( તુચ્છપણું બતાવનાર પ્રત્યય )] ન. ( ગ્રામ્ય ) નમાલો દુશ્મન.

**અરિતા** [સં. અરિ ( દુશ્મન ) + તા ( પણું )] સ્ત્રી. શત્રુપણું; દુશ્મનાવટ.

**અરિત્ર** ૧. [ સં. ] ન. પાણીનો તાગ લેવાની દોરી.
૨. ન. લંગર.
૩. ન. વહાણ; હોડી.
૪. ન. વહાણ ચલાવવાનું સાધન; હલેસું.
૫. ન. સુકાન.
૬. ન. સોમરસ રાખવાનું વાસણ.
૭. [ સં. અરિ ( દુશ્મન ) + ત્ર ( રક્ષનાર )] વિ. દુશ્મનથી બચાવનાર.

**અરિત્વ** જુઓ અરિતા.

**અરિદમ** [ સં. અરિ ( શત્રુ ) + દમ ( તાબે કરવું )] પું. શિવ, કેમકે તે શત્રુઓને કાબૂમાં લાવે છે.

**અરિદમન** ૧. [ સં. ] પું. ( પિંગળ ) દરેક ચરણમાં મગણ, મગણ, તગણ, નગણ, નગણ, નગણ, નગણ, નગણ, લઘુ અને ગુરુ મળી ૨૬ અક્ષરનો એક છંદ; અરિદલન. તેમાં ૮ મા અને ૧૮ મા અક્ષર પછી વિસામો આવે છે.
૨. પું. ( પુરાણ ) શત્રુઘ્ન; લક્ષ્મણના નાના ભાઈનું નામ.
૩. [સં. અરિ ( દુશ્મન ) + દમન (પીડા)] ન. શત્રુને હેરાન કરવાપણું; સતામણી.
૪. વિ. દુશ્મનને જીતનાર.
૫. વિ. પરાક્રમી; શૂરવીર; બળવાન.
૬. વિ. શત્રુને દુઃખ દેનાર.

**અરિદલ** ૧. [ સં. અરિ ( દુશ્મન) + દલ (લશ્કર)] ન. દુશ્મનનું લશ્કર.
૨. ન. રાગદ્વેષ રૂપી દુશ્મનનુ લશ્કર.

**અરિદલન** જુઓ અરિદમન ૧.

**અરિદળ** જુઓ અરિદલ.

**અરિદારણ** [ સં. અરિ ( દુશ્મન ) + દારણ ( ચીરી નાખનાર )] વિ. દુશ્મનોનો નાશ કરનારૂં.

**અરિદાંત** [સં.] પું. ( પુરાણ ) યદુવંશનો એ નામનો ક્ષત્રિય.

**અરિદ્યોત** [ સં. ] પું. ( પુરાણ ) નહુષના કુળમાં થયેલ યદુના દીકરા ક્રોષ્ટાના સાત્વત કુળમાંના અંધક વંશમાં જન્મેલા દુંદુભિ રાજાનો દીકરો; પુનર્વસુ નામના રાજાનો બાપ.

**અરિનંદન** [ સં. અરિ ( શત્રુ ) + નંદન ( પ્રસન્ન કરવાપણું )] વિ. દુશ્મનને આનંદ આપનાર; શત્રુને સંતોષ પમાડનાર.

**અરિપણું** ન. દુશ્મનાવટ; શત્રુતા.

**અરિપુ** ૧. [ સં. અ ( નહિ ) + રિપુ ( દુશ્મન )] પું. શત્રુ નહિ તે; મિત્ર.
૨. વિ. શત્રુતા વિનાનું; તટસ્થ.
૩. વિ. શત્રુ વગરનું.

**અરિપુર** [ સં. અરિ ( દુશ્મન ) + પુર ( નગર )] ન. શત્રુનું નગર.

**અરિપ્રકૃતિ** [ સં. અરિ ( દુશ્મન ) + પ્રકૃતિ ( સ્વભાવ )] સ્ત્રી. લડાઈ કરતા રાજાની ચારે તરફના શત્રુઓની સ્થિતિ.

**અરિમર્દ** ૧. પું. એ નામનો છોડ; કાસમર્દ.
૨. [ સં. અરિ ( દુશ્મન ) + મર્દ ( દુઃખ દેનાર )] વિ. શત્રુને પીડનાર.

**અરિમર્દન** ૧. [ સં. અરિ ( દુશ્મન ) + મૃદ્ ( ચગદી નાખવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય )] પું. ( પુરાણ ) અક્રૂરનો એ નામનો ભાઈ.
૨. પું. ( પુરાણ ) એ નામનો યદુવંશી એક ક્ષત્રિય; કૈકય દેશના રાજા ભાનુપ્રતાપનો ભાઈ, જે શાપને લીધે કુંભકર્ણ થયો હતો.
૩. પું. ( પુરાણ ) સોમવંશી સાત્વત કુળમાં જન્મેલા વૃષ્ણિના દીકરા શ્વફલ્ક રાજાના તેરમાંનો એ નામનો દીકરો.
૪. [ સં. અરિ ( દુશ્મન ) + મર્દન ( ચોળવું તે )] ન. શત્રુનું દમન; શત્રુને હરાવવો અથવા દબાવી દેવો તે; દુશ્મનને તાબે કરવાપણું.
૫. વિ. શત્રુને ચોળી નાખનાર; દુશ્મનને પુરેપુરો હરાવનાર.

**અરિમિત્ર** [ સં. અરિ ( દુશ્મન ) + મિત્ર ( દોસ્ત )] પું. શત્રુનો મિત્ર.

**અરિમેજય** ૧. [ સં. ] પું. જનમેજયના સર્પસત્રમાંનો એ નામનો ઋષિ.
૨. પું તે નામનો એક યદુવંશી ક્ષત્રિય.

**અરિમેદ** ૧. [ સં. ] પું. ઇરિમેદ; ગંધીલો ખેર.
૨. પું. અમુક જાતનો ગંધવાળો કીડો.
૩. પું. એક દેશનું નામ.
૪. ન. હિંગનું ઝાડ. તેનું લાકડું પવિત્ર હોવાથી ઇમારતી કામમાં વપરાતું નથી, પણ દેવપૂજાના કામમાં આવે છે.

**અરિમેદક** ૧. [ સં. ] પું. છાણમાં થતો એક જાતનો કીડો.
૨. પું. ધોળો ખેર; ગંધીલો ખેર.

**અરિયન** પું. શત્રુ.

ગણે ન મોરાં અરિયન કો ભીરાં.

શાધિકાબાઈ

**અરિયાપરિયા** ૧. [ અરિયા ( પરિયાનું બેવડાયેલું રૂપ ) + પરિયા ( પૂર્વજો )] પું. બ. વ. વડવાઓ; બાપદાદા.
૨. પું. બ. વ. વંશજ; વંશવારસ.

**અરિરાષ્ટ્ર** [ સં. અરિ ( દુશ્મન ) + રાષ્ટ્ર ( દેશ )] પું. શત્રુનું રાજ્ય; દુશ્મનનો દેશ.

**અરિલા** [ સં. ] પું. ( પિંગળ ) દરેક કડીમાં સગણ, ભગણ, ભગણ અને ભગણ મળી ૧૨ અક્ષરનો જગતીની જાતનો એક છંદ.

અરિલામાં ધર ઠીક સ ભા ભ ભ.

લઘુપિંગળ

**અરિલોક** ૧. [ સં. અરિ ( શત્રુ ) + લોક ( માણસ )] પું. દુશ્મન તરફનાં માણસ.
૨. પું. શત્રુનો મુલક.

**અરિલ્લ** પું. ( પિંગળ ) એ નામનો ૧૬ માત્રાનો છેડે બે લઘુવાળો એક છંદ. તેમાં જગણ આવતો નથી, પણ ૧, ૫, ૯, ૧૩ માત્રાએ તાલ આવે છે.

**અરિવર્ગ** ૧. [ સં. અરિ ( દુશ્મન ) + વર્ગ ( ટોળું )] પું. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એ ૭ વિકાર; અરિષડ્ક.
૨. પું. શત્રુવર્ગ; દુશ્મનોનો સમૂહ.

**અરિવિમર્દન** ૧. [ સં. અરિ ( દુશ્મન ) + વિમર્દન ( કચ્ચરઘાણ )] ન. દુશ્મનનો નાશ.
૨. વિ. દુશ્મનોને ચોળી નાખે એવું; દુશ્મનનો નાશ કરનાર.

**અરિશ્યા** [સં. ઈર્ષ્યા ] સ્ત્રી. ઈર્ષ્યા; અદેખાઈ.

ઉપજી અરિશ્યા નળરાય ઉપર,
મળ્યા બ્રુગ બે અદેખા રે.

પ્રેમાનંદ

**અરિષડ્ક** [ સં. અરિ ( દુશ્મન ) + ષટ્ક ( છનો જથ્થો )] ન. ૭ શત્રુ: કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર.

**અરિષડષ્ટક** [સં. અરિ ( દુશ્મન ) + ષડ્ (૭) + અષ્ટક ( આઠ )] ન. ( જ્યોતિષ )

વિવાહમાં છોડી દેવા જેવો એક યોગ. વરકન્યાને પોતપોતાની રાશિથી છઠ્ઠું અને આઠમું ઘર જો શત્રુ હોય તો તે અશુભ ગણાય છે.

**અરિષડ્વર્ગ** [ સં. અરિ ( દુશ્મન ) + ષટ્ ( ૭ ) + વર્ગ ( જથ્થો ) ] પું. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એ ૭ અંતરના શત્રુઓનો સમુદાય.

**અરિષ્ટ** ૧. પું. ( પુરાણ ) કશ્યપ અને વિનતાનો દીકરો. એનું બીજું નામ તાર્ક્ષ્ય હતું.

૨. પું. ( પુરાણ ) કશ્યપ ઋષિનું બીજું નામ.

૩. પું. ( પુરાણ ) કંસના હુકમથી આખલાનું રૂપ લઈ શ્રીકૃષ્ણનો નાશ કરવા ગોકુળ ગયેલો રાક્ષસ; વૃષભાસુર. શ્રીકૃષ્ણને હાથે એ મરણ પામ્યો હતો.

૪. પું. કાગડો; કાક; બલિપુષ્ટ; વાયસ; એકદૃષ્ટિ; ચિરંજીવી.

૫. પું. કાઢો; ઉકાળો; કાવો.

૬. પું. ( જ્યોતિષ ) કુંડલીમાં અશુભ ઘર માંહેના સૂર્ય વગેરે ગ્રહ.

૭. [ સં. ] પું. ( પુરાણ ) ગુપ્ત રહેવા વખતે સહદેવે રાખેલું નામ.

૮. પું. ( પુરાણ ) તે નામનો એક ઋષિ; તાર્ક્ષ્ય ઋષિ. એના દીકરાને હૈહય રાજકુમારે ભૂલથી હરણ ધારી મારી નાખ્યો હતો. ખરી વાત માલૂમ પડતાં પસ્તાઈને પોતાના પિતા પાસે જઈને કુમારે બનેલી હકીકત કહી. રાજા, કુમાર વગેરે મરેલા મુનિ પાસે જતાં તેને પડ્યો હતો તે જગાએ ન દીઠો. એની શોધ કરતાં તેઓ આ ઋષિના આશ્રમે આવી પહોંચ્યા. મુનિએ અર્ઘ્યપાદ્ય એટલે ફૂલ, સુગંધી તથા પગ ધોવાનું પાણી આપવા માંડ્યું ત્યારે 'અમે ભૂલમાં બ્રહ્મહત્યા કરી છે, તેથી તમારા આતિથ્યને લાયક નથી' એમ તેમણે કહેતાં મુનિએ પોતાના મરેલા પણ સજીવન કરેલા દીકરાને બતાવ્યો અને કહ્યું કે તમે ભૂલમાં થયેલા પાપને પશ્ચાત્તાપથી ધોઈ નાખ્યું છે.

૯. પું. ( પુરાણ ) દનુ રાક્ષસનો દીકરો.

૧૦. પું. દુશ્મન.

૧૧. પું. ( પુરાણ ) પ્રાચેતસ દક્ષની ચાર દીકરીનો પતિ.

૧૨. પું. ( પુરાણ ) બલિરાજાનો એક રાક્ષસ દીકરો. તેને શ્રીકૃષ્ણે માર્યો હતો.

૧૩. પું. ( પુરાણ ) મિત્ર નામના આદિત્યનો દીકરો.

૧૪. પું. લસણ; મહૌષધ; મહાકંદ; ગૃંજન.

૧૫. પું. ( પુરાણ ) લંકા પાસે આવેલો યોજન એટલે ચાર ગાઉ વિસ્તાર ને ૩૦ યોજન ઊંચાઈનો એક પર્વત. સીતાની શોધ કરીને હનુમાન કિષ્કિંધા આવવાને આ પર્વત ઉપર ઊભો રહીને કૂદ્યો હતો. એના કૂદવાના બળ વડે પર્વત ભોંયમાં પેસી ગયાનું કહેવાય છે.

૧૬. પું. લીંબડો; સર્વતોભદ્ર; હિંગુનિર્યાસ; માલક; નિંબ.

> અનલપુષ્પ અરિષ્ટ પલ્લવનું અક્ષોદ અનૂપ.
> — બાલણ

૧૭. પું. ( જૈન ) લોકાંતિક દેવ; દેવોના નવ ભેદ માંહેનો એક. તેઓ તીર્થંકરને દીક્ષા લેવાની સૂચના કરવા આવે છે.

> સારસ્વત, આદિત્ય, વહ્નિ, અરુણ, ગર્દતોય, તુષિત, અવ્યાબાધ, મરુત અને અરિષ્ટ એ લોકાન્તિક છે.
> — તત્ત્વાર્થસૂત્ર

૧૮. પું. વ્યૂહનો એટલે લશ્કરની રચનાનો એક પ્રકાર, જેમાં વચમાં રથ, બાજુમાં હાથી અને પાછળ ઘોડા રહે છે.

૧૯. પું. ક્ષપેશ્વર; એક જાતની વનસ્પતિ.

૨૦. પું. સૂર્ય.

> હાથી માથે તપ્યો અરિષ્ટ અને કેમ વિસરે રે.
> — પ્રેમાનંદ

૨૧. સ્ત્રી. પાશ; દંડાહત; તક્ર.

૨૨. ન. અરીઠાનું ઝાડ; અરીઠો.

૨૩. ન. અરીઠું.

૨૪. ન. ( જ્યોતિષ ) અશુભ ગ્રહોનો યોગ. તેનું ફળ ખરાબ મનાય છે.

૨૫. ન. અશુભની ચેતવણી આપનાર બનાવ; અમંગળ ઘટના; અનિષ્ટસૂચક ઉત્પાત. જેમકે, ધરતીકંપ.

૨૬. ન. આંખનું પાણી; આંસુ.

૨૭. ન. ગીધ.

૨૮. ન. દુર્ભાગ્ય; કમનસીબ.

૨૯. ન. મદ્ય; આસવ. જેમકે, દ્રાક્ષારિષ્ટ. અરિષ્ટ અને આસવમાં ફેર એટલો જ કે અરિષ્ટના પદાર્થોને ઉકાળવા પડે, જ્યારે આસવમાં ઉકાળવા પડતા નથી. આસવ કરતાં અરિષ્ટ વધારે પાતળું હોય અને તેથી દેખાવમાં સારું લાગે; પણ આસવ ગુણમાં અધિયાતો મનાય છે. ઓસડના કવાથને કે તેના કોઈ પણ પાકને પાણી, મધ અને ગોળની અંદર એક માટીના ઠામમાં ઘણા દિવસ સુધી રાખી, તે વાસણનાં મોંને ઢાંકણથી બંધ કરી, તેની આજુબાજુ કપડમાટી કરી, પખવાડિયા કે મહિના સુધી છાપરાં ઉપર રાખી મૂકવાથી તેનું ઉત્તમ અરિષ્ટ બને છે. સુગંધ તથા રંગને માટે તેમાં યોગ્ય ચીજો નખાય છે. અરિષ્ટની માત્રા ૪ તોલા છે.

૩૦. ન. મોત; મરણ.

૩૧. ન. મોતની નિશાની; ઘાતીયોગ.

૩૨. ન. સંકટ; આપત્તિ; વગર સર્જ્યું દુઃખ.

૩૩. ન. સારું કામ.

૩૪. ન. સારું નસીબ; સુખ.

૩૫. ન. સુવાવડખાનું; સૂતિકાગૃહ.

૩૬. ન. હિંદનું એ નામનું એક પ્રાચીન શહેર.

૩૭. વિ. અવિનાશી.

૩૮. વિ. અશુભ; અમંગળ.

૩૯. વિ. ઈજા ન પામેલું; પૂર્ણ; સલામત.

૪૦. વ. ( જ્યોતિષ ) કુંડલીમાં ખરાબ સ્થાનમાં રહેલું.

૪૧. વિ. શુભ.

**અરિષ્ટક** ૧. [ સં. ] પું. લસણ.

૨. પું. લીંબડાનું ઝાડ.

૩. ન. અરીઠાનું ઝાડ.

૪. ન. અરીઠું.

**અરિષ્ટકારી** [ સં. અરિષ્ટ ( અમંગળ ) + કારિન્ ( કરનાર ) ] વિ. અશુભ; નુકસાનકારક.

**અરિષ્ટગૃહ** [ સં. અરિષ્ટ ( સુવાવડખાનું ) + ગૃહ ( ઘર ) ] ન. સુવાવડખાનું; સૂતિકાગૃહ.

**અરિષ્ટદુષ્ટધી** [ સં. અરિષ્ટ ( મરણ ) + દુષ્ટ ( ખરાબ ) + ધી ( બુદ્ધિ ) ] ન. મરણ નજીક આવવાથી બુદ્ધિમાં ફેર થયો હોય એવું માણસ.

**અરિષ્ટનેમિ** ૧. પું. એ નામનો એક રાક્ષસ.

> અરિષ્ટનેમિ દૈત્યનો દીકરો જે હંસ હતા તે ધૃતરાષ્ટ્ર રૂપે અવતર્યા હતો.
> — ભગવતી ભાગવત

૨. પું. ( પુરાણ ) કશ્યપ અને વિનતાનો એક દીકરો; ગરુડ. તેનું બીજું નામ તાર્ક્ષ્ય હતું.

૩. પું. ( પુરાણ ) કશ્યપ ઋષિનું એક નામ.

૪. પું. ( જૈન ) ચાલુ ચોવીસીના બાવીશમા તીર્થંકર; નેમિનાથ. તેમના પિતા સમુદ્રવિજય રાજા ને માતા શિ. દેવી રાણી હતાં.

૫. પું. ( પુરાણ ) છૂપા રહેતી વખતે પાંડવોમાંના સહદેવે ધારણ કરેલું નામ.

૬. પું. ( પુરાણ ) પોષ મહિનામાં ભગ નામના આદિત્ય જોડે ફરનાર ગંધર્વ.

૭. પું. ( પુરાણ ) પ્રાચેતસ દક્ષની ચાર કન્યાનો પતિ.

૮. પું. ( પુરાણ ) યમની સભામાંનો એક ક્ષત્રિય.

૯. પું. ( પુરાણ ) વિદેહ વંશના પુરુજિત જનકનો દીકરો.

૧૦. પું. સગર રાજાના સસરાનું નામ.

૧૧. પું. ( પુરાણ ) સગરની સાથે મોક્ષસાધન વિષે સંવાદ કરનાર એક બ્રાહ્મણ.

૧૨. પું. સોળમા પ્રજાપતિ.

૧૩. પું. હરિવંશ મુજબ વૃષ્ણિનો એક પ્રપૌત્ર, જે ચિત્રકનો પુત્ર હતો.

**અરિષ્ટનેમિ તાર્ક્ષ્ય** ૧. પું. ઋગ્વેદના દસમા મંડલનું ૧૭૮મું સૂક્ત રચનાર ઋષિ.
૨. પું. સામવેદનો એક ઋષિ.

**અરિષ્ટપુર** [ સં. ] ન. એ નામનું એક શહેર.

**અરિષ્ટમથન** જુઓ અરિષ્ટસૂદન.

**અરિષ્ટસૂદન** ૧. [ સં. અરિષ્ટ ( એ નામનો રાક્ષસ ) + સૂદન ( નાશ કરનાર ) ] પું. વિષ્ણુ. તેમણે અરિષ્ટ રાક્ષસનો નાશ કર્યો હતો.
૨. પું. શિવ.
૩. [ સં. અરિષ્ટ ( અશુભ ) + સૂદન ( નાશ કરનાર ) ] વિ. અશુભને દૂર કરનાર.

**અરિષ્ટસેન** [ સં. ] પું. ( પુરાણ ) મહાભારતના યુદ્ધમાં દુર્યોધન પક્ષનો એક રાજા.

**અરિષ્ટા** ૧. [ સં. અરિષ્ટ ( અરીઠો ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. કડુ નામની વનસ્પતિ. પાન, ફળ, કડવાશ અને ગુણમાં તે અરીઠાના ઝાડ જેવું હોવાથી તેને અરિષ્ટા કહે છે.
૨. સ્ત્રી. ( પુરાણ ) દક્ષ પ્રજાપતિની દીકરી; કશ્યપની એક સ્ત્રી, જેનાથી હાહા હુહુ આદિ ગંધર્વો અને અલંબુષાદિ અપ્સરા ઉત્પન્ન થયાં હતાં.

**અરિષ્ટાસુર** ૧. પું. ( પુરાણ ) દિતિનો એક રાક્ષસ દીકરો.
૨. પું. ( પુરાણ ) શ્રીકૃષ્ણે મારેલો એક રાક્ષસ.

**અરિષ્ટિકા** ૧. [ સં. ] સ્ત્રી. અરીઠી.
૨. સ્ત્રી. કડુનો છોડ.

**અરિષ્ઠ** [સં. અરિ ( દુશ્મન ) + સ્થા ( ઊભવું )] વિ. શત્રુનો નાશ કરવા માટે ઊભો રહેનાર.

**અરિષ્યા** [સં. ઈર્ષ્યા] સ્ત્રી. ઈર્ષ્યા; અદેખાઈ.

**અરિસિંહ** પું. ગુજરાતનો એક ગ્રંથકાર. એણે સુકૃત સંકીર્તન નામનો સંસ્કૃત ગ્રંથ રચ્યો છે.

**અરિસૂદન** ૧. [ સં. અરિ ( શત્રુ ) + સૂદન ( નાશ કરનાર ) ] પું. શ્રીકૃષ્ણ. તે શત્રુનો નાશ કરે છે.
૨. વિ. દુશ્મનનો સંહાર કરનાર.

**અરિહ** ૧. [સં. અર્હ ( લાયક )] પું. ( જૈન ) તીર્થંકર દેવ.
૨. પું. ( પુરાણ ) સોમવંશી અપરાચીનનો પુત્ર. વૈદર્ભી મર્યાદા એની મા, આંગી એની સ્ત્રી અને મહાભૌમ એનો પુત્ર થાય.
૩. [ સં. અરિ ( દુશ્મન ) + હન્ ( મારવું ) ] વિ. દુશ્મનને હણનાર.
૪ વિ. ( પ્રાકૃત ) લાયક; યોગ્ય.

**અરિહન** [ સં. અરિ ( શત્રુ ) + હન્ ( મારવું ) ] વિ. દુશ્મનને હણનાર.

**અરિહંત** ૧. [ સં. અરિ ( દુશ્મન ) + હન્ ( મારી નાખવું ) ] પું. ( જૈન ) તીર્થંકર. તે કામ, ક્રોધ વગેરે આત્માના શત્રુને હણે છે.
૨. પું. બુદ્ધ.
૩. પું. બૌદ્ધ સાધુ.
૪. પું. સૂર્ય.
૫. વિ. દુશ્મનને હણનાર.

તુમ્હ સહાઈ અરિહન્ત રાઉ,
તિહુઈ આ પાઠવિઉ પસાઉ.
પ્રબોધ ચિંતામણિ

૬. [ સં. અર્હ્ ( પૂજાને લાયક હોવું ) ] વિ. પૂજ્ય; વંદ્ય; નમવા લાયક.

**અરિહંતશાસન** ૧. [ અરિહંત ( તીર્થંકર ) + શાસન ( આજ્ઞા ) ] ન. ( જૈન ) જિન આજ્ઞા; તીર્થંકરની આજ્ઞા.
૨. ન. જૈન દર્શન; જૈન ધર્મ.
૩. [ અરિહંત ( તીર્થંકર ) + શાસન ( આગમ ) ] ન. જૈન શાસ્ત્ર.

**અરિહા** ૧. પું. લક્ષ્મણનો નાનો ભાઈ; શત્રુઘ્ન.
૨. પું. સૂર્ય.

નભ ઉતારે ધાઈ અરિહા,
લઈ ગ્રહી વિષ્ણુ પુરા. પ્રેમાનંદ

૩. [ સં. અરિ ( શત્રુ ) + હન્ ( મારવું ) ] વિ. શત્રુને હણનાર; દુશ્મનને મારનાર.

**અરિહાણ** સ્ત્રી. ઘોડાંની એક જાત.

**અરિહિંસક** [ સં. અરિ ( દુશ્મન ) + હિંસ ( મારવું ) + અક ( કરનાર ) ] વિ. શત્રુનો નાશ કરનાર.

**અરિંદમ** ૧. [ સં. અરિમ્ ( દુશ્મનને ) + દમ્ ( દબાવવું ) ] પું. શત્રુને દાબી દીધા હોય એવો વિજયી પુરુષ.
૨. વિ. દુશ્મનને દબાવનાર.
૩. વિ. શત્રુ પર વિજય મેળવનાર.

**અરીકાપામ** [ અં. એરિકા પામ ] ન. તાડની જાતનું એક ઝાડ.

**અરીખણું** વિ. ( જૂ. ગુ. ) આકર્ષક; ખેંચાણકારક.

વયર સ્વામી ચેલાને કહે અરીખણી વિદ્યા
મુજ અ છે. ઋષભદાસ

**અરીઝા** ( અરીઝા ) [ અ. ] પું. વિનતિ; નિવેદન.

**અરીઠામાળા** સ્ત્રી. અરીઠાં જેવા મોટા પારાવાળો દાગીનો.

**અરીઠી** [ સં. અરિષ્ટક ] સ્ત્રી. અરીઠાનું ઝાડ.

**અરીઠું** [ સં. અરિષ્ટક ] ન. અરીઠાનું ફળ; અરિષ્ટક; માંગલ્ય; કૃષ્ણવર્ણ; રક્તબીજ; પીતફેન; ફેનીલ; ગર્ભપાતન. તેને ભાંગતાં અંદરથી નીકળતા કાળા, ગોળ અને લીસા ઠળિયા ઉપરની છાલ પાણીમાં પલાળી ચોળતાં ફીણ વળે. રેશમી કપડાં અને વાળ ધોવામાં તથા પેટમાંનું ઝેર કાઢવા ઊલટી કરાવવામાં તેનું પાણી, ક્જતર મટાડવા તેનાં ફીણ, આધાશીશી દૂર કરવામાં તેનો રસ, અને શોક, ગાંડપણ તેમ જ હિસ્ટિરિયામાં તેનો ધુમાડો ઉપયોગી મનાય છે. ત્રિદોષ અને દમમાં ફાયદાકારક હોવા ઉપરાંત તેના ફળની ઉપલી છાલને ખાંડી તેની સોગઠી બનાવી સ્ત્રીઓ નષ્ટાર્તવમાં પહેરે છે. બાળકને નજર લાગે નહિ તે માટે તેનાં બીનાં વજરખટ્ટાં બનાવવામાં આવે છે, તથા બીને પલાળી તેમાં કાણાં પાડી તેની બનાવેલી માળા શોભા માટે ઘોડાના ગળાની આસપાસ બાંધવામાં આવે છે. ઢોરોને થતા ધનુર્વાત જેવા મુરડી અથવા ધનકી રોગ ઉપર અરીઠાનું ફીણ બન્ને આંખમાં આંજવાથી ફાયદો થાય. ઊલટી કરાવવા માટે અરીઠાનું પાણી ૧૦ રૂપિયાભાર અપાય છે. આધાશીશી માટે નાકમાં તેના રસનાં બે ત્રણ ટીપાં નાખવામાં આવે છે. ઢોરને સર્પ કરડે તો અરીઠાનું ફીણ આંજવું અને એક શેર અરીઠાનું પાણી પાવું.

**અરીઠો** ૧. [ સં. અરિષ્ટ; પ્રા. અરિટ્ઠ ] પું. અરીઠાનું ઝાડ; વિશ્વપત્ર. એનાં પાન ઉંબરાનાં પાન કરતાં મોટાં અને બીલાની પેઠે ત્રણ ત્રણ ભેગાં થાય છે. ફળ પણ ત્રણ ભેગાં જોડાયેલ હોય છે.
૨. પું. અરીઠાનું ફળ.

**અરીત** ૧. [ સં. અ ( અણઘટતું ) + રીતિ ( રીત ) ] સ્ત્રી. ખોટી રીત.
૨. સ્ત્રી. ગેરવર્તણૂક; ખરાબ રીતભાત.

**અરીતિ** જુઓ અરીત.

**અરીભવન** ૧. ન. ( જ્યોતિષ ) ઉલ્કા એટલે ખરતા તારા અમુક એક રાતે અમુક એક બિંદુમાંથી ખરતા દેખાય છે તે ક્રિયા.
૨. [ સં. અર ( પૈડાનો આરો ) + ભવન ( હોવાપણું ) ] ન. પ્રકાશ, ગરમી વગેરેનાં કિરણનો એક બિંદુમાંથી ચોમેર ફેલાવો; 'રેડિએશન'.

**અરીલ** પું. ( પિંગળ ) એ નામનો છંદ. તેના એકેક ચરણમાં ૨૧ માત્રા હોય છે, જેમાં ૧૧ અને ૧૦ માત્રાએ વિરામ લેવાય છે. પાદને છેડે હમેશાં રગણ રખાય છે. છેલ્લી ટૂક બોલ્યા પહેલાં 'પરહાં' બોલીને તેને ટેકો અપાય છે.

કળ સઘળી વીસ એક ચરણમાં જાણીએ,
પ્રથમ રુદ્ર પછી દિશ એમ યતિ આણીએ;

યમક તપાસી અંત, સ્વાનુને શાખીએ,
(પરહાં) ગંભીર ગાયન ગાય, અરીલ તે ભાખીએ.
નર્મદાશંકર

**અરીષ્યા** [ સં. ઈર્ષ્યા ] સ્ત્રી. અદેખાઈ; ખાર; ઝેર; દ્વેષ.

**અરીસો** ૧. [ સં. આદર્શ ] પું. આયનો; દર્પણ; ચાટલું.
૨. પું. ઠેકમાં પહેરવાનું એક ઘરેણું.

**અરુ** ૧. [સં.] પું. રાતા ખેરનો છોડ; રક્તખદિર.
૨. પું. સૂર્ય.
૩. સ્ત્રી. એક જાતની વનસ્પતિ. તેમાંથી એક જાતનો ગુંદર નીકળે છે. તેનાં ફૂલ રેચક અને ફળ આંતરડાંમાંના કીડાને મારી નાખે તેવાં છે. રંગવાના કામમાં પણ તે વપરાય છે. તેની મૂળ પેદાશ ચીનમાં હતી.
૪. [ હિ. ઔર ] અ. અને; તથા.
૫. અ. ઓરું; પાસે; નજીક.

**અરુઆ** [ સં. આલુ ] પું. એક જાતનું મોટું ઝાડ, જે બંગાળા, મધ્ય હિંદુસ્તાન અને દક્ષિણ હિંદમાં સામાન્ય રીતે જંગલી દશામાં જોવામાં આવે છે. સંયુક્ત પ્રાંતમાં તે વાવવામાં આવે છે. આને ચૈત્ર વૈશાખમાં પીળા રંગનાં ફૂલ આવે છે અને તેની છાલ તથા પાંદડાં દવાના કામમાં અને લાકડું ઢોલ, તરવારનું મ્યાન કે તેના જેવી હલકી ચીજો બનાવવાના કામમાં આવે છે.

**અરુગ્ણ** [ સં. અ (નહિ) + રુગ્ણ (રોગી) ] વિ. નીરોગી; તંદુરસ્ત.

**અરુચતું** ૧. [ સં. અ (નહિ) + રુચ્ (ગમવું) ] વિ. અણગમતું; નાપસંદ.
૨. વિ. ન ઓઠતું.
૩. વિ. નહિ ભાવતું.

**અરુચિ** ૧. [ સં. અ (નહિ) + રુચિ (પ્રેમ) ] સ્ત્રી. અપ્રીતિ; અભાવ; અણગમો.
૨. સ્ત્રી. અસંતોષ.
૩. સ્ત્રી. ઉદાસીનતા.
૪. સ્ત્રી. ઘૃણા; તિરસ્કાર.
૫. સ્ત્રી. બેચેની; અસુખ.
૬. સ્ત્રી. (વૈદક) ભૂખ ન લાગવાનો રોગ; અજીર્ણ; તાવ, કલેજા અને મગજનાં દરદમાં થઈ આવતું એક ચિહ્ન, જેને લીધે ખાવાની ઇચ્છા થતી નથી અથવા અન્ન જોઈને કંટાળો આવે છે. આ વ્યાધિમાં કોઈ વખત મોઢું કડવું થઈ જાય અથવા કોઈ વાર મોઢામાં ગળ્યો સ્વાદ લાગે. અરુચિ એ સ્વતંત્ર વ્યાધિ નથી પણ બીજાં દરદોનું ચિહ્ન માત્ર છે. વાત, પિત્ત અને કફને વધારનાર ચીજો ખાવાથી, એકાએક બહુ શોક, ભય, ક્રોધ, અને અતિલોભથી, તેમજ મનને ચીડ ઉત્પન્ન કરનાર અન્ન, રૂપ અને ગંધથી આ રોગ થાય છે. લીંડીપીપર, ચવક, સૂંઠ, પીપરીમૂળ અને ચિત્રકનો ભૂકો લેવાથી અરુચિ દૂર થઈ અગ્નિ તેજ થાય છે, અને અન્નનું પાચન થઈ મળ બંધાય છે.
અરુચિ હોવી = ખાવા માટે ઇચ્છા ન થવી; અન્ન પર અભાવ હોવો.
૭. સ્ત્રી. વિરોધ; અણબનાવ.
૮. વિ. રુચિ વગરનું.

**અરુચિકર** [ સં. અરુચિ (અભાવ) + કર (કરનાર) ] વિ. અણગમો ઉપજાવનારું; અપ્રિય; નાપસંદ.

**અરુચિર** [ સં. અ (નહિ) + રુચિર (સુંદર) ] વિ. કદરૂપું; બેડોળ; અરમણીય.

**અરુચિરતા** ૧. [ સં. અ (નહિ) + રુચિર (સુંદર) + તા (પણું) ] સ્ત્રી. અરમણીયતા; બેડોળપણું.
૨. સ્ત્રી. ગામડિયાપણું; અનાગરિકતા; જંગલીવેડા.

**અરુચ્ય** [ સં. અ (નહિ) + રુચ્ય (સુંદર) ] જુઓ અરુચિર.

**અરુજ** ૧. પું. કેસર.
૨. પું. ગરમાળાનું ઝાડ.
૩. પું. (પુરાણ) રાવણ પક્ષનો એ નામનો એક રાક્ષસ.
૪. પું. સિંદૂર.
૫. [ સં. અ (નહિ) + રુજ્ (રોગ) ] વિ. નીરોગી; તંદુરસ્ત.

**અરુડ** (અરૂડ) વિ. (ગ્રામ્ય) જોરાવર; બળવાન.

**અરુડધજ** (અરૂડધજ) વિ. લાખોપતિ; ઘણી દોલતવાળું.

**અરુણ** ૧. [ સં. ] પું. (પુરાણ) અગિયારમા ધર્મસાવર્ણિ મન્વંતરમાં થનારા સપ્તઋષિમાંનો એક.
૨. પું. (જ્યોતિષ) અઠ્યાસી ગ્રહોમાંનો એ નામનો એક.
૩. પું. (પુરાણ) અયોધ્યાનો સૂર્યવંશી ઇક્ષ્વાકુ કુળનો ૧૯ મો રાજા.
૪. પું. આકડાનો છોડ.
૫. પું. એ નામનો દેશ.
૬. પું. એક જાતનો લાલ ચાઠાંવાળો કોઢ.
૭. પું. (પુરાણ) કશ્યપ અને દનુનો દીકરો દાનવ.
૮. પું. (જ્યોતિષ) કાળાશ પડતા રાતા રંગનો એક જાતનો પૂંછડિયો તારો; વાયુપુત્ર. તે સંખ્યામાં ૭૭ છે.
૯. પું. કાળાશ પડતો લાલ રંગ; ઘેરો રાતો રંગ.
૧૦. પું. (પુરાણ) કૃષ્ણનો એ નામનો પ્રપૌત્ર. એ મહારથી હતો.
૧૧. પું. (પુરાણ) કૃષ્ણે મારેલો એ નામનો રાક્ષસ.
૧૨. પું. ગોળ.
૧૩. પું. (પુરાણ) ગૌતમ ગોત્રમાં જન્મેલ એક ઋષિ; અરુણિ. તે ઉદ્દાલક ઋષિના બાપ હતા.
૧૪. પું. (જૈન) દક્ષિણ દિશામાં વસતા એક જાતના લોકાંતિક દેવ.
૧૫. પું. (જૈન) નંદીશ્વરવર સમુદ્ર અને અરુણોદય સમુદ્ર વચ્ચેનો ખંડ.
૧૬. પું. (પુરાણ) પાંચમા રૈવત મનુના દશ દીકરા માંહેનો એ નામનો એક.
૧૭. પું. પુન્નાગનું ઝાડ.
૧૮. પું. બાર સૂર્યમાં માહ માસનો સૂર્ય.
૧૯. પું. (પિંગળ) મત્તની જાતનો ૨૦ માત્રાનો એ નામનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ.
૨૦. પું. રતાશ પડતો રંગ.
૨૧. પું. (પુરાણ) વિપ્રચિત્ત નામના દાનવ વંશમાં જન્મેલો એક રાક્ષસ. એણે ત્રીસ વર્ષ સુધી ગાયત્રીનો જપ કરીને આકરું તપ કરી બ્રહ્મદેવને પ્રસન્ન કર્યા. બ્રહ્મદેવે દર્શન દઈ વર માગવાનું કહેતાં એણે હું અમર થાઉં એવું માગ્યું. પણ બ્રહ્મદેવે એમ થઈ શકે નહિ એવું કહેતાં એણે ફરી માગ્યું કે સ્ત્રી, પુરુષ, બે પગવાળાં કે ચાર પગવાળાં કોઈ પણ પ્રાણીથી હું ન મરું. આ વરદાન તેને મળ્યું હતું. પછી એણે પોતાની અસુર મંડળી જમાવી ત્રણે લોકને પીડા કરવા માંડી. દિગ્પાળોને જીતી તેમનો અધિકાર પોતે લઈ લીધો. બધા ત્રાસ પામી ગયા. તેટલામાં એકાએક આકાશવાણી થઈ કે આ દાનવ ગાયત્રીનો ત્યાગ કર્યા વગર મરણ પામશે નહિ. એ સાંભળી બધાએ એ યોજના પાર પાડવા બૃહસ્પતિને નીમ્યા. પોતાના પક્ષના ન હોવા છતાં પણ બૃહસ્પતિને આવેલા જોઈ તે અસુરને નવાઈ લાગી, અને તેને પૂછી જોતાં 'તું પણ અમારી પેઠે ગાયત્રી દેવીનો ભક્ત હોઈ અમારા જ પક્ષનો છે' એમ બૃહસ્પતિએ જવાબ આપ્યો. આ ઉપરથી 'હું દેવોનો દુશ્મન હોવા છતાં તેમની દેવીની ભક્તિ કરું તે યોગ્ય નથી' એમ તેને લાગ્યું. એણે ગાયત્રીની ઉપાસના છોડી દીધી. તેથી ગાયત્રીનો

એના ઉપર કોપ થયો અને તે તરત મરણ પામ્યો.

૨૨. પું. (પિંગળ) વીસ માત્રાનો એ નામનો એક માત્રાજાતિ છંદ; મહાદૈશિક.

૨૩. પું. શુક્લ યજુર્વેદનો એક ઋષિ.

૨૪. પું. સવાર; પ્રભાત.

૨૫. પું. સિંદૂર.

૨૬. પું. સૂર્ય; આદિત્ય; દિવાકર; ભાસ્કર; અર્ક; ગ્રહપતિ; સવિતા; રવિ.

૨૭. પું. સૂર્યનો રથ હાંકનાર અરુણ; વિપાદ; સૂરસૂત; કાશ્યપિ; ગરુડાગ્રજ; ગરુડનો મોટો ભાઈ; કશ્યપ ઋષિથી વિનતાને પેટે અવતરેલો દીકરો. વિનતાએ તેનું ઈંડું પાક્યા પહેલાં ફોડવાથી એ પાંગળો જન્મ્યો હતો. તેથી તે અનુરુ એટલે જાંઘ વગરનો અથવા વિપાદ એટલે પગ વગરનો કહેવાય છે. તેણે પોતાની માને શાપ દીધો કે તે મને અધૂરે માસે—સર્વાંગ ઉત્પન્ન થાય તે પહેલાં—જન્મ આપ્યો માટે તારે તારી શોક્ય કદ્રુનું દાસીપણું કરવું પડશે. માની પ્રાર્થના ઉપરથી એણે શાપનું નિવારણ આપ્યું કે તારે બીજો દીકરો થશે તે તને છોડાવશે. તેની સ્ત્રી શ્યેનીથી તેને સંપાતી અને જટાયુ નામના દીકરા થયા હતા.

૨૮. પું. સૂર્યોદય પહેલાંનો આકાશનો લાલ રંગ; પરોઢ વખતનો આકાશનો રંગ.

૨૯. પું. (પુરાણ) સોમવંશી ઇક્ષ્વાકુ કુળના પહેલા અનરણ્ય રાજાના હર્યશ્વ નામના પુત્રથી દ્રષદ્વતી નામે રાણીને પેટે જન્મેલો પુત્ર.

૩૦. પું. હિમાલયમાં આવેલું એ નામનું એક સરોવર.

૩૧. ન. એક જાતનું નાનું ઝેરી જીવડું.

૩૨. ન. કંકુ.

૩૩. ન. કેસર.

૩૪. ન. (પુરાણ) કૈલાસ શિખરની પશ્ચિમે આવેલું હિમાલયનું એક શિખર.

૩૫. [સં. અર્ણ] ન. જલ; વારિ; પાણી.

અંબુ કમલ કીલાલ જલ પય પુષ્કર વન વારિ,
અંસ અરુણ જીવન ભુવન ઘનરસ કુશ પાપારિ.
પિંગળલઘુકોષ

૩૬. ન. સોનું.

૩૭. વિ. ઉષાના જેવા રંગનું; રાતું.

અરુણ શોણ આરક્ત ને લોહિત રાતે રંગ,
તેજ આગમ આનંદથી લાલ બાગ ઉછરંગ.
પિંગળલઘુકોષ

૩૮. વિ. કિંચિત્ લાલ; પિંગળું; કપિલ.

જેમ વડે અમટ અરુણફળ,
ખાવા કરે કોઈ ખાંત. નિષ્કુળાનંદ

૩૯. વિ. મુંઝાયેલું; ગભરાયેલ.

૪૦. વિ. મૂંગું.

૪૧. વિ. સોનેરી.

**અરુણકમળ** [સં. અરુણ (લાલ) + કમલ] ન. લાલ કમળ.

**અરુણકંઠ** [સં. અરુણ (લાલ) + કંઠ (ગળું)] ન. નર પક્ષીઓને ચળકાટ મારતા રાતા રંગનું ગળું હોય એવું એક ગણગણાટ કરતું પક્ષી; 'રૂબીથ્રોટ'. ઉત્તર અમેરિકાના પૂર્વ ભાગમાં આ વર્ગનું પક્ષી સામાન્ય છે.

**અરુણકુંડપુર** ન. રામાયણમાં વર્ણવેલું એક શહેર; વારંગલ.

**અરુણચિત્ર** [સં. અરુણ (પગ વગરનો સૂર્યનો સારથિ) + ચિત્ર] ન. કમરથી ઉપરના ભાગનું ચિત્ર; 'બસ્ટ'.

**અરુણચૂડ** [સં. અરુણ (લાલ) + ચૂડા (કલગી)] પું. કૂકડો; મરઘો.

**અરુણજ્યોતિ** ૧. પું. શિવ.

૨. [સં. અરુણ (પ્રભાત) + જ્યોતિસ્ (તેજ)] સ્ત્રી. ઉષાનું તેજ; અરુણની પ્રભા; બાલસૂર્યનાં કિરણ.

**અરુણતા** [સં. અરુણ (રાતું) + તા (પણું)] સ્ત્રી. લાલાશ; રતાશ.

**અરુણત્વ** જુઓ અરુણતા.

**અરુણદૂત** [સં. અરુણ + દૂત (કાસદ)] ન. કિરણ.

**અરુણદ્વીપ** પું. અરુણસમુદ્રથી ઘેરાયેલો એ નામનો બેટ.

**અરુણનયન** જુઓ અરુણલોચન.

**અરુણપુચ્છી** [સં. અરુણ (લાલ) + પુચ્છ (પૂછડું) + ઇન્ (વાળું)] ન. પૂછડાનો ભાગ ચળકાટ મારતો રાતો હોય તેવું એક પક્ષી.

**અરુણપ્રકાશ** ૧. પું. ઉત્તર અને દક્ષિણ ધ્રુવમાં ૭ મહિના રાત હોય ત્યારે દેખાતો પ્રકાશ. તે સાધારણ રીતે સફેદ રૂપાના રંગનો હોય છે, પણ કોઈ વખત તેમાં મેઘધનુષ્યના સુંદર તથા જુદા જુદા રંગ જોવામાં આવે છે.

૨. [સં. અરુણ (રાતું) + પ્રકાશ] પું. સૂર્ય ઊગ્યા પહેલાં દેખાતો લાલ પ્રકાશ.

**અરુણપ્રભા** [સં. અરુણ (સૂર્ય) + પ્રભા (તેજ)] સ્ત્રી. સૂર્યની લાલાશ; લાલી; અરુણિમા.

**અરુણપ્રિય** ૧. [સં. અરુણ (લાલ) + પ્રિય (વહાલું)] પું. સૂર્ય. તેને લાલ રંગનું ફૂલ પ્રિય હોય છે.

૨. વિ. લાલ રંગ પસંદ હોય એવું.

**અરુણપ્રિયા** ૧. સ્ત્રી. અપ્સરા.

૨. [સં. અરુણ (સૂર્ય) + પ્રિયા (વહાલી)] સ્ત્રી. સૂર્યની સ્ત્રી—સંજ્ઞા અને છાયા.

**અરુણભાર્યા** [સં. અરુણ (સૂર્ય) + ભાર્યા (સ્ત્રી)] સ્ત્રી. સૂર્યની પત્ની; અરુણપ્રિયા.

**અરુણમલાર** પું. (સંગીત) બધા શુદ્ધ સ્વરવાળો મલાર રાગનો એક ભેદ. તે ચોમાસામાં ખાસ ગવાય છે.

**અરુણમૂર્તિ** જુઓ અરુણમૂર્ત્તિ.

**અરુણમૂર્ત્તિ** [સં. અરુણ (સૂર્યનો સારથિ) + મૂર્ત્તિ (પૂતળું)] સ્ત્રી. ઉપલા અરધા ભાગના શરીરનું બાવલું; કમરથી ઉપરના ભાગની મૂર્ત્તિ; 'બસ્ટ'.

**અરુણરંગ** [સં. અરુણ (સવાર) + રંગ] પું. પ્રભાતનો લાલ રંગ; ઉષા.

**અરુણલોચન** ૧. [સં. અરુણ (લાલ) + લોચન (આંખ)] પું. કબૂતર. તેની આંખ લાલ હોવાથી તે અરુણલોચન કહેવાય છે.

૨. પું. કોયલ.

૩. ન. લાલ આંખ.

૪. વિ. રાતી આંખવાળું.

**અરુણવર્ણા** ૧. [સં. અરુણ (લાલ) + વર્ણ (રંગ) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. મળસકાનું અજવાળું; ઉષા.

૨. વિ. સ્ત્રી. લાલ રંગની.

**અરુણ વૈતહવ્ય** ૧. પું. ઋગ્વેદના દસમા મંડળનું ૯૧મું સૂક્ત રચનાર એ નામનો એક ઋષિ.

૨. પું. સામવેદનો એ નામનો ઋષિ.

**અરુણશિખા** [સં. અરુણ (લાલ) + શિખા (કલગી)] પું. કૂકડો; મરઘો. તેને લાલ કલગી હોવાથી તે અરુણશિખા કહેવાય છે.

**અરુણસમુદ્ર** ૧. પું. અરુણદ્વીપને ફરતો આવેલો એ નામનો સમુદ્ર.

૨. [સં. અરુણ (રાતું) + સમુદ્ર (દરિયો)] પું. રાતો સમુદ્ર.

**અરુણસારથિ** ૧. પું. આકડાનો છોડ.

૨. [સં. અરુણ (સૂર્યનો સારથિ અનુરુ) + સારથિ (રથ હાંકનાર)] પું. સૂરજ. તેનો રથ હાંકનાર અરુણ હોવાથી તેને અરુણસારથિ કહે છે.

**અરુણા** ૧. સ્ત્રી. અતિવિખની કળી; વિષા; વિશ્વા; ઉપવિષા; શૃંગી; મહૌષધ.

૨. સ્ત્રી. ઇલાવૃતની પૂર્વ દિશાએ આવેલી એક નદી.

તે ફલરસ વહિ **અરુણા** નદી,
મધુર સવાદ અમૃત ઔષધિ. ભીમ

૩. સ્ત્રી. ઇંદ્રવારુણીનો છોડ.

૪. [ સં. અરુણ ( લાલ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ઉષા.

૫. સ્ત્રી. કાળું અનંતમૂળ.

૬. સ્ત્રી. (પુરાણ) કુરુક્ષેત્રમાં હિમપ્રસ્થ પાસે વહેતી નદી; સરસ્વતીનાં સાત વહેન માંહેનું ઓઘવતી નામનું એક.

૭. સ્ત્રી. કોદરા.

૮. સ્ત્રી. ચણોઠી.

૯. સ્ત્રી. નસોતર.

૧૦. સ્ત્રી. (પુરાણ) પ્રધાને પેટે થયેલી અપ્સરાઓમાંની એક.

૧૧. સ્ત્રી. મજીઠ.

૧૨. સ્ત્રી. ( પુરાણ ) લક્ષદ્વીપમાંની એ નામની નદી.

૧૩. સ્ત્રી. લાલ રંગની ગાય.

**અરુણાગ્રજ** [ સં. અરુણ ( સૂર્યનો સારથિ ) + અગ્રજ ( મોટો ભાઈ ) ] પું. ગરુડ; અરુણનો નાનો ભાઈ.

**અરુણાચલ** [ સં. અરુણ ( સૂર્ય ) + અચલ ( પર્વત ) ] પું. પૂર્વ તરફ આવેલ એક કલ્પિત પર્વત, જેના ઉપર અરુણ એટલે સૂર્યનો ઉદય થવાનું મનાય છે; ઉદયાચળ.

**અરુણાચળ** જુઓ અરુણાચલ.

**અરુણાત્મજ** ૧. [ સં. અરુણ ( સૂર્ય ) + આત્મજ ( દીકરો ) ] પું. અશ્વિનીકુમાર.

૨. પું. કર્ણ.

૩. [ સં. અરુણ ( સૂર્યનો સારથિ ) + આત્મજ ( પુત્ર ) ] પું. જટાયુ પક્ષી; અરુણનો દીકરો.

૪. પું. યમ.

૫. પું. સાવર્ણિ મનુ.

૬. પું. સુગ્રીવ.

૭. પું. સૂર્યનો દીકરો શનિ.

**અરુણાત્મજા** ૧. સ્ત્રી. યમુના.

૨. [ સં. અરુણ ( સૂર્ય ) + આત્મજા ( દીકરી ) ] સ્ત્રી. સૂર્યની દીકરી; તપતી.

**અરુણાદિત્ય** ૧. પું. દેશી રાજ્યમાં અપાતો એક ઇલકાબ.

૨. [ સં. અરુણ ( લાલ ) + આદિત્ય ( સૂર્ય ) ] પું. સવારનો સૂર્ય. ઊગતી વખતે તેનો રંગ લાલ હોય છે.

**અરુણાનુજ** [ સં. અરુણ ( સૂર્યનો સારથિ ) + અનુજ ( નાનો ભાઈ ) ] પું. અરુણનો નાનો ભાઈ; ગરુડ.

**અરુણાભ** [ સં. અરુણ ( લાલ ) + આભા ( પ્રકાશ ) ] વિ. રતૂમડા પ્રકાશવાળું; રતાશ પડતું; લાલ.

**અરુણાર્યનિ** પું. ( પુરાણ ) એ નામના એક બ્રહ્મર્ષિ.

**અરુણાર્ચિ** [ સ. અરુણ ( લાલ ) + અર્ચિસ્ ( કિરણ ) ] પું. સૂર્ય.

**અરુણાવરજ** જુઓ અરુણાગ્રજ.

**અરુણાશ્વ** ૧. [ સં. અરુણ ( રાતું ) + અશ્વ ( ઘોડો ) ] પું. મરુતનું નામ.

૨. વિ. રાતા ઘોડાવાળું.

**અરુણાસ્ત** ૧. [ સં. અરુણ ( સૂર્ય ) + અસ્ત ( આથમવું તે ) ] પું. સાંજ; સંધ્યા.

૨. પું. સૂરજ આથમતાં પછી પશ્ચિમ દિશામાં દેખાતો રાતો અને તેજસ્વી પ્રકાશ.

**અરુણાંક** ન. એ નામની નરમ અને રૂપા જેવી સફેદ ધાતુ.

**અરુણાંજન** [ સં. અરુણ ( લાલ ) + અંજન ( રંગ ) ] પું. કપાળમાં લાલ રંગનું તિલક હોય તેવો ઘોડો.

**અરુણિ** ૧. પું. ( પુરાણ ) ગૌતમ કુળમાં જન્મેલ અરુણ ઋષિ; ઉદ્દાલક ઋષિનો પિતા.

૨. પું. ( પુરાણ ) બ્રહ્માનો તેમના મનમાંથી ઉત્પન્ન થયેલ એ નામનો દીકરો.

**અરુણિત** ૧. [ સં. અરુણ ( લાલ ) + ઇત ( વાળું ) ] વિ. લાલ કરેલું.

૨. વિ. લાલ બનેલ; રાતું થયેલ.
રામા ધોયાં ચિત્ર સવિ અંગ,
જલના **અરુણિત** થયા તરંગ. ભાલણ

**અરુણિમા** [ સં. અરુણિમન્ ( રતાશ ) ] સ્ત્રી. સૂર્યની લાલાશ; રતાશ; સુરખી.

**અરુણી** ૧. [ સં. ] સ્ત્રી. અરુણોદય; ઉષા.

૨. સ્ત્રી. કાદવમાં થતો એક માંસાહારી જાતિનો છોડ. તેનાં પાંદડાંની ચીકણી ગ્રંથિઓથી તે નાનાં જીવડાં પકડી લે છે.

૩. સ્ત્રી. મણિદ્વીપની ૬૪ દેવી માંહેની એ નામની એક. જુઓ કલા.

૪. સ્ત્રી. રાતી ગાય.

૫. વિ. સ્ત્રી. લાલ; રાતા રંગની.

**અરુણીકૃત** [ સં. અરુણ ( લાલ ) + કૃત ( કરેલ ) ] વિ. લાલ કરેલ; રાતું રંગેલું.

**અરુણીભૂત** [ સં. અરુણ ( રાતું ) + ભૂત ( થયેલ ) ] વિ. રાતું બનેલું.

**અરુણીય** પું. ( પુરાણ ) અથર્વવેદનું ૨૫મું ઉપનિષદ.

**અરુણીયયોગ** જુઓ અરુણીય.

**અરુણું** ૧. [ સં. અરુણ ( લાલ ) ] વિ. અરુણના જેવું; રાતું; લાલ.

૨. વિ. સુંદર.

**અરુણેક્ષણ** [ સં. અરુણ ( રાતું ) + ઈક્ષણ ( આંખ ) ] વિ. રાતી આંખવાળું.

**અરુણેય** પું. અગ્નિ.
જાતવેદ અનળ હુતાશન નિર્જરજિહ્વ કૃશાન,
વૈશ્વાનર **અરુણેય** ને ધૂમકેતુ પ્રમાણ.
પિંગળલઘુકોષ

**અરુણોગ્રહ** [ સં. અરુણ ( લાલ ) + ગ્રહ ] પું. ( જ્યોતિષ ) મંગળ.

**અરુણોદ** ૧. પું. ( જૈન ) એ નામનો એક ટાપુ.

૨. પું. ( જૈન ) એ નામનો એક સમુદ્ર.

૩. [ સં. અરુણ ( લાલ ) + ઉદન્ ( પાણી ) ] પું. રાતો સમુદ્ર; અરુણોદધિ.

૪. ન. રાતું પાણી.

**અરુણોદક** ૧. પું. (જૈન) અરુણદ્વીપને ફરતો એ નામનો સમુદ્ર.

૨. ન. એ નામનું એક સરોવર.

૩. [ સં. અરુણ ( લાલ ) + ઉદક ( પાણી ) ] ન. રાતું પાણી.

**અરુણોદકા** [ સં. અરુણ ( લાલ ) + ઉદક ( પાણી ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. એ નામની એક નદી.

**અરુણોદધિ** [ સં. અરુણ ( રાતું ) + ઉદધિ ( સમુદ્ર ) ] પું. મિસર અને અરબસ્તાન વચ્ચે આવેલો લાલ સમુદ્ર.

**અરુણોદય** ૧. [ સં. અરુણોદક ] પું. ( જૈન ) અરુણદ્વીપને ફરતો એ નામનો સમુદ્ર; અરુણોદક.

૨. [ સં. અરુણ ( સૂર્યનો સારથિ ) + ઉદય ( ઊગવું તે ) ] પું. સૂર્ય ઊગ્યા પહેલાં ચાર ઘડી અગાઉ પૂર્વ દિશામાં રાતો અને તેજસ્વી પ્રકાશ પ્રકટી નીકળે છે એ સમય; પ્રાતઃકાળ; પ્રભાત; મળસકું; પરોઢિયું.

૩. પું. સૂર્ય ઊગ્યા પહેલાં પૂર્વ દિશામાં જે રાતો અને તેજસ્વી પ્રકાશ પ્રકટી નીકળે છે તે.

**અરુણોદયવિદ્ધા** [ સં. અરુણોદય ( સવાર ) + વિદ્ધા ( વીંધાયેલી ) ] સ્ત્રી. સવારે અરુણોદયને સમયે દશમ સાથે જોડાયેલી એકાદશી.

**અરુણોદયસપ્તમી** [ સં. અરુણોદય ( સવાર ) + સપ્તમી ( સાતમ ) ] સ્ત્રી. માઘ સુદિ સાતમ. આ દિવસે સવારમાં નાહવાને પુણ્ય માનવામાં આવ્યું છે.

**અરુણોદયસમુદ્ર** [ સં. અરુણોદય ( એ નામનો સમુદ્ર ) + સમુદ્ર ( દરિયો ) ] પું. ( જૈન ) અરુણદ્વીપને ફરતો એ નામનો સમુદ્ર; અરુણોદક.

**અરુણોદા** સ્ત્રી. (પુરાણ) મંદાર પર્વત ઉપરથી પૂર્વ દિશામાં ઈલા ખંડમાં વહેતી એ નામની ભારતવર્ષની એક નદી.

મંદાર પર્વતની ઉપરના અગીઆરસો યોજન ઊંચા દેવતાઈ આંબામાંથી પર્વતના શિખર જેવાં મોટાં અને અમૃત જેવાં મીઠાં કુણાં કુણાં ફળ પડે છે. એ ફળો નીચે પડીને ફાટી જતાં તેઓના રાતા જળ જેવા સુંદર રસથી અરુણોદા નામની મનોહર નદી ચાલે છે.
ભગવતી ભાગવત

**અરુણોપપાત** પું. (જૈન) એ નામનું ૭૨ સૂત્રમાંનું હાલ નાશ પામેલ એક કાલિક સૂત્ર. તેમાં અરુણ દેવતાની ઉત્પત્તિ સંબંધી હકીકત હતી.

**અરુણોપલ** [સં. અરુણ (લાલ) + ઉપલ (પથ્થર)] પું. પદ્મરાગ મણિ; માણેક.

**અરુદિત** ૧. [સં. અ (નહિ) + રુદિત (રડેલું)] વિ. આક્રંદ વિનાનું; નહિ રડનારું.
૨. વિ. જેના મરણ પાછળ કોઈએ શોક કર્યો ન હોય એવું.
૩. વિ. જેની પાછળ કોઈ રડનાર કે શોક કરનાર ન હોય એવું.

**અરુદ્ધ** ૧. [સં. અ (નહિ) + રુદ્ધ (અટકાવેલ)] વિ. અટકાવવામાં ન આવ્યું હોય એવું; નહિ અટકાવેલ.
૨. [સં. અ (નહિ) + રુદ્ધ (બંધ કરાયેલું)] વિ. બંધ ન કરાયેલું; ઉઘાડું.

**અરુન્મુખ** ૧. [સં. અ (નહિ) + રુત (વેદાંત વાક્ય) + મુખ (મોઢું)] વિ. જેના મોઢામાં વેદાંત વાક્ય ન હોય તેવું; વેદાંતથી બહિર્મુખ.
૨. [સં. અરુણ (લાલ) + મુખ (મોઢું)] વિ. લાલ મોઢાવાળું.

**અરુન્મુખયતિ** પું. વેદાંતથી બહિર્મુખ સંન્યાસી.

**અરુપરું** જુઓ અરપરું.

**અરુપરું** ૧. વિ. પરચુરણ.
૨. [સં. અવર (પાસે) + પર (છેટું)] અ. આમતેમ; આગળપાછળ.
૩. અ. રૂબરૂ; સમક્ષ.

**અરુવા** પું. નાગરવેલના પાન જેવાં પાનવાળો એક વેલો. તેનાં કંદ શાક માટે વપરાય છે.

**અરુષ** ૧. [સં.] પું. અગ્નિનો લાલ ઘોડો.
૨. પું. ઊગતો સૂર્ય.
૩. પું. એક જાતનો સર્પ.
૪. ન. તોફાનનું રાતું વાદળું.
૫. વિ. ઈજા નહિ પામેલું; સહીસલામત.
૬. વિ. ક્રોધ વગરનું.
૭. વિ. તેજસ્વી; પ્રકાશમાન; ચળકતું.
૮. વિ. ફર્યા કરતું; ગમનશીલ; ચાલતું.

**અરુષી** ૧. [સં.] સ્ત્રી. ઉષા.
૨. સ્ત્રી. જ્વાળા.
૩. સ્ત્રી. ભૃગુની સ્ત્રી અને ઔર્વની મા.
૪. સ્ત્રી. સૂર્યની ઘોડી.

**અરુષ્ક** ૧. [સં.] પું. અરડૂસો.
૨. પું. ભિલામાનું ઝાડ.
૩. [સં. અરુસ (મર્મસ્થાન) + કૈ (પીડા કરવી)] વિ. પીડા કરનારું.

**અરુષ્કર** ૧. [સં.] પું. ભિલામાનું ઝાડ; વીરવૃક્ષ; ભલ્લાતકી.
૨. પું. ભિલામું.
૩. વિ. જખમ કરનાર.

**અરુષ્ટ** [સં. અ (નહિ) + રુષ્ટ (ગુસ્સે થયેલું)] વિ. ક્રોધ ન કર્યો હોય એવું; શાંત.

**અરુસા** પું. એક જાતનું ઝાડ; મલૂક. તેનાં પાન મેંદીનાં પાન જેવાં લાંબાં ને સાંકડાં હોય છે.

**અરુહંત** ૧. [સં. અ (નહિ) + રુહ્ (ઊગવું)] પું. (જૈન) અરિહંત; તીર્થંકર. તેમને ફરી અવતરવાપણું ન હોવાથી તે અરુહંત કહેવાય છે.
૨. વિ. ફરીથી જન્મ ન લેનાર.

**અરુહું** [સં. આરાત્ (પાસે)] અ. પાસે; નજીક; ઓરું.

**અરુહુંપરુહું** [અરુહું (પાસે) + પરહું (અરુહુંનું બેવડાયેલું રૂપ)] અ. આમતેમ; આઘુંપાછું.

અરુહુંપરુહું અન્વેષણ કરિ,
જલાશયનિ લે હું ફિરિ.
લાલણ

**અરૂં** ૧. અ. અને; તથા.
૨. [સં. અવર (પાસે)] અ. ઓરૂં; નજીક.

**અરૂંઅવું** સ. ક્રિ. (ગ્રામ્ય) નમવું.

**અરુંતુક** ન. (પુરાણ) મહાભારતમાં જણાવેલું એક તીર્થ.

**અરુંતુદ** ૧. પું. શત્રુ; વૈરી; દુશ્મન.
૨. પું. (પિંગળ) સંકીર્ણ વર્ગનો એ નામનો એક અર્દ્ધસમવૃત્ત અક્ષરમેળ છંદ. તેના પહેલા તથા ત્રીજા દરેક ચરણમાં સગણ, સગણ, જગણ અને ગુરુ મળી ૧૦ અક્ષર, અને બીજા તથા ચોથા દરેક ચરણમાં નગણ, જગણ, જગણ અને રગણ મળી ૧૨ અક્ષર હોય છે. તેનાં વિષમપદ સહજા છંદ પ્રમાણે અને સમપદ માલતી છંદ પ્રમાણે છે.
૩. વિ. કઠોર વાત કરીને મનને દુભાવનાર.
૪. વિ. ચીડિયું.
૫. વિ. દુઃખદાયી; પીડાકારક.
૬. [સં. અરુસ્ (મર્મ) + તુદ્ (દુઃખ દેવું)] વિ. મર્મસ્થાનને પીડાકારક; કોમળ ભાગ છેદે તેવું.

**અરુંધતી** ૧. સ્ત્રી. (શાક્ત) એ નામની દેવી. એનું સ્થાન સતીગણમાં છે.
૨. [સં.] સ્ત્રી. એક જાતની વેલ.
૩. સ્ત્રી. (યોગ) કુંડલી; શક્તિ; કુંડલિની.

કુંડલિની, ભુજંગી, શક્તિ, ઈશ્વરી, કુટિલાંગી, કુંડલી, અરુંધતી, બંકનાલ ને ઔઘટઘાટ એ નવ પર્યાય છે.
યોગકૌસ્તુભ

૪. સ્ત્રી. (પુરાણ) ચાલુ વૈવસ્વત મન્વંતરમાંના મૈત્રાવરુણિ વસિષ્ઠ ઋષિની પત્ની. એ નારદની બેન હતી. વસિષ્ઠથી એને શક્તિ ઋષિ નામે પુત્ર થયો હતો.
૫. સ્ત્રી. (તંત્ર) જીભ.
૬. [સં. અ (નહિ) + રુધ્ (રોકવું)] સ્ત્રી. નહિ રોકાનારી સ્ત્રી.
૭. સ્ત્રી. (પુરાણ) પ્રાચેતસ દક્ષની એક દીકરી, જેનો વિવાહ ધર્મ સાથે થયો હતો. એનાં બીજાં નામ કકુભ તથા કકુલ, એના પુત્રનું નાગ સંકટ અને પૌત્રનું નામ કીકટ હતું.
૮. સ્ત્રી. (જ્યોતિષ) સપ્તર્ષિની પાસેનો એક પાંચમા વર્ગનો ઝાંખો તારો. સપ્તર્ષિના સાત તારામાં જમણા અંગ ઉપર બીજો તારો છે તે વસિષ્ઠ અને તેની તદ્દન નજદીક નીચલી બાજુએ સહેજ જમણા અંગ ઉપર એક બારીક તારો દેખાય છે તે અરુંધતી. જો આંખની શક્તિ સારી હોય તો તે રાત્રે જરૂર ઓળખી શકાય. અરબ લોકો તેને આંખોની શક્તિની પરીક્ષા કરવા માટેનો તારો ગણે છે. વિવાહમાં કન્યાને તે તારો અરુંધતી જેવી પતિવ્રતા થવા માટે દેખાડવાનો રિવાજ છે. સુશ્રુત પ્રમાણે જેનું મોત નજીક હોય તે આ તારો જોઈ શકતું નથી.
૯. સ્ત્રી. સ્વાયંભૂ મન્વંતરમાં થયેલા વસિષ્ઠ ઋષિની પત્ની. એ કર્દમ પ્રજાપતિ અને દેવહૂતીની નવ દીકરીમાંની એક હતી. તે ઘણી પતિવ્રતા હોવાથી લગ્ન પ્રસંગે તેને આહુતિ આપવામાં આવે છે. સીતાને રામે તજી દીધાં ત્યારે જંગલમાં તેણે સીતાનું છૂપી રીતે દિક્પાલ તરીકે રક્ષણ કર્યું હતું.

**અરુંધતીકેશ** પું. (જ્યોતિષ) એક નક્ષત્ર; 'કોમા'. હાલમાં તેનું વિષુવાંશ ૧૯૫ અને ક્રાંત્યંશ ઉત્તર ૨૮ની આસપાસનું છે.

**અરુંધતીજાનિ** [સં. અરુંધતી + જાયા (સ્ત્રી)] પું. વસિષ્ઠ ઋષિ. તેની સ્ત્રી અરુંધતી

હોવાથી તે અરુંધતીજાનિ કહેવાય છે.

**અરુંધતીદર્શનન્યાય** [ સં. અરુંધતી ( એ નામનો તારો ) + દર્શન ( જોવું ) + ન્યાય ( દૃષ્ટાંત ) ] પું. અરુંધતીનો તારો દેખાડવા જેવું દૃષ્ટાંત; જાણીતા ઉપરથી અજાણ્યા ઉપર જવું તે. અરુંધતીનો તારો નાનો હોવાથી તે દેખાડવા પ્રથમ તેની પાસેનો મોટો તારો દેખાડવામાં આવે છે અને પછી તે દેખાડવામાં આવે છે.

**અરુંધતીનાથ** જુઓ અરુંધતીજાનિ.

**અરુંધતીપતિ** જુઓ અરુંધતીજાનિ.

**અરુંધતીવટ** પું. ( પુરાણ ) મહાભારતમાં જણાવેલું એ નામનું તીર્થ.

**અરુંધતીવ્રત** [ સં. અરુંધતી ( વસિષ્ઠની સ્ત્રી ) + વ્રત ] ન. ચૈત્ર સુદિ ૩ ના રોજ કરાતું એક સૌભાગ્યવર્ધક વ્રત. તેમાં વસિષ્ઠ ને અરુંધતીની પૂજા થાય છે.

**અરુંપરુ** જુઓ અરુંપરું.

**અરુંપરું** [ સં. અવર ( પાસે ) + પર ( છેટું ) ] અ. આડુંઅવળું; આમતેમ; અહીં-તહીં; આઘુંપાછું; આગળપાછળ.

**અરૂ** ૧. સ્ત્રી. રંગવાના કામમાં આવતી એ નામની એક વનસ્પતિ. તે ચીનમાંથી ત્રણેક હજાર વર્ષ પહેલાં જાણવામાં આવી. હવે તે વાયવ્ય-હિમાલય ઉપર બહુ થાય છે. તેને જાન્યુઆરીથી મે સુધીમાં ફૂલ અને મેથી ઑક્ટોબર સુધીમાં ફળ આવે છે. તેમાંથી એક જાતનો ગુંદર નીકળે છે. તેનાં ફૂલ રેચક અને ફળ આંતરડાંમાંના કીડાને મારી નાખે એવાં હોય છે.
૨. અ. અથવા.
૩. [ હિં. ઔર ] અ. અને; તથા.
૪. અ. આમ; આ તરફ.
૫. અ. ઓરું; પાસે; નજીક.

**અરૂફૂલ** સ્ત્રી. હળદર.

**અરૂકેરીઆ** ન. એ નામનું એક ફૂલઝાડ; ફુવારા ઝાડ. શોભા માટે તે મોટા કૂંડામાં રાખી શકાય છે.

**અરૂક્ષ** ૧. [સં. અ ( નહિ ) + રૂક્ષ ( કઠોર )] વિ. કઠણ નહિ તે; નરમ; સુંવાળું.
૨. [ સં. અ ( નહિ ) + રૂક્ષ ( લૂખું ) ] વિ. ચીકણું; સ્નિગ્ધ.

**અરૂઢ** ( અરૂડ ) વિ. ( ગ્રામ્ય ) વધારે પડતું મોટું.

**અરૂઢ** ૧. [સં. અ ( નહિ ) + રૂઢ ( પ્રસિદ્ધ )] વિ. અપ્રસિદ્ધ; છાનું.
૨. [ સં. અ ( નહિ ) + રૂઢ ( ઊગેલ ) ] વિ. નહિ ઊગેલું; ઉત્પન્ન ન થયેલું.
૩. [ સં. અ ( નહિ ) + રૂઢ ( લોકરૂઢિમાં ચાલેલું ) ] વિ. વપરાશમાં ન હોય તેવું; ચાલુ નહિ તેવું.

**અરૂઢયૌવનામધ્યાનાયકા** સ્ત્રી. જેના અંગમાં જોબન અને કામ પરિપૂર્ણ રીતે પ્રકાશ પામ્યાં હોય તેવી સ્ત્રી.

**અરૂપ** ૧. [ સં. ] પું. ( પિંગળ ) એક વિષમજાતિ માત્રામેળ છંદ. ૬૬ ગુરુ અને ૨૪ લઘુ મળી ૯૦ અક્ષર તેમાં આવે છે. ગણ-પ્રસ્તાર પ્રકાશ પ્રમાણે તે ષટ્પદી છપ્પયનો એક ભેદ છે.
૨. ન. ( બૌદ્ધ ) એ નામનું દેવલોક.
૩. ન. ( સાંખ્ય ) પ્રધાન; પ્રકૃતિ.
૪. [ સં. અ ( નહિ ) + રૂપ ( સુંદરતા ) ] ન. બેડોળ આકૃતિ; ખરાબ દેખાવ.
૫. [ સં. અ ( નહિ ) + રૂપ ( આકાર ) ] ન. ( વેદાંત ) બ્રહ્મ. તે નિરાકાર હોવાથી અરૂપ કહેવાય છે.
૬. ન. રૂપનો અભાવ.
૭. વિ. નિરાકાર; આકાર વિનાનું.
૮. વિ. બેડોળ; બદશકલ; કદરૂપું.
૯. વિ. મળતું આવતું ન હોય તેવું; અસમાન; અસદૃશ.
૧૦. વિ. રૂપ વિનાનું.

**અરૂપક** ૧. પું. ( બૌદ્ધ ) ભિખ્ખુઓની એક ભૂમિ એટલે અવસ્થા; નિર્બીજસમાધિ. આ સમાધિમાં ચિત્તનો નિરોધ કરતાં કરતાં અવલંબન અથવા તો બીજ પણ વિલીન થઈ જાય છે. આ અવસ્થામાં માણસને સુખદુઃખ વગેરેનો કાંઈ અનુભવ થતો નથી અને તેનો મોક્ષ થાય છે. એ ચાર પ્રકારની હોય છે: ૧. આકાશાયતન; ૨. વિજ્ઞાનાયતન; ૩. અકિંચનાયતન અને ૪. નૈવસંજ્ઞાસંજ્ઞાયતન.
૨. [ સં. અ ( નહિ ) + રૂપક ( એક અર્થાલંકાર ) ] વિ. ( કાવ્ય ) રૂપક વિનાનું; યૌગિક; લક્ષણાથી થતો અર્થ બતાવનારું નહિ તેવું; ચોખ્ખું રૂપ હોય તેવું. જેમકે, આ કાગળ છે.

**અરૂપતા** ૧. [ સં. અ ( નહિ ) + રૂપ ( આકાર ) + તા ( પણું )] સ્ત્રી. નિરાકારપણું.
૨. સ્ત્રી. બેડોળપણું.
૩. સ્ત્રી. ભિન્નતા; જુદાઈ.
૪. [ સં. અ ( નહિ ) + રૂપ ( સુંદરતા ) + તા ( પણું ) ] સ્ત્રી. રૂપનો અભાવ; રૂપહીનતા.

**અરૂપત્વ** ૧. ન. ( જૈન ) અરૂપીપણું; સૂક્ષ્મતા. અસ્તિત્વ, અન્યત્વ, કર્તૃત્વ, ભોક્તૃત્વ, ગુણવત્ત્વ, પ્રદેશવત્ત્વ, અસંખ્યાતપ્રદેશત્વ, અસર્વગતત્વ, અરૂપત્વ, આદિ અનેક પારિણામિક ભાવો છે.
તત્ત્વાર્થસૂત્ર
૨. [ સં. અ ( નહિ ) + રૂપ ( સુંદરતા ) + ત્વ ( પણું ) ] જુઓ અરૂપતા.

**અરૂપમનોનાશ** [ સં. અ ( નહિ ) + રૂપ ( આકાર ) + મનસ્ ( મન ) + નાશ ] પું. ( વેદાંત ) મનનું ફરી ઉત્થાન ન થાય એવી રીતે મનનો નાશ. આ વિદેહમુક્તિમાં જ થઈ શકે.

**અરૂપરાગ** [ સં. અ ( નહિ ) + રૂપ ( આકાર ) + રાગ ( પ્રેમ ) ] પું. ( બૌદ્ધ ) અરૂપ દેવલોક મેળવવાની ઇચ્છા; દશમાંનું સાતમું સંયોજન.

**અરૂપહાર્ય** [ સં. અ ( નહિ ) + રૂપ ( સૌંદર્ય ) + હાર્ય ( આકર્ષાય તેવું ) ] વિ. રૂપથી લોભાય નહિ તેવું.

**અરૂપા** સ્ત્રી. ( પુરાણ ) કશ્યપ વડે પ્રધાને પેટે જન્મેલી એ નામની અપ્સરા.

**અરૂપાવચર** [ સં. ] પું. ( બૌદ્ધ ) ચિત્તની વૃત્તિનો એક પ્રકાર, જેનાથી અરૂપ લોકનું જ્ઞાન થાય. તે બાર પ્રકારની છે: ચાર પ્રકારની કુશલવૃત્તિ, ચાર પ્રકારની વિપાકવૃત્તિ અને ચાર પ્રકારની ક્રિયાવૃત્તિ.

**અરૂપિત્વ** [ સં. અ ( નહિ ) + રૂપિન્ ( આકારવાળું ) + ત્વ ( પણું ) ] ન. અરૂપીપણું; આકાર વગરનું હોવું તે.

**અરૂપી** ૧. વિ. અદશ્ય; અલોપ; અંતર્ધાન.
સહજે કહી વેંગે થયો છે **અરૂપી** તે યદુરાય.
નેમવિજય
૨. [ સં. અ ( નહિ ) + રૂપ ( આકાર ) + ઇન્ ( વાળું ) ] વિ. નિરાકાર; આકાર વિનાનું; રૂપરંગ વગરનું.
એ આશ્ચર્ય ગુરુનું ઘણું જે **અરૂપી** ને અણલિંગ.
અખો
૩. વિ. બેડોળ; બદશકલ; કદરૂપું.
૪. વિ. સૂક્ષ્મ.

**અરૂબરૂ** [ ફા. રુ ( મોઢું ) + બ ( અને ) + રુ ( મોઢું ) ] અ. રૂબરૂ; સમક્ષ; હાજરીમાં; મોઢામોઢ.

**અરૂશ** પું. એક જાતનું ઝાડ; મલૂક. તેનાં પાન મેંદીનાં પાન જેવાં હોય છે.

**અરૂષ** ૧. [ સં. ] પું. એક જાતનો સર્પ.
૨. પું. સૂર્ય.

**અરૂસેરજુર** ( અરૂસેરઝુર ) ન. ( જરથોસ્તી ) એ નામનું એક જંગલ.

**અરૂભરૂ** [ફા. રુબરુ (સમક્ષ)] અ. મોં પર; સમક્ષ; સામે; હાજરીમાં.

**અરે** ૧. સ્ત્રી. ચિંતા; ફિકર.
૨. સ્ત્રી. ચીવટ; કાળજી.
૩. [સં.] સ્ત્રી. દુ:ખનો પોકાર; ધા; હાય.
૪. અ. આશ્ચર્ય, દુ:ખ, ચિંતા, ક્રોધ ઇત્યાદિ જણાવનાર ઉદ્ગાર.
૫. અ. ઊતરતા દરજ્જાના માણસને બોલાવવામાં વપરાતો શબ્દ.
૬. અ. (સંગીત) ગાવામાં પૂર્તિ તરીકે વપરાતો શબ્દ.
૭. અ. સંબોધન કરવામાં વપરાતો શબ્દ.

**અરેકાર** ૧. [સં. અરે (દુ:ખનો પોકાર) + કાર (અવાજસૂચક શબ્દ)] પું. 'અરે' એવો ઉચ્ચાર; દુ:ખનો પોકાર; હાય.
૨. પું. હાહાકાર.

**અરેકારો** જુઓ અરેકાર.

**અરેખ** [સં. અ (નહિ) + રેખા (લીટી)] વિ. રેખા વગરનું; લીટી વિનાનું.

**અરેપરે** સ્ત્રી. પંચાત; ભાંજગડ.

**અરેબિકા** ન. વાડ બનાવવામાં વપરાતુ એક જાતનું ઝાડ; બાવળ.

**અરેબિકા અંકો** પું. બ. વ. અરબી સંખ્યાના આંકડા. અશોકના સમયના કીર્તિસ્તંભોમાં સંખ્યાવાચક અંકોનો ઉપયોગ થયેલો જોવામાં આવે છે, એટલે ઈસ્વી સન પૂર્વે ત્રણસો વર્ષ પહેલાં તેવા અંક હિંદમાં પ્રચલિત હતા. આ અંકો હાલમાં અંગ્રેજીમાં "અરેબિકા અંકો" તરીકે ઓળખાય છે, કારણ કે તેમની શોધ હિંદમાંથી આરબ વિદ્વાનોની મારફત જ યુરોપી પ્રજાને મળી હતી. રોમન સંખ્યાંક કરતાં આરબ ગણાતા સંખ્યાંક વધારે સરળ અને સુગમ છે.

**અરેબિયન** ૧. [અં.] પું. અરબસ્તાનના લોક; આરબ.
૨. વિ. અરબસ્તાન સંબંધી; અરબસ્તાનનું.
અરેબિયન મોતી = બસરાઈ મોતી. તે ઊંચામાં ઊંચું ગણાય છે.

**અરેરાટ** ૧. પું. દુ:ખની લાગણી; શોક; હાય; હૈયાનો ચચરાટ.
૨. પું. ફિકર; ચિંતા.

**અરેરાટી** જુઓ અરેરાટ.

**અરેરે** ૧. [સં.] અ. ક્રોધથી બોલવામાં વપરાતો શબ્દ.
૨. અ. ઊતરતા દરજ્જાના માણસને બોલાવવામાં વપરાતો શબ્દ.
૩. અ. શોક, ભય, દુ:ખ, આશ્ચર્ય અને પશ્ચાત્તાપને લીધે એકાએક થતો ઉદ્ગાર; અરર; ઓયઓય; હાયહાય.

**અરેરેમન** [ફા. અહ્રિમન] પું. (જરથોસ્તી) શેતાન; દુષ્ટ શક્તિ; પારસીઓના અસુરનું નામ.

**અરેલિયા** પું. હાથના પંજાને મળતા ખાંચાખાંચાવાળાં અથવા પીછાંના આકારનાં છૂટાં છૂટાં એકેક પાંદડાંનો એક છોડ. તેને લીલાશ પડતાં કે ધોળાં ફૂલનાં ઝૂમખાં, અને ચાર કે પાંચ બીવાળાં ફળ હોય છે. તેનાં મૂળ, છાલ અને ફળ ઉગ્ર એટલે આકરી વાસવાળાં હોય છે અને તે દવા તરીકે વપરાય છે.

**અરેવાળું** ૧. વિ. કાળજીવાળું.
૨. વિ. જેને અરે હોય એવું; દયા ખાનારું; લાગણીવાળું.

**અરેંજહિ** પું. (જરથોસ્તી) જગતના સાતમાંનો પહેલો ખંડ. તે પશ્ચિમ દિશાએ આવેલો છે. તેની લંબાઈ ૪૦૦૦ ફરસંગની એટલે આશરે ચૌદ પંદર હજાર માઈલની છે. ત્યાંના વતની ખુદાપરસ્ત અને સખાવતે બહાદુર ગણાય છે.

**અરેંદ્રિય** ન. ગોળાકાર પ્રાણી; 'રેડિયેટા'. આ વર્ગનાં પ્રાણી કરોડ વગરનાં હોય છે અને તેના બધા ભાગ શરીર રૂપી ધરીની આસપાસ આરાની માફક ગોળાકાર ગોઠવાયેલા હોય છે. દરેક ભાગ સરખો હોય છે. કીડા કરતાં હલકા વર્ગનાં જંતુઓના સમૂહનો પહેલાં આ વર્ગમાં સમાવેશ થતો.

**અરૈક** પું. કોંકણ નામનો દેશ.

**અરોક** ૧. [સં. અ (નહિ) + રોક (કાણું)] વિ. કાણાં વગરનું; છિદ્ર વિનાનું.
૨. [સં. અ (નહિ) + રોક (તેજ)] વિ. ઝાંખું; તેજહીન.
૩. વિ. રોકી શકાય નહિ એવું.

**અરોકદંત** [સં. અરોક (તેજ) + દંત (દાંત)] વિ. ઝાંખા દાંતવાળું; કાળા દાંતવાળું.

**અરોગ** ૧. [સં. અ (નહિ) + રોગ] પું. તંદુરસ્તી; રોગાભાવ; સ્વાસ્થ્ય; આરોગ્ય.
૨. વિ. તંદુરસ્ત; નીરોગી.

**અરોગતા** [સં. અ (નહિ) + રોગ + તા (પણું)] સ્ત્રી. નીરોગીપણું; આરોગ્ય; તંદુરસ્તી.

**અરોગત્વ** જુઓ અરોગતા.

**અરોગવું** સ. ક્રિ. (જૂ. ગુ.) આરોગવું; ખાવું; જમવું.

અંતઃકરણ આરોગ્યા હરિ,
જાણે કુક લોગવ્યું કરિ. ભીમ

**અરોગિતા** [સં. અ (નહિ) + રોગિન્ (બિમાર) + તા (પણું)] સ્ત્રી. તંદુરસ્તી; આરોગ્ય; નીરોગીપણું.

**અરોગી** [સં. અ (નહિ) + રોગિન્ (બિમાર)] વિ. રોગ વગરનું; નીરોગી; તંદુરસ્ત.

**અરોગ્ય** ૧. [સં. અ (નહિ) + રોગ] ન. આરોગ્ય; તંદુરસ્તી.
૨. વિ. નીરોગી; રોગ વગરનું.
૩. [સં. અ (નહિ) + રોગ્ય (રોગના હિતનું)] વિ. રોગ નહિ વધારનારું.
૪. વિ. રોગ સંબંધી નહિ એવું.

**અરોચક** ૧. [સં. અ (નહિ) + રોચક (ભૂખ લગાડનાર)] પું. અરુચિનો રોગ; જેને લીધે ખાવા ઉપર રુચિ થતી નથી તેવો એક રોગ. આમાં અન્ન વગેરેનો સ્વાદ મનને ગમતો નથી. વાત, પિત્ત અને કફને કોપાવનાર પદાર્થ ખાવાથી, શોક, ભય, ક્રોધ, અતિલોભ, મનને ચીડ ઉત્પન્ન કરાવનારું અન્ન, રૂપ અને ગંધને કરી અરોચક રોગ થાય છે. આના પાંચ મુખ્ય ભેદ છે: ૧. વાતજ; ૨. પિત્તજ; ૩. કફજ; ૪. સન્નિપાતજ અને ૫. શોકથી ઉત્પન્ન થયેલ.
૨. [સં. અ (નહિ) + રોચક (ગમે એવું)] વિ. નહિ રુચતું; નાપસંદ; અણગમતું; નહિ ભાવતું.
૩. [સં. અ (નહિ) + રોચક (પ્રકાશનાર)] વિ. પ્રકાશિત નહિ તેવું; તેજ વગરનું.
૪. વિ. ભૂખનો નાશ કરનારું.
૫. વિ. રુચિ નહિ ઉપજાવનારું.

**અરોચકામૃત** [સં. અરોચક (અરુચિનો રોગ) + અમૃત (પારો)] ન. (વૈદક) ઊબકો અને અરુચિ મટાડનાર એક રસાયણ.

**અરોચિષ્ણુ** ૧. [સં. અ (નહિ) + રોચિષ્ણુ (રુચે એવું)] વિ. અણગમતું; રુચે નહિ એવું.
૨. [સં. અ (નહિ) + રોચિષ્ણુ (પ્રકાશિત)] વિ. કાળું.
૩. વિ. બેડોળ.

**અરોટ** પું. (કચ્છી) રેંટિયો; ચરખો.

**અરોડું** (અરોડું) ૧. [સં. આ (ઘણું) + રુહ્ (ઊગવું)] ન. આગલા વર્ષનાં રહી ગયેલાં કપાસનાં જડિયાં ફૂટી તે ઉપર થતો નવો કપાસ.
૨. ન. કપાસ વીણી લીધા પછી ઊભું રહેલું વણ; સાંઠી.
૩. ન. ઢણગો; ઠૂંઠો.

**અરોડો** (અરોફો) જુઓ અરોડું.

**અરોદન** [ સં. અ ( નહિ ) + રોદન ( રડવું તે ) ] ન. રુદનનો અભાવ; વિલાપ ન કરવાપણું.

**અરોધક** [ સં. અ ( નહિ ) + રોધક ( અટકાવનાર ) ] વિ. અટકાવ ન કરનારું; દાખલ થવા દે એવું.

**અરોધન** ૧. [ સં. ] ન. નાશ પામવું તે; તિરોભાવ એટલે અદૃશ્યતા.
 ૨. [ સં. અ ( નહિ ) + રોધન ( અટકાવ ) ] ન. બિનઅટકાયત.
 ૩. વિ. અટકાયત વગરનું; પ્રતિબંધ વિનાનું.

**અરોધ્ય** ૧. વિ. જેની સામે ન થઈ શકાય એવું.
 ૨. [ સં. અ ( નહિ ) + રોધ્ય ( અટકાવવા યોગ્ય ) ] વિ. નહિ અટકાવવા જેવું.

**અરોપણ** [ સં. અ ( નહિ ) + રોપણ ( રોપવું તે ) ] ન. રોપવાનો અભાવ; નહિ રોપવું તે.

**અરોપી** [ સં. આ ( અતિ ) + રોપ ( રોપવું તે ) ] પું. રોપનારો; વાવનારો; આરોપક.
 નીર નીત સીંચતો કાં અરોપી. નરસિંહ

**અરોવિયું** ન. સોનાના દાણા સાથે મોતી પરોવી કરેલું સ્ત્રીનું ડોકનું ઘરેણું.

**અરોષ** ૧. [ સં. અ ( નહિ ) + રોષ ( ગુસ્સો ) ] પું. ગુસ્સાનો અભાવ.
 ૨. વિ. ગુસ્સા વગરનું.

**અરોષણ** જુઓ અરોષ.

**અરોહા** [ સં. ] સ્ત્રી. રોહ્ણ વનસ્પતિ.

**અરોંઢ** પું. ( કચ્છી ) રેંટિયો; સતર કાંતવાનો ચરખો.

**અરૌદ્ર** ૧. [ સં. અ ( નહિ ) + રૌદ્ર ( રાગાદિ ) ] પું. વિષ્ણુ. રાગ, કર્મ અને ક્રોપ એ ત્રણ રૌદ્ર કહેવાય છે, તે રહિત હોવાથી વિષ્ણુ અરૌદ્ર કહેવાય છે.
 ૨. [ સં. અ ( નહિ ) + રૌદ્ર ( ભયંકર ) ] વિ. ભયંકર નહિ તેવું; શાંત મૂર્તિવાળું.

**અર્ક** ૧. [ સં. ] પું. અરુણ; આદિત્ય; સૂર્ય; સૂરજ; મિત્ર; દિવાકર; ગ્રહપતિ; સવિતા; ભાનુ.
 ૨. પું. આકડાનો છોડ.
 ૩. પું. ( પુરાણ ) આઠ વસુમાંનો એક.
 ૪. પું. ઇંદ્ર.
 ૫. પું. ( જ્યોતિષ ) ઉત્તરાફાલ્ગુની નક્ષત્ર.
 ૬. પું. એક જાતનો ઉકાળો; કાઢો.
 ૭. પું. એક ધાર્મિક ક્રિયા.
 ૮. પું. ( પુરાણ ) એક બળવાન અસુર.
 ૯. [ અ. અરક ( તેણે સત્વ ખેંચ્યું ) ] પું. કોઈ પણ દ્રવ્યમાંથી ગરમીની મારફત યંત્રથી કાઢેલું પ્રવાહી સત્વ; વરાળના રૂપમાં આણી પાછું ઠારેલ પ્રવાહી તત્વ; અરક; રસ; સત્વ.
  ૧. અર્ક ખેંચવો = ભઠ્ઠી કરીને સત્વ કાઢવું.
  ૨. અર્કે ગુલાબ = ગુલાબજળ.
 ૧૦. પું. ખોરાક.
 ૧૧. પું. ગવૈયો.
 ૧૨. પું. તાંબું.
 ૧૩. પું. ( પિંગળ ) દંડક જાતિનો એ નામનો સમવૃત્ત અક્ષરમેળ છંદ; આરામ. તેના દરેક ચરણમાં ૨ નગણ અને ૧૫ રગણ મળી ૫૧ અક્ષર હોય છે.
 ૧૪. પું. દારૂ; શરાબ.
 ૧૫. પું. દેવતા; અગ્નિ.
 ૧૬. પું. પરસેવો.
 ૧૭. પું. પંડિત; વિદ્વાન પુરુષ.
 ૧૮. પું. બારની સંખ્યા.
 ૧૯. પું. મહિનાનો સાતમો દિવસ.
 ૨૦. પું. મોટો ભાઈ.
 ૨૧. પું. રવિવાર.
 ૨૨. પું. ( પુરાણ ) રાક્ષસના પુરોહિત શુક્રનો એ નામનો દીકરો.
 ૨૩. પું. ( પુરાણ ) રામનો એ નામનો એક વાનર સેવક.
 ૨૪. [ સં. અર્ચ્ ( પૂજવું ) ] પું. વિષ્ણુ, કેમકે બધા જેવા પૂજ્ય દેવો પણ વિષ્ણુને પૂજ્ય માને છે.
 ૨૫. પું. ( પુરાણ ) સોમવંશી નીલ રાજાના વંશમાં જન્મેલ પુરુનો દીકરો.
 ૨૬. પું. સ્તુતિ; સ્તોત્ર; વખાણનું કાવ્ય.
 ૨૭. પું. સ્ફટિક.
 ૨૮. ન. કિરણ.
 ૨૯. ન. દેવ અને અસુરોના યુદ્ધ વખતે મહાદેવે બનાવેલ આઠ જાતનાં ભૈરવયંત્રો માંહેનું એક. તેની લંબાઈ દશ હાથની મનાય છે. જુઓ ભૈરવયંત્ર.
 ૩૦. ન. સૂરજમુખીનો છોડ.
 ૩૧. વિ. પૂજવા લાયક.
 ૩૨. વિ. રાતું; લાલ.
 ૩૩. વિ. સમીપ; નજીક.
  અર્ક શબ્દનો અર્થ રૂનું ઝાડ ( આકડો ) એવો કેટલાક કરે છે પણ શાંકરભાષ્યની ટીકામાં આનંદગિરિએ અર્ક શબ્દનો અર્થ 'સમીપ' એવો આપેલો છે. ગીતારહસ્ય

**અર્ક અહિફેનાદિ ગુટિકા** [ અ. અર્ક ( સત્વ ) + સં. અહિફેન ( અફીણ ) + આદિ ( વગેરે ) + ગુટિકા ( ગોળી ) ] સ્ત્રી. ( વૈદક ) અફીણમાંથી બનતી એક દવા. તેમાં આકડાનાં સુકાયેલાં રવાઘડાંનો ભૂકો બે તોલા, સિંધાલૂણ બે તોલા અને શેકેલું અફીણ અરધો તોલો મેળવી અકેક વાલની ગોળી કરાય છે. ઠાલી ઉધરસ, દમ, રક્તપિત્ત અને બળખામાં લોહી પડે ત્યારે આ દવા બે રતી અપાય છે.

**અર્કકલા** [ સં. અર્ક ( સૂર્ય ) + કલા ( ભાગ ) ] સ્ત્રી. સૂર્યની કળા; સૂર્યના બિંબનો બારમો ભાગ.

**અર્કકાંતા** ૧. [ સં. અર્ક ( સૂર્ય ) + કાંતા ( સ્ત્રી ) ] સ્ત્રી. સૂરજની સ્ત્રી. તેઓ બે છે: સંજ્ઞા અને છાયા.
 ૨. સ્ત્રી. સૂરજમુખીનો છોડ.

**અર્કક્ષેત્ર** ૧. ન. ઓરિસામાં આવેલું એ નામનું એક ક્ષેત્ર.
 ૨. ન. ( જ્યોતિષ ) સિંહ રાશિ.

**અર્કચંદન** [ સં. અર્ક ( રાતું ) + ચંદન ( સુખડ ) ] ન. રાતું ચંદન; રતાંજળી.

**અર્કચ્છાયા** પું. ( પિંગળ ) એક માત્રામેળ છંદ, જેમાં ૧૧ અને ૧૩ માત્રાએ યતિ અને ૧, ૫, ૯, ૧૩, ૧૭ તથા ૨૧ માત્રાએ તાલ આવે છે. જુઓ રસાવલી.

**અર્કજ** ૧. [ સં. અર્ક ( સૂર્ય ) + જ ( જન્મેલ ) ] પું. કર્ણ. પાંડવની મા કુંતીની કૂખે સૂર્યના મંત્રના બળે તે થયો હતો.
 ૨. પું. મનુ સાવર્ણિ.
 ૩. પું. યમ.
 ૪. પું. વૈવસ્વત મનુ.
 ૫. પું. ( જ્યોતિષ ) શનિ.
 ૬. પું. સુગ્રીવ.
 ૭. પું. સૂર્યપુત્ર અશ્વિનીકુમાર.
 ૮. વિ. સૂર્યથી ઉત્પન્ન થયેલું.

**અર્કજા** ૧. સ્ત્રી. તાપી નદી; તાપતી.
 ૨. સ્ત્રી. યમુના.
 ૩. [ સં. અર્ક ( સૂર્ય ) + જા ( જન્મેલી ) ] સ્ત્રી. સૂર્યની દીકરી તપતી.

**અર્કતનય** [ સં. અર્ક ( સૂર્ય ) + તનય ( દીકરો ) ] જુઓ અર્કજ ૧-૭.

**અર્કતનયા** [ સં. અર્ક ( સૂર્ય ) + તનયા ( દીકરી ) ] જુઓ અર્કજા.

**અર્કતૂલ** [ સં. અર્ક ( આકડો ) + તૂલ ( રૂ ) ] ન. આકડાનું રૂ.

**અર્કતેલ** [ સં. અર્ક ( આકડો ) + તેલ ( તેલ ) ] ન. ( વૈદક ) કોઢ માટે ચોળવાના તેલની એક બનાવટ. તે બનાવવા આઠ પળ સરસિયું તેલ અને તેટલો જ આકડાનાં પાનનો રસ લઈ તેમાં હળદર અને મનઃશિલનો એકેક પળ ભૂકો નાખી પકવાય છે.

**અર્કદિન** [ સં. અર્ક ( સૂર્ય ) + દિન ( દિવસ ) ] પું. રવિવાર.

**અર્કદીપ** [ અ. અર્ક ( સત્ત્વ ) + દીપ ( દીવો ) ] પું. બાળવાના દારૂથી સળગતો દીવો; મદ્યસાર-દીપક; 'સ્પિરિટ લૅમ્પ'.

**અર્કદુગ્ધ** [ સં. અર્ક ( આકડો ) + દુગ્ધ ( દૂધ ) ] ન. આકડાનું દૂધ.

**અર્કદૂધ** જુઓ અર્કદુગ્ધ.

**અર્કદૈવત્ય** ન. ( જ્યોતિષ ) હસ્ત નક્ષત્ર.

**અર્કનયન** ૧. [ સં. અર્ક ( સૂર્ય ) + નયન ( આંખ ) ] પું. વિરાટસ્વરૂપ પરમાત્મા. સૂર્ય ને ચંદ્ર તેની આંખ મનાય છે. '
૨. વિ. જેની આંખો સામે જોઈ ન શકાય એવું.

**અર્કનંદન** [ સં. અર્ક ( સૂર્ય ) + નંદન ( દીકરો ) ] જુઓ અર્કજ ૧-૭.

**અર્કનાના** [ અ. અર્ક ( સત્ત્વ ) + નાના ( ફુદીનો ) ] પું. ફુદીનાનો અર્ક.

**અર્કનામા** [ સં. અર્કનામન્ ] પું. રાતા આકડાનો છોડ.

**અર્કપત્ર** ૧. પું. આકડાનો છોડ.
૨. [ સં. અર્ક ( આકડો ) + પત્ર ( પાંદડું ) ] ન. આકડાનું પાન.

**અર્કપત્રા** ૧. સ્ત્રી. એક વેલો; અર્કમૂલા.
૨. સ્ત્રી. સુનંદા નામનો છોડ. તેને ફાંસના આકારનાં પાન હોય છે.

**અર્કપર્ણ** ૧. પું. આકડાનો છોડ; વસુક; આસ્ફોટ; મંદાર.
૨. પું. ( પુરાણ ) કશ્યપને મુનિ નામની સ્ત્રીથી થયેલા દેવગાંધર્વમાંનો એક. એનું બીજું નામ ત્રણપ હતું.
૩. [ સં. અર્ક ( આકડો ) + પર્ણ ( પાન ) ] ન. આકડાનું પાન.

**અર્કપાદપ** ૧. [ સં. અર્ક ( આકડો ) + પાદપ ( ઝાડ ) ] પું. આકડાનો છોડ.
૨. પું. લીંબડાનું ઝાડ.

**અર્કપુત્ર** [ સં. અર્ક ( સૂર્ય ) + પુત્ર ( દીકરો ) ] જુઓ અર્કજ ૧-૭.

**અર્કપુષ્પ** ૧. પું. એક જાતનો વેલો. તેનાં પાંદડાં પીપળાનાં પાન જેવાં હોય છે.
૨. [ સં. અર્ક ( આકડો ) + પુષ્પ ( ફૂલ ) ] ન. આકડાનું ફૂલ.

**અર્કપુષ્પા** સ્ત્રી. સિરદોડીની વેલ; ખરણેર.

**અર્કપુષ્પિકા** જુઓ અર્કપુષ્પા.

**અર્કપુષ્પી** ૧ સ્ત્રી. એક વેલ; ખરણેર.
૨. [ સં. અર્ક ( સૂર્ય ) + પુષ્પ ( ફૂલ ) + ઈન્ ( વાળું ) ] સ્ત્રી. સૂરજમુખીનો છોડ.

**અર્કપ્રભાગુટિકા** [ સં. અર્ક ( સૂર્ય ) + પ્રભા ( તેજ ) + ગુટિકા ( ગોળી ) ] સ્ત્રી. ( વૈદક ) એ નામનું એક રસાયન. પારો તોલા ૩ અને તાંબાનો ભૂકો તોલો ૧ લઈ બન્નેને આંબળાના ભૂકાના ક્વાથમાં એક પહોર ઘૂંટી ગોળો કરી એ ગોળાને છાશ અને આંબલીના ક્વાથમાં ચાર પહોર સુધી દોલાયંત્રમાં પકાવવો. તે ઠંડો થાય ત્યારે કાઢી લેવો. આ દવા એક વર્ષ લેવાથી માણસ સૂર્ય જેવું તેજસ્વી થવાનું મનાય છે. તેના અનુપાન તરીકે પલાશનાં બીનું તેલ અને દૂધ વપરાય છે.

**અર્કપ્રભાવતી ગુટિકા** જુઓ અર્કપ્રભાગુટિકા.

**અર્કપ્રિયા** ૧. સ્ત્રી. એ નામની એક વનસ્પતિ; જવાસો.
૨. [ સં. અર્ક ( સૂર્ય ) + પ્રિયા ( સ્ત્રી ) ] સ્ત્રી. સૂર્યની સ્ત્રી — સંજ્ઞા અને છાયા.

**અર્કબંધુ** ૧. [ સં. અર્ક ( સૂર્ય ) + બંધુ ( મિત્ર ) ] પું. કમળ. સૂર્ય ઊગે ત્યારે તે ખીલે અને સૂર્ય અસ્ત પામે ત્યારે તે બિડાઈ જાય એમ મનાય છે.
૨. પું. બુદ્ધદેવ; ગૌતમબુદ્ધ; શાક્યમુનિ; સર્વાર્થસિદ્ધ. શાક્યનું ગોત્ર આદિત્ય હતું અને તે ઉપરથી જ બુદ્ધને અર્કબંધુ કહેવાનો રિવાજ પડ્યો હશે.

**અર્કબાંધવ** જુઓ અર્કબંધુ.

**અર્કભ** ૧. ન. ( જ્યોતિષ ) ઉત્તરાફાલ્ગુની નક્ષત્ર.
૨. [ સં. અર્ક ( સૂર્ય ) + ભ ( નક્ષત્ર ) ] ન. ( જ્યોતિષ ) જેમાં સૂર્ય હોય તે નક્ષત્ર.
૩. ન. ( જ્યોતિષ ) સિંહ રાશિ.
૪. ન. ( જ્યોતિષ ) હસ્ત નક્ષત્ર.

**અર્કભક્ત** [ સં. અર્ક ( સૂર્ય ) + ભક્ત ( ભક્તિ કરનાર ) ] પું. સૂર્યનો ઉપાસક.

**અર્કભક્તા** [ સં. અર્ક ( સૂર્ય ) + ભક્ત ( આશક ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. સૂરજમુખીનો છોડ. આ છોડનાં ફૂલ સૂર્ય જે દિશામાં હોય તે દિશા તરફ ફરતાં રહેવાનું મનાય છે.

**અર્કમધુન્યાય** [ સં. અર્ક ( આકડો ) + મધુ ( મધ ) + ન્યાય ( દૃષ્ટાંત ) ] પું. સહેલાઈથી મળી જવું તે. જો આકડામાંથી મધ મળી જાય તો તે માટે પર્વત ઉપર જવાની તકલીફ શા માટે લેવી એ દૃષ્ટાંત પ્રમાણે જો કોઈ કામ સહેજે થઈ જતું હોય તો તેને માટે અહીંતહીં બહુ મહેનત કરવાની જરૂર નહિ એવું બતાવવા માટે આ ન્યાય વપરાય છે.

**અર્કમંડલ** [ સં. અર્ક ( સૂર્ય ) + મંડલ ( બિંબ ) ] ન. સૂર્યનું બિંબ.

**અર્કમૂર્તિરસ** પું. ( વૈદક ) સંનેપાતમાં આવતા તાવની એક દવા. લોહભસ્મ તોલા ૮, તામ્રભસ્મ તોલા ૨, પારદ તોલા ૨ અને ગંધક તોલા ૪ ઘૂંટી, ચિત્રાના ઉકાળામાં ત્રણ દિવસ તડકે ખરલ કરી તેમાં વછનાગ તોલો ૧ નાખી મત્સ્યપિત્ત, માહિષપિત્ત, અજાપિત્ત, વારાહપિત્ત અને માયૂરપિત્તની એકેકી ભાવના આપવી. આદુનો રસ તોલો ૦।, મધ તોલો ૧ અને પાણી તોલા ૨॥ સાથે આ દવા ૧ રતીભાર લેવાય છે.

**અર્કમૂલ** ૧. [ સં. અર્ક ( આકડો ) + મૂલ ( મૂળિયું ) ] ન. આકડાનું મૂળિયું.
૨. ન. સાપના કરડ અને વીંછીના ડંખ ઉપર ઉપયોગી એક વનસ્પતિ; અર્કપત્રા; અહિગંધાનો વેલો. સ્ત્રીઓને માસિક ધર્મ લાવવામાં તેમ જ પેટની બિમારીઓમાં તે ઉપયોગી મનાય છે.

**અર્કમૂલા** સ્ત્રી. અહિગંધાનો વેલો. જુઓ અર્કમૂલ ૨.

**અર્કયંત્ર** [ સં. અર્ક ( સત્ત્વ ) + યંત્ર ( સંચો ) ] ન. સત્ત્વ કાઢવાનું યંત્ર.

**અર્કલોકેશ્વરરસ** પું. ( વૈદક ) સંગ્રહણી ઉપર અપાતું એ નામનું ઔષધ. શુદ્ધ પારો તોલા ૪ લઈ આકડાના દૂધમાં ઘૂંટી સૂકવવો. પછી ૮ તોલા શોધેલો ગંધક અને ૩૨ તોલા શંખનો ભૂકો ચિત્રાના ઉકાળામાં ઘૂંટી સૂકવવો. એમ ત્રણ દિવસ ભાવના આપી ઉપર પ્રમાણે તૈયાર કરેલા પારામાં મેળવી તેમાં ૨૨ તોલા ફુલાવેલ ટંકણખાર નાખી આકડાનું દૂધ મેળવી બધું ત્રણ કલાક ઘૂંટવું. સુકાઈ જાય એટલે એક નાની માટલીમાં કળીચૂનો ચોપડી તેમાં એ મેળવણી નાખી ઉપર શકોરું ઢાંકી છાંદી લઈ વારાહપુટનો અગ્નિ આપવો. તૈયાર થયેલ પદાર્થ એની મેળે ઠંડો થતાં કાઢી બારીક ખરલ કરવો. એ આનીભાર ઘીમાં શેકેલી ભાંગને અર્ધા તોલા ગોળમાં મેળવી ૪ રતીભાર રસ રાત્રે લેવો. દહીંભાતનો ખોરાક આપવો.

**અર્કવટી** [ સં. અર્ક ( આકડો ) + વટી ( ગોળી ) ] સ્ત્રી. ( વૈદક ) ઉધરસ ઉપર અપાતી એક દવા. આકડાનાં ફૂલ અને લવિંગ દરેક તોલા ૫, શોધેલું અફીણ તોલા ૨ સાથે ઘૂંટી બે બે રતીની ગોળા વાળવી.

**અર્કવત્સર** જુઓ અર્કવર્ષ.

**અર્કવર્ષ** [ સં. અર્ક ( સૂર્ય ) + વર્ષ ( વરસ ) ] ન. સૂર્યની ગતિ પ્રમાણે ગણાતું વર્ષ; સૌરવર્ષ

**અર્કવલ્લભ** ૧. [ સં. અર્ક ( સૂર્ય ) + વલ્લભ ( પ્રિય ) ] પું. કમળ.
૨. પું. બપોરીઆનું ઝાડ.

**અર્કવાસર** [ સં. અર્ક ( સૂર્ય ) + વાસર ( વાર ) ] પું. રવિવાર.

**અર્કવિવાહ** [ સં. અર્ક ( આકડો ) + વિવાહ ( લગ્ન ) ] પું. ત્રીજી વાર પરણતાં પહેલાં અશુભ દૂર કરવા માટે પુરુષનું આકડા સાથે કરવામાં આવતું લગ્ન. કેટલીક નાતમાં ઢીંગલી સાથે પણ લગ્ન કરવાનો રિવાજ છે.

**અર્કવેધ** પું. તાલીસપત્રનું ઝાડ.

**અર્કવેધન** જુઓ અર્કવેધ.

**અર્કવ્રત** ૧. ન. એક જાતનો કર; જેવી રીતે સૂર્ય બાર મહિના પોતાનાં કિરણથી પાણી ખેંચે અને ચાર મહિના તેને પ્રજાની વૃદ્ધિને માટે વરસાવે, એ રીતે રાજાએ પ્રજાની વૃદ્ધિ માટે પ્રજા પાસેથી કર ઉઘરાવવાપણું.
૨. [ સં. અર્ક ( સૂર્ય ) + વ્રત ] ન. માહ સુદિ સાતમને દિવસે સૂર્યની પૂજા કરવાનું વ્રત.

**અર્કશૈલા** પું. ( પિંગળ ) શર્કરીની જાતનો એ નામનો સમવૃત્ત વર્ણમેળ છંદ. તેમાં દરેક ચરણમાં રગણ, જગણ, રગણ, જગણ, ગુરુ અને ગુરુ મળી ૧૪ અક્ષર હોય છે.

રાજ રાજ ગાગથી રચાય અર્કશૈલા. રણપિંગળ

**અર્કસુત** ૧. [ સં. અર્ક ( સૂર્ય ) + સુત ( દીકરો ) ] પું. અશ્વિનીકુમાર.
૨. પું. મનુ સાવર્ણિ.
૩. પું. યમ.
૪. પું. વૈવસ્વત મનુ.
૫. પું. ( જ્યોતિષ ) શનિ.
૬. પું. સુગ્રીવ.
૭. પું. સૂર્યનો દીકરો કર્ણ.
૮. પું. શ્રાદ્ધદેવ.

**અર્કસૂનુ** જુઓ અર્કસુત.

**અર્કસૂનૂ** [સં. અર્ક ( સૂર્ય ) + સૂનૂ (દીકરી)] પું. સૂર્યની દીકરી. જુઓ અર્કજા.

**અર્કસોદર** [સં. અર્ક ( સૂર્ય ) + સ ( સમાન ) + ઉદર ( પેટ )] પું. સૂરજનો ભાઇ; ઐરાવત હાથી; અભ્રમાતંગ.

**અર્કહિતા** [ સં. અર્ક ( સૂરજ ) + હિત ( વહાલું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. સૂરજમુખીનો છોડ.

**અર્કહુલી** [ હિં. ] સ્ત્રી. એ નામનો વેલો; ખરખુર.

**અર્કાકાર** [સં. અર્ક (સૂર્ય) + આકાર ( રૂપ )] વિ. સૂર્યના જેવું.

ફરશરામ પુરુષના ઓઘ અપાર,
આજે ઝળકે અર્કાકાર. પ્રેમાનંદ

**અર્કાદિક્વાથ** [ સં. અર્ક ( આકડો ) + આદિ ( વગેરે ) + ક્વાથ ( ઉકાળો )] પું. ( વૈદક ) આકડામાંથી બનતો એ નામનો કાઢો. ગજપીપર, મરી, સૂંઠ અને સિંધાલૂણ સરખે ભાગે લઈ તેના બધાના વજનથી વીસમા ભાગ જેટલી આકડાની છાલ નાખવી અને તેનો ઉકાળો કરવો. તેની માત્રા ચાર તોલા છે.

**અર્કાદિચૂર્ણ** [ સં. અર્ક ( આકડો ) + આદિ ( વગેરે ) + ચૂર્ણ ( ભૂકો ) ] ન. ( વૈદક ) એક ઔષધ. આકડાનાં મૂળ ૧ ભાગ, લીમડાની અંતરછાલ ૮ ભાગ ને ગળો ૮ ભાગ લઈ તે બધાંને સૂકવી ભૂકો કરવો. તેની માત્રા પાવલીભાર છે.

**અર્કાશ્મા** ૧. પું. આગિયો કાચ.
૨. [ સં. અર્ક ( સૂર્ય ) + અશ્મન્ ( પથ્થર )] પું. સૂર્ય જેવો લાલ પથ્થર; લાલચૂની.
૩. પું. સૂર્યકાંત મણિ.

**અર્કાહ્વ** [ સં. ] પું. આકડાનો છોડ; અર્કપર્ણ; વસુક; આસ્ફોટ; મંદાર.

**અર્કાંકુરરસ** [ સં. અર્ક ( આકડો ) + અંકુર ( ફણગો ) + રસ] પું. ( વૈદક ) કાનનાં દરદ મટાડનાર એક દવા. તે બનાવવા આકડાના કૂણાં પાંદડાં લઈ તેમને લીંબુના રસમાં વાટી તેમાં થોડું તેલ ને થોડું સિંધાલૂણ નાખી ગોળો કરવો. પછી તેને જાંબુનાં પાનમાં બાંધી માથે કપડમાટી લગાવી પુટપાકની રીતે પકાવવો. પાકે ત્યારે તે ગોળો બહાર કાઢી લઈ તેનો રસ નીચોવી લેવો.

**અર્કાંશ** [સં. અર્ક ( સૂર્ય ) + અંશ (ભાગ)] પું. સૂર્યની મધ્યરેખાનો એટલે વિષુવવૃત્તનો બારમો ભાગ; કલા.

**અર્કુલકાફુર** [ અ. ] સ્ત્રી. એ નામનું એક સુગંધી મૂળિયું; કપૂરકાચલી.

**અર્કેશ્વરરસ** પું. ( વૈદક ) લોહીનો બગાડ નાબૂદ કરવા અપાતી એ નામની દવા. પારો તોલા ૪, ગંધક તોલા ૮ સાથે મેળવી એક માટલાની તળે વચ્ચોવચ્ચ મૂકી તેના પર શોધેલા તાંબાની વાટકી તોલા ૧૨ની લાલચોળ તપાવી ઊંધી ઢાંકી તરત સંભાળથી ઉપર અડાયાં છાણાંની રાખ દાબી માટલું ભરી દેવું. નીચે ૭ કલાક અગ્નિ આપવો. તેની મેળે ઠંડું થયા પછી વાટકી અને અંદરનો રસ કાઢી લઈ, ખાંડી ભૂકો કરી, આકડાના દૂધમાં ઘૂંટી ૧૨ ભઠ્ઠી વારાહપુટની આપવી. તેમાં ચિત્રાનો અને ત્રિફળાનો ઉકાળો નાખી એકેકી ભઠ્ઠી આપવી. પછી તેને ઘૂંટી કપડે ગાળી નાખવું. હમેશાં સવાર સાંજ એકેક રતી રસ ઘીમાં ચાટી ઉપર ત્રિફળાનો કાઢો પીવાય છે.

**અર્કેંદુસંગમ** [ સં. અર્ક ( સૂર્ય ) + ઇંદુ ( ચંદ્ર ) + સંગમ ( મેળાપ ) ] પું. અમાસ, કેમકે તે દિવસે ચંદ્ર અને સૂર્ય સાથે હોય છે.

**અર્કોપલ** ૧. પું. માણેક; લાલ.
૨. [ સં. અર્ક ( સૂર્ય ) + ઉપલ ( પથ્થર ) ] પું. સૂર્યકાંત મણિ.

**અર્ગજા** સ્ત્રી. એક જાતનો સુગંધી પદાર્થ; અરગજા.

**અર્ગલ** ૧. [ સં. ] પું. બારણું બીડવાનો આગળો; ઉલાળો.
૨. ન. અટકાવ; અવરોધ.
૩. ન. એ નામનું એક સ્તોત્ર.
૪. ન. ( જ્યોતિષ ) એ નામનો ૮૬મો મહાગ્રહ.
૫. ન. એક જાતનું હથિયાર.

અસિ, શૂળ, ખડ્ગ, મુદ્ગળ, લોહ, અર્ગલ, ગદા. નર્મદ

૬. [ હિં. ] ન. કમાડ.
૭. ન. માંસ.
૮. ન. મોજું.
૯. ન. સૂર્યોદય વખતે પૂર્વ દિશામાં અને સૂર્યાસ્ત વખતે પશ્ચિમ દિશામાં દેખાતાં રંગબેરંગી વાદળાં.

**અર્ગલા** ૧. [ સં. ] સ્ત્રી. અટકાવ; રોકટ.
૨. સ્ત્રી. આગળી; ભોગળ; ઉલાળો.

તેમજ તેવા દ્વારોને મજબુત અર્ગલા અથવા જેને ભુંગળ કહે છે તે કરવી. રાજવલ્લભ

૩. સ્ત્રી. ચંડીપાઠની શરૂઆતમાં ગવાતું સ્તોત્ર; મત્સ્યસૂક્ત.
૪. સ્ત્રી. હાથીને બાંધવાની સાંકળ.

**અર્ગલાકાર** [ સં. અર્ગલા ( આગળિયો ) + આકાર ( રૂપ ) ] વિ. નાના દાંડાના એટલે ધોકાના આકારનું.

**અર્ગલાબંધ** [ સં. અર્ગલા ( આગળિયો ) + બંધ ( અટકાવ ) ] પું. ઉલાળો; આગળો.

**અર્ગલિકા** [ સં. ] સ્ત્રી. નાની આગળી; નાનો ઉલાળો; નાળુક આંકડી.

**અર્ગલી** ૧. સ્ત્રી. એક જાતનું જીવડું.
૨. [ પ્રા. ] સ્ત્રી. ઘેટાની જાતનું હરણ જેવું ચાલાક એક મોટું જંગલી પ્રાણી. આ જાત મિસર અને સિયામમાં થાય છે.

**અર્ગળ** જુઓ અર્ગલ.

**અર્ગ્વધ** [ સં. ] પું. ગરમાળો.

**અર્ઘ્** [ સં. ] અ. ક્રિ. ( ધાતુ ) કીમત પડવી. તે ઉપરથી નીકળેલ શબ્દ: અર્ઘ; અર્ઘિત; અર્ઘ્ય.

**અર્ઘ** ૧. પું. કીમત; મૂલ્ય.

૧. અનર્ઘ = મૂલ્ય વિનાનું; અમૂલ્ય.

૨. મહાર્ઘ = બહુ કીમતી.

૨. [ સં. અર્ઘ્ ( પૂજવું ) ] પું. ખોબામાં કે વાસણમાં પાણી લઈ દેવ અથવા પૂજ્યને સમર્પણ કરવાની વિધિ; જવ, દૂર્વા, ફૂલ, પાણી, દૂધ, કુશાગ્ર, દહીં, સરસવ, તંદુલ એટલે ચોખા અને સુગંધી વસ્તુનું અર્પણ.

અર્ઘ આપવો = (૧) નુકસાન કરવું; પાયમાલ કરવું. (૨) પૂજા કરવી; પૂજાની સામગ્રી ધરવી.

૩. પું. ઘોડો; અશ્વ.

૪. પું. પૂજાની સામગ્રી; દેવ કે પૂજ્યને આપવાના દૂર્વા, ચોખા વગેરે પૂજાના પદાર્થ.

૫. પું. બજારભાવ; પીઠભાવ.

૬. પું. ભેટ.

૭. પું. મધ.

૮. પું. હાથ ધોવા માટે પાણી આપવું તે.

**અર્ઘદાન** ૧. [ સં. અર્ઘ ( પૂજાનો સામાન ) + દાન ( અર્પણ ) ] ન. પૂજાની વસ્તુનું અર્પણ; પૂજા-સત્કાર.

૨. ન. સંધ્યા કરતી વેળા બ્રહ્મા, સૂર્ય અને બીજા દેવતાઓને વિધિ સહિત અર્ઘ આપવાની ક્રિયા.

**અર્ઘપતન** [ સં. અર્ઘ ( કીમત ) + પતન ( પડવું તે ) ] ન. બજારભાવ ઊતરવા તે.

**અર્ઘપાત્ર** [ સં. અર્ઘ ( પૂજાનો સામાન ) + પાત્ર ( વાસણ ) ] ન. દેવને અર્ઘ દેવામાં વપરાતું શંખના આકારનું તાંબાનું વાસણ.

**અર્ઘપાદ** જુઓ અર્ઘપાદ્ય.

**અર્ઘપાદ્ય** ૧. [ સં. અર્ઘ ( પૂજાનો સામાન ) + પાદ્ય ( પગ ધોવાનું પાણી ) ] ન. ફૂલ, સુગંધી વસ્તુઓ તથા પગ ધોવાનું પાણી.

૨. ન. હાથમાં અર્ઘ આપી પગ ધોઈ ચંદન પુષ્પ આપી આદરસત્કાર કરવાની માનભરી રીત.

**અર્ઘપ્રદાન** [ સં. અર્ઘ ( પૂજાનો સામાન ) + પ્ર ( સામે ) + દાન ( અર્પણ ) ] ન. ખોબામાં પાણી લઈ દેવ વગેરેને વિધિ પ્રમાણે અર્પણ કરવું તે. સંધ્યામાં પહેલું માર્જન, પછી અઘમર્ષણ, પછી અર્ઘપ્રદાન, પછી ઉપસ્થાન, અને છેવટે ગાયત્રી જપ થાય છે.'

**અર્ઘવર્દ્ધન** [ સં. અર્ઘ ( મૂલ્ય ) + વર્દ્ધન ( વધારવું તે ) ] ન. અયોગ્ય રીતે કીમત વધારવી તે.

**અર્ઘવું** સ. ક્રિ. વરકન્યા તોરણે આવે તે વખતે સાંબેલું, ધોંસરું વગેરેથી તેને પોંખવાની ક્રિયા કરવી. આ વિધિને કાઠિયાવાડમાં પોંખવું ને ગુજરાતમાં અર્ઘવું કહે છે.

**અર્ઘવૃદ્ધિ** [ સં. અર્ઘ ( કીમત ) + વૃદ્ધિ ( વધારો ) ] પું. બજારમાં કોઈ માલનો દર વધવો તે.

**અર્ઘસંખ્યાપન** [ સં. અર્ઘ ( કીમત ) + સંખ્યાપન ( નક્કી કરવાપણું ) ] ન. કીમતની આંકણી; વાજબી મૂલ્યનો નિર્ણય.

**અર્ઘા** [ સં. ] સ્ત્રી. બત્રીશ રતી વજનનો વીશ મોતીનો એક લચ્છો.

**અર્ઘાર્હ** [ સં. અર્ઘ ( પૂજાનો સામાન ) + અર્હ ( યોગ્ય ) ] વિ. અર્ઘથી પૂજવા લાયક; અર્ઘ્ય; પૂજ્ય.

**અર્ઘિયું** [ સં. અર્ઘ ( પૂજાની સામગ્રી ) + ઈય ( વાળું ) ] ન. અર્ઘ આપવાનું તાંબાનું નાનું વાસણ.

**અર્ઘીશ** [ સં. અર્ઘ ( પૂજાનો સામાન ) + ઈશ ( પ્રભુ ) ] પું. મહાદેવ, કેમકે તેને અર્ઘ આપી પૂજવામાં આવે છે.

**અર્ઘોદક** [ સં. અર્ઘ + ઉદક ( પાણી ) ] ન. સત્કાર કરવામાં અતિથિના ખોબામાં ચંદન અને ફૂલ સાથે અપાતું પાણી.

**અર્ઘ્ય** ૧. [ સં. ] પું. દેવોને અપાતું બળિદાન.

૨. પું. મુખ્ય બત્રીશ કલા માંહેની એક. તે ધર્મ અને પુરુષાર્થ માટે શિલ્પશાસ્ત્રમાં જણાવેલ છે.

૧. અર્ઘ્ય આપવો = (૧) નાશ કરવો; નુકસાન કરવું. (૨) પૂજા કરવી.

૨. અર્ઘ્ય લઈને ઊભા રહેવું = નાશ કરવા કે કોઈને નુકસાન કરવા તૈયાર થવું.

૩. પું. સન્માન; સત્કાર; પૂજા.

૪. ન. એક જાતનું મધ. માળવામાં જરત્કારુ મુનિએ તપ કરેલ વનમાં આ જાતનું મધ મળતું હોવાનું મનાય છે.

૫. ન. પાણી વગેરેથી ભરેલું પાત્ર.

૬. ન. પૂજાની સામગ્રી; પૂજાપો; અર્ઘ.

૭. [ સં. અર્ઘ્ ( કીમત પડવી ) ] વિ. કીમતી; મૂલ્યવાન.

૮. વિ. પૂજામાં આપવા લાયક.

૯. વિ. ભેટમાં દેવા જેવું.

૧૦. વિ. સન્માન આપવા જેવું; પૂજ્ય.

**અર્ઘ્યપાદ** ૧. [ સં. અર્ઘ્ય ( પૂજાપો ) + પાદ ( પગ ) ] ન. ફૂલ, સુગંધી વસ્તુઓ તથા પગ ધોવાનું પાણી.

૨. ન. હાથમાં પૂજાપો આપી પગ ધોઈ આદરસત્કાર કરવાની માનભરી રીત.

**અર્ઘ્યપાદ્ય** જુઓ અર્ઘ્યપાદ.

**અર્ઘ્યપ્રદાન** [ સં. અર્ઘ્ય ( પૂજાની વસ્તુ ) + પ્ર ( સામે ) + દાન ( અર્પણ ) ] ન. વિધિ પ્રમાણે અર્ઘ આપવાની ક્રિયા.

**અર્ઘ્યોદક** [ સં. અર્ઘ્ય ( પૂજાનો સામાન ) + ઉદક ( પાણી ) ] ન. પૂજા માટેનું પાણી.

**અર્ચ્** ૧. [ સં. ] અ. ક્રિ. પ્રકાશવું.

૨. સ. ક્રિ. પૂજવું; પૂજા કરવી.

૩. સ. ક્રિ. માન આપવું; સત્કારવું.

૪. સ. ક્રિ. વખાણવું.

૫. સ. ક્રિ. ( ધાતુ ) શણગારવું. આ ધાતુ ઉપરથી નીચેના શબ્દ નીકળ્યા છે: અર્ચન; અર્ચિત; અર્ચવું.

**અર્ચક** ૧. [ સં. અર્ચ્ ( પૂજા કરવી ) + અક ( કરનાર ) ] પું. સેવક; ભક્ત.

૨. વિ. પૂજા કરનાર.

**અર્ચન** ૧. [ સં. અર્ચ્ ( સત્કારવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. આદર; સત્કાર.

૨. ન. કપાળ ઉપર ચંદન વગેરેની આડ.

૩. [ સં. અર્ચ્ ( પૂજવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. સેવા; પૂજા; આરાધના; ભક્તિના નવ પ્રકાર માંહેનો એક. નવ પ્રકાર આ પ્રમાણે છે: શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન.

**અર્ચનભક્તિ** [ સં. અર્ચન ( પૂજા ) + ભક્તિ ] સ્ત્રી. નવધા ભક્તિ માંહેની એક; સેવા.

**અર્ચન હૈરણ્યસ્તૂપ** પું. એ નામનો ઋગ્વેદના સમયનો ઋષિ. દશમા મંડલનું ૧૪૯મું સૂક્ત તેણે રચ્યું છે.

**અર્ચના** જુઓ અર્ચન.

**અર્ચનાનસ** પું. એ નામનો વૈદિક ઋષિ.

**અર્ચનાનસઆત્રેય** પું. ઋગ્વેદના વખતનો એ નામનો એક ઋષિ. તેણે પાંચમા મંડલના ૬૩ અને ૬૪ એમ બે સૂક્તો લખ્યાં છે.

**અર્ચનીય** ૧. [ સં. અર્ચ્ ( પૂજવું ) + અનીય ( લાયક ) ] વિ. માન આપવા લાયક; પૂજ્ય.

૨. વિ. માન આપી શકાય એવું.

**અર્ચવું** ૧. સ. ક્રિ. ચોપડવું; લેપન કરવું.

૨. [ સં. અર્ચ્ ( માન આપવું ) ] સ. ક્રિ. પૂજવું.

૩. [ સં. અર્ચ્ ( સુંદર બનાવવું ) ] સ. ક્રિ. શોભિત કરવું; શણગારવું.

**અર્ચા** ૧. સ્ત્રી. ચંદન અથવા કંકુનું કપાળ ઉપર કરાતું લેપન; આડ; ચિહ્ન.

૨. [સં. અર્ચ્ (પૂજવું)] સ્ત્રી. પૂજા; સેવા.
૩. સ્ત્રી. મૂર્તિ; પ્રતિમા.

**અર્ચાદેવતા** [સં. અર્ચા (પૂજા) + દેવતા] પું. વિષ્ણુ; નારાયણ.

**અર્ચાવું** [સં. અર્ચ્ (પૂજવું)] અ. ક્રિ. પૂજાવું; સેવા પામવી.

**અર્ચાશુદ્ધિ** [સં. અર્ચા (મૂર્તિ) + શુદ્ધિ (પવિત્ર કરવાપણું)] સ્ત્રી. અપવિત્ર મૂર્તિને હોમ વગેરે ક્રિયા કરી ફરીને પૂજવા લાયક બનાવવી તે.

**અર્ચિ** ૧. [સં. અર્ચ્ (પ્રકાશવું)] સ્ત્રી. અગ્નિ.
૨. સ્ત્રી. એ નામની અગ્નિની એક કળા. ધૂમ્રા, અર્ચિ, ઊષ્મા, જ્વલિની, જ્વાલિની, વિસ્ફુલિંગિની, સુશ્રી, સુરૂપા, કપિલા, હવ્યકવ્યવહા એ દશ અગ્નિની કલાનાં નામ છે.
૩. [સં. અર્ચિસ્] સ્ત્રી. કિરણ.
૪. સ્ત્રી. (પુરાણ) કૃશાશ્વ ઋષિની સ્ત્રી; ધૂમ્ર ઋષિની મા.
૫. સ્ત્રી. પ્રકાશ; તેજ.
૬. સ્ત્રી ભડકો; જ્વાળા; શિખા.
૭. સ્ત્રી. (પુરાણ) વેન રાજાના મરણ પછી એના શરીરનું મંથન કરવાથી નીકળેલા જોડકામાંની કન્યા. તેને તે જ જોડકામાંના પુરુષ પૃથુરાજાને પરણાવી હતી.

**અર્ચિત** ૧. પું. વિષ્ણુ, કેમકે તે સદા અને સર્વ લોકોથી પૂજ્ય છે.
૨. [સં. અર્ચ્ (પૂજવું) + ઇત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. પૂજેલું.
૩. વિ. માન પામેલ.

**અર્ચિમાન** [સં. અર્ચિસ્ (કિરણ) + મત્ (વાળું)] વિ. તેજવાળું; પ્રકાશિત.

**અર્ચિમાર્ગ** [સં. અર્ચિસ્ (કિરણ) + માર્ગ (રસ્તો)] પું. દેવયાન. સૂર્યમાં ગતિ થાય તે માર્ગને દેવયાન કહે છે.

**અર્ચિમાલી** પું. (પુરાણ) સીતાની શોધ માટે પશ્ચિમમાં ગયેલા વાનરમાંનો એ નામનો એક.

**અર્ચિમાલ્ય** જુઓ અર્ચિમાલી.

**અર્ચિરાદિમાર્ગ** [સં. અર્ચિસ્ (કિરણ) + આદિ (વગેરે) + માર્ગ (રસ્તો)] પું. દેવયાન માર્ગ. જુઓ અર્ચિમાર્ગ.

**અર્ચિષ** ૧. [સં. અર્ચિસ્] સ્ત્રી. અગ્નિ; આગ.
૨. સ્ત્રી. કિરણ.
૩. સ્ત્રી. ભડકો; જ્વાલા.

**અર્ચિષ્મતી** ૧. [સં. અર્ચિસ્ (આગ) + મત્ (વાળું) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. અગ્નિની એક નગરી.
૨. સ્ત્રી. (બૌદ્ધ) દશ પૃથ્વીમાંની એ નામની એક.
૩. સ્ત્રી. (પુરાણ) બૃહસ્પતિની બીજી સ્ત્રી; શુભાની સાત દીકરી માંહેની ચોથી.

**અર્ચિષ્મંત** પું. (પુરાણ) પિતૃનો એક પ્રકાર.

**અર્ચિષ્માન** ૧. [સં. અર્ચિસ્ (તેજ) + મત્ (વાળું)] પું. અગ્નિ.
૨. પું. દેવતાની એક જાત.
૩. પું. (પુરાણ) મરીચિ ઋષિનો વાંદરાના રૂપવાળો દીકરો; રામની સેનામાંનો એક વાનર.
૪. પું. વિષ્ણુ. તેમનાં કિરણોથી સૂર્ય, ચંદ્ર પ્રકાશિત થાય છે, તેથી એ નામ પડ્યું છે.
૫. પું. સૂર્ય.
૬. વિ. તેજસ્વી; પ્રકાશિત; કાંતિવાળું; ચળકતું.

**અર્ચિઃ** ૧. [સં.] સ્ત્રી. જ્વાલા; ઝાળ.
૨. સ્ત્રી. તેજ; કાંતિ; ચળકાટ.

**અર્ચી** [સં. અર્ચિસ્] જુઓ અર્ચિસ.

**અર્ચ્ય** ૧. [સં. અર્ચ્ (પૂજવું) + ય (લાયક)] વિ. પૂજ્ય; માનને લાયક.
૨. વિ. માન આપી શકાય એવું; અર્ચનીય.

**અર્જ્** [સં.] ઉ. ક્રિ. (ધાતુ) મેળવવું; પ્રાપ્ત કરવું. તે ઉપરથી નીકળેલ શબ્દઃ અર્જક; અર્જન; અર્જિત.

**અર્જ** ૧. [ફા. અર્ઝ] સ્ત્રી. ફરિયાદ.
૨. સ્ત્રી. વિનતિ; પ્રાર્થના.

**અર્જક** ૧. પું. રામતુલસી; લીલી તુલસી; વનતુલસી.
૨. [સં. અર્જ્ (મેળવવું) + અક (કરનાર)] વિ. મેળવનાર; કમાતું.

**અર્જકાદિવટી** [સં. અર્જક (રામતુલસી) + આદિ (વગેરે) + વટી (ગોળી)] સ્ત્રી. (વૈદક) વીર્ય રોકવા માટે અપાતી એક જાતની ગોળી. રામતુલસીનું મૂળ, શંખાવળી, નગોડ, ભાંગરો, જાયફળ, લવિંગ, વાવડિંગ, ગજપીપર, તજ, તમાલ, એલચી, નાગકેસર, વંશલોચન, ઉપલસરી, મૂસળી, શતાવરી, વિદારીકંદ અને ગોખરૂ સરખે ભાગે લઈ બાવળની છાલના કાઢામાં ઘૂંટી ચણી બોર જેવડી ગોળી વાળવામાં આવે છે. તેની માત્રા બેથી ચાર ગોળી છે.

**અર્જદાર** [ફા. અર્ઝ (અરજ) + દાર (વાળું)] વિ. વિનતિ કરનાર; અરજ ગુજારનાર.

**અર્જદાશ્ત** [ફા.] સ્ત્રી. નિવેદનનો કાગળ; પ્રાર્થનાપત્ર; અરજી.

**અર્જન** ૧. [સં. અર્જ્ (મેળવવું) + અન (નામ બનાવનાર પ્રત્યય)] ન. કમાઈ; રળતર.
૨. ન. લાભ; પ્રાપ્તિ.
૩. ન. સંઘરો; સંગ્રહ.

**અર્જનસ્પૃહા** [સં. અર્જન (મેળવવાપણું) + સ્પૃહા (ઇચ્છા)] સ્ત્રી. મેળવવાની ઇચ્છા.

**અર્જના** [ફા. અર્ઝ] સ્ત્રી. અરજ; પ્રાર્થના.

**અર્જની** [સં.] સ્ત્રી. ગૌ; ગાય.

**અર્જનીય** ૧. વિ. એકઠું કરવા જેવું.
૨. [સં. અર્જ્ (મેળવવું) + અનીય (જેવું)] વિ. મેળવવા લાયક.
૩. વિ. મેળવી શકાય એવું.

**અર્જાલી** ૧. ન. એક જાતનું ઘોડું.
૨. વિ. ધોળા ચાંદલાવાળા એક જ રંગના ઘોડાની એક જાતનું. તે જાત ખરાબ મનાય છે.

**અર્જિત** ૧. વિ. એકઠું કરેલું; સંગ્રહિત.
૨. [સં. અર્જ્ (રળવું) + ઇત (વાળું)] વિ. કમાયેલું; મેળવેલું.

**અર્જિતફલિકા** પું. (પિંગળ) દરેક ચરણમાં ભગણ, સગણ, રગણ અને સગણ મળી ૧૨ અક્ષરનો એક સમવૃત્ત છંદ.

અર્જિતફલિકા ભા સ રા સ થકી.

રણપિંગળ

**અર્જિતસ્ત્રીધન** [સં. અર્જિત (મેળવેલ) + સ્ત્રી + ધન] ન. સ્ત્રીની પોતાની કમાઈની મિલકત.

**અર્જુન** ૧. [સં.] પું. ઇંદ્ર.
૨. પું. કરેણનો છોડ.
૩. પું. (પુરાણ) ગોકુળનો એ નામનો એક ભરવાડ. તે કૃષ્ણ અને બલરામનો મિત્ર હતો.
૪. પું. ચામડીનો એક રોગ.
૫. પું. ધોળો રંગ.
૬. [સં. અર્જુન (સફેદ)] પું. પાંચ પાંડવોમાંનો ત્રીજો. તેનાં બધાં કામ શુદ્ધ હતાં. એ દુર્વાસા ઋષિના મંત્રબળે ઇંદ્રના અંશથી કુંતીના ગર્ભમાં પેદા થયો હતો. પોતાના ભાઈઓ અને પિત્રાઈઓ સાથે અર્જુને દ્રોણાચાર્ય પાસે શસ્ત્ર અને અસ્ત્રનો અભ્યાસ કર્યો. એ સૌથી વધારે હોશિયાર હોવાથી દ્રોણાચાર્યનો એના ઉપર ખાસ પ્રેમ હતો. બધા રાજકુંવરનો અભ્યાસ પૂરો થતાં દ્રોણાચાર્યે ગુરુદક્ષિણામાં માગ્યું કે દ્રુપદ રાજાને બાંધીને મારી પાસે લાવો. અર્જુનના પરાક્રમથી પાંડવો તેને પકડી લાવી શક્યા હતા. લાક્ષાગૃહમાંથી નાસી છૂટ્યા પછી તે બ્રાહ્મણવેશે દ્રૌપદીના સ્વયંવરમાં જઈ મત્સ્યયંત્રનો વેધ કરી દ્રૌપદીને વર્યો. એક બ્રાહ્મણ આવું પરાક્રમ કરી કન્યા લઈ જાય

એ જોઈ બધા રાજા ક્રોધે ભરાઈ સામા થયા. અર્જુને બાણથી અને ભીમે ઝાડથી સૌને હંફાવ્યા. આ પરાક્રમથી પાંડવો જાણીતા થઈ ગયા. ધૃતરાષ્ટ્રને પણ આ જાણ થતાં સન્માનપૂર્વક તેણે પાંડવોને હસ્તિનાપુર બોલાવી તેમને ઇંદ્રપ્રસ્થનું રાજ્ય આપ્યું તેથી તેઓ ત્યાં રહ્યા. દ્રૌપદી પાંચે પાંડવને વરેલ હોવાથી નિયમ એવો હતો કે જે ભાઈનો દ્રૌપદી સાથે રહેવાનો વારો હોય તેના સિવાય બીજા કોઈએ તેના અંતઃપુરમાં જવું નહિ અને જાય તેણે બાર વર્ષ વનવાસ સ્વીકારવો. એક વખતે એક બ્રાહ્મણની સવાસો ગાયો ચોરાઈ ગઈ. અર્જુન તેને મદદ કરવાને માટે તૈયાર થયો, અને પોતાનું ધનુષ્ય ચિત્રશાળામાં મૂક્યું હતું ત્યાં ગયો. ત્યાં યુધિષ્ઠિર અને દ્રૌપદી એકાંતમાં હતાં. તે વખતે તો ધનુષ્ય લઈને અર્જુન ગયો અને બ્રાહ્મણની ગાયો પાછી આણી આપી, પણ દ્રૌપદીના અંતઃપુરમાં જવાનો નિયમ યાદ આવતાં પોતાને વનવાસે જવું પડ્યું. ત્યાં તેણે જુદી જુદી યાત્રાઓ કરી. વનવાસ દરમ્યાન તે ઉલૂપી નામની એક નાગકન્યાને અને ચિત્રવાન રાજાની દીકરી ચિત્રાંગદાને પરણ્યો. આ લગ્નથી તેને અનુક્રમે ઈરાવાન અને બભ્રુવાહન એમ બે દીકરા થયા. કામ્યકવનમાં તેણે કઠણ તપ અને યુદ્ધથી શંકરને પ્રસન્ન કર્યા અને તેની પાસેથી કવચ અને કુંડળ મેળવ્યાં. રામેશ્વરનાં દર્શન કર્યા પછી અર્જુને હનુમાનને મોંએથી રામચરિત્ર સાંભળ્યું. અર્જુને હસીને પૂછ્યું કે રામચંદ્રનું બળ હતું તો એમણે બાણ વડે પુલ કેમ ન બાંધ્યો? હનુમાને કહ્યું કે બાણ તો ભાંગી જાય. અર્જુને જવાબ આપ્યો કે જો હું હોત તો બાણનો પુલ બાંધત. હનુમાનના કહેવાથી અર્જુને એક યોજન વિસ્તારનો પુલ બાંધ્યો અને પ્રતિજ્ઞા કરી કે જો હનુમાન તે ભાંગે તો હું બળી મરૂં. હનુમાને કહ્યું કે જો હું ન ભાંગી શકું તો તારી ધજા ઉપર રહીને તને રોજ આધીન રહું. હનુમાને કૂદકો મારી પુલ ભાંગી નાખ્યો. પ્રતિજ્ઞા પ્રમાણે લાકડાં એકઠાં કરી અર્જુન બળી મરવાની તૈયારી કરતો હતો એટલામાં બ્રાહ્મણનો વેશ લઈને કૃષ્ણ ત્યાં આવ્યા અને પૂછ્યું કે પુલ ભાંગ્યાનો સાક્ષી કોણ છે? ફરીથી પુલ રચાય અને ફરીથી તું ભાંગે તો ખરી વાત. અર્જુને ફરીથી પુલ બાંધ્યો પણ એ પુલ નીચે કૃષ્ણે પોતાનું ચક્ર છાની રીતે મૂક્યું એટલે હનુમાનથી તે ભંગાયો નહિ. બ્રાહ્મણે હનુમાનને કહ્યું કે પ્રતિજ્ઞા પ્રમાણે તું એમની ધજા ઉપર રહી એને સહાય કરજે. પછી શિવકાંચી અને વિષ્ણુકાંચીની યાત્રા કરી અર્જુન દ્વારકા ગયો, ત્યાં કૃષ્ણની સલાહથી સુભદ્રાનું હરણ કર્યું, જેને અભિમન્યુ અવતર્યો. ઇન્દ્રપ્રસ્થ આવ્યા પછી એક વખતે ઉનાળામાં અગ્નિ બ્રાહ્મણનો વેશ લઈને ખાંડવ વન બાળી ખાઈ જવાની રજા લેવા અર્જુન પાસે આવ્યો. કૃષ્ણ અને અર્જુને બ્રાહ્મણ વેશે આવેલા અગ્નિને કહ્યું કે અમારી પાસે રથ અને યુદ્ધનાં સાહિત્યો પૂરાં ન હોવાથી અમને એ પૂરાં પાડવાની કૃપા કરો. અગ્નિએ વરુણ પાસેથી કપિની ધ્વજાવાળો દિવ્ય રથ અને ગાંડીવ નામનું ધનુષ્ય માગી આણી અર્જુનને આપ્યાં. એણે શ્રીકૃષ્ણની મદદથી મયાસુરનું રક્ષણ કર્યું તેથી તેણે પાંડવો માટે એક સભામંડપ બાંધી આપ્યો. પાંડવોએ જ્યારે રાજસૂય યજ્ઞ કર્યો ત્યારે અર્જુને ઉત્તર દિશા જીતી ત્યાંના રાજાઓને હરાવ્યા. આ યજ્ઞ અડચણ વિના પૂરો થવાથી દુર્યોધન અદેખાઈથી બળી ગયો. તેણે જૂગટું રમાડી તેમાં દગો કરી પાંડવોની સઘળી મિલ્કત પડાવી લીધી. છેવટે જે હારે તે બાર વર્ષ વનવાસ જાય અને એક વર્ષ છૂપા વેશે રહે એવી શરત કરી. એમાં પણ હારવાથી પાંડવોને વનવાસ જવું પડ્યું. પછી ઇંદ્રના પરોણા તરીકે અર્જુન સ્વર્ગમાં ગયો, ત્યાં પાંચ વર્ષ રહી અસ્ત્રશસ્ત્રની વિદ્યા, ગાવાની, વગાડવાની અને નાચવાની કળા શીખ્યો. તેણે ઇંદ્રના દુશ્મન નિવાતકવચ, કાલકેય અને હિરણ્યપુરવાસી એ ત્રણ અસુરોને માર્યા. વનવાસ પૂરો થતાં છૂપા વાસનું વર્ષ આવી પહોંચ્યું. પાંડવો વિરાટને ત્યાં છાની રીતે રહેવાને ગયા. ત્યાં અર્જુને પોતાનું નામ બૃહન્નલ ધારણ કર્યું. છૂપો વાસ પૂરો થતાં વિરાટ રાજાએ પોતાની દીકરી ઉત્તરા અર્જુનને લગ્નમાં આપવા માંડી પણ અર્જુને નાચવાનું અને ગાવાનું શીખવ્યું હોવાથી ઉત્તરાને પોતાની દીકરી માની પોતાના પુત્ર અભિમન્યુ સાથે તેને વરાવી. વનવાસનો વખત શરત પ્રમાણે પૂરો થયા પછી પાંડવોનું રાજ્ય પાછું સોંપી દેવા શ્રીકૃષ્ણે કૌરવોને બહુ સમજાવ્યા પણ કંઈ ફાયદો ન થતાં છેવટે કૌરવો સાથે યુદ્ધનો વખત આવ્યો. શ્રીકૃષ્ણ અર્જુનનો રથ હાંકનાર બન્યા. લડાઈના મેદાનમાં પોતાનાં સગાંવહાલાં જોઈને મોહ થવાથી અર્જુને હથિયાર છોડી દીધાં. તેથી શ્રીકૃષ્ણે ગીતાનો ઉપદેશ કરી મોહ છોડાવી ક્ષત્રિયધર્મને વળગી લડાઈ કરવા બોધ આપ્યો. તેણે લડાઈમાં ઘણી બહાદુરી બતાવી ભીષ્મ અને દ્રોણ જેવાને હંફાવી જયદ્રથ તથા કર્ણને મારી કૌરવોનો નાશ કર્યો. સગાંઓને મારી નાખવાના પાપમાંથી છૂટવા પાંડવોએ અશ્વમેધ યજ્ઞ આદર્યો. ઘોડાની સાથે જતાં રસ્તામાં બભ્રુવાહનને હાથે અર્જુનનું મોત થયું. અર્જુનની સ્ત્રી ઉલૂપીએ પોતાના પિતા શેષ પાસેથી સંજીવકમણિ લાવવા પોતાના દીકરા બભ્રુવાહનને મોકલ્યો. તે લાવી અર્જુનને તેણે જીવતો કર્યો. યજ્ઞ પૂરો થયા પછી જ્યારે શ્રીકૃષ્ણ સ્વધામ ગયા ત્યારપછી અર્જુન અને તેના ભાઈઓ પણ સ્વર્ગે ગયા. એ પૂર્વા અને ઉત્તરા ફાલ્ગુની એ બેની સંધિમાં જન્મ્યો હતો તેથી ફાલ્ગુન, ઇંદ્ર વગેરે દેવતાઓને તેણે જીત્યા માટે જિષ્ણુ, ઇંદ્રે તેને મુકુટ આપ્યો હતો માટે કિરીટી, યુદ્ધમાં ભયંકર દેખાતો માટે બીભત્સ, એના રથના ઘોડા ધોળા હતા માટે શ્વેતવાહન, બન્ને હાથે બાણ મારી શકતો માટે સવ્યસાચી, હમેશાં જીત મેળવતો માટે વિજય, બાળપણમાં મટોડીનાં ગાય ગોવાળ કરી રમતો માટે કૃષ્ણ, રાજાઓને જીતીને ધન મેળવ્યું હતું માટે ધનંજય, અને નિદ્રા જીતી હતી માટે ગુડાકેશ એવાં નામથી ઓળખાતો. ગીતામાં અર્જુનને શ્રીકૃષ્ણે અનઘ, કુરુનંદન, કુરુપ્રવીર, કુરુશ્રેષ્ઠ, કુરુસત્તમ કૌંતેય, તાત, પાર્થ, પરંતપ, પાંડવ, પુરુષર્ષભ, પુરુષવ્યાઘ્ર, ભરતર્ષભ, ભરતશ્રેષ્ઠ, ભરતસત્તમ, ભારત, મહાબાહુ, કપિધ્વજ વગેરે નામે સંબોધેલ છે. આ ઉપરાંત અર્જુનને શક્રનંદન, શક્રસુત, બૃહન્નલ, ગાંડીવધન્વા, ગાંડીવી, પાંડુનંદન, મધ્યમ પાંડવ, પાકશાસની, રાધાભેદી, ઐંદ્રિ, ગાંડીવધર, ધનુર્ધર અને નર એવાં નામ પણ આપેલાં છે.

૭. પું. (પુરાણ) પાંચમા રૈવત મનુનો દીકરો.

૮. પું. ભગવાનનું સ્વરૂપ.

૯. પું. માનો એકનો એક દીકરો.

૧૦. પું. મોર.

૧૧. પું. શીખધર્મના નવ ગુરુ માંહેનો એ નામનો એક. તેણે અમૃતસરમાં આવેલું પ્રખ્યાત શીખ મંદિર બંધાવ્યું હતું. તે કવિ હતો ને શીખ ધર્મનો પ્રખ્યાત ગ્રંથ તેણે લખ્યો છે.

૧૨. પું. સાજડનું ઝાડ; નદીસર્જ; વીરતરુ; કકુભ.

સાગ અર્જુન વાંસકેરાં ઝાડ છે વનમાંય રે.

બાલણ

૧૩ પું. (જ્યોતિષ) સિંહ રાશિનો એક તારો.

૧૪. પું. હજાર હાથવાળો એક રાજા; સહસ્રાર્જુન. જુઓ કાર્તવીર્ય.

૧૫. ન. (વૈદક) આંખનો એક રોગ; આંજણી. ખડી સાકર, દહીંનું પાણી અને મધ એકઠું કરી તેનું ટીપું આંખમાં નાખવાથી આ રોગ મટે એમ મનાય છે.

૧૬. ન. એ નામની એક વનસ્પતિ; કડાયો.

૧૭. ન. ઘાસ; તણખલું.

૧૮. ન. રૂપું.

૧૯. ન. સોનું.

કંચન અર્જુન કાર્તસ્વર હેમ હિરણ્ય સુબર્ન,
અષ્ટાપદ હાટક પુરટ શાતકુંભ હરિ સ્વર્ન.
પિંગળલઘુકોષ

૨૦. વિ. ધોળું; સફેદ; શ્વેત.

શુકલ શુભ્ર પાંડુર વિશદ અર્જુન સિત અવદાત,
ધવલ નવલ ઉજ્વલ અટા કરત ઘટાથી વાત.
પિંગળલઘુકોષ

**અર્જુનક** ૧. પું. અર્જુનનો ભક્ત.

૨. પું. ( પુરાણ ) એ નામનો એક શિકારી. તે ગૌતમી નામની વૃદ્ધ બ્રાહ્મણીનો દીકરો હતો. નાગના કરડને લીધે એનું મોત થવાથી તેની મા ગૌતમીને બહુ દુઃખ થયું. લોકોએ તે સર્પને પકડી ગૌતમીની પાસે આણ્યો અને એને પૂછ્યું કે આ સર્પને કેવી રીતે મારીએ? ત્યારે તેણે કહ્યું કે બધાં પ્રાણી કર્મને તાબે હોવાથી પરતંત્ર છે, માટે એ નાગને છોડી દો; મારો દીકરો એના પોતાના જ કર્મે મરણ પામ્યો છે.

૩. [ સં. અર્જુન ( એ નામનો એક પાંડવ ) + ક (વાળું)] વિ. અર્જુનનું.

**અર્જુનઘૃત** [ સં. અર્જુન ( સાજડ ) + ઘૃત ( ઘી ) ] ન. ( વૈદક ) એક દવા. ધોળા સાજડની છાલને ૧૬ ગણા પાણીમાં ઉકાળી ચોથા ભાગનું રહે એટલે ઉતારી ગાળી લઈ તે ક્વાથથી ચોથા ભાગનું ગાયનું ઘી અને ઘીથી ચોથા ભાગનો અર્જુનની છાલનો લુગડે ગાળી શકાય એવો ભૂકો નાખી ઘીની રીતે પકાવવું. હૃદયના રોગ માટે બનાવેલી આ દવાની માત્રા બે તોલા છે.

**અર્જુનતીર્થ** ન. ( પુરાણ ) હિંદુસ્તાનનું જૂના વખતનું એક જાત્રાનું ઠેકાણું.

**અર્જુનદ્રુમ** [ સં. અર્જુન ( એક વનસ્પતિ ) + દ્રુમ ( ઝાડ ) ] ન. સાજડ. જુઓ અર્જુનવૃક્ષ.

**અર્જુનધ્વજ** [ સં. અર્જુન ( એક પાંડવ ) + ધ્વજ ( ધજા ) ] પું. હનુમાન, કેમકે અર્જુનની ધજામાં તેનું ચિત્ર હોય છે.

**અર્જુનનંદન** [સં. અર્જુન ( એક પાંડવ ) + નંદન (દીકરો)] પું. અર્જુનનો દીકરો અભિમન્યુ.

**અર્જુનનંદનસુત** [સં. અર્જુન ( એક પાંડવ ) + નંદન ( પુત્ર ) + સુત ( દીકરો ) ] પું. અભિમન્યુનો દીકરો પરીક્ષિત; અર્જુનનો પૌત્ર.

**અર્જુનનંદનસુતતન** [ સં. અર્જુન + નંદન + સુત ( પુત્ર ) + તન ( દીકરો ) ] પું. પરીક્ષિતનો દીકરો જનમેજય; અર્જુનનો પ્રપૌત્ર.

**અર્જુનપાકી** ૧. [ સં. અર્જુન ( સફેદ ) + પાકિન્ ( પાકવાળું ) ] સ્ત્રી. એ નામની વનસ્પતિ; ધોળા પાકવાળો એક વેલો.

૨. ન. એ નામની વનસ્પતિનું ફળ.

**અર્જુનપાલ** પું. ( પુરાણ ) સોમવંશી વસુદેવના નાના ભાઈ શમીકને સુદામિનીને પેટે થયેલો એ નામનો દીકરો.

**અર્જુનવૃક્ષ** [ સં. અર્જુન ( સાજડ ) + વૃક્ષ ( ઝાડ ) ] ન. સાજડ; ૬૦ થી ૮૦ ફૂટ ઊંચું થતું એ નામનું એક ઝાડ. તે ગુણમાં ઠંડું, બળ આપનાર અને વીર્ય રોકનાર છે. તેનાં પાન ટસરના કીડાઓને ખવરાવવામાં, છાલ ચામડાં પકવવામાં તથા રંગ અને દવા બનાવવામાં, ગુંદર દવામાં, અને લાકડું ખેતીનાં ઓજાર, નાવ તથા ગાડી બનાવવામાં વપરાય છે. હૃદયના દરદ માટે તેની છાલ ઘણી ઉપયોગી મનાય છે. હાડકું ભાંગી ગયું હોય ત્યારે આ છાલ દૂધની સાથે લેવાથી હાડકું જલદી સંધાઈ જાય, મરેલ લોહીની ગાંઠ ગળી જાય, જીર્ણ તાવ મટાડે અને બળખામાં લોહી પડતું અટકાવે છે. છાલની માત્રા ૦। તોલો છે. તેનો ઉકાળો ઘારાં અને સડેલો ભાગ ધોવામાં વપરાય છે.

કકુભ એટલે અર્જુનવૃક્ષનું નામ છે, જેની છાલ ઉપર સફેતાઈ હોય છે. તે અર્જુનવૃક્ષનું બીજું નામ સાદડ આપેલું છે, જેને ગુર્જરરાષ્ટ્રમાં 'સાદલ' કહે છે. એ સાદલ અથવા સાદડ નામ ખરૂં માલમ પડે છે, કારણ કે "ડ"નો "લ" થઈ જાય છે. રાજવલ્લભ

**અર્જુનાદ્યઘૃત** [ સં. અર્જુન ( સાજડ ) + આદિ ( વગેરે ) + ઘૃત ( ઘી ) ] ન. ( વૈદક ) પિત્તપ્રમેહ મટાડનાર એક દવા; અર્જુનની છાલ, પટોલ, લીંબડાની અંતરછાલ, વજ, અજમા, મજીઠ, ભિલામા, અગરુ, મોથ, ઉપલેટ, ચિત્રક, ચંદન, વાળો, ગોખરૂ, ખેર, હળદર, ત્રિફળા, આસોંદરો, મયૂરશિખા, લોધર અને અતિવિષની કળી સરખે ભાગે લઈ તેના ક્વાથ અને કલ્કથી સિદ્ધ કરેલું ઘી. તેની માત્રા બે તોલા છે.

**અર્જુનાદ્યતૈલ** [સં. અર્જુન (સાજડ) + આદિ ( વગેરે ) + તૈલ ( તેલ ) ] ન. ( વૈદક ) કફ અને વાતપ્રમેહ મટાડનાર એક ઔષધિ. આ દવાની બનાવટ અર્જુનાદ્યઘૃતને મળતી છે. તેમાં તફાવત એટલો જ કે તેમાં ઘીને બદલે તલનું તેલ વપરાય છે.

**અર્જુનાભ્ર** [ સં. અર્જુન ( સાજડ ) + અભ્ર ( અબરખ ) ] સ્ત્રી. ( વૈદક ) શુદ્ધ અબરખને અર્જુનવૃક્ષની છાલના રસમાં સાત ભાવના દઈ સૂકી વાટી બારીક કરેલું અભ્રક. ખાસ કરીને હૃદયના રોગ ઉપર તે એક રતીભાર અપાય છે.

**અર્જુનાયન** પું. વરાહમિહિરના મત પ્રમાણે ઉત્તરનો એ નામનો એક દેશ.

**અર્જુની** ૧. સ્ત્રી. ( પુરાણ ) અનિરુદ્ધની સ્ત્રી; ઉષા.

૨. સ્ત્રી. એ નામની એક વેલ.

૩. સ્ત્રી. એક જાતની માછલી. તેમાં ખાસ સ્વાદ અને કંઈક ખાસ વાસ હોવાથી ખોરાક તરીકે તે ઘણી કામમાં આવે છે.

૪. સ્ત્રી. એક જાતનો સાપ.

૫. સ્ત્રી. કૂટણી; ભડવણ.

૬. સ્ત્રી. ( જ્યોતિષ ) ફાલ્ગુની નક્ષત્ર.

૭. [ સં. અર્જુન ( ધોળું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. સફેદ રંગની ગાય.

૮. સ્ત્રી. હિમાલયમાંથી નીકળી ગંગાને મળતી એ નામની એક નદી; બાહુદા.

૯. વિ. સ્ત્રી. સફેદ; ધોળી.

**અર્જુનોપમ** [ સં. અર્જુન ( સાજડ ) + ઉપમા ( સરખામણી ) ] ન. સાગનું ઝાડ.

**અર્જર્જર** [ અ ( નહિ ) + જર્જર ( ઘસાયેલ ) ] વિ. નહિ ઘસાયેલું.

**અર્ઝ** ( અર્ઝ ) ૧. [ અ. ] પું. અક્ષાંશ.

૨. પું. પનો; પહોળાઈ.

૩. સ્ત્રી. અરજી; વિનતિ.

અર્ઝ ગુઝારવી = અરજ કરવી; વિનતિ કરવી.

૪. સ્ત્રી. કીમત; ભાવ.

૫. [ અ. ઉર્ઝ ] સ્ત્રી. ચોખા.

૬. સ્ત્રી. જમીન; ભૂમિ.

**અર્ઝદાશ્ત** ( અર્ઝદાશ્ત ) [ ફા. ] સ્ત્રી. લખેલ અરજી.

**અર્ઝાં** ( અર્ઝાં ) ૧. [ફા.] વિ. પુષ્કળ; ઘણું.

૨. વિ. સસ્તું; સોંઘું.

**અર્ઝી** ( અર્ઝી ) ૧. [ અ. ] સ્ત્રી. અરજી; વિનતિપત્ર; લિખિત અરજ.

૨. સ્ત્રી. આનંદીપણું.

૩. વિ. જમીનને લગતું.

**અર્ઝીદઆવા** ( અર્ઝીદઆવા ) [ ફા. અર્ઝ (અરજી) + અ. દઆવા ( દાવો ) ] સ્ત્રી. દાવાઅરજી.

**અર્ઝીનવીસ** ( અર્ઝીનવીસ ) [ અ. અર્ઝી ( અરજી ) + ફા. નવીસ ( લખનાર ) ] પું. અરજી લખનાર.

**અર્ઝેઈરસાલ** ( અર્ઝેઈરસાલ ) [ અ. ] સ્ત્રી. ભરણાની રકમની વિગતવાર નોંધ.

**અર્ઝેબાઝાર** (અર્ઝેબાઝાર) [ ફા. ] સ્ત્રી. બજારભાવ.

**અર્જેમરમ્મત** ( અર્જેમરમ્મત ) [ હિં. ] સ્ત્રી. પહેલી દાવાઅરજી સુધારવાની માગણી.

**અર્જેમુજિબાત** ( અર્જેમુજિબાત ) [ હિં. ] સ્ત્રી. નીચલી અદાલતના ચુકાદા સામે ઉપલી અદાલતને અરજી કરવા માટે કારણો બતાવનાર અરજી.

**અર્ણ** ૧. [ સં. ] પું. અક્ષર.
૨. પું. (પિંગળ) દંડક જાતિનો એ નામનો એક અક્ષરમેળ છંદ. તેના દરેક ચરણમાં ૨ નગણ અને ૮ રગણ મળી ૩૦ અક્ષર આવે છે.
૩. ન. પાણી.
૪. ન. સાગનું ઝાડ.
૫. વિ. રોગવાળું; માંદું; રોગિષ્ટ.

**અર્ણવ** ૧. પું. આકાશ; અંતરિક્ષ.
૨. પું. ઈંદ્ર.
૩. પું. ચારની સંખ્યા.
૪. પું. (પિંગળ) નગણ, નગણ અને ૯ રગણ મળી ૩૩ અક્ષરનો એક દંડક છંદ.
 નગણ પર ન ધાય છે તે પછી પાદમાં ખંડ રા,
 આણને અર્ણવે વર્ણું ચિત્તે ધરી તેવિશે.
 રણપિંગળ
૫. [ સં. ] પું. સમુદ્ર; દરિયો; સાગર; રત્નાકર; જલનિધિ.
 સિંધુ સરિત્પતિ સલિલપતિ અંભોનિધિ અકૂપાર,
 ઈરાવાન અર્ણવ ઉદધિ કુશલય અબ્ધિ અપાર.
 પિંગળલઘુકોષ
૬. પું. સર્પ.
૭. ન. રત્ન; મણિ; જવાહિર.

**અર્ણવઅકલ** [ અર્ણવ ( દરિયો ) + અકલ ( બુદ્ધિ )] સ્ત્રી. ડહાપણનો દરિયો; અપાર બુદ્ધિ.

**અર્ણવજ** ૧. સ્ત્રી. એક જાતની માછલી.
૨. [ સં. અર્ણવ ( સાગર ) + જ ( ઉત્પન્ન થયેલ ) ] ન. સમુદ્રફીણ.
૩. વિ. દરિયા સંબંધી.
૪. વિ. સમુદ્રમાં પેદા થનાર.

**અર્ણવજમલ** [ સં. અર્ણવ ( સાગર ) + જ ( જન્મેલ ) + મલ ( મેલ ) ] પું. સમુદ્રફીણ.

**અર્ણવતરી** જુઓ અર્ણવયાન.

**અર્ણવપોત** જુઓ અર્ણવયાન.

**અર્ણવમંદિર** ૧. [ સં. અર્ણવ ( દરિયો ) + મંદિર ( ઘર )] પું. વરુણદેવ. તેનું રહેઠાણ દરિયામાં છે.
૨. પું. વિષ્ણુ.

**અર્ણવયાન** [ સં. અર્ણવ ( સમુદ્ર ) + યાન ( વાહન ) ] ન. વહાણ; હોડી.

**અર્ણવયાનમંડલ** ન. ( જ્યોતિષ ) એ નામનું એક નક્ષત્ર; 'આર્ગો'. હાલમાં તેનું સ્થાન વિષુવાંશ ૧૨૦ અને ક્રાંતંશ દક્ષિણ ૪૦ની આસપાસ છે.

**અર્ણવોદ્ભવ** ૧. પું. એ નામની એક દરિયાઈ વનસ્પતિ; અગ્નિજાર.
૨. પું. કપૂર.
૩. [ સં. અર્ણવ ( સાગર ) + ઉદ્ભવ ( પેદા થયેલ ) ] પું. ચંદ્ર, કેમકે તે સમુદ્રમાંથી નીકળેલ મનાય છે.
૪. ન. અમૃત.

**અર્ણવોદ્ભવા** [ સં. અર્ણવ ( સમુદ્ર ) + ઉદ્ભવ ( પેદા થયેલ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. લક્ષ્મી, કારણ કે સમુદ્રમંથન વખતે તે દરિયામાંથી નીકળ્યાં હેવાની માન્યતા છે.

**અર્ણસ** ૧. [ સં. અર્ણસ ] ન. પાણી.
૨. [ સં. અર્ણસ ] પું. સમુદ્ર.
૩. વિ. પાણીવાળું.

**અર્ણિ** જુઓ અર્ણી.

**અર્ણિકપર્વ** ન. મહાભારતનો એ નામનો એક ભાગ.

**અર્ણી** પું. જંગલી પાડો.

**અર્ણોદ** ૧. [ સં. અર્ણસ ( પાણી ) + દ ( આપનાર ) ] ન. એક જાતનું સુગંધી ઘાસ.
૨. ન. નાગરમોથ.
૩. ન. વાદળું.
૪. [ સં. અર્ણસ ( પાણી ) + દા ( આપવું ) ] વિ. પાણી આપનાર.

**અર્ણોભવ** ૧. [ સં. અર્ણસ ( પાણી ) + ભવ ( થયેલું ) ] પું. શંખ.
૨. વિ. પાણીમાં જન્મેલ; સમુદ્રમાં ઉત્પન્ન થયેલું.

**અર્તગલ** [ સં. આર્ત ( દુઃખી ) + ગલ્ ( ગળી જવું ) ] પું. એક જાતનો છોડ; આર્તગલ; કાળી કાંઝોટી.

**અર્તન** [ સં. ઋત ( નિંદિત ) ] ન. અપવાદ; નિંદા; કલંક.

**અર્તિ** ૧. પું. ( પિંગળ ) દરેક ચરણમાં યગણ અને નગણ મળી ૬ અક્ષરનો ગાયત્રીની જાતનો એક છંદ.
 ય ને અર્તિ કર. રણપિંગળ
૨. સ્ત્રી. દિલગીરી; શોક.
૩. સ્ત્રી. ધનુષ્યનો છેડો.
૪. [ સં. અર્દ્ ( દુઃખ દેવું ) ] સ્ત્રી. પીડા; બાધા.

**અર્તિલ** પું. ( પિંગળ ) પહેલા અને ત્રીજા ચરણમાં જગણ, ૨ તગણ અને ગુરુ મળી ૧૦ અક્ષર, તથા બીજા અને ચોથા ચરણમાં ૩ તગણ અને ગુરુ મળી ૧૦ અક્ષરનો અસંકીર્ણ વર્ગનો અર્ધસમવૃત્ત છંદ; અતેલ.

**અર્થ** ૧. [ સં. ] સ. ક્રિ. અરજ કરવી; વિનવવું; યાચવું.
૨. સ. ક્રિ. ( ધાતુ ) મેળવવા કોશિશ કરવી. તે ઉપરથી અર્થિત, અભ્યર્થના, પ્રાર્થના વગેરે શબ્દ નીકળેલા છે.

**અર્થ** ૧. [ સં. ] પું. અભિપ્રાય; મત.
૨. [ હિં. ] પું. અસર.
૩. પું. ( વેદાંત, ન્યાય ) ઇંદ્રિયનો વિષય. ગૌતમ મત પ્રમાણે તે અગિયાર જાતનો છેઃ રૂપ, રસ, ગંધ, સ્પર્શ, શબ્દ, બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ અને પ્રયત્ન.
૪. પું. કામ; કાર્ય.
 અર્થ આવવું = (૧) ઉપયોગમાં આવવું. (૨) મદદગાર થવું.
૫. [ હિં. ] પું. કારણ; સબબ.
૬. પું. કીમત; મૂલ્ય.
૭. પું. ( જ્યોતિષ ) કુંડલીમાં લગ્નથી બીજું ઘર.
૮. પું. કોયડો; ઉખાણું; સમસ્યા.
૯. પું. ગરજ; જરૂર; ખપ; પ્રયોજન.
 દુશ્મનનો શો અર્થ કોધ હોય જો તનમાં.
 શામળ
૧૦. પું. ( પિંગળ ) દરેક ચરણમાં ૨ નગણ અને રગણ મળી ૯ અક્ષરનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ.
 ન ન ર ચરણ અર્થમાં. રણપિંગળ
૧૧. [ હિં. ] પું. દાવો; મુકદમો.
૧૨. પું. ધર્મ, અર્થ, કામ ને મોક્ષ એ ચારમાંનો બીજો પુરુષાર્થ.
૧૩. પું. ધારણા; મનસૂબો.
૧૪. પું. નિરાંત; નિવૃત્તિ.
૧૫. પું. પૈસો; ધન; દોલત. અર્થ ત્રણ પ્રકારના છેઃ ૧. શુક્લ એટલે પ્રમાણિકપણે મેળવેલ, ૨. શબલ એટલે પ્રમાણિક અને અપ્રમાણિક બંને રીતે ભેગો કરેલ, અને ૩. કૃષ્ણ એટલે અપ્રમાણિકપણે એકઠો કરેલ.
 દ્રવિણ દ્રવ્ય વસુ વિત્ત બલ રાય અર્થ સુખઓક,
 ધન જેવું મજાનંદનું તેવું નહિ ત્રણ લોક.
 પિંગળલઘુકોષ
૧૬. પું. ફરિયાદ; અરજ.
૧૭. [ હિં. ] પું. ફળ; પરિણામ.
૧૮. પું. મતલબ; સમજૂતી; માયનો. અર્થ ત્રણ પ્રકારના છેઃ ૧. અભિધા એટલે શબ્દના મૂળ અર્થથી વાચ્યાર્થ, ૨. લક્ષણાથી લક્ષ્યાર્થ અને ૩. વ્યંજનાથી એટલે દૂરથી સૂચવાતા અર્થથી વ્યંગ્યાર્થ.

૧. અર્થ કરવો = મતલબ સમજાવવી.

૨. અર્થ બેસાડવો = અર્થ સમજવો અથવા સમજાવવો.

૩. અર્થનો અનર્થ કરવો = કહેલું હોય તેથી ઊલટી રીતે સમજવું.

૧૯. [ હિં. ] પું. માલમિલ્કત.

૨૦. પું. ( અર્થશાસ્ત્ર ) મિત્ર, પશુ, ભૂમિ, ધન અને ધાન્યની પ્રાપ્તિ તથા તેનો વધારો.

૨૧. પું. રીત; પ્રકાર.

૨૨. પું. લાભ; ફાયદો; હાંસલ.

૨૩. પું. વસ્તુ; વિષય.

અવગ્રહ, ઈહા, અપાય, ધારણા એ ચાર મતિજ્ઞાન અર્થને ગ્રહણ કરે છે. તત્ત્વાર્થસૂત્ર

૨૪. [ સં. અર્થ્ ( યાચવું ) ] પું. વિનતિ; પ્રાર્થના.

૨૫. પું. વિષ્ણુ. સુખસ્વરૂપ હોવાથી સર્વ પ્રાણી તેમની પ્રાર્થના કરે છે તેથી તે અર્થ કહેવાય છે.

૨૬. પું. ( બૌદ્ધ ) વ્યવહાર; ન્યાયનું કામ ચલાવવું તે; ન્યાયવહીવટ.

અર્થ એટલે વ્યવહારનો સહસા નિકાલ કરે તેનાથી ધર્મસ્થ (ન્યાયાધીશ) થવાતું નથી. ધમ્મપદ

૨૭. પું. શિવ.

૨૮. પું. સાર; તાત્પર્ય.

૨૯. પું. ( પુરાણ ) સ્વાયંભૂ મન્વંતરમાં થયેલા ધર્મઋષિને તેમની બુદ્ધિ નામની સ્ત્રીને પેટે થયેલો દીકરો.

૩૦. પું. સ્વાર્થ; હિત.

૩૧. પું. હેતુ; આશય; ઉદ્દેશ.

૧. અર્થ સરવો = ધારેલું કામ પાર પડવું.

૨. અર્થ સાધવો = ધારેલો ઇરાદો પાર પાડવો.

૩. અર્થં સાધયામિ વા દેહં પાતયામિ = ધારેલો વિચાર પાર પાડવો અને તેમ ન થાય તો શરીરને પાડવું.

૩૨. અ. વાસ્તે; કાજે; માટે; સારૂ.

**અર્થઅશ્લીલ** [ સં. અર્થ + અશ્લીલ ( ખરાબ ) ] પું. ( કાવ્ય ) એક જાતનો અર્થદોષ.

**અર્થકર** ૧. [ સં. અર્થ + કર ( કરનાર ) ] વિ. અર્થ કરનાર.

૨. [ સં. અર્થ ( હેતુ ) + કર ( કરનાર ) ] વિ. ઉપયોગી.

૩. [ સં. અર્થ ( પૈસો ) + કર ( કરનાર ) ] વિ. પૈસો પેદા કરાવે તેવું.

૪. [ સં. અર્થ ( લાભ ) + કર ( કરનાર ) ] વિ. ફાયદાકારક; લાભકારી.

**અર્થકરી** ૧. [ સં. અર્થ ( ન્યાયનું કામ ) + કર ( કરનાર ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. દંડનીતિ વગેરે વિદ્યા.

૨. [ સં. અર્થ ( હેતુ ) + કર ( કરનાર ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. ઉપયોગી.

૩. [ સં. અર્થ ( પૈસો ) + કર ( કરનાર ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. પૈસો પેદા કરાવે એવી; પૈસાદાર બનાવનારી.

૪. [ સં. અર્થ ( લાભ ) + કર ( કરનાર ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. લાભકારક.

**અર્થકષ્ટ** [ સં. અર્થ ( ધન ) + કષ્ટ ( દુઃખ ) ] ન. ધનની ભીડ; પૈસા સંબંધી દુઃખ.

**અર્થકામ** ૧. [ સં. અર્થ ( પૈસો ) + કામ ( ઇચ્છા ) ] પું. ધનની ઇચ્છા.

૨. વિ. ધન મેળવવાની ઇચ્છાવાળું.

**અર્થકિલ્બિષી** [ સં. અર્થ ( પૈસો ) + કિલ્બિષ ( પાપ ) + ઇન્ ( વાળું ) ] વિ. લેણદેણમાં ચોખ્ખો વ્યવહાર ન રાખનાર; બેઈમાન.

**અર્થકૃચ્છ્ર** ૧. [ સં. અર્થ ( દોલત ) + કૃચ્છ્ર ( મુશ્કેલી ) ] ન. પૈસાની મુશ્કેલી; ધન સંબંધી કષ્ટ.

૨. [ સં. અર્થ ( વિષય ) + કૃચ્છ્ર ( મુશ્કેલ ) ] ન. મુશ્કેલ બાબત.

૩. ન. રાજ્યની આર્થિક તંગી; રાજ્યના કરથી ખર્ચનું વધવું તે. આવી તંગીમાં ચંદ્રગુપ્તના વખતમાં રાજા લોકો પાસેથી એકી સાથે બધો કર વસૂલ કરતા.

**અર્થકોશ** [ સં. અર્થ ( સમજણ ) + કોશ ( શબ્દસંગ્રહ ) ] પું. મતલબ સહિત શબ્દોનો સંગ્રહ.

**અર્થક્રિયાકારિત્વ** [ સં. અર્થ ( હેતુ ) + ક્રિયા ( કામ ) + કારિત્વ ( કરવાપણું ) ] ન. કામ પાર પાડવાપણું.

**અર્થગત** ૧. પું. ( કાવ્ય ) અલંકારનો એક દોષ; શબ્દાલંકાર લાવતાં કે સમજફેરથી અર્થનો ફેર આવી શબ્દના અર્થમાં ફેર થઈ જવાનો દોષ. જેમકે, સગરો ઘટ ઘુંઘટ ઘરર ફરરર રંગ રંગભર સુંદર શ્યામ રમે. આવા દોષ ચાર છે: અર્થગતદોષ, પદદોષ, પદાંતદોષ અને વાક્યદોષ.

૨. વિ. અર્થ ઉપર આધાર રાખતું.

૩. [ સં. અર્થ ( સમજણ ) + ગત ( ગયેલું ) ] વિ. અર્થ વિનાનું.

**અર્થગર્ભ** [ સં. અર્થ ( સમજૂતી ) + ગર્ભ ( અંદરનો ભાગ ) ] વિ. ગૂઢ આશયવાળું.

**અર્થગર્ભિત** જુઓ અર્થગર્ભ.

**અર્થગંભીર** [ સં. અર્થ ( સમજણ ) + ગંભીર ( ઊંડું ) ] વિ. મર્મવાળું; ગૂઢ અર્થવાળું.

**અર્થગાંભીર્ય** [ સં. અર્થ ( સમજણ ) + ગાંભીર્ય ( ઊંડાપણું ) ] ન. મતલબનું ઊંડાણ; ભાવ ઊંડો હોવાપણું.

**અર્થગુણ** [ સં. અર્થ ( સમજણ ) + ગુણ ( લક્ષણ ) ] પું. કાવ્યના અર્થનું લક્ષણ.

પાછળના કેટલાક સાહિત્યવેત્તાઓએ માત્ર માધુર્ય, ઓજસ્ અને પ્રસાદ એ ત્રણ જ ગુણો માન્યા. આ ગુણોમાંના કેટલાએક શબ્દગુણો ગણવા યોગ્ય છે, કેટલાએક અર્થગુણો ગણવા યોગ્ય છે અને કેટલાએક શબ્દાર્થોભયગુણ ગણવા યોગ્ય છે. કાવ્યશાસ્ત્ર

**અર્થગૌરવ** જુઓ અર્થગાંભીર્ય.

**અર્થગ્રહ** [ સં. અર્થ ( સાર ) + ગ્રહ ( લેવાપણું ) ] પું. મતલબની સમજણ.

**અર્થગ્રહણ** જુઓ અર્થગ્રહ.

**અર્થગ્રાહિતા** [ સં. અર્થ ( સાર ) + ગ્રાહિન્ ( લેનાર ) + તા ( પણું ) ] સ્ત્રી. આશયનો સમજવાપણું.

**અર્થગ્રાહી** [ સં. અર્થ ( હેતુ ) + ગ્રાહિન્ ( લેનાર ) ] વિ ભાવાર્થ સમજનાર; વિષયગ્રાહી.

**અર્થગ્રાહી ચિચ્છિરા** [ સં. અર્થગ્રાહિન્ ( ઇંદ્રિયનો વિષય સમજનાર ) + ચિત્ ( જ્ઞાન ) + શિરા ( નાડી ) ] સ્ત્રી. જ્ઞાનતંતુ.

**અર્થઘન** [ સં. અર્થ ( સમજૂતી ) + ઘન ( ભરેલું ) ] વિ. સમજણથી ભરેલું.

**અર્થઘનતા** [ સં. અર્થ ( સમજણ ) + ઘન ( ભરેલ ) + તા ( પણું ) ] સ્ત્રી. સમજણથી ભરપૂર હોવાપણું.

**અર્થઘ્ન** [ સં. અર્થ ( દોલત ) + ઘ્ન ( નાશ કરનાર ) ] વિ. પૈસા વેડફી નાખનાર; ઉડાઉ.

**અર્થચમત્કૃતિ** ૧. સ્ત્રી. કાવ્યની અંદર અર્થ વડે રસ આણવો તે; અર્થાલંકાર.

૨. [સં. અર્થ ( ભાવ ) + ચમત્કૃતિ ( કરામત )] સ્ત્રી. ( કાવ્ય ) મતલબની ખૂબી.

**અર્થચર** [ સં. ] પું. સરકારી નોકર.

**અર્થચિત્ર** ૧. ન. ( કાવ્ય ) ચિત્રકાવ્યના એટલે ચિત્રના આકારમાં લખેલી કવિતાના ત્રણ ભેદ માંહેનો એક. તેના એકાક્ષર અર્થચિત્ર, દ્વિઅક્ષર, ત્ર્યક્ષર, ચતુરક્ષર, પ્રહેલિકા, દૃષ્ટકૂટપ્રહેલિકા, શાસ્ત્રોક્ત પ્રહેલિકા, સનામ પ્રહેલિકા અને વર્ણ્ય પ્રહેલિકા એ નવ ભેદ છે.

૨. [ સં. અર્થ ( આશયો ) + ચિત્ર ( નવાઈ પમાડે એવું ) ] ન. ( કાવ્ય ) સમજૂતીની ખૂબી. કવિતામાં બે જાતની ખૂબી આણવામાં આવે છે: ૧. શબ્દ–અક્ષર ચિત્ર, જેને સામાન્ય રીતે પ્રબંધ કહેવાય છે, અને ૨. અર્થચિત્ર, જેમાં અર્થાલંકાર એટલે અર્થનો ચમત્કાર હોય છે.

૩. વિ. મતલબના ચમત્કારવાળું.

**અર્થચિત્રકાવ્ય** જુઓ અર્થચિત્ર ૧.

**અર્થચિંતક** ૧. [સં. અર્થ (પૈસો) + ચિંતક (વિચારનાર)] પું. રાજ્યની આવકજાવક ઉપર ધ્યાન રાખનાર અમલદાર; અર્થસચિવ.

૨. વિ. કાયદાનો વિચાર કરનાર.

**અર્થચિંતન** ૧. [સં. અર્થ (નાણું) + ચિંતન (વિચાર)] ન. પૈસાની ઉપાધિ.

૨. ન. રાજ્યકારભાર ચલાવવાપણું.

**અર્થચિંતા** જુઓ અર્થચિંતન

**અર્થજાત** ૧. [સં. અર્થ (વસ્તુ) + જાતં (સમૂહ)] ન. ચીજોનો જથ્થો.

૨. વિ. ઊંડી સમજણવાળું.

૩. [સં. અર્થ (નાણું) + જાત (પેદા થયેલ)] વિ. પૈસાદાર; ધનવાન.

**અર્થજ્ઞ** ૧. [સં. અર્થ (હેતુ) + જ્ઞ (જાણનાર)] વિ. પ્રયોજન જાણનાર.

૨. [સં. અર્થ (સમજ) + જ્ઞ (જાણનાર)] વિ. મતલબ જાણનાર; તાત્પર્ય સમજનારું.

૩. વિ. હરકોઈ વિષયનું જ્ઞાન ધરાવનાર.

**અર્થતત્ત્વ** [સં. અર્થ (વિષય) + તત્ત્વ (સાર)] ન. સત્ય.

**અર્થતઃ** ૧. [સં.] અ. ખરેખર; વાસ્તવિક રીતે; અલબત.

૨. અ. મતલબ કે; સારાંશ કે.

**અર્થતારતમ્ય** ૧. [સં. અર્થ (સમજણ) + તારતમ્ય (સારાંશ)] ન. ભાવાર્થ; તાત્પર્ય; મતલબ.

૨. [સં. અર્થ (સમજણ) + તારતમ્ય (ફેર)] ન. સમજણમાં તફાવત.

**અર્થદ** ૧. [સં. અર્થ (પૈસો) + દ (આપનાર)] પું. કુબેર; ધનપતિ.

૨. પું. પૈસા આપીને ભણનાર વિદ્યાર્થી.

૩. પું. શિવ.

૪. વિ. અનુકૂળ; માફક આવે એવું.

૫. વિ. ઉદાર.

૬. વિ. પૈસા દેનારું; ધન આપનાર.

૭. વિ. ફાયદાકારક; હિતકર.

**અર્થદર્શક** [સં. અર્થ (કીમત) + દર્શક (દેખાડનાર)] વિ. વસ્તુની કીમત બતાવનાર.

**અર્થદર્શકપરિમાણ** [સં. અર્થ (કીમત) + દર્શક (બતાવનાર) + પરિમાણ (માપ)] ન. વસ્તુની કીમત દેખાડનાર માપ; ચલણી નાણું.

**અર્થદર્શી** ૧. વિ. વ્યવહારકુશળ.

> **અર્થદર્શી** મતિમાન ભિક્ષુએ પરિવ્રાજકોને અનુકૂળ એવી હાલચાલ સ્વીકારવી.
> સુત્તનિપાત

૨. [સં. અર્થ (મતલબ) + દર્શિન્ (જોનાર)] વિ. હેતુ સમજનાર.

**અર્થદંડ** ૧. [સં. અર્થ (પૈસો) + દંડ (સજા)] પું. શિક્ષા તરીકે લેવાતું નાણું.

૨. પું. (જૈન) સ્વાર્થ માટે કરાતું કર્મબંધન.

**અર્થદંડન** જુઓ અર્થદંડ.

**અર્થદાનસૂચના** [સં. અર્થ (પૈસો) + દાન (આપવાપણું) + સૂચના (ચેતવણી)] સ્ત્રી. પૈસા આપી દેવાની ચેતવણી.

**અર્થદાસ** [સં. અર્થ (પૈસો) + દાસ (ગુલામ)] પું. લોભિયો; પૈસાનો પૂજારી.

**અર્થદુર્ગ** [સં. અર્થ (સમજણ) + દુર્ગ (કિલ્લો)] વિ. ન સમજાય એવું; ગૂઢ; ગહન.

**અર્થદૂષણ** ૧. [સં. અર્થ (મતલબ) + દૂષણ (ભૂલ)] ન. અર્થની ખોડખાપણ.

૨. ન. ખોટી રીતે ઉચાપત કરાતી મિલકત.

૩. ન. ચોરી.

૪. ન. પારકા પૈસાનો બગાડ.

૫. ન. પૈસા ઉડાવવાપણું.

**અર્થદોષ** [સં. અર્થ (સમજ) + દોષ (ખામી)] પું. (કાવ્ય) લખાણમાં રહેતી સમજની ખામી; કાવ્ય સાહિત્યના ચાર દોષ માંહેનો એક. અપુષ્ટાર્થ, કષ્ટાર્થ, વ્યર્થાર્થ-અપાર્થ, વ્યાહત, અર્થપુનરુક્તિ, દુઃક્રમ, ગ્રામ્ય, સંદિગ્ધ, નિર્હેતુ, પ્રસિદ્ધિવિરુદ્ધ, વિદ્યાવિરુદ્ધ, અનવીકૃત, સનિયમ, અનિયમ, સવિશેષ, અવિશેષ, સાકાંક્ષ, અપદયુક્ત, સહચરભિન્ન, પ્રકાશવિરુદ્ધ, વિધિવિરુદ્ધ, અનુવાદવિરુદ્ધ, ત્યક્તપુનઃસ્વીકૃત અને અશ્લીલ એમ અર્થદોષની ૨૩ જાત છે. જુઓ દોષ.

> અર્થ પ્રતીતિ થયા પછી જે દોષનો બોધ થાય તે **અર્થદોષ**.
> કાવ્યશાસ્ત્ર

**અર્થદ્યોતક** [સં. અર્થ (સમજણ) + દ્યોતક (સ્પષ્ટ કરનાર)] વિ. સમજણ પાડનાર; સમજાવનાર.

**અર્થદ્યોતકતા** [સં. અર્થ (સમજણ) + દ્યોતક (સ્પષ્ટ કરનાર) + તા (પણું)] સ્ત્રી. સમજની ચોકસાઈ; મતલબની સ્પષ્ટતા.

**અર્થદ્યોતનિકા** [સં. અર્થ (સમજણ) + દ્યોતનિકા (ખુલાસો)] સ્ત્રી. મતલબ સમજાવવાપણું; સ્પષ્ટીકરણ; ખુલાસો.

**અર્થધર** ૧. [સં. અર્થ (સમજણ) + ધૃ (ધારણ કરવું)] વિ. ખરો માયનો સમજનાર.

૨. વિ. શાસ્ત્રનો અર્થ જાણનાર.

**અર્થન** જુઓ અર્થના.

**અર્થનય** [સં. અર્થ (સમજણ) + નય (મત)] પું. શબ્દને છોડી તેની સમજને મુખ્ય માનનાર પક્ષ.

**અર્થના** ૧. [સં. અર્થ્ (માગવું) + અન (નામ બનાવનાર પ્રત્યય) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. પ્રાર્થના; વિનતિ; યાચના; અભિશસ્તિ.

૨. સ્ત્રી. ભિક્ષા; માગણી.

**અર્થનાથ** પું. એક જાતના દેવ.

**અર્થનિબંધ** [સં. અર્થ (સમજણ) + નિબંધ (કાયદો)] વિ. (વ્યાકરણ) અર્થના નિયમવાળું.

> 'પ્રધાન' ને 'ગૌણ' એ પ્રાચીન સંજ્ઞા **અર્થનિબંધ** છે—અર્થને આધારે છે, માટે અનવસ્થાદોષરહિત છે.
> બૃહદ્ વ્યાકરણ

**અર્થનિરપેક્ષ** [સં. અર્થ (સમજણ) + નિર્ (વિનાનું) + અપેક્ષા (ઇચ્છા)] વિ. સરળ; સમજાવવું ન પડે એવું; સાદું.

**અર્થનિર્ણય** [સં. અર્થ (સમજણ) + નિર્ણય (નિશ્ચય)] પું. માયનો નક્કી કરવાપણું.

**અર્થનિર્દેશ** [સં. અર્થ (માયનો) + નિર્દેશ (સૂચન)] પું. માયનો બતાવવાપણું.

**અર્થનિશ્ચય** જુઓ અર્થનિર્ણય.

**અર્થનિષ્પત્તિ** [સં. અર્થ (મતલબ) + નિષ્પત્તિ (પ્રાપ્તિ)] સ્ત્રી. સમજણ મેળવવાપણું.

**અર્થનીતિ** [સં. અર્થ (નાણું) + નીતિ (રાજવિદ્યા)] સ્ત્રી. રાજ્યની આવકજાવક સંબંધી શાસ્ત્ર. રાજ્યમાં સામાજિક હિતને અર્થે ધનનો સંચય કેમ કરવો અને તે કેમ વાપરવું એવું રહસ્ય બતાવનાર વિદ્યા તે અર્થનીતિ એવી રીતે આ શબ્દની યોજના કરીએ તો 'પોલિટિકલ ઇકોનોમી'ના અર્થમાં અર્થનીતિ શબ્દ વાપરી શકાય.

**અર્થનીતિજ્ઞ** [સં. અર્થ (પૈસો) + નીતિ (રાજવિદ્યા) + જ્ઞ (જાણનાર)] વિ. રાજ્યની આવકજાવક સંબંધી શાસ્ત્ર જાણનાર.

**અર્થપતિ** ૧. [સં. અર્થ (પૈસો) + પતિ (ધણી)] પું. કુબેર; ધનપતિ.

૨. પું. પૈસાદાર માણસ; સાહૂકાર.

૩. પું. રાજા.

> તિમ તેથી સુત **અર્થપતિ** એક
> પ્રગટ હુઉ શુભ કાજ. ભાલણ

૪. [સં. અર્થ (સમજ) + પતિ (ધણી)] પું. લાયક સ્વામી; સદ્ગુણવાળો ધણી.

**અર્થપર** ૧. [સં. અર્થ (પૈસો) + પર (દૂર)] વિ. ગરીબ; નિર્ધન.

૨. [સં. અર્થ (ધન) + પર (તત્પર)] વિ. પૈસો મેળવવામાં તત્પર.

૩. [સં. અર્થ (પ્રયોજન) + પર (તૈયાર)] વિ. સ્વપ્રયોજન સાધવામાં સાવચેત.

**અર્થપિશાચ** [સં. અર્થ (પૈસો) + પિશાચ (અવગતિયો જીવ)] વિ. પૈસો એકઠો કરવાનો હમેશાં વિચાર કરનાર; ધનલોલુપ; લોભી.

**અર્થપુનરુક્તિ** [સં. અર્થ (સમજણ) + પુનર્ (ફરીથી) + ઉક્તિ (કહેવાપણું)] પું. (કાવ્ય) એકના ભ્રમથી બીજી વાર કરાતો અર્થ; એક શબ્દથી સ્પષ્ટ થતો અર્થ ફરીથી તે જ અર્થવાળા બીજા શબ્દ વડે સિદ્ધ કર્યો હોય એવો અર્થ. જુઓ અર્થદોષ. જેમકે,

મેઘ દશે દિશિ દોડે,
મઘવા ધન ઉપર થઈ આરૂઢ;
કપિયુ કોપથી ચઢીયો,
આજે વ્રજ ઉપરે ઇંદ્ર મૂઢ.

આમા મેઘ અને ધન, મઘવા અને ઇંદ્ર વગેરેનો એક જ અર્થ હોવા છતાં ભ્રમથી બીજી વાર બીજા શબ્દથી અર્થ કર્યો છે.

**અર્થપુરુષાર્થ** પું. દશ શાસ્ત્ર, બત્રીશ વિદ્યા અને ચોસઠ કળાવાળો ચાર પુરુષાર્થ માંહેનો એક. જુઓ પુરુષાર્થ.

**અર્થપૂર્ણ** [સં. અર્થ (સમજણ) + પૂર્ણ (ભરપૂર)] વિ. સમજણથી ભરેલું; અર્થગૌરવવાળું.

**અર્થપૃથક્કરણ** [સં. અર્થ (મતલબ) + પૃથક્કરણ (છૂટું પાડવું તે)] ન. મતલબ જુદી પાડવાપણું.

**અર્થપ્રકરણ** [સં. અર્થ (પૈસો) + પ્રકરણ (વિષય)] ન. નાણા સંબંધી બાબત; કરકસર અને નાણાંની ચાળવણીનો વિષય.

**અર્થપ્રકાશ** [સં. અર્થ (સમજણ) + પ્રકાશ (અજવાળું)] પું. મતલબની ચોખવટ; સ્પષ્ટીકરણ.

**અર્થપ્રકાશક** ૧. [સં. અર્થ (મતલબ) + પ્રકાશક (જાહેર કરનાર)] પું. એક ભાષાની મતલબ બીજીમાં સમજાવનાર માણસ; દુભાષિયો.

૨. વિ. અર્થ સમજાવતું.

**અર્થપ્રકૃતિ** ૧. [સં. અર્થ (સાર) + પ્રકૃતિ (મુખ્ય ગુણ)] સ્ત્રી. નાટકના વિષયનું મુખ્ય મૂળ અથવા પ્રસંગ. અર્થપ્રકૃતિ પાંચ છે: બીજ, બિંદુ, પતાકા, પ્રકરી અને કાર્ય.

૨. સ્ત્રી. પ્રયોજનનો હેતુ.

**અર્થપ્રચુર** [સં. અર્થ (મતલબ) + પ્રચુર (ખૂબ)] વિ. પુષ્કળ સમજણવાળું.

**અર્થપ્રતિપાદક** [સં. અર્થ (મતલબ) + પ્રતિપાદક (મેળવનાર)] વિ. મતલબ સમજાવનાર.

**અર્થપ્રદર્શક** જુઓ અર્થપ્રતિપાદક.

**અર્થપ્રધાન** ૧. [સં. અર્થ (માયનો) + પ્રધાન (મુખ્ય)] પું. મુખ્ય અર્થ.

૨. [સં. અર્થ (પૈસો) + પ્રધાન (મુખ્ય)] વિ. જેમાં પૈસો મુખ્ય બાબત હોય એવું.

૩. વિ. સમજણથી ભરેલ.

**અર્થપ્રયોગ** ૧. [સં. અર્થ (પૈસો) + પ્રયોગ (અખતરો)] પું. નાણું વ્યાજે આપવાપણું; કુશીદ.

૨. પું. રાજકારભાર.

**અર્થપ્રાપ્ત** [સં. અર્થ (તાત્પર્ય) + પ્રાપ્ત (મેળવેલ)] વિ. સારાંશ ઉપરથી મળી આવેલું.

**અર્થપ્રાપ્તિ** ૧. [સં. અર્થ (પૈસો) + પ્રાપ્તિ (મેળવવાપણું)] સ્ત્રી. ધન કમાવાપણું; કમાઈ.

૨. સ્ત્રી લાભ; નફો.

૩. સ્ત્રી. વાદમાર્ગના જ્ઞાન માટે જાણવી જોઈતી બાબતો માંહેની એ નામની એક. જુઓ વાદમાર્ગ.

**અર્થફેર** [અર્થ (સમજણ) + ફેર (તફાવત)] પું. સમજણમાં તફાવત; સમજણફેર.

**અર્થબંધ** ૧. [સં. અર્થ (ઇંદ્રિયનો વિષય) + બંધ (બંધન)] પું. ઇંદ્રિયના વિષયનું બંધન.

૨. પું. કડી; શ્લોક.

૩. [સં. અર્થ (ધન) + બંધ (બંધન)] પું. પૈસા સંબંધી બંધન.

૪. પું. ફાયદો; ધનપ્રાપ્તિ.

૫. [સં. અર્થ (સમજણ) + બંધ્ (બાંધવું)] પું. લખાણ; નિબંધ.

**અર્થબુદ્ધિ** ૧. [સં. અર્થ (પૈસો) + બુદ્ધિ (વિચારશક્તિ)] સ્ત્રી. ધનની ઇચ્છા.

૨. સ્ત્રી. પૈસા કમાવાની લગની.

૩. [સં. અર્થ (હેતુ) + બુદ્ધિ (વિચારશક્તિ)] સ્ત્રી. લાભ સાધી લેવાની દાનત; સ્વાર્થદષ્ટિ; પોતીકી મતલબ.

૪. વિ. મતલબિયું; સ્વાર્થી.

**અર્થબોધ** [સં. અર્થ (મતલબ) + બોધ (સમજણ)] પું. સાચી મતલબની જાણ.

**અર્થબોધિની** [સં. અર્થ (મતલબ) + બોધિન્ (સમજાવનાર) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] વિ. સ્ત્રી મતલબ સમજાવનારી.

**અર્થભર** [સં. અર્થ (માયનો) + ભૃ (ભરવું)] વિ. સમજણથી ભરપૂર.

**અર્થભરતા** [સં. અર્થ (સમજણ) + ભૃ (ભરવું) + તા (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. સમજણથી ભરેલું હોવાપણું.

અહીં તો એ મૂક સંચલનો પાછળ શી યોજના, કલા અને અર્થભરતા છુપાઇ છે તે જ બતાવવાનો પ્રયત્ન થશે. સુવર્ણમાલા

**અર્થભાજ** [સં. અર્થ (પૈસો) + ભાજ્ (ભાગ પાડવો)] વિ. મિલ્કતનો ભાગીદાર.

**અર્થભારપૂરક** [સં. અર્થ (સમજણ) + ભાર (ભાવ) + પૂરક (પૂરનાર)] વિ. સમજણનો ભાવ આપવા ઉમેરેલ; પાદપૂરણાર્થ.

ઉપર ઉતારેલા વાક્યમાં 'તા' એ માત્ર અર્થભારપૂરક છે. રમણભાઈ

**અર્થભાવ** ૧. પું. (નાટ્ય) નાચનો એ નામનો એક ભાવ; શૃંગાર, કરુણા, હાસ્ય વગેરે જે રસ ગાયનના અર્થમાં હોય તે બરાબર ભજવી બતાવવાપણું, એટલે કે ગાયનના અર્થમાં ખુશી હોય તો ખુશી બતાવવી, તેમ જો ગુસ્સાનો અર્થ હોય તો ગુસ્સો બતાવવો.

૨. [સં. અર્થ (મતલબ) + ભાવ (સાર)] પું. મતલબ; ભાવાર્થ; તાત્પર્ય.

**અર્થભાવના** [સં.] સ્ત્રી. (મીમાંસા) અર્થની ભાવના; પુરુષની ભાવના. ભાવના એટલે અનુભવથી થનાર સ્મૃતિનું કારણ. ભાવના બે પ્રકારની છે: શબ્દભાવના અને અર્થભાવના.

**અર્થભૃત** [સં. અર્થ (પૈસો) + ભૃત્ (મેળવતું)] વિ. બહુ ધન મેળવનાર.

**અર્થભેદ** ૧. [સં. અર્થ (સમજણ) + ભેદ (પ્રકાર)] પું. અર્થમાં તફાવત; જુદો અર્થ થવાપણું.

૨. પું. શબ્દવિવેક.

**અર્થભેદક** [સં. અર્થ (સમજણ) + ભેદ (પ્રકાર) + ક (વાળું)] વિ. મતલબના તફાવતવાળું.

**અર્થભ્રંશ** [સં. અર્થ (સમજણ) + ભ્રંશ્ (નીચે પડવું)] વિ. સમજણશક્તિ વિનાનું; ભાન ભૂલેલ.

થાય નાશ ક્રોધી કેરું જ્ઞાન રે,
ક્રોધી અર્થભ્રંશ થાયે મહાન રે.

પ્રેમાનંદ

**અર્થમય** જુઓ અર્થભર.

**અર્થમયતા** જુઓ અર્થભરતા.

**અર્થમંત્રી** [સં. અર્થ (પૈસો) + મંત્રિન્ (પ્રધાન)] પું. નાણાખાતાનો પ્રધાન; અર્થસચિવ.

**અર્થમાત્ર** [સં. અર્થ (મતલબ) + માત્ર (નિશ્ચય)] ન. નક્કી કરેલ મતલબ.

**અર્થમાધુર્ય** [સં. અર્થ (સમજણ) + માધુર્ય (મીઠાશ)] ન. અર્થની સુંદરતા.

**અર્થમાષ** [ સં. અર્થ ( ધન ) + માષ ( એક તોલું ) ] પું. સોનુંરૂપું તોળવાનું આઠ રતીભારનું એક માપ; માસો.

**અર્થયુક્ત** ૧. [ સં. અર્થ ( હેતુ ) + યુક્ત ( જોડાયેલ ) ] વિ. કંઈક હેતુથી કહેવાયેલું.

૨. [ સં. અર્થ ( માયનો ) + યુક્ત ( વાળું ) ] વિ. સમજણવાળું.

**અર્થયોનિ** [ સં. અર્થ ( પૈસો ) + યોનિ ( પેદા થવાની જગા ) ] સ્ત્રી. પૈસા મેળવવાનો ઉપાય; ધનપ્રાપ્તિનું સાધન.

**અર્થરહિત** ૧. [ સં. અર્થ ( પૈસો ) + રહિત ( વિનાનું ) ] વિ. ધન વિનાનું; ગરીબ.

૨. [ સં. અર્થ ( મતલબ ) + રહિત ( વગરનું ) ] વિ. સમજણ વગરનું; નિરર્થક.

**અર્થરહિતપ્રત્યય** ૧. [ સં. અર્થ ( સમજણ ) + રહિત ( વિનાનું ) + પ્રત્યય ( નિશ્ચય ) ] પું. દૂર ન કરી શકાય એવી ભાવના એટલે માન્યતા.

૨. [ સં. અર્થ ( પદાર્થ ) + રહિત ( વિનાનું ) + પ્રત્યય ( જ્ઞાન ) ] પું. પદાર્થ ન હોય છતાં તેનું જ્ઞાન. જેમકે, છીપમાં રૂપું નથી છતાં તેનું જ્ઞાન.

**અર્થરહિતા** [ સં. અર્થ ( સમજણ ) + રહિત ( વિનાનું ) ] અ. સમજ્યા વિના.

જે કર્યું અધ્યયન અર્થરહિતા,
સત્યપણે શીખ્યો નવગીતા.

પ્રેમાનંદ

**અર્થરાશિ** [ સં. અર્થ ( પૈસો ) + રાશિ ( ઢગલો ) ] પું. ખજાનો; ભંડાર.

**અર્થલક્ષી** ૧. [ સં. અર્થ ( પૈસો ) + લક્ષિન્ ( જોનાર ) ] વિ. ધન જેનું લક્ષ્ય છે એવું.

૨. [ સં. અર્થ ( મતલબ ) + લક્ષિન્ ( જોનાર ) ] વિ. સમજણ તરફ ધ્યાન ખેંચનાર.

**અર્થલાભ** [ સં. અર્થ ( નાણું ) + લાભ ( મેળવવાપણું ) ] પું. પૈસાનો લાભ; ધનની પ્રાપ્તિ.

**અર્થલાલસા** [ સં. અર્થ ( પૈસો ) + લાલસા ( તીવ્ર ઇચ્છા ) ] સ્ત્રી. પૈસા કમાવાનો મોહ.

**અર્થલુબ્ધ** [ સં. અર્થ ( પૈસો ) + લુબ્ધ ( લાલચુ ) ] વિ. લોભી; કંજૂસ.

**અર્થલોભ** જુઓ અર્થલાલસા.

**અર્થવત્** ૧. [ સં. અર્થ ( હેતુ ) + વત્ ( વાળું ) ] વિ. ખપનું; ઉપયોગી.

૨. વિ. ફળવાળું.

૩. [ સં. અર્થ ( માયનો ) + વત્ ( વાળું ) ] વિ. સમજણથી ભરેલું.

૪. [ સં. અર્થ ( પૈસો ) + વત્ ( વાળું ) ] વિ. સાહૂકાર; પૈસાદાર; ધનવંત.

**અર્થવત્તા** ૧. સ્ત્રી. પૈસો; ધન.

૨. [ સં. અર્થ ( મતલબ ) + વત્ ( વાળું ) + તા ( પણું ) ] વિ. સમજણથી ભરપૂર હોવાનો ગુણ; અર્થસંપન્નતા.

**અર્થવાચક** [ સં. અર્થ ( મતલબ ) + વાચક ( કહેનાર ) ] વિ. સમજાવનાર; મતલબ જણાવતું.

**અર્થવાદ** ૧. પું. તારીફ; પ્રશંસા; વખાણ.

૨. પું. ( ન્યાય, મીમાંસા ) ત્રણ પ્રકારનાં વાક્યોમાંનું એક; જેથી કોઈ વિધિ કરવાની ઉત્તેજના કરવામાં આવે તેવું વાક્ય. તેના ચાર પ્રકાર છેઃ સ્તુતિ, નિંદા, પરકૃતિ અને પુરાકલ્પ.

૩. પું. ધન અને લાભ સંબંધી વિચાર; પૈસા વિષયક ચર્ચા.

૪. પું. નિંદા કરવા જેવો ગુણ દર્શાવનાર શબ્દ.

૫. [ સં. અર્થ ( સમજણ ) + વદ્ ( કહેવું ) ] પું. પુસ્તકમાં મુખ્ય વિષયને સમજાવવા અથવા તેની મોટાઈ બતાવવા લખેલો ભાગ.

૬. પું. વખાણ કરવા જેવા ગુણ બતાવનાર શબ્દ.

૭. પું. વેદમાં બ્રાહ્મણની અંદર જોવામાં આવતી આખ્યાયિકાઓ; યજ્ઞની વિધિ સંબંધી ચર્ચા.

૮. પું. ( મીમાંસા ) શાસ્ત્રે કહેલા કર્તવ્યની પ્રશંસા કરનારું અથવા અકર્તવ્યની નિંદા કરનારું વાક્ય. અર્થવાદ ત્રણ જાતનો છેઃ (૧) ગુણવાદ એટલે બીજાં પ્રમાણથી વિરુદ્ધ અર્થને જણાવનાર વાક્ય, (૨) અનુવાદ એટલે બીજાં પ્રમાણથી નક્કી થતો અર્થ જણાવનાર વાક્ય, અને (૩) ભૂતાર્થવાદ એટલે બીજાં પ્રમાણથી અવિરુદ્ધ તેમ જ અનિશ્ચિત અર્થ જણાવનાર વાક્ય. મીમાંસકો, વિધિશેષ એટલે કર્તવ્યની પ્રશંસા કરી તેમાં પ્રવૃત્તિરૂપ ઉપકાર કરનારું વાક્ય, અને નિષેધશેષ એટલે શાસ્ત્રે જે કરવાની મનાઈ કરી છે તેની નિંદા કરી તેમાંથી નિવૃત્તિરૂપ ઉપકાર કરનારું વાક્ય એવા બે ભાગ પાડે છે.

૯. પું. હેતુ જણાવવાપણું; ઉદ્દેશનું પ્રકાશન.

**અર્થવાદઉપપત્તિ** સ્ત્રી. લિંગના ૭ પ્રકાર માંહેનો એક. જુઓ લિંગ.

**અર્થવાદરૂપ** ૧. [ સં. અર્થવાદ ( વખાણવા અથવા વખોડવા લાયક શબ્દ ) + રૂપ ( સરખું ) ] વિ. તારીફ એટલે વખાણ કરવા જેવું.

૨. વિ. નિંદા કરવા જેવું.

**અર્થવાદાત્મક** જુઓ અર્થવાદરૂપ.

**અર્થવાન** ૧. [ સં. અર્થ ( કાર્ય ) + વત્ ( વાળું ) ] વિ. ઉપયોગી; જરૂરનું.

૨. [ સં. અર્થ ( ધન ) + વત્ ( વાળું ) ] વિ. પૈસાદાર; સાહૂકાર; ધનવંત.

૩. વિ. ફળવાળું.

૪. [ સં. અર્થ ( માયનો ) + વત્ ( વાળું ) ] વિ. સમજણથી ભરેલું; અર્થવાળું.

**અર્થવાની** [ ફા. ] વિ. જાંબલી અથવા કિરમજી રંગનું.

**અર્થવાયર** [ અં. અર્થ ( જમીન ) + વાયર ( તાર ) ] પું. ભૂતાર; વીજળીનું જમીન સાથે જોડાણ કરનારો અને ખાસ કરીને ટેલીગ્રાફ કે ટેલીફોન સ્તંભનો પ્રવાહસ્રવ જમીનમાં દોરી જનારો તાર.

**અર્થવાહક** જુઓ અર્થવાહી.

**અર્થવાહકતા** [ સં. અર્થ ( મતલબ ) + વાહક ( લઈ જનાર ) + તા ( પણું ) ] સ્ત્રી. મતલબ બતાવવાપણું.

**અર્થવાહિત્વ** જુઓ અર્થવાહકતા.

**અર્થવાહી** [ સં. અર્થ ( મતલબ ) + વાહિન્ ( લઈ જનાર ) ] વિ. મતલબ સમજાવતું.

**અર્થવિકરણ** [ સં. અર્થ ( મતલબ ) + વિકરણ ( જુદું પાડવાપણું ) ] ન. મતલબનો ફેરફાર.

**અર્થવિકલ્પ** [ સં. અર્થ ( મતલબ ) + વિકલ્પ ( શંકા ) ] પું. ખરી વાતથી અળગાપણું.

**અર્થવિકાસ** [ સં. અર્થ ( સમજણ ) + વિકાસ ( ખીલવણી ) ] પું. સમજણનો વિસ્તાર.

**અર્થવિચ્છેદન** પું. શિવ.

**અર્થવિજ્ઞાન** ૧. [ સં. અર્થ ( પૈસો ) + વિજ્ઞાન ( શાસ્ત્ર ) ] ન. ધન મેળવવું અને તેની વહેંચણી સંબંધી વિદ્યા; અર્થશાસ્ત્ર.

૨. ન. બુદ્ધિના આઠ ગુણ માંહેનો એક.

૩. [ સં. અર્થ ( સમજણ ) + વિ ( વિશેષ ) + જ્ઞાન ( જાણપણું ) ] ન. માયનાની જાણ; સમજ.

**અર્થવિતરણ** [ સં. અર્થ ( પૈસો ) + વિતરણ ( આપવાપણું ) ] ન. દોલતની વહેંચણી.

**અર્થવિદ** [ સં. અર્થ ( મતલબ ) + વિદ્ ( જાણવું ) ] વિ. ડાહ્યું; ચતુર.

**અર્થવિદ્યા** [ સં. અર્થ ( પૈસો ) + વિદ્યા ] સ્ત્રી. ધન મેળવવું અને તેની વહેંચણી સંબંધનું શાસ્ત્ર; અર્થશાસ્ત્ર.

**અર્થવિપ્રકર્ષ** [ સં. અર્થ ( મતલબ ) + વિપ્રકર્ષ ( દુરકશી ) ] પું. સમજવામાં મુસીબત.

**અર્થવિરોધનિયમ** [ સં. અર્થ ( મતલબ ) + વિરોધ ( ઊલટાપણું ) + નિયમ ] પું. ( ન્યાય ) કોઈ પણ વસ્તુ એક જ સમયે એક જ મતલબમાં હોય અને ન હોય એમ બનતું, તેમ જ તેમાં પરસ્પર વિરોધી ગુણ હોવા અને એક જ વાક્ય સાચું અને ખોટું બન્ને હોવું અશક્ય છે એવો સિદ્ધાંત.

**અર્થવિવરણ** [ સં. અર્થ ( મતલબ ) + વિવરણ ( સમજાવવાપણું ) ] ન. ટીકા; વિવેચન; ભાષ્ય.

**અર્થવિશેષણ** પું. ( નાટ્ય ) તેત્રીસ અલંકારમાંનો એ નામનો એક.

**અર્થવિહીન** [ સં. અર્થ ( મતલબ ) + વિહીન ( વિનાનું ) ] વિ. સમજણ વગરનું.

**અર્થવૃદ્ધિ** [ સં. અર્થ ( ધન ) + વૃદ્ધિ ( વધારો ) ] સ્ત્રી. પૈસાનો વધારો.

**અર્થવેદ** [ સં. અર્થ ( પૈસો ) + વેદ ( આર્યોનું સૌથી જૂનું પુસ્તક ) ] પું. અથર્વવેદનો ઉપવેદ. તેમાં પૈસો કેમ મેળવવો, હુન્નરકળા, શિલ્પશાસ્ત્ર વગેરેનું વર્ણન કરેલું છે, તેથી તેને અર્થવેદ કહે છે.

ઋગ્નો આયુર્વેદ, યજુનો ધનુર્વેદ, સામનો ગાંધર્વવેદ, ને અથર્વનો અર્થવેદ. આ પ્રમાણે ચાર વેદના ઉપકારક થઈ એ સર્વ પ્રધાન વેદના અંગરૂપ થાય છે. ચરિત્ર-નિરૂપણ

**અર્થવ્યક્ત** [ સં. અર્થ ( સમજણ ) + વ્યક્ત ( ખુલ્લું ) ] પું. ( કાવ્ય ) સમજાય તેવો અર્થ, સીધી વાત અને બહુ સમાસ ન હોય એવી કવિતા. જેમકે,

હરિ રાધાને નિરખે,
રાધા નિરખે હરિને અનિમેષ;
ઇંદુ બન્યાં દ્વય આનન,
ચારે ચક્ષુ ચકોર બન્યાં એશ.

આ કવિતામાં મોટા સમાસ નથી તેમ જ રચના અને શબ્દ પણ સહેલાં અને સમજાય તેવાં છે.

**અર્થવ્યક્તિ** [ સં. અર્થ ( માયનો ) + વ્યક્તિ ( ખુલ્લું થવાપણું ) ] સ્ત્રી. ( કાવ્ય ) વાંચતાંની સાથે જ થતી અર્થની સમજણ.

**અર્થવ્યય** [ સં. અર્થ ( નાણું ) + વ્યય ( વપરાશ ) ] પું. ખરચ; ધનનો ઉપયોગ.

**અર્થવ્યયજ્ઞ** [ સં. અર્થ ( ધન ) + વ્યય ( ખરચ ) + જ્ઞ ( જાણનાર ) ] વિ. ક્યાં, કેમ અને કેટલો પૈસો વાપરવો વાજબી છે તે જાણનાર.

**અર્થવ્યવસ્થા** [ સં. અર્થ ( ધન ) + વ્યવસ્થા ( ગોઠવણ ) ] સ્ત્રી. મહેસૂલ ઉપજાવવાનું તેમ જ ખરચ કરવાનું શાસ્ત્ર; 'ફિનેન્સ'.

**અર્થવ્યંજકતા** [ સં. અર્થ ( સમજણ ) + વ્યંજક ( ખુલ્લું કરનાર ) + તા ( પણું ) ] સ્ત્રી. સમજાવવાપણું; અર્થ બતાવવો તે.

**અર્થવ્યાપ્તિ** [ સં. અર્થ ( માયનો ) + વ્યાપ્તિ ( ફેલાવો ) ] સ્ત્રી. સમજણ; અર્થની જાણ.

**અર્થવ્યાવર્તન** [ સં. અર્થ ( માયનો ) + વ્યાવૃત્ ( અલગ કરવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. સરખા અર્થવાળા શબ્દો વચ્ચે તફાવત પાડવાપણું.

**અર્થશક્તિ** સ્ત્રી. ( કાવ્ય ) એક જાતનો અલંકાર. જ્યાં પર્યાય એટલે સમાનાર્થ શબ્દ દાખલ કર્યા છતાં ધારેલા અર્થની હાનિ ન થાય એ અર્થશક્તિ કહેવાય છે.

**અર્થશતિક** [ સં. અર્થ ( માયનો ) + શત ( સો ) + ઇક ( વાળું ) ] વિ. સેંકડો અર્થવાળું.

**અર્થશાસ્ત્ર** ૧. ન. અથર્વવેદનો એક ઉપવેદ.
૨. [ સં. અર્થ ( પૈસો ) + શાસ્ત્ર ( વિદ્યા ) ] ન. અર્થ એટલે ધન મેળવવાની અને તેની વહેંચણીની વિદ્યા; પોતાની અને દેશની દોલત ઊભી કરવા અથવા વધારવા સંબંધી શાસ્ત્ર.
૩. ન. ચાણક્યે લખેલી એ નામની એક ચોપડી.
૪. ન. મેલાં કામ એટલે અભિચાર માટે મંત્રપ્રયોગ સમજાવનારું શાસ્ત્ર.
૫. ન. રાજ્ય ચલાવવા સંબંધી વિદ્યા; રાજ્યશાસ્ત્ર; રાજનીતિશાસ્ત્ર.

**અર્થશાસ્ત્રકાર** ૧. [ સં. અર્થશાસ્ત્ર + કાર ( કરનાર ) ] વિ. અર્થશાસ્ત્ર બનાવનાર.
૨. વિ. રાજનીતિ લખનાર.

**અર્થશાસ્ત્રજ્ઞ** જુઓ અર્થશાસ્ત્રી.

**અર્થશાસ્ત્રી** [ સં. અર્થ ( પૈસો ) + શાસ્ત્રિન્ ( જાણનાર ) ] પું. અર્થશાસ્ત્ર જાણનાર પુરુષ; સંપત્તિશાસ્ત્રી.

**અર્થશિખા** પું. ( પિંગળ ) દરેક ચરણમાં ભગણ, નગણ, જગણ, લઘુ અને ગુરુ મળી ૧૧ અક્ષરનો ત્રિષ્ટુપની જાતનો એક છંદ.

ભા ન જ લ ગ કર અર્થશિખા. લઘુપિંગળ

**અર્થશુદ્ધિ** [ સં. અર્થ + શુદ્ધિ ( ચોખ્ખાઈ ) ] સ્ત્રી. અર્થમાં ભૂલ નહિ હોવાપણું.

**અર્થશૂન્ય** ૧. વિ. અર્થ વિનાનું.
૨. [ સં. અર્થ ( કાર્ય ) + શૂન્ય ( વિનાનું ) ] વિ. ઉપયોગ વગરનું; અયુક્ત.
૩. વિ. નકામું; વ્યર્થ.

**અર્થશૂન્યતા** ૧. [ સં. અર્થ + શૂન્ય ( વગરનું ) + તા ( પણું ) ] સ્ત્રી. અર્થ રહિતપણું; અયુક્તતા; અયથાર્થપણું.
૨. સ્ત્રી. ઉપયોગ ન હોવાપણું.
૩. સ્ત્રી. વ્યર્થપણું; નિરર્થકતા.

**અર્થશોધન** [ સં. અર્થ ( મતલબ ) + શોધન ( ખોળ ) ] ન. મતલબ ખોળવાપણું; અર્થપ્રકાશન.

**અર્થશોષણ** [ સં. અર્થ ( પૈસો ) + શોષણ ( ચૂસણ ) ] ન. પૈસા ઘસડાઈ જવાપણું; ધનની નિકાસ.

**અર્થશૌચ** [ સં. અર્થ ( નાણું ) + શૌચ ( પવિત્રતા ) ] ન. પૈસાની લેવડદેવડમાં પ્રમાણિકતા.

**અર્થસચિવ** [ સં. અર્થ ( પૈસો ) + સચિવ ( પ્રધાન ) ] પું. નાણાખાતાનો પ્રધાન.

**અર્થસમાહાર** ૧. [ સં. અર્થ ( નાણું ) + સમાહાર ( સંગ્રહ ) ] પું. ખજાનો; ધનભંડાર.
૨. પું. પૈસા મેળવવાપણું.

**અર્થસર** [ અર્થ ( હેતુ ) + સર ( માટે ) ] અ. મતલબ માટે; અર્થ સારૂ.

**અર્થસહાયકમંડળી** [ સં. અર્થ ( પૈસો ) + સહાયક ( મદદ કરનાર ) + મંડલ ( સમૂહ ) ] સ્ત્રી. પૈસાની મદદ કરનાર માણસોનું મંડળ; સાધનપૂરક મંડળી; સહકારી મંડળ.

**અર્થસંકેત** [ સં. અર્થ ( મતલબ ) + સંકેત ( ઇશારો ) ] પું. મતલબની નિશાની.

એ સ્થંભોના મથાળે કેટલાક દેવો કોરેલા હોય છે જે શ્રમણોને આશીર્વાદ આપવા ઉભા છે એવો અર્થસંકેત છે. ધીરજલાલ શાહ

**અર્થસંક્રાંતિશાસ્ત્ર** [ સં. અર્થ ( માયનો ) + સંક્રાંતિ ( એકથી બીજી જગાએ જવાપણું ) + શાસ્ત્ર ( વિદ્યા ) ] ન. ભાષા તથા શબ્દના અર્થના ફેરફારોનું શાસ્ત્ર.

**અર્થસંગત** [ સં. અર્થ ( મતલબ ) + સંગત ( પૂર્વાપર સંબંધ ) ] પું. આગળપાછળના સંબંધથી માલમ પડતો અર્થ.

**અર્થસંગ્રહ** ૧. [ સં. અર્થ ( પૈસો ) + સંગ્રહ ( જમાવ ) ] પું. ખજાનો; ટ્રેઝરી.
૨. પું. પૈસાનો સંઘરો; ધનનો ભંડાર; દ્રવ્યસંચય.
૩. પું. લૌગાક્ષી ભાસ્કરે લખેલ એ નામનો ગ્રંથ.

**અર્થસંચય** જુઓ અર્થસંગ્રહ ૧, ૨.

**અર્થસંજ્ઞા** [ સં. અર્થ ( મતલબ ) + સંજ્ઞા ( ભાન ) ] સ્ત્રી. સમજણનું ભાન.

તર્જનીની એક માત્ર ચેષ્ટાથી અર્થસંજ્ઞા કરી શકાય, તે સેંકડો વાક્યથી અને હજારો શબ્દકોષની સહાયથી ના બને. કૌમુદી

**અર્થસંદર્ભ** [ સં. અર્થ ( મતલબ ) + સંદર્ભ ( સમૂહ ) ] પું. સમજણનો એકત્ર સાર.

**અર્થસંદૂષણ** [ સં. અર્થ ( પૈસો ) + સંદૂષણ ( ખરાબી ) ] ન. ધનનો દુરુપયોગ; પૈસાની ગેરવ્યવસ્થા.

**અર્થસંપદ** ૧. [ સં. અર્થ ( ધન ) + સંપદ્ ( સંપત્તિ ) ] સ્ત્રી. ધનનો વૈભવ.
૨. [ સં. અર્થ ( હેતુ ) + સંપદ્ ( મેળવવું ) ] ન. હેતુ પાર પાડવાપણું.

**અર્થસંપદા** જુઓ અર્થસંપદ ૧.

**અર્થસંબંધ** ૧. [સં. અર્થ ( નાણું ) + સંબંધ] પું. ધનનો સંબંધ.
૨. [સં. અર્થ ( મતલબ ) + સંબંધ ( મેળ )] પું. સમજણનો શબ્દ અથવા વાક્યની સાથેનો સંબંધ.

**અર્થસંસ્કાર** [ સં. અર્થ ( મતલબ ) + સંસ્કાર ( કુદરતી સમજ ) ] પું. અર્થની આગાહીની કુદરતી સમજ; ભણકારસંગ.

**અર્થસંસ્થાન** ૧. [ સં. અર્થ ( પૈસો ) + સંસ્થાન ( ઠેકાણું ) ] ન. કોશ; ખજાનો; ભંડાર.
૨. ન. ધન ભેગું કરવાપણું.

**અર્થસાદૃશ્ય** [સં. અર્થ ( સમજણ ) + સાદૃશ્ય (સમાનતા)] ન. સમજણનું સરખાપણું; અર્થનું મળતાપણું.

કાવ્યમીમાંસકો પ્રથમ શબ્દસાદૃશ્ય અને **અર્થસાદૃશ્ય** એ બે બાબતોનો વિચાર કરે છે. ગીતારહસ્ય

**અર્થસાધક** ૧. પું. ( પુરાણ ) દશરથ રાજાના આઠ પ્રધાનમાંનો એ નામનો એક. તેનું બીજું નામ રાષ્ટ્રવર્દ્ધન હતું.
૨. [ સં. અર્થ ( પ્રયોજન ) + સાધક ( પાર પાડનાર ) ] વિ. વિષયને પાર પાડનાર.
૩. [ સં. અર્થ ( વસ્તુ ) + સાધક ( મેળવનાર ) ] વિ. હરકોઈ વસ્તુ મેળવનાર.

**અર્થસાર** ૧. [ સં. અર્થ ( પૈસો ) + સાર ] પું. ઘણો પૈસો; પુષ્કળ નાણું.
૨. પું. પ્રધાન ધન; રોકડ દ્રવ્ય.

**અર્થસાહિત્ય** [સં. અર્થ ( પૈસો ) + સાહિત્ય ( લખાણ ) ] ન. ધન આપે એવું લખાણ.

**અર્થસિદ્ધ** ૧. પું. અંધારિયાનો દશમો દિવસ; વદ ૧૦.
૨. [ સં. અર્થ ( પૈસો ) + સિદ્ધ ( મેળવેલ ) ] વિ. ધન મળ્યું હોય તેવું; ધનવાન.
૩. [સં. અર્થ ( મતલબ) + સિદ્ધ (સાબિત)] વિ. શબ્દમાં નહિ જણાવેલ છતાં આગળ-પાછળના સંબંધથી મળેલ; સંદર્ભપ્રાપ્ત એટલે તાત્પર્યમાંથી મળેલું.

**અર્થસિદ્ધક** [ સં. ] પું. નગોડનું ઝાડ.

**અર્થસિદ્ધિ** ૧. પું. ( પુરાણ ) સાધ્ય નામના દેવનો દીકરો.
૨. [ સં. અર્થ ( હેતુ ) + સિદ્ધિ ( પ્રાપ્તિ ) ] સ્ત્રી. ધારેલી મતલબ પાર પડવાપણું; સફળતા; મનોરથપ્રાપ્તિ.
૩. સ્ત્રી. પાર્ષ્ણિગ્રાહને એટલે સેનાની પૂંઠે પડેલા શત્રુને મિત્રની તથા શત્રુના શત્રુની મદદ મળવી તે.
૪. [ સં. અર્થ ( નાણું ) + સિદ્ધિ ( પ્રાપ્તિ ) ] સ્ત્રી. પૈસો મેળવવાપણું; ધનપ્રાપ્તિ.

**અર્થસૂચક** ૧. [ સં. અર્થ ( મતલબ ) + સૂચક ( જણાવનાર ) ] વિ. મતલબ સમજાવતું.
૨. વિ. સમજાય એવા અર્થવાળું.
૩. વિ. સૂચવનારું.

**અર્થસૂચકતા** ૧. [ સં. અર્થ ( મતલબ ) + સૂચક ( દેખાડનાર ) + તા ( પણું ) ] સ્ત્રી. અર્થ સમજાય એવું હોવું તે.
૨. સ્ત્રી. મતલબ સમજાવે એવું હોવું તે.
૩. સ્ત્રી. સૂચવે એવું હોવાપણું.

**અર્થસૂચન** ૧. [ સં. અર્થ ( મતલબ ) + સૂચન ( જણાવવાપણું ) ] ન. અર્થ દેખાડવાપણું.
૨. ન. સૂચવવાની ક્રિયા.

**અર્થસૃષ્ટિ** સ્ત્રી. (શાક્ત) શંકરની શક્તિથી પ્રકટ થનારી સૃષ્ટિની ચાર જાત માંહેની એક.

પરમ શિવની શક્તિથી પ્રકટ થનારી સૃષ્ટિના ચાર પ્રકારો શાસ્ત્રો વર્ણવે છે: ૧. ભાવસૃષ્ટિ, ૨. ભૂતસૃષ્ટિ, ૩. શબ્દસૃષ્ટિ અને ૪. **અર્થસૃષ્ટિ**. શાક્તસંપ્રદાય

**અર્થસૌભાગ્ય** [સં. અર્થ (મતલબ) + સૌભાગ્ય ( સૌંદર્ય ) ] ન. અર્થસૌંદર્ય.

**અર્થસૌંદર્ય** [ સં. અર્થ ( મતલબ ) + સૌંદર્ય ( સુંદરપણું ) ] ન. અર્થની સુંદરતા; અર્થગૌરવ.

**અર્થસ્ફોટ** ૧. [ સં. અર્થ ( સમજણ ) + સ્ફુટ્ ( ખુલ્લું થવું ) ] પું. અર્થનો ખુલાસો; સવિસ્તર સમજણ.

**અર્થસ્રાવ** [સં. અર્થ (પૈસો) + સ્રાવ ( ઘસડાઈ જવાપણું )] પું. નાણું ઘસડાઈ જવું તે; આર્થિક વિનાશ.

**અર્થહર** ૧. [ સં. અર્થ ( પૈસો ) + હૃ ( ઉપાડી જવું ) ] વિ. ધન હરનારું.
૨. વિ. વારસામાં પૈસો મેળવનાર.

**અર્થહીન** ૧. [ સં. અર્થ ( નાણું ) + હીન ( વગરનું ) ] વિ. ગરીબ; પૈસા વગરનું.
૨. [ સં. અર્થ ( હેતુ ) + હીન ( રહિત ) ] વિ. હેતુ વિનાનું; નિરર્થક.

**અર્થહીનતા** ૧. [ સં. અર્થ ( પૈસો ) + હીન ( વગરનું ) + તા ( પણું ) ] સ્ત્રી. ગરીબાઈ; નિર્ધન દશા.
૨. [ સં. અર્થ ( હેતુ ) + હીન ( વગરનું ) + તા ( પણું ) ] સ્ત્રી. નિઃસારતા; અફળતા.

**અર્થાગમ** ૧. [ સં. અર્થ ( પૈસો ) + આગમ્ ( આવવું ) ] પું. આવક; ઊપજ.
૨. પું. નાણું મેળવવાનું સાધન.
૩. પું. પૈસો એકઠો કરવો તે.

**અર્થાત્** ૧. અ. અથવા.
૨. [ સં. અર્થ ( હેતુ )ની પાંચમી વિભક્તિ ] અ. એ કારણસર; એવું હોવાથી.
૩. અ. એટલે કે.
૪. અ. ખરેખર; ચોક્કસ; વાસ્તવિક રીતે; વસ્તુતઃ.

**અર્થાતિક્રમ** [ સં. અર્થ ( વસ્તુ ) + અતિ ( પેલી પાર ) + ક્રમ્ ( જવું ) ] પું. હાથમાં આવેલી કે મળેલી સારી વસ્તુનો ત્યાગ.

**અર્થાધિકાર** ૧. [ સં. અર્થ ( પૈસો ) + અધિકાર ( સત્તા ) ] પું. ખજાનચીની પદવી.
૨. પું. ધન ઉપરનો હક.

**અર્થાધિકારી** [ સં. અર્થ ( પૈસો ) + અધિકારિન્ ( અમલદાર ) ] પું. ખજાનચી; કોશાધ્યક્ષ.

**અર્થાધ્યાસ** [ સં. અર્થ ( વસ્તુ ) + અધ્યાસ ( ભૂલ ભરેલ સમજ ) ] પું. ( વેદાંત ) આગળ જોયેલ વસ્તુના જેવી કોઈ વસ્તુ દેખાવાથી તે સંબંધી ઉત્પન્ન થતું ખોટું જ્ઞાન. જેમકે, છીપમાં રૂપાનો અધ્યાસ.

**અર્થાનર્થસંશય** [ સં. અર્થ ( લાભ ) + અનર્થ ( ગેરલાભ ) + સંશય ( શંકા ) ] પું. એક બાજુ લાભ અને બીજી બાજુ ગેરલાભની સંભાવના.

**અર્થાનર્થાપદ** [ સં. અર્થ ( લાભ ) + અનર્થ ( ગેરલાભ ) + આપદ્ ( આપત્તિ ) ] પું. એક બાજુ લાભની પ્રાપ્તિ અને બીજી બાજુ રાજ્ય જવાનો ભય.

**અર્થાનુકારી** [ સં. અર્થ ( સમજણ ) + અનુ ( સરખું ) + કારિન્ ( કરનાર ) ] વિ. અર્થના જેવા અવાજવાળું; અનુકરણવાચક; ધ્વનિપ્રતિબિંબક.

**અર્થાનુકૂલ** [ સં. અર્થ ( મતલબ ) + અનુકૂલ ( બંધબેસતું ) ] વિ. અર્થને બંધબેસતું.

**અર્થાનુવાદ** [ સં. અર્થ ( મતલબ ) + અનુ ( વારંવાર ) + વદ્ ( કહેવું ) ] પું. ( ન્યાય )

એક જાતનો અનુવાદ; વિધિથી જે ક્રિયા કરવામાં આવી હોય તેનું અનુવચન એટલે ફરી ફરીને કહેવાપણું.

**અર્થાનુસારી** [ સં. અર્થ ( મતલબ ) + અનુ ( સરખું ) + સારિન્ ( જનાર ) ] વિ. અર્થ સાથે બંધબેસતું.

**અર્થાન્વય** [ સં. અર્થ ( સમજણ ) + અન્વય ( સંબંધ )] પું. અર્થનો સંબંધ; મતલબનો અરસપરસનો સંબંધ.

**અર્થાન્વિત** ૧. [ સં. અર્થ ( પૈસો ) + અન્વિત ( જોડાયેલ )] વિ. સાહૂકાર; પૈસાદાર.

૨. [સં. અર્થ ( હેતુ ) + અન્વિત (સહિત)] વિ. છૂપા અર્થવાળું; માર્મિક.

**અર્થાન્વીત** જુઓ અર્થાન્વિત.

**અર્થાન્વેષણ** [સં. અર્થ (મતલબ) + અન્વેષણ ( ખોળ )] ન. કોઈ પણ બાબતના ખરાપણાની તપાસ.

**અર્થાપત્તિ** ૧. [ સં. અર્થ ( સમજણ ) + આપત્તિ ( સિદ્ધિ )] પું. (કાવ્ય) એક વાતના કહેવાથી બીજી વાત સાબિત કરવામાં આવતી હોય એવો એક અર્થાલંકાર. તેમાં ઘણું કરીને એમ બતાવાય છે કે જે આવડી મોટી વાત થઈ ગઈ તો આટલી નાની વાત થવામાં શી શંકા? જેમકે, મોઢે ચંદ્રને જીત્યો છે તો કમળની શી વાત?

૨. પું. નાટકના ૩૬ લક્ષણમાંનું એક. જુઓ નાટક.

૩. સ્ત્રી. ( મીમાંસા ) પ્રમાણના ૭ પ્રકાર માંહેનો એક; જે ન સ્વીકારીએ તો વસ્તુસ્થિતિનો ખુલાસો ન જ મળી શકે એવું અનુમાન; દેખાતી ન હોય પણ સાંભળેલી કે સાબિત થયેલી વસ્તુમાંથી અણછૂટકે ઉત્પન્ન થતી હોય એવી બીજી વાત ધારી લેવી તે; પ્રાતીતિક વિરોધનો એટલે વાસ્તવિક ન છતાં ભ્રમથી ભાસતા વિરોધનો ખુલાસો કરનારું અનુમાન. જેમકે, જાડો દેવદત્ત દિવસે જમતો નથી. એમાં દિવસનું નહિ જમવું અને જાડાઈ એ બે વચ્ચેનો સામસામો વિરોધ ટાળવા માટે દેવદત્ત રાત્રે જમે છે, એવું અનુમાન કરીએ તે અર્થાપત્તિ કહેવાય. અર્થાપત્તિ બે પ્રકારની છે: દૃષ્ટાર્થાપત્તિ અને શ્રુતાર્થાપત્તિ.

**અર્થાપત્તિદોષ** [સં. અર્થાપત્તિ ( એક અનુમાન ) + દોષ ] પું. અદૃષ્ટ અર્થની કલ્પનાથી અનિષ્ટપણું ઉત્પન્ન થવાનો દોષ. જેમકે, 'બ્રાહ્મણ ન મારવો' એવું સૂત્ર બાંધ્યું હોય તો અબ્રાહ્મણને મારવાનું અર્થાપત્તિથી નીકળે છે, પણ તે અનિષ્ટ છે. માટે ત્યાં અર્થાપત્તિદોષ થાય છે.

**અર્થાપત્તિપ્રમા** [ સં. અર્થાપત્તિ ( એક અનુમાન ) + પ્રમા ( ખરું જ્ઞાન )] સ્ત્રી. અર્થાપત્તિથી થતું જ્ઞાન.

**અર્થાપત્તિસમ** [ સં. અર્થાપત્તિ ( એક અનુમાન ) + સમ ( સરખું )] સ્ત્રી. ન્યાયની જાતિના ૨૪ ભેદ માંહેનો એક. વાદીના ઉત્તરમાં એમ કહેવું કે જે તમે મારા પ્રતિપાદન કરેલ અમુક સિદ્ધાંત નહિ માનો તો મોટો દોષ આવશે. તેને અર્થાપત્તિસમ કહે છે. જુઓ જાતિ.

**અર્થાપન્ન** ૧. [ સં. અર્થ ( હેતુ ) + આપન્ન ( મળેલું )] વિ. ઊંડાણમાં કંઈ અર્થ રહેલો હોય એવું; ગર્ભિત.

૨. [સં. અર્થ (મતલબ) + આપન્ન (મળેલ)] વિ. સહેજે સાબિત થતું; સમજણ ઉપરથી પુરવાર થાય એવું; સહજ સિદ્ધ.

**અર્થાપન્ન અધિકાર** [ સં. અર્થ ( ભાવ ) + આપન્ન ( મળેલ ) + અધિકાર ( સત્તા )] પું. અર્થ ઉપરથી જણાતી હકૂમત; ગર્ભિત અધિકાર; અટકળથી સમજી લેવાની સત્તા.

**અર્થાપહ્નુતિ** [સં. અર્થ (મતલબ) + અપહ્નુતિ (સંતાડવું તે )] સ્ત્રી. ( કાવ્ય ) અપહ્નુતિ અલંકારના બે મુખ્ય પ્રકાર માંહેનો એક. જુઓ અપહ્નુતિ.

**અર્થાભિમુખ** [ સં. અર્થ ( પૈસો ) + અભિ ( તરફ ) + મુખ ( મોઢું )] વિ. પૈસા કમાવામાં હોશિયાર.

**અર્થારોપ** [ સં. અર્થ ( મતલબ ) + આરોપ ( મુકાવાપણું )] પું. જોડી કાઢેલ વાર્તા; કલ્પિત કથા.

**અર્થાર્થી** ૧. [ સં. અર્થ ( હેતુ ) + અર્થિન્ ( ઇચ્છાવાળું )] વિ. ઇચ્છનાર.

૨. [ સં. અર્થ ( પૈસો ) + અર્થિન્ ( ઇચ્છાવાળું )] વિ. પૈસાની ઇચ્છાવાળું; ધનલોભી.

૩. વિ. સૌથી વધારે લોકોને સૌથી વધારે સુખ કેમ મળે એવી ઇચ્છાવાળું; જનસુખવાદી; લોકહિતવાદી.

૪. વિ. સ્વાર્થી; મતલબી.

**અર્થાલંકાર** [ સં. અર્થ ( મતલબ ) + અલંકાર ( શોભા )] પું. ( કાવ્ય ) અર્થથી આણવામાં આવતી શોભા; અર્થચમત્કૃતિ; અનુપ્રાસ વગેરેનો નહિ પણ અર્થનો ચમત્કાર; શબ્દની નહિ પણ અર્થની ચમત્કૃતિવાળો અલંકાર.

> અનુપ્રાસ અને યમક કે જમક વગેરે શબ્દાલંકાર છે. ઉપમા, રૂપક વગેરે **અર્થાલંકાર** છે.
> ગુજરાતી લેખનકળા

**અર્થાલીક** [ સં. અર્થ ( ધન ) + અલીક ( ખોટું )] વિ. દ્રવ્યને માટે જૂઠું બોલનાર.

**અર્થાવગ્રહ** [ સં. અર્થ ( સમજણ ) + અવગ્રહ ( પકડી લેવું તે )] પું. સામાન્ય બોધ. અર્થાવગ્રહ બે પ્રકારનો માનવામાં આવે છે: વ્યાવહારિક અને નૈશ્ચયિક.

**અર્થાવગ્રહણ** [ સં. અર્થ ( હેતુ ) + અવગ્રહણ ( જ્ઞાન )] ન. કરણીના ફળનો કરાતો નિશ્ચય.

**અર્થાવબોધ** ૧. [ સં. અર્થ ( મતલબ ) + અવબોધ ( જણાવવાપણું )] પું. શબ્દ અથવા વાક્યના અર્થની સમજ.

**અર્થાવલંબી** [ સં. અર્થ ( મતલબ ) + અવલંબિન્ ( આધાર રાખનાર )] વિ. શબ્દના અર્થને વળગી રહેનાર.

**અર્થાવહ** [ સં. અર્થ ( મતલબ ) + આવહ ( પમાડનાર )] વિ. ફાયદેસર; ન્યાયસિદ્ધ.

**અર્થાંતર** ૧. [ સં. અર્થ ( માયનો ) + અંતર ( જુદું )] પું. વિરુદ્ધ અર્થ.

૨. ન. ન્યાયના ૨૨ નિગ્રહસ્થાન માંહેનું એ નામનું એક. જુઓ નિગ્રહસ્થાન.

૩. ન. બીજું કારણ અથવા હેતુ.

૪. ન. બીજો અર્થ; જુદો અર્થ.

૫. [સં. અર્થ ( બાબત ) + અંતર (બહાર)] ન. ( ન્યાય ) વિષય બહાર બોલવાપણું; વાદનો એક દોષ; અપ્રસ્તુત બોલવા રૂપ દોષ; સામા દલીલ કરનારને તોડવા માટે જોઈએ તેથી બીજું સાબિત કરવાનો હેત્વાભાસ એટલે ખોટો હેતુ.

> વિષયથી બહાર જઈ અપ્રસ્તુત બોલવું એ **અર્થાંતર** છે. ઘણા વક્તાઓને જમે તે વિષયમાં પોતાના વખાણ ઘુસાડવાની ટેવ હોય છે, ઘણાઓ પોતાને પ્રિય હોય તે હકીકત કે વાત બોલવા ચડી જાય છે. આ નિયમ બરાબર પાળીએ તો જ્યાં અમુક હકીકત ખરી છે કે ખોટી છે એનો જ પ્રશ્ન હોય ત્યાં એ હકીકત ફાયદાકારક છે કે નહિ એનો વિચાર પણ અર્થાંતર છે. તેમ જ પ્રતિપક્ષીના અમુક શબ્દોના બે અર્થો કરી તેની અથવા પ્રતિપક્ષીની રીતભાતની મશ્કરી કરવી એ પણ અર્થાંતર જ ગણાય.
> પ્રમાણશાસ્ત્રપ્રવેશિકા

**અર્થાંતરન્યાસ** ૧. [ સં. અર્થ ( મતલબ ) + અંતર ( જુદું ) + ન્યાસ ( પ્રમાણપૂર્વક સાબિત કરવું તે )] પું. ( ન્યાય ) અમુક વાત ઉપરથી કાઢેલ સામાન્ય અનુમાન; સામાન્યાધિગમ; વ્યાપ્તિનિર્દેશ.

૨. પું. ( કાવ્ય ) સામાન્ય ઉપરથી વિશેષની અને વિશેષ ઉપરથી સામાન્યની સાબિતી જે વડે કરેલી હોય એવો એક અલંકાર. જેમકે,

સીતા સમાણી સતી કોણુ શાણી,
પતિ પ્રતિજ્ઞાય સદા પ્રમાણી;
કુરંગ હણુવા મતિ ભ્રષ્ટ કીધી,
વિનાશકાળે વિપરીત બુદ્ધિ.

'વિનાશકાળે વિપરીત બુદ્ધિ' એ સામાન્ય હકીકત છે. સર્વની બુદ્ધિ વિનાશકાળે વિપરીત થાય છે એમ સર્વને લાગુ પડે છે. એ સામાન્ય બાબતથી વિશેષ બાબતનું એટલે પહેલી ત્રણ લીટીમાં જણાવેલી સીતાની બાબતનું સમર્થન થાય છે.

**અર્થાંતર સંક્રમિત વાચ્ય** [ સં. અર્થાંતર ( બીજો અર્થ ) + સંક્રમિત ( બીજે મૂકેલ ) + વાચ્ય ( કહેવા ધારેલ ) ] ન. ( કાવ્ય ) એક જાતનું ધ્વનિકાવ્ય; સીધો અર્થ થતો હોય છતાં કવિ વ્યંગ્ય એટલે કટાક્ષ કાઢી ચમત્કાર બતાવે તે. જુઓ કાવ્ય.

**અર્થાંતરોપક્રમ** [ સં. અર્થાંતર ( બીજો અર્થ ) + ઉપક્રમ ( શરૂઆત ) ] પું. બીજા અર્થની શરૂઆત.

**અર્થાંતરોપન્યાસ** [ સં. અર્થાંતર ( બીજો અર્થ ) + ઉપન્યાસ ( વાક્યનો ઉપયોગ ) ] પું. ( ન્યાય ) ન્યાયમાં એક જાતનું નિગ્રહસ્થાન એટલે વાદમાં હારનું ઠેકાણું. જ્યારે વાદી મૂળ વિષય અથવા અર્થની સાથે જરા પણ સંબંધ ન રાખે એવી વાત કરે ત્યારે આ નિગ્રહસ્થાન થાય છે.

**અર્થાંધ** [ સં. અર્થ ( ધન ) + અંધ ( આંધળું ) ] વિ. પૈસાના અભિમાનથી આંધળું.

**અર્થિક** ૧. પું. ભિખારી; ભિક્ષુ.
૨. [ સં. અર્થિન્ ( માગણ ) + ક ( સ્વાર્થવાચક પ્રત્યય ) ] પું. રાજાઓનાં વખાણ કરનાર બંદીજન. તે ઊઠવાનો, સૂવાનો, ખાવાનો વગેરે વખત રાજાને સંગીતમાં જાહેર કરે છે.
૩. વિ. લાલચુ; અર્થી.

**અર્થિત** ૧. ન. ઇચ્છા; મરજી.
૨. [ સં. અર્થ્ ( માગવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. માગેલ; યાચેલું.

**અર્થી** ૧. [ હિં. ] પું. આડતિયો.
૨. પું. આશ્રિત.
૩. પું. ઉમેદવાર.
૪. પું. ધણી; સ્વામી.
૫. પું. નોકર; સેવક.
૬. પું. પોતા પાસે ન હોય તેવા ધનનો માલિક.
૭. પું. વાદી; દાદ માગનાર.
૮. [ સં. અર્થિન્ ( માગનાર ) ] ન. માગણ; ભિખારી.
૯. વિ. અરજ કરનાર.
૧૦. [ સં. અર્થ ( અભિલાષ ) + ઇન્ ( વાળું ) ] વિ. ઇચ્છા રાખનાર.
૧૧. વિ. ગરજુ; મતલબી.
અર્થીને અક્કલ નહિ = ગરજવાનમાં બુદ્ધિ ન હોય.
૧૨. વિ. ( ન્યાય ) ધારેલ અર્થ બતાવનાર.
૧૩. [ સં. અર્થ ( ધન ) + ઇન્ ( વાળું ) ] વિ. પૈસાદાર; સાહૂકાર; ધનિક; શ્રીમંત.
૧૪. વિ. માગનાર; જાચક.
૧૫. વિ. ( જૈન ) સૂત્ર તથા અર્થને જાણનાર.

**અર્થે** [ સં. અર્થ ( પ્રયોજન )ની સાતમી વિભક્તિ ] અ. વાસ્તે; કાજે; સારુ; માટે.

**અર્થોત્પત્તિ** [ સં. અર્થ ( ધન ) + ઉત્પત્તિ ( પેદાશ ) ] સ્ત્રી. કમાણી.

**અર્થોત્પાદક** [ સં. અર્થ ( નાણું ) + ઉત્પાદક ( પેદા કરનાર ) ] વિ. પૈસા પેદા કરે તેવું.

**અર્થોપક્ષેપક** [ સં. અર્થ ( મતલબ ) + ઉપક્ષેપક ( સૂચવનાર ) ] પું. ( નાટ્ય ) અંકમાં જાહેર રીતે નહિ બતાવી શકાતો વિષય. તે પાંચ છે: ૧. વિષ્કંભક, ૨. પ્રવેશક, ૩. ચૂલિકા, ૪. અંકાવતાર અને ૫. પંચમુખ.

**અર્થોપદેશક** ૧. [ સં. અર્થ ( મતલબ ) + ઉપદેશક ( સમજાવનાર ) ] પું. અર્થ સમજાવનાર ભાગ; મતલબ સમજાવનાર વિભાગ.
૨. વિ. અર્થ સમજાવનારું.

**અર્થોપપત્તિ** [ સં. અર્થ ( માયનો ) + ઉપપત્તિ ( યોગ્યતા ) ] સ્ત્રી. અર્થ બંધબેસતો હોવાપણું.

**અર્થોપમા** [ સં. અર્થ ( માયનો ) + ઉપમા ( સરખામણી ) ] સ્ત્રી. ( કાવ્ય ) એ નામનો એક અલંકાર; અર્થ ઉપર આધાર રાખનારી ઉપમા.

**અર્થોપાયમંડળી** [ સં. અર્થ ( પૈસો ) + ઉપાય ( સાધન ) + મંડલ ( સમૂહ ) ] સ્ત્રી. ધન વગેરેની મદદ કરનાર લોકોનો સંઘ; સાધનમંડળી.

**અર્થોપાર્જન** [ સં. અર્થ ( નાણું ) + ઉપાર્જન ( મેળવવું તે ) ] ન. પૈસાની કમાણી.

**અર્થોષ્મા** [ સં. અર્થ ( પૈસો ) + ઉષ્મન્ ( ગરમી ) ] સ્ત્રી. પૈસાની ગરમી; ધનનો ગર્વ.

**અર્થૌઘ** [ સં. અર્થ ( પૈસો ) + ઓઘ ( ઢગલો ) ] પું. પૈસાનો ભંડાર.

**અર્થ્ય** ૧. [ સં. ] પું. ગેરુ; એક જાતની લાલ મટોડી.
૨. ન. ડુંગરનો રસ મનાતી એક ઔષધિ; શિલાજિત.
૩. વિ. જેની પાસે માગવા જેવું હોય તેવું; પ્રાર્થના કરવા લાયક.
૪. વિ. ડાહ્યું; બુદ્ધિવાળું.
૫. વિ. ધનવાન; પૈસાદાર.
૬. વિ. માગણી કરી શકાય એવું.
૭. વિ. યોગ્ય અર્થવાળું; લાગુ પડતા અર્થવાળું.
૮. વિ. સમજણથી ભરપૂર અર્થવાળું.

**અર્દ્** ૧. [ સં. ] અ. ક્રિ. અરજ કરવી; માગણી કરવી.
૨. અ. ક્રિ. જવું.
૩. અ. ક્રિ. બીખ માગવી.
૪. સ. ક્રિ. ચીરવું; ફાડવું.
૫. સ. ક્રિ. ( ધાતુ ) ઠાર મારવું. તે ઉપરથી અર્દન, અર્દિત વગેરે શબ્દ નીકળેલા છે.
૬. સ. ક્રિ. દુઃખવવું; ઈજા કરવી.

**અર્દ** [ અ. ] પું. અકબરે શરૂ કરેલા ઇલાહી સનના મહિનાનો પચીશમો દિવસ.

**અર્દન** ૧. [ સં. અર્દ્ ( મારી નાખવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] પું. વિષ્ણુ, કેમકે તે પોતાના દુશ્મનોનો નાશ કરે છે.
૨. ન. ગમન; જવું તે.
૩. [ સં. અર્દ્ ( દુઃખ દેવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. પીડન; દુઃખ દેવાપણું.
૪. ન. મારી નાખવું તે; વધ.
૫. [ સં. અર્દ્ ( યાચવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. યાચના; માગણી.

**અર્દના** જુઓ અર્દન ૨-૫.

**અર્દશીર** પું. અરદેશર. સંસ્કૃત જેને અતક્ષત્ર કહે છે તે ઝંદ-અવસ્તા અને ફારસીમાં અર્તક્ષત્ર તરીકે અપભ્રંશ થયેલ છે. તે ઉપરથી અર્દશીર એટલે સિંહ જેવો પરાક્રમી શબ્દ થયો છે.

**અર્દાફરોશ** ૧. પું. ( જરથોસ્તી ) પવિત્ર માણસને રાહ એટલે રસ્તો બતાવનાર દેવ.
૨. ન. સ્વર્ગવાસ પામેલ માણસ.

**અર્દાવિરાફ** પું. ( જરથોસ્તી ) પારસીઓનો એ નામનો એક પવિત્ર પુરુષ.

**અર્દિત** ૧. પું. ( વૈદક ) અડદિયો વા; મોઢાનો લકવો. તેમાં મોંનો અરધો ભાગ વાંકો થઈ ઢરડાઈ જાય, જીભે બોલવામાં લોચા વળે, ડોક વાંકી થઈ જાય, ફેર આવે અને આંખ, ભમર, ગાલ અને નાકમાં દુઃખ થાય. જે બાજુએ આ વાયુરોગ થયો હોય તે પડખે ડોક, લડપચી અને દાંતમાં પીડા થાય. આ રોગવાળાથી બરાબર ફૂંક મરાતી નથી, થૂંકી શકાતું નથી, તથા અક્ષર બરાબર ઉચ્ચારી શકાતા નથી.
૨. પું. ( પિંગળ ) દરેક ચરણમાં ૬ ભગણ, નગણ અને યગણ મળી ૨૪ અક્ષરનો એક

અક્ષરમેળ છંદ. તેમાં ૧૨મા અક્ષર પછી વિસામો આવે છે.

૩. [ સં. અર્દ્ ( જવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. ગયેલું; ગત.

૪. [ સં. અર્દ્ ( ચીરવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. ચીરેલું; ફાડેલું.

૫. [ સં. અર્દ્ ( દુઃખવવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. દુઃખ પામેલ; પીડિત.

૬. [ સં. અર્દ્ ( નાશ કરવો ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. નાશ કરેલું.

૭. [ સં. અર્દ્ ( યાચવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. માગેલું; યાચિત.

**અર્દિતપાદ** પું. ( પિંગળ ) દરેક ચરણમાં રગણ, નગણ, જગણ અને યગણ મળી ૧૨ અક્ષરનો એક અક્ષરમેળ છંદ.

ર ન જ ય ધર હું **અર્દિતપાદે**.

રણપિંગળ

**અર્દિતવાયુ** જુઓ અર્દિત ૧.

**અર્દિબેહસ્ત** ૧. [ ફા. ઉર્દીબહિશ્ત ] પું. ( જરથોસ્તી ) અગ્નિ; દેવતા.

૨. પું. પારસી વરસનો બીજો મહિનો.

**અર્દ્ધ** જુઓ અર્ધ.

**અર્ધ** ૧. પું. ( પિંગળ ) એક જાતનો છંદ.

૨. પું. પવન; વાયુ.

૩. પું. ભાગ; ખંડ.

૪. પું. વધારો; વૃદ્ધિ.

૫. [ સં. ] ન. બે સરખા ભાગમાંનો એક.

૬. વિ. બે સરખા ભાગમાંના એક જેટલું; અરધું.

**અર્ધઆડચૌતાલ** પું. ( સંગીત ) સાત માત્રાનો એક તાલ.

**અર્ધક** પું. દીર્ઘ એટલે લાંબો ઉચ્ચાર કર્યા છતાં હ્રસ્વ એટલે ટૂંકા જેવો સંભળાય તેવો બોલવાના અઢાર જાતના દોષ માંહેનો એક. જુઓ દોષ.

**અર્ધકલા** પું. ( પિંગળ ) એક અક્ષરમેળ છંદ. તેના દરેક ચરણમાં ૩ સગણ મળી ૯ અક્ષર આવે છે.

**અર્ધકંટિકા** સ્ત્રી. ( વૈદક ) એક ઔષધિ; મહાશતાવરી. તે ભૂખ લગાડનાર, વીર્ય વધારનાર, ઠંડી અને સંગ્રહણી, હરસ તથા આંખના રોગોનો નાશ કરનાર મનાય છે.

**અર્ધકામમોહિની** પું. ( પિંગળ ) વિમોહા; અગ્નિશ્રી છંદ; દરેક ચરણમાં બે રગણ મળી ૬ અક્ષરનો એક છંદ.

**અર્ધકાય** [ સં. અર્ધ ( અરધું ) + કાય ( શરીર ) ] પું. શરીરનો અરધો ભાગ.

**અર્ધકાલ** પું. શિવ; શંકર.

**અર્ધકીલ** ન. ( પુરાણ ) એ નામનું એક સરોવર.

**અર્ધકુસુમિતા** પું. ( પિંગળ ) દરેક ચરણમાં ભગણ, સગણ, નગણ, નગણ અને ગુરુ મળી ૧૩ અક્ષરનો એક છંદ.

**અર્ધકુંભમેળો** પું. ૭ ૭ વર્ષે પ્રયાગમાં ભરાતો એ નામનો એક મેળો.

**અર્ધકૂટ** જુઓ અર્ધકાલ.

**અર્ધકૂર્માસન** [ સં. અર્ધ ( અરધું ) + કૂર્મ ( કાચબો ) + આસન ( બેઠક ) ] ન. ( યોગ ) પ્રાણાયામનાં ૮૪ આસન માંહેનું એ નામનું એક. તેમાં બે હાથ કોણીથી લાંબા કરી જમીનને અડાડી હથેળીઓ ચત્તી રાખી મોઢું આગળ રાખી પગ ઢીંચણથી વાળી પંજા ઊંધા રાખી ભોંયને અડીને બેસવામાં આવે છે.

**અર્ધકૃત** [ સં. અર્ધ ( અરધું ) + કૃત ( કરેલ ) ] વિ. અરધું કરેલું; અધૂરું.

**અર્ધકેતુ** [ સં. ] પું. રુદ્ર.

**અર્ધક્ષમા** પું. ( પિંગળ ) દરેક ચરણમાં મગણ, તગણ અને યગણ મળી ૯ અક્ષરનો એક અક્ષરમેળ છંદ.

**અર્ધક્ષીર સ્ફટિક** [ સં. અર્ધ ( અરધું ) + ક્ષીર ( દૂધ ) + સ્ફટિક ( એક જાતનો સફેદ પથ્થર ) ] પું. દૂધ જેવો સફેદ નહિ પણ તેથી સહેજ ઝાંખો એક જાતનો પથ્થર.

**અર્ધખીલ** [ બંગાળી અર્ધ + ખિલ ( પડતર જમીન ) ] સ્ત્રી. અમુક ભાગ ખેડવાણ અને અમુક ભાગ પડતર રહેતો હોય એવી જમીન.

**અર્ધગજ** [ અર્ધ ( અરધું ) + ગજ ( એક માપ ) ] પું. અર્ધો ગજ; બાર તસુ.

એવી ત્રણ ત્રણ માત્રાને છેટે ગજના આઘના છેડાથી ચાર પર્વ અથવા કુળ અથવા ચોકડીઓ કરવી એટલે ચોથા પર્વે **અર્ધગજ** થશે.

રાજવલ્લભ

**અર્ધગતાગત** સ્ત્રી. ( કાવ્ય ) ગતાગત કવિતાનો એક ભેદ. ગતાગતમાં પાદાનુપાદગતાગત, અર્ધગતાગત, તદક્ષરતદર્થગતાગત, ભિન્નપદાર્થગતાગત, પ્રતિલોમગતાગત વગેરે ભેદો છે. જુઓ ગતાગત.

**અર્ધગરકી** [ અર્ધ ( અરધું ) + ગરકી ] સ્ત્રી. પાણીમાં અર્ધું ડૂબે એવું એક જાતનું ફિક્કા ભૂરા રંગનું અગરનું લાકડું. તેને નિમગરકી પણ કહે છે.

**અર્ધગર્ભાસન** ન. ( યોગ ) પેટનું એ નામનું એક આસન. પદ્માસન વાળ્યા પછી બન્ને હાથ પિંડી નીચેથી બહાર કાઢવા અને ખૂબ આગળ લંબાવવા. આ આસનથી પેટના સ્નાયુ બળવાન થાય છે અને પેટનો વાયુ નાશ પામે છે.

**અર્ધગંગા** [ સં. અર્ધ ( અરધું ) + ગંગા ( ગંગા નદી ) ] સ્ત્રી. કાવેરી નદી, કેમકે તેમાં નાહવાથી ગંગા કરતાં અર્ધું પુણ્ય મળવાનું મનાય છે.

**અર્ધગંધકિત** ન. ગંધકના તેજાબમાંના અર્ધા ઉદકજનકવાયુની જગ્યા ધાતુએ લીધી હોય એવો તે તેજાબનો ક્ષાર; 'બાઇસલ્ફેટ'.

**અર્ધગુચ્છ** [ સં. અર્ધ ( અરધું ) + ગુચ્છ ( ઝૂમખું ) ] પું. જેમાં ચોવીસ સેર હોય એવી મોતીની માળા. વરાહમિહિરના મત પ્રમાણે આમાં વીસ સેર હોવી જોઈએ.

**અર્ધગુંજા** [ સં. અર્ધ ( અરધું ) + ગુંજા ( ચણોઠી ) ] સ્ત્રી. અરધી ચણોઠીભાર વજન.

**અર્ધગોળ** ૧. [ સં. અર્ધ ( અરધું ) + ગોલ ( ગોળો ) ] પું. ગોળ આકૃતિનો અર્ધો ભાગ; અર્ધું વર્તુલ; 'સેમિસર્કલ'.

૨. પું. પૃથ્વીના ગોળાનો અરધો ભાગ; 'હેમિસ્ફીઅર'.

૩. વિ. અરધું ગોળ.

**અર્ધગોળાકાર** [ સં. અર્ધ ( અરધું ) + ગોલ ( ગોળ ) + આકાર ( રૂપ ) ] વિ. અરધું ગોળ.

**અર્ધઘુંઘટ** પું. ( નૃત્ય ) ગતિ ભરવાનો એ નામનો એક પ્રકાર. ઘુંઘટના પૂર્ણઘુંઘટ અને અર્ધઘુંઘટ એવા બે પ્રકાર છે. દુપટ્ટાનો છેડો મોં ઢંકાઈ જાય ત્યાંસુધી ઘુંઘટ તાણી પેશવાજના છેડાને બે હાથથી ઉપાડી ચક્ર લેતા જવું. પ્રથમ જમણી બાજુ ચક્ર લઈ ડાબી તરફ લેવું. અર્ધઘુંઘટમાં મોઢું જરાક ઢાંકવું, જમણા હાથે માથાની સોડ દાબવી, ને ડાબે હાથે બાજુની સોડને ચીબ દઈ આંગળાઓથી પકડી સુંદર અભિનય સહિત નૃત્ય કરવું.

**અર્ધઘેલું** [ સં. અર્ધ ( અરધું ) + ગૃહીત ( ભૂત ભરાયેલું ) ] વિ. અરધું ગાંડું; ચક્કર.

**અર્ધચક્ર** ૧. [ સં. અર્ધ ( અરધું ) + ચક્ર ( ગોળાકાર ) ] ન. અરધું ચક્કર.

૨. વિ. અર્ધગોળાકાર.

**અર્ધચક્રવર્તી** [ સં. અર્ધ ( અરધું ) + ચક્રવર્તી ( સાર્વભૌમ રાજા ) ] પું. ( જૈન ) વાસુદેવ. જુઓ અર્ધચક્રી.

**અર્ધચક્રવ્યૂહ** [ સં. અર્ધ ( અરધું ) + ચક્ર ( ગોળાકાર ) + વ્યૂહ ( લશ્કરની રચના ) ] પું. અર્ધવર્તુળમાં થતી ગોઠવણી; અર્ધચક્રના આકારમાં લશ્કરની ગોઠવણ.

**અર્ધચક્રાસન** ન. ( યોગ ) એ નામનું પેટનું એક આસન. હાથ ઊંચા ને સીધા રાખી ઊભા રહ્યા પછી કમરથી પછવાડે ખૂબ નમવું. પછી આગળ ખૂબ નમી હાથ હાથીની સૂંઢની જેમ બન્ને પગની વચ્ચે પાછળ લઈ જવા. આવી રીતે કમરથી બન્ને તરફ નમવું. આ આસનથી કમરનો વિકાર દૂર થાય છે અને પેટ સાફ થાય છે.

**અર્ધચક્રી** ૧. [ સં. અર્ધ ( અરધું ) + ચક્રી ( ચક્રવર્તી રાજા )] પું. ( જૈન ) વાસુદેવ. ચક્રવર્તી કરતાં તેની સત્તા અરધી હોય છે.
૨. પું. બ. વ. નવ કાળા વસુદેવ અને વિષ્ણુના નવ દુશ્મન.

**અર્ધચર્વિત** [ સં. અર્ધ ( અરધું ) + ચર્વિત ( ચાવેલું )] વિ. અરધ ચાવેલ.

**અર્ધચંદ્ર** ૧. પું. અનુનાસિકવાળું ચિહ્ન; ँ.
૨. [ સં. અર્ધ ( અરધું ) + ચંદ્ર ( ચંદ્રમા )] પું. અરધો ચંદ્રમા; ચંદ્રના બિંબનો અરધો ભાગ; ચંદ્રનું સૂર્યથી ક્રાંતિવૃત્તીય અંતર ૯૦ અંશ હોય ત્યારે એટલે સુદ અથવા વદ આઠમના મધ્યભાગે ચંદ્રની કળા; 'ક્વૉડ્રેચર ઑવ ધ મૂન ઍન્ડ ધ સન'.
૩. પું. અર્ધચંદ્રાકાર અણીવાળું બાણ.
૪. પું. ઇસ્લામ ધર્મનું સાંકેતિક ચિહ્ન.
૫. પું. એક જાતનું ત્રિપુંડ્ર; આડ.
૬. પું. કપાળ ઉપર લટકે એવું એક ઘરેણું; તાંત.
૭. પું. ( પિંગળ ) ગુરુ અક્ષરને લઘુ તરીકે વાપરવા માટે તેની ઉપર મૂકવામાં આવતું બીજના જેવું ચિહ્ન; ⌣.
૮. પું. બીજના ચંદ્ર જેવા આકારનો નખક્ષત એટલે નખથી કરેલો જખમ.
૯. પું. બોચીથી પકડી ધક્કો મારવા માટે હથેલીની અર્ધચંદ્ર જેવી આકૃતિ.

૧. અર્ધચંદ્ર દેવો કે આપવો = ગળેથી પકડીને કાઢી મૂકવું. કબરી પીછભાર મયૂરનો વહતા ગયાં વિધાતા પાસ; અર્ધચંદ્ર દઈ શિખી કાઢ્યો, પૂછ્યું પુષ્પ પ્રકાશ.—ભાલણ

૨. અર્ધચંદ્ર મળવો = રજા મળવી; કાઢી મૂકવામાં આવવું.

૧૦. પું. મોરનાં પીછાં ઉપરની આંખ.
૧૧. ન. અર્ધચંદ્રાકારે બાંધેલું તળાવ.
૧૨. ન. ( સંગીત ) તાલના ૭ અંગ માંહેનું એ નામનું એક; માત્રાનો ચોથો ભાગ.
૧૩ ન. શસ્ત્રવિદ્યાનું એક નાનું સરખું હથિયાર; હારિત. ગર્ભાશયમાં બાળક મરી જાય ત્યારે તે બાળકને કાપી બહાર ખેંચી કાઢવામાં તે વપરાય છે.
૧૪. વિ. બીજના ચંદ્ર જેવા આકારનું; અર્ધચંદ્રાકાર.

**અર્ધચંદ્રક** ૧. [ સં. અર્ધ ( અરધું ) + ચંદ્રક ( ચાંદો )] પું. અર્ધચંદ્રના જેવો દેખાવ.
૨. પું. મોરનાં પીછાં ઉપરનો અર્ધચંદ્રના જેવો આકાર.

**અર્ધચંદ્રકૌંસ** [ સં. અર્ધચંદ્ર ( બીજના ચંદ્ર જેવા આકારનું ) + કૌંસ ] પુ. બે અર્ધચંદ્રનો બનતો કૌંસ.

**અર્ધચંદ્રદ્વય** જુઓ અર્ધચંદ્રકૌંસ.

**અર્ધચંદ્રપતાકા** [ સં. અર્ધ ( અરધું ) + ચંદ્ર ( ચાંદો ) + પતાકા ( નિશાની )] સ્ત્રી. અઠ્ઠાવીસ પ્રકારના અભિનયમાંનો એ નામનો એક. તેમાં એક હાથનો અંગૂઠો લાંબો કરી વદ આઠમનો ચંદ્ર, ગળું પકડનારો હાથ ઇત્યાદિનો અભિનય કરવામાં આવે છે.

**અર્ધચંદ્રમા** ૧. [સં. અર્ધ (અરધું) + ચંદ્રમસ્ ( ચાંદો )] પું. અરધો ચંદ્ર.
૨. પું. કપાળે લટકતું પહેરવાનું પાંદડીવાળું સ્ત્રીઓનું એક જાતનું ઘરેણું; તાંત.

**અર્ધચંદ્રા** [ સં. ] સ્ત્રી. કાળા નસોતરનો છોડ; શ્યામા; કાલા.

**અર્ધચંદ્રાકાર** ૧. [ સં. અર્ધ ( અરધું ) + ચંદ્ર ( ચાંદો ) + આકાર ( ઘાટ )] પું. અર્ધગોળ.
૨. વિ. અરધા ચંદ્રના આકાર જેવું.

**અર્ધચંદ્રાકૃતિ** ૧. [સં. અર્ધ (અરધું) + ચંદ્ર ( ચંદ્રમા ) + આકૃતિ ( આકાર )] સ્ત્રી. અરધા ચંદ્રના જેવો આકાર.
૨. સ્ત્રી. કોઈને કાઢી મૂકવા તેને ગળે અર્ધચંદ્રાકાર હાથ મૂકવો તે.
૩. વિ. અર્ધચંદ્રના આકારવાળું; અર્ધવર્તુળ જેવું.

**અર્ધચંદ્રિકા** [સં.] સ્ત્રી. કાનફોડી નામની વેલ.

**અર્ધચિત્ર** [ સં. અર્ધ ( અરધું ) + ચિત્ર ( છબી )] ન. પેટથી ઉપરના ભાગની છબી; 'બસ્ટ'.

**અર્ધચૂડ** સ્ત્રી. સ્ત્રીઓને હાથે પહેરવાનું સોનાના તારનું કંકણ.

**અર્ધચેતન** [ સં. અર્ધ ( અરધું ) + ચેતના ( જ્ઞાન )] વિ. જેનું મન તંદ્રા એટલે અરધી જાગૃત અને અરધી નિદ્રા અવસ્થામાં હોય પણ આંતરમન જાગતું હોય એવું.

**અર્ધચેતના** [ સં. અર્ધ ( અરધું ) + ચેતના ( ચૈતન્ય )] સ્ત્રી. આંતરિક ચેતના; આંતરમન.

**અર્ધચોલક** [ સં. અર્ધ ( અરધું ) + ચોલક ( ચોળી )] પું. ટૂંકી કાંચળી; ચોળી; પોલકું.

**અર્ધજરતીયતા** [ સં. અર્ધ ( અરધું ) + જરત્ ( ઘરડું ) + ઈય ( સંબંધી ) + તા ( પણું )] સ્ત્રી. અનિશ્ચિત વાત. જુઓ અર્ધજરતીયન્યાય.

**અર્ધજરતીયન્યાય** [ સં. અર્ધ ( અરધું ) + જરત્ ( ઘરડું ) + ઈય ( ને લગતું ) + ન્યાય ( દૃષ્ટાંત )] પું. અનિશ્ચિત વાત; અરધું આ અને અરધું બીજું, એ બંને વાત સ્પષ્ટ સિદ્ધ હોવા છતાં તેમાંથી એક વાત એટલે અરધું સ્વીકારવામાં આવે તે. જેમકે, આ સ્ત્રી જુવાન છે; કારણ કે તેના વાળ કાળા છે પણ ધોળા નથી થયા; તેમજ એ જ સ્ત્રી ઘરડી છે, કેમકે તેનાં અવયવ શિથિલ થઈ ગયાં છે. આ બેમાંથી ગમે તે એક બાબત એટલે અરધી વાત સ્વીકારવી તે અર્ધજરતીયન્યાય. આ પ્રમાણે કોઈ અરધી વાત એક પક્ષમાં સ્વીકારવા જેવી હોય, તેમજ બીજી અરધી વાત વિરુદ્ધ પક્ષમાં સ્વીકારવા જેવી હોય, ત્યારે આ દૃષ્ટાંત આપવામાં આવે છે.

**અર્ધજલ** [ સં. અર્ધ ( અરધું ) + જલ ( પાણી )] પું. ( હિંદી ) સ્મશાનમાં મુડદાને સ્નાન કરાવીને અર્ધું પાણીમાં અને અર્ધું બહાર નાખી દેવાની ક્રિયા.

**અર્ધજાહ્નવી** [ સં. અર્ધ ( અરધું ) + જાહ્નવી ( ગંગા )] સ્ત્રી. કાવેરી નદી, કેમકે તેમાં નાહવાથી ગંગા કરતાં અર્ધું પુણ્ય મળવાનું મનાય છે.

**અર્ધર્જુ** [ સં. અર્ધ ( અરધું ) + ઋજુ ( સરલ )] ન. અર્ધું સંમુખ; આકૃતિનાં નવ સ્થાન માંહેનું બીજું. જુઓ આકૃતિ.

આકૃતિનાં સ્થાનો ચિત્રલેખકોએ નવ ઠરાવ્યાં છે તેમાં બીજું અર્ધર્જુ એટલે અર્ધું સંમુખ છે.
પુરાતત્ત્વ

**અર્ધજ્યોતિકા** [ સં. ] સ્ત્રી. ( સંગીત ) તાલનો એ નામનો એક ભેદ.

**અર્ધટંક** ન. અધોળ; ઔંસ.

**અર્ધઢાહુલય** પું. ( સંગીત ) લયના ૭ ભેદ માંહેનો એક. કોઈ ગાયક ધ્રુપદ ગાવો શરૂ કરે, અને તે ધ્રુપદના બોલ ચાર આવૃત્તમાં પૂરા થાય, તો ધ્રુપદના એક આવૃત્તની બાર માત્રા ગણાય છે, તેથી ચાર આવૃત્તની અડતાલીસ માત્રામાં તે પૂરો થાય છે. પ્રથમ જે લયથી ધ્રુપદ શરૂ કર્યો હતો તે જ લયથી ચાર આવૃત્તમાં ધ્રુપદને પૂરો ગાઈ રહે તો તે ઢાહુલય કહેવાય, અને તે જ ધ્રુપદના તેટલા જ બોલોને આઠ આવૃત્તમાં અર્ધઢાહુલય ગાઈ પૂરો કરે તો. તે અર્ધઢાહુલય ગણાય.

**અર્ધતનુ** [સં. અર્ધ (અરધું) + તનુ (દેહ)] ન. અરધું શરીર.

**અર્ધતાલવ્ય** [સં. અર્ધ (અરધું) + તાલવ્ય (તાલુથી બોલાતું)] વિ. તાલુસ્થાનમાંથી શુદ્ધ ઉચ્ચાર કરાતો ન હોય એવું; તાલુથી જરા નીચે જીભ અડાડીને ઉચ્ચાર થતો હોય એવું. જેમકે, ચ, છ, જ, ઝ નો સુરત તરફ સંસ્કૃત કે શુદ્ધતાલવ્ય ઉચ્ચાર થાય છે અને ચરોતર તરફ પ્રાકૃત કે અર્ધતાલવ્ય થાય છે.

**અર્ધતિક્ત** [સં. અર્ધ (અરધું) + તિક્ત (કડવું)] પું. નેપાળમાં થતો એક જાતનો લીંબડો.

**અર્ધતૂર** [સં. અર્ધ (અરધું) + તૂર (શરણાઈ)] પું. રણસંગ્રામમાં વગાડવાનું એક જાતનું વાજું.

**અર્ધતોટક** પું. (પિંગળ) એક જાતનો સમવૃત્ત વર્ણમેળ છંદ; તિલકા; ઝીલછંદ. તેના દરેક ચરણમાં સગણ અને સગણ મળી ૬ અક્ષર હોય છે. જેમકે,

ઉપકારી નરો, જગમાંહિ ફરો;
અપકારી મરો, નરકે જ ગરો.

**અર્ધદગ્ધ** ૧. [સં. અર્ધ (અરધું) + દગ્ધ (બળેલું)] વિ. અધકચરા જ્ઞાનવાળું.
૨. વિ. અરધું બળેલું.

**અર્ધદગ્ધતા** ૧. [સં. અર્ધ (અરધું) + દગ્ધ (બળેલું) + તા (પણું)] સ્ત્રી. અધકચરાપણું; અપક્વતા.
૨. સ્ત્રી. અરધું બળેલ હોવાપણું.

**અર્ધદિન** જુઓ અર્ધદિવસ.

**અર્ધદિવસ** ૧. [અર્ધ (અરધું) + દિવસ (દિન)] પું. અરધો દિવસ; ૭ કલાક.
૨. પું. બાર કલાકનો દિવસ; ચોવીશ કલાકના દિવસનો અર્ધ ભાગ.
૩. પું. મધ્યાહ્ન.

**અર્ધદૃષ્ટિ** જુઓ અર્ધદૃષ્ટિરોગ.

**અર્ધદૃષ્ટિરોગ** [સં. અર્ધ (અરધું) + દૃષ્ટિ (નજર) + રોગ] પું. આંખનો એક રોગ, જેમાં આંખના કેટલાક જ્ઞાનતંતુ જડ થઈ જવાને લીધે દરદી ફક્ત વસ્તુનો અમુક ભાગ જ જોઈ શકે છે.

**અર્ધદેવ** ૧. [સં. અર્ધ (અરધું) + દેવ (દેવતા)] પું. ઊતરતા દરજ્જાના દેવ; ગામડાંના નાના દેવ, જેમની પૂજા હિંદુ ખેડૂતોનો મોટો વર્ગ કરે છે.
૨. પું. ગંધર્વ.
૩. વિ. દેવની પાસે રહેલ.

**અર્ધદ્રુત** ન. (સંગીત) તાલનાં ૭ અંગ માંહેનું એક; એક માત્રાને અંતરે તાલ આવે એવો ભાગ; વિરામ અંગ.

**અર્ધધનુષાસન** [સં. અર્ધ (અરધું) + ધનુષ્ (કામઠું) + આસન (બેઠક)] ન. યોગનાં ૮૪ આસન માંહેનું એ નામનું એક; બંને હાથ અને બંને પગથી કમાન વાળી માથું બંને હાથની વચ્ચે, છાતી આકાશ તરફ અને કમર ઊંચી રાખવી એ જાતનું આસન; અરધા ધનુષ્યના આકાર જેવી બેસણી.

**અર્ધધાર** [સં. અર્ધ (અરધું) + ધાર (પાનું)] ન. સુશ્રુત પ્રમાણે શસ્ત્રક્રિયાનાં વીશ શસ્ત્રોમાંનું એક; છરી અથવા નસ્તર. તેને એક ધાર હોય છે.

**અર્ધનગ્ન** [સં. અર્ધ (અરધું) + નગ્ન (નાગું)] વિ. પૂરેપૂરાં કપડાં નહિ પહેરેલું; અરધું નાગું.

**અર્ધનયન** [સં. અર્ધ (અરધું) + નયન (આંખ)] ન. દેવતાની ત્રીજી આંખ, જે કપાળમાં હોય છે.

**અર્ધનાકુલ** [સં. અર્ધ (અરધું) + નકુલ (નોળિયો)] પું. નોળિયાથી અર્ધી ઝડપવાળી લડાઈમાં ઉપયોગી ઘોડાની એક ચાલ.

**અર્ધનારાચ** ૧. પું. (પિંગળ) દરેક ચરણમાં જગણ, રગણ, લઘુ અને ગુરુ મળી ૮ અક્ષરનો છંદ; પ્રમાણિકા.
૨. [સં. અર્ધ (અરધું) + નારાચ (લોઢાનું તીર)] ન. અર્ધચંદ્રાકાર ફળાવાળું એક જાતનું લોઢાનું બાણ.
૩. ન. (જૈન) જેને એક પડખે મર્કટબંધન એટલે હાડકાંનો મજબૂત સાંધો અને બીજે પડખે ખીલી હોય તેવું હાડકાનું બંધારણ; ૭ સંઘયણ એટલે શરીરના હાડ વગેરેના બંધારણમાંનું ચોથું.

**અર્ધનારાયણ** [સં.] પું. વિષ્ણુનું એક સ્વરૂપ.

**અર્ધનારી** પું. (પુરાણ) નર અને નારી શક્તિસૂચક, અરધું પુરુષ અને અરધું નારી જેવું શિવનું સ્વરૂપ. આ સ્વરૂપ સંબંધી ઘણી આખ્યાયિકા છે. ઉત્પાદકશક્તિના એક રૂપ સર્જનહારના ચિહ્ન તરીકે લિંગ રૂપે અને બીજા રૂપ સ્ત્રીશક્તિના ચિહ્ન તરીકે યોનિ રૂપે તે બંને પૂજાય છે. પૂજા કરનારના જ્ઞાનની ભૂમિને લઈને જુદી જુદી ભાવનાઓને સ્થાન મળ્યાં છે. શિવનાં શક્તિસ્વરૂપરૂપ આવાં બીજાં પણ નામ છે. જેવાં કે, અર્ધનારીશ્વર, અર્ધનારીશ, પરાર્ધ્ધ.

**અર્ધનારીનટેશ્વર** [સં. અર્ધ (અરધું) + નારી (સ્ત્રી) + નટ (નાચનાર) + ઈશ્વર (શ્રેષ્ઠ પુરુષ)] પું. અર્ધાંગે પાર્વતીને ધારણ કરેલાં છે એવા શંકર.

**અર્ધનારીનટેશ્વરઅંજન** ન. (વૈદક) તાવ ઉપર અંજાતું એક જાતનું અંજન. લીંબોળીનાં બીજ, મનઃશિલ, જીરું, ઘરનો ધુંવાડો, લીંડીપીપર સમભાગે મેળવી કારેલીના રસની ૨૧ ભાવના આપી તે બનાવાય છે. જે આંખમાં તે આંજવામાં આવે તે પડખાના અર્ધા અંગનો તાવ તરત ઊતરી જતો હોવાનું મનાય છે.

**અર્ધનારીનટેશ્વરરસ** જુઓ અર્ધનારીશ્વરરસ.

**અર્ધનારીનર** [સં. અર્ધ (અરધું) + નારી (સ્ત્રી) + નર (પુરુષ)] ન. જેમાં નર અને માદા બંનેનાં લક્ષણ કે અવયવ હોય એવું પ્રાણી.

**અર્ધનારીવેષ** [સં. અર્ધ (અરધું) + નારી (સ્ત્રી) + વેષ (પોષાક)] પું. અરધો સ્ત્રીનો વેષ.

**અર્ધનારીશ** જુઓ અર્ધનારીશ્વર.

**અર્ધનારીશ્વર** ૧. [સં. અર્ધ (અરધું) + નારી (સ્ત્રી) + ઈશ્વર (શિવ)] પું. અરધું પુરુષ અને અરધું સ્ત્રી એવું શિવનું એક સ્વરૂપ; જેને અર્ધાંગે પાર્વતી છે એવા શિવ; શિવશક્તિનું મિશ્રરૂપ; શાસ્ત્રોમાંની દેવતા સંબંધી એક કલ્પના. શંકર અને પાર્વતીના એકત્ર રૂપની આ મૂર્તિ છે. અરધો ભાગ મહાદેવનો અને અરધો ભાગ પાર્વતીનો એટલે અરધો પુરુષનો અને અરધો સ્ત્રીના શરીરનો ભાગ એકત્ર જોડી દઈને મિશ્ર મૂર્તિ બને છે તેને અર્ધનારીશ્વરને નામે ઓળખવામાં આવે છે. દક્ષિણમાં શૈવધર્મ પ્રબળ હોવાથી ત્યાં બીજા પ્રાંત કરતાં આવી મૂર્તિ બહુ જોવામાં આવે છે. મત્સ્ય પુરાણમાં અર્ધનારીશ્વરનું વર્ણન આપ્યું છે કે: માથાના જમણા ભાગ પર જટાભાર, કપાળ પર ચંદ્રની કોર, ડાબી બાજુએ કુંકુમનું તિલક, જમણા કાનમાં વાસુકીનું કુંડલ અને ડાબા કાનમાં વાળી વગેરે સ્ત્રીઓના અલંકાર, જમણા હાથોમાં નરકપાલ, ત્રિશૂળ વગેરે અને ડાબામાં આરસો કે કમળ, જમણે હાથે સર્પભૂષણ, જ્યારે ડાબે હાથે રત્નકંકણો, જમણો પગ કમળ પર ગોઠવાયેલો જ્યારે ડાબામાં નુપુર ચડાવી મેંદીથી રંગેલો તથા જમણા પગથી જરા ઊંચો રાખેલો હોય છે.
૨. પું. (વૈદક) તાવ ઉપર અપાતું એક જાતનું અંજન. જુઓ અર્ધનારીનટેશ્વરઅંજન.

**અર્ધનારીશ્વરઅંજન** જુઓ અર્ધનારીનટેશ્વરઅંજન.

**અર્ધનારીશ્વરનસ્ય** ન. (વૈદક) મગજના રોગ ઉપર અપાતું સૂંઘવાનું એક ઓસડ. કોડીભસ્મ તોલા ૨॥, શુદ્ધ ટંકણ તોલા ૨॥, મરી તોલા ૯, વછનાગ તોલા ૩ સાથે ખરલ કરી સ્ત્રીના ધાવણમાં ઘૂંટી, સૂકવી, કપડે ચાળવાથી તે બને છે.

**અર્ધનારીશ્વરરસ** ૧. [સં.] પું. (વૈદક) જીર્ણ વિષમજ્વર ઉપર અપાતું એક ઔષધ. પારદ તોલો ૧, ગંધક તોલો ૧, વછનાગ તોલા ૨, નેપાળાનાં બી તોલા ૨, અને મરી તોલા ૪ એ પાંચેના ચૂર્ણને ત્રિફળાના ક્વાથની પાંચ ભાવના આપી આ દવા બનાવાય છે.

૨. પું. (વૈદક) સન્નિપાત જ્વર માટે નસ્ય એટલે સૂંઘવાના ઓસડ તરીકે વપરાતો એક રસ. પારદ, ગંધક, વછનાગ અને ટંકણ એ બધી ચીજ સમાન ભાગે લઈ કજ્જલી કરી તાજા મરેલા સર્પના મોંમાં ભરી તે મોંને કપડમટ્ટી કરી ઉપર નીચે મીઠું ભરી માટલાનું મોં બંધ કરી આકરા તાપથી ચાર પહોર પકવવું. એની મેળે ઠંડું થયા પછી ભસ્મ કાઢી લઈ ખરલ કરી સૂંઘવા આપવી. જે બાજુના નસકોરામાંથી સૂંઘવામાં આવે તે બાજુનો તાવ ઊતરી જાય એવો આ રસનો પ્રભાવ મનાય છે. ટંકણને બદલે તાંબાની ભસ્મ પણ વપરાય છે.

**અર્ધનાવ** [સં. અર્ધ (અરધું) + નાવ (વહાણ)] ન. અરધું વહાણ.

**અર્ધનિદ્રા** [સં. અર્ધ (અરધું) + નિદ્રા (ઊંઘ)] સ્ત્રી. અર્ધ જાગૃત દશા; કાચી ઊંઘ.

**અર્ધનિદ્રિત** [સં. અર્ધ (અરધું) + નિદ્રિત (ઊંઘવાળું)] વિ. અરધું ઊંઘમાં હોય તેવું.

**અર્ધનિમીલિત** [સં. અર્ધ (અરધું) + નિમીલિત (મીંચેલું)] વિ. અર્ધું બીડેલું; અર્ધું મીંચાયેલું.

**અર્ધનિશ** જુઓ અર્ધનિશા.

**અર્ધનિશા** [સં. અર્ધ (અરધું) + નિશા (રાત્રિ)] સ્ત્રી. અધરાત; મધરાત.

**અર્ધપક્ષ** ૧. [સં. અર્ધ (અરધું) + પક્ષ (પખવાડિયું)] પું. અરધું પખવાડિયું.

૨. [સં. અર્ધ (અરધું) + પક્ષ (ભાગ)] પું. અરધો ભાગ.

૩. [સં. અર્ધ (અરધું) + પક્ષ (પાંખ)] વિ. જેની પાંખ પૂરી ખીલેલી ન હોય એવું; અરધી પાંખવાળું.

માકણ, જૂસીઆ, બગી વગેરે અર્ધપક્ષ પ્રાણી છે. — કીટકશાસ્ત્ર

**અર્ધપઠિત** [સં. અર્ધ (અરધું) + પઠિત (ભણેલ)] વિ. અધૂરું ભણેલ; અધકચરા જ્ઞાનવાળું.

**અર્ધપણ્ય** પું. (પુરાણ) અત્રિવંશના એ નામના એક બ્રહ્મર્ષિ.

**અર્ધપતાકા** પું. એક હાથથી થતા ૨૮ અભિનય એટલે મનની વૃત્તિ જણાવનાર હલનચલનમાંનો એક પ્રકાર. તેમાં ત્રિપતાકાવાળી હાથની કરંગુળિ વાળી લેવામાં આવે છે. ઉપયોગ—પલ્લવ, ફલક, નદી, તીર, ચાકુ, ગોપુર, સંગ, 'બે' એમ કહેવું.

**અર્ધપત્રી** [સં. અર્ધ (અરધું) + પત્ર (પાંખ) + ઇન્ (વાળું)] ન. અર્ધી અર્ધી ચાર પાંખવાળાં જીવડાંના વર્ગનું જીવડું; 'હેમિપ્ટેરે'.

**અર્ધપથ** [સં. અર્ધ (અરધું) + પથ (રસ્તો)] પું. અરધો રસ્તો.

**અર્ધપદ્માસન** ન. યોગનાં ૮૪ આસન માંહેનું એ નામનું એક; મુક્તપદ્માસન. તેમાં જમણા પગને ડાબા સાથળ ઉપર અને ડાબા પગને જમણા સાથળ ઉપર રાખવો, બંને પાની પર પ્રથમ ડાબો હાથ ચત્તો રાખી પછી તે પર જમણો હાથ ચત્તો રાખવો, ચિબુક એટલે હડપચીને હૃદય નજીક રાખવી, ગુદાને થોડી સંકોચી અપાન ઊંચો ચડાવવો, જીભને ઉપરની દાઢોના મૂળના વચલા ભાગમાં ઊંચી રાખવી અને નાકના ટેરવા પર નજર રાખવી. આ આસન બધી જાતની વ્યાધિઓ મટાડનાર તથા ચિત્ત, પ્રાણ અને ઇંદ્રિયોને સ્થિરતા આપનારૂં મનાય છે.

**અર્ધપળ** ૧. [સં. અર્ધ (અરધું) + પલ (ચાર રૂપિયાભાર વજનનું તોલું)] પું. બે રૂપિયાભાર વજનનું તોલું; શુક્તિ; અષ્ટમાનિકા.

૨ કર્ષનો ૧ અર્ધપળ (બે રૂપિયાભાર). તેને શુક્તિ અને અષ્ટમાનિકા પણ કહે છે. — યોગચિંતામણિ

૨. [સં. અર્ધ (અરધું) + પલ (ક્ષણ)] સ્ત્રી. અરધી ક્ષણ; ઘણો થોડો વખત.

**અર્ધપંચાળ** ૧. પું. એ નામનો એક દેશ.

૨. વિ. (ગ્રામ્ય) લગભગ અરધા ભાગનું.

**અર્ધપંડિત** [સં. અર્ધ (અરધું) + પંડિત (વિદ્વાન)] પું. અધકચરા જ્ઞાનવાળો પુરુષ; અર્ધદગ્ધ માણસ; ઓછો ભણેલો.

**અર્ધપંથ** જુઓ અર્ધપથ.

**અર્ધપા** પું. ચોથો ભાગ.

**અર્ધપાણિ** પું. ઊભા લાકડાનો એક જાતનો સાંધો. જુઓ સાંધો.

મેષપુચ્છ, ત્રિખંડ, સૌબદ્ધ, અર્ધપાણિ, મહાવજ્ર, કોનસંધિ, આ સાંધા ઊભા લાકડાના છે. — હિંદી શિલ્પશાસ્ત્ર

**અર્ધપાદાસન** [સં. અર્ધ (અરધું) + પાદ (પગ) + આસન (બેઠક)] ન. યોગનાં ૮૪ આસન માંહેનું એ નામનું એક. આમાં ઊભા રહીને ડાબા પગનો ફણો જમણા પગના ઢીંચણના ઉત્તરના ભાગમાં અડાડી રાખવામાં આવે છે.

**અર્ધપાદિક** [સં. અર્ધ (અરધું) + પાદ (પગ) + ઇક (લગતું)] વિ. અરધો પગ કાપવા જેવું.

**અર્ધપારદર્શક** [સં. અર્ધ (અરધું) + પાર (છેડો) + દર્શક (બતાવનાર)] વિ. પોતામાંથી પ્રકાશને જવા દેનારૂં, પણ તેને એવું વિખેરી નાખનારૂં કે જેમાંથી પ્રકાશ આવતો હોય તે પદાર્થ દેખી ન શકાય.

**અર્ધપારાવત** [સં. અર્ધ (અરધું) + પારાવત (પારેવું)] પું. તેતર.

**અર્ધપાંચાલિક** [સં. અર્ધપંચાલ (એક દેશનું નામ) + ઇક (ને લગતું)] વિ. અર્ધપંચાલ દેશમાં જન્મેલું કે ઉત્પન્ન થયેલું.

**અર્ધપિષ્ટ** [સં. અર્ધ (અરધું) + પિષ્ટ (પીસેલું)] વિ. અર્ધું દળેલું.

**અર્ધપુલાયિત** ન. ઘોડાની એક જાતની ગતિ.

**અર્ધપૂર્ણ** [સં. અર્ધ (અરધું) + પૂર્ણ (ભરપૂર)] વિ. અરધું ભરેલું; પૂરેપૂરૂં નહિ ભરેલું.

**અર્ધપૌરાણિક** [સં. અર્ધ (અરધું) + પૌરાણિક (પુરાણ સંબંધી)] વિ. પૌરાણિક કાળ અને આધુનિક કાળના વચગાળામાં થયેલું.

**અર્ધપ્રચલિત** [સં. અર્ધ (અરધું) + પ્રચલિત (ચાલતું)] વિ. પૂરેપૂરૂં વપરાશમાં ન આવેલું.

**અર્ધપ્રવાહી** [સં. અર્ધ (અરધું) + પ્રવાહિન્ (રેલો ચાલે એવું)] વિ. કંઈક પ્રવાહી અને કંઈક ઘટ્ટ.

**અર્ધપ્રહર** [સં. અર્ધ (અરધું) + પ્રહર (પહોર)] પું. અરધો પહોર; દોઢ કલાક; યામાર્દ્ધ.

દિનમાનના સોળમા ભાગને અર્ધપ્રહર (યામાર્દ્ધ) કહેવામાં આવે છે. — જ્યોતિષહીર

**અર્ધબિંદુક** ન. (સંગીત) તાલનાં ૭ અંગ માંહેનું એ નામનું એક; એક માત્રાને અંતરે તાલ આવે તેવો ભાગ. જુઓ અણુ.

**અર્ધબેકાર** [અર્ધ (અરધું) + બેકાર (કામધંધા વિનાનું)] વિ. જેને જોઈતું કામ ન મળતું હોય એવું; અરધું કામધંધા વિનાનું.

**અર્ધભાગ** [ સં. અર્ધ ( અરધું ) + ભાગ ( હિસ્સો ) ] પું. અરધો ભાગ.

**અર્ધભાગિક** [ સં. અર્ધ ( અરધું ) + ભાગ ( હિસ્સો ) + ઇક ( વાળું ) ] વિ. અર્ધા ભાગનું હકદાર.

**અર્ધભાજ** જુઓ અર્ધભાગિક.

**અર્ધભાસ્કર** [ સં. અર્ધ ( અરધું ) + ભાસ્કર ( સૂર્ય ) ] પું. મધ્ય દિવસ; મધ્યાહ્ન; બપોર.

**અર્ધભુક્ત** [ સં. અર્ધ ( અરધું ) + ભુક્ત ( ખાધેલું ) ] વિ. અરધું ખાધેલું; ખાઈને એઠું મૂકેલું; જમતાં પડતું મૂકેલું.

**અર્ધભુજંગી** પું. ( પિંગળ ) એ નામનો એક અક્ષરમેળ છંદ. સોમરાજી; શંખવાહી. તેના દરેક ચરણમાં ૨ યગણ મળી ૬ અક્ષર આવે છે.

**અર્ધભોદિકા** સ્ત્રી. એક જાતની પૂરી.

**અર્ધભ્રમ** જુઓ અર્ધભ્રમક.

**અર્ધભ્રમક** [ સં. ] પું. ( કાવ્ય ) એક જાતની કાવ્યરચના. એક હારમાં આઠ આઠ ખાનાં, એવી આઠ હારનો ચોસઠ ખાનાંનો એક કોઠો કરી પહેલી ચાર આડી લીટીમાં એક એક ખાનામાં એક એક વર્ણ આવે એવી રીતે એક એક લીટીમાં અનુક્રમે શ્લોકનો પહેલો, બીજો, ત્રીજો અને ચોથો પાદ લખવો. બાકીની ચાર લીટીમાં જમણી બાજુ તરફથી અવળે અક્ષરે ચોથો, ત્રીજો, બીજો, અને પહેલો પાદ લખવો. આડું અને ઊભું વાંચવાનો તેનો એવો ક્રમ છે કે આડી લીટી વાંચવામાં ઉપરની ચાર લીટી પહેલેથી અનુક્રમે ડાબી બાજુ તરફથી જમણી બાજુ તરફ જવું. નીચેની ચાર લીટી વાંચવામાં જમણી બાજુ તરફથી ડાબી બાજુ તરફ જવું અને છેક નીચેની લીટીથી વાંચવાનું શરૂ કરી ઉપર ઉપરની લીટી વાંચવી. ઊભું વાંચવામાં ડાબી બાજુની ચાર લીટી ઉપરથી નીચે જઈ અનુક્રમે વાંચવી અને જમણી બાજુની ચાર લીટી નીચેથી ઉપર જઈને અનુક્રમે વાંચવી.

**અર્ધમત્સ્યેંદ્રાસન** ન. યોગનાં ૮૪ આસન માંહેનું એ નામનું એક. બન્ને પગ એકબીજાને અડાડી લાંબા રાખી બેઠા પછી જમણા પગને ઘૂંટણથી વાળી તેની એડી સીવનીની વચ્ચે રાખવી. ડાબા પગને ઘૂંટણથી વાળી જમણા સાથળની બહારની બાજુએ નજીકમાં ઊભો રાખવો. શરીરને ડાબી તરફ ફેરવવું. જમણો હાથ ડાબા ગોઠણની બહારથી લઈ તે વડે ડાબો પગ પકડવો. પછી શરીરને ડાબી તરફ વધુ ફેરવવું તથા દાઢી ડાબા ખભા પર આવે ત્યાંસુધી માથાને પણ ડાબી તરફ ફેરવવું. પછી ડાબો હાથ પછવાડેથી લઈ તે વડે જમણી જંઘા પકડવી. આ સ્થિતિને અર્ધમત્સ્યેંદ્રાસન કહે છે. આ આસનની ક્રિયામાં જમણા હાથપગનું કામ ડાબા હાથપગથી અને ડાબા હાથપગનું કામ જમણા હાથપગથી પણ લઈ શકાય છે.

**અર્ધમયૂર** [ સં. અર્ધ ( અરધું ) + મયૂર ( મોર ) ] પું. મોરથી અરધી ઝડપવાળી લડાઈમાં ઉપયોગી છલંગથી દોડવાની ઘોડાની એક ચાલ.

**અર્ધમાગધી** ૧. સ્ત્રી. સંસ્કૃતમાંથી ઊતરી આવેલી એક પ્રાકૃત ભાષા; પટણા અને મથુરા વચ્ચેના દેશની જૂની ભાષા; શૌરસેની અને માગધી મળીને થયેલી ભાષા. જૈન ધર્મનાં શાસ્ત્ર આ ભાષામાં લખાયેલાં છે. પ્રાકૃતના સૌથી પહેલાં બે વિભાગ હતા: પાશ્ચાત્ય અને પ્રાચી. આ બે ભાગો ઈ. સ. ની શરૂઆતથી એક હજાર વર્ષ સુધીમાં ધીમેધીમે અપભ્રંશ, શૌરસેની, માગધી અને અર્ધમાગધી એ ચાર વિભાગમાં વહેંચાઈ ગયા હતા અને તેમની ઉપરથી અર્વાચીન ભાષાઓનો જન્મ અગિયારમી સદીની શરૂઆતની આસપાસના વખતમાં થયો લાગે છે.

૨. વિ. અરધી માગધી ભાષામાં લખાયેલું.

**અર્ધમાણવ** ૧. પું. દશ મોતીની માળા.

૨. પું. વચ્ચે મોતી હોય એવી વેણી.

૩. જુઓ અર્ધમાણવક.

**અર્ધમાણવક** [સં. અર્ધ ( અરધું ) + માણવક ( ચોવીસ સેરનો હાર ) ] પું. બાર સેરનો હાર.

**અર્ધમાત્રા** ૧. [ સં. અર્ધ ( અરધું ) + માત્રા ( લઘુ અક્ષર બોલતાં લાગે તેટલો વખત ) ] સ્ત્રી. અરધી માત્રા; હ્રસ્વ વર્ણશ્રુતિ.

૨. સ્ત્રી. ૐકારની ૭ માત્રા માંહેની એક.

અકાર, ઉકાર, મકાર, **અર્ધમાત્રા**, બિંદુ, નાદ આ પ્રમાણે ૐકારની ૭ માત્રા સંબંધે વિવેચન કરીએ. — રુદ્રાધ્યાય

૩. સ્ત્રી. ( સંગીત ) ચૌદ માત્રાનો એક ભેદ; દ્રુત. તેનો વખત અરધી સેકંડ બરાબર છે.

૪. સ્ત્રી. શબ્દરૂપ વાણી કે દેવી.

૫. સ્ત્રી. ( વ્યાકરણ ) વ્યંજન.

**અર્ધમાત્રિક** ન. ( સંગીત ) તાલનાં મુખ્ય છ અંગ માંહેનું એ નામનું એક; બે માત્રાને અંતરે તાલ આવે તેવો ભાગ; દ્રુત અંગ.

**અર્ધમાષક** [ સં. અર્ધ ( અરધું ) + માષક ( બે ચણોઠીભારનું વજન ) ] ન. સોનાચાંદીનું વજન કરવામાં વપરાતું એક ચણોઠીભાર જેટલું વજન.

**અર્ધમાસ** [ સં. અર્ધ ( અરધું ) + માસ ( મહિનો ) ] પું. અરધો મહિનો; પખવાડિયું.

**અર્ધમાસભૃત** [ સં. અર્ધ ( અરધું ) + માસ ( મહિનો ) + ભૃત ( ચાકર ) ] પું. દર પંદર દિવસે જેને પગાર આપવામાં આવતો હોય એવો નોકર કે મજૂર.

**અર્ધમાસિક** [ સં. અર્ધ ( અરધું ) + માસિક ( મહિના સંબંધી ) ] વિ. અરધા મહિનાનું; પંદર દિવસનું; પખવાડિયા સંબંધી.

**અર્ધમીલિત** [ સં. અર્ધ ( અરધું ) + મીલિત ( બંધ કરેલું ) ] વિ. અરધું મીચેલું કે બંધ કરેલું.

**અર્ધમુષ્ટિ** [ સં. અર્ધ ( અરધું ) + મુષ્ટિ ( મૂઠી ) ] સ્ત્રી. અરધી મૂઠી.

**અર્ધમૂર્ત** [ સં. અર્ધ ( અરધું ) + મૂર્ત ( સાકાર ) ] વિ. અરધું મૂર્તિમાન.

**અર્ધયામ** [ સં. અર્ધ ( અરધું ) + યામ ( પહોર ) ] પું. અર્ધો પહોર; દોઢ કલાક.

**અર્ધરતી** [ અર્ધ ( અરધું ) + રતી ( ચણોઠી ) ] સ્ત્રી. અર્ધી રતી; અરધ ચણોઠીભાર વજન.

**અર્ધરથ** જુઓ અર્ધરથી.

**અર્ધરથી** [ સં. અર્ધ ( અરધું ) + રથિન્ ( રથમાં બેસીને લડનાર યોદ્ધો ) ] પું. રથી કરતાં ઓછા બળવાળો પુરુષ; રથમાં બેસીને લડનાર એક જાતનો લડવૈયો.

**અર્ધરાજક** [ સં. અર્ધ ( અરધું ) + રાજક ( રાજા ) ] પું. અરધા રાજ્યનો ધણી.

**અર્ધરાત્ર** જુઓ અર્ધરાત્રિ.

**અર્ધરાત્રિ** [ સં. અર્ધ ( અરધું ) + રાત્રિ ( રાત ) ] સ્ત્રી. અરધી રાત; મધરાત.

**અર્ધરાત્રી** જુઓ અર્ધરાત્રિ.

**અર્ધરુત** પું. ( પિંગળ ) અસંકીર્ણ છંદની જાતનો એક અર્ધસમવૃત્ત અક્ષરમેળ છંદ. તેના પહેલા તથા ત્રીજા ચરણમાં ભગણ, નગણ, યગણ, નગણ અને લઘુ મળી ૧૩ અક્ષર, તથા બીજા અને ચોથા ચરણમાં ભગણ, નગણ, જગણ, જગણ અને લઘુ મળી ૧૩ અક્ષર હોય છે.

**અર્ધર્ચ** [ સં. અર્ધ ( અરધું ) + ઋચસ ( સ્તુતિ ) ] પું. અરધો શ્લોક; અરધી ઋચા.

**અર્ધર્ચ્ચ** જુઓ અર્ધર્ચ.

**અર્ધલક્ષ** [ સં. અર્ધ ( અરધું ) + લક્ષ ( લાખ ) ] વિ. અધલાખ; પચાસ હજાર.

**અર્ધલક્ષ્મીહરિ** [ સં. અર્ધ ( અરધું ) + લક્ષ્મી ( વિષ્ણુની સ્ત્રી ) + હરિ ( વિષ્ણુ ) ] પું. લક્ષ્મીનારાયણ નામની વિષ્ણુની એક મૂર્તિ; અરધા લક્ષ્મીના અંગવાળા વિષ્ણુ.

**અર્ધલઘુ** [ સં. અર્ધ ( અરધું ) + લઘુ ( એક માત્રાનું ) ] પું. ( સંગીત ) લઘુથી અર્ધો કાળ; અર્ધી માત્રા જેટલો વખત; દ્રુત.

**અર્ધવક્ર** [ સં. અર્ધ ( અરધું ) + વક્ર ( વાંકું ) ] વિ. અરધું વાંકું.

**અર્ધવટ** [ સં. અર્ધ ( અરધું ) + વર્ત્મન્ ( રસ્તો ) ] વિ. અધવચ રહેલું; અધૂરું.

**અર્ધવર્તુલ** [ સં. અર્ધ ( અરધું ) + વર્તુલ ( કૂંડાળું ) ] ન. વર્તુલનો અરધો ભાગ; અર્ધગોળ; અરધું કૂંડાળું; અરધો પરિઘ.

**અર્ધવર્તુલાકાર** [ સં. અર્ધ ( અરધું ) + વર્તુલ ( ગોળ ) + આકાર ( આકૃતિ ) ] વિ. અર્ધગોળાકાર; બીજના ચંદ્ર જેવા આકારવાળું.

**અર્ધવર્તુલાકૃતિ** [ સં. અર્ધ ( અરધું ) + વર્તુલ ( ગોળ ) + આકૃતિ ( આકાર ) ] જુઓ અર્ધવર્તુલાકાર.

**અર્ધવર્તુળ** જુઓ અર્ધવર્તુલ.

**અર્ધવસ્ત્ર** [ સં. અર્ધ ( અરધું ) + વસ્ત્ર ( કપડું ) ] વિ. અરધું ઉઘાડું દેખાય તેવું; પૂરાં કપડાં ન પહેરેલું.

**અર્ધવારાહ** [ સં. અર્ધ ( અરધું ) + વરાહ ( ડુક્કર ) ] પું. ડુક્કરથી અર્ધો ઝડપવાળી લડાઈમાં ઉપયોગી છલંગથી દોડવાની ઘોડાની એક ચાલ.

**અર્ધવાર્ષિક** [ સં. અર્ધ ( અરધું ) + વાર્ષિક ( વર્ષ સંબંધી ) ] વિ. અરધા વરસનું; ૭ માસિક.

**અર્ધવિકસિત** [ સં. અર્ધ ( અરધું ) + વિકસિત ( ખીલેલું ) ] વિ. પૂરું નહિ ખીલેલું.

**અર્ધવિરામ** [ સં. અર્ધ ( અરધું ) + વિરામ ( વિસામો ) ] ન. અલ્પવિરામ કરતાં વધારે અને પૂર્ણવિરામ કરતાં ઓછો વિરામ લેવાનું દર્શાવનાર ચિહ્ન; ;. વિરોધવાચક કે ક્રિયાવાચક ઉભયાન્વયી અવ્યય પછી મોટાં વાક્ય હોય તો સામાન્ય રીતે તે અવ્યયની પહેલાં અર્ધવિરામ મુકાય છે.

**અર્ધવિવૃત** [ સં. અર્ધ ( અરધું ) + વિવૃત ( પહોળું ) ] વિ. સાંકડા અને પહોળા ઉચ્ચારની વચગાળાની સ્થિતિનું; જેનો ઉચ્ચાર તદ્દન વિવૃત એટલે પહોળો ન હોય એવું.

**અર્ધવિસર્ગ** [ સં. અર્ધ ( અરધું ) + વિસર્ગ ( : ) ] પું. ( વ્યાકરણ ) ક, ખ, પ, ફ પહેલાંનો વિસર્ગ. જેમકે, અંતઃકરણ, દુઃખ, અધઃપતન. ક્રમશઃ શબ્દમાં છેલ્લે વિસર્ગ હોવાથી તે આખો બોલાય છે, માટે તે વિસર્ગ કહેવાય છે.

**અર્ધવિસર્જનીય** જુઓ અર્ધવિસર્ગ.

**અર્ધવીક્ષણ** [ સં. અર્ધ ( અરધું ) + વીક્ષણ ( જોવું તે ) ] ન. ત્રાંસી નજર; કટાક્ષ.

**અર્ધવૃક્ષાસન** ન. યોગનાં ૮૪ આસન માંહેનું એ નામનું એક; બન્ને પગ ઢીંચણથી વાળી માથું જમીનથી ટેકવી ઊંધે માથે રહેવું એ પ્રકારનું આસન.

**અર્ધવૃત્ત** [ સં. અર્ધ ( અરધું ) + વૃત્ત ( કૂંડાળું ) ] ન. અર્ધગોળાકાર; અર્ધવર્તુલ.

**અર્ધવૃદ્ધ** [ સં. અર્ધ ( અરધું ) + વૃદ્ધ ( ઘરડું ) ] વિ. તદ્દન વૃદ્ધ નહિ એવું; આધેડ.

**અર્ધવૈનાશિક** [ સં. અર્ધ ( અરધું ) + વૈનાશિક ( ક્ષણિક ) ] પું. વૈશેષિક મત સ્વીકારનાર કણાદનો અનુયાયી. પરમાણુ, આકાશ, દિશા, કાલ, મન, આત્મા, સામાન્ય, વિશેષ, સમવાય અને આવા કેટલાક ગુણો નિત્ય છે એમ સ્વીકારી વૈશેષિકો બાકીના પદાર્થોનો વિનાશ સ્વીકારે છે તેથી તેઓ અર્ધવૈનાશિક કહેવાય છે.

**અર્ધવ્યક્ત** [ સં. અર્ધ ( અરધું ) + વ્યક્ત ( સ્પષ્ટ ) ] વિ. સ્પષ્ટ નહિ એવું; અર્ધસ્ફુટ.

**અર્ધવ્યાસ** [ સં. અર્ધ ( અરધું ) + વ્યાસ ( વર્તુલના મધ્યબિંદુમાંથી પસાર થઈ પરિઘને બન્ને બાજુ અડતી લીટી ) ] પું. વ્યાસનો અર્ધો ભાગ; ત્રિજ્યા; 'રેડિયસ'.

**અર્ધશત** [ સં. અર્ધ ( અરધું ) + શત ( સો ) ] ન. પચાસની સંખ્યા.

**અર્ધશતક** [ સં. અર્ધ ( અરધું ) + શતક ( સૈકો ) ] ન. અરધી સદી; પચાસ વર્ષ.

**અર્ધશફર** [ સં. અર્ધ + શફર ( એક જાતની નાની ચળકતી માછલી ) ] પું. એક જાતનું નાનું ચળકતું માછલું.

**અર્ધશવાસન** ન. યોગનાં ૮૪ આસન માંહેનું એ નામનું એક; આરંભમાં શવાસનની રીતે સૂઈ બન્ને પગને ઢીંચણથી વાળી, પગનાં આંગળાં તથા તળિયાં ઢગરા એટલે કૂલા નીચે લાવીને બન્ને હાથ લાંબા કરીને સાથળ પર રાખી સ્વસ્થપણે પડી રહેવું એ જાતનું આસન.

**અર્ધશબ્દ** [ સં. અર્ધ ( અરધું ) + શબ્દ ( અવાજ ) ] વિ. ધીમા અવાજવાળું.

**અર્ધશરાવ** [ સં. અર્ધ ( અરધું ) + શરાવ ( બે કુડવ ) ] પું. સોળ રૂપિયાભાર જેટલું માપ; કુડવ; અષ્ટમાન.

પ્રસૃતિ=૧ અંજલિ ( ૧૬ રૂપિયાભાર ) તેને કુડવ, અર્દ્ધશરાવ અને અષ્ટમાન પણ કહે છે.
યોગચિંતામણિ

**અર્ધશલભાસન** ન. યોગનું એ નામનું એક આસન. પેટભર એટલે ઊંધા સૂઈ દાઢી જમીનને અડાડી હાથ શરીરની સાથે લાંબા ને ચત્તી હથેળી રહે તેમ રાખી મૂઠી બંધ કરવી. જમણો પગ ૪૫ અંશનો ખૂણો કરે ત્યાં સુધી પાછળથી ઊંચો કરી પાછો તેને પહેલાંની જેમ મૂકી દેવો. એ જ પ્રમાણે ડાબા પગને ઊંચો કરી નીચે મૂકવો. આ આસનને અર્ધશલભાસન કહે છે.

**અર્ધશિક્ષિત** [ સં. અર્ધ ( અરધું ) + શિક્ષિત ( શીખેલું ) ] વિ. થોડુંઘણું જ્ઞાન મેળવેલ; અરધુંપરધું ભણેલ કે કેળવાયેલું.

**અર્ધશેર** [ અર્ધ ( અરધું ) + શેર ( મણનો ચાળીસમો ભાગ ) ] પું. અરધો શેર; વીસ રૂપિયાભાર.

**અર્ધશ્યામ** ૧. [ સં. અર્ધ ( અરધું ) + શ્યામ ( કાળું ) ] વિ. અરધું કાળું; કાળાશ પડતું. ૨. વિ. વાદળાંથી આખું ઢંકાયેલ.

**અર્ધશ્લોક** [ સં. અર્ધ ( અરધું ) + શ્લોક ( ચાર ચરણનું પદ ) ] પું. અરધો શ્લોક; અરધી કડી.

**અર્ધસત્ય** [ સં. અર્ધ ( અરધું ) + સત્ય ( સાચું ) ] વિ. અરધું સાચું.

**અર્ધસમ** [ સં. અર્ધ ( અરધું ) + સમ ( સમાન ) ] વિ. અરધા જેટલું.

**અર્ધસમવૃત્ત** ન. ( પિંગળ ) જેમાં બે પાદનાં બધાં લક્ષણ મળતાં આવે એટલે પહેલું અને ત્રીજું પાદ તેમ જ બીજું અને ચોથું પાદ સમાન હોય એવો છંદ. અપરવક્ત્ર, ઉપચિત્ર, પુષ્પિતાગ્રા, ઔપચ્છંદસિક, વિયોગિની અથવા વૈતાલીય, વેગવતી અને હરિણપ્લુતા એ આ જાતના પ્રસિદ્ધ છંદ છે.

**અર્ધસમાસ** [ સં. અર્ધ ( અરધું ) + સમાપ્ત ( પૂરું કરેલું ) ] વિ. પૂરું નહિ થયેલું; અધૂરું.

**અર્ધસાપ્તાહિક** [ સં. અર્ધ ( અરધું ) + સાપ્તાહિક ( અઠવાડિયા સંબંધી ) ] વિ. અઠવાડિયામાં બે વખત પ્રસિદ્ધ થતું.

**અર્ધસાવિત્રી** ન. ( સંગીત ) ષાડવનું એક તાન; મધ્યગ્રામમાં ષડ્જ છોડી દેવાથી ઉત્પન્ન થતું એક તાન.

**અર્ધસૂચિક** પું. એ નામનો એક જાતનો એક હાથથી થતો ભાવ.

**અર્ધસુપ્તાવસ્થા** [ સં. અર્ધ ( અરધું ) + સુપ્ત ( સૂતેલું ) + અવસ્થા ( હાલત ) ] સ્ત્રી. અર્ધી ઊંઘવાળી અવસ્થા; અર્ધ નિદ્રાવાળી સ્થિતિ; કાગાનીંદરની દશા.

**અર્ધસૂકું** [ સં. અર્ધ ( અરધું ) + શુષ્ક ( સુકાઈ ગયેલું ) ] વિ. સહેજસાજ ભીનું રહેલું; ટાંભરવાણું.

**અર્ધસુર** [ સં. અર્ધ ( અરધું ) + સ્વર ( અવાજ ) ] પું. ( સંગીત ) બે સ્વરની વચ્ચેનો સ્વર; મૂર્ચ્છના; કોમળ સ્વર.

**અર્ધસ્થિત** [ સં. અર્ધ ( અરધું ) + સ્થિત ( રહેલું ) ] વિ. ( સંગીત ) દ્વ્યર્ધ એટલે કે સ્થાયી સ્વરથી બમણો સ્વર જે તાર-સપ્તકનો થતો હોય તેનાથી અરધો સ્વર અને દ્વિગુણ એટલે સ્થાયી સ્વરથી બમણો સ્વર તે બેની વચમાં રહેલ.

દ્વ્યર્ધ અને દ્વિગુણની વચમાં રહેલા સ્વરો તે અર્ધસ્થિત સ્વરો કહેવાય છે.

ગાયનવાદન પાઠમાળા

**અર્ધસ્ફુટ** [ સં. અર્ધ ( અરધું ) + સ્ફુટ ( સ્પષ્ટ ) ] વિ. સ્પષ્ટ નહિ એવું.

**અર્ધસ્વચ્છ** [ સં. અર્ધ ( અરધું ) + સ્વચ્છ ( ચોખ્ખું ) ] વિ. પોતામાંથી પ્રકાશને જવા દેનારું, પણ તેને એવું વિખેરી નાખનારું કે જેમાંથી પ્રકાશ આવતો હોય તે પદાર્થ દેખી ન શકાય.

**અર્ધસ્વતંત્ર** [ સં. અર્ધ ( અરધું ) + સ્વતંત્ર ( તાબેદાર ન હોય એવું ) ] વિ. પૂરું સ્વતંત્ર નહિ એવું; અર્ધપરતંત્ર.

**અર્ધસ્વન** પું. ( પુરાણ ) અત્રિના કુળમાં થયેલા ૭ મંત્રદ્રષ્ટામાંનો એ નામનો એક મંત્રદ્રષ્ટા ઋષિ.

**અર્ધસ્વર** ૧. [ સં. અર્ધ ( અરધું ) + સ્વર ] પું. ( વ્યાકરણ ) જે વ્યંજનનો ઉચ્ચાર કંઈક સ્વર જેવો થાય તે. જેમકે, ય્, ર્, લ્, વ્. ય્, ર્ ને વ્ એ ત્રણ અંતઃસ્થ કે અર્ધસ્વર કહેવાય છે. અંતઃસ્થ એટલા માટે કે સ્વરની પેઠે તે કેવળ અસ્પૃષ્ટ એટલે ઉચ્ચાર કરવાના કંઠ, તાલુ, દાંત, હોઠ વગેરે સ્થાનને નહિ અડનારા નથી, તેમ વ્યંજનની પેઠે પૂર્ણ સ્પૃષ્ટ નથી, પરંતુ બેની વચ્ચે છે; અર્ધસ્વર એટલા માટે કે સ્પર્શાંશનો એટલે સ્પર્શના ભાગનો ત્યાગ કરી સંપ્રસારણથી સંસ્કૃતમાં ગુજરાતી ય્, વ્ તે ઇ, ઉ રૂપે અને સંસ્કૃતમાં ર્ તે ઋકાર રૂપે દેખા દે છે, અને સ્પર્શાધિક્ય એટલે વધારે સ્પર્શ ધારણ કરી ગુજરાતીમાં અનુક્રમે જ, બ, ડ રૂપે શ્રુતિગોચર થાય છે. જેમકે, યજ્ = ઇષ્ટ, વચ્ = ઉક્ત, પ્રચ્છ્ = પૃષ્ટ, જ્યન = જીન, લવણ = લૂણ, યવ = જવ, બ્વલ = બળ, સૌરભ = સોડમ, ક્ષુર = છોડ. જીભનું આગલું ચાપું અને ટેરવું તાળવાને અને મૂર્ધસ્થાનને લગભગ અડોઅડ થતાં ધાંટાનો કંઈક અટકાવ થઈ ઓછા સ્પર્શથી યકાર રકાર અનુક્રમે બોલાય છે. વકાર જૂના વૈદિક કાળમાં તો બે હોઠના જ પ્રયત્નથી બોલાતો. અંગ્રેજી ડબલ્યૂ જેવો તે કેવળ હોઠની મદદથી બોલાતો વ્યંજન હશે, કેમકે તે હોઠથી બોલાતા ઉકારને મળતો અર્ધસ્વર છે; પરંતુ વ્યાકરણ રચાયાં ત્યારથી તો નીચલા હોઠના અને ઉપલા દાંતના સંયુક્ત પ્રયત્નથી બોલાતો દંતૌષ્ઠ્ય છે.

૨. પું. મૂર્ચ્છના; કોમલ સ્વર; અર્ધસૂર.

**અર્ધહાર** ૧. [ સં. અર્ધ ( અરધું ) + હાર ] પું. ગળામાં પહેરવાનું એક જાતનું ઘરેણું. આ હાર બાર સેરની મોતીની કંઠી જેવો હોય છે.

૨. પું. ચોસઠ મોતીની માળા.

૩. પું. ચોસઠ સેરવાળો હાર.

**અર્ધંગ** [ હિં. ] પું. અર્ધું અંગ અથવા ચહેરો રહી જવાનો રોગ; પક્ષઘાત.

**અર્ધંગી** ૧. [ હિં. ] પું. શંકરનું એક ઉપનામ.

૨. સ્ત્રી. અર્ધાંગના; પત્ની.

૩. ન. આળસુ; એદી માણસ.

૪. ન. પક્ષઘાત થયેલ શખ્સ.

**અર્ધા** [ હિં. ] પું. જેનું વજન ૩૨ રતી હોય એવો ૨૫ મોતીનો ગુચ્છો. વરાહમિહિરના વખતમાં એક અર્ધાની કીમત ૧૩૦ કાર્ષાપણ એટલે ૨૦૦૦ પણ હતી.

**અર્ધાક્ષિ** [ સં. અર્ધ ( અરધું ) + અક્ષિ ( આંખ ) ] ન. ત્રાંસી નજર.

**અર્ધાધિક** ૧. [ સં. અર્ધ ( અરધું ) + અધિક ( વધારે ) ] વિ. અરધ કરતાં વધારે.

૨. વિ. બહાર નીકળતું; બહિર્ગોળ; બિંબાકાર; 'ગિબસ'.

**અર્ધાધિક ચંદ્રકલા** [ સં. અર્ધ ( અરધું ) + અધિક ( વધારે ) + ચંદ્ર + કલા ( ચંદ્રનું બિંબ ) ] સ્ત્રી. ( જ્યોતિષ ) સુદ આઠમના મધ્યભાગથી વદ આઠમના મધ્યભાગ સુધીની ચંદ્રની કળા.

**અર્ધાભાર** [ અર્ધો ( અરધો રૂપિયો ) + ભાર ( વજન ) ] વિ. અધેલીના જેટલું; બે પાવલી-ભાર.

**અર્ધાર્ધ** [ સં. અર્ધ ( અરધું ) + અર્ધ ( અરધ ) ] વિ. અરધાનું અરધ; પા.

**અર્ધાવભેદક** [ સં. અર્ધ ( અરધું ) + અવભેદ ( વહેવાપણું ) + ક ( વાળું ) ] પું. ( વૈદક ) આધાશીશી; માથાનો એક રોગ, જે ઘણો વધવાથી એક બાજુની આંખ જાય અથવા કાન પણ બહેરો થાય છે.

**અર્ધાવશેષ** [ સં. અર્ધ ( અરધું ) + અવશેષ ( બાકી રહેલો ભાગ ) ] વિ. અર્ધું બાકી રહ્યું હોય એવું.

**અર્ધાસન** ૧. ન. અનિંદા.

૨. [ સં. અર્ધ ( અરધું ) + આસન ( બેઠક ) ] ન. અરધું આસન. પોતાની સાથે મહેમાન વગેરેને બેસવા માટે જગ્યા આપવી એ મોટું માન આપ્યાની નિશાની ગણાય છે.

૩. ન. સ્નેહપૂર્વક આપવામાં આવતું દાન.

**અર્ધાં** [ સં. અર્ધ ( અરધું ) ] ન. બ. વ. અરધાં-નાં આંક; ૧ × ાા થી ૧૦૦ × ાા સુધીના ગુણાકારનાં કોષ્ટક.

**અર્ધાંગ** ૧. પું. શિવ, કેમકે તેનું સ્વરૂપ અરધું પુરુષ અને અરધું સ્ત્રી જેવું મનાય છે.

૨. [ સં. અર્ધ ( અરધું ) + અંગ ( શરીર ) ] ન. અરધું અંગ; શરીરનો અરધો ભાગ.

૩. ન. ( વૈદક ) અરધું અંગ ઝલાઈ જાય એવો એક રોગ; પક્ષઘાત; લકવો.

૪. ન. પત્ની; સ્ત્રી; અર્ધાંગના.

૫. ન. મિત્ર.

**અર્ધાંગજ્વર** [ સં. અર્ધ ( અરધું ) + અંગ ( શરીર ) + જ્વર ( તાવ ) ] પું. ( વૈદક ) શરીરના જમણા કે ડાબા એક આખા ભાગમાં અર્ધનારીશ્વરની રીતે કે કમ્મર ઉપરના કે નીચેના બધા ભાગમાં નરસિંહ સ્વરૂપની રીતે આવતો વિષમજ્વર. તેનું કારણ કફ અને પિત્ત-નો બગાડ છે. શરીરના જે ભાગમાં કફદોષ હોય ત્યાં શરીરને શીતળ રાખે અને જે ભાગમાં પિત્તદોષ હોય એ ભાગમાં તાવ લાવે એમ મનાય છે.

**અર્ધાંગના** [ સં. અર્ધ ( અરધું ) + અંગના ( સ્ત્રી ) ] સ્ત્રી. પતિનું અર્ધું અંગ એટલે કે ધર્મપત્ની; સ્ત્રી.

**અર્ધાંગવા** [ સં. અર્ધ ( અરધું ) + અંગ ( શરીર ) + વાયુ ( વા ) ] પું. ( વૈદક ) અરધું શરીર ઝલાઈ જાય એવો એક રોગ; પક્ષઘાત; લકવો.

**અર્ધાંગવાતારિરસ** [ સં. અર્ધ ( અરધું ) + અંગ ( શરીર ) + વાત ( વાયુ ) + અરિ ( દુશ્મન ) + રસ ] પું. ( વૈદક ) અર્ધાંગવાયુ, પક્ષઘાત, કંપવા ઉપર વપરાતી એ નામની દવા. પારદ તોલા ૨૦, તામ્રભસ્મ તોલા ૪ સાથે લીંબુના રસમાં એક દિવસ ઘૂંટી ૨૦ તોલા ગંધક નાખી નાગરવેલના રસમાં એક દિવસ ઘૂંટવા પછી મૂસમાં નાખી ૩૦ છાણાંનો લઘુપુટ આપવો. સ્વાંગશીત થયે એટલે પોતાની મેળે ઠંડો થતાં કાઢી લઈ સરખે ભાગે ત્રિકટુનું ચૂર્ણ મેળવી એક દિવસ ઘૂંટવાથી આ દવા બને છે. ૪ થી ૬ રતીભાર દવા ઘીમાં ચાટી ઉપર બકરીનું દૂધ પીવું.

**અર્ધાંગવાયુ** જુઓ અર્ધાંગવા.

**અર્ધાંગિની** જુઓ અર્ધાંગના.

**અર્ધાંગી** ૧. [ સં. અર્ધ ( અરધું ) + અંગ ( શરીર ) + ઇન્ ( વાળું ) ] પું. શરીરની બે બાજુએ જુદી જુદી જાતના રંગ હોય તેવો ઘોડો.

૨. પું. શિવ, કેમકે તેનું સ્વરૂપ અરધું પુરુષ અને અરધું સ્ત્રી જેવું મનાય છે.

૩. વિ. પક્ષઘાત કે લકવાના રોગવાળું.

**અર્ધાંતર** પું. ( સંગીત ) બે સૂરોની વચ્ચેનો સૂર; મૂર્છના; 'સેમિટોન'. સાતે સ્વર સરિગમપધનિ એમ અનુક્રમે બોલીએ તો તે સ્વરો એકબીજાથી કેટલા પ્રમાણમાં ચઢતા અને નિધપમગરિસ એમ બોલીએ તો તે કેટલા પ્રમાણમાં ઊતરતા છે તેનું માન વિદ્વાનોએ વજન, આંદોલન વગેરે ગણિતના નિયમે કાઢ્યું છે. જેમકે, સ સ્વરનું વજન ૨૪ શેર ધારીએ તો બીજા સ્વરોનું અનુક્રમે નીચે પ્રમાણે વજન થશેઃ–

સ્વર... સ, રિ, ગ, મ, પ, ધ, નિ, સ.
વજન શેર...૨૪, ૨૭, ૩૦, ૩૨, ૩૬, ૪૦, ૪૫, ૪૮.

એ બધાને અપૂર્ણાંકનું રૂપ આપવું હોય તો સ સ્વરનું પ્રમાણ ૧ છે એમ ધારી બીજા સ્વરોના અંકોને સ ના ૨૪ અંકે ભાગવાથી આ પ્રમાણે અપૂર્ણાંક માન નીકળશેઃ–

સ્વર... સ, રિ, ગ, મ, પ, ધ, નિ, સ.
અપૂર્ણાંકનું પ્રમાણ...૧, ૯/૮, ૫/૪. ૪/૩. ૩/૨, ૫/૩. ૧૫/૮, ૨.

બે પાસેના સ્વરો વચ્ચેનું અંતર કેટલું છે તે જાણવું હોય તો ઉપલા સ્વરના પ્રમાણને નીચલા સ્વરના પ્રમાણથી ભાગતાં જે અંક આવે તે પ્રમાણવાળું અંતર તે બે સ્વરો વચ્ચે છે એમ સમજવું. જેમકે, સ અને રિ વચ્ચેનું અંતર રિ ૯/૮ ÷ સ ૧/૧ = ૯/૮. રિ અને ગ વચ્ચેનું અંતર ઉપલો ગ ૫/૪ ÷ નીચલો રિ ૯/૮ = ૫/૪ × ૮/૯ = ૧૦/૯. એ રીતે સાતે સ્વરો વચ્ચેનું પરસ્પર અંતર નીચે પ્રમાણે થશેઃ–

સ ÷ રિ = ૯/૮, રિ ÷ ગ = ૧૦/૯, ગ ÷ મ = ૧૬/૧૫, મ ÷ પ = ૯/૮, પ ÷ ધ = ૧૦/૯, ધ ÷ નિ = ૯/૮. નિ ÷ સ = ૧૬/૧૫.

આ પ્રમાણે સાતે સ્વરો પરસ્પર અંતર રાખી રહેલા છે. સ્વરો વચ્ચેના પ્રમાણની સંખ્યા નિયમિત છે–અર્થાત્ ૯/૮, ૧૦/૯ અને ૧૬/૧૫. આ ત્રણમાંથી કોઈ પણ એક પ્રમાણને અંતરે સ્વરો આવેલા છે. આમાં ૯/૮ અંતર મોટું છે, માટે તેને મહદ્ અંતર, ૧૦/૯ એ તેના કરતાં કંઈક ઓછું છે માટે તેને મધ્ય અંતર અને ૧૬/૧૫ એ સૌથી ઓછું અંતર છે માટે તેને લઘુ અંતર કહે છે. કેટલાક ત્રણ અંતરને બદલે પૂર્ણાંતર અને અર્ધાંતર એવાં બે અંતર માને છે. જે સ્વરોની વચ્ચે ૯/૮ અને ૧૦/૯નું અંતર છે તેને પૂર્ણાંતર અને ૧૬/૧૫ને અર્ધાંતર તેઓ કહે છે.

**અર્ધાંતરાલાપિ** પું. ( પિંગળ ) દરેક ચરણમાં ૬ તગણ મળી ૧૮ અક્ષરનો ધૃતિની જાતનો એક અક્ષરમેળ છંદ

**અર્ધાંધકાર** [ સં. અર્ધ ( અરધું ) + અંધકાર ( અંધારું ) ] પું. ઝાંખું ઝાંખું અજવાળું.

**અર્ધાંશ** [ સં. અર્ધ ( અરધું ) + અંશ ( ભાગ ) ] પું. અરધો ભાગ.

**અર્ધાંશી** [ સં. અર્ધ ( અરધું ) + અંશ ( ભાગ ) + ઇન્ ( વાળું ) ] વિ. અરધા ભાગવાળું; અરધો ભાગ લેનારૂં.

**અર્ધિક** ૧. [ સં. ] પું. ( વૈદક ) આધાશીશી.

૨. પું. એક જાતનો વર્ણસંકર; વૈશ્ય સ્ત્રી અને બ્રાહ્મણ પિતાથી થયેલ પુત્ર.

૩. વિ. અરધા ભાગનું.

૪. વિ. અરધા ભાગને લાયક.

**અર્ધી** સ્ત્રી. પાઈ. મુંબઈ તરફ એક પાઈને અર્ધી કહેવામાં આવે છે.

**અર્ધીસોપારી** સ્ત્રી. બે ફળ મળીને સોપારી જેવું દેખાતું ફળ. જુદાં પાડવાથી દરેક ફળ અર્ધી સોપારી જેવું દેખાય. તે આધાશીશી ઉપર ચોપડવામાં વપરાય છે.

**અર્ધું** ૧. [ સં. અર્ધ ( અરધું ) ] ન. અરધાંનો આંક; ૧ × ૦।। થી ૧૦૦ × ૦।। સુધીના ગુણાકારનાં કોષ્ટક.

૨. વિ. બે સરખા ભાગમાંના એક જેટલું; અરધું.

૩. વિ. દૂબળું.

અર્ધું થઈ જવું = દૂબળું થઈ જવું.

**અર્ધુંપર્ધું** [ અર્ધ ( અરધું ) + પરધું ( અરધુંનું બેવડાયેલું રૂપ ) ] વિ. અરધાને શુમારે; લગભગ અર્ધ જેટલું.

**અર્ધેંદુ** ૧. [ સં. અર્ધ ( અરધું ) + ઇંદુ ( ચંદ્ર ) ] પું. અરધો ચંદ્ર.

૨. પું. અર્ધચંદ્રના આકારના ફળાવાળું બાણ.

૩. પું. નખનો આંકો, કેમકે તે અરધા ચંદ્રના આકારનો હોય છે.

**અર્ધેંદુમૌલિ** [ સં. અર્ધેંદુ ( અર્ધચંદ્ર ) + મૌલિ ( માથું ) ] પું. શંકર, કારણ કે તેના માથા ઉપર અર્ધચંદ્ર છે.

**અર્ધોઅર્ધ** [ સં. અર્ધ ( અરધું ) + અર્ધ ( અરધું ) ] વિ. બરાબર અરધું; બે સરખા ભાગમાંના એક જેટલું.

**અર્ધોક્ત** [ સં. અર્ધ ( અરધું ) + ઉક્ત ( કહેલું ) ] વિ. અર્ધું કહેલું; અર્ધું બોલેલું.

**અર્ધોક્તિ** [ સં. અર્ધ ( અરધું ) + ઉક્તિ ( બોલી ) ] સ્ત્રી. ભાંગીતૂટી બોલી.

**અર્ધોટ્યું** વિ. ( ગ્રામ્ય ) અરધું ઓછું થયેલું.

**અર્ધોત્ક** જુઓ અર્ધોત્થિત.

**અર્ધોત્થિત** [ સં. અર્ધ ( અરધું ) + ઉત્થિત ( ઊભું થયેલું ) ] વિ. અધૂકડું બેઠેલું; ઊભે પગે બેઠેલું.

**અર્ધોદય** ૧. [ સં. અર્ધ ( અરધું ) + ઉદય ( ઊગવાપણું ) ] પું. અરધો કે થોડો ઉદય.

૨. પું. અર્ધચંદ્રનું ઊગવું તે.

૩. પું. ( જ્યોતિષ ) એક યોગ; પોષ અથવા માહ મહિનો, અમાવાસ્યા તિથિ, શ્રવણ નક્ષત્ર, રવિવાર અને વ્યતીપાત હોવાથી થતો યોગ. તે દિવસે સ્નાન કરવાથી સૂર્યગ્રહણમાં સ્નાન કર્યાનું ફળ મળતું હોવાનું મનાય છે.

**અર્ધોદયપર્વ** ૧. [ સં. અર્ધોદય ( એક યોગ ) + પર્વન્ ( પવિત્ર દિવસ ) ] ન. અર્ધોદયયોગ થાય તે પવિત્ર દિવસ.

૨. ન. પોષ અથવા માહ માસની અમાસે આવતા એક યોગનું વ્રત. આ અમાસે શ્રવણ નક્ષત્ર, રવિવાર અને વ્યતીપાત હોય તો એ પર્વનો યોગ બને છે.

**અર્ધોદયયોગ** જુઓ અર્ધોદય ૩.

**અર્ધોદયવ્રત** [ સં. અર્ધોદય ( એક યોગ ) + વ્રત ( નિયમ ) ] ન. અર્ધોદયયોગને દિવસે કરવામાં આવતું વ્રત. પોષ અથવા માહ માસની અમાસને દિવસે રવિવાર, વ્યતીપાત ને શ્રવણ નક્ષત્ર આવે તો આ વ્રત કરાય છે.

**અર્ધોદયાસન** [ સં. ] ન. યોગનું એ નામનું એક આસન.

**અર્ધોદિત** ૧. [ સં. અર્ધ ( અરધું ) + ઉદિત ( ઊગેલું ) ] વિ. અરધું ઊગેલું.

૨. [ સં. અર્ધ ( અરધું ) + ઉદિત ( બોલેલું ) ] વિ. અરધું બોલેલું.

**અર્ધોન્મીલિત** [ સં. અર્ધ ( અરધું ) + ઉન્મીલિત ( ઉઘાડેલું ) ] વિ. અરધું ઉઘાડેલું.

**અર્ધોન્મીલિતાક્ષ** [ સં. અર્ધોન્મીલિત ( અરધું ઉઘાડેલું ) + અક્ષિ ( આંખ ) ] વિ. અરધી આંખ ઉઘાડી હોય તેવું; અધપડિયાળી આંખ રાખી હોય તેવું. પ્રાણાયામ કરતી વખતે આંખો સાવ ખુલ્લી રાખવાથી બહાર ચિત્ત દોડી જાય, સાવ બંધ કરે તો નિદ્રા આવે, માટે તે વખતે નાસાગ્ર તરફ નજર રાખવામાં આવે છે, એટલે કે આંખ સાવ ખુલ્લી તેમ જ

સાવ બંધ પણ નહિ પણ અરધી ખુલ્લી અને અરધી બંધ રાખવામાં આવે છે. આવી સ્થિતિમાં રહેલો પુરુષ અર્ધોન્મીલિતાક્ષ કહેવાય.

**અર્ધોરુક** ૧. ન. એક જાતની કાંચળી.
૨. ન. પડદો; લાજ.
૩. [ સં. અર્ધ ( અરધું ) + ઉરુ ( સાથળ ) + ક ( વાળું ) ] વિ. અરધા સાથળ સુધી પહોંચતું.

**અર્પણ** ૧. [ સં. અર્પ્ ( આપવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] પું. અગ્નિ.
૨. પું. અગ્નિની જીભ.
૩. પું. દેવ.
૪. પું. બલિદાન.
૫. પું. મંત્ર.
૬. ન. આપવું તે; ભેટ; બક્ષિસ.
૭. ન. ગ્રંથનું સમર્પણ; પુસ્તક કોઈને સમર્પવાપણું.
૮. ન. પાછું સોંપી દેવું કે હવાલે કરવું તે.
૯. [ સં. ઋ ( ઘોંચવું )નું પ્રેરક રૂપ ] ન. ભોંકવાપણું.
૧૦. ન. માનપૂર્વક ધરવું તે.
૧૧. ન. સ્થાપન; રાખવું તે. જેમકે, પાદાર્પણ.
૧૨. ન. હવન કરવાની ક્રિયા.

**અર્પણકાવ્ય** [ સં. અર્પણ ( આપવું તે ) + કાવ્ય ( કવિતા ) ] ન. સમર્પણ કરનારું કાવ્ય.

**અર્પણપત્ર** ૧. [ સં. અર્પણ ( માનપૂર્વક ધરવાપણું ) + પત્ર ( કાગળ ) ] ન. અર્પણ કર્યાનો લેખ; વસ્તુ ધરવાનું લખાણ; અર્પણપત્રિકા.
૨. ન. ભેટ આપવા કરાતો દસ્તાવેજ; બક્ષિસનામું.

**અર્પણપત્રિકા** જુઓ અર્પણપત્ર ૧.

**અર્પણપ્રતિભૂ** [ સં. અર્પણ ( આપવું તે ) + પ્રતિભૂ ( જામીન ) ] પું. એક જાતનો જામીન; બીજાની વતી દેણાની રકમની જામીનગીરી આપનાર માણસ.

**અર્પણલેખ** [ સં. અર્પણ ( ભેટ કરવાપણું ) + લેખ ( દસ્તાવેજ )] પું. નામફેર કરી આપવાનો લેખ; હસ્તાંતર પત્ર.

**અર્પણા** સ્ત્રી. અપેક્ષા; મુખ્યરૂપથી સાબિત થઈ શકવાપણું.

**અર્પવું** ૧. [ સં. અર્પ્ ( આપવું ) ] સ. ક્રિ. આપવું; દેવું.
૨. સ. ક્રિ. ધરવું; માનપૂર્વક રજૂ કરવું.
૩. સ. ક્રિ. ભેટ કરવું; બક્ષિસ દેવી.
૪. સ. ક્રિ. ભોગ આપવો.

**અર્પિત** ૧. [ સં. અર્પ્ ( આપવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. દીધેલ; સમર્પેલું.
૨. વિ. નાંખેલ.
૩. વિ. ભેટ તરીકે આપેલ.

**અર્પિતન્યાસ** [ સં. અર્પિત ( આપેલું ) + ન્યાસ ( થાપણ ) ] વિ. જુમ્મા તરીકે આપેલું; અનામત મૂકેલ.

**અર્પિતભૂમિ** [ સં. અર્પિત ( બક્ષિસ કરેલ ) + ભૂમિ ( જમીન ) ] સ્ત્રી. ઇનામી જમીન.

**અર્પિતમદના** સ્ત્રી. ( પિંગળ ) દરેક ચરણમાં ભગણ, સગણ, નગણ અને યગણ મળી ૧૨ અક્ષરનો એક અક્ષરમેળ છંદ.

**અર્બ્** ૧. [ સં. ] અ. ક્રિ. તરફ જવું.
૨. સ. ક્રિ. ઈજા કરવી; નુકસાન કરવું.
૩. સ. ક્રિ. મારવું.

**અર્બુદ** ૧. પું. આબુ પર્વત. તે જૈનોનું તીર્થસ્થાન છે.
૨. પું. આબુ પહાડની આસપાસનો મુલક; ભરતક્ષેત્રના ૯૮ દેશ માંહેનો એ નામનો એક.
૩. પું. ( પુરાણ ) એ નામનો યાદવ અને એનું કુળ.
૪. પું. ( વૈદક ) ગાંઠ; ગ્રંથિ. આ રોગની ઘણી જાતમાં રક્તાર્બુદ અને માંસાર્બુદ મુખ્ય છે. શરીરના કોઈ ભાગમાં વા વગેરે થવાથી લોહી અને માંસ બગડી જઈ ગોળ, સ્થિર, પીડા કરનાર, લાંબા કાળે વધનારો અને પાકનાર માંસનો ગોળો થાય છે. તેને દાબવાથી કંઈ દુઃખ થતું નથી. શરીર ગળી જવું, અશક્તિ આવવી, ઊંઘ ન આવવી, ચહેરાનો રંગ જરા પીળો અથવા કાળો થઈ જવો એવી આ રોગની અસર છે. અર્બુદ છાતી, પેટ, આંતરડાં, કલેજું, ગર્ભાશય, જીભ, આંખ, નાક અને બરડાની કરોડ ઉપર થાય છે. નીચે જણાવેલ ચાર ઉપાયથી આ રોગ મટતો હોવાનું મનાય છે: ૧. કોઠ અને તમાલપત્ર વડના દૂધમાં વાટી લેપ કરી તેની ઉપર વડનાં પાંદડાં બાંધવાં. ૨. સરગવો અને મૂળાનાં બિયાં, સરસવ, તુલસી અને ઇંદ્રજવને ભેંસની છાશમાં વાટી લેપ કરવો. ૩. સાજીખાર, હળદર અથવા મૂળાનો ખાર અને શંખચૂર્ણને પાણીમાં વાટી લેપ કરવો. ૪. હળદર, લોધર, પતંગ અથવા રક્તચંદન, ધુંવાસ, ગોળ અને મનઃશિલને મધમાં વાટી લેપ કરવો.
૫. પું. જર્વૈરના સર્પસત્રમાંનો એક ઋષિ.
૬. પું. દશ કરોડની સંખ્યા.
૭. પું. નાગ; સાપ.
૮. પું. પરમેશ્વર.
૯. પું. બે માસનો ગર્ભ.
૧૦. પું. સાપના આકારનો એક રાક્ષસ. ઇંદ્રે તેનો વધ કર્યો હતો.
૧૧. ન. એ નામનું એક નરક.
૧૨. ન. વાદળું; મેઘ.
૧૩. વિ. ( ગણિત ) દશ કરોડ; ૧૦૦૦૦૦૦૦૦.

**અર્બુદ કાદ્રવેયસર્પ** પું. ઋગ્વેદના વખતનો એક ઋષિ. તેણે દસમા મંડલનું ૯૪ મું સૂક્ત રચ્યું છે.

**અર્બુદગિરિ** [ સં. અર્બુદ ( આબુ ) + ગિરિ ( પહાડ ) ] પું. આબુ પર્વત.

**અર્બુદયાત્રા** [ સં. અર્બુદ ( આબુ પહાડ ) + યાત્રા ( તીર્થની મુસાફરી ) ] સ્ત્રી. આબુ પર્વતની મુસાફરી.

**અર્બુદવનવૃંદ** [ સં. અર્બુદ ( આબુ પહાડ ) + વન ( જંગલ ) + વૃંદ ( સમૂહ ) ] ન. આબુ પર્વત પાસેનું જંગલ.

**અર્બુદહરરસ** [ સં. અર્બુદ ( ગાંઠ ) + હર ( દૂર કરનાર ) + રસ ] પું. ( વૈદક ) ગાંઠનો રોગ મટાડનાર એક ઔષધ. શોધેલા હિંગળાને તાંદળજો, સાટોડી, નાગરવેલનાં પાન, કુંવાર અને બળદાણાનાં પંચાંગ એટલે મૂળ, છાલ, પાન, ફળ તથા ફૂલ એ દરેકના રસ અને ગૌમૂત્રની એકેકી ભાવના આપી ગોળો વાળી તેના પર આકડાનાં પાન વીંટી દોરા બાંધી બબ્બે આંગળ માટીનો થર દઈ સૂકવી પકાવવાથી આ દવા થાય છે. ૨ થી ૪ રતી દવા મધમાં દરરોજ ચાટવાથી અર્બુદ, રસોળી અને શરીરની ગાંઠો મટી જાય એમ મનાય છે.

**અર્બુદા** જુઓ અર્બુદાદેવી.

**અર્બુદાચલ** [ સં. અર્બુદ ( આબુ ) + અચલ ( પર્વત ) ] પું. આબુ પહાડ.

**અર્બુદાદિનાશકતૈલ** [ સં. અર્બુદ ( ગાંઠ ) + આદિ ( વગેરે ) + નાશક ( નાશ કરનાર ) + તૈલ ( તેલ ) ] ન. ( વૈદક ) વાંઝણી કંકોડીનો કંદ, પહાડમૂળ, રીંગણી, કોષ્ઠ, પંડોળ, અંકોલમૂળ, ગલકીનો પાલો, હરતાલ, ગંધક, સિંધાલૂણ, મજીઠ, એકલકંટો ( એકવીર ), હળદર, હિંગ, સંચળ, ઘોડાવજ અને શિરસ એ સરખે ભાગે લઈ પાણીમાં વાટી લૂગદી કરી તેનાથી ચારગણું તેલ અને સોળગણું દૂધ લઈ સર્વ એકઠું કરી અગ્નિ ઉપર પચાવી સિદ્ધ કરેલું તેલ. આ તેલનો લેપ કરવાથી વ્રણ એટલે જખમ, અર્બુદ, ગંડમાલા વગેરે રોગનો નાશ થતો મનાય છે.

**અર્બુદાદેવી** સ્ત્રી. આબુ પર્વત ઉપર વસતી દેવી; અંબાજી.

**અર્બુદારણ્ય** [ સં. અર્બુદ ( આબુ ) + અરણ્ય ( વન ) ] ન. એ નામનું તીર્થક્ષેત્ર.

> ક્ષેત્રોમાં પુષ્કર, કુરુક્ષેત્ર, ધર્મારણ્ય, પ્રભાસ, પ્રયાગ, નૈમિષારણ્ય અને અર્બુદારણ્ય વધારે પવિત્ર ગણાય છે. — ભગવતી ભાગવત

**અર્ભુદિ** ૧. પું. ( પુરાણ ) ઇંદ્રથી જિતાયેલ સાપના આકારનો એક રાક્ષસ.

૨. પું. પરમેશ્વર, કેમકે તે બધે ઠેકાણે વ્યાપી રહેલ છે.

**અર્ભ** ૧. [સં.] પું. ગર્ભ; માના પેટમાં રહેલ જીવનું રૂપ; બચ્ચું.

સપ્ત માસ યથા પરિપૂરણ, અનંત રૂપે અર્ભજી.
ગિરધર

૨. પું. ચેલો; શિષ્ય; છાત્ર.

૩. પું. દાભડો.

૪. પું. પોષ અને માઘ માસની ઠંડી મોસમ; શિશિર ઋતુ.

૫. પું. સુગંધી વાળો.

૬. ન. બાળક.

તો ય અવગુણ ન લીયે અર્ભનો,
સમજે સુતને અસાધ. નિષ્કુળાનંદ

૭. ન. શાકપાંદડું.

૮. વિ. ઓછું; થોડું; અલ્પ.

૯. વિ. ઝાંખું; ધૂંધળું.

**અર્ભક** ૧. [ હિં. ] પું. દાભડો.

૨. પું. સુગંધી વાળો.

૩. [ સં. ] ન. છોકરું; બચ્ચું; શિશુ; બાળક.

૪. ન. પશુનું બચ્ચું.

૫. વિ. થોડું; ઓછું.

૬. વિ. નબળું; દુર્બળ.

૭. વિ. નાનું.

૮. વિ. બાળકબુદ્ધિનું; અણસમજુ.

૯ વિ. મૂર્ખ.

૧૦. વિ. સરખું; સમાન.

**અર્ભકપંક્તિ** પું. ( પિંગળ ) પહેલા અને ત્રીજા ચરણમાં સગણ, ભગણ, રગણ અને યગણ, તથા બીજા અને ચોથા ચરણમાં ભગણ, ભગણ, રગણ અને યગણ મળી બાર બાર અક્ષરવાળો એક અર્ધસમવૃત્ત છંદ.

વિષમે સા ભ ર યા ધરો તમે તો;
અર્ભકપંક્તિ ભ ભા ર યા સમે તો.
રણપિંગળ

**અર્ભકમાલા** પું. ( પિંગળ ) દરેક ચરણમાં ભગણ, તગણ, નગણ, તગણ, નગણ, મગણ, સગણ અને ગુરુ મળી ૨૨ અક્ષરનો એક સમવૃત્ત છંદ.

અર્ભકમાલા ભ ત ન ત આણો
ન મ પર સા ગા પાદ ધરીને. રણપિંગળ

**અર્ભકી** ૧. [ સં. અર્ભક ( બાળક ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. નાની છોકરી; બાળકી.

૨. સ્ત્રી. પુત્રી; દીકરી.

**અર્મ** [સં. અર્મન્] પું. (વૈદક) આંખમાં સફેદ ભાગ પર પાતળું, ફેલાયેલ, કઠણ અને કાળું, ધોળું અથવા લાલ માંસ વધે એવો એક રોગ. મરી અને બહેડાંને હળદરના રસમાં વાટી તેનો ઉપર લેપ કરવાથી આ રોગ નાબૂદ થાય એમ મનાય છે.

**અર્મણ** ન. દ્રોણ; ૧૦૨૪ રૂપિયાભારનો તોલ.

૪ આઢકનો ૧ દ્રોણ ( ૧૦૨૪ રૂપિયાભાર ); તેનાં કલશ, નલ્વણ, અર્મણ વગેરે નામો છે.
યોગચિંતામણિ

**અર્મન** જુઓ અર્મ.

**અર્મરોગ** જુઓ અર્મ.

**અર્મિન** ૧. ન. એ નામના પ્રાણીનાં રૂંવાંમાંથી બનેલ ઝભો.

૨. [ અં. ] ન. એશિયા તથા યુરોપના ઉત્તર ભાગમાં રહેતું નોળિયા જેવું ફાડી ખાનાર એક પ્રાણી. યુરોપ અને ખાસ કરી ઇંગ્લાંડમાં ન્યાયાધીશોના ઝભામાં આ પ્રાણીનાં રૂંવાં વપરાય છે.

**અર્ય** ૧. [ સં. ] પું. માલિક; ધણી.

૨. પું. વૈશ્ય. પાણિનિના સમયમાં બ્રાહ્મણ તથા ક્ષત્રિય વર્ણોને આર્ય શબ્દ લગાડતા અને વૈશ્યને અર્ય કહેતા.

૩. વિ. ઉત્તમ; શ્રેષ્ઠ.

૪. વિ. દયાળુ; માયાળુ.

૫. વિ. નિમકહલાલ; કૃતજ્ઞ.

૬. વિ. માન આપવા લાયક; પૂજ્ય.

૭. વિ. વહાલું; પ્રિય.

**અર્યપત્ની** ૧. [ સં. અર્ય ( સ્વામી ) + પત્ની ( સ્ત્રી ) ] સ્ત્રી. ધર્મપત્ની.

૨. [ સં. અર્ય ( વૈશ્ય ) + પત્ની ( સ્ત્રી ) ] સ્ત્રી. વૈશ્યની સ્ત્રી.

**અર્યમા** ૧. [ સં. અર્યમન્ ] પું. ( પુરાણ ) પું. અત્રિ ઋષિનો એ નામનો પુત્ર.

૨. પું. આકડાનો છોડ.

૩. પું. ( જ્યોતિષ ) ઉત્તરાફાલ્ગુની નક્ષત્ર.

૪. પું. ગાયત્રીના ૨૪ દેવતા માંહેનો એક.

૫. પું. પાકો ભાઈબંધ; ગાઢ મિત્ર.

૬. પું. બાર આદિત્ય માંહેનો એ નામનો એક. એ વૈશાખ મહિનાનો મુખ્ય સૂર્ય છે. આ મન્વંતરમાં તે યમની ગેરહાજરીમાં તેનો અધિકાર ભોગવે છે.

૭. [ સં. અર્યમન્ ( મુખ્ય પિતૃ ) ] પું. મુખ્ય પિતૃ; પિતૃઓનો અધિપતિ. કલ્પની શરૂઆતમાં યમની પહેલાં દક્ષિણ દિશાનો એ દિગ્પાળ હોવાનું મનાય છે.

૮. [ સં. અર્યમન્ ( સૂર્ય ) ] પું. સૂરજ; ભાસ્કર; ગ્રહપતિ; ભાનુ; રવિ.

**અર્યવર્ય** [ સં. અર્ય ( વૈશ્ય ) + વર્ય ( શ્રેષ્ઠ ) ] પું. ઊંચી પદવીનો વૈશ્ય.

**અર્યા** ૧. [ સં. અર્ય ( સ્વામી ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. માલિકી ધરાવનાર સ્ત્રી.

૨. [ સં. અર્ય ( વૈશ્ય ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. વૈશ્ય સ્ત્રી.

**અર્યાણી** જુઓ અર્યા.

**અર્યી** [ સં. અર્ય ( વૈશ્ય ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. વૈશ્ય સ્ત્રી.

**અર્યેસ્ત** ન. ( જરથોસ્તી ) બંધિયાર પાણી; નહિ વહેતું પાણી.

**અર્લ** ૧. પું. પીળી, લાલ અને ગુલાબી છાંટવાળાં સુંદર પાંદડાંનો એક છોડ.

૨. [અં.] પું. ઇંગ્લાંડમાં ઉમરાવોનો માર્કિવસથી ઊતરતો અને વાઇકાઉન્ટથી ચઢિયાતો ખિતાબ.

**અર્વ** [ સં. અર્વન્ ] પું. ઘોડો; અશ્વ.

વાજી વાહ તુરંગ હય સિંધવ અર્વ કેકાણ,
તરલ તુરંગમ ઘોડથી મનમાં કરી અજાણ.
પિંગળલઘુકોષ

**અર્વતી** ૧. [ સં. ] સ્ત્રી. ઇંદ્રાણી.

૨. સ્ત્રી. ઘોડી.

૩. સ્ત્રી. પાંખોવાળી દેવતાઈ સુંદરી; પરી.

૪. સ્ત્રી. વ્યભિચારમાં દલાલું કરનાર સ્ત્રી; કૂટણી.

**અર્વન** ૧. પું. અરધું પક્ષી જેવું અને અરધું ઘોડા જેવું એક કલ્પિત પ્રાણી. તેના ઉપર રાક્ષસ સવારી કરતા હોવાનું મનાય છે.

૨. [ સં. અર્વન્ ] પું. ગોકર્ણપરિમાણ; જુઓ અર્વા ૩.

૩. પું. ( પુરાણ ) ચંદ્રના દશ ઘોડા માંહેનો એ નામનો એક.

૪. વિ. ખરાબ; કુત્સિત.

**અર્વરીવાન** પું. પુલહ નામના પ્રજાપતિનો એ નામનો દીકરો.

**અર્વવેદ** પું. અથર્વવેદનો એ નામનો એક ઉપવેદ.

**અર્વા** ૧. [ સં. અર્વન્ ] પું. ઇંદ્ર.

૨. પું. એક કલ્પિત પ્રાણી. જુઓ અર્વન ૧.

૩. પું. ગોકર્ણપરિમાણ; અંગૂઠાથી ટચલી પાસેની આંગળી સુધીના વિસ્તાર જેટલું એક માપ; અનામિકા આંગળી સાથે પહોળા કરેલા અંગૂઠા જેટલું માપ.

૪. પું. ઘોડો; તુરંગ; હય; અશ્વ; વાજી.

૫. પું. ચંદ્રનો એક ઘોડો.

૬. વિ. વગોવવા જેવું; નિંદ્ય; ગર્હ્ય; અવદ્ય.

**અર્વાક** ૧. [ સં. અર્વાચ્ ( નજીકનું ) ] વિ. આ બાજુએ આવેલું.

૨. વિ. પાછળનું.
૩. વિ. પાસેનું; નજીકનું.
૪. અ. અગાઉ; પહેલાં.
૫. અ. નીચે; હેઠે.
૬. અ. પછી; પાછળથી.

**અર્વાક્કાલ** [ સં. અર્વાચ્ ( નજીકનું ) + કાલ ( વખત ) ] પું. હાલનો સમય.

**અર્વાક્કાલિક** [ સં. અર્વાચ્ ( પાસેનું ) + કાલ ( વખત ) + ઇક ( વાળું ) ] વિ. હાલનું; આધુનિક.

**અર્વાક્કાલિકતા** [ સં. અર્વાક્કાલિક ( હાલનું ) + તા ( પણું ) ] સ્ત્રી. ચાલુ વખતનું હોવાપણું; અર્વાચીનતા.

**અર્વાક્સામ** [ સં. અર્વાચ્ સામન્ ] ન. સોમયજ્ઞ કરવામાં આવે તે ત્રણ દિવસ.

**અર્વાક્સ્રોત** ૧. [ સં. અર્વાચ્ (નીચે) + સ્રોતસ્ ( ઇંદ્રિય ) ] પું. વિષયસુખમાં મચ્યા રહેતા લોક.

તે સાધને અર્વાક્સ્રોત નીપજિયો.
પ્રેમાનંદ

૨. વિ. વિષયવાસનાવાળું; ઇંદ્રિયાસક્ત; વિષયી.

**અર્વાક્સ્રોતા** ૧. [ સં. અર્વાચ્ ( હેઠે ) + સ્રોતસ્ ( પ્રવાહ ) ] વિ. પું. જે પ્રાણીઓમાં ખાધેલા ખોરાકની ઉપરથી નીચે ગતિ થાય છે તેવાં પ્રાણીઓની સૃષ્ટિ. ખોરાકની ગતિની દિશા પ્રમાણે તિર્યક્સ્રોતા, ઊર્ધ્વસ્રોતા અને અર્વાક્સ્રોતા એમ ત્રણ પ્રકારની સૃષ્ટિ છે.
૨. વિ. પું. વીર્યપાત થયો હોય તેવો.

**અર્વાગ્વસુ** ૧. [ સં. અર્વાચ્ ( નીચે ) + વસુ ( પાણી ) ] પું. વરસાદ.
૨. પું. વાદળું.
૩. [સં. અર્વાચ્ + વસુ ( પૈસો )] વિ. પૈસા આપનાર.

**અર્વાચ** જુઓ અર્વાક.

**અર્વાચીન** ૧. વિ. આ બાજુએ આવેલું.
૨. વિ. ઊલટું; ઊંધું.
૩. વિ. નીચેનું.
૪. વિ. પાછળથી થતું.
૫. [સં. અર્વાચ્ ( નજીકનું ) + ઈન ( વાળું )] વિ. હાલના વખતનું; હમણાંનું; આધુનિક; તાજું.
૬. અ. પછી.

**અર્વાચીનકાલ** જુઓ અર્વાચીનકાળ.

**અર્વાચીનકાલોચિત** [ સં. અર્વાચીન ( હાલનું ) + કાલ ( સમય ) + ઉચિત ( યોગ્ય ) ] વિ. હાલના વખતને લાયક.

**અર્વાચીનકાળ** [ સં. અર્વાચીન ( હમણાંનું ) + કાલ ( વખત ) ] પું. હાલનો વખત; વર્તમાનકાળ.

**અર્વાચીનકૃત** [ સં. અર્વાચીન ( હાલનું ) + કૃત ( કરેલું ) ] વિ. હાલમાં બનાવેલ.

**અર્વાચીન ગદ્ય** [ સં. અર્વાચીન ( હાલનું ) + ગદ્ય ] ન. ગવાય નહિ એવું ચાલુ સમયનું લખાણ. અર્વાચીન ગદ્યનો આરંભ સંવત ૧૮૮૪ ( ઈ. સ. ૧૮૨૮ )થી થયો.

**અર્વાચીન ગુજરાતી** સ્ત્રી. અત્યારે એટલે કે સત્તરમા સૈકા પછી બોલાતી ગુજરાતી ભાષા. સત્તરમા પછીનાં શતકોના ત્રીજા યુગની ગુજરાતીને અર્વાચીન ગુજરાતી કહેવાય છે.

**અર્વાચીન ગ્રીક** સ્ત્રી. હેલેનિક ભાષાનો એક પ્રકાર. જુઓ હેલેનિક ભાષા.

**અર્વાચીન તદ્ભવ** [સં. અર્વાચીન ( હાલનું ) + તદ્ ( તે-સંસ્કૃત ) + ભવ્ ( થવું )] વિ. મૂળ એટલે સંસ્કૃત ભાષામાંથી પરબારું વિકાર પામી હાલમાં થયેલું. દેશી ભાષામાં કેટલાક તદ્ભવ શબ્દો પ્રાકૃત દ્વારા આવેલા છે, તેને પ્રાચીન તદ્ભવ કહે છે. જેમકે, સં. ચૌર્ય, પ્રા. ચોરિય, ગુ. ચોરી. કેટલાક પાછળથી સંસ્કૃતમાંથી લાગલા જ વિકાર પામી દાખલ થયા છે તેને અર્વાચીન તદ્ભવ કહે છે. જેમકે, વર્ષ–વરસ, માર્ગ–મારગ, પ્રાણ–પરાણ–પરાણે.

**અર્વાચીનતા** [ સં. અર્વાચીન ( હમણાંનું ) + તા ( પણું ) ] સ્ત્રી. હાલના વખતનું હોવાપણું; આધુનિકતા; નવીનપણું.

**અર્વાચીનત્વ** જુઓ અર્વાચીનતા.

**અર્વાચીન ભાષા** [ સં. અર્વાચીન ( હાલનું ) + ભાષા ( બોલી ) ] સ્ત્રી. ચાલુ સમયમાં બોલાતી ભાષા. પ્રાકૃતના સૌથી પહેલા બે વિભાગો, પાશ્ચાત્ય અને પ્રાચી. આ બે ભાગો ઈ. સ. ની શરૂઆતથી એક હજાર વર્ષ સુધીમાં ધીમે ધીમે અપભ્રંશ, શૌરસેની, માગધી અને અર્ધમાગધી એ ચાર વિભાગોમાં વહેંચાઈ ગયા હતા અને તેમની ઉપરથી અર્વાચીન ભાષાનો જન્મ અગિયારમા શતકના પ્રારંભની આસપાસના સમયમાં થયો હોય એમ લાગે છે.

**અર્વાચીન યુગ** [ સં. અર્વાચીન ( હાલનું ) + યુગ ( જમાનો ) ] પું. ચાલુ જમાનો.

**અર્વાચીન સાહિત્ય** ન. હાલનું સાહિત્ય. અર્વાચીન સાહિત્યમાં દલપતરામ અને નર્મદાશંકરના સમયનું સાહિત્ય એક વર્ગમાં આવશે અને ઈ. સ. ૧૮૮૦ પછીનું બીજા વર્ગમાં આવશે, અને નવલરામનું સાહિત્ય એ બેની વચ્ચે રહેશે. નર્મદાશંકર તથા દલપતરામની કવિતાએ પ્રાચીન સાહિત્ય જોડેનો સંબંધ લગભગ તદ્દન છોડ્યો હતો.

**અર્વાવસુ** ૧. [ સં. ] પું. દેવતાઓના હોતા.
૨. પું. ( પુરાણ ) રૈભ્ય ઋષિના બે દીકરામાંનો બીજો.
૩. પું. સૂર્યના સાત મુખ્ય દિવસ માંહેનો એ નામનો એક.

**અર્વિય** ન. ધાતુ સાથે મળેલ એક જાતનો ખનિજ પદાર્થ; 'ઈર્બિયમ'. ઈ. સ. ૧૮૪૩માં મોસાન્ડર નામના સ્વીડનના એક માણસે તે શોધી કાઢ્યો હતો. તે ભાગ્યે જ છૂટો માલમ પડે છે.

**અર્વિંદ** પું. ( પિંગળ ) કુંડળિયાની જાતનો ૧૪ ગુરુ અને ૧૨૪ લઘુ મળી ૧૩૮ અક્ષરનો એક વિષમજાતિ માત્રામેળ છંદ.

**અર્બુક** ૧. [ સં. ] પું. દક્ષિણના જંગલમાં રહેતા રાજાઓનું નામ.
૨. પું. ( પુરાણ ) મહાભારતમાં જણાવેલ એ નામના એક જાતના લોક. તેઓને સહદેવે જીત્યા હતા.
૩. વિ. એ નામની લોકોની એક જાતનું.

**અર્બુદ** ૧. [ સં. ] પું. આબુ પર્વત.
૨. પું. આબુ પહાડની આસપાસનો મુલક.
૩. પું. ( પુરાણ ) એ નામનો એક યાદવ.
૪. પું. ( વૈદક ) ગાંઠનો રોગ.
૫. પું. દશ કરોડની સંખ્યા.
૬. પું. નાગ; સાપ.
૭. પું. પરમેશ્વર, કેમકે તે બધે ઠેકાણે વ્યાપી રહેલ છે.
૮. પું. બે મહિનાનો ગર્ભ.
૯. પું. સાપના આકારનો એક રાક્ષસ. ઇંદ્રે તેનો વધ કર્યો હતો.
૧૦. ન. એ નામનું એક નરક.
૧૧. ન. વાદળું, મેઘ.
૧૨. વિ. (ગણિત) દશ કરોડ; ૧૦૦૦૦૦૦૦૦.

**અર્શ** ૧. [ સં. અર્શસ્ ] પું. ઈજા; નુકસાન.
૨. [ અ. ] પું. ઊન કાંતવાની તકલી.
૩. [ અ. ] પું. છાપરું.
અર્શ પર ચડાવવું = (૧) ઊંચી પાયરીએ ચડાવવું. (૨) બહુ વખાણ કરવાં; છાપરે ચડાવવું.
૪. પું. તખ્ત; રાજગાદી.
૫. પું. મુસલમાનોનું ઊંચામાં ઊંચું એટલે આઠમું સ્વર્ગ, જ્યાં ખુદાનું તખ્ત છે.
અર્શથી ફર્શ = આસમાનથી જમીન સુધી; ઊંચેથી નીચે.

૬. [ અ. ] પું. સાતમું આકાશ.

૭. [ અ. ] પું. સ્વર્ગ.

૮. પું. ( વૈદક ) હરસ; મસો; ગુદાના મોઢા ઉપર નસનાં જાળાં ફૂલીને વધવાથી લોહી પડવાનો એક રોગ. બાહ્યઅર્શ અને અંતરઅર્શ એમ તેના બે પ્રકાર છે. બાહ્યઅર્શમાં ઘણું લોહી એકઠું થાય અથવા તે પાક ઉપર આવે ત્યારે બહુ પીડા થાય, ગુદાની અંદર બળતરા અને શૂળ જણાય, ઝાડે જતાં બહુ મહેનત પડે, પેટમાં વીંટ આવે તથા વાંસામાં અને સાથળમાં પીડા થાય. અંતરઅર્શ ગુદાના મોઢાથી અંદર ઊંચા હોય અને તેઓ ત્યાં મસારૂપે અગર લોહીનો ચડાવ થઈ રહ્યો હોય તેમ જણાય અને ઝાડે જતી વખતે મસાનો ભાગ છોલાવાથી લોહી પડે. વાયુ, પિત્ત, કફ, ત્રિદોષ, લોહી અને સહજ એટલે કંઈ ખાસ કારણ વિના એમ ૭ કારણથી મસા થાય. વાયુના હરસમાં ઝાડો ખુલાસાથી આવતો નથી, પિત્તથી થયેલમાં લોહી પડે, કફને લીધે ઉત્પન્ન થયેલમાં ગુદા ઉપર સોજો અને ખરજ આવે, ત્રિદોષ અને સહજથી થયેલ હરસમાં એ સર્વ ચિહ્ન હોય.

૯. વિ. ખરાબ; પાપી.

**અર્શકુઠારરસ** [ સં. અર્શસ્ ( હરસ ) + કુઠાર ( કુહાડી ) + રસ ( પારાવાળી દવા ) ] પું. ( વૈદક ) હરસનો રોગ મટાડનાર મનાતી એક દવા. તે હરસના મસા કાપી નાખવા માટે કુહાડી જેવી મનાય છે. તે બનાવવા (૧) શુદ્ધ પારો એક તોલો, ચોખ્ખો ગંધક, ત્રિકટુ, લાંગલી, દંતીમૂળ, ચિત્રક અને પુષ્કરમૂળ એ દરેક બે તોલા, તાંબાની તથા લોઢાની ભસ્મ દરેક ત્રણ તોલા, સૂરણ, જવખાર, ટંકણખાર અને સિંધાલૂણ દરેક પાંચ તોલા, થોરનું દૂધ સોળ તોલા અને ગૌમૂત્ર બત્રીસ તોલા લેવાં. એ બધાંને અગ્નિમાં પકાવી ઘાટું થાય એટલે ગોળી કરવી. તેની માત્રા એકથી બે વાલ છે. અથવા (૨) શુદ્ધ પારો ૧ ભાગ, ચોખ્ખો ગંધક ૨ ભાગ, લોહભસ્મ અને અભ્રકભસ્મ ૬ ભાગ, બીલી, ચિત્રક, ત્રિકટુ, હરડાં, નેપાળો એ દરેક એકેક ભાગ તથા ટંકણખાર, જવખાર અને સિંધાલૂણ ૫ ભાગ-એ બધી ચીજો એકત્ર કરી ૩૨ ભાગ ગૌમૂત્રમાં પાચન કરી થુવરનું દૂધ ૩૩ ભાગ નાખી ફરીથી પાચન કરી તેની બબ્બે માસાની ગોળી કરવી.

**અર્શઘ્ન** ૧. [ હિં. ] પું. તેજબળ.

૨. પું. ધોળા સરસવ.

૩. પું. સાજીખાર.

૪. ન. ત્રણ ભાગ પાણી સાથે મેળવેલ એક ભાગ છાશ.

૫. [ સં. અર્શસ્ ( હરસ ) + ઘ્ન ( મારનાર ) ] ન. ભિલામું, કારણ કે તે હરસ મટાડે છે એમ મનાય છે.

૬. ન. સૂરણ, કેમકે તે હરસ મટાડનાર કહેવાય છે.

૭. વિ. હરસ મટાડનારું.

**અર્શોઘ્ની** [ સં. અર્શસ્ ( મસો ) + ઘ્ન ( હણનાર ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ભલ્લાતક નામનો છોડ; ભિલામાનો છોડ. તે હરસ મટાડે છે.

**અર્શય** [ સં. અર્શસ્ ] પું. હરસ.

**અર્શવર્ત્મ** [ સં. અર્શસ્ ( મસો ) + વર્ત્મન્ ( કોર ) ] પું. એક જાતનો હરસ. તેમાં ગુદાની આસપાસ કાકડીના બી જેવડી ચીકણી અને પીડા કરનારી ફોડકીઓ થાય છે.

**અર્શસ** જુઓ અર્શ.

**અર્શસ્તંભક** [ સં. અર્શસ્ ( હરસ ) + સ્તંભક ( રોકનાર ) ] વિ. મસામાંથી પડતું લોહી અટકાવનાર.

**અર્શોહર** [ સં. અર્શસ્ ( મસો ) + હર ( લઈ જનાર ) ] પું. સૂરણ. તે હરસને મટાડનાર મનાય છે.

**અર્શઃકુઠાર** જુઓ અર્શકુઠારરસ.

**અર્શી** [ સં. અર્શિન્ ] વિ. હરસના રોગથી પીડાતું.

**અર્શોઘ્ન** ૧. [ સં. અર્શસ્ ( હરસ ) + ઘ્ન ( હણનાર ) ] ન. ભિલામું; અર્શઘ્ન. તે મસા મટાડે છે એમ મનાય છે.

૨. ન. સૂરણ, કારણ કે તે હરસ મટાડનાર કહેવાય છે.

૩. વિ. હરસ મટાડનાર.

**અર્શોઘ્ની** [ સં. અર્શસ્ ( મસો ) + ઘ્ન ( હણનાર ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. મૂસળી; તાલમૂળી. તે હરસ મટાડે છે.

**અર્શોજ** [ સં. અર્શસ્ ( હરસ ) + જ ( પેદા થયેલ ) ] ન. મસામાંથી ઉત્પન્ન થતું ભગંદર.

**અર્શોવર્ત્મ** [ સં. અર્શસ્ ( હરસ ) + વર્ત્મન્ ( પાંપણ ) ] પું. આંખની પાંપણના ૨૧ રોગ માંહેનો એ નામનો એક.

**અર્શોહર રસ** [ સં. અર્શસ્ ( હરસ ) + હર ( દૂર કરનાર ) + રસ ( પારાવાળી દવા ) ] પું. ( વૈદક ) મસો મટાડનારી એક દવા. તેને બનાવવા પારો, વૈક્રાંતભસ્મ, અભ્રકભસ્મ, લોહભસ્મ અને ગંધક સરખે ભાગે લઈ તેને આદુના તથા દાડમના રસની એકેકી ભાવના દેવી. તેની માત્રા ૧ વાલની છે.

**અર્શોહિત** ૧. [ સં. અર્શસ્ ( મસો ) + હિત ( ફાયદાકારક ) ] ન. ભિલામું. તે હરસમાં લાભકારક મનાય છે.

૨. ન. સૂરણ, કેમકે તે હરસમાં ફાયદાકારક ગણાય છે.

૩. વિ. હરસને હિતકારક.

**અર્ષ્ટિ** પું. ( પુરાણ ) ચ્યવન ઋષિના બે માંહેનો મોટો દીકરો.

**અર્ષ્ટિષેણ** પું. ( પુરાણ ) ભૃગુકુળના એક ઋષિ. એના વંશજો આર્ષ્ટિષેણ કહેવાયા.

**અર્સ** [ સં. અર્શસ્ ] પું. ( વૈદક ) હરસનો રોગ.

**અર્હ્** ૧. [ સં. ] અ. ક્રિ. બરાબર હોવું.

૨. અ. ક્રિ. લાયક થવું.

૩. અ. ક્રિ. લાયક હોવું.

૪. અ. ક્રિ. ( ધાતુ ) સમર્થ હોવું; શક્તિવાળું હોવું. આ ધાતુ ઉપરથી નીકળેલ શબ્દ: અર્હ, અર્હંત, અર્હણ.

૫. સ. ક્રિ. અધિકાર હોવો; હક હોવો.

૬. સ. ક્રિ. પૂજવું; માન આપવું.

**અર્હ** ૧. પું. ઇંદ્ર.

૨. [ સં. અર્હ્ ( પૂજવું ) ] પું. ઈશ્વર.

૩. પું. ગતિ; ગમન.

૪. પું. ( જૈન ) તીર્થંકર.

૫. [ સં. અર્હ્ ( લાયક હોવું ) ] પું. યોગ્યતા; લાયકાત.

૬. પું. વિષ્ણુ, કારણ કે તે પૂજવા લાયક છે.

૭. ન. કીમત; મૂલ્ય.

૮. વિ. કીમતી; મૂલ્યવાન.

૯. વિ. માન આપવા જેવું; પૂજ્ય.

૧૦. વિ. લાયક. આ અર્થમાં આ શબ્દ સમાસને અંતે વપરાય છે. જેમકે, પૂજાર્હ, માનાર્હ, દંડાર્હ.

**અર્હટ** પું. રેંટ; કૂવામાંથી પાણી કાઢવાનું ઢોચકાંવાળું ચક્કર.

**અર્હણ** ૧. [ સં. અર્હ્ ( પૂજવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. પૂજા.

૨. પું. પૂજાનું સાધન.

૩. પું. બુદ્ધ, કેમકે તે પૂજ્ય છે.

**અર્હણા** [ સં. અર્હ્ ( પૂજવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. પૂજન; પૂજા; અર્ચા.

**અર્હણીય** [ સં. અર્હ્ ( લાયક હોવું ) + અનીય ( લાયક ) ] વિ. માન આપવા લાયક; પૂજ્ય.

**અર્હત** ૧. પું. ( જૈન ) કેવળ એટલે સંપૂર્ણ જ્ઞાન મેળવ્યું હોય એવો સાધુ; કેવલી.

૨. પું. ચોવીસની સંખ્યા બતાવનાર સંજ્ઞા.

૩. [ સં. અર્હત્ ] પું. ( જૈન ) તીર્થંકર; વીતરાગ; જિનેશ્વર; અરિહંત.

જીવ તેને કેવલી અર્હત, જીવ અમર ઈશ્વર કહે છે. અણુભાષ્ય

૪. પું. બુદ્ધ, કેમકે તે પૂજ્ય છે.

૫. પું. ( બૌદ્ધ ) બુદ્ધપદને પામેલ પુરુષ. ગૌતમ બુદ્ધના સમયમાં જેણે તૃષ્ણાનો નાશ કર્યો હોય તેને અર્હત કહેતા. અર્હત્ એ જ સૌથી શ્રેષ્ઠ પુરુષ એમ માનવામાં આવતું.

૬. પું. બૌદ્ધ સાધુ; ક્ષપણક.

૭. વિ. પ્રખ્યાત.

૮. [ સં. અર્હ્ ( પૂજવું ) + ય ( યોગ્ય ) ] વિ. માન આપવા જેવું; પૂજ્ય.

૯. [ સં. અર્હ્ ( લાયક હોવું ) ] વિ. યોગ્ય; લાયક.

**અર્હતપણું** [ અર્હત ( તીર્થંકર ) + પણું ] ન. ( જૈન ) તીર્થંકરની પદવી.

**અર્હતપ્રલાપી** [ સં. અર્હત્ ( તીર્થંકર ) + પ્રલાપિન્ ( બકવાદ કરનાર ) ] પું. ( જૈન ) પોતે અર્હત નહિ હોવા છતાં પોતાને અર્હત તરીકે ઓળખાવનાર પુરુષ.

**અર્હતાવસ્થા** [ સં. અર્હત્ ( બુદ્ધપદને પામેલ પુરુષ ) + અવસ્થા ( હાલત ) ] સ્ત્રી. બ્રહ્મ સાથે આત્મા એક થઈ જાય એવી સ્થિતિ; નિર્વાણ-પદ; વેદાંતની તુરીયાવસ્થા.

**અર્હતદર્શન** [ સં. અર્હત્ ( તીર્થંકર ) + દર્શન ( ધર્મ ) ] ન જૈન ધર્મ; જૈનદર્શન.

**અર્હત્પદ** જુઓ અર્હતપણું.

**અર્હત્સ્વરૂપ** [ સં. અર્હત્ ( તીર્થંકર ) + સ્વરૂપ ( લક્ષણ ) ] ન. તીર્થંકરનું લક્ષણ.

**અર્હદ્ભક્ત** [ સં. અર્હત્ ( તીર્થંકર ) + ભક્ત ( ભજનાર ) ] પું. ( જૈન ) તીર્થંકરનો ઉપાસક.

**અર્હન** ૧. પું. ( પુરાણ ) કોંકબંક દેશનો એ નામનો એક રાજા. ઋષભદેવ રાજર્ષિ ધ્યાન ધરીને નગ્ન, જડ અને ગાંડાની પેઠે પોતાના શરીરનું ભાન ભૂલી જઈ ફરતા હતા, તેવામાં કૂટકાચળના જંગલમાં એમનું શરીર વનના અગ્નિમાં બળી ગયું. આ વાત સાંભળીને અર્હન રાજાએ પણ અંતર્નિષ્ઠતા મેળવ્યા વિના માત્ર બહારના કર્મનો ત્યાગ કર્યો અને એવી દીક્ષા લઈને એણે નાસ્તિક મત ફેલાવ્યો હતો.

૨. [ સં. અર્હત્ ] પું. ( જૈન ) તીર્થંકર.

૩. પું. બધાથી જાણીતો, ત્રણે લોકમાં પૂજાતો અને જેણે પોતાની ઇંદ્રિયો કાબૂમાં રાખી હોય એવો સાચું બોલનાર દેવ જેવો પુરુષ.

૪. પું. ( જૈન ) લોકોત્તર એટલે અલૌકિક દેવ.

**અર્હન્દેવ** [ સં. અર્હત્ ( તીર્થંકર ) + દેવ ] પું. ( જૈન ) કેવળજ્ઞાન એટલે સંપૂર્ણ જ્ઞાન વડે પદાર્થોને જાણી પછી તેનો પ્રકાશ કરનાર તીર્થંકર.

**અર્હન્નીતિ** [ સં. અર્હત્ ( તીર્થંકર ) + નીતિ ( સદાચાર ) ] પું. હેમચંદ્રાચાર્યે રચેલ સારા આચરણના નિયમો સંબંધી પુસ્તક.

**અર્હંત** ૧. [ સં. અર્હત્ ] પું. ( જૈન ) તીર્થંકર; જિન ભગવાન; અરિહંત.

૨. પું. ( બૌદ્ધ ) બુદ્ધપદને પામેલ પુરુષ.

અનાગામી થયા પછી રૂપરાગ ( બ્રહ્મલોક વગેરેની પ્રાપ્તિની ઇચ્છા ), અરૂપરાગ ( અરૂપ દેવલોકની પ્રાપ્તિની ઇચ્છા ), માન ( અહંકાર ), ઉદ્ધચ્ચ ( ભ્રાંતચિત્તતા ) અને અવિજ્જા ( અવિદ્યા ) એ પાંચે સંયોજનોનો ક્ષય કરીને શ્રાવક અર્હંત થાય છે. પુરાતત્ત્વ

૩. પું. બુદ્ધ ભગવાન.

૪. પું. બૌદ્ધ સાધુ.

૫. પું. મોક્ષ પામેલો જીવ; મુક્તાત્મા; જીવન-મુક્ત વ્યક્તિ.

૬. પું. શિવ; શંકર.

૭. [ સં. અરિ ( શત્રુ ) + હન્ ( મારવું ) ] વિ. ( જૈન ) કામ, ક્રોધ, મોહ, મદ, લોભ અને અદેખાઈ જેવા દુર્ગુણરૂપી દુશ્મનોને હણનાર.

૮. વિ. પૂજવા જેવું; પૂજ્ય.

૯. [ સં. અર્હ્ ( લાયક હોવું ) ] વિ. યોગ્ય; ઘટિત.

૧૦. વિ. ( જૈન ) સર્વજ્ઞ; બધું જાણનાર.

**અર્હા** [ સં. અર્હ્ ( પૂજવું ) ] સ્ત્રી. પૂજા.

**અર્હિત** [ સં. અર્હ્ ( પૂજવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. પૂજાયેલ; અર્ચિત.

**અર્હોમણું** વિ. ( ગ્રામ્ય ) હસાવનાર.

**અર્હ્ય** ૧. [ સં. અર્હ્ ( પૂજવું ) + ય ( લાયક ) ] વિ. માન આપવા જેવું; પૂજ્ય.

૨. વિ. મેળવવા લાયક.

૩. [ સં. અર્હ્ ( યોગ્ય હોવું ) ] વિ. લાયક; ઘટિત.

૪. વિ. વખાણવા જેવું; સ્તુત્ય.

**અલ્** ૧. [ સં. ] અ ક્રિ. શક્તિવાળા હોવું.

૨. સ. ક્રિ. અટકાવવું.

૩. ઉ. ક્રિ ( ધાતુ ) શણગારવું. આ ધાતુ ઉપરથી નીકળેલા શબ્દ: અલક; અલિ; અલિક.

**અલ** ૧. [ સં. અલ્ ( અટકાવવું ) ] પું. આગળો; આગળિયો; ભોગળ.

૨. પું. ઝેર; વિષ.

૩. [ સં. ] પું. વીંછીનો આંકડો.

૪. પું. હરતાલ.

૫. પું. ( ગ્રામ્ય ) હળ.

૬. સ્ત્રી. આળસ.

૭. સ્ત્રી. પૃથ્વી.

પચ્ચા અબાહર પાંચસે, સોઢા વીસું સાત,
એક તેતરને કારણે, અલ રાખી અખ્યાત.
લોકસાહિત્ય

૮. [ સં. અલ્ ( શણગારવું ) ] સ્ત્રી. શણગાર; ભૂષણ.

અલ અત્યર્થ સમર્થ અલ, અલ સુપૂર્ણ પ્રિય નાણ,
ભૂષણ અલ આળસ અલ, તજી ભજ બ્રહ્મ સુજાણ.
લોકોક્તિ

૯. વિ. ઘણું; બહુ.

ભૃશ અતિશય અતિવેલ અલ, અધિક અત્યંત નિતંત,
અતિ સર્વત્ર વર્જિત, કહી ગયા સંત અનંત.
પિંગળલઘુકોષ

૧૦. [ સં. અલ્ ( સમર્થ હોવું ) ] વિ. શક્તિ-વાળું; સમર્થ.

૧૧. અ. અલબત; જરૂર; ખચીત.

અલ જઈએ અલવેસર સાથે. નરસિંહ

૧૨. [ સં. અલમ્ ( બસ ) ] અ. બસ.

**અલ-અમીન** [ અ. અલ ( નિશ્ચયાત્મક ઉપ-સર્ગ ) + અમ્ન ( નિર્ભય કે સલામત હોવું ) ] વિ. ભરોસાપાત્ર; વિશ્વાસ રાખવા લાયક. આ વિશેષણ પહેલું હઝરત મહમ્મદ પયગંબર માટે વપરાયું, કેમકે તેમની ઉપર બધા વિશ્વાસ રાખી શકતા.

**અલક** ૧. [ સં. અલ ( શણગારવું ) ] પું. ચોટલો; અંબોડો.

૨. પું. ( પિંગળ ) દરેક ચરણમાં ૧૬ માત્રા ને છેડે બે લઘુ હોય, તથા પહેલી, પાંચમી, નવમી ને તેરમી માત્રા ઉપર તાલ હોય એવો એક માત્રામેળ છંદ; અરિલ; અડિલ્લ; અલિલા.

૩. [ સં. અલમ્ ( પૂર્ણ ) + ક ( સુખ ) ] પું. બ્રહ્મ; ઈશ્વર, કેમકે તે પૂર્ણ સુખરૂપ છે.

૪. પું. ભીખ માગતી વખતે અથવા પરસ્પર મળતી વખતે બાવાઓથી બોલાતો શબ્દ; અલખ.

બટકે લઈને ભેખ, ઘર ઘર અલક જગાડતા.
લોકસાહિત્ય

૫. પું. વાળની લટ; કપાળ પરના વાંકડિયા વાળ.

કેશ શિરોરુહ ચિકુર કચ કુંતલ અલકની હાળ;
ચંદ્ર ચીરાણો મુખરૂપી લટકી લટ કપાળ.
પિંગળલઘુકોષ

૬. પું. શરીરે કરેલ કેસરનો લેપ.

૭. પું. સફેદ આકડો; શ્વેત મંદાર.

૮. પું. હરતાલ.

૯. ન. હડકાયું કૂતરું.

૧૦. વિ. નિરાકાર.

૧૧. અ. નકામું; ફોકટ.

૧૨. [ અ. ] સ. ક્રિ. ( ધાતુ ) તેણે જોડ્યું. આ ધાતુ ઉપરથી નીકળેલા શબ્દઃ ઈલાકા = જોડાયેલો અથવા તાબાનો મુલક. તઅલ્લુક = આધાર; સંબંધ. મુતઅલ્લુક = આશ્રિત.

**અલકતરા** [ હિં. ] પું. ડામરને ઉકાળી તેમાંથી કઢાતો જાડો, કાળો, ચીકણો અને પ્રકાશિત પદાર્થ; કોલ.

**અલકદલક** અ. ( ગ્રામ્ય ) હાલકડોલક; આમ તેમ ડોલે એમ.

**અલકદાંડી** સ્ત્રી. વસાવા લોકોમાં લગ્ન વખતે થતો એક નાચ. વાદ્યના તાલ પ્રમાણે પાંચ પ્રકારના નાચ તેઓમાં લગ્ન પ્રસંગે સામાન્ય રીતે પ્રચારમાં છેઃ ૧. ગપડીઓ, ૨. કુદણીઓ, ૩. ગુંડણીઓ, ૪. અલકદાંડી અને ૫. વલોયવાનો.

**અલકનંદા** ૧. સ્ત્રી. આઠથી દશ વરસની છોકરી.

૨. સ્ત્રી. ગંગા નદી; ભાગીરથી. તિબેટમાં ગંગાને અલકનંદા કહે છે. તેની ત્રીજી ધારા પ્રભાની નગરીમાંથી નીકળી ભરતખંડમાં હિમાલય પર્વતમાં પહોંચી મોટા વેગથી દક્ષિણ સમુદ્રને મળે છે.

૩. સ્ત્રી. ( પુરાણ ) ગંગા નદીના પ્રવાહનો એક ફાંટો. ગંગા વિષ્ણુના પગમાંથી નીકળવાના કારણે વિષ્ણુપાદોદકી અથવા ભગવત્પદી કહેવાય છે. એ ભગવત્પદીના ચાર પ્રવાહમાંથી આપણી તરફ વહેતો પ્રવાહ અલકનંદા નામે ઓળખાય છે. આ પ્રવાહ હિમાલય ઉપર આવેલી કુબેર ભંડારીની અલકાપુરીની બહાર આવેલો છે. અલકનંદાનું બીજું નામ મહાનદી પણ જણાય છે.

**અલકનંદિની** જુઓ અલકનંદા.

**અલકપ્રભા** [ સં. ] સ્ત્રી. કુબેરની નગરી; અલકાપુરી.

**અલકપ્રિય** [ સં. અલક ( વાળ ) + પ્રિય ( હિતકારક ) ] ન. એક જાતનું ઝાડ; અસન; પીતસાલ. તે ગરમ તથા કડવું, કોઢ, પ્રમેહ, કૃમિ, વા તેમજ ગળાના રોગ મટાડનાર તથા ચામડી અને વાળને ફાયદાકારક મનાય છે.

**અલકબંધન** ૧. [ સં. અલક ( અંબોડો ) + બંધન ( બાંધનારી વસ્તુ ) ] ન. અંબોડો બાંધવાનો દોરો.

૨. [ સં. અલક ( વાળની લટ ) + બંધન ( બાંધવું તે ) ] ન. માથાના વાળ સરખા કરી બાંધવા તે.

**અલકમલક** ૧. [ અ. મુલ્ક ( દેશ )નું બેવડું રૂપ ] પું. દૂરનો અથવા વિકટ દેશપ્રદેશ.

૨. પું. દેશવિદેશ; દેશદેશાવર.

**અલકલટ** [ અલક ( ચોટલો ) + લટ ( સેર ) ] સ્ત્રી. વાળની લટ.

હે વીખેરાયલી આ અલકલટ સહુ,
વા પ્રિયા હું સમારૂં. પ્રેમાનંદ

**અલકલામ** [ અ. અલ ( નિશ્ચયાત્મક ઉપસર્ગ ) + કલામ્ ( ભાષા ) ] પું. કુરાનનું મૂળ સૂત્ર.

**અલકશ્રેણી** [ સં. અલક ( વાળની લટ ) + શ્રેણી ( હાર ) ] સ્ત્રી. ચોટલો; વેણી; કબરી.

**અલકસંહતિ** જુઓ અલકશ્રેણી.

**અલકા** ૧. પું. ( પિંગળ ) દરેક ચરણમાં ૮ નગણ અને ગુરુ મળી ૨૫ અક્ષરનો અતિકૃતાની જાતનો એક છંદ; અલિકા.

ચરણ ચરણ પ્રતિ વસુ નગણ પર
ચરમ ગ કર તું અલકા. રણપિંગળ

૨. સ્ત્રી. આઠથી દશ વરસની છોકરી.

૩. [ સં. ] સ્ત્રી. કુબેરની રાજધાની; યક્ષ અને કિન્નરની નગરી; વસુધારા; પ્રભા; વસુસ્થલી. તે અલકનંદા નદી ઉપર આવેલી હતી.

**અલકાકૃતિ** ૧. [ સં. અલકા ( એ નામની નગરી ) + આકૃતિ ( આકાર ) ] વિ. અલકા નગરી જેવું.

૨. [ સં. અલક ( વાળની લટ ) + આકૃતિ ( આકાર ) ] વિ. વાળની લટ જેવું.

**અલકાધિપ** [ સં. અલકા ( યક્ષની નગરી ) + અધિપ ( રાજા ) ] પું. અલકા નગરીનો રાજા; કુબેર.

**અલકાધિપતિ** જુઓ અલકાધિપ.

**અલકાપતિ** જુઓ અલકાધિપ.

**અલકાપુરી** [ સં. અલકા ( એ નામનું શહેર ) + પુરી ( નગરી ) ] સ્ત્રી. કુબેરની રાજધાની; યક્ષપુરી; અલકા.

**અલકાબ** [ અ. લકબ ( પદવી )નું બહુવચન ] પું. ખિતાબ; ઊંચી પદવીનાં માણસનાં નામ આગળ માનાર્થે વપરાતો શબ્દ.

**અલકાભરણ** [ સં. અલક ( ચોટલો ) + આભરણ ( શણગાર ) ] ન. વેણી; અંબોડે બાંધવાની ફૂલની માળા; ચોટલાનો શણગાર.

**અલકાલિકા** પું. ( પિંગળ ) દરેક ચરણમાં તગણ, ભગણ, રગણ, સગણ, લઘુ અને ગુરુ મળી ૧૪ અક્ષરનો શર્કરીની જાતનો એક છંદ; અલિકાલકા.

તા ભા ર સા લ ગ થી રચો અલકાલિકા.
રણપિંગળ

**અલકાવતી** જુઓ અલકાપુરી.

**અલકાવલિ** જુઓ અલકાવલી.

**અલકાવલી** ૧. [ સં. અલક ( વાળની લટ ) + આવલી ( હાર ) ] સ્ત્રી. વાળની લટની હાર; કપાળ ઉપરના વાંકડિયા વાળની હાર.

૨. સ્ત્રી. વેણી; ચોટલો.

**અલકાવળી** જુઓ અલકાવલી.

**અલકિસ્સા** [ અ. ] અ. આખરે; ટૂંકામાં.

**અલકુજા** સ્ત્રી. દક્ષિણ હિંદુસ્તાનમાં વપરાતું શરણાઈના આકારનું એક વાજિંત્ર.

**અલકુલ** સ્ત્રી. આંખનાં પોપચાં ને પાંપણ કાળાં કરવામાં વપરાતો અને એન્ટીમની ધાતુમાંથી બનાવાતો એક પદાર્થ; સોયરૂં.

**અલકેશ** [ સં. અલકા ( એક શહેર ) + ઈશ ( માલેક ) ] પું. કુબેર; અલકાનગરીનો રાજા.

**અલકેશ્વર** જુઓ અલકેશ.

**અલકો** [ સં. અલક્ષ્ય ] વિ. ( પ્રાકૃત ) દેખાય નહિ એવું; અદૃશ્ય; અગોચર.

**અલક્ત** ૧. [ સં. અલ્ ( શણગારવું ) ] પું. લાખમાંથી બનાવેલો એક જાતનો લાલાશ પડતો રંગ; અળતો; લાક્ષારસ. તે લાલ શાહી તરીકે તેમજ સ્ત્રીઓના હાથ પગ તથા હોઠ રંગવામાં શણગાર તરીકે વપરાતો.

૨. પું. લાલ લાખ.

**અલક્તક** જુઓ અલક્ત.

**અલક્તરસ** [ સં. અલક્ત ( લાલ લાખ ) + રસ ] પું. લાખનો રસ; અળતો.

**અલક્તારાગ** જુઓ અલક્તરસ.

**અલક્તાર્કદ્યુતિપ્રદર્શક** [ સં. અલક્ત ( લાખ ) + અર્ક ( લાલ ) + દ્યુતિ ( જેડાણ ) + પ્રદર્શક ( બતાવનાર ) ] જુઓ અલક્તાર્કદ્યુતિપ્રદર્શનયંત્ર.

**અલક્તાર્કદ્યુતિપ્રદર્શનયંત્ર** [ સં. અલક્ત ( લાખ ) + અર્ક ( લાલ ) + દ્યુતિ ( જેડાણ ) + પ્રદર્શન ( બતાવવાપણું ) + યંત્ર ( સંચો ) ] ન. ( વિજ્ઞાન ) વીજળીથી ચાલતું બારીક વખત માપવાનું યંત્ર; 'ઇલેક્ટ્રોક્રોનોગ્રાફ'. તેમાં ગોળ ફરતા કુંડાળા જેવા પદાર્થની ઉપર પડતી ઘણાં નાનાં બિંદુની નિશાની ઉપરથી ઘણો થોડો વખત પણ માપી શકાય છે.

**અલક્ષ** ૧. [ સં. અ ( નહિ ) + લક્ષ્ ( જોવું ) ] પું. બ્રહ્મ; ઈશ્વર, કેમકે તે જોઈ શકાતો નથી.

૨. [ સં. અ ( નહિ ) + લક્ષ ( ધ્યાન ) ] ન. ધ્યાન ન હોવાપણું; ગફલત.

૩. ન. બેદરકારી; અનાદર.

૪. વિ. અઢળક; ઘણું.

૫. વિ. આકાર વગરનું; નિરાકાર.

**અલક્ષણ** ૧. [ સં. અ ( અયોગ્ય ) + લક્ષણ ( ઢંગ ) ] ન. ખરાબ વર્તણૂક; દુરાચરણ.

૨. ન. ખોટી વ્યાખ્યા.

૩. [ સં. અ ( અયોગ્ય ) + લક્ષણ ( ચિહ્ન ) ] ન. માઠું ચિહ્ન; અપશુકન.

૪. વિ. અનુમાન ન થઈ શકે એવું.
૫. વિ. અપશુકનિયાળ.
૬. [સં. અ (નહિ) + લક્ષણ (નિશાની)] વિ. ચિહ્ન વગરનું; નિશાની વિનાનું.
૭. વિ. બીજાથી જુદું પાડી ઓળખી શકાય એવી નિશાની વગરનું.
૮. વિ. સારા આચરણ વગરનું.

**અલક્ષિત** ૧. [સં. અ (નહિ) + લક્ષિત (જોયેલું)] વિ. અદૃશ્ય.
૨. [સં. અ (નહિ) + લક્ષિત (નિશાનીવાળું)] વિ. ચિહ્ન નહિ કરાયેલું; નિશાની વિનાનું; મારકા વગરનું.
૩. [સં. અ (નહિ) + લક્ષ્ (ધ્યાન રાખવું) + ઇત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. ધ્યાન બહાર ગયેલ; જોવામાં નહિ આવેલું.
૪. વિ. ધ્યાનમાં ન લીધેલું.
૫. વિ. ન જાણેલું.

**અલક્ષિતોપસ્થિત** [સં. અ (નહિ) + લક્ષિત (જોયેલું) + ઉપ (નજીક) + સ્થિત (ગયેલ)] વિ. ખબર ન પડે એમ આવી પહોંચેલ.

**અલક્ષ્મી** ૧. [સં. અ (નહિ) + લક્ષ્મી (દોલત)] સ્ત્રી. ગરીબાઈ; અળછ; નિર્ધનતા; દરિદ્રતા; લક્ષ્મીનો અભાવ..
૨. સ્ત્રી. જ્યેષ્ઠાદેવી. તે દોલતનો નાશ કરતી હોય એમ મનાય છે. દેવીમંડળમાં ધનસંપત્તિ આપવાવાળાને લક્ષ્મી અને તેનો નાશ કરવાવાળાને અલક્ષ્મી કે જ્યેષ્ઠાદેવી કહે છે.

**અલક્ષ્મીવાન** [સં. અ (નહિ) + લક્ષ્મી (દોલત) + વત્ (વાળું)] વિ. ધન વગરનું; ગરીબ.

**અલક્ષ્ય** ૧. [સં. અ (નહિ) + લક્ષ્ (જોવું) + ય (લાયક)] ન. બ્રહ્મ, કેમકે તે જોઈ શકાતા નથી.
૨. વિ. દેખાય નહિ એવું; અદૃશ્ય.
૩. વિ. દેખાવમાં નજીવું; ક્ષુદ્ર.
૪. વિ. નહિ જાણવા જેવું.
૫. વિ. નિશાની વિનાનું; ચિહ્ન વગરનું.
૬. [સં. અ (નહિ) + લક્ષ્ય (બહાનું)] વિ. બહાના વિનાનું; ખોટા કારણ વગરનું.
૭. વિ. મુખ્ય અર્થનો બાધ એટલે વિરોધ થયે તેનો સંબંધી બીજો અર્થ લેવો ન પડે એવું.
૮. [સં. અ (નહિ) + લક્ષ્ય (ધ્યાનમાં આવે એવું)] વિ. સમજી ન શકાય એવું ખ્યાલમાં ન આવે એવું; અગોચર.

**અલક્ષ્યગતિ** [સં. અ (નહિ) + લક્ષ્ય (દેખાય એવું) + ગતિ (ચાલ)] વિ. ખબર ન પડે એમ ચાલતું.

**અલક્ષ્યલક્ષ્ય** ૧. [સં. અ (નહિ) + લક્ષ્ય (દેખાય એવું) + લક્ષ્ય (ધ્યાનમાં આવે એવું)] ન. બ્રહ્મ, કેમકે તે નજરે ન દેખાય એવું હોવા છતાં વિચારે દેખી શકાય છે.
૨. વિ. નજરે ન દેખાતું પણ વિચારે જણાતું.

**અલક્ષ્યવાદી** [સં. અ (નહિ) + લક્ષ્ય (ધ્યાનમાં આવે એવું) + વાદિન્ (મતવાળું)] વિ. બ્રહ્મનો કદી પણ ખ્યાલ ન આવી શકે એમ માનનાર; અલખવાદી.

**અલખ** ૧. [સં. અ (નહિ) + લક્ષ્ય (દેખાય તેવું)] પું. પરમેશ્વર; બ્રહ્મ. તે આકાર વગરના હોવાથી અદૃશ્ય છે.
૨. પું. ભીખ માગતી વખતે અને પરસ્પર મળતી વખતે ગોસાંઈઓથી બોલાતો શબ્દ.
અલખ જગાવવો = (૧) પરમાત્માના નામ પર ભિક્ષા માગવી; ભિક્ષા માગવી. (૨) પોકારીને ઈશ્વરનું સ્મરણ કરવું.
૩. પું. શિવ; શંકર.
૪. પું. (પિંગળ) ષટ્પદી છપ્પયની જાતનો એક વિષમજાતિ માત્રામેળ છંદ. તેમાં ૪૫ ગુરુ અને ૬૬ લઘુ મળી ૧૧૧ વર્ણ ને ૧૫૬ માત્રા હોય છે.
૫. સ્ત્રી. મિલ્કત.

પિતા અલખ મૂકે ઘણી, કર્મહીણ હોય પુત્ર,
ધન વિનાનો તે રહે, ભીખ માગતો પુત્ર.
શામળ

૬. ન. એ નામની એક જાતનું ઘોડું.
૭. વિ. અકળ; ધ્યાનમાં ન આવે એવું; અગોચર; અજ્ઞેય.
૮. વિ. આકાર વિનાનું; નિરાકાર.
૯. વિ. ઘોડાની એ નામની જાતનું.

**અલખગૃહ** ૧. [સં. અલક્ષ્ય (દેખાય નહિ એવું) + ગૃહ (ઘર)] ન. કળી ન શકાય એવી જગા.
૨. [સં. અલક્ષ્ય (બ્રહ્મ) + ગૃહ (ઘર)] ન. બ્રહ્મધામ.

**અલખત** ૧. સ્ત્રી. દોલત; ધન; ખજાનો.

પહેરી વાઘા વસ્ત્ર જ સાર,
દેખાડે અલખત અપાર. નરસિંહ

૨. [સં. અ (નહિ) + લક્ષિત (જાણેલ)] વિ. અણધારેલું.
૩. વિ. ઘણું; બહુ.

**અલખતવંત** [અલખત (દોલત) + વંત (વાળું)] વિ. પૈસાદાર; ધનવાન.

**અલખધામ** [સં. અલક્ષ્ય (બ્રહ્મ) + ધામ (જગા)] ન. બ્રહ્મધામ; અલખગૃહ.

પ્રાત: ભયો અબ જાગ જમાઈ,
અલખધામ નિવાસી રે ભજન

**અલખધારી** ૧. [સં. અલક્ષ્ય (બ્રહ્મ) + ધારિન્ (ધારણ કરનાર)] પું. ગોરખનાથનો અનુયાયી અને નિરાકાર બ્રહ્મને માનનાર સાધુ; એક બ્રહ્મ સિવાય બીજાને ન માનનાર યોગી; આઝાદ. આ જાતના સાધુ માથે જટા રાખે, ગેરવાળાં લુગડાં પહેરે, શરીરે રાખ ચોળે અને કેડે ઊનની દોરડી બાંધે, કે જેમાં કોઈક વખત ઘૂઘરી બાંધેલી હોય છે. તેઓ ભીખ માટે ઘણું કરીને દરિયાઈ નારિયેળનું ખપ્પર રાખીને મોટેથી અલખ અલખનો અવાજ કરે છે. એમ કરવામાં તેમનો હેતુ પરમાત્માનું સ્મરણ કરવા તથા કરાવવાનો હોય છે. તેઓ ભિક્ષાને માટે બહુ ભટકતા નથી.
૨. વિ. નિરાકાર બ્રહ્મને માનનાર.

**અલખધૂની** [અલખ (ઈશ્વર) + ધૂની (ધૂન)] સ્ત્રી. પરમાત્માના સ્મરણની લહે.

**અલખનામી** જુઓ અલખધારી.

**અલખનિરંજન** ૧. [સં. અ (નહિ) + લક્ષ્ય (દેખાય એવું) + નિર્ (વગરનું) + અંજન (મલિનતા)] પું. પરમાત્મા; નિર્ગુણ બ્રહ્મ.
૨. વિ. ન દેખાય એવું; અગોચર.
૩. વિ. માયાના લેપ વિનાનું.

**અલખપુરુષ** ૧. [સં. અલક્ષ્ય (અગોચર) + પુરુષ (આત્મા)] પું. આત્મા; જીવ. તે અદૃશ્ય છે, માટે અલખપુરુષ કહેવાય છે.
૨. પું. પ્રભુ, કેમકે તે અગોચર છે.

**અલખમસ્તી** [અલક્ષ્ય (બ્રહ્મ) + મસ્તી (ધૂન)] સ્ત્રી. બ્રહ્મપ્રીતિનો આનંદ.

**અલખમાર્ગ** [સં. અલક્ષ્ય (બ્રહ્મ) + માર્ગ (રસ્તો)] પું. બ્રહ્મને પામવાનો રસ્તો.

**અલખલવું** અ. ક્રિ. ખળભળવું.

**અલખલ્લો** પું. અંગરખા જેવી કફની.

**અલખવાદ** [સં. અલક્ષ્ય (બ્રહ્મ) + વાદ (મત)] પું. વિશિષ્ટાદ્વૈત જેવો એક વાદ. આ મત પ્રમાણે બ્રહ્મ ઇંદ્રિયોથી અગોચર છે.

**અલખવાદી** [સં. અલક્ષ્ય (પરમાત્મા) + વાદિન્ (મતવાળું)] વિ. બ્રહ્મ ઇંદ્રિયથી અકળ છે એવા મતવાળું; અલખવાદમાં માનનાર.

**અલખાઈ** સ્ત્રી. મરણ વખતની ઝંખના; લોચના.

**અલખામણું** વિ. અણગમતું; ન ગમે એવું; અપ્રિય.

ભંડારી તણા બાર અલિયઉ
અભીહિ ન અલખામણઉ.
પૃથ્વીચંદ્રચરિત્ર સં. ૧૪૭૮

**અલખું** વિ. માઠું; ખોટું.

કહે વજનારી, આવડું કાં અલખું રે એમ લગાડો.
પ્રીતમ

**અલખો** ૧. પું. જિંદગી.

સાધો સમાધિ સ્નેહ સરિતાને કાંઠડે
અલખોભર આશુ અંઘોળવા.
ભોગીકુમાર

૨. પું. (પિંગળ) સાટકછંદની જાતનો એક છંદ. તેમાં ૨૩ ગુરુ અને ૭૪ લઘુ મળી ૧૨૦ માત્રા હોય છે.

**અલગ** ૧. [હિં.] વિ. અસંબંધ.
૨. વિ. અસાધારણ.
૩. વિ. આધાર વિનાનું; અદ્ધર; લટકતું.
૪. વિ. ઊતરી ગયેલું.
૫. વિ. એકલું; એકાંતવાસી.
૬. વિ. કપાઈ ગયેલું; ભાંગી ગયેલું.
૭. વિ. ખાસ; અનોખું.
૮. વિ. જ્ઞાતિ બહાર મૂકેલું.
૯. વિ. તટસ્થ; પક્ષપાત રહિત.
૧૦. [સં. અ (નહિ) + લગ્ (ચોંટવું); પ્રા. અલગ્ગ] વિ. નહિ જોડાયેલું; જુદું; છૂટું.

પાલઈ તેહ પુરાણું ન; જાણું ન ભલુ સખિ! ભૂકૂ.
અલગ ભિકઉ ગુણ બિ બાણઈ દમાણઈ લિઈ.
વસંતવિલાસ પંદરમી સદી

૧૧. વિ. બાતલ કરેલું.
૧૨. વિ. ભ્રષ્ટ નહિ થયેલું; અક્ષત.
૧૩. વિ. મુક્ત.
૧૪. વિ. સલામત.
૧૫. વિ. સ્વચ્છ.
૧૬. વિ. સ્વતંત્ર.
૧૭. અ. દૂર; છેટે.

૧. અલગ કરવું = (૧) ઉઘાડવું; ખોલવું. (૨) ઝીપવું; ઝાટકવું. (૩) ચૂંટી કાઢવું. (૪) ચોરી લેવું. (૫) છુપાવવું. (૬) છૂટા-છેડા કરવા. (૭) છૂટું પાડવું. (૮) ઠગીને લઈ લેવું. (૯) નાત બહાર મૂકવું. (૧૦) નિંદવું. (૧૧) પૂરું કરવું. (૧૨) પેઢી બંધ કરવી. (૧૩) બાજુએ મૂકવું; તજી દેવું. (૧૪) ભગાડી મૂકવું. (૧૫) ભાંગી નાંખવું. (૧૬) વિશ્વાસઘાતથી પડાવી લેવું. (૧૭) વેચી નાખવું. (૧૮) વેરવું; વિખેરી નાખવું. (૧૯) સંગ્રહ કરવો.

૨. અલગ થવું = (૧) ચૂંટાવું. (૨) ચોરાઈ જવું. (૩) છોડી દેવું. (૪) દૂર થવું. (૫) નાસી જવું; ભાગી જવું. (૬) નિવૃત્ત થવું. (૭) બરતરફ થવું. (૮) ભાગીદારીમાંથી છૂટા થવું. (૯) વેચાઈ જવું. (૧૦) સંયુક્ત કુટુંબમાંથી જુદા થવું.

૩. અલગ પડવું = (૧) જુદા પડવું. (૨) જુદા રહી રહેવું.

૪. અલગ રહેવું = દૂર રહેવું; ભાગ ન લેવો.

**અલગઅલગ** [હિં.] વિ. જુદુંજુદું; છૂટુંછૂટું; એકેક.

**અલગઆસામી** [અલગ (જુદું) + આસામી (માણસ)] ન. કાયમી વતની ન ગણાતું હોય એવું માણસ; ઊભડ.

**અલગટ** ન. આળ; આરોપ.

વદન વિહૂણું અલગટ,
બોલઈ પાપ વિહૂણ ઉભય.
ભીમ

**અલગત** ૧. સ્ત્રી. અગત્ય; જરૂર.
૨. સ્ત્રી. દાખલો; દષ્ટાંત.
૩. વિ. અગત્યનું; જરૂરનું.
૪. વિ. ધડો લેવા જેવું.
૫. વિ. નજીકનું; પાસેનું.
૬. વિ. પ્રસંગને લીધે નીકળેલું.

અલગતની વાત = વાતમાંથી નીકળતી વાત.

કહું વાત અલગતની અમો, હુંકારો નવ દેશો તમો.—વૈતાળપચ્ચીશી

૭. [અ (નહિ) + લગત (લગતું)] વિ. લગતું નહિ એવું; દૂરનું.
૮. [અ. અલ્ (નિશ્ચયાત્મક ઉપસર્ગ) + ગરઝ (હેતુ)] વિ. સહેજ; થોડું.

વદન વિનાનો અલગત બોલે.
ભીમ

૯. વિ. સામાન્ય; સાધારણ.

**અલગતા** [અલગ (જુદું) + તા (પણું)] સ્ત્રી. જુદું હોવાપણું.

**અલગની** [સં. અલગ્ન] સ્ત્રી. (હિંદી) લૂગડાં સુકાવવા માટે બાંધેલું દોરડું કે દોરી વડે બાંધેલો વાંસ; વળગણી.

**અલગભૂમિ** [અલગ (જુદું) + ભૂમિ (જમીન)] સ્ત્રી. ગૌચરને માટે જુદી રાખેલી જમીન.

**અલગર્દા** [સં. અલ (ડંખ) + ગરદ (ઝેર)] સ્ત્રી. એક જાતની ઝેરી જળો.

**અલગલોટિયું** ન. ગુલાંટ; ગોટીમડું.

**અલગવાહક** [અલગ (નહિ જોડાયેલ) + વાહક (લઈ જનાર)] પું. ઉષ્ણતા કે વીજળીના પ્રવાહને જુદો પાડી દોરી જનાર પદાર્થ.

તકતીના વચલા ભાગ આગળ ઘોડાની નાલના આકારના બે અલગવાહકો બેસાડેલા છે.
સાહિત્યમાળા

**અલગાર** ૧. પું. મોભો; ઇજ્જત; મરતબો.
૨. પું. વૈભવ; ઠાઠ; સાહેબી.
૩. [અ. અલ્ (નિશ્ચયવાચક ઉપસર્ગ) + ગાર (ગુફા)] સ્ત્રી. હાર; પરંપરા; પંક્તિ.
૪. [અ (નહિ) + લગાર (થોડું)] વિ. થોડું નહિ એવું; અનલ્પ.

**અલગારી** ૧. [અ. અલ્ગાર] વિ. મદમાતું; ચકચૂર; મસ્ત.
૨. વિ. મનસ્વી; સ્વચ્છંદી.
૩. વિ. મોટું.
૪. વિ. વિચિત્ર; વિલક્ષણ.
૫. વિ. શોખીન.

**અલગાવવું** ૧. સ. ક્રિ. ઊંચકવું.
૨. સ. ક્રિ. લટકાવવું; ચઢાવવું.
૩. સ. ક્રિ. વળગાડવું.

**અલગાવિદ્યા** સ્ત્રી. દરિયાઈ છોડ સંબંધી વિદ્યા; 'ફાયકૉલૉજી'.

**અલગુ** જુઓ અલગું.

**અલગુજાસ** [અ. અલ્ગોજા (વાંસળીની જોડ)] ન. શરણાઈ જેવું મોઢેથી વગાડવાનું એક વાજું.

**અલગુજો** જુઓ અલગુજાસ.

**અલગું** ૧. વિ. આધાર વિનાનું; અદ્ધર.
૨. [સં. અ (નહિ) + લગ્ન (જોડાયેલ); પ્રા. અલગ્ગ] વિ. નહિ જોડાયેલું; જુદું; ભિન્ન.
૩. અ. દૂર; છેટે.

**અલગુંજા** જુઓ અલગોજા.

**અલગુંજો** જુઓ અલગોજા.

**અલગોજા** [અ. અલ્ગોજા (વાંસળીની જોડ)] ન. પાવા જેવું એક વાજું. તેનું મોઢું કલમ-ત્રાંસ કાપેલું હોય છે અને તેમાં અમુક અમુક અંતરે સાત છેદ એટલે કાણાં હોય છે.

**અલગોટિયું** ન. (ગ્રામ્ય) ગલોટિયું; ગુલાંટ.

**અલગોલ** [અં.] પું. (જ્યોતિષ) યયાતિ નક્ષત્રમાં આવેલ શુમારે ૧૧ લાખ માઈલ વ્યાસનો બીજા વર્ગનો એક તારો. ૨ દિવસ ૨૦ કલાક અને ૪૯ મિનિટમાં તેના દેખાવમાં એક વખત ફરક પડે છે. એક વાર તેનું તેજ ઘટવા માંડે એટલે લગભગ ૩॥ કલાકમાં તે ચોથા વર્ગનો તારો થાય અને ૧૫ મિનિટ તેવો રહી વળી પાછો ૩॥ કલાકમાં પહેલાં હતો તેવો બને. ભરણી, કૃત્તિકા અને અલગોલ ત્રણે મળીને એક કાટખૂણાવાળો ત્રિકોણ થાય. અલગોલ તારો જાન્યુઆરીની વીસમી તારીખે સાત વાગે મધ્યાહ્નવૃત્ત ઉપર આવે છે.

**અલગ્ન** ૧. [સં. અ (ખરાબ) + લગ્ન (મુરત)] ન. ખરાબ વખત; અશુભ મુહૂર્ત.
૨. [સં. અ (નહિ) + લગ્ન (જોડાયેલ)] વિ. નહિ વળગેલ; છૂટું.

**અલઘાર** જુઓ અલગાર.

**અલઘુ** ૧. વિ. ગંભીર.

૨. [ સં. અ (નહિ) + લઘુ (હ્રસ્વ)] વિ. (પિંગળ) એક કરતાં વધારે માત્રાનું; દીર્ઘ; ગુરુ.

૩. [ સં. અ (નહિ) + લઘુ (નાનું)] વિ. ગૌરવવાળું; મહાન; મોટું.

૪. [ સં. અ (નહિ) + લઘુ (હલકું)] વિ. ભારે.

**અલચ્છી** ૧. [ સં. અ (નહિ) + લક્ષ્મી (પૈસો)] સ્ત્રી. ગરીબાઈ; નિર્ધનપણું; દરિદ્રતા.

૨. સ્ત્રી. ફૂવડ; ગંદી સ્ત્રી.

૩. [ સં. અ (નહિ) + લક્ષ (ધ્યાન)] અ. ધ્યાન બહાર; લક્ષમાં ન હોય તેમ

**અલચ્છો** [સં. અલસ (આળસુ)] પું. આળસ.

**અલછ** જુઓ અલચ્છી.

**અલછિ** [ સં. અલક્ષ્મી ] સ્ત્રી. ગરીબાઈ; નિર્ધનતા.

જે ચાલતી કઉચછિ, સાચી અલછિ.

પૃથ્વીચંદ્રચરિત્ર સં. ૧૪૭૮

**અલજ** ૧. [ સં. ] ન. એક જાતનું પક્ષી.

૨. [ સં. અ (નહિ) + લજ્જ્ (શરમ થવી)] વિ. લાજ વગરનું; બેશરમ

**અલજઈઉં** ન. (જૂ. ગુ.) એક જાતનું ઝભલું.

અલજઈઆં આઠ્યાં અંગલાં,
કાને કનક તણાં વેડલાં.

લાવણ્યસમય

**અલજન** [ અ. ] પું. દેવદાર.

**અલજવું** સ. ક્રિ. (જૂ. ગુ.) ભેટવું.

આવુ અલજઈ આપણઈ, ચે પુહવઈ ભુજ પ્રાંણિ.

લાવણ્યસમય

**અલજામ** [ ફા. ] પું. ગુનો; દોષ; વાંક.

**અલજી** ૧. [ સં. ] સ્ત્રી. આંખનો સોજો.

૨. સ્ત્રી. પરમિયાના રોગમાં થતી એક જાતની લાલ અને કાળી બહુ પીડા કરનારી ફોડકી.

૩. સ્ત્રી. સાંધાનો એક રોગ.

**અલજુ** પું. (જૂ. ગુ.) આતુરતા; ઉત્કંઠા.

પેખણિ અલજઉ અતિ ઘણુઉ જે લેવા આવાંસ.

લાવણ્યસમય

**અલજો** જુઓ અલજુ.

**અલજ્જ** [ સં. અ (નહિ) + લજ્જ્ (શરમ થવી)] વિ. બેશરમ; લાજ વગરનું.

અલજ્જ થઈ હું પીઉમુખ જોવા,
પ્રેમ ધરી ઘેર આવો રે. નરસિંહ

**અલજ્જા** ૧. સ્ત્રી. ખોટી હિંમત; ધૃષ્ટતા.

૨. [ સં. અ (નહિ) + લજ્જા (શરમ)] સ્ત્રી. નિર્લજ્જતા; બેશરમી.

૩. વિ. સ્ત્રી. લાજ વગરની; બેશરમ.

**અલટીમેટમ** [અં. અલ્ટિમેટમ] ન. આખરની શરત; છેવટની બોલી; અંતિમ નિવેદન.

**અલઠ** (અલડ) ૧. વિ. ઉદ્ધત; ઉચ્છૃંખળ.

૨. વિ. દુનિયાદારીના અનુભવ વગરનું; અણુ-પલોટ.

૩. વિ. બુદ્ધિ વગરનું; મૂર્ખ.

૪. વિ. બેફિકર; પરવા વિનાનું; નધરોળ.

**અલત** સ્ત્રી. એકબીજા સાથે સાંધ કરવા માટે પથ્થરની ધાર ઉપર મારેલ લીસી.

**અલતમશ** ૧. [ તુ. ] પું. સેનાપતિ.

૨. વિ. સાઠ; ૬૦.

**અલતિ** [ સં. ] પું. (સંગીત) ગીતીમાતૃકા એટલે સંગીતમાં વપરાતા વર્ણ–સા રી ગ મ પ ધ વગેરે.

**અલતો** [સં. અલ્ (શણગારવું)] પું. સ્ત્રીઓ-ના હાથપગ રંગવામાં વપરાતો રાતો રંગ; અળતો.

પગપાનીથી હાર્યો અલતો
અબળાને પગે રહે લળતો. પ્રેમાનંદ

**અલદ** સ્ત્રી. (ગ્રામ્ય) હળદર.

**અલનારશિરા** [ અ. અલ્નર (કળાઈના ટચલી આંગળી તરફના લાંબા હાડકાને લગતું)] સ્ત્રી. અનામિકા એટલે ટચલી પાસેની આંગળી તથા કનિષ્ઠિકા એટલે ટચલી આંગળી તે બે વચ્ચેની નસ.

તંદ્રાભાજનની અલનારશિરાને (અનામિકા તથા કનિષ્ઠિકા વચ્ચેની નસને) કિંવા મિડિયાન–શિરાને પોતાના જમણા હાથના અંગુઠા વડે સાધારણ જોરથી ... ... ... દાબી રાખી ઊભા રહેવું. યોગકૌસ્તુભ

**અલપ** ૧. [ હિં. ] સ્ત્રી. અકાળ મરણ.

૨. સ્ત્રી. આફત.

૩. સ્ત્રી. કમનસીબી.

૪. સ્ત્રી. મૃત્યુ; મોત.

૫. [ સં. અલ્પ ] વિ. થોડું; ઓછું.

અંગ અલપ પરીવ જસ;
અલપ રોમ શરિ જસ. લાવણ્યસમય

૬. [ તુ. ] વિ. બહાદુર.

૭. [ સં. અ (નહિ) + લપ્ (બોલવું)] વિ. મૂગા રહેવાના વ્રતવાળું; મૌનવ્રતધારી.

**અલપઝાળી** સ્ત્રી. અડપલું; મસ્તી.

**અલપઝલપ** અ. ઉપરઉપરથી; ઉપરટપકે.

**અલપતું** ૧. [ સં. આલપ્ (બોલવું)] વિ. આલાપથી ગાતું.

૨. [સં. અ (નહિ) + લુપ્ (અદૃશ્ય કરવું)] વિ. ખુલ્લું; નહિ છુપાયેલું; ઉઘાડું.

૩. વિ. નહિ છુપાતું.

**અલપલ** ન. આચરકૂચર; કાચુંકોરું; પરચુરણ ખાવાનું.

**અલપવું** ૧. અ. ક્રિ. અલોપ થવું; નજર બહાર થવું.

૨. અ. ક્રિ. છુપાવું; લપાવું.

૩. [ સં. આલપ્ (બોલવું)] સ. ક્રિ. ગાવું; રાગ કાઢવો.

**અલપાઈ** સ્ત્રી. (ગ્રામ્ય) અસુખ; બેચેની.

**અલપાકા** ૧. [સ્પે. એલપકા] ન એ નામના દક્ષિણ અમેરિકાના જાનવરની ઊન.

૨. ન. દક્ષિણ અમેરિકાના પીરૂ, ચિલી અને બોલિવીઆ પ્રાંતના ઊંચા પહાડમાં રહેનારું બદામી કે કાળા રંગની લાંબી અને મુલાયમ ઊનવાળું ઊંટની જેવી ડોકવાળું ઘેટાને મળતું વાગોળનારું અર્ધપાળેલું એક પ્રાણી.

૩. ન. રેશમ કે સૂતરની સાથે અલપાકાની ઊન મેળવી બનાવેલું એક જાતનું પાતળું કપડું.

**અલપાવું** ૧. [ સં. આલપ્ (બોલવું)] અ. ક્રિ. ગવાવું; રાગ નીકળવો.

૨. અ. ક્રિ. છુપાવું; સંતાવું; લપાવું.

દશ મણ અગ્નિ રે, લખીએ કાગળે,
એ લઈ, રૂમાં તે અલપાય. અખો

૩. અ. ક્રિ. નાશ પામવું; નાબૂદ થવું.

**અલપ્તગીન** [ તુ. અલપ્ (બહાદુર) + તગ (ખગ્ગું) + ઈન (વાળું)] પું. ગઝનવી વંશનો એ નામનો શરીર બાદશાહ.

**અલફ** [ અ. ] સ્ત્રી. ઘોડાનું આગળના પગ અદ્ધર રાખી પાછલા પગ ઉપર ઊભવું તે. અરબી વર્ણમાળાનો પહેલો અક્ષર અલિફ ઊભો લખાય છે. તેથી આ શબ્દ આ અર્થમાં વપરાવા લાગ્યો.

**અલફતેહા** પું. કુરાનના પહેલા ભાગને અપાતો ઈલકાબ.

**અલફરઝા** પું. વજીર; શેતરંજની રમતનું એક મહોરું. એ જ પ્રમાણે અલફીલ (ઊંટ) અને રૂખ (હાથી)નાં નામો અરબીમાંથી સ્પૅનિશ ભાષામાં તેમ ને તેમ લેવામાં આવેલાં છે.

**અલફા** [ અ. ] સ્ત્રી. બાંય વગરની કફની.

**અલફાઉ** ૧. [ અ. આલુફ્તા ] વિ. ઉપયોગમાં ન આવતું; નકામું.

૨. વિ. ફાલતું; વધારાનું; ઉપલક.

૩. વિ. રખડાઉ; રઝળુ.

**અલફાઝ** (અલફાઝ) ૧. [ અ. લફ્ઝ (શબ્દ)નું બહુવચન ] પું. બ. વ. શબ્દો.

૨. પું. બ. વ. શબ્દોચ્ચાર.

**અલફાતુ** જુઓ અલફાઉ.

**અલફી** ૧. [ અ. ] સ્ત્રી. કફની; ઘણું લાંબું ટૂંકી બાંયનું કુડતું.
૨. વિ. રેશમી કાપડની એક જાતનું.

**અલફીલ** ન. ઊંટ; શેતરંજનું એક મહોરું. બાકીનાં અલફરઝા (વજીર) અને રૂખ (હાથી)નાં નામો અરબીમાંથી સ્પેનિશ ભાષામાં તેમ ને તેમ લેવામાં આવેલાં છે.

**અલબત** [ અ. અલબત્તા ] જુઓ અલબત્તા.

**અલબતાં** જુઓ અલબત્તા.

**અલબત્ત** જુઓ અલબત્તા.

**અલબત્તા** ૧. [ અ. ] અ. ખરેખર; બેશક; જરૂર; નિઃસંદેહ.
૨. [ હિં. ] અ. પણ; પરંતુ.
૩. અ. બહુ સારું; એમ જ.

**અલબત્તાં** જુઓ અલબત્તા.

**અલબમ** [ અં. આલ્બમ ] ન. ફોટા અને સહી સાચવવા માટેની કોરી ચોપડી.

**અલબલ** ૧. [ હિં. અલ ( ઘણું ) + બલ ( શક્તિ ) ] પું. અતિબળ; મહાન શક્તિ.
અલબલ ખુદાબલ = પ્રભુ સર્વશક્તિમાન છે.
૨. વિ. ઢંગધડા વિનાનું; જે તે; ગમે તેવું.
પીડા તુંને શી દીધી રે હો અબળા,
એમ શ્યાં અલબલ બોલો છો.
દયારામ

**અલબુરાક** [ અ. અલ ( નિશ્ચયાત્મક ઉપસર્ગ ) + બુરાક ( એ નામનો ઘોડો ) ] પું. પરીના જેવા મોઢાવાળો પાંખાળો ઘોડો. એમ કહેવાય છે કે મહમ્મદ પેગંબરે તેના ઉપર ઊંઘમાં સાતમા આકાશમાં મુસાફરી કરી હતી.

**અલબું** વિ. ( ગ્રામ્ય ) અઘરું; મુશ્કેલ; કપરું.

**અલબેલ** જુઓ અલબેલું.

**અલબેલડું** જુઓ અલબેલું.

**અલબેલાપણું** ૧. ન. આઝાદી.
૨. ન. ઇશ્કબાજી; પ્રેમમગ્નતા; પ્રણયવ્યાપાર; ભોગવિલાસ.
૩ ન ઉત્તમપણું; અદ્વિતીયપણું.
૪. ન. ઉદારપણું.
૫. ન. ટાપટીપિયું હોવું તે.
૬. ન. નિરંકુશપણું.
૭. ન. નીડરપણું.
૮ ન. બેપરવાઈ.
૯. ન. ભોળપ.
૧૦. ન મનસ્વિતા.
૧૧. ન. મૂર્ખતા.
૧૨. ન. મોહકતા.
૧૩. ન. રમતિયાળપણું.
૧૪. ન. લાલાઈ; ફાંકડો દેખાવ; છેલાઈ.
૧૫. ન. વિચિત્રતા.
૧૬. ન. વ્યભિચારીપણું.
૧૭. ન હળવાપણું.

**અલબેલું** ૧. વિ. ઇશ્કી; છેલ; રંગીલું.
૨. [ અણ ( નહિ ) + બેલ ( જોડ ) + ઉ ] વિ. ઉત્તમ; અદ્વિતીય; અજોડ.
૩. [ અ. અલ્ ( નિશ્ચયાત્મક ઉપસર્ગ ) + વયલા ( રાજાની બક્ષિસ વહેંચનાર ) ] વિ. ઉદાર; દયાધર્મી; પરોપકારી.
૪. વિ. ટાપટીપિયું; વરણાગિયું.
૫. [ હિં. ] વિ. તરંગી; મનસ્વી.
૬. વિ. નીડર.
૭. વિ. ફાંકડું; ફૂટડું; દેખાવડું; મનોહર; સુંદર.
૮. વિ. બેપરવા.
૯. વિ. ભોળું; કપટ રહિત.
૧૦. વિ. મૂર્ખ; બાળક બુદ્ધિનું.
૧૧. વિ. મોહક.
૧૨. વિ. રમતિયાળ; આનંદી.
૧૩. વિ. વિચિત્ર; અસાધારણ.
૧૪. વિ. વ્યભિચારી.
૧૫. વિ. સ્વચ્છંદી; નિરંકુશ.
૧૬. વિ. સ્વતંત્ર; મુક્ત; આઝાદ.
૧૭. વિ. હળવું.

**અલબ્ધ** ૧. પું. ( પુરાણ ) એ નામના એક બ્રહ્મર્ષિ.
૨. [ સં. અ ( નહિ ) + લબ્ધ ( મળેલું ) ] વિ. પ્રાપ્ત નહિ થયેલું; ન મળેલું.

**અલબ્ધભૂમિકત્વ** [સં. અલબ્ધ (નહિ મળેલું) + ભૂમિકા (સ્થાન) + ત્વ (પણું)] ન. (યોગ) સમાધિ નહિ મળવાપણું; મધુમતી વગેરે સમાધિભૂમિની અનુષ્ઠાન કરવા છતાં પ્રતિબંધક સંસ્કારોના બહુપણાથી અપ્રાપ્તિ.

**અલબ્ધવ્યાયામભૂમિ** [ સં. અલબ્ધ ( નહિ મળેલું ) + વ્યાયામ ( કસરત ) + ભૂમિ ( જમીન ) ] સ્ત્રી. સૈન્ય સંગ્રહ ન થઈ શકે તેવી જમીન.

**અલભ** જુઓ અલભ્ય.

**અલભ્ય** ૧. [ સં. અ ( નહિ ) + લભ્ય ( મળી શકે એવું ) ] વિ. અછત હોય એવું.
૨. વિ. અમૂલ્ય; અણમોલ.
૩. વિ. ન મળે એવું; અપ્રાપ્ય.
૪. વિ. મુશ્કેલીથી મળે એવું; દુર્લભ.

**અલભ્યલાભ** ૧. [સં. અલભ્ય (ન મળે એવું) + લાભ ( ફાયદો ) ] પું. ન મળી શકે એવો ફાયદો.
૨. [સં. અલભ્ય ( દુર્લભ ) + લાભ ( નફો ) ] પું. મુશ્કેલીથી મળે તેવો ફાયદો.

**અલમ્** ૧. [ સં. ] અ. આવશ્યક; જરૂરનું.
૨. અ ચોક્કસ; જરૂર; ખચીત.
૩. અ. થયું; બસ.
૪. અ. દૂર થા; બસ કર.
૫. અ. પૂરતું; જોઈએ તેટલું.
પુત્ર ઉત્પત્તિ પુણ્યકાળે અલમ્ આપે અન.
જ્ઞાનેશ્વર
૬. અ. ફોગટ; નકામું; વ્યર્થ.
૭. અ. શક્તિવાળું; સમર્થ.

**અલમસંખ્યા** [સં. અલમ્ (પૂરતું) + સંખ્યા ] સ્ત્રી. કામ શરૂ કરવામાં જોઈતી સંખ્યા; કામ ચલાવી શકે એટલા સભાસદની મંડળી; કોરમ.

**અલમ** ૧. [ અ. ] પું. ઝંડો; વાવટો.
બાદશાહ બહાર જાય ત્યારે પાંચ અથવા એથી વધારે અલમ હંમેશાં તેની આગળ ચાલે છે.
આઈને અકબરી
૨. પું. મોહરમના સરઘસમાં ઉપાડાતો હસન અને હુસેનનો ભાલાવાળો ઝંડો.
૩. ન. દુઃખ.
૪. [ અ. ] ન. વિશેષ નામ.
૫. [ અ. ] સ. ક્રિ. ( ધાતુ ) તેણે જાણ્યું. આ ધાતુ ઉપરથી આલિમ = વિદ્વાન, ઇલ્મ = જ્ઞાન, ઉલમા = વિદ્વાનો ( આલિમનું બહુવચન ), તઅલીમ = કેળવણી, મઅલૂમ = જાણેલું, જણાયેલું, મુઅલ્લિમ = શિક્ષક વગેરે શબ્દ નીકળેલા છે.

**અલમ બરદાર** [ અ. અલમ ( ઝંડો ) + બરદાર ( લેનાર ) ] પું. વાવટો ઉપાડનાર; ઝંડાધારી.

**અલમસ્ત** ૧. વિ. જોરાવર; મજબૂત; મલ્લ જેવું.
૨. [ અ. અલ ( નિશ્ચયાત્મક ઉપસર્ગ ) + ફા. મસ્ત ( સુલતાન ) ] વિ. જોસમાં આવેલું; ઉશ્કેરાયેલું; મસ્તાન; મદમાતું.
૩. વિ. બેફિકર.
૪. વિ રાગદ્વેષ વિનાનું

**અલમારી** ૧. [ પોર્ટુ. અલમારિયો ] સ્ત્રી. અનેક ખાનાંનું ભીંતમાંનું તાકું.
૨. સ્ત્રી. કબાટ.
૩. સ્ત્રી. ખાનાંવાળી પેટી.
૪. સ્ત્રી. ચોપડીઓની અભરાઈ.
૫. સ્ત્રી. વસ્તુ મૂકવાની ઘણાં ખાનાંવાળી ઘોડી.

**અલમાસ** [ફા.] પું. લોઢા કરતાં સખત એક જાતનું કીમતી જવાહીર. બુંદેલખંડમાં એની ખાણ છે. સફેદ અને ચોખ્ખા કાચ જેવી

ઝાંખા પીળા રંગની, અને પાના જેવા રંગની એમ તેની ત્રણ જાત છે.

**અલમોલા** [ અ. અલ ( નિશ્ચયાત્મક ઉપસર્ગ ) + મૌલા ( શેઠ ) ] પું. વડો હકિમ; સૂબો.

**અલય** ૧. [ સં. અ ( ઊલટું ) + લય ( નાશ ) ] પું. ઉત્પત્તિ.
૨. પું. ( પુરાણ ) એ નામના એક રાજર્ષિ.
૩. [ સં. અ ( નહિ ) + લય ( નાશ ) ] પું. નાશ નહિ હોવાપણું.
૪. ન. પરવાળું; વિદ્રુમ.
૫. [ સં. અ ( ઘણું ) + લય્ ( ચાલવું ) ] વિ. ઊભું નહિ રહેનાર; ભમનાર.
૬. [ સં. અ ( નહિ ) + લય ( રહેવાનું ઠેકાણું ) ] વિ. ઘર વગરનું; રખડુ.
૭. વિ. નાશ વિનાનું; અવિનાશી.

**અલયકુમ** [ અ. ] અ. તમને પણ સલામ એ અર્થ બતાવનાર શબ્દ.

**અલયહિસ્સલામ** [ અ. ] અ. ખુદાના સલામ હો એમ બતાવનાર માનવાચક શબ્દ.

**અલર** ૧. [ હિં. અલ્હડ ] વિ. અણસમજું; વ્યવહારના જ્ઞાન વિનાનું.
૨. વિ. ઉદ્ધત; ઉચ્છૃંખલ.
૩. વિ. બેફિકર; ચિંતા વગરનું.
૪. વિ. મનમોજી; બેપરવા.
૫. [ સં. અલ ( ઘણું ) + લલ ( વહાલ ) ] વિ. લાડકવાયું.

**અલરટી** સ્ત્રી. એક જાતનું ઝાડ.

**અલરહીમ** ૧. [ ફા. અલ ( નિશ્ચયાત્મક ઉપસર્ગ ) + રહીમ ( દયાળુ ) ] પું. પરમાત્મા. બિસ્મીલ્લાહ અલ રહેમાન અલરહીમ એમ મુસલમાનો ખુદાને ઉદ્દેશીને બોલે છે.
૨. વિ. દયાળુ.

**અલરૂલા** સ્ત્રી. કેરીની એક જાત; અમીરી. તે ખાવામાં મીઠી, રેસા વગરની અને વજનમાં આશરે ૨૫ રૂપિયાભાર હોય છે.

**અલર્ક** ૧. પું. આઠ પગવાળું કુકર જેવું એક કલ્પિત પશુ.
૨. પું. ( પુરાણ ) ઋતુધ્વજ અને મદાલસાનો સૌથી નાનો દીકરો. એમ કહેવાય છે કે મનનું બળ ઓછું કરવા તે બાણ મારવા લાગ્યો ત્યારે તેના મને પ્રત્યક્ષ સ્વરૂપ લઈ કહ્યું કે, "આ બહારનાં બાણ વડે મને મારતાં હે રાજા, તું જ મરીશ; માટે જેથી હું ( મન ) મરું તેવાં બાણ તપાસ."
૩. પું. ( પુરાણ ) એ નામનો એક રાજા. એક આંધળા બ્રાહ્મણના માગવાથી પોતાની બન્ને આંખો કાઢીને તેણે તેને આપી દીધી હતી.

એવો ગુણિયલ જોઈને રાય,
અલર્ક નામ ધર્યું ઋષિરાય. — પ્રેમાનંદ

૪. પું. એક જાતનો કીડો.
૫. પું. ગુરુ દત્તાત્રેયનો એ નામનો ચેલો.
૬. પું. ધોળો આકડો.
૭. પું. ( પુરાણ ) સોમવંશી દિવોદાસ રાજાના દીકરાનો દીકરો; પ્રતર્દનના પુત્રોમાંનો મોટો.
૮. ન. હડકાયું કૂતરું.

જેવી અલર્ક શ્વાનની લાળ રે. — નિષ્કુળાનંદ

**અલર્કવિષ** [ સં. અલર્ક ( હડકાયું કૂતરું ) + વિષ ( ઝેર ) ] ન. હડકાયા કૂતરાનું ઝેર.

**અલર્ગેદ** ન. ( જ્યોતિષ ) એ નામનું એક નક્ષત્ર; 'હાયડ્રસ'. હાલમાં તે ૩૦ વિષુવાંશ અને ૭૫ દક્ષિણ ક્રાંત્યંશની આસપાસ આવેલું મનાય છે.

**અલલઝપ** ૧. [ હિં. ] વિ. અસ્થિર મગજનું; ધડા વગરનું.
૨. વિ. ન માનવા જેવું.

**અલલટપ્પુ** વિ. ઠેકાણા વગરનું; ઢંગધડા વિનાનું.

**અલલટપ્પે** ૧. અ. આશરે; અટકળે; અડસટ્ટે.
૨. અ. ઉપરચોટિયું; ઉપર ઉપરથી; ઊંડા ઊતર્યા વગર.

**અલલબછેરું** ૧. [ હિં. અલલ બછેડા ] ન. અનુભવ વગરનું માણસ; અલ્લડ વ્યક્તિ.
૨. ન. અવિચારી માણસ.
૩. ન. વછેરું; ઘોડાનું બચ્ચું.
૪. ન. સ્વચ્છંદી માણસ.

**અલવ** ૧. ન. અડપલું; અટકચાળું.

અલવ ન કરીયે રે અલવીલા. — બ્રહ્માનંદ

૨. [ સં. અ ( નહિ ) + લવ ( જરા ) ] વિ. પુષ્કળ; ખૂબ; અત્યંત.

ભય ધરે નહિ મન વાંખે,
અલવે વખાણે આપ. — કાળિદાસ

૩. [ સં. અ ( નહિ ) + લવવું ( બકવાટ કરવો ) ] અ. છાનુંમાનું; બોલ્યા વગર.

સરલ ને શ્યામળો સન્મુખ શોભતો,
અલવ શું અંગના રૂદયાં ધરતો. — નરસિંહ

**અલવડે** ( અલવડે ) અ. હળવેથી; ધીમેથી.

અલવડે શું શામળિયો મારો મારે ઉર સોહાવે રે. — નરસિંહ

**અલવણ** [ સં. અ ( નહિ ) + લવણ ( મીઠું ) ] વિ. મીઠા વગરનું; મોળું; અલૂણું.

અલવણ અન્ન જમે દિન ખુએ લે. — પ્રેમાનંદ

**અલવલ** સ્ત્રી. ઈજા; આંચ; હરકત.

**અલવશી** સ્ત્રી. ઊધઈની જાતનું એક જીવડું.

**અલવવું** ૧. [ સં. અ ( નહિ ) + લપ્ ( બોલવું ) ] અ. ક્રિ. નહિ બોલવું; મૂંગા રહેવું.
૨. [ સં. અ ( ઘણું ) + લપ્ ( બોલવું ) ] અ. ક્રિ. બકવાટ કરવો.

અલવિઈ અસંબદ્ધ બોલઈ. — પૃથ્વીચંદ્રચરિત્ર સં. ૧૪૭૮

૩. સ. ક્રિ. વખોડવું; કવખોડવું.

અમને અલવે અપજશ બેસે. — કાળિદાસ

**અલવાઈ** [ સં. બાલવતી; હિં. અલવાંતી ] વિ. સ્ત્રી. એક કે બે માસના બચ્ચાવાળી ( ગાય, ભેંસ વગેરે ).

**અલવાન** ૧. [ અ. લવન ( રંગ )નું બહુવચન ] સ્ત્રી. કોર વગરની શાલ; કામળ.
૨. ન. ઘેટાનું બચ્ચું.

**અલવાર** પું. પરમ ભક્ત.

**અલવાલ** [ સં. આલવાલ ] પું. ક્યારડો; ક્યારો.

**અલવાંતી** જુઓ અલવાઈ.

**અલવિ** ૧. સ્ત્રી. ( જૂ. ગુ. ) ધીરજ; શાંતિ.

બોલંતુ પે મુહિ બબંરૂ
અલવિ ઈ ઉત્તર આપઈ ખરૂં. — લાવણ્યસમય

૨. [ સં. અ ( નહિ ) + લપ્ ( બોલવું ) ] વિ. મૌન; શાંત.

**અલવિદાઅ** ૧. [ અ. ] પું. રમઝાન મહિનાનો છેલ્લો શુક્રવાર.
૨. અ. રામરામ; છેલ્લી સલામ.

**અલવીતણું** વિ. આળવીતરું; મસ્તીખોર.

ઘેલો અલવીતણું છે ઘણું,
લક્ષણ લાખ કરોડો તણું. — શામળ

**અલવીલું** ૧. વિ. અડપલાં કરનાર; અળવીતરું.

અલવ ન કરીયે રે અલવીલા. — બ્રહ્માનંદ

૨. [ અ. અલ ( નિશ્ચયાત્મક ઉપસર્ગ ) + વયૂલા ( રાજાની બક્ષિસ વહેંચનાર ) ] વિ. અલબેલું; ફાંકડું; રંગીલું.

અતિ પ્રસન્ન વદન વહાલાનું,
અલવે બન્યો અલવીલો રે. — નિષ્કુળાનંદ

**અલવે** ૧. અ. આડીઅવળી રીતે.
૨. અ. કેવળ; માત્ર.
૩. અ. ધીમેથી; હળવે.

અલવે અંગ મોડતી, વહાલા સંગે હોડતી. — નરસિંહ

૪. અ. બીજી રીતે.

અલવે જોશે એને તો, મસ્તક થાશે છેદ રે. — પ્રેમાનંદ

**અલવેસર** [ સં. અલ ( શણગાર ) + વેસર ( ખચ્ચર ) ] ન. શણગારેલું ખચ્ચર.

અલ જઈએ અલવેસર સાથે,
વિલસત જમના માહ્ય રે. — નરસિંહ

**અલવો** પું. એક વનસ્પતિ.

**અલવોકલવો** [કલવો (નાસ્તો)નું એવડું રૂપ] પું. પરણવા આવેલા વરને વરઘોડે ચડતાં પહેલાં કન્યાપક્ષ તરફથી મોકલાતો કાચો કંસાર કે ખાવાનું; કલવો.

**અલવોચલવો** જુઓ અલવોકલવો.

**અલશાણું** વિ. કેફથી ઘેરાયેલું.

> નયન સલૂણાનાં રે રતિરસ ઘેલાં,
> પ્રેમ સમુદ્ર તરંગે ભેલાં;
> અધમેલાં અલશાણાં ડોલે,
> તું ન બોલે પણ એહ જ બોલે. — નરસિંહ

**અલસ** ૧. પું. એ નામનો એક ઋષિ.
૨. પું. કામ વગર ભમતો માણસ; ફરેંદો; રમતારામ.
૩. પું. પાણીમાં કે ગંદા કીચડમાં રહેવાથી થતો પગનાં આંગળાંનો સડો; ખરવાત; કંદરી. તેમાં આંગળિયો વચ્ચેની ચામડી સડી જઈ સફેદ થઈ જાય અને તેમાં ખૂજલી અને પીડા થાય.
૪. ન. આળસ.
૫. ન. એક જાતનું ઝાડ.
૬. ન. સાપોલિયું; એક જાતનું નાનું ઝેરી જાનવર.
૭. વિ. અળસાયેલું.
૮. [સં. અ (નહિ) + લસ (પ્રકાશવું)] વિ. આળસુ; પ્રમાદી.
૯. વિ. થાકેલું.
૧૦. વિ. ધીરૂં; મંદ.
૧૧. વિ. સુસ્ત; ઊંઘ ભરેલું.

**અલસક** ૧. [સં. અલસ (આળસુ)] પું. (વૈદક) અપચાને લીધે થતો એક રોગ. તેમાં દોષિત અન્ન આળસુ માણસની માફક એક જગ્યાએ પડ્યું રહે છે, તેથી તેને અલસક એવું નામ આપવામાં આવ્યું છે.
૨. વિ. આળસુ; મંદ; સુસ્ત.

**અલસગતિ** [સં. અલસ (મંદ) + ગતિ (જવું તે)] જુઓ અલસગમન.

**અલસગમન** [સં. અલસ (ધીરૂં) + ગમન (ગતિ)] ન. ધીમી અને સુસ્ત ચાલ; મંદગતિ.

**અલસગમના** [સં. અલસ (ધીમું) + ગમન (ચાલ) + આ (નારીજાતિનો પ્રત્યય)] વિ. સ્ત્રી. ધીમું ચાલનારી.

**અલસતા** [સં. અલસ (આળસુ) + તા (પણું)] સ્ત્રી. આળસુપણું.

**અલસત્વ** જુઓ અલસતા.

**અલસપદમનહારી** [સં. અલસ (ધીમું) + પદ (પગલું) + મનસ્ (મન) + હારિન્ (સુંદર)] વિ. ધીમાં પગલાં ભરવાથી સુંદર લાગતું.

**અલસમતિ** [સં. અલસ (મંદ) + મતિ (બુદ્ધિ)] સ્ત્રી. મંદ બુદ્ધિ; ઓછી સમજ; જડતા.

**અલસા** ૧. પું. (પિંગળ) દરેક ચરણમાં ૭ ભગણ અને રગણ મળી ૨૪ અક્ષરનો એક છંદ; અરસાત.
૨. સ્ત્રી. ગોકળગાય.
૩. સ્ત્રી. બહુ ધીમું ચાલનાર એક પ્રાણી.

> ગોકળગાય અને અલસા ચાલવાની કુમળી કુમળી કુંપળો તોડી તોડીને ખાય છે. — પ્રાણીસૃષ્ટિ

૪. સ્ત્રી. લાલ ફૂલવાળી એક વેલ; હંસપદી લતા.
૫. વિ. સ્ત્રી. આળસુ; સુસ્ત.
૬. વિ. સ્ત્રી. થાકેલી.
૭. વિ. સ્ત્રી. મંદ; ધીરી.

**અલસાવું** ૧. અ. ક્રિ. અટકી જવું; બંધ પડવું.
૨. અ. ક્રિ. ઊંઘ આવે એમ લાગવું; ઘેનાઈ જવું; નિદ્રાળુ થવું.
૩. [સં. અલસ (ધીરૂં)] અ. ક્રિ. ધીરા પડવું; થાકી જવું.
૪. અ. ક્રિ. નાશ પામવું.

> ઉપન્યું તે અલસાશે જાણ,
> તેની માંડી બેઠો કાણ. — જીવણદાસ

૫. અ. ક્રિ. પાછા પડવું; પાછળ રહેવું.

**અલસિયું** ૧. ન. ચોમાસામાં બહાર ફરતો જમીનમાં રહેતો એક દોરી જેવો લાંબો કીડો; અળસિયું; અળુસિયું.
૨. [સં. આલસ્ય (આળસ) + ઇન (વાળું)] વિ. આળસુ.
૩. વિ. ધીરૂં; મંદ.

**અલસી** ૧. [સં. અતસી] સ્ત્રી. એ નામનો એક છોડ. તે બે અઢી ફૂટ ઊંચો થાય છે. તેને બે કે ત્રણ લાંબી કોમળ અને સીધી ડાંખળી હોય છે, જેને નાનાં નાનાં પાંદડાંના ગુચ્છા વળગેલા હોય છે. તેનાં ફૂલ આસમાની અને ઘણાં સુંદર હોય છે. તે ખરી ગયા પછી છંડવાં આવે છે, જેમાં બીજ હોય છે.
૨. સ્ત્રી. એક જાતનું તેલી બી; અળસીનું બી. આ બીનું તેલ બાળવાના તથા છાપવાની શાહી બનાવવાના કામમાં આવે છે. તેમાંથી એક જાતનો રોગાન પણ બને છે. તેના લોટની પોટીસ બાંધવાથી સોજો બેસી જાય છે, કાચું ગૂમડું જલદી પાકે અને તેની પીડા શાંત થાય એમ મનાય છે.

**અલસેક્ષણ** [સં. અલસ (આળસુ) + ઈક્ષણ (આંખ)] વિ. આંખમાં આળસ હોય તેવું; આળસુ નેત્રવાળું.

**અલસેક્ષણા** [સં. અલસ (આળસુ) + ઈક્ષણ (નજર) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. આંખમાં આળસ હોય તેવી સ્ત્રી.

**અલસ્ય** [સં. અલસ (ધીમું)] વિ. આળસુ; સુસ્ત.

**અલહક** [હિં.] અ. ખરેખર; બેશક.

**અલહમદુલિલ્લાહ** [અ. અલ (નિશ્ચયાત્મક ઉપસર્ગ) + હમદ (પ્રસન્નતા) + અલ (નિશ્ચયાત્મક ઉપસર્ગ) + અલ્લાહ (પ્રભુ)] અ. ઈશ્વરકૃપાથી આનંદ છે એવો અર્થ બતાવનાર શબ્દ.

**અલહાલ** [અ.] અ. હમણાં જ; આ ક્ષણે.

**અલહિયા** [હિં. આલ્હ] સ્ત્રી. (સંગીત) બધા કોમળ સ્વરની એક રાગણી; હિંડોલ રાગની સ્ત્રી અને દીપકના દીકરાની વહુ. કરુણ રસ પ્રકટ કરવામાં તેનો વિશેષ ઉપયોગ થાય છે.

**અલહેતાં** અ. અચેતાઈથી; છોકરવાદમાં; નાદાનીથી.

**અલહેતું** વિ. અણસમજુ; છોકરવાદ.

**અલહોટ** ન. અગરનું ઝાડ. પ્રાચીન યાહુદી લોકો અગરને અલહોટ કહેતા.

**અલંકટંકટા** સ્ત્રી. (પુરાણ) વિદ્યુત્કેશ નામના રાક્ષસની સ્ત્રી; સુકેશની માતા. વાલ્મીકિ રામાયણના ઉત્તરકાંડમાં આ રાક્ષસવંશ દુનિયાની શરૂઆતમાં ઉત્પન્ન થયાનું લખ્યું છે.

**અલંકરણ** ૧. [સં. અલંકૃ (શોભાવવું)] ન. શણગાર; ભૂષણ; ઘરેણું.
૨. ન. શણગારવાની ક્રિયા.
૩. ન. શોભા.

**અલંકરવું** [સં. અલંકૃ (શોભીતું કરવું)] સ. ક્રિ. શણગારવું.

**અલંકર્તૃ** [સં. અલંકૃ (શોભાવવું)] વિ. શણગારનાર; ઘરેણાં પહેરાવનાર.

**અલંકાર** ૧. [સં. અલંકૃ (શણગારવું)] પું. ઘરેણું; મંડન; શોભા આપનારી વસ્તુ; આભૂષણ.
૨. પું. જેથી સ્ત્રીઓનું સૌંદર્ય વધે એવા હાવભાવ.
૩. પું. (સંગીત) તાન કે આલાપમાં વપરાતી સ્વરની જુદી જુદી જાતની ગૂંથણી.

> સપ્ત સ્વરો પૈકી બે, ત્રણ કે ચાર સ્વરોને વિવિધ પ્રકારે આરોહાવરોહ કરવાની પદ્ધતિને અલંકાર કહેવામાં આવે છે. — સંગીતપ્રકાશ

૪. પું. વિષયી માણસના ફૂલ, ગંધ, સ્ત્રી, શય્યા એટલે પથારી, વસ્ત્ર એટલે લૂગડું, અને અલંકાર એટલે શણગાર એ ૭ રસ માંહેનો એક.

૫. [ સં. અલંકૃ ( સુશોભિત કરવું ) ] પું. ( કાવ્ય ) શબ્દ અથવા અર્થની ચમત્કૃતિવાળી રચના; કાવ્યસાહિત્યની શોભા; કાવ્યમાં વાણીને રસીલી ને અસરકારક કરવા સારૂ બોલવાની જુદા પ્રકારની યુક્તિ. તેના ત્રણ ભેદ: શબ્દાલંકાર, અર્થાલંકાર ને ઉભયાલંકાર. શબ્દની ગોઠવણથી ચમત્કાર બતાવે તે શબ્દાલંકાર. જેમકે, અનુપ્રાસ, યમક. અર્થથી ચમત્કૃતિ બતાવે તે અર્થાલંકાર. જેમકે, ઉપમા, રૂપક. જેમાં શબ્દ અને અર્થ બન્નેની શોભા હોય તે ઉભયાલંકાર. જેમ ઘરેણાં શરીરને શોભાવી આત્માને આનંદ પમાડે તેમ કાવ્યમાં અલંકાર શબ્દ ને અર્થને ઊંચા ભાવવાળા બનાવી રસ આપે છે. શરૂઆતમાં ભરતમુનિએ ચાર જ અલંકાર માનેલા-ઉપમા, દીપક, રૂપક અને યમક. બીજા અલંકારનાં લક્ષણ આની અંદર આવી ગયેલ માન્યાં. અલંકાર વર્ણન કરવાની રીત છે, વર્ણનનો વિષય નથી. પરંતુ પાછળથી વર્ણન કરવા લાયક વિષયને પણ અલંકાર માની લેવાથી તેની સંખ્યા ઘણી વધી ગઈ. દીક્ષિતે ૧૦૦ અલંકાર, પ્રાચીન કાવ્યપ્રકાશકારે ૬૯ અલંકાર અને દંડી કવિએ માત્ર ૩૪ અલંકારમાંજ બધો સમાવેશ કર્યો છે.

અલંકાર પૈકી મુખ્ય ૪૪નાં નામ: (૧) અનુપ્રાસ, (૨) યમક, (૩) દીપક, (૪) રૂપક, (૫) ઉપમા, (૬) અર્થાંતરન્યાસ, (૭) આક્ષેપ, (૮) વ્યતિરેક, (૯) વિભાવના, (૧૦) સમાસોક્તિ, (૧૧) અતિશયોક્તિ, (૧૨) યથાસંખ્ય, (૧૩) ઉત્પ્રેક્ષા, (૧૪) વાર્તા, (૧૫) પ્રેયસ, (૧૬) રસવત્, (૧૭) ઊર્જસ્વિન, (૧૮) પર્યાયોક્તિ, (૧૯) સમાહિત, (૨૦) ઉદાર કે ઉદાત્તમ, (૨૧) શ્લિષ્ટ કે શ્લેષ, (૨૨) અપહ્નુતિ, (૨૩) વિશેષોક્તિ, (૨૪) વ્યાજસ્તુતિ, (૨૫) ઉપમારૂપક, (૨૬) તુલ્યયોગિતા, (૨૭) નિદર્શન, (૨૮) વિરોધ, (૨૯) ઉપમેયોપમા, (૩૦) સહોક્તિ, (૩૧) પરિવૃત્તિ, (૩૨) સસંદેહ, (૩૩) અનન્વય, (૩૪) ઉત્પ્રેક્ષાવયવ, (૩૫) સંસૃષ્ટિ કે સંકીર્ણ, (૩૬) આશિષ, (૩૭) હેતુ, (૩૮) નિપુણ, (૩૯) સ્વાભાવોક્તિ, (૪૦) અપ્રસ્તુતપ્રશંસા, (૪૧) સૂક્ષ્મ, (૪૨) લેશ, (૪૩) વક્રોક્તિ અને (૪૪) સંકર.

૬. પું. શોભા; શણગાર.

૭. પું. સાહિત્યશાસ્ત્રનો અલંકારનું વર્ણન કરતો ગ્રંથ.

૮. ન. અલંકારશાસ્ત્ર.

૯. ન. ઉત્તરમાં ઓરડી અને પૂર્વમાં ઘરના ઓટા આગળ પરસાળવાળું ઘર.

ધાન્ય ઘરની ડાબી તરફ અપવર્ક આવે તો તે ઘર અલંકાર નામે થાય. રાજવલ્લભ

**અલંકારકલા** ૧. સ્ત્રી. ( કાવ્ય ) અલંકાર રચવાની કળા.

૨. [ સં. અલંકાર + કલા ( સૌંદર્યવાળી રચના ) ] સ્ત્રી. પૃથ્વીચંદ્રચરિત્રમાં જણાવેલ બોતેર કળા માંહેની એક. જુઓ કળા.

**અલંકારકામુકતા** ૧. સ્ત્રી. અંધભક્તિ.

૨. [ સં. અલંકાર ( શણગાર ) + કામુક ( ઇચ્છાવાળું ) + તા ( પણું ) ] સ્ત્રી. ચાલતા વખતમાં મૂકેલા પથ્થર તથા ઝાડ પૂજવાનો રિવાજ.

**અલંકારગૃહ** [ સં. અલંકાર ( શણગાર ) + ગૃહ ( ઘર ) ] ન. ઘરેણાં લૂગડાં રાખવાનો ઓરડો.

**અલંકારછલના** [ સં. અલંકાર ( શોભા ) + છલના ( છેતરપિંડી ) ] સ્ત્રી. સુંદર કાવ્યરચનાથી છેતરવાપણું.

**અલંકારદોષ** [ સં. અલંકાર ( કાવ્યની શોભા ) + દોષ ( ખોટ ) ] પું. કાવ્યસાહિત્યમાં ગણાતી એક ખામી; અલંકારશાસ્ત્રીઓએ ઠરાવેલાં લક્ષણથી વિરુદ્ધ રીતે વપરાતા અલંકારથી થતી ખાંપણ.

**અલંકારમંડિત** [ સં. અલંકાર ( ઘરેણું ) + મંડિત ( શોભાવેલું ) ] વિ. ઘરેણાં પહેરાવી શણગારેલું.

**અલંકારવિક્રય** [ સં. અલંકાર ( ઘરેણું ) + વિક્રય ( વેચવું તે ) ] પું. ઘરેણાંનું વેચાણ.

**અલંકારવિશારદ** [ સં. અલંકાર ( શોભા ) + વિશારદ ( ચતુર ) ] વિ. કાવ્યસાહિત્યમાં અલંકાર રચવામાં હોશિયાર.

**અલંકારવું** [ સં. અલંકૃ ( શોભાવવું ) ] સ ક્રિ. શણગારવું; સારૂં દેખાય એવું રૂપ આપવું.

**અલંકારશાસ્ત્ર** [ સં. અલંકાર ( શોભા ) + શાસ્ત્ર ( વિદ્યા ) ] ન. શબ્દ તથા અર્થની ચમત્કૃતિ સંબંધી જ્ઞાન આપનારૂં શાસ્ત્ર; વાણીના ગુણદોષનું વિવેચન કરેલું હોય તે શાસ્ત્ર.

**અલંકારશાસ્ત્રી** [ સં. અલંકાર ( શોભા ) + શાસ્ત્રિન્ ( શાસ્ત્ર જાણનાર ) ] પું. અલંકારશાસ્ત્ર જાણનાર પુરુષ.

**અલંકારસભા** [ સં. અલંકાર ( ઘરેણું ) + સભા ( ઘર ) ] સ્ત્રી. ઘરેણાં પહેરવાનો ઓરડો.

**અલંકારસુવર્ણ** [ સં. અલંકાર ( ઘરેણું ) + સુવર્ણ ( સોનું ) ] ન. ઘરેણાં માટે વપરાતું સોનું.

**અલંકારસૂર** પું. ( બૌદ્ધ ) એ નામનું એક ધ્યાન.

**અલંકારિક** ૧. [ સં. અલંકાર ( કાવ્યની શોભા ) + ઇક ( વાળું ) ] પું. ( કાવ્ય ) અલંકાર જાણનાર પુરુષ; અલંકારી.

૨. પું. હજામ; નાઈ; વાળંદ.

૩. [ સં. અલંકાર ( શણગાર ) + ઇક ( વાળું ) ] વિ. શોભાવાળું; શણગારેલ.

**અલંકારિકકર્મ** [ સં. અલંકારિક ( હજામ ) + કર્મન્ ( કામ ) ] ન. હજામત; ક્ષૌરકર્મ.

**અલંકારિકસભા** ૧. [ સં. અલંકાર ( ઘરેણું ) + ઇક ( લગતું ) + સભા ( ઘર ) ] સ્ત્રી. ઘરેણાં પહેરવાનો ઓરડો.

૨. સ્ત્રી. હજામત કરાવવાની જગ્યા.

**અલંકારિણી** ૧. સ્ત્રી. ( સંગીત ) મધ્યસ્થાનીય બાવીશ શ્રુતિ માંહેની બારમી. જુઓ શ્રુતિ.

૨. [ સં. અલંકાર ( શણગાર ) + ઇન્ ( વાળું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. ઘરેણાં પહેરેલી.

**અલંકારિત** [ સં. અલંકાર ( ઘરેણું ) + ઇત ( વાળું ) ] વિ. ઘરેણાંથી શણગારેલ.

**અલંકારિષ્ણુ** પું. શિવનું એક નામ.

**અલંકારી** ૧. [ સં. અલંકાર ( કાવ્યની શોભા ) + ઇન્ ( વાળું ) ] વિ. અલંકાર એટલે શબ્દ અથવા અર્થની ચમત્કારવાળી રચના વિષે જ્ઞાન ધરાવનાર.

૨. [ સં. અલંકાર ( શણગાર ) + ઇત ( વાળું ) ] વિ. શણગારેલું; આભૂષિત.

૩. વિ. શબ્દ તથા અર્થની કાવ્યશોભાવાળું.

૪. વિ. સુશોભિત; સુંદર; શોભીતું.

**અલંકાર્ય** ૧. [ સં. અલંકૃ ( શણગારવું ) + ય ( લાયક ) ] વિ. શોભાવવા લાયક.

૨. વિ. શોભાવી શકાય એવું.

**અલંકૃત** ૧. ન. ( સંગીત ) અલગ અલગ સ્વરથી ગાવું તે.

૨. ન. પૂર્વમાં બારણું અને ઉત્તરમાં ઓરડી હોય એવું ઘર.

ધ્રુવ નામના ઘરની ડાબી તરફ અપવર્ક આવે તો તે ધ્રુવ ઘરનું નામ બદલાઈને અલંકૃત નામે ઘર થાય છે. રાજવલ્લભ

૩. [ સં. અલંકૃ ( શણગારવું ) ] વિ. કવિતાના અલંકારવાળું.

૪. વિ. સુશોભિત કરેલું; શોભાવેલું; ભૂષિત.

**અલંકૃતિ** ૧. [ સં. અલંકૃ ( શોભાવવું ) ] સ્ત્રી. કાવ્યમાં વપરાતો અલંકાર; ભાષાનો શણગાર. જેમકે, અનુપ્રાસ, ઉપમા.

૨. સ્ત્રી. ઘરેણું; આભૂષણ.
૩. સ્ત્રી. શણગારવાની ક્રિયા.
૪. સ્ત્રી. શોભા.

**અલંક્રિયા** ૧. [ સં. અલંકૃ ( શણગારવું ) ] સ્ત્રી. શણગાર.
૨. સ્ત્રી. શોભાવવાની ક્રિયા.

**અલંગ** ૧. પું. ધોરિયો.
૨. સ્ત્રી. ઘોડીનું ઠાણમાં આવવું તે.
૧. અલંગ પર = તૈયારી ઉપર.
૨. અલંગ પર આવવું = ગુસ્સે થવું; ગરમ થઈ જવું.
૩. ઘોડી અલંગ પર આવી છે = ઘોડી સવાણે-ઠાણમાં આવી છે.
૩. [ સં. અલ ( પૂર્ણ ) + અંગ ( પ્રદેશ ) ] સ્ત્રી. બાજુ; દિશા.
૪. [ સં. અ ( નહિ ) + લગ્ ( ભેગું થવું ) ] વિ. અલગ; જુદું.
૫. [ સં. અ ( નહિ ) + લિંગ ( શરીર ) ] વિ. નાશ પામેલું.
૬. વિ. બહુ મોટું.
૭. અ. છેટે; દૂર; લાગે વળગે નહિ એમ.

**અલંગફલંગ** ન. ( ગ્રામ્ય ) ઊંટ.

**અલંગળ** સ્ત્રી. ( ગ્રામ્ય ) લાંબી હાર.

**અલંગેબલંગે** અ. છલોછલ; ઓળેછોળે.

**અલંઘન** ૧. [ સં. અ ( નહિ ) + લંઘ્ ( બીજી પાર જવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. નહિ ઓળંગવાપણું.
૨. ન. ( સંગીત ) રાગમાંના અમુક સ્વરોને આલાપમાં વધારે પ્રમાણમાં લેવામાં આવે તે.

**અલંઘનીય** ૧. [ સં. અ ( નહિ ) + લંઘ્ ( ઓળંગવું ) + અનીય ( જેવું ) ] વિ. ઓળંગાય નહિ એવું; કૂદી ન જવાય એવું.
૨. વિ. તોડાય નહિ એવું; ભાંગી ન શકાય એવું.
૩. વિ ન મળી શકે એવું; અપ્રાપ્ય.
૪. વિ. મુશ્કેલ; કઠણ.

**અલંઘિત** ૧. [ સં. અ ( નહિ ) + લંઘિત ( ઓળંગાયેલ ) ] વિ. નહિ ઓળંગાયેલું.
૨. વિ. ભાંગ્યું ન હોય એવું; અખંડિત.

**અલંઘ્ય** જુઓ અલંઘનીય.

**અલંઘ્યતમ** [ સં. અલંઘ્ય ( ઓળંગાય નહિ એવું ) + તમ ( શ્રેષ્ઠતાદર્શક પ્રત્યય ) ] વિ. બિલકુલ ઓળંગી ન શકાય એવું.
દેખાતાં **અલંઘ્યતમ** સંકટો તેમના માર્ગમાં બાધકારક થઈ પડ્યાં નથી. અસ્તોદય

**અલંઘ્યતા** ૧. [ સં. અલંઘ્ય ( ઓળંગાય નહિ એવું ) + તા ( પણું ) ] સ્ત્રી. ઓળંગી ન શકાય એવી સ્થિતિ; ન વટાવી શકાય એવું હોવાપણું.
૨. સ્ત્રી. ભંગ કરવાની અશક્તિ.

**અલંજુષ** [ સં. અલમ્ ( પૂરતું ) + જુષ્ ( ખુશ કરવું ) ] વિ. ખાવા પૂરતું; ખાવામાં જોઈએ તેટલું.

**અલંધન** [ સં. અલં ( પૂરતું ) + ધન ( પૈસો ) ] વિ. જોઈએ તેટલી આબાદીવાળું; સાહૂકાર.

**અલંપુર** ન. ( પુરાણ ) ભારતવર્ષનું એ નામનું એક તીર્થ.

**અલંબ** [ સં. અ ( ઊલટું ) + લંબ ( લાંબું ) ] વિ. લાંબું નહિ એવું; ટૂંકું.

**અલંબલ** [ સં. અલં ( પૂરતું ) + બલ ( જોર ) ] વિ. જોઈએ તેટલા બળવાળું; શક્તિમાન.

**અલંબા** પું. બિલાડીનો ટોપ; ભૂંછત્ર; મીંદડીની બળી.

**અલંબુ** પું. ( પુરાણ ) ધૃતરાષ્ટ્રના સો દીકરા માંહેનો એ નામનો એક. એને યુદ્ધમાં ભીમે માર્યો હતો.

**અલંબુદ્ધિ** ૧. [ સં. અલમ્ ( બસ ) + બુદ્ધિ ] સ્ત્રી. થોડુંઘણું જે મળ્યું તે બસ એમ માનવાપણું; છે એટલું બસ એમ માનવાથી થતો સંતોષ; સંતોષવૃત્તિ.
૨. સ્ત્રી. મિથ્યાબુદ્ધિ.
૩. વિ. ખોટું અભિમાન રાખનારૂં.

**અલંબુશ** ન. ( પુરાણ ) ભારતવર્ષનું એ નામનું તીર્થ.

**અલંબુષ** ૧. [ સં. અલમ્ ( જરૂર વિનાનું ) + બુસ ( બહાર કાઢવું ) ] પું. ઊલટી; વમન.
૨. પું. ( પુરાણ ) જટાસુરનો દીકરો અને બકાસુરનો ભાઈ. ભીમસેને એના બાપને માર્યો હતો. તેનું વેર લેવા એ મહાભારતના યુદ્ધમાં દુર્યોધનની બાજુમાં રહી લડતો હતો. રાત્રે ઘટોત્કચે એને મારી એનું માથું કાપી દુર્યોધન આગળ મૂક્યું હતું.
૩. પું. ( પુરાણ ) દુર્યોધનના પક્ષનો એક રાજા. એને સાત્યકીએ માર્યો હતો.
૪. પું. ( પુરાણ ) પ્રહસ્ત નામનો રાવણનો રાક્ષસમંત્રી.
૫. પું. લાંબી કરેલી આંગળીઓવાળો હાથ.

**અલંબુષા** ૧. [ સં. ] સ્ત્રી. ગોરખમૂંઢી નામની વનસ્પતિ.
૨. સ્ત્રી. ( પુરાણ ) પ્રધાને પેટે જન્મેલી અપ્સરા.
૩. સ્ત્રી. બીજાને નહિ પેસવા દેવા માટે કરેલી પાણીની રેખા; પાણીથી બાંધેલી આણની મર્યાદા.
૪. સ્ત્રી. મોઢામાંની એ નામની પ્રાણવહ નાડી. મુખ્ય ૧૪ નાડીઓ છે. આ ૧૪માં ઇડા, પિંગલા અને સુષુમ્ણા મુખ્ય છે, અને કૂહૂ, સરસ્વતી, ગાંધારી, હસ્તિજિહ્વા, વારણા, યશસ્વિની, વિશ્વોદરા, શંખિની, પૂષા, પયસ્વિની તથા અલંબુષા ગૌણ છે.
૫. સ્ત્રી. રિસામણીનો છોડ; લજ્જાલુ નામની વનસ્પતિ.

**અલંબુષાદ્યચૂર્ણ** [ સં. અલંબુષા ( ગોરખમૂંઢી ) + આદ્ય ( મુખ્ય ) + ચૂર્ણ ( ભૂકો ) ] ન. ( વૈદક ) આમવાયુ માટેની એક દવા. તે બનાવવા ગોરખમૂંઢી, ગોખરૂ, ગળો, વરધારો, પીપર, નસોતર, મોથ, વરણો, સાટોડીનાં મૂળ, ત્રિફલા અને સૂંઠ સરખે ભાગે લઈ ખાંડી કપડે ચાળી ચૂર્ણ કરવું. ૪ થી ૮ વાલ ચૂર્ણ દહીંની તર, દૂધ, છાશ કે મોચરસ સાથે અપાય છે.

**અલંબુસા** ૧. [ સં. ] પું. એ નામનો એક દેશ.
૨. સ્ત્રી. ( જૈન ) છપ્પન દિક્કુમારિકા માંહેની એ નામની એક. જુઓ દિક્કુમારિકા.

**અલા** ૧. [ અ. આલા ( શ્રેષ્ઠ ) ] સ્ત્રી. આબાદી.
૨. [ અ. આલા ( દ્રવ્ય ) ] સ્ત્રી. લક્ષ્મી; સમૃદ્ધિ.
૩. સ્ત્રી. સદ્ભાગ્ય; સારૂં નસીબ.
૧. અલા કોટે વળગવી = સારૂં કરવા જતાં નઠારૂં થઈ જવું; ફાયદો કરતાં ઊલટો ગેરલાભ થવો.
૨. અલા ગઈ ને બલા વળગી = સુભાગ્ય ગયું અને દુર્ભાગ્ય આવ્યું.

**અલાઈ** ૧. [ હિં. ] પું. ઘોડાની એક જાત.
૨. વિ. અનાથ; નિરાધાર; લાચાર.
૩. વિ. અલગારી; મનસ્વી; મરજી મુજબ વર્તનારૂં.
૪. [ અ. ઇલાહી ( હે મારા ઈશ્વર! ) ] વિ. અલ્લાને લગતું; ઈશ્વર સંબંધી.
અલાઈ પુરુષ = પરમાત્મા. અલાઈ પુરુષ અર્ધાંગી ક્રિયા, પછી નવને વરસે નૂર.-ભોજો
૫. વિ. આળસુ; કાયર.
૬. વિ. ગરીબ; બિચારૂં; સાલસ; રાંક.
અલાઈ ગાવડી = રાંકડું માણસ.
૭. વિ. ગૂંચવાયેલું; મૂંઝવણમાં પડેલું.
૮. વિ. નિર્દોષ; નિરપરાધી.
૯. વિ. શક્તિ વિનાનું; નબળું.

**અલાઉ** ૧. [ અ. અલાહિદા ] વિ. જુદું; નિરાળું; ઇલાયદું; નોખું.
૨. વિ. બહારનું; પરાયું; અજાણ્યું.

**અલાઉદ્દીન** [ અ. અલ્લાહ્ ( પરમેશ્વર ) + અલ્ ( નિશ્ચયાત્મક ઉપસર્ગ ) + દીન ( ધર્મ ) ] પું. ખિલજી વંશનો એ નામનો બાદશાહ. તેને ગાયનનો શોખ હતો. સંગીત શાસ્ત્રની ખિલવણી માટે તેણે ઘણું કર્યું હતું.

**અલાકૃમિ** ન. એક જાતનું જીવડું; સુતરિયો જીવડો; 'ઈલ-વર્મ'.
અલાકૃમિ અને જળો સુદ્ધાંને પોતાનાં અમુક કાર્ય પરત્વે જેટલી શક્તિની જરૂર હોય છે તેટલી શક્તિ તેઓ મેળવી શકે છે. પ્રાણીસૃષ્ટિ

**અલાકો** ૧. [ અ. ઈલાકહ્ ] પું. ઈલાકો; પ્રાંત.
૨. પું. સત્તા; અધિકાર; હકૂમત.
૩. પું. સંબંધ; વહેવાર.
૪. પું. હક્ક; દાવો.

**અલાક્ષણિક** [ સં. અ ( નહિ ) + લક્ષણ ( ખાસ ગુણ ) + ઇક ( વાળું ) ] વિ. બીજી વસ્તુથી જુદું પાડનાર ખાસ ગુણ કે લક્ષણ વિનાનું.

**અલાખો** જુઓ અલાકો.

**અલાઘવ** ૧. [ સં. અ ( નહિ ) + લાઘવ ( નાનાપણું ) ] ન. ગૌરવ; મોટાઈ.
૨. [ સં. અ ( નહિ ) + લાઘવ ( ટૂંકાણ ) ] ન. નકામો વિસ્તાર; કારણ વગર બહુ લંબાણ કરવાપણું. લખવાની પદ્ધતિમાં આ એક દોષ મનાય છે.

**અલાચી** સ્ત્રી. એક જાતની ડાંગર.

**અલાણવું** અ. ક્રિ. ઊંટનું ગાંગરવું; બરાડવું.
અલાણ્યું ત્યારે પલાણ્યું = (૧) ઊંટ પલાણ-તી વેળા ગાંગરે છે તે ઉપરથી ઊંટને ગાંગરતું પલાણવું. (૨) જેમ જેમ માણસ વધારે બબડે છે તેમ તેમ તેને વધારે ભાર અપાય છે.

**અલાણું** ૧. સ. ( ગ્રામ્ય ) આ.
૧. અલાણી બાઈ અને ફલાણી બાઈ કરતા ફરવું = ગપ્પા મારવામાં અને કુથલી કરવામાં વખત ગાળવો.
૨. અલાણું ફલાણું = આ ને તે.
૨. વિ. રાશ જેટલું; રાશવા.

**અલાત** ૧. [ સં. અ ( નહિ ) + લા ( લેવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] ન. ઉંબાડિયું; સળગતું લાકડું; ખોયણું.
૨. ન. ઓલવાયેલ અંગારો.
૩. ન. કોલસો.
૪. ન. મશાલ.

**અલાતચક્ર** ૧. [ સં. અલાત ( ઊંબાડિયું ) + ચક્ર ( કૂંડાળું ) ] ન. એક છેડેથી સળગેલા લાકડાને બીજે છેડેથી પકડી ગોળ ફેરવતાં દેખાતું અગ્નિનું કૂંડાળું.
૨. ન. ચક્કર ચક્કર ફરતું ઉંબાડિયું.
૩. ન. જુદી જુદી ગતિવાળો એક નાચ.
૪. ન. બન્ને છેડે ગોળ દડાવાળી, પટ્ટાબાજીના ખેલ વગેરેમાં ઉપયોગી લાંબી લાકડી; બનેઠી.

**અલાતવાયુ** [ સં. અલાત ( કોલસો ) + વાયુ ] પું. કોલસામાંથી નીકળતો વાયુ; 'કોલગૅસ'.

**અલાતિન** પું. રાતા રંગનો એક રસાયણી પદાર્થ; 'એન્થ્રેસીન'.

**અલાદ** [ સં. અલાદ્ ( ઊતરતું ) ] વિ. ગરીબ; દીન; રાંક.

**અલાધીઉં** વિ. ( ગ્રામ્ય ) નઠારા જણતરનું; હલકી ઓલાદનું. તિરસ્કાર બતાવવા આ શબ્દ વપરાય છે.

**અલાન** ૧. [ સં. આલાન ] ન. બેડી.
૨. ન. વેલો ચડાવવા માટે ખોડેલું લાકડું.
૩. ન. હાથી બાંધવાનો ખંભો, દોરડું કે સાંકળ.

**અલાના** ૧. ન. મેમણની એ નામની અટકનું માણસ.
૨. વિ. મેમણની એ નામની અટકનું.

**અલાનિયતન** [ અ. ] અ. જાહેર રીતે.

**અલાનિયા** [ અ. ] અ. જાહેર રીતે.

**અલાપ** ૧. [ સં. આ ( વધારે ) + લપ્ ( બોલવું ) ] પું. ( સંગીત ) રાગરાગણીનું સ્વરૂપ દેખાડવા અર્થ વગરનું 'આ-આ' એમ ગળા-માંથી ગાવાપણું; ગાવાનું શરૂ કર્યા પહેલાં તેજ રાગ અથવા રાગણીના અવાજને ગળામાંથી સૂર મારફતે કાઢવાની ક્રિયા. તેના ચાર મુકામ ઠરાવેલા છે: ૧. અસ્થાન, ૨. ચીક, ૩. રૂપક, અને ૪. અક્ષરાત્મક.
૨. પું. વાત.
હરિરસ હેતે પીજે અસત અલાપ ન કીજે. પ્રીતમ
૩. પું. સ્તુતિ; વખાણ.

**અલાપચારી** ૧. સ્ત્રી. અટકચાળું; અડપલું; સળી કરવી તે.
૨. [સં. અલોપ ( છૂપું ) + ચારિન્ ( કરનાર )] સ્ત્રી. પાછળ રહીને તોફાન કરાવવાપણું.
૩. [ સં. અલાપ ( ગાતી વખતે તાન લેવું તે ) + ચાતુરી ( હોશિયારી ) ] સ્ત્રી. ( સંગીત ) હરકોઈ રાગ કે રાગણીના વાદી, સંવાદી, અનુવાદી સ્વરોને લંબાવી તેજ રાગમાં આવતા સ્વરોનું મિશ્રણ કરી તેના ઠરાવેલા શબ્દોમાં લાગ કાટથી ગાઈને રાગનું ચોખ્ખું સ્વરૂપ જણાવવાની ક્રિયા.

**અલાપવું** ૧. [ સં. આ ( વધારે ) + લપ્ ( બોલવું ) ] સ. ક્રિ. ગાવું; રાગ કાઢવો; આલાપથી ગાવું.
૨. અ. ક્રિ. બોલવું; વાત કરવી.

**અલાપિની** સ્ત્રી. ( સંગીત ) એકવીસ મૂર્છના માંહેની એ નામની એક.

**અલાફલ** વિ. વાંકા કે ત્રાંસા પગ પડે એવી ચાલનું.

**અલાબલા** ૧. સ્ત્રી. ઝોડઝપટ; ભૂત, ડાકણ અથવા મંત્રજંત્રની અસર; નડતર.
૨. સ્ત્રી. પીડા; પંચાતી; ઉપાધિ.
૩. સ્ત્રી. ભૂતપ્રેત.
૪. સ્ત્રી. સંકટ; વિઘ્ન; ભય.
અલાબલા જાજો ગાંગલી ઘાંચણને ઘેર = (૧) તારા પર આવી પડેલું સંકટ નાશ પામો. (૨) ભૂતડાકણથી અપાતી પીડા દૂર થજો.

**અલાબાસ્ટર** [ અં. એલેબેસ્ટર ] પું. રમકડાં, દાબડા વગેરે બનાવવામાં વપરાતો એક કીમતી સફેદ પથ્થર.

**અલાબુ** ૧. સ્ત્રી. કડવી તુંબડી; કડવી દૂધી.
૨. સ્ત્રી. સંન્યાસીનું તુંબડીનું બનાવેલું વાસણ; તુંબિપાત્ર; કમંડલ.
૩. [ સં. અ ( નિરર્થક વપરાતો અવ્યય ) + લંબ્ ( વળગી રહેવું ) ] સ્ત્રી. ન. તુંબડું.
પણ બાંધી અલાબુ દીયે ડૂબકી
તે નિસરે બારો નીરથી. નિષ્કુળાનંદ

**અલાબુપાત્ર** [ સં. અલાબુ ( તુંબડું ) + પાત્ર ( ઠામ ) ] ન. સાધુનું તુંબડાનું બનાવેલું વાસણ; કમંડલ.

**અલાબુવીણા** [ સં. અલાબુ ( તુંબડું ) + વીણા ] સ્ત્રી. તુંબડાની બનાવેલી વીણા. તેનું માથું વાંદરાના મોં જેવું વાંકા આકારનું હોય છે.

**અલાબુસારંગી** [ સં. અલાબુ ( તુંબડું ) + સારંગી ( એક વાજિંત્ર ) ] સ્ત્રી. ઘણા જૂના વખતમાં શોધાયેલું એક વાજિંત્ર. તેને યુરોપ-માં 'ઇંડિયન વાયોલિન' અને મુસલમાનો 'કમચ્યા' કહે છે.

**અલાબૂ** જુઓ અલાબુ.

**અલાબૂની** [ સં. અલાબૂ ( તુંબડું ) ] સ્ત્રી. કડવી દૂધી.

**અલાબેલી** [ અલ્લા ( ઈશ્વર ) + બેલી ( મદદગાર ) ] અ. ઈશ્વર તને મદદ કરે. પ્રભુ તારો મદદ કરનાર થાય એવો અ

બતાવતો શબ્દ. મુસલમાનો જુદા પડતી વખતે સલામ તરીકે આ શબ્દ બોલે છે.

**અલાભ** ૧. [ સં. અ ( નહિ ) + લભ્ ( મેળવવું ) ] પું. નહિ મળવાપણું.
૨. [ સં. અ ( નહિ ) + લાભ ( ફાયદો ) ] પું. નુકસાન; ખોટ; હાનિ.
૩. વિ. ફાયદા વિનાનું.

**અલાભકર** ૧. [ સં. અ ( નહિ ) + લાભ ( ફાયદો ) + કર ( કરનાર ) ] વિ. અલાભકારી; ફાયદો ન કરનારું.
૨. વિ. હાનિકારક; ગેરફાયદો કરનારું.

**અલાભપરીષહ** [ સં. અ ( નહિ ) + લાભ ( મળવાપણું ) + પરિષહ ( સહન કરવું તે ) ] પું. ( જૈન ) માગ્યા છતાં જોઈતું ન મળે ત્યારે સહન કરવાથી થતું તપ.

**અલાભવિજય** [ સં. અ ( નહિ ) + લાભ ( મળવાપણું ) + વિજય ] પું. અલાભમાં પણ લાભવાળાના જેવો સંતોષ.

**અલામત** [અ.] ન. એંધાણી; નિશાન; ચિહ્ન.

**અલામાંડા** ન. ફિક્કા લીલા રંગનાં પાંદડાં અને પીળા રંગનાં મોટાં સુંદર ફૂલવાળું એક ઝાડ.

**અલાયક** [ અ ( નહિ ) + લાયક ( યોગ્ય ) ] વિ. નાલાયક; અયોગ્ય.

**અલાયચી** ૧. સ્ત્રી. એલચી.
૨. સ્ત્રી. સતરસાળથી ઊંચી ડાંગર.

**અલાયચો** ૧. પું. એક જાતનું ગરભસુતરાઉ કપડું.
૨. પું. ડાંગરની એક જાત. આના ચોખા અલાયચીથી સહેજ જાડા કહેવાય છે.

**અલાયત** [અ. અલામત (ચિહ્ન)] ન. નિશાની.

**અલાયદું** [અ. અલાહિદા (જુદું)] વિ. નોખું; ભિન્ન; અલગ.

**અલાયદું** [અ. અલાહિદા (જુદું)] વિ. ઇલાયદું; જુદું; છૂટું.

**અલાયુધ** [ સં. અલ (વીંછીનો આંકડો) + આયુધ (હથિયાર) ] પું. (પુરાણ) એક રાક્ષસ. ભારતના યુદ્ધમાં દ્રોણના લડવાના વારા વખતે એક વખત ઘટોત્કચ અને કર્ણનું રાત્રે યુદ્ધ થયું હતું. દ્રોણ વગેરેને ભય લાગ્યો કે વખતે ઘટોત્કચને હાથે કર્ણનું મૃત્યુ થશે. એથી દુર્યોધને અલાયુધને ઘટોત્કચની સામે મોકલ્યો. તેમાં આ રાક્ષસ ઘટોત્કચને હાથે મરણ પામ્યો.

**અલાયો** ૧. પું. ઓળાયો; કૌંસ.
૨. પું. ખૂંટને ત્રિશૂળ જેવો કાઢેલો આંક.
૩. વિ. પું. ( કચ્છી ) આંકેલો.
૪. વિ. પું. ( કચ્છી ) હરાયો; ધણી વગરનો.

**અલાર** ૧. સ્ત્રી. દુશ્મનની હરોળ કે હાર; શત્રુની પંક્તિ.
૨. [ સં. અ ( અતિ ) + લહરિ ( મોજું ) ] સ્ત્રી. હાર; અલગાર.
૩. ન. કમાડ.

**અલાલચુ** [ અ ( નહિ ) + લાલચુ ( લાલચવાળું ) ] વિ. લાલચ વગરનું; નિઃસ્પૃહ.

**અલાલાપિ** પું. ( પિંગળ ) એ નામનો એક સમવૃત્ત અક્ષરમેળ છંદ. તેના દરેક ચરણમાં સગણ, યગણ અને લઘુ મળી ૭ અક્ષર હોય છે. તે ઉષ્ણિક છંદનો એક ભેદ છે.

**અલાવ** ૧. [ ફા. આલાવ ( બળતો અગ્નિ ) ] પું. ઠંડીમાં ઘાસ, સૂકાં પાંદડાં વગેરેને સળગાવીને કરેલો ભડકો, જેની ચારે બાજુ બેસી લોક તાપે છે; તાપણું.
૨. પું. મોહરમને અંગે આસપાસ નાચવા માટે ખાડામાં સળગાવેલો અગ્નિ.

**અલાવડાવેડા** ( અલાવડ઼ાવેડ઼ા ) ૧. પું. બ. વ. અહીંની વાત બીજે અને બીજાની વાત અહીં કરી આઘાપાછી કરવાપણું.
૨. [ અલાવડું ( ખુશામત ) + વેડા ( ટેવ ) ] પું. બ. વ. બીજાને ગમે એવું સારું સારું બોલવાની ટેવ; ખુશામતખોરી.

**અલાવડાંખોર** ( અલાવડ઼ાંખોર ) ૧. વિ. ચુગલીખોર; ચાડિયું.
૨. વિ. ઠેરઠેર વાતો કરી આઘાપાછી કરે એવું.
૩. [ અલાવડું ( ખુશામત ) + ખોર ( ભોગવનાર ) ] વિ. સામા માણસને સારું લાગે એવી તેના વખાણની કે મોટાઈની વાતો કરનાર; મીઠડું.

**અલાવડિયું** ( અલાવડ઼િયું ) જુઓ અલાવડાંખોર.

**અલાવડું** ( અલાવડ઼ું ) ૧. ન. ચાડીચુગલી.
અલાવડું કરનાર ઉચાટે સૂવે=ચાડિયાના નસીબમાં નિરાંત ન હોય.
૨. ન. સાચુંજૂઠું; આઘાપાછી.
૩. ન. સામાને સારું લાગે એમ બોલવું તે; ખુશામત; ધાપલું.
૪. વિ. ચાડિયું.
૫. વિ. દોઢડાહ્યું; વગર બોલાવે વચમાં ડહાપણ કરનારું.
૬. વિ. સાચાંજૂઠાં કરનારું.
૭. [ સં. હલા ( સ્ત્રીઓનું સંબોધન ) + વૃત્તિ ( વલણ ) ] વિ. સારું બોલીને સામાને ધાપલાં કરનાર; ખુશામતખોર; મીઠડું.

**અલાવવું** ૧. [ સં. અર્પિત; પ્રા. અલ્લવિય ] ઉ. ક્રિ. આપે એમ કરવું; અપાવવું.
૨. ઉ. ક્રિ. હલાવવું.

**અલાવા** [ અ. ] અ. એ સિવાય; ઉપરાંત.

**અલાવો** [ અ. આલાવ ( બળતો અગ્નિ ) ] પું. મોહરમના દિવસમાં એક ખાડામાં કરાતો દેવતા. તેની આસપાસ મુસલમાનો નાચે છે.

**અલાસ** ૧. [ સં. ] પું. જીભની નીચે આવતો સોજો. આથી જીભનું મૂળ પણ પાકી આવે છે.
૨. [ સં. આલસ્ય ( આળસ ) ] ન. દળદર.

**અલાસ્ય** વિ. આળસુ.

**અલાહના લોક** ૧. પું. બ. વ. ફકીર; ભિખારી.
૨. પું. બ. વ. ભોળા માણસ.
૩. પું. બ. વ. વિચારહીન માણસ.
૪. પું. બ. વ. સાધુ પુરુષ.

**અલાહ બેલી** અ. પ્રભુ રક્ષણ કરે.

**અલાહિદું** [ અ. અલાહિદા ( જુદું ) ] વિ. નોખું; અલગ; ઇલાયદું.

**અલાહુ અકબર** ૧. [ અ. અકબર ( કબીર એટલે મહાનનું શ્રેષ્ઠતાદર્શક રૂપ ) ] પું. મહાન પ્રભુ.
૨. અ. આશ્ચર્યનો ઉદ્ગાર.

**અલિ** ૧. [ સં. અલ્ ( સમર્થ હોવું ) ] પું. કાગડો.
૨. પું. કૂતરો.
૩. પું. કોયલ.
૪. [ સં. અલ્ ( શણગારવું ) ] પું. ઘરેણું.
૫. પું. જનાબ પેગંબર સાહેબ ( સ. અ. )ની પાછળ ગાદીએ બેસનારા ખલીફામાં એ નામના ચોથા ખલીફા. તે જનાબ પેગંબર સાહેબ (સ. અ. )ના જમાઈ થતા હતા.
૬. પું. દારૂ; મદિરા.
૭. પું. ભમરો; ભૃંગ; દ્વિરેફ; મધુકર; મધુપ.

મધુકર મધુલિહ મધુપ અલિ અલિન શિલીમુખ ભૃંગ,
ચંચરીક રોલંબ હરિ કીલાલપ સારંગ;
ખટપદ ઇંદિંદિર ભ્રમર વળી દ્વિરેફ રસચોર,
હે બાલા તું માલતી લાલ લાલચી ભૌંર.
પિંગળલઘુકોષ

૮. પું. અધમાખ.
૯. પું. વીંછી; વૃશ્ચિક.
૧૦. પું. ( જ્યોતિષ ) વૃશ્ચિક રાશિ; વીછુડો.
૧૧. સ્ત્રી. સખી; સહચરી.

**અલિઉત્સવ** [ સં. અલિ ( ભમરો ) + ઉત્સવ ( આનંદ ) ] પું. માધવી નામની વેલ.

અલિઉત્સવા અતિમુક્ત વળી પુંડ્રક વાસંતી જા,
આ માધવી તવ વાસ સમ આ વનવાસંતી જા.
પિંગળલઘુકોષ

**અલિક** [ સં. અલ્ ( શણગારવું ) ] ન. કપાળ, લલાટ.

બાલ **અલિક** લલાટમાં ચંદ્રક મણિ જડાવ,
બાહિર પ્રગટી કપાળમાં, ભાગ્યરેખ ચળકાય.
પિંગળલઘુકોષ

**અલિકા** [ સં. ] પું. ( પિંગળ ) એ નામનો દરેક ચરણમાં ૮ નગણ અને ગુરુ મળી ૨૫ અક્ષરનો છંદ; અલકાછંદ.

**અલિકાલકા** [ સં. ] પું. ( પિંગળ ) એ નામનો છંદ; અલકાલિકા. તેના દરેક ચરણમાં તગણ, ભગણ, રગણ, સગણ, લઘુ અને ગુરુ મળી ૧૪ અક્ષર હોય છે.

**અલિકુલ** ૧. [ સં. અલિ ( ભમરો ) + કુલ ( સમૂહ ) ] ન. ભમરાનું ટોળું; ભ્રમરવૃંદ.

૨. [સં. અલિ ( મધમાખ ) + કુલ ( ટોળું )] ન. મધમાખીનું ટોળું.

**અલિકુલસંકુલ** ૧. પું. એક જાતનું ઝાડ.

૨. [ સં. અલિ ( ભમરો ) + કુલ ( સમૂહ ) + સંકુલ ( ભરેલું ) ] વિ. ભમરાના ટોળાવાળું.

૩. [ સં. અલિ ( મધમાખ ) + કુલ ( ટોળું ) + સંકુલ ( ભરેલું ) ] વિ. મધમાખના ટોળાવાળું.

**અલિખિત** ૧. [ સં. અ ( નહિ ) + લિખિત ( લખેલું ) ] વિ. લખાયેલું નહિ છતાં બન્ને પક્ષે સંમતિથી સ્વીકારેલું.

૨. વિ. લખેલું નહિ એવું; વણલખ્યું.

**અલિગણ** ૧. [ સં. અલિ ( ભમરો ) + ગણ ( ટોળું ) ] પું. ભમરાનું ટોળું.

૨. [ સં. અલિ ( મધમાખ ) + ગણ ( ટોળું ) ] પું. મધમાખનું ટોળું.

**અલિગર્દ્ધ** [ સં. ] પું. એક જાતનો સર્પ.

**અલિગંજન** [ સં. અલિ ( ભમરો ) + ગંજન ( ચડિયાતું ) ] વિ. ભમરાને કાળાશમાં આંટી દે એવું; ઘણું જ કાળું.

**અલિગુ** [ સં. ] પું. તે નામનો એક ઋષિ.

**અલિજહાં** ૧. [ અ. આલી ( ઊંચું ) + ફા. જાહ ( પદવી ) ] વિ. મોટા દરજ્જાવાળું; હોદ્દેદાર.

૨. વિ. વૈભવવાળું; ભભકાદાર; ભવ્ય.

**અલિજાહાં** જુઓ અલિજહાં.

**અલિજિહ્વા** [ સં. અલિ ( ભમરો ) + જિહ્વા ( જીભ ) ] સ્ત્રી. ગળાનો કાકડો; પડજીભ.

**અલિજિહ્વાછેદન** [ સં. અલિજિહ્વા ( ગળાનો કાકડો ) + છેદન ( કાપવું તે ) ] ન. કાકડો કાપવાની ક્રિયા.

**અલિજિહ્વાદાહ** [ સં. અલિજિહ્વા ( ગળાનો કાકડો ) + દાહ ( બળતરા ) ] પું. કાકડામાં સોજો થઈને થતું દર્દ.

**અલિજિહ્વિકા** જુઓ અલિજિહ્વા.

**અલિઝંકાર** [ સં. અલિ ( ભમરો ) + ઝંકાર ( એક જાતનો અવાજ ) ] પું. ભમરાનો ગુંજારવ.

પુષ્પિત પાદપ **અલિઝંકાર**,
વહિ નિર્ઝરણ તણી જળધાર. ભાલણ

**અલિટકર** પું. અહમદનગર તરફ રહેતા એક જાતના લોક. તેઓ ચામડિયાનો ધંધો કરે છે.

**અલિદૂર્વા** [ સં. ] સ્ત્રી. એક જાતનો છોડ; માલાદૂર્વા.

**અલિન** ૧. [ સં. અલિન્ ] પું. ભમરો.

૨. પું. વૈદિક કાળના એક જાતના અનાર્ય લોક.

**અલિની** [ સં. ] સ્ત્રી. ભમરાનું ટોળું.

**અલિપક** ૧. [ સં. ] પું. કૂતરો.

૨. પું. કોયલ.

૩. પું. ભમરો.

૪. ન. એક જાતનું પક્ષી. તેને લાંબી ચપટી અને છેડે ગોળ ચાંચ હોય છે.

**અલિપત્રિકા** [ સં. ] સ્ત્રી. એક જાતની વેલ.

**અલિપદ** ૧. [ સં. ] પું. ( પિંગળ ) એક અર્ધસમવૃત્ત અક્ષરમેળ છંદ. તેના પહેલા અને ત્રીજા ચરણમાં રગણ, રગણ, નગણ, તગણ અને ગુરુ મળી ૧૩ અક્ષર અને બીજા તથા ચોથા ચરણમાં નગણ, તગણ, તગણ અને ગુરુ મળી ૧૦ અક્ષર હોય છે.

૨. પું. ( પિંગળ ) દરેક ચરણમાં ૪ નગણ અને ૨ ગુરુ મળી ૧૪ અક્ષરનો એક છંદ; નટગતિ.

**અલિપર્ણી** [ સં. ] સ્ત્રી. એક જાતનું ઝાડ.

**અલિપંક્તિ** [ સં. અલિ ( ભમરો ) + પંક્તિ ( હાર ) ] સ્ત્રી. ભમરાની હાર.

**અલિપિજ્ઞ** [ સં. અ ( નહિ ) + લિપિ ( શૈલી ) + જ્ઞ ( જાણનાર ) ] વિ. લિપિને નહિ જાણનાર.

**અલિપ્ત** ૧. [ સં. અ ( નહિ ) + લિપ્ત ( આસક્ત ) ] વિ. આસક્તિ વગરનું; નિષ્કામ.

૨. વિ. પાસ ન લાગ્યો હોય એવું; અસર વિનાનું; નિર્લેપ. કમળ અનાસક્તિનો દાખલો છે. કીચડમાં તેનો જન્મ છે, પાણીમાં તેનો વાસ છે, છતાં તે શુદ્ધ ને પવિત્ર રહી પાણીથી અલિપ્ત છે.

૩. વિ. નહિ સંડોવાયેલું; નહિ ભળેલું; અસંગી.

**અલિપ્તતા** ૧. [ સં. અ ( નહિ ) + લિપ્ત ( આસક્ત ) + તા ( પણું ) ] સ્ત્રી. અનાસક્તિ.

૨. સ્ત્રી. અસંગીપણું; સંડોવાયેલ ન હોવાપણું.

૩. સ્ત્રી. નિર્લેપતા; અસર વિનાનું રહેવાપણું.

**અલિપ્તત્વ** જુઓ અલિપ્તતા.

**અલિપ્રિય** ૧. ન. પાટલાવૃક્ષ.

૨. [ સં. અલિ ( ભમરો ) + પ્રિય ( વહાલું ) ] ન. રાતું કમળ. ભમરાને તે પ્રિય હોય છે.

૩. વિ. ભમરાને વહાલું.

**અલિપ્રિયા** [ સં. ] સ્ત્રી. પાટલનું ફૂલ.

**અલિપ્રીતા** પું. ( પિંગળ ) અનુષ્ટુપની જાતનો દરેક ચરણમાં નગણ, મગણ અને ૨ લઘુ મળી ૮ અક્ષરનો એક છંદ; અપ્રીતા; પ્રીતા; અતિપ્રીતા.

**અલિભૃત** [ સં. અલિ ( ભમરો ) + ભૃત ( ભરેલું ) ] વિ ભમરાવાળું.

**અલિમક** ૧. [ સં. ] પું. કમળનાં કેસર; પદ્મકેસર.

૨. પું. કોયલ.

૩. પું. દેડકો.

૪. પું. ભમરો.

૫. પું. મહુડાનું ઝાડ.

**અલિમા** ન. મૂરત.

**અલિમાલા** [ સં. અલિ ( ભમરો ) + માલા ( સમૂહ ) ] સ્ત્રી. ભમરાનું ટોળું.

**અલિમોદા** [ સં. ] સ્ત્રી. ગણીઆરીનું ઝાડ.

**અલિય** વિ. ( જૂ. ગુ. ) મુશ્કેલ; કઠણ; આકરૂં.

**અલિય** વિઘન દૂરેં હરે, આપે પરમાનન્દ.
આનંદકાવ્યમહોદધિ

**અલિયલ** ૧. [ સં. અલિ ( ભમરો ) ] પું. ભમર; ભમરો.

**અલિયલ** અરવિંદ માણઈ જેમ,
ક્ષિતિપતિ પુત્રી માણઈ તેમ.
બિલ્હણ પંચાશિકા

૨. વિ. લાડીલું.

આંખડીએથી અળગો **અલિયલ**,
મોહન ઘડીએ ન મેલું રે. નરસિંહ

**અલિયા** ૧. ન. દેખાવમાં અને રીતભાતમાં દાઉદી વહોરાને મળતી એક જાતનું માણસ.

૨. ન. સુલેમાની વહોરાઓએ અલી નામના મુલ્લાંજીને મુખ્ય માની જુદો ફિરકો બનાવ્યો તે પંથનું માણસ.

૩. વિ. દેખાવમાં અને રીતભાતમાં દાઉદી વહોરાને મળતી જાતનું.

૪. વિ. સુલેમાની વહોરાઓએ અલી નામના મુલ્લાંજીને મુખ્ય માની જુદો ફિરકો બનાવ્યો તે પંથનું.

**અલિયાસંતાન** ૧. ન. મદ્રાસ ઇલાકામાં રહેતી એ નામની કોમનું માણસ.

૨. ન. સુલેમાની વહોરાઓએ અલી નામના મુલ્લાંજીને મુખ્ય માની જુદો ફિરકો બનાવ્યો તે પંથનું માણસ.

૩. વિ. મદ્રાસ ઇલાકાની એ નામની એક કોમનું.

૪. વિ. સુલેમાની વહોરાના એ નામના પંથનું.

**અલિયૂથ** ૧. [ સં. અલિ ( ભમરો ) + યૂથ ( સમૂહ ) ] ન. ભમરાનું ટોળું.

> રક્ત પલ્લવ શોભતા, **અલિયૂથ** પ્રેમ વસંત. — ભાલણ

૨. [ સં. અલિ ( મધમાખ ) + યૂથ ( ટોળું ) ] ન. મધમાખનું ટોળું.

**અલિરુત** [ સં. અલિ ( ભમરો ) + રુત ( અવાજ ) ] ન. ભમરાનો ગુંજારવ.

**અલિલ** [ સં. ] પું. એક જાતનું પક્ષી.

**અલિલા** પું. ( પિંગળ ) એ નામનો ૧૬ માત્રાનો એક છંદ; અનિલા. તેમાં અંતે બે લઘુ, અને ૧, ૫, ૯, ૧૩ માત્રાએ તાલ આવે છે.

**અલિવન** [ સં. અલિ ( ભમરો ) + વન ( ટોળું ) ] ન. ભમરાનું ટોળું; ભ્રમરવૃંદ

**અલિવર** [ સં. અલિ ( ભમરો ) + વર ( ઉત્તમ ) ] પું. ભ્રમરરાજ.

**અલિવલ્લભ** ૧. [ સં. અલિ ( ભમરો ) + વલ્લભ ( વહાલું ) ] ન. રાતું કમળ. ભમરાને તે પ્રિય હોય છે.

૨. વિ. ભમરાને પ્રિય.

**અલિવલ્લભા** [ સં. ] સ્ત્રી. વેલપાટલાની વેલ. તેનાં પાંદડાં વાસનવેલનાં પાંદડાં જેવાં પણ તે કરતાં મોટાં અને લાંબાં હોય છે. એને ફૂલનો ગુચ્છો આવે છે.

**અલિવિરાવ** [ સં. અલિ ( ભમરો ) + વિરાવ ( અવાજ ) ] પું. ભમરાનો ગુંજારવ.

**અલિવિરુત** [ સં. અલિ ( ભમરો ) + વિરુત ( અવાજ ) ] જુઓ અલિવિરાવ.

**અલિશાં** [ અ. આલી ( ઊંચું ) + શાન ( દેખાવ ) ] વિ. આલીશાન; ભવ્ય; વિશાળ.

**અલિસંકુલ** ૧. પું. કુબ્જ છોડવો

૨. [ સં. અલિ ( ભમરો ) + સંકુલ ( ભરેલું ) ] વિ. ભમરાથી ભરપૂર.

**અલિંગ** ૧. [ સં. અ ( નહિ ) + લિંગ ( જાતિ ) ] પું. ( વેદાંત ) ઈશ્વર; પરમાત્મા.

૨. [ સં. અ ( વિશેષ ) + લિંગ ( જાતિ ) ] પું. ( વ્યાકરણ ) એકથી વધારે જાતિવાળો શબ્દ; સામાન્ય જાતિનો શબ્દ. જેમકે, અમે, તમે, હું, મિત્ર.

૩. [ સં. અ ( નહિ ) + લિંગ ( ચિહ્ન ) ] ન. નિશાની ન હોવાપણું.

૪. [ સં. અ ( અયોગ્ય ) + લિંગ ( ચિહ્ન ) ] વિ. ખરાબ લક્ષણવાળું.

૫. વિ. જાતિ વગરનું.

૬. વિ. નપુંસક.

૭. વિ. બરાબર લક્ષણ જણાઈ ન શકે તેવું.

૮. વિ. લક્ષણ કે નિશાની વિનાનું.

૯. વિ. શરીર વગરનું.

**અલિંગકોશ** પું. ફૂલ વિનાની વનસ્પતિમાંનો બીજને મળતો આવતો એક બારીક દાણો, જેને લીધે વનસ્પતિ સંયોગ વિના બારોબાર વિકાસ પામી પોતાના કુળની વૃદ્ધિ કરી શકે છે. જે કોશ પિતૃકોશમાંથી છૂટા પડ્યા હોય અને વૃદ્ધિથી નવું અવયવી ઉત્પન્ન કરે તે પુનરુત્પાદક કોશ ( રિપ્રોડક્ટિવ સેલ્સ ) કહેવાય છે. આદિજીવમાં તે જાતજાતના હોય છે. પણ આદિજીવ અને અનેકકોષી એ બન્નેની બાબતમાં તેના બે વિભાગ પડે છે: એક તો વિકાસ થવા પહેલાં એકબીજાની સાથે જોડિયાં રૂપે સંયુક્ત થવા જોઈએ તે; અને બીજા આવા પ્રાથમિક સંયોગ વિના બારોબાર વિકાસ પામી શકે છે તે. પહેલો પ્રકાર લિંગકોશ ( ગેમેટ્સ )ના નામથી તથા બીજો પ્રકાર અલિંગકોશ ( એસેક્ષ્યુઅલ સ્પોર્સ )ના નામથી ઓળખાય છે.

**અલિંગકોષ** જુઓ અલિંગકોશ.

**અલિંગકોષાગાર** પું. ફૂલ વિનાની વનસ્પતિમાંનો જે કણ બીજને મળતો આવે અને જેને લીધે વનસ્પતિ પ્રાથમિક સંયોગ વિના બારોબાર વિકાસ પામી પોતાના કુળની વૃદ્ધિ કરી શકે તે અલિંગકોષ જેમાં ઉત્પન્ન થાય તે કોથળી; પરાગકોષ.

**અલિંગપિંડી** સ્ત્રી. વનસ્પતિની એક જાતનો ફળના ગરનો પિંડ; તંતુઓના સંયોગથી બનેલી જનનપેશીમાંથી તંતુ ઉત્પન્ન થઈને તેને અયોગ સંભવ પદ્ધતિ અનુસાર આવતી જનનપેશી.

**અલિંગી** ૧. [ સં. અ ( નહિ ) + લિંગ ( જાતિ ) + ઇન્ ( વાળું ) ] પું. પરમાત્મા, કેમકે તેને કોઈ જાતિ નથી.

૨. [ સં. અ ( નહિ ) + લિંગિન્ ( વેશધારી સંન્યાસી ) ] પું. બનાવટી વેશ ધારણ નહિ કરનાર સાધુ; કપટી નહિ એવો યતિ.

૩. વિ. અમૈથુની; વિરુદ્ધ જાતિવાળી વ્યક્તિના સંબંધ વગર ઉત્પન્ન થયેલ.

૪. વિ. ખોટા વેશને નહિ ધારણ કરનાર.

૫. [ સં. અ ( નહિ ) + લિંગ ( ચિહ્ન ) + ઇન્ ( વાળું ) ] વિ. ચિહ્ન કે લક્ષણ વગરનું.

૬. વિ. જાતિ વિનાનું.

૭. વિ. વિદેહી; જીવન્મુક્ત.

૮. વિ. શરીર વગરનું.

**અલિંજર** [ સં. ] પું. ઘડો.

**અલિંદ** ૧. [ સં. ] પું. અલિંદ દેશનો રાજા.

૨. પું. અલિંદ દેશનો વતની.

૩. પું. આંગણું; બારણા પાસેનો ચોક.

૪. પું. એ નામનો દેશ.

૫. પું. ઓટલો.

> ઘરની ડાબી તરફ એક **અલિંદ** હોય તે સારો નહિ. — રાજવલ્લભ

૬. પું. પરસાળ.

૭. [ સં. અલીન્દ્ર ] પું. ( હિંદી ) ભમરો.

**અલિંદમાર્ગ** [ સં. અલિંદ ( પરસાળ ) + માર્ગ ( રસ્તો ) ] પું. બંગલાના દરવાજા આગળ અગાશી અથવા આરકાંવાળી જગ્યા.

**અલિંદી** ૧. [ સં. ] સ્ત્રી અલિંદ દેશની સ્ત્રી.

૨. સ્ત્રી. ઓટલી; નાની પરસાળ.

**અલિંબ** પું. વનસ્પતિનો એક વર્ગ; 'ફંગસ'.

> **અલિંબ**માંની વનસ્પતિઓને રંગ હોતો નથી. — ગુજરાતી જ્ઞાનકોષ

**અલી** ૧. પું. ઇસ્માઇલી ખોજાના મત પ્રમાણે દશમો ઈશ્વરી અવતાર.

૨. [ અ. આલી ( મોટો ) ] પું. જનાબ પેગંબર સાહેબ ( સ. અ. )ની પાછળ ગાદીએ બેસનારા ખલીફાઓમાં ચોથા ખલીફા. એઓ જનાબ પેગંબર સાહેબ ( સ. અ. )ના જમાઈ થતા હતા. સૈયદો એમના વંશના મનાય છે.

૩. [ સં. અલિન્ ] પું. ભમરો.

૪. પું. વીંછી.

૫. [ સં. આલી ] સ્ત્રી. સખી; સાહેલી; સહિયર; બેનપણી.

૬. સ્ત્રી. હાર; પંક્તિ.

૭. [ સં. હલા ] અ. એક સંબોધન. પુરુષ પોતાની સ્ત્રીને, સ્ત્રી પોતાની સખીને અથવા બીજી કોઈ પણ સ્ત્રીને બોલાવતી વખતે અલી કહીને બોલાવે છે.

**અલી અલ્લાહ** [ અ. અલી ( મોટો ) + અલ્લાહ ( ઈશ્વર ) ] પું. હજરત અલી પોતે ખુદાઈ નૂર સ્વરૂપ છે, એમ બતાવનાર ઇસ્માઇલી ખોજાનો મંત્ર.

**અલીક** ૧. [ સં. અલ્ ( અટકાવવું ) ] ન. અસત્ય.

> મિથ્યા મોઘ મૃષા અનૃત વ્યર્થ **અલીક** નિરર્થ,
> વારી જાઉં તુજ પતિ ઉપર બોલો નહિ બિરથ. — પિંગળલઘુકોષ

૨. ન. કપાળ; લલાટ.

૩. [ હિં. ] ન. ફજેતી; બેઆબરૂ; અપ્રતિષ્ઠા.

૪. ન. બેઅદબી; અમર્યાદા.

૫. ન. સ્વર્ગ.

૬. વિ. અપ્રિય બોલનારું.

૭. વિ. અસભ્ય; મર્યાદા વગરનું.

૮. વિ. અળખામણું.

૯. [ હિં. ] વિ. આબરૂ વગરનું; પ્રતિષ્ઠા વિનાનું.

૧૦. વિ. કૃત્રિમ.
૧૧. વિ. ખોટું; અસત્ય; જૂઠું.
૧૨. વિ. જૂઠું બોલનાર.
૧૩. વિ. થોડું.

**અલીકતા** ૧. [ સં. અલીક ( અપ્રિય ) + તા ( પણું ) ] સ્ત્રી. અપ્રિયપણું.
૨. [ સં. અલીક ( ખોટું ) + તા ( પણું ) ] સ્ત્રી. અસત્ય; જૂઠાણું.
૩. [ સં. અલીક ( અસભ્ય ) + તા ( પણું ) ] સ્ત્રી. અસભ્યતા.
૪. [ સં. અલીક ( અળખામણું ) + તા ( પણું ) ] સ્ત્રી. અળખામણાપણું.
૫. સ્ત્રી. કૃત્રિમતા.
૬. [ સં. અલીક ( થોડું ) + તા ( પણું ) ] સ્ત્રી થોડાપણું.
૭. સ્ત્રી. પ્રતિષ્ઠા રહિત હોવાપણું.
૮. સ્ત્રી. મિથ્યાપણું; સત્ય જેવું દેખાતું હોવા છતાં ખરી રીતે ખોટું હોવાપણું.

**અલીકત્વ** જુઓ અલીકતા.

**અલીકદર્શક** [ સં. અલીક ( ખોટું ) + દર્શક ( બતાવનાર ) ] ન. સ્ટીરીઓસ્કોપના જેવું ચિત્રને બદલે મૂળ વસ્તુ જોવાનું એક પ્રકારનું યંત્ર, જેમાંથી જોતાં વસ્તુનો ઉપસેલો ભાગ બેઠેલો અને બેઠેલો ભાગ ઉપસેલો લાગે છે.

**અલીકદંતી** ૧. [ સં. અલીક ( ખોટું ) + દંત ( દાંત ) + ઇન્ ( વાળું ) ] વિ. ખોટા દાંતવાળું.
૨. વિ. દાંત જેવા અવયવવાળું.

**અલીકપાદ** [ સં. અલીક ( જૂઠું ) + પાદ ( પગ ) ] પું. બનાવટી પગ.

**અલીકમૂત્રપિંડ** [ સં. અલીક ( જૂઠું ) + મૂત્રપિંડ ( ગુર્દો ) ] પું. કરોડવાળાં ઊંચી કોટિનાં પ્રાણી જ્યારે ગર્ભમાં હોય ત્યારે આવેલા શરૂઆતના મૂત્રપિંડના અવયવ. તે ગુર્દાના ધર્મ બજાવે છે અને ખરી ગુર્દા આવતાં એ કામ બજાવતા બંધ પડે છે.

**અલીકમૂર્ચ્છા** [ સં. અલીક ( ખોટું ) + મૂર્ચ્છા ( બેભાનપણું ) ] સ્ત્રી. જાણે મરી ગયું હોય એવા ઢોંગવાળી પશુની સ્થિતિ.

**અલીકાકાર** [ સં. અલીક ( ખોટું ) + આકાર ( દેખાવ ) ] પું. જેના ઉપર અંદરના કરતાં જુદા જ દેખાવનું પડ હોય એવું ખનિજ.

**અલીખેલ** ૧. ન. હિંદની વાયવ્ય સરહદ પર રહેતી એ નામની પઠાણ કોમનું માણસ.
૨. વિ. હિંદની વાયવ્ય સરહદ પરની એ નામની પઠાણ કોમનું.

**અલીબત્તો** પું. ( ગ્રામ્ય ) કશું જ નહિ તે.

**અલીમદદ** ૧. સ્ત્રી. ખુદાની મદદ.
૨. સ્ત્રી. પવિત્રાનો એક પ્રકાર. કુસ્તી, લાકડી, પટ્ટા કે તલવારની રમત રમતાં આ પવિત્રાથી એકબીજા ઉપર ધસવાનું કે પાછું હઠવાનું કામ થાય છે. આ પવિત્રા ઘણે ભાગે પંજાબમાં મુસલમાન લોકો ખેલે છે.

**અલીમસજીદ** પું. ખાઈબરની ખીણમાં પેશાવરથી ૨૬ માઈલ પર આવેલો એ નામનો કિલ્લો.

**અલીયા** સ્ત્રી. ( સંગીત ) એક રાગણી. તેનો મુખ્ય સ્વર ઋષભ, બાદી નિખાદ, સમબાદી ગંધાર અને અમબાદી ઋષભ છે. તેના સ્વર રે ગ મ પ ધ ની સા મ છે. તેમાં ષડ્જ શુદ્ધ, ઋષભ તીવ્ર, મધ્યમ કોમળ, પંચમ શુદ્ધ, ધૈવત તીવ્ર, નિષાદ તીવ્ર હોય છે. એનો ગાવાનો વખત સાંજનો છે.

**અલી રે અલી** સ્ત્રી. બાળકોની એક જાતની રમત; તેલતેલપળી. રમવાની જગ્યામાં મોટું કૂંડાળું કરી દાવ દેનાર કૂંડાળા બહાર ને બાકીનાં કૂંડાળામાં ઊભે છે. દાવ દેનાર અને કૂંડાળામાં ઊભેલાં છોકરાં સામસામાં નીચે પ્રમાણે બોલે છે. કૂંડાળા માંહેનાં છોકરાં—'અલી રે અલી'. દાવ દેનાર—'તેલ તેલ પળી'. કૂંડાળાવાળાં—'કોને માથે ઢળી?' દાવ દેનાર ગમે તે એક રમનારનું નામ આપે એટલે તે રમનાર કૂંડાળામાંથી બહાર નીકળી જાય. પછી તે બે જણાં પોતાના એકેક હાથની આંગળીઓ અરસપરસ આંકડી મૂંગે મોઢે એક પગે ખોડંગતાં ખોડંગતાં કૂંડાળાની અંદરનાં છોકરાંને અડકવા જાય. જેને તે અડકે તે કૂંડાળા બહાર નીકળી જાય. એમ બધાં છોકરાંને તે બે અડકીને બહાર કાઢે એટલે રમત પૂરી થાય.

**અલીલ** [ અ. ] વિ. નબળી તબિયતનું; બિમાર; માંદું.

**અલીલખ** [ સં. આલિ ( હાર ) + લક્ષ ( લાખ ) ] વિ. અસંખ્ય; બેશુમાર; સંખ્યાબંધ.

**અલીંતું** વિ. ( ગ્રામ્ય ) અવનવી શોભાવાળું.

**અલુ** ૧. સ્ત્રી. એક જાતની વનસ્પતિ; અળવી.
૨. [ સં. ] સ્ત્રી. નાની લોટી; કરશલી.

**અલુઆરવું** સ. ક્રિ. ( જૂ. ગુ. ) ઉઘાડું કરવું.

મહારાજ, મહીપતિ દેખતાં અલુઆરે છે નાર.
નાકર

**અલુકી** [ સં. ] પું. ( પુરાણ ) એ નામનો એક ઋષિ.

**અલુક્** જુઓ અલુક્સમાસ.

**અલુક્સમાસ** [ સં. અ ( નહિ ) + લુક્ ( લોપ ) + સમાસ ( સંયુક્ત શબ્દ ) ] પું. જેમાં વિભક્તિના પ્રત્યયનો લોપ ન થતાં તે કાયમ રહે તે જાતનો સમાસ. જેમકે, યુધિષ્ઠિર, ખેચર, સરસિજ, મનસિજ, વિશ્વંભર.

**અલુખડું** ( અલુખડું ) ૧. ન. અળવીનું પાંદડું.
૨. ન. અળોખડું; અળવીની ગાંઠ.
૩. [ સં. આલુ ( એક જાતનું કંદ ) ] ન. એક જાતનું કંદ; બટેટું.

**અલુપ્ત** ૧. [ સં. અ ( નહિ ) + લુપ્ત ( નાશ પામેલું ) ] વિ. નાશ ન પામેલું.
૨. વિ. નાશ નહિ કરેલું; સાચવી રાખેલું.

**અલુબ્ધ** [ સં. અ ( નહિ ) + લુબ્ધ ( લોભી ) ] વિ. લોભ વગરનું; નિર્લોભ.

**અલુબ્ધત્વ** [ સં. અલુબ્ધ ( નિર્લોભ ) + ત્વ ( પણું ) ] ન. સંતોષ; નિર્લોભીપણું.

**અલૂકેફેરે** અ. ( ગ્રામ્ય ) આ ફેરે.

**અલૂક્ષ** ૧. [ સં. અ ( નહિ ) + રુક્ષ ( કઠોર ) ] વિ. નરમ; કોમળ; અરુક્ષ.
૨. [ સં. અ ( નહિ ) + રુક્ષ ( લૂખું ) ] વિ. લૂખું નહિ તેવું; ચીકણું.

**અલૂણ** [ સં. અ ( નહિ ) + લવણ ( મીઠું ) ] વિ. મીઠા વગરનું.

**અલૂણવ્રત** [ સં. અ ( નહિ ) + લવણ ( મીઠું ) + વ્રત ( નિયમ ) ] ન. મીઠું ન ખાવાનું વ્રત.

**અલૂણાસાધુ** [ સં. અ ( નહિ ) + લવણ ( મીઠું ) + સાધુ ] પું. ખોરાકમાં મીઠું ન વાપરનાર સાધુ.

**અલૂણાં** ૧. [ સં. અ ( નહિ ) + લવણ ( મીઠું ) ] ન. બ. વ. મીઠા વગરનું ખાવું તે.
૨. ન. બ. વ. લૂણ વગરનું ભોજન કરવાનું વ્રત. ચૈત્ર મહિનામાં ઓખા નિમિત્તે સ્ત્રીઓ અલૂણાં કરે છે.

**અલૂણું** ૧. [ સં. અ ( નહિ ) + લવણ ( મીઠું ) ] ન. મીઠા વગરનું ખાવાનું વ્રત.
૨. વિ. ઉદાસ.

ખોળે ભરી છે સુખડી, પાનનાં બીડાં હાથ,
જળહળ જ્યોતિ જગમગે, કેમ અલૂણા કંથ?
લાવનાશતક

૩. વિ. મીઠાશ કે સ્વાદ વિનાનું; ફિક્કું.
૪. વિ. લાવણ્ય વગરનું; અકડું; વરવું. લવણ એટલે મીઠા વગરનો પદાર્થ ફિક્કો નીરસ લાગે છે. લવણમાં રહેલા રસતત્ત્વને લીધે ગુજરાતીમાં સલૂણું, અલૂણું અને સંસ્કૃતમાં લાવણ્ય એ શબ્દો ઘડાયા છે.

અલૂણી એ દેઠિ દીઠિ; કાં ન પિહિરૂં હાર.
બાલણ

૫. વિ. લૂણ વગરનું; મીઠા વિનાનું.

**અલૂનખેતી** જુઓ અલૂનસસ્ય.

**અલૂનસસ્ય** [ સં. અ ( નહિ ) + લૂન ( કાપેલ ) + સસ્ય ( ધાન્ય ) ] ન. ઊભો પાક.

**અલૂફા** [ અ. ] પું. વર્ષાસન.

**અલૂર** ૧. વિ. ( ગ્રામ્ય ) નબળું; શક્તિ વિનાનું.
૨. વિ. ભોળું; નિષ્કપટી.

**અલૂરાઈ** ૧. સ્ત્રી. ( ગ્રામ્ય ) ઉતાવળ.
૨. સ્ત્રી. તોફાન; હુલ્લડાઈ; આળવીતરાઈ.

**અલૂંધવું** અ. ( જૂ. ગુ. ) વળગવું; ચોંટવું.
આશાએ અલૂંધ્યા અમે છૈયે ઉદાસી રે. — નિષ્કુળાનંદ

**અલે** [ સં. ] અ. પિશાચી ભાષામાં સંબોધન. તે નાટકમાં વપરાય છે.

**અલેક** ૧. [ સં. અ ( નહિ ) + લક્ષ્ ( જોવું ) ] પું. અલખ; પરમાત્મા; બ્રહ્મ, કેમકે તે દેખાતા નથી.
અલેક જગાવવો = પ્રભુ પ્રીત્યર્થે ભેખ ધરવો.
૨. પું. ભિક્ષા માગતી વખતનો ખાખી બાવાઓનો એક પોકાર; અહાલેક.
અલેક તો અતીતની, દવા તો ફકીરની. — કહેવત
૩. [ અ. અલેક્ ( તમારી સમક્ષ ) ] ન. સુકાન સીધું રાખીને હંકારવું તે. સુકાન ડાબા હાથ પર રાખવું તે એસ, અને જમણા હાથ પર રાખવું તે દામણ.

**અલેક ગિરનારી** ૧. [ અલેક ( અલખ ) + ગિરનાર ( પર્વતનું નામ ) ] પું. ( લાક્ષણિક ) ખાખી બાવો; ભિખારી.
૨. વિ. નિર્ધન; પૈસેટકે ખાલી ખખ.

**અલેકઝાંડર** ( અલેક્ઝાંડર ) પું. સિકંદર નામનો એક પાદશાહ.

**અલેકડું** વિ. ( ગ્રામ્ય ) ભાન વગરનું.

**અલેકિયો** પું. અલખ નિરંજનનો ઉપાસક; પરમાત્મા અલક્ષ્ય છે એમ માનનાર.

**અલેખ** ૧. [ સં. અ ( નહિ ) + લિખ્ ( લખવું ) ] વિ. દસ્તાવેજ કે ખતપત્તર વિનાનું; લેખ વગરનું.
૨. વિ. બેશુમાર; અપાર; લેખા વિનાનું.
૩. વિ. લખવા યોગ્ય નહિ તેવું.

**અલેખધા** અ. અનેક રીતે; સંખ્યાબંધ રીતે.
એવા અસંખ્ય અલેખધા,
વરણુ થાંપે નિત્ય માહરા. — શામળ

**અલેખરો** વિ. ( ગ્રામ્ય ) લેખા વિનાનું.

**અલેખા** પું. ( પિંગળ ) એ નામનો ૨૦ ગુરુ અને ૫૬ લઘુ મળી ૭૬ અક્ષરનો એક માત્રાદંડક છંદ. તે માર્તંડનો ભેદ છે.

**અલેખું** ૧. [ સં. અ ( નહિ ) + લિખ્ ( લખવું ) ] વિ. નકામું; અફળ.
૨. જુઓ અલેખ.

**અલેખે** ૧. [ સં. અ ( નહિ ) + લિખ્ ( લખવું ) ] અ. એળે; અફળ; નકામું.
૨. અ. ગણી ન શકાય એવી રીતે; અસંખ્યધા.
મળી અલેખે એદની રાજસ રૂડા રંગ. — શામળ

**અલેખેલ** [ અ. અલા ( ઉપર ) + ખેલ ( રમત ) ] અ. આ ફેરે; આ વખતે.

**અલેચો** ૧. [ તુ. અલચાહ ( બે રંગની લીટીવાળું લગડું ) ] પું. એક જાતનું ગરબસુતરાઉ કપડું; અલાયચો.
૨. પું. ડાંગરની એક જાત.

**અલેટવું** જુઓ અલેઠવું.

**અલેડવું** ( અલેડ઼વું ) જુઓ અલેટવું.

**અલેડી** ( અલેડ઼ી ) સ્ત્રી. ઝુંગળી આકારનાં, સાદાં, રસભર્યાં અને જુદાં પાનવાળો એક છોડ; અલેથી; અથેલી. આરબ લોકો આંખના દુખાવા પર તેનાં પાન વાટી ચોપડે છે.

**અલેઠવું** ૧. [ સં. આ ( સુધી ) + લેટ્ ( ઊંઘવું ) ] અ. ક્રિ. અઢેલીને આરામ લેવો.
૨. અ. ક્રિ. આળોટવું.

**અલેણાભાવ** ૧. [ સં. અ ( નહિ ) + લભનમ્ ( લેણું ) + ભાવ ( સ્થિતિ ) ] પું. અણબનાવ; સ્નેહની ખામી.
૨. [ સં. અ ( નહિ ) + લભ્ ( લેવું ) + ભાવ ( સ્થિતિ ) ] પું. પૂર્વજન્મના ઋણને લીધે લાભ ન મળે અથવા નુકસાન થાય એવો સંબંધ; અલેણું.

**અલેણું** જુઓ અલેણાભાવ.

**અલેતાઈ** ૧. [ અલેતું ( અણસમજુ ) + આઈ ( પણું ) ] સ્ત્રી. અણસમજ; છોકરવાદ.
૨. સ્ત્રી. બેપરવાઈ; બેદરકારી.

**અલેતું** ૧. [ સં. અ ( નહિ ) + લભ્ ( સમજવું ) ] વિ. અણસમજુ; હલેતું; દુનિયાદારીથી બિનમાહિતગાર.
૨. વિ. અમર્યાદી; નિર્લજ્જ; બેશરમ.
૩. વિ. બેપરવા; કોઈની દરકાર ન કરનારું.

**અલેથી** સ્ત્રી. એક જાતનો વેલો; અથેલી. તે જમીન ઉપર પથરાયેલી હોય છે. જુઓ અલેડી.

**અલેદી** ન. એક જાતનું ઝાડ. તેની પીળી છાલ રંગના કામમાં આવે છે.

**અલેપ** ૧. [ સં. અ ( નહિ ) + લિપ્ ( લેપ કરવો ) ] પું. લેપ એટલે ખરડ નહિ તે.
૨. વિ. લેપ વગરનું; અલિપ્ત; અસરથી મુક્ત.
નિજ જન સહુ સુખ,
મુક્તા વા અલેપ રાખો સદા. — દયારામ

**અલેપક** ૧. પું. પરમાત્મા, કેમકે તે કશાથી લેપાતા નથી.
૨. [ સં. અ ( નહિ ) + લિપ્ ( લેપ કરવો ) ] વિ. નિષ્કલંક; નિર્લેપ.
૩. વિ. લેપ નહિ કરનાર.
૪. વિ. સંબંધ વગરનું.

**અલેફ** પું. અરબી અને ફારસી લિપિનો પહેલો અક્ષર. તેનો ગુજરાતીમાં અ અને આ ઉચ્ચાર થાય છે. અબ્જદ પદ્ધતિ પ્રમાણે તેની કીમત ૧ છે.

**અલેમાની તુર્કી** સ્ત્રી. તુર્કસ્તાનમાં બનતી એ નામની એક ઘણી કીમતી પ્રસિદ્ધ તરવાર. તેનું પાનું પોલાદનું, છેવટ સુધી લાંબી લીટીવાળું, બે ફૂટ પાંચ ઇંચ લાંબું, દોઢ ઇંચ પહોળું અને દિલ્હીશાહી મૂઠમાં બેસાડેલું હોય છે. પાનાની એક બાજુએ પૂરેપૂરી અને બીજી બાજુએ છેક છેડા ઉપર ધાર હોય છે. પાનાનું પોલાદ ઘણા ઊંચા પ્રકારનું હોવાથી તે ઘણું નરમ અને સર્પની પેઠે સળવળનારું અને હલકું હોય છે. તેના ઉપર જવ્હેરદાર અભ્ર એટલે સોનું અને અભ્રના ઉપર છેવટ સુધી નકશીકામ કરેલું હોય છે. તેના સંબંધમાં એવી લોકવાયકા ચાલે છે કે ગમે તેટલી બીજી તરવારો તેના ઉપર મૂકવામાં આવે અને તેના મંત્રનો જો ઉચ્ચાર કરવામાં આવે તો ઢગલામાંથી તે ઉપર નીકળી આવે છે.

**અલેમેન્ડા** સ્ત્રી. એ નામની એક જાતની વેલી. તેમાં પીળાં સુગંધીદાર ફૂલ થાય છે.

**અલેલ** ૧. [ અ. અહલપલ ( શાત ) ] વિ. અંધેરવાળું; નિયમ વગરનું; અવ્યવસ્થિત.
૨. વિ. ઉપરટપકે ક્યાસ કર્યો હોય તેવું; હિસાબ કે નિયમ વિનાનું.
૩. [ હિં. ] વિ. બેદરકાર; અવિચારી.

**અલેલટપ્પુ** ૧. [ અલેલ ( નિયમ વગરનું ) + સં. ટિપ્ ( ફેંકવું ) ] પું. ગપ્પાં મારી ખોટી વાતો કરનાર માણસ; ગપીદાસ.
૨. વિ. અટકળથી કહેનાર.
અલેલટપ્પુ ઠોકવું = રામ આશરે કહેવું; અટકળથી કહેવું.
૩. વિ. ગપ્પી; ગપાટિયું.
૪. વિ. છોકરમતિયું; મૂર્ખ; અજાણ્યુ.
૫. વિ. રગડદગડિયું.

**અલેલટપ્પે** અ. આશરે; અટકળે.

**અલેલમોગરો** વિ. મોઢે ચડાવેલ; કાંઈ કામ ન આવડતું હોય અને બોલવામાં ચિબાવલું.

**અલેલહિસાબ** [ અલેલ ( નિયમ વગરનું ) + હિસાબ ] પું. ઉપરટપકે ક્યાસ એટલે અડસટ્ટો કર્યો હોય એવો હિસાબ.

**અલેલિયાં** વિ. ( ગ્રામ્ય ) હરામનું; હક કર્યા વગરનું.

**અલેલિયું** વિ. ( ગ્રામ્ય ) ખબર વિનાનું.

**અલેલે** [ સં. ] અ. પૈશાચી ભાષામાં સંબોધન તરીકે વપરાતું અવ્યય. તે મુખ્યત્વે કરીને નાટકમાં વપરાય છે.

**અલેશ** ૧. [સં. અ (અલ્પ) + લેશ (થોડું)] વિ. થોડું નહિ તેવું; ઘણું; ઝાઝું.
૨. [ સં. અ ( નહિ ) + લેશ ( થોડું )] અ. જરા પણ નહિ.

**અલેશી** [ સં. અ ( નહિ ) + લેશ્યા ( અંતઃવૃત્તિ ) ] વિ. ( જૈન ) લેશ્યા વગરનું. સિદ્ધ એટલે મુક્તાત્મા માટે આ વિશેષણ વપરાય છે.

**અલેશ્ય** જુઓ અલેશી.

**અલેખે** અ. ( જૂ. ગૂ. ) અલેખે; ગણતરીમાં ન આવે એવી રીતે; નિષ્ફળ; નકામું.

**અલેહતું** ૧. [ અ ( નહિ ) + લભ્ ( સમજવું ) ] વિ. અક્કલ વગરનું; અણસમજી; અજ્ઞાન.
૨. વિ. કાળજી વગરનું; બેદરકાર.

**અલૈહિસસલામ** [ અ. અલયહે (તેમના ઉપર) + અસ્સલામ (સલામ હો)] અ. મુસલમાનમાં પોતાના પેગંબર સાહેબ (સ. અ.) વિના બીજા પેગંબર સાહેબના નામ સાથે લગાડવામાં આવતો માનવાચક શબ્દ. તેનો અર્થ તેમના ઉપર સલામ હો એમ થાય છે. જેમકે, હજરત મૂસા ( અ. સ. )

**અલૈયાબલૈયા** [હિં.] સ્ત્રી. આફત; અલાબલા.

**અલૈયાબિલાવલ** પું. ( સંગીત ) બધા શુદ્ધ સ્વરવાળો સવારે ગવાતો બિલાવલ રાગનો એક પ્રકાર. તેમાં વિવાદી એટલે વાદીસંવાદી સાથે ન ભળે એવા રૂપે કોમળ નિષાદનો શુદ્ધ નિષાદ સાથે પ્રયોગ થતો હોવાથી ખમાજ થાટના સંપૂર્ણ પ્રકારમાં તેનો સમાવેશ થાય છે. આ રાગમાં આરોહે કોઈ વાર મધ્યમનો લોપ છે. તેનો વાદી એટલે રાગનો મુખ્ય સ્વર ધૈવત અને સંવાદી એટલે વાદી સ્વરથી ચોથો અને પાંચમો સ્વર ગાંધાર છે.

**અલૈયાંબલૈયાં** [ અલા + બલા ( સંકટ ) ] ન. બ. વ. મીઠડાં; દુખડાં; ઓવારણાં.

**અલૈહિદા** [ અ. ] વિ. જુદું; ઇલાહિદું.

**અલૈહિસ્સલામ** [ અ. ] અ. પ્રભુના તેના ઉપર આશીર્વાદ ઊતરો.

**અલો** પું. ( ગ્રામ્ય ) મોઈદાંડિયાની રમતમાં વપરાતો શબ્દ.

**અલોક** ૧. [ સં. ] પું. ઋત્વિજ; પુરોહિત.
૨. પું. ( જૈન ) જીવ પુદ્ગળ એટલે પરમાણુ વગેરે રહિત આકાશ; ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય ન હોય તે જગા. અલોકમાં મોક્ષગામી સિવાય બીજા કોઈની ગતિ નથી.
૩. [ સં. અ ( નહિ ) + લોક ( માણસ ) ] પું. નિર્જન પ્રદેશ.
૪. [ હિં. ] પું. મિથ્યા દોષ; કલંક; નિંદા.
૫. [ સં. અ ( નહિ ) + લોક ( દુનિયા ) ] પું. લોક ન હોવાપણું; જગત બહારનો પ્રદેશ.
૬. પું. (પુરાણ) સૂર્યના પ્રકાશ વિનાની જગા.
૭. ન. પાતાળ.
૮. ન. સ્વર્ગ.
૯. વિ. અદ્ભુત; અલૌકિક.
૧૦. વિ. અદૃશ્ય; દેખાય નહિ એવું.
૧૧. વિ. પુણ્ય વિનાનું; સારાં કામ ન કરવાને લીધે બીજે લોક મેળવી ન શકે તેવું.
૧૨. [ સં. અ ( નહિ ) + લોક્ ( જોવું ) ] વિ. બહુ તેજને લીધે જોઈ ન શકાય તેવું; ઘણું તેજસ્વી.
૧૩. વિ. લોક વિનાનું; એકાંત; નિર્જન.

**અલોકન** ૧. [ સં. અ ( નહિ ) + લોક્ ( જોવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ન જોવું તે.
૨. ન. ન દેખાવું તે; અદૃશ્યતા.

**અલોકનીય** ૧. [ સં. અ ( નહિ ) + લોક્ ( જોવું ) + અનીય ( જોવું ) ] વિ. અદૃશ્ય.
૨. વિ. ન જોવા જેવું.

**અલોકસામાન્ય** [ સં. અ ( નહિ ) + લોક ( દુનિયા ) + સામાન્ય ( સાધારણ ) ] વિ. અસાધારણ.

**અલોકા** [ સં. ] સ્ત્રી. એક જાતનું પક્ષી.

**અલોકાકાશ** [ સં. અ ( નહિ ) + લોક ( દુનિયા ) + આકાશ ( ખાલી જગા ) ] પું. ત્રણે લોકની બહાર, આસપાસ, ચારે તરફ વીંટાયેલું અનંત આકાશ એટલે ખાલી જગા.

**અલોકિક** [ સં. અલૌકિક ( અદ્ભુત ) ] વિ. અજાયબ પમાડે તેવું; અલૌકિક; અસાધારણ.

અલોકિક કુંજ આવી ફૂલ્યા તરણ ઘણું.
પ્રીતમ

**અલોકિત** ૧. વિ. ન દેખાય એવું.
૨. [ સં. અ ( નહિ ) + લોકિત ( જોયેલું ) ] વિ. નહિ જોયેલું.

**અલોકી** [ સં. અલૌકિક ( અદ્ભુત ) ] વિ. અલૌકિક; વિરલ; અજબ.

એ તો રીત હમો આજ અલોકી લહી લે.
દયારામ

**અલોક્ય** ૧. [ સં. અ ( નહિ ) + લોક્ય ( જોઈ શકાય એવું ) ] વિ. અદૃશ્ય. જેમકે, આત્મા.
૨. [ સં. અ ( નહિ ) + લોક્ય ( લોકોમાં ચાલતું ) ] વિ. રિવાજ મુજબનું નહિ એવું.
૩. વિ. સ્વર્ગ વગેરે પુણ્યલોક મેળવવામાં વિઘ્નરૂપ.

**અલોખડા** ( અલોખડા ) જુઓ અલોખડું.

**અલોખડું** (અલોખડું) ૧. [સં. આલુ ( એક જાતનું કંદ ) ] ન. અળવીની ગાંઠ; અળોખડું.
૨. ન. બટેટું.

**અલોઘ** વિ. ઘેલું; ગાંડિયું.

આજ અલોઘ સરખું છૈયું, માને નહિ મારૂં કૈયું.
નિષ્કુળાનંદ

**અલોચવું** [ સં. આલોચ્ ( વિચારવું ) ] સ. ક્રિ. આલોચવું; વિચારવું.

અહર્નિશ રહે અલોચતી
બાઈ એવું મન હરિદાસ. અખો

**અલોણાવ્રત** [ સં. અ ( નહિ ) + લવણ ( મીઠું ) + વ્રત ( નિયમ ) ] ન. મીઠા વગરનો ખોરાક લઈને કરાતું વ્રત. આ વ્રત ચૈત્ર મહિનામાં ખાસ પળાય છે.

**અલોણું** ૧. [ સં. અ ( નહિ ) + લવણ ( મીઠું ) ] વિ. જેમાં મીઠું ન ખવાય એવું.
૨. વિ. ફિક્કું; સ્વાદ વગરનું; મોળું.
૩. વિ. મીઠા વગરનું; જેમાં મીઠું ન નાખવામાં આવ્યું હોય એવું.
૪. જુઓ અલોણાવ્રત.

**અલોના** ૧. [ સં. અ ( નહિ ) + લવણ ( મીઠું ) ] વિ. (હિંદી) જેમાં મીઠું ન ખવાય એવું.
૨. વિ. ફિક્કું; સ્વાદ વિનાનું; મોળું
૩. વિ. મીઠા વગરનું; જેમાં મીઠું નાખવામાં ન આવ્યું હોય એવું.

**અલોપ** ૧. [ સં. અ ( નિરર્થક પૂર્વગ ) + લોપ ( અદૃશ્ય થવું તે ) ] પું. બિલકુલ ન દેખાવાપણું. અલોપનો અર્થ સંસ્કૃતમાં દેખાવું થાય છે, પણ ગુજરાતીમાં તેનો અર્થ ન દેખાતું કરાય છે.
૨. વિ. અદૃશ્ય; ગુપ્ત; છાનું.

અલોપ અંજન = એક જાતનું અંજન અથવા સુરમો, જે આંજવાથી માણસ અદૃશ્ય થવાનું મનાય છે.

૩. વિ. નૈસર્ગિક; કુદરતી.

**અલોપ માયા** ૧. સ્ત્રી. કુદરતની લીલા.
૨. સ્ત્રી. દૈવી શક્તિ.

**અલોપવું** [ સં. અ ( નિરર્થક પૂર્વગ ) + લુપ્ ( અદશ્ય થવું ) ] અ. ક્રિ. અલોપ થવું; ન દેખાવું; ગેબ થઈ જવું.

**અલોપાલો** પું. ( ગ્રામ્ય ) લીલું ખડ.

**અલોપાસન** ન. ( યોગ ) એ નામનું એક યોગાસન; આદિ આસન; અધ્યાત્માસન; આત્મારામાસન. આ આસનથી ચિંતા મટતી હોવાનું મનાય છે.

**અલોપી** [ સં. અ ( નિરર્થક પૂર્વગ ) + લુપ્ ( અદશ્ય થવું ) ] વિ. ન દેખાય તેવું; અદશ્ય.

**અલોપ્ય** [ સં. અ ( નહિ ) + લોપ્ય ( નાશ કરી શકાય એવું ) ] વિ. લોપી ન શકાય એવું; સ્થાયી; કાયમનું.

**અલોફલો** ૧. પું. હિંડોળાનું આડુંઅવળું ચાલવું તે; હીંચકાની વક્ર ગતિ.
૨. અ. આડુંઅવળું.

**અલોફા ભરવા** અ. ક્રિ. ( નાગરી ) જાનનું તમામ ખર્ચ ભોગવવું.

**અલોભ** ૧. પું. ( પિંગળ ) એ નામનો ૬૧ ગુરુ અને ૩૪ લઘુ મળી ૯૫ અક્ષરનો એક વિષમજાતિ માત્રામેળ છંદ. ગણપ્રસ્તારપ્રકાશ પ્રમાણે તે ષટ્પદી છપ્પયનો એક ભેદ છે.
૨. [ સં. અ ( નહિ ) + લોભ ( તૃષ્ણા ) ] પું. લોભ ન હોવાપણું; સંતોષ.
૩. પું. શિવનું એક નામ.
૪. વિ. લોભ વિનાનું.

**અલોભમૂલક** [ સં. અ ( નહિ ) + લોભ ( લાલચ ) + મૂલક ( મૂળવાળું ) ] વિ. લોભથી નહિ ઉત્પન્ન થયેલું.
અલોભમૂલક, અદ્વેષમૂલક તથા અમોહમૂલક કર્મો કુશલ કર્મો કહેવાય છે. પુરાતત્ત્વ

**અલોભી** [ સં. અ ( નહિ ) + લોભિન્ ( લોભવાળું ) ] વિ. લોભ વગરનું; નિઃસ્પૃહ.

**અલોમશ્લેષક** [ સં. અ ( નહિ ) + લોમન્ ( વાળ ) + શ્લેષક ( ચોંટનાર ) ] ન. વાળ ઉપર નહિ ચોંટનાર પણ તેમાં રહેનાર કીટકની એક જાત. જેમકે, ચાંચડ.

**અલોલ** ૧. [ હિ. ] સ્ત્રી. કિલોલ.
૨. [ સં. લલ્ ( રમવું ) ] સ્ત્રી. રમતિયાળપણું.
૩. [ સં. ] ન. મગણ, સગણ, મગણ, ભગણ, અને ૨ ગુરુ મળી ૧૪ માત્રાનો એક છંદ; અલોલા.
૪. [ સં. અ ( નહિ ) + લોલ ( ચંચળ ) ] વિ. ચંચળતા વિનાનું; સ્થિર; શાંત.
૫. વિ. તૃષ્ણા વગરનું.

**અલોલક** [ સં. અલૌકિક ] વિ. ( હિંદી ) અસાધારણ; અલૌકિક.

**અલોલખ** ન. સ્ત્રીને કાનની બૂટમાં પહેરવાનું એક ઘરેણું.

**અલોલવલોલ** [ અલોલ ( અતુલ્ય ) + વલોલ ( અલોલનું બેવડું રૂપ ) ] વિ. અત્યંત; પુષ્કળ; અપાર.

**અલોલા** પું. ( પિંગળ ) દરેક ચરણમાં મગણ, સગણ, મગણ, ભગણ અને ૨ ગુરુ મળી ૧૪ અક્ષરનો એ નામનો એક અક્ષરમેળ છંદ; લોલા. તે શર્કરી છંદનો એક ભેદ છે. તેમાં સાતમા અક્ષર પછી યતિ એટલે વિસામો આવે છે.

**અલોલુ** [ સં. અ ( નહિ ) + લોલ ( તૃષ્ણાવાળું ) ] વિ. સંસારના સુખ તરફ વૈરાગ્યવાળું; મોહ વગરનું.

**અલોલુત્વ** [ સં. અ ( નહિ ) + લોલ ( તૃષ્ણાવાળું ) + ત્વ ( પણું ) ] ન. સંસારનાં સુખ તરફ વૈરાગ્ય હોવાપણું.

**અલોલુપ** ૧. પું. ( પુરાણ ) ધૃતરાષ્ટ્રના સોમાંનો એ નામનો એક દીકરો.
૨. પું. સૂર્યનાં ૧૦૮ નામ માંહેનું એ નામનું એક.
૩. [ સં. અ ( નહિ ) + લોલુપ ( આસક્ત ) ] વિ. લોલુપતા કે કામના વગરનું; અનાસક્ત; નિઃસ્પૃહ; લુબ્ધતા રહિત.

**અલોલુપતા** [ સં. અ ( નહિ ) + લોલુપ ( આસક્ત ) + તા ( પણું ) ] સ્ત્રી. લોલુપ નહિ હોવાપણું; નિઃસ્પૃહતા; મોહ કે આસક્તિ ન હોવાપણું.

**અલોલુપત્વ** જુઓ અલોલુપતા.

**અલોલુસ** [ સં. અ ( નહિ ) + લોલુપ ( આસક્ત ) ] ન. ઇંદ્રિયોનું અવિકારીપણું.

**અલોહ** [ સં. ] પું. એ નામનો એક ઋષિ.

**અલોહિત** ૧. [ સં. ] ન. લાલ કમળ.
૨. [ સં. અ ( નહિ ) + લોહિત ( લાલ ) ] વિ. લાલ નહિ તેવું.
૩. [ સં. અ ( નહિ ) + લોહિત ( લોહી ) ] વિ. લોહી વિનાનું.

**અલૌકક** ૧. ન. પ્રત્યક્ષ; ઇંદ્રિય વડે થતું જ્ઞાન.
૨. [ સં. અ ( નહિ ) + લૌકિક ( દુન્યવી ) ] ન. શાસ્ત્રની આજ્ઞાથી કરવાનું કામ. જેમકે, સંધ્યા. આથી વિરુદ્ધ રાગથી કરવાનાં કામ લૌકિક કહેવાય છે અને તેમાં શાસ્ત્રની આજ્ઞાની જરૂર નથી. જેમકે. ભોજન.
૩. વિ. અમાનુષી; દિવ્ય.
૪. વિ. અવ્યાવહારિક; કાલ્પનિક.
૫. [ સં. અ ( નહિ ) + લૌકિક ( સાધારણ લોકનું ) ] વિ. અસાધારણ; અસામાન્ય; અદ્ભુત; અપૂર્વ.
૬. વિ. લોકમાં નહિ જાણેલ; લોકથી બહારનું; લોકાતીત.
૭. વિ. વેદ, ઉપનિષદ આદિ ધાર્મિક ગ્રંથને લગતું.
૮. વિ. સુંદર; મનોહર; ઘણું રૂપાળું.

**અલૌકિકતા** ૧. [ સં. અ ( નહિ ) + લૌકિક ( સાધારણ ) + તા ( પણું ) ] સ્ત્રી. અદ્ભુતપણું; અસાધારણતા.
૨. સ્ત્રી. અવ્યાવહારિકપણું.
૩. સ્ત્રી. દિવ્યતા.
૪. સ્ત્રી. મનોહરતા.
૫. સ્ત્રી. લોકાતીત હોવું તે.
૬. સ્ત્રી. વેદ વગેરે ધાર્મિક ગ્રંથને લગતું હોવાપણું.

**અલૌકિકત્વ** ૧. ન. કોઈ પણ શબ્દનું ભાગ્યેજ વપરાવું તે.
૨. જુઓ અલૌકિકતા.

**અલૌકિકપ્રત્યક્ષ** [ સં. અ ( નહિ ) + લૌકિક ( સાધારણ ) + પ્રત્યક્ષ ( ઇંદ્રિય વડે થતું જ્ઞાન ) ] ન. ( વેદાંત ) આંખ વગેરે ઇંદ્રિયના ઘડા વગેરે વસ્તુની સાથે સામાન્ય લક્ષણાદિરૂપ અલૌકિકસન્નિકર્ષ એટલે સંબંધ વડે ઉત્પન્ન થતું પ્રત્યક્ષ જ્ઞાન. પ્રત્યક્ષ બે પ્રકારનું છે: (૧) સવિકલ્પક અને (૨) નિર્વિકલ્પક. સવિકલ્પકના લૌકિક અને અલૌકિક એવા બે ભેદ છે. અલૌકિક પ્રત્યક્ષ, જેને પ્રત્યાસત્તિ કહે છે તે ત્રણ પ્રકારનું છે: સામાન્યલક્ષણ, જ્ઞાનલક્ષણ અને યોગજ. આંખથી ઘડો જોઈએ ત્યારે ઘડાના જ્ઞાનની સાથે ઘટત્વ એટલે ઘડાના સામાન્ય ધર્મનું જ્ઞાન થાય છે. એ ઘટત્વ જ્ઞાન ઇંદ્રિયજન્ય નથી, પણ તે અલૌકિકપ્રત્યક્ષ છે, કેમકે કોઈ પણ પદાર્થની જાતિ ઇંદ્રિયથી જોઈ શકાતી નથી. એક જ્ઞાનથી બીજું જ્ઞાન ઉત્પન્ન થાય ત્યારે તેને જ્ઞાનલક્ષણપ્રત્યક્ષ કહે છે. જેમકે, દૂરથી ચંદનને જોતાં તે સુગંધી છે એવું જ્ઞાન થાય તે જ્ઞાનલક્ષણપ્રત્યક્ષ. બીજાઓ જોઈ ન શકે એવા અતીન્દ્રિય પદાર્થોનું પ્રત્યક્ષ યોગના બળવડે થાય છે. તેવા પ્રત્યક્ષને યોગજપ્રત્યક્ષ કહે છે. આ ત્રણ પ્રકારના પ્રત્યક્ષને સામાન્ય પ્રત્યાસત્તિ, જ્ઞાનલક્ષણા પ્રત્યાસત્તિ અને યોગજ પ્રત્યાસત્તિ પણ કહે છે.

**અલૌકિકપ્રત્યક્ષ યોગ્યતા** [ સં. અ ( નહિ ) લૌકિક ( સાધારણ ) + પ્રત્યક્ષ ( ઇંદ્રિય વડે થતું

જ્ઞાન ) + યોગ્યતા ( લાયકપણું ) ] સ્ત્રી. સાક્ષાત્ ઇંદ્રિય વડે નહિ પણ બીજી રીતે થતું અલૌકિક પ્રત્યક્ષ; 'જનરલ સેન્સિબિલિટી'. વિશેષ પ્રત્યક્ષયોગ્યતાને લૌકિકપ્રત્યક્ષ એટલે ઇંદ્રિયદ્વારા થયેલું પ્રત્યક્ષ એમ પણ કહે છે, અને સામાન્ય પ્રત્યક્ષને સાક્ષાત્ ઇંદ્રિયદ્વારા નહિ પણ અન્યથા થયેલું અલૌકિકપ્રત્યક્ષ પણ કહે છે.

**અલૌકિક ભ્રમ** [ સં. અ ( નહિ ) + લૌકિક ( વ્યાવહારિક ) + ભ્રમ ( ભ્રાંતિ ) ] પું. ભ્રમના ચાર ભેદ માંહેનો એક; દેહમાં આત્માનું જ્ઞાન થવા રૂપ ભ્રમ એટલે ખોટો ખ્યાલ.

**અલૌકિકવસ્તુવાદી** [ સં. અ ( નહિ ) + લૌકિક ( દુન્યવી ) + વસ્તુ + વાદિન્ ( મત ધરાવનાર ) ] વિ. અનુભવમાં ન આવે એવી વસ્તુમાં માનનાર; અનુભવાતીતવાદી. સાંખ્ય મત બાહ્ય જગતનું કારણ પ્રકૃતિ દ્રવ્ય માને છે તેટલા અંશમાં તે લૌકિક સદ્વાદી છે અને જેટલા અંશમાં બુદ્ધિ ઉપરાંત પરભૂમિના પુરુષ પ્રકાશને સ્વીકારે છે તેટલા અંશમાં અલૌકિકવસ્તુવાદી છે.

**અલૌકિક વાક્ય** [ સં. અલૌકિક ( વેદને લગતું ) + વાક્ય ] ન. વેદનું વાક્ય. વેદનાં વાક્યો ઈશ્વરપ્રણીત હોવાથી અલૌકિક વાક્ય કહેવાય છે.

**અલૌકિક સન્નિકર્ષ** [ સં. અ ( નહિ ) + લૌકિક ( સાધારણ ) + સન્નિકર્ષ ( સંબંધ ) ] પું. ( વેદાંત ) ઇંદ્રિયનો વસ્તુ સાથે લક્ષણાદિરૂપ અલૌકિક સંબંધ વડે થતા પ્રત્યક્ષ જ્ઞાનનો કારણભૂત સંબંધ. અલૌકિક સન્નિકર્ષના ત્રણ પ્રકાર છેઃ ( ૧ ) સામાન્યલક્ષણ સન્નિકર્ષ, ( ૨ ) જ્ઞાનલક્ષણ સન્નિકર્ષ અને ( ૩ ) યોગજધર્મલક્ષણ સન્નિકર્ષ.

**અલૌકિક હેતુ** [ સં. અ ( નહિ ) + લૌકિક ( સાધારણ ) + હેતુ ] પું. અદૃષ્ટ હેતુ; સૂક્ષ્મ કારણ.

**અલ્કલી** [ અં. ] પું. અમ્લ પદાર્થોના રસાયણી ગુણને તોડી નાખવાનો ગુણ ધરાવનાર દ્રવ્ય. જેમકે, સોડા, ચૂનાનું પાણી વગેરે. તેજાબ વગેરે એસિડ પી જનાર માણસને ચૂનાનું પાણી પીવરાવવાનું કારણ આ જ છે. અલ્કલીનો ઉપયોગ કપડાં, સૂતર કે રંગના ઉદ્યોગમાં થાય છે.

**અલ્કાપાત** [ સં. ઉલ્કા ( ખરતો તારો ) + પાત ( પડવાપણું ) ] પું. ખરતા તારાનું પડવું તે; ઉલ્કાપાત.

**અલ્કાબ** [ અ. લકબ ( ઉપાધિ )નું બહુવચન ] પું. ઇલ્કાબ; ખિતાબ; માનસૂચક શબ્દ.

**અલ્ટિમેટમ** [ અં. ] ન. આખરનું કહેણ; અંતની પ્રતિજ્ઞા; છેવટનું નિવેદન; અંતિમ સૂચના.

**અલ્તમસ** ૧. પું. ગુલામ વંશનો એ નામનો પાદશાહ.

૨. [ તુ. અલ્તમશ ( સૌથી આગળ ચાલનાર લશ્કર ) ] પું. ફોજનો સરદાર; સેનાપતિ.

૩. પું. સાઠની સંખ્યા.

**અલ્તમાસ** [ ફા. ઇલ્તિમાસ ( અરજ ) ] સ્ત્રી. અરજ; વિનતિ.

**અલ્પ** ૧. [ સં. ] પું. એક જાતનો કાવ્યાલંકાર. તેમાં આધેય એટલે બીજાને આધારે રહેલી વસ્તુની સરખામણીમાં આધારનું નાનું હોવાપણું બતાવેલું હોય છે. જેમકે, સાંભળો શ્યામ! વ્રજની અંદર વિયોગદશાની જ્વાળા બળતી હતી, જેને લીધે મારી આંગળી ઉપરની વીંટી હાથમાં ઢીલી પડી ગઈ. અહીં આધેય વીંટીની સરખામણીમાં આધાર હાથનું પાતળાપણું અથવા નાનાપણું બતાવવામાં આવ્યું છે.

૨. વિ. એક.

બહુનો અર્થ અનેક અને અલ્પનો અર્થ એક સમજવો. તત્ત્વાર્થસૂત્ર

૩. વિ. ટૂંકી આવરદાવાળું; નાશવંત; વિનાશી.

૪. વિ. તુચ્છ; ક્ષુદ્ર; ક્ષુલ્લક; નજીવું.

૫. વિ. થોડું; જરા; લગાર.

દર સ્તોક ઇષદ અલ્પ રંચક મંદ મનાક,
ત્યારે સહચરી સન્મુખે હસતી કુંવરી તનાક.
પિંગળલઘુકોષ

૬. વિ. નાનું; લઘુ.

તુચ્છ અલ્પ લવ સૂક્ષ્મ તનુ નિપટ કૃશોદર તારે,
આવા મોટા માનને ક્યાંથી સમાવનાર?
પિંગળલઘુકોષ

૭. વિ. મરણને લાયક.

૮. વિ. વિરલ.

૯. વિ. સર્વવ્યાપી નહિ એવું.

જે અલ્પ અર્થાત્ સર્વવ્યાપી નથી તન્મર્ત્યમ અર્થાત્ એ નાશ પામવાવાળું છે.
કાવ્યશાસ્ત્ર

૧૦. અ. જરા.

૧૧. અ. સહેલાઈથી; મુશ્કેલી વિના.

**અલ્પક** ૧. [ સં. ] પું. જવાસો.

૨. વિ. ક્ષુદ્ર; નજીવું.

૩. વિ. થોડું.

**અલ્પકંઠ** [ સં. અલ્પ ( થોડું ) + કંઠ ( ગળું ) ] પું. ધીમો સાદ.

**અલ્પકાર્ય** [ સં. અલ્પ ( નાનું ) + કાર્ય ( કામ ) ] ન. નાની બાબત.

**અલ્પકાલ** [ સં. અલ્પ ( થોડું ) + કાલ ( વખત ) ] પું. થોડો વખત.

**અલ્પકાલિક** [ સં. અલ્પ ( થોડું ) + કાલ ( વખત ) + ઇક ( લગતું ) ] વિ. થોડો વખત રહેનારું; ટૂંક સમયનું; ક્ષણિક.

**અલ્પકાલિક અનાવશ્યક ગુણ** [ સં. અલ્પકાલિક ( ટૂંક સમયનું ) + અન્ ( નહિ ) + આવશ્યક ( જરૂરી ) + ગુણ ( ધર્મ ) ] પું. અનિયત ઉપાધિ; અનિત્ય આકસ્મિક ધર્મ. જે ગુણ વગર ચાલે એમ જણાય તે અનાવશ્યક ગુણ કહેવાય. એવા ગુણોમાં કેટલાએક સર્વકાલિક અને કેટલાએક અલ્પકાલિક હોય છે. કાળાપણું એ કાગડાનો સર્વકાલિક પણ અનાવશ્યક ગુણ છે, વળેલાં શિંગડાં એ ગાયોનો અલ્પકાલિક ગુણ છે.

**અલ્પકાલિક નક્ષત્ર** [ સં. અલ્પકાલિક ( ટૂંક વખતનું ) + નક્ષત્ર ( તારાનું ઝૂમખું ) ] ન. ( જ્યોતિષ ) ટૂંક મુદ્દત સુધી દેખાઈને ફરી અદૃશ્ય થતા તારા; 'ટેમ્પરરિ સ્ટાર'.

**અલ્પકાલિક પરિપીડન** [ સં. અલ્પ ( થોડું ) + કાલિક ( વખતનું ) + પરિ ( વધારે ) + પીડન ( દુઃખ દેવાપણું ) ] ન. ( જ્યોતિષ ) જે આકર્ષણનું ચક્ર થોડા દિવસમાં પૂરું થાય છે તેવાં આકર્ષણથી ગ્રહની ગતિમાં થતો ફેરફાર.

**અલ્પકાલીન** [ સં. અલ્પ ( થોડું ) + કાલીન ( વખતને લગતું ) ] વિ. થોડો વખત ટકે એવું; ટૂંક સમયનું; ક્ષણિક.

**અલ્પકાલીન વિનિમય** [ સં. અલ્પકાલીન ( ટૂંક મુદતનું ) + વિનિમય ( બદલો ) ] પું. ટૂંક વખતનો વિનિમય એટલે અદલોબદલો.

**અલ્પકાલીન સાર્વજનિક ઋણ** [ સં. અલ્પકાલીન ( થોડા સમય માટેનું ) + સાર્વજનિક ( બધાં લોકનું ) + ઋણ ( દેવું ) ] ન. કંપની કે સંસ્થાનનું નહિ ભરવાથી ઊભું રહેલું દેવું; 'ફ્લોટિંગ ડેટ'.

**અલ્પકાળ** જુઓ અલ્પકાલ.

**અલ્પકેશી** ૧. [ સં. ] પું. એ નામનો એક છોડ.

૨. ન. એ નામના એક છોડનું મૂળ.

**અલ્પકોણ** [ સં. અલ્પ ( નાનું ) + કોણ ( ખૂણો ) ] પું. ( ગણિત ) કાટખૂણા કરતાં નાનો ખૂણો; 'એક્યૂટ ઍંગલ'.

**અલ્પકોણત્રિકોણ** [ સં. અલ્પ ( નાનું ) + કોણ ( ખૂણો ) + ત્રિકોણ ( ત્રણ ખૂણાવાળી આકૃતિ ) ] પું. ( ગણિત ) બધા ખૂણા કાટખૂણા કરતાં નાના હોય તેવો ત્રિકોણ; 'એક્યૂટ ઍંગલ્ડ ટ્રાયૅંગલ'.

**અલ્પક્રિય** [ સં. અલ્પ ( થોડું ) + ક્રિયા ( કામ ) ] વિ. થોડું કામ કરનારું.

**અલ્પક્રિયતા** [ સં. અલ્પ ( થોડું ) + ક્રિયા ( કામ ) + તા ( પણું ) ] સ્ત્રી. થોડું કામ કરવું તે.

**અલ્પક્રીત** [ સં. અલ્પ ( થોડું ) + ક્રીત ( ખરીદેલું ) ] વિ. થોડી કીમતે મેળવેલું; સસ્તું.

**અલ્પગંધ** ૧. [ સં. અલ્પ ( સહેજ ) + ગંધ ] ન. રાતું પોયણું; લાલ કમળ.
૨. વિ. થોડી ગંધવાળું.

**અલ્પગ્રાસ** [ સં. અલ્પ ( થોડું ) + ગ્રાસ ( ગ્રહણમાં ઘેરાયેલ ભાગ ) ] પું. ( જ્યોતિષ ) સૂર્ય અને પૃથ્વી વચ્ચે ચંદ્રના આવવાથી સૂર્યનું અમુક ભાગમાં ઘેરાવું તે, તેમજ સૂર્ય તથા ચંદ્ર વચ્ચે પૃથ્વીના આવવાથી ચંદ્રનું અમુક ભાગમાં ઘેરાવું તે. સૂર્યગ્રહણના ખગ્રાસ, અલ્પગ્રાસ અને કંકણાકાર એવા ત્રણ પ્રકાર, અને ચંદ્રગ્રહણના ખગ્રાસ અને અલ્પગ્રાસ એવા બે પ્રકાર છે.

**અલ્પગ્રાહિણી** [ સં. અલ્પ ( થોડું ) + ગ્રાહિન્ ( ગ્રહણ કરનાર ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. થોડું ગ્રહણ કરનારી કે જાણનારી.

**અલ્પગ્રાહી** [ સં. અલ્પ ( થોડું ) + ગ્રાહિન ( ગ્રહણ કરનાર ) ] વિ. થોડું ગ્રહણ કરનાર કે જાણનાર.

**અલ્પગ્રાહીનિર્દેશ** [ સં. અલ્પ ( જરા ) + ગ્રાહિન્ ( ગ્રહણ કરનાર ) + નિર્દેશ ( વાક્ય ) ] પું. અમુક ભાગને લાગુ પડે એવું વાક્ય; એકદેશી નિર્દેશ. નિયતનિર્દેશોના તેમના ગુણાનુસાર અને પરિમાણાનુસાર વર્ગો થાય છે. ગુણાનુસાર તેઓ કાં તો અસ્તિત્વવાચક અથવા અભાવવાચક હોય છે, અને પરિમાણાનુસાર સર્વગ્રાહી અથવા અલ્પગ્રાહી હોય છે.

**અલ્પછદ** [ સં. અલ્પ ( થોડું ) + છદ ( ઢાંકવું ) ] વિ. થોડું ઢંકાયેલ.

**અલ્પછાદ** જુઓ અલ્પછદ.

**અલ્પજનસત્તાક** [ સં. અલ્પ ( થોડું ) + જન ( માણસ ) + સત્તાક ( સત્તાવાળું ) ] વિ. છેવટની સત્તા થોડા માણસના હાથમાં હોય એવું; ઉમરાવશાહી; અણુસત્તાક.

**અલ્પજનસત્તાકરાજ્ય** [ સં. અલ્પ ( થોડું ) + જન ( માણસ ) + સત્તાક ( સત્તાવાળું ) + રાજ્ય ] ન. થોડા માણસના હાથમાં અધિકાર હોય એવું રાજ્ય; અણુસત્તાકરાજ્ય.

**અલ્પજલ્પ** [ સં. અલ્પ ( થોડું ) + જલ્પ ( અલ્પનું બેવડું રૂપ ) ] વિ. તદ્દન થોડું.

**અલ્પજળપ્રદેશ** ૧. [ સં. અલ્પ ( થોડું ) + જલ ( પાણી ) + પ્રદેશ ( જગા ) ] પું. ઓછા પાણીવાળી જગા.
૨. પું. રણમાં પાણીના ઝરાની આસપાસ આવેલી ફળદ્રુપ લીલી જમીન; રણદ્વીપ.

**અલ્પજીવી** ૧. [ સં. અલ્પ ( થોડું ) + જીવિન્ ( જીવનાર ) ] વિ. થોડા આયુષવાળું; ક્ષણિક.
૨. વિ. થોડા ઉપર ગુજરાન ચલાવનાર; થોડા વડે જીવનારું.

**અલ્પજ્ઞ** ૧. [ સં. અલ્પ ( થોડું ) + જ્ઞા ( જાણવું ) ] વિ. ઓછું ભણેલું; થોડું જાણનાર.
૨. વિ. થોડી બુદ્ધિવાળું; અણસમજુ.

**અલ્પજ્ઞતા** ૧. સ્ત્રી. અજ્ઞાન; અણસમજ.
૨. [ સં. અલ્પજ્ઞ ( થોડું જાણનાર ) + તા ( પણું ) ] સ્ત્રી. થોડી સમજ.

**અલ્પજ્ઞાન** [ સં. અલ્પ ( થોડું ) + જ્ઞાન ( જાણપણું ) ] ન. થોડું જ્ઞાન; ઓછી બુદ્ધિ; કમઅક્કલ.

**અલ્પજ્ઞાનદૂષિત** [ સં. અલ્પ ( થોડું ) + જ્ઞાન ( જાણપણું ) + દૂષિત ( દોષવાળું ) ] વિ. અધૂરું જ્ઞાન હોવાને લીધે ખામીવાળું.

**અલ્પજ્ઞાની** જુઓ અલ્પજ્ઞ.

**અલ્પતનુ** ૧. ન. એક જાતનું ઝાડ.
૨. [ સં. અલ્પ ( નાનું ) + તનુ ( શરીર ) ] વિ. ઠીંગણું; નીચું.
૩. વિ. દૂબળું.

**અલ્પતમ** ૧. [ સં. અલ્પ ( નાનું ) + તમ ( ઉત્તમપણું બતાવનાર પ્રત્યય ) ] ન. ( ગણિત ) કોઈ પણ આકૃતિનું નાનામાં નાનું સ્વરૂપ.
૨. ન. કોઈ પણ રાશિ એટલે સંખ્યાનું નાનામાં નાનું મૂલ્ય.
૩. વિ. થોડામાં થોડું; સૌથી ઓછું.

**અલ્પતમશુલ્ક** [ સં. અલ્પતમ ( થોડામાં થોડું ) + શુલ્ક ( કર ) ] ન. ઓછામાં ઓછી લાગત.

**અલ્પતર** [ સં. અલ્પ ( થોડું ) + તર ( અધિકતાદર્શક પ્રત્યય ) ] વિ. વધારે ઓછું.

**અલ્પતા** ૧. [ સં. અલ્પ ( થોડું ) + તા ( પણું ) ] સ્ત્રી. ઊણપ; ઓછપ.
૨. સ્ત્રી. ક્ષુદ્રતા; હલકાપણું.
૩. સ્ત્રી. નાનાપણું.
૪. સ્ત્રી. બુદ્ધિનું ઓછાપણું; મૂર્ખતા.

**અલ્પતાવાચક** [ સં. અલ્પતા ( ઓછાપણું ) + વાચક ( જણાવનાર ) ] વિ. થોડાપણું બતાવનારું.

**અલ્પતિલ** [ સં. અલ્પ ( નાનું ) + તિલ ( તલ ) ] પું. વગડાઉ તલ.

**અલ્પત્વ** ૧. [ સં. અલ્પ ( થોડું ) + ત્વ ( પણું ) ] ન. ક્ષુદ્રતા; હલકાપણું.
૨. ન. ( સંગીત ) ગાયનમાં સ્વરના અર્ધા ઉચ્ચારથી બતાવાતી લઘુતા; આરોહ કે અવરોહમાં સ્વરો ઓછા લેવાય એવા જે જે રાગ હોય તે તે રાગોમાં તે અલ્પ સ્વરનું અલ્પપણું આલાપમાં વારંવાર બતાવવું તે. અનભ્યાસ અને લંઘન એવી તેની બે જાતમાં આરોહ કે અવરોહમાં જે સ્વર બહુ ઓછા લેવાય તેને વારંવાર ન લેવા તે અનભ્યાસ; અને તે સ્વરનું અલ્પપણું-જરાક છેડવાપણું આલાપમાં વારંવાર બતાવવું તે લંઘન.
૩. ન. થોડાપણું.
૪. ન. નાનાપણું.
૫. ન. બુદ્ધિની અલ્પતા; મૂર્ખપણું.

**અલ્પદક્ષિણ** [ સં. અલ્પ ( થોડું ) + દક્ષિણા ( યજ્ઞમાં બ્રાહ્મણોને અપાતા પૈસા ) ] વિ. થોડી દક્ષિણાવાળું; યજ્ઞની દક્ષિણા આપવામાં ઉદાર નહિ એવું.

**અલ્પદર્શી** [ સં. અલ્પ ( ટૂંકું ) + દર્શિન્ ( જોનાર ) ] વિ. ટૂંક નજરવાળું.

**અલ્પદૃષ્ટિ** ૧. [ સં. અલ્પ ( થોડું ) + દૃષ્ટિ ( નજર ) ] સ્ત્રી. ટૂંકી નજર; 'શૉર્ટ સાઇટ'.
૨. વિ. ટૂંકી નજરનું.
૩. વિ. સાંકડા વિચારનું.

**અલ્પદેશિતા** [ સં. અલ્પ ( થોડું ) + દેશિન્ ( મુલકને લગતું ) + તા ( પણું ) ] સ્ત્રી. થોડા મુલકમાં ફેલાવો પામેલ હોવાપણું.

**અલ્પદેશી** [ સં. અલ્પ ( થોડું ) + દેશિન્ ( દેશને લગતું ) ] વિ. થોડી જગ્યાએ પ્રચલિત એટલે ચાલુ થયેલ.

**અલ્પધન** ૧. [ સં. અલ્પ ( થોડું ) + ધન ( નાણું ) ] ન. થોડું નાણું.
૨. વિ. થોડા પૈસાવાળું; ગરીબ.

**અલ્પધી** ૧. [ સં. અલ્પ ( થોડું ) + ધી ( બુદ્ધિ ) ] સ્ત્રી. થોડી અક્કલ; મંદબુદ્ધિ.
૨. વિ. થોડી બુદ્ધિવાળું; કમઅક્કલ.

**અલ્પનિદ્રા** [ સં. અલ્પ ( થોડું ) + નિદ્રા ( ઊંઘ ) ] સ્ત્રી. થોડી ઊંઘ.

**અલ્પનિર્દેશ** [ સં. અલ્પ ( થોડું ) + નિર્દેશ ( કથન ) ] પું. અમુક ભાગને જ લાગુ પડે એવું વચન.

**અલ્પપત્ર** ૧. [ સં. અલ્પ ( નાનું ) + પત્ર ( પાંદડું ) ] ન. એક જાતની તુલસી.
૨. [ સં. અલ્પ ( થોડું ) + પત્ર ( પાંદડું ) ] ન. થોડાં પાંદડાંવાળું ઝાડ.
૩. ન. નાનાં પાંદડાંવાળું ઝાડ.
૪. વિ. થોડાં પાંદડાંવાળું.
૫. વિ. નાનાં પાંદડાંવાળું.

**અલ્પપદ્મ** [ સં. અલ્પ ( નાનું ) + પદ્મ ( કમળ ) ] ન. નાનું કમળ.

**અલ્પપરિમાણ** [ સં. અલ્પ ( ઓછું ) + પરિમાણ ( માપ ) ] વિ. સાંકડું; સંકુચિત; પહોળાઈમાં ઓછું.

**અલ્પપશુ** ૧. [ સં. અલ્પ ( નાનું ) + પશુ ( ચોપગું પ્રાણી ) ] ન. નાનું પ્રાણી.
૨. [ સં. અલ્પ ( થોડું ) + પશુ ( ચોપગું પ્રાણી ) ] વિ. થોડાં પશુવાળું.

**અલ્પપુરી** સ્ત્રી. એ નામની એક નગરી. તે વસાવવામાં અવર્ગે પોતાના પિતા કુબેરને ઘણી મદદ કરી હતી.

**અલ્પપ્રમાણ** ૧. ન. તરબૂચ.
૨. ન. તરબૂચનો વેલો.
૩. [ સં. અલ્પ ( થોડું ) + પ્રમાણ ( માપ ) ] ન. થોડું માપ.
૪. [ સં. અલ્પ ( થોડું ) + પ્રમાણ ( આધાર ) ] વિ. થોડા આધારવાળું; પૂરતા પુરાવા વિનાનું.
૫. [ સં. અલ્પ ( નાનું ) + પ્રમાણ ( માપ ) ] વિ. નાનું; થોડા પ્રમાણવાળું.

**અલ્પપ્રમાણક** [ સં. ] ન. તરબૂચ; ખડબૂચું.

**અલ્પપ્રયોગ** [ સં. અલ્પ ( થોડું ) + પ્રયોગ ( ઉપયોગ ) ] વિ. ભાગ્યે જ વપરાતું હોય એવું; ઓછા પ્રચારવાળું.

**અલ્પપ્રાણ** ૧. [ સં. અલ્પ ( થોડું ) + પ્રાણ ( વાયુ ) ] પું. જેના ઉચ્ચાર કરતાં ઓછો શ્વાસ જોઈએ એવા અક્ષર. જેમકે, ક, ચ, ટ, ત, પ, ગ, જ, ડ, દ, બ, ય, ર, લ, વ, ળ, સ્વરો અને અનુનાસિકો.

બાહ્ય પ્રયત્નના અગિયાર પ્રકાર છેઃ—વિવાર, સંવાર, શ્વાસ, નાદ, ઘોષ, અઘોષ, અલ્પપ્રાણ, મહાપ્રાણ, ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત.
બૃહદ્ વ્યાકરણ

૨. [ સં. અલ્પ ( થોડું ) + પ્રાણ ( બળ ) ] વિ થોડી શક્તિવાળું; નિર્બળ; નમાલું.

**અલ્પબહુ** [ સં. અલ્પ ( થોડું ) + બહુ ( ઘણું ) ] વિ ઓછુંવત્તું; થોડુંઘણું.

**અલ્પબહુતા** જુઓ અલ્પબહુત્વ.

**અલ્પબહુત્વ** [ સં. અલ્પ ( થોડું ) + બહુ ( ઘણું ) + ત્વ ( પણું ) ] ન. ઓછાવત્તાપણું.

**અલ્પબહુત્વવિચારણા** [ સં. અલ્પ ( થોડું ) + બહુ ( ઘણું ) + ત્વ ( પણું ) + વિચારણા ( વિચાર ) ] સ્ત્રી. ઝાઝું છે કે થોડું એ બાબતનો કરાતો વિચાર.

**અલ્પબળ** ૧. [ સં. અલ્પ ( થોડું ) + બલ ( શક્તિ ) ] ન. થોડું બળ; ઓછી શક્તિ.
૨. વિ. ઓછા બળવાળું; નિર્બળ; કમતાકાત.

**અલ્પબાહુ** [ સં. અલ્પ ( નાનું ) + બાહુ ( હાથ ) ] વિ. ટૂંકા હાથવાળું.

**અલ્પબુદ્ધિ** ૧. [ સં. અલ્પ ( થોડું ) + બુદ્ધિ ( સમજણ ) ] સ્ત્રી. થોડી સમજ; ઓછી મતિ; કમઅક્કલ.
૨. વિ. થોડી બુદ્ધિવાળું; મૂર્ખ.

**અલ્પબોલું** [ અલ્પ ( થોડું ) + બોલું ( બોલનાર ) ] વિ. ઓછું બોલવાવાળું; ઓછાબોલું.

**અલ્પભક્ષી** [ સં. અલ્પ ( ઓછું ) + ભક્ષિન્ ( ખાનાર ) ] વિ. થોડું ખાવાવાળું; અલ્પાહારી; નખજમણું.

**અલ્પભક્ષ્યકાંતાર** [ સં. અલ્પ ( થોડું ) + ભક્ષ્ય ( ખોરાક ) + કાંતાર ( વન ) ] ન. અન્ન મેળવવાની અડચણ પડતી હોય એવું જંગલ.

તે વખતે જંબુદ્વીપમાં પાંચ જાતનાં જંગલ હતાં:-ચોરકાંતાર, વ્યાલકાંતાર, નિરુદકકાંતાર, અમનુષ્યકાંતાર અને અલ્પભક્ષ્યકાંતાર.
જાતકકથાસંગ્રહ

**અલ્પભાગ્ય** ૧. [ સં. અલ્પ ( જરા ) + ભાગ્ય ( નસીબ ) ] ન. થોડું ભાગ્ય; ઓછું નસીબ.
૨. વિ. ટૂંકા ભાગ્યવાળું; કમનસીબ.

**અલ્પભાષ** જુઓ અલ્પભાષી.

**અલ્પભાષિત્વ** [ સં. અલ્પ ( થોડું ) + ભાષિન્ ( બોલનાર ) + ત્વ ( પણું ) ] ન. થોડું બોલવાપણું; ઓછાબોલાપણું.

**અલ્પભાષી** [ સં. અલ્પ ( થોડું ) + ભાષિન્ ( બોલનાર ) ] વિ. ઓછું બોલનાર; થોડાબોલું.

**અલ્પભૃત** [ સં. અલ્પ ( થોડું ) + ભૃતિ ( પગાર ) ] પું. વાર્ષિક ભથ્થું કે પગાર મેળવનાર નોકર.

**અલ્પભોગી** ૧. [ સં. અલ્પ ( થોડું ) + ભોગ ( ખોરાક ) + ઇન્ ( વાળું ) ] વિ. થોડું ખાનારું; નખજમણું.
૨. [ સં. અલ્પ ( થોડું ) + ભોગિન્ ( ભોગવાળું ) ] વિ. બહુ ભોગાસક્ત એટલે વિષયી નહિ એવું.

**અલ્પભોજન** [ સં. અલ્પ ( થોડું ) + ભોજન ( ખોરાક ) ] ન. થોડું ખાવું તે; અલ્પાહાર.

**અલ્પભોજી** [ સં. અલ્પ ( થોડું ) + ભોજિન્ ( ખાનાર ) ] વિ. થોડું ખાનાર; અલ્પાહારી.

**અલ્પભ્રમણ** [ સં. અલ્પ ( થોડું ) + ભ્રમણ ( ફેરો ) ] ન. ( જ્યોતિષ ) ગ્રહની સૂર્યની આસપાસ થોડા વખતમાં થતી પ્રદક્ષિણા. ગ્રહ દૂર હોય તેની કક્ષા એટલે તેનો આકાશમાં ફરવાનો માર્ગ મોટો હોવાથી તેનો એક ફેરો ઘણા વખતે થાય તેને મહદ્ભ્રમણ કહેવાય, અને પાસેના ગ્રહની કક્ષા એટલે તેનો આકાશમાં ફરવાનો માર્ગ નાનો હોવાથી થોડા વખતમાં પ્રદક્ષિણા કરે તે અલ્પભ્રમણ કહેવાય.

**અલ્પમતિ** ૧. [ સં. અલ્પ ( થોડું ) + મતિ ( બુદ્ધિ ) ] સ્ત્રી. થોડી સમજ; કમઅક્કલ.
૨. વિ. થોડી બુદ્ધિવાળું; મંદમતિ; મૂર્ખ.

**અલ્પમધ્યમ** [ સં. અલ્પ ( નાનું ) + મધ્યમ ( કેડ ) ] વિ. પાતળી કમરવાળું.

**અલ્પમાત્ર** [ સં. અલ્પ ( જરા ) + માત્ર ( ફક્ત ) ] વિ. માત્ર થોડું; જરાક; સહેજ.

**અલ્પમારિષ** [ સં. અલ્પ ( નાનું ) + મારિષ ( તાંદળજો ) ] પું. તાંદળજો; એ નામની એક ભાજી.

**અલ્પમૂર્તિ** ૧. [ સં. અલ્પ ( નાનું ) + મૂર્તિ ( આકાર ) ] સ્ત્રી. નાની પ્રતિમા.
૨. વિ. ટૂંકા કદવાળું; ઠીંગણું.

**અલ્પમૂલ્ય** ૧. [ સં. અલ્પ ( થોડું ) + મૂલ્ય ( કીમત ) ] ન. થોડી કીમત.
૨. વિ. ઓછી કીમતનું; સોંઘું.

**અલ્પયુદ્ધ** [ સં. અલ્પ ( નાનું ) + યુદ્ધ ( લડાઈ ) ] ન. નાની લડાઈ.

**અલ્પરજ** [ સં. અલ્પ ( થોડું ) + રજસ્ ( કર્મરૂપી મેલ ) ] વિ. ( જૈન ) કર્મરજ વિનાનું.

**અલ્પરંગ** ૧. [ સં. અલ્પ ( થોડું ) + રંગ ( વર્ણ ) ] વિ. ઓછા રંગ વડે શણગારેલું.
૨. વિ. થોડા રંગ વડે શણગારેલું. જેમકે, ઓરડો વગેરે.

**અલ્પરુત** પું. ( પિંગળ ) એક અર્ધસમવૃત્ત અક્ષરમેળ છંદ. તેના પહેલા અને ત્રીજા ચરણમાં ભગણ, નગણ, જગણ, જગણ અને લઘુ મળી ૧૩ અક્ષર તથા બીજા અને ચોથા ચરણમાં ભગણ, નગણ, યગણ, નગણ અને લઘુ મળી ૧૩ અક્ષર આવે છે.

**અલ્પર્ક્ષ** [ સં. અલ્પ ( નાનું ) + ઋક્ષ ( રીંછ ) ] ન. ( જ્યોતિષ ) ધ્રુવનો તારો જેમાં છે તે નાના રીંછના નામથી ઓળખાતું નક્ષત્ર; ધ્રુવમત્સ્ય; નાનો ખાટલિયો; ધરૂપાંખડી; નાના સાર્પિ; 'સ્મૉલ બેર'. તેમાં કુલ ૨૮ તારા છે અને તે ઉત્તરધ્રુવના પ્રદેશમાં દેખાય છે.

**અલ્પલક્ષી** [ સં. અલ્પ ( નાનું ) + લક્ષ ( ઉદ્દેશ ) + ઇન્ ( વાળું ) ] વિ. ટૂંકા આદર્શવાળું; મર્યાદિત નેમવાળું.

**અલ્પવજન** [ સં. અલ્પ ( થોડું ) + વજન ( તોલ ) ] ન. થોડું પ્રમાણ કે માપ.

**અલ્પવયસ્ક** [ સં. અલ્પ ( નાનું ) + વયસ્ ( ઉમર ) + ક ( વાળું ) ] વિ. નાની વયનું; ઓછી ઉમ્મરનું.

**અલ્પવાદી** [ સં. અલ્પ ( થોડું ) + વાદિન્ ( બોલનાર ) ] વિ. થોડું બોલનાર; ઓછાબોલું.

**અલ્પવિદ્ય** [ સં. અલ્પ ( થોડું ) + વિદ્યા ( જ્ઞાન ) ] વિ. અજ્ઞાની; અભણ; ઓછું જાણનાર.

**અલ્પવિરામ** ૧. [ સં. અલ્પ ( થોડું ) + વિરામ ( અટકવાપણું ) ] ન. વાંચતાં વાંચતાં થોડી વાર અટકવાનું બતાવનાર , આવું ચિહ્ન. સંસ્કૃતમાં અલ્પવિરામ તરીકે । આવી એક ઊભી લીટી અને પૂર્ણવિરામ તરીકે ॥ આવી બે ઊભી લીટી કરવામાં આવે છે. અલ્પવિરામ મુખ્યત્વે ૧. સંબોધન એટલે બોલાવવાના શબ્દ પછી, ૨. 'અને' કે 'અથવા' જેવા અવ્યયથી જોડાયેલાં બે કે વધારે પદ એટલે શબ્દ, પદસમૂહ એટલે શબ્દનો જથ્થો કે વાક્ય છૂટાં પાડવા માટે મુકાય છે, પરંતુ એ ચિહ્ન એવાં છેલ્લાં પદ, પદસમૂહ કે વાક્યની પછી આવતું નથી.

૨. ન. વાંચતી વખતે અર્થ સમજવાની સગવડ ખાતર વાક્યમાં થોડું થોભવાનું ઠેકાણું.

**અલ્પવિશ્વસનીય** [ સં. અલ્પ ( થોડું ) + વિશ્વસનીય ( વિશ્વાસ મૂકવા જેવું ) ] વિ. થોડો વિશ્વાસ મૂકી શકાય એવું.

**અલ્પવિષય** ૧. [સં. અલ્પ ( થોડું ) + વિષય ( દેશ ) ] વિ. હદવાળા વિસ્તારનું.

૨. વિ. હદવાળી શક્તિનું.

**અલ્પવીર્ય** ૧. [ સં. અલ્પ ( થોડું ) + વીર્ય ( ધાતુ ) ] વિ. ઓછા વીર્યવાળું.

૨. [ સં. અલ્પ ( થોડું ) + વીર્ય ( બળ ) ] વિ. ઓછી શક્તિવાળું; નિર્બળ.

**અલ્પવૃત્ત** [ સં. અલ્પ ( નાનું ) + વૃત્ત ( વર્તુલ ) ] ન. ( ગણિત ) દડા જેવા ગોળ પદાર્થ ઉપર તે પદાર્થના કેંદ્રથી જુદું કેંદ્ર લઈ દોરેલું નાનું વર્તુલ; 'સ્મોલ સર્કલ ઑન એ સ્ફીઅર '.

**અલ્પવ્યય** [ સં. અલ્પ ( થોડું ) + વ્યય ( ખર્ચ ) ] પું. માત્ર થોડી રકમ કે ખાવાપીવાનું ખર્ચ આપવાથી થતું કામ.

**અલ્પવ્યયારંભ** [ સં. અલ્પ ( થોડું ) + વ્યય ( ખર્ચ ) + આરંભ ( કામ ) ] વિ. ઘણા થોડા ખર્ચમાં થનારું.

**અલ્પવ્યયી** [ સં. અલ્પ ( થોડું ) + વ્યય ( ખરચ ) + ઇન્ ( વાળું ) ] વિ. કરકસરિયું; થોડું ખર્ચ કરનાર.

**અલ્પશક્ત** જુઓ અલ્પશક્તિ.

**અલ્પશક્તિ** [ સં. અલ્પ ( થોડું ) + શક્તિ ( બળ ) ] વિ. થોડી શક્તિવાળું; ઓછા બળવાળું.

**અલ્પશમી** ૧. [ સં. અલ્પ ( નાનું ) + શમી ( ખીજડી ) ] સ્ત્રી. નાની ખીજડી.

૨. સ્ત્રી. નાની ખીજડીના આકારનું કોઈ ઝાડ.

**અલ્પશઃ** ૧. [ સં. અલ્પ ( થોડું ) + શસ્ ( અવ્યય બનાવનાર પ્રત્યય ) ] અ. કયારેક કયારેક; અવારનવાર.

૨. અ. જુદું જુદું.

૩. અ. થોડા પ્રમાણમાં; થોડે થોડે.

**અલ્પશિક્ષિત** [ સં. અલ્પ ( થોડું ) + શિક્ષિત ( કેળવાયેલું ) ] વિ. થોડું કેળવાયેલું.

**અલ્પશ્રુત** [ સં. અલ્પ ( થોડું ) + શ્રુત ( સાંભળેલું ) ] વિ. જેણે થોડું સાંભળેલું એટલે થોડો અભ્યાસ કરેલ હોય એવું.

**અલ્પસમાસ** [ સં. અલ્પ ( થોડું ) + સમાસ ( બે કે વધારે શબ્દો મળીને બનેલો શબ્દ ) ] વિ. થોડા સમાસવાળું. જેમકે,

શોભે ચંદન બિંદુથી, બંધુર આનન ઇંદુ;
ગ્રહી ગયંદની મંદ ગતિ, લે છે પદ અરવિંદ.

આમાં સમાસ અલ્પ એટલે થોડા છે.

કોમલવર્ણ, **અલ્પસમાસ** અને મૃદુબન્ધ એવી રચના તે વૈદર્ભીરીતિ છે. બૃહદ્ વ્યાકરણ

**અલ્પસર** [ સં. અલ્પ ( નાનું ) + સરસ્ ( સરોવર ) ] ન. નાનું તળાવ; તળાવડી.

**અલ્પસંખ્ય** જુઓ અલ્પસંખ્યક.

**અલ્પસંખ્યક** [ સં. અલ્પ ( થોડું ) + સંખ્યા ( રકમ ) + ક ( વાળું ) ] વિ. થોડી સંખ્યાવાળું; થોડું.

**અલ્પસંખ્યાક** જુઓ અલ્પસંખ્યક.

**અલ્પસંતુષ્ટ** [ સં. અલ્પ ( થોડું ) + સંતુષ્ટ ( રાજી ) ] વિ. થોડાથી રાજી રહેનાર.

**અલ્પસંતોષ** ૧. [ સં. અલ્પ ( થોડું ) + સંતોષ ] પું. થોડાથી સંતોષ માનવો તે; નિર્લોભીપણું.

૨. પું. થોડો સંતોષ.

**અલ્પસંતોષી** જુઓ અલ્પસંતુષ્ટ.

**અલ્પસાધ્ય** [ સં. અલ્પ ( થોડું ) + સાધ્ય ( મેળવી શકાય એવું ) ] વિ. સહેલાઈથી મળી શકે એવું.

**અલ્પસ્વલ્પ** [ સં. અલ્પ ( થોડું ) + સુ ( ઘણું ) + અલ્પ ( થોડું ) ] વિ. જરાતરા; લગરીક; જરાક; ઓછું.

**અલ્પસ્વાપ** [ સં. અલ્પ ( થોડું ) + સ્વાપ ( નિદ્રા ) ] પું. આરામ કરવાને બહુ ઓછો વખત મળવો તે.

**અલ્પાકાંક્ષી** [ સં. અલ્પ ( થોડું ) + આકાંક્ષિન્ ( ચાહનાર ) ] વિ. થોડાને ચાહનાર.

**અલ્પાક્ષર** [ સં. અલ્પ ( થોડું ) + અક્ષર ] વિ. થોડા અક્ષરવાળું; ટૂંકું; સંક્ષિપ્ત.

**અલ્પાક્ષરતા** [ સં. અલ્પાક્ષર ( ટૂંકું ) + તા ( પણું ) ] સ્ત્રી. સંક્ષિપ્તતા; ટૂંકાપણું.

**અલ્પાઘાત** [ સં. અલ્પ ( થોડું ) + આઘાત ( ઘા ) ] પું. સાધારણ કે હલકી પીડા; ચોટ.

**અલ્પાણુ** [ સં. અલ્પ ( નાનું ) + અણુ ( રજકણ ) ] પું. પરમાણુ.

**અલ્પાત્મા** [ સં. અલ્પ ( નાનું ) + આત્મન્ ( અંતઃકરણ ) ] વિ. પામર; હલકા દિલનું.

**અલ્પાધિકારી** ૧. [ સં. અલ્પ ( થોડું ) + અધિકાર ( સત્તા ) + ઇન્ ( વાળું ) ] વિ. થોડા અધિકારવાળું; ઓછી સત્તાવાળું.

૨. [ સં. અલ્પ ( થોડું ) + અધિકાર ( લાયકાત ) + ઇન્ ( વાળું ) ] વિ. થોડી લાયકાતવાળું; અલ્પપાત્ર.

**અલ્પાનુભવી** [ સં. અલ્પ ( થોડું ) + અનુભવ ( જાતે મેળવેલું જ્ઞાન ) + ઇન્ ( વાળું ) ] વિ. થોડા અનુભવવાળું.

**અલ્પાનુવર્તી** ૧. [ સં. અલ્પ ( થોડું ) + અનુ ( પાછળ ) + વર્તિન્ ( હોનાર ) ] વિ. થોડે સુધી અનુસરનારું.

૨. વિ. નાનું.

વસ્તુ બે પ્રકારનું છેઃ પતાકા અને પ્રકરી. દૂરાનુવર્તી–મોટી કથા તે પતાકા અને **અલ્પાનુવર્તી**–નાની વાર્તા તે પ્રકરી. સુગ્રીવાદિ વૃત્તાન્ત તે પતાકા અને જટાયુ આદિ વૃત્તાન્ત તે પ્રકરી. કાવ્યસાહિત્યસમીક્ષા

**અલ્પાભાસ** [ સં. અલ્પ ( થોડું ) + આભાસ ( ઝાંખો પ્રકાશ ) ] પું. ચિત્રના જે ભાગમાં માલૂમ ન પડે એવી રીતે પ્રકાશની સાથે છાયા ભળી જાય છે તે ભાગ; 'પેનમ્બ્રે.'

**અલ્પાયાસ** [ સં. અલ્પ ( થોડું ) + આયાસ ( મહેનત ) ] પું. થોડો શ્રમ; ઓછી મહેનત.

**અલ્પાયુ** ૧. પું. બકરો.

૨. [ સં. અલ્પ ( થોડું ) + આયુષ્ ( જિંદગી ) ] ન. ટૂંકી જિંદગી; થોડું આયુષ્ય.

૩. [ હિં. ] વિ. ઉમરે નહિ પહોંચેલું; સગીર.

૪. વિ. થોડી આવરદાવાળું; અલ્પજીવી.

**અલ્પાયુષ** જુઓ અલ્પાયુષ્ય.

**અલ્પાયુષી** જુઓ અલ્પાયુષ્ય ૩, ૪.

**અલ્પાયુષ્ય** ૧. પું. બકરો.

૨. [ સં. અલ્પ ( થોડું ) + આયુષ્ય ( જિંદગી ) ] ન. ટૂંકી આવરદા; થોડું આયુષ્ય.

૩. વિ. ઉમરે નહિ પહોંચેલ; સગીર.

૪. વિ. ટૂંકી જિંદગીવાળું; થોડી આવરદાનું.

**અલ્પારંભ** ૧. [ સં. અલ્પ ( થોડું ) + આરંભ ( પાપકારી કામ ) ] પું. ( જૈન ) થોડા જીવની હિંસા થાય એવું કામ; થોડા પાપવાળું કામ.

૨. [સં. અલ્પ (થોડું) + આરંભ (શરૂઆત)] પું. થોડી કરવામાં આવતી શરૂઆત.

**અલ્પારંભી** [સં. અલ્પ (થોડું) + આરંભ (પાપકારી કામ) + ઇન્ (વાળું)] વિ. હિંસા થોડી થાય એવાં કામ કરનારું.

**અલ્પાર્તવ** [સં. અલ્પ (થોડું) + આર્તવ (આવ)] પું. (વૈદક) માસિક અટકાણ વખતે થોડું લોહી પડે એવો એક રોગ.

**અલ્પાર્થ** [સં. અલ્પ (થોડું) + અર્થ (માયનો)] પું. શબ્દો ઘણા પણ અર્થ થોડો હોય એવો દોષ. જેમકે,

નગ દુહિતા પતિ પુત્રના વાહનધરની નાર,
રવિ તેના પિતુ પર પડો પણ નાવ્યો ભરથાર.

આમાં 'સાંજ પડી' એ બે શબ્દો કહેવાને બદલે લંબાણ કર્યું છે.

**અલ્પાલ્પ** [સં. અલ્પ (થોડું) + અલ્પ (થોડું)] વિ. થોડામાં થોડું; ઘણુંજ થોડું.

**અલ્પાવકાશ** ૧. [સં. અલ્પ (થોડું) + અવકાશ (વખત)] પું. થોડો સમય; જૂજ વખત.

૨. [સં. અલ્પ (ઓછું) + અવકાશ (સ્વરોની વચ્ચેનું અંતર)] પું. (સંગીત) બે સ્વરોની વચ્ચેનું થોડું અંતર.

**અલ્પાવવું** ૧. સ. ક્રિ. ઘટાડવું; ક્ષીણ બનાવવું.
૨. સ. ક્રિ. ટૂંકું કરાવવું; ટુંકાવવું.

**અલ્પાવું** ૧. [સં. અલ્પ (થોડું)] અ. ક્રિ. ઓછું થવું; ઘટવું; ક્ષીણ થવું.

અહં મહા તેજે અલ્પાય, ઈશ્વરતા ત્યાં ફીટી જાય.
અખો

૨. અ. ક્રિ. ટુંકાવું.

**અલ્પાશન** ૧. [સં. અલ્પ (જરા) + અશન (આહાર)] ન. સૂક્ષ્મ ભોજન; થોડો આહાર.
૨. વિ. થોડા આહારવાળું.

**અલ્પાશની** [સં. અલ્પ (થોડું) + અશન (આહાર)] વિ. થોડું જમનારું; નખજમણું.

**અલ્પાશ્રમ** [સં. અલ્પ (થોડું) + આશ્રમ (આશ્રમ)] પું. ઉપાશ્રય; અપાસરો.

**અલ્પાસ્વલ** ન. (જ્યોતિષ) ધ્રુવનો તારો જેમાં છે તે નક્ષત્ર; ધ્રુવમત્સ્ય; ધરૂપાંખડી; નાનો ખાટલિયો. તેના વિષુવાંશ ૨૧૦થી ૨૭૦ અને ક્રાંતિ ૭૦થી ૯૦ અંશ છે. જુઓ અલ્પર્ક્ષ.

**અલ્પાહાર** જુઓ અલ્પાશન.

**અલ્પાહારી** [સં. અલ્પ (થોડું) + આહાર (ખોરાક) + ઇન્ (વાળું)] વિ. થોડું ખાનાર; મિતાહારી.

**અલ્પાંતર** [સં. અલ્પ (થોડું) + અંતર (છેટું)] ન. (જ્યોતિષ) બે આકાશી પદાર્થો એકબીજાની એટલા પાસે આવી જાય કે તે બન્ને દૂરબીનથી એક સાથે દેખી શકાય એવી સ્થિતિ; 'ઍપ્પલ્સ'.

**અલ્પાંશ** [સં. અલ્પ (થોડું) + અંશ (ભાગ)] પું. થોડો ભાગ; કંઈક અંશ.

**અલ્પિકા** પું. જંગલી મગ.

**અલ્પિત** ૧. [સં. અલ્પ (થોડું)] વિ. ઓછું કરેલું; ઘટાડેલું.
૨. વિ. હલકું કરેલું.

**અલ્પિષ્ઠ** ૧. [સં.] વિ. થોડામાં થોડું.
૨. વિ. નાનામાં નાનું.

**અલ્પિષ્ઠશુલ્ક** [સં. અલ્પિષ્ઠ (ઓછામાં ઓછું) + શુલ્ક (કર)] ન. ઓછામાં ઓછી લાગત.

**અલ્પીકૃત** [સં. અલ્પ (થોડું) + કૃત (કરેલું)] વિ. ઓછું કરેલું; ઘટાડેલું.

**અલ્પીભૂત** [સં. અલ્પ (થોડું) + ભૂત (થયેલું)] વિ. ઓછું થયેલું; ઘટેલું.

**અલ્પેચ્છ** [સં. અલ્પ (થોડું) + ઇચ્છા (આશા)] વિ. થોડી ઇચ્છાવાળું; સંતોષી.

જે ગૃહસ્થ અને પરિવ્રાજક બન્નેના સંસર્ગથી મુક્ત હોય, ગૃહબુદ્ધિથી દૂર રહેનારો અને અલ્પેચ્છ હોય તેને હું બ્રાહ્મણ ગણું છું.
સુત્તનિપાત

**અલ્પેચ્છુ** જુઓ અલ્પેચ્છ.

**અલ્પેતર** ૧. [સં. અલ્પ (થોડું) + ઇતર (બીજું)] વિ. થોડું ન હોય એવું; ઘણું.
૨. [સં. અલ્પ (નાનું) + ઇતર (બીજું)] વિ. મોટું.

**અલ્પોક્તિ** [સં. અલ્પ (થોડું) + ઉક્તિ (બોલવાપણું)] સ્ત્રી. હોય તે કરતાં ઘટાડીને કહેવું તે; અતિશયોક્તિથી ઊલટી રીતે કહેવું તે.

**અલ્પોત્સુક** [સં. અલ્પ (થોડું) + ઉત્સુક (આતુર)] વિ. થોડી આતુરતાવાળું.

**અલ્પોદર** ૧. [સં. અલ્પ (નાનું) + ઉદર (પેટ)] ન. નાનું પેટ.
૨. વિ. નાના પેટવાળું; પાતળપેટું.

**અલ્પોન** [સં. અલ્પ (થોડું) + ઊન (ઓછું)] વિ. થોડુંક ઓછું; પૂરેપૂરું ભરપૂર નહિ એવું.

**અલ્પોપાય** ૧. [સં. અલ્પ (થોડું) + ઉપાય (ઇલાજ)] પું. થોડો ઇલાજ.
૨. [સં. અલ્પ (નાનું) + ઉપાય (ઇલાજ)] પું. નાનો ઉપાય.

**અલ્પોષ્મામાપક** [સં. અલ્પ (થોડું) + ઉષ્મા (ગરમી) + માપક (માપનાર)] ન. બહુ થોડી ગરમી માપનાર યંત્ર.

**અલ્ફાઝ** (અલ્ફાઝ) [અ. લફ્ઝ (શબ્દોચ્ચાર)નું બહુવચન] પું. સ્પષ્ટ ઉચ્ચાર.

**અલ્બા** ૧. ન. ઈક્સોરા નામના ફૂલઝાડમાંનું એક જાતનું કૂંડામાં ઉગાડાતું ઝાડ. તેને સુગંધ વિનાનાં સફેદ સુંદર ફૂલ આવે છે.
૨. ન. એ નામનું એક ઝાડ. તેમાંથી અફીણ બને છે.

હિંદુસ્તાનમાં દવા માટે તૈયાર કરવામાં આવતું અફીણ હિંદુસ્તાનમાં જ 'અલ્બા' નામના ઝાડમાંથી તૈયાર કરવામાં આવે છે.
ગુજરાતી જ્ઞાનકોષ

**અલ્બીરૂની** પું. એ નામનો એક ઇસ્લામી ગ્રંથકર્તા.

**અલ્યા** [અ. અલા (હોશિયાર થાઓ)] અ. સમવયના એટલે સરખી ઉમરના અથવા બોલનારથી નાનાને સંબોધન કરવાનો શબ્દ કે ઉદ્ગાર; એક તુંકારભર્યું સંબોધન.

**અલ્યો** જુઓ અલ્યા.

**અલ્લકદલ્લક** ૧. સ્ત્રી. એ નામની એક રમત. બે ચાર જણના હાથ ભોંય પર મુકાવી તેની ઉપર એક જણ પોતાની આંગળી અડકાડતું જાય ને આ પ્રમાણે બોલતું જાય:– 'અલ્લક દલ્લક, ઝાંઝર ઝલ્લક, ઝાંઝરને ઘેર આનપાન, પૂતળીએ જમાડી જાન, એક બકુવો ભૂખ્યો, થાળી ધોઈને ઊઠ્યો, થાળીએ પાડી ચીસ, ભાઈ મળ્યા પચીસ, પચીસેનાં ટોપરડાં, બાઈ તમારાં છોકરડાં, ઉંયાંછોકરાં રમે છે, પીતાંબર પગલાં પાડે છે, રાજા ભોજા, તરિયા તોજા, માણેક મોતી, અરવાળું, પરવાળું, ને ભવાનીના ભૂસકા'. એ છેલ્લો શબ્દ સાંભળી છોકરાં હાથ ઉપાડી લઈ પાછા ભોંય સાથે પછાડે છે ને ફરી રમત શરૂ કરે છે. છેવટ મરજીમાં આવે ત્યારે રમત બંધ થાય છે. ખેડા જિલ્લામાં અલ્લકદલ્લક, દહીં દડૂકો, ઝાંઝર ઝમકે ઇત્યાદિ બોલાય છે.
૨. અ. આધાર વગર; ટેકા વિના; અદ્ધરપદ્ધર.

**અલ્લખ** [સં. અ (નહિ) + લક્ષ્ય (દેખી શકાય એવું)] અ. અલેક; ભીખ માગતી વખતે તથા મળતી વખતે ગોસાંઈમાં વપરાતો શબ્દ.

**અલ્લડ** (અલ્લડ઼) ૧. [હિં.] પું. યુવક.
૨. પું. વછેરો.
૩. ન. માણસ અથવા પ્રાણીનું બચ્ચું.
૪. વિ. અનાડી; ગમાર; મૂર્ખ.
૫. વિ. ઉચ્છૃંખળ; ઉદ્ધત; ઉછાંછળું; અવિચારી.
૬. વિ. છોકરવાદ; બાળક બુદ્ધિનું.
૭. વિ. દુનિયાદારીના અનુભવ વગરનું; બિનઅનુભવી; અશિક્ષિત; નાદાન.

૮. વિ. મનમોજી; બેપરવા; બેફિકરૂં.

**અલ્લડપણુ** (અલ્લડ્પણુ) ૧. [ અલ્લડ (અનાડી) + પણુ (પણું) ] ન. અનાડીપણું; મૂર્ખતા.

૨. ન. ઉદ્ધતાઈ; ઉછાંછળાવેડા; ઉચ્છૃંખલતા.

૩. ન. દુનિયાદારીનો અનુભવ ન હોવાપણું.

૪. ન. બાળકબુદ્ધિ; બાલિશતા.

૫. ન. મનમોજીલાપણું; બેપરવાઈ.

**અલ્લડપણું** (અલ્લડ્પણું) જુઓ અલ્લડપણુ.

**અલ્લત્-ઉઝા** સ્ત્રી. ઇસ્લામ ધર્મની સ્થાપના પહેલાં અરબસ્તાનમાં પૂજાતી ખુદાની એક પ્રતિમા.

આ અસલરૂપ ધીમે ધીમે ઝાંખું પડતું ગયું હતું અને અરબસ્તાનના સબીઓ એમ માનવા લાગ્યા હતા કે અલ્લાતાલાનું સત્ અલ્લત્-ઉઝા, માનાકઆબા વગેરે પ્રતિમાઓમાં કેન્દ્રિત થાય છે, અને એ બધી પ્રતિમાઓમાં ક્આબા અતિ પુણ્યતમ છે. ગુ. સા. પરિષદ

**અલ્લમ ગલ્લમ** જુઓ અલ્લમ ધલ્લમ.

**અલ્લમ ધલ્લમ** ૧. [ હિં. ] પું. ઉથાપત; ગોટાળો.

૨. પું. ગપગોળો; ગલ્લાંતલ્લાં.

**અલ્લા** ૧. [ અ. અલ્લાહ (ખુદા) ] પું. પ્રભુ; પરમેશ્વર; પરમાત્મા; ખુદા.

૧. અલ્લા એક બદામ = અલ્લાની પાસે એક બદામ વાસ્તે પણ માગણી કરવી પડે તેવી હાલત; ગરીબાવસ્થા; ભિખારી દશા.

૨. અલ્લા કોટે વળગવી = સારૂં કરવા જતાં નઠારૂં થઈ જવું; બલા વળગવી; ફાયદો કરતાં ઊલટો ગેરફાયદો થવો.

૩. અલ્લા છોડે પણ દાઉદ ક્યાં છોડે? = હલકા દરજ્જાના માણસનું જોર વિશેષ હોય છે; મિયાં છોડે પણ બીબી ક્યું છોડે? મિયાં શેર તો બીબી સવાશેર.

૪. અલ્લા મહેરબાન તો ગધા પહેલવાન = ઈશ્વરની મહેરબાની હોય તો ગમે તેવા માણસનું કામ સિદ્ધ થાય છે અને કીમત વધે છે.

૫. અલ્લા યાર હૈ તો બેડા પાર હૈ = ઈશ્વરની મદદ હોય તો કામ તરત સિદ્ધ થાય છે.

૬. અલ્લાના નામ પર ડુંગર ચાલે = રામ નામે પથ્થર તરે.

૭. અલ્લાની ગાવડી = જેને આપણે પરમેશ્વરની ગાય કહીએ છીએ તે એટલી તો પોચી અને નરમ હોય છે, કે જરા ચગદાય તો મરી જાય તે ઉપરથી ગરીબ; લાચાર; રાંક; નિર્દોષ.

૮. અલ્લાને બનાયા જોડા એક અંધા એક ખોડા = ઈશ્વર બધું યોગ્ય જ કરે છે; જેને જેવું જોઈએ તેને તેવું જ આપે છે.

૯. અલ્લાને મુલ્લાં મળી જ જાય = જે માણસને જેવો સોબતી કે કામ જોઈએ તેવું મળી જ જાય છે.

૧૦. અલ્લાનો વલ્લી = ઓલિયો; ગરીબ સ્વભાવનું માણસ.

૧૧. અલ્લારખી = ઈશ્વરી રક્ષણનું.

૧૨. અલ્લાહુ અકબર [ અ. અલ્લાહુ અકબ્બર ] = (૧) પરમેશ્વર સૌથી મોટો છે. (૨) અકબર અલ્લાનું રૂપ છે. મુસલમાનો પરસ્પર મળે ત્યારે અલ્લાહુ અકબર બોલવાની રીત અકબરે દાખલ કરી હતી. એ શબ્દો દ્વિઅર્થી છેઃ (૧) પ્રભુ શ્રેષ્ઠ છે અને (૨) અકબર અલ્લાહરૂપ છે-આઈને અકબરી

૧૩. મિયાં ચોરે મૂઠે અને અલ્લા ચોરે ઊંટે = મનુષ્ય થોડું લે છે, પરંતુ ઈશ્વર તો સખત બદલો લે છે; વાણિયો સાંચે પળી પળી ને રામ ઉડાવે કુપ્પા; ધંટીના સો ને ધંટાનો એક.

૨. [ સં. ] સ્ત્રી. મા; માતા.

**અલ્લાઈ** ૧. [ સં. અર્ (શબ્દ કરવો) ] સ્ત્રી. (હિંદી) પશુઓને થતી ગળાની એક બીમારી.

૨. [ અ. અલ્લાહ (પ્રભુ) ] વિ. અલ્લા સંબંધી; ઈશ્વરી; દૈવી.

૩. વિ. ઓલિયું; ભોળું; નિર્દોષ.

૪. વિ. પ્રમાણિકપણે ચાલનારૂં.

અલ્લાઈ-અલ્લે કારખાનું = (૧) ઈશ્વર ઉપરની આસ્થાને આધારે ચાલતું કામકાજ; ધીરો અને વગર નિયમે પરંતુ પ્રમાણિકપણે ચાલતો વહીવટ. (૨) જેમાં કોઈ કોઈને કંઈ પૂછે જ નહિ એવો વહીવટ. (૩) મોટું કારખાનું.

**અલ્લાઉદ્દીન** [ અ. અલ્લાહ (ખુદા) + અલ (નિશ્ચયાત્મક ઉપસર્ગ) + દીન (ધર્મ) ] પું. ખીલજી વંશનો એ નામનો એક બાદશાહ. પોતાના કાકા જલાલુદ્દીનનું ખૂન કરાવી તે ઈ. સ. ૧૨૯૬માં દિલ્હીની ગાદી પર આવ્યો. ગુજરાતના છેલ્લા રાજા કરણને હરાવી તેણે ગુજરાત તાબે કર્યું. ચિતોડના રાણા ભીમસિંહની ખૂબસૂરત સ્ત્રી પદ્મિનીના લોભથી તેણે ઈ. સ. ૧૩૦૩માં ચિતોડ પર સ્વારી કરી. કિલ્લો ઘેર્યો પણ શહેર હાથ આવ્યું નહિ. કપટથી પદ્મિનીનું હરણ કરવા તેણે પ્રયત્ન કર્યો, પણ તેમાં પણ તે ન ફાવ્યો અને ઘેરો ઉઠાવી તેને પાછું જવું પડ્યું. મલેક કાફુર નામના તેના મુખ્ય સરદારે દક્ષિણ હિંદ પર સ્વારી કરી ત્યાં મુસલમાની સત્તા સ્થાપી. વીસ વર્ષ રાજ્ય કરી ઈ. સ. ૧૩૧૬માં તે મરણ પામ્યો.

**અલ્લા ગબી** સ્ત્રી. સાત કે વધારે બાળકથી રમાતી એક મેદાની રમત. રમનારમાંથી દરેક જણ રમવાની જગ્યામાં એક પછી એક એમ કૂંડાળામાં ગબી એટલે નાનો ખાડો કરે. એ કૂંડાળાની વચ્ચે મોટો ખાડો ખોદે તેને અલ્લા ગબી એટલે પરમેશ્વરની ગબી કહે છે. ગબીના કૂંડાળાથી આઠ દશ હાથને છેટેથી એક રમનાર પોતાની ગબીમાં પડે એમ નીચો નમી દડી ફેંકે, અને બીજાં રમનાર છોકરાં મેદાનમાં પોતાની મરજીમાં આવે ત્યાં ઊભાં રહે. જો દડી પોતાની ગબીમાં પડે તો તે રમનાર ગબી પાસે જઈ દડી લઈ મરજીમાં આવે તે રમનાર તરફ ફેંકે. દડી કોઈને વાગે કે ન વાગે તોપણ તેનો દાવ કાયમ રહી તે પાછો પોતા આગળથી દડી પોતાની ગબી તરફ ફેંકે. જ્યાં સુધી પોતાની ગબીમાં દડી પડ્યા કરે ત્યાં સુધી તેનો વારો કાયમ રહે. જો દડી પોતાની ગબીમાં ન પડતાં અલ્લા ગબીમાં પડે તો તે ગબી પાસે જઈ ગમે તે છોકરા ઉપર તે દડીનો ઘા કરે. પણ જો દડી કોઈને ન વાગે તો તેનો દાવ કાયમ રહે, અને જો કોઈને વાગે તો તેનો દાવ બંધ પડી જેને દડી વાગે તેનો દાવ આવે. જો દડી પોતાની ગબીમાં કે અલ્લા ગબીમાં ન પડતાં બીજા કોઈની ગબીમાં પડે તો તે દડી ફેંકનારનો દાવ બંધ થઈ જેની ગબીમાં તે પડી હોય તેનો વારો આવે. જો દડી કોઈ પણ ગબીમાં ન પડતાં બહાર પડે તો તે દડી ફેંકનારનો દાવ જાય અને તેની જગ્યાએ બીજો કોઈ રમનાર દાવ લેવા આવે.

**અલ્લાચોટલી** જુઓ અલ્લાચોટી.

**અલ્લાચોટી** [ અલ્લાહ (ઈશ્વર) + ચૂડા (વાળની લટ) ] સ્ત્રી. વાળ ઉતરાવવાની બાધા હોય અને બાધા છોડવા પહેલાં વાળ ઉતરાવવાની જરૂર પડે ત્યારે હજી બાધા ઉતરાવવાની બાકી છે એવું દેખાડવાને માથાના આગલા કે પાછલા ભાગમાં રાખવામાં આવતી વાળની લટ.

**અલ્લાતાલા** [ અ. અલ્લાહ (ખુદા) + તઆલા (સર્વશક્તિમાન) ] પું. સર્વશક્તિમાન ઈશ્વર; ખુદાતાલા; મહાન પ્રભુ.

**અલ્લાબેલી** [ અ. અલ્લાહ (ઈશ્વર) + બેલી (મદદગાર) ] સ્ત્રી. ઈશ્વર રક્ષણ કરો એવા અર્થની છૂટા પડતી વખતે કરવામાં આવતી સલામ.

**અલ્લામ** પું. (યોગ) એ નામનો એક મોટો યોગી.

**અલ્લામા** ૧. [ અ. ઈલ્મ (જ્ઞાન) ] પું. વિદ્વાન માણસ.
૨. સ્ત્રી. ચતુર સ્ત્રી.
૩. સ્ત્રી. નખરાંબાજ સ્ત્રી.
૪. વિ. મહા વિદ્વાન; વિદ્વાન શિરોમણિ.

**અલ્લાયો** પું. દેશી હિસાબમાં પૂરા આંકડાની પાછળ કરવામાં આવતું ) આવું ચિહ્ન; ઓળાયો. જેમકે, ૧) એટલે એક રૂપિયો પૂરો.

**અલ્લાહ** ૧. [ અ. ] પું. અલ્લા; ખુદા; ઈશ્વર.
૧. અલ્લાહ વાલી = પ્રભુ તમારું રક્ષણ કરે!
૨. અલ્લાહની ગાય = ભોળું માણસ.
૩. અલ્લાહની ગાવડી = ભોળું માણસ.
૪. અલ્લાહનું નૂર = (૧) (લાક્ષણિક) અતિ બદસૂરત માણસ. (૨) દાઢી. (૩) (લાક્ષણિક) દુષ્ટ માણસ. (૪) દૈવી તેજ. (૫) બહુ ખૂબસૂરત માણસ.
૨. અ. હે પ્રભુ! દયા કર.

**અલ્લાહ અલ્લાહ** ૧. અ. આશ્ચર્ય જણાવનાર શબ્દ.
૨. અ. ખુદા ખેર કરે!
૩. અ. પ્રભુનો ઉપકાર.
૪. અ. શાબાશીનો ઉદ્ગાર.

**અલ્લાહ આમીન** [ અ. અલ્લાહ (ઈશ્વર) + આમીન (તથાસ્તુ) ] અ. પ્રભુ રક્ષણ કરે!

**અલ્લાહપાક** [ અ. અલ્લાહ (ખુદા) + પાક (પવિત્ર) ] પું. પવિત્ર ઈશ્વર.

**અલ્લાહી** ૧. [ અ. અલ્લાહ (પ્રભુ) + ઈ (વિશેષણ બનાવનાર પ્રત્યય) ] વિ ઈશ્વર સંબંધી; અલ્લાઈ.
૨. વિ. પવિત્ર મનનું; નિર્દોષ; નિષ્પાપ.

**અલ્લાહુ અકબર** અ. પ્ર. ઈશ્વર સહુથી મહાન છે.

**અલ્લીદલ્લી** સ્ત્રી. દેશપરદેશ.
અલ્લીદલ્લીના તડાકા = આડાતેડા ને ટાઢા પહોરના શેખચલ્લી જેવા મિથ્યા ગપાટા.

**અલ્લેજાઇં** ન. એક જાતનું કાપડ.

**અલ્લે** જુઓ અલ્લાહી.

**અલ્લેયાંબલ્લેયાં** ન. બ. વ. ઓવારણાં; દુખણાં; મીઠડાં.

**અલ્લોક** ૧. પું. ખાખીબાવો. છોકરાંને બીવરાવવાને 'અલ્લોક આવ્યો' એમ કહેવાય છે.
૨. [ અ. અલહક્ક (ખુદા) ] અ. ખાખીબાવાનો ભીખ માગતી વખતનો શબ્દ-પોકાર.

**અલ્લોબલ્લોતલ્લો** પું. મોઈદાંડિયાની રમતમાં મોઈને એક વાર, બે વાર અને ત્રણ વાર સીધી ઉડાડવાનું કામ.

**અલ્વર** પું. કૃષ્ણ અને વિષ્ણુની ભક્તિનો પ્રશંસક એ નામનો સંગીતશાસ્ત્રી કવિ. વૈષ્ણવ ધર્મની સ્થાપનામાં તથા તેના ફેલાવામાં તેનો આગળ પડતો ભાગ હતો એમ મનાય છે.

**અલ્વાક** પું. (જ્યોતિષ) દેવયાની નક્ષત્રનો એ નામનો એક તારો; તેનું મહત્ત્વ ૨.૩, હાલમાં વિષુવાંશ ૩૦ અને ક્રાંત્યંશ ઉત્તર ૪૨ છે. યુરોપીય 'ગૅમાઍન્ડ્રોમિડી'.

**અલ્વાન** ૧. [ અ. લૌન (રંગ)નું બહુવચન ] પું. એક જાતની શાલ.
૨. [ હિં. ] પું. શાલનું કાપડ.

**અલ્સર** [ અં. ] ન. વ્રણ; ઘા; જખમ.

**અલ્હડ** (અલ્લડ઼) ૧. [ હિં. ] પું. યુવક.
૨. પું. વછેરો; દાંત ન આવ્યા હોય એવો વછેરો.
૩. વિ. અનાડી; ગમાર.
૪. વિ. અવિચારી; ઉછાંછળું; ઉદ્ધત.
૫. વિ. અશિક્ષિત; બિનઅનુભવી.
૬. વિ. છોકરવાદ; બાળકબુદ્ધિનું.
૭. વિ. મનમોજી; બેપરવા.

**અલ્હડપણું** (અલ્લડ઼પણું) ૧. ન. અનાડીપણું; મૂર્ખતા.
૨. ન. ઉદ્ધતાઈ; ઉછાંછળાવેડા; અવિચારીપણું.
૩. ન. દુનિયાદારીનો અનુભવ ન હોવાપણું.
૪. ન. બાળકબુદ્ધિ; બાલિશતા; ભોળાપણું.
૫. ન. મનમોજીપણું; બેપરવાઈ.

**અલ્હમ્દુલિલ્લાહ** [ અ. અલ્હમ્દ (સ્તુતિ) + અલ્લાહ (ઈશ્વર) ] સ્ત્રી. પ્રભુનો પાડ; અલ્લાહનો ઉપકાર.

**અલ્હેતુ** ૧. વિ. અજ્ઞાન; અણસમજુ; કમઅક્કલ.
૨. વિ. દુનિયાદારીના અનુભવ વગરનું.

**અલ્હૈયા બિલાવલ** પું. (સંગીત) બિલાવલ રાગિણીની ચૌદ જાત માંહેની એ નામની એક રાગિણી. જાતિ સંપૂર્ણ છે એટલે ખરજ, રિખબ તીવ્ર, ગંધાર તીવ્ર, મધ્યમ કોમળ, પંચમ, ધૈવત તીવ્ર, નિખાદ તીવ્ર એમ સાતે સ્વર આવે છે. ગાવાનો વખત સવારના દશ વાગ્યાનો એટલે બાજે પહોર છે.

**અવ્** ૧. [ સં. ] સ. ક્રિ. ખુશ કરવું; સંતોષવું; આનંદ આપવો.
૨. સ. ક્રિ. ચાહવું; ઇચ્છવું; ઝંખવું.
૩. સ. ક્રિ. મહેરબાની કરવી.
૪. સ. ક્રિ. રક્ષણ કરવું; બચાવવું.

**અવ** ૧. [ સં. ] અ. અનાદર બતાવતો ઉપસર્ગ. જેમકે, અવજ્ઞા; અવમાનના; અવગણવું.
૨. અ. આજ્ઞા બતાવતો ઉપસર્ગ. જેમકે, અવક્લૃપ્.
૩. અ. આધાર બતાવતો ઉપસર્ગ. જેમકે, અવલંબન.
૪. અ. ઊલટાપણું બતાવતો ઉપસર્ગ. જેમકે, અવક્રિયા; અવગુણ.
૫. અ. ઓછાપણું બતાવતો ઉપસર્ગ. જેમકે, અવકૃપા; અવઘાત.
૬. અ. ખરાબપણું બતાવતો ઉપસર્ગ. જેમકે, અવજશ.
૭. અ. જ્ઞાન બતાવતો ઉપસર્ગ. જેમકે, અવગમ.
૮. અ. દૂર કે આધિપણું બતાવતો ઉપસર્ગ. જેમકે, અવક્ષેપણ.
૯. અ. નિશ્ચય બતાવતો ઉપસર્ગ. જેમકે, અવધારવું; અવધારણ.
૧૦. અ. નીચું-નીચાપણું બતાવતો ઉપસર્ગ. જેમકે, અવનતિ; અવતાર; અવક્ષેપ; અવગાહન.
૧૧. અ. પરાભવ બતાવતો ઉપસર્ગ. જેમકે, અવહન્.
૧૨. અ. પવિત્રતા બતાવતો ઉપસર્ગ. જેમકે, અવદાત.
૧૩. અ. ફેલાવો બતાવતો ઉપસર્ગ. જેમકે, અવકીર્ણું; અવઘોષણા.
૧૪. અ. હવે.
તમમાં લીન બને અવ, તમને મનમાં ધારીધારી.
ગીતગોવિંદ

**અવકદા** ૧. સ્ત્રી. (ગ્રામ્ય) ઇચ્છા.
૨. સ્ત્રી. જિજ્ઞાસા.

**અવકટિકા** [ સં. અવ (ઊલટાપણું બતાવતો ઉપસર્ગ) + કટ (સ્વાર્થવાચક પ્રત્યય) + ઇકા (લઘુતાવાચક પ્રત્યય) ] સ્ત્રી. પોતાનો આકાર છુપાવવો તે; વેષ ધારણ કરવાપણું.

**અવકર** [ સં. ] પું. કચરો; પૂંજો; સાવરણીથી ઊડતી ધૂળ.
અવકર સવિ દૂરે કરો, છડા દીઓ બહુ ધાર.
આનંદકાવ્યમહોદધિ

**અવકરા** સ્ત્રી. અવક્રિયા; નુકસાન; ગેરલાભ; અવકળા.

**અવકર્ણન** [ સં. અવકર્ણ્ (સાંભળવું) + અન (નામ બનાવનાર પ્રત્યય) ] ન. સાંભળવું તે; શ્રવણ.

**અવકર્ષણ** ૧. [ સં. અવકૃષ્ (ખેંચી કાઢવું) + અન (નામ બનાવનાર પ્રત્યય) ] ન. ખેંચી કાઢવું તે.

૨. ન. બળથી હાંકી કાઢવાપણું.
**અવકલન** ૧. [ સં. અવ ( નિશ્ચયવાચક ઉપસર્ગ ) + કલ્ ( એકઠું કરવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. એકઠું કરવું તે.
૨. [ સં. અવ ( નિશ્ચયવાચક ઉપસર્ગ ) + કલ્ ( ગ્રહણ કરવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ગ્રહણ; પકડ.
૩. [ સં. અવ ( જ્ઞાનવાચક ઉપસર્ગ ) + કલ્ ( જાણવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. જ્ઞાન.
**અવકળા** ૧. [ સં. અવ ( ઓછું ) + કલા ( કળા ) ] સ્ત્રી. કળાનો હ્રાસ; ક્ષય; ઘટાડો.
૨. સ્ત્રી. નુકસાન; ગેરલાભ; અવક્રિયા.
૩. સ્ત્રી. પડતી.
૪. સ્ત્રી. વાંકું કે આડું બોલવું તે; ભેદવચન.
૫. સ્ત્રી. વ્યાકુળતા; અસ્વસ્થતા; બેચેની.
**અવકંપિત** ૧. [ સં. અવ ( નિશ્ચયવાચક ઉપસર્ગ ) + કંપિત ( કંપેલું ) ] વિ. કંપેલું.
૨. વિ. વિચલિત.
**અવકા** [ સં. ] સ્ત્રી. સેવાળ.
**અવકાત** ૧. [ અ. વક્ત ( સમય )નું બહુવચન ] સ્ત્રી. કાળ; સમય.
૨. સ્ત્રી. તાકાત; ગુંજાશ; શક્તિ.
૩. સ્ત્રી. સાધન.
૪. સ્ત્રી. સ્થિતિ.
**અવકાર** ૧. પું. આવકાર; આદરસત્કાર.
૨. [ સં. અ ( નહિ ) + વિક્રિયા ( વિકાર ) ] પું. વિકાર ન થવાપણું.
**અવકાશ** ૧. [ સં. ] પું. આકાશ; ખાલી જગ્યા; શૂન્ય સ્થાન.
૨. પું. કોઈ પણ વસ્તુ ઉપર ફેંકેલી નજર.
૩. પું. ક્ષેત્ર; જગ્યા; જમીન.
૪. પું. જે ગાતી વખતે આંખો અમુક વસ્તુઓ ઉપર ચોંટાડવી જોઈએ એવા અમુક શ્લોકોનું નામ.
૫. પું. તક; લાગ; પ્રસંગ; અવસર.
૬. પું. નવરાશ; ફુરસદ.
૭. પું. વાંચતાં કે લખતાં અટકવાની ટાંપ; વિરામચિહ્ન.
૮. પું. સ્થળ અથવા વખતનો ગાળો; અંતર.
૯. પું. ( સંગીત ) સ્વરો વચ્ચેનું અંતર.
૧૦. [ પ્રા. અવગાસ ] ન. ( જૈન ) ઉત્પત્તિસ્થાન.
**અવકાશપ્રાપ્ત** [ સં. અવકાશ ( નવરાશ ) + પ્રાપ્ત ( મળેલું ) ] વિ. નિવૃત્ત થયેલ.
**અવકાશમાત્ર** [ સં. અવકાશ ( ખાલી જગ્યા ) + માત્ર ( ફક્ત ) ] પું. શૂન્ય; તદ્દન ખાલી જગ્યા.

**અવકાશવાન** ૧. [ સં. અવકાશ ( ખાલી જગ્યા ) + વત્ ( વાળું ) ] વિ. અવકાશવાળું; ખાલી જગ્યાવાળું.
૨. વિ. નવરું.
**અવકાશાંતર** [ સં. અવકાશ ( સમય ) + અંતર ( છેટું ) ] પું. કાલાંતર; ગાળો; અવધિ; બે વખતની વચ્ચેનું અંતર.
**અવકાળી** [ સં. અવ ( ખરાબ ) + કાલ ( વખત ) + ઇન્ ( વાળું ) ] વિ. કવખતનું; કવેળાનું; અકાલીન.
**અવકાંક્ષા** [ સં. અવ ( ઓછાપણું બતાવતો ઉપસર્ગ ) + કાંક્ષા ( ઇચ્છા ) ] સ્ત્રી. ઉત્સુકતા.
**અવકીર્ણ** ૧. [ સં. અવ ( નીચે ) + કૄ ( ફેંકવું ) ] પું. બ્રહ્મચર્યવ્રતનું ખંડન; બ્રહ્મચર્યભંગ.
૨. [ સં. અવ ( નીચે ) + કીર્ણ ( નાશ પામેલું ) ] વિ. ખંડિત થયેલું.
૩. [ સં. અવ ( નીચે ) + કીર્ણ ( ચૂરચૂરા થયેલું ) ] વિ. ચૂરેચૂરા કરેલું.
૪. વિ. જાડું દળેલું.
૫. વિ. નાશ કરેલું.
૬. [ સં. અવ ( ફેલાવો બતાવતો ઉપસર્ગ ) + કૄ ( ફેંકવું ) ] વિ. ફેલાયેલું; વ્યાપ્ત.
૭. વિ. વીખરાયેલું.
૮. વિ. વ્રતથી પડેલું.
**અવકીર્ણયાગ** [ સં. અવકીર્ણ ( વ્રતથી પડેલું ) + યાગ ( યજ્ઞ ) ] પું. બ્રહ્મચર્યનો ભંગ કર્યો હોય એવા બ્રહ્મચારીએ પ્રાયશ્ચિત માટે કરવાનો યાગ. તેમાં તેણે જંગલમાં જઈને ચતુષ્પથમાં કાણા ગધેડાને મારીને પાકયજ્ઞના વિધાનથી નિર્ઋતિ દેવતાને માટે યજ્ઞ કરવો પડે છે.
**અવકીર્ણી** ૧. [ સં. અવકીર્ણ ( ખંડિત થયેલું ) + ઇન્ ( વાળું ) ] પું. બ્રહ્મચર્યવ્રત ભંગ થયું હોય એવો પુરુષ.
૨. વિ. વ્રતભંગ કરનારું.
**અવકીર્ણીવ્રત** [ સં. અવકીર્ણી ( વ્રતભંગ બ્રહ્મચારી ) + વ્રત ( નિયમ ) ] ન. પતિત થયેલા બ્રહ્મચારીએ પ્રાયશ્ચિત માટે કરવાનું વ્રત.
**અવકુંચન** ૧. [ સં. અવકુંચ્ ( સંકોચાવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] પું. એ નામનો એક જાતનો રોગ. તેમાં અવયવ સંકોચાય છે.
૨. ન. સંકોચાવું કે સંકોડાવું તે.
**અવકૃપા** [ સં. અવ ( ઓછું ) + કૃપા ( મહેરબાની ) ] સ્ત્રી. ઇતરાજી; અણગમો.
**અવકૃષ્ટ** ૧. પું. ઘર સાફ કરનાર નોકર.
૨. વિ. નીચ જાતિનું; અધમ; નીચ.

૩. [ સં. અવ ( નીચે ) + કૃષ્ ( ખેંચવું ) ] વિ. નીચે ખેંચેલું; નીચે પાડેલું; નીચે ઉતારેલું.
૪. [ સં. અવ ( દૂર ) + કૃષ્ટ ( ખેંચેલું ) ] વિ. હાંકી કાઢેલું; દૂર કરેલું.
**અવકેશ** [ સં. અવ ( નીચે ) + કેશ ( વાળ ) ] વિ. નીચે લટકતા વાળવાળું.
**અવકેશી** ૧. [ સં. અવસન્ન ( નાશ પામેલું ) + કેશ ( વાળ ) + ઇન્ ( વાળું ) ] ન. ફળ વિનાનું ઝાડ.
૨. [ સં. અવ ( ઓછું ) + કેશિન ( વાળવાળું ) ] વિ. થોડા વાળવાળું.
૩. વિ. ફળ ન આવતાં હોય એવું.
૪. વિ. વંધ્ય; વાંઝિયું.
**અવકો** ૧. પું. અભખો; અભાવો.
૨. પું. ( ગ્રામ્ય ) ખોડ; ખોટ.
૩. પું. ભૂલ.
**અવક્તવ્ય** ૧. [ સં. અ ( નહિ ) + વક્તવ્ય ( કહેવા જેવું ) ] વિ. અવર્ણનીય; અકથ્ય; જેનું વર્ણન ન થઈ શકે એવું.
૨. વિ. જૂઠું; ખોટું; મિથ્યા.
૩. વિ. નહિ બોલવા જેવું; કહેવાને અયોગ્ય.
૪. વિ. નિંદ્ય; અશ્લીલ.
૫. વિ. મના કરેલું; નિષિદ્ધ.
**અવક્ત્ર** [ સં. અ ( નહિ ) + વક્ત્ર ( મોઢું ) ] વિ. મોઢા વગરનું. જેમકે, કાચું ગૂમડું.
**અવક્ર** ૧. [ સં. અ ( નહિ ) + વક્ર ( વાંકું ) ] વિ. વાંકું નહિ તેવું; સીધું.
૨. વિ. સરળ; પ્રમાણિક.
**અવક્રતા** ૧. સ્ત્રી. પ્રમાણિકપણું; સરળતા.
૨. [ સં. અ ( નહિ ) + વક્ર ( વાંકું ) + તા ( પણું ) ] સ્ત્રી. સીધાપણું.
**અવક્રમ** ૧. [ સં. અવ ( નીચે ) + ક્રમ ( જવું ) ] પું. નીચી ગતિ.
૨. પું. નીચે ઊતરવું તે.
**અવક્રય** ૧. [ સં. અવક્રી ( વેચાતું લેવું ) ] પું. કીમત; મૂલ્ય.
૨. પું. દાણ; જકાત.
૩. પું. ભાડું.
૪. પું. ભાડે આપવું તે.
**અવક્રંદ** [ સં. અવક્રંદ ( બૂમ પાડવી ) ] પું. બૂમ; ચીસ.
**અવક્રંદન** [ સં. અવક્રંદ ( ચીસ પાડવી ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. બૂમ પાડીને કે મોટેથી રડવાપણું.
**અવક્રાંતિ** ૧. [ સં. અવ ( નીચે ) + ક્રાંતિ ( જવું તે ) ] સ્ત્રી. નીચી ગતિ.

૨. [ સં. અવ ( નીચે ) + ક્રમ ( જવું ) ] સ્ત્રી. નીચે ઊતરવું તે.

૩. સ્ત્રી. પાસે જવાપણું.

**અવક્રિયા** ૧. સ્ત્રી. ગેરલાભ; નુકસાન; હાનિ.

૨. સ્ત્રી. જેમ થવું જોઈએ તેમ ન થાય તે; અપ્રયોગ કરવો તે.

૩. [ અ ( નિરર્થક વપરાતો ઉપસર્ગ ) + વિક્રિયા ( વિકાર ) ] સ્ત્રી. તંદુરસ્તીમાં બગાડ; વિકાર; તબિયતમાં ફેરફાર.

૪. [ સં. અવ ( ઊલટું ) + ક્રિયા ( કામ ) ] સ્ત્રી. ધાર્યું હોય એથી ઊલટું થવું તે; વિપરીત પરિણામ આવવાપણું.

૫. સ્ત્રી. નઠારી અસર.

૬. સ્ત્રી. વિહિત એટલે શાસ્ત્રમાં ફરમાવેલ કર્મ કરવામાં બેદરકારી.

**અવક્રીતક** ૧. પું. ભાડે આણેલો માલ.

૨. [ સં. અવક્રીત ( ભાડે આપેલું ) + ક ( સ્વાર્થવાચક પ્રત્યય ) ] ન. ભાડે આપેલી વસ્તુ.

૩. વિ. માગીને આણેલું.

**અવક્રુષ્ટ** [ સં. અવક્રુશ્ ( નિંદવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય )] વિ. નિંદાયેલું; નિંદિત; વગોવાયેલું.

**અવક્રોશ** ૧. [ સં. અવક્રુશ્ ( નિંદા કરવી ) ] પું. ગાળ; નિંદા.

૨. પું. મેળ વગરનો કર્કશ એટલે કઠોર સ્વર.

૩. પું. શાપ.

**અવક્લિન્ન** [ સં. અવ ( નિશ્ચયવાચક ઉપસર્ગ ) + ક્લિન્ન ( ભીનું ) ] વિ. આર્દ્ર; અત્યંત ભીનું.

**અવક્ષય** ૧. [ સં. અવ ( નિશ્ચય બતાવતો ઉપસર્ગ ) + ક્ષિ ( ઘસાવું ) ] પું. એ નામનો એક જાતનો રોગ; ઘાસણી.

૨. પું. નાશ; ક્ષય.

**અવક્ષિપ્ત** ૧. [ સં. અવ ( ખરાબ ) + ક્ષિપ્ત ( ફેંકેલું ) ] વિ. કટાક્ષમાં કહેવાયેલું.

૨. વિ. ખરાબ રીતે ફેંકેલ.

૩. [ સં. અવ ( નીચે ) + ક્ષિપ્ ( ફેંકવું ) ] વિ. નિંદાયેલું; નિંદિત; વગોવાયેલ.

૪. વિ. નીચે ફેંકેલું.

**અવક્ષીણ** ૧. ન. નાશ.

૨. [ સં. અવ ( નિશ્ચય બતાવતો ઉપસર્ગ ) + ક્ષિ ( ઘસાવું ) ] વિ. ઘસાઈ ગયેલું.

૩. વિ. લીન થયેલું; નાશ પામેલું.

**અવક્ષેપ** ૧. [ સં. અવ ( નીચે ) + ક્ષિપ્ ( ફેંકવું ) ] પું. નિંદા; તિરસ્કાર.

૨. પું. નીચે ફેંકવું તે.

૩. પું. વિઘ્ન; હરકત.

**અવક્ષેપણ** ૧. [ સં. અવ ( નીચે ) + ક્ષિપ્ ( ફેંકવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ( વૈશેષિક ) કર્મના પાંચ પ્રકારમાંનું એ નામનું એક; નીચે ગતિ થવી કે નીચે ફેંકવું તે.

કર્મના પાંચ પ્રકાર છે. ઉત્ક્ષેપણ, **અવક્ષેપણ**, આકુંચન, પ્રસારણ, ગમન. — અણુભાષ્ય

૨. ન. તાબે કરવું કે કાબૂમાં રાખવું તે.

૩. [ સં. ] ન. તિરસ્કાર; નિંદા.

૪. [ સં. અવ ( દૂર ) + ક્ષિપ્ ( ફેંકવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. પ્રકાશ, તેજ કે શબ્દની ગતિમાં કોઈ પદાર્થમાં થઈને તે જવાથી થતી વક્રતા.

**અવક્ષેપણી** ૧. [ સં. ] સ્ત્રી. બળા નામની ઔષધિ.

૨. સ્ત્રી. લગામ.

**અવખાવું** અ. ક્રિ. અળખામણું થવું.

**અવખી** વિ. ( ગ્રામ્ય ) મુશ્કેલીવાળું.

ખરચ્યો ન ખૂટે, ચોર ન લૂટે,
**અવખી** વેળાનો આવે કામ,
માઈ મારે નિર્ધનનો ધન રામ. — લોકોક્તિ

**અવખો** પું. ( ગ્રામ્ય ) અભાવ; ઈતરાજી; ખફગી.

**અવખોડવું** ( અવખોડ઼વું ) [ અ ( નિરર્થક વપરાતો ઉપસર્ગ ) + વખોડવું ( વગોવવું ) ] સ. ક્રિ. નિંદા કરવી; વખોડવું; ઉતારી પાડવું.

**અવખોડાવું** ( અવખોડ઼ાવું ) અ. ક્રિ. નિંદાવું; ધિક્કારાવું; અવગણના થવી.

**અવગડ** ( અવગડ઼ ) [ સં. અવ ( ખરાબ ) + ગડ ( વિઘ્ન ) ] સ્ત્રી. અડચણ; મુશ્કેલી; આપદા; સંકડામણ; અગવડ; પંચાતી.

**અવગડતા** ( અવગડ઼તા ) જુઓ અવગડ.

**અવગણ** ૧. [ સં. અવ ( ઊલટું ) + ગુણ ] પું. અપકાર; કૃતઘ્નતા.

૨. પું. અપરાધ; દોષ.

૩. પું. અપલક્ષણ; એબ.

૪. પું. ગેરલાભ; નુકસાન.

૫. પું. દુર્ગુણ.

૬. પું. ભૂલ; ખામી.

૭. પું. હાનિ; ખોટ.

**અવગણન** જુઓ અવગણના.

**અવગણના** ૧. [ સં. અવ ( નીચું ) + ગણ્ ( ગણવું ) ] સ્ત્રી. અનાદર; તિરસ્કાર.

૨. સ્ત્રી. અપમાન; માનભંગ.

૩. સ્ત્રી. અવજ્ઞા; ઉપેક્ષા

૪. સ્ત્રી. નિંદા.

**અવગણનાપૂર્ણ અરુચિ** [ સં. અવગણના ( અનાદર ) + પૂર્ણ ( ભરેલું ) + અરુચિ ( અણગમો ) ] સ્ત્રી. અત્યંત ચીડથી કરવામાં આવતો તિરસ્કાર.

**અવગણવું** ૧. [ સં. અવ ( અનાદર બતાવતો ઉપસર્ગ ) + ગણ્ ( ગણવું ) ] સ. ક્રિ. અનાદર કરવો; તિરસ્કાર કરવો; ન લેખવું.

તિહિ **અવગણિઉ** માધવ બમ્ભ,
તાંહિ લગઈ વિગ્રહ આરંભ. — કાન્હડદેપ્રબંધ

૨. સ. ક્રિ. અપમાન કરવું.

૩. સ. ક્રિ. અવજ્ઞા કરવી; ઉપેક્ષા કરવી.

૪. સ. ક્રિ. નિંદા કરવી.

**અવગણાવું** ૧. [ સં. અવ ( અનાદર બતાવતો ઉપસર્ગ ) + ગણ્ ( ગણવું ) ] અ. ક્રિ. અનાદર થવો; તિરસ્કારાવું.

૨. અ. ક્રિ. અપમાન થવું.

૩. અ. ક્રિ. અવજ્ઞા થવી; ઉપેક્ષા થવી.

૪. અ. ક્રિ. નિંદાવું.

**અવગણિત** ૧. [ સં. અવગણ્ ( અવગણના કરવી ) ] વિ. અનાદર થયેલું; તિરસ્કાર પામેલું; અવમત.

૨. વિ. અપમાન કરાયેલું.

૩. વિ. અવજ્ઞા પામેલું.

૪. વિ. નિંદાયેલું.

**અવગત** ૧. [ સં. અવ ( ખરાબ ) + ગતિ ( હાલત ) ] સ્ત્રી. અવગતિ; અસદ્ગતિ; મરણ પછીની અધમદશા.

૨. સ્ત્રી. પડતી હાલત; પાયમાલી.

૩. વિ. કબૂલ કરેલું; વચન અપાયેલું.

૪. [ સં. અવગમ્ ( જાણવું ) ] વિ. જાણેલું; જ્ઞાત; વિદિત.

૫. વિ. દૂર ગયેલું.

૬. વિ. નરકમાં પડેલું; અસદ્ગતિ કે ખરાબ દશાને પામેલું; અવગતિયું થયેલું.

૭. [ સં. અવ ( નીચું ) + ગત ( ગયેલું ) ] વિ. નીચે ગયેલું.

**અવગતિ** ૧. [ સં. અવ ( હલકું ) + ગતિ ( હાલત ) ] સ્ત્રી. અસદ્ગતિ; મરણ પછીની અધોદશા; ભૂતપ્રેત યોનિમાં કે નરકમાં ઉત્પત્તિ.

અવગતિ થવી – પામવી = નરકમાં પડવું.

૨. સ્ત્રી. ખરાબ દશા; પડતી; અવદશા.

૩. [ સં. અવગમ્ ( જાણવું ) ] સ્ત્રી. જ્ઞાન; સમજણ; નિશ્ચયાત્મક બુદ્ધિ.

૪. [ સં. અવ ( નીચું ) + ગતિ ( જવું તે ) ] સ્ત્રી. નીચે જવું તે.

**અવગતિક** [ સં. અવ ( ખરાબ ) + ગતિ ( સ્થિતિ ) + ક ( વાળું ) ] વિ. અવગતિયું; મરણ પછી ભૂતપ્રેત થયેલું.

**અવગતિયું** ૧. વિ. અધીરું.

૨. [ સં. અવ ( ખરાબ ) + ગતિ ( હાલત ) ] વિ. મરણ પછી અસદ્ગતિને પામેલું; ભૂતપ્રેત જાતિમાં ઉત્પન્ન થયેલું.

૩. વિ. મેલું; અપવિત્ર; પાપી.

**અવગમ** ૧. [સં. અવગમ્ (જાણવું)] પું. ખરું જ્ઞાન; સાચી સમજણ.

૨. [ સં. અવ ( નીચે ) + ગમ્ ( જવું ) ] પું. નીચે ઊતરવાપણું.

૩. પું. પાસે જવું તે.

૪. [ સં. અવગમ્ ( જાણવું ) ] પું. સમજણ; જ્ઞાન.

**અવગમક** [ સં. અવ ( જ્ઞાન બતાવતો ઉપસર્ગ ) + ગમક ( જણાવનાર ) ] વિ. જણાવનારું; સૂચક; જ્ઞાપક.

**અવગમન** જુઓ અવગમ.

**અવગંડ** ૧. [ સં. અપ ( ખરાબ ) + ગંડ ( ગાલ ) ] પું. ચહેરા કે ગાલ ઉપરનું ગૂમડું.

૨. [ સં. અપ્ ( પાણી ) + ગંડ ( પરપોટો ) ] ન. પાણીનાં ફીણ.

૩. ન. સુવર્ણ; સોનું.

**અવગાઢ** ૧. વિ. ગાઢ; ઘટ્ટ; ઘાડું; જામી ગયેલું.

૨. [ સં. અવ ( નીચે ) + ગાહ્ ( પ્રવેશ કરવો ) ] વિ. દાખલ થયેલ; પ્રવેશ કરેલું; ડૂબકી મારેલ.

૩. [ સં. અવગાહ્ ( નાહવું ) ] વિ. નાહેલું.

૪. વિ. નિમગ્ન; ગરક થયેલું.

૫. વિ. નીચું; ઊંડું.

**અવગાંઢ** [ સં. ] પું. વહાણમાંથી પાણી કાઢવાનું વાસણ.

**અવગાહ** ૧. [ સં. અવકાશ ] પું. ( પ્રાકૃત ) આકાશ; ખાલી જગા.

૨. પું. ડોલ.

૩. પું. નિમજ્જન; ડૂબકી.

૪. પું. પૂરેપૂરું જ્ઞાન; પારંગતતા.

૫. પું. પ્રવેશ; અંદર પેસવું તે.

૬. પું. વૃષ્ણિકુળનો એ નામનો યાદવ.

૭. [ સં. અવ ( નીચે ) + ગાહ્ ( ડૂબકી મારવી ) ] પું. સ્નાન; નાવણ.

૮. પું. સ્નાન કરવાનું સ્થાન; નાહવાનું ઠેકાણું.

**અવગાહન** ૧. પું. ( પુરાણ ) વૃકદેવીને પેટ થયેલો વસુદેવનો પુત્ર.

૨. ન. કોઈ એક બાબતમાં નિપુણ કે હોશિયાર થવું તે.

૩. [ સં. ] ન. ( વેદાંત ) કોઈ પદાર્થને વિષયરૂપે કથન કરવામાં વપરાતો શબ્દ; વિષયમાં ઊંડું ઊતરવું તે; વિષયનું ઊંડું અધ્યયન.

૪. ન. ડોલ.

૫. ન. તપાસ; શોધ.

૬. ન. નાહવાનું ઠેકાણું.

૭. [ સં. અવ ( નીચે ) + ગાહ્ ( પ્રવેશ કરવો ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. નિમજ્જન; ડૂબકી.

૮. ન. પૂરું જ્ઞાન; પૂર્ણ અધ્યયન; પારંગતતા.

૯. ન. પ્રવેશ; અંદર પેસવું તે.

૧૦. ન. મથન; વલોવવાપણું.

૧૧. ન. લીન થઈને વિચાર કરવો તે.

૧૨. ન. સ્નાન; નાવણ; અંઘોળ.

**અવગાહના** ૧. સ્ત્રી. અવકાશ એટલે માર્ગ આપવો તે.

૨. સ્ત્રી. ( જૈન ) ઊંચાઈ.

૩. [ સં. અવગાહ્ (પ્રવેશ કરવો)] સ્ત્રી. પ્રવેશ.

**અવગાહવું** ૧. [ સં. અવગાહ્ ( મગ્ન થવું ) ] અ. ક્રિ. ઊંડા ઊતરવું; પૂરું જ્ઞાન મેળવવું; પારંગત થવું.

૨. [ સં. અવ ( નીચે ) + ગાહ્ ( ડૂબકી મારવી ) ] અ. ક્રિ. ડૂબકી મારવી; ઝબકોળો ખાવો; પાણીમાં ઊતરીને નાહવું.

અડસઠિ તીરથ મઈ **અવગાહ્યાં** રામચન્દ્ર જી મિલિયા. — સીતાહરણ

૩. સ. ક્રિ. આરંભવું; શરૂ કરવું.

પીપલની પરદક્ષણા વિશ્વાસ શું **અવગાહી** — ભાલણ

૪. સ. ક્રિ. ડહોળી નાખવું; ખૂંદી નાખવું.

૫. સ. ક્રિ. પકડવું; લેવું.

૬. સ. ક્રિ. મથન કરવું; વલોવવું.

૭. સ. ક્રિ. વિચારવું.

૮. સ. ક્રિ. શોધ કરવી; તપાસ કરવો; ખોળવું.

**અવગાહિત** ૧. [ સં. અવ ( નીચે ) + ગાહ્ ( ડૂબકી મારવી ) ] વિ. નાહેલું; સ્નાન કરેલું.

૨. વિ. પ્રવેશ કરેલું; પેસેલું.

**અવગાહિની** ૧. [ સં. અવ ( નીચે ) + ગાહ્ ( ડૂબકી મારવી ) ] વિ. સ્ત્રી. ઊંડે ઊતરનારી.

૨. વિ. સ્ત્રી. નિમજ્જન કરનારી.

૩. વિ. સ્ત્રી. પ્રવેશ કરતી; દાખલ થતી; અંદર પેસતી.

**અવગાહી** ૧. [ સં. અવ ( નીચે ) + ગાહ્ ( ડૂબકી મારવી ) ] વિ. ઊંડે ઊતરેલું; પારંગત

૨. વિ. પ્રવેશ કરેલું

**અવગાહ્ય** ૧. [ સં. અવ ( નીચે ) + ગાહ્ ( અંદર જવું ) ] વિ. અંદર ઊતરવા જેવું; પ્રવેશ કરવા લાયક.

૨. વિ. ડૂબકી મારવા જેવું.

૩. વિ. નાહવા લાયક.

**અવગીત** ૧. [ સં. અવ ( ખરાબ ) + ગૈ ( ગાવું ) ] ન. નિંદા; લોકાપવાદ.

૨. વિ. કલંકિત; નિંદાયેલું.

૩. વિ. તિરસ્કારેલ.

૪. વિ. નીચ; દુષ્ટ.

૫. વિ. વારંવાર જોયેલું.

**અવગુણ** ૧. [ સં. અવ ( ઊલટાપણું બતાવતો ઉપસર્ગ ) + ગુણ ] પું. અપલક્ષણ; દોષ; એબ.

અવગુણ ગાવા = દોષ દેવો; નિંદા કરવી.

૨. પું. કૃતઘ્નતા; અપકાર.

૩. પું. ખામી; ખોડ.

૪. પું. ગેરલાભ; નુકસાન; ગેરફાયદો.

૫. પું. દુર્ગુણ.

૬. પું. પાપ; અનીતિ.

૭. પું. હાનિ; ખોટ.

**અવગુણકારક** [ સં. અવ ( ઊલટાપણું જણાવતો ઉપસર્ગ ) + ગુણ ( લાભ ) + કારક ( કરનાર ) ] વિ. અવગુણ કરનારું; નુકસાનકર્તા; ગેરલાભ કરનાર.

**અવગુણકારી** ૧. વિ. અપકારી.

૨. જુઓ અવગુણકારક.

**અવગુણગારું** વિ. અવગુણવાળું; દોષયુક્ત; ખામીવાળું.

**અવગુણતા** [ સં. અવ ( ઊલટાપણું જણાવતો ઉપસર્ગ ) + ગુણ + તા ( પણું ) ] સ્ત્રી. દુર્ગુણ; અપરાધ હોવાપણું.

થઈને દીનબંધુ અભયતા દીધી–**અવગુણતા** પાધી. — દયારામ

**અવગુણવાદી** [ સં. અવ ( ઊલટાપણું જણાવતો ઉપસર્ગ ) + ગુણ + વાદિન્ ( કહેનાર ) ] વિ. અવગુણ બોલનાર; દોષ લેનાર.

**અવગુણસાગર** [ સં. અવ ( ઊલટાપણું બતાવતો ઉપસર્ગ ) + ગુણ + સાગર ( દરિયો ) ] પું. દોષનો ભંડાર; દુર્ગુણનો દરિયો

**અવગુણિયું** ૧. [ સં. અવ ( ઊલટાપણું જણાવનારો ઉપસર્ગ ) + ગુણ + ઇન્ ( વાળું ) ] વિ. ઉપકારના બદલામાં અપકાર કરનાર; કૃતઘ્ની; હરામી.

અવગુણિયાને ગુણ કરે તે આટાલૂણમાં જાય = કૃતઘ્ની માણસ પર ઉપકાર કર્યો હોય તોપણ તેનું કંઈ ફળ મળતું નથી.

૨. વિ. દુર્ગુણી.

૩. વિ. નુકસાન કરનાર.

**અવગુણી** ૧. [ સં. અવ ( ઊલટાપણું જણાવતો ઉપસર્ગ ) + ગુણ + ઇન્ ( વાળું ) ] વિ. અપકારી; કૃતઘ્ની; ગુણ ઉપર અવગુણ કરે એવું.

૨. વિ. દુર્ગુણી; ખામીવાળું.

૩. વિ. નુકસાનકારક; ગેરફાયદો કરનાર.

**અવગુન** ૧. [ હિં. ] પું. અનીતિ; પાપ.

૨. પું. અપલક્ષણ; દુષ્ટતા; અવગુણ.

૩. પું. કૃતઘ્નતા.

૪. પું. ખામી; ખોડ.

૫. પું. ગેરલાભ; નુકસાન.

૬. પું. દુર્ગુણ; અપકૃત્ય.

૭. પું. હાનિ; ખોટ.

**અવગુંઠન** ૧. [ સં. અવગુંઠ્ ( ઢાંકવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ઘૂંઘટ; ઘૂમટો; બુરખો; લાજ.

> લજ્જાભર્યાં અજબ કૈં અવગુંઠનેથી,
> શોભાવતી સદન જ્યાં શુચિ સદ્ગલક્ષ્મી.
>
> ખોટાદકર

૨. ન. ઢાંકણ; આચ્છાદન.

૩. ન. સાવરણી.

**અવગુંઠનમુદ્રા** [ સં. અવગુંઠન ( ઢાંકણ ) + મુદ્રા ( એક પ્રકારનો અંગવિન્યાસ ) ] સ્ત્રી. ( તંત્ર ) એ નામની એક મુદ્રા.

**અવગુંઠિકા** ૧. [ સં. અવગુંઠ્ ( ઢાંકવું ) ] સ્ત્રી. ઢાંકવાની ક્રિયા; સંતાડવું તે.

૨. સ્ત્રી. પડદો.

૩. સ્ત્રી. બુરખો.

**અવગુંઠિત** ૧. [ સં. અવગુંઠ્ ( ઢાંકવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. આચ્છાદિત; ઢાંકેલ.

૨. વિ. ચૂર્ણ કરેલ; ભૂકો કરેલું.

૩. વિ. છુપાવેલું.

૪. વિ. બુરખાથી ઢંકાયેલું; ઘૂંઘટમાં છુપાયેલું.

**અવગુંફન** [ સં. અવ ( નિશ્ચય બતાવનાર ઉપસર્ગ ) + ગુંફ્ ( ગૂંથવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ગૂંથવું તે; ગૂંથન.

**અવગુંફિત** [ સં. અવ ( નિશ્ચય બતાવનાર ઉપસર્ગ ) + ગુંફ્ ( ગૂંથવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. ગૂંથેલું.

**અવગૂહન** ૧. [ સં. અવગુહ્ ( ભેટવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ભેટવું તે; મેળાપ.

૨. [ સં. અવગુહ્ ( ઢાંકવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. સંતાવા કે છુપાવાપણું.

**અવગોરણ** [ સં. અવગુર્ ( ઉગામવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. મારવાને માટે લાકડી વગેરેનું ઉગામવું તે.

**અવગ્રહ** ૧. [ સં. અવ ( નિશ્ચયવાચક ઉપસર્ગ ) + ગ્રહ્ ( પકડવું ) ] પું. અનાવૃષ્ટિ; વરસાદનું ન થવું તે; વરસાદનો અટકાવ.

૨. પું. અનુગ્રહ કે મહેરબાની ન હોવાપણું.

૩. પું. જે સ્વર કે અક્ષર પછી 'ઽ' અવગ્રહ ચિહ્ન આવે તે સ્વર કે અક્ષર.

૪. પું. નિગ્રહ; બંધન.

૫. પું. પ્રતિબંધ; હરકત; અડચણ; નડતર.

૬. પું. ( જૈન ) મતિજ્ઞાનના ચાર માંહેનો એ નામનો એક ભેદ; મન તથા ઈંદ્રિયો સાથે વસ્તુનો સંબંધ થતાં તેનું થતું સામાન્ય જ્ઞાન.

> ગાઢ અંધકારમાં કાંઈક સ્પર્શ થતાં 'આ કંઈક છે' એવું જ્ઞાન. આ જ્ઞાનમાં એ માલૂમ પડતું નથી કે એ કઈ ચીજનો સ્પર્શ છે. આથી તે અવ્યક્ત જ્ઞાન અવગ્રહ કહેવાય છે.
>
> તત્ત્વાર્થસૂત્ર

૭. પું. ( વ્યાકરણ ) લોપાયેલ 'અ'નું ચિહ્ન; સંસ્કૃતમાં 'અ' ને 'આ' મળી લોપ થાય ત્યારે મુકાતી ઽ આવી નિશાની. લોપાયેલ 'આ'નું ચિહ્ન 'ઽઽ' એ અવગ્રહ હોય છે.

૮. પું. શાપ.

૯. [ સં. અવ ( નિશ્ચયવાચક ઉપસર્ગ ) + ગ્રહ્ ( અટકાવવું ) ] પું. શિક્ષા.

૧૦. [ સં. અવ ( દૂર ) + ગ્રહ્ ( લેવું ) ] પું. ( વ્યાકરણ ) સમાસના કે પદના બે ભાગ પાડવા તે. જેમકે, પરમેશ્વર = પરમ + ઈશ્વર, સ્વલ્પ = સુ + અલ્પ, હરીચ્છા = હરિ + ઇચ્છા.

૧૧. પું. ( જૈન ) સાધુ તથા સાધ્વીને રહેવા વિચરવા માટે રજા આપેલ જગ્યા. જેમકે, ઇન્દ્રની રજાવાળી જગ્યા તે ઇન્દ્રાવગ્રહ, રાજા અવગ્રહ, ચક્રવર્તી અવગ્રહ.

> સાધુઓને અને સાધ્વીઓને રહેવા અગર વિચરવા માટે અનુમતિ આપેલ જે જગ્યા તે અવગ્રહ કહેવાય છે.
>
> પુરાતત્ત્વ

૧૨. પું. સ્વભાવ; પ્રકૃતિ.

૧૩. પું. હાથીનું કપાળ.

૧૪. પું. હાથીનું ટોળું.

૧૫. પું. હાથીને હાંકવાનો અંકુશ.

**અવગ્રહણ** ૧. [ સં. અવ ( નિશ્ચયવાચક ઉપસર્ગ ) + ગ્રહ્ ( પકડવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. અડચણ; વિઘ્ન; મુશ્કેલી.

૨. ન. અનાદર; અપમાન.

૩. ન. જ્ઞાન.

૪. ન. પ્રતિરોધ; અટકાવ; રોકાણ.

**અવગ્રહયાચન** [ સં. અવ ( નિશ્ચયવાચક ઉપસર્ગ ) + ગ્રહ્ ( લેવું ) + યાચ્ ( માગવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ( જૈન ) સાધુ સાધ્વીને રહેવા વિચરવા માટે જગ્યાની માગણી.

**અવગ્રહાવધારણ** [ સં. અવ ( નિશ્ચયવાચક ઉપસર્ગ ) + ગ્રહ્ ( લેવું ) + અવ ( નિશ્ચય જણાવનારો ઉપસર્ગ ) + ધૃ ( ધારવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ( જૈન ) માગતી વખતેજ સ્થાનનો વિસ્તાર નક્કી કરવાપણું.

> અચૌર્યવ્રતની અનુવીચિઅવગ્રહયાચન, અભીક્ષ્ણ-અવગ્રહયાચન, અવગ્રહાવધારણ, સાધર્મિક પાસેથી અવગ્રહયાચન અને અનુજ્ઞાપિતપાન-ભોજન એ પાંચ ભાવનાઓ છે.
>
> તત્ત્વાર્થસૂત્ર

**અવગ્રાહ** જુઓ અવગ્રહ ૧, ૪, ૫, ૯, ૧૪.

**અવઘટ** ન. ( સંગીત ) નાચતી વખતે એક માણસ પરમાલુઓ બોલે છે, તેજ વખતે પખવાજી તેજ બોલો વગાડે છે, અને નાચનાર ( પગે ઘૂઘરા બાંધેલા હોય ) પગો તથા હાથો વડે કાઢે છે. પરમાલુઓ બોલવા, પખવાજમાં વગાડવા ને નાચનારે કાઢવા આ બધી ક્રિયા એકી વખતે થાય છે તેને અવઘટ કહે છે.

**અવઘટક** સ્ત્રી. એકસરખા કદનાં મોતીની માળા.

**અવઘટ્ટ** ૧. [ સં. અવ ( નીચે ) + ઘટ્ ( ચાલવું ) ] સ્ત્રી. ગુફા; જમીનની અંદરની ગુફા.

૨. સ્ત્રી. ઘંટી; ચક્કી.

**અવઘડ** ( અવઘડ ) ૧. [ હિં. અવ ( ખરાબ ) + ઘડા ( ઘડાયેલ ) ] પું. ( ઠગ લોકોમાં ) અપશુકન.

૨. સ્ત્રી. અગવડ; અડચણ; મુશ્કેલી; નડતર.

૩. સ્ત્રી. કઠિનતા; વિકટપણું.

૪. વિ. અઘરું; મુશ્કેલ.

૫. વિ. અણઘડ; અણપલોટ; બિનઅનુભવી.

૬. [ હિં. ] વિ. બેડોળ; વિચિત્ર.

૭. વિ. મુશ્કેલ; કઠણ.

**અવઘર્ષણ** [ સં. અવઘૃષ્ ( ઘસવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ઘસવું તે; સાફ કરવાની ક્રિયા.

**અવઘર્ષિત** [ સં. અવઘૃષ્ ( ઘસવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. ઘસેલું.

**અવઘાત** ૧. [ સં. અવ ( ખરાબ ) + ઘાત ( નાશ ) ] પું. અકસ્માતથી થયેલું મરણ; અપમૃત્યુ; કમોત.

૨. પું. આઘાત; સપાટો; ઝપાટો; ઘા.

૩. પું. ઈજા કરવી તે; દુઃખ દેવું તે.

૪. [ સં. અવ ( ઓછાપણું બતાવતો ઉપસર્ગ ) + હન્ ( મારવું )] પું. ખાંડણિયામાં ખાંડી છોડાં કાઢવાં તે; ખાંડવા કે છડવાપણું.

૫. [ સં. અવ ( પરાભવ બતાવતો ઉપસર્ગ ) + હન્ ( મારવું )] પું. મારી નાખવું તે.

**અવઘાતી** [ સં. અવહન્ ( મારી નાખવું ) + ઇન્ ( વાળું ) ] વિ. મારી નાખનાર.

**અવઘોષ** જુઓ અવઘોષણા.

**અવઘોષક** [ સં. અવ ( ફેલાવો બતાવનાર ઉપસર્ગ ) + ઘોષક (જાહેર કરનાર)] પું. ખોટી ખબર ઉડાડનાર. મૌર્યવંશના ચંદ્રગુપ્ત રાજાના વખતમાં આવા માણસને ફાંસીની સજા થતી.

**અવઘોષણ** જુઓ અવઘોષણા.

**અવઘોષણા** [ સં. અવ ( ફેલાવો બતાવનાર ઉપસર્ગ ) + ઘુષ્ ( મોટેથી જાહેર કરવું ) ] સ્ત્રી. દાંડી; ઢંઢેરો; જાહેરનામું; સાદ પાડવો તે.

**અવઘોળાટ** ૧. [ સં. અવ ( ફેલાવો બતાવનાર ઉપસર્ગ ) + ઘૂર્ણ્ ( ભમવું )] પું. ઉચાટ; ચિંતા; ઉદાસી.

૨. પું. મનની વરાળ; મનના વિચાર.

**અવઘ્રાણ** [ સં. અવ ( નિશ્ચયપણું જણાવનાર ઉપસર્ગ ) + ઘ્રાણ ( સૂંઘવું તે )] પું. વહાલથી માથું સૂંઘવાની ક્રિયા.

**અવચ** [ સં. ] વિ. અધમ; હલકું; નીચ.

મિશ્ર ઉચ્ચ **અવચ** ધર્માધર્મ. પ્રાચીન કાવ્ય

**અવચન** ૧. [ સં. અ ( નહિ ) + વચન ( કહેવું તે )] ન. ન બોલવાપણું; શાંતિ; મૌન.

૨. [ સં. અ ( ખરાબ ) + વચન ( શબ્દ )] ન. નિંદા.

૩. ન. ભૂંડું બોલવું તે.

૪. વિ. બોલ્યા વિનાનું; મૂંગું; ચૂપ.

**અવચનકર** [ સં. અ ( નહિ ) + વચન ( કહેવું તે ) + કર (કરનાર)] વિ. આજ્ઞા નહિ પાળનાર; હુકમ ન માનનારું.

**અવચનીય** ૧. [ સં. અ ( નહિ ) + વચનીય ( બોલવા જેવું )] વિ. ન બોલવા જેવું; ગંદું; અશ્લીલ.

૨. [ સં. અ (ઊલટું) + વચનીય (નિંદાને પાત્ર )] વિ. પ્રશંસનીય; સ્તુત્ય; અનિંદ્ય.

**અવચનીયતા** ૧. [ સં. અ ( નહિ ) + વચનીય ( બોલવા જેવું ) + તા ( પણું )] સ્ત્રી. અશ્લીલપણું.

૨. [ સં. અ (નહિ) + વચનીય ( નિંદાને લાયક ) + તા ( પણું )] સ્ત્રી. નિંદાપાત્ર ન હોવાપણું.

**અવચય** ૧. [ સં. અવ ( નિશ્ચયાત્મક ઉપસર્ગ ) + ચિ ( એકઠું કરવું )] પું. એકઠું કરવું તે.

૨. પું. સમુદાય; સમૂહ.

**અવચર** [ સં. અવચર્ ( કામે લગાડવું )] પું. ( ન્યાય ) સાધન.

**અવચરિયું** ન. ( ગ્રામ્ય ) ભૂત કાઢવાની ક્રિયા; જળોકિયું.

સાસુ કહે વહુને વંતર વળગ્યું,
અવચરિયાં ઉતરાવો રે. લોકગીત

**અવચળ** [ સં. અ ( નહિ ) + વિચલ ( અસ્થિર )] વિ. ચળે નહિ એવું; દૃઢ; સ્થિર; અચળ.

**અવચાય** જુઓ અવચય ૧.

**અવચિત** ૧. [ સં. અવ ( નિશ્ચયવાચક ઉપસર્ગ ) + ચિ ( એકઠું કરવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય )] વિ. એકઠું કરેલું.

૨. વિ. ભરેલું.

**અવચિહ્ન** ૧. [ સં. અવ ( ખરાબ ) + ચિહ્ન ( નિશાની )] ન. અપલક્ષણ; અટકચાળું.

૨. ન. અપશુકન; અશુભ ચિહ્ન.

૩. ન. મરણનું ચિહ્ન.

**અવચુલ્લી** [ સં. અવ ( ઓછું ) + ચુલ્લી ( ચૂલો )] સ્ત્રી. ચૂલાની પાસેનો ઓલો.

**અવચૂર્ણન** ૧. ન. ( વૈદક ) એ નામનું એક વ્રણ; જખમ.

૨. [ સં. અવ ( ફેલાવો બતાવનાર ઉપસર્ગ ) + ચૂર્ણ્ ( ભૂકો કરવો ) + અન ( નામ બનાવનાર પ્રત્યય )] ન. વાટીને ભૂકો કરવો તે; દળીને લોટ કરવાપણું.

૩. [ સં. અવચૂર્ણ્ ( ભૂકી છાંટવી ) + અન ( નામ બનાવનાર પ્રત્યય )] ન. વ્રણ વગેરે ઉપર ચૂર્ણ ભભરાવવું કે છાંટવું તે.

**અવચૂર્ણિત** [ સં. અવ ( ફેલાવો બતાવનાર ઉપસર્ગ ) + ચૂર્ણ્ ( ભૂકો કરવો )] વિ. દળેલું; ભૂકો કરેલું; વાટેલું.

**અવચૂલ** જુઓ અવચૂલક.

**અવચૂલક** [ સં. ] ન. ચમરી; વાળનું કે મોરપીંછનું માખીઓ ઉડાડવા બનાવેલ સાધન.

**અવચેતન** ૧. [ સં. અવ ( ઓછું ) + ચેતન ( મન )] ન. સૂક્ષ્મમન; આંતરમન; સ્વપ્નમાનસ; અપરમાનસ; ઉપમાનસ.

૨. વિ. ઉપમાનસિક.

**અવચેતના** ૧. [સં. અવ ( ઓછું ) + ચેતના ( સમજણ )] સ્ત્રી. અજ્ઞાન.

૨. સ્ત્રી. ચેતનહીનતા.

**અવચ્છિન્ન** ૧. [ સં. અવ ( દૂર ) + છિદ્ ( કાપવું )] વિ. કાપેલું; છેદેલ.

૨. વિ. ( ગણિત ) ચલ રાશિના મૂલ્યમાં સહેજ ફરક કરવાથી જે ફલના મૂલ્યમાં મોટો ફરક થાય અથવા તો જેનું મૂલ્ય અનંત કે અપરિમિત બને એવું; 'ડિસ્કન્ટિન્યૂઅસ'.

૩. વિ. જુદું પડેલું.

૪. વિ. જુદું પાડેલું.

૫. વિ. જેમાં ફેર પડી ગયો તેવું.

૬. વિ. મર્યાદિત; હદવાળું; અમુક અંશવાળા સ્વરૂપને પામેલું. જેમકે, જળાશયમાં પ્રતિબિંબિત જે મહાકાશ તે અવચ્છિન્ન આકાશ; બુદ્ધિમાં પડેલું ચૈતન્યનું પ્રતિબિંબ-ચિદાભાસ અથવા અવચ્છિન્ન ચૈતન્ય. આકાશના ચાર ભેદ છેઃ મહાકાશ, જલાકાશ, અભ્રાકાશ-મેઘાકાશ, અને ઘટાકાશ. અનંત અખંડ સ્વરૂપે આકાશ તે મહાકાશ. જળ કે કોઈ જળાશયમાં પ્રતિબિંબરૂપે પડેલું આકાશ તે જલાકાશ. અભ્ર કે વાદળાંમાં પ્રતિબિંબરૂપે પડેલું આકાશ તે અભ્રાકાશ. આ અભ્રાકાશ સૂક્ષ્મ છે અને તે માત્ર કલ્પનાથી જાણી શકાય છે. વાદળાં વરાળનાં બનેલાં છે, વરાળમાં પાણી સૂક્ષ્મરૂપે રહેલું છે અને પાણી હોય ત્યાં પ્રતિબિંબ પડે જ. એ પ્રમાણે અભ્રમાં પ્રતિબિંબરૂપે પડેલું આકાશ તે અભ્રાકાશ. ઘડા વગેરેમાં રહેલું આકાશ તે ઘટાકાશ. એ રીતે આકાશ અનંત હોવા છતાં જળાશયમાં પ્રતિબિંબિત મહાકાશ મર્યાદિત કે હદવાળું થઈ જાય છે માટે તે અવચ્છિન્ન.

૭. વિ. ( ગણિત ) વક્ર વચમાંથી તૂટી જાય એવું.

૮. વિ. ( ન્યાય ) વિશેષ ગુણને લીધે જુદું તરી આવતું; ખાસ ગુણ વડે બીજી બાકીની વસ્તુથી જુદું પડેલું; વિશિષ્ટ.

**અવચ્છિન્નત્વ** ૧. ન. અમુક ગુણ વડે ખાસ હોવાપણું; વિશિષ્ટત્વ.

૨. [ સં. અવ ( દૂર ) + છિન્ન ( કાપેલું ) + ત્વ ( પણું )] ન. જુદું પડેલું હોવાપણું.

૩. ન. જુદું પાડેલું હોવું તે.

૪. ન. ( ન્યાય ) સંબંધ.

૫. [ સં. અવચ્છિન્ન ( હદવાળું ) + ત્વ ( પણું )] ન. સીમા હોવાપણું; મર્યાદિત હોવું તે.

**અવચ્છિન્નવાદ** પું. વેદાંતમતપ્રસિદ્ધ એક મતભેદ; બ્રહ્મમાં અવચ્છેદ પરિચ્છેદની ભાવના થાય છે, એ પદાર્થભાવ જ છે, વાસ્તવિક કાંઈ નથી, એ વાદ.

**અવચ્છેદ** ૧. [ સં. અવ ( દૂર ) + છિદ્ ( કાપવું ) ] પું. અલગતા; ભેદ; જુદાપણું; તફાવત.
૨. પું. અવયવ; ભાગ; પરિચ્છેદ.
૩. પું. કાપ; કાપો.
૪. પું. ખાસ ગુણ; વિશેષતા; વિશિષ્ટ ગુણ.
૫. પું. (ગણિત) ગોળ કે વક્ર વચમાંથી તૂટતું કે તૂટશે એમ ટૂકડું ટૂકડું થતાં તૂટી જાય એવી વક્રની સ્થિતિ.
૬. પું. (ગણિત) ચલ રાશિના મૂલ્યમાં સહેજ ફરક કરવાથી ફલના મૂલ્યમાં મોટો ફરક થાય અથવા તો મૂલ્ય અનંત કે અપરિમિત બને એવી ફલની સ્થિતિ; 'ડિસ્કન્ટિન્યૂઇટિ'.
૭. પું. જુદું પડે છે એમ દેખાડનારી નિશાની.
૮. પું. જુદું પાડવું તે; છેદન.
૯. પું. પ્રતિયોગી; હરીફ.
૧૦. પું. બાધ; અપવાદ.
૧૧. પું. (સંગીત) મૃદંગના બાર પ્રબંધમાંનો એ નામનો એક.
૧૨. પું. વર્ગ પાડવા તે; વર્ગીકરણ.
૧૩. પું. વસ્તુનો ખાસ ગુણ જણાવી બીજી વસ્તુથી જુદા પાડવાપણું; લક્ષણકથન વડે અલગ કરવાની ક્રિયા.
૧૪. પું. વ્યાપ્તિ; નિત્ય સાહચર્ય; હમેશાં સાથે રહેવાપણું.
૧૫. પું. શબ્દાર્થની મર્યાદા બાંધવી તે; અવધારણ; નિશ્ચય.
૧૬. પું. સંકોચ.
૧૭. પું. સીમા; હદ; ઇયત્તા; મર્યાદા.
૧૮. પું. સીમા કે હદ બાંધવાનું સાધન.

**અવચ્છેદક** ૧. [સં. અવચ્છિદ્ (જુદું પાડવું)] પું. વિશિષ્ટ લક્ષણ; ખાસ ગુણ.
૨. પું. વિશેષણ.
૩. પું. સીમા; હદ.
૪. વિ. કાપનારું; છેદનારું.
૫. [ સં. અવચ્છિદ્ ( ગુણ વડે ઓળખાવવું ) ] વિ. ગુણ દર્શાવીને જુદું પાડનારું; વસ્તુનો ખાસ ગુણ જણાવી બીજી વસ્તુઓથી તેનું જુદાપણું બતાવનારું.
૬. વિ. જુદું પાડનારું; અલગ રાખનારું.
૭. વિ. નિશ્ચય કરનારું; નિશ્ચયકારક; નિર્ણાયક.
૮. વિ. વિશિષ્ટ; લાક્ષણિક; ખાસ.
૯. વિ. વ્યાપક.
૧૦. વિ. સીમા કે હદ બાંધનારું.

**અવચ્છેદકતા** જુઓ અવચ્છેદકત્વ.

**અવચ્છેદકત્વ** ૧. [ સં. ] ન. ( વેદાંત ) કોઈ પદાર્થના ખાસ સ્વરૂપનો તે પદાર્થ સાથે સંબંધ. જેમકે, ધુમાડાના સ્વરૂપનો તેના ધુમાડો હોવાપણા સાથે ખાસ સંબંધ.
૨. [ સં. અવચ્છેદક ( જુદું કરનારું ) + ત્વ ( પણું ) ] ન. જુદું કરવાનો ગુણ.
૩. ન. ( ન્યાય ) નિયામકત્વ; કબજામાં રાખવું તે; કાબૂ.
૪. ન. વિશેષણત્વ.
૫. ન. વ્યાપ્યત્વ; વ્યાપકતા; વ્યાપવું તે.
૬. [ સં. અવચ્છેદક ( હદ બાંધનારું ) + ત્વ ( પણું ) ] ન. હદ કે સીમા બાંધવાનો ભાવ.

**અવચ્છેદક ધર્મ** ૧. [ સં. અવચ્છેદક ( હદ બાંધનારું ) + ધર્મ ( ખાસ ગુણ ) ] પું. ( વેદાંત ) જુદું પાડનાર ગુણ. જેમ પૃથ્વી ગંધવાળી હોઈ તેના ગંધવત્પણાની લક્ષ્યતા પૃથ્વીમાં રહેલી છે, તે લક્ષ્યતાને બીજાથી જુદી કરી પોતામાં જ રાખનાર પૃથ્વીત્વ ગુણ છે, માટે પૃથ્વીત્વ એ પૃથ્વીનો અવચ્છેદક ધર્મ છે. અથવા જે ગુણ બીજા કોઈ ગુણના ઓછા અથવા વધારે દેશમાં નથી રહેતો પણ સમાન દેશમાં રહે છે, તે ગુણ તે બીજા ગુણનું અવચ્છેદક લક્ષણ કહેવાય છે. જેમ ગંધવત્ત્વ ગુણ પૃથ્વીત્વ ગુણથી ન્યૂન કે અધિક દેશમાં ન રહેતાં પૃથ્વીત્વ ગુણના સમાન દેશમાં રહે છે, માટે ગંધવત્ત્વ એ પૃથ્વીત્વ લક્ષણનું અવચ્છેદક છે.
૨. પું. હદ બાંધનાર કે મર્યાદાવાળું કરનાર લક્ષણ.

**અવચ્છેદક સિદ્ધતા** [ સં. અવચ્છેદક ( હદ બાંધનારું ) + સિદ્ધતા ( સાબિત કરવાપણું ) ] સ્ત્રી. ( ગણિત ) સાબિતીનો એક પ્રકાર; ઇષ્ટ સ્થિતિ કે સિદ્ધ વાત સિવાયની બધી સંભવિતતા છૂટી છૂટી લઈને તે દરેક અશક્ય છે એમ બતાવી બાકી રહેલી ઇષ્ટ સ્થિતિ શક્ય છે એમ સિદ્ધ કરવાની રીત; 'પ્રૂફ બાઇ એગ્ઝૉશન'.

**અવચ્છેદન** ૧. [ સં. અવચ્છિદ્ ( કાપવું ) + અન (નામ બનાવનાર પ્રત્યય)] ન. કાપવાપણું.
૨. ન. જુદું કરવું તે.

**અવચ્છેદવાદ** [ સં. ] પું. ( વેદાંત ) સર્વ બ્રહ્મમય જ છે એવો મત; બ્રહ્મમયમાં અવચ્છેદ પરિચ્છેદની ભાવના થાય છે એ જ પદાર્થભાવ છે, વાસ્તવિક કંઈ જ નથી એવા જીવ ઈશ્વરના સ્વરૂપ વિષેના અનેક વાદ કે મતમાંનો એક; શુદ્ધ સત્ત્વગુણ સહિત માયાવાળું ચેતન તે ઈશ્વર, અને મલિન સત્ત્વગુણ સહિત અવિદ્યાના અંશવાળું ચેતન તે જીવ એવો વાદ કે મત; બિમ્બપ્રતિબિમ્બવાદ; ચૈતન્ય રૂપ આત્મા એક હોવા છતાં શરીરત્રય, માયા અને અવિદ્યા રૂપ ઉપાધિના સંબંધથી કૂટસ્થ, ઈશ્વરજીવ એવા નામરૂપ વ્યવહારને પામતો જણાય છે અને તેને લીધે આત્માને વિષે સર્વેશ, અલ્પજ્ઞ વગેરે ભેદ રૂપ મિથ્યા બુદ્ધિ ઉત્પન્ન થાય છે. પરમાર્થતઃ વિદ્યા વડે જેમાંથી સર્વ ઉપાધિ સ્વરૂપ દૂર થયું છે એવા આત્માને વિષે એવો વ્યવહાર ઉત્પન્ન થતો નથી એ મત અવચ્છેદવાદ કહેવાય છે.

**અવચ્છેદ્ય** ૧. [ સં. અવચ્છિદ્ ( જુદું કરવું ) + ય ( લાયક ) ] વિ. અળગું કરવા લાયક.
૨. વિ. છેદવા લાયક; કાપવા જેવું.
૩. વિ. નક્કી કરવા યોગ્ય.

**અવચ્છેદ્યત્વ** ૧. [સં. અવચ્છિદ્ ( જુદું કરવું ) + ય ( લાયક ) + ત્વ ( પણું ) ] ન. ખાસ ગુણવાળું હોવાપણું; વિશિષ્ટત્વ.
૨. ન. ( ન્યાય ) સંબંધ; અવચ્છિન્નત્વ.
૩. ન. સીમા હોવાપણું.

**અવછરા** [ સં. અપ્સરસ્ ( અપ્સરા ) ] સ્ત્રી. અપ્સરા; પરી.

અવછરા પ્યારો નૃત્ય કરાવે,
ગાન તાન વાજે વાજંત્ર. પ્રેમાનંદ

**અવજનિત** [સં. અવ ( નીચે ) + જનિત ( ઉત્પન્ન થયેલું ) ] વિ. ફૂલના બીજાશયના નીચેના ભાગમાંથી ફૂટતું.

**અવજય** [ સં. અવ ( ઊલટું ) + જય ( જીત ) ] પું. પરાજય; હાર.

**અવજશ** [ સં. અવ ( ખરાબ ) + યશસ્ ( જશ ) ] પું. અપયશ; બદનામી; અપકીર્તિ.

**અવજશિયું** [ સં. અપ ( ખરાબ ) + યશસ્ ( કીર્તિ ) + ઇન્ ( વાળું ) ] વિ. અપકીર્તિ અપાવનાર.

કુંતા કહે તું તો અવજશીઓ રે. વલ્લભ

**અવજસી** સ્ત્રી. રાયવેલી નામની વેલ.

અવજસી ને પ્રિય વલ્લરી રાજવનિકા જેહ,
તારાં દર્શન માત્ર છે તુરત ફુલી છે તેહ.
પિંગળલઘુકોષ

**અવજિત** [સં. અવજિ ( જીતવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. જિતાયેલું.

**અવજી** જુઓ અવેજી.

**અવજું** ૧. વિ. ( ગ્રામ્ય ) આંધળું; આંખની ખોડવાળું.
૨. વિ. ઓછી શક્તિવાળું; અશક્ત.

**અવજોગ** ૧. [ સં. અવ ( ખરાબ ) + યોગ ( પ્રસંગ ) ] પું. ( જ્યોતિષ ) અશુભ મુહૂર્ત; કુયોગ; કમૂરત. પંચાંગમાં કેટલાક ગ્રહ અને નક્ષત્રના બેસવા ઊતરવા કે જવા આવવાને અને સંધિકાળને અશુભ ગણી અવજોગ કહેલા છે, અને તેમાં શુભ કાર્યનો નિષેધ કરેલો છે.

આજ શ્રાદ્ધ કર્યું અવજોગ,
ત્યારે નવ્યા કરમના ભોગ. પ્રેમાનંદ

૨. પું. માઠો સંજોગ.

**અવજોગિયું** [સં. અવ (ખરાબ) + યોગ (અવસર) + ઇન્ (વાળું)] વિ. માઠા સંજોગમાં આવી પડેલ; અભાગિયું.

જગમાં સંજોગિયાં ને જગમાં અવજોગિયાં
કોઈ રડે ને કોઈ હાંસી કરે.
લોકરાસ

**અવજ્ઞા** ૧. [સં. અવ (અનાદર બતાવતો ઉપસર્ગ) + જ્ઞા (જાણવું)] સ્ત્રી. અપમાન; અવધીરણા; તિરસ્કાર; માનભંગ.
૨. સ્ત્રી. અવગણના; આજ્ઞાભંગ; અનાદર.
૩. સ્ત્રી. (કાવ્ય) એ નામનો એક અર્થાલંકાર; એકના ગુણ અથવા દોષ વડે બીજાને ગુણ અથવા દોષની અપ્રાપ્તિ વર્ણવી હોય તેવો અલંકાર. જેમકે, 'સરવરને પામ્યા છતાં, ઘટને કમ જળલાભ'. આમાં સરોવરના અધિક જળરૂપ ગુણથી ઘડાને અધિક જળરૂપ ગુણ પ્રાપ્ત થયો નહિ. વળી 'સંકોચાય સરોજ શું, સુધારશ્મિને હાનિ'. એમાં સરોજના એટલે કમળના સંકોચાવાથી ચંદ્રને કંઈ દોષ થાય નહિ.
૪. [હિં.] સ્ત્રી. પરાજય; હાર.

**અવજ્ઞાત** ૧. [સં. અવજ્ઞા (અનાદર કરવો) + ત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. અપમાન પામેલું; તિરસ્કારેલ.
૨. વિ. અવગણના કરાયેલું.
૩. વિ. હારેલું; પરિભૂત.

**અવજ્ઞાશીલ** ૧. [સં. અવજ્ઞા (અનાદર) + શીલ (સ્વભાવ)] વિ. અનાદરયુક્ત.
૨. વિ. અપમાનવાળું.

**અવજ્ઞેય** ૧. [સં. અવજ્ઞા (અપમાન કરવું)] વિ. અનાદર કરી શકાય એવું.
૨. વિ. તિરસ્કારને પાત્ર; અપમાન કરવા જેવું.

**અવઝાર** [અ. વઝર (હથિયાર)નું બહુવચન] પું. (હિંદી) હથિયાર; ઓજાર.

**અવટ** ૧. પું. ઇંદ્રજાળ ઉપર જીવનાર; મદારી.
૨. [સં.] પું. એ નામનું એક નરક.
૩. પું. કૂવો.
૪. પું. ખાડો; દર; ગર્ત.
૫. પું. શરીરમાં રહેલો ખાડાવાળો ભાગ.
૬. પું. હાથીને ફસાવવાનો ખાડો, જે ઘાસ વગેરેથી ઢાંકેલો હોય છે.
૭. વિ. ખાડામાં ઉત્પન્ન થયેલું.

**અવટનિરોધન** [સં.] ન. એ નામનું એક નરક. જે બીજાને ઊંડા ધરામાં ફેંકી દે તે આ નરકમાં જઈ ઘોર દુઃખ ભોગવે એમ મનાય છે.

**અવટરોધન** પું. યમપુરીમાં એ નામનો છવીશમો નરકકુંડ.

પછી તે પાપી પરલોક પામીને
પડે અવટરોધને હરામી રે. નિષ્કુળાનંદ

**અવટંક** સ્ત્રી. અટક; ઓળખ.

**અવટાવવું** ૧. સ. ક્રિ. ગૂંચવવું; મૂંઝવણમાં નાખવું.
૨. સ. ક્રિ. ઘૂંટીને એકરસ કરવું; વાટવું; પીસવું.
૩. સ. ક્રિ. ભેળવવું; ઘેરવું; રોળવું.
૪. સ. ક્રિ. મૂંઝવવું; કાયર કરવું.
૫. સ. ક્રિ. રખડાવવું.
૬. સ. ક્રિ. સંતાપથી બાળવું; શોષવું; પીડવું.

**અવટાવું** ૧. અ. ક્રિ. ઘૂંટાઈને એકરસ થવું; પિસાવું; વટાવું.
૨. અ. ક્રિ. ચૂંક આવવી.
૩. અ. ક્રિ. ચૂંથાવું.
૪. અ. ક્રિ. પગમાં ભરાવું; ગૂંચવાવું.
૫. અ. ક્રિ. ભેળાઈ જવું; ઘેરાવું; રોળાઈ જવું.
૬. અ. ક્રિ. મૂંઝાવું; કાયર થવું.

સુખ સરવે વીસર્યું ને દુઃખે દેહી અવટાય.
નરસિંહ

૭. અ. ક્રિ. રખડવું.
૮. અ. ક્રિ. સંતાપથી બળવું; શોષાવું; પીડાવું.

ત્યારે દેખીને અવટાવા લાગ્યાં
માતપિતા મનમાંહે. બાણદાસ

**અવટિ** જુઓ અવટ.

**અવટી** જુઓ અવટ.

**અવટીટ** [સં.] વિ. ચપટા નાકવાળું; ચીબું.

**અવઠકો** પું. (ગ્રામ્ય) ઠપકો.

**અવઠારવું** સ. ક્રિ. (ગ્રામ્ય) ઠપકો દેવો.

**અવડ** (અવડ્) [સં. અ (નહિ) + વાટ (રહેઠાણ)] વિ. અવાવરુ; વણવાપર્યું; પડી રહેલું; ઉજ્જડ; અવઢ.

**અવડચવડ** (અવડ્ચવડ્) ૧. [અવડ (અવડનું એવડું રૂપ) + ચર્વ્ (ચાવવું)] વિ. કાચરકૂચર; કાચુંકોરું.
૨. વિ. ગોટાળા ભરેલું; સરળતા વગરનું.
૩. વિ. સરખું ફાડી ન શકે એટલે જેનો વળ આડોઅવળો હોય તેવું.

**અવડચવડિયું** (અવડ્ચવડિયું) વિ. ગૂંચવણવાળું; મુશ્કેલ; અઘરું.

**અવડાળવું** સ. ક્રિ. (ગ્રામ્ય) દળવું.

**અવડુંચવડું** (અવડુંચવડું) વિ. આડુંઅવળું; ગોટાળિયું; ગૂંચવણ ભરેલું.

**અવઢ** [સં. અ (નહિ) + વાટ (રહેઠાણ)] વિ. બહુ વખતથી વપરાયા વિના પડી રહેલું; અવડ.

**અવઢવ** ૧. સ્ત્રી. ઉમેદ; ભાવ.

મેળે રમતાં રાસ, મોં મલકાતાં માદવા,
ચાંદો થયા અમાસ, અવઢવ રહી ગઈ ઓજની.
દિલગીર

૨. સ્ત્રી. ઓરતો.
૩. ન. ઢચુપચુપણું; શંકા; અચોક્કસપણું.

**અવઢવ્ય** સ્ત્રી. ઝંખના; ઓરતો.

તાટકતી તાળીએ હલામણથી હરિયાં નહિ,
અવઢવ્ય રૈ ગઈ એ જમોકામી જેઠવા!
સોન-હલામણનો દુહો

**અવર્ણ** ૧. [સં. અ (બીજું) + વર્ણ (જાતિ)] વિ. બીજી ન્યાતનું.
૨. [સં. અ (અયોગ્ય) + વર્ણ (જાત)] વિ. હલકી જાતમાં જન્મેલું; હલકટ; શૂદ્ર.

**અવતપ્ત** [સં. અવ (ફેલાવો બતાવતો ઉપસર્ગ) + તપ્ત (તપેલ)] વિ. તપાવેલું; ગરમ કરેલું.

**અવતમસ** [સં. અવ (ફેલાવો બતાવતો ઉપસર્ગ) + તમસ્ (અંધારું)] ન. ફેલાયેલું અંધારું.

**અવતરણ** ૧. ન. અદૃશ્ય થવાપણું.
૨. ન. ઉતારો; ટાંચણ.
૩. ન. ઉપોદ્ઘાત; પ્રસ્તાવના.
૪. ન. ઊતરતો ઢાળ; ઉતાર.
૫. [સં. અવ (આધાર બતાવતો ઉપસર્ગ) + તૄ (ઊતરવું)] ન. જુદા દેખાવમાં પ્રકટ થવાપણું.
૬. ન. તરજુમો.
૭. [સં. અવ (નિશ્ચય બતાવતો ઉપસર્ગ) + તૄ (પાર જવું)] ન. તરી જવું તે; પાર જવાપણું.
૮. ન. તીર્થ.
૯. ન. નદી ઉપર બાંધેલ પગથિયાં; ઘાટ.
૧૦. ન. નાહવાને માટે નદીમાં કે તીર્થમાં ઊતરવું તે.
૧૧. [સં. અવ (નીચે) + તૄ (ઊતરવું)] ન. નીચે ઊતરવાપણું.
૧૨. ન. પૃથ્વી પર અવતાર; જન્મ.
૧૩. ન. ભાષ્ય; ટીકા.

**અવતરણચિહ્ન** [સં. અવતરણ (ટાંચણ) + ચિહ્ન (નિશાની)] ન. બીજા લખાણમાંથી લીધેલા ઉતારાની શરૂઆતમાં અને છેડે મુકાતી ' ' કે " " નિશાની; ઉતારો બતાવનારું ચિહ્ન.

**અવતરણિકા** ૧. [સં. અવ (આધાર બતાવતો ઉપસર્ગ) + તૄ (ઊતરવું)] સ્ત્રી. ઉપોદ્ઘાત; પ્રસ્તાવના.
૨. સ્ત્રી. પદ્ધતિ; રીતિ.
૩. સ્ત્રી. પુસ્તકની શરૂઆતમાંની દેવતાની

સ્તુતિ, જેને લીધે દેવતા સ્વર્ગમાંથી પૃથ્વી ઉપર નીચે આવતા હોવાની માન્યતા છે.

**અવતરણી** ૧. [ સં. અવ ( આધાર બતાવતો ઉપસર્ગ ) + તૄ ( ઊતરવું )] સ્ત્રી. ઉપોદ્ઘાત; પ્રસ્તાવના.
૨. સ્ત્રી. તરજુમો.
૩. સ્ત્રી. પદ્ધતિ; રીતિ.
૪. સ્ત્રી. બીજા લખાણમાંથી ઉતારો; અવતરણ.
૫. [ સં. અવ ( નીચે ) + તૄ ( ઊતરવું ) ] વિ. સ્ત્રી. અવતાર લેનારી.
જય સમય ધર્મ અવતરણી. નર્મદ
૬. વિ. સ્ત્રી. ઊતરનારી.

**અવતરવું** ૧. [ સં. અવ (નીચે) + તૄ (ઊતરવું)] અ. ક્રિ. ઉત્પન્ન થવું; જન્મવું.
૨. અ. ક્રિ. નદીનું મળવું.
૩. અ. ક્રિ. નીચે ઊતરવું.
૪. સ. ક્રિ. તાબે કરવું; જીત મેળવવી.
૫. સ. ક્રિ. શરૂ કરવું.

**અવતરીય** [ સં. અવ ( નીચે ) + તૄ ( ઊતરવું ) ] ન. શરીરના નીચલા ભાગમાં પહેરવાનું કપડું. પુરુષના પોષાકમાં ઉત્તરીય અને અવતરીય એ બે-ખેસ અને ધોતી જેવાં-વસ્ત્રો હતાં, એમ બૌદ્ધ સમયમાં ગુપ્તશાસન તળે પરદેશી મુસાફરોનાં વર્ણન પરથી જણાય છે.

**અવતરિયા** ૧. ન. કાઠીની મૂળ જાતનું માણસ.
૨. વિ. કાઠીની મૂળ જાતનું; અવરતિયા.

**અવતંસ** ૧. [ હિં. ] પું. ભત્રીજો.
૨. પું. વર.
૩. પું.; ન. કાનનું ફૂલ; એક જાતનું કાનનું ઘરેણું; લોળિયું.
૪. [ સં. અવ ( ફેલાવો બતાવનાર ઉપસર્ગ ) + તંસ્ ( શણગારવું ) ] પું.; ન. ઘરેણું; અલંકાર; ભૂષણ.
કાલિય-વિષધર-ગંજન, ભયભંજન એ
યાદવકુળ અવતંસ જય જય દેવ હરે !
ગીતગોવિંદ
૫. [ સં. ] પું.; ન. માથાનું ઘરેણું; મુકુટ; તાજ; શિરોમણિ.
૬. પું.; ન. માળા; હાર.
૭. [ સં. અવ ( ઓછાપણું બતાવનાર ઉપસર્ગ ) + તમસ્ ( અંધારું ) ] ન. અંધકાર.

**અવતંસક** ૧. [ સં. ] પું. કાનનું ઘરેણું.
અશોક ગુચ્છના જેવો દિશાનો અવતંસક.
વિક્રમોર્વશીય
૨. પું. ઘરેણું; અલંકાર.
૩. પું. બૌદ્ધોનો એ નામનો એક સૂત્ર ગ્રંથ.
૪. વિ. અલંકારરૂપ; શોભાવે તેવું. જેમકે, રાજાવતંસક એટલે રાજામાં અલંકાર કે શોભારૂપ.

**અવતંસિત** ૧. [ સં. અવતંસ ( કાનનું ઘરેણું ) + ઇત ( વાળું ) ] વિ. કાનનું ઘરેણું પહેરેલું.
૨. [ સં. અવતંસ ( મુકુટ ) + ઇત ( વાળું )] વિ. મુગટ પહેરેલું.
૩. વિ. શણગારેલું; અલંકૃત.
૪. [ સં. અવતંસ ( હાર ) + ઇત ( વાળું )] વિ. હારવાળું.

**અવતાન** ૧. [ સં. અવ ( ચોપાસ ) + તન્ ( ફેલાવું ) ] ન. છોડનો પથારો કે ફેલાવો.
૨. ન. ઢીલું કરવાપણું.

**અવતાર** ૧. [ સં. અવતૄ ( અવતરવું ) ] પું. આગમન; શરૂઆત. જેમકે, વસંતાવતાર એટલે વસંત ઋતુનું આગમન.
૨. [ સં. અવ ( આધાર બતાવનાર ઉપસર્ગ ) + તૄ ( ઊતરવું ) ] પું. ઉપોદ્ઘાત; આમુખ.
૩. [ સં. અવ ( નીચે ) + તૄ ( ઊતરવું ).] પું. ઊતરવાનું ઠેકાણું.
૪. [ સં. અવ ( નિશ્ચય બતાવતો ઉપસર્ગ ) + તૄ ( પાર જવું ) ] પું. ઓળંગીને સામે પાર પહોંચવું તે.
૫. પું. ક્રમે ક્રમે થતો વિકાસ; એક આકારમાંથી બીજા રૂપનો દેખાવ.
ડાર્વિન નામના વિજ્ઞાનશાસ્ત્રીએ શોધ્યું છે કે સૃષ્ટિમાં પ્રાણી માત્ર એક જ વખતે બધાં જન્મ્યાં નથી. પણ એક જાતની ઓલાદમાંથી સંજોગના બળથી નવી ઓલાદ ઉત્પન્ન થાય છે. આ રીતે જળચરમાંથી પેટે ચાલનાર, તેમાંથી પક્ષી, તેમાંથી ચોપગાં પ્રાણી થતાં ગયાં. આ પ્રકારે એક ઓલાદમાંથી વિકાસક્રમથી બીજી ઓલાદ ઉત્પન્ન થાય તેને અવતાર કહેવાય છે.
પ્રાણીવિજ્ઞાન
૬. પું. ચોવીશની સંખ્યા બતાવનારી સંજ્ઞા; ચોવીશ, કેમકે ઈશ્વરના અવતાર ૨૪ મનાય છે.
૭. [ સં. અવ ( નીચે ) + તૄ ( ઊતરવું )] પું. જગતના ઉદ્ધાર માટે વિષ્ણુ કે બીજા દેવનું પૃથ્વી પર દેહ ધરીને અવતરણ એટલે જન્મવું તે. પુરાણ પ્રમાણે વિષ્ણુ ભગવાનના ૨૪ અવતાર મનાય છે-બ્રહ્મા, વરાહ, નારદ, નરનારાયણ, કપિલ, દત્તાત્રેય, યજ્ઞ, ઋષભ, પૃથુ, મત્સ્ય, કૂર્મ, ધન્વંતરિ, મોહિની, નૃસિંહ, વામન, પરશુરામ, વેદવ્યાસ, રામ, બલરામ, કૃષ્ણ, બુદ્ધ, કલ્કિ, હંસ, અને હયગ્રીવ. આમાંના મત્સ્ય, કચ્છ, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, રામ, કૃષ્ણ, બુદ્ધ અને કલ્કિ એ દશ મુખ્ય ગણાય છે. વિષ્ણુમાહાત્મ્યનું જ ગાન કરનાર ભાગવત પુરાણમાં નીચે પ્રમાણે બાવીસ અવતાર ગણાવ્યા છે:—૧. પુરુષ-પ્રજાપતિ, ૨. વરાહ, ૩. નારદ, ૪. નરનારાયણ, ૫. કપિલ, ૬. દત્તાત્રેય, ૭. યજ્ઞ, ૮. ઋષભ, ૯. પૃથુ, ૧૦. મત્સ્ય, ૧૧. કૂર્મ, ૧૨-૧૩. ધન્વંતરિ (દેવનો વૈદ્ય), ૧૪. નૃસિંહ, ૧૫. વામન, ૧૬. પરશુરામ, ૧૭. વેદવ્યાસ, ૧૮. રામ, ૧૯. બળરામ, ૨૦. શ્રીકૃષ્ણ, ૨૧. બુદ્ધ અને ૨૨. કલ્કિ. શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે કે વિષ્ણુના અવતાર અનેક છે. ઋષિઓ, મનુઓ, પ્રજાપતિના પુત્રો સઘળા વિષ્ણુના અંશો જ છે. અવતાર સંબંધી વેદમાં કાંઈ કહ્યું નથી, પરંતુ જેના ઉપરથી વખતે અવતારની કલ્પના થઈ હોય એવી બાબતો તો વેદમાં છે. એ બાબતો ઉપરથી આગળ જતાં અવતારની કલ્પના ઉત્પન્ન થઈ એમ કેટલાક કહે છે. પુરુષોત્તમ ગીતામાં ભગવાનના અવતાર, હેતુ અને કાર્ય આ પ્રમાણે જણાવ્યાં છે: ૧. સનકાદિક—ઊર્ધ્વરેતા—ધર્મ સ્થાપવા માટે; ૨. વરાહ—પૃથ્વીને પાતાળમાં લઈ ગયેલા હિરણ્યાક્ષ દૈત્યને સંહારી તેને પાછી લાવવા માટે; ૩. યજ્ઞરૂપ—સંસારના જીવોને યજ્ઞકર્મ શીખવવા માટે; ૪. હયગ્રીવ—બ્રહ્માંડની ઉત્પત્તિ સમયે મધુ અને કૈટભ નામના અસુરોથી બ્રહ્માની રક્ષા કરવા માટે; ૫. નરનારાયણ—તપશ્ચર્યા કરી ભરતખંડના જીવોનું કલ્યાણ કરવા માટે; ૬. કપિલદેવ—સાંખ્ય અને યોગ પ્રવર્તાવવા માટે; ૭. દત્તાત્રેય—ત્યાગ અને યોગ દર્શાવવા માટે; ૮. ઋષભદેવ—અસિ અને કૃષિકર્મ શીખવવા તથા સાતમી ભૂમિકાનું જ્ઞાન આપવા માટે; ૯. પૃથુરાજા—રસ રહિત પૃથ્વીને રસાળ કરવા માટે; ૧૦. મત્સ્ય—સત્યવ્રત રાજાને પ્રલયની લીલા દેખાડવા તથા હયગ્રીવ દૈત્યને મારી બ્રહ્માને વેદ આણી આપવા માટે; ૧૧. કૂર્મ—સમુદ્રમંથન વખતે મન્દરાચલ પર્વતને પીઠ ઉપર રાખવા માટે; ૧૨. ધન્વન્તરિ—ઔષધિઓનાં નામ, ગુણ અને ઉપયોગ બતાવવા માટે; ૧૩. હરિ—ગ્રાહ એટલે મગરથી ગજની રક્ષા કરવા માટે; ૧૪. નૃસિંહ—હિરણ્યકશિપુને મારી પ્રહ્લાદ ભક્તની રક્ષા માટે; ૧૫. વામન—બલિરાજાને છળી ઇંદ્રાદિક દેવતાઓનું હિત કરવા માટે; ૧૬. હંસ—સનકાદિને જ્ઞાન આપવા માટે; ૧૭. નારાયણ—ધ્રુવને દર્શન આપવા માટે; ૧૮. મન્વન્તર—સ્વધર્મની મર્યાદા સ્થાપવા માટે; ૧૯. પરશુરામ—આસુરી ક્ષત્રિયોને હણવા માટે; ૨૦. રામ—રાવણ જેવા રાક્ષસોને સંહારવા માટે; ૨૧. વેદ વ્યાસ—વેદ પુરાણ અને શાસ્ત્રોને પ્રગટ કરવા માટે; ૨૨. શ્રીકૃષ્ણ—

કંસ જેવા દુષ્ટ રાજાઓને મારવા માટે; ૨૩. બુદ્ધ—બોધથી જ્ઞાન આપી જીવોના કલ્યાણ માટે; અને ૨૪. કલ્કિ—કલિયુગના અધર્મોનો નાશ કરી સત્યયુગના ધર્મોને સ્થાપવા માટે.

શ્રીકૃષ્ણ ભગવાન અવતારનો હેતુ જણાવતાં ગીતામાં કહે છે કે:
જ્યારે જ્યારે ધીરવીર થતી ધર્મની ગ્લાનિ ભારે,
જામે જૂઠો અધરમ તણાં જન્મું પોતે હું ત્યારે;
રક્ષા કાજે સુકૃતિ જનની દુષ્ટના નાશ માટે,
યુગે યુગે જનમ લઉં હું ધર્મને સ્થાપવાને.

૮. [સં. અવ (નીચે) + તૄ (ઊતરવું)] પું. જન્મારો; જીવન; જિંદગી.
અવતાર બગડવો = જિંદગી બગડવી.
૯. પું. તરજુમો.
૧૦. પું. દશસૂચક સાંકેતિક શબ્દ.
૧૧. પું. દેહધારણ; ઉત્પત્તિ; જન્મ.
અવતાર થવો-ધરવો-લેવો = જન્મવું; શરીર ગ્રહણ કરવું.
૧૨. પું. નદી વગેરે ઉપર બાંધેલાં પગથિયાં; ઘાટ.
૧૩. પું. નીચે ઊતરવું તે; હેઠે આવવું તે.
૧૪. પું. પરમ ભક્ત; અંશી ભક્ત.
૧૫. પું. પૃથ્વી પર દેહ ધારણ કરનાર દેવ કે ઈશ્વર.
૧૬. પું. પ્રકટ થવું તે; આવિર્ભાવ; પ્રાકટ્ય.
૧૭. ન. તળાવ.
૧૮. ન. તીર્થ.

**અવતારકથા** ૧. [સં. અવતાર (દેવનું પૃથ્વી પર અવતરવું તે) + કથા (વાર્તા)] સ્ત્રી. અવતારનું વર્ણન.
૨. ન. 'શંકરવિજય'માંના એક પ્રકરણનું નામ.

**અવતારકાર્ય** [સં. અવતાર (દેવનું પૃથ્વી ઉપર અવતરવું તે) + કાર્ય (કામ)] ન. દેવ કે ભગવાનના અવતારનું ખાસ કાર્ય.

**અવતારચક્ર** [સં. અવતાર + ચક્ર (મંડળ)] ન. અવતારની ઘટમાળ; અવતારમાળા.
બુદ્ધનો અવતાર વિષ્ણુના અવતારચક્રની મર્યાદાની બહાર હતો. હિંદુસ્તાનના દેવો

**અવતારચરિત્ર** [સં. અવતાર + ચરિત્ર (વૃત્તાંત)] ન. અવતારનું વર્ણન.

**અવતારણ** ૧. [સં. અવ (આધાર બતાવનાર ઉપસર્ગ) + તૄ (ઊતરવું)] ન. ઉપોદ્‌ઘાત; પ્રસ્તાવના.
૨. ન. કપડાનો છેડો.
૩. ન. તરજુમો.
૪. ન. નકલ કરવાપણું.
૫. [સં. અવ (નીચે) + તૄ (ઊતરવું)] ન. નીચે ઉતારવું તે.
૬. ન. પૂજા; અર્ચા.
૭. ન. બીજામાંથી ઉદાહરણ લેવું તે.
૮. ન. ભૂતનો વળગાડ.
૯. ન. (પુરાણ) રાક્ષસોને રહેવાનું એ નામનું ઠેકાણું.

**અવતારભૂત** [સં. અવતાર + ભૂત (થયેલું)] વિ. અવતાર લીધો હોય એવું.

**અવતારમંત્ર** [સં. અવતાર (નીચે ઊતરવાપણું) + મંત્ર (સ્તુતિનો શ્લોક)] પું. દેવતાને સ્વર્ગમાંથી ઉતારે એવો મંત્ર.

**અવતારમાળા** [સં. અવતાર + માલા (મંડળ)] સ્ત્રી. અવતારની ઘટમાળ; અવતારચક્ર.

**અવતારલીલા** [સં. અવતાર + લીલા (ક્રીડા)] સ્ત્રી. ઈશ્વરે અવતાર લઈને કરેલાં મહાન કાર્ય.

**અવતારવાદ** [સં. અવતાર + વાદ (મત)] પું. કૃતવાદ; ઈશ્વર અમુક અમુક વખતે પૃથ્વીનો ભાર ઉતારવા જન્મ લે છે એવો વાદ; ચોખ્ખું પાણી પાછું મેલું થાય છે તેમ આત્મા શુદ્ધ અને અપાપ થયા પછી ફરીથી ક્રીડા અને પ્રદ્વેષથી લેપાય છે એવો મત.

**અવતારવાદી** [સં. અવતાર + વાદિન્ (વાદમાં માનનાર)] વિ. જગતના ઉદ્ધાર માટે પ્રભુ પૃથ્વી ઉપર અવતાર લે છે એવો મત ધરાવનાર.

**અવતારવું** ૧. [સં. અવતૄ (અવતરવું)] સ. ક્રિ. ઉતારવું.
૨. સ. ક્રિ. ઉત્પન્ન કરવું; રચવું; ઉપજાવવું.
૩. સ. ક્રિ. જન્મ આપવો.

**અવતારશરીર** [સં. અવતાર + શરીર (દેહ)] ન. પ્રભુએ ધારણ કરેલું કે ઠરવાનું શરીર. મત્સ્ય, કૂર્મ, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, રામચંદ્ર, શ્રીકૃષ્ણ, બુદ્ધ, અને કલ્કિ એ દશ અવતાર અવતારશરીર ગણાય છે.

**અવતારસંજ્ઞા** [સં. અવતાર + સંજ્ઞા (નામ)] સ્ત્રી. અવતારનું નામ. પુરાણોમાં જે અવતારસંજ્ઞા છે તે વિકાસવાદ બતાવે છે.

**અવતારસિદ્ધિ** [સં. અવતાર + સિદ્ધિ (સફળતા)] સ્ત્રી. અવતાર તરીકે મેળવેલી સફળતા.

**અવતારિક** [સં. અવતાર + ઇક (લગતું)] વિ. અવતાર સંબંધી; અવતારોને લગતું.
અવતારિક ચિત્રો = (૧) અવતારનાં ચિત્રોવાળો ગંજીફો. (૨) અવતારોને લગતાં ચિત્રો.

**અવતારી** ૧. પું. ઈશ્વરે લીધેલો અવતાર.
૨. પું. કોઈ દેવ કે વિભૂતિના અવતારરૂપે જન્મેલ મહાપુરુષ; અંશીજન.
૩. પું. (પિંગળ) ચોવીસ માત્રાનો એક છંદ. કાવ્ય-રોલા, દિક્‌પાલ, શોભા, લીલા વગેરે તેના ભેદ છે.
૪. વિ. અલૌકિક; ઈશ્વરી; દૈવી.
૫. [સં. અવતાર + ઇન્ (લગતું)] વિ. અવતાર સંબંધી; અવતારને લગતું.
અવતારી ગંજીફો = જેમાં મત્સ્ય, કચ્છ, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, રામ, કૃષ્ણ, બુદ્ધ અને કલ્કિ એ ઈશ્વરના અવતારનાં ચિત્રો પાડેલાં હોય એવો ગંજીફો.

**અવતીર્ણ** ૧. [સં. અવ (નીચે) + તૄ (ઊતરવું)] વિ. અવતરણ કે ઉતારા રૂપે લીધેલું.
૨. વિ. અવતાર લઈને જન્મેલું.
૩. વિ. તરજુમો કરાયેલ.
૪. [સં. અવ (નીચે) + તૄ (તરવું)] વિ. તરીને પાર ગયેલું.
૫. વિ. નીચે ઊતરેલું.
૬. વિ. પડેલું.
૭. વિ. પ્રવેશ કરેલ.

**અવત્ત** ૧. [સં. અવ્યક્ત] પું. (પ્રાકૃત) આઠ વર્ષની અંદરનો છોકરો.
૨. [સં. અવદો (કટકા કરવા)] ન. યજ્ઞના પુરોડાશમાં ભાગના કટકા કરવા તે.
૩. [સં. અ (નહિ) + વ્યક્ત (સ્પષ્ટ)] વિ. અસ્પષ્ટ.
૪. વિ. ઓછી ઉમરવાળું.
૫. [સં. અવાત] વિ. (પ્રાકૃત) પવન વગરનું.
૬. [સં. અવાપ્ત] વિ. (પ્રાકૃત) પ્રાપ્ત; મેળવેલું; લબ્ધ.

**અવત્રસ્ત** [સં. અવત્રસ (બીવું) + ત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. બીનેલું; બીક પામેલું.

**અવત્સર** પું. સામવેદનો એ નામનો એક ઋષિ.

**અવત્સાર** [સં.] પું. ઋગ્વેદનો એ નામનો એક ઋષિ. તેણે નવમા મંડલના ૫૩થી૬૦ સૂક્ત રચ્યાં કહેવાય છે.

**અવત્સાર કાશ્યપ** પું. ઋગ્વેદનો એ નામનો એક ઋષિ. તેણે પાંચમા મંડલનું ૪૪મું સૂક્ત રચ્યાનું મનાય છે.

**અવથાડી** (અવથાડો) [સં. અવસ્થા] સ્ત્રી. (જૂ. ગુ.) અવસ્થા (તિરસ્કારમાં).

**અવદશા** [સં. અવ (હલકું) + દશા

( સ્થિત )] સ્ત્રી. માઠી હાલત; પડતી; દુર્દશા.

**અવદહણુ** જુઓ અવદહન.

**અવદહન** [ સં. ] ન. ડામ; ધગાવેલ વસ્તુથી ગૂમડાં વગેરે પર દેવાતો ડામ.

**અવદંશ** [ સં. ] પું. દારૂ જેવા કેફી પદાર્થનો ઉત્સાહ ઉત્પન્ન કરે તેવું એક ચાટણ; ઉત્તેજક પદાર્થ; માદક વસ્તુ.

**અવદાત** ૧. પું. અધિકાર.
૨. પું. ગુણ.
૩. પું. વર્ણન.
૪. વિ. ઉજ્જ્વલ; દેદીપ્યમાન.
૫. વિ. ધોળું; શ્વેત; સફેદ.
શુક્લ શુભ્ર પાંડુર વિશદ અર્જુન સિત **અવદાત**, ધવલ નવલ ઉજળી અઠા કરત ધટાથી વાત.
'પિંગળલઘુકોષ
૬. વિ. પીળું.
૭. વિ. રૂપાળું; સુંદર.
૮. [ સં. અવ ( પવિત્રતા બતાવનાર ઉપસર્ગ ) + દૈ ( શુદ્ધ કરવું )] વિ. શુદ્ધ; નિર્મળ; પવિત્ર; ચોખ્ખું; વિમળ.
૯. વિ. શુભ.
જીવ સત્વગુણ વડે નિર્મળ થાય છે માટે સત્વગુણને **અવદાત** એટલે શુભ કહ્યો છે.
સિદ્ધાંતદર્શન
૧૦. વિ. સારા ગુણવાળું.
૧૧. વિ. સ્પષ્ટ; ખુલ્લું.
૧૨. અ. ચોક્કસ; નક્કી.

**અવદાત્ત** પું. એ નામનો એક માત્રામેળ છંદ.

**અવદાન** ૧. ન. આહુતિ પૂરતું અન્ન; કોળિયો.
અવદાન સરખું એ ભરવું નહિ=કંઈ પણ ખાવું નહિ.
૨. ન. ઓહિયાં કરી જવાપણું; ગળી જવું તે; પચાવી પાડવું તે.
૩. ન. ઓળંગવું તે; ઉલ્લંઘન.
૪. [ સં. અવદો ( કાપવું ) ] ન. કટકા કરવા તે; ખંડન.
૫. ન. ટુકડો; વિભાગ; કટકો.
૬. ન. તોડવું તે.
૭. ન. દંતકથાનો વિષય.
૮. ન. દેવતાને જમાડવો તે; આહુતિ.
૯. ન. પરાક્રમ; બળ.
૧૦. ન. પાર પાડેલું કામ.
૧૧. ન. પ્રશસ્ત કર્મ; ઉત્તમ કામ.
૧૨. ન. બૌદ્ધ ધર્મનું પુરાણ જેવું સાહિત્ય. તેમાં બુદ્ધના માહાત્મ્યની તથા તેમના પૂર્વજન્મની વાતો આવે છે.
૧૩. ન. શુદ્ધ કરવું તે.
૧૪. ન. સુગંધી વાળો; ખસ.

**અવદાન્ય** ૧. વિ. ઓળંગી જનારૂં.
૨. [ સં. અ ( નહિ ) + વદાન્ય ( ઉદાર ) ] વિ. કંજૂસ; લોભી.
લોભમાં બદ્ધ થયેલો, શ્રદ્ધાવિહીન, કૃપણ, **અવદાન્ય**, મત્સરી અને ચાડી ખાવામાં ગૂંથાયેલો જે હોય તે પોતાની વાણીથી બીજાને દોષ દે છે. સુત્તનિપાત
૩. વિ. પરાક્રમી; બળવાન.

**અવદારક** ૧. [ સં. અવદૃ ( ફાડવું ) ] પું. કુહાડી.
૨. પું. માટી ખોદવાનું લોઢાનું એક જાતનું ઓજાર.
૩. વિ. ચીરી નાખનારૂં; ભાગ પાડનારૂં.

**અવદારણ** ૧. [ સં. અવદૃ ( ચીરવું ) ] ન. ચીરવું તે; ફાડવું તે.
૨. ન. ટુકડા કરવા તે.
૩. જુઓ અવદારક ૧, ૨.

**અવદારિત** ૧. [ સં. અવદૃ ( ચીરવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. ચીરી નાખેલું; ફાડી નાખેલું.
૨. વિ. ટુકડા કરેલું.

**અવદાહ** ૧. [ સં. અવ ( ખરાબ ) + દાહ ( બળતરા ) ] પું. બળતરા.
૨. [ સં. અવ ( ખરાબ ) + દહ્ ( બળવું ) ] પું. વિધિ વગર અગ્નિદાહ; વિધિ પ્રમાણે અગ્નિસંસ્કાર કર્યા વગર શબને બાળવું તે.
૩. ન. સુગંધી વાળો; ખસ.

**અવદાહેષ્ટ** [ સં. ] ન. સુગંધી વાળો.

**અવદાહેષ્ટકાપથ** [ સં. ] ન. સુગંધી વાળો; ખસ.

**અવદીચ** ૧. [ સં. ઉદીચી ( ઉત્તર દિશા ) ] ન. ગુજરાતના બ્રાહ્મણની એ નામની જાતનું માણસ. મૂળરાજ મહારાજે યજ્ઞ માટે ઉત્તરમાંથી બ્રાહ્મણોને તેડાવ્યા એ અવદીચ કહેવાયા. તેમનામાંથી જેમણે દક્ષિણા ન લીધી તે ટોળકિયા અવદીચ થયા.
૨. વિ. એ નામની બ્રાહ્મણની જાતનું.

**અવદીર્ણ** ૧. [ સં. અવ ( ફેલાવો બતાવનાર ઉપસર્ગ ) + દીર્ણ ( ફાટી પડેલ ) ] વિ. ઓગળી ગયેલું.
૨. વિ. ચીરાઈ ગયેલું.
૩. વિ. બે ભાગ કરાયેલું.
૪. વિ. મૂંઝાઈ ગયેલું; વ્યાકુળ બનેલું.

**અવદ્દાર** ૧. [ સં. અપદ્વાર ] ન. ( પ્રાકૃત ) ગુમદાર.
૨. ન. નાની બારી; ડીંડી; ખડકી.

**અવદ્ય** ૧. [ સં. ] પું. ગુનો; અપરાધ; વાંક.
૨. પું. નિંદા.
૩. ન. પાપ.
૪. ન. શરમ; લાજ.
૫. વિ. દોષવાળું; દૂષિત.
૬. [ સં. અ ( નહિ ) + વદ્ય ( કહેવા જેવું ) ] વિ. ન કહેવાય એવું.
૭. વિ. નિંદવા જેવું; નિંદ્ય.
કીધું કર્મ એક **અવદ્ય**. નરસિંહરાવ
૮. વિ. હલકું; અધમ; નીચ.

**અવદ્યોતન** [ સં. અવ ( ફેલાવો બતાવનાર ઉપસર્ગ ) + દ્યુત્ ( પ્રકાશવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. તેજ; પ્રકાશ.

**અવદ્યોતી** [ સં. અવદ્યોતિન ( પ્રકાશનારૂં ) ] વિ. પ્રકાશ આપનારૂં.

**અવધ** ૧. પું. કોશલ દેશ, જેની રાજધાની અયોધ્યા હતી; અયોધ્યા પ્રાંત; 'આઉધ'.
૨. [ સં. અ ( નહિ ) + વધ ( હત્યા ) ] પું. વધ નહિ તે; વધમાંથી છૂટકારો.
૩. સ્ત્રી. અયોધ્યા નગરી. તે સાત મોક્ષપુરી માંહેની એક ગણાય છે.
૪. [ સં. અવધિ ( હદ ) ] સ્ત્રી. અવધિ; સીમા; હદ.
૫. સ્ત્રી. અંત; સમાપ્તિ; છેડો; આખર.
૬. સ્ત્રી. નક્કી સમય; નિશ્ચિત વેળા; ચોક્સ વખત.
વાલાં ગિયાં વિદેશ, **અવધે** આવાળું નહિ.
નાગ–નાગમદેનો દુહો
૭. સ્ત્રી. મુદત; સમય.
૧. અવધ બાંધવી=મુદત અથવા વખત મુકરર કરવો.
૨. અવધે પહોંચવું=ઘરડું થવું.
૮. [ સં. અ ( નહિ ) + વધ્ય ( મારવા જેવું ) ] વિ. મારવાનો પ્રતિબંધ હોય તેવું; હણવામાં નિષિદ્ધ.

**અવધજ્ઞાન** [ સં. અવધિ ( મર્યાદા ) + જ્ઞાન ( જાણવું તે ) ] ન. ( જૈન ) અપૂર્ણ જ્ઞાન; મર્યાદિત જ્ઞાન.

**અવધપતિ** ૧. [સં. અયોધ્યા + પતિ (ધણી)] પું. અયોધ્યાના સ્વામી.
૨. પું. શ્રીરામચંદ્ર, કેમકે રામરાજ્યને લીધે તે અયોધ્યાના રાજા તરીકે પ્રખ્યાતિ પામ્યા હતા.

**અવધપુર** [ સં. અયોધ્યા + પુર ( નગર ) ] ન. અયોધ્યા શહેર.

**અવધપુરી** જુઓ અવધપુર.

**અવધસીતાકી** સ્ત્રી. તરવારની મૂઠનો એક પ્રકાર.

**અવધા** સ્ત્રી. ( ગણિત ) ત્રિકોણના શિરોબિંદુમાંથી પાયા ઉપર દોરેલા લંબથી પાયાના બે ભાગ થાય તેમાંથી એક ભાગ.

**અવધાન** ૧. ન. ઉદ્દેશ; ધારણા; વલણ.
૨. ન. એકમને કરેલ નિર્ણય.
ઈહાદ્વારા ગ્રહણ કરેલા વિશેષનો કાંઈક અધિક **અવધાન**-એકાગ્રતાથી જે નિશ્ચય થાય છે તે અવાય. — તત્વાર્થસૂત્ર
૩. ન. કાળજી; સાવધાની.
૪. ન. ગર્ભ.
૫. [ સં. આધાન ( ગર્ભધારણ ) ] ન. ગર્ભાધાન.
૬. ન. મનોયોગ; સમાધિ; યોગનું એક અંગ.
૭. ન. લક્ષ; ધ્યાન; એકાગ્રતા.

**અવધાનવશ** [ સં. અવધાન ( ધ્યાન ) + વશ ( તાબે ) ] વિ. યાદ રાખેલું.

**અવધાની** ૧. [ સં. અવધાન ( એકાગ્રતા ) + ઇન્ ( વાળું ) ] વિ. ધ્યાન કે એકાગ્રતાના પ્રયોગ કરી શકનારું; અવધાન કરનારું.
૨. વિ. ધ્યાન કે એકાગ્રતાની શક્તિવાળું.

**અવધાર** ૧. [ સં. અવધૃ ( નક્કી કરવું ) ] પું. નિશ્ચય; ઠરાવ; નિર્ણય.
૨. પું. શબ્દ ઉપર મૂકવામાં આવતો ભાર.
૩. પું. શબ્દના અર્થની મર્યાદા બાંધવાપણું.
૪. [ સં. અવધૃ ( હદ બાંધવી ) ] પું. હદ બાંધવી તે.
૫. અ. અવશ્ય; નક્કી; ખચીત; ચોક્કસ; જરૂર.

**અવધારક** ૧. [ સં. અવધૃ ( નિશ્ચય કરવો ) ] વિ. નક્કી કરનારું.
૨. વિ. વળગી રહેનારું.

**અવધારણ** ૧. [સં. અવ ( નિશ્ચયવાચક ઉપસર્ગ ) + ધૃ ( પકડવું ) ] ન. ( ન્યાય ) કોઈ પણ વસ્તુ એ તે જ વસ્તુ છે, તેના સિવાય બીજી વસ્તુ નથી એવો નિશ્ચય. જેમકે, ઘડો એ ઘડો જ છે, કપડું નથી.
૨. ન. તીવ્ર નિશ્ચય; નિર્ણય; ઠરાવ.
૩. ન. શબ્દ ઉપર મૂકવામાં આવતો ભાર.
૪. ન. શબ્દના અર્થની મર્યાદા બાંધવી તે.
૫. [ સં. અવધૃ ( હદ બાંધવી ) ] ન. સીમા બાંધવાપણું.
૬. વિ. હદ બાંધનારું.

**અવધારણત્વ** [ સં. અવધારણ ( નિશ્ચય ) + ત્વ ( પણું ) ] ન. (વેદાંત) નિર્ણયાત્મક જ્ઞાનને વિષય કરવાપણું; ચોક્સ જ્ઞાનની પ્રાપ્તિ.

**અવધારણપૂર્વપદ કર્મધારય** [ સં. અવધારણ ( નિશ્ચય ) + પૂર્વપદ ( આગલું પદ ) + કર્મધારય ( એ નામનો સમાસ ) ] પું. ( વ્યાકરણ ) આગલું પદ અવધારણ એટલે નિશ્ચય બતાવનાર હોય તેવો કર્મધારય એટલે ક્રિયાની સાથે સરખો સંબંધ રાખનાર પદોનો સમાસ. જેમકે, વદનકમળ એટલે વદન એ જ કમળ; દુઃખાબ્ધિ એટલે દુઃખ એ જ અબ્ધિ.

**અવધારણયુક્ત** [ સં. અવધારણ ( નિશ્ચય ) + યુક્ત ( વાળું ) ] વિ. નિશ્ચયવાળું; દૃઢ.

**અવધારણા** ૧. [ સં. ] સ્ત્રી. અવધારવું તે.
૨. સ્ત્રી. ખોજ; તપાસ.
૩. [ સં. અવ ( નિશ્ચય બતાવનાર ઉપસર્ગ ) + ધૃ ( પકડવું ) ] સ્ત્રી. નિશ્ચય; નિર્ણય.
૪. [સં. અવધૃ ( હદ બાંધવી ) ] સ્ત્રી. મર્યાદા બાંધવાપણું.
૫. સ્ત્રી. શબ્દના અર્થની મર્યાદા બાંધવી તે.
૬. સ્ત્રી. સમજ.

**અવધારણીય** ૧. [સં. અવધૃ ( નિશ્ચય કરવો ) + અનીય ( જેવું ) ] વિ. નિશ્ચય કરવા જેવું.
૨. વિ. નિશ્ચય કરી શકાય એવું.

**અવધારવું** ૧. સ. ક્રિ. ધ્યાનપૂર્વક જોવું; તપાસવું.
૨. [ સં. અવ ( નિશ્ચયવાચક ઉપસર્ગ ) + ધૃ ( પકડવું ) ] સ. ક્રિ. નક્કી કરવું; નક્કી માનવું.

**અવધારિત** [ સં. અવધૃ ( નક્કી કરવું ) ] વિ. નિશ્ચય કરેલ; ધારેલું.

**અવધાર્ય** જુઓ અવધારણીય.

**અવધાવન** ૧. [ સં. ] ન. પકડવું તે.
૨. ન. પાછળ દોડવું તે.
૩. ન. સાફ કરવાપણું.

**અવધિ** ૧. [ સં. ] પું. અપાદાન.
૨. પું. અંત સમય; અંતિમ કાલ; છેલ્લી ઘડી.
૩. પું. આગ્રહ.
૪. પું. આદર.
૫. પું. ખાડો.
૬. પું. ધ્યાન.
૭. પું. બળ; જોર.
૮. પું. ભાગ; વિભાગ.
૯. પું.; સ્ત્રી. અંત; સમાપ્તિ.
૧૦. પું.; સ્ત્રી. આખરની હદ; પરાકાષ્ઠા; આડો આંક; શિખર; ટોચ.
૧. અવધિ કરવી = હદ કરવી; પરાકાષ્ઠાએ પહોંચવું; સૌથી ચડિયાતા હોવું.
૨. એના કસબની તો અવધિ છે = તેના જેવું કારીગરીમાં કોઈ છે નહિ; તે સર્વોત્તમ છે.
૧૧. પું.; સ્ત્રી. નક્કી કરેલો વખત; નિયત કાલ.
અવધિએ-અવધે મરવું = યથાકાળે મરવું; વૃદ્ધાવસ્થાએ મરણ પામવું.
૧૨. પું.; સ્ત્રી. સીમા; હદ; મર્યાદા.
અવધિએ પહોંચવું = છેડે-હદે જઈ પહોંચવું; ઘરડું થવું.
૧૩. સ્ત્રી. કાલમર્યાદા; ઓધિ; મુદત.
૧૪. સ્ત્રી. ધોરણ; મુખ્ય પ્રમાણ.
૧૫. સ્ત્રી. નિમણૂક.
૧૬. ન. ( જૈન ) એક પ્રકારનું જ્ઞાન. જુઓ અવધિજ્ઞાન.
૧૭. અ. સુધી; પર્યંત. જેમકે, સમુદ્રાવધિ = સમુદ્ર સુધી.

**અવધિઅજ્ઞાન** [ સં. અવધિ ( મર્યાદા ) + અજ્ઞાન ] ન. ( જૈન ) વિપરીત એટલે ઊલટું અવધિજ્ઞાન; વિભંગજ્ઞાન એટલે મિથ્યાદૃષ્ટિવાળાને થતું અમુક હદ સુધીનું જ્ઞાન.

**અવધિક્રય** [ સં. અવધિ ( મુદત ) + ક્રય ( ખરીદ ) ] પું. અમુક મુદતમાં નાણાં ભરી ખરીદી શકાય એવું વેચાણ.

**અવધિગણના** [ સં. અવધિ ( મુદત ) + ગણના ( ગણતરી ) ] સ્ત્રી. મુદતની ગણતરી.

**અવધિચિહ્ન** [ સં. અવધિ ( મર્યાદા ) + ચિહ્ન ( નિશાની ) ] ન. અપૂર્ણતા બતાવનાર ચિહ્ન.
તે માનવતાનું જ **અવધિચિહ્ન** છે એમ જાણી ઉદાર દૃષ્ટિથી તેની ઉપેક્ષા કરશો. — ખબરદાર

**અવધિજ્ઞાન** [સં. અવધિ ( મર્યાદા ) + જ્ઞાન ( જાણવું તે ) ] ન. ( જૈન ) ઇંદ્રિયોની સહાયતા વગર પૌદ્‌ગલિક એટલે રૂપી પદાર્થો વિષે થતું મર્યાદાવાળું જ્ઞાન; અમુક હદ સુધી જાણી દેખી શકે તેવું જ્ઞાન; પાંચ જ્ઞાન માંહેનું ત્રીજું દેવોને તે જ્ઞાન જન્મથી જ હોય છે. તિર્યંચ એટલે પશુ અને મનુષ્યને થતા અવધિજ્ઞાનના ૭ ભેદ છે: ૧. આનુગામિક, ૨. અનાનુગામિક, ૩. વર્ધમાન, ૪. હાયમાન, ૫. અવસ્થિત અને ૬. અનવસ્થિત.

**અવધિજ્ઞાનાવરણ** [ સં. અવધિજ્ઞાન ( હદવાળું જ્ઞાન ) + આવરણ ( ઢાંકણ ) ] ન. ( જૈન ) અવધિજ્ઞાનને રોકવાના સ્વભાવવાળું કર્મ.
મતિજ્ઞાનાવરણ, શ્રુતજ્ઞાનાવરણ, **અવધિજ્ઞાનાવરણ** અને મનઃપર્યવજ્ઞાનાવરણના ક્ષયોપશમથી મતિ, શ્રુત, અવધિ અને મનઃપર્યવજ્ઞાન પ્રગટ થાય છે. — તત્વાર્થસૂત્ર

**અવધિત્વ** ૧. ન. ( ન્યાય ) એક જાતનો સંબંધ.
૨. [ સં. અવધિ ( સીમા ) + ત્વ ( પણું ) ] ન. ( ન્યાય ) મર્યાદા બાંધવાપણું. આ મર્યાદા ત્રણ પ્રકારની છે: કાળકૃત, દેશકૃત અને ગુણકૃત. જેમકે, મહિના પહેલાં તેણે કામ કર્યું એમાં કાળકૃત, નદી જંગલના બે ભાગ પાડે છે એમાં દેશકૃત, અને મથુરાનાં લોક પાટલિપુત્ર-

ના લોક કરતાં વધારે સાહૂકાર હતાં એમાં બુદ્ધિકૃત મર્યાદા છે.

**અવધિદર્શન** [ સં. અવધિ ( હદ ) + દર્શન ( દેખાવ ) ] ન. ( જૈન ) અવધિજ્ઞાનથી મૂર્ત પદાર્થનું સામાન્ય જાણપણું.

નિરાકાર ઉપયોગના ચાર ભેદ આ પ્રમાણે છેઃ ચક્ષુર્દર્શન, અચક્ષુર્દર્શન, અવધિદર્શન, અને કેવળદર્શન. તત્ત્વાર્થસૂત્ર

**અવધિદર્શનાવરણ** [ સં. અવધિદર્શન ( સામાન્ય બોધ ) + આવરણ ( ઢાંકણ ) ] ન. ( જૈન ) અમુક હદમાં જોઈ શકવાની શક્તિને રોકનાર કર્મ; દર્શનાવરણીય કર્મની એક પ્રકૃતિ કે જેના પરિણામે જીવ અવધિદર્શન પામતો નથી.

ચક્ષુર્દર્શનાવરણ, અચક્ષુર્દર્શનાવરણ અને અવધિદર્શનાવરણના ક્ષયોપશમથી ચક્ષુર્દર્શન, અચક્ષુર્દર્શન અને અવધિદર્શન પ્રગટ થાય છે. તત્ત્વાર્થસૂત્ર

**અવધિનિબંધ** [ સં. અવધિ ( સીમા ) + નિબંધ ( કાયદો ) ] પું. મુદતનો કાયદો.

**અવધિબાધ** [ સં. અવધિ ( વખતની હદ ) + બાધ ( અડચણ ) ] પું. મુદતનો બાધ.

**અવધિબાધનિબંધ** જુઓ અવધિનિબંધ.

**અવધિબાધા** જુઓ અવધિબાધ.

**અવધિબાધિત** [ સં. અવધિ ( મુદત ) + બાધિત ( હરકતવાળું ) ] વિ. મુદત બહાર; મુદત બહાર ગયેલું.

**અવધિભૂત** [ સં. અવધિ ( સીમા ) + ભૂત ( થયેલું ) ] વિ. હદ તરીકે બનેલું કે રહેલું.

**અવધિમત્ત્વ** ૧. [ સં. અવધિ ( સીમા ) + મત્ ( વાળું ) + ત્વ ( પણું ) ] ન. ( ન્યાય ) અમુક સીમાવાળો એક જાતનો સંબંધ. જેમકે, ઝાડથી પાંદડું પડે છે. એમાં ઝાડ અને પાંદડાંને અવધિમત્ત્વ એટલે સીમાવાળો સંબંધ છે.

૨. ન. સીમાવાળું હોવાપણું.

**અવધિમાન** ૧. [ સં. અવધિ ( મર્યાદા ) + મત્ ( વાળું ) ] પું. સમુદ્ર, કેમકે તે માઝામાં રહે છે.

૨. વિ. હદવાળું; મર્યાદિત.

**અવધિયું** [ સં. અવધિ ( મુદત ) ] વિ. નિયમિત વખતે થતું; મુદતસંબંધી. જેમકે, અવધિયો તાવ.

**અવધિલંઘિતઋણ** [ સં. અવધિ ( મુદત ) + લંઘ્ ( ઓળંગવું ) + ઇત ( વાળું ) + ઋણ ( દેણું ) ] ન. પાકી ગયેલું લહેણું.

**અવધી** [ અવધ ( અયોધ્યા ) ] વિ. અયોધ્યાનું.

**અવધીત** [ સં. અધીત ( ભણેલું ) ] વિ. ( જૂ. મુ. ) શીખેલું; પારંગત થયેલું.

શીવામન ચૌદ વિદ્યા અવધીત. ભીમ

**અવધીભાષા** [ અવધી ( અયોધ્યાનું ) + ભાષા ( બોલી ) ] સ્ત્રી. અયોધ્યાની ભાષા; પૂર્વ હિંદની એક બોલી. કેટલાક આર્યસમાજના પ્રચારકો જે હિંદીનો ઉપયોગ કરે છે તે વ્રજભાષા કે અવધીભાષાની સમીપ જતી રચનાવાળી હોય છે.

**અવધીર્** [ સં. અવધીર્ ( તુચ્છકારવું ) ] સ. ક્રિ. ( ધાતુ ) તિરસ્કાર કરવો; તુચ્છકારવું. તે ઉપરથી થયેલા શબ્દોઃ અવધીરણ; અવધીરણા; અવધીરિત.

**અવધીરણ** ૧. [ સં. અવધીર્ ( અવજ્ઞા કરવી ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. અનાદર; અપમાન.

૨. [ સં. અવધીર્ ( તુચ્છકારવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. તિરસ્કાર.

**અવધીરણા** જુઓ અવધીરણ.

**અવધીરવું** [ સં. અવધીર્ ( અવજ્ઞા કરવી ) ] સ. ક્રિ. અનાદર કરવો; અપમાન કરવું.

**અવધીરિત** ૧. [ સં. અવધીર્ ( અનાદર કરવો ) + ઇત ( વાળું ) ] વિ. અપમાનિત; અપમાન પામેલું.

૨. [ સં. અવધીર્ ( તિરસ્કારવું ) + ઇત ( વાળું ) ] વિ. તિરસ્કાર પામેલું.

**અવધૂત** ૧. [ સં. અવ ( નિશ્ચય બતાવતો ઉપસર્ગ ) + ધૂત ( દૂર કરેલ ) ] પું. બાવાનો એક પંથ. આ પંથ અતીતને લગભગ મળતો છે. ફેર એટલો કે સંસારને પેલે પાર ગયેલો તે અતીત અને નાતજાતનાં બંધ છોડી દેનાર તે અવધૂત કહેવાય છે. અવધૂતમાં શૈવ અને વૈષ્ણવ બન્ને પંથનાં લોકો હોય છે, પણ અતીતમાં ઘણે ભાગે શૈવ જ હોય છે. પરંતુ બિહાર વગેરે કેટલેક સ્થળે વૈષ્ણવ અતીત હોય છે. શૈવ અવધૂત અતિ વિરક્ત હોય છે અને જેમ બને તેમ ઓછાં લૂગડાં વાપરે છે, મૌન રાખી ભિક્ષાવૃત્તિ કરે છે, શિયાળામાં ધૂણી તપાવે છે. ગોરખનાથને અવધૂતપંથીઓ પોતાના ગુરુ માને છે. કેટલાક અવધૂત દત્તાત્રેયને પોતાના ઉપાસ્ય દેવતા માને છે. વળી રામાનંદે રામાનુજ પંથીઓમાં સુધારા દાખલ કર્યા અને એ પંથમાંથી જાતિભેદ સદંતર કાઢી નાખવાના પ્રયાસ કર્યા ત્યારે પોતાના અનુયાયીઓએ કુદરતી તથા સમાજનાં બધાં બંધન તોડી નાખ્યાં છે એમ બતાવવા પોતાના પંથને અવધૂતને નામે ઓળખાવ્યો હતો. રામાનુજ અવધૂતો રામ તથા હનુમાનના ખાસ પૂજક હોય છે.

૨. પું. ( પુરાણ ) બાળક જેમ ઉન્મત્ત અને પિશાચવૃત્તિ રાખી જ્યાં ત્યાં ફરતો દત્તાત્રેય નામનો પ્રાચીન કાળનો એક બ્રાહ્મણ. એને પ્રહ્લાદ તેમ જ યદુરાજા સાથે સંવાદ થયો હતો.

૩. [ સં. અવધૂ ( ખંખેરી નાંખવું ) ] પું. વૈરાગી; બાવો; સંન્યાસી; સાધુ; યોગી.

૪. ન. તે નામનું યજુર્વેદનું એક ઉપનિષદ; એકસો આઠ ઉપનિષદો માંહેનું એક. જુઓ ઉપનિષદ.

૫. [ સં. અવ ( નિશ્ચયવાચક ઉપસર્ગ ) + ધૂ ( કંપવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. કંપેલ; ધ્રૂજેલ; થરથરેલું.

૬. વિ. છોડી દીધેલું; તજેલ.

૭. વિ. તિરસ્કાર પામેલું.

૮. વિ. નાશ કરેલું; વિનષ્ટ.

૯. વિ. પરાભવ પામેલું.

૧૦. વિ. સંસારની આસક્તિને ખંખેરી નાંખી હોય એવું; સંસારથી વિરક્ત; મસ્ત.

૧૧. વિ. સ્વચ્છંદપણે વર્તનારૂં.

**અવધૂતગીતા** સ્ત્રી. સ્કંદપુરાણમાં એક અવધૂતના ઉપદેશનો એક ભાગ; ચૌદ જાણીતી ગીતામાંની એ નામની એક.

**અવધૂનન** ૧. [ સં. અવ ( ઓછું ) + ધૂ ( ઈજા કરવી ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. અપમાન.

૨. ન. એક જાતની રોગની ચિકિત્સા.

૩. [ સં. અવ ( નીચે ) + ધૂ ( હલાવવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. છૂંદી નાખવાપણું.

૪. ન. તિરસ્કાર.

૫. ન. હલાવવું કે કંપાવવું તે.

**અવધૃત** ૧. [ સં. અવ ( નિશ્ચયવાચક ઉપસર્ગ ) + ધૃ ( પકડવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. નક્કી કરેલું; નિશ્ચય કરેલું.

૨. વિ. સાંભળેલું.

**અવધેય** ૧. [ સં. અવ ( આધારદર્શક ઉપસર્ગ ) + ધેય ( મૂકવા જેવું ) ] ન. અવધાન; ધ્યાન આપવું તે.

૨. ન. નામ.

૩. વિ. જાણવા જેવું.

૪. વિ. ધ્યાન આપવા લાયક; વિચારણીય.

૫. વિ. શ્રદ્ધાને પાત્ર; વિશ્વાસ રાખવા જેવું.

૬. [ સં. અવ ( નિશ્ચયવાચક ઉપસર્ગ ) + ધેય ( મૂકવા લાયક ) ] વિ. સ્થાપવા જેવું; મૂકવા લાયક.

**અવધ્ય** ૧. [ સં. અવધિ ( મુદત ) ] સ્ત્રી. ( જૂ. ગુ. ) મુકરર કરેલ વખત; અવધિ.
અવધ્ય પહોતી આવ્યા તણી સુણ્ય સાધવી. પ્રેમાનંદ
૨. [ સં. અ ( નહિ ) + વધ્ય ( હણવા જેવું ) ] વિ. જેનો વધ નિષિદ્ધ હોય એવું.
૩. વિ. પવિત્ર.
૪. [ સં. અ ( નહિ ) + વધ્ય ( હણી શકાય એવું ) ] વિ. મારી ન શકાય એવું.
ઇંદ્રના માર્યા મરે નહિ, વરદાનથી છે અવધ્ય. પ્રેમાનંદ
૫. વિ. વધેરવા કે ભોગ આપવા માટે નાલાયક.

**અવધ્યતા** ૧. સ્ત્રી. પવિત્રતા.
૨. [ સં. અ ( નહિ ) + વધ્ય ( હણવા જેવું ) + તા ( પણું ) ] સ્ત્રી. મારવાને નિષિદ્ધ હોવાપણું.
૩. સ્ત્રી. મારી ન શકાય એવું હોવું તે.
૪. [ સં. અ ( નહિ ) + વધ્ય ( મારવા યોગ્ય ) + તા ( પણું ) ] સ્ત્રી. વધમાંથી છુટકારો.

**અવધ્યત્વ** જુઓ અવધ્યતા.

**અવધ્વથો** ૧. [ સં. અવધ્વસ્ત ( નિંદિત ) ] વિ. અપમાન કરાયેલું.
૨. વિ. છંટાયેલું; અભિષિક્ત.
૩. વિ. તિરસ્કાર કરાયેલું.
૪. વિ. વેરાયેલું; વિખરાયેલું.
વૃષ્ટિ થવાને નવ અડકડે,
સામો અવધ્વથો પાછો પડે. અખો
૫. [ સં. અવ ( નીચે ) + ધ્વંસ ( પડવું ) ] વિ. હારેલું.

**અવધ્યાયન** ન. ( જ્યોતિષ ) ઉત્તરા નક્ષત્રનું ગોત્ર.

**અવધ્વસ્ત** ૧. [ સં. ] વિ. છાંટેલું.
૨. વિ. છોડી દેવાયેલું; ત્યાગ કરેલું.
૩. [ સં. અવ ( ચોતરફ ) + ધ્વસ્ત ( નાશ પામેલું ) ] વિ. નાશ પામેલું.
૪. વિ. નિંદેલું; અપમાનિત.
૫. વિ. ફેલાયેલું.
૬. વિ. ભૂકો કરેલું
૭. વિ. વિખરાયેલું.

**અવધ્વંસ** ૧. પું ચૂર્ણ; ભૂકો.
૨. પું. છાંટવાપણું.
૩. [ સં. અવ ( ચોતરફ ) + ધ્વંસ ( નાશ કરવો ) ] પું. નાશ.
૪. પું. નિંદા; કલંક.
૫. [ સં. અવ ( નીચે ) + ધ્વંસ ( પડવું ) ] પું. પતન; પાત; પડવું તે.
૬. પું. પરિત્યાગ; છોડી દેવું તે.

**અવધ્વંસી** [ સં. અવ ( ચોતરફ ) + ધ્વંસિન્ ( નાશ કરનાર ) ] વિ. નાશ કરનાર.

**અવન** ૧. પું. રસ્તો; રાહ; માર્ગ; સડક.
૨. [ સં. અવનિ ( પૃથ્વી ) ] સ્ત્રી. જમીન; ભૂમિ.
૩. સ્ત્રી. જાટ લોકોની એ નામની એક પેટાજાતિ.
૪. ન. આનંદ.
૫. ન. ઇચ્છા.
૬. ન. ઉતાવળ; ઝડપ.
૭. ન. ખુશ કરવું તે; સંતોષ પમાડવો તે.
૮. ન. તુષ્ટિ; સંતોષ.
૯. ન. પ્રીતિ.
૧૦. [ અં. ] ન. ભઠ્ઠી.
૧૧. ન. ભરોંસો; વિશ્વાસ.
૧૨. [ સં. અવ્ ( રક્ષણ કરવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. રક્ષણ; બચાવ.
૧૩. [ સં. અ ( નહિ ) + વન ( જંગલ ) ] ન. વન નહિ તે.
૧૪. ન. ( જૂ. ગુ. ) વાંઝિયાપણું.
પ્રસવ નહિ તે વાંઝણી, મરે અવન અવરે બાળ. શામળ

**અવનત** ૧. [ સં. અવ ( નીચે ) + નત ( નમેલું ) ] વિ. આથમી ગયેલું; અસ્ત પામેલું.
૨. વિ. ઓછું; કમ.
૩. વિ. નમ્ર.
૪. વિ. નીચું; હલકું; અધમ.
૫. વિ. નીચું નમેલું; નમી ગયેલું; ઝૂકેલું.
૬. વિ. નીચે પડેલું; પતિત; અધોગત.
૭. વિ. પશ્ચિમ દિશામાં ગયેલું; અસ્ત પામવાની તૈયારીમાં આવેલું.

**અવનતકોણ** [ સં. અવનત ( નમેલું ) + કોણ ( ખૂણો ) ] પું. ( ગણિત ) જોવાનો પદાર્થ જોનારની આંખ કરતાં નીચે હોય ત્યારે પદાર્થને આંખ સાથે જોડનાર લીટી, આંખમાંથી પસાર થતા ક્ષિતિજસમાંતર તલ સાથે કરે છે તે ખૂણો; 'ઍન્ગલ ઑવ ડિપ્રેશન'.

**અવનતમુખ** [ સં. અવનત ( નમેલું ) + મુખ ( મોં ) ] વિ. નીચે મોઢે ઊભેલું; નીચું જોઈ રહેલું.

**અવનતયંત્ર** [ સં. અવનત ( નીચું નમેલું ) + યંત્ર ] ન. દીવાલ વગેરેના ચણતરમાં પાણીના થર સરખા સીધાણમાં છે કે નહિ તે બતાવનારું ઓજાર; અવલંબયંત્ર; સાંધણી. તે લાકડાની ઘોડી અને ઓળંબાનું બનેલું હોય છે.

**અવનતશીર્ષ** [ સં. અવનત ( નમેલું ) + શીર્ષન્ ( માથું ) ] વિ. નમાવેલા માથાવાળું.

**અવનતાંગ** [ સં. અવનત ( નમેલું ) + અંગ ( શરીર ) ] વિ. નમેલા શરીરવાળું.

**અવનતાંશ** [ સં. અવનત ( નમેલું ) + અંશ ( વર્તુલનો ૩૬૦મો ભાગ ) ] પું. ( ગણિત ) જોવાનો પદાર્થ જોનારની આંખ કરતાં નીચો હોય ત્યારે પદાર્થને આંખ સાથે જોડનાર લીટી આંખમાંથી પસાર થતા ક્ષિતિજસમાંતર તલ સાથે જે ખૂણો કરે તે ખૂણાનું અંશાત્મક એટલે અંશનું માપ; 'ડિપ્રેશન'.

**અવનતાંશકોણ** જુઓ અવનતકોણ.

**અવનતિ** ૧. [ સં. અવ ( નીચું ) + નમ્ ( નમવું ) ] સ્ત્રી. નીચું નમવું તે; ઝૂકવું તે.
૨. સ્ત્રી. પડતી; અધમ દશા; અધઃપતન; અધોગતિ.
૩. સ્ત્રી. પશ્ચિમ દિશામાં નીચું ઊતરવું તે.
૪. સ્ત્રી. પ્રણામ; નમસ્કાર.
૫. સ્ત્રી. વિનય; નમ્રતા.
૬. સ્ત્રી. હાનિ; ઓછાપણું; ઘટાડો; ન્યૂનતા.
૭. જુઓ અવનતકોણ.

**અવનતિકારક** [ સં. અવનતિ ( પડતી ) કારક ( કરનાર ) ] વિ. પડતી લાવનારું; વિનાશકારક.

**અવનતિજનક** જુઓ અવનતિકારક.

**અવનતિપોષક** જુઓ અવનતિકારક.

**અવનતોદર** [ સં. અવનત ( નમેલું ) + ઉદર ( પેટ ) ] વિ. અંદર વળેલો ભાગ હોય એવું; અંતર્ગોળ; ગમનાકાર; 'કૉનકેવ'.

**અવનદ્ધ** ૧. [સં. અવ ( નિશ્ચયવાચક ઉપસર્ગ ) + નહ્ ( તૈયાર થવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] ન. ઘરેણાં લૂગડાં પહેરવાં તે.
૨. ન. ઢોલકું.
૩. વિ. ખોડેલું.
૪. વિ. ઢંકાયેલું.
૫. વિ. બનાવેલું.
૬. વિ. બાંધેલું; જડેલું; મઢેલું.
૭. વિ. રોપેલ.
૮. વિ. વીંટેલ.

**અવનદ્ધકુતપ** [સં. અવનદ્ધ (મઢેલું) + કુતપ (વાજાંનો સમૂહ) ] ન. (સંગીત) ઢોલ, તાસાં, નગારું વગેરે અવનદ્ધવાદ્ય વગાડનાર ટોળું.

**અવનદ્ધવાદ્ય** [ સં. અવનદ્ધ ( મઢેલું ) + વાદ્ય ( વાજું ) ] ન. ( સંગીત ) મોઢા ઉપર ચામડું મઢી તે ઉપર મારીને વગાડવામાં આવતું વાજિંત્ર. જેમકે, તબલાં, પખવાજ, ઢોલક, નગારાં, ઢોલ, તાસાં, નગારી, ખંજરી, ડફ.

**અવનગ્ર** ૧. [ સં. અવ ( વધારે ) + નમ્ ( નમવું ) ] વિ. અતિશય નમી ગયેલું; અત્યંત નીચું.
૨. [ સં. અવ ( વધારે ) + નમ્ર ( વિનયી ) ] વિ. ઘણું વિનયવાળું; અતિ નમ્ર.

**અવનય** ૧. [ સં. અવ ( નીચે ) + ની ( લઈ જવું ) ] પું. નમાવવાપણું.
૨. પું. નીચે નાખવું તે.

**અવનયન** [ સં. અવ ( નીચે ) + ની ( લઈ જવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] જુઓ અવનય.

**અવનવ** [ સં. અવ ( વધારે ) + નવ ( નવું ) ] વિ. તદ્દન નવું; અપૂર્વ.

**અવનવીન** જુઓ અવનવ.

**અવનવું** ૧. વિ. અલૌકિક; અદ્ભુત.
વળી વૃક્ષ જોયાં ત્યાં અવનવાં, શકે નવ યૌવનાવેષ.
પ્રેમાનંદ
..
૨. વિ. જુદી જુદી જાતનું; તરેહવાર.
૩. [ સં. અવ ( વધારે ) + નવ ( નવું ) ] વિ. તદ્દન નવું; નવતર; નવીન.
૪. વિ. વિચિત્ર; વિલક્ષણ પ્રકારનું.

**અવનાટ** [ સં. ] વિ. ચપટા નાકવાળું; અવટીટ; ચીબું.

**અવનામ** ૧. [ સં. અવ ( નીચું ) + નમ્ ( નમવું ) ] પું. નીચું નમવું તે; અવનતિ.
૨. પું. નીચું નમાવવાપણું.
૩. પું પ્રણામ; નમસ્કાર.
૪. પું વિનય; નમ્રતા.

**અવનામક** ૧. પું. સાંધાને વાળનાર સ્નાયુ.
૨. [ સં. અવ ( નીચે ) + નમ્ ( નમવું ) + અક ( કરનાર ) ] વિ. નીચું નમાડનાર; વાળનાર.

**અવનામી** [ સં. અવ ( નીચે ) + નમ્ ( વળવું ) ] વિ. નીચે નમાવનાર; વાળનાર.

**અવનાહ** ૧. [ સં. અવ ( નિશ્ચયવાચક ઉપસર્ગ ) + નહ્ ( તૈયાર થવું ) ] પું. પહેરવું તે.
૨. [ સં. અવનહ્ ( બાંધવું ) ] પું. બંધન; બાંધવું તે.

**અવનિ** ૧. [ સં. ] પું. એ નામનો એક છોડ.
૨. સ્ત્રી. અવતાર; જન્મ.
૩. સ્ત્રી. આંગળી.
૪. સ્ત્રી. ત્રાયમાણનો વેલો.
૫. સ્ત્રી. નદી.
૬. [ સં. અવ્ ( રક્ષણ કરવું ) ] સ્ત્રી. પૃથ્વી; ભૂમિ; વસુધા; દુનિયા.
અચલા વિપુલા સાગરા ધરા ઉર્વરા સોય;
ગોત્ર અવનિ કુંભિની મહી મેદિની હોય.
પિંગળલઘુકોષ
અવનિનું આકાશ અને આકાશની અવનિ કરે એવું = મોટી ઊથલપાથલ કરી નાખે એવું; ઊંધાનું ચત્તું અને ચત્તાનું ઊંધું કરે એવું; આકાશનું પાતાળ કરનાર; મહાખટપટિયું.
૭. સ્ત્રી. ભોંય; જમીન; ધરતી.
૮. સ્ત્રી. સંસારપ્રપંચ.

**અવનિકારણ** [ સં. અવનિ ( પૃથ્વી ) + કારણ ] ન. સંસારપ્રપંચ.

**અવનિચક્ર** ૧. ન. જન્મમરણની ઘટમાળ.
૨. [ સં. અવનિ ( પૃથ્વી ) + ચક્ર ( મંડળ ) ] ન. પૃથ્વીનું ચક્ર કે મંડળ.

**અવનિચર** ૧. [ સં. અવનિ ( પૃથ્વી ) + ચર્ ( ફરવું ) ] વિ. પૃથ્વી ઉપર ચાલનાર; ભૂચર.
૨. વિ. પૃથ્વી ઉપર ભટકનાર; રખડુ.

**અવનિજ** પું. ( પિંગળ ) એ નામનો ૨૯ ગુરુ અને ૩૦ લઘુ મળી ૫૯ અક્ષર અને ૮૮ માત્રાનો એક વિષમજાતિ માત્રામેળ છંદ. તે મંગલવસ્તુ છંદનો એક ભેદ છે.

**અવનિજા** પું. ( પિંગળ ) એ નામનો એક સમવૃત્ત અક્ષરમેળ છંદ. તેના દરેક ચરણમાં જગણ, જગણ અને રગણ મળી ૯ અક્ષર હોય છે.
બને અવનિજા જજારથી. રણપિંગળ

**અવનિત** ૧. [ અ ( નહિ ) + વનો ( વિવેક ) + ઇત ( વાળું ) ] વિ. અવિનયી; વિવેક વગરનું.
૨. વિ. કોઈની સેવાચાકરી નહિ કરનારું. જેમકે, અવનિત ચેલો.

**અવનિતલ** [ સં. અવનિ ( પૃથ્વી ) + તલ ( તળિયું ) ] ન. પૃથ્વીની સપાટી; ભૂતળ.

**અવનિતળ** જુઓ અવનિતલ.

**અવનિધ્ર** [ સં. અવનિ ( પૃથ્વી ) + ધ્ર ( ધારણ કરનાર ) ] પું. પર્વત.

**અવનિનાથ** [ સં. અવનિ ( પૃથ્વી ) + નાથ ( ધણી ) ] પું. રાજા; પૃથ્વીપતિ.

**અવનિનાયક** [ સં. અવનિ ( દુનિયા ) + નાયક ( સ્વામી ) ] પું. રાજા.

**અવનિપ** [ સં. અવનિ ( પૃથ્વી ) + પ ( પાળનાર ) ] પું. રાજા.

**અવનિપતિ** [ સં. અવનિ ( પૃથ્વી ) + પતિ ( ધણી ) ] પું. રાજા; પૃથ્વીપતિ.

**અવનિપાત** [ સં. અવનિ ( પૃથ્વી ) + પાત ( પડવું તે ) ] પું. આકાશથી ભોંય પર ઊતરવાપણું.

**અવનિપાલ** જુઓ અવનિપ.

**અવનિપાળ** જુઓ અવનિપ.

**અવનિમંડલ** [ સં. અવનિ ( પૃથ્વી ) + મંડલ ( પ્રદેશ ) ] ન. આખી પૃથ્વી; ભૂમંડળ.

**અવનિમંડળ** જુઓ અવનિમંડલ.

**અવનિરુહ** [ સં. અવનિ ( પૃથ્વી ) + રુહ્ ( ઊગવું ) ] પું. વૃક્ષ; ઝાડ; વનસ્પતિ; વનરાજી.

**અવનિસુતા** [ સં. અવનિ ( પૃથ્વી ) + સુતા ( દીકરી ) ] સ્ત્રી. સીતા, કેમકે તે જમીનમાંથી નીકળી હતી.

**અવનિસ્વામી** [ સં. અવનિ ( પૃથ્વી ) + સ્વામિન્ ( ધણી ) ] પું. રાજા.

**અવનિંગત** [ સં. અવનિમ્ ( પૃથ્વીને ) + ગત ( ગયેલું ) ] વિ. જમીન ઉપર પડેલું.

**અવની** જુઓ અવનિ.

**અવનીચક્ર** જુઓ અવનિચક્ર.

**અવનીચર** જુઓ અવનિચર.

**અવનીતલ** જુઓ અવનિતલ.

**અવનીતળ** જુઓ અવનિતલ.

**અવનીધ્ર** જુઓ અવનિધ્ર.

**અવનીનાથ** જુઓ અવનિનાથ.

**અવનીનાયક** જુઓ અવનિનાયક.

**અવનીપ** જુઓ અવનિપ.

**અવનીપતિ** જુઓ અવનિપતિ.

**અવનીપાત** જુઓ અવનિપાત.

**અવનીપાલ** જુઓ અવનિપાલ.

**અવનીપાળ** જુઓ અવનિપાળ.

**અવનીમંડલ** જુઓ અવનિમંડલ.

**અવનીમંડળ** જુઓ અવનિમંડલ.

**અવનીરુહ** જુઓ અવનિરુહ.

**અવનીલતા** પું. ( પિંગળ ) એ નામનો પહેલા તથા ત્રીજા ચરણમાં સગણ, સગણ, જગણ અને ગુરુ મળી ૧૦ અક્ષર અને બીજા તથા ચોથા ચરણમાં સગણ, ભગણ, જગણ અને રગણ મળી ૧૨ અક્ષરનો એક અર્ધસમવૃત્ત છંદ. તેને નવનીલતા ને અવલીલતા પણ કહે છે.

**અવનીશ** [ સં. અવનિ ( પૃથ્વી ) + ઈશ ( ધણી ) ] પું. પૃથ્વીનો સ્વામી; રાજા.

**અવનીશ્વર** જુઓ અવનીશ.

**અવનીસ્વામી** જુઓ અવનિસ્વામી.

**અવનીંદ્ર** [ સં. અવનિ ( પૃથ્વી ) + ઇંદ્ર ( સ્વામી ) ] પું. રાજા.

**અવનેજન** ૧. [ સં. અવ ( નિશ્ચયવાચક ઉપસર્ગ ) + નેજન ( શુદ્ધ કરવું તે )] ન. જમ્યા પછી કરવામાં આવતું આચમન, એટલે જમણી હથેળીમાં પાણી લઈ પીવું તે.
૨. ન. પ્રક્ષાલન; ધોવું તે.
૩. ન. શ્રાદ્ધમાં પિંડદાનની વેદિ ઉપર પાથરેલા દર્ભને પાણીથી છાંટવાનો એક સંસ્કાર.

**અવપતન** ૧. [ સં. અવ ( નીચે ) + પતન ( પડવું તે )] ન. નીચે ઊતરવાપણું.
૨. ન. નીચે પડવું તે.

**અવપાક** [ સં. અવ ( હલકું ) + પાક ] પું. હલકો પાક.

**અવપાટિકા** સ્ત્રી. એક જાતનો રોગ. લઘુછિદ્ર યોનિવાળી સ્ત્રી સાથે મૈથુન કરવાથી, હસ્તક્રિયાથી, લિંગેંદ્રિયના બંધ મોંને પરાણે ખોલવાથી કે નીકળતા વીર્યને રોકવાથી તે થાય છે. તેમાં લિંગને ઢાંકનાર ચામડી ઘણે ભાગે ફાટી જાય છે.

સ્ત્રીની યોનિ જો આર્દ્ર ન થઈ હોય અને એકદમ સમાગમ કરવામાં આવે તો પુરુષની લિંગ ઉપરની ચામડીને **અવપાટિકા** નામનો રોગ માલુમ પડે છે. અ. કા.શાસ્ત્ર

**અવપાણિ** [ સં. અવ ( નીચું ) + પાણિ ( હાથ )] પું. ( સંગીત ) તાલના વખત પહેલાં તાળી પાડવી તે; અતીતગ્રહ.

**અવપાત** ૧. [ સં. અવ ( નીચે ) + પત્ ( પડવું )] પું. ખાડો.
૨. પું. નાટકમાં ભયથી ભાગવાનો કે વ્યાકુલ થવાનો દેખાવ કરીને અંક કે ગર્ભાંકની કરવામાં આવતી સમાપ્તિ.
૩. પું. નાશ; લય; ક્ષય.
૪. પું. નીચે પડવું તે; ઊતરવું તે; અધઃપતન.
૫. પું. હાથીને પકડવા માટે કરેલો ઘાસ ઢાંકેલો ખાડો.

**અવપાતન** ૧. [ સં. ] ન. આરભટી નામની નાટ્યરચનાનાં ચાર અંગમાંનું એક; પ્રવેશક એટલે આગલી કથાનો સાર તથા આવનાર વસ્તુ સૂચવતો નાટકનો ઉપોદ્ઘાત; ત્રાસ, હર્ષ અને પલાયન એટલે નાસી જવાની વાતવાળો ભાગ.
૨. ન. ઝરવાપણું; સ્રાવ.
૩. [સં. અવ ( નીચે ) + પાતન ( પાડવું તે )] ન. નીચે પાડવું તે.

**અવપીડ** ( અવપીડ઼ ) ૧. પું. એક જાતનો ઉપચાર.
૨. પું. છીંક લાવે એવી એક દવા.
૩. પું. દાબ; દબાણ.
૪. [ સં. અવ ( ચોતરફ ) + પીડ્ ( દાબવું )] વિ. ચારે બાજુએ દબાયેલું.
૫. વિ. ચોતરફ પીડા કરનાર.

**અવપીડન** ( અવપીડ઼ન ) ૧. [ સં. અવ ( ચોતરફ ) + પીડ્ ( દાબવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય )] ન. દાબવાપણું.
૨. ન. પાંચ પ્રકારનાં નસ્યનો એ નામનો એક ભેદ, જેમાં વનસ્પતિના કલ્ક એટલે લુગદીને દાબીને તેના રસનાં ટીપાં નાકમાં નંખાય છે. અવપીડનના શોધન અને સ્તંભન એવા બે ભેદ છે. ગળાના રોગમાં, અતિનિદ્રામાં, વિષમ જ્વરમાં, માનસિક વ્યાધિમાં અને નાકમાં કે માથામાં પડેલા કૃમિમાં અને બાળકોના રોગમાં ખાસ અવપીડન અપાય છે.
૩. ન. પીડવાનો દોષ.
૪. ન. પીસવું તે; મસળવાપણું.

**અવપીડના** ( અવપીડ઼ના ) ૧. સ્ત્રી. દાબવું તે.
૨. [સં. અવ ( ચોતરફ ) + પીડ્ ( મસળવું )] સ્ત્રી. મસળવાપણું.

**અવપૂર્ણ** [ સં. અવ ( ફેલાવો બતાવતો ઉપસર્ગ ) + પૂર્ણ ( ભરપૂર )] વિ. ભરેલું; ભરપૂર.

**અવબંધ** ૧. પું. એક જાતનો આંખનો રોગ; પડળ.
૨. [ સં. અવ ( ચોતરફ ) + બંધ ( બાંધવું )] પું. ચોતરફથી બાંધવું તે.

**અવબાધા** ૧. [ સં. અવ ( ચોતરફ ) + બાધા ( પીડા )] સ્ત્રી. ચોતરફથી પીડા કે પ્રતિબંધ.
૨. સ્ત્રી. ( ગણિત ) ત્રિકોણના શિરોબિંદુમાંથી પાયા ઉપર દોરેલા લંબથી પાયાના થતા બે કટકામાંથી એક.
૩. સ્ત્રી. સામે થવાપણું.

**અવબાહુક** [સં. અવ ( ખરાબ ) + બાહુ ( હાથ ) + ક ( વાળું )] પું. એક જાતનો વાયુરોગ, જેનાથી હાથ રહી જાય છે; ભુજસ્તંભ.

**અવબુદ્ધ** ૧. [ સં. અવ ( વધારે ) + બુધ્ ( જાણવું )] વિ. જાણનાર; જ્ઞાતા.
૨. વિ. જાણેલું.

**અવબોધ** ૧. [ સં. અવ ( વધારે ) + બુધ્ ( જાણવું )] પું. ઈશ્વરપ્રેરિત જ્ઞાન.
૨. પું. જાગવું તે; જાગૃતિ.
૩. પું. જ્ઞાન; બોધ.

તે વારે પૂર્વની સ્મૃતિ હુજને,
થાયે એકાએક અવબોધ જ. પ્રેમાનંદ

૪. પું. વિવેક.
૫. પું. સ્મૃતિ; સ્મરણ.

**અવબોધક** ૧. પું. ચારણ.
૨. પું. ચોકીદાર; પહેરો ભરનાર પુરુષ.
૩. પું. બંદીજન; સ્તુતિપાઠક.
૪. પું. વિચાર; ઇરાદો.
૫. પું. શિક્ષક.
૬. પું. સૂર્ય.
૭. વિ. ચેતાવનારું; જણાવનારું; દર્શક.
૮. [ સં. અવ ( નિશ્ચયવાચક ઉપસર્ગ ) + બોધક ( સવારમાં ઉઠાડનાર )] વિ. જગાડનારું.
૯. વિ. શિખામણ આપનારું; જ્ઞાન કરાવનારું.

**અવબોધન** ૧. [ સં. અવ ( ચોતરફ ) + બુધ્ ( જાણવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય )] ન. જગાડવાપણું.
૨. ન. જણાવવું તે; ચેતવણી.
૩. ન. જ્ઞાન.
૪. ન. બોધ.
૫. ન. સૂચના આપવાપણું.

**અવભંગ** [ સં. અવ ( નિશ્ચયાત્મક ઉપસર્ગ ) + ભંગ ( પરાજય )] પું. તાબે કરવું કે હરાવવું તે.

**અવભંજન** [ સં. અવ ( ચોતરફ ) + ભંજ્ ( તોડી નાંખવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય )] ન. તોડીફોડી નાંખવાપણું.

**અવભાષણ** [ સં. અવ ( નિશ્ચયવાચક ઉપસર્ગ ) + ભાષ્ ( કહેવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય )] ન. કહેવું તે; કથન.

**અવભાસ** ૧. પું. આભાસ; દેખાવ.
૨. પું. છળ.
૩. પું. જ્ઞાન.
૪. [ સં. અવ ( ચોતરફ ) + ભાસ્ ( પ્રકાશવું ) ] પું. તેજ; પ્રકાશ.
૫. પું. મર્યાદા; હદ.
૬. [ સં. અવ ( ઊલટું ) + ભાસ ( પ્રકાશ )] પું. મિથ્યાજ્ઞાન; માયા.
૭. પું. રોશની; ઘણા દીવાઓથી કરેલ શણગાર; દીપમાળા.
૮. પું. સાક્ષાત્કાર.

**અવભાસક** ૧. [ સં. અવ ( ચોતરફ ) + ભાસ્ ( પ્રકાશવું ) + અક ( કરનાર )] ન. બ્રહ્મ.
૨. વિ. પ્રકાશનારું.
૩. વિ. બોધ કરાવનારું.

**અવભાસકર** [ સં. ] પું. એક જાતના દેવતા.

**અવભાસપ્રભા** [ સં. ] પું. દેવતાનો એક વર્ગ.

**અવભાસિત** ૧. [ સં. અવ ( ચોતરફ ) + ભાસ્ ( પ્રકાશવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય )] વિ. પ્રકાશિત; તેજસ્વી.

૨. વિ. સ્પષ્ટ; ખુલ્લું.

**અવભાસિની** [ સં. અવ ( ફેલાવો બતાવનાર ઉપસર્ગ ) + ભાસિની ( પ્રકાશનારી ) ] સ્ત્રી. ઉપલી ચામડી. તે સિધ્મકોઢનું એટલે કરોળિયાનું ઠેકાણું હોવાથી તે કોઢ ત્યાં પેદા થાય છે. સિધ્મકોઢ ઘણે ભાગે છાતી ઉપર થાય છે. તે રંગે સફેદ, લાલ અને પાતળો હોય છે અને વસ્ત્રસ્વાથી શીતળાની પેઠે ઉપસી આવે છે. લોકો તેને વિભૂતિ અથવા કરોળિયાના નામથી ઓળખે છે.

**અવભાસી** [ સં. અવ ( ચોતરફ ) + ભાસ ( પ્રકાશ ) + ઇન્ ( વાળું ) ] વિ. પ્રકાશિત; તેજસ્વી.

**અવભૃથ** ૧. [ સં. ] ન. ( સંગીત ) ઓડવ એટલે પાંચ સ્વરવાળા રાગનું એક તાન; મધ્યમ ગ્રામમાં નિષાદ અને ગાંધારને મૂકી દેવાથી ઉત્પન્ન થતું એક તાન.

૨. [ સં. અવ ( નિશ્ચયવાચક ઉપસર્ગ ) + ભૃ ( પૂરું કરવું ) ] ન. મુખ્ય યજ્ઞની પૂર્ણાહુતિ.

શ્રોતાજન સહુ સાંભળો,
કહું અવભૃથ કેરી કથાય રે. ગિરિધર

૩. [સં. અવ ( પવિત્રતા બતાવતો ઉપસર્ગ ) + + ભૃ ( પૂરું કરવું ) ] ન. મુખ્ય યજ્ઞની પૂર્ણાહુતિ પછી શુદ્ધિ માટે કરાતું સ્નાન.

૪. ન. મુખ્ય યજ્ઞની સમાપ્તિ વખતે કરવામાં આવતું યજ્ઞના અંગરૂપ બાકીનું કર્મ.

૫. ન. મુખ્ય યજ્ઞમાં થયેલા દોષના નિવારણ માટે કરાતો યજ્ઞ.

૬. ન. યજ્ઞનાં ઉપકરણ એટલે સામગ્રી ધોઈ નાખવી તે.

૭. ન. સ્નાન કરવાનું કે ધોઈને પવિત્ર બનાવવાનું પાણી.

**અવભૃથસ્નાન** [ સં. અવભૃથ ( યજ્ઞની પૂર્ણાહુતિ ) + સ્નાન ( નાહવું તે ) ] ન. યજ્ઞની પૂર્ણાહુતિ વખતે યજમાનને કરાવવામાં આવતું સ્નાન; યજ્ઞાંતસ્નાન.

**અવભ્રટ** [ સં. ] વિ. ચીબું; ચપટા નાકવાળું; અવટીટ.

**અવમ** ૧. [ સં. ] પું. અધિક માસ.

૨. પું. એક પિતૃગણ.

૩. [ સં. અવ્ ( રક્ષવું ) ] પું. રક્ષક; રક્ષનાર; પાળનાર.

૪. ન. તિથિનો ક્ષય.

૫. ન. પાપ.

૬. ન. સૌર વર્ષમાં તિથિની સંખ્યા અને સાવન એટલે એક સૂર્યોદયથી બીજા સૂર્યોદય સુધીના દિનની સંખ્યા વચ્ચેનું અંતર.

૭. વિ. ઓછું થતું.

૮. વિ. છેવટનું.

૯. વિ. નિંદિત.

૧૦. વિ. નીચ; અધમ.

નિમ્ન નિગાતન કુબ્જ અધ અવમ અજશની ખાણ,
અધમ દુષ્ટ ખળ હૃદયને જાણુ સદા પાષાણ.
પિંગળલઘુકોષ

૧૧. વિ. પાપી.

૧૨. વિ. પાસેનું; નજીકના સંબંધનું.

૧૩. વિ. રક્ષણ કરનાર.

૧૪. વિ. સૌથી નાનું.

**અવમત** ૧. [ સં. અવ ( ઊલટું ) + મન્ ( પૂજવું ) ] વિ. અવજ્ઞા કરેલું; અવમાનિત.

૨. વિ. તિરસ્કારેલું.

૩. વિ. પરાભૂત; હારેલું.

**અવમતાંકુશ** [ સં. અવમત ( અવજ્ઞા કરેલું ) + અંકુશ ( કોંતાર ) ] પું. અંકુશને ન ગાંઠનાર હાથી.

**અવમતિ** ૧. [ સં. અવ ( ચોતરફ ) + મતિ ( ઇચ્છા ) ] પું. ધણી; સ્વામી; માલિક, કારણ કે કામ કરવામાં તેની ઇચ્છા ધ્યાનમાં રાખવામાં આવે છે.

૨. [ સં. અવ ( ઊલટું ) + મતિ ( સત્કાર ) ] સ્ત્રી. અનાદર; અપમાન; અવજ્ઞા.

૩. સ્ત્રી. તિરસ્કાર.

**અવમતિથિ** [ સં. ] સ્ત્રી. ક્ષયતિથિ; દિવસનો ક્ષય.

**અવમદિન** ૧. [ સં. ] પું. સૌર વર્ષમાં તિથિની સંખ્યા અને સાવન દિનની સંખ્યા વચ્ચેના અંતરની ઘડી, પળ વગેરે છોડી દેતાં બાકીની આખા દિવસની સંખ્યા.

૨. ન. દિવસનો ક્ષય.

**અવમનુષ્ય** [ સં. અવ ( ઓછું ) + મનુષ્ય ( માણસ ) ] ન. જેમાંથી માણસની જાતિ ઉત્પન્ન થઈ તે જાતનું પ્રાણી.

**અવમર્દ** ૧. [ સં. અવ ( ખરાબપણું દર્શાવતો ઉપસર્ગ ) + મૃદ્ ( દળવું ) ] પું. જુલમ, દુઃખથી શત્રુને કરવામાં આવતી શિક્ષા.

૨. પું. પીડા કરવાપણું.

૩. [ સં. અવ ( ચોતરફ ) + મૃદ્ ( ચૂરેચૂરા કરવા ) ] પું. મારવું તે.

**અવમર્દગ્રહણ** [ સં. ] પું. ( જ્યોતિષ ) ગ્રહણનો એક પ્રકાર, જેમાં સૂર્ય કે ચંદ્રને રાહુ ઢાંકે ને વધારે વખત સુધી ગ્રહણ ટકી રહે છે.

**અવમર્દન** ૧. [ સં. અવ ( ઓછું ) + મર્દન ( ચોળવું તે ) ] ન. ધીમે ધીમે ઘસવું કે દાબવું તે.

૨. જુઓ અવમર્દ.

**અવમર્શ** ૧. પું. નાટકની સંધિના પાંચ પ્રકાર માંહેનો એક; વિમર્શ સંધિ.

૨. [ સં. અવ ( ચોતરફ ) + મૃશ્ ( વિચાર કરવો ) ] પું. વિચારણા.

૩. [ સં. અવ ( ચોતરફ ) + મૃશ્ ( અડકવું ) ] પું. સંબંધ.

**અવમર્શસંધિ** જુઓ અવમર્શ ૧.

**અવમર્ષ** ૧. [ સં. ] પું. તપાસ; શોધ; આલોચના.

૨. પું. નાટકની સંધિનો એક ભાગ.

૩. વિ. હુમલો કરનારું.

**અવમસંખ્યા** [ સં. અવમ ( છેવટનું ) + સંખ્યા ] સ્ત્રી. જરૂરી સંખ્યા; નક્કી કરેલી સંખ્યા.

**અવમંતવ્ય** ૧. [ સં. અવ ( ઊલટું ) + મન્ ( પૂજવું ) + તવ્ય ( લાયક ) ] વિ. અનાદર કરવા જેવું.

૨. વિ. તિરસ્કારવા જેવું.

**અવમંથ** ૧. [ સં. અવ ( ખરાબપણું બતાવતો ઉપસર્ગ ) + મંથ્ ( દુઃખ દેવું ) ] પું. લોહીના વિકારથી થતો એક રોગ, જેમાં લિંગમાં મોટી અને ઘણી ફોડકીઓ થઈ તેમાં ઘણી પીડા થવાથી રોમાંચ થાય છે એટલે કે શરીરનાં રૂવાં ઊભાં થાય છે.

૨. વિ. મંથન કરનાર; મથી નાખનાર.

૩. વિ. સોજા ઉત્પન્ન કરે એવું.

**અવમાન** ૧. [ સં. અવ ( ઊલટું ) + માન ( સત્કાર ) ] ન. અપમાન; અવગણના.

૨. ન. તિરસ્કાર.

**અવમાનન** [ સં. અવ ( અનાદર બતાવતો ઉપસર્ગ ) + મન્ ( માન આપવું ) ] ન. અપમાન.

**અવમાનના** ૧. [ સં. અવ ( અનાદર બતાવતો ( ઉપસર્ગ ) + મન્ ( માન આપવું ) ] સ્ત્રી. અવગણના; અપમાન.

૨. સ્ત્રી. તિરસ્કાર.

૩. સ્ત્રી. પરાભવ; હાર.

**અવમાનનીય** ૧. [ સં. અવ ( ઊલટું ) + મન્ ( સત્કાર કરવો ) + અનીય ( લાયક ) ] વિ. અપમાન કરવા જેવું.

૨. વિ. તિરસ્કારવા જેવું.

**અવમાનવું** ૧. [ સં. અવ ( ઊલટું ) + મન્ ( માન આપવું ) ] સ. ક્રિ. અપમાન કરવું.

૨. સ. ક્રિ. તિરસ્કાર કરવો.

૩. સ. ક્રિ. માન ન આપવું.

**અવમાનિત** ૧. [ સં. અવ ( ઊલટું ) + મન્ ( સન્માન કરવું ) ] વિ. અપમાનિત; અવગણના પામેલું.
૨. વિ. તિરસ્કૃત; તિરસ્કાર કરાયેલું.
૩. વિ. પરાભૂત; હારેલ.
૪. વિ. માન ન અપાયેલું.

**અવમાની** ૧. [ સં. અવમાન ( અવગણના ) + ઇન્ ( વાળું ) ] વિ. અપમાન કરનારું.
૨. વિ. નિંદા કરનારું.

**અવમાન્ય** ૧. [ સં. અવ ( ઊલટું ) + માન્ય ( માન આપવા જેવું ) ] વિ. અપમાન કરવા લાયક.
૨. વિ. તિરસ્કારવા જેવું.
૩. વિ. માન ન આપવા જેવું.
૪. વિ. સ્વીકારીને રદ કરવા જેવું.

**અવમાર્ગ** [ સં. અવ ( ખરાબ ) + માર્ગ ( રસ્તો ) ] પું. ઊંધો માર્ગ; ઊલટો રસ્તો.

**અવમાર્જન** ૧. [ સં. અવ ( ચોતરફ ) + માર્જન ( સાફ કરવું તે ) ] ન. ધોવાનું સાધન.
૨. ન. ધોવું તે.

**અવમોચન** ૧. [ સં. અવ ( ચોતરફ ) + મુચ્ ( છોડવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. બહારથી આવેલાં ગાડાં છોડવાની શહેરમાંની જગ્યા.
૨. ન. બંધનથી મુક્ત કરવાપણું; છોડવું તે.

**અવમોદર્ય** [ સં. અવમ ( ઓછું ) + ઉદર ( પેટ ) ] ન. ( જૈન ) બાહ્ય તપના ૭ માંહેનો એક પ્રકાર; ધરાઈને ન ખાતાં ઉણપ રાખવા રૂપી તપ; ઊણોદરી તપ.

**અવયવ** ૧. પું. ઉપકરણ; સાધન.
૨. પું. ( વેદાંત ) કાર્યદ્રવ્યને આરંભ કરનારું દ્રવ્ય.
૩. પું. ( ન્યાય ) ગૌતમ ઋષિએ સ્વીકારેલ સિદ્ધતા માટે ન્યાયના ૧૬ પદાર્થ માંહેનો એક. તે ૧૬ પદાર્થ કે તત્ત્વ આ પ્રમાણે છેઃ પ્રમાણ, પ્રમેય, સંશય, પ્રયોજન, દૃષ્ટાંત, સિદ્ધાંત, અવયવ, તર્ક, નિર્ણય, વાદ, જલ્પ, વિતંડા, હેત્વાભાસ, છલ, જાતિ અને નિગ્રહસ્થાન. જુઓ પદાર્થ.
૪. પું. ધાતુ.
૫. પું. ( તર્ક ) ન્યાયઘટક વાક્ય; ન્યાયવાક્યનાં પાંચ અંગ: પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણ, ઉપનય એટલે સાધ્યથી વ્યાપેલું સાધન પક્ષ ઉપર હોવું તે અને નિગમન એટલે પ્રતિજ્ઞાવાક્યમાં જણાવેલ વાત સાબિત થઈ એવું બતાવવા તેને ફરી કહેવાપણું. વૈશેષિકો એ પાંચ અવયવોને અનુક્રમે પ્રતિજ્ઞા, અપદેશ, નિદર્શન, અનુસંધાન અને પ્રત્યામ્નાય એવાં નામ આપે છે. પ્રાચીન નૈયાયિકોના મત પ્રમાણે તેના દસ પ્રકાર છેઃ ૧. પ્રતિજ્ઞા, ૨. હેતુ, ૩. ઉદાહરણ, ૪. ઉપનય, ૫. નિગમન, ૬. જિજ્ઞાસા, ૭. સંશય, ૮. શક્યપ્રાપ્તિ એટલે અનુમાનથી જે હોય તે સાક્ષાત જાણી શકાય તે, ૯. પ્રયોજન અને ૧૦. સંશયવ્યુદાસ એટલે સંશયનું મટવું.
૬. પું. ( વેદાંત ) પદાર્થનું સંબંધવાળું કારણ. જેમકે, તાંતણો એ કપડાંનું, ઠીકરું એ ઘડાનું, અને હાથ પગ શરીરરૂપ દ્રવ્યનું સમવાયી એટલે સંબંધવાળું કારણ છે. માટે તાંતણો, ઠીકરું, હાથ, પગ અવયવ કહેવાય છે.
૭. પું. ( યંત્રશાસ્ત્ર ) પરિણામરૂપ બળનો ઘટક અંશ; 'કૉમ્પોનન્ટ ફોર્સ'. બે અથવા વધારે બળ મળીને એક પરિણામરૂપ બળ એટલે રીઝલ્ટંટ થાય, તે બે અથવા વધારે બળોમાંનું દરેક એ પરિણામરૂપ બળનો અવયવ કહેવાય.
૮. પું. ( ગણિત ) બે કે વધારે સંખ્યાનો ગુણાકાર કરવાથી જે સંખ્યા આવે તેના એ બે કે વધારે સંખ્યાઓ અવયવ કહેવાય છે. જેમકે, ૨, ૩ અને ૫નો ગુણાકાર કરવાથી ૩૦ આવે તેથી ૨, ૩ અને ૫ એ ૩૦ના અવયવ કહેવાય.
૯. પું. ( વેદાંત ) મર્યાદિત પરિમાણ ભાગ કે ન્યાયની સિદ્ધતાના અંગવાળો પદાર્થ.
૧૦. પું. મૂળ કે ઘટક તત્ત્વ.
૧૧. [ સં. અવ + યુ ( બાંધવું ) ] પું. વિભાગ; અંશ; ભાગ.
૧૨. પું. શરીરનો ભાગ; અંગ.
૧૩. પું. ( ગણિત ) શેષ વધે નહિ એવી રીતે ભાગનાર રાશિ; 'ફૅક્ટર'. એક રાશિથી બીજી રાશિને શેષ વધ્યા વગર ભાગી શકાય તો ભાગનાર રાશિ બીજી રાશિનો અવયવ કહેવાય. જેમકે, ૩ એ ૨૧ નો અવયવ છે.
૧૪. પું. સભાસદ.
૧૫. ન. શરીર; દેહ.

**અવયવજીવ** [ સં. અવયવ ( અંશ ) + જીવ ] પું. કોશ; પિં. જડના પરમાણુ અને જીવન્ત પરમાણુના પરસ્પર સંબંધ અને ગતિમાંથી મગજનો જીવ પરિમંડલ યાને અવયવ-જીવ બને છે.

**અવયવત્રય** [ સં. અવયવ ( ભાગ ) + ત્રય ( ત્રણ ) ] ન. ( વેદાંત ) અનુમાનમાં પ્રતિજ્ઞા, હેતુ અને ઉદાહરણ એ ત્રણ અવયવને, અથવા ઉદાહરણ, ઉપનય અને નિગમન એ ત્રણ અવયવને અવયવત્રય કહે છે. જેમકે, પર્વત અગ્નિવાળો છે ( પ્રતિજ્ઞા ); ધૂમવાળો ( હેતુ ); રસોડું અગ્નિવ્યાપ્ય ધૂમવાળું છે ( ઉદાહરણ ); તેવો જ અગ્નિવ્યાપ્ય ધૂમવાળો આ પર્વત છે ( ઉપનય ); માટે પર્વત પણ અગ્નિવાળો છે ( નિગમન ). મીમાંસકો અને વેદાંતીઓ નૈયાયિકોના પાંચ અવયવને બદલે માત્ર ત્રણ અવયવ માને છે. પૂર્વમીમાંસાભાસ્કર શબર સ્વામી ઉદાહરણ, ઉપનય અને નિગમન એ ત્રણ અને કુમારિલભટ્ટ પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણ એ ત્રણ સ્વીકારે છે. ઍરિસ્ટૉટલ પણ શબર સ્વામીની પેઠે ન્યાયના ત્રણ અવયવ ઉદાહરણ, ઉપનય અને નિગમન સ્વીકારે છે.

**અવયવદ્વય** [ સં. અવયવ ( ન્યાયઘટક વાક્ય ) + દ્વય ( બે ) ] ન. અનુમાનમાં પ્રતિજ્ઞા અને ઉદાહરણ એ બે અવયવોને અવયવદ્વય કહે છે. બૌદ્ધમતવાળા અનુમાનકારો એ બે જ અવયવ સ્વીકારે છે. જેમકે, જે છે તે ક્ષણિક છે, ઘટની પેઠે.

**અવયવપદાર્થ** [ સં. અવયવ ( ન્યાયનું અંગ ) + પદાર્થ ( વસ્તુ ) ] પું. ન્યાયના પાંચ અંગઃ (૧) પ્રતિજ્ઞા એટલે સાધ્ય જણાવવું તે, (૨) હેતુ એટલે કારણ બતાવનાર વાક્ય, (૩) ઉદાહરણ એટલે દાખલો, (૪) ઉપનય એટલે સાધ્યથી વ્યાપેલું સાધન પક્ષ ઉપર હોવું તે, અને (૫) નિગમન એટલે પ્રતિજ્ઞાવાક્યમાં જણાવેલ વાત સાબિત થઈ એવું બતાવવા તેને ફરી કહેવાપણું. તેમાં હેતુ અવયવ (૧) અજ્ઞાતવ્યતિરેકવ્યાપ્તિહેતુબોધક અને (૨) અપ્રતીતાન્વયવ્યાપ્તિહેતુબોધક એમ બે પ્રકારનો છે. ઉદાહરણ અવયવ (૧) અન્વયવ્યાપ્તિબોધક અને (૨) વ્યતિરેકવ્યાપ્તિબોધક, એમ બે પ્રકારનો છે. ઉપનય અવયવ પણ (૧) અન્વયી અને (૨) વ્યતિરેકી એમ બે જાતનો છે.

**અવયવપૃથક્કરણ** [ સં. અવયવ ( રાશિ ) + પૃથક્કરણ ( છૂટું કરવું તે ) ] ન. ( ગણિત ) રાશિના અવયવ કાઢવાની રીત; અવયવોને છૂટા પાડવા તે; 'ફૅક્ટરાઈઝેશન'.

**અવયવબંધ** [ સં. અવયવ ( અંગ ) + બંધ ( બંધારણ ) ] પું. શરીરના અવયવોની રચના.

**અવયવભૂત** [ સં. અવયવ ( ભાગ ) + ભૂત ( રહેલું ) ] વિ. અંશભૂત; મૂળમાં રહેલું; ભાગ રૂપે હોય એવું.

**અવયવલોપ** [ સં. અવયવ ( ન્યાયનું અંગ ) + લોપ ( નાશ ) ] પું. દલીલ વિના એકદમ અનુમાન ઉપર આવી પડવાપણું.

**અવયવવાક્ય** [ સં. અવયવ ( ન્યાયનું અંગ ) + વાક્ય ] ન. ( વેદાંત ) અનુમાનમાં રહેલાં પ્રતિજ્ઞાદિ વાક્ય.

**અવયવવિદ્યા** [ સં. અવયવ ( અંગ ) + વિદ્યા ( શાસ્ત્ર ) ] સ્ત્રી. અંગવિદ્યા; ઇંદ્રિયો સંબંધી વિદ્યા; શારીરવિદ્યા; 'ઑર્ગેનૉલૉજી'.

**અવયવશક્તિ** સ્ત્રી. ( વ્યાકરણ ) શબ્દના અવયવોમાં એટલે પ્રકૃતિ અને પ્રત્યયમાં રહેલા અર્થનો બોધ કરવાની શક્તિ; યૌગિક શક્તિ. પ્રકૃતિ ને પ્રત્યય એ બન્નેનો અર્થ ભેગો થવાથી શબ્દનો જે અર્થ થાય તે યોગ એટલે વ્યુત્પત્તિ પ્રમાણે થવાથી યૌગિક અર્થ કહેવાય ને શબ્દની એવી શક્તિને અવયવશક્તિ કહે છે. જેમકે, પાચક, પાઠક વગેરે.

યોગમાં શબ્દના અવયવોમાં—પ્રકૃતિ ને પ્રત્યયમાં શક્તિ રહેલી છે; રૂઢિમાં સમગ્ર શબ્દમાં જ રહેલી છે. આ કારણથી યોગને **અવયવશક્તિ** ને રૂઢિને સમુદાયશક્તિ કહે છે.

બૃહદ્ વ્યાકરણ

**અવયવશઃ** [ સં. ] અ. કટકે કટકે; છૂટું છૂટું.

**અવયવસંગતિ** [ સં. અવયવ ( અંગ ) + સંગતિ ( પ્રમાણ ) ] સ્ત્રી. અવયવોનું પ્રમાણસર હોવાપણું; સુઘટતા.

**અવયવસંસ્થાન** [ સં. અવયવ ( અંગ ) + સંસ્થાન ( આકૃતિ ) ] ન. અવયવની રચના.

**અવયવાર્થ** [ સં. અવયવ ( ભાગ ) + અર્થ ( મતલબ ) ] પું. શબ્દના ભાગનો અર્થ.

**અવયવિ** [ સં. ] ન. ( ન્યાય ) ઉત્પન્ન થયેલી વસ્તુ. જેમકે, ઘડો, કપડું.

**અવયવી** ૧. પું. ( ન્યાય ) ત્રણ કે પાંચ નિર્દેશો એટલે ઉલ્લેખનો સમૂહ; અનુમાનવાક્ય.
૨. પું. શરીર; દેહ; પિંડ.
૩. ન. ( ન્યાય ) જન્ય પદાર્થ. પૃથ્વીના બે અણુથી આરંભીને જે જે ઉત્પત્તિવાળું પાર્થિવ એટલે પૃથ્વીનું દ્રવ્ય છે, તેજ પ્રમાણે જળના, તેજના, અને વાયુના બે અણુથી આરંભીને જે જે ઉત્પત્તિવાળું જલીય, તૈજસ અને વાયવીય દ્રવ્ય છે તે સર્વ અવયવી કહેવાય છે.
૪. [ સં. અવયવ ( અંગ ) + ઇન્ ( વાળું ) ] વિ. અવયવવાળું; જેને અંગ છે એવું; અંશી.
૫. વિ. ( ગણિત ) જે રાશિને બીજી રાશિથી શેષ વધ્યા વગર ભાગી શકાય તે રાશિ; 'મલ્ટિપલ'. જેમકે, ૬ એ ૨ નો અવયવી છે.
૬. વિ. સંપૂર્ણ; કુલ.

**અવયવીભૂત** [ સં. અવયવ ( અંગ ) + ભૂત ( રહેલું ) ] વિ. અવયવરૂપ બનેલું; અંગભૂત.

**અવયવીવાક્ય** [ સં. અવયવિન્ ( અવયવવાળું ) + વાક્ય ] ન. ( ન્યાય ) ત્રણ કે પાંચ નિર્દેશ એટલે ઉલ્લેખના સમૂહરૂપ વાક્ય; અનુમાનવાક્ય.

**અવયવીસમાસ** [ સં. અવયવ ( અંગ ) + ઇન્ ( વાળું ) + સમાસ ] પું. ( વ્યાકરણ ) ષષ્ઠી તત્પુરુષ સમાસનો એક પ્રકાર, જેમાં એક પદ અવયવી અને બીજું પદ તેનું અંગ બતાવે છે. પણ એમાં ષષ્ઠ્યન્ત નામ પહેલું આવવાને બદલે છેલ્લું આવે છે. જેમકે, પૂર્વકાય, મધ્યાહ્ન.

**અવયંગ** ૧. [ ફા. ] સ્ત્રી. પારસી લોકો કેડે બાંધે છે તે જનોઈ જેવી દોરી. તેને અવસ્તામાં ઐવ્યા ઓંઘ અને હાલના પારસીઓ કસ્તી કહે છે.
૨. સ્ત્રી. મગ બ્રાહ્મણો બાંધતા તે દોરી.

**અવયાજ** ૧. [ સં. અવયાજ્ ] પું. યજ્ઞ કરાવનાર એક ઋષિ.
૨. [ સં. અવ ( ખરાબ ) + યાગ ( યજ્ઞ ) ] વિ. હલકો યજ્ઞ કરનાર.

**અવયાન** ૧. [ સં. અવ ( ખરાબ ) + યાન ( ગતિ ) ] ન. અવગતિ.
૨. ન. નિશ્ચયાત્મક જ્ઞાન.
૩. [ સં. અવ ( ઊલટું ) + યા ( જવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. પાછું જવું તે; પીછેહઠ.
૪. ન. પ્રાયશ્ચિત.
૫. ન. શાંત કરવાપણું.

**અવયોગ** ૧. [ સં. અવ ( ખરાબ ) + યોગ ( વખત ) ] પું. અશુભ મુહૂર્ત; કમુરત.
૨. પું. ખરાબ સમય; અવજોગ.

**અવર** ૧. [ અં. ] પું. કલાક; અઢી ઘડી જેટલો વખત.
૨. [ સં. ] પું. ગયેલો કાળ.
૩. પું. પાછળનો દેશ.
૪. પું. રંગભૂમિના ત્રણમાંનો એ નામનો એક પ્રકાર. નાટ્યગૃહ ત્રણ જાતનું હોય છેઃ ૧. વિકૃષ્ટ, ૨. ચતુરસ્ત્ર અને ૩. ત્ર્યસ્ત્ર. તે દરેકના ત્રણ પ્રકાર છેઃ ૧. જ્યેષ્ઠ, ૨. મધ્ય અને ૩. અવર. જ્યેષ્ઠનું પ્રમાણ ૧૦૮ હાથનું, મધ્યનું ૬૪ હાથનું અને અવરનું ૩૨ હાથનું હોય છે. આમાંથી જ્યેષ્ઠ દેવોનું, મધ્યમ રાજાઓનું અને અવર સામાન્ય જનવર્ગનું છે. નાટ્ય પ્રતિનાયકો હોય ત્યાં જ્યેષ્ઠ, જે પ્રકરણ વગેરેમાં રાજા નાયક હોય ત્યાં મધ્ય અને ભાણ પ્રહસનાદિમાં પાત્રો સામાન્ય જનવર્ગમાંથી હોય ત્યાં અવર સમજવું.
૫. પું. હલકી જ્ઞાતિ.
૬. ન. આવવું તે; આગમન.
૭. ન. હાથીની જાંઘનો પાછળનો ભાગ.
૮. સ. ઇતર; અન્ય; બીજું.
૯. વિ. ઓછું; કમી.
૧૦. [ સં. અ ( નહિ ) + વર ( શ્રેષ્ઠ ) ] વિ. કનિષ્ઠ; ઊતરતી પંક્તિનું; અધમ; હલકું.
૧૧. વિ. છેલ્લું; આખરનું.
૧૨. વિ. નિર્બળ; બળહીન.
૧૩. વિ. પશ્ચિમનું.
૧૪. [ સં. અપર ( બીજું ) ] વિ. બીજું; અન્ય.
૧૫. વિ. ભૂતકાળમાં થયેલ; પાછળનું; ગયેલ વખતનું.
૧૬. વિ. શ્રેષ્ઠ; સૌથી સરસ.
૧૭. વિ. સૌથી થોડું; ઓછામાં ઓછું.

**અવરક્કા** સ્ત્રી. ( મલયાલમ ) એક જાતની પહોળી પાપડી; 'ફ્રેન્ચ બીન્ઝ'. તેના વેલાને ડુંગરાઉ જમીન બહુ અનુકૂળ છે.

**અવરક્ષક** [ સં. અવ ( ચોતરફ ) + રક્ષક ( રક્ષણ કરનાર ) ] વિ. પાલક; પાળનાર; રક્ષણ કરનાર.

**અવરગંડી** સ્ત્રી. સુતરાઉ કાપડની એક જાત.

**અવરજ** ૧. [ સં. અવર ( પાછળનું ) + જ ( જન્મેલું ) ] પું. નાનો ભાઈ.

અનુજ **અવરજ** નાભિ વળી જવિષ્ઠ કનિષ્ઠ કનીય,
લઘુ સહોદરની સકળ હોય નહિ રે તીય.

પિંગળલઘુકોષ

૨. [ સં. અવર ( ઊતરતી પંક્તિનું ) + જ ( જન્મેલું ) ] પું. શૂદ્ર.
૩. ન. પાછળથી ઉત્પન્ન થનાર સંતતિ.
૪. વિ. નાનું; પાછળથી જન્મેલું.
૫. વિ. હલકા કુળમાં જન્મેલું.

**અવરજવર** ૧. [ અવર ( આવવું તે ) + જવર ( જવું તે ) ] પું.; સ્ત્રી. આયાતનિકાસ.
૨. પું.; સ્ત્રી. આવજા; હરફર; આવરોજાવરો.
૩. અ. અવારનવાર.

**અવરજા** ૧. [ સં. અવર ( પાછળનું ) + જા ( જન્મેલી ) ] સ્ત્રી. નાની બેન.
૨. [ સં. અવર ( ઊતરતી પંક્તિનું ) + જા ( જન્મેલી ) ] સ્ત્રી. શૂદ્ર જાતિની સ્ત્રી.
૩. વિ. સ્ત્રી. નાની; પાછળથી જન્મેલી.
૪. વિ. સ્ત્રી. હલકા કુળમાં જન્મેલી.

**અવરણ** ૧. [ સં. અ ( નહિ ) + વરણ ( પસંદ કરવું તે ) ] ન. સ્વયંવરના જેવી પસંદ કરવાની વિધિ ન હોવાપણું.
૨. [ સં. અ ( નહિ ) + વર્ણ્ ( વર્ણન કરવું ) ] વિ. વર્ણન ન થઈ શકે એવું.

વર્ણ સ્તુતિ અક્ષર વર્ણ વર્ણ દ્વિજાદિક ચાર,
વર્ણ રંગ બહુ ભાતના **અવરણ** એક મુરાર.

પિંગળલઘુકોષ

૩. [ સં. અ ( નહિ ) + વર્ણ ( જાતિ ) ] વિ. હલકી જાતનું; અવર્ણ; ઊતરતા વર્ણનું.

**અવરત** ૧. વિ. અલગ; જુદું.
૨. વિ. ઠરેલું; સ્થિર; શાંત; પીઢ.
૩. [સં. અવરમ્ (અટકવું)] વિ. વિરામ પામેલ; અટકેલ; રોકાયેલ.
૪. અ. સતત.

**અવરતિ** ૧. [સં. અવરમ્ (અટકવું)] સ્ત્રી. અટકવું તે; નિવૃત્તિ.
૨. સ્ત્રી. ઠરેલ હોવાપણું; સ્થિરતા.
૩. સ્ત્રી. (પિંગળ) યતિ; વિરામ.

**અવરતિયા** ૧. ન. કાઠીની મૂળ જાતનું માણસ.
૨. વિ. એક જાતના કાઠી. આ શબ્દ અવતરિયાનું અપભ્રંશ હશે. અવતરિયા એટલે મૂળ કાઠી. જેવા કે, ધાધલ, બસિયા, જેબલિયા, નાઠાનરક.

**અવરથા** ૧. [સં. અ (નિરર્થક વપરાતો પૂર્વગ) + વૃથા (ફોકટ)] વિ. નિરર્થક; નકામું; વ્યર્થ.
૨. વિ. ફોકટ; મિથ્યા; નજીવું.
૩. અ. નકામું; નિરર્થક.
૪. અ. મિથ્યા; વ્યર્થ.
થયો વૃદ્ધ, આયુષ્ય અવરથા ગયું.
પ્રેમાનંદ

**અવરદાદ સાલગાહ** પું. (પારસી) જરથોસ્તી બારમા મહિના અસ્પંદાદના ખોરદાદ એટલે છઠ્ઠે દિવસે આવતો એ નામનો તહેવાર. એવું કહેવાય છે કે એક વખતે ઇરાનના અમુક ભાગના પારસી દર ચોથા વર્ષની આખરે અધિક દિવસ ઉમેરતા અને તે દિવસને 'અવરદાદ સાલગાહ' નામે ઓળખતા. પણ પાછળથી તેઓએ અધિક દિવસની રીત પડતી મૂકી, એટલે તે દિવસનું જશન છેલ્લા માસના છઠ્ઠા દિવસ ખોરદાદના રોજ રાખવામાં આવ્યું, કારણ કે ખોરદાદને વખત સાથે સંબંધ છે.

**અવરનવર** અ. (ગ્રામ્ય) અવારનવાર; વખતોવખત.

**અવરપગો** [અવર (બીજું) + પગું (જનાર)] વિ. પું. (કચ્છી) અન્યગામી; બીજે ઠેકાણે જનાર; વ્યભિચારી.

**અવરભાગી** પું. (બૌદ્ધ) દશ સંયોજન એટલે બંધનમાંના પહેલા પાંચ.

**અવરમસ્તિષ્ક** [સં. અવર (પાછળનું) + મસ્તિષ્ક (મગજ)] ન. નાનું મગજ; મગજનો પાછલો ભાગ; 'સેરીબેલમ્'. આ ભાગ મોટા મગજના પાછલા ભાગ હેઠળ આવેલો છે. તે સ્નાયુઓની હિલચાલ ઉપર કાબૂ ધરાવે છે, તેમને નિયમમાં રાખે છે, અને શરીરનું સમતોલપણું જાળવવામાં મદદ કરે છે.

**અવરવર્ણ** ૧. [સં. અવર (હલકું) + વર્ણ (જાત)] પું. શૂદ્ર.
૨. વિ. હલકા કુળમાં જન્મેલું.

**અવરવર્ણક** જુઓ અવરવર્ણ.

**અવરવર્ણજ** જુઓ અવરવર્ણ.

**અવરવર્ણાભિનિવેશ** [સં. અવરવર્ણ (શૂદ્ર) + અભિનિવેશ (પ્રવેશ)] પું. હલકી જાતિઓથી વસાયેલ ઉપનિવેશ.

**અવરવાયો** [સં. અવર (પાછલું) + વાયુ (પવન)] પું. (કચ્છી) પાછલી વાટેથી નીકળતો પવન; અધોવાયુ; અપાન; પાદ.

**અવરવું** અ. ક્રિ. (જૂ. ગુ.) અવતરવું; જન્મવું.
પ્રસવ નહિ તે વાંઝણી મટે અવન અવરે બાળ.
શામળ

**અવરવ્રત** ૧. પું. આકડાનો છોડ.
૨. પું. સૂર્ય.
૩. [સં. અવર (હલકું) + વ્રત (ટેક)] ન. હલકું વ્રત.
૪. વિ. હલકા નિશ્ચયવાળું; અધમ.

**અવરશૈલ** [સં. અવર (પશ્ચિમનું) + શૈલ (પર્વત)] પું. અસ્તાચળ પર્વત.

**અવરસંખ્યા** [સં. અવર (ઓછામાં ઓછું) + સંખ્યા (આંક)] સ્ત્રી. કાર્યસાધક સંખ્યા; 'કોરમ'.

**અવરંગજેબી** સ્ત્રી. તલવારની મૂઠનો એક પ્રકાર.

**અવરા** ૧. [સં.] સ્ત્રી. દિશા.
૨. [સં. અ (નહિ) + વરા (ચડિયાતી)] સ્ત્રી. દુર્ગા, કેમકે તેનાથી કોઈ શ્રેષ્ઠ નથી.

**અવરાઈ** ૧. [સં. અભ્ર (આકાશ) + રાજિ (હાર)] સ્ત્રી. અભરાઈ; સરસામાન મૂકવાને ભીંતે ઊંચે જડેલું કે રાખેલું પાટિયું.
૨. સ્ત્રી. સોનાનો એક જાતનો અરબી સિક્કો.

**અવરાણી** ૧. ન. દશાશ્રીમાળી વાણિયાની એ નામની અટકનું માણસ.
૨. વિ. દશાશ્રીમાળી વાણિયાની એ નામની અટકનું.

**અવરાધક** [સં. આરાધ્ (પૂજા કરવી) + અક (કરનાર)] વિ. આરાધના કરનાર; પૂજનાર.

**અવરાધન** [સં. આરાધ્ (પૂજા કરવી) + અન (નામ બનાવનાર પ્રત્યય)] ન. ઉપાસના; પૂજા; આરાધન.

**અવરાધવું** [સં. આરાધ્ (પૂજા કરવી)] સ. ક્રિ. ઉપાસના કરવી; પૂજવું; સેવા કરવી.

**અવરાપગ** [અવર (બીજું) + પગ (ચલણ)] પું. (ગ્રામ્ય) કુચાલ; ગેરવર્તણૂક.

**અવરાર્ધ** ૧. [અવર (ઓછામાં ઓછું) + અર્ધ (અરધું)] પું. ઓછામાં ઓછો ભાગ.
૨. [સં. અવર (પાછલું) + અર્ધ (અરધું)] પું. બાકીનો અરધો ભાગ.
૩. પું. શરીરનો પાછલો ભાગ.

**અવરાવર** [સં. અવર (અધમ) + અવર (હલકું)] વિ. હલકામાં હલકું; બધાથી ઊતરતું.

**અવરાવવું** [સં. આવૃ (ઢાંકવું)] સ. ક્રિ. ઢાંકવું; આચ્છાદવું.

**અવરાવું** ૧. [સં. આવૃ (ઢાંકવું)] અ. ક્રિ. આવરણમાં આવવું.
૨. અ. ક્રિ. ઢંકાવું; છવાવું; છુપાવું.
૩. અ. ક્રિ. દૂર રખાવું.

**અવરાળવું** સ. ક્રિ. અનાજમાંની કાંકરી છૂટી પાડવા માટે તેને પાણીમાં ધોવું; ઓવરાળવું.

**અવરી** [અ (નહિ) + વર (ધણી) + ઈ (વાળી)] વિ. સ્ત્રી. નહિ પરણેલી; કુંવારી.

**અવરુગ્ણ** ૧. [સં. અવ (થોડું) + રુજ્ (ભાંગવું)] વિ. ભાંગેલું; તૂટેલું; ચીરાયેલું.
૨. વિ. રોગી; દરદી.

**અવરુદ્ધ** ૧. [સં. અવરુધ્ (અટકાવવું)] વિ. અટકાવેલું; રોકેલું; રુંધેલું.
૨. વિ. આચ્છાદિત; ઢાંકેલું.
૩. વિ. ગતિ અટકી ગયેલી હોય એવું; 'કૉન્સ્ટ્રેન્ડ'.
૪. [સં. અવ (ચોતરફ) + રુદ્ધ (અટકાવેલું)] વિ. ઘેરેલું; પુરાયેલું.
૫. વિ. નહિ જણાયેલ; ગુપ્ત; છાનું.
૬. વિ. પદાર્થની મૂળ ગતિને ઘસારા જેવાં અવરોધક એટલે ગતિ ઓછી કરે એવાં બળો લાગવાથી નીપજેલું.

**અવરુદ્ધદેહ** [સં. અવ (ચોતરફ) + રુદ્ધ (અટકાવેલું) + દેહ (શરીર)] વિ. કેદમાં પુરાયેલું.

**અવરુદ્ધા** [સં. અવરુદ્ધ (અટકાવેલું) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. અંતઃપુરમાં રહેલ બીજે કોઈ ઠેકાણે ન જઈ શકતી દાસી. બીજે જતાં તેને અટકાવવામાં આવે છે, માટે તે અવરુદ્ધા કહેવાય છે.

**અવરુદ્ધિ** ૧. [સં. અવ (ચોતરફ) + રુધ્ (રોકવું)] સ્ત્રી. ઘેરો ઘાલવાપણું.
૨. સ્ત્રી. રોકાણ; અટકાયત.
૩. સ્ત્રી. લાભ મેળવવો તે.

**અવરૂઢ** ૧. [સં. અવરુહ્ (નીચે આવવું)] વિ. ઊતરેલું; નીચે આવેલું.
૨. વિ. જડમૂળથી ઊખેડી કાઢેલું.

**અવરૂપ** ૧. [ સં. અવ ( ખરાબ ) + રૂપ ( દેખાવ ) ] વિ. ખરાબ આકૃતિવાળું; કદરૂપું.
૨. વિ. નીચી સ્થિતિએ આવેલું; પતિત.

**અવરૂં** વિ. ( ગ્રામ્ય ) તોફાની; અટક્યાળું.

**અવરેકાચી** સ્ત્રી. ( કાનડી ) એ નામનો એક શાકનો છોડ; પહોળી પાપડીની એક જાત.

**અવરેખ** [ સં. અવ ( નિશ્ચયસૂચક ઉપસર્ગ ) + લિખ્ ( દોરવું ) ] અ. અવશ્ય; બેશક; ખચીત.

શુક્ર અસ્ત આવળે થયો મહાકાલ **અવરેખ**.
બડલી

**અવરેખવું** ૧. સ. ક્રિ. અનુમાન કરવું; કલ્પના કરવી.
૨. સ. ક્રિ. જાણવું.
૩. સ. ક્રિ. દેખવું; જોવું.

જરી ઉદાસ **અવરેખી**, રીઝવતો મુજને રસીયો.
કાવ્યશાસ્ત્ર

૪. સ. ક્રિ. લખવું; ચીતરવું.

**અવરેજ** ૧. પું. આશરો; અંદાજ.
૨. [ અં. ઍવરેજ ( સરાસરી ) ] પું. સરાસરી.

**અવરેબ** ૧. [ સં. અવ ( ઊલટું ) + રેબ ( ગતિ ) ] પું. કપડાંનો ત્રાંસો કાપ.
૨. પું. વક્રગતિ; તીરછી ચાલ.

**અવરૈ** ૧. સ્ત્રી. ઘણાં વસાણાંવાળું સુવાવડી માટેનું એક ચૂર્ણ; બત્રીસું; કાટલું.
૨. સ્ત્રી. બાળકને પાવાનું એક જાતનું મધમાં મેળવેલું ઓસડ.

**અવરો** પું. ( જૂ. ગુ. ) આગમન; અવરજવર.

નહિ પરનિંદા ને પરદ્રોહ,
તાંહાં તેહનો કાંહાંથી **અવરો** હોય ?
ભાલણ

**અવરોક્ત** ૧. [ સં. અવર ( છેલ્લું ) + ઉક્ત ( કહેવાયેલું ) ] વિ. છેલ્લે બોલાયેલું.
૨. [સં. અવર ( બીજું ) + ઉક્ત ( કહેલું ) ] વિ. બીજાએ કહેલું.

**અવરોચક** [ સં. અવ ( ખરાબ ) + રોચક ( રુચિ ઉપજાવનાર ) ] પું. ખાવાપીવા પર અરુચિ ઉપજાવનાર એક રોગ.

**અવરોદા** સ્ત્રી. ( પુરાણ ) એ નામની ભારતવર્ષની એક નદી.

**અવરોધ** ૧. [ સં. અવરુધ્ ( રોકવું ) ] પું. અટકાયત; પ્રતિબંધ; પ્રતિરોધ; રોકાણ.
૨. [ સં. અવ ( નીચે ) + રુહ્ ( ઊગવું ) ] પું. ઠોંટો; ફણગો.
૩. પું. ઘેરો.
૪. પું. ચોકીદાર.
૫. પું. જનાનખાનામાં રહેનારી સ્ત્રી.
૬. પું. જે ભાગમાં સ્ત્રીઓને રાખવામાં આવે અગર તો જેમાં પારકા માણસને અવરોધ એટલે પેસતો અટકાવવામાં આવે તે ભાગ; જનાનખાનું; અંતઃપુર; રણવાસ.
૭. પું. ઢાંકણું.
૮. [ સં. અવરુહ્ ( નીચે ઊતરવું ) ] પું. નીચે જવું તે; ઊતરવું તે.
૯. પું. પોલાણ; ખાડો.
૧૦. પું. બાધ; નડતર; આવરણ; અડચણ.
૧૧. પું. રાજગૃહ; મહેલ.
૧૨. પું. રાણી.
૧૩. પું. વડવાઈ; વડની ડાળમાંથી ફૂટતું મૂળિયું.
૧૪. પું. સૂતક.

**અવરોધક** ૧. પું. રક્ષક; રક્ષણ કરનાર; સાચવનાર.
૨. ન. વાડ.
૩. વિ. ઘેરો ઘાલનાર.
૪. વિ. ( ગણિત ) પદાર્થની મૂળ ગતિમાં ફેરફાર કરનારું.
૫. [ સં. અવરુધ્ ( અટકાવવું ) + અક ( કરનાર ) ] વિ. રોકનાર; અટકાવનાર; બાધક; રોકનાર.

**અવરોધકકોણ** પું. ( ભૌતિક ) જ્યાં કિરણ પૂરેપૂરું પરાવર્તન પામે એટલે પાછું ફરે એવો નાનામાં નાનો પતનકોણ; 'ક્રિટિકલ ઍંગલ'.

**અવરોધકબળ** [ સં. અવરોધક ( અટકાવનાર ) + બળ ( શક્તિ ) ] ન. પદાર્થની મૂળ ગતિને ઓછી કરનાર ઘર્ષણ વગેરે બળ; 'કૉન્ટ્રેનિંગ ફોર્સ'.

**અવરોધક મધ્યસ્થ** [સં. અવરોધક ( અટકાવનાર ) + મધ્યસ્થ ( વચ્ચે રહેલું ) ] વિ. પ્રકાશ અને ધ્વનિ કે અવાજ જાય ત્યારે તેની ગતિમાં ઘટાડો કરે છે એવું; 'રીસ્ટ્રિક્ટિંગ મીડિયમ'.

**અવરોધન** ૧. પું. ( પુરાણ ) ગય રાજાને ગયંતીથી થયેલા ત્રણમાંનો નાનો દીકરો. એ સ્વાયંભૂ વંશનો હતો.
૨. સ્ત્રી. અંતઃપુરમાં રહેનારી રાણી.
૩. [ સં. અવરુધ્ ( અટકાવવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. અટકાવવું તે; રોકાણ.
૪. ન. અંતઃપુર; જનાનો.
૫. ન. ઘેરો.
૬. ન. ઢાંકવું તે.
૭. ન. ઢાંકેલું કે ગુપ્ત સ્થળ.
૮. ન. વસ્તુનો અંદરનો ગુપ્ત ભાગ.
૯. ન. હરકત; પ્રતિબંધ; નડતર; બાધ; પ્રત્યવાય.

**અવરોધવનિતા** પું. ( પિંગળ ) પહેલા તથા ત્રીજા ચરણમાં નગણ, ભગણ, ભગણ, રગણ, લઘુ અને ગુરુ મળી ૧૪ અક્ષર, અને બીજા તથા ચોથા ચરણમાં સગણ, સગણ, જગણ, ભગણ અને યગણ મળી ૧૫ અક્ષરનો એક અર્દ્ધસમવૃત્ત અક્ષરમેળ છંદ.

**અવરોધવું** [ સં. અવરુધ્ ( અટકાવવું ) ] સ. ક્રિ. રોકવું; અટકાયત કરવી.

**અવરોધાયન** [ સં. અવરોધ ( અટકાયત ) + અયન ( સ્થાન ) ] ન. જનાનખાનું.

**અવરોધાવું** [ સં. અવરુધ્ ( અટકાવવું ) ] અ. ક્રિ. રૂંધાવું; રોકાવું.

**અવરોધિક** ૧. [ સં. અવરુધ્ ( અટકાવવું ) + ઇક ( વાળું ) ] પું. જનાનખાનાનો ચોકીદાર; અંતઃપુરનો રક્ષક.
૨. વિ. અટકાવનાર; અડચણ કરનાર.

**અવરોધિકા** [ સં. અવરોધ ( અંતઃપુર ) + ઇક ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. અંતઃપુરમાં રહેનાર સ્ત્રી.

**અવરોધિત** [ સં. અવરુધ્ ( અટકાવવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. રોકેલું; અટકાવેલું.

**અવરોધી** [સં. અવરુધ્ ( રોકવું ) + ઇન્ ( વાળું ) ] વિ. અટકાવનારું; રોકનારું.

**અવરોપણ** ૧. ન. આથમવાપણું.
૨. [સં. અવ ( નીચે ) + રોપણ ( મૂકવું તે )] ન. ઊતારવું તે; નીચે લાવવાપણું.
૩. [ સં. અવ ( ઊલટું ) + રુહ્ ( ઊગવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ઊખેડી નાખવું તે; ઉપાડી નાખવું તે.
૪. ન. લઈ જવું તે; હરી લેવું તે.

**અવરોપણીય** [ સં. અવ ( ઊલટું ) + રુહ્ ( ઊગવું ) + અનીય ( લાયક ) ] વિ. ઊખેડી નાખવા જેવું.

**અવરોપિત** ૧. [ સં. અવ ( ઊલટું ) + રોપિત ( રોપેલું ) ] વિ. ઉપાડી નાખેલું; ઊખેડી નાખેલું.
૨. વિ. ઓછું કરેલું; હરી લીધેલું.

**અવરોહ** ૧. [ સં. અવરુહ્ ( નીચે ઊતરવું ) ] પું. ( ગણિત ) ઊતરતો ક્રમ; 'ડિસેન્ડિંગ ઑર્ડર'.
૨. પું. ઊંચે ચડવાપણું.
૩. પું. ( સંગીત ) ઊંચેથી નીચા સૂરમાં આવવું તે. જેમકે, ની-ધ-પ-મ-ગ-રી-સા. આમાં નિષાદથી ષડ્જ લગી સૂરને ઉતારવામાં આવ્યો છે.

૪. પું. ઘટવું તે; ઓછું થવું તે.

૫. પું. ચંદ્ર વગેરે લોક; સ્વર્ગ, કેમકે ત્યાંના વિલાસ પુરા થતાં નીચે ઊતરવું પડે છે.

૬. પું. છોડનું વધવાપણું.

૭. પું. ઢાળ; ઢોળાવ; ઉતાર.

૮. પું. નીચે આવવું તે; ઊતરવું તે; અવતરણ.

૯. પું. પડતી; અવનતિ; અધઃપતન.

૧૦. પું. પદાર્થ પૃથ્વીની વધારે નજીક આવે એવી ગતિ અથવા એ ગતિને લીધે ઊપજતી ક્રિયા; 'ડીસેન્શન'.

૧૧. પું. લતોદ્ગમ; ઝાડના મૂળથી ટોચ સુધી જનારો વેલો. જેમકે, ગળો.

૧૨. પું. વડવાઈ પેઠે જમીનમાં મૂળ નાખતી ડાળી; મૂલાંકુર.

૧૩. પું. (કાવ્ય) વસ્તુના રૂપગુણનું ક્રમેક્રમે અધઃપતન એટલે ઊતરવાપણું દર્શાવ્યું હોય એવો વર્ધમાન અલંકારથી ઊલટા પ્રકારનો અલંકાર. જેમકે,

સુરપુરથી શિવ, શિવથી ગિરિ,
ધરણી સિંધુમાં જામી;
સ્થાનભ્રષ્ટ થઈ જાય જડ,
અધો અધોગતિ પામી.

અહીં ગંગા સ્વર્ગથી શિવના માથા ઉપર, ત્યાંથી હિમાલય ઉપર, ત્યાંથી પૃથ્વી ઉપર થઈને ઠેઠ સમુદ્રમાં પહોંચી. તેવી રીતે જડ માણસ પણ સ્થાનભ્રષ્ટ થઈને ક્રમેક્રમે અધોગતિ પામે છે એ અવરોહ અલંકાર છે.

૧૪. પું. વીંટળાતો વીંટળાતો ઉપર ચડનાર વેલો.

૧૫. પું. વેલાનું વધવું તે.

**અવરોહક** ૧. [સં.] પું. અશ્વગંધ.

૨. [સં. અવરુહ્ (નીચે ઊતરવું) + અક (કરનાર)] વિ. નીચે ઊતરનારું.

૩. વિ. પડતી કરનારું.

**અવરોહક્રમ** [સં. અવરોહ (નીચે ઊતરવાપણું) + ક્રમ (ગોઠવણ)] પું. (ગણિત) રાશિનું મૂલ્ય ઉત્તરોત્તર ઘટતું જાય એવી ગોઠવણ; ઊતરતી શ્રેણી અથવા હારમાળા; 'ડિસેન્ડિંગ ઑર્ડર'.

**અવરોહણ** જુઓ અવરોહ ૨, ૩, ૪, ૭, ૯, અને ૧૧.

**અવરોહપાત** [સં. અવરોહ (નીચે ઊતરવું તે) + પાત (કક્ષા ક્રાંતિવૃત્તને છેદે તે બિંદુ)] પું. (જ્યોતિષ) પૃથ્વી અને ચંદ્રની કક્ષા એટલે ફરવાનો માર્ગ જે બે બિંદુએ એકબીજાને છેદે છે તેમાંનું નીચલું બિંદુ; 'નોડ'. ઉપલું બિંદુ રાહુનું એટલે આરોહપાત અને કેતુ હેઠલો ભાગ હોવાથી તે કક્ષાની નીચલી બાજુ તરફનો એટલે કે અવરોહનો પાત છે.

એટલું જ નહિ પણ તેમાંનો રાહુ આરોહપાત અને કેતુ અવરોહપાત છે.

જ્ઞાનમાળા

**અવરોહશાખ** [સં. અવરોહ (મૂલાંકુર) + શાખા (ડાળી)] પું. વડનું ઝાડ, કેમકે તેની વડવાઈ જમીનમાં જઈ પાછી ઊગે છે.

**અવરોહશાખી** જુઓ અવરોહશાખ.

**અવરોહશાયી** જુઓ અવરોહશાખ.

**અવરોહિકા** [સં.] સ્ત્રી. અશ્વગંધા; આસંધનો વેલો.

**અવરોહિણી** [સં.] સ્ત્રી. (જ્યોતિષ) નક્ષત્રોના અમુક ઠેકાણાને લીધે ઉત્પન્ન થતી એક પ્રકારની દશા.

**અવરોહિત** ૧. [સં. અવ (ઓછું) + રોહિત (લાલ)] પું. આછો લાલ રંગ.

૨. વિ. આછા લાલ રંગનું.

**અવરોહિતવાન** [સં. અવ (ઓછું) + રોહિત (લાલ) + વત્ (વાળું)] વિ. આછા લાલ રંગનું.

**અવરોહિશાખ** [સં. અવરોહ (મૂલાંકુર) + ઇન્ (વાળું) + શાખા (ડાળી)] પું. વડનું ઝાડ; અવરોહશાખ.

**અવરોહી** ૧. [સં. અવરુહ્ (નીચે ઊતરવું)] પું. (સંગીત) જેમાં પહેલાં ષડ્જનું ઉચ્ચારણ થતું હોય અને પછી નિષાદથી ષડ્જ સુધી ક્રમેક્રમે ઊતરતા સૂર નીકળતા હોય એવો સ્વર.

૨. [સં. અવરોહ (મૂલાંકુર) + ઇન્ (વાળું)] પું. વડનું ઝાડ.

૩. વિ. (સંગીત) ઊંચા સૂરથી ઊતરતાં ક્રમેક્રમે નીચા સૂર લગી આવતું; ઊતરતું.

૪. વિ. ઝટ મૂળ ફૂટતાં હોય એવું; મૂળાંકુરવાળું; ફૂટી નીકળનારું.

૫. વિ. નીચે ઊતરતું; ઊતરનારું.

૬. વિ. (જ્યોતિષ) યામ્યોત્તર એટલે દક્ષિણમાંથી ઉત્તરમાં જતા વૃત્ત ઉપર આવી ગયેલું પણ નહિ આથમેલું.

**અવરોહી અનુવાદી** પું. (સંગીત) અવરોહમાં ગણવાથી આવતો ત્રીજો સ્વર; ધૈવત.

**અવર્ગ** ૧. [સં. અ (સ્વરનો પહેલો અક્ષર) + વર્ગ (વિભાગ)] પું. 'અ' ને લગતા અક્ષરોનો સમૂહ; અ વગેરે સ્વરો.

૨. [સં. અ (નહિ) + વર્ગ] પું. વર્ગ ન હોવાપણું; વિભાગ ન હોવાપણું.

૩. વિ. 'અ' વર્ગનું.

૪. [સં. અ (નહિ) + વર્ગ] વિ. વર્ગ રહિત; વિભાગ વિનાનું.

**અવર્ગી** ૧. [સં. અ (સ્વરનો પહેલો અક્ષર) + વર્ગ (વિભાગ) + ઇન્ (વાળું)] વિ. 'અ' અક્ષરના સમૂહનું.

૨. [સં. અ (નહિ) + વર્ગ (વિભાગ) + ઇન્ (વાળું)] વિ. જાત પ્રમાણે પાડેલ કોઈ પણ જથ્થામાં ન આવે એવું.

૩. વિ. વર્ગનું નહિ એવું.

**અવર્ગીય** જુઓ અવર્ગી.

**અવર્ચસ્** [સં. અ (નહિ) + વર્ચસ્ (તેજ)] વિ. તેજ વિનાનું.

**અવર્જનીય** ૧. [સં. અ (નહિ) + વર્જ્ (છોડવું) + અનીય (લાયક)] વિ. છોડી ન શકાય એવું.

૨. વિ. નહિ છોડવા જેવું; અત્યાજ્ય.

**અવર્જિત** [સં. અ (નહિ) + વર્જિત (તજાયેલું)] વિ. ન તજાયેલું; સ્વીકારેલું.

**અવર્ણ** ૧. [સં. અ + વર્ણ (અક્ષર)] પું. અ તથા આ એ બે સ્વર.

૨. પું. અપવાદ; લોકનિંદા; કલંક; બદનામી.

૩. પું. કુબેરનો દીકરો ને રાવણનો ભત્રીજો. તેણે પોતાના બાપને અલકાપુરી વસાવવામાં ઘણી મદદ કરી હતી તેથી તે યશસ્વી થયો છે.

૪. [સં. અ (પહેલો સ્વર) + વર્ણ (અક્ષર)] પું. સ્વરનો પહેલો અક્ષર; 'અ'.

૫. પું. હ્રસ્વ, દીર્ઘ, પ્લુત, ઉદાત્ત, અનુદાત્તને ધ્યાનમાં લઈને અઢાર અક્ષરોનાં પડેલાં નામ.

૬. [સં. અ (ખરાબ) + વર્ણ (રંગ)] વિ. ખરાબ રંગનું.

૭. [સં. અ (નહિ) + વર્ણ (જાતિ)] વિ. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્ર વર્ણના ધર્મ ન પાળનારું.

૮. [સં. અ (નહિ) + વર્ણ (રંગ)] વિ. રંગ વગરનું.

૯. વિ. વર્ણહીન; અંત્યજ.

૧૦. વિ. સંકર; મિશ્રજાત.

૧૧. [સં. અ (ખરાબ) + વર્ણ (ગુણ)] વિ. સારા ગુણ વિનાનું; નીચ; હલકું.

**અવર્ણનીય** [સં. અ (નહિ) + વર્ણ્ (કહેવું) + અનીય (જેવું)] વિ. વર્ણવી ન શકાય એવું; અકથનીય.

**અવર્ણવાદ** [સં. અવર્ણ (નિંદા) + વાદ (કહેવું તે)] પું. નિંદા; બદગોઈ.

**અવર્ણવી** વિ. (કચ્છી) અવર્ણનીય.

**અવર્ણ્ય** [સં. અ (નહિ) + વર્ણ્ (વર્ણન કરવું) + ય (જેવું)] વિ. વર્ણન ન થઈ શકે એવું; અવર્ણ્ય.

અવર્ણ્ય છો અવિનાશ કૃષ્ણ કૃપાળ દયાળ રે.

નરસિંહ

**અવર્ણ્ય** ૧. [ સં. આ ( જેવું ) + વર્ણ્ય ( વર્ણવી શકાય એવું ) ] પું. ઉપમાન; જેની સાથે સરખામણી હોય તે.

૨. વિ. જેના વિષે બોલવાની જરૂર ન હોય એવું.

૩. [ સં. અ ( નહિ ) + વર્ણ્ય ( વર્ણન કરવા જેવું ) ] વિ. વર્ણવી શકાય નહિ એવું; અકથનીય.

**અવર્ણ્યત્વ** [ સં. અ ( નહિ ) + વર્ણ્ય ( કહેવા યોગ્ય ) + ત્વ ( પણું ) ] ન. ( ન્યાય ) પક્ષને વિષે પક્ષતાના અભાવની ઉદ્ભાવના એટલે કલ્પના.

**અવર્ણ્યસમ** [ સં. અ ( નહિ ) + વર્ણ્ય ( કહેવા યોગ્ય ) + સમ ( જેવું ) ] સ્ત્રી. ( ન્યાય ) ન્યાયની ૨૪ જાતિ માંહેની એક; દૃષ્ટાંતમાં હેતુ જે પ્રકારનો હોય તેજ પ્રકારનો હેતુ પક્ષમાં નથી એમ કહી સાધ્યની સિદ્ધિમાં દોષ બતાવવો તે. જેમકે, 'શબ્દ અનિત્ય છે, કેમકે તે ઘટની પેઠે ઉત્પન્ન કરેલી વસ્તુ છે'. એ અનુમાનમાં કોઈ એવું દૂષણ બતાવે કે ઘટ કુંભારનો બનાવેલો છે, ત્યારે શબ્દ તાળવું, હોઠ વગેરેની ક્રિયાથી બનેલો છે, એટલે શબ્દની અનિત્યતા સિદ્ધ થઈ શકતી નથી.

**અવર્તન** ૧. [ સં. અ ( અયોગ્ય ) + વર્તન ( વર્તવું તે ) ] ન. અયોગ્ય વર્તન.

૨. [ સં. અ ( નહિ ) + વર્તન ( આજીવિકા ) ] ન. ગુજરાનનાં સાધન ન હોવાપણું; બેકારી; કામધંધો ન હોવાપણું.

૩. [ સં. અ ( નહિ ) + વૃત્ ( હોવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. હયાતી ન હોવી તે; ન હોવાપણું; અનસ્તિત્વ; અસ્તિત્વનો અભાવ.

૪. વિ. આજીવિકા વિનાનું; બેકાર; ધંધા વગરનું.

૫. વિ. વર્તન રહિત; શાંત; કામકાજ વિના બેઠું રહેનાર; બેઠાડુ.

**અવર્તમાન** ૧. [ સં. અ ( નહિ ) + વર્તમાન ( ચાલુ કાળનું ) ] વિ. ભવિષ્યકાળનું.

૨. વિ. ભૂતકાળનું.

૩. વિ. હયાત નહિ એવું; અવિદ્યમાન.

**અવર્થ** [ સં. અ ( નિરર્થક વપરાતો અવ્યય ) + વ્યર્થ ( નકામું ) ] અ. ફોગટ; નકામું.

નાખ્યો પણ ગયો અવર્થ. નર્મદાશંકર

**અવર્દ્ધમાન** [ સં. અ ( નહિ ) + વૃધ્ ( વધવું ) + માન ( વર્તમાનકૃદંતનો પ્રત્યય ) ] વિ. વધતું ન હોય એવું.

**અવર્ય** ૧. [ સં. અ ( નહિ ) + વર્ય ( શ્રેષ્ઠ ) ] વિ. ઊતરતું; હલકું.

૨. [ સં. અ ( નહિ ) + વૃ ( પસંદ કરવું ) + ય ( લાયક ) ] વિ. પસંદ ન કરવા જેવું; નાપસંદ.

**અવર્ષ** જુઓ અવર્ષણ.

**અવર્ષણ** ૧. [ સં. અ ( નહિ ) + વૃષ્ ( વરસવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ખરડિયું; અનાવૃષ્ટિ; સુકવાળું; વરસાદ ન વરસવાપણું.

૨. વિ. વરસાદ વગરનું; વૃષ્ટિ વિનાનું.

**અવલ** ૧. [ સં. અ ( ઊલટું ) + વલ્ ( ફરવું ) ] પું. ઊલટાસૂલટું વંચાય એવું ચિત્રકાવ્ય.

૨. પું. ( પિંગળ ) તેર માત્રાનો અવલંબક છંદ.

છંદ છત્રીસ પ્રકારના અડી અવલ અબંધ,
અક્ષ ચોખરો ચાતુરી, હૈડે રાખે અંધ.
મદનમોહના

૩. વિ. ઉત્તમ; શ્રેષ્ઠ; સૌથી સરસ.

૪. વિ. ઊંચી જાતનું; ઘણો પાક આપે એવું; ફળદ્રુપ.

૫. વિ. જરૂરનું.

૬. [ અ. અવ્વલ ] વિ. પહેલું; મુખ્ય.

૭. વિ. શરૂઆતનું; આરંભનું.

**અવલઅરજી** [ અવ્વલ ( પહેલું ) + અરજી ] સ્ત્રી. પહેલાં દાખલ કરેલી દાવા અરજી; 'પ્લેન્ટ'.

**અવલઆખર** ૧. [ અ. અવ્વલ ( પહેલું ) + આખિર ( છેવટ ) ] વિ. પહેલાંનું અને છેવટનું; પ્રથમનું અને અંતનું.

૨. અ. પહેલેથી છેલ્લે સુધી; એક છેડેથી બીજા છેડા સુધી; અથેતિ.

**અવલઇન્સાફ** [ અવ્વલ ( શ્રેષ્ઠ ) + ઇન્સાફ ( ન્યાય ) ] પું. સૌથી સારો ન્યાય; અદલ ન્યાય.

**અવલકંટી** સ્ત્રી. જમીન તરફ વળેલા કાંટાવાળો છોડ; અવળા કાંટાવાળો છોડ; અવળકંટક.

**અવલકામ** [ અવ્વલ ( પહેલું ) + કામ ] ન. શરૂઆતનું કામ; આદિકાર્ય; 'સ્પેડ વર્ક'.

**અવલકારકુન** [ અ. અવ્વલ ( પહેલું ) + ફા. કાર્કુન ] પું. મુખ્ય કારકુન.

**અવલકોર્ટ** [ અવ્વલ ( પ્રથમ ) + કોર્ટ ( કચેરી ) ] સ્ત્રી. પહેલી અદાલત.

**અવલક્ષ** ૧. [ સં. ] પું. ધોળો રંગ.

૨. વિ. ધોળું; ધોળા રંગનું.

**અવલક્ષણ** ૧. [ સં. અવ ( ખરાબ ) + લક્ષણ ( ટેવ ) ] ન. અપલક્ષણ; ખરાબ ટેવ.

૨. ન. માઠું શુકન; નઠારું ચિહ્ન; અપશુકન.

**અવલક્ષિત** ૧. [ સં. અવ ( નિશ્ચયવાચક ઉપસર્ગ ) + લક્ષ્ ( ઓળખવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. ઓળખેલું; પરિચયવાળું.

૨. [ સં. અવ ( નિશ્ચયવાચક ઉપસર્ગ ) + લક્ષ્ ( જોવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. જોયેલું; જાણેલું.

**અવલખ** [ હિં. ] સ્ત્રી. ખેડેલ પણ વણવાવેલ જમીન.

**અવલગિત** ન. એક કામમાં બીજા કામની સિદ્ધિ.

**અવલગુજાદિલેપ** પું. ( વૈદક ) કાળીજીરી, કાસમર્દ, કુવાડીઓ, હળદર અને સંચળ એ ચીજો સરખે ભાગે લઈ, ખાંડી કરાતો એક જાતનો ખરડ. તે ખરજ, દાદર તેમ જ કોઢ ઉપર ઉપયોગી મનાય છે.

**અવલગ્ન** ૧. [ સં. અવ ( નીચે ) + લગ્ન ( જોડાયેલ ) ] પું. કેડ; શરીરનો મધ્ય ભાગ; કમર.

૨. વિ. ચોંટાડેલું.

૩. [ સં. અવ ( નીચે ) + લગ્ન ( વળગેલું ) ] વિ. નીચે લટકતું.

૪. વિ. વળગેલું; ચોંટેલું; સંબંધ પામેલું.

**અવલજપ્તી** સ્ત્રી. નિવેડો થતાં સુધી માલની અટકાયત.

**અવલજમીન** [ અવ્વલ ( સૌથી સારૂં ) + જમીન ] સ્ત્રી. ઘણો પાક ઊતરે એવી ઉત્તમ જમીન; ફળદ્રુપ પ્રદેશ.

**અવલણ** [ અ ( નહિ ) + વલણ ] ન. મન ન વળવાપણું.

**અવલથી** ૧. [ અ. અવ્વલ ( પહેલું ) ] અ. પહેલાંથી; અગાઉથી; અસલ.

૨. અ. પહેલેથી; શરૂઆતથી.

**અવલદોમ** ૧. [ અ. અવ્વલ ( પહેલું ) + ફા. દુવ્વુમ ( બીજું ) ] સ્ત્રી. ઊથલપાથલ; ઊંધાચત્તી; ફેરફાર.

૨. વિ. અવળાસવળું; ઊલટસૂલટ.

**અવલન્યાયાધિશી** [ અવ્વલ ( પહેલું ) + ન્યાયાધિશી ( કચેરી ) ] સ્ત્રી. મૂળ અદાલત.

**અવલપિદાશ** સ્ત્રી. ખાસ પ્રસંગનો વધારાનો વેરો.

**અવલમંજલ** ૧. સ્ત્રી. દફનક્રિયા; પાયદસ્ત; મડદાંને છેવટનું ઠેકાણે પાડવાની ક્રિયા.

૨. [ અ. અવ્વલ ( પહેલું ) + મંજિલ ( ઊતરવાની જગ્યા ) ] સ્ત્રી. શબને દાટવા કે બાળવાની જગ્યા; સ્મશાન. માણસના મરણથી તેની જગતયાત્રા પૂરી થાય છે ને પરલોકની મુસાફરીની શરૂઆત થાય છે. એ મુસાફરીમાં પહેલો રાતવાસો કબરમાં હોવાથી એને પહેલી મંજલ કહે છે.

**અવલસુકદ્દમો** [અ. અવ્વલ (પહેલું) + ફા. મુકદ્દમા (ધંધો)] પું. ન્યાય માટે પહેલી અરજ.

**અવલસરવાયું** [અવ્વલ (શરૂઆતનું) + સરવાયું] ન. નામાનું શરૂઆતનું તારણ કે તારીજ; ગઈ સાલના આખર સરવૈયા ઉપરથી નવી સાલના પ્રારંભમાં તે આખર સરવૈયાને ઉલટાવી કરેલું સરવૈયું.

**અવલસરવૈયું** જુઓ અવલસરવાયું.

**અવલસાલ** ૧. [અ. અવ્વલ (પહેલું) + ફા. સાલ (વર્ષ)] સ્ત્રી. પહેલું વર્ષ.
૨. સ્ત્રી. બેસતું વર્ષ; વરસની શરૂઆત.

**અવલસિલક** ૧. [અ. અવ્વલ (શરૂઆતનું) + સલ્ખ (મહિનાની છેલ્લી તારીખ)] સ્ત્રી. મહિનાની છેલ્લી તારીખે વધેલી રોકડ.
૨. સ્ત્રી. વેપાર કે પેઢી શરૂ કરતી વખતની મૂડી; આરંભની મૂડી કે રકમ.

**અવલહકૂમત** [અ. અવ્વલ (મુખ્ય) + હકૂમત (અધિકાર)] સ્ત્રી. મુખ્ય સત્તા; વાદાધિકાર; મૂલાધિકાર; 'ઓરિજિનલ જ્યુરિસ્ડિકશન'.

**અવલહુકમનામું** [અ. અવ્વલ (પહેલું) + હુકમ (આજ્ઞા) + નામા (લખાણ)] ન. અદાલતનો મુખ્ય લેખી ચુકાદો; મૂળ આજ્ઞાપત્ર; 'ઓરિજિનલ ડિક્રી'.

**અવલંબ** ૧. [સં. અવલંબ્ (આધાર રાખવો)] પું. આધાર; ઓથ; ટેકો.
૨. પું. આશરો; આશ્રય; મદદ.
૩. પું. ઓળંબો; કડિયાનું એક ઓજાર; એક છેડે વજન ટાંગેલું હોય એવી દોરી. આ દોરીની દિશા ક્ષિતિજ સમાંતરતલ સાથે કાટખૂણો કરે છે અને લંબાવવાથી પૃથ્વીના મધ્યબિંદુમાં થઈને જાય છે.
૪. પું. જોડેલો ભાગ; સાંધણ.
૫. પું. ટેકો લેવાનું સાધન.
૬. [સં. અવ (નીચે) + લંબ્ (લટકવું)] પું. લટકણ; લોલક.
૭. પું. (ગણિત) વક્રના કોઈ પણ બિંદુ આગળ દોરેલો તે વક્રનો લંબ અને તે બિંદુનો ભુજ એ બે વચ્ચે આવેલો કોટ્યક્ષનો ભાગ; 'સબ્નોર્મલ'.
૮. ન. શિલ્પ કામનાં આઠ સૂત્ર માંહેનું એક.
૯. વિ. લટકતું.
૧૦. વિ. લાંબું.
એક દહાડે થઈ ચોટલી, ચૌદ જોજન અવલંબ રે.
રામાયણ

**અવલંબક** ૧. પું. (પિંગળ) એ નામનો ૧૩ માત્રાનો છંદ. તેમાં ૧, ૪, ૫ માત્રાએ યતિ અને ૧, ૫, ૯ માત્રાએ તાલ આવે છે.
શ્રુતિ શ્રુતિ, કલ પર, શર કરો,
જખ કલ, પ્રતિપદ, કવિ! ધરો;
પ્રથમે, શર નવ, તાલ છે,
અવલંબકની, ચાલ છે. —દલપતપિંગળ
૨. પું. ચાર ખૂણા સરખા ન હોય એવી ચાર બાજુવાળી આકૃતિ.

**અવલંબકેંદ્ર** [સં. અવલંબ (આધાર) + કેંદ્ર (મધ્યબિંદુ)] ન. (ગણિત) જે બિંદુને આધાર આપવાથી આખા પદાર્થને આધાર મળે અને તેનું સમતોલપણું જળવાય તે બિંદુ; ગુરુત્વમધ્યબિંદુ; 'સેન્ટર ઑવ સસ્પેન્શન'.

**અવલંબન** ૧. પું. (ગણિત) પું. લંબ; લંબરેખા.
૨. ન. (ગણિત) અમુક સિદ્ધાંત સાબિત કરતાં પહેલાં તેના આધારરૂપ સિદ્ધ કરવો પડે એવો બીજો સિદ્ધાંત; કોઈ સિદ્ધાંતની સાબિતી સરલ કરવા માટે પહેલાં સાબિત કરેલો સિદ્ધાંત; 'લેમ્મા'.
૩. ન. આસ્થા; શ્રદ્ધા.
૪. ન. ઓથ; આધાર; આશ્રય; આશરો; શરણ.
૫. ન. ગ્રહણ; સ્વીકાર.
૬. [સં. અવ (નીચે) + લંબ્ (વળગી રહેવું)] ન. ટેકો; કંઈ પણ પડી જતું અટકાવવા આધાર લેવાનું સાધન.
૭. ન. પગ મૂકવાની જગા.
૮. ન. મોહ; આસક્તિ.
૯. વિ. પાધરુંદોર; સીધું.

**અવલંબનબાહુ** [સં. અવલંબન (આધાર) + બાહુ (હાથ)] પું. કઠેરો; હૈયારખી; આઢ્ય.

**અવલંબનરેખા** સ્ત્રી. (ગણિત) સાહુલ; ઓળંબો; 'પ્લમ્ લાઇન'.

**અવલંબમાન** [સં. અવ (નીચે) + લંબ્ (વળગવું) + માન (વર્તમાનકૃદંતનો પ્રત્યય)] વિ. લટકતું.

**અવલંબમૂલ** [સં. અવ (નીચે) + લંબ્ (લટકવું) + મૂલ (પાયો)] ન. (ગણિત) જ્યાંથી પદાર્થ ટાંગવામાં આવે તે બિંદુ; 'પૉઇન્ટ ઑવ સસ્પેન્શન'.

**અવલંબયંત્ર** જુઓ અવલંબસૂત્ર.

**અવલંબરેખા** જુઓ અવલંબનરેખા.

**અવલંબવું** ૧. [સં. અવ (નીચે) + લંબ્ (વળગવું)] અ. ક્રિ. લટકવું.
૨. સ. ક્રિ. આધાર રાખવો; ટેકો લેવો; આશરે રહેવું.
૩. સ. ક્રિ. ઝાલવું; પકડવું; સાહવું.

**અવલંબસૂત્ર** [અવલંબ (ઓળંબો) + સૂત્ર (દોરો)] ન. ચણતરમાં પાણીના થર સરખી ઉંચાઈમાં છે કે નહિ તે બતાવનારૂં લાકડાની ઘોડી અને ઓળંબાનું બનાવેલું ઓજાર.

**અવલંબિત** ૧. [સં. અવલંબ્ (આશરો લેવો) + ઇત (વાળું)] વિ. આધાર રાખનાર; ટેકાવાળું.
૨. વિ. ઉતાવળું; શીઘ્ર.
૩. વિ. નીચે ઊતરતું; હેઠું આવતું.
૪. [સં. અવ (નીચે) + લંબ્ (લટકવું)] વિ. લટકતું.

**અવલંબી** ૧. [સં. અવલંબ (આધાર) + ઇન્ (વાળું)] વિ. આધાર રાખનાર.
૨. વિ. ટેકો આપતું.
૩. [સં. અવ (નીચે) + લંબિન્ (લટકનાર)] વિ. લટકતું.

**અવલંબી જવાબદારી** [અવલંબી (આધાર રાખનાર) + જવાબદારી] સ્ત્રી. અનિશ્ચિત વાત ઉપર આધાર રાખતી જોખમદારી; સાપેક્ષ દાયિત્વ; શરતી જવાબદારી; 'કન્ટિન્જન્ટ લાયેબિલિટી'.

**અવલંબી પહોંશહક્ક** પું. માલિકી ન હોવા છતાં બીજા ધણીની જમીન કે મિલકતમાં અમુક શરતે જવા આવવાનો કે પાણી લઈ જવાનો હક્ક.

**અવલાદ** [અ. વલદ (તે જન્મ્યો હતો) નું બહુવચન] સ્ત્રી. બાળબચ્ચાં; છૈયાંછોકરાં; સંતતિ.

**અવલાંશ** [અં. ઍવેલૅન્શ] પું. પર્વત ઉપરથી નીચે પડતો બરફનો ઢગલો.

**અવલિપ્ત** ૧. [સં. અવ (ખરાબ) + લિપ્ (લેપાવું) + ત (વાળું)] વિ. અહંકારી; મગરૂર; ગર્વિષ્ઠ; મદવાળું.
૨. [સં. અવલિપ્ (લગાડવું) + ત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. ચોપડેલું; લગાડેલું.
૩. વિ. ચોંટેલું; લાગેલું; આસક્ત.
૪. વિ. મારી નાખેલ.

**અવલિપ્તતા** [સં. અવલિપ્ત (અહંકારી) + તા (પણું)] સ્ત્રી. ગર્વિષ્ઠપણું; અહંકાર; ઘુમંડ.

**અવલિપ્તત્વ** જુઓ અવલિપ્તતા.

**અવલીઢ** ૧. [સં. અવ (થોડું) + લિહ્ (ચાટવું) + ત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. ચાટેલું.
૨. [સં. અવ (ચોતરફ) + લીઢ (ચાટેલ)] વિ. નાશ કરેલું.
૩. વિ. ભક્ષ થયેલું; ખાધેલું.

૪. [ સં. અવ ( ચોતરફ ) + લીઢ ( સ્પર્શ કરેલું ) ] વિ. વ્યાપેલું; ફેલાયેલું.

**અવલીઢા** [ સં. ] સ્ત્રી. અવગણના; ધિક્કાર; તિરસ્કાર.

**અવલીન** [ સં. અવ ( નીચે ) + લી ( વળગી રહેવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. ચોંટેલું; વળગેલું; આશ્રયે રહેલું.

**અવલીલતા** પું. ( પિંગળ ) પહેલા તથા ત્રીજા ચરણમાં સગણ, સગણ, જગણ અને ગુરુ મળી ૧૦ અક્ષર અને બીજા તથા ચોથા ચરણમાં સગણ, ભગણ, જગણ, અને રગણ મળી ૧૨ અક્ષરનો એક અર્દ્ધસમવૃત્ત છંદ; નવનીલતા; અવનીલતા.

**અવલીલા** ૧. સ્ત્રી. ધિક્કાર; તિરસ્કાર; અનાદર.
૨. સ્ત્રી. પ્રયાસ નહિ તે; સહેલ.
૩. [ સં. અવર ( શ્રેષ્ઠ ) + લીલા ( ખેલ ) ] સ્ત્રી. રમત; ક્રીડા; ખેલ.

**અવલુપ્ત** ૧. [ સં. અવ ( નિશ્ચયવાચક ઉપસર્ગ ) + લુપ્ ( નાશ કરવો ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. નાશ પામેલું.
૨. વિ. લોપ થયેલું.

**અવલું** વિ. ( જૂ. ગુ. ) ઊંધું; અવળું.
ઉતાવલિ ધલાઈ અવલાંતેજી પૂંઠિ પલ્હાણ. કાન્હડદેપ્રબંધ

**અવલુંચન** ૧. [ સં. અવલુંચ્ ( ખેંચી કાઢવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ચૂંટવાની ક્રિયા; ખેંચી લેવાપણું; ટૂંપણ.
૨. [ સં. અવલુંચ્ ( કાપવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. છેદન; કાપવું તે.
૩. ન. વાળ ન બાંધવા તે.

**અવલુંચિત** ૧. [ સં. અવલુંચ્ ( કાપવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. છેદેલું; કાપેલું.
૨. [ સં. અવલુંચ્ ( ખેંચી કાઢવું ) ] વિ. ટૂંપી કાઢેલું; ચૂંટેલું.
૩. વિ. વાળ નહિ બાંધેલું.

**અવલુંઠન** ૧. [ સં. અવ ( નીચે ) + લુઠ્ ( આળોટવું ) ] ન. આળોટવું તે; લોટણ.
૨. ન. લૂંટ.

**અવલૂત** ૧. પું. ( ગણિત ) એક જાતનો વક્ર; 'ઇવોલ્યૂટ'. વક્રની આસપાસ તંગ રાખેલી દોરી વીંટવામાં આવે અથવા તે વક્રની આસપાસ વીંટેલી દોરી તંગ રાખીને ઉકેલવામાં આવે ત્યારે દોરીના કોઈ પણ બિંદુની ગતિથી બનતા વક્રની સાપેક્ષતાએ એટલે તેના આધારે મૂળ વક્રને અવલૂત કહે છે.
૨. પું. દોરા કે સૂતરને એક વસ્તુ ઉપરથી બીજી ઉપર વીંટાળવાની ક્રિયા.

**અવલેખ** ૧. પું. ખોદવાની ક્રિયા.
૨. પું. તોડી નાખવું તે.
૩. [ સં. અવ ( ઊલટું ) + લિખ્ ( લખવું ) ] પું. ભૂંસી નાખવાપણું.

**અવલેખન** જુઓ અવલેખ.

**અવલેખવું** ૧. સ. ક્રિ. ખોદવું; ખોતરવું.
૨. સ. ક્રિ. ચિહ્ન કરવું; લીટી ખેંચવી.
૩. સ. ક્રિ. ચીતરવું.
૪. [ સં. અવ ( ઊલટું ) + લિખ્ ( લખવું ) ] સ. ક્રિ. ભૂંસવું; છેકવું.

**અવલેખા** ૧. [ સં. અભિ ( ઇચ્છાવાચક ઉપસર્ગ ) + લષ્ ( ઇચ્છવું ) ] સ્ત્રી. ઇચ્છા.
સારી ત્વચાનો કુરંગ આવ્યો,
તો કંચુકીની અવલેખા રે. ગરબાવળી
૨. [ સં. અવ ( ઊલટું ) + લિખ્ ( લખવું ) ] સ્ત્રી. ભૂંસી નાખવાપણું.
૩. સ્ત્રી. શરીર શણગારવાનું કામ.

**અવલેપ** ૧. [ સં. અવ ( ખરાબ ) + લિપ્ ( લેપાવું ) ] પું. અહંકાર; ગર્વ.
૨. [ સં. અવલિપ્ ( ચોપડવું ) ] પું. ખરડ; ચોપડવાની ક્રિયા.
૩. પું. લીપણ.
૪. પું. શણગાર; ભૂષણ.
૫. પું. સંબંધ; સંગ.

**અવલેપન** ૧. [ સં. અવ ( ખરાબ ) + લિપ્ ( લેપાવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. અહંકાર; મદ; ગર્વ.
૨. [ સં. અવલિપ્ ( ચોપડવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ચોપડવું તે.
૩. ન. તેલ.
૪. [ હિં. ] ન. દૂષણ; ખોડખાંપણ.
૫. ન. લેપ.
૬. ન. સુખડનું ઝાડ.

**અવલેહ** ૧. [ સં. અવલિહ્ ( ચાટવું ) ] પું. ( વૈદક ) ચાટણ; ચાટો; ભભરી નહિ તેમ પ્રવાહી પણ નહિ એવી ખાવાની વસ્તુ અથવા દવા; ઔષધિનો ક્વાથ કરી પાકની રીતે ઘાટો બનાવી ચટાય એવું બનાવેલું ઓસડ. તેમાં સાકર નાખવાની હોય તો ચૂર્ણથી ચારગણી, ગોળ ચૂર્ણથી બમણો અને પાણી, દૂધ, મૂત્ર તથા બીજા પાતળા પદાર્થ ચૂર્ણથી ચારગણા નખાય છે. પાક સારો બને એટલે લેહના તાર થાય અને પાણીમાં ટીપું નાખવાથી બૂડે. અવલેહ આંગળીઓ વચ્ચે દાબવાથી કઠણ અને ચીકણો જણાય, અને પાકની ગંધ, રંગ અને રસ સરસ હોય એ પાક તૈયાર થયાનાં લક્ષણ જાણવાં. તે પાક ઉપર આંગળી દાબવાથી આંગળીની છાપ ઊંડી આવે. તેની માત્રા ના થી ૧ તોલા સુધી છે.
૨. [ સં. અવ ( થોડું ) + લિહ્ ( ચાટવું ) ] પું. જીભના ટેરવાથી ચાટવાપણું.

**અવલેહન** જુઓ અવલેહ.

**અવલેહના** સ્ત્રી. અવગણના.

**અવલેહવું** સ. ક્રિ. ડાલવવું; પ્રવાહી સાથે મેળવી ઘૂંટવું.

**અવલેહિકા** [ સં. અવ ( થોડું ) + લિહ્ ( ચાટવું ) ] સ્ત્રી. ચાટણ.

**અવલેહ્ય** [ સં. અવ ( થોડા પ્રમાણમાં ) + લિહ્ ( ચાટવું ) + ય ( યોગ્ય ) ] વિ. ચાટવા જેવું.

**અવલોક** ૧. [ સં. અવ ( ચોતરફ ) + લોક્ ( જોવું ) ] પું. જોવાની ક્રિયા; દર્શન.
૨. પું. દયાની નજરે જોવાપણું.
૩. પું. નજર; દૃષ્ટિ.
૪. પું. પ્રકાશ; તેજ.
હું તું જોઈ રહી અવલોક. બાલણ

**અવલોકન** ૧. [ સં. અવ ( ચોતરફ ) + લોક્ ( જોવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. આંખ; નેત્ર.
૨. ન. ગુણદોષની તપાસ; સમાલોચના.
૩. ન. ચોકસાઈ; બારીક તપાસ.
૪. ન. દર્શન; જોવાની ક્રિયા.
૫. ન. પરીક્ષા; નિરીક્ષણ.
૬. વિ. જ્યાંથી બધું દેખી શકાય એવું.

**અવલોકનકાર** ૧. [ સં. અવલોકન ( પરીક્ષા ) + કાર ( કરનાર ) ] પું. ગ્રંથવિવેચન કરનાર; પુસ્તકના ગુણદોષની તપાસ કરનાર; સમાલોચક.
૨. પું. બારીક તપાસ કરનાર.

**અવલોકનભૂમિ** ૧. [ સં. અવલોકન ( નિરીક્ષણ ) + ભૂમિ ( સ્થળ ) ] સ્ત્રી. પ્રયોગશાળા.
૨. સ્ત્રી. વેધશાળા.

**અવલોકનવૃત્તિ** [ સં. અવલોકન ( પરીક્ષા ) + વૃત્તિ ( વલણ ) ] સ્ત્રી. ઊંડી તપાસ કરવાની ટેવ.

**અવલોકનશક્તિ** ૧. [ સં. અવલોકન ( પરીક્ષા ) + શક્તિ ] સ્ત્રી. બારીક નિરીક્ષણની શક્તિ; ઊંડી તપાસ કરવાની આવડત.
૨. સ્ત્રી. લખાણની પરીક્ષા કરવાની બુદ્ધિ હોવાપણું.

**અવલોકનશાળા** જુઓ અવલોકનભૂમિ.

**અવલોકનશીલ** [ સં. અવલોકન ( પરીક્ષા ) + શીલ ( સ્વભાવવાળું ) ] વિ. બારીક તપાસ કરવાની ટેવવાળું.

**અવલોકનાત્મક** [ સં. અવલોકન ( પરીક્ષા ) + આત્મક ( વાળું ) ] વિ. તપાસ ઉપર રચાયેલું; નિરીક્ષણને આધારે રહેલું.

**અવલોકનીય** [ સં. અવલોક્ ( જોવું ) + અનીય ( લાયક ) ] વિ. જોવા જેવું; પરીક્ષા કરવા લાયક.

**અવલોકવું** ૧. સ. ક્રિ. જોવું; દેખવું; નજર નાખવી.
૨. [ સં. અવ ( ચોતરફ ) + લોક્ ( જોવું ) ] સ. ક્રિ. ધ્યાનપૂર્વક તપાસવું; નિરીક્ષણ કરવું; ચોકસી કરવી.
૩. સ. ક્રિ. પરીક્ષા કરવી; ગુણદોષનું વિવેચન કરવું.
૪. સ. ક્રિ. વિચારવું; વિચાર કરી ખોળવું.
અવલોકી જોવું ઉપાય. — ભાલણ

**અવલોકાગ્નિ** [ સં. અવ ( ચોતરફ ) + લોક્ ( જોવું ) + અગ્નિ ] સ્ત્રી. ક્રોધ ભરેલી નજર.

**અવલોકિક** [ સં. અવ ( ચોતરફ ) + લોક્ ( જોવું ) + ઇક ( સંબંધી ) ] પું. મહેસૂલની આંકણી કરવા માટે ખેતર પર દેખરેખ વગેરે રાખવાનું પરચૂરણ કામ કરનાર અધિકારી.
'અવલોકિક' કદાચ મહેસૂલની આંકણી કરવા માટે ખેતરો પર દેખરેખ રાખવાનું પરચૂરણ કામ કરનાર કોઈ અધિકારી હોય. — પુરાતત્ત્વ

**અવલોકિત** ૧. પું. એ નામનો એક બુદ્ધ.
૨. પું. ( સંગીત ) એક અલંકાર; દરેક સ્વરને ત્રણ વખત વગાડી આરોહ અને અવરોહ કરવો તે.
૩. [ સં. અવ ( નીચે ) + લોક્ ( જોવું ) + ઇત ( વાળું ) ] પું. દૃષ્ટિના આઠ પ્રકારમાંનો એક; નીચી નજર.
૪. ન. નજર; દૃષ્ટિ.
૫. ન. બૌદ્ધધર્મ પાળનાર માણસ.
૬. વિ. જોયેલું; તપાસેલું.

**અવલોકિતાવરોહ** પું. ( સંગીત ) સંચારી એટલે સ્થાયી, આરોહ અને અવરોહ એ ત્રણે સ્વરોની એકતાવાળા અલંકાર માંહેનો એ નામનો એક અવરોહી અલંકાર.

**અવલોકિતેશ્વર** ૧. પું. ઉદીચ્ય બૌદ્ધધર્મીઓના પૂજ્ય બોધિસત્ત્વનું એક સ્વરૂપ; બૌદ્ધધર્મના વિષ્ણુને મળતા દેવનું નામ; પદ્મપાણિ. બોધિસત્ત્વનું તે દિવ્ય સ્વરૂપ છે.
મહાયાન પંથમાં અવલોકિતેશ્વર, અમિતાભ, મંજુશ્રી આદિ ભિન્ન ભિન્ન રૂપો કલ્પવામાં આવ્યાં છે. — પુરાતત્ત્વ
૨. [ અવલોકિત ( બૌદ્ધ ) + ઈશ્વર ( પ્રભુ ) ] પું. ગૌતમબુદ્ધ.

**અવલોકી** [ સં. અવ ( ચોતરફ ) + લોક્ ( જોવું ) + ઇન્ ( વાળું ) ] વિ. ચારે કોર નજર ફેંકનારું; બધે જોનારું.

**અવલોચક** ૧. [ સં. અવ ( ચોતરફ ) + લોચ્ ( જોવું ) + અક ( કરનાર ) ] વિ. ટીકાકાર; સમાલોચના કરનાર; વિવેચક.
૨ વિ. પરીક્ષા કરનાર; નિહાળનાર.

**અવલોચન** ૧. [ સં. અવ ( ચોતરફ ) + લોચ્ ( જોવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. જોવાની ક્રિયા.
૨. ન. પુસ્તકના ગુણદોષનું નિરીક્ષણ; સમાલોચન; અવલોકન.

**અવલોણ** જુઓ અવલોકન. આ શબ્દ 'અવલોકન'નું અપભ્રષ્ટ રૂપ છે.

**અવલોપ** ૧. [ સં. અવ ( દૂર ) + લુપ્ ( ન દેખાવું તે ) ] પું. ઊડી જવાપણું.
૨. [ સં. અવ ( નિશ્ચયવાચક ઉપસર્ગ ) + લુપ્ ( છેદવું ) ] પું. ખંડન.
૩. પું. ચુંબન; બકી; બચી.
૪. [ સં. અવ ( નિશ્ચયવાચક ઉપસર્ગ ) + લુપ્ ( નાશ કરવો ) ] પું. નાશ.

**અવલોવું** [ સં. અવ ( ચોતરફ ) + લોક્ ( જોવું ) ] સ. ક્રિ. તપાસવું; પરીક્ષા કરવી.

**અવલ્ગુજ** [ સં. ] સ્ત્રી. એક જાતનો છોડ; બાબચી.

**અવવર્ષણ** [ સં. અવ ( ચોતરફ ) + વૃષ્ ( વરસવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. બધે વરસવાપણું; સચરાચર વરસવું તે.

**અવવાદ** ૧. પું. અપમાન; તિરસ્કાર.
૨. પું. અવગણના; અનાદર.
૩. પું. આજ્ઞા; હુકમ.
૪. પું. આધાર; આશ્રય.
૫. પું. ખબર.
૬. [ સં. અવ ( ખરાબ ) + વદ્ ( બોલવું ) ] પું. નિંદા.
૭. પું. શ્રદ્ધા; વિશ્વાસ.

**અવશ** ૧. વિ. ઇંદ્રિયોના તાબામાં રહેનારું.
૨. [ સં. અવશ્ય ] વિ. ચોક્કસ; નક્કી.
૩. [ સં. અ ( નહિ ) + વશ ( સ્વાધીન ) ] વિ. પરાધીન; બીજાના તાબામાં હોય એવું; પરતંત્ર; અસ્વાધીન; પરવશ; અસ્વતંત્ર.
૪. [ અ ( નિરર્થક વપરાતો પૂર્વગ ) + વશ ( તાબે ) ] વિ. પોતાનાં કર્મને આધીન હોય એવું.
આવરણ તથા વિક્ષેપ શક્તિ એ રૂપ પ્રભાવથી આ અવશ જગત હું સ્યું છું. — ગીતાપંચામૃત
૫. વિ. લાચાર; નિરુપાય; વિવશ.
૬. [ સં. અ ( નહિ ) + વશ ( પરાધીન ) ] વિ. સ્વચ્છંદી; નિરંકુશ; આપઅખત્યાર; સ્વતંત્ર; સ્વાધીન.

**અવશકન** [ સં. અવ ( ખરાબ ) + શકુન ( શુકન ) ] ન. અશુભ ચિહ્ન; અપશુકન.

**અવશકનિયાળ** વિ. માઠી નિશાનીવાળું; અપશુકનિયું; અમંગળ.

**અવશકનિયું** જુઓ અવશકનિયાળ.

**અવશતા** ૧. [ સં. અ ( નહિ ) + વશ ( સ્વાધીન ) + તા ( પણું ) ] સ્ત્રી. પરાધીનપણું; પરવશતા.
૨. [ સં. અવશ ( લાચાર ) + તા ( પણું ) ] સ્ત્રી. લાચારી; નિરુપાયતા.
૩. [ સં. અ ( નહિ ) + વશ ( પરાધીન ) + તા ( પણું ) ] સ્ત્રી. સ્વતંત્રતા; તાબે નહિ હોવાપણું.

**અવશિરા** [ સં. અવ ( નીચું ) + શિરસ્ ( માથું ) ] વિ. નમેલા માથાવાળું.

**અવશિષ્ટ** ૧. [ સં. અવ ( નીચે ) + શિષ્ટ ( બાકી રહેલું ) ] ન. ગળાયા પછીનો બાકી રહેલો કચરો; ગાળણ; કદડો.
૨. ન. પાછળ વધેલો ભાગ.
૩. ન. બાકી રકમ; સિલક; શેષ.
૪. વિ. આખરનું; અંતિમ.
૫. વિ. છાંડેલું; ભાણામાં પડ્યું રહેવા દીધેલું; એઠું.
૬. વિ. જુદું; ભિન્ન.
૭. વિ. બચેલું; વધેલું; બાકી રહેલું.
૮. વિ. વધારે; અધિક.

**અવશિષ્ટહિત** [ સં. અવશિષ્ટ ( બાકી રહેલું ) + હિત ] ન. શેષાધિકાર.

**અવશિષ્ટહિતસંબંધ** જુઓ અવશિષ્ટહિત.

**અવશિષ્ટાંશ** [ સં. અવશિષ્ટ ( બાકી રહેલું ) + અંશ ( ભાગ ) ] પું. શેષ; બાકી.

**અવશી** [ સં. અ ( નહિ ) + વશિન્ ( જિતેંદ્રિય ) ] વિ. લંપટ; વ્યભિચારી; કાછડીછૂટું.

**અવશીકૃત** [ સં. અ ( નહિ ) + વશ ( તાબે ) + કૃત ( કરેલું ) ] વિ. વશ નહિ કરેલું.

**અવશીભૂત** ૧. [ સં. અ ( નહિ ) + વશીભૂત ( તાબે થયેલું ) ] વિ. કાબૂમાં ન હોય એવું; વશ ન થયેલું; અસ્વાધીન.
૨. વિ. જાદુની અસર તળે ન આવેલું.

**અવશીર્ણ ક્રિયા** સ્ત્રી. વિરક્ત એટલે આસક્તિ વગરના મિત્ર સાથે અથવા તો રાજના કોઈ ગુના માટે બહિષ્કાર કરેલા માણસ સાથે ફરીથી સંધિ કરવી તે.

**અવશીર્ષ** ૧. પું. એક જાતનો આંખનો રોગ.
૨. [ સં. અવ ( નીચે ) + શીર્ષ ( માથું ) ] વિ. નમેલ માથાવાળું; ઊંધા મસ્તકવાળું.

**અવશીર્ષક** જુઓ અવશીર્ષ.
**અવશુકન** જુઓ અવશકન.
**અવશુકનિયાળ** જુઓ અવશકનિયાળ.
**અવશુકનિયું** જુઓ અવશકનિયાળ.
**અવશેષ** ૧. [ હિં. ] પું. અંત; સમાપ્તિ; છેડો.
૨. પું. ખંડેર.
૩. પું. પડવાળા ખડકમાંથી મળેલાં પ્રાણી કે છોડવાના ભાગ; પાષાણીભૂત દ્રવ્ય.
૪. [ સં. અવશિષ્ ( બાકી રાખવું ) ] પું. બાકી વધેલો ભાગ; બચત અંશ.
૫. વિ. વધેલું; બાકી રહેલું; બચેલું.
૬. વિ. સમાપ્ત; પૂરું.
**અવશેષચિહ્ન** [ સં. અવશેષ ( બાકી રહેલું ) + ચિહ્ન ( નિશાની ) ] ન. બાકી રહેલી એંધાણી; છેવટ રહેલી નિશાની.
**અવશેષભૂત** [ સં. અવશેષ ( બાકી વધેલો ભાગ ) + ભૂત ( થયેલું ) ] વિ. પાછળ વધેલું; બાકી રહેલું.
**અવશેષિત** [ સં. અવશેષ ( બચત ભાગ ) + ઇત ( વાળું ) ] વિ. બાકી રહેલું.
**અવશોષ** [ સં. અવ ( ફેલાવો બતાવતો ઉપસર્ગ ) + શુષ્ ( સુકાવું ) ] પું. ઘણું સુકાવાપણું.
**અવશ્ય** ૧. સ્ત્રી. જરૂર; અગત્ય.
૨. ન. નિશ્ચય.
૩. વિ. અટકાવી શકાય નહિ એવું; અનિવાર્ય.
૪. વિ. જિદ્દી; હઠીલું.
૫. [ સં. અ ( નહિ ) + વશ્ય ( તાબે થાય એવું ) ] વિ. વશ ન થનારું; ઉચ્છૃંખલ.
૬. [ સં. અવશ્યં ] અ. જરૂર; ખચીત; અલબત.
**અવશ્યક** વિ. જરૂરનું; અગત્યનું.
**અવશ્યકરણ** [ સં. અવશ્યં ( જરૂર ) + કરણ ( કરવું તે ) ] ન. નકી કરવાપણું.
**અવશ્ય કરીને** [ સં. અવશ્યં ( જરૂર ) + કૃ ( કરવું ) ] અ. અલબત્ત; ખરેખર.
**અવશ્યકર્તવ્ય** [ સં. અવશ્યં ( નક્કી ) + કર્તવ્ય ( કરવા જેવું ) ] વિ. ફરજિયાત; જરૂર કરવાનું.
**અવશ્યકર્તવ્યતા** [ સં. અવશ્યં ( ખચીત ) + કર્તવ્ય ( કરવા જેવું ) + તા ( પણું ) ] સ્ત્રી. જરૂર કરવા જેવું કામ.
**અવશ્યપક્ષપાત** પું. કુદરતી વલણ; સ્વાભાવિક સંકલન.

તેના (ડાર્વીનના) મત પ્રમાણે સૃષ્ટિના વિકાસમાં અવશ્યપક્ષપાત અથવા પસંદગી (નૅચરલ સીલેક્શન) અને પ્રણયપક્ષપાત અથવા પ્રેમની પસંદગી ( સેક્સ્યુઅલ સીલેક્શન) એ બે નિયમો અમેસર ભાગ લેતા જણાય છે.
મણિભાઈ નંદશંકર

**અવશ્યપડોશઅધિકાર** જુઓ અવશ્યપડોશહક.
**અવશ્યપડોશહક** પું. જરૂર જોઈતી સુખનો અધિકાર; અવશ્ય સોઈસવક; 'ઈઝમેન્ટ ઑવ નેસેસિટિ'.
**અવશ્યપુત્ર** [ સં. અ ( નહિ ) + વશ્ય ( તાબે થનારું ) + પુત્ર ( દીકરો ) ] પું. કબજામાં ન હોય એવો દીકરો.
**અવશ્યમેવ** [ સં. અવશ્યં ( જરૂર ) + એવ ( જ ) ] અ. નકી; ખચીત જ; નિઃસંદેહ; જરૂર.
**અવશ્યશિક્ષા** [ સં. અવશ્યં ( જરૂર ) + શિક્ષા ( શિક્ષણ ) ] સ્ત્રી. ફરજિયાત કેળવણી.
**અવશ્યસૈન્ય** ૧. ન. સ્થાયી સૈન્ય; કાયમી લશ્કર; 'સ્ટૅન્ડિંગ આર્મી'.
૨. [ સં. અ ( નહિ ) + વશ્ય ( તાબે ) + સૈન્ય ( લશ્કર ) ] વિ. જેની સેના તાબામાં ન હોય એવું.
**અવશ્યં** [ સં. ] અ. નકી.
**અવશ્યંભાવિ** જુઓ અવશ્યંભાવી.
**અવશ્યંભાવિતા** [ સં. અવશ્યં ( જરૂર ) + ભાવિન્ ( હોનાર ) + તા ( પણું ) ] સ્ત્રી. ચોક્કસ બનવાનું હોય એ જાતની સ્થિતિ; અનિવાર્યતા.
**અવશ્યંભાવિવાદ** [ સં. અવશ્યં ( ખચીત ) + ભાવિન્ ( હોનાર ) + વાદ ( મત ) ] પું. ઇચ્છાશક્તિ સ્વતંત્ર નથી, પરંતુ હેતુથી નકી થાય છે એવો વાદ; 'ડિટર્મિનિઝમ'.
**અવશ્યંભાવી** [ સં. અવશ્યં ( નક્કી ) + ભાવિન્ ( હોનાર ) ] વિ. થયા વિના ન રહે એવું; જરૂર બનવાનું એવું; ચોક્કસ બનનારું; અપરિહાર્ય.
**અવશ્યા** ૧. [ સં. અ ( નહિ ) + વશ્ય ( તાબે થનારું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. વશ ન રહે એવી સ્ત્રી.
૨. [ સં. અવ ( નીચે ) + શ્યૈ ( ઠરી જવું ) ] સ્ત્રી. હિમ.
**અવશ્યાય** ૧. [ સં. અ ( નહિ ) + વશ્ય ( તાબે થાય એવું ) ] પું. અભિમાન.
૨. પું. ઝાકળ.
૩. [ સં. અવ ( નીચે ) + શ્યૈ ( જામી જવું ) ] પું. હિમ.

અવશ્યાય-જલે છાંટયા-પુંડરીક સમું રૂડું.
ઉત્તરરામચરિત્ર

**અવશ્યે** [ સં. અવશ્યં ( નકી ) ] અ. જરૂર; ખચીત; નિશ્ચે.

**અવષેક** [ સં. અવ ( નીચે ) + સિચ્ ( છાંટવું ) ] ન. સાબુને મળતું ક્ષારવાળું ધોવામાં વપરાતું પ્રવાહી.
**અવષ્ટબ્ધ** ૧. [ સં. અવ ( નિશ્ચય બતાવતો ઉપસર્ગ ) + સ્તંભ્ ( રોકવું ) ] વિ. અટકાવેલું; રોકેલ.
૨. [ સં. અવષ્ટમ્ભ્ ( વળગી જવું ) ] વિ. આશ્રય કરેલું; વસેલ; રહેલું.
૩. વિ. આશ્રિત.
૪. વિ. જડ બની ગયેલું; સ્તબ્ધ થયેલું.
૫. વિ. ઢાંકેલું; વીંટેલું.
૬. [ સં. અવ ( નીચે ) + સ્તંભ્ ( દાબવું ) ] વિ. દબાયેલું.
૭. વિ. પાસેનું; નજીકનું.
૮. [ સં. અવ ( જરૂર ) + સ્તંભ્ ( અટકાવવું ) ] વિ. બાંધેલું.
૯. [ સં. અવ ( નિશ્ચય બતાવતો ઉપસર્ગ ) + સ્તંભ્ ( ટેકો આપવો ) ] વિ. મદદ મળી હોય એવું.
૧૦. વિ. સામે થયેલું.
**અવષ્ટંભ** ૧. [ સં. અવસ્તંભ્ ( ગર્વિત થવું ) ] પું. અક્કડાઈ; મગરૂરી; મદ; દર્પ.
૨. [ સં. અવષ્ટમ્ભ્ ( અટકવું ) ] પું. અટકી જવાપણું.
૩. પું. અડચણ; પ્રતિબંધ; હરકત.
૪. પું. આશ્રય; આધાર; ટેકો.
૫. પું. જડતા; સ્તબ્ધતા.

જ્યારે અંતઃકરણ અવષ્ટંભવાળું હોય છે ત્યારે જ નિદ્રા ઉત્પન્ન થાય છે.
સિદ્ધાંતદર્શન

૬. પું. થાંભલો.
૭. પું. શરૂઆત.
૮. [ સં. અવસ્તંભ્ ( મોટાઈ આવવી ) ] પું. શ્રેષ્ઠતા.
૯. [ સં. અવ ( નિશ્ચય બતાવતો ઉપસર્ગ ) + સ્તબ્ધ ( દૃઢ ) ] પું. હિંમત.
૧૦. ન. સુવર્ણ, કેમકે તેનાથી માણસોને અભિમાન આવે છે.
૧૧. [ સં. અવ ( ઓછું ) + સ્તંભ્ ( જડ થવું ) ] વિ. જાડું.
**અવષ્ટંભન** ૧. [ સં. અવષ્ટમ્ભ્ ( અટકવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. અટકાયત; પ્રતિરોધ; રોકાણ.
૨. ન. આશ્રય; આધાર.
૩. ન. ઊભું રહી જવાપણું; અટકી જવાની સ્થિતિ.
૪. ન. આરંભ; શરૂઆત.
૫. ન. સ્તબ્ધતા; જડ થવું તે.

**અવસક્ત** ૧. [ સં. અવ ( નીચે ) + સંજ્ ( વળગી રહેવું ) ] ન. સંબંધ; સંસર્ગ.
૨. વિ. આસક્ત.
૩. વિ. કામમાં લાગેલું.
૪ વિ. જોડાયેલું; સંલગ્ન; વળગેલું; ચોટેલું.

**અવસત** [ ફા. ] વિ. શુમારે; અંદાજથી.

**અવસથ** ૧. [ સં. ] પું. ગામડું.
૨. પું. ઘર.
૩. પું. છાત્રાલય; વિદ્યાર્થીગૃહ.
૪. પું. શાળા; નિશાળ.
૫. પું. હોમનો અગ્નિ રાખવાનો ઓરડો.

**અવસથ્થ** જુઓ અવસથ.

**અવસન્ન** ૧. [ સં. અવસદ્ ( ખિન્ન થવું ) + ત ( વાળું ) ] વિ. ઉદાસ; હતાશ; ખેદ પામેલું.
૨. વિ. દુ:ખી.
૩. [ સં. અવસદ્ ( પૂરું થવું ) + ત ( વાળું ) ] વિ. પૂરું થઈ ગયેલું.
૪. વિ. ફરજ ન બજાવી શકનારું.
૫. વિ. મરી ગયેલું; નાશ પામેલું; મૃત.

**અવસન્નતા** ૧. [ સં. અવસદ્ ( પૂરું થવું ) + ત ( વાળું ) + તા ( પણું ) ] સ્ત્રી. અંત; છેડો; પૂર્ણતા.
૨. [ સં. અવસદ્ ( ખિન્ન થવું ) + ત ( વાળું ) + તા ( પણું ) ] સ્ત્રી. ખિન્નતા; ઉદાસી; ગ્લાનિ.
૩. સ્ત્રી. દુર્બળતા; અશક્તિ.
૪. સ્ત્રી. દુ:ખીપણું.
૫. સ્ત્રી. ફરજ બજાવવામાં અસમર્થપણું.

**અવસર** ૧. પું. ( વેદાંત ) એક જાતની સંગતિ એટલે પદ અને પદાર્થનો સંબંધ; પ્રતિબંધ કરનારી જિજ્ઞાસાની નિવૃત્તિ માટે અવશ્ય-વક્તવ્યત્વ રૂપ સંબંધ.
૨. પું. કોઈ બનાવ યોગ્ય વખતે બનવાનું વર્ણન કરવામાં આવે તેવો કાવ્યાલંકાર. જેમકે,
વાસવ કોપ્યો વજ્ર પરે, છોડ્યા બારે મેહ;
ગિરિ કર ધરી જન જાળવ્યાં, નટવર રાખી નેહ.
આમાં ઇંદ્રના કોપથી વજ્ર ડૂબવા લાગ્યું એ અવસર પર નટવરે સ્નેહ રાખી ગોવર્ધન પર્વત ઊંચો કરી માણસોને જીવાડ્યાં.
૩. પું. ક્ષણ.
૪. પું. ખાનગી મસલત.
૫. પું. તક; લાગ; મોકો.
૧. અવસર ચૂકવો = તકનો લાભ ન લેવો.
૨. અવસર ચૂક્યા મેવલા = તક-અણીનો સમય ચૂકનાર કંઈ કામનું નહિ.
૩. અવસર તાકવો = લાગ માટે રાહ જોવી.
૬. [ હિં. ] પું. દુ:ખ; આફત.
૭. [ હિં. ] પું. ધંધો.
૮. [ સં. અવ ( નીચે ) + સૃ ( સરવું ) ] પું. નીચે ઊતરવાની ક્રિયા.
૯. પું. પ્રસંગ; ટાણું.
૧૦. પું. ફુરસદ; નવરાશ; અવકાશ.
૧૧. પું. મરેલનો દહાડો; દહાડોપાણી.
અવસરપાણી = ઉત્તરક્રિયા.
૧૨. પું. મંત્ર.
૧૩. [ હિં. ] પું. મુશ્કેલી.
૧૪. પું. રૂડું પગરણ; સારો અવસર.
૧૫. પું. વરસ.
૧૬. પું. વરસાદ.
૧૭. પું. સગવડ; જોગવાઈ.
૧૮. પું. સમય; વખત.
૧. અવસર આવવો-મળવો = તક મળવી.
૨. અવસર આવે ત્યારે = યોગ્ય સમયે.
૩. અવસર ઓળખવો-જોવો = સારો કે નરસો આવેલો વખત વિચારવો.
૪. અવસર ચેતે તે નર ભલો = વખતને વિચારે તે માણસ સમજુ.
૫. અવસરનાં ગીત અવસરે ગવાય = વખતનાં વાજાં વખતે વાગે.
૬. અવસરે આવી તે પદમણી = ટાણે જે મળે તે સોના જેવું માનવું.
૭. અવસરે મેહુલા શોભે = વખતનાં વાજાં વખતે વાગે.
૮. અવસરે મોતી ભરવાં = વખત આવ્યે છૂટે હાથે પૈસા ખરચવા.
૯. નઠારો-માઠો અવસર = દુ:ખદાયક પ્રસંગ. જેમકે, મરણ.
૧૦. લગન અવસર = લગનનું ટાણું.
૧૧. સારે માઠે અવસરે = રૂડા ટાણે અથવા દુ:ખને વખતે; લગ્ન અથવા મરણ પ્રસંગે.
૧૨. સારો અવસર = શુભ પ્રસંગ. જેમકે, લગ્નક્રિયા.
૧૩. સુખનો અવસર = સુખી દિવસ.

**અવસરપ્રાપ્ત** ૧. [ સં. અવસર ( નિવૃત્તિ ) + પ્રાપ્ત ( મેળવેલું ) ] વિ. નોકરી છોડી ફારક થયેલું; પેન્શન લીધેલું; બેઠા પગારનું.
૨. [ સં. અવસર ( પ્રસંગ ) + પ્રાપ્ત ( મળેલું ) ] વિ. પ્રસંગને અનુસરતું.

**અવસરવાદ** [ સં. અવસર + વાદ ( મત ) ] પું. પશ્ચિમનો એક દાર્શનિક સિદ્ધાંત. તે પ્રમાણે ઈશ્વર જ ખરી રીતે કર્તા અને જ્ઞાતા અને જીવ માત્ર કલ્પના પ્રમાણે કર્તા અને જ્ઞાતા છે. જ્યારે જ્યારે શરીર ઉપર અસર થવાથી આત્માને સંવેદન એટલે ભાન અથવા સુખદુ:ખ થાય અને જ્યારે જ્યારે આત્માની કૃતિ એટલે કાર્યશક્તિથી શરીર હાલેચાલે ત્યારે ત્યારે આત્મા અને શરીરની વચમાં આવીને ઈશ્વર કાર્ય કરે છે. સંવેદનનું શરીર અને શારીરિક ગતિનું આત્મા એ માત્ર વખતે વખતે સહકારી કારણ હોય, પણ ખરી રીતે આ સંવેદન એટલે જ્ઞાન અને ગતિ બંનેનું કારણ ઈશ્વર છે. મેલબ્રાંશ અને જ્યૂલોકના આ સિદ્ધાંતમાં મેલબ્રાંશ ઈશ્વરને જ્ઞાતા અને જ્યૂલોક કર્તા માત્ર માને છે.

**અવસરવીત્યું** ૧. [ અવસર ( પ્રસંગ ) + વીતવું ( પૂરું થવું ) ] વિ. કવખતનું; કટાણાનું.
૨. વિ. વખત ચાલ્યો ગયા પછીનું.

**અવસરસર** [ અવસર ( સમય ) + સર ( પ્રમાણે ) ] અ. યોગ્ય સમયે; જોઈએ તે વખતે.

**અવસરસંગતિ** [ સં. અવસર ( પ્રસંગ ) + સંગતિ ( વધારે જ્ઞાન માટે સવાલ પૂછવાપણું ) ] સ્ત્રી. ( વેદાંત ) એક જાતનો પદ અને પદાર્થનો સંબંધ.
અર્થના નિરૂપણમાં પ્રતિબંધક જે શિષ્યની જિજ્ઞાસા, તે જિજ્ઞાસા નિવૃત્ત થયે જે પછી વક્તવ્યપણું છે, તેને **અવસરસંગતિ** કહે છે. જેમ, અનુમાનના નિરૂપણ પછી અવસરસંગતિ વડે ઉપમાનનું નિરૂપણ છે. તેમાં, પ્રત્યક્ષ પ્રમાણની કાર્યરૂપતા જેમ વ્યાપ્તિજ્ઞાનરૂપ અનુમાન વિષે છે, તેમ સાદૃશ્યજ્ઞાનરૂપ ઉપમાન વિષે પણ છે. — છોટાલાલ ભટ્ટ

**અવસર્ગ** [ સં. ] પું. છૂટ; સ્વતંત્રતા; ઇચ્છા પ્રમાણે વર્તવું તે.

**અવસર્પ** ૧. [ સં. અવ ( ચોમેર ) + સૃપ્ ( જવું ) ] પું. કાસદ; દૂત.
૨. પું. જાસૂસ; છૂપી પોલીસ.

**અવસર્પણ** [ સં. અવ ( નીચે ) + સૃપ્ ( જવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ઊતરવાની ક્રિયા; નીચે જવાપણું.

**અવસર્પવું** [ સં. અવ ( નીચે ) + સૃપ્ ( સરકવું ) ] અ. ક્રિ. લપસવું.

**અવસર્પિણી** ૧. [ સં. અવ ( નીચે ) + સૃપ્ ( જવું ) ] સ્ત્રી. ( જૈન ) ઊતરતો કાળ. તે આચાર્ય હેમચંદ્રના લખવા મુજબ દશ કોડાકોડિ એટલે ૧૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ સાગર વર્ષનો હોય છે. જેમ વેદ વગેરે ધર્મના અનુયાયીઓ યુગને નામે ઓળખાતા કાળના ચાર વિભાગ પાડે છે, તેમ જૈનશાસ્ત્રોએ એક એક કાળચક્રના ઉત્સર્પિણી એટલે સારી વસ્તુની વૃદ્ધિ થતી જવી તે અને અવસર્પિણી એટલે સારી વસ્તુનું ક્ષીણ થતા જવું તે એ બે વિભાગ કર્યા. તે દરેકમાં ૭ ૭ આરાને નામે ઓળખાતા અમુક અમુક વખતાં ઓછાં વર્ષના

પેટા વિભાગ બાંધ્યા. જે કાળમાં એક આરા પછી બીજા આરામાં વસ્તુના રૂપ, રંગ, કસ વગેરે વધે તે ઉત્સર્પિણી અને ઓછાં થાય તે અવસર્પિણી. અવસર્પિણી કાળના ૭ વિભાગ: (૧) સુસમ સુસમ (સુખ સુખ), (૨) સુસમ (સુખ), (૩) સુસમ દુ:સમ (સુખ દુ:ખ), (૪) દુ:સમ સુસમ (દુ:ખ સુખ), (૫) દુ:સમ (દુ:ખ) અને (૬) દુ:સમ દુ:સમ (દુ:ખ દુ:ખ). ઉત્સર્પિણી કાળમાં એથી ઊલટો ક્રમ થશે. હાલ અવસર્પિણી કાળનો પાંચમો દુ:સમ એટલે દુ:ખનો કાળ ચાલે છે. તેનું પ્રમાણ એકવીસ હજાર વર્ષનું છે.

જગત્ અનાદિ છે તેમાં અવસર્પિણી એટલે સાચી વસ્તુનું ક્ષીણ થતા જવું અને ઉત્સર્પિણી સારી વસ્તુની વૃદ્ધિ થતી જવી એવા બે કાલ ક્રમે કરીને ચાલે છે. અનુભાષ્ય

૨. સ્ત્રી. ઢાળ; ઢોળાવ; ઉતાર.
૩. વિ. ઊતરતું; નીચે જતું.

**અવસર્પિણીભૂમિ** [ સં. અવ ( નીચે ) + સૃપ્ ( સરકવું ) + ભૂમિ ( જમીન )] સ્ત્રી. ઢાળ-વાળી જમીન; નીચાણ.

**અવસર્પી** ૧. [ સં. અવ ( નીચે ) + સૃપ્ ( જવું )] વિ. ઢાળ પડતું; નીચું.
૨. વિ. ત્રાંસું; તિરકસ.
૩. વિ. નીચે ઊતરતું; અધોગામી.
૪. વિ. સરકતું; લપસતું.

**અવસવ્ય** [ સં. અવ ( ઊલટું ) + સવ્ય ( ડાબું )] વિ. જમણું; ડાબાથી ઊલટું.

**અવસાણ** પું. ( જૂ. ગુ. ) તક; સમય; પ્રસંગ.
હું તા તમે વિચક્ષણા, વિણ ચૂક્યા અવસાણ રે. ઉપાહર્ષ

**અવસાત** ૧. [ અ. સાઅત ( વખત )] અ. અત્યારે; હમણાં; અટાણે; હાલ.
૨. અ. ઓચિંતું; એકદમ; એકાએક.

**અવસાદ** ૧. [ સં. અવસદ્ ( થાકી જવું )] પું. અશક્તિ; કામ કરવા અસમર્થપણું.
૨. [ સં. અવસદ્ ( પૂરું થવું )] પું. અંત; છેડો.
૩. [ સં. અવસદ્ ( નાઉમેદ થવું )] પું. ખેદ; વિષાદ.
૪. પું. થાક.
૫. [ સં. અવસદ્ ( નાશ થવો )] પું. નાશ; ક્ષય.
૬. [ સં. અવ ( નીચે ) + સદ્ ( બેસવું )] પું. નીચે બેસી જવાપણું.
૭. પું. હાર.

**અવસાદક** ૧. [ સં. અવસદ્ ( થાકી જવું ) + અક ( કરનાર )] વિ. કામ કરવામાં અસમર્થ.
૨. [ સં. અવસદ્ ( નાઉમેદ થવું ) + અક ( કરનાર )] વિ. ખેદકારક.
૩. [ સં. અવસદ્ ( નાશ થવો ) + અક ( કરનાર ) ] વિ. વિનાશકારક.

**અવસાદન** ૧. ન. ગરીબ સ્થિતિ.
૨. ન. જુલમ.
૩. [ સં. અવસદ્ ( થાકી જવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય )] ન. થાકી જવાપણું.
૪. [ સં. અવ ( નીચે ) + સદ્ ( બેસવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય )] ન. પડતી; પતન.
૫. [ સં. અવસદ્ ( પૂરું થવું ) + અન ( પણું )] ન. પૂરું કરવાપણું.
૬. ન. બાળી નાખે એવું ઓસડ.
૭. [ સં. અવસદ્ ( નાશ થવો ) + અન ( નામ બનાવનાર પ્રત્યય )] ન. વિનાશન; નાશ પમાડવો તે.
૮. ન. વૈરાગ્ય; વિરક્તિ.
૯. ન. ( વૈદક ) વ્રણચિકિત્સા.
૧૦. ન. શક્તિ ન હોવાપણું; અશક્તિ.

**અવસાન** ૧. [ સં. અવસો ( પૂરું કરવું )] પું. મોત; મરણ; મૃત્યુ.
૨. પું. સંગીતલેખનમાં મુખ્ય તાલ બતાવવા માટે વપરાતી આવી '-̣' નિશાની; સમતાલ.
૩. ન. અટકી જવાપણું; બંધ પડવાની સ્થિતિ.
૪. ન. અંત; છેડો; સમાપ્તિ.
૫. ન. જોગવાઈ; સંધિ.
૬. ન. નીચે ઊતરવાની જગ્યા.
૭. ન. બારીક વખત.
૮. ન. વાંચવા કે ગાવામાં દમ ખાવાનું ઠેકાણું; અટકવાની ટાંપ; વિરામ; યતિ.
૯. ન. શબ્દનો છેલ્લો ભાગ; આદિ, મધ્ય અને અવસાન એમાંનો ત્રીજો.
૧૦. ન. શાંતિ લેવાનું ઠેકાણું; આરામગાહ.
૧૧. ન. શ્લોક; શ્લોકનો છેવટનો ભાગ.
૧૨. ન. સાયંકાલ; સંધ્યાનો વખત; સાંજ; દિવસનો છેલ્લો ભાગ.
૧૩. ન. સ્થિતિ.
૧૪. ન. હદ; સીમા.

**અવસાનકાળ** [ સં. અવસાન ( મોત ) + કાલ ( વખત )] પું. મરણનો વખત.

**અવસાનિકા** [ સં. અવસાન ( છેડો )] સ્ત્રી. છેવટનો ભાગ.

**અવસામ** ૧. ન. અંત્યકર્મમાં અરણ્યમાં ગાવા લાયક સામ; સ્તુતિ; પ્રશંસા.
૨. [ સં. અવ ( ખરાબ ) + સામન્ ( સ્તુતિગીત )] ન. ખરાબ ગાયન.

**અવસાય** ૧. [ સં. અવસો ( નક્કી કરવું )] પું. નિશ્ચય; મુકરરતા; ચોક્કસપણું; નક્કી કરવું તે.
૨. પું. શેષભાગ; વધારો; બાકી.
૩. [ સં. અવસો ( પૂરું કરવું )] પું. સમાપ્તિ; છેડો; અંત.

**અવસાયક** ૧. [ સં. અવસો ( નક્કી કરવું )] વિ. નિર્ણય કરનાર; નિશ્ચયકારક; નક્કી કરનારું.
૨. [ સં. અવસો ( પૂરું કરવું )] વિ. પૂરું કરનાર.

**અવસાયી** [ સં. અવસો ( રહેવું )] વિ. રહેતું; વસતું.

**અવસારણ** ૧. [ સં. અવ ( દૂર ) + સારણ ( જાય એમ કરવું તે )] ન. દૂર ખસેડવાની ક્રિયા.
૨. ન. હલાવવું તે.

**અવસારિત** ૧. [ સં. અવ ( દૂર ) + સારિત ( ખસેડવું )] વિ. દૂર ખસેડેલું.
૨. વિ. હલાવેલું.

**અવસિક્ત** ૧. [ સં. અવ ( ચોતરફ ) + સિચ્ ( છાંટવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય )] વિ. છાંટેલું.
૨. વિ. નાહેલ.
૩. વિ. બોળેલ; પલાળેલું; ભીંજવેલ.

**અવસિક્તાંગ** [ સં. અવસિક્ત ( છાંટેલું ) + અંગ ( શરીર )] વિ. શરીર ઉપર પાણી છાંટ-વામાં આવ્યું હોય એવું; ભીંજાયેલ શરીરવાળું.

**અવસિત** ૧. [ સં. અવ ( ચોતરફ ) + સો ( નાશ કરવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય )] ન. ઓધાવેલ ધાન્ય.
૨. વિ. અટકી પડેલું.
૩. વિ. એકઠું કરેલ.
૪. વિ. ગયેલું.
૫. [ સં. અવસો ( જાણવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય )] વિ. જાણેલું; સમજાયેલું; વિદિત; અવગત.
૬. [ સં. અવસો ( નક્કી કરવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય )] વિ. નક્કી કરેલ; નિશ્ચિત.
૭. વિ. પરિપક્વ; સારી રીતે રાંધેલું.
૮. [ સં. અવસો ( પૂરું કરવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય )] વિ. સમાપ્ત; પૂરું કરેલું.
૯. વિ. સમૃદ્ધ; આબાદ.
૧૦. વિ. સંબંધ પામેલ; જોડાયેલું.

**અવસુપ્ત** [ સં. અવ ( નિશ્ચયવાચક ઉપસર્ગ ) + સુપ્ત ( સૂતેલું )] વિ. સૂતેલું; ઊંઘતું.

**અવસૃષ્ટ** ૧. વિ. કાઢેલું.
૨. [ સં. અવસૃજ્ ( છોડી દેવું )] વિ. છોડી દીધેલું; ત્યાગેલું; ત્યક્ત.

૩. વિ. દીપેલું; આપેલું; દત્ત.
૪. વિ. નીસરેલ; નીકળેલું.
અવસેક ૧. [ સં. અવ ( નીચે ) + સિચ્ ( છાંટવું ) ] પું. આંખનો એક રોગ.
૨. [ સં. અવ ( ચોતરફ ) + સિચ્ ( છાંટવું ) ] પું. છંટકાવ; ચોતરફ છાંટવું તે.
અવસેચક જુઓ અવસેચન.
અવસેચન ૧. [ સં. અવ ( ચોતરફ ) + સિચ્ ( છાંટવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. છાંટવામાં વપરાતું પાણી.
૨. ન. ફસ ખોલીને શરીરમાંથી લોહી કાઢવાપણું.
૩. ન. લોહી નીકળવું તે.
૪. ન. શરીરમાંથી પરસેવા વાટે રોગ કાઢવાની ક્રિયા.
૫. ન. સિંચન; છાંટવાની ક્રિયા.
અવસેય ૧. [ સં. અવસો ( જાણવું ) + ય ( લાયક ) ] વિ. જાણવા જેવું.
૨. [ સં. અવસો ( નક્કી કરવું ) + ય ( લાયક ) ] વિ. નિર્ણય કરવા જેવું.
૩. [ સં. અવસો ( પૂરું કરવું ) + ય ( જેવું ) ] વિ. પૂરું કરવા લાયક.
અવસોસ પું. અફસોસ; શોક; પસ્તાવો.
 માધવ મારી અમને ચાલતાં રે.
 શે આણો અવસોસ. વલ્લભ ભટ્ટ
અવસ્કર ૧. [ સં. અવ ( નીચે ) + કૃ ( વિખેરવું ) ] પું. ઉકરડો.
૨. પું. કચરો; ધૂળ; પૂંજો.
૩. [ હિં. ] પું. મળમૂત્ર.
૪. પું. વિષ્ટા; મળ; નરક.
૫. પું. શરીરનો ગુહ્ય ભાગ.
અવસ્કરક ૧. [ સં. અવ ( નીચે ) + કૃ ( વિખેરવું ) + અક ( કરનાર ) ] પું. કચરો કાઢનાર પુરુષ; ઝાડુવાળો.
૨. પું. સાવરણી; ઝાડુ.
અવસ્કર ભૂમ [ સં. અવસ્કર ( મળમૂત્ર ) + ભૂમ ( પાણીને નીકળવાની જગ્યા ) ] પું. પાયખાનાનાં મળમૂત્રને વહેવાનો નળ.
અવસ્કંદ ૧. [ સં. અવ ( ચારે તરફ ) + સ્કંદ્ ( પડવું ) ] પું. છાવણી; લશ્કરને ઊતરવાની જગ્યા.
૨. પું. માણસોનું ઊતરવાનું ઠેકાણું; ઉતારો.
૩. પું. સ્નાન; આખે અંગે નાહવું તે.
૪. [ સં. અવસ્કંદ્ ( ચડાઈ કરવી ) ] પું. હુમલો; હલ્લો.
અવસ્કંદક [ સં. અવસ્કંદ્ ( ચડાઈ કરવી ) + અક ( કરનાર ) ] પું. ગુંડો; રસ્તે ચાલનાર માણસને મારનાર માણસ; દાદો.

અવસ્કંદન જુઓ અવસ્કંદ.
અવસ્કંદિત ૧. [ સં. અવ ( નીચે ) + સ્કંદ્ ( પડવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. નીચે ઉતરેલું; નીચે ગયેલું.
૨. વિ. સ્નાન કરેલું.
૩. વિ. હુમલો કરાયેલું.
અવસ્તા ૧. [ ફા. ] સ્ત્રી. એક જાતની ભાષા.
૨. સ્ત્રી. જ્ઞાન.
૩. સ્ત્રી. પારસીઓનું મૂળ ધર્મપુસ્તક.
૪. સ્ત્રી. હાલત; સ્થિતિ; અવસ્થા.
અવસ્તાર ૧. પું. પડદો; કનાત.
૨. પું. બિછાવવું તે; પાથરણું.
૩. [ સં. અવ ( નીચે ) + સ્તૃ ( પાથરવું ) ] પું. સાદડી; ચટાઈ; શેતરંજી; જાજમ.
અવસ્તુ ૧. [ સં. અ ( નહિ ) + વસ્તુ ] ન. પદાર્થ ન હોવાપણું.
૨. [ સં. અ ( અન્ય ) + વસ્તુ ( પદાર્થ ) ] ન. બીજો પદાર્થ; એક પદાર્થથી જુદો તેના જેવો પદાર્થ.
૩. [ સં. અ ( નહિ ) + વસ્તુ ( સત્ય ) ] ન. માયા; ભ્રમ.
૪. ન. માલ વગરની ચીજ; ખરાબ પદાર્થ.
૫. વિ. તુચ્છ; હલકું.
૬. વિ. નિરર્થક; અર્થશૂન્ય.
અવસ્તુતા ૧. [ સં. અ ( નહિ ) + વસ્તુ ( સત્ય ) + તા ( પણું ) ] સ્ત્રી. ખોટો ખ્યાલ; પ્રપંચ.
૨. સ્ત્રી. મિથ્યાપણું.
અવસ્તુત્વ જુઓ અવસ્તુતા.
અવસ્તૃત [ સં. અવ ( નીચે ) + સ્તૃ ( ફેલાવવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. પ્રસારેલું; પાથરેલ; બિછાવેલ.
અવસ્ત્ર [ સં. અ ( નહિ ) + વસ્ત્ર ( લૂગડું ) ] વિ. કપડાં વિનાનું; નાગું; નવસ્ત્રું.
અવસ્થ [ સં. અવ ( આધાર બતાવતો ઉપસર્ગ ) + સ્થા ( રહેવું ) ] વિ. આવેલું; રહેલું.
અવસ્થા ૧. સ્ત્રી. આયુષ્યના અમુક મુદતના ભાગ અથવા પેટા ભાગ; જિંદગીનો અમુક ગાળો; જીવનદશા.
૨. [ હિં. ] સ્ત્રી. ઇતિહાસ.
૩. સ્ત્રી. કથા; વાર્તા.
૪. સ્ત્રી. ઘડપણ; વૃદ્ધાવસ્થા.
 ૧. અવસ્થા થવી = પાકી ઉંમરે પહોંચવું.
 ૨. અવસ્થા લાગવી = ઘરડું દેખાવું.
 ૩. અવસ્થાએ પહોંચવું = વૃદ્ધ થવું.
 ૪. તેની અવસ્થા થઈ ત્યારે = વખત જતાં; મોટો થયો ત્યારે.

 ૫. પાકી અવસ્થા = ઘડપણ.
૫. સ્ત્રી. ત્રણની સંજ્ઞા.
૬. [ હિં. ] સ્ત્રી. મુદત; વખત; સમય.
૭. સ્ત્રી. રૂપ; દેખાવ; આકાર.
૮. સ્ત્રી. ( જૈન ) લાભ મળવા પહેલાંની સ્થિતિ. તે પાંચ પ્રકારની છે: વ્યક્ત, અવ્યક્ત, જપ, આદાન અને નિદ્રા.
૯. સ્ત્રી. વય; ઉમર.
૧૦. સ્ત્રી. સ્ત્રીની જનનેંદ્રિય.
૧૧. સ્ત્રી. સ્થિતિ.
૧૨. સ્ત્રી. સ્થિરતા; અચળપણું.
૧૩. [ સં. અવ ( ચોતરફ ) + સ્થા ( હોવું ) ] સ્ત્રી. હાલત; દશા. વેદાંત પ્રમાણે ચિત્ત અથવા જીવની ચાર સ્થિતિ મનાય છે: જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુરીયા. બાળસ્ત્રીની ચાર અવસ્થા: (૧) ગૌરી-આઠ વર્ષની, (૨) રોહિણી-દશ વર્ષની, (૩) કન્યા-બાર વર્ષની, (૪) રજસ્વલા-તેર વર્ષની ઉમરની. માણસની ઉમરના ૭ ભેદ: શિશુ, કૌમાર, પૌગંડ, કિશોર, યૌવન, જરા. પુરાણ પ્રમાણે મનુષ્યજીવનની આઠ સ્થિતિ: કૌમાર, પૌગંડ, કિશોર, યૌવન, બાલ, તારુણ્ય, વૃદ્ધ અને વર્ષીયાન્. વૈદક પ્રમાણે માણસની જિંદગીના ચાર ભાગ: બાલ્ય, કૌમાર, યૌવન અને વૃદ્ધત્વ. નિરુક્તમાં ૭ જાતની અવસ્થા છે: જન્મ, સ્થિતિ, વર્ધન, વિપરિણમન, અપક્ષય અને નાશ. સાંખ્ય પ્રમાણે પદાર્થની ત્રણ અવસ્થા: અનાગત, વ્યક્તાભિવ્યક્ત અને તિરોહિત. કામશાસ્ત્ર અનુસાર વિરહીની દશ દશા: અભિલાષા, ચિંતા, સ્મૃતિ, ગુણકથન, ઉદ્વેગ, સંલાપ, ઉન્માદ, વ્યાધિ, જડતા અને મરણ. શૃંગારશાસ્ત્ર પ્રમાણે અનુક્રમે કામની દશ દશા: નયનપ્રીતિ, ચિત્તાસંગ, અર્થસંકલ્પ, નિદ્રાચ્છેદ, તનુતા, વિષયનિવૃત્તિ, ત્રપાનાશ, ઉન્માદ, મૂર્છા અને મૃત્યુ. યોગશાસ્ત્ર પ્રમાણે પાંચ સ્થિતિ: અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ.
અવસ્થાચતુષ્ટય [ સં. અવસ્થા ( દશા ) + ચતુષ્ટય ( ચારનો જથ્થો ) ] ન. બાલ્ય, કૌમાર, યૌવન અને ઘડપણ એ માનવજીવનની ચાર સ્થિતિ.
અવસ્થાત્રય [ સં. અવસ્થા ( સ્થિતિ ) + ત્રય ( ત્રણ ) ] ન. ચિત્તની જાગૃતિ, સ્વપ્ન, અને સુષુપ્તિ એ ત્રણ દશા.
અવસ્થાત્રિક [ સં. અવસ્થા ( સ્થિતિ ) + ત્રિક ( ત્રણનો સમૂહ ) ] ન. ( જૈન ) છદ્મસ્થ, કેવળી અને સિદ્ધ એ ત્રણ દશા.
અવસ્થાદ્વય [ સં. અવસ્થા ( સ્થિતિ ) + દ્વય ( બે ) ] ન. સુખ અને દુઃખ એ બે હાલત.
અવસ્થાન ૧. ન. જીવવાપણું; અતિજીવન.

૨. ન. ઠેકાણું; સ્થળ; સ્થાન.

૩. ન. પ્રતિષ્ઠા.

૪. [ સં. અવ ( નિશ્ચય બતાવનાર ઉપસર્ગ ) + સ્થા ( રહેવું ) ] ન. રહેઠાણ; મુકામ; વાસ.

૫. ન. રહેવાની મુદ્દત.

૬. [ હિં. ] ન. સ્થિતિ; સત્તા; અસ્તિત્વ.

**અવસ્થાનિકા** સ્ત્રી. એક જાતની ક્ષુવા એટલે ગીતિ.

**અવસ્થાપક** ૧. વિ. મુકરર કરનાર.

૨. વિ. મુકામ બાંધનાર.

૩. [ સં. અવ ( નીચે ) + સ્થાપક ( સ્થાપનાર ) ] વિ. સ્થાપના કરનાર.

**અવસ્થાપન** ૧. [ સં. અવ ( નીચે ) + સ્થાપન ( મૂકવું તે ) ] ન. ખોડવું તે.

૨. [ સં. અવ ( નિશ્ચય બતાવનાર ઉપસર્ગ ) + સ્થાપન ( નક્કી કરવું તે ) ] ન. મુકરર કરવાપણું.

૩. ન. રહેવાનું ઠેકાણું; મુકામ.

**અવસ્થાપનકર્તા** જુઓ અવસ્થાપક.

**અવસ્થાપન્ન** ૧. વિ. વૃદ્ધ.

૨. [ સં. અવસ્થા ( સ્થિતિ ) + આપન્ન ( મળેલ ) ] વિ. સારી સ્થિતિમાં મુકાયેલ; સાધનસંપન્ન; ધનિક.

**અવસ્થાપયિતા** જુઓ અવસ્થાપક.

**અવસ્થા પરિણામ** [ સં. ] પું. ( યોગ ) સ્થૂલ સૂક્ષ્મ ભૂત તથા ઇંદ્રિયના ત્રણ પરિણામમાંનો એ નામનો એક. યોગદર્શનમાં માનેલ ત્રણ પરિણામ: (૧) ધર્મ પરિણામ, (૨) લક્ષણ પરિણામ અને (૩) અવસ્થા પરિણામ. જેમકે, ઘડાનું નવું કે જૂનું હોવું તે અથવા જોવા સાંભળવા વગેરેમાં અસ્પષ્ટતા સ્પષ્ટતા હોવી તે.

**અવસ્થાપિત** ૧. [ સં. અવ ( નીચે ) + સ્થાપિત ( મૂકેલું ) ] વિ. ખોડેલ.

૨. [ સં. અવ ( નિશ્ચય બતાવતો ઉપસર્ગ ) + સ્થાપિત ( સિદ્ધ કરેલું ) ] વિ. નક્કી ઠરેલું.

૩. વિ. મૂકેલું.

**અવસ્થાભેદ** [ સં. અવસ્થા ( દશા ) + ભેદ ( તફાવત ) ] જુઓ અવસ્થાંતર ૫.

**અવસ્થાયી** ૧. [ સં. અવ ( નિશ્ચયવાચક ઉપસર્ગ ) + સ્થાયિન્ ( ઊભું રહેતું ) ] વિ. ઊભું રહેનાર.

૨. [ સં. અવસ્થા ( રહેવું ) ] વિ. રહેનાર; વસતું.

**અવસ્થાષટ્ક** [ સં. અવસ્થા + ષટ્ક ( છનો જથ્થો ) ] ન. જન્મ, હયાતી, વૃદ્ધિ, વિપરિણામ એટલે ફેરફાર, હ્રાસ એટલે ઘસાવું તે અને નાશ, અથવા જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, મૂર્છા, સમાધિ અને મરણ, અથવા શિશુત્વ, બાલ્ય, કૌમાર, કૈશોર, યૌવન અને વાર્દ્ધક્ય એ છ સ્થિતિ.

**અવસ્થાહીન** [ સં. અવસ્થા ( સ્થિતિ ) + હીન ( વિનાનું ) ] વિ. નબળી સ્થિતિનું; ગરીબ; નિર્ધન.

**અવસ્થાંતર** ૧. [ સં. અવસ્થા ( દશા ) + અંતર ( બીજું ) ] ન. એક ધાતુ બદલાઇને બીજી ધાતુ થવાની ક્રિયા; ધાતુભેદ.

૨. ન. નાસ્તિકનું આસ્તિક અથવા સાહૂકારમાંથી ભિખારી કે ભિખારીમાંથી સાહૂકાર થવાપણું; એક દશામાંથી બીજી ઊલટી દશામાં જવાથી થતો ફેરફાર.

૩. ન. બદલાયેલી દશા; દશા પરિવર્તન.

૪. ન. રૂપાંતર; વિકૃતિ.

૫. [ સં. અવસ્થા ( સ્થિતિ ) + અંતર ( બીજું ) ] ન. સ્થિતિમાં થતો ફેરફાર.

**અવસ્થિત** ૧. પું. ( જૈન ) આખી જિંદગી રહે તેવું અવધિજ્ઞાન.

૨. [ સં. અવ ( આધાર દેખાડનાર ઉપસર્ગ ) + સ્થા ( હોવું ) ] વિ. આધાર રાખનારું.

૩. વિ. ગરકાવ થયેલું; રોકાયેલું; નિમગ્ન.

૪. વિ. દૃઢ; અડગ; નિશ્ચિત.

જે અવધિજ્ઞાન બીજે જન્મ થતાં છતાં આત્મામાં કાયમ રહે છે અથવા કેવળજ્ઞાનની ઉત્પત્તિ પર્યંત કિંવા જીવન પર્યંત સ્થિર રહે છે તે અવસ્થિત. તત્ત્વાર્થસૂત્ર

૫. [ સં. અવ ( પાસે ) + સ્થિત ( ઊભેલું ) ] વિ. રહેલું; વસેલું.

૬. વિ. શાશ્વત; નાશ ન પામે એવું.

૭. વિ. સ્થિર રહેલું; વધઘટ ન થાય તેવું.

૮. વિ. હયાતી ધરાવતું; વિદ્યમાન.

**અવસ્થિતત્વ** ૧. [ સં. અવ ( નિશ્ચય બતાવનાર ઉપસર્ગ ) + સ્થિત ( રહેલું ) + ત્વ ( પણું ) ] ન. બીજું સ્વરૂપ ન લેવાપણું; પારકાના સ્વરૂપને ધારણ ન કરવું તે; પરકાયા પ્રવેશ ન કરવો તે.

પોતપોતાના સામાન્ય તથા વિશેષ સ્વરૂપથી ચ્યુત ન થવું એ નિત્યત્વ છે, અને પોતપોતાના સ્વરૂપમાં કાયમ રહેવા છતાં પણ બીજા તત્ત્વના સ્વરૂપને પ્રાપ્ત ન કરવું તે અવસ્થિતત્વ છે. તત્ત્વાર્થસૂત્ર

૨. [ સં. અવસ્થિત ( સ્થિર ) + ત્વ ( પણું ) ] ન. સ્થિરતા; ઓછુંવત્તું ન થવાપણું.

**અવસ્થિતિ** ૧. સ્ત્રી. અનુકરણ.

૨. સ્ત્રી. ઊભું રહેવાપણું.

૩. સ્ત્રી. મર્યાદા; હદ.

૪. [ સં. અવ ( આધાર બતાવનાર ઉપસર્ગ ) + સ્થા ( રહેવું ) ] સ્ત્રી. રહેઠાણ; નિવાસ.

૫. સ્ત્રી. રહેવું તે.

૬. [ સં. અવ ( નિશ્ચય બતાવતો ઉપસર્ગ ) + સ્થા ( હોવું ) ] સ્ત્રી. હયાતી; વિદ્યમાનતા; અસ્તિત્વ.

૭. સ્ત્રી. હાલત; દશા.

**અવસ્પર્શક** [ સં. અવ ( તરફ ) + સ્પર્શક ( અડનાર ) ] જુઓ અવસ્પર્શકરેખા.

**અવસ્પર્શકરેખા** સ્ત્રી. ( ગણિત ) વક્રના કોઈ પણ બિંદુ આગળ દોરેલા તે વક્રના સ્પર્શક અને તે બિંદુના ભુજ એ બે વચ્ચે આવેલો કોટયક્ષનો ભાગ; 'સબટૅન્જન્ટ'.

**અવસ્પૃષ્ટ** [ સં. અવ ( આધાર બતાવતો ઉપસર્ગ ) + સ્પૃશ્ ( અડવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. અડેલું.

**અવસ્ફનિત** [ સં. અવ ( ઊલટું ) + સ્ફન્ ( વિચારવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] ન. વીથ્યંગનો એક પ્રકાર; કહેલ વચન એટલે શબ્દની બીજી રીતે વ્યાખ્યા.

**અવસ્યંદન** [ સં. અવ ( નીચે ) + સ્યંદ્ ( ઝરવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ટપકવું તે; ક્ષરણ; ઝરણ.

**અવસ્યુ** પું. સામવેદનો એ નામનો એક ઋષિ.

**અવસ્યુ આત્રેય** પું. સામવેદનો એ નામનો એક ઋષિ.

**અવસ્યુ ઐતરેય** પું. ઋગ્વેદનો એ નામનો એક ઋષિ. તેણે પાંચમા મંડલનાં ૩૧ અને ૭૫ માં સૂક્ત રચ્યાં કહેવાય છે.

**અવસ્રંસન** ૧. ન. ઝરવું તે.

૨. [ સં. અવ ( નીચે ) + સ્રંસ ( પડવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. પડવું તે; પતન.

**અવસ્રંસિત** ૧. [ સં. અવ ( નીચે ) + સ્રંસ ( પડવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. ખરેલ.

૨. વિ. ચિરાઈ ગયેલ.

૩. વિ. ઝરેલ.

૪. વિ. દબેલ.

૫. વિ. નીચે પાડેલું.

**અવસ્રંસ્ત** જુઓ અવસ્રંસિત.

**અવસ્વાપિની** ૧. [ સં. અવ ( નિશ્ચય બતાવનાર ઉપસર્ગ ) + સ્વપ્ ( સૂવું ) ] સ્ત્રી. ( જૈન ) સામા માણસને ગાઢ નિદ્રા આવી જાય તેવી વિદ્યા.

૨. વિ. સ્ત્રી. બેભાન કરે એવી; શુદ્ધિ રહે નહિ એવી.

એમ કહી મરુદેવા પર
અવસ્વાપિની નિદ્રા નાખી.
આદિનાથ ચરિત્ર

**અવહ** ૧. પું. એક જાતનો વાયુ; ત્રીજા સ્કંધ એટલે પ્રદેશમાં રહેલો એક વાયુ; ઈથર.
૨. [ હિં. ] પું. પાણી વગરનો દેશ.
૩. [ સં. અ ( નહિ ) + વહ્ ( વહેવું ) ] વિ. પ્રવાહ વગરનું.
૪. વિ. વહેતું ન હોય એવું; સ્થિર; બંધિયાર.
રાખંતાં ધન વિણસું વીર!
જાણે અવહ કૂવાનું નીર. ભીમ
૫. [ સં. અ ( નહિ ) + વહ્ ( લઈ જવું ) ] વિ. સાથે નહિ લેનાર.

**અવહત** [ સં. અવ ( ખરાબ ) + હત ( મારેલું ) ] વિ. ખરાબ રીતે મારેલું; જોરથી ધવાયેલું; ગુડેલું.

**અવહનીય** [ સં. અ ( નહિ ) + વહ્ ( ઉપાડવું ) + અનીય ( લાયક ) ] વિ. ઉપાડી ન શકાય એવું.

**અવહરણ** ૧. [ સં. અવ ( દૂર ) + હ ( લઈ જવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન ઉપાડી જવું તે.
૨. ન. એક ઠેકાણેથી બીજે લઈ જવાપણું.
૩. ન. ચોરી.
૪. ન ટૂંક સમયની સંધિ.
૫. ન. દૂર ફેંકી દેવાપણું.
૬. ન. રણભૂમિમાંથી લશ્કરને છાવણીમાં લઈ જવાની ક્રિયા.
૭. ન. લૂંટ.

**અવહસિત** [ સં. અવ ( ખરાબ ) + હસિત ( હાસ્ય ) ] ન. અટ્ટહાસ્ય; ખડખડાટ હસવું તે.

**અવહસ્ત** [ સં. અવર ( પાછળનું ) + હસ્ત ( હાથ ) ] પું. હાથનો પાછળનો ભાગ.

**અવહાર** ૧. પું. આમંત્રણ; બોલાવવું તે.
૨. [ સં. અવ ( દૂર ) + હ ( લઈ જવું ) ] પું. ખસેડવાપણું.
૩. પું. ચોર.
૪. પું. છુટકારો; મુક્તિ.
૫. પું. થોડા વખત માટે લડાઈ બંધ રાખવા કરાતી સંધિ; યુદ્ધવિશ્રાંતિ.
૬. પું. નોતરેલ બ્રાહ્મણ પાસેથી દોલત લઈ લેવાપણું.
૭. પું. પંથ ને જાતિનો ત્યાગ.
૮. પું. પાસે લાવવા જેવી વસ્તુ.
૯. પું. મગર.
૧૦. પું. રણક્ષેત્રમાંથી લશ્કરને છાવણીમાં લઈ જવાની ક્રિયા.
૧૧. પું. વિરામ; નિવૃત્તિ; અટકવું તે.
૧૨. પું. હરણ; લઈ જવાપણું.

**અવહારક** ૧. વિ. નિવારક; અટકાવનાર.
૨. [ સં. અવ ( દૂર ) + હ ( લઈ જવું ) + અક ( કરનાર ) ] વિ. બીજે ઠેકાણે લઈ જનાર.
૩. વિ. લશ્કરને લડતું અટકાવનાર.

**અવહાર્ય** ૧. [ સં. અવ ( દૂર ) + હ ( લઈ જવું ) + ય ( લાયક ) ] વિ. ખસેડવા લાયક; એક ઠેકાણેથી બીજે લઈ જવા જેવું.
૨. વિ. દંડવા જોગ.
૩. વિ. પાછું મેળવવા યોગ્ય.
૪. વિ. પાછું વાળવા જેવું.
૫. વિ. શિક્ષા થવા લાયક.

**અવહાસ** ૧. પું. થોડું હસવું તે.
૨. [ સં. અવ ( તિરસ્કાર બતાવનાર ઉપસર્ગ ) + હસ્ ( હસવું ) ] પું. મજાક; મશ્કરી; ઠઠ્ઠો.

**અવહાસ્ય** [ સં. અવ ( તિરસ્કાર દેખાડનાર ઉપસર્ગ ) + હસ્ ( હસવું ) + ય ( જેવું ) ] વિ. મશ્કરી કરવા જેવું.

**અવહિત** ૧. [ સં. અવ ( આધાર બતાવનાર ઉપસર્ગ ) + હિત ( મૂકેલું ) ] વિ. ઉપર રાખેલું; મૂકેલું.
૨. વિ. કહેલ.
૩. વિ. ધ્યાનવાળું; એકાગ્રચિત્ત; સાવધાન.
૪. વિ. પ્રખ્યાત; પ્રસિદ્ધ; વિખ્યાત.

**અવહિત્થ** ૧. [ સં. ] ન. ખોટો દેખાવ; ઢોંગ; ડોળ.
૨. ન. મનની વાત છુપાવી રાખવાની તજવીજ; મનમાં કંઈ હોય અને મોઢે કંઈક દેખાડવાપણું; વ્યભિચારીભાવના ૩૩ ભેદ માંહેનો એક.

**અવહિત્થસંચારી** પું. વ્યભિચારીભાવના ૩૩ પ્રકારમાંનો એક. જુઓ અવહિત્થ ૨.

**અવહિત્થા** [ સં. ] એક જાતનો વ્યભિચારીભાવ; આકારગુપ્તિ. જુઓ અવહિત્થ ૨.

**અવહિત્ર** પું. પહેલા તથા ત્રીજા પદમાં ૩ ભગણ, ૨ ગુરુ મળી ૧૧ વર્ણ અને બીજા તથા ચોથા ચરણમાં ૩ સગણ, લઘુ અને ગુરુ મળી ૧૧ વર્ણવાળો એક અર્દ્ધસમવૃત્ત છંદ.

**અવહિત્રા** જુઓ અવહિત્ર.

**અવહી** [ સં. અવહ ( પાણી વગરનો દેશ ) ] પું. કાંગડા જિલ્લામાં મેદાનમાં થતો આઠ ફૂટની ઊંચાઈનો એક જાતનો બાવળ. તેનું લાકડું ખેતીના ઓજાર બનાવવામાં તથા છત-ના તખ્તામાં કામ આવે છે.

**અવહીન** [ સં. અવ ( દૂર ) + હીન ( તજેલું ) ] વિ. પાછળ પડી ગયેલું.

**અવહૃત** ૧. [ સં. અવ ( દૂર ) + હૃ ( લઈ જવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. ચોરેલું; છૂપી રીતે લીધેલું.
૨. વિ. લઈ લીધેલું.
૩. વિ. શિક્ષા કરેલું; દંડેલ.

**અવહેલ** જુઓ અવહેલન.

**અવહેલન** ૧. [ સં. અવ ( અનાદર બતાવ-નાર ઉપસર્ગ ) + હેલન ( ધિક્કાર ) ] ન. અવજ્ઞા; તિરસ્કાર; અપમાન; અનાદર.
૨. ન. હુકમ ન માનવાપણું.

**અવહેલના** ૧. [ સં. અવ ( અનાદર બતાવતો ( ઉપસર્ગ ) + હેલ્ ( ધ્યાન ન આપવું ) ] સ્ત્રી. બેદરકારી; ધ્યાન ન દેવું તે.
૨. જુઓ અવહેલન.

**અવહેલવું** ૧. [ સં. અવ ( તિરસ્કાર બતાવનાર ઉપસર્ગ ) + હેલ્ ( ધ્યાન ન આપવું ) ] સ. ક્રિ. અવગણવું; અનાદર કરવો.
૨. સ. ક્રિ. હુકમ ન માનવો.

**અવહેલા** ૧. [ સં. ] સ્ત્રી. ( જૈન ) મજાક; હાંસી.
૨. જુઓ અવહેલન.

**અવહેલિત** ૧. વિ. તિરસ્કૃત; અનાદર પામેલું.
૨. [ સં. અવ ( અનાદર બતાવનાર ઉપસર્ગ ) + હેલ્ ( ધ્યાન ન આપવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. ધ્યાનમાં નહિ લીધેલું.

**અવહેવારૂ** [ સં. અ ( નહિ ) + વ્યવહાર ( લોકરીત ) ] વિ. રીતરિવાજમાં સમજ વિનાનું.

**અવળ** ૧. [ સં. અ ( ઊલટું ) + વલ્ ( વળવું ) ] વિ. ( ગ્રામ્ય ) અવળું; ઊંધું.
૨. વિ. ખોટું.
અવળનું સવળ = ઊંધાનું સીધું થવું.

**અવળકણાપણું** [ સં. અ ( નહિ ) + વલ્ ( ખેંચાવું ) ] ન. તાર ન ખેંચાય એવો ગુણ.

**અવળકણું** [ સં. અ ( નહિ ) + વલ્ ( ખેંચાવું ) ] વિ. તાર ન ખેંચાય એવું; 'ઇન્ડક્ટાઇલ'.

**અવળકંટક** [ અવળ ( ઊંધું ) + કંટક ( કાંટો ) ] પું. જમીન તરફ વળેલા કાંટાવાળો આમલીનાં જેવાં પાનવાળો દવામાં ઉપયોગી એક છોડ.

**અવળકંઠું** વિ. ( ગ્રામ્ય ) મજબૂત; હૃષ્ટપુષ્ટ; જોરાવર; અલમસ્ત; મજબૂત કાંધવાળું.

**અવળકો** ૧. પું. ( ગ્રામ્ય ) ઇચ્છા; અબળખો; ઓરિયો.
૨. પું. ઝડપ; કોઈ વસ્તુ પકડવા હાથ લાંબો કરીને કરેલો પ્રયત્ન.
અવળકો નાખવો = લેવા ઝડપ કરવી.
૩. પું. વલખું; વલાતિયું; ફાંફાં; તરફડિયું.

**અવળગંડી** સ્ત્રી. છુટ્ટા ભરેલ કપડાંની એક જાત.

**અવળચવળ** ૧. વિ. આડુંઅવળું; ખરૂંખોટું; વિચાર્યા વગરનું.

૨. [ અવળ ( ઊંધું ) + સવળ ( અવળનું ઊલટું રૂપ ) ] વિ. ઊંધુંચતું; ઠેકાણા વગરનું; ઢંગધડા વિનાનું.

૩. અ. ગમે તેમ; ફાવે તેમ; ઊલટસૂલટ.

**અવળચંડાઈ** [ અવળચંડું ( ઊલટું ) + આઈ ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. આડાઈ; અવળાઈ.

**અવળચંડાપણું** જુઓ અવળચંડાઈ.

**અવળચંડી** [ અવળચંડું ( જિદ્દી ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. કહ્યું હોય તેથી ઊલટું ચાલનારી આડા સ્વભાવની સ્ત્રી.

૧. અવળચંડી રાંડ જેવું = કહીએ કંઈ ત્યારે કરે કંઈ એવું.

૨. અવળચંડીની ગત = (૧) અવળચંડી સ્ત્રીની માફક. (૨) હઠીલી સ્ત્રીની ચાલચલગત કે વર્તણૂક.

**અવળચંડીલાપણું** જુઓ અવળચંડાઈ.

**અવળચંડીલું** [ અવળચંડું ( ઊલટું ) + ઈલું ( લઘુતાસૂચક પ્રત્યય ) ] વિ. અવળાઈ કરનારું; અકોણું; આડું.

**અવળચંડું** ૧. ન. અવળું થાય એવું કામ.

૨. ન. ચાંદવું; અડપલું.

૩. વિ. અટકચાળું; અડપલાખોર.

૪. [ અવળ ( ઊલટું ) + ચંડ ( ગરમ ) ] વિ. કહીએ તેથી ઊલટું કરનારું કે ચાલનારું; આડું; વિરુદ્ધ.

૫. વિ. મમતી; જિદ્દી; દુરાગ્રહી.

**અવળચેન** [ અમલચેન ] ન. મોજમજા; આનંદ; લહેર.

**અવળદોમ** [ અવલદોમ ] વિ. (ગ્રામ્ય) ઊંધુંચતું; આડુંઅવળું.

**અવળપંચક** ૧. ન. બેસતા પંચકે અવળું થઈ જવું તે.

૨. [ અવળું + પંચક ( પાંચનો જથ્થો ) ] ન. વારંવાર કે પાંચ વાર એવી ને એવી મુશ્કેલી આવી પડે એવું બનવું તે; વળી પંચક બેસતાં કંઈ ખોટું થાય તો તેવું ને તેવું પાંચ વખત થાય એમ કહેવાય છે. જ્યોતિષમાં ધનિષ્ઠાના ઉત્તરાર્ધથી અશ્વિનીના પૂર્વાર્ધ લગીનાં જે પાંચ નક્ષત્ર છે તે પંચક કહેવાય છે, તેમાં પરદેશ જવાની તથા ઘાસ લાકડાં વહોરવાની મના કરી છે.

૩. ન. વાંકાઈ; આડાઈ; વક્રભાવ.

૪. ન. સારું કરવા જતાં ખોટું થઈ જવું તે; ઊલટું થવું તે.

૫. ન. હાર; પરાભવ.

**અવળપંથ** [ અવળ ( અવળું ) + પંથ ( રસ્તો ) ] પું. અવળો રસ્તો; વિરુદ્ધ માર્ગ.

**અવળવાણી** ૧. [ અવળ ( અવળું ) + વાણી ( બોલી ) ] સ્ત્રી. અવળું બોલવું તે; મનમાં હોય તેથી ઊલટું જણાવવાપણું.

૨. સ્ત્રી. અવળું બોલે ને સવળું થાય તેવી વાણી.

૩. સ્ત્રી. અશુભ વચન; અપશુકનિયાળ બોલ.

૪. સ્ત્રી. ઊંડી મર્મવાળી બોલી; ગોરખવાણી.

૫. સ્ત્રી. વાચ્યાર્થથી ઊલટા અર્થવાળી વાણી; ગૂઢવાણી.

**અવળવેલ** સ્ત્રી. એક જાતની વેલ. અવળી દિશામાં વીંટાઈને વધતી હોઈને તે અવળવેલ કહેવાય છે. તે સાપનું ઝેર ઉતારવામાં વપરાય છે. કડવી અવળવેલના કંદને પાણીની સાથે ઘસી ડંખ પર ચોપડવાથી અને દર્દીની શક્તિના પ્રમાણમાં એ ઘસારો પાવાથી ઝેરી જાનવરોનાં ઝેર અને તેમાં વિશેષે કરીને સાપનું ઝેર ઉતારવામાં સહાય મળે છે એમ મનાય છે.

**અવળસવળ** [અવળ ( અવળું ) + સ ( એ જ ) + વલ્ ( ખસવું ) ] અ. અવળાસવળું; આડાઅવળું; ઊલટસૂલટ; ઊંધુંચતું.

અવળસવળ કરવી = ઊંધુંચતું કરવું.

**અવળાઈ** ૧. [સં. અ ( નહિ ) + વલ્ ( ખેંચાવું ) + આઈ ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. કોઈ કહે તેનાથી અવળું કરવાની ટેવ; આડાઈ; ઊલટું કરવાનો સ્વભાવ.

૨. સ્ત્રી. વાંકોચૂંકો માર્ગ; આડો રસ્તો.

૩. સ્ત્રી. વિપરીત બુદ્ધિ; અવળી સમજ.

૪. સ્ત્રી. હઠીલાઈ.

**અવળાબોલું** [ અવળ ( ઊલટું ) + બોલવું ] વિ. વાંકાબોલું; વિરુદ્ધ બોલનાર.

**અવળામણ** [ અ ( નહિ ) + વળવું ( પાછા ફરવું ) + આમણ ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ( ગ્રામ્ય ) મોત; મરણ.

**અવળાયું** અ. ( ગ્રામ્ય ) અવળું; ઊલટસૂલટ.

અવળાયાં ઓઢ્યાં લહેરિયાં ભૂલી શુદ્ધ શરીર.
મીઠો

**અવળાસવળી** ૧. સ્ત્રી. એ નામનો છોડ, જેનાં પાંદડાં સવળાં એટલે પાછલો ભાગ ઉપર રહે તેમ બાંધવાથી ગૂમડું પાકે છે, અને અવળાં બાંધવાથી રૂઝાય છે.

૨. અ. અટપટું.

૩. અ. ઊથલપાથલ; તળેઉપર.

૪. અ. ઊલટસૂલટ; આમતેમ; ઊંધુંચતું.

૫. અ. ચોકડી પડે તેમ; ઊભું અને આડું.

**અવળાસવળું** ૧. [ અવળું + સ ( તે જ ) + વલ્ ( ખસવું ) ] વિ. અવળું; ઊંધું; તળેઉપર; ઊંધુંચતું.

૨. અ. ઊલટસૂલટ; આમતેમ; ઊથલપાથલ.

૩. અ. ચોતરફથી; દરેક ઠેકાણેથી.

૪. અ. બધી બાજુએ; દરેક દિશામાં.

**અવળિયું** [ સં. અ ( નહિ ) + વલ્ ( વળ દેવો ) ] ન. છીણું; વાસણ પર અવળું ઢાંકવાનું સાધન; અંદર પડતું ઢાંકણું.

**અવળીએ જવું** અ. ક્રિ. ( ગ્રામ્ય ) કબજામાં ન રહેવું.

**અવળું** ૧. [ સં. અ ( નહિ ) + વલ્ ( ખેંચાવું ) ] વિ. અકોણું; અવળાઈ કરે એવું; જિદ્દી; મમતી.

૨. વિ. અઘટિત; ખોટું; માઠું. જેમકે, આજે ગામમાં બહુ અવળું થઈ ગયું.

૩. વિ. આડું; સન્મુખ નહિ એવું.

૪. વિ. ઊલટું; ઊંધું; વિરુદ્ધ.

૧. અવળા પાટા દેવા-બાંધવા = (૧) ઊલટે રસ્તે ચડાવવું; ખોટું કહી માર્ગ ભુલાવવો. (૨) મુદ્દેસર વાત દસાવવાને બદલે અવળું એટલે ખોટું સમજાવી ભમાવવું.

૨. અવળા પાસા પડવા = (૧) ધાર્યા પ્રમાણે ન થવું; ઊલટું થવું; કરેલી યુક્તિ પાર ન પડવી. (૨) સવળું કરવા જતાં ઊલટું થઈ પડવું; ફાયદો કરતાં નુકસાન થવું.

૩. અવળા પૂજેલા = પરમેશ્વરની ખોટી પૂજા કરેલી એટલે પૂર્વ જન્મે પાપ કરેલાં; જોઈએ તેવી રીતે પૂર્વે પુણ્ય કર્મ નહિ કરેલાં.

૪. અવળાનું સવળું કરવું = ખરે રસ્તે લાવવું; ખરાબ કર્યું હોય તેના બદલામાં સારું કરવું.

૫. અવળાનું સવળું થવું = ખરાબ કરતાં સારું થવું.

૬. અવળી ખોપરીવાળું = (૧) ઊંધાં કામ કરનાર. (૨) માથાનું ફરેલ.

૭. અવળી પાઘડી બાંધવી-મૂકવી = (૧) ઊંધી પાઘડી પહેરવી; પાછળ રાખવાની બાજુ આગળ રાખી પાઘડી પહેરવી. (૨) દિવાળું કાઢવું; પાઘડી ફેરવવી; ફરી જવું. (૩) બાજુ બદલવી. (૪) બોલેલું ફેરવવું; વચન ન પાળવું; બોલ્યું અબોલ્યું કરવું.

૮. અવળું કરવું-કરી નાખવું = (૧) પાયમાલ કરવું; નાશ કરવો. (૨) ફેરવવું; અંદરનું બહાર ને બહારનું અંદર કરવું. (૩) બગાડવું; નુકસાન કરવું; ઊલટું કરવું.

૯. અવળું મોં કરવું = (૧) કોઈને જોઈને

મોં ફેરવવું; ધિક્કાર બતાવવો. (૨) રિસાવું; કમન બતાવવું.
૧૦. અવળું વેતરવું = ધાર્યા કરતાં ઊલટું કહેવાઈ જવું; આંધળે બહેરૂં કુટાવું.
૧૧. અવળે અસ્તરે મૂંડવો = ભીખ માગતો કરવો; મૂંડી નાંખવો; બહુ ખર્ચ કરાવવું.
૧૨. અવળે પાને ચૂનો દેવડાવવો = મરજી વિરુદ્ધ કામ કરાવી કનડવું; સંતાપવું; ઊલટું કાર્ય કરાવવું અને પછી તેનો વાંક કાઢવો.
૧૩. અવળે મોઢે પડવું = (૧) માંદા પડવું. કોઈનું કહેલું ન માનવાથી, કાંઈ હદ ઉપરાંત કામ કરવાથી માંદા પડાય છે ત્યારે આ શબ્દ કટાક્ષમાં વપરાય છે. (૨) મોં નીચે ને પીઠ ઉપર એમ ઊંધે મોંએ પડવું.
૧૪. અવળો આંક લખવો = નસીબ ઊલટું ઘડાવું; નસીબના લેખ અવળા હોવા.
૧૫. આડુંઅવળું = (૧) આમતેમ. (૨) આસપાસ; ચોતરફ; બધી બાજુએ.
૧૬. આડુંઅવળું વહેરતું કાશીનું કરવત = બંને બાજુથી લાભ મેળવે તેવું માણસ.
૧૭. પ્રભુને અવળે હાથે પૂજેલા = (૧) કાર્ય કરેલું પણ કમને કરેલું તેથી ફળ ન મળ્યું એમ. (૨) પાપ કરેલાં.
૧૮. સારૂં કરતાં અવળું થવું = ફાયદો કરતાં નુકસાન થવું; સારૂં કરવા જતાં ખરાબ થવું.
૫. વિ. વિપરીત; પ્રતિકૂળ; મુશ્કેલ.
અવળા દાવ = ઊલટું થવાપણું.

**અવળે** ૧. ક્રિ. વિ. વિના મહેનતે.
૨. ક્રિ. વિ. સહેજે; થોડી વારમાં.

ધર્યો દેહ ધર્મ કારણે
અવળે આવ્યો આહારે બારણે. — પ્રેમાનંદ

**અવળૈ** [સં. અવલેહ (ચાટણ)] સ્ત્રી. અવરૈ; ઘણાં વસાણાં ખાંડીને સુવાવડીને મધમાં ચટાડે છે તે બારીક ભૂકો; એક જાતનું મિશ્ર ઔષધ; બત્રીસું; કાટલું.

**અવળોટું** ૧. વિ. ઊંધું; ઊલટું.
૨. વિ. (ગ્રામ્ય) જેને લૂગડાં કે શણગાર ન શોભે તેવું.
૩. [અ (નહિ) + વળોટું (રીતભાતવાળું)] વિ. વળોટ વગરનું; રીતભાત વિનાનું.

**અવંક** ૧. [સં. અ (નહિ) + વક્ર (વાંકું)] વિ. વાંક વગરનું; સીધું.
૨. વિ. સરલ; કપટ વિનાનું.

**અવંકું** [અ (નિરર્થક વપરાયેલ ઉપસર્ગ) + વાંકું (વાંકું)] વિ. (ગ્રામ્ય) વાંકું; ઓતાકું; ઊંધું.

**અવંકો** પું. દોષ; વાંક.

**અવંગ** ૧. પું. દેશી વિમાની એક રીત.
૨. વિ. તદ્દન નવું; વાપર્યા વગરનું; આખું.

**અવંચક** [સં. અ (નહિ) + વંચક (છેતરનાર)] વિ. છેતરપિંડી વિનાનું; ન છેતરનારૂં; પ્રમાણિક.

**અવંતર** [સં. અવ્ (હોવું) + અંતર (છેટું)] ન. અટકાવ; ઋતુસ્રાવ; છેટે બેસવું તે.

સ્ત્રીઓને દર માસે નિયમિતરૂપે ગર્ભાશયમાંથી જે રક્તસ્રાવ થાય છે તેને આપણે ઋતુ, અટકાવ, છેટે બેસવું, નાવણ, ઓપટી, અવંતર, ઋતુસ્રાવ વિગેરે નામો આપીએ છીએ. — અ. કા. શાસ્ત્ર

**અવંતિ** જુઓ અવંતી.

**અવંતિકા** [સં.] સ્ત્રી. અવંતિ દેશની રાજધાની; ઉજ્જયિની નગરી; અવંતી.

**અવંતિનાથ** જુઓ અવંતીનાથ.

**અવંતિબ્રહ્મ** જુઓ અવંતીબ્રહ્મ.

**અવંતિસોમ** જુઓ અવંતીસોમ.

**અવંતી** ૧. [સં.] સ્ત્રી. અપરસેક અને નર્મદાની દક્ષિણ દિશાએ માલવ દેશમાં આવેલો એક પ્રાંત; માળવા. તેના રાજા વિંદ અને અનુવિંદ ઉપર સહદેવે રાજસૂય દિગ્વિજય દરમિયાન જીત મેળવી હતી. તેની રાજધાનીનું નગર ઉજ્જયિની સિપ્રા નદીના કિનારા પર આવેલું છે. તેના એક પરામાં મહાકાલનું મંદિર આવેલું છે. હેમચંદ્રના મત પ્રમાણે અવંતી અને હાલનું માળવા એ એક જ છે. મહાભારત કાળમાં અવંતીની સીમા દક્ષિણમાં નર્મદા સુધી અને પશ્ચિમમાં મહી સુધી હોવાનું જણાય છે.
૨. સ્ત્રી. એ નામની એક નદી.
૩. સ્ત્રી. માળવાની રાજધાની ઉજ્જયિની; ઉજ્જન; ઉજેન; હિંદુઓની સાત પવિત્ર નગરીઓમાંની એક. ત્યાં સાંદીપની ઋષિ પાસે બળરામે અને કૃષ્ણે વિદ્યાભ્યાસ કર્યો હતો. તેમાં 'મહાકાળ' મહાદેવનું જ્યોતિર્લિંગ છે. ત્યાં મરનારને મોક્ષ મળે છે એમ હિંદુઓ માને છે.
૪. સ્ત્રી. રાજસ્થાની ભાષાની માતા; માળવાની ભાષા; શૌરસેની અપભ્રંશ પરથી થયેલ એક ભાષા. ગ્રિઅરસન ગુજરાતી અપભ્રંશ ઉપરથી ગુજરાતી થઈ ગણે છે, અને શૌરસેની અપભ્રંશ એ અવંતિ (રાજસ્થાનીની માતા) સાથે નિકટનો સંબંધ ધરાવે છે.

**અવંતીનાથ** [સં. અવંતી (માળવા) + નાથ (ધણી)] પું. માળવાનો સ્વામી; માળવાનો રાજા.

સિદ્ધરાજ જયસિંહના નામ સાથે અવંતીનાથ એ બીરૂદ લગાડેલું છે. — પુરાતત્ત્વ

**અવંતીબ્રહ્મ** [સં. અવંતી (માળવા) + બ્રહ્મ (બ્રાહ્મણ)] પું. અવંતીમાં રહેનાર બ્રાહ્મણ.

**અવંતીસોમ** [સં.] પું. કાંજી; ધાન્યાંમ્લ; કાંજીક; સૌવીર.

**અવંધ્ય** ૧. [સં. અ (નહિ) + વંધ્ય (વાંઝિયું)] વિ. વંધ્ય નહિ એવું; અવાંઝિયું; ફળદ્રૂપ; ગર્ભ ધારણ કરે એવું; છોકરાં થતાં હોય એવું.
૨. [સં. અ (નહિ) + વંધ્ય (નિષ્ફળ)] વિ. સાર્થક; સફળ; ફળે એવું.

**અવંધ્યકર** [સં. અ (નહિ) + વંધ્ય (વાંઝિયું) + કૃ (કરવું)] વિ. વાંઝિયાપણું ટાળનાર.

ક્વાથ ઔષધ અવંધ્યકર જે,
કરિ વિવિધ પ્રકાર. — બાલકૃષ્ણ

**અવંધ્યત્વ** [સં. અ (નહિ) + વંધ્ય (વાંઝિયું) + ત્વ (નામ બનાવનાર પ્રત્યય)] ન. ફળદ્રુપતા; છોકરાં થવાં તે.

**અવંધ્યોપચાર** પું. (પિંગળ) એ નામનો ૬ યગણ, લઘુ અને ગુરુ મળી ૨૦ અક્ષરનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ.

**અવંશ** ૧. [સં. અ (હલકું) + વંશ (કુળ)] પું. નીચું કુળ; હલકી ઓલાદ.
૨. ન. આધાર વગરનું આકાશ.

અવંશમાં—આધાર રહિત આકાશમાં—પ્રકાશમાન સૂર્ય કે દ્યુલોકને ઇંદ્રે થંભાવ્યા. — સાયણાચાર્યનું ભાષ્ય

૩. [સં. અ (નહિ) + વંશ (કુળ)] વિ. અપુત્ર; વંશ વગરનું; વાંઝિયું.

**અવાઈ** ૧. [સં. આયન (આવવું તે)] સ્ત્રી. આગમન; આવવાપણું.
૨. [હિં.] સ્ત્રી. આવવાના ખબર.
૩. સ્ત્રી. ગપ; જૂઠી ખબર.
૪. [હિં.] સ્ત્રી. હવાઈ; ઊડતી ખબર; અફવા.

**અવાક** ૧. [અ (નહિ) + વાક (ચિકાશ)] વિ. જેમાં વાક ન હોય તે; ચિકાશ વગરનું.
૨. [સં. અ (નહિ) + વાચ્ (બોલી)] વિ. વાચા વિનાનું; મૂંગું; અબોલ.
૩. વિ. સ્તબ્ધ; જડ; ચકિત; વિસ્મિત.
૪. [સં. અવાચ્ (હેઠળ)] ક્રિ. વિ. દક્ષિણ દિશા તરફ.
૫. ક્રિ. વિ. નીચલી બાજુએ; નીચાણ તરફ.

**અવાકી** ૧. [સં. અ (નહિ) + વાક્ (વાગિંદ્રિય) + ઇન્ (વાળું)] પું. પરમાત્મા, કેમકે તે ઇન્દ્રિય રહિત છે.

૨. વિ. બોલબોલ નહિ કરતું.
૩. વિ. મૂંગું.

**અવાકીર્ણ** [ સં. ] ન. ( પુરાણ ) સરસ્વતી નદીના કાંઠા આગળ આવેલું એક તીર્થસ્થાન.

**અવાક્‌જ્ઞાન** [ સં. ] ન. અપમાન.

**અવાક્‌પટુ** [ સં. અ ( નહિ ) + વાક્ ( વાણી ) + પટુ ( કાબેલ ) ] વિ. બોલવામાં કાબેલ નહિ એવું; વક્તૃત્વ વિનાનું.

**અવાક્‌પુષ્પી** [ સં. અવાક્ ( ઊંધું ) + પુષ્પિન્ ( ફૂલવાળું ) ] સ્ત્રી. શતપુષ્પી; ઊંધાફૂલી, કારણ કે તેનાં ફૂલ અધોમુખ એટલે જમીન તરફ મોંવાળાં હોય છે.

**અવાક્‌શાખ** [ સં. અવાક્ ( નીચે ) + શાખા ( ડાળી ) ] ન. વડનું ઝાડ.

**અવાક્‌શિરા** [ સં. અવાક્ ( નીચું ) + શિરસ્ ( માથું ) ] વિ. નીચા મસ્તકવાળું; નીચે નમેલા માથાવાળું.

**અવાક્‌શ્રુતિ** ૧. [ સં. અ ( નહિ ) + વાક્ ( વાચા ) + શ્રુતિ ( કાન ) ] વિ. બહેરૂં અને મૂંગું.
૨. વિ. બોબડું; કાલું.

**અવાક્ષ** ૧. [ સં. અવ ( નીચું ) + અક્ષ ( ઇંદ્રિય ) ] પું. રક્ષક; પાલક.
૨. વિ. રક્ષણ કરી શકે એવું.

**અવાગરુ** [ સં. અ ( નહિ ) + વ્યાપૃ ( વપરાશમાં હોવું ) ] વિ. અવાવરુ; નહિ વપરાતું.

**અવાગ્ર** [ સં. અવ ( નીચું ) + અગ્ર ( ઉપલો ભાગ ) ] વિ. નમેલા માથાવાળું; નતશિર.

**અવાઙ્‌મનસગોચર** ૧. [ સં. અ ( નહિ ) + વાચ્ ( વાચા ) + મનસ્ ( મન ) + ગોચર ( જાણી શકાય તેવું ) ] પું. પરમાત્મા; નિર્ગુણ બ્રહ્મ, કેમકે તે વાણી અને મનથી પર છે.
૨. પું. શિવનું એક નામ.
૩. વિ. કહી ન શકાય તેવું; વાણી અને મનથી પર.

**અવાઙ્‌મુખ** ૧. પું. એક જાતનું હથિયાર.
૨. [ સં. અવાક્ ( નીચે ) + મુખ ( મોઢું ) ] વિ. નીચા મુખવાળું; અધોમુખ.
૩. વિ. લજ્જિત; શરમાયેલું.

**અવાચ** ૧. [ સં. અવ ( નીચે ) + અચ્ ( જવું ) ] વિ. દક્ષિણનું.
૨. વિ. મૂક; સ્તબ્ધ.
૩. [ સં. અ ( નહિ ) + વાચ્ ( વાચા ) ] વિ. વાચા વગરનું; બોલી શકે નહિ તેવું; મૂંગું.
૪. વિ. હેઠળનું; નીચેનું.

**અવાચક** ૧. પું. ( કાવ્ય ) પદદોષનો એક ભેદ. ધારેલ અર્થવાળો શબ્દ મૂકવાને બદલે બીજો કોઈ શબ્દ કાવ્યમાં મૂકવાથી થતો દોષ.

> કહેવા યોગ્ય અર્થવાળું પદ ન કહે તે **અવાચક**. વિપરીત અર્થનો બોધ આ દોષનું કારણ છે. આ દોષ નિત્ય છે. — કાવ્યશાસ્ત્ર

૨. વિ. જેની જીભ ટૂંકી થઈ હોય તેવું; મરવાની અણી ઉપર હોય એવું; મરવા પડેલું.
૩. વિ. પશુ જેવું; અજ્ઞાન.
૪. વિ. બેભાન; બેહોશ; અચેતન; બેસુધ.
૫. [ સં. અ ( નહિ ) + વચ્ ( બોલવું ) + અક ( કરનાર ) ] વિ. બોલી શકે નહિ એવું; વાચા રહિત.
૬. વિ. મૂંગું; મૂક.

**અવાચકતા** [ સં. અ ( નહિ ) + વચ્ ( બોલવું ) + અક ( કર્તૃવાચક પ્રત્યય ) + તા ( પણું ) ] સ્ત્રી. બોલી ન શકાય તેવી સ્થિતિ; અવાચક દશા.

**અવાચી** ૧. સ્ત્રી. ડચકું.
૨. [ સં. અવ ( નીચે ) + અચ્ ( જવું ) ] સ્ત્રી. દક્ષિણ દિશા.

> પ્રાચી અને પ્રતીચી ઉદીચી અને **અવાચી** માન. — દયારામ

૩. સ્ત્રી. બગાસું.

> ઊંધ મોકલે **અવાચી** પહેલી બહુ છું,
> તારૂં કહ્યું નહિ કરે તો ડાળી પાડું હું. — લોકોક્તિ

૪. સ્ત્રી. સસણી.
૫. [ સં. અ ( નહિ ) + વચ્ ( બોલવું ) ] સ્ત્રી. હેડકી; વાધણી.

**અવાચીકૃતવદના** પું. ( પિંગળ ) એ નામનો પહેલા અને ત્રીજા ચરણમાં તગણ, નગણ, ભગણ અને સગણ મળી ૧૨ અક્ષર, તથા બીજા અને ચોથા ચરણમાં નગણ, યગણ, ભગણ, ગુરુ અને ગુરુ મળી ૧૧ અક્ષરનો એક અર્દ્ધસમવૃત્ત વર્ણમેળ છંદ.

**અવાચીન** ૧. [ સં. અવાચી ( દક્ષિણ દિશા ) ] વિ. દક્ષિણનું; દક્ષિણ દિશામાં હોનાર.
૨. વિ. નીચે ગયેલું.
૩. વિ. મોં નીચું કરેલ હોય તેવું; અધોમુખ.
૪. વિ. લજ્જિત; શરમાયેલું.

**અવાચ્ય** ૧. [ સં. અ ( નહિ ) + વાચ્ય ( બોલવા લાયક ) ] ન. દુષ્ટ વચન; નિંદા; ગાળ.
૨. વિ. અકથ્ય; વચનથી કહી ન શકાય તેવું; જેનું વર્ણન ન થઈ શકે તેવું.
૩. [ સં. અ ( નહિ ) + વાચ્ય ( નિંદ્ય ) ] વિ. અનિંદિત; નિંદા ન કરવા જેવું.
૪. વિ. જેને ઉદ્દેશી કહેવામાં આવે તેથી જુદું.
૫. [ સં. અવાચી ( દક્ષિણ દિશા ) ] વિ. દક્ષિણ દિશાનું.
૬. વિ. ન બોલવા જેવું; કહેવાય નહિ એવું.
૭. [ સં. અ ( નહિ ) + વચ્ ( વાંચવું ) ] વિ. ન વંચાય એવું.
૮. વિ. પછીના દેશકાળમાં થનાર.
૯. વિ. વાત ન કહેવા જેવું; નીચ; નિંદિત.
૧૦. વિ. હેઠળ હોનાર.

**અવાચ્યતા** ૧. [ સં. અ ( નહિ ) + વાચ્ય ( બોલી શકાય તેવું ) + તા ( પણું ) ] સ્ત્રી. અકથ્યતા; બોલી ન શકાય તેવું હોવાપણું.
૨. [ સં. અ ( નહિ ) + વાચ્ય ( નિંદ્ય ) + તા ( પણું ) ] સ્ત્રી. નિંદવા લાયક ન હોવાપણું.
૩. [ સં. અવાચ્ય ( નિંદિત ) + તા ( પણું ) ] સ્ત્રી. નિંદાતા; ઉચ્ચારવું ન ઘટે એવી સ્થિતિ.
૪. [ સં. અ ( નહિ ) + વચ્ ( વાંચવું ) + ય ( યોગ્ય ) + તા ( પણું ) ] સ્ત્રી. વાંચી શકવાનો અભાવ; ન વાંચી શકાય એવું હોવું તે.

**અવાચ્યદેશ** [ સં. અ ( નહિ ) + વાચ્ય ( બોલવા લાયક ) + દેશ ( ભાગ ) ] પું. સ્ત્રીનો ગુહ્ય ભાગ.

**અવાચ્યપણું** જુઓ અવાચ્યતા.

**અવાજ** ૧. [ ફા. આવાઝ ( અવાજ ) ] પું. ધ્વનિ; શબ્દ. હવામાં કોઈ સાધનથી થરથરાટ પેદા થઈ મોજાં ઉત્પન્ન થાય અને તે મોજાં કાનના પડદા સુધી પહોંચી પડદાને ધ્રુજાવે ત્યારે જે જ્ઞાન થાય તેને અવાજ કહે છે. માણસના કાનના પડદા ઉપર અમુક હદ સુધીની તીવ્રતાવાળાં મોજાંની અસર થઈ શકે છે. સૂક્ષ્મ મોજાંને કેટલાંક સાધનથી મોટાં કરી શકાય એટલે કે ઝીણા અવાજને મોટો કરી શકાય. આપણે જે કાંઈ બોલીએ છીએ તેનો અથવા બંદૂક કે તોપ ફૂટવાનો જે અવાજ થાય છે તેનો અવાજ વાતાવરણમાં એક સેકંડમાં ૧૦૯૦ ફૂટના વેગથી, પાણીમાં ૪૭૦૮ ફૂટના વેગથી અને ઘન પદાર્થમાં ૧૬૮૦૦ ફૂટના વેગથી જાય છે. જો હવાનું દબાણ અને શીતોષ્ણતા વધઘટ વિનાનાં જેમનાં તેમ રહે તો જેમ વાયુ હલકો તેમ તેમાંથી અવાજ વધારે ઝડપથી પસાર થાય. ઉદકજનકવાયુ ( હાઈડ્રોજન ) હવાના કરતાં હલકો છે. જો વાતાવરણ એકલા ઉદકજનકવાયુનું બનેલ હોત તો ચાર માઈલ દૂર થતા તોફાનની ગર્જના જે આપણે અત્યારે વીજળી થયા પછી ૨૦ સેકંડ પછી સાંભળીએ છીએ, તે પાંચ સેકંડમાં સાંભળત. શીતોષ્ણતા 0° સેન્ટિગ્રેડ હોય અને હવાનું દબાણ સાધારણ રીતે નિયમિત હોય

તો જુદા જુદા વાયુમાંથી અવાજની ગતિ દર સેકંડે નીચે પ્રમાણે થાય:— ઉદકજનકવાયુ (હાઇડ્રોજન)માંથી ૪૧૬૭ ફૂટ, આપણા વાતાવરણ (ઍટમૉસ્ફિયર)માંથી ૧૦૯૦ ફૂટ, પ્રાણવાયુ (ઑક્સિજન)માંથી ૧૦૪૧ ફૂટ, પ્રાણઘાતકવાયુ (કાર્બોનિક ઍસિડ ગૅસ)માંથી ૮૫૬ ફૂટ.
૨. પું. નાદ; ઘાંટો; કંઠ; ગળું.

**અવાજદાર** [ફા. આવાઝ (અવાજ) + દાર (વાળું)] વિ. જેમાંથી અવાજ થાય એવું; અવાજ કરતું; રણકાવાળું; વાગતું.

**અવાજબી** [અ (નહિ) + વાજિબ (યોગ્ય)] વિ. અયોગ્ય; અણઘટતું; ગેરવાજબી.

**અવાજા** [ફા. આવાઝહ (ખ્યાતિ)] પું. અવાજ થવા તે; બહાર; ભડાકા.

**અવાજિયું** વિ. ધ્વનિવાળું.

**અવાજી** ૧. પું. તોપ કે બંદૂક ફોડનાર માણસ.
૨. સ્ત્રી. અવાજ; નાદ; ધ્વનિ.
૩. સ્ત્રી. ગાયકનો કંઠ.
૪. [ફા. આવાઝી (અવાજવાળું)] વિ. અવાજ કરતું; અવાજ કરનારૂં.
બે અવાજી તમંચો = બે જોટાળી પિસ્તોલ.
૫. વિ. ખડખડતું; વાગતું.

**અવાજો** [ફા. આવાઝ (ધ્વનિ)] પું. અવાજ; ધ્વનિ; શબ્દ.

**અવાટ** ૧. [સં. અ (નહિ) + વાટ (રસ્તો)] સ્ત્રી. ઉજ્જડ રસ્તો; આવજા ઓછી હોય એવો માર્ગ.
૨. [સં. અ (ખરાબ) + વાટ (રસ્તો)] સ્ત્રી. ખરાબ રસ્તો; અનીતિનો માર્ગ.
૩. સ્ત્રી. ખોટો રસ્તો.
૪. વિ. અણખેડ.
૫. વિ. ઉજ્જડ; વેરાન.
૬. વિ. માર્ગ વગરનું; રસ્તો પડેલો ન હોય તેવું.

**અવાડું** (અવાડું) ન. આંચળવાળો ફૂલેલો ભાગ; પશુમાદાનું સ્તનમંડળ; અડણ; આઉ; બાવલું.

**અવાડો** (અવાડો) ૧. પું. (ગ્રામ્ય) કુંભારનો નિભાડો.
૨. પું. હવાડો; ઢોરને પાણી પાવા માટે બનાવેલો હોજ; અગેલી ટાંકો.

**અવાઢ** ૧. [અ (નહિ) + વાઢ (શેરડીનું ખેતર)] પું. શેરડીના વાડ વિનાની વાડી; શેરડીના વાવેતર વગરની વાડી.
૨. પું.; ન. બે ઊભા થાંભલા વચ્ચે મૂકેલું લાકડું, જેની આસપાસ ચણતર કરી લેવામાં આવે છે.
અવાઢ પાટલી = દીવાલના ચણતરમાં વચ્ચેના ભાગમાં મુકાયેલ લાકડું.
૩. [અ (નહિ) + વાઢવું (કાપવું)] વિ. કપાય નહિ તેવું.
૪. [અ (નહિ) + વાઢ (ધાર)] વિ. બુઠ્ઠું; ધાર વગરનું; કાપે નહિ તેવું.
૫. વિ. શેરડીના વાવેતર વિનાનું.

**અવાણ** ૧. પું. (ગ્રામ્ય) પારખું; અજમાયશ; પરીક્ષા; તપાસ.
૨. સ્ત્રી. ગુણ; જાત.
૩. સ્ત્રી. ચાલચલગત.
૪. [સં. અવ (નિશ્ચય બતાવતો ઉપસર્ગ) + અન્ (ચાલવું); પ્રા. અવણ] સ્ત્રી. પશુની ચાલવાની રીત; હીંડછા; ચાલ.

**અવાણગુ** સ્ત્રી. (પ્રાકૃત) ચાલચલગત; રીતભાત.
અંતર જાણી આજ **અવાણગુ** દીઠે કવણ વિશેષ.
આનંદકાવ્યમહોદધિ

**અવાણવું** ૧. [સં. અવ (નિશ્ચય બતાવતો ઉપસર્ગ) + અન્ (ચાલવું)] સ. ક્રિ. (ગ્રામ્ય) ચાલ જોવી: હાંકી જોવું; હીંડછા એટલે ચાલ ઉપરથી પારખ કરવી.
બળદને અવાણવો = બળદને ચલાવી જોવો.
૨. સ. ક્રિ. પારખું લેવું; પરીક્ષા કરવી; અજમાયશ લેવી; ખાતરી કરવી.

**અવાણું** વિ. (ગ્રામ્ય) અવાયું; ઉતાવળું.

**અવાત** ૧. [સં. અ (નહિ) + વા (વાવું) + ત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. પવનથી ન સુકાયેલું.
૨. [સં. અ (નહિ) + વાત (હવા)] વિ. વાયુ વગરનું.
૩. વિ. શ્વાસ ન લેતું.

**અવાતોપજીવી** [સં. અ (નહિ) + વાત (વાયુ) + ઉપ (ઉપર) + જીવિન્ (જીવનારૂં)] વિ. વાતાવરણમાંથી પ્રાણવાયુ (ઑક્સિજન) લીધા વગર જીવનાર. બીયાં, સૂક્ષ્મ જીવ, પ્રાગ્-જીવ (પ્રોટોઝા), જળો વગેરે વાતાવરણમાંથી પ્રાણવાયુ લેવાને બદલે પોતાને જોઈતી શક્તિ વનસ્પતિના યવમંડ (ડાયાસ્ટેસ) નામના આથા એટલે ખમીર ચડેલ ખોરાકમાંથી લે છે, તેથી અવાતોપજીવી કહેવાય છે.

**અવાત્યનુમંદ** ૧. [સં. અવ (નીચેનું) + અત્યનુમન્દ (સ્વરસપ્તક માંહેનું એ નામનું એક ધીમું સપ્તક)] ન. (સંગીત) અત્યનુમંદથી નીચા સ્વરવાળું સપ્તક.
૨. વિ. (સંગીત) અત્યનુમંદથી નીચેનું.

**અવાદી** ૧. [સં. અ (નહિ) + વાદિન્ (તકરાર કરનાર)] વિ. અવિરોધી; તકરાર નહિ કરનારૂં; બિનતકરારી.
૨. વિ. ચર્ચા ન કરનાર; વાદવિવાદ ન કરનારૂં.
૩. [સં. અ (નહિ) + વાદિન્ (બોલનાર)] વિ. ન બોલવાના સ્વભાવવાળું.
૪. વિ. શાંતિપ્રિય; ફરિયાદ કરવા ન જાય તેવું.

**અવાધ્યોપક્રમ** [સં. અ (નહિ) + વાધ્ય (વાંધાવાળું) + ઉપક્રમ (શરૂઆત)] પું. (ગણિત) સ્વીકૃતપક્ષ; ગૃહીતપદ; સ્વીકારેલ સિદ્ધાંત; માની લીધેલ મત.

**અવાન** ૧. પું. (જરથોસ્તી) એ નામનો ફિરસ્તો.
૨. [ફા. આવાન] પું. (જરથોસ્તી) દરેક માસનો એ નામનો દસમો દિવસ.
૩. વિ. સૂકું; ચીમળાઈ ગયેલું; વાસી.

**અવાપિત** ૧. [સં. અ (નહિ) + વાપિત (વાવેલું)] વિ. રોપ્યા વિનાનું.
૨. [સં. અ (નહિ) + વાપિત (મૂંડેલું)] વિ. હજામત કરાવ્યા વગરનું.
૩. જુઓ અવાપ્ત.

**અવાપ્ત** [સં. અવાપ્ (મેળવવું) + ત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. પ્રાપ્ત કરેલ; મેળવેલું.

**અવાપ્તવ્ય** ૧. [સં. અવાપ્ (મેળવવું) + તવ્ય (લાયક)] વિ. પ્રાપ્ત કરવા લાયક; મેળવવા જેવું.
૨. વિ. મેળવી શકાય એવું; પ્રાપ્ય.

**અવાપ્તિ** [સં. અવાપ્ (મેળવવું) + તિ (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. મેળવવું તે; પ્રાપ્તિ.

**અવામ** ૧. [સં. અ (નિરર્થક આલય) + વામ (ખરાબ)] વિ. અમંગળ; અશુભ.
૨. [સં. અ (ઊલટું) + વામ (ડાબું)] વિ. જમણું.
૩. [સં. અ (નહિ) + વામ (વિરુદ્ધ)] વિ. સાનુકૂળ; સગવડવાળું; મુશ્કેલી વિનાનું.
૪. [સં. અ (નહિ) + વામ (મનોહર)] વિ. સુંદર નહિ તેવું.

**અવામન** [સં. અ (ઊલટું) + વામન (ઠીંગું)] વિ. લાંબું; ઠીંગણું નહિ એવું.
બલિએ કરેલા સંકલ્પનું જળ હાથમાં પડતાં જ વામનજી **અવામન** થઈ ગયા
વિષ્ણુસહસ્રનામ

**અવાય** ૧. પું. (જૈન) અપાય; શંકા વિનાનું જ્ઞાન.
થોડોક સમય તપાસ કર્યા પછી એવો નિશ્ચય થાય કે આ સાપનો સ્પર્શ નથી, દોરડાનો જ છે, તે અવાય-અપાય-કહેવાય છે. તત્ત્વાર્થસૂત્ર

૨. [ સં. અવ ( આધાર બતાવતો ઉપસર્ગ ) + ધ્ ( ઉપયોગમાં લેવું ) ] પું. અવયવ; શરીરનો ભાગ.

૩. પું. ( જૈન ) ચર્ચા કરી વસ્તુનો કરાતો નિશ્ચય.

૪. [ સં. અપાય ] પું. ( પ્રાકૃત ) રાગાદિથી થયેલ દોષ; અનર્થ.

૫. પું. વિયોગ.

**અવાયું** વિ. ( ગ્રામ્ય ) આતુરતાથી તૂટી પડનારું; લાલચને વશ ન રાખતાં ઉતાવળે ઝૂકી જનારું; ઉતાવળું; બેબાકળું.

અવાયા પડવું = કોઈ પણ બાબત ઉપર આતુરતાથી ઊતરી પડવું; પાછળ લાગવું.

**અવાર** ૧. [ સં. અ ( નહિ ) + વૃ ( અટકાવવું ) ] પું.; ન. આ બાજુ.

૨. પું.; ન. નદી વગેરેનો કાંઠો.

૩. [ સં. અપાર ] વિ. ( પ્રાકૃત ) પાર વગરનું; અનંત; છેડા વિનાનું.

૪. [ સં. અ ( નહિ ) + વૃ ( વારવું ) ] વિ. વારી ન શકાય એવું; દૂર ન કરી શકાય એવું; અનિવાર્ય; અટલ; આવશ્યક.

૫. અ. ( ગ્રામ્ય ) આ વાર; આ સાલ; ઓણુ સાલ.

**અવારણ** ૧. [ સં. અ ( નહિ ) + વૃ ( રોકવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ન રોકવું તે; ન અટકાવવાપણું.

૨. વિ. અટકાવી શકાય નહિ એવું; અનિવાર્ય; ઉપાય ન થઈ શકે તેવું.

૩. વિ. નિષેધ ન થઈ શકે તેવું; સુનિશ્ચિત.

**અવારણીય** ૧. પું. સુશ્રુત અનુસાર અસાધ્ય એટલે સારો ન થાય એવો રોગ. તેવા રોગ આઠ છેઃ વાત, પ્રમેહ, કુષ્ઠ, અર્શ, ભગંદર, અશ્મરી, મૂઢગર્ભ અને ઉદરરોગ.

૨. વિ. અસાધ્ય; સારું ન થાય એવું.

૩. વિ. નહિ રોકવા જેવું.

૪. [ સં. અ ( નહિ ) + વારણીય ( અટકાવવા જેવું ) ] વિ. વારી શકાય નહિ એવું; અનિવાર્ય; અટકાવાય નહિ એવું; ન ખળાય તેવું.

**અવારનવાર** ૧. [ સં. અ ( નહિ ) + વાર ( દિવસ ) + નવાર ( અવારનું બેવડું રૂપ ) ] અ. કોઈ કોઈ વાર; વખતોવખત; જ્યારેત્યારે; રહી રહીને; થોડે થોડે વખતે; આંતરે આંતરે; કદી કદી.

૨. અ. વારાફરતી; એક પછી એક.

**અવારવું** સ. ક્રિ. ( જૂ. ગુ. ) વહેંચવું; આપવું.

દેશાન્તરી પંખીઆ બાટ
અન અવારી ઈ પૂછઈ વાટ.
કાન્હડદેપ્રબંધ

**અવારિકા** [ સં. અ ( નહિ ) + વારિ ( પાણી ) + કા ( વાળી ) ] સ્ત્રી. એક છોડનું નામ; કોથમીર.

**અવારિત** ૧. [ સં. અ ( નહિ ) + વૃ ( હદમાં રાખવું ) ] વિ. અનગળ; પુષ્કળ; ખૂબ.

આપ ઈ અન્ન અવારિત દાન
સકલ ક્રિયા તણુઈ અવસાનિ. ભીમ

૨. વિ. ખુલ્લું.

૩. [ સં અ ( નહિ ) + વૃ ( દૂર રાખવું ) ] વિ. નહિ વારેલું; ન અટકાવેલું.

૪. વિ. સ્થિર; સ્થાયી; અચલ.

**અવારુ** વિ. ( કચ્છી ) અવાવરુ; અવડ; ઉપયોગ ન થતો હોય તેવું.

**અવારૂ** અ. ( ગ્રામ્ય ) અસૂરું; મોડું.

**અવારે** [ પ્રા. અવારી ] અ. આ વારે; આ વખતે.

સંઘપૂજ તિહાં કીધઉ અવારી બોયણુ.
પેથડરાસ

**અવારો** [ સં. અવાર ] પું. ઓવારો; કાંઠો.

**અવાર્ય** ૧. [ સં. અવ ( હલકું ) + આર્ય ( કુલીન માણસ ) ] ન. એ નામની એક હલકી જાતિનું માણસ.

વૈશ્ય સ્રી વૈશ્યવાલ્ય વડે સુધન્વાને, સુધન્વા વડે અવાર્યને, તે વડે કારૂષને, કારૂષ વડે દ્વિજન્માને, દ્વિજન્મા વડે મૈત્રને, મૈત્ર વડે સાત્વતમૈત્ર અને તે વડે વૈદેહિકને ઉત્પન્ન કરે છે.
સૂતસંહિતા

૨. [ સં. અ ( નહિ ) + વૃ ( દૂર રાખવું ) + ય ( જેવું ) ] વિ. અવારણીય; દૂર ન કરી શકાય તેવું.

૩. વિ. ન રોકવા લાયક.

**અવાલ** [ સં. આલવાલ; હિં. આવાલ ] પું. ક્યારો.

**અવાલુ** [ સં. અ ( નહિ ) + વાલુકા ( રેતી ) ] વિ. ( જૂ. ગુ. ) રેતી વિનાનું.

અવાલુ નદીમાં તણુ દેખેવા તટ જાય.
કેશરાજમુનિ

**અવાવ** ૧. [ સં. અવાપ ] પું. ( પ્રાકૃત ) રસોઈ.

૨. વિ. ( જરથોસ્તી ) અપવિત્ર.

**અવાવટ** ૧. [ સં. ] પું. એક ધણી જીવતો હોય એવી સ્ત્રીનો બીજા સવર્ણ પતિથી ઉત્પન્ન થયેલો છોકરો; કુંડ.

૨. પું. સ્ત્રીને તેના પતિ સિવાયના પોતાની જાતના પુરુષથી થયેલ દીકરો.

**અવાવરુ** [ સં. અ ( નહિ ) + વ્યાવૃ ( વાપરવું ); પ્રા. અવ્વાવડ ] વિ. નહિ વપરાતું; ઉપયોગમાં આવતું ન હોય તેવું; અવડ; પડતર; ઉપયોગમાં ન લેવાતું હોય એવું.

**અવાવરૂ** જુઓ અવાવરુ.

**અવાવું** અ. ક્રિ. આવવાની ક્રિયા થવી; આગમન થવું.

**અવાસ** ૧. [ સં. આવસ્ ( રહેવું ) ] પું. આવાસ; ઘર; મકાન; મહેલ; ઓરડો; રહેઠાણ.

અવાસ બળી ગયા ને કોયલા રહી ગયા = સાપ ગયા ને લિસોટા રહ્યા; સારું હતું તે જતું રહ્યું ને નકામું રહી ગયું.

૨. [ સં. અવકાશ ( દેખાવું ) ] પું. ખુલ્લી જગા; ઉઘાડી જમીન.

૩. પું. જમણવાળા સંધની જાતનો દરેક ચરણમાં ૭ ગુરુ અને ૫૦ લઘુ મળી ૫૭ અક્ષરનો એક માત્રામેળ છંદ.

**અવાસા** [ સં. અ ( નહિ ) + વાસસ્ ( કપડું ) ] પું. એક જાતનો દિગંબર જૈન.

**અવાસ્તવ** જુઓ અવાસ્તવિક.

**અવાસ્તવિક** ૧. [ સં. અ ( નહિ ) + વાસ્તવિક ( ખરું ) ] વિ. અસત્ય; ખોટું; મિથ્યા; જૂઠું.

૨. વિ. ગેરવાજબી; અયોગ્ય.

૩. વિ. ( ગણિત ) જે રાશિની કીમત અથવા જે આકૃતિની સ્થિતિ ખરી રીતે અસંભાવિત હોય તેવું. જેમકે, $\sqrt{-1}$; વર્તુળની અંદરના કોઈ પણ બિંદુમાંથી દોરેલો વર્તુળનો સ્પર્શક.

૪. વિ. પાયા વગરનું; સાબિતી વિનાનું.

**અવાસ્તવિકતા** [ સં. અ ( નહિ ) + વાસ્તવિક ( ખરું ) + તા ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. અયથાર્થતા; જૂઠાણું; ખોટાણું.

**અવાસ્તવિકત્વ** [ સં. અ ( નહિ ) + વાસ્તવિક ( ખરું ) + ત્વ ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. જુઓ અવાસ્તવિકતા.

**અવાસ્તવિકપણું** જુઓ અવાસ્તવિકતા.

**અવાહક** ૧. ન. ( વિજ્ઞાન ) અન્યવિશ્લેષ; અલગ કરવાપણું; વીજળીની અસર ન થવા દે એવી ચીજથી જુદું પાડવું તે; 'ઇન્સ્યુલેશન'.

૨. [ સં. અ ( નહિ ) + વાહક ( લઈ જનાર ) ] વિ. જેમાં થઈને વીજળી અથવા ગરમી વહી જઈ શકે નહિ એવું; વીજળી કે ગરમી વહન ન કરનારું.

**અવાહકવેષ્ટન** [ સં. અ ( નહિ ) + વાહક ( લઈ જનાર ) + વેષ્ટન ( ઢાંકણુ ) ] ન. આવરણી; વેષ્ટની; વીજળીનો પ્રવાહ જેમાં થઈને બીજામાં પેસી ન શકે તેવું ઢાંકણુ અથવા આવરણુ; 'ઇન્સ્યુલેટર'.

**અવાહન** [સં. અ (નહિ) + વાહન (આવજા માટે વપરાતું સાધન)] વિ. વાહન વિનાનું; ગાડી વગરનું.

**અવાહી** [સં. અ (નહિ) + વહ્ (લઈ જવું)] વિ. વીજળીનો અથવા ગરમીનો પ્રવાહ ન લઈ જનારું; જેમાં થઈને વીજળીનો કે ગરમીનો પ્રવાહ બીજામાં ન પેસી શકે તેવું.

**અવાળુ** ૧. પું. ગળામાં રહેલો લાળ ઉત્પન્ન કરનારો માંસપિંડ; કંઠનળીની આસપાસની ગાંઠો. ૨. પું.; ન. દાંતના પારા; પેઢાં. આ શબ્દ બહુવચને વપરાય છે.

અવાળુ આવવાં-ફૂલવાં-અવાળુનું ચડી આવવું = અવાળુ સોજી જવાં; પેઢાં પાકવાં. ગલોફામાં ચણાની દાળ ભરી સૂઈ રહેવાથી, દાઢમાં હીમજ કે આંબળાં રાખવાથી, અવાળુ ઉપર જીરૂં અને મીઠું ઘસવાથી, અથવા રાતે પલાળી રાખેલી બાવળની છાલના પાણીના કે ફટકડીના પાણીના કોગળા કરવાથી આ રોગ મટતો હોવાનું મનાય છે.

**અવાળોગવાલો** પું. માયાપૂંજી; ઘરખટલો; સરસામાન.

**અવાંગ** [સં. અવ (દૂર) + અંગ (અવયવ)] વિ. અંગછેદન કરેલું; કાપી નાખેલું; અંગ કાપી નાખેલ હોય તેવું.

**અવાંતર** ૧. [સં. અવગત (જાણેલું) + અંતર (અંદરનો ભાગ)] પું. વચગાળો; મધ્યભાગ.
૨. વિ. અંદર આવી જતું; સમાયેલું.
૩. વિ. આડકતરૂં.
૪. [સં. અવ (નીચે) + અંતર (છેટું)] વિ નીચેનું; ગૌણ; ઊતરતું; તાબાનું.
૫. વિ. પ્રસંગે આવેલ.
૬. વિ. બહારનું; બાહ્ય.
૭. [સં. અવ (નિશ્ચયવાચક ઉપસર્ગ) + અંતર (નિરાળું)] વિ. બીજું; વધારાનું; જુદું; ઉપ; પેટા; અંદરનું.
૮. [સં. અવ (નિશ્ચય બતાવતો ઉપસર્ગ) + અંતર (મધ્ય ભાગ)] વિ. વચગાળેનું; માંહેલું; એની વચમાં આવેલું.

**અવાંતરકથા** [સં. અવાંતર (પેટા) + કથા (વાત)] સ્ત્રી. આડકથા; ઉપાખ્યાન; ચાલુ વાતમાં પ્રસંગ આવતાં કરેલી બીજી વાત.

**અવાંતરગ્રહ** [સં. અવાંતર (વચ્ચેનું) + ગ્રહ] પું. (જ્યોતિષ) મંગળ અને ગુરુની કક્ષાઓ વચ્ચે આવેલા નાના ગ્રહોમાંથી કોઈ પણ ગ્રહ; નાનો ગ્રહ; 'ઍસ્ટરૉઇડ'. અગાઉના વખતમાં મંગળ અને ગુરુની વચ્ચે એક ગ્રહ હોવો જોઈએ, પરંતુ ગુરુના અતિશય આકર્ષણને લીધે આ વચમાં આવેલ ગ્રહના અનેક નાના ટુકડાઓ થઈ ગયા કે જેને આપણે અવાંતરગ્રહ એવું નામ આપીએ છીએ. અત્યાર સુધી આવા ૮૦૦ ગ્રહ શોધાયા છે અને તેમાં ૪ બધાથી ઘણા મોટા છે. દર વર્ષે હજુ પણ આવા નાના નવા ગ્રહ શોધવામાં આવે છે.

**અવાંતરજાતિ** [સં. અવાંતર (પેટા) + જાતિ (જાત)] સ્ત્રી. ઉપજાતિ; પેટા વર્ગ.

**અવાંતરતારાપુંજ** [સં. અવાંતર (બહારનું) + તારાપુંજ (નક્ષત્ર)] પું. અઠ્ઠાવીસ નક્ષત્ર સિવાયનું કોઈ પણ નક્ષત્ર; 'સબકૉન્સ્ટેલેશન'.

**અવાંતરત્વ** [સં. અવાંતર (પેટા) + ત્વ (પણું)] ન. (વેદાંત) મુખ્ય વિષયની અંદર આવી જવાપણું; ગૌણપણું.

**અવાંતરદિશા** [સં. અવાંતર (વચ્ચેનું) + દિશા] સ્ત્રી. વચમાંની દિશા. જેમકે, આગ્નેયી, ઐશાની, નૈર્ઋતી, વાયવી.

**અવાંતરદેશ** [સં. અવાંતર (વચ્ચેનું) + દેશ (ઠેકાણું)] પું. બે વચ્ચેનો દેશ; મધ્યસ્થ જગ્યા.

**અવાંતરનક્ષત્ર** જુઓ અવાંતરતારાપુંજ.

**અવાંતરપ્રલય** [સં. અવાંતર (વચ્ચે આવેલું) + પ્રલય (વિનાશ)] પું. (ન્યાય) દ્વ્યણુકરૂપ પૃથ્વી વગેરેથી તે મહાન પૃથ્વી વગેરે સુધી જેટલાં પૃથ્વી વગેરે રૂપ કાર્ય દ્રવ્ય છે તે સર્વ કાર્ય દ્રવ્યોનો પ્રલય તે અવાંતરપ્રલય. પૃથ્વી વગેરે એટલે પૃથ્વી, જળ, વાયુ અને તેજ જાણવાં. અવાંતરપ્રલયમાં ગુણ અને કર્મનો નાશ થતો નથી, પણ તે પરમાણુગત એટલે પરમાણુમાં રહે છે.
૨. પું. મન્વંતરે મન્વંતરે કેવળ સ્વર્ગલોક સુધીનો થતો પ્રલય. જુઓ કલ્પાંત.

**અવાંતરભેદ** [સં. અવાંતર (વચ્ચેનું) + ભેદ (પ્રકાર)] પું. અંતર્ગતભેદ; ભાગનો ભાગ.

**અવાંતરમુખ્યલંબ** પું. (ગણિત) વક્રના કોઈ બિંદુ આગળ દોરેલો તે વક્રનો લંબ અને તે બિંદુનો ભુજ એ બે વચ્ચે આવેલો કોટિખંડનો ભાગ; 'સબનૉર્મલ'.

**અવાંતરયુગ** [સં. અવાંતર (વચ્ચેનું) + યુગ] પું. પેટા યુગ.

**અવાંતરયોનિ** [સં. અવાંતર (વચ્ચે આવેલું) + યોનિ (સ્ત્રીની ગુહ્ય ઇંદ્રિય)] સ્ત્રી. અવાંતરસર્ગની નીચેનો પ્રાણી કે વનસ્પતિ વર્ગનો એક વિભાગ.

**અવાંતરલંબ** જુઓ અવાંતરમુખ્યલંબ.

**અવાંતરવાક્ય** ૧. ન. (વેદાંત) તત્ એટલે તે-બ્રહ્મ અને ત્વં એટલે તું-જીવ એ બેમાંથી ગમે તે એકનું પ્રતિપાદન કરનારૂં વાક્ય. વેદના જે વાક્યથી જીવબ્રહ્મની એકતાનું પ્રતિપાદન કે સ્વરૂપનું જ્ઞાન થાય તે મહાવાક્ય કહેવાય છે.
૨. [સં. અવાંતર (મધ્યે આવેલું) + વાક્ય] ન. (વેદાંત) મહાવાક્યની અંદરના તત્ત્વને સહાય કરતું અંગરૂપ વાક્ય.

**અવાંતરસર્ગ** [સં. અવાંતર (વચ્ચેનું) + સર્ગ (ઉત્પત્તિ)] પું. પ્રાણી કે વનસ્પતિ વર્ગનો મૂળ વિભાગ.

**અવાંતરસ્પર્શક** [સં. અવાંતર (વચ્ચેનું) + સ્પર્શક (વર્તુલને કાપ્યા વગર એક બિંદુએ અડતી લીટી)] પું. (ગણિત) વક્રના કોઈ બિંદુ આગળ દોરેલો તે વક્રનો સ્પર્શક અને તે બિંદુનો ભુજ એ બે વચ્ચે આવેલો કોટિખંડનો ભાગ; 'સબ-ટૅન્જન્ટ'.

**અવાંતરસ્પર્શરેખા** જુઓ અવાંતરસ્પર્શક.

**અવાંતરાપવર્ત્ય** [સં. અવાંતર (વચ્ચેનું) + અપવર્ત (સાધારણ ભાજક)] પું. (ગણિત) શેષ વધ્યા વગર ભાગનાર રાશિ; બે અથવા વધારે આંકડાનો મોટામાં મોટો સાધારણ અવયવ; દૃઢભાજક; 'સબ-મલ્ટિપલ'. જેમકે, ૩ એ ૨૧નો અને ચ² એ ૪ક³ચ²પનો અવાંતરાપવર્ત્ય છે.

**અવિ** ૧. [સં.] પું. આકડાનો છોડ.
૨. પું. ઉંદર.
૩. પું. ઘેટો.
૪. પું. દીવાલ.
૫. પું. પર્વત.
૬. પું. બોકડો.
૭. પું. મેઘ; વાદળ.
૮. પું. વાયુ; પવન.
૯. પું. શાલ; ધાબળો.
૧૦. પું. સૂર્ય.
૧૧. [સં. અવ્ (રક્ષણ કરવું)] પું. સ્વામી; ધણી.
૧૨. સ્ત્રી. રજસ્વલા સ્ત્રી; ઋતુમતી બાઈ.
૧૩. સ્ત્રી. લાજ; શરમ.
૧૪. [સં. અપિ] અ. (પ્રાકૃત) પણ.
૧૫. અ. હવે.

**અવિક** ૧. [સં.] પું. ઘેટો.
૨. ન. હીરો.

**અવિકચ** [સં. અ (નહિ) + વિકચ (વિકસેલું)] વિ. નહિ ખીલેલું; અણઉઘડ્યું.

**અવિકચિત** જુઓ અવિકચ.

**અવિકટ** ૧. [ સં. અવિ ( ઘેટો ) + કટ ( ટોળું ) ] પું. ઘેટાંનું વાઘ.
૨. [ સં. અ ( નહિ ) + વિકટ ( ભયંકર ) ] વિ. ઉગ્ર નહિ તેવું; શાંત.
૩. [ સં. અ ( નહિ ) + વિકટ ( મુશ્કેલ ) ] વિ. સહેલું; અઘરું નહિ એવું.

**અવિકત્થ** [ સં. અ ( નહિ ) + વિકત્થ ( બડાઈ મારવી ) ] વિ. બડાઈ ન મારનારું; અગરૂરી વિનાનું; શેખી ન કરનાર; ડંફાસ નહિ મારનારું.

**અવિકત્થન** જુઓ અવિકત્થ.

**અવિકત્થી** જુઓ અવિકત્થ.

**અવિકલ** ૧. [ સં. અ ( નહિ ) + વિકલ ( ખંડિત ) ] વિ. એકે કલા ખંડિત ન થઈ હોય એવું; અખંડ; પૂર્ણ.
૨. [ સં. અ ( નહિ ) + વિકલ ( આકુલ ) ] વિ. ગભરાયેલું નહિ એવું; વ્યાકુળતા વિનાનું; શાંત.
૩. વિ. જેમાં ઊલટપાલટ કે ફેરફાર થયો ન હોય તેવું; જેમનું તેમ; વ્યવસ્થિત.
૪. વિ. દક્ષ; ચતુર.

**અવિકલાનુવાદ** [ સં. અ ( નહિ ) + વિકલ ( ખંડિત ) + અનુવાદ ( તરજુમો ) ] પું. કંઈ પણ ફેરફાર કર્યા વિના બરાબર કરેલો તરજુમો.

**અવિકલાંગ** [ સં. અ ( નહિ ) + વિકલ ( ખંડિત ) + અંગ ( અવયવ ) ] વિ. એકે અંગ ઓછું ન હોય એવું; સઘળા અવયવ એકબીજા સાથે બરાબર ગોઠવાયેલા હોય એવું.

**અવિકલ્પ** ૧. [ સં. અ ( નહિ ) + વિકલ્પ ( ઘણી બાબતમાંથી એકનો સ્વીકાર ) ] પું. ચાલી શકે એવી ઘણી બાબતમાંથી ગમે તે એક લેવાની છૂટ ન હોવાપણું.
૨. [ સં. અ ( નહિ ) + વિકલ્પ ( શંકા ) ] પું. શંકાનો અભાવ; ચોક્કસતા; નિશ્ચય; ખાતરી.
૩. [ સં. અ ( નહિ ) + વિ ( વિવિધ ) + કલ્પ ( કલ્પના ) ] વિ. ભેદની કલ્પનાથી રહિત; નામરૂપાદિદ્વૈત કલ્પના વિનાનું.
૪. [સં. અ ( નહિ ) + વિ ( જુદું ) + કલ્પ ( વિચાર ) ] વિ. વિકલ્પ વિનાનું; જ્ઞાતા એટલે જાણનાર, જ્ઞેય એટલે જાણવાની બાબત, ઇત્યાદિ ભેદ વગરનું. જેમકે, ધ્યાન.
૫. વિ. સ્થિર; નિશ્ચિત.

**અવિકલ્પ્ય** [ સં. અ ( નહિ ) + વિ ( જુદું ) + કલ્પ્ય ( ધારવા જેવું ) ] વિ. સાધારણ બુદ્ધિથી જાણી ન શકાય એવું.

પુદ્ગલના રૂપ આદિ ગુણો વિકલ્પ્ય છે; બાકીના બધા અવિકલ્પ્ય છે અને તે ફક્ત કેવળીગમ્ય છે. તત્ત્વાર્થસૂત્ર

**અવિકસિત** [ સં. અ ( નહિ ) + વિકસિત ( ખીલેલું ) ] વિ. વિકાસ નહિ પામેલું; ખીલ્યા વિનાનું; અણખીલ્યું.

**અવિકળ** જુઓ અવિકલ.

**અવિકંપ** [ સં. અ ( નહિ ) + વિકંપ ( અસ્થિર ) ] વિ. અચળ; સ્થિર.

**અવિકંપન** પું. ( પુરાણ ) જ્યેષ ઋષિનો એ નામનો એક બ્રાહ્મણ શિષ્ય.

**અવિકંપિત** જુઓ અવિકંપ.

**અવિકાર** ૧. [ સં. અ ( નહિ ) + વિકાર ( ફેરફાર ) ] પું. નિર્વિકાર સ્થિતિ; ફેરફાર ન હોવાપણું; વિકારાભાવ.
૨. [ સં. અ ( નહિ ) + વિકાર ( બગાડ ) ] પું. બગાડ વગરનું હોવાપણું.
૩. વિ. જેમાં ફેરફાર થયો કે થતો ન હોય એવું; નિર્વિકાર.
૪. વિ. હાનિ ન કરનારું; નુકસાન કરે નહિ એવું.

**અવિકારક** ૧. [ સં. અ ( નહિ ) + વિકૃ ( ફેરફાર કરવો ) + અક ( કરનાર )] વિ. ફેરફાર ન કરે એવું.
૨. વિ. ( વ્યાકરણ ) શબ્દના અંગમાં ગુણ કે વૃદ્ધિનો ફેરફાર ન કરાવે એવું.

અંગમાં ગુણ કે વૃદ્ધિનો ફેરફાર કરાવે તે પ્રત્યયો વિકારક અને એવા ફેરફાર ન કરાવે તે અવિકારક કહેવાય છે. બૃહદ્ વ્યાકરણ

**અવિકારતા** ૧. [ સં. અ ( નહિ ) + વિકાર ( ફેરફાર ) + તા ( પણું ) ] સ્ત્રી. વિકાર એટલે ફેરફાર વિનાની સ્થિતિ.
૨. સ્ત્રી. હાનિકારક ન હોવાપણું.

**અવિકારરુદ્ર** પું. અગિયાર રુદ્રમાંનો એક. તે પશ્ચિમ દિશામાં છે.

**અવિકારિત્વ** જુઓ અવિકારતા.

**અવિકારી** ૧. વિ. ( ગણિત ) જેના મૂલ્યમાં ફેરફાર ન થતો હોય એવું; 'ઇન્વેરિયેબલ'. જેમકે, રાશિ.
૨. વિ. ( ગણિત ) જેના સ્થાનમાં ફેરફાર થતો નથી એવું. જેમકે, બિંદુ, રેખા.
૩. વિ. નિર્દોષ; દુઃખ ન કરનારું; નિર્બાધક; બાપડું; નિરુપદ્રવી.
૪. [ સં. અ ( નહિ ) + વિકાર ( રોગ ) ] વિ. નીરોગી; તંદુરસ્ત.
૫. [ સં. અ ( નહિ ) + વિકારિન્ ( વિકારવાળું ) ] વિ. ફેરફાર વગર એક ને એક જ સ્વરૂપે હંમેશ રહેતું; ફરે નહિ તેવું.
૬. વિ. રાગદ્વેષ વિનાનું.
૭. વિ. ( વ્યાકરણ ) વિશેષણના એક પ્રકારનું; જાતિ કે વચનને લીધે રૂપમાં ફેરફાર ન થાય એવું. જેમકે, સુંદર, કોમળ, કઠણ, એક, બે.

**અવિકાર્ય** [ સં. અ ( નહિ ) + વિકૃ ( બદલવું ) + ય ( લાયક ) ] વિ. જેમાં ફેરફાર થઈ શકે નહિ એવું; અવિકારી; એક સ્વરૂપે રહેતું.

**અવિકાર્યતા** [ સં. અવિકાર્ય ( અવિકારી ) + તા ( પણું ) ] સ્ત્રી. નિર્વિકારીપણું; સ્થિરતા.

**અવિકાસ** ૧. [ સં. અ ( નહિ ) + વિકાસ ( ખિલવણી ) ] પું. ખિલવણી ન થવી તે; મંદતા; વિકાસાભાવ એટલે ખિલવણી ન હોવાપણું.
૨. વિ. ખીલે નહિ એવું.

**અવિકાસકાળ** [ સં. અ ( નહિ ) + વિકાસ ( ખિલવણી ) + કાલ ( વખત ) ] પું. જેમાં પ્રગતિ એટલે ઉન્નતિ ન થતી હોય તેવો વખત.

ક્ષિપ્ત, મૂઢ અને વિક્ષિપ્ત એ ત્રણ ભૂમિકાઓમાં અવિકાસકાળ હોય છે. પુરાતત્ત્વ

**અવિકુંઠ** [ સં. અ ( નહિ ) + વિકુંઠિત ( નબળું ) ] વિ. સબળ; સશક્ત.

**અવિકૃત** ૧. [ સં. અ ( નહિ ) + વિકૃત ( બદલાયેલું ) ] વિ. વિકાર નહિ પામેલું; અસલ રૂપે રહેલું; બદલાયા વિનાનું.
૨. [ સં. અ ( નહિ ) + વિકૃત ( રોગી ) ] વિ. સ્વસ્થ; તંદુરસ્ત; નીરોગી.
૩. [ સં. અ ( નહિ ) + વિકૃત ( બગડેલું ) ] વિ. સ્વાદ, આકાર કે ઘાટ ને ગુણમાં નહિ બગડેલ.

**અવિકૃતપરિણામ** [સં. અ ( નહિ ) + વિકૃત ( બદલાયેલું ) + પરિણામ ( રૂપાંતર )] ન. પરિણામ થવા છતાં મૂળ તત્ત્વમાં ફેરફાર ન થાય એવી સ્થિતિ. જેમકે સોનામાંથી ઘરેણાં થાય છે છતાં અસલ સોનાના તત્ત્વમાં તેને આપણે ફેરવી શકીએ છીએ માટે આનું નામ અવિકૃતપરિણામ કહેવાય છે.

**અવિકૃતપરિણામવાદ** [ સં. અ ( નહિ ) + વિકૃત ( બદલાયેલું ) + પરિણામ ( રૂપાંતર ) + વાદ ( મત ) ] પું. અમુક વસ્તુમાંથી બીજું ફળ ઉત્પન્ન થાય છે છતાં તેના મૂળ તત્ત્વમાં ફેરફાર થતો નથી એવો મત. જેમકે, કામધેનુ, કલ્પવૃક્ષ, ચિન્તામણિની માફક સર્વ વસ્તુ બ્રહ્મમાંથી ઉદ્ભવી છે છતાં બ્રહ્મમાં કોઈ પણ પ્રકારનો વિકાર નથી. આને અવિકૃતપરિણામવાદ કહેવામાં આવે છે.

**અવિકૃતસ્વર** [ સં. અ ( નહિ ) + વિકૃત ( ફેરફારવાળું ) + સ્વર ( સૂર ) ] પું. ( સંગીત ) ગાયનશાસ્ત્ર પ્રમાણે જે સ્વરો વિકાર પામતા નથી તે; ષડ્જ અને પંચમ સ્વર.

**અવિકૃતિ** ૧. [ સં. અ ( નહિ ) + વિકૃતિ ( ફેરફાર ) ] સ્ત્રી. ફેરફાર વિનાની દશા; અવિકાર.
૨. સ્ત્રી. ( સાંખ્ય ) સૃષ્ટિનું આદિકારણ એટલે બીજ પ્રકૃતિ; મૂળપ્રકૃતિ.
૩. વિ. વિકાર નહિ પામેલું; ફેરફાર ન થયો હોય એવું.

**અવિકૃતિક** [ સં. અ ( નહિ ) + વિકૃતિ ( વિકાર ) + ક ( કરનારું ) ] વિ. ઘી વગેરે વિકાર કરનારી ચીજોનો ત્યાગ કરનાર.

**અવિક્રમ** ૧. [ સં. અ ( નહિ ) + વિક્રમ ( શક્તિ ) ] પું. નિર્બળતા.
૨. પું. બીકણપણું.
૩. વિ. શક્તિ વિનાનું; નિર્બળ.

**અવિક્રય** [ સં. અ ( નહિ ) + વિક્રય ( વેચાણ ) ] પું. વકરો ન થવો તે.

**અવિક્રાંત** ૧. વિ. અજીત; અજોડ.
૨. [ સં. અ ( નહિ ) + વિક્રાન્ત ( પરાક્રમી ) ] વિ. નિર્બળ; નબળું.
૩. વિ. બીકણ.

**અવિક્રિય** ૧. [ સં. અ ( નહિ ) + વિક્રિયા ( ફેરફાર ) ] ન. બ્રહ્મ, કેમકે તે નિર્વિકારી છે.
૨. વિ. ફેરફાર ન થઈ શકે એવું; વિકાર વગરનું; નિર્વિકારી.

**અવિક્રિયતા** [ સં. અ ( નહિ ) + વિક્રિયા ( ફેરફાર ) + તા ( પણું ) ] સ્ત્રી. ફેરફાર વિનાની સ્થિતિ; નિર્વિકારીપણું.

**અવિક્રીત** [ સં. અ ( નહિ ) + વિક્રીત ( વેચેલું ) ] વિ. નહિ વેચાયેલું.

**અવિક્રેય** [ સં. અ ( નહિ ) + વિક્રેય ( વેચવા જેવું ) ] વિ. નહિ વેચવા લાયક; વેચવું ન જોઈએ એવું; વેચાય નહિ તેવું.

**અવિક્લમ** ૧. [ સં. અ ( નહિ ) + વિક્લમ ( થાક ) ] ન. થાક ન લાગેલો હોવાપણું; તાજગી.
૨. વિ. થાક વિનાનું; અક્લાન્ત.

**અવિક્લવ** [ સં. અ ( નહિ ) + વિક્લવ ( ગભરાયેલ ) ] વિ. ગભરાયેલ નહિ એવું; ક્ષોભ વિનાનું.

**અવિક્લાંત** [ સં. અ ( નહિ ) + વિક્લાંત ( થાકેલું ) ] વિ. નહિ થાકેલું.

**અવિક્ષત** ૧. [ સં. અ ( નહિ ) + વિક્ષત ( ખંડિત ) ] વિ. અખંડિત; સંપૂર્ણ; આખું.
૨. વિ. અદૂષિત; નહિ બગડેલું.

**અવિક્ષિત** ૧. પું. ( પુરાણ ) એક સોમવંશી ક્ષત્રિય; કુરુનો પુત્ર. એનું પ્રસિદ્ધ નામ અશ્વવાન હતું. એની માનું નામ વાહિની હતું. એને પરીક્ષિત, શબલાશ્વ, આદિરાજ, વિરાજ, શાલ્મલિ, ઉચ્ચૈશ્રવા, ભઙ્ગકારક અને જીવારિ એમ આઠ દીકરા હતા.
૨. પું. ( પુરાણ ) કરન્ધમનો દીકરો; એક સૂર્યવંશી ક્ષત્રિય.

**અવિક્ષિપ્ત** ૧. [ સં. અ ( નહિ ) + વિક્ષિપ્ત ( ફેંકી દીધેલ ) ] વિ. નહિ ફેંકી દીધેલું.
૨. વિ. સાવધાન; ધ્યાનવાળું; એકાગ્ર; સ્થિર.

**અવિક્ષિપ્તતા** [ સં. અ ( નહિ ) + વિક્ષિપ્ત ( ફેંકેલું ) + તા ( પણું ) ] સ્ત્રી. સ્થિરપણું.

**અવિક્ષેપ** [ સં. અ ( નહિ ) + વિક્ષેપ ( અડચણ ) ] વિ. ખલલ વિનાનું.

**અવિક્ષેપક** [ સં. અ ( નહિ ) + વિક્ષેપક ( ખલલ કરનાર ) ] વિ. અડચણ ન કરનારું; નડતર વિનાનું; શાંત.

**અવિક્ષોભ** [ સં. અ ( નહિ ) + વિક્ષોભ ( ગભરામણ ) ] પું. શાંતિ; સ્થિરતા; ધૈર્ય.

**અવિક્ષોભિત** જુઓ અવિક્લવ.

**અવિખ્યાત** [ સં. અ ( નહિ ) + વિખ્યાત ( જાણીતું ) ] વિ. અપ્રસિદ્ધ; પ્રખ્યાત નહિ એવું; ખ્યાતિ નહિ પામેલું.

**અવિગણવું** [ સં. અવ ( નિશ્ચય બતાવતો ઉપસર્ગ ) + ગણ્ ( લેખામાં લેવું ) ] સ. ક્રિ. માનવું.

**અવિગત** ૧. [ સં. અ ( નહિ ) + વિગત ( વિશેષ જાણેલું ) ] ન. પરમાત્માનું વર્ણન ન કરી શકાય એવું રહેવાનું સ્થળ.

> અવિગતથી વિશ્વ સઘળું ઊપજી રહ્યું છે આદે.
> વલ્લભ

૨. [ સં. અ ( નહિ ) + વિ ( જુદું ) + ગત ( ગયેલ ) ] વિ. છૂટું નહિ પડેલું; જોડાયેલું; સંયુક્ત.
૩. વિ. જવા ન દીધું હોય એવું; રોકેલું.
૪. વિ. નહિ ગયેલું; હાજર.
૫. વિ. નિત્ય; સ્થાયી; અવિનાશી.
૬. [ સં. અ ( વિશેષ ) + વિગત ( છાનું ) ] વિ. નિરાકાર; અવ્યક્ત.
૭. [ સં. અ ( નહિ ) + વિ ( જુદું ) + ગત ( ગયેલ ) ] વિ. બધામાં અન્વય એટલે સંબંધ રૂપે વ્યાપી રહેલું.
૮. [ સં. અ ( નહિ ) + વિગત ( મરેલું ) ] વિ. મૂએલું નહિ એવું; જીવતું.

**અવિગતા** ૧. [ સં. અ ( નહિ ) + વિગત ( વિશેષ જાણેલું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. અજાણી; અજ્ઞાત.
૨. [ સં. અ ( નહિ ) + વિગમ ( વિશેષ જાણવું ) ] વિ. સ્ત્રી જુવાનીનો જેને ખ્યાલ ન આવ્યો હોય એવી; અજ્ઞાતયૌવના. જેમકે,

> દોડી જઈ કહે દારા,
> આજ કાલથી મને ન સુખ શાતા;
> જો મુજ છાતી ઉપર,
> નવિન વ્યાધિએ વાસ કર્યો માતા.

આમાં અજ્ઞાતયૌવના નાયિકાનું વર્ણન કરેલું છે.
૩. [ સં. અ ( નહિ ) + વિગત ( જુદું પડેલું ) ] વિ. સ્ત્રી. પતિ કે નાયકે રોકેલી.

> પાદાંગુષ્ઠે ખણે છે અવનિ અવિગતા,
> નાયિકા લાજ કાજે. પ્રેમાનંદ

**અવિગતિ** [ સં. અ ( નહિ ) + વિ ( વિશેષ ) + ગતિ ( મતિ ) ] ન. જતું રહેલું નહિ પણ તેજોમય અને અખંડિત સર્વવ્યાપી બ્રહ્મ-જગદીશ્વર.

**અવિગત્ય** વિ. ન જાણી શકાય એવું.

**અવિગમ** ૧. [ સં. અ ( નહિ ) + વિગમ ( દૂર થવું તે ) ] પું. વિયોગનો અભાવ; સંગતિ.
૨. [ સં. અ ( નહિ ) + વિગમ ( નાશ ) ] પું. હયાતી.
૩. [ સં. અ ( નહિ ) + વિગમ ( ગમન ) ] પું. હાજરી.
૪. વિ. દૂર નહિ કરાયેલું.
૫. વિ. સંયુક્ત.

**અવિગર્હિત** [ સં. અ ( નહિ ) + વિ ( વિશેષ ) + ગર્હિત ( નિંદેલ ) ] વિ. બદગોઈ કરવામાં ન આવી હોય એવું; નહિ નિંદેલ.

**અવિગંધા** [ સં. અવિ ( ઘેટો ) + ગંધ + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. મેંઢાશિંગી, કેમકે તેનાં ફળ ઘેટાનાં શિંગડાં જેવાં થાય છે.

**અવિગંધિકા** જુઓ અવિગંધા.

**અવિગીત** [ સં. અ ( નહિ ) + વિગીત ( નિંદાયેલું ) ] વિ. નહિ નિંદાયેલું.

**અવિગીતત્વ** ૧. [ સં. અ ( નહિ ) + વિગીત ( નિંદાયેલું ) + ત્વ ( પણું ) ] ન. ( વેદાંત ) ઉત્તમતા; પ્રશસ્તપણું; શ્રેષ્ઠતા.
૨. [ સં. અ ( નહિ ) + વિ ( ઊલટું ) + ગીત ( પ્રશંસા કરેલ ) + ત્વ ( પણું ) ] ન. ( વેદાંત ) બળવાન ખરાબ પ્રારબ્ધને ન ઉત્પન્ન થવાપણું.

**અવિગીતાચાર** [ સં. અ ( નહિ ) + વિગીત ( નિંદ્ય ) + આચાર ( વર્તણુક ) ] પું. ( વેદાંત ) સારો આચાર; સદાચાર; જેને લીધે નરક નહિ મળતાં સ્વર્ગ મળે એવી સારી વર્તણુક.

**અવિગુણ** [સં. અ (નહિ) + વિગુણ (વિરુદ્ધ ગુણવાળું)] વિ. વિરુદ્ધતા વિનાનું; મળતિયું; સમાન ગુણવાળું.

**અવિગ્ર** પું. કરમદાંનું ઝાડ.

**અવિગ્રહ** ૧. [સં. અ (નહિ) + વિગ્રહ (સમાસનાં પદને છૂટાં પાડવાં તે)] પું. (વ્યાકરણ) જેનાં પદ છૂટાં ન પાડી શકાય એવો સમાસ; નિત્ય સમાસ. જેમકે, જમદગ્નિ.
૨. [સં. અ (નહિ) + વિગ્રહ (શરીર)] પું. પરમાત્મા; દેવ, કેમકે તે નિરાકાર છે.
૩. [સં. અ (નહિ) + વિગ્રહ (લડાઈ)] વિ. લડાઈ વગરનું; શાંત; સુલેહવાળું.
૪. [સં. અ (નહિ) + વિ (વિશેષ) + ગ્રહ્ (લેવું)] વિ. વિશેષ રૂપે નહિ જાણેલ.
૫. વિ. શરીર વિનાનું; નિરાકાર; અશરીર.
૬. વિ. સરળ; અવક્ર; સીધું.

**અવિગ્રહગતિ** ૧. સ્ત્રી. (જૈન) અકુટિલગતિ; જીવ એક ભવમાંથી બીજા ભવમાં જતાં રસ્તામાં વાંક ખાધા વગર ગતિ કરે તે.
૨. સ્ત્રી. નિખાલસ વર્તણૂક.
૩. [સં. અવિગ્રહ (સરળ) + ગતિ (ચાલ)] સ્ત્રી. વાંક વિનાની ચાલ.

**અવિગ્રહનીતિ** [સં. અ (નહિ) + વિગ્રહ (લડાઈ) + નીતિ (રાજનીતિ)] સ્ત્રી. લડાઈ ન કરવાની રાજનીતિ.

**અવિગ્રહવાન** ૧. [સં. અ (નહિ) + + વિગ્રહ (શરીર) + વત્ (વાળું)] વિ. શરીર વગરનું; અશરીરી; નિરાકાર.
૨. [સં. અ (નહિ) + વિગ્રહ (લડાઈ) + વત્ (વાળું)] વિ. શાંત; સુલેહવાળું; યુદ્ધ વગરનું; ઉપદ્રવ નહિ કરનારૂં.

**અવિઘાત** ૧. [સં. અ (નહિ) + વિઘાત (વિઘ્ન)] પું. વિઘ્ન ન હોય એવી દશા; દુઃખ ન હોવાપણું.
૨. વિ. અટકાવ વિનાનું; વણરોક્યું; અપ્રતિહત.

**અવિઘાતગતિ** [સં. અવિઘાત (રોક્યા વિનાનું) + ગતિ (ચાલ)] વિ. ગતિ નહિ અટકાવેલું.

**અવિઘ્ન** ૧. [સં. અ (નહિ) + વિઘ્ન (અડચણ)] ન. હરકત વિનાની સ્થિતિ; ક્ષેમ; કલ્યાણ.
૨. વિ. નડતર વગરનું; અડચણ વિનાનું; નિર્વિઘ્ન.

**અવિઘ્નકર્તા** ૧. [સં. અવિઘ્ન (કલ્યાણ) + કર્તૃ (કરનાર)] પું. કલ્યાણ કરનાર દેવ; વિષ્ણુ.
૨. વિ. હરકત નહિ કરનારૂં.

**અવિચક્ષણ** [સં. અ (નહિ) + વિચક્ષણ (હોશિયાર)] વિ. હોશિયાર નહિ તેવું; મંદ; મૂર્ખ.

**અવિચલ** ૧. પું. સોળમા સૈકાનો ગુજરાતનો એ નામનો કવિ.
૨. [સં અ (નહિ) + વિ (વધારે) + ચલ્ (ખસવું)] વિ. ખસે કે ડગે નહિ એવું; સજ્જડ.
૩. વિ. દૃઢ; સ્થિર; અચળ; સ્થાયી.
૪. વિ. નિત્ય; કાયમ રહે એવું.

**અવિચલતા** ૧. [સં. અ (નહિ) + વિ (વધારે) + ચલ્ (ખસવું) + તા (પણું)] સ્ત્રી. અડગપણું.
૨. સ્ત્રી. નિત્યપણું.
૩. [સં. અવિચલ (સ્થિર) + તા (પણું)] સ્ત્રી. સ્થિરતા; મક્કમપણું; દૃઢતા.

**અવિચલિત** ૧. [સં. અ (નહિ) + વિચલિત (ખસેલું)] વિ. જરા પણ ડગ્યા વગરનું.
૨. વિ. નિત્ય.
૩. વિ. સ્થિર; મક્કમ; દૃઢ.

**અવિચળ** જુઓ અવિચલ.

**અવિચળતા** જુઓ અવિચલતા.

**અવિચળનામ** ૧. [સં. અવિચલ (સ્થિર) + નામન્ (નામ)] પું. પ્રભુ, કેમકે તેનું નામ હંમેશને માટે કાયમ છે.
૨. [સં. અવિચલ (અચળ) + નામન્ (કીર્તિ)] ન. અમર કીર્તિ.

**અવિચળપણું** જુઓ અવિચલતા.

**અવિચળપદ** ૧. [સં. અવિચલ (સ્થિર) + પદ (સ્થાન)] પું. ઈશ્વર; પરમાત્મા.
૨. ન કાયમનું ધામ; મોક્ષપદ; સ્થિર પદવી.

**અવિચળવાચા** ૧. [સં. અવિચળ (ફરે નહિ એવું) + વાચા (વાણી)] સ્ત્રી. પૂરી અને ફેરવવી ન પડે એવી એટલે સ્પષ્ટ બોલી.
૨. વિ. જેની વાણી હંમેશાં કાયમ રહે તેવું. જેમકે, પ્રભુ.

**અવિચળવાણી** [સં. અવિચલ (દૃઢ) + વાણી (ભાષા)] સ્ત્રી. પૂરૂં અને ફેરવવું ન પડે એવું બોલવું તે. જુઓ અવિચળવાચા.

**અવિચળવાસ** [સં. અવિચળ (કાયમનું) + વાસ (રહેઠાણ)] પું. અચળ ધામ; મોક્ષ.

**અવિચળિત** જુઓ અવિચલિત.

**અવિચાર** ૧. [સં. અ (નહિ) + વિચાર (વિવેક)] પું. અવિવેક; સારૂંનરસું સમજવાની અશક્તિ.
૨. પું. ઉતાવળ.
૩. [સં. અ (અયોગ્ય) + વિચાર] પું. ખોટો વિચાર.
૪. [સં. અવિ (ઘેટું) + ચર્ (ચરવું)] પું. ઘેટાં ચારવાને માટે સગવડવાળી જગ્યા.
૫. પું. પ્રમાદ.
૬. [હિ.] પું. ભૂલ; અન્યાય; અધર્મ.

**અવિચારક** ૧. [સં. અ (અયોગ્ય) + વિચારક (ન્યાયાધીશ)] પું. અન્યાય કરનાર ન્યાયાધીશ; પક્ષપાતી ન્યાયાધિકારી.
૨. વિ. ન્યાય વિરુદ્ધ ચુકાદો આપનાર; અન્યાયી.

**અવિચારણીય** [સં. અ (નહિ) + વિચારણીય (ખ્યાલ કરવા જેવું)] વિ. જેના સારાનરસાપણાનું ચિંતન કરવા શોભતું ન ઘટે એવું; વિચાર કર્યા વિના પાળવા લાયક.

**અવિચારિત** ૧. વિ. નિશ્ચિત; ચોક્કસ.
૨. [સં. અ (નહિ) + વિચારિત (વિચારેલું)] વિ. વિચાર્યા વિનાનું; બરાબર નહિ વિચારેલું.

**અવિચારિતા** [સં. અ (નહિ) + વિચારિન્ (વિચારવાળું) + તા (પણું)] સ્ત્રી. મૂર્ખતા; બેવકૂફાઈ.

**અવિચારી** ૧. [સં. અ (નહિ) + વિચારિન્ (ખ્યાલ કરનાર)] વિ. અજ્ઞાન; મૂર્ખ; કમઅક્કલ; અણસમજુ.
૨. [હિ.] વિ. અનાચારી; અન્યાયી.
૩. [સં. અ (નહિ) + વિચાર (વિવેક) + ઇન્ (વાળું)] વિ. અવિવેકી; સારાસારના ભાન વિનાનું.
૪. વિ. ઉતાવળું; સાહસિક.
૫. વિ. પ્રમાદી.
૬. વિ. બેસમજથી થયેલું; અનુચિત.

**અવિચારીપણું** ૧. ન. અન્યાયીપણું.
૨. ન. ખ્યાલ કરીને કામ ન કરવાપણું; અણસમજ; અજ્ઞાન; મૂર્ખાઈ; બેવકૂફાઈ.
૩. ન. પ્રમાદ.
૪. ન. બેસમજથી થયેલું હોવું તે.
૫. [અવિચારી (મૂર્ખ) + પણું] ન. સારૂંનરસું ન સમજવાપણું.
૬. ન. સાહસિકતા.

**અવિચાર્ય** ૧. [સં. અ (નહિ) + વિચાર્ય (મનન કરવા યોગ્ય)] વિ. ખરૂંખોટું ન તપાસવા લાયક.
૨. વિ. સમજણમાં ન આવી શકે એવું; અગાધ.

**અવિચાલિત** ૧. [સં. અ (નહિ) + વિ (વિશેષ) + ચાલિત (ચલિત કરેલું)] વિ. અડગ; સ્થિર; ખસેડ્યા વિનાનું.

૨. વિ. વિજયી; ફત્તેહમંદ.

**અવિચિ** ન. એ નામનું એક નરક. જે માણસ જૂઠી સાક્ષી પૂરે તે આ નરકમાં દુઃખ ભોગવે એમ મનાય છે. એ બહુ ઊંડું હોવાથી તેમાં નીચે પાણીની લહેરો ઊઠતી હોય એમ જણાય છે પણ ખરી રીતે તે પથ્થરવાળી જગ્યા છે.

તેને અવિચિ નરકમાં નાખે
યમદૂત ચર્ણું કરમાં ધરે. વલ્લભ

**અવિચેતન** ૧. [ સં. અ ( નહિ ) + વિ ( વિશેષ ) + ચેતન ( જીવનશક્તિ ) ] વિ. ભાન વગરનું; ચેતન વિનાનું.
૨. [ સં. અ ( નહિ ) + વિ ( વિશેષ ) + ચેતન ( સમજશક્તિ ) ] વિ. વિશેષ જ્ઞાન વિનાનું.

**અવિચ્છિન્ન** ૧. [ સં. અ ( નહિ ) + વિચ્છિન્ન ( તૂટક ) ] વિ. અત્રુટિત; જુદું નહિ પડેલું; અવિભક્ત.
૨. [ સં. અ ( નહિ ) + વિચ્છિન્ન ( ખંડિત ) ] વિ. વિચ્છેદ વિનાનું; અખંડિત; આખું.
૩. અ. અખંડપણે; અસ્ખલિત રીતે.
૪. અ. સતત; નિરંતર; ચાલુ.

**અવિચ્છિન્નતા** ૧. [ સં. અ ( નહિ ) + વિચ્છિન્ન ( જુદું પડેલું ) + તા ( પણું ) ] સ્ત્રી. અસ્ખલિતપણું; સાતત્ય; જારી રહેવાપણું.
૨. સ્ત્રી. પૂર્ણતા; સંપૂર્ણપણું.
૩. સ્ત્રી. વિચ્છેદ વિનાની સ્થિતિ; અખંડપણું; એકત્રતા.

**અવિચ્છિન્નત્વ** જુઓ અવિચ્છિન્નતા.

**અવિચ્છિન્નધારા** ૧. સ્ત્રી. અભિષેક; ધારાવાડી.
૨. સ્ત્રી. ચાલુ ધાર કરવી તે; સતત ધારાવાડી.
૩. [ સં. અવિચ્છિન્ન ( ચાલુ ) + ધારા ( ધાર ) ] સ્ત્રી. શિવમૂર્તિ પર અભિષેકરૂપે પડતી અવિરત એટલે ચાલુ ધાર.
૪. સ્ત્રી. શિવમૂર્તિ પર ચાલુ અભિષેક કરવાનું તળીએ ઝીણા બાકાવાળું વાસણ; ગળતી.

**અવિચ્છિન્નપડોશહક્ક** [ અવિચ્છિન્ન ( સતત ) + પડોશહક્ક ( પાડોશીનો હક્ક ) ] પું. કાયમનો પડોશહક્ક; ચાલુ પડોશહક્ક; 'કન્ટિન્યૂઅસ ઈઝમેન્ટ'.

**અવિચ્છિન્નપણું** જુઓ અવિચ્છિન્નતા.

**અવિચ્છિન્નવંશ** [ સં. અ ( નહિ ) + વિચ્છિન્ન ( તૂટેલું ) + વંશ ( કુળ ) ] પું. તૂટ્યા વિનાનો વંશ; ચાલુ વંશ.

**અવિચ્છિન્નવંશતા** [ સં. અવિચ્છિન્ન ( ચાલુ ) + વંશ + તા ( પણું ) ] સ્ત્રી. કુળનો નાશ નહિ તે; પેઢી ચાલુ રહેવી તે.

**અવિચ્છિન્ન સુખાધિકાર** જુઓ અવિચ્છિન્નપડોશહક્ક; 'કન્ટિન્યૂઅસ ઈઝમેન્ટ'.

**અવિચ્છેદ** ૧. [ સં. અ ( નહિ ) + વિચ્છેદ ( કાપ ) ] પું. તૂટક ન હોવાપણું; અખંડતા; નિરંતરપણું.
૨. વિ. તૂટક નહિ તેવું; અખંડ.

**અવિચ્છેદ્ય** ૧. [ સં. અ ( નહિ ) + વિચ્છેદ્ય ( છેદવા યોગ્ય ) ] વિ. અવિભાજ્ય; અખંડ.
૨. વિ. વિખૂટું પડાય નહિ તેવું.
૩. વિ. શાશ્વત; કાયમ ટકનારૂં.

**અવિચ્યુત** ૧. [ સં. અ ( નહિ ) + વિચ્યુત ( પડેલું ) ] વિ. નહિ પડેલું; હલકી દશામાં ન આવેલું.
૨. વિ. હંમેશનું; કાયમનુ.

**અવિજાતીય** [ સં. અ ( નહિ ) + વિ ( જુદું ) + જાતીય ( જાતનું ) ] વિ. એક જ જાતનું.

**અવિજ્જા** [ સં. અ ( નહિ ) + વિદ્યા ( જ્ઞાન ) ] સ્ત્રી. અવિદ્યા; અજ્ઞાન. તે બૌદ્ધોના ૧૦માંનું છેલ્લું સંયોજન એટલે બંધન છે.

**અવિજ્ઞ** [ સં. અ ( નહિ ) + વિજ્ઞ ( જ્ઞાનવાળું ) ] વિ. અજ્ઞાની; મૂર્ખ; ડાહ્યું નહિ તેવું; બેવકૂફ.

**અવિજ્ઞતા** [ સં. અ ( નહિ ) + વિજ્ઞ ( જ્ઞાની ) + તા ( પણું ) ] સ્ત્રી. અજ્ઞાનતા; અણજાણપણું.

**અવિજ્ઞપ્તિ** [ સં. અ. ( નહિ ) + વિજ્ઞપ્તિ ( ખબર ) ] સ્ત્રી. અર્ધચેતના; 'સબ-કૉન્શ્યસનેસ'.

**અવિજ્ઞા** ૧. સ્ત્રી. ( જૈન ) અજાણ્યે દોષ સેવવો તે.
૨. સ્ત્રી. અનુપયોગ; ખ્યાલ ન રહેવાપણું.

**અવિજ્ઞાત** ૧. [ સં. અ ( નહિ ) + વિ ( વિશેષ ) + જ્ઞાત ( જાણેલું ) ] વિ. પૂરૂં જ્ઞાન નહિ થયેલું; પૂરૂં નહિ જાણેલ.
૨. વિ. ભાન વિનાનું; બોધ રહિત; અચેત; બેભાન.
૩. વિ. શંકાવાળું; અસ્પષ્ટ.
૪. વિ. સમજ ન પડે એવું; અજ્ઞાત.

**અવિજ્ઞાતક્રય** ૧. [ સં. અ ( નહિ ) + વિજ્ઞાત ( જાણેલું ) + ક્રય ( ખરીદી ) ] પું. છાની જગ્યાએથી અથવા તો માલિકના જાણપણા વગર કરેલી ખરીદી.
૨. [ હિં. ] પું. વ્યવહારમાં અર્ધો માલ નાશ પામવો તે.

**અવિજ્ઞાતા** ૧. [ સં. અ ( નહિ ) + વિજ્ઞાતૃ ( જાણનાર ) ] પું. પરમાત્મા. જીવ પોતાને કર્તા, ભોક્તા રૂપે જાણે છે પણ પરમાત્મા તેવી વાસનાથી રહિત છે.
૨. પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક.
૩. [ સં. અ ( નહિ ) + વિ ( વિશેષ ) + જ્ઞાતૃ ( જાણનાર ) ] વિ. વિશેષ નહિ જાણનારૂં.

**અવિજ્ઞાતાર્થ** [ સં. અ ( નહિ ) + વિ ( વિશેષ ) + જ્ઞાત ( જાણેલું ) + અર્થ ( માયનો ) ] ન. ( ન્યાય ) બાવીસ નિગ્રહસ્થાનો માંહેનું એક; જે પદથી અર્થનો બોધ ન થાય એવો પદનો પ્રયોગ. તેમાં પદોનો સંબંધ અસ્પષ્ટ હોય છે, પદનો અર્થ અપ્રસિદ્ધ હોય છે, અથવા પદનું ઘણી ઉતાવળથી ઉચ્ચારણ કર્યું હોય છે.

**અવિજ્ઞાન** ૧. પું. ( પુરાણ ) એ નામનો પુરંજનનો મિત્ર.
૨. પું. ( પુરાણ ) પ્રિયવ્રત રાજર્ષિનો પૌત્ર; યજ્ઞબાહુના સાતમાંનો નાનો પુત્ર. એના નામથી જ એનો દેશ ઓળખાયો. એ સ્વાયંભૂ વંશનો હતો.
૩. પું. ( પુરાણ ) શાલ્મલી દ્વીપમાંનો સાતમો દેશ.
૪. [ સં. અ ( નહિ ) + વિ ( વિશેષ ) + જ્ઞાન ] વિ. અભણ; મૂર્ખ.

**અવિજ્ઞાનગતિ** પું. ( પુરાણ ) એ નામનો અનિમ નામના વસુનો પુત્ર.

**અવિજ્ઞાયક** [ સં. અ ( નહિ ) + વિ ( વિશેષ ) + જ્ઞા ( જાણવું ) ] વિ. ( જૈન ) અજાણ; વિજ્ઞાન રહિત.

**અવિજ્ઞેય** ૧. [ સં. અ ( નહિ ) + વિ ( વિશેષ ) + જ્ઞેય ( જાણી શકાય એવું ) ] પું. પરમાત્મા. તેનું સ્વરૂપ મન, વાણી અને ઇંદ્રિયોથી ન સમજાય તેવું છે.
૨. વિ. સારી રીતે જાણી શકાય નહિ એવું; ન સમજાય એવું; અજ્ઞેય.

**અવિજ્ઞોપચિતકર્મ** [ સં. અ ( નહિ ) + વિજ્ઞ ( જ્ઞાની ) + ઉપચિત ( એકઠું કરેલું ) + કર્મન્ ( કર્મ ) ] ન. અજાણપણે કરેલું કર્મ; કર્મનો સંચય ન થનાર ચાર કર્મ માંહેનું એક.

**અવિટંબ** [ અ ( નહિ ) + વિટંબના ( મુશ્કેલી ) ] વિ. અડચણ વિનાનું.

સાત સ્વસા વસુદેવ તણી તે
સુખિણી છે અવિટંબ. પ્રેમાનંદ... 

**અવિત** [ સં. અવ્ ( રક્ષણ કરવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. રક્ષિત; રક્ષણ કરેલું.

**અવિતકરણ** ૧. ન. ( જૈન ) ખરાબ કામ કરવાપણું; લોકનિંદિત કર્મ કરવું તે.
૨. ન. બીજા મતવાળાના વિચારમાં નિંદનીય એટલે નિંદવા જેવું પણ પાશુપત મતમાં કરણીય એટલે કરવા જેવું હોય એવું કર્મ કરવું તે.

૩. ન. વિરુદ્ધાચરણ; ઊલટું વર્તન.

**અવિતથ** ૧. પું. ( પિંગળ ) એ નામનો દરેક ચરણમાં નગણ, જગણ, ભગણ, જગણ, જગણ, લઘુ અને ગુરુ મળી ૧૭ અક્ષરનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ. તેને નર્દટક, નર્કુટક, નર્દ્દટક, મર્કટક કહે છે. તેમાં ૭ અને ૧૦ અક્ષરે યતિ આવે છે.
૨. [ સં. અ ( નહિ ) + વિતથ ( ખોટું ) ] ન. સત્ય; સચ્ચાઈ.
૩. વિ. અકૃત્રિમ; યથાર્થ; ખરેખરું.
૪. વિ. અસત્ય વિનાનું; ખરું; સાચું.

**અવિતથા** પું. એક છંદનું નામ. જુઓ અવિતથ ૧.

**અવિતથભાષણ** ન. ગૂંચવણ ભરેલી વાણી; ખોટી બોલી.

**અવિતર્કિત** ૧. [ સં. અ ( નહિ ) + વિ ( વધારે ) + તર્કિત ( વિચારેલું ) ] વિ. જેના પર તર્ક કરવામાં આવ્યો ન હોય તેવું.
૨. વિ. નિઃસંદેહ.

**અવિતર્ક્ય** [ સં. અ ( નહિ ) + વિતર્ક્ય ( તર્કથી જાણી શકાય એવું ) ] વિ. કલ્પી ન શકાય એવું; સમજમાં ન આવે એવું; અકલ્પ્ય; અકળ.

**અવિતૃપ્ત** [ સં. અ ( નહિ ) + વિ ( વિશેષ ) + તૃપ્ત ( સંતોષ પામેલું ) ] વિ. અસંતુષ્ટ; અપરિતૃપ્ત; સંતોષ નહિ પામેલું.

**અવિતૃષ્ણ** [ સં. અ ( નહિ ) + વિ ( વિનાનું ) + તૃષ્ણ ( ઇચ્છાવાળું ) ] વિ. જેની તૃષ્ણા નાશ ન પામી હોય એવું; સાકાંક્ષ.

**અવિત્ત** ૧. [ સં. અ ( નહિ ) + વિદ્ ( જાણવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. અવિખ્યાત; અપ્રસિદ્ધ; અજાણ્યું.
૨. [ સં. અ ( નહિ ) + વિત્ત ( દોલત ) ] વિ. ધન વગરનું; નિર્ધન; ગરીબ.

**અવિત્તિગમ્યત્વ** ન. ( ન્યાય ) અનવસ્થા એટલે નિર્ણય અથવા છેડો ન આવે એવી તર્કની પરંપરાના ત્રણ દોષમાંનો એ નામનો એક. જુઓ અનવસ્થાદોષત્રય.

**અવિત્યજ** [ સં. અ ( નહિ ) + વિત્યજ્ ( તજવું ) ] પું. પારો; પારદ.

**અવિદગ્ધ** ૧. વિ. અપક્વ; કાચું; નહિ પાકેલું.
૨. [ સં. અ ( નહિ ) + વિદગ્ધ ( ડાહ્યું ) ] વિ. ગાંડું.
૩. [ સં. અ ( નહિ ) + વિ ( વધારે ) + દગ્ધ ( બળેલું ) ] વિ. બળેલું ન હોય તેવું.
૪. વિ. બિનઅનુભવી.
૫. વિ. મૂર્ખ.

**અવિદત્ત** [ સં. અ ( નહિ ) + વિદત્ત ( દીધેલું ) ] વિ. અણદીધેલું.

**અવિદારિત** [ સં. અ ( નહિ ) + વિદારિત ( ચીરેલું ) ] વિ. અણચીર્યું; આખું; અવિચ્છિન્ન.

**અવિદિત** ૧. [ સં. અ ( નહિ ) + વિદિત ( જાણેલું ) ] પું. પરમાત્મા, કેમકે તેનું સ્વરૂપ જાણવામાં આવતું નથી.
૨. વિ. અજાણ્યું; નહિ જાણેલું.

**અવિદિતકામા** [ સં. અ ( નહિ ) + વિદિત ( જાણેલું ) + કામ ( વિષયસુખ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ( કાવ્ય ) મુગ્ધાનો એક ભેદ. જુઓ મુગ્ધા. જે મુગ્ધાને કામ પ્રગટ્યાની ખબર નથી પડતી તેને અવિદિતકામા કહે છે.

**અવિદિતગતયામા** [ સં. અ ( નહિ ) + વિદિત ( જાણેલું ) + ગત ( ગયેલું ) + યામ ( પહોર ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. પહોરો કેવી રીતે વીતી ગયા તેની ખબર ન પડી હોય એવી.

**અવિદુગ્ધ** [ સં. અવિ ( ઘેટું ) + દુગ્ધ ( દૂધ ) ] ન. ગાડરનું દૂધ.

**અવિદુષી** [ સં. અ ( નહિ ) + વિદુષી ( વિદ્વાન સ્ત્રી ) ] સ્ત્રી. વિદ્વાન ન હોય તેવી સ્ત્રી.

**અવિદૂર** ૧. [ સં. અ ( નહિ ) + વિ ( વિશેષ ) + દૂર ( આઘું ) ] ન. પડોશ; સંનિધિ.
૨. વિ. નજીકનું; પાસેનું.

અંતિક પાર્શ્વ અવિદૂર તટ વળી સમીપ અભ્યાસ,
જરૂર અનાદર થાય છે, જો રહે નિરંતર પાસ.
પિંગળલઘુકોષ

**અવિદ્ધ** [ સં. અ ( નહિ ) + વિદ્ધ ( વીંધેલું ) ] વિ. વીંધાયેલું નહિ એવું; અણવીંધ્યું; અક્ષત; અખંડ.

**અવિદ્ધકર્ણા** [ સં. ] સ્ત્રી. કાળીપાટ નામની વનસ્પતિ.

**અવિદ્ધકર્ણી** જુઓ અવિદ્ધકર્ણા.

**અવિદ્ધયોનિ** ૧. [ સં. અ ( નહિ ) + વિદ્ધ ( વીંધાયેલ ) + યોનિ ( સ્ત્રીની જનનેંદ્રિય ) ] સ્ત્રી. કૌમાર ખંડિત ન થયું હોય એવી સ્ત્રી; કુમારિકા.
૨. સ્ત્રી. સ્વામી સાથે રહેતાં પહેલાં થયેલી વિધવા.
૩. વિ. સ્ત્રી. જેનું કૌમાર ખંડિત ન થયું હોય એવી; જેને પુરુષનો સંગ થયેલો ન હોય તેવી; અક્ષતયોનિ.

**અવિદ્ધયોની** જુઓ અવિદ્ધયોનિ.

**અવિદ્ધા** જુઓ અવિદ્ધયોનિ.

**અવિદ્ધાવસ્થા** [ સં. અ ( નહિ ) + વિદ્ધ ( વીંધાયેલ ) + અવસ્થા ( સ્થિતિ ) ] સ્ત્રી. કૌમાર ખંડિત ન થયું હોય એવી સ્થિતિ; કુમારિકાપણું.

**અવિદ્ય** ૧. [ હિં. ] વિ. નષ્ટ; નાબૂદ.
૨. [ સં. અ ( નહિ ) + વિદ્યા ( જ્ઞાન ) ] વિ. મૂર્ખ; બુદ્ધિહીન; અજ્ઞાની.
૩. વિ. વિદ્યાને લગતું નહિ તેવું.

**અવિદ્યમાન** ૧. વિ. અપ્રત્યક્ષ.
૨. [ સં. અ ( નહિ ) + વિદ્યમાન ( હયાત ) ] વિ. અસ્તિત્વ વગરનું; મિથ્યા; અસત; હયાતી વિનાનું.
૩. વિ. જીવતું ન હોય તેવું; મરી ગયેલું.
૪. વિ. હાજર ન હોય એવું; ગેરહાજર.

**અવિદ્યા** ૧. સ્ત્રી. ( વેદાંત ) અજ્ઞાન; ભ્રમ; માયા; જેને લીધે સત્ય વસ્તુ ઈશ્વરમાં જગત જેવા હયાતી વિનાના પદાર્થ ભ્રમથી દેખાય એવી ખોટી બુદ્ધિ; વિપરીત જ્ઞાન. આ અવિદ્યા બે પ્રકારની છે: (૧) મૂલાવિદ્યા અને (૨) તૂલાવિદ્યા. અવિદ્યાનાં પાંચ પર્વ એટલે વિભાગ નીચે પ્રમાણે છે: (૧) તમ એટલે અજ્ઞાનરૂપી અંધારું; (૨) મોહ એટલે શરીર વગેરે ઉપર આત્માનું અભિમાન; (૩) મહામોહ એટલે દેહ માટે વધારે પડતી આસક્તિ; (૪) તામિસ્ત્રી એટલે દ્વેષ; અને (૫) અંધતામિસ્ત્રી એટલે આત્માનું ગાઢ અજ્ઞાન. પાતંજલ મતે અવિદ્યાના ચાર પ્રકાર છે: (૧) અનિત્ય (સ્વર્ગ વગેરે)ને નિત્ય માનવા રૂપ બુદ્ધિ; (૨) અપવિત્ર (સ્ત્રી, શરીર વગેરે)ને પવિત્ર માનવાપણું; (૩) જેમાંથી પરિણામે દુઃખ ઉત્પન્ન થાય છે એવા ભોગોને સુખ રૂપ માનવાની બુદ્ધિ; અને (૪) બુદ્ધિ, મન, ઇંદ્રિય વગેરે આત્માથી જુદાં છે તેમને આત્મા માનવા રૂપી બુદ્ધિ.

જેમાં સત્ત્વ ગુણ દબાયેલો અને બાકીના બે ગુણ મુખ્ય હોય તેવા સ્વરૂપને અવિદ્યા કહે છે.
પંચદશી

૨. સ્ત્રી. આઠ પુર પૈકી એક. આઠ પુર આ પ્રમાણે છે: કર્મેંદ્રિય, જ્ઞાનેંદ્રિય, અંતઃકરણ, પ્રાણ, ભૂત, કામ, કર્મ અને અવિદ્યા.
૩. સ્ત્રી. ( વૈશેષિક ) ઇંદ્રિયની ખામીથી ઉત્પન્ન થયેલું દોષવાળું જ્ઞાન.
૪. સ્ત્રી. કર્મકાંડ; જ્ઞાન રહિત કર્મ.

અવિદ્યાને ઉપાસે, તે ગાઢરા તિમિર જડે.
ઈશોપનિષદ્

૫. સ્ત્રી. ( જૈન ) કુશાસ્ત્ર.
૬. સ્ત્રી. જગતની માયામાં લપટાઈને જે ખોટા તર્ક બાંધવા તે; માયાનો ભ્રમ.

૭. સ્ત્રી. (યોગ) પાંચ જાતના ક્લેશમાંનો એ નામનો એક.

૮. સ્ત્રી. પોતાના આશ્રયસ્થાનને જે મોહ પમાડે તે.

૯. સ્ત્રી. (સાંખ્ય) પ્રકૃતિ; પુરુષથી જુદું સત્ત્વ, રજસ અને તમોગુણવાળું જગતનું મૂળ કારણ.

૧૦. સ્ત્રી. ભગવાનની ૧૨ શક્તિમાંની એક.

> દશમ સ્કંધમાં ભગવાનની બાર શક્તિઓનાં નામ ગણાવ્યાં છે:-શ્રી; કીર્તિ; પુષ્ટિ; ગિરા; કાન્તિ; તુષ્ટિ; ઈલા; ઉર્જા; વિદ્યા; **અવિદ્યા**; શક્તિ; અને માયા. — અણુભાષ્ય

૧૧. [ સં. અ ( નહિ ) + વિદ્યા ( જ્ઞાન ) ] સ્ત્રી. વિદ્વત્તા ન હોવાપણું; અજ્ઞાન; મૂર્ખતા.

**અવિદ્યાકલ્પિત** [ સં. અવિદ્યા ( માયા ) + કલ્પિત ( કલ્પેલું ) ] વિ. અવિદ્યાએ કલ્પેલું; અવિદ્યાને લીધે ઉત્પન્ન થયેલું.

> હું-મારું એવી **અવિદ્યાકલ્પિત** ઉપાધિ (જીવે) પોતાને માથે વ્હોરી લીધી છે ત્યાંસુધી તેને દુઃખ છે. — પંચીકરણ

**અવિદ્યાકૃત** [ સં. અવિદ્યા ( માયા ) + કૃત ( કરેલું ) ] વિ. માયાએ કરેલું.

**અવિદ્યાજનિત** [ સં. અવિદ્યા ( માયા ) + જનિત ( જન્મેલું ) ] વિ. માયાથી ઉત્પન્ન થયેલું.

> દર્શનના પ્રધાન વ્યાખ્યાકાર શંકરાચાર્યે સ્થૂળ જડ જગતને **અવિદ્યાજનિત** સાબિત કરેલ છે. — પુરાતત્ત્વ

**અવિદ્યાજન્ય** જુઓ અવિદ્યાજનિત.

**અવિદ્યાધ્યાસ** [ સં. અવિદ્યા ( માયા ) + અધ્યાસ ( ખોટું જ્ઞાન ) ] પું. માયાને લીધે ઉત્પન્ન થયેલ ભૂલ ભરેલું જ્ઞાન.

**અવિદ્યામય** [ સં. અવિદ્યા ( માયા ) + મય ( વાળું ) ] વિ. માયાથી ભરેલું; ભ્રમવાળું.

**અવિદ્યામાર્ગ** [ સં. અવિદ્યા ( અજ્ઞાન ) + માર્ગ ( રસ્તો ) ] પું. જે માર્ગમાં સંસારી જીવ આસક્ત હોય છે તે માર્ગ.

**અવિદ્યાવચ્છિન્ન** [ સં. અવિદ્યા ( માયા ) + અવચ્છિન્ન ( મર્યાદિત ) ] વિ. અવિદ્યા વડે મર્યાદામાં રખાયેલું; માયાથી ઘેરાયેલું.

**અવિદ્યાવતી** [સં. અવિદ્યા ( અજ્ઞાન ) + વત્ ( વાળું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. અજ્ઞાનવાળી; સમજ વિનાની.

**અવિદ્યાવૃત્તિરૂપવિપર્યય** [સં. અવિદ્યા ( માયા ) + વૃત્તિ ( સ્વભાવ ) + રૂપ ( દેખાવ ) + વિપર્યય ( ખોટું જ્ઞાન ) ] પું. ( વેદાંત ) ભ્રમને લીધે થતું અસત્ય જ્ઞાન; અજ્ઞાનના કાર્યરૂપી વિપરીત જ્ઞાન. જેમકે, છીપમાં રૂપાનું જ્ઞાન.

**અવિદ્યાશક્તિ** [ સં. અવિદ્યા ( અજ્ઞાન ) + શક્તિ ] સ્ત્રી. આત્માના ખરા સ્વરૂપને ઢાંકીને તેમાં કર્તાપણું વગેરે રહેલું છે એમ બતાવતી શક્તિ.

**અવિદ્યાશ્રવ** [ સં. અવિદ્યા ( અજ્ઞાન ) + આશ્રવ ( પાપ આવવાપણું ) ] પું. ( બૌદ્ધ ) ચાર પ્રકારના આશ્રવ એટલે પાપ આવવાના માર્ગ પૈકી એક; અજ્ઞાન.

**અવિદ્યુદ્ભૃત** [ સં. અ ( નહિ ) + વિદ્યુત્ ( વીજળી ) + ભૃત ( ભરપૂર ) ] વિ. જેમાંથી વીજળીનો પ્રવાહ પસાર કરવામાં ન આવ્યો હોય એવું.

**અવિદ્રાવ્ય** [ સં. અ ( નહિ ) + વિદ્રુ ( ઓગળવું ) + ય ( જેવું ) ] વિ. ઓગળે નહિ એવું.

**અવિદ્વત્કર્તૃક** ૧. [ સં. અ ( નહિ ) + વિદ્વત્ ( વિદ્વાન ) + કર્તૃક ( કરનાર ) ] વિ. અવિદ્વાને કરેલું.

૨. વિ. વિદ્વાને નહિ કરેલું.

**અવિદ્વત્તા** [ સં. અ ( નહિ ) + વિદ્વત્તા ( પંડિતાઈ ) ] સ્ત્રી. મૂર્ખતા; અજ્ઞાન.

**અવિદ્વાન** ૧. [ સં. અ ( નહિ ) + વિદ્વાન્ ( જ્ઞાનવાળું ) ] વિ. અભણ; મૂર્ખ; બેવકૂફ.

૨. વિ. વિદ્વત્તા વિનાનું; શાસ્ત્રજ્ઞાન વગરનું.

**અવિદ્વેષ** ૧. [ સં. અ ( નહિ ) + વિદ્વેષ ( વેર ) ] પું. દ્વેષ ન હોવાપણું; પ્રીતિ; સ્નેહ.

૨. વિ. વેર વગરનું; પ્રેમાળ; સ્નેહવાળું.

**અવિધ** ૧. વિ. અજાણ્યું; અજ્ઞાન; નહિ પલોટાયેલું.

૨. [ સં. અ ( નહિ ) + વ્યધ્ ( વીંધવું ) ] વિ. અનાર્ય, કેમકે કાન વીંધવા એ આર્ય પ્રજાનું એક ચિહ્ન હોવાની માન્યતા છે.

૩. વિ. કાન વીંધેલા ન હોય એવું.

૪. વિ. નહિ વીંધેલું; વેહ વગરનું.

**અવિધવા** [ સં. અ ( નહિ ) + વિ ( વગર ) + ધવ ( ધણી ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. જેનો ધણી જીવતો હોય એવી સ્ત્રી; સૌભાગ્યવતી; સધવા; સોવાસણ; સોહાગણ.

**અવિધવાનવમી** [ સં. અવિધવા ( સધવા ) + નવમી ( પખવાડિયાનો નવમો દિવસ ) ] સ્ત્રી. સૌભાગ્યવતી રહીને મરી ગયેલી સ્ત્રીનું શ્રાદ્ધ કરવાનો દિવસ; ભાદરવા વદ નોમ; ડોસીઓની નોમ.

**અવિધવાનોમ** જુઓ અવિધવાનવમી.

**અવિધાન** ૧. [ સં. અ ( નહિ ) + વિધાન ( વિધિ ) ] ન. ખાસ નિયમ ન હોવાપણું.

૨. [ સં. અભિધાન ( નામ ) ] ન. નામ.

> અભિલોચન રાખ્યું **અવિધાન**. — તાપીદાસ

૩. ન. સંગીતના નિયમ પ્રમાણે ન ગાવું તે. ગાયકનો આ એક દોષ ગણાય છે.

૪. વિ. વિધિ વગરનું.

**અવિધાર** ૧. [ સં. અવ ( નિશ્ચય બતાવનાર ઉપસર્ગ ) + ધૃ ( ધારણ કરવું ) ] વિ. મુકરર; ચોક્કસ; નક્કી કરેલ; નિશ્ચિત.

> **અવિધાર** આંકડાથી ભૂલે ભરયા ફાળતાં. — વલ્લભ

૨. અ. નક્કી; ખચીત; જરૂર.

> એવો આવી ઊભો તે વાર,
> આપણે હારે **અવિધાર**. — પ્રેમાનંદ

**અવિધારવું** [ સં. અવ ( નિશ્ચયવાચક ઉપસર્ગ ) + ધૃ ( પકડવું ) ] સ. ક્રિ. નક્કી જાણવું; ખાતરીથી માનવું.

> નારાયણને નિદ્રા નથી રે,
> નરસૈંયા તું **અવિધાર**. — નરસિંહ

**અવિધિ** ૧. [ સં. અ ( નહિ ) + વિધિ ( નિયમ ) ] પું.; સ્ત્રી. નિયમ ન હોવાપણું; અનિયમિતતા.

૨. પું.; સ્ત્રી. નિયમ વિરુદ્ધ વર્તન.

૩. વિ. વિધિ વિનાનું; અનિયમિત.

**અવિધિપૂર્વક** [ સં. અ ( નહિ ) + વિધિ ( નિયમ ) + પૂર્વક ( અગાઉ આવેલું હોય એવું ) ] અ. વિધિનો ત્યાગ કરીને; અનિયમિત રીતે.

**અવિધેય** [ સં. અ ( નહિ ) + વિધેય ( કરવા જેવું ) ] વિ. અકર્તવ્ય; અનુચિત; અયોગ્ય.

**અવિધેયાત્મા** [ સં. અ ( નહિ ) + વિધેય ( કહી શકાય એવું ) + આત્મન્ ( પોતાનું સ્વરૂપ ) ] પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. ભગવાનનું સ્વરૂપ કોઈથી વિધિ રૂપથી કહી શકાતું નથી તેથી તે અવિધેયાત્મા છે.

**અવિધ્વસ્ત** [ સં. અ ( નહિ ) + વિ ( વિશેષ ) + ધ્વસ્ત ( નાશ પામેલું ) ] વિ. ( જૈન ) જેમાંના જીવ નાશ પામેલ ન હોય એવું; અચેત નહિ તેવું.

**અવિન** ૧. [ સં. અવ્ ( રક્ષણ કરવું ) ] પું. અગ્નિ

૨. પું. અધ્વર્યું.

૩. પું. રાજા.

૪. પું. વાયુ.

૫. પું. સમુદ્ર.

**અવિનય** ૧. [ સં. અ ( નહિ ) + વિનય ( સભ્યતા ) ] પું. અસભ્યતા; બેઅદબી; અનાદર.

૨. પું. અહંકાર; ગર્વ; ઘમંડ.

૩. પું. દોષ; અપરાધ.

૪. વિ. વિવેક વગરનું.

**અવિનયી** [ સં. અ ( નહિ ) + વિનય ( સભ્યતા ) + ઇન્ ( વાળું )] વિ. વિવેક વગરનું; અસભ્ય; બેઅદબ; ઉદ્ધત.

**અવિનશ્વર** ૧. [ સં. અ ( નહિ ) + વિનશ્વર ( વિનાશ પામે એવું )] પું. પરમાત્મા, કેમકે તેનો નાશ થતો નથી.
૨. વિ. નાશ ન થાય એવું; અવિનાશી.
૩. વિ. લાંબા કાળ સુધી રહેનાર.

**અવિનંશિન** [ સં. અ ( નહિ ) + વિનંશ્ ( નાશ પામવું )] પું. માગશર માસ.
વિનાશ રહિત અને સર્વનો નાશ થયા પછી પણ જે અયન વિદ્યમાન છે તેમાં વિદ્યમાન જે માસ તે સર્વનો નાશ થયા છતાં અવશિષ્ટરૂપ માસને માર્ગશીર્ષ માસ કહ્યો છે. **અવિનંશિન** માર્ગશીર્ષ માસ છે તે વિષે 'માસાનાં માર્ગશીર્ષોऽહમ્' એ સ્મૃતિ પ્રમાણ છે. અષ્ટાધ્યાયી રુદ્રી

**અવિનાભાવ** ૧. [ સં. અ ( નહિ ) + વિના ( વગર ) + ભાવ ( સ્થિતિ )] પું. એકના વિના બીજું કદી ન હોય એ જાતનો સંબંધ; કાયમ સાથે રહેવાપણું; અગ્નિ ને ધૂમાડાના જેવો વ્યાપ્યવ્યાપક સંબંધ.
૨. પું. તાદાત્મ્ય; એકતા; સમાનપણું.
૩. [ સં. અ ( નહિ ) + વિના ( વગર ) + ભાવ ( હોવાપણું )] પું. ના વગર ન હોવું તે.
૪. પું. સંબંધ.

**અવિનાભાવિત્વ** [ સં. અ ( નહિ ) + વિના ( સિવાય ) + ભાવિન્ ( હોનારૂં ) + ત્વ ( પણું )] ન. એક વિના બીજાનું ન હોવાપણું; સાહચર્ય.
સાહચર્યમાં બન્ને અર્થો સાથે જ હોય છે, એકના વિના બીજો નથી હોતો માટે તેને **અવિનાભાવિત્વ** પણ કહે છે.
પ્રમાણશાસ્ત્રપ્રવેશિકા

**અવિનાભાવી** [ સં. અ ( નહિ ) + વિના ( સિવાય ) + ભાવિન્ ( થનારૂં )] વિ. કદી છૂટું ન પડે એવું; વ્યાપ્ય.

**અવિનાભૂત** [ સં. અ ( નહિ ) + વિના ( વગર ) + ભૂત ( રહેલું )] વિ. કદી છૂટું ન પડે એવી રીતે રહેલું; વ્યાપ્ય.

**અવિનાશ** ૧. [ સં. અ ( નહિ ) + વિનાશ ( નાશ )] પું. ઈશ્વર. તેનો નાશ કદી થતો નથી.
૨. પું. નાશ ન થવાપણું; અમરત્વ.
૩. પું. રામ.
દક્ષિણ અંગે હું મધ્યે **અવિનાશ**
સીતા સતાં ડાબી પાસ. પ્રેમાનંદ
૪. વિ. અવિનાશી; અમર; નિત્ય; અક્ષય.

**અવિનાશત્વ** [ સં. અ ( નહિ ) + વિનાશ ( નાશ ) + ત્વ ( પણું )] ન. હમેશાં રહેવાપણું; નિત્યતા.

**અવિનાશિત્વ** જુઓ અવિનાશત્વ.

**અવિનાશી** ૧. [ સં. અ ( નહિ ) + વિનાશ ( નાશ ) + ઇન્ ( વાળું )] પું. બ્રહ્મ; પરમાત્મા; પરમેશ્વર. તેનો નાશ નથી.
૨. વિ. નાશ વિનાનું; અમર; અક્ષય; નિત્ય.

**અવિનાશીપણું** ૧. [ અવિનાશી ( અમર ) + પણું ( નામ બનાવનાર પ્રત્યય )] ન. ઈશ્વરપણું; ઐશ્વર્ય; પ્રભુતા.
૨. ન. નિત્યતા; અક્ષરતા, સદા રહેવાપણું.

**અવિનાશ્ય** [ સં. અ ( નહિ ) + વિનશ્ ( નાશ પામવું ) + ય ( જેવું )] વિ. નાશ ન થઈ શકે તેવું; અવિનાશી; નિત્ય.

**અવિનિમયસાધ્ય નોટ** [ અ ( નહિ ) + વિનિમય ( અદલોબદલો ) + સાધ્ય ( મેળવી શકાય એવું ) + નોટ ( ચિઠ્ઠી )] સ્ત્રી. જેના બદલામાં નાણાં અથવા તેટલી કીમતનું સોનું ન મળે તેવી ચિઠ્ઠી; 'ઇન્કન્વર્ટિબલ નોટ'.

**અવિનીત** ૧. [ સં. અ ( નહિ ) + વિનીત ( વિવેકી )] વિ. અવિનયી; મર્યાદા વિનાનું; અવિવેકી; બેઅદબ; ઉદ્ધત; અલ્લડ.
૨. [ સં. અ ( નહિ ) + વિનીત ( શિક્ષિત )] વિ. અશિક્ષિત; ભણેલું નહિ એવું; અણઘડ.
૩. વિ. જંગલી; વગડાઉ; નહિ હળેલું.
૪. [ સં. અ ( નહિ ) + વિનીત ( સારી ચાલનું )] વિ. નીચ; દુષ્ટ; ખરાબ કામ કરવામાં આસક્ત.

**અવિનીતતા** ૧. [ સં. અ ( નહિ ) + વિનીત ( વિનયી ) + તા ( પણું )] સ્ત્રી. અવિનયીપણું; બેઅદબી.
૨. [ સં. અ ( નહિ ) + વિનીત ( કેળવાયેલું ) + તા ( પણું )] સ્ત્રી. અશિક્ષિતપણું.
૩. સ્ત્રી. જંગલીપણું; હળેલું ન હોવું તે.
૪. [ સં. અ ( નહિ ) + વિનીત ( સારી ચાલનું ) + તા ( પણું )] સ્ત્રી. દુષ્ટતા; ખરાબ કામ કરવામાં આસક્તિ.

**અવિનીતત્વ** જુઓ અવિનીતતા.

**અવિનીતા** [ સં. અ ( નહિ ) + વિનીત ( સારી ચાલનું ) + આ ( નારીજાતિનો પ્રત્યય )] સ્ત્રી. કુલટા સ્ત્રી; ખરાબ બાયડી.

**અવિનોદ** [ સં. અ ( નહિ ) + વિનોદ ( આનંદ )] પું. આનંદ ન હોવાપણું; દુઃખ.

**અવિપક્વ** [ સં. અ ( નહિ ) + વિપક્વ ( પાકેલું )] વિ. પાકેલ નહિ તેવું; અપક્વ; કાચું.

**અવિપક્વબુદ્ધિ** ૧. [ સં. અ ( નહિ ) + વિપક્વ ( પાકેલું ) + બુદ્ધિ ( સમજણ )] સ્ત્રી. કાચી સમજણ.
૨. વિ. કાચી બુદ્ધિનું.

**અવિપક્ષ** ૧. [ સં. અ ( નહિ ) + વિપક્ષ ( સામો પક્ષ )] વિ. જેને હરીફ ન હોય એવું; સામા પક્ષ વગરનું.
૨. વિ. દુશ્મન વિનાનું; શત્રુ વિનાનું.

**અવિપટ** [ સં. અવિ ( ઘેટું ) + પટ ( કાપડ )] ન. ઊનનું કાપડ.

**અવિપત્** જુઓ અવિપદ્.

**અવિપદ** [ સં. અ ( નહિ ) + વિપદ્ ( દુઃખ )] સ્ત્રી. દુઃખ ન હોવું તે; આબાદી; સુખી સ્થિતિ.

**અવિપન્ન** ૧. [ સં. અ ( નહિ ) + વિપન્ન ( દુઃખી )] વિ. ઈજા નહિ પામેલું; સ્વસ્થ.
૨. [ સં. અ ( નહિ ) + વિપન્ન ( મરણ પામેલ )] વિ. જીવતું; નહિ મરેલું.
૩. વિ. પવિત્ર; શુદ્ધ; ચોખ્ખું.

**અવિપર્યય** ૧. [ સં. અ ( નહિ ) + વિપર્યય ( ઊલટાપણું )] પું. રિવાજથી ઊલટું ન હોવું તે.
૨. પું. ( જૈન ) વિપરીત બુદ્ધિ ન હોવાપણું.

**અવિપર્યાસ** [ સં. અ ( નહિ ) + વિપર્યાસ ( ભ્રાંતિ )] પું. મિથ્યાજ્ઞાન રહિતપણું; હોય તેથી ઊલટું ન સમજવું તે.

**અવિપશ્ચિત** ૧. [ સં. અ ( નહિ ) + વિપશ્ચિત ( ડાહ્યું માણસ )] ન. મૂર્ખ માણસ.
૨. વિ. અવિદ્વાન.
૩. વિ. અવિવેકી.
૪. વિ. વિચાર વિનાનું.

**અવિપાક** ૧. પું. ખરાબ પાક.
૨. [ સં. અ ( નહિ ) + વિ ( વિશેષ ) + પાક ( પાચન )] પું. ખાધેલું પચે નહિ એવો એક જાતનો રોગ; અજીર્ણ; બદહજમી; અપચો
૩. પું. જેનું ફળ ન મળ્યું હોય એવું કર્મ.
૪. પું. પાકનો અભાવ; ફળવું નહિ તે.
૫. વિ. જેને અપચો થયો હોય તેવું

**અવિપાલ** [ સં. અવિ ( બકરૂં ) + પાલ્ ( સાચવવું )] પું. ભરવાડ.

**અવિપુલ** ૧. [ સં. અ ( નહિ ) + વિપુલ ( ગાઢ )] વિ. આછું; ઘાડું નહિ તેવું; પાંખું.
૨. [ સં. અ ( નહિ ) + વિપુલ ( પુષ્કળ )] વિ. થોડું; લગાર; જરાક.

**અવિપ્રકટ** [ સં. અ ( નહિ ) + વિ ( વિશેષ ) + પ્રકટ ( ખુલ્લું )] વિ. છૂપું.

**અવિપ્રકૃષ્ટ** [ સં. અ ( નહિ ) + વિપ્રકૃષ્ટ ( દૂર રહેલ )] વિ. નજીકનું; દૂર નહિ એવું.

**અવિપ્રિય** ૧. [સં. અ (નહિ) + વિ (વિરુદ્ધ) + પ્રિય (વહાલું)] વિ. અણગમતું નહિ એવું; મનગમતું; પ્રિય.
૨. વિ. અનુકૂળ આવે એવું; અપ્રતિકૂળ.

**અવિપ્લવ** [સં. અ (નહિ) + વિપ્લવ (ઊથલપાથલ)] પું. મિથ્યાજ્ઞાન ન હોવાપણું; ભ્રમ ન હોવો તે.

**અવિપ્લુત** ૧. [સં. (નહિ) + વિપ્લુત (ધસાયેલું)] વિ. અક્ષત; અવિનષ્ટ.
૨. વિ. આચરિત; રૂઢ.

**અવિફલ** [સં. અ (નહિ) + વિ (વગર) + ફલ (ફળ)] વિ. નિષ્ફળ નહિ તેવું; સફળ.

**અવિબુધ** ૧. [સં. અ (નહિ) + વિબુધ (દેવ)] પું. અસુર; દૈત્ય; રાક્ષસ.
૨. [સં. અ (નહિ) + વિબુધ (જ્ઞાની)] વિ. અજ્ઞાની; બુદ્ધિહીન.
૩. વિ. નાદાન; અક્કલ વિનાનું.

**અવિભક્ત** ૧. [સં. અ (નહિ) + વિ (વિશેષ) + ભક્ત (ભાગ પાડેલું)] પું. ભાગ ન પડી શકે એવી વસ્તુ.
૨. પું. સ્વામી.
૩. વિ. અખંડ; અભિન્ન; એકરૂપ.
૪. વિ. જેના ભાગ ન પાડ્યા હોય એવું; જુદું નહિ થયેલ; અજિયાઈ.
૫. વિ. બધામાં પરોવાયેલ; વ્યાપેલું.
૬. વિ. ભાંગેલું નહિ તેવું; આખું.

**અવિભક્ત કુટુંબ** [સં. અ (નહિ) + વિભક્ત (જુદું થયેલ) + કુટુંબ] ન. સહુની મિલકત સહિયારી હોય એવું કુટુંબ; એકઠું રહેતું કુટુંબ; સંયુક્ત કુટુંબ; 'જૉઇન્ટ ફૅમિલિ'.

**અવિભક્તતા** [સં. અ (નહિ) + વિભક્ત (જુદું થયેલું) + તા (પણું)] સ્ત્રી. સહિયારાપણું; ભાગિયું.

**અવિભાગ** ૧. [સં. અ (નહિ) + વિભાગ (ભાગ)] પું. ભાગ ન હોવાપણું.
૨. પું. સુવાંગ વારસો.
૩. વિ. નિર્વિભાજ્ય; જેના ભાગ ન થાય તેવું.
૪. વિ. ભાગ વિનાનું; અખંડ.

**અવિભાગાદ્વૈત** [સં. અ (નહિ) + વિભાગ (ભાગ) + અદ્વૈત (ભેદબુદ્ધિ ન હોવી તે)] ન. એ નામનો એક વાદ; જડ અને ચેતન એકબીજા સાથે જોડાયેલ છે તેથી તેમના ભાગ જ થઈ શકે નહિ એવો મત.

**અવિભાજક** ૧. વિ. નહિ ભાગનાર.
૨. [સં. અ (નહિ) + વિભજ્ (ભાગ પાડવા + અક (કરનાર)] વિ. ભાગ નહિ પાડનાર.

**અવિભાજિત** ૧. [સં. અ (નહિ) + વિભજ્ (ભાગ પાડવા) + ઇત (વાળું)] વિ. જેના ભાગ ન પાડ્યા હોય એવું; અખંડ.
૨. વિ. નહિ ભગાયેલું.

**અવિભાજિતાલિંબ** પું. અલિંબ એટલે ફૂગના વર્ગની વનસ્પતિનો એક પ્રકાર. આ જાતની વનસ્પતિ ઘણી નાની અને પરોપજીવી એટલે બીજાને આધારે જીવનારી છે. પ્રાણી કે વનસ્પતિના દુર્ગંધવાળા પદાર્થો પર અથવા મોટાં પ્રાણીનાં કે વનસ્પતિનાં શરીર ઉપર તે ઊગે છે.

**અવિભાજ્ય** ૧. [સં. અ (નહિ) + વિભાજ્ય (ભાગ પાડી શકાય એવું)] પું. (ગણિત) જેને ભાગતાં શેષ એટલે કંઈ બાકી વધે એવી રકમ.
૨. ન. ભાગ ન પડી શકે એવી સ્થિતિ.
૩. વિ. ભાગ પાડી શકાય નહિ એવું.
૪. વિ. (ગણિત) શેષ એટલે કંઈ વધારા વિના ભગાય નહિ એવું; જે સંખ્યાને તેની તે અથવા ૧ સિવાય બીજી કોઈ સંખ્યાએ નિઃશેષ એટલે કંઈ પણ બાકી રહ્યા વિના ભાગી શકાય નહિ તેવું; 'એલિમેન્ટરિ'. જેમકે, ૨, ૩, ૫, ૭, ૧૧, ૧૩.

**અવિભાજ્યતા** ૧. [સં. અ (નહિ) + વિભાજ્ય (ભાગ પાડી શકાય એવું) + તા (પણું)] સ્ત્રી. ભાગલા પાડી ન શકાય એવું હોવાપણું.
૨. સ્ત્રી. શેષ એટલે કંઈ બાકી વધ્યા વિના ભાગી ન શકાવાપણું.

**અવિભાજ્યપણું** જુઓ અવિભાજ્યતા.

**અવિભાજ્ય મિલકત** [અ (નહિ) + વિભાજ્ય (ભાગ પાડી શકાય એવું) + મિલકત (સંપત્તિ)] સ્ત્રી. ભાગ ન પાડી શકાય એવી મિલકત.

**અવિભાજ્ય સંપત્તિ** જુઓ અવિભાજ્ય મિલકત.

**અવિભાવન** ૧. [સં. અ (નહિ) + વિભાવન (જોવું તે)] ન. અદૃશ્યપણું.
૨. [સં. અ (નહિ) + વિભાવન (વિચારવું તે)] ન. સૂક્ષ્મદૃષ્ટિનો અભાવ; સૂક્ષ્મબુદ્ધિ ન હોવાપણું.

**અવિભાવના** જુઓ અવિભાવન.

**અવિભાવિત** [સં. અ (નહિ) + વિભાવિત (જાણેલું)] વિ. ન જાણેલ; નહિ ઓળખેલું; અજાણ્યું.

**અવિભાષિત** [સં. અ (નહિ) + વિ (વિશેષ) + ભાષિત (કહેલ)] વિ. વિગતે નહિ કહેલ.

**અવિભિન્ન** [સં. અ (નહિ) + વિભિન્ન (જુદું)] વિ. જુદું નહિ એવું; એકત્ર.

**અવિભેદ** ૧. [સં. અ (નહિ) + વિભિદ્ (જુદું પાડવું)] વિ. અખંડ; ભાગ ન પાડેલા હોય એવું; એકાકાર; ભેદ વગરનું; એકત્ર.
૨. વિ. જેમાં મતભેદ ન હોય એવું.

**અવિમલ** [સં. અ (નહિ) + વિ (વગર) + મલ (મેલ)] વિ. મેલું; અસ્વચ્છ.

**અવિમારક** ન. સંસ્કૃત ભાષાની કીર્તિમાં વધારો કરનાર તેર નાટક માંહેનું એક. જુઓ નાટકચક્ર.

**અવિમિશ્ર** [સં. અ (નહિ) + વિમિશ્ર (મિશ્રણ કરેલું)] વિ. ભેળ વિનાનું; ચોખ્ખું.

**અવિમુક્ત** ૧. ન. કાન અને આંખ વચ્ચેનો ભાગ. જાબાલ ઉપનિષદ્ પ્રમાણે આ પવિત્ર સ્થાન છે.
૨. ન. (પુરાણ) કુરુક્ષેત્ર.
૩. ન. મહાભારતમાં જણાવેલ એક પવિત્ર જગા; કાશીક્ષેત્ર.
૪. ન. માથા અને દાઢી વચ્ચેનો ભાગ.
૫. [સં. અ (નહિ) + વિમુક્ત (છોડેલું)] વિ. છૂટું નહિ કરેલ; બાંધેલું; બદ્ધ.
૬. વિ. બંધ; ખુલ્લું નહિ તેવું.

**અવિમુક્તતા** ૧. [સં. અ (નહિ) + વિમુક્ત (છોડેલું) + તા (પણું)] સ્ત્રી. છૂટું ન કરેલું હોવાપણું.
૨. સ્ત્રી. (જૈન) પરિગ્રહવૃત્તિ; પરિગ્રહ રાખવો તે.
૩. સ્ત્રી. બંધ હોવું તે.

**અવિમુક્તિ** ૧. [સં. અ (નહિ) + વિમુક્તિ (છુટકારો)] સ્ત્રી. છોડવું તે.
૨. સ્ત્રી. (જૈન) લોભવૃત્તિ; લોભ કરવો તે.

**અવિમુક્તેશ્વર** [સં.] પું. કાશીમાં આવેલું શિવનું પ્રખ્યાત લિંગ.

**અવિમૃષ્ટવિધેયાંશ** [સં. અ (નહિ) + વિમૃષ્ટ (વિચારેલ) + વિધેય (વચનમાં રહેલ) + અંશ (ભાગ)] પું. (કાવ્ય) કાવ્યદોષનો એક ભેદ. વગર વિચારે વિધેયનું કથન કરવામાં આવે એટલે કે કહેવાની બાબત સ્પષ્ટ ન હોય એ દોષ. વિધેયાર્થની વિલંબથી પ્રાપ્તિ એ આ દોષનું કારણ છે. જેમકે,

> છે નૃપ બાજો મન્મથ,
> બીજી રતિ રમી નારી રસિક ભારી;
> જુંઠું બાણ મદનનું,
> નારીનાં નયનોને લ્યો ધારી.

'બીજો' આ પદનો કામથી સમાસ કરી વિશેષણ તરીકે ઉપયોગ કર્યો એ ન જોઈએ.

'બીજો' નિર્દેશ છે, પણ બીજો કામ પ્રસિદ્ધ નથી. તેમ જ 'બીજી રતિ' 'કામનું છઠ્ઠું બાણ' 'નારીનાં નયનો' આમાં નિર્દેશ પ્રથમ અને વિધેય પછી હોવાથી અવિમૃષ્ટવિધેયાંશ દોષ છે.

**અવિમૃષ્ય** [ સં. અ ( નહિ ) + વિમૃશ્ ( વિચારવું ) + ય ( જોવું ) ] વિ. અવિચારી; વિચાર વગરનું.

**અવિમૃષ્યકારી** [ સં. અ ( નહિ ) + વિમૃષ્યકારિન્ ( વિચારીને કરનાર ) ] વિ. વગર વિચાર્યું કામ કરનાર; સાહસ કરનારૂં.

**અવિમૃષ્યભાષી** [ સં. અવિમૃસ્ય ( અવિચારી ) + ભાષિન્ ( બોલનાર ) ] વિ. વગર વિચાર્યું બોલનાર; ભડભડિયું; બોલવામાં બેદરકાર.

**અવિમૃષ્યવાદી** જુઓ અવિમૃષ્યભાષી.

**અવિયજ** [ અ. ] પું. કાંદો; પ્યાજ; ડુંગળી.

**અવિયા** [ સં. અ ( નહિ ) + વી ( ગર્ભ રહેવો ) ] વિ. સ્ત્રી. ( જૂ. ગુ. ) વાંઝણી; ન વિયાય તેવી.

ડોખું ન ગાયું દુઃખું ભલી લાગી અવિયા ભેંશ. — નિષ્કુળાનંદ

**અવિયુક્ત** [ સં. અ ( નહિ ) + વિ ( ઊલટું ) + યુક્ત ( જોડેલું ) ] વિ. છૂટું નહિ પડેલું; સંયુક્ત; જોડાયેલું.

**અવિયોગ** ૧. [ સં. અ ( નહિ ) + વિયોગ ( છૂટાપણું ) ] પું. નોખું ન હોવાપણું; ભેગું હોવું તે; જુદું ન પડવું તે.
૨. વિ. વિયોગી નહિ તેવું; જોડાયેલું; સંયોગી.

**અવિયોગતૃતીયા** [ સં. અ ( નહિ ) + વિયોગ ( છૂટાપણું ) + તૃતીયા ( ત્રીજ ) ] સ્ત્રી. એક તહેવારનું નામ.

**અવિયોગવ્રત** [ સં. અ ( નહિ ) + વિયોગ ( છૂટાપણું ) + વ્રત ( નિયમ ) ] ન. માગશર સુદિ ત્રીજને દિવસે સ્ત્રીઓથી કરાતું અવૈધવ્યવ્રત. તે દિવસે તેઓ સ્નાન કરી ચંદ્રદર્શન કર્યા પછી રાત્રે દૂધ પીએ છે.

**અવિયોજ્ય** [ સં. અ ( નહિ ) + વિયોજ્ય ( છૂટું પાડી શકાય એવું ) ] વિ. છૂટું ન પાડી શકાય એવું; સંલગ્ન.

**અવિર** પું. વૈશ્ય સ્ત્રીને ક્ષત્રિય પુરુષથી ચોરીથી એટલે વ્યભિચારથી થયેલી પ્રજા.

વૈશ્ય સ્ત્રી ક્ષત્રિય પુરુષ સાથે સંબંધ કરીને મહિષ્ય અથવા અંબિષ્ઠ પ્રજાને ઉત્પન્ન કરે છે. આ પ્રજા ચોરીથી થયેલી હોય છે તો અવિર કહેવાય છે. — સતપુરાણ

**અવિરક્ત** [ સં. અ ( નહિ ) + વિરક્ત ( વૈરાગ્યવાળું ) ] વિ. વૈરાગ્ય વગરનું; રાગી.

**અવિરત** ૧. [ સં. અ ( નહિ ) + વિરત ( અટકેલું ) ] વિ. અટક્યા વગરનું; નિરંતર; સતત; ચાલુ.
૨. વિ. છોડી દેવાયેલું; તજેલ.
૩. વિ. ( જૈન ) પાપના કામથી નહિ અટકેલું.
૪. અ. અટક્યા વગર; વિરામ પામ્યા વિના; સતત; નિત્ય.

**અવિરતગુણસ્થાન** ન. ( જૈન ) ચૌદ માંહેનું ચોથું ગુણસ્થાન. આ ગુણસ્થાને રહેલ આત્મા પચ્ચખાણ એટલે વ્રત ન કરી શકે પણ સમકીત એટલે શુદ્ધ જ્ઞાન પામે.

**અવિરતમરણ** [ સં. અ ( નહિ ) + વિરત ( અટકેલું ) + મરણ ( મોત ) ] ન. ( જૈન ) બાળમરણ; અવ્રતીપણે મરવું તે.

**અવિરતવાદી** [ સં. અ ( નહિ ) + વિરત ( અટકેલું ) + વાદિન્ ( કહેનાર ) ] વિ. ( જૈન ) 'અવિરત' છું એમ કહેનાર; પરિગ્રહધારી.

**અવિરતસમ્યક્દૃષ્ટિ** [ સં. અ ( નહિ ) + વિરત ( અટકેલું ) + સમ્યક્ ( સારૂં ) + દૃષ્ટિ ( જ્ઞાન ) ] સ્ત્રી. ( જૈન ) વ્રત ન કરી શકે પણ સમ્યક્ત્વ એટલે યથાર્થ જ્ઞાન હોય એવું હોવાપણું; આત્મિક સ્થિતિનાં ચૌદ માંહેના ચોથા ગુણસ્થાનની અવસ્થા.

જે અવસ્થામાં દર્શન મોહનીયનું બળ કાં તો બિલકુલ શમી જાય છે કે વિરલ થઈ જાય છે અને કાં તો બિલકુલ ક્ષીણ થઈ જાય છે, જેને લીધે આત્મા અસંદિગ્ધપણે સત્ય દર્શન કરી શકે છે. આ અવસ્થા **અવિરતસમ્યક્દૃષ્ટિ**. આનું અવિરત નામ એટલા માટે છે કે તેમાં ચારિત્ર મોહનીયની સત્તા સવિશેષ હોવાથી વિરતિ ઉદય પામતી નથી. — પુરાતત્વ

**અવિરતિ** ૧. [ સં. અ ( નહિ ) + વિરતિ ( વિરામ ) ] સ્ત્રી. અટકવું નહિ તે; ચાલુપણું; સાતત્ય.
૨. સ્ત્રી. ( જૈન ) અબ્રહ્મચર્ય; મૈથુન.
૩. સ્ત્રી. અસંયમ; પાપક્રિયાથી એટલે પાપ લાગે તેવાં કામથી ન અટકવું તે.

મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, કષાય, અને યોગ એ પાંચ બંધનના હેતુઓ છે. — તત્વાર્થસૂત્ર

૪. વિ. અટક્યા વિનાનું; સતત; ચાલુ.

**અવિરતિભાવ** [ સં. અ ( નહિ ) + વિરતિ ( ત્યાગ ) + ભાવ ( વિચાર ) ] પું. ( જૈન ) પાપકર્મનો ત્યાગ ન કરવાપણું; પાપવાળી ક્રિયાથી નહિ અટકવું તે. હિંસાનો, અસત્યનો, ચોરીનો, પરસ્ત્રી સાથેના સંબંધનો અત્યાગ, પરિગ્રહની તૃષ્ણાનું અપરિમિતપણું એટલે બહોળાપણું તેમ જ બીજી પણ અનેક બાબતમાં અવિરતિભાવ એટલે અત્યાગભાવ એ કર્મબંધનું કારણ છે.

**અવિરતિવાદ** [ સં. અવિરતિ ( અબ્રહ્મચર્ય ) + વાદ ( ચર્ચા ) ] પું. ( જૈન ) મૈથુન સંબંધી ચર્ચા.

**અવિરમણ** [ સં. અ ( નહિ ) + વિરમણ ( અટકવું તે ) ] ન. ન અટકવું તે.

**અવિરલ** ૧. વિ. ચાલુ; અખંડ; સતત.

પ્રભુ અવિરલ વાણી આપો. — વસ્તો

૨. [ સં. અ ( નહિ ) + વિરલ ( આછું ) ] વિ. ભરચક; પુષ્કળ; ભરપૂર.

અવિરલ પ્રવાહ ચાલ્યો જાય. — અખો

૩. વિ. વચમાં જગા ન હોય તેવું; ઘટ્ટ; ઘન; ગાઢું.
૪. વિ. સજ્જડ.
૫. અ. અસ્ખલિત રીતે; ન અટકે એવી રીતે; સતત.

**અવિરલરતિકા** પું. ( પિંગળ ) એ નામનો ૧૨ અક્ષરનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ. તેના દરેક ચરણમાં ભગણ, નગણ, જગણ અને રગણ આવે છે.

છ અવિરલરતિકા ભ ના જ રે. — રણપિંગળ

**અવિરહ** [ સં. અ ( નહિ ) + વિરહ ( વિયોગ ) ] પું. વિયોગનો અભાવ.

**અવિરહકાળ** [ સં. અ ( નહિ ) + વિરહ ( વિયોગ ) + કાલ ( વખત ) ] પું. ( જૈન ) કોઈ ઠેકાણે બહારથી કોઈ નવો જીવ આવી ઉત્પન્ન થાય નહિ અને તેમાંથી મરીને કોઈ જીવ બહાર જાય નહિ તેટલો વખત; અશૂન્યકાલ.

**અવિરહિત** ૧. [ સં. અ ( નહિ ) + વિરહિત ( વિનાનું ) ] વિ. નિરંતર.
૨. વિ. વિરહ વગરનું.

**અવિરામ** ૧. [ સં. અ ( નહિ ) + વિરામ ( અટકવું તે ) ] પું. ( ગણિત ) ચલરાશિના મૂલ્યમાં સહેજ ફરક કરવાથી ફલના મૂલ્યમાં સહેજ ફરક થાય પણ એકદમ મોટો ફરક ન થાય એવી ફલની સ્થિતિ.
૨. પું. ( પિંગળ ) દરેક ચરણમાં જગણ, સગણ અને ગુરુ મળી ૭ અક્ષરનો એક છંદ; કુમારલલિતા.
૩. [ સં. અ ( નહિ ) + વિરામ ( અટકવું તે ) ] પું. નહિ અટકવાપણું; નિરંતરતા.
૪. પું. વચમાંથી તૂટી ન જાય એવી વસ્તુની સ્થિતિ; 'કન્ટિન્યૂઈટિ'.
૫. ન. ( સંગીત ) તાલના અંગ પૈકીનું એ નામનું એક.

૬. વિ. અટકે નહિ એવું; અવિશ્રાંત; સતત; અખંડ.

૭. ક્ર. વિ. વિરામ લીધા વિના; નિરંતર; અખંડ રીતે; સતત; ચાલુ.

**અવિરામી** ૧. [ સં. અ ( નહિ ) + વિરમ્ ( અટકવું ) ] વિ. અટક્યા વગરનું; અખંડ; સતત.

૨. વિ. ( ગણિત ) ચલરાશિના મૂલ્યમાં સહેજ ફરક કરવાથી જે ફલના મૂલ્યમાં સહેજ ફરક થાય એવું.

૩. વિ. વચમાંથી તૂટી જતું ન હોય એવું; 'કન્ટિન્યૂઅસ'. જેમકે, વક્ર એટલે વળાંક.

**અવિરુદ્ધ** ૧. [ સં. અ ( નહિ ) + વિરુદ્ધ ( ઊલટું ) ] વિ. અનુકૂળ; મળતું; સંગત; વિરોધ વગરનું.

૨. વિ. ( જૈન ) વિનયવાદી; દેવતા, મનુષ્ય, પશુ, પક્ષી વગેરે સર્વનો વિનય કરનાર.

**અવિરેચન** [ સં. અ ( નહિ ) + વિરેચન ( જુલાબ ) ] ન. રેચ ન લગાડે એવી વસ્તુ.

**અવિરેચ્ય** [ સં. અ ( નહિ ) + વિરેચ્ય ( જુલાબને લાયક ) ] વિ. રેચ નહિ આપવા જેવું; જેને રેચ ન અપાય એવું.

**અવિરોધ** ૧. પું. અડચણ ન હોવી તે.

૨. [ સં. અ ( નહિ ) + વિરોધ ( વિરુદ્ધતા ) ] પું. અનુકૂળતા; મેળ; બનાવ.

૩. પું. પૂર્વાપર સંગતિ; આગળની વાતનું પાછળની સાથે બંધબેસતાપણું.

૪. પું. ( વેદાંત ) બ્રહ્મસૂત્રનો એ નામનો બીજો અધ્યાય.

૫. [ સં. અ ( નહિ ) + વિરોધ ( દુશ્મનાઈ ) ] પું. મિત્રાચારી; સંપ; મૈત્રી; દોસ્તી.

૬. પું. વિવાદ ન હોવાપણું; સંમતિ; અનુમતિ; કબૂલાત.

૭. પું. સાધર્મ્ય; સમાનતા; સરખાપણું.

૮. વિ. વિરોધ વગરનું.

**અવિરોધિત** ૧. [ સં. અ ( નહિ ) + વિરોધિત ( ઘેરાયેલું ) ] વિ. અસ્ખલિત; અબાધિત.

૨. વિ. નિર્વિઘ્ન.

૩. વિ. વિરોધ વિનાનું; તકરાર વગરનું.

**અવિરોધી** ૧. [ સં. અ ( નહિ ) + વિરોધ ( શત્રુવટ ) + ઇન્ ( વાળું ) ] પું. મિત્ર.

૨. વિ. મેળવાળું; અનુકૂળ; મળતું.

૩. વિ. સંપીલું; મિત્રાચારીવાળું.

**અવિરોધીશ્રેઢી** સ્ત્રી. ( ગણિત ) સંવાદિ શ્રેઢી; અંશશ્રેઢી; 'હાર્મોનિક પ્રોગ્રેશન'. ત્રણ સંખ્યામાંની પહેલી અને ત્રીજીનું ગુણોત્તર, પહેલી અને બીજીના તફાવત તથા બીજી અને ત્રીજીના તફાવતના ગુણોત્તરની બરાબર હોય ત્યારે તે ત્રણ સંખ્યા અવિરોધી શ્રેઢીમાં કહેવાય છે. જેમકે, ૨, ૨૧/૨, ૩૧/૩; ૭, ૩૧/૨, ૨૧/૩, ૧૩/૪, ૧૧/૫. આ જાતની શ્રેઢીની સંખ્યાઓના પ્રતિયોગીઓ ( રેસિપ્રોકલ્સ ) હમેશાં ગણિતશ્રેઢીમાં હોય છે.

**અવિલક્ષણ** [ સં. અ ( નહિ ) + વિલક્ષણ ( વિચિત્ર ) ] વિ. એકસરખા રૂપવાળું; ભેદ પાડનાર ધર્મ કે લક્ષણથી રહિત.

**અવિલક્ષ્ય** ૧. [ સં. અ ( નહિ ) + વિ ( વધારે ) + લક્ષ્ય ( ધ્યાન અપાય એવું ) ] વિ. જેનો ઉપાય ન હોય એવું.

૨. વિ. નિશાન વિનાનું.

૩. વિ. બહાના વગરનું; નિષ્કપટ.

**અવિલનીય** [ સં. અ ( નહિ ) + વિલી ( ઓગળવું ) + અનીય ( જેવું ) ] વિ. ઓગળે નહિ તેવું.

**અવિલંઘન** ૧. [ સં. અ ( નહિ ) + વિલંઘન ( ઉલ્લંઘન ) ] ન. ઉલ્લંઘનનો અભાવ; ન ઓળંગવાપણું.

૨. વિ. ઓળંગ્યા વગરનું.

**અવિલંઘનીય** ૧. [ સં. અ ( નહિ ) + વિલંઘનીય ( ઓળંગી શકાય એવું ) ] વિ. ન ઓળંગવા જેવું.

૨. વિ. નક્કી કરેલું.

**અવિલંબ** ૧. [ સં. અ ( નહિ ) + વિલંબ ( ઢીલ ) ] પું. ઉતાવળ; શીઘ્રતા; ત્વરા; તાકીદ.

૨. વિ. ઢીલ વગરનું; વાર ન લગાડનાર.

૩. ક્ર. વિ. ઢીલ વગર; તરત; જલદી; સત્વર.

**અવિલંબન** ૧. [ સં. અવલંબન ( આધાર ) ] ન. આધાર; ટેકો; આશરો; આશ્રય.

૨. [ સં. અ ( નહિ ) + વિલંબન ( ઢીલ ) ] ન. ઉતાવળ; શીઘ્રતા.

**અવિલંબવું** [ સં. અવલંબ્ ( આધાર લેવો ) ] સ. ક્રિ. અવલંબવું; આશરો લેવો.

તે માટે અવિલંબ્યા છે મુનિ,
મુજ રૂપે સાક્ષાત. દયારામ

**અવિલંબિત** ૧. [ સં. અ ( નહિ ) + વિલંબિત ( ઢીલવાળું ) ] પું. બોલવાના અઢાર દોષ માંહેનો એક; બીજો અક્ષર ભેળવીને બોલવું તે. જેમકે, પરાક્રમને બદલે પ્રાકમ, ચરણને બદલે ચર્ણ. જુઓ દોષ.

૨. [ સં. અ ( નહિ ) + વિલંબિત ( ધીમું ) ] વિ. ઢીલ વગરનું; ઉતાવળું.

બાજ બેગ જબ હલસ રબ અવિલંબિત ઉતાલ,
ચપલ ચાલી ચાતુર અલિ આતુર દેખી દયાલ.
પિંગલલઘુકોષ

૩. ક્ર. વિ. ઉતાવળે; જલદી.

**અવિલંબિતભાગ** [ સં. અ ( નહિ ) + વિલંબ ( ઢીલ ) + ઇત ( વાળું ) + ભાગ ( હિસ્સો ) ] પું. અગ્રતાનો હક એટલે બીજાના કરતાં પહેલો લાભ મળે એવો ભાગ; વિશેષ ભાગ; 'પ્રેફરન્સ શેર'.

**અવિલંબિતા** [ સં. અ ( નહિ ) + વિલંબિન્ ( ઢીલવાળું ) + તા ( પણું ) ] સ્ત્રી. તાકીદ; ઉતાવળ; તગાદો.

**અવિલંબ્ય** [ સં. અ ( નહિ ) + વિલંબ્ ( ઢીલ કરવી ) + ય ( જેવું ) ] વિ. તાબડતોબ; જરૂરી; ઉતાવળનું.

**અવિલા** ૧. [ સં. ] સ્ત્રી. ઘેટી; ઘેટાની માદા.

૨. સ્ત્રી. બકરી; બકરાની માદા.

**અવિલાસ** [ સં. અ ( નહિ ) + વિલાસ ( મોજશોખ ) ] પું. મોજશોખ ન હોવાપણું.

**અવિલીન** ૧. [ સં. અ ( નહિ ) + વિલીન ( ઓગળેલું ) ] વિ. ઓગળ્યા વગરનું; નહિ પીગળેલું.

૨. [ સં. અ ( નહિ ) + વિલીન ( જુદું પડેલું ) ] વિ. જુદું નહિ પડેલું.

૩. [ સં. અ ( નહિ ) + વિલીન ( નાશ પામેલું ) ] વિ. નાશ પામ્યા વગરનું.

**અવિલોકન** [ સં. અવ ( ચોતરફ ) + લોક્ ( જોવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. અવલોકન; જોવું તે; દર્શન.

વિપ્ર વળિયો નગર, અવિલોકન કરી.
પ્રેમાનંદ

**અવિલોકવું** [ સં. અવ ( ચોતરફ ) + લોક્ ( જોવું ) ] સ. ક્રિ. નજર કરવી; અવલોકવું; જોવું.

**અવિલોમ** [ સં. અ ( નહિ ) + વિલોમ ( ઊલટું ) ] વિ. વિરુદ્ધ નહિ એવું; સવળું; અનુલોમ.

**અવિલોલ** [ સં. અ ( નહિ ) + વિલોલ ( ચંચળ ) ] વિ. ચંચળતા વિનાનું; સ્થિર; સ્થાયી; દૃઢ.

**અવિવક્ષા** [ સં. અ ( નહિ ) + વિવક્ષા ( બોલવાની ઇચ્છા ) ] સ્ત્રી. બોલવાની અનિચ્છા; જણાવવાનો ઇરાદો ન હોવાપણું.

**અવિવક્ષિત** [ સં. અ ( નહિ ) + વિવક્ષિત ( બોલવા ઇચ્છેલું ) ] વિ. બોલવા ઇચ્છ્યું ન હોય એવું; કહેવાનો ઇરાદો ન રાખેલું.

એમાં બીજો અવિવક્ષિત અર્થ એ પણ રહેલો છે કે એ મિત્ર ( સૂર્ય )ની સુબાળા ( સુંદર પુત્રી ) છે. પ્રેમાનંદ

**અવિવક્ષિતવાચ્યધ્વનિ** [ સં. અ ( નહિ ) + વિવક્ષિત ( કહેવા ઇચ્છેલું ) + વાચ્ય ( મૂળ અર્થ ) + ધ્વનિ ( ઉત્તમ કાવ્ય )] પું. ( કાવ્ય ) ધ્વનિનો એટલે કહેવા ધારેલ અર્થ કરતાં કટાક્ષથી કહેલ અર્થ ચડિયાતો હોય એવા કાવ્યનો એક વિભાગ; લક્ષણામૂલક ધ્વનિ. એમાં વક્તાની ઇચ્છા મૂળ અર્થનો સંબંધ બંધબેસતો ન હોવાથી અવિવક્ષિત એટલે જણાવા વગરની હોય છે. એમાં મુખ્ય અર્થ છેક બંધબેસતો નથી એમ હોતું નથી, પરંતુ પુનરુક્તિ એટલે ફરીવાર કહેવાને લીધે ઉપયોગી ન હોવાથી બીજો અર્થ લેવાય છે.

**અવિવાદ** [સં. અ ( નહિ ) + વિવાદ ( ચર્ચા )] પું. વિરોધ ન હોવાપણું; એકમત.

**અવિવાદનીય** [ સં. અ ( નહિ ) + વિવાદનીય ( ચર્ચા થઈ શકે એવું )] વિ. વિવાદ ન થઈ શકે એવું; અવિવાદ્ય; વાદ રહિત.

**અવિવાદભૂમિ** [ સં. અ ( નહિ ) + વિવાદ ( ચર્ચા ) + ભૂમિ ( સ્થળ )] સ્ત્રી. તકરાર ન હોય એવી સ્થિતિ; તકરારનો અવિષય.

**અવિવાદિત** [ સં. અ ( નહિ ) + વિવાદિત ( તકરારી )] વિ. તકરાર વગરનું; ચોક્કસ.

**અવિવાદી** [ સં. અ ( નહિ ) + વિવાદિન્ ( વિવાદ કરનાર )] વિ. વિવાદ નહિ કરનાર.

**અવિવાદ્ય** જુઓ અવિવાદનીય.

**અવિવાહિત** [ સં. અ ( નહિ ) + વિવાહિત ( પરણેલું )] વિ. નહિ પરણેલું; વિવાહ થયો ન હોય એવું; કુંવારું.

**અવિવાહિતા** [ સં. અ ( નહિ ) + વિવાહિત ( પરણેલું ) + આ ( નારીજાતિનો પ્રત્યય )] વિ. સ્ત્રી. પરણેલી નહિ એવી; કુંવારી.

**અવિવાહી** ૧. [ સં. અ ( નહિ ) + વિવાહ ( લગ્ન ) + ઇન્ ( વાળું )] વિ. જેની સાથે લગ્ન ન થઈ શકે તેવું.
૨. વિ. નહિ પરણેલ.
૩. વિ. લગ્નની સાથે સંબંધ નહિ ધરાવતું.

**અવિવાહ્ય** ૧. [ સં. અ ( નહિ ) + વિવાહ્ય ( પરણવા લાયક )] વિ. લગ્ન ન કરવા જેવું.
૨. વિ. વિવાહ ન થઈ શકે એવું.

**અવિવિક્ત** ૧. [ સં. અ ( નહિ ) + વિવિક્ત ( જુદું )] વિ. એકરૂપ થયેલ; જુદું નહિ એવું.
૨. [ સં. અ ( નહિ ) + વિવિક્ત ( છૂટું )] વિ. ગૂંચવણ ભરેલું.
૩. વિ. બરાબર વિચાર નહિ કરેલ; નહિ તપાસેલું.
૪. [ સં. અ ( નહિ ) + વિવિક્ત ( વિવેકી )] વિ. વિવેક વગરનું.
૫. વિ. ( જૈન ) સસંગ; પરિવારવાળું.

**અવિવિધ** [ સં. અ ( નહિ ) + વિવિધ ( જાતજાતનું )] વિ. તરેહતરેહનું નહિ એવું; એકવિધ; એક જ પ્રકારનું.

**અવિવેક** ૧. પું. અજ્ઞાન; ખોટી સમજ.
૨. [ હિં. ] પું. અન્યાય.
૩. [ સં. અ ( નહિ ) + વિવેક ( વિચાર )] પું. અવિચારીપણું.
૪. [ સં. અ ( નહિ ) + વિવેક ( સભ્યતા )] પું. અવિનય; અસભ્યતા; બેઅદબી.
૫. પું. ઉતાવળ; અધીરાઈ.
૬. પું. બેવકૂફી; મૂર્ખાઈ.
૭. [ સં. અ ( નહિ ) + વિવેક ( સારાસાર છૂટા પાડવાની બુદ્ધિ )] પું. સારૂંનરસું પારખવાની અશક્તિ.
૮. વિ. વિચાર વિનાનું.

**અવિવેકતા** ૧. સ્ત્રી. અજ્ઞાન.
૨. [ સં. અ ( નહિ ) + વિવેક ( વિનય ) + તા ( પણું )] સ્ત્રી. અસભ્યતા; અવિનય.
૩. [ સં. અ ( નહિ ) + વિવેક ( સારાનરસાનો વિચાર ) + તા ( પણું )] સ્ત્રી. વિચારશૂન્યતા; જડપણું.

**અવિવેકત્વ** જુઓ અવિવેકતા.

**અવિવેકદોષ** [ સં. અ ( નહિ ) + વિવેક ( વિચાર ) + દોષ ( પાપ )] પું. ( જૈન ) મનના દશ માંહેનો એ નામનો એક દોષ; અયોગ્ય વિચાર કરવાથી લાગતું પાપ.

> સામાયિકનું સ્વરૂપ નહિ જાણવાથી મનમાં એવો વિચાર કરે કે આથી શું ફળ થવાનું હતું ? આથી કોણ તર્યું હશે ? એવા વિકલ્પનું નામ અવિવેકદોષ.
> રાજચંદ

**અવિવેકિતા** ૧. [ હિં. ] સ્ત્રી. અન્યાયીપણું.
૨. [ સં. અ ( નહિ ) + વિવેક ( વિચાર ) + ઇન્ ( વાળું ) + તા ( પણું )] સ્ત્રી. અવિચારીપણું.
૩. [ સં. અ ( નહિ ) + વિવેક ( વિનય ) + ઇન્ ( વાળું ) + તા ( પણું )] સ્ત્રી. અસભ્યતા; બેઅદબી; અમર્યાદપણું.
૪. સ્ત્રી. અસાવધાનતા; ગાફિલપણું.

**અવિવેકી** ૧. [ હિં. ] વિ. અન્યાયી.
૨. [ સં. અ ( નહિ ) + વિવેક ( વિચાર ) + ઇન્ ( વાળું )] વિ. અવિચારી; અણસમજુ.
૩. [ સં. અ ( નહિ ) + વિવેક ( વિનય ) + ઇન્ ( વાળું )] વિ. અસભ્ય; વિનય વિનાનું; બેઅદબ; અમર્યાદ.
૪. વિ. ગાફિલ; અસાવધાન; પ્રમત્ત.

**અવિવેચક** [ સં. અ ( નહિ ) + વિવેચક ( વિચારક )] વિ. વિચાર વિનાનું; અવિચારી; દીર્ઘદૃષ્ટિ વગરનું.

**અવિવેચના** [ સં. અ ( નહિ ) + વિવેચના ( વિચાર )] સ્ત્રી. ન્યાયબુદ્ધિ ન હોવાપણું; તુલનાબુદ્ધિનો અભાવ.

**અવિશદ** ૧. [ સં. અ ( નહિ ) + વિશદ ( ચોખ્ખું )] વિ. અશુદ્ધ; અસ્વચ્છ; મલિન; મેલું; ગંદું.
૨. [ સં. અ ( નહિ ) + વિશદ ( સ્પષ્ટ )] વિ. અસ્પષ્ટ; ગરબડિયું; ગોટાળિયું.

**અવિશદતા** ૧. [ સં. અ ( નહિ ) + વિશદ ( શુદ્ધ ) + તા ( પણું )] સ્ત્રી. અશુદ્ધિ; અસ્વચ્છતા; મલિનપણું.
૨. [ સં. અ ( નહિ ) + વિશદ ( સ્પષ્ટ ) + તા ( પણું )] સ્ત્રી. અસ્પષ્ટતા; ગરબડિયાપણું; સંદિગ્ધતા.

**અવિશંક** ૧. [ સં. અ ( નહિ ) + વિ ( વિશેષ ) + શંક ( શંકાવાળું )] વિ. શક વિનાનું; નિઃશંક; ચોક્કસ; બેશક.
૨. અ. શંકા વિના; બેધડક; નિઃસંશય.

**અવિશંકા** ૧. [ સં. અ ( નહિ ) + વિ ( વિશેષ ) + શંકા ( વહેમ )] સ્ત્રી. વિશેષ શંકા ન હોવાપણું.
૨. સ્ત્રી. વિશ્વાસ; ખાતરી.

**અવિશંકિત** ૧. [ સં. અ ( નહિ ) + વિ ( વિશેષ ) + શંકિત ( સંદેહવાળું )] વિ વિશેષ શંકા વગરનું; ઘણો સંશય ન હોય એવું.
૨. વિ. શંકા ઉત્પન્ન ન થઈ હોય તેવું; નિઃશંક.

**અવિશિષ્ટ** ૧. [ સં. અ ( નહિ ) + વિશિષ્ટ ( છૂટું પડેલ )] પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. સર્વના અંતર્યામી હોવાથી તે કોઈનાથી જુદા નથી, માટે તે અવિશિષ્ટ કહેવાય છે.
૨. વિ. છૂટું નહિ પડેલું.

**અવિશુદ્ધ** ૧. [ સં. અ ( નહિ ) + વિ ( વિશેષ ) + શુદ્ધ ( ચોખ્ખું )] વિ. અપવિત્ર; શુદ્ધ નહિ તેવું.
૨. વિ. દોષવાળું; અપરાધી.

**અવિશુદ્ધિ** ૧. [ સં. અ ( નહિ ) + વિ ( વિશેષ ) + શુદ્ધિ ( ચોખ્ખાઈ )] સ્ત્રી. અપવિત્રપણું; મલિનતા; અશુદ્ધિ; અસ્વચ્છતા.
૨. સ્ત્રી. દોષ; અપરાધ; દૂષણ.
૩. સ્ત્રી. વિકાર; બગાડ.

**અવિશેષ** ૧. [ સં. અ ( નહિ ) + વિશેષ ( ભેદ )] પું. અભેદ; એકતા.

૨. પું. (કાવ્ય) એક જાતનો અર્થદોષ. જુઓ અર્થદોષ.

૩. પું. (સાંખ્ય) ધીરત્વ એટલે ધીરજ, મૂઢત્વ એટલે જડપણું વગેરે ખાસ ગુણ વગરનું સૂક્ષ્મ ભૂત એટલે દ્રવ્ય.

૪. [સં. અ (નહિ) + વિશેષ (વધારે)] વિ. તુલ્ય; સમાન; બરોબર.

૫. વિ. સામાન્ય; સાધારણ.

**અવિશેષજ્ઞ** [સં. અ (નહિ) + વિશેષ (વધારે) + જ્ઞ (જાણનાર)] વિ. વિશેષ નહિ જાણનાર; સાધારણ જ્ઞાનવાળું.

**અવિશેષસમ** [સં. અ (નહિ) + વિશેષ (ભેદ) + સમ (સમાન)] સ્ત્રી. (ન્યાય) ન્યાયની ૨૪ માંહેની એક જાતિ. સરખાપણાને આધારે કોઈ બાબત સાબિત કરી હોય તે વિરુદ્ધ દલીલ કરી મુશ્કેલીનો પ્રસંગ ઉત્પન્ન કરવો તે. ઘડો અને શબ્દ એ બન્ને પ્રયત્નથી પેદા થતા હોવાથી વાદી ઘડાની માફક શબ્દને પણ અનિત્ય એટલે નાશવંત સાબિત કરે. તેના જવાબમાં પ્રતિવાદી કહે કે મહેનતથી પેદા થવાના કારણે ઘડાની માફક શબ્દ પણ નાશવંત ગણાય, તો આટલું થોડું સરખાપણું તો બધી બાબતમાં હોય, અને આવા સરખાપણાને લીધે બધી ચીજોનો ધર્મ એક માનવો પડશે. આવો ઉત્તર અવિશેષસમ કહેવાય છે.

જો કૃતકત્વ એ ધર્મ શબ્દ અને ઘટનો સમાન માનવામાં આવે તો તે ધર્મદ્વારા શબ્દ અને ઘટ એ બન્નેની જેમ અવિશેષતા પ્રાપ્ત થાય છે તેમ કોઈ પણ સમાન ધર્મદ્વારા સમગ્ર પદાર્થોમાં અવિશેષતા પ્રાપ્ત થાય. આ રીતે અવિશેષતાનું આપાદન કરી દૂષણ આપવું તે અવિશેષસમ. પુરાતત્ત્વ

**અવિશેષિત** [સં. અ (નહિ) + વિશેષ (વધારે) + ઇત (વાળું)] વિ. સામાન્ય; સાધારણ.

**અવિશોધિ** ૧. પું. (જૈન) અતિચાર; ચારિત્રને મલિન કરવું તે.

૨. [સં. અ (નહિ) + વિશોધન (શુદ્ધ કરવું તે)] પું. (જૈન) વિશુદ્ધિ ન હોવાપણું.

**અવિશ્રંભ** [સં. અ (નહિ) + વિશ્રંભ (વિશ્વાસ)] પું. અવિશ્વાસ.

**અવિશ્રામ** [સં. અ (નહિ) + વિશ્રામ (આરામ)] પું. આરામ ન હોવાપણું; અશાંતિ; વિસામો ન મળવો તે.

**અવિશ્રાંત** ૧. [સં. અ (નહિ) + વિશ્રાંત (વિસામો લીધેલું)] વિ. આરામ વગરનું; વિસામો લેવા અટક્યા વિનાનું; સતત.

૨. વિ. ક્લેશ વગરનું; સંતાપ વિનાનું; દુઃખ નહિ પામેલું.

૩. વિ. નહિ થાકેલું; અશ્રમિત.

૪. અ. આરામ લીધા વિના; સતત.

**અવિશ્રુત** ૧. [સં. અ (નહિ) + વિશ્રુત (પ્રખ્યાત)] વિ. અણજાણ્યું.

૨. વિ. અવિખ્યાત; પ્રખ્યાત નહિ તેવું.

**અવિશ્લેષ્ય** ૧. [સં. અ (નહિ) + વિશ્લેષ્ય (છૂટું પડાય એવું)] વિ. અભેદ્ય.

૨. વિ. જુદું પાડી ન શકાય એવું; અવિયોજ્ય.

**અવિશ્વસનીય** [સં. અ (નહિ) + વિશ્વસ્ (ભરોંસો રાખવો) + અનીય (જોગું)] વિ. ભરોંસો ન રાખી શકાય એવું; વિશ્વાસને માટે નાલાયક.

**અવિશ્વસ્ત** [સં. અ (નહિ) + વિશ્વસ્ત (ભરોંસો રાખેલ)] વિ. જેના ઉપર વિશ્વાસ ન આણ્યો હોય એવું.

**અવિશ્વાસ** ૧. [સં. અ (નહિ) + વિશ્વાસ (ભરોંસો)] પું. અણવિશ્વાસ; બેભરોંસો; શંકા.

૨. પું. ખાતરી ન થવી તે; અનિશ્ચય.

૩. વિ. વિશ્વાસ ન કરવા જેવું.

**અવિશ્વાસનીય** જુઓ અવિશ્વસનીય.

**અવિશ્વાસપાત્ર** [સં. અ (નહિ) + વિશ્વાસ (ભરોંસો) + પાત્ર (લાયક)] વિ. વિશ્વાસ ન મૂકી શકાય એવું; ભરોંસો ન કરવા જેવું.

**અવિશ્વાસી** ૧. [સં. અ (નહિ) + વિશ્વાસ (ભરોંસો) + ઇન્ (વાળું)] વિ. જેની ઉપર વિશ્વાસ ન રખાય એવું; બેઈમાન; દગાખોર; બેવફા.

૨. વિ. નાસ્તિક; અધર્મી; શ્રદ્ધા ન રાખનાર.

૩. વિ. વિશ્વાસ ન રાખનારું; અધીરું.

**અવિશ્વાસુ** ૧. વિ. અધીરિયું.

૨. વિ. જેની ઉપર ભરોંસો ન રહે એવું.

૩. વિ. ભરોંસો ન રાખનારું.

**અવિશ્વાસ્ય** જુઓ અવિશ્વસનીય.

**અવિષ** ૧. પું. આકાશ.

૨. [સં. અવ્ (રક્ષણ કરવું)] પું. રાજા.

૩. પું. સમુદ્ર; દરિયો.

૪. [સં. અ (નહિ) + વિષ (ઝેર)] વિ. ઝેર વિનાનું.

૫. વિ. ઝેરથી રક્ષણ કરનારું.

૬. વિ. ઝેરનો નાશ કરનારું.

૭. વિ. રક્ષક; રખેવાળ; રક્ષણ કરનાર.

**અવિષક્ત** [સં. અ (નહિ) + વિષક્ત (મોહવાળું)] વિ. વિષયોમાં નહિ લપટાયેલ; કામભોગમાં મોહ વિનાનું.

**અવિષણ્ણ** [સં. અ (નહિ) + વિષણ્ણ (ખેદ પામેલું)] વિ. શોક વગરનું; દિલગીર નહિ તેવું.

**અવિષમ** ૧. [સં. અ (નહિ) + વિ (ઊલટું) + સમ (સરખું)] વિ. એકસરખું; સમ.

૨. વિ. સપાટ; સમતળ.

૩. વિ. સુગમ; સહેલું.

**અવિષમતા** ૧. [સં. અ (નહિ) + વિ (ઊલટું) + સમ (સરખું) + તા (પણું)] સ્ત્રી. એકસરખાપણું; સમાનતા.

૨. સ્ત્રી. સપાટ હોવાપણું.

૩. સ્ત્રી. સુગમતા; સહેલાઈ; સરળપણું.

**અવિષય** ૧. [સં. અ (નહિ) + વિષય (ભોગનું સાધન)] પું. કામવાસના ન હોવી તે; અરાગી હોવાપણું.

૨. પું. ન દેખાવું તે; અદૃશ્યતા.

૩. પું. પુરવાર ન થઈ શકે એવું હોવાપણું; અપ્રતિપાદ્યતા.

૪. [સં. અ (બીજું) + વિષય (બાબત)] પું. બીજી બાબત; વિષયાંતર.

૫. પું. વિરાગ; વૈરાગ્ય.

૬. પું. શક્તિ બહાર હોવું તે; અધિકાર ઉપરાંતની બાબત.

૭. વિ. ઇંદ્રિયોથી જાણી ન શકાય તેવું; અગોચર.

૮. વિ. કામવાસના વગરનું.

**અવિષયી** [સં. અ (નહિ) + વિષયિન્ (સંસારસુખની ઇચ્છાવાળું)] વિ. સંસારત્યાગી; કામવાસના વગરનું; વિરક્ત.

**અવિષા** [સં. અ (નહિ) + વિષ (ઝેર) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. અતિવખની કળી; અતિવિષની કળી.

**અવિષાદ** [સં. અ (નહિ) + વિષાદ (ખેદ)] પું. શોક ન હોવાપણું.

**અવિષાદી** ૧. ન. તૈત્તિરીય આરણ્યક પ્રમાણે વાયવ્ય ખૂણામાં આવેલું એ નામનું એક નરક.

૨. [સં. અ (નહિ) + વિષાદ (દિલગીરી) + ઇન્ (વાળું)] વિ. ખેદ વિનાનું.

**અવિષી** ૧. [સં. અવ્ (રક્ષણ કરવું)] સ્ત્રી. નદી.

૨. સ્ત્રી. પૃથ્વી.

૩. સ્ત્રી. સ્વર્ગ.

**અવિસર્ગી** [સં. અ (નહિ) + વિ (વિશેષ) + સૃજ્ (છોડી દેવું)] વિ. ચઢઊતરનું; આવીને સાવ ન ઊતરતું; અણઉતાર; 'રીમિટંટ'.

**અવિસર્જિત** [સં. અ (નહિ) + વિસર્જિત (છોડી દીધેલું)] વિ. નહિ છોડેલું; અમુક્ત.

**અવિસર્પી** ૧. ન. તૈત્તિરિય આરણ્યક પ્રમાણે નૈર્ઋત્ય ખૂણામાં આવેલું એ નામનું નરક.

૨. [સં. અ (નહિ) + વિસર્પિન્ (ફેલાય એવું)] વિ. ફેલાય નહિ એવું.

**અવિસહ્ય** ૧. વિ. ગુણ વિનાનું.
૨. [ હિં. ] વિ. રોગ ઉત્પન્ન કરનારૂં.

**અવિસહ્યદુર્ગ** [ હિં. ] પું. દુશ્મન દાખલ ન થઈ શકે એવો કિલ્લો.

**અવિસંધિ** [ સં. અ ( નહિ ) + વિ ( વિનાનું ) + સંધિ ( મેળ ) ] પું. પૂર્વાપર વિરોધ ન આવે એવું.

**અવિસંવાદ** ૧. [ સં. અ ( નહિ ) + વિસંવાદ ( વિરોધ ) ] પું. પ્રમાણને અનુસરવાપણું; અ-વિરોધ.
૨. [ સં. અ ( નહિ ) + વિસંવાદ ( ઠગવું તે ) ] પું. સાચું હોવું તે; યથાર્થ વિષય.

**અવિસંવાદિતા** [ સં. અ ( નહિ ) + વિસંવાદિન્ ( વિરોધી ) + તા ( પણું ) ] સ્ત્રી. અ-વિરોધ; સંગતિ.

તેની યોગ્યતાની ઉત્તમ કસોટી તેના કામમાં પરસ્પર **અવિસંવાદિતા** અને ઐક્ય જોઈએ. પુરાતત્ત્વ

**અવિસંવાદિની** ૧. [ સં. અ ( નહિ ) + વિ-સંવાદિન્ ( ખોટું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. ખોટી ન પડનારી; સાચી.

દેવ રૂપ કો બોલ્યું જેહ,
**અવિસંવાદિની** વાણી એહ. બાલણ

૨. [ સં. અ ( નહિ ) + વિસંવાદિન્ ( વિરોધી ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. પ્રમાણ-ને અનુસરનારી; વિરોધ ન કરનારી.

**અવિસંવાદી** ૧. [ સં. અ ( નહિ ) + વિસંવાદિન્ ( વિરોધી ) ] વિ. વિરોધી નહિ એવું; પ્રમાણને અનુસરનારૂં.
૨. વિ. સાચી બાબતનું; યથાર્થ વિષયવાળું.

**અવિસાર** ૧. અ. ( ગ્રામ્ય ) અવિશ્રાંત; સતત.
૨. અ. ભૂલ્યા વગર.

**અવિસોઢ** ન. ગાડરનું દૂધ.

**અવિસ્તર** [ સં. અ ( નહિ ) + વિસ્તાર ( ફેલાવો ) ] વિ. વિશાળતા વિનાનું.

**અવિસ્તાર** [ સં. અ ( નહિ ) + વિસ્તાર ( ફેલાવો ) ] પું. ફેલાવો ન હોવાપણું; સંક્ષેપ.

**અવિસ્તાર્ય** [ સં. અ ( નહિ ) + વિસ્તાર્ય ( ફેલાવી શકાય એવું ) ] વિ. ફેલાવી ન શકાય તેવું.

**અવિસ્તીર્ણ** [ સં. અ ( નહિ ) + વિસ્તીર્ણ ( ફેલાયેલું ) ] વિ. વિસ્તાર વિનાનું.

**અવિસ્તૃત** [ સં. અ ( નહિ ) + વિસ્તૃત ( ફેલાયેલું ) ] વિ. વિશાળ નહિ તેવું; મર્યાદિત.

**અવિસ્થળ** ન. ( પુરાણ ) હિંદુસ્તાનનું એ નામનું એક નગર.

**અવિસ્પષ્ટ** ૧. [ સં. અ ( નહિ ) + વિ ( વિશેષ ) + સ્પષ્ટ ( ચોખ્ખું ) ] ન. અસ્પષ્ટ બોલી; ગરબડિયાપણું; ન સમજાય એવું બોલવું તે.
૨. વિ. વિશેષ સમજાય નહિ તેવું; અસ્પષ્ટ.

**અવિસ્મય** [ સં. અ ( નહિ ) + વિસ્મય ( આશ્ચર્ય ) ] ન. તાજુબી ન થવાપણું.

**અવિસ્મરણ** [ સં. અ ( નહિ ) + વિસ્મરણ ( ભૂલી જવાપણું ) ] ન. ભૂલવું નહિ તે; યાદ.

**અવિસ્મરણીય** [ સં. અ ( નહિ ) + વિસ્મૃ ( ભૂલી જવું ) + અનીય ( જેવું ) ] વિ. ભુલાય નહિ એવું; હમેશાં યાદ રહેનારૂં.

**અવિસ્મર્તવ્ય** [ સં. અ ( નહિ ) + વિસ્મૃ ( ભૂલવું ) + તવ્ય ( લાયક ) ] વિ. નહિ ભૂલવા યોગ્ય; સ્મરણ કરવા જેવું.

**અવિસ્મિત** [ સં. અ ( નહિ ) + વિસ્મિત ( નવાઈ પામેલું ) ] વિ. અચંબો પામ્યા વિનાનું.

**અવિસ્મૃત** [ સં. અ ( નહિ ) + વિસ્મૃત ( ભુલાયેલું ) ] વિ. નહિ ભુલાયેલ; યાદ રહેલું.

**અવિસ્મૃતિ** જુઓ અવિસ્મરણ.

**અવિહડ** ( અવિહડ઼ ) [ સં. અ ( નહિ ) + વિહત ( હણેલું ) ] વિ. ( જૂ. ગુ. ) અખંડ; સ્થાયી.

ધરિયો અવિહડ નેહ. નેમવિજય

**અવિહિત** [ સં. અ ( નહિ ) + વિહિત ( શાસ્ત્રમાં કહેલું ) ] વિ. જે કરવાની શાસ્ત્રે મના કરી હોય એવું; વિધિ કે શાસ્ત્ર વિરુદ્ધ; શાસ્ત્રમાં ન કરવાનું કહેલું હોય તેવું; નિષિદ્ધ.

**અવિહિતરાશિ** [ સં. અ ( નહિ ) + વિહિત ( કહેલ ) + રાશિ ( રકમ ) ] સ્ત્રી. ( ગણિત ) જેવું મૂલ્ય મરજી પડે તે લઈએ એવી રાશિ; 'આર્બિટ્રરિ ક્વૉન્ટિટિ'.

**અવિહિંસા** [ સં. અ ( નહિ ) + વિ ( વિશેષ ) + હિંસા ( વધ ) ] સ્ત્રી. અહિંસા.

નૈષ્કર્મ્ય, મૈત્રી, **અવિહિંસા** વગેરે સદ્‌ગુણોની મેં અભિવૃદ્ધિ કરી. પુરાતત્ત્વ

**અવિહિંસ્ર** [ સં. અ ( નહિ ) + વિહિંસ્ર ( હિંસક ) ] વિ. ( જૈન ) અહિંસક; દયાળુ.

**અવિહ્વલ** [ સં. અ ( નહિ ) + વિહ્વલ ( વ્યાકુળ ) ] વિ. અવ્યાકુળ; સ્વસ્થ.

**અવિંધ** ૧. પું. ( પુરાણ ) લંકામાં થઈ ગયેલો એ નામનો એક વૃદ્ધ અને સદાચરણી રાક્ષસ. એણે સીતાને પાછી સોંપી દેવા રાવણને ઘણી વખત શિખામણ દીધી હતી, પણ રાવણે માન્યું ન હતું. ત્રિજટાની પાસે સીતા રહેતી હતી ત્યાં એ ઘણી વાર રામના કુશળ સમાચાર જણાવતો.
૨. [ સં. અ ( નહિ ) + વ્યધ્ ( વીંધવું ) ] વિ. વિંધાયા વિનાનું; અણવીંધેલ.

**અવિંધ્ય** ૧. પું. રાવણનો એ નામનો રાક્ષસ અમાત્ય.
૨. [ સં. અ ( નહિ ) + વ્યધ્ ( વીંધવું ) + ય ( જેવું ) ] વિ. ન વિંધાય એવું; છિદ્ર ન પડી શકે એવું.

**અવિંધ્યા** સ્ત્રી. એ નામની એક નદી.

**અવી** [ સં. અવ્ ( રક્ષણ કરવું ) ] સ્ત્રી. ઋતુ-વાળી સ્ત્રી; અટકાવવાળી બાઈડી; છેટે બેઠેલી સ્ત્રી.

**અવીક્ષણ** [ સં. અ ( નહિ ) + વીક્ષણ ( જોવું તે ) ] ન. ન જોવાપણું; અદર્શન.

**અવીક્ષિત** ૧. પું. ( પુરાણ ) સૂર્યવંશી દિષ્ટ-કુળમાં થયેલ કરંધમ રાજર્ષિનો પુત્ર કારંધમ.
૨. [ સં. અ ( નહિ ) + વીક્ષિત ( જોયેલું ) ] વિ. ન જોયેલું; અદષ્ટ.

**અવીચિ** ૧. પું. ( પુરાણ ) તે નામનું એક નરક.

જે માણસ સાક્ષીમાં, દાનમાં, કે ધનની લેવડ-દેવડમાં સર્વદા ખોટું બોલે છે તે અવીચિ નામના નરકમાં પડે છે. ભાગવતી ભાગવત

૨. [ સં. અ ( નહિ ) + વીચિ ( મોજું ) ] વિ. ( જૈન ) ક્રોધ, માન, માયા તથા લોભના તરંગ રહિત.
૩. વિ. મોજા વિનાનું; શાંત.

**અવીચિમત** [ સં. અવીચિમત્ ] ન. તે નામનું એક નરક.

**અવીજ** ૧. [ સં. અ ( ખરાબ ) + વીજ ( બી ) ] ન. ન ઊગે એવું બી; ખરાબ બી.
૨. [ સં. અ ( નહિ ) + વીજ ( બી ) ] ન. બી ન હોવાપણું.
૩. [ સં. અ ( નહિ ) + વીજ ( કારણ ) ] વિ. કારણ વગરનું.
૪. વિ. નપુંસક.
૫. વિ. બીજ વિનાનું.
૬. [ સં. અ ( નહિ ) + વીજ ( વીર્ય ) ] વિ. વીર્યહીન.

**અવીજા** [ સં. ] સ્ત્રી. દરાખનો વેલો.

**અવીત** ૧. [ સં. અ ( નહિ ) + વીત ( એક જાતનું અનુમાન ) ] ન. ( ન્યાય ) એક પ્રકારનું અનુમાન; વ્યતિરેકવ્યાપ્તિથી એટલે એક વસ્તુ ન હોય તો બીજી વસ્તુ પણ ન હોય એવા સંબંધથી થતું નકારવાચક અનુમાન. જેમકે, 'પૃથ્વી પોતાના સિવાયના બીજા બધા પદાર્થથી જુદી છે, કેમકે તે ગંધવાળી છે'. જ્યાં સાધ્ય એટલે સાબિત કરવાની બાબત

ન હોય ત્યાં હેતુ ન હોય તે વ્યતિરેકવ્યાપ્તિ કહેવાય છે. ઉપરના અનુમાનમાં 'ગંધવાળી છે' એ હેતુ છે, અને 'બીજા સર્વ પદાર્થથી જુદાપણું' એ સાધ્ય એટલે સાબિત કરવાની બાબત છે. જ્યાં પૃથ્વી સિવાય બીજા બધા પદાર્થથી જુદાપણું એટલે કે પૃથ્વીપણું નથી ત્યાં ગંધ હોવાપણું નથી, માટે અવીત અનુમાન થયું.

૨. [ સં. અ ( નહિ ) + વીત ( ગયેલું ) ] વિ. દૂર નહિ થયેલું.

**અવીતદ્વેષ** [ સં. અ ( નહિ ) + વીત ( ગયેલું ) + દ્વેષ ( ઈર્ષા ) ] વિ. દ્વેષવાળું; ઈર્ષાળુ; અદેખું.

શત્રુ પોતે જ અવીતરાગ, અવીતદ્વેષ, અવીતમોહ અને ભીરુ હતો. — પુરાતત્ત્વ

**અવીતમોહ** [ સં. અ ( નહિ ) + વીત ( ગયેલું ) + મોહ ( આસક્તિ ) ] વિ. મોહવાળું.

**અવીતરાગ** [ સં. અ ( નહિ ) + વીત ( ગયેલ ) + રાગ ( મોહ ) ] જુઓ અવીતમોહ.

**અવીર** ૧. [ સં. અ ( નહિ ) + વીર ( શૂર ) ] પું. શૂર નહિ તે.

૨. વિ. પરાક્રમી નહિ તેવું; શૌર્ય વિનાનું; નામર્દ.

૩. [ સં. અ ( નહિ ) + વીર ( પુત્ર ) ] વિ. પુત્ર રહિત.

૪. વિ. પુરુષો વગરનું.

**અવીરા** ૧. પું. ( પિંગળ ) એ નામનો દરેક ચરણમાં મગણ, ભગણ અને સગણ મળી ૯ અક્ષરનો એક છંદ; વીરા.

૨. [ સં. અ ( નહિ ) + વીરા ( પતિપુત્રવાળી સ્ત્રી ) ] સ્ત્રી. દીકરા અને ધણી વગરની સ્ત્રી.

૩. સ્ત્રી. સ્વતંત્ર સ્ત્રી.

**અવીરોચિત** [ સં. અ ( નહિ ) + વીર ( શૂર ) + ઉચિત ( યોગ્ય ) ] વિ. બહાદુર પુરુષને શોભે નહિ એવું.

**અવીરોધ** ન. એ નામનું નરક.

જે લોકો અહીં ખાડા, કોઠીઓ અને ગુફાઓમાં પ્રાણીઓને રૂંધી મૂકે છે તેઓ મુવા પછી અવીરોધ નામના નરકમાં પડે છે. — ભગવતી ભાગવત

**અવીરોલ** વિ. ( જૂ. ગુ. ) થંભાવનાર; રોકી રાખનાર.

દુર્મ થઇ પ્રથવી ધરી,
રાખ્યા મેરુ મહી અવીરોલ. — નાકર

**અવીર્ય** ૧. [ સં. અ ( નહિ ) + વીર્ય ( શક્તિ ) ] ન. અશક્તિ; નિર્બળતા.

૨. વિ. બળ વિનાનું; નિર્બળ; અશક્ત.

૩. વિ. વીર્ય એટલે ધાત વિનાનું.

**અવીર્યવાન** [ સં. અ ( નહિ ) + વીર્ય ( શક્તિ ) + વત્ ( વાળું ) ] વિ. બળવાન નહિ એવું; નિર્બળ; અશક્ત.

**અવીહ** [ સં. અ ( નહિ ) + વીડ ( શરમ ) ] વિ. ( જૂ. ગુ. ) નિર્ભય; નીડર.

અકલ અવીહ અતુલ બલ બોલઈ. — લાવણ્યસમય

**અવીંધ** ૧. [ સં. અ ( નહિ ) + વ્યધ્ ( વીંધવું ) ] ન. કાન વીંધવાનો રિવાજ નથી એવી પ્રજાનું માણસ; આર્ય સિવાયની પ્રજાની વ્યક્તિ. સુવ્રત એ દરબારીઓનું શારીરિક ચિહ્ન છે, તેમ અસલના વારામાં કાનનો વેહ એટલે કાન વીંધવો તે હિંદુ આર્યોના ચિહ્ન રૂપે ગણાતો એમ પણ એક મત છે.

૨. વિ. અણુપલોટ; અનુભવ વિનાનું; અણઘડ.

૩. વિ. વીંધ્યા વગરનું; વેહ વિનાનું.

**અવૃત** ૧. [ સં. અ ( નહિ ) + વૃત ( ઢાંકેલું ) ] વિ. અણઢાંકયું; નહિ ઢાંકેલું.

૨. વિ. ખુલ્લું; વાડ વિનાનું.

૩. [ સં. અ ( નહિ ) + વૃત ( નીમેલું ) ] વિ. પસંદ કરાયા વગરનું; નિમણૂક વિનાનું.

**અવૃત્ત** ૧. [ સં. અ ( નહિ ) + વૃત્ત ( ગોળ ) ] વિ. ઊપસેલું. જેમકે, મોતી. આવું મોતી દોષવાળું ગણાય છે.

૨. [ સં. અ ( નહિ ) + વૃત્ત ( થયેલું ) ] વિ. નહિ થયેલું.

૩. વિ. બરાબર ગોળ નહિ એવું.

**અવૃત્તિ** ૧. [ સં. અ ( નહિ ) + વૃત્તિ ( આજીવિકા ) ] સ્ત્રી. ગુજરાન ન થવાપણું; બેકારી.

૨. [ સં. અ ( નહિ ) + વૃત્તિ ( હોવું તે ) ] સ્ત્રી. ન હોવું તે.

૩. [ સં. અ ( નહિ ) + વૃત્તિ ( વલણ ) ] સ્ત્રી. મનનું વલણ ન હોવું તે.

૪. વિ. ગુજરાન વિનાનું; બેકાર.

૫. [ સં. અ ( નહિ ) + વૃત્ ( હોવું ) + તિ ( નામ બનાવનાર પ્રત્યય ) ] વિ. હયાત નહિ તેવું; અવિદ્યમાન.

**અવૃત્તિદંડાધીશ** [ સં. અ ( નહિ ) + વૃત્તિ ( આજીવિકા ) + દંડાધીશ ( ફોજદારી ન્યાયાધીશ ) ] પું. બિનપગારદાર ફોજદારી ન્યાયાધીશ.

**અવૃથા** [ સં. અ ( નહિ ) + વૃથા ( નકામું ) ] અ. ફત્તેહમંદીથી; વિજયીપણે; સફળતાથી.

**અવૃથાર્થ** [ સં. અ ( નહિ ) + વૃથા ( નકામું ) + અર્થ ( મતલબ ) ] વિ. મતલબ સાધનાર; સફળ નીવડેલું; જેની ધારણા પાર પડી હોય એવું.

**અવૃદ્ધ** [ સં. અ ( નહિ ) + વૃદ્ધ ( ઘરડું ) ] વિ. ઘરડું નહિ એવું.

**અવૃદ્ધિ** [ સં. અ ( નહિ ) + વૃદ્ધિ ( વધારો ) ] સ્ત્રી. વધારો ન થવો તે.

મનુષ્યના અસ્તિત્વ તેમજ સુખ પરની પ્રત્યેક અવનત તથા ઉન્નત સ્થિતિ સંવૃદ્ધિ કે અવૃદ્ધિ કોઈને કોઈ પણ પ્રકારનું ખાસ લક્ષણ બતાવે છે. — માનવશાસ્ત્ર

**અવૃદ્ધિક** ૧. [ સં. અ ( નહિ ) + વૃદ્ધિ ( વધારો ) + ક ( વાળું ) ] ન. વ્યાજ વગરનું મૂળ ધન; મુદ્દલ.

૨. વિ. જે ઉપર વ્યાજ ન મળતું હોય એવું.

**અવૃષ્ટિ** ૧. [ સં. અ ( નહિ ) + વૃષ્ટિ ( વરસાદ ) ] પું. વરસે નહિ એવું વાદળું; ખાલી વાદળું.

૨. સ્ત્રી. વરસાદ ન વરસવો તે; દુકાળ; અવર્ષણ; અનાવૃષ્ટિ.

**અવૃંત** [ સં. અ ( નહિ ) + વૃંત ( ડીટું ) ] વિ. મુખ્ય શબ્દની સાથે જોડાયેલું; ડીટા જેવા અવયવ વગરનું.

**અવૃંતક** જુઓ અવૃંત.

**અવે** ૧. અ. અત્યારે; હમણાં.

૨. અ. હવે.

**અવેક** ૧. [ સં. અ ( નહિ ) + વિવેક ( સભ્યતા ) ] પું. અવિવેક; અસભ્યતા; બેઅદબી; ઉદ્ધતાઈ.

૨. પું. ગેરવર્તણૂક.

**અવેક્ષક** ૧. [ સં. અવ ( ચોતરફ ) + ઈક્ષ્ ( જોવું ) + અક ( કર્તૃવાચક પ્રત્યય ) ] ન. પ્રેક્ષક; જોનાર માણસ.

૨. વિ. તપાસ કરનારું; દેખરેખ રાખનાર.

**અવેક્ષકઅધિકારી** [ સં. અવ ( ચોતરફ ) + + ઈક્ષક ( તપાસનાર ) + અધિકારિન્ ( ઉપરી ) ] પું. તપાસ કરનાર અમલદાર; નિરીક્ષક.

**અવેક્ષણ** ૧. [ સં. અવ ( ચોતરફ ) + ઈક્ષ્ ( જોવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. તપાસ; નિરીક્ષણ; ચોકસી.

૨. ન. દેખરેખ; સંભાળ; ધ્યાન.

૩. ન. મુલાકાત; મેળાપ; દર્શન.

**અવેક્ષણીય** ૧. [ સં. અવ ( ચોતરફ ) + ઈક્ષ્ ( જોવું ) + અનીય ( લાયક ) ] વિ. જોવા જેવું.

૨. વિ તપાસવા લાયક.

**અવેક્ષમાણ** [ સં. અવ ( ચોતરફ ) + ઈક્ષમાણ ( જોનાર ) ] જુઓ અવેક્ષક ૨.

**અવેક્ષા** ૧. [ સં. અવ ( ચોતરફ ) + ઈક્ષ્ ( જોવું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. અવલોકન; નિરીક્ષણ.

૨. સ્ત્રી. દૃષ્ટિ; નજર.

૩. સ્ત્રી. સંકેત; વાયદો.

**અવેક્ષિત** ૧. [ સં. અવ ( ચોતરફ ) + ઈક્ષ્ ( જોવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. જોયેલું; અવલોકેલું.

૨. વિ. તપાસેલું.

**અવેક્ષ્ય** ૧. [ સં. અવ ( ચોતરફ ) + ઈક્ષ્ ( જોવું ) + ય ( જેવું ) ] વિ. જોવા યોગ્ય.
૨. વિ. તપાસવા જેવું.

**અવેચાઉ** [ અ ( નહિ ) + વેચાઉ ( વેચી શકાય એવું ) ] વિ. વેચાય નહિ તેવું; અવિક્રેય; વેચી ન શકાય એવું.

**અવેજ** ૧. પું. ખરચ બાદ કરતાં સરવાળે રહેલો ફાયદો; ચોખ્ખો નફો.
૨. [ અ. એવઝ ( બદલો ) ] પું. માલ સાટે માલ આપવો લેવો તે; સાટા જેટલી કીમતનો માલ; બદલો; સાટું.
૩. પું. મૂડી; નાણું; મિલકત, પૂંજી; પૈસા.
૪. પું. લગ્ન વખતે કન્યાને આપવામાં આવતી રોકડ.
૫. પું. સોનું રૂપું કે કીમતી માલનો જથ્થો.
૬. પું. હવેજ; મસાલો.

**અવેજી** ૧. [ અ. એવઝી ] પું. પ્રતિનિધિ; એકને બદલે અમુક વખત સુધી કામ કરવા રાખેલ બીજો માણસ.
અવેજી મુશાહિરો = કોઈ બીજાની જગાએ કામ કરવા બદલ મળતો પગાર.
૨. સ્ત્રી. કોઈની જગાએ કે બદલે હોવું તે.
૩. સ્ત્રી. બદલી; સાટું.
૪. વિ. કોઈના બદલામાં કામ કરનારું; કામચલાઉ; હંગામી.

**અવેજીપત્ર** [ એવઝ ( બદલો ) + પત્ર ( કાગળ ) ] પું. અધિકારપત્ર; મુખત્યારનામું.

**અવેજીનું** વિ. હવેજવાળું; મસાલો ભરેલું.

**અવેડ** ( અવેડ઼ ) ૧. ન. ( ગ્રામ્ય ) કોઢિયું.
૨. ન. ( ગ્રામ્ય ) બે પીઢિયાં વચ્ચે ઉપલા ભાગમાં ચોડવામાં આવતું પાટિયું.

**અવેડિયો** ( અવેડ઼િયો ) પું. અવેડામાં પાણી ભરનાર માણસ.

**અવેડો** ( અવેડ઼ો ) પું. પાણી ભરવાનો હવેડો; ઢોરને પાણી પીવાનો કુંડ; હવાડો.

**અવેતન** [સં. અ ( નહિ ) + વેતન ( પગાર ) ] વિ. પગાર લીધા વિના સેવાબુદ્ધિથી કામ કરનાર; અવૈતનિક; માનદ; સ્વયંસેવક; 'ઑનરરી'.

**અવેદ** [ સં. અ ( નહિ ) + વેદ (આર્યોનું મૂળ પુસ્તક ) ] પું. વેદ વિરુદ્ધનું શાસ્ત્ર.
દયા વિનાના આ વેદો એ અવેદો છે. — પુરાતત્ત્વ

**અવેદન** ૧. [ સં. અ ( નહિ ) + વેદના ( પીડા ) ] પું. ( જૈન ) સિદ્ધ ભગવાન. તેમને કોઈ જાતનું દુઃખ હોતું નથી.
૨. વિ. દુઃખ રહિત.

**અવેદનીય** [ સં. અ ( નહિ ) + વેદનીય ( જાણી શકાય એવું ) ] વિ. જાણી ન શકાય એવું; અનવગમ્ય; ભેદવાળું; અજ્ઞેય; છૂપું.

**અવેદવિત્** [ સં. અ ( નહિ ) + વેદ ( વેદશાસ્ત્ર ) + વિત્ ( જાણનાર ) ] વિ. વેદ ન ભણેલું; વેદશાસ્ત્રમાં પારંગત ન થયેલું.

**અવેદવિહિત** [ સં. અ ( નહિ ) + વેદ ( વેદશાસ્ત્ર ) + વિહિત ( આજ્ઞા કરાયેલું ) ] વિ. અવૈદિક; વેદમાં જેનું વિધાન એટલે આજ્ઞા ન કરવામાં આવી હોય એવું.

**અવેદ્ય** ૧. [ હિં. ] પું. નાદાન બચ્ચું.
૨. પું. વાછડું.
૩. [ સં. અ ( નહિ ) + વેદ્ય ( જાણી શકાય એવું ) ] વિ. જાણી ન શકાય એવું; અજ્ઞેય; છૂપું.
આત્મા અવેદ્ય ( જ્ઞાનનો અવિષય ) છતાં અપરોક્ષ છે. — પંચદશી
૪. વિ. મળી ન શકે એવું; અલભ્ય.

**અવેદ્યા** [ સં. અ ( નહિ ) + વેદ્ય ( મેળવી શકાય એવું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. જેની સાથે વિવાહ ન કરી શકાય તેવી સ્ત્રી; અવિવાહ્ય સ્ત્રી.

**અવેધ** [ અ ( નહિ ) + વેધ ( દોષ ) ] વિ. ખોડખાંપણ વિનાનું; વિશુદ્ધ.
કતુ શતકોટિ કર્યાં અવેધ જી. — દયારામ

**અવેર** ૧. [ અ ( નહિ ) + વેરવું ( ઉડાડી નાખવું ) ] પું. કરકસર; સંભાળથી કરાતો ખર્ચ.
૨. [ સં. આ ( સુધી ) + વૃ ( ઢાંકવું ) ] પું. કાબૂ; દાબ; દેખરેખ.
૩. પું. વિવેકથી ઉપયોગ કરવો તે.
૪. [ સં. અ ( નહિ ) + વૈર ( દુશ્મનાવટ ) ] પું. વેર ન હોવાપણું; પ્રેમ; મૈત્રી.
૫. પું. સમેટી લેવું તે; એકઠું કરવાપણું.
૬. સ્ત્રી. ગોઠવણ; વ્યવસ્થા.
૭. [સં. ઉર્વરિત (પાછળ રહેલું); પ્રા. ઉવેલ] સ્ત્રી. વિલંબ; અસૂર; મોડું થવું તે.
સહીયર સહુ વહી ગઈ, મને થાય ઘણી અવેર. — નરસિંહ

**અવેરનિષ્ઠા** [સં. અ ( નહિ ) + વૈર ( દુશ્મનાવટ ) + નિષ્ઠા ( આસ્થા ) ] સ્ત્રી. અહિંસાધર્મનું પાલન; વૈરવૃત્તિ સામે હમેશાં અવૈર એટલે પ્રેમ રાખવા જેટલી શ્રદ્ધા; શઠ તરફ પણ ક્ષમાભાવ. બુદ્ધ ભગવાનની નિષ્ઠા અવેરનિષ્ઠા અને પરશુરામની ન્યાયનિષ્ઠા કહેવાય છે.

**અવેરબુદ્ધિ** [ સં. અ ( નહિ ) + વૈર ( દુશ્મનાવટ ) + બુદ્ધિ ( સમજ ) ] સ્ત્રી. દુશ્મનદાવો ન રાખવો તે; મૈત્રીસંબંધ; પ્રેમભાવ; સ્નેહ.

**અવેરવું** ૧. [ અ ( નહિ ) + વેરવું ( ઉડાવી નાખવું ) ] સ. ક્રિ. કરકસર કરવી; ન ઉડાવવું.
૨. [ સં. અ ( નહિ ) + વિ ( જુદું ) + કૃ ( કરવું ) ] સ. ક્રિ. જતન કરવું; જાળવવું; સંભાળી રાખવું; સાચવવું.
૩. સ. ક્રિ. પાળવું; ઉછેરવું; મોટું કરવું.
૪. [ સં. અ ( નિરર્થક પૂર્વગ ) + વિ ( જુદું ) + કૃ ( કરવું ) ] સ. ક્રિ. પૃથક્કરણ કરવું; છૂટું પાડવું; વિવેક કરવો.
એક પંડ અવેરતાં બહુ નામ ગુણ રૂપ કર્મે તે સહુ. — અખો
૫. સ. ક્રિ. વ્યવસ્થિત રાખવું; વાપરવું.

**અવેરાઈ** સ્ત્રી. ( ગ્રામ્ય ) તોફાન; અટકચાળું.

**અવેરાટ** ૧. પું. ગભરાટ; વ્યાકુળતા; મૂંઝવણ.
૨. પું. લાજ; શરમ.

**અવેરી** ૧. સ્ત્રી. ખસખસ, એલચી ને જાયફળ ખાંડી સાકર ઘીમાં મેળવી મરડા માટે બનાવાતું ચાટણ.
૨. [ સં. અ ( નહિ ) + વૈર ( દુશ્મનાવટ ) ] વિ. સ્ત્રી. શત્રુ વગરની; નિર્વૈર.

**અવેરું** ૧. વિ. અટકચાળું; તોફાની.
૨. વિ. ઊતરતું; હલકું.
૩. વિ. યોગ્ય ઉપયોગ ન કર્યો હોય એવું.
ધન ખરચ્યાનું નથી તેણે થાય છે
અતિ નિષ્ફળ અને અવેરું રે. — પ્રેમાનંદ
૪. વિ. હલેતું; ગભરાટિયું; બાવરું; બેબાકળું.
૫. [ સં. અ ( નહિ ) + વાર ( વખત ) ] અ. વખતકવખત; મોડાવહેલું; ગમે તે વખતે.
દીન થઈ વિલપે તો, ના તજાય અવેરે. — પ્રેમાનંદ

**અવેલ** ૧. પું. નકાર; અપલાપ; છુપાવવાનું કાર્ય.
૨. [ સં. અ ( ખરાબ ) + વેલા ( વખત ) ] વિ. વખત વગરનું; કવેળાનું.
૩. [ સં. અ ( નહિ ) + વેલા ( સીમા ) ] વિ. હદ વિનાનું; અસીમ.

**અવેલા** ૧. [ સં. અ ( ખરાબ ) + વેલા ( સમય ) ] સ્ત્રી. ખરાબ વખત.
૨. સ્ત્રી. ચાવેલ સોપારી.

**અવેવ** ૧. [ સં. અવયવ ( ભાગ ) ] પું. અવયવ; અંગ.
વેલ બાણે હેમની અવેવ ફૂલે ફૂલી;
ચકિત ચિત્ત થયું માહરું ગયો દુલત્વ ભૂલી. — પ્રેમાનંદ

૨. પું. આચાર; વિવેક.
નથી સ્વયંવરનો અવેવ રે. પ્રેમાનંદ
૩. પું. વ્યવસ્થા; અવેર.
૪. અ. જરૂર; ચોક્કસ; ખચીત.
સુણાઉં તે અવેવ રે. કાળીદાસ
**અવેશ** [સં. અ (નહિ) + વેશ (પોશાક)] વિ. વેશ વગરનું; પોશાક નહિ પહેરેલું.
**અવેસ્તા** ૧. સ્ત્રી. જ્ઞાન.
૨. સ્ત્રી. પારસીઓનું મૂળ ધર્મપુસ્તક. અવેસ્તાની ગાથા અને ઋગ્વેદના કેટલાક મંત્ર ઘણા મળતા છે, અને કેટલાક તો એક જ છે. પારસીઓ અને હિંદના આર્ય લોકો જે વખતે સાથે રહેતા તે વખતના તે મનાય છે. વૈદિક આર્યોએ જ્યારે હિંદમાં પ્રવેશ કર્યો તે પહેલાંના વખત પર પ્રકાશ પાડવામાં આ ગ્રંથ ઘણો ઉપયોગી છે.
**અવેળા** ૧. [સં. અ (ખરાબ) + વેલા (વખત)] સ્ત્રી. કવેળા; અયોગ્ય સમય; કવખત; અકાળ.
૨. સ્ત્રી. પાછલો પહોર; અપરાહ્ણ.
**અવેળી** સ્ત્રી. (ગ્રામ્ય) મેંદાનો પાતળો શીરો; ઘઉંના લોટને કપડાથી ચાળી ઘીમાં શેકી સાકરના પાણી સાથે બનાવવામાં આવતો લેહ એટલે ચાટવા જેવો પદાર્થ. તે શીરો લાંબા ઉપવાસ કરનારને પારણાને દિવસે પ્રથમ ચટાડવામાં આવે છે.
**અવેળું** ૧. અ. અંતરિયાળ.
૨. [સં. અ (ખરાબ) + વેલા (વખત)] અ. કવખતે; અકાળે; કવેળાએ.
**અવૈજ્ઞાનિક** [સં. અ (નહિ) + વૈજ્ઞાનિક (વિજ્ઞાન સંબંધી)] વિ. અશાસ્ત્રીય; વિજ્ઞાનને લગતું નહિ એવું.
**અવૈતનિક** [સં. અ (નહિ) + વૈતનિક (પગાર લેનાર)] વિ. વગર પગારે સેવાબુદ્ધિથી કામ કરનાર; માનદ; બિનપગારદાર; સ્વયંસેવક.
**અવૈતનિક દંડાધીશ** [સં. અ (નહિ) + વૈતનિક (પગારદાર) + દંડાધીશ (ફોજદારી ન્યાયાધીશ)] પું. માનદ ફોજદારી ન્યાયાધીશ.
**અવૈદિક** ૧. [સં. અ (નહિ) + વૈદિક (વેદ સંબંધી)] વિ. વેદ વિરુદ્ધનું; વેદમાં ન માનનારું; નાસ્તિક. અવૈદિક શાસ્ત્રમાં બૌદ્ધ, જૈન વગેરે સંપ્રદાયનો સમાવેશ થાય છે અને તેમાં અત્યંત નાસ્તિક ચાર્વાકમત પણ આવી જાય છે.
૨. વિ. વેદનો અભ્યાસ નહિ કરેલું.
કહ્યું છે કે અવૈદિક બ્રાહ્મણને કાંઈ આપવાનું ફ[ળ] નથી. સતસંહિતા

**અવૈદ્ય** ૧. [સં. અ (નહિ) + વૈદ્ય (વિદ્વાન)] વિ. અજ્ઞ; અજ્ઞાન; અભણ.
૨. [સં. અ (નહિ) + વૈદ્ય (વૈદ)] વિ. વૈદકશાસ્ત્ર ન જાણનારું.
**અવૈદ્યુત** [સં. અ (નહિ) + વિદ્યુત (વીજળી)] વિ. વીજળીને જલદીથી પસાર થવા દે એવું હોવાને લીધે ઘસારાથી જેમાં વીજળીનો પ્રકાશ ન થાય એવું.
**અવૈધ** ૧. [સં. અ (નહિ) + વૈધ (કાયદા મુજબ)] વિ. બંધારણ વિરુદ્ધનું; ગેરકાયદેસર.
૨. [સં. અ (નહિ) + વૈધ (વિધિ પ્રમાણે)] વિ. વિધિ વિનાનું.
૩. વિ. શાસ્ત્રે માન્ય નહિ કરેલું; નિષિદ્ધ.
**અવૈધકર્મ** [સં. અ (નહિ) + વૈધ (નિયમ મુજબ) + કર્મન્ (કામ)] ન. કાયદા વિરુદ્ધનું કામ.
**અવૈધકાર્યવિધિ** [સં. અ (નહિ) + વૈધ (બંધારણ મુજબ) + કાર્ય (કામ) + વિધિ (રીત)] સ્ત્રી. ગેરશિરસ્તે ચાલેલ કામ.
**અવૈધજનતા** [સં. અ (નહિ) + વૈધ (કાયદેસર) + જનતા (લોકોનો સમૂહ)] સ્ત્રી. કાયદા વિરુદ્ધ લોકોનો જમાવ.
**અવૈધતા** ૧. [સં. અ (નહિ) + વૈધ (નિયમ પ્રમાણે) + તા (પણું)] સ્ત્રી. નિયમ વિરુદ્ધ હોવાપણું.
૨. સ્ત્રી. નિષિદ્ધ હોવાપણું.
૩. સ્ત્રી. વિધિ પ્રમાણે ન હોવું તે.
**અવૈધભોગકારી** [સં. અ (નહિ) + વૈધ (નિયમ પ્રમાણે) + ભોગકારિન્ (ભોગવનાર)] ન. હક્ક ન છતાં અન્યાયથી વાપરનાર માણસ.
**અવૈધવ્ય** [સં. અ (નહિ) + વૈધવ્ય (વિધવાપણું)] ન. રંડાપો નહિ તે; સૌભાગ્ય.
**અવૈધવ્યવ્રત** [સં. અ (નહિ) + વૈધવ્ય (રંડાપો) + વ્રત (પુણ્યકર્મ)] ન. વૈધવ્ય ન આવે તે માટે કરાતું વ્રત.
**અવૈમત્ય** ૧. [સં. અ (નહિ) + વિ (ઊલટું) + મત (અભિપ્રાય)] પું. મતભેદ ન હોવાપણું.
૨. વિ. મતભેદ ન હોય તેવું; સર્વસંમત.
**અવૈયક્તિક ખાતું** [અ (નહિ) + વૈયક્તિક (વ્યક્તિ સંબંધી) + ખાતું (જમેઉધારનો હિસાબ)] ન. કોઈ વ્યક્તિ પુરુષનું નહિ પણ વસ્તુગત ખાતું.
**અવૈયાકરણ** [સં. અ (નહિ) + વૈયાકરણ (વ્યાકરણ જાણનાર)] ન. વ્યાકરણશાસ્ત્ર નહિ જાણનાર માણસ.

**અવૈયાકરણી** જુઓ અવૈયાકરણ.
**અવૈયાત્ય** [સં. અ (નહિ) + વૈયાત્ય (નિર્લજ્જપણું)] ન. સલજ્જપણું.
**અવૈર** ૧. [સં. અ (નહિ) + વૈર (દુશ્મનાઈ)] ન. વેર ન હોવાપણું; પ્રેમ.
૨. વિ. વેર વિનાનું.
**અવૈરાગ્ય** ૧. [સં. અ (નહિ) + વૈરાગ્ય (વિરક્તિ)] પું. વૈરાગ્ય ન હોવાપણું; આસક્તિ; વિષયવાસના હોવાપણું.
૨. વિ. વિરક્તિ વિનાનું; સંસાર ઉપર આસક્તિવાળું.
**અવૈવિધ્ય** [સં. અ (નહિ) + વૈવિધ્ય (વિવિધતા)] ન. એકરૂપતા; વિવિધતા ન હોવી તે; 'મૉનોટૉની'.
**અવૈષ્ણવ** ૧. [સં. અ (નહિ) + વૈષ્ણવ (વિષ્ણુનો ભક્ત)] ન. વિષ્ણુની ઉપાસના નહિ કરનાર માણસ; વૈષ્ણવ ન હોય તે માણસ.
અવૈષ્ણવડાં મુંને બિહાવે રે. નરસિંહ
૨. વિ. નાસ્તિક; અભક્ત.
**અવોક્ષણ** [સં. અવ (નીચે) + ઉક્ષણ (છંટકાવ)] ન. હાથ જરા ત્રાંસો કરીને પાણી રેડવું તે.
**અવોહા** પું. (પિંગળ) દરેક ચરણમાં મગણ અને રગણ મળી ૬ અક્ષરનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ.
થાય અવોહા મ રે. રણપિંગળ
**અવ્યક્ત** ૧. પું. કામદેવ.
૨. પું. જીવાત્મા; આત્મા.
૩. પું. ધ્વનિ; અવાજ.
૪. [સં. અ (નહિ) + વ્યક્ત (પ્રકટ)] પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. તે દેખાતા ન હોવાથી અવ્યક્ત કહેવાય છે.
૫. પું. શિવ.
૬. પું. સૂર્યનાં ૧૦૮ નામ માંહેનું એક.
૭. ન (વેદાંત) અજ્ઞાન; માયા.
૮. ન. (બીજગણિત) અનિશ્ચિત મૂલ્યવાળું પદ; ચોક્કસ કીમત વિનાનું પદ; અનવગતરાશિ. જેમકે, ક્ષ$^{૨}$ + ક્ષ$^{૩}$ = ક$^{૨}$
૯. ન. કુદરત.
૧૦. ન. (સાંખ્ય) પ્રકૃતિ; પ્રધાન; સર્વકારણ.
અવ્યક્ત થવું = કારણમાં લય થવું; પ્રકૃતિની દશાને પ્રાપ્ત થવું; મૂળની સ્થિતિએ પહોંચવું.
૧૧. ન. (વેદાંત) બ્રહ્મ; પરમાત્મતત્ત્વ.
૧૨. ન. માયોપાધિક બ્રહ્મ; માયાની ઉપાધિવાળો પુરુષ.
૧૩. ન. (જૈન) લાભ મળવા પહેલાંની પાંચ સ્થિતિ માંહેની એ નામની એક. જુઓ અવસ્થા.

૧૪. ન. સંખ્યા; ૫૬.

૧૫. ન. સામવેદનું એ નામનું એક ઉપનિષદ. જુઓ ઉપનિષદ.

૧૬. ન. ( વેદાંત ) સુષુપ્તિ અવસ્થા.

૧૭. ન. ( વેદાંત ) સૂક્ષ્મ શરીર.

૧૮. ન. (સંગીત) સ્વર અને અક્ષર ન સમજી શકાય તેવી અસ્પષ્ટ રીતે ગાવું તે; ગાયકનો એક દોષ.

૧૯. વિ. ( જૈન ) અલ્પજ્ઞ; છેદ સૂત્રનું રહસ્ય નહિ જાણનાર.

૨૦. વિ. ( જૈન ) ઉમરમાં નાનું; આઠ વર્ષની નીચેનું.

૨૧. વિ. દેખાય નહિ તેવું; અગોચર; અદશ્ય.

૨૨. વિ. ન જણાયેલું; અપ્રકટ.

૨૩. વિ. (જૈન) નામ, જાતિ વગેરેથી જણાવી શકાય નહિ એવું.

૨૪. વિ. ( ગણિત ) વિશિષ્ટ સંખ્યા ન બતાવનાર; અજ્ઞાત કીમતવાળું; અજ્ઞાત; 'અન્નોન'.

૨૫. વિ. સમજી ન શકાય એવું; અસ્પષ્ટ.

૨૬. વિ. ( જૈન ) સાધુતામાં સંદેહ રાખનાર; નિન્હવ એટલે સત્યસિદ્ધાંતના ઉત્થાપકના વર્ગનું.

૨૭. વિ. સોળ વર્ષની નીચેનું.

૨૮. વિ. સ્વર અને અક્ષર ન સમજી શકાય તેવી રીતે ગાનાર.

**અવ્યક્તક્રિયા** ૧. સ્ત્રી. ( ગણિત ) બીજગણિતની એક ક્રિયા; અવ્યક્ત રાશિનો વિધિ; 'ઍલ્જિબ્રેક ઑપરેશન'.

૨. [ સં. અ ( નહિ ) + વ્યક્ત ( સ્પષ્ટ ) + ક્રિયા ( કામ )] સ્ત્રી. મોઘમ કામ.

**અવ્યક્તગણિત** [સં. અવ્યક્ત ( અજ્ઞાત મૂલ્યવાળું ) + ગણિત ] ન. ( ગણિત ) જેનું મૂલ્ય જાણવામાં આવ્યું નથી એવી રાશિઓનું ગણિત; બીજગણિત; અક્ષરગણિત; 'ઍલ્જિબ્રા'.

**અવ્યક્તજન્મા** [ સં. અ ( નહિ ) + વ્યક્ત ( પ્રકટ ) + જન્મન્ ( જન્મ )] વિ. જેના જન્મની કોઈને ખબર પડતી નથી એવું; ગૂઢ જન્મવાળું.

**અવ્યક્તતા** ૧. [ સં. અ ( નહિ ) + વ્યક્ત ( પ્રકટ ) + તા ( પણું )] સ્ત્રી. અદશ્યપણું; ગૂઢતા; ન જાણી શકાય એવી સ્થિતિ.

૨. [ સં. અ ( નહિ ) + વ્યક્ત ( સ્પષ્ટ ) + તા ( પણું )] સ્ત્રી. ગોટાળો; અસ્પષ્ટતા.

**અવ્યક્તદર્શન** [ સં. અ ( નહિ ) + વ્યક્ત ( સ્પષ્ટ ) + દર્શન ( જોવું તે )] ન. ( જૈન ) અસ્પષ્ટ દેખાવું તે; સ્વપ્નદર્શનનો એક ભેદ.

**અવ્યક્તનૃસિંહ** ન. સામવેદનું અવ્યક્ત નામનું ઉપનિષદ.

**અવ્યક્તપડોશઅધિકાર** [ અ ( નહિ ) + વ્યક્ત ( પ્રકટ ) + પડોશ + અધિકાર ( હક )] પું. અદશ્ય કે અપ્રકટ પડોશહક; એકની જમીનમાં બીજો માત્ર જવા આવવાનો હક ભોગવે તોપણ તેના ધણીપણાનો હક નથી એવો અદશ્ય હક; 'નૉન એપેરન્ટ ઈઝમેન્ટ'.

**અવ્યક્તપડોશહક** જુઓ અવ્યક્તપડોશઅધિકાર.

**અવ્યક્તમાનસ** [ સં. અ ( નહિ ) + વ્યક્ત ( દેખાય એવું ) + માનસ ( મન )] વિ. સ્વપ્નમાનસ; અપરમાનસ; અર્ધચેતન.

**અવ્યક્તમાર્ગ** [ સં. અ ( નહિ ) + વ્યક્ત ( ખુલ્લું ) + માર્ગ ( રસ્તો )] વિ. જેની રીતભાત વિષે કાંઈ ખબર ન પડે એવું; જેની ગતિ અકળ છે એવું.

**અવ્યક્તમૂર્તિ** [ સં. અ ( નહિ ) + વ્યક્ત ( સમજી શકાય એવું ) + મૂર્તિ ( આકાર )] વિ. ન સમજી શકાય એવા રૂપવાળું.

**અવ્યક્તમૂલપ્રભવ** [ સં. અવ્યક્ત ( પ્રધાન ) + મૂલ ( મૂળ ) + પ્રભવ ( ઉત્પત્તિ )] પું. ( સાંખ્ય ) સંસારરૂપી ઝાડ. તેનું મૂળ અવ્યક્ત છે એટલે મૂળ કારણ જણાતું નથી.

**અવ્યક્તરાગ** ૧. [ સં. અ ( નહિ ) + વ્યક્ત ( ખુલ્લું ) + રાગ ( રંગ )] પું. ઉષાનો રંગ; પ્રભાતનો રંગ.

૨. વિ. રતાશ પડતું; રતુમડું.

**અવ્યક્તરાશિ** [ સં. અવ્યક્ત ( નહિ જાણેલ ) + રાશિ ( ગણિતનો આંકડો )] સ્ત્રી. ( ગણિત ) અજાણી રકમ.

**અવ્યક્તરૂપ** જુઓ અવ્યક્તમૂર્તિ.

**અવ્યક્તલક્ષણ** ૧. [ સં. અ ( નહિ ) + વ્યક્ત ( સમજી શકાય એવું ) + લક્ષણ ( ગુણ )] પું. શિવ. તેના ગુણ જાણી શકાતા નથી.

૨. વિ. અસ્પષ્ટ ચિહ્નવાળું; જેનાં ચિહ્નની ખબર ન પડે એવું.

અવ્યક્તલક્ષણો દેવ = શિવનું એક નામ.

**અવ્યક્તલિંગ** ૧. [ સં. અ ( નહિ ) + વ્યક્ત ( ખુલ્લું ) + લિંગ ( ચિહ્ન )] પું. સંન્યાસી, કેમકે તેનો પુર્વાશ્રમ એટલે સંન્યાસી થયા પહેલાંનું નામ, જાત, સ્થળ વગેરે ગુપ્ત હોય છે.

૨. ન. ( સાંખ્ય ) મહત્તત્ત્વ; સાંખ્યનાં પચીશ તત્ત્વ માંહેનું બીજું.

૩. [ સં. અ ( નહિ ) + વ્યક્ત ( જાણી શકાય એવું ) + લિંગ ( ચિહ્ન )] વિ. જેનાં ચિહ્નોની ન ખબર પડે એવું; અસ્પષ્ટ ચિહ્નવાળું.

**અવ્યક્તવાચ્** [ સં. અ ( નહિ ) + વ્યક્ત ( સમજાય તેવું ) + વાચ્ ( વાણી )] વિ. અસ્ફુટ બોલનારું; મોઘમ કહેનાર.

**અવ્યક્તશક્તિ** [ સં. અ ( નહિ ) + વ્યક્ત ( ખુલ્લું ) + શક્તિ ] સ્ત્રી. સ્થાયીશક્તિ; પદાર્થના સ્થાન અથવા બીજા કોઈ ફેરફારને લીધે તે પદાર્થમાં એક અથવા બીજા રૂપમાં આવતી ગૂઢ શક્તિ; 'પોટેન્શિયલ એનર્જી'. ઊંચે મૂકવામાં આવતા વજન કે ખેંચવામાં આવતી કમાનમાં અમુક શક્તિ આવે છે. જ્યાંસુધી તે શક્તિ ન વપરાય એટલે કે તે ન જણાય ત્યાંસુધી તે અવ્યક્તશક્તિ કહેવાય.

**અવ્યક્તસામ્ય** [સં. અવ્યક્ત ( અચોક્કસ મૂલ્યવાળું ) + સામ્ય ( સરખાપણું )] ન. ( ગણિત ) અનિશ્ચિત મૂલ્યવાળી રાશિનું સમીકરણ; કીમત જાણવામાં ન હોય એવા બીજનું સમીકરણ.

**અવ્યક્તસુખાધિકાર** પું. અદશ્ય કે અપ્રકટ પડોશહક. જુઓ અવ્યક્તપડોશઅધિકાર.

**અવ્યક્તાદિ** [ સં. અ ( નહિ ) + વ્યક્ત ( પ્રકટ ) + આદિ ( શરૂઆત )] વિ. ન જાણી શકાય એવા મૂળવાળું; જેની શરૂઆત ન જણાય એવું.

**અવ્યક્તાનુકરણ** [ સં. અ ( નહિ ) + વ્યક્ત ( ચોખ્ખું ) + અનુકરણ ( નકલ )] ન. શબ્દનું અસ્ફુટ અનુકરણ; નકલી અનુકરણ. જેમકે, મનુષ્ય મરઘાની બોલીને આબેહૂબ રીતે બોલી શકતો નથી, પણ તેની નકલ કરીને 'કૂકડેકૂક' બોલે છે.

**અવ્યક્તોપાસના** [ સં. અવ્યક્ત (નિરાકાર) + ઉપાસના ( ભક્તિ )] સ્ત્રી. પરમાત્મતત્ત્વની ભક્તિ કરવારૂપ જ્ઞાનમાર્ગ; પ્રભુના અવ્યક્ત સ્વરૂપની જ્ઞાનથી થતી ભક્તિ.

અવ્યક્તોપાસનામાં અધ્યાત્મ વિચારથી પરમેશ્વર સ્વરૂપનું જ્ઞાન કરી લેવું પડે છે.

ગીતારહસ્ય

**અવ્યગ્ર** ૧. [ સં. અ ( નહિ ) + વ્યગ્ર ( આતુરતાથી કામમાં રોકાયેલું )] વિ. કામમાં નહિ રોકાયેલું.

૨. [ સં. અ ( નહિ ) + વ્યગ્ર ( ગભરાયેલું )] વિ. ગભરાયા વિનાનું; સ્વસ્થ; શાંત.

૩. વિ. સાવધાન; ધ્યાનવાળું.

**અવ્યથ** ૧. [ સં. અ (નહિ) + વ્યથ્ (હાલવું)] પું. સર્પ; સાપ, કેમકે તે પગ વડે ચાલતો નથી.

૨. [ સં. અ ( નહિ ) + વ્યથા ( દુઃખ )] વિ. દુઃખ નહિ આપનારું; દયાળુ.

૩. વિ. પીડા વગરનું.

**અવ્યથા** ૧. [ હિં. ] સ્ત્રી. આંબળું.
૨. સ્ત્રી. મોરખમૂંઢી નામની વનસ્પતિ.
૩. [ સં. અ ( નહિ ) + વ્યથા ( પીડા ) ] સ્ત્રી. પીડા ન હોવાપણું.
૪. સ્ત્રી. સૂંઠ.
૫. સ્ત્રી. સ્થલકમળ; સ્થલપદ્મ; જમીન ઉપર થતું કમળ.
૬. સ્ત્રી. હરડે.

અભયા પથ્યા અવ્યથા અમૃતા ચેતકી હોઈ,
કાયસ્થા ને પૂતના શિવા શ્રેયસી સોઈ;
હરીતકી હેતે કરી હરે ઉદરનો રોગ,
તેમ જ ગિરધરલાલની બાલ સકળ સંયોગ.
પિંગળલઘુકોષ

**અવ્યથી** ૧. [ સં. અ ( નહિ ) + વ્યથા ( પીડા ) + ઇન્ ( વાળું ) ] વિ. દુઃખ વગરનું; પીડા વિનાનું.
૨. વિ. નિર્ભય; ભય રહિત; બીક વગરનું.

**અવ્યપદેશ્ય** ૧. ન. ( ન્યાય ) નિર્વિકલ્પક જ્ઞાન; જ્ઞાતા એટલે જાણનાર અને જ્ઞેય એટલે જાણવાનું તત્ત્વ એ બેના ભેદ વગરનું જ્ઞાન.
૨. [ સં. અ ( નહિ ) + વ્યપદિશ્ ( કહેવું ) + ય ( જેવું ) ] ન. પરબ્રહ્મ, કેમકે તેનું વર્ણન થઈ શકતું નથી.
૩. વિ. કહેવાને અશક્ય; અનિર્વચનીય; કહી ન શકાય એવું.

**અવ્યભિચાર** ૧. [ સં. અ ( નહિ ) + વ્યભિચાર ( ફરજ અદા ન કરવાપણું ) ] પું. એકનિષ્ઠ ભક્તિયોગથી સેવા; એકનિષ્ઠાથી થતી સેવા.
૨. પું. એકનિષ્ઠા; અનન્ય ભક્તિ.
૩. [ સં. અ ( નહિ ) + વ્યભિચાર ( સાથે ન હોવું તે ) ] પું. નિત્ય સાહચર્ય; કદી છૂટા ન પડવાપણું; અવિયોગ.
૪. પું. ( વેદાંત ) નિયમ.
૫. [ સં. અ ( નહિ ) + વ્યભિચાર ( આડો વ્યવહાર ) ] પું. આડો વ્યવહાર ન હોવાપણું.

**અવ્યભિચારિણી** ૧. [ સં. અ ( નહિ ) + વ્યભિચાર ( ફરજ ન બજાવવાપણું ) + ઇન્ ( વાળું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. એકનિષ્ઠાવાળી; એકનિષ્ઠ; અડગ સ્નેહવાળી; અનન્યભાવી.
૨. [ સં. અ ( નહિ ) + વ્યભિચારિણી ( છિનાળ ) ] વિ. સ્ત્રી. પતિને વફાદાર રહેનારી; પતિવ્રતા.

**અવ્યભિચારી** ૧. વિ. અપવાદ વિનાનું; નિરપવાદ; વિરોધી દાખલા વગરનું.
૨. [ સં. અ ( નહિ ) + વ્યભિચાર ( ફરજ ભૂલી જવી તે ) + ઇન્ ( વાળું ) ] વિ. એકનિષ્ઠાવાળું; અનન્ય ભક્તિવાળું.
૩. વિ. ( ન્યાય ) નિત્ય સંબંધથી જોડાયેલું; અબાધિત; હંમેશ સાથે હોય એવું.
૪. વિ. વિરોધી નહિ તેવું; સાનુકૂળ; મેળ ખાતું.
૫. [ સં. અ ( નહિ ) + વ્યભિચારિન્ ( આડા વ્યવહારવાળું ) ] વિ. વ્યભિચારી નહિ એવું; આડો સંબંધ ન રાખનારૂં.

**અવ્યભિચારીપણું** [ અ ( નહિ ) + વ્યભિચારિન્ ( દુરાચારી ) + પણું ] ન. નીતિ ભરેલું વર્તન; સદાચાર.

**અવ્યય** ૧. [ સં. અ ( નહિ ) + વ્યય ( ખરચ ) ] પું. નહિ ખરચવાપણું; ઉડાવવું નહિ તે.
૨. [ સં. અ ( નહિ ) + વ્યય ( ફેરફાર ) ] પું. ( વ્યાકરણ ) બધી વિભક્તિમાં અને બધાં વચનમાં એક જ રૂપે રહેનાર શબ્દ. તેને જાતિ, વચન કે વિભક્તિના પ્રત્યય લાગતા નથી. જેમકે, ઉપર, પણ, અહો. તે ચાર જાતના છેઃ (૧) ક્રિયાપદની સાથે સંબંધ રાખે તે ક્રિયાવિશેષણ અવ્યય. જેમકે, જલદી, અચાનક. (૨) નામની સાથે સંબંધ બતાવી વિભક્તિના પ્રત્યયની ગરજ સારે તે નામયોગી અવ્યય. જેમકે, ઉપર, અંદર. (૩) બે શબ્દ કે વાક્યને જોડે તે ઉભયાન્વયી અવ્યય. જેમકે, અને, અથવા. (૪) જે આનંદ અને શોકના જેવી લાગણી બતાવે અને જેનો વાક્યમાં માત્ર ઉપયોગ જ થાય તે કેવળપ્રયોગી અવ્યય. જેમકે, અહો! અરેરે!
૩. પું. ( પુરાણ ) બાર ભાર્ગવ દેશમાંનો એ નામનો એક.
૪. [ સં. અ ( નહિ ) + વ્યય ( ક્ષય ) ] પું. વિષ્ણુ. તેમનો વિનાશ કે ફેરફાર થતો નથી.
૫. પું. વીસમો સંવત્સર.
૬. પું. શિવ.
૭. પું. સ્વર્ગ.
૮. ન. બ્રહ્મ; પરમાત્મા.
૯. ન. ( વેદાંત ) વ્યવસ્થિત સંસ્થાનું અંગ.
૧૦. વિ. જન્મમરણ વિનાનું; આદિઅંત વગરનું; નિત્ય; અમર; અવિનાશી.
૧૧. વિ. જોઈતું ખરચ કરનાર; કરકસરિયું.
૧૨. વિ. નાશ ન પામે એવું ફળ આપનાર.
૧૩. વિ. ફેરફાર ન થતો હોય એવું; અવિકારી.

**અવ્યયભાવ** [ સં. અ ( નહિ ) + વ્યય ( નાશ ) + ભાવ ( હોવાપણું ) ] પું. અવિનાશીપણું; અમરતા.

**અવ્યયશીલ** [ સં. અ ( નહિ ) + વ્યય ( ખરચ ) + શીલ ( ગુણવાળું ) ] વિ. કરકસરિયું; જોઈતું ખર્ચ કરનાર.

**અવ્યયી** [ સં. અ ( નહિ ) + વ્યય ( ફેરફાર ) + ઇન્ ( વાળું ) ] વિ. બધી જાતિ, વિભક્તિ અને વચનમાં એક જ રૂપે રહેનારૂં; અવિકારી.

**અવ્યયીભાવ** ૧. [ સં. અવ્યય ( જેના રૂપમાં ફેરફાર ન થાય એવો શબ્દ ) + ભાવ ( થવાપણું ) ] પું. ( વ્યાકરણ ) આગલું પદ અવ્યય હોય અને આખો શબ્દ ક્રિયાવિશેષણ અવ્યય હોય એવો સમાસ. જેમકે, યથાશક્તિ, પ્રતિદિન, અનુરૂપ.
૨. [ સં. અ ( નહિ ) + વ્યય્ ( ખરચવું ) + ભાવ ( હોવું તે ) ] પું. ગરીબાઈને લીધે નહિ ખરચવાપણું.
૩. [ સં. અ ( નહિ ) + વ્યય ( ફેરફાર ) + ઇન્ ( વાળું ) + ભાવ ( હોવાપણું ) ] પું. ફેરફાર ન થાય એવી સ્થિતિ; અવિકારીપણું.

**અવ્યયેત** પું. ( કાવ્ય ) યમકાનુપ્રાસના એટલે જુદા જુદા અર્થના સમાન શબ્દોની પુનરાવૃત્તિવાળા એટલે ફરી ફરી પાછા વપરાય એવા શબ્દાલંકારના બે ભેદમાંનો એક. તેમાં યમકવાળા અક્ષરોની વચ્ચે કોઈ બીજો અક્ષર કે શબ્દ આવતો નથી.

**અવ્યર્થ** ૧. વિ. અચૂક; અમોઘ; જરૂર.
૨. [ સં. અ ( નહિ ) + વ્યર્થ ( નકામું ) ] વિ. સફળ; સાર્થક.

**અવ્યલીક** ૧. [ સં. અ ( નહિ ) + વ્યલીક ( અણગમો ) ] વિ. વહાલું; પ્રિય.
૨. [ સં. અ ( નહિ ) + વ્યલીક ( જૂઠું ) ] વિ. સાચું; ખરૂં; સત્ય.

અવ્યલીક ને અમૃત જ્યતું ગંભીરતર સાક્ષાત.
રત્નેશ્વર

**અવ્યવધાન** ૧. પું. કાળજી ન હોવાપણું.
૨. [ સં. અ ( નહિ ) + વ્યવધાન ( વચમાં આવવું તે ) ] ન. નજીકપણું; સંનિધિ; નિકટતા.
૩. વિ. ધ્યાન વિનાનું; કાળજી વગરનું.
૪. [ સં. અ ( નહિ ) + વ્યવધા ( સંતાડવું ) ] વિ. નહિ ઢાંકેલું; ખુલ્લું.
૫. વિ. વચ્ચે કાંઈ ન હોય એવું; સીધા સંબંધવાળું.

**અવ્યવધાન અનુમાન** [ સં. અવ્યવધાન ( વચ્ચે કાંઈ ન હોય એવું ) + અનુમાન ( અટકળ ) ] ન. ( ન્યાય ) સીધા સંબંધવાળું અનુમાન; અપરોક્ષાનુમિતિ.

**અવ્યવસાય** ૧. [ સં. અ ( નહિ ) + વ્યવસાય ( નિશ્ચય ) ] પું. અનિશ્ચિતતા; ઢચુપચુપણું.
૨. [ સં. અ ( નહિ ) + વ્યવસાય ( ઉદ્યમ ) ] પું. આળસ; ઉદ્યમનો અભાવ.
૩. પું કામકાજની ખટપટ ન હોવાપણું.

૪. પું. કામધંધો ન હોવાપણું; બેકારી.
૫. વિ. આળસુ; નિરુદ્યમી.

**અવ્યવસાયવાદ** [ સં. અ ( નહિ ) + વ્યવસાય ( ઉદ્યમ ) + વાદ ( મત ) ] પું. માણસની ઇચ્છા અને વર્તણૂક પર હેતુની અસર થાય છે, પરંતુ તેનાથી જ તેઓ નક્કી થતાં નથી એવો મત; અપ્રત્યનિશ્ચિતતા; અનિયતિવાદ.

**અવ્યવસાયી** ૧. [ સં. અ ( નહિ ) + વ્યવસાય ( ઉદ્યમ ) + ઇન્ ( વાળું ) ] વિ. આળસુ.
૨. વિ. ધંધા માટે નહિ પણ શોખની ખાતર યોજાયેલું; શોખપ્રેરિત. જેમકે, તેણે પોતાના મિત્રોમાંથી એક અવ્યવસાયી નાટક મંડળી ઊભી કરી છે.
૩. [સં. અ ( નહિ ) + વ્યવસાયિન્ ( ધંધામાં રોકાયેલું ) ] વિ. ધંધા વગરનું; નિરુદ્યમી.
૪. વિ. નવરું; કામકાજની ખટપટ વગરનું; જ્યાંનું કામકાજ કરવાનું ન હોય એવું.
૫. [ સં. અ ( નહિ ) + વ્યવસાયિન્ ( નિશ્ચયવાળું ) ] વિ. નિશ્ચય વગરનું; ડગમગુ.

**અવ્યવસ્થ** જુઓ અવ્યવસ્થિત.

**અવ્યવસ્થા** ૧. [ સં. અ ( નહિ ) + વ્યવસ્થા ( બંદોબસ્ત ) ] સ્ત્રી. ગડબડ; ગોટાળો; ગેરબંદોબસ્ત.
૨. સ્ત્રી. ધાર્મિક કે દિવાની કાયદામાં આપેલો ભૂલભરેલો અભિપ્રાય.
૩. સ્ત્રી. બંદોબસ્ત વગરની હાલત; અસ્તવ્યસ્તપણું.
૪. [ સં. અ ( નહિ ) + વ્યવસ્થા ( નિયમિત ગોઠવણ ) ] સ્ત્રી. શાસ્ત્રમાં ના કહી હોય એવી વિરુદ્ધ વ્યવસ્થા· અવિધિ; અનિયમિતતા.
૫. સ્ત્રી. હુલ્લડ; તોફાન; બખેડો.

**અવ્યવસ્થાપ્રિય** [ સં. અ ( નહિ ) + વ્યવસ્થા ( ગોઠવણ ) + પ્રિય ( વહાલું ) ] વિ. બંદોબસ્ત વહાલો ન હોય એવું; ગેરબંદોબસ્તને ચાહનારું.

**અવ્યવસ્થિત** ૧. વિ. ગભરાયેલ; આકુળ; અસ્વસ્થ.
૨. [ સં. અ ( નહિ ) + વ્યવસ્થિત ( ગોઠવાયેલ ) ] વિ. ગોઠવણ વગરનું; ઢંગધડા વિનાનું; અસ્તવ્યસ્ત; ગોટાળિયું.
૩. વિ. ચંચળ; ચલિત; ખસતું.
૪. [ સં. અ ( નહિ ) + વ્યવસ્થિત ( નિયમિત કરેલું ) ] વિ. નિયમ વગરનું; અનિયમિત.
૫. વિ. ( સંગીત ) વ્યવસ્થા વિનાનાં સ્થાનોથી ગાનાર.
૬. [ સં. અ ( નહિ ) + વ્યવસ્થિત ( મર્યાદામાં મૂકેલ ) ] વિ. હદ વગરનું; અમર્યાદ.

**અવ્યવસ્થિતચિત્ત** [ સં. અવ્યવસ્થિત ( આકુળ ) + ચિત્ત ( મન ) ] વિ. મન ઠેકાણે ન હોય એવું; અસ્વસ્થ ચિત્તવાળું.

**અવ્યવસ્થિતતા** જુઓ અવ્યવસ્થિતિ.

**અવ્યવસ્થિતપણું** જુઓ અવ્યવસ્થિતિ.

**અવ્યવસ્થિતવર્તણૂક** [ સં. અવ્યવસ્થિત ( નિયમ વગરનું ) + વર્તન ( આચરણ ) ] સ્ત્રી. ફાવે તેમ વર્તવાપણું; સ્વચ્છંદી આચરણ.

**અવ્યવસ્થિતિ** ૧. [ સં. અ ( નહિ ) + વ્યવસ્થિતિ ( બંદોબસ્ત ) ] સ્ત્રી. ઢંગધડા વિનાની હાલત; અનિયમિતતા; ગોટાળો; ગડબડસડબડ.
૨. સ્ત્રી. હુલ્લડ; તોફાન; બખેડો.

**અવ્યવહારિક** ૧. વિ. આચરણમાં ન મૂકી શકાય એવું.
૨. [ સં. અ ( નહિ ) + વ્યવહાર ( લોકરીત ) + ઇક ( વાળું ) ] વિ. દુનિયાદારીના કામકાજમાં ન નભે એવું.

**અવ્યવહારુ** જુઓ અવ્યવહારિક.

**અવ્યવહારોપયોગી** [ સં. અ ( નહિ ) + વ્યવહાર ( કામકાજ ) + ઉપયોગિન્ ( કામનું ) ] વિ. બાતલ; રદ; વ્યર્થ; નકામું; ઉપયોગ વિનાનું.

**અવ્યવહાર્ય** ૧. [ સં. અ ( નહિ ) + વ્યવહૃ ( વર્તવું ) + ય ( જેવું ) ] વિ. અમલમાં ન લાવી શકાય એવું; આચારમાં ન મૂકી શકાય એવું; અવહેવારુ.
૨. વિ. ઉપયોગ વિનાનું; નિરર્થક.
૩. વિ. નાત બહાર મૂકેલું; બહિષ્કૃત; પતિત; સંબંધ નહિ રાખવા જેવું.

**અવ્યવહિત** ૧. [સં. અ ( નહિ ) + વ્યવહિત ( અંતરવાળું ) ] વિ. તદ્દન પાસેનું; નજીકનું.
૨. વિ. સીધું; પરભાર્યું.
૩. વિ. વચ્ચે કાંઈ ન હોય એવું; અંતરાય વગરનું; સાક્ષાત સંબંધવાળું.

**અવ્યવહિત અનુમાન** [ સં. અવ્યવહિત ( પરભાર્યું ) + અનુમાન ( અટકળ ) ] ન. ( ન્યાય ) સીધી રીતે કરેલ અટકળ; અવ્યવધાન અનુમાન; અપરોક્ષાનુમિતિ; 'ઇમીજીએટ ઇન્ફરન્સ'. અનુમિતિઓ બે પ્રકારની છે: અવ્યવહિત અનુમિતિ અને વ્યવહિત અનુમિતિ. અવ્યવહિત અનુમિતિ એટલે એક વાક્ય ઉપરથી પરભાર્યું નિરૂપણ કરેલ બીજું વાક્ય. આ અનુમિતિજ્ઞાન મેળવતાં વચમાં બીજા વાક્યની કે સાધનની જરૂર નથી પડતી, માટે આ પરભાર્યું એટલે અવ્યવહિત અનુમાન કહેવાય છે.

**અવ્યવહિત અનુમિતિ** [ સં. અવ્યવહિત ( પરભાર્યું ) + અનુમિતિ ( અનુમાન ) ] સ્ત્રી. એક જ્ઞાનના સાધનથી સીધી રીતે થયેલ બીજું જ્ઞાન. જુઓ અવ્યવહિત અનુમાન.

**અવ્યવહિતપૂર્વગામી** [ સં. અવ્યવહિત ( નજીકનું ) + પૂર્વ ( આગળ ) + ગામિન્ ( જનાર ) ] વિ. તરત જ પહેલાંનું; વચ્ચે બીજું કાંઈ ન હોય એ રીતનું પહેલું. જેમકે, નવ એ આંકડો દસનો અવ્યવહિત પૂર્વગામી છે.

**અવ્યસન** ૧. [ પ્રા. અવી ( ઘેટો ) + અસન ( ઘેરવું તે ) ] ન. ઘેટાં કે બકરાં હાંકવાં તે.
૨. [ સં. અ ( નહિ ) + વ્યસન ( પાપ ) ] ન. સદ્‌ગુણ; નીતિ.
૩. [ સં. અ ( નહિ ) + વ્યસન ( કેફી વસ્તુ લેવાની ટેવ ) ] વિ. બંધાણ વગરનું; કેફી ચીજ લેવાની ટેવ વિનાનું.

**અવ્યસની** ૧. [ સં. અ ( નહિ ) + વ્યસન ( ખરાબ ટેવ ) + ઇન્ ( વાળું ) ] વિ. ખરાબ લત વિનાનું.
૨. [ સં. અ ( નહિ ) + વ્યસન ( કેફી વસ્તુ લેવાની ટેવ ) + ઇન્ ( વાળું ) ] વિ. બંધાણી નહિ એવું.

**અવ્યસ્ત** ૧. [ સં. અ ( નહિ ) + વ્યસ્ત ( છૂટું ) ] વિ. છૂટું નહિ થયેલ; એકઠું.
૨. [ સં. અ ( નહિ ) + વ્યસ્ત ( ઊલટું ) ] વિ. ( ગણિત ) સમ; ઊલટું નહિ એવું. જેમકે, ઘોડો ઘોડા રૂપિયા રૂપિયા
૧ : ૫ : : ૫૦ : ૨૫૦ આ અવ્યસ્ત કે સમપ્રમાણનો દાખલો છે.
૩. વિ. સાદું.

**અવ્યંગ** ૧. [ સં. અ ( નહિ ) + વ્યંગ ( ખોડીલું ) ] પું. વિષ્ણુ. તે બધી રીતે સંપૂર્ણ એટલે ખામી વગરના છે.
૨. વિ. ખામી વિનાનું; ખોડખાંપણ વગરનું; પૂર્ણ.
૩. વિ. બધા સદ્‌ગુણવાળું; પરિપૂર્ણ.
૪. વિ. સમસ્ત.
૫. [સં. અ ( નહિ ) + વ્યંગ્ય ( મર્મ વચન ) ] વિ. સાદા અર્થવાળું; ટોણા વિનાનું.

**અવ્યંગા** સ્ત્રી. શુકશિંબી નામની વનસ્પતિ.

**અવ્યંગાંગ** [ સં. અ ( નહિ ) + વ્યંગ ( ખામીવાળું ) + અંગ ( શરીર ) ] વિ. ખોડખામી વિનાના શરીરવાળું.

**અવ્યંગાંગી** [ સં. અ ( નહિ ) + વ્યંગ ( ખામીવાળું ) + અંગ ( શરીર ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. સંપૂર્ણ અંગવાળી સ્ત્રી.

**અવ્યંગ્ય** ૧. [ સં. અ ( નહિ ) + વ્યંગ્ય ( મર્મ વચન ) ] ન. ( કાવ્ય ) કંઈ આડકતરી રીતે કહેવામાં ન આવ્યું હોય એવું કાવ્ય.

અવ્યંગ્યને વિદ્વાનો અધમ કાવ્ય કહે છે અને તેના શબ્દચિત્ર અને વાચ્યચિત્ર કે અર્થચિત્ર એવા બે વિભાગ છે. અવ્યંગ્ય એટલે જેમાં વ્યંગ્ય અર્થ છે નહિ એવું કાવ્ય કે વ્યંગ્ય અર્થ હોય તો સ્ફુટતર-બહુ સ્પષ્ટ ન હોય એવું કાવ્ય. કાવ્ય સાહિત્ય સમીક્ષા

૨. વિ. કટાક્ષ વગરનું; ટોણા વિનાનું.

**અવ્યંગ્યા** [ સં. અ ( નહિ ) + વ્યંગ્ય ( કટાક્ષ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ( કાવ્ય ) એક જાતની લક્ષણા. તેમાં મર્મ બોલ હોતા નથી.

**અવ્યંજન** ૧. [ સં. અ ( નહિ ) + વ્યંજન ( અવયવ ) ] પું. શીંગડાં ન આવ્યાં હોય એવું પશુ.

૨. [ સં. અ ( નહિ ) + વ્યંજના ( મર્મ અર્થ જણાવવાની શબ્દની શક્તિ ) ] વિ. ( કાવ્ય ) અલંકાર વિનાનું.

૩. વિ. ગડબડિયું; અસ્પષ્ટ.

૪. [ સં. અ ( નહિ ) + વ્યંજન ( ચિહ્ન ) ] વિ. નિશાની વગરનું; ચિહ્ન વિનાનું.

૫. વિ. શીંગડાં વગરનું.

૬. વિ. સુંદર લક્ષણ વિનાનું.

**અવ્યંજનીય** [ સં. અવ્યંજન ( અલંકાર વગરનું ) + ઈય ( વાળું ) ] વિ. કાવ્યાલંકાર વિનાનું.

**અવ્યંડા** જુઓ અવ્યંગા.

**અવ્યાકુલ** [ સં. અ ( નહિ ) + વ્યાકુલ ( ગભરાયેલ ) ] વિ. શાંત; સ્વસ્થ.

**અવ્યાકૃત** ૧. [ સં. અ ( નહિ ) + વ્યાકૃત ( પ્રકટ ) ] ન. ઈશ્વરનું એક સ્વરૂપ. ઈશ્વર એ જીવની પેઠે ત્રણ દેહ અને ત્રણ અવસ્થાધારી સત્ત્વ છે. એ મુક્ત નથી, પણ બદ્ધ છે. એના ત્રણ દેહને વિરાટ, સૂત્રાત્મા અને અવ્યાકૃત કહે છે.

૨. [ સં. અ ( નહિ ) + વ્યાકૃત ( ખુલ્લું ) ] ન. પ્રકટ નહિ થયેલ બીજરૂપ અને જગતનું કારણ; અજ્ઞાન; માયાજાળ.

૩. ન. ( સાંખ્ય ) પ્રધાન; પ્રકૃતિ.

૪. વિ. એકઠું; સમસ્ત.

૫. વિ. ( વેદાંત ) જગતના બીજરૂપ એટલે કારણરૂપ.

૬. વિ. નહિ ખીલેલું; વિકાસ નહિ પામેલું.

૭. વિ. નામ અને રૂપથી આકાર નહિ પામેલું; અપ્રકટ.

લીનાવસ્થામાં જગત્ અવ્યાકૃત રૂપે હતું, તેને વ્યાકૃત કર્યું. સિદ્ધાંતદર્શન

૮. વિ. ભાગ પાડ્યા વિનાનું; અપૃથકૃત.

**અવ્યાકૃતધર્મ** પું. ( બૌદ્ધ ) સારાંનરસાં કામ જેનાથી કરવામાં આવે તે સ્વભાવ.

**અવ્યાકૃતરૂપ** [ સં. અ ( નહિ ) + વ્યાકૃત ( પ્રકટ ) + રૂપ ] વિ. નહિ દેખાતું; અદૃશ્ય.

**અવ્યાખ્યા** [ સં. અ ( નહિ ) + વ્યાખ્યા ( ચોખ્ખો અર્થ ) ] સ્ત્રી. પૂરતું અને જરૂરનું વર્ણન નહિ હોવાપણું; અસ્પષ્ટતા; મોઘમ હોવું તે.

**અવ્યાખ્યાત** [ સં. અ ( નહિ ) + વ્યાખ્યાત ( વર્ણન કરેલ ) ] વિ. ખુલાસો ન થયો હોય એવું.

**અવ્યાખ્યાન** જુઓ અવ્યાખ્યા.

**અવ્યાખ્યેય** ૧. [ સં. અ ( નહિ ) + વ્યાખ્યેય ( સ્પષ્ટીકરણ કરવા જેવું ) ] વિ. ન સમજાવવા જેવું; વિવેચન ન કરવા જેવું.

૨. વિ. વિવેચન ન આપી શકાય એવું.

૩. વિ. સમજાવવાની જરૂર ન પડે એવું; સહેલું.

૪. વિ. સમજાવી ન શકાય એવું; અગમ્ય.

**અવ્યાઘાત** ૧. [ સં. અ ( નહિ ) + વ્યાઘાત ( નડતર ) ] વિ. રોકી ન શકાય એવું.

૨. વિ. સળંગ; અખંડ.

**અવ્યાજ** ૧. [ સં. અ ( નહિ ) + વ્યાજ ( છળ ) ] પું. પ્રમાણિકપણું; સરળતા.

૨. વિ. દગા વગરનું; નિષ્કપટ.

**અવ્યાધિજનક** [ સં. અ ( નહિ ) + વ્યાધિ ( રોગ ) + જનક ( પેદા કરનાર ) ] વિ. રોગ પેદા નહિ કરનારું; નીરોગી રાખે એવું.

**અવ્યાપક** ૧. [ સં. અ ( નહિ ) + વ્યાપક ( ફેલાયેલ ) ] વિ. જુદું જુદું; પરિચ્છિન્ન; વ્યક્તિગત.

૨. [ સં. અ ( નહિ ) + વ્યાપક ( ફેલાતું ) ] વિ. નહિ ફેલાયેલું.

**અવ્યાપન્ન** [ સં. અ ( નહિ ) + વ્યાપન્ન ( મરેલું ) ] વિ. નહિ મરેલું; જીવતું.

**અવ્યાપન્નચિત્ત** [ સં. અ ( નહિ ) + વ્યાપન્ન ( મરેલું ) + ચિત્ત ( મન ) ] વિ. સચેત મનવાળું.

અવ્યાપન્નચિત્ત દુષ્ટ સંકલ્પ કરતો નથી. પુરાતત્ત્વ

**અવ્યાપાદ** [ સં. અ ( નહિ ) + વ્યાપાદ ( ખરાબ ઇચ્છવું તે ) ] સ્ત્રી. દોસ્તી; મૈત્રી.

નૈષ્કર્મ્ય ( એકાંતવાસ ), અવ્યાપાદ ( મૈત્રી ), અવિહિંસા ( ત્રાસ ન આપવાની બુદ્ધિ ) આ ત્રણ વિતર્કોનો બોધિએ વિચાર કર્યો. પુરાતત્ત્વ

**અવ્યાપાર** ૧. [ સં. અ ( નહિ ) + વ્યાપાર ( કામકાજ ) ] પું. આળસ; સુસ્તી; અનુદ્યોગ.

૨. પું. નહિ આવડતો ધંધો; પોતાનું ન હોય એવું કામ.

૩. પું. પોતાની સત્તા બહારની બાબત; અવિષય; પોતાને સંબંધ ધરાવતી ન હોય એવી બાબત.

૪. વિ. કામકાજ વગરનું; ઉદ્યમ વિનાનું.

૫. [ સં. અ ( નહિ ) + વ્યાપાર ( વેપાર ) ] વિ. વેપારને નહિ લગતું.

**અવ્યાપારિક** [ સં. અ ( નહિ ) + વ્યાપાર ( વેપાર ) + ઇક ( વાળું ) ] વિ. વેપારને નહિ લગતું.

તે માલ અવ્યાપારિક હોવાનું ઠરાવવામાં આવ્યું છે. રા૦ ૭ અ૦

**અવ્યાપારી** ૧. [ સં. અ ( નહિ ) + વ્યાપાર ( કામકાજ ) + ઇન્ ( વાળું ) ] વિ. કામકાજ વગરનું; નિરુદ્યમી; આળસુ.

૨. વિ. ( સાંખ્ય ) ક્રિયાશૂન્ય; અકર્તા.

**અવ્યાપી** ૧. પું. ( ન્યાય ) કહેલા સ્થળનો પત્તો ન લાગે એવો ઉત્તરાભાસ. જેમકે, કોઈ કહે કે કાશીની પૂર્વે મધ્ય દેશમાં મારું ખેતર અમુક માણસે લીધું. અહીં કાશીની પૂર્વે મધ્ય દેશ નથી પરંતુ મગધ દેશ છે, તેથી આ અવ્યાપી છે.

૨. [ સં. અ ( નહિ ) + વ્યાપિન્ ( ફેલાતું ) ] વિ. જુદું જુદું; વ્યક્તિગત.

૩. વિ. બધે જોવામાં ન આવે એવું.

૪. વિ. હદવાળું; મર્યાદિત.

**અવ્યાપ્ત** જુઓ અવ્યાપી ૨, ૪.

**અવ્યાપ્તહેત્વાભાસ** જુઓ અવ્યાપ્તિ ૧.

**અવ્યાપ્તિ** ૧. [ સં. અ ( નહિ ) + વ્યાપ્તિ સાથે હોવાપણું ) ] સ્ત્રી. ( ન્યાય ) વ્યાખ્યામાં જવો જોઈએ તે સઘળાનો સમાવેશ ન થાય એવો લક્ષણદોષ. જેમકે, જેને ચોટલી ને જનોઈ હોય તે બ્રાહ્મણ કહેવાય, એવું લક્ષણ બાંધીએ તો તેમાં અવ્યાપ્તિદોષ છે, કેમકે સંન્યાસી બ્રાહ્મણ હોય છતાં તેને ચોટલી કે જનોઈ હોતી નથી, અથવા ઢોર એટલે દૂધ દેનારું માણસથી પાળી શકાય તેવું પશુ એમ કહીએ તો ઘોડાં અને ગધેડાં લક્ષણ બહાર રહી જાય છે, માટે તેમાં પણ અવ્યાપ્તિદોષ આવે છે. આ ઉપરાંત લક્ષણના બીજા પણ બે દોષ છે: અતિવ્યાપ્તિ અને અસંભવ.

૨. [ સં. અ ( નહિ ) + વ્યાપ્તિ ( ફેલાવો ) ] સ્ત્રી. વ્યાપ્તિનો અભાવ; ચોતરફ કે બધી જગ્યાએ ફેલાયેલું ન હોવાપણું.

**અવ્યાપ્તિદોષ** જુઓ અવ્યાપ્તિ ૧.

**અવ્યાપ્ય** [સં. અ (નહિ) + વ્યાપ્ (પ્રસરવું) + ય (જેવું)] વિ. ફેલાવો ન હોય એવું; સર્વવ્યાપક ન હોય એવું.

**અવ્યાપ્યત્વ** [સં. અ (નહિ) + વ્યાપ્ (ફેલાવું) + ય (જેવું) + ત્વ (પણું)] ન. વિસ્તાર ન પામવાપણું.

**અવ્યાપ્યવૃત્તિ** [સં. અ (નહિ) + વ્યાપ્ (ફેલાવું) + ય (જેવું) + વૃત્તિ (સ્વભાવ)] સ્ત્રી. પોતાના અધિકરણના એટલે આશ્રયરૂપ પદાર્થના અમુક ભાગમાં કે અમુક કાળમાં નહિ રહેલ પ્રાણી કે વસ્તુ. જેમકે, ઝાડ ઉપરના વાંદરાનો સંયોગ ઝાડની ડાળી સાથે હોય છે પણ મૂળ સાથે નથી તેથી તે વાંદરો અવ્યાપ્યવૃત્તિ કહેવાય.

**અવ્યાપ્યવૃત્તિગુણ** [સં. અ (નહિ) + વ્યાપ્ (ફેલાવું) + ય (જેવું) + વૃત્તિ (સ્વભાવ) + ગુણ] પું. (વેદાંત) પોતાના આશ્રયરૂપ પદાર્થના કોઈક દેશમાં રહે અને કોઈકમાં ન રહે તેવો ગુણ. જેમકે, વાંદરાનો ઝાડ સાથે સંયોગ. એમાં વાંદરાનો ઝાડ સાથે સંયોગરૂપ ગુણ ઝાડના એક ભાગમાં રહેલો છે, બીજા ભાગમાં રહેલો નથી.

**અવ્યાબાધ** ૧. પું. (જૈન) લોકાંતિક દેવતાની નવ માંહેની એક જાત. આ દેવ વાયવ્ય ખૂણામાં રહેતા મનાય છે.

> સારસ્વત, આદિત્ય, વહ્નિ, અરુણ, ગર્દતોય, તુષિત, અવ્યાબાધ, મરુત અને અરિષ્ટ એ લોકાન્તિક છે. — તત્ત્વાર્થસૂત્ર

૨. ન. મોક્ષ; સિદ્ધિસ્થાન.
૩. [સં. અ (નહિ) + બાધિ (દુઃખ)] ન. શરીરની પીડા ન હોવાપણું.

**અવ્યામોહ** [સં. અ (નહિ) + વ્યામોહ (અજ્ઞાન)] પું. ભ્રમ ન હોવો તે; અભ્રાંતિ; અભ્રમ.

**અવ્યાયામ** ૧. [સં. અ (નહિ) + વ્યાયામ (કસરત)] પું. કસરત ન કરવાપણું.
૨. [સં. અ (નહિ) + વ્યાયામ (ઉદ્યમ)] પું. મહેનત ન કરવાપણું; આળસ.
૩. વિ. કસરત વગરનું.

**અવ્યાવહારિક** [સં. અ (નહિ) + વ્યવહાર (વર્તન) + ઇક (વાળું)] વિ. આચારમાં ન મૂકી શકાય એવું; અવહેવારુ; અકાર્ય; અશક્ય.

**અવ્યાવૃત્ત** ૧. [સં. અ (નહિ) + વ્યાવૃત્ત (તૂટેલ)] વિ. ચાલુ; સતત; નિરંતર.
૨. વિ. જેમ ને તેમ રહેલું.
૩. ક્રિ. સદાંય; અતૂટ.

**અવ્યાહત** ૧. [સં. અ (નહિ) + વ્યાહત (હરકતવાળું)] ન. ખરું વાક્ય; ખોટું ન હોય તેવું વાક્ય.
૨. [સં. અ (નહિ) + વ્યાહત (રોકેલ)] વિ. ચાલુ; સતત; રોકયા વગરનું; અપ્રતિબદ્ધ.
૩. વિ. નહિ તૂટેલ; અખંડ; અભંગ.

**અવ્યાહતગતિ** [સં. અ (નહિ) + વ્યાહત (રોકેલ) + ગતિ] સ્ત્રી. રોકાણ વગરની ચાલ.

> ધર્મ સર્વત્ર પૂર્ણ છે, તેમાં મુક્ત જીવ અવ્યાહતગતિ હોય છે. — સત્યાર્થપ્રકાશ

**અવ્યુચ્છિત્તિ** [સં. અ (નહિ) + વ્યવચ્છિદ્ (જુદું કરવું) + તિ (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. જુદું ન કરવાપણું; છિન્નભિન્ન ન કરવું તે.

**અવ્યુત્ક્રાંતિક** [સં. અ (નહિ) + વ્યુત્ક્રાંત (આગળ ગયેલ) + ઇક (વાળું)] વિ. અચળ; સ્થિર; અડગ.

**અવ્યુત્પન્ન** ૧. [સં. અ (નહિ) + વ્યુત્પન્ન (કુશળ)] વિ. અનુભવ વગરનું; અજાણ્યું; બિનઅનુભવી.
૨. વિ. ભાષાની રૂઢિ, વ્યાકરણ વગેરે ન આવડતું હોય એવું; વ્યાકરણના જ્ઞાન વગરનું.
૩. વિ. (વ્યાકરણ) વ્યુત્પત્તિ ન શોધી શકાય એવું.

> આ જ બાબતમાં સર્વાર્થસિદ્ધિકાર લખે છે કે 'સમ્યક્' એ શબ્દ અવ્યુત્પન્ન એટલે વ્યુત્પત્તિ વિનાનો અખંડ છે અથવા વ્યુત્પન્ન એટલે ધાતુ અને પ્રત્યય બંને મળી વ્યુત્પત્તિપૂર્વક સિદ્ધ થયેલો છે. — તત્ત્વાર્થસૂત્ર

૪. વિ. વ્યુત્પત્તિ ન હોય એવું.
૫. [સં. અ (નહિ) + વ્યુત્પન્ન (વિદ્વાન)] વિ. હોશિયારી વિનાનું; અકુશળ; અનાડી.

**અવ્રણ** ૧. ન. આંખનો ફૂલાનો રોગ.
૨. [સં. અ (નહિ) + વ્રણ (ઘા)] ન. જખમ વગરનું હોવાપણું; વ્રણ એટલે જખમ નહિ તે.
૩. વિ. ગડગૂમડ વગરનું; ફોલ્લા વિનાનું.
૪. વિ. ઘા વગરનું; ઈજા પામ્યા વિનાનું.

**અવ્રણશુક્ર** [સં. અવ્રણ (ફૂલું) + શુક્ર (આંખનો એક રોગ)] ન. આંખનો એક રોગ. એમાં આંખના ડોળા પર સફેદ રંગના ફૂલા જેવું પડી જઈ તેમાં સોય ભોંકાવા જેવું દરદ થાય છે.

**અવ્રત** ૧. [સં. અ (નહિ) + વ્રત (નિયમ)] ન. ધાર્મિક નિયમ ન હોવાપણું.
૨. ન. નિયમ ન હોવાપણું.
૩. ન. (જૈન) વ્રત છોડી દેવાપણું. (૧) પ્રાણવધ, (૨) મૃષાવાદ, (૩) અદત્તદાન, (૪) મૈથુન, અને (૫) પરિગ્રહ એમ પાંચ અવ્રત છે.
૪. વિ. કાયદા વિનાનું; નિયમ રહિત.
૫. વિ. જેનો ધાર્મિક નિશ્ચય નાશ પામ્યો હોય એવું.
૬. વિ. પણ ધારણ કર્યા વગરનું.

**અવ્રતી** [સં. અ (નહિ) + વ્રતિન્ (નિયમવાળું)] વિ. પણ ધારણ કર્યા વગરનું.

> જેઓ અવ્રતી હતા તેઓ એ વનસ્પતિ ખૂંદી બેધડક મહેલમાં ચાલ્યા ગયા. — પુરાતત્ત્વ

**અવ્વડ** (અવ્વડ્) [સં. અ (નહિ) + વાટી (રહેઠાણ)] વિ. અવાવરુ; નહિ વપરાતું; પડી રહેતું.

**અવ્વલ** ૧. [અ. અવ્વલ (તે આગળ ગયો)] પું. આરંભ; શરૂઆત.
૨. વિ. પહેલું; અગ્રેસર.
૩. વિ. શરૂઆતનું; આરંભનું; મુખ્ય.
૪. વિ. સુંદર.
૫. વિ. સૌથી સરસ; ઉત્તમ; શ્રેષ્ઠ.
૬. અ. પહેલી નજરે; દેખીતી રીતે.
૭. અ. શરૂઆતમાં; પહેલેથી.

> અવ્વલથી આખર સુધી = પહેલેથી છેલ્લે સુધી; આદ્યંત.

**અવ્વલકામ** [અવ્વલ (શરૂઆતનું) + કામ] ન. પ્રથમ મુકદ્દમો; મૂળ મામલો; શરૂઆતનું ન્યાયકર્મ; 'કેઇસ ઇન ધી ઓરિજિનલ કોર્ટ'.

**અવ્વલકારકુન** [અ. અવ્વલ (પહેલું) + ફા. કારકુન] પું. શિરસ્તેદાર.

**અવ્વલદરજ્જા** [અ. અવ્વલ (પહેલું) + ફા. દરજ્જા (પદવી)] પું. પ્રથમ પંક્તિ; પહેલો વર્ગ; ઉત્તમ પ્રકાર.

**અવ્વલપુરાવો** [અવ્વલ (શરૂઆતનું) + પુરાવો] પું. અસલ પુરાવો; મૂળ સાબિતી; 'પ્રાઇમરી એવિડન્સ'.

**અવ્વલમનઝિલ** (અવલમનઝિલ) ૧. [અ. અવ્વલ (મુખ્ય) + મંઝિલ (એક દિવસની મુસાફરી)] સ્ત્રી. દફનક્રિયા; દહનક્રિયા.

> અવ્વલમનઝિલ પહોંચાડવું = દફન કે દહન ક્રિયા કરવી.

૨. સ્ત્રી. મડદાંને દાટવા કે બાળવાની જગ્યા; સ્મશાન કે કબરસ્તાન. માણસના મરણથી તેની દુનિયાની સફર પૂરી થવાથી પરલોકની મુસાફરીની શરૂઆત થાય છે. એ મુસાફરીમાં પહેલો રાતવાસો કબરમાં હોવાથી એને પહેલી મજલ કહે છે.

**અવ્વલમંજલ** જુઓ અવ્વલમનઝિલ.

**અવ્વલમુકદ્દમો** [અ. અવ્વલ (શરૂઆતનું) + ફા. મુકદમા (દાવો)] પું. મૂળ મામલો; પ્રથમ ન્યાયકર્મ.

**અવ્વલહુકૂમત** [ અ. અવ્વલ ( પહેલું ) + હુકૂમત ( સત્તા ) ] સ્ત્રી. મૂળ અધિકાર.

**અવ્વામ** [ અ. આમ ( સામાન્ય )નું બહુવચન ] ન. બ. વ. સામાન્ય મનુષ્યો; જનસમાજ; લોક.

**અવ્વારૂ** અ. ( પારસી ) મોડું; અસૂર.

**અવ્હેરાટ** ૧. [ આ ( વધારે ) + વેરવું ( જુદું પાડવું ) + વૃત્તિ ( સ્વભાવ ) ] પું. ગભરાટ; બાવરાપણું; સંભ્રમ; ગૂંચવણ.
૨. પું. શરમ; લજ્જા; લાજ.

**અવ્હેરૂં** વિ. બાવરૂં; ગભરાયેલું; વ્યાકુળ; ગૂંચવાયેલું.

**અવ્હૈ** [ અ. હવાઈ ( હવા સંબંધી ) ] સ્ત્રી. હવાઈ; દારૂની કોઠી કે ભૂંગળીમાં દારૂ નાખીને બનાવેલી એક જાતની આતશબાજી. તેનો પલીતો એટલે જામગરી સળગાવતાં તે આકાશમાં ચડી જાય છે.

**અશ્** ૧. [ સં. ] અ. ક્રિ. આવી જવું; પહોંચવું.
૨. અ. ક્રિ. ફેલાવું; વ્યાપવું; વિસ્તારાવું.
૩. સ. ક્રિ. અનુભવવું.
૪. સ. ક્રિ. એકઠું કરવું.
૫. સ. ક્રિ. ( ધાતુ ) ખાવું. આ ધાતુ ઉપરથી નીકળેલ શબ્દઃ અશિત = ખાધેલું. અશના = ભૂખ. અશન = ભક્ષણ.
૬. સ. ક્રિ. માણવું; ઉપભોગ કરવો; ભોગવવું.
૭. સ. ક્રિ. મેળવવું.

**અશ** ૧. [ સં. અશ્વ ( ઘોડો ) ] પું. ઘોડો.
૨. [ અ. ] પું. દશમો ભાગ; દશાંશ.
અશે શરઈ = ધર્મમાં ફરમાવેલ મિલકતનો દશમો ભાગ.
૩. સ્ત્રી. ચોખ્ખાઈ; પવિત્રતા; શુદ્ધિ.
૪. સ્ત્રી. પ્રમાણિકતા; નીતિ; સચાઈ.
૫. સ્ત્રી. વ્યવસ્થા; પદ્ધતિ.

**અશઆર** [ અ. શઅર ( કવિતા )નું બહુવચન ] ન. બ. વ. કવિતા; કાવ્ય.

**અશક** ૧. [ અ. ઇશ્ક ( ચાહવું ) ] પું. પ્યાર; મોહ; પ્રેમ.
અશકનો માર્યો ગાજરાં ખાય, અશકનો માર્યો ઠીકરામાં ખાય = પ્યારને લીધે માણસ ગમે તે કરે.
૨. [ સં. અ ( નહિ ) + સુખ ] ન. બેચેની; અસુખ.
૩. [ સં. અસૃજ ( લોહી ) ] ન. લોહી.
શોણિત રક્ત ક્ષતજ અને અશક રુધિર અક્ષતજ; લોહી પીધું પૂતના પવિત્ર કરિયાં ગાત્ર.
પિંગળશબ્દકોષ
૪. [ સં. અ ( નહિ ) + શંક્ ( શંકા કરવી ) ] અ. અચૂક; બેશક; જરૂર; નિઃશંક.
૫. [ અ. ] અ. ક્રિ. ( ધાતુ ) તે પ્રેમમાં પડ્યો. આ ધાતુ ઉપરથી નીકળેલા શબ્દઃ ઇશ્ક = પ્રેમ. આશિક = પ્રેમી. માશૂક = પ્રેમપાત્ર; પ્રિયા. ઇશ્કબાજી = પ્રેમક્રીડા; કેલી; રમણ; પ્રેમ.

**અશકર** ૧. [ ફા. આશકાર ( જણાવવું ) ] વિ. ચોખ્ખું; ખુલ્લું.
૨. અ. ખુલ્લી રીતે; પ્રત્યક્ષપણે.
૩. અ. છેવટે; આખરે.

**અશકુન** [ સં. અ ( ખરાબ ) + શકુન ( શુકન ) ] ન. ખરાબ શુકન; અશુભ ચિહ્ન. દિવસે શિયાળનું બોલવું, કામની શરૂઆતમાં છીંક થવી વગેરે અપશુકન ગણાય છે.

**અશકુંભી** સ્ત્રી. પાણી ઉપર થતું એક જાતનું ઘાસ.

**અશક્ત** ૧. [ સં. અ ( નહિ ) + શક્ત ( સમર્થ ) ] વિ. અસમર્થ; કરી ન શકે એવું.
૨. વિ. આવડત વિનાનું; અકુશળ.
૩. [ સં. અ ( નહિ ) + શક્ત ( તાકાતવાળું ) ] વિ. કમજોર; દમ વિનાનું; નબળું; નિર્બળ.
૪. વિ. નાલાયક; અયોગ્ય.
૫. વિ. આંદું; નરમ.

**અશક્તતા** જુઓ અશક્તિ ૧-૪.

**અશક્તપણું** જુઓ અશક્તિ ૧-૪.

**અશક્તિ** ૧. [ સં. અ ( નહિ ) + શક્તિ ( સામર્થ્ય ) ] સ્ત્રી. અસામર્થ્ય; કરી ન શકવાપણું; ગજું ન હોવાપણું.
૨. સ્ત્રી. આવડતની ખામી; અકૌશલ્ય.
૩. સ્ત્રી. નબળાઈ; દુર્બળતા; કમજોરી.
૪. સ્ત્રી. નાલાયકી.
૫. સ્ત્રી. ( સાંખ્ય ) બુદ્ધિ અને ઇંદ્રિયોની અવ્યવસ્થા કે વિપર્યય; હાથ પગ વગેરે ૧૧ ઇંદ્રિયોની ૧૧ શક્તિ, બુદ્ધિની તુષ્ટિ નામની ૯ અને સિદ્ધિ નામની ૮ શક્તિ મળી કુલ ૨૮ શક્તિ નકામી થઈ જવી તે.

**અશક્તિમાન** ૧. [ સં. અશક્તિ ( નબળાઈ ) + મત્ ( વાળું ) ] વિ. કમજોર; દુર્બળ; તાકાત વગરનું; અશક્ત.
અશક્તિમાન ભવેત્ સાધુ = વૃદ્ધા નારી પતિવ્રતા.
૨. વિ. ગજા વગરનું; અસમર્થ; નમાલું.

**અશક્તિવાન** જુઓ અશક્તિમાન.

**અશક્ય** ૧. પું. ( કાવ્ય ) એક અલંકાર. તેમાં અડચણને લીધે કામ ન બની શકે એમ વર્ણન કરવામાં આવે છે.
૨. [ સં. અ ( નહિ ) + શક્ય ( થઈ શકે એવું ) ] વિ. ન બની શકે એવું; શક્તિ બહારનું; અસંભવિત; અસાધ્ય.

**અશક્યતા** ૧. [ સં. અ ( નહિ ) + શક્ય ( થઈ શકે એવું ) + તા ( પણું ) ] સ્ત્રી. ન બની શકે એવી સ્થિતિ; અસંભવિતતા; અસાધ્યતા; ન બની શકવાપણું.
૨. સ્ત્રી. શક્તિ ન હોવાપણું.

**અશક્યત્વ** જુઓ અશક્યતા ૧.

**અશક્યવાન** [ સં. અ ( નહિ ) + શક્ય ( બની શકે તેવું ) + વત્ ( વાળું ) ] વિ. અશક્ય જેવું; લગભગ અશક્ય; ભાગ્યે જ બને એવું.

**અશખર** ૧. ન. એક જાતનું ફીકા જાંબુડા રંગના ફૂલવાળું ગંધારૂં ઘાસ. તેના મૂળમાંથી ગંધ નીકળે છે, તેમ જ તેનાં થૂમડાંમાં લીલી ચાના જેવી ગંધ હોય છે.
૨. વિ. ગંધારૂં.

**અશાગ** ૧. [ અ ( નહિ ) + શગ ( જ્યોત ) ] વિ. ઝાળ વગરનું.
૨. [ સં. અ ( નહિ ) + શિખા ( ટોચ ) ] વિ. ટોચ વગરનું; શિખર વિનાનું.
૩. વિ. થેથરડી ન થઈ હોય એવું.

**અશટમપશટમ** વિ. ( ગ્રામ્ય ) આડુંઅવળું.

**અશઠ** [ સં. અ ( નહિ ) + શઠ ( લુચ્ચું ) ] વિ. લુચ્ચાઈ વગરનું; સરળ.

**અશઢ** ( અશડ ) જુઓ અશઠ.

**અશઢ** [ અ ( નહિ ) + સઢ ] વિ. પવન ભરાઈ વહાણને ગતિ મળે એ માટે તેના થાંભલાને બાંધવામાં આવતા કપડા વિનાનું.

**અશતર** સ્ત્રી. પાંપણો ઉખેડી નાખવાની સજા.

**અશત્રુ** ૧. પું. કપૂર. તે સર્વને પ્રિય છે.
૨. પું. ચાંદો. તેનો પ્રકાશ બધાને આનંદ આપે છે.
૩. [ સં. અ ( નહિ ) + શત્રુ ( દુશ્મન ) ] પું. દુશ્મન ન હોય એવી સ્થિતિ.
૪. પું. દોસ્ત; મિત્ર.
૫. વિ. જેની સામે લડવાની કોઈ હિંમત ન કરી શકે એવું.
૬. વિ. દુશ્મન વગરનું.

**અશન** ૧. પું. બિલાડું.
૨. ન. એક જાતનું ઝાડ; અસનવૃક્ષ.
૩. ન. ખોરાક; અન્ન; ભોજન.
૪. [ સં. અશ્ ( ખાવું ) + અન ( ક્રિયાવાચક પ્રત્યય ) ] ન. જમવાની ક્રિયા; ખાવું તે; ભક્ષણ.
અશન કરવું = ખાવું.

**અશનથાનક** [ સં. અશન ( ખાવું તે ) + સ્થાનક ( જગા ) ] ન. ભોજનશાળા; વીશી.

**અશનપણું** [ અશન ( ઉપભોગ કરવો તે ) + પણું ] ન. મોજશોખ; વૈભવ.

અશનપણામાં સતી રે
દુતી શ્યામ ભુજંગી ચટકાવી રે. — નરસિંહ

**અશનપર્ણી** [ સં. અશન ( બિલામું ) + પર્ણ ( પાન ) + ઇન્ ( વાળું ) ] સ્ત્રી. એક જાતનું ઝાડ.

**અશનપાન** [ સં. અશન ( ખાવું તે ) + પાન ( પીવું તે ) ] ન. ખાનપાન; ખાણુંપીણું.

જન્મ થકી રહી મારી પાસિ અશનપાન વિશ્રામ. — ભાલણ

**અશનશુદ્ધિ** [ સં. અશન ( ખોરાક ) + શુદ્ધિ ( ચોખ્ખાઈ ) ] સ્ત્રી. વિશુદ્ધ આહાર.

અશનશુદ્ધિ, વિષયોમાં વૈરાગ્ય રાખવો, અને એક બ્રહ્મ આલંબનમાં ચિત્તને ફરી ફરી સ્થાપવારૂપ અભ્યાસ કરવો આ ત્રણ ઉપાયથી ચિત્તનું શોધન થાય છે. — સિદ્ધાંતદરાન

**અશના** ૧. [ સં. અશ્ ( ખાવું ) ] સ્ત્રી. જમવાની ઇચ્છા; ભૂખ.

૨. સ્ત્રી. ( પુરાણ ) બલિની સ્ત્રી.

**અશનાઈ** ૧. સ્ત્રી. અડપલું; છેડ; અટકચાળો; ચાળો.

૨. [ અ. આશનાઈ ( મૈત્રી ) ] સ્ત્રી. ભાઈબંધી; સંગ; સોબત.

**અશનિ** ૧. [ સં. ] પું. અસ્ત્ર.

૨. પું. અસ્ત્રની ધાર કે છેડા.

૩. પું. ઇંદ્ર, કેમકે તેનું અસ્ત્ર અશનિ એટલે વજ્ર છે.

૪. પું. ખરતા તારાનું પૃથ્વી ઉપર આવી પડ્યા પછીનું રૂપ; ઉલ્કાપાષાણ. ક્યારેક એકાદ મોટી ઉલ્કા નીચે આવીને જમીન, પથ્થર વગેરેને ફાડી નાંખે છે અને પૃથ્વીને ધરતીકંપ માફક ધ્રૂજાવી નાખે છે. આને વરાહમિહિર વગેરેએ અશનિ નામ આપ્યું. આવી જ જાતની મોટી ઉલ્કાઓથી કોઈ વાર પૃથ્વી ઉપર પથ્થરના વરસાદ થયાનું સાંભળવામાં આવે છે. આવા અશનિ અથવા ઉલ્કાપાષાણ આપણને આકાશમાં આવેલ ગોળાઓના પદાર્થોનું પ્રત્યક્ષ જ્ઞાન આપવાનું સાધન હોવાથી તેમને એકઠા કરી પરીક્ષા કરવાના પ્રયત્નો હાલ ચાલુ છે. અશનિ મોટે ભાગે બે જાતના હોય છે. એકમાં કેટલાક લોખંડના કણ સાથે ઝાઝો ભાગ પથ્થરનો હોય છે. આવા અશનિ પુષ્કળ મળી આવે છે. બીજા પ્રકારના અશનિમાં ઘણું કરીને લોખંડ હોય છે. આવા અશનિ આકાશમાંથી પડતા સામાન્ય રીતે દેખાતા નથી; તોપણ પૃથ્વી ઉપર આવા પથરા ઘણા છે. અશનિના રાસાયનિક પૃથક્કરણ ઉપરથી એમ જણાયું છે કે તેમાં જોકે પૃથ્વી ઉપરનાં તત્ત્વો કરતાં જુદા પ્રકારનાં તત્ત્વો હોતાં નથી, તોપણ તેનો તેવો સંયોગ પૃથ્વી ઉપર જડી આવતો નથી. અશનિ જુદા જુદા આકાર તથા વજનના હોય છે. કેટલાક અશનિનું વજન અમુક તોલા જ હોય છે, પણ કેટલાક ઘણા મણ વજનમાં હોય છે. ઈ. સ. ૧૮૬૫માં ૩॥ ટન વજનનો એક અશનિ બ્રિટિશ અજાયબખાનામાં લાવવામાં આવ્યો હતો. વળી દક્ષિણ અમેરિકામાં ૧૫ ટન વજનનો ૭ ફુટ લાંબો એક અશનિ મળેલો છે. યુનાઈટેડ સ્ટેટ્સ ઓવ અમેરિકાના ઓરેગોન આગળના જંગલમાં મળી આવેલ એક ઉલ્કાપાષાણનું વજન ૧૬॥ ટન થયું છે. આવા નાના મોટા અસંખ્ય અશનિ સૂર્યની આસપાસ ફરતા હોવાથી તેઓ આખા આકાશમાં ફેલાઈ રહેલા છે. પૃથ્વી સૂર્યના આસપાસ ફરે ત્યારે તેને માર્ગમાં હજારો અશનિનો ભેટો થાય છે અને પૃથ્વીના વાતાવરણમાં તે સળગી ઊઠે છે, કારણકે પૃથ્વીના વેગનો અને અશનિના વેગનો સરવાળો દર સેકંડે શુમારે ૪૪ માઈલ થવાથી આ વેગના પ્રમાણમાં શુમારે ૩૦-૪૦ લાખ અંશ ગરમી થાય છે. આટલી ગરમી લાગતાં તે બળવા માંડે અને તેમાંથી મોટો પ્રકાશ થઈ આપણને ઉલ્કારૂપે દેખાય છે. અશનિ નાનો હોય તો તેનો સઘળો પદાર્થ બળી જઈ વાતાવરણના ઉપલા ભાગમાં જ લય પામે. તેનાથી મોટો હોય તો ઘણો નીચે આવી લોપ થાય, પણ જો તે બહુ મોટો હોય તો તેનાં બધાં તત્ત્વ ઓગળી વાયુ થઈ જવા પહેલાં જ થોડી સેકંડમાં તે પૃથ્વી ઉપર આવી પહોંચે અને તેની ગતિ બંધ થઈ એટલે તેને વધારે ગરમી મળતી બંધ થવાથી તે કેટલીક વારે ઠંડો પડી જાય છે. તેમાં રહેલાં સોડિયમ, પોટાશ, ગંધક, ફોસ્ફરસ વગેરે તત્ત્વો સળગ્યા પહેલાં નક્કર સ્થિતિમાં હોય એવું દેખાય છે. અશનિ વાતાવરણની બહારથી અંદર સરતો હોવાથી અથડાવાને લીધે કોઈ કોઈ વાર તે ફૂટી જઈ મોટી ગર્જના થાય છે. ૧૦૦ માઈલથી વધારે ઊંચાઈએ દેખાયેલી ઉલ્કાઓ બહુ મળતી નથી. મોટા અશનિ ૫૫ માઈલથી નીચે આવી લોપ થાય, પણ બહુ મોટા હોય તો તે પૃથ્વી ઉપર આવી પહોંચે છે. તેમનો વેગ દર સેકંડે શુમારે ૨૦ થી ૪૫ માઈલનો હોય છે. આકાશમાં અશનિનો વ્યાસ શુમારે ૧૦૦ થી ૧૩૦૦૦ ફૂટ મનાય છે.

૫. [ હિં. ] પું. ચિત્રકનું લાકડું.

૬. પું. ( પિંગળ ) દરેક ચરણમાં નગણ, નગણ, તગણ, નગણ અને લઘુ મળી ૧૩ અક્ષરનો એક છંદ.

ન ન ત ન લ બનાવી રચ અશનિ. — લઘુપિંગળ

૭. પું. દુશ્મનને મારવા માટે કરાતો યજ્ઞ.

૮. પું. ધણી; સ્વામી.

૯. પું. વાદળામાં પેદા થતું તેજ.

૧૦. પું. વીજળીથી થતો અગ્નિ.

૧૧. [ સં અશ્ ( ભક્ષણ કરવું ) ] પું. શિવ. તે સર્વનો સંહાર કરતા હોવાથી અશનિ કહેવાય છે.

૧૨. સ્ત્રી. ઇંદ્રનું ધનુષ; વજ્ર; પવિ; કુલિશ.

અશનિ કુલિશ નિર્ઘાત પવિ વજ્ર ભિદુર કહાય,
કઠીન વચન તે વજ્રસમ લાગત અંતર માંય. — પિંગળલઘુકોષ

૧૩. સ્ત્રી. કરાનું પડવું તે.

૧૪. સ્ત્રી. વીજળી.

**અશનિમાળા** [ સં. અશનિ ( ખરતો તારો ) + માલા ( જથ્થો ) ] સ્ત્રી. ઉલ્કા; ખરતા તારાનું ઝૂમખું.

**અશનિમેઘ** [ સં. અશનિ ( કરા ) + મેઘ ( વરસાદ ) ] પું. કરાનો વરસાદ; કરાની વૃષ્ટિ.

**અશનિસંઘાત્મક** [ સં. અશનિ ( ખરતો તારો ) + સંઘ ( સમૂહ ) + આત્મક ( વાળું ) ] વિ. ખરતા તારાના જથ્થાનું બનેલ.

બીજો મત એવો છે કે અશનિના દ્રવ્યના ધૂમકેતુઓ બનેલા છે, અથવા તો તે અશનિસંઘાત્મક છે. — જ્યોતિર્વિલાસ

**અશનિહત** ૧. [ સં. ] ન. એ નામનું એક જાતનું ઝાડ. તેનું લાકડું યજ્ઞમાં વપરાતું.

૨. [ સં. અશનિ ( વીજળી ) + હત ( હણાયેલું ) ] વિ. વીજળીથી હણાયેલું.

**અશનીય** ૧. [ સં. અશ્ ( ખાવું ) + અનીય ( જેવું ) ] વિ. ખાઈ શકાય એવું.

૨. વિ. ખાવા જેવું.

**અશનું** [ સં. અશ્ ( ખાવું ) ] વિ. ભૂખ્યું.

જાણી તૃષાર્થી પંથી ઊભિયાં ક્ષુધાર્થી ઊભાં અશનાં. — નરસિંહ

**અશપરમ** સ્ત્રી. દવાના કામમાં વપરાતી સહેજ તીખા સ્વાદવાળી અને કાળાં ફળવાળી વિલાયતી મેંદી.

**અશફળ** ૧. ન. અશ નામના ઝાડનું ફળ. તેનો ગર્ભ મીઠો હોય છે.

૨. ન. લીંબના જેવું એક જાતનું ઊંચું ઝાડ. તેને જૂન માસમાં ફળ આવે છે.

**અશબ્બલિતા** [ સં. અ ( નહિ ) + શબલ ( જાદું જાદું ) + ઇત ( વાળું ) ] વિ. સ્ત્રી. તલ્લીન; એકાગ્ર.

મહામુનિ મારી પળી મતિ થઈ,
અશબ્બલિતા શુચિ. — જ્ઞાનેશ્વર

**અશબ્દ** ૧. ન. ( સાંખ્ય ) કુદરતનું મૂળ તત્ત્વ; પ્રધાન.
 ૨. [ સં. અ ( નહિ ) + શબ્દ ( વર્ણન ) ] ન. બ્રહ્મ; શબ્દમાં ન વર્ણવી શકાય એવું તત્ત્વ. તેને અજાત, અભૂત, અપ્રતિષ્ઠ, અશબ્દ, અપ્રાણ, અપાણિપાદ પણ કહે છે.
 ૩. [ સં. અ ( નહિ ) + શબ્દ ( અવાજ ) ] વિ. અવાજ વિનાનું; નીરવ.
 ૪. વિ. શબ્દમાં જાહેર ન થયેલું.

**અશમ** [ સં. અ ( નહિ ) + શમ્ ( શાંત થવું ) ] વિ. શાંતિ વિનાનું; અસ્વસ્થ.

**અશમનીય** [ સં. અ ( નહિ ) + શમનીય ( શાંત થાય એવું ) ] વિ. શાંત ન થનારું; શાંત ન કરી શકાય એવું.

**અશમાર** [ સં. અ ( નહિ ) + શમ ( શાંતિ ) + ઋ ( ઉત્તેજિત કરવું ) ] પું. કામદેવ; મન્મથ; સ્મર; મનોદ્ભવ. તે મનને અસ્વસ્થ બનાવે છે.

**અશમેજગન** [ સં. અશ્વ ( ઘોડો ) + મેધ ( યજ્ઞ ) + યજ્ઞ ] પું. ( ગ્રામ્ય ) ઘોડો હોમવામાં આવે એવો એક યજ્ઞ. જુઓ અશ્વમેધ.

**અશમ્યું** જુઓ અશમ.

**અશયન** ૧. [ સં. અ ( નહિ ) + શી ( સૂવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ઉજાગરો.
 ૨. ન. ઊંઘ ન આવવાપણું.

**અશર** ૧. [ અ. ] પું. જમીનની નીપજમાંથી રાજ્યને આપવાનો દશમો ભાગ.
 ૨. પું. દશાંશ.
 ૩. પું. રાક્ષસ.
 ૪. [ ફા. ] ન. ( વહાણવટું ) તુતક.

**અશરણ** ૧. [ સં. અ ( નહિ ) + શરણ ( ઓથ ) ] ન. ( જૈન ) સંસારમાં ધર્મ સિવાય બીજું કોઈ શરણ નથી એવો વિચાર.
 ૨. વિ. આશરા વગરનું; નિરાધાર; અનાથ.

**અશરણતા** [ સં. અ ( નહિ ) + શરણ ( આશરો ) + તા ( પણું ) ] સ્ત્રી. અનાથતા; નિરાધારપણું.

**અશરણભાવના** [ સં. અ ( નહિ ) + શરણ ( ઓથ ) + ભાવના ( વિચાર ) ] સ્ત્રી. ( જૈન ) મરણ વખતે અરિહંત દેવ સિવાય કોઈનો આશરો નથી એવો વિચાર.

**અશરણશરણ** ૧. [ સં. અ ( નહિ ) + શરણ ( આધાર ) + શરણ ( બચાવ ) ] પું. પરમેશ્વર; ભગવાન.
 ૨. ન. અનાથને આશરો આપવાપણું.
 ૩. વિ. અનાથને આશરો આપનાર; નિરાધારના આધારરૂપ.

**અશરણાનુપ્રેક્ષા** જુઓ અશરણભાવના.

**અશરત** [ અ. ] પું. આનંદ.

**અશરફ** [ અ. શરફ ( તે માનવંતો હતો ); શરીફ ( ખાનદાન ) નું શ્રેષ્ઠતાદર્શક રૂપ ] વિ. માનને લાયક; માનનીય.

**અશરફી** ૧. પું. ગંજીફાનાં પાનાંના આઠ રંગ માંહેનો એ નામનો એક.
 ૨. સ્ત્રી. એક જાતનું હડીલું ચાંદું.
 ૩. સ્ત્રી. ગીની જેવું જરીનું ભરતકામ.
  અશરફી કાંગડી વેલ = જરીના ભરતકામમાં ઉપયોગમાં આવતી લાકડા ઉપર કોતરેલી એક જાતની વેલની છાપ.
 ૪. [ ફા. અશર ( દશ ); અ. અશ્રફી ( સોનાનો સિક્કો ) ] સ્ત્રી. દશ માસા વજનનો સોનાનો સિક્કો; મહોર; આશરે સોળ રૂપિયાની કીમતનો સોનાનો સિક્કો. અશરફ નામના પાદશાહે તે પાડેલી તે ઉપરથી તે અશરફી કહેવાય છે.
 ૫. સ્ત્રી. પીળા રંગનું એક જાતનું ફૂલ.

**અશરા** [ અ. ] પું. મોહરમ મહિનાના પહેલા દશ દિવસ.

**અશરાફ** ૧. [ અ. શરફ ( ખાનદાન ) નું બહુવચન ] પું. બ. વ. અમીરો.
 ૨. પું. બ. વ. પ્રતિષ્ઠિત પુરુષો; મોટા માણસો.
 ૩. પું. બ. વ. રોહિલખંડ, અયોધ્યા અને કાશીમાં અમુક હક ભોગવતા ખેડૂતો.
 ૪. પું. બ. વ. સદ્ગૃહસ્થો; સજ્જનો; સદાચારી માણસો.
 ૫. વિ. ખાનદાન; કુલીન.
 ૬. વિ. પ્રમાણિક; ઈમાનદાર.
 ૭. વિ. ભલું; માયાળુ; સાલસ.
 ૮. વિ. ભોળું.
  અશરાફ જનાવર = બકરી જેવા રાંક સ્વભાવવાળું.
 ૯. વિ. મિલનસાર; મળતાવડું.
 ૧૦. વિ. વિવેકી; સભ્ય.

**અશરાફત** ૧. [ અ. અશરાફ ( અમીરો ) + ત ( ભાવવાચક નામનો પ્રત્યય ) ] સ્ત્રી. ખાનદાની; કુલીનપણું.
 ૨. સ્ત્રી. ભલમનસાઈ; સાલસપણું.
 ૩. સ્ત્રી. વિવેક; સભ્યતા.

**અશરાફી** ૧. પું. ખંભાતમાં પાણી લાગવાથી થતો ચાઠાંચાઠાંનો રોગ.
 ૨. સ્ત્રી. ઈમાનદારી; પ્રમાણિકપણું.
 ૩. [ અ. અશરાફ ( અમીરો ) + ઈ ( પણું ) ] સ્ત્રી. ખાનદાની; સુજનતા; કુલીનપણું.
 ૪. સ્ત્રી. ભલપણ; સાલસાઈ.
 ૫. સ્ત્રી. વિવેક; સભ્યતા.
 ૬. સ્ત્રી. વ્યવહારિકપણું.

**અશરાબાત** [ અ. શરાબ ( દારૂ ) નું બહુવચન ] પું. બ. વ. જાતજાતના દારૂ.

**અશરામક** પું. ( સંગીત ) આલાપના ચાર મુકામ માંહેનો એક. તે રાગને તેજી આપે છે.

**અશરી** ૧. સ્ત્રી. એક પ્રકારની જમીન. જુઓ અશેરી.
 ૨. [ ફા. અશર ( દશ ) ] વિ. દશમો ભાગ લેવા લાયક.

**અશરીન** ૧. [ અ. ] પું. અરબી સંવત. અરબીમાં વર્ષની સંખ્યા અક્ષરે લખવી હોય તો આ શબ્દનો અથવા આ શબ્દના પહેલા અક્ષર 'અએન'નો ઉપયોગ થાય છે.
 ૨. વિ. વીશ.

**અશરીર** ૧. [ સં. અ ( નહિ ) + શરીર ( અંગ ) ] પું. કામદેવ; મદન. શરીર ન હોવાથી તે અનંગ કહેવાય છે.
 ૨. પું. દેવ.
 ૩. પું. પરમાત્મા; બ્રહ્મ.
 ૪. પું. સંસાર સાથેનો સંબંધ છોડી દીધો હોય એવો યતિ.
 ૫. વિ. દેવતાઈ; દૈવી.
 ૬. [ સં. અ ( નહિ ) + શરીર ( આકાર ) ] વિ. શરીર વગરનું; દેહ વિનાનું; નિરાકાર.
 ૭. વિ. ( જૈન ) સિદ્ધ.

**અશરીરતા** ૧. [ સં. અ ( નહિ ) + શરીર ( દેહ ) + તા ( પણું ) ] સ્ત્રી. મોક્ષ. મોક્ષ પામેલ જીવને શરીર હોતું નથી.
 ૨. સ્ત્રી. શરીરના સંબંધથી રહિતપણું.

**અશરીરત્વ** જુઓ અશરીરતા.

**અશરીરસિદ્ધિ** [ સં. અ ( નહિ ) + શરીર ( દેહ ) + સિદ્ધિ ( મુક્તિ ) ] સ્ત્રી. ( જૈન ) પૂરો મોક્ષ; વિદેહમુક્તિ.
  સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન પરિપૂર્ણ રૂપમાં પ્રાપ્ત થઈ જાય છે છતાં સમ્યક્ચારિત્રની અપૂર્ણતાને લીધે તેરમા ગુણસ્થાનમાં પૂર્ણ મોક્ષ અર્થાત્ અશરીરસિદ્ધિ અથવા વિદેહમુક્તિ થતી નથી. તત્ત્વાર્થસૂત્ર

**અશરીરિણી** ૧. [ સં. અ ( નહિ ) + શરીર ( અંગ ) + ઇન્ ( વાળું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. દેહ વગરની; શરીર રહિત.
 ૨. વિ. સ્ત્રી. દૈવી; દિવ્ય.

**અશરીરી** ૧. [ સં. અ ( નહિ ) + શરીર ( દેહ ) + ઇન્ ( વાળું ) ] પું. શરીર રહિત જીવ; સિદ્ધ ભગવાન.
 ૨. વિ. અશરીર; દેહ વગરનું.

**અશરણશરણું** ૧. [સં. અ (નહિ) + શરણ (આધાર) + શરણ (બચાવ)] પું. ભગવાન; પ્રભુ. તે અનાથને આશરો આપે છે.

ઉદ્ધાર થાશે તમ તણો, મળશે અશરણશરણું. વલ્લભ

૨. વિ અનાથને આશરો આપનાર; અશરણુ-શરણ.

**અશર્મ** ૧. [સં. અ (નહિ) + શર્મન્ (ભલું)] ન. અકલ્યાણ.

૨. ન. દુઃખ; કષ્ટ.

૩. વિ. ઘરબાર વગરનું; ગૃહ રહિત.

૪. [સં. અ (નહિ) + શર્મન્ (સુખ)] વિ. દુઃખી.

૫. [અ (નહિ) + શરમ (લાજ)] વિ. શરમ વિનાનું; બેશરમ; નિર્લજ્જ; ધીટ.

**અશલેખા** [સં. અશ્લેષા] સ્ત્રી. (જ્યોતિષ) અશ્વિનીથી નવમું નક્ષત્ર. જુઓ અશ્લેષા.

**અશવન** ૧. ન. (જરથોસ્તી) પ્રમાણિક માણસ.

૨. વિ. ઈમાનદાર; નેકીવાળું.

**અશવહિસ્ત** પું. (જરથોસ્તી) અહિબેહસ્તનું અવસ્તાનું નામ.

**અશસ્ત્ર** ૧. [સં. અ (નહિ) + શસ્ત્ર (હથિયાર)] ન. હથિયાર ન હોવાં તે.

૨. ન. (જૈન) અગ્નિ વગેરે શસ્ત્રનો અભાવ.

૩. વિ. હથિયાર છોડી દીધાં હોય એવું.

૪. વિ. હથિયાર વિનાનું; આયુધ વગરનું; નિઃશસ્ત્ર.

**અશસ્ત્રતા** ૧. [સં. અ (નહિ) + શસ્ત્ર (હથિયાર) + તા (પણું)] સ્ત્રી. દુનિયામાં સુલેહ જાળવવા દરેક રાજ્યે પોતાનો લડાયક સરંજામ સરખે દરજ્જે ઓછો કરી નાખવાપણું; 'ડિસઆર્મામેન્ટ'.

૨. સ્ત્રી. હથિયાર વગરનું હોવાપણું.

**અશસ્ત્રયુગ** [સં. અ (નહિ) + શસ્ત્ર (હથિયાર) + યુગ (જમાનો)] પું. હથિયાર ન વાપરવાનો જમાનો.

**અશહાદ** [અ. શાહેદ (સાક્ષી) નું બહુવચન] પું. સાક્ષી.

**અશહારી** પું. એ નામનો એક ધર્મપંથ.

**અશંક** ૧. [સં. અ (નહિ) + શંકા (બીક)] વિ. બીક વિનાનું; નિર્ભય; નીડર.

૨. [સં. અ (નહિ) + શંકા (સંદેહ)] વિ. સંદેહ વગરનું; નિઃશંક; શક વિનાનું.

**અશંકનીય** [સં. અ (નહિ) + શંકનીય (શંકા રાખવા જેવું)] વિ. સંદેહ ન લાવવા જેવું.

**અશંકા** ૧. [સં. અ (નહિ) + શંકા (બીક)] સ્ત્રી. ભય ન રાખવાપણું; નીડરતા.

૨. [સં. અ (નહિ) + શંકા (સંદેહ)] સ્ત્રી. સંશય ન હોવાપણું; અસંદેહ.

**અશંકાશીલ** [સં. અ (નહિ) + શંકા (સંશય) + શીલ (વાળું)] વિ. શંકા નહિ રાખનાર; વહેમી નહિ એવું.

**અશંકિત** જુઓ અશંક.

**અશંકી** [સં. અ (નહિ) + શંકિન્ (શંકા કરનાર)] વિ. શંકા ન કરનાર.

**અશંક્ય** [સં. અ (નહિ) + શંક્ય (શંકા કરવા જેવું)] વિ. સંદેહ ન લાવવા લાયક; શંકા ન આણવા જેવું.

**અશાકભુક** [સં. અ (નહિ) + શાક (ભાજીપાલો) + ભુક્ (ખાવું)] ન. શાકભાજી ન ખાનાર માણસ.

**અશાક્ત** [સં. અ (નહિ) + શાક્ત (શાક્ત મતને માનનાર)] ન. શાક્ત મતને ન માનનાર માણસ.

**અશાખ** [સં. અ (નહિ) + શાખા (ડાળી)] વિ. ડાળી વિનાનું; શાખા વગરનું.

**અશાખા** ૧. સ્ત્રી. એક જાતનું ઘાસ.

૨. [સં. અ (નહિ) + શાખા (ડાળી)] સ્ત્રી. ડાળી ન હોવાપણું.

**અશાડ** (અશાડ઼) [સં. આષાઢ] પું. વિક્રમ સંવતનો નવમો મહિનો.

અશાડ માસમાં દો દિન સારા,
આઠમ પૂનમ ઘોર અંધારા;
ભડળી કહે મેં બભ્યો ભેદ,
જિતના બાદલ, ઇતના મેહ. ભડળી

**અશાડિયો** (અશાડ઼િયો) પું. એક જાતનો આંબો. તેમાં અશાડ માસમાં કેરી આવે છે, તેથી તેને અશાડિયો આંબો કહે છે.

**અશાડી** (અશાડ઼ી) ૧. [સં. આષાઢ (અષાડ માસ) + ઇન્ (વાળું)] વિ. અષાડ મહિના સંબંધી.

૨. વિ. અષાડ માસનું.

એલી અશાડી ઉખળી રે,
આજે ઉખળ્યા મેહ, વ્હાલા. રાસ

**અશાત** ૧. [સં. અ (નહિ) + શાત (સુખ)] સ્ત્રી. અસુખ; દુઃખ; પીડા; અશાંતિ.

દમયંતીને નાથ વિજોગે, અંતરમાંહી અશાત રે. પ્રેમાનંદ

૨. સ્ત્રી. ઉદ્વેગ; ફિકર; ચિંતા.

**અશાતના** ૧. સ્ત્રી. (જૈન) અપવિત્રતા.

૨. સ્ત્રી. આભડછેટ.

૩. [સં. અ (નહિ) + શમ્ (શાંત થવું)] સ્ત્રી. દુઃખ; લાગણીનો દુભાવો.

૪. સ્ત્રી. ધમાલ; અશાંતિ.

**અશાતા** ૧. [સં. અ (નહિ) + શમ્ (શાંત થવું)] સ્ત્રી. અસુખ; ઉતાપો; દુઃખ; પીડા; અશાંતિ.

૨. સ્ત્રી. ચિંતા; ફિકર; આધિ.

**અશાતાવેદનીય** ન. (જૈન) જેના પરિણામે જીવ દુઃખ ભોગવે એવું કર્મ.

**અશામ્ય** [સં. અ (નહિ) + શામ્ય (શાંત થાય એવું)] વિ. શાંત ન થનારૂં; શાંત ન પાડી શકાય એવું.

**અશામ્યતા** [સં. અ (નહિ) + શામ્ય (શાંત થાય એવું) + તા (પણું)] સ્ત્રી. ઠંડું પડે નહિ એવું વેર; કટ્ટો દ્વેષ.

**અશારત** [ફા. ઇશારત] સ્ત્રી. ઇશારો; નિશાની; સાન.

વિદુર તણી અશારત તે પળે,
ધરી આંગળી ઝાલી છે મૂળે. પ્રેમાનંદ

**અશારીરિક** ૧. [સં. અ (નહિ) + શારીરિક (શરીરવાળું)] પું. પ્રભુ; પરમાત્મા. તેને શરીર ન હોવાથી તે અશારીરિક કહેવાય છે.

૨. વિ. દૈવી.

૩. વિ. શરીર વિનાનું.

૪. [સં. અ (નહિ) + શારીરિક (શરીર સંબંધી)] વિ. શરીર સંબંધી નહિ એવું.

**અશારીરિકશ્રમ** [સં. અ (નહિ) + શારીરિક (શરીર સંબંધી) + શ્રમ (મહેનત)] પું. માનસિક કામ; દેહનું નહિ પરંતુ મગજનું કામ.

**અશાલીન** [સં. અ (નહિ) + શાલીન (વિવેકી)] વિ. ઉદ્ધત; ઉચ્છૃંખલ.

**અશાલીનતા** ૧. [સં. અ (નહિ) + શાલીન (વિનયી) + તા (પણું)] સ્ત્રી. ધૃષ્ટતા; ઉદ્ધતાઈ.

૨. સ્ત્રી. બેશરમી.

**અશાશ્વત** ૧. [સં. અ (નહિ) + શાશ્વત (નિત્ય)] વિ. અસ્થિર; ચંચળ.

૨. વિ. કાયમનું નહિ એવું; અનિત્ય.

૩. વિ. ક્ષણભંગુર; નાશવંત; ક્ષણિક.

**અશાશ્વતતા** ૧. [સં. અ (નહિ) + શાશ્વત (નિત્ય) + તા (પણું)] સ્ત્રી. અસ્થિરતા; ચંચળપણું.

૨. સ્ત્રી. કાયમપણું નહિ તે; અનિત્યતા.

૩. સ્ત્રી. નાશ પામે એવી સ્થિતિ; વિનાશીપણું.

**અશાશ્વતપણું** જુઓ અશાશ્વતતા.

**અશાસન** ૧. [ સં. અ ( નહિ ) + શાસન ( અમલ )] ન. અંધેર; અંધાધૂંધી; અરાજકતા;
૨. વિ. વ્યવસ્થા વિનાનું.

**અશાસનીય** ૧. [ સં. અ ( નહિ ) + શાસ્ ( તાબે કરવું ) + અનીય ( યોગ્ય ) ] વિ. વશ ન કરવા જેવું.
૨. વિ. વશ ન થાય એવું; છકી ગયેલું.

**અશાસ્ત્ર** ૧. [ સં. અ ( નહિ ) + શાસ્ ( નિયમમાં રાખવું ) ] ન. નિયમ મુજબ ન હોય તે; નિયમમાં રાખનાર જે શાસ્ત્ર તેનાથી વિરુદ્ધ હોય તે.
૨. [ સં. અ ( ઊલટું ) + શાસ્ત્ર ( ધર્મગ્રંથ ) ] ન. વેદ વિરુદ્ધ નાસ્તિક લખાણ.
૩. વિ. નિયમથી ઊલટું; રીતિ વિરુદ્ધ.
૪. વિ. શાસ્ત્ર સાથે સંબંધ વિનાનું.
૫. વિ. શાસ્ત્રના નિયમોને નહિ અનુસરતું; લૌકિક.
૬. વિ. શાસ્ત્રની રીતને અનુસરતું ન હોય એવું; ધર્મગ્રંથે મંજૂર ન કરેલું.

**અશાસ્ત્રીય** જુઓ અશાસ્ત્ર ૩–૬.

**અશાસ્ત્રીયતા** [ સં. અ ( ઊલટું ) + શાસ્ત્રીય ( શાસ્ત્ર પ્રમાણે ) + તા ( પણું ) ] સ્ત્રી. શાસ્ત્ર વિરુદ્ધ હોવાપણું.

**અશાસ્ય** ૧. [ સં. અ ( નહિ ) + શાસ્ ( ઉપદેશ આપવો ) + ય ( જેવું ) ] વિ. જેને શિખામણ ન આપી શકાય તેવું.
૨. [ સં. અ ( નહિ ) + શાસ્ ( શિક્ષા કરવી ) ] વિ. શિક્ષા ન કરવા જેવું.
૩. [ સં. અ ( નહિ ) + શાસ્ ( હુકમ કરવો ) + ય ( જેવું ) ] વિ. હુકમ ન કરવા લાયક.

**અશાળિયો** પું. વાયુ ઉપર વપરાતી એક ઔષધિ. જુઓ અશેળિયો.

**અશાંત** ૧. [ સં. અ ( નહિ ) + શાંત ( સ્થિર ) ] વિ. અસ્થિર; ચંચળ; જંપ વિનાનું; તલપાપડ.
૨. વિ. આતુર.
૩. વિ. કોલાહલવાળું; ગરબડિયું.
૪. વિ. તેજ; ગરમ; ઉગ્ર.
૫. વિ. તોફાની; શાંતિ વગરનું.
૬. વિ. વ્યાકુળ; ખિન્ન; દુઃખી; ઉદ્વિગ્ન.

**અશાંતતા** જુઓ અશાંતિ.

**અશાંતિ** ૧. [ સં. અ ( નહિ ) + શાંતિ ( સ્થિરતા ) ] સ્ત્રી. અજંપો; અસ્થિરતા; ચંચળતા; ડામાડોળપણું.
૨. સ્ત્રી. ઉદ્વેગ; ચિંતા.
૩. સ્ત્રી. ખળભળાટ; ક્ષોભ; ચિત્તવિક્ષેપ.
૪. [ સં. અ ( નહિ ) + શાંતિ ( સુલેહ ) ] સ્ત્રી. તોફાન; બખેડો; ધમાલ.
૫. સ્ત્રી. સ્વભાવ ઉપર કાબૂ ન હોવાપણું; ઉગ્રતા; ઉતાવળાઈ; ક્રોધ હોવો તે.

**અશાંતિકર** [ સં. અ ( નહિ ) + શાંતિ ( સુલેહ ) + કર ( કરનાર ) ] વિ. તોફાન ઊભું કરે એવું; ખળભળાટ મચાવનારું; ધમાલ પેદા કરે એવું; સુલેહનો ભંગ કરાવનારું.

**અશાંતિકાર** જુઓ અશાંતિકર.

**અશાંતિકારક** [ સં. અ ( નહિ ) + શાંતિ ( સુલેહ ) + કારક ( કરનાર ) ] વિ. તોફાન કરાવે એવું; સુલેહનો ભંગ કરાવનારું; મનની, લોકની કે રાજ્યની સુલેહમાં ખલલ કરાવે એવું.

**અશિકે** અ. ( મરાઠી ) જલદી; તરત.

**અશિક્ષણીય** ૧. [ સં. અ ( નહિ ) + શિક્ષણીય ( જ્ઞાન આપવા લાયક ) ] વિ. કેળવણી ન આપવા જેવું.
૨. વિ. કેળવી ન શકાય એવું.
૩. વિ. ફરજ બજાવતાં, અકસ્માત રીતે કે આત્મરક્ષણ કરતાં થયેલું.

**અશિક્ષિત** ૧. [ સં. અ ( નહિ ) + શિક્ષિત ( કેળવાયેલું ) ] વિ. અભણ; વણકેળવાયેલું; અણઘડ; અશિષ્ટ.
૨. વિ. શીખ્યા વગર મળેલું; સ્વભાવસિદ્ધ.

**અશિખા** પું. ( પિંગળ ) પહેલા ભાગમાં ૨૪ લઘુ અને જગણની ૪ માત્રા મળી ૨૮ અને પાછલા ભાગમાં ૨૮ લઘુ અને જગણ મળી ૭૨ માત્રાવાળો એક છંદ.

**અશિત** ૧. [ સં. અશ્ ( ખાવું ) + ક્ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] ન. ખાવું તે.
૨. વિ. ખાઈને ધરાયેલું.
૩. વિ. ખાધેલું.
૪. [ સં. અશ્ ( ભોગવવું ) + ક્ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. ભોગવેલું.

**અશિતા** [ સં. અશ્ ( ખાવું ) + તૃ ( ક્રિયા કરનાર ) ] વિ. ખાનાર.

**અશિથિલ** [ સં. અ ( નહિ ) + શિથિલ ( ઢીલું ) ] વિ. મજબૂત; જોરદાર; દૃઢ.

**અશિથિલતા** [ સં. અ ( નહિ ) + શિથિલ ( ઢીલું ) + તા ( પણું ) ] સ્ત્રી. દૃઢતા; સજ્જડપણું; સખતાઈ.

**અશિર** ૧. [ સં. અશ્ ( ખાવું ) ] પું. અગ્નિ, કેમકે હોમેલું બધું તે ખાઈ જાય છે.
૨. પું. આકડાનો છોડ.
૩. પું. ચિત્રાનું ઝાડ.
૪. પું. પવન.
૫. પું. રાક્ષસ.
૬. પું. સૂર્ય.
૭. પું. હીરો.
૮. [ સં. અ ( નહિ ) + શિરસ્ ( માથું ) ] વિ. માથા વગરનું.

**અશિરસ્સ્નાન** [ સં. અ ( નહિ ) + શિરસ્ ( માથું ) + સ્નાન ( નાહવું તે ) ] ન. માથા સિવાય આખે શરીરે નાવણ.

**અશિરી** સ્ત્રી. એક પ્રકારની જમીન. જુઓ અશેરી.

**અશિલ્પજીવી** [ સં. અ ( નહિ ) + શિલ્પ ( કારીગરી ) + જીવિન્ ( જીવનાર ) ] વિ. ( જૈન ) શિલ્પ વગેરે ધંધો કરી જીવન નહિ ચલાવનાર; કારીગરી વગેરેનો ધંધો તજનાર.

**અશિવ** ૧. [ સં. અ ( નહિ ) + શિવ ( મંગલ ) ] ન. અમંગળ; અકલ્યાણ.
૨. ન. કમનસીબ; દુર્ભાગ્ય.
૩. ન. ( જૈન ) દેવથી કરાયેલ ઉપદ્રવ.
૪. ન. વિનાશ.
૫. વિ. અઘટતું; અનુચિત; અયોગ્ય.

તેથી વધો અશિવ જે ત્વં હું પ્રિયે મે.

મણિલાલ નભુભાઈ

૬. [ સં. અ ( નહિ ) + શિવ ( માંગલિક ) ] વિ. અશુભ; ભલું નહિ કરનારું; અમંગલ; અકલ્યાણકારી.

એના અશિવ અને અસુંદર સ્વરૂપની પણ ભક્તિ તથા પૂજા કરવી જોઈએ.

સ્વામી વિવેકાનંદ

૭. વિ. ઉગ્ર; તેજ.
૮. વિ. નુકસાનકારક.
૯. વિ. ભયભરેલું.

**અશિવા** [ સં. ] સ્ત્રી. પિશાચી; રાક્ષસી.

**અશિવાચાર** ૧. [ સં. અશિવ ( અણઘટતું ) + આચાર ( વર્તન ) ] પું. ખરાબ વર્તણૂક.
૨. પું. ધર્મ વિરુદ્ધ વર્તવાપણું; અધર્માચરણ.

**અશિશ** પું. ( જરથોસ્તી ) પાંચમા મુખ્ય ફિરસ્તા અસ્ફંદારમદના ચાર મદદગારમાંનો એક; અરદ; અશિસવંઘ.

**અશિશિંબી** પું. ત્રણ ત્રણ પાનનાં ત્રેખડાંવાળો, જાડી, લાંબી અને તલવાર જેવા ઘાટવાળી શિંગનો એક વેલો; તલવારડી.

**અશિશુ** ૧. [ સં. અ ( નહિ ) + શિશુ ( બાળક ) ] પું. જુવાન.
૨. વિ. છોકરાં વગરનું.
૩. વિ. નવ વરસની અંદરનું.

**અશિશ્વિકા** જુઓ અશિશ્વી.

**અશિશ્વી** ૧. [સં. અ (નહિ) + શિશુ (બાળક) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. છોકરાં વગરની સ્ત્રી.
૨. સ્ત્રી. બચ્ચાં વગરની માદા.

**અશિષ્ટ** ૧. ન. (ન્યાય) વેદને નહિ સ્વીકારનાર માણસ. જેમકે, બૌદ્ધ, પાખંડી.
૨. [સં. અ (નહિ) + શિષ્ટ (કેળવાયેલું)] વિ. અણઘડ; ગ્રામ્ય; જંગલી; અસંસ્કારી.
૩. વિ. કેળવાયેલા લોકોમાં અયોગ્ય મનાતું.
૪. વિ. ખરાબ આચરણવાળું; દુષ્ટ.
૫. વિ. નાસ્તિક.
૬. વિ. વ્યભિચારી.

**અશિષ્ટતા** ૧. [સં. અ (નહિ) + શિષ્ટ (કેળવાયેલું) + તા (પણું)] સ્ત્રી. અણઘડતા; જંગલીપણું.
૨. સ્ત્રી. દુરાચરણ; દુષ્ટતા.
૩. સ્ત્રી. નાસ્તિકતા; ઈશ્વરમાં ન માનવાપણું.
૪. સ્ત્રી. વ્યભિચાર.

**અશિષ્ય** ૧. [સં. અ (નહિ) + શાસ્ (શિખવવું) + ય (લાયક)] વિ. ન શિખવવા જેવું.
૨. વિ. શિખવી ન શકાય એવું.

**અશિસવંઘ** પું. (જરથોસ્તી) પાંચમા મુખ્ય ફિરસ્તા અસ્ફંદારમદના ચાર મદદગારમાંનો એક; અરદ; અશિશ.

**અશી** ૧. પું. (જરથોસ્તી) એ નામનો એક ફિરસ્તો.
૨. પું. જરથોસ્તી મહિનાનો પચીસમો દિવસ.
૩. વિ. સ્ત્રી. એવી.
મનની શિક્ષા દિ છિ અશી,
જે રહિઇ સુઝ પાસિ વસી.
ભાલણ

**અશીકું** [સં. ઉત્ (ઊંચું) + શીર્ષ (માથું) + ક (વાળું)] ન. ઉશીકું.
તે વેળ આખી રાત્રી સુજ તે બરફ અશીકું ભજળું.
નરસિંહરાવ

**અશીત** ૧. [સં. અ (નહિ) + શીત (ઠંડી)] ન. ગરમી; ઉષ્ણતા.
૨. વિ. ગરમ; ઊનું.

**અશીતકર** ૧. પું. આકડાનો છોડ.
૨. [સં. અ (નહિ) + શીત (ઠંડું) + કર (કિરણ)] પું. સૂર્ય.

**અશીતકિરણ** જુઓ અશીતકર.

**અશીતતા** [સં. અ (નહિ) + શીત (ઠંડું) + તા (પણું)] સ્ત્રી. ગરમી; ઉષ્ણતા; તાપ.

**અશીતરશ્મિ** [સં. અ (નહિ) + શીત (ઠંડું) + રશ્મિ (કિરણ)] જુઓ અશીતકર.

**અશીતિ** ૧. [સં.] સ્ત્રી. એંશીની સંખ્યા.
૨. વિ. એંશીની સંખ્યાવાળું.

**અશીર** [અ.] પું. દશાંશ ભાગ ઉઘરાવનાર અમલદાર.

**અશીર્ષ** [સં. અ (નહિ) + શીર્ષ (માથું)] વિ. માથા વગરનું.

**અશીર્ષક** ૧. [સં. અ (નહિ) + શીર્ષ (માથું) + ક (વાળું)] ન. ધડ.
૨. વિ. ઉપલા ભાગ વગરનું; આગળના ભાગ વિનાનું.
૩. વિ. માથા વગરનું.

**અશીર્ષી** જુઓ અશીર્ષ.

**અશીલ** ૧. [સં. અ (ખરાબ) + શીલ (ચારિત્ર)] ન. ખરાબ વર્તણૂક; દુરાચરણ.
૨. [સં. અ (અયોગ્ય) + શીલ (સ્વભાવ)] ન. દુષ્ટ સ્વભાવ; ખરાબ ટેવ.
૩. ન. બેઅદબી ભરેલું વર્તન; અવિનય.
૪. ન. બ્રહ્મચર્ય ન પાળવાપણું.
૫. [અ. અસલ (કુળ)] વિ. ઊંચા કુળનું; ખાનદાન; કુલીન; અસીલ.
૬. વિ. નીચ; હલકું; અકુલીન.
૭. વિ. ભલું; સારું; સાલસ.
૮. વિ. વ્યભિચારી; ખરાબ ચાલચલગતનું.
૯. વિ. શાંત; શરમાળ; ગરીબ.

**અશીશ** [સં. આશિસ્ (દુઆ)] સ્ત્રી. આશીર્વાદ; દુઆ.
દઈ અશીશ ને ઉભો રહ્યો,
તપ ફળ સિધમંત્ર ધ્રુવને કહ્યો.
તુલસી

**અશીશું** [સં. ઉત્ (ઊંચું) + શીર્ષ (માથું) + ક (વાળું)] ન. ઉશીકું.

**અશુકન** [સં. અ (ખરાબ) + શકુન (ચિહ્ન)] ન. માઠું ચિહ્ન; અપશુકન.

**અશુક્લ** [સં. અ (નહિ) + શુક્લ (ધોળું)] વિ. સફેદ નહિ એવું.

**અશુક્લચંદન** [સં. અ (નહિ) + શુક્લ (ધોળું) + ચંદન (સુખડ)] ન. રાતી સુખડનું લાકડું.

**અશુક્લાકૃષ્ણ** [સં. અ (નહિ) + શુક્લ (ઊજળું) + અ (નહિ) + કૃષ્ણ (કાળું)] વિ. કર્મના એ નામના એક પ્રકારનું; પાપપુણ્ય રહિત; ફળની ઇચ્છાનો ત્યાગ કરી કરેલું.
કર્મ ચાર પ્રકારનાં હોય છેઃ શુક્લ, કૃષ્ણ, શુક્લકૃષ્ણ તથા અશુક્લાકૃષ્ણ.
વિશ્વજ્યોતિ

**અશુચિ** ૧. [સં. અ (નહિ) + શુચિ (ધોળો રંગ)] પું. કાળો રંગ.
૨. [સં. અ (નહિ) + શુચિ (પવિત્ર)] સ્ત્રી. અપવિત્રતા; અશુદ્ધપણું.
અગ્ના ઘણો સ્નાન ઉપજે સદા અશુચિ આપે રે.
પ્રીતમ
૩. સ્ત્રી. વિષ્ટા; નરક.
૪. વિ. અપવિત્ર; અશુદ્ધ.
૫. વિ. કાળા રંગનું; શ્યામ.
૬. [સં. અ (નહિ) + શુચિ (નિર્મળ)] વિ. મેલું; ગંદું; અસ્વચ્છ.
૭. વિ. સૂતકવાળું.

**અશુચિતા** ૧. [સં. અ (નહિ) + શુચિ (પવિત્ર) + તા (પણું)] સ્ત્રી. અપવિત્રતા; અશુદ્ધિ.
૨ સ્ત્રી. મલિનતા; ગંદકી.
૩. સ્ત્રી. સૂતક હોવાપણું.

**અશુચિત્વ** ૧. જુઓ અશુચિતા.
૨. જુઓ અશુચિભાવના.

**અશુચિત્વભાવના** જુઓ અશુચિભાવના.

**અશુચિત્વાનુપ્રેક્ષા** જુઓ અશુચિભાવના.

**અશુચિપણું** જુઓ અશુચિતા.

**અશુચિભાવના** [સં. અ (નહિ) + શુચિ (પવિત્ર) + ભાવના (ધારણા)] સ્ત્રી. (જૈન) મનુષ્યનું શરીર અપવિત્રતાથી ભરેલું છે એવો વિચાર.

**અશુદ્ધ** ૧. ન. લખાણ કે છાપણીમાં ભૂલ.
૨. [સં. અ (નહિ) + શુદ્ધ (પવિત્ર)] વિ. અપવિત્ર; નાપાક.
૩. વિ. અપ્રમાણિક; છેતરપિંડી કરનારું.
૪. [સં. અ (નહિ) + શુદ્ધ (સ્વચ્છ)] વિ. ગંદું; મેલું; અસ્વચ્છ.
૫. વિ. ચોકસાઈ વગરનું; અયથાર્થ; અસત્ય; જૂઠું; ખોટું.
૬. વિ. ભાન વિનાનું; બેસુધ.
અશુદ્ધના ચક્ષુને શોધ કરે બક્ષ ને,
દક્ષને લ્હેઈ ફરે કંઈક લેકે.
નરસિંહ
૭. [સં. અ (નહિ) + શુદ્ધ (દોષ રહિત)] વિ. ભૂલચૂકવાળું; દોષભરેલું.
૮. વિ. સાફ કર્યા વગરનું; નહિ શોધેલું.

**અશુદ્ધતા** ૧. [સં. અ (નહિ) + શુદ્ધ (પવિત્ર) + તા (પણું)] સ્ત્રી. અપવિત્રતા; અશુદ્ધિ.
૨. સ્ત્રી. અપ્રમાણિકતા.
૩. સ્ત્રી. અસત્યતા; જૂઠાણું.
૪. [સં. અ (નહિ) + શુદ્ધ (ચોખ્ખું) + તા (પણું)] સ્ત્રી. અસ્વચ્છતા; મલિનપણું.
૫. સ્ત્રી. ચોખ્ખાઈ ન હોવાપણું; અસ્પષ્ટતા.
૬. [સં. અ (નહિ) + શુદ્ધ (દોષ વગરનું) + તા (પણું)] સ્ત્રી. ભૂલચૂક; ખોડખાંપણ; દોષ.

**અશુદ્ધત્વ** જુઓ અશુદ્ધતા.

**અશુદ્ધદોષ** [ સં. અ ( નહિ ) + શુદ્ધ ( ભૂલ વગરનું ) + દોષ ( પાપ ) ] પું. ( જૈન ) અશુદ્ધ એટલે ભૂલભરેલી રીતે બોલવાથી લાગતું પાપ. સૂત્રપાઠ ઓછો, અધિક કે અશુદ્ધ બોલે તે અશુદ્ધદોષ ગણાય છે.

**અશુદ્ધધર્મી** [ સં. અ ( નહિ ) + શુદ્ધ ( દોષ રહિત ) + ધર્મ + ઇન્ ( વાળું ) ] વિ. દોષ ભરેલા ધર્મવાળું.

બીજાને જે તે અશુદ્ધધર્મી મૂર્ખ કહેવા લાગે તો પોતે જ વાદમાં સપડાય છે. સુત્તનિપાત

**અશુદ્ધવાયુ** [ સં. અ ( નહિ ) + શુદ્ધ ( સ્વચ્છ ) + વાયુ ( હવા ) ] પું. પ્રાણઘાતક-વાયુ; 'કાર્બોનિક ઍસિડ ગૅસ'.

**અશુદ્ધાત્મા** ૧. [ સં. અ ( નહિ ) + શુદ્ધ ( પવિત્ર ) + આત્મન્ ( આત્મા ) ] પું. પામર પ્રાણી; અપવિત્ર જીવ; અંત્રમાત્મા.
૨. વિ. મેલા મનવાળું.

**અશુદ્ધિ** જુઓ અશુદ્ધતા.

**અશુદ્ધિણી** [ અ ( નહિ ) + શુદ્ધ ( દોષ રહિત ) + ણી ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. પાપણી; દોષથી ભરેલી; મલીન.

તજો ઘણાં દિન ગોકુલિ વસું,
અમ અશુદ્ધિણીનાં કથન કાંઈ રખે સંભારી હસું.
ષેડ ભ્રમર

**અશુભ** ૧. [ સં. અ ( નહિ ) + શુભ ( મંગળ ) ] ન. અકલ્યાણ; અહિત; ભૂંડું; અભદ્ર; નુકસાન; હાનિ.
૨. ન. દુરાચરણ; ખરાબ ચાલચલગત.
૩. ન. ( જૈન ) નામકર્મની એક પ્રકૃતિ. જુઓ અશુભનામ.
૪. ન. પાપ; અપરાધ; દોષ; ગુનો.
૫. ન. ( શિલ્પ ) પૂર્વ તથા ઉત્તરમાં અલિંદ-વાળું તથા અંદર બે પીઢા અને ચાર થાંભલાવાળું ઘર.

હર ઘરમાં એક વરૃ દાર નાખવામાં આવે તો તે અશુભ ઘર થાય. રાજવલ્લભ

૬. ન. મરણને લગતી ક્રિયા.
૭. વિ. અપવિત્ર; અશુદ્ધ.
૮. વિ. અમંગળ; અપશુકનિયું; માઠું.
૯ [ સં. અ ( નહિ ) + શુભ ( સારૂં ) ] વિ. નરસું; ખરાબ.
૧૦. વિ. મરણને લગતું.
૧૧. વિ. મેલું; ગંદું.

**અશુભકર** [ સં. અ ( નહિ ) + શુભ ( કલ્યાણ ) + કર ( કરનાર ) ] વિ. અમંગલ કરનાર.

**અશુભકર્મ** ૧. [ સં. અ ( નહિ ) + શુભ ( સારૂં ) + કર્મન્ ( કામ ) ] ન. નઠારૂં કામ; નિંદવા જેવું કૃત્ય.
૨. ન. પાપ.

**અશુભકર્મી** ૧. [ સં. અ ( નહિ ) + શુભ ( સારૂં ) + કર્મન્ ( કામ ) + ઇન્ ( વાળું ) ] વિ. અભાગી; કમનસીબ.
૨. વિ. દુષ્ટ કામ કરનારૂં; ખરાબ કામ કરનાર.
૩. વિ. પાપી.

**અશુભકારક** [ સં. અ ( નહિ ) + શુભ ( ભલું ) + કારક ( કરનાર ) ] વિ. અહિત કરે એવું; અકલ્યાણ કરનારૂં' હાનિ કરનાર.

**અશુભગતિ** [ સં. અ ( નહિ ) + શુભ ( સારૂં ) + ગતિ ( મૂઆ પછીની હાલત ) ] સ્ત્રી. નરકમાં જવાપણું; અવગતિ.

**અશુભતમ** [ સં. અ ( નહિ ) + શુભ ( સારૂં ) + તમ ( બેહતા બતાવનાર પ્રત્યય ) ] વિ. સૌથી ખરાબ.

**અશુભતર** [ સં. અ ( નહિ ) + શુભ ( સારૂં ) + તર ( સરખામણી બતાવનાર પ્રત્યય ) ] વિ. બેમાં વધારે ખરાબ.

**અશુભતા** ૧. [ સં. અ ( નહિ ) + શુભ ( મંગળ ) + તા ( પણું ) ] સ્ત્રી. અકલ્યાણ; અમંગળતા; અહિત; ખરાબ થવાપણું.
૨. સ્ત્રી. અપવિત્રતા.
૩. સ્ત્રી. કમનસીબી; દુર્ભાગ્ય.
૪. સ્ત્રી. દુષ્ટતા; નઠારાપણું.
૫. [ સં. અ ( નહિ ) + શુભ ( સારૂં ) + તા ( પણું ) ] સ્ત્રી. સારૂં ન હોવું તે.

**અશુભત્વ** જુઓ અશુભતા.

**અશુભદર્શી** ૧. [ સં. અ ( નહિ ) + શુભ ( સારૂં ) + દર્શિન્ ( જોનાર ) ] વિ. અનિષ્ટ-વાદી; નિરાશાવાદી.
૨. [ સં. અ ( નહિ ) + શુભ ( સારૂં ) + દર્શિન્ ( બતાવનાર ) ] વિ. ખરાબ સૂચવનારૂં.

**અશુભનામ** [ સં. અ ( નહિ ) + શુભ ( સારૂં ) + નામન્ ( એક જાતનું કર્મ ) ] ન. ( જૈન ) નામકર્મની એક પ્રકૃતિ; માઠું ફળ આપનારૂં કર્મ.

**અશુભનામકર્મ** [ સં. અ ( નહિ ) + શુભ ( સારૂં ) + નામન્ ( એક જાતનું કર્મ ) + કર્મન્ ( કામ ) ] જુઓ અશુભનામ.

**અશુભપણું** જુઓ અશુભતા.

**અશુભભાવના** [ સં. અ ( નહિ ) + શુભ ( સારૂં ) + ભાવના ( વિચાર ) ] સ્ત્રી. ( બૌદ્ધ ) શરીરનો મોહ નાશ પામે એવા હેતુથી તેમાંનાં હાડકાં, માંસ વગેરે મલીન પદાર્થનો કરાતો વિચાર.

**અશુભયોગ** ૧. [ સં. અ ( નહિ ) + શુભ ( સારૂં ) + યોગ ( અવસર ) ] પું. ખરાબ પ્રસંગ.
૨. [ સં. અ ( નહિ ) + શુભ ( સારૂં ) + યોગ ( જોડાણ ) ] પું. ( જૈન ) મન, વચન તથા શરીરને ખરાબ કામમાં જોડાણ.
૩. પું. ( જ્યોતિષ ) સંવર્તક, શૂલ, શત્રુ, ભરમ, દંડ, વજ્રમુસલ, કાલમુખી, યમઘંટ, યમદંષ્ટ્રા, કાણ, મૃત્યુ, જ્વાલામુખી, ખંજ, યમલ, ઉત્પાત અને કર્કટ એ સોળ જાતના સૂર્યચંદના અમુક સ્થ નમાં આવવાથી થતા અવસરમાંનો દરેક.

**અશુભવાણી** ૧. [ સં. અ ( નહિ ) + શુભ ( સારૂં ) + વાણી ( બોલી ) ] સ્ત્રી. ખરાબ વચન બોલવાં તે.
૨. સ્ત્રી. ખોટું લાગે એવી બોલી.

**અશુભવાદ** [ સં. અ ( નહિ ) + શુભ ( મંગળ ) + વાદ ( મત ) ] પું. દુનિયામાં દુ:ખ જ છે, કંઈ સુખ નથી એવો મત; અનર્થવાદ; અનિષ્ટવાદ; નિરાશાવાદ.

**અશુભવાસના** [ સં. અ ( નહિ ) + શુભ ( સારૂં ) + વાસના ( મનોરથ ) ] સ્ત્રી. ખરાબ ઇચ્છા.

**અશુભવિપાક** [ સં. અ ( નહિ ) + શુભ ( સારૂં ) + વિપાક ( ફળ ) ] ન. ( જૈન ) ખરાબ પરિણામ આપનાર કામ; જેના પરિણામે અશાંતિ ભોગવવી પડે તેવું કર્મ.

**અશુભસૂચક** [ સં. અ ( નહિ ) + શુભ ( સારૂં ) + સૂચક ( જણાવનાર ) ] વિ. અમંગળ; અપશુકનિયું.

**અશુભહર** [ સં. અશુભ ( પાપ ) + હર ( લઈ જનાર ) ] પું. વિષ્ણુ. તે પાપનો નાશ કરે છે.

**અશુભાનુપ્રેક્ષા** [ સં. અ ( નહિ ) + શુભ ( સારૂં ) + અનુપ્રેક્ષા ( વિચાર ) ] સ્ત્રી. ( જૈન ) સંસારની અશુભતાનો વિચાર.

**અશુભેચ્છક** [ સં. અ ( નહિ ) + શુભ ( હિત ) + ઇચ્છક ( ઇચ્છનાર ) ] વિ. ખરાબ ઇચ્છનારૂં; અહિત વાંછનારૂં; શત્રુભાવે વર્તનારૂં; અદાવત રાખનારૂં.

**અશુભ્ર** ૧. [ સં. અ ( નહિ ) + શુભ્ર ( ધોળું ) ] પું. કાળો રંગ.
૨. વિ. ધોળું નહિ એવું; કાળું; શ્યામ.

**અશુર** પું.; ન. આસીરિયા દેશ.

**અશુવિલાસ** પું. ( પિંગળ ) દરેક ચરણમાં નગણ, તગણ, નગણ, લઘુ અને ગુરુ મળી ૧૧

અક્ષરનો એક છંદ. તેમાં પાંચમા અક્ષર પછી યતિ કે વિસામો આવે છે.

અશ્વવિલાસે ન ત ન લ ગ છે.
સત્પિંગળ

**અશુશ્રૂવ** [સં. અ (નહિ) + શ્રુ (સાંભળવું)] વિ. સાંભળવાની ઇચ્છા વિનાનું.

**અશુશ્રૂષા** ૧. [સં. અ (નહિ) + શુશ્રૂષા (સેવા)] સ્ત્રી. જેની આજ્ઞામાં રહેવું જોઈએ તેનો હુકમ નહિ માનવાથી થતો ગુનો.

૨. સ્ત્રી. સેવા ન કરવાપણું.

**અશુષિર** [સં. અ (નહિ) + શુષિર (કાણું)] વિ. બાકાં વગરનું; કાણા વિનાનું.

**અશું** ૧. [સં. ઈદૃશ (આવું)] વિ. એવું; એ પ્રકારનું; એ જાતનું.

માયા મન વિમાસે અશું,
વણ છેતરે સ્વર્ગે કેમ જશું. તુલસી

૨. વિ. જેવું; સરખું.

મેનકા હેમા બહુ બીજી રંભા,
જે છે નાર સુર અશી છે. પ્રેમાનંદ

૩. વિ. નહિ જેવું; માલ વિનાનું; નામનું; તુચ્છ.

જ્ઞાન વિના ભક્તિ તે અશી. અખો

**અશૂદ્ર** ૧. [સં. અ (નહિ) + શૂદ્ર (હલકી વર્ણનું માણસ)] ન. ઊંચી જાતિનું માણસ.

૨. વિ. ઊંચી જાતનું; કુલીન.

**અશૂન્ય** ૧. [સં. અ (નહિ) + શૂન્ય (ખાલી)] ન. જ્યાં ખાલી જગ્યા ન હોય એવું ઠેકાણું; આકાશ વિનાનું સ્થાન.

૨. ન. લેખ, કાગળ વગેરે સાથે ભેટ તરીકે મોકલવામાં આવતી વસ્તુ.

૩. વિ. પૂરું; ભરેલું; ખાલી નહિ એવું.

**અશૂન્યકાલ** [સં. અ (નહિ) + શૂન્ય (ખાલી) + કાલ (વખત)] પું. (જૈન) જન્મવા ધારેલા ઠેકાણે બહારથી કોઈ નવો જીવ ઉત્પન્ન ન થાય અને તેમાંથી મરીને કોઈ જીવ બહાર જાય નહિ તેટલો વખત; અવિરહ-કાળ.

**અશૂન્યદ્વિતીયા** [સં. અ (નહિ) + શૂન્ય (સતું) + દ્વિતીયા (બીજ)] જુઓ અશૂન્ય-શયનવ્રત.

**અશૂન્યશયન** [સં. અ (નહિ) + શૂન્ય (સતું) + શયન (સતું તે)] જુઓ અશૂન્ય-શયનવ્રત.

**અશૂન્યશયનદ્વિતીયા** [સં. અ (નહિ) + શૂન્ય (સતું) + શયન (સતું તે) + દ્વિતીયા (બીજ)] સ્ત્રી. પત્નીથી પતિનો વિયોગ ન થાય અને ગૃહસ્થધર્મનો વિનાશ ન થાય એટલા માટે શ્રાવણ વદ બીજને દિવસે પતિએ કરવા યોગ્ય લક્ષ્મી સહિત વિષ્ણુની પૂજા પ્રાર્થનારૂપી વ્રત. જેમ ક્ષીર સાગરમાં વિષ્ણુ લક્ષ્મીથી અશૂન્ય (સદા લક્ષ્મી સહ) શયન કરે છે તેમ આ વ્રત કરનાર સદા પત્ની સાથે રહી ગૃહસ્થ-ધર્મ ભોગવે છે. તેનો વિધિ મત્સ્યપુરાણમાં આપેલો છે.

**અશૂન્યશયનવ્રત** [સં. અ (નહિ) + શૂન્ય (સતું) + શયન (સતું તે) + વ્રત (નિયમ)] ન. શ્રાવણ વદ બીજને દિવસે કરવામાં આવતું વિષ્ણુનું એક વ્રત.

**અશૂર** [સં. અ (નહિ) + શૂર (બહાદુર)] વિ. બાયલું; કાયર; બીકણ; ડરપોક.

**અશૂરૂં** જુઓ અશૂર.

**અશૂલા** [સં.] ન. એક જાતનું ઝાડ; 'વાઈટેક્સ અલાટા'.

**અશે** ૧. અ. (ગ્રામ્ય) અહીં.

૨. અ. એથી; એટલા માટે.

**અશેમ** ૧. ન. (જરથોસ્તી) નેકી; પ્રમાણિકતા.

૨. ન. શુદ્ધતા; પવિત્રપણું.

૩. ન. સદાચાર; સદ્વર્તન.

**અશેમવોહૂ** સ્ત્રી. (જરથોસ્તી) પંદર ઉત્તમ બંદગીમાંની એક. બાળકને અહુનવરની બંદગી શીખવ્યા પછી આ શીખવવામાં આવે છે. તેમાં અશ એટલે વ્યવસ્થા. નીતિ તથા દુનિયાની બધી ઉત્તમ વસ્તુની સ્તુતિ છે.

**અશેરી** વિ. અકબરના વખતમાં જમીનની વણ જાત માંહેની એક. બીજી બે ખેરાજી અને સુલકી જાત છે. અશેરી જમીનના પાંચ પેટા ભાગ છે: (૧) તહામાની જમીનો મક્કા, તેહ યમન, ઉમાન, બેહેરન, અને રયા એમની સાથે. (૨) જે જમીનના માલિકે મુસલમાની ધર્મ સ્વીકાર્યો હોય તેવાની જમીન. (૩) જીતી લઈને જીત મેળવનારમાં વહેંચી આપેલી જમીન. (૪) કોઈ મુસલમાને બાગબાની કરેલી કે ઘર બાંધેલી જમીન. (૫) સરકારી હુકમથી ખેડેલી જમીન.

**અશેષ** ૧. [સં. અ (નહિ) + શિષ્ (બાકી રહેવું)] ન. કંઈ બાકી રહે નહિ એવી સ્થિતિ.

૨. વિ. ઘણું; અનંત.

૩. વિ. તમામ; બધું; સઘળું; સંપૂર્ણ; સમગ્ર.

૪. વિ. પૂરું કરેલું; સમાપ્ત.

૫. વિ. શુદ્ધ; ભેળસેળ વિનાનું.

૬. અ. પૂરેપૂરી રીતે.

**અશેષતઃ** [સં. અ (નહિ) + શેષ (બાકી રહેલું) + તઃ (રીત બતાવનાર પ્રત્યય)] અ. તદ્દન; પૂરી રીતે; સર્વથા.

**અશેષસત્તા** ૧. [સં. અશેષ (સંપૂર્ણ) + સત્તા] સ્ત્રી. સંપૂર્ણ સત્તા.

૨. સ્ત્રી. સ્વતંત્ર સત્તાવાળું રાજ્ય.

**અશેળિયો** [સં. આહલિવ] પું. એક જાતની ઔષધિ; ચંદ્રિકા; બદા; સરસવની જાતનાં લાલ અને સહેજ ચપટાં, લાંબાં, કડવાં બી. તે ગરમ, વીર્ય વધારનાર, મૂત્ર સાફ લાવનાર, ઉધરસ, કફ, હેડકી, સંધિવા અને અતિસાર મટાડનાર મનાય છે. તેની માત્રા બેઆનીથી પાવલીભાર છે. આંખ સૂજી આવે ત્યારે અશેળિયો દૂધમાં પલાળી તેનાં પોતાં મૂકવામાં આવે છે. ઉધરસ ઉપર અશેળિયા સાથે ભેળવેલો ગોળ ખવાય છે અને અવયવ બળાઈ જાય ત્યારે તેની રાખ પીવા અપાય છે.

**અશો** ૧. [ફા.] વિ. પવિત્ર; શુભ; મંગળ.

૨. વિ. પ્રમાણિક; નીતિવાળું.

**અશોઈ** [ફા. અશો (શુભ) + ઈ (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. પવિત્રતા.

**અશોક** ૧. પું. અયોધ્યાના રાજા દશરથનો એ નામનો એક પ્રધાન. જુઓ અષ્ટમંત્રી.

૨. પું. (જૈન) અરુણદ્વીપનો એ નામનો દેવતા.

૩. પું. આસોપાલવનું ઝાડ. તે કાયમ લીલું રહેતું હોવાથી અશોક કહેવાય છે. તે ઠંડું, કડવું, મળ રોકનાર, લોહીબગાડ દૂર કરનાર અને કરમનો નાશ કરનાર મનાય છે. તેનાં પાનનાં શુભ પ્રસંગે તોરણ બંધાય છે.

૪. પું. ઈ.સ. પૂર્વે ત્રીજા સૈકામાં થયેલો મગધનો મૌર્યવંશી ચક્રવર્તી રાજા. તેણે ઈ.સ. પૂર્વે ૨૩૪થી ૧૯૮ સુધી રાજ્ય કર્યું. પહેલાં તે વેદને માનતો પણ પાછળથી બૌદ્ધધર્મ પર તેની આસ્થા થઈ અને તેનો ઘણો ફેલાવો કર્યો. તેણે કોતરાવેલ શિલાલેખ જૂનાગઢમાં છે.

જાપાનનો અશોક—રાજકુમાર શોતોકુ. તેણે જાપાનમાં ચાલતા બૌદ્ધિઝમ, શીન્તોઈઝમ અને કોન્ફ્યુશિઅનિઝમ એ ત્રણ ધર્મ વચ્ચેનો ઝઘડો પતાવ્યો હતો.

૫. પું. એ નામની એક લતા; અશોકલતા.

૬. પું. (જ્યોતિષ) એ નામનો એક ગ્રહ; અઠ્યાસી ગ્રહમાંનો એક.

૭. પું. (જૈન) એક જાતનો રંગ.

૮. પું. ચૈત્ર સુદિ છઠ. ચૈત્ર સુદિ ૬ એ અશોક-ષષ્ઠી, સ્કંદષષ્ઠી કહેવાય છે. દેવોને અસુરો બહુ જ હેરાન કરતા હતા. આથી તેઓએ અસુર-નો ઘાણ કાઢે એવા વીરને ઉત્પન્ન કરવા બધા સારા દેવોને વિનતિ કરી અને શ્રીશંકરથી સ્કંદ—કાર્તિકસ્વામીનો જન્મ ચૈત્ર સુદિ ૬ને રોજ થયો. દેવોનો શોક દૂર થયો, તેથી તે ષષ્ઠીનું નામ અશોકષષ્ઠી પડ્યું. ષષ્ઠી તો અષ્ધા-

હાર રહી તે છંદનું નામ એકલું અશોક કહેવાયું હોય એમ મનાય છે.

૯. પું. ( પિંગળ ) દરેક ચરણમાં ૯ સગણ અને ૨ ગુરુ મળી ૨૯ અક્ષરનો છંદ; સકામબાણ.

૧૦. પું. દશરથ રાજાનો એ નામનો એક પ્રધાન. તેનું બીજું નામ અકોપ હતું.

૧૧. પું. ( પુરાણ ) દુર્યોધનના પક્ષનો એ નામનો એક રાજા.

૧૨. પું. પારો; પારદ.

૧૩. પું. બકુલનું ઝાડ; બોરસલી. એની મંજરી કામદેવનાં પાંચ બાણ માંહેનું એક મનાય છે.

૧૪. પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. શોક વગેરે ૭ લાગણીઓથી રહિત હોવાથી તે અશોક કહેવાય છે.

૧૫. પું. ( જૈન ) વ્યંતર દેવનું એક ચિહ્ન.

આઠ પ્રકારના વ્યંતરોનાં ચિહ્ન અનુક્રમે આ પ્રમાણે છેઃ અશોક, ચંપક, નાગ, તુંબરુ, વટ, ખટવાંગ, સુલસ અને કદંબક. — તત્ત્વાર્થસૂત્ર

૧૬. પું. શોકનો અભાવ.

૧૭. પું. ( જૈન ) સર્વાર્થવિમાનના અશોક વનનો એ નામનો દેવતા.

૧૮. [ સં. અ ( નહિ ) + શોક ( ખેદ ) ] પું. હર્ષ; આનંદ; ખુશાલી.

૧૯. ન. પ્રાચીન હિંદનું એ નામનું એક શહેર.

૨૦. ન. ભારતવર્ષમાં કામ્યક વનની દક્ષિણે આવેલું એક તીર્થ.

૨૧. વિ. આનંદ થાય એવું; રમણીય; ખુશાલી ઊપજે એવું.

૨૨. વિ. આનંદી.

૨૩. વિ. શોક વિનાનું; દિલગીરી વગરનું.

**અશોકકાલીન** [ સં. અશોક ( એક રાજા ) + કાલીન ( વખતનું ) ] વિ. અશોકના જમાનાનું.

**અશોકઘૃત** [ સં. અશોક ( આસોપાલવ ) + ઘૃત ( ઘી ) ] ન. ( વૈદક ) સ્ત્રીઓના પ્રદર રોગ માટે ઘી મેળવી બનાવેલી એક દવા. તે બનાવવા આસોપાલવની છાલ એક પ્રસ્થ લઈ તેને ચારગણા પાણીમાં ઉકાળી ચોથ ભાગ બાકી રહે એટલે તેમાં ઘી, જીરાંનો કાઢો, ચોખાનું ધોવણ, બકરીનું દૂધ અને ભાંગરાનો રસ દરેક એક પ્રસ્થ તથા જીવનીય ગણનાં ઔષધ દરેક અર્ધ પલ, ચારોળી, ફાલસાં, રસાંજન, જેઠીમધ, આસોપાલવનાં મૂળ, દ્રાક્ષ, શતાવરી, તાંદળજાનાં મૂળ એ પણ દરેક અર્ધ પલ નાખવાં અને ઘીની રીતે પકાવવું. ઘી તૈયાર થાય અને ઠંડું પડે એટલે તેમાં આઠ પલ સાકર નાખવી.

**અશોકતરુ** [ સં. અશોક ( આસોપાલવ ) + તરુ ( ઝાડ ) ] ન. આસોપાલવનું ઝાડ.

**અશોકતીર્થ** ન. કાશીક્ષેત્રમાં આવેલું એ નામનું એક પવિત્ર ધામ.

**અશોકત્રિરાત્ર** [ સં. અશોક + ત્રિ ( ત્રણ ) + રાત્રિ ( રાત ) ] ન. ચૈત્ર સુદિ ૧૩ થી ત્રણ રાત સુધી સ્ત્રીઓથી કરવામાં આવતું વ્રત. સીતાજીએ અશોકવાટિકામાં આ વ્રત પહેલું કરેલું. તે ઉપરથી આ નામ પડેલું મનાય છે.

**અશોકનગ** [ સં. અશોક ( આસોપાલવ ) + નગ ( ઝાડ ) ] પું. આસોપાલવનું ઝાડ.

**અશોકનામ્ની** [ સં. અશોક ( આસોપાલવ ) + નામ્ની ( નામવાળી ) ] સ્ત્રી. આસોપાલવનાં જેવાં પાનવાળી એક વેલ.

**અશોકપુષ્પ** પું. ( પિંગળ ) એ નામનો એક વર્ણમેળ છંદ. તેમાં બે નગણ, એક રગણ, એક જગણ અને ગુરુ મળી ૧૩ અક્ષર હોય છે.

ન ન ર જ ગ અશોકપુષ્પમાં ધરો. — રણપિંગળ

**અશોકપુષ્પમંજરી** પું. ( પિંગળ ) દરેક ચરણમાં ગુરુ અને લઘુ ચૌદ વાર આવતાં ૨૮ અક્ષરનો દંડક જાતિનો એક છંદ.

**અશોકપૂર્ણિમા** [ સં. અશોક + પૂર્ણિમા ( પૂનમ ) ] સ્ત્રી. ફાગણ સુદિ પૂનમ સુધી દર પૂનમે કરવાનું વ્રત.

**અશોકમંજરી** જુઓ અશોકપુષ્પમંજરી.

**અશોકરસાયન** ન. ( વૈદક ) પ્રદર, રક્તસ્રાવ, તથા યોનિરોગ પર અસર કરનાર મનાતું એ નામનું ઔષધ. ૨ થી ૪ માસાની માત્રામાં દિવસમાં ત્રણ વખત પાણી સાથે તે અપાય છે.

**અશોકરોહિણી** [ સં. ] સ્ત્રી. કડુનું ઝાડ. તેનાં પાંદડાં આસોપાલવનાં જેવાં અને કરકરિયાવાળાં હોય છે.

**અશોકલતા** [ સં. અશોક ( એક ઝાડ ) + લતા ( વેલ ) ] સ્ત્રી. એ નામની એક વેલ.

**અશોકલેખ** [ સં. અશોક ( એક રાજા ) + લેખ ( લખાણ ) ] પું. અશોક રાજાએ કોતરાવેલો લેખ. હિંસા ન કરવી, જલસા કે મિજલસ ન કરવાં, માતાપિતા પ્રત્યે નમ્રતા રાખવી, ભાઈબંધ, સગાંસંબંધી, ભિક્ષુક અને બ્રાહ્મણ પ્રત્યે ઉદારતા રાખવી, ચર્ચા અને ખર્ચ ઓછાં કરવાં, આત્મસંયમ, ચિત્તશુદ્ધિ, કૃતજ્ઞતા તથા શ્રદ્ધા રાખવાં, સર્વેને સમાન એટલે સરખાં ગણવાં, એવાં નીતિસૂત્રો તેમાં કોતરેલાં છે. ગિરનાર પર્વતની તળેટીમાં જૂનાગઢ શહેરની બહાર અશોકનો ઈ. સ. પૂર્વે ૨૫૦ની સાલનો એક લેખ છે. એ જ પથ્થર ઉપર ઈ. સ. ૧૫૧માં સૌરાષ્ટ્રના શાહ રાજા મહાક્ષત્રપ રુદ્રદામે એક લેખ કોતરાવ્યો હતો. તેમાં તેણે દક્ષિણના રાજા શતકર્ણી ઉપર દિગ્વિજય કર્યા વિષે અને મગધના વિખ્યાત મૌર્યરાજા અશોકના બંધાવેલા પુલની દુરસ્તી કર્યા બાબત લખેલું છે.

**અશોકલોક** પું. ( પિંગળ ) દરેક ચરણમાં ૪ મગણ, તગણ, રગણ અને મગણ મળી ૨૧ અક્ષરનો એક વર્ણમેળ છંદ; અશોકલોકાલોક.

ચારે મા છે તા રા છે મા અન્તે આણો વૃત્તે
અશોકલોકે ખોળી. — રણપિંગળ

**અશોકલોકાલોક** જુઓ અશોકલોક.

**અશોકવન** ૧. [ સં. અશોક ( એ નામનું ઝાડ ) + વન ( જંગલ ) ] ન. અશોકનાં ઝાડનું જંગલ.

૨. ન. ( જૈન ) સર્વાર્થ નામના વિમાન એટલે રહેઠાણના પૂર્વને દરવાજેથી પાંચસો જોજનને અંતરે આવેલું સાડાબાર હજાર જોજન લાંબું અને પાંચસો જોજન પહોળું અશોક વૃક્ષનું વન.

**અશોકવનિકા** ૧. [ સં. અશોક ( આસોપાલવ ) + વનિકા ( બાગ ) ] સ્ત્રી. ( પુરાણ ) અયોધ્યામાં સીતા સાથે વિહાર માટે રામે કરાવેલો બગીચો.

૨. સ્ત્રી. આસોપાલવનાં ઝાડની ઘટા; અશોક વૃક્ષનું નાનું વન.

૩. સ્ત્રી. ( પુરાણ ) રાવણે લંકામાં સીતાને રાખ્યાં હતાં તે જગ્યા.

૪. સ્ત્રી. ( પુરાણ ) સ્વાદિષ્ટ ફળ અને સુંદર ફૂલવાળું, સ્ત્રીઓ સહિત વિહાર કરવા જેવું એ નામનું એક રમણીય ઠેકાણું. યયાતિ રાજા દેવયાની સાથે અહીં રહ્યો હતો.

**અશોકવનિકાન્યાય** [ સં. અશોક ( આસોપાલવ ) + વનિકા ( વાડી ) + ન્યાય ( દૃષ્ટાંત ) ] પું. અશોકવાડીનો ન્યાય એટલે દાખલો. રાવણ પાસે અશોક વન જેવી બીજી ઘણી વાડી હતી, તેમ જ સીતાને રાખવા માટે બધી સરખી ઉપયોગી હતી, છતાં તેને અશોકવનમાં જ રાખ્યાં તેનું કંઈ ખાસ કારણ હતું નહિ. તે પ્રમાણે જ્યારે કોઈ બાબતના ઘણા રસ્તા હોય, તેમ જ બધા સરખા હોવાથી તેમાંના એક ઉપર જ પસંદગી ઊતરવાનું ખાસ કારણ કાંઈ હોતું નથી, છતાં તેને પસંદ કરવામાં આવે ત્યારે આ દાખલો આપવામાં આવે છે.

**અશોકવર્ધન** પું. મગધનો એક મૌર્યવંશી વિખ્યાત રાજા; અશોક.

**અશોકવાટિકા** ૧. [ સં. અશોક ( આસોપાલવ ) + વાટિકા ( વાડી ) ] સ્ત્રી. જેમાં આસોપાલવનાં ઝાડ મોટા પ્રમાણમાં વાવ્યાં હોય તેવી વાડી; આસોપાલવનાં ઝાડ વાવવામાં આવ્યાં હોય તે બગીચો.

૨. [ સં. અ ( નહિ ) + શોક ( દિલગીરી ) + વાટિકા ( વાડી ) ] સ્ત્રી. શોકને દૂર કરનાર સુંદર બાગ.

૩. સ્ત્રી. સીતાને રાખવાથી પ્રસિદ્ધ થયેલી લંકા માંહેની વાડી.

**અશોકવાડી** ( અશોકવાડી ) જુઓ અશોકવાટિકા.

**અશોકવૃક્ષ** ૧. [ સં. અશોક ( આસોપાલવ ) + વૃક્ષ ( ઝાડ ) ] ન. આસોપાલવનું ઝાડ.

૨. ન. ( જૈન ) દેવતાઓ તરફથી બતાવાતા તીર્થંકરોના આઠ પ્રકારના પ્રભાવ માંહેનો એક. જુઓ અષ્ટમહાપ્રાતિહાર્ય.

**અશોકવ્રત** [ સં. અ ( નહિ ) + શોક ( દિલગીરી ) + વ્રત ] ન. સુખ મેળવવા માટે કરવામાં આવતું એક વ્રત. તે પહેલું સીતાજીએ કર્યાનું મનાય છે.

**અશોકષષ્ઠી** [ સં. અશોક ( ચૈત્ર સુદિ છઠ ) + ષષ્ઠી ( એ દેવી ) ] સ્ત્રી. ચૈત્ર મહિનાની સુદિ છઠ; સ્કંદષષ્ઠી. કામાખ્યા તંત્ર પ્રમાણે દીકરો મેળવવા આ દિવસે ષષ્ઠી દેવીની પૂજા કરવામાં આવે છે. જુઓ અશોક ૭.

**અશોકસંક્રાંતિવ્રત** [ સં. અ ( નહિ ) + શોક ( દિલગીરી ) + સંક્રાંતિ ( સૂર્યનું એક રાશિમાંથી બીજીમાં જવું તે ) + વ્રત ] ન. સુખ મેળવવા દરેક સંક્રાંતિને દિવસે સૂર્યની પૂજા કરવાનું વ્રત.

**અશોકા** ૧. [ સં. ] સ્ત્રી. કડુ; કડુકા નામની વનસ્પતિ.

૨. સ્ત્રી. ચૈત્ર સુદિ છઠ. દેવોને અસુરો બહુ જ હેરાન કરતા હતા. આથી અસુરનો ઘાણ કાઢે એવા વીરને ઉત્પન્ન કરવા તેઓએ બધા દેવોને વિનતિ કરી અને શ્રી શંકરથી સ્કંદ-કાર્તિક સ્વામીનો જન્મ ચૈત્ર સુદિ છઠને રોજ થયો. દેવોનો શોક દૂર થયો તેથી તે છઠનું નામ અશોકા પડ્યું.

૩. સ્ત્રી. ( જૈન ) દસમા તીર્થંકર શીતળનાથ સ્વામીની એ નામની એક મુખ્ય દેવી.

૪. સ્ત્રી. પારો.

**અશોકાનોકહ** પું. ( પિંગળ ) એ નામનો એક અક્ષરમેળ છંદ. તેના દરેક ચરણમાં મગણ, ભગણ, નગણ, ભગણ, નગણ, રગણ, તગણ, તગણ, ગુરુ અને ગુરુ મળી ૨૬ અક્ષર હોય છે. તે ઉત્કૃતિ છંદનો એક ભેદ છે.

**અશોકારામ** [ સં. અ ( નહિ ) + શોક ( દિલગીરી ) + આરામ ( બાગ ) ] પું. આનંદ કરવાની જગ્યા; વિહારસ્થાન.

**અશોકારિ** [ સં. અ ( નહિ ) + શોક ( દિલગીરી ) + ઋ ( મેળવવું ) ] પું. કદંબનું ઝાડ. ઘણા રોગ મટાડી તે સુખ આપે છે, તેથી તે અશોકારિ કહેવાય છે.

**અશોકારિષ્ટ** [ સં. અશોક ( આસોપાલવ ) + અરિષ્ટ ( આસવ ) ] પું. ( વૈદક ) જેમાં આસોપાલવ મુખ્ય હોય એવું ગર્ભાશયની ગરમી ઉપર અપાતું એક ઔષધ. બધી જાતનાં પ્રદર, કમરનો દુખાવો, માથાનો દુખાવો તથા નબળાઈ દૂર કરી તે શરીરને મજબૂત બનાવે છે.

**અશોકાષ્ટમી** [ સં. અશોક ( વિષ્ણુ ) + અષ્ટમી ( આઠમ ) ] સ્ત્રી. ચૈત્ર સુદિ આઠમ. આ દિવસે આસોપાલવનાં ફૂલ વિષ્ણુને ચડાવવાનું તથા તેનાં આઠ પાંદડાં પાણીમાં નાખી પીવાનું વ્રત કરવાથી બધી ઇચ્છા સફળ થતી હોવાનું મનાય છે.

**અશોચ** ૧. [ સં. અ ( નહિ ) + શુચ્ ( શોક કરવો ) ] પું. ચિંતા ન હોવાપણું; બેફિકરાઈ.

૨. પું. વિનય; નમ્રતા.

૩. પું. શાંતિ; સ્વસ્થતા.

૪. વિ. શોક ન કરવા જેવું.

**અશોચન** [ સં. અ ( નહિ ) + શોચન ( દિલગીરી ) ] ન. શોકનો અભાવ.

**અશોચ્ય** [ સં. અ ( નહિ ) + શુચ્ ( શોક કરવો ) + ય ( જેવું ) ] વિ. ખેદ કરવો ન ઘટે એવું; શોક ન કરવા જેવું.

**અશોથપાક** પું. આંખનો એક જાતનો રોગ.

**અશોદાદ** ૧. [ અશો ( પવિત્ર ) + દાદ ( આપવું તે ) ] પું. જરથોસ્તી મંદિરે ગરીબ પારસીને આપવામાં આવતી રકમ.

૨. પું. ( જરથોસ્તી ) ધાર્મિક ક્રિયા માટે રોકેલા ધર્મગુરુને આપવાના પૈસા.

૩. પું. ( જરથોસ્તી ) પવિત્ર માણસને આપવાની બક્ષિસ.

**અશોધન** ૧. [ સં. અ ( નહિ ) + શોધન ( શોધવું તે ) ] ન. ન શોધવું તે.

૨. [ સં. અ ( નહિ ) + શુધ્ ( સાફ થવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. મેલું હોવાપણું; અસ્વચ્છતા; અશુદ્ધિ.

**અશોધિત** ૧. વિ. ન ભરાયેલું; અદા નહિ કરેલું; નહિ અપાયેલું.

૨. [ સં. અ ( નહિ ) + શોધિત ( સાફ કરેલું ) ] વિ. સાફ કર્યા વિનાનું; અશુદ્ધ.

**અશોધિતધાતુ** [ સં. અ ( નહિ ) + શોધિત ( સ્વચ્છ ) + ધાતુ ] સ્ત્રી. કાચી ધાતુ.

**અશોભતું** [ અ ( નહિ ) + શોભતું ( ઘટતું ) ] વિ. ન છાજતું.

**અશોભન** ૧. [ સં. અ ( નહિ ) + શોભન ( શોભા ) ] ન. મંડનનો અભાવ; શણગાર ન સજવો તે.

૨. [ સં. અ ( નહિ ) + શોભન ( સુંદર ) ]. વિ. ખરાબ દેખાવનું; સારું ન દેખાતું.

૩. વિ. નહિ શણગારેલું.

**અશોભનિક** જુઓ અશોભન ૨, ૩.

**અશોભા** ૧. [ સં. અ ( નહિ ) + શોભા ( સુંદરતા ) ] સ્ત્રી. સારું ન દેખાવાપણું.

૨. વિ. બેડોળ.

**અશોભાવવું** ઉ. ક્રિ. ખરાબ દેખાય એમ કરવું.

**અશોભ્ય** [ સં. અ ( નહિ ) + શુભ્ ( સારું દેખાવું ) + ય ( જેવું ) ] વિ. ખરાબ દેખાવનું.

**અશોરૂહ** [ અશો ( પવિત્ર ) + રૂહ ( આત્મા ) ] પું. ( જરથોસ્તી ) પવિત્ર આત્મા.

**અશોલિયો** પું. અશેળિયો નામની વનસ્પતિ.

**અશોષ** પું. ( પિંગળ ) એક વિષમજાતિ માત્રામેળ છંદ. તેમાં ૨૧ ગુરુ અને ૧૧૬ લઘુ મળી ૧૩૭ અક્ષર અને ૧૫૮ માત્રા હોય છે. તે ગાહિનીકુંડલિનીનો એક ભેદ છે.

**અશોષ્ય** ૧. [ સં. અ ( નહિ ) + શુષ્ ( ચૂસવું ) + ય ( જેવું ) ] વિ. ચૂસી ન લેવાય એવું.

૨. [ સં. અ ( નહિ ) + શુષ્ ( સુકાવું ) + ય ( જેવું ) ] વિ. સુકાય નહિ એવું.

૩. વિ. સૂકવી ન શકાય એવું.

**અશૌચ** ૧. [ સં. અ ( નહિ ) + શૌચ ( પવિત્રતા ) ] ન. અશુદ્ધિ; નાપાકપણું; મલિનતા; અપવિત્રતા; સ્વચ્છ ન હોવાપણું.

૨. ન. સૂતક. હિંદુશાસ્ત્રમાં તે નીચે પ્રમાણે પાળવાનું જણાવવામાં આવ્યું છે: ૧. મરણ સંબંધી સંસ્કાર પછી તથા છોકરાંના જન્મ પછી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રને અનુક્રમે ૧૦. ૧૨, ૧૫ અને ૩૦ દિવસ સુધી. ૨. રજસ્વલા સ્ત્રીને ૩ દિવસ. ૩. મળ, મૂત્ર, ચંડાળ કે મુડદાંને અડતાં નાહ્યા સુધી. આ સ્થિતિમાં સંધ્યા, તર્પણ વગેરે વૈદિક કર્મ કરવામાં આવતાં નથી, બીજાને અડી શકાતું નથી તેમ જ બીજાંની સાથે એક જ પંગતમાં બેસી જમી શકાતું નથી.

**અશૌચસંકર** [ સં. અશૌચ ( સૂતક ) + સંકર ( જોડાણ ) ] પું. બે કે વધારે સૂતકનું સાથે આવવાપણું.

**અશૌચાંત** [ સં. અશૌચ ( સૂતક ) + અંત ( છેડો ) ] પું. સૂતક ઊતરી જવાપણું; સૂતકનો અંત.

**અશૌર્ય** ૧. [ સં. અ ( નહિ ) + શૌર્ય ( પરાક્રમ )] ન. કાયરતા; બાયલાપણું.
 ૨. વિ. નામર્દ; બીકણ.

**અશ્ક** ૧. [ ફા. ] પું. હિંગળો; હલકી જાતની વધારણી.
 ૨. ન. આંસુ.

**અશ્કબાર** ૧. [ ફા. અશ્ક ( આંસુ ) + બાર ( ધાર )] સ્ત્રી. આંસુની ધાર.
 ૨. [ ફા. ] વિ. રોતું.

**અશ્કબારી** [ ફા. અશ્ક ( આંસુ ) + બાર ( ધાર )] સ્ત્રી. રોવું તે.

**અશ્કર** અ. આખરે; છેવટે; અંતે; સરવાળે.

**અશ્તાદ** પું. ( જરથોસ્તી ) સચ્ચાઈનો ફિરસ્તો.

**અશ્નાન** ૧. [ સં. સ્ના ( નાહવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય )] પું. ( હિંદી ) નાવણ; સ્નાન.
 ૨. પું. શુદ્ધિ.

**અશ્નાન ધ્યાન** ન. બ. વ. સ્નાન તથા ધ્યાનનું નિત્યકર્મ.

**અશ્મ** ૧. પું. ( પુરાણ ) એ નામનો એક બ્રાહ્મણ. સુખદુ:ખથી શી રીતે છૂટી જવાય એ સંબંધી એને અને જનક રાજાને ચર્ચા થઈ હતી.
 ૨. [ સં. અશ્મન્ ] પું. ચકમક.
 ૩. પું. પથ્થર; ખડક.
 આવ અશ્મ પ્રસ્તર ઉપલ શિલ પષાન અતિભાર,
 પાણા પાણી પર તરે જેનાં નામ આધાર.
 પિંગળલઘુકોષ
 ૪. [ સં. ] પું. પર્વત; પહાડ.
 ૫. પું. મેઘ; વાદળું.
 ૬. પું. લોઢું.
 ૭. પું. સુવર્ણમાક્ષિક નામની ઉપધાતુ.
 ૮. ન. ઇંદ્રનું વજ્ર.

**અશ્મક** ૧. પું. એ નામનો એક ઋષિ.
 ૨. પું. ( પુરાણ ) એક બ્રાહ્મણ. જુઓ અશ્મ ૧.
 ૩. પું. દુર્યોધન પક્ષનો એક રાજા. અભિમન્યુએ તેને માર્યો હતો.
 ૪. પું. વૈદિક સમયનો વિંધ્યની ઉત્તરનો પ્રદેશ.
 ૫. પું. સાલ્વ દેશનો ભાગ. ત્યાંના રહેવાસી તથા રાજા પણ આ જ નામથી ઓળખાય છે.
 ૬. પું. સૂર્યવંશી મિત્રસહ રાજાનો દીકરો. એ રાજાને પછીથી કલ્માષપાદ નામ મળ્યું હતું. એક બ્રાહ્મણીના શાપને લીધે મિત્રસહ રાજાથી સ્ત્રીસંગ થાય એમ ન હતું. છતાં રાજાને તો વારસ જોઈએ, માટે રાજાએ પોતાની સ્ત્રીને વસિષ્ઠ ઋષિ પાસે ગર્ભાધાન કરાવ્યું. સાત વર્ષ થયાં પણ પ્રસવ ન થયો. મદયંતિ રાણીએ છેવટે પથ્થર વડે પેટ ફાડીને પુત્રને બહાર કાઢ્યો તે અશ્મક રાજા કહેવાયો. અશ્મ એટલે પથ્થર ઉપરથી આ નામ પડ્યું.
 ૭. પું. હાલનો ત્રાવણકોરનો પ્રદેશ. બૌદ્ધ સમયમાં તેને અસ્સક કહેતા. તે વખતમાં અશ્મક ગોદાવરીને કિનારે આવેલ હઈ પોતન એની રાજધાની હતું. અશ્મકને અલકના મુલક કહેતા અને પ્રતિષ્ઠાન એની રાજધાની હતી. મહાભારતમાં કહેલું પૌદન્ય તેજ પ્રતિષ્ઠાન. એને બૌદ્ધ લોકોએ પોતલી અથવા પોતન કહ્યું છે. અશોકના સમયમાં તે મહારાષ્ટ્રમાં ગણાયું હતું.
 ૮. ન. અશ્મક દેશનો રહેવાશી.

**અશ્મકદલી** [ સં. અશ્મન્ ( પર્વત ) + કદલી ( કેળ )] સ્ત્રી. જંગલી કેળ.

**અશ્મકુટ્ટ** ૧. [ સં. અશ્મન્ ( પથ્થર ) + કુટ્ટ ( છેદવું )] પું. એક જાતનો વાનપ્રસ્થ, જે કેવળ પથ્થરથી અનાજ વાટીને પકાવતો હતો.
 ૨. વિ. પથ્થર પર વસ્તુને ભાંગનાર.
 ૩. વિ. પથ્થર વડે ભાંગેલું.

**અશ્મકુટ્ટક** જુઓ અશ્મકુટ્ટ.

**અશ્મકુટ્ટા** પું. ( પુરાણ ) એક જાતનો ઋષિ. તે પાણાથી અનાજ વાટી પકાવતો હતો.

**અશ્મકેતુ** પું. એક પ્રકારનો છોડ.

**અશ્મકેશ્વર** [ સં. અશ્મક ( એક દેશ ) + ઈશ્વર ( ધણી )] પું. ( પુરાણ ) અશ્મક દેશનો રાજા.

**અશ્મગર્ભ** પું. મરકત મણિ; પાનું; ગારુત્મત; હરિન્મણિ.

**અશ્મગર્ભજ** ૧. [ સં. અશ્મન્ ( ચકમક ) + ગર્ભ ( અંદરનો ભાગ ) + જ ( જન્મેલું )] પું. ચકમકના પાણામાંથી ઉત્પન્ન થયેલો અગ્નિ.
 ૨. પું. પાનું; લીલા રંગનું રત્ન; મરકત મણિ.

**અશ્મગંધા** [ સં. અશ્વ ( ઘોડો ) + ગંધ ( વાસ ) + આ ( નારીજાતિનો પ્રત્યય )] સ્ત્રી. આસંધ નામની વનસ્પતિ. તેનો પાક બહુ પૌષ્ટિક મનાય છે. તેના મૂળમાં ઘોડાની વાસ આવતી હોવાથી તેને અશ્મગંધા કહે છે.

**અશ્મગુડ** ( અશ્મગુડ઼ ) ૧. પું. એક જાતનું હથિયાર.
 ૨. [ સં. અશ્મન્ ( પથ્થર ) + ગુડ ( ગોળો )] પું. પથ્થરનો ગોળો.

**અશ્મગુડા** ( અશ્મગુડ઼ા ) જુઓ અશ્મગુડ ૧.

**અશ્મઘ્ન** [ સં. અશ્મન્ ( પથ્થર ) + હન્ ( નાશ કરવો )] પું. પથ્થરને પણ ફાડી નાખનાર ઝાડ; પાષાણભેદ.

**અશ્મછાટ** [ અશ્મ ( પથ્થર ) + છાટ ( પાટ )] સ્ત્રી. શિલા; લાંબો પહોળો પથ્થર.

**અશ્મજ** ૧. [ સં. અશ્મન્ ( પહાડ ) + જ ( જન્મેલું )] ન. ગિરિજ; શિલાજિત; શૈલેય; શિલાજતુ.
 ૨. ન. ગેરુ.
 ૩. ન. લોઢું.
 ૪. વિ. પથ્થરથી ઉત્પન્ન થયેલું.

**અશ્મજતુ** [ સં. અશ્મન્ ( પર્વત ) + જતુ ( લાખ )] ન. શિલાજિત.

**અશ્મજતુક** જુઓ અશ્મજતુ.

**અશ્મજાતિ** ૧. [ સં. અશ્મન્ ( પથ્થર ) + જાતિ ( પ્રકાર )] પું. પાનું.
 ૨. ન. રત્ન.

**અશ્મદારણ** ૧. [ સં. અશ્મન્ ( પાણો ) + દૃ ( ફાડવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય )] પું. પથ્થર ફાડવાનું ટાંકણું.
 ૨. પું. પથ્થર ભાંગવાનો કુહાડો.
 ૩. ન. ખડક તોડવાની ક્રિયા; પથ્થર ફોડવા તે.

**અશ્મદ્રવગત** જુઓ અશ્મદ્રવસાર.

**અશ્મદ્રવરસ** જુઓ અશ્મદ્રવસાર.

**અશ્મદ્રવસાર** ૧. પું. લોબાન.
 ૨. [ સં. અશ્મન્ ( પથ્થર ) + દ્રવ ( રસ ) + સાર ( સત્વ )] પું. શિલાજિત.

**અશ્મન** ૧. [ સં. અશ્મન્ ] પું. પથ્થર; શિલા; પાષાણ; ઉપલ; પાણો.
 ૨. ન. હિંદનું એક પ્રાચીન શહેર.

**અશ્મનગર** ન. ( પુરાણ ) કાલકેય રાક્ષસનું શહેર.

**અશ્મપુષ્પ** [ સં. અશ્મન્ ( પથ્થર ) + પુષ્પ ( ફૂલ )] ન. શિલાજિત.

**અશ્મભેદ** [ સં. અશ્મન્ ( પથ્થર ) + ભિદ્ ( તોડવું )] પું. પાષાણભેદ નામની વનસ્પતિ. મૂત્રકૃચ્છ્રમાં તે ફાયદાકારક મનાય છે.

**અશ્મભેદક** જુઓ અશ્મભેદ.

**અશ્મમય** [ સં. અશ્મન્ ( પહાણો ) + મય ( વાળું )] વિ. પથ્થરનું બનેલું.

**અશ્મયોનિ** [ સં. અશ્મન્ ( પથ્થર ) + યોનિ ( ઉત્પત્તિનું ઠેકાણું )] પું. મરકત મણિ; પાનું.

**અશ્મર** ૧. [ સં. અશ્મન્ ] પું. પથ્થર; પાણો.
 ૨. ન. પ્રાચીન હિંદનું એક શહેર.
 ૩. વિ. પથ્થરનું; પથ્થર સંબંધી.
 ૪. વિ. પથ્થરવાળું; ખડકમય.

**અશ્મરથ** પું. એ નામનો ઋષિ.

**અશ્મરથ્ય** જુઓ અશ્મરથ.

**અશ્મરભૂમિ** [ સં. અશ્મર ( ખડકવાળું ) + ભૂમિ ( જમીન )] સ્ત્રી. કાંકરીવાળી જમીન.

**અશ્મરસ** ૧. પું. લોબાન.
૨. [ સં. અશ્મન્ ( પથ્થર ) + રસ ] પું. શિલાજિત.

**અશ્મરી** ૧. સ્ત્રી. એક જાતનો પથ્થર.
૨. [ સં. અશ્મન્ ( પથ્થર ) + રા ( આપવું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. પથરી; મૂત્રાશયમાં થતો એક રોગ; પાણવી. મૂત્રપિંડની અંદર લોહીમાંથી ઝરીને એક જાતનો જમાવ થયેલો કાંકરો ધીરે ધીરે બંધાઈ મૂત્રાશયમાં ઊતરી આવે છે. તેથી કચ્છોટામાં, પેડુમાં અને સાથળના મૂળમાં થોડું થોડું દુખ્યા કરે, પેશાબ કરવા વારંવાર જવું પડે, અને તે થોડો થોડો ઊતરે.

**અશ્મરીઘ્ન** ૧. [ સં. અશ્મરી ( પાણવી ) + હન્ ( નાશ કરવો ) ] પું. વરુણ નામનું ઝાડ. તેની છાલ પથરી ગાળી નાખનાર મનાય છે.
૨. વિ. પાણવીનો નાશ કરનારું.

**અશ્મરીછેદન** [ સં. અશ્મરી ( પથરી ) + છિદ્ ( કાપવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. પથરી કાઢવાની શસ્ત્રક્રિયા.

**અશ્મરીજ** ૧. [ સં. અશ્મરી ( પાણવી ) + ઈય ( લગતું ) ] વિ. પથરી સંબંધી.
૨. [ સં. અશ્મરી ( પાણવી ) + જ ( થવું ) ] વિ. પાણવીથી થતું.

**અશ્મરીનાશકક્વાથ** [ સં. અશ્મરી ( પાણવી ) + નાશક ( નાશ કરનાર ) + ક્વાથ ( ઉકાળો ) ] પું. (વૈદક) વાયવરણાની છાલનો ગોળ નાખી કરેલો કાઢો. તે પથરી અને વાને લીધે નીકળતા રક્તમાં ફાયદાકારક મનાય છે.

**અશ્મરીનાશકયોગ** જુઓ અશ્મરીનાશકક્વાથ.

**અશ્મરીભેદન** [ સં. અશ્મરી ( પથરી ) + ભેદન ( નાશ ) ] ન. પથરીને ગાળી નાખવાનું સાધન.

**અશ્મરીય** [ સં. અશ્મરી ( પથરી ) + ઈય ( લગતું ) ] વિ. પાણવીને લગતું.

**અશ્મરીહર** ૧. [ સં. અશ્મરી ( પાણવી ) + હૃ ( દૂર કરવું ) ] પું. કેવધાન્ય.
૨. પું. પથરીને ગાળી નાખનાર એક વનસ્પતિ.

**અશ્મલોષ્ટ-ન્યાય** [ સં. અશ્મન્ ( પથ્થર ) + લોષ્ટ ( ઢેકું ) + ન્યાય ( દાખલો ) ] પું. પથ્થર અને ઢેફાનો દાખલો. જેમ ઢેકું પૂળ પાસે કઠણ પણ પથ્થર પાસે પોચું છે તેમ કોઈ વસ્તુ સંજોગ પ્રમાણે નકામી કે મહત્ત્વની ગણાય ત્યાં આ દાખલો આપવામાં આવે છે.

**અશ્મસાર** ૧. [ સં. અશ્મન્ ( પથ્થર ) + સાર ( સત્ત્વ ) ] પું. લોઢું; લોહ; શસ્ત્રક; તીક્ષ્ણ.
૨. પું. લોબાન.
૩. પું. શનિ; નીલમ.

**અશ્મંત** ૧. [ સં. ] પું. એક મરુતનું નામ.
૨. પું. ચૂલ; ભઠ્ઠી.
૩. ન. ( જ્યોતિષ ) એ નામનું એક નક્ષત્ર.
૪. ન. ખરાબ ખેતર.
૫. ન. ખેતર.
૬. ન. મરણ.
૭. ન. મેદાન.
૮. વિ. અપાર; હદ વિનાનું.
૯. વિ. અશુભ; અમંગળ.

**અશ્મંતક** ૧. પું. કફનો નાશ કરનાર એક વનસ્પતિ.
૨. [ સં. અશ્મન્ ( પથ્થર ) + અંત ( છેડો ) + ક ( કરનાર ) ] પું. પાષાણભેદ નામની વનસ્પતિ.
૩. પું. ભઠ્ઠી; ચૂલો.
૪. ન. આસુંદરો નામનું ઝાડ.
૫. ન. કોવિદાર નામનું ઝાડ.
૬. ન. દીવાનું ઢાંકણ; દીવાની ઢાંકણી.
૭. ન. મુંજ ઘાસ. જૂના વખતમાં બ્રાહ્મણો તેનો કંદોરો બનાવતા.

**અશ્મા** ૧. [ સં. અશ્મન્ ] પું. ચકમક.
૨. પું. પથ્થર.
૩. પું. પર્વત; પહાડ.
૪. પું. વજ્ર.
૫. પું. વાદળું.

**અશ્મામાખી** [ અશ્મ ( પથ્થર ) + માખી ] સ્ત્રી. એક જાતનું જીવડું. તે પાણીમાં રહે છે અને પથ્થર નીચેથી મળી આવે છે. માછીમાર માછલાંને લલચાવવા આંકડામાં તે ભરાવે છે.'

> અશ્મામાખી પોતાનાં ઇંડાં ખાબોચિયાના પાણીમાં મૂકે છે. પ્રાણીસૃષ્ટિ

**અશ્મારોહણ** ૧. [ સં. અશ્મન્ ( પહાડ ) + આરોહણ ( ચડવું તે ) ] ન. અઘરી વાત; કઠણ કામ.
૨. ન. પર્વત ઉપર ચડવાની ક્રિયા.
૩. ન. લગ્નવિધિ વખતે કન્યાએ પથ્થર પર પગ દઈ ઊભા રહેવાની ક્રિયા. તેનો હેતુ એ છે કે પથ્થર જેમ સ્થિર વસ્તુ છે તેમ સ્ત્રીએ પણ પતિવ્રતાપણામાં દૃઢ થવું.

**અશ્મિલ** [ સં. અશ્મન્ ( પથ્થર ) ] પું. ખડકમાંથી મળેલા પ્રાણી કે છોડવાના બાકી વધેલા ભાગ; 'ફોસિલ્સ'.

> અશ્મિલ ઉપરથી પ્રાચીન કાળના એક જ પ્રકારના પ્રાણીઓના ઇતિહાસ જડી આવે છે. પૂર્વરંગ

**અશ્મીકરણ** [ સં. અશ્મન્ ( પાણો ) + કૃ ( કરવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. પથ્થર થવાનો ગુણ.

**અશ્મીભવન** ૧. ન. ગર્ભમાં બાળક સુકાઈ જવાથી થતું છોડ.
૨. ન. પથરીનો રોગ.
૩. [ સં. અશ્મન્ ( પથ્થર ) + ભૂ ( થવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. પથ્થર થઈ જવાની ક્રિયા; પાણા જેવું થવાપણું. કાદવ, રેતી વગેરેના થર એક ઉપર એક જામી ગરમી અને દબાણને લીધે તે પથ્થર રૂપે બની જાય છે ત્યારે તેમનું અશ્મીભવન થયું કે ધરતી બંધાઈ એમ કહેવાય છે.
૪. ન. પાણી ટપકતાં ટપકતાં તેનો પથ્થર બંધાઈ જવાપણું.

**અશ્મીભૂત** [ સં. અશ્મન્ ( પથ્થર ) + ભૂ ( થવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. પથ્થર બની ગયેલું.

**અશ્મીર** [ સં. ] સ્ત્રી. પથરી; પાણવી.

**અશ્યમેવ** [ સં. અવશ્યમ્ ( જરૂર ) + એવ ( જ ) ] અ. ખચીત; નક્કી.

> તાપ તું પરિપૂર્ણ કર જે કહું છું અશ્યમેવ. રત્નદાસ

**અશ્ર** ૧. [ સં. ] પું. ખૂણો. આ શબ્દ સમાસને છેડે વપરાય છે.
૨. ન. આંસુ.
૩. ન. લોહી.

**અશ્રજ** ન. આશ્ચર્ય; નવાઈ.

> મોટી અશ્રજ કહીએ વાત. પ્રેમાનંદ

**અશ્રદ્ધ** જુઓ અશ્રદ્ધાળુ.

**અશ્રદ્ધા** ૧. [ સં. અ ( નહિ ) + શ્રદ્ધા ( ભરોસો ) ] સ્ત્રી. અવિશ્વાસ; અનાસ્થા.
૨. સ્ત્રી. ધર્મના વિષયમાં આસ્થા ન હોવાપણું; નાસ્તિકતા.

**અશ્રદ્ધાગ્રસ્ત** [ સં. અ ( નહિ ) + શ્રદ્ધા ( વિશ્વાસ ) + ગ્રસ્ત ( પકડાયેલું ) ] જુઓ અશ્રદ્ધાળુ.

**અશ્રદ્ધાન** [ સં. અ ( નહિ ) + શ્રદ્ધાન ( વિશ્વાસવાળું ) ] વિ. શ્રદ્ધા વિનાનું; નહિ માનનારું.

**અશ્રદ્ધાળુ** ૧. [ સં. અ ( નહિ ) + શ્રદ્ધા ( આસ્થા ) + આલુ ( વાળું ) ] વિ. આસ્થા વગરનું; નાસ્તિક.
૨. વિ. વિશ્વાસ વગરનું; યકીન વિનાનું.

**અશ્રદ્ધાવાદ** [ સં. અ ( નહિ ) + શ્રદ્ધા ( આસ્થા ) + વાદ ( મત ) ] પું. ઈશ્વરમાં આસ્થા ન હોવાનો મત.

૨. પું. વિશ્વાસ ન રાખવાપણું.

**અશ્રદ્ધાવાન** [સં. અ (નહિ) + શ્રદ્ધા (વિશ્વાસ) + વત્ (વાળું)] જુઓ અશ્રદ્ધાળુ.

**અશ્રદ્ધાળુ** જુઓ અશ્રદ્ધાળુ.

**અશ્રદ્ધાળુતા** જુઓ અશ્રદ્ધા.

**અશ્રદ્ધેય** ૧. [સં. અ (નહિ) + શ્રદ્ધેય (આસ્થા રાખવા જેવું)] વિ. આસ્થા ન રાખવા જેવું.
૨. વિ. આસ્થા રાખી ન શકાય એવું.
૩. વિ. ન માનવા જેવું.
૪. વિ. માની ન શકાય એવું.

**અશ્રપ** [સં. અસ્ર (લોહી) + પ (પીનાર)] પું. રાક્ષસ. તે લોહી પીએ છે, તેથી અશ્રપ કહેવાય છે.

**અશ્રમ** ૧. [સં. અ (નહિ) + શ્રમ (મહેનત)] પું. આળસાઈ.
૨. [સં. અ (નહિ) + શ્રમ (થાક)] પું. થાક નહિ લાગવાપણું; તાજગી.
૩. વિ. મહેનત પડે નહિ એવું; સહેલું.

**અશ્રમકારાવાસ** [સં. અ (નહિ) + શ્રમ (મહેનત) + કારા (કેદ) + વાસ (રહેઠાણ)] પું. આસાન કેદ.

**અશ્રમણ** ૧. [સં. અ (નહિ) + શ્રમણ (સાધુ)] પું. અસાધુ; સાધુ નહિ તે.
૨. વિ. થાકે નહિ એવું.

**અશ્રમિત** [સં. અ (નહિ) + શ્રમ (થાક) + ઇત (વાળું)] વિ. નહિ થાકેલું.

**અશ્રવણ** ૧. [સં. અ (નહિ) + શ્રવણ (કાન)] પું. સર્પ તેને કાન ન હોવાનું મનાય છે.
૨. [સં. અ (નહિ) + શ્રુ (સાંભળવું) + અન (નામ બનાવનાર પ્રત્યય)] ન. ન સાંભળવાપણું; અશ્રુતિ.
૩. ન. બહેરાપણું.
૪. વિ. સાંભળી ન શકે એવું; બહેરું.

**અશ્રવણીય** ૧. [સં. અ (નહિ) + શ્રવણીય (સાંભળવા લાયક)] વિ. ન સાભળવા જેવું.
૨. [સં. અ (નહિ) + શ્રવણીય (સાંભળી શકાય એવું)] વિ. સાંભળી ન શકાય એવું.

**અશ્રાવણ** [સં. અ (નહિ) + શ્રાવણ (કાન સંબધી)] વિ. સંભળાય નહિ એવું; શ્રોત્રેન્દ્રિય-નો અવિષય.

> સાધર્મ્યથી શબ્દ ઘટની જેમ અશ્રાવણ (શ્રવણેંદ્રિયથી અગ્રાહ્ય) પણ સિદ્ધ થાય.
>
> પુરાતત્ત્વ

**અશ્રાવ્ય** ૧. પું. નાટકમાં વસ્તુના ત્રણ ભેદ માંહેનો એ નામનો ભેદ; સ્વગત. વસ્તુના ત્રણ ભેદ છે: (૧) સર્વશ્રાવ્ય (પ્રકાર) એટલે બધા સાંભળે એમ બોલવું તે; (૨) અશ્રાવ્ય (સ્વગત) એટલે પોતાના મનમાં કંઈ કહેવું તે; અને (૩) નિયતશ્રાવ્ય એટલે અમુક નક્કી કરેલાં માણસો સાંભળી શકે એમ બોલવું તે.
૨. [સં. અ (નહિ) + શ્રાવ્ય (સાંભળવા જેવું)] વિ. સાંભળવું ન ઘટે એવું; ન સાંભળવા લાયક.
૩. [સં. અ (નહિ) + શ્રાવ્ય (સાંભળી શકાય એવું)] વિ. સાંભળી ન શકાય એવું.
૪. વિ. સાંભળ્યું ન જાય એવું.

**અશ્રાંત** ૧. ન. આરામ ન મળવાપણું.
૨. [સં. અ (નહિ) + શ્રાંત (શ્રમ)] ન થાકનો અભાવ.
૩. [સં. અ (નહિ) + શ્રાંત (થાકેલું)] વિ. થાક્યા વિનાનું; નરમ પડ્યા વગરનું.
૪. અ. થાક્યા વગર.
૫. અ. સતત; લાગટ; ચાલુ; અટક્યા વગર.

**અશ્રાંતતા** [સં. અ (નહિ) + શ્રાંત (થાકેલું) + તા (પણું)] સ્ત્રી. થાક ન લાગવાપણું.

**અશ્રી** ૧. સ્ત્રી. ઘર કે ઓરડાનો ખૂણો.
૨. [સં. અ (નહિ) + શ્રી (પ્રકાશ)] સ્ત્રી. તેજરહિત હોવું તે; ફિક્કાપણું.
૩. સ્ત્રી. ધાર; તીણી કોર.
૪. [સં. અશ્ર (આંસુ) + ઇન્ (વાળું)] વિ. આંસુવાળું; રડતું; રોતું.
૫. [સં. અ (નહિ) + શ્રી (લક્ષ્મી)] વિ. દોલત વગરનું; ગરીબ; નિર્ધન.
૬. [સં. અ (નહિ) + શ્રી (શોભા)] વિ. શોભા વિનાનું.

**અશ્રીક** ૧. [સં. અ (નહિ) + શ્રી (પ્રકાશ) + ક (વાળું)] વિ. તેજ વિનાનું; ફિક્કું.
૨. [સં. અ (નહિ) + શ્રી (શોભા) + ક (વાળું)] વિ. શોભા વગરનું.
૩. [સં. અ (નહિ) + શ્રી (લક્ષ્મી) + ક (વાળું)] વિ. સમૃદ્ધિ વગરનું; પૈસા વિનાનું.

**અશ્રુ** ૧. [સં. અશ્ (વ્યાપવું)] ન. આંસુ; નેત્રજળ; નેત્રાંબુ; રોદન; અસ્ર; અસ્રુ; શોક કે આનંદના આવેશથી આંખમાં આવતું પાણી. જે ખાડામાં ડોળો રહે છે તે જ ખાડામાં ઉપરની બાજુ બહારના ખૂણામાં અશ્રુપેશી રહેલી છે. એનું કદ આશરે એક બદામ જેવડું છે. તેની અંદર અશ્રુ પેદા થાય છે. પાણી જેવા આ રસને લીધે આંખની સપાટી હમેશાં ભીની રહે છે. પાંપણ પળે પળે મિચાયા કરતી હોવાથી વધારાનું પાણી અંદરના ખૂણા તરફ વહી નળીઓ અને અશ્રુ-નળી વાટે નાકમાં ઊતરી નાકમાં પવનની આવજાને લીધે વરાળ થઈ ઊડી જાય છે. ઈરાનમાં મરણ પ્રસંગે રડવા આવતાં સગાં-સંબંધીઓને તેમનાં આંસુ ઝીલી લેવા માટે વાદળી આપવામાં આવે છે. પછી તે વાદળી નીચોવીને આંસુ સંઘરી રાખવામાં આવે છે. આ રીતે એકઠાં કરેલ આંસુ દવા તરીકે વપ-રાય છે. આમ આંસુઓ વેચવાનો ધંધો પણ ચાલે છે.
૨. વિ. અનુભાવના આઠ ભેદ માંહેનો એક. જુઓ અનુભાવ.

**અશ્રુક** [સં. અશ્રુ (આંસુ) + ક (વાળું)] વિ. આંસુ લાવનારું.

**અશ્રુકણિકા** [સં. અશ્રુ (આંસુ) + કણિકા (ટીપું)] સ્ત્રી. ઝળઝળિયું; આંખમાં ઝમતું પાણી.

> કામિનીને નયન લાહિ, અશ્રુકણિકા હોય.
>
> બાલસુ

**અશ્રુકથા** [સં. અશ્રુ (આંસુ) + કથા (વાર્તા)] સ્ત્રી. આંસુ લાવે એવી દયાજનક વાર્તા.

**અશ્રુકવિ** [સં. અશ્રુ (આંસુ) + કવિ] પું. દર્દ ભરેલી અને આંસુ આવે એવી કવિતા લખનાર; હૃદયદ્રાવક કવિતા કરનાર; કરુણ કાવ્ય કરનાર.

**અશ્રુકુંડ** પું. એ નામનો ૮૬ નરકકુંડ માંહેનો એક. પ્રભુના ભક્તની હાંસી કરનાર આ કુંડમાં પડે એમ મનાય છે.

**અશ્રુગંગા** [સં. અશ્રુ (આંસુ) + ગંગા (પ્રવાહ)] સ્ત્રી. આંસુનો પ્રવાહ.

**અશ્રુજનક** [સં. અશ્રુ (આંસુ) + જનક (ઉત્પન્ન કરનાર)] વિ. આંસુ લાવનારું.

**અશ્રુજળ** [સં. અશ્રુ (આંસુ) + જલ (પાણી)] ન. આંસુ; નેત્રાંબુ.

**અશ્રુત** ૧. વિ. અજ્ઞાન; અશિક્ષિત; અભણ.
૨. [સં. અ (નહિ) + શ્રુત (સાંભળેલું)] વિ. જેણે સાંભળ્યું ન હોય તેવું.
૩. વિ. નહિ સંભળાયેલું.
૪. વિ. વેદ નહિ ભણેલું.
૫. વિ. વેદથી ઊલટું.
૬. વિ. વેદમાં નહિ કહેલું એવું.
૭. [સં. અ (નહિ) + શ્રુત (શાસ્ત્રનું જ્ઞાન)] વિ. શાસ્ત્ર ન જાણનારું.

**અશ્રુતદૃષ્ટપૂર્વ** [સં. અ (નહિ) + શ્રુત (સાંભળેલું) + દૃષ્ટ (જોયેલું) + પૂર્વ (અગાઉ)] વિ. પહેલાં કદી સાંભળેલું કે જોયેલું ન હોય એવું; અપૂર્વ; વિલક્ષણ.

**અશ્રુતપૂર્વ** [ સં. અ ( નહિ ) + શ્રુત ( સાંભળેલું ) + પૂર્વ ( પહેલાં ) ] વિ. અગાઉ કદી નહિ સાંભળેલું; અસાધારણ.

**અશ્રુતાયુ** પું. ( પુરાણ ) દુર્યોધનના પક્ષનો એક રાજા. એનો કિતાયુ નામે દીકરો અર્જુનને હાથે યુદ્ધમાં માર્યો ગયો હતો.

**અશ્રુતાર્થકલ્પના** [ સં. અ ( નહિ ) + શ્રુત ( શાસ્ત્ર ) + અર્થ ( માયનો ) + કલ્પના ( ધારણા )] સ્ત્રી. વેદમાં ન આપેલો અર્થ ધારવાપણું. સાહિત્યમાં આ એક દોષ ગણાય છે.

'તત્ત્વમસિ' આદિ શ્રુતિઓનો જીવ બ્રહ્મની એકતા સિવાય બીજો અર્થ કરવામાં આવે તો શ્રુતાર્થપરિત્યાગ અને અશ્રુતાર્થકલ્પના આદિક દોષ ઉત્પન્ન થાય છે. સિદ્ધાંતદર્શન

**અશ્રુતિ** ૧. [ સં. અ ( નહિ ) + શ્રુતિ ( સાંભળવું તે )] સ્ત્રી. ન સાંભળવાપણું.
૨. સ્ત્રી. ભૂલી જવાપણું.
૩. [ સં. અ ( નહિ ) + શ્રુતિ ( કાન ) ] વિ. કાન વિનાનું; ન સાંભળનાર.

**અશ્રુધાર** જુઓ અશ્રુધારા.

**અશ્રુધારા** ૧. સ્ત્રી. આંખમાંથી પાણી ટપકવાની ક્રિયા.
૨. [ સં. અશ્રુ ( આંસુ ) + ધારા ( શેડ ) ] સ્ત્રી. આંસુનો પ્રવાહ; આંસુની ધાર.

**અશ્રુનળ** [ અશ્રુ ( આંસુ ) + નળ ( નળી ) ] પું. અશ્રવાશયમાંથી નીકળી નાકમાં દાખલ થતી બે નળી. આ બે અશ્રુવાહક નળી આંખના અંદરના ખૂણા પાસે પોપચાંના છેડના છિદ્રમાંથી શરૂ થાય છે. એમાંની ઉપરની નળી નીચેની નળી કરતાં સાંકડી પણ વધારે લાંબી હોય છે. છિદ્રમાંથી તે પ્રથમ ઊંચે ચડે છે. પછી એકદમ નીચી વળે છે અને અશ્રવાશયને મળે છે. નીચેની નળી તેની સામેના ખૂણામાંથી નીકળી નીચે જઈ અંદર સીધી રીતે જાય છે. જે જગ્યાએ વળે છે ત્યાં બન્ને પહોળી હોય છે.

**અશ્રુનેત્ર** [સં. અશ્રુ ( આંસુ ) + નેત્ર ( આંખ )] વિ. આંસુ આવ્યાં હોય એવું; આંસુવાળું.

**અશ્રુપાત** ૧. [ સં. અશ્રુ ( આંસુ ) + પાત ( પડવું તે )] પું. આંસુ પડવાં તે; રુદન; આંસુનું વહન.
૨. પું. એક જાતનો સાત્ત્વિક ભાવ.

તે ઉત્સાહને અશ્રુપાત નામે સાત્ત્વિક ભાવથી અને આવેગ નામે સંચારી ભાવથી પ્રસરતો કરુણરસ ખીલવે છે. અમરુશતક

૩. પું. હૃદયની સ્થિતિ જણાવનાર એક માનસિક વિકાર. જુઓ અનુભાવ.

**અશ્રુપીઠાસ્થિ** [ સં. અશ્રુ ( આંસુ ) + પીઠ ( સ્થાન ) + અસ્થિ ( હાડકું ) ] ન. જે ગાંઠમાંથી આંસુ આવે છે તેની બે બાજુનાં હાડકાંમાંનું દરેક. જે ખાડામાં ડોળો રહે છે તે જ ખાડામાં ઉપરની બાજુ બહારના ખૂણામાં અશ્રુપેશી રહેલી છે. એનું કદ આશરે એક બદામ જેવડું છે. આ ગાંઠમાં પેદા થતા પાણી જેવા રસને આંસુ કહેવાય છે.

**અશ્રુપૂર્ણ** [સં. અશ્રુ ( આંસુ ) + પૂર્ણ ( ભરેલું )] વિ. આંસુ ભરેલું; આંસુથી છલકાતું.

**અશ્રુપેશી** [ સં. અશ્રુ ( આંસુ ) + પેશી ( માંસનો લોચો ) ] સ્ત્રી. આંસુ જેમાંથી નીકળે છે તે પેશી. આંખના અંદરના ખૂણાની નજીક જે બે નળીઓ આંસુ સંઘરી રાખે છે તે અશ્રુપેશી કહેવાય છે. તે નાની બદામ જેવડી લંબગોળ અને ચપટી પેશી છે. તે નેત્રગૃહના બહારના ઉપરના ભાગમાં થોડા ખાંચામાં રહેલ છે. અશ્રુનળ અશ્રવાશયમાંથી નીકળી નાકમાં દાખલ થાય છે.

**અશ્રુપ્લાવિત** [ સં. અશ્રુ ( આંસુ ) + પ્લાવિત ( ભીનું થયેલું ) ] વિ. આંસુથી ભીંજાયેલ.

**અશ્રુબિંદુ** ૧. [ સં. અશ્રુ ( આંસુ ) + બિંદુ ( ટીપું ) ] ન. આંસુનું ટીપું.
૨. ન. પાંપણને અંદરને ખૂણે તેની કોર ઉપર આવેલું એક ધોળા રંગનું ટપકું. તેની અંદર આવેલ કાણા વાટે બારીક નળીઓ નાક તરફ વહે છે.

**અશ્રુભીનું** વિ. આંસુથી ભરેલું.

**અશ્રુમય** જુઓ અશ્રુપૂર્ણ.

**અશ્રુમાળ** [ સં. અશ્રુ ( આંસુ ) + માલા ( હાર ) ] સ્ત્રી. આંસુની ધાર.

**અશ્રુમુખ** પું. ( જ્યોતિષ ) જે નક્ષત્ર ઉપર મંગળનો ઉદય થાય તેનાથી દશમા, અગિયારમા કે બારમા નક્ષત્ર પર તેની વક્ર ગતિ.
૨. પું. પિતા, દાદા અને દાદાના બાપ એટલે પ્રપિતામહ.
૩. [ સં. અશ્રુ ( આંસુ ) + મુખ ( મોઢું ) ] વિ. રોતલ ચહેરાવાળું; આંસુથી ભરેલ મોઢાવાળું.

**અશ્રુયુક્ત** [ સં. અશ્રુ ( આંસુ ) + યુક્ત ( વાળું ) ] વિ. આંસુ આવ્યાં હોય એવું.

**અશ્રુરુદ્ધ** ૧. [ સં. અશ્રુ ( આંસુ ) + રુદ્ધ (રોકાયેલ)] વિ. જેણે આંસુ આવતાં અટકાવ્યાં હોય એવું.
૨. વિ. જોવાને અશક્ત બનેલું; આંસુથી રૂંધાઈ ગયેલું.

**અશ્રુલોચન** [ સં. અશ્રુ ( આંસુ ) + લોચન ( આંખ ) ] વિ. આંસુ આવ્યાં હોય એવું; આંસુવાળું.

**અશ્રુવર્ષા** [ સં. અશ્રુ ( આંસુ ) + વર્ષા ( વરસાદ ) ] સ્ત્રી. આંસુની ધાર.

**અશ્રુવારિ** [ સં. અશ્રુ ( આંસુ ) + વારિ ( પાણી ) ] ન. આંસુ; આંસુનું પાણી; નેત્રાંબુ.

**અશ્રુવાસ** [ સં. અશ્રુ ( આંસુ ) + વાસ ( રહેવું તે ) ] પું. આંસુ આવવાપણું.

**અશ્રુવાહકનળી** સ્ત્રી. આંસુ વહેવા માટેની બે નળી. જુઓ અશ્રુનળ.

**અશ્રુવિમોચન** [સં. અશ્રુ ( આંસુ ) + વિમોચન ( છોડવું તે ) ] ન. આંસુ પાડવાં તે.

**અશ્રુવિસર્જન** જુઓ અશ્રુવિમોચન.

**અશ્રુશાલી** [ સં. અશ્રુ ( આંસુ ) + શાલિન્ ( વાળું ) ] વિ. આંસુથી ભરેલું; આંસુવાળું.

**અશ્રુસલિલ** [ સં. અશ્રુ ( આંસુ ) + સલિલ ( પાણી ) ] ન. અશ્રુવારિ; નેત્રાંબુ; આંસુનું પાણી.

**અશ્રુસ્તંભ** [ સં. અશ્રુ ( આંસુ ) + સ્તંભ (અટકાવવું તે)] પું. આંસુ આવતાં અટકાવવાં તે.

**અશ્રુસ્થાન** [ સં. અશ્રુ ( આંસુ ) + સ્થાન ( જગ્યા ) ] ન. આંખ; નેત્ર.

**અશ્રુસ્નાત** [ સં. અશ્રુ ( આંસુ ) + સ્નાત ( નાહેલું ) ] વિ. આંસુથી ભીંજાયેલું.

**અશ્રુસ્નાન** [ સં. અશ્રુ ( આંસુ ) + સ્નાન ( નાહવું તે )] ન. આંસુથી નાહવાની ક્રિયા; બહુ આંસુ આવવાપણું.

**અશ્રુસ્રાવ** [ સં. અશ્રુ ( આંસુ ) + સ્રાવ ( વહેવું તે )] પું. આંસુ ટપકવાની ક્રિયા.

**અશ્રુસ્રાવક** [ સં. અશ્રુ ( આંસુ ) + સ્રાવક ( ટપકાવનાર )] વિ. આંસુ લાવનારું.

**અશ્રેય** ૧. [ સં. અ ( નહિ ) + શ્રેયસ્ ( કલ્યાણ ) ] ન. અહિત; અશુભ.
૨. વિ. ઘણું ખરાબ; બહુ હલકું.

**અશ્રેષ્ઠ** ૧. [ સં. અ ( નહિ ) + શ્રેષ્ઠ ( સૌથી સારું )] વિ. સૌથી ચડિયાતું નહિ એવું.
૨. વિ. હલકું; અધમ.

**અશ્રૌત** ૧. [ સં. અ ( નહિ ) + શ્રૌત ( વેદ સંબંધી ) ] વિ. વેદમાં નહિ કહેલું એવું.
૨. વિ. વેદ વિરુદ્ધ.

**અશ્લાઘ** [ સં. અ ( નહિ ) + શ્લાઘા ( વખાણ ) ] વિ. વખાણ વગરનું; વિનીત.

**અશ્લાઘનીય** [ સં. અ ( નહિ ) + શ્લાઘ્ ( વખાણવું ) + અનીય ( જેવું ) ] વિ. ન વખાણવા જેવું.

**અશ્લાઘા** [ સં. અ ( નહિ ) + શ્લાઘ્ ( વખાણ કરવાં ) ] સ્ત્રી. વખાણનો અભાવ; વિનીતપણું; ગર્વ ન કરવાપણું.

**અશ્લાઘ્ય** ૧. [ સં. અ ( નહિ ) + શ્લાઘ્ ( વખાણવું ) + ય ( જેવું ) ] વિ. ન વખાણવા જેવું.

૨. વિ. હલકું; અધમ; નિંદવા જેવું.

**અશ્લિષ્ટ** ૧. વિ. બે અર્થ ન થતા હોય એવું; એક જ અર્થવાળું; શ્લેષ વગરનું.

૨. [ સં. અ ( નહિ ) + શ્લિષ્ટ ( ભેટેલું ) ] વિ. સંબંધ વગરનું; અસંગત.

**અશ્લીલ** ૧. સ્ત્રી. બેશરમી; નિર્લજ્જપણું.

૨. [ સં. અ ( નહિ ) + શ્લીલ ( શોભાવાળું ) ] ન. ગામડીઆ બોલી.

૩. ન. ગાળ; અપશબ્દ.

૪. ન. ( કાવ્ય ) સાંભળતાં શરમ, અણગમો કે અપશુકનનો ભાવ પેદા કરે એવી ભાષા વાપરવાનો દોષ.

૫. ન. સાંભળવાથી શરમ આવે એવા શબ્દ.

૬. વિ. કેળવણી નહિ પામેલું.

૭. વિ. નઠારૂં; બીભત્સ; બોલતાં કે સાંભળતાં શરમ આવે એવું; અસભ્ય; ગ્રામ્ય.

**અશ્લીલતા** ૧. [ સં. અ ( નહિ ) + શ્લીલ ( શોભાવાળું ) + તા ( પણું ) ] સ્ત્રી. ગ્રામ્યતા; અસભ્યપણું; નિર્લજ્જપણું; બેશરમી.

૨. સ્ત્રી. બેદરકારી; અણગમો.

૩. જુઓ અશ્લીલ ૪.

**અશ્લીલપણું** જુઓ અશ્લીલતા.

**અશ્લીલવાક્યરોગ** [ સં. અ ( નહિ ) + શ્લીલ ( શોભાવાળું ) + વાક્ય ( વચન ) + રોગ ] પું. બહુ અપશબ્દવાળી ભાષા બોલવાનું ગાંડપણ.

**અશ્લેખા** જુઓ અશ્લેષા.

**અશ્લેષ** ૧. ન. ( જ્યોતિષ ) નવમું નક્ષત્ર. જુઓ અશ્લેષા.

૨. ન. ( કાવ્ય ) બે અર્થવાળા શબ્દ વાપર્યા વિના રચેલી કવિતા; શ્લેષ વગરનું કાવ્ય.

૩. [ સં. અ ( નહિ ) + શ્લેષ ( સંબંધ ) ] વિ. સંબંધ વગરનું.

**અશ્લેષા** ૧. સ્ત્રી. ( જ્યોતિષ ) અશ્લેખા; પાંચ તારાનું બનેલું નવમું નક્ષત્ર; તારીખ ૨ ઓગસ્ટ લગભગથી ૧૫ ઓગસ્ટ સુધીનું વરસાદનું એક નક્ષત્ર. તેના સ્વામીનું નામ સર્પ અને પાયાના અક્ષર ડી, ડુ, ડે, ડો છે. વરસે અશ્લેખ તો થઉં મસ લેખ એવી કહેવત છે. અશ્લેખા નક્ષત્ર શ્રાવણ માસમાં હોય, એટલે પાછતર વરસાદથી થઉં ઘણા વધારે થાય એ સંભવે

ઘઉંના પાક થવાની બીજી કહેણી છે કે- વરસે અશ્લેખ તો શું મસ લખ? એટલે અશ્લેખા વરસે તો કાંઈ પણ વધારે ન થાય, કેમકે તે ઝેરી નક્ષત્ર છે. અશ્લેખા નક્ષત્રનો વરસાદ ભારે ગર્જના ધરાવે છે. મૃગશરનો ઓવાળ અશ્લેખા તાણે. અશ્લેખાના ગર્જન માટે લોકો કહે છે કે-તે સાગરમાં પણ સંતાડી રહી ન હોતી, એવું તેના વરસાદના ઝુંદનું જોર છે; પણ સંપ્ત વાયરા પછી અશ્લેખાનું પાછતર વાવેતર ઊંડું થવાથી અનાજ મનમાનતું પાકતું નથી.

> અશ્લેખા ચગી તો ચગી ને ફગી તો ફગી.
> ભડલી

૨. [ સં. અ ( નહિ ) + શ્લિષ્ ( ભેટવું ) ] સ્ત્રી. છૂટા પડી જવાપણું.

૩. સ્ત્રી. પૈડું; ચક્ર.

૪. વિ. સ્ત્રી. નહિ ભેટેલી; છાતી સરસી નહિ ચાંપેલી.

**અશ્લેષાજ** ૧. પું. ( જ્યોતિષ ) કેતુ ગ્રહ. જુઓ અશ્લેષાભવ.

૨. [ સં. અશ્લેષા ( એક નક્ષત્ર ) + જ ( જન્મેલું ) ] વિ. અશ્લેષા નક્ષત્રમાં જન્મેલ.

**અશ્લેષાજાત** જુઓ અશ્લેષાજ ૨.

**અશ્લેષાભવ** [ સં. અશ્લેષા ( એક નક્ષત્ર ) + ભૂ ( ઉત્પન્ન થવું ) ] પું. કેતુ. અશ્લેષા નક્ષત્રમાં તે જન્મેલ હોવાથી તે અશ્લેષાભવ કહેવાય છે.

**અશ્લેષાભૂ** જુઓ અશ્લેષાભવ.

**અશ્લોક** ૧. [ હિં. ] પું. કાવ્ય.

૨. પું. શ્લોક.

**અશ્વ** ૧. [ સં. ] પું. એક જાતનો અગ્નિ.

૨. [ અ. ] પું. ગુપ્ત જોખમી બાબત.

૩. પું. ઘોડો; હય; તુરંગમ; તોખાર; તુરગ; વાજી; વીતિ; અર્વા.

> વાજી વાહ તુરંગ હય, સિંધવ, અર્વ, કેકાણ;
> તરલ, તુરંગમ બીડથી, મનમાં ડરી અજાણ.
> પિંગળલઘુકોષ

૪. પું. ( પુરાણ ) દનુ રાક્ષસનો દીકરો.

૫. પું. ( પુરાણ ) દિવ્ય ઘોડાની એક જાત. તે જમીન ઉપર તેમ જ આકાશમાં ચાલી શકે છે. જ્યારે તેમાંથી કોઈ મરી જાય કે તરત જ તેની જગ્યાએ બીજો એ જાતિનો ઉત્પન્ન થઈ જાય.

૬. પું. પુરુષના ચાર વર્ગ માંહેનો એક. તે કઠોર શરીરવાળો, શરમ અને ભય વિનાનો, ખરાબ આચાર અને ટૂંકા શરીરનો, લાંબા શિશ્નવાળો, વિષયવાસનાથી ભરેલો અને દરિદ્ર હોય છે.

> શરીર કઠંણ, ઓછું ને દુર્ગંધ ચાર તેનું હોય છે, આળસુ, નિર્દય, અહંકારી, જૂઠો, બુદ્ધિ વગરનો, કુકર્મી અને ખરાબ કામ કરનાર અશ્વ કહેવાય છે.
> ત્રિકાળદર્શકદર્પણ

૭. પું. પ્રજાપતિ; રાજા.

> અશ્વનો અર્થ પ્રજાપતિ એટલે રાજા અથવા પ્રજાસત્તાકના અધિપતિ.
> પુરાતત્ત્વ

૮. પું. યદુવંશી એક ક્ષત્રિય.

૯. પું રાત્રે અંધારાની શરૂઆત.

૧૦. પું રાત્રે દૂરથી દેખાતો અગ્નિ.

૧૧. પું. સાતસૂચક સાંકેતિક સંજ્ઞા, કેમકે સૂર્યના ઘોડાની સંખ્યા સાત મનાય છે. એમ પણ કહેવાય છે કે સૂર્યને સાત માથાવાળો એક ઘોડો છે.

૧૨. પું. હાવભાવ; નખરાં.

૧૩. ન. અઢાર મુખ્ય ધન માંહેનું એક.

૧૪. ન. ( જ્યોતિષ ) એ નામનું એક નક્ષત્ર. હાલમાં તેનું વિષુવાંશ ૨૨૦ અને ક્રાંત્યંશ ઉત્તર ૫ ની આસપાસ છે.

૧૫. [ સં. અશ્ ( વ્યાપવું ) ] વિ. બધે ફેલાઈ રહેલ; વ્યાપક.

**અશ્વક** ૧. પું. એક જાતનું પ્રાણી; જલવૃશ્ચિક. તે પોતાને રૂચતા આવતા ઝાડ ઉપર દિવસે ઊંઘે છે. તેની જાગ્રત અવસ્થામાં તેના લાલ અને પીળા રંજકોમાંથી સંખ્યાબંધ રંજકકોષો વહેવા માંડે છે અને જે વસ્તુ ઉપર તે રહેલ હોય તે વસ્તુના રંગ તથા તેની ભાત પ્રમાણે એ રંજકો એકબીજાની સાથે મળી જાય છે. દાખલા તરીકે જે બરૂ ઉપર તે રહેતું હોય તે બરૂનો રંગ ઘેરો બદામી હોય તો તેનો રંગ પણ તેવો જ ઘેરો બદામી થાય છે. લીલા ઘાસ ઉપર તેનું રહેઠાણ હોય તો તેનો રંગ ઘાસ જેવો લીલો થાય છે.

૨. [ સં. અશ્વ ( ઘોડો ) + ક ( નઠારૂં ) ] પું. ખરાબ ઘોડો.

૩. પું. દક્ષિણમાં આવેલ એક પ્રાચીન દેશ; અશ્મક જુઓ અશ્મક.

૪. [ સં. અશ્વ ( ઘોડો ) + ક ( લઘુતાવાચક પ્રત્યય ) ] પું. નાનો ઘોડો; ટટ્ટુ; ટાયડું.

૫. પું. માલિક ન હોય એવો ઘોડો.

૬. વિ. ઘોડા ઉપર ફરનાર.

૭. વિ. ઘોડા જેવું.

**અશ્વકચ્છ** પું. કચ્છ દેશ.

**અશ્વકરણુ** ૧. [ સં. અશ્વ ( ઘોડો ) + કૃ ( ઉત્પન્ન કરવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. તબેલો; ઘોડાને બાંધવાનું ઠેકાણું; ઘોડાર.

૨. [સં. અશ્વ (ઘોડો) + કર્ણ (કાન)] ન. સાલ નામનું ઝાડ; અશ્વકર્ણ. આ ઝાડ જૂનું થાય ત્યારે તેની ઉપલી છાલ અને અંદરના લાકડાની વચ્ચે રાળ જામે છે.

**અશ્વકર્ણ** ૧. પું. એ નામનો એક પર્વત.

૨. [સં. અશ્વ (ઘોડો) + કર્ણ (કાન)] પું. ઘોડાનો કાન.

૩. પું. (જૈન) છપ્પન અંતરદ્વીપ માંહેનો એ નામનો દ્વીપ.

૪. પું. સાલનું ઝાડ. તેનાં પાન ઘોડાના કાન જેવાં હોય છે.

૫. ન. હાડકાનું અમુક પ્રકારે ભાંગી જવાપણું. ભાંગેલા હાડકાનો આકાર ઘોડાના કાનને મળતો આવવાથી તેને અશ્વકર્ણ કહેતા હોવાનું મનાય છે.

૬. વિ. ઘોડાના જેવા કાનવાળું.

**અશ્વકર્ણક** જુઓ અશ્વકર્ણ ૧, ૨, ૪-૬.

**અશ્વકર્ણિકા** [સં. અશ્વ (ઘોડો) + કર્ણ (કાન) + ઇક (વાળું) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. ગજ નામની વનસ્પતિ.

**અશ્વકર્ણી** [સં. અશ્વ (ઘોડો) + કર્ણ (કાન) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. ઘોડાના કાન જેવા પાંદડાંવાળી એક જાતની વનસ્પતિ; એક જાતનો કંદ.

**અશ્વકળા** [સં. અશ્વ (ઘોડો) + કલા (વિદ્યા)] સ્ત્રી. ઘોડા સંબંધી વિદ્યા.

**અશ્વકંદા** [સં. અશ્વ (ઘોડો) + કંદ (મૂળ) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. આસોંદ નામની વનસ્પતિ; આસંધ. તેના મૂળમાં ઘોડાની વાસ આવતી હોય છે.

**અશ્વકંદિકા** જુઓ અશ્વકંદા.

**અશ્વકાન** પું. અફઘાનિસ્તાન દેશનું જૂનું નામ.

**અશ્વકાંડ** [સં. અશ્વ (ઘોડો) + કાંડ (પ્રકરણ)] ન. શતપથ બ્રાહ્મણનું તેરમું પ્રકરણ.

**અશ્વકિની** [સં. અશ્વ (ઘોડો) + ક (મુખ) + ઇન્ (જેવું) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. (જ્યોતિષ) અશ્વિની નક્ષત્ર, કેમકે તેનો આકાર ઘોડાના મોઢા જેવો મનાય છે.

**અશ્વકિશોર** [સં. અશ્વ (ઘોડો) + કિશોર (છોકરો)] પું. વછેરો.

**અશ્વકિશોરી** [સં. અશ્વ (ઘોડો) + કિશોરી (કન્યા)] સ્ત્રી. વછેરી.

**અશ્વકુટી** [સં. અશ્વ (ઘોડો) + કુટી (ઝૂંપડી)] સ્ત્રી. ઘોડાને માટે તબેલો; ઘોડાર.

**અશ્વકુશળ** [સં. અશ્વ (ઘોડો) + કુશલ (હોશિયાર)] વિ. ઘોડાને કાબૂમાં રાખવામાં પ્રબલ.

**અશ્વકેતુ** પું. (પુરાણ) દુર્યોધનપક્ષનો મગધ દેશનો એક રાજા.

**અશ્વકોવિદ** [સં. અશ્વ (ઘોડો) + કોવિદ (હોશિયાર)] જુઓ અશ્વકુશળ.

**અશ્વક્રંદ** ૧. પું. (પુરાણ) અમૃતનું રક્ષણ કરનાર એક દેવ; દેવોનો એક સેનાપતિ.

૨. પું. એ નામનું પક્ષી.

**અશ્વક્રાંત** ન. (સંગીત) ષડ્જ ગ્રામમાં પંચમ છોડી દેવાથી નીપજતું એક તાન.

**અશ્વક્રાંતા** ૧. પું. આસામમાં ગોહટ્ટીની પાસે કામખ્યામાં આવેલ એ નામનો પર્વત; અશ્વતીર્થ.

૨. સ્ત્રી. (સંગીત) એ નામની છઠ્ઠી મૂર્ચ્છના. તેના આરોહ સ્વર ગ, મ, પ, ધ, નિ, સ, રિ તથા અવરોહ સ્વર રિ, સ, નિ, ધ, પ, મ, ગ છે.

૩. સ્ત્રી. (જ્યોતિષ) એ નામનું એક નક્ષત્ર.

**અશ્વખરજ** [સં. અશ્વ (ઘોડો) + ખર (ગધેડો) + જ (જન્મેલ)] પું. ખચ્ચર.

**અશ્વખુર** ૧. સ્ત્રી. અપરાજિતા વનસ્પતિ; ગરણી. તે ઠંડી, કડવી, બુદ્ધિ વધારનાર, આંખને ફાયદો કરનાર તથા ઝેરનો નાશ કરનાર મનાય છે.

૨. સ્ત્રી. એક સુગંધી પદાર્થ; નખલો, કેમકે તેની આકૃતિ ઘોડાના ડાબલા જેવી હોય છે.

૩. [સં. અશ્વ (ઘોડો) + ખુર (ડાબલો)] સ્ત્રી. ઘોડાનો ડાબલો.

અશ્વખુરની રજ દીસિ તિહાં લગિ લેઈ ત્યાંહ. —બાલણ

**અશ્વખુરા** [સં. અશ્વ (ઘોડો) + ખુર (ડાબલો) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. એક જાતની વેલ; અપરાજિતા નામની વનસ્પતિ. જુઓ અશ્વખુર ૧.

**અશ્વગતિ** ૧. [સં. અશ્વ (ઘોડો) + ગતિ (ચાલ)] પું. ઘોડાની ચાલ જેવા ઢાળનો રાગ.

૨. પું. (પિંગળ) દરેક ચરણમાં ૫ ભગણ અને ગુરુ મળી ૧૬ અક્ષરવાળો એ નામનો એક અક્ષરમેળ છંદ; નીલ.

૩. પું. (પિંગળ) દરેક ચરણમાં ૫ ભગણ અને સગણ મળી ૧૮ અક્ષરનો એક છંદ. તે ધૃતિનો ભેદ છે.

૪. સ્ત્રી. ઘોડાની ચાલ.

૫. ન. ચોસઠ ખાનાવાળું ચિત્રકાવ્યનું એક ચક્ર.

**અશ્વગતિપ્રબંધ** [સં. અશ્વ (ઘોડો) + ગતિ (ચાલ) + પ્રબંધ (ચિત્રકાવ્ય)] પું. ઘોડાની અઢી ઘરની કૂદતી ચાલ ચાલનારું કવિતાનું ચક્ર. શેતરંજના ૬૪ ઘર ઘોડાની ચાલ અઢી ઘરમાં કૂદતી જતી હોય છે, તે પ્રમાણે જેમાં કાવ્યરચના યુક્તિથી બનાવી યોજી હોય તેને અશ્વગતિપ્રબંધ કહે છે. કેટલીક વાર આ કવિતા ૪૦ ખાનામાં એવી રીતે ગોઠવી શકાય છે કે ચોક્કસ આંકથી જો અઢી ઘર ઘોડો કૂદતો જાય તો તે ફરતો ફરતો એક સરખી રીતે ૪૦ ઘરો માર્ગ તોડ્યા વિના ફરી રહે છે અને તે સાથે તેમાંની કવિતા વંચાય છે. જેમકે,

ગાન આન ધન તાન સ્વર
હર દીન ધર ઈશ ધ્યાન;
દાન ભાન ધન માન સ્થીર
હર દન કર કશ જાન.

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| આ ૧ | ન ૨૨ | આ ૩ | ન ૨૪ | ધ ૫ | ન ૨૬ | તા ૭ | ન ૨૮ | સ્વ ૯ | ર ૩૦ |
| હ ૧૧ | ર ૩૨ | દી ૧૩ | ન ૩૪ | ધ ૧૫ | ર ૩૬ | ઈ ૧૭ | શ ૩૮ | ધ્યા ૧૯ | ન ૪૦ |
| દા ૨૧ | ન ૨ | ભા ૨૩ | ન ૪ | ધ ૨૫ | ન ૬ | મા ૨૭ | ન ૮ | સ્થી ૨૯ | ર ૧૦ |
| હ ૩૧ | ર ૧૨ | દ ૩૩ | ન ૧૪ | ક ૩૫ | ર ૧૬ | ક ૩૭ | શ ૧૮ | જા ૩૯ | ન ૨૦ |

આમાં ૪૦ ખાનામાં આપેલો દોહરો ગુપ્ત અને પ્રગટ રીતે વંચાય એમ અશ્વગતિ પર ગોઠવ્યો છે.

**અશ્વગંધ** જુઓ અશ્વગંધા.

**અશ્વગંધપાક** [સં. અશ્વગંધ (આસંધ) + પાક] પું. (વૈદક) આસંધ સાથે બીજાં વસાણાં મેળવી બનાવેલી બળ વધારનારી એક દવા. તે બનાવવા આસંધ ૪૦, સૂંઠ ૨૦, લીંડીપીપર ૧૦, મરી, તજ, એલચી, તમાલપત્ર તથા લવિંગ દરેક ૪, મધ ૨૦૦, ગાયનું ઘી ૧૦૦ અને સાકર ૧૦૦ તોલા મેળવી ભેંસના ૪૦૦ તોલા ઊના દૂધમાં તેનો ભૂકો નાખવો. તે દૂધમાં સાકર, મધ તથા ઘી મેળવી ફરીથી તે ઉકાળવું. જાડું થયા પછી તજ, એલચી, તમાલપત્ર તથા નાગકેસરનો ભૂકો નાખી ચોખાના જેવું દાણાદાર થઈ ઘી છૂટું પડવા લાગ્યા પછી ઉતારી, તેમાં પીપરીમૂળ, જીરું, મળો, લવિંગ, તગર, જાયફળ, વાળો, કાળો વાળો, ચંદન, ખીલાં, કમળ, ધાણા, ધાવડીનાં ફૂલ, વંશલોચન, આમળાં, કાથો, કપૂર, સાટોડી, આસગંધ, મિશો અને શતાવરી એ એકવીસ જણસનો

અર્ધો અર્ધો તોલો ભૂકો નાખી એકઠું કરી ઠંડું થયા પછી ઘીથી નીવડેલા વાસણમાં ભરી રાખવું. તેમાંથી બે તોલા જેટલો પાક દરરોજ એક મહિના સુધી ખાવો. તે ઉધરસ, દમ, અપચો, બરલ, ગાંડપણ, આમવાયુ, સોજો, શૂળ, પાંડુરોગ. કમળો, સંગ્રહણી તથા વાતકફથી થતા રોગ નાશ કરનાર અને વીર્ય વધારનાર મનાય છે.

**અશ્વગંધા** [સં. અશ્વ ( ઘોડો ) + ગંધ ( વાસ ) + આ ( નારીજાતિનો પ્રત્યય )] સ્ત્રી. આસંધ નામની વનસ્પતિ. તેની વાસ ઘોડાના જેવી હોય છે.

**અશ્વગંધાઘૃત** જુઓ અશ્વગંધાદિઘૃત.

**અશ્વગંધાતૈલ** [સં. અશ્વગંધા ( આસંધ ) + તૈલ ( તેલ )] ન. ( વૈદક ) આસંધનું તેલ. આસંધ, શતાવરી, ઉપલેટ, જટામાંસી, ઊભી ભોંયરીંગણીનાં ડોડવાં બધું સરખે ભાગે લઈ તેની લૂગદી કરી તેનાથી ચારગણા તલના તેલ અને સોળગણા દૂધમાં તૈલપાક વિધિ પ્રમાણે તેલ પકાવવું. વાના રોગ ઉપર આ દવા ઉપયોગી મનાય છે.

**અશ્વગંધાદિઘૃત** [સં. અશ્વગંધા ( આસંધ ) + આદિ ( વગેરે ) + ઘૃત ( ઘી )] ન. ( વૈદક ) બાળકની નબળાઈ મટાડનારું આસંધમાંથી બનતું એક ઔષધ. આસંધનો ઉકાળો ૧ ભાગ, દૂધ ૧૦ ભાગ અને ઘી ૧ ભાગ સાથે ઉકાળી ઘી જેટલો ભાગ બાકી રહે ત્યારે ઉતારી લેવાથી તે તૈયાર થાય છે. તેની માત્રા ૦। થી ૦॥ તોલો છે.

**અશ્વગંધાદિચૂર્ણ** [સં. અશ્વગંધા ( આસંધ ) + આદિ ( વગેરે ) + ચૂર્ણ ( ભૂકો )] ન. સ્વરભંગ એટલે બેસી ગયેલ સાદ માટે એક દવા. આસંધ, અજમોદ, કાળીપાટ, સૂંઠ, મરી, પીપર, વરિયાળી અને સિંધાલૂણ બધું સરખે વજને તથા ખાખરાનાં બી તે દરેકથી અર્ધાં લઈ કપડે ચળાય તેવો ભૂકો કરવાથી આ દવા તૈયાર થાય છે. ઘી અને મધ સાથે ૦। તોલાની માત્રામાં તે અપાય છે. ઉપર દૂધ અને ભાત ખાવા દેવાય છે.

**અશ્વગંધાદ્યચૂર્ણ** જુઓ અશ્વગંધાદિચૂર્ણ.

**અશ્વગંધાદ્યવલેહ** [સં. અશ્વગંધા ( આસંધ ) + આદિ ( વગેરે ) + અવલેહ ( ચાટણ )] પું. માનસિક નબળાઈ, અપસ્માર, તમ્મર તથા મગજના અસ્થિરતા મટાડવા વપરાતું એ નામનું પૌષ્ટિક ચાટણ. સવાર સાંજ ૦। થી ૦॥ તોલા જેટલું લઈ ઉપર દૂધ પીવાય છે.

**અશ્વગંધારસાયણ** [સં. અશ્વગંધા ( આસંધ ) + રસાયન ( ભસ્મવાળું ઔષધ )] ન. શક્તિ વધારનારું એ નામનું ઔષધ. જમ્યા પછી તે ૧ થી ૨ તોલા લેવાય છે.

**અશ્વગંધારિષ્ટ** પું. અપસ્માર, ચકરી, મગજની નબળાઈ, ઉન્માદ તથા ગાંડપણ માટે વપરાતો એ નામનો આસવ.

**અશ્વગોષ્ઠ** [સં. અશ્વ ( ઘોડો ) + ગોષ્ઠ ( વાડો )] પું. ઘોડાર; તબેલો.

**અશ્વગ્રીવ** ૧. પું. ( જૈન ) એ નામનો પહેલો પ્રતિવાસુદેવ; પહેલા વાસુદેવનો એ નામનો દુશ્મન. દરેક ચોવીસીમાં ૯ વાસુદેવ અને ૯ પ્રતિવાસુદેવ થાય. પ્રતિવાસુદેવના જુલમ કે અન્યાયને લીધે વાસુદેવને તેની સાથે યુદ્ધ થાય. તેમાં વાસુદેવને હાથે પ્રતિવાસુદેવ મરે અને વાસુદેવ તેનું રાજ્ય લઈ લે.

૨. [સં. અશ્વ ( ઘોડો ) + ગ્રીવા ( ડોક )] પું. ઘોડાના જેવી ગરદનવાળો રાક્ષસ; હયગ્રીવ.

૩. પું. વિષ્ણુ ભગવાનનો એક અવતાર.

૪. વિ. ઘોડાના જેવી ગરદનવાળું.

**અશ્વઘાસ** [સં. અશ્વ ( ઘોડો ) + ઘાસ ( ખડ )] ન. ઘોડાનો ચારો.

**અશ્વઘોષ** પું. ચરક અને કનિષ્કના વખતમાં થઈ ગયેલ એક પ્રખ્યાત બૌદ્ધ ગ્રંથકાર. તેણે બુદ્ધચરિત નામનું એક મહાકાવ્ય લખ્યું છે. કહેવાય છે કે તેને ન આવડે એવી એકે ય બાબત ન હતી. શંકાનિવારણમાં અને ગાયનકળામાં તે બહુ કુશળ હતો.

**અશ્વઘ્ન** ૧. [સં. અશ્વ ( ઘોડો ) + ઘ્ન ( હણનાર )] પું. કરેણ નામની વનસ્પતિ. તે ઘોડા માટે બહુ ઝેરી મનાય છે.

૨. પું. ઘોડાને મારી નાખનાર ઝેરી વસ્તુ.

૩. વિ. ઘોડાનો નાશ કરનાર.

**અશ્વચક્ર** ૧. પું. ( પુરાણ ) કૃષ્ણના દીકરા શાંબે મારેલો એ નામનો રાજા.

૨. પું. કૃષ્ણના પુત્રે મારેલ શંબર દૈત્યનો એક સેનાપતિ.

૩. ન. એક જાતનું પૈડું.

૪. ન. ઘોડાનાં ચિહ્નોથી સારાનરસાનો વિચાર.

૫. [સં. અશ્વ ( ઘોડો ) + ચક્ર ( જથ્થો )] ન. ઘોડાનું ટોળું.

**અશ્વચર્યા** [સં. અશ્વ ( ઘોડો ) + ચર્યા ( સેવા )] સ્ત્રી. ઘોડાની સંભાળ.

**અશ્વચિકિત્સક** ૧. પું. ઘોડાનો પરીક્ષક.

૨. [સં. અશ્વ ( ઘોડો ) + ચિકિત્સક ( વૈદ )] પું. ઘોડાનો વૈદ.

૩. પું. નાળ જડનારો પુરુષ; નાલબંધ.

૪. પું. પશુવૈદ.

**અશ્વચિકિત્સા** [સં. અશ્વ ( ઘોડો ) + ચિકિત્સા ( ઇલાજ )] સ્ત્રી. ઘોડાનું વૈદું.

**અશ્વચેષ્ટિત** ૧. [સં. અશ્વ ( ઘોડો ) + ચેષ્ટિત ( ચાલ )] ન. ઘોડાની ચાલ.

૨. ન. શુભ કે અશુભ જણાવનારું શુકન.

**અશ્વચોરક** [સં. અશ્વ ( ઘોડો ) + ચોર ( ચોરી કરનાર ) + ક ( પ્રત્યય )] પું. ઘોડાનો ચોર.

**અશ્વચોળી** સ્ત્રી. ( વૈદક ) પેટનાં દરદ, ગુલ્મ, શૂળ તથા કબજિયાત મટાડવા વપરાતી એ નામની એક દવા; ઘોડાચોળી. તેની માત્રા ૧ થી ૪ ગોળી છે.

**અશ્વચોળીગુટિકા** સ્ત્રી. ( વૈદક ) ઉધરસ, શ્વાસ, ક્ષય અને વાનો રોગ મટાડતી એક જાતની દવા. શુદ્ધ પારો, ગંધક, ટંકણખાર, વછનાગ, સૂંઠ, મરી, લીંડીપીપર, હરડાં, બહેડાં, આમળાં અને હરતાલ એ બધાં સરખે ભાગે લઈ તે બધાંની બરોબર શોધેલો નેપાળો નાખી ભાંગરાના રસની ૨૧ ભાવના આપી ચણોઠી જેવડી ગોળીઓ વાળવી. એ ગોળા આદુના રસમાં કે ઊના પાણી સાથે અપાય છે.

**અશ્વજગન** [સં. અશ્વ ( ઘોડો ) + યજ્ઞ ( હોમ )] પું. દિગ્વિજય કરી આવેલ એટલે કોઈએ રોકી ન શકેલ એવા ઘોડાને હોમવામાં આવે એવો યજ્ઞ. જુઓ અશ્વમેધ.

અશ્વજગન સમે દાન અવનિતલું. — નરસિંહ

**અશ્વજિત** [સં. અશ્વ ( ઘોડો ) + જિત ( જય પામેલ )] વિ. જીતથી ઘોડા મેળવનાર; ઘોડા જીતનાર.

**અશ્વતર** ૧. [સં. અશ્વ ( ઘોડો ) + ઇતર ( બીજું )] પું. ખચ્ચર; ગધેડાથી ઘોડીમાં ઉત્પન્ન થયેલ પ્રાણી. હિંદુસ્તાનના મુખ્ય ૧૮ ધન માંહેનું તે એક ગણાય છે.

૨. પું. ગંધર્વની એક જાત.

૩. પું. નાનો ઘોડો; ટટ્ટુ; ટાયડું.

૪. પું. નીલગાય; ગવય; રોઝ; નીલાશ પડતું ભૂરા રંગનું ગાય જેવડું એક મોટું હરણ. જુઓ નીલગાય.

૫. પું. પાતાળમાં રહેતી નાગની જાતનો મુખ્ય સાપ.

૬. પું. સર્પની એક જાત.

૭. [સં. અશ્વ ( ઘોડો ) + તર ( અતિશયતા )] વિ. ઉતાવળું; ઝડપથી ચાલનાર.

**અશ્વતરમંડલ** ન. ( જ્યોતિષ ) એ નામનું એક નક્ષત્ર.

**અશ્વતરી** ૧. [ સં. અશ્વતર ( ખચ્ચર ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય )] સ્ત્રી. ખચ્ચરી; ખચ્ચરની માદા.
૨. સ્ત્રી. ઘોડી.
૩. સ્ત્રી. રોઝની માદા; રોઝડી.

**અશ્વતીર્થ** ૧. ન. આસામમાં લોહિત્યની પાસે કામખ્યામાં આવેલ અશ્વક્રાંતા પર્વત.
૨. ન. કનોજની પાસે આવેલું એ નામનું એક તીર્થ. આ જગાએ ગંગાને કાલી નદી મળે છે. ત્યાં ઋચીકે વરુણ પાસેથી કાળા કાનવાળા હજાર ઘોડા મેળવ્યા હતા.

**અશ્વત્થ** ૧. [ સં. અશ્વ ( ઘોડો ) + સ્થા ( ઊભવું )] પું. અશ્વશાળા; ઘોડાર.
૨. પું. પીપળાનું ઝાડ. પિતૃયાણ વખતે દેવલોકમાંથી ગૂમ થઈ અગ્નિ આ ઝાડમાં ઘોડાનું રૂપ લઈ એક વર્ષ છૂપે વેશે રહ્યો હતો એમ તૈત્તિરીય બ્રાહ્મણમાં જણાવેલ છે. કેટલાક વ્યુત્પત્તિશાસ્ત્ર જાણનારાઓનો એવો પણ મત છે કે પિતૃયાણની લાંબી રાતમાં સૂર્યના ઘોડા યમલોકમાં આ ઝાડની નીચે વિસામો લે છે તેથી તેને અશ્વત્થ (ઘોડાનું ઠાણ) એવું નામ આપવામાં આવ્યું હશે. પીપળો પવિત્ર મનાય છે. 'અ' એટલે 'નહિ', 'શ્વ' એટલે 'આવતી કાલ' અને 'ત્થ' એટલે 'ટકનાર'; એ આધ્યાત્મિક નિરુક્તિ પાછળથી કલ્પાયેલી છે. નામરૂપાત્મક માયાનું સ્વરૂપ વિનાશી કિંવા હરઘડી બદલનારું હોવાથી તેને 'કાલ સુધી ન ટકનારું' એમ કહેવાય ખરું; પણ એ દૃષ્ટિ અહીં અભિપ્રેત નથી. એ 'અવ્યય' એટલે કદી પણ જેનો વ્યય-ક્ષય-થતો નથી એ વિશેષણ ઉપરથી સિદ્ધ થાય છે. પીપળો એ વૃક્ષને જ આરંભમાં 'અશ્વત્થ' કહેતા હતા.
૩. પું. પીપળાને ફળ આવવાનો વખત.
૪. પું. વિષ્ણુ. ભગવાનની અભિવ્યક્તિ એટલે વ્યક્તતા રૂપ જગત આવતી કાલ પણ રહેનાર ન હોવાથી વિષ્ણુ ભગવાન અશ્વત્થ કહેવાય છે.
૫. [ સં. અ ( નહિ ) + શ્વસ્ ( આવતી કાલ ) + સ્થ ( રહેનાર )] પું. સંસારરૂપી ઝાડ; આવતી કાલ લગી ન ટકનાર ક્ષણિક સંસાર.
૬. પું. સૂર્ય.
૭. ન. ( જ્યોતિષ ) અશ્વિની નક્ષત્ર.
૮. ન. એ નામનાં લોકોની જાતનું માણસ.
૯. ન. ગર્દભાંડ નામનું ઝાડ.
૧૦. ન. નંદીવૃક્ષ નામનું ઝાડ.
૧૧. ન. પીપળાનું ફળ.
૧૨. ન. મુહૂર્ત.
૧૩. વિ. એ નામના લોકોની જાતનું.

**અશ્વત્થક** ૧. [ સં. અશ્વત્થ ( પીપળો ) + ક ( સ્વાર્થવાચક પ્રત્યય )] પું. પીપળાનું ઝાડ.
૨. [ સં. અશ્વત્થ ( પીપળો ફળવાનો વખત ) + ક ( વાળું )] પું. પીપળાને ફળ આવે ત્યારે ભરી આપવાનું દેવું.
૩. પું. પીપળો ફળવાનો વખત.

**અશ્વત્થપત્રી** [ સં. અશ્વત્થ ( પીપળો ) + પત્ર ( પાંદડું ) + ઇન્ ( વાળું )] સ્ત્રી. પીપળાનાં જેવાં પાંદડાંવાળી એક જાતની વેલ. તેનાં પાન પારો બાંધવાના કામમાં ઉપયોગી મનાય છે.

**અશ્વત્થપલ્લવ** [ સં. અશ્વત્થ (પીપળો) + પલ્લવ ( કૂંપળ )] ન. પાંચ પવિત્ર કૂંપળ માંહેનું એક કૂંપળ. જુઓ પંચપલ્લવ.

**અશ્વત્થપ્રતિષ્ઠા** [ સં. અશ્વત્થ ( પીપળો ) + પ્રતિષ્ઠા ( રોપવાપણું )] સ્ત્રી. ધર્મક્રિયા વખતે રોપાતું પીપળાનું ઝાડ કે તેની ડાળી.

**અશ્વત્થભેદ** [ સં. અશ્વત્થ ( પીપળો ) + ભેદ ( જાત )] પું. પીપળાની એક જાત; વેલિયો પીપળો.

**અશ્વત્થા** ૧. [સં. અશ્વત્થ (પીપળો) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. આસો સુદિ પૂનમ. પીપળાનાં ફળ ઘણું કરીને આ વખતે પાકે છે.
૨. સ્ત્રી. પૂનમ.

**અશ્વત્થામા** ૧. પું. અક્રૂર યાદવનો એ નામનો એક પુત્ર.
૨. [સં. અશ્વ ( ઘોડો ) + સ્થામન્ ( બળ )] પું. દ્રોણાચાર્ય અને કૃપીનો ધનુર્વિદ્યામાં પારંગત દીકરો; દ્રૌણિ; દ્રૌણાયન. જન્મતી વખતે તેણે ઘોડાના જેવો અવાજ કાઢવાથી તેનું નામ અશ્વત્થામા પડ્યાનું કહેવાય છે. અશ્વ જેટલું બળ હોવાથી એટલે કે અશ્વને થંભાવી શકે એવો હોવાથી પણ તે અશ્વત્થામા કહેવાય છે. મહાભારતના યુદ્ધ વખતે તેણે કૌરવોનો પક્ષ લીધો. દ્રોણાચાર્યનો ધૃષ્ટદ્યુમ્ને વધ કર્યો તેથી અશ્વત્થામાએ ક્રોધ કરીને પાંડવ અને એની સેના ઉપર નારાયણાસ્ત્ર મૂક્યું. આ અસ્ત્રથી બધા જરૂર મરત, પણ જે માણસ શસ્ત્ર તજીને શાંત બેઠું હોય તેના ઉપર નારાયણાસ્ત્રનું બળ ચાલતું નથી એ ભેદની કૃષ્ણને ખબર હતી, તેથી પાંડવોએ અને તેના લશ્કરે પોતપોતાનાં શસ્ત્ર ભોંય ઉપર મૂકી દીધાં એટલે તેનું નારાયણાસ્ત્ર નકામું ગયું. એક રાત્રે અશ્વત્થામા, કૃપાચાર્ય અને કૃતવર્મા પાંડવોને તંબુએ ગયા. બારણે ઊભેલા રુદ્રને રાજી કરી અશ્વત્થામા અંદર ગયો, અને તેની સાથેના બે જણ બારણે ઊભા રહ્યા. અંદર જઈને જોયું તો એક પણ પાંડવ તેની નજરે પડ્યો નહિ, પણ ધૃષ્ટદ્યુમ્ન વગેરે વીરો અને પાંડવોના દીકરા માત્ર જણાયા. એ સઘળા ભર ઊંઘમાં પડેલા હતા. ધૃષ્ટદ્યુમ્ન, ઉત્તમૌજા, યુધામન્યુ અને દ્રૌપદીના પાંચે દીકરાને તેણે મારી નાખ્યા. તંબુમાં આથી ગરબડ મચી રહી. મારેલા વીરોનાં માથાં દુર્યોધનને બતાવવાને એણે ઉતાવળથી લઈ લીધાં અને જઈને દુર્યોધનને બતાવ્યાં. આથી દુર્યોધનને સંતોષ થયો. આ બનાવની અર્જુનને ખબર પડતાં તેણે અશ્વત્થામાને પકડીને દ્રૌપદી આગળ હાજર કર્યો. દ્રૌપદીએ એને છોડી મૂકવાનું કહેતાં અર્જુને અશ્વત્થામાના માથા ઉપર રહેલ દિવ્ય મણિ કાપી લીધો અને ઘણું અપમાન કરી તેને તંબુની બહાર કાઢી મૂક્યો. આથી અશ્વત્થામા ઘણો ગુસ્સે થયો. એ આવેશમાં જ એણે પાંડવોનો સમૂળો નાશ કરવાને તેમના પર બ્રહ્મશિરાસ્ત્ર છોડ્યું. કૃષ્ણને તેની જાણ થતાં પોતાના બળથી એ અસ્ત્રની શક્તિ નાબૂદ કરી. અશ્વત્થામા ચિરંજીવી હોવાનું મનાય છે. કૃષ્ણે તેને કહ્યું હતું કે તું ઘોર રણમાં પિશાચ થઈને રહીશ. હાલ પણ સાતપુડા પર્વતમાં માથે બણબણતી માખીઓવાળા અને સવા ગજનાં પગલાંવાળા બૂઢા માણસ રૂપે તે ભીલ લોકોને અને જાત્રાળુને કોઈ કોઈ વાર દેખા દે છે એવી લોકોની માન્યતા છે. મહા બળવાન અશ્વત્થામા એકલા શિવના અંશરૂપ ન હતો પણ યમ, શિવ, કામ અને ક્રોધ એ ચારના અંશથી થયો હતો.
૩. પું. પાંડવના લશ્કરમાં એ નામનો એક હાથી. તેને મારી ભીમે બૂમ મારી હતી કે અશ્વત્થામા મરાયો. આ બાબતની ખાતરી કરવા દ્રોણે યુધિષ્ઠિરને પૂછ્યું ત્યારે યુધિષ્ઠિરે જવાબ આપ્યો કે "અશ્વત્થામા પડ્યો-નરો વા કુંજરો વા". એવું સાંભળીને પોતાનો પુત્ર પડ્યો એમ સમજી દ્રોણે પોતાનાં શસ્ત્ર ભોંય મૂકી દીધાં ને યોગધારણા કરી. તે વખતે ધૃષ્ટદ્યુમ્ને એમને ઠાર કર્યો હતો.
૪. પું. માલવાના રાજા ઇંદ્રવર્માનો એ નામનો એક હાથી.
૫. વિ. ઘોડા જેટલા બળવાળું.

**અશ્વત્થિકા** ૧. [ સં. અશ્વત્થ ( પીપળો ) + ઇક ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય )] સ્ત્રી. જંગલી પીપળો.
૨. સ્ત્રી. નાનો પીપળો.

**અશ્વત્થી** જુઓ અશ્વત્થિકા.

**અશ્વથર** [ સં. અશ્વ ( ઘોડો ) + સ્તર ( પડ )] પું. ( શિલ્પ ) સિંહાસનમાં ઘોડાની આકૃતિઓ કોતરવામાં આવે છે તે ભાગ.

સિંહાસનના ઉદયના ( ઊંચાઈના ) ૮૬ છયાશી ભાગો કરવા અને છયાશીમાંથી નવ ભાગોનો અશ્વથર કરવો. રાજવલ્લભ

**અશ્વથઈ** જુઓ અશ્વથર.

**અશ્વદ** [ સં. અશ્વ ( ઘોડો ) + દ ( આપનાર )] વિ. ઘોડા આપનાર.

**અશ્વદળ** [ સં. અશ્વ ( ઘોડો ) + દલ ( લશ્કર ) ] ન. ઘોડેસવારની ફોજ.

**અશ્વદંષ્ટ્રા** [ સં. અશ્વ ( ઘોડો ) + દંષ્ટ્રા ( દાઢ ) ] સ્ત્રી. ગોખરુનો છોડ. તેના કાંટા ઘોડાના દાંત જેવા હોય છે.

**અશ્વદાન** [ સં. અશ્વ ( ઘોડો ) + દાન ( આપવાપણું ) ] ન. ઘોડાનું દાન.

**અશ્વદૂત** [ સં. અશ્વ ( ઘોડો ) + દૂત ( સંદેશો પહોંચાડનાર ) ] પું. ખબર લઈ જનાર અને લાવનાર ઘોડેસવાર.

**અશ્વધાટી** પું. (પિંગળ) દરેક ચરણમાં તગણ, ભગણ, યગણ, જગણ, સગણ, રગણ, નગણ, તગણ, ભગણ, લઘુ અને ગુરુ મળી ૨૯ અક્ષરનો એક અક્ષરમેળ છંદ.

> તા ભા ય છે, ગણ જ સા રા પછી, ન ત ભ
> છે **અશ્વધાટી** પદમાંહે લઘુ ગુરુ વળી.
>
> રણપિંગળ

**અશ્વિન** [ સં. આશ્વિન ] પું. આસો માસ.

**અશ્વનગર** ન. ( પુરાણ ) એ નામનું એક શહેર; અંગદીઆ પુરી.

**અશ્વનદી** સ્ત્રી. ( પુરાણ ) મહાભારતમાં જણાવેલી એ નામની એક નદી. તે ચર્મણ્વતીને મળે છે. કુંતીએ પોતાના દીકરા કર્ણને પેટીમાં મૂકીને આ નદીમાં વહેતો મૂક્યો હતો.

**અશ્વનર** પું. ( પુરાણ ) એ નામનો નાગ. તે કદ્રુનો દીકરો હતો.

**અશ્વનાય** [ સં. અશ્વ (ઘોડો) + નાય ( દોરવું તે ) ] જુઓ અશ્વનાયક.

**અશ્વનાયક** [ સં. અશ્વ ( ઘોડો ) + નાયક ( આગેવાન ) ] પું. અશ્વપાલ; ખાસદાર.

**અશ્વનિ** [ સં. અશ્વિની ] ન. (જ્યોતિષ) એ નામનું એક નક્ષત્ર. જુઓ અશ્વિની.

**અશ્વનિપુણ** ૧. [ સં. અશ્વ ( ઘોડો ) + નિપુણ ( હોશિયાર ) ] પું. નળરાજા. તે અશ્વવિદ્યામાં પ્રવીણ હતો.
૨. વિ. ઘોડા પારખવાની, કેળવવાની તથા ચલાવવાની વિદ્યામાં કુશળ.

**અશ્વનિબંધિક** [ સં. અશ્વ ( ઘોડો ) + નિબંધિક ( બાંધનાર ) ] પું. ઘોડા ઉછેરનાર.

**અશ્વની** [ સં. અશ્વિની ] સ્ત્રી. ( જ્યોતિષ ) એ નામનું એક નક્ષત્ર. જુઓ અશ્વિની.

> **અશ્વની** ચળતાં અન્નનો નાશ,
> રેવતી ચળતાં નવ જળ આશ. ભડલી

**અશ્વનીકુમાર** પું. વ. વ. દેવોના એ નામના બે વૈદ્ય. જુઓ અશ્વિનીકુમાર.

**અશ્વનીતનય** જુઓ અશ્વનીકુમાર.

**અશ્વનૈપુણ** જુઓ અશ્વનિપુણ.

**અશ્વપ** [ સં. અશ્વ ( ઘોડો ) + પ ( પાળનાર ) ] પું. ખાસદાર; રાવત.

**અશ્વપણ** [ સં. અશ્વ ( ઘોડો ) + પણ ( શરત ) ] ન. ઘોડદોડની શરત.

**અશ્વપતિ** ૧. પું. એ નામનો એક રાક્ષસ. તે દનુનો દીકરો હતો.
૨. પું. ( પુરાણ ) કેકય દેશનો એ નામનો એક રાજા. તે પક્ષીની ભાષા સમજતો. એને યુધાજિત નામનો દીકરો અને કૈકેયી નામની દીકરી હતાં. કૈકેયી તે ભરતની મા હતી.
૩. પું. ખાસદાર; રાવત.
૪. પું. ગંજીફાની પ્રાચીન રમતમાંના બાર રાજા માંહેનો એ નામનો એક. જુઓ ગંજીફો.
૫. [ સં. અશ્વ ( ઘોડો ) + પતિ ( ધણી ) ] પું. ઘોડાનો માલિક.
૬. પું. ઘોડેસવાર; રસાલદાર.
૭. પું. જનક રાજા.
૮. પું. જેની તહેનાતમાં ઘોડેસવારો હોય એવો મોટો માણસ.
૯. પું. દેવેન્દ્ર રાજાનો એ નામનો દીકરો.

> આ દેવેન્દ્રને ચાર પુત્રો હતાઃ **અશ્વપતિ**, ગજપતિ, નરપતિ અને ભૂપતિ.
>
> ગુજરાતનાં તીર્થસ્થાનો

૧૦. પું. (પુરાણ) મદ્ર દેશનો એ નામનો રાજા.

> પૃથ્વીમાં સાવિત્રીની પૂજા પ્રથમ અશ્વપતિ નામના રાજાએ કરી હતી. ભગવતી ભાગવત

**અશ્વપર્ણ** [ સં. અશ્વ (ઘોડો) + પર્ણ (પાંખ)] ન. મેઘ; વાદળું. તે પાંખાળા ઘોડાના જેવા વેગવાળું હોય છે.

**અશ્વપાદ** ૧. [ સં. અશ્વ ( ઘોડો ) + પાદ ( પગ ) ] પું. ઘોડાનો પગ.
૨. વિ. ઘોડાના જેવા પગવાળું.

**અશ્વપાલ** [ સં. અશ્વ ( ઘોડો ) + પાલ ( ઉછેરનાર ) ] પું. ઘોડાનું પાલન કરનાર; ખાસદાર; રાવત.

**અશ્વપાલક** જુઓ અશ્વપાલ.

**અશ્વપાળ** જુઓ અશ્વપાલ.

**અશ્વપાળક** જુઓ અશ્વપાલ.

**અશ્વપુચ્છી** [ સં. અશ્વ ( ઘોડો ) + પુચ્છ ( પૂછડું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. એ નામની એક વનસ્પતિ; રાની અડદનો છોડ; માષપર્ણી. તેનાં થડ પોલાં અને ખાડાવાળાં હોય છે. તેને ઘોડાના પૂછડા જેવાં કેસર હોય છે.

**અશ્વપુરુષ** [ સં. અશ્વ ( ઘોડો ) + પુરુષ ( નર ) ] પું. ઘોડાનાં લક્ષણવાળો માણસ. તેનું વર્ણન નીચે પ્રમાણે છે:

> તન લાંબું, લાંબી ભુજા, નખ શિખ લાંબાં અંગ,
> તરણી સંગ ચાહે રમણ, આલસ અધિક તુરંગ;
> આલસથી પુરુષ રહે, નિદ્રા તંદ્રા સંગ,
> મદન તો મૂઠીમાં રહે, તેને કહે તુરંગ.

**અશ્વપૃષ્ઠ** [ સં. અશ્વ ( ઘોડો ) + પૃષ્ઠ ( પીઠ )] ન. ઘોડાની પીઠ.

**અશ્વપેજ** પું. ( પુરાણ ) એ નામનો એક ઋષિ.

**અશ્વપ્રિય** [ સં. અશ્વ ( ઘોડો ) + પ્રિય ( વહાલું ) ] વિ. ઘોડાનું શોખીન.

**અશ્વબડવ** [ સં. અશ્વ ( ઘોડો ) + બડવા ( ઘોડી ) ] પું. ઘોડો અને ઘોડી.

**અશ્વબલ** [ સં. અશ્વ ( ઘોડો ) + બલ ( જોર ) ] ન. એક ઘોડાના બળ જેટલું ગણવામાં આવતું એક મિનિટમાં ૩૩૦૦૦ રતલ વજન એક ફૂટ ઊંચું ઊંચકી શકે એટલું યંત્રનું બળ; 'હોર્સ પાવર'.

**અશ્વબલા** ૧. [ સં. અશ્વ ( ઘોડો ) + બલ ( શક્તિ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ગદભ. તે ઘોડાને કૌવત આપનાર મનાય છે.
૨. સ્ત્રી. મેથી, કેમકે તે બળ આપનારી ગણાય છે.

**અશ્વબળ** જુઓ અશ્વબલ.

**અશ્વબંધ** ૧. પું. ( કાવ્ય ) એક જાતનું ચિત્રકાવ્ય. તેમાં ઘોડાના ચિત્રમાં એવી રીતે કાવ્ય લખવામાં આવે છે કે તેના અક્ષરોથી અંગ, પ્રત્યંગ, સાજ તથા આભૂષણનાં નામ નીકળી શકે.
૨. પું. નાલબંધ.
૩. [ સં. અશ્વ ( ઘોડો ) + બધ્ ( બાંધવું ) ] પું. રાવત; ખાસદાર.

**અશ્વબંધક** [ સં. અશ્વ ( ઘોડો ) + બંધક ( બાંધનાર ) ] પું. તબેલામાં ઘોડાને બાંધનાર; ખાસદાર.

**અશ્વબંધન** [ સં. અશ્વ ( ઘોડો ) + બંધ્ ( બાંધવું ) + અન (નામ બનાવનાર પ્રત્યય) ] ન. ઘોડાને બાંધવાપણું.

**અશ્વબાલ** ૧. [ સં. અશ્વ ( ઘોડો ) + બાલ ( કેશ ) ] પું. અશ્વકેશ; ઘોડાના વાળ.
૨. પું. એ નામની એક વનસ્પતિ; કાસડો.

૩. [ સં. અશ્વ ( ઘોડો ) + બાલ ( બચ્ચું ) ] ન. વછેરું.

**અશ્વબાહુ** [ સં. ] પું. એ નામનો એક યદુવંશી ક્ષત્રિય.

**અશ્વભા** [ સં. ] સ્ત્રી. વીજળી.

**અશ્વમહિષિકા** [ સં. અશ્વ ( ઘોડો ) + મહિષ ( પાડો ) + ઇક ( લગતું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ઘોડા અને પાડા વચ્ચેનું વેર.

**અશ્વમંત્ર** [ સં. અશ્વ ( ઘોડો ) + મંત્ર ( દેવ કે કોઈ શક્તિની સાધના માટેના શબ્દ ) ] પું. જેનાથી ઘોડો કાબૂમાં રહે અને પવન વેગે ચાલે તેવો મંત્ર.

**અશ્વમાર** જુઓ અશ્વમારક.

**અશ્વમારક** [ સં. અશ્વ ( ઘોડો ) + મારક ( નાશ કરનાર ) ] પું. કરેણનો છોડ; અશ્વઘ્ન; તુરંગારિ; હયમાર. તે ઘોડા માટે બહુ ઝેરી મનાય છે.

**અશ્વમુખ** ૧. [ સં. અશ્વ ( ઘોડો ) + મુખ ( મોઢું ) ] પું. ગંધર્વ; કિન્નર. તેનું મુખ ઘોડા જેવું અને બાકીનું શરીર માણસના જેવું હોવાનું મનાય છે.

૨. ન. ઘોડાના મોઢાના આકારનો તારાઓનો ઝૂમખો.

૩. વિ. ઘોડાના જેવા મોંવાળું.

**અશ્વમુખી** ૧. [ સં. અશ્વ ( ઘોડો ) + મુખ ( મોં ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. કિન્નરી.

૨. સ્ત્રી. ઘોડાના મોઢાના આકારની એક જાતની માછલી.

૩. વિ. સ્ત્રી. ઘોડાના જેવા મોંવાળી.

**અશ્વમૂત્રામ્લ** [ સં. અશ્વ ( ઘોડો ) + મૂત્ર ( પેશાબ ) + અમ્લ ( ખાટું ) ] પું. એક જાતનું રસાયણિક મિશ્રણ; એક જાતનો પદાર્થ. તે ઘાસ ખાનાર પશુના તથા મધુપ્રમેહવાળા રોગીના પેશાબમાં જોવામાં આવે છે.

**અશ્વમેધ** ૧. પું. એ નામનો એક રાજર્ષિ.

૨. પું. ( સંગીત ) એક જાતનું તાન, જેમાં ષડ્જ સ્વર છોડીને બાકીના ૭ સ્વર આવે છે.

૩. [ સં. અશ્વ ( ઘોડો ) + મેધ ( યજ્ઞ ) ] પું. ઘોડાને કે ઘોડાની પ્રતિમાને હોમવામાં આવે એવો એક જાતનો યજ્ઞ. વૈદિક વખતમાં આ યજ્ઞ પ્રજા ઉત્પન્ન કરવા માટે કરવામાં આવતો, પણ પાછળથી તે માત્ર ચક્રવર્તી રાજાઓ જ કરતા. તેમાં ઘોડાના હોમની સાથે બીજાં પણ ઘણાં પશુનો વધ કરવામાં આવતો. પહેલાં તો અમુક ક્રિયા વખતે ઘોડા અને બીજાં પ્રાણીઓને ફક્ત બાંધવામાં આવતાં. ખરેખરી રીતે હોમવાની વિધિ પાછળથી દાખલ થયાનું જણાય છે. આ યજ્ઞની વિધિ નીચે પ્રમાણે આપવામાં આવી છે:

ધોળું શરીર, કાળા કાન અને ચંદ્રના જેવા તેજસ્વી મોંવાળા ઘોડાને લીલા જવનો ચારો કરાવવો અને ગંગાજળ પાવું. સ્વચ્છ ઘર બાંધી તેમાં ઘોડાને રાખવો અને દરરોજ એની તહેનાતમાં ચાર નોકરો બારણે ઊભા જ રાખવા. જ્યાં એ લાદ મૂત્ર કરે ત્યાં હમેશાં હોમ કરી ૭ હજાર ગાયનું દાન કરવું. ચૈત્ર સુદ પૂનમને દિવસે તે ઘોડાને શણગારી એના કપાળ ઉપર સોનાનું પતરું બાંધી છૂટો મૂકવો. પતરામાં લખવું કે અમુક ચક્રવર્તી રાજા યજ્ઞ કરે છે માટે જે કોઈ આ ઘોડાને બાંધે તેણે યુદ્ધ આપવું અથવા નમી જવું, અને નમે તેણે યજ્ઞમાં પધારવું. ઘોડાના બચાવ માટે એક મહારથીને મોટા લશ્કર સહિત સાથે રાખવો. ઘોડો પોતાની ઇચ્છા મુજબ જ્યાંજ્યાં જાય ત્યાં તેની પાછળ પાછળ લશ્કરે જવું. રસ્તામાં એ જ્યાંજ્યાં ખરી ઠોકે ત્યાંત્યાં કૂવા, અને આળોટે ત્યાંત્યાં વાવ બંધાવતા જવું. આ પ્રમાણે ફરતાં પૃથ્વીના બધા રાજા જિતાય તો જ આ યજ્ઞ કરાય.

અશ્વમેધ માટે કોઈ મોટા ક્ષેત્રમાંથી માટી મંગાવી, તેની ઈંટ કરીને તેનો દક્ષિણ દિશાએ કુંડ બનાવવો, ને તેની આજુબાજુ ચોરી બાંધવી. તેમાં ખાખરા, ખેર અને સમડીનાં લાકડાના એકેક દંડ એવા ત્રણ ત્રણ દંડવાળા ચાર થાંભલા કરવા. પછી ચોસઠ વરવહુની છેડાછેડી બાંધી, તેમની પાસે ગંગાજળ મંગાવી તે પાણીથી ઘોડાને મંત્ર સાથે નવરાવવો. એનો ડાબો કાન દબાવવાથી દૂધની ધાર નીકળે તો જાણવું કે એ શુદ્ધ થયો. પછી એને કુંડ સામે લઈ જઈ એનું માથું તરવારથી કાપી વેદવિધિએ એનાં અંગોની આહુતિ આપવી. આ યજ્ઞ એક વરસ સુધી ચાલે છે. તે કરનારે અસિધારા નામનું વ્રત કરવું જોઈએ, જેમાં આઠ જાતના ભોગ તજવા પડે છે. રાત્રે ધણીધણિયાણી સંયમ પાળવા દર્ભની પથારી ઉપર વચ્ચે ઉઘાડી તરવાર મૂકીને સૂવે. આ પ્રમાણે એક વર્ષ અગાઉથી કર્યા બાદ યજ્ઞની શરૂઆત થાય છે. યજ્ઞમાં વીસ હજાર બ્રાહ્મણોની વરણી એટલે તેમની નિયમ પ્રમાણે પૂજા કરી તેમને ખાનપાન પૂરાં પાડવાં. દક્ષિણામાં એકેક બ્રાહ્મણને એક હજાર ગાય, શણગારેલ એક હાથી અને એક ઘોડો, સવા મણ સોનું અને એક પાયલી રત્ન આપવાં. યજમાને યજ્ઞ કરતી વખત મૃગચર્મ પહેરવું જોઈએ. સો અશ્વમેધ કરનારને ઇંદ્રાસન મળે છે, અને કોઈ પણ રાજા સોમો યજ્ઞ પૂરો ન કરી શકે માટે ઇંદ્ર તેમાં ઘણી અડચણ ઊભી કરે છે એવી માન્યતા છે.

૪. પું. દેશ; રાષ્ટ્ર.

અશ્વનો અર્થ પ્રજાપતિ એટલે રાજા અથવા પ્રજાસત્તાકનો અધિપતિ અને અશ્વમેધનો અર્થ રાષ્ટ્ર એવો સ્પષ્ટ કરી બતાવ્યો છે.

પુરાતત્ત્વ.

**અશ્વમેધક** પું. ( પુરાણ ) સોમવંશી પુરુકુળમાં થયેલ સહસ્રાનીક રાજાનો એ નામનો દીકરો.

**અશ્વમેધદત્ત** પું. ( પુરાણ ) સોમવંશી શતાનીક રાજાને વૈદેહી રાણીથી થયેલો દીકરો.

**અશ્વમેધપુરી** સ્ત્રી. ( પુરાણ ) એ નામની એક નગરી. પાંડવોના વખતમાં ત્યાં રોચમાન નામનો રાજા રાજ્ય કરતો હતો.

**અશ્વમેધભારત** પું. ઋગ્વેદના પાંચમા મંડલના ૭૨મા સૂક્તનો કર્તા એક ઋષિ.

**અશ્વમેધહવિર્ભોક્તા** [ સં. અશ્વ ( ઘોડો ) + મેધ ( યજ્ઞ ) + હવિસ્ ( બળિ ) + ભોક્તૃ ( ભોગવનાર ) ] પું. વિષ્ણુ. અશ્વમેધ યજ્ઞમાં તેને બલિદાન અપાય છે.

**અશ્વમેધિક** ૧. [ સં. અશ્વ ( ઘોડો ) + મેધ ( યજ્ઞ ) + ઇક ( લગતું ) ] પું. અશ્વમેધ યજ્ઞના ખપનું પશુ.

૨. પું. અશ્વમેધનો ઘોડો.

૩. ન. મહાભારતનું એ નામનું ૧૪મું પર્વ.

૪. વિ. અશ્વમેધ સંબંધી.

**અશ્વમેધી** ૧. [ સં. અશ્વ ( ઘોડો ) + મેધ ( યજ્ઞ ) + ઇન્ ( વાળું ) ] પું. અશ્વમેધ કરનાર પુરુષ.

૨. વિ. અશ્વમેધ યજ્ઞ કરનાર.

૩. વિ. અશ્વમેધ યજ્ઞ સંબંધી.

**અશ્વમેધીય** જુઓ અશ્વમેધિક ૧, ૪.

**અશ્વમેવ** [ સં. અવશ્યમ્ ( ખરેખર ) + એવ ( જ ) ] અ. જરૂર; નક્કી.

**અશ્વયજ્ઞ** [ સં. અશ્વ ( ઘોડો ) + યજ્ઞ ( યાગ ) ] જુઓ અશ્વમેધ ૩.

**અશ્વયાન** [ સં. અશ્વ ( ઘોડો ) + યાન ( વાહન ) ] ન. ઘોડાગાડી.

**અશ્વયુક** [ સં. અશ્વયુક્ ] ન. ( જ્યોતિષ ) અશ્વિની નક્ષત્ર.

**અશ્વયુજ** ૧. [ સં. અશ્વયુજ ] પું. આસો માસ.

૨. ન. ( જ્યોતિષ ) એ નામનું ત્રણ તારાનું એક નક્ષત્ર; અશ્વિની નક્ષત્ર.

૩. વિ. એ નામના નક્ષત્રમાં જન્મેલું.
૪. [ સં. અશ્વ ( ઘોડો ) + યુજ્ ( જોડવું ) ] વિ. ઘોડા જોડનારું.
૫. વિ. ઘોડા જોડેલ.

**અશ્વયૂપ** [ સં. અશ્વ ( ઘોડો ) + યૂપ ( યજ્ઞનો થાંભલો ) ] પું. યજ્ઞનો ઘોડો બાંધવાનો થાંભલો.

**અશ્વરક્ષ** જુઓ અશ્વરક્ષક.

**અશ્વરક્ષક** [ સં. અશ્વ ( ઘોડો ) + રક્ષક ( પાળનાર ) ] પું. ઘોડાનો પાલક; ખાસદાર.

**અશ્વરત્ન** [ સં. અશ્વ ( ઘોડો ) + રત્ન ( સમુદ્ર વલોવતાં નીકળેલ ચૌદ વસ્તુ માંહેની દરેક ) ] ન. ઉચ્ચૈઃશ્રવા નામનો ઘોડો. તે ચૌદ રત્ન માંહેનો એક હતો.

**અશ્વરથ** ૧. [ સં. અશ્વ ( ઘોડો ) + રથ ( વાહન ) ] પું. ઘોડાગાડી.
૨. પું. ઘોડા જોડેલો રથ.

**અશ્વરથા** સ્ત્રી. ગંધમાદન પર્વત પાસેની એ નામની નદી.

**અશ્વરાજ** ૧. [ સં. અશ્વ ( ઘોડો ) + રાજન્ ( રાજા ) ] પું. ઉચ્ચૈઃશ્રવા નામનો ઘોડો.
૨. પું. શ્રેષ્ઠ જાતનો ઘોડો.

**અશ્વરૂપધારી** [ સં. અશ્વ ( ઘોડો ) + રૂપ ( દેખાવ ) + ધારિન્ ( ધરનાર ) ] વિ. ઘોડાના જેવા દેખાવનું.

પૂર્વ દિશામાં સિંહાકૃતિ, દક્ષિણ દિશામાં ગજાકૃતિ, પશ્ચિમ દિશામાં બળદરૂપધારી અને ઉત્તર દિશામાં અશ્વરૂપધારી દેવ વિમાનની નીચે જોડાઇને ભ્રમણ કર્યાં કરે છે.
તત્ત્વાર્થસૂત્ર

**અશ્વરોધક** ૧. [ સં. અશ્વ ( ઘોડો ) + રુધ્ ( રોકવું ) + અક ( કરનાર ) ] પું. એ નામની એક વનસ્પતિ; કરેણ; અશ્વમાર. તે ઘોડાનો નાશ કરે છે.
૨. વિ. ઘોડાને રોકનાર.

**અશ્વરોહ** [ સં. અશ્વ ( ઘોડો ) + રુહ્ ( ચડવું ) ] પું. ઘોડેસવાર.

**અશ્વલ** પું. ( પુરાણ ) એ નામનો એક ઋષિ. તે જનકના દરબારમાં હોતા એટલે યજ્ઞમાં આહુતિ હોમનાર હતો.

**અશ્વલક્ષણ** ૧. [ સં. અશ્વ ( ઘોડો ) + લક્ષણ ( ચિહ્ન ) ] ન. ઘોડાના શરીર ઉપરની નિશાની.
૨. ન. ઘોડાનું લક્ષણ.

**અશ્વલલિત** પું. ( પિંગળ ) નગણ, જગણ, ભગણ, જગણ, ભગણ, જગણ, ભગણ, લઘુ અને ગુરુ મળી ૨૩ અક્ષરનો વિકૃતિની જાતનો એક છંદ; અદ્રિતનયા.

**અશ્વલાયન** પું. ક્રિયાવાદીના એકસો એંશી મત માંહેનો એક.

કૌત્કલ, કંઠેવિદ્ધિ, કૌશિક, હરિશ્મશ્રુ, માંછપિક, રોમસ, હારિત, મુંડ અને અશ્વલાયન વગેરે એકસોને એંશી ક્રિયાવાદીઓનાં મતો દૃષ્ટિવાદમાં ચર્ચાયેલાં છે.
પુરાતત્ત્વ

**અશ્વલાલા** ૧. [ સં. અશ્વ ( ઘોડો ) + લાલા ( લાળ ) ] સ્ત્રી. એક જાતનો સાપ. તેનો આકાર ઘોડાની લાળ જેવો હોય છે.
૨. સ્ત્રી. ઘોડાની લાળ.

**અશ્વલોમ** ૧. [ સં. અશ્વ ( ઘોડો ) + લોમન્ ( વાળ ) ] પું. એક જાતનો સાપ. તેનો દેખાવ ઘોડાના વાળ જેવો હોય છે.
૨. પું. ઘોડાનો વાળ.

**અશ્વવક્ત્ર** [ સં. અશ્વ ( ઘોડો ) + વક્ત્ર ( મોં ) ] પું. ગંધર્વ; અશ્વમુખ; કિન્નર. તેનું મોં ઘોડાના મોં જેવું હોવાનું મનાય છે.

**અશ્વવડવ** ( અશ્વવડ્વ ) [ સં. અશ્વ ( ઘોડો ) + વડવા ( ઘોડી ) ] પું. ઘોડો અને ઘોડી.

**અશ્વવતી** સ્ત્રી. ( પુરાણ ) હિંદુસ્તાનની એ નામની એક નદી.

**અશ્વવદન** ૧. પું. એ નામનો એક જૂનો દેશ.
૨. [ સં. અશ્વ ( ઘોડો ) + વદન ( મોઢું ) ] પું. કિન્નર. તેનું મોઢું ઘોડાના મોં જેવું હોવાનું મનાય છે.

**અશ્વવહ** [ સં. અશ્વ ( ઘોડો ) + વહ્ ( લઈ જવું ) ] પું. ઘોડેસવાર.

**અશ્વવાન** પું. ( પુરાણ ) સોમવંશી કુરુનો દીકરો. તેનું બીજું નામ અવિક્ષિત હતું.

**અશ્વવાર** [ સં. અશ્વ ( ઘોડો ) + વાર ( દાબમાં રાખનાર ) ] પું. ઘોડેસવાર; ઘોડાને કાબૂમાં રાખનાર; અસવાર.

**અશ્વવારક** [ સં. અશ્વ ( ઘોડો ) + વારક ( દાબમાં રાખનાર ) ] જુઓ અશ્વવાર.

**અશ્વવાલ** [ સં. અશ્વ ( ઘોડો ) + વૃ ( કાબૂમાં રાખવું ) ] જુઓ અશ્વવાર.

**અશ્વવાહ** [ સં. અશ્વ ( ઘોડો ) + વહ્ ( દોરવું ) ] પું. ઘોડેસવાર.

**અશ્વવાહક** [ સં. અશ્વ ( ઘોડો ) + વાહક ( હાંકનાર ) ] જુઓ અશ્વવાહ.

**અશ્વવિક્રયી** [ સં. અશ્વ ( ઘોડો ) + વિક્રયિન્ ( વેચનાર ) ] વિ. ઘોડા વેચવાનો ધંધો કરનાર; ઘોડાનો સોદો કરનાર.

**અશ્વવિદ** ૧. [ સં. અશ્વ ( ઘોડો ) + વિદ્ ( જાણવું ) ] પું. નળરાજા. તે ઘોડા પારખવામાં હોશિયાર હતો.
૨. વિ. અશ્વવિદ્યામાં કુશળ.
૩. [ સં. અશ્વ ( ઘોડો ) + વિદ્ ( મેળવવું ) ] વિ. ઘોડા મેળવનાર.
૪. વિ. શરતનો ઘોડો હાંકનાર; ચાબુકસવાર; 'જોકી'.

**અશ્વવિદ્યા** [ સં. અશ્વ ( ઘોડો ) + વિદ્યા ( કળા ) ] સ્ત્રી. ઘોડા પારખવાની, કેળવવાની, પાળવાની અને ચલાવવાની વિદ્યા.

**અશ્વવિદ્યારસિક** [ સં. અશ્વ ( ઘોડો ) + વિદ્યા ( કળા ) + રસિક ( શોખીન ) ] વિ. ઘોડા પારખવાની, કેળવવાની, પાળવાની અને ચલાવવાની વિદ્યામાં રસ લેનાર.

**અશ્વવૃષ** [ સં. અશ્વ ( ઘોડો ) + વૃષ ( સૌથી સારું ) ] પું. ઓલાદ વધારવા રાખેલ ઘોડો; બીજાશ્વ; વારી ઘોડો.

**અશ્વવૈદ** જુઓ અશ્વવૈદ્ય.

**અશ્વવૈદ્ય** ૧. [ સં. અશ્વ ( ઘોડો ) + વૈદ્ય ( રોગ જાણી દવા કરનાર ) ] પું. ઘોડાનું વૈદું કરનાર માણસ; ઘોડા દાક્તર; પશુવૈદ્ય.
૨. પું. ઘોડાનો પરીક્ષક; અશ્વચિકિત્સક.
૩. પું. નાલ જડનારો માણસ; નાલબંધ.

**અશ્વવૈદ્યકવિદ્યા** [ સં. અશ્વ ( ઘોડો ) + વૈદ્ય ( દવા કરનાર ) + ક ( વાળું ) + વિદ્યા ( શાસ્ત્ર ) ] સ્ત્રી. ઘોડાનું વૈદું; પશુરોગ સંબંધી વિદ્યા.

એ સમય પહેલાં ઘણાં વર્ષો અગાઉથી અશ્વવૈદ્યકવિદ્યા ઘણી ઉત્તમ પ્રકારે ખેડાયેલી હતી.
આયુર્વેદનો સંક્ષિપ્ત ઇતિહાસ

**અશ્વવ્યૂહ** [ સં. અશ્વ ( ઘોડો ) + વ્યૂહ ( રચના ) ] પું. લશ્કરની એક જાતની ગોઠવણ, જેમાં કવચધારી એટલે લોઢાના પાખરવાળા ઘોડા સામે અને સાધારણ ઘોડા પડખામાં હોય.

**અશ્વશક્તિ** [ સં. અશ્વ ( ઘોડો ) + શક્તિ ( બળ ) ] સ્ત્રી. એક મિનિટમાં ૩૩૦૦૦ રતલ વજન એક ફૂટ ઊંચું ઊંચકી શકે એટલા બળનું એક માપ; અશ્વબળ.

**અશ્વશંકુ** ૧. [ સં. અશ્વ ( ઘોડો ) + શંકુ ( ખીલો ) ] પું. ઘોડો બાંધવાનો ખીલો.
૨. પું. ( પુરાણ ) દનુનો એ નામનો દીકરો.

**અશ્વશાખ** [ સં. અશ્વ ( ઘોડો ) + શાખા ( ભાગ ) ] સ્ત્રી. વૈદકશાસ્ત્રનો ઘોડા સંબંધી વિભાગ.

**અશ્વશાલા** જુઓ અશ્વશાળા.

**અશ્વશાસ્ત્ર** ૧. [ સં. અશ્વ ( ઘોડો ) + શાસ્ત્ર ( વિદ્યા ) ] ન. ઘોડાના રોગનાં નિદાન અને

ઉપચારની વિદ્યા; અશ્વચિકિત્સા; ઘોડાનું વૈદકશાસ્ત્ર.

૨. ન. ઘોડાનાં લક્ષણ વગેરે જણાવનાર શાસ્ત્ર; અશ્વવિદ્યાનું શાસ્ત્ર.

**અશ્વશાળા** [ સં. અશ્વ ( ઘોડો ) + શાલા ( રહેઠાણ ) ] સ્ત્રી. ઘોડા રાખવાની જગા; ઘોડાર; તબેલો.

ઘોડાઓની શાળા ઘરથી ડાબી તરફ કરવાની કહી છે, પણ જે શાળા ૬૪ ચોસઠ હાથ લાંબી હોય તે જ્યેષ્ઠ માનની સમજવી; તથા ૫૦ પચાસ હાથ લાંબી હોય તે મધ્યમ માનની અને જે અશ્વશાળા ૪૦ ચાળીસ હાથ લાંબી હોય તે કનિષ્ઠ માનની સમજવી.

રાજવલ્લભ

**અશ્વશિક્ષક** [ સં. અશ્વ ( ઘોડો ) + શિક્ષક ( કેળવણી આપનાર ) ] પું. ઘોડાને કેળવનાર માણસ; ચાબુકસવાર.

**અશ્વશિર** [ સં. અશ્વ ( ઘોડો ) + શિરસ્ ( માથું ) ] ન. ઘોડાનું માથું.

**અશ્વશિરા** ૧. [ સં. અશ્વ ( ઘોડો ) + શિરસ્ ( માથું ) ] પું. ( પુરાણ ) દધ્યંચ ઋષિ. તેને ઘોડાનું માથું ચોંટાડીને અશ્વિનીકુમારોએ તેની પાસેથી બ્રહ્મવિદ્યા મેળવી હતી.

૨. પું. ( પુરાણ ) દનુનો એ નામનો દીકરો.

૩. પું. નારાયણ; હયશિરા. આ અવતારમાં તેમનું ઘોડા જેવું માથું હતું.

૪. વિ. ઘોડાના માથાવાળું.

**અશ્વશીર્ષ** [ સં. અશ્વ ( ઘોડો ) + શીર્ષ ( માથું ) ] ન. ઘોડાનું માથું.

**અશ્વશૃગાલિકા** [ સં. અશ્વ ( ઘોડો ) + શૃગાલ ( શિયાળ ) + ઇક ( લગતું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ઘોડા અને શિયાળ વચ્ચેનું વેર.

**અશ્વસજ્જા** [ સં. અશ્વ ( ઘોડો ) + સજ્જ ( તૈયાર ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ઘોડાનો સાજ; ઘોડા ઉપર નાખવાનો સામાન.

**અશ્વસત્તા** [ સં. અશ્વ ( ઘોડો ) + સત્તા ( બળ ) ] જુઓ અશ્વસામર્થ્ય.

**અશ્વસાદ** [ સં. અશ્વ ( ઘોડો ) + સદ્ ( બેસવું ) ] પું. ઘોડેસવાર.

**અશ્વસાદી** [ સં. અશ્વ ( ઘોડો ) + સાદિન્ ( બેસનાર ) ] પું. ઘોડેસવાર.

**અશ્વસામર્થ્ય** [ સં. અશ્વ ( ઘોડો ) + સામર્થ્ય ( બળ ) ] ન. અશ્વબળ; એક મિનિટમાં ૩૩૦૦૦ રતલ વજન એક ફૂટ ઊંચું ઊંચકી શકે એટલું બળ.

**અશ્વસૂક્ત** [ સં. અશ્વ ( ઘોડો ) + સુ ( સારી રીતે ) + ઉક્ત ( કહેવાયેલ ) ] ન. ઘોડાના પૂરા વર્ણનવાળો વેદનો એક ભાગ.

**અશ્વસેન** ૧. પું. ( પુરાણ ) કૃષ્ણથી સત્યાને પેટે જન્મેલો દીકરો. તે મોટો લડવૈયો હતો.

૨. પું. ( પુરાણ ) તક્ષક નાગનો દીકરો. અર્જુને ખાંડવ વન અગ્નિને ખાવા આપ્યું તે વખતે જ્યારે વનમાં આગ લાગી ત્યારે એ નાનો હોવાથી એની મા એને મોંમાં લઈને વનની બહાર નીકળી જતી હતી. તેને અર્જુને દીઠી અને મારી નાખી. અશ્વસેન પોતે ઊગર્યો. આ વેર મનમાં લાવીને કર્ણ અને અર્જુનના યુદ્ધ વખતે છૂપે વેષે જઈને કર્ણના બાણ પર એ બેઠો હતો; પણ કૃષ્ણને તે ખબર હોવાથી જેવું કર્ણનું બાણ આવ્યું કે કૃષ્ણે અર્જુનના ઘોડાને ઘૂંટણીએ બેસાડી દીધા.

૩. પું. ( જૈન ) પાર્શ્વનાથ તીર્થંકરના બાપ.

**અશ્વસ્તન** ૧. [ સં. અશ્વ ( ઘોડો ) + સ્તન ( થાન ) ] પું. બની શકે નહિ તેવી બાબત; અશક્ય ઘટના. જેમકે, ગગનકુસુમ એટલે આકાશમાં ફૂલ, સસલાને શીંગડાં અને અશ્વ એટલે ઘોડાને સ્તન.

૨. [ સં. અ ( નહિ ) + શ્વસ્ ( આવતી કાલ ) + તન્ ( ચાલુ રહેવું ) ] ન. ફક્ત એક દિવસનું ખાવાનું ઠેકાણું હોય અને કાલને માટે કંઈ ન રાખનાર માણસ.

૩. વિ. આજનું; ચાલુ દિવસ સંબંધી; માત્ર આજ થનારું.

૪. [ સં. અ ( નહિ ) + શ્વસ્તન ( આવતી કાલનું ) ] વિ. આવતી કાલે ન હોનારું.

**અશ્વસ્તનિક** જુઓ અશ્વસ્તન.

**અશ્વસ્તોમીય** [ સં. અશ્વ ( ઘોડો ) + સ્તોમ ( સ્તુતિ ) + ઈય ( લગતું ) ] ન. ઘોડાની સ્તુતિવાળું એક સૂક્ત.

**અશ્વસ્થ** ૧. [ સં. અશ્વ ( ઘોડો ) + સ્થ ( રહેવું ) ] પું. ઘોડેસવાર; ઘોડા ઉપર બેસનાર.

૨. પું. પીપળો.

૩. પું. વિષ્ણુ.

**અશ્વસ્થાન** ૧. [ સં. અશ્વ ( ઘોડો ) + સ્થાન ( જગા ) ] ન. ઘોડાર; તબેલો; અશ્વશાળા.

૨. વિ. તબેલામાં જન્મેલું.

**અશ્વહન** [ સં. અશ્વ ( ઘોડો ) + હન્ ( મારી નાખવું ) ] સ્ત્રી. કરેણ. જુઓ અશ્વમારક.

**અશ્વહનુ** [ સં. અશ્વ ( ઘોડો ) + હનુ ( હડપચી ) ] પું. એ નામનો એક દાનવ.

**અશ્વહંતા** ૧. [ સં. અશ્વ ( ઘોડો ) + હંતૃ ( મારી નાખનાર ) ] પું. કરેણ.

૨. વિ. ઘોડાનો નાશ કરનાર.

**અશ્વહારક** [ સં. અશ્વ ( ઘોડો ) + હારક ( લઈ જનાર ) ] વિ. ઘોડા ચોરનાર.

**અશ્વહૃદય** ૧. [ સં. અશ્વ ( ઘોડો ) + હૃદય ( ગુપ્ત કળા ) ] ન. ઘોડા ચલાવવાની કળા.

૨. ન. ઘોડાના મનના ભાવને જણાવનારી વિદ્યા.

૩. [ સં. અશ્વ ( ઘોડો ) + હૃદય ( અંતઃકરણ ) ] ન. ઘોડાના મનની ઇચ્છા.

**અશ્વહૃદયજ્ઞ** ૧. [ સં. અશ્વ ( ઘોડો ) + હૃદય ( ગુપ્ત કળા ) + જ્ઞ ( જાણનાર ) ] પું. નળરાજા. તે અશ્વવિદ્યા જાણતો હતો.

૨. વિ. ઘોડા ચલાવવાની કળા જાણનાર.

**અશ્વા** [ સં. અશ્વ ( ઘોડો ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ઘોડી.

**અશ્વાકાર** [ સં. અશ્વ ( ઘોડો ) + આકાર ( રૂપ ) ] વિ. ઘોડાના આકારનું; ઘોડા જેવા દેખાવનું.

**અશ્વાક્ષ** [ સં. અશ્વ ( ઘોડો ) + અક્ષ ( આંખ ) ] પું. સરસવનું ઝાડ. તેનું બી ઘોડાની આંખ જેવું હોય છે.

**અશ્વાધ્યક્ષ** [ સં. અશ્વ ( ઘોડો ) + અધ્યક્ષ ( ઉપરી ) ] પું. ઘોડાની દેખરેખ રાખનાર અમલદાર.

**અશ્વાયુર્વેદ** ૧. [ સં. અશ્વ ( ઘોડો ) + આયુર્વેદ ( વૈદકશાસ્ત્ર ) ] પું. ઘોડાના વૈદ્ય સંબંધી શાસ્ત્ર; અશ્વવૈદક વિદ્યા.

૨. [ સં. અશ્વ ( ઘોડો ) + આયુસ્ ( આવરદા ) + વેદ ( ધર્મપુસ્તક ) ] પું. ઘોડાની આવરદા જણાવનારું શાસ્ત્ર.

**અશ્વાર** [ સં. અશ્વ ( ઘોડો ) + આરુહ્ ( ચડવું ) ] પું. ઘોડેસવાર.

**અશ્વારિ** ૧. [ સં. અશ્વ ( ઘોડો ) + અરિ ( દુશ્મન ) ] પું. કરેણ; કરવીર.

૨. પું. પાડો.

**અશ્વારી** [ સં. અશ્વ ( ઘોડો ) + આરુહ્ ( ચડવું ) ] સ્ત્રી. ઘોડેસવારી.

**અશ્વારૂઢ** ૧. [ સં. અશ્વ ( ઘોડો ) + આરૂઢ ( ચડેલું ) ] પું. ઘોડેસવાર.

૨. વિ. ઘોડા ઉપર સવાર થયેલું.

**અશ્વારોહ** ૧. [ સં. અશ્વ ( ઘોડો ) + આરુહ્ ( ચડવું ) ] પું. ઘોડા ઉપર બેસી લડનાર યોદ્ધો.

૨. પું. ઘોડેસવાર.

૩. [ સં. અશ્વ ( ઘોડો ) + આરોહ ( સવારી ) ] પું. ઘોડેસવારી.

**અશ્વારોહક** ૧. પું. એ નામની એક ઔષધિ; અશ્વગંધા; આસંધ.
૨. [ સં. અશ્વ ( ઘોડો ) + આરોહક ( ચડનાર )] પું. ઘોડેસવાર; ઘોડે ચડનાર પુરુષ.

**અશ્વારોહણ** [ સં. અશ્વ ( ઘોડો ) + આરોહણ ( સવારી ) ] ન. ઘોડેસવારી.

**અશ્વારોહા** [ સં. અશ્વ ( ઘોડો ) + આરુહ્ ( ઊગવું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] જુઓ અશ્વારોહક ૧.

**અશ્વારોહિકા** [ સં. અશ્વ ( ઘોડો ) + આરુહ્ ( ઊગવું ) + ઇક ( લગતું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] જુઓ અશ્વારોહક ૧.

**અશ્વારોહિરક્ષક** [ સં. અશ્વ ( ઘોડો ) + + આરોહિન્ ( ચડનાર ) + રક્ષક ( બચાવ કરનાર ) ] પું. પોલીસ સવાર.

**અશ્વારોહી** ૧. [ સં. અશ્વ ( ઘોડો ) + આરોહિન્ ( સવારી કરનાર ) ] પું. ઘોડેસવાર; ઘોડા ઉપર બેઠેલ પુરુષ.
૨. વિ. ઘોડા ઉપર બેઠેલ; અશ્વારૂઢ.

**અશ્વાલંભ** [ સં. અશ્વ ( ઘોડો ) + આલંભ ( વધ ) ] પું. યજ્ઞ માટે કરાતો ઘોડાનો વધ.

**અશ્વાવતાન** પું. ( પુરાણ ) એ નામનો એક ઋષિ.

**અશ્વાવતારી** પું. (પિંગળ) એકત્રીશ માત્રાનો એક જાતનો છંદ.

**અશ્વાવરોહક** ૧. પું. આસંધ નામની વનસ્પતિ.
૨. [ સં. અશ્વ ( ઘોડો ) + અવરુહ્ ( ચડવું ) + અક ( વાળું ) ] પું. ઘોડેસવાર.

**અશ્વાવરોહી** [ સં. અશ્વ ( ઘોડો ) + અવરોહિન્ ( ચડનાર ) ] પું. ઘોડેસવાર; ઘોડા ઉપર ચડનાર.

**અશ્વાસન** પું. ( જ્યોતિષ ) અઠ્યાશી ગ્રહમાંનો એ નામનો એક. જુઓ ગ્રહ.

**અશ્વાહ્વા** [સં. અશ્વ ( ઘોડો ) + આહ્વ ( નામનું ) ] સ્ત્રી. એ નામની એક વનસ્પતિ; અશ્વગંધા; આસંધ.

**અશ્વિ** સ્ત્રી. ( પિંગળ ) બેની સંખ્યા બતાવનારી સંજ્ઞા.

**અશ્વિક** ૧. [ સં. અશ્વ (ઘોડો) + ઇક ( વાળું ) ] વિ. ઘોડા વડે ખેંચાયેલું.
૨. વિ. ઘોડે બેઠેલું.

**અશ્વિદેવ** પું. દેવના બે વૈદ્ય. જુઓ અશ્વિનીકુમાર.

**અશ્વિન** ૧. [ સં. અશ્વિન્ ] પું. દેવોના બે વૈદ્ય; સ્વર્ગવૈદ્ય. જુઓ અશ્વિનીકુમાર.
૨. પું. બે સૂચક સાંકેતિક શબ્દ.
૩. પું. વિક્રમ સંવતનો છેલ્લો મહિનો; આસો માસ.
૪. પું. સવાર પહેલાં ને સાંજ પછી અરધું અંધારું અને અરધું અજવાળું હોય એવો વખત.
૫. પું. સવારના વૈદિક દેવનું એક જોડકું. કેટલાક તેને શુક્ર અને બુધ માને છે. તેઓને વૈદ માનવામાં આવ્યા છે. દુ:ખમાં આવી પડેલાંને તેઓ મદદ કરે છે. દરિયામાં ડૂબી ગયેલા ભુજ્યુને તેઓએ પોતાની સોનાની હોડી મોકલીને બચાવ્યા હતા એમ વેદમાં વર્ણન છે.
૬. પું. સામવેદનો એ નામનો એક ઋષિ.
૭. સ્ત્રી. ચંદ્રની ૨૭ સ્ત્રીમાંની એ નામની એક. તેનો આકાર ઘોડી જેવો છે. ચંદ્ર શુમારે ૨૭ દિવસમાં બધાં નક્ષત્રમાં થઈને એક ફેરો લે છે, અને દરેક નક્ષત્રના તારા સાથે લગભગ એક રાત્રિ તેનો સમાગમ રહે છે. આથી ચંદ્રને તે ૨૭ સ્ત્રીઓ છે એમ કલ્પવામાં આવ્યું છે.
૮. સ્ત્રી. સૂર્યની સુવર્ણું નામની સ્ત્રી.
૯. ન. ( જ્યોતિષ ) સત્તાવીશ નક્ષત્રોમાંનું એ નામનું પહેલું.

**અશ્વિની** ૧. સ્ત્રી. ( પુરાણ ) અક્રૂરની સ્ત્રી.
૨. સ્ત્રી. એ નામની એક વનસ્પતિ; જટામાંસી.
૩. સ્ત્રી. કિન્નરી; ગંધર્વની સ્ત્રી.
૪. [ સં. અશ્વ ( ઘોડો ) + ઇન્ ( વાળું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ઘોડી.
૫. સ્ત્રી. (જ્યોતિષ) ચંદ્રનાં દશ નક્ષત્ર માંહેનું એ નામનું સાતમું.
૬. સ્ત્રી. ચંદ્રની સત્તાવીશ સ્ત્રીઓમાંની એ નામની એક.
૭. સ્ત્રી. યોગની એ નામની એક મુદ્રા.

યોગની કુલ ૨૫ મુદ્રાઓ છે. મહામુદ્રા, નભોમુદ્રા, * * * પંચધારિણી, અશ્વિની, પાશિની, માતંગી, ભુજંગિની. પ્રાણાયામ

૮. સ્ત્રી. ( જ્યોતિષ ) સત્તાવીશ નક્ષત્રોમાંનું પહેલું. તેમાં ત્રણ તારા છે. તેનો આકાર ઘોડાના મોં જેવો છે. તેમાંનો એક ઉત્તર તરફનો તારો ઘણો તેજસ્વી છે. આસો માસમાં આ તારો સંધ્યાકાળે પૂર્વમાં દેખાય છે. આ નક્ષત્ર ઉપરથી આશ્વિન માસનું નામ પડયું છે.

અશ્વિની ગળતાં અન્નનો નાશ. ભડલી

૯ સ્ત્રી. સૂર્યની સ્ત્રી, કેમકે તેણે ઘોડીનું રૂપ લીધું હતું.

**અશ્વિનીકુમાર** ૧. પું. ( વૈદક ) એ નામનું એક ઓસડ.
૨. પું. કપાળે બે ભમરીવાળો ઘોડો.
૩. પું. ગાયત્રીના ૨૪ દેવતામાંનો એ નામનો એક. જુઓ ગાયત્રી.
૪. પું. ઘણો હોશિયાર વૈદ્ય.
૫. [સં. અશ્વિની ( ઘોડી ) + કુમાર ( દીકરો )] પું. ( પુરાણ ) દેવોના બે વૈદ્ય; સ્વર્ગવૈદ્ય; ત્વષ્ટાની પ્રભા નામની દીકરીથી થયેલા સૂર્યના બે દીકરા. એક વખતે સૂર્યનું તેજ સહન ન કરી શકવાથી પ્રભા ઘોડીનું રૂપ લઈ ભાગી. તેથી સૂર્ય ઘોડાનું રૂપ લઈ તેની પાછળ ગયો. એમના સંયોગથી જે બેલડું થયું તે અશ્વિનીકુમાર કહેવાયું. સોનાના રથમાં બેસી તેઓ ઉષા પહેલાં આવતા મનાય છે. તે સહદેવ નકુળના બાપ અને દેવોના વૈદ્ય કહેવાય છે. તેઓ સુંદર અને સદા જુવાન ગણાય છે. દેવોમાં તેઓ શુદ્ર ગણાતા હોવાથી તેમને યજ્ઞભાગ નહોતો મળતો. ઘરડા ચ્યવન ઋષિને તેઓએ ફરી જુવાન બનાવ્યા અને આંખો આપી એ ઉપકારના બદલામાં ચ્યવને એમને યજ્ઞભાગ મેળવી આપ્યો. પાંડુની સ્ત્રી માદ્રીને એમણે બે પુત્ર આપ્યા હતા. આકડાનાં પાંદડાં ખાઈને રહેવાથી આંધળા બનેલા ઉપમન્યુ ઋષિને પણ એમણે આંખો આપી હતી. તેમને દસ્ર, નાસત્ય, ગદાગદ, સ્વર્વૈદ્ય, નાસિક્ય, પુષ્કરસ્રજ, આશ્વિનેય વગેરે અનેક નામથી ઓળખવામાં આવે છે.
૬. પું. રૂપાળો પુરુષ.

**અશ્વિનીતીર્થ** ન. ( પુરાણ ) હિંદુસ્તાનનું એ નામનું તીર્થ.

**અશ્વિનીપુત્ર** જુઓ અશ્વિનીકુમાર.

**અશ્વિનીમુદ્રા** સ્ત્રી. ( યોગ ) હઠયોગના બાવીસ મુદ્રા માંહેની એ નામની એક; સંક્ષોભણી મુદ્રા. તેમાં ગુદાના મુખને વારંવાર ધમણની માફક સંકોચવા અને વિકસાવવામાં આવે છે.

ગુદાનું સંકોચન વિકાસન સ્વસ્તિકાસને બેસીને કરવું અને અપાનની ઉધ્ધ્વતાથી કુંડલિનીને જગાડવી તે સંક્ષોભણી મુદ્રા ( અશ્વિનીમુદ્રા ) કહેવાય છે. શુષ્ક બસ્તિમાં અપાનનું આકર્ષણ કરવાનું પ્રયોજન નથી, ને આમાં યત્નથી અપાનનું આકર્ષણ કરવું પડે છે એટલો એ બેમાં ભેદ છે. યોગકૌસ્તુભ

**અશ્વિનીસુત** જુઓ અશ્વિનીકુમાર.

**અશ્વિનોતીર્થ** ન. એ નામનું એક તીર્થ.

**અશ્વિનૌ** ૧. [ સં. અશ્વિનનું દ્વિવચન ] પું. દ્વિ. વ. ( જ્યોતિષ ) અશ્વિની નક્ષત્રના બે તારા.
૨. પું. દ્વિ. વ. અશ્વિનીકુમાર દેવો; અન્નજળના દાતા.

હે દર્શનીય, અશ્વિનૌ ( સ્થાવર જંગમ જગતના માતપિતા ), કર્મનો સિદ્ધાંત જણાવનારી, બુદ્ધિ વધારનારી વાણીનો અમને ઉપદેશ કરો. શારદાપીઠ

૩. પું. બ. વ. શુક્લ યજુર્વેદના એ નામના ઋષિ.

**અશ્વિયુગ** પું. ( જ્યોતિષ ) પાંચ વર્ષનો સમય. તેમાં ક્રમ પ્રમાણે પિંગલ, કાલયુક્ત, સિદ્ધાર્થ, રૌદ્ર અને દુર્મતિ વરસ હોય છે.

**અશ્વિયુગલ** [ સં. અશ્વિન્ ( દેવોનો વૈદ્ય ) + યુગલ ( જોડું ) ] પું. બે કલ્પિત દેવતા, જે પ્રભાતને વખતે ઘોડા કે પક્ષીઓ જોડેલ સોનાના રથમાં બેસી આકાશમાં નીકળે છે. તેઓ લોકોને સુખ તથા સૌભાગ્ય આપી તેઓનાં દુઃખ તથા દરિદ્રતા હરી લે છે. કોઈ તેને અશ્વિનીકુમાર માને છે.

**અશ્વી** પું. અશ્વિનીકુમાર.

**અશ્વીન** [ સં. ] પું. આસો માસ.

**અશ્વીય** ૧. ન. ઘોડાનું ટોળું.

૨. [ સં. અશ્વ ( ઘોડો ) + ઈય ( સંબંધી ) ] વિ. ઘોડાને લગતું; ઘોડાના હિતનું.

**અશ્વેતાંગી** [ સં. અ ( નહિ ) + શ્વેત ( ધોળું ) + અંગ ( શરીર ) + ઇન્ ( વાળું ) ] વિ. ધોળું શરીર ન હોય એવું.

**અષ** ૧. ન. ( જરથોસ્તી ) અહૂરમઝ્દની એક શક્તિ.

૨. ન. ઈશ્વરનો કાયદો.

૩. ન. ચોખ્ખાઈ; પવિત્રતા.

**અષ્ટ્રૂક્ષ્યાયોગિ** પું. ઋગ્વેદનો એક ઋષિ. તેણે આઠમા મંડલનાં ૭૦–૭૩ સૂક્ત રચ્યાં છે.

**અષાઢ** ( અષાડ઼ ) [ સં. આષાઢ ] પું. વિક્રમ વરસનો નવમો અને શાલિવાહન સંવત્સરનો ચોથો મહિનો; જેની પૂનમે આષાઢા નક્ષત્ર હોય તે માસ. આ માસની સુદ ૨ અષાડી બીજ તથા સુદ ૯ ભિજાની નોમ કહેવાય છે. કેટલેક ઠેકાણે અષાડી બીજથી નવું વર્ષ ગણાય છે.

> અષાડ શુદી પંચમી, જો ઝબુકે વીજ,
> દાણા સર્વે વેચીને, રાખો બળદ ને બીજ.
> અષાડ વદી અષ્ટમી, જો કદી વાદળ છાયો,
> ચારે પાસ તજૂડીઆ, બાંધે બાંડો રાયો.
> અષાડ માસે દો દિન સારા,
> આઠમ પુનમ ઘોર અંધારા.
> ભડલી કહે મેં પાયા છેહ,
> જીતના બાદલ ઇતના મેહ. ભડલી

અષાઢાદિસંવત = હિંદુસ્તાનના ૭૪ સંવતો માંહેનો એક. તેની શરૂઆત ઈ. સ. પૂર્વે ૫૬થી થઈ છે. તેને વિક્રમ સંવત અને માળવા સંવત પણ કહે છે. કાઠિયાવાડ, ગુજરાત અને રજપૂતસ્થાનના કેટલાક ભાગોમાં આ સંવત અષાડ સુદ ૧થી શરૂ થતો હોવાથી તેને અષાઢાદિસંવત કહે છે.

**અષાડી** ( અષાડ઼ી ) [ સં. આષાઢ ( અષાડ માસ ) + ઇન્ ( વાળું ) ] વિ. અષાડ માસનું.

> અષાડી પુનેમ દિને, વાદળ ભીનો ચંદ,
> તો ભડલી વાયક કહે, સઘળે ઘેર આનંદ.
> ભર અષાડી પંચમી, જો હોય વાદળ કે વીજ,
> ધાન વેચી ધન કરો, રાખો બળદ ને બીજ.
> ભડલી

**અષાડું** ( અષાડું ) [ સં. આષાઢ ] વિ. અષાડ મહિનાને લગતું.

અષાડા તલ = અષાડ માસમાં વાવેલા તલ.

**અષાઢ** ૧. [ સં. ] પું. બ્રહ્મચારીએ હાથમાં રાખેલ પલાશનો દંડ.

૨. પું. મલય પર્વત.

૩. પું. વિક્રમ સંવતનો નવમો મહિનો; અષાડ.

૪. વિ. અષાઢા નક્ષત્રમાં જન્મેલું.

૫. વિ. જીતી ન શકાય એવું.

**અષાઢક** [ સં. ] પું. અષાડ મહિનો.

**અષાઢા** [ સં. ] ન. ( જ્યોતિષ ) સત્તાવીસ નક્ષત્રોમાંનું એ નામનું એક.

**અષાઢિયું** [સં. આષાઢ] વિ. અષાડ મહિનાનું.

> જેઠ અષાઢિયો મેવલિયો રે,
> જેઠાણી વાદળ વીજ વા'લા. લોકગીત

**અષાઢી** ૧. સ્ત્રી. અષાઢ મહિનાની પૂનમ.

૨. વિ. અષાઢ માસનું.

**અષાઢીલું** જુઓ અષાઢિયું.

**અષાઢો** વિ. પું. અષાડ માસમાં થતો.

**અષો** વિ, ( જરથોસ્તી ) પવિત્ર; શુદ્ધ.

**અષોઈ** સ્ત્રી. ( જરથોસ્તી ) ચોખ્ખાઈ; પવિત્રતા.

**અષ્ટ** ૧. પું. રૂપાનો એક સિક્કો.

૨. [ સં. અષ્ટન્ ] વિ. આઠ.

**અષ્ટઅક્ષરી** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + અક્ષર + ઇન્ ( વાળું ) ] પું. આઠ અક્ષરનો એક મંત્ર. જેમકે, 'ૐ નમો નારાયણાય', અથવા 'શ્રીકૃષ્ણઃ શરણં મમ'.

> ને શાલગ્રામ કે મૂર્તિ કૃષ્ણની ધાતુપાષાણની,
> મળ્યાં દ્રવ્યે પૂજી, મંત્ર જપવો અષ્ટઅક્ષરી.
> શિક્ષાપત્રી

૨. વિ. આઠ અક્ષરવાળું.

**અષ્ટઆય** [ સં. અષ્ટન્ ( આઠ ) + આય ( આવક ) ] પું. બ. વ. ( શિલ્પ ) ઘરનું તળિયું કરતાં પૂજવામાં આવતા આઠ વસુ.

**અષ્ટક** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + ક ( જથ્થો ) ] પું. આઠ અધ્યાયવાળો ઋગ્વેદનો આઠમો ભાગ.

૨. પું. આઠ ઋષિનો એક ગણ.

૩. પું. આઠની સંખ્યા.

૪. પું. એ નામનો એક ગ્રહ.

૫. પું. ( સંગીત ) એક જાતનો તાલ.

> મૂળમાં વરાડી રાગ ને અષ્ટક તાલ આપેલ છે.
> ગીતગોવિંદ

૬. પું. પાણિનિનાં આઠ પુસ્તકનો અભ્યાસી.

૭. પું. ( પુરાણ ) વિશ્વામિત્ર ઋષિને માધવીથી થયેલો દીકરો. તેણે વેદવેદાંગનો ઊંડો અભ્યાસ કર્યો હતો. યજ્ઞ પૂરો થયા પછી પોતાના ત્રણે ભાઈઓ પ્રતર્દન, વસુમના અને શિબિની સાથે રથમાં બેસીને જતાં એને રસ્તામાં નારદ મળ્યા. તેણે નારદને પૂછ્યું કે અમારા ચારે-માંથી સ્વર્ગમાં ગયા પછી કોણ વહેલું પડશે? નારદે કહ્યું કે તે બહુ ગૌદાન આપ્યાં છે, પરંતુ 'મેં બહુ ગૌદાન આપ્યાં છે' એવો તારા મનમાં અહંકાર હોવાથી સૌથી વહેલો તું પડીશ.

૮. ન. આઠ શ્લોક કે કડી હોય એવી કવિતા. જેમકે, રુદ્રાષ્ટક; ગંગાષ્ટક.

૯. ન. આઠનો સમુદાય. જેમકે, હિંગાષ્ટક.

૧૦. ન. પાણિનિએ બનાવેલ સૂત્રના આઠ અધ્યાય.

૧૧. ન. મનુએ જણાવેલ એક ગણ, જેમાં પૈશુન્ય, સાહસ, દ્રોહ, ઈર્ષ્યા, અસૂયા, અર્થ-દૂષણ, વાગ્દંડ અને પારુષ્ય એ આઠ અવગુણ છે.

૧૨. ન. સૂત્રોનો અભ્યાસ.

૧૩. વિ. આઠ ભાગવાળું.

૧૪. વિ. આઠની સંખ્યાથી મપાયેલ.

૧૫. વિ. આઠમું.

**અષ્ટકપાલ** ન. ( સંગીત ) ષાડવનું એક તાન; મધ્યમ ગ્રામમાં નિષાદ અને ગાંધાર છોડવાથી ઉત્પન્ન થતું એક તાન.

**અષ્ટકપ્ર** ન. ભારતવર્ષનું એટલે હિંદુસ્તાનનું એ નામનું એક પ્રાચીન શહેર. જુઓ અષ્ટકંપ્ર.

**અષ્ટકમલ** [ સં. અષ્ટન્ ( આઠ ) + કમલ ( પદ્મ ) ] ન. ( યોગ ) હઠયોગ પ્રમાણે મૂલા-ધારથી કપાળ સુધી જુદી જુદી જગામાં માન-વામાં આવેલ આઠ કમળ: મૂલાધાર, વિશુદ્ધિ, મણિપૂર, સ્વાધિષ્ઠાન, અનાહત ( અનહદ ), આજ્ઞાચક્ર, સહસ્રારચક્ર અને સુરતિકમલ.

**અષ્ટકર્ણ** [ સં. અષ્ટન્ ( આઠ ) + કર્ણ ( કાન ) ] પું. બ્રહ્મા. તેમને ચાર મોઢાં હોવાથી તે આઠ કાનવાળા મનાય છે.

**અષ્ટકર્મ** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + કર્મન્ ( કામ ) ] પું. રાજા. તેને આદાન, વિસર્ગ, પ્રૈષ, નિષેધ, અર્થવચન, વ્યવહાર, દંડ અને શુદ્ધિ એમ આઠ કામ કરવાનાં હોય છે.

૨. ન. ( જૈન ) જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુષ્ય, નામ, ગોત્ર અને અંતરાય એ આઠ જાતનાં કર્મ.

**અષ્ટકર્મા** [ સં. અષ્ટન્ ( આઠ ) + કર્મન્ ( કામ )] વિ. આઠ જાતનાં કામ કરવાનાં હોય એવું.

**અષ્ટકલ્યાણી** [ સં. અષ્ટન્ ( આઠ ) + કલ્યાણ ( શુભ ) + ઇન્ ( વાળું )] ન. આઠ સારાં ચિહ્નવાળું ઘોડું; ચાર પગ, કપાળ, છાતી, કાંધ તથા પૂછડી ધોળાં હોય એવું ઘોડું.

**અષ્ટકવર્ગ** [ સં. અષ્ટક ( આઠનો સમુદાય ) + વર્ગ ( સમૂહ )] પું. ( વૈદક ) જીવક, ૠષભક, મેદ, મહામેદ, ૠદ્ધિ, વૃદ્ધિ, કાકોલી અને ક્ષીરકાકોલી એ આઠ ઔષધિ. તે મેળવવી મુશ્કેલ હોવાથી જીવક અને ૠષભકને બદલે ભોંયકોળાનાં મૂળ, મેદ અને મહામેદાને બદલે શતાવરી અને ક્ષીરકાકોલીને બદલે આસંધ લેવાય છે, કેમકે તે સરખા ગુણવાળી છે.

**અષ્ટકવૈશ્વામિત્ર** પું. ૠગ્વેદનો એક ૠષિ. તેણે દસમા મંડલનું ૧૦૪મું સૂક્ત રચ્યું છે.

**અષ્ટકંપ્ર** ન. ભારતવર્ષનું એટલે હિંદુસ્તાનનું એ નામનું એક પ્રાચીન શહેર; હસ્તકવપ્ર. જુઓ સ્તંભપુર.

**અષ્ટકા** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + ક ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય )] સ્ત્રી. આઠમ; પખવાડિયાનો આઠમો દિવસ.

૨. સ્ત્રી. આઠમો ભાગ.

૩. સ્ત્રી. ( પુરાણ ) એ નામની એક શ્રાદ્ધદેવી.

૪. સ્ત્રી. પોષ, માહ અને ફાગણ માસની વદ આઠમ. એ તિથિએ શ્રાદ્ધ કરવાથી પિતૃઓ તૃપ્ત થવાનું મનાય છે.

૫. [ સં. અશ્ ( ખાવું )] સ્ત્રી. પોષ, માહ અને ફાગણ મહિનાની વદ સાતમ, આઠમ અને નોમના ત્રણ દિવસ. પિતૃઓ આ ત્રણ દિવસમાં ભોજન લેતા હોવાનું મનાય છે.

૬. સ્ત્રી. પોષ, માહ અને ફાગણની વદ સાતમ, આઠમ અને નોમને દિવસે કરવામાં આવતું શ્રાદ્ધ.

> કોઈ દિવસે શાસ્ત્રના જાણનાર ઇક્ષ્વાકુ રાજાએ અષ્ટકા નામનું શ્રાદ્ધ કરવા સારુ પોતાના પુત્ર વિકુક્ષિને આજ્ઞા કરી. ભગવતી ભાગવત

૭. સ્ત્રી. વદ આઠમ.

૮. સ્ત્રી. વદ સાતમ, આઠમ અને નોમ એ ત્રણ દિવસોનો સમૂહ. એ ત્રણ દિવસે પિતૃઓ ભોજન લેતા હોવાનું મનાય છે.

**અષ્ટકાળ** [ સં. અષ્ટન્ ( આઠ ) + કાલ ( વખત )] પું. બ. વ. ( સંગીત ) તાલનો વખત બતાવનાર આઠ કાળ: ૧. મહાહંસપદ, ૨. હંસપદ, ૩. કાકપદ, ૪. ગુરુ, ૫. લઘુ, ૬. દ્રુત, ૭. અણુ અને ૮. ત્રુટિ.

**અષ્ટકિરણી** [ સં. અષ્ટન્ ( આઠ ) + કિરણ + ઇન્ ( વાળું )] વિ. આઠ કિરણવાળું; 'ઑક્ટોરેડિયેટ'.

**અષ્ટકુલ** [ સં. અષ્ટન્ ( આઠ ) + કુલ ( વંશ )] ન. ( પુરાણ ) શેષ, વાસુકિ, કંબલ, કર્કોટક, પદ્મ, મહાપદ્મ, શંખ અને કુલિક એમ નાગનાં આઠ કુળ. કેટલાકના મત પ્રમાણે તક્ષક, મહાપદ્મ, શંખ, કુલિક, કંબલ, અશ્વતર, ધૃતરાષ્ટ્ર અને બલાહક એ આઠ કુળ છે.

**અષ્ટકુલાચળ** [ સં. અષ્ટન્ ( આઠ ) + કુલ ( ઉત્તમ ) + અચલ ( પર્વત )] પું. ( પુરાણ ) ભરતખંડમાં આવેલા આઠ પર્વત. તેનાં નામ: હિમાલય, પારિયાત્ર, ૠક્ષ્યવાન કે ૠક્ષવાન, વિંધ્યાદ્રિ, સહ્યાદ્રિ, મલય, મહેંદ્રાચલ અને શુક્તિમાન.

**અષ્ટકુલી** [ સં. અષ્ટન્ ( આઠ ) + કુલિન્ ( વંશનું )] વિ. સર્પોના આઠમાંના કોઈ કુળમાં ઉત્પન્ન થયેલ.

**અષ્ટકુળ** જુઓ અષ્ટકુલ.

**અષ્ટકૂટ** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + કૂટ ( શિખર )] પું. આઠ શિખર.

૨. વિ. આઠ શિખરવાળું.

૩. [ સં. અષ્ટન્ ( આઠ ) + કૂટ ( ઉતરપિંડી )] વિ. પહોંચવાળું; ઠગાય નહિ એવું.

**અષ્ટકૂટિયું** [ સં. અષ્ટન્ ( આઠ ) + કૂટ ( ઉતરપિંડી )] વિ. ઠગાય નહિ એવું; પહોંચેલું.

**અષ્ટકૃત્વ** [ સં. અષ્ટન્ ( આઠ ) + કૃત્વસ્ ( વખત )] અ. આઠ વખત; આઠ વાર.

**અષ્ટકૃષ્ણ** [ સં. અષ્ટન્ ( આઠ ) + કૃષ્ણ ] પું. વલ્લભકુળના મત પ્રમાણે મનાતા આઠ કૃષ્ણ. તેનાં નામ: શ્રીનાથ, નવનીતપ્રિય, મથુરાનાથ, વિઠ્ઠલનાથ, દ્વારકાનાથ, ગોકુળનાથ, ગોકુળચંદ્રમા અને મદનમોહન.

**અષ્ટકોણ** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + કોણ ( ખૂણો )] પું. આઠ ખૂણા.

૨. પું. આઠ ખૂણાવાળું કાનમાં પહેરવાનું કુંડળ.

૩. પું. આઠ ખૂણાવાળું ક્ષેત્ર.'

૪. પું. આઠ ખૂણાવાળો કુંડ.

૫. પું. ( તંત્ર ) એક જાતનું યંત્ર.

૬. પું. ( ગણિત ) સીધી લીટીઓથી બંધાયેલી આઠ ખૂણાવાળી આકૃતિ; 'ઑક્ટેગૉન'.

૭. વિ. આઠ ખૂણાવાળું.

**અષ્ટકોણાકૃતિ** [ સં. અષ્ટન્ ( આઠ ) + કોણ ( ખૂણો ) + આકૃતિ ( આકાર )] સ્ત્રી. જુઓ અષ્ટકોણ ૬.

**અષ્ટકોણી** [ સં. અષ્ટન્ ( આઠ ) + કોણ ( ખૂણો ) + ઇન્ ( વાળું )] વિ. આઠ ખૂણાવાળું.

**અષ્ટખંડ** [ સં. અષ્ટન્ ( આઠ ) + ખંડ ( ભાગ )] પું. ૠગ્વેદના અમુક ભાગના સમૂહનું નામ.

**અષ્ટખંડી** [ સં. અષ્ટન્ ( આઠ ) + ખંડ ( વિભાગ ) + ઇન્ ( વાળું )] વિ. આઠ ભાગવાળું.

**અષ્ટખૂણું** જુઓ અષ્ટકોણ.

**અષ્ટગતિ** [ સં. અષ્ટન્ ( આઠ ) + ગતિ ( મૂઆ પછીની હાલત )] સ્ત્રી. ( જૈન ) નારકી, તિર્યંચ, તિર્યંચસ્ત્રી, નર, નારી, દેવ, દેવી અને સિદ્ધ એમ આઠ જાતની ગતિ.

**અષ્ટગતિક** [ સં. અષ્ટન્ ( આઠ ) + ગતિ ( ચાલ ) + ક ( વાળું )] પું. આદાન, વિસર્ગ, પ્રૈષ, નિષેધ, અર્થવચન, વ્યવહાર, દંડ અને શુદ્ધિ એ આઠ કર્મ કરનાર; રાજા.

**અષ્ટગંધ** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + ગંધ ( વાસ )] સ્ત્રી. જુદી જુદી આઠ જાતની સુગંધીવાળી વનસ્પતિ.

૨. ન. આઠ જાતની સુગંધી વસ્તુનું ચૂર્ણ. તેમાં ચંદન, અગર, દેવદાર, રતાંજળી, કોલીંજન, કુસુમશેલજ, જટામાંસી અને મુગરોચન આવે છે.

૩. ન. ( તંત્ર ) ભોજપત્ર ઉપર જંત્ર લખવા માટે કરાતું આઠ ચીજોનું મિશ્રણ. તેમાં કસ્તુરી, ભીમસેન બરાસ, કેસર, દેવકપૂર, ગોરચંદન, રતાંજળી, સુખડ અને હિંગળો લેવાય છે.

**અષ્ટગુણ** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + ગુણ ( લક્ષણ )] પું. બ્રાહ્મણમાં હોવા જોઈએ તે આઠ ગુણ: દયા, ક્ષમા, અનસૂયા, શૌચ, અનાયાસ, મંગલ, અકાર્પણ્ય અને અસ્પૃહા.

૨. [ સં. અષ્ટન્ ( આઠ ) + ગુણ ( ગણું )] વિ. આઠગણું.

૩. વિ. આઠ ગુણવાળું.

**અષ્ટગુણમંડ** [ સં. અષ્ટન્ ( આઠ ) + ગુણ ( લક્ષણ ) + મંડ ( કાંજી )] પું. ( વૈદક ) નબળા દરદીને માટે સહેલાઈથી પચે એવો એક ખોરાક. શેકેલા મગ ૪ ભાગ અને ચોખા ૮ ભાગને તે બનેથી ચૌદ ગણા પાણીમાં હિંગ, સિંધાલૂણ, ધાણા, સૂંઠ, મરી, પીપર વગેરે મસાલો નાખી બહુ ઘટ્ટ ન થાય ત્યાં સુધી પકાવવા. તે ભૂખ અને બળ વધારનાર મનાય છે.

**અષ્ટગુણાશ્રય** [ સં. અષ્ટન્ ( આઠ ) + ગુણ ( ધર્મ ) + આશ્રય ( આધાર )] વિ. આઠ ગુણવાળું.

**અષ્ટઘાત** [ સં. અષ્ટન્ ( આઠ ) + ઘાત ( ગુણાકાર )] પું. ( ગણિત ) કોઈ સંખ્યાને

તેનાથી જ સાત વાર ગુણવાથી આવતો ગુણાકાર. એકની એક સંખ્યા આઠ વાર લઈ, તેનો એક પછી એક ગુણાકાર કરતાં છેવટના ગુણાકારમાં જે સંખ્યા આવે તેને તે મૂળ સંખ્યાનો અષ્ટઘાત કહેવાય. મૂળ સંખ્યાને છેવટના ગુણાકારનું અષ્ટઘાતમૂળ કહે છે. જેમકે, ૬૫૬૧ એ ૩નો અષ્ટઘાત અને ૩ એ ૬૫૬૧નું અષ્ટઘાતમૂળ કહેવાય.

**અષ્ટઘાતમૂળ** [ સં. અષ્ટન્ ( આઠ ) + ઘાત ( ગુણાકાર ) + મૂલ ] ન. ( ગણિત ) અષ્ટઘાતનું મૂળ. જુઓ અષ્ટઘાત.

**અષ્ટચોખરો** પું. ( પિંગળ ) આઠ આઠ ચરણનાં ચાર પાદ કરીને બનાવેલું ગીત.

**અષ્ટછાપ** પું. પુષ્ટિમાર્ગની સ્થાપના કરનાર વલ્લભાચાર્યના ચાર અને તેના દીકરા વિઠ્ઠલનાથના ચાર મળી આઠ શિષ્ય. તે આઠે જણ કૃષ્ણભક્તિનો મહિમા વધારનાર કવિ હતા.

**અષ્ટતંત્રી** [સં. અષ્ટન્ ( આઠ ) + તંત્ર ( તાર ) + ઇન્ ( વાળું ) ] વિ. આઠ તારવાળું.

**અષ્ટતાલ** [ સં. અષ્ટન્ ( આઠ ) + તાલ ] પું. (સંગીત) આડ, દોજ, જ્યોતિ, ચંદ્રશેખર, ગંજન, પંચતાલ, રૂપલ અને સમતાલ એમ આઠ જાતના તાલ.

**અષ્ટતાલી** પું. ( સંગીત ) એક તિસ્રજાતિ અઢાર માત્રાનો તાલ. તેનાં તાલનાં ઠેકાણાં ૧, ૩, ૫, ૭, ૧૦, ૧૨, ૧૪ને ૧૬ માત્રા ઉપર છે. કોટડીના બોલ-ધં.ધીં[૧ સમ] ધાત્રક[૨] ધીંધીં[૩] ધાં[૪] ધનકિટ[૫] ધીંધીં ધાત્રક[૬] ધીંધીં[૭] ધાં[૮] ધિનકિટ.

**અષ્ટત્વ** [સં. અષ્ટન્ ( આઠ ) + ત્વ ( પણું ) ] ન. આઠની સંખ્યા.

**અષ્ટદલ** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + દલ ( પાંખડી ) ] ન. આઠ પાંખડીવાળું કમળ.

૨. ન. વીસ જાતનાં નગર માંહેનું એક; પુષ્પપુર. તેનો આકાર આઠ પાંખડીવાળા કમળ જેવો હોય છે.

> જે અષ્ટદલ નગર હોય ( આઠ પાંખડીવાળા કમળ જેવી આકૃતિ જેવું હોય ) તે નગરનું નામ પુષ્પપુર કહેવાય. — રાજવલ્લભ

૩. ન. સીધી લીટીઓથી બંધાયેલ આઠ ખૂણાવાળો આકાર. જુઓ અષ્ટકોણ.

૪. વિ. આઠ ખૂણાવાળું.

૫. વિ. આઠ પાંખડીવાળા કમળ જેવા આકારનું.

૬. વિ. આઠ બાજુવાળું.

**અષ્ટદશ** [ સં. અષ્ટન્ ( આઠ ) + દશન્ ( દશ ) ] વિ. અઢાર; ૧૮.

**અષ્ટદળ** જુઓ અષ્ટદલ.

**અષ્ટદંત** [સં. અષ્ટન્ ( આઠ ) + દંત ( દાંત ) ] વિ. આઠ દાંતવાળું.

**અષ્ટદંષ્ટ્ર** [ સં. અષ્ટન્ ( આઠ ) + દંષ્ટ્રા ( દાઢ ) ] પું. એ નામનો એક રાક્ષસ.

**અષ્ટદિક્પાળ** [ સં. અષ્ટન્ ( આઠ ) + દિશ્ ( દિશા ) + પાલ ( રક્ષણ કરનાર ) ] પું. આઠ દિશાના આઠ રક્ષક દેવતા. તેનાં નામઃ ૧. ઇંદ્ર ( પૂર્વ દિશાનો ), ૨. અગ્નિ (અગ્નિકોણનો), ૩. યમ ( દક્ષિણનો ), ૪. નૈર્ઋતિ ( નૈર્ઋત્યકોણનો ), ૫. વરુણ (પશ્ચિમનો), ૬. વાયુ ( વાયવ્યકોણનો ), ૭. કુબેર ( ઉત્તરનો ) અને ૮. શિવ (ઈશાનકોણનો).

**અષ્ટદિગ્ગજ** [ સં. અષ્ટન્ ( આઠ ) + દિશ્ ( દિશા ) + ગજ ( હાથી ) ] પું.બ.વ. ( પુરાણ ) ઐરાવત, પુંડરીક, વામન, કુમુદ, અંજન, પુષ્પદંત, સાર્વભૌમ અને સુપ્રતિક નામના આઠ દિશાના દિક્પાળના હાથી.

**અષ્ટદિશ** જુઓ અષ્ટદિશા.

**અષ્ટદિશા** [ સં. અષ્ટન્ ( આઠ ) + દિશા ] સ્ત્રી. ચાર દિશા અને ચાર ખૂણા મળીને ગણાતી આઠ દિશા; પૂર્વ, અગ્નિ, દક્ષિણ, નૈર્ઋત્ય, પશ્ચિમ, વાયવ્ય, ઉત્તર ને ઈશાન એ આઠ દિશા.

**અષ્ટદ્રવ્ય** [ સં. અષ્ટન્ ( આઠ ) + દ્રવ્ય (વસ્તુ) ] ન. યજ્ઞમાં ઉપયોગી આઠ વસ્તુઃ પીપળો, ઊમરો, પીપળ, ખાખરો અને વડ એ પાંચનું લાકડું તથા તલ, ખીર અને ઘી.

**અષ્ટદ્વીપ** [ સં. અષ્ટન્ ( આઠ ) + દ્વીપ ( બેટ ) ] પું. ( પુરાણ ) લવણ સમુદ્રમાં જંબુદ્વીપની આજુબાજુ આવેલા આઠ નાના બેટઃ સ્વર્ણપ્રસ્થ, ચંદ્રશુક્ર અથવા ચંદ્રશુક્લ, આવર્તન, રમણક, મંદરહરિણ, પાંચજન્ય, સિંહલ અને લંકા.

**અષ્ટધા** ૧. [ સં. ] વિ. આઠગણું.

૨. વિ. આઠ જાતનું.

૩. અ. આઠ રીતે; આઠ પ્રકારે.

**અષ્ટધાતી** ૧. [સં. અષ્ટન્ ( આઠ ) + ધાતુ ] વિ. ( હિંદી ) આઠ ધાતુનું બનેલું.

૨. વિ. ઉપદ્રવી; ઉત્પાતી.

૩. વિ. દૃઢ; મજબૂત.

૪. વિ. વર્ણસંકર.

**અષ્ટધાતીજ** સ્ત્રી. આઠ ધાતુની બનાવેલ એક મિશ્રિત ધાતુ.

**અષ્ટધાતુ** [ સં. અષ્ટન્ ( આઠ ) + ધાતુ ] સ્ત્રી. આઠ ધાતુઃ સોનું, રૂપું, તાંબું, કલાઈ, જસત, સીસું, લોઢું અને પારો.

**અષ્ટનાગ** [ સં. અષ્ટન્ ( આઠ ) + નાગ ( સર્પ ) ] પું. ( પુરાણ ) સર્પનાં આઠ કુળ. જુઓ અષ્ટકુલ.

**અષ્ટનાયકા** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + નાયકા ( મુખ્ય સ્ત્રી ) ] સ્ત્રી. કૃષ્ણની આઠ મુખ્ય રાણીઃ રૂક્મિણી, જાંબુવતી, ભામા, સત્યા, ભદ્રા, લક્ષ્મણા, કાલિંદી અને મિત્રવંદા.

૨. જુઓ અષ્ટનાયિકા.

**અષ્ટનાયિકા** [ સં. અષ્ટન્ ( આઠ ) + નાયિકા ( મુખ્ય સ્ત્રી ) ] સ્ત્રી. ( કાવ્ય ) આઠ જાતની નાયિકાઃ ૧. સ્વાધીનપતિકા, ૨. ખંડિતા, ૩. અભિસારિકા, ૪. કલહાંતરિતા, ૫. વિપ્રલબ્ધા, ૬. પ્રોષિતભર્તૃકા, ૭. વાસકસજ્જા અને ૮. વિરહોત્કંઠિતા.

**અષ્ટનેત્રી** [સં. અષ્ટન્ ( આઠ ) + નેત્ર (આંખ) + ઇન્ ( વાળું ) ] વિ. આઠ આંખવાળું.

**અષ્ટપક્ષી** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + પક્ષ ( બાજુ ) + ઇન્ ( વાળું ) ] વિ. આઠ બાજુવાળું.

૨. વિ. આઠ ભાગવાળું.

**અષ્ટપટલ** [ સં. અષ્ટન્ ( આઠ ) + પટલ ( પાંખડી ) ] વિ. આઠ પાંખડીવાળું.

**અષ્ટપટલી** જુઓ અષ્ટપટલ.

**અષ્ટપડમુખકોશ** ( અષ્ટપડ્મુખકોશ ) [ અષ્ટ ( આઠ ) + પડ ( ગડી ) + મુખ ( મોઢું ) + કોશ ( અંગનું રક્ષણ કરનાર વસ્ત્ર ) ] પું. ( જૈન ) મોંએ બાંધવાનું આઠ પડવાળું લૂગડું; મુહપતિ; મોમતી.

**અષ્ટપત્રી** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + પત્ર ( પાનું ) + ઇન્ ( વાળું ) ] સ્ત્રી. આઠપાનીઉં; એક તાનાં આઠ પાનાં કરીને બાંધેલી ચોપડી.

૨. વિ. એક તાના આઠ પાનાં કરેલ હોય એવું.

**અષ્ટપદ** ૧. પું. આગળિયો.

૨. પું. કરોડ વગરનાં સાંધાવાળાં પ્રાણીની એક જાત. જેમકે, કરોળિયો, વીંછી.

૩. [ સં. અષ્ટન્ ( આઠ ) + પદ ( પગ ) ] પું. કરોળિયો. તેને આઠ પગ હોય છે.

૪. પું. કૈલાસ પર્વત.

૫. પું. શરભ નામનું આઠ પગવાળું કલ્પિત પ્રાણી.

૬. ન. આઠ પગવાળું જીવડું.

૭. ન. ચોપાટનું પડ.

૮. ન. જંગલી જૂઈ.

૯. ન. શેતરંજનું પટ.

૧૦. [ સં. અષ્ટન્ ( આઠ ) + પદ ( જગ્યા ) ] ન. સોનું. સોનું, રૂપું, તાંબું, કલાઈ, જસત,

સીસું, લોઢું અને પારો એ આઠ ધાતુમાં તે મુખ્ય છે.
૧૧. વિ. આઠ પગવાળું.

**અષ્ટપદા** [ સં. અષ્ટન્ ( આઠ ) + પદ ( પગ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ગર્ભવાળી પશુની માદા. ચાર પગ માદાના અને ચાર પગ ગર્ભના મળી કુલ આઠ પગ હોય છે.

**અષ્ટપદિકા** સ્ત્રી. એક જાતનો વેલો.

**અષ્ટપદી** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + પદ ( કડી ) + ઇન્ ( વાળું ) ] સ્ત્રી. આઠ કડીવાળું ગીત. તે જયદેવના ગીતગોવિંદમાં વપરાયેલ છે.
૨. સ્ત્રી. એ નામનો જયદેવ કવિએ કરેલો ગીતગોવિંદ નામનો ગ્રંથ.
૩. [ સં. અષ્ટન્ ( આઠ ) + પદ ( પગ ) + ઇન્ ( વાળું ) ] સ્ત્રી. કરોળિયો. તેને આઠ પગ હોય છે.
૪. સ્ત્રી. જંગલી જૂઈ.
૫. સ્ત્રી. બેલા નામના ફૂલનો છોડ.
૬. સ્ત્રી. બેલા નામનું ફૂલ.
૭. સ્ત્રી. શરભ નામનું આઠ પગવાળું કલ્પિત પ્રાણી.
૮. ન. જૂના વખતનું આઠ પગવાળું, બિહામણું, ખાઉધરું, ખડકને તળિયે રહેતું અને ચળકતી આંખોવાળું એક પ્રાણી. તેનું શરીર નાનું અને ગોળાકાર કોથળી જેવું હોય છે. ચૂસક નળીઓથી તે પોતાના શિકારને ખાઝે છે. તેની કેટલીક જાત માણસના ખોરાક તરીકે વપરાય છે.
૯. વિ. આઠ પગવાળું.

**અષ્ટપલ** ૧. ન. આઠ તોલાનું માપ.
૨. ન. એ નામનું ૩૨ તોલાભારનું વજન; માનિકા; શરાવ.

> ૨ અંજલિની માનિકા ( ૩૨ તોલાભાર ) તેને શરાવ અને અષ્ટપલ પણ કહે છે.
>
> યોગચિંતામણિ

૩. ન. ઘીનું એક જાતનું વૈદક પ્રમાણે બનાવેલું ચાટણ.

**અષ્ટપહોર** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + પ્રહર ( ત્રણ કલાક ) ] પું. આઠ પહોર; દિવસ અને રાત.
૨. અ. રાતદિવસ; આઠે પહોર.

**અષ્ટપંક્તિક** [ સં. અષ્ટન્ ( આઠ ) + પંક્તિ ( હાર ) + ક ( વાળું ) ] વિ. આઠ હારમાં જેનાં પાંદડાં કે ભાગ ગોઠવાયાં હોય એવું; 'ઑક્ટોસ્ટિકસ'.

**અષ્ટપાણિ** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + પાણિ ( હાથ ) ] પું. પાઠા. તેને આઠ હાથ હોવાનું મનાય છે.
૨. વિ. આઠ હાથવાળું.

**અષ્ટપાદ** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + પાદ ( પગ ) ] પું. આઠ પગવાળું બળવાન કલ્પિત પ્રાણી; શરભ.
૨. પું. કરોળિયો, કેમકે તેને આઠ પગ હોય છે.
૩. ન. ચોપાટનું પટ.
૪. ન. શેતરંજનું પટ.
૫. વિ. આઠ પગવાળું; અષ્ટપદી.

**અષ્ટપાદિકા** જુઓ અષ્ટપદિકા.

**અષ્ટપાર્શ્વી** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + પાર્શ્વ ( બાજુ ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. આઠ બાજુવાળી આકૃતિ.
૨. [ સં. અષ્ટન્ ( આઠ ) + પાર્શ્વ ( બાજુ ) + ઇન્ ( વાળું ) ] વિ. આઠ બાજુવાળું; આઠ પાસાવાળું.

**અષ્ટપાંખડી કમળબંધ** પું. ( કાવ્ય ) એક જાતનું ચિત્રકાવ્ય; આઠ પાંખડીવાળા કમળનો આકાર બને એવા લખાણવાળી કવિતા.

**અષ્ટપુષ્પી** [ સં. અષ્ટન્ ( આઠ ) + પુષ્પ ( ફૂલ ) ] સ્ત્રી. આઠ ફૂલનો સમૂહ.

**અષ્ટપુંકેસરી** [ સં. અષ્ટન્ ( આઠ ) + પુંકેસર ( નર બીજવાળા રેસા ) + ઇન્ ( વાળું ) ] વિ. આઠ પુંકેસરવાળું.

**અષ્ટપૂજાદ્રવ્ય** [ સં. અષ્ટન્ ( આઠ ) + પૂજા + દ્રવ્ય ( ચીજ ) ] ન. પૂજામાં ઉપયોગી આઠ વસ્તુ: પાણી, દૂધ, ઘી, દહીં, મધ, દર્ભ, ચોખા અને તલ.

**અષ્ટપ્રકાર** [ સં. અષ્ટન્ ( આઠ ) + પ્રકાર ( જાત ) ] પું. બ. વ. આઠ જાત.

**અષ્ટપ્રકારી** [ સં. અષ્ટન્ ( આઠ ) + પ્રકાર ( જાત ) + ઇન્ ( વાળું ) ] વિ. આઠ જાતનું.

**અષ્ટપ્રકારીપૂજા** [ સં. અષ્ટન્ ( આઠ ) + પ્રકાર ( જાત ) + ઇન્ ( વાળું ) + પૂજા ] સ્ત્રી. જળ, ચંદન, ધૂપ, ફૂલ, દીપ, ચોખા, નૈવેદ્ય અને ફળ એમ આઠ જાતની પૂજા.

**અષ્ટપ્રકૃતિ** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + પ્રકૃતિ ( સ્વાભાવિક ગુણ ) ] સ્ત્રી. આઠ સ્વાભાવિક ગુણ: ૧. અવ્યક્ત, ૨. મહત્, ૩. અહંકાર, ૪. શબ્દ, ૫. સ્પર્શ, ૬. રૂપ, ૭. રસ અને ૮. ગંધ.
૨. સ્ત્રી. પાંચ ભૂત, મન, બુદ્ધિ અને અહંકાર એ આઠ પ્રકૃતિ.
૩. [ સં. અષ્ટન્ ( આઠ ) + પ્રકૃતિ ( અમાત્ય વર્ગ ) ] સ્ત્રી. શુક્રનીતિ પ્રમાણે રાજ્યના આઠ મુખ્ય કારભારી: ૧. સુમંત્ર, ૨. પંડિત, ૩. મંત્રી, ૪. પ્રધાન, ૫. સચિવ, ૬. અમાત્ય, ૭. પ્રાડ્વિવાક અને ૮. પ્રતિનિધિ. કેટલાક નીચે પ્રમાણે આઠ પ્રકૃતિ માને છે: ૧. રાજા, ૨. રાષ્ટ્ર, ૩. અમાત્ય, ૪. દુર્ગ, ૫. બલ, ૬. કોષ, ૭. સામંત અને ૮. પ્રજા. મહાભારત, મનુસ્મૃતિ આદિમાં પહેલાં સાત અંગ કહેલાં છે.

**અષ્ટપ્રધાન** [ સં. અષ્ટન્ ( આઠ ) + પ્રધાન ] પું. આઠ જાતના કારભારી; પ્રધાનમંડળ. શિવાજીએ આવું પ્રધાનમંડળ સ્થાપ્યું હતું. અગાઉ રાજાઓ રાજ્યકારભાર કરવાને આઠ પ્રધાનોનું એક પ્રધાનમંડળ બનાવતા. તેમાં ૧. પ્રધાન, ૨. અમાત્ય, ૩. સચિવ, ૪. મંત્રી, ૫. વૈદ્ય, ૬. ન્યાયાધીશ, ૭. ન્યાયશાસ્ત્રી અને ૮. સેનાપતિ, અથવા ૧. પ્રધાન, ૨. અમાત્ય, ૩. સચિવ, ૪. મંત્રી, ૫. ધર્માધ્યક્ષ, ૬. ન્યાયશાસ્ત્રી, ૭. વૈદ્ય અને ૮. સેનાપતિ હતા.

**અષ્ટપ્રવચનમાતા** [ સં. અષ્ટન્ ( આઠ ) + પ્રવચન ( સિદ્ધાંત ) + માતૃ ( મા ) ] સ્ત્રી. ( જૈન ) શ્રાવકને સામાયિક પોષામાં અને સાધુ સાધ્વીને દરરોજ પાળવાના આઠ આચાર; પાંચ સમિતિ એટલે ધ્યાનપૂર્વક ક્રિયા કરવી તે અને ત્રણ ગુપ્તિ એટલે અશુભ કામમાંથી અટકવું તે. ૧. જોઇને ચાલવું, ૨. વિચારીને બોલવું, ૩. ખાવાપીવાની ચીજ તપાસીને લેવી, ૪. અહિંસા, ૫. નિર્માલ્ય ચીજ નાખી દેતાં હિંસા ન કરવી, ૬. મનનો સંયમ, ૭. જરૂર પડયે જ બોલવું, અને ૮. જરૂર વિના શારીરિક પ્રવૃત્તિ ન કરવી એ અષ્ટપ્રવચનમાતા કહેવાય છે.

**અષ્ટપ્રહર** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + પ્રહર ( ત્રણ કલાક ) ] પું. આઠ પહોર; એક દિવસ.
૨. અ. આખો દિવસ અને રાત; ચાલુ.
૩. અ. દરરોજ; નિત્ય.

**અષ્ટફલક** [ સં. અષ્ટન્ ( આઠ ) + ફલક ( સપાટ પાટિયું ) ] ન. આઠ સપાટ બાજુવાળો ઘન; 'ઑક્ટાહીડ્રૉન'.

**અષ્ટબીજ** [ સં. અષ્ટન્ ( આઠ ) + બીજ ( બી ) ] વિ. આઠ બીવાળું; 'ઑક્ટોસ્પર્મસ'.

**અષ્ટભય** [ સં. અષ્ટન્ ( આઠ ) + ભય ( બીક ) ] પું. આઠ પ્રકારના ભય.

> મનકામના તે સિદ્ધિ પામે, અષ્ટભયં દૂરે ટળે.
>
> ઉદયરત્ન

**અષ્ટભંગી** ૧. સ્ત્રી. કુબ્જા.
૨. [ સં. અષ્ટન્ ( આઠ ) + ભંગિન્ ( વાંકવાળું ) ] સ્ત્રી. શરીરના આઠ જુદા જુદા ભાગ વાંકા વળી ગયા હોય એવી સ્ત્રી.
૩. વિ. સ્ત્રી. આઠ વળાંકવાળી.

**અષ્ટભાગમાન્ય** [ સં. અષ્ટન્ ( આઠ ) + ભાગ ( હિસ્સો ) + માન્ય ( કબૂલ કરેલ ) ]

વિ. જાગીરની નીપજનો આઠમો ભાગ મહેસૂલ તરીકે ભરવાનો હોય એવું.

**અષ્ટભાવ** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + ભાવ ] પું. ( કાવ્ય ) આઠ ભાવ એટલે હૃદયની સ્થિતિ જણાવનાર માનસિક વિકારઃ સ્તંભ, સ્વેદ, સ્વરભંગ, રોમાંચ, કંપ, વૈવર્ણ્ય, અશ્રુપાત અને પ્રલય.

૨. પું. ( કાવ્ય ) રતિ, હાસ, શોક, ક્રોધ, ઉત્સાહ, ભય, જુગુપ્સા એટલે કંટાળો, અને વિસ્મય એ આઠ સ્થાયીભાવ.

**અષ્ટભુજ** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + ભુજા ( લીટી ) ] પું. ( ગણિત ) આઠ સીધી લીટીથી બંધાયેલી સપાટ આકૃતિ.

૨. [ સં. અષ્ટન્ ( આઠ ) + ભુજા ( હાથ ) ] ન. એક જાતનું આઠ હાથવાળું દરિયાઈ પ્રાણી; 'ઑક્ટોપસ'. ભૂમધ્ય સમુદ્ર અને ઉત્તર અમેરિકા પાસેના પાસિફિક મહાસાગરમાં તે માલૂમ પડે છે. સ્વભાવે તે બીકણ હોવાથી કોઈને હાનિકારક નથી. ખડકોની તડમાં અંધારામાં તે ભરાઈ રહે છે અને ઓચિંતા પોતાના શિકારને લાંબા સ્નાયુવાળા હાથ વતી પકડે છે. ફ્રાંસ, ઈટલિ અને જાપાનના લોકો તેને ખોરાક તરીકે ઉપયોગમાં લે છે.

૩. વિ. આઠ હાથવાળું.

**અષ્ટભુજા** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + ભુજા ( હાથ ) ] સ્ત્રી. આઠ હાથવાળી દેવી; મહાલક્ષ્મી; દુર્ગા.

૨. સ્ત્રી. મહાસરસ્વતી દેવી.

**અષ્ટભુજાધોર** પું. શિવનું એક નામ.

**અષ્ટભુજી** [ હિં. ] સ્ત્રી. દુર્ગા.

**અષ્ટભૈરવ** પું. ( પુરાણ ) અસિતાંગ, રુરુ, ચંડ, ક્રોધ, ઉન્મત્ત, કુપતિ કે કપાલી, ભીષણ અને સંહાર એ આઠ ભૈરવ.

**અષ્ટભોગ** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + ભોગ ( ભોગવટો ) ] પું. જાગીરની ઊપજના આઠે ભાગનો ભોગવટો.

૨. પું. ઠાકોરજીને ભોગ એટલે જમવા માટે ધરવામાં આવતી આઠ વાની.

**અષ્ટમ** ૧. [ સં. ] પું. આઠમો ભાગ.

૨. ન. ( જૈન ) ત્રણ ઉપવાસનું વ્રત; અઠ્ઠમ; લાગલાગટ આઠ ટંકના ઉપવાસનું વ્રત.

૩. વિ. આઠમું.

**અષ્ટમકાલિક** ૧. [ સં. અષ્ટમ ( આઠમું ) + કાલ ( વખત ) + ઇક ( વાળું ) ] પું. દર ચોથે દિવસે રાત્રે જમનાર એક વાનપ્રસ્થ.

૨. વિ. સાત ટંક છોડી આઠમે ટંકે એટલે ચોથે દિવસે જમનારું; લાગટ સાત ટંક ભૂખ્યું રહી આઠમે ટંકે જમનાર.

**અષ્ટમદ** [ સં. અષ્ટન્ ( આઠ ) + મદ ( અભિમાન ) ] પું.બ.વ. ( જૈન ) આઠ જાતનાં અભિમાન; જાતિ, કુળ, બળ, રૂપ, તપ, શ્રુત એટલે ધર્મશાસ્ત્રનું જ્ઞાન, લાભ અને ઐશ્વર્ય એ આઠ સંબંધી કરાતો ગર્વ.

**અષ્ટમદમથન** [ સં. અષ્ટન્ ( આઠ ) + મદ ( અભિમાન ) + મથન ( નાશ ) ] વિ. જાતિ, કુળ, બળ, રૂપ, તપ, શ્રુત એટલે ધર્મશાસ્ત્રનું જ્ઞાન, લાભ અને ઐશ્વર્ય એ આઠ જાતનાં અભિમાનનો નાશ કરનાર.

**અષ્ટમધુજાતિ** [ સં. અષ્ટન્ ( આઠ ) + મધુ ( મધ ) + જાતિ ( પ્રકાર ) ] સ્ત્રી. મધની આઠ જાતઃ ૧. માક્ષિક, ૨. ભ્રામર, ૩. ક્ષૌદ્ર, ૪. પૌત્તિક, ૫. છાત્રક, ૬. અર્ધ્ય, ૭. ઔદ્દાલક અને ૮. દાલક. જુઓ મધ.

**અષ્ટમપષ્ટમ** ૧. અ. આડુંઅવળું; આમતેમ.

૨. અ. ઊલટુંસૂલટું; સંબંધ વગર.

૩. [ સં. અ ( નહિ ) + સ્પષ્ટમ્ ( ચોખ્ખી રીતે ) ] અ. ગરબડગોટો કરીને; અસ્પષ્ટ રીતે.

**અષ્ટમભાવ** ૧. [ સં. અષ્ટમ ( આઠમું ) + ભાવ ( ભુવન ) ] પું. ( જ્યોતિષ ) જન્મલગ્નથી આઠમું સ્થાન કે ભુવન.

૨. પું. ( જ્યોતિષ ) બાર ભાવ માંહેનો આઠમો. બાર ભાવઃ પ્રથમભાવ તનુ; દ્વિતીયભાવ દ્રવ્ય; તૃતીયભાવ પરાક્રમ કે સહજ; ચતુર્થભાવ સુખ કે માતૃ; પંચમભાવ વિદ્યા કે સંતાન; ષષ્ઠભાવ શત્રુ કે રોગ; સપ્તમભાવ સ્ત્રી; અષ્ટમભાવ મૃત્યુ કે આયુષ્ય; નવમભાવ ભાગ્ય; દશમભાવ કર્મ; એકાદશભાવ લાભ અને દ્વાદશભાવ વ્યય.

**અષ્ટમર્યાદાગિરિ** [ સં. અષ્ટન ( આઠ ) + મર્યાદા ( હદ ) + ગિરિ ( પર્વત ) ] પું. ( પુરાણ ) હિમાલય, હેમકૂટ, નિષધ, ગંધમાદન, નીલ, શ્વેત, શૃંગવાન્ અને માલ્યવાન્ એ આઠ મોટા પર્વત. આ પર્વતોથી જંબુદ્વીપ એટલે એશિયાના ભરતાદિ નવ દેશમાં વિભાગ પડેલા છે. દરેક ભાગને તે તે પર્વત નદીઓના જળ વડે પાણી પૂરું પાડે છે. વર્ષણ ઉપરથી તે ખંડ ભારતવર્ષ કહેવાય છે.

**અષ્ટમસિદ્ધિ** [ સં. અષ્ટમ ( આઠમું ) + સિદ્ધિ ( સાધના ) ] સ્ત્રી. પ્રાપ્તિ નામની આઠમી સિદ્ધિ.

**અષ્ટમસ્કંધ** [ સં. અષ્ટમ ( આઠમું ) + સ્કંધ ( પ્રકરણ ) ] પું. આઠમું પ્રકરણ.

**અષ્ટમહાપ્રાતિહાર્ય** [ સં. અષ્ટન્ ( આઠ ) + મહત્ ( મોટું ) + પ્રાતિહાર્ય ( તીર્થંકરનો પ્રભાવ ) ] ન. ( જૈન ) તીર્થંકરોનો આઠ પ્રકારે જોવામાં આવતો પ્રભાવ. તે આઠ પ્રકારઃ ૧. અશોકવૃક્ષ, ૨. દિવ્યપુષ્પવૃષ્ટિ, ૩. દિવ્યધ્વનિ, ૪. ચામર, ૫. સિંહાસન, ૬. ભામંડલ, ૭. દેવદુંદુભિ અને ૮. એક ઉપર બીજું અને બીજા ઉપર ત્રીજું એમ ત્રણ છત્ર.

**અષ્ટમહારોગ** [ સં. અષ્ટન્ ( આઠ ) + મહત્ ( મોટું ) + રોગ ( દરદ ) ] પું. આઠ જાતનાં મોટાં દરદઃ વાત, અશ્મરી, કૃચ્છ્ર, મેહ, ઉદર, ભગંદર, અર્શ અને સંગ્રહણી.

**અષ્ટમહાસિદ્ધિ** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + મહત્ ( મોટું ) + સિદ્ધિ ( સાધના ) ] સ્ત્રી. અણિમા, મહિમા, લઘિમા, ગરિમા, ઈશિત્વ, વશિત્વ, પ્રાકામ્ય અને પ્રાપ્તિ નામની આઠ જાતની મહા સિદ્ધિ.

૨. સ્ત્રી. આનંદ; લીલાલહેર.

અષ્ટમહાસિદ્ધિ ને નવે નિધિ હોવી=(૧) બધા દેવી ગુણ તથા કુબેરના બધા ભંડાર કબજામાં હોવા. (૨) સર્વ વૈભવ અને સુખની સંપૂર્ણતા હોવી; કોઈ પણ વાતની ખામી ન હોવી.

**અષ્ટમંગલ** ૧. પું. એક જાતનો હાથી.

૨. પું. જેનાં ચાર ડાબલા, કપાળ, છાતી, ખાંધ અને પૂંછડું ધોળાં હોય એવાં આઠ શુભ ચિહ્નવાળો ઘોડો.

૩. ન. અરીસો, સ્વસ્તિક આદિ આઠ માંગલિક પદાર્થ.

૪. ન. ( વૈદક ) આઠ માંગલિક વસ્તુથી બનાવેલું ઘી. જુઓ અષ્ટમંગલઘૃત.

૫. ન. એ નામની બ્રાહ્મણ જ્ઞાતિનું માણસ.

૬. [ સં. અષ્ટન્ ( આઠ ) + મંગલ ( શુભ ) ] ન. રાજ્યાભિષેક વખતે જરૂરી આઠ શુભ વસ્તુઃ સિંહ, બળદ, હાથી, કળશ, પંખો આળા, ભેરી અને દીવો, અથવા સિંહ, બળદ, હાથી, પાણીથી ભરેલો ઘડો, પંખો, નિશાન, વાજિંત્ર અને દીવો, અથવા બ્રાહ્મણ, ગાય, અગ્નિ, સોનું, ઘી, સૂર્ય, પાણી અને રાજા.

૭. ન. લગ્ન નિમિત્તે અગ્નિની આસપાસ બીજી વાર બીજા ચાર મંગળ ફેરા ફરવાપણું; પુનર્લગ્ન; નાતરું.

૮. વિ. આઠ શુભ ચિહ્નવાળું; મોઢું, છાતી, ચાર ડાબલા, કેશવાળી તથા પૂંછડું જેનાં ધોળાં હોય તેવું.

૯. વિ. બ્રાહ્મણની ચોરાશી જ્ઞાતિ માંહેની એ નામની એકનું.

**અષ્ટમંગલકરણ** [ સં. અષ્ટન્ ( આઠ ) + મંગલ ( શુભ ) + કરણ ( કરવું તે ) ] ન. સપર પૂજાભેદ માંહેનો એ નામનો એક. જુઓ પૂજાભેદ.

**અષ્ટમંગલઘૃત** [ સં. અષ્ટન્ ( આઠ ) + મંગલ ( સારું ) + ઘૃત ( ઘી ) ] ન. ( વૈદક ) બાળકના રોગ માટે ઘીની એક જાતની બનાવટ; આઠ માંગલિક વસ્તુથી તૈયાર કરેલું ઘી. તે બનાવવા ઘોડાવજ, ઉપલેટ, બ્રાહ્મી, સરસવ, કપૂરીમધુરી, સિંધાલુણ અને પીપર, એ સાત વસ્તુની લુગદી ૧ શરાવ, ઘી ૪ શરાવ અને પાણી ૧ આઢક લઈ બધાંને એક સાથે ઘીની રીતે પકાવવું.

**અષ્ટમંગલી** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + મંગલ ( સારું ) + ઇન્ ( વાળું ) ] સ્ત્રી. પહેલી વાર પરણતી વખતે ચાર અને ફરી વખત લગ્ન કરતી વખતે ચાર એમ આઠ મંગળફેરા ફરનારી સ્ત્રી; પુનર્લગ્ન કરનારી બાઈ.

૨. સ્ત્રી. શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિની સ્ત્રી. આ નાતમાં પરણતી વખતે અગ્નિની આસપાસ આઠ ફેરા ફરવાનો રિવાજ હોય છે.

૩. વિ. નાતરિયું.

**અષ્ટમંગલું** ૧. [સં. અષ્ટન્ ( આઠ ) + મંગલ ] ન. આઠ મંગળફેરા ફરવા તે.

૨. ન. બીજી વાર પરણેતર; પુનર્લગ્ન.

૩. ન. શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિનું માણસ. તે નાતમાં લગ્ન વખતે ચારને બદલે આઠ ફેરા ફરવાનો રિવાજ હોય છે.

૪. વિ. આઠ મંગળફેરા ફરનારું.

**અષ્ટમંગળ** જુઓ અષ્ટમંગલ.

**અષ્ટમંગળઘૃત** જુઓ અષ્ટમંગલઘૃત.

**અષ્ટમંગળી** જુઓ અષ્ટમંગલી.

**અષ્ટમંગળું** જુઓ અષ્ટમંગલું.

**અષ્ટમંત્રી** [ સં. અષ્ટન્ ( આઠ ) + મંત્રિન્ ( પ્રધાન ) ] પું. આઠ પ્રધાનનો સમૂહ; પ્રધાનાષ્ટક. જુઓ અષ્ટપ્રધાન.

> મહારાજ દશરથને વૃષ્ટિ, વિજય, અશોક, જયંત, સુમંત્ર, સુરાષ્ટ્ર, ધર્મપાળ અને રાષ્ટ્રવર્ધન નામે અષ્ટમંત્રી હતા. બાલરામાયણ

**અષ્ટમાન** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + માન ( માપ ) ] ન. આઠ મૂઠી જેટલું એક માપ.

૨. ન. સોળ તોલાભારનું એક વજન; અંજલિ; કુડવ; અર્ધશરાવ.

> ૨ પ્રસૃતિની ૧ અંજલિ ( ૧૬ રૂપિયાભાર )– તેને કુડવ, અર્ધશરાવ અને અષ્ટમાન પણ કહે છે. યોગચિંતામણિ

**અષ્ટમાનિકા** સ્ત્રી. બે રૂપિયાભારનો એક તોલ; અર્ધપલ.

> ૨ કર્ષનો ૧ અર્ધપલ ( બે રૂપિયાભાર ) તેને શુક્તિ અને અષ્ટમાનિકા પણ કહે છે. યોગચિંતામણિ

**અષ્ટમાસિક** [ સં. અષ્ટન્ ( આઠ ) + માસ ( મહિનો ) + ઇક ( વાળું ) ] વિ. આઠ મહિનામાં એક વખત બનતું.

**અષ્ટમાસિદ્ધિ** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + મહત્ ( મોટું ) + સિદ્ધિ ( સાધના ) ] સ્ત્રી. આઠ જાતની સિદ્ધિ. જુઓ અષ્ટમહાસિદ્ધિ.

૨. સ્ત્રી. આનંદ; લીલા.

**અષ્ટમાંશ** [ સં. અષ્ટમ ( આઠમું ) + અંશ ( ભાગ ) ] પું. આઠમો ભાગ.

**અષ્ટમાંશયંત્ર** ન. ( જ્યોતિષ ) આકાશી પદાર્થો વચ્ચેના ખૂણા માપવાનું યંત્ર; 'ઑક્ટન્ટ'. તેમાં આખા કૂંડાળાનો આઠમો ભાગ એટલે કે ૪૫ અંશનો ચાપ અને તેના બન્ને છેડાને કૂંડાળાના કેંદ્ર સાથે જોડનારી બે ત્રિજ્યા એટલું મુખ્ય હોય છે.

**અષ્ટમિકા** ૧. સ્ત્રી. અરધો પળ કે બે કર્ષનું એક માપ.

૨. સ્ત્રી. ચાર તોલાનું વજન.

**અષ્ટમી** ૧. [ સં. અષ્ટમ ( આઠમું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. આઠમ; પખવાડિયાની આઠમી તિથિ. સૂર્યથી ચંદ્રનું ક્રાંતિવૃત્તીય અંતર પૂર્વ તરફ ૮૪ અંશથી ૯૬ અંશ હોય ત્યાંસુધીનો વખત તે સુદ આઠમ અને સૂર્યથી ચંદ્રનું ક્રાંતિવૃત્તીય અંતર પૂર્વ તરફ ૨૬૪ અંશથી ૨૭૬ અંશ હોય ત્યાંસુધીનો વખત તે વદ આઠમ.

૨. સ્ત્રી. એ નામની એક વેલ; કોટાલતા.

૩. સ્ત્રી. ક્ષીરકાકોલી નામનો કંદ.

૪. વિ. સ્ત્રી. આઠમી.

**અષ્ટમુખકોશ** [ સં. અષ્ટન્ ( આઠ ) + મુખ ( મોઢું ) + કોશ ( અંગનું રક્ષણ કરનાર વસ્ત્ર ) ] પું. પૂજા કરતી વખતે ખરાબ શ્વાસ કે થૂંકને પવિત્ર વસ્તુ ઉપર પડતું અટકાવવા મોંએ બંધાતો આઠ પડવાળો લૂગડાનો કટકો; મુહપતિ; મોમતી.

**અષ્ટમુખકોષ** જુઓ અષ્ટમુખકોશ.

**અષ્ટમુષ્ટિ** [ સં. અષ્ટન્ ( આઠ ) + મુષ્ટિ ( મૂઠી ) ] સ્ત્રી. આઠ મૂઠી જેટલું એક માપ; કુંચિ.

**અષ્ટમૂત્ર** [સં. અષ્ટન્ ( આઠ ) + મૂત્ર ( મૂતર )] ન. ( વૈદક ) હાથણી, ઊંટડી, ગાય, ભેંસ, ઘોડી, ગધેડી, બકરી અને ઘેટીનું મૂતર.

**અષ્ટમૂર્તિ** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + મૂર્તિ ( આકાર ) ] પું. શંકર; મહાદેવ. પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ, સૂર્ય, ચંદ્ર અને ઋત્વિજ અથવા સર્વ, ભવ, રુદ્ર, ઉગ્ર, ભીમ, પશુપતિ, ઈશાન અને મહાદેવ એવાં તેનાં આઠ રૂપ છે.

૨. પું. શિવની આઠ મૂર્તિ; શિવનાં આઠ રૂપ.

**અષ્ટમૂર્તિધર** [ સં. અષ્ટન્ ( આઠ ) + મૂર્તિ ( સ્વરૂપ ) + ધર ( ધરનાર )] પું. શિવ; શંકર; મહાદેવ. જુઓ અષ્ટમૂર્તિ ૧.

**અષ્ટમૂર્ત્તિ** જુઓ અષ્ટમૂર્તિ.

**અષ્ટમૂર્ત્તિધર** જુઓ અષ્ટમૂર્તિધર.

**અષ્ટમૈથુન** [ સં. અષ્ટન્ ( આઠ ) + મૈથુન ( સંભોગ ) ] ન. આઠ જાતનાં મૈથુન: સ્મરણ એટલે યાદ લાવવું, કીર્તન એટલે વર્ણવવું, કેલિ એટલે રતિક્રીડા કરવી, પ્રેક્ષણ એટલે જોવું, ગુહ્યભાષણ એટલે ખાનગી વાતચીત કરવી, સંકલ્પ એટલે મનસૂબો કરવો, અધ્યવસાય એટલે વલણ અને ક્રિયાનિષ્પત્તિ એટલે કામની ઉત્પત્તિ.

**અષ્ટયામ** [ સં. અષ્ટન્ ( આઠ ) + યામ ( પહોર ) ] પું. આઠ પહોર; ૨૪ કલાક.

**અષ્ટયોગિની** [ સં. અષ્ટન્ ( આઠ ) + યોગિની ( દુર્ગાની તહેનાતમાં રહેનારી ઉપદેવી ) ] સ્ત્રી. સારુંનરસું ફળ આપનારી પાર્વતીની આઠ સખી.

**અષ્ટરસ** [ સં. અષ્ટન્ ( આઠ ) + રસ ] પું. ( કાવ્ય ) શૃંગાર, વીર, કરુણા, હાસ્ય, રૌદ્ર, ભયાનક, બીભત્સ અને અદ્ભુત એ આઠ જાતના રસ એટલે કે કાવ્ય જોવા સાંભળવાથી થતો અલૌકિક આનંદ. કેટલાકના મત પ્રમાણે શાંત નામનો નવમો રસ પણ છે.

**અષ્ટરસાશ્રય** [ સં. અષ્ટન્ ( આઠ ) + રસ + આશ્રય ( આધારવાળું ) ] વિ. આઠ રસવાળું; આઠ રસ બતાવનારું.

**અષ્ટરેણુ** [ સં. અષ્ટન્ ( આઠ ) + રેણુ ( રજ ) ] વિ. આઠ રજવાળું; અપુષ્પ વનસ્પતિમાં સૂક્ષ્મ બીજરૂપ પુનરુત્પાદક આઠ પદાર્થવાળું; 'ઑક્ટોસ્પોરસ'.

**અષ્ટલ** ન. મિશ્રણમાં જ જણાતું એક કાલ્પનિક સેન્દ્રિય પરમાણુ; 'ઑક્ટિલ'.

**અષ્ટલિન** ન. તેલ જેવું એક પ્રવાહી રસાયણ; 'ઑક્ટિલીન'.

**અષ્ટલિપિ** [ સં. અષ્ટન્ ( આઠ ) + લિપિ ( ભાષાના અક્ષર લખવાની રીત ) ] સ્ત્રી. ગુજરાતી, નાગરી, દક્ષિણી, બંગાળી, દ્રાવિડી, તેલુગુ, ઉર્દૂ અને કાનડી એ આઠ ભાષાની લિપિ.

**અષ્ટલોહ** [ સં. અષ્ટન્ ( આઠ ) + લોહ ( ધાતુ ) ] ન. ( વૈદક ) આઠ ધાતુ: સોનું, રૂપું, તાંબું, કલાઈ, સીસું, જસત, કાંતલોહ એટલે ગજવેલ અને મુંડલોહ એટલે લોઢું.

કેટલાક સોનું, રૂપું, તાંબું, કલાઈ, સીસું, કાંતલોહ એટલે ચુંબક, તીક્ષ્ણલોહ એટલે ગજવેલ અને મુંડલોહ એટલે લોઢું એમ આઠ ધાતુ ગણે છે.

**અષ્ટલોહક** [ સં. અષ્ટન્ ( આઠ ) + લોહ ( ધાતુ ) + ક ( સમૂહવાચક પ્રત્યય ) ] ન. સોનું વગેરે આઠ ધાતુ; સોનું, રૂપું, તાંબું, સીસું, કલાઈ અને ત્રણ જાતનું લોઢું.

**અષ્ટવક્ર** [ સં. અષ્ટન્ ( આઠ ) + વક્ર ( વાંકું ) ] પું. એ નામનો એક ઋષિ. જુઓ અષ્ટાવક્ર.

**અષ્ટવર્ગી** ૧. ન. એ નામની જાતનું માણસ.
૨. વિ. વાણિયાની ચોરાશી જાતમાંની એ નામની એકનું.
વઘસૂરા વૈસુર અસ્થિકી, અષ્ટવર્ગી કે પલ્લકી.
વિમલપ્રબંધ

**અષ્ટવર્ગ** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + વર્ગ ( ભાગ ) ] પું. અ, ક, ચ, ટ, ત, પ, ય અને શ એવા અક્ષરના આઠ વર્ગ. બધા સ્વર 'અ' વર્ગના, ક, ખ, ગ, ઘ અને ઙ 'ક' વર્ગના, ચ, છ, જ, ઝ અને ઞ 'ચ' વર્ગના, ટ, ઠ, ડ, ઢ અને ણ 'ટ' વર્ગના, ત, થ, દ, ધ અને ન 'ત' વર્ગના, પ, ફ, બ, ભ અને મ 'પ' વર્ગના, ય, ર, લ અને વ 'ય' વર્ગના અને શ, ષ, સ 'શ' વર્ગના અક્ષર કહેવાય છે.
૨. પું. ( વૈદક ) જીવક, ઋષભક, મેદા, મહામેદા, કાકોલી, ક્ષીરકાકોલી, ઋદ્ધિ અને વૃદ્ધિ એ આઠ ઔષધિ.
૩. પું. રાજનીતિશાસ્ત્ર પ્રમાણે આઠ બાબતનો સમૂહ: કૃષિ, બસ્તી એટલે બજાર વગેરે, દુર્ગ, સેતુ, હસ્તિબંધન, ખાણ, કરગ્રહણ અને સૈન્યસંસ્થાપન.
૪. ન. એક જાતનું ઝાડ. તે હિમાલય ઉપર થાય છે અને ક્ષયના દરદમાં વપરાય છે.
૫. ન. ( જ્યોતિષ ) સારાનરસા ગ્રહ જોવા માટે ઉપયોગી એક જાતનું ચક્ર.

**અષ્ટવર્ણી** [ સં. અષ્ટન્ ( આઠ ) + વર્ણ ( અક્ષર ) + ઇન્ ( વાળું ) ] વિ. આઠ અક્ષરવાળું.

**અષ્ટવર્ષા** [ સં. અષ્ટન્ ( આઠ ) + વર્ષ ( વરસ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. આઠ વરસની ઉમરની.

**અષ્ટવર્ષી** [ સં. અષ્ટન્ ( આઠ ) + વર્ષ ( વરસ ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. આઠ વરસનો સમુદાય.

**અષ્ટવસુ** [ સં. અષ્ટન્ ( આઠ ) + વસુ ( દેવોનો એક વર્ગ ) ] પું. ચાલુ મન્વંતરના ધર્મઋષિથી દક્ષની દીકરી વસુને થયેલા વસુ નામના આઠ દેવ: ધર, ધ્રુવ, સોમ, અહ, અનિલ, અનલ, પ્રત્યૂષ અને પ્રભાસ. સાત જાતના દેવમાં આ દેવની ગણના પાંચમામાં થાય છે.

**અષ્ટવાયન** [ સં. અષ્ટન્ ( આઠ ) + વાયન ( ભેટ ) ] ન. ( પુરાણ ) હેવાતણ અખંડ રહેવા માટે નવી વહુને આપવાની આઠ વસ્તુ: હળકુંડ, સોપારી, દક્ષિણા, ખાંડ, કંકણ, ધાન્ય, સૂપડું અને કાચમણિ.

**અષ્ટવિધ** [ સં. અષ્ટન્ ( આઠ ) + વિધ ( જાત ) ] વિ. આઠ જાતનું.

**અષ્ટવિધચિકિત્સા** [ સં. અષ્ટન્ ( આઠ ) + વિધ ( જાત ) + ચિકિત્સા ( ઉપચાર ) ] સ્ત્રી. ( વૈદક ) દરદ મટાડવાની આઠ રીત: શલ્ય, શાલાક્ય, બાળચિકિત્સા, અગદ, વિષતંત્ર, વાજીકરણ, રસાયન અને ભૂતવિદ્યા.

**અષ્ટવિધાની** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + અવધાન ( નજર ) + ઇન્ ( વાળું ) ] વિ. એક જ વખતે ઘણી જગોએ નજર રાખી શકનાર; એકી વખતે આઠ કામ કરનાર; અષ્ટાવધાની. આવાં માણસ એકી સાથે કવિતા બનાવે છે, ગુણાકાર ભાગાકાર કરે છે, શબ્દો, વાક્યો યાદ રાખે છે, ડંકા ગણે છે, લેખના મુદ્દા તૈયાર કરે છે.
૨. વિ. ખટપટી.
૩. વિ. ચતુર.

**અષ્ટવિધિ** [ સં. અષ્ટન્ ( આઠ ) + વિધિ ( પ્રકાર ) ] સ્ત્રી. આઠ રીત.

**અષ્ટવિંશતિ** [ સં. અષ્ટન્ ( આઠ ) + વિંશતિ ( વીશ ) ] વિ. અઠ્ઠાવીશ; ૨૮.

**અષ્ટશતક** [ સં. અષ્ટન્ ( આઠ ) + શતક ( સો ) ] વિ. આઠસો; ૮૦૦.

**અષ્ટશ્રવણ** [ સં. અષ્ટન્ ( આઠ ) + શ્રવણ ( કાન ) ] પું. બ્રહ્મા. તે ચાર માથાંવાળા હોવાથી આઠ કાનવાળા કહેવાય છે.

**અષ્ટશ્રવા** [ સં. અષ્ટન્ ( આઠ ) + શ્રવસ્ ( કાન ) ] પું. બ્રહ્મા. જુઓ અષ્ટશ્રવણ.

**અષ્ટસખા** [ સં. અષ્ટન્ ( આઠ ) + સખિન્ ( દોસ્ત ) ] પું. ભગવાનના આઠ સ્નેહી. શ્રીવલ્લભાચાર્યજી તથા શ્રીગુંસાઈજીના વખતમાં શ્રીનાથજીના ચાર ચાર કીર્તનિયા હતા તે અષ્ટસખા કહેવાય છે. તેમનાં નામ: ૧. સુરદાસ, ૨. કૃષ્ણદાસ, ૩. પરમાણંદદાસ, ૪. કુંભનદાસ, ૫. છીતસ્વામી, ૬. ગોવિંદસ્વામી, ૭. ચતુર્ભુજદાસ અને ૮. નંદદાસ.

**અષ્ટસિદ્ધ** ૧. પું. અકબરના વખતનો એ નામનો એક સોનાનો સિક્કો; સુમની. તે ઇલાહીથી આઠમા ભાગનો હતો.
૨. જુઓ અષ્ટસિદ્ધિ ૧.

**અષ્ટસિદ્ધિ** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + સિદ્ધિ ( યોગથી મળતી શક્તિ ) ] સ્ત્રી. યોગથી મળતી આઠ જાતની શક્તિ: અણિમા, મહિમા, ગરિમા, લઘિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઈશિત્વ અને વશિત્વ.
૨. સ્ત્રી. લીલાલહેર; આનંદ.

**અષ્ટસ્ત્રીકેસરી** [ સં. અષ્ટન્ ( આઠ ) + સ્ત્રીકેસર ( ફૂલનો માદા બીજવાળો રેસો ) + ઇન્ ( વાળું ) ] વિ. આઠ સ્ત્રીકેસરવાળું.

**અષ્ટાસ્ત્ર** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + અસ્ત્ર ( ખૂણો ) ] પું. ( ગણિત ) આઠ સીધી લીટીની આકૃતિ; અષ્ટકોણ; 'ઑક્ટેગૉન'.
૨. વિ. આઠ ખૂણિયું; આઠ ખૂણાવાળું; અષ્ટાર.

**અષ્ટંપષ્ટં** ૧. ન. હાવ; યુક્તિ.
૨. [ સં. અ ( નહિ ) + સ્પષ્ટં ( ચોખ્ખી રીત ) ] અ. આડુંઅવળું; ઊંધુંચત્તું; ગરબડગોટો કરીને; ગમેતેમ.
અષ્ટંપષ્ટં બોલવું = ભારે ભારે શબ્દો બોલવા.

**અષ્ટાકપાલ** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + કપાલ ( પ્યાલો ) ] પું. આઠ માટીનાં વાસણ અથવા ખપ્પરમાં પકાવેલો પુરોડાશ.
૨. પું. એ નામનો પુરોડાશ કામમાં લેવામાં આવે એવો યજ્ઞ.
૩. વિ. માટીની આઠ ઠીકરી ઉપર પકાવેલું.

**અષ્ટાક્ષર** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + અક્ષર ] પું. આઠ અક્ષરનો મંત્ર; 'ૐ નમો નારાયણાય' અથવા 'શ્રીકૃષ્ણ: શરણં મમ' જેવો મંત્ર.
૨. વિ. આઠ અક્ષરનું બનેલું.

**અષ્ટાક્ષરા** જુઓ અષ્ટાક્ષરી.

**અષ્ટાક્ષરી** [ સં. અષ્ટન્ ( આઠ ) + અક્ષર + ઇન્ ( વાળું ) ] વિ. આઠ અક્ષરવાળું.
અષ્ટાક્ષરી મંત્ર = આઠ અક્ષરનો મંત્ર. જેમકે, 'શ્રીકૃષ્ણ: શરણં મમ'.

**અષ્ટાક્ષી** [ સં. અષ્ટન્ ( આઠ ) + અક્ષિન્ ( આંખવાળું ) ] વિ. આઠ આંખવાળું; અષ્ટનેત્રી.

**અષ્ટાદશ** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + દશન્ ( દશ ) ] વિ. અઢાર; ૧૮.
૨. વિ. અઢારમું.

**અષ્ટાદશધાન્ય** [ સં. અષ્ટન્ ( આઠ ) + દશન્ ( દશ ) + ધાન્ય ( અનાજ ) ] ન. બ. વ. અઢાર જાતનાં ધાન્ય: જવ, ઘઉં, તલ, કળથી, મગ, મઠ, મસૂર, તુવેર, લંક, વાતાંક, ચાવ-

નાલ, શાલી, અતસી, પ્રિયંગુ, કોદરા, શ્યામાક, નીવાર અને ચણા.

**અષ્ટાદશપુરાણ** [સં. અષ્ટન્ ( આઠ ) + દશન્ ( દશ ) + પુરાણ] ન. બ. વ. અઢાર પુરાણ: ૧. બ્રહ્મ, ૨. પદ્મ, ૩. વિષ્ણુ, ૪. શિવ, ૫. ભાગવત, ૬. નારદ, ૭. માર્કંડેય, ૮. અગ્નિ, ૯. ભવિષ્ય, ૧૦. બ્રહ્મવૈવર્ત, ૧૧. લિંગ, ૧૨. વરાહ, ૧૩. સ્કંદ, ૧૪. વામન, ૧૫. કૂર્મ, ૧૬. મત્સ્ય, ૧૭. ગરુડ અને ૧૮. બ્રહ્માંડ.

**અષ્ટાદશભુજા** [સં. અષ્ટન્ ( આઠ ) + દશન્ ( દશ ) + ભુજા ( હાથ )] સ્ત્રી. મહાલક્ષ્મી દેવી. તેને ૧૮ હાથ હોવાનું મનાય છે.

**અષ્ટાદશલિપિપરિચ્છેદ** [સં. અષ્ટન્ ( આઠ ) + દશન્ ( દશ ) + લિપિ ( ભાષાના અક્ષર લખવાની રીત ) + પરિચ્છેદ ( ભાગ )] પું. ચોસઠ જાતનાં વિતાન માંહેનું એક. જુઓ વિતાન.

**અષ્ટાદશવિદ્યા** [સં. અષ્ટન્ ( આઠ ) + દશન્ ( દશ ) + વિદ્યા] સ્ત્રી. બ. વ. અઢાર વિદ્યા: ઋગ્વેદ, સામવેદ, યજુર્વેદ અને અથર્વવેદ એમ ચાર વેદ, ૭ વેદાંગ, મીમાંસા, ન્યાય, ધર્મશાસ્ત્ર, પુરાણ, આયુર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વવેદ અને અર્થશાસ્ત્ર.

**અષ્ટાદશશતિકમહાપ્રસારણી તૈલ** [સં. અષ્ટાદશન્ ( અઢાર ) + શત ( સો ) + ઇક ( વાળું ) + મહત્ ( મોટું ) + પ્રસારણી ( એક જાતની વેલ ) + તૈલ ( તેલ )] ન. ( વૈદક ) વાનો રોગ મટાડનાર એક તેલ. તે બનાવવા પ્રસારણી એટલે ચાંદવેલનું પંચાંગ ૩૭ શરાવ અને શતાવરી, અશ્વગંધા, કેતકી, દશમૂળ, બલા અને કાંટાશેળીઓ એ દરેક ૧૨ શરાવ લઈ એ બધાંને અધકચરાં કરી એકસો દ્રોણ પાણીમાં ઉકાળી એક દ્રોણ પાણી બાકી રહે એટલે ઉતારી ગાળી લઈ તેમાં બે દ્રોણ કાંજી, તથા દહીં, દૂધ, સુરકો, શેરડીનો રસ, બકરીનાં માંસનો રસ એ દરેક ૮ શરાવ નાખી ત્રણ ત્રણ પલ કલ્ક દ્રવ્ય સાથે ૩૨ શરાવ તેલ પકવવું.

**અષ્ટાદશશ્રેણિ** [સં. અષ્ટાદશન્ ( અઢાર ) + શ્રેણિ ( હાર )] સ્ત્રી. અઢાર વર્ગ; અઢાર વર્ણ.

**અષ્ટાદશાધ્યાયી** [સં. અષ્ટાદશન્ ( અઢાર ) + અધ્યાય ( પ્રકરણ ) + ઇન્ ( વાળું )] વિ. અઢાર પ્રકરણવાળું.

**અષ્ટાદશાંગ** ૧. [સં. અષ્ટાદશન્ ( અઢાર ) + અંગ ( ભાગ )] ન. વૈદકશાસ્ત્રના અઢાર અંગ.
૨. ન. વૈદ્યકપ્રસિદ્ધ એક પાચન.

**અષ્ટાદશાંગકાઢો** [સં. અષ્ટાદશન્ ( અઢાર ) + અંગ ( ભાગ ) + ક્વાથ ( ઉકાળો )] પું. ( વૈદક ) સનેપાતમાં તાવ મટાડતો ઉકાળો. આના ચાર પાઠ છે. પાઠ ૧લો: દશમૂલાદિ: શાલવણ, પીઠવણ, બેઠી રીંગણી, ઊભી રીંગણી, ગોખરૂ, બીલી, સીવણ, પાટલા એટલે કાંકચ, અરણી અને અરલુ એ દશમૂળ તોલા ૧૦, કચૂરો તોલા ૧૦, સૂંઠ, પુષ્કરમૂળ, જવાસો. ભારંગમૂળ, ઇંદ્રજવ, પટોળ અને કડુ એ દરેક તોલો ૧ મળી અઢાર ઔષધિનો ક્વાથ. પાઠ ૨ જો: ભૂનિંબાદિ: શાલવણ, પીઠવણ, બેઠી રીંગણી, ઊભી રીંગણી, ગોખરૂ, બીલી, સીવણ, કાંકચ, અરણી અને અરલુ એ દશમૂળ તોલા ૧૦, કરિયાતું, દેવદાર, સૂંઠ, મોથ, કડુ, ઇંદ્રજવ, ધાણા અને ગજપીપર એ દરેક તોલો ૧ મળી ૧૮ દ્રવ્યનો ઉકાળો. પાઠ ૩ જો: દ્રાક્ષાદિ: દ્રાક્ષ, ગળો, કચૂરો, કાકડાશીંગ, મોથ, રતાંજળી, સૂંઠ, કડુ, કાળીપાટ, કરિયાતું, જવાસો, વાળો, પદ્મકાષ્ટ, ધાણા, કાળો વાળો, ભોંયરીંગણીનાં મૂળ, પુષ્કરમૂળ અને લીંબડાની અંતરછાલ સરખે ભાગે લઈ તેનો બનાવાતો કાઢો. પાઠ ૪થો: મુસ્તાદિ: મોથ, ખડસલિયો, કાળો વાળો, દેવદાર, સૂંઠ, હરડેદલ, બહેડાંદલ, આંબળાં, ધમાસો, ગળી, કપીલો, નસોતર, કરિયાતું, કાળીપાટ, ઘોડાવજ, કડુ, મહુડો અને પીપરીમૂળ બધાં સરખે ભાગે લઈ બનાવાતો ઉકાળો.

**અષ્ટાદશાંગલોહ** [સં. અષ્ટાદશન્ ( અઢાર ) + અંગ ( ભાગ ) + લોહ ( લોઢું )] ન. ( વૈદક ) પાંડુરોગ માટે લોઢાની એક બનાવટ. કરિયાતું, દેવદાર, દારૂહળદર, મોથ, ગળો, કડુ, પટોલ, ધમાસો, ખડસલિયો, લીંબડાની અંતરછાલ, સૂંઠ, મરી, ચિત્રક, હરડેદલ, બહેડાંદલ, આંબળાં અને વાવડિંગ સરખે ભાગે લઈ બધાંની બરોબર લોહભસ્મ મેળવવી, અને તેની ઘી અને મધમાં ગોળી કરી છાશ સાથે તે ગોળી અપાય છે.

**અષ્ટાદશોપચાર** [સં. અષ્ટાદશન્ ( અઢાર ) + ઉપચાર ( પૂજાનું સાધન )] પું. બ. વ. માન આપવાની કે પૂજા કરવાની અઢાર રીત: આસન, સ્વાગત, પાદ્ય, અર્ઘ્ય, આચમનીય, સ્નાન, વસ્ત્ર, ઉપવીત, ભૂષણ, ગંધ, પુષ્પ, ધૂપ, દીપ, અન્ન, તર્પણ, માલા, અનુલેપ અને નમસ્કાર.

**અષ્ટાદશોપપુરાણ** [સં. અષ્ટાદશન્ ( અઢાર ) + ઉપ ( ગૌણ ) + પુરાણ ] ન. બ. વ. અઢાર ઉપપુરાણ: સનત્કુમાર, નારસિંહ, નાંરદીય, શિવ, દુર્વાસા, કપિલ, માનવ, ઔશનસ, વરુણ, કાલિકા, શાંબ, નંદા, સૌર, પરાશર, આદિત્ય, માહેશ્વર, ભાર્ગવ અને વાસિષ્ઠ.

**અષ્ટાદંષ્ટ્રવેરૂપ** પું. ઋગ્વેદના દશમા મંડલનું ૧૧૧મું સૂક્ત રચનાર એ નામનો ઋષિ.

**અષ્ટાધ્યાયી** ૧. [સં. અષ્ટન્ ( આઠ ) + અધ્યાય ( પ્રકરણ ) + ઇન્ ( વાળું )] સ્ત્રી. આઠ પ્રકરણનું બનેલું પાણિનિનું વ્યાકરણ. તેમાં પાણિનિના વખતની ભાષાનું વ્યાકરણ આપવામાં આવ્યું છે. તેના આઠ ભાગ હોવાથી તે અષ્ટાધ્યાયી કહેવાય છે. તેમાં અક્ષરો તેના સ્થાન પ્રમાણે ગોઠવવામાં આવ્યા છે. આ રચના શંકરે તેને બતાવી હતી એમ મનાતું હોવાથી તેનાં સૂત્રો માહેશ્વરી નામે પણ ઓળખાય છે.
૨. સ્ત્રી. હેમચંદ્રાચાર્યે બનાવેલો એ નામનો ગ્રંથ.
૩. વિ. આઠ અધ્યાય એટલે પ્રકરણવાળું.

**અષ્ટાધ્યાયીરુદ્રી** [સં. અષ્ટન્ ( આઠ ) + અધ્યાયિન્ ( પ્રકરણવાળું ) + રુદ્રી ( શિવના વખાણનું સૂક્ત )] સ્ત્રી. યજુર્વેદમાં આવેલી મહાદેવની આઠ અધ્યાયવાળી સ્તુતિ. તેમાં રુદ્રની ગુણપ્રશંસા ઉપરાંત રુદ્ર પાસે સુખ, રિદ્ધિસિદ્ધિ, લાંબું આયુષ્ય માગવામાં પણ આવેલ છે એટલે તે પ્રાર્થના પણ કહેવાય.

**અષ્ટાપદ** ૧. પું. કરમ; કૃમિ.
૨. પું. કરોળિયો. તેને આઠ પગ હોય છે.
૩. પું. કૈલાસ પર્વત.
૪. પું. ખીલો.
૫. [સં. અષ્ટન્ ( આઠ ) + પદ ( પગ )] પું. માણસે કલ્પનામાં ઉપજાવી કાઢેલું આઠ પગવાળું એક બળવાન પ્રાણી; શરભ.
૬. પું.; ન. સોગઠાંબાજી રમવાનું સાધન.
૭. ન સોનું; સુવર્ણ; કનક; હિરણ્ય; હેમ; કાંચન; ગાંગેય; ચામીકર; જાતરૂપ; મહારજત; જાંબૂનદ.

કંચન અર્જુન કાર્તસ્વર હેમ હિરણ્ય સુવર્ણ,
અષ્ટાપદ હાટક પુરટ શાંતકુંભ હરિ સ્વર્ણ.
પિંગળલઘુકોષ

૮. વિ. આઠ પગવાળું.

**અષ્ટાપદપત્ર** [સં. અષ્ટાપદ ( સોનું ) + પત્ર ( પાંદડું )] ન. સોનાનો વરક.

**અષ્ટાપદી** ૧. [સં. અષ્ટન્ ( આઠ ) + પદ ( કવિતાની કડી ) + ઇન્ ( વાળું )] સ્ત્રી. જયદેવના ગીતગોવિંદમાં વપરાયેલો એ નામનો છંદ.
૨. સ્ત્રી. જંગલી જૂઈ; ચંદમલ્લી; ચમેલી.

**અષ્ટાપાદ** [સં. અષ્ટન્ ( આઠ ) + પાદ ( ભાગ )] વિ. આઠથી ભાગી શકાય એવું.

**અષ્ટાર** ૧. [સં. અષ્ટન્ ( આઠ ) + આર ( આરો )] વિ. આઠ આરાવાળું.
૨. વિ. આઠ ખૂણિયું; આઠ ખૂણાવાળું.

**અષ્ટાવક્** પું. (પુરાણ) તે નામનો એક સર્પ.

**અષ્ટાવક્ર** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + વક્ર ( વાંકું )] પું. (પુરાણ) એ નામનો આઠ વાંકા અંગવાળો એક કૂબડો ઋષિ. તે જેવો બળવાળો તેવો જ વિદ્વાન હતો. જ્યારે તે તેની મા સુજાતાના પેટમાં હતો ત્યારે કહોડ ઋષિ પોતાની સ્ત્રીની તરફ તદ્દન બેદરકાર રહીને અભ્યાસ કરતા હતા. પોતાના બાપની પોતાની મા સુજાતા તરફની આવી બેદરકારી જોઈ અષ્ટાવક્ર ગુસ્સે થયો. તેથી પોતાના બાપને અભ્યાસ કરતાં સાંભળીને અષ્ટાવક્રે પેટમાંથી તેને ટોણો માર્યો કે મારી માની તો દરકાર કરતા નથી અને આટલા બધા અભ્યાસમાં શું મગ્ન રહો છો? આવાં ઉદ્ધતાઈ ભરેલાં વચન સાંભળી કહોડને ક્રોધ ચડયો અને શાપ દીધો કે તું આઠે અંગે વાંકો થઈશ. આમ આઠ અંગે વાંકો હોવાથી એનું અષ્ટાવક્ર નામ પડ્યું હતું. વરુણના દીકરા બંદીએ કહોડ ઋષિને વાદમાં જીતીને પાણીમાં ડુબાડ્યા તેથી સુજાતા પોતાના બાપ ઉદ્દાલક ઋષિને ત્યાં પોતાના દીકરાને લઈને રહી હતી. ત્યાં કહોડ ઋષિને બંદીએ પાણીમાં ડુબાડ્યાની સુજાતાએ બધી હકીકત કહી. આ ઉપરાંત જ્યારે સુજાતાએ ખબર આપ્યા કે બંદી હજી પણ જનક રાજાની સભામાં છે ત્યારે અષ્ટાવક્ર પોતાના મામાની સાથે ઐંદ્રદ્યુમ્નિ નામના જનક રાજાના નગરમાં ગયો. સભામાં જઈ અષ્ટાવક્રે બંદીની જોડે વાદ કરીને એને હરાવ્યો. હારનારને પાણીમાં ડુબાડવાની શરત હતી અને પોતે હાર્યો માટે ડુબાડશે એમ લાગવાથી બંદીએ અષ્ટાવક્રને કહ્યું કે તારા બાપ મરણ પામ્યા છે એવી ધાસ્તી રાખીશ નહિ. જે હજાર બ્રાહ્મણોને મેં વાદને બહાને પાણીમાં ડુબાડ્યા છે તે બધાને મારા બાપ વરુણના યજ્ઞ સારુ મોકલ્યા છે. હવે યજ્ઞ પૂરો થવાથી બધા બ્રાહ્મણ પાછા આવશે. થોડા દિવસ પછી બ્રાહ્મણોની સાથે એનો બાપ પાછો આવ્યો. જનક રાજાથી માન પામી પોતાના બાપ અને મામા સહિત અષ્ટાવક્ર ઘેર આવવા નીકળ્યો. રસ્તામાં મધુવિલા નામની નદીમાં નાહવાથી તેનાં બધાં અંગ સરસ થઈ ગયાં હતાં.

૨. પું. શ્રીનગર પાસેનો એ નામનો પર્વત.

૩. પું. હાથ પગ વગેરે અંગ વાંકાં હોય તેવો પુરુષ; ખોડખાંપણવાળો માણસ.

૪. વિ. કદરૂપું; કૂબડું; આઠ ઠેકાણેથી વાંકું હોય એવું.

**અષ્ટાવક્રા** સ્ત્રી. હરદ્વાર નજીક આવેલી એ નામની નદી; સમંગા. તેને કાંઠે અષ્ટાવક્રાશ્રમ નામનું તીર્થ છે.

**અષ્ટાવક્રાખ્યાન** [ સં. અષ્ટાવક્ર ( એ નામનો એક ઋષિ ) + આખ્યાન ( કથા ) ] ન. કવિ પ્રેમાનંદે રચેલું એ નામનું આખ્યાન.

**અષ્ટાવક્રાશ્રમ** ૧. [ સં. અષ્ટાવક્ર ( એ નામનો ઋષિ ) + આશ્રમ ( રહેઠાણ ) ] પું. શ્રીનગર પાસે પૌરી આગળ આવેલ એ નામનો આશ્રમ.

૨. ન. હરદ્વારથી ચારેક માઈલ પર આવેલ રાહુગ્રામનું જૂનું નામ. હાલ તેને રાઈલા કહે છે.

**અષ્ટાવક્રીય** ૧. [ સં. અષ્ટાવક્ર ( એ નામનો ઋષિ ) + ઈય ( લગતું )] ન. અષ્ટાવક્રના સંબંધમાં બનાવેલો ગ્રંથ.

૨. ન. અષ્ટાવક્રે બનાવેલો ગ્રંથ.

૩. વિ. અષ્ટાવક્રને લગતું.

**અષ્ટાવધાન** [ સં. અષ્ટન્ ( આઠ ) + અવધાન ( ધ્યાન ) ] ન. એક જ વખતે આઠ ઠેકાણે રખાતું ધ્યાન.

**અષ્ટાવધાની** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + અવધાન ( ધ્યાન ) + ઈન્ ( વાળું )] વિ. એક જ વખતે ઘણે ઠેકાણે કે ઘણી બાબત ઉપર ધ્યાન આપી શકે અથવા ઘણાં કામ કરી શકે એવું.

૨. વિ. એકી સાથે જુદી જુદી આઠ બાબતો ઉપર ધ્યાન રાખી શકનારું; અષ્ટવિધાની.

૩. વિ. ખટપટી; ચતુર; કાબેલ; બધી બાબત ધ્યાનમાં રાખી કામ કરનારું.

> અષ્ટાવધાની પિંગળ કવિ,
> મંત્ર, ભેદ, ઓષધ અનુભવી. — અખો

**અષ્ટાવરણ** [ સં. અષ્ટન્ ( આઠ ) + આવરણ ( ઢાંકણ ) ] ન. વીરશૈવ ધર્મમાં જણાવેલ આઠ આવરણ: ગુરુ, લિંગ, જંગમ, પાદોદક, પ્રસાદ, શિવમંત્ર, ભસ્મ અને રુદ્રાક્ષ.

**અષ્ટાવિધાની** જુઓ અષ્ટાવધાની.

**અષ્ટાવિંશતિ** [ સં. અષ્ટન્ ( આઠ ) + વિંશતિ ( વીશ ) ] વિ. અઠ્ઠાવીશ; ૨૮.

**અષ્ટાવું** ૧. અ. ક્રિ. અકળાવું; પજવાવું; ટિચાવું.

૨. અ. ક્રિ. દુ:ખી થવું; પીડાવું.

૩. અ. ક્રિ. પસ્તાવું; પશ્ચાત્તાપ કરવો.

૪. અ. ક્રિ. હિજરાવું; ઓશિયાળા જેવા થઈ બળ્યા કરવું.

**અષ્ટાષ્ટમિકા** [ સં. અષ્ટન્ ( આઠ ) + અષ્ટમ ( આઠમું ) + ઈક ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ( જૈન ) સાધુઓથી કરવામાં આવતું એક જાતનું તપ. તે ૬૪ દિવસ ચાલે છે.

**અષ્ટાસ્ર** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + અસ્ર ( ખૂણો ) ] પું. ( ગણિત ) આઠ ખૂણાવાળી આકૃતિ; અષ્ટકોણ; 'ઑક્ટેગૉન'.

૨. વિ. આઠ ખૂણાવાળું.

**અષ્ટાસ્રય** જુઓ અષ્ટાસ્રિય.

**અષ્ટાસ્રિય** [ સં. અષ્ટન્ ( આઠ ) + અસ્ર ( ખૂણો ) + ઈય ( વાળું ) ] વિ. ( ગણિત ) આઠ ખૂણાવાળું.

**અષ્ટાહ** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + અહન્ ( દિવસ ) ] ન. આઠ દિવસ.

૨. વિ. આઠ દિવસ સુધી ચાલતું; આઠ દિવસ રહેતું.

**અષ્ટાહિક** [ સં. અષ્ટન્ ( આઠ ) + અહન્ ( દિવસ ) + ઈક ( લગતું ) ] વિ. ચાલુ આઠ દિવસનું.

**અષ્ટાહિકમહિમા** [ સં. અષ્ટન્ ( આઠ ) + અહન્ ( દિવસ ) + ઈક ( લગતું ) + મહિમન્ ( મોટાઈ ) ] પું. આઠ દિવસનો મહોત્સવ; અઠ્ઠાઈ મહોત્સવ.

**અષ્ટાહિનિક** [ સં. અષ્ટન્ ( આઠ ) + અહન્ ( દિવસ ) + ઈક ( વાળું ) ] પું. અઠ્ઠાઈ મહોત્સવ; આઠ દિવસનો મહોત્સવ.

**અષ્ટાહ્નિક** [ સં. અષ્ટન્ ( આઠ ) + અહન્ ( દિવસ ) + ઈક ( વાળું ) ] વિ. આઠ દિવસવાળું.

**અષ્ટાંગ** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + અંગ ( અવયવ )] પું. આઠ અંગથી પ્રણામ.

૨. પું. ( યોગ ) આઠ અંગવાળો એક યોગ.

૩. પું. ( પુરાણ ) આયુર્વેદના લખનાર એ નામના ઋષિ.

૪. પું. માણસના આઠ અવયવ.

૫. ન. અર્ઘ્યનાં આઠ સાધન: પાણી, દૂધ, ઘી, મધ, દહીં, દર્ભ, રક્તચંદન અને કરવીર. સૂર્યને આ આઠ અર્ઘ્ય આપવામાં આવે છે.

૬. ન. આઠ ભાગની બનેલી ચીજ.

૭. ન. આયુર્વેદના આઠ વિભાગ: શલ્ય, શાલાક્ય, કાયચિકિત્સા, ભૂતવિદ્યા, કૌમારભૃત્ય, અગદતંત્ર, રસાયનતંત્ર અને વાજીકરણ.

૮. ન. ચોપાટ અને શેતરંજનું પટ. તેમાં આઠ આઠ ખાનાં હોય છે.

૯. ન. તંત્રશાસ્ત્ર પ્રમાણે માસ, વાર, વગેરે દર્શાવતું પંચાંગ જેવું કાલમાન; તાંત્રિકોનું પંચાંગ. સામાન્ય પંચાંગમાં તિથિ, વાર, નક્ષત્ર, યોગ અને કરણ એમ પાંચ અંગ હોવાથી તે પંચાંગ કહેવાય છે, તેમ તાંત્રિકો યુગ, પરિવૃત્તિ, વર્ષ, માસ, દિવસ, નિશા, વાર અને ઉદય-

ઘટિકા એમ આઠ અંગ ગણી અષ્ટાંગ માને છે. હાલ કલિયુગના પ્રારંભથી યુગ ગણતરી ચાલુ છે. યુગ ૩૬, વર્ષ ૩૬, માસ ૧૬, દિવસ ૩૬, નિત્યા ૧૫, વાર ૯ અને ઉદય-ઘટિકા ૫ છે. અં, કં થી શરૂ કરી ળં, ક્ષં સુધી ૩૬ વર્ષ; તેજ પ્રમાણે અં થી ક્ષં સુધી ૩૬ પરિવૃત્તિ; અં, આં થી દીર્ઘ લૂ ને ગણતાં સ્વર જેટલા ૧૬ માસ થાય છે. ૧૬ માસનું ૧ વર્ષ; ૩૬ વર્ષની ૧ પરિવૃત્તિ; ૩૬ પરિવૃત્તિનો ૧ યુગ થાય છે. પ્રત્યેક માસમાં ૩૬ દિવસ આવે છે, અને તે તંત્રશાસ્ત્રનાં ૩૬ તત્ત્વોનાં નામના ક્રમે હોવાથી દરેક દિવસ તત્ત્વદિવસ કહેવાય છે. એ ૩૬ તત્ત્વ: ૧. શિવ, ૨. શક્તિ, ૩. સદાશિવ, ૪. ઈશ્વર, ૫. શુદ્ધવિદ્યા, ૬. માયા, ૭. અવિદ્યા, ૮. કલા, ૯. રાગ, ૧૦. કાલ, ૧૧. નિયતિ, ૧૨. પુરુષ, ૧૩. પ્રકૃતિ, ૧૪. અહંકાર, ૧૫. બુદ્ધિ, ૧૬. મનસ્, ૧૭. શ્રોત્ર, ૧૮. ત્વક્, ૧૯. ચક્ષુસ્, ૨૦. જિહ્વા, ૨૧. ઘ્રાણ, ૨૨. વાક્ ૨૩. પાણિ, ૨૪. પાદ, ૨૫. પાયુ, ૨૬. ઉપસ્થ, ૨૭. શબ્દ, ૨૮. સ્પર્શ, ૨૯. રૂપ, ૩૦. રસ, ૩૧. ગંધ, ૩૨. આકાશ, ૩૩. વાયુ, ૩૪. અગ્નિ, ૩૫. સલિલ અને ૩૬ પૃથ્વી. આ દરેક તત્ત્વદિવસ પહેલાં અં, કં એમ શરૂ કરી ક્ષં સુધી બીજ મુકાય છે. તેજ બીજપૂર્વક પરિવૃત્તિ લખાય છે. તેજ પ્રમાણે અં, આં થી શરૂ કરી સાનુસ્વાર અં સુધીનાં બીજપૂર્વક ૧૫ નિત્યાનાં નામ આવે છે. તેનાં નામ: ૧. કામેશ્વરી, ૨. ભગમાલિની, ૩. નિત્યક્લિન્ના, ૪. ભેરુંડા, ૫. વહ્નિવાસિની, ૬. મહાવજ્રેશ્વરી, ૭. શિવદૂતી, ૮. ત્વરિતા, ૯. કુલસુન્દરી, ૧૦. નિત્યા, ૧૧. નીલપતાકા, ૧૨. વિજયા, ૧૩. સર્વમંગલા, ૧૪. જ્વાલામાલિની અને ૧૫. ચિત્રા. આ ક્રમ પ્રમાણે પ્રત્યેક તત્ત્વદિવસે નિત્યાનાં નામ આવે છે અને એ પંદર નામ પૂરાં થયે તેજ નામ વ્યુત્ક્રમથી પાછાં ચાલે છે. વાર અં, લૃં, કં, ચં, ટં, તં, પં, યં, ષં એ બીજપૂર્વક ૯ છે અને દરેક વાસરના નામ પાછળ આનન્દનાથ મૂકવામાં આવે છે. જેમકે, અં પ્રકાશાનન્દનાથ વાસર. તેજ પ્રમાણે બીજાં બીજ સાથે અનુક્રમે વિમર્શ, આનન્દ, જ્ઞાન, સત્ય, પૂર્ણ, સ્વભાવ, પ્રતિભા અને સુભગાની સાથે આનન્દનાથ બોલાય છે. ઉદયઘટિકા અં, ઓં, ચં, તં અને યં એમ પાંચ આવ્યા કરે છે. વાસરની જેમ ઘટિકા પણ એકજ ક્રમમાં ચાલુ રહ્યા કરે છે. હાલ કલિયુગના પ્રારંભથી ખં (ત્રીજો) યુગ અને તં (૧૭મી) પરિવૃત્તિ ચાલે છે. જે જે દિવસોએ બે, ત્રણ, ચાર કે પાંચ એકજ જાતનાં બીજ આવે તે દિવસો તંત્રશાસ્ત્રના મત પ્રમાણે પર્વણી ગણાય છે. જેમકે, અં શિવ તત્ત્વદિવસ, અં કામેશ્વરી નિત્યા, અં પ્રકાશાનન્દનાથ વાસર, અં ઉદયઘટિકા. કૃષ્ણ પક્ષની અષ્ટમી તથા ચતુર્દશી, પૂર્ણિમા તેમજ અમાવાસ્યા તથા માસિક સૂર્યસંક્રાંતિ જેટલીજ આ મોટી પર્વણી છે. ૫૭૬ સૌર દિવસનું એક તાંત્રિક વર્ષ થાય છે. એમાં કોઈ પણ અંગનો ક્ષય કે વૃદ્ધિ નથી.

૧૦. ન. દંડવત પ્રણામ કરવાનાં શરીરનાં આઠ અંગ: ઘૂંટણ, પગ, હાથ, છાતી, માથું, વાણી, દષ્ટિ અને બુદ્ધિ; અથવા બે હાથ, બે પગ, બે ઢીંચણ, છાતી અને કપાળ.

૧૧. ન. ન્યાય કચેરીના આઠ ભાગ: ધર્મશાસ્ત્ર, ન્યાયાધીશ, પંચ, લેખક, જ્યોતિષી, સોનું, અગ્નિ અને પાણી.

૧૨. ન. પાસો.

૧૩. ન. (યોગ) યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિરૂપે યોગનાં આઠ અંગ.

૧૪. ન. (બૌદ્ધ) સાંસારિક દુઃખોમાંથી બચાવનારી આઠ બાબતઃ સમ્યક્ દષ્ટિ, સમ્યક્ સંકલ્પ, સમ્યક્ વાચા, સમ્યક્ કર્મ, સમ્યક્ આજીવ, સમ્યક્ વ્યાયામ, સમ્યક્ સ્મૃતિ અને સમ્યક્ સમાધિ.

૧૫. વિ. આઠ અવયવનું બનેલું; આઠ ભાગવાળું.

૧૬. વિ. આઠ સભ્યોનું.

**અષ્ટાંગઅર્ઘ્ય** [ સં. અષ્ટન્ ( આઠ ) + અંગ ( ભાગ ) + અર્ઘ્ય ( પૂજા ) ] ન. આઠ વસ્તુઓનું અર્પણ.

**અષ્ટાંગદર્શન** ન. એ નામનું પુસ્તક.

**અષ્ટાંગધૂપ** [ સં. અષ્ટન્ ( આઠ ) + અંગ ( ભાગ ) + ધૂપ ( સુગંધી પદાર્થ ) ] પું. તાવ મટાડનાર એક ધૂપ. ગૂગળ, લીંબડાનાં પાન, ઘોડાવજ, ઉપલેટ, હરડેદળ, જવ, ધોળા સરસવ અને ઘી સરખે ભાગે લઈ માંદા માણસને તેનો ધૂપ આપવો.

**અષ્ટાંગનિમિત્ત** [ સં. અષ્ટન્ ( આઠ ) + અંગ ( ભાગ ) + નિમિત્ત ( શુકન ) ] ન. શુકન સમજવાની વિદ્યાના આઠ ભાગ: (૧) અંગવિદ્યા એટલે આંખ વગેરે અવયવનાં ફરકવાથી સારુંનરસું ફળ જાણવાની વિદ્યા; (૨) સ્વપ્નવિદ્યા એટલે સ્વપ્નનું શુભાશુભ ફળ બતાવનાર વિદ્યા; (૩) સ્વરવિદ્યા એટલે પક્ષી વગેરેના સ્વર ઉપરથી ભાવિ જાણવાની વિદ્યા; (૪) ભૌમવિદ્યા એટલે ધરતીકંપ વગેરેને લગતી વિદ્યા; (૫) વ્યંજનવિદ્યા એટલે શરીર પરના તલ વગેરે ચિહ્ન ઉપરથી તેનું ફળ જાણવાની વિદ્યા; (૬) લક્ષણવિદ્યા એટલે હસ્તરેખા વગેરે ઉપરથી ભવિષ્ય કહેવાની વિદ્યા; (૭) ઉત્પાતવિદ્યા એટલે ઉલ્કાપાત વગેરે આકસ્મિક બનાવ સાથે સંબંધ ધરાવનારી વિદ્યા; અને (૮) અંતરિક્ષવિદ્યા એટલે આકાશી પદાર્થના અસ્ત તથા ઉદય ઉપરથી લોકસ્થિતિ વિષે ભાવિ જણાવનાર વિદ્યા.

**અષ્ટાંગનિમિત્તજ્ઞ** [ સં. અષ્ટન્ ( આઠ ) + અંગ ( ભાગ ) + નિમિત્ત ( શકુન ) + જ્ઞ ( જાણનાર ) ] વિ. શુકનની વિદ્યાના આઠે ભાગ જાણવાવાળું.

**અષ્ટાંગપાત** [ સં. અષ્ટન્ ( આઠ ) + અંગ ( અવયવ ) + પાત ( પડવું તે ) ] જુઓ અષ્ટાંગપ્રણામ.

**અષ્ટાંગપ્રણામ** [ સં. અષ્ટન્ ( આઠ ) + અંગ ( અવયવ ) + પ્રણામ ( નમસ્કાર ) ] પું. આઠે અંગ જમીન ઉપર અડાડીને કરાતો નમસ્કાર; સાષ્ટાંગ પ્રણામ; બે હાથ, બે પગ, બે ઢીંચણ, છાતી અને કપાળ એમ આઠે અંગ જમીન ઉપર અડાડીને અથવા મસ્તક, આંખો, છાતી, વાણી, મન, પગ, હાથ અને ઘૂંટણ એ આઠ અંગ નમાવીને કરાતો પ્રણામ.

**અષ્ટાંગપ્રણિપાતાસન** [ સં. અષ્ટન્ ( આઠ ) + અંગ ( અવયવ ) + પ્રણિપાત ( નમસ્કાર ) + આસન ] ન. વ્યાયામનું એક આસન. તેમાં શરીરનાં આઠ અંગ એટલે બે પગ, બે હાથ, બે ઢીંચણ, છાતી અને કપાળ જમીનને અડે તેમ પડી જઈ પેટને અંદર સંકોચવાનું ને છાતી ફુલાવી જમીનને અડાડવાની હોય છે.

**અષ્ટાંગબુદ્ધિ** [ સં. અષ્ટન્ ( આઠ ) + અંગ ( ભાગ ) + બુદ્ધિ ( સમજ ) ] સ્ત્રી. વિચારશક્તિના આઠ પ્રકાર: શુશ્રુષા, શ્રવણ, ગ્રહણ, ધારણ, ચિંતન, ઊહાપોહ, અર્થવિજ્ઞાન અને તત્ત્વવિજ્ઞાન.

**અષ્ટાંગબ્રહ્મચર્ય** [સં. અષ્ટન્ ( આઠ ) + અંગ ( ભાગ ) + બ્રહ્મચર્ય ( સર્વ ઇંદ્રિયોને કાબૂમાં રાખવાપણું ) ] ન. આઠ જાતનાં બ્રહ્મચર્ય: (૧) સામાન્ય બ્રહ્મચર્ય, (૨) સ્ત્રી સાથે કે તેને સંભળાવવાના ઇરાદાથી વાત ન કરવી, (૩) સ્ત્રીને સંદેશો ન મોકલવો, (૪) સ્ત્રીને અડકવું નહિ, (૫) સ્ત્રીની સામે નજર માંડી જોવું નહિ, (૬) દેવતા વિનાની બીજી સ્ત્રીનાં ગુણકીર્તન ન કરવાં કે સાંભળવાં, (૭) સ્ત્રીની મૂર્તિ કે ચિત્રને પણ ન જોવું કે અડકવું, અને (૮) સ્ત્રીની નાહવા ધોવાની જગ્યાએ નાહવા ધોવા જવું નહિ.

**અષ્ટાંગમાર્ગ** [ સં. અષ્ટન્ ( આઠ ) + અંગ ( ભાગ ) + માર્ગ ( રસ્તો ) ] પું. (બૌદ્ધ)

**અસ્** ૧. [ સં. ] અ. ક્રિ. અસર થવી.
૨. અ. ક્રિ. ઉત્પન્ન થવું; પેદા થવું.
૩. અ. ક્રિ. ગ્રહણ કરવું.
૪. અ. ક્રિ. જવું.
૫. અ. ક્રિ. પાસે હોવું; માલિકીમાં હોવું.
૬. અ. ક્રિ. પૂરતું હોવું; બસ હોવું.
૭. અ. ક્રિ. બનાવ બનવો; બાબત થવી.
૮. અ. ક્રિ. રહેવું; વસવું.
૯. અ. ક્રિ. સાબિત થવું.
૧૦. અ. ક્રિ. ( ધાતુ ) હોવું. તે ઉપરથી થયેલ શબ્દ: અસ્તિત્વ, તથાસ્તુ.
૧૧. સ. ક્રિ. ( ધાતુ ) ફેંકવું. તે ઉપરથી થયેલ શબ્દ: અસન, અસ્ત્ર.

**અસ** ૧. [ સં. અશ્વ ] પું. ઘોડો.

તરણ્ અસ ચરન્તા, રીયા જકકે તકે;
ધકાને વાછર ગાઉ મારે ધકકે.
રસધાર

૨. ન. બાર આઉંસનું એ નામનું એક રોમન તોલું.

**અસકરી** પું. સિપાઈ; લશ્કરી માણસ; 'સોલ્જર'.

**અસકલ** ૧. [ સં. અ ( નહિ ) + સકલ ( બધું ) ] વિ. અધૂરું; સઘળું નહિ એવું; અપૂર્ણ.
૨. [ અ. ] વિ. બહુ ભારે.

**અસકામત** [ અ. ઇસ્તિકામત ] સ્ત્રી. માલ-મિલકત; ઇસ્કામત.

**અસકારો** પું. ( ગ્રામ્ય ) અજીર્ણ; પેટમાં ચૂંથારો.

**અસકૃત** ૧. પું. ( પુરાણ ) પુલોમાને ભૃગુ ઋષિથી થયેલો એ નામનો દીકરો.
૨. [ સં. અ ( નહિ ) + સકૃત્ ( એક વાર ) ] અ. વારંવાર; ફરીફરીને.

**અસકૃતકોણમાપક** [ સં. અ ( નહિ ) + સકૃત્ ( એક વખત ) + કોણ ( ખૂણો ) + માપક ( માપનાર ) ] જુઓ અસકૃતકોણમાપકયંત્ર.

**અસકૃતકોણમાપકયંત્ર** [ સં. અ ( નહિ ) + સકૃત્ ( એક વખત ) + કોણ ( ખૂણો ) + માપક ( માપનાર ) + યંત્ર ] ન. દૂરના પદાર્થોનો આંખની સાથે થતો ખૂણો માપવાનું એક યંત્ર; 'રિપીટિંગ ઇન્સ્ટ્રુમેન્ટ'. તેના આંકાવાળા ભાગ ઉપર એવી રચના હોય છે કે એક જ ખૂણાનું એક માપ જ્યાં પૂરું થાય ત્યાંથી બીજું માપ શરૂ કરી જુદા જુદા અનેક માપ લઈ શકાય. આ માપનો સરવાળો કરી તેની સરેરાશ કાઢવાથી ખૂણાનું વધારે ચોકસ માપ આવે છે.

**અસકોરવું** સ. ક્રિ. તેજ કરવું; પ્રકાશિત બનાવવું.

**અસક્ત** ૧. [ સં. અ ( નહિ ) + સક્ત ( વળગેલું ) ] વિ. અલગ; જુદું પડેલું.
૨. વિ. નહિ ગૂંચવાયેલું.
૩. [ સં. અ ( નહિ ) + સક્ત ( પ્રેમવાળું ) ] વિ. લોલુપતા વિનાનું; નિઃસ્પૃહ; અનાસક્ત; વિરાગી.

**અસક્તિ** [ સં. અ ( નહિ ) + સક્તિ ( સ્નેહ ) ] સ્ત્રી. આસક્તિ ન હોવાપણું; વિરાગ; અનાસક્તિ; નિઃસ્પૃહતા.

**અસક્થ** ૧. પું. અરુણ; કશ્યપ ઋષિથી વિનતાને પેટે અવતરેલો દીકરો. વિનતાએ તેનું ઈંડું પાક્યા પહેલાં ફોડવાથી એ પાંગળો જન્મ્યો હતો, તેથી તે અનુરુ એટલે જાંઘ વગરનો અથવા વિપાદ એટલે પગ વગરનો કહેવાય છે.
૨. [ સં. અ ( નહિ ) + સક્થિ ( સાથળ ) ] વિ. સાથળ વિનાનું.

**અસક્થિ** [ સં. અ ( નહિ ) + સક્થિ ( સાથળ ) ] વિ. સાથળ વગરનું.

**અસક્યામત** [ અ. ઇસ્તિકામત ] સ્ત્રી. માલ-મિલકત; ઇસ્કામત.

**અસખ** ૧. [ સં. અ ( નહિ ) + સખિ ( ભાઈબંધ ) ] પું. દુશ્મન; શત્રુ.
૨. પું. હરીફ; પ્રતિસ્પર્ધી.
૩. [ સં. અ ( ઊલટાપણું બતાવનાર શબ્દ આગળ આવનાર અવ્યય ) + સુખ ] ન. દુઃખ; પીડા.
૪. ન. બેસુધી; મૂર્છા.
૫. વિ. મિત્ર વગરનું; જેને મિત્ર ન હોય એવું.

**અસખા** [ સં. અ ( નહિ ) + સખિ ( ભાઈબંધ ) ] પું. દુશ્મન; શત્રુ.

**અસખિ** [ સં. અ ( નહિ ) + સખિ ( મિત્ર ) ] પું. દુશ્મન; શત્રુ.

**અસખ્ય** ૧. [ સં. અ ( નહિ ) + સખ્ય ( મૈત્રી ) ] ન. દુશ્મનાવટ; શત્રુતા.
૨. ન. ભિન્નતા; જુદાપણું.
૩. ન. મતભેદ.

**અસગવડ** ( અસગવડ્ ) [ અ ( નહિ ) + સગવડ ] સ્ત્રી. જોગવાઈ ન હોવાપણું; પ્રતિકૂળતા.

**અસગની** [ હિં. ] સ્ત્રી. કપડાં ટાંગવાની દોરી.

**અસગંદા** જુઓ અસગંધ.

**અસગંધ** [ સં. અશ્વગંધા ] સ્ત્રી. ( હિંદી ) એ નામની વનસ્પતિ; આસંધ; અશ્વગંધા. તે બળ વધારનાર તથા વાત અને કફ મટાડનાર હોવાથી ઘણી ઔષધિઓ બનાવવામાં તે વપરાય છે. તેનાં બીથી દૂધ જામી જાય છે.

**અસગુન** [ હિં. ] પું. અપશુકન.

**અસગુનિયું** ન. અપશુકનિયું; જેનું મોઢું જોતું લોકો અશુભ માને તેવું માણસ.

**અસગું** ૧. [ અ ( નહિ ) + સગું ( સંબંધી ) ] ન. સગાઈ કે સંબંધ વિનાનું માણસ.
૨. વિ. પરાયું; પારકું; સગાઈ કે સંબંધ વગરનું.

**અસગોત્ર** ૧. [ સં. અ ( નહિ ) + સ ( સમાન ) + ગોત્ર ( કુળ ) ] ન. જુદું ગોત્ર.
૨. [ સં. અ ( નહિ ) + સગોત્ર ( એક જ કુળનું ) ] વિ. જુદા કુળનું; પરગોત્રી.

**અસગોત્રી** જુઓ અસગોત્ર ૨.

**અસચ્ચર** ૧. [ અ. ] ન. ( ન્યાય ) પક્ષપદ; નિગમનનું ઉદ્દેશપદ; 'માઇનોર ટર્મ'.
૨. વિ. સૌથી ઓછું.

**અસચ્ચ** ૧. [ સં. અસત્ય ] ન. ( પ્રાકૃત ) અસત્ય; જૂઠાણું.
૨. વિ. મિથ્યા; નિષ્ફળ.

**અસચ્ચરિત્ર** ૧. [ સં. અ ( નહિ ) + સત્ ( સારું ) + ચરિત્ર ( વર્તન ) ] ન. નઠારું ચારિત્ર.
૨. વિ. નઠારા આચરણવાળું.

**અસચ્ચા** [ સં. અસત્યા ] સ્ત્રી. ( પ્રાકૃત ) અસત્ય ભાષા.

**અસચ્છાસ્ત્ર** [ સં. અ ( નહિ ) + સત્ ( સારું ) + શાસ્ત્ર ] ન. નાસ્તિક મતનું પુસ્તક.

અસચ્છાસ્ત્રની ક્રિયા કરે, મચે તેમ વળી ધર્મ હરે.
પ્રેમાનંદ

**અસજ** જુઓ અસજ્જ.

**અસજાત્ય** [ સં. અ ( નહિ ) + સ ( સરખું ) + જાત ( વર્ણેલું ) ] વિ. સગાઈ કે સંબંધ વિનાનું.

**અસજાળું** ( અહજાળું ) [ સં. અ ( નહિ ) + ઉજ્જ્વલ ( ઊજળું ) ] વિ. ( ગ્રામ્ય ) વાળ્યા-ચોળ્યા વગરનું; કચરાવાળું.

**અસજોળું** ( અહજોળું ) ૧. [ અ ( નહિ ) + સોળું ( શાંત ) ] વિ. ( ગ્રામ્ય ) અટકચાળું; તોફાની; સખણું ન બેસનારું.
૨. વિ. ટંટાખોર; કજિયાળું.

**અસજ્જ** ૧. [ સં. અ ( નહિ ) + સજ્જ ( તૈયાર ) ] વિ. તૈયાર ન થયેલું; તૈયારી વિનાનું.
૨. વિ. ન ચાલી શકે એવું; કસોજ; બગડેલું.

**અસજ્જન** ૧. [ સં. અ ( નહિ ) + સત્ ( સારું ) + જન ( માણસ ) ] ન. ખરાબ માણસ; દુર્જન.
૨. વિ. અકુલીન; ખાનદાન કુળનું નહિ એવું.

૩. વિ. નઠારું; દુષ્ટ.
૪. વિ. નાલાયક.

**અસજ્જનતા** ૧. [ સં. અ ( નહિ ) + સત્ ( સારું ) + જન ( માણસ ) + તા ( પણું ) ] સ્ત્રી. અકુલીનપણું.
૨. સ્ત્રી. દુર્જનતા.
૩. સ્ત્રી. દુષ્ટપણું; હલકાઈ.
૪. સ્ત્રી. નાલાયકપણું.

**અસજ્જનપણું** જુઓ અસજ્જનતા.

**અસજ્જનોચિત** ૧. [ સં. અ ( નહિ ) + સત્ ( સારું ) + જન ( માણસ ) + ઉચિત ( યોગ્ય ) ] વિ. દુર્જનને લાયક; દુષ્ટ માણસને છાજે એવું.
૨. વિ. સજ્જનને નહિ છાજતું.

**અસઝ્ઝાય** [ સં. અ ( નહિ ) + સ્વાધ્યાય ( અભ્યાસ ) ] સ્ત્રી. ( જૈન ) શાસ્ત્રનો અભ્યાસ અટકાવનારું કારણ. તેવાં કારણ ૩૨ છે.

**અસઢ** [ અ ( નહિ ) + સઢ ( પવન ભરાવા માટે વહાણના થાંભલાને બાંધવામાં આવતું કપડું ) ] વિ. સઢ વગરનું.

**અસણ** ૧. ન. ( ગ્રામ્ય ) ચોખા વગેરે ચડી ગયા પછી નિતારી લીધેલું વધારાનું પાણી; ઓસામણ.
૨. [ સં. અસન ] ન. ( પ્રાકૃત ) ફેંકવું તે; ક્ષેપણ.
૩. [ સં. અશન ] ન. ( પ્રાકૃત ) ભોજન; ખોરાક.

**અસત્** જુઓ અસત.

**અસત** ૧. [ સં. અસત્ ] પું. ઇંદ્ર. પોતાની પદવી ટકાવી રાખવા તેને કાયમ પ્રપંચ રચવા પડે છે.
૨. પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. માયારૂપ હોવાથી તે અસત કહેવાય છે.
૩. [ સં. અ ( નહિ ) + સત્ ( હયાત ) ] ન. કોઈ પણ કાળમાં જેની હયાતી ન હોય તે. જેમકે, સસલાનાં શીંગડાં, કાચબાના વાળ.
૪. [ સં. અ ( નહિ ) + સત્ ( સાચ ) ] ન. જૂઠાણું; અસત્ય.
૫. ન. ( ગણિત ) જે રાશિનું મૂલ્ય અથવા જે આકૃતિની સ્થિતિ વ્યવહારની નજરે કંઈ ન હોય તે. જેમકે, $\sqrt{-૧}$, અને વર્તુળની અંદરના કોઈ પણ બિંદુમાંથી દોરેલો વર્તુળનો સ્પર્શક ( ટેન્જન્ટ ).
૬. ન. જોઈ શકાય નહિ એવું તત્ત્વ.

ન્હોતું 'અસત' નવ હતું 'સત' કંઈ સમે તે,
ના અંતરીક્ષ, નવ વ્યોમ, હતું પરે કે;
શું આવરે, કવણ કોણ તણા સુખાર્થે,
ને શું હતું ગહન પાણી ગભીર આ કે ?
નાસદીયસૂક્ત

૭. ન. માયા; અવિદ્યા.
૮. ન. શૂન્ય; અસ્તિત્વ ન હોવાપણું; હયાતી ન હોવી તે.
૯. વિ. અધર્મી.
૧૦. વિ. અન્યાયી.
૧૧. વિ. અપવિત્ર.
૧૨. વિ. અર્થ વિનાનું; નિષ્ફળ.
૧૩. વિ. ઉપજાવી કાઢેલ; કલ્પનામાં રહેલ.
૧૪. [ સં. અ ( નહિ ) + સત્ ( સાચું ) ] વિ. ખોટું; જૂઠું.
અસત ભાખવું = જૂઠું બોલવું.
૧૫. [ સં. અ ( નહિ ) + સત્ ( સાધુ ) ] વિ. દુષ્ટ; ખરાબ.
૧૬. વિ. ન હોય એવું; હયાતી વગરનું; અવિદ્યમાન.
૧૭. વિ. પાયા વગરનું.
૧૮. વિ. પ્રગટ નહિ થયેલું; સૂક્ષ્મરૂપ; અવ્યક્ત.
૧૯. વિ. બનાવટી.
૨૦. વિ. માયાવી.
૨૧. વિ. મિથ્યા; ફોકટ; અફળ.
૨૨. વિ. મૂર્ખ; અક્કલ વિનાનું.

**અસતકથન** [ સં. અ ( નહિ ) + સત્ ( સાચું ) + કથન ( કહેવાપણું ) ] ન. જૂઠું બોલવાપણું; અસત્ય ભાષણ.

**અસતચિંતન** [ સં. અ ( નહિ ) + સત્ ( સાચું ) + ચિંતન ( વિચાર ) ] ન. ખોટો વિચાર.

**અસતત** ૧. પું. ( ગણિત ) વચમાંથી તૂટી જાય તેવો વક્ર.
૨. [ સં. અ ( નહિ ) + સતત ( ચાલુ ) ] વિ. અખંડપણે ચાલુ ન હોય એવું; તૂટક.
૩. વિ. ( ગણિત ) ચલ રાશિના મૂલ્યમાં સહેજ ફરક કરવાથી જે ફલની કીમતમાં મોટો ફેરફાર થાય અથવા તો જેનું મૂલ્ય અનંત કે અપરિમિત બને એવું; 'ડિસકન્ટિન્યૂઅસ.'
૪. અ. રહીરહીને; થોડી થોડી વારે.

**અસતર** [ સં. આસ્તરણ ] ન. અંદરનું પડ; કપડાંની અંદરની બાજુએ સીવેલું પડ. જુઓ અસ્તર.

**અસતરી** ૧. સ્ત્રી. ઇસ્ત્રી.
અસતરી કરવી = કપડાંને ઇસ્ત્રી કરવી.
૨. [ સં. સ્ત્રીનું અપભ્રષ્ટ રૂપ ] સ્ત્રી. સ્ત્રી; પત્ની.
હાથ પગ ધોએ એના ઘરની અસતરી.
લોકગીત

**અસતરો** [ ફા. ઉસ્તર્દન ( હજામત કરવી ) ] પું. ( ગ્રામ્ય ) અસ્ત્રો; હજામત કરવાનું ઓજાર.

**અસતર્ક** [ સં. અ ( નહિ ) + સ ( સારું ) + તર્ક ( કલ્પના ) ] પું. બેધ્યાન; ગાફેલ.

**અસતર્કતા** [ સં. અ ( નહિ ) + સ ( સારું ) + તર્ક ( કલ્પના ) + તા ( પણું ) ] સ્ત્રી. બેધ્યાનપણું; ગાફેલિયત.

**અસતિયું** ૧. [ સં. અ ( નહિ ) + સત્ય ( સાચું ) ] વિ. જૂઠાબોલું; ખોટું.
૨. વિ. નાસ્તિક; આસ્થા વગરનું.
દીકરે દાઢ ગળે, અસતિયા સહુ બળે.
નરસિંહ

**અસતી** ૧. [ સં. અ ( નહિ ) + સતી ( પતિવ્રત પાળનાર સ્ત્રી ) ] સ્ત્રી. કુલટા; વ્યભિચારિણી; સ્વૈરિણી; પુંશ્ચલી; ધર્ષણી; પાંશુલા.
૨. [ પ્રા. અસઈ ] સ્ત્રી. દાસી.

**અસતીપોષણ** [ સં. અ ( નહિ ) + સત્ ( સારું ) + પોષણ ( નિભાવ ); પ્રા. અસઈપોસણ ] ન. ( જૈન ) શ્રાવકના સાતમા વ્રતનો એ નામનો એક અતિચાર એટલે દોષ; હિંસક પ્રાણી, વેશ્યા, દાસી વગેરેનું કરાતું પોષણ.

**અસતીસુત** [ સં. અ ( નહિ ) + સતી ( પતિવ્રતા સ્ત્રી ) + સુત ( દીકરો ) ] પું. છિનાળનો છોકરો; વ્યભિચારિણીનો દીકરો.

**અસતુળ** જુઓ અસતૂલ.

**અસતૂલ** ન. ખેતરની બધી બાજુની હદ.

**અસત્કર્મ** ૧. [ સં. અ ( નહિ ) + સત્ ( સારું ) + કર્મન્ ( કામ ) ] ન. ખરાબ કામ.
૨. ન. ખરાબ ચેષ્ટા.
૩. ન. ખોટી ક્રિયા.
૪. ન. દુષ્ટતા; નીચપણું; અધમતા; હલકાઈ.
૫. વિ. ખરાબ આચરણવાળું; દુષ્કર્મી.

**અસત્કર્મી** ૧. [ સં. અ ( નહિ ) + સત્ ( સારું ) + કર્મન્ ( કામ ) ] પું. દુર્જન.
૨. વિ. નઠારાં કામ કરનાર; દુષ્ટ.

**અસત્કાર** [ સં. અ ( નહિ ) + સત્કાર ( આદર ) ] પું. આગતાસ્વાગતા ન કરવાપણું; અનાદર; અપમાન.

**અસત્કારણ** [ સં. અ ( નહિ ) + સત્ ( સાચું ) + કારણ ] ન. ( ન્યાય ) ખોટા કારણવાળો હેત્વાભાસ એટલે હેતુનો ભ્રમ.

**અસત્કારવું** [ સં. અ ( નહિ ) + સત્કાર ( આદર ) ] સ. ક્રિ. અપમાન કરવું; આગતાસ્વાગતા ન કરવી; આદર સત્કાર ન આપવો; અનાદર કરવો.

**અસત્કારિત** [ સં. અ ( નહિ ) + સત્કારિત ( માન પામેલ ) ] વિ. અનાદર પામેલું; સત્કાર ન કરાયેલું.

**અસત્કાર્યવાદ** [ સં. અ ( નહિ ) + સત્ ( હયાતી ધરાવતું ) + કાર્ય ( કામ ) + વાદ

(મત)] પું. અમુક કાર્ય ઉત્પન્ન થયા પહેલાં તે હયાતી ધરાવતું નથી એવો મત.

ઉત્પત્તિ પૂર્વે કાર્ય કારણસ્વરૂપે વિદ્યમાન છે એવું મત તે સત્કાર્યવાદ; અને ઉત્પત્તિ પૂર્વે કાર્ય કારણરૂપે પણ વિદ્યમાન નથી અને ઉત્પન્ન થાય છે ત્યારે જ વિદ્યમાન થાય છે એવું મત તે અસત્કાર્યવાદ. બૃહદ્ વ્યાકરણ

**અસત્કાર્યવાદી** [સં. અ (નહિ) + સત્ (હયાત) + કાર્ય (કામ) + વાદ (મત) + ઇન્ (વાળું)] વિ. અસત્કાર્યવાદમાં માનનાર.

**અસત્કૃત** ૧. [સં. અ (નહિ) + સત (સારૂં) + કૃત્ય (કામ)] ન. ખરાબ કામ; દુષ્કૃત્ય.
૨. [સં. અ (નહિ) + સત્ (સારૂં) + કૃત (થયેલ)] વિ. ખરાબ ઇરાદાથી કરાયેલું.
૩. વિ. સન્માન નહિ પામેલ; અનાદત; સત્કાર રહિત.

**અસત્ક્રિયા** [સં. અ (નહિ) + સત્ (સારૂં) + ક્રિયા (કામ)] સ્ત્રી. ખરાબ કામ. જુઓ અસત્કર્મ.

**અસત્ખ્યાતિ** [સં. અ (નહિ) + સત્ (સાચું) + ખ્યાતિ (જ્ઞાન)] સ્ત્રી. (વેદાંત) વસ્તુનું ખોટું ભાન; ભ્રાંતિ; ભ્રમ. જેમકે, દોરીમાં સર્પનો ભાસ થવો. જુઓ ખ્યાતિ.

**અસત્તા** ૧. [સં. અ (નહિ) + સત્તા (શક્તિ)] સ્ત્રી. અશક્તિ; નિર્બળતા.
૨. સ્ત્રી. ગડબડ; અસ્પષ્ટતા.
૩. [સં. અ (નહિ) + સત્ (સાચું) + તા (પણું)] સ્ત્રી. જૂઠાણું; અસત્ય.
૪. [સં. અ (નહિ) + સત્ (સારૂં) + તા (પણું)] સ્ત્રી. દુષ્ટપણું; દુર્જનતા.
૫. [સં. અ (નહિ) + સત્ (હયાત) + તા (પણું)] સ્ત્રી. ન હોવાપણું; અનસ્તિત્વ; અવિદ્યમાનતા.
૬. સ્ત્રી. નિષ્ફળતા.
૭. સ્ત્રી. પ્રગટ થયેલ ન હોવું તે; અવ્યક્તપણું.

**અસત્તિ** સ્ત્રી. શબ્દોને વાક્યના સંબંધમાંથી છૂટા પાડ્યા સિવાય ક્રમ પ્રમાણે વાંચવા કે બોલવા તે.

**અસત્તી** [સં. અ (નહિ) + શક્તિ] પું. (હિંદી) અશક્ત ગરીબ માણસ.

**અસત્ત્વ** ૧. [સં. અ (નહિ) + સત્ (સાચું) + ત્વ (પણું)] ન. અસત્ય; અયથાર્થતા; ખોટું હોવાપણું; જૂઠાણું.
૨. ન. અંધારૂં; અંધકાર.
૩. ન. ગોટાળો; અસ્પષ્ટપણું.
૪. [સં. અ (નહિ) + સત્ (સારૂં) + ત્વ (પણું)] ન. દુષ્ટતા; અસાધુતા; ખરાબપણું.
૫. ન. દ્રવ્ય ન હોવાપણું.
૬. [સં. અ (નહિ) + સત્ (હયાત) + ત્વ (પણું)] ન. ન હોવાપણું; અસત્તા; અભાવ; અનસ્તિત્વ.
૭. ન. નિષ્ફળતા.
૮. ન. બે જણ સાથે ગાઈ શકે એવું ગાયન; દ્વંદ્વગાયન.
૯. [સં. અ (નહિ) + સત્ત્વ (સત્ત્વગુણ)] ન. સત્ત્વગુણ નહિ તે; રજોગુણ અને તમોગુણ.
૧૦. વિ. જંતુ વિનાનું; પ્રાણીશૂન્ય.
૧૧. વિ. તમોગુણ તથા રજોગુણવાળું.
૧૨. વિ. માલ વિનાનું; નિઃસત્ત્વ.
૧૩. [સં. અ (નહિ) + સત્ત્વ (બળ)] વિ. શક્તિ વિનાનું; નિર્બળ.
૧૪. વિ. સારાપણા વિનાનું; દુષ્ટ.

**અસત્પથ** ૧. [સં. અ (નહિ) + સત્ (સારૂં) + પથ (માર્ગ)] પું. અનીતિ ભરેલી વર્તણૂક; દુરાચાર.
૨. પું. નઠારો રસ્તો; કુમાર્ગ.

**અસત્પથગામી** [સં. અ (નહિ) + સત્ (ખરૂં) + પથ (માર્ગ) + ગામિન્ (જનાર)] વિ. ખોટે રસ્તે જનારૂં; દુરાચારી; કુમાર્ગે ચડેલું.

**અસત્પથાવલંબી** [સં. અ (નહિ) + સત્ (સારૂં) + પથ (માર્ગ) + અવલંબિન્ (પકડનાર)] વિ. અસત્પથગામી; દુરાચારી.

**અસત્પથાશ્રયી** જુઓ અસત્પથગામી.

**અસત્પરિગ્રહ** ૧. [સં. અ (નહિ) + સત્ (સારૂં) + પરિગ્રહ (સ્વીકાર)] પું. દુર્જન પાસેથી લેવાતું દાન.
૨. પું. દુષ્ટ પક્ષનો લેવાતો આશરો.
૩. પું. શાસ્ત્રમાં મનાઈ કરેલ વસ્તુનું લેવાતું દાન.

**અસત્પુત્ર** ૧. [સં. અ (નહિ) + સત્ (સારૂં) + પુત્ર (દીકરો)] પું. ખરાબ દીકરો; કપૂત.
૨. [સં. અ (નહિ) + સત્ (હોવું) + પુત્ર (દીકરો)] પું. દીકરા વિનાનો માણસ; વાંઝિયો માણસ.

**અસત્પુરુષ** [સં. અ (નહિ) + સત્ (સારૂં) + પુરુષ] પું. ખરાબ માણસ.

**અસત્પ્રતિગ્રહ** ૧. [સં. અ (નહિ) + સત્ (સારૂં) + પ્રતિ (તરફ) + ગ્રહ્ (લેવું)] પું. શાસ્ત્રમાં મનાઈ કરેલ માણસ પાસેથી દાનનો સ્વીકાર.
૨. પું. શાસ્ત્રમાં મનાઈ કરેલ વસ્તુનું લેવાતું દાન. જેમકે, ચાંડાલ જેવાનું અનાજ.

**અસત્પ્રતિગ્રાહી** [સં. અ (નહિ) + સત (સારૂં) + પ્રતિ (તરફ) + ગ્રાહિન્ (લેનાર)] વિ. શાસ્ત્રમાં મનાઈ કરેલ વસ્તુનું દાન લેનાર.

**અસત્પ્રલાપ** પું. (કાવ્ય) વીથ્યંગનો એક પ્રકાર; અસંબદ્ધ વચન; મેળ વિનાનું બોલવું કે મેળ વગરના બોલ.

**અસત્ય** ૧. [સં. અ (નહિ) + સત્ય (સાચ)] ન. જૂઠાણું; ખોટી વાત.
૨. ન. (બૌદ્ધ) દશ અકુશલ કર્મપથ માંહેનો એક. જુઓ કર્મપથ.
૩. ન. માયા; ભ્રમ.
૪. વિ. અન્યાયી; ગેરવાજબી.
૫. વિ. કાલ્પનિક; માત્ર વિચારમાં જ હોય એવું.
૬. વિ. ખોટું; જૂઠું; મિથ્યા.

**અસત્યકથન** [સં. અ (નહિ) + સત્ય (ખરૂં) + કથન (વાત)] ન. જૂઠી વાત.

**અસત્યતા** [સં. અ (નહિ) + સત્ય (સાચું) + તા (પણું)] સ્ત્રી. જૂઠ; ખોટાઈ; અનૃત.

**અસત્યપણું** [અ (નહિ) + સત્ય (સાચું) + પણું (નામ બનાવનાર પ્રત્યય)] ન. અસત્યતા; જૂઠ; અનૃત.

**અસત્યપથગામી** [સં. અ (નહિ) + સત્ય (સાચું) + પથ (રસ્તો) + ગામિન્ (જનાર)] વિ. અસત્પથગામી; દુરાચારી; ખોટે રસ્તે જનારૂં.

**અસત્યપરિગ્રહ** ૧. [સં. અ (નહિ) + સત્ય (સારૂં) + પરિ (ચોતરફ) + ગ્રહ્ (લેવું)] પું. શાસ્ત્રમાં મનાઈ કરેલ વસ્તુનું લેવાતું દાન.
૨. પું. શાસ્ત્રમાં મનાઈ કરેલા માણસ પાસેથી દાનનો સ્વીકાર.

**અસત્યભાવારોપણ** [સં. અ (નહિ) + સત્ય (સાચું) + ભાવ (ગુણ) + આરોપણ (મૂકવું તે)] ન. જીવ વગરની વસ્તુમાં જીવતી વસ્તુ જેવો ખોટી રીતે મુકાતો ગુણ; જ્યાં ભાવનો અનુભવ થતો નથી ત્યાં ભાવનું આરોપણ કરવું તે. જેમકે, નદી જો રોઈ તો રુદન કરશે પહાડ પથરા.

**અસત્યભાષી** [સં. અ (નહિ) + સત્ય (સાચું) + ભાષિન્ (બોલનાર)] વિ. જૂઠું કહેનાર; ખોટું બોલનાર.

**અસત્યમૃષા** [સં. અ (નહિ) + સત્ય (સાચું) + મૃષા (જૂઠું)] વિ. સાચું નહિ તેમ ખોટું પણ નહિ તેવું; વ્યવહાર માત્રનું.

**અસત્યમૃષાભાષા** [સં. અ (નહિ) + સત્ય (સાચું) + મૃષા (જૂઠું) + ભાષા (બોલી)] સ્ત્રી. સાચી નહિ તેમ ખોટી પણ નહિ તેવી ભાષા; વ્યવહારભાષા.

**અસત્યરંગીસઆવર્તી** જ. લીલા રંગનું એક જાતનું દરિયાઈ પ્રાણી.

**અસત્યવાદ** [સં. અ (નહિ) + સત્ય (સાચું) + વદ્ (બોલવું)] પું. જૂઠું બોલવાપણું; મિથ્યાવાદ.

**અસત્યવાદિતા** [સં. અ (નહિ) + સત્ય (સાચું) + વાદિન્ (બોલનાર) + તા (પણું)] સ્ત્રી. જૂઠાણું; જૂઠું બોલવાપણું.

**અસત્યવાદી** સં. [અ (નહિ) + સત્ય (ખરું) + વાદિન્ (બોલનાર)] વિ. ખોટાબોલું; જૂઠું કહેનાર; મિથ્યાભાષી.

**અસત્યવિષયક** [સં. અ (નહિ) + સત્ય (સાચું) + વિષય (બાબત) + ક (લગતું)] વિ. ખોટી બાબત સંબંધી.

**અસત્યસંધ** ૧. [સં. અ (નહિ) + સત્ય (સાચું) + સંધા (ઠરાવ)] વિ. વચન નહિ પાળનાર.

૨. વિ. વિશ્વાસઘાતી; કપટી.

**અસત્યસંનિભ** [સં. અ (નહિ) + સત્ય (ખરું) + સંનિભ (સરખું)] વિ. અશક્ય; અસંભવિત; બની શકે નહિ એવું.

**અસત્યસેવી** [સં. અ (નહિ) + સત્ય (ખરું) + સેવિન્ (પૂજનાર)] વિ. ખોટું આચરણ કરનાર; દુરાચારી; ખરાબ કામ કરનાર.

**અસત્યા** [સં. અ (નહિ) + સત્ય (સાચું) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. જૂઠી ભાષા; ખોટી વાણી.

**અસત્યાચરણ** [સં. અ (નહિ) + સત્ય (વાસ્તવિક) + આચરણ (વર્તણૂક)] ન. ખોટું વર્તન.

**અસત્યાભાસ** [સં. અ (નહિ) + સત્ય (વાસ્તવિક) + આભાસ (દેખાવ)] પું. વિપરીત વિચાર; અયુક્તાભાસ; ન બની શકે એવી કલ્પના; ન હોઈ શકે એવી બાબત; 'પેરેડોક્સ'.

**અસત્યામૃષા** [સં. અ (નહિ) + સત્ય (સાચું) + આ (નારીજાતિનો પ્રત્યય) + મૃષા (જૂઠું)] જુઓ અસત્યમૃષા.

**અસત્યોત્પાદક** [સં. અ (નહિ) + સત્ય (સચ્ચાઈ) + ઉત્પદ્ (પેદા કરવું) + અક (કરનાર)] વિ. જૂઠાણું ઉત્પન્ન કરનાર; ખોટું ઊભું કરનાર.

**અસત્શાસ્ત્ર** [સં. અ (નહિ) + સત્ (ખરું) + શાસ્ત્ર] ન. ખોટું શાસ્ત્ર; ખોટો સિદ્ધાંત.

**અસત્સંકેત** [સં. અસત્ (અધર્મી) + સંકેત (ચિહ્ન)] પું. અનીતિવાળી શરત.

**અસત્સંગ** [સં. અ (નહિ) + સત્ (સાધુ) + સંગ (સોબત)] પું. દુષ્ટની સોબત; કુસંગ.

**અસત્સંધ** ૧. [સં. અ (નહિ) + સત્ (સાચું) + સંધા (ઠરાવ)] વિ. વચન નહિ પાળનાર.

૨. વિ. વિશ્વાસઘાતી; કપટી.

**અસત્સંસર્ગ** ૧. [સં. અ (નહિ) + સત્ (સારું) + સંસર્ગ (સંબંધ)] પું. હલકા માણસની સોબત.

૨. વિ. ખરાબ સંગતવાળું.

**અસદ** ૧. [ફા.] પું. સિંહ.

૨. પું. (જ્યોતિષ) સિંહ રાશિ.

**અસદધ્યેતા** ૧. [સં. અ (નહિ) + સત્ (સારું) + અધ્યેતૃ (વાંચનાર)] વિ. ખરાબ સાહિત્ય વાંચનાર; શાસ્ત્ર વિરુદ્ધનું સાહિત્ય વાંચનાર.

૨. વિ. શાસ્ત્રીય રીતે ન વાંચનાર; જેનું વાંચન ખરાબ હોય એવું.

**અસદર્થ** [સં. અ (નહિ) + સત્ (સાચું) + અર્થ] પું. જૂઠો અર્થ; ખોટી સમજ.

**અસદર્થનિદર્શના** [સં. અ (નહિ) + સત્ (સારું) + અર્થ (ફલ) + નિદર્શના (એ નામનો અલંકાર)] સ્ત્રી. (કાવ્ય) એક જાતનો નિદર્શના અલંકાર. તેમાં ક્રિયા મારફત ફળનો તેના હેતુ સાથે સંબંધ જણાવવામાં આવે છે, તથા જણાવેલું ફળ ખરાબ હોય છે. જેમકે, જે હલકો હોય તે ઊંચું પદ મેળવે તો તે જગાથી પોતાની હલકાઈને લીધે જ નીચે પડે છે. નાનો કાંકરો પર્વતની ટોચ ઉપર ચડે તોપણ ધીમા પવનથી નીચે પડે છે. અહીં હલકા કાંકરાનું ઊંચે સ્થાને ચડવું એ જ તેના પડવાનું કારણ છે અને એ પડવા રૂપી ફળ અસત એટલે ખરાબ છે.

**અસદંશ** [સં. અ (નહિ) + સત્ (સારું) + અંશ (ભાગ)] પું. ખરાબ ભાગ; અનિષ્ટ તત્ત્વ.

**અસદાગમ** ૧. [સં. અ (નહિ) + સત્ (સારું) + આગમ્ (આવવું)] પું. ખરાબ રીત.

૨. [સં. અ (નહિ) + સત્ (સારું) + આગમ્ (મેળવવું)] પું. દુષ્ટ રીતે થયેલ લાભ; અનીતિથી મેળવેલ આવક.

૩. [સં. અ (નહિ) + સત્ (સાચું) + આગમ (શાસ્ત્ર)] પું. નાસ્તિકનું શાસ્ત્ર; પ્રચલિત સિદ્ધાંતથી વિરુદ્ધનું શાસ્ત્ર.

**અસદાચરણ** ૧. [સં. અ (નહિ) + સત્ (સાચું) + આચરણ (વર્તન)] ન. અનીતિ.

૨. [સં. અ (નહિ) + સત્ (સારું) + આચરણ (વર્તન)] ન. ખરાબ વર્તણૂક; બદચાલ; દુરાચાર.

**અસદાચાર** ૧. [સં. અ (નહિ) + સત્ (સાચું) + આચાર (વર્તન)] પું. અનીતિ.

૨. [સં. અ (નહિ) + સત્ (સારું) + આચાર (વર્તન)] પું. ખરાબ આચરણ; ગેરવર્તણૂક; દુરાચાર.

૩. વિ. ખરાબ આચરણવાળું; દુષ્ટ; દુરાચારી.

**અસદાચારી** ૧. [સં. અ (નહિ) + સત્ (સાચું) + આચાર (વર્તણૂક) + ઇન્ (વાળું)] વિ. અનીતિમાન.

૨. [સં. અ (નહિ) + સત્ (સારું) + આચાર (વર્તન) + ઇન્ (વાળું)] વિ. ખરાબ ચાલનું; દુરાચરણવાળું.

**અસદારોપણદોષ** [સં. અ (નહિ) + સત્ (સાચું) + આરોપણ (મૂકવાપણું) + દોષ] પું. (જૈન) વચનના દશ દોષ માંહેનો એ નામનો એક. બીજાને ખોટો બોધ આપે તે અસદારોપણદોષ કહેવાય છે.

**અસદાલાપ** ૧. [સં. અ (નહિ) + સત્ (સાચું) + આલાપ (વચન)] પું. ખોટું વચન.

૨. [સં. અ (નહિ) + સત્ (સારું) + આલાપ (વચન)] પું. નઠારો બોલ.

**અસદિચ્છ** [સં. અ (નહિ) + સત્ (સારું) + ઇચ્છ્ (આશા રાખવી)] વિ. ભૂંડું થાય એવું ધારનાર.

**અસદુત્તર** [સં. અ (નહિ) + સત્ (સારું) + ઉત્તર (જવાબ)] પું. (ન્યાય) પોતાના પક્ષને તોડી પાડે એવો જવાબ.

**અસદુપદેશ** [સં. અ (નહિ) + સત્ (સારું) + ઉપદેશ (બોધ)] પું. ખોટી સલાહ; નઠારી શિખામણ.

**અસદુપાય** ૧. [સં. અ (નહિ) + સત્ (સારું) + ઉપાય (ઇલાજ)] પું. અપ્રામાણિકપણું.

૨. પું. કપટ.

અસદુપાયેન = (૧) અપ્રામાણિકપણે. (૨) કપટથી.

**અસદૃશ** ૧. [સં. અ (નહિ) + સદૃશ (સરખું)] વિ. (ગણિત) ખૂણા અને બાજુ અનુક્રમે સરખાં ન હોય એવું.

૨. વિ. છાજે નહિ એવું; અનુચિત.

૩. વિ. નહિ મળતું; જુદી જાતનું; ભિન્ન.

૪. વિ. સરખું નહિ એવું; અસમાન.

**અસદ્‌ક્રિયા** [ સં. અ ( નહિ ) + સત્‌ ( સારું ) + ક્રિયા ( કામ ) ] સ્ત્રી. ખરાબ કામ. આ શબ્દ અસત્ક્રિયા શબ્દનું અપભ્રષ્ટરૂપ છે.

**અસદ્‌ગતિ** [ સં. અ ( નહિ ) + સત્‌ ( સારું ) + ગતિ ( મૂઆ પછીની હાલત ) ] સ્ત્રી. અવગત; મરણ પછી ભૂત પ્રેત થવું તે; નરકમાં પડવાપણું.

**અસદ્‌ગુણોદ્‌ભાવન** [ સં. અ ( નહિ ) + સત્‌ ( સારું ) + ગુણ + ઉદ્‌ભૂ ( પેદા થવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. અવગુણ પ્રકટ કરવાપણું; દોષ જાહેર કરવા તે.

**અસદ્‌ગ્રહ** ૧. [ સં. અ ( નહિ ) + સત્‌ ( સાચું ) + ગ્રહ્ ( પકડવું ) ] પું. ખોટો આગ્રહ; દુરાગ્રહ.
૨. જુઓ અસદ્‌ગ્રાહ.

**અસદ્‌ગ્રાહ** ૧. [ સં. અ ( નહિ ) + સત્‌ ( સાચું ) + ગ્રાહ ( સમજ ) ] પું. ખરાબ અભિપ્રાય; પૂર્વગ્રહ.
૨. પું. ખરાબ યુક્તિ.
૩. પું. બાળકના જેવી મરજી; બાલિશ ઇચ્છા.

**અસદ્‌ગ્રાહી** ૧. [ સં. અ ( નહિ ) + સત્‌ ( સારું ) + ગ્રાહિન્‌ ( લેનાર ) ] વિ. અનુચિત દાન લેનાર.
૨. વિ. ધનલોભી.

**અસદ્દહણ** [ સં. અ ( નહિ ) + શ્રદ્ધા ( વિશ્વાસ ) ] ન. ( પ્રાકૃત ) અશ્રદ્ધા; અવિશ્વાસ.

**અસદ્દહણા** જુઓ અસદ્દહણ.

**અસદ્ધેતુ** ૧. [ સં. અ ( નહિ ) + સત્‌ ( સારું ) + હેતુ ( ઉદ્દેશ ) ] પું. ખરાબ ઉદ્દેશ.
૨. [ સં. અ ( નહિ ) + સત્‌ ( ખરું ) + હેતુ ( કારણ ) ] પું. ( ન્યાય ) ખોટું કારણ આપવાથી થતો ભ્રમ.
૩. પું. ( ન્યાય ) સાબિત કરવાનું હોય તે ન કરે એવું કારણ; દોષવાળું કારણ.

**અસદ્ધ્યેતા** [ સં. અ ( નહિ ) + સત્‌ ( સાચું ) + અધ્યેતૃ ( અભ્યાસ કરનાર ) ] પું. પોતાની શાખાને છોડી અન્યનો અભ્યાસ કરનાર બ્રાહ્મણ; નાસ્તિક મતનાં પુસ્તકોનો અભ્યાસ કરનાર બ્રાહ્મણ. એને શાખારંડ પણ કહે છે.

**અસદ્‌ભાવ** ૧. [ સં. અ ( નહિ ) + સત્‌ ( સારું ) + ભાવ ( લાગણી ) ] પું. અણગમો; નાપસંદગી.
૨. પું. ખરાબ અભિપ્રાય; પૂર્વગ્રહ.
૩. પું. ( ન્યાય ) તર્કના અવયવોના પ્રયોગમાં થતો એક દોષ.
૪. [ સં. અ ( નહિ ) + સત્‌ ( સાચું ) + ભાવ ( હોવાપણું ) ] પું. ન હોવાપણું; અભાવ. જેમકે, આકાશકુસુમ; સસલાનાં શીંગડાં.

**અસદ્‌ભાવના** [ સં. અ ( નહિ ) + સત્‌ ( સાચું ) + ભાવના ( કલ્પના ) ] સ્ત્રી. અસત્ય વિચારણા; ખોટી કલ્પના. જેમકે, છીપમાં રૂપાનો ભાસ થવો તે.

**અસદ્‌ભાવસ્થાપના** [ સં. અ ( નહિ ) + સત્‌ ( સાચું ) + ભાવ ( હોવાપણું ) + સ્થાપના ( સ્થાપવું તે ) ] સ્ત્રી. ખોટા રૂપે માન્યતા. જેમકે, લાકડીનો ઘોડો બનાવી ઘોડાની કલ્પના કરવી તે; સીંદરીમાં સર્પ માનવો તે.

**અસદ્‌ભૂત** [ સં. અ ( નહિ ) + સત્‌ ( સાચું ) + ભૂત ( થયેલ ) ] વિ. ખોટું; જૂઠું; અસત્ય.

**અસદ્‌રૂપ** [ સં. અ ( નહિ ) + સત્‌ ( સાચું ) + રૂપ ] ન. ખોટું રૂપ.

**અસદ્‌વર્તન** [ સં. અ ( નહિ ) + સત્‌ ( સારું ) + વર્તન ( આચાર ) ] ન. ખરાબ વર્તણૂક; દુરાચરણ.

**અસદ્‌વાદી** [ સં. અ ( નહિ ) + સત્‌ ( સાચું ) + વાદિન્‌ ( બોલનાર ) ] વિ. જૂઠું; અસત્યવાદી; ખોટાડું.

**અસદ્‌વાસના** [ સં. અ ( નહિ ) + સત્‌ ( સારું ) + વાસના ( ઇચ્છા ) ] સ્ત્રી. નઠારી ઇચ્છા; ખરાબ મરજી.

**અસદ્‌વિચાર** [ સં. અ ( નહિ ) + સત્‌ ( સારું ) + વિચાર ] પું. દુષ્ટ વિચાર; ખરાબ મનસૂબો.

**અસદ્‌વૃત્તિ** ૧. [ સં. અ ( નહિ ) + સત્‌ ( સારું ) + વૃત્તિ ( વર્તન ) ] સ્ત્રી. ખરાબ વર્તણૂક; દુરાચરણ; ખોટું વર્તન.
૨. [ સં. અ ( નહિ ) + સત્‌ ( સારું ) + વૃત્તિ ( વિચાર ) ] સ્ત્રી. ખરાબ વિચાર.
૩. સ્ત્રી. દુષ્ટતા; અધમપણું; નીચતા.
૪. [ સં. અ ( નહિ ) + સત્‌ ( સારું ) + વૃત્તિ ( ધંધો ) ] સ્ત્રી. હલકો ધંધો.
૫. વિ. બદચાલનું; હલકા આચરણવાળું.

**અસદ્‌વ્યવહાર** [ સં. અ ( નહિ ) + સત્‌ ( સાચું ) + વ્યવહાર ( વર્તન ) ] જુઓ અસદ્‌વૃત્તિ ૧, ૪, ૫.

**અસદ્‌વ્યવહારી** ૧. [ સં. અ ( નહિ ) + સત્‌ ( સારું ) + વ્યવહાર ( આચાર ) + ઇન્‌ ( વાળું ) ] વિ. બદચાલનું; ખરાબ આચરણવાળું.
૨. વિ. હલકો ધંધો કરનાર.

**અસદ્ધેતુ** [ સં. અ ( નહિ ) + સત્‌ ( સાચું ) + હેતુ ( કારણ ) ] પું. ખોટું કારણ આપવાથી થતો ભ્રમ. જુઓ અસદ્ધેતુ.

**અસન** ૧. પું. થડમાં શંકુ જેવા ઊભા કાંટાવાળું, ઘણાં ચક્રયુક્ત લીસાં પાનવાળું અને પીળાં, લીલાં કે સફેદ નાનાં ફૂલવાળું એક ઝાડ; આસંધ. તેનાં ગોળ વટાણાં જેવડાં ફળ શરૂઆતમાં લીલાં અને પાકે ત્યારે કાળાં થઈ જાય છે.

અસનના લાકડાનો પલંગ કર્યે શેગનો નાશ થાય. — રાજવલ્લભ

૨. પું. પીતસાલનું ઝાડ. તે ગરમ, તિક્ત, સારક એટલે ઝાડો લાવનાર અને વાયુનાશક છે.
૩. સ્ત્રી. એક જાતની વેલ; એકલકંટો.
૪. [ સં. અસ્ ( ફેંકવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ફેંકવાપણું; ઘા.
૫. [ સં. અસ્ ( હોવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. બધે હોવાપણું; સર્વવ્યાપકતા.
૬. વિ. અણસમજુ; છોકરમતિયું.

આટલા દિવસ હું અસન જાણતી
હવે થયા છો પ્રૌઢ. — ભાલણ

**અસનપણ** [ અસન ( છોકરમતિયું ) + પણું ] ન. અણસમજ.

અસનપણમાં હું કાંઈ ન લેહેતી,
પ્રત્યક્ષ પ્રભુને પરોક્ષ જ કહેતી. — રણછોડ ભક્ત

**અસનપણું** જુઓ અસનપણ.

**અસનપર્ણી** [ સં. અસન ( એક ઝાડ ) + પર્ણ ( પાંદડું ) + ઇન્‌ ( વાળું ) ] સ્ત્રી. સાતલાનું ઝાડ.

**અસનપુષ્પક** [ સં. અસન ( આસંધનું ઝાડ ) + પુષ્પ ( ફૂલ ) + ક ( વાળું ) ] પું. ઓખાની એક જાત.

**અસનવસન** [ સં. આ ( પાસે ) + શ્વસ્ ( શ્વાસ લેવો ) ] સ્ત્રી. આસનાવાસના; દિલાસો.

**અસનવૃક્ષ** ન. પીતસાલનું ઝાડ.

**અસનવેલ** સ્ત્રી. એક જાતની વેલ; એકલકંટો.

**અસના** ૧. પું. એ નામની એક વનસ્પતિ; છડીલો.
૨. [ સં. અશના ] પું. એક જાતનું ઝાડ. તેનું ભૂરાશ પડતા કાળા રંગનું લાકડું મજબૂત હોવાથી મકાન બાંધવામાં કામ આવે છે.
૩. [ અ. ] પું. વચગાળાનો વખત.

**અસનાઈ** સ્ત્રી. ભાઈબંધી; મિત્રાચારી. જુઓ આશનાઈ.

**અસનાદ** [ અ. ] પું. બ. વ. દસ્તાવેજો.

**અસનાફ** [ અ. ] સ્ત્રી. બ. વ. જાતો.

**અસન્માન** [ સં. અ ( નહિ ) + સન્માન ( સત્કાર ) ] ન. અપમાન; અનાદર.

**અસપ** [ફા. અસ્પ] પું. ઘોડો.

**અસપતિ** [સં. અશ્વ (ઘોડો) + પતિ (ધણી)] પું. ઘોડાનો ઉપરી; અશ્વપતિ.

અસપતિ થઈ દીધું માન.

કાન્હડદે પ્રબંધ

**અસપત્ન** ૧. [સં. અ (નહિ) + સપત્ન (શત્રુ)] ન. દોસ્ત; મિત્ર; ભાઈબંધ.

૨. ન. શાંતિ.

૩. વિ. શત્રુ રહિત; દુશ્મન વિનાનું.

૪. [સં. અ (નહિ) + સપત્ની (પતિની બીજી સ્ત્રી)] વિ. શોક વિનાનું.

૫. વિ. સ્વતંત્ર.

**અસપત્ની** સ્ત્રી. એક જાતની ઈંટ.

**અસપંડ** [સં. અ (નહિ) + સ (સરખું) + પિંડ (પિતૃઓ માટે વાળેલો લોટ કે ભાતનો ગોળો)] જુઓ અસપિંડ ૩.

**અસપંદાર** ૧. પું. જરથોસ્તીઓનાં ત્રીસ રોજમાંનો પાંચમો દિવસ.

૨. પું. પારસી વરસનો બારમો મહિનો.

**અસપિંડ** ૧. [સં. અ (નહિ) + સ (સરખું) + પિંડ (પિતૃઓ માટે વાળેલો લોટ કે ભાતનો ગોળો)] પું. સાત પેઢી ઉપરાંતનો પુરુષ.

૨. વિ. બીજા કુળનું; પર ગોત્રનું.

૩. વિ. સપિંડ નહિ એવું; નજીકના સંબંધ વિનાનું; પિંડદાન કરવાનો હક પહોંચતો ન હોય એવું.

**અસફજંગ** પું. દક્ષિણ હૈદ્રાબાદનું રાજ્ય સ્થાપનાર એ નામનો વીર પુરુષ.

**અસફર** [અ.] વિ. પીળું; કેસરના રંગનું.

**અસફલ** ૧. [સં. અ (નહિ) + સ (સાથે) + ફલ (સિદ્ધિ)] વિ. વ્યર્થ; નકામું.

૨. [અ.] વિ. સૌથી હલકું.

**અસફલતા** [સં. અ (નહિ) + સફલ (સિદ્ધ) + તા (પણું)] સ્ત્રી. કામ પાર ન પડવું તે; નિષ્ફળતા.

**અસફળ** જુઓ અસફલ ૧.

**અસફળતા** જુઓ અસફલતા.

**અસફાય** [અ.] પું. એ નામની એક વનસ્પતિ; ત્રાયમાણ.

**અસફાર** ૧. [અ.] પું. બ. વ. પુસ્તકો.

૨. [અ. સફર (મુસાફરી)નું બહુવચન] પું. બ. વ. મુસાફરીઓ; સાહસો.

**અસબ** [અ.] પું. સંધિબંધન.

**અસબબ** [અ (નહિ) + સબબ (કારણ)] અ. કારણ વગર.

**અસબર્ગ** [ફા.] ન. પીળાં કે સોનેરી ફૂલવાળું ખોરાસાની એક લાંબું ઘાસ. સુકાયેલાં ફૂલોને અફઘાન વેપારીઓ મુલતાન લાવી અકલબેરની સાથે રેશમ રંગવામાં તેનો ઉપયોગ કરે છે.

**અસબાબ** ૧. પું. અંગત મિલ્કત.

૨. પું. કાચો માલ.

૩. પું. ભાર; બોજો.

૪. પું. મિલ્કત.

૫. પું. મૂડી; ભંડોળ.

૬. [અ. સબબ (સાધન)નું બહુવચન] પું. રાચરચીલું; સરસામાન; સરંજામ.

૭. પું. લડાઈની સામગ્રી.

૮. પું. સત્ત્વ.

૯. પું. સાધન.

૧૦. પું. હથિયાર; ઓજાર.

૧૧. પું. બ. વ. કારણો.

૧૨. પું. બ. વ. યંત્રો.

**અસબાબે ખાના** [અ. અસબાબ (સબબ એટલે સાધનનું બહુવચન) + ખાના (ઘર)] પું. બ. વ. ઘરનું રાચરચીલું.

**અસબાબે જંગ** [અ. અસબાબ (સબબ એટલે સાધનનું બહુવચન) + જંગ (લડાઈ)] પું. બ. વ. લડાઈનાં સાધન; યુદ્ધસામગ્રી.

**અસબાબે પેશા** [અ. અસબાબ (સબબ એટલે સાધનનું બહુવચન) + પેશા (વેપાર)] પું. બ. વ. વેપારનાં સાધનો.

**અસબાબે સફર** [અ. અસબાબ (સબબ એટલે સાધનનું બહુવચન) + સફર (મુસાફરી)] પું. બ. વ. મુસાફરીનો સામાન.

**અસબુલ ઓકરર** પું. એક જાતનો બિહારી કલમી આંબો.

**અસભમ** [સં. અ (નહિ) + સંભવિત (બની શકે એવું)] વિ. અશક્ય; કઠણ.

**અસભ્ય** ૧. [સં. અ (નહિ) + સભ્ય (વિવેકી)] વિ. ઉદ્ધત; તોછડું; અવિનયી; વિવેક વગરનું.

૨. વિ. ખળ; નીચ; શઠ.

૩. વિ. ગ્રામ્ય; અશ્લીલ; ગામડી; જંગલી.

૪. [સં. અ (નહિ) + સભ્ય (સભાને યોગ્ય)] વિ. સભાના નિયમ વિરુદ્ધનું.

**અસભ્યતા** ૧. [સં. અ (નહિ) + સભ્ય (વિવેકી) + તા (પણું)] સ્ત્રી. બેઅદબી; તોછડાઈ; અવિવેક.

૨. સ્ત્રી. જંગલીવેડા; ગામડી વર્તન.

૩. સ્ત્રી. શઠતા; નીચપણું.

૪. સ્ત્રી. સભાના નિયમ વિરુદ્ધનું હોવાપણું.

**અસભ્યપણું** [અ (નહિ) + સભ્ય (વિવેકી) + પણું (નામ બનાવનાર પ્રત્યય)] ન. બેઅદબી. જુઓ અસભ્યતા.

**અસમ** ૧. [સં. અ (નહિ) + સમ (સરખું)] પું. (પિંગળ) અર્ધસમવૃત્તનું પહેલું અને ત્રીજું ચરણ.

અર્ધસમવૃત્તો-૧ લું તથા ૩ જું ચરણ વિષમ ચરણ કહેવાય છે, ને તેનાં અસમ, ઓજ, અયુગ્મ, અયુગ્મક, અયુજ એટલાં નામ છે.

ગાયનવાદન પાઠમાળા

૨. પું. (કાવ્ય) એક અલંકાર, જેમાં ઉપમાન એટલે જેની સાથે સરખામણી હોય તેનું મળવું અસંભવિત બતાવવામાં આવે છે. જેમકે, થયો નહિ, થાશે નહિ, છે નહિ રામ સદૃશ જગમાં રાજા.

૩. [સં. અ (નહિ) + સમ (બરાબરિયો)] પું. ગૌતમબુદ્ધ.

૪. વિ. અણસરખું; સમાન નહિ તેવું.

૫. વિ. અસાધારણ.

૬. [સં. અ (નહિ) + સમ (સપાટ)] વિ. ઊંચુંનીચું; સપાટ નહિ એવું; ઢેકાઢૈયાવાળું; વિષમ.

૭. વિ. એકી સંખ્યાનું.

૮. વિ. બરોબરિયા વિનાનું; જેની સાથે બીજું સરખાવી ન શકાય એવું; અજોડ; અતુલ્ય.

૯. વિ. વધઘટ થતું; બદલાતું; પરિવર્તનશીલ.

**અસમક્ષ** [સં. અ (નહિ) + સમક્ષ (નજર સામેનું)] વિ. મોઢામોઢ નહિ એવું; નજર સામે ન હોય એવું; અપ્રત્યક્ષ.

**અસમગ્ર** [સં. અ (નહિ) + સમગ્ર (બધું)] વિ. અધૂરું; અપૂર્ણ; અસંપૂર્ણ.

**અસમગ્રદર્શી** ૧. [સં. અ (નહિ) + સમગ્ર (બધું) + દર્શિન્ (જોનાર)] વિ. અધૂરું જોનાર.

૨. [સં. અ (નહિ) + સમગ્ર (બધું) + દર્શિન્ (બતાવનાર)] વિ. અધૂરું બતાવતું.

**અસમજ** ૧. [અ (નહિ) + સમજ (જ્ઞાન)] સ્ત્રી. અણસમજ; અજ્ઞાન.

૨. સ્ત્રી. બાળબુદ્ધિ; નાદાનિયત; મૂર્ખતા.

**અસમજણ** જુઓ અસમજ.

**અસમજણું** ૧. [અ (નહિ) + સમજણું (બુદ્ધિવાળું)] વિ. અક્કલ વિનાનું.

૨. વિ. ભોળમતિયું; બાળબુદ્ધિનું; નાદાન; અણસમજુ; મૂર્ખ.

**અસમજુ** [અ (નહિ) + સમજુ (બુદ્ધિવાળું)] જુઓ અસમજણું.

**અસમજૂત** ૧. [ અ ( નહિ ) + સમજૂત ( સમાધાન )] સ્ત્રી. અણબનાવ; કુસંપ; લડાઈ.
૨. [ સં. અ ( નહિ ) + સમ ( સરખું ) + જ્ઞાત ( જાણેલ )] સ્ત્રી. ગેરસમજ; સમજફેર; મતફેર.
૩. સ્ત્રી. ભ્રમ; ભ્રાંતિ; ભૂલ.

**અસમજૂતી** સ્ત્રી. અણબનાવ. જુઓ અ-સમજૂત.

**અસમણ** [ સં. અ ( નહિ ) + શ્રમણ ( સાધુ )] પું. ( પ્રાકૃત ) અસાધુ; સાધુ નહિ તે.

**અસમત** [ અ. ઇસ્મત ] સ્ત્રી. પવિત્રતા; ચોખ્ખાઈ.

**અસમતા** ૧. [ સં. અ ( નહિ ) + સમ ( સરખું ) + તા ( પણું )] સ્ત્રી. અણસરખા-પણું; અસમાનતા; વિષમતા.
૨. [ સં. અ ( નહિ ) + સમ ( સપાટ ) + તા ( પણું )] સ્ત્રી. ઊંચુંનીચું હોવાપણું; ખરબચડાઈ.
૩. સ્ત્રી. જુદાઈ.
૪. સ્ત્રી. બદલાવાનો ગુણ; પરિવર્તનતા.

**અસમતામાપક** [ સં. અ ( નહિ ) + સમ ( સરખું ) + તા ( પણું ) + માપક ( માપનાર )] ન. ગરમી માપવાનું એક જાતનું યંત્ર. તેમાં Uના આકારની નળીના બન્ને છેડે હવાથી ભરેલ કાચની ગોળ દડી હોય છે અને નળીમાં રંગવાળો પ્રવાહી પદાર્થ હોય છે. ગોળ દડીઓને ઓછીવત્તી ગરમ હવામાં રાખીએ તો નળીની અંદરનો રંગીન પ્રવાહી ઊંચે કે નીચે જાય છે. આ યંત્ર બે જગ્યાની ગરમીનો તફાવત બતાવે છે.

**અસમતોલ** ૧. વિ. અસ્થિર.
૨. [ અ ( નહિ ) + સમ ( સરખું ) + તોલ ( વજન )] વિ. ઓછાવત્તા ભારનું; તોલમાં સરખું નહિ એવું; વજનફેર.
૩. વિ. ચંચળ.
૪. વિ. સરખું નહિ એવું; અસમાન.

**અસમદૃષ્ટિ** [ સં. અ ( નહિ ) + સમ ( સરખું ) + દૃષ્ટિ ( નજર )] સ્ત્રી. તેજનાં કિરણ નેત્રપટ ઉપર એક જ કેંદ્રમાં નહિ મળતાં લીટીમાં મળે તેવી દૃકકાચ (લેન્સ)ની અથવા આંખના ઉપલા કઠણ પડ ( કૉર્નીઆ )ની ખામી; 'ઍસ્ટિગ્મેટિઝમ'.

**અસમધાં** અ. ( ગ્રામ્ય ) ખૂબ; અતિશય.

નયણે અસમધાં આંસુ ખરિ.
ઓહ-ભ્રમર

**અસમનયન** ૧. [ સં. અ ( નહિ ) + સમ ( બેકી સંખ્યાવાળું ) + નયન ( આંખ )] પું. શંકર; મહાદેવ; ત્રિનેત્ર.
૨. વિ. એકી સંખ્યામાં આંખવાળું.
૩. વિ. કાણિયું; એક આંખવાળું.
૪. [ સં. અ ( નહિ ) + સમ ( સરખું ) + નેત્ર ( આંખ )] વિ. ફાંગું; બાંડું.

**અસમનેત્ર** [ સં. અ ( નહિ ) + સમ ( બેકી સંખ્યાવાળું ) + નેત્ર ( આંખ )] પું. શંકર. જુઓ અસમનયન.

**અસમબાણ** [ સં. અ ( નહિ ) + સમ ( બેકી સંખ્યાવાળું ) + બાણ ( તીર )] પું. કામદેવ. તેને પાંચ બાણ હોવાનું મનાય છે.

**અસમય** ૧. [ સં. અ ( અયોગ્ય ) + સમય ( વખત )] પું. અનવસર; મોકો ન હોવાપણું; કવખત.
૨. પું. ( પ્રાકૃત ) અયોગ્ય આચાર.
૩. પું. વિપત્તિનો વખત; બુરો સમય.
૪. વિ. કઋતુનું.
૫. અ. કટાણે; અયોગ્ય વખતે.

**અસમયાનુરૂપ** [ સં. અ ( અયોગ્ય ) + સમય ( વખત ) + અનુરૂપ ( જેવું )] વિ. કવેળાનું; અકાળ; કટાણાનું.

**અસમર** [ સં. અ ( નહિ ) + સમર ( યુદ્ધ )] પું. સુલેહ; શાંતિ.

**અસમર્થ** ૧. પું. ( કાવ્ય ) એક જાતનો પદદોષ; શબ્દ પૂરી રીતે પોતાનો અર્થ બતાવી ન શકે એવી ખામી. જેમકે,

ક્ષીણ કટિ કૃશ સુંદર,
વિહરે દેવાંગના તણા વેશે;
ઝીણા પટ પહેરીને,
ઝૂલે જલમાંહી ખુલ્લે કેશે.

આમાં 'ઝૂલવું' પદ નાહવાનો અર્થ બતાવવાને અસમર્થ હોવાથી અસમર્થ દોષ છે. જુઓ પદદોષ.
૨. પું. ( વ્યાકરણ ) સમાસના શબ્દો બરાબર જોડાયેલા ન હોય એવો સમાસ; અસંગત શબ્દવાળો સમાસ. જેમકે, અશ્રાદ્ધભોજી એટલે શ્રાદ્ધ નહિ ખાનાર. તેમાં 'અ' એટલે 'નહિ' શ્રાદ્ધની સાથે જતો નથી પણ ભોજી એટલે ખાનાર સાથે જાય છે.
૩. [ સં. અ ( નહિ ) + સમર્થ ( કુશળ )] ન. અકુશળ મનુષ્ય; કાબેલ નહિ એવું માણસ.
૪. વિ. ગરીબ; દીન.
૫. [ સં. અ ( નહિ ) + સમર્થ ( શક્તિમાન )] વિ. તાકાત વગરનું; અશક્ત; નિર્બળ; કમજોર.
૬. વિ. હોશિયારી વગરનું; અકુશળ.

**અસમર્થતા** ૧. [ સં. અ ( નહિ ) + સમર્થ ( શક્તિવાળું ) + તા ( પણું )] સ્ત્રી. તાકાત ન હોવાપણું; નબળાઈ; અશક્તતા.
૨. સ્ત્રી. દીનપણું; ગરીબાઈ.
૩. [ સં. અ ( નહિ ) + સમર્થ ( કુશળ ) + તા ( પણું )] સ્ત્રી. નાલાયકી; અયોગ્યપણું; અપાત્રતા.

**અસમર્થપણું** ન. અશક્તતા. જુઓ અસમર્થતા.

**અસમર્થસમાસ** પું. ( વ્યાકરણ ) સમાસના શબ્દો બરાબર જોડાયેલ ન હોય એવો સમાસ. જુઓ અસમર્થ ૨.

**અસમર્પણ** [ સં. અ ( નહિ ) + સમ્ ( સારી રીતે ) + અર્પણ ( આપવું તે )] ન. આપવું નહિ તે; સમર્પણનો અભાવ.

**અસમર્પિત** [ સં. અ ( નહિ ) + સમર્પિત ( દીધેલ )] વિ. ન અપાયેલું; સમર્પણ નહિ થયેલું.

હરિ અસમર્પિત અભય અધમનું. દયારામ

**અસમલંબક** [ સં. અ ( નહિ ) + સમ ( સરખું ) + લંબક ( કાટખૂણો બનાવતી લીટી )] પું. ( ગણિત ) ચારમાંથી કોઈ પણ બે બાજુ સમાંતરે ન હોય એવી આકૃતિ; અતુલ્યલંબક; વિષમચતુરસ્ર; 'ટ્રૅપીઝિયમ'.

**અસમલોચન** [ સં. અ ( નહિ ) + સમ ( બેકી સંખ્યાવાળું ) + લોચન ( આંખ )] પું. શંકર. જુઓ અસમનયન.

**અસમવાણ** [ સં. અ ( નહિ ) + સમ ( બેકી સંખ્યાવાળું ) + વાણ ( બાણ )] પું. કામદેવ. જુઓ અસમબાણ.

**અસમવાયી** ૧. [ સં. અ ( નહિ ) + સમ-વાયિન્ ( કાયમના સંબંધવાળું )] વિ. જુદું પાડી શકાય તેવું.
૨. વિ. હમેશનું નહિ એવું; આવી ચડેલ; આગંતુક; અતિથિ.

**અસમવાયીકારણ** ૧. [ સં. અ ( નહિ ) + સમવાયિન્ ( કાયમના સંબંધવાળું ) + કારણ] ન. ( ન્યાય ) કાર્ય અથવા સમવાયીકારણની સાથે એક જ વસ્તુમાં સમવાયસંબંધથી રહેલું હોય તેવું કારણ.
૨. ન. ( વૈશેષિક ) કોઈ કાર્યના કારણની સાથે કે કારણના પણ કારણ સાથે સંબંધ ધરાવતું હોય તે કારણ.
૩. ન. ( ન્યાય, વેદાંત ) જે પદાર્થ જે કાર્ય-ના સમવાયીકારણ વિષે સમવાયસંબંધ વડે રહેલો હોઈને, અથવા સ્વસમવાયી સમવાયસંબંધ વડે રહેલો હોઈને, તથા આત્માના જ્ઞાનાદિક વિશેષ ગુણોથી ભિન્ન હોઈને, જે કાર્યનું કારણ કે કારણનું પણ કારણ હોય છે, તે તે કાર્યનું અસમવાયીકારણ કહેવાય છે. આવું લક્ષણ કરવાથી અસમવાયીકારણના બે વિભાગ થાય

છે. તેમાં એક અસમવાયીકારણ પોતાના કાર્યના સમવાયીકારણમાં સમવાયસંબંધથી રહીને તે કાર્યનું જનક થાય છે અને બીજું અસમવાયીકારણ તો પોતાના કાર્યના સમવાયીકારણમાં સ્વસમવાયી સમવાયસંબંધથી રહીને તે કાર્યનું જનક થાય છે. બન્ને અસમવાયીકારણનાં ઉદાહરણ: પહેલું અસમવાયીકારણ:— જેમકે, તંતુઓનો સંયોગ પટરૂપ કાર્યના સમવાયીકારણ રૂપ તંતુઓ વિષે સમવાયસંબંધે રહે છે. તે તંતુઓનો સંયોગ જ્ઞાનાદિ ગુણોથી ભિન્ન પણ છે. વળી તંતુઓનો પરસ્પર સંયોગ થયા વિના પટની ઉત્પત્તિ પણ થતી નથી, માટે એ તંતુસંયોગ પટનું કારણ છે, અને તે પટનું અસમવાયીકારણ કહેવાય છે. બીજાં ઉદાહરણ: કપાલનો સંયોગ ઘટનું અસમવાયીકારણ છે. બે પરમાણુઓનો સંયોગ દ્વયણુકનું અસમવાયીકારણ છે.

બીજું અસમવાયીકારણ:—કપડા રૂપી અવયવી વિષે રૂપ, રસ, ગંધ, સ્પર્શ, એકત્વ, સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, ગુરુત્વ, દ્રવત્વ, સ્નેહ, સ્થિતિસ્થાપકતા, એ ગુણો રહેલા છે, એને જ કારણગુણોત્પન્ન કહે છે. જુઓ કારણગુણોત્પન્ન. તે લૂગડા રૂપી અવયવીમાં રહેલા ગુણોનું, અવયવોના ગુણ જ યથાક્રમે અસમવાયીકારણ હોય છે. તે રૂપાદિ કાર્યોના સમવાયીકારણ રૂપ પટમાં અવયવોના ગુણ સમવાયસંબંધે કરીને રહેતા નથી, પણ તંતુના રૂપાદિ ગુણ સ્વસમવાયી સમવાયસંબંધે જ અવયવીમાં રહે છે, માટે અવયવના રૂપાદિક ગુણ અવયવીના રૂપાદિક ગુણોનું અસમવાયીકારણ કહેવાય છે.

૪. ન. ( ન્યાય ) દ્રવ્ય નહિ પણ ગુણ કે કર્મ હોય એવું કારણ કે કારણનું કારણ. જેમકે, ઘડો બનાવવામાં ગળું અને તેની નીચેના ભાગનો સંયોગ એટલે કે આકાર વગેરેનો ખ્યાલ કુંભારના મનમાંથી અથવા જોડવાની ક્રિયા જે દ્રવ્યના આશ્રયથી ઉત્પન્ન થયેલ છે તે કારણ.

૫. ન. નિત્ય સંબંધથી ન જોડાયેલું હોય એવું કારણ; આકસ્મિક કારણ. જેમકે, હાથ મારીને સાંબેલાને પછાડવું તે. અહીં હાથનો સંબંધ સાંબેલાની સાથે હોય તો જ સાંબેલું પડી શકે તેમ નથી. હવા કે બીજા કોઈ કારણથી પણ સાંબેલું પડી શકે છે.

કારણો ત્રણ પ્રકારનાં છે: સમવાયી, અસમવાયી અને નિમિત્ત. જે કારણ, કાર્ય અથવા સમવાયીકારણની સાથે, એક જ વસ્તુમાં સમવાયસંબંધથી રહેલ હોય તે અસમવાયીકારણ. જેમકે, તંતુસંયોગ પટનું અસમવાયીકારણ છે તેમજ તંતુરૂપ એ પટરૂપનું. પ્રમાણશાસ્ત્ર પ્રવેશિકા

**અસમવિદ્યુત્માપક** [ સં. અ ( નહિ ) + સમ ( સરખું ) + વિદ્યુત્ ( વીજળી ) + માપક ( માપનાર ) ] ન. વીજળીના પ્રવાહનું બળ માપવા વપરાતું એક યંત્ર; 'ડિફરેન્શિયલ ગૅલ્વૅનોમીટર'. તેમાં બે તાંબાના તારનાં ગૂંચળાં એવી રીતે વીંટાળ્યાં હોય છે કે જ્યારે તારમાંથી વીજળીનો પ્રવાહ જતો હોય ત્યારે તે સોયને સરખા પ્રમાણમાં પણ ઊલટી દિશામાં અસર કરે છે. આ યંત્ર વીજળીના બે પ્રવાહના ઓછાવત્તા બળની સરખામણી કરવા વપરાય છે.

**અસમવૃત્ત** ૧. [ સં. અ ( નહિ ) + સમ ( સરખું ) + વૃત્ત ( છંદ ) ] ન. ( પિંગળ ) ચારે પદ જુદાં જુદાં માપનાં હોય એવો છંદ; વિષમવૃત્ત.

૨. [ સં. અ ( નહિ ) + સમ ( સરખું ) + વૃત્ત ( વર્તણૂક ) ] વિ. અજોડ સદાચરણવાળું; અનુપમ ચારિત્રવાન.

**અસમવૃદ્ધિ** [સં. અ ( નહિ ) + સમ ( સરખું ) + વૃદ્ધિ ( વધારો ) ] સ્ત્રી. ઝાડ કે છોડના અમુક ભાગનો વિશેષ પડતો વધારો.

**અસમવેત** ૧. [સં. અ ( નહિ ) + સમવેત (જોડાયેલ)] વિ. જુદું; અસંગત; અસંબદ્ધ.

૨. વિ. સમવાયસંબંધથી નહિ જોડાયેલું.

**અસમશર** [ સં. અ ( નહિ ) + સમ ( એકી સંખ્યાનું ) + શર ( બાણ ) ] પું. કામદેવ. તેને પાંચ બાણ હોવાનું મનાય છે.

**અસમશીર્ષ** [ સં. અ ( નહિ ) + સમ ( સરખું ) + શીર્ષ ( માથું ) ] વિ. ઊંચીનીચી ટોચવાળું; ઊંચાંનીચાં શિખરોવાળું.

**અસમશીલ** [ સં. અ ( નહિ ) + સમ ( સરખું ) + શીલ ( સ્વભાવ ) ] વિ. જુદા સ્વભાવવાળું; ભિન્ન પ્રકૃતિવાળું; ઊલટા સ્વભાવનું.

**અસમસામયિક** [ સં. અ ( નહિ ) + સમ ( સરખું ) + સામયિક ( સમયનું ) ] વિ. જુદે જુદે વખતે હસ્તી ધરાવનાર; એક જ વખતે અસ્તિત્વમાં ન હોનાર; સમકાલીન નહિ એવું.

**અસમસાયક** [સં. અ ( નહિં ) + સમ ( એકી સંખ્યાવાળું ) + સાયક ( બાણ ) ] પું. કામદેવ. જુઓ અસમશર.

**અસમસ્ત** ૧. [ સં. અ ( નહિ ) + સમસ્ત ( સમાસવાળું ) ] પું. ( વ્યાકરણ ) સમાસ વિનાનો શબ્દ.

૨. [ સં. અ ( નહિ ) + સમસ્ત ( એકઠું ) ] વિ. એકત્ર નહિ એવું; જુદુંજુદું.

૩. [સં. અ ( નહિ ) + સમસ્ત ( સંક્ષિપ્ત )] વિ. ટૂંકું નહિ થયેલું; સંક્ષિપ્ત નહિ તેવું.

૪. [ સં. અ ( નહિ ) + સમસ્ત ( બધું ) ] વિ. પૂરું નહિ એવું; અધૂરું.

૫. વિ. ( વ્યાકરણ ) સમાસમાં નહિ જોડાયેલ.

**અસમંજસ** ૧. પું. અડચણ; કઠણાઈ.

૨. પું. જુદાપણું.

૩. પું. શંકા.

૪. [ હિં. ] ન. અનિશ્ચય; ચિત્તની અસ્થિરતા.

૫. [સં. અ ( નહિ) + સમંજસ (યોગ્યતા)] ન. અયોગ્યતા; અઘટિતપણું.

૬. ન. મેળ ન ખાય એવું હોવાપણું; અસંગતિ.

૭. [ સં. અ ( નહિ ) + સમંજસ ( લાયક ) ] વિ. અઘટિત; અનુચિત; અયોગ્ય.

૮. વિ. બાળકની વાણી જેવું; ભાંગ્યુંતૂટ્યું અને મીઠું; કાલું.

૯. વિ. મૂર્ખાઈ ભરેલું; અર્થ વગરનું. સૂર્યની પાસે અંધકાર હશે એમ સમજી તેને મશાલ બતાવવા જેવું કૃત્ય અસમંજસ કહેવાય.

૧૦. વિ. સમજાય નહિ એવું; અસ્પષ્ટ; અગમ્ય.

૧૧. વિ. સરખું નહિ એવું; જુદું.

૧૨. અ. છાજે નહિ તેમ; અનુચિત રીતે.

**અસમંજા** ૧. [સં. અસમંજસ] પું. ( પુરાણ ) યદુવંશી રાજા કંબલબર્હિનો એ નામનો દીકરો.

૨. પું. ( પુરાણ ) સૂર્યવંશી ઇક્ષ્વાકુ કુળના સગર રાજાને તેની સ્ત્રી કેશિનીથી થયેલો દીકરો. તે મૂળ યોગભ્રષ્ટ થયેલો હોવાથી એનો ઇરાદો દુનિયામાં રહેવાનો ન હતો, અને તેથી જાણીબૂજીને ન છાજે તેમ વર્તતો, કેમકે તે માનતો હતો કે એવી વર્તણૂકથી જો પોતે ગાંડો ઠરે તો નગરમાંથી જતા રહેવાની આજ્ઞા થાય. શહેરનાં લોકોનાં છોકરાંને તે રમવાને બહાને નદીએ લઈ જઈને ડુબાડતો. ગામમાંથી ઘણાં છોકરાંની આવી વલે થવાથી લોકોએ રાજાને ફરિયાદ કરી. તેથી રાજાએ એને શહેર છોડી જવાનો હુકમ કર્યો. સરયૂ નદીને કાંઠે જઈ પોતાના યોગના બળથી ડુબાડેલાં છોકરાંને બહાર કાઢી શહેરમાં મોકલી દીધાં અને પોતે વનમાં ચાલ્યો ગયો.

**અસમાજ** ૧. [ સં. અ ( અયોગ્ય ) + સમાજ ( સમૂહ ) ] પું. ખરાબ સમુદાય.

૨. [ સં. અ ( અન્ય ) + સમાજ ( જાતિ ) ] પું. પરજાતિ.

**અસમાતું** ૧. વિ. તોફાની; ચાંદલું; અટકચાળું.

૨. [ અ ( નહિ ) + સમાતું ( માય એવું ) ] વિ. માય નહિ એવું.

૩. વિ. સમાય નહિ એટલું; છલકાતું.

૪. વિ. હળીમળીને ન ચાલનારું.

**અસમાદર** [સં. અ (નહિ) + સમ્ (સારું) + આદર (આવકાર)] પું. સન્માનનો અભાવ; અવગણના.

**અસમાદૃત** [સં. અ (નહિ) + સમ્ (સારું) + આદૃત (આવકાર અપાયેલું)] વિ. અ-સન્માનિત; અવગણના કરાયેલું; જેના તરફ ધ્યાન આપવામાં ન આવ્યું હોય એવું.

**અસમાધાન** [સં. અ (નહિ) + સમાધાન (નિકાલ)] ન. નિકાલ ન થવાપણું.

**અસમાધાનકારક** [સં. અ (નહિ) + સમાધાન (નિકાલ) + કારક (કરનાર)] વિ. નિકાલ ન કરે એવું; અસંતોષકારક.

**અસમાધિ** ૧. [સં. અ (નહિ) + સમાધિ (ઊંડું ધ્યાન)] સ્ત્રી. (જૈન) મનની એકાગ્રતા ન હોવાપણું; ચિત્તની અસ્થિરતા.

હુઈ અસમાધિ અતિ આકુલી, તે નર તેડને ઉતાવલી.
લાવણ્યસમય

૨. [સં. અ (નહિ) + સમાધિ (સંકાનો નિવેડો)] સ્ત્રી. મનની ગૂંચવણ; ઉકેલ ન મળે તેવી સ્થિતિ.

**અસમાધિમરણ** [સં. અ (નહિ) + સમાધિ (ચિત્તની સ્વસ્થતા) + મરણ (મોત)] ન. (જૈન) દુઃખદ સ્થિતિમાં થતું મરણ; બાળભાવે એટલે અજ્ઞાન દશામાં હાયવોય કરતાં થતું મોત.

**અસમાધિસ્થાન** [સં. અ (નહિ) + સમાધિ (સ્વસ્થતા) + સ્થાન (ઠેકાણું)] ન. (જૈન) ચિત્તની અસ્વસ્થતા થાય તેવું ઠેકાણું; ચિત્તને સ્થિર રાખ્યા વગર કરાતું વિપરીત વર્તન. તે વીશ છે: (૧) ઉતાવળું ઉતાવળું ચાલે; (૨) પોંજ્યા વિના ચાલે; (૩) જેમતેમ પોંજીને ચાલે; (૪) ઘણાં પાટપાટલા વાપરે; (૫) ગુરુ કે મોટેરા સામું બોલે; (૬) વૃદ્ધ ગુરુ વગેરેનું મરણ ઇચ્છે; (૭) એકેંદ્રિય વગેરે જીવની ઘાત ચિંતવે; (૮) ક્ષણે ક્ષણે ક્રોધ કરે; (૯) નિંદા કરે; (૧૦) પૂરી ખબર વિના નિશ્ચયની ભાષા બોલે; (૧૧) નવો ક્લેશ ઉત્પન્ન કરે; (૧૨) જૂના ક્લેશને ફરીથી જાગૃત કરે; (૧૩) અકાળે સ્વાધ્યાય કરે; (૧૪) રસ્તાની ધૂળથી પગ ખરડાયેલ હોય તે પોંજ્યા વિના આસન પર બેસે; (૧૫) પહોર રાત્રિ ગયા પછી મોટે અવાજે બોલે; (૧૬) કોઈની ઘાત થાય એવો ક્લેશ કરે; (૧૭) તડાં પડાવે; (૧૮) પોતાના તથા બીજાના આત્માને ચિંતા થાય એવાં વચન બોલે; (૧૯) બહુ ખા ખા કરે; (૨૦) દોષવાળાં અન્નપાણી લે.

**અસમાધેય** [સં. અ (નહિ) + સમાધેય (ફેંસલો થઈ શકે એવું)] વિ. નિકાલ ન થઈ શકે એવું.

**અસમાધેયાપરાધ** [સં. અ (નહિ) + સમાધેય (ફેંસલો થઈ શકે એવું) + અપરાધ (ગુનો)] પું. નિકાલ કે માંડવાળ ન થઈ શકે એવો ગુનો.

**અસમાન** ૧. [ફા. આસ (ચંકી) + માન્ (જેવું)] (અસમાન) ન. આકાશ; ગગન; આસમાન.

તું જો પૃથ્વી હોય વ્હાલી, હું અસમાન કદાપિ.
કાવ્યરસિકા

અસમાન ને જમીનનો ફેર = ઘણું જ અંતર; બહુ તફાવત.

૨. [સં. અ (નહિ) + સમાન (સરખું)] (અસમાન) વિ. અણસરખું; વિષમ.

૩. વિ. અલૌકિક; અદ્ભુત.

૪. વિ. અસાધારણ; સર્વોત્કૃષ્ટ.

૫. વિ. ઓછુંવધતું; નાનુંમોટું.

૬. વિ. ખૂબ; ઘણું.

સકલ લોક દુઃખ ધરે અસમાન.
નયસુંદર

૭. વિ. જુદું; બીજી જાતનું; વિજાતીય.

૮. વિ. બરોબરિયા વિનાનું; અજોડ; અતુલ.

૯. વિ. સપાટ નહિ એવું; ટેકાટૈયાવાળું.

**અસમાનચિહ્ન** [સં. અ (નહિ) + સમાન (સરખું) + ચિહ્ન (નિશાની)] ન. (ગણિત) વિરુદ્ધ કે ઊલટી નિશાની. જેમકે, ઓછાની ઊલટી નિશાની વત્તા.

**અસમાનતા** ૧. [સં. અ (નહિ) + સમાન (સરખું) + તા (પણું)] સ્ત્રી. અલૌકિકપણું; અદ્ભુતતા.

૨. સ્ત્રી. અસાધારણપણું; સર્વોત્કૃષ્ટતા.

૩. સ્ત્રી. ઊંચુંનીચું હોવાપણું; ટેકાટૈયાવાળું હોવું તે.

૪. સ્ત્રી. ઓછાવધતાપણું; નાનામોટાપણું.

૫. સ્ત્રી. જુદાઈ; વિજાતીયતા; ભિન્નતા.

૬. સ્ત્રી. બરોબરિયા વગરનું હોવાપણું; અજોડપણું.

૭. સ્ત્રી. સરખું ન હોવાપણું; અસમતા.

**અસમાનબાજુત્રિકોણ** [અ (નહિ) + સમાન (સરખું) + બાજુ + ત્રિકોણ (ત્રણ ખૂણાવાળી આકૃતિ)] પું. (ગણિત) જેની કોઈ પણ બે બાજુ સરખી ન હોય એવી ત્રણ ખૂણાવાળી આકૃતિ; 'સ્કલીન ટ્રાયેંગલ'.

**અસમાનશીલ** ૧. [સં. અ (નહિ) + સમાન (સરખું) + શીલ (આચાર)] વિ. આચારમાં જુદાપણાવાળું; વર્તનમાં જુદું પડતું.

૨. [સં. અ (નહિ) + સમાન (સરખું) + શીલ (સ્વભાવ)] વિ. જુદા સ્વભાવનું; ભિન્ન પ્રકૃતિનું.

**અસમાની** [ફા. આસમાન (આકાશ)] વિ. આકાશના જેવા રંગનું; આસમાની; ભૂરું.

**અસમાનીસુલતાની** ૧. [ફા. આસમાન (આકાશ) + સુલતાન (રાજા)] સ્ત્રી. કુદરત કે રાજા તરફથી અણધારી આવી પડેલ આફત; દૈવકોપ કે રાજકોપ; દૈવકૃત કે રાજ્યકૃત આફત.

૨. સ્ત્રી. ચડતીપડતી.

૩. સ્ત્રી. મોટો ફેરફાર; ઊંધુંચત્તું; ઊથલપાથલ.

**અસમાપન** [સં. અ (નહિ) + સમાપન (પૂર્ણ કરવું તે)] ન. અપૂર્ણતા; અસમાપ્તિ.

**અસમાપિત** [સં. અ (નહિ) + સમાપિત (પૂરું કરેલું)] વિ. પૂરું નહિ કરેલું; અસમાપ્ત; અધૂરું.

**અસમાપ્ત** ૧. [સં. અ (નહિ) + સમાપ્ત (પૂરું)] વિ. અધૂરું; અપૂર્ણ.

૨. [સં. અ (નહિ) + સમ્ (સારી રીતે) + આપ્ત (મેળવેલું)] વિ. સારી રીતે નહિ મેળવેલ.

**અસમાપ્તિ** ૧. [સં. અ (નહિ) + સમાપ્તિ (પૂરું હોવાપણું)] સ્ત્રી. અપૂર્ણતા; અધૂરાપણું; સમાપ્તિનો અભાવ.

૨. [સં. અ (નહિ) + સમ્ (સારી રીતે) + આપ્તિ (લાભ)] સ્ત્રી. સારી રીતે નહિ મેળવવાપણું; સારી રીતે ફાયદો ન થવો તે; સારી રીતે નહિ થયેલી પ્રાપ્તિ.

**અસમાર** [અ. સમર (વાર્તા)નું બહુવચન] ન. બ. વ. વાર્તાઓ.

**અસમાવર્ત** [સં. અ (નહિ) + સમાવર્ત (અભ્યાસ પૂરો કરી પાછો ઘેર આવનાર)] પું. બ્રહ્મચારી. જુઓ અસમાવર્તક.

**અસમાવર્તક** [સં. અ (નહિ) + સમાવર્તક (અભ્યાસ પૂરો કર્યા પછી પોતાને ઘેર આવનાર વિદ્યાર્થી)] પું. ગુરુને ત્યાં અભ્યાસ પૂરો કરી ઘેર પાછો ન આવેલ વિદ્યાર્થી; બ્રહ્મચારી. ગુરુને ત્યાં અભ્યાસ કરવા રહેલ દ્વિજનો અભ્યાસ પૂરો થયે તેના ઉપર સમાવર્તન નામનો સંસ્કાર કર્યા બાદ તે બ્રહ્મચર્યાશ્રમમાંથી ગૃહસ્થાશ્રમમાં આવે. જેને આ સંસ્કાર ન થયો હોય તે અસમાવર્તક કહેવાય.

**અસમાવૃત્ત** [સં. અ (નહિ) + સમ્ (સારી રીતે) + આવૃત્ત (પાછું ફરેલ)] વિ. જેનો સમાવર્તન સંસ્કાર ન થયો હોય એવું. જુઓ અસમાવર્તક.

**અસમાવૃત્તક** [ સં. અ ( નહિ ) + સમ્ ( સારી રીતે ) + આવૃત્તક ( પાછું આવનાર ) ] પું. બ્રહ્મચારી. જુઓ અસમાવર્તક.

**અસમાવૃત્તિક** [ સં. અ ( નહિ ) + સમ્ ( સારી રીતે ) + આવૃત્તિ ( પાછું ફરવાપણું ) + ક ( વાળું ) ] પું. વેદનો અભ્યાસ પૂરો ન થયો હોય તેવો બ્રાહ્મણ. જુઓ અસમાવર્તક.

**અસમાહાર** ૧. [ સં. અ ( નહિ ) + સમાહાર ( સમૂહ ) ] પું. અસમુદાય; સમૂહ ન હોવાપણું.
૨. પું. જુદું પડવાપણું.
૩. પું. નહિ મેળવવાપણું.
૪. પું. મેળાપ નહિ તે.
૫. [ સં. અ ( નહિ ) + સમ્ ( સારી રીતે ) + આહાર ( લાવવું તે ) ] પું. સારી રીતે ન લાવવાપણું.
૬. વિ. નહિ જોડાયેલું.
૭. [ સં. અ ( નહિ ) + સમ ( સરખું ) + આહાર ( ખોરાક ) ] વિ. પ્રમાણમાં ખોરાક નહિ લેનાર; અમિતાહારી.

**અસમાહાર્ય** ૧. [ સં. અ ( નહિ ) + સમાહ ( એકઠું કરવું ) + ય ( યોગ્ય ) ] વિ. જુદું રહેવા યોગ્ય.
૨. વિ. મેળવી ન શકાય એવું; મેળાપ થવાની અશક્યતાવાળું.
૩. વિ. સારી રીતે ન લેવાય એવું.

**અસમાહિ** [ સં. અસમાધિ ] સ્ત્રી. ( પ્રાકૃત ) ચિત્તની અસ્વસ્થતા.

**અસમાહિત** ૧. [સં. અ (નહિ) + સમાહિત ( શાંત ) ] વિ. અસ્વસ્થ; બેચેન; અશાંત.
૨. વિ. ( જૈન ) બીભત્સ; ભૂંડું.
૩. વિ. ( જૈન ) મનના શુભ અધ્યવસાય એટલે સંકલ્પ રહિત.
૪. [સં. અ ( નહિ ) + સમાહિત (એકાગ્ર)] વિ. સમાધિ વગરનું; ધ્યાનહીન; ચિત્તની એકાગ્રતા વિનાનું; ચંચળ.
૫. [ સં. અ ( નહિ ) + સમ્ ( સારી રીતે ) + આહિત ( મૂકેલ ) ] વિ. સારી રીતે નહિ સ્થાપેલ.

**અસમાહિમરણ** [સં. અ ( નહિ ) + સમાધિ ( ચિત્તની સ્વસ્થતા ) + મરણ ( મોત ) ] ન. ( પ્રાકૃત ) બાલ મરણ; અજ્ઞાન દશામાં હાયવોય કરતાં થતું મોત.

**અસમિતિ** સ્ત્રી. ( જૈન ) બોલવાચાલવા અને લેવામૂકવામાં કાળજી ન રાખવી તે.

**અસમીઆ** સ્ત્રી. એ નામની એક જાતની લિપિ.

**અસમીક્ષિત** [ સં. અ ( નહિ ) + સમીક્ષિત ( વિચારેલ ) ] વિ. પૂરો વિચાર કર્યા વિનાનું.

**અસમીક્ષ્યકારિતા** ૧. [ સં. અ ( નહિ ) + સમીક્ષ્ય ( તપાસીને ) + કારિન્ ( કરનાર ) + તા ( પણું ) ] સ્ત્રી. અવિચારીપણે કામ કરવાપણું.
૨. સ્ત્રી. સાહસિકતા.

**અસમીક્ષ્યકારી** ૧. વિ. મૂર્ખ.
૨. [ સં. અ ( નહિ ) + સમીક્ષ્ય ( તપાસીને ) + કારિન્ ( કરનાર ) ] વિ. વગર વિચાર્યું કરનાર; સાહસિક.

**અસમીક્ષ્યભાષી** [સં. અ (નહિ) + સમીક્ષ્ય ( વિચારીને ) + ભાષિન્ (બોલનાર)] વિ. વગર વિચાર્યું બોલનાર; બડબડિયું.

**અસમીચીન** [ સં. અ ( નહિ ) + સમીચીન ( ખરું ) ] વિ. ખોટું; અયોગ્ય; ખરાબ.

**અસમુદાય** [ સં. અ ( નહિ ) + સમુદાય ( સમૂહ ) ] પું. સમૂહ ન હોવાપણું.

**અસમૃદ્ધિ** [ સં. અ ( નહિ ) + સમૃદ્ધિ ( આબાદી ) ] સ્ત્રી. પાયમાલી.

**અસમેધ** [ સં. અશ્વમેધ ] પું. ( હિંદી ) ઘોડો હોમવામાં આવે એવો એક યજ્ઞ. જુઓ અશ્વમેધ.

**અસમેષુ** [ સં. અ ( નહિ ) + સમ ( બેકી સંખ્યાનું ) + ઇષુ ( બાણ ) ] પું. કામદેવ; અસમશર. તેને પાંચ બાણ હોવાનું મનાય છે.

**અસમોત્પત્તિ** [ સં. અ ( નહિ ) + સમ ( સરખું ) + ઉત્પત્તિ (પેદા થવું તે)] સ્ત્રી. માબાપથી તદ્દન જુદા પ્રકારનું પેદા થયેલ પ્રાણી.

**અસમ્મ** ૧. [ અ. ] પું. ( ગણિત ) જેનું નિઃશેષ મૂળ ન નીકળી શકે એવી રકમ.
૨. વિ. બહેરું.
૩. [ સં. અસમ્યક્ ] વિ. ( પ્રાકૃત ) સમ્યક્ દૃષ્ટિ રહિત; શુદ્ધ જ્ઞાન વિનાનું.

**અસમ્યક** ૧. [ સં. અ ( નહિ ) + સમ્યચ્ ( વાજબી ) ] વિ. અઘટિત; અનુચિત.
૨. [ સં. અ ( નહિ ) + સમ્યચ્ ( ખરું ) ] વિ. ખોટું; ભૂલભરેલું.
૩. વિ. ( જૈન ) સમકીત એટલે શુદ્ધ જ્ઞાન વગરનું.

**અસમ્યક્કારી** ૧. [સં. અ (નહિ) + સમ્યચ્ ( યોગ્ય ) + કારિન્ ( કરનાર ) ] વિ. અનુચિત કામ આચરનાર; અઘટિત કાર્ય કરનાર.
૨. [સં. અ ( નહિ ) + સમ્યક્ (સારી રીતે) + કારિન્ ( કરનાર ) ] વિ. સારી રીતે નહિ કરનાર; અધૂરું કામ કરનાર.

**અસમ્યગ્જ્ઞાન** [ સં. અ ( નહિ ) + સમ્યચ્ ( ખરું ) + જ્ઞાન ] ન. ખોટી સમજ; મિથ્યાજ્ઞાન. ન્યાયશાસ્ત્રમાં જે જ્ઞાન યથાર્થ હોય તે જ સમ્યગ્જ્ઞાન-પ્રમાણ અને જે જ્ઞાન અયથાર્થ હોય તે જ અસમ્યગ્જ્ઞાન-પ્રમાણાભાસ કહેવાય છે.

**અસંયુત્ત** પું. એક હાથથી થતા અભિનય. તે ૨૮ જાતના છેઃ પતાકા, ત્રિપતાકા, અર્ધપતાકા, કર્તરીમુખ, મયૂર, અર્ધચંદ્ર, અરાલ, શુકતુંડક, મુષ્ટિ, શિખર, કપિત્થ, કટકમુખ, સૂચિ, ચંદ્રકલા, પદ્મકોશ, સર્પશીર્ષ, મૃગશીર્ષ, સિંહમુખ, લાંગૂલ, સોલપદ્મ, ચતુર, ભ્રમર, હંસાસ્ય, હંસપક્ષ, સમદંશ, મુકુલ, તામ્રચૂડ અને ત્રિશૂલ.

**અસર** ૧. [ અ. અસ્ર ] પું. દિવસનો ચોથો પહોર.
૨. પું. બપોર પછીની એટલે સાડાચાર અને સૂર્યાસ્ત વચ્ચેની નમાઝ.
૩. પું. વખત; સમય.
૪. પું. સાંજની નમાઝનો વખત.
૫. સ્ત્રી. ( ન્યાય ) અંશ.
૬. સ્ત્રી. કામ; કાર્ય.
૭. સ્ત્રી. છાપ; મનમાં વાત ઉતારવાપણું.
૧. અસર કરવી = છાપ બેસાડવી; મનમાં ઠસાવવું.
૨. અસર થવી = (૧) છાપ પડવી. (૨) નિશાની થવી. (૩) પાસ બેસવો.
૩. સોબત તેવી અસર = સારા માણસના સહવાસથી સારી અને નઠારા માણસની સાથે રહેવાથી ખરાબ છાપ પડે છે.
૮. સ્ત્રી. પરિણામ; ગુણ; પ્રભાવ.
૯. સ્ત્રી. પાસ; રંગ; સોબતની છાપ.
૧૦. [ અ. અસર્; ફા. અસ્ર ] સ્ત્રી. લાગણી.
૧૧. સ્ત્રી. લાગવગ.
૧૨. સ્ત્રી. હાંસલ; લાભ; ફળ.
૧૩. સ્ત્રી. હેતુ; અર્થ; પ્રયોજન.
૧૪. ( અહ્ર ) ન. નુકસાનકારક ચારો.
અસર ચરવું = ઘાસ સાથે ભૂલથી રોગ ઉત્પન્ન કરે એવું ઝેરી જનાવર ખવાઈ જાય એમ ઢોરે ચરવું.
૧૫. વિ. અઘરું.

**અસરકારક** ૧. [ અસર + કારક ( કરનારું )] વિ. ગુણકારક; ફાયદો કરનાર.
૨. વિ. બળવાન; પ્રબળ.
૩. વિ. સચોટ; રામબાણ; સફળ.

**અસરફી** પું. મુસલમાની વખતનો એક સોનાનો સિક્કો. જુઓ અશરફી.

**અસરબીન** ન. એક જાતનું તારવાળું વાજું.

**અસરલ** ૧. [ સં. અ ( નહિ ) + સરલ ( સહેલું ) ] વિ. અઘરું; મુશ્કેલ.
 ૨. વિ. ગૂંચવણવાળું.
 ૩. વિ. મહેનતથી કરેલું; શ્રમથી થયેલ.

**અસરલતા** ૧. [ સં. અ ( નહિ ) + સરલ ( સહેલું ) + તા ( પણું ) ] સ્ત્રી. ગૂંચવણ.
 ૨. સ્ત્રી. મુશ્કેલી.
 ૩. સ્ત્રી. શ્રમથી થાય તેવું હોવાપણું.

**અસરળ** જુઓ અસરલ.

**અસરળતા** જુઓ અસરલતા.

**અસરંજ** [ ફા. ] પું. સિંદૂર.

**અસરાણ** ૧. [ સં. અ ( નહિ ) + સુર ( દેવ ) ] પું. અસુર; રાક્ષસ.
 ૨. પું. મ્લેચ્છ; યવન.
  નહિ ફરકે નિશાન, નકીબ હુંકલશે નહિ;
  ઊમટશે અસરાણ, મું સંભારીશ મંડલિક.
 લોકોક્તિ
 ૩. વિ. ક્રૂર.
 ૪. વિ. સમજ વગરનું.

**અસરાપ** [ સં. અ ( નહિ ) + શાપ ( કદુવા ) ] પું. આશીર્વાદ; દુવા.
  આવઈ હુઇમે દૂખભરિ હુઆ;
  કિમ દિઈ અસરાપ. સીતાહરણ

**અસરાફ** ૧. [ અ. અશ્રાફ; ( શરીફ એટલે ખાનદાનનું બહુવચન ) ] વિ. પાપ વિનાનું; નિર્દોષ.
 ૨. વિ. રાંક; નમ્ર; ગરીબડું.

**અસરાર** ૧. [ અ. સિર્ર ( છાનું )નું બહુવચન ] ન. ખાનગી વાતચીત; છૂપી વાત; ગોષ્ઠી.
 ૨. ન. છૂપો ભેદ.
 ૩. ન. ગોડઝપટ.
 ૪. વિ. ચાલુ; અવિરત; સતત.
 ૫. અ. સતતપણે; નિરંતર.

**અસરાલ** ૧. [ દિ. સરસર ] વિ. ચાલુ; સતત.
 ૨. વિ. ભરપૂર; ભરેલું.
  વેલડી ઉપવન છાઈઓ, નદી વહે અસરાલ રે.
 મેઘરાજ
 ૩. અ. ( જૂ. ગુ. ) સતતપણે; અવિરત રીતે; ધારાબંધ.
  તેણે કાળે તેણે સમે, પવન વાયો અસરાલ રે.
 ચોથમલ

**અસરૂ** [ સં. અસરુ ] પું. એ નામનું એક જાતનું ઝાડ.

**અસર્મેલ** પું. સર્પના ડંખ ઉપર અસરકારક મનાતો એ નામનો એક છોડ.

**અસર્વ** ૧. [ સં. અ ( નહિ ) + સર્વ ( બધું ) ] વિ. અધૂરું; અપૂર્ણ.
 ૨. વિ. બધું નહિ એવું; કેટલુંક; થોડુંક.

**અસર્વગતત્વ** [ સં. અ ( નહિ ) + સર્વ ( બધું ) + ગત ( ગયેલું ) + ત્વ ( પણું ) ] ન. ( જૈન ) જીવના પારિણામિક ભાવમાંનો એક; સર્વવ્યાપી ન હોવાપણું.
  અસ્તિત્વ, અન્યત્વ, કર્તૃત્વ, ભોક્તૃત્વ, ગુણવત્ત્વ, પ્રદેશવત્ત્વ, અસંખ્યાતપ્રદેશત્વ, અસર્વગતત્વ, અરૂપત્વ આદિ અનેક પારિણામિક ભાવો છે.
 તત્ત્વાર્થસૂત્ર

**અસર્વજ્ઞ** ૧. [ સં. અ ( નહિ ) + સર્વ ( બધું ) + જ્ઞ ( જાણનાર ) ] વિ. બધું નહિ જાણનાર; અપૂર્ણજ્ઞાની.
 ૨. વિ. ( જૈન ) સઘળું જ્ઞાન નહિ ધરાવનાર; છદ્મસ્થ; કેવળજ્ઞાની નહિ એવું.

**અસર્વેલ** પું. એ નામનો એક છોડ; અસર્મેલ.

**અસલ** ૧. [ હિં. ] સ્ત્રી. ઉત્પત્તિ; મૂળ.
  અસલ તુમાર જમા = અકબરના વખતમાં રાજા ટોડરમલ્લે બાંધેલી મહેસૂલ ઉઘરાવવાની રીતનો જમાબંદીનો મૂળ કાગળ.
 ૨. સ્ત્રી. કારણ; હેતુ; ઉદ્દેશ.
 ૩. સ્ત્રી. કુળ; વંશ.
 ૪. સ્ત્રી. ચારિત્ર; વર્તણૂક; આચરણ.
 ૫. સ્ત્રી. જડ; મૂળ.
 ૬. સ્ત્રી. જન્મ; પેદા થવાપણું.
 ૭. સ્ત્રી. તત્ત્વ; મૂળ રૂપ.
 ૮. સ્ત્રી. ધાતુ; ક્રિયાપદનું મૂળ રૂપ.
 ૯. સ્ત્રી. પાયો; જેના ઉપર ઇમારત ઊભી કરવ.માં આવે તે ચણતર.
 ૧૦. સ્ત્રી. બંધારણ; બાંધણી; રચના.
 ૧૧. સ્ત્રી. બીજ; બિયું; બી.
 ૧૨. સ્ત્રી. મુદ્દો; હેતુ; રહસ્ય.
 ૧૩. સ્ત્રી. મૂળ દસ્તાવેજ.
 ૧૪. [ અ. અસલ ] સ્ત્રી મૂળ રકમ; મૂડી.
 ૧૫. સ્ત્રી. શક્તિ; બળ; સામર્થ્ય; તાકાત.
 ૧૬. સ્ત્રી. સત્ત્વ; સાર; કસ.
 ૧૭. સ્ત્રી. સત્ય; સાચું હોવાપણું; સાચ.
 ૧૮. સ્ત્રી. સદ્ગુણ; સારો ગુણ.
 ૧૯. સ્ત્રી. સદ્ગૃહસ્થ; સારો માણસ; સજ્જન.
 ૨૦. સ્ત્રી. સ્થિતિ; દશા; હાલત.
 ૨૧. સ્ત્રી. સ્વભાવ; પ્રકૃતિ; તાસીર.
 ૨૨. ન. મધ.
 ૨૩. ન. લોઢું; લોખંડ.
 ૨૪. [ સં. અસ્ર ( ફેંકવું ) ] ન. હથિયાર; શસ્ત્ર; ઓજાર.
 ૨૫. ન. હથિયાર ફેંકવામાં ઉપયોગી મંત્ર; અસ્ત્ર ફેંકતી વખતે બોલવાનો એક જાતનો મંત્ર.
 ૨૬. વિ. ઉત્તમ; સૌથી સારું; શ્રેષ્ઠ.
 ૨૭. વિ. ઊંચા કુળનું; ખાનદાન; કુલીન.
 ૨૮. વિ. ઔરસ; પોતાની પરણેલી સ્ત્રીથી પેદા થયેલું.
 ૨૯. વિ. ખરું; સાચું.
 ૩૦. વિ. ચોક્કસ; નક્કી; બરાબર.
 ૩૧. વિ. જાતિવંત.
 ૩૨. વિ. જૂનું; ભૂતકાળનું; પુરાણું.
  અસલના વારાનું = જૂના વખતનું; પરંપરાનું.
 ૩૩. વિ. મુખ્ય; પહેલું; પ્રધાન.
 ૩૪. વિ. મુદ્દાનું; અગત્યનું; જરૂરી.
 ૩૫. વિ. મૂળ; આગળનું; પ્રથમનું.
  અસલ જમા = ગામ, પ્રાંત કે બીજી જમીન ઉપર બીજા કરભાર વગર લેવાતી મૂળ મહેસૂલ.
 ૩૬. અ. પહેલાં; અગાઉના વખતમાં; પ્રાચીન કાળમાં.

**અસલ કરજદાર** [ અ. અસલ ( મૂળ ) + ફા. કર્ઝદાર ( દેણદાર ) ] પું. મુખ્ય દેણદાર.

**અસલ કર્ઝદાર** જુઓ અસલ કરજદાર.

**અસલતા** [ અ. અસલ ( જૂનું ) ] સ્ત્રી. જૂનાપણું; પ્રાચીનતા.

**અસલ દેણદાર** જુઓ અસલ કરજદાર.

**અસલ દેવાદાર** જુઓ અસલ કરજદાર.

**અસલ પુરાવો** [ અસલ ( મૂળ ) + પુરાવો ( આધાર ) ] પું. મૂળ આધાર; અવ્વલ પુરાવો; 'પ્રાઈમરી એવિડન્સ'.

**અસલ પ્રાકૃત** સ્ત્રી. જૂના વખતની શરૂઆતની પ્રાકૃત ભાષા.

**અસલલસુસ** [ અ. ] સ્ત્રી. એ નામની એક વનસ્પતિ; જેઠીમધ.

**અસલહ** [ અ. સલ્હાહ ( ઇચ્છનીય )નું શ્રેષ્ઠતાવાચક રૂપ ] વિ. ઉત્તમ; શ્રેષ્ઠ.

**અસલાન** [ અ. ] પું. એ નામની એક વનસ્પતિ; મોરશિખા. તેના એક વેંત ઊંચા થતા છોડ ઉપર મોરની શિખા જેવા તોરા આવે છે. તે પિત્ત, કફ તથા ઝાડા મટાડનાર અને તેનાં મૂળ પથરીના રોગમાં અસરકારક મનાય છે.

**અસલાફ** [ અ. સલફ ( પૂર્વજ )નું બહુવચન ] પું. બ. વ. પૂર્વજો; બાપદાદાઓ.

**અસલિયત** ૧. [ અ. અસલ ( મૂળ ) + ઇયત ( ભાવવાચક નામનો પ્રત્યય ) ] સ્ત્રી. કુદરતીપણું; સ્વાભાવિકતા.
 ૨. સ્ત્રી. ખરાપણું; યથાર્થતા; વાસ્તવિકપણું.
 ૩. સ્ત્રી. ખાનદાની; કુલીનતા.
 ૪. સ્ત્રી. જૂનાપણું; પ્રાચીનતા.
 ૫. સ્ત્રી. મૂળ સ્થિતિ.
 ૬. સ્ત્રી. મૂળતત્ત્વ; સાર.

૭. સ્ત્રી. શુદ્ધતા; નિર્મળપણું.
૮. સ્ત્રી. સચ્ચાઈ.

**અસલિયાત** [ અ. અસ્લ ] વિ. મૂળ; અસલી.

**અસલી** ૧. ન. એક જાતનું ફળ. તેનાં ઝાડ ડુંગરાવાળા ઠંડા પ્રદેશમાં થાય છે.
૨. [ અ. અસ્લ ( મૂળ ) ] ન. શરૂઆતથી દફતરે ચડેલું ગામ. પછીથી વસાયેલ અને દાખલ થયેલને દાખિલી કહે છે.
૩. વિ. ખરેખરું; વાસ્તવિક; યથાર્થ.
૪. વિ. જૂનું; આગળના વખતનું; પુરાતન; પુરાણું.
૫. વિ. મુખ્ય; પ્રધાન.
૬. વિ. મૂળનું; પ્રથમનું.
૭. વિ. શુદ્ધ; ભેળ વગરનું.

**અસલી ઈરાની** સ્ત્રી. એક જાતની તરવારની મૂઠ. જુઓ મૂઠ.

**અસલીપસલી** [ પસલીનું બેવડું રૂપ ] સ્ત્રી. ફાગણ સુદ ૧ થી ફાગણ સુદ ૧૫ સુધી છોકરીઓ ઓળખીતાંને ઘેરથી જુવાર, બાજરી વગેરે દાણા માગે તેવું વ્રત.

**અસલી બાપ** પું. ખરો બાપ; જનકપિતા.

**અસલી મૂલ્ય** ૧. ન. અસલ કીમત; મૂળ કીમત.
૨. ન. સિક્કાની અંદર રહેલ ધાતુની કીમત.

**અસલી શાહદત** [ અ. ] સ્ત્રી. મુખ્ય પુરાવો; મૂળ આધાર.

**અસલી હાલત** [ઉર્દૂ] સ્ત્રી. સ્વભાવ; પ્રકૃતિ; ખાસિયત.

**અસલી હિસ્સેદાર** [ અ. અસલી ( મૂળ ) + હિસ્સા ( ભાગ ) + ફા. દાર (વાળું) ] પું. મુખ્ય ભાગીદાર.

**અસવદ** [ અ. ] વિ. સૌથી કાળું.

**અસવફરી** સ્ત્રી. કાપડની એક જાત; એક જાતનું નેનકલાક.

**અસવર્ણ** ૧. [ સં. અ ( નહિ ) + સવર્ણ ( એક જ વર્ણનું ) ] વિ. એક જાતિનું નહિ એવું; વિજાતીય; જુદી જ્ઞાતિનું.
૨. વિ. ( વ્યાકરણ ) જુદા સ્થાનમાંથી ઉચ્ચારાતું. જેમકે, ક ને પ, જ ને ઠ એ અસવર્ણ છે.

> ઇ વર્ણ, ઉ વર્ણ, ઋ વર્ણ, અને લૃ પછી કોઈ અસવર્ણ કે વિજાતીય સ્વર આવે તો તેના અનુક્રમે ય્, વ્, ર્, લ્ થાય છે.
> બૃહદ્ વ્યાકરણ

૩. [ સં. અ ( નહિ ) + સ ( સરખું ) + વર્ણ ( રંગ ) ] વિ. નોખા રંગનું.

**અસવર્ણવિવાહ** [ સં. અ ( નહિ ) + સવર્ણ ( એક જ જ્ઞાતનું ) + વિવાહ ( લગ્ન ) ] પું. જુદી જુદી જ્ઞાતિનાં સ્ત્રીપુરુષનું લગ્ન; વર્ણાંતર લગ્ન.

**અસવસી** સ્ત્રી. બહુ ખાવાથી પેટમાં થતી અકળામણ; અઠોછી.

**અસવાર** ૧. [ સં. અશ્વવાર; ફા. સવાર; પ્રા. અસ્સવાર ] પું. ઘોડેસવાર.
૨. પું. પ્રાણીની પીઠ ઉપર બેઠેલ માણસ; સવાર.
૩. [ ફા. અસ્વારી ] પું. પ્રાણીની પીઠ ઉપર બેસવાપણું; આરોહણ.
૪. પું. વાહનમાં બેસવાપણું.
૫. વિ. ઉપર બેઠેલ.

**અસવારી** ૧. [ ફા. અસ્વારી ] સ્ત્રી. આરોહણ; પ્રાણીની પીઠ ઉપર બેસવું તે; સવારી.
૨. સ્ત્રી. ચડાઈ; હુમલો.
૩. સ્ત્રી. દશેરા જેવા તહેવારે દેશી રાજ્યમાં નીકળતું દરબારી સરઘસ.
૪. સ્ત્રી. નોકરચાકર સાથે ફરવાપણું.
૫. સ્ત્રી. રસાલો.
૬. સ્ત્રી. વાહનમાં બેસનાર; ઉતારુ.
૭. સ્ત્રી. વાહનમાં બેસવાપણું.
૮. સ્ત્રી. સરઘસ; વરઘોડો.

**અસવ્ય** [ સં. અ ( નહિ ) + સવ્ય ( ડાબું ) ] વિ. જમણું.

**અસસ** [ અ. ] પું. બ. વ. ચોકીદાર; પહેરાવાળા.

**અસહ** ૧. ન. છાતીનો વચલો ભાગ.
૨. ન. હૃદય.
૩. [ સં. અ ( નહિ ) + સહ્ ( સહન કરવું ) ] વિ. ખમી ન શકે એવું.
૪. વિ. ન ખમાય તેવું; અસહ્ય.
૫. વિ. સહન નહિ કરનાર.
૬. વિ. સુકોમળ શરીરવાળું.

**અસહકાર** ૧. [ સં. અ ( નહિ ) + સહ ( સાથે ) + કાર ( કામ ) ] પું. કુસંપ.
૨. પું. નહિ અપાતો સાથ; સાથ નહિ આપવાપણું.
૩. પું. સંબંધ નહિ રાખવો તે; સાથે મળી કામ ન કરવાનો ભાવ.

**અસહકારયુગ** [ સં. અ ( નહિ ) + સહ ( સાથે ) + કાર ( કામ ) + યુગ ( જમાનો ) ] પું. સાથ ન અપાતો હોય તેવો જમાનો.

**અસહકારવાદ** [ સં. અ ( નહિ ) + સહ ( સાથે ) + કાર ( કામ ) + વાદ ( મત ) ] પું. સાથ ન આપવો જોઈએ એવો મત.

**અસહકારવાદી** ૧. [ સં. અ ( નહિ ) + સહ ( સાથે ) + કાર ( કામ ) + વાદ ( મત ) + ઇન્ ( વાળું ) ] ન. અસહકારનો સિદ્ધાંત ગ્રહણ કરનાર માણસ.
૨. વિ. અસહકારવાદમાં માનનાર.

**અસહકારી** ૧. [ સં. અ ( નહિ ) + સહ ( સાથે ) + કારિન્ ( કરનાર ) ] ન. અસહકારમાં જોડાયેલ માણસ.
૨. વિ. અસહકારને લગતું.
૩. વિ. સાથ ન આપનાર.

**અસહન** ૧. [ સં. અ ( નહિ ) + સહ્ ( ખમવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] પું. દુશ્મન; શત્રુ.
૨. ન. દરગુજર ન કરવાપણું; અસહિષ્ણુતા.
૩. વિ. સહન નહિ કરનાર; ક્ષમા વગરનું.

**અસહનશીલ** ૧. [ સં. અ ( નહિ ) + સહન ( ખમવું તે ) + શીલ ( સ્વભાવ ) ] વિ. અસહિષ્ણુ; સહન કરવાની શક્તિ વિનાનું.
૨. વિ. તુંડમિજાજી; તુમાખી.

**અસહનશીલતા** ૧. [ સં. અ ( નહિ ) + સહન ( ખમવું તે ) + શીલ ( સ્વભાવ ) + તા ( પણું ) ] સ્ત્રી. અસહિષ્ણુતા; સહન કરવાની શક્તિ ન હોવાપણું.
૨. સ્ત્રી. તુમાખીપણું.

**અસહનીય** [ સં. અ ( નહિ ) + સહ્ ( ખમવું ) + અનીય ( જેવું ) ] વિ. સહન ન થઈ શકે એવું; અસહ્ય.

**અસહભાવ** [ સં. અ ( નહિ ) + સહ ( સાથે ) + ભાવ ( હોવાપણું ) ] પું. સાથે ન હોવાપણું; જુદું હોવું તે.

**અસહમાન** [ સં. અ ( નહિ ) + સહ્ ( ખમવું ) + માન ( વર્તમાનકૃદંતનો પ્રત્યય ) ] વિ. આતુર; ઇંતેજાર.

**અસહયોગ** ૧. [ સં. અ ( નહિ ) + સહ ( સાથે ) + યોગ ( જોડાણ ) ] પું. અસહકાર; સાથે મળીને કામ ન કરવાનો ભાવ.
૨. પું. સાથે મળી કામ ન કરવાનો સિદ્ધાંત; 'નૉન-કોઑપરેશન'.

**અસહયોગવાદ** [ સં. અ ( નહિ ) + સહ ( સાથે ) + યોગ ( જોડાણ ) + વાદ ( મત ) ] પું. સાથે મળીને કામ ન કરવાનો સિદ્ધાંત.

**અસહયોગવાદી** ૧. [ સં. અ ( નહિ ) + સહ ( સાથે ) + યોગ ( જોડાણ ) + વાદ ( મત ) + ઇન્ ( વાળું ) ] ન. સાથે મળીને કામ ન કરવાનો સિદ્ધાંત માનનાર મનુષ્ય.
૨. વિ. અસહયોગનો સિદ્ધાંત ગ્રહણ કરનાર.

**અસહલ** [ અ. સહલ ( સહેલું )નું શ્રેષ્ઠતાવાચક રૂપ ] વિ. સૌથી સહેલું.

**અસહાનુભૂતિ** [સં. અ (નહિ) + સહાનુભૂતિ ( હિલસોજી ) ] સ્ત્રી. લાગણી ન હોવાપણું.

**અસહાબ** ૧. [ અ. સહબ ( સાહેબ )નું બહુવચન ] પું.બ.વ. દરબારમાં બેસનાર માન આપવા લાયક માણસો.
૨. [ અ. સાહેબ ( માલિક )નું બહુવચન ] પું.બ.વ. માલિકો.

**અસહાય** ૧. [ સં. અ ( નહિ ) + સહાય ( સાથી ) ] વિ. એકલું; સંગાથ વગરનું.
૨. [સં. અ ( નહિ ) + સહાય ( મદદગાર )] વિ. નિરાધાર; લાચાર; મદદ વગરનું.
૩. વિ. મિત્ર વિનાનું; સહચર રહિત.

**અસહાયતા** ૧. [ સં. અ ( નહિ ) + સહાય ( મદદગાર ) + તા ( પણું ) ] સ્ત્રી. અનાથતા; લાચારી; નિરાધારપણું.
૨. સ્ત્રી. મિત્ર રહિતપણું; સોબતી ન હોવાપણું.
૩. સ્ત્રી. સંગાથ ન હોવો તે; એકલું હોવાપણું.

**અસહાર** [અ.] ન.બ.વ. નજીકનાં સગાં. તેમાં અંદરઅંદર લગ્ન થઈ શકે નહિ.

**અસહિત** ૧. [ સં. અ ( નહિ ) + સહિત ( સાથે ) ] વિ. અતડું.
૨. વિ. એકલપેટા સ્વભાવનું.
૩. વિ. સાથ વિનાનું; સંગાથ વગરનું.

**અસહિતવ્ય** જુઓ અસહ્ય.

**અસહિષ્ણુ** ૧. [ સં. અ ( નહિ ) + સહ્ ( સહન કરવું ) + ઇષ્ણુ ( સ્વભાવ બતાવનાર પ્રત્યય ) ] વિ. અદેખું; ઈર્ષાળુ.
૨. વિ. કજિયાળું.
૩. વિ. તુંડમિજાજી; આકરા સ્વભાવવાળું.
૪. વિ. નાજુક; સહન ન કરી શકનારું.
૫. વિ. મતભેદ સાંખી ન શકે એવું; અનુદાર.
૬. વિ. માફ નહિ કરનાર; અક્ષમ.

**અસહિષ્ણુતા** ૧. [ સં. અ ( નહિ ) + સહિષ્ણુ ( સહન કરે એવું ) + તા ( પણું ) ] સ્ત્રી. અદેખાઈ; ઈર્ષા.
૨. સ્ત્રી. કજિયાળાપણું.
૩. સ્ત્રી. ખમી ન શકે એવો સ્વભાવ; અસહનશીલતા.
૪. સ્ત્રી. તુંડમિજાજ.
૫. સ્ત્રી. મતભેદ સાંખવાની અશક્તિ; અનુદારતા.

**અસહી** [ સં. અ ( નહિ ) + સહ્ ( સહન કરવું ) ] વિ. બીજાની ચડતી ન જોઈ શકનાર; બીજાનું સુખ જોઈને બળનાર; ઈર્ષાળુ; અદેખું.

**અસહ્ય** [ સં. અ ( નહિ ) + સહ્ય ( ખમાય તેવું ) ] વિ. ખમી ન શકાય એવું; દુઃસહ; સાંખી ન શકાતું.

**અસહ્યવેદના** [ સં. અ ( નહિ ) + સહ્ય ( ખમી શકાય એવું ) + વેદના ( પીડા ) ] સ્ત્રી. સહન ન થઈ શકે એટલું દુઃખ.

**અસહ્યવ્યૂહ** [ સં. અ ( નહિ ) + સહ્ય ( ખમી શકાય એવું ) + વ્યૂહ ( લશ્કરની ગોઠવણ ) ] પું. દંડવ્યૂહ નામની લશ્કરી રચનાનો એ નામનો એક પ્રકાર, જેમાં લશ્કરની બન્ને પાંખ ફેલાયેલી હોય છે.

**અસળ** ( અહળ ) [ સં. અ ( નહિ ) + સળવું ( જીવાત પડવી ) ] વિ. ડંખ વગરનું; જેમાં જીવાત ન પડી હોય એવું.

**અસળો** [ સં. અંચલ ( કપડાનો છેડો ) ] પું. શંકરને ચડાવવાનું લૂગડું.

**અસંકર** ૧. પું. ( ગણિત ) બે કે વધારે રાશિ અથવા વક્રના સ્વરૂપ વચ્ચે રહેલો મૂળ તફાવત; 'ડિસ્ટિંકશન'.
૨. [ સં. અ ( નહિ ) + સંકર ( મેળવણી ) ] વિ. શુદ્ધ; ભેળસેળ વિનાનું.

**અસંકલિત** ૧. [ સં. અ ( નહિ ) + સંકલિત (જોડાયેલું)] વિ. ( ગણિત ) અમુક વક્રના એટલે વાંકના ભાગ રૂપ છતાં તેની સાથે નહિ જોડાયેલ.
૨. વિ. વધતા ઓછા અને ભાગ્યા ગુણ્યા જેવાં ચિહ્નથી જોડાયું ન હોય એવું; 'અનકનેક્ટેડ'.
૩. વિ. સંબંધ વિનાનું; નિરાળું; છલાયદું; છૂટું.

**અસંકલ્પ** ૧. [ સં. અ ( નહિ ) + સમ્ ( સારી રીતે ) + ક્લૃપ્ ( નિશ્ચય કરવો ) ] પું. અનિશ્ચય; ચોક્કસ ન હોવાપણું.
૨. વિ. જેને માટે વિચાર કર્યો ન હોય એવું.
૩. વિ. નક્કી નહિ એવું; અચોક્કસ; અનિશ્ચિત.

**અસંકલ્પિત** ૧. [સં. અ ( નહિ ) + સમ્ ( સારી રીતે ) + કલ્પિત ( નિશ્ચય કરેલ ) ] વિ. નક્કી નહિ કરેલું.
૨. વિ. નહિ ધારેલું.

**અસંકીર્ણ** ૧. વિ. છંદના એક વર્ગનું.
૨. [ સં. અ ( નહિ ) + સમ્ ( સાથે ) + કીર્ણ ( વેરેલું ) ] વિ. જુદું; છૂટું; અમિશ્રિત.
૩. વિ. શુદ્ધ; ગોટાળા વિનાનું; સ્પષ્ટ; ખુલ્લું.

**અસંકીર્ણપદાર્થ** [ સં. અ ( નહિ ) + સંકીર્ણ ( સેળભેળ થયેલું ) + પદાર્થ ( વસ્તુ ) ] પું. મૂળ વસ્તુ; તત્ત્વ; 'એલિમેન્ટ'.

**અસંકીર્ણપ્રાર્થના** [ સં. અ ( નહિ ) + સમ્ ( સાથે ) + કીર્ણ ( વેરેલું ) + પ્રાર્થના ( અરજી ) ] સ્ત્રી. પાકો દાવો.

**અસંકુચિત** ૧. [ સં. અ ( નહિ ) + સંકુચિત ( સાંકડું ) ] વિ. ઉદાર; વિશાળ મનનું.
૨. વિ. મોટું; સાંકડું નહિ તેવું.

**અસંકુચિતતા** ૧. [સં. અ ( નહિ ) + સંકુચિત ( સાંકડું ) + તા ( પણું ) ] સ્ત્રી. ઉદારપણું; મનની વિશાળતા.
૨. સ્ત્રી. મોટાપણું; વિશાળતા.

**અસંકુલ** ૧. [ સં. અ ( નહિ ) + સંકુલ ( સાંકડું ) ] પું. પહોળો માર્ગ; વિશાળ રસ્તો.
૨. [ સં. અ ( નહિ ) + સંકુલ ( ગીચ ) ] વિ. ખુલ્લું; ખીચોખીચ ન હોય એવું.
૩. [ સં. અ ( નહિ ) + સંકુલ ( સંબંધ વગરનું ) ] વિ. એકબીજાને વિરોધ ન હોય એવું; પરસ્પર અવિરુદ્ધ.

**અસંકેત** [સં. અ ( નહિ ) + સંકેત ( શરત )] વિ. બિનશરતી; કરાર વગરનું.

**અસંકોચ** ૧. [ સં. અ ( નહિ ) + સંકુચ્ ( ચીમળાવું ) ] પું. કરચલી ન હોવાપણું.
૨. પું. તંગી ન હોવાપણું.
૩. પું. બિડાવું નહિ તે.
૪. પું. લજ્જા ન લાગવાપણું.
૫. [ સં. અ ( નહિ ) + સંકોચ ( સંકડાશ ) ] પું. સંકડાશનો અભાવ.
૬. પું. સ્પષ્ટતા.
અસંકોચે = ખુલ્લી રીતે; સ્પષ્ટપણે; ગભરાયા વિના.

**અસંકોચનીય** [ સં. અ ( નહિ ) + સંકુચ્ ( દાબવું ) + અનીય ( જોઈએ ) ] વિ. દબાય નહિ એવું.

**અસંકોચનીયતા** [ સં. અ ( નહિ ) + સંકોચનીય ( દબાય એવું ) + તા ( પણું ) ] સ્ત્રી. દાબવાથી ઓછું ન થાય એવું હોવાપણું.

**અસંકોપ્ય** [ સં. અ ( નહિ ) + સમ્ ( સાથે ) + કુપ્ ( ઉશ્કેરાવું ) + ય ( જોઈએ ) ] વિ. ખળભળી નહિ ઊઠેલું; ગભરાટ પામ્યા વિનાનું; આવેશમાં નહિ આવેલ.

**અસંક્રાંત** ૧. [ સં. અ ( નહિ ) + સંક્રમ્ ( એક ઠેકાણે રહેલાનું બીજે ઠેકાણે જવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. એક જગ્યાએથી બીજે નહિ ગયેલું.
૨. [ સં. અ ( નહિ ) + સંક્રમ્ ( બીજે પાર જવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. નહિ ઓળંગાયેલું.

**અસંક્રાંતમાસ** [ સં. અ ( નહિ ) + સંક્રાન્ત ( દાખલ થયેલું ) + માસ ( મહિનો ) ] પું. અધિકમાસ; પુરુષોત્તમ મહિનો; જે ચાંદ્રમાસમાં સૂર્ય બીજી રાશિમાં ન જાય તે મહિનો; મળમાસ.

**અસંક્રાંતિમાસ** [ સં. અ ( નહિ ) + સંક્રાંતિ ( સૂર્યનું એક રાશિમાંથી બીજી રાશિમાં ગમન ) + માસ ( મહિનો ) ] પું. મળમાસ; અધિકમાસ.

**અસંક્લિષ્ટ** [ સં. અ ( નહિ ) + સંક્લિષ્ટ ( મેલું ) ] વિ. સારા ફળવાળું; શુભ; સારું.

**અસંક્લેશ** [ સં. અ ( નહિ ) + સંક્લેશ ( હલકું ફળ ) ] પું. સારું પરિણામ હોવાપણું.

**અસંક્ષિપ્ત** [ સં. અ ( નહિ ) + સંક્ષિપ્ત ( ટૂંકું ) ] વિ. લાંબું; ટૂંકું નહિ એવું.

**અસંક્ષેપ** ૧. [ સં. અ ( નહિ ) + સંક્ષેપ ( ટૂંકાણ ) ] પું. ટૂંકું ન હોવાપણું; વિસ્તાર; લંબાણ.

૨. વિ. વિસ્તારવાળું; ટૂંકાણમાં નહિ એવું.

**અસંક્ષેપનીય** ૧. [ સં. અ ( નહિ ) + સંક્ષિપ્ ( ટૂંકું કરવું ) + અનીય ( જેવું ) ] વિ. ટૂંકાણમાં અપાય નહિ એવું.

૨. વિ. હોય તેથી થોડી જગ્યામાં જેનો સમાવેશ ન થઈ શકે એવું; અસંકોચનીય.

**અસંખ** ૧. [ સં. અ ( નહિ ) + શંકા ( ભય ) ] વિ. નીડર; બીક વગરનું.

૨. [ સં. અ ( નહિ ) + શંકા ( સંદેહ ) ] વિ. શંકા વિનાનું; સંદેહ વગરનું.

**અસંખ્ય** ૧. [ સં. અ ( નહિ ) + સંખ્યા ( આંકડો ) ] વિ. અતિશય; ઘણું જ; બેશુમાર; જેની ગણત્રી ન થઈ શકે એવું.

૨. વિ. સંખ્યાથી ન જણાવી શકાય એવું. જેમકે, વર્તુળ એટલે કૂંડાળાના પરિઘ અને વ્યાસ વચ્ચેનું ગુણોત્તર.

**અસંખ્યગુણ** [ સં. અ ( નહિ ) + સંખ્યા ( આંકડો ) + ગુણ ( ગણું ) ] વિ. અસંખ્યાતગણું; અગણિત.

**અસંખ્યતા** [ સં. અ ( નહિ ) + સંખ્યા ( આંકડો ) + તા ( પણું ) ] સ્ત્રી. ગણાય નહિ એટલું હોવાપણું; અપારતા; અસંખ્યપણું.

**અસંખ્યત્વ** જુઓ અસંખ્યતા.

**અસંખ્યધા** ૧. વિ. અપાર; ઘણું જ.

૨. [ સં. અ ( નહિ ) + સંખ્યા ( આંકડો ) + ધા ( રીત બતાવનાર પ્રત્યય ) ] અ. ઘણી રીતે; અનેક પ્રકારે.

અવગુણ **અસંખ્યધા** પુત્રના,
પિતાને મન તો લાડ છે. શામળ

**અસંખ્યપણું** [ અ ( નહિ ) + સંખ્યા ( આંકડો ) + પણું ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. અપારતા; ગણાય નહિ એટલું હોવાપણું.

**અસંખ્યભાગ** વિ. અસંખ્યાતમો ભાગ; ઘણો નાનો ભાગ.

**અસંખ્યાત** [ સં. અ ( નહિ ) + સંખ્યાત ( ગણેલું ) ] વિ. અગણિત; બેશુમાર.

**અસંખ્યાતગુણહાનિ** [ સં. અસંખ્યાત ( ઘણું ) + ગુણ ( ગુણવું તે ) + હાનિ ( નાશ ) ] સ્ત્રી. ( જૈન ) વસ્તુમાં થતી અસંખ્યગુણ હાનિ માંહેની એક. જુઓ અનંતગુણહાનિ.

વસ્તુમાત્ર સર્વદા અગુરુલઘુત્વ પામ્યાં જાય છે ને તેને છ પ્રકારની હાનિ અને છ પ્રકારની વૃદ્ધિ થયા જ કરે છે–સંખ્યાતભાગહાનિ, અસંખ્યાતભાગહાનિ, અનંતભાગહાનિ, સંખ્યાતગુણહાનિ, **અસંખ્યાતગુણહાનિ**, અનંતગુણહાનિ. અણુભાષ્ય

**અસંખ્યાતપ્રદેશ** [ સં. અ ( નહિ ) + સંખ્યા ( ગણવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) + પ્રદેશ ( પરમાણુ ) ] વિ. ( જૈન ) ઘણાં પરમાણુથી બનેલ.

**અસંખ્યાતપ્રદેશત્વ** [ સં. અ ( નહિ ) + સંખ્યા ( ગણવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) + પ્રદેશ ( પરમાણુ ) + ત્વ ( પણું ) ] ન. ઘણા પરમાણુનું બનેલું હોવાપણું.

**અસંખ્યાતભાગહાનિ** [ સં. અ ( નહિ ) + સંખ્યા ( ગણવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) + ભાગ + હાનિ ( નાશ ) ] સ્ત્રી. જૈનમત પ્રમાણે છ નુકસાન માંહેનું એક; અસંખ્યાતમા ભાગની એટલે ઘણા થોડા ભાગની નુકસાની. જુઓ અસંખ્યાતગુણહાનિ.

**અસંખ્યાતવર્ષજીવી** [ સં. અ ( નહિ ) + સંખ્યા ( ગણવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) + વર્ષ ( વરસ ) + જીવિન્ ( જીવવું ) ] વિ. ઘણાં વર્ષ સુધી જીવનાર.

**અસંખ્યાતા** [ સં. અ ( નહિ ) + સંખ્યા ( ગણવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. બેશુમાર; અતિશય.

**અસંખ્યાતાણુક** [ સં. અ ( નહિ ) + સંખ્યા ( ગણવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) + અણુ ( નાનામાં નાનો ભાગ ) + ક ( વાળું ) ] પું. ( જૈન ) અગણિત અણુનો બનેલો સ્કંધ એટલે જથ્થો.

અસંખ્યાત પરમાણુઓનો સ્કંધ **અસંખ્યાતાણુક** કહેવાય છે. તત્ત્વાર્થસૂત્ર

**અસંખ્યાંશ** [ સં. અ ( નહિ ) + સંખ્યા ( આંકડો ) + અંશ ( ભાગ ) ] પું. ગણી ન શકાય એટલામો ભાગ; અસંખ્યાતમો ભાગ.

**અસંખ્યેય** ૧. પું. વિષ્ણુ. તેમનામાં સંખ્યા એટલે નામ રૂપ ભેદ નથી.

૨. [ સં. અ ( નહિ ) + સંખ્યેય ( વિચારમાં આવી શકે તેવું ) ] પું. શિવ. તેઓ અચિંત્ય એટલે વિચારણામાં આવી ન શકે તેવા હોવાથી અસંખ્યેય કહેવાય છે.

૩. ન. ઘણી મોટી સંખ્યા.

૪. [ સં. અ ( નહિ ) + સંખ્યેય ( ગણી શકાય એટલું ) ] વિ. અગણિત; અપરંપાર; ગણી ન શકાય એટલું; અસંખ્ય; સંખ્યાને ઉલ્લંઘી ગયેલું.

૫. [ સં. અ ( નહિ ) + સંખ્યેય ( ગણી શકાય એવું ) ] વિ. ગણતરીમાં નહિ આવતાં માત્ર ઉપમાનથી ગણી શકાય એવું. જેમકે, પલ્યોપમ અને સાગરોપમ કાળ.

**અસંખ્યેયકાલ** [ સં. અ ( નહિ ) + સંખ્યેય ( ગણી શકાય એટલું ) + કાલ ( વખત ) ] પું. અસંખ્યાતો વખત; ઘણો લાંબો સમય. જેમકે, ઉત્સર્પિણી એટલે ચડતો કાળ, અવસર્પિણી એટલે ઊતરતો કાળ.

**અસંખ્યેયગુણ** [ સં. અ ( નહિ ) + સંખ્યેય ( ગણી શકાય એટલું ) + ગુણ ( ગણું ) ] વિ. અસંખ્યાતગણું.

**અસંખ્યેયાંશ** [ સં. અ ( નહિ ) + સંખ્યેય ( ગણી શકાય એવું ) + અંશ ( ભાગ ) ] પું. અસંખ્યાતમો ભાગ.

**અસંગ** ૧. પું. ( સાંખ્ય ) આત્મા; પુરુષ.

૨. પું. ઈશ્વર; પરમાત્મા. તે મોહ વિનાના છે.

૩. પું. ( જૈન ) ધન, વસ્તુ વગેરેનો સંઘરો તથા ક્રોધ, માન, માયા, લોભ વગરનો આત્મા.

૪. [ સં. અ ( નહિ ) + સંગ ( રાગ ) ] પું. મહાદેવ. તે આસક્તિ વિનાના છે.

૫. [ સં. અ ( નહિ ) + સંગ ( સંબંધ ) ] પું. ( જૈન ) મોક્ષ; મુક્તિ. તેમાં સંસારની સાથે સંબંધ રહેતો નથી.

૬. પું. મોહ ન હોવાપણું; અનાસક્તિ.

૭. પું. વિઘ્ન ન હોવાપણું.

૮. પું. સંબંધ ન હોવાપણું.

૯. પું. ( જૈન ) સિદ્ધ ભગવાન; મુક્તાત્મા. તે ક્રોધ, માન, માયા અને લોભ વગરના છે.

૧૦. [ સં. અ ( નહિ ) + સંગ ( સોબત ) ] પું. સોબતનો અભાવ.

૧૧. વિ. અડચણ વગરનું.

૧૨. વિ. અનાસક્ત; દુનિયાદારીના સંબંધથી છૂટેલું.

૧૩. વિ. જુદું; અલગ; અળગું.

૧૪. વિ. જેણે સર્વ સંબંધનો ત્યાગ કર્યો હોય એવું; સંગ વગરનું.
૧૫. [ સં. અ ( નહિ ) + સંગ ( સોબત ) ] વિ. સાથ વિનાનું; સોબત વગરનું.

**અસંગજીવન** [ સં. અ ( નહિ ) + સંગ ( રાગ ) + જીવન ( જિંદગી ) ] ન. સંસારના મોહ વગરની જિંદગી.

**અસંગત** ૧. પું. ( કાવ્ય ) એક પ્રકારનો અલંકાર.
૨. વિ. અશિક્ષિત; અભણ; બિનકેળવાયેલ.
૩. [સં. અ ( નહિ ) + સમ્ ( સાથે ) + ગત ( ગયેલું ) ] વિ. આગળપાછળ મેળ મળતો ન હોય એવું; સંબંધ વગરનું; પરસ્પર વિરોધી.
૪. વિ. ઉદ્ધત; અવિનયી.
૫. [ સં. અ ( નહિ ) + સંગત ( સોબત ) ] વિ. એકલું; કોઈની સાથે ન જોડાયેલું.
૬. વિ. ગેરવાજબી; અઘટિત; અનુચિત.
૭. વિ. ( ગણિત ) જે સુરેખા એટલે સીધી લીટીની આસપાસ ઘડી વાળવાથી જેના બે ભાગ એકબીજાને બંધબેસતા આવતા નથી એવું; 'અનસિમેટ્રિકલ'.
૮. વિ. ( ગણિત ) મેળ ન ખાય એવું; બંધબેસતું ન હોય તેવું. 'ઇનકન્સિસ્ટંટ'. બે સમીકરણમાં માત્ર અચલરાશિમાં ફેર હોય ત્યારે તે બન્ને સમીકરણ અસંગત કહેવાય. જેમકે, ૩ક + ૪ઙ = ૧૭; ૩ક + ૪ઙ = ૭. અહીં પહેલા સમીકરણમાં ૩ક + ૪ઙ ૧૭ની બરાબર છે અને બીજામાં તેજ પદની કીમત ૭ છે. માટે બન્ને સમીકરણ અસંગત કહેવાય.

**અસંગતતા** [ સં. અ ( નહિ ) + સમ્ ( સાથે ) + ગત ( ગયેલ ) + તા ( પણું ) ] સ્ત્રી. અસંભવ. જુઓ અસંગતિ.

**અસંગતિ** ૧. [ સં. અ ( નહિ ) + સમ્ ( સાથે ) + ગતિ ( જવું તે ) ] સ્ત્રી. અસંભવ; ન બનવાપણું.
૨. સ્ત્રી. ( ન્યાય ) એક જાતનો હેત્વાભાસ; ભ્રમ; આભાસ; ખોટું પ્રમાણ; આકાંક્ષાવિરહ.
૩. સ્ત્રી. એકઠા ન મળવાપણું.
૪. સ્ત્રી. એકસરખું ન હોવાપણું; અસમાનતા; ભેદભાવ.
૫. સ્ત્રી. ( કાવ્ય ) કાર્યકારણની વિરુદ્ધતા અથવા કારણ એક જગ્યાએ અને કાર્ય બીજે ઠેકાણે એ જાતની જુદી જુદી સ્થિતિ બતાવેલી હોય એવો અર્થાલંકાર; કાર્યકારણના સંબંધનો જેમાં વિરોધ દેખાડ્યો હોય એવી શબ્દ અથવા અર્થની ખૂબીવાળી રચના. જેમકે, ખલરૂપી સર્પની લોકોના પ્રાણ હરણ કરવાની વિચિત્રતા જુઓ. તે એકના કાનને સ્પર્શ કરે છે ને બીજો પ્રાણ છોડે છે.
૬. [ સં. અ ( નહિ ) + સંગતિ ( મેળ ) ] સ્ત્રી. બે ભાગ એકબીજાને બંધબેસતા ન આવે એવું હોવાપણું; વિસંવાદ; પરસ્પર વિરોધ.
૭. સ્ત્રી. સંગતનો અભાવ.

**અસંગપણું** [ અ ( નહિ ) + સંગ ( સાથ ) + પણું ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. એકલું હોવું તે; એકલવાયાપણું.

**અસંગમ** ૧. [ સં. અ ( નહિ ) + સમ્ ( સાથે ) + ગમ્ ( જવું ) ] પું. જુદાઈ; મેળાપ ન થવો તે; સંગમનો અભાવ.
૨. વિ. નહિ જોડાયેલું; અલગ; જુદું.

**અસંગરો** ( અહંગરો ) પું. ( ગ્રામ્ય ) બાળકને સ્નેહીથી જુદા પડવાથી થતી અસર; અસાંગળો.

**અસંગી** ૧. વિ. અતડું.
૨. [ સં. અ ( નહિ ) + સંગ ( સોબત ) + ઇન્ ( વાળું ) ] વિ. જુદું.
૩. [ સં. અ ( નહિ ) + સંગ ( મોહ ) + ઇન્ ( વાળું ) ] વિ. ત્યાગી; વૈરાગી; આસક્તિ વગરનું.
૪. [ સં. અ ( નહિ ) + સંગ ( સંબંધ ) + ઇન્ ( વાળું ) ] વિ. સંબંધ વિનાનું.

**અસંગીય** [ સં. અ ( નહિ ) + સંગીય ( સોબત કરવા જેવું ) ] વિ. જેની સોબત કરવી અયોગ્ય હોય એવું.

**અસંગૃહીત** ૧. [ સં. અ ( નહિ ) + સંગૃહીત ( સ્વીકારેલ ) ] વિ. આશ્રય વિનાનું.
૨. [ સં. અ ( નહિ ) + સંગ્રહ ( સંચય ) + ઇત ( વાળું ) ] વિ. સંગ્રહ ન કરાયેલું.

**અસંગ્રહ** ૧. [ સં. અ ( નહિ ) + સંગ્રહ ( સંચય ) ] પું. એકઠું ન કરવાપણું.
૨. પું. ( જૈન ) વિવાહનો અભાવ.
૩. વિ. સંચય ન કરનાર.

**અસંગ્રહિક** [ સં. અ ( નહિ ) + સંગ્રહ ( જથ્થો ) + ઇક ( વાળું ) ] વિ. સંઘરો ન કરનારું.

**અસંગ્રહી** [ સં. અ ( નહિ ) + સંગ્રહ ( સંચય ) + ઇન્ ( વાળું ) ] વિ. વસ્તુ એકઠી કરવાના મોહ વિનાનું; અપરિગ્રહી; લોભ વગરનું.

**અસંચિત** ૧. પું. ( શિલ્પ ) મંદિરના ત્રણ પ્રકારમાંનો એ નામનો એક. મંદિરના ત્રણ પ્રકાર: (૧) સંચિત, જેમાં મૂર્તિ ઊભેલી હોય છે. (૨) અસંચિત, જેમાં મૂર્તિ બેઠેલી હોય છે. (૩) અપસંચિત, જેમાં મૂર્તિ સૂતેલી સ્થિતિમાં હોય છે.
૨. [ સં. અ ( નહિ ) + સંચિત ( ભેગું કરાયેલું ) ] વિ. ભેગું ન કરાયેલું; જેનો સંગ્રહ કરવામાં આવ્યો ન હોય એવું.

**અસંજોગ** [ સં. અ ( નહિ ) + સંયોગ ( ભેટો ) ] પું. તકની ખામી. જુઓ અસંયોગ.

**અસંજ્ઞ** ૧. [ સં. અ ( નહિ ) + સંજ્ઞા ( બુદ્ધિ ) ] વિ. અજ્ઞાન; અણસમજુ.
૨. [ સં. અ ( નહિ ) + સંજ્ઞા ( ઇશારો ) ] વિ. ઇશારા વગરનું; નિશાની ન કરી હોય એવું.
૩. [ સં. અ ( નહિ ) + સંજ્ઞા ( ભાન ) ] વિ. ચેતના વિનાનું; બેભાન.
૪. વિ. જડ; મૂઢ, મૂર્ખ; ઇશારતમાં ન સમજી જાય એવું.
૫. વિ. જેને સંતાન ન હોય એવું; છોકરાં વગરનું.
૬. [ સં. અ ( નહિ ) + સંજ્ઞા ( ચિહ્ન ) ] વિ. નામ વગરનું.
૭. વિ. મુડદાલ; બહેર મારી ગયેલું.

**અસંજ્ઞા** ૧. સ્ત્રી. અણબનાવ; કુસંપ.
૨. [ સં. અ ( નહિ ) + સંજ્ઞા ( ભાન ) ] સ્ત્રી. ભાન ન હોવાપણું.
૩. [ સં. અ ( નહિ ) + સંજ્ઞા ( ચિહ્ન ) ] વિ. નિશાની વગરનું; નામ ન હોય એવું.

**અસંજ્ઞિપચેંદ્રિય** પું. ( જૈન ) મનોજ્ઞાન વગરના પાંચ ઇંદ્રિયવાળા જીવ.

**અસંજ્ઞિશ્રુત** ન. ( જૈન ) જૈન સિવાય બીજા ધર્મનું શાસ્ત્ર; જૈનેતર ધર્મગ્રંથ.

**અસંજ્ઞી** ૧. [ સં. અ ( નહિ ) + સંજ્ઞા ( ભાન ) + ઇન્ ( વાળું ) ] વિ. ચેતના વિનાનું; સુખદુઃખની લાગણી વગરનું; સંજ્ઞા રહિત.
૨. વિ. જડ; મૂર્ખ.
૩. વિ. મન વગરનું; મનોજ્ઞાન એટલે મન વડે જાણવાની શક્તિ વિનાનું.

> અસંજ્ઞી પ્રાણી મરીને પહેલી ભૂમિમાં ઉત્પન્ન થઈ શકે છે, આગળ નહિ. — તત્ત્વાર્થસૂત્ર

૪. [ સં. અ ( નહિ ) + સંજ્ઞા ( જ્ઞાન ) + ઇન્ ( વાળું ) ] વિ. ( જૈન ) માતાપિતાના સંયોગ વગર ઉત્પન્ન થયેલું. જૈનમત પ્રમાણે જીવ બે પ્રકારના છે: સંજ્ઞી અને અસંજ્ઞી. માતાપિતાના સંયોગથી થાય તે સંજ્ઞી અને તે સિવાય એટલે અમુક સંજોગો એકઠા થવાથી ઉત્પન્ન થાય તે અસંજ્ઞી. જેમકે, પાણી અને વાયુના એકઠા થવાથી અનેક જાતની જીવાત ઉત્પન્ન થાય છે. આવા જીવ અસંજ્ઞી કહેવાય છે. સંજ્ઞી જીવને પાંચ ઇંદ્રિય અને મન હોય છે, અસંજ્ઞી જીવને મન હોતું નથી.

**અસંત** ૧. [ અ ( નહિ ) + સંત ( સાધુ )] પું. ખરાબ માણસ; દુર્જન; અસજ્જન.
૨. પું. દૈત્ય; દાનવ.
દાનવ દનુજ દૈત્યજન, સુરરિપુ અસુર અસંત,
માયા રૂપી રાત્રિ દિન, ઢોલત દુષ્ટ અનંત.
પિંગળલઘુકોષ
૩. વિ. અધર્મી; અપવિત્ર.
૪. વિ. ( જૈન ) અવિદ્યમાન; ખોટું.
૫. વિ. દુષ્ટ; નઠારૂં; ખરાબ.

**અસંતતિ** ૧. [ સં. અ ( નહિ ) + સંતતિ ( ચાલુ ધાર ) ] સ્ત્રી. અખંડ ધારા ન હોવાપણું.
૨. [ સં. અ ( નહિ ) + સંતતિ ( ઓલાદ ) ] સ્ત્રી. છોકરાં ન હોવાપણું; વાંઝિયાપણું; નિર્વંશતા.
૩. વિ. ધાર વિનાનું.
૪. વિ. બાળક થયું ન હોય એવું; વાંઝિયું.

**અસંતપ્ત** ૧. [ સં. અ ( નહિ ) + સંતપ્ત ( દુઃખી ) ] વિ. ઉકળાટ વિનાનું; પીડા વગરનું; સંતાપ રહિત; શાંત.
૨. [ સં. અ ( નહિ ) + સંતપ્ત ( તપેલ ) ] વિ. ગરમ ન થયેલું.
૩. [ સં. અ ( નહિ ) + સંતપ્ત ( થાકેલ ) ] વિ. નહિ થાકેલું.

**અસંતવૃત્તિ** [ અસંત ( ખરાબ ) + વૃત્તિ ( વિચાર ) ] સ્ત્રી. મનનું ખરાબ વલણ.

**અસંતાન** ૧. [ સં. અ ( નહિ ) + સંતાન ( છોકરું ) ] પું. વાંઝિયાપણું; છોકરાં ન હોવાં તે.
૨. [ સં. અ ( નહિ ) + સંતાન ( વિસ્તાર ) ] પું. વિસ્તારનો અભાવ.
૩. વિ. છોકરાં વગરનું; વાંઝિયું.
૪. વિ. વિસ્તાર વિનાનું.

**અસંતાપ** ૧. [ સં. અ ( નહિ ) + સંતાપ ( પશ્ચાત્તાપ ) ] પું. પશ્ચાત્તાપ ન થવાપણું.
૨. [ સં. અ ( નહિ ) + સંતાપ ( દુઃખ ) ] પું. વ્યાધિ ન હોવાપણું; બેફિકરાઈ.
૩. વિ. ઉદ્વેગ વિનાનું.

**અસંતુષ્ટ** ૧. [ સં. અ ( નહિ ) + સંતુષ્ટ ( ખુશ ) ] વિ. નાખુશ; અપ્રસન્ન; નારાજ; ઇતરાજ; ખફા.
૨. [ સં. અ ( નહિ ) + સંતુષ્ટ ( સંતોષ પામેલ ) ] વિ. સંતોષ નહિ પામેલું; અતૃપ્ત.

**અસંતુષ્ટા** ૧. [ સં. અ ( નહિ ) + સંતુષ્ટ ( સંતોષાયેલ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. ધરાયા વગરની; અતૃપ્ત.
૨. [ સં. અ ( નહિ ) + સંતુષ્ટ ( ખુશ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. નાખુશ થયેલી.

**અસંતુષ્ટિ** જુઓ અસંતોષ.

**અસંતોખ** જુઓ અસંતોષ.

**અસંતોષ** ૧. [ સં. અ ( નહિ ) + સંતુષ્ ( ખુશ થવું ) ] પું. અપ્રસન્નતા; નારાજી.
૨. [ સં. અ ( નહિ ) + સંતુષ્ ( ધરપત થવી ) ] પું. તૃપ્તિ ન હોવાપણું; લોભ; તૃષ્ણા.

**અસંતોષકારક** [ સં. અ ( નહિ ) + સંતોષ ( તૃપ્તિ ) + કારક ( કરનાર ) ] વિ. તૃપ્ત ન કરે એવું; મન મનાવી ન શકનારૂં.

**અસંતોષણીય** [ સં. અ ( નહિ ) + સંતુષ્ ( તૃપ્ત થવું ) + અનીય ( યોગ્ય ) ] વિ. ધરાય નહિ એવું; તૃષ્ણાવાળું.

**અસંતોષિત** [ સં. અ ( નહિ ) + સંતોષિત ( સંતોષ પમાડેલ ) ] વિ. સંતોષ નહિ પમાડેલું; તૃપ્ત કરાયા વગરનું.

**અસંતોષી** [ સં. અ ( નહિ ) + સંતોષિન્ ( ખુશ થનાર ) ] વિ. નાખુશ. જુઓ અસંતુષ્ટ.

**અસંદિગ્ધ** ૧. [ સં. અ ( નહિ ) + સંદિગ્ધ ( શંકાવાળું ) ] વિ. ચોક્કસ; નક્કી; સંશય વગરનું; સંદેહ રહિત.
૨. વિ. દેખાતું બંધ નહિ થયેલું.

**અસંદિગ્ધગ્રાહી** [ સં. અ ( નહિ ) + સંદિગ્ધ ( શંકાવાળું ) + ગ્રાહિન્ ( લેનાર ) ] વિ. ચોક્કસ રૂપે જાણવાવાળું.
પાંચ ઈંદ્રિયો અને એક મન એ ૭ સાધનોથી થનાર મતિજ્ઞાનના અવગ્રહ, ઇહા આદિ રૂપથી જે ચોવીશ ભેદ થાય છે તે બધા ક્ષયોપશમ અને વિષયની વિવિધતાથી બાર બાર જાતના થાય છે. જેમકે–બહુગ્રાહી, અલ્પગ્રાહી, બહુવિધગ્રાહી, એકવિધગ્રાહી, ક્ષિપ્રગ્રાહી, અક્ષિપ્રગ્રાહી, અનિશ્ચિતગ્રાહી, નિશ્ચિતગ્રાહી, અસંદિગ્ધગ્રાહી, સંદિગ્ધગ્રાહી, ધ્રુવગ્રાહી, અધ્રુવગ્રાહી.
તત્ત્વાર્થસૂત્ર

**અસંદિગ્ધતા** [ સં. અ ( નહિ ) + સંદિગ્ધ ( શંકાવાળું ) + તા ( પણું ) ] સ્ત્રી. નક્કીપણું; સંદેહ ન રહેવો તે; સંશય વિનાનું હોવાપણું.

**અસંદિગ્ધત્વ** [ સં. અ ( નહિ ) + સંદિગ્ધ ( શંકાવાળું ) + ત્વ ( પણું ) ] ન. નક્કીપણું; અસંદિગ્ધતા.

**અસંદિગ્ધપણું** [ અ ( નહિ ) + સંદિગ્ધ ( સંશયવાળું ) + પણું ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ચોક્કસ હોવાપણું; અસંદિગ્ધતા.

**અસંદિગ્ધા** ૧. [ સં. અ ( નહિ ) + સંદિગ્ધ ( શંકાવાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. શંકા વગરની ભાષા.
૨. સ્ત્રી. સ્પષ્ટ બોલી.

**અસંદિષ્ટ** [ સં. અ ( નહિ ) + સંદિષ્ટ ( સંદેશો દેવાયેલું ) ] વિ. જેને ખબર આપવામાં આવી ન હોય એવું.

**અસંદીન** ૧. પું. ભરતી ચડે પણ ડૂબે નહિ એવો બેટ.
૨. ન. ( જૈન ) પંદર દિવસ સુધી પાણીમાં મુસાફરી કરવી પડે એટલું દૂર ઠેકાણું; સિંહલદ્વીપ વગેરે.

**અસંદેહ** [ સં. અ ( નહિ ) + સંદેહ ( શંકા ) ] પું. શંકા ન હોવાપણું; નિશ્ચિતતા.

**અસંધાન** ૧. [ સં. અ ( નહિ ) + સંધાન ( જોડાણ ) ] ન. ઉદ્દેશનો અભાવ.
૨. ન. જુદું પાડવું તે.
૩. ન. જોડાણનો અભાવ.
૪. ન. સમાચાર કે પત્તો મળતો ન હોવાપણું.

**અસંધારા** [ સં. અચ્છિન્ન ( ચાલુ ) + ધારા ( ધાર ) ] સ્ત્રી. શંકરના લિંગ પર પાણીનો ચાલુ અભિષેક કરવામાં વપરાતું વાસણ; ગળતી.

**અસંધિ** ૧. [ સં. અ ( નહિ ) + સંધિ ( જોડાણ ) ] પું. બે શબ્દનું નહિ થતું જોડાણ. જેમકે. દ્વિવચનને છેડે ઈ, ઊ અને એ હોય અને પછી સ્વર આવે તો સંધિ થાય નહિ. જેમકે, સંસ્કૃતમાં 'મિત્રે અટતઃ' માં 'એ' પછી 'અ' હોવા છતાં સંધિ થયેલ નથી.
૨. પું. બે સ્વરનો સંયોગ ન થવાપણું. જેમકે, અગ્રણી શબ્દમાં 'અ' અને 'ઋ' ની સંધિ થઈ નથી.
૩. [ સં. અ ( નહિ ) + સંધિ ( સુલેહ ) ] પું. સુલેહ ન હોવાપણું.
૪. વિ. નહિ જોડેલું.
૫. વિ. મુક્ત; સ્વતંત્ર; છૂટું.

**અસંધિત** ૧. [ સં. અ ( નહિ ) + સંધિત ( જોડેલ ) ] વિ. નહિ જોડેલું.
૨. [ સં. અ ( નહિ ) + સંધિત ( સાંધેલ ) ] વિ. સાંધા વિનાનું; અખંડ.

**અસંધેય** ૧. [ સં. અ ( નહિ ) + સંધેય ( જોડાય એવું ) ] વિ. જોડી ન શકાય એવું.
૨. [ સં. અ ( નહિ ) + સંધેય ( સંધિ કરવા જેવું ) ] વિ. સંધિ ન કરવા જેવું.

**અસંન** [ સં. અ ( નહિ ) + સંજ્ઞ ( ભાનવાળું ) ] વિ. અણસમજણું; કાચી બુદ્ધિનું; સાન વિનાનું.
માતા વણ કયમ ઉછરે એકલો બાળ અસંન.
રત્નદાસ

**અસંનદ્ધ** ૧. [ સં. અ ( નહિ ) + સંનદ્ધ ( બંધાયેલ ) ] વિ. અહંકારી; મગરૂર; ઘમંડી.
૨. વિ. ઉત્પન્ન થયેલું; જન્મેલું.
૩. વિ. તૈયાર ન હોય એવું; અતત્પર.
૪. વિ. પોતાને બહુ ભણેલ માનનાર.
૫. [ સં. અ ( નહિ ) + સંનદ્ધ ( સજ્જ થયેલું ) ] વિ. હથિયાર ધારણ કર્યાં વિનાનું.

**અસંનપણું** [અ (નહિ) + સંન (ભાનવાળું) + પણું (નામ બનાવનાર પ્રત્યય)] ન. અણસમજ; કમઅક્કલ; કાચી બુદ્ધિ; અજ્ઞાન.

**અસંનિકર્ષ** ૧. [સં. અ (નહિ) + સંનિકર્ષ (નજીકપણું)] પું. છેટું હોવાપણું; દૂરપણું.
૨. વિ. દૂરનું; આઘેનું.

**અસંનિકૃષ્ટ** [સં. અ (નહિ) + સંનિકૃષ્ટ (પાસેનું)] વિ. આઘેનું; દૂરનું.

**અસંનિધાન** ૧. [સં. અ (નહિ) + સંનિધાન (પાસેપણું)] ન. દૂરપણું; આઘે હોવું તે.
૨. ન. નજર આગળ ન હોવાપણું; ગેરહાજરી.
૩. ન. વિશ્વાસ; શ્રદ્ધા.

**અસંનિધિ** [સં. અ (નહિ) + સંનિધિ (પાસેપણું)] સ્ત્રી. દૂર હોવું તે; દૂરપણું.

**અસંનિહિત** ૧. [સં. અ (નહિ) + સમ્ (સારી રીતે) + નિહિત (સ્થાપેલ)] વિ. ખોટી રીતે મૂકેલું; સારી રીતે નહિ સ્થાપેલું.
૨. [સં. અ (નહિ) + સંનિહિત (પાસેનું)] વિ. દૂરનું; આઘે હોય એવું; છેટેનું.

**અસંપત્તિ** ૧. [સં. અ (નહિ) + સંપત્તિ (સમૃદ્ધિ)] સ્ત્રી. આબાદી ન હોવાપણું; અસમૃદ્ધિ.
૨. [સં. અ (નહિ) + સંપત્તિ (ધન)] સ્ત્રી. દોલત વિનાની સ્થિતિ; ગરીબાઈ.

**અસંપન્ન** ૧. [સં. અ (નહિ) + સંપન્ન (પૂરું)] વિ. અપૂર્ણું; અધૂરું.
૨. [સં. અ (નહિ) + સંપન્ન (કૈવલ્ય કે બ્રહ્મભાવને પામેલ)] વિ. કૈવલ્ય કે બ્રહ્મભાવને નહિ પામેલ.
૩. [સં. અ (નહિ) + સંપન્ન (મેળવેલું)] વિ. નહિ મળેલું; અપ્રાપ્ત.
૪. [સં. અ (નહિ) + સંપન્ન (પૈસાવાળું)] વિ. સમૃદ્ધિ વગરનું; સંપત્તિ રહિત.

**અસંપન્નતા** ૧. [સં. અ (નહિ) + સંપન્ન (પૂરું) + તા (પણું)] સ્ત્રી. અપૂર્ણતા; ખામી.
૨. [સં. અ (નહિ) + સંપન્ન (મેળવેલ) + તા (પણું)] સ્ત્રી. અપ્રાપ્તિ; નહિ મળવું તે.
૩. [સં. અ (નહિ) + સંપન્ન (આબાદીવાળું) + તા (પણું)] સ્ત્રી. અસમૃદ્ધિ; દીનતા; ગરીબાઈ.
૪. સ્ત્રી. (જૈન) એક ક્રિયા બીજી ક્રિયાને વિઘ્ન રૂપ ન થવા પામે એ સ્થિતિ.
૫. [સં. અ (નહિ) + સંપન્ન (કૈવલ્ય કે બ્રહ્મભાવને પામેલું) + તા (પણું)] સ્ત્રી. કૈવલ્ય કે બ્રહ્મભાવને પામેલ ન હોવાપણું.

**અસંપર્ક** ૧. [સં. અ (નહિ) + સંપર્ક (સંબંધ)] પું. ન અડાયેલી વસ્તુ.
૨. પું. સંબંધ ન હોવાપણું.

**અસંપર્કીય** ૧. [સં. અ (નહિ) + સંપર્કીય (સંબંધ રાખવા યોગ્ય)] વિ. અસ્પર્શ્ય; ન અડવા જેવું.
૨. વિ. સંબંધ ન રાખવા જેવું; સંગતિ માટે અયોગ્ય.

**અસંપુટિત** વિ. (જૈન) ન મળેલ; ખુલ્લું.

**અસંપૂર્ણ** [સં. અ (નહિ) + સંપૂર્ણ (પૂરું)] વિ. અધૂરું; પૂરું નહિ કરેલું; ઊણું.

**અસંપૂર્ણતા** [સં. અ (નહિ) + સંપૂર્ણ (પૂરું) + તા (પણું)] સ્ત્રી. અપૂર્ણતા; ઊણપ.

**અસંપૃક્ત** ૧. [સં. અ (નહિ) + સંપૃક્ત (જોડાયેલ)] વિ. અસંબદ્ધ; મેળ નહિ ખાતું.
૨. [સં. અ (નહિ) + સંપૃક્ત (મિશ્ર)] વિ. અસંયુક્ત; નહિ જોડાયેલું; અલગ; જુદું.
૩. વિ. તરબોળ નહિ થયેલું.

**અસંપ્રગૃહીત** [સં. અ (નહિ) + સમ્ (સારી રીતે) + પ્રગૃહીત (અત્યંત ગ્રહણ કરેલ)] વિ. માન વિનાનું; નહિ સત્કારાયેલું.

**અસંપ્રજ્ઞાત** ૧. [સં. અ (નહિ) + સંપ્રજ્ઞાત (તર્કવિતર્કવાળું)] પું. (યોગ) જ્ઞેય એટલે જાણવા લાયક, જ્ઞાન એટલે જાણવું તે અને જ્ઞાતા એટલે જાણનારના ભેદ વગરની એટલે નિર્વિકલ્પ સમાધિ. તેના ચાર ભેદ છેઃ વિતર્કાનુગમ, વિચારાનુગમ, આનંદાનુગમ અને અસ્મિતાનુગમ.
૨. વિ. જ્ઞાતા, જ્ઞેય વગેરેના ભેદ વગરનું; નિર્વિકલ્પ.
૩. [સં. અ (નહિ) + સમ્ (સારી રીત) + પ્રજ્ઞાત (જાણેલ)] વિ. સારી રીતે નહિ જાણેલ.

**અસંપ્રજ્ઞાતયોગ** [સં. અસંપ્રજ્ઞાત (એક જાતની સમાધિ) + યોગ] પું. (યોગ) રાજયોગના બે પ્રકાર માંહેનો એ નામનો એક; મનની પાંચ જાતની વૃત્તિનો નિગ્રહ; ચિત્તની સંયમવાળી અવસ્થામાં થતો યોગ. એક વાર સ્ફુરણ ઊઠે અને બીજી વાર ઊઠે એ બેની વચ્ચે ચિત્તની એવી દશા હોય છે કે જે વખતે તેને પ્રવૃત્ત કરેલું પણ ન કહેવાય અને નિવૃત્ત કરેલું પણ ન કહેવાય. આને નિરોધ પરિણામ અસંપ્રજ્ઞાતયોગ કહેવાય છે.

**અસંપ્રજ્ઞાતસમાધિ** [સં. અ (નહિ) + સંપ્રજ્ઞાત (તર્કવિતર્કવાળું) + સમાધિ] સ્ત્રી. (યોગ) બહારના જ્ઞાનનો જ્યાં સંબંધ ન હોય એવી સમાધિ. વૃત્તિઓના અભાવનું કારણ પરવૈરાગ્ય છે અને તેના અભ્યાસથી ચિત્તની સંસ્કાર વગરની અવસ્થા થાય તે અસંપ્રજ્ઞાતસમાધિ કહેવાય છે.

નિરુદ્ધ અવસ્થામાં ચિત્તનો નિરુદ્ધ ભૂમિકામાં યોગ થાય છે એટલે ચિત્ત રોકાઈ જઈને પોતાનું કાર્ય બિલકુલ કરતું નથી એને **અસંપ્રજ્ઞાતસમાધિ** કહે છે. — સિદ્ધાંતદર્શન

**અસંપ્રાપ્ત** [સં. અ (નહિ) + સંપ્રાપ્ત (મળેલું)] વિ. નહિ મળેલું; પ્રાપ્ત ન થયેલું.

**અસંફલક** ન. ખભાનું હાડકું.

**અસંબદ્ધ** ૧. [સં. અ (નહિ) + સંબદ્ધ (સંબંધવાળું)] ન. સંબંધ વગરનું વાક્ય; અર્થ ન સમજાય એવું વાક્ય.
૨. વિ. અણઘટતું; અનુચિત.
૩. વિ. ખોટું; જૂઠું.
૪. [સં. અ (નહિ) + સંબદ્ધ (બાંધેલ)] વિ. ચંચળ; અસ્થિર મનવાળું; અદૃઢ.
૫. વિ. ઢંગધડા વિનાનું; અર્થ વગરનું.
૬. વિ. નહિ જોડેલું.
૭. વિ. વાંકુંચૂકું; ગેરશિરસ્તાનું; ચાલચલગતમાં અવળું.
૮. વિ. વિરોધી; એકબીજાથી ઊલટું; વિપરીત.
૯. વિ. (જૈન) સંવરો કરવાની તૃષ્ણા વિનાનું.
૧૦. વિ. સંબંધ વિનાનું; અસંગત; છૂટું; છલાવડું; તૂટક.

**અસંબદ્ધતા** ૧. સ્ત્રી. અનુચિતપણું.
૨. સ્ત્રી. ખોટાઈ; જૂઠાપણું.
૩. [સં. અ (નહિ) + સંબદ્ધ (બાંધેલું) + તા (પણું)] સ્ત્રી. ચંચળતા; અસ્થિરપણું.
૪. સ્ત્રી. જોડેલું ન હોવાપણું.
૫. સ્ત્રી. ઢંગધડા વગરની સ્થિતિ.
૬. સ્ત્રી. વાંકાચૂકાપણું; અવળાઈ.
૭. સ્ત્રી. વિપરીતપણું; વિરોધ; ઊલટાપણું.
૮. સ્ત્રી. (જૈન) સંવરો કરવાની તૃષ્ણા વિનાનું હોવાપણું.
૯. સ્ત્રી. સંબંધ ન હોવાપણું; અસંગતિ.

**અસંબદ્ધપ્રલાપ** [સં. અ (નહિ) + સંબદ્ધ (મેળ ખાતું) + પ્રલાપ (વાતચીત)] પું. સંબંધ વગરનું બોલવાપણું.

**અસંબદ્ધપ્રલાપી** [સં. અ (નહિ) + સંબદ્ધ (મેળવાળું) + પ્રલાપિન્ (બોલનાર)] વિ. મેળ વગરનું બોલનાર.

**અસંબદ્ધપ્રલાપીપણું** [અ (નહિ) + સંબદ્ધ (સંબંધવાળું) + પ્રલાપિન્ (બોલનાર) + પણું (નામ બનાવનાર પ્રત્યય)] ન. મેળ વગરનું બોલવાપણું.

**અસંબદ્ધભાષિત** [સં. અ (નહિ) + સંબદ્ધ (જોડાયેલું) + ભાષિત (બોલેલું)] વિ. સંબંધ વગર બોલાયેલું.

**અસંબદ્ધભાષી** જુઓ અસંબદ્ધપ્રલાપી.

**અસંબંધ** ૧. [ સં. અ ( નહિ ) + સંબંધ ] પું. સંબંધ ન હોવાપણું.
૨. વિ. તૂટક; છિન્નભિન્ન.

**અસંબાધ** ૧. [ સં. અ ( નહિ ) + સંબાધ ( ભીચ ) ] વિ. છૂટુંછવાયું.
૨. વિ. જ્યાં બધાં જઈ શકે એવું; ખુલ્લું.
૩. વિ. દુઃખ વિનાનું.
૪. વિ. લોકોથી ભરપૂર નહિ એવું; એકાંત.
૫. વિ. વિશાળ; સાંકડું નહિ એવું.
૬. વિ. હરકત વગરનું; વિઘ્ન વિનાનું; બાધ રહિત.
૭. અ. અડચણ વગર.

**અસંબાધા** પું. ( પિંગળ ) મગણ, તગણ, નગણ, સગણ, ગુરુ અને ગુરુ મળી ૧૪ અક્ષરનો પાંચમે અને નવમે અક્ષરે યતિવાળો એક વર્ણમેળ છંદ.

**અસંબુદ્ધ** ૧. [ સં. અ ( નહિ ) + સંબુદ્ધ ( જ્ઞાની ) ] વિ. તત્ત્વવેત્તા નહિ એવું.
૨. [ સં. અ ( નહિ ) + સંબુધ્ ( સમજવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. સમજણ વિનાનું.

**અસંભ** ૧. વિ. ( પ્રાકૃત ) અશક્ય; બને નહિ એવું.
 વાત હુઈ જે **અસંભ** રે.
 આનંદકાવ્યમહોદધિ
૨. વિ. આશ્ચર્યકારક; અદ્ભુત.

**અસંભમ** વિ. અશક્ય. જુઓ અસંભ.

**અસંભવ** ૧. [ સં. અ ( નહિ ) + સંભૂ ( શક્ય હોવું ) ] પું. અશક્યતા; ન બને એવું હોવાપણું.
૨. પું. અસાધારણ બનાવ.
૩. પું. ( કાવ્ય ) બની ગયેલી વાત અશક્ય જણાવાતી હોય એવો અલંકાર. જેમકે, ગોવાળનો છોકરો કૃષ્ણ ટચલી આંગળી ઉપર ગોવર્ધન પર્વત ઉપાડશે એ કોઈના ધ્યાનમાં ન આવી શકે એવી વાત છે.
૪. પું. મળતા ન આવવું તે; વિરોધ.
૫. પું. ( ન્યાય ) લક્ષણનો એ નામનો એક દોષ; સ્વરૂપાસિદ્ધ નામનો હેત્વાભાસ; કહેલો ગુણ લાગુ પડતો ન હોવાનો દોષ; આપેલા લક્ષણનો લક્ષ્યના કોઈ પણ દેશમાં લાગુ ન પડવા રૂપ દોષ. જેમકે, જેને એક ખરી હોય તે ગાય, એવું લક્ષણ ગાયનું કહેવામાં આવે તો તે અસંભવ દોષવાળું કહેવાય, કેમકે કોઈ પણ ગાય એક ખરીવાળી હોય નહિ. લક્ષણના ત્રણ દોષ છેઃ અવ્યાપ્તિ, અતિવ્યાપ્તિ અને અસંભવ.
૬. પું. પ્રમાવેશ ન થવાપણું.
૭. પું. હયાતી ન હોવાપણું; અનસ્તિત્વ.
૮. વિ. આશ્ચર્ય ઉપજાવનારું.
૯. વિ. બની ન શકે એવું; અશક્ય.

**અસંભવદોષ** [ સં. અ ( નહિ ) + સંભવ ( શક્યતા ) + દોષ ( ખામી ) ] પું. ( ન્યાય ) લક્ષણના ત્રણ દોષ માંહેનો એ નામનો એક. જુઓ અસંભવ ૫.

**અસંભવનીય** [ સં. અ ( નહિ ) + સંભૂ ( થવું , + અનીય ( યોગ્ય ) ] વિ. અશક્ય; ન બને એવું. જુઓ અસંભવિત.

**અસંભવિત** ૧. [ સં. અ ( નહિ ) + સંભવિત ( શક્ય ) ] વિ. ન બને એવું; અશક્ય.
૨. વિ. માની ન શકાય એવું; સંભવ વગરનું.
૩. વિ. વિરોધી; વિપરીત.

**અસંભવિતતા** ૧. [ સં. અ ( નહિ ) + સંભવિત ( શક્ય ) + તા ( પણું ) ] સ્ત્રી. ન બની શકે એવું હોવાપણું; થઈ ન શકવાપણું; અશક્યતા.
૨. સ્ત્રી. માની ન શકાય એવું હોવાપણું.
૩. સ્ત્રી. વિરોધ; વિપરીતપણું.

**અસંભવ્ય** ૧. [ સં. અ ( નહિ ) + સંભૂ ( થવું ) + ય ( જેવું ) ] વિ. થઈ ન શકે એવું.
૨. વિ. ન સમજાય એવું.

**અસંભા** ૧. [ સં. અસંભાવ્ય ( કલ્પી ન શકાય એવું ) ] વિ. નવાઈ ઉપજાવનારું.
૨. વિ. સ્ત્રી. બની ન શકે એવી.
 અદ્ભુત મોહની છબી **અસંભા**,
 જોઈ રૂપ લાજે રતિ રંભા. ગિરધર

**અસંભાવત** [ સં. અ ( નહિ ) + સંભૂ ( થવું ) ] ન. થઈ ન શકે એવું હોવાપણું; અશક્યતા.

**અસંભાવના** ૧. [ સં. અ ( નહિ ) + સંભાવના ( યોગ્યતા ) ] સ્ત્રી. અઘટિતપણું; બંધબેસતું ન આવવું તે; કમેળ.
૨. સ્ત્રી. અશક્યતા; ન બનવાપણું; શબ્દાદિ પ્રમાણથી જાણેલો અર્થ તે જ વિષયને લગતા બીજા કોઈ કારણને લીધે અસંભવિત લાગે એવી બુદ્ધિ. જેમકે, દેહથી આત્મા જુદો નથી.
૩. સ્ત્રી. ઊલટો વિચાર.
૪. સ્ત્રી. બ્રહ્મ નથી, ઈશ્વર નથી, અથવા જીવ અને બ્રહ્મ એક નથી એવી ભાવના. અસંભાવના બે પ્રકારની છેઃ પ્રમાણગત અને પ્રમેયગત.
૫. સ્ત્રી. સમજી ન શકવાપણું; અગમ્યતા; દુર્બોધપણું. જેમકે, વેદની શ્રુતિઓ વાંચનારને કેટલીક વખત બ્રહ્મમાં પરસ્પર વિરુદ્ધ ધર્મો જણાવાથી અસંભાવના થાય છે.

**અસંભાવનીય** ૧. [ સં. અ ( નહિ ) + સંભૂ ( થવું ) + અનીય ( જેવું ) ] વિ. અશક્ય; માની ન શકાય એવું.
૨. વિ. સમજી ન શકાય એવું.

**અસંભાવિત** ૧. [ સં. અ ( નહિ ) + સંભાવિત ( વિચારેલ ), વિ. અનુમાન વિરુદ્ધ; જેના હોવાનું અનુમાન ન કરવામાં આવ્યું હોય એવું.
૨. [ સં. અ ( નહિ ) + સંભાવિત ( આબરૂદાર ) ] વિ. આબરૂ વિનાનું; અપ્રતિષ્ઠિત.
૩. [ સં. અ ( નહિ ) + સંભૂ ( શક્ય હોવું ) + ઇત ( વાળું ) ] વિ. દુષ્ટ; નીચ; હલકું.
૪. વિ. મળતું ન આવનારું; અઘટિત; મેળ વિનાનું.

**અસંભાવિતોપમા** [ સં. અ ( નહિ ) + સંભાવિત ( મેળવાયું ) + ઉપમા ( સરખામણી ) ] સ્ત્રી. ( કાવ્ય ) એ નામની એક જાતની ઉપમા; અભાવ હોવા છતાં અસંભવનો અર્થ હોય એવી ઉપમા. જેમકે, ચંદ્રથી પ્રકટ થયેલ ઝેરની પેઠે ચંદનથી અગ્નિ ઉત્પન્ન થયો, હે રાધે! તારાં વદનથી નીકળતાં કઠોર વચન રસના સાગર જેવાં છે. અહીં પણ અભાવ હોવા છતાં અશક્યતામાં કંઈક સાર રહેલ છે.

**અસંભાવ્ય** ૧. [ સં. અ ( નહિ ) + સંભાવ્ય ( કલ્પી શકાય એવું ) ] વિ. અકલ્પ્ય; ધારી ન શકાય એવું.
 એવો **અસંભાવ્ય** હરિ મન વસ્યો.
 અખો
૨. [ સં. અ ( નહિ ) + સંભાવ્ય ( થઈ શકે એવું ) ] વિ. ન બને તેવું; અશક્ય; અસંભવિત.
૩. વિ. ન માનવા જેવું; અકલ્પ્ય.
૪. વિ. સમજી ન શકાય એવું; અગમ્ય.

**અસંભાવ્યસંપાત** [ સં. અ ( નહિ ) + સંભાવ્ય ( થઈ શકે એવું ) + સમ્ ( સાથે ) + પાત ( પડવું તે ) ] પું. ( ગણિત ) એક જાતનું બિંદુ; 'ઍકનોડ'. જે બિંદુ વક્રની બહાર હોવા છતાં તેના પ્રતિષ્ઠાપકો તે વક્રના સમીકરણને સંતોષતા હોય તે બિંદુ તે વક્રનો અસંભાવ્યસંપાત કહેવાય છે.

**અસંભાષ્ય** ૧. [ સં. અ ( નહિ ) + સમ્ ( સાથે ) + ભાષ્ ( બોલવું ) + ય ( જેવું ) ] પું. ખરાબ વાત; બીભત્સ બોલી.
૨. વિ. જેની સાથે બોલવું યોગ્ય ન હોય એવું.
૩. વિ. ન કહેવા જેવું; નહિ બોલવા લાયક.

**અસંભાળ** [ અ ( નહિ ) + સંભાળ ( કાળજી ) ] સ્ત્રી. બેદરકારી; કમકાળજી.

**અસંભૂત** ૧. [ સં. અ ( નહિ ) + સંભૂ ( હોવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. ન થયેલું; નહિ હોયેલું.
૨. [ સં. અ ( નહિ ) + સંભૂ ( જન્મવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. ન પેદા થયેલું; નહિ જન્મેલું.

**અસંભૂતિ** ૧. [ સં. અ ( નહિ ) + સંભૂ ( ઉત્પન્ન થવું ) + તિ ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. જન્મ ન થવાપણું.
૨. સ્ત્રી. પ્રકૃતિ; જડવાદ.
અસંભૂતિ ઉપાસે, તે ગાઢેરા તિમિરે બૂડે.
ઈશોપનિષદ
૩. સ્ત્રી. હયાતી ન હોવાપણું.

**અસંભૃત** ૧. [ સં. અ ( નહિ ) + સંભૃત ( ધારણ કરેલું ) ] વિ. બનાવટી નહિ એવું; કુદરતી; સ્વાભાવિક; અકૃત્રિમ.
૨. [ સં. અ ( નહિ ) + સમ્ ( સારી રીતે ) + ભૃત ( પોષણ કરાયેલું ) ] વિ. બરાબર નહિ ઉછેરેલું; સારી રીતે નહિ પોષેલું.

**અસંભેદ** [ સં. અ ( નહિ ) + સંભેદ ( મિલન ) ] પું. ન મળવાપણું.

**અસંભોગ** ૧. [ સં. અ ( નહિ ) + સમ્ ( સાથે ) + ભોગ ( ભોગવવું તે ) ] પું. ભોગવટાનો અભાવ; ઉપભોગ ન કરવાપણું.
૨. [ સં. અ ( નહિ ) + સંભોગ ( મૈથુન ) ] પું. સ્ત્રીસેવન ન કરવાપણું; વિષયસુખ ન લેવું તે.

**અસંભ્રમ** ૧. [ સં. અ ( નહિ ) + સમ્ ( સારી રીતે ) + ભ્રમ ( શંકા ) ] પું. શાંતિ; સ્વસ્થપણું; સ્થિરતા.
૨. પું. સારી રીતે ભ્રાંતિનો અભાવ.
૩. વિ. નહિ ઉશ્કેરાયેલું; શાંત.

**અસંભ્રાંત** ૧. [ સં. અ ( નહિ ) + સમ્ ( સારી પેઠે ) + ભ્રાન્ત ( ભમેલું ) ] વિ. ગભરામણ વિનાનું; શાંત ચિત્તવાળું.
૨. વિ. ભ્રમ રહિત; ભ્રાંતિ વગરનું.

**અસંમત** ૧. [ સં. અ ( નહિ ) + સમ્ ( સાથે ) + મત ( કરેલ વિચાર ) ] પું. શત્રુ; વેરી; દુશ્મન; પ્રતિપક્ષી.
૨. વિ. નહિ ગમતું; પ્રતિકૂળ.
૩. [ સં. અ ( નહિ ) + સમ્ ( સાથે ) + મત ( ધારેલું ) ] વિ. નાકબૂલ; નહિ માનેલું; અસ્વીકૃત.
૪. વિ. વિરુદ્ધ; જુદું પડતું.

**અસંમતિ** ૧. [ સં. અ ( નહિ ) + સમ્ ( સાથે ) + મતિ ( માન્યતા ) ] સ્ત્રી. અણગમો; નાપસંદગી.
૨. સ્ત્રી. વિરુદ્ધ મત; સરખા વિચારના ન હોવાપણું; વાંધો.

**અસંમાન** ૧. [ સં. અ ( નહિ ) + સમ્ ( સારી પેઠે ) + માન ( આદર ) ] પું. અપમાન.
૨. પું. કલંક; નામોશી.

**અસંમાનિત** જુઓ અસમાદૃત.

**અસંમિત** ૧. [ સં. અ ( નહિ ) + સંમા ( માપવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] પું. વિષ્ણુ. તે અપરિમિત એટલે ન માપી શકાય તેવા છે, માટે તે અસંમિત કહેવાય છે.
૨. વિ. અસંખ્ય; અપાર; અનહદ.

**અસંમિલિત** [ સં. અ ( નહિ ) + સમ્ ( સાથે ) + મિલિત ( મળેલું ) ] વિ. અલગ; જુદું; છૂટું.

**અસંમુગ્ધ** ૧. [ સં. અ ( નહિ ) + સમ્ ( સારી રીતે ) + મુગ્ધ ( અકળાયેલ ) ] વિ. નહિ મૂંઝાયેલું; શાંત.
૨. વિ. પંડિતાઈના અભિમાન વગરનું.
૩. વિ. શંકા વિનાનું; સંદેહ ન કર્યો હોય એવું.

**અસંમૂઢ** ૧. [ સં. અ ( નહિ ) + સંમૂઢ ( મોહમાં પડેલું ) ] વિ. અનાસક્ત; મોહ નહિ પામેલું; આસક્તિ વિનાનું; વૈરાગી.
૨. વિ. ભ્રમ વિનાનું; ભ્રાંતિ વગરનું.
૩. [ સં. અ ( નહિ ) + સંમૂઢ ( ગભરાયેલું ) ] વિ. સ્થિર નિશ્ચયવાળું; દૃઢ.

**અસંમોહ** ૧. [ સં. અ ( નહિ ) + સંમોહ ( બેવકૂફી ) ] પું. ( જૈન ) મૂઢતાનો અભાવ; શુક્લ ધ્યાનનું એ નામનું એક લક્ષણ.
૨. પું. મોહ ન થવાપણું.
૩. [ સં. અ ( નહિ ) + સંમોહ ( ગભરામણ ) ] પું. શાંતિ; સ્થિરતા; સ્વાસ્થ્ય.
૪. [ સં. અ ( નહિ ) + સંમોહ ( ભ્રાંતિ ) ] પું. સત્ય જ્ઞાન; પ્રમા.
૫. વિ. મોહ લાગે નહિ તેવું.

**અસંયત** ૧. [ સં. અ ( નહિ ) + સંયત ( બંધનવાળું ) ] પું. વિષ્ણુ. તે મુક્ત છે, તેથી અસંયત કહેવાય છે.
૨. [ સં. અ ( નહિ ) + સંયત ( બાંધેલું ) ] વિ. નહિ બંધાયેલું; મુક્ત; બંધન વિનાનું.
૩. [ સં. અ ( નહિ ) + સંયત ( દાબમાં રાખેલું ) ] વિ. નિગ્રહ વિનાનું; નિરંકુશ; કાબૂ વગરનું.
૪. [ સં. અ ( નહિ ) + સંયત ( નિયમમાં આણેલું ) ] વિ. નિયમ વગરનું; ક્રમશૂન્ય; અનિયમિત.

**અસંયતઉપેક્ષા** ૧. [ સં. અ ( નહિ ) + સંયત ( અંકુશમાં રાખેલું ) + ઉપેક્ષા ( તિરસ્કાર ) ] સ્ત્રી. જાણીબૂજીને કરેલી અવજ્ઞા; ઇરાદાપૂર્વક કરેલું અપમાન.
૨. સ્ત્રી. હઠથી કરેલી અવગણના.

**અસંયતાત્મા** [ સં. અ ( નહિ ) + સંયત ( અંકુશમાં રાખેલું ) + આત્મન્ ( સ્વભાવ ) ] વિ. આત્મસંયમ વિનાનું; ચિત્ત દાબમાં ન હોય એવું; નિરંકુશ.

**અસંયમ** ૧. [ પ્રા. અસંજમ ] પું. ( જૈન ) અજ્ઞાન.
૨. [ સં. અ ( નહિ ) + સંયમ ( નિગ્રહ ) ] પું. ઇંદ્રિયો ઉપર કાબૂ ન હોવાપણું; અનિગ્રહ.
૩. પું. ( જૈન ) વ્રત તોડવું તે; વ્રતભંગ.
૪. [ સં. અ ( નહિ ) + સંયમ ( ઇંદ્રિયો તથા મન કાબૂમાં રાખી જીવોનું રક્ષણ કરવું તે ) ] પું. ( જૈન ) હિંસા જેવાં પાપ કરવાં તે.

**અસંયમિતતા** [ સં. અ ( નહિ ) + સંયમિત ( નિગ્રહમાં રાખેલ ) + તા ( પણું ) ] સ્ત્રી. ઇંદ્રિયો ઉપર કાબૂ ન હોવાપણું; અનિગ્રહ; અસંયમ.

**અસંયુક્ત** ૧. [ સં. અ ( નહિ ) + સમ્ ( સાથે ) + યુક્ત ( જોડાયેલું ) ] વિ. અલગ; જુદું; ભળ્યા વગરનું; નહિ જોડાયેલું.
૨. વિ. ( વ્યાકરણ ) જેમાં શબ્દો સંધિથી ન જોડાયા હોય એવું; સંધિ થયા વિનાનું.
૩. વિ. ( વ્યાકરણ ) જોડાક્ષર રૂપ નહિ એવું.

**અસંયુત** ૧. [ સં. અ ( નહિ ) + સંયત ( બંધનવાળું ) ] પું. વિષ્ણુ. તે મુક્ત છે.
૨. ન. ( શિલ્પ ) રાજાને લાયક એક જાતનું ઘર.

જે ત્રિશાળ ઘરના મુખ આગળ પાંચ અલિંદો હોય, તે ઘરની ડાબી, જમણી અને પછીતે એ રીતે ત્રણ તરફમાં ત્રણ અલિંદો અર્થાત્ દરેક તરફ એક અલિંદ હોય અને ઘરનું મુખ દક્ષિણમાં હોય તો તે અસંયુત ઘર કહેવાય.
રાજવલ્લભ

૩. [ સં. અ ( નહિ ) + સંયુત ( જોડેલું ) ] વિ. નહિ જોડાયેલ; અમિશ્ર; અલગ; જુદું; છૂટું.

**અસંયોગ** ૧. પું. કુસંપ.
૨. [ સં. અ ( અયોગ્ય ) + સંયોગ ( જોડાણ ) ] પું. ( જ્યોતિષ ) ગ્રહોનો ખરાબ અસર કરે એવો સંબંધ; કુયોગ.
૩. [ સં. અ ( નહિ ) + સંયોગ ( સમાગમ ) ] પું. જુદાઈ; વિયોગ.
૪. પું. તકની ખામી.

**અસંયોગી** ૧. [ સં. અ ( નહિ ) + સંયોગ ( સંબંધ ) + ઇન્ ( વાળું ) ] પું. મુક્તાત્મા;

સિદ્ધ ભગવાન. તે સંસારના વૈભવથી મુક્ત થઈ સિદ્ધ થયા છે.

૨. [સં. અ (નહિ) + સંયોગિન્ (જોડેલું)] વિ. નહિ જોડાયેલ; અસંકલિત; અલગ; છૂટું; જુદું.

**અસંરક્ષિત** [સં. અ (નહિ) + સમ્ (સારી રીતે) + રક્ષિત (બચાવ કરેલું)] વિ. રક્ષણ વિનાનું.

**અસંરબ્ધ** [સં. અ (નહિ) + સંરભ્ (ઉશ્કેરાવું) + ત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. નહિ ઉશ્કેરાયેલ; શાંત.

ચામુંડરાજના પ્રતાપાગ્નિની પ્રખર કણિકાઓ અસંરબ્ધ છતાંય વૈરી નૃપતિઓને દુઃસહ લાગે છે. પુરાતત્ત્વ

**અસંરંભ** [સં. અ (નહિ) + સંરંભ (હિંસાનો વિચાર)] પું. પ્રાણીવધનો વિચાર ન કરવાપણું.

**અસંલક્ષ્યક્રમધ્વનિ** [સં. અ (નહિ) + સંલક્ષ્ (સમજવું) + ક્રમ + ધ્વનિ (એક જાતનું કાવ્ય)] સ્ત્રી. (કાવ્ય) અભિધામૂળધ્વનિના બે ભેદ માંહેનો એ નામનો એક. રસમાં અને ભાવમાં ક્રમ જાણવામાં ન આવે એમ પ્રકટ થઈ તે મનને આનંદ આપે છે. રસમાં પ્રકટ થનાર રસધ્વનિ અને ભાવમાં પ્રકટ થનાર ભાવધ્વનિ કહેવાય છે.

**અસંલક્ષિતક્રમવ્યંગ્ય** [સં. અ (નહિ) + સમ્ (સારી રીતે) + લક્ષિત (ધ્યાનમાં લીધેલું) + ક્રમ + વ્યંગ્ય (કટાક્ષ)] ન. (કાવ્ય) અભિધામૂળધ્વનિના બે ભેદ માંહેનો એ નામનો એક. જુઓ અસંલક્ષ્યક્રમધ્વનિ.

**અસંલગ્ન** ૧. [સં. અ (નહિ) + સમ્ (સારી રીતે) + લગ્ન (જોડાયેલું)] વિ. અણુવળગેલું; જોડાયેલું નહિ તેવું; જુદું.

૨. વિ. અસંબદ્ધ.

**અસંલપ્ય** [સં. અ (નહિ) + સંલપ્ (વાત કરવી) + ય (જેવું)] વિ. બોલાય નહિ એવું; અકથનીય; ન બોલવા જેવું.

**અસંલોક** ૧. [સં. અ (નહિ) + સંલોક્ (જોવું)] પું. અંધારું; અપ્રકાશ.

૨. પું. બીક વગરની જગ્યા.

૩. ન. નજર ન પડે એવું ઠેકાણું.

૪. વિ. અંધારાવાળું.

**અસંવર** ૧. [સં. અ (નહિ) + સંવર (ઇંદ્રિયનિગ્રહ)] પું. (જૈન) ઇંદ્રિયો ઉપર કાબૂ ન હોવાપણું.

૨. પું. (જૈન) કર્મનાં દ્વાર એટલે પાપનાં બારણાં બંધ ન રાખવાં તે; આસ્રવ.

**અસંવાદ** [સં. અ (નહિ) + સંવાદ (સરખાપણું)] પું. મેળ ન હોવાપણું; વિરોધ; અસંગતિ; કુમેળ.

**અસંવાદી** [સં. અ (નહિ) + સંવાદ (મેળ) + ઇન્ (વાળું)] વિ. મેળ વગરનું; જુદું પડી આવતું; અસંગત.

**અસંવાદ્ય** [સં. અ (નહિ) + સંવદ્ (મળતા થવું) + ય (જેવું)] વિ. ચાલુ વિષયને નહિ લગતું; અપ્રસ્તુત; અપ્રાસંગિક.

**અસંવિગ્ન** ૧. [સં. અ (નહિ) + સંવિગ્ન (વ્યાકુળ)] વિ. નહિ ઉશ્કેરાયેલું; શાંત.

૨. [સં. અ (નહિ) + સંવિગ્ન (મુમુક્ષુ)] વિ. (જૈન) શાસ્ત્રમાં જણાવેલ આચાર પ્રમાણે બરાબર ન વર્તનારું; શિથિલ એટલે ઢીલા ચારિત્રવાળું; આચારભ્રષ્ટ; પતિત.

**અસંવિગ્નપાક્ષિક** [સં. અ (નહિ) + સંવિગ્ન (મુમુક્ષુ) + પાક્ષિક (પક્ષ લેનાર)] વિ. (જૈન) સારા સાધુની નિંદા કરનાર; ઢીલા આચારવાળા સાધુનો પક્ષપાતી.

**અસંવિદાન** [સં. અ (નહિ) + સંવિદાન (ચતુર)] વિ. અજ્ઞાની; મૂર્ખ.

**અસંવિભાગ** [સં. અ (નહિ) + સમ્ (સરખું) + વિભાગ (હિસ્સો)] પું. (જૈન) સરખા ભાગ ન પાડવા તે.

**અસંવિભાગી** ૧. [સં. અ (નહિ) + સમ્ (સરખું) + વિભાગ (હિસ્સો) + ઇન્ (વાળું)] વિ. (જૈન) આહાર એટલે ખોરાક વગેરેમાં સરખો ભાગ ન કરનાર.

૨. વિ. બીજાની સાથે વિષમતા રાખનાર.

**અસંવૃત** ૧. ન. એ નામનું એક નરક.

૨. [સં. અ (નહિ) + સંવૃ (ઢાંકવું) + ત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. નહિ ઢાંકેલું; ખુલ્લું.

૩. વિ. (જૈન) પાપથી નહિ અટકેલું; પાપનાં બારણાં રોકયાં ન હોય એવું..

૪. વિ. (જૈન) પ્રગટપણે દોષ લગાડી સાધુપણાને અપવિત્ર કરનાર.

**અસંશય** ૧. [સં. અ (નહિ) + સંશય (શંકા)] પું. શંકા ન હોવાપણું.

૨. વિ. સંદેહ વગરનું; નિશ્ચિત; નક્કી; નિર્વિવાદ.

૩. અ. ખચીત; જરૂર; બેશક.

**અસંશયિત** [સં. અ (નહિ) + સંશય (શંકા) + ઇત (વાળું)] વિ. ચોક્કસ; નક્કી; શંકા વગરનું; સંદેહ વિનાનું.

**અસંશયી** [સં. અ (નહિ) + સંશય (શંકા) + ઇન્ (વાળું)] વિ. વહેમ ન રાખનાર; શંકા વગરનું.

**અસંશ્રવ** [સં. અ (નહિ) + સંશ્રવ (સાંભળી શકાય એવું)] વિ. સાંભળી ન શકાય એવું; શ્રવણગોચરતાની બહારનું.

**અસંશ્લિષ્ટ** ૧. પું. શિવ.

૨. [સં. અ (નહિ) + સમ્ (સાથે) + શ્લિષ્ (જોડવું) + ત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. અલગ; નહિ જોડેલું; જુદું.

**અસંસક્ત** [સં. અ (નહિ) + સમ્ (સાથે) + સક્ત (વળગેલું)] વિ. મોહ વિનાનું; અનાસક્ત.

**અસંસક્તિ** ૧. [સં. અ (નહિ) + સમ્ (સાથે) + સક્તિ (મોહ)] સ્ત્રી. અનાસક્તિ; નિર્લેપપણું.

૨. સ્ત્રી. (વેદાંત, યોગ) આત્મજ્ઞાનની સાત ભૂમિકા માંહેની પાંચમી; સત્ત્વ ગુણની વૃદ્ધિ થઈ પૂર્ણ વૈરાગ્ય થાય અને આત્મામાં સ્થિરતા થાય તે અવસ્થા.

પૂર્વની ચાર ભૂમિકાઓના અભ્યાસથી અને સમાધિના અસંગરૂપ પરિપાકથી એવી અવસ્થા થાય છે કે જેમાં ચિત્તની અંદર નિરતિશય આત્માનંદનો ચમત્કાર પુષ્ટ થયેલ હોય છે તે અસંસક્તિ ભૂમિકા. પુરાતત્ત્વ

૩. [સં. અ (નહિ) + સં (સારી પેઠે) + સક્તિ (સ્નેહ)] સ્ત્રી. (વેદાંત) વિષયવાસનાનો ત્યાગ; વિરક્તિ; વૈરાગ્ય.

**અસંસર્ગ** ૧. [સં. અ (નહિ) + સંસર્ગ (સંબંધ)] પું. અલગતા; તટસ્થતા; અસંબંધ.

૨. [સં. અ (નહિ) + સંસર્ગ (પરિચય)] પું. ઓળખાણ ન હોવાપણું; અપરિચય.

**અસંસર્ગાગ્રહ** [સં. અ (નહિ) + સંસર્ગ (સંબંધ) + આગ્રહ (સમજણ)] પું. (વેદાંત) બે વસ્તુ વચ્ચેનો તફાવત ન જાણવાપણું.

**અસંસાર** [સં. અ (નહિ) + સંસાર (જન્મમરણની ઘટમાળ)] પું. મોક્ષ; મુક્તિ.

**અસંસારસમાપન્ન** [સં. અસંસાર (મુક્તિ) + સમાપન્ન (મળેલું)] પું. મોક્ષ પામેલ જીવ; મુક્તાત્મા.

**અસંસારી** ૧. [સં. અ (નહિ) + સંસારિન્ (દુનિયાનું)] વિ. અલૌકિક; દિવ્ય.

૨. વિ. માયાથી છૂટું; વિરક્ત.

**અસંસૃષ્ટ** ૧. [સં. અ (નહિ) + સંસૃષ્ટ (સાથે ભળેલું)] વિ. અલગ; નહિ જોડાયેલું; છૂટું; જુદું.

૨. વિ. ન ખરડાયેલું; લેપ રહિત.

૩. વિ. મિલ્કતનો ભાગ પાડ્યા પછી સાથે નહિ રહેનાર; મિલ્કત વહેંચી નોખો થનાર.

**અસંસૃષ્ટચરક** [ સં. અ ( નહિ ) + સંસૃષ્ટ ( અડેલું ) + ચર્ ( કરવું ) + અક ( કર્તા બતાવનાર પ્રત્યય ) ] પું. ( જૈન ) હાથ ખરડાયા વગર આપી શકાય તે જ ભિક્ષા લેવી એવી પ્રતિજ્ઞાવાળા સાધુ.

**અસંસૃષ્ટા** [ સં. અ ( નહિ ) + સંસૃષ્ટ ( અડેલું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ( જૈન ) ભિક્ષા આપનારનાં હાથ તથા ઠામ ન ખરડાય એવી રીતે ભિક્ષા લેવી તે. જેમકે, દૂધના કળશામાંથી અમુક દૂધ આપવાથી તે આપનારના હાથ કે દૂધનો કળશો ખરડાતાં નથી, એટલે કે ભિક્ષા લેનારનાં નિમિત્તે તેને ધોવાની જરૂર પડતી નથી અને તેથી તેને દોષ લાગતો નથી.

**અસંસ્કારલગ્ન** [ સં. અ ( નહિ ) + સમ્ ( સારું ) + કૃ ( કરવું ) + લગ્ન ( વિવાહ ) ] ન. ધર્મશાસ્ત્રમાં બતાવેલી વિધિ પ્રમાણે નહિ પણ કાયદાની રૂએ પરણવાની ક્રિયા; ઐહિક લગ્ન; સામયિક વિવાહ; ગાંધર્વ વિવાહ; 'મૅરેજ ઍકૉર્ડિંગ ટુ સિવિલ લૉ'.

**અસંસ્કારિતા** ૧. [ સં. અ ( નહિ ) + સમ્ ( સારી રીતે ) + કૃ ( કરવું ) + ઇન્ ( વાળું ) + તા ( પણું ) ] સ્ત્રી. કેળવણી પામેલ ન હોવાપણું; અણઘડતા.
૨. સ્ત્રી. સંસ્કાર ન હોવાપણું; જડતા.

**અસંસ્કારી** ૧. [ સં. અ ( નહિ ) + સમ્ ( સારી પેઠે ) + કૃ ( કરવું ) + ઇન્ ( વાળું ) ] વિ. જંગલી; નહિ કેળવાયેલ.
૨. વિ. મૂળથી સારા સંસ્કાર ન હોય એવું.

**અસંસ્કૃત** ૧. [ સં. અ ( નહિ ) + સમ્ ( સારું ) + કૃત ( કરેલું ) ] પું. ( વ્યાકરણ ) વ્યાકરણના નિયમ વિરુદ્ધનો શબ્દ; અનિયમિત રચનાવાળો શબ્દ.
૨. [ સં. અ ( નહિ ) + સંસ્કૃત ( સુધરેલું ) ] વિ. અણઘડ; અશિષ્ટ; કેળવણી વિનાનું.
૩. [ સં. અ ( નહિ ) + સંસ્કૃત ( સાફ કરેલું ) ] વિ. કાચું; સાફ કર્યા વગરનું; અસ્વચ્છ.
૪. વિ. જન્મથી મરણ સુધીના વિધિ જેના ઉપર ન કરેલા હોય એવું.
૫. [ સં. અ ( નહિ ) + સંસ્કૃત ( શણગારેલ ) ] વિ. નહિ શણગારેલું.
૬. [ સં. અ ( નહિ ) + સમ્ ( સુંદર ) + કૃત ( કરેલ ) ] વિ. પ્રાકૃત.

**અસંસ્કૃતજ્ઞ** [ સં. અ ( નહિ ) + સમ્ ( સુંદર ) + કૃત ( કરેલ ) + જ્ઞ ( જાણનાર ) ] વિ. સંસ્કૃતભાષા નહિ જાણનાર; સંસ્કૃતથી અજાણ.

**અસંસ્કૃતતા** [ સં. અ ( નહિ ) + સમ્ ( સારું ) + કૃત ( કરેલું ) + તા ( પણું ) ] સ્ત્રી. ગંદું હોવાપણું; અસ્વચ્છતા.

**અસંસ્કૃતદ્રવ્ય** [ સં. અ ( નહિ ) + સમ્ ( સારું ) + કૃત ( કરેલું ) + દ્રવ્ય ( ચીજ ) ] ન. કાચો એટલે કુદરતી સ્થિતિમાં હોય એવો માલ; 'રૉ મૅટિરિયલ'.

**અસંસ્કૃતધાતુ** [ સં. અ ( નહિ ) + સમ્ ( સારું ) + કૃત ( કરેલું ) + ધાતુ ( ખનિજ પદાર્થ ) ] સ્ત્રી. માટી તથા બીજા ભેળ સાથે મળેલી ધાતુ.

**અસંસ્કૃતવાક્ય** [ સં. અ ( નહિ ) + સમ્ ( સારું ) + કૃત ( કરેલ ) + વાક્ય ( વચન ) ] ન. વ્યાકરણના નિયમ વિરુદ્ધનો શબ્દ.

**અસંસ્તવ** [ સં. અ ( નહિ ) + સમ્ ( સારી રીતે ) + સ્તવ ( વખાણ ) ] પું. ( બૌદ્ધ ) સાધુએ ઓળખાણ આપી ખોરાક લેવાથી થતો દોષ.

**અસંસ્તુત** ૧. [ સં. અ ( નહિ ) + સમ્ ( સારી રીતે ) + સ્તુત ( વખાણેલું ) ] વિ. નહિ વખાણેલ.
૨. [ સં. અ ( નહિ ) + સંસ્તુત ( પરિચિત ) ] વિ. પરિચય વગરનું; ઓળખાણ વિનાનું; અજ્ઞાત.
૩. વિ. વિચિત્ર; અસાધારણ.
૪. વિ. સંબંધ વગરનું; અસંગત; જુદું; અલગ.

**અસંસ્થાન** ૧. ન. આવડત ન હોવાપણું.
૨. ન. ખોટ; તંગી.
૩. [ સં. અ ( નહિ ) + સમ્ ( સારી રીતે ) + સ્થા ( સ્થિતિ કરવી ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ન ઊભા રહેવું તે.
૪. [ સં. અ ( નહિ ) + સંસ્થાન ( મિલ્કત ) ] ન. મિલ્કતનો અભાવ.

**અસંસ્થાપિત** ૧. વિ. નહિ બેસાડેલું; પ્રતિષ્ઠા કર્યા વિનાનું.
૨. [ સં. અ ( નહિ ) + સમ્ ( સારી રીતે ) + સ્થાપિત ( મૂકેલું ) ] વિ. સારા આચારવિચાર વગરનું.

**અસંસ્થિત** ૧. [ સં. અ ( નહિ ) + સમ્ ( સાથે ) + સ્થિત ( રહેલું ) ] વિ. એકઠું કર્યા વિનાનું.
૨. વિ. ચાલતું; ફરતું.
૩. વિ. નહિ ગોઠવેલું; વ્યવસ્થા વિનાનું.
૪. [ સં. અ ( નહિ ) + સંસ્થિત ( મરણ પામેલું ) ] વિ. મરણ નહિ પામેલું; પરલોક તરફ નહિ ચાલેલ.

**અસંસ્થિતિ** [ સં. અ ( નહિ ) + સમ્ ( સાથે ) + સ્થિતિ ( હોવાપણું ) ] સ્ત્રી. અવ્યવસ્થા; ગોટાળો.

**અસંસ્પૃષ્ટ** [ સં. અ ( નહિ ) + સમ્ ( સારી રીતે ) + સ્પૃષ્ટ ( અડેલું ) ] વિ. માયામાં ગરક નહિ થયેલું; મોહ વિનાનું; અનાસક્ત.

**અસંહત** ૧. પું. ( સાંખ્ય ) આત્મા; પુરુષ.
૨. સ્ત્રી. એક જાતની લશ્કરની ગોઠવણી. જુઓ અસંહતવ્યૂહ.
૩. [ સં. અ ( નહિ ) + સંહત ( જોડેલું ) ] વિ. એકત્ર નહિ થયેલું; જુદું; છૂટું; અલગ.

**અસંહતવ્યૂહ** [ સં. અ ( નહિ ) + સંહત ( જોડેલું ) + વ્યૂહ ( લશ્કરી ગોઠવણ ) ] પું. લશ્કરને નાના નાના જુદા જુદા ભાગમાં ઊભું રાખવું તે.

**અસાઅત** [ હિં. ] સ્ત્રી. અમંગળ વખત.

**અસાઇન્મેન્ટ** [ અં. ] ન. જાગીર કે મિલ્કતનો હક્ક સોંપવાનો લેખ.

**અસાક્ષર** [ સં. અ ( નહિ ) + સ ( વાળું ) + અક્ષર ( કેળવણી ) ] વિ. અભણ; અશિક્ષિત; વિદ્ નહિ એવું.

**અસાક્ષાત** ૧. [ સં. અ ( નહિ ) + સ ( સાથે ) + અક્ષિ ( આંખ ) ] વિ. નજર સામે ન હોય એવું; અપ્રત્યક્ષ; પરોક્ષ.
૨. ક્રિ. વિ. દેખાય નહિ એવી રીતે; પરોક્ષપણે.

**અસાક્ષાત્કાર** [ સં. અ ( નહિ ) + સ ( સાથે ) + અક્ષિ ( આંખ ) + કાર ( કરવું તે ) ] પું. નજરોનજર ન જોવાપણું; જાત અનુભવ ન હોવો તે; પરોક્ષ જ્ઞાન.

**અસાક્ષિક** ૧. [ સં. અ ( નહિ ) + સાક્ષિન્ ( શાહેદ ) + ક ( વાળું ) ] વિ. કોઈ જોનાર ન હોય એવું; સાક્ષી વગરનું; સાખ રહિત.
૨. વિ. રાજ્યકર્તા વિનાનું.

**અસાક્ષી** ૧. [ સં. અ ( અયોગ્ય ) + સાક્ષિન્ ( શાહેદ ) ] પું. જેની શાહેદી કાયદા પ્રમાણે કબૂલ ન હોય એવો પુરુષ; સાક્ષી આપવા માટે નાલાયક માણસ. ધર્મશાસ્ત્ર પ્રમાણે નીચેના લોકોની સાક્ષી લેવી ન જોઈએ: ચોર, જુગારી, દારૂ પીનાર, ગાંડો, સ્ત્રી, બાળક, બહુ ઘરડો, હલકો, ચારણ, બહેરો, આંધળો, લૂલો, લંગડો, શત્રુ તથા મિત્ર.
૨. વિ. દસ્તાવેજ કે ખતપત્રમાં સાખ પૂરવાના અધિકાર વિનાનું.
૩. [ સં. અ ( નહિ ) + સાક્ષિન્ ( જોનાર ) ] વિ. નજરોનજર નહિ જોનાર; અનુભવ વગરનું.

**અસાક્ષ્ય** [ સં. અ ( નહિ ) + સાક્ષ્ય ( સાબિતી ) ] ન. પુરાવો ન હોવાપણું.

**અસાખ** [ અ ( નહિ ) + શાખ ( આબરૂ ) ] વિ. ઇજ્જત વગરનું; અપ્રતિષ્ઠિત; માનમોભો ન હોય એવું; આબરૂ વિનાનું.

**અસાખી** પું. ખોટો સાક્ષી.

**અસાખેર** ૧. પું. દરજી લોકોનો એક કબીલો; એ નામની કોમ.

૨. વિ. એ નામની કોમનું.

**અસાખ્ય** ૧. [ સં. અ ( નહિ ) + સાક્ષ્ય ( સાબિતી ) ] પું. પુરાવાની ખામી.

૨. [ અ ( નહિ ) + શાખ ( આબરૂ ) ] વિ. આબરૂ વગરનું.

**અસાચ** ૧. વિ. ક્ષણભંગુર; થોડી વારમાં નાશ પામનારૂં.

શામળ કહે મૂઢ મમતા કરે,
એવા શરીર અસાચનો. — શામળ

૨. [ સં. અ ( નહિ ) + સત્ય ( સાચું ); પ્રા. અસચ્ચ ] વિ. જૂઠું; અસત્ય; મિથ્યા; ખોટું.

**અસાઢ** [ સં. અષાઢ; અપ. આસાઢ ] પું. અષાઢ; વિક્રમ સંવતનો નવમો અને શાલિવાહન સંવત્સરનો ચોથો મહિનો.

**અસાડી** ૧. [ સં. અષાઢ ] પું. અષાડ મહિનામાં વાવવામાં આવતો પાક; ખરીફ.

૨. સ્ત્રી. અષાડી પૂનમ.

૩. વિ. અષાડ મહિનાનું.

**અસાઢ** [હિં.; સં. અષાઢ] પું. અષાડ મહિનો. જુઓ અસાડ.

**અસાઢા** [ હિં. ] સ્ત્રી. એક જાતની ખાંડ; કાચી ખાંડ.

**અસાઢી** ૧. [ હિં. ] સ્ત્રી. અષાડ માસની પૂનમ.

૨. સ્ત્રી. અષાડ માસમાં વવાતો પાક.

૩. વિ. અષાડ માસનું.

**અસાણ** [ સં. આસન ] પું. કડવાં ફળ, લાંબાં પાન અને લાલ રંગની અંતરછાલવાળું બીબલાનું ઝાડ; આસન. તેનો ગુંદ કમરકસ કહેવાય છે. તે મૂત્રરોગ, સંગ્રહણી અને કોઢનો નાશ કરનાર મનાય છે.

**અસાત** [સં. અ ( નહિ ) + સાત ( આનંદ )] સ્ત્રી. ( જૈન ) જેના પરિણામે જીવ દુઃખ પામે એવો વેદનીય કર્મનો એક ભેદ; દુઃખનો ભોગવટો.

સામાન્ય રીતે દેવોને સાત–સુખ વેદનાજ હોય છે. કદારેક અસાત–દુઃખ વેદના થઈ જાય તો તે અંતર્મુહૂર્તથી વધારે સમય સુધી રહેતી નથી. — તત્ત્વાર્થસૂત્ર

**અસાતત્ય** ૧. ન. ( ગણિત ) ચલ રાશિની કીમતમાં સહેજ ફરક કરવાથી ફળના મૂલ્યમાં એકદમ મોટો ફરક થાય એવી ફળની સ્થિતિ.

૨. [સં. અ ( નહિ ) + સાતત્ય ( ચાલુ હોવાપણું )] ન. તૂટકપણું; વચ્ચે અટકી પડેલ હોવું તે.

૩. ન. ( ગણિત ) વક્રનું વચમાંથી તૂટી જવું તે; 'ડિસકન્ટિન્યુઈટી'.

**અસાતવેદનીય** [ સં. અ ( નહિ ) + સાત ( સુખ ) + વેદનીય ( કર્મનો એક ભેદ ) ] સ્ત્રી. ( જૈન ) દુઃખનો ભોગવટો. જુઓ અસાત.

**અસાતા** [ સં. અ ( નહિ ) + સાતા ( સુખ ) ] સ્ત્રી. દુઃખ; અશાંતિ.

**અસાત્વિક** ૧. [ સં. અ ( નહિ ) + સાત્વિક ( સદ્ગુણી ) ] વિ. દુર્ગુણી.

૨. વિ. નાસ્તિક.

**અસાત્વિકતા** ૧. સ્ત્રી. નાસ્તિકપણું.

૨. [ સં. અ ( નહિ ) + સાત્વિક ( સદ્ગુણી ) + તા ( પણું ) ] સ્ત્રી. સારા ગુણ ન હોવાપણું.

**અસાત્મ્ય** [ સં. અ ( નહિ ) + સ ( સમાન ) + આત્મ્ય ( સ્વભાવવાળું ) ] ન. રોગ ઉત્પન્ન કરનાર આહારવિહાર.

**અસાથ** [ અ ( અયોગ્ય ) + સાથ ( સોબત ) ] વિ. ખરાબ સોબતવાળું.

**અસાથી** પું. અજાણ્યો માણસ.

**અસાદૃશ્ય** ૧. [ સં. અ ( નહિ ) + સાદૃશ્ય ( સરખાપણું ) ] ન. અસમાનતા; સરખું ન હોવાપણું; ભિન્નતા.

૨. ન. ( ગણિત ) બે કે વધારે આકૃતિના ખૂણા અનુક્રમે સરખા ન હોય અને બાજુઓ અનુક્રમે પ્રમાણવાળી ન હોય એવી સ્થિતિ; 'અનલાઈકનેસ'.

**અસાધ** ૧. [ અ (નહિ) + સાધ (સમજુ)] વિ. અણસમજુ; છોકરમતિયું.

તોય અવગુણ ન લીયે અર્ભનો,
સમજે સુતને અસાધ. — નિષ્કુળાનંદ

૨. વિ. આળસુ; સુસ્ત.

૩. વિ. ખરાબ વિચાર કરનાર.

૪. [ સં. અ ( નહિ ) + સાધ્ય ( મટાડી શકાય એવું ) ] વિ. મટે નહિ એવું; અસાધ્ય.

**અસાધક** ૧. વિ. નહિ સાધનાર; નહિ મેળવનાર.

૨. [ સં. અ ( નહિ ) + સાધક ( પુરવાર કરનાર ) ] વિ. સાબિત નહિ કરનારૂં.

પરીક્ષા વિનાનું, અસાધક, બુદ્ધિને વ્યામોહમાં નાખે અને કાંઈ પણ બોધ ન કરે તેવું વાક્ય વાદી ન જ બોલે. — પુરાતત્ત્વ

**અસાધન** ૧. [ સં. અ ( નહિ ) + સાધન ( કારણ ) ] ન. કારણ નહિ તે; અકારણ.

૨. ન. સાધનનો અભાવ.

૩. [ સં. અ ( નહિ ) + સાધ્ ( પુરવાર કરવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. સાબિત ન કરવાપણું.

૪. [ સં. અ ( નહિ ) + સાધન ( સામગ્રી ) ] વિ. ઓજાર વગરનું; સામગ્રી વિનાનું.

૫. વિ. કારણ રહિત.

**અસાધનીય** ૧. [ સં. અ ( નહિ ) + સાધ્ ( સાધવું ) + અનીય ( જેવું ) ] વિ. ઉપાય ન થઈ શકે એવું; સાજું ન થાય એવું.

૨. [ સં. અ ( નહિ ) + સાધ્ ( પૂર્ણ કરવું ) + અનીય ( શક્ય ) ] વિ. સફળ ન થનારૂં.

૩. [ સં. અ ( નહિ ) + સાધ્ ( પુરવાર કરવું ) + અનીય ( શક્ય ) ] વિ. સાબિત થવું મુશ્કેલ.

**અસાધપણું** ૧. [ અ ( નહિ ) + સાધ ( સમજુ ) + પણું ] ન. અણસમજણ; અજ્ઞાન.

૨. ન. મટી ન શકે એવું હોવું તે.

**અસાધવી** ૧. [ સં. અ ( નહિ ) + સાધ્વી ( પવિત્ર સ્ત્રી ) ] સ્ત્રી. સદાચરણી નહિ એવી સ્ત્રી; અપતિવ્રતા; દુરાચારિણી સ્ત્રી.

૨. વિ. સ્ત્રી. વ્યભિચારિણી; છિનાળ.

**અસાધારણ** ૧. [સં. અ (નહિ) + સાધારણ (સામાન્ય)] પું. ખાસ ગુણ.

૨. પું. (ન્યાય) સપક્ષ એટલે જે જે વસ્તુમાં સાધવાની વસ્તુનો નિશ્ચય થઈ ચૂકેલો હોય તે અને વિપક્ષ એટલે સાધવાની વસ્તુ જેમાં જેમાં નથી એમ નિશ્ચય થયો હોય તે, એમ બન્ને હેતુમાં આવી ન શકે એવો હેત્વાભાસ એટલે ખોટો હેતુ. સપક્ષ અને વિપક્ષ એ બન્ને હેતુવાળો હેત્વાભાસ સાધારણ હેત્વાભાસ, અને એ બન્નેથી પર એટલે જેમાં હેતુ એકપક્ષ માત્રમાં જ હોય છે તે અસાધારણ હેત્વાભાસ કહેવાય છે. જુઓ અસાધારણાનૈકાંતિક.

૩. વિ. અસામાન્ય; બીજામાં ન હોય એવું; અલૌકિક; લોકોત્તર; અપૂર્વ; અદ્ભુત.

૪. વિ. એકના કબજાનું; જેમાં બીજાનો ભાગ ન હોય એવું.

૫. વિ. ખાસ; વિશિષ્ટ.

૬. વિ. ખૂબ; અમાપ; પુષ્કળ; અતુલ; અધિક; વિશેષ.

**અસાધારણ કારણ** [ સં. અ ( નહિ ) + સાધારણ ( સામાન્ય ) + કારણ ( સાધન ) ] ન. ( વેદાંત ) ખાસ સાધન. જેમકે, ઘડો બનાવવામાં લાકડી, ચાકડો વગેરે અને કપડું વણવામાં સુતર, વણતર, કાંઠલો વગેરે અસાધારણ કારણ છે.

**અસાધારણતા** ૧. [ સં. અ ( નહિ ) + સાધારણ ( સામાન્ય ) + તા ( પણું ) ] સ્ત્રી. અપૂર્વપણું; અદ્ભુતતા; અલૌકિકપણું. જેને લીધે અમુક પદાર્થમાં જ તે છે અને બીજામાં નથી એવો ભેદ આપણે દેખાડી શકીએ તે અસાધારણતા કહેવાય છે.

૨. સ્ત્રી. અસામાન્યપણું; વિશિષ્ટતા.

૩. સ્ત્રી. પુષ્કળતા; અધિકપણું.

**અસાધારણત્વ** [સં. અ (નહિ) + સાધારણ (સામાન્ય) + ત્વ (પણું)] ન. અપૂર્વપણું. જુઓ અસાધારણતા.

**અસાધારણધર્મ** [સં. અ (નહિ) + સાધારણ (સામાન્ય) + ધર્મ (ગુણ)] પું. (પ્રમાણ) મૂળ પ્રકૃતિ; વસ્તુનો ખાસ ગુણ; વિશિષ્ટતા. સોનાને કાટ ન લાગવો એ તેનો અસાધારણધર્મ છે, પણ ઓસ્ટ્રેલિયામાંથી તેનું નીકળવું કે કૅલિફોર્નિયામાંથી, એ તો તેની ઉપાધિ જ છે.

**અસાધારણપણું** જુઓ અસાધારણતા.

**અસાધારણહેત્વાભાસ** જુઓ અસાધારણ ૨.

**અસાધારણાનૈકાંતિક** પું. (ન્યાય) એક જાતનો હેત્વાભાસ એટલે અસદ્હેતુ. સપક્ષ એટલે જેના ઉપર સાધ્યનો નિશ્ચય થયો હોય તે તથા વિપક્ષ એટલે જેના ઉપર સાધ્યનો નિશ્ચય ન થયો હોય તે, એ બન્નેમાં નહિ, પણ માત્ર પોતાના પક્ષમાં રહેનાર હેતુ; અનૈકાંતિકહેત્વાભાસના ત્રણ પ્રકારમાંનો એક. હેત્વાભાસ પાંચ પ્રકારના છેઃ અનૈકાંતિક અથવા સવ્યભિચાર, વિરુદ્ધ, સત્પ્રતિપક્ષ, અસિદ્ધ અને બાધિત. અનૈકાંતિકના ત્રણ પ્રકારઃ સાધારણ, અસાધારણ અને અનુપસંહારી. એ ત્રણમાંનો અસાધારણ તે અસાધારણાનૈકાંતિક. જેમકે, 'શબ્દ નિત્ય છે, શબ્દત્વ ધર્મવાળો હોવાથી', આ અનુમાનમાં નિત્યત્વરૂપ સાધ્યવાળાં આકાશ વગેરે સપક્ષ કહેવાય; અને નિત્યત્વરૂપ સાધ્ય વગરનાં ઘડો વગેરે વિપક્ષ કહેવાય. એવા સપક્ષોમાં કે વિપક્ષોમાં એ શબ્દત્વ હેતુ રહેતો નથી, પણ કેવળ શબ્દરૂપ પક્ષમાં જ રહે છે, માટે એ હેતુ અસાધારણાનૈકાંતિક કહેવાય છે.

**અસાધારણીકરણ** [સં. અ (નહિ) + સાધારણ (સામાન્ય) + કૃ (કરવું) + અન (નામ બનાવનાર પ્રત્યય)] ન. (ન્યાય) ખાસ ઉપયોગમાં લેવાપણું; વિશેષ સંપાદન; દેશનિર્દેશ.

**અસાધિત** [સં. અ (નહિ) + સાધ્ (પૂરું કરવું) + ઇત (વાળું)] વિ. પૂરું ન કરેલું.

**અસાધુ** ૧. [સં. અ (નહિ) + સાધુ (સારું)] વિ. (વ્યાકરણ) અપભ્રષ્ટ; ખરાબ થયેલ; બગડેલ.

૨. વિ. અવિનીત; અશિષ્ટ.

૩. વિ. ખરાબ; નઠારું; નરસું.

૪. વિ. દુરાચારી; સારા આચરણ વગરનું.

૫. વિ. દુષ્ટ; અધર્મી; પાપી.

**અસાધુતા** ૧. સ્ત્રી. અશિષ્ટતા; અવિનીતપણું.

૨. [સં. અ (નહિ) + સાધુ (સારું) + તા (પણું)] સ્ત્રી. ખરાબ હોવાપણું; અશુભતા.

૩. સ્ત્રી. દુરાચારીપણું.

૪. સ્ત્રી. દુષ્ટતા; નીચતાઈ; અધમતા.

**અસાધુત્વ** જુઓ અસાધુતા.

**અસાધુપણું** જુઓ અસાધુતા.

**અસાધુવૃત્ત** [સં. અ (નહિ) + સાધુ (સારું) + વૃત્ત (આચરણ)] વિ. ખરાબ આચરણવાળું; દુરાચરણી; લંપટ.

**અસાધુવૃત્તા** ૧. [સં. અ (નહિ) + સાધુ (સારું) + વૃત્ત (આચરણ) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. અપતિવ્રતા સ્ત્રી; વ્યભિચારિણી.

૨. વિ. સ્ત્રી. ખરાબ આચરણવાળી.

**અસાધ્ય** ૧. પું. શિવનું એક નામ.

૨. [સં. અ (નહિ) + સાધ્ (ઇલાજ કરવો) + ય (જેવું)] વિ. ઇલાજ વગરનું; ઉપાય કરી ન શકાય એવું; મટવાની આશા વગરનું.

૩. વિ. નબળું; અશક્ત.

૪. [સં. અ (નહિ) + સાધ્ (મેળવવું) + ય (જેવું)] વિ. મેળવી શકાય નહિ એવું; દુષ્પ્રાપ્ય.

૫. વિ. વશ ન કરી શકાય એવું.

૬. વિ. સિદ્ધ ન થઈ શકે એવું.

**અસાધ્યજ્વર** [સં. અ (નહિ) + સાધ્ (ઇલાજ કરવો) + ય (જેવું) + જ્વર (તાવ)] પું. (વૈદક) મરણ નીપજે એવો તાવ. તેમાં દરદી પથારીમાંથી ઊઠી ન શકે, તેને બહારથી ખૂબ ઠંડી લાગે, અંદર ખૂબ સંતાપ થાય, રૂંવાડાં બેઠાં થાય, આંખો લાલ થાય, છાતીમાં શૂળ આવે, મોંથી શ્વાસ લેવો પડે, તેજ હણાઈ જાય, હેડકી, શ્વાસ, તરસ, સૂકી ખાંસી, કફ, નબળાઈ અને અરુચિ રહે, મૂર્છા આવી જાય, અને સાંધા ઢીલા પડી જાય છે.

**અસાધ્યરોગ** [સં. અ (નહિ) + સાધ્ (ઇલાજ કરવો) + ય (જેવું) + રોગ (દરદ)] પું. મટી શકે નહિ એવું દરદ.

**અસાધ્યસાધન** [સં. અ (નહિ) + સાધ્ય (સાધી શકાય એવું) + સાધન (સાધવું તે)] ન. સાધારણ રીતે અશક્ય મનાતું હોય તેની સિદ્ધિ.

**અસાધ્યા** [સં.] સ્ત્રી. (કાવ્ય) પરકીયા નાયિકાનો એક ભેદ; કોઈ જાતના ભયથી કે મદદગાર નહિ મળવાથી જારકર્મ કરતાં અટકનારી સ્ત્રી. તેના પાંચ પ્રકાર છેઃ (૧) ગુરુજનભીતા, (૨) ધર્મસભીતા, (૩) દૂતીવર્જિતા, (૪) અતિક્રાંતા અને (૫) ખલવેષ્ટિતા.

**અસાધ્વી** ૧. [સં. અ (નહિ) + સાધ્વી (સારાં આચરણવાળી સ્ત્રી)] સ્ત્રી. અપતિવ્રતા; દુરાચારિણી સ્ત્રી.

૨. વિ. સ્ત્રી. વ્યભિચારિણી; છિનાળ; ખરાબ ચારિત્ર્યવાળી; દુષ્ટા.

**અસાન** ૧. [અ (નહિ) + સાન (સમજ)] વિ. અક્કલ વિનાનું; સમજણ વગરનું.

અસાન અજાણ હતાં ઓલ્યા જુગનો.

બોલો

૨. વિ. બેભાન; હોશ વગરનું.

**અસાનો** પું. ગાઢું, ખેતીનાં ઓજાર અને ઇમારત બનાવવામાં વપરાતું એક જાતનું લાકડું. તે સાધારણ સખત, ઘટ્ટ, ખીચોખીચ કણવાળું અને પાણીમાં ટકાઉ હોય છે.

**અસાબરદાર** [અ. આસા (લાકડી) + ફા. બર્દાર (ઉપાડનાર)] પું. લાકડી ઉપાડનાર પુરુષ.

**અસામણ** ન. ઓસામણ; ઓસાવવાથી નીકળેલું પાણી.

**અસામદાર** પું. રોજી લેનારો માણસ; પગારદાર.

**અસામયિક** ૧. [સં. અ (નહિ) + સામયિક (વખત પ્રમાણેનું)] વિ. કવખતનું; અકાલિક; જેનો સમય આવ્યો ન હોય એવું; કવેળાનું.

૨. વિ. નક્કી કરેલ વખત વિનાનું.

**અસામર્થ્ય** ૧. [સં. અ (નહિ) + સામર્થ્ય (બળ)] ન. નબળાઈ; દુર્બળતા.

૨. ન. શક્તિ ન હોવાપણું; અસમર્થપણું.

**અસામંજસ્ય** [સં. અસમંજસ (અણઘટતું)] ન. અઘટિતપણું; અયોગ્યતા.

**અસામાન્ય** ૧. [સં. અ (નહિ) + સામાન્ય (સાધારણ)] પું. ખાસ ગુણ.

૨. ન. સમાનપણું ન હોવું તે.

૩. વિ. અનુપમ; અતુલ્ય; અમાપ; ભારે મોટું; ખૂબ; પુષ્કળ.

૪. વિ. અસાધારણ; અલૌકિક; અદ્ભુત; અપૂર્વ; અનુપમ.

૫. વિ. ખાસ; વિશિષ્ટ.

**અસામાન્યતા** ૧. [સં. અ (નહિ) + સામાન્ય (સાધારણ) + તા (પણું)] સ્ત્રી. અપૂર્વતા; અદ્ભુતપણું; અલૌકિકતા; અસાધારણપણું.

૨. સ્ત્રી. વિશિષ્ટતા; ખાસ લક્ષણ.

**અસામી** ૧. [અ. ઇસ્મ (માણસ)નું બહુવચન] પું. આસામી; માણસ; વ્યક્તિ; શખ્સ.

૨. પું. ખેડૂત; ખેતી કરનાર પુરુષ.

૩. પું. ઘરાક; અસીલ; ગ્રાહક.

૪. પું. તહોમતદાર; આરોપી.

૫. પું. દેણદાર; કરજદાર; દેવાદાર.

૬. પું. પક્ષકાર; પક્ષ લેનાર પુરુષ.

૭. પું. પૈસાદાર પુરુષ; ધનિક; સાહૂકાર.
૮. પું. પ્રખ્યાત માણસ; આબરૂદાર શખ્સ.
૯. પું. પ્રતિવાદી.
૧૦. પું. પ્રેમી; આશક.
૧૧. પું. ભાડુત; ભાડવાત; ભાડે રહેનાર.
૧૨. પું. મિત્ર; દોસ્ત; ભાઈબંધ.
૧૩. પું. વતની; મૂળ રહીશ.
૧૪. પું. સાક્ષી; શાહેદ.
૧૫. પું. હોદ્દો; અધિકાર; પદવી.
૧૬. સ્ત્રી. અવેજી; બદલામાં કામ કરવું તે.
૧૭. સ્ત્રી. જગ્યા; સ્થળ; સ્થાન; ઠેકાણું.
૧૮. સ્ત્રી. નામ; સંજ્ઞા.
૧૯. સ્ત્રી. નિમણૂક; જગ્યા કે કામ પર નિમાવું તે.
૨૦. સ્ત્રી. રખાત; રાખેલી સ્ત્રી.
૨૧. સ્ત્રી. વસ્તી; લોકની સંખ્યા.
૨૨. સ્ત્રી. વાર્ષિક આવક.
૨૩ સ્ત્રી. સમાજ; જનસમુદાય; જનતા.

**અસામીવાર** ૧. અ. નિમણૂક પ્રમાણે.
૨. અ. [ અ. ઇસ્મ ( માણસ ) ] અ. માથાદીઠ; જુદુંજુદું; નામવાર; વિગતવાર.
૩. અ. હોદ્દા પ્રમાણે.

**અસામીવારી** [ અ. ઇસ્મ ( માણસ ) ] સ્ત્રી. જણદીઠ આંકડો.

**અસામ્ય** ૧. [ સં. અ ( નહિ ) + સામ્ય ( સરખાપણું ) ] ન. અસમાનતા; તફાવત; જુદાપણું; નહિ મળતાપણું; 'ઇનઇક્વૉલિટી'.
૨. ન. તંદુરસ્તીને માફક ન આવતો ખોરાક.
૩. વિ. અસામાન્ય; અનુપમ; અતુલ્ય.

**અસામ્યચિહ્ન** [ સં. અ ( નહિ ) + સામ્ય ( સરખાપણું ) + ચિહ્ન ( નિશાની ) ] ન. ( ગણિત ) બે રાશિ કે પરિમાણ સરખાં નથી એમ બતાવનારું ચિહ્ન. જેમકે, ૨ ≠ ૩.

**અસામ્યતા** [ સં. અ ( નહિ ) + સામ્ય ( સરખાપણું ) + તા ( પણું ) ] સ્ત્રી. અસમાનતા. જુઓ અસામ્ય ૧.

**અસામ્યદર્શક** [ સં. અ ( નહિ ) + સામ્ય ( સરખાપણું ) + દર્શક ( બતાવનાર ) ] વિ. તફાવત જણાવનારું.

**અસાર** ૧. પું. એરંડાનું ઝાડ.
૨. [ સં. અ ( નહિ ) + સાર ( તાત્પર્ય ) ] પું. નકામું હોવાપણું; તુચ્છતા; નિરર્થકતા.
૩. પું. વગર ઉપયોગનો ભાગ.
૪. ન. અગરુ ચંદન.
૫. વિ. ગરીબ; દરિદ્ર.
૬. વિ. માલ વગરનું; તુચ્છ; નકામું; નિરર્થક; સાર વિનાનું; નિષ્ફળ.
૭. વિ. મિથ્યા; ખોટું.
૮. વિ. મૂર્ખ; અણસમજુ.
૯. વિ. રસ વગરનું; કસ વિનાનું; સત્ત્વ ન હોય એવું.
૧૦. વિ. શૂન્ય; ખાલી.
૧૧. વિ. સ્વલ્પ; નહિ જેવું; જૂજ; થોડું.

**અસારત** ૧. [ ફા. ઇશારત ] સ્ત્રી. ઇશારો; સાન; અણસારો.
૨. સ્ત્રી. મશ્કરી; હાંસી.

આ અસારત કરી લોકમાં,
તારી છાપ સીદથી નવ મટે. દયારામ

**અસારતા** ૧. [ સં. અ ( નહિ ) + સાર ( સત્ત્વ ) + તા ( પણું ) ] સ્ત્રી. ક્ષણમાં નાશ પામે એવું હોવું તે; ક્ષણભંગુરતા.
૨. સ્ત્રી. તુચ્છપણું.
૩. સ્ત્રી. નકામું હોવાપણું; નિરર્થકતા.
૪. સ્ત્રી. નિઃસત્ત્વપણું; સાર વિનાનું હોવું તે.

**અસારત્વ** જુઓ અસારતા.

**અસારપણું** જુઓ અસારતા.

**અસારાકાન્હરા** સ્ત્રી. ( સંગીત ) કાન્હરા રાગિણીની અઢાર જાતિ માંહેની એ નામની એક.

**અસારૂ** [ અ. ] પું. સુગંધી વાળો.

**અસારૂન** [ અ. ] ન. એ નામની વનસ્પતિ; તગર.

**અસારો** ૧. પું. ઇશારો; અણસારો; સાન.
૨. પું. રેશમ ઉપર ચપડેલો તાર વીંટનાર વેપારી.
૩. [ અ. ઉસારહ ( નિચોવી લીધેલી વસ્તુનું તત્ત્વ ) ] પું. રેશમની વણેલી પાતળી દોરી; વળ દીધેલો રેશમનો તાર.

અસારા વાટવા=રેશમના તારને વળ દઈ તેની ઉપર ગડી, ગાંઠ કે ધૂમ ન રહે તે માટે તેને લોખંડના સળિયાની સાથે ઘસી સ્વચ્છ મુલાયમ બનાવવો.

**અસાલત** ૧. [ અ. ] સ્ત્રી. કુલીનતા; ખાનદાની.
૨. સ્ત્રી. સાચાપણું; તત્ત્વ.

**અસાલતન** [ અ. ] અ. ખુદ; સ્વયં.

**અસાવધ** [ સં. અ ( નહિ ) + સાવધાન ( સાવચેત ) ] વિ. ધ્યાન વગરનું; બેફામ; ગાફેલ; કાળજી વિનાનું; ગફલતવાળું; બેદરકાર.

**અસાવધતા** [ સં. અ ( નહિ ) + સાવધ ( સાવચેત ) + તા ( પણું ) ] સ્ત્રી. ધ્યાન નહિ રાખવાપણું; ગફલત; બેકાળજી.

**અસાવધપણું** જુઓ અસાવધતા.

**અસાવધાન** [ સં. અ ( નહિ ) + સાવધાન ( સાવચેત ) ] વિ. કાળજી વગરનું; અસાવધ.

**અસાવધાનતા** [ સં. અ ( નહિ ) + સાવધાન ( સાવચેત ) + તા ( પણું ) ] સ્ત્રી. બેપરવાઈ; કમકાળજી; અસાવધતા.

**અસાવધાનવ્યવસ્થા** [ સં. અ ( નહિ ) + સાવધાન ( સાવચેત ) + વ્યવસ્થા ( ગોઠવણ ) ] સ્ત્રી. બેદરકારી ભરેલો વહીવટ.

**અસાવધાની** સ્ત્રી. ગફલતી; અસાવધાનતા.

**અસાવરી** ૧. [ સં. અશાવરી ] સ્ત્રી. આશાવરી; સવારે સાત બજ્યાથી નવ સુધી ગાવામાં આવતી ટોડીને મળતી છત્રીસ રાગિણીમાંની એક મુખ્ય રાગિણી; ભૈરવ રાગની એક સ્ત્રી.
૨. સ્ત્રી. કબૂતરની એક જાત.
૩. સ્ત્રી. રેશમી રૂપેરી કાપડ.

**અસાવલ** ૧. ન. અમદાવાદ નજીક આવેલ ગુજરાતનું એક જૂનું શહેર. જુઓ આસાપલ્લી.
૨. ન. અમદાવાદમાં બનતું એક જાતનું કાપડ.

**અસાવલી** ન. એક જાતનું કપડું.

**અસાવવું** સ. ક્રિ. ઓસાવવું; અનાજ ચડી ગયા પછી વધારાનું પાણી કાઢી નાખવું.

**અસાવળ** ન. આશાવલ્લિ; અમદાવાદનું એક પ્રાચીન નામ. અલ્બરૂનીએ પોતાના ગ્રંથમાં અમદાવાદને પેસબળ અથવા અસાવળ કહ્યું છે.

**અસાવળાબ્યાસ** ૧. ન. ઔદિચ્ય બ્રાહ્મણની એ નામની અટકનું માણસ.
૨. વિ. ઔદિચ્ય બ્રાહ્મણની એ નામની અટકનું.

**અસાસ** ૧. [ અ. ] પું. માલમિલ્કત.
૨. સ્ત્રી. ઉચ્ચાસન.
૩. સ્ત્રી. પાયો.

**અસાસતું** [ સં. અ ( નહિ ) + શાશ્વત ( કાયમી ) ] વિ. ( જૂ. ગુ. ) કાયમ ન ટકનારું; ક્ષણભંગુર.

તે સહુ આજ અસાસતાં જાણું હો જીમ સંધ્યા વાન.
આનંદકાવ્યમહોદધિ

**અસાસા** [ અ. ] પું. માલ; અસબાબ; સંપત્તિ.

**અસાસુલબૈત** [ અ. અસાસ ( મિલ્કત ) + અલ ( નિશ્ચયાત્મક ઉપશબ્દ ) + બૈત ( ઘર ) ] પું. ઘરવખરી; ઘરસામાન.

**અસાહસ** [ સં. અ ( નહિ ) + સાહસ ( અવિચારી કામ ) ] પું. વગર વિચાર્યે કામ ન કરવાપણું.

**અસાહસિક** ૧. [ સં. અ ( નહિ ) + સાહસ ( અવિચારી કામ ) + ઇક ( વાળું ) ] વિ. વિચારપૂર્વક કામ કરનાર; ઉતાવળિયું નહિ એવું; ધીર

૨. વિ. શાંત; નમ્ર.
૩. વિ. હિંમત વિનાનું; બીકણુ.

**અસાહસી** જુઓ અસાહસિક.

**અસાહાય્ય** ૧. [ સં. અ ( નહિ ) + સાહાય્ય ( મદદ )] સ્ત્રી. નિરાધારપણું; અનાથતા.
૨. વિ. જેને કોઈની મદદ ન હોય એવું; અનાથ; મદદ વગરનું.
૩. વિ. નિરાધાર; આધાર વગરનું.

**અસાહિત્ય** [ સં. અ ( નહિ ) + સાહિત્ય ( શિષ્ટ લખાણ )] ન. સુંદર ન ગણી શકાય તેવું લખાણ.

**અસાહ્ય** ૧. [ સં. અ ( નહિ ) + સાહાય્ય ( મદદ )] વિ. અનાથ; મદદ વગરનું; આશરા વગરનું; એકલું.
૨. વિ. નિરાધાર.

**અસાળિયો** [ સં. અહાલિમ ] પું. એક જાતની વનસ્પતિ; સરસવની જાતનાં લાલ અને સહેજ ચપટાં લાંબાં બીવાળો અને સુવાના જેવડો નાનો છોડ. તે ચીકણો, સુંવાળો, ગરમ, કડવો અને પુષ્ટિકારક હોવાથી દવાના કામમાં આવે છે. માર વાગ્યો હોય અથવા પડી જવાયું હોય તેના ઉપર બીની ખીર કરીને ખવાય અને સૂજાના દુખાવા ઉપર વાટીને ચોપડાય છે. ચામડીના રોગ, વાયુ અને ગુલ્મ ઉપર તે ફાયદાકારક મનાય છે.

૧. અસાળિયાના લાડુ = નવાં નાળિયેરના કોપરાને ઝીણું કરી તેમાં તેના જેટલો ગોળ અને અસાળિયો નાખી પાક કરી વાળેલા લાડુ.
૨. અસાળિયાની ખીર = ઊકળતા દૂધમાં અસાળિયો નાખી ખીર જેવું થાય એટલે તેમાં ગોળ કે સાકર ઉમેરી બનાવેલ પ્રવાહી. આ ખીર વાયુનાશક, કમરને જોરાવર બનાવનાર અને ધાતુ પુષ્ટ કરનાર મનાય છે. સુવાવડીને બે માસ પછી વધારે દૂધ આવવાને માટે તે અપાય છે.
૩. અસાળિયાનો લેપ = પાણીમાં અસાળિયો મેળવી તેનો કરાતો ખરડ. ચામડીના રોગ અથવા વાયુને લીધે સાંધામાં થતી કળતરમાં આ ખરડ કરાય છે.

**અસાં** [ સં. અસ્મદ્ ] સ. અમે.
કોઈ મારે લાખ કરોડ, અસાં શીરસા સવાલી છું. — લોકોક્તિ

**અસાંકે** સ. ( કચ્છી ) અમને. 'કે' ત્રીજી વિભક્તિનો પ્રત્યય છે.

**અસાંગળો** ( અહાંગળો ) પું. બાળકને થતું વિયોગનું દુઃખ; જુદા પડ્યા પછી બાળકને થતો અણગમો; બાળકને સ્નેહી જુદા પડવાથી થતી અસર.

**અસાંજો** સ. ( કચ્છી ) અમારો. 'જો' છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય છે.

**અસાંત્વનીય** [ સં. અ ( નહિ ) + સાંત્વ્ ( શાંત કરવું ) + અનીય ( જેવું )] વિ. શાંત ન થાય એવું.

**અસાંનિધ્ય** [ સં. અ ( નહિ ) + સાંનિધ્ય ( પાસે હોવું તે )] ન. છેટાપણું; દૂર હોવું તે.

**અસાંપ્રત** ૧. [ સં. અ ( નહિ ) + સાંપ્રત ( હમણાં )] વિ. અગાઉનું; પુરાતની; જૂના વખતનું; પ્રાચીન.
૨. [ સં. અ ( નહિ ) + સાંપ્રતં ( યોગ્ય )] વિ. અયોગ્ય; ગેરવાજબી; અનુચિત.
૩. અ. અયોગ્ય રીતે.

**અસાંપ્રદાયિક** [સં. અ ( નહિ ) + સાંપ્રદાયિક ( સંપ્રદાયને લગતું )] વિ. કોઈ ખાસ પંથ સાથે સંબંધ વગરનું.

**અસાંસતું** [ અ ( નહિ ) + સાંસતું ( ધીમું )] વિ. ઉતાવળિયું; અશાંત; ગાભરું; અધીરું.

**અસાંસ્કારિક** [ સં. અ ( નહિ ) + સાંસ્કારિક ( સંસ્કારવાળું )] વિ. સંસ્કાર વિનાનું; ઓછી કેળવણીવાળું.

**અસિ** ૧. પું. એ નામનો એક રાક્ષસ.
તે તથા લોમા રાક્ષસનાં નામ અસિલોમા સાથે બોલાય છે. — સરસ્વતી
૨. [ સં. ] પું. શ્વાસ.
૩. સ્ત્રી. કાશીની એક બાજુએ આવેલી એ નામની નદી. વરૂણા ને અસિ એમ બે નદીઓ કાશી પાસે વહેતી હઈ તે વારાણસી કહેવાય છે.
૪. [ સં. અસ્ ( ફેંકવું )] સ્ત્રી. તરવાર; ખડગ; શમશેર; ખાંડું.
રિષ્ટ કુસેય કૃપાણ અસિ મંડલાગ્ર કરવાલ, ખડગ ધાર પર ચલન સમ સ્નેહ રાખ તું બાલ. — પિંગળલઘુકોષ
૫. સ્ત્રી. પશુને મારવામાં વપરાતી છરી.

**અસિઆઉસા** પું. ( જૈન ) જૈન ધર્મનો એક મંત્ર. અર્હત્ ભગવાન, સિદ્ધ ભગવાન, આચાર્યજી, ઉપાધ્યાયજી અને સાધુજી એ દરેકનો પ્રથમ અક્ષર લેતાં 'અસિઆઉસા' એવું વાક્ય નીકળે છે, જેનું 'ૐ' એવું યોગબિંદુનું સ્વરૂપ થાય છે.

**અસિક** ૧. પું. ( પુરાણ ) એ નામનો દેશ.
૨. [ સં. ] ન. હોઠ અને હડપચીની વચ્ચેનો ભાગ.

**અસિકર્મ** ૧. [ સં. અસિ ( તરવાર ) + કર્મન્ ( કામ )] ન. કોઈના પ્રાણ લેવા તે; ઘાતકી કામ.
૨. ન. ક્ષત્રિયધર્મ; વીરકર્મ; બહાદુરીનું કામ.

**અસિકિન** સ્ત્રી. વેદના સમયની એ નામની નદી; ચિનાબ નદી.

**અસિક્નિકા** જુઓ અસિક્ની ૧.

**અસિક્ની** ૧. [ સં. ] સ્ત્રી. અંતઃપુરમાં જવા આવવાવાળી જુવાન દાસી.
૨. સ્ત્રી. ચિનાબ નદીનું પ્રાચીન નામ.
૩. સ્ત્રી. ( પુરાણ ) જંબુદ્વીપના હિરણ્મયમાં આવેલ એ નામની નદી; ચેનેસી નદી.
૪. સ્ત્રી. વીરણ પ્રજાપતિની દીકરી, જેના વિવાહ પ્રાચેતસ દક્ષની સાથે થયા હતા.
બ્રહ્માના ડાબા અંગુઠામાંથી સર્વ અંગોમાં કૃપાળી દક્ષ પ્રજાપતિની સ્ત્રી ઉત્પન્ન થઈ કે જે પુરાણોમાં વીરિણી અને અસિક્ની એવાં બે નામોથી પ્રખ્યાત છે. — ભાગવતી ભાગવત
૫. સ્ત્રી. હાલની ચંદ્રભાગા નદી. અસિક્નીનો મૂળ અર્થ ધોળા નહિ એવો થાય છે. આ નદીનાં પાણી કાળાશ પડતાં છે.
૬. સ્ત્રી. હાલની સતલજ નદી.

**અસિક્ષેપણી** [ સં. અસિ ( તરવાર ) + ક્ષિપ્ ( ફેંકવું )] સ્ત્રી. ઢાલ.

**અસિખેટક** [ સં. અસિ ( તરવાર ) + ખેટક ( ઢાલ )] ન. તરવાર સહિત મ્યાન.

**અસિગંઠ** [ સં. અસ્ ( મૂકવું ) + ગંઠ ( ગાલ )] પું. ઓશીકું; ગાલમસરિયું.

**અસિચર્મ** [ સં. અસિ ( તરવાર ) + ચર્મ ( ઢાલ )] ન. ઢાલતરવાર.

**અસિજીવન** [ સં. અસિ ( તરવાર ) + જીવન ( જિંદગી )] પું. તરવારનાં સાધનથી ગુજરાન ચલાવનાર; લડવૈયો.

**અસિજીવી** [ સં. અસિ ( તરવાર ) + જીવિન્ ( જીવનાર )] પું. તરવાર ઉપર જીવનાર; બહાદુરી લડવૈયો.

**અસિત** ૧. [સં.] પું. અંધારાનો અને જાદુનો અધિષ્ઠાતા એક દેવ.
૨. પું. એ નામનો ઋષિ અને વ્યાસનો શિષ્ય.
વેદના વિભાગો કરીને તે વિભાગો પોતાના શિષ્ય સુમંત, જૈમિનિ, પૈલ, વૈશંપાયન, અસિત અને દેવલને ભણાવ્યા હતા. — ભાગવતી ભાગવત
૩. પું. એ નામનો મુનિ; દેવલ.
૪. પું. ( પુરાણ ) કામ્યક વનની પશ્ચિમે આવેલો એક પર્વત. તેની ઉપર ધૂમ્રસેન ઋષિનો આશ્રમ હતો.
૫. [ સં. અ ( નહિ ) + સિત ( ધોળો રંગ )] પું. કાળો રંગ.
૬. પું. કૃષ્ણપક્ષ; અંધારિયું.

૭. પું. ( પુરાણ ) જનમેજયે સર્પસત્ર એટલે સર્પોના નાશ માટે કરેલ યજ્ઞમાં પસંદ કરેલ ઋષિ.

૮. પું. ધવ; ધાવડીનું ઝાડ.

૯. પું. ભરત રાજાનો એક પુત્ર.

૧૦. પું. (પુરાણ) મરીચિના કુળમાં થયેલ એક ઋષિ. હિમાલયની કન્યા અને પાર્વતીની બહેન એકપર્ણાને તે પરણ્યો હતો.

૧૧. પું. ( પુરાણ ) માંધાતા રાજાને હાથે હાર ખાધેલો એક રાજા.

૧૨. પું. ( જ્યોતિષ ) શનિ નામનો ગ્રહ.

૧૩. સ્ત્રી. પિંગલા નામની નાડી.

૧૪. [ સં. અ ( નહિ ) + સિત ( ધોળું ) ] વિ. કાળું; શ્યામ; કૃષ્ણ; શ્યામલ; મેચક.

શ્યામ નીલ મેચક અસિત હડપચી શોભત ત્રાણ,
શ્યાલ આંબા સાખ પર શ્યામ ડીંટ સમ કાળુ.
પિંગળલઘુકોષ

૧૫. વિ. દુષ્ટ; ખરાબ.

૧૬. વિ. વાંકું; કુટિલ.

**અસિતક** [ સં. અ ( નહિ ) + સિત ( ધોળું ) + ક ( પ્રત્યય ) ] ન. કાળું અગર.

**અસિતકાદિચૂર્ણ** [ સં. અ ( નહિ ) + સિત ( ધોળું ) + ક ( પ્રત્યય ) + આદિ ( વગેરે ) + ચૂર્ણ ( ભૂકો )] ન. ( વૈદક ) આમવાત માટેનું એક ચૂર્ણ. અસિતક એટલે કાળું અગર, પીપર, ગળો, કાળું નસોતર, આસંધ, ઇંદ્રામણાંનાં મૂળ અને સૂંઠ સરખે ભાગે લઈ તેનો વસ્ત્રગાળ ભૂકો કરવો. ૪ થી ૮ વાલ દવા લઈ ઉપર ગરમ પાણી કે મગનું ગરમ ઓસામણ લેવાય છે.

**અસિતકાશ્યપ** ૧. પું. એક ઋગ્વૈદિક ઋષિ; દેવલ ઋષિ. તેણે નવમા મંડલનાં ૫ થી ૨૪ સૂક્ત રચ્યાં છે.

૨. પું. સામવેદનો એક ઋષિ.

**અસિતકેશા** [સં. અ (નહિ) + સિત ( ધોળું ) + કેશ ( વાળ ) + આ ( નારીજાતિનો પ્રત્યય )] સ્ત્રી. કાળા વાળવાળી સ્ત્રી.

**અસિતગિરિ** [ સં. અ ( નહિ ) + સિત ( ધોળું ) + ગિરિ ( પર્વત ) ] પું. ( પુરાણ ) નીલગિરિ પર્વત.

**અસિતગ્રીવ** ૧. [ સં. અ ( નહિ ) + સિત ( ધોળું ) + ગ્રીવા ( ડોક ) ] પું. અગ્નિ. તેને ધુમાડા રૂપી કાળી ડોક હોય છે.

૨. વિ. કાળી ગરદનવાળું; કાળી ડોકવાળું.

**અસિતધારા** પું. ( પિંગળ ) સગણ, નગણ, સગણ અને ગુરુ મળી ૧૦ અક્ષરનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ.

સ ન સ ગ થી અસિતધારા. રણપિંગળ

**અસિતનગ** [ સં. અ ( નહિ ) + સિત ( ધોળું) + નગ ( પર્વત ) ] પું. નીલગિરિ પર્વત.

**અસિતનયન** ૧. [ સં. અ ( નહિ ) + સિત ( ધોળું ) + નયન (આંખ)] ન. કાળી આંખ.

૨. વિ. કાળી આંખવાળું.

**અસિતપક્ષ** [ સં. અ ( નહિ ) + સિત ( ધોળું ) + પક્ષ ( પખવાડિયું ) ] પું. કૃષ્ણપક્ષ; અંધારિયું.

**અસિતફલ** [ સં. અ ( નહિ ) + સિત ( ધોળું ) + ફલ ( ફળ ) ] ન. મીઠું નાળિયેર. કાળા પૂંઠાવાળું ટોપરું મીઠું હોય છે.

**અસિતમૃગ** [ સં. અ ( નહિ ) + સિત ( ધોળું) + મૃગ ( હરણ ) ] પું. કાળિયાર; કાળો મૃગ.

**અસિતયવન** પું. કાલયવન રાક્ષસ.

**અસિતલોમા** [ સં. અ ( નહિ ) + સિત ( ધોળું ) + લોમન્ ( વાળ )] પું. એ નામનો રાક્ષસ; કશ્યપ અને દનુનો એ નામનો પુત્ર. બ્રહ્માનું વરદાન મેળવી તે અજય થઈને પૃથ્વી પર એકછત્રે રાજ્ય કરતો હતો, અને દેવો પર અત્યાચાર કરવા લાગ્યો હતો. એનાં ત્રાસથી ત્રાસીને દેવો મહાદેવજીને શરણે ગયા. મહાદેવજી દેવગણને લઈને વિષ્ણુને શરણે ગયા. વિષ્ણુએ પોતાના દેહમાંથી મહાલક્ષ્મી નામની શક્તિ ઉત્પન્ન કરી અને એ મહાલક્ષ્મીએ તે દાનવનો વધ કર્યો હતો.

**અસિતા** ૧. [ સં. અ ( નહિ ) + સિત ( ધોળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. કાળા કેશવાળી સ્ત્રી.

૨. સ્ત્રી. ગળી.

૩. સ્ત્રી. ગળીનો છોડ.

૪. સ્ત્રી. તે નામની અપ્સરા.

૫. સ્ત્રી. દક્ષની વહુ અને વીરણની દીકરી.

૬. સ્ત્રી. નાગણ.

૭. સ્ત્રી. યમુના નદી.

**અસિતાપાંગી** [ સં. અ ( નહિ ) + સિત (ધોળું) + અપાંગ ( આંખ ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય )] સ્ત્રી. કાળી આંખવાળી સ્ત્રી.

**અસિતાર્ચિ** [ સં. અ ( નહિ ) + સિત ( ધોળું ) + અર્ચિસ ( ઝાળ ) ] પું. અગ્નિ.

**અસિતાક્ષશેખર** પું. એ નામનો બૌદ્ધ કે જૈન સાધુ.

**અસિતાશ્મા** [ સં. અ ( નહિ ) + સિત ( સફેદ ) + અશ્મન્ ( પથ્થર ) ] પું. એક જાતનો કાળા રંગનો પથ્થર; ઇંદ્રનીલમણિ; નીલમ.

**અસિતાંગ** ૧. પું. ( પુરાણ ) આઠ ભૈરવોમાંનો એ નામનો એક.

૨. પું. એ નામનો ઋષિ.

૩. [ સં. અ ( નહિ ) + સિત ( ધોળું ) + અંગ ( શરીર ) ] વિ. કાળા રંગનું.

**અસિતાંબુજ** [ સં. અ ( નહિ ) + સિત ( ધોળું ) + અંબુ ( પાણી ) + જ ( ઉત્પન્ન થયેલ ) ] ન. કાળું કમળ.

**અસિતોત્પલ** [ સં. અ ( નહિ ) + સિત ( ધોળું ) + ઉત્પલ ( કમળ ) ] ન. કાળું કમળ; અસિતાંબુજ.

**અસિતોપલ** [ સં. અ ( નહિ ) + સિત ( ધોળું) + ઉપલ ( પથ્થર ) ] પું. એક જાતનો કાળા રંગનો પથ્થર. જુઓ અસિતાશ્મા.

**અસિદંડ** [ સં. અસિ ( તરવાર ) + દંડ ( શિક્ષા ) ] પું. તરવારથી મારી નાખવાની શિક્ષા; દેહાંતદંડ; ઠાર કરવાની શિક્ષા; કતલ કરવાની સજા.

**અસિદંત** [ સં. અસિ ( તરવાર ) + દંત ( દાંત ) ] પું. મગર. તેને તરવાર જેવા તીક્ષ્ણ દાંત હોય છે.

**અસિદંષ્ટ્ર** ૧. પું. ( જ્યોતિષ ) દક્ષિણ ગોળાર્ધનું એક નક્ષત્ર; 'ધુરોબીથ ડોરેડો'. તે ક્રાંત્યંશ ૪૯ અને ૭૦ વચ્ચે રહે છે. તેમાં ૧૬ તારા છે. યામ્યોત્તરવૃત્ત ઉપર આ નક્ષત્ર જાન્યુઆરી માસમાં આવે છે.

૨. [ સં. અસિ ( તરવાર ) + દંષ્ટ્રા ( દાઢ ) ] પું. મગરમચ્છ. તેની દાઢ તરવાર જેવી તીક્ષ્ણ હોવાનું મનાય છે.

**અસિદંષ્ટ્રક** [ સં. અસિ ( તરવાર ) + દંષ્ટ્રક ( દાઢવાળું ) ] પું. મગરમચ્છ. તેને તરવારના જેવી તીક્ષ્ણ દાઢ હોવાનું કહેવાય છે.

**અસિદ્ધ** ૧. [ સં. અ ( વધારે ) + સિદ્ધ ( પાકું ) ] પું. એક જાતનું મોટું ઝાડ. તેનું લાકડું મજબૂત હોવાથી ઇમારતના કામમાં આવે છે.

૨. પું. ( ન્યાય ) જેમાં હેતુ પોતે જ સિદ્ધ હોતો નથી એવો હેત્વાભાસ એટલે ન્યાયનો એક ભ્રમ. હેતુ કાં તો બિલકુલ સિદ્ધ હોતો નથી અથવા અધૂરો સિદ્ધ હોય છે. પક્ષ કલ્પિત હોય એટલે કે પક્ષ હોય જ નહિ ત્યારે હેતુ અસિદ્ધ ગણાય અને પક્ષ ઉપર હેતુ હોય નહિ ત્યારે પણ હેતુ અસિદ્ધ ગણાય. અસિદ્ધના બધા પ્રકારોમાં સોપાધિક એટલે ઉપાધિવાળો અસિદ્ધ ઘણો અગત્યનો છે. 'ભગવદ્ગીતા વાંચવી જોઈએ કારણ કે એ પુણ્યનું કામ છે; માટે કોઈ ડૂબવા પડ્યો હોય ત્યારે ભગવદ્ગીતા વાંચવી જોઈએ' એમ કહીને ડૂબનારને કાઢવાને બદલે કોઈ તે વખતે ભગવદ્ગીતા

વાંચવી એવું અનુમાન કાઢે તો તે સોપાધિક એટલે ઉપાધિવાળો અસિદ્ધ ગણાય. અસિદ્ધની મુખ્ય ત્રણ જાત છે: (૧) આશ્રયાસિદ્ધ–જેમાં આશ્રયનો જ અભાવ હોય છે. જેમકે, આકાશનું ફૂલ સુગંધવાળું હોય છે, કેમકે તે ફૂલ છે. પણ આકાશના ફૂલ જેવી વસ્તુ જ હોતી નથી. (૨) સ્વરૂપાસિદ્ધ–જેમાં પક્ષમાં હેતુનો જ અભાવ હોય છે. કોઈ કહે કે પાણીનો ઝરો અગ્નિવાળો છે, કેમકે તેમાં ધુમાડો છે. અહીં ધુમાડો ન હોય છતાં તેમ કહેવું એમાં ધુમાડો સ્વરૂપાસિદ્ધ છે. (૩) વ્યાપ્યત્વાસિદ્ધ–જેમાં વ્યાપ્તિનો નિશ્ચય ન થાય એટલે જેમાં વ્યાપ્તિજ્ઞાન સદોષ હોય એવો હેતુ. જેમકે, પર્વત ધુમાડાવાળો છે, કેમકે તેમાં અગ્નિ છે. અહીં જ્યાંજ્યાં અગ્નિ હોય ત્યાંત્યાં ધુમાડો હોય એ વ્યાપ્તિ નિયમપૂર્વક સિદ્ધ થઈ શકતી નથી.

૩. [ સં. અ ( નહિ ) + સિદ્ધ ( મુક્તાત્મા ) ] પું. ( જૈન ) સંસારી જીવ.

૪. [ સં. અ ( નહિ ) + સિદ્ધ ( પૂર્ણ થયેલું ) ] વિ. અધૂરું; અપૂર્ણ; ન સધાયેલું.

૫. [ સં. અ ( નહિ ) + સિદ્ધ ( સફળ ) ] વિ. અફળ; નિષ્ફળ; વ્યર્થ.

૬. [ સં. અ ( નહિ ) + સિદ્ધ ( પક્વ ) ] વિ. કાચું; અપક્વ.

૭. [ સં. અ ( નહિ ) + સિદ્ધ ( સાબિત થયેલું ) ] વિ. નાસાબિત; પુરવાર ન થયેલું.

**અસિદ્ધકર** [ સં. અ ( નહિ ) + સિદ્ધ ( સફળ ) + કર ( કરનાર ) ] વિ. નિષ્ફળ; વ્યર્થ; ફોકટ.

**અસિદ્ધતા** ૧. [ સં. અ ( નહિ ) + સિદ્ધ ( પૂર્ણ ) + તા ( પણું ) ] સ્ત્રી. અધૂરાપણું; અપૂર્ણતા; ખામી.

૨. [ સં. અ ( નહિ ) + સિદ્ધ ( પક્વ ) + તા ( પણું ) ] સ્ત્રી. અપક્વતા; કચાશ.

૩. [ સં. અ ( નહિ ) + સિદ્ધ ( સાબિત થયેલું ) + તા ( પણું ) ] સ્ત્રી. નાસાબિતી; પુરવાર ન થયું હોય એવી સ્થિતિ.

૪. [ સં. અ ( નહિ ) + સિદ્ધ ( સફળ ) + તા ( પણું ) ] સ્ત્રી. નિષ્ફળપણું; વ્યર્થતા.

**અસિદ્ધતાદોષ** [ સં. અસિદ્ધતા ( અસિદ્ધિ ) + દોષ ( ખામી ) ] પું. સાહિત્યમાં એક પ્રકારની ખોડ.

**અસિદ્ધત્વ** [ સં. અ ( નહિ ) + સિદ્ધ ( મુક્ત ) + ત્વ ( પણું ) ] ન. ( જૈન ) મુક્તિ ન મળી હોય એવી સ્થિતિ; શરીરધારણ.

> અસિદ્ધત્વ–શરીરધારણ, વેદનીય, આયુ, નામ અને ગોત્ર કર્મના ઉદયથી થાય છે.
>
> તત્ત્વાર્થસૂત્ર

**અસિદ્ધિ** ૧. [ સં. અ ( નહિ ) + સિદ્ધિ ( નિશ્ચય ) ] સ્ત્રી. અનિશ્ચયતા; દૃઢતા ન હોવાપણું.

૨. [ સં. અ ( નહિ ) + સિદ્ધિ ( પરિપૂર્ણતા ) ] સ્ત્રી. અપક્વતા; કચાશ.

૩. [ સં. અ ( નહિ ) + સિદ્ધિ ( સમાપ્તિ ) ] સ્ત્રી. અપૂર્ણતા; અધૂરાપણું; ખામી.

૪. [ સં. અ ( નહિ ) + સિદ્ધિ ( સફળતા ) ] સ્ત્રી. અપ્રાપ્તિ; નિષ્ફળતા.

૫. સ્ત્રી. ( વેદાંત ) આસુરી સંપત્તિમાંની એક; ધર્મ, જ્ઞાન અને વૈરાગ્ય પ્રાપ્ત ન થવાં તે.

૬. સ્ત્રી. ( ન્યાય ) એક પ્રકારનો હેતુદોષ. તેમાં હેતુ સાથે અસંગત હોય એવું પરિણામ આવે છે. તે ત્રણ પ્રકારની છે: આશ્રયાસિદ્ધિ, સ્વરૂપાસિદ્ધિ અને વ્યાપ્યત્વાસિદ્ધિ.

૭. [ સં. અ ( નહિ ) + સિદ્ધિ ( સાબિતી ) ] સ્ત્રી. નાસાબિતી; પુરવાર ન થયેલું હોવું તે.

૮. [ સં. અ ( નહિ ) + સિદ્ધિ ( છેવટની મુક્તિ ) ] સ્ત્રી. મોક્ષ ન મળેલ હોવાપણું.

૯. [ સં. અ ( નહિ ) + સિદ્ધિ ( યોગથી મળતી શક્તિ ) ] સ્ત્રી. ( યોગ ) યોગથી મળતી આઠ શક્તિનો અભાવ.

**અસિદ્ધેય** [ સં. અ ( નહિ ) + સિદ્ધેય ( સાબિત થઈ શકે એવું ) ] વિ. સાબિત ન થઈ શકે એવું.

**અસિધ** [ હિં. ] વિ. કાચું; બરાબર નહિ રાંધેલું.

**અસિધર** [ સં. અસિ ( તરવાર ) + ધર ( ધરનાર ) ] પું. તરવાર ધારણ કરનાર પુરુષ; તરવાર રાખનાર માણસ; તરવારિયો.

**અસિધાર** જુઓ અસિધારા.

**અસિધારા** [ સં. અસિ ( તરવાર ) + ધારા ( ધાર ) ] સ્ત્રી. તરવારની ધાર.

> અસિધારાએ રહેવું કે ચાલવું = બહુ સંભાળથી કામ કરવું; ચેતીને ચાલવું.

**અસિધારાવ્રત** ૧. [ સં. અસિ ( તરવાર ) + ધારા ( ધાર ) + વ્રત ( નિયમ ) ] ન. ઉદેપુર પાસેના એકલિંગજી મહાદેવ આગળ ઉઘાડી તરવારો વચ્ચે બેસી કરાતું એક વ્રત.

૨. ન. ઘણું મુશ્કેલ કામ.

૩. ન. તરવારની ધાર ઉપર ચાલવા જેવું આકરું વ્રત; કઠણ વ્રત કે નિયમ.

૪. ન. સ્ત્રી સાથે એક પથારીમાં સૂવા છતાં સ્ત્રીસેવન ન કરવા રૂપ આકરું વ્રત; પુરુષ પોતે પુષ્ટ અને સમર્થ હોય તોપણ સર્વ શણગાર સજેલી પોતાની સ્ત્રીની સાથે એક જ શય્યામાં વર્ષ પર્યંત શયન કરી તેનો સ્પર્શ કરીને પણ મનથી ભોગની ઇચ્છા ન કરે એવું વ્રત. એ વ્રત વિષ્ણુને પ્રસન્ન કરનારું મનાય છે.

**અસિધાવ** [ સં. અસિ ( તરવાર ) + ધાવ્ ( ચોખ્ખું કરવું ) ] પું. તરવાર સાફ કરનાર; સીકલિગર.

**અસિધાવક** જુઓ અસિધાવ.

**અસિધેનુ** [ સં. અસિ ( તરવાર ) + ધેનુ ( લઘુતાવાચક શબ્દ ) ] સ્ત્રી. છરી.

**અસિધેનુકા** જુઓ અસિધેનુ.

**અસિનૃત્ય** [ સં. અસિ ( તરવાર ) + નૃત્ય ( નાચ ) ] ન. તરવાર લઈને કરાતો નાચ.

**અસિપત્ર** ૧. ન. એ નામનું ઝાડ; ગુંડ.

૨. ન. એ નામનું નરક.

૩. ન. ( જૈન ) તરવારના જેવાં પાંદડાંવાળું વૃક્ષ ઉત્પન્ન કરી તેની નીચે બેસાડીને નારકી જીવના કટકા કરનાર પરમાધામી દેવતાની એ નામની એક જાત.

૪. [ સં. અસિ ( તરવાર ) + પત્ર ( પાનું ) ] ન. તરવારનું પાનું.

૫. ન. તરવારનું મ્યાન.

૬. ન. નરકમાં ઊગતું મનાતું તરવારનાં જેવાં વાંકાં અને તીણાં પાંદડાંવાળું ઝાડ.

૭. ન. બેધારી તરવાર; શેરડીના પાંદડા જેવું બન્ને તરફ ધારવાળું ખડગ.

૮. ન. શેરડી. તેનાં પાન તરવારનાં જેવાં હોય છે.

૯. [ સં. અસિ ( તરવાર ) + પત્ર ( પાંદડું ) ] વિ. તરવારની ધાર જેવાં તીક્ષ્ણ પાંદડાંવાળું.

**અસિપત્રક** ૧. ન. બેધારી તરવાર.

૨. [ સં. અસિ ( તરવાર ) + પત્ર ( પાંદડું ) + ક ( વાળું ) ] ન. શેરડી. તેનાં પાંદડાં તરવાર જેવાં હોવાથી તે અસિપત્રક કહેવાય છે.

**અસિપત્રકુંડ** પું. ( પુરાણ ) એ નામનો નરકકુંડ.

> જે દયા રહિત દારુણ માણસ ભરતખંડમાં તરવારથી જીવને કાપી નાખે અને ધનના લોભથી મનુષ્યને મારે છે તે માણસ ચૌદ ઇંદ્ર રહેતાં સુધી અસિપત્રકુંડમાં વસે છે.
>
> ભગવતી ભાગવત

**અસિપત્રવન** [ સં. અસિપત્ર ( તરવાર જેવાં પાંદડાંવાળું ઝાડ ) + વન ( જંગલ ) ] ન. ( પુરાણ ) એ નામનું નરક. એવું કહેવાય છે કે તે હજાર યોજનના વિસ્તારવાળી બળતી ભૂમિ છે અને તેમાં વચ્ચે તરવાર જેવાં તીક્ષ્ણ પાંદડાંવાળાં ઝાડથી ભરપૂર જંગલ છે. પાખંડમાર્ગને અનુસરનાર આ નરકમાં દુઃખ ભોગવે છે.

**અસિપત્રવ્રત** [ સં. અસિપત્ર ( તરવારની ધાર ) + વ્રત ( નિયમ ) ] ન. અશ્વમેધયજ્ઞમાં કરવાનું એક આકરું વ્રત. તેમાં યજ્ઞ કરનાર ધણી-

ધણિયાણી સંયમ પાળવા એક પથારીમાં વચ્ચે તરવાર રાખી સૂએ છે. તરવાર દેવીનું રૂપ છે અને તેની એકબીજા વચ્ચે સંયમ માટે આણ છે એમ મનાય છે.

**અસિપત્રાકાર** [ સં. અસિ ( તરવાર ) + પત્ર ( પાનું ) + આકાર ( ઘાટ ) ] વિ. તરવારના પાના જેવા આકારનું; જેની એક બાજુ તરવારની માફક જાડી અને અંતર્ગોળ એટલે અંદરની બાજુએ ગોળાકાર અને બીજી બાજુ ઝીણી અને બાહ્યગોળ એટલે બહારની બાજુ ગોળાકાર હોય એવું.

**અસિપથ** [ સં. અસિ ( શ્વાસ ) + પથ ( રસ્તો ) ] ન. શ્વાસ લેવાનો માર્ગ; વાયુમાર્ગ. નાકનાં નસકોરાંથી ફેફસાં સુધીના માર્ગને અસિપથ કહે છે.

**અસિપદ** ૧. [ સં. અસિ ( તું છો ) + પદ ( શબ્દ ) ] ન. 'તત્ત્વમસિ'માંનું 'અસિ' એટલે 'છો'ના અર્થનું પદ, જેમાં બ્રહ્મ અને જીવની એકતા કહેલી છે; ઈશ્વર સાથે એકતા; અદ્વૈત સ્થિતિ; જીવ ઈશ્વર એક જાણવાપણું.
૨. ન. બ્રહ્મ.

તત્પદ ત્વંપદ લાગીને, **અસિપદ**માં ચિત્ત ધાર.
પ્રીતમ

**અસિપંજર** [ સં. અસિ ( તરવાર ) + પંજર ( પાંજરું ) ] ન. ( જૈન ) તરવારનું પાંજરું; ફરતી તરવારથી બનેલું પાંજરું.

**અસિપુચ્છ** ૧. [સં. અસિ (તરવાર) + પુચ્છ ( પૂછડું ) ] પું. મગર. તેનું પૂછડું તરવાર જેવું હોવાનું કહેવાય છે.
૨. પું. શિશુમાર નામનું જળજંતુ.
૩. પું. સકુચી માછલી. તેની પૂછડી તરવાર જેવું કામ કરતી મનાય છે.

**અસિપુચ્છક** જુઓ અસિપુચ્છ.

**અસિપુત્રિકા** [સં. અસિ (તરવાર) + પુત્રિકા ( પુત્રી ) ] સ્ત્રી. છરી.

**અસિપુત્રી** [ સં. અસિ ( તરવાર ) + પુત્રી ( દીકરી ) ] સ્ત્રી. છરી; અસિપુત્રિકા.

**અસિબલ** [ સં. અસિ ( તરવાર ) + બલ ( શક્તિ ) ] ન. તરવારનું બળ; પશુબળ.

**અસિમેદ** [ સં. અસિ ( તરવાર ) + મેદ ( ચરબી ) ] પું. એક જાતનું ખેરનું ઝાડ; વિટ્ખાદિર.

**અસિયષ્ટિ** ૧. [ સં. અસિ ( તરવાર ) + યષ્ટિ ( વેલ ) ] સ્ત્રી. તરવારનું પાનું; ખડ્ગલતા.
૨. [સં. અસિ ( તરવાર ) + યષ્ટિ ( લાકડી ) ] સ્ત્રી તરવારવાળી લાકડી; ગુપ્તી.

**અસિર** ૧. [ અ. ] વિ. અઘરું; મુશ્કેલ.
૨. વિ. ઊતરતી પંક્તિના હીરાની ચાર જાત માંહેની એ નામની એકનું.

**અસિરત્ન** [ સં. અસિ ( તરવાર ) + રત્ન ( શ્રેષ્ઠ ) ] ન. ( જૈન ) ચક્રવર્તીના સાત એકેંદ્રિય રત્નમાંનું ખડ્ગરત્ન.

**અસિલક્ષણ** [ સં. અસિ ( તરવાર ) + લક્ષણ ( ગુણ ) ] ન. તરવારના ગુણ જાણવા તે.

**અસિલતા** ૧. [ સં. અસિ ( તરવાર ) + લતા ( વેલ ) ] સ્ત્રી. તરવાર; તરવારનું પાનું.
૨. સ્ત્રી. તરવાર ઉગામી આમતેમ ફેરવવી તે.

**અસિલાપલ્લિકા** [ અસિલા ( ગામનું નામ ) + પલ્લિકા ( ગામડું ) ] ન. અસલાલી ગામનું જૂનું નામ.

**અસિલોમા** ૧. [ સં. અસિ ( તરવાર ) + લોમન્ ( વાળ ) ] પું. ( પુરાણ ) એ નામનો એક દાનવ. તેના વાળ બરછટ હોવાથી તે અસિલોમા કહેવાયો.

**અસિલોમા**, ઉદગ્ર, બિડાલ, બાષ્કલ, ત્રિનેત્ર, કાલ, અંધક અને બળદર્પિત એ સર્વે મહિષાસુરના સેનાપતિ હતા. ભગવતી ભાગવત

૨. વિ. તરવાર જેવા તીક્ષ્ણ વાળવાળું.

**અસિવદુર્ગ** ન. જૂનાગઢનું જૂનું બીજું નામ.

**અસિવ્રત** [ સં. અસિ ( તરવાર ) + વ્રત ( નિયમ ) ] ન. સ્ત્રીપુરુષે વચમાં ઉઘાડી તરવાર મૂકીને સૂઈ બ્રહ્મચર્ય પાળવાનો આકરો નિયમ. તરવાર એ દેવીનું રૂપ હોઈને તેની હાજરીમાં સંયમ પાળવો જોઈએ એટલે એકબીજાના સમાગમને તરવારની આણ આપી ગણાય.

**અસિશ્લેષ** [ સં. અસિ ( તરવાર ) + શ્લેષ ( મેળાપ ) ] પું. તરવારનો ઘા.

**અસિસ્ટંટ** [ અં. ] ન. સહાયક; મદદનીશ; મદદ કરનાર માણસ.

**અસિહત્ય** [ સં. અસિ ( તરવાર ) + હત્ય ( હણવા જેવું ) ] વિ. તરવારથી મારવા જેવું.

**અસિહેતિ** [ સં. અસિ ( તરવાર ) + હેતિ ( સાધન ) ] પું. તરવારથી લડનાર યોદ્ધો.

**અસી** ૧. સ્ત્રી. કાશી શહેર પાસેની એ નામની નાની નદી.
૨. ન. જમરૂદ નામના ઝવેરાતની એક જાત. તે સફાઈ, વજન, કઠણતા અને કીમતમાં ઊંચું હોય છે.
૩. સ. ( કચ્છી ) અમે.

**અસીકરમ** ૧. [ સં. અસિ ( તરવાર ) + કર્મન્ ( કામ ) ] ન. ખૂન.
૨. ન. તરવાર ચલાવવાનું કામ; ક્ષત્રિયધર્મ.

**અસીજતું** [ અ ( નહિ ) + સીજવું ( સહન થઈ શકવું ) ] વિ. ન ખમાય તેવું; અસહ્ય.

**અસીજવાન** પું. સામર્થ્યહીન પુરુષ; તાકાત વિનાનો માણસ.

**અસીમ** ૧. [ અ. ] પું. પાપી; ગુનેગાર.
૨. [ સં. અ ( નહિ ) + સીમન ( હદ ) ] વિ. હદ વિનાનું; અનંત; અમર્યાદ; અમાપ.

**અસીમકૃષ્ણ** પું. ( પુરાણ ) સોમવંશી જનમેજયના વંશના અશ્વમેધક રાજાનો પુત્ર.

**અસીમતા** [ સં. અ ( નહિ ) + સીમન્ ( મર્યાદા ) + તા ( પણું ) ] સ્ત્રી. અનંતતા; અપરિમિતપણું; અપારતા.

**અસીમપથ** [ સં. અ ( નહિ ) + સીમન્ ( હદ ) + પથ ( રસ્તો ) ] પું. ( ગણિત ) ઉત્તરોત્તર અમુક વક્રની વધારે ને વધારે નજીક જતી પણ તેને કદી ન મળતી એવી રેખા; 'અસિમ્પ્ટોટ'.

**અસીમબલશાલી** [ સં. અ ( નહિ ) + સીમન્ ( હદ ) + બલ ( બળ ) + શાલિન્ ( વાળું ) ] વિ. અત્યંત બળવાળું; અનહદ શક્તિવાળું.

**અસીર** ૧. [ અ. ] પું. ઈથર; એક સૂક્ષ્મ તત્ત્વ. જુઓ ઈથર.
૨. પું. કેદી; બંદીવાન.

અમીર તું સત્તાનો, ફરજનો **અસીર**.
નૂરે ઇલમ

૩. પું. ત્રીજી કોટીના હીરાની ચાર જાત પૈકી એક. તિત્તિર, તુજી, અસીર અને ગિરિ એમ હીરાની ચાર જાત છે.
૪. વિ. પસંદ કરેલું.

**અસીરી** [ અ. અસીર ( કેદી ) + ફા. ઈ ( ભાવવાચક નામનો પ્રત્યય ) ] સ્ત્રી. કેદ.

**અસીર્બાદ** ૧. [ હિં. ] પું. આશીર્વાદ.
૨. પું. શુભેચ્છા.

**અસીર્વાદ** જુઓ અસીર્બાદ.

**અસીલ** ૧. પું. લડાઈનો મરઘો. તેને લડવા માટે ઉછેરવામાં અને તાલીમ આપવામાં આવે છે.
૨. પું. વકીલને પોતાનો મુકદ્દમો સોંપનાર; વકીલનો ઘરાક; કુળ.
૩. [ અ. ] સ્ત્રી. સ્ત્રીનોકર.
૪. [ અ. અસ્લ ( મૂળ ) ] વિ. ઊંચા કુળનું; જાતવાન; ખાનદાન; કુલીન.
૫. વિ. ગરીબ; શરમાળ.
૬. વિ. દુર્ગુણ વગરનું; અવગુણ વિનાનું.
૭. વિ. નમ્ર; ભલું.

૮. વિ. પાણીદાર; તેજ.
૯. વિ. ભલું; સાલસ.
૧૦. વિ. શાંત.

**અસીલટટ્ટુ** ૧. [ અસીલ ( શાંત ) + ટટ્ટુ ( નાનું ઘોડું )] ન. શાંત ઘોડું.
૨. ન. ( લાક્ષણિક ) સદ્ગુણી માણસ.

**અસીલાઈ** [ અ. અસ્લ ( મૂળ )] સ્ત્રી. સાલસાઈ; કુલીનતા.

**અસીસ** ૧. [ હિં. ] સ્ત્રી. આશીર્વાદ; આશિષ; દુઆ.
૨. સ્ત્રી. ઇનામ; ભેટ; બક્ષિશ.
૩. સ્ત્રી. વડીલ તરફની શુભેચ્છા જણાવનારો શબ્દ.

**અસીસું** ૧. ન. ખાટલાની જે બાજુએ ઓશીકું મુકાય છે તે બાજુ.
૨. ન. શરણ; આશ્રય; ઓથ.
૩. ન. સતી વખત માથાં તળે મૂકવાની નાની ગાદલી; ઓશીકું; તકિયો.

**અસીં** સ. ( કચ્છી ) અમે.

**અસુ** ૧. પું. ( કચ્છી ) આસો મહિનો.
૨. [ સં. અશ્વ ] પું. ( હિંદી ) ઘોડો; અશ્વ; ટટ્ટુ.
૩. [ સં. ] પું. ચિત્ત; દિલ.
૪. પું. તાપ; ગરમી.
૫. પું. દશ દીર્ઘ અક્ષરો બોલવામાં લાગતો વખત.
૬. પું. પળનો છઠ્ઠો ભાગ.
૭. પું. પાણી.
૮. પું. પાંચ; પાંચની સંજ્ઞા. જુઓ અંકસંજ્ઞા.
૯. પું. પ્રેમ; સ્નેહ.
૧૦. પું. બુદ્ધિ.
૧૧. પું. શ્વાસ; દમ.
૧૨. પું. બ. વ. દેહમાં રહેલા પાંચ વાયુ.
૧૩. [ સં. અસ્ ( દીપવું )] પું. બ. વ. પ્રાણ; જીવ; જિંદગી.

અથવા મન્મથનું દુઃખ સહી,
અસુ છાંડી નિ નિશ્ચે ન રહી. — ભાલણ

૧૪. ન. વિચાર.
૧૫. ન. શોક; દિલગીરી.
૧૬. [ સં. ઈદૃશ ( આવું )] વિ. આવું; આ પ્રકારનું; એ જાતનું. આ અર્થમાં તે કવિતામાં વપરાય છે.

**અસુકર** [ સં. અ ( નહિ ) + સુકર ( સહેલું )] વિ. સહેલાઈથી ન થઈ શકે એવું; કઠણ; મુશ્કેલ; અઘરું.

**અસુખ** ૧. [ સં. અ ( નહિ ) + સુખ ( ચેન )] ન. દુઃખ; પીડા.
જીવને સુખ અને દાંતને અસુખ = સુખે રહેવું અને ભૂખે મરવું.
૨. ન. રોગ; મંદવાડ; બીમારી.
૩. ન. શોક; દિલગીરી.
૪. વિ. દુઃખી; દિલગીર.
૫. વિ. મુશ્કેલ; સહેલું નહિ તેવું; અઘરું.

**અસુખજનક** [ સં. અસુખ ( દુઃખ ) + જનક ( ઉપજાવનાર )] વિ. દુઃખ ઉપજાવનાર; બેચેની કરનારું.

**અસુખજીવિકા** [ સં. અસુખ ( દુઃખી ) + જીવિકા ( જીવન )] સ્ત્રી. દુઃખી જિંદગી.

**અસુખદ** ૧. [ સં. અસુખ ( દુઃખ ) + દા ( કાપવું )] પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. ભક્તોનાં અસુખ એટલે દુઃખ દૂર કરનાર હોવાથી તે અસુખદ કહેવાય છે.
૨. [ સં. અ ( નહિ ) + સુખ + દા ( આપવું )] વિ. આનંદ ન આપનારું.
૩. વિ. દુઃખ દેનાર.

**અસુખપ્રદ** [ સં. અ ( નહિ ) + સુખ + પ્રદા ( આપવું )] વિ. આનંદ ન આપનારું.

**અસુખાકારી** ૧. [ સં. અ ( નહિ ) + સુખ + કૃ ( કરવું )] સ્ત્રી. અનારોગ્ય; તંદુરસ્ત ન હોવું તે; મંદવાડ; માંદગી.
૨. વિ. શરીરને સુખ નહિ આપનારું.

**અસુખાવહ** ૧. [ સં. અ ( નહિ ) + સુખ + આવહ્ ( લાવવું )] વિ. દુઃખ આપનારું.
૨. [ સં. અ ( નહિ ) + સુખ ( આનંદ ) + આવહ ( પમાડનાર )] વિ. સુખ નહિ ઉપજાવનારું.

**અસુખાવિષ્ટ** [ સં. અ ( નહિ ) + સુખ + આવિષ્ટ ( ભરેલું )] વિ. શોકથી પીડાતું; દુઃખથી ભરેલું.

**અસુખિત** જુઓ અસુખી.

**અસુખી** ૧. [ સં. અ ( નહિ ) + સુખિન્ ( સુખી )] વિ. અસ્વસ્થ; બેચેન.
૨. વિ. દુઃખી; પીડિત; શોકાતુર.
૩. વિ. નિર્ધન; ગરીબ.

**અસુખોદય** ૧. [ સં. અસુખ ( દુઃખ ) + ઉદય ( ઉત્પન્ન થવું તે )] પું. દુઃખ આવવું તે; દુઃખનું આગમન.
૨. વિ. અસુખ ઉત્પન્ન કરનાર.
૩. વિ. દુઃખાંત; જેને અંતે દુઃખ થાય એવું.

**અસુખોદર્ક** ૧. [ સં. અસુખ ( દુઃખ ) + ઉદર્ક ( ઉત્પન્ન કરનાર )] વિ. દુઃખ ઉપજાવનારું.
૨. વિ. દુઃખાંત; જેને અંતે દુઃખ થાય એવું.

**અસુગ** [ સં. આશુ ( જલદી ) + ગમ્ ( જવું )] ન. ( હિંદી ) બાણ. તે ઝટ જાય છે માટે તેને અસુગ કહે છે.

ખગ તોમર જિહ્મગ અસુગ બિશિખ શિલીમુખ બાન;
કણ્ માર્ગણ નારાચ ઇષુ પત્રી રોસનપ્રાન. — પિંગળલઘુકોષ

**અસુગમ** ૧. [ સં. અસુ ( પ્રાણ ) + ગમ્ ( જવું )] ન. પ્રાણનું જવું તે; મરણ.
૨. [ સં. અ ( નહિ ) + સુ ( સારી રીતે ) + ગમ્ ( જવું )] વિ. કઠણ; અસરલ; મુશ્કેલ; અઘરું.
૩. વિ. ઝટ પહોંચાય નહિ એવું; દુર્ગમ્ય.
૪. વિ. સહેલાઈથી ન સમજાતું; દુર્જ્ઞેય.

**અસુઘડ** ( અસુઘડ઼ ) ૧. [ સં. અ ( નહિ ) + સુ ( સારું ) + ઘટ્ ( આકાર આપવો )] વિ. કદરૂપું; બેડોળ; બદસૂરત.
૨. વિ. ગંદું; અસ્વચ્છ; મેલું.
૩. વિ. જંગલી; અણઘડ; અસંસ્કારી.

**અસુઘડતા** ( અસુઘડ઼તા ) ૧. [ સં. અ ( નહિ ) + સુ ( સારું ) + ઘટ્ ( ઘડવું ) + તા ( પણું )] સ્ત્રી. જંગલીપણું; અસંસ્કારિતા; અણઘડતા.
૨. સ્ત્રી. બેડોળપણું.
૩. સ્ત્રી. મેલાપણું; અસ્વચ્છતા.

**અસુઘડપણું** ( અસુઘડ઼પણું ) જુઓ અસુઘડતા.

**અસુત** ૧. [ સં. અ ( નહિ ) + સુત ( પુત્ર )] વિ. અપુત્ર; પુત્ર રહિત; દીકરા વિનાનું.
૨. વિ. છોકરાં વગરનું; વાંઝિયું; દીકરા દીકરી વિનાનું.

**અસુદગી** [ ફા. આસૂદગી] સ્ત્રી. શાંતિ; સુખ.

**અસુધ** [ હિં. ] વિ. અશુદ્ધ; અસ્વચ્છ; નાપાક.

**અસુધર** [ સં. અસુ ( પ્રાણ ) + ધ ( લેવું )] વિ. જીવવાળું; ચૈતન્યવાળું.

અસુધર પશુ મદમાતાં, રાતાં તાતાં આ વરષામાં. — પ્રેમાનંદ

**અસુધા** પું. ( પિંગળ ) પહેલા અને ત્રીજા પદમાં સગણ, ભગણ, રગણ, લઘુ અને ગુરુ મળી ૧૧ અક્ષર અને બીજા તથા ચોથા પદમાં મગણ, સગણ, જગણ અને ગુરુ મળી ૧૦ અક્ષરવાળો અર્દ્ધસમપદ વર્ણમેળ છંદ.

**અસુધારણ** [ સં. અસુ ( પ્રાણ ) + ધારણ ( લેવું તે )] ન. પ્રાણધારણ; જીવન.

**અસુધારા** પું. ( પિંગળ ) દરેક ચરણમાં જગણ, રગણ, રગણ અને યગણ મળી ૧૨ અક્ષરનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ; અસ્રધારા.

**અસુધારી** [ સં. અસુ ( પ્રાણ ) + ધારિન્ ( લેનાર ) ] વિ. જીવવાળું; પ્રાણધારી; પ્રાણી.

નથી પશુ કે **અસુધારી** અવેવ. પ્રેમાનંદ

**અસુનિરસ** ૧. [ સં. અ ( નહિ ) + સુનિરસ ( અનુકૂળ ) ] વિ. અનનુકૂળ; પ્રતિકૂળ.
૨. વિ. ઘૃણા ઉપજાવનારું; અણગમતું.

**અસુપાદ** [ સં. અસુ ( પ્રાણ ) + પાદ ( ચોથો ભાગ ) ] પું. એક શ્વાસ લઈને ફરીથી શ્વાસ લેવામાં જેટલો વખત લાગે તેથી ચોથા ભાગનો વખત.

**અસુપ્ત** [ સં. અ ( નહિ ) + સુપ્ત ( સૂતેલું ) ] વિ નહિ સૂતેલું; જાગતું.

**અસુભંગ** ૧. [ સં. અસુ ( પ્રાણ ) + ભંગ ( નાશ ) ] પું. પ્રાણનાશ; મરણ.
૨. પું. પ્રાણનો ભય; જીવનું જોખમ.

**અસુભૃત** [ સં. અસુ ( પ્રાણ ) + ભૃત્ ( ધરનાર ) ] વિ. પ્રાણવાળું; પ્રાણી; જીવ.

**અસુમાન** [ સં. અસુ ( પ્રાણ ) + મત્ ( વાળું ) ] વિ. પ્રાણવાળું; જીવતું; સજીવન; ચૈતન્યવાળું.

**અસુમાર** [ અ ( નહિ ) + શુમાર ( ગણતરી ) ] વિ. શુમાર વગરનું; ઘણું જ; અપાર.

**અસુર** ૧. [ સં. ] પું. આકડાનો છોડ.
૨. પું. આસિરિયન લોકો.
૩. પું. એ નામના કોલારીઅન વંશના જૂના લડાયક લોક.
૪. પું. ( વૈદક ) એક જાતની ઘેલછા. તેમાં માણસને પસીનો આવતો નથી અને તે ગુરુ, દેવતા વગેરે માથે લેપ ચડાવે છે, કોઈ વસ્તુથી એને સંતોષ થતો નથી અને તે ખરાબ રસ્તે વળે છે.
૫. પું. કાંસું.
૬. પું. છોટાનાગપુરની એ નામની અનાર્ય જાતિ.
૭. પું. દરિયાનું મીઠું.
૮. પું. દેવ. ઋગ્વેદના ઘણા પ્રાચીન ભાગમાં અસુર શબ્દ દેવના અર્થમાં વપરાયેલો છે. ઈંદ્ર, અગ્નિ, વરુણ વગેરે દેવતાઓને અસુર કહેલા છે. વિદ્વાનો આ 'અસુર'ને અવેસ્તાના 'અહુર' સાથે સરખાવે છે.
૯. પું દેવદારનું ઝાડ.
૧૦. [ સં. અ ( નહિ ) + સુર ( દેવ ) ] પું. દેવોનો દુશ્મન; દૈત્ય; દાનવ; રાક્ષસ; દનુજ; ઈંદ્રારિ; શુક્રશિષ્ય; દિતિસુત; પૂર્વદેવ; સુરદ્વિષ. અસુ એટલે શ્વાસ અને પ્રજાપતિના શ્વાસમાંથી અસુરો ઉત્પન્ન થયા એટલે તેઓ અસુર કહેવાયા. સુર અને અસુર એ નામ મળવાનું કારણ સુરાનો સ્વીકાર અને અસ્વીકાર એમ થાય છે. દેવો સુરા એટલે મદ્યનો સોમરસ લેતા તેથી સુર કહેવાયા અને દૈત્યો તે ન લેતા તેથી અસુર કહેવાયા. કાળે કરીને આત્મજ્ઞાન મેળવવા માટે દેવો યત્ન કરવા લાગ્યા તેથી તેઓ સુરાનો ત્યાગ કરી મદ્ય વાપરવા લાગ્યા. અસુરોને સુરાપાનની ટેવ પડી.

દાનવ દનુજ દૈત્યજન સુરરિપુ **અસુર** અસંત.
માયારૂપી રાત્રિ દિન ડોલત દુષ્ટ અનંત.
પિંગળલઘુકોષ

૧૧. પું. નીચવૃત્તિનો પુરુષ.
૧૨. પું. ( શિલ્પ ) પદવિન્યાસ એટલે ભોંયતળિયાની રચનામાં એ નામનો એક ચોરસ.
૧૩. પું. પાપી જીવ.
૧૪. પું. પૃથ્વી; જગત.
૧૫. પું. પ્રેત; ભૂત.
૧૬. પું. ( જૈન ) ભવનપતિ અને વાણવ્યંતર એ બે જાતના દેવ.
૧૭. પું. ( જૈન ) ભવનપતિ દેવતાનો એ નામનો એક પ્રકાર; અસુરકુમાર દેવતા.
૧૮. પું. મય દાનવનો એ નામનો દીકરો.
૧૯. પું. મેઘ; વાદળું.
૨૦. પું. રાત્રિ; રાત.
૨૧. પું. ( જ્યોતિષ ) રાહુ.
૨૨. પું. વરુણ.
૨૩. [ સં. અસુ ( ઇંદ્રિયોના વિષય ) + ર ( રમણ કરનાર ) ] પું. વિષયવાસનામાં આસક્ત ઇંદ્રિયોની વૃત્તિ; તામસી વૃત્તિ. વિષયો તરફ અભિમુખતા થવાથી પાપની ઉત્પત્તિ થાય છે.
૨૪. પું. ( વેદ ) વૈદિક અસુર લોકો. આસિરિયન તેમ જ સુમિરિયન નહિ પણ ઈરાની લોકો વેદકાળમાં અસુર નામે ઓળખાતા હતા.
૨૫. પું. વૈદિક સમયનો એ નામનો પ્રાચીન પ્રદેશ.
૨૬. [ સં. અસ્ ( પ્રકાશવું ) ] પું. સૂર્ય.
૨૭. પું. હાથી.
૨૮. ન. વેદધર્મ વિરોધી ગૌતમ બુદ્ધના ઉપદેશથી ભ્રાંતિમાં પડેલ માણસ.
૨૯. વિ. દિવ્ય. ઋગ્વેદના અત્યંત પ્રાચીન ભાગમાં અસુર શબ્દ દેવના અર્થમાં વાપરેલો છે અને ઈંદ્ર, અગ્નિ, વરુણ વગેરે દેવતાઓને અસુર કહેલા છે. વિદ્વાનો આ 'અસુર'ને અવેસ્તાના 'અહુર' સાથે સરખાવે છે. 'અહુર' પણ મહાન દેવોના વિશેષણ તરીકે જ વપરાય છે. જેમકે, 'અહુર મઝ્દ'.
૩૦. [ સં. અસુ ( પ્રાણ ) + ર ( વાળું ) ] વિ. પ્રાણવાળું.

**અસુરકંટક** [ સં. અસુર ( રાક્ષસ ) + કંટક ( કાંટો ) ] પું. દૈત્યરૂપી કાંટો; કાંટાની માફક દુઃખ આપનાર રાક્ષસ.

**અસુરકુમાર** પું. ( જૈન ) ભવનપતિ દેવના દશ પૈકી એક પ્રકારના દેવ.

**અસુરક્ષ** [ સં. અ ( નહિ ) + સુ ( સારી રીતે ) + રક્ષ્ ( રક્ષણ કરવું ) ] વિ. સુખેથી રક્ષણ ન કરી શકાય એવું. જુઓ અસુરક્ષ્ય.

**અસુરક્ષિત** ૧. [ સં. અસુ ( પાણી ) + રક્ષિત ( રક્ષાયેલ ) ] પું. બેટ; દ્વીપ. તે પાણીથી ઘેરાયેલ હોય છે માટે અસુરક્ષિત કહેવાય છે.
૨. વિ. સારી રીતે નહિ રક્ષાયેલું.

**અસુરક્ષિતિ** ૧. [ સં. અ ( નહિ ) + સુર ( દેવ ) + ક્ષિતિ ( નાશ ) ] સ્ત્રી. દૈત્યોનો નાશ.
૨. વિ. રાક્ષસોનો નાશ કરનારું.

**અસુરક્ષ્ય** ૧. [ સં. અ ( નહિ ) + સુ ( સારી રીતે ) + રક્ષ્ય ( રક્ષણ કરવા જેવું ) ] વિ. જેનું રક્ષણ કરવું મુશ્કેલ હોય એવું.
૨. વિ. નાશવંત; ક્ષણિક.

**અસુરગુરુ** ૧. પું. ( જ્યોતિષ ) શુક્રનો ગ્રહ.
૨. [ સં. અસુર ( દૈત્ય ) + ગુરુ ( આચાર્ય ) ] પું. શુક્રાચાર્ય. તે દૈત્યોના ગુરુ હતા.

**અસુરત્વ** ૧. [ સં. અસુર ( દિવ્ય ) + ત્વ ( પણું ) ] ન. દિવ્યતા; દૈવીપણું; સ્વર્ગીયતા.
૨. [ સં. અસુર ( રાક્ષસ ) + ત્વ ( પણું ) ] ન. રાક્ષસપણું.

**અસુરથ** પું. (પુરાણ) એ નામનો એક યાદવ.

**અસુરદ્વિષ** [ સં. અ ( નહિ ) + સુર ( દેવ ) + દ્વિષ્ ( દુશ્મન ) ] પું. દૈત્યોનો દુશ્મન; દેવ.

**અસુરપતિ** ૧. પું. ગંજીફાની પ્રાચીન રમતમાંના બાર રાજા માંહેનો એ નામનો એક. જુઓ ગંજીફો.
૨. [ સં. અ ( નહિ ) + સુર ( દેવ ) + પતિ ( સ્વામી ) ] પું. દિવ્ય દેવોનો ઉપરી; શંભુ; શંકર.

**અસુરપુર** [ સં. અ ( નહિ ) + સુર ( દેવ ) + પુર ( નગર ) ] ન. દૈત્યોનું શહેર.

**અસુરપુરોહિત** [ સં. અ ( નહિ ) + સુર ( દેવ ) + પુરોહિત ( ગોર ) ] પું. અસુરોનો ગુરુ; શુક્રાચાર્ય.

ઉશના ભાર્ગવ કાવ્ય કવિ, **અસુરપુરોહિત** જાણ;
જગમગતી જ્યોતી તીહાં, બાણે શુક્રની ખાણ.
પિંગળલઘુકોષ

**અસુરપૂજા** [ સં. અ ( નહિ ) + સુર ( દેવ ) + પૂજા ( ભક્તિ ) ] સ્ત્રી. ભૂત પિશાચની પૂજા.

**અસુરભિ** ૧. [ સં. અ ( નહિ ) + સુરભિ ( સુગંધવાળું ) ] વિ. દુર્ગંધવાળું; ખરાબ ગંધનું.

૨. વિ. સુગંધ વિનાનું.

**અસુરમર્દની** [સં. અ (નહિ) + સુર (દેવ) + મૃદ્ (કચરી નાખવું)] વિ. સ્ત્રી. દૈત્યોનો નાશ કરનારી.

**અસુરમંત્રી** પું. (જ્યોતિષ) શુક્ર નામનો ગ્રહ.

**અસુરમાયા** [સં. અ (નહિ) + સુર (દેવ) + માયા (છળ)] સ્ત્રી. રાક્ષસોનું કપટ.

**અસુરરાજ** ૧. [સં. અ (નહિ) + સુર (દેવ) + રાજ્ (રાજા)] પું. દાનવોનો રાજા; રાક્ષસોનો મુખી.
૨. પું. પ્રહ્લાદનો પૌત્ર બલિ.

**અસુરરિપુ** ૧. [સં. અ (નહિ) + સુર (દેવ) + રિપુ (દુશ્મન)] પું. દેવ.
૨. પું. વિષ્ણુ.

**અસુરલોક** ૧. [સં. અ (નહિ) + સુર (દેવ) + લોક (દુનિયા)] પું. અસુરોનું રહેઠાણ; રાક્ષસોનું ઠેકાણું.
૨. પું. (બૌદ્ધ) ચાર અપાય એટલે દુર્ગતિ પૈકી એક. ચાર દુર્ગતિ અથવા અપાય: નરક, તિર્યગ્યોનિ, પ્રેતવિષય અને અસુરલોક.

**અસુરવાણી** ૧. સ્ત્રી. અનિષ્ટ વચન; ખરાબ બોલી.
૨. [સં. અ (નહિ) + સુર (દેવ) + વાણી (બોલી)] સ્ત્રી. રાક્ષસી ભાષા.

**અસુરવિજયી** [સં. અ (નહિ) + સુર (દેવ) + વિજયિન્ (જીતનાર)] પું. હારેલાની જમીન, પૈસો, સ્ત્રી, દીકરો વગેરે લેવા ઉપરાંત તેને વટલાવવાની ઇચ્છા રાખનાર રાજા.

**અસુરવિદ્યા** ૧. [સં. અ (નહિ) + સુર (દેવ) + વિદ્યા] સ્ત્રી. અસુરોની વિદ્યા.
૨. સ્ત્રી. ભૂત પિશાચ સંબંધી વિદ્યા.

**અસુરવિવાહ** [સં. અ (નહિ) + સુર (દેવ) + વિવાહ (લગ્ન)] પું. આઠ પ્રકારના વિવાહ પૈકી એ નામનો એક, જેમાં કન્યાનાં માબાપને પૈસા આપીને કન્યા ખરીદવામાં આવે છે; આસુરવિવાહ.

**અસુરવ્યાઘ્ર** [સં. અ (નહિ) + સુર (દેવ) + વ્યાઘ્ર (વાઘ)] પું. શિવનું એક નામ.

**અસુરસા** [સં. અ (નહિ) + સુ (સારું) + રસ + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. તુલસીની એ નામની એક જાત.

**અસુરસૂદન** [સં. અ (નહિ) + સુર (દેવ) + સૂદન (નાશ કરનાર)] પું. વિષ્ણુ. તે દૈત્યોનો નાશ કરે છે.

**અસુરસેન** પું. એ નામનો રાક્ષસ. એના શરીર ઉપર ગયા નામનું નગર વસેલું હોવાનું મનાય છે.

**અસુરસ્થાન** [સં. અ (નહિ) + સુર (દેવ) + સ્થાન (ઠેકાણું)] ન. નાગલોક. કહેવાય છે કે પુરુષાકૃતિ લોકના મધ્ય ભાગમાં નાભિના સ્થાને મૃત્યુલોક છે તેની નીચે અસુરસ્થાન એટલે નાગલોક છે.

**અસુરહન** ૧. [સં. અ (નહિ) + સુર (દેવ) + હન્ (મારી નાખનાર)] પું. અગ્નિદેવ. તે દૈત્યોનો નાશ કરનાર મનાય છે.
૨. પું. ઇંદ્ર. તે અસુરોનો નાશ કરનાર કહેવાય છે.
૩. પું. વિષ્ણુ.
૪. વિ. દાનવોનો નાશ કરનાર.

**અસુરા** ૧. [સં.] સ્ત્રી. એ નામની અપ્સરા.
૨. સ્ત્રી. રાત; રાત્રિ; નિશા.
૩. સ્ત્રી. રાશિ; તારાનું ઝૂમખું.
૪. સ્ત્રી. વ્યભિચારિણી; વેશ્યા.

**અસુરાચારરત** [સં. અ (નહિ) + સુર (દેવ) + આચાર (વર્તન) + રત (લીન)] વિ. રાક્ષસી રિવાજ પ્રમાણે વર્તનારું.

**અસુરાચાર્ય** ૧. [સં. અ (નહિ) + સુર (દેવ) + આચાર્ય (ગુરુ)] પું. દૈત્યનો ગુરુ; શુક્રાચાર્ય.
૨. પું. (જ્યોતિષ) શુક્ર નામનો ગ્રહ.

**અસુરાહત્યા** પું. (પિંગળ) પહેલા અને ત્રીજા પદમાં મગણ, સગણ, જગણ અને બે ગુરુ મળી ૧૧ અક્ષર અને બીજા તથા ચોથા પદમાં નગણ, નગણ, રગણ અને યગણ મળી ૧૨ અક્ષરવાળો એ નામનો અર્ધસમપદ વર્ણમેળ છંદ.

**અસુરાધિપ** ૧. [સં. અ (નહિ) + સુર (દેવ) + અધિપ (રાજા)] પું. દાનવોનો રાજા.
૨. પું. પ્રહ્લાદનો પૌત્ર બલિરાજા.

**અસુરાધ્યક્ષ** ૧. [સં. અ (નહિ) + સુર (દેવ) + અધ્યક્ષ (ઉપરી)] પું. દાનવોનો રાજા.
૨. પું. બલિ; અસુરાધિપ.

**અસુરાયણ** પું. (પુરાણ) એ નામનો ઋષિ. તે વિશ્વામિત્રનો પુત્ર હતો.

**અસુરારિ** ૧. [સં. અ (નહિ) + સુર (દેવ) + અરિ (દુશ્મન)] પું. દેવ.
૨. પું. વિષ્ણુ. તે દૈત્યોને કાપનાર હતા.

**અસુરાવેશ** [સં. અ (નહિ) + સુર (દેવ) + આવેશ (વળગાડ)] પું. દરદી પોતાને ભૂતનો વળગાડ હોવાનું સમજે એ જાતનું ગાંડપણ.

**અસુરાંગના** [સં. અ (નહિ) + સુર (દેવ) + અંગના (સ્ત્રી)] સ્ત્રી. દૈત્યની સ્ત્રી; અસુરપત્ની.

**અસુરાંત** ૧. [સં. અ (નહિ) + સુર (દેવ) + અંત (નાશ)] પું. દેવ. દૈત્યોનો અંત આણે છે તેથી તે અસુરાંત કહેવાય છે.
૨. વિ. દૈત્યોને મારનાર.

**અસુરાંતક** [સં. અ (નહિ) + સુર (દેવ) + અંત (નાશ) + ક (કરનાર)] પું. દેવ. જુઓ અસુરાંત.

**અસુરિ** પું. શુક્લ યજુર્વેદનો એક ઋષિ.

**અસુરી** ૧. સ્ત્રી. એક જાતની વેલ. તેનાં પાંદડાં ધોળાં એરંડા જેવાં અને ફૂલ તુંબડી જેવાં હોય છે. તે પારો બાંધવાના કામમાં આવે છે.
૨. [સં. અ (નહિ) + સુર (દેવ) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. દૈત્યની સ્ત્રી; અસુરપત્ની; અસુર જાતિની સ્ત્રી.

**અસુરી** બોલી સુણ પુત્ર વાતજી.
તાપીદાસ

૩. સ્ત્રી. રાઈ.
૪. વિ. રાક્ષસી; આસુરી; દૈત્ય સંબંધી.
અસુરી ઉપાય = છેટવૈદું.

**અસુરીવિદ્યા** [અ (નહિ) + સુર (દેવ) + ઈ (સંબંધી) + વિદ્યા (જ્ઞાન)] સ્ત્રી. ધંતરમંતર; વશીકરણ; જંતરમંતર.

**અસુરેશ** [સં. અ (નહિ) + સુર (દેવ) + ઈશ (સ્વામી)] પું. દૈત્યોનો રાજા.

**અસુરેશ્વર** [સં. અ (નહિ) + સુર (દેવ) + ઈશ્વર (સ્વામી)] પું. દૈત્યોનો રાજા; અસુરેશ.

**અસુરેંદ્ર** ૧. પું. (જૈન) અસુરકુમાર જાતના દેવતાના ઇંદ્ર. તે બે છે: ચમરેન્દ્ર અને બલેન્દ્ર.
૨. [સં. અ (નહિ) + સુર (દેવ) + ઇંદ્ર (રાજા)] પું. અસુરોનો રાજા.

**અસુર્ય** ૧. [સં. અ (નહિ) + સૂર્ય (સૂરજ)] પું. ઘોર અંધારાવાળો એ નામનો લોક, જ્યાં આત્મઘાતી પાપીઓ મર્યા પછી જતા હોવાનું મનાય છે.
૨. ન. દિવ્યતા; દૈવી સ્વભાવ.
૩. ન. દેવતાઓનો કે દૈવી શક્તિનો સમૂહ.
૪. ન. વાદળાંનું પાણી.
૫. [સં. અસુર (દાનવ) + ય (લગતું)] વિ. અસુરોને લગતું; દૈત્ય સંબંધી; રાક્ષસી.
૬. વિ. આધ્યાત્મિક; દૈવી.

**અસુલભ** [સં. અ (નહિ) + સુલભ (સહેલથી મળે એવું)] વિ. સહેલાઈથી ન મળનારું; દુર્લભ; દુષ્પ્રાપ્ય.

**અસુશ્રાવ્ય** [સં. અ (નહિ) + સુ (સારી રીતે) + શ્રાવ્ય (સાંભળવા જેવું)] વિ. કર્કશ; કાનને ન ગમે એવું; સાંભળવાની રુચિ ન થાય એવું.

**અસુસમ** ૧. [સં. અસુ (પ્રાણ) + સમ (સમાન)] પું. ધણી; પતિ; સ્વામી.
૨. વિ. પ્રાણ જેવું વહાલું; અત્યંત વહાલું.

**અસુસંગત** [સં. અ (નહિ) + સુ (સારી રીતે) + સંગત (મેળવાળું)] વિ. મેળ વગરનું; અસંબદ્ધ.

**અસુસંગતતા** [સં. અ (નહિ) + સુ (સારી પેઠે) + સંગત (મેળવાળું) + તા (પણું)] સ્ત્રી. મેળ ન હોવાપણું; અસંબદ્ધતા.

**અસુસ્થ** ૧. [સં. અ (નહિ) + સુ (સારી રીતે) + સ્થ (રહેલ)] વિ. દુઃખે રહેનાર; અશાંત.
૨. વિ. માંદું; બીમાર; રોગી.

**અસુસ્થતા** ૧. [સં. અ (નહિ) + સુ (સારી રીતે) + સ્થ (રહેલ) + તા (પણું)] સ્ત્રી. અશાંતિ; અસ્વસ્થતા; દુઃખદ સ્થિતિ.
૨. સ્ત્રી. બીમારી; માંદગી.

**અસુહારી** [સં. અસુ (પ્રાણ) + હારિન (ઉપાડી જનાર)] વિ. જીવલેણ; પ્રાણઘાતક.

ખડગ જ **અસુહારી** મત્ત માતંગ ધાઇ.
પ્રેમાનંદ

**અસુહૃદ** [સં. અ (નહિ) + સુ (સારું) + હૃદ્ (હૃદય)] પું. શત્રુ; દુશ્મન; વેરી.

**અસું** [સં. ઈદૃશ (આવું)] વિ. આવું; એવું. આ શબ્દ મુખ્યત્વે કવિતામાં જ વપરાય છે.

અખા પરમેશ્વર જોતાં **અસો**
કહ્યો ન જાએ કોણે કશો. અખો

**અસુંદર** ૧. પું. એક જાતનો ભાષાનો અલંકાર; એક પ્રકારનો વ્યંગ, જેને લીધે શબ્દના મૂળ અર્થમાં વધારે ચમત્કાર આવે છે. આ ગુણીભૂત એટલે ગુણરૂપ બનેલ વ્યંગનો એક ભેદ છે. તેને વ્યંગ અથવા ગોરખવાણી એટલે ઊલટી વાણી પણ કહે છે.
૨. પું. (કાવ્ય) ધ્વનિથી એટલે સ્ફુરતા ગૂઢ અર્થથી વાચ્યની એટલે શબ્દના મૂળ અર્થની સુંદરતા વધારે હોય એવો મધ્યમ કાવ્યનો એક ભેદ.
૩. [સં. અ (નહિ) + સુંદર (રૂપાળું)] વિ. કૂબડું; કદરૂપું; બેડોળ; કરૂપ.

**અસૂ** ૧. [સં. અ (નહિ) + સૂ (જન્મ દેવો)] સ્ત્રી. વાંઝણી સ્ત્રી.
૨. વિ. સ્ત્રી. છોકરાં ન થતાં હોય એવી; વાંઝણી.

**અસૂક્ષ્મ** ૧. [સં. અ (નહિ) + સૂક્ષ્મ (ઝીણું)] વિ. જાડું; સ્થૂલ; મોટું.
૨. વિ. ભારે; વજનદાર.

**અસૂક્ષ્મદર્શિતા** ૧. [સં. અ (નહિ) + સૂક્ષ્મ (ઝીણું) + દર્શિન્ (જોનાર) + તા (પણું)] સ્ત્રી. સારી અવલોકનશક્તિ ન હોવાપણું.
૨. સ્ત્રી. સૂક્ષ્મબુદ્ધિનો અભાવ.

**અસૂક્ષ્મદર્શિત્વ** [સં. અ (નહિ) + સૂક્ષ્મ (ઝીણું) + દર્શિન્ (જોનાર) + ત્વ (પણું)] ન. સારી અવલોકનશક્તિ ન હોવાપણું. જુઓ **અસૂક્ષ્મદર્શિતા**.

**અસૂક્ષ્મદર્શી** ૧. [સં. અ (નહિ) + સૂક્ષ્મ (ઝીણું) + દર્શિન્ (જોનાર)] વિ. સારી અવલોકનશક્તિ વગરનું.
૨. વિ. સૂક્ષ્મબુદ્ધિ વિનાનું; જાડી બુદ્ધિવાળું.

**અસૂચક** [સં. અ (નહિ) + સૂચક (જણાવનાર)] વિ. જણાવી ન શકે એવું.

**અસૂચન** [સં. અ (નહિ) + સૂચન (જણાવવું તે)] ન. ઇશારાનો અભાવ; જણાવેલું ન હોવાપણું.

**અસૂચનીય** [સં. અ (નહિ) + સૂચનીય (જણાવવા જેવું)] વિ. ન કહેવા જેવું; જણાવવા માટે અયોગ્ય.

**અસૂચિત** [સં. અ (નહિ) + સૂચિત (જણાવેલું)] વિ. ન જણાવેલું; સૂચના નહિ કરેલું.

**અસૂઝ** ૧. [અ (નહિ) + સૂઝ (સમજ)] સ્ત્રી. નજર ન પહોંચવી તે; અગમ્યતા.
૨. વિ. અપાર; વિસ્તૃત.
૩. વિ. અંધારાવાળું; અંધકારમય.
૪. વિ. ન દેખાય એવું.
૫. વિ. વિકટ; કઠણ.

**અસૂઝતું** ૧. [સં. અ (નહિ) + શુદ્ધ (ચોખ્ખું)] વિ. (જૈન) ન લેવા જેવું; અશુદ્ધ; દોષવાળું.

**અસૂઝતું** તે નવિ લિએ, પાછો વળિયો નામ.
આનંદકાવ્યમહોદધિ

૨. [અ (નહિ) + સૂઝતું (ખબર પડતી)] વિ. સૂઝે નહિ એવું; સમજમાં ન આવે એવું.

**અસૂઝિયું** [અ (નહિ) + સૂઝિયું (સમજવાળું)] વિ. કામની સમજ વિનાનું; છેલ્લી ઘડી સુધી કામને લંબાવ્યા કરે એવું; કામનો ઝટ નિકાલ કરવાની આવડત વગરનું.

**અસૂત** ૧. [સં. અ (નહિ) + સૂ (જણવું) + ત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. ન જણેલું; નહિ ઉત્પન્ન કરેલું.
૨. વિ. વાંઝિયું.

**અસૂતિ** [સં. અ (નહિ) + સૂતિ (જન્મ)] સ્ત્રી. વાંઝિયાપણું.

**અસૂતું** [અ (નહિ) + સૂતું (સૂઈ ગયેલું)] વિ. ઊંઘી ગયેલ ન હોય એવું; જાગતું.

**અસૂત્રિત** ૧. [સં. અ (નહિ) + સૂત્ર (દોરો) + ઇત (વાળું)] વિ. દોરામાં નહિ પરોવેલું; વણપરોવ્યું.
૨. વિ. બરોબર નહિ ગોઠવેલું; અસ્તવ્યસ્ત.
૩. વિ. સૂત્રના રૂપમાં મૂક્યા વગરનું; ટૂંકું નહિ કરેલું.

**અસૂમ** [અ (નહિ) + સૂમ (કંજૂસ)] વિ. કંજુસાઈ વિનાનું; ઉદાર; અકૃપણ.

**અસૂયક** ૧. [સં. અસૂયા (ઈર્ષ્યા)] ન. ઈર્ષ્યાળુ માણસ.
૨. વિ. અદેખું; ઈર્ષ્યાળુ.
૩. વિ. બીજાના ગુણોમાં દોષ દેખાડવાના સ્વભાવવાળું.
૪. વિ. સંતોષ વિનાનું; અસંતોષી.

**અસૂયન** ન. બીજાના ગુણોમાં દોષ જોવાપણું.

**અસૂયા** ૧. [સં.] સ્ત્રી. અદેખાઈ; ઈર્ષ્યા; ખાર.
૨. સ્ત્રી. ક્રોધ; ગુસ્સો; રીસ.
૩. સ્ત્રી. બદબોઈ; નિંદા.
૪. સ્ત્રી. બીજાના ગુણ ઉપર દોષ મૂકવાનો અવગુણ.
૫. સ્ત્રી. (કાવ્ય) સંચારીભાવના તેત્રીસ પ્રકાર માંહેનો એક. બીજાની ચડતીની અદેખાઈ અથવા એને નુકસાન પહોંચાડવાની ઇચ્છાને અસૂયા સંચારી કહે છે.

**અસૂયાવાળું** [અસૂયા (ઈર્ષ્યા) + વાળું] વિ. ગુણમાં દોષનું આરોપણ કરવાવાળું; ઈર્ષ્યાળુ.

**અસૂયાળું** [સં. અસૂયા (ઈર્ષ્યા) + આલુ (વાળું)] વિ. અદેખું; દ્વેષી; ઈર્ષ્યાળુ; ખારીલું.

**અસૂયુ** [સં.] વિ. બીજાના ગુણોમાં દોષારોપ કરનાર. જુઓ **અસૂયક**.

**અસૂયું** [સં. અસૂયુ (ઈર્ષ્યાળુ)] વિ. અસૂયક; અદેખું; ઈર્ષાળુ.

**અસૂર** [સં. ઉત્સૂર (સાંજ)] ન. મોડું; વાર; વિલંબ.

આથમ્યા પછી **અસૂર** નહિ અને લૂંટાયા પછી ભે નહિ. લોકોક્તિ

**અસૂરસવાર** [ઉત્સૂર (સાંજ) + સવાર] અ. વહેલામોડું; વખતે કવખતે; સવાર સાંજ.

**અસૂઝું** ૧. વિ. મોડું; ઘણી વાર લાગી હોય એવું.
૨. [ સં. અ ( નહિ ) + સૂર્ય ( સૂરજ ) ] વિ. સૂર્ય અસ્ત થઈ ગયો હોય એવું; સૂર્યના અજવાળા વગરનું.
૩. [ સં. ઉત્સૂર ( સાંજ ) ] ક્રિ. વિ. મોડેથી; કવખતે; વેળા વગર.

**અસૂર્તરજા** પું. ( પુરાણ ) મૂર્તય રાજાનું બીજું નામ.

**અસૂર્ય** ૧. [ સં. અ ( નહિ ) + સૂર્ય ( સૂરજ ) ] પું. ( જૈન ) નરક. ત્યાં સૂર્ય નથી એમ મનાય છે.
૨. વિ. સૂર્ય વગરનું; તેજ વગરનું; અંધકારગ્રસ્ત.

**અસૂર્યંપશ્ય** ૧. [ સં. અ ( નહિ ) + સૂર્ય ( સૂરજને ) + દશ્ ઉપરથી પશ્ય્ ( જોવું ) ] વિ. સૂરજને પણ ન દેખે તેવું.
૨. વિ. સૂર્યનાં કિરણ જ્યાં પ્રવેશ ન કરી શકે તેવું.

**અસૂર્યંપશ્યા** ૧. સ્ત્રી. પતિવ્રતા સ્ત્રી.
૨. [ સં. અ ( નહિ ) + સૂર્ય ( સૂરજને ) + પશ્યા ( જોનારી ) ] સ્ત્રી. સૂર્યનાં દર્શન પણ ન કરી શકે તેવી સ્ત્રી; સખત ઓઝલ પડદામાં રહેનારી સ્ત્રી.

**અસૂર્યા** ન. એ નામનું નરક.

આત્મઘાતી મનુષ્ય પામે **અસૂર્યા** નામે લોક.
પ્રેમાનંદ

**અસૂલ** ૧. [ અ. અસલ ( મૂળ )નું બહુવચન ] પું. બ. વ. ( હિંદી ) કાયદા.
૨. પું. બ. વ. મૂળતત્ત્વો.
૩. પું. બ. વ. સિદ્ધાંતો.

**અસૂંદરો** [ સં. અશ્મંતક ] પું. એક જાતનું જંગલી ઝાડ. એ ઝાડ કોંકણમાં ઘણાં થાય છે. તેનાં પાંદડાં પાંચ આંગળ પહોળાં અને આશરે વેંત લાંબાં અને તેની છાલ તથા મોર સફેદ હોય છે. એનું લાકડું ઇમારતી કામમાં અને અંતરછાલ દવાના કામમાં આવે છે. એ તૂરો, મધુર, શીતળ હોય છે અને કાંતિ તથા બળ વધારે છે. અસ્થિભંગ તથા સંધિભંગ ઉપર તે બહુ ઉપયોગી મનાય છે.

**અસૃક** ૧. [ સં. અસૃજ્ ( લોહી ) ] પું. ( જ્યોતિષ ) મંગળ ગ્રહ. તેનો રંગ રાતો હોઈ તે અસૃક કહેવાય છે.
૨. પું. ( જ્યોતિષ ) સત્તાવીશ યોગમાંનો એ નામનો ૧૬મો યોગ.
૩. ન. કેસર.
૪. ન. રક્ત; રુધિર; લોહી.

**અસૃક્કર** [ સં. અસૃજ્ ( લોહી ) + કર ( કરનાર ) ] પું. શરીરમાં રહેલ રસ ધાતુ; શરીરનું સત્ત્વ.

**અસૃક્કુંડ** [ સં. અસૃજ્ ( લોહી ) + કુંડ ( હોજ ) ] પું. છયાશી નરકકુંડ માંહેનો એ નામનો એક. જુઓ નરકકુંડ.

જે માણસ ગુરુ બ્રાહ્મણને માર મારીને લોહી કાઢે તે માણસ **અસૃક્કુંડ**માં પડે છે.
ભગવતી ભાગવત

**અસૃક્પ** [ સં. અસૃજ્ ( લોહી ) + પા ( પીવું ) ] પું. રાક્ષસ. તે લોહી પીએ છે તેથી અસૃક્પ કહેવાય છે.

**અસૃક્પાત** [ સં. અસૃજ્ ( લોહી ) + પાત ( પડવું તે ) ] પું. લોહી પડવું તે.

**અસૃક્શ્રાવ** જુઓ અસૃક્સ્રાવ.

**અસૃક્સ્રાવ** [ સં. અસૃજ્ ( લોહી ) + સ્રાવ ( વહેવાપણું ) ] ન. લોહી ઝરવું તે; રક્તઝરણ.

**અસૃગ્દર** [ સં. અસૃજ્ ( લોહી ) + દર ( પ્રદર ) ] પું. રક્તપ્રદરનો રોગ; લોહી પડવાનો રોગ; વાંલાં.

**અસૃગ્દર શૈલેંદ્રરસ** પું. ( વૈદક ) રક્તપ્રદર માટે રસની એટલે પારાવાળી દવાની બનાવટ. તેનો પાઠઃ અભ્રકભસ્મ તોલા ૪, જૂની ઈંટનો ભૂકો તોલા ૪, ટંકણખાર તોલો ૧, તજ, તમાલપત્ર, એલચી, કપૂર, વાળો, જાવંત્રી, જાયફળ, મોથ, નાગકેસર, લવિંગ, ઉપલેટ, હરડેદળ, બેહેડાંદળ અને આંબળાં દરેક વાલ ૪, એ બધી ચીજોનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી તેને પાણીમાં ઘૂંટવું. કોઈક ગ્રંથકાર આનું નામ સર્વાંગસુંદરરસ આપે છે, પણ સર્વાંગસુંદરરસની બનાવટ આનાથી તદ્દન જુદી છે.

**અસૃગ્દરા** જુઓ અસૃગ્દર.

**અસૃગ્ધરા** [ સં. અસૃજ્ ( લોહી ) + ધૃ ( રાખવું ) ] સ્ત્રી. ચામડી. તે લોહીને ધારણ કરી રાખે છે.

**અસૃગ્ધારા** ૧. [ સં. અસૃજ્ ( લોહી ) + ધૃ ( રાખવું ) ] સ્ત્રી. ચામડી; અસૃગ્ધરા. તે લોહીને પડવા દેતી નથી તેથી લોહીને ધારણ કરનાર કહેવાય છે.
૨. [ સં. અસૃજ્ ( લોહી ) + ધારા ( ધાર ) ] સ્ત્રી. લોહીની ધાર.

**અસૃગ્વહા** [ સં. અસૃજ્ ( લોહી ) + વહ્ ( વહેવું ) ] સ્ત્રી. નાડી. લોહી તેમાં થઈને વહે છે માટે તે અસૃગ્વહા કહેવાય છે.

**અસૃગ્વિમોક્ષણ** [ સં. અસૃજ્ ( લોહી ) + વિમોક્ષણ ( છોડવું તે ) ] ન. લોહી કાઢવાની ક્રિયા.

**અસૃજ** [ સં. અસૃજ્ ] ન. રક્ત; રુધિર; ક્ષતજ; શોણિત; લોહી.

**અસૃક્પાટ** [ સં. અસૃજ્ ( લોહી ) + પાટ ( પ્રવાહ ) ] પું. લોહીનો પ્રવાહ.

**અસૃષ્ટ** ૧. [ સં. અ ( નહિ ) + સૃજ્ ( ઉત્પન્ન કરવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. ઉત્પન્ન નહિ કરેલું; અણસરજેલું.
૨. વિ. ચાલુ; જારી.
૩. [ સં. અ ( નહિ ) + સૃજ્ ( છોડી દેવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. નહિ તજેલ; ન છોડેલું; નહિ મૂકેલ.
૪. વિ. વહેંચવામાં ન આવ્યું હોય એવું; ભાગ પાડ્યા વગરનું.

**અસેગળો** ( અહેગળો ) પું. ( ગ્રામ્ય ) વિયોગને લીધે થતી ઉદાસીનતા.

**અસેચનક** [ સં. અ ( નહિ ) + સેચનક ( તૃપ્ત કરનાર ) ] વિ. પ્રિયદર્શન; જેને જોતાં તૃપ્તિ ન થાય એવું; ઘણું સૌંદર્યવાળું.

**અસેઠું** ( અહેઠું ) વિ. ( ગ્રામ્ય ) અઘટિત; અયોગ્ય.

**અસેમસે** ૧. [ અસે ( મસે )નું બેવડું રૂપ + સં. મિષ ( બહાનું ) ] ક્રિ. વિ. ખોટે કારણે; કોઈ પણ બહાને; બહાનાં કાઢી કાઢીને.
૨. ક્રિ. વિ. હસતાંહસતાં; વાતવાતમાં.

**અસેર** ન. મધ્ય પ્રાંતમાં બુરાનપુરની ઉત્તરે આવેલ આસિરગઢ શહેરનું જૂનું નામ. અશ્વત્થામાગિરિ ઉપરથી આ અપભ્રંશ થયેલ મનાય છે.

**અસેવન** ૧. [ સં. અ ( નહિ ) + સેવન ( ઉપભોગ ) ] ન. ઉપભોગ ન કરવો તે.
૨. ન. ધ્યાનમાં ન લેવાપણું; અનાદર.
૩. ન. બેદરકારી.
૪. [ સં. અ ( નહિ ) + સેવન ( સેવા ) ] ન. સેવા ન કરવી તે.
૫. વિ. સેવા વગરનું.

**અસેવા** ૧. [ સં. અ ( નહિ ) + સેવા ( ચાકરી ) ] સ્ત્રી. નોકરી ન કરવાપણું.
૨. [ સં. અ ( નહિ ) + સેવા ( પૂજન ) ] સ્ત્રી. પૂજા ન કરવાપણું.
૩. સ્ત્રી. બેદરકારી.
૪. [ સં. અ ( નહિ ) + સેવા ( બરદાસ ) ] સ્ત્રી. સારવાર ન કરવી તે.

**અસેવિત** ૧. [ સં. અ ( નહિ ) + સેવ્ ( વાપરવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. નહિ વાપરેલું; ઉપયોગમાં ન લેવાયેલું.
૨. [ સં. અ ( નહિ ) + સેવ્ ( આરાધના કરવી ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. પૂજ્યા વિનાનું.

૩. [ સં. અ ( નહિ ) + સેવ્ ( સેવા કરવી ) + ઈત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. સેવા કરવામાં ન આવી હોય એવું.

**અસેવ્ય** ૧. [ સં. અ ( નહિ ) + સેવ્ય ( ઉપયોગ કરવા યોગ્ય ) ] વિ. જેનું સેવન કરવું ન ઘટે એવું; વાપરવા જોગ ન હોય એવું; નિષિદ્ધ.

૨. વિ. નોકરી કરવા માટે અયોગ્ય.

**અસેસમેંટ** ૧. [ અં. ] પું. કર નાખવા માટે નામાના ચોપડાની તપાસણી.

૨. પું. મહેસૂલ માટે જમીનની ઊપજ નક્કી કરવી તે.

૩. પું. વિઘોટી; મહેસૂલ.

**અસેસર** ૧. [ અં. ] પું. જમીનની ઊપજ ઉપરથી મહેસૂલ નક્કી કરનાર.

૨. પું. નામાની ચોપડી તપાસી મહેસૂલની રકમ નક્કી કરનાર.

૩. પું. ન્યાયાધીશને મુશ્કેલ વિષયમાં પોતાના ખાસ અનુભવનો લાભ આપી શકે એવો કાયેલ સલાહકાર; સહાયક.

**અસેસિનીસ** સ્ત્રી. પંજાબમાં આવેલી ચિનાબ નદીનું પ્રાચીન નામ. અસિક્નીનું આ ફેરવાયેલું રૂપ મનાય છે.

**અસેળિયો** પું. ( વૈદક ) અસાળિયો; ઔષધિ તરીકે વપરાતી એક વનસ્પતિ. તેના છોડ સુવાની ભાજી જેવડા નાના અને એનાં બી રાઈ જેવાં પણ સહેજ લાંબાં હોય છે. આ વનસ્પતિ ગરમ, વા મટાડનાર અને વીર્ય વધારનાર છે. એની ખીર ખાવાથી વાયુ મટે, કમ્મરમાં જોર આવે અને ધાવણ વધે છે. આંખનું લોહી તોડવાને તેની પોટીસ બંધાય છે.

**અસૈદ્ધિક** [ સં. અ ( નહિ ) + સિદ્ધ ( મુક્તાત્મા ) + ઈક ( લગતું ) ] વિ. સાંસારિક; મોક્ષ સંબંધી નહિ એવું; ઐહિક.

**અસો** ૧. પું. મસો.

૨. [ ફા. અશો ( પવિત્ર ) ] વિ. પવિત્ર; શુભ; મંગળ.

૩. [ સં. અસ્ ( હોવું ) ] અ. થાઓ; હો; અસ્તુ; થવા કે હોવા દો.

**અસોઈ** ૧. [ ફા. અશો ( પવિત્ર ) ] સ્ત્રી. પવિત્રતા.

૨. વિ. દેવતાઈ; અલૌકિક.

૩. વિ. પવિત્ર.

૪. વિ. શુભ; મંગળ.

**અસોક** [ હિં. ] પું. અશોકનું ઝાડ. જુઓ અશોક.

**અસોકી** [ હિં. ] વિ. શોક રહિત.

**અસોગ** ૧. પું. એક જાતનું ઝાડ; દેવદાર.

૨. [ સં. અ ( નહિ ) + શોક ( દિલગીરી ) ] પું. શાંતિ.

**અસોગી** [ સં. અ ( નહિ ) + શોક ( દિલગીરી ) ] વિ. ( હિંદી ) સુખી; શાંત.

**અસોચ** ૧. [ સં. અ ( નહિ ) + શૌચ ( પવિત્રતા ) ] પું. અશુદ્ધતા; અપવિત્રતા.

૨. વિ. અફસોસ ન કરવા જેવું.

૩. વિ. અવિચારી; બેદરકાર.

૪. [ હિં. ] વિ. ચિંતા રહિત.

૫. વિ. નિશ્ચિંત; બેફિકર.

૬. વિ. સમજમાં ન ઊતરે એવું; અકલ્પ્ય; ન સમજાય એવું.

**અસોચી** [ હિં. ] વિ. બેદરકાર.

**અસોજ** [ સં. અશ્વયુજ્ ] પું. છઠ્ઠો સૌરમાસ; આસો માસ.

**અસોતરાવું** અ. ક્રિ. ( ગ્રામ્ય ) પાણી પીતાં કોઈ વખતે ગળામાંથી પાણી બહાર નીકળી જવું; પાણી કે અન્નનું શ્વાસની નળીમાં દાખલ થવું; ઓંતરાસ જવું.

**અસોત્રી** સ્ત્રી. ( કચ્છી ) આપટો નામનું ઝાડ. જુઓ અસોંદરો.

**અસોપાલવ** ન. એક જાતનું ઝાડ. જુઓ આસોપાલવ.

**અસોમ** ૧. પું. એશઆરામ.

૨. [ હિં. ] પું. દેવદારનું ઝાડ.

૩. પું. શાંતિ.

૪. પું. સગવડ.

**અસોય** ન. એ નામનું એક ઝાડ.

ઉંબરુ અંબરુ આમલીય, અગરુ અસોય અહલ્લ.
રેવંતગિરિ રાસુ

**અસોસ** ૧. અ. આંચ આવ્યા વગર.

૨. અ. ( કચ્છી ) વારંવાર.

આવે વખતે આસપાસ ફરતાં વહાણો દરિયાપીરને પકારતાં જાય છે અને ઓરી ઉપર લોબાન ને રાળનો ધૂપ અસોસ સળગાવ્યે રાખે છે. સુકાની

૩. અ. હમેશાં; કાયમ; ચાલુ.

**અસોંઝો** ( અહોંજો ) વિ. પું. ( ગ્રામ્ય ) સમજણ વગરનો; સેંજા વગરનો; અણોણો.

**અસોંતરાવું** ( અહોંતરાવું ) અ. ક્રિ. પાણીનું અન્નનળીમાં ન જતાં શ્વાસનળીમાં જવું; અંતરાશ જવું.

**અસોંદરિયા** ૧. ન. ગોહિલવાડી લેઉવા કણબીની એ નામની એક જાતનું માણસ.

૨. વિ. એ નામની લેઉવા કણબીની એક જાતનું.

**અસોંદરો** પું. એ નામનું એક જાતનું ઝાડ; આપટો; આસુંદ્રો. ટીંબરવાનાં પાનથી નાનાં અને જોડકાં આકારનાં તેનાં પાન બીડી બનાવવાના ઉપયોગમાં આવે છે.

**અસૌ** [ સં. અસૌ ( આ ) ] વિ. વેદમાં વપરાયેલું રૂઢનું એક વિશેષણ.

**અ.સૌ.** વિ. સ્ત્રી. અખંડ સૌભાગ્યવતીનું ટૂંકું રૂપ. આ રૂપ પત્રવ્યવહારમાં સુહાગણને માટે વપરાય છે.

**અસૌજન્ય** ૧. [ સં. અ ( નહિ ) + સૌજન્ય ( ભલાઈ ) ] ન. કઠોરતા; જંગલીપણું.

૨. ન. શત્રુતા; અમિત્રતા.

**અસૌજન્યશીલ** ૧. [ સં. અ ( નહિ ) + સૌજન્ય ( ભલાઈ ) + શીલ ( સ્વભાવવાળું ) ] વિ. કઠોર.

૨. વિ. વેરવાળું; શત્રુવટ રાખનાર.

**અસૌત્ર** [ સં. અ ( નહિ ) + સૌત્ર ( સૂત્રમાં કહેલું ) ] વિ. સૂત્રમાં ન કહેલું હોય તેવું; સૂત્રવિરુદ્ધ.

**અસૌદાયિક** [ સં. અ ( નહિ ) + સૌદાયિક ( કન્યાને અપાતી ભેટ ) ] વિ. કન્યાને સગાં તરફથી ભેટ તરીકે નહિ અપાયેલ. સૌદાયિક સ્ત્રીધનમાં જે સ્ત્રીધનનો સમાવેશ ન થાય તે અસૌદાયિક સ્ત્રીધન ગણાય છે.

**અસૌમ્ય** ૧. [ સં. અ ( નહિ ) + સૌમ્ય ( શાંત ) ] વિ. કઠોર; ઉગ્ર; ક્રૂર; નિર્દય; ઘાતકી.

૨. [ સં. અ ( નહિ ) + સૌમ્ય ( સુંદર ) ] વિ. બિહામણું; ભયંકર.

૩. વિ. બેડોળ; કદરૂપું.

**અસૌમ્યદર્શન** ૧. [ સં. અ ( નહિ ) + સૌમ્ય ( શાંત ) + દર્શન ( દેખાવ ) ] વિ. બિહામણું; ભયંકર.

૨. વિ. બેડોળ; કદરૂપું.

**અસૌમ્યસ્વર** [ સં. અ ( નહિ ) + સૌમ્ય ( મનોહર ) + સ્વર ( અવાજ ) ] વિ. કઠોર નાદવાળું; કર્કશ અવાજનું.

**અસૌષ્ઠવ** ૧. [ સં. અ ( નહિ ) + સૌષ્ઠવ ( સુંદરપણું ) ] ન. બેડોળતા; કદરૂપતા; બદશકલ હોવાપણું.

૨. ન. માલ ન હોવાપણું; નિરર્થકતા.

૩. ન. સારા ગુણ ન હોવાપણું; નાલાયકી.

૪. વિ. કદરૂપું; બેડોળ; બદશકલ.

**અસૌહાર્દ** ૧. [ સં. અ ( નહિ ) + સૌહાર્દ ( મિત્રાચારી ) ] ન. ભાઈબંધી ન હોવાપણું.

૨. ન. મતભેદ.

**અસૌંદર્ય** [સં. અ (નહિ) + સૌંદર્ય (સુંદરતા)] ન. કુરૂપતા; બેડોળપણું.

**અસ્કત** [હિં.] સ્ત્રી. આળસ; સુસ્તી.

**અસ્કતી** [હિં.] વિ. આળસુ.

**અસ્કન** સ્ત્રી. દક્ષિણ ઈટલિના લોકોની ભાષા.

**અસ્કર** [અ.] પું. લશ્કર; ફોજ.

**અસ્કરા** [ફા. આશ્કારા] પું. કીર્તિ; પ્રસિદ્ધિ.

**અસ્કરી** ૧. [અ.] પું. યોદ્ધો; સૈનિક.
૨. વિ. લશ્કર સંબંધી; લશ્કરનું.

**અસ્કંધ** [સં. અ (નહિ) + સ્કંધ (થડ)] વિ. થડ દેખાતું ન હોય એવું; અકાંડ; 'એકોલીસન્ટ'.

**અસ્કંધીયવૃત્ત** ન. (ગણિત) વક્રના અમુક બિંદુ આગળ તે વક્રની જેટલી વક્રતા હોય તેટલી જ વક્રતાવાળું વર્તુળ; 'ઑસ્ક્યુલેટિંગ સર્કલ'.

**અસ્કામત** સ્ત્રી. મિલ્કત.

**અસ્કારા** [ફા. આશ્કારા] પું. કીર્તિ; પ્રસિદ્ધિ.

**અસ્કિલ** [અ.] પું. કુંગળી; પ્યાજ.

**અસ્કિલ્લુલ** જુઓ અસ્કિલ.

**અસ્ક્યામત** સ્ત્રી. સ્થાવર જંગમ મિલ્કત.

**અસ્ખલન** [સં. અ (નહિ) + સ્ખલન (ચૂક)] ન. ભૂલ ન કરવાપણું.

**અસ્ખલનશીલ** [સં. અ (નહિ) + સ્ખલન (ભૂલ) + શીલ (સ્વભાવવાળું)] વિ. ભૂલ ન કરનારું; ચોકસાઈવાળું.

**અસ્ખલિત** ૧. [સં. અ (નહિ) + સ્ખલ્ (ખરવું) + ઈત (ભૂતકૃદંતનો પ્રત્યય)] પું. વિષ્ણુ.
૨. વિ. અડગ; દૃઢ; અચળ.
૩. વિ. અપ્રમાદી.
૪. વિ. ઈજા નહિ પામેલું; બિનહરકતી; અક્ષત; અખંડ.
૫. [સં. અ (નહિ) + સ્ખલ્ (પડવું) + ઈત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. ચાલુ; સતત.
૬. વિ. ફરજ બજાવવામાં નહિ ચૂકેલું.
૭ વિ. ભૂલચૂક કર્યા વિનાનું; દોષ વગરનું.

**અસ્ખલિતતા** ૧. [સં. અ (નહિ) + સ્ખલિત (ટકેલ) + તા (પણું)] સ્ત્રી. અખંડતા; એકધારું હોવાપણું.
૨. સ્ત્રી. અપ્રમાદીપણું.
૩. સ્ત્રી. દૃઢતા; અચળપણું.
૪. સ્ત્રી. દોષ વગરનું હોવાપણું.
૫. સ્ત્રી. સતતપણું.

**અસ્જરહુ** સ્ત્રી. (જરથોસ્તી) ઝેર જેવી કડવી એક ચીજ. નરકના જીવોને તે ખાવામાં અપાતી મનાય છે.

**અસ્ટમપસ્ટમ** ૧. અ. આડુંઅવળું; સાચુંખોટું.
અસ્ટમપસ્ટમ કરવું = આડુંઅવળું કરવું.
૨. અ. ઊલટુંસૂલટું; અસંબદ્ધ.
૩. અ. જેમતેમ; અષ્ટંપષ્ટં.

**અસ્ટર** [અં. ઍસ્ટર] ન. એ નામનું એક સુંદર ફૂલઝાડ. તેની અનેક જાત છે.

**અસ્ટંપષ્ટં** જુઓ અસ્ટમપસ્ટમ.

**અસ્ત** ૧. [સં. અસ્ (જવું)] પું. આથમવાનું સ્થળ; પશ્ચિમ દિશા. ત્યાં છેવટે સૂર્ય જાય છે એમ મનાય છે તેથી તેને અસ્ત કહે છે.
૨. પું. આથમવું તે; આકાશી પદાર્થનું ક્ષિતિજની પેલી પાર જવાપણું. તારા અને ગ્રહ દેખાય, પછી તેમની અને સૂર્યની વચ્ચે અંતર કમી થતાં જે દિવસે તે દેખાતાં બંધ થાય તે વખતે તેમનો અસ્ત થયો એમ કહેવાય છે.
૩. પું. ઢંકાઈ જવું તે.
૪. પું. પડતી; પતન.
૫. પું. (જ્યોતિષ) સૂર્ય પાસે બીજો ગ્રહ આવે અને દેખાતો બંધ થાય એવો યોગ. ગ્રહ જ્યારે સૂર્યની પાસે અમુક અમુક અંશે આવે ત્યારે તે અસ્ત કે અસ્તનો કહેવાય છે.
૬. પું. હિંદુસ્તાનના ૧૮ મુખ્ય પર્વતમાંનો એ નામનો એક; અસ્તાચલ પર્વત; પશ્ચિમાચલ.
૭. ન. અંત; છેડો.
૮. [સં. અસ્ (રહેવું)] ન. ઘર; રહેઠાણ.
૯. ન. (જ્યોતિષ) જન્મકુંડલીમાં લગ્નથી સાતમું સ્થાન. દરેક ગ્રહ પોતાના ઉદયના લગ્નથી સાતમા ઘર કે ભુવન પર અસ્ત પામે છે, તેથી કુંડલીના સાતમા ઘરની સંજ્ઞા અસ્ત કહેવાય છે.
૧૦. ન. મરણ; મોત; અવસાન.
૧૧. [સં. અસ્થિ] ન. હાડકું.

નસાજાળ આમિષ ને અસ્ત,
રોમ ચર્મ એ પંચે વસ્ત. — અખો

૧૨. વિ. આથમી ગયેલું; અદૃશ્ય થયેલ.
૧૩. વિ. ઢંકાઈ રહેલ; અંધારામાં પડી રહેલું.
૧૪. વિ. નાશ પામેલું.

૧. અસ્ત કરવું = મારી નાખવું.
૨. અસ્ત થવું = (૧) આથમવું. (૨) નાશ પામવું. (૩) પડતી દશાને પામવું.

૧૫. વિ. પૂરું થયેલ.
૧૬. [સં. અસ્ (ફેંકવું) + ત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. ફેંકેલું; ક્ષિપ્ત.

**અસ્તક** [સં. અસ્ત (આથમેલું) + ક (નિરર્થક પ્રત્યય)] પું. મોક્ષ; નિર્વાણ.

**અસ્તકરુણ** [સં. અસ્ત (નાશ પામેલ) + કરુણા (દયા)] વિ. દયા વિનાનું; ક્રૂર; નિર્દય; જુલમી.

**અસ્તકાળ** ૧. [સં. અસ્ત (આથમેલ) + કાલ (વખત)] પું. આથમવાનો વખત.
૨. [સં. અસ્ત (પડતી) + કાલ (વખત)] પું. પડતીનો સમય.

**અસ્તકોપ** [સં. અસ્ત (અદૃશ્ય થયેલ) + કોપ (ગુસ્સો)] વિ. ગુસ્સો દૂર થયો હોય એવું; શાંત થયેલ.

**અસ્તગ** [સં. અસ્ત (આથમવું તે) + ગમ્ (જવું)] વિ. આથમનાર.

**અસ્તગત** ૧. [સં. અસ્ત (પશ્ચિમ) + ગત (ગયેલ)] વિ. આથમેલું; અદૃશ્ય થયેલ.
૨. [સં. અસ્ત (અંત) + ગત (ગયેલું)] વિ. મરણ પામેલ; નાશ થયેલું.

**અસ્તગમન** ૧. [સં. અસ્ત (પશ્ચિમ) + ગમન (જવાપણું)] ન. આથમવાપણું; લોપ; અદૃશ્ય થવું તે.
૨. [સં. અસ્ત (છેડો) + ગમન (જવાપણું)] ન. મરણ; મૃત્યુ.

**અસ્તગમનોન્મુખ** ૧. [સં. અસ્ત (પશ્ચિમ) + ગમન (જવાપણું) + ઉન્મુખ (તૈયાર થયેલ)] વિ. આથમવાની અણી ઉપર આવેલું; અદૃશ્ય થવાને તૈયાર થયેલ.
૨. [સં. અસ્ત (છેડો) + ગમન (જવું તે) + ઉન્મુખ (તૈયાર થયેલ)] વિ. મરવાની અણી ઉપર આવેલું.

**અસ્તગામી** [સં. અસ્ત (પશ્ચિમ) + ગામિન્ (જનાર)] વિ. આથમતું; અદૃશ્ય થતું. બધા આકાશી પદાર્થ પશ્ચિમ દિશામાં આથમે છે માટે તેઓ આથમે ત્યારે અસ્તગામી કહેવાય છે.

અસ્તગામી ચંદ્ર પશ્ચિમના આકાશમાં અંતર્હિત થાય છે. — ગુજબાળ

**અસ્તગિરિ** ૧. [સં. અસ્ત (એ નામનો પર્વત) + ગિરિ (પહાડ)] પું. અસ્તાચળ પર્વત; અસ્તાદ્રિ. સૂર્ય તે પહાડની પાછળ આથમે છે એમ મનાય છે.
૨. પું. કુસુમોદ દેશમાં આવેલ એ નામનો પર્વત; 'એપેલિચિયન' પર્વત.

**અસ્તદિશા** [સં. અસ્ત (આથમવું તે) + દિશા (બાજુ)] સ્ત્રી. પશ્ચિમ દિશા. સૂર્યની દિશાઓ બે છે: ઉદયદિશા ને અસ્તદિશા.

**અસ્તધી** [સં. અસ્ત (નાશ પામેલ) + ધી (બુદ્ધિ)] વિ. મૂર્ખ; અક્કલ વગરનું.

**અસ્તન** [ સં. સ્તન ] ન. સ્તન; થાન; ધાઈ.

**અસ્તની** ૧. [ સં. અ ( અલ્પ ) + સ્તન ( થાન ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. બહુ નાની કે નહિ જેવી ધાઈવાળી સ્ત્રી.

૨. [ ફા. આસ્તીન ] સ્ત્રી. બાંયનો કોણી નીચેનો ભાગ.

**અસ્તપર્વત** [ સં. અસ્ત ( એ નામનો પર્વત ) + પર્વત ( પહાડ ) ] પું. અસ્તાચળ પર્વત. જુઓ અસ્તગિરિ.

**અસ્તપ્રભા** [ સં. અસ્ત ( આથમવું તે ) + પ્રભા ( તેજ ) ] સ્ત્રી. આથમતી વખતનું તેજ.

**અસ્તફીર** [ અ. ] ન. ઈદ્રજવ; કડુ નામના છોડનું બીજ.

**અસ્તબલ** [ અં. સ્ટેબલ ] પું. તબેલો.

**અસ્તબ્ધ** ૧. [ સં. અ ( નહિ ) + સ્તબ્ધ ( જડ ) ] વિ. અજડ; ચંચળ; સ્ફૂર્તિવાળું; જડાઈ નહિ ગયેલું; હાલતું.

૨. વિ. આશ્ચર્ય પામ્યા વગરનું; ચકિત નહિ થયેલ.

**અસ્તબ્ધતા** ૧. [ સં. અ ( નહિ ) + સ્તબ્ધ ( જડ ) + તા ( પણું ) ] સ્ત્રી. અજડતા; સ્ફૂતિ; ચંચળાઈ; તેજી.

૨. સ્ત્રી. આશ્ચર્ય ન પામવું તે.

**અસ્તબ્ધત્વ** [ સં. અ ( નહિ ) + સ્તબ્ધ ( જડ ) + ત્વ ( પણું ) ] ન. સ્ફૂર્તિ. જુઓ અસ્તબ્ધતા.

**અસ્તમતી** સ્ત્રી. એ નામની એક વનસ્પતિ; સાલવણ.

**અસ્તમન** [ સં. અસ્તમ્ ( આથમવું તે ) + અન ( ગતિ ) ] ન. આથમવાપણું; ન દેખાવું તે; અદર્શન; દેખાતું બંધ થવાપણું. જ્યારે કોઈ ગ્રહ સૂર્યની નજીક આવે ત્યારે તેવા યોગને અસ્તમન કહેવાય છે.

**અસ્તમન નક્ષત્ર** [ સં. અસ્તમન ( આથમવાપણું ) + નક્ષત્ર ( તારાનું ઝૂમખું ) ] ન. ( જ્યોતિષ ) જે નક્ષત્રમાં કોઈ ગ્રહ અસ્ત પામે તે નક્ષત્ર.

**અસ્તમન વેળા** [સં. અસ્તમન (આથમવું તે) + વેલા ( સમય ) ] સ્ત્રી. સંધ્યાનો વખત; સાયંકાળ; સાંજ.

**અસ્તમય** ૧. પું. આકાશી પદાર્થનું આથમવાપણું.

૨. પું. ( જ્યોતિષ ) ગ્રહનો સૂર્યની સાથે થતો યોગ.

૩. પું. નાશ; પ્રલય.

૪. પું. પડતી; પતન.

**અસ્તમયન** [ સં. અસ્તમ્ ( આથમવું તે ) + અયન ( જવું તે ) ] ન. આથમવાપણું. જુઓ અસ્તમન.

**અસ્તમાન** ૧. [ સં. અસ્ત ( આથમેલું ) + માન ( વર્તમાન કૃદંતનો પ્રત્યય ) ] વિ. આથમતું; અદશ્ય થતું.

૨. વિ. નાશ પામતું.

**અસ્તમિત** ૧. [ સં. અસ્તમ્ ( આથમવું તે ) + ઇત ( ગયેલ ) ] વિ. આથમેલું; અદૃશ્ય થયેલ.

૨. વિ. નાશ પામેલ; નષ્ટ; લુપ્ત.

**અસ્તર** ૧. [ ફા. ] પું. ખચ્ચર.

૨. [ ફા. આસ્તર ] ન. અંદરનું પડ; કપડાંની અંદર સીવેલું લુગડું.

૩. [ સં. આ ( ચોતરફ ) + સ્તૃ ( ઢાંકવું ) ] ન. ઉપલું પડ; આવરણ; આચ્છાદન.

અસ્તર ચડાવવું-લગાડવું = પડ નાખવું.

૪. ન. જેમાં જુદી જુદી સુગંધોનો ઉમેરો કરીને અત્તર બનાવવામાં આવે છે એવો ચંદનનો અર્ક.

૫. ન. નીચે ઉપર રાખીને સીવેલાં બે ચામડાંમાંથી નીચલું ચામડું.

૬. ન. રંગનું નીચે ઢંકાઈ જતું પડ; રંગનો પહેલો હાથ; તળી.

અસ્તર કરવું = ધોળનો હાથ મારવો.

**અસ્તરક** [ ગ્રીક ] પું. શિલાજિત.

**અસ્તરકારી** સ્ત્રી. ચૂનાની ગાર.

**અસ્તરગીરી** સ્ત્રી. ચૂનાનું લીંપણ.

**અસ્તરણ** [ સં. અ ( નહિ ) + સ્તૃ ( પાથરવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ન પાથરવાપણું.

**અસ્તરા** [ ફા. સિતુરા ( હજામ ) ] પું. હજામત કરવાનું હથિયાર; અસ્ત્રો; સજિયો.

**અસ્તરાધાટી છીપ** સ્ત્રી. એક જાતની છીપ; 'રેઝર શેલ'. તેમાંના પ્રાણીને એક પગ હોય છે. આ છીપને યુરોપના લોકો ખાવામાં સ્વાદિષ્ટ ગણે છે. તે રેતીમાં ઊભી દટાયેલ રહે છે. તેનો આકાર બંધ કરેલા અસ્તરા જેવો હોય છે.

**અસ્તરિયું** [ અં. સ્ટર્લિંગ ] ન. સોનાનો એક ચલણી સિક્કો; સોનામહોર.

**અસ્તરી** ૧. [ સં. સ્ત્રી ] સ્ત્રી. બૈરી; પત્ની; વહુ. આ શબ્દ સ્ત્રી શબ્દનો અપભ્રંશ છે.

૨. [ હિં. ઈસ્તિરી ] સ્ત્રી. સફાઈ કે કડકપણું લાવવા માટે ધોયેલાં કપડાં પર ફેરવવાનું ઊનું સાધન; ઈસ્તરી.

**અસ્તરો** [ ફા. ઉસ્તરહ; ઉસ્તરદન ( મૂંડવું ) ] પું. હજામત કરવાનું સાધન; અસ્ત્રો; સજિયો.

૧. અવળે અસ્તરે મૂંડવું = ઊંધુંચત્તું સમજાવી કોઈના પૈસા પડાવી લેવા.

૨. અસ્તરો લેવો = (૧) આળસુ બેસી રહેવું. (૨) હજામત કરવી.

**અસ્તલગ્ન** [ સં. અસ્ત ( આથમવું તે ) + લગ્ન ( જોડાયેલ ) ] ન. ( જ્યોતિષ ) કોઈ આકાશી પદાર્થ આથમતો હોય ત્યારે પશ્ચિમ ક્ષિતિજને અડકનારૂં ક્રાંતિવૃત્તનું બિંદુ.

**અસ્તવનીય** [ સં. અ ( નહિ ) + સ્તવનીય ( સ્તુતિ કરવા યોગ્ય ) ] વિ. સ્તુતિ ન કરવા જેવું; વખાણવા યોગ્ય નહિ એવું.

**અસ્તવ્યસ્ત** ૧. [ સં. અસ્ત ( આથમેલું ) + વ્યસ્ત ( ઊલટું ) ] વિ. ઊંધુંચત્તું; આડુંઅવળું; ઊલટસૂલટ; સાચુંખોટું.

૨. વિ. ચુંથાઈ ગયેલ; ફેંદી નાખેલું.

૩. [ સં. અસ્ત ( ફેંકેલ ) + વ્યસ્ત ( વેરેલું ) ] વિ. છિન્નભિન્ન; રફેદફે; અવ્યવસ્થિત; વેરણછેરણ; જેમતેમ; વીખરાયેલું.

**અસ્તવ્યસ્તતા** ૧. [ સં. અસ્ત ( આથમેલું ) + વ્યસ્ત ( ઊલટું ) + તા ( પણું ) ] સ્ત્રી. ઊંધાચત્તાપણું; ઊલટુંસૂલટું હોવું તે.

૨. [ સં. અસ્ત ( ફેંકેલ ) + વ્યસ્ત ( વેરેલ ) + તા ( પણું ) ] સ્ત્રી. ગોટાળો; અવ્યવસ્થા.

૩. સ્ત્રી. ચુંથાઈ ગયેલ હોવાપણું.

**અસ્તશિખર** [સં. અસ્ત ( એ નામનો પર્વત) + શિખર ( ટોચ ) ] ન. અસ્તાચળ પર્વતની ટોચ.

**અસ્તશૃંગ** [સં. અસ્ત ( એ નામનો પર્વત ) + શૃંગ ( શિખર ) ] ન. અસ્તાચળ પર્વતની ટોચ; અસ્તશિખર.

**અસ્તસંખ્ય** [ સં. અસ્ત ( અદૃશ્ય થયેલું ) + સંખ્યા ( આંકડો ) ] વિ. ગણી ન શકાય તેટલું; અસંખ્ય.

**અસ્તસૂર્ય** પું. ( જ્યોતિષ ) કોઈ પણ આકાશી પદાર્થના અંશને ૭ વડે ભાગવાથી જે આવે તેટલી ઘડી અને તે પદાર્થનું અસ્તલગ્ન એ બેની મદદથી વિલોમલગ્ન કાઢી તેમાં ૭ રાશિ ઉમેરવાથી અથવા બાદ કરવાથી જે આવે તે; અસ્તાર્ક.

**અસ્તળ** સ્ત્રી. આમલીના ઝાડમાં દેવનું સ્થાનક હોય તે ભાગ.

**અસ્તંગત** ૧. [ સં. અસ્તં ( આથમવું તે ) + ગત ( ગયેલ ) ] વિ. આથમેલું; અસ્ત પામેલ.

એટલે અસ્તંગત થયુ દિન,
રક્તભાવ પામ્યું ગગન. બાલણ

૨. વિ. ઝાંખું પડેલ.

૩. [ સં. અસ્તં ( નાશ ) + ગત ( ગયેલ ) ] વિ. બંધ પડેલ; નાશ પામેલું.

**અસ્તંગત કંપની** [ અસ્તં ( આથમેલ ) + ગત ( ગયેલું ) + કંપની ( પેઢી ) ] સ્ત્રી. બંધ પડેલું વેપારીનું મંડળ.

**અસ્તંગદ** જુઓ અસ્તંગત.

**અસ્તંભ** ૧. [ સં. સ્તંભ ] પું. ઝાડનું થડ.
૨. પું. થાંભલો.

**અસ્તાઈ** ૧. સ્ત્રી. ખ્યાલ; એ નામનો એક તાલ.
૨. [ સં. સ્થા ( ઊભા રહેવું ) ] સ્ત્રી. ગાયનના ત્રણ ભાગમાંનો પહેલો ભાગ; ટેક. ગાયનના ત્રણ ભાગઃ અસ્તાઈ, અંતરો અને આભોગ.
અસ્તાઈનો મૂળ શબ્દ સ્થાઈ છે, એટલે હરકોઈ ગાયનમાં એક શબ્દ ઉપર આવી સ્થિર થતું તે અર્થાત ચીજનો પ્રથમ ભાગ. તેને ધ્રુવપદ પણ કહે છે. સંગીત કલાધર
૩. સ્ત્રી. ( સંગીત ) ઢાળ; રાગ.
૪. સ્ત્રી. ( સંગીત ) ધ્રુપદના ચાર ભાગમાંનો એ નામનો એક. બાકીના ત્રણ અંતરા, સંચારી અને આભોગ છે.

**અસ્તાઘ** [ સં. અસ્ત ( અદૃશ્ય થયેલું ) + અઘ ( મલિનપણું ) ] વિ. અતિ ગભીર; ઘણું ઊંડું.

**અસ્તાચલ** ૧. [ સં. અસ્ત ( આથમવું તે ) + અચલ ( પર્વત ) ] પું. જેની પાછળ સૂર્ય તથા ગ્રહો અસ્ત પામતા મનાય છે એવો પશ્ચિમ દિશાનો એક કલ્પિત પર્વત; અસ્તગિરિ; અસ્તપર્વત; પશ્ચિમાચલ; અસ્તાદ્રિ. પૂર્વ એટલે જગતની ઉદયદિશા, પશ્ચિમ એટલે જગતનો અસ્તાચલ.
૨. પું. પશ્ચિમ દિશા.

**અસ્તાચલગત** [ સં. અસ્તાચલ ( એ નામનો પર્વત ) + ગત ( ગયેલ ) ] વિ. આથમેલું; અસ્તગત.

**અસ્તાચલગામી** [ સં. અસ્તાચલ ( એ નામનો પર્વત ) + ગામિન્ ( જનાર ) ] વિ. આથમતું.

**અસ્તાચલચૂડા** [ સં. અસ્તાચલ ( એ નામનો પર્વત ) + ચૂડા ( શિખર ) ] સ્ત્રી. અસ્તાચલ પર્વતનું શિખર.

**અસ્તાચલચૂડાવર્તી** [ સં. અસ્તાચલ ( એ નામનો પર્વત ) + ચૂડા ( શિખર ) + વર્તિન્ ( હોનાર ) ] વિ. આથમવા આવેલું. જુઓ અસ્તાચલચૂડાવલંબી.

**અસ્તાચલચૂડાવલંબી** [ સં. અસ્તાચલ ( એ નામનો પર્વત ) + ચૂડા ( શિખર ) + અવલંબિન્ ( આધારે રહેલ ) ] વિ. અસ્તાચલને શિખરે આવેલ; આથમવા આવેલું.

**અસ્તાચલવર્તી** [ સં. અસ્તાચલ ( એ નામનો પર્વત ) + વર્તિન્ ( રહેલું ) ] વિ. અસ્તાચલને શિખરે આવેલ. જુઓ અસ્તાચલચૂડાવલંબી.

**અસ્તાચળ** જુઓ અસ્તાચલ.

**અસ્તાદ** [ ફા. આસ્તાદ ] પું. ( જરથોસ્તી ) મહિનાનો છવીસમો દિવસ.

**અસ્તાદ્રિ** [ સં. અસ્ત ( પશ્ચિમ ) + અદ્રિ ( પર્વત ) ] પું. એ નામનો પર્વત. જુઓ અસ્તાચલ.

**અસ્તામા** સ્ત્રી. (જરથોસ્તી) આલાત; ધાર્મિક ક્રિયામાં વપરાતી ધાતુની ચીજો. ઘણે ભાગે તે ચીજો પિત્તળની અને કોઈ વખત રૂપાની હોય છે. ઇજશનીની ક્રિયામાં વપરાતાં ૩૩ ઓજારો, જેવાં કે બરસમ, મોહરાં, હાવનીમ, લાલો, વરસની વીંટી, તશ્તો, જોરનાં કુલ્યાં, જોરનો તાએ વગેરે માટે અસ્તામા શબ્દ વપરાય છે. એ સઘળાં વાસણ સાત ધાતુનાં અને તેથી વીજળીક શક્તિ ધરાવનારાં મનાય છે. હાલ તો એક જ ધાતુનાં વપરાય છે.

**અસ્તાર્ક** પું. ( જ્યોતિષ ) કોઈ પણ આકાશી પદાર્થના અંશને ૭ વડે ભાગવાથી જે આવે તેટલી ઘડી અને તે પદાર્થનું અસ્તલગ્ન એ બેની મદદથી વિલોમલગ્ન કાઢી તેમાં ૭ રાશિ ઉમેરવાથી અથવા બાદ કરવાથી જે આવે તે; અસ્તસૂર્ય.

**અસ્તાવસ્તા** [ સં. અસ્ત ( ફેંકેલ ) + વ્યસ્ત ( વેરેલ ) + તા ( પણું ) ] સ્ત્રી. ગોટાળો; ઢંગધડા વિનાની હાલત; અવ્યવસ્થા.
અસ્તાવસ્તાએ કરી હસે નગના જન. નર્મદ

**અસ્તાવ્યસ્ત** ૧. [ સં. અસ્ત ( ફેંકેલ ) + વ્યસ્ત ( વેરેલ ) ] વિ. અસ્તવ્યસ્ત; છિન્નભિન્ન; રફેદફે.
૨. વિ. ઊંધુંચત્તું; આડુંઅવળું; ઊલટસૂલટ.
૩. વિ. ગુંથાઈ ગયેલ; ફેંદી નાખેલું.

**અસ્તાવ્યસ્તા** ૧. [ સં. અસ્ત ( ફેંકેલ ) + વ્યસ્ત ( વેરેલ ) + તા ( પણું ) ] સ્ત્રી. ગોટાળો. જુઓ અસ્તાવસ્તા.
૨. વિ. વેરણછેરણ થઈ ગયેલું; અવ્યવસ્થિત.

**અસ્તાવ્યસ્તિત** [ સં. અસ્ત ( ફેંકેલ ) + વ્યસ્ત ( વેરેલ ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. છિન્નભિન્ન. જુઓ અસ્તાવ્યસ્ત.

**અસ્તાં** [ સં. અસ્ ( હોવું ) ] અ. છતાં.

**અસ્તાંગત** ૧. [ સં. અસ્તં ( આથમવું તે ) + ગત ( ગયેલ ) ] વિ. આથમેલું; અસ્ત પામેલ.
દુખે પાપે તો દિન ગયો,
પછે સુરજ અસ્તાંગત થયો. શામળ
૨. વિ. ઝાંખું પડેલ.
૩. [ સં. અસ્તં ( નાશ ) + ગત ( ગયેલ ) ] વિ. નાશ પામેલ.

**અસ્તિ** ૧. સ્ત્રી. ( પુરાણ ) એ નામની જરાસંધની દીકરી, જે કંસની સ્ત્રી હતી.
૨. સ્ત્રી. સત્તા; યથાર્થપણું.
૩. [ સં. અસ્ ( હોવું ) ] સ્ત્રી. હયાતી; હોવાપણું; હસ્તી; અસ્તિત્વ.
૪. [ સં. અસ્થિ ] ન. હાડકું.
અસ્તિ ચર્મને માંસની એ પાળ બંધન થઈ રહી. પ્રેમાનંદ
૫. અ. ક્રિ. છે.

**અસ્તિક** પું. ( પુરાણ ) એ નામના એક ઋષિ. તેણે જનમેજયના યજ્ઞ વખતે નાગ લોકોને યજ્ઞમાં બાળી નાખતા બચાવ્યા હોવાથી તે નાગ લોકના ગુરુ કહેવાય છે.

**અસ્તિકશર** [ સં. અસ્તિક ( એ નામના ઋષિ ) + શર ( બાણ ) ] ન. અસ્તિક ઋષિએ અર્જુનને આપેલું કપાસ્ત્ર નામનું બાણ.

**અસ્તિકાય** [સં. અસ્તિ ( છે ) + કૈ ( કહેવું )] પું. ( જૈન ) જેને વિષે 'છે' એમ કહી શકાય તે; પ્રદેશના એટલે સૂક્ષ્મમાં સૂક્ષ્મ અંશના સમૂહરૂપ પદાર્થ. તે પાંચ છેઃ ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, જીવાસ્તિકાય અને પુદ્ગલાસ્તિકાય.

**અસ્તિકેતુસંજ્ઞા** પું. ( જ્યોતિષ ) જેનો ઉદય પશ્ચિમ ભાગમાં હોય અને જે ઉત્તર ભાગમાં ફેલાયેલ હોય તેવો કેતુ એટલે પૂંછડિયો તારો. તેની મૂર્તિ રૂક્ષ હોય છે અને તેનું ફળ ભય ઉત્પન્ન કરનાર મનાય છે.

**અસ્તિતા** [ સં. અસ્તિ ( છે ) + તા ( પણું ) ] સ્ત્રી. હયાતી; હોવાપણું.

**અસ્તિત્વ** ૧. ન. ( જૈન ) એ નામનો એક પ્રકારનો પારિણામિક ભાવ એટલે સ્વાભાવિક ગુણ.
અસ્તિત્વ, અન્યત્વ, કર્તૃત્વ, ભોક્તૃત્વ, ગુણવત્ત્વ, પ્રદેશવત્ત્વ, અસંખ્યાતપ્રદેશત્વ, અસર્વગતત્વ, અરૂપત્વ આદિ અનેક પારિણામિક ભાવો છે. તત્ત્વાર્થસૂત્ર
૨. ન. ( વેદાંત ) પદાર્થનો કાળ સાથેનો સંબંધ; પદાર્થનું અમુક કાળથી અમુક કાળ સુધી હોવાપણું, એટલે જે કાળે તે ન હોય તે કાળે તેનું અસ્તિત્વ પણ ન હોય.
૩. ન. સત્તા; ભાવ.
૪. [ સં. અસ્તિ ( છે ) + ત્વ ( પણું ) ] ન. હયાતી; હોવાપણું.

**અસ્તિત્વતા** જુઓ અસ્તિત્વ.

**અસ્તિત્વબોધક** [સં. અસ્તિ ( છે ) + ત્વ

(પણું) + બોધક (જણાવનાર)] વિ. હયાતી બતાવનાર; અસ્તિત્વવાચક.

**અસ્તિત્વવાચક** [સં. અસ્તિ (છે) + ત્વ (પણું) + વાચક (કહેનાર)] વિ. હયાતી બતાવનાર; અસ્તિત્વબોધક.

**અસ્તિત્વવાચકનિર્દેશ** [સં. અસ્તિ (છે) + ત્વ (પણું) + વાચક (કહેનાર) + નિર્દેશ (કહેવાપણું)] પું. જેમાં હા પાડવામાં આવી હોય એવું વાક્ય; હકારવાચક વાક્ય; 'ઍફર્મેશન'.

**અસ્તિનાસ્તિ** [સં. અસ્તિ (છે) + ન (નહિ) + અસ્તિ (છે)] સ્ત્રી. છે અને નથી એમ હોવાપણું; જગત સાચું લાગે છે અને ખોટું યે લાગે છે એવી સ્થિતિ; સાચું યે ખરૂં ને ખોટું યે ખરૂં એવો ભાવ.

**અસ્તિનાસ્તિરૂપાંતર** [સં. અસ્તિ (છે) + ન (નહિ + અસ્તિ (છે) + રૂપાંતર (ફેરફાર)] ન. ભાવાત્મક એટલે હકારવાચક વાક્યને અભાવાત્મક એટલે નકારવાચક અને અભાવાત્મક વાક્યને ભાવાત્મક વાક્યમાં ફેરવી કાઢવામાં આવતું અનુમાન; વિપરીતકરણ; 'ઑબ્વર્ઝન'.

**અસ્તિપક્ષ** ૧. [સં. અસ્તિ (હયાતી) + પક્ષ (બાજુ)] પું. અનુકૂળ પક્ષ.
૨. પું. અમુક વસ્તુ છે એમ બતાવતું વાક્ય; હકાર.

**અસ્તિભાવ** [સં. અસ્તિ (છે) + ભાવ (પણું)] પું. હયાતી; અસ્તિત્વ.

**અસ્તિમાન** ૧. [સં. અસ્તિ (છે) + મત્ (વાળું)] વિ. જીવવાળું; જીવતું.
૨. વિ. ધનિક; પૈસાદાર; દોલતમંદ.

**અસ્તિરૂપ** [સં. અસ્તિ (છે) + રૂપ (આકાર)] વિ. હકારવાળું; ભાવાત્મક; અસ્તિવાચી; 'પૉઝિટિવ'.

**અસ્તિવલય** ૧. પું. નાસિકનો એ નામનો એક પવિત્ર ઘાટ.
૨. [સં. અસ્થિ (હાડકું) + વિ (વધારે) + લય (નાશ)] વિ. હાડકાં ગાળી નાખનારૂં.

**અસ્તિવાક્ય** [સં. અસ્તિ (છે) + વાક્ય (વચન)] ન. હકારવાચક વાક્ય; ભાવાત્મક નિર્દેશ; 'ઍફર્મેશન'.

**અસ્તિવાચક** [સં. અસ્તિ (છે) + વાચક (કહેનાર)] વિ. છે એમ બતાવનાર; હકારવાચક; ભાવાત્મક.

**અસ્તિવાચી** જુઓ અસ્તિવાચક.

**અસ્તિશેષ** [સં. અસ્થિ (હાડકું) + શેષ (બાકીનો ભાગ)] પું. મુડદું બળી રહ્યા પછી બાકી રહેલ હાડકાં; ફૂલ; અવશેષ; શેષ.

**અસ્તીન** [ફા. આસ્તીન] સ્ત્રી. બાંય.

**અસ્તુ** ૧. [સં. અસ્ (થવું)] અ. એમ થાઓ એવું વરદાન આપતો શબ્દ; તથાસ્તુ; આમીન; તેમ થાઓ; હો; બનો.
૨. અ. ભલે; ખેર.

**અસ્તુત** ૧. સ્ત્રી. ભક્તિ; ભજન.
૨. [સં. સ્તુતિ] સ્ત્રી. સ્તુતિ; વખાણ.
૩. સ્ત્રી. સ્તોત્ર.

**અસ્તુતિ** ૧. [સં. અ (નહિ) + સ્તુતિ (વખાણ)] સ્ત્રી. નિંદા; અપકીર્તિ.
૨. [સં. સ્તુતિ (વખાણ)] સ્ત્રી. વખાણ; પ્રશંસા; સ્તુતિનું અપભ્રંશ.

**અસ્તું** [સં. અ (નહિ) + સત્ (હોવું)] વિ. અજાણ્યું; અછતું; છાનું; છૂપું.

> માથાનો અંબોડો તેજમલ અસ્તો કેમ રૈયો રે. લોકગીત

**અસ્તેન** [સં. અ (નહિ) + સ્તેન (ચોર)] પું. ચોર નહિ તે.

**અસ્તેય** ૧. [સં. અ (નહિ) + સ્તેય (ચોરી)] ન. ચોરી ન કરવાનું વ્રત; અદત્તદાનનો એટલે નહિ દીધેલનો ત્યાગ.
૨. ન. ચોરી ન કરવાપણું.

> પારકાં તૃણ, રત્ન, કાંચન, મૌક્તિક આદિ પદાર્થોમાંથી નિવૃત્ત રહેવું તેને અસ્તેય કહ્યું છે. સૂતસંહિતા

૩. ન. જરૂરિયાત કરતાં વધારે વાપરવું તે ચોરી છે એમ માની તેમ નહિ કરવાપણું; ખાસ જરૂર કરતાં લગીરે વધારે ન લેવું તે.
૪. ન. (યોગ) યોગના આઠ અંગમાંના યમ અંગનો એક ભેદ. જુઓ યમ.
૫. ન. વાણી, મન અને કર્મથી પારકી વસ્તુમાં નિઃસ્પૃહતા.

**અસ્તેયવ્રત** [સં. અ (નહિ) + સ્તેય (ચોરી) + વ્રત (નિયમ)] ન. ચોરી ન કરવાનો નિયમ; અસ્તેયનું વ્રત; અદત્ત એટલે નહિ દીધેલ ન લેવાનો ધાર્મિક નિશ્ચય. નજીવા પદાર્થને લેવાની ઇચ્છા, સાધારણ કીમતના પદાર્થોને લેવાની ઇચ્છા, અને ભારે કીમતી પદાર્થોને લેવાની ઇચ્છા, આ બધાનો સ્તેય દોષમાં સમાવેશ થાય છે. સાવધાનપૂર્વક આ સ્તેય દોષમાંથી નિવૃત્ત રહેવું તેને અસ્તેયવ્રત કહે છે.

**અસ્તોદય** ૧. [સં. અસ્ત (આથમવું તે) + ઉદય (ઊગવું તે)] પું. આકાશી પદાર્થનું ઊગવું અને આથમવું તે.

> રવિ-ગુરુ વચ્ચે ૧૧ કાલાંશ અંતર થયું એટલે ગુરુનો અસ્તોદય થાય છે. જ્યોતિર્વિલાસ

૨. પું. આથમવાનો તથા ઊગવાનો વખત.
૩. [સં. અસ્ત (પડતી) + ઉદય (ચડતી)] પું. ચડતીપડતી.
૪. ન. એ નામનું મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી કૃત એક પુસ્તક. તેમાં ચડતીપડતીનો ઇતિહાસ આપી કાળચક્રમાં સૌનો અસ્તોદય થયા જ કરે છે એમ જુદાં જુદાં પ્રમાણ આપી સિદ્ધ કર્યું છે.

**અસ્તોન્મુખ** [સં. અસ્ત (આથમવાપણું) + ઉન્મુખ (તૈયાર)] વિ. આથમવાની અણી પર આવેલું; લગભગ આથમવા આવેલું.

**અસ્તોવ્યસ્ત** ૧. [સં. અસ્ત (ફેંકેલ) + વ્યસ્ત (વેરેલ)] વિ. અવ્યવસ્થિત; છિન્નભિન્ન; રફેદફે.
૨. વિ. આડુંઅવળું; ઊંધુંચત્તું.
૩. વિ. ફેંદી નાખેલ; ચુંથાઈ ગયેલ.

**અસ્ત્ર** ૧. [સં. અસ્ (ફેંકવું)] ન. જે વડે કોઈ ચીજ ફેંકી શકાય તેવું હથિયાર. જેમકે, ધનુષ, બંદૂક.
૨. ન. ફેંકીને મારવાનું હથિયાર.
૩. ન. બાણ; તીર.
૪. ન. મંત્ર ભણીને મૂકવામાં આવતું અસ્ત્ર. અગાઉ મંત્ર ભણીને અમુક અમુક નામનાં અસ્ત્ર ફેંકવામાં આવતાં અને તે જેવી જાતનાં હોય તેવી દુશ્મનની ઉપર અસર કરતાં. વરુણાસ્ત્રથી વરસાદ પડતો, સર્પાસ્ત્રથી શત્રુઓ સાપના ભયમાં પડતા.

> સર્પાસ્ત્ર = સર્પનો મંત્ર ભણી ધનુષ્યમાંથી છોડાતું બાણ. તેથી શત્રુ સર્પથી હેરાન થાય છે.

૫. ન. (વૈદક) વાઢકાપ કરવાનું ઓજાર.
૬. ન. શત્રુએ ફેંકેલા હથિયારની સામે બચાવ કરી શકે એવું હથિયાર. જેમકે, ઢાલ.
૭. ન. હથિયાર; આયુધ; શસ્ત્ર.

**અસ્ત્રકંટક** [સં. અસ્ત્ર (હથિયાર) + કંટક (કાંટો)] પું. બાણ; શર; તીર.

**અસ્ત્રકાર** [સં. અસ્ત્ર (હથિયાર) + કાર (કરનાર)] વિ. હથિયાર બનાવનાર.

**અસ્ત્રકારક** [સં. અસ્ત્ર (હથિયાર) + કારક (બનાવનાર)] વિ. હથિયાર બનાવનાર; અસ્ત્રકાર.

**અસ્ત્રકારી** [સં. અસ્ત્ર (હથિયાર) + કારિન્ (કરનાર)] વિ. હથિયાર બનાવનાર.

**અસ્ત્રક્ષત** ૧. [સં. અસ્ત્ર (હથિયાર) + ક્ષત (ઘા)] પું. હથિયારથી પડેલો ઘા.
૨. [સં. અસ્ત્ર (હથિયાર) + ક્ષત (ઘવાયેલ)] વિ. હથિયારથી ઘવાયેલું.

**અસ્રક્ષેપક** [ સં. અસ્ર ( હથિયાર ) + ક્ષેપક ( ફેંકનાર ) ] વિ. હથિયાર ફેંકનાર.

**અસ્રક્ષેપણ** [ સં. અસ્ર ( હથિયાર ) + ક્ષેપણ ( ફેંકવું તે ) ] ન. હથિયાર મારવાની ક્રિયા; હથિયાર ફેંકવું તે.

**અસ્રગલ** પું. ( શિલ્પ ) થાંભલાની ઉપરના ભાગનો કુમુદના જેવો આકાર.

**અસ્રગ્રહણ** [ સં. અસ્ર ( હથિયાર ) + ગ્રહણ ( લેવું તે ) ] ન. હથિયાર ઝાલવાની ક્રિયા.

**અસ્રગ્રાહી** પું. રાજાના નવ વર્ગમાંનો એ નામનો એક. નવ વર્ગ: ચક્રવર્તી, મહારાજા ( અધિરાજ ), મહેન્દ્ર ( નરેન્દ્ર ), પારિનંક, પટ્ટધર, મંડલેશ, પટ્ટભાજ, પ્રાહારક અને અસ્રગ્રાહી.

**અસ્રઘાત** [ સં. અસ્ર ( હથિયાર ) + ઘાત ( ઘા ) ] પું. હથિયારનો માર.

**અસ્રચિકિત્સક** ૧. [ સં. અસ્ર ( હથિયાર ) + ચિકિત્સક ( વૈદ ) ] પું. વાઢકાપ કરનાર વૈદ.
૨. [ સં. અસ્ર ( હથિયાર ) + ચિકિત્સા ( ઉપચાર ) + ક ( કરનાર ) ] વિ. હથિયારના ઘાનો ઉપચાર કરનાર.

**અસ્રચિકિત્સા** ૧. [ સં. અસ્ર ( હથિયાર ) + ચિકિત્સા ( ઉપચાર ) ] સ્રી. વાઢકાપ; અસ્રપ્રયોગ. તેના આઠ પ્રકાર છે: ૧. છેદન = કાપવું, ૨. ભેદન = ફાડવું, ૩. લેખન = ખોતરવું, ૪. વેધન = વીંધવું, ૫. મેષન = ધોવું કે સાફ કરવું, ૬. આહરણ = કાપીને અલગ કરવું, ૭. વિસ્રાવણ = ફસ ખોલવી અને ૮. સીવન = ટાંકા મારવા.
૨. સ્રી. વાઢકાપિયું વૈદું.

**અસ્રજિત** પું. એ નામનો એક છોડ.

**અસ્રજીવ** [ સં. અસ્ર ( હથિયાર ) + જીવ્ ( રહેવું ) ] પું. લડવૈયો; અસ્રજીવી.

**અસ્રજીવી** [ સં. અસ્ર ( હથિયાર ) + જીવિન્ ( જીવનાર ) ] પું. લડવૈયો; યોદ્ધો.

**અસ્રધર** ૧. [ સં. અસ્ર ( હથિયાર ) + ધર ( પકડનાર ) ] પું. લડવૈયો; યોદ્ધો.
૨. વિ. હથિયાર બાંધનાર; અસ્ર રાખનાર.

**અસ્રધારક** [ સં. અસ્ર ( હથિયાર ) + ધારક ( પકડનાર ) ] પું. લડવૈયો. જુઓ અસ્રધર.

**અસ્રધારણ** [ સં. અસ્ર ( હથિયાર ) + ધારણ ( લેવાપણું ) ] ન. હથિયાર બાંધવાની ક્રિયા.

**અસ્રધારા** પું. ( પિંગળ ) અસુધારા; જગણ, રગણ, રગણ અને યગણ મળી ૧૨ અક્ષરવાળો જગતી છંદની જાતનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ.
જ ર ર યે બને છે સદા અસ્રધારા.
—લઘુપિંગળ

**અસ્રધારી** [ સં. અસ્ર ( હથિયાર ) + ધારિન્ ( પકડનાર ) ] પું. યોદ્ધો. જુઓ અસ્રધર.

**અસ્રનિપાતન** ન. ( શિલ્પ ) શિલ્પવિદ્યા માંહેની યુદ્ધવિદ્યામાં સમાવેશ થતી એક કળા; મુખ્ય ચોસઠ શિલ્પકળામાંની એ નામની એક.

**અસ્રનિવારણ** ૧. [ સં. અસ્ર ( હથિયાર ) + નિવારણ ( દૂર કરવાપણું ) ] ન. યુદ્ધવિરામ.
૨. ન. હથિયારને દૂર રાખવાપણું; હથિયાર વાપરવાનો ત્યાગ.

**અસ્રનિવૃત્તિ** જુઓ અસ્રનિવારણ.

**અસ્રમંત્ર** [ સં. અસ્ર ( હથિયાર ) + મંત્ર ] પું. હથિયાર ફેંકતી વખતે કે તેને પાછું ખેંચી લેતી વખતે બોલવામાં આવતો મંત્ર.

**અસ્રમાર્જ** જુઓ અસ્રમાર્જક.

**અસ્રમાર્જક** [ સં. અસ્ર ( હથિયાર ) + મૃજ્ ( સાફ કરવું ) + અક ( કરનાર ) ] વિ. હથિયાર સાફ કરનાર.

**અસ્રયુદ્ધ** [ સં. અસ્ર ( હથિયાર ) + યુદ્ધ ( લડાઈ ) ] ન. હથિયારથી લડાઈ; સામસામા હથિયાર મારીને કરવામાં આવતું યુદ્ધ.

**અસ્રલાઘવ** [ સં. અસ્ર ( હથિયાર ) + લાઘવ ( હોશિયારી ) ] ન. હથિયાર વાપરવામાં નિપુણતા.

**અસ્રવિદ** [ સં. અસ્ર ( હથિયાર ) + વિદ્ ( જાણવું ) ] વિ. અસ્રવિદ્યામાં હોશિયાર.

**અસ્રવિદ્યા** ૧. [ સં. અસ્ર ( હથિયાર ) + વિદ્યા ( કળા ) ] સ્રી. યુદ્ધશાસ્ત્ર.
૨. સ્રી. શસ્ત્રક્રિયા કરવાની કળા; 'સર્જરી'.
૩. સ્રી. હથિયાર ફેંકવાની કળા; હથિયાર કેવી રીતે વાપરવું તે જણાવનાર વિદ્યા.

**અસ્રવિધાન** [ સં. અસ્ર ( હથિયાર ) + વિધાન ( નિયમ ) ] ન. હથિયાર સંબંધી કાયદો.

**અસ્રવિહીન** [ સં. અસ્ર ( હથિયાર ) + વિહીન ( વગરનું ) ] વિ. હથિયાર વિનાનું; બિનહથિયારી.

**અસ્રવૃષ્ટિ** [ સં. અસ્ર ( હથિયાર ) + વૃષ્ટિ ( વરસાદ ) ] સ્રી. ફેંકવાનાં હથિયારનો વરસાદ.

**અસ્રવેદ** ૧. [ સં. અસ્ર ( હથિયાર ) + વિદ્ ( જાણવું ) ] પું. યુદ્ધશાસ્ત્ર; અસ્રવિદ્યા.
૨. પું. હથિયાર સંબંધી દરેક જાતની માહિતી આપનાર શાસ્ત્ર; ધનુર્વેદ.

**અસ્રવૈદ્ય** [ સં. અસ્ર ( હથિયાર ) + વૈદ્ય ( વૈદકનો ધંધો કરનાર ) ] પું. વાઢકાપ કરવામાં કુશળ વૈદ્ય.

**અસ્રશસ્ત્ર** [ સં. અસ્ર ( ફેંકવાનાં હથિયાર ) + શસ્ત્ર ( મારવાનાં હથિયાર ) ] ન. બ. વ. ફેંકીને અને હાથમાં રાખીને ઉપયોગમાં લેવાતાં લડાઈનાં હથિયાર.

**અસ્રશાલા** [ સં. અસ્ર ( હથિયાર ) + શાલા ( ઘર ) ] સ્રી. હથિયાર રાખવાનું ઠેકાણું; અસ્રાગાર; આયુધશાળા.

**અસ્રશાસ્ત્ર** [ સં. અસ્ર ( હથિયાર ) + શાસ્ત્ર ( વિદ્યા ) ] ન. હથિયાર કેમ વાપરવાં તે જણાવનાર વિદ્યા; અસ્રવિદ્યા.

**અસ્રશાળા** જુઓ અસ્રશાલા.

**અસ્રશિક્ષા** [ સં. અસ્ર ( હથિયાર ) + શિક્ષા ( કેળવણી ) ] સ્રી. હથિયારની કેળવણી.

**અસ્રશેખર** [ સં. અસ્ર ( ઢાલ ) + શેખર ( શિખર ) ] ન. ઢાલનો આગલો ભાગ.

**અસ્રસાયક** [ સં. અસ્ર ( ફેંકવાનું હથિયાર ) + સાયક ( બાણ ) ] ન. આખું લોઢાનું બાણ; નારાચ.

**અસ્રસિદ્ધિ** [ સં. અસ્ર ( હથિયાર ) + સિદ્ધિ ( પૂર્ણતા ) ] સ્રી. હથિયાર વાપરવામાં પૂરી હોશિયારી.

**અસ્રહીન** [ સં. અસ્ર ( હથિયાર ) + હીન ( વગરનું ) ] વિ. હથિયાર વિનાનું.

**અસ્રાગાર** [ સં. અસ્ર ( હથિયાર ) + આગાર ( ઘર ) ] ન. હથિયાર રાખવાનો ઓરડો; અસ્રશાળા; આયુધશાળા.

**અસ્રાઘાત** [ સં. અસ્ર ( હથિયાર ) + આઘાત ( ફટકો ) ] પું. હથિયારથી વાગેલ ઘા; વ્રણ.

**અસ્રાલય** [ સં. અસ્ર ( હથિયાર ) + આલય ( ઘર ) ] ન. હથિયાર રાખવાનો ઓરડો; અસ્રાગાર; આયુધશાળા.

**અસ્રાહત** ૧. [ સં. અસ્ર ( હથિયાર ) + આહત ( ઘવાયેલ ) ] વિ. હથિયાર વડે ઘવાયેલું.
૨. [ સં. અસ્ર ( હથિયાર ) + આહત ( મરાયેલ ) ] વિ. હથિયારથી મરાયેલું.

**અસ્રી** ૧. [ સં. અસ્રિન ( હથિયારવાળું ) ] પું. અસ્રધારી મનુષ્ય; હથિયારબંધ માણસ.
૨. સ્રી. ઇસ્તરી; ઇસ્રી; સફાઈ કે કડકપણું લાવવા માટે ધોયેલાં કપડાં પર ફેરવવાનું ગરમ સાધન.
૩. સ્રી. ઇસ્તરી કરવાની ક્રિયા.
૪. સ્રી. છરી; જમૈયો.
૫. [ સં. અ ( નિરર્થક વપરાતો અવ્યય ) + સ્રી ( બાયડી ) ] સ્રી. ( ગ્રામ્ય ) બૈરી; સ્રી; વહુ.
૬. [ સં. અસ્ર ( હથિયાર ) + ઇન્ ( વાળું ) ] વિ. ધનુર્ધારી; હથિયાર બાંધનાર.

**અસ્રીક** [ સં. અ ( નહિ ) + સ્રી ( બાયડી ) + ક ( વાળું ) ] વિ. સ્રી વિનાનું.

**અસ્ત્રીચળીતર** [ સં. સ્ત્રી ( બાયડી ) + ચરિત્ર ( વર્તણૂક ) ] ન. ( ગ્રામ્ય ) સ્ત્રીના ઢોંગ; સ્ત્રીના હાવભાવ કે નખરાં; પોતાનો હેતુ સાધવા માટે સ્ત્રીથી કરાતી યુક્તિ પ્રયુક્તિ.

**અસ્ત્રીયું** [ અ ( નિરર્થક વપરાતો આલય ) + સ્ત્રી ] સ્ત્રી. બ. વ. ( ગ્રામ્ય ) સ્ત્રીઓ.

આભામંડળ વીજળી, ધરતીમંડળ મે,
નરામંડળ નાગડો, (એમ) અસ્ત્રીયાં આલણદે.
નાગ-નાગમદેનો દુહો

**અસ્ત્રો** [ ફા. અસ્તરા; અ ( નિરર્થક પૂર્વગ ) + સિતુરા ( હજામત કરનાર ) ] પું. હજામતનું લોઢાનું ઓજાર; સજિયો; અસ્તરો.

**અસ્થલ** ૧. [ સં. અ ( નિરર્થક વપરાતો આલય ) + સ્થલ ( જગ્યા ) ] ન. ( હિંદી ) જગ્યા; રહેઠાણ.

૨. ન. ફકીરનો તકિયો.

૩. ન. મહંતના હાથ તળે રહેનાર સાધુઓનો મઠ.

**અસ્થવ્યસ્થ** [ સં. અસ્ત ( ફેંકેલ ) + વ્યસ્ત ( વેરેલ ) ] વિ. ગોટાળાભરેલું; અવ્યવસ્થિત. અસ્તવ્યસ્તનું આ અપભ્રંશ રૂપ છે.

**અસ્થાઈ** ૧. પું. ( સંગીત ) ગાયનના ત્રણ ભાગમાંનો પહેલો ભાગ; ધ્રુવપદ; ટેક. જુઓ અસ્તાઈ ૪.

૨. વિ. અસ્થાયી; નહિ ટકતું.

૩. [સં. અ ( નહિ ) + સ્થાયિન્ (કાયમનું)] વિ. કામચલાઉ; હંગામી; ટૂંક વખતનું.

૪. [ સં. અ ( નિરર્થક વપરાતો આલય ) + સ્થાયિન્ ( સ્થિર ) ] વિ. ( હિંદી ) સ્થિર રહેનારું; ટકનારું. જુઓ સ્થાયી.

**અસ્થાગ** [ સં. અ ( અર્થમાં વધારો કરનાર પૂર્વગ ) + સ્થગ્ ( સંતાડવું ) ] વિ. ઘણું ઊંડું; અમાપ; અથાગ.

**અસ્થાન** ૧. [ સં. અ ( અયોગ્ય ) + સ્થાન ( જગ્યા ) ] ન. અણઘટતી જગ્યા; અનુચિત સ્થળ.

૨. ન. અયોગ્ય પ્રસંગ.

૩. ન. ( સંગીત ) આલાપના ચાર મુકામ માંહેનો એક; સૂરથી રાગની પડતી ખબર.

૪. [ ફા. આસ્તાન ] ન. ઉંબરો; ઉંબર.

૫. ન. ફકીરનો તકિયો; ફકીરોને રહેવાનું ઠેકાણું.

૬. ન. બારણું; દ્વાર; બાર.

૭. [ સં. અ ( નિરર્થક પૂર્વગ ) + સ્થાન ( ઠેકાણું ) ] ન. મકાન; ઘર; ઇમારત.

૮. ન. મંદિર; દેવાલય.

૯. ન. મંદિરમાં દાખલ થવાનું બારણું.

૧૦. ન. સ્થળ; સ્થાન; ઠેકાણું.

**અસ્થાનસ્થ** [ સં. અ ( અયોગ્ય ) + સ્થાન ( જગ્યા ) + સ્થ ( રહેવું ) ] વિ. અણછાજતી જગ્યા ઉપર રહેલ.

**અસ્થાનસ્થપદ** [ સં. અ ( અયોગ્ય ) + સ્થાન ( જગ્યા ) + સ્થ ( રહેલ ) + પદ ( શબ્દ ) ] પું. ( કાવ્ય ) જ્યાં જે શબ્દ જોઈએ ત્યાં તે નહિ હોવાથી થતો વાક્યદોષ.

**અસ્થાનસ્થસમાસ** [ સં. અ ( અયોગ્ય ) + સ્થાન ( જગ્યા ) + સ્થ ( રહેલ ) + સમાસ ( બે કે વધારે શબ્દના જોડાણથી થયેલ શબ્દ ) ] પું. ( કાવ્ય ) જ્યાં શબ્દસમાસ કરવો ઘટે ત્યાં ન કરવાથી થતો એક વાક્યદોષ. જુઓ વાક્યદોષ.

**અસ્થાનિક** [ સં. અ ( નહિ ) + સ્થાન ( જગ્યા ) + ઇક ( વાળું ) ] વિ. મૂળ સ્થાનનું નહિ એવું.

**અસ્થાનીય** [ સં. અ ( અયોગ્ય ) + સ્થાન ( જગ્યા ) + ઈય ( વાળું ) ] વિ. અણછાજતું.

**અસ્થાને** [ સં. અ ( અયોગ્ય ) + સ્થાને ( જગ્યામાં ) ] અ. અયોગ્ય; અણઘટતું.

**અસ્થાપન** ૧. [ સં. સ્થા ( મૂકવું ) ] ન. ( હિંદી ) નિમણૂક.

૨. ન. સ્થાપન ; મુકરર કરવાપણું.

**અસ્થાય** [ સં. ] વિ. ઘણું ઊંડું.

**અસ્થાયિની** [ સં. અ ( નહિ ) + સ્થાયિન ( સ્થિર ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. ફેરફાર થયા કરે એવી; વિકારવાળી.

**અસ્થાયી** ૧. પું. ( સંગીત ) ધ્રુપદની ચાર તૂકોમાંની પહેલી.

૨. વિ. અસાર; નિઃસત્ત્વ; માલ વિનાનું.

૩. [ સં. અ (નહિ) + સ્થાયિન્ ( કાયમનું)] વિ. ( ગણિત ) ચલ; વિકારી; 'વેરિયેબલ'.

૪. વિ. ચંચળ; ચલાયમાન; અસ્થિર; અદઢ.

૫. વિ. જેની કીમતમાં ફેરફાર થાય એવું.

૬. વિ. થોડો વખત રહેનાર; અનિત્ય; ક્ષણિક; ક્ષણભંગુર.

**અસ્થાયી અટક** [સં. અ (નહિ) + સ્થાયિન ( સ્થિર ) + અ ( નહિ ) + ટિક્ ( જવું ) ] સ્ત્રી. કામચલાઉ કેદ; હંગામી તાબો; અનિત્ય બંધન; 'ટેમ્પરરિ કસ્ટડિ'.

**અસ્થાયી કેદ** જુઓ અસ્થાયી અટક.

**અસ્થાયી તાબો** જુઓ અસ્થાયી અટક.

**અસ્થાયી પૂંજી** [ સં. અ ( નહિ ) + સ્થાયિન્ ( સ્થિર ) + પુંજિ ( ઢગલો ) ] સ્ત્રી. વપરાશમાં આવતી મૂડી; ચલપૂંજી; 'સર્ક્યુલેટિંગ કેપિટલ'.

**અસ્થાયી બંધન** જુઓ અસ્થાયી અટક.

**અસ્થાયી વિશેષ કાનૂન** [ અ ( નહિ ) + સ્થાયિન્ ( કાયમનું ) + વિશેષ ( ખાસ ) + કાનૂન ( કાયદો ) ] પું. ટૂંક સમયને માટે કાઢવામાં આવતો ખાસ કાયદો; 'ઑર્ડિનન્સ'.

**અસ્થાયી સ્વર** [ સં. અ ( નહિ ) + સ્થાયિન્ ( સ્થિર ) + સ્વર ] પું. ( સંગીત ) સ્થિર રહી ન શકનારા એટલે ફેરફાર પામી શકે તેવા સ્વર. સ અને પ એ બન્ને સ્થાયી એટલે સ્થિર હોવાથી તેમને અવિકૃત કહે છે અને રિ, ગ, મ, ધ, નિ એ પાંચ સ્વર અસ્થાયી હોવાથી તેમને વિકૃત કહે છે.

**અસ્થાયી હવાલો** જુઓ અસ્થાયી અટક.

**અસ્થાવર** [ સં. અ ( નહિ ) + સ્થાવર ( સ્થિર ) ] વિ એક ઠેકાણેથી બીજે ઠેકાણે ફેરવી શકાય એવું; જંગમ.

**અસ્થાવર સંપત્તિ** [ સં. અ ( નહિ ) + સ્થાવર ( સ્થિર ) + સંપત્તિ ( દોલત ) ] સ્ત્રી. જંગમ મિલ્કત.

**અસ્થિ** ૧. [ સં. ] ન. ફળની ગોટલી કે બી.

૨. [ સં. સ્થા ( ઊભા રહેવું ) ] ન. હાડકું. તે માણસને ટટ્ટાર રાખે છે તેથી તે અસ્થિ કહેવાય છે. હાડકાને લીધે શરીરને આકાર, દઢતા તથા ચલનશક્તિ મળે છે. હાડકાંની પોલમાં મગજ, હૃદય અને ફેફસાં જેવાં નાજુક અવયવોનું રક્ષણ થાય છે. માંસના લોચા તેના ઉપર વળગી રહી તેને જુદી જુદી જાતની ગતિ આપે છે. માણસના હાડપિંજરનાં હાડકાંની સંખ્યા નીચે પ્રમાણે છેઃ ખોપરી ૮, ચહેરો ૧૪, ડોક ૧, કરોડ ૨૬, છાતી ૧, પાંસળી ૨૪, હાથ તથા ખભા ૬૪, પગ ૬૨, એમ કુલ ૨૦૦ છે. આ ઉપરાંત ૩૨ દાંત અને કાનનાં ૬ હાડકાં મળી એકંદરે ૨૩૮ થાય છે. લાંબાં, ટૂંકાં, ચપટાં અને બેડોળ એમ જુદા જુદા ઘાટનાં હાડકાં હોય છે. તેનો બહારનો ભાગ કઠણ અને નક્કર, જ્યારે અંદરનો ભાગ પોલો વાદળી જેવો હોય છે. લાંબાં હાડકાંની વચ્ચેના પોલા ભાગમાં નરમ રાતો માવો રહે છે. પક્ષીઓનાં હાડકાંની પોલમાં હવા ભરેલી હોઈ તે હલકાં હોય છે. રસાયનિક રીતે જોતાં હાડકાંમાં બે પદાર્થ છે. એક સકરણ એટલે જીલેટીન જેવો અને બીજો ખનિજ પદાર્થ છે. સકરણ પદાર્થથી હાડકાંને બરડતા મળે છે અને ખનિજ પદાર્થથી હાડકાંને મજબૂતાઈ મળે છે. જુદાં જુદાં હાડકાંના ઉપયોગ માટે 'આર્યભિષક'માં જણાવે છે કેઃ નાડીવણ અને ભગંદરમાં તરસનું હાડકું પાણીમાં ઘસીને પાતું અને તેનો લેપ કરવો. પીનસ રોગ ઉપર

તરસનું હાડકું પાણીમાં ઘસી નાકમાં નાખવું. જલોદરના દરદમાં માણસની ખોપરીનું હાડકું પાણીમાં ઘસી પાવું. સડેલા કોઢ ઉપર માણસનાં હાડકાં બારીક વાટી તે ચાંદાંઓ ઉપર ચોપડવાથી ક્ષત એટલે ઘારું જલદી ભરાઈ આવે. હડકાયા કૂતરાના ઝેર ઉપર કૂતરાનો કે વાઘનો સૂળો એટલે રાક્ષી દાંત અને ખોપરી પાણીમાં ઘસી આપવું. ઢોરના ગળામાં હાડકું અટક્યું હોય તો તરસના નાકનું હાડકું પાણીમાં ઘસી તે પાણી પાવું. ભગંદર ઉપર ત્રિફલાના કાઢામાં બિલાડીનું હાડકું ઘસી લેપ કરવો. નાસૂર ઉપર બિલાડીનું અને તરસનું હાડકું તથા કાચબાની ખોપરીનું હાડકું ઘસી તે ચોપડવું. બાળકને પેટમાં ભાર રહ્યો હોય તો તે માટે કાચબાના કપાળનું હાડકું ઘસી પાવું. ભગંદર અને ગૂમડાં ઉપર બિલાડીના અને કૂતરાના હાડકાંની રાખ કરી ઘીમાં ખરલ કરી લેપ કરવો. નાગના ઝેર ઉપર ગરુડ પક્ષીના પગનું હાડકું પાણીમાં ઘસી આપવું. પથરી ઉપર બગલાના હાડકાંનો ભૂકો ૩ થી ૬ માસા પાણી સાથે પીવરાવવો. આ ઇલાજથી પથરીની રેતી બની તે પેશાબ વાટે નીકળી જાય છે.

**અસ્થિક** જુઓ અસ્થિ.

**અસ્થિકી** ૧. ન. વાણિયાની એ નામની જાતનું માણસ.

૨. વિ. વાણિયાની ચોરાશી જાતમાંની એ નામની એકનું.

વઘણરા વૈસુર અસ્થિકી. લાવણ્યસમય

**અસ્થિકુંડ** [ સં. અસ્થિ ( હાડકું ) + કુંડ ( હોજ ) ] પું. છયાશી નરકકુંડ માંહેનો હાડકાંથી ભરેલો એ નામનો કુંડ. જે માણસ ગયામાં વિષ્ણુપદ પર પિંડદાન નથી કરતો તે, અથવા જે માણસ વ્રત, ઉપવાસ અને શ્રાદ્ધ આદિના સમયમાં ક્ષૌર કરાવે તે માણસ આ કુંડમાં પડે એવી માન્યતા છે.

**અસ્થિકૃત** [ સં. અસ્થિ ( હાડકું ) + કૃત ( કરનાર ) ] ન. મજ્જા; હાડકામાંનો માવો; અસ્થિજ.

**અસ્થિકેન્દ્ર** [ સં. અસ્થિ ( હાડકું ) + કેન્દ્ર ( મધ્યબિંદુ ) ] ન. કૂર્ચામાંથી હાડકું બનવાની શરૂઆત જ્યાંથી થાય તે ભાગ; 'સેન્ટર ઑફ ઑસિફિકેશન'.

**અસ્થિગણના** [સં. અસ્થિ ( હાડકું ) + ગણના ( ગણતરી ) ] સ્ત્રી. હાડકાંની ગણતરી.

**અસ્થિઘાત** [ સં. અસ્થિ ( હાડકું ) + ઘાત ( ફટકો ) ] પું. હાડકાંનું તૂટવું તે; અસ્થિભંગ.

**અસ્થિચર્માવશેષ** [ સં. અસ્થિ ( હાડકું ) + ચર્મન્ ( ચામડી ) + અવશેષ ( બાકીનો ભાગ ) ] વિ. હાડકાં અને ચામડી વધારે દેખાતાં હોય તેવું; માંસ વિનાનું; પાતળું; દૂબળું.

**અસ્થિચ્છેદક** [ સં. અસ્થિ ( હાડકું ) + છેદક ( તોડનાર ) ] પું. કરવત જેવું હાડકાં કાપવાનું એક હથિયાર.

**અસ્થિચ્છેદન** [ સં. અસ્થિ ( હાડકું ) + છેદન ( ભાંગવાપણું ) ] ન. હાડકાંની કાપકૂપ.

**અસ્થિજ** ૧. [ સં. અસ્થિ (હાડકું) + જ ( પેદા થયેલું ) ] પું. ઇંદ્રનું હથિયાર; વજ્ર. દધિચિ ઋષિનાં હાડકાંનું તે બનેલ મનાતું હોઈને તેને અસ્થિજ કહે છે.

૨. પું. હાડકાંમાંથી ઉત્પન્ન થતી મજ્જા એટલે હાડકાંમાંનો માવો.

**અસ્થિજનક** [ સં. અસ્થિ ( હાડકું ) + જનક ( પેદા કરનાર ) ] વિ. હાડકાં બનાવનારું.

**અસ્થિજ્વર** [ સં. અસ્થિ ( હાડકું ) + જ્વર ( તાવ ) ] પું. હાડજ્વર; હાડમાં રહેનારો તાવ; ઊંડે ઊંડે જણાતો તાવ.

**અસ્થિત** ૧. ન. ( સંગીત ) સાદ તૂટે તેમ ગાવાપણું. તે ગાનારનો એક દોષ ગણાય છે.

૨. [ સં. અ ( નહિ ) + સ્થિત ( સ્થિર ) ] વિ. ચંચળ; અસ્થિર.

**અસ્થિતપાટીગણિત** [ સં. અ ( નહિ ) + સ્થિત ( સ્થિર ) + પાટી ( ગુણાકાર ભાગાકાર વગેરેનો સ્પષ્ટ ક્રમ ) + ગણિત ] ન. અંકશાસ્ત્રનો એક પ્રકાર; અંકગણિતની એક જાત; 'ઍરિથમેટિક ઑફ઼ ઇન્ફિનિટ'.

**અસ્થિતંત્ર** [ સં. અસ્થિ ( હાડકું ) + તંત્ર ( રચના ) ] ન. હાડપિંજર; હાડકાંનો માળખો.

**અસ્થિતાત્મ** [ સં. અ ( નહિ ) + સ્થિત ( સ્થિર ) + આત્મન્ ( જીવ ) ] વિ. અસ્થિર જીવવાળું.

**અસ્થિતિ** ૧. [ સં. અ ( નહિ ) + સ્થિતિ ( મર્યાદા ) ] સ્ત્રી. ખરાબ રીતભાત; અવિનય.

૨. [સં. અ ( નહિ ) + સ્થિતિ ( સ્થિરતા ) ] સ્ત્રી. ચંચળતા; અસ્થિરપણું.

૩. વિ. ચંચળ; અસ્થિર.

૪. વિ. મર્યાદા વગરનું; નિર્મર્યાદ.

**અસ્થિતિસ્થાપક** [ સં. અ ( નહિ ) + સ્થિતિસ્થાપક ( મૂળ સ્થિતિમાં રહ્યા કરે એવું ) ] વિ. મૂળ સ્થિતિમાં ન આવનારું; બરડ.

**અસ્થિતુંડ** ૧. [ સં. અસ્થિ ( હાડકું ) + તુંડ ( ચાંચ ) ] ન. એક જાતનું પક્ષી. તેની ચાંચ હાડકા જેવી કઠણ હોય છે, તેથી તે અસ્થિતુંડ કહેવાય છે.

૨. ન. પક્ષી.

**અસ્થિતેજ** [ સં. અસ્થિ ( હાડકું ) + તેજસ્ ( માવો ) ] ન. હાડકાંનો માવો; મજ્જા.

**અસ્થિતોદ** [ સં. અસ્થિ ( હાડકું ) + તોદ ( દુઃખ ) ] ન. હાડકામાં થતી પીડા.

**અસ્થિત્વક્** [ સં. અસ્થિ ( હાડકું ) + ત્વચ્ ( ચામડી ) ] ન. હાડકાંની આસપાસ આવેલું તથા તેને પોષણ આપનાર રેસા અને વાહિનીવાળું પડ; પર્યસ્થિ; 'પેરિયૉસ્ટિયમ'.

**અસ્થિદોષ** [ સં. અસ્થિ ( હાડકું ) + દોષ ( ખામી ) ] પું. બાળકને થતો હાડકાંનો એક રોગ.

**અસ્થિધન્વા** [ સં. અસ્થિ ( હાડકું ) + ધનુસ્ ( બાણ ) ] પું. શિવ; શંકર. તેનું ધનુષ હાડકાંનું હોઈ તે અસ્થિધન્વા કહેવાય છે.

**અસ્થિધરકલા** [ સં. અસ્થિ ( હાડકું ) + ધર ( ધરનાર ) + કલા ( પડ ) ] સ્ત્રી. હાડકા ઉપર વીંટાયેલું અંપડું પડ; અસ્થિત્વક્; 'પેરિયૉસ્ટિયમ'.

**અસ્થિપંજર** જુઓ અસ્થિપિંજર.

**અસ્થિપિંજર** [ સં. અસ્થિ ( હાડકું ) + પિંજર ( ખોખું ) ] ન. હાડપિંજર; હાડકાંનો માળખો.

**અસ્થિપૂરણ** [ સં. અસ્થિ ( હાડકું ) + પૂરણ ( ભરી આપવાપણું ) ] ન. હાડકાંની ખોટ પૂરી પાડવા કરવામાં આવતી શસ્ત્રક્રિયા.

**અસ્થિપ્રક્ષેપ** [ સં. અસ્થિ ( હાડકું ) + પ્રક્ષેપ ( ફેંકવાપણું ) ] પું. મરેલાનાં હાડકાં પવિત્ર નદી કે હોજમાં વિધિ પ્રમાણે પધરાવવાં તે.

**અસ્થિબંધ** ૧. [ સં. અસ્થિ ( હાડકું ) + બંધ્ ( બાંધવું ) ] પું. સાંધા આગળથી હાડકાં ખસી ન જાય તે માટે તેને ફરતો આવેલો મજબૂત રેસાનો પટો; હાડબંધન.

૨. પું. હાડકાંનું સંધાણ.

**અસ્થિબંધન** ૧. [ સં. અસ્થિ ( હાડકું ) + બંધન ( બાંધનારી વસ્તુ ) ] ન. એક હાડકું બીજા હાડકા સાથે બંધાયેલ રહે તે માટે તેની આસપાસ આવેલો રેસાનો પટો; અસ્થિબંધ.

૨. ન. હાડકાંનું જોડાણ.

**અસ્થિબાહ્યાવરણ** [ સં. અસ્થિ ( હાડકું ) + બાહ્ય ( બહારનું ) + આવરણ ( ઢાંકણ ) ] ન. હાડકાની સપાટી પર લપેટાયેલું ધોળું તંતુવાળું મજબૂત પડ. તેમાં હાડકાની સપાટીના પોષણ માટે લોહીની નળીઓ પથરાયેલી હોય છે. ઈજાને લીધે તેનો કોઈ ભાગ ઊખડી જાય તો હાડકાનો તેટલો ભાગ નકામો બને છે.

**અસ્થિભક્ષ** ૧. [ સં. અસ્થિ ( હાડકું ) + ભક્ષ્ ( ખાવું )] ન. એક જાતનું હાડકાં ખાનાર પક્ષી.
૨. ન. કૂતરું; શ્વાન, કારણ કે તે હાડકાં ખાય છે.
૩. વિ. હાડકાં ખાનાર; હાડભક્ષી.

**અસ્થિભક્ષા** સ્ત્રી. ધાયમારી; ભેજવાળી જમીનમાં બે હાથ ઊંચી ઊગતી એક વનસ્પતિ. તેનાં ફળ પહેલાં લીલાં હોય છે અને પછી રાતાં બને છે. જુઓ ધાયમારી.

**અસ્થિભક્ષી** [ સં. અસ્થિ ( હાડકું ) + ભક્ષ ( ખોરાક ) + ઇન્ ( વાળું )] ન. કૂતરું, કેમકે તે હાડકાં ખાય છે. જુઓ અસ્થિભક્ષ.

**અસ્થિભવન** [ સં. અસ્થિ ( હાડકું ) + ભૂ ( થવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય )] ન. શરીરમાં હાડકાંનું બંધારણ થવાની ક્રિયા.

**અસ્થિભંગ** ૧. [ સં. અસ્થિ ( હાડકું ) + ભંગ્ ( ભાંગવું )] પું. હાડકાનું ભાંગવું તે; અસ્થિભેદ.
૨. ન. ભેજવાળી જમીનમાં બે હાથ ઊંચી ઊગતી એક વનસ્પતિ; અસ્થિભક્ષા; ધાયમારી. એનાં ફળ પહેલાં લીલાં હોય છે અને પછી રાતાં બને છે. તેનાં પાંદડાં ચોપડવાથી ઘા જલદી રૂઝાવાનું મનાય છે.

**અસ્થિભંજન** ૧. [ સં. અસ્થિ ( હાડકું ) + ભંજન ( કટકા )] ન. કરોડનાં હાડકાં; શરીરદંડ. કરોડ નાનાં હાડકાંની બનેલ છે.
૨. ન. હાડકાંનું ભાંગવું તે.

**અસ્થિભુક** [ સં. અસ્થિ ( હાડકું ) + ભુક્ ( ખાનાર )] પું. કૂતરો. તે હાડકું ખાય છે તેથી તે અસ્થિભુક કહેવાય છે. જુઓ અસ્થિભક્ષ.

**અસ્થિભેદ** ૧. [ સં. અસ્થિ ( હાડકું ) + ભિદ્ ( કટકા કરવા )] પું. હાડકાંનું ભાંગવાપણું.
૨. ન. હાડકાંની જાત.

**અસ્થિભેદક** [ સં. અસ્થિ ( હાડકું ) + ભેદક ( ભાંગનાર )] વિ. હાડકાં ભાંગનાર.

**અસ્થિભેદી** જુઓ અસ્થિભેદક.

**અસ્થિમજ્જા** [ સં. અસ્થિ ( હાડકું ) + મજ્જા ( માવો )] સ્ત્રી. હાડકાંમાં રહેલ એક પદાર્થ; અસ્થિતેજ.

**અસ્થિમય** ૧. [સં. અસ્થિ ( હાડકું ) + મય ( વાળું )] વિ. માત્ર હાડકાં રહ્યાં હોય તેવું; તદ્દન પાતળું; હાડપિંજર જેવું.
૨. વિ. હાડકાંનું બનાવેલું.
૩. વિ. હાડકાંવાળું.

**અસ્થિમાન** [ સં. અસ્થિ ( હાડકું ) + મત્ ( વાળું )] વિ. હાડકાંવાળું; અસ્થિમય.

**અસ્થિમાલા** ૧. [ સં. અસ્થિ ( હાડકું ) + માલા ( માળા )] સ્ત્રી. હાડકાંની માળા.
૨. [ સં. અસ્થિ ( હાડકું ) + માલા ( શ્રેણી )] સ્ત્રી. હાડકાંની હાર.

**અસ્થિમાલી** [ સં. અસ્થિ ( હાડકું ) + માલિન્ ( માળાવાળું )] પું. શિવ; મહાદેવ, કેમકે તે રૂંડમાળ ગળામાં પહેરતા મનાય છે.

**અસ્થિમેદ** [ સં. અસ્થિ ( હાડકું ) + મેદ ( ચરબી )] પું. પોલાં હાડકાંમાં રહેલો પોચો માવા જેવો ગર; મજ્જા.

એ પોલમાં **અસ્થિમેદ** અથવા પોચો માવા જેવો ગર હોય છે. — આરોગ્યવિજ્ઞાન

**અસ્થિયુજ** [ સં. અસ્થિ ( હાડકું ) + યુજ્ ( સાંધવું )] ન. એક જાતનું ઝાડ; હસ્તિશુંડા વૃક્ષ. ભાંગેલ હાડકાં ઉપર તે ઉપયોગમાં આવે છે.

**અસ્થિયોગ** [ સં. અસ્થિ ( હાડકું ) + યુજ્ ( સાંધવું )] પું. ભાંગેલા હાડકાંનું જોડાણ.

**અસ્થિર** ૧. [ સં. અ ( નહિ ) + સ્થિર ( દૃઢ )] વિ. અદૃઢ; ચંચળ; અધ્રુવ.
૨. વિ. અનિયમિત; અવ્યવસ્થિત.
૩. વિ. ઢચુપચુ; ડગમગતું; અનિશ્ચિત.
૪. [ સં. અ ( નિરર્થક પૂર્વગ ) + સ્થિર ( દૃઢ )] વિ. દૃઢ. જુઓ સ્થિર.
૫. [ સં. અ ( નહિ ) + સ્થિર ( નિશ્ચિત )] વિ. ફેરફાર થાય એવું; વિકારી; વિનાશી.
૬. વિ. વિશ્વાસ ન મૂકી શકાય એવું.
૭. [ સં. અ ( નહિ ) + સ્થિર ( ડગે નહિ એવું )] વિ. હાલતું; સ્થિર નહિ એવું.

**અસ્થિરચિત્ત** ૧. [ સં. અ ( નહિ ) + સ્થિર ( દૃઢ ) + ચિત્ત ( મન )] ન. ઢચુપચુ મન.
૨. વિ. ઢચુપચુ મનવાળું; સંકલ્પવિકલ્પ કરનાર.

**અસ્થિરચિત્તતા** [ સં. અ ( નહિ ) + સ્થિર ( દૃઢ ) + ચિત્ત ( મન ) + તા ( પણું )] સ્ત્રી. મનનું અસ્થિરપણું; મનની દૃઢતાનો અભાવ.

**અસ્થિરતા** ૧. [ સં. અ ( નહિ ) + સ્થિર ( દૃઢ ) + તા ( પણું )] સ્ત્રી. અદૃઢતા; ચંચળપણું.
૨. સ્ત્રી. અનિયમિતતા; અવ્યવસ્થિતપણું.
૩. [ સં. અ ( નહિ ) + સ્થિર ( ડગે નહિ એવું ) + તા ( પણું )] સ્ત્રી. ડગુમગુપણું; ઢચુપચુપણું.
૪. [ સં. અ ( નિરર્થક પૂર્વગ ) + સ્થિર ( દૃઢ ) + તા ( પણું )] સ્ત્રી. દૃઢતા. જુઓ સ્થિરતા.
૫. [સં. અ ( નહિ ) + સ્થિર ( નિશ્ચિત ) + તા ( પણું )] સ્ત્રી. ફેરફાર થાય એવો ગુણ.
૬. સ્ત્રી. વિશ્વાસ મૂકી ન શકાય એવું હોવું તે.

**અસ્થિરત્વ** [ સં. અ ( નહિ ) + સ્થિર ( દૃઢ ) + ત્વ ( પણું )] ન. અદૃઢતા. જુઓ અસ્થિરતા.

**અસ્થિરપણું** [ અ ( નહિ ) + સ્થિર ( દૃઢ ) + પણું ] ન. ચંચળપણું. જુઓ અસ્થિરતા.

**અસ્થિરપ્રજ્ઞા** [ સં. અ ( નહિ ) + સ્થિર ( દૃઢ ) + પ્રજ્ઞા ( જ્ઞાન )] સ્ત્રી. ( વેદાંત ) અગાઉના પુણ્યના યોગથી 'તત્ત્વમસિ' એટલે 'તે તું છે' એવું મહાવાક્ય સાંભળી જેને 'અહં બ્રહ્માસ્મિ' એટલે 'હું બ્રહ્મ છું' એવું જ્ઞાન ઊપજે, પણ વિષયાસક્તિ વગેરેથી તે પાછું વિસારે પડે એવું જ્ઞાન; જે બુદ્ધિથી પ્રથમ ખરું જ્ઞાન થાય અને પછી તે જ્ઞાન ભુલાઈ જાય તેવી અસ્થિર બુદ્ધિ. આ શબ્દ સ્થિતપ્રજ્ઞાથી ઊલટો શબ્દ છે.

**અસ્થિરમતિ** ૧. [ સં. અ ( નહિ ) + સ્થિર ( દૃઢ ) + મતિ ( બુદ્ધિ )] સ્ત્રી. ચંચળ બુદ્ધિ.
૨. વિ. ઢચુપચુ મનવાળું; ડગુમગુ બુદ્ધિવાળું.

**અસ્થિરવિભૂતિ** [સં. અ ( નહિ ) + સ્થિર ( નિશ્ચિત ) + વિભૂતિ ( સંપત્તિ )] સ્ત્રી. ક્ષણિક વૈભવ; થોડા કાળમાં નષ્ટ થાય એવી જાહોજલાલી.

**અસ્થિરવિવાહપદ્ધતિ** [સં. અ ( નહિ ) + સ્થિર ( કાયમનું ) + વિવાહ ( લગ્ન ) + પદ્ધતિ ( રીત )] સ્ત્રી. ધણીધણિયાણી મરજી પડે ત્યારે સંબંધ તોડી શકે એવી જાતનું લગ્ન. અસ્થિરવિવાહપદ્ધતિ યુરોપ, અમેરિકા આદિ દેશોમાં તથા મુસલમાન રાષ્ટ્રોમાં પ્રચલિત છે. આ પદ્ધતિમાં ધણીધણિયાણીનો સંબંધ ગમે તે વખતે તોડી શકાય છે.

**અસ્થિરાશિ** ૧. [ સં. અસ્થિ ( ગોટલું ) + રાશિ ( ઢગલો )] પું. ગોટલાંનો ઢગલો.
૨. [ સં. અસ્થિ ( હાડકું ) + રાશિ ( ઢગલો )] પું. હાડકાંનો જથ્થો.

**અસ્થિરોગ** [ સં. અસ્થિ ( હાડકું ) + રોગ ( દરદ )] પું. ( વૈદક ) હાડકાંનો રોગ. શરૂઆતમાં હાડકાંની અંદર પાકવાનાં ચિહ્ન થઈ પાછળથી તે સડે અને જ્યારે ઝીણી હાડકાંની કટકીઓ તેમાંથી નીકળે ત્યારે તે ભાગ ઉપર દાબવાથી દુઃખ થાય. આ દુખાવો ઘણો ઊંડો હોય તેમ લાગે અને રાત્રે કે શરદીને લીધે તે વધારો પામે. ઉપદંશ એટલે ચાંદીનો રોગ એ ઘણું કરીને આ રોગનું મુખ્ય કારણ હોય છે.

**અસ્થિવર્ણન** [સં. અસ્થિ (હાડકું) + વર્ણન (બયાન)] ન. હાડકાં સંબંધી હકીકત.

**અસ્થિવિકૃતિ** [સં. અસ્થિ (હાડકું) + વિકૃતિ (ફેરફાર)] સ્ત્રી. હાડકાનો સડો; કોથ.

**અસ્થિવિગ્રહ** ૧. [સં. અસ્થિ (હાડકું) + વિગ્રહ (શરીર)] પું. ભૃંગરિટિ નામનો શંકરનો ઘણો બેડોળ ગણ.
૨. વિ. હાડપિંજર થઈ ગયેલું.

**અસ્થિવિજ્ઞાન** જુઓ અસ્થિવિદ્યા.

**અસ્થિવિદારક** ૧. [સં. અસ્થિ (હાડકું) + વિદારક (કટકા કરનાર)] ન. હાડકાંની વાઢકાપમાં વપરાતું એક ઓજાર.
૨. વિ. હાડકાંના કટકા કરનાર.

**અસ્થિવિદ્યા** [સં. અસ્થિ (હાડકું) + વિદ્યા (જ્ઞાન)] સ્ત્રી. હાડકાં સંબંધી વિદ્યા; 'ઑસ્ટીઓલૉજી'.

**અસ્થિવિશ્લેષ** [સં. અસ્થિ (હાડકું) + વિશ્લેષ (જુદું પડવાપણું)] પું. હાડકાનું ખડી જવું તે.

**અસ્થિવેત્તા** [સં. અસ્થિ (હાડકું) + વેત્તૃ (જાણનાર)] ન. હાડકાં સંબંધી વિદ્યા જાણનાર માણસ; હાડવૈદ.

**અસ્થિવ્રણ** [સં. અસ્થિ (હાડકું) + વ્રણ (ઘા)] ન. હાડકાનો જખમ; હાડકાનું ઘાઈ કે ચાંદું.

અસ્થિમાં જ્યારે ટયુબરક્લનો રોગ થાય છે, ત્યારે અસ્થિવ્રણ તથા સડો પેદા થાય છે.
ત્રિભોવન શાહ

**અસ્થિશલક** [સં. અસ્થિ (હાડકું) + શલ્ક (ભીંગડું)] ન. એક જાતનું માછલું. તેને હાડકાં જેવાં કઠણ ભીંગડાં હોય છે.

**અસ્થિશૃંખલા** [સં. અસ્થિ (હાડકું) + શૃંખલા (સાંકળ)] સ્ત્રી. હાડસાંકળની વેલ; અસ્થિસંહાર. કાન વહેતો હોય તો એ વેલના રસનું ટીપું નખાય ને પચાટ લાગેલ હોય તો તેનાં પાંદડાં વાટીને કે બાફીને બંધાય છે.

**અસ્થિશેષ** ૧. [સં. અસ્થિ (હાડકું) + શેષ (બાકી રહેલ ભાગ)] પું. જમીનનાં પડોમાંથી નીકળતાં જૂનાં હાડકાં; 'ફોસિલ'.
૨. વિ. સુકલકડી; હાડપિંજર જેવું.

**અસ્થિશોખ** [સં. અસ્થિ (હાડકું) + શોષ (ક્ષય)] પું. હાડકાનો સડો.

**અસ્થિશોફ** [સં. અસ્થિ (હાડકું) + શોફ (સોજો)] પું. હાડકાનો સોજો.

**અસ્થિશોષ** [સં. અસ્થિ (હાડકું) + શુષ્ (સુકાઈ જવું)] પું. હાડકાંનું સુકાઈ જવાપણું.

**અસ્થિસમર્પણ** [સં. અસ્થિ (હાડકું) + સમર્પણ (આપી દેવું તે)] ન. શબને બાળતાં બાકી રહેલાં હાડકાં પવિત્ર નદીમાં પધરાવવાં તે; મુડદું બાળતાં બાકી રહેલાં ફૂલ એટલે હાડકાં કોઈ પવિત્ર નદીમાં પધરાવવાં તે.

**અસ્થિસંઘ** [સં. અસ્થિ (હાડકું) + સંઘ (જથ્થો)] પું. હાડકાંનો સમૂહ.

**અસ્થિસંચય** ૧. [સં. અસ્થિ (હાડકું) + સંચય (એકઠું કરવાપણું)] પું. પવિત્ર નદીમાં પધરાવવા માટે શબને બાળતાં બાકી રહેલાં હાડકાં એકઠાં કરી લેવાની ક્રિયા. કેટલાક લોકોમાં તેવાં હાડકાંના કટકાને દાટવાનો રિવાજ છે.
૨. [સં. અસ્થિ (હાડકું) + સંચય (ઢગલો)] પું. હાડકાંનો ઢગલો.

**અસ્થિસંચયન** [સં. અસ્થિ (હાડકું) + સંચયન (એકઠું કરવાપણું)] ન. શબને બાળ્યા પછી બાકી રહેલ હાડકાં એકઠાં કરવાપણું. જુઓ અસ્થિસંચય ૧.

**અસ્થિસંધાનક** [સં. અસ્થિ (હાડકું) + સંધાનક (જોડનાર)] વિ. હાડકાંને સાંધનારું.

**અસ્થિસંધિ** ૧. [સં. અસ્થિ (હાડકું) + સંધિ (જોડવું તે)] પું. હાડકાંને સાંધવાની ક્રિયા.
૨. [સં. અસ્થિ (હાડકું) + સંધિ (સાંધો)] પું. હાડકાંનો સાંધો.

**અસ્થિસંભવ** [સં. અસ્થિ (હાડકું) + સંભવ્ (થવું)] પું. હાડકાંમાં થતી મજ્જા ધાતુ.

**અસ્થિસંયોગ** જુઓ અસ્થિસંધિ.

**અસ્થિસંહાર** [સં. અસ્થિ (હાડકું) + સંહાર (જથ્થો)] પું. હાડસાંકળની વેલ. જુઓ અસ્થિશૃંખલા.

**અસ્થિસંહારિકા** [સં. અસ્થિ (હાડકું) + સંહાર (જથ્થો) + ઇક (વાળું) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. હાડસાંકળની વેલ. જુઓ અસ્થિશૃંખલા.

**અસ્થિસંહારી** [સં. અસ્થિ (હાડકું) + સંહાર (જથ્થો) + ઇન્ (વાળું)] પું. હાડસાંકળની વેલ. જુઓ અસ્થિશૃંખલા.

**અસ્થિસાર** [સં. અસ્થિ (હાડકું) + સાર (તત્ત્વ)] પું. હાડકાંમાં થતી મજ્જા ધાતુ.

**અસ્થિસિંચન** [સં. અસ્થિ (હાડકું) + સિંચન (છાંટવું તે)] ન. ચિતા ટાઢી પાડવી તે; ટાઢી ઠારવી તે; હાડકાંને છાંટવાં તે.

**અસ્થિસ્થાન** [સં. અસ્થિ (હાડકું) + સ્થાન (જગ્યા)] ન. કબ્રસ્તાન.

**અસ્થિસ્થૂણ** ૧. [સં. અસ્થિ (હાડકું) + સ્થૂણા (થાંભલો)] પું. દેહ; શરીર.
૨. પું. હાડકાંનો આધાર; હાડકાંનો ટેકો.

**અસ્થિસ્નેહ** [સં. અસ્થિ (હાડકું) + સ્નેહ (ચીકાશવાળો પદાર્થ)] પું. અસ્થિસાર; હાડકાંમાં થતી મજ્જા ધાતુ.

**અસ્થીશ** [સં. અસ્થિ (હાડકું) + ઈશ (ધણી)] પું. મગજનો એક ભાગ. આ ભાગ ચહેરાના હાડકાના વિકાસને નિયમિત કરે છે.

**અસ્થૂલ** ૧. [સં. અ (નહિ) + સ્થૂલ (મોટું)] વિ. બારીક; સામાન્ય ઇંદ્રિયો તેમજ બુદ્ધિથી સમજી ન શકાય એવું; સૂક્ષ્મ.
૨. [સં. અ (નિરર્થક પૂર્વગ) + સ્થૂલ (મોટું)] વિ. મોટું. જુઓ સ્થૂલ.

**અસ્થૈર્ય** [સં. અ (નહિ) + સ્થૈર્ય (સ્થિરતા)] ન. ચંચળતા; અદૃઢતા; અસ્થિરપણું.

**અસ્થ્યાદિપંચદશક** [સં. અસ્થિ (હાડકું) + આદિ (વગેરે) + પંચદશ (પંદર) + ક (વાળું)] ન. (વેદાંત) સ્થૂલ દેહ બનાવનાર પંદર પદાર્થનો સમૂહ: હાડકાં, ચામડી, કફ, સ્નાયુ, મજ્જા, માંસ, અશ્રુ, પીચા એટલે ચીપડા, વિષ્ટા, મૂત્ર, વાયુ, પિટી એટલે મેલ, વીર્ય, મેદ અને લોહી.

**અસ્ના** ૧. [અ.] પું. ઘડી.
૨. પું. વચલો ભાગ.
અસ્ના યે રાહ = મુસાફરી દરમિયાન.

**અસ્નાઈ** [ફા. આશ્નાઈ (મૈત્રી)] સ્ત્રી. અટકચાળા; આળવીતરાઈ.

**અસ્નાત** ૧. [સં. અ (નહિ) + સ્નાત (નાહેલું)] વિ. અપવિત્ર; અશુદ્ધ.
૨. વિ. નાહ્યા વિનાનું; અશૌચ.

**અસ્નાતક** [સં. અ (નહિ) + સ્નાતક (બ્રહ્મચર્યાશ્રમ પૂર્ણ કરી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરનાર)] ન. ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરતી વખતનું સ્નાન જેણે નથી કર્યું તે; 'અંડરગ્રેજ્યુએટ'.

**અસ્નાતા** ૧. [સં. અ (નહિ) + સ્નાતૃ (નાહનાર)] પું. નહિ નાહનાર પુરુષ.
૨. [સં. અ (નહિ) + સ્નાત (નાહેલું) + આ (નારીજાતિનો પ્રત્યય)] વિ. સ્ત્રી. નહિ નાહેલી.

**અસ્નાન** ૧. [સં. અ (નહિ) + સ્નાન (નાહવું તે)] ન. નહિ નાહવાપણું. જૈન સાધુઓ સ્નાનને શૃંગારનો એક પ્રકાર સમજી નાહતા નથી, કેમકે સ્નાન આદિથી કામ ઉત્તેજિત થવાનું તેઓ માને છે.

૨. [ સં. અ ( નિરર્થક વપરાતો પૂર્વગ ) + સ્ના ( નાહવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. નાહવું તે; સ્નાન.

૩. વિ. પરગોત્રી; બીજા ગોત્રનું; જેના ગોતથી નજીકનાં સગાંને સૂતકને લીધે આવતું સ્નાન ન કરવું પડે એવું; દૂરનું.

**અસ્નાનતા** [ સં. અ ( નહિ ) + સ્નાન ( નાહવું તે ) + તા ( પણું ) ] સ્ત્રી. નાહવાનો અભાવ.

**અસ્નાયુ** [ સં. અ ( નહિ ) + સ્નાયુ ( માંસના તંતુ ) ] વિ. માંસના તંતુ વગરનું.

**અસ્નાર** પું. ઈરાનમાં ચાલતો આશરે સવા રૂપિયાની કીમતનો સિક્કો.

**અસ્નાવિર** [ સં. અ ( નહિ ) + સ્નાવન્ ( સ્નાયુ ) ] વિ. સ્નાયુ વગરનું.

**અસ્નિગ્ધ** ૧. [ સં. અ ( નહિ ) + સ્નિગ્ધ ( ચીકણું ) ] વિ. ચીકાશ વિનાનું; સૂકું; રુક્ષ.

૨. [ સં. અ ( નહિ ) + સ્નિગ્ધ ( સ્નેહવાળું ) ] વિ. માયા વિનાનું; સ્નેહશૂન્ય; પ્રેમ વગરનું.

૩. [ સં. અ ( નહિ ) + સ્નિગ્ધ ( સુંવાળું ) ] વિ. સુંવાળું નહિ એવું; કઠોર.

૪. વિ. સ્વાદ વગરનું; મીઠાશ વિનાનું; ફરડું.

**અસ્નિગ્ધદારુ** [ સં. અ ( નહિ ) + સ્નિગ્ધ ( ચીકણું ) + દારુ ( દેવદારનું ઝાડ ) ] પું. દેવદારની જાતનું એક ઝાડ.

**અસ્નિગ્ધદારુક** [ સં. અ ( નહિ ) + સ્નિગ્ધ ( ચીકણું ) + દારુક ( દેવદારનું ઝાડ ) ] પું. દેવદારની જાતનું એક ઝાડ.

**અસ્નેહ** ૧. [ સં. અ ( નહિ ) + સ્નેહ ( ચીકાશ ) ] પું. ચીકાશ ન હોવાપણું.

૨. [ સં. અ ( નહિ ) + સ્નેહ ( તેલ ) ] પું. તેલ ન હોવું તે; તેલનો અભાવ. જેમકે, પથ્થરમાં અસ્નેહ છે.

૩. [ સં. અ ( નહિ ) + સ્નેહ ( હેત ) ] પું. પ્રેમનો અભાવ.

૪. વિ. ચીકાશ વગરનું.

૫. વિ. તેલ વિનાનું.

૬. વિ. પ્રેમ વગરનું.

**અસ્નેહદીપન્યાય** [ સં. અ ( નહિ ) + સ્નેહ ( તેલ ) + દીપ ( દીવો ) + ન્યાય ( દાખલો ) ] પું. તેલ વગરના દીવા જેવી ટૂંક વખત માટેની વાત. થોડો જ વખત રહેવાની બાબત માટે આ દૃષ્ટાંત અપાય છે.

**અસ્પ** ૧. [ ફા. ] પું. ઘોડો; અશ્વ. અકબરે અસ્પની સાત જાત નક્કી કરી હતી:—૧. અરબી—આ ઘોડો શરીરે મજબૂત અને દેખાવડો હોય અને તેની પેદાશ અરબસ્તાનના જુદા જુદા ભાગમાં થાય છે. ૨. ઈરાની—ઈરાનમાં થતો ઘોડો. તે દેખાવડો અને અરબી જેવો જોરાવર હોય છે. ૩. મુજન્નસ—આ ઘોડો ઈરાની ઘોડાને મળતો આવે છે અને ઈરાની અને તુર્કી ઘોડાના મિશ્ર લોહીની પેદાશ છે. ૪. તુર્કી—આ ઘોડો તુરાન દેશની પેદાશ છે. તે ઊંચો અને મજબૂત હોય છે. ૫. યાબૂ—આ ઘોડો તુર્કી અને હિંદુસ્તાનના ઘોડાની મિશ્ર પેદાશ છે. કદ અને શક્તિમાં તે ઓછો હોય છે. ૬–૭. તાઝી અને જંગલી—આ બન્ને પ્રકારના ઘોડા હિંદુસ્તાનની પેદાશના છે. તેમાં સારી જાતના હોય તે તાઝી, મધ્યમ જાતનાને જંગલી અને હલકી જાતનાને ટટ્ટુ કહે છે. આ સિવાય ઉત્તર તરફના પહાડી પ્રદેશમાં થતા ટટ્ટુને ગૂંત, અને કુચબિહાર તરફ થતા ટટ્ટુને ટાંગણ કહે છે. તે બન્ને બહુ મજબૂત હોય છે.

૨. સ્ત્રી. શેતરંજની ઘોડી.

**અસ્પક** ૧. [ ફા. ] પું. નાનો ઘોડો.

૨. સ્ત્રી. વીણાના તાર નીચે મૂકવાની ટેકી.

**અસ્પખાના** [ ફા. અસ્પ ( ઘોડો ) + ખાના ( ઘર ) ] ન. અશ્વશાળા; તબેલો; ઘોડાર.

**અસ્પતાલ** [ અં. હૉસ્પિટલ ] સ્ત્રી. ઔષધાલય; દવાખાનું.

**અસ્પનદારમદ** સ્ત્રી. ( જરથોસ્તી ) અહુરમઝ્દના સાત હજૂરી ફિરસ્તાઓમાંનો એ નામનો પાંચમો ફિરસ્તો. તે સ્ત્રી દૂત છે. એ ધર્મની અધિષ્ઠાત્રી છે, તેમ જ પૃથ્વી પર અમલ ધરાવે છે. વંદીદાદની ૧૯મી પ્રગદના ૧૬મા ફકરામાં અસ્પનદારમદને અલંકાર રૂપે અહુરમઝ્દની બેટી તરીકે ગણી છે.

**અસ્પર્ક** ન. એક જાતની વનસ્પતિ; મધુકમળની જાતનો એક છોડ. તેને શિંગ આવે છે. તેમાં સુગંધી ફૂલવાળા વનિલા એટલે વાનલના છોડ જેવી વાસ હોવાથી પનીર વગેરે ખાવાની વાનીમાં તે વપરાય છે.

**અસ્પર્શ** ૧. [ સં. અ ( નહિ ) + સ્પર્શ ( અડકવું તે ) ] પું. અબોટ એટલે શુદ્ધ અથવા અભડાયા વિનાનું હોવાપણું.

૨. પું. નહિ અડકવાપણું.

૩. વિ. અડાય નહિ એવું.

૪. વિ. નહિ અડકનાર.

૫. વિ. નહિ અડકેલ; કોરું.

**અસ્પર્શન** [ સં. અ ( નહિ ) + સ્પર્શન ( અડકવાની ક્રિયા ) ] ન. નહિ અડકવાપણું.

**અસ્પર્શનીય** [ સં. અ ( નહિ ) + સ્પર્શ્ ( અડવું ) + અનીય ( જેવું ) ] વિ. ન અડવા જેવું.

**અસ્પર્શયોગ** [ સં. અ ( નહિ ) + સ્પર્શ ( અડકવાપણું ) + યોગ ( જોડાણ ) ] પું. જેમાં કોઈ વિષયનો ભાસ હોતો નથી તેવું નિર્વિકલ્પક એટલે જ્ઞાતા, જ્ઞેય વગેરેના ભેદ વિનાનું જ્ઞાન; જીવની બ્રહ્મભાવરૂપ દશા, કે જેમાં જીવબ્રહ્મની એકતાના અનુભવને લીધે વર્ણાશ્રમાદિ ધર્મનો અથવા પાપાદિ ભયનો સ્પર્શ થતો નથી.

**અસ્પર્શિત** ૧. [ સં. અ ( નહિ ) + સ્પર્શિત ( અડકેલું ) ] વિ. અડકયા વગરનું; સ્પર્શ કર્યા વિનાનું.

૨. વિ. કોરું; અનામત.

૩. વિ. શુદ્ધ.

**અસ્પર્શ્ય** ૧. [ સં. અ ( નહિ ) + સ્પર્શ્ ( અડવું ) + ય ( જેવું ) ] વિ. અડાય નહિ એવું; અસ્પૃશ્ય.

૨. વિ. નહિ અડકેલું; કોરું; અનામત.

**અસ્પષ્ટ** ૧. વિ. અડસટ્ટે કાઢેલું; અંદાજથી ગણેલું.

૨. [ સં. અ ( નહિ ) + સ્પષ્ટ ( ખુલ્લું ) ] વિ. ઊંડા અર્થવાળું; ગૂઢાર્થવાળું.

૩. વિ. ખુલ્લી રીતે નહિ કહેલ; અસ્ફુટ.

૪. [ સં. અ ( નહિ ) + સ્પષ્ટ ( ચોખ્ખું ) ] વિ. ઝાંખું; ચોખ્ખું ન દેખાય એવું.

૫. વિ. સંદેહવાળું; શંકાશીલ; વહેમીલું.

**અસ્પષ્ટગર્ભા** [ સં. અ ( નહિ ) + સ્પષ્ટ ( સ્ફુટ ) + ગર્ભ ( ઓધાન ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. જેને ગર્ભધારણનાં ચિહ્ન દેખાતાં હોય પરંતુ જેનું સગર્ભાપણું શંકાવાળું હોય એવી સ્ત્રી.

**અસ્પષ્ટતા** ૧. સ્ત્રી. અશુદ્ધતા.

૨. [ સં. અ ( નહિ ) + સ્પષ્ટ ( ખુલ્લું ) + તા ( પણું ) ] સ્ત્રી. ઊંડો અર્થ હોવો તે; ગૂઢાર્થ.

૩. સ્ત્રી. ગડબડ; ગૂંચવણ.

૪. સ્ત્રી. ચોખ્ખું ન સમજાય તેવું હોવાપણું; અસ્ફુટતા.

૫. [ સં. અ ( નહિ ) + સ્પષ્ટ ( ચોખ્ખું ) + તા ( પણું ) ] સ્ત્રી. ઝાંખ; બરાબર ન દેખાવાપણું.

૬. સ્ત્રી. શંકા હોય એવું હોવાપણું; સંદિગ્ધતા; શકમંદ હોવું તે.

**અસ્પષ્ટપારદર્શક** [ અ ( નહિ ) + સ્પષ્ટ ( ચોખ્ખું ) + પારદર્શક ( આરપાર દેખાય એવું ) ] વિ. જેની આરપાર પૂરું ન દેખાય એવું. જેમકે, તેલ.

**અસ્પષ્ટભાષી** ૧. [ સં. અ ( નહિ ) + સ્પષ્ટ ( ચોખ્ખું ) + ભાષિન્ ( બોલનાર ) ] વિ. દ્વિઅર્થી બોલનાર.

૨. વિ. ન સમજાય તેવું બોલનાર.

**અરસ્પષ્ટરેખ** [ સં. અ ( નહિ ) + સ્પષ્ટ ( ચોખ્ખું ) + રેખા ( ચિત્ર ) ] વિ. આછું; ઝાંખું; જેનો આકાર ચોખ્ખો ન દેખાય એવું.

**અરસ્પષ્ટવાદી** [ સં. અ ( નહિ ) + સ્પષ્ટ ( ચોખ્ખું ) + વાદિન્ ( બોલનાર ) ] વિ. દ્વિઅર્થી બોલનાર. જુઓ અરસ્પષ્ટભાષી.

**અરસ્પષ્ટાક્ષર** [ સં. અ ( નહિ ) + સ્પષ્ટ ( ચોખ્ખું ) + અક્ષર ( દસ્કત ) ] વિ. ઊકલી ન શકાય એવું; દુર્વાચ્ય.

**અરસ્પષ્ટાક્ષરતા** [ સં. અ ( નહિ ) + સ્પષ્ટ ( ચોખ્ખું ) + અક્ષર ( દસ્કત ) + તા ( પણું ) ] સ્ત્રી. વાંચવું મુશ્કેલ પડે એવા અક્ષરવાળું હોવાપણું; દુર્વાચ્યતા.

**અરસ્પષ્ટાર્થ** [ સં. અ ( નહિ ) + સ્પષ્ટ ( ચોખ્ખું ) + અર્થ ( માયનો ) ] વિ. જેનો ચોખ્ખો અર્થ થતો ન હોય એવું; બેવડી સમજવાળું; દ્વિઅર્થી.

**અરસ્પષ્ટાર્થક** [ સં. અ ( નહિ ) + સ્પષ્ટ ( ચોખ્ખું ) + અર્થ ( માયનો ) + ક ( વાળું ) ] વિ. દ્વિઅર્થી. જુઓ અરસ્પષ્ટાર્થ.

**અરસ્પષ્ટાલોક** [ સં. અ ( નહિ ) + સ્પષ્ટ ( ચોખ્ખું ) + આલોક ( પ્રકાશ ) ] પું. ઝાંખો પ્રકાશ.

**અરસ્પસવાર** [ ફા. અરસ્પ ( ઘોડો ) + સવાર ] પું. ઘોડેસવાર.

**અરસ્પંદ** [ સં. અ ( નહિ ) + સ્પંદ ( ફરકવું ) ] વિ. ધ્રૂજતું કે હાલતું નહિ એવું; સ્થિર; ગતિહીન.

**અરસ્પંદન** [ સં. અ ( નહિ ) + સ્પંદ્ ( ફરકવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ગતિરહિતપણું; ધ્રૂજવું કે ફરકવું નહિ તે.

**અરસ્પંદાદ** ૧. પું. ( જરથોસ્તી ) એ નામનો એક યઝદ એટલે પરમેશ્વર.
૨. પું. પારસી મહિનાનો પાંચમો દિવસ.
૩. પું. પારસીઓનો બારમો મહિનો.

**અરસ્પંદાદજશન** [ અરસ્પંદાદ ( પારસીઓનો બારમો મહિનો ) + જશન ( તહેવાર ) ] ન. ( જરથોસ્તી ) અરસ્પંદાદ માસના અરસ્પંદાદ દિવસે આવતો એક પારસી તહેવાર. અરસ્પંદાદ એ માટીનો અધિષ્ઠાતા યઝદ એટલે પરમેશ્વર છે. આ દિવસે પારસીઓ અવસ્તા પહેલ્વીના અમુક ફકરા કાગળ ઉપર લખાવતા અને તેને નાશ માટે મંત્ર રૂપ ગણતા. તે કાગળના કટકા તેઓ આ દિવસે પોતાના ઘરનાં બારણાં પર ચોડતા કે જેથી વર્ષ દરમ્યાન તે ઘર કીડી જેવાં નાનાં જીવડાં તથા સર્પ વગેરેની પીડાથી બચે. આ તહેવાર જશને-બરઝીગરન ( ખેડૂત )-ને નામે પણ ઓળખાય છે, કેમકે ખેડૂતો આ મંત્ર પોતાના ખેતર માટે વાપરતા.

**અરસ્પૃશ્ય** ૧. [ સં. અ ( નહિ ) + સ્પૃશ ( અડકવું ) + ય ( જેવું ) ] વિ. અડીએ તો અભડાવાય એવું.
૨. વિ. આભડછેટવાળું; અપવિત્ર; અશુદ્ધ.
૩. વિ. ન અડવા લાયક મનાતી જાતિનું; અંત્યજ જાતિનું.
૪. વિ. ન અડી શકાય એવું. જેમકે, ભગવાનનું સ્વરૂપ અરસ્પૃશ્ય છે.

**અરસ્પૃશ્યતા** ૧. [ સં. અ ( નહિ ) + સ્પૃશ્ય ( અડવા લાયક ) + તા ( પણું ) ] સ્ત્રી. અડકવાથી આભડછેટ લાગે તેવું હોવાપણું.
૨. સ્ત્રી. અમુક કોમ કે વર્ગના માણસને ન અડકવા જેવા માનવાની રૂઢિ; અમુક જાતિને અડવાથી આભડછેટ લાગે એવો રિવાજ.
૩. સ્ત્રી. અશુદ્ધિ; અપવિત્રતા.
૪. સ્ત્રી. ન અડી શકાય એવું હોવાપણું.

**અરસ્પૃશ્યતાનિવારણ** [ સં. અ ( નહિ ) + સ્પૃશ્ય ( અડવા લાયક ) + તા ( પણું ) + નિવારણ ( દૂર કરવું તે ) ] ન. અમુક કોમ કે વર્ગના માણસને અડવાથી આભડછેટ લાગે એવો રિવાજ દૂર કરવો તે.

**અરસ્પૃશ્યત્વ** [ સં. અ ( નહિ ) + સ્પૃશ્ય ( અડકવા જેવું ) + ત્વ ( પણું ) ] ન. અડકવાથી આભડછેટ લાગે તેવું હોવાપણું. જુઓ અરસ્પૃશ્યતા.

**અરસ્પૃષ્ટ** ૧. [ સં. અ ( નહિ ) + સ્પૃષ્ટ ( અડકેલ ) ] વિ. અડકયા વિનાનું; સ્પર્શ થયા વગરનું.
૨. વિ. અસર થયા વિનાનું. જેમકે, પાશ્ચાત્ય અંશોથી આપણો આર્ય દેશ આજ લગી અરસ્પૃષ્ટ રહ્યો છે.
૩. વિ. સ્પર્શ થઈ ન શકે એવું. જેમકે, આત્માનો સ્વભાવ સુખદુઃખથી અરસ્પૃષ્ટ રહેવાનો છે.

**અરસ્પૃષ્ટિ** [ સં. અ ( નહિ ) + સ્પૃષ્ટિ ( અડકવાપણું ) ] સ્ત્રી. ન અડકવું તે; સંબંધથી અલગ રહેવાપણું.

**અરસ્પૃહ** ૧. [ સં. અ ( નહિ ) + સ્પૃહા ( ઇચ્છા ) ] વિ. ઇચ્છા વિનાનું.
૨. વિ. કાળજી વગરનું; બેદરકાર; ઉદાસીન.
૩. વિ. મોહ વિનાનું; અનાસક્ત.

**અરસ્પૃહણીય** ૧. [ સં. અ ( નહિ ) + સ્પૃહ્ ( ઇચ્છવું ) + અનીય ( જેવું ) ] વિ. નહિ ઇચ્છવા જેવું; નાપસંદ; અનિચ્છનીય.
૨. વિ. બેડોળ; કદરૂપું.

**અરસ્પૃહા** [ સં. અ ( નહિ ) + સ્પૃહા ( ઇચ્છા ) ] સ્ત્રી. મન ન હોવાપણું; અનિચ્છા.

**અરસ્ફંદ** પું. ( પહેલવી ) મેવો.

**અરસ્ફંદાર** પું. પારસી મહિનાનો પાંચમો દિવસ.

**અરસ્ફંદારમદ** ૧. પું. ( જરથોસ્તી ) એ નામનો પાંચમો મુખ્ય ફિરસ્તો. અવસ્તામાં તેને સ્પેન્તા આરમ ઇતિ કહેલ છે.
૨. પું. પારસીઓનો એ નામનો એક મહિનો. પહેલવીમાં અરસ્ફંદનો અર્થ મેવો થાય છે અને એ મહિનામાં મેવો થવા લાગે છે તેથી તે મહિનાને આ નામ મળ્યું છે.

**અરસ્ફુટ** ૧. પું. ( કાવ્ય ) મધ્યમ પ્રકારના કાવ્યના આઠ માંહેનો એ નામનો એક ભેદ. જ્યાં વ્યંગને કવિ ઘણી મહેનતે સમજી શકે અગર બતાવ્યા વિના ન સમજી શકે તે અરસ્ફુટ. જેમકે,

ડર દુરજન સુરજનનો,
જ્યાં જાઉં ત્યાં અહનિશ અકળાઉં;
વિણ દેખ્યે દુઃખી થાઉં,
દેખીને પણ દૈવ દુઃખી થાઉં.

અહીં નાયિકા પોતાનું વિરહદુઃખ વર્ણવીને છુપા સંકેતની માગણી કરે છે. આ વ્યંગ્ય અર્થ સહેલાઈથી સમજાતો નથી તેથી તે અરસ્ફુટ છે.
૨. વિ. અડસટ્ટે કાઢેલ; અંદાજથી ગણેલ.
૩. [ સં. અ ( નહિ ) + સ્ફુટ ( ખીલેલું ) ] વિ. અણખીલ્યું; અવિકસિત; નહિ ઊઘડેલું.
૪. [ સં. અ ( નહિ ) + સ્ફુટ ( સ્પષ્ટ ) ] વિ. અસ્પષ્ટ; અવ્યક્ત.
૫. વિ. ઝાંખું.
૬. [ સં. અ ( નહિ ) + સ્ફુટ ( ચોખ્ખું ) ] વિ. તોતડું; ગડબડિયું; અશુદ્ધ.
૭. વિ. ન સમજાય એવું; ગૂઢ.
૮. વિ. શકવાળું; સંદિગ્ધ.

**અરસ્ફુટકંઠ** [ સં. અ ( નહિ ) + સ્ફુટ ( ખીલેલું ) + કંઠ ( અવાજ ) ] પું. અસ્પષ્ટ વાણી. જુઓ અરસ્ફુટવાક.

**અરસ્ફુટતા** ૧. [ સં. અ ( નહિ ) + સ્ફુટ ( [illegible] ) + તા ( પણું ) ] સ્ત્રી. અસ્પષ્ટતા; અવ્યક્તપણું.
૨. [ સં. અ ( નહિ ) + સ્ફુટ ( ચોખ્ખું ) + તા ( પણું ) ] સ્ત્રી. ગડબડ; અશુદ્ધતા.
૩. સ્ત્રી. ગૂઢતા; ન સમજાય એવું હોવાપણું.
૪. [ સં. અ ( નહિ ) + સ્ફુટ ( ખીલેલું ) + તા ( પણું ) ] સ્ત્રી. પૂરું ખીલ્યું ન હોય એવું હોવું તે.

**અસ્ફુટફલ** [ સં. અ ( નહિ ) + સ્ફુટ ( સ્પષ્ટ ) + ફલ ( પરિણામ ) ] ન. અવ્યક્ત એટલે ન દેખી શકાય એવું ફળ કે પરિણામ.

**અસ્ફુટવાક** ૧. [ સં. અ ( નહિ ) + સ્ફુટ ( સ્પષ્ટ ) + વાક્ ( વાણી ) ] સ્ત્રી. અસ્પષ્ટ વાણી.
૨. વિ. અસ્પષ્ટ વાણીવાળું; થોથરાતું; તોતડું.

**અસ્ફુટસ્વર** જુઓ અસ્ફુટવાક.

**અસ્ફુટિત** [ સં. અ ( નહિ ) + સ્ફુટિત ( ખીલેલું ) ] વિ. અણખીલ્યું; અવિકસિત; ફૂટ્યા વિનાનું.

**અસ્બ** [ ફા. ] પું. ઘોડો; અશ્વ.

**અસ્બાબ** [ અ. સબબનું બહુવચન ] પું. માલમિલકત; સરસામાન; સાધનસાહિત્ય.

**અસ્બાબેજંગ** [ અ. અસ્બાબ ( સાધન ) + એ ( નું ) + જંગ ( લડાઈ ) ] પું. લડાઈના સાહિત્ય; યુદ્ધસામગ્રી.

**અસ્ભનવતી** સ્ત્રી. ઓક્સસ નદીનું બીજું નામ.

**અસ્મ** [ સં. અશ્મન્ ] પું. પથ્થર.

**અસ્મક** ૧. [ સં. અશ્મક ] પું. અઠ્ઠાણું માંહેનો એ નામનો દેશ.
૨. પું. એ નામના દેશનો રાજા. મહાભારતના યુદ્ધમાં તે દુર્યોધનના પક્ષમાં હતો. તેને અભિમન્યુએ માર્યો હતો.
૩. ન. હિંદમાં જૂના વખતમાં વસતા લોકોની એ નામની જાતનું માણસ.
૪. વિ. એ નામની લોકોની એક જાતનું.

**અસ્મત** ૧. સ્ત્રી. પડદો; જનાનો.
૨. [ અ. ] સ્ત્રી. શિયળ; પવિત્રતા.

**અસ્મતદસ્તગાહ** [ અ. અસ્મત ( પવિત્રતા ) + દસ્તગાહ ( શક્તિ ) ] સ્ત્રી. પવિત્ર રહેવાની કુદરતી શક્તિ.

**અસ્મતપન્હા** [ અ. અસ્મત ( પવિત્રતા ) + ફા. પનાહ ( રક્ષણ ) ] વિ. શુદ્ધ; પવિત્ર.

**અસ્મદ** ૧. [ ફા. ] પું. સુરમાનો પથ્થર.
૨. [ સં. અસ્મદ્ ] સ. અમે.
૩. વિ. હુંવાચક.

**અસ્મદીય** [ સં. અસ્મદ્ ( અમે ) + ઈય ( સંબંધી ) ] વિ. અમારું; અમારા સંબંધી.

**અસ્મપુષ્પ** [ સં. અશ્મન્ ( પથ્થર ) + પુષ્પ ( ફૂલ ) ] ન. પથ્થરના જેવા રંગવાળું એક જાતનું ફૂલ. પથ્થરના રંગ જેવું પથ્થરફૂલ થાય છે માટે તેને અસ્મપુષ્પ કહે છે.

**અસ્મરણ** [ સં. અ ( નહિ ) + સ્મરણ ( યાદગીરી ) ] ન. યાદદાસ્ત ન હોવાપણું; અસ્મૃતિ; વિસ્મૃતિ; વિસ્મરણ.

**અસ્મરણીય** [ સં. અ ( નહિ ) + સ્મૃ ( યાદ કરવું ) + અનીય ( જેવું ) ] વિ. યાદ ન કરવા જેવું; ન સંભારવા જોગ.

**અસ્મરીભેદી રસ** [ સં. અશ્મરી ( પથરી ) + ભેદિન્ ( તોડનાર ) + રસ ( પારાવાળી દવાની બનાવટ ) ] પું. (વૈદક) ગુરદાનાં અને પેશાબનાં દરદ ઉપર વપરાતી એ નામની દવા. ૨ થી ૪ રતીભાર દવા મધ, દૂધ કે પાણી સાથે લેવાય છે.

**અસ્મર્તવ્ય** [ સં. અ ( નહિ ) + સ્મૃ ( યાદ કરવું ) + તવ્ય ( લાયક ) ] વિ. યાદ ન કરવા જેવું; અસ્મરણીય.

**અસ્મંત** [ સં. ] પું. એ નામનો મરુત. જુઓ અશ્મંત.

**અસ્મા** [ અ ઈસ્મ ( માણસ ) નું બહુવચન ] ન બ. વ. નામો.
અસ્મા યે હુસ્ના – ઉસ્મા = ખુદાનાં ૯૯ નામ.

**અસ્માદૃશ** [ સં. અસ્મદ્ ( અમે ) + દૃશ ( જેવું ) ] વિ. અમારા જેવું.

**અસ્માન** [ ફા. આસ્માન ] ન. આકાશ; આસ્માન.
અસ્માન જમીનનો તફાવત = ઘણો ફેર; મહદંતર.

**અસ્માનગીરી** [ ફા. આસ્માન ( આકાશ ) + ગીર ( લેનાર ) ] સ્ત્રી. છાપરું; માંડવો.

**અસ્માનતારા** [ ફા. આસ્માન ( આકાશ ) + હિં. તારા ( તારો ) ] પું. ખરતો તારો; ઉલ્કા.

**અસ્માની** ૧. [ ફા. આસ્માન ( આકાશ ) ] વિ. આકાશ સંબંધી.
૨. વિ. આકાશના રંગ જેવું; આસમાની.
૩. વિ. કુદરતી; દૈવી.

**અસ્માનીસુલતાની** ૧. સ્ત્રી. ચડતીપડતી; અસ્તોદય.
૨. [ ફા. આસ્માન ( આકાશ-કુદરત ) + સુલતાન ( રાજા ) ] સ્ત્રી. દૈવ કે રાજ્યકોપ; ટાળી ન શકાય એવી આફત; અટકાવી શકાય નહિ એવી મુશ્કેલી.
૩. સ્ત્રી. નવાણુંનો ધક્કો; છપ્પનનો ફેરો; આશાને અંગે થતું દુઃખ; ખરી કસોટી.
૪. સ્ત્રી. મોટો ફેરફાર; ઊથલપાથલ.
૫. વિ. ઈશ્વર અને રાજ્ય સંબંધી.

**અસ્માર્ત** ૧. [ સં. અ ( નહિ ) + સ્માર્ત ( યાદ આવતું ) ] વિ. ઘણા જૂના વખતનું; યાદ ન આવે એવું.
૨. વિ. સ્માર્ત એટલે સ્મૃતિ પ્રમાણે આચરણ કરનાર સંપ્રદાયનું નહિ એવું.
૩. વિ. સ્મૃતિશાસ્ત્ર પ્રમાણે નહિ તેવું; હિંદુ ધર્મશાસ્ત્ર વિરુદ્ધ.

**અસ્માર્ય** [ સં. અ ( નહિ ) + સ્મૃ ( યાદ કરવું ) + ય ( જેવું ) ] વિ. યાદ ન કરવા જેવું; અસ્મરણીય.

**અસ્મિતા** ૧. [ સં. અસ્મિ ( હું છું ) + તા ( પણું ) ] સ્ત્રી. આત્મજ્ઞાન; સ્વશક્તિનું ભાન; આત્મજાગૃતિ; પોતાનું ભાન. મૂળ આ યોગની પરિભાષાનો શબ્દ છે. એનો શબ્દાર્થ હું છું એવી બુદ્ધિ; માણસમાં સૂક્ષ્મ રીતે છુપાઈ રહેલો ભાવ.
૨. સ્ત્રી. ( યોગ ) આત્મા અને બુદ્ધિની એકતાની પ્રતીતિ; મનબુદ્ધિની એકતાની ખાતરી.
૩. સ્ત્રી. ચેતન; ભાન.
૪. સ્ત્રી. દેશાભિમાન. આ શબ્દ સારા અર્થમાં વપરાય છે. દેશાભિમાનને પણ અસ્મિતા કહેવાય છે.
૫. સ્ત્રી. મારાપણું; મમત્વ; અહંકાર; હુંપદ. હુંપણું–અસ્મિતા મનની જ એક સ્થિતિ હોવાથી જેટલા ભાગ ઉપર મન ચોંટયું હોય તેટલા ભાગ ઉપર તેટલો વખત અહંકાર પ્રસરે છે.
૬. સ્ત્રી. હયાતી; અસ્તિત્વ.

**અસ્મિતાનુગમ** પું. ( યોગ ) એક જાતની સમાધિ. સંપ્રજ્ઞાત સમાધિ ચાર પ્રકારની છેઃ વિતર્કાનુગમ, વિચારાનુગમ, આનંદાનુગમ અને અસ્મિતાનુગમ.

**અસ્મિતાપોષક** ૧. [ સં. અસ્મિતા ( હુંપદ ) + પોષક ( નભાવનાર ) ] વિ. અહંકાર કે હુંપદ ટકાવી રાખનાર.
૨. [ સં. અસ્મિતા (સ્વદેશાભિમાન) + પોષક ( નભાવનાર ) ] વિ. સ્વદેશાભિમાનને ઉત્તેજન આપનાર.

**અસ્મિત્વ** જુઓ અસ્મિતા.

**અસ્મિમાન** [ સં. અસ્મિ ( હું છું ) + માન ( ગર્વ ) ] પું. ( બૌદ્ધ ) અહંકાર. તે ત્રણ જાતનો છેઃ ૧. હું ચડિયાતો છું, ૨. હું સરખો છું, ૩. હું હલકો છું એવું અભિમાન.

**અસ્મૃત** [ સં. અ ( નહિ ) + સ્મૃ ( યાદ કરવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. ભુલાઈ ગયેલ; ન સાંભરેલું.

**અસ્મૃતિ** ૧. [ સં. અ ( નહિ ) + સ્મૃતિ ( યાદદાસ્ત ) ] સ્ત્રી. યાદ ન રહેવાપણું; ભુલકણાપણું; વિસ્મરણ; વિસ્મૃતિ.
૨. સ્ત્રી. સ્મૃતિનો અભાવ.

૩. [ સં. અ ( નહિ ) + સ્મૃતિ ( હિંદુઓનું ધર્મશાસ્ત્ર ) ] વિ. હિંદુઓના ધર્મશાસ્ત્રને નહિ લગતું.

**અસ્યહેતિ** [ સં. અસિ ( તરવાર ) + અ ( નહિ ) + હેતિ ( હથિયાર ) ] પું. તરવાર વગરનો યોદ્ધો.

**અસ્યંત** વિ. બાણ ફેંકીને દુશ્મનના શરીરને વીંધનાર; વેદમાં વપરાયેલું રુદ્રનું એક વિશેષણ.

**અસ્યાકાર** [સં. અસિ ( તરવાર ) + આકાર ( ઘાટ )] વિ. તરવારના આકાર જેવું; ખડ્ગાકાર.

**અસ્ર** ૧. [ સં. ] પું. કેસર.
૨. પું. ખૂણો; કોણ.
૩. પું. બાણ.
૪. પું. માથાના વાળ; કેશ.
૫. [ અ. ] પું. યુગ.
૬. ન. આંસુ; અશ્રુ; રોદન; નેત્રાંબુ.
૭. ન. પાણી; જળ.
૮. ન. બપોર પછીની એટલે સાડાચાર અને સૂર્યાસ્ત વચ્ચેની નમાઝ.
૯. [ અ. ] ન. બપોર પછીનો વખત; દિવસનો ચોથો પહોર; સૂર્યાસ્ત પહેલાંની નમાઝનો વખત..
૧૦. ન. લોહી; રુધિર; લોહિત; રક્ત; ક્ષતજ; શોણિત.

**અસ્રકંઠ** [સં. અસ્ર ( ખૂણો ) + કંઠ ( ગળું )] પું. બાણ; શર; તીર. તેના મથાળાના ભાગ ઉપર ખૂણો હોય છે, તેથી અસ્રકંઠ કહેવાય છે.

**અસ્રખદિર** [ સં. અસ્ર ( લોહી ) + ખદિર ( ખેરનું ઝાડ )] પું. રાતા ખેરનું ઝાડ. લોહીના રંગનો હોઈને તે અસ્રખદિર કહેવાય છે.

**અસ્રજ** ૧. [ સં. અસ્ર ( લોહી ) + જ ( જન્મેલ ) ] ન. માંસ.
૨. વિ. લોહીમાંથી ઉત્પન્ન થયેલું.

**અસ્રધારા** પું. ( પિંગળ ) જગણ, રગણ, રગણ અને યગણ મળી ૧૨ અક્ષરનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ.

જ ર ર ય બને છે સદા **અસ્રધારા**.
રણપિંગળ

**અસ્રનમાઝ** ( અસનમાઝ ) [ અ. અસ્ર ( બપોર પછીનો વખત ) + નમાઝ ( બંદગી )] સ્ત્રી. બપોર પછીના ચાર વાગ્યાથી સૂર્યાસ્ત સુધીમાં કરવાની બંદગી.

**અસ્રપ** ૧. [ સં. અસ્ર ( લોહી ) + પા ( પીવું )] પું. જળો. તે લોહી પીએ છે તેથી અસ્રપ કહેવાય છે.
૨. પું. ( જ્યોતિષ ) મૂળ નક્ષત્ર.
૩. પું. રાક્ષસ; ક્રવ્યાદ; રાત્રિચર; નિકષાત્મજ; યાતુધાન; રક્ષ; આશર; પુણ્યજન. તે લોહી પીતા હોવાનું મનાય છે.
૪. વિ. લોહી પીનાર.

**અસ્રપત્રક** [ સં. અસ્ર ( ખૂણો ) + પત્ર ( પાંદડું ) + ક ( વાળું ) ] પું. ભીંડાનો છોડ. તેનાં પાંદડાં ખાંચાવાળાં હોય છે, માટે તે અસ્રપત્રક કહેવાય છે.

**અસ્રપા** ૧. [ સં. અસ્ર ( લોહી ) + પા ( પાવું ) ] પું. અસુર; રાક્ષસ; નિશાચર.
૨. પું. ( જ્યોતિ'ષ ) મૂળ નક્ષત્ર.
૩. સ્ત્રી. જળો.
૪. સ્ત્રી. ડાકણ.
૫. સ્ત્રી. મંત્રતંત્રના પ્રયોગ કરનારી સ્ત્રી.
૬. વિ. સ્ત્રી. લોહી પીનારી.

**અસ્રપિત્ત** [ સં. અસ્ર ( લોહી ) + પિત્ત ( કલેજામાં થતો રસ ) ] ન. મોં, નસકોરાં વગેરેમાંથી લોહી પડવાનો રોગ.

**અસ્રફલા** [ સં. અસ્ર ( લોહી ) + ફલ ( ફળ ) + આ ( નારીજાતિનો પ્રત્યય )] સ્ત્રી. એ નામનું એક ઝાડ; સલ્લકી વૃક્ષ.

**અસ્રફલી** જુઓ અસ્રફલા.

**અસ્રબિંદુચ્છદા** [ હિં. ] સ્ત્રી. એ નામનો એક છોડ; લક્ષ્મણા વૃક્ષ.

**અસ્રમાતૃકા** [ સં. અસ્ર ( લોહી ) + માતૃકા ( મા ) ] સ્ત્રી. શરીરનું વિત્ત; જીવનરસ.

**અસ્રરોધિની** [ સં. અસ્ર ( લોહી ) + રોધિન ( અટકાવનાર ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય )] સ્ત્રી. રિસામણીનો છોડ. તે લોહી અટકાવે છે તેથી અસ્રરોધિની કહેવાય છે.

**અસ્રાર્જક** પું. ધોળી તુલસીનો છોડ.

**અસ્રાર્જર્જક** જુઓ અસ્રાર્જક.

**અસ્રિ** ૧. [ સં. ] પું. ખૂણો.
૨. વિ. કરોડ; ૧૦૦૦૦૦૦૦.

**અસ્રુ** [ સં. અશ્રુ ] ન. આંસુ; નેત્રાંબુ; અસ્ર.

**અસ્લ** ૧. [ અ. ] સ્ત્રી. કારણ.
૨. સ્ત્રી. કુળ; વંશ.
૩. સ્ત્રી. ચારિત્ર; આચરણ.
૪. સ્ત્રી. જડ; સ્થૂળ.
૫. સ્ત્રી. જન્મ; ઉત્પત્તિ.
૬. સ્ત્રી. તત્ત્વ; સાર.
૭. સ્ત્રી. ધાતુ; ખનિજ વસ્તુ.
૮. સ્ત્રી. પાયો; આધાર; મૂળ; મુદ્દો.
૯. સ્ત્રી. બંધારણ; રચના.
૧૦. સ્ત્રી. બીજ; બિયું; બી.
૧૧. સ્ત્રી. મૂડી; પુંજી; થાપણ.
૧૨. સ્ત્રી. મૂળ; ઉત્પત્તિસ્થાન.
૧૩. સ્ત્રી. મૂળ લેખ; અસલ દસ્તાવેજ.
૧૪. સ્ત્રી. શક્તિ; બળ; સામર્થ્ય.
૧૫. સ્ત્રી. સત્ય; સાચી વાત; ખરાપણું.
૧૬. સ્ત્રી. સદ્ગુણ; સારો ગુણ.
૧૭. સ્ત્રી. સદ્ગૃહસ્થ; પ્રતિષ્ઠિત માણસ.
૧૮. સ્ત્રી. સ્થિતિ; અવસ્થા; દશા.
૧૯. સ્ત્રી. સ્વભાવ; પ્રકૃતિ; તાસીર.
૨૦. વિ ઔરસ; પોતાની સ્ત્રીથી પેદા થયેલું.
૨૧. વિ. ચોક્કસ; નક્કી; બરાબર.
૨૨. વિ. મુખ્ય; પ્રધાન; પહેલું.
૨૩. વિ. મુદ્દાનું; મૂળરૂપ; પાયાદાર.
૨૪. વિ. સર્વોત્તમ; શ્રેષ્ઠ.
૨૫. વિ. સાચું; ખરું; સત્ય.

**અસ્લિયત** [ અ. અસ્લ ( મૂળ )] સ્ત્રી. (હિંદી) મૂળ સ્વરૂપ.

**અસ્લી** ૧. [ અ. ] ન. નોંધાયેલું ગામડું.
૨. [ અ. અસ્લ ( મૂળ )] વિ. ( હિંદી ) અમિશ્રિત; ભેળ વગરનું.
૩. વિ. કુદરતી; સ્વાભાવિક.
૪. વિ. ખાનદાન કુટુંબનું.
૫. વિ. પોતાનું; ખાનગી; અંગત.
૬. વિ. મૂળ; અસલ; પ્રથમનું.
૭. વિ. સાચું; સત્ય; ખરું; વાસ્તવિક.

**અસ્લીખરીદ** [ અ. અસ્લી ( મૂળ ) + ફા. ખરીદ ( વેચાતું લેવું તે )] સ્ત્રી. ( હિંદી ) મૂળ કીમત; પડતર કીમત.

**અસ્લીખર્ચ** [ અ. અસ્લી ( મૂળ ) + ખર્ચ ( કીમત )] પું. પડતર કીમત. જુઓ અસ્લીખરીદ.

**અસ્લુસૂલ** [ અ. અસ્લ ( મૂળ ) + અસૂલ ( અસ્લનું બહુવચન )] વિ. આદિ કાળનું; મૂળનું; અસલના જમાનાનું; 'પ્રાઈમૉરડિયલ'.

**અસ્લૂબ** [ અ. ઉસ્લૂબ ] પું. વ્યવસ્થા; પદ્ધતિ.

**અસ્વ** ૧. [ સં. અ ( નહિ ) + સ્વ ( ધન )] વિ. નિર્ધન; ગરીબ.
૨. [ સં. અ ( નહિ ) + સ્વ ( પોતાનું )] વિ. પોતાનું નહિ એવું; પારકું; પરનું.

**અસ્વક** જુઓ અસ્વકીય.

**અસ્વકીય** [ સં. અ ( નહિ ) + સ્વકીય ( પોતાનું )] વિ. બીજાનું.

**અસ્વગુણજ્ઞ** [ સં. અ (નહિ) + સ્વ (પોતાનું) + ગુણ + જ્ઞ ( જાણનાર )] વિ. પોતાના ગુણ નહિ જાણનારું; આત્મશંકી.

**અસ્વચ્છ** ૧. [ સં. અ ( નહિ ) + સ્વચ્છ ( સાફ )] વિ. ડહોળું; આચ્છાં વગરનું.
૨. વિ. મેલું; ગંદું; મલિન.

અસ્વચ્છતા ૧. [ સં. અ ( નહિ ) + સ્વચ્છ ( શુદ્ધ ) + તા ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. ગંદકી; મેલાપણું; મલિનતા.
૨. સ્ત્રી. ડોળાપણું; આચ્છેરલું ન હોવું તે.

અસ્વચ્છંદ ૧. [ સં. અ ( નહિ ) + સ્વચ્છંદ ( સ્વાધીન ) ] વિ. પરાધીન; પરવશ.
૨. વિ. બીજાના કહ્યા પ્રમાણે કરનારું; કહ્યાગરું.

અસ્વચ્છંદતા ૧. [ સં. અ ( નહિ ) + સ્વચ્છંદ ( સ્વાધીન ) + તા ( પણું ) ] સ્ત્રી. નિયંત્રિતતા.
૨. સ્ત્રી. પરતંત્રતા; પરવશપણું.

અસ્વજાતિ ૧. [ સં. અ ( નહિ ) + સ્વ ( પોતાનું ) + જાતિ ( વર્ગ ) ] સ્ત્રી. પારકી જ્ઞાતિ.
૨. વિ. પરજ્ઞાતિનું; વિજાતીય; પોતાની જાતનું નહિ એવું.

અસ્વજાતીય [ સં. અ ( નહિ ) + સ્વ ( પોતાનું ) + જાતીય ( જાતનું ) ] વિ. પરજાતિનું; વિજાતીય.

અસ્વતંત્ર ૧. [ સં. અ ( નહિ ) + સ્વ ( પોતાનું ) + તંત્ર ( આધાર ) ] વિ. પરાધીન; પરવશ.
૨. વિ. બીજાના કહ્યા પ્રમાણે કરનારું; કહ્યાગરું.

અસ્વતંત્રતા [ સં. અ ( નહિ ) + સ્વ ( પોતાનું ) + તંત્ર ( આધાર ) + તા ( પણું ) ] સ્ત્રી. તાબેદારી; છૂટ ન હોવાની સ્થિતિ; પરવશપણું; અધીનતા.

અસ્વતંત્રપણું જુઓ અસ્વતંત્રતા.

અસ્વતા [ સં. અ ( નહિ ) + સ્વ ( પોતાનું ) + તા ( પણું ) ] સ્ત્રી. માલિકી ન હોવાપણું; અસ્વત્વ.

અસ્વત્વ [ સં. અ ( નહિ ) + સ્વ ( પોતાનું ) + ત્વ ( પણું ) ] ન. માલિકી ન હોવાપણું.

અસ્વત્વભોગી [ સં. અ ( નહિ ) + સ્વ ( પોતાનું ) + ત્વ ( પણું ) + ભોગિન્ ( વાપરનાર ) ] પું. હક ન છતાં કબજે લેનાર શખ્સ.

અસ્વપ્ન ૧. [ સં. અ ( નહિ ) + સ્વપ્ન ( ઊંઘ ) ] પું. ઊંઘ ન આવવાપણું.
૨. પું. જાગરણ.
૩. પું. દેવ; અમર; નિર્જર; વિબુધ; સુર; અમર્ત્ય; આદિત્ય; અદિતિનંદન. દેવોને નિદ્રા હોતી નથી તેથી તેને અસ્વપ્ન કહે છે.
૪. વિ. જાગતું.
૫. [ સં. અ ( નહિ ) + સ્વપ્ન ( વિપરીત જ્ઞાન ) ] વિ. વિપરીત જ્ઞાન રહિત.
૬. [ સં. અ ( નહિ ) + સ્વપ્ન ( સોનું ) ] વિ. સોના વિનાનું; ગાઢ.

અસ્વભાવ ૧. [ સં. અ ( નહિ ) + સ્વભાવ ( પ્રકૃતિ ) ] પું. અકુદરતી જીવનપ્રણાલિ; અસ્વાભાવિકતા.
૨. વિ. જુદા સ્વભાવવાળું.
૩. વિ. જેનું ચિત્ત ઠેકાણે ન હોય એવું.

અસ્વમેદ [ સં. અશ્વ ( ઘોડો ) + મેધ ( યજ્ઞ ) ] પું. જેમાં ઘોડો હોમાય છે તે યજ્ઞ. આ શબ્દ અશ્વમેધનો અપભ્રંશ છે.

અસ્વયં [ સં. અ ( નહિ ) + સ્વયમ્ ( પોતે ) ] અ. પોતાના વિના.

અસ્વયંવેદ્ય [ સં. અ ( નહિ ) + સ્વયં ( પોતે ) + વિદ્ ( જાણવું ) + ય ( જેવું ) ] વિ. પોતાને ખબર ન પડે એવું; પોતાને ન સમજાતું.

અસ્વર ૧. [ સં. અ ( અયોગ્ય ) + સ્વર ( અવાજ ) ] પું. ખરાબ અવાજ.
૨. પું. ધીમો અવાજ; મંદ સ્વર.
૩. [ સં. અ ( નહિ ) + સ્વર ( કોઈ અક્ષરની મદદ વિના જેનો પૂરો ઉચ્ચાર થઈ શકે એવો અક્ષર ) ] પું. વ્યંજન.
૪. વિ. ખરાબ અવાજવાળું.
૫. વિ. મંદ; અસ્પષ્ટ; સંભળાય નહિ એવું.
૬. [ સં. અ ( નહિ ) + સ્વર ( અવાજ ) ] વિ. મૂંગું; બોલી નહિ શકતું.

અસ્વરસ ૧. [ સં. અ ( નહિ ) + સ્વરસ ( મજાપણું ) ] પું. કજિયો.
૨. પું. જુદાઈ; ભિન્નતા.
૩. પું. મતભેદ.
૪. પું. વિરુદ્ધતા.

અસ્વરિત ૧. [ સં. અ ( નહિ ) + સ્વર ( અવાજ ) + ઇત ( વાળું ) ] વિ. ઊંચા અવાજ વિનાનું.
૨. વિ. સ્વરભાર વિનાનું; સ્વરચિહ્ન વગરનું; 'અનઍક્સેન્ટેડ'.

અસ્વરૂપ ૧. [ સં. અ ( નહિ ) + સ્વ ( પોતાનું ) + રૂપ ( આકાર ) ] વિ. આકાર વિનાનું; નિરાકાર. જેમકે, બ્રહ્મ.
૨. [ સં. અ ( નહિ ) + સ્વ ( પોતાનું ) + રૂપ ( દેખાવ ) ] વિ. કદરૂપું; સૌંદર્ય વિનાનું.
૩. [ સં. અ ( નહિ ) + સ્વ ( પોતાનું ) + રૂપ ( દેખાવ ) ] વિ. સરખા સ્વભાવ વગરનું.
૪. [ સં. અ ( નહિ ) + સ્વરૂપ ( દેખાવ ) ] વિ. સરખું ન હોય એવું; જુદું; ભિન્ન; મળતું નહિ આવતું.

અસ્વર્ગ્ય [ સં. અ ( નહિ ) + સ્વર્ગ્ય ( સ્વર્ગ અપાવે એવું ) ] વિ. સ્વર્ગમાં લઈ જાય નહિ એવું; સ્વર્ગ મેળવવામાં અડચણ રૂપ.

અસ્વલી વિ. એક જાતના રંગનું. ભીમસેનના રથના ઘોડા અસ્વલી રંગના હતા.

અસ્વસ્તિ ૧. [ સં. અ ( નહિ ) + સ્વસ્તિ ( મંગળકારીપણું ) ] સ્ત્રી. અનિષ્ટ; અમંગલ.
૨. સ્ત્રી. અશાંતિ.

અસ્વસ્તુ ન. એક જાતનું તાંતણાવાળું ખનિજ; 'એસબેસ્ટોસ'.

અસ્વસ્થ ૧. [ સં. અ ( નહિ ) + સ્વ ( પોતામાં ) + સ્થ ( રહેનાર ) ] વિ. ગભરાયેલું; ઉદ્વિગ્ન; વ્યગ્ર; અશાંત.
૨. વિ. ઠીકઠાક નહિ એવું; ઠેકાણા વગરનું; જેમતેમ.
૩. [ સં. અ ( નહિ ) + સ્વ ( પોતે ) + સ્થ ( રહેનાર ) ] વિ. તંદુરસ્તી બગડી હોય એવું; બેચેન; સહેજ બીમાર; અનારોગ્ય.

અસ્વસ્થતા ૧. [ સં. અ ( નહિ ) + સ્વ ( પોતે ) + સ્થ ( રહેનાર ) + તા ( પણું ) ] સ્ત્રી. અનારોગ્ય; મંદવાડ.
૨. [ સં. અ ( નહિ ) + સ્વ ( પોતામાં ) + સ્થ ( રહેનાર ) + તા ( પણું ) ] સ્ત્રી. અશાંતિ; ક્ષોભ; વ્યગ્રતા.

અસ્વંત ૧. ન. ચૂલો; સગડી; ભઠ્ઠી.
૨. [ સં. અસુ ( પ્રાણ ) + અંત ( છેડો ) ] ન. મરણ; મોત.
૩. [ સં. અ ( નહિ ) + સુ ( સારું ) + અંત ( છેવટ ) ] વિ. ખરાબ છેવટવાળું; નઠારા પરિણામવાળું.
૪. વિ. મરવાની અણી પર આવેલું; આસન્નમરણ.

અસ્વાચ્છંદ્ય [ સં. અ ( નહિ ) + સ્વ ( પોતાનું ) + છંદ ( ઇચ્છા ) + ય ( ભાવવાચક નામ બનાવનાર પ્રત્યય ) ] ન. પરાધીનપણું. જુઓ અસ્વાતંત્ર્ય.

અસ્વાતંત્ર્ય [ સં. અ ( નહિ ) + સ્વ ( પોતાનું ) + તંત્ર ( આધાર ) + ય ( ભાવવાચક નામ બનાવનાર પ્રત્યય ) ] ન. પરવશતા; પરાધીનપણું.

અસ્વાદ ૧. [ સં. અ ( નહિ ) + સ્વાદ ( ચાખવું તે ) ] પું. સ્વાદ ન લેવો તે; રસનો ન કરાતો અનુભવ.
૨. પું. સ્વાદ ન હોવાપણું.

અસ્વાદવ્રત [ સં. અ ( નહિ ) + સ્વાદ ( રસ ) + વ્રત ( નિયમ ) ] ન. મીઠો ખોરાક ન લેવાનો નિયમ; મીઠાશવાળા વસ્તુ નહિ ખાવાનો નિયમ.

**અસ્વાદુ** [ સં. અ ( નહિ ) + સ્વાદુ ( રસ આવે એવું ) ] વિ. મીઠાશવાળું નહિ એવું; રસ વગરનું.

**અસ્વાદુકંટક** [ સં. અ ( નહિ ) + સ્વાદુ ( સ્વાદવાળું ) + કંટક ( કાંટો ) ] પું. ગોખરુનો છોડ. તેના કાંટા સ્વાદ વિનાના હોય છે તેથી તે અસ્વાદુકંટક કહેવાય છે.

**અસ્વાદુતા** [ સં. અ ( નહિ ) + સ્વાદુ ( રસ આવે એવું ) + તા ( પણું ) ] સ્ત્રી. સ્વાદિષ્ઠ ન હોવાપણું; મીઠાશવાળું ન હોવું તે.

**અસ્વાધીન** [ સં. અ ( નહિ ) + સ્વ ( પોતાનું ) + અધીન ( તાબે ) ] વિ. પરાધીન; પરતંત્ર; બીજાના તાબામાંનું.

**અસ્વાધ્યાય** ૧. [ સં. અ ( અયોગ્ય ) + સ્વ ( પોતાનું ) + અધ્યાય ( અભ્યાસ ) ] પું. અભ્યાસ માટે મના કરેલ વખત. જેમકે, આઠમ, ગ્રહણ.

૨. [ સં. અ ( નહિ ) + સ્વાધ્યાય ( અભ્યાસ ) ] પું. ન ભણવાપણું.

- **અસ્વાધ્યાય** મંત્રનો મલ છે, અનુત્થાન એ ઘરનો મલ છે, આળસ કાંતિનો મલ છે, પ્રમાદ રક્ષકનો મલ છે. ધમ્મપદ

૩. [ સં. અ ( નહિ ) + સ્વાધ્યાય ( વેદ ) ] ન. વેદ વિરુદ્ધ ધર્મગ્રંથ.

૪. વિ. જનોઈ આપવામાં આવી ન હોય એવું.

૫. [ સં. અ ( નહિ ) + સ્વાધ્યાય ( વેદનો અભ્યાસ ) ] વિ. વેદ ન ભણનારું.

**અસ્વાપરોગ** [ સં. અ ( નહિ ) + સ્વાપ ( ઊંઘ ) + રોગ ( બીમારી ) ] પું. ઊંઘ ન આવવાની બીમારી.

**અસ્વાભાવિક** ૧. [ સં. અ ( નહિ ) + સ્વભાવ ( કુદરત ) + ઇક ( વાળું ) ] વિ. કૃત્રિમ; બનાવટી.

૨. વિ. નિયમથી ઊલટું.

૩. વિ. સ્વભાવ વિરુદ્ધનું; અપ્રાકૃતિક; ઊલટી પ્રકૃતિવાળું; અનૈસર્ગિક.

**અસ્વાભાવિકતા** ૧. [ સં. અ ( નહિ ) + સ્વાભાવિક ( કુદરતી ) + તા ( પણું ) ] સ્ત્રી. કૃત્રિમતા; બનાવટી હોવાપણું.

૨. સ્ત્રી. નિયમ વિરુદ્ધ હોવાપણું.

૩. સ્ત્રી. પ્રકૃતિથી વિરુદ્ધ હોવાપણું; સ્વભાવથી ઊલટું હોવું તે.

**અસ્વાભાવિકી** [ સં. અ ( નહિ ) + સ્વાભાવિકી ( કુદરતી ) ] વિ. સ્ત્રી. કુદરતી નહિ એવી; કૃત્રિમ.

**અસ્વામિક** ૧. વિ. ખાલી.

૨. વિ. બિનવારસી; વારસદાર વગરનું.

૩. [ સં. અ ( નહિ ) + સ્વામિન્ ( ધણી ) + ક ( વાળું ) ] વિ. માલિક વગરનું; નધણિયાતું.

૪. વિ. હક્ક વિનાનું.

**અસ્વામિકદ્રવ્ય** [ સં. અ ( નહિ ) + સ્વામિન્ ( ધણી ) + ક ( વાળું ) + દ્રવ્ય ( ધન ) ] ન. જેના ઉપર કોઈની માલિકી ન હોય એવું ધન; બિનવારસી મિલકત.

**અસ્વામિકપદ** [ સં. અ ( નહિ ) + સ્વામિન્ ( ધણી ) + ક ( વાળું ) + પદ ( જગ્યા ) ] ન. ખાલી જગ્યા.

**અસ્વામિકભોગી** [ સં. અ ( નહિ ) + સ્વામિન્ ( માલિક ) + ક ( વાળું ) + ભોગિન્ ( વાપરનાર ) ] વિ. હક્ક ન છતાં કબજે લેનાર.

**અસ્વામિકા** ૧. [ સં. અ ( નહિ ) + સ્વામિન્ ( પતિ ) + કા ( વાળી ) ] સ્ત્રી. ધણી વગરની સ્ત્રી; કુંવારી સ્ત્રી.

૨. સ્ત્રી. વિધવા; રાંડીરાંડ.

- **અસ્વામિકા** થયેલી અનાથ બાળા કામનાં શસ્ત્રોનું અભિનંદન કરી બેસત. સરસ્વતીચંદ્ર

**અસ્વામિકૃત** [ સં. અ ( નહિ ) + સ્વામિન્ ( માલિક ) + કૃત ( કરેલું ) ] વિ. માલિકી ન હોવા છતાં કરેલું.

**અસ્વામિભોગનિવેદનપત્રક** [ સં. અ ( નહિ ) + સ્વામિન્ ( માલિક ) + ભોગ ( ઉપયોગ ) + નિવેદન ( જણાવવાપણું ) + પત્રક ( ટીપ ) ] ન. દબાવેલી જમીનનું પત્રક; ક્ષેત્રહિંસા નિવેદન; 'સ્ટેટમેન્ટ ઑફ અન-ઑથૉરાઇઝ્ડ ઑક્યુપેશન ઑફ લૅન્ડ'.

**અસ્વામિવિક્રય** [ સં. અ ( નહિ ) + સ્વામિન્ ( ધણી ) + વિક્રય ( વેચાણ ) ] પું. ધણી-પણાનો હક્ક ન લેવા છતાં કરેલું વેચાણ; માલિકી ન હોવા છતાં કરેલું વેચાણ; બીજાની ચીજ તેની રજા વિના વેચી નાખવાપણું.

**અસ્વામિવિક્રીત** [ સં. અ ( નહિ ) + સ્વામિન્ ( માલિક ) + વિક્રીત ( વેચેલું ) ] પું. માલિકની ચોરીથી વેચેલો માલ.

**અસ્વામિસંહત** [ સં. અ ( નહિ ) + સ્વામિન્ ( અધિપતિ ) + સંહત ( મરાયેલું ) ] વિ. નાયક ન મરી ગયો હોય એવું.

**અસ્વામી** ૧. [ સં. અ ( નહિ ) + સ્વામિન્ ( ધણી ) ] વિ. ધણી તરીકના હક્ક વગરનું.

૨. વિ. માલિક વિનાનું.

**અસ્વામીબાબત** સ્ત્રી. રાજ્યકર્તાના હુકમ વિરુદ્ધ પોતાના કે બીજાના લાભને માટે પ્રજા પાસેથી અધિકારીએ કઢાવેલા પૈસા.

**અસ્વામીબિક્રી** [ સં. અ ( નહિ ) + સ્વામિન્ ( માલિક ) + વિક્રય ( વેચાણ ) ] સ્ત્રી. માલિકી ન હોવા છતાં કરેલું વેચાણ. જુઓ અસ્વામિવિક્રય.

**અસ્વામ્ય** ૧. [ સં. અ ( નહિ ) + સ્વામ્ય ( ધણીપણું ) ] ન. માલિકી ન હોવાપણું.

૨. વિ. નધણિયાતું.

૩. વિ. પોતાનું નહિ એવું; બીજાનું; પારકું.

**અસ્વાર** ૧. [ હિં. ] પું. આશક.

૨. પું. પતિ; ધણી; વર.

૩. [ ફા. સવાર ] પું. પ્રાણીની પીઠ ઉપર કે કોઈ વાહન ઉપર બેઠેલો માણસ.

૪. [ સં. અશ્વ ( ઘોડો ) + વાર ( કાબૂમાં રાખનાર ) ] પું. લશ્કરી ઘોડેસ્વાર.

૫. પું. સામા થવાપણું; સામનો.

૬. [ અ ( નહિ ) + સવાર ( સવારી કરનાર ) ] પું. સિપાઈ; પગે ચાલનાર સૈનિક.

૭. વિ. ઉપર બેઠેલું; સવારી કરેલું.

૮. વિ. ચડેલું; ઉશ્કેરાયેલું.

**અસ્વારી** ૧. સ્ત્રી. કુસ્તીનો એક પેચ.

૨. સ્ત્રી. કુહાડા વડે લડવાની એક રીત.

૩. સ્ત્રી. ખટલો; રસાલો; અનુયાયી વર્ગ.

૪. [ હિં. ] સ્ત્રી. ગાડી.

૫. સ્ત્રી. ઘોડા.

૬. સ્ત્રી. ઘોડા, હાથી, ઊંટ જેવાં પ્રાણી ઉપર બેસી ફરવા જવાપણું; સવારી.

૭. સ્ત્રી. ચડાઈ; હુમલો.

૮. સ્ત્રી. ઠાઠમાઠથી કરાતી આવજા.

૯. સ્ત્રી. પાલખા.

૧૦. સ્ત્રી. પ્રયાણ; ગતિ; જવું તે; ગમન.

૧૧. સ્ત્રી. બેસનાર; ઉતારુ.

૧૨. સ્ત્રી. વળગાડ.

૧૩. [ ફા. સવારી ] સ્ત્રી. વાહનમાં બેસીને જવાની ક્રિયા.

છડી અસ્વારી = ઘોડા ઉપર પોતે એકલા જ એટલે ચાકરનફર વગર જવું તે.

૧૪. સ્ત્રી. સાજ સરંજામ સાથે ધામધૂમથી નીકળેલું સરઘસ; મોટી ધામધૂમથી નીકળેલો વરઘોડો.

**અસ્વાર્થ** [ સં. અ ( નહિ ) + સ્વાર્થ ( મતલબ ) ] વિ. સ્વાર્થહીન.

**અસ્વાસ્થ્ય** ૧. [ સં. અ ( નહિ ) + સ્વાસ્થ્ય ( તંદુરસ્તી ) ] ન. અનારોગ્ય; મંદવાડ; માંદગી; અસ્વસ્થતા.

૨. [ સં. અ ( નહિ ) + સ્વાસ્થ્ય ( શાંતિ ) ] ન. બેચેની; અશાંતિ; ચિંતા; વ્યગ્રતા.

**અસ્વાહાર્ય** પું. ( પુરાણ ) એ નામનો એક બ્રહ્મર્ષિ.

**અસ્વીકરણ** [ સં. અ ( નહિ ) + સ્વીકૃ ( કબૂલ કરવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. કબૂલ ન કરવાપણું. જુઓ અસ્વીકાર.

**અસ્વીકરણીય** [ સં. અ ( નહિ ) + સ્વીકૃ ( લેવું ) + અનીય ( જેવું ) ] વિ. કબૂલ ન રાખવા જેવું; અસ્વીકાર્ય.

**અસ્વીકાર** [ સં. અ ( નહિ ) + સ્વીકૃ ( લેવું ) ] પું. કબૂલ નહિ કરવાપણું; ઇનકાર; નામંજૂરી.
અસ્વીકાર કરવો = (૧) ના કહેવી; ના પાડવી; નાકબૂલ કરવું. (૨) મંજૂર ન રાખવું; રદ કરવું. (૩) હક્ક છોડી દેવો.

**અસ્વીકાર્ય** [ સં. અ ( નહિ ) + સ્વીકૃ ( લેવું ) + ય ( જેવું ) ] વિ. કબૂલ ન રાખવા જેવું; અંગીકાર કરાય નહિ એવું.

**અસ્વીકૃત** [ સં. અ ( નહિ ) + સ્વીકૃ ( સ્વીકારવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. મંજૂર નહિ રાખેલું; પાછું ઠેલેલું; નહિ લીધેલું; નાકબૂલ.

**અસ્વીકૃતહૂંડી** [ અ ( નહિ ) + સ્વીકૃત ( મંજૂર રાખેલ ) + હૂંડી ( સાહૂકારી ચિઠ્ઠી ) ] સ્ત્રી. નહિ રાખેલી હૂંડી; નકારેલી સાહૂકારી ચિઠ્ઠી.

**અસ્વીકૃતિ** જુઓ અસ્વીકાર.

**અસ્વેદ** [ સં. અ ( નહિ ) + સ્વેદ ( પરસેવો ) ] પું. પરસેવો ન છૂટે એવી દશા; પરસેવાનો અભાવ.

**અસ્વૈરી** [ સં. અ ( નહિ ) + સ્વૈરી ( સ્વાધીન ) ] વિ. પરવશ; પરતંત્ર.

**અસ્સક** ૧. પું. એ નામનો એક દેશ; અશ્મક.
૨. ન. જૂના વખતનું ગોદાવરીની આજુબાજુનું એક રાજ્ય.
૩. ન. પ્રાચીન હિંદુસ્તાનની એ નામની કોમનું માણસ.
૪. વિ. પ્રાચીન હિંદુસ્તાનની એ નામની કોમનું.

**અસ્સજી** [ સં. અશ્વજિત્ ] પું. ગૌતમબુદ્ધનો એક શિષ્ય.
બીજો અસ્સજી ( અશ્વજિત ) રાજગૃહમાં માંદો હતો. — પુરાતત્ત્વ

**અસ્સલ** [ અ. અસ્લ ( મૂળ ) ] વિ. મૂળનું; ખરૂં. જુઓ અસલ.

**અસ્સાર** [ અ. ] પું. ઘાણી હાંકનાર.

**અસ્સિયા** પું. ઓરિસામાં કટક જિલ્લામાં એ નામની પર્વતમાળા. ઉદયગિરિ એ આ પર્વતમાળાનો ફાંટો છે. તેના ઉપર જૂના વખતનાં બૌદ્ધોનાં ઘણું કોતરકામ અને ગુફા આવેલાં છે. તેને ખંડગિરિ કે અસ્તિગિરિ પણ કહે છે.

**અસ્સી** ૧. [ સં. અસિ ] સ્ત્રી. ( હિંદી ) તરવાર.
૨. [ સં. અશીતિ ] વિ. એંશી.
૩. વિ. એંશી વરસનું.

**અસ્હાબ** ૧. [ અ. સાહેબનું બહુવચન ] પું. મહમ્મદ પેગંબરનો સાથી.
૨. પું. સોબતી; સાથી.

**અહ** ૧. પું. ( પુરાણ ) આઠ વસુમાંનો એ નામનો એક; ધર્મ પ્રજાપતિનો રતા કે સવિતાથી થયેલો દીકરો.
૨. [ સં. અહન્ ( દિવસ ) ] પું. એક દિવસ અને રાત્રિએ પૂરો થતો વખત.
૩. પું. ( પિંગળ ) કાવ્યછંદનો એક ભેદ; ૨૦ લઘુ અને ૩૮ ગુરુ મળી ૯૬ માત્રાનો એક છંદ.
૪. [ સં. અહન્ ( દિવસ ) ] પું. દિવસ; દહાડો.
૫. પું. મહાભારતમાં જણાવેલું એ નામનું તીર્થ.
૬. પું. વિષ્ણુ. તે પ્રકાશ સ્વરૂપ હોઈને અહ કહેવાય છે.
૭. પું. શિવનું એક નામ.
૮. પું. સૂર્ય, કેમકે તેથી દિવસ થાય છે
૯. અ. અરે; અહહ; અહો; ઓહ; પૂજા, વિયોગ, નિશ્ચય, આશ્ચર્ય, ખેદ, સંબોધન અને કલેશ બતાવનાર અવ્યય.
૧૦. અ. ઘણું.
ધીમું, અહ ધીમું, ગીત ગાવ ધીમું ધીમું. — ભણકાર

**અહક** ૧. [ અ ( નહિ ) + હક્ક ( માલિકી ) ] પું. અધિકાર ન હોવાપણું; હક્ક ન હોવો તે.
૨. [ સં. અ ( નહિ ) + સુખ ] પું. ( ગ્રામ્ય ) દુઃખને લીધે આવી ગયેલી મૂર્છા; જોબો. આ શબ્દ અસુખ શબ્દનું ભ્રષ્ટ રૂપ છે.
૩. [ અ ( નહિ ) + હક્ક ( વાજબી ) ] વિ. ગેરવાજબી.
૪. વિ. હક્ક વિનાનું.

**અહકર** [ અ. ] વિ. સૌથી કે વધારે ધિક્કારપાત્ર.

**અહકામ** ૧. પું. એક જાતનો ખિતાબ. ઈરાની પાદશાહ સૌથી માનીતાને આ ખિતાબ આપતા.
૨. [ અ. હુકમ ( આજ્ઞા )નું બહુવચન ] પું. બ. વ. આજ્ઞાઓ; ફરમાનો; હુકમો.
૩. પું. બ. વ. નિયમ; કાયદા.
૪. પું. બ. વ. ન્યાયની અદાલતના ઠરાવ.
૫. પું. બ. વ. હુકમનામા.

**અહકામનામા** ૧. [ અ. અહકામ ( હુકમો ) + નામા ( ખત ) ] પું. લિખિત હુકમ.
૨. પું. હુકમોનો સંગ્રહ.

**અહકામી** [ અ. ] પું. રાજ્ય તરફથી નીમેલો માણસ.

**અહકામીઝમીનદાર** ( અહકામીઝમીનદાર ) [ અ. અહકામ ( હુકમો ) + ઝમીન ( ભૂમિ ) + ફા. દાર ( રાખનાર ) ] પું. રાજ્યસત્તાથી નીમાયેલ ગરાસદાર.

**અહકાળું** ન. ( ગ્રામ્ય ) મરણનો શોક પાળવાની મુદત.

**અહક્ક** [ અ. ] વિ. વધારે લાયક.

**અહખલા** સ્ત્રી. એ નામની હેલી.

**અહજાળું** ન. ( ગ્રામ્ય ) અગોચર જમીન; અવાવરૂ જગ્યા.

**અહઝાન** ( અહઝાન ) [ અ. ] ન. અફસોસ; દિલગીરી.

**અહટાવું** અ. ક્રિ. ઝાપટ લાગવી.
હસ્ત પ્રહારે અહટાયો,
કો કહે પૃથ્વીમાં દટાયો. — પ્રેમાનંદ

**અહડા** ( અહડ઼ા ) ૧. અ. ફોગટ; વ્યર્થ; નકામું.
૨. અ. મફત; વગર પૈસે.

**અહત** ૧. ન. નવું લૂગડું; કોરું કપડું.
૨. વિ. ઈજા પામ્યા વિનાનું; આંચ વગરનું.
૩. વિ. ન ધોયેલું; નવું; કોરૂં.
૪. [ સં. અ ( નહિ ) + હન્ ( મારવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. ન હણેલું; નાશ નહિ કરેલું.
૫. વિ. નાસીપાસ ન થયેલું.
૬. વિ. શુદ્ધ; મેલ વગરનું.

**અહતિ** ૧. પું. ( પિંગળ ) યગણ, નગણ અને લઘુ મળી ૭ અક્ષરનો એક સમવૃત્ત છંદ. આ ઉષ્ણિકનો ભેદ છે.
ય ના લે થી અહતિ. — રણપિંગળ
૨. [ સં. અ ( નહિ ) + હન્ ( મારવું ) + તિ ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. ખૂન નહિ કરવું તે.

**અહત્ર** ન. ચંદનનું લાકડું; સુખડ.-

**અહદ** ૧. [ અ. ] પું. અમલ; કારકિર્દી.
૨. પું. ઇરાદો; ધારણા; આશય.
૩. પું. રાજ્ય.
૪. પું. રાજ્ય કરવાનો વખત.
૫. પું. સમય; વખત.
૬. પું. સંકલ્પ; નિશ્ચય.
૭. ન. પણ; પ્રતિજ્ઞા; વચન.
અહદ કરવું = પ્રતિજ્ઞા લેવી.
૮. ન. વસિયતનામું.
૯. ન. ભક્તિ; જાણ.
૧૦. ન. શરત; કરાર; બોલી.
૧. અહદ તૂટવું = કરારનો ભંગ થવો.
૨. અહદ તોડવું = (૧) કરાર તોડવો. (૨) વચનભંગ થવું.

**અહદ તહદ** [ફા. અઝ (થી) + હદ (સીમા) + તા (સુધી) + હદ (સીમા)] અ. થી— સુધી.

**અહદદાર** ૧. [અ. અહદ (કરાર) + ફા. દાર (રાખનાર)] પું. કરાર કરનાર પુરુષ.
૨. પું. મુસલમાન બાદશાહોના વખતમાં આખા રાજ્યનો કર ઉઘરાવવાના ઇજારાવાળો અમલદાર.

**અહદનામા** ૧. [અ. અહદ (કરાર) + ફા. નામા (દસ્તાવેજ)] પું. કરારનામું; પ્રતિજ્ઞાપત્ર; કબૂલાત.
૨. પું. પરવાનો.
૩. પું. શાંતિના નિયમ.
૪. [અ. અહદ (પ્રતિજ્ઞા) + ફા. નામા (દસ્તાવેજ)] પું. સંધિપત્ર; સુલેહનામું; કરારનામું.

**અહદનામું** જુઓ અહદનામા.

**અહદ-પૈમાન** [અ.] પું. કરાર.

**અહદ-શર્ત** [અ.] સ્ત્રી. કરાર.

**અહદશિકન** [અ. અહદ (વચન) + ફા. શિકન (શિકસ્તન એટલે ભાંગવુંનું આજ્ઞાર્થ રૂપ)] પું. વચનનો ભંગ કરનાર.

**અહદશિકની** [અ. અહદ (વચન) + શિકન (શિકસ્તન એટલે ભાંગવુંનું આજ્ઞાર્થ રૂપ) + ઈ (ભાવવાચક નામનો પ્રત્યય)] સ્ત્રી. વચનનો ભંગ.

**અહદિયત** ૧. [અ.] સ્ત્રી. મેળ; સંપ.
૨. ન. વ્યક્તિત્વ.

**અહદી** ૧. પું. અકબરના વખતનો એક જાતનો સિપાઈ, જેને ઘણી જરૂરિયાતને વખતે કામમાં લેવામાં આવતો. બાકીને વખતે તે બેઠાં બેઠાં પગાર ખાતો. આથી આળસુને માટે આ શબ્દ વપરાવા લાગ્યો.
૨. પું. સૈનિક.
૩. [અ.] ન. આળસુ માણસ.
૪. ન. એક જાતની લશ્કરી ટુકડી.
૫. વિ. આળસુ; એદી.

**અહદીખાના** [ફા.] પું. અહદીઓને રહેવાનું સ્થાન.

**અહદેહકૂમત** ૧. [અ. અહદ (સમય) + ઇ (નું) + હકૂમત (રાજ્ય)] સ્ત્રી. કારકિર્દી.
૨. [અ. અહદ (અમલ) + હકૂમત (રાજ્ય)] સ્ત્રી. રાજ્યઅમલ.

**અહન** ૧. [સં. અહન્] પું. દિવસ; દહાડો.
૨. પું. વ્રતનો કે ઉત્સવનો દિવસ.
૩. પું. વાસ્તવિક રીતે પખવાડિયાના દહાડા પંદર હોવાથી ૧૫ સૂચક સાંકેતિક શબ્દ.
૪. ન. આકાશ.
૫. ન. દિવસનું કામ.
૬. વિ. ભાન વગરનું; મૂર્ખ; ગતાગમ વિનાનું; ઢોર જેવું; ગમાર.

કદીએ નથી દીઠું એવું વન,
અતિ બીકણ એ છે અહન. — રામાયણ

**અહનનીય** [સં. અ (નહિ) + હન્ (મારવું) + અનીય (જેવું)] વિ. મારવા જેવું નહિ એવું; નાશ નહિ કરવા જેવું.

**અહના** [સં.] સ્ત્રી. ઉષા; સવાર.

**અહનાણુ** ન. (જૂ. ગુ.) એંધાણ; નિશાની.

તુમ ધરી કહો કિહાંકણી અછઇ,
સહી અહનાણુ તિહાં જાઉં પછઇ. — દર્શનવિજય

**અહનિશિ** ૧. સ્ત્રી. રોજનીશી; દરરોજના કામની નોંધપોથી.
૨. [સં. અહન્ (દિવસ) + નિશા (રાત્રિ)] અ. રાતદિવસ; હમેશાં; નિત્ય; રોજ.

વળી વળી અહનિશિ ચિંતે તેહ. — ભીમ

**અહનિસિ** જુઓ અહનિશિ.

**અહનીસી** જુઓ અહનિશિ.

**અહન્પુષ્પ** [સં. અહન્ (દિવસ) + પુષ્પ (ફૂલ)] ન. બપોરિયાનું ફૂલ. તેના છોડ ચોમાસામાં ૭ ફૂટ ઊંચા થાય છે. ડાળીઓ લાંબી, ઊભી અને પાતળી, પાન નાનાં અને ખરસટ, તથા ફૂલ સફેદ અથવા ગુલાબી ઝાંયવાળાં થાય છે. તેનાં ફૂલ બપોરે ખીલવાથી તે બપોરિયો કહેવાય છે.

**અહફાદ** [અ.] પું. દીકરીનો વંશ.

**અહબાબ** [અ. હબીબ (મિત્ર)નું બહુવચન] પું. બ. વ. મિત્રો.

**અહબું** વિ. (ગ્રામ્ય) અઘરું; મુશ્કેલ; કઠણ.

**અહબ્બ** [અ.] વિ. પ્રિય; વહાલું.

**અહમ્** ૧. [સં. અહમ્ (હું)] પું. અહંકાર; અભિમાન; ગર્વ; મગરૂરી; હુંપદ.
૨. પું. (સંગીત) બધા શુદ્ધ સ્વર તથા કોમળ ગાંધારવાળો સંગીતનો એક ભેદ.
૩. સ. હું; પહેલા પુરુષ સર્વનામનું પહેલી વિભક્તિનું એકવચન.

**અહમક** ૧. પું. ગધેડો.
૨. [અ. અહ્મક (મૂર્ખ)] પું. મૂર્ખો.
૩. વિ. નાદાન; મૂર્ખ; કમઅક્કલ.
અહમક બનાવવું = (૧) આંખમાં ધૂળ નાખવી. (૨) છેતરવું. (૩) મૂર્ખ બનાવવું; મશ્કરી કરવી.

**અહમકમણુ** [અ. અહ્મક (મૂર્ખ)] ન. મૂર્ખાઈ.

**અહમકાઈ** [અહ્મક (મૂર્ખ) + આઈ (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. મૂર્ખતા; બેવકૂફી.

**અહમકાના** ૧. [અ. અહ્મક (મૂર્ખ)] પું. મહેસૂલ ઉઘરાવનાર કે ઇજારદારની ગફલત કે બદદાનતને લીધે થતો દંડ.
૨. અ. મૂર્ખાઈપૂર્વક.

**અહમકામણુ** [અ. અહ્મક (મૂર્ખ)] ન. મૂર્ખાઈ.

**અહમકી** [અ. અહ્મક (મૂર્ખ)] સ્ત્રી. મૂર્ખાઈ.

**અહમગ્રિકા** [સં. અહમ્ (હું) + અગ્ર (આગળ) + ઇક (વાળું) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. સરસાઈ; સ્પર્ધા.

**અહમદ** ૧. ન. મહમ્મદ અને બીજાઓનું નામ.
અહમદ મહમૂદ = કોઈને છેતરવા એકઠા થયેલ બે જણ.
૨. [અ.] વિ. સ્તુતિને લાયક; પૂજ્ય; સૌથી અથવા વધારે પ્રશંસનીય.

**અહમદપુર** જુઓ અહમદાબાદ.

**અહમદસાવીર** પું. સાવીર ચિશ્તી પંથનો સ્થાપક એક મુસલમાની સંત.

**અહમદાબાદ** ૧. [અહમદ (એ નામનો પાદશાહ) + આબાદ (સ્થળ બતાવનારો પ્રત્યય)] ન. અમદાવાદ શહેર. અહમદશાહે વસાવેલું હોવાથી તે અહમદાબાદ કે અમદાવાદ કહેવાય છે.
૨. ન. દખ્ખણનું એક શહેર. તેને અહમદનગર પણ કહે છે.

**અહમદાવાદ** જુઓ અહમદાબાદ.

**અહમદિયા** પું. એ નામનો એક મુસલમાની પંથ.

**અહમદી** ૧. પું. ટીપુ સુલતાન અને અહમદશાહના વખતનો એ નામનો સોનાનો સિક્કો.
૨. વિ. અહમદનું.

**અહમમતિ** [સં. અહમ્ (હું) + મતિ (વિચાર)] સ્ત્રી. સ્વાર્થ.

**અહમર** ૧. [અ.] વિ. જંગલી.
૨. વિ. રાતું.
૩. વિ. સોનેરી.

**અહમસ્મિતા** [સં. અહમ્ (હું) + અસ્મિતા (અભિમાન)] સ્ત્રી. પોતાપણાનું ભાન; આત્મસંવેદન; 'સેલ્ફ-કૉન્શ્યસનેસ'.

**અહમહમિકા** ૧. [સં. અહમ્ (હું) + અહમ્ (હું) + ઇક (વાળું) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. પોતાને સૌથી ચડિયાતું માનવાની ભાવના; હુંપણું; હું પહેલો, હું પહેલો, હું પહેલો એવી ભાવના.

૨. સ્ત્રી. સ્પર્ધા; ચડસાચડસી; જીવનકલહ.

એક વર્ગથી બીજો વર્ગ ઉપજવામાં મુખ્ય નિયમ એવો છે કે એક વર્ગની સર્વ વ્યક્તિઓ પોતપોતાનું જીવન જાળવવાને માટે પરસ્પર સાથે એક પ્રકારનો કલહ ચલાવે છે, જેને આપણે અહમહમિકા કહીશું. મણિલાલ નભુભાઈ

**અહમિકા** ૧. [સં. અહમ્ (હું) + ઇક (વાળું) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. અહંતા; અભિમાન; અસ્મિતા.

૨. સ્ત્રી. પોતાપણાનું ભાન.

૩. સ્ત્રી. સરસાઈ; હરીફાઈ.

**અહમિતિ** જુઓ અહમિકા.

**અહમિંદ્ર** ૧. [સં. અહમ્ (હું) + ઇંદ્ર (રાજા)] પું. (જૈન) બારમા દેવલોકથી ઉપરના દેવ. તેઓમાં કોઈ ઠાકર ચાકર નથી, પણ બધા બરોબરીવાળા છે, તેથી તેઓ અહમિંદ્ર કહેવાય છે.

કલ્પોપપન્નામાં સ્વામી સેવકભાવ છે. પરંતુ કલ્પાતીતમાં તે નથી; ત્યાં તો બધા ઇંદ્ર જેવા હોવાથી **અહમિંદ્ર** કહેવાય છે. તત્ત્વાર્થસૂત્ર

૨. વિ. (જૈન) સરખી સમૃદ્ધિવાળું. બાર દેવલોકના ઉપર ગ્રૈવેયકના દેવતાઓ સર્વે અહમિંદ્ર-સરખી ઋદ્ધિવાળા-શક્તિવાળા હોય છે.

**અહમેવ** ૧. [સં. અહમ્ (હું) + એવ (ફક્ત)] પું. અહંકાર; અભિમાન; હુંપદ.

૨. પું. પતરાજી; બડાઈ; શેખી.

૩. અ. પોતાની મેળે.

**અહમો** ૧. પું. અંદર ન સમાતાં બહાર નીકળી આવેલું જોસ; આવેશ; ઊભરો.

૨. પું. બેચેની; અજંપો; અસ્વસ્થતા; ઉતાપો.

**અહર** ૧. પું. એ નામનો રાક્ષસ.

એક અહર મૂર્છાવશ થઈને, પડ્યો ધરણી મુખ ફીણ. દયારામ

૨. પું. કપડાં છાપવાના રંગ રાખવાનું માટીનું વાસણ; તેવા.

૩. [સં. અહન્ (દિવસ)] પું. દિવસ; દહાડો.

૪. પું. રજપૂતોની એ નામની એક શાખા.

૫. પું. (ગણિત) શુદ્ધ રાશિ.

૬. સ્ત્રી. (હિંદી) વાયવ્ય પ્રાંતમાં રહેતી ઢોર ચારનારી એ નામની જાત; આહેર; આયર.

૭. વિ. આ.

અહર લોક અને પરલોકમાં. પ્રેમાનંદ

૮. વિ. જંગલી.

૯. વિ. નિર્દય; ઘાતકી; ક્રૂર.

૧૦. [સં. અ (નહિ) + હ (લઈ જવું)] વિ. લઈ નહિ જનારું.

૧૧. વિ. વાયવ્ય પ્રાંતમાં રહેતી ઢોર ચારનારી એ નામની જાતનું.

**અહરણીય** ૧. [સં. અ (નહિ) + હ (લઈ જવું) + અનીય (જેવું)] વિ. ઝૂંટવી ન શકાય એવું.

૨. વિ. નિમકહલાલ; લાંચથી ન ચળનારું.

૩. વિ. મજબૂત; દૃઢ; મક્કમ.

૪. વિ. લઈ જવાય નહિ એવું.

**અહરનિશિ** [સં. અહન્ (દિવસ) + નિશા (રાત્રિ)] અ. દિવસ અને રાત; દિનરાત.

**અહરપતિ** [સં. અહન્ (દિવસ) + પતિ (ધણી)] પું. સૂર્ય.

**અહરહ** [સં. અહન્ (દિવસ) + અહન્ (દિવસ)] અ. નિત્ય; હમેશ; દરરોજ; રોજ ને રોજ; પ્રતિદિન.

**અહરા** ૧. પું. અડાયાંનો ઢગલો એકઠો કરી કરેલી આગ.

૨. [સં. આહરણ] પું. બાળવા માટે એકઠાં કરેલાં અડાયાંનો ઢગલો.

૩. પું. વરસાદનું પાણી એકઠું કરવાનું તળાવ.

૪. સ્ત્રી. ધર્મશાળા.

૫. સ્ત્રી. પરબ; રસ્તામાં મુસાફરને ધર્માદા પાણી પાવાની જગ્યા.

**અહરાગમ** [સં. અહન્ (દિવસ) + આગમ (આવવું)] પું. સૂર્ય ઊગવાપણું; સૂર્યોદય.

**અહરાણ** ૧. પું. અસુર; રાક્ષસ.

૨. પું. મ્લેચ્છ; અનાર્ય.

જો અહરાણ મારું માથું કાપશે તો હું અસદ્‌ગતિ પામીશ. સોરઠી વાતો

**અહરાત્મક** વિ. (ગણિત) કોઈ સુરેખાના અંતશ્છેદથી થતા બે વિભાગોનું ગુણોત્તર તેજ સુરેખાના બહિશ્છેદથી થતા વિભાગોના ગુણોત્તરની બરોબર ન થતું હોય એવું; 'ઍનહાર્મોનિક'.

**અહરાત્મકખંડ** પું. (ગણિત) સુરેખાના એક જાતના વિભાગ. કોઈ સુરેખાની ઉપર ચાર બિંદુ ક, ચ, ટ, પ એવાં લેવામાં આવે કે જેથી $\frac{કચ}{ટચ}$ એ $\frac{કપ}{ટપ}$ની બરોબર ન હોય, તો કચ, ટચ, કપ અને ટપ અહરાત્મકખંડ કહેવાય છે.

**અહરાત્મકગુણોત્તર** ન. (ગણિત) એક જાતનું ગુણોત્તર; 'ઍનહાર્મોનિક રેશિયો'. કોઈ સુરેખાની ઉપર ચાર બિંદુઓ ક, ચ, ટ, પ એવાં લેવામાં આવે કે જેથી $\frac{કચ}{ટચ}$ એ $\frac{કપ}{ટપ}$ની બરોબર ન હોય તો $\frac{કચ}{ટચ} \div \frac{કપ}{ટપ}$ને અહરાત્મકગુણોત્તર કહે છે.

**અહરાત્મકતૂલિકા** સ્ત્રી. (ગણિત) એક જાતની તૂલિકા; 'ઍનહાર્મોનિક પેન્સિલ.' જો બક, બચ, બટ અને બપ એ ચાર સુરેખાને કચટપ સુરેખા એવી રીતે છેદે કે જેથી $\frac{કચ}{ટચ}$ એ $\frac{કપ}{ટપ}$ની બરોબર ન હોય તો બક, બચ, બટ અને બપ સુરેખાઓની બનતી તૂલિકાને અહરાત્મકતૂલિકા કહે છે.

**અહરાત્મકનિષ્પત્તિ** જુઓ અહરાત્મકગુણોત્તર.

**અહરાત્મકબિંદુ** ન.બ.વ. (ગણિત) એક જાતનાં બિંદુ; 'ઍનહાર્મોનિક પૉઇન્ટ્સ'. જો ક, ચ, ટ અને પ એ ચાર બિંદુ એકજ સુરેખામાં હોય અને $\frac{કચ}{ટચ}$ એ $\frac{ક.પ}{ટપ}$ની બરોબર ન હોય તો ક, ચ, ટ અને પ એ અહરાત્મકબિંદુઓ કહેવાય છે.

**અહરાત્મકસંપ્રદાય** પું. (ગણિત) એક જાતનો સંપ્રદાય એટલે પદ્ધતિ; 'ઍનહાર્મોનિક સિસ્ટમ'. જો ચાર બિંદુઓ, ચાર સુરેખાની તૂલિકા કે કોઈ સુરેખાના ચાર ખંડ અહરાત્મક હોય તો તે બિંદુઓ, તૂલિકા કે ખંડ અહરાત્મકસંપ્રદાયમાં હોવાનું કહેવાય છે.

**અહરામ** [અ. ઇહ્રામ] ન. મક્કે હજ કરવા ગયેલા કાબાનાં દર્શન કરતાં સુધી કેટલાંક કામ છોડીને વગર સીવેલાં લૂગડાં પહેરે છે તે.

**અહરાર** [અ.] ન.બ.વ. ખાનદાન માણસો.

**અહરિ** પું. (પિંગળ) નગણ, સગણ અને લઘુ મળી ૭ અક્ષરનો એક વર્ણમેળ છંદ. તેને કરહંત, વજ્ઝ, કરહંતૂ, કલહંસ, કરહંતા, કરહંજ, કરહંચ, કરહંસ, કરહંચી પણ કહે છે.

અહરિ ન સ લે થી. રણપિંગળ

**અહરિમાન** પું. (જરથોસ્તી) ઈશ્વરથી વિરુદ્ધ શેતાન જેવો એ નામનો દેવ. પારસીશાસ્ત્રમાં અહુરમઝ્દ અને અહરિમાન વચ્ચે કાયમ યુદ્ધ ચાલે છે.

**અહરી** ૧. [સં. આહરણ (એકઠું કરવું તે)] સ્ત્રી. પરબ; રસ્તામાં મુસાફરોને પાણી પાવાની જગ્યા.

૨. સ્ત્રી. હવાડો.

૩. સ્ત્રી. હોજ.

**અહરૂપહર** [સં. પરસ્પરમ્; અપ. અવરુપ્પરુ] ભ. આસપાસ; અહીંતહીં; આગળપાછળ.

એમ કરીને કંપિત રાખે, **અહરૂપહરુ** તાંતાં જોએ. નાકર

**અહર્ગણ** ૧. પું. (જ્યોતિષ) કલ્પની શરૂઆતથી કોઈ ઇષ્ટ કે નક્કી કરેલ કાળ સુધીનો વખત.

પંચ સિદ્ધાંતિકા **અહર્ગણ** શકે ૪૨૭થી માંડીને સાધ્યા છે. પુરાતત્ત્વ

૨. [સં. અહન્ (દહાડો) + ગણ (જથ્થો)] પું. દિવસનો જથ્થો.

૩. પું. પંચાંગ પ્રમાણે અહ્નના મધ્યભાગ જાણ-વાનું સાધન.
૪ પું. માસ; મહિનો.

**અહર્તવ્ય** ૧. [ સં. અ ( નહિ ) + હૃ ( લેવું ) + તવ્ય ( જેવું ) ] વિ. ઝૂંટવી ન શકાય એવું; અહરણીય.
૨. વિ. લઈ જવાય નહિ તેવું.

**અહર્દિવ** ૧. [ સં. અહન્ ( દિવસ ) + દિવ્ ( દહાડો ) ] વિ. કાયમનું; રોજનું.
૨. અ. હમેશાં; દરરોજ.

**અહર્ધણી** [ અહન્ ( દિવસ ) + ધણી ( પતિ ) ] પું. સૂર્ય. જુઓ અહર્નાથ.
અમર ન થાય **અહર્ધણી**. — અખો

**અહર્નાથ** ૧. પું. આકડાનો છોડ. તેનાં ફૂલ માત્ર સૂર્યના તેજમાં ખીલે છે, તેથી તે અહર્નાથ કહેવાય છે.
૨. [ સં. અહન્ ( દિવસ ) + નાથ ( સ્વામી ) ] પું. સૂર્ય. દિવસ તેનાથી થાય છે તેથી તે અહર્નાથ કહેવાય છે.

**અહર્નિશ** ૧. અ. નિરંતર; હમેશ; નિત્ય; સદા.
૨. [ સં. અહન્ ( દહાડો ) + નિશા ( રાત ) ] અ. રાત્રિદિવસ; દિનરાત.

**અહર્નિશા** જુઓ અહર્નિશ.

**અહર્પતિ** ૧. પું. આકડાનો છોડ. તેનાં ફૂલ સૂર્યના તેજમાં ખીલતાં હોવાથી તે અહર્પતિ કહેવાય છે.
૨. પું. ભાદરવો માસ.
૩. પું. શિવ.
૪. [ સં. અહન્ ( દિવસ ) + પતિ ( નાથ ) ] પું. સૂર્ય.

**અહર્પતિમાસ** પું. ભાદરવો મહિનો.

**અહર્બાંધવ** ૧. પું. આકડાનો છોડ.
૨. [ સં. અહન્ ( દિવસ ) + બાંધવ ( ભાઈ ) ] પું. સૂરજ.

**અહર્મણિ** ૧. પું. આકડાનો છોડ. તેનાં ફૂલ સૂર્યના તેજમાં ખીલતાં હોવાથી તે અહર્મણિ કહેવાય છે.
૨. [ સં. અહન્ ( દિવસ ) + મણિ ( રત્ન ) ] પું. સૂર્ય.
અરુણોદય થઈ તહીં **અહર્મણિ** તો પ્રગટે છે. — શાકુન્તલ

**અહર્મુખ** [ સં. અહન્ ( દિવસ ) + મુખ ( શરૂઆત ) ] ન. પ્રાતઃકાળ; સવાર; પ્રભાત; મળસકું.

**અહર્ય** ન. ( વૈદક ) નક્કર પદાર્થ ખેંચી કાઢવાનું શસ્ત્ર.

**અહર્ષ** ૧. [ સં. અ ( નહિ ) + હર્ષ ( આનંદ ) ] પું. આનંદનો અભાવ; દુઃખ; વિષાદ.
૨. પું. દુઃખી; આનંદ વિનાનું; શોકાગ્ર.

**અહર્ષદ** [ સં. અ ( નહિ ) + હર્ષ ( આનંદ ) + દા ( આપવું ) ] વિ. આનંદ ન આપનારું.

**અહર્ષિત** ૧. [ સં. અ ( નહિ ) + હર્ષિત ( આનંદ પામેલું ) ] વિ. આનંદ નહિ પામેલું.
૨. વિ. દુઃખી; દિલગીર.

**અહર્હઃ** [ સં. અહરહઃ, અહન્ ( દિવસ ) + અહન્ ( દિવસ ) ] અ. દરરોજ; પ્રતિદિન; નિત્ય; હમેશ.

**અહલ** ૧. [ અ. ] પું. કુટુંબવર્ગ.
૨. પું. કોઈ પણ કુટુંબ, કોમ, ધંધા કે જગ્યાનો માણસ.
૩. પું. જનસમાજ; જનતા; લોક.
૪. પું. શખસ; માણસ; વ્યક્તિ.
૫. પું. હલકારો; ખેપિયો; કાસદ.
૬. વિ. સાથે સંબંધ ધરાવતું; વાળું.

**અહલકાર** ૧. [ અ. અહલ ( માણસ ) + ફા. કાર ( કામ ) ] પું. અમલદાર; અધિકારી.
૨. પું. કામ કરનાર પુરુષ; કાર્યકર્તા.
૩. પું. ગુમાસ્તો; નોકર; ચાકર.

**અહલકારી** [ અ. અહલ ( ખેપિયો ) + ફા. કાર ( કામ ) ] પું. મજૂર; ખેપિયો.

**અહલમદ** [ ફા. ] પું. મુકદમાના કાગળ નોંધનાર તથા રાખનાર, અદાલતના હુકમ પ્રમાણે હુકમનામાં કરી આપનાર તથા ફેંસલો થયા બાદ મુકદમાના કાગળ દફતરમાં દાખલ કરનાર અમલદાર.

**અહલાદ** [ સં. આહ્લાદ ] ન. ચેન; સુખ; આનંદ.

**અહલિયત** ૧. [ અ. અહલ ( વાળું ) + ઇત ( ભાવવાચક નામનો પ્રત્યય ) ] સ્ત્રી. કબજો; માલિકી.
૨. સ્ત્રી. લાયકાત.

**અહલિયા** [ અ. ] સ્ત્રી. સ્ત્રી; પત્ની.
સરાએ અહલિયા = સ્ત્રીનો ઓરડો.

**અહલેઅકલ** [ અ. અહલ ( વાળું ) + અકલ ( ડહાપણ ) ] વિ. ડાહ્યું.

**અહલેઅલ્લાહ** [ અ. અહલ ( માણસ ) + એ ( નું ) + અલ્લાહ ( ખુદા ) ] પું. ખુદાનો બંદો; સાધુ પુરુષ; ઓલિયો એટલે ઉદાર દિલનો માણસ.

**અહલેઇલ્મ** [ અ. અહલ ( વાળું ) + ઇલ્મ ( વિદ્યા ) ] વિ. વૈજ્ઞાનિક.

**અહલેકરમ** [ અ. અહલ ( વાળું ) + કરમ ( ઉદારતા ) ] વિ. ઉદાર; સખી.

**અહલેકલમ** ૧. [ અ. અહલ ( માણસ ) + એ ( નું ) + ફા. કલમ ( લેખણ ) ] પું. મુલકી અધિકારી.
૨. પું. વિદ્વાન પુરુષ; સાક્ષર; કેળવાયેલ માણસ; ભણેલ જણ.
૩. પું. સનદી નોકરી માટેની પરીક્ષા પસાર કરનાર પુરુષ.

**અહલેકાર** ૧. [ અ. અહલ ( માણસ ) + એ ( નું ) + ફા. કાર ( કામ ) ] પું. અમલદાર; સત્તાધિકારી.
૨. પું. આડતિયો
૩. પું. કારકુન.

**અહલેકિતાબ** ૧. [ અ. અહલ ( લોક ) + એ ( નું ) + કિતાબ ( પુસ્તક ) ] પું. પુસ્તકમાં દર્શાવેલ ધર્મને અનુસરનાર પુરુષ. મુસલમાન લોકો યહૂદી અને ખ્રિસ્તીને અહલેકિતાબ માને છે, જ્યારે હિંદુઓને મૂર્તિપૂજક ગણે છે.
૨. પું. વિદ્વાન પુરુષ; પંડિત.

**અહલેખાના** ૧. [ અ. અહલ ( માણસ ) + એ ( નું ) + ફા. ખાના ( ઘર ) ] પું. કુટુંબી જન.
૨. ન. ઘરનો શેઠ કે શેઠાણી.

**અહલેગહેલે** ૧. [ અ. ] વિ. આનંદી; હસમુખું.
૨. વિ. કાલું; ઘેલું.
૩. વિ. ભોળું; નિર્દોષ.

**અહલેઝબાન** ( અહલેજબાન ) [ અ. અહલ ( માણસ ) + એ ( નું ) + ફા. ઝબાન ( ભાષા ) ] પું. ભાષામાં કુશળ પુરુષ; ભાષાનિષ્ણાત.

**અહલેઝમાન** ( અહલેજમાન ) [ અ. અહલ ( લોક ) + એ ( નું ) + ઝમાન ( સમય ) ] ન. બ. વ. વખતને અનુસરીને ચાલનાર લોકો.

**અહલેઝમીન** ( અહલેજમીન ) [ અ. અહલ ( લોક ) + એ ( નું ) + ઝમીન ( પૃથ્વી ) ] ન. પૃથ્વી પર વસનાર માણસ.

**અહલેતરીક** [ અ. અહલ ( લોક ) + એ ( નું ) + તરીક ( ધર્મ ) ] ન. મહમ્મદ પેગંબર-ની આજ્ઞા માનનાર માણસ.

**અહલેતાઅત** [ અ. અહલ ( વાળું ) + તાઅત ( ભક્તિ ) ] વિ. ભક્ત; ઈશ્વરપરાયણ.

**અહલેફઝલ** [ અ. અહલ ( વાળું ) + ફઝલ ( ગુણ ) ] વિ. સદ્ગુણ.

**અહલેમજલિસ** [ અ. અહલ ( લોક ) + એ ( નું ) + મજલિસ ( સભા ) ] ન. સભ્ય; સભાસદ.

**અહલેમનસબ** [ અ. અહલ ( માણસ ) + ઇ ( નું ) + મનસબ ( પ્રધાનપદ ) ] પું. પ્રધાન; દીવાન.

**અહલેરિયાસત** [ અ. ] પું. વારસ.

**અહલેરોઝગાર** ( અહલેરોઝગાર ) [ અ. અહલ ( વાળું ) + રોઝગાર ( દુનિયા ) ] વિ. અનુભવી.

**અહલેસફા** ૧. [ અ. અહલ ( લોક ) + ઇ ( નું ) + સફા ( પવિત્રતા ) ] ન. પવિત્ર માણસ.
૨. [ અ. અહલ ( લોક ) + ઇ ( નું ) + સફા ( વિલાસ ) ] ન. વ્યભિચારી માણસ.
૩. ન. સુફી.

**અહલેસુન્નત** [ અ. અહલ ( જનસમાજ ) + ઇ ( નું ) + સુન્નત ( રસૂલનાં ફરમાન ) ] પું. સુન્ની મુસલમાન, કેમકે તે રસૂલનાં ફરમાનોને માને છે.

**અહલોઅયાલ** [ અ. અહલ ( લોક ) + ફા. વ ( અને ) + અ. અયાલ ( લોક ) ] પું.;ન. કુટુંબનું માણસ; આપ્તજન.

**અહલ્ય** ૧. પું. એ નામનો દેશ.
૨. [ સં. અ ( નહિ ) + હલ્ ( ખેડવું ) + ય ( જેવું ) ] વિ. ખેડી શકાય નહિ એવું.
૩. વિ. ખેડ્યા વિનાનું.

**અહલ્યા** ૧. સ્ત્રી. એ નામની અપ્સરા.
૨. [ સં. અ ( નહિ ) + હલ્ ( ખેડવું ) + ય ( જેવું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ખેડી ન શકાય એવી જમીન; પડતર જમીન; ખરાબો.
૩. સ્ત્રી. ગૌતમ ઋષિની સ્ત્રી; પાંચ મહાસતીમાંની એ નામની એક. તે બ્રહ્મદેવની ઘણી જ સૌંદર્યવાળી માનસ કન્યા હતી. એને પરણવાને દેવો માંહોમાંહે લડવા લાગ્યા. એ જોઈ બ્રહ્માએ કહ્યું કે જે કોઈ એક દિવસમાં પૃથ્વીની પ્રદક્ષિણા કરી આવે તેને તે પરણશે. ગાય પૃથ્વીનો અવતાર મનાતી હોવાથી ગૌતમ ઋષિએ ત્રણ વાર ગાયની પ્રદક્ષિણા કરી અને તેને પરણ્યા. દેવોનો રાજા ઇંદ્ર તેના ઉપર મોહી પડ્યો હતો તેથી ગૌતમનું રૂપ લઈ તેણે અહલ્યાનું શિયળ ભંગ કર્યું. ઋષિએ આથી ઇંદ્રને શાપ આપ્યો કે તારે શરીરે હજાર યોનિ આકારનાં કાણાં પડશે અને તું નપુંસક થઈ હમેશ કામથી બળ્યા કરીશ. ઇંદ્ર તરફથી દેવતાએ સ્તુતિ કરી ત્યારે ગૌતમે ઉશાપ કર્યો કે કાણાંની જગ્યાએ હજાર આંખ થશે. એથી એનું નામ સહસ્રાક્ષ પડ્યું. અહલ્યાને ગૌતમે શિલા થઈ જવાનો શાપ આપ્યો. પરંતુ ખરી હકીકત જાણવાથી અને અહલ્યાની આજીજીથી શાપનું નિવારણ એમ કર્યું કે રામ જ્યારે વનમાં આવશે ને તેમનો પગ તને અડશે ત્યારે પાછી તું સ્ત્રીપણાને પામીશ. એ પ્રમાણે થયા પછી ગૌતમ અને અહલ્યાએ ઘણાં વર્ષ સુખ ભોગવ્યું હતું.
૪. [ સં. અહન્ ( દિવસ ) + લી ( લય પામવું ) ] સ્ત્રી. રાત્રિ, કેમકે દિવસ ઉદય થતાં તે લય પામે છે.
૫. સ્ત્રી. ( પુરાણ ) સોમવંશી પુરુકુળમાં જન્મેલા વિંધ્યાશ્વ રાજાને મેનકા અપ્સરાથી અવતરેલ જોડકામાંની કન્યા.

**અહલ્યાજાર** ૧. [ સં. અહલ્યા ( ગૌતમ ઋષિની સ્ત્રી ) + જાર ( પારકી સ્ત્રી સાથે પ્રીતિ કરનાર ) ] પું. ઇંદ્ર; દેવોનો રાજા. તેણે ગૌતમની સ્ત્રી અહલ્યાનું શિયળભંગ કર્યું હતું. જુઓ અહલ્યા ૩.
૨. [ સં. અહલ્યા ( રાત્રિ ) + જૄ ( ક્ષય કરવો ) ] પું. સૂર્ય, કેમકે તે રાત્રિનો ક્ષય કરનાર છે.

**અહલ્યાદુઃખહારી** [ સં. અહલ્યા ( ગૌતમ ઋષિની સ્ત્રી ) + દુઃખ ( પીડા ) + હારિન્ ( હરનાર ) ] પું. અહલ્યાના દુઃખને હરનાર; પુરુષોત્તમનાં હજાર નામ માંહેનું એક.

**અહલ્યાનંદન** [ સં. અહલ્યા ( ગૌતમની સ્ત્રી ) + નંદન ( દીકરો ) ] પું. ગૌતમ અને અહલ્યાનો દીકરો શતાનંદ. તે જનકનો પુરોહિત હતો.

**અહલ્યાબાઈ** સ્ત્રી. ઇંદોરના રાજા મલ્હારરાવ હોલકરના દીકરા ખંડેરાવની સ્ત્રી. તે ઇંદોરની રાણી હતી. ખંડેરાવના મોત પછી રાજ્યનો બધો કારભાર તે ચલાવતી હતી. તે હોશિયાર, બુદ્ધિશાળી અને ધાર્મિક હતી.

**અહલ્યાહ્રદ** [ સં. અહલ્યા ( ગૌતમની સ્ત્રી ) + હ્રદ ( સરોવર ) ] ન. મહાભારતમાં જણાવેલું ગૌતમ ઋષિના આશ્રમ પાસેનું એ નામનું તીર્થ.

**અહલ્લુ** ન. એક જાતનું ઝાડ.

ઉંબર અંબર આમલીય, અગરૂ અસોય અહલ્લુ.
રૈવતગિરિરાસુ

**અહવનીય** [ સં. અ ( નહિ ) + હવનીય ( હોમવા જેવું ) ] વિ. હોમવા માટે અયોગ્ય.

**અહવાલ** ૧. પું. કામકાજ; કારભાર.
૨. પું. બનાવ; ઘટના.
૩. પું. વર્ણન; વૃત્તાંત; બયાન.
૪. [ અ. હાલ ( સ્થિતિ )નું બહુવચન ] પું. સ્થિતિ; દશા; અવસ્થા; હાલત.

૧. અહવાલ પૂછવો = (૧) તજવીજ અથવા તપાસ કરવી. (૨) તબિયતના ખબર કાઢવા.
૨. અહવાલ બતાવવો = સ્થિતિ અથવા હકીકત જણાવવી.

**અહવાલપુર્સ** [ અ. અહવાલ ( સ્થિતિ ) + ફા. પુર્સ ( પુર્સીદન એટલે પૂછવુંનું આજ્ઞાર્થ ) ] ન. તબિયતના ખબર કાઢવા આવનાર માણસ.

**અહવાલપુર્સાન** જુઓ અહવાલપુર્સ.

**અહવાલપુર્સી** [ અ. અહવાલ ( સ્થિતિ ) + ફા. પુર્સ ( પુર્સીદન એટલે પૂછવુંનું આજ્ઞાર્થ ) + ઈ ( ભાવવાચક નામનો પ્રત્યય ) ] સ્ત્રી. તબિયતના સમાચારની પૂછગાછ.

**અહવ્ય** જુઓ અહવનીય.

**અહશામ** ૧. પું. આશ્રય આપેલ પુરુષ.
૨. [ અ. હશમ ( રસાલો )નું બહુવચન ] પું. નોકરચાકર.
૩. પું.બ.વ. નોકરીનો પોષાક નહિ પહેરેલ હથિયારબંધ સિપાઈ; પસાયતો.

**અહશામજાગીર** [ અ. અહશામ ( સિપાઈ ) + ફા. જાગીર ( બક્ષિસ તરીકે મળેલી જમીન ) ] સ્ત્રી. ( હિંદી ) નોકરીનો પોષાક નહિ પહેરેલ સિપાઈના પગાર ચૂકવવા માટે મહેસૂલી ઊપજનો અલગ રાખેલો અમુક ભાગ; પસાયતું.

**અહશામદફતર** [ અ. અહશામ ( સિપાઈ ) + દફતર ( પત્રક ) ] ન. લશ્કરી માણસોનું હાજરીપત્રક.

**અહશામદફતરદાર** [ અ. અહશામ ( સિપાઈ ) + ફા. દફતરદાર ( દફતરી કામ કરનારાઓનો ઉપરી અમલદાર ) ] પું. ( હિંદી ) નોકરીને અંગે પહેરવાનાં કપડાં નહિ પહેરનાર સિપાઈના પગારનો હિસાબ રાખનાર અમલદાર; હશમફડનવીસ; અહશામદાર.

**અહશામદાર** જુઓ અહશામદફતરદાર.

**અહશામસિબંદી** [ અ. અહશામ ( સિપાઈ ) + ફા. સિબંદી ( અધિકાર ) ] ન. ( હિંદી ) હથિયારબંધ સિપાઈનું સ્થાનિક લશ્કર.

**અહસન** [ અ. હસન ( સુંદર )નું શ્રેષ્ઠતાવાચક રૂપ ] વિ. સૌથી સુંદર; ઉત્કૃષ્ટ.

અહસન અલ્લાહુ = ખુદા મહેરબાની રાખે.

**અહસાન** ૧. [ અ. હસન ( તે સુંદર હતો ) ] ન. આભાર; ઉપકાર.
૨. ન. કૃતજ્ઞતા; ઉપકારની કદર કરવાપણું.
૩. ન. કૃપા; અનુગ્રહ.

**અહસાનમંદ** ૧. [ અ. અહસાન ( ઉપકાર ) + ફા. મંદ ( વાળું ) ] વિ. ઉપકારવાળું; આભારી.
૨. વિ. કૃતજ્ઞ; ઉપકારની કદર કરનારું.
૩. વિ. કૃપાવંત; અનુગ્રહી.

**અહસ્કર** ૧. પું. આકડાનો છોડ. તેનાં ફૂલ સૂર્યના તેજમાં ખીલતાં હોવાથી તે અહસ્કર કહેવાય છે.

૨. [ સં. અહન્ ( દિવસ ) + કૃ ( કરવું ) ] પું. સૂર્ય.

**અહસ્ત** [ સં. અ ( નહિ ) + હસ્ત ( હાથ ) ] વિ. હાથ ન હોય એવું; હાથ વગરનું.

**અહસ્પતિ** ૧. પું. આકડાનો છોડ. તેનાં ફૂલ સૂર્યના તેજમાં ખીલતાં હોવાથી તે અહસ્પતિ કહેવાય છે.
૨. પું. શિવ.
૩. [ સં. અહન્ ( દિવસ ) + પતિ ( ધણી ) ] પું. સૂર્ય.

**અહહ** ૧. ન. (જૈન) એ નામનું નરક.
૨. [ સં. ] અ. શ્રમ, દુઃખ, શોક, દયા, આશ્ચર્ય કે સંબોધન સૂચવતો એક ઉદ્ગાર.

અહહ ! હરિની અસહ્ય વિરહની દૂભણે,
દૂષણ જ દુઃખકર દગ્ધ આ ભૂષણે.
ગીતગોવિંદ

**અહહહ** જુઓ અહહ.

**અહહહહ** જુઓ અહહ.

**અહહા** જુઓ અહહ.

**અહળ** ( અહ઼ળ ) વિ. સળ્યા વિનાનું; સારૂં; જીવાત પડ્યા વગરનું. આ શબ્દ અસળનું ગ્રામ્ય રૂપ છે.

**અહં** ૧. પું. ( સંગીત ) બધા શુદ્ધ સ્વર તથા કોમળ ગાંધારવાળો સંગીતનો એક ભેદ.
૨. [ સં. અહમ્ ] ન. હુંપદ; અભિમાન; ગર્વ; અહંકાર.
૩. સ. હું.

અહં બ્રહ્માસ્મિ = હું પોતે બ્રહ્મ છું; જીવ આત્માનું ભેદરહિતપણું.

૪. [ હિ. ] અ. ના; નહિ.

**અહંકર્તવ્ય** [ સં. અહં ( ગર્વ ) + કર્તવ્ય ( કામ ) ] ન. મગરૂરીભર્યું કામ.

**અહંકર્તા** [ સં. અહં ( હું ) + કર્તૃ ( કરનાર ) ] પું. હું કર્તા છું એવો ભાવ; કર્તૃત્વનું અભિમાન.

**અહંકર્તૃત્વબુદ્ધિ** [ સં. અહં ( હું ) + કર્તૃ ( કરનાર ) + ત્વ ( પણું ) + બુદ્ધિ ( સમજ ) ] સ્ત્રી. હું કરનાર છું એવી સમજ.

**અહંકામ** જુઓ અહંકામી.

**અહંકામના** [ સં. અહં ( હું ) + કામના ( પ્રેમ ) ] સ્ત્રી. પોતા માટેનો પ્રેમ; આત્મપ્રિયતા.

**અહંકામી** [ સં. અહં ( હું ) + કામિન્ ( ચાહનાર ) ] વિ. આત્મપ્રેમી; પોતાને ચાહનારૂં.

**અહંકાર** ૧. [ સં. અહં ( અભિમાન ) + કૃ ( કરવું ) ] પું. અભિમાન; હુંપદ; ગર્વ; મગરૂરી.

સ્તંભ દર્પ અહંકાર મદ ગર્વ સ્મય અભિમાન,
માન રાધિકા કુંવરીનું કરત સકલ કલ્યાણ.
પિંગળલઘુકોષ

૨. પું. આઠ સ્વાભાવિક ગુણ માંહેનો એક. જુઓ અષ્ટપ્રકૃતિ.
૩. પું. ઈશ્વરથી હું જુદો નથી અને હું જ સઘળું કરૂં છું એવી સમજ.
૪. પું. ( પિંગળ ) એક વિષમજાતિ માત્રામેળ છંદ. તેમાં ૫૬ ગુરુ અને ૪૪ લઘુ મળી ૧૦૦ વર્ણ હોય છે. તે ષટ્પદી છપ્પયનો એક ભેદ છે.
૫. પું. ચિત્તની એક વૃત્તિ; અસ્મિતા; પોતાપણાનું ભાન.
૬. પું. ( તાંત્રિક ) છત્રીસ માંહેનું એ નામનું ચૌદમું તત્ત્વ. જુઓ અષ્ટાંગ.
૭. પું. દમામ; મિજાજ.
૮. [ સં. અહમ્ ( હું ) + કાર ( કરનાર ) ] પું. ( વેદાંત ) મમત્વ; હું છું અને મારૂં છે એ જાતની ભાવના. એમ કહેવાય છે કે હિરણ્યગર્ભમાં રહેલી વિશેષ શક્તિથી તમોગુણના વધારાને લીધે અહંકાર નામની સ્થૂલ શક્તિ ઉત્પન્ન થયેલી છે.
૯. પું. (સાંખ્ય) મહત્તત્ત્વમાંથી ઉત્પન્ન થયેલ એક દ્રવ્ય; પ્રકૃતિવિકૃતિ. તેની સાત્ત્વિક અવસ્થાથી પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેંદ્રિય તથા મનની ઉત્પત્તિ થાય છે. તેની તામસ અવસ્થામાં ઉત્પન્ન થતી પાંચ તન્માત્રામાંથી અનુક્રમે આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વીની ઉત્પત્તિ થાય છે.
૧૦. પું. શિવનું એક નામ.
૧૧. પું. સૂર્યનાં એકસોઆઠ નામ માંહેનું એક. જુઓ સૂર્ય.

**અહંકારદ્યોતક** [ સં. અહંકાર ( ગર્વ ) + દ્યોતક ( પ્રકટ કરનાર ) ] વિ. અભિમાન જણાવનાર.

હું કોણ ? એ **અહંકારદ્યોતક** પ્રશ્ન ન પૂછો.
આત્માને ઓળખો

**અહંકારબદ્ધ** [ સં. અહંકાર ( ગર્વ ) + બદ્ધ ( બંધાયેલું ) ] વિ. મગરૂરીથી બંધાયેલ.

**અહંકારબુદ્ધિ** [ સં. અહંકાર ( ગર્વ ) + બુદ્ધિ ( સમજ ) ] સ્ત્રી. હુંપદ.

**અહંકારમૂલક** [ સં. અહંકાર ( ગર્વ ) + મૂલક ( મૂળવાળું ) ] વિ. અભિમાનમાંથી ઉત્પન્ન થયેલું.

**અહંકારવાન** [ સં. અહંકાર ( ગર્વ ) + વત્ ( વાળું ) ] વિ. અહંકારી; મગરૂર.

**અહંકારી** [ સં. અહંકાર ( ગર્વ ) + ઇન્ ( વાળું ) ] વિ. અભિમાની; ગુમાની; મગરૂર.

**અહંકૃત** જુઓ અહંકારી.

**અહંકૃતિ** [ સં. અહં ( ગર્વ ) + કૃતિ ( કરવાપણું ) ] સ્ત્રી. હુંપણું; અભિમાન; અહંકાર.

અહંકૃતિ તજી સ્મરણ કરો,
મન કર્મ વચન હરિ વડે આદરો. અખો

**અહંકૃત્ય** જુઓ અહંકૃતિ.

**અહંગરો** ( અહ઼ંગરો ) પું. ( ગ્રામ્ય ) કાયમ પાસે રહેતા માણસના વિયોગથી બાળકને થતી મુંઝવણ; વિરહની અસર.

**અહંગ્રહ** [ સં. અહં ( હું ) + ગ્રહ ( સમજ ) ] પું. ( યોગ ) બ્રહ્મને પોતાની સાથે એક માની હું બ્રહ્મ છું એવી માન્યતા.

**અહંગ્રહધ્યાન** [ સં. અહં ( હું ) + ગ્રહ ( સમજ ) + ધ્યાન ( વિચાર ) ] ન. એક જાતની માન્યતા. જુઓ અહંગ્રહ.

**અહંગ્રહોપાસના** [ સં. અહં ( હું ) + ગ્રહ ( સમજ ) + ઉપાસના ( મનન ) ] સ્ત્રી. એક જાતની માન્યતા. જુઓ અહંગ્રહ.

**અહંગ્રંથી** [ સં. અહં ( હું ) + ગ્રંથી ( ગાંઠ ) ] સ્ત્રી. અહંકાર. જુઓ અહંતા.

**અહંતા** ૧. [ સં. અહં ( અભિમાન ) + તા ( પણું ) ] સ્ત્રી. અહંકાર; ગુમાન; ગર્વ; ઘમંડ. મન, વાણી અને કર્મને સ્વાર્થપરાયણ કરવાં એનું નામ અહંતા.
૨. [ સં. અહં ( હું ) + તા ( પણું ) ] સ્ત્રી. હુંપણું; મમત્વ; આત્મસ્તુતિ.

**અહંતાનિરોધ** [ સં. અહંતા ( ગર્વ ) + નિરોધ ( અટકાવ ) ] પું. અભિમાનનો નાશ.

**અહંતામમતા** [ સં. અહંતા ( હુંપણું ) + મમતા ( મારાપણું ) ] સ્ત્રી. હુંપણું ને મારાપણું.

**અહંતાવાદ** ૧. [ સં. અહંતા ( હુંપણું ) + વાદ ( ભાષા ) ] પું. અહંકારથી ભરેલી વાણી.
૨. [ સં. અહં ( હું ) + તા ( પણું ) + વાદ ( મત ) ] પું. હુંપણું.

**અહંતાવાદી** [ સં. અહંતા ( ગર્વ ) + વાદ ( મત ) + ઇન્ ( વાળું ) ] વિ. ગુમાની; ગર્વિષ્ઠ; અહંકારી; મગરૂર.

**અહંત્ય** [ સં. અ ( નહિ ) + હન્ ( મારવું ) + ય ( જેવું ) ] વિ. વેરીથી પણ ન હણી શકાય તેવા જ્યોતિરૂપ; વેદમાં વપરાયેલું રુદ્રનું એક વિશેષણ.

**અહંત્વ** [ સં. અહં ( હું ) + ત્વ ( પણું ) ] ન. અહંકાર. જુઓ અહંતા.

**અહંત્વવર્ધક** [ સં. અહંત્વ ( ગર્વ ) + વર્ધક ( વધારનાર ) ] વિ. અભિમાનમાં વધારો કરનાર.

**અહંપણુ** [ અહં ( અભિમાન ) + પણુ ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ગર્વ; મગરૂરી; હુંપણું; અભિમાન.

**અહંપણું** જુઓ અહંપણુ.

**અહંપાત** પું. ( પુરાણ ) સોમવંશી સંયાતિ રાજાનો એ નામનો દીકરો. એના કુળનું નામ રૌદ્રાશ્વ હતું.

**અહંપદ** [ સં. અહં ( ગર્વ ) + પદ ( જગ્યા ) ] ન. હુંપણું; અભિમાન; અહંતા.

**અહંપૂર્વ** [ સં. અહં ( હું ) + પૂર્વ ( પહેલું ) ] વિ. પહેલા આવવાની ઇચ્છાવાળું; સ્પર્ધા કરવાવાળું.

**અહંપૂર્વિકા** ૧. [ સં. અહં ( હું ) + પૂર્વ ( પહેલાં ) + ઇક ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ઉત્સાહથી યોદ્ધાનું આગળ વધવું તે.
૨. સ્ત્રી. ખોટી બડાઈ; શેખી.
૩. સ્ત્રી. સૌથી આગળ પડવા માટે કરવામાં આવતી ઉતાવળ.
૪. સ્ત્રી. હરીફાઈ; સ્પર્ધા.

**અહંપ્રત્યય** [ સં. અહં ( અભિમાન ) + પ્રત્યય ( ખ્યાલ ) ] પું. અહંકાર; ગુમાન; ગર્વ.

**અહંપ્રથમિકા** [ સં. અહં ( હું ) + પ્રથમ ( પહેલું ) + ઇક ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ઉત્સાહથી યોદ્ધાનું આગળ વધવું તે. જુઓ અહંપૂર્વિકા.

**અહંપ્રેમ** [ સં. અહં ( હું ) + પ્રેમન્ ( પ્રેમ ) ] પું. આત્મપ્રિયતા; પોતાસ્નેહ; અહંકામના; આત્મભક્તિ; પોતાને ચાહવાપણું; પોતાના દેહનો મોહ. જેમકે, 'સેલ્ફ લવ'ને માટે અહંપ્રેમ શબ્દ વાપરીએ અને એ રોગ જેને વળગ્યો છે તેને અહંપ્રેમી કહીએ, અહંકામ કહીએ.

**અહંપ્રેમી** [ સં. અહં ( હું ) + પ્રેમન્ ( સ્નેહ ) ] વિ. પોતાને ચાહનાર; અહંકામી.

**અહંબુદ્ધિ** [ સં. અહં ( હું ) + બુદ્ધિ ( જ્ઞાન ) ] સ્ત્રી. આ હું અને આ મારું એવી સમજણ; અહંતા; અજ્ઞાન; અવિદ્યા.

**અહંભાવ** ૧. [ સં. અહં ( મગરૂરી ) + ભાવ ( લાગણી ) ] પું. અભિમાન; અહંતા; ગર્વ.
૨. [ સં. અહં ( હું ) + ભાવ ( લાગણી ) ] પું. હુંપણું.

**અહંભાવપ્રધાન** ૧. [ સં. અહં ( મગરૂરી ) + ભાવ ( લાગણી ) + પ્રધાન ( મુખ્ય ) ] વિ. અહંકારથી ભરેલું.
૨. વિ. એક જ માણસને લાગુ પડે એવું; વ્યક્તિપ્રધાન.

**અહંભાવી** [ સં. અહં ( ગર્વ ) + ભાવ ( લાગણી ) + ઇન્ ( વાળું ) ] વિ. અહંકારી; ગર્વિષ્ઠ; અભિમાની; મગરૂર.

**અહંમતિ** ૧. [ સં. અહં ( ગર્વ ) + મતિ ( બુદ્ધિ ) ] સ્ત્રી. અહંકાર; હુંપણું; આપવડાઈ.
૨. સ્ત્રી. અહંબુદ્ધિ; અવિદ્યા; અજ્ઞાન.
૩. વિ. અભિમાની; મગરૂર.

> **અહંમતિ** આત્માને ન લહે. — રત્નેશ્વર

**અહંમદ** [ સં. અહં ( હું ) + મદ ( ગર્વ ) ] પું. અહંકાર.

**અહંમન્ય** [ સં. અહં ( હું ) + મન્ય ( માનતું ) ] વિ. અહંકારી; ગર્વિષ્ઠ.

**અહંમન્યતા** [ સં. અહં ( હું ) + મન્ય ( માનતું ) + તા ( પણું ) ] સ્ત્રી. અભિમાન; ગર્વ.

**અહંમમ** [ સં. અહં ( હું ) + મમ ( મારું ) ] ન. અભિમાન; ગર્વ.

> કલ્પિત કાયાનું **અહંમમ** મતિ લાગશે,
> સાત્વિક વૃત્તિ વાધશે. — વિશ્વજ્યોતિ

**અહંમમત** [ સં. અહં ( હું ) + મમ ( મારું ) + ત્વ ( પણું ) ] સ્ત્રી અહંકાર. જુઓ અહંમમતા.

**અહંમમતા** [ સં. અહં ( હું ) + મમ ( મારું ) + તા ( પણું ) ] સ્ત્રી. અહંકાર અને મારાપણું. કહેવાય છે કે જીવાત્માને દોષમાંથી મુક્ત રહેવા માટે ભોક્તા ભોગ્યના ભોગોની અહંમમતા છૂટી જવી જોઈએ.

**અહંમમત્વ** [ સં. અહં ( હું ) + મમ ( મારું ) + ત્વ ( પણું ) ] ન. અહંમમતા.

**અહંયાતિ** પું. ( પુરાણ ) સોમવંશી ત્રિશંકુની દીકરી વરાંગને પેટે થયેલો શય્યાતિનો દીકરો. કૃતવીર્યની દીકરી ભાનુમતિને તે પરણ્યો હતો.

**અહંરોગ** [ સં. અહં ( ગર્વ ) + રોગ ( દરદ ) ] પું. અભિમાન રૂપી દરદ.

> મૂળગો **અહંરોગ** નથી ગયો,
> તેમાં સિદ્ધિરૂપી ભરમ જ ભયો. — અખો

**અહંવાદ** ૧. [ સં. અહં ( અભિમાન ) + વાદ ( બોલવું તે ) ] પું. અહંકાર; શેખી; બડાઈ.
૨. [ સં. અહં ( હું ) + વાદ ( મત ) ] પું. આત્મવાદ; આત્માનું અસ્તિત્વ સ્વીકારનાર વાદ.

**અહંવાદી** ૧. [ સં. અહં ( ગર્વ ) + વાદિન્ ( બોલનાર ) ] વિ. અહંકારી; ઘમંડી.
૨. [ સં. અહં ( હું ) + વાદ ( મત ) + ઇન્ ( વાળું ) ] વિ. આત્મવાદી; સ્વવાદી.

**અહંવિત્તિવેદ્ય** [ સં. અહં ( હું ) + વિત્તિ ( જ્ઞાન ) + વેદ્ય ( જાણવા યોગ્ય ) ] વિ. 'હું'ના જ્ઞાન વડે જાણવા યોગ્ય; 'હું' શબ્દના અર્થ રૂપ. જેમકે, આત્મા અહંવિત્તિવેદ્ય છે.

**અહંવૃત્તિ** [ સં. અહં ( ગર્વ ) + વૃત્તિ ( ભાવ ) ] સ્ત્રી. અહંકાર; અભિમાન; હુંપદ.

**અહંસત્તાવાદ** [ અહં ( હું ) + સત્તા ( અમલ ) + વાદ ( મત ) ] પું. આપખુદી; સર્વસત્તા સ્વાધીન એવો મત; 'ઑટોક્રસી'.

**અહંસત્તાવાદી** [ અહં ( હું ) + સત્તા ( અમલ ) + વાદ ( મત ) + ઇન્ ( વાળું ) ] વિ. આપખુદીમાં માનનાર; જોહુકમી ચલાવનાર.

**અહંસહું** અ. ( ગ્રામ્ય ) ઊંધુંચત્તું; આડુંઅવળું.

**અહઃપતિ** ૧. પું. આકડાનો છોડ. તેનાં ફૂલ સૂર્યના તેજમાં ખીલતાં હોવાથી તે અહઃપતિ કહેવાય છે.
૨. [ સં. અહન્ ( દિવસ ) + પતિ ( ધણી ) ] પું. સૂર્ય.

**અહઃશેષ** ૧. [ સં. અહન્ ( દિવસ ) + શેષ ( બાકીનો ભાગ ) ] પું. સાંજ.
૨. પું. સૂતકનો છેલ્લો દિવસ.

**અહઃસંવર્તક** [ સં. અહન્ ( દિવસ ) + સમ્ ( સારી રીતે ) + વર્તક ( વર્તનાર ) ] પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક.

> સમ્યગ્રૂપથી દિવસને પ્રવર્તનાર હોવાથી તે **અહઃસંવર્તક** છે. — વિષ્ણુસહસ્રનામ

**અહા** અ. આશ્ચર્ય, ઉત્સાહ, વિસ્મય કે દુઃખ જણાવનાર ઉદ્ગાર.

**અહાચ** વિ. ( મરાઠી ) ઉપરટપકેનું.

**અહાડવું** ( અહાડ્વું ) સ. ક્રિ. ( ગ્રામ્ય ) પછાડવું; અફાળવું.

> પુંસડું ઝાલીને હનુમાન,
> બડકમાં **અહાડીને** ફગોટી રે. — ભીલોડી રામાયણ

**અહાદી** ૧. પું. સિપાઈ કરતાં જરા ઊંચા દરજ્જાનો લડનારો સ્વતંત્ર સવાર.
૨. [ અ. અહદી ( એક ) ] ન. માણસ.

**અહાદીસ** ૧. [ અ. હદીસ ( ખબર ) નું બહુવચન ] સ્ત્રી. દંતકથા.
૨. સ્ત્રી. બ. વ. પેગંબર સાહેબનાં ફરમાન.

**અહાનત** [ અ. હોન ( તે હલકો હતો ) ] સ્ત્રી. અપમાન; હલકાઈ.

**અહાનિગા** પું. ( પિંગળ ) અસંકીર્ણ વર્ણનો એ નામનો એક છંદ. તેના પહેલા ચરણમાં તગણ, રગણ, લઘુ અને ગુરુ મળી ૮ અક્ષર, બીજા ચરણમાં જગણ, રગણ, લઘુ અને ગુરુ મળી ૮ અક્ષર, ત્રીજા ચરણમાં રગણ, જગણ, લઘુ અને ગુરુ મળી ૮ અક્ષર અને ચોથા

ચરણમાં જગણ, રગણ, લઘુ અને ગુરુ મળી ૮ અક્ષર હોય છે.

**અહાર** ૧. [ સં. આહાર ] પું. ખાવાનું માપ; ખાધ; ખોરાકનો જથ્થો.

૨. પું. ખેળ; આર; કાંજી.

અહાર ચઢાવવો-દેવો = આર ચઢાવવો; ખેળ કે કાંજી પાવી.

૩. પું. ખોરાક; આહાર.

**અહારણ** વિ. ( ગ્રામ્ય ) નકામું; નિરુપયોગી; નિરર્થક.

**અહારી** [ સં. આહાર ( ખોરાક ) + ઇન્ ( વાળું ) ] વિ. ખોરાક લેનાર; ખાનાર.

એક અહારી = (૧) જમવામાં એક જ વસ્તુ લેનાર. (૨) દિવસમાં એક વખત જમનાર.

**અહારે** અ. ખબર ન પડે એવી રીતે.

**અહાર્ય** ૧. [ સં. અ ( નહિ ) + હ ( લઈ જવું ) + ય ( લાયક ) ] પું. પર્વત.

૨. વિ. અટકાવી ન શકાય એવું; અનિવાર્ય.

૩. વિ. દૃઢ; અચળ.

૪. વિ. ભેદી ન શકનારૂં.

૫. વિ. લેવાય નહિ એવું; ચોરી ન જવાય એવું; લઈ જઈ ન શકાય એવું.

અહાર્ય, અસંકોપ્ય અને અનુપમ એવા નિર્વાણને હું ખાતરીથી પામીશ. સુત્તનિપાત

૬. વિ. વિશ્વાસુ; નિમકહલાલ.

**અહાર્યતા** ૧. [ સં. અ ( નહિ ) + હાર્ય ( લઈ શકાય એવું ) + તા ( પણું ) ] સ્ત્રી. ચોરાઈ શકાય નહિ એવી સ્થિતિ.

૨. સ્ત્રી. સહીસલામતી; સુરક્ષિતપણું.

**અહાલી** ૧. [ અ. અહલ ( શખસ )નું બહુવચન ] પું. બ. વ. શખસો; માણસો; લોકો.

૨. સ્ત્રી. એક જાતની વેલ. એનાં પાન કાચાં કે બાફીને જંગલવાસી લોકો દુકાળમાં ખાવામાં વાપરે છે.

**અહાલીમવાલી** ૧. [ અ. ] પું. હજૂરિયો; નોકર.

૨. પું. હાલીમવાલી; હલકા દરજ્જાનો માણસ.

૩. ન. બ. વ. ગરીબ તેમ જ પૈસાદાર બધા લોકો.

**અહાલેક** ૧. પું. ઈશ્વરના નામનો પોકાર; ઈશ્વર, કેમકે તે અલક્ષ્ય છે.

૨. પું. ભીખ માગતી વખતનો ખાખી બાવાનો એક પોકાર.

**અહાસુહં** [ સં. યથાસુખ ] અ. ( પ્રાકૃત ) ઇચ્છાનુસાર; જેમ પોતાને સુખ ઉપજે તેમ.

**અહાહા** [ સં. અહહા ] અ. અચંબો, હોંશ, નવાઈ કે દુઃખ બતાવતો ઉદ્ગાર.

**અહાહાહા** જુઓ અહાહા.

**અહાં** ૧. [ હિ. અ ( નહિ ) + હાં ( હા ) ] સ્ત્રી. ના; નહિ; ઊંહું. જેમકે, કામની અહાં, ખાવાની હાં.

૨. [ સં. ઇહ; પ્રા. ઇહિ–અહાં ] અ. આ સ્થળે; આ જગ્યાએ; આ ઠેકાણે.

આકાશથી આવીને જે પદ,
તે કહ્યું ન જાએ પણ અહાં. અખો

**અહિ** ૧. [ સં. ] પું. ( જ્યોતિષ ) અશ્લેષા નક્ષત્ર; પાંચ તારાનું બનેલું નવમું નક્ષત્ર; તારીખ ૨ ઑગસ્ટ લગભગથી ૧૬ ઑગસ્ટ સુધીનું એક નક્ષત્ર. તેના સ્વામીનું નામ સર્પ હોવાથી તે અહિ કહેવાય છે.

૨. પું. ખળ; ધુતારો; ઠગ.

૩. પું. ( પિંગળ ) ૭ ભગણ અને એક મગણ મળી ૨૧ અક્ષરનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ.

૪. પું. મુસાફર; પથિક; વટેમાર્ગુ.

૫. પું. ( જ્યોતિષ ) રાહુ નામનો નવ ગ્રહ માંહેનો એક.

૬. પું. વૃત્રાસુર નામનો દૈત્ય.

૭. પું. શેષનાગ.

૮. પું. સાપ; ભુજંગ; એરૂ; વિષધર.

૯. [ હિ. ] પું. સીમા.

૧૦. પું. સૂર્ય.

૧૧. સ્ત્રી. દૂંટી; નાભિ.

૧૨. સ્ત્રી. પૃથ્વી; મહી.

વિશ્વંભરા વસુંધરા સ્થિરા કાશ્યપી અહિ,
રસા અનંતા બહુલા ભિલા કહત કવિ તારી.
પિંગળલઘુકોષ

૧૩. ન. પાણી.

૧૪. ન. રામનગર. રોહિલખંડમાં આવેલ રામનગરનું આ એક જૂનું નામ છે. તેને અહિચ્છત્ર પણ કહે છે.

૧૫. ન. વાદળું; મેઘ.

૧૬. ન. સીસું.

**અહિઅસર** [ અહિ ( સાપ ) + અસર ( પરિણામ ) ] સ્ત્રી. નાગના દંશનું પરિણામ; સર્પના કરડવાથી થયેલ ફેરફાર.

**અહિઆયાસ** પું. ( જરથોસ્તી ) ધર્મ સંબંધી એક બંદગી.

**અહિક** પું. ( જ્યોતિષ ) ધ્રુવ નક્ષત્ર.

**અહિકક્ષેત્ર** ન. રોહિલખંડમાં બરેલીની પશ્ચિમે આવેલું રામનગર. જુઓ અહિચ્છત્ર ૪.

**અહિકા** સ્ત્રી. શીમળાનું ઝાડ.

**અહિકાંત** [ સં. અહિ ( સર્પ ) + કાંત ( પ્રિય ) ] પું. વાયુ. સાપ હવા ઉપર જીવતો મનાય છે, માટે તે અહિકાંત કહેવાય છે.

**અહિકુંડલ** [ સં. અહિ ( સર્પ ) + કુંડલ ( કૂંડાળું ) ] ન. સર્પનું ફીંડલું.

**અહિકુંડલ-ન્યાય** [ સં. અહિ ( સર્પ ) + કુંડલ ( કૂંડાળું ) + ન્યાય ( દાખલો ) ] પું. સર્પ કૂંડાળું વાળીને બેસવા જેવી વાત. સાપને કૂંડાળું વળીને બેસવું એ જેમ કુદરતી છે તેમ કોઈ બાબત સ્વાભાવિક જ હોય તેને આ દાખલો લાગુ પડે છે. વળી સર્પ જેમ દંડાકાર લાંબો અને કુંડલાકાર ગોળ થઈ જાય છે, એટલે સ્વેચ્છાથી વિવિધ આકારે થાય છે, પણ વસ્તુતઃ તેમાં ભેદ નથી; તેમ જ ભેદ જણાતા છતાં વસ્તુતઃ જે અભેદ રૂપે જ છે, તેને પણ ન્યાય કે વેદાંતમાં આ દૃષ્ટાંત કે ન્યાય લાગુ પડે છે.

**અહિકોશ** [ સં. અહિ ( સર્પ ) + કોશ ( મિયાન ) ] પું. નાગની કાંચળી.

**અહિક્ષેત્ર** પું. એ નામનો એક દેશ.

**અહિખેલન** [ સં. અહિ ( સર્પ ) + ખેલન ( ક્રીડા ) ] ન. સાપને રમાડવાની ક્રિયા; સાપ સાથે કરવામાં આવતી રમત.

**અહિગણ** [ સં. અહિ ( સર્પ ) + ગણ ( સમૂહ ) ] પું. સાપનો જથ્થો.

**અહિગંધા** સ્ત્રી. નાની નોળવેલ; સાપસનની વેલ.

**અહિચ્છત્ર** ૧. પું. નાગરની એક જાત. કહેવાય છે કે ડુંગરપરા વડનગરા નાગર અત્યારે પણ જ્ઞાતિના નામને અહિચ્છત્ર પદ જોડે છે.

૨. પું. મેઢાશિંગીનો છોડ.

૩. [ સં. અહિ ( સાપ ) + છત્ર ( છત્તર ) ] ન. નાગની મૂર્તિ ઉપર ચડાવવામાં આવતું છત્ર.

૪. [ સં. અહિ ( સર્પ ) + છત્ર ( છત્રી ) ] ન. રોહિલખંડમાં બરેલીની પશ્ચિમ દિશાએ વીસ માઈલ દૂર આવેલ રામનગર; રોહિલખંડ અથવા ઉત્તર પાંચાલનું પાટનગર. તેના પહેલા આદિરાજા પર સર્પે છત્ર ધર્યું હતું એવી દંતકથા છે. મહાભારતમાં એને છત્રવતી અને શિલાલેખોમાં અધિછત્ર કહ્યું છે. એને અહિક્ષેત્ર નામે પણ વર્ણવ્યું છે. જૈન ગ્રંથોમાં એને જાંગલ નામના દેશનું મુખ્ય શહેર જણાવ્યું છે. જાંગલ એ ઉત્તર પાંચાલનું બીજું નામ હોવું જોઈએ. જ્ઞાતિમાં પાછળથી વેંચાયેલા નાગરબ્રાહ્મણોના મૂળ પુરુષ એ અહિચ્છત્ર નગરથી ઊતરી આવ્યા હતા.

૫. વિ. નાગરની એ નામની જાતનું.

**અહિચ્છત્રા** ૧. સ્ત્રી. એ નામનું એક નગર. જુઓ અહિચ્છત્ર ૪.

૨. સ્ત્રી. ખાંડ.

૩. સ્ત્રી. વરિયાળીનો છોડ.

૪. સ્ત્રી. સુવાનો છોડ.

**અહિછત્રા** જુઓ અહિચ્છત્ર ૪.

**અહિછત્રવાલ** ૧. ન. ચોરાશી જ્ઞાતિમાંની એ નામની એકનું માણસ.

૨. વિ. ચોરાશી જ્ઞાતિમાંની એ નામની એકનું.

**અહિછત્રા** સ્ત્રી. નાગરની એક જાત.

**અહિજિત** ૧. [ સં. અહિ ( વૃત્રાસુર નામનો દૈત્ય ) + જિત્ ( જીતનાર ) ] પું. ઇંદ્ર. તેણે વૃત્રાસુર નામના રાક્ષસને જીત્યો હતો.

૨. [ સં. અહિ ( સર્પ ) + જિત્ ( જીતનાર ) ] પું. કૃષ્ણ. તેમણે કાળીનાગને નાથ્યો હોવાથી તેમને અહિજિત કહે છે.

૩. પું. વિષ્ણુ.

૪. વિ. સાપને જીતનાર.

**અહિજિહ્વા** [ સં. અહિ ( સર્પ ) + જિહ્વા ( જીભ ) ] સ્ત્રી. એ નામનો એક છોડ; નાગફણી.

**અહિઠાણ** [ સં. અધિષ્ઠાન ] ન. સ્થળ; જગ્યા; ઠેકાણું.

> લાજઈ રાજગોત્ર અહિઠાણ,
> લાજઈ ચાચિગદે ચહૂઆણ. કાન્હડદેપ્રબંધ

**અહિત** ૧. [ સં. અ ( નહિ ) + હિત ( મિત્ર ) ] પું. શત્રુ; વેરી; દુશ્મન.

૨. ન. અપરાધ; અવગુણ.

> અંડ અંડસ હેલન અહિત ઔગુણ આવે પાપ,
> દેવા ઢાંપ સમ રાખીયે ગુપ્ત હૃદયમાં તાપ. પિંગળલઘુકોષ

૩. [ સં. અ ( નહિ ) + હિત ( કલ્યાણ ) ] ન. અમંગળ; ભૂંડું; અકલ્યાણ; અહિત.

૪. ન. ખોરાક.

૫. ન. દુશ્મનાવટ; શત્રુતા.

૬. [ સં. અ ( નહિ ) + હિત ( લાભ ) ] ન. નુકસાન; ગેરલાભ; અનિષ્ટ; હાનિ.

૭. ન. પાપ; દોષ.

૮. ન. હરકત; ઉપદ્રવ.

૯. [ સં. અ ( નહિ ) + હિત ( સારું ) ] વિ. ખરાબ; અણઘટતું; અયોગ્ય.

૧૦. [ સં. અ ( નહિ ) + હિત ( ઉપયોગી ) ] વિ. નકામું; નિરુપયોગી.

૧૧. [ સં. અ ( નહિ ) + હિત ( મૂકેલું ) ] વિ. નહિ મૂકેલું.

૧૨. વિ. વેર ધરાવતું; વૈરી.

૧૩. વિ. હાનિકારક; નુકસાન કરનારું; અપથ્ય.

**અહિતકર** ૧. [ સં. અ ( નહિ ) + હિત ( લાભ ) + કર ( કરનાર ) ] વિ. નુકસાનકારક; ગેરલાભ કરનારું.

૨. વિ. હાનિકારક; અપથ્ય.

**અહિતકારક** [ સં. અ ( નહિ ) + હિત ( લાભ ) + કારક ( કરનાર ) ] વિ. નુકસાનકારક. જુઓ અહિતકર.

**અહિતકારી** ૧. [ સં. અ ( નહિ ) + હિત ( ફાયદો ) + કારિન્ ( કરનાર ) ] વિ. દુશ્મનભાવે વર્તનારું.

૨. જુઓ અહિતકર.

**અહિતનામ** [ સં. અ ( નહિ ) + હિત ( મૂકેલું ) + નામન્ ( નામ ) ] વિ. નામ આપવામાં આવ્યું ન હોય એવું; નનામું.

**અહિતમના** [ સં. અ ( નહિ ) + હિત ( ભલું ) + મનસ્ ( મન ) ] વિ. વૈરભાવવાળું; ઝેર રાખનારું.

**અહિતાચરણ** [ સં. અ ( નહિ ) + હિત ( કલ્યાણ ) + આચરણ ( વર્તન ) ] ન. કોઈનું અનિષ્ટ કરવું તે.

**અહિતાચારી** જુઓ અહિતકર.

**અહિતુકી** [ સં. અ ( નહિ ) + હેતુ ( મતલબ ) + ક ( વાળું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. હેતુ વગરની; ઉદ્દેશ વિનાની; નિરર્થક.

> પ્રપંચ વિસ્મૃત નિજ આસક્તિ ભક્તિ અહિતુકી. દયારામ

**અહિતુંડિક** [ સં. અહિ ( સર્પ ) + તુડ્ ( ખેંચવું ) ] પું. વાદી; સાપનો ખેલાડી; મદારી.

**અહિતેચ્છા** [ સં. અ ( નહિ ) + હિત ( ભલું ) + ઇચ્છા ( વિચાર ) ] સ્ત્રી. ખરાબ કરવાનો ઇરાદો; નુકસાન કરવાનું વલણ.

**અહિતેચ્છુ** [ સં. અ ( નહિ ) + હિત ( ભલું ) + ઇચ્છુ ( ઇચ્છનાર ) ] વિ. ખરાબ વાંછનારું; દ્વેષી.

**અહિદંશ** [ સં. અહિ ( સર્પ ) + દંશ્ ( કરડવું ) ] ન. નાગનો કરડ; સર્પદંશ.

**અહિદ્રુહ** ૧. [ સં. અહિ ( વૃત્રાસુર દૈત્ય ) + દ્રુહ્ ( ધિક્કારવું ) ] પું. ઇંદ્ર. તે વૃત્રાસુર દૈત્યનો દુશ્મન કહેવાય છે.

૨. પું. ગરુડ. તે સાપનો દુશ્મન મનાય છે.

૩. પું. નોળિયો. તેને અને સાપને કુદરતી વેર હોય છે.

૪. પું. મોર. તે સાપનું ભક્ષણ કરી જાય એવી માન્યતાથી તેને અહિદ્રુહ કહે છે.

૫. પું. વિષ્ણુ.

**અહિદ્વિષ** [ સં. અહિ ( સર્પ ) + દ્વિષ્ ( ધિક્કારવું ) ] પું. ગરુડ. જુઓ અહિદ્રુહ.

**અહિધર** [ સં. અહિ ( સર્પ ) + ધર ( રાખનાર ) ] પું. મહાદેવ; શંકર. તે શરીર પર સાપ રાખતા મનાય છે.

**અહિનકુલતા** [ સં. અહિ ( સર્પ ) + નકુલ ( નોળિયું ) + તા ( પણું ) ] સ્ત્રી. સાપ અને નોળિયા વચ્ચે કુદરતી વેર; ઉંદરબિલાડીભાવ.

**અહિનકુલન્યાય** [ સં. અહિ ( સર્પ ) + નકુલ ( નોળિયું ) + ન્યાય ( દષ્ટાંત ) ] પું. સર્પ અને નોળિયા જેવી વાત. સ્વાભાવિક વિરોધ કે વેર જણાવેલ હોય ત્યાં આ દાખલો અપાય છે.

**અહિનકુલં** ૧. [ સં. અહિ ( સર્પ ) + નકુલ ( નોળિયું ) ] પું. બ. વ. નાગ અને નોળિયાં.

૨. ન. કુદરતી વેર; દુશ્મનાવટ; વિરુદ્ધતા.

**અહિનકુલિકા** [ સં. અહિ ( સાપ ) + નકુલ ( નોળિયું ) + ઇક ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. સાપ અને નોળિયા વચ્ચેનું કુદરતી વેર. જુઓ અહિનકુલતા.

**અહિનગુ** પું. ( પુરાણ ) કુશના વંશમાં થયેલ દેવાનીક રાજાનો એ નામનો દીકરો.

**અહિનશી** [ સં. અહન્ ( દિવસ ) + નિશા ( રાત્રિ ) ] અ. કાયમ; રાતદિવસ.

**અહિનાણ** [ સં. અભિજ્ઞાન; પ્રા. અહિણ્ણાણ ] ન. ( જૂ. ગુ. ) એંધાણ; નિશાની; ચિહ્ન.

> રામ ભણઇ, અહિનાણ
> ઊલખીઈ સીતતણાં એ સાચાં. સીતાહરણ

**અહિનાથ** ૧. [ સં. અહિ ( સર્પ ) + નાથ ( ધણી ) ] પું. વાસુકિ નાગ.

૨. પું. શેષનાગ.

**અહિનિર્મોક** [ સં. અહિ ( સર્પ ) + નિર્મોક ( ચામડી ) ] પું. સાપની કાંચળી.

**અહિની** [ ફા. આહનીન ] વિ. લોખંડી.

**અહિપત** ૧. [ સં. અહિ ( સર્પ ) + પતિ ( ધણી ) ] પું. મોટો નાગ.

> ચિરંજીવી નહિ હોય,
> ગયા નહિ અગક્ષિત અહિપત. દાસમ

૨. પું. વાસુકિ નાગ.

૩. પું. શેષનાગ.

૪. પું. સામતસિંહનો દીકરો. તેના વંશમાં મોકલસિંહ થયો. તેને પુંજાજી, વિરમસિંહ અને રાણો ભીમ એ ત્રણ દીકરા થયા, જેના વંશજો અનુક્રમે રાઓલચાવડા, ચાવડા અને રાણાચાવડાના નામથી હાલ ઓળખાય છે.

**અહિપતાક** પું. એક જાતનો ઝેર વિનાનો સાપ.

**અહિપતિ** ૧. પું. આકડાનો છોડ.

૨. પું. ધુતારો; ઠગ; ખળ.

૩. [ સં. અહિ ( સર્પ ) + પતિ ( ધણી ) ] પું. મોટો નાગ.

૪. પું. ( જ્યોતિષ ) રાહુ; નવ ગ્રહ માંહેનો એક.

૫. પું. વૃત્રાસુર; એ નામનો એક દૈત્ય.
૬. પું. શેષનાગ.
૭. પું. સાપનો રાજા; વાસુકિ નાગ.
૮. [સં. અહન્ (દિવસ) + પતિ (સ્વામી)] પું. સૂર્ય.

**અહિપર્ણી** [સં. અહિ (સાપ) + પર્ણ (પાન) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. એ નામનું ઝાડ. તેને ગંધી સમેરવો પણ કહે છે.

**અહિપર્યંક** [સં. અહિ (સર્પ) + પર્યંક (આસન)] પું. શંકર; શિવ. શંકરના શરીર ઉપર સર્પનું આસન છે.

**અહિપાત્ર** [સં. અહિ (સર્પ) + પાત્ર (વાસણ)] ન. નાગની ફેણના આકારનું કોડિયું; સર્પફેણના ઘાટનું વાસણ.

**અહિપુર** [સં. અહિ (સર્પ) + પુર (શહેર)] ન. નાગલોકનું શહેર; નાગોર.

**અહિપુષ્પ** [સં. અહિ (નાગ) + પુષ્પ (ફૂલ)] ન. નાગકેસર. તેનાં કેસર સાપનાં આકારનાં હોય છે.

**અહિપૂજા** [સં. અહિ (સાપ) + પૂજા (પૂજન)] સ્ત્રી. સાપનું પૂજન.

**અહિપૂતન** [સં. અહિ (સર્પ) + પૂતના (બાળકને થતો એક રોગ)] પું. બાળકની ગુદાનો રોગ.

**અહિફલા** [સં. અહિ (સાપ) + ફલ (ફળ) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. શાક તરીકે વપરાતી પંડોળા નામની વનસ્પતિ. તેનો આકાર સાપ જેવો હોય છે.

**અહિફેણ** જુઓ અહિફેન.

**અહિફેન** ૧. સ્ત્રી. નાગની ફેણ.

અહિફેન કમળ ચક્ર ઠકાર,
તસ્વર પવન યૌવન શણગાર. પ્રવીણ

૨. [સં. અહિ (સર્પ) + ફેન (લાળ)] ન. અફીણ. તે સાપની લાળ જેવું ઝેરી હોય છે, તેથી તેને અહિફેન કે અફીણ કહે છે.
૩. ન. સાપની લાળ.
૪. ન. સાપનું ઝેર.

**અહિફેનક** [સં. અહિ (સર્પ) + ફેનક (લાળ)] ન. અફીણ. તે સાપની લાળ જેવું ઝેરી હોય છે.

**અહિફેનકર્પૂરાદિગુટિકા** [સં. અહિફેન (અફીણ) + કર્પૂર (કપૂર) + આદિ (વગેરે) + ગુટિકા (ગોળી)] સ્ત્રી. (વૈદક) કપૂર પાંચ ભાગ અને અફીણ એક ભાગ લઈ તેની એકથી બે રતીની કરવામાં આવતી ગોળી. તે મરડા ઉપર અપાય છે.

**અહિફેનપાક** [સં. અહિફેન (અફીણ) + પાક (ખાવાનો એક જાતનો પદાર્થ)] પું. (વૈદક) અફીણ મેળવી બનાવાતો એક જાતનો ખાવાનો પદાર્થ. શુદ્ધ કરેલું અફીણ ૧૬ તોલા, દૂધ ૨૦૪૮ તોલા અને ઘી ૬૪ તોલા મેળવી ધીમા દેવતા ઉપર પકાવી, ઠંડું થયા પછી તેમાં સાકર ૬૪ તોલા તેમ જ જાયફળ, જાવંત્રી, કેસર, લવિંગ, આમળાં, સમુદ્રશોકનાં અથવા વરધારાનાં બી, તગર, કાળી મૂસળી, શુદ્ધ કરેલો હિંગળો, ચવક, કાચકામાંનું મગજ, ચિત્રકમૂળ, પીપરીમૂળ, જીરું, શાહજીરું, અજમો, બળદાણા, ગોખરુ અને ગુંદ એક એક તોલો, ભાંગ ૧૬ તોલા, કલાઈની ભસ્મ, તાંબાની ભસ્મ, લોહભસ્મ તથા અભ્રકભસ્મ એ દરેક એક તોલો, રસસિંદૂર એક તોલો અને સુગંધ માટે કસ્તુરી અને અગરુ નાખવાં. અવલેહ તૈયાર થયે સારા વાસણમાં ભરવો. રોજ રાત્રે તે ખાઈ ઉપર ભેંસનું દૂધ પીવું. તેથી વાંઝણી સ્ત્રીને ગર્ભ રહેવાનું, નપુંસકને મરદાઈ આવવાનું તથા ઉધરસ, દમ, શરદી, વાઈ, ઉરઃક્ષત, વાયુરોગ, કફ, માંદપણ, પાંડુ, ભગંદર, ઊચકી, સોજો, પ્રમેહ, આમવાત અને અતિસાર મટવાનું મનાય છે.

**અહિફેનરસ** [સં. અહિફેન (અફીણ) + રસ (પ્રવાહી)] પું. કાચું અફીણ.

**અહિફેનાદિગુટિકા** [સં. અહિફેન (અફીણ) + આદિ (વગેરે) + ગુટિકા (ગોળી)] સ્ત્રી. (વૈદક) અફીણની બનાવેલી એક જાતની ગોળી. અફીણ, અક્કલકરો, લવિંગ, કેસર, જાવંત્રી, જાયફળ, ભાંગ અને હિંગળો સરખે ભાગે લઈ આદુના રસમાં તેની બે રતીની ગોળી કરવી. દરરોજ એક ગોળી ખાધા પછી દૂધ પીવું. તેથી વીર્ય વધવાનું અને ક્ષય, ઝાડો, ઉધરસ તથા મધુપ્રમેહ રોગ મટવાનું મનાય છે.

**અહિફેનાસવ** [સં. અહિફેન (અફીણ) + આસવ (દારૂ)] પું. કોલેરા અને અતિસાર માટે વપરાતો અફીણનો અર્ક. મહુડાનો આસવ ૧૦૦ પલ લઈ તેમાં શુદ્ધ અફીણ ૪ પલ અને મોથ, જાયફળ, ઈંદ્રજવ અને એલચી એકેક પલ નાખી એક માસ સુધી ઢાંકી રાખવો. તેનાં ૫ થી ૧૦ ટીપાં અઢી તોલા પાણી સાથે અપાય છે.

**અહિબુધ્ન** ૧. પું. (જ્યોતિષ) ઉત્તરાભાદ્રપદા નામનું ૨૬મું નક્ષત્ર. તેમાં બે તારા છે. તેનો દેવતા અહિબુધ્ન છે.
૨. પું. એ નામનો એક ઈંદ્ર.
૩. પું. એક મુહૂર્ત એટલે કોઈ કામ શરૂ કરવાનો શુભ વખત.
૪. પું. એક રુદ્રદેવ.
૫. પું. ચંદ્રમા.
૬. [સં. અહિ (સર્પ) + બુધ્ન (ડોક)] પું. શિવ. તેની ડોક પર સર્પ વીંટાયેલા રહે છે, તેથી તે અહિબુધ્ન કહેવાય છે.

**અહિબુધ્નદૈવતા** [સં. અહિબુધ્ન (એક ઇંદ્ર) + દૈવતા (દેવ)] પું. (જ્યોતિષ) ઉત્તરાભાદ્રપદા નક્ષત્ર. તેનો દેવતા અહિબુધ્ન છે.

**અહિભય** ૧. [સં. અહિ (ધુતારો) + ભય (બીક)] પું. પોતાના પક્ષથી ઊભી થયેલી બીક.
૨. [સં. અહિ (સર્પ) + ભય (બીક)] પું. સર્પનો ડર.

**અહિભયદા** [સં. અહિ (સર્પ) + ભય (બીક) + દા (આપવું)] સ્ત્રી. ભોંયઆંબલી નામની વનસ્પતિ. તેની ગંધ સર્પને ભય આપનારી હોવાથી તે અહિભયદા કહેવાય છે.

**અહિભાનુ** ૧. પું. મરુતનું એક નામ.
૨. વિ. સૂર્યની ગતિ ઉપજાવતું.
૩. [સં. અહિ (સૂર્ય) + ભાનુ (તેજ)] વિ. સૂર્યની જેમ પ્રકાશતું.

**અહિભુજ** ૧. [સં. અહિ (સર્પ) + ભુજ્ (ખાવું)] પું. ગરુડ.
૨. પું. નોળિયો.
૩. પું. મોર; નીલકંઠ.

**અહિભૃત** [સં. અહિ (સર્પ) + ભૃત્ (ધારણ કરનાર)] પું. મહાદેવ; શિવ. પોતાના અંગ પર સર્પ રાખતા હોઈ તે અહિભૃત કહેવાય છે.

**અહિભક્ષી** ૧. [સં. અહિ (સર્પ) + ભક્ષિન્ (ખાનાર)] પું. ગરુડ.
૨. પું. નોળિયો.
૩. પું. મોર; કલાપી; નીલકંઠ; કેકી.

નીલકંઠ કેકી બરહિ શિખી શિખંડી હોય,
શિવસુતવાહન અહિભક્ષી મયૂર કલાપી સોય.
પિંગળલઘુકોષ

**અહિમ** ૧. [સં. અ (નહિ) + હિમ (ઠંડું)] પું. ગરમ સ્પર્શ.
૨. વિ. ગરમ; ઠંડું નહિ તેવું; ઉષ્ણ.

**અહિમકર** ૧. [સં. અ (નહિ) + હિમ (ઠંડું) + કર (કિરણ)] પું. આકડાનો છોડ. તેનાં ફૂલ સૂર્યની ગરમીમાં ખીલે છે.
૨. પું. સૂર્ય. તેનાં કિરણ ગરમ છે.

**અહિમતેજ** [સં. અ (નહિ) + હિમ (ઠંડું) + તેજસ (અજવાળું)] પું. સૂર્ય. જુઓ અહિમકર.

**અહિમદ્યુતિ** [સં. અ (નહિ) + હિમ (ટાઢું) + દ્યુતિ (તેજ)] પું. સૂર્ય. જુઓ અહિમકર.

**અહિમન્યુ** ૧. [સં. અહિ (સર્પ) + મન્યુ (ગુસ્સો)] પું. નાગનો ક્રોધ.
૨. પું. મરુત.
૩. વિ. નાગના જેવું ક્રોધી.
૪. વિ. હણવાના સ્વભાવવાળું; વિનાશક.

**અહિમરુચિ** ૧. [સં. અ (નહિ) + હિમ (ઠંડું) + રુચિ (કિરણ)] પું. આકડાનો છોડ.
૨. પું. સૂર્ય. તેનાં કિરણ ગરમ છે.

**અહિમરોચિ** ૧. [સં. અ (નહિ) + હિમ (ઠંડું) + રોચિસ્ (પ્રકાશ)] પું. આકડાનો છોડ. તેનાં ફૂલ સૂર્યની ગરમીમાં ખીલે છે.
૨. પું. સૂરજ; સૂર્ય.

**અહિમર્દની** [સં. અહિ (સર્પ) + મર્દન (નાશ કરનાર) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. ગંધનાકુલીનો વેલો. તેનું મૂળ સાપનું ઝેર ઉતારવાની જડીબુટ્ટી મનાય છે.

**અહિમાર** ૧. [સં. અહિ (વૃત્રાસુર) + માર (મારનાર)] પું. ઇંદ્ર. તેણે વૃત્રાસુરને માર્યો હતો.
૨. પું. એ નામનો છોડ; અરિમેદ. તેની છાલ સર્પનું ઝેર દૂર કરનાર મનાય છે.
૩. [સં. અહિ (સર્પ) + માર (મારનાર)] પું. કૃષ્ણ.
૪. પું. ગરુડ.
૫. પું. નોળિયો.
૬. પું. મોર.

**અહિમારક** [સં. અહિ (વૃત્રાસુર) + મારક (મારનાર)] પું. ઇંદ્ર. જુઓ અહિમાર.

**અહિમાર્ગ** [સં. અહિ (સર્પ) + માર્ગ (જવું)] પું. સાપના જેવી ગતિ.
હરિ રતિ વિના અસંખ્ય રહ્યો,
ત્યારે મન અહિમાર્ગે વળ્યો. — દયારામ

**અહિમાલી** [સં. અહિ (સર્પ) + માલા (હાર) + ઇન્ (વાળું)] પું. શિવ. તે સાપની માળા રાખનાર મનાય છે.

**અહિમાંશુ** ૧. [સં. અ (નહિ) + હિમ (ઠંડું) + અંશુ (કિરણ)] પું. આકડાનો છોડ. તેનાં ફૂલ સૂર્યની ગરમીમાં ખીલે છે.
૨. પું. સૂર્ય. તેનાં કિરણ ગરમ છે.

**અહિમુખ** ૧. [સં. અહિ (સર્પ) + મુખ (મોઢું)] પું. સાપની કાંચળી જેવા મોઢાવાળો ઘોડો.
૨. ન. એવું મોં.
૩. ન. નાગના જેવા મોઢાવાળું માણસ.
હસ્તિકર્ણું એક ચરણુ અહિમુખ ગદાહીન વિષાદ. — ગિરિધર
૪. વિ. સાપના જેવા મોઢાવાળું.

**અહિમેધ** [સં. અહિ (સર્પ) + મેધ (યજ્ઞ)] પું. સાપ હોમવામાં આવે એવો યજ્ઞ; સર્પસત્ર.

**અહિયાઅલમવાત** ૧. [અ. અહિયા (સજીવન કરવું) + અલ (નિશ્ચયવાચક ઉપસર્ગ) + મવાત (મરી ગયેલું)] ન. પડતર જમીનને ખેડવાણ કરવાપણું.
૨. ન. મરી ગયેલને ફરી જીવતું કરવાની ક્રિયા.

**અહિયારી** ન. તિરહુતમાં જનકપુરથી નૈર્ઋત્યે ૨૪ માઈલ પર આવેલું એક પ્રાચીન ગામ. ત્યાંના અહલ્યાસ્થાનને ગૌતમાશ્રમ કહે છે.

**અહિર** પું. (વૈદક) અર્જુન નામનો આંખનો રોગ. તેમાં આંખના ધોળા ભાગ પર સસલાના લોહી જેવું એક ટપકું થાય છે. તે મટાડવા ખડીસાકર, હળદીનું પાણી અને મધ ભેગાં કરી તેનું આંખમાં ટીપું નાખવામાં આવે છે.

**અહિરાવણ** ૧. પું. એ નામની વનસ્પતિ; ખાટખટુંબો. તેનાં પાન વાળાના રોગ પર તથા ભજિયાં બનાવવામાં વપરાય છે.
૨. પું. રાવણનો એ નામનો મામો.

**અહિરિપુ** ૧. [સં. અહિ (વૃત્રાસુર) + રિપુ (દુશ્મન)] પું. ઇંદ્ર. તે વૃત્રાસુરનો શત્રુ હતો.
૨. [સં. અહિ (સર્પ) + રિપુ (દુશ્મન)] પું. કૃષ્ણ. તેણે કાળીનાગને નાથ્યો હતો, તેથી તે અહિરિપુ પણ કહેવાય છે.
૩. પું. ગરુડ.
૪. પું. નોળિયો.
૫. પું. મોર.
૬. પું. સાપનો શત્રુ.

**અહિરોશી** ન. બક્સર પાસે આવેલું એક પ્રાચીન ગામ. ત્યાં ગૌતમાશ્રમ હોવાનું મનાય છે.

**અહિર્બુધ્ન** ૧. પું. અગિયાર રુદ્રમાંનો એ નામનો એક.
૨. પું. (જ્યોતિષ) ઉત્તરાભાદ્રપદા નક્ષત્ર. તેમાં બે તારા છે. તેનો દેવતા અહિર્બુધ્ન છે.
૩. પું. એક મુહૂર્ત એટલે કોઈ કામ શરૂ કરવાનો શુભ વખત.
૪. પું. ચંદ્રમા.
૫. પું. યજ્ઞનો ખાસ અગ્નિ.
૬. [સં. અહિ (સર્પ) + બુધ્ન (શરીર)] પું. શિવ.

**અહિર્બુધ્નદેવતા** [સં. અહિર્બુધ્ન (એક દેવ) + દેવતા] સ્ત્રી. (જ્યોતિષ) ઉત્તરાભાદ્રપદા નક્ષત્ર. તેનો દેવતા અહિર્બુધ્ન છે. તેમાં બે તારા છે.

**અહિર્બુધ્ન્ય** જુઓ અહિર્બુધ્ન.

**અહિલતા** ૧. [સં. અહિ (સર્પ) + લતા (વેલ)] સ્ત્રી. નાગરવેલ; તાંબૂલનો વેલો.
૨. સ્ત્રી. સીમલા પાસેના પહાડમાં થતી એક વનસ્પતિ; રાસ્ના. તેનાં લાંબાં પાંદડાં નાગની ફેણ જેવાં હોય છે.

**અહિલા** પું. (પિંગળ) તગણ, સગણ, જગણ અને ગુરુ મળી ૧૦ અક્ષરનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ. તે પંક્તિનો એક ભેદ છે.
કે'વાય અહિલા ત સા જ ગે. — રણપિંગળ

**અહિલાદ** પું. (શિલ્પ) અડસઠ આંગળ ઊંચાઈનો ઘોડો.
જે ઘોડો અડસઠ આંગળ ઊંચો હોય તે અહિલાદ કહેવાય છે. — રાજવલ્લભ

**અહિલોક** ૧. [સં. અહિ (નાગ) + લોક (દુનિયા)] પું. નાગલોકની દુનિયા.
મણિ આપીને લાગો પાય,
અહિલોક સ્હેરો મહિમાય. — બભ્રુવાહન આખ્યાન
૨. [સં. ઇહ (અહીં) + લોક (દુનિયા)] પું. પૃથ્વી.
કપટ હઠ કરી લેશે મૂજ સાંહામૂ કોપ,
પરલોક પડશે નરકમાંહિ અહિલોકમાંહે લોપ. — નાકર

**અહિલોચન** [સં. અહિ (સાપ) + લોચન (આંખ)] પું. શ્રીકૃષ્ણે સંહાર કરેલો મયદાનવનો સાપના જેવી આંખવાળો દીકરો.
અહિલોચન શામ્યું અવિધાન. — તાપીદાસ

**અહિવર** ૧. પું. (પિંગળ) એક અર્ધસમજાતિ માત્રામેળ છંદ. તેમાં ૫ ગુરુ અને ૩૮ લઘુ મળી ૪૩ વર્ણ અને ૪૮ માત્રા હોય છે.
૨. [સં. અહિ (સર્પ) + વર (શ્રેષ્ઠ)] પું. મોટો નાગ.

**અહિવર્ણન** [સં. અહિ (સર્પ) + વર્ણન (બયાન)] ન. સાપ સંબંધી હકીકત.

**અહિવર્ધન** પું. અગિયાર રુદ્રમાંનો એ નામનો એક.

**અહિવલ્લરી** [સં. અહિ (સર્પ) + વલ્લરી (વેલો)] સ્ત્રી. નાગરવેલ; નાગવલ્લી.
તાંબુલ પિક અહિવલ્લરી, દ્વિજ મુખમંડન પાન,
નવખાતી અણખાતી અતિ, શેરા ભરી મન માન. — પિંગળલઘુકોષ

**અહિવલ્લી** [સં. અહિ (સર્પ) + વલ્લી (વેલો)] સ્ત્રી. નાગરવેલ.

**અહિવાત** [સં. અભિવાદ્ય (પૂજ્ય)] પું. (હિંદી) સૌભાગ્ય.

**અહિવાતી** [ હિં. ] વિ. સ્ત્રી. સૌભાગ્યવતી; સધવા.

**અહિવિદ્યા** [ સં. અહિ ( સર્પ ) + વિદ્યા ( શાસ્ત્ર ) ] સ્ત્રી. સાપ સંબંધી શાસ્ત્ર.

**અહિવિદ્વિષ** [ સં. અહિ ( વૃત્રાસુર ) + વિદ્વિષ્ ( દુશ્મન ) ] પું. ઇંદ્ર. જુઓ અહિરિપુ.

**અહિવુધ્ન** જુઓ અહિર્બુધ્ન.

**અહિવ્રત** [ સં. અહિ ( સર્પ ) + વ્રત ( નિયમ ) ] ન. નાગની પેઠે વાયુ ઉપર જીવવાનો ટેક. સતીએ મહાદેવ પતિ થાય માટે અપૂર્વ તપ કર્યું હતું. અન્ન છોડી પાંદડાં પર રહ્યાં. પછી પાંદડાં ખાવાં પણ છોડી દીધાં ને અહિ એટલે સર્પની પેઠે વાયુભક્ષણ કરવા લાગ્યાં. તેથી એ અપર્ણા એટલે પાંદડાં પણ નહિ ખાનાર અને એમનું વ્રત અહિવ્રત કહેવાય છે.

**અહિવ્રજ** [ સં. અહિ ( સર્પ ) + વ્રજ ( શિવ ) ] પું. શંકર. જુઓ અહિધ્વજ ૬.

**અહિશિશુ** ૧. પું. ( પિંગળ ) દરેક ચરણમાં નગણ, નગણ અને મગણ મળી ૯ અક્ષરનો એક અક્ષરમેળ છંદ. તે બૃહતિછંદનો એક ભેદ છે. તેમાં સાતમા અક્ષર પછી યતિ કે વિસામો આવે છે.

૨. [ સં. અહિ ( સર્પ ) + શિશુ ( બચ્ચું ) ] પું. સાપોલિયું; સર્પનું બચ્ચું.

**અહિસ** [ સં. અહર્નિશ ] અ. હમેશ; રોજ; રાતદિવસ.

દુષ્ટ સંગથી દૂર પલાઉં અહિસ જ્યોલણી બે બે બે. દયારામ

**અહિસક્થ** ૧. પું. એ નામનો એક દેશ.

૨. [ સં. અહિ ( સર્પ ) + સક્થિ ( સાથળ ) ] વિ. સર્પ જેવા લાંબા સાથળવાળું.

**અહિસાવ** [ સં. અહિ ( સર્પ ) + શાવક ( બચ્ચું ) ] ન. ( હિંદી ) સર્પનું બચ્ચું; સાપોલિયું.

**અહિસુતા** [ સં. અહિ ( નાગ ) + સુતા ( દીકરી ) ] સ્ત્રી. નાગકન્યા.

નથી યદપિ નિર્જરસુતા, નથી અહિસુતા નિહાળી, તદપિ મુનિવય બંગમાં, છે સમર્થ આ નારી. કાવ્યશાસ્ત્ર

**અહિહત્યા** [ સં. અહિ ( સર્પ ) + હત્યા ( નાશ ) ] સ્ત્રી. સાપને મારી નાખવાપણું; સર્પનો નાશ.

**અહિહન** ૧. [ સં. અહિ ( વૃત્રાસુર ) + હન્ ( મારવું ) ] પું. ઇંદ્ર, કેમકે તેણે વૃત્રાસુરને માર્યો હતો.

૨. [ સં. અહિ ( સર્પ ) + હન્ ( મારવું ) ] પું. ગરુડ.

૩. પું. મોર.

૪. વિ. વૃત્રાસુરને મારનાર.

૫. વિ. સાપને મારનાર.

**અહિંદુ** [ અ ( અન્ય ) + હિંદુ ] વિ. હિંદુથી જુદી જાતનું.

**અહિંસ** [ સં. અ ( નહિ ) + હિંસ ( મારી નાખવું ) ] વિ. ઘાત ન કરનારું. જુઓ અહિંસક.

**અહિંસક** ૧. [ સં. અ ( નહિ ) + હિંસક ( મારી નાખનાર ) ] વિ. ઘાત ન કરનારું; હાડી નહિ ખાનારું.

૨. વિ. દયાળુ; દયાવાન.

૩. વિ. પીડા ન કરે એવું; નિરુપદ્રવી; નિર્દોષ.

**અહિંસનીય** [ સં. અ ( નહિ ) + હિંસ ( મારી નાખવું ) + અનીય ( યોગ્ય ) ] વિ. ન હણવા જેવું; મારી નહિ નાખવા જેવું.

**અહિંસા** ૧. પું. ( પિંગળ ) રગણ, યગણ અને ગુરુ મળી ૭ અક્ષરનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ. તે ઉષ્ણિકનો ભેદ છે.

રા ય ગે અહિંસા છે. રણપિંગળ

૨. સ્ત્રી. એ નામનું ઘાસ; કંટકપાલી.

૩. સ્ત્રી. પ્રાણીવધ ન કરવો તે. અહિંસાની પ્રથમ ઉત્પત્તિ કદાચ બ્રાહ્મણના સમયમાં થઈ હોવી જોઈએ, કેમકે તેમાં ચોમાસાના ચાર માસ સુધી માંસ ન ખાવું એવું ફરમાન વૈદિક સાહિત્યમાં સૌથી પહેલી વાર જોવામાં આવે છે.

૪. [ સં. અ ( નહિ ) + હિંસ ( મારી નાખવું ) ] સ્ત્રી. મન, વાણી અને કાયાથી પીડા ન કરવાપણું; કોઈ પણ જીવને મન, વચન અને કર્મથી ન દુભવવાની વૃત્તિ.

૫. સ્ત્રી. મારામારી કે કાપાકાપી ન કરવી તે; ખુનામરકી ન કરવાપણું.

૬. સ્ત્રી. ( યોગ ) યોગનાં ૮ અંગમાંના યમના પાંચ વિભાગમાંનો એ નામનો એક.

**અહિંસાઅણુવ્રત** [ સં. અ ( નહિ ) + હિંસા ( પ્રાણીવધ ) + અણુ ( નાનું ) + વ્રત ( નિયમ ) ] ન. ( જૈન ) નાના મોટા કોઈ જીવની મન, વચન અને કાયાથી થતી દરેક જાતની હિંસાનો ત્યાગ ન કરી શકાય, તેથી પોતે નક્કી કરેલ મર્યાદાથી વધારે હિંસાનો ત્યાગ.

**અહિંસાત્મક** [ સં. અ ( નહિ ) + હિંસા ( નાશ ) + આત્મક ( વાળું ) ] વિ. અહિંસાના સિદ્ધાંત ઉપર રચાયેલું; અહિંસા જેના પ્રાણરૂપ હોય એવું; દયાધર્મમૂલક.

**અહિંસાધર્મ** [ સં. અ ( નહિ ) + હિંસા ( હત્યા ) + ધર્મ ( ફરજ ) ] પું. જેમાં હિંસાનો ખાસ નિષેધ કરવામાં આવેલો હોય એવો ધર્મ.

**અહિંસાધર્મવાદી** [ સં. અ ( નહિ ) + હિંસા ( પીડા કરવી તે ) + ધર્મ + વાદિન્ ( માનનાર ) ] વિ. કોઈ પણ પ્રાણીને દુઃખ ન દેવાના મતને માનનારું.

ઘણાખરા શ્રમણપંથો અહિંસાધર્મવાદી હતા. પુરાતત્ત્વ

**અહિંસાપરાયણ** [ સં. અ ( નહિ ) + હિંસા ( પીડા કરવી તે ) + પરાયણ ( લીન ) ] વિ. કોઈ પણ જીવને પીડા ન કરવાનો સિદ્ધાંત પાળવામાં મશગૂલ.

**અહિંસાપુરા** ૧. સ્ત્રી. બ્રાહ્મણની ચોરાશી જ્ઞાતિ પૈકીની એ નામની એક પેટાજ્ઞાતિ.

૨. વિ. બ્રાહ્મણની એ નામની પેટાજ્ઞાતિનું.

**અહિંસાપૂત** [ સં. અ ( નહિ ) + હિંસા ( નાશ ) + પૂ ( પવિત્ર કરવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. અહિંસાથી પવિત્ર થયેલ.

**અહિંસાપ્રધાન** [ સં. અ ( નહિ ) + હિંસા ( વધ ) + પ્રધાન ( મુખ્ય ) ] વિ. જેમાં અહિંસાનો સિદ્ધાંત મુખ્ય હોય એવું.

**અહિંસામય** [ સં. અ ( નહિ ) + હિંસા ( વધ ) + મય ( ભરેલું ) ] વિ. અહિંસાથી ભરપૂર; જેમાં હિંસા ન હોય એવું; શાંતિવાળું.

**અહિંસામૂલક** [ સં. અ ( નહિ ) + હિંસા ( નાશ ) + મૂલ ( મૂળ ) + ક ( વાળું ) ] વિ. અહિંસા જેનું મૂળ હોય એવું.

**અહિંસાયજ્ઞ** [ સં. અ ( નહિ ) + હિંસા ( નાશ ) + યજ્ઞ ] પું. પ્રાણીનું બલિદાન ન અપાતું હોય એવો યજ્ઞ.

**અહિંસાવાદ** [ સં. અ ( નહિ ) + હિંસા ( પીડા કરવી તે ) + વાદ ( મત ) ] પું. કોઈ પ્રાણીને દુઃખ ન આપવાનો સિદ્ધાંત.

**અહિંસાવાદી** ૧. [ સં. અ ( નહિ ) + હિંસા ( પીડા કરવી તે ) + વાદિન્ ( માનનાર ) ] પું. જીવને પીડા ન કરવાનો સિદ્ધાંત માનનાર પુરુષ.

૨. વિ. અહિંસા એટલે જીવને પીડા ન કરવાનો સિદ્ધાંત માનનાર.

**અહિંસાવૃત્તિ** [ સં. અ ( નહિ ) + હિંસા ( વધ ) + વૃત્તિ ( લાગણી ) ] સ્ત્રી. હિંસા ન કરવાનું વલણ.

**અહિંસાવ્રત** [ સં. અ ( નહિ ) + હિંસા ( પીડા કરવી તે ) + વ્રત ( નિયમ ) ] ન. સ્થાવર કે જંગમ કોઈ પણ જીવની હિંસા ન કરવાનો ધાર્મિક નિશ્ચય.

**અહિંસાવ્રતી** [ સં. અ ( નહિ ) + હિંસા ( પીડા કરવી તે ) + વ્રત ( નિયમ ) + ઇન્

(વાળું)] વિ. કોઈ પ્રાણીને દુઃખ ન આપવાની ટેકવાળું.

**અહિંસિત** ૧. [સં. અ (નહિ) + હિંસ્ (પીડા કરવી) + ઇત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. ઈજા નહિ પામેલું.

૨ [સં. અ (નહિ) + હિંસ (મારી નાંખવું) + ઇત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. વધ નહિ કરેલું; મારી નાખ્યા વગરનું.

**અહિંસ્ય** [સં. અ (નહિ) + હિંસ (મારી નાખવું) + ય (જેવું)] વિ. ન હણવા જેવું; ન મારી નખાવા જેવું.

**અહિંસ્ર** ૧. પું. એ નામનો છોડ; કુલિક.

૨. [સં. અ (નહિ) + હિંસ્ર (નુકસાનકારક)] ન. કોઈને ઈજા ન થાય એવું વર્તન; નિર્દોષતા.

૩. વિ. ઈજા ન કરનારું; નડે નહિ એવું; નિર્દોષ.

**અહિંસ્રતા** [સં. અ (નહિ) + હિંસ્ર (ઘાતકી) + તા (પણું)] સ્ત્રી. નુકસાન ન થાય એવી ચાલચલગત; નિર્દોષ આચરણ.

**અહી** [સં.] સ્ત્રી. નાગણી.

**અહીક** પું. (બૌદ્ધ) દશ માંહેનો એ નામનો ક્લેશ. દશ ક્લેશઃ લોભ, દ્વેષ, મોહ, માન, દૃષ્ટિ, વિચિકિત્સા, સ્થિતિ, ઉદ્ધત્ય, અહીક અને અનુતાપ.

**અહીટ** [હિં.] પું. અનાજ પાકે ત્યારે દેખરેખ રાખવા નીમેલો માણસ; હવાલદાર. અનાજ લઈ જવામાં આવે તે પહેલાં બધી લેતરી બપાઈ જાય છે તે પણ તેણે જોવાનું હોય છે.

**અહીટા** જુઓ અહીટ.

**અહીણું** [સં. અ (નિરર્થક વપરાતો આવ્યય) + હીન (હલકુ)] વિ. ખરાબ; નીચ; દુષ્ટ.

**અહીન** ૧. [સં. અહન્ (દિવસ)] પું. કેટલાક દિવસ ચાલુ રહેતો યજ્ઞ. જેમકે, દ્વિરાત્ર; ત્રિરાત્ર.

૨. [સં. અહિ (સર્પ) + ઇન (પ્રભુ)] પું. નાગનો રાજા વાસુકિ.

૩. પું. મોટો સાપ.

૪. પું. (પુરાણ) સોમવંશી આયુકુળના સહદેવ રાજાનો એ નામનો દીકરો.

૫. [સં. અ (નહિ) + હીન (તજેલું)] વિ. અનાથ નહિ એવું; વાળું; સનાથ.

૬. [સં. અ (નહિ) + હીન (ઓછું)] વિ. ઓછું નહિ એવું; અન્યૂન; સંપૂર્ણ; પૂર્ણ; પૂરું.

૭. વિ. કેટલાક દિવસ સુધી ચાલુ રહેતું.

૮. [સં. અ (નહિ) + હીન (અધમ)] વિ. મોટું; હલકા દરજ્જાનું નહિ એવું.

**અહીનગુ** પું. (પુરાણ) સૂર્યવંશી દેવાનીક રાજાનો દીકરો અહીનર. તે અનીહ રાજાનું બીજું નામ છે.

**અહીનતાલી** પું. (પિંગળ) પહેલા અને ત્રીજા ચરણમાં મગણ, નગણ, જગણ અને રગણ મળી ૧૨ અક્ષર અને બીજા તથા ચોથા ચરણમાં સગણ, ભગણ, સગણ, જગણ, રગણ અને ગુરુ મળી ૧૬ અક્ષરનો અર્દ્ધસમવૃત્ત છંદ.

**અહીનયાગ** [સં. અહન્ (દિવસ) + યજ્ઞ (હોમ)] પું. સોમયાગનો એક પ્રકાર. તે ઓછામાં ઓછી બે રાત્રિ અને વધારેમાં વધારે અગિયાર રાત્રિ સુધી ચાલે છે.

**અહીનર** જુઓ અહીનગુ.

**અહીનવાદી** ૧. પું. સાક્ષી આપવાને અશક્ત કે નાલાયક પુરુષ.

૨. [સં. અ (નહિ) + હીન (હલકું) + વાદિન્ (વાદી)] પું. હલકો નહિ એવો એટલે ધર્મશાસ્ત્રપ્રસિદ્ધ વાદી.

૩. [સં. અ (નહિ) + હીન (તજેલું) + વાદિન્ (ચર્ચા કરનાર)] વિ. વાદમાં નહિ હારેલું.

**અહીનાતિરિક્ત** [સં. અ (નહિ) + હીન (ઓછું) + અતિ (વધારે) + રિક્ત (રહેલું)] વિ. ઓછું નહિ તેમ વધારે નહિ એવું; સાધારણ.

**અહીપતિ** પું. ગંજીફાની પ્રાચીન રમતમાંના ૧૨ રાજા માંહેનો એ નામનો એક. જુઓ ગંજીફો.

**અહીમતી** સ્ત્રી. એ નામની એક નદી.

**અહીયાસંતાન** ૧. ન. મદ્રાસ ઇલાકામાં વસતી એ નામની કોમનું માણસ.

૨. વિ. મદ્રાસ ઇલાકામાં વસતી એ નામની કોમનું.

**અહીર** ૧. [સં.] પું. ભરવાડ; રબારી; શ્રીકૃષ્ણથી ઊતરેલી ગોવાળની એક જાત; આહીર; આયર.

૨. [સં. અ (નહિ) + હિરણ (વીર્ય)] વિ. માલ વગરનું; નિર્માલ્ય; અશક્ત; નમાલું.

**અહીરણ** સ્ત્રી. આહીરની સ્ત્રી.

**અહીરણિ** [સં. અહિ (નાગ) + ઈર્ (કંપવું)] પું. બે મોંવાળો મનાતો સાપ. તેને દેખીને બીજા સર્પ ભાગી જતા હોવાનું મનાય છે, તેથી તેને અહીરણિ કહે છે. તેને આંધળી ચાકણ પણ કહેવાય છે.

**અહીરણી** સ્ત્રી. આહીરની સ્ત્રી.

**અહીરભૈરવ** પું. (સંગીત) ભૈરવ ને કાફીના મિશ્રણથી બનતો એક રાગ.

**અહીરિ** પું. (પિંગળ) બૃહતિની જાતનો દરેક ચરણમાં ભગણ, નગણ અને જગણ મળી ૯ અક્ષરનો એક અક્ષરમેળ છંદ; કઠિનાસ્થિ.

**અહીરી** ૧. પું. (સંગીત) બધા કોમળ સ્વર આવે એવો પલાસી થાટના સંકીર્ણ પ્રકારનો રાત્રે પહેલે પહોરે ગાવાનો એક રાગ. તેનો વાદી સ્વર ષડ્જ અને સંવાદી સ્વર પંચમ છે. તેમાં કેટલેક ઠેકાણે સુરપરદા, બિલાવલ, કાફી અને દેશી રાગનો ભાસ થાય છે.

૨. સ્ત્રી. ભરવાડણ; આહીર સ્ત્રી.

**અહીશ** ૧. [સં. અહિ (સર્પ) + ઈશ (ધણી)] પું. બળરામ, કેમકે તે શેષનાગનો અવતાર મનાય છે.

૨. પું. લક્ષ્મણ. તે શેષનાગનો અવતાર મનાતા હોવાથી અહીશ કહેવાય છે.

૩. પું. સાપનો રાજા; શેષનાગ.

**અહીશ્રુત** [સં. અહિ (સર્પ) + શ્રુ (સાંભળવું)] પું. દુશ્મન. તેનું નામ સાંભળી સાપના જેવી બીક લાગે છે.

**અહીશ્વર** [સં. અહિ (સર્પ) + ઈશ્વર (પ્રભુ)] પું. બળરામ. જુઓ અહીશ.

**અહીં** [સં. ઇહ (અત્રે)] અ. આ ઠેકાણે; આ સ્થાને; આ તરફ.

**અહીંઆં** જુઓ અહીં.

**અહીંકણ** અ. અહીંઆં; આ જગ્યાએ.

જાદવું અહીંકણ આવે છે રમવા સારંગપાણિ.
ભાલણ

**અહીંકણિ** જુઓ અહીંકણ.

**અહીંકણે** [ઇહ (અત્રે) + કને (પાસે)] જુઓ અહીંકણ.

**અહીંતહીં** [અહીં (આ ઠેકાણે) + તહીં (ત્યાં)] અ. આમતેમ; અહીંઆં અને ત્યાં; આ ઠેકાણે અને બીજે ઠેકાણે; જ્યાંત્યાં; ગમે ત્યાં.

**અહીંથી** અ. આ જગ્યાએથી.

**અહીંદો દેવ** પું. ઓબરા નામના રાનીપરજ લોકોનો એ નામનો દેવ.

**અહીંદ્ર** ૧. [સં. અહિ (સર્પ) + ઇંદ્ર (રાજા)] પું. નાગનો રાજા; શેષનાગ.

૨. પું. મોટો સાપ.

**અહીંદ્રમુખી** [સં. અહિ (સર્પ) + ઇંદ્ર (રાજા) + મુખ (મોઢું) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] વિ. સ્ત્રી. શેષનાગ જેવા ઝેરી મોંવાળી.

**અહીંયાં** [સં. ઇહ (અત્રે)] અ. આ ઠેકાણે; આ તરફ; અહીં.

**અહુ** ૧. પું. (જરથોસ્તી) પ્રભુ; ઈશ્વર.

૨. [સં.] વિ. વ્યાપક.

**અહુણા** [સં. અધુના; પ્રા. અહુણા] અ. હમણાં; હાલ; અત્યારે; હવે; આ ઘડીએ.

**અહુણાં** જુઓ અહુણા.

**અહુત** ૧. પું. બ્રહ્મયજ્ઞ; જપ; વેદપાઠ. મનુસ્મૃતિ પ્રમાણે પાંચમાંનો આ એક યજ્ઞ છે.
૨. [સં. અ (નહિ) + હુત (હોમેલું)] પું. હોમ વગરનો વેદપાઠ.
૩. વિ. બળિદાન ન મેળવતું.
૪. વિ. હોમ્યા વગરનું; નહિ હોમેલું.

**અહુતાદ** ૧. [સં. અ (નહિ) + હુત (હોમેલું) + અદ્ (ખાવું)] વિ. યજ્ઞનું નહિ ખાનાર.
૨. વિ. યજ્ઞમાં ભાગ લેવાના અધિકાર વગરનું.
૩. વિ. યજ્ઞમાં હોમેલું જેને ન પહોંચતું હોય એવું.

**અહુર** ૧. [સં. અસ્ (હોવું)] પું. (જરથોસ્તી) પરમેશ્વર; જીવનનો સાહેબ. આ શબ્દ સંસ્કૃત અસુર શબ્દને મળતો છે.
૨. વિ. પું. જિંદગી બક્ષનાર.
૩. વિ. પું. જિંદગીવાળો; હયાતી ભોગવનાર.

**અહુરમજદા** [અહુર (હયાતી ભોગવનાર) + મઝ્દ (મહાજ્ઞાની)] પું. પારસીના પેગંબર. જુઓ અહુર્મઝ્દ.

**અહુરમઝ્દ** [અહુર (હયાતી ભોગવનાર) + મઝ્દ (મહાજ્ઞાની)] પું. પારસીના પેગંબર. જુઓ અહુર્મઝ્દ.

**અહુરમઝ્દખોદાઈ** સ્ત્રી. (જરથોસ્તી) પાઝંદ ભાષામાં એ નામની એક બંદગી.

**અહુરમઝ્દયસ્ત** સ્ત્રી. (જરથોસ્તી) એ નામની એક પ્રાર્થના. જેને આ પ્રાર્થના ન આવડતી હોય તેણે ૧૨ અશેમવોહુ સાથે અહૂનવરની ૧૦૩ માળા ફેરવવાની હોય છે.

**અહુર્મઝ્દ** [અહુર (હયાતી ભોગવનાર) + મઝ્દ (મહાજ્ઞાની)] પું. (જરથોસ્તી) પારસીના પેગંબર; ઈશ્વરનો પહેલો ફિરસ્તો; મઝ્દ નામના સંપ્રદાયમાં સર્વશ્રેષ્ઠ દેવતા. અહુર્મઝ્દ અને અહુરિમાન એ બે વિરોધી તત્ત્વો બધા ધર્મોમાં મનાય છે.

**અહૂ** ૧. પું. (જરથોસ્તી) ઈશ્વર; પ્રભુ.
૨. પું. દસ્તૂર; પારસીનો વડો ગુરુ.
૩. પું. સાહેબ; માલિક.
૪. સ્ત્રી. જિંદગી.

**અહૂત** [સં. અ (નહિ) + હ્વે (બોલાવવું) + ત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. નહિ બોલાવેલ.

**અહૂનવદગાથા** પું. (જરથોસ્તી) વર્ષને છેડે આવતા ગાથાના પાંચ દિવસમાં પહેલો.

**અહૂનવર** સ્ત્રી. (જરથોસ્તી) મુશ્કેલી તથા આફત દૂર કરનાર મનાતી અને જરથોસ્તી બાળકને સૌથી પહેલાં શિખવાતી બંદગી; અવસ્તામાં જણાવેલી ત્રણ ઉમદા બંદગીઓમાંની એક. હરેક મુશ્કેલીને વખતે એ કલામ એટલે શબ્દ ભણવાથી હિંમત આવવાનું મનાય છે. ધર્મચુસ્ત પારસી મુસાફરીએ કે કામ પર જતાં એક અથવા વધારે અહૂનવર બોલે છે. વંદીદાદમાં જણાવ્યા પ્રમાણે શયતાને જ્યારે જરથોસ્તને લલચાવવા પ્રયત્ન કર્યો, ત્યારે તે આ બંદગી વડે હિંમત કરીને શયતાનની સામે ટકી રહ્યા હતા. જરથોસ્તને આ બંદગી ઈશ્વરે પોતે શીખવ્યાનું મનાય છે. નાની મોટી એવી ભાગ્યે જ કોઈ પ્રાર્થના હશે કે જેમાં અહૂનવર એક અથવા વધારે વખત ભણવાનું ન આવતું હોય. જો કોઈને પોતાની બીજી રોજિંદી બંદગી ન આવડતી હોય અથવા તો તે કોઈ પ્રાર્થના વાંચી શકતો ન હોય તો તેને અહૂનવરની અમુક વખત માળા ફેરવવાની હોય છે.

**અહૂનવૈર્ય** [અહુ (પ્રભુ) + વૈર્ય (ઇચ્છા)] સ્ત્રી. (જરથોસ્તી) પરમ પવિત્ર મંત્ર; એ નામની એક ઈશ્વરપ્રાર્થના.

**અહૂમજદ** પું. (જરથોસ્તી) ઈશ્વર; પ્રભુ.

**અહૃણાન** [સં. અ (નહિ) + હૃ (ગુસ્સે થવું)] વિ. ક્રોધ વગરનું; અક્રોધી.

**અહૃત** [સં. અ (નહિ) + હૃ (લઈ જવું) + ત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. અણચોરાયેલું.

**અહૃદય** ૧. [સં. અ (નહિ) + હૃદય (મન)] વિ. લાગણી વિનાનું; નિષ્ઠુર.
૨. વિ. હોલેદિલ; ચસકેલા મનવાળું; પાગલ; ગાંડું.

**અહૃદ્ય** [સં. અ (નહિ) + હૃદ્ય (ગમે એવું)] વિ. માફક ન આવે એવું; અપ્રિય; અણગમતું; અળખામણું.

**અહૃષ્ટ** [સં. અ (નહિ) + હૃષ્ટ (રાજી થયેલું)] વિ. આનંદ પામ્યા વિનાનું; અણરાજી.

**અહૃષ્ટચિત્ત** [સં. અ (નહિ) + હૃષ્ટ (રાજી) + ચિત્ત (મન)] વિ. મન રાજી ન થયું હોય એવું.

**અહે** ૧. અ. નિંદા, શોક, વિયોગ અને તિરસ્કાર જણાવનાર અવ્યય.
૨. [સં. અધસ્] અ. (પ્રાકૃત) નીચે; અધો.
૩. અ. સંબોધન તરીકે વપરાતું અવ્યય.

**અહેઠું** [અ (નહિ) + હેઠું (નીચું)] વિ. સવાર થયેલું.

નવલ મંદિર પધાર્યાં **અહેઠા**. — નરસિંહ

**અહેડી** (અહેડ઼ી) [સં. આખેટિક] પું. પારધી; આખેટી; શિકારી.

કેડે પડયો કાળ **અહેડી** તારે. — રત્નેશ્વર

**અહેતુ** ૧. [સં. અ (નહિ) + હેતુ (કારણ)] પું. (કાવ્ય) એ નામનો એક કાવ્યાલંકાર. જ્યાં કાર્ય થયું જોઈએ તે વસ્તુના સ્વભાવથી કે કારણની શક્તિની ખામીથી કારણ તે કાર્ય ન કરી શકે તે અહેતુ અલંકાર કહેવાય છે. જેમકે,

હુંકારે ન દબાય સ્મિત, ભ્રકુટિ લતા ફરકે ન;
લડતાં દેવી નિશુંભથી, આનન અરુણ કરે ન.

અહીં લડાઈના વખતમાં નિશુંભ રાક્ષસની ભયંકર ચેષ્ટા એ કારણ છે. તે દેવીમાં હુંકાર વગેરે ઉત્પન્ન કરી શક્યું નહિ. તેનો હેતુ દેવીનો શાંત સ્વભાવ છે. આથી સ્વભાવથી ન થયેલા કાર્યવાળો આ અહેતુ અલંકાર છે.
૨. પું. કારણની ગેરહાજરી.
૩. વિ. કારણ વિનાનું; નિત્ય; સ્વાભાવિક.
૪. વિ. નકામું; ફોકટ; વ્યર્થ.
૫. વિ. ફળની ઇચ્છા વિનાનું; નિષ્કામ.

**અહેતુક** ૧. [સં. અ (નહિ) + હેતુક (કારણ)] વિ. અકારણ; કારણ વગરનું; હેતુ વિનાનું.
૨. વિ. દરકાર વગરનું.
૩. વિ. વ્યર્થ; નકામું.

**અહેતુતા** [સં. અ (નહિ) + હેતુ (કારણ) + તા (પણું)] સ્ત્રી. કારણનો અભાવ; અકારણતા.

**અહેતુસમ** [સં.] પું. (ન્યાય) જાતિના ચોવીસ ભેદ માંહેનો એક. જ્યારે વાદી કોઈ હેતુ એટલે કારણ ઉપસ્થિત કરે ત્યારે એ હેતુ ત્રણે કાળમાં અસંભવિત છે એવા જવાબને અહેતુસમ કહેવાય છે.

**અહેર** ૧. [સં. આખેટ] પું. (હિંદી) શિકાર; મૃગયા.
૨. પું. શિકારનું પ્રાણી.
૩. સ્ત્રી. (મરાઠી) લગ્નમાં સગાંવહાલાં તરફથી અપાતી ભેટ.

**અહેરિયા** ૧. [સં. આખેટિક (શિકારી)] ન. ઉત્તર હિંદની એ નામની એક શિકારી અને લૂંટારુ કોમનું માણસ. આ લોકો વાલ્મીકિને આદ્યગુરુ તરીકે માને છે.
૨. વિ. ઉત્તર હિંદની એ નામની શિકારી કોમનું.

**અહેરી** ૧. [હિં.] પું. શિકારી; આખેટક.
૨. વિ. શિકાર કરનાર.

**અહેરુ** [સં.] સ્ત્રી. એ નામની વનસ્પતિ; શતમૂલી.

**અહેવ** સ્ત્રી. (મરાઠી) સૌભાગ્યવતી સ્ત્રી; સધવા બાઈ.

**અહેવનવમી** સ્ત્રી. (મરાઠી) ધણી પહેલાં ગુજરી ગયેલી સ્ત્રીનું ભાદરવા વદ નોમને દિવસે કરવામાં આવતું શ્રાદ્ધ.

**અહેવાતણુ** [અ (અર્થ વગર વપરાતો આદ્ય) + હેવાતણ (ધણી જીવતો હોવાપણું)] ન. સૌભાગ્ય; સધવાપણું.

**અહેવાલ** [અ. અહવાલ (હાલ એટલે સ્થિતિનું બહુવચન)] પું. હેવાલ; વૃત્તાંત; નિવેદન.

**અહેશાન** [અ. અહ્સાન (ઉપકાર)] વિ. પાઠ. જુઓ અહેસાન.

**અહેશાનમંદ** [અ. અહ્સાન (ઉપકાર) + ફા. મંદ (વાળું)] વિ. આભારી. જુઓ અહેસાનમંદ.

**અહેશાનમંદી** [અ. અહ્સાન (આભાર) + ફા. મંદ (વાળું) + ઈ (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. ઉપકાર. જુઓ અહેસાનમંદી.

**અહેસાન** [અ. અહ્સાન (ઉપકાર)] પું. પાડ; આભાર; ઉપકાર; અનુગ્રહ.

**અહેસાનમંદ** [અ. અહ્સાન (ઉપકાર) + ફા. મંદ (વાળું)] વિ. આભારી; ઉપકારવશ; કૃતજ્ઞી.

**અહેસાનમંદી** [અ. અહ્સાન (ઉપકાર) + ફા. મંદ (વાળું) + ઈ (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. આભારની લાગણી; ઉપકાર; કૃતજ્ઞતા.

**અહેંકાર** પું. અહંકાર; ગર્વ.

**અહેંકારી** વિ. (જૂ. ગુ.) અહંકારી; ગર્વિષ્ઠ; અભિમાની.

આંઠી ફોજિ અનઈ ઠાકરી પોલિઇ કટક પઇઠઉં
**અહેંકારી!** અન્યાય કરી નઇ સૂંખિ ચડી કાં બઈઠઉ:
સીતાહરણ

**અહૈતુક** ૧. [સં. અ (નહિ) + હેતુ (કારણ) + ક (વાળું)] વિ. કારણ વિનાનું; મતલબ વગરનું; અકારણ.

૨. [અ (નહિ) + હૈતુક (અનુમાન ગમ્ય)] વિ. હેતુ સાધ્ય નહિ એવું; હેતુથી ન મેળવેલ; અનુમાનથી જણાય તેવું નહિ પણ સાક્ષાત્કારરૂપ.

અહૈતુક જ્ઞાન = સાક્ષાત્કારરૂપ જ્ઞાન.

**અહૈતુકી** ૧. [સં. અ (નહિ) + હેતુ (મતલબ) + ક (વાળું) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] વિ. સ્ત્રી. અકારણ; હેતુ વિનાની.

૨. વિ. સ્ત્રી. નિષ્કામ; ફલની આશા વગરની.

**અહો** ૧. [સં.] અ. અરે; વિસ્મય, ખેદ, સ્તુતિ, શોક, ધિક્કાર, દયા, નિંદા, ઈર્ષ્યા, આશ્ચર્ય અને ઉત્સાહની લાગણી દર્શાવનાર અવ્યય.

૨. [સં. અધસ્] અ. (પ્રાકૃત) નીચે.

૩. અ. સારું, ઘણું, મોટું બતાવનાર પૂર્વગ. જેમકે, અહોભાગ્ય.

૪. [હિં.] અ. હા, ખરું, એવો અર્થ બતાવનાર અવ્યય.

**અહોકેઠે** અ. અબાધિત રીતે; ચારેકોર; ચોમેર; સર્વત્ર.

**અહોકાર્ય** [સં. અહો (સારું બતાવનાર પૂર્વગ) + કાર્ય (કામ)] ન. સારું કામ.

**અહોગામિ** [સં. અધસ્ (નીચે) + ગામિન્ (જનાર)] વિ. (પ્રાકૃત) નીચે જનારું; દુર્ગતિમાં જનાર.

**અહોદાન** [સં. અહો (ઘણું) + દાન (દેણગી)] ન. (જૈન) બેહદ દાન; આશ્ચર્યકારી દાન; મોટી દેણગી.

**અહોદિસા** [સં. અધસ્ (નીચે) + દિશા (બાજુ)] સ્ત્રી. (પ્રાકૃત) નીચેની દિશા.

**અહોનિરંતર** [સં. અહન્ (દિવસ) + નિરંતર (સતત)] અ. રાતદહાડો; હમેશાં; સદા.

**અહોનિશ** ૧. [સં. અહન્ (દિવસ) + નિશા (રાત્રિ)] અ. અહર્નિશ; રાતદિવસ; સતત; અવિરત; દિનરાત.

૨. અ. વારંવાર.

**અહોબાળનૃસિંહ** ન. મદ્રાસ ઇલાકાના કર્નુલ પરગણામાં આવેલું યાત્રાનું એક સ્થળ. શ્રીમચ્છંકરાચાર્ય તેમજ ચૈતન્યપ્રભુએ ત્યાંની યાત્રા કરેલી હોવાનું કહેવાય છે.

**અહોબુદ્ધિ** ૧. [સં. અહો (આશ્ચર્ય બતાવનાર અવ્યય) + બુદ્ધિ (મતિ)] સ્ત્રી. આશ્ચર્યચકિત ભાવ; અહોભાવ; આશ્ચર્યકારક બુદ્ધિ.

૨. સ્ત્રી. (કટાક્ષ) મંદબુદ્ધિ.

**અહોભાગિ** [સં. અધસ્ (નીચું) + ભાગ (નસીબ) + ઇન્ (વાળું)] વિ. (પ્રાકૃત) કમનસીબ; કમભાગી.

**અહોભાગ્ય** [સં. અહો (મહાન બતાવનાર પૂર્વગ) + ભાગ્ય (નસીબ)] ન. ધન્ય ભાગ્ય; મોટું નસીબ.

**અહોભાવ** ૧. [સં. અહો (આશ્ચર્ય) + ભાવ (લાગણી)] પું. આશ્ચર્યનો ભાવ; નવાઈની લાગણી; વધારે પડતી આદરબુદ્ધિ.

૨. પું. સ્તુતિ.

**અહોભાવજનક** [સં. અહો (આશ્ચર્ય) + ભાવ (લાગણી) + જનક (પેદા કરનાર)] વિ. નવાઈ ઉપજાવે એવું; હેરત પમાડનાર.

**અહોયું** ૧. વિ. દુઃખિયું.

અતિ વરસાદે, અહોયા થયા,
પછી રાતયે રાતયે ભાગી ગયા. નિષ્કુળાનંદ

૨. વિ. (જૂ. ગુ.) બેફામ.

**અહોરાત** જુઓ અહોરાત્ર.

**અહોરાત્ર** ૧. [સં. અહન્ (દિવસ) + રાત્રિ (રાત)] પું. દિવસ ને રાત; એક સૂર્યોદયથી બીજા સૂર્યોદય સુધીનો અથવા એક સૂર્યાસ્તથી બીજા સૂર્યાસ્ત સુધીનો વખત. કશ્યપસંહિતા પ્રમાણે ૧૨ મુહૂર્તના, ભૃગુસંહિતા પ્રમાણે ૬૦ ઘટિકાના અને મયસંહિતા પ્રમાણે ૩૦ મુહૂર્તના અહોરાત્ર થાય છે. વળી અહોરાત્રનું આ રીતે પણ માપ મનાય છેઃ

૨ નિમેષ = ત્રુટિ
૧૦ ત્રુટિ = પ્રાણ
૬ પ્રાણ = વિનાડિકા
૬૦ વિનાડિકા = નાડિકા
૬૦ નાડિકા = અહોરાત્ર

૨. પું. પિતૃઓનો દિવસ; દેવોનો મહિનો; બ્રહ્માનું વર્ષ.

૩. અ. આખી રાત.

૪. અ. આખો દહાડો ને આખી રાત; દિનરાત; ચોવીસે કલાક.

૫. અ. નિત્ય; હમેશ; નિરંતર; નિશદિન.

**અહોરાત્રવૃત્ત** [સં. અહન્ (દિવસ) + રાત્રિ (રાત) + વૃત્ત (ગોળ)] ન. (જ્યોતિષ) પૃથ્વીની દૈનિક ગતિને લીધે નજરે પડતું વર્તુળ; આકાશી પદાર્થથી થતું અવારતર ગતિવૃત્ત; 'ડાયર્નલ સર્કલ'. જે બિંદુમાં સૂર્ય ઊગે ત્યાંથી જે માર્ગમાં ચાલતો દેખાય અને બીજે દિવસે ઊગતી વેળા જે બિંદુમાં આવે તેટલા ફરવાના ગોળ પ્રદેશને અહોરાત્રવૃત્ત કહેવાય છે. આ વૃત્તો વિષુવવૃત્તથી ઉત્તરે તથા દક્ષિણે ૨૩½ અંશ સુધીની મર્યાદામાં હોય છે.

**અહોરાત્રસમાનાંતર** જુઓ અહોરાત્રસમાંતર.

**અહોરાત્રસમાંતર** [સં. અહન્ (દિવસ) + રાત્રિ (રાત) + સમ (સરખું) + અંતર (છેટું)] ન. (જ્યોતિષ) વિષુવવૃત્તને સમાંતર હોય એવું ખગોળનું વર્તુળ; 'પેરેલલ ઑવ ડેક્લિનેશન'.

**અહોરાત્રિક** [સં. અહન્ (દિવસ) + રાત્રિ (રાત) + ક] અ. આખો દહાડો ને રાત; નિરંતર; હમેશાં.

અહોરાત્રિક ધૂપ ઉવેરે,
વિષ્ણુની પેર પતિને સેવે. પ્રેમાનંદ

**અહોલોગ** [સં. અધસ્ (નીચેનું) + લોક (દુનિયા)] પું. (પ્રાકૃત) પાતાળ.

**અહોવાય** ૧. [સં. અધસ્ (નીચેનું) + વાત (પવન)] પું. (પ્રાકૃત) અધોવાયુ; અપાનવાયુ.

૨. પું. નીચી દિશાનો વાયુ.

**અહોવીર્ય** પું. ( પુરાણ ) એ નામનો એક ઋષિ.

**અહોહો** અ. આશ્ચર્ય, સ્તુતિ, ઉત્સાહ, કરુણા અને ખેદ બતાવનાર ઉદ્ગાર.

**અહોહોહો** જુઓ અહોહો.

**અહોહોહોહો** અ. અત્યંત આશ્ચર્ય બતાવનાર અવ્યય.

**અહ્મ** ૧. સ. ( જૂ. ગુ. ) અમને.

જાૂ અહ્મ આવી સાંતલ મિલઈ.
કાન્હડદેપ્રબંધ

૨. સ. અમારૂં.

વિરહ દહઈ અહ્મ અંગ. કાન્હડદેપ્રબંધ

**અહ્રય** [ સં. અ ( નહિ ) + હ્રી ( શરમ ) ] વિ. નિર્લજ્જ; બેશરમ; લાજ વિનાનું.

**અહ્રસ્વ** [ સં. અ (ઊલટું) + હ્રસ્વ ( ટૂંકું ) ] વિ. દીર્ઘ; લાંબું.

**અહ્રિક** જુઓ અહ્રીક.

**અહ્રિમાન** પું. ( જરથોસ્તી ) શયતાન; ઈશ્વર સામે બજાવો કરનાર એક ફિરસ્તો; અહરિમાન.

**અહ્રીક** ૧. [ સં. અ ( નહિ ) + હ્રી ( શરમ ) + ક ( વાળું ) ] પું. દિગંબરી યતિ; નાગો બાવો.

૨. પું. બૌદ્ધ સાધુ; ક્ષપણક.

૩. વિ. નિર્લજ્જ; બેશરમ; લાજ વિનાનું.

**અહ્લલા** [ સં. ] સ્ત્રી. ભિલામું; ભલ્લાતક નામનું ઝાડ.

**અળ** સ્ત્રી. ( ગ્રામ્ય ) પૃથ્વી.

અળ ઉપર ઉગંતા અરઠ, ઓડસ તું આધાર.
લોકગીત

**અળઈ** ૧. સ્ત્રી. અળાઈ; ઉનાળામાં શરીરે થતી ઝીણી ફોલ્લી.

૨. સ્ત્રી. કોંકણના ડુંગરી વિભાગમાં થતું ઓવી નામનું ઝાડ. તેની છાલ ઘણી ઠંડી હોવાથી મુખરોગ એટલે મોઢાના રોગ પર અપાય છે. એ ઝાડ શુમારે માથોડું ઊંચું અને એનાં પાંદડાંનો આકાર કૂવાડિયાનાં પાંદડાં જેવો હોય છે. એનો ઉપયોગ કોઈ પણ પ્રકારની ગાંઠ, મુખરોગ, ઈંદ્રિયના અંદરના ભાગમાં પડેલ ચાંદાં, મધુપ્રમેહ અને અતિસાર ઉપર થાય છે.

**અળક** ન. એ નામનું એક પુરાણું રાજ્ય. અસ્સક અને અળક એ બન્ને આંધ્ર રાજ્ય હતાં.

**અળકવું** સ. ક્રિ. અડવું; સ્પર્શ કરવો.

**અળકામણવેડા** ( અળકામણવેડા ) પું. બ. વ. અટકચાળા; તોફાન.

**અળકામણું** ન. અટકચાળું; અડપલું; તોફાન.

**અળખત** સ્ત્રી. ધન, દોલત, પશુ, પુત્રની છત; દોલત; સમૃદ્ધિ.

**અળખાઈ** સ્ત્રી. ( ગ્રામ્ય ) મરણ વખતની લોચના; મોતની વેદના.

**અળખામણ** [ સં. આ ( ચોમેર ) + લિખ્ ( ચીતરવું ) ] સ્ત્રી. આળેખવાની કે ચીતરવાની કીમત.

**અળખામણું** [ સં. અ ( નહિ ) + લક્ષ્ ( જોવું ) ] વિ. દીઠું ગમે નહિ એવું; અણગમતું; નાપસંદ; અપ્રિય; અણમાનીતું.

૧. દૂરથી ડુંગર રળિયામણા, ને પાસે જઈએ તો અળખામણા = દૂરથી કોઈ વસ્તુ કે પ્રસંગ આકર્ષક લાગે છે, પણ તે અનુભવવામાં આવે ત્યારે તેમ થતું નથી.

૨. પરોણો પરોણાને અળખામણો અને ઘરધણીને બેઉ = બે મેમાન આવે તો તે મેમાન એકબીજાને અને ઘરધણીને બન્ને મેમાન ગમતા નથી.

**અળગળ** વિ. અપાર; ઘણું; અતિશય; પાર વિનાનું. આ શબ્દ અનગળનું અપભ્રંશ છે.

નંદ રાજાને ત્યાં અળગળ નાણું
ભરી સંચી ભંડાર. દેવાનંદ

**અળગાં** અ. ઉપર.

**અળગું** ૧. [ સં. અ ( નહિ ) + લગ્ ( અડવું ) ] ન. અટકાવ; દસ્તાન; ઋતુપ્રાપ્તિ.

૧. અળગું ચડવું = (૧) ગર્ભ રહેવો. (૨) દહાડો વટવો; બૈરાંએ મોડું છેટે બેસવું.

૨. અળગું બેસવું = અટકાવ આવવો; ઋતુસ્રાવ થવો; અભડાવું.

૨. વિ. દૂર; છેટેનું; આઘું.

૩. વિ. નિરાળું; જુદું; નોખું; અનેરૂં.

૧. અળગા થવું = (૧) જુદા પડવું; છૂટું થવું; નોખા પડવું. (૨) દૂર જવું.

૨. અળગું કરવું = જુદું કરવું; ખસેડવું.

૪. વિ. સંબંધ વગરનું; અસંબંધ.

**અળગેરૂં** ૧. [ સં. અ ( નહિ ) + લગ્ ( અડવું ) ] વિ. છેટેનું; દૂર; આઘું.

૨. વિ. જુદું; નિરાળું; નોખું; અનેરૂં.

**અળગોટિયું** ન. ગુલાંટ.

**અળછ** ૧. [ સં. અ ( નહિ ) + લક્ષ્મી ( દોલત ) ] સ્ત્રી. અલક્ષ્મી; નિર્ધનતા; દારિદ્ર; ગરીબાઈ.

૨. સ્ત્રી. કચરોપૂંજો; કૂથો; નકામી ચીજ.

**અળજો** પું. ઉત્કંઠા; આતુરતા; તીવ્ર ઇચ્છા.

વાહાલાને મળવા તણો રે અળજો હોય અત્યંત.
નેમવિજય

**અળતી** સ્ત્રી. હાંકવામાં વપરાતા પરોણાને છેડેનું ચપટું ફણું.

**અળતો** ૧. [ સં. અલક્તક ( લાખનો રસ ) ] પું. ઉકાળેલી લાખમાંથી બનાવેલો એક જાતનો લાલ રંગ; લાક્ષારસ. પહેલાં લાલ સાહીમાં તેનો ઉપયોગ થતો. સ્ત્રીઓ હાથપગ લાલ દેખાડવાને પાનીએ અને પાટલીએ એટલે ઘૂંટીથી આગળનાં સુધીના ભાગમાં મેંદીની માફક તે લગાડે છે. એક શેર પાણી, ૭ પૈસાભાર પીપળાની લાખ, બે તોલા શોધેલો ટંકણખાર અને ૭ માસા લોદર એ બધી ચીજો એક વાસણમાં નાખી બે પહોર સુધી રાખવાથી લાખનો રંગ ઊતરી અળતો તૈયાર થાય છે.

૨. પું. લાલ સાહીને ઠેકાણે વપરાતી ઉકાળેલી લાખ.

૩. પું. ( લાક્ષણિક ) સ્ત્રીઓના હાથેપગે મૂકવાનો મેંદીનો છૂંદો; મેંદીની લુગદી.

**અળધાવું** ૧. અ. ક્રિ. કામ કરવાથી થાકેલી હાલતમાં હોવું; પિલાવું.

૨. અ. ક્રિ. થાકી જવું.

**અળપ** ૧. વિ. તોફાની; ચાંદવું; અટકચાળું.

૨. [ સં. આલપ્ ( બોલવું ) ] વિ. વાત કરતાં થાકે નહિ એવું; લવલવિયું; વાતૂડિયું.

**અળપઝળપ** સ્ત્રી. હાવભાવ.

લયમ નિજ મુખની અળપઝળપથી
વિવિધ વિકાર બજંતા.
ગીતગોવિંદ

**અળપાવું** અ. ક્રિ. નાશ પામવું; ઊડી જવું.

અજ્ઞાનની નિવૃત્તિ કરવામાં જ તે પોતે પોતાની પ્રતીતિ પૂર્ણ કરીને ફળરૂપે અળપાઈ જાય છે. સૂતસંહિતા

**અળપેણ** પું. ( ગ્રામ્ય ) જુવારનો સાંઠો.

**અળફસળફ** વિ. ( ગ્રામ્ય ) દીઠું ન દીઠું એવું; હતું ન હતું એવું.

**અળબળ** વિ. ( ગ્રામ્ય ) અમવડવાળું.

**અળવ** ૧. સ્ત્રી. અટકચાળાઈ.

૨. સ્ત્રી. આળ.

૩. સ્ત્રી. ઠેકડી; મશ્કરી.

ઉલા અળવ કરે અલબેલ સખાના સાથમાં.
બ્રહ્માનંદ

**અળવિયું** ન. (ગ્રામ્ય) મોરિયા એટલે માટીના નાના ઘડા પર ઢાંકવાનું ઠીકરાનું ઢાંકણું.

**અળવી** [ સં. આલુ ] સ્ત્રી. એક જાતનું કંદમૂળ; અળુ; પટશાક; નાડીશાક; હસ્તિકર્ણી. એનાં પાન ભજિયાં કે પતરવેલિયાંમાં તથા ભાજી અને ગાંઠો શાકમાં વપરાય છે. આ કંદની ગાંઠમાંથી ડાંડલી નીકળી ઉપર ઊંધી છત્રી જેવાં મોટાં પાન થાય છે. વૈશાખ જેઠમાં વવાઈ શ્રાવણમાં તૈયાર થાય છે. અળવીની અનેક જાત છે. જેમકે,

સરજાણુ, ધાવ અળુ, કાળા અળુ, પાન અળુ, રૂખ અળુ, માઢી અળુ, મુંડળે અળુ, ગિમ અળુ અને રામ અળુ. આ બધામાં કાળા અળુ સરસ ગણાય છે. અળવી સાધારણ રીતે શીતળ, અગ્નિદીપક, મલાવષ્ટંભક એટલે ઝાડાને રોકનાર, બળની વૃદ્ધિ કરનાર, ધાવણ વધારનાર, કફ, વાયુ ને વીર્ય વધારનાર અને રક્તપિત્ત મટાડનાર મનાય છે.

**અળવીતરું** ૧. [ સં. આલપ્ (સંબોધન કરવું) ] ન. તોફાન; અડપલું; આળવીતરાઈ; ટીખળ.

૨. વિ. અટકચાળું; આંદવું; અવળચંડું; તોફાની.

**અળવું** વિ. ( ગ્રામ્ય ) હળવું.

**અળવે** ૧. અ. ધીમે; હળવે.

અળવે શું હું ઉરપે રાખી. નરસિંહ

૨. અ. ફોગટ; નકામું; એળે.

માનવભવ લહી હોહીલો રે,
પાછળ અળવે ગમાયો રે. શ્રીમતીસાગર

**અળશ** ૧. [ સં. અ (નહિ) + લક્ષ્મી (સમૃદ્ધિ) ] સ્ત્રી. દાળદર; નિર્ધનતા; ગરીબાઈ.

૨. સ્ત્રી. નકામો કચરોપૂંજો; ઘરમાં પડેલો તૂટેલો સામાન અને નકામું કે નમાલું રાચરચીલું. ઘરમાં આખા વર્ષનો ભરાઈ રહેલો કચરો અને નકામી વસ્તુઓ ખૂણેખાંચરેથી કાઢીને બૈરાંઓ બેસતા વર્ષના દિવસે સવારે વહેલાં ચોકમાં ફેંકી આવે છે, જેમાં ખોખરૂં હાંડલું, સાવરણી અને રાખ ખાસ હોય છે.

અળશ કાઢવી = નકામાં વાસણ કે ચીજ ફેંકી દેવાં.

**અળશી** જુઓ અળસી.

**અળસાણું** ૧. [ સં. આલસ્ય ( આળસ ) ] વિ. અટકી પડેલું; આળસી ગયેલું; બંધ પડેલું; છોડી દીધેલું.

૨. વિ. આળસુ; સુસ્ત; મંદ.

૩. વિ. થાકેલું; શ્રમિત.

**અળસાવવું** ૧. [ સં. આલસ્ય ( આળસ ) ] સ. ક્રિ. આળસુ બનાવી મૂકવું; સુસ્ત કરી દેવું.

૨. સ. ક્રિ. છોડાવી દેવું; મુકાવી દેવું.

ગુણ અને અવગુણ બંનેથી અળસાવ્યાં.
ભોજો

૩. સ. ક્રિ. નાશ કરવો.

૪. સ. ક્રિ. નોકરી બંધ કરવી; રજા આપવી.

**અળસાવું** ૧. [ સં. આલસ્ય ( આળસ ) ] અ. ક્રિ. આળસથી કે કંટાળાથી છોડી દેવું; આળસવું; અટકી જવું.

૨. અ. ક્રિ. ઊંઘ આવવી; એદી થવું; આળસ આવવી.

૩. અ. ક્રિ. નાશ પામવું.

**અળસિયું** ૧. ન. અળસીનું તેલ.

૨. ન. ચોમાસામાં ભીની અને પોચી જમીનમાં થતું અને થોડો તડકો પડતાં મરી જતું પાતળું લાંબું જંતુ; સરપોલિયું. તે સાપના જેવું દેખાય છે પણ કોઈને ઈજા કરતું નથી. તેને આંધળો કીડો પણ કહે છે. સામાન્ય રીતે તે પાંચ છ તસુ લાંબાં હોય છે. કેટલાંક ત્રણથી છ ફૂટની લંબાઈનાં પણ હોય છે. દેશી વૈદકશાસ્ત્ર પ્રમાણે તેઓનાં શરીરમાં તાંબાનો ભાગ હોવાથી તેનો રંગ લાલ હોય છે. વાળાના રોગમાં તથા નાગના ઝેર ઉપર તે ફાયદાકારક મનાય છે.

**અળસી** [ સં. અતસી; પ્રા. અલસી ] સ્ત્રી. એક પ્રકારનો બે અઢી ફૂટ ઊંચાઈનો છોડ. તે સીધો અને નાજુક છે. તેને ઊભી સળીઓનાં બારીક, લાંબાં એકાંતરે પાન આવે છે. તેને વાદળી રંગનાં ઘંટના આકારનાં સુંદર ફૂલ અને પછી દડા જેવાં ગોળ નાનાં ઝૂંડવાં બંધાય છે. ઝૂંડવાંમાં લાલ અને ધોળાં એમ બે જાતનાં ચપટાં લીસાં બી થાય છે. રાતાં કરતાં ધોળાં બીમાંથી તેલ વધારે પ્રમાણમાં નીકળે છે. તેલનો છાપવાની શાહી, રંગ, બનાવટી ઈંડિયા રબર, વાર્નિશ, અને નરમ સાબુ બનાવવામાં ઉપયોગ થાય છે. તેલ કાઢી લીધા પછી રહેતો અળસીનો કૂચો દૂઝણાં ઢોરને ખાવા આપવાથી તે ઘણા દિવસ સુધી દૂધ આપે છે અને આ દૂધમાંથી માખણ પણ સારૂં બને છે. તેની લોપરી બાંધવાથી સોજો બેસી જાય, કાચું ગૂમડું પાકીને ફૂટી જાય અને તેની પીડા શાંત થઈ જાય છે. ચરક અને સુશ્રુતે પ્રાચીન ગ્રંથોમાં તેનો ઉમા, નીલપુષ્પી, અતસી, પાર્વતી, ક્ષમા, ક્ષૌમ એ નામથી ઉલ્લેખ કર્યો છે. મહાભારત અને રામાયણ કાળમાં પણ ક્ષૌમવસ્ત્રો એટલે શણનાં લૂગડાંનો ઠેકાણે ઠેકાણે ઉલ્લેખ છે. તેના છોડનાં ઠાંડલાં ઉપરથી જે વાક એટલે રેસા નીકળે છે તેનાં લિનન અને કેમ્બ્રિક નામનાં વિલાયતી કાપડ બને છે. તેના સફેદ રાખેલા ઠાંડા કાગળ બનાવવાને ઉપયોગી થાય છે. તે મીઠી, ચીકણી, કડવી, બલકારક, પાકકાળે તીખી, પેશાબ લાવનાર, ભારે, વાતકર, કફકારક અને ગરમ છે અને દૃષ્ટિરોગ, શુક્રરોગ, શુક્રદોષ, પીઠનું શૂળ અને પિત્ત મટાડે છે. તે મૂત્રલ એટલે પેશાબ લાવનાર હોવાને લીધે ઊનવા, પ્રમેહ અને સોમરોગમાં વપરાય છે. તેનો મુખ્ય ઉપયોગ તેનાં બીની પોટીસ કરવામાં રહેલો છે. ન્યુમોનિયામાં એટલે ફેફસાંના તીક્ષ્ણ વરમમાં, ત્રિદોષ, મૂંઝારાની ગાંઠ અને પેટના પડદાના સોજા ઉપર, હૃદયના વરમમાં તેમ જ જ્યારે તાવની સાથે કોઈ પણ મર્મસ્થાનની અંદર લોહી ચડી આવે અને પાક થાય તે વખતે તેની પોટીસ લગાડવામાં આવે છે. તેના તેલનાં ૨૫ થી ૩૦ ટીપાં લેવાય છે.

**અળહડ** ( અળહડ ) ૧. ન. ધૂંસરી ને બળદ જોડેલા જૂથનું ભેગું નામ.

૨. ન. ( ગ્રામ્ય ) હળ.

**અળંબો** ૧. પું. ઓળંબો; કડિયાનું એક ઓજાર.

૨. પું. બિલાડીનો ટોપ; કૂતરાનો કાન; ભૂછત્ર; મીંદડીની બળી; ચોમાસામાં જમીન, લાકડું કે બીજી કોઈ વસ્તુને સડો લાગતાં તેની ઉપર એક જાતની ફૂગ જેવી થતી વનસ્પતિ. અળંબાનાં છત્ર ઉકરડા, સડેલા પદાર્થ અને કોહેલાં છાણાં ઉપર અને કેટલેક ઠેકાણે સારી જમીનમાં પણ થાય છે. એના મુખ્ય બે પ્રકાર છે: એક વિષારી અને બીજો સારો. વિષારી અળંબા ખાવાથી કેફ ચડે, પેટ ફૂલે, ઊલટી થાય અને મન ભ્રમિત થાય. સારા અળંબા પણ સહેલાઈથી પચતા નથી. આ ઉપરાંત તેની નીચે પ્રમાણે જાતો છે: ચુડા, ચીતળા, ગવતા, કુબળા, કુરડી, તેલંગી, ભુયફોડ અને મોગ્રાળા. ચુડા એક હાથ ઊંચા હોઈ તેના ઉપરનું છત્ર નાનું થાય છે. ચીતળા સાધારણ, ગવતા બારીક, કુબળા ઝીણી આંગળી જેવડા, કુરડી એથી પણ નાના અને તેલંગી હાથ દોઢ હાથ વ્યાસના છત્રવાળા હોય છે. ભુયફોડ ગોળ છત્ર વિનાના અને ફૂલેલા હોય છે, ત્યારે મોગ્રાળાને મોગરા જેવી સહજ કળી હોય છે. તેનાં બીયાં ઘણાં જ ઝીણાં હોય છે. તે શીત, બળ વધારનાર, રેચક, ત્રિદોષકારક, વૃષ્ય એટલે વીર્ય વધારનાર અને કફપ્રદ છે. તેની ભાજી સારી થાય છે. કાળો અળંબો મીઠો, ગરમ અને ભારે, ધોળો પાક વખતે ભારે, અને લાલ થોડો દોષકારક મનાય છે.

**અળાઈ** સ્ત્રી. ચામડીનો એક રોગ; શરીરમાં થતી રાતા દાણાની ફોલ્લી. ચામડી ઉપર બારીક શુષ્ક અને લાલ રંગની ચેપી નહિ એવી ઝીણી ફોલ્લી થાય છે, તેને અળાઈ અથવા ઘુરટ કહે છે. પરસેવાની નળીના મુખનો વરમ જવાથી આ ફોડકી થાય છે, તે છૂટી છૂટી અથવા જથ્થાબંધ હોય છે. તે મટે છે ત્યારે ચામડીની ખોળ ઊતરી જાય છે. આખા શરીર ઉપર નીકળી આવે ત્યારે થોડોઘણો તાવ આવે છે. જે ભાગમાં તે નીકળી હોય ત્યાં ઘણી ખંજવાળ તથા ચળ આવે છે અને જેમ તેને ખંજવાળવામાં આવે તેમ

તેની અંદરનો દાહ વધતો જાય છે. ગરમીની હવામાં ચામડી હદ ઉપરાંત તપી જવાથી તે ઘણી વાર નીકળી આવે છે. તે હલકો જુલાબ લેવાથી, ખુલ્લી હવામાં સૂવાથી સુખડનો લેપ કરવાથી અને વરસાદના પાણીએ નાહવાથી મટવાનું મનાય છે.

**અળાયો** ૧. પું. ઊભણી બરાબર સીધી છે કે નહિ તે જોવાનું ઓજાર; ઓળંબો.
૨. પું. પૂર્ણતા બતાવવાને વપરાતી અર્ધચંદ્રાકાર નિશાની; ઓળાયો; હોળાયો. જેમકે, ). રૂપિયા પછી આના પાઈ તેની સાથે ન ભળી જાય એટલા માટે ખાસ વપરાય છે. દાખલા તરીકે, ૫)ર્ર એટલે પાંચ રૂપિયા અને ત્રણ આના.
ખત ઉપર અગાયો કરવો = ખત રદ કરવું.
૩. પું. બીજનો ચંદ્ર.
૪. પું. શાક મોળવાનું ધારિયું; વાંકી છરી.
૫. વિ. ઉમરમાં મોટું છતાં થોડી અક્કલવાળું.
અક્કલમાં અગાયો = મૂર્ખ.

**અળાવડી** ( અગાવડો ) સ્ત્રી. ( ગ્રામ્ય ) સમળી; એ નામનું પક્ષી.

**અળાવો** ૧. [ આ ( આસપાસ ) + લાવો ( ફાયદો ) ] પું. ઉપકાર; આભાર.
અગાવા તળે આવવું = આભારી કે ઓશિયાળા થવું.
૨. પું. ફાંસો; ફાંસી દેવામાં વપરાતી દોરી.

**અળાં** સ્ત્રી. ( ગ્રામ્ય ) પૃથ્વી; ધરતી.
અણુરૂપ આયો સંઘ ઉપર અળાં રજ અંબર ચડી.
લોકગીત

**અળાંસવું** સ. ક્રિ. ( ગ્રામ્ય ) માટીના કોરા વાસણને વાપરતાં પહેલાં અંદર તેલ લગાડવું.

**અળિયળ** [ સં. અલિ ( ભમરો ) ] પું. ભ્રમર; ભમરો.
અળિયળ નાથ લીયે સુખવાસ. હરિરસ

**અળિયોઅળી** અ. બહુ પાસેપાસે; અડોઅડ; રસ્તો રાખ્યા વગરનું; ઠસોઠસ.

**અળુ** [ સં. આલુ ] પું. એક જાતનું કંદમૂળ. જુઓ અળવી.

**અળુખડું** ( અળુખડું ) ૧. ન. અળવીની ગાંઠ.
૨. ન. એક જાતનું કંદ; બટાટા.

**અળુળુળુ** અ. હાલરડું ગાતાં બોલાતો શબ્દ. આ શબ્દ સંબોધન તરીકે વપરાય છે.

**અળૂજો** પું. ( જૂ. ગુ. ) ઇચ્છા; મરજી.
તુમ દરિસણનો અળૂજો ઘણો,
રાજને છે મહારાજ રે.
આનંદકાવ્યમહોદધિ

**અળે** અ. ( કચ્છી ) અરે; ઓ; અયે; તિરસ્કારવાચક શબ્દ.

**અળેટાવું** અ. ક્રિ. આગોટવું.

**અળોખડું** ( અળોખડું ) ન. અળવીની ગાંઠ. જુઓ અળુખડું.

**અળોળોળો** અ. હાલરડું ગાતાં બોલાતો શબ્દ.
અળોળોળો હાલ્યવાલ્ય રે,
પ્રીતમ પારણિયામાં પોઢ્યા. હાલરડું

# અં

**અં**

**અં** ૧. ન. 'અ' અને અનુસ્વાર મળીને બનેલો અક્ષર. લખાણમાં અક્ષરની ઉપર '.' આવા ચિહ્નથી તે બતાવાય છે. તેનો ઉચ્ચાર મોઢું થોડું ઉઘાડી, થોડો શ્વાસ મૂકી, નાકમાંથી શ્વાસ કાઢવાથી થાય છે. છૂટું પાડીને બોલવામાં તેને 'અ'ને માથે મીંડું 'અં' એમ બોલાય છે. મીંડાનો એકલો ઉચ્ચાર થઈ શકતો નથી. સ્વર પછી જ આવતો હોઈ તેને અનુસ્વાર કહે છે. અનુસ્વારને બદલે અનુનાસિક વ્યંજન જોડાક્ષરમાં પણ વપરાય છે. જેમકે, દંત અને દન્ત, પંડિત અને પણ્ડિત, જંબૂક અને જમ્બૂક વગેરે. અનુનાસિકવાળા અક્ષરથી શરૂ થતા શબ્દના ક્રમ માટે મતભેદ હોઈ કેટલાક કોશકારો અનુસ્વારવાળા અક્ષરથી શરૂ થતા બધા શબ્દો તે અક્ષરની પહેલાં શરૂઆતમાં લે છે. જેમકે, કં પછી ક, ખં પછી ખ વગેરે. કેટલાક કોશમાં તે સૌથી છેલ્લા મૂકવામાં આવે છે. જેમકે, ક પછી કં, ખ પછી ખં, ગ પછી ગં વગેરે. અનુસ્વારનો ક્રમ સૌથી છેલ્લો રાખવાથી શબ્દની તપાસ કરવી સરળ થઈ પડે છે. કેટલાક શબ્દકોશમાં જે વર્ગનો અનુસ્વાર હોય તે વર્ગમાં તે અનુસ્વારવાળા અક્ષરથી શરૂ થતા શબ્દો સૌથી છેડે રખાય છે. જેમકે, ખડ, ખંડ અને પછી ખદિર. પણ આ નિયમ પ્રમાણે ક્રમ રાખેલ શબ્દકોશમાં સ્વર, અર્ધસ્વર, ઉષ્માક્ષર અને મહાપ્રાણની પહેલાના અનુસ્વાર-વાળા શબ્દ સૌથી આગળ રખાય છે. જેમકે, અંશુમાલિન, અંશ, અંસલ, અંહતી અને પછી અક, અકંટક, અકથનીય. 'ક' અક્ષરમાં કંપ્ય, .કંબુલ, કંશ, કંસ, વગેરે. શબ્દની શરૂઆતમાં અનુસ્વારનો ઉચ્ચાર થઈ શકે નહિ. અર્ધસ્વર અને ઉષ્માક્ષર સિવાય બીજા પાંચ વર્ગના એટલે ક્ થી મ્ સુધીના વ્યંજન સાથે તેનો ઉચ્ચાર કુદરતી રીતે તે જ વર્ગના અનુનાસિક જેવો કરાય છે. જેમકે, અઙ્ક, સિઞ્ચન, પણ્ડિત, વન્દન, ચમ્પક. અર્ધસ્વર અને ઉષ્માક્ષરમાં તે ફક્ત મીંડાથી બતાવી શકાય. જેમકે, સંયમ, વંશ.

૨. ન. અંગ્રેજી ભાષાને બદલે વપરાતું ટૂંકું રૂપ. આ રૂપ કોશ વગેરેમાં વપરાય છે.

૩. ન. એમકે; ઠીક; વારુ.

**અંઈ** ન. અહીં; અહીંઆં; અત્રે.

**અંઉ** ન. એમકે; કરડાકો બતાવનાર શબ્દ.

**અંઃ** ૧. ન. 'એમાં શું?' દર્શાવનારો ઉદ્ગાર.

૨. ન. દુઃખ અને તિરસ્કારવાચક શબ્દ.

૩. ન. નહિ; ના.

૪. ન. વાહવાહ જણાવનારો ઉદ્ગાર.

**અંક્** ૧. [ સં. ] અ. ક્રિ. ચાલવું.

૨. અ. ક્રિ. જવું.

૩. અ. ક્રિ. ( ધાતુ ) નિશાન કરવું. આ ધાતુ ઉપરથી થયેલ શબ્દ: અંકિત, આંકન, અંકન, આંકણી, અંકામણી, અંકાવવું.

૪. અ. ક્રિ. વળાંકમાં ફરવું.

૫. સ. ક્રિ. એકઠું કરવું.

૬. સ. ક્રિ. કલંકિત કરવું; બેઆબરૂ કરવું.

૭. સ. ક્રિ. ( ધાતુ ) ગણવું. આ ધાતુ ઉપરથી થયેલ શબ્દ: અંક, અંકગણિત.

**અંક** ૧. પું. અપરાધ; ગુનો.

૨. પું. ( ગણિત ) ઉચ્ચ ગણિતમાં અક્ષરને લગાડાતું ચિહ્ન. જેમકે, $ક_૧$, $ક_૨$.

૩. પું. એક જાતનું રત્ન.

૪. પું. એક જાતનો સફેદ મણિ.

૫. પું. એકથી નવ સુધીના આંકડા.

૬. પું. ખોળો; ગોદ.

૭. પું. ગર્વ; અહંકાર.

૮. [સં. અંક્ (નિશાની કરવી)] પું. ચિહ્ન; નિશાન; રેખા; આંકો.

૯. પું. ટેક; વટ.

વરણું સહુમાં રંક, અંક રાજથી રાખે. શામળ

૧૦. પું. ડાઘ; કલંક; લાંછન. ચંદ્રને અંક એટલે લાંછન હોવાથી તે શશાંક કહેવાય છે.

૧૧. પું. નજર પડતી બચાવવાને માટે બાળકના કાનની આગળ ગાલ ઉપર કરવામાં આવતી કાજળની બિંદી; મેસની ટીલડી.

૧૨. પું. નવની સંજ્ઞા.

૧૩. પું. નાટકમાં જેને અંતે મુખ્ય પડદો પડે છે એવો તેનો વિભાગ.

અંક પડવો = નાટકનો અમુક ભાગ ભજવાઈ રહ્યા પછી મુખ્ય પડદો પડવો અને થોડો આરામનો વખત મળવો.

૧૪. પું. પર્વત; પહાડ; ગિરિ.

૧૫. પું. બાજુ; પડખું.

૧૬. પું. ભાગ; બાબ.

૧૭. પું. ભાગ્ય; કિસ્મત; નસીબ.

૧૮. [ હિં. ] પું. ( ગણિત ) મુદ્દલ રકમ સાથે દર અને મુદ્દતનો ગુણાકાર.

૧૯. [ હિં. ] પું. મૂળાક્ષર માંહેનો એક; વર્ણમાળાનો મૂળ અક્ષર.

૨૦. પું. ( કાવ્ય ) રૂપકના દસ પ્રકારમાંનો એક, જેમાં લોકપ્રખ્યાત નાયકનું રસયુક્ત ચરિત્ર હોય છે. એની ભાષા સરળ અને પદ નાનાં હોય છે.

૨૧. પું. વેચાણ કીમતનો આંક.

૨૨. [ સં. અંક્ ( ગણવું ) ] પું. સંખ્યાદર્શક ચિહ્ન; આંકડો; આંક.

૧. અંક દેવો = (૧) આંક બાંધવો; કીમત નક્કી કરવી. (૨) સરવાળો કરવો.

૨. અંકે બાંધવું = આંકડામાં લખી રકમ નક્કી કરવી.

૩. અંકે સો = પૂરેપૂરા સો.

૪. અંકે સો કરવા = કરાર પાકો કરવો.

૨૩. [ હિં. ] પું. સિક્કા ઉપરની છાપ.

૨૪. સ્ત્રી. આંકડ; છેડેથી વાળેલો સળિયો.

૨૫. સ્ત્રી. બાથ; આલિંગન.

૧. અંક ભરવી = બાથ ભીડવી. હા ના કરતાં રે ભરી અંક, અધર ઉડાવી રે લાવ્યા કુંજ નિઃશંક–દયારામ

૨. અંકે કરવું = (૧) આલિંગન દેવું. (૨) ખોળે બેસાડવું. (૩) નક્કી કરવું. (૪) રકમનો આંકડો અક્ષરથી લખવો.

૨૬. ન. આભૂષણ; અલંકાર.

૨૭. ન. ખોટી લડાઈ; ચિત્રયુદ્ધ.

૨૮. ન. ભોળ વાંકી લીટી.

૨૯. ન. પાપ; ખરાબ કામ.

૩૦. ન. મનુષ્યનાં બત્રીસ શુભ લક્ષણમાંનું એક.

૩૧. ન. લમણું.

૩૨. ન. શરીર; અંગ; દેહ.

૩૩. ન. સ્થળ; સ્થાન; જગ્યા.

૩૪. ન. સ્ત્રીના વસ્ત્રનો ભાગ; સોડિયું; સ્ત્રીએ પહેરેલા લુગડાનો ડાબી બાજુનો માથાથી કમર સુધીનો ઝૂલતો ભાગ.

પછી સહદેવની પાસ ગઈ સતી,
વદન અંકમાં લઈ નાખતી અતી. વલ્લભ

૩૫. અ. પાસે; સમીપ; નિકટ.

**અંકક** ૧. [ સં. અંક્ ( ગણવું ) ] વિ. ગણતરી કરનાર; હિસાબ રાખનાર.

૨. [ સં. અંક્ ( ચિહ્ન કરવું ) ] વિ. ચિહ્ન કે નિશાની કરનાર.

**અંકકર** ૧. [ સં. અંક્ ( ગણવું ) + કર ( કરનાર ) ] વિ. ગણતરી કરનાર.

૨. [ સં. અંક ( ચિહ્ન ) + કર ( કરનાર ) ] વિ. નિશાની કરનાર.

**અંકકરણ** [ સં. અંક ( ચિહ્ન ) + કૃ ( કરવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. નિશાની કરવાપણું.

**અંકકળા** [ સં. અંક ( આંકડો ) + કલા ( વિદ્યા ) ] સ્ત્રી. આંકડા ગણવાની કળા; ગણિતવિદ્યા.

કામ કુતુહલ વૈદક વળી,
અંકકળા અનુભવ આગળી.
બિલ્હણ પંચાશિકા

**અંકકાર** ૧. પું. ચોક્સી; સોનારૂપાની પરીક્ષા કરનાર.

૨. પું. હગરાની ઉપરનો ભાગ.

૩. પું. નિશાની; કાપડની કીમત બતાવનારો આંક.

૪. પું. ભાગ; હિસ્સો.

૫. [ સં. અંક ( આંકડો ) + કાર ( કરનાર ) ] ન. આંકડા કે હિસાબ માંડનાર માણસ.

૬. ન. યુદ્ધ કે બાજીમાં હાર જીતનો નિર્ણય કરનાર માણસ.

**અંકગણિત** [ સં. અંક ( સંખ્યા ) + ગણ્ ( ગણવું ) ] ન. આંકડા વડે ગણતરી કરવાનું શાસ્ત્ર. આ વિદ્યા હિંદમાં ઘણા જૂના વખતથી જાણીતી છે. હિંદમાંથી અરબસ્તાનમાં અને ત્યાંથી યુરોપમાં તે ફેલાણી. ભારતમાં દશ ગુણકની પદ્ધતિથી ગણિતવિદ્યા બહુ ખેડાણી છે. બીજગણિત બ્રાહ્મણોએ શોધી તેમાં શ્રેષ્ઠતા મેળવી હતી. આર્યભટ્ટે તથા બ્રહ્મગુપ્તે તેમાં સારું અજવાળું પાડી આ વિદ્યાનો ઉપયોગ વધાર્યો હતો. જ્યોતિષ તથા ભૂમિતિની સાબિતીમાં અક્ષરગણિતનો ઉપયોગ કરી હિંદી ગણિતને દુનિયામાં શ્રેષ્ઠતા અપાવી હતી. ગણિતશાસ્ત્રમાં આર્યોએ ઘણી ઉપયોગી શોધો કરી છે. ૧ થી ૧૦ સુધીના આંકડા અને દશાંશપદ્ધતિ શોધી આપવાને માટે જગત આર્યોનું જ ઋણી છે. શૂન્યની કીમત કાઢવાની રીત પણ તેઓએ જ શોધી કાઢી હતી. તેઓ આજથી હજારો વર્ષ અગાઉ જાણતા હતા કે એકને શૂન્યથી ગુણતાં જે શૂન્ય આવે તે અને એક કરોડને શૂન્યથી ગુણતાં જે શૂન્ય આવે તેની કીમતમાં ફેર છે. અર્વાચીન સમયમાં અંકગણિતનું રૂપ અને ભાવ એ બંને વાસ્તવિક રીતે ગ્રીક નહિ પણ હિંદુ શિષ્ટતાની પ્રસાદી છે.

**અંકગત** ૧. [ સં. અંક ( ખોળો ) + ગત ( ગયેલું ) ] વિ. અંકુશમાં આવેલું; કબજામાં આવેલ; હાથમાં આવેલ.

૨. વિ. ખોળામાં બેઠેલું.

**અંકચાલન** [ સં. અંક ( આંકડો ) + ચાલન ( હરફર ) ] ન. ( જ્યોતિષ ) ગ્રહોની ગતિમાં કાલાંતરે જણાઈ આવતા ફરકને પહોંચી વળવા મૂળ આંકડામાં ઉમેરવી કે બાદ કરવી પડતી રકમ.

**અંકજાલ** ૧. [ સં. અંક ( આંકડો ) + જાલ ( જથ્થો ) ] ન. ( ગણિત ) આંકડાનાં કોષ્ટક; પાડા; આંક; ઘડિયા; 'ઍરિથમેટિકલ ટેબલ'.

૨. ન. મોટી મોટી રકમો આવતી હોય તેવું ગણિત.

**અંકજ્ઞાન** [ સં. અંક ( આંકડો ) + જ્ઞાન ( સમજ ) ] ન. ગણિતની જાણ.

**અંકતંત્ર** [ સં. અંક ( સંખ્યા ) + તંત્ર ( શાસ્ત્ર ) ] ન. ગણિતશાસ્ત્ર.

**અંકતિ** ૧. [ સં. અંચ્ ( જવું ) + તિ ( નામ બનાવનાર પ્રત્યય ) ] પું. અગ્નિ; વહ્નિ. તેનો સ્વભાવ ઊંચે જવાનો છે, તેથી તે અંકતિ કહેવાય છે.

૨. પું. અગ્નિહોત્રી.

૩. પું. બ્રહ્મા.

૪. પું. વાયુ.

**અંકદર્શક** [ સં. અંક ( ચિહ્ન ) + દર્શક ( બતાવનાર ) ] વિ. સૂચક; જણાવનાર.

**અંકધર** [ સં. અંક ( કલંક ) + ધૃ ( ધારણ કરવું ) ] પું. ચંદ્ર. તેમાં અંક એટલે ડાઘ હોવાનું મનાય છે, તેથી તેને અંકધર કહે છે.

**અંકધાત્રી** [ સં. અંક ( ખોળો ) + ધાત્રી ( ધાવ ) ] સ્ત્રી. ખોળામાં બેસાડીને બાળકને રમાડનાર ધાવ માતા; પાંચ પ્રકારની ધાવ માતામાંની એક.

**અંકધારણ** [ સં. અંક ( ચિહ્ન ) + ધારણ ( ધરવાની ક્રિયા ) ] ન. શરીર ઉપર છાપ પડાવવી તે; છાપ ચોડાવવી તે.

**અંકધારિણી** [ સં. અંક ( ચિહ્ન ) + ધારિન્ ( ધારણ કરનાર ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. શંખ, ચક્ર, ત્રિશૂલ આદિનાં ચિહ્ન ધારણ કરનારી; શરીર પર છાપ ધરાવનારી.

**અંકધારી** [ સં. અંક ( ચિહ્ન ) + ધારિન્ ( ધારણ કરનાર ) ] વિ. શરીરે ચિહ્ન પડાવનાર; છાપ લેનાર.

**અંકન** ૧. [ સં. અંક્ ( ચિહ્ન કરવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ( ગણિત ) આપેલાં પ્રતિષ્ઠાપકો પ્રમાણે અથવા આપેલા સમીકરણ પ્રમાણે કરવામાં આવતું કોઈ પણ બિંદુ, સુરેખા કે વક્રનું આલેખન; 'પ્લૉટિંગ'.

૨. ન. આંક કે નિશાની કરવાપણું; મુદ્રણ.

૩. ન. આંકવાનું સાધન; આંકણી.

૪. ન. આંકવું તે.

૫. ન. કોઈ વસ્તુની ઉપર ક્રમાંક એટલે તેનો નંબર લખવો તે; 'નંબરિંગ'.

૬. ન. ગણતરી કરવાનું કામ.

૭. ન. છાપ મારવાની ધાર્મિક ક્રિયા.

૮. ન. ઢોરને નિશાની કરવાપણું.

૯. ન. ( ગણિત ) સંખ્યાના આંકડા લખવાની રીત.

૧૦. ન. સ્વરલિપિ; સંગીતલેખન; સ્વરાંકન; ગાયનના સ્વર લિપિબદ્ધ કરવા તે; ગીતોની લયબદ્ધ સારીગમ; 'નોટેશન'.

**અંકનપદ્ધતિ** [ સં. અંકન ( સ્વરલિપિ ) + પદ્ધતિ ( રીત ) ] સ્ત્રી. અંકનની એટલે સ્વરલિપિની રીત.

**અંકનંદ** પું. ઓગણીસની સંખ્યા બતાવનાર સંજ્ઞા.

**અંકની** ન. ( જ્યોતિષ ) દક્ષિણ ગોળાર્ધનું ૪૨ અને ૬૦ અંશની વચ્ચેના ક્રાંત્યંશનું ૧૮ તારાવાળું એક નક્ષત્ર; 'નૉર્મા'. આ નક્ષત્ર જુલાઈ માસમાં યામ્યોત્તરવૃત્ત ઉપર આવે છે.

**અંકનીય** ૧. વિ. આંકડા કરવા જેવું; હિસાબ કરવા લાયક.

૨. [ સં. અંક્ ( નિશાની કરવી ) + અનીય ( જેવું ) ] વિ. આંકવા યોગ્ય; નિશાની કરવા જેવું.

૩. વિ. ગણવા યોગ્ય.

**અંકપદ્ધતિ** [ સં. અંક ( આંકડો ) + પદ્ધતિ ( રીત ) ] સ્ત્રી. આંકડો લખવાની રીત; અંકલિપિ.

**અંકપરિવર્તન** [ સં. અંક ( બાજુ ) + પરિવર્તન ( ફેરફાર ) ] ન. એક બાજુ ફેરવીને

બીજી બાજુએ સૂવું તે; પડખું ફેરવવું તે.

**અંકપાત** [ સં. અંક ( સંખ્યા ) + પાત ( પડવાની ક્રિયા ) ] પું. હિસાબમાં રકમનું લખાણ; ખાતામાં રકમની નોંધણી.

**અંકપાલિ** [ સં. અંક ( ખોળો ) + પાલ્ ( પાળવું ) ] સ્ત્રી. આયા. જુઓ અંકપાલી.

**અંકપાલિકા** [ સં. ] સ્ત્રી. આલિંગન; ભેટ.

**અંકપાલી** ૧. [ સં. અંક ( ખોળો ) + પાલ્ ( પાળવું ) ] સ્ત્રી. આયા; ધાવમાતા; છોકરાંને ધવરાવી મોટું કરનારી સ્ત્રી; ઉપમાતા.

૨. સ્ત્રી આલિંગન; ભેટવું તે; મળવું તે.

૩. સ્ત્રી એ નામનો એક જાતનો છોડ.

૪. સ્ત્રી. ખોળાનો છેડો; પાલવડો.

**અંકપાશ** [ સં. ] પું. ( ગણિત ) ગણિતપાશ; એક કરતાં વધારે આંકડા અથવા અક્ષરો કેટલી જુદી જુદી રીતે ગોઠવી શકાય તે જાણવાનું ગણિત; 'પરમ્યુટેશન'. વસ્તુના સંયોગને અથવા રચનાને અંકપાશ અથવા ગણિતપાશ કહે છે. જેમકે, થર અને રથ એ 'થ' અને 'ર' એ બે અક્ષરોનો જુદી જુદી રીતે કરેલ સંયોગ છે. એ જ પ્રમાણે ૬૪ અને ૪૬ એ ૪ અને ૬ એ બે આંકડાનો સંયોગ છે. જેમકે, ૧, ૨, ૩ અને ૪ આંકડા એકી સાથે વાપરીને અંકપાશ નીચે પ્રમાણે ૨૪ રીતે થઈ શકે: ૧૨૩૪, ૧૩૪૨, ૧૪૨૩, ૧૨૪૩, ૧૪૩૨, ૪૧૨૩, ૪૨૧૩, ૩૧૨૪ વગેરે વગેરે. આ બધા અંકપાશો કહેવાય.

**અંકપૂરણ** [ સં. અંક ( આંકડો ) + પૂરણ ( ગુણાકાર ) ] ન. આંકડાનો ગુણાકાર.

**અંકમાલ** [ સં. ] ન. આલિંગન; ભેટવું તે; છાતીસરસું ચાંપવું તે.

**અંકમાલિકા** ૧. [સં.] સ્ત્રી. આલિંગન; ભેટ; મેળાપ.

૨. સ્ત્રી. નાનો હાર; નાની માળા; હારડી.

**અંકમુખ** [સં. અંક (નાટકનો વિભાગ) + મુખ ( શરૂઆત )] ન. અંકના જે ભાગમાં નાટકના આખા વિષયનો ઇશારો કરવામાં આવ્યો હોય તે ભાગ. જેમાં નાટકના બીજા બધા અંકોનો એકઠો સાર જણાવ્યો હોય અને જે નાટકના બીજ અને અર્થનો જણાવનારો હોય એવો અંકભાગ એટલે કે અંકમાં એક વાર્તાનો ભાગ તૂટી જાય તો અંકમાંના પાત્ર વડે જ આગલા ભાગની હકીકત જણાવી તે આગળ ભજવી બતાવવામાં આવે છે તેને અંકમુખ કહે છે.

**અંકયિતવ્ય** [ સં. અંક્ ( નિશાની કરવી ) + તવ્ય ( જેવું ) ] વિ. નિશાની કરવા જેવું. જુઓ અંકનીય.

**અંકરી** ૧. [ હિં. ] સ્ત્રી. કઠોળની એક જાત.

૨. સ્ત્રી. ફણગો; નાનો અંકુર.

૩. સ્ત્રી. લીલો દાણો.

**અંકલક્ષ્મી** [ સં. અંક ( ખોળો ) + લક્ષ્મી ( સ્ત્રી ) ] સ્ત્રી. પત્ની; ભાર્યા.

**અંકલિપિ** ૧. સ્ત્રી. આંક; ઘડિયા; પાડા.

૨. [ સં. અંક ( આંકડો ) + લિપિ ( અક્ષર લખવાની રીત ) ] સ્ત્રી. આંકડા લખવાની પદ્ધતિ. અક્ષરો આડી લીટીએ ડાબેથી જમણી તરફ જતી ઓળે લખાય છે, જ્યારે આંક ઊભી લીટીએ ઉપરથી નીચે ઊતરતી ઓળે લખાય છે. લખવાની આ રીતે બે લિપિ છે: એક વર્ણલિપિ અને બીજી અંકલિપિ. અંકલિપિ એ ચિનાઈ લિપિ જેવી છે.

૩. સ્ત્રી. આંકની ચોપડી.

**અંકલિપી** જુઓ અંકલિપિ.

**અંકલેખન** [ સં. અંક ( આંકડો ) + લેખન ( લખવું તે ) ] ન. આંકડા લખવાની રીત. તેમાં બધા દેશો કરતાં હિંદની ઘણી જ ચડિયાતી રીત મુસલમાનો તરફથી યુરોપમાં દાખલ થઈ. રોમન આંકડા લખવાની રીત કરતાં ૯ અને ૦ વચ્ચેની રીતથી જોઈએ તેટલી સંખ્યા સહેલાઈથી લખી શકાય છે.

**અંકલેશ્વર** ૧. ન. ભરૂચ જિલ્લાના એ નામના તાલુકાનું મુખ્ય શહેર. અગાઉના વખતમાં તે અંકુરેશ્વર નામે પ્રસિદ્ધ હતું. નવમા સૈકામાં ગુજરાતના રાષ્ટ્રકૂટો એટલે રાઠોડ રજપૂતોનું તે પાટનગર હતું.

૨. ન. ભરૂચ જિલ્લાનો એ નામનો તાલુકો.

**અંકલોપ** [ સં. અંક ( આંકડો ) + લોપ ( નાશ ) ] પું. એકમાંથી બીજી સંખ્યા ઓછી કરવી તે; બાદબાકી.

**અંકલ્લુ** ન. એક જાતનું ઝાડ.

અગુરુ અંજણુ અંબિલિય અંબાડય અંકલ્લુ. રેવંતગિરિરાસુ

**અંકવાર** [ સં. અંકમાલ ] સ્ત્રી. ( હિંદી ) આલિંગન.

**અંકવિચાર** પું. ચોસઠ પ્રકારનાં વિતાન માંહેનું એક. જુઓ વિતાન.

**અંકવિદ્યા** [ સં. અંક ( આંકડો ) + વિદ્યા ( શાસ્ત્ર ) ] સ્ત્રી. આંકડાઓ સંબંધી જ્ઞાન; અંકગણિત; ગણિતશાસ્ત્ર.

**અંકવિદ્યાવિદ** [ સં. અંક ( આંકડો ) + વિદ્યા ( શાસ્ત્ર ) + વિદ્ ( જાણનાર ) ] પું. ગણિતશાસ્ત્રી.

**અંકવિદ્યાવિદ્વાન** [ સં. અંક ( આંકડો ) + વિદ્યા ( શાસ્ત્ર ) + વિદ્વસ્ ( જાણનાર ) ] પું. ગણિતશાસ્ત્રી.

**અંકવિદ્યાવેત્તા** [સં. અંક ( આંકડો ) + વિદ્યા ( શાસ્ત્ર ) + વેત્તૃ ( જાણનાર ) ] પું. અંકવિદ્યા જાણનાર; ગણિતશાસ્ત્રી.

**અંકવેધ** [ સં. અંક ( આંકડો ) + વ્યધ્ ( વીંધવું ) ] પું. ચક્કરમાં ફરતા આંકડાઓમાંથી બતાવેલા આંકને વીંધવો તે; વીંધવાનો એક પ્રયોગ.

**અંકશાયિની** ૧. [ સં. અંક ( ખોળો ) + શાયિની ( સૂનારી ) ] સ્ત્રી. ખોળામાં સૂનારી સ્ત્રી.

લાલન સુશીલાને નવાબની અંકશાયિની બનાવવાનો પ્રયત્ન કરવા લાગી. મલ્લિકાદેવી

૨. સ્ત્રી. પત્ની.

**અંકશાયી** [ સં. અંક ( ખોળો ) + શાયિન્ ( સૂનાર ) ] વિ. ખોળામાં સૂનાર.

**અંકશાસ્ત્ર** [ સં. અંક ( આંકડો ) + શાસ્ત્ર ( વિદ્યા ) ] ન. હકીકતના આંકડા એકઠા કરવાની, તેનું વર્ગીકરણ કરવાની અને તેનો ઉપયોગ કરવાની વિદ્યા; આંકડાશાસ્ત્ર; 'સ્ટેટિસ્ટિક્સ'.

**અંકશાસ્ત્રવેત્તા** [ સં. અંક ( આંકડો ) + શાસ્ત્ર ( વિદ્યા ) + વેત્તૃ ( જાણનાર ) ] પું. આંકડાશાસ્ત્ર જાણનાર પંડિત; અંકશાસ્ત્રી.

**અંકશાસ્ત્રી** [ સં. અંક ( આંકડો ) + શાસ્ત્ર ( વિદ્યા ) + ઇન્ ( વાળું ) ] પું. આંકડાશાસ્ત્ર જાણનાર પંડિત; અંકશાસ્ત્રવેત્તા.

**અંકશાસ્ત્રીય** [ સં. અંક ( આંકડો ) + શાસ્ત્ર ( વિદ્યા ) + ઈય ( લગતું ) ] વિ. આંકડાશાસ્ત્રને લગતું.

**અંકશાસ્ત્રીયપ્રણાલી** [ સં. અંક ( આંકડો ) + શાસ્ત્રીય ( શાસ્ત્રને લગતું ) + પ્રણાલી ( રીત ) ] સ્ત્રી. હકીકતના આંકડા એકઠા કરવાની પદ્ધતિ કે રીત.

**અંકશિક્ષણ** [ સં. અંક ( આંકડો ) + શિક્ષણ ( ભણતર ) ] ન. આંકડાનું જ્ઞાન; આંકની વિદ્યા.

**અંકસ** ૧. [ સં. અંકુશ ] પું. ( હિંદી ) અંકુશ; હાથીને ચલાવવામાં વપરાતો છેડેથી વાળેલો અણીદાર સળિયો; કોંતાર.

ઊપરી ચલ્યા ન માનઈ અંકસ. કાન્હડદેપ્રબંધ

૨. [ હિં. ] પું. ગુરુ; શિક્ષક.

૩. ન. ( કચ્છી ) દ્વેષ; ખાર; અકસ.

**અંકસખોર** વિ. ( કચ્છી ) દ્વેષી; ખારીલું; વેરી.

**અંકસમાપ્તિ** [ સં. અંક ( નાટકનો ભાગ ) + સમાપ્તિ ( પૂર્ણતા ) ] સ્ત્રી. નાટકનો અંક પૂરો થયો તે.

**અંકસંજ્ઞા** [ સં. અંક ( આંકડો ) + સંજ્ઞા ( નામ ) ] સ્ત્રી. ( પિંગળ ) કવિતાના પાદનું માપ આપવામાં કયા અક્ષર કે માત્રાએ તાળી આપવામાં આવે છે, અથવા કેટલા અક્ષરે કે માત્રાએ યતિ એટલે વિસામો આવે છે એ બતાવવા માટે દરેક સંખ્યાની સંજ્ઞાઓ કહેવામાં આવે છે તે. જુદા જુદા આંકડાઓ બતાવવા માટે સકારણ જુદા જુદા શબ્દો વપરાય છે. ખ, નભ, આકાશ કે અભ્રનું માપ કંઈ ન હોવાથી શૂન્યને બદલે વપરાય છે. તેમ જ શશી, ભૂ, મહી વગેરે એક હોઈને એક બતાવવા માટે વપરાય છે. જેમકે: ૦ ( શૂન્ય )- ખ, નભ, મખ, શૂન્ય, અભ્ર, પૂર્ણ, વિયત, ગગન. ૧–શશી, ભૂ, કુ, મહી, ધરા, એક દંત, ધ્રુવ. ૨–દ્વિ, યુગ્મ, નેત્ર, પાદ, યુગલ, અશ્વિ, પક્ષ, કર, અયન, ઓષ્ઠ. ૩–ત્રિ, ગુણ, અગ્નિ, શિખી, તાપ, રામ, વહ્નિ, દોષ, લોક નાડી. ૪–શ્રુતિ, યુગ, તુર્ય, યુગ, વર્ણ, મોક્ષ, ધામ, વાણી, ચરણ, વેદ. ૫–પંચ, શર, ભૂત, બાણ, સંધિ, અસુ, પ્રાણ, તત્ત્વ, કન્યા, અંગ. ૬–ષટ્, શાસ્ત્ર, ખટ, ઋતિ, રસ, જખ, રિપુ, રાગ, વેદાંગ, તર્ક. ૭–સપ્ત, મુનિ, હય, અગ, વાર, સ્વર, લોક, તાલ, ધાતુ, નદી. ૮–વસુ દિગ્ગજ, ગજ, નાગ, સિદ્ધિ, યોગ, યામ, કરિ ભાવ, મદ. ૯–નવ, ભક્તિ, નિધિ, નંદ, અંક, સંખ્યા, દ્વાર, નાથ, રત્ન, ધાન્ય. ૧૦–દશ, દિશ, દિશા, આશા, ધૂપ, રૂપક, સ્નાન, પંક્તિ, દોષ. ૧૧–રુદ્ર, શિવ, હર, ભવ, શર્વ, સ્થાણુ, કરણ, પશુપતિ. ૧૨–ક, ઇન, ભગ, ગૃહ, માસ, શશી, સૂર્ય, ભાનુ, રવિ, ભવન. ૧૩–જખ, યક્ષ, વિશ્વ, જગત, મલમાસ. ૧૪–રત્ન, મનુ, મહ, વિદ્યા, ઈન્દ્ર અભિનય. ૧૫–તિથિ, પક્ષ, પંચદશ. ૧૬–નૃપ, ભૂપ, કળા, ષોડશ, સંસ્કાર. ૧૭–અત્યષ્ટિ, સત્તર ૧૮–ધૃતિ, પુરાણ, અષ્ટાદશ, વનસ્પતિ. ૧૯–અતિધૃતિ, નવદશ, અંકનંદ, દેવવાદ, વિસદૃ-મુખ. ૨૦–નખ, અંગુળ, વસા, કોડી. ૨૧–મૂર્ચ્છના, સમિત્, અનુસ્મૃતિ. ૨૨–ઉપસર્ગ. ૨૪–જિન, સિદ્ધ, અવતાર. ૨૫–તત્ત્વ, પાસો. ૨૭–ભ, નક્ષત્ર, ઉડુ, ઋક્ષ. ૩૨–રદ, દંત, દ્વિજ.

**અંકસંજ્ઞાત્મક** [ સં. અંક ( આંકડો ) + સંજ્ઞા ( નામ ) + આત્મક ( વાળું ) ] વિ. આંકડામાં જણાવેલ; આંકડા લખીને દર્શાવેલું.

**અંકસંજ્ઞાર્હ** [ સં. અંક ( આંકડો ) + સંજ્ઞા ( નામ ) + અર્હ ( લાયક ) ] વિ. જેને આખા આંકડાથી કે બે પૂર્ણાંકના ગુણોત્તરરૂપે બતાવી શકાય તેવું; 'રૅશનલ'. જેમકે, ૫, $\sqrt[3]{}$ $\sqrt{૩૨૧/૯}$, $\sqrt[3]{૮}$. પણ $\sqrt{૨}$, $\sqrt[3]{૪}$ અંકસંજ્ઞાર્હ નથી, કેમકે ૨ નું વર્ગમૂળ પૂર્ણાંકમાં નીકળી શકતું નથી, તેમ જ ૫ નું ઘનમૂળ પણ તે જ રીતે નીકળી શકતું નથી.

**અંકસી** સ્ત્રી. કડી; આંકડી.

**અંકસ્થ** ૧. [ સં. અંક ( ખોળો ) + સ્થ ( રહેલું ) ] વિ. કાબૂમાં લીધેલું.
૨. વિ. ખોળામાં બેઠેલું.
૩. વિ. ખોળામાં બેસાડેલું.
૪. વિ. પ્રિય; વહાલું.

**અંકસ્થિત** [ સં. અંક ( ખોળો ) + સ્થિત ( રહેલું ) ] વિ. ખોળામાં બેઠેલું. જુઓ અંકસ્થ.

**અંકહર** [ સં. અંકધર ] પું. ( પ્રાકૃત ) અંક. જુઓ અંકધર.

**અંકહરણ** [ સં. અંક ( આંકડો ) + હૃ ( ભાગવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ભાગાકાર.

**અંકા** [ અ. ] પું. હુમા પક્ષી; સીમુર્ગ.
૨. વિ. અદ્ભુત; વિરલ.

**અંકાઈ** ૧. [ સં. અંક્ ( ચિહ્ન કરવું ) ] સ્ત્રી. આંકવાની કીમત કે મજૂરી; અંકામણ; અંકામણી; અંકાવવાનું મહેનતાણું.
૨. સ્ત્રી. આંકવાની રીત; લીટીઓ દોરવાની પદ્ધતિ; આંકણી.
૩. સ્ત્રી. આંકવાનું કામ.

**અંકાકાર** [ સં. અંક ( આંકડી ) + આકાર ( રૂપ ) ] વિ. આંકડીના આકાર જેવું; આંકડિયા જેવું.

**અંકાબૂત** [ અ. ] સ્ત્રી. કરોળિયો.

**અંકામણ** [ સં. અંક્ ( નિશાની કરવી ) ] ન. આંકવાની કીમત કે મજૂરી; અંકામણી; અંકાઈ; અંકાવવાનું મહેનતાણું. જુઓ અંકાઈ

**અંકામણી** જુઓ અંકાઈ.

**અંકાર** ૧. પું. અહંકાર.
૨. [ સં. અંક્ ( નિશાન કરવું ) ] પું. ( હિંદી ) અંક; આંક; નિશાન; ટપકું.
૩. પું. કીમતનો આંક.
૪. પું. ( ગણિત ) મુદ્દલ રકમ સાથે દર અને મુદતનો ગુણાકાર.
૫. પું. મૂળાક્ષર માંહેનો એક.
૬. પું. સહાયતા; મદદ.
૭. પું. સંખ્યાનો આંકડો.
૮. પું. સિક્કા ઉપરની છાપ.

**અંકાવ** [ હિં. ] પું. કીમતનો અડસટ્ટો.

**અંકાવતાર** [ સં. અંક ( નાટકનો ભાગ ) + અવતાર ( ઊતરવું તે ) ] પું. નાટકમાં એક અંકની છેવટમાં પાત્ર તરફથી ભાગણ મારફત આગલા અંકના ભાગ વિશે સૂચના કરવામાં આવે છે તે; આવતા અંકનો સૂચક ભાગ. આગલા અંકને અંતે પાત્રો દ્વારા સૂચિત થયેલું કાર્ય બીજા અંકમાં લાગી તેનું કરવામાં આવતું અનુસંધાન; નાટકમાં એક અંકનો કથાવિભાગ તેના પછીના અંક સાથે જોડી દેવા માટે જણાવેલા પાંચ પ્રકારમાંનો એક; વિષ્કંભક; અવતરણિકા.

**અંકાવર્ત** પું. મગજની ઉપરના હાડકા પાસે સકોચને લીધે થતા ચસકા.

**અંકાવવું** ૧. [ સં. અંક્ ( નિશાની કરવી ) ] સ. ક્રિ. આંક પડાવવો; લીટીઓ દોરાવવી; આંકે એમ કરવું.
૨. સ. ક્રિ. કસોટી કરાવવી; પરખાવવું; કસ કઢાવવો.
૩. સ. ક્રિ. મૂલ કરાવવું; કીમત કરાવવી.
૪. સ. ક્રિ. સંભોગ કરાવવો; મૈથુન કરવા દેવું.

**અંકાવળી** [ સં. અંક ( આંકડો ) + આવલી ( હાર ) ] સ્ત્રી. વર્ષોના આંકની ગણતરી.

**અંકાવું** ૧. અ. ક્રિ. અમુક વિદ્યા, કર્મ વગેરેથી ઓળખાવું; પ્રસિદ્ધ થવું.
૨. [ સં. અંક્ ( નિશાની કરવી ) ] અ. ક્રિ. અંકિત થવું; આંક પડવો; દોરાવું; આંકવુંનું કર્મણિ રૂપ.
૩. અ. ક્રિ. મૂલ થવું; કીમત થવી.
૪. અ. ક્રિ. સંભોગ થવો.
૫. અ ક્રિ. સોનારૂપાનો કસ નીકળવો; કસાવું; પરીક્ષા થવી.

**અંકાશા** વિ. ( ગ્રામ્ય ) આકાશી; અતિ ઊંચું.

નીંદરને દેશ એની નત્ય નત્ય જાતાં,
અંકાશી હીંચકાની હોડે કરી.

લોકગીત

**અંકાસ્થિ** [ સં. અંક ( આંકડી ) + અસ્થિ ( હાડકું ) ] ન. કાંડાના સાંધાનું, હથેળીના ચોથા અને પાંચમા હાડકા સાથે સંધાનવાળું હાડકું; ફણધર; 'અન્સિફોર્મ બોન'.

**અંકાસ્ય** [ સં. અંક ( નાટકનો ભાગ ) + આસ્ય ( મુખ ) ] ન. જેમાં નાટકના બીજા સર્વ અંકોનો પૂરો સાર આવી જતો હોય અને જે નાટકના બીજ અને અર્થનો જણાવનારો હોય એવો એક ભાગ; અંકમુખ; એક અંકનો કથા-વિભાગ તેના પછીના અંક સાથે જોડી દેવા માટે જણાવેલા પાંચ પ્રકારમાંનો એક.

**અંકિત** ૧. વિ. અધીન; તાબેદાર.

૨. [ સં. અંક્ ( નિશાની કરવી ) ] વિ. અંકાયેલું; નિશાની થયેલી હોય એવું; છાપવાળું.

તિહાં નામ અંકિત જે બાણ,
તે લઈ મૂકે ભરત સુજાણ. ઋષભદેવ

૩. વિ. આંકેલ; દોરેલું.

૪. વિ. ( ગણિત ) ઉચ્ચ ગણિતમાં જેને છેડે આંકડા લગાડવામાં આવે છે તેવું. જેમકે, ક૧, ક૨, વગેરેમાં ક અંકિત છે.

૫. વિ. ગુણ, કર્મ વગેરેથી ઓળખાયેલું; પ્રસિદ્ધ; વિખ્યાત.

આર્યાવર્ત યશસ્વી પૂર્વે અંકિત બધે સકળ ગાજે. નર્મદ

૬. વિ. છપાયેલું.

૭. વિ. દોષવાળું; કલંકિત; દૂષિત થયેલું.

૮. વિ. વર્ણિત; વર્ણન કરાયેલું.

**અંકિતમૂલ્ય** [ સં. અંકિત ( આંકેલું ) + મૂલ્ય ( કીમત ) ] ન. સિક્કા ઉપર છાપેલી કીમત.

**અંકિની** ૧. [ સં. અંક્ ( નિશાની કરવી ) ] સ્ત્રી. અંકોનો જથ્થો; ચિહ્નોનો સમૂહ.

૨. સ્ત્રી. ચિહ્ન કે છાપવાળી સ્ત્રી.

**અંકી** ૧. પું. એક જાતનું નાનું નગારું.

૨. પું. રમવાનો પાસો.

૩. [ સં. અંક ( વિભાગ ) + ઇન્ ( વાળું ) ] વિ. અંકવાળું; ભાગ કે વિભાગવાળું. આ શબ્દ સમાસને છેડે આવે છે. જેમકે, પંચાંકી; સપ્તાંકી.

૪. [ સં. અંક ( ખોળો ) + ઇન્ ( વાળું ) ] વિ. ખોળામાં રાખી વગાડવાનું.

૫. વિ. ડાઘાવાળું.

૬. [ સં. અંક ( નિશાની ) + ઇન્ ( વાળું ) ] વિ. નિશાનીવાળું.

**અંકુર** ૧. પું. ઉત્સાહ; ઉમળકો; હોંસ; પ્રોત્સાહન.

૨. પું. કાંટો; અણી. જેમકે, વીંછીનો અંકુર.

૩. પું. કોંટો; ફણગો; ફાંટો.

૧. અંકુર અવસ્થા = શરૂઆતની હાલત.

૨. અંકુર આવવો-ફૂટવો-બેસવો = (૧) ફણગા ફૂટવા. (૨) ઘામાં નવું માંસ આવવા માંડવું; રુઝાવું.

૩. એક જ અંકુરનું ધાન્ય = જેમાં એક જ ફણગો ફૂટે એવું અથવા એક ફાડવાળું ધાન્ય.

૪. પું. ગૂમડું.

૫. પું. ઘા રુઝાતી વખતે થતા માંસના ઝીણા લાલ દાણા; ઘા કે વ્રણમાં આવતું નવું માંસ; રૂઝ.

૬. પું. તીક્ષ્ણ ભાગ.

૭. પું. પાણી.

૮. પું. મુકુલ; થોડી ઉઘડેલી કળી.

૯. પું. ( લાક્ષણિક ) મૂળ; બીજ.

૧૦. [ સં. ] પું. મોર; કોલ.

૧૧. પું. રૂનો તાર.

૧૨. પું. લોહી.

૧૩. પું. વાળ; કેશ; રુવાંડું; રોમ. જેમકે, મૂછના અંકુર.

૧૪. પું. હેતુ; મર્મ.

**અંકુરક** [ સં. અંકુર ( ફણગો ) + ક ( વાળું ) ] પું. પક્ષીને રહેવાનો માળો.

**અંકુરકોશ** [ સં. અંકુર ( ફણગો ) + કોશ ( ભંડાર ) ] પું. વનસ્પતિ કે પ્રાણી જેમાંથી પેદા થાય છે તે અંકુર એટલે બીજ. જેમકે, ઈંડું કે કોષ. મૂળમાં આ અંકુરકોશ તેના પોતાના પેદા કરનારનોજ ભાગ હોય છે, પણ છેવટે તેના ઉત્પન્ન કરનારથી છૂટો પડે છે, અને વધવા માંડે છે.

**અંકુરકોષ** જુઓ અંકુરકોશ.

**અંકુરછિદ્ર** ન. જ્યાંથી અંકુર ફૂટે છે તે બીમાંનું છિદ્ર.

**અંકુરણ** [ સં. અંકુર ( ફણગો ) ] ન. ફણગો ફૂટવાની ક્રિયા.

**અંકુરવિદ્યા** ૧. [ સ. અંકુર ( ફણગો ) + વિદ્યા ( શાસ્ત્ર ) ] સ્ત્રી. વનસ્પતિશાસ્ત્ર, ઉદ્‌ભિજ્જ-વિદ્યા.

૨. [ સં. અંકુર ( ગૂમડું ) + વિદ્યા ( શાસ્ત્ર ) ] સ્ત્રી. ( વૈદક ) વ્રણ સંબંધી શાસ્ત્ર.

**અંકુરવું** [ સં. અંકુર ( કોંટો ) ] અ. ક્રિ. અંકુર આવવો; ફણગો ફૂટવો.

**અંકુરા** [ હિં. ] પું. ફણગો; કોંટો; અંકુર.

**અંકુરાગ્ર** [ સં. અંકુર ( કોંટો ) + અગ્ર ( અણી ) ] પું. ફણગાનો આગલો ભાગ.

**અંકુરાર્પણ** [ સં. અંકુર ( પાણી ) + અર્પણ ( દાન ) ] ન. ધાર્મિક કામની શરૂઆતમાં કરાતું જળનું અર્પણ.

**અંકુરિત** ૧. [ સં. અંકુર ( ફણગો ) + ઇત ( વાળું ) ] વિ. અંકુરવાળું; ફણગા ફૂટેલું.

૨. વિ. ઉત્પન્ન થયેલ; જન્મેલ.

**અંકુરિતયૌવના** [ સં. અંકુરિત ( ઉત્પન્ન થયેલ ) + યૌવન ( જુવાની ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. જુવાનીનાં ચિહ્નો દેખાણાં હોય એવી સ્ત્રી; મુગ્ધાનો એક ભેદ. જુઓ મુગ્ધા.

જે મુગ્ધાના શરીરમાં યૌવનનો અંકુર પ્રકટ થવા લાગ્યો છે તેને અંકુરિતયૌવના કહે છે. કાવ્યશાસ્ત્ર

**અંકુરીભવન** [ સં. અંકુર ( ફણગો ) + ભવન ( થવું તે ) ] ન. અંકુર ફૂટવાની ક્રિયા; ફણગો ફૂટવો તે.

**અંકુરો** પું. વસંત ઋતુમાં સુગંધી ફૂલોના ગુચ્છોથી ઢાંકી નીકળતું બોરસલી જેવું પારડી તાલુકામાં થતું એક મોટું ઝાડ. આ ઝાડને ચોધરા લોકો રથલી કહે છે, અને બીજા અંકુરો કહે છે. રથલી શબ્દ ભ્રષ્ટ હોય અને ખરું નામ રાયલી હોય એમ મનાય છે.

**અંકુરોત્પત્તિ** [ સં. અંકુર ( કોંટો ) + ઉત્પત્તિ ( જન્મ ) ] સ્ત્રી. ફણગાની ફૂટ.

**અંકુરોદ્ગમ** [ સં. અંકુર ( કોંટો ) + ઉદ્ગમ ( જન્મ ) ] પું. ફણગાની ફૂટ; અંકુરોત્પત્તિ.

**અંકુરોદ્ભવ** [ સં. અંકુર ( ફણગો ) + ઉદ્ભવ ( ઉત્પત્તિ ) ] પું. કોંટા ફૂટવા તે; ઊગમણ.

**અંકુલ** ન. અંકોલના ઝાડનું બી.

**અંકુશ** ૧. [ સં. ] પું. ( જ્યોતિષ ) અઠ્યાશી ગ્રહમાંનો એ નામનો એક.

૨. પું. આગ વખતે બળતાં લાકડાં ખેંચી પાડવા માટે વપરાતી આંકડ.

૩. પું. દાબ; કાબૂ; નિયમન; નિગ્રહ; સત્તા.

૧. અંકુશ રાખવો = દાબ રાખવો; તાબામાં રાખવું.

૨. અંકુશમાં રાખવું = (૧) કબજે રાખવું; વશ રાખવું; દાબમાં રાખવું; બહેકી જવા ન દેવું. (૨) યોગ્ય હદમાં રાખવું.

૪. પું. પ્રતિબંધ; અટકાવ; અટક; મર્યાદા

૫. પું. (ગણિત) બે તલની છેદનરેખા, જેની આસપાસ મિજાગરાની પેઠે એક તલ ફરે છે; 'હિંજ'.

૬. પું. હાથીને હાંકવાની લોઢાની અણીવાળી આંકડી; હાથીને કાબૂમાં રાખવાનું હથિયાર; ગાંજરો; કોંતાર; લોઢાનો એક તરફથી વાળેલ આંકડો. અકબરે તેનું નામ ગજબાગ એટલે હાથીની લગામ પાડેલું.

જિમ અપૂરવ હુઈ હાથિણી
વિહિલિઈ અંકુશ પ્રાહારિ હણી. ભાલણ

૭. ન. છત્રીસ દંડાયુદ્ધમાંનું એ નામનું એક. જુઓ દંડાયુદ્ધ.

૮. ન. ( સામુદ્રિક ) માણસના હાથપગમાંનું ↑ આવું ચિહ્ન; અંકુશના આકાર જેવી હાથપગની રેખા.

**અંકુશગ્રહ** [ સં. અંકુશ ( કોંતાર ) + ગ્રહ ( પકડનાર ) ] પું. મહાવત.

**અંકુશદંતા** [ સં. અંકુશ ( કોંતાર ) + દંત ( દાંત ) ] પું. એક દાંત સીધો અને બીજો નમેલો હોય તેવો એક જાતનો હાથી. આ હાથી બીજા સામાન્ય હાથી કરતાં વધારે

બળવાન અને ક્રોધી હોય છે. તે ટોળામાં રહેતો નથી. એ ગુંડા પણ કહેવાય છે.

અંકુશદુર્ધર [ સં. અંકુશ ( કોતાર ) + દુર્ધર ( મુશ્કેલીથી અટકાવી શકાય એવું )] પું. વશમાં લાવવો મુશ્કેલ હોય તેવો હાથી; દુર્દાંત હાથી.

અંકુશધારી [ સં. અંકુશ ( કોંતાર ) + ધારિન્ ( રાખનાર )] પું. મહાવત.

અંકુશમુદ્રા [ સં. અંકુશ ( આંકડ ) + મુદ્રા (અંગવિન્યાસ)] સ્ત્રી. ( તાંત્રિક ) આંગળીઓની અંકુશના આકાર જેવી થતી રચના.

અંકુશવું [ સં. અંકુશ ( કોંતાર )] સ. ક્રિ. કાબૂમાં લાવવું.

અંકુશિત ૧. [ સં. અંકુશ ( કાબૂ ) + ઇત ( વાળું )] વિ. કાબૂમાં રખાયેલું; દાબમાં રહેલું.
 ૨. વિ. કોંતારથી હાંકેલું.

અંકુશી [સં. અંકુશ ( દાબ ) + ઇન્ ( વાળું )] વિ. અંકુશવાળું; દાબવાળું; અસ્વતંત્ર.

અંકુસ ૧. [ હિ. ] પું. કોંતાર.
 ૨. પું. દાબ; કાબૂ.
 ૩. પું. પ્રતિબંધ; અટકાવ.

અંકુસી સ્ત્રી. કડી; આંકડી.

અંકૂલ [ સં. અંકોલ ] ન. એ નામની એક વનસ્પતિ. કરેણના જેવું આ ઝાડ કાંટાવાળું અને કાંટા વગરનું એમ બે જાતનું થાય છે. એના અંકોલા નામના મણકા જેવડા ગોળ ફળમાંથી નીકળતું તેલ કૂતરાં, ઉંદર અને બિલાડીના ઝેર ઉપર અસરકારક મનાય છે. જુઓ અંકોલ.

અંકૂષ [ સં. ] પું. આંકડ.

અંકે [ સં. અંક ( સંખ્યા )] અ. આંકડામાં ફેરફાર ન કરી શકે તે માટે સંખ્યા દર્શાવીને પછી અક્ષરમાં રકમ લખવામાં વપરાતો શબ્દ. જેમકે, ૧૦૦, અંકે સો.
 ૧. અંકે કરવું = (૧) આંકડામાં લખેલું હોય તે અક્ષરમાં લખવું; અંકે બાંધવું. (૨) કબૂલાત કરવી. (૩) ખાતરી કરવી. (૪) નક્કી કરવું; ઠરાવવું; ચોક્કસ કરવું.
 ૨. અંકે સો = સો પૂરા.

અંકેશાયિની [ સં. અંક ( ખોળામાં ) + શાયિન્ ( સૂનાર ) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] વિ. સ્ત્રી. ખોળામાં સૂવાવાળી.

અંકોઠ [ સં. ] પું. એક જાતનું ઝાડ. જુઓ અંકોલ.

અંકોઠક્ષાર [ સં. અંકોટ ( અંકોલ ) + ક્ષાર ( સત્વ )] પું. અંકોલના ઝાડમાંથી તૈયાર થતું ઝેર.

અંકોઠ જુઓ અંકોટ.

અંકોઠવટક [ સં. અંકોઠ ( અંકોલ ) + વટક ( વડી )] પું. ( વૈદક ) રક્તાતિસાર ઉપર અપાતી ગોળી. અંકોલનાં મૂળ, કાળીપાટ અને દારૂહળદર દરેક તોલા ૪ લઈ તેનું લૂગડે ચાળેલ ચૂર્ણ કરી તેને ચોખાના ધોવણમાં ઘૂંટી અડધા તોલાની ગોળી કરવી. એક ગોળી ચોખાના ધોવણ સાથે વાટીને આપવામાં આવે છે.

અંકોઠક્ષાર [ સં. અંકોઠ ( અંકોલ ) + ક્ષાર ( સત્વ )] પું. અંકોલના ઝાડમાંથી તૈયાર થતું ઝેર.

અંકોડા ( અંકોડા ) ૧. પું. સંગરની જાત.
 ૨. [ સં. અંકુર ] પું. ( હિંદી ) વાળેલો મોટો સળિયો; અંકોડો; મોટી કડી.

અંકોડાબદ્ધ ( અંકોડાબદ્ધ ) ૧. [ અંકોડો ( કડી ) + બદ્ધ ( બાંધેલું )] વિ. અંકોડાની જેમ એક પછી એક સંબંધ બેસતો આવે એવું.
 ૨. વિ. આંકડિયાબંધ; હાથનાં આંગળાં ભીડેલ હોય તેવું.

અંકોડાબંધ ( અંકોડાબંધ ) ૧. [ અંકોડો ( કડી ) + બંધ ( રચના )] વિ. એક પછી એક સંબંધ બેસતો આવે એવું; અંકોડાની જેમ સારી રીતે જોડેલું; કડીબંધ.
 ૨. અ. સજ્જડ; પાકું; ચોક્કસ.
 ૩. અ. સાંકળના અંકોડા જેમ એકબીજામાં બરોબર બેસતા કરેલા હોય છે તેમ.
 ૪. અ. હારોહાર; હારદોર.

અંકોડિયું ( અંકોડિયું ) વિ. આંકડાવાળું; વાંકડિયું.

અંકોડી (અંકોડી) ૧. [સં. અંક ( આંકડી )] સ્ત્રી. ગલ; માછલાં પકડવાનો લોઢાનો કાંટો.

 પ્રીત બાંધે તો સ્નેહે રે, છૂટે ન પછે છોડી,
 મચ્છનો દુ:ખ દે છે રે, મરણ પછે અંકોડી.
 દયારામ

 ૨. સ્ત્રી. ગૂંથવાની છેડે વાંકવાળી સોય; ગૂંથવાનો સૂવો.
 ૩. સ્ત્રી. છેડે આંકડાવાળી ઝાડ ઉપરથી ફળફૂલ તોડી લેવાની લાંબી લાકડી.
 ૪. સ્ત્રી. નાનો અંકોડો; કડી.
 ૫. સ્ત્રી. મગની બનતી ખાવાની એક વસ્તુ; પલાળવાથી કોંટા ફૂટેલ મગ.

અંકોડો ( અંકોડો ) ૧. પું. પકડ; સાણસો; ચીપિયો.
 ૨. [ સં. અંક ( આંકડી )] પું. બન્ને છેડે વાળેલો ધાતુનો સળિયો; સાંકળનો આંકડો. સાંકળની મજબૂતાઈ તેના નબળામાં નબળા અંકોડા જેટલી જ હોય છે.
 ૩. પું. હલકા રૂપાને ચૂનાની બાંધેલ મૂંડમાં ગાળી તેમાં સીસું મેળવતા જવાથી રૂપાનો મેલ જુદો પડી જઈ રૂપું તદ્દન ચોખ્ખું થાય ત્યારે રસની નીચેથી એક જાતની ઉત્પન્ન થતી હવા ઉપર આવવાથી રસમાં નાના મોટા કોંટા ફૂટે છે. તેવા કોંટાવાળો ઢાળિયો હોય તે અંકોડો કહેવાય અને કોંટા ન ફૂટેલ હોય તો તે બેરજો કહેવાય.

અંકોર ૧. [ સં. અંકુર ( કોંટો )] પું. અંકુર; પ્રરોહ; ફણગો.
 ૨. પું. ઉત્સાહ; ઉમળકો; હોંસ.
 ૩. પું. કૂંપળ; કુમળાં પાંદડાં.

 તરુ રુચિર શોભે અંકોર, બોલે હંસ કારંડવ મોર.
 ગિરધર

 ૪. [ હિ. ] પું. ગોદ; અંક.
 ૫. પું. ધામાં આવવા માંડતું નવું માંસ; રૂઝ.
 ૬. પું. ભેટ; નજર.
 ૭. પું. હેતુ; મર્મ.

 એ વાતનો એટલો અંકોર. શામળ

અંકોરો પું. ( જૂ. ગુ. ) અંકોડો

 ન પામે તે વાંકો, વીંજ તણે અંકોરો.
 ભાવસદેવ

અંકોલ [ સં. ] પું. કરેણના જેવું અને તેના જેવાં પાનવાળું એક ઝાડ. કાંટાવાળી અને કાંટા વિનાની એમ તેની બન્ને જાતમાં મણકા જેવડાં ફળ આવે છે, જેનાં બીમાંથી નીકળતું તુરું, તીખું, સારક એટલે રેચક અને ખરાબ સ્વાદવાળું તેલ કૂતરા, ઉંદર અને બિલાડીના ઝેર ઉપર અકસીર મનાય છે. અંકોલ શોધક એટલે લોહી સુધારનાર, સ્વેદલ એટલે પરસેવો લાવનાર, વામક એટલે ઊલટી કરાવનાર મનાય છે. ચામડીના રોગમાં તેની શોધક અસર ચામડીને મળતી હોઈ તે સંધિવા તથા સોજા ઉપર પણ વપરાય. સ્વેદલ તરીકે ૧ થી ૨ વાલ અને શોધક તરીકે ૧ થી ૨ રતી અપાય છે. ઠંડાં, ધાતુની વૃદ્ધિ કરનાર, સ્વાદવાળાં, મધુર, બળકર, કફહર, સારક, સ્નિગ્ધ, અને વૃષ્ય અંકોલનાં બીજ દાહ, વાયુ, પિત્ત, ક્ષય, રક્તદોષ, કફ અને વિસર્પ એટલે શરીર ઉપર ફેલાતા ખસ જેવા રોગનો નાશ કરનારાં મનાય છે. તેનાં પાન નસકોરાં ફરી ખાંધવાથી વાનો સોજો ઊતરી જાય અને એનાં મૂળની કઢી છાલ દસ્ત લાવવામાં, વમન કરાવવામાં, કોઢ, ઉપદંશ વગેરે ચામડીના રોગો મટાડવામાં તેમજ સર્પ વગેરે જંતુઓના ઝેરને હટાવવામાં ઉપયોગી માનવામાં આવે છે.

**અંકોલક** જુઓ અંકોલ.

**અંકોલસાર** [ સં. અંકોલ ( એ નામનું ઝાડ ) + સાર ( કસ ) ] પું. અંકોલના ઝાડમાંથી તૈયાર થતું ઝેર.

**અંકોલિકા** [ સં. ] સ્ત્રી. આલિંગન; ભેટ.

**અંકોલું** ન. અંકોલ નામના ઝાડનું ફળ.

**અંકોશ** ૧. [ સં. અંકુશ ( હાથીને હાંકવાની આંકડ ) ] ન. આંકડ; હાથીને હાંકવાની લોઢાની પરોણી; ક્ષેતાર; અંકુશ.

૨. ન. દાબ; કાબૂ; સત્તામાં કે કબ્જામાં રાખવાપણું.

**અંકોશવું** [ સં. અંકુશ ( હાથીને હાંકવાની આંકડી ) ] સ. ક્રિ. કાબૂમાં રાખવું.

**અંક્ય** ૧. [ સં. અંક્ ( નિશાન કરવું ) + ય ( જેવું ) ] પું. આંકવા યોગ્ય એટલે ચિહ્ન પાડવા લાયક અપરાધી. અગાઉ મોટા અપરાધીને ગરમ લોઢાથી કપાળ ઉપર આંકવામાં આવતો.

૨. [ સં. અંક ( ખોળો ) ] પું. ખોળામાં રાખી વગાડવાનું વાજિંત્ર. જેમકે, મૃદંગ.

૩. વિ. અંકન કરવા યોગ્ય; નિશાની પાડવા જેવું; ચિહ્ન કરવા જેવું.

૪. વિ. ગણવા લાયક; ગણનામાં આવે એવું.

**અંખ્** ૧. [ સં. ] અ. ક્રિ. પેટે ચાલવું.

૨. અ. ક્રિ. વળગી રહેવું.

૩. સ. ક્રિ. અંકુશમાં લાવવું; કાબૂમાં રાખવું.

**અંખ** [ સં. અક્ષિ ( આંખ ) ] સ્ત્રી. આંખ; નેત્ર.

**અંખડી** ( અંખડ઼ી ) ૧. સ્ત્રી. આંખ; નેત્ર.

૨. સ્ત્રી. નજર.

**અંખરી** [ હિં. ] સ્ત્રી. નજર.

**અંખવું** [ સં. અક્ષિ ( આંખ ) ] સ. ક્રિ. જોવું; નિહાળવું.

**અંખાળ** વિ. આંખોવાળું.

સહસ્ર શીર્ષાળો એ પુરુષ:
સહસ્ર અંખાળ, સહસ્ર પાયાળ. નાનાલાલ

**અંખિયાં** ૧. [ સં. અક્ષિ ( આંખ ) ] સ્ત્રી. ( હિંદી ) આંખ.

આજ મોરી અંખિયાં નિંદલરી. લોકગીત

૨. સ્ત્રી. નજર.

**અંગ્** ૧. [સં.] અ. ક્રિ. ચક્કરમાં ફરવું; ગોળાકારમાં ફરવું.

૨. [ સં. અંગ્ ( ચાલવું ) ] અ. ક્રિ. ( ધાતુ ) જવું; ચાલવું. આ ધાતુ ઉપરથી નીકળેલ શબ્દ: અંગ; અંગકસરત; અંગચાપલ્ય.

૩. અ. ક્રિ. નિશાન કરવું; આંકવું; ચિહ્ન કરવું.

**અંગ** ૧. [ સં. ] પું. અત્રિ ગોત્રમાં થયેલ એ નામનો એક ચંદ્રવંશી બલી રાજાનો દીકરો. અંગદેશનું નામ તેના ઉપરથી પડ્યું હોવાનું મનાય છે.

૨. પું. ( પુરાણ ) ઉત્તાનપાદ વંશના ઉલ્મુક રાજાને પુષ્કરિણી નામની સ્ત્રીથી થયેલ ૭ દીકરામાંનો એ નામનો એક દીકરો.

૩. પું. એ નામનો એક ભક્ત.

૪. પું. (પિંગળ) કુંડલિયા છંદની જાતનો ૫૮ ગુરુ ને ૩૬ લઘુ મળી ૯૪ વર્ણવાળો વિષમજાતિ માત્રામેળ છંદ.

૫. પું. ( પિંગળ ) જગણવાળા સ્કંધની જાતનો ૧૮ ગુરુ ને ૨૮ લઘુ મળી ૪૬ અક્ષરનો અર્ધસમજાતિ માત્રામેળ છંદ.

૬. પું. નાટકમાં નાયક કે અંગીના કાર્યસાધક એટલે મદદગાર પાત્ર. જેમકે, વીરચરિતમાં સુગ્રીવ, અંગદ, વિભીષણ.

૭. પું. નાટકમાં પાંચ સંધિના ભાગમાંનો એક. મુખના ૧૨, પ્રતિમુખના ૧૩, ગર્ભના ૧૨, વિમર્શના ૧૩ અને ઉપસંહારના ૧૪ અંગ હોય છે.

૮. પું. નાટકમાં શૃંગાર અને વીર રસ સિવાયના બાકીના અપ્રધાન એટલે ગૌણ રસ.

૯. પું. ( પુરાણ ) ભારતના યુદ્ધમાં દુર્યોધનના પક્ષનો એ નામનો એક મ્લેચ્છ રાજા. એ કર્ણનો માંડલિક હતો અને ભીમસેનને હાથે મરણ પામ્યો હતો.

૧૦. પું. ( જ્યોતિષ ) લગ્ન; યોગ; સંયોગ; ભેટો

૧૧. પું. સભ્ય.

૧૨. પું. ( પુરાણ ) સોમવંશી આયુના કુળમાં થયેલ યયાતિના પુત્ર અનુના વંશના બલિની સ્ત્રીને પેટે દીર્ઘતમા નામના ઋષિથી ઉત્પન્ન થયેલા ૭ દીકરામાંનો મોટો દીકરો.

૧૩. પું. હાલના ભાગલપુરની આસપાસનો રામાયણ વખતનો એ નામનો પ્રાચીન દેશ; કામાશ્રમ. તેની પશ્ચિમ તરફની સીમા ગંગા તથા સરયૂના સંગમ સુધી હતી. ગંગા કાંઠે આવેલી તેની રાજધાની ચંપાપુરી, અંગપુરી, લોમપાદપુરી, કર્ણપુરી અને માલિની એવાં નામથી ઓળખાતી. સંસ્કૃત કવિઓના કહેવા પ્રમાણે અંગ મગધની રાજધાની ગિરિવ્રજની પૂર્વે અને મિથિલાની ઈશાને કે અગ્નિકોણ તરફ આવ્યો હતો. રુદ્રના ત્રીજા નેત્રમાંથી નીકળેલા અગ્નિથી બળીને અનંગ થયેલ કામદેવને ફરી અંગ ધારણ કરવાનું વરદાન પણ અહીં જ મળ્યું હોવાનું અને અગાઉના વખતમાં કર્ણ આ દેશનો રાજા હોવાનું પણ મનાય છે.

૧૪. ન. અવયવ; ગાત્ર; શરીરનો અમુક એક ભાગ.

૧૫. ન. આત્મીયજન; સહાયકારી; મદદનીશ; મિત્ર.

૧. અંગ હોવું = આધાર મળવો.

૨. અંગનું માણસ = ખાનગી માણસ; વિશ્વાસુ જન.

૧૬. ન. ( વેદાંત ) કર્મનો પેટા ભાગ. વેદમાં યજ્ઞાદિ કર્મોમાં કેટલાંક મુખ્ય કર્મ, અને કેટલાંક એ પ્રધાનનાં પેટા કર્મ હોય છે. જેમકે, 'દર્શપૌર્ણમાસ' યાગમાં 'પ્રયાજ' એ પેટા કર્મ છે. આ કર્મો મુખ્ય કર્મનું ફળ ઉત્પન્ન કરવામાં મદદ કરે છે, છતાં અંગભૂત કર્મો એકલાં કરવામાં આવે તો તેથી પ્રધાન કર્મનું ફળ મળતું નથી.

૧૭. [ સં. અંગ્ ( ચાલવું ) ] ન. કાયા; દેહ; શરીર; તન; બદન.

કાય કલેવર કુણપ વપુ દેહ આત્મા અંગ;
વિગ્રહ ઉપઘન સંહનન ધામ શરીર પતંગ.
પિંગળલઘુકોષ

૧. અંગ અકડાઈ રહેવું-અકડાઈ જવું-અકડાવું = શરીર રહી જવું; છૂટથી હાલીચાલી ન શકાય તેમ થવું.

૨. અંગ આપવું = મદદ કરવી; સહાયતા આપવી.

૩. અંગ ઉપર આપવું-ધીરવું = કોઈની જાત ઉપર ધીરવું; પતીજ ઉપર આપવું; શાખ ઉપર દેવું.

૪. અંગ ઉપર આવવું-ચડી આવવું = (૧) જાન ઉપર ધસવું; ધસારો કરવો; હુમલો કરવો. (૨) માથે પડવું; જોખમદારી ભોગવવી પડવી; માથે જવાબદારી આવવી.

૫. અંગ ઉપર કાઢવું = જાત ઉપર ઉછીનું લેવું; અંગઉધાર પૈસા લેવા.

૬. અંગ ઉપર ચોરી પડવી = ખોટી રીતે ચોરીનો આરોપ આવવો.

૭. અંગ ઉપર તૂટી પડવું = હુમલો કરવો.

૮. અંગ ઉપર પડવું-આવી પડવું = (૧) કામ માથે પડવું; જાતે કરવાનું થવું; માથે જોખમદારી આવવી. (૨) ( ખર્ચ ) ભોગવવું; ખમવું.

૯. અંગ ઉપર લેવું = જોખમદારી વહોરી લેવી.

૧૦. અંગ ઉપરથી ઉતારવું-ઉતારી નાખવું = (૧) જવાબદારીમાંથી નીકળી જવું. (૨) જોખમદારીમાંથી છૂટવું; ઋણમુક્ત થવું.

૧૧. અંગ કળવું = શરીરમાં પીડા થવી.

૧૨. અંગ કાઢી લેવું = જોખમદારીમાંથી છૂટા થવું.

૧૩. અંગ ચોરવું = (૧) દિલચોરાઈ કરવી; કામની ચોરી કરવી; આળસ કરવું; આળસુ થવું; કામમાં ઢીલ કરવી. (૨) શરીરને મહેનત ન આવે એમ કરવું.

૧૪. અંગ તપી આવવું = તાવ આવવો.

૧૫. અંગ તળે ઘાલવું = પચાવી પાડવું; પોતાના ઉપયોગ કે ઉપભોગ માટે દબાવી પાડવું.

૧૬. અંગ તોડવું-તોડીને કામ કરવું = પોતાનામાં જેટલું જોર હોય તેટલું વાપરવું; સખત કામ કરવું.

૧૭. અંગ પાણી પાણી થઈ જવું = (૧) પરસેવાથી તરબોળ થવું. (૨) પુષ્કળ મહેનત કરવી.

૧૮. અંગ બળ્યું બળ્યું થઈ રહેવું = તાવથી ધીકી જવું; પુષ્કળ ગરમી થઈ આવવી.

૧૯. અંગ ભરાઈ આવવું-ભરાવું = તાવ આવવો; તાવનાં ચિહ્ન જણાવાં.

૨૦. અંગ ભરાઈ જવું = અતિશય મહેનતથી, થાકથી કે બોજો ઉપાડવાથી શરીર અકડ થઈ જવું.

૨૧. અંગ ભારે થવું = (૧) તાવ આવવો. (૨) મારના ઢાળ પડવા. (૩) સુસ્તી આવવી; આળસ થવી.

૨૨. અંગ ભાંગવું = (૧) તાવ આવવાની શરૂઆત થવી. (૨) બહુ મહેનત લેવી.

૨૩. અંગ ભાંગીને કામ કરવું = બહુ મહેનત લઈ કામ કરવું.

૨૪. અંગ મરડવું = આળસ ખાવું; આળસમાં શરીરને આમતેમ ફેરવવું.

૨૫. અંગ મરી જવું-રહી જવું = (૧) લકવો થવો. (૨) શરીરનો કોઈ ભાગ ખોટો પડી જવો.

૨૬. અંગ મોડવું = (૧) આડેપડખે થવું; આરામ લેવો. (૨) દૂર રહેવું; તજવું. (૩) નમ્ર થવું. (૪) શરીર સંકોચાવું. (૫) શરીરનો કોઈ પણ ભાગ ખુલ્લો ન દેખાય એવી રીતે કપડાં ઠીકઠાક રાખવાં.

૨૭. અંગ લગાવવું = (૧) ઉપયોગમાં લેવું. (૨) ધ્યાન આપવું. (૩) પરણાવવું. (૪) પહેરવું; ધારણ કરવું. (૫) ભેટવું; છાતીસરસું ચાંપવું. (૬) હૃષ્ટપુષ્ટ થવું.

૨૮. અંગ લાગવું = (૧) ઉપયોગમાં લાવવું. (૨) ચરબી વધારવી; જાડું થવું. (૩) ભેટાવવું.

૨૯. અંગ લાલચોળ થવું = ઘણો ક્રોધ કે ગુસ્સો થવો.

૩૦. અંગ વધારવું = (૧) કામધંધાથી દૂર રહેવું. (૨) બેફિકર રહી માતેલા થવું.

૩૧. અંગ વધારી જાણવું = કામમાંથી છટકી જવું.

૩૨. અંગ વળવું = કસરતથી કે ખોરાકથી શરીર ભરાવદાર થવું; શરીર સુધરવું.

૩૩. અંગ વાળવું = (૧) કસરતથી શરીરનો બાંધો આણવો; કસરત કરવી. (૨) પોતાનામાં જેટલું જોર હોય તેટલું વાપરવું.

૩૪. અંગ વાળીને કામ કરવું = બની શકે તેટલી મહેનત કરવી.

૩૫. અંગ વિના ડંખ નહિ = ઉછીની લીધેલી ચીજ અરથે એટલે શોભે નહિ.

૩૬. અંગ સાચવવું = (૧) કામમાં આળસ કરવું; મહેનત ન પડે તેમ કરવું. (૨) શરીરનું જતન કરવું.

૩૭. અંગના ટુકડેટુકડા થવા = સખત મહેનત કરવી.

૩૮. અંગનું કામ = અંગત કામ; ખાનગી કામ.

૩૯. અંગનો ખુરદો કરવો-થવો = (૧) કામમાં શરીરને ઘસી નાખવું. (૨) સખત કામ કે મજૂરી કરવી.

૪૦. અંગનો છૂટકો કરવો = જોખમદારીમાંથી છૂટા થવું.

૪૧. અંગનો ભરાવો થવો = શરીરનો બાંધો સારો થવો; લોહિયાળ બનવું; શરીરે હૃષ્ટપુષ્ટ થવું.

૪૨. અંગનો મેલ ગણવો = હલકું ગણવું; ન લેખવવું.

૪૩. અંગનો લટકો = શરીરનો મરોડ.

૪૪. અંગેઅંગ પાપ ફૂટી નીકળવું = ખરાબ કર્મોનું ફળ શરીરના આધિવ્યાધિરૂપે ભોગવવું.

૪૫. અંગે ચસકા આવવા-થવા = શરીરમાં શૂળ ભોંકાય તેવું દુઃખ થવું.

૪૬. અંગે ચોરી લાગવી = ચોરીનો ગુનો સાબિત થવો.

૪૭. અંગે ત્રોડ-તૂટ થવી-અંગ તૂટવું = શરીરમાં દુઃખ થવું.

૪૮. અંગે બેસતું આવવું = કપડું શરીરને બંધબેસતું થવું-શોભવું.

૪૯. અંગે લાગવું = (૧) કોઈને માટે જોખમદાર થવું. (૨) મજબૂત અને તંદુરસ્ત થવું.

૧૮. ન. કાર્ય સિદ્ધ કરવાનું સાધન; ઉપાય.

૧૯. ન. (પિંગળ) ગુરુ.

૨૦. ન. ૭ સૂચક સાંકેતિક શબ્દ. વેદાંગ ૭ હોવાથી ૭ માટે આ સંજ્ઞા વપરાય છે.

૨૧. ન. જાત; પંડ; ખુદપણું.

૨૨. ન. જીવ; પ્રાણ.

૨૩. ન. (ગણિત) જે સંખ્યાનો અમુક ઘાત બીજી સંખ્યાની બરાબર થાય તે સંખ્યાને બીજી સંખ્યાના માનનું એટલે પાયાનું અંગ કહે છે; 'બેસ'. જેમકે, $૩^{૪} = ૮૧$ એમાં ૩ એ ૮૧ના માનનું અંગ છે.

૨૪. ન. (સંગીત) તાલના દશ પ્રાણ માંહેનો એક. જુઓ તાલ.

૨૫. ન. (સંગીત) તાલનાં ૭ અંગ માંહેનું એ નામનું એક. જુઓ અણુ.

૨૬. ન. (સંગીત) તાળી; ટકોરો. કોઈ રાગમાં જેટલી તાળી કે ટકોરા આપવામાં આવે તેટલી તાળી કે ટકોરા તે તાલનાં અંગ કહેવાય છે.

૨૭. ન. પાંચની સંજ્ઞા બતાવનાર શબ્દ. અંગ એટલે શરીર પાંચ મનાતાં હોવાથી પાંચ માટે આ સંજ્ઞા વપરાય છે.

૨૮. ન. (વ્યાકરણ) પ્રત્યયવાળા શબ્દનો પ્રત્યય રહિત ભાગ; પ્રકૃતિ. વિભક્તિના પ્રત્યય લગાડવા માટે અંગ બનાવવું પડે છે. જેમકે, નીતિ, મતિ, બુદ્ધિ વગેરે શબ્દોમાં તિ પ્રત્યય હોઈને ની, મન્ અને બુધ્ પ્રકૃતિ એટલે અંગ કહેવાય છે. ઓકારાન્ત શબ્દના અન્ત્ય 'ઓ' નો 'આ' થઈ આકારાન્ત અંગ બને છે, તેને વિભક્તિના પ્રત્યય લાગે છે.

૨૯. ન. બંગાળાના એક ભાગનું જૂનું નામ.

૩૦. ન. બાજુ; દિશા.

૩૧. ન. ભેદ; પ્રકાર; જાત.

૩૨. ન. મન.

૩૩. ન. માથું, પગ અને પૂંછડી વગરનો શરીરનો ભાગ.

૩૪. ન. (ગણિત) લૉગેરિધમ એટલે લાઘવાંકનો પાયો; 'બેસ ઑવ લૉગેરિધમ'. જેમકે, $૧૦^{૩} = ૧૦૦૦$. તેથી લા $૧૦^{૧૦૦૦} = ૩$. વાંચવામાં 'લાઘવાંક ૧૦૦૦, અંગ ૧૦, બરાબર ૩'. અહીં અંગ ૧૦ છે અને આ અંગ લેતાં ૧૦૦૦નો લાઘવાંક ૩ છે.

૩૫. ન. (સંગીત) વખતના વિભાગ. દરેક વિભાગને અંગ કહે છે. કમળનાં એકસો પાન ઉપરા ઉપર મૂકી તેમાં એકદમ સોય દાખલ કરીએ ત્યારે એક પાંદડામાં કાણું પડતાં જેટલી વાર લાગે તેટલા વખતને એક ક્ષણ કહે છે. બીજાં માપ નીચે પ્રમાણે છેઃ

| | |
|---|---|
| ૮ ક્ષણ = ૧ લવ | ૨ દ્રુત = ૧ લઘુ |
| ૮ લવ = ૧ કાષ્ઠા | ૨ લઘુ = ૧ ગુરુ |
| ૮ કાષ્ઠા = ૧ નિમેષ | ૩ લઘુ = ૧ પ્લુત |
| ૮ નિમેષ = ૧ કળા | ૪ લઘુ અથવા ૨ ગુરુ = |
| ૨ કળા = ૧ ત્રુટિ | દ્વિગુરુ અથવા ચતુર્મુખ |
| ૨ ત્રુટિ = ૧ અણુ | ૨ દ્વિગુરુ = ૧ કાકપદ |
| ૨ અણુ = ૧ દ્રુત | |

૩૬. ન. વસ્તુનો અમુક ભાગ; પેટા ભાગ;

અંશ; ભાગ.

૧. તાલનાં સાત અંગ: અણુદ્રુત, દ્રુત, વિરામદ્રુત, લઘુ, લઘુવિરામ, ગુરુ અને પ્લુત.

૨. યોગનાં આઠ અંગ: યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ.

૩. રાજનીતિનાં સાત અંગ: સ્વામી, અમાત્ય, સુહૃદ, કોષ, રાષ્ટ્ર, દુર્ગ અને સેના.

૪. સેનાનાં ચાર અંગ: હાથી, ઘોડા, રથ અને પાયદળ.

૩૭. ન. ( વેદાંત ) વેદના અર્થનું જ્ઞાન થવામાં ઉપયોગી ૭ વિષય: શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છંદ અને જ્યોતિષ.

૩૮. ન. સંબંધ; નિસ્બત.

કામમાં અંગ હોવું = કામમાં સંબંધ કે હાથ હોવો.

૩૯. ન. ( જૈન ) સૂત્ર એટલે ધર્મશાસ્ત્રનો એક પ્રકાર. તેવાં શાસ્ત્ર ૧૧ છે: (૧) આચારાંગ સૂત્ર, (૨) સૂયગડાંગ સૂત્ર, (૩) ઠાણાંગ સૂત્ર, (૪) સમવાયંગ સૂત્ર, (૫) ભગવતી સૂત્ર, (૬) જ્ઞાતધર્મકથા સૂત્ર, (૭) ઉપાસકદશાંગ સૂત્ર, (૮) અંતગડ સૂત્ર, (૯) અનુત્તરોવવાઈ સૂત્ર, (૧૦) વિપાક સૂત્ર અને (૧૧) પ્રશ્ન સૂત્ર.

જૈન અંગોની ( સૂત્રોની ) છેલ્લી સંકલના ભગવાન મહાવીર પછી લગભગ એક હજાર વર્ષે બાદ થયાનું જણાવેલું છે. પુરાતત્ત્વ

૪૦. વિ. અપ્રધાન; ગૌણ.

૪૧. વિ. પ્રધાન; મુખ્ય.

૪૨. અ. હર્ષ, સંબોધન ઇત્યાદિ વખતે વપરાતો અવ્યય.

**અંગઉદ્ધાર** ૧. [ સં. અંગ ( શરીર ) + ઉદ્ધાર ( મુક્તિ ) ] પું. તીર્થાદિક પવિત્ર જગ્યાઓમાં ફરી તથા સ્નાન કરી મોક્ષ મેળવવો તે; મુક્તિ.

૨. પું. તીર્થોદક વડે કરેલી દેહશુદ્ધિ.

**અંગઉધાર** ૧. [ અંગ ( જાત ) + ઉધાર ( પૈસા વિના આપેલું ) ] વિ. અંગત શાખ ઉપર ધીરેલું; સાનમાં રાખી એટલે ગીરો મૂકીને નહિ પરંતુ વચન કે શાખ ઉપર કે ચિઠ્ઠી લખાવી લઈને ધીરેલું.

૨. અ. અંગત શાખ ઉપર.

**અંગઉપાંગ** [ સં. અંગ ( શરીર ) + ઉપાંગ ( ગૌણ અવયવ ) ] ન. શરીર અને તેના ભાગ.

**અંગઉમંગ** [ અંગ ( શરીર ) + ઉમંગ ( આનંદ ) ] પું. પોતાની જાતનો આનંદ; મનની ઊલટ; ખંત; હોંસ.

**અંગઔરવ** પું. એક ઋગ્વેદી ઋષિ. તેણે દશમા મંડલનું ૧૩૮ મું સૂક્ત રચ્યું છે.

**અંગક** ૧. [ સં. અંગ ( શરીર ) + ક ( લઘુતાદર્શક પ્રત્યય ) ] ન. અવયવ.

૨. ન. શરીર.

**અંગકર્મ** ૧. [ સં. અંગ ( પેટા અંશ ) + કર્મન્ ( કામ ) ] ન. ગૌણ યજ્ઞક્રિયા; યજ્ઞની પેટા ક્રિયા.

૨. ન. શરીરને શણગારવું કે લેપ લગાડવો તે; મર્દનાદિ શરીરસંસ્કાર; શરીરનો એક જાતનો શણગાર.

**અંગકલ્લોલ** પું. શરીરનો મરોડ; 'ઍક્ટિંગ'

**અંગકસરત** [ અંગ ( શરીર ) + કસરત ( વ્યાયામ ) ] સ્ત્રી. શરીરને મહેનત આપવી તે; શારીરિક વ્યાયામ.

**અંગકંપ** [ સં. અંગ ( શરીર ) + કંપ ( ધ્રુજારી ) ] પું. કાયાની ધ્રુજારી; શરીરનો થથરાટ.

**અંગકાઠી** [ સં. અંગ ( શરીર ) + કાષ્ઠ ( લાકડી ) ] સ્ત્રી. શરીરનો બાંધો; કાયાનું કાઠું.

**અંગકાંતિ** [ સં. અંગ ( શરીર ) + કાંતિ ( તેજ ) ] સ્ત્રી. શરીરનું તેજ; સ્વરૂપ.

**અંગક્રિયા** જુઓ અંગકર્મ.

**અંગગરમી** ૧. [ અંગ ( શરીર ) + ગરમી ] સ્ત્રી. શારીરિક ગરમી; શરીરનો ગરમાવો.

૨. સ્ત્રી. સ્ત્રીનો સ્પર્શ; આલિંગન; ભેટ.

**અંગગા** સ્ત્રી. ( પુરાણ ) ભારતવર્ષની એટલે હિંદની એ નામની એક નદી.

**અંગગ્રહ** ૧. પું. ઘર બાંધતી વખતે એક પથ્થર ઉપરથી બીજો પથ્થર જુદો ન પડી જાય માટે બન્નેની વચ્ચે બેસાડવામાં આવતો કબૂતરની પૂછડી જેવો લોઢાનો, તાંબાનો કે લાકડાનો કટકો; પાંવ.

૨. [ સં. અંગ ( શરીર ) + ગ્રહ્ ( પકડવું ) ] પું. શરીર જકડાઈ જવું તે.

૩. પું. શરીરની પીડા; ગાત્રની વેદના.

**અંગગ્લાનિ** [ સં. અંગ ( શરીર ) + ગ્લાનિ ( થાક ) ] સ્ત્રી. શરીરનો થાક; શારીરિક નિર્બળતા.

**અંગચપળતા** [ સં. અંગ ( શરીર ) + ચપલ ( ચંચળ ) + તા ( પણું ) ] સ્ત્રી. ચંચળાઈ. જુઓ અંગચાપલ્ય.

**અંગચાપલ્ય** [ સં. અંગ ( શરીર ) + ચાપલ્ય ( ચપળતા ) ] ન. ચપળતા; સ્ફૂર્તિ; ચંચળાઈ.

**અંગચાલન** [ સં. અંગ ( શરીર ) + ચાલન ( હલાવવું તે ) ] ન. શરીર હલાવવાની ક્રિયા; હાથપગ હલાવવા તે.

**અંગચિંતન** ન. ધ્યાન.

**અંગચેષ્ટા** [ સં. અંગ ( શરીર ) + ચેષ્ટા ( ચાળા ) ] સ્ત્રી. ચાળા; શરીરના હાવભાવ; અભિનય.

**અંગછેદ** [ સં. અંગ ( અવયવ ) + છિદ્ ( કાપવું ) ] પું. શરીરના કોઈ ભાગને કાપવો તે.

**અંગછેદન** [ સં. અંગ ( અવયવ ) + છેદન ( કાપવું તે ) ] ન. શરીરના કોઈ ભાગને કાપવો તે; અંગછેદ.

અંગછેદન કરવું = શરીરનો કોઈ ભાગ કાપવો.

**અંગજ** ૧. [ સં. અંગ ( શરીર ) + જ ( જન્મેલ ) ] પું. કામ, ક્રોધ, મોહ, મદ વગેરે વિકાર.

૨. પું. કામ, કેમકે તે અંગમાંથી પેદા થાય છે.

૩. પું. દીકરો; પુત્ર; આત્મજ.

૪. પું. પરસેવો; પસીનો.

૫. પું. રોગ; વ્યાધિ.

૬. પું. વાળ; રુંવાડું; કેશ.

૭. [ હિં. ] પું. સ્ત્રીઓના યૌવન સંબંધી હાવ, ભાવ અને હેલા.

૮. ન. રુધિર; લોહી; રક્ત.

૯. વિ. શરીરમાંથી જન્મેલું; પંડમાંથી પેદા થયેલું.

**અંગજનુ** [ સં. અંગ ( શરીર ) + જનુ ( જન્મેલું ) ] ન. સંતાન.

**અંગજન્મા** ૧. [ સં. અંગ ( શરીર ) + જન્મન્ ( જન્મ ) ] પું. કામદેવ.

૨. પું. પુત્ર; દીકરો.

૩. પું. રોગ.

૪. વિ. શરીરમાંથી જન્મેલું.

**અંગજા** ૧. [ સં. અંગ ( શરીર ) + જા ( જન્મેલી ) ] સ્ત્રી. દીકરી; પુત્રી; આત્મજા.

૨. વિ. સ્ત્રી. શરીરમાંથી જન્મેલી.

**અંગજાઈ** [ સં. અંગજા ] સ્ત્રી. ( હિંદી ) દીકરી; પુત્રી; કન્યા; બેટી.

**અંગજાત** [ સં. અંગ ( શરીર ) + જાત ( જન્મેલું ) ] પું. દીકરો; પુત્ર; આત્મજ. જુઓ અંગજ.

**અંગજાતા** ૧. [ સં. અંગ ( શરીર ) + જાતા ( જન્મેલી ) ] સ્ત્રી. પુત્રી; દીકરી; કન્યા.

૨. વિ. સ્ત્રી. શરીરમાંથી જન્મેલી.

**અંગજોર** [ અંગ ( શરીર ) + જોર ( બળ ) ] ન. શરીરનું બળ; કૌવત; તાકાત.

**અંગજ્ઞાન** ૧. [ સં. અંગ ( શરીર ) + જ્ઞાન ( જાણ ) ] ન. શરીરના પોષણ કે રક્ષણ સંબંધી

પોતાનામાં જ રહેલું સ્વાભાવિક જ્ઞાન; સહજ જ્ઞાન; પ્રેરણાબુદ્ધિ.

૨. ન. સ્પર્શજ્ઞાન; શરીરના અડવાથી થયેલ જ્ઞાન.

**અંગજ્વર** ૧. [ સં. અંગ ( શરીર ) + જ્વર ( તાવ ) ] પું. કામાદિથી થતો અંગનો તાપ, સંતાપ કે દુ:ખ.

જેને લોક મનોભૂ કહે છે,
અંગજ્વરને અનંગ ગણે છે. — સરસ્વતીચંદ્ર

૨. પું. ક્ષયરોગ; શરીરનો ક્ષય કરનાર તાવ.

**અંગઢખંગઢ** ( અંગઢ્ખંગઢ ) ૧. પું. લાકડાનો ભાંગ્યોતૂટ્યો સામાન.

૨. વિ. ભાંગ્યુંતૂટ્યું.

**અંગડાઈ** ( અંગડ્ાઈ ) [ હિં. ] સ્ત્રી. શરીર અને ખાસ કરીને હાથ તથા ખંભા મરડવા તે; આળસ મરડવી તે.

અંગડાઈ તોડવી = (૧) શરીર મરડવું. (૨) અદબ વાળીને બેસવું; કાંઈ કામ ન કરવું.

**અંગડાવું** ( અંગડ્ાવું ) [ સં. અંગ ( શરીર ) ] સ. ક્રિ. ( હિંદી ) શરીર મરડવું.

**અંગડું** ( અંગડું ) [ અંગ ( શરીર ) + ડું ( નાનાપણું બતાવનારો પ્રત્યય ) ] ન. શરીર; દેહ; ડિલ; કાયા.

**અંગઢિયા** [ હિ. ] પું. ડગલાની અંદર સીવીને પૈસા તથા હીરા લઈ જનાર માણસ.

**અંગઢાંકણુ** [ અંગ ( શરીર ) + ઢાંકણુ ( લપેટવું તે ) ] ન. વસ્ત્ર; કપડું; લુગડું.

**અંગણુ** [ સં. ] ન. આંગણું; ફળિયું.

**અંગણુવાટિકા** [ સં. અંગણુ ( આંગણું ) + વાટિકા ( વાડી ) ] સ્ત્રી. આંગણામાંનો બગીચો.

**અંગણા** ન. આંગણું; ફળિયું.

**અંગત** [ સં. અંગ ( શરીર ) ] વિ. ખાનગી; જાતને લગતું.

**અંગતઝડતી** (અંગતઝડ્તી) [ અંગત ( જાતનું ) + ઝડતી ( તપાસ ) ] સ્ત્રી. જાતની તપાસ.

**અંગતદષ્ટિ** ૧. [ અંગત ( પોતાનું ) + દષ્ટિ ( નજર ) ] સ્ત્રી. ( જ્યોતિષ ) કોઈ એક જોનારના અવલોકનોના સરેરાશ સાથે બીજા જોનારના અવલોકનને બંધબેસતું કરવા માટે તેમાં ઉમેરવામાં આવતું સ્થિરપરિમાણુ; 'પર્સનલ ઇક્વેશન'. દાખલા તરીકે, બે માણસો એક જ યામ્યોત્તર ઉપરથી નક્ષત્રમંડળના પસાર થવાના વખત તપાસતા હોય, ત્યારે સાધારણુ રીતે એવું જણાશે કે એક જોનાર બીજાના કરતાં મોડો વખત નોંધશે, જેથી પચીસેક જેટલાં નિરીક્ષણુના તફાવતનું સરેરાશ સ્થિરપરિમાણુની નજીકનો વખત આપશે. તેથી જો બન્નેનાં અવલોકન ભેગાં કરવાં હોય તો તેમાંનાં એકનાં બધાં નિરીક્ષણુ સાથે સ્થિરપરિમાણુ લાગુ પાડવું યોગ્ય ગણાય કે જેથી બીજાના વખત સાથે તે મળતાં આવે. આવાં સ્થિરપરિમાણુને અંગતદષ્ટિ કહે છે. સંખ્યાબંધ અવલોકનની સરેરાશની ભૂલ આવા કોઈ સ્થિરપરિમાણુના સુધારા વડે શૂન્ય અથવા લગભગ શૂન્ય જેટલી કરવા માટે કોઈ એક જોનારે કરેલ અવલોકનના વખતમાં ઉમેરવામાં આવતી સંખ્યા તે શુદ્ધ અંગતદષ્ટિ કહેવાય છે. પરિણામે અસર ન કરે એવી રીતે જ્યારે અવલોકનને ગણવામાં આવે ત્યારે અંગતદષ્ટિ દૂર થઈ એમ કહેવાય છે. આ પ્રમાણે બે યામ્યોત્તરવૃત્ત ઉપર થઈને તારાઓના જવાના વખતના તારથી ખબર આપીને બે મથકના રેખાંશનો તફાવત નક્કી કરવામાં તે બે મથકના જોનાર વચ્ચેની અંગતદષ્ટિની પરિણામ ઉપર અસર થશે. પણુ જો તે માણસો પછીથી મથકોની અદલાબદલી કરે અને રેખાંશનો તફાવત ફરી નક્કી કરે તો આ બીજા પરિણામમાં અંગતદષ્ટિ અગાઉનાં કરતાં ઊલટી નિશાનીથી જણાવવામાં આવશે. તેથી બે પરિણામનું મધ્યમ ત્રીજું પરિણામ આપશે કે જે કોઈ સ્થિરપરિમાણુવાળી અંગતદષ્ટિની અસરથી મુક્ત હશે.

૨. સ્ત્રી. માણસના સ્વભાવની ખાસિયતને લીધે તેનાં નિર્ણય અને પદ્ધતિમાં પડતો તફાવત; વ્યક્તિ-પ્રાધાન્યતા.

**અંગત બચાવ** [ અંગત ( જાતનું ) + બચાવ ( રક્ષણ ) ] પું. આત્મરક્ષા; પોતાનું રક્ષણ.

**અંગત માહિતી** [અંગત ( જાતનું ) + માહિતી ( ખબર ) ] સ્ત્રી. જાતિ અનુભવ; પોતાની જાતે મેળવેલી ખબર.

**અંગત વ્યથા** [ અંગત ( શરીરનું ) + વ્યથા ( ઈજા ) ] સ્ત્રી. શરીર ઉપર થયેલી ઈજા.

**અંગત સ્વચ્છતા** [ અંગત ( શરીરનું ) + સ્વચ્છતા ( ચોખ્ખાઈ ) ] સ્ત્રી. શરીરની સફાઈ.

**અંગત હાનિ** [ અંગત ( જાતનું ) + હાનિ ( નુકસાન ) ] સ્ત્રી. વ્યક્તિગત હાનિ; પોતાની જાતને થતું નુકસાન.

**અંગત હુકમનામું** [ અંગત ( જાતનું ) + હુકમ ( ફરમાન ) + નામું ( લખાણુ ) ] ન. જાત ઉપર કરવામાં આવેલ કોર્ટનો લેખી ચુકાદો.

**અંગતિ** ૧. [ સં. અંગ્ ( નિશાની કરવી ) ] પું. અગ્નિ.

૨. પું. અગ્નિહોત્રી.

૩. પું. બ્રહ્મા; પ્રજાપતિ.

૪. પું. વાહન.

૫. પું. વિષ્ણુ.

**અંગતી** [ સં. અંગ્ ( જવું ) ] સ્ત્રી. વાહન.

**અંગત્ર** [ સં. અંગ ( શરીર ) + ત્ર ( રક્ષણુ કરનાર ) ] ન. અંગરખું. જુઓ અંગત્રાણુ.

**અંગત્રાણુ** [ સં. અંગ ( શરીર ) + ત્રાણુ ( રક્ષણુ ) ] ન. ( હિંદી ) અંગરખું. શરીરનું રક્ષણુ કરવાથી તે અંગત્રાણુ કહેવાય છે.

**અંગદ** ૧. પું. ( પુરાણુ ) કિષ્કિંધાના વાનર રાજા વાલીનો એ નામનો દીકરો. તે બૃહસ્પતિનો અવતાર મનાય છે. ભાષણુ કરવામાં તે કુશળ હતો. વાલીના મરણુ વખતે તે નાની ઉમરનો હોવાથી એને સાચવવાનું તેના ભાઈ સુગ્રીવને સોંપી રામે એને યુવરાજનો અધિકાર અપાવ્યો હતો. સીતાની શોધ માટે મોકલેલા મારુતિ વગેરે વાનરોનો તે પ્રમુખ હતો. વાયદા કરતાં એક મહિનો વધારે વીતી જતાં પણુ સીતાની શોધ લાગી નહિ તેથી એણે પ્રાણુ ત્યાગવાનો નિશ્ચય કર્યો. એટલામાં એને સંપાતિ નામના પક્ષીરાજનો ભેટો થયો. એનાથી ભાળ મળી કે સીતા લંકામાં છે. મરવાનો વિચાર માંડી વાળી એણે મારુતિને લંકા મોકલ્યો. મારુતિએ ખબર આણ્યા પછી તેઓ રામચંદ્ર પાસે કિષ્કિંધા પાછા ગયા. જ્યારે બધા વાનરો સહિત રામચંદ્રજી લંકા પર ચડ્યા ત્યારે એ પણુ જોડે ગયો અને તેને રામે રાવણુ સાથે વિષ્ટિ એટલે સમાધાની કરવા મોકલ્યો. તેણે રાવણુને બહુ સમજાવ્યો છતાં રાવણુ માન્યો નહિ. રાવણુને નાનપણુમાં વાલીએ અંગદને લોઢિયે બાંધ્યો હતો, ત્યારે એ રાવણુની દાઢી ખેંચી બહુ પીડા આપતો તે યાદ કરાવ્યું. જ્યારે રામ અને રાવણુની લડાઈ થઈ ત્યારે એણે કંપન, પ્રજંઘ, વિકટ ઇત્યાદિ અનેક મહાન રાક્ષસોને માર્યા. રાવણુનો વધ કરી રામચંદ્રજી અયોધ્યા ગયા પછી અગિયાર હજાર વર્ષ રાજ્ય કરી જ્યારે સ્વધામ પધાર્યા ત્યારે સુગ્રીવ તેમની સાથે ગયો, અને અંગદને કિષ્કિંધાનો રાજા બનાવ્યો હતો.

૨. પું. ( પુરાણુ ) કૃષ્ણુના ભાઈ ગદને બૃહતીથી થયેલ એ નામનો દીકરો.

૩. પું. નાનક પછી થઈ ગયેલા શીખ ધર્મના નવ ગુરુ માંહેનો બીજો. તેણે હાલની પંજાબી ભાષાની લિપિ બનાવી હતી. આથી પંજાબી લિપિને ગુરુમુખી કહે છે.

૪. પું. ( પુરાણુ ) મહાભારતની લડાઈમાં મરાયેલો દુર્યોધનના પક્ષનો એ નામનો રાજા.

૫. પું. ( પુરાણ ) લક્ષ્મણના બે દીકરામાંનો મોટો દીકરો. તે એના નામથી સ્થાપેલી અંગદીયા નામની નગરીમાં રાજ કરતો હતો. એ નગરીને અશ્વનગર પણ કહેતા.

૬. ન. બાવડા ઉપર પહેરવાનું એક ઘરેણું; બાજુબંધ; બાહુભૂષણ.

વળી ઉજ્વળ અર્ધચંદ્ર આપ્યો,
અંગદ બાહુબંધને કાજ. પ્રેમાનંદ

૭. [ સં. અંગ ( શરીર ) + દા ( આપવું ) ] વિ. શરીરનું દાન કરનાર; દેહ અર્પણ કરનાર.

**અંગદકૂદકો** [ અંગદ ( એ નામનો વાનર ) + કૂદકો ( ઠેકડો ) ] પું. ઊંચે મારેલ કૂદકો; ઊંચો કૂદકો; 'હાઈ જંપ'. આ જ રીતે 'લૉંગ જંપ' માટે હનુમાનકૂદકો કહેવાય છે.

**અંગદનીતિ** [ સં. અંગદ ( એક વાનર ) + નીતિ ( રાજનીતિ ) ] સ્ત્રી. અંગદે રાવણને સમજાવેલ ઉપદેશ.

**અંગદવિષ્ટિ** ૧. [ સં. અંગદ ( એક વાનર ) + વિષ્ટિ ( સમાધાન ) ] સ્ત્રી. અંગદે રામના દૂત તરીકે રાવણ સાથે કરેલી સમાધાનીની મસલત.

૨. સ્ત્રી. શામળ કવિએ બનાવેલ એ નામનું એક આખ્યાન. તેમાં સીતાજીને પાછા સોંપવા માટે રાવણ સાથે અંગદ જે વાટાઘાટ કરે છે તેનું વર્ણન છે.

**અંગદશિષ્ટાઈ** ૧. [ સં. અંગદ ( રામનો એ નામનો દૂત ) + શિષ્ટાઈ ( સભ્યતા ) ] સ્ત્રી. અંગદના જેવી સભ્યતાથી પોતાનો હેતુ પાર પાડવો તે.

૨. સ્ત્રી. અંગદે રાવણની સભામાં વાપરેલી ચતુરાઈ; દૂતચાતુર્ય.

૩. સ્ત્રી. વિવેક; શિષ્ટજનતા.

**અંગદા** ૧. [ સં. ] સ્ત્રી. ચંદ્રની સોળ કળા માંહેની એ નામની એક.

અમૃતા, માનદા, પૂષા, તુષ્ટિ, પુષ્ટિ, રતિ, ધૃતિ, શશિની, ચંદ્રિકા, કાંતિ, જ્યોત્સ્ના, શ્રી, પ્રીતિ, અંગદા, પૂર્ણા ને પૂર્ણામૃતા: એ ચંદ્રની સોળ કલાનાં નામ છે. યોગકૌસ્તુભ

૨. સ્ત્રી. દક્ષિણ દિશાના રક્ષક હાથીની સ્ત્રી.

**અંગદાન** ૧. ન. પીઠ બતાવી પાછું હઠવું તે.

૨. [ સં. અંગ ( શરીર ) + દાન ( ભેટ ) ] ન. શરીર સમર્પણ કરવાપણું; દેહાર્પણ.

૩. ન. સંભોગ.

**અંગદીયા** સ્ત્રી. ( પુરાણ ) કારૂપથ નામના દેશની એ નામની નગરી, જે લક્ષ્મણના દીકરા અંગદને મળી હતી. તેનું બીજું નામ અશ્વનગર હતું.

**અંગદ્વાર** [ સં. અંગ ( શરીર ) + દ્વાર ( બાર ) ] ન. શરીરનાં મુખ, નાક, કાન, આંખ, ગુદા, ઉપસ્થ અને દૂંટી એમાંનાં પ્રથમનાં નવમાંનું કે દૂંટી સહિત કુલ દશ દ્વાર માંહેનું હરકોઈ એક.

**અંગદ્વીપ** [ સં. અંગ ( ગૌણ ) + દ્વીપ ( બેટ ) ] પું. ૭ ગૌણ ટાપુમાંનો હરકોઈ એક.

**અંગધારી** ૧. [ સં. અંગ ( શરીર ) + ધારિન્ ( ધારણ કરનાર ) ] પું. ( હિંદી ) પ્રાણી.

૨. વિ. શરીર ધારણ કરનાર.

**અંગન** [ સં. ] ન. આંગણું; ફળી; ઘર પાસેનો ખુલ્લો ભાગ; ઘરનો ચોક.

**અંગના** ૧. [ સં. ] સ્ત્રી. દક્ષિણ દિશાના રક્ષક હાથીની સ્ત્રી.

૨. સ્ત્રી. ( પુરાણ ) ભારતવર્ષની એટલે હિંદની એ નામની એક નદી.

૩. સ્ત્રી. રૂપાળી સ્ત્રી; સુંદર અંગવાળી બાઈ.

૪. સ્ત્રી. વનિતા; મહિલા; સ્ત્રી; પ્રમદા; નારી.

સ્ત્રી નારી વનિતા વધૂ લલના યુવતી ભામ,
અબળા બાળા અંગના પ્રેમદા કાન્તા વામ;
તરુણી રમણી સુંદરી સીમંતિની પણ હોઈ,
તીય તુજ સમ ત્રણ લોકમાં રચી વિરંચી ન કોઈ.
પિંગળલઘુકોષ

**અંગનાગણ** ૧. [ સં. અંગના ( સ્ત્રી ) + ગણ ( ટોળું ) ] પું. કુટુંબનો સ્ત્રીવિભાગ.

૨. પું. સ્ત્રીજાતિ.

૩. પું. સ્ત્રીમંડળ; નારીઓનું વૃંદ.

**અંગનાપ્રિય** ૧. [ સં. અંગના ( સ્ત્રી ) + પ્રિય ( વહાલું ) ] પું. અશોક વૃક્ષ; આસોપાલવનું ઝાડ. તે સ્ત્રીઓને પ્રિય એટલે વહાલું હોય છે ને તેનાં ફૂલથી તેઓ પોતાનું શરીર શોભાવે છે.

૨. પું. દક્ષિણ દિશાની સંભાળ રાખનાર હાથી.

૩. વિ. સ્ત્રીઓને વહાલું.

**અંગનાપ્રિયા** [ સં. અંગના ( સ્ત્રી ) + પ્રિયા ( વહાલી ) ] સ્ત્રી. મેંદી. તેનાથી સ્ત્રીઓ હાથ-પગ રંગે છે.

**અંગનુછણા** પું. એ નામનો ઘોડાનો સામાન.

**અંગનું** ૧. [ સં. અંગ ( શરીર ) ] વિ. નજીકનું; ખાસ સંબંધ ધરાવતું.

૨. વિ. પોતાના પૂર્ણ વિશ્વાસનું; પતિજવાળું.

૩. વિ. પોતાનું; જાતનું.

**અંગન્યાસ** ૧. [ સં. અંગ ( અવયવ ) + ન્યાસ ( મૂકવું તે ) ] પું. પૂજા કરતી વખતે મંત્રોચ્ચાર સાથે શરીરના જુદા જુદા ભાગને હાથથી કરવામાં આવતો સ્પર્શ.

૨. પું. હૃદય વગેરે શરીરના ભાગોમાં મંત્રનું સ્થાપન.

**અંગપરિવર્તન** [ સં. અંગ ( શરીર ) + પરિવર્તન ( ફરવું તે ) ] ન. શરીરને આમતેમ મરડવું તે; અંગમરોડ.

**અંગપાક** [ સં. અંગ ( અવયવ ) + પાક ( પાકવું તે ) ] પું. ( હિંદી ) અવયવનું પાકી ને સડી જવાપણું.

**અંગપાલક** [ સં. અંગ ( શરીર ) + પાલક ( રક્ષણ કરનાર ) ] વિ. શરીરનું રક્ષણ કરનાર; દેહરક્ષક.

**અંગપાલિ** [ સં. અંગ ( શરીર ) + પાલ્ ( રક્ષવું ) ] સ્ત્રી. આલિંગન; ભેટવાપણું.

**અંગપાલિકા** [ સં. અંગ ( શરીર ) + પાલિકા ( રક્ષણ કરનારી ) ] સ્ત્રી. દાઈ; ધાવ; આયા.

**અંગપીડ** ( અંગપીડ઼ ) [ સં. અંગ ( શરીર ) + પીડા ( દુઃખ ) ] સ્ત્રી. આખા શરીરમાં દુઃખ થાય એવો વાયુરોગ.

**અંગપીડા** ( અંગપીડ઼ા ) [ સં. અંગ ( શરીર ) + પીડા ( દુઃખ ) ] સ્ત્રી. શરીરનું દુઃખ; શારીરિક રોગ.

**અંગપુરી** સ્ત્રી. અંગદેશની રાજધાની ચંપાપુરીનું બીજું નામ.

**અંગપૂજા** [ સં. અંગ ( શરીર ) + પૂજા ( સેવા ) ] સ્ત્રી. ફળ વગેરે દેવને ધરીને કરવાની પૂજા.

**અંગપૂર્ણ ચિહ્ન** [ અંગ ( સંગીતનો તાલ ) + પૂર્ણ ( પૂરું ) + ચિહ્ન ( નિશાની ) ] ન. ( સંગીત ) સ્થંભ; તાલમાં ગાળો કેટલી માત્રાનો છે તે જણાવવા માટે એક ગાળો પૂરો થાય અને બીજો શરૂ થાય ત્યાં આગળ કરવામાં આવતી / આવી લીટી.

**અંગપ્રતિચારિકા** [ સં. અંગ ( શરીર ) + પ્રતિચારિકા ( દાસી ) ] સ્ત્રી. શરીરની સેવા કરનારી દાસી.

**અંગપ્રત્યંગ** [ સં. અંગ ( ભાગ ) + પ્રતિ ( દરેક ) + અંગ ( વિભાગ ) ] ન. દરેક અંગ; પ્રત્યેક વિભાગ; અંગઉપાંગ.

**અંગપ્રાયશ્ચિત્ત** [ સં. અંગ ( દેહ ) + પ્રાયશ્ચિત્ત ( પાપના નિવારણ માટે તપ ) ] ન. દેહની શુદ્ધિ માટે કરવામાં આવતું શારીરિક પ્રાયશ્ચિત્ત; શરીરની આભડછેટને લીધે કરવી પડતી દેહશુદ્ધિ.

**અંગપ્રોક્ષણ** ૧. [ સં. અંગ ( શરીર ) + પ્રોક્ષણ ( છાંટવું તે ) ] ન. શરીર ઉપર પાણી છાંટવું તે.

૨. ન. શરીરને ભીના કપડાથી ઘસીને સાફ કરવાપણું.

**અંગફાસ** [ સં. અંગ ( શરીર ) + સ્પર્શ ( અડવું તે ) ] પું. શરીરનું અડવાપણું.

**અંગબલ** [ સં. અંગ ( શરીર ) + બલ ( જોર )] ન. શારીરિક બળ; શારીરિક શક્તિ; કૌવત; જોર.

**અંગબળ** જુઓ અંગબલ.

**અંગબળવર્ધક** [ સં. અંગ ( શરીર ) + બલ ( જોર ) + વર્ધક ( વધારનાર )] વિ. શરીરનું જોમ વધારનાર; કૌવતમાં વધારો કરનારું.

**અંગબંધારણ** [ સં. અંગ ( અવયવ ) + બંધ્ ( બાંધવું )] ન. અવયવોની રચના.

**અંગબીન** [ ફા. ] ન. મધ.

**અંગભંગ** ૧. [ સં. અંગ ( શરીર ) + ભંગ ( મરોડ )] પું. અંગમરોડ; નાચવામાં અવયવોને લટકપૂર્વક હલાવવા તે; લટક.
૨. પું. મોહિત કરવાની ચેષ્ટા; નખરાં.
૩. [ સં. અંગ ( શરીર ) + ભંગ ( એક જાતનો રોગ )] પું. વાયુપ્રકોપનો એક રોગ. તેમાં શરીર ભાંગી કટકા થતું હોય તેમ જણાય છે.
૪. પું. શરીર ખોટું પડી જવાપણું; અર્ધાંગવાયુ; પક્ષઘાત.
૫. પું. શરીર મરડવાપણું; આળસ ખાવી તે; કસમોડા.
૬. પું. શરીરના અવયવો મરડી ટચાકા ફોડવાપણું.
૭. [સં. અંગ ( અવયવ ) + ભંજ્ ( ભાંગવું )] પું. શરીરના અંગનું ખંડન; કોઈ અવયવનું ભાંગી જવાપણું.
  અંગભંગ થવું = શરીરના કોઈ અવયવનું છેદાવું.
૮. વિ. ભાંગી કે તૂટી ગયેલા અવયવવાળું.

**અંગભંગી** [ સં. અંગ ( શરીર ) + ભંગ ( મરોડ )] સ્ત્રી. ( હિંદી ) ચેષ્ટા; મોહિત કરવાની ક્રિયા.

**અંગભંજણ** [ સં. અંગ ( શરીર ) + ભંજ્ ( મરડવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય )] ન. ( પ્રાકૃત ) આળસ મરડવી તે.

**અંગભાવ** ૧. [ સં. અંગ ( અપ્રધાન ) + ભાવ ( પણું )] પું. અપ્રધાનતા; ઉપકારકપણું.
૨. [ સં. અંગ ( શરીર ) + ભાવ ( હલનચલન )] પું. શરીરની જુદી જુદી હિલચાલથી મનનું પ્રકાશન એટલે જણાવવાપણું.
  ગાયનના મતલબને શરીરથી બતાવી આપી પછી નવીન રીતે સુંદર અભિનય સહિત નૃત્ય કરવું તેને અંગભાવ કહે છે. સંગીતકલાધર

**અંગભૂ** ૧. [સં. અંગ ( શરીર ) + ભૂ ( ઉત્પન્ન થવું )] પું. કામદેવ. શરીરમાં ઉત્પન્ન થતો હોઈને તેને અંગભૂ કહે છે.
૨. પું. પુત્ર; દીકરો.
૩. [ સં. અંગ ( મન ) + ભૂ ( ઉત્પન્ન થવું )] વિ. મનથી જન્મેલું.
૪. વિ. શરીરમાંથી ઉત્પન્ન થયેલું.

**અંગભૂત** ૧. [ સં. અંગ ( શરીર ) + ભૂત ( ઉત્પન્ન થયેલું )] પું. દીકરો; પુત્ર.
૨. પું. સભ્ય; સભાસદ; 'મેમ્બર'.
૩. પું. સાધન; મૂળ મુદ્દો.
૪. વિ. અવયવરૂપ; અંશ જેવું; ભાગરૂપ.
૫. વિ. અંગમાંથી જન્મેલું; શારીરિક ઉત્પત્તિવાળું.
૬. વિ. અંગરૂપ બનેલું; એક ભાગ પેઠે રહેલું.
૭. વિ. આત્મીય; અંગત; સ્વકીય; પોતાનું.

**અંગભેદ** [ સં. અંગ ( અવયવ ) + ભિદ્ ( ભેદવું )] પું. શરીરને પીડા કરે એવો એક વાયુ રોગ. જુઓ વાયુરોગ.

**અંગભ્રાંતિ** [ સં. અંગ ( શરીર ) + ભ્રાંતિ ( ભ્રમ )] સ્ત્રી. એ નામનો એક જાતનો રોગ. જુઓ અંગવિભ્રમ.

**અંગમગધ** પું. અંગ અને મગધ એ બે પાસ પાસેના દેશ.

**અંગમરોડ** ( અંગમરોડ઼ ) ૧. પું. કાયાની રોનક; દેહનો દેખાવ; શરીરની છટા.
૨. [ અંગ ( શરીર ) + મરોડ ( મરડાટ )] પું. શરીરને આમતેમ મરડવું તે; લટકાં; શરીરનો મરોડ.

**અંગમર્દ** ૧. [ સં. અંગ ( શરીર ) + મૃદ્ ( ઘસવું )] પું. ચંપી કરનાર નોકર; શરીર ચાંપનાર સેવક; દાબનાર નોકર.
૨. ન. શરીરનું મર્દન એટલે ચોળવું તે.
૩. ન. હાડકાંનો દુખાવો.
૪. વિ. શરીરને ચોળનાર.

**અંગમર્દક** ૧. [ સં. અંગ ( શરીર ) + મર્દક ( ઘસનાર )] પું. ચંપી કરનાર સેવક.
૨. વિ. ડિલ ચાંપનાર.

**અંગમર્દન** ૧. [ સં. અંગ ( શરીર ) + મર્દન ( ચંપી )] ન. ડિલ દબાવવાપણું; ચંપી. અંગમર્દનના પ્રકાર: ૧. આકુંચન–સ્નાયુઓના સંકડાવાથી શરીરનો એક ભાગ બીજા ઉપર વળે તે ક્રિયા. જેમકે, પગ વાળવો. ૨. ટાચકા ફોડવા તે. ૩. ધીમે ધીમે શરીરને ગુંદવું તે. ૪. પરિભ્રમણ–સ્નાયુઓનાં એકી સાથ ચાલવાથી શરીરનો ભાગ ગોળ ફરે તે. જેમકે, હાથને ખંભાના સાંધાથી ગોળ ફેરવવો. ૫. ભાર દઈને હાથ ઘસવો તે. ૬. વિતતી–સ્નાયુના લાંબા થવાથી શરીરનો એક ભાગ બીજાથી દૂર જાય તે ક્રિયા. જેમકે, પગ સીધો કરવો. ૭. શરીરની કલ્પિત મધ્યરેખા તરફ કે તેથી દૂર હાથપગને લઈ જવા તે. ૮. હાથની કળાઈને હથેળી દેખાય તેમ વાળવી કે તેથી ઊલટું પંજો દેખાય તેમ વાળવી તે. આથી માંસ, લોહી અને ચામડી શુદ્ધ થાય, થાક ઊતરી શરીરમાં ગરમી આવે, તેમ જ નિદ્રા આવે છે. જ્ઞાનતંતુઓનાં દરદ માટે ચંપી એક ઉપાય મનાય છે.
૨. ન. શરીરને સારી રીતે ચોળાવવું તે; માલિશ.

**અંગમર્દિકા** [ સં. અંગ ( શરીર ) + મર્દિકા ( મર્દન કરનારી )] સ્ત્રી. અંગનું મર્દન કરનારી દાસી.

**અંગમર્દી** [ સં. અંગ ( શરીર ) + મર્દિન્ ( મર્દન કરનાર )] વિ. શરીર ચાંપનાર.

**અંગમલજ** પું. ( પુરાણ ) મહાભારતમાં જણાવેલ એ નામનો એક દેશ.

**અંગમવું** અ. ક્રિ. ( જૂ. ગુ. ) આગમવું; હામ ભીડવી; ટક્કર ઝીલવી.
  ઈસ્યૂં પ્રધાન કહિ તેણિ સમઈ,
  સુરતાણી દલ કુણ અંગમઈ
  કાન્હડદેપ્રબંધ

**અંગમહેનત** ૧. [ અંગ ( શરીર ) + મિહ્નત ( દાખડો )] સ્ત્રી. જાતમહેનત; શારીરિક શ્રમ.
૨. સ્ત્રી. શારીરિક શ્રમથી કરેલું કામ.

**અંગમંત્ર** [ સં. ] પું. ( તંત્ર ) એ નામનો એક મંત્ર.

**અંગમાપક** ૧. [ સં. અંગ ( શરીર ) + માપક ( માપનાર )] ન. શરીર માપવાનું યંત્ર.
૨. ન. શરીરના કોઈ ભાગમાં થતો કંપ માપવાનું યંત્ર; 'ઓંકોમીટર'.

**અંગમાર્જન** [ સં. અંગ ( શરીર ) + મૃજ્ ( શુદ્ધ કરવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય )] ન. શરીરની સાફસફી.

**અંગમાર્દવ** [ સં. અંગ ( શરીર ) + માર્દવ ( નરમાશ )] પું. શરીરની કોમળતા.

**અંગમેજયત્વ** [ સં. અંગમ્ ( શરીરને ) + એજ્ ( કંપવું ) + અય ( દશમા ગણનો પ્રત્યય ) + ત્વ ( પણું )] ન. ( યોગ ) અંગકંપ; કમકમાટી; શરીરમાં કંઈક થવું તે.
  અંગકંપને યોગીઓ અંગમેજયત્વ કહે છે.
  યોગકૌસ્તુભ

**અંગમોડા** ( અંગમોડ઼ા ) [ અંગ ( શરીર ) + મોડવું ( મરડવું )] પું. બ. વ. તાવ આવતા પહેલાં શરીરનું ભાંગવું તે; કસમોડા; કળતર; ડિલ ભાંગવું તે.

**અંગયજ્ઞ** [ સં. અંગ ( ગૌણ ) + યજ્ઞ ( યાગ )] પું. એક જાતનો ગૌણ યજ્ઞ; કર્મમાત્રના અંગરૂપ યજ્ઞ; અંગયાગ. તેની પાંચ જાત છે.

**અંગયષ્ટિ** [સં. અંગ (શરીર) + યષ્ટિ (લાકડી)] સ્ત્રી. શરીરનો બાંધો; અંગકાઠી.

**અંગયા** [સં. અંગિકા] સ્ત્રી. (હિંદી) કમખો; કાંચળી.

**અંગયાગ** [સં. અંગ (ગૌણ) + યાગ (યજ્ઞ)] પું. ગૌણ યજ્ઞ. જુઓ અંગયજ્ઞ.

**અંગયાતના** [સં. અંગ (શરીર) + યાતના (પીડા)] સ્ત્રી. શરીરનું દુઃખ; દેહની પીડા.

**અંગરક્ત** ૧. [સં. અંગ (શરીર) + રક્ત (રાતું)] ન. ગુડારોચની નામનો છોડ. તેનો લાલ ભૂકો થાય છે, તેથી તે અંગરક્ત કહેવાય છે.

૨. વિ. લાલ અંગવાળું.

**અંગરક્ષ** [સં. અંગ (શરીર) + રક્ષ્ (સંભાળ રાખવી)] વિ. શરીરનો બચાવ કરનાર.

**અંગરક્ષક** ૧. [સં. અંગ (શરીર) + રક્ષક (રક્ષણ કરનાર)] પું. નોકર; દાસ.

૨. પું. શરીરની સંભાળ રાખનાર હજૂરી; અંગસેવક; રક્ષણ માટે રાખવામાં આવતો ખાસ સૈનિક; 'એ-ડી-કાં'.

૩. વિ. શરીરની રખેવાળી કરનાર.

**અંગરક્ષણ** ૧. ન. શરીરના રક્ષણનું સાધન.

૨. [સં. અંગ (શરીર) + રક્ષણ (સંભાળ)] ન. શરીરની સંભાળ.

**અંગરક્ષણી** ૧. [સં. અંગ (શરીર) + રક્ષ્ (બચાવવું)] સ્ત્રી. અંગરખું, બંડી, પહેરણ વગેરે કપડું; નાનું અંગરખું; કડિયું.

૨. સ્ત્રી. એક જાતનું બખ્તર.

**અંગરક્ષા** ૧. [સં. અંગ (શરીર) + રક્ષા (રાખડી)] સ્ત્રી. નજર ન લાગે એટલા માટે બાંધેલો દોરો; રાખડી.

૨. [સં. અંગ (દેહ) + રક્ષા (સંભાળ)] સ્ત્રી. શરીરની સંભાળ.

**અંગરક્ષિણી** [સં. અંગ (શરીર) + રક્ષ્ (બચાવવું)] સ્ત્રી. નાનું અંગરખું. જુઓ અંગરક્ષણી.

**અંગરખ** [સં. અંગ (શરીર) + રક્ષક (બચાવનાર)] પું. (જૂ. ગુ.) અંગરક્ષક.

હીંદૂ બડિયા છીલિ પરિ ઘણા,
લાગ્યા અંગરખ રાઉલ તણા.

કાન્હડદેપ્રબંધ

**અંગરખા** [સં. અંગ (શરીર) + રક્ષ્ (બચાવવું)] પું. (હિંદી) અંગરખું. હિંદુઓ જમણી બાજુ અને મુસલમાનો ડાબી બાજુ તે ખુલ્લો રાખે છે.

**અંગરખી** ૧. [સં. અંગ (શરીર) + રક્ષ્ (બચાવવું)] સ્ત્રી. કવચ; બખ્તર.

બાંધી આયુધ અબલા અંગરખી.

પ્રેમાનંદ

૨. સ્ત્રી. નાનું અંગરખું; અંગરક્ષણી; ડગલી.

**અંગરખુ** [સં. અંગ (શરીર) + રક્ષ્ (રક્ષણ કરવું)] ન. કવચ. જુઓ અંગરખી.

**અંગરખું** [સં. અંગ (શરીર) + રક્ષ્ (બચાવવું)] ન. અંગરખો. કોઈ લાંબાં, કોઈ ટૂંકાં, કોઈની ઊપલી કસો છાતીએ અને કોઈની કસો જમણે તો કોઈની ડાબે પડખે એમ તેના જુદા જુદા ઘાટ થાય છે.

**અંગરખો** ૧. [સં. અંગરક્ષ; પ્રા. અંગરખ] પું. જૂની ઢબનો કસ બાંધવાનો લાંબો ડગલો; લાંબું કેડિયું; પુરુષને પહેરવાનું સીવેલું ગળાથી તે ઘૂંટણ સુધીનું કપડું.

૨. પું. બખ્તર; કવચ.

૩. [સં. અંગ (શરીર) + રક્ષ્ (બચાવ કરવો)] પું. રાજા વગેરેના શરીરની સંભાળ રાખનાર નોકર; અંગરક્ષક.

**અંગરસ** પું. (વૈદક) ફળ કે પાંદડાંનો દબાવીને કે કચરીને કાઢેલો રસ; સ્વરસ. તે કાઢવાની રીત નીચે પ્રમાણે છે: લીલી વનસ્પતિ લઈ તેને દસ્તાથી છૂંદી રસ કાઢવો અને તે કપડાથી ગાળી લેવો. અંગરસને માટે જે લીલી વનસ્પતિ લેવી તે ચોખ્ખી ને સાફ હોવી જોઈએ. લીલી વનસ્પતિ ન મળે તો સૂકી વનસ્પતિ લઈ તેનો ભૂકો કરી તેમાં આઠ ગણું પાણી નાખી ઉકાળી ચોથો હિસ્સો રાખવો. અંગરસ કાઢવાની બીજી રીત એવી છે કે સૂકી વનસ્પતિને બમણા પાણીમાં નાખી ૨૪ કલાક રાખી મૂકવી અને પછી તે પાણીને ગળી લઈ અંગરસની પેઠે વાપરવું. લીલી વનસ્પતિમાંથી કાઢેલા અંગરસની માત્રા સાધારણ રીતે બે તોલા, અને સૂકી વનસ્પતિમાંથી કાઢેલા અંગરસની માત્રા ૪ તોલા છે. કેટલીક વખતે અંગરસની અંદર સાકર, મધ, ગોળ, જવખાર, કે સિંધાલૂણ નાખવામાં આવે છે. બાળકને માટે અંગરસની માત્રા અરધો તોલો છે.

**અંગરંગ** ૧. [સં. અંગ (શરીર) + રંગ (વર્ણ)] પું. ચહેરો; કાંતિ.

૨. પું. ભોગવિલાસ; વિષયસુખ; ઇંદ્રિયસુખ.

૩. [સં. અંગ (શરીર) + રંગ] પું. શરીરનો વાન; દેહનો રંગ.

૪. [અંગ (શરીર) + રંગ (આનંદ)] પું. હોંસ; અંતરનો ઉમળકો; આનંદ; ઉમંગ.

**અંગરાગ** ૧. [હિં.] પું. કપડું કે શણગાર.

૨. પું. શરીર ઉપર લેપ કરવો તે.

૩. [સં. અંગ (શરીર) + રાગ (રંગ આપવો તે)] પું. શરીરે કરવાનો ચંદન વગેરેનો સુગંધી લેપ; ઉવટણ; વિલેપન; પીઠી.

૪. પું. શરીરે મસળવાના સુગંધી પદાર્થ. જેમકે, મેંદી, ચંદન.

૫. પું. સ્ત્રીઓનાં પાંચ અંગની સજાવટ: સેંથામાં સિંદૂર, માથામાં રોલી એટલે કંકુ, ગાલમાં તલની રચના, કેસરનો લેપ અને હાથ-પગે મેંદી.

**અંગરાજ** ૧. [સં. અંગ (એ નામનો દેશ) + રાજન્ (રાજા)] પું. અંગ દેશનો રાજા.

૨. પું. કર્ણ. તે અંગ દેશનો રાજા હતો.

૩. પું. લોમપાદ નામનો રાજા. તે દશરથનો પરમ મિત્ર હતો.

**અંગરીખા** પું. અંગરખો.

**અંગરુહ** ૧. [સં. અંગ (શરીર) + રુહ્ (ઊગવું)] પું. પુત્ર; દીકરો.

૨. ન. વાળ; રુંવાડાં. અંગ ઉપર ઊગતા હોઈને તે અંગરુહ કહેવાય છે.

**અંગરુહા** [સં. અંગ (શરીર) + રુહ્ (ઊગવું) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. પુત્રી; દીકરી.

**અંગરેચી** વિ. (કચ્છી) અંગ્રેજનું; અંગ્રેજ લોક સંબંધી.

**અંગરેજ** ૧. [અં. ઇંગ્લિશ; પોર્ટુ. અંગ્રેઝ] પું. ઇંગ્લંડ દેશનો વતની.

૨. વિ. ઇંગ્લંડ દેશનું.

**અંગરેજી** ૧. [અં. ઇંગ્લિશ; પોર્ટુ. અંગ્રેઝી] સ્ત્રી. અંગ્રેજ લોકોની ભાષા.

૨. વિ. અંગ્રેજોને લગતું.

૩. વિ. ઇંગ્લંડ દેશ વિષેનું.

**અંગરેઝ** (અંગરેજ) [પોર્ટુ. અંગ્રેઝ] ન. અંગ્રેજ; ઇંગ્લંડ દેશનું માણસ.

**અંગરેઝણ** (અંગરેઝણ) સ્ત્રી. અંગ્રેજ સ્ત્રી. આ શબ્દ અંગરેઝ શબ્દને નારીજાતિનો ગુજરાતી પ્રત્યય લગાડીને કર્યો છે.

**અંગરેઝી** (અંગરેઝી) [પોર્ટુ. અંગ્રેઝી] સ્ત્રી. અંગ્રેજી ભાષા.

૧. અંગરેઝી અમલદારી = અંગ્રેજી રાજ્ય.
૨. અંગરેઝી ખુઆં = અંગ્રેજી શીખનાર.
૩. અંગરેઝી દાં = અંગ્રેજી વિદ્વાન.
૪. અંગરેઝી મદ્રસા = અંગ્રેજી નિશાળ.

**અંગરો** [સં. અંગાર] પું. અંગારો; સળગતો કોલસો; દેખાળો.

ખરા અંગરા એજ્યા, પ્રગટાવી છે જ્યાં.

શામળ

**અંગરોગ** ૧. પું. વારસામાં મળેલ દરદ; પેઢી-ઉતાર બીમારી.

૨. [સં. અંગ (શરીર) + રોગ (દરદ)] પું. શરીરનો વ્યાધિ.

**અંગરોગી** ૧. વિ. જન્મથી માંદું; વારસામાં મળેલ દરદવાળું.

૨. [સં. અંગ (શરીર) + રોગિન્ (આજારી)] વિ. શરીરના દરદવાળું.

**અંગરોમ** [સં. અંગ (શરીર) + રોમન્ (વાળ)] પું. શરીર ઉપરનો વાળ; રૂંવાડું.

**અંગલ** [હિં.] પું. આંગળ; તસુ.

**અંગલગુ** [હિં.] વિ. શરીરને વળગેલું.

**અંગલચક** [અંગ (શરીર) + લચક (મરોડ)] સ્ત્રી. શરીરનો મરોડ.

**અંગલડી** (અંગલડ઼ી) સ્ત્રી. (જૂ. ગુ.) આંગળી.

હાથિ હોઇ અંગલડી ચ્યારિ,
અંગૂઠઉ પાંચમું વિચારી.
લાવણ્યસમય

**અંગલતિકા** [સં. અંગ (શરીર) + લતિકા (નાની લતા)] સ્ત્રી. કોમળ દેહ; નાજુક શરીર.

**અંગલિપિ** [સં. અંગ (એ નામનો દેશ) + લિપિ (મરોડ)] સ્ત્રી. અંગ દેશના લોકોનો લખવાનો મરોડ.

**અંગલિસ્તાન** [ફા.] ન. ઈંગ્લંડ.

**અંગલી** ૧. [સં. અંગુલ (આંગળી)] સ્ત્રી. આંગળી.

૨. સ્ત્રી. એક આંગળ જેટલી પહોળાઈ.

**અંગલીશ** [અં. ઈંગ્લિશ] વિ. (કચ્છી) અંગ્રેજી; અંગ્રેજનું.

**અંગલૂછણું** [સં. અંગ (શરીર) + લુંચ્ (ખેંચવું)] ન. શરીર લૂછવાનું કપડું; રૂમાલ; ટુવાલ; અંગૂછો.

**અંગલૂછો** [સં. અંગ (શરીર) + લુંચ્ (ખેંચવું)] પું. રૂમાલ; ટુવાલ. જુઓ અંગલૂછણું.

**અંગલૂહણો** ૧. [સં. અંગ (શરીર) + લુંચ્ (ખેંચવું)] પું. શરીર લૂછવાનો રૂમાલ.

વાલા કુંચી ખણ્યા ખૂણે લહે ઘણે અંગલૂહણે.
લાવણ્યસમય

૨. ન. મૂર્તિને નવરાવી સાફ કરવાપણું.

**અંગલૂહણું** [સં. અંગ (શરીર) + લુંચ્ (ખેંચવું)] ન. ટુવાલ. જુઓ અંગલૂછણું.

**અંગલેખા** સ્ત્રી. (પુરાણ) ભારતવર્ષનું એટલે હિંદનું પશ્ચિમ દિશામાં આવેલું એક શહેર.

**અંગલેટ** [હિં.] સ્ત્રી. કાઠું; શરીરનો ઉઠાવ. આ શબ્દ સ્ત્રીઓમાં વધારે વપરાય છે.

**અંગલેપ** ૧. [સં. અંગ (શરીર) + લેપ (ખરડ કરવાની વસ્તુ)] પું. શરીરે મસળવાના સુગંધી પદાર્થ; અંગરાગ.

૨. પું. શરીરે લેપ કરવાની ક્રિયા; અંગલેપન.

**અંગલેપન** [સં. અંગ (શરીર) + લેપન (ખરડ)] ન. શરીરે લેપ કરવો તે. જુઓ અંગલેપ.

**અંગલૌકિક** ન. હાયડારપીઝ એટલે જેલમ અને અસિક્ની એટલે ચિનાબ નદીઓના સંગમની નીચાણમાં આવેલ એ નામની એક જગ્યા. સિકંદરના ઇતિહાસ લખનારાઓએ આને અગ્ગાસિયન નામ આપ્યું છે. એમના કહેવા મુજબ શિબિસની પાસે આ જગ્યા આવેલ છે.

**અંગવ** [સં.] ન. સૂકફળ; સુકાયેલું ફળ.

**અંગવર્ણું** [સં. અંગ (શરીર) + વર્ણ (રંગ)] પું. શરીરનો વાન કે રંગ; કાંતિ.

**અંગવસ્ત્ર** ૧. [સં. અંગ (શરીર) + વસ્ત્ર (લૂગડું)] ન. ખેસ; દુપટ્ટો.

૨. ન. રખાત; ઉપપત્ની; રાખેલી સ્ત્રી.

૩. ન. લંગોટી.

૪. ન. સૂતી વખતે ઓઢવાનું કપડું. જેમકે, પછેડી; શાલ; ચોફાળ.

**અંગવાટો** પું. ખેડૂતભાગ; જમીનનો માલિક અને ખેડ માટે બળદ આપનાર એ બેના ભાગ જતાં ખેતી કરનારને બાકી રહેલો ભાગ.

**અંગવાર** [સં. અંગ (ભાગ) + કાર (કામ)] સ્ત્રી. જમીન ખેડવામાં પરસ્પર કરવામાં આવતી મદદ.

**અંગવારો** ૧. [સં. અંગ (મદદ) + કાર (કામ)] પું. (હિંદી) ખેડવામાં અરસપરસ મદદ.

૨. [સં. અંગ (ભાગ) + કાર (કરનાર)] પું. (હિંદી) ગામના થોડા ભાગનો માલિક.

**અંગવિકલ** ૧. [સં. અંગ (શરીર) + વિકલ (વ્યાકુળ)] વિ. મૂર્ચ્છા પામતું.

૨. વિ. વ્યાકુળ; ગભરાયેલું.

૩. [સં. અંગ (શરીર) + વિકલ (નકામું)] વિ. શરીર રહી ગયું હોય એવું; પક્ષાઘાતવાળું.

૪. [સં. અંગ (અવયવ) + વિકલ (અપૂર્ણ)] વિ. શરીરમાં ખોડખાંપણવાળું.

**અંગવિકલતા** ૧. [સં. અંગ (શરીર) + વિકલ (નકામું) + તા (પણું)] સ્ત્રી. પક્ષાઘાત.

૨. [સં. અંગ (શરીર) + વિકલ (વ્યાકુળ) + તા (પણું)] સ્ત્રી. મૂર્ચ્છા.

૩. [સં. અંગ (અવયવ) + વિકલ (અપૂર્ણ) + તા (પણું)] સ્ત્રી. શરીરના કોઈ ભાગની ખામી.

૪. સ્ત્રી. શરીરની વ્યાકુળતા.

**અંગવિકાર** ૧. [સં. અંગ (શરીર) + વિકાર (રોગ)] પું. એક જાતનો રોગ; ફેફરું; મૂર્ચ્છારોગ.

૨. [સં. અંગ (શરીર) + વિકાર (ફેરફાર)] પું. કામ, ક્રોધ વગેરેની અસરથી શરીરના દેખાવમાં થતો ફેરફાર.

૩. પું. શરીરનો વ્યાધિ; અંગરોગ.

૪. પું. શરીરે થતું દુઃખ.

૫. પું. શારીરિક ખોડ.

**અંગવિકૃતિ** [સં. અંગ (શરીર) + વિકૃતિ (ફેરફાર)] સ્ત્રી. ફેફરું. જુઓ અંગવિકાર.

**અંગવિક્ષેપ** ૧. પું. [સં. અંગ (અવયવ) + વિક્ષેપ (ફેંકવાપણું)] પું. અંગ મરોડવું તે; ભાવને બતાવવા શરીરના અવયવોનો હાવ; અંગવિન્યાસ. એની ઉપયોગિતા માટે કહેવાય છે કે: અંગવિક્ષેપ બરાબર અને સ્વાભાવિક થવો જોઈએ. તે માટે તેમાં (૧) અનુરૂપતા, (૨) મિતોપયોગ, (૩) લાલિત્ય અને (૪) ગૌરવ એ ગુણો જોઈએ.

૨. પું. કલાબાજી; ઊધગુલાટ.

૩. પું. નાચવાની કળાનો એક ભાગ.

**અંગવિચાર** [સં. અંગ (શરીર) + વિચાર] પું. શરીર સંબંધી વિચાર.

**અંગવિચ્છેદ** [સં. અંગ (શરીરનો ભાગ) + વિચ્છેદ (કાપવાની ક્રિયા)] પું. શરીરના અવયવો કાપી નાખવાની શિક્ષા.

**અંગવિજ્ઞાન** [સં. અંગ (શરીર) + વિજ્ઞાન (શાસ્ત્રીય સમજ)] ન. શારીરિકશાસ્ત્ર; દેહધર્મવિદ્યા.

**અંગવિદ્યા** ૧. [સં. અંગ (સાધન) + વિદ્યા (જ્ઞાન)] સ્ત્રી. જ્ઞાનનું સાધન; વ્યાકરણશાસ્ત્ર વગેરે વિદ્યા.

૨. સ્ત્રી. વેદના ૭ અંગને લગતી વિદ્યા.

૩. [હિં.] સ્ત્રી. શરીર છેદવાને લગતું શાસ્ત્ર.

૪. [સં. અંગ (અવયવ) + વિદ્યા (જ્ઞાન)] સ્ત્રી. (જ્યોતિષ) શરીરના અવયવોના ફરકવાથી સારૂંનરસું ફળ કહી શકાય તેવી વિદ્યા; અષ્ટાંગનિમિત્ત માંહેનું એક અંગ. જુઓ અષ્ટાંગનિમિત્ત.

૫. સ્ત્રી. શરીરના ભાગ સંબંધી જ્ઞાન; અવયવવિદ્યા.

૬. સ્ત્રી. શરીરનાં ચિહ્નો જોઈને જિંદગીના બનાવો કહેવાની વિદ્યા; સામુદ્રિકવિદ્યા.

૭. [સં. અંગ (શરીર) + વિદ્યા (જ્ઞાન)] સ્ત્રી. શરીરવિદ્યા.

**અંગવિન્યાસ**. જુઓ અંગવિક્ષેપ.

**અંગવિભ્રમ** [ સં. અંગ ( શરીર ) + વિભ્રમ ( ભાન ભૂલી જવાપણું ) ] પું. અંગભ્રાંતિ; જેમાં રોગી અવયવોને કંઈનાં કંઈ સમજે છે એવો એક રોગ.

**અંગવિભ્રંશ** [ સં. અંગ ( શરીરનો ભાગ ) + વિભ્રંશ્ ( નાશ થવું ) ] પું. એક જાતનો વાયુ-રોગ. તેમાં શરીરનો એકાદો અવયવ લાકડા જેવો ચેતન વગરનો થાય છે. જુઓ વાયુરોગ.

**અંગવિલાસ** [ સં. અંગ ( શરીર ) + વિલાસ ( હાવભાવ ) ] પું. શરીરના મોહક હાવભાવ; શૃંગારચેષ્ટા.

**અંગવિસ્તાર** [ સં. અંગ ( અવયવ ) + વિસ્તાર ( વિશાળતા ) ] પું. ( કાવ્ય ) પ્રબંધ દોષનો એક ભેદ. મૂળ વસ્તુના કરતાં પેટા વસ્તુનું વધારે સારું વર્ણન થાય તો આ દોષ બને છે.

**અંગવીર** [ સં. અંગ ( પ્રધાન ) + વીર ] પું. મુખ્ય લડવૈયો.

**અંગવૃદ્ધિ** ૧. [ સં. અંગ ( અવયવ ) + વૃદ્ધિ ( વધારો ) ] સ્ત્રી. વધરાવળ; વૃષણ કે ગોળીનું વધવું તે.
૨. [ સં. અંગ ( શરીર ) + વૃદ્ધિ ( વધવું તે ) ] સ્ત્રી. શરીરનું વધવાપણું.

**અંગવૈકલ્ય** [ સં. અંગ ( શરીર ) + વૈકલ્ય ( અપૂર્ણતા ) ] ન. શારીરિક ખામી; ખોડ.

**અંગવૈકૃત** ૧. [ સં. અંગ ( શરીર ) + વૈકૃત ( મરોડ ) ] પું. અંગભંગી; ચેષ્ટા.
૨. પું. ઇશારત.
૩. પું. શરીરનો વિકાર.

**અંગશુદ્ધિ** ૧. [ સં. અંગ ( શરીર ) + શુદ્ધિ ( પવિત્રપણું ) ] સ્ત્રી. શરીરની પવિત્રતા; દેહ-શુદ્ધિ; દિલની સ્વચ્છતા.
૨. [ સં. અંગ ( સાધન ) + શુદ્ધિ ( પવિત્રતા ) ] સ્ત્રી. સ્નાનાદિ દેહશુદ્ધિનું સાધન.

**અંગશુષ્કતાવાયુરોગ** [ સં. અંગ ( શરીર ) + શુષ્ક ( સુકાયેલ ) + તા ( પણું ) + વાયુ ( વાત ) + રોગ ( દરદ ) ] પું. એક જાતનો વાયુરોગ. જુઓ અંગશોષ.

**અંગશૂળ** [ સં. અંગ ( શરીર ) + શૂલ ( પીડા ) ] ન. એક જાતનો વાયુરોગ. આ રોગમાં શરીરના બધા ભાગમાં શૂળ નીકળે છે. જુઓ વાયુરોગ.

**અંગશૈથિલ્ય** [ સં. અંગ ( શરીર ) + શૈથિલ્ય ( ઢીલાપણું ) ] ન. દિલમાં રહેલ સુસ્તી; શરીરનું ઢીલાપણું.

**અંગશોભનક્રિયા** [ સં. અંગ ( શરીર ) + શોભન ( શણગારવું તે ) + ક્રિયા ( કામ ) ] સ્ત્રી. લૂગડાં અને ઘરેણાંથી શરીરને શણગારવા-પણું.

**અંગશોષ** [ સં. અંગ ( શરીર ) + શુષ્ ( સૂકવું ) ] પું. એક જાતનો વાયુરોગ. તેમાં શરીર નબળું થઈ સુકાઈ જાય છે. જુઓ વાયુરોગ.

**અંગસખ્ય** [ સં. અંગ ( પોતાનું માણસ ) + સખ્ય ( દોસ્તી ) ] ન. ગાઢી દોસ્તી; અભિન્ન મૈત્રી.

**અંગસમાધિ** સ્ત્રી. ( વેદાંત ) કર્તા, કર્મ અને કરણ એ ત્રણેના અનુસંધાન એટલે જોડાણ સાથે એક જ જાતની ઇચ્છાઓનો એકાકાર પ્રવાહ.

**અંગસંગ** [ સં. અંગ ( શરીર ) + સંગ ( જોડાણ ) ] પું. સંજોગ; મૈથુન; રતિક્રિયા.

**અંગસંચલન** ૧. [ સં. અંગ ( અવયવ ) + સંચલન ( હાલવું તે ) ] ન. અવયવનું હલન; શરીરનું હલાવવું તે.
૨. [ સં. અંગ ( શરીર ) + સંચલન ( કંપ ) ] ન. શરીરનો કંપ; અંગકંપ; શરીરની ધ્રુજારી.

**અંગસંચાલન** [ સં. અંગ ( અવયવ ) + સંચાલ્ ( ચલાવવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. અવયવોની હિલચાલ.

**અંગસંભૂત** [ સં. અંગ ( શરીર ) + સંભૂત ( થયેલ ) ] ન. સંતાન; બચ્ચું.

**અંગસંસ્કાર** ૧. પું. પીઠી ચોળવી તે.
૨. [ સં. અંગ ( શરીર ) + સંસ્કાર ( શણગાર ) ] પું. શરીરને શણગારવાની ક્રિયા; દેહ શોભાય-માન કરવાનું કામ; ટાપટીપ.
૩. વિ. શરીરને શણગારનાર.

**અંગસંસ્કારક** [ સં. અંગ ( શરીર ) + સંસ્કારક ( શણગાર કરનાર ) ] વિ. ટાપટીપ કરનાર.

**અંગસંસ્ક્રિયા** [ સં. અંગ ( શરીર ) + સંસ્ક્રિયા ( શણગાર ) ] સ્ત્રી. ટાપટીપ. જુઓ અંગ-સંસ્કાર ૧, ૨.

**અંગસંહતિ** [ સં. અંગ ( શરીર ) + સંહતિ ( સમૂહ ) ] સ્ત્રી. શરીરનું બળ.

**અંગસેવક** [ સં. અંગ ( શરીર ) + સેવક ( ચાકરી કરનાર ) ] પું. શરીરનો બચાવ કરનાર.

**અંગસૌષ્ઠવ** [ સં. અંગ ( શરીર ) + સૌષ્ઠવ ( સુંદરતા ) ] ન. શરીરની શોભા; સૌંદર્ય.

**અંગસ્કંધ** [ સં. અંગ ( ભાગ ) + સ્કંધ ( વિભાગ ) ] પું. શાખાનો પેટાવિભાગ.

**અંગસ્થિતિ** ૧. [ સં. અંગ ( અવયવ ) + સ્થિતિ ( હાલત ) ] સ્ત્રી. અવયવોની કે શરીરની અમુક પ્રકારની ગોઠવણ.
૨. સ્ત્રી. અવસ્થા; દશા.
૩. સ્ત્રી. બેસવાની ઢબ.
૪. સ્ત્રી. શરીરનું વલણ.

**અંગસ્પર્શ** ૧. [ સં. અંગ ( શરીર ) + સ્પર્શ ( અડવાપણું ) ] પું. બીજાઓથી અડી શકાય એવી શરીરની લાયકાત. જેમકે, છેટે બેઠેલ સ્ત્રીના શરીરમાં આ યોગ્યતા હોતી નથી.
૨. પું. શરીરને અડવાપણું.

**અંગસ્ફુરણા** [ સં. અંગ ( અવયવ ) + સ્ફુરણા ( ફરકવું તે ) ] સ્ત્રી. અવયવનું ફરકવાપણું.

**અંગસ્વભાવ** ૧. [ સં. અંગ ( શરીર ) + સ્વભાવ ( પ્રકૃતિ ) ] પું. અંગત ટેવ; આદત.
૨. પું. કુદરતથી મળેલ ગુણ.
૩. પું. શરીરની પ્રકૃતિ.
૪. પું. સહજ શક્તિ.

**અંગસ્વામી** ૧. [ સં. અંગ ( એ નામનો દેશ ) + સ્વામિન્ ( ધણી ) ] પું. અંગ દેશનો રાજા; અંગાધીશ.
૨. પું. વિષ્ણુ; પુરુષોત્તમનાં હજાર નામ માંહેનું એક.
૩. [ સં. અંગ ( શરીર ) + સ્વામિન્ ( ધણી ) ] પું. શરીરનો માલિક.

**અંગહાનિ** ૧. [ સં. અંગ ( અવયવ ) + હાનિ ( ખામી ) ] સ્ત્રી. ગૌણ વિધિ કરવામાં રહી ગયેલો દોષ.
૨. [ સં. અંગ ( શરીર ) + હાનિ ( ઊણપ ) ] સ્ત્રી. શરીરની ખોડ.
૩. [ સં. અંગ ( શરીર ) + હાનિ ( પાયમાલી ) ] સ્ત્રી. શરીરની પાયમાલી.

**અંગહાર** ૧. [ સં. અંગ ( શરીર ) + હૃ ( આકર્ષવું ) ] પું. નાચ; નૃત્ય.
૨. [ સં. અંગ ( શરીર ) + હૃ ( લઈ જવું ) ] પું. શરીર ઉપાડી જવાપણું.
૩. [ સં. અંગ ( શરીર ) + હૃ ( હલાવવું ) ] પું. હાથપગ હલાવવા તે; અંગવિક્ષેપ; શરીરના અવયવોના હાવભાવપૂર્વક ચાળા.
૪. [ સં. અંગ ( શરીર ) + હાર ( માળા ) ] પું. હાર; માળા.

**અંગહારક** [ સં. અંગ ( મન ) + હારક ( હરનાર ) ] પું. હાવભાવ; શરીરના અવયવોનો વિક્ષેપ.

**અંગહિંડોળ** [ સં. અંગ ( શરીર ) + હિંડોલ ( ઝૂલો ) ] પું. શરીરનો મરોડ; અમકોમચકો.

**અંગહીણું** [ સં. અંગ ( અવયવ ) + હીન ( વિનાનું ) ] વિ. શરીરના કોઈ અવયવની ખામી હોય એવું; ખોડવાળું.

અંગહીન ૧. [ સં. અંગ ( શરીર ) + હીન ( વગરનું ) ] પું. કામદેવ; મદન; અનંગ. તે શરીર વિનાનો મનાય છે તેથી અંગહીન કહેવાય છે.
૨. [ સં. અંગ (અવયવ) + હીન (વગરનું) ] વિ. ખોડવાળું; અંગહીણુ.
૩. વિ. શરીર વગરનું.
૪. [ સં. અંગ (સાધન) + હીન ( વગરનું ) ] વિ. સાધનભૂત પદાર્થથી રહિત.
અંગહીનતા ૧. સ્ત્રી. કરૂપતા.
૨. [ સં. અંગ ( અવયવ ) + હીન (વિનાનું) + તા ( પણું ) ] સ્ત્રી. ખોડ.
૩. [ સં. અંગ ( શરીર ) + હીન ( રહિત ) + તા ( પણું ) ] સ્ત્રી. શરીર વિનાનું હોવાપણું.
૪. [ સં. અંગ ( સાધન ) + હીન ( વગરનું ) + તા ( પણું ) ] સ્ત્રી. સાધનભૂત પદાર્થથી રહિત હોવાપણું.
અંગળોઈ સ્ત્રી. ગાડાનાં પૈડાં ગધેડિયાને એટલે ધરીઓ જેમાં ભેરવવામાં આવે તે લાકડાંને ન ઘસાય તે સારૂ વચ્ચે મૂકવામાં આવતી કપડાંની ઉઢાણી.
અંગા ૧. [ હિં. ] પું. અંગરખું; પુરુષોએ પહેરવાનો લાંબો કસવાળો ડગલો.
૨. સ્ત્રી. આયા; 'નર્સ'.
અંગાઉ ૧. [ અંગ ( શરીર ) + આઉ (નું) ] વિ. અંગઉધાર; જાતમુચરકા ઉપરનું.
અંગાઉ કરજ = પોતાની જાત ઉપર લીધેલું નાણું કે કરેલું કરજ.
૨. વિ. ખાસ પોતાનું; પોતાની માલિકીનું.
૩. વિ. પોતાને લગતું; આવતું; ખાનગી; અંગત.
અંગાઉ ખરચ = ગજવા ખરચ; ખીસા ખરચ; જેમાં બીજાને લાગતુંવળગતું ન હોય એવું ખરચ.
અંગાકડી ( અંગાકડી ) [ હિં. ] સ્ત્રી. અંગારા ઉપર શેકેલી ભાખરી; બાટી.
અંગાખરી [ અંગાર ( સળગતો કોયલો ) + ખરી ( ખૂબ પકવેલી ) ] સ્ત્રી. અંગારા ઉપર શેકેલી ભાખરી; બાટી.
અંગાખરૂં [ અંગાર ( બળતો કોયલો ) + ખરૂં ( કઠણ ) ] ન. અંગારા ઉપર શેકીને ખરૂં કરેલું હોય તે.
અંગાદાન [ સં. અંગ ( શરીર ) + આદાન ( લેવું તે ) ] ન. પુરુષની જનનેંદ્રિય; પુરુષચિહ્ન.
અંગાધિપ ૧. [ સં. અંગ ( એ નામનો દેશ ) + અધિપ ( રાજા ) ] પું. અંગ દેશનો રાજા કર્ણ.
૨. પું. અંગાધીશ; અંગરાજ; અંગ દેશનો રાજા.
૩. પું. ( જ્યોતિષ ) લગ્નનો સ્વામી.
અંગાધીશ ૧. [ સં. અંગ ( એ નામનો દેશ ) + અધીશ ( રાજા ) ] પું. અંગ દેશનો રાજા; અંગાધિપ.
૨. પું. કર્ણ.
૩. પું. ( જ્યોતિષ ) લગ્નનો સ્વામી.
અંગાધીશ્વર [ સં. અંગ ( એ નામનો દેશ ) + અધીશ્વર ( રાજા ) ] પું. અંગદેશનો રાજા. જુઓ અંગાધીશ.
અંગામી સ્ત્રી. નાગ લોકોની એ નામની પેટા જાતિ.
અંગાર ૧. પું. એ નામની વનસ્પતિ; હિતાવલી.
૨. પું. ( રસાયણ ) એ નામનું મૂળતત્ત્વ; એક સાદો મૂળ પદાર્થ; 'કાર્બન'. તેમાં ધાતુના ગુણ હોતા નથી. તમામ સેંદ્રિય એટલે જીવવાળા પદાર્થોમાં, ચાક, ચૂનાનો પથ્થર, મેશ અને કોલસામાં તે હોય છે. તેનો અણુભારાંક ૧૧.૯૭ છે.
૩. પું. એક જાતનું ફૂલ.
૪. પું. ( લાક્ષણિક ) કપૂત; બટ્ટો લગાડનાર દીકરો; અંગારા જેવો બાળીને ભસ્મ કરે તેવો દીકરો.
૫. પું. કોયલો.
૬. [ હિં. ] પું. ક્રોધ; ગુસ્સો.
૭. પું. દેવતા; અગ્નિ.
૮. પું. દેવતાનો તણખો.
૯. [ સં. અઙ્ગાર; પ્રા. ઇઙ્ગાલો કે અઙ્ગારો ] પું. બળતો કોયલો; ખોટારો; અંગારો.
૧. અંગાર પર લોટવું = (૧) ક્રોધ કે ઈર્ષાથી બળવું. (૨) દાહથી બળવું.
૨. અંગાર-અંગારા વરસવા = (૧) દૈવી આફત પડવી. (૨) બહુ ગરમી થવી; આગ વરસવી.
૩. અંગારા વરસાવવા = ક્રોધાયમાન થવું.
૪. લાલ અંગારા થવું = બહુ ક્રોધી બનવું.
૧૦. પું. ( જ્યોતિષ ) મંગળનો ગ્રહ.
૧૧. પું. ( પુરાણ ) માંધાતાની સાથે યુદ્ધ કરનાર એ નામનો એક રાજા.
૧૨. પું. લાય; બળતરા; અગન.
૧૩. પું. ( જૈન ) સ્વાદવાળું અન્ન અને તે આપનારનાં વખાણ કરવાથી સાધુને લાગતો દોષ; ઇંગાલ દોષ. આ જાતનો દોષ સાધુપણાને કોયલાની જેમ કાળું કરે છે તેથી તે અંગાર કહેવાય છે.
૧૪. [ હિં. ] સ્ત્રી. રાતા કાગળનો પતંગ, કેમકે તેનો રંગ અંગારાના જેવો હોય છે.
૧૫. સ્ત્રી. સળગતો પદાર્થ.
૧૬. ન. લાલ રંગ.
૧૭. વિ. લાલ રંગવાળું; રાતું.
અંગારએકપ્રાણિલ પું. (રસાયણ) એક ભાગ અંગાર અને એક ભાગ પ્રાણવાયુના ભળવાથી બનતો વાયુ; 'કાર્બન મૉનૉક્સાઇડ'.
અંગારક ૧. [ સં. ] પું. એ નામની વનસ્પતિ; કાંટાસળિયો.
૨. પું. એ નામનો છોડ; ભાંગરો.
૩. પું. નાનો અંગારો; ચિણગારી.
૪. પું. ( જ્યોતિષ ) મંગળનો ગ્રહ; અઠ્યાસી ગ્રહો માંહેનો એ નામનો એક ગ્રહ. લાલ રંગ ઉપરથી તેને અંગારક, લોહિતાંગ, અગ્નિ ઇત્યાદિ નામો મળેલાં છે.

કુજ અંગારક ભૂમિસુત લોહિતાંગ મહિબાલ,
મંગળ સમ જ્યાં ત્યાં ઉદિત રાખ્યા દીવા લાલ.
પિંગળલઘુકોષ

૫. પું. મંગળવાર. મંગળ ગ્રહ ઉપરથી તે નામ પડ્યું છે.
૬. પું. ( પુરાણ ) સૌવીર દેશનો એ નામનો રાજપુત્ર.
૭. ન. ( વૈદક ) એ નામનું તેલ. તેમાં હળદર, દૂર્વા, મંજિષ્ઠ અને બીજી વસ્તુઓ ઉકાળેલી હોય છે.
૮. ન. લાલ રંગ.
અંગારકચાર [ સં. અંગારક ( મંગળ ગ્રહ ) + ચર્ ( ચાલવું ) ] સ્ત્રી. મંગળ ગ્રહને આકાશમાં ફરવાનો માર્ગ.
અંગારકતેલ ન. દવામાં વપરાતું એક જાતનું તેલ; અંગારલામ્લ સાથે મીઠું તેલ મેળવી બનાવેલી દવા.
અંગારકદિન [ સં. અંગારક (મંગળ ગ્રહ) + દિન ( દિવસ ) ] પું. મંગળવાર.
અંગારકપ્રાણિલ [ સં. અંગાર ( કોલસો ) + ક ( વાળું ) + પ્રાણિલ ( કોઈ વસ્તુ સાથે પ્રાણવાયુ ભળવાથી બનતો પદાર્થ ) ] પું. ( રસાયણ ) અંગારવાળી ચીજ બાળવાથી બનતો વાયુ. જુઓ અંગારકામ્લવાયુ.
અંગારકમણિ ૧. [ સં. અંગાર ( લાલ રંગ ) + ક ( વાળું ) + મણિ ( રત્ન )] પું. પરવાળું.
૨. પું. માણેક.
અંગારકર્મ ૧. [ સં. અંગાર ( કોયલો ) + કર્મન્ ( કામ )] ન. ( જૈન ) કોયલા બનાવવા તથા વેચવાનો વેપાર.
૨. [ સં. અંગાર ( અગ્નિ ) + કર્મન્ ( કામ ) ] ન. ભઠ્ઠીથી પકવેલ વસ્તુ વેચવાનું કામ. કુંભાર, ઈંટો પાડનાર અને લુહાર તેવાં કામ કરનાર છે.
અંગારકર્ષિણી [ સં. અંગાર ( દેવતા ) + કૃષ્ ( ખેંચવું ) ] સ્ત્રી. અગ્નિ ફેરવવાનો લોઢાનો સળિયો; લોઢાનો સણિયો.

**અંગારકવાયુ** [ સં. અંગાર ( કોયલો ) + ક ( વાળું ) + વાયુ ] પું. અંગાર અને પ્રાણવાયુના બેગવાળો રંગ વગરનો એક વાયુ; 'કાર્બન ઑક્સાઇડ'. હવામાં એક ટકો અંગારકવાયુ હોય તો તે વાયુ ઝેરી છે. તે વાયુ દીવાથી સળગી ઊઠી અંગારવાયુ ઉત્પન્ન કરે છે. પ્રાણવાયુ સાથે અંગારના અપૂર્ણ દહનથી આ વાયુ પેદા થાય છે.

**અંગારકવાસર** [ સં. અંગારક ( મંગળ ગ્રહ ) + વાસર ( દિવસ ) ] પું. મંગળવાર.

**અંગારકા** સ્ત્રી. ( પુરાણ ) એ નામની એક રાક્ષસી.

**અંગારકામ્લ** [ સં. અંગારક ( કોલસો ) + અમ્લ ( ખાટો પદાર્થ ) ] પું. ખનિજ કોયલામાંથી બનતો અમ્લ એટલે તેજાબ; 'કાર્બોનિક ઍસિડ'. તેમાં ચામડી વગેરે બાળવાનો ગુણ છે. કાર્બોલિક સાબુમાં તેને ભેળવવામાં આવે છે. તે જંતુનાશક પણ છે.

**અંગારકામ્લવાયુ** પું. ( રસાયણ ) અંગારવાળી ચીજ બાળવાથી બનતો વાયુ; 'કાર્બોનિક ઍસિડ ગૅસ'. તેને અંગારવાયુ કે અંગારદ્વિપ્રાણિલ કહે છે. લાકડાં, કોલસા, ખાંડ, કાગળ વગેરે બાળવાથી તેમાંનું અંગારતત્ત્વ હવાના વાયુ સાથે ભળવાથી આ વાયુ પેદા થાય છે. તેનો અણુભારાંક ૪૪ છે અને પાણીમાં ભળી જાય છે. વધારે દબાણમાં તે વધારે ભળે છે.

**અંગારકારી** [ સં. અંગાર ( કોલસો ) + કારિન્ ( કરનાર ) ] વિ. કોયલા બનાવનાર; લાકડાને ભઠ્ઠીમાં નાખી કોલસા બનાવનાર.

**અંગારકીચતુર્થી** ૧. [ સં. ] સ્ત્રી. વૈશાખ વદ ૪.

૨. સ્ત્રી. ભાદરવા વદ ૪.

**અંગારકીચોથ** ૧. સ્ત્રી. અષાડ વદ ૪.

૨. સ્ત્રી. માઘ વદ ૪.

**અંગારકીસંકષ્ટચતુર્થી** [ સં. અંગારક ( મંગળવાર ) + ઇન્ ( વાળું ) + સંકષ્ટ ( મુશ્કેલી ) + ચતુર્થી ( ચોથ ) ] સ્ત્રી. ભાદરવા માસના અંધારિયામાં મંગળવારે આવતી ચોથ. તે દિવસે ચંદ્રોદય વખતે ગણપતિની પૂજા કરવાથી બધી જાતની મુશ્કેલીનો નાશ થાય એમ હિંદુઓ માને છે.

**અંગારકુષ્ઠક** પું. એ નામની વનસ્પતિ; હિતાવલી.

**અંગારકોઠી** [ અંગાર ( અગ્નિ ) + કોઠી ( ભઠ્ઠી ) ] સ્ત્રી. ભઠ્ઠી.

**અંગારખું** [ સં. અંગાર ( બળતો કોયલો ) + ખર ( કઠણ ) ] ન. અંગાખરું; ઝીણા અંગારામાં શેકી ખરું કરેલું તે.

**અંગારજીવિકા** [ સં. અંગાર ( અગ્નિ ) + જીવિકા ( ધંધો ) ] સ્ત્રી. ભઠ્ઠીથી કરાતું ગુજરાન. જેમકે, કુંભારનો ઈંટ અને નળિયાં કરવાનો ધંધો.

**અંગારડબ્બી** [ અંગાર ( અગ્નિ ) + ડબ્બી ( ડાબલી ) ] સ્ત્રી. દીવાસળીની પેટી; બાકસ.

**અંગાર તુંગુરુક** સ્ત્રી. અસિકની એટલે ચિનાબ નદીની એ નામની શાખા.

**અંગારતૈલ** ન. ( વૈદક ) આકરા તાવમાં વપરાતું એક જાતનું તેલ. મોરવેલ, લાખ, હળદર, દારૂહળદર, મંજીઠ, ઈંદ્રવરણાનાં મૂળ, ઊભી ભોરિંગણીનાં મૂળ, સિંધવ, ઉપલેટ, ભળદાણાનાં મૂળ, જટામાંસી અને શતાવરી દરેક સરખે ભાગે લઈ તેનો કપડે ચળાય તેવો ભૂકો કરી, ભૂકાથી સોળગણી કાંજી અને ચારગણું તેલ લઈ તૈલની રીતથી પકાવવાથી તે બને છે.

**અંગારદાન** [ અંગાર ( અગ્નિ ) + દાન ( સ્થળ બતાવનાર નામવાચક પ્રત્યય ) ] ન. સગડી.

**અંગારદાહ** [ સં. અંગાર ( કોલસો ) + દહ્ ( બળવું ) ] પું. લાકડાં બાળી કોલસા પાડવાની જગ્યા.

**અંગારદ્વિગંધકિલ** [ સં. અંગાર ( કોલસો ) + દ્વિ ( બે ) + ગંધક ( એક ખનિજ પદાર્થ ) + ઇલ ( વાળું ) ] પું. ( રસાયણ ) ગંધકના બે ભાગ અને કોલસાનો એક ભાગ મળવાથી થતું રસાયણિક દ્રવ્ય; 'કાર્બન સલ્ફાઇડ'.

**અંગારદ્વિપ્રાણિલ** [ સં. અંગાર ( કોલસો ) + દ્વિ ( બે ) + પ્રાણિલ ( પ્રાણવાયુ અને બીજા કોઈ પદાર્થના બળવાથી થતું રસાયણિક દ્રવ્ય ) ] પું. અંગારવાયુ; પ્રાણઘાતકવાયુ. જુઓ અંગારકામ્લવાયુ.

**અંગારધાનિ** [ સં. અંગાર ( અગ્નિ ) + ધાની ( જગ્યા ) ] સ્ત્રી. સગડી; અંગીઠી; આતિશદાન.

**અંગારધાનિકા** [ સં. અંગાર ( અગ્નિ ) + ધાનિકા ( ધારણ કરનારી ) ] સ્ત્રી. સગડી.

**અંગારધાની** [ સં. અંગાર ( અગ્નિ ) + ધાની ( જગ્યા ) ] સ્ત્રી. સગડી.

**અંગારપરિપાચિત** [ સં. અંગાર ( કોલસો ) + પરિપાચિત ( પકાવેલું ) ] ન. કોલસાથી રાંધેલું પક્વ માંસ.

**અંગારપર્ણ** ૧. પું. ( પુરાણ ) ચિત્રરથ નામનો ગંધર્વ. તે એક રાત્રે પોતાની સ્ત્રીઓ સાથે પોતાના ક્રીડાવનમાં હતો તેવામાં તેણે ત્યાં થઈને પાંડવોને જતા જોયા. પાંડવો લાક્ષાગૃહમાંથી નીકળીને કેટલોક કાળ એકચક્રા નગરીમાં રહી કૌરવોને તેઓની હયાતીની જાણ ન થાય એ હેતુથી છાનામાના નીકળી વેશ બદલી પાંચાળપુર તરફ જતા હતા. અંગારપર્ણે તેમને ધમકાવીને પૂછ્યું કે તમે મનુષ્ય હઈ આ મુસાફરી કરવાનો સમય નથી છતાં અત્યારે ક્યાં જાઓ છો ? જવાબ આપો, નહિતર મારી સાથે યુદ્ધ કરો. આ ઉપરથી અર્જુને આગળ આવીને કહ્યું કે હું યુદ્ધ કરવા તૈયાર છું. એમની વચમાં બોલચાલ અને થોડું યુદ્ધ થતાં અંગારપર્ણને લાગ્યું કે આ મોટો યોદ્ધો છે, તેથી એણે પોતાની સૂક્ષ્મપદાર્થદર્શક આંખની વિદ્યા અર્જુનને શિખવી અને એની પાસેથી અગ્નિશિરાસ્ત્ર વિદ્યા પોતે શીખ્યો, અને સ્નેહી થઈ રહ્યો. પોતાના પુરોહિત વગર આમ કદી પણ મુસાફરીએ ન જવું એવી શિખામણ આપીને કેટલેક સુધી તેમને વળાવી તે પોતાના ક્રીડાસ્થાનમાં પાછો આવ્યો.

૨. ન. ( પુરાણ ) એ નામનું વન.

૩. ન. જંગલ; અરણ્ય; વન.

**અંગારપાચિત** [ સં. અંગાર ( અગ્નિ ) + પાચિત ( રાંધેલું ) ] વિ. અંગારા ઉપર પકાવેલું; દેવતા ઉપર રાંધેલું.

**અંગારપાત્રી** [ સં. અંગાર ( અગ્નિ ) + પાત્ર ( વાસણ ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. સગડી; અંગીઠી; અંગારધાની.

**અંગારપુષ્પ** [ સં. અંગાર ( લાલ રંગનું ) + પુષ્પ ( ફૂલ ) ] ન. ઈંગોરિયાનું ઝાડ; ઈંગુદી વૃક્ષ; ઈંગોરી. તેનાં બીનું ઉપરનું પડ કઠણ હોઈ તેમાં કાણું પાડી અંદરનો ગર્ભ કાઢી લઈ દારૂ ભરી ભંભૂની જેમ તે સળગાવી શકાય છે. વળી તેની બે ફાડ કરી તેમાં દીવેલ અને વાટ મૂકી પાણીમાં તરતા દીવા કરવાના ઉપયોગમાં લેવાય છે. તેનાં ફૂલ અંગારા જેવાં લાલ હોય છે, તેથી તે અંગારપુષ્પ કહેવાય છે.

**અંગારપ્રતાપના** [ સં. અંગાર ( અગ્નિ ) + પ્રતાપન ( તપાવવું તે ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. તાપણી; ટાઢ ઉડાડવાને તાપ પાસે તાપવું તે.

**અંગારપ્રસ્તર** [ સં. અંગાર ( કોલસો ) + પ્રસ્તર ( પડ ) ] પું. કોલસાનો થર; મત્સ્યસ્તર—એટલે માછલાં તથા બીજાં દરિયાઈ પ્રાણીઓનાં હાડકાંનાં બંધાયેલ પડ—પછી બંધાતા થરોની રચના. આ તંત્રમાં અંગારનાં મોટાં પડ હોવાથી એ નામ પડ્યું છે.

અંગારપ્રસ્તર સમયના કેટલાક જીવરોપ રૂપી બીજની ઘટના હાલના બીજની ઘટના કરતાં વધારે અગમ્ય જણાઈ છે. ઉદ્ભિજ્જવિદ્યા

**અંગારપ્રસ્તરક્રમ** [ સં. અંગાર ( કોલસો ) + પ્રસ્તર ( પડ ) + ક્રમ ( એક પછી એક આવવું

તે)] પું. મત્સ્યસ્તર એટલે માછલાં અને બીજાં દરિયાઈ પ્રાણીઓનાં હાડકાંનાં બંધાયેલ પડ પછીના ક્રમ દરમિયાન બંધાતા થરોની રચના. એ તંત્રમાં કોલસાનાં મોટાં પડ હોય છે.

**અંગારપ્રસ્તરયુગ** [સં. અંગાર (કોલસો) + પ્રસ્તર (પડ) + યુગ (જમાનો)] પું. કોલસાનાં પડ બંધાવાનો સમય.

**અંગારમણિ** [સં. અંગાર (લાલ રંગનું) + મણિ (રત્ન)] પું. પરવાળું; પ્રવાલ.

**અંગારમતી** સ્ત્રી. કર્ણની સ્ત્રી.

**અંગારમલિન** [સં. અંગાર (કોલસો) + મલિન (મેલું)] વિ. કોલસા જેવું કાળું; મેલું.

**અંગારમંજરી** ૧. [સં. અંગાર (લાલ) + મંજરી (ફૂલનો ઝૂમખો)] સ્ત્રી. લાલ કરંજનું ઝાડ. તેનાં માંજર અંગારા જેવાં લાલ હોય છે.
૨. સ્ત્રી. શરગોઠીનું ઝાડ.

**અંગારમંજી** ન. લાલ કરંજનું ઝાડ.

**અંગારલામ્લ** [અંગારલ + અમ્લ (તેજાબ)] પું. ડામરના ઘટ્ટ તેલમાંથી બનતો તેજાબ; 'કાર્બોલિક ઍસિડ'. તે જંતુનાશક હોવાથી દવામાં ઉપયોગી છે.

**અંગારવલ્લરી** સ્ત્રી. ચણોઠીનો વેલો. જુઓ અંગારવલ્લી.

**અંગારવલ્લિકા** [સં. અંગાર (લાલ રંગનું) + વલ્લિકા (વેલ)] સ્ત્રી. ચણોઠીનો વેલો. જુઓ અંગારવલ્લી.

**અંગારવલ્લી** ૧. [સં. અંગાર (લાલ) + વલ્લી (વેલ)] સ્ત્રી. કરંજ વૃક્ષ.
૨. સ્ત્રી. ચણોઠીનો વેલો; ગુંજા લતા.

**અંગારવાયુ** ૧. પું. કોયલામાંથી બનતો વાયુ; કોયલાંનો વાયુ. તે શહેરના રસ્તાઓ તેમ જ ઘરોમાં રોશની માટે ઉપયોગી છે.
૨. [સં. અંગાર (કોલસો) + વાયુ (હવા)] પું. (રસાયણ) પ્રાણઘાતકવાયુ; કોયલો બાળવાથી થતો વાયુ; 'કાર્બોનિક ઍસિડ ગૅસ'. શ્વાસ કાઢીએ છીએ ત્યારે આ ઝેરી વાયુ નીકળે છે. તે જ્યોતને ઓલવી નાખનાર, ભારે, રંગ વગરનો અને વધારે પ્રમાણમાં શ્વાસમાં ન લઈ શકાય એવો ઝેરી વાયુ છે. એક ભાગ અંગાર અને બે ભાગ પ્રાણવાયુના સંયોગથી તે બને છે. તેનો અણુભારાંક ૪૪ છે.

**અંગારવાહિકા** સ્ત્રી. (પુરાણ) હિંદની એ નામની નદી.

**અંગારવું** ૧. [સં. અંગાર (અગ્નિ) પરથી થયેલું ક્રિયાપદ] સ. ક્રિ. અભડાયેલા વાસણને શુદ્ધ કરવા સારૂ તેમાં અંગારા નાખી ઊનું કરવું; અંગારાવાળું કરવું; દેવતામાં નાખી શુદ્ધ કરવું.
૨. સ. ક્રિ. નાહવું. તિરસ્કારમાં વપરાય છે.
૩. સ. ક્રિ. સળગાવવું; ચેતાવવું.

**અંગારવૃક્ષ** [સં. અંગાર (રાતું) + વૃક્ષ (ઝાડ)] ન. ઈંગોરિયાનું ઝાડ; ઈંગુદી વૃક્ષ. જુઓ અંગારપુષ્પ.

**અંગારવૃષ્ટિ** [સં. અંગાર (અગ્નિ) + વૃષ્ટિ (વરસાદ)] સ્ત્રી. આગનો વરસાદ.

**અંગારવેણુ** [સં. અંગાર (લાલ) + વેણુ (વાંસ)] પું. એક જાતનો વાંસ. તે રંગે લાલ હોય છે.

**અંગારશકટી** [સં. અંગાર (અગ્નિ) + શકટી (ગાડી)] સ્ત્રી. સગડી; અંગારપાત્રી.

**અંગારસદૃશ** [સં. અંગાર (કોલસો) + સદૃશ (જેવું)] વિ. કોલસા જેવું.

**અંગારહર** પું. (રસાયણ) એક કસાયણિક પદાર્થ; 'કાર્બો હાઈડ્રેટ'. તે સંયુક્ત પદાર્થના વર્ગનો છે. તેમાં જુદી જુદી જાતની ખાંડનો, કાંજી એટલે 'સ્ટાર્ચ'નો અને ગુંદરોનો સમાવેશ થાય છે. તેમાં આર્દ્રવાયુ એટલે 'હાઇડ્રોજન'ના અને પ્રાણવાયુ એટલે 'ઑક્સિજન'ના પરમાણુઓની બદલાતી રહેતી સંખ્યાની સાથે ૭ કે ૭ના કોઈ ગુણક રૂપમાં અંગારના પરમાણુઓ જોડાયેલા હોય છે, તોપણ તે આર્દ્રવાયુ એટલે 'હાઇડ્રોજન' અને પ્રાણવાયુ એટલે 'ઑક્સિજન' એ બંનેની સાથે એવા પ્રમાણમાં જોડાયેલા હોય છે કે તેમાંથી હમેશાં પાણી ઉત્પન્ન થાય. તેમાં ૭ ભાગ અંગાર, બાર ભાગ આર્દ્રજનક અને ૭ ભાગ પ્રાણવાયુ હોય છે.

**અંગારા** ૧. [હિં.] પું. ક્રોધ; ગુસ્સો.
૨. સ્ત્રી. તણખા.
૩. [સં. અંગાર; પ્રા. ઈંગાલો] સ્ત્રી. (હિંદી) બળતો કોલસો.
૧. અંગાર કા કીડા = તવો; લોઢી.
૨. અંગાર વરસવો = ઈશ્વરી કોપ થવો.
૪. સ્ત્રી. રાતા કાગળનો પતંગ.
૫. સ્ત્રી. સળગતો પદાર્થ.
અંગારા પર લોટવું = ધાર્મિક ક્રિયા કરવી; વિધિ કરવી.
૬. વિ. ઉગ્ર.
૭. વિ. લોહી જેવું રાતું.

**અંગારામ્લ** [સં. અંગાર (કોલસો) + અમ્લ (તેજાબ)] પું. (રસાયણ) એ નામનો એક તેજાબ; 'કાર્બોનિક ઍસિડ'. જુઓ અંગારકામ્લ.

**અંગારામ્લબાષ્પ** [સં. અંગાર (કોલસો) + અમ્લ (તેજાબ) + બાષ્પ (વરાળ)] સ્ત્રી. અંગારવાયુ; 'કાર્બોનિક ઍસિડ ગૅસ'.

**અંગારાવક્ષેપણ** [સં. અંગાર (કોલસો) + અવક્ષેપણ (નાખવું તે)] ન. કોયલા અંદર નાખી બુઝાવવાનું વાસણ.

**અંગારિ** [સં.] સ્ત્રી. અંગીઠી; અંગારિકા; અંગારિણી; કોલસા બાળવાનું એક સાધન; સગડી.

**અંગારિકા** ૧. [સં. અંગાર (કોલસો) + ઇક (વાળું) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. અંગીઠી; સગડી.
૨. [સં. અંગાર (લાલ રંગ) + ઇક (વાળું) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. કેસૂડાનું લાલ ફૂલ.
૩. [સં. અંગાર (મંગળ) + ઇક (વાળું) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. મંગળવારે આવતી વદ ચોથ.
૪. સ્ત્રી. શેરડી.

**અંગારિકા ચતુર્થી** સ્ત્રી. પોષ વદ ૪.

**અંગારિણી** ૧. સ્ત્રી. વેલ.
૨. [સં. અંગાર (કોલસો) + ઇન્ (વાળું) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. સગડી; અંગીઠી.
૩. [સં. અંગાર (લાલ રંગ) + ઇન્ (વાળું) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. સૂર્યની છવાયેલ લાલી; ખીલેલ સંધ્યા.
૪. સ્ત્રી. સૂર્યની લાલી છવાયેલ હોય તે દિશા.

**અંગારિત** ૧. પું. (રસાયણ) એક જાતનો ક્ષાર; કોઈ ધાતુના ક્ષારની સાથે અંગારકામ્લનો સંયોગ કરવાથી ઉત્પન્ન થતું લવણ; 'કાર્બોનેટ'.
૨. [સં. અંગાર (લાલ રંગ) + ઇત (વાળું)] ન. ખાખરાનું લાલ ફૂલ.
૩. વિ. બળીને કોયલો થયેલું; બળી ગયા જેવું થયેલું.
૪. [સં. અંગાર (અગ્નિ) + ઇત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. શેકેલું; અરધું બાળેલું.

**અંગારિતા** ૧. [સં.] સ્ત્રી. એ નામની નદી.
૨. સ્ત્રી. કળી.
૩. સ્ત્રી. લતા; વેલ.
૪. [સં. અંગાર (ખોટારો) + ઇત (વાળું) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. સગડી; અંગારધાની.

**અંગારિયું** ૧. [સં. અંગાર (અગ્નિ)] ન. અંગારા પર શેકેલ દાણા. જેમકે, પોંક, ઓળા.
૨. ન. ટાઢમાં પડેલો જુવારનો છોડ; આંજિયું.

૩. ન. કોયલા જેવી થઈ ગયેલી જુવાર; આગિયું પડવાથી બળી ગયેલી જુવાર; આંજિયાંની જાર. જારિયું એટલે જારનું ડૂંડું અને જારનો દાણો કોઈ વાર એવો થઈ જાય કે તેને ભાંગતાં અંદરથી કાળી રાખ અને ધુમાડો જ નીકળે.

૪. ન. જારમાં થતું ઝીણું જીવડું; આગિયું.

૫. વિ. અંગારા જેવું; બળી ગયેલું; અંગારાવાળું

૬. વિ. તદ્દન રાખ થયેલું; બળીને ખાખ થયેલું.

૭. વિ. બળીને અંગારા જેવું બની ગયેલું.

**અંગારિલ** પું. ( રસાયણ ) કોલસા અને એક અથવા વધુ ધાતુતત્ત્વની રસાયણિક સેળભેળ; 'કાર્બાઇડ'.

**અંગારી** ૧. સ્ત્રી. અંગારા પર શેકેલી રોટલી; બાટી.

૨. સ્ત્રી. નાનો અંગારો; ચિનગારી.

૩. [ સં. અંગાર ( કોલસો ) + ઇન્ ( વાળું ) ] સ્ત્રી. સગડી; અંગીઠી.

**અંગારીઆ** ન. ( કચ્છી ) કાંટાવાળું એક જાતનું નાનું ઝાડ. એનાં થડ અને ફળની છાલ ઊન ધોવાના કામમાં આવે છે.

**અંગારીઉં** ન. કોયલા જેવી થઈ ગયેલ જુવાર. જુઓ અંગારિયું.

**અંગારીય** [ સં. અંગાર ( કોલસો ) + ઈય ( લગતું ) ] વિ. કોયલા બનાવવામાં વપરાતું. જેમકે, લાકડું.

**અંગારો** ૧. પું. આગ; અગ્નિ.

૨. પું. ઠળી ગયેલો જુવારનો દાણો.

સો મણ જારમાં અંગારો = ઘણા સારામાં એક નઠારો હોવાપણું; બધાને બગાડે એવું એક ખરાબ માણસ.

૩. પું. કપૂત; ખરાબ દીકરો.

અંગારો ઊઠવો = કપૂત જાગવો; દીકરો અધમ નીવડવો.

૪. પું. જુવારમાં થતો એક જાતનો રોગ. તેને લીધે જુવાર બળીને મેશ જેવી થઈ જાય છે.

૫. પું. બળતરા; લાય, દાઝ; અગન.

કાળજામાં અંગારા ઊઠવા = કાળજું બળવું; બળતરા થવી.

૬. [ સં. અંગ્ ( નિશાની કરવી ) ] પું. બળતો કોયલો; સળગતો કોલસો.

૧. અંગારા વરસવા = ગુસ્સો કરવો.

૨. આગ ખાય તેને અંગારા ઓકવા પડે = બહુ ઉપાડા લે તેને ઘણું વેઠવું પડે.

૩. ધગધગતા અંગારા = બળતા કોયલા.

૪. લાલચોળ અંગારા = બળતા કોયલા.

**અંગાલેખક** [ સં. અંગ ( અવયવ ) + આ-લેખક ( ચીતરનાર ) ] ન. શરીરના અવયવના કદમાં થતા ફેરફાર બતાવનાર એક યંત્ર; 'ઑન્કોગ્રાફ'.

**અંગાવરણ** [ સં. અંગ ( શરીર ) + આવરણ ( ઢાંકણ ) ] ન. શરીરે પહેરવાનું વસ્ત્ર; શરીર ઢાંકવાનું કપડું.

**અંગાંગ** ૧. [ સં. અંગ ( અવયવ ) + અંગ ( અવયવ ) ] ન. ઉપાંગ; અવયવનું અવયવ; પેટા અવયવ.

૨. ન. દરેક અવયવ.

**અંગાંગિ** ૧. [ સં. ] પું. કરાર; કબૂલાતનામું.

૨. પું. પોતાનાં સગાં તરફ પક્ષપાત કે આકર્ષણ.

**અંગાંગિભાવ** ૧. [ સં. અંગ ( અવયવ ) + અંગિન્ ( અંગવાળું ) + ભાવ ( હોવાપણું ) ] પું. ( કાવ્ય ) અલંકારમાં સંકરનો એક ભેદ. એક શ્લોક કે પદમાં કોઈ અલંકાર પ્રધાનરૂપે આવે અને તેના ઉપકાર એટલે સહાય કે આધારથી બીજો કોઈ અલંકાર પણ આવી જાય તેને અંગાંગિભાવ કહે છે.

૨. પું. અવયવ અને અવયવીનો પરસ્પર સંબંધ; અંશનો આખા સાથે આશ્રય આશ્રયી-રૂપ સંબંધ. જેમકે, ત્રિકોણની એક બાજુનો આખા ત્રિકોણ સાથે સંબંધ.

૩. પું. ગૌણ અને મુખ્યનો પરસ્પર સંબંધ; 'ઑરગૅનિક રિલેશન'.

**અંગાંગિસંબંધ** [ સં. અંગ ( અવયવ ) + અંગિન્ ( અંગવાળું ) + સંબંધ ( જોડાણ ) ] પું. અંગી એટલે મુખ્ય વસ્તુ અને અંગ એટલે ગૌણ વસ્તુ વચ્ચેનો સંબંધ. જેમકે, પ્રકૃતિ એટલે જગતનું મૂળ કારણ અને પુરુષ એટલે આત્મા વચ્ચે અંગાંગિસંબંધ હોય છે.

**અંગિ** [ સં. અંગ ( શરીર ) ] વિ. શારીરિક.

**અંગિક** [ સં. અંગ ( અવયવ ) + ઇક ( વાળું ) ] વિ. ( સંગીત ) અંગરૂપ હોય એવું.

ગાયનમાં વાદી, સંવાદી ને અનુવાદી સ્વર વગર કોઈ પણ રાગ હોઈ શકે જ નહિ માટે એ સ્વરો રાગના અંગિક સ્વરો કહેવાય છે.

સંગીતવિદ્યા

**અંગિકા** ૧. સ્ત્રી. અંગરખું; કડિયું.

૨. [ સં. અંગ ( અવયવ ) + ઇક ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. કાંચળી; ચોળી.

૩. સ્ત્રી. બંડી.

**અંગિકાભિનય** [ સં. અંગ ( શરીર ) + ઇક ( સંબંધી ) + અભિનય ( હાવભાવ ) ] પું. ( નાટ્ય ) ચાર જાતના અભિનયમાંનો એ નામનો એક. જેમકે, જંગનો શિકાર કીધો તે બતાવવા નટ પોતે દોડધામ કરી બતાવે છે.

**અંગિત** ૧. [ સં. અંગ ( શરીર ) + ઇત ( વાળું ) ] વિ. આત્મીય; પોતાનું; પોતીકું; ઘરનું.

૨. વિ. આશ્રિત.

૩. વિ. લોહીની સગાઈવાળું; એકલોહિયું.

૪. વિ. વિશ્વાસુ; ભરોંસાપાત્ર.

**અંગિયા** ૧. [ સં. અઙ્ગિકા ( અંગવસ્ત્ર ) ] સ્ત્રી. ( હિંદી ) અંદર પહેરવાનું બદન; બાંડિયું.

૨. સ્ત્રી. ચોળી; કપડું; પોલકું.

૩. સ્ત્રી. સ્તન ઢાંકનારો ચોળીનો ભાગ.

**અંગિયું** ૧. [ સં. અંગ ( શરીર ) ] ન. અંગરખી

૨. ન. કાપડું; ચોળી.

૩. ન. ઝભલું; બાળકને પહેરવાનું ટૂંકી બાંયનું લાંબું ને ખૂલતું પહેરણ.

૪. [ સં. અંગ ( અવયવ ) + ઇન્ ( વાળું ) ] વિ. અવયવવાળું; અંગવાળું.

૫. વિ. પોતાનું; સંબંધી; લગતું.

**અંગિયો** ૧. [ સં. અંગિન્ ] પું. બાળકનું ઝભલું; અંગરખી.

૨. પું. બાંય વગરનું કેડ લગીનું સ્ત્રીને પહેરવા-નું વસ્ત્ર; બાંય વગરનો સ્ત્રીઓનો કબજો; પેટી.

**અંગિર** ૧. પું. એ નામનો છઠ્ઠો સંવત્સર.

૨. પું. એક ઋષિ. તેણે અથર્વણ પાસેથી બ્રહ્મવિદ્યા મેળવીને સત્યવાહને આપી હતી.

**અંગિરસ** ૧. [ સં. અંગિરસ્ ] પું. અઢાર મુખ્ય જ્યોતિષી માંહેનો એ નામનો એક. જુઓ જ્યોતિષી.

૨. પું. અઢાર મુખ્ય સ્મૃતિ માંહેની એ નામની એક. જુઓ સ્મૃતિ.

૩. પું. ઉત્તાનપાદ વંશના ઉલ્મુક રાજાને પુષ્કરિણી સ્ત્રીથી થયેલા ૭ દીકરામાંનો પાંચમો.

૪. પું. ( પુરાણ ) એ નામના એક બ્રહ્મર્ષિ. તેઓ જનમેજયના સર્પસત્રમાં બ્રહ્મા નામના ઋત્વિજ થયા હતા.

૫. પું. એક જાતનો ગુંદ.

૬. પું. એક પ્રાચીન ગોત્ર. જુઓ ગોત્ર.

૭. પું. પરશુરામનો શત્રુ.

૮. પું. બૃહસ્પતિ. તે વેદના બે મંત્રોના કવિ છે. તેમાંના એક બૃહસ્પતિ અંગિરસ તરીકે અને બીજા બૃહસ્પતિ લૌક્ય તરીકે ઓળખાય છે.

૯. પું. ( પુરાણ ) મહાદેવના શાપથી અગાઉના બ્રહ્મમાનસપુત્રો મરણ પામેલા હોવાથી ચાલુ મન્વંતરની શરૂઆતમાં બ્રહ્મદેવે ફરીથી પેદા કરેલા માનસપુત્રોમાંનો એ નામનો એક.

વરુણના યજ્ઞમાં જે ત્રણ ઋષિ નિમાયા હતા તેમાં આ પણ હોવાથી તે વારુણિઅંગિરા પણ કહેવાતા. યજ્ઞમાં અગ્નિએ એમને દીકરા તરીકે સ્વીકાર્યા હતા. મુખ્ય અગ્નિ અમુક વખત માટે પૃથ્વી પરથી ગુપ્ત થતાં એમણે પોતે એનો અધિકાર ચલાવ્યો હતો.
૧૦. પું. વૈદિક આર્ય એટલે સૂર્યવંશી ભરત લોકોનો એક ઋષિ; ગૌતમ ઋષિ.
૧૧. પું. શુક્લ યજુર્વેદ બનાવનાર એ નામનો એક ઋષિ.
૧૨. પું. ( પુરાણ ) શ્રાવણ મહિનામાં સૂર્યની સાથે ફરનાર એક ઋષિ
૧૩. પું. ( ખગોળ ) સપ્તર્ષિ મંડળનો એ નામનો એક તારો. મરીચિ, અત્રિ, અંગિરસ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ અને વસિષ્ઠ એ સપ્તર્ષિ તારા છે.
૧૪. પું. સપ્તર્ષિ માંહેનો એ નામનો ઋષિ; અથર્વવેદનો એક ઋષિ; બ્રહ્માનો માનસપુત્ર; દશ માંહેનો એ નામનો એક પ્રજાપતિ. અથર્વવેદનો કર્તા મનાતો હોવાથી તેનું નામ અથર્વા પણ છે. તેની ઉત્પત્તિના સંબંધમાં જુદી જુદી વાતો પ્રમાણે ક્યાંક તેના બાપને ઉરુ અને માને આગ્નેયી માનેલ છે. ક્યાંક તેને બ્રહ્માના મોંમાંથી ઉત્પન્ન થયેલ માનવામાં આવેલ છે. સ્મૃતિ, સ્વધા, સતી અને શ્રદ્ધા એ ચાર તેની સ્ત્રીઓ હતી, જેનાથી ઋચસ્ નામની દીકરી અને મનસ્ નામનો દીકરો થયાં. તેની બનાવેલી એક સ્મૃતિ ઉપરાંત ઋગ્વેદનાં ઘણાં સૂક્તો તેણે રચ્યાં છે. મહાભારત પ્રમાણે તે અગ્નિનો દીકરો હતો. જ્યારે અગ્નિ તપ કરવા લાગ્યા ત્યારે અંગિરા પોતે અગ્નિ થયો અને તેના કરતાં શક્તિ અને તેજમાં વધી ગયો. મત્સ્યપુરાણ પ્રમાણે અંગિરસ એ વરુણના યજ્ઞમાંથી ઉત્પન્ન થયેલા ત્રણ ઋષિમાંનો એક હતો, અને અગ્નિથી દત્તક લેવાયો હતો. બીજા લખાણ પ્રમાણે તે અગ્નિનો બાપ હતો. પછીના સમયમાં અંગિરસ ધર્મશાસ્ત્રી થયો અને જ્યોતિષ ઉપર તેણે પુસ્તક રચ્યાં. તે દેવોનો પુરોહિત અને યજ્ઞનો અધિષ્ઠાતા તરીકે ઓળખાય છે. વેદનાં સૂક્તો પણ તેની પુત્રીઓ ગણાય છે. ભાગવતપુરાણ પ્રમાણે તેણે રથીતર નામના ક્ષત્રિયની સ્ત્રીથી દીકરા ઉત્પન્ન કર્યા અને તે પાછળથી અંગિરસના વંશજો કહેવાયા. તેના વંશની ત્રણ મુખ્ય શાખાઓ: કેવલાંગિરસ, ગૌતમાંગિરસ અને ભારદ્વાજાંગિરસ.
૧૫. પું. સાઠ સંવત્સર માંહેનો છઠ્ઠો.
૧૬. પું સામવેદનો એ નામનો દેવતા.
૧૭. પું. ( પુરાણ ) સ્વાયંભુવ મન્વંતરમાં પ્રજા ઉત્પન્ન કરવા સારુ બ્રહ્મદેવે પેદા કરેલ દશ માનસપુત્રોમાંનો એક. એ બ્રહ્મદેવના મુખમાંથી ઉત્પન્ન થયો હતો અને કર્દમ પ્રજાપતિની શ્રદ્ધા નામની પુત્રી જોડે પરણ્યો હતો. એનાથી એને બૃહસ્પતિ, ઉતથ્ય અને સંવર્ત એ ત્રણ દીકરા અને સિનીવાલી, કુહૂ, રાકા અને અનુમતિ એમ ચાર દીકરીઓ થઈ હતી. સ્વાયંભુવ મન્વંતરના અંતની લગભગ બધા માનસપુત્રો મહાદેવના શાપથી મરી ગયા, તેમાં એ પણ મરણ પામ્યો.
૧૮. પું. બ. વ. અંગિરાના વંશજો. અંગિરા અગ્નિનો બાપ હોવાથી તેઓ અગ્નિના વંશજો તરીકે ગણાય છે.

**અંગિરસ પ્રચેતસ** પું. અથર્વવેદનો એક ઋષિ.

**અંગિરસાંવર** પું. ( પુરાણ ) દ્રોણાચાર્ય.

**અંગિરા** ૧. [ સં. અંગિરસ્ ] પું. અંગિરસ; સપ્તર્ષિ માંહેનો એ નામનો ઋષિ; બ્રહ્મદેવના દશ માનસપુત્રો પૈકી એક. તે ઋષિ બૃહસ્પતિના પિતા થાય. તે દશ પ્રજાપતિમાં ગણાય છે. તે અથર્વવેદના કર્તા મનાતા હોવાથી અથર્વા પણ કહેવાય છે. જુઓ અંગિરસ ૧૪.
૨. પું. બૃહસ્પતિનું એક નામ.
૩. પું. શિવનું એક નામ.
૪. પું. ( જ્યોતિષ ) સપ્તર્ષિ મંડળનો પાંચમો તારો; અંગિરસ; 'એપ્સિલૉન અર્સા મેજર'.
૫. પું. સાઠ સંવત્સર માંહેનો છઠ્ઠો.

**અંગિરાસ્મૃતિ** [ સં. અંગિરસ્ ( એક ઋષિ ) + સ્મૃતિ ( ધર્મશાસ્ત્ર ) ] સ્ત્રી. વીશ સ્મૃતિમાંની એ નામની એક. જુઓ સ્મૃતિ.

**અંગી** ૧. પું. ચૌદ વિદ્યા.
૨. પું. ( નાટ્ય ) મુખ્ય નાયક.
૩. પું. ( નાટ્ય ) વીર રસ.
૪. પું. ( નાટ્ય ) શૃંગાર રસ.
૫. પું. ( વેદાંત ) શ્રુતિમાં કહેલ સાક્ષાત ફળના સાધનરૂપ પદાર્થ અથવા કામ.
૬. [ સં. અંગિન્ ( અંગવાળું ) ] સ્ત્રી. અંગરખી; બાળકનું ઝભલું; અંગિયું; ડગલી.
  **અંગી** પહેરી અજબ અનુપમ નીરખી શોભા રે. — બ્રહ્માનંદ
૭. વિ. અવયવવાળું. જેમકે, કોમલાંગી.
૮. વિ. ખાસ; પોતાનું; સંબંધી.
  સાહસથી દેહ પાડું **અંગી** જન તે કયાં જશે. — નર્મદ
  અંગી થવું = (૧) આશ્રિત થવું. (૨) સાથે જોડાવું.
૯. વિ. દેહધારી; શરીરવાળું.
૧૦. વિ. મુખ્ય; પ્રધાન.

**અંગીઉં** [ સં. અંગિન્ ] ન. બાળકને પહેરવાનું બાંય વગરનું કુડતું; કબજો.

**અંગીઓ** [ સં. અંગિન્ ] પું. બાંય વગરનો સ્ત્રીઓનો કબજો; પેટી.

**અંગીકરણ** [ સં. અંગ ( પોતાનું ) + કરણ ( કરવાપણું ) ] ન. સ્વીકાર; ગ્રહણ. જુઓ અંગીકાર.

**અંગીકરવું** [ સં. અંગીકૃ ( કબૂલ કરવું ) ] સ. ક્રિ. સ્વીકારવું; લેવું; અંગીકૃત કરવું; માનવું.

**અંગીકાર** ૧. [ સં. અંગીકૃ ( કબૂલ કરવું ) ] પું. ઇકરાર.
૨. પું. પસંદગી.
૩. પું. પાવતી; પહોંચ; રસીદ.
૪. [ સં. અંગી ( પોતાનું ) + કૃ ( કરવું ) ] પું. પોતાનું કરવું તે; પોતાનું છે એમ માની લેવું તે.
૫. પું. સત્કાર.
૬. પું. સંમતિ; કબૂલાત.
૭. પુ. સ્વીકાર; ગ્રહણ; લેવાપણું.
  ૧. અંગીકાર કરવું–કરવો = (૧) કબૂલ કરવું; ઇકરાર કરવો. (૨) માથે ચઢાવવું. (૩) સ્વીકારવું; ગ્રહણ કરવું; માન્ય કરવું.
  ૨. અંગીકાર થવું = કબૂલવું; માન્ય થવું.

**અંગીકારવિસ્તૃતિ** [ સં. અંગી ( પોતાનું ) + કૃ ( કરવું ) + વિસ્તૃતિ ( ફેલાવો ) ] સ્ત્રી. ( વેદાંત ) મનમુખત્યારીપણું; સ્વેચ્છાચાર; પોતાના વિચાર પ્રમાણે કરાતું વર્તન.

**અંગીકારવું** [ સં. અંગી ( પોતાનું ) + કૃ ( કરવું ) ] સ. ક્રિ. કબૂલ રાખવું; સ્વીકારવું.

**અંગીકૃત** ૧. [ સં. અંગી ( પોતાનું ) + કૃત ( કરેલ ) ] વિ. અંગનું કરેલું; પોતાનું કરેલું.
૨. વિ. આશ્રય લીધેલું.
૩. વિ. કબૂલ કરેલું; સ્વીકારેલું; માન્ય રાખેલું.
૪. વિ. માથે જવાબદારી લીધેલું.

**અંગીકૃતક્રમ** [ સં. અંગી ( પોતાનું ) + કૃત ( કરેલું ) + ક્રમ ( નિયમ ) ] પું. પ્રમાણ કે પુરાવા વિના સ્વીકારી લીધેલો સિદ્ધાંત; અભ્યુપગમ; 'પૉસ્ચ્યુલેટ'.

**અંગીકૃતપ્રજા** [ સં. અંગીકૃત ( સ્વીકારેલું ) + પ્રજા ] સ્ત્રી. પ્રજા તરીકે સ્વીકારેલા લોકો.

**અંગીકૃતપ્રતિનિધિ** [ સં. અંગીકૃત ( સ્વીકારેલું ) + પ્રતિનિધિ ( મુખત્યાર ) ] પું. કબૂલ રાખેલો મુખત્યાર; 'ઑથૉરાઇઝ્ડ એજન્ટ'.

**અંગીકૃતવિભાગ** [ સં. અંગીકૃત ( સ્વીકારેલું ) + વિભાગ ] પું. કબૂલ રાખેલો ભાગ.

**અંગીકૃતસત્ય** [ સં. અંગી ( પોતાનું ) + કૃત ( કરેલું ) + સત્ય ( ખરાપણું ) ] ન. પુરાવા વિના સ્વીકારી લીધેલો સિદ્ધાંત. જુઓ અંગીકૃતક્રમ.

**અંગીકૃતિ** ૧. [ સં. અંગીકૃ ( સ્વીકારવું ) + તિ ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. ઇકરાર; કબૂલાત

૨. સ્ત્રી. મંજૂરી; માન્ય રાખવાપણું.

**અંગીચંગી** [ સં. અંગ ( શરીર ) + ચંગ ( સુંદર ) ] વિ. સ્ત્રી. રૂપાળી; સારા દેખાવની.

એક શાંડ **અંગીચંગી**, પહેરે વસ્ત્ર વાઘા; નાક વિંધાવી મચકો કીધો, અંગ બધાં ઉઘાડાં. લોકોક્તિ

**અંગીજન** ૧. પું. ભાઈબંધ; સ્નેહી; મિત્ર.

૨. [ સં. અંગિન્ ( પોતાનું ) + જન ( માણસ ) ] ન. પોતાનું માણસ; કુટુંબી.

**અંગીઠા** [ સં. અગ્નિ ( આગ ) + સ્થાન (જગ્યા)] પું. ( હિંદી ) સોનીની સગડી કે ભઠ્ઠી.

**અંગીઠી** ૧. [ સં. અગ્નિ (દેવતા) + સ્થાન ( જગ્યા ) ] સ્ત્રી. દેવતા રાખવાનું ઠામ.

૨. સ્ત્રી. પોંક પાડવા સારૂ જમીન જરા ખોદી તાપ કરવામાં આવે છે તે જગ્યા.

૩. સ્ત્રી. લાય; ઝાળ; અગન.

લાગી ચમને **અંગીઠી** પોઠી ગયો તે પળે. વલ્લભ

૪. સ્ત્રી. સગડી; ચૂલો.

૫. સ્ત્રી. સોનીની સગડી.

અતિ દુઃખ અર્ણવમાંહી,
અગન હોય જેમ **અંગીઠી**. શામળ

અંગીઠીનો અંગારો = ગમે તેવી આફતને વખતે પણ સતેજ થાય એવી બાળી મૂકવાની કે નાશ કરવાની મોટી શક્તિ; વેર વાળવાનો આકરો જુસ્સો. સોનીની સગડી માંહેનો અંગારો જોકે ઉપરથી રાખથી છવાઈ ગયેલો હોય તોપણ બહુ ધીકધીકતો અને જલદ હોય છે, તે ઉપરથી આ પ્રયોગ આવ્યો છે.

**અંગીઠું** ૧. [ સં. અગ્નિ ( દેવતા ) + સ્થાન ( ઠેકાણું ) ] ન. ધાતુ ગાળવાનું ઠૂંઠું.

૨. ન. સોનીની સગડી.

બાળે દીઠું તે બળતું **અંગીઠું**. દલપતરામ

**અંગીઠો** [ સં. અગ્નિ ( દેવતા ) + સ્થાન ( જગ્યા ) ] પું. ધાતુ ગાળવાનું ઠૂંઠું. જુઓ અંગીઠું.

**અંગીભૂત** ૧. [ સં. અંગિન્ ( અંગવાળું ) + ભૂત ( થયેલું ) ] વિ. અંશરૂપ; ભાગ જેવું; સંબંધવાળું; લગતું; અંગનું થયેલું.

૨. વિ. કેટલાકને લગતું; અમુકમાંનું.

**અંગીરસ** [ અંગી (મુખ્ય) + રસ ] પું. મુખ્ય રસ.

શંગારરસને **અંગીરસ** વર્ણવ્યો છે. પ્રેમાનંદ

**અંગીરા** પું. બ્રહ્માના નવ માંહેનો એ નામનો એક માનસપુત્ર.

**અંગીલા** પું. ( ગ્રામ્ય ) બેલગાડીમાં વપરાતો લોઢાનો ખીલો.

**અંગુ** ૧. [ સં. ] પું. હાથ.

૨. વિ. અંગઉધાર; શાખ ઉપર ધીરેલું.

**અંગુચિઠ્ઠી** સ્ત્રી. જે માણસ લાવે તેને પૈસા દેવાની ચિઠ્ઠી.

**અંગુચો** ૧. પું. અંગ લૂછવાનો કટકો; ટુવાલ.

૨. પું. પંચીઉં; જાડું ધોતિયું.

૩. પું. રૂમાલ.

**અંગુછો** [ અંગ ( શરીર ) + લૂછવું ( લોહવું ) ] પું. ટુવાલ. જુઓ અંગુચો.

**અંગુઠાદાવ** પું. કુસ્તીનો એક દાવ.

**અંગુઠી** સ્ત્રી. વીંટી; છલ્લો. જુઓ અંગૂઠી.

**અંગુઠીઆ** [સં. અંગુષ્ઠ (અંગૂઠો)] વિ. અંગૂઠાના માપનું.

અંગુઠીઆ કોર = અંગૂઠા જેટલી પહોળી કોર.

**અંગુઠીઆં** ન. બ. વ. પગને અંગૂઠે પહેરવાના વીંટલા.

**અંગુઠો** [ સં. અંગુષ્ઠ ] પું. હાથપગનું પહેલું જાડું ને ચપટું આંગળું. જુઓ અંગૂઠો.

**અંગુત્તર** [ સં. અંગ ( ભાગ ) + ઉત્તર ( વધારે ) ] વિ. ( બૌદ્ધ ) એકેક અંગ વધતું જાય એવું.

**અંગુત્તરનિકાય** [ સં. અંગ ( ભાગ ) + ઉત્તર ( વધારે ) + નિકાય ( જથ્થો ) ] પું. ( બૌદ્ધ ) જેમાં એક વસ્તુનો, બેનો, ત્રણનો એમ છેક અગિયાર સુધીની વસ્તુનો સમાવેશ થાય એવાં સૂત્રોનો સંગ્રહ. તેમાં બૌદ્ધ ધર્મના માનસશાસ્ત્ર તથા નીતિશાસ્ત્રના સૂત્ર બનેલા સંવાદ અલગ કાઢેલા છે.

**અંગુર** ૧. [ સં. અંકુર ( કોંટો ) ] સ્ત્રી. નવી ચામડી; રૂઝ.

અંગુર આવવી = ઘાનું રૂઝાવું; ભોંય આવવી.

૨. [ ફા. અંગૂર ] સ્ત્રી. લીલી દ્રાક્ષ.

**અંગુરિ** [ સં. ] સ્ત્રી. આંગળી. જુઓ અંગુરી.

**અંગુરિયાવેલ** [ ફા. અંગૂર ] સ્ત્રી. અંગૂરની વેલના જેવી એક વેલ.

**અંગુરી** ૧. [ સં. ] સ્ત્રી. આંગળી.

૨. [ ફા. અંગૂર ( લીલી દ્રાક્ષ ) ] વિ. દ્રાક્ષ જેવા રંગનું.

**અંગુરીય** [સં. અંગુરી (આંગળી)] ન. વીંટી; અંગૂઠી.

**અંગુરીયક** [ સં. અંગુરી ( આંગળી ) ] ન. વીંટી; અંગૂઠી.

**અંગુલ** ૧. [ સં. અંગ્ ( નિશાની કરવી ) ] પું. અંગૂઠો.

૨. પું. આઠ જવ આડા રહે એટલું માપ; સાધારણ કદના માણસની વચલી આંગળીના વચલા વેઢા જેટલું માપ; વેંતનો બારમો ભાગ.

૮ યવ = ૧ અંગુલ; ૨૪ અંગુલ = ૧ હાથ.

ચાર વંસ ચોવીસ ગજ, **અંગુલ** અષ્ટ પ્રમાણ;
એ તે પર સુલતાન હે, મત ચૂકે ચૌહાણ! ચંદ

૩. પું. આઠ જવ આડા રહે તેટલી જગ્યા.

૪. પું. ( શિલ્પ ) આયતગણના એટલે લંબાઈ માપવાનો એક પ્રકાર. ૪ અંગુલ = મૂઠ.

૫. પું. આંગળ; તસુ.

૬. પું. આંગળી.

૭. પું. ચાણક્ય.

૮. પું. વાત્સ્યાયન મુનિ.

૯. ન. ( જ્યોતિષ ) યામ્યોત્તર આગળ ૩૫ કલા અને ક્ષિતિજ આગળ ૨૫ કલા જેટલું અંતર. આ બે સિવાય બીજી કોઈ જગ્યાએ ૨૫ + $\frac{\text{શંકુ}}{\text{ત્રિજ્યા}}$ જેટલી કલા.

**અંગુલતા** સ્ત્રી. એ નામની એક વેલ.

**અંગુલાસંખ્યાત** [ સં. અંગુલ ( આંગળી ) + અસંખ્યાત ( બેશુમાર ) ] વિ. અંગુલનો અસંખ્યાતમો એટલે ઘણો જ નાનો ભાગ.

કોઈ પણ કાર્મણ શરીર **અંગુલાસંખ્યાત** ભાગથી નાનું થઈ શકતું નથી, એથી જીવનું સંકોચ કાર્ય પણ ત્યાં સુધી જ પરિમિત રહે છે. તત્ત્વાર્થસૂત્ર

**અંગુલાસંખ્યેય** [ સં. અંગુલ ( આંગળી ) + અ ( નહિ ) + સંખ્યેય ( ગણી શકાય એવું ) ] વિ. ઘણો નાનો ભાગ. જુઓ અંગુલાસંખ્યાત.

**અંગુલિ** ૧. [ સં. ] સ્ત્રી. અંગૂઠો.

૨. સ્ત્રી. આંગળું; આંગળી.

૩. સ્ત્રી. એક આંગળનું માપ.

૪. સ્ત્રી. એક જાતનું ઝાડ; ગજકર્ણિકા.

૫. સ્ત્રી. દશસૂચક સાંકેતિક શબ્દ, કેમકે હાથની આંગળીઓ દશ હોય છે.

૬. સ્ત્રી. પુરુષની જનનેંદ્રિય; ઉપસ્થ.

૭. સ્ત્રી. હાથીની સૂંઢનો છેવટનો ભાગ.

**અંગુલિકા** ૧. [ સં. ] સ્ત્રી. આંગળી.

૨. સ્ત્રી. એક આંગળનું માપ.

૩. સ્ત્રી. એક જાતની કીડી.

૪. સ્ત્રી. પુરુષની જનનેંદ્રિય; ઉપસ્થ.

૫. સ્ત્રી. હાથીની સૂંઢનો છેવટનો ભાગ.

**અંગુલિકોષ** [ સં. અંગુલિ ( આંગળી ) + કોષ ( રક્ષણ કરનાર વસ્તુ ) ] પું. આંગળીએ પહેરવાની વીંટી; અંગૂઠી.

**અંગુલિગ** [ સં. અંગુલિ ( આંગળી ) + ગમ્ ( જવું ) ] વિ. પગનાં આંગળાં પર ચાલનાર.

**અંગુલિગ્રંથી** [ સં. અંગુલિ ( આંગળી ) + ગ્રંથી ( ગાંઠ ) ] સ્ત્રી. આંગળાનો વેઢો.

**અંગુલિતંત્ર** [ સં. અંગુલિ ( આંગળી ) + તંત્ર ( ગોઠવણ ) ] ન. આંગળાની રચના.

**અંગુલિતોરણ** [ સં. અંગુલિ ( આંગળી ) + તોરણ ( કમાનવાળો દરવાજો ) ] ન. ત્રિપુંડ્ર; સુખડ, ચંદન વડે કપાળમાં અર્ધચંદ્રાકારે કરવામાં આવતું આડું તિલક.

**અંગુલિત્ર** ૧. પું. આંગળીમાં મિજરાબ પહેરીને વગાડવામાં આવતું તત એટલે તારવાળું વાજું. જેમકે, સિતાર, બીન, એકતારો.

૨. [ સં. અંગુલિ ( આંગળી ) + ત્રા ( રક્ષણ કરવું ) ] ન. ધનુષ ખેંચતાં આંગળીઓ ન ઘસાય તે માટે બાંધેલું ઘોનું ચામડું.

**અંગુલિત્રાણ** ૧. [ સં. અંગુલિ ( આંગળી ) + ત્રાણ ( રક્ષણ ) ] ન. આંગળીનું રક્ષણ.

૨. ન. ધનુષ ખેંચતાં આંગળીઓ ન ઘસાય તે માટે બાંધેલું ઘોનું ચામડું; અંગુલિત્ર.

**અંગુલિદર્શન** [ સં. અંગુલિ ( આંગળી ) + દર્શન ( દેખાવ ) ] ન. આંગળી ચીંધવાપણું.

**અંગુલિનિર્દેશ** ૧. [ સં. અંગુલિ ( આંગળી ) + નિર્દિશ્ ( બતાવવું ) ] પું. આંગળીથી થતી ચીંધણી; આંગળી વડે બતાવવું તે.

૨. [ સં. અંગુલી ( સહેજ ) + નિર્દિશ્ ( બતાવવું ) ] પું. સહેજ ઇશારો; ટૂંકમાં સૂચન.

**અંગુલિપર્વ** [ સં. અંગુલિ ( આંગળી ) + પર્વન્ ( સાંધો ) ] પું. આંગળાનો સાંધો.

**અંગુલિપંચક** [ સં. અંગુલિ ( આંગળી ) + પંચક ( પાંચનો જથ્થો ) ] ન. હાથની પાંચ આંગળીઓ. તેનાં નામ: અંગુષ્ઠ, પ્રદર્શિની કે તર્જની, મધ્યમા, અનામિકા અને કનિષ્ઠિકા.

**અંગુલિપાર્શ્વિકા** સ્ત્રી. હાથની એ નામની ઊંડી શિરા; 'ડિજિટલ વેન્સ'.

**અંગુલિપીડિત** [ સં. અંગુલિ ( આંગળી ) + પીડિત ( દબાવેલું ) ] વિ. આંગળીથી દબાવેલ.

**અંગુલિફોટણ** ( અંગુલિફોડણ ) [ સં. અંગુલિ ( આંગળી ) + સ્ફુટ્ ( ફૂટવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. આંગળીના ટચાકા ફોડવાની ક્રિયા.

**અંગુલિમાલ** પું. ગૌતમબુદ્ધના વખતમાં થયેલો એક મોટો લૂંટારો. બુદ્ધે હિંસાવાળા ધંધામાંથી છોડાવીને તેને પોતાનો શિષ્ય બનાવ્યો હતો. સાધુ થયા પછી શ્રાવસ્તી નગરીમાં તે ભિક્ષા માગતો હતો ત્યારે લોકોએ એને ઓળખી કાઢી તેને સારી રીતે માર્યો તોપણ તેની શાંતિ અટલ હતી.

**અંગુલિમુખ** [ સં. અંગુલિ ( આંગળી ) + મુખ ( મોં ) ] ન. ટેરવું; આંગળીનો છેડેનો ભાગ.

**અંગુલિમુદ્રા** ૧. [ સં. અંગુલિ ( આંગળી ) + મુદ્રા ( વીંટી ) ] સ્ત્રી. અંગૂઠી

૨. સ્ત્રી. છાપ; મહોર.

૩. સ્ત્રી. સીલની વીંટી.

**અંગુલિમુદ્રિકા** [ સં. અંગુલિ ( આંગળી ) + મુદ્રિકા ( વીંટી ) ] સ્ત્રી. નામ કોતરેલી વીંટી.

**અંગુલિમૂલ** [ સં. અંગુલિ ( આંગળી ) + મૂલ ( મૂળ ભાગ ) ] ન. આંગળીના મૂળનો ભાગ.

**અંગુલિમેલનની ગત** [ અંગુલિ ( આંગળી ) + મેલન ( ભેગું કરવાપણું ) + ની ( છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય ) + ગત ( ચાલ ) ] સ્ત્રી. (નૃત્ય) ગતિ ભરવાના મુખ્ય સોળ પ્રકાર માંહેનો એક. તેમાં બે હાથની તર્જની ભેગી કરી માથા ઉપર રાખી તંગ થઈ છાતી કાઢી નજર પ્રેક્ષકો સામી રાખી શરીરના સોળ અવયવથી થતી ક્રિયા કરી નાચ કરાય છે.

**અંગુલિમોટન** [ સં. અંગુલિ ( આંગળી ) + મુટ્ ( મરડવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. આંગળાથી ચપટી વગાડવી તે.

**અંગુલિવેષ્ટન** ૧. ન. ધનુષથી આંગળીઓ ઘસાતી અટકાવવા માટે આંગળીઓ પર બાંધવામાં આવતું ચામડું.

૨. [ સં. અંગુલિ ( આંગળી ) + વેષ્ટન ( ઢાંકણ ) ] ન. હથેળી અને આંગળીઓ ઢાંકવાનું સાધન.

**અંગુલિસંકેત** [ સં. અંગુલિ ( આંગળી ) + સંકેત ( ઇશારત ) ] પું. આંગળીથી કરાતી નિશાની; અંગુલિસંજ્ઞા.

**અંગુલિસંજ્ઞા** [ સં. અંગુલિ ( આંગળી ) + સંજ્ઞા ( સાન ) ] સ્ત્રી. આંગળીથી કરાતી નિશાની; અંગુલિસંકેત.

**અંગુલિસંદેશ** [ સં. અંગુલિ ( આંગળી ) + સંદેશ ] પું. આંગળીઓ વગાડી કરાતી ઇશારત.

**અંગુલિસંભૂત** ૧. [ સં. અંગુલિ ( આંગળી ) + સંભૂ ( જન્મવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] પું. નખ.

૨. વિ. આંગળીમાંથી ઉત્પન્ન થયેલું.

૩. વિ. સહેજ.

**અંગુલિસ્ફોટન** [ સં. અંગુલિ ( આંગળી ) + સ્ફુટ્ ( ફૂટવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. બે આંગળાથી વગાડાતી ચપટી.

**અંગુલી** ૧. [ સં. ] સ્ત્રી. આંગળી, આંગળું. જુઓ અંગુલિ.

૨. સ્ત્રી. એ નામની એક નદી.

૩. વિ. સહેજ; થોડું.

**અંગુલીક** [ સં. અંગુલી ( આંગળી ) ] ન. વીંટી; અંગૂઠી.

**અંગુલીનળક** [ સં. અંગુલિ ( આંગળી ) + નળક ( નળી ) ] પું. હાથની આંગળીનાં હાડકાં. તે કુલ ૧૪ હાડકાં છે. તેમની ત્રણ હાર છે. તેમાંનાં આગલી હારમાં પાંચ, વચલીમાં ચાર ( કારણ અંગૂઠામાં બે નળક હોય છે ), જ્યારે પાછલી હારમાં પાંચ નળકાસ્થિઓ હોય છે. આગલી હારના નળકોના આગલા છેડા છૂટા અને નખને ટેકો આપવા પૂરતા પહોળા છે અને તેના પાછલા છેડા વચલી હારના નળકોના આગલા છેડા જોડે જોડાય છે. ફક્ત અંગૂઠામાં એમ થતું નથી કારણ તેને મધ્યનળક નથી, તેથી તેમાં આગલી હારનું નળકાસ્થિ પાછલી હારના નળકાસ્થિ સાથે જોડાય છે. વચલી હારમાં નળકાસ્થિઓ બન્ને છેડે પડોશી નળકાસ્થિઓ સાથે જોડાયેલાં છે. પાછલી હારનાં પાંચ હાડકાં, આગળ વચલી હારનાં નળકાસ્થિઓ જોડે, જ્યારે પાછળ મૂળશલાકાઓના આગલા ભાગ અથવા માથા સાથે જોડાયેલાં હોય છે.

**અંગુલીપ્રસારણીદીર્ઘા** સ્ત્રી. પાદપૃષ્ઠિકાની ઉપરની બાજુએ આવેલી એ નામની પેશી.

**અંગુલીપ્રસારણીસાધારણીપેશી** સ્ત્રી. પ્રકોષ્ઠની પાછલી બાજુ પરની બધી પેશીઓ વચ્ચે આવેલી એ નામની પેશી; 'એક્સ્ટેન્સર ડિજિટોરમ કોમ્યુનિસ'. પ્રગંડાસ્થિના નીચલા છેડા પરના બાહ્ય અર્બુદ પરથી તેમ જ બહારની બાજુના કૂર્પરસંધિબંધક સ્નાયુ પરથી એક સામાન્ય કંડરામય મૂળવડે તે ઉત્પન્ન થાય છે. કાંડા નજીક જતાં તેનો નીચલો છેડો ચાર કંડરામાં વહેંચાઈ જાય છે. આ ચારે કંડરા ચાર આંગળીઓના વચલા તથા છેલ્લા વેઢાની પાછલી બાજુપર લાગેલી છે અને તેઓ આંગળીઓના સાંધાની પાછળના સ્નાયુઓ તરીકે પણ કામ કરે છે. આ પેશી આંગળીઓને લાંબી કરે છે.

**અંગુલીમુદ્રા** ૧. સ્ત્રી. આંગળીઓથી અક્ષર ઉકેલવાની કળા.

૨. સ્ત્રી. આંગળીથી કરાતું સૂચન અથવા સંકેત; અંગુલિનિર્દેશ.

૩. [ સં. અંગુલી ( આંગળી ) + મુદ્રા ( વીંટી ) ] સ્ત્રી. છાપ; મહોર.

૪. સ્ત્રી. સીલની વીંટી.

**અંગુલીમેલ** [ સં. અંગુલી ( આંગળી ) + મિલ્ ( મળવું ) ] પું. ( નૃત્ય ) ગતિ ભરવાની ૧૬

રીતમાંની એ નામની રીત. જુઓ અંગુલિમેલનની ગત.

**અંગુલીય** [ સં. અંગુલી ( આંગળી ) ] ન. આંગળીએ પહેરવાની વીંટી.

**અંગુલીયક** જુઓ અંગુલીય.

**અંગુલીયલિપિ** સ્ત્રી. ચોસઠ જાતની લિપિ માંહેની એ નામની લિપિ.

**અંગુલીસંકોચનીઅગ્રપર્વિકા** [ સં. અંગુલિ ( આંગળી ) + સંકોચની ( સંકોચાવનારી ) + અગ્ર ( આગલું ) + પર્વિકા ( વેઢાનું ) ] સ્ત્રી. પ્રકોષ્ઠની અંદરની બાજુ પર આવેલી મોટી અને જાડાં મૂળવાળી પેશી; 'ફ્લેક્સર ડિજીટોરિયમ પ્રોફંડસ'. તે અંતઃપ્રકોષ્ઠાસ્થિના ચંચુપ્રવર્દ્ધનના મૂળ ભાગ પરથી, તેમજ હાડકાના મધ્યનળકની આગલી બાજુના લગભગ પોણા ભાગ પરથી તેમજ બન્ને પ્રકોષ્ઠાસ્થિઓ વચ્ચે રહેલી કલાની આગલી બાજુ પરથી ઉત્પન્ન થાય છે. નીચે આવતાં તે ચાર કંડરામાં વહેંચાઈ જાય છે. દરેક કંડરા દરેક આંગળી પર આગળ જાય છે અને તેના ટેરવાને લાગેલી છે. આ પેશી સંકોચાતાં આંગળીઓનાં ટેરવાં ખેંચાઈ તે સંકોચાય છે.

**અંગુલીસંકોચનીમધ્યપર્વિકા** [ સં. અંગુલિ ( આંગળી ) + સંકોચની ( સંકોચાવનાર ) + મધ્ય ( વચ્ચેનું ) + પર્વિકા ( વેઢાનું ) ] સ્ત્રી. એ નામની એક માંસ પેશી; 'ફ્લેક્સર ડિજિટોરિયમ સબ્લીમિસ'. આ મોટી માંસપેશી, કરવિવર્તની દીર્ઘા, મણિબંધ સંકોચની બહિઃસ્થા અને અંતઃસ્થા અને કરતલ પ્રસારણી પેશીઓ વડે ઢંકાયેલી છે. તે ત્રણ મૂળો વડે ઉત્પન્ન થાય છે. એક મૂળ ઉપલી ચાર પેશીઓ કે જેના વડે આ પેશી ઢંકાયેલી છે તેનાં મૂળ સાથે પ્રગંડાસ્થિના નીચલા છેડાને લાગેલું છે. તેનાં બીજાં બે મૂળો અનુક્રમે અંતઃપ્રકોષ્ઠાસ્થિના ઉપલા છેડાની અંદરની બાજુ પરથી, તથા બહિઃપ્રકોષ્ઠાસ્થિના ઉપલા છેડાની બાજુ પરથી ઉત્પન્ન થાય છે. નિવેશસ્થાન તરફ જતાં આ પેશી ચાર કંડરાઓમાં વહેંચાઈ જાય છે. દરેક કંડરા, આંગળીમાં જઈ, તેના મધ્ય પર્વ અથવા વચલા વેઢા સુધી જાય છે. ત્યાં એ કંડરાના વળી બે વિભાગો થાય છે. દરેક વિભાગ મધ્યપર્વની બાજુને લાગેલો છે. આ બન્ને વિભાગોની વચ્ચે થઈને, અંગુલીસંકોચની અગ્રપર્વિકા નામની પેશીની કંડરા આંગળીઓનાં ટેરવાં તરફ જાય છે. આ પેશી સંકોચાતાં, આંગળીઓ સંકોચાય છે, કારણ તેમનો વચલો વેઢો હથેલી તરફ ખેંચાય છે.

**અંગુલીસંજ્ઞા** [ સં. અંગુલી ( આંગળી ) + સંજ્ઞા ( સાન )] સ્ત્રી. આંગળીથી કરાતી સૂચના.

**અંગુલ્યગ્ર** [ સં. અંગુલિ ( આંગળી ) + અગ્ર ( ટોચ ) ] ન. આંગળીની ટોચ; આંગળીની અણી.

**અંગુલ્યાદેશ** [ સં. અંગુલિ ( આંગળી ) + આદેશ ( હુકમ )] પું. આંગળીનો ઇશારો; આંગળીથી અભિપ્રાય આપવાપણું.

**અંગુલ્યાનિર્દેશ** [ સં. અંગુલિ ( આંગળી ) + નિર્દિશ્ ( બતાવવું ) ] પું. કલંક; લાંછન.

**અંગુશ્ત** ૧. [ સં. અંગુષ્ઠ ] પું. અંગૂઠો.
૨. [ ફા. ] સ્ત્રી. આંગળી.

**અંગુશ્તનુમા** ૧. [ ફા. અંગુશ્ત ( આંગળી ) + નુમા ( બતાવનાર ) ] ન. આંગળીચીંધ માણસ.
૨. વિ. બદનામવાળું.
૩. [ હિ. ] વિ. હાંસીપાત્ર; તિરસ્કારવા જેવું; આંગળીચીંધ.

અંગુશ્તનુમા હોવું = (૧) આંગળીચીંધ થવું. (૨) પ્રખ્યાત થવું.

**અંગુશ્તનુમાઈ** ૧. [ ફા. અંગુશ્ત ( આંગળી ) + નુમા (બતાવનાર) + ઈ ( ભાવવાચક નામનો પ્રત્યય )] સ્ત્રી. આંગળી ચીંધવાની ક્રિયા.
૨. સ્ત્રી કલંક; લાંછન.

**અંગુશ્તનુમાનીગત** [ અંગુશ્ત ( આંગળી ) + નુમા ( બતાવનાર ) + ની ( છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય ) + ગત ( ચાલ )] સ્ત્રી. ( નૃત્ય ) ગતિ ભરવાના સોળ મુખ્ય પ્રકાર માંહેનો એ નામનો એક. તેમાં બે હાથ સીધા અરધા ઊભા રાખી હાથની મૂઠી બંધ કરી બે હાથના અંગૂઠા ઊભા રાખી તેને હલાવી સોળ કળા બાંધી ઘણી ખૂબીદાર રીતે નાચે છે. આને અંગુષ્ઠદર્શકનીગત પણ કહે છે.

**અંગુશ્તપેચદાવનીગત** [ અંગુશ્ત ( આંગળી ) + પેચીદન્ ( ફેરવવું ) + દાવ ( તક ) + ની ( છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય ) + ગત ( ચાલ )] સ્ત્રી. ( નૃત્ય ) ગતિ ભરવાના સોળ મુખ્ય ભેદ માંહેનો એ નામનો એક. જુઓ અંગુલિમેલનનીગત.

**અંગુશ્તરી** [ ફા. ] સ્ત્રી. વીંટી; અંગૂઠી.

**અંગુશ્તાન** જુઓ અંગુશ્તાના.

**અંગુશ્તાના** ૧. [ ફા. અંગુશ્ત ( આંગળી ) + આના ( યોગ્ય )] સ્ત્રી. અંગૂઠાએ પહેરવાની વીંટી.
૨. [ હિં. ] સ્ત્રી. સીવતી વખતે આંગળીએ પહેરવાની અંગૂઠી.

**અંગુશ્તેશહાદત** [ ફા. અંગુશ્ત ( આંગળી ) + એ ( નું ) + શહાદત ( સાક્ષી )] સ્ત્રી. અંગૂઠા પાસેની આંગળી.

**અંગુષ્ટમાત્ર** વિ. ફક્ત અંગૂઠા જેવડું.

**અંગુષ્ટા** સ્ત્રી. એક જાતની વેલ; માલતી.

સુમના જાતી મલ્લિકા ઉત્તમગંધા હોઈ,
અંગુષ્ટા પ્રિયવાદની રાજપુત્રિકા સોઈ.
પિંગળલઘુકોષ

**અંગુષ્ઠ** ૧. [ સં. ] પું. અંગૂઠાની પહોળાઈ જેટલું માપ.
૨. પું. ( જ્યોતિષ ) હસ્ત નક્ષત્રનો પાંચમો તારો; 'ઝીટા કોર્વિ'.
૩. પું. હાથ પગનું જાડું ટૂંકું આંગળું; અંગૂઠો.

**અંગુષ્ઠજાપિની** સ્ત્રી. અંગૂઠાના મૂળની બહારની બાજુ પર આવેલી એ નામની પેશી; 'ઓપ્પોનિયસ પૉલિસિસ'. તે પર્ય્યાણુક પરથી તેમજ કંકણિક સ્નાયુ પરથી ઉત્પન્ન થઈ અંગુષ્ઠ મૂળશલાકાની બહારની બાજુએ લાગેલી છે. તે અંગૂઠાને ટૂંકો કરે છે તથા અંદરની બાજુ તરફ ખેંચે છે.

**અંગુષ્ઠદર્શકનીગત** [ અંગુષ્ઠ ( અંગૂઠો ) + દર્શક ( બતાવનાર ) + ની ( છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય ) + ગત ( ચાલ )] સ્ત્રી. ( નૃત્ય ) ગતિ ભરવાના સોળ મુખ્ય પ્રકાર માંહેનો એ નામનો એક. જુઓ અંગુશ્તનુમાનીગત.

**અંગુષ્ઠપરિમાણ** [ સં. અંગુષ્ઠ ( અંગૂઠો ) + પરિમાણ ( માપ )] વિ. અંગૂઠાના જેવડા માપનું.

**અંગુષ્ઠપૃષ્ઠિકા** સ્ત્રી. એ નામની એક ધમની. તે પાદપૃષ્ઠિકા ધમનીની એક શાખા છે અને અંગૂઠાની પીઠ તરફ જાય છે.

**અંગુષ્ઠપ્રમાણ** [ સં. અંગુષ્ઠ ( અંગૂઠો ) + પ્રમાણ ( માપ )] વિ. અંગૂઠાના માપનું; અંગૂઠા જેવડું.

**અંગુષ્ઠપ્રસારણી** સ્ત્રી. પાદપૃષ્ઠિકાની અંદરની બાજુએ આવેલી એ નામની પેશી.

**અંગુષ્ઠપ્રસારણીદીર્ઘા** સ્ત્રી. અંતઃપ્રકોષ્ઠાસ્થિના મધ્યનળકની પાછલી બાજુ પરથી ઉત્પન્ન થઈ અંગૂઠાના આગલા વેઢાના મૂળ ભાગ પર લાગેલી એ નામની એક પેશી.

**અંગુષ્ઠપ્રસારણીહ્રસ્વા** સ્ત્રી. અંગુષ્ઠાપકર્ષણીદીર્ઘા નામની પેશીની નજીકમાં આવેલી એ નામની પેશી. તે બહિઃપ્રકોષ્ઠાસ્થિના મધ્યનળકની પાછલી બાજુ પરથી તેમજ પ્રકોષ્ઠાંતરાલ કલા પરથી ઉત્પન્ન થઈ અંગૂઠાના પાછલા વેઢાના મૂળ ભાગ પર લાગેલી છે. તે અંગૂઠાને લાંબો કરી બહારની બાજુ તરફ ખેંચે છે

**અંગુષ્ઠમાત્ર** [ સં. અંગુષ્ઠ ( અંગૂઠો ) + માત્ર ( માપનું )] વિ. અંગૂઠા જેવડું; અંગૂઠાના માપનું.

**અંગુષ્ઠમુદ્રા** [ સં. અંગુષ્ઠ ( અંગૂઠો ) + મુદ્રા ( છાપ ) ] સ્ત્રી. અંગૂઠાની છાપ.

**અંગુષ્ઠમૂલકર્ષણી** સ્ત્રી. એ નામની એક પેશી. તેનો ત્રાંસો અને આડો એવા બે ભાગ છે. તે અશ્મકૂટ નામના કૂર્ચાસ્થિ પરથી, તર્જની તથા મધ્યમા મૂળશલાકાઓના મૂળ ભાગ તેમ જ પડખાંઓ પરથી તેમ જ કંકણિક નામના સ્નાયુ પરથી ઉત્પન્ન થાય છે. તેની કંડરા અંગૂઠાના પાછલા વેઢાની અંદરની બાજુને લાગેલી છે. તે અંગૂઠાના મૂળને ખેંચવાનું કામ કરે છે.

**અંગુષ્ઠસંકોચનીદીર્ઘા** સ્ત્રી. પ્રકોષ્ઠની બહારની બાજુ પર આવેલી એ નામની પેશી; 'ફ્લેક્સર પૉલિસિસ લૉંગસ'. તે બહિઃપ્રકોષ્ઠાસ્થિના ઉપલા અર્ધ ભાગની આગલી બાજુ પરથી તેમ જ પ્રકોષ્ઠાંતરાલા કલા પરથી ઉત્પન્ન થાય છે. તેની લાંબી કંડરા અંગૂઠાના ટેરવાના મૂળમાં લાગેલી છે. અંગૂઠાના ટેરવાને ખેંચી તે ટૂંકો કરે છે.

**અંગુષ્ઠસંકોચનીહ્રસ્વા** સ્ત્રી. કંકણિક સ્નાયુ પરથી ઉત્પન્ન થઈ અંગૂઠાના પાછલા વેઢાની બન્ને બાજુ પર બે કંડરા મારફત લાગેલી એ નામની એક પેશી; 'ફ્લેક્સર પૉલિસિસ બ્રેવિસ'. તેની કંડરામાં ચણકાસ્થિ રહેલું છે. આ પેશી અંગૂઠાને સંકોચવાનું કામ કરે છે.

**અંગુષ્ઠાપકર્ષણીદીર્ઘા** સ્ત્રી. પ્રકોષ્ઠના પાછલા ભાગ પરની એ નામની એક મોટી પેશી; 'એબ્ડક્ટર પૉલિસિસ લૉંગસ'. તે બન્ને પ્રકોષ્ઠાસ્થિના મધ્યનળકોની પાછલી બાજુ પરથી તેમ જ પ્રકોષ્ઠાંતરાલા કલા પરથી ઉત્પન્ન થાય છે. કાંડાથી સહેજ ઊંચે તેનો નીચલો છેડો કંડરાના રૂપમાં ફેરવાઈ જાય છે અને અંગુષ્ઠ મૂળશલાકાના મૂળ ભાગને લાગે છે. આ પેશી અંગૂઠાને બહારની બાજુ તરફ ખેંચે છે.

**અંગુષ્ઠાપકર્ષણીહ્રસ્વા** સ્ત્રી. અંગૂઠાના મૂળ ભાગમાં રહેલી એ નામની ટૂંકી અને જાડી પેશી; 'એબ્ડક્ટર પૉલિસિસ બ્રેવિસ'. નૌનિભ તથા પર્યાણિક નામનાં કૂર્ચાસ્થિઓ તેમ જ કંકણિક સ્નાયુ પરથી ઉત્પન્ન થઈ તે અંગૂઠાના પાછલા વેઢાના મૂળ ભાગને લાગેલી છે. તે અંગૂઠાને બહારની બાજુ તરફ ખેંચે છે.

**અંગુષ્ઠાસન** [ સં. અંગુષ્ઠ ( અંગૂઠો ) + આસન ( બેસણી ) ] ન. ( યોગ ) પ્રાણાયામ માટેનાં ચોરાશી આસન માંહેનું એ નામનું એક; બન્ને પગ ઢીંચણથી વાળી જમીનને અડાડી તેની પાની ઢગરાને અડાડી બન્ને ફણા ઉપર શરીરનો વધારે ભાર દઈને બેસવાપણું. ડાબા પગના ફણા ઉપર ભાર દઈને બેસવું ને જમણા પગની પાની જમણા ઢગરાને અડાડીને ગોઠણ વધારે ઊંચો ઉપાડી રાખવો તે પણ અંગુષ્ઠાસન કહેવાય છે.

**અંગુષ્ઠાંકન** [ સં. અંગુષ્ઠ ( અંગૂઠો ) + અંક્ ( નિશાની કરવી ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. અંગૂઠાની છાપ.

**અંગુષ્ઠ્ય** [ સં. અંગુષ્ઠ ( અંગૂઠો ) + ય ( સંબંધનું ) ] પું. અંગૂઠાનો નખ.

**અંગુસ્તાન** [ ફા. અંગુશ્તદાન ] ન. દરજીએ આંગળી પર પહેરવાની અંગૂઠી; નખલી.

**અંગુસ્થલ** [ સં. અંગુષ્ઠ ( અંગૂઠો ) + લ ( વાળું ) ] ન. એક જાતનું ઘરેણું.

**અંગુળ** ન. વીશની સંજ્ઞા, કેમકે હાથ અને પગની મળી કુલ આંગળી વીશ છે.

**અંગુળી** [ સં. અંગુલિ ] સ્ત્રી. આંગળી; આંગળું.

**અંગૂચો** ૧. [ સં. અંગ ( શરીરનો ભાગ ) + ઉક્ષ્ ( સાફ કરવું ) ] પું. ટુવાલ; ડિલ લૂછવાનું લૂગડું; પોતિયું.
૨. પું. પંચિયું; ધોતિયું.
૩. પું. રૂમાલ.

**અંગૂછો** [ સં. અંગ ( શરીર ) + ઉક્ષ્ ( સાફ કરવું ) ] પું. ટુવાલ. જુઓ અંગૂચો.

**અંગૂઝા** ( અંગૂઝ઼ા ) [ ફા. ] પું. વઘારણી.

**અંગૂઠ** [ સં. અંગુષ્ઠ ] પું. અંગૂઠો.

**અંગૂઠડી** ( અંગૂઠ઼ડી ) [ સં. અંગુષ્ઠ; ફા. અંગુશ્તરી ] સ્ત્રી. આંગળીના રક્ષણ માટે પહેરવામાં આવતી ખોળી. જુઓ અંગૂઠી.

**અંગૂઠા** [ સં. અંગુષ્ઠ; ફા. અંગુશ્ત ] પું. ( હિંદી ) અંગૂઠો.

**અંગૂઠાદાવ** [ સં. અંગુષ્ઠ ( અંગૂઠો ) + દા ( દેવું ) ] પું. અંગૂઠો આગળ પડતું કામ કરે એવો કુસ્તીનો એક દાવ.

**અંગૂઠાપકડ** ( અંગૂઠાપકડ઼ ) સ્ત્રી. વાંકા વળી હાથથી પગના અંગૂઠા ઝાલવાપણું. શારીરિક શિક્ષાનો આ એક પ્રકાર છે.

**અંગૂઠાપટી** [ અંગૂઠો + પટી ( લાંબો કકડો ) ] સ્ત્રી. અંગૂઠા જેટલી પહોળી પટી.

**અંગૂઠિયું** ૧. [ સં. અંગુષ્ઠ ( અંગૂઠો ) ] ન. પગને અંગૂઠે પહેરવાનું એક ઘરેણું.
૨. વિ. અંગૂઠાના માપનું.
૧. અંગૂઠિયા દોર = અંગૂઠાના માપની દોર.
૨. અંગૂઠિયો રોગ = ભેંસને બધી દોહી લઈ પાડી કે પાડા માટે દૂધ ન રાખવાપણું. ખાસ કરીને પાડાને દૂધ ન આપી મારી નાખવા માટે એમ કરાય છે.

**અંગૂઠી** ૧. [ સં. અંગુષ્ઠ; ફા. અંગુશ્તરી ] સ્ત્રી. આંગળીના રક્ષણ માટે પહેરવામાં આવતી ખોળી; સીવતાં સોય ન વાગે તે માટે વચલી આંગળીએ પહેરવાની ધાતુની, લાકડાની કે હાથીદાંતની ખોળી; નખલી.
૨. સ્ત્રી. આંગળીના રક્ષણ માટે પહેરવામાં આવતી વસ્તુ; અંગુલીત્રાણ.
૩. સ્ત્રી. વીંટી.
૪. સ્ત્રી. સ્ત્રીઓનું પગના અંગૂઠે પહેરવાનું ઘરેણું; વીંટલા.

**અંગૂઠો** ૧ પું. કામ દેવાનું સૂચવતું એક ચિહ્ન.
૨. પું. ( યોગ ) સોળ આધારમાંનો પહેલો. તેના ઉપર એકાગ્ર દૃષ્ટિ કરવાથી તે સ્થિર થાય છે.
૩. [ સં. અંગુષ્ઠ; પ્રા. અંગુટ્ઠ ] પું. હાથપગનું પહેલું જાડું ને ટૂંકું આંગળું. તેની મદદ વિના આંગળીઓ કોઈ વસ્તુને સારી રીતે પકડી શકતી નથી. માણસના અંગૂઠામાં ખાસ રચના એવી છે કે અંગૂઠો કોઈ પણ આંગળી સાથે જોડી શકાય છે અને ફાવે તેમ ઉપયોગમાં લઈ શકાય છે. વાનરજાતિમાં અંગૂઠાની આ સગવડ હોતી નથી.
૧. અંગૂઠા પકડવા = (૧) વાંકા વળી હાથથી પગના અંગૂઠા ઝાલવા; પગના અંગૂઠા ઝાલી વાંકા ઊભા રહેવું; વિદ્યાર્થીને કરવામાં આવતી એક શિક્ષા. (૨) શિખામણ લેવી; નસિયત લેવી.
૨. અંગૂઠાની છાપ = અંગૂઠાનું નિશાન.
૩. અંગૂઠાનો રાવણ કરવો = રજનું ગજ કરવું; નજીવી વાતને વધારી મૂકવી; કાગનો વાઘ બનાવવો. એમ કહેવાય છે કે સીતા લંકામાંથી રામ સાથે અયોધ્યા આવ્યા પછી કૈકેયીએ સીતાને રાવણ વિષે પૂછતાં સીતાએ માત્ર તેનો અંગૂઠો જ જોયાનું કહ્યું. ત્યારે કૈકેયીએ તે ચીતરવા જણાવ્યું. સીતાએ અંગૂઠો દોર્યો. તે ઉપરથી કૈકેયીએ રાવણ ચીતરી કાઢી રામ સીતા વચ્ચે ભેદ પડાવ્યો. આ ઉપરથી આ ઉખાણું ચાલ્યું.
૪. અંગૂઠે કમાડ ઠેલવું = (૧) છૂપી રીતે કામ કરવું; બીજાને માલૂમ ન પડે એમ મદદ કરવી. (૨) પોતે અળગા રહી બીજાની પાસે કામ કરાવવું; પોતે કરવાનું તે બીજાને ભળાવવું; ધકેલ પંચા દોઢસો.
૫. અંગૂઠે મારવું = (૧) ઠેબે મારવું. (૨) નમાલું ગણવું; ક્ષુદ્ર લેખવું.
૬. અંગૂઠો ચૂસવો = (૧) અંગૂઠો ચાટવો. (૨) ખુશામત કરવી.

૭. અંગૂઠો દેખાડવો-બતાવવો = (૧) અંગૂઠેથી આજ્ઞા કરવા. (૨) ખીજવવું; ઠેંગો દેખાડવો; નાસીપાસ થયેલાને ચીડવવું. (૩) કામ દેવાનું કહેવું. (૪) તિરસ્કારવું. (૫) ના પાડવી; ના કહેવી; કબૂલ ન કર્યાની નિશાની કરવી; નાપસંદગી દેખાડવી. (૬) વિરોધ દર્શાવવો. (૭) હાંસી કરવી.

**અંગૂર** ૧. [ સં. અંકુર ] પું. અંકુર; કોંટો.
૨. પું. દ્રાક્ષનો વેલો.
૩. [ ફા. ] સ્ત્રી. લીલી દ્રાક્ષ. તે ઈરાન, પંજાબ, કાશ્મીર, સંયુક્ત પ્રાંતના કમાઉં, કનાવર અને દહેરાદૂન તથા મુંબઈ ઇલાકાના અહમદનગર, ઔરંગાબાદ, પૂના અને નાસિક શહેરમાં ઊગે છે. તેની લાલ, સફેદ અને કાળી એમ ત્રણ જાતમાંથી શરાબ અને સરકો બનાવવામાં આવે છે. તેનાં મીઠાં ફળ નાનાં, મોટાં, ગોળ અને લાંબાં એમ તરેહવાર અને ગુચ્છાબંધ જામે છે. બંગાળામાં વરસાદ વધારે વરસવાને લીધે દ્રાક્ષનો વેલો થતો નથી. મહારાષ્ટ્રમાં થતી અંગૂરના પ્રકાર: આબી, ફકીરી, હબશી, ગોલકલી અને સાહેબી. અફઘાનિસ્તાન, બલુચિસ્તાન અને સિંધમાં થતી અંગૂરની જાત: હેટા, કિશમિશ, કલમક, હુસેન વગેરે. કિશમિશમાં બી હોતાં નથી. મુનક્કા અથવા સુકાવેલી અંગૂર દસ્તાવર એટલે રેચક, તાવની તરસ ઓછી કરનાર અને ખાંસી મટાડનાર મનાય છે.
અંગૂરની ટટ્ટી = દ્રાક્ષના ઝૂમખાના આકારની આતશબાજી.
૪. ન. ઘા રૂઝાતી વખતે દેખાતા માંસના ઝીણા લાલ દાણા.
૧. અંગૂર કાટવાં = ઘાના માંસનાં કણ છોલાવાં.
૨. અંગૂર બાંધવું = ઘા રૂઝાવો.

**અંગૂરશેફા** [ ફા. ] પું. હિમાલય પર થતી એ નામની એક વનસ્પતિ; જવરાજ. તેનાં મૂળ તથા પાન દમ અને વાયુના દરદ ઉપર ફાયદાકારક મનાય છે.

**અંગૂરી** ૧. [ ફા. અંગૂર ] પું. આછો લીલો રંગ.
૨. વિ. દ્રાક્ષના રંગનું; લીલી દ્રાક્ષના જેવા રંગનું; આછું લીલું.
૩. વિ. દ્રાક્ષનું બનેલું.
૪. વિ. દ્રાક્ષને લગતું.

**અંગૂરીબાગ** [ ફા. અંગૂર ( દ્રાક્ષ ) + બાગ ( બગીચો ) ] પું. દ્રાક્ષનો બગીચો.

**અંગૂરીસરકો** [ અંગૂર ( દ્રાક્ષ ) + સરકો ( ખાટો રસ ) ] પું. દ્રાક્ષનો ખટાશ અને આથો ચડેલો રસ.

**અંગૂરીસિરકા** [ હિ. ] પું. દ્રાક્ષનો સરકો.

**અંગૂલા** [ ફા. ] પું. હિંગ; વઘારણી.

**અંગૂષ** ૧. [ સં. ] પું. નોળિયું.
૨. પું. બાણ.

**અંગે** ૧. અ. કારણે; સબબ; માટે; બાબતમાં.
૨. અ. પોતાની મેળે; સ્વતઃ; આપોઆપ.
૩. [ સં. અંગ ( શરીર ) ] અ. શરીરે.

**અંગેઅંગ** [ સં. અંગ ( શરીરનો ભાગ ) + અંગ ( અવયવ ) ] અ. રૂંવેરૂંવે; નખશિખ. જુઓ અંગોઅંગ.

**અંગેઉષ** પું. ( જરથોસ્તી ) એકવીશ નુસકામાંનો તેરમો.

**અંગેઝ** ( અંગેઝ ) ૧. [ ફા. ] પું. અંગીકાર.
૨. પું. ઉત્તેજન.
૩. પું. પરાક્રમ.
૪. વિ. ઉશ્કેરનાર.
ફિત્ના અંગેઝ = કજિયો કરાવનાર.

**અંગેઝણી** ( અંગેઝણી ) સ્ત્રી. અંગીકાર. જુઓ અંગેઝ ૧, ૨, ૩.

**અંગેઝી** ( અંગેઝી ) [ ફા. ] સ્ત્રી. અંગીકાર. જુઓ અંગેઝ ૧, ૨, ૩.

**અંગેટ** [ હિ. ] સ્ત્રી. દેખાવ.

**અંગેટી** સ્ત્રી. ગુલદાન; ફૂલદાની.

**અંગેઠી** ૧. સ્ત્રી. આગ; લાય; ઝાળ.
૨. સ્ત્રી. દવામાં વપરાતી એક વનસ્પતિ.
૩. સ્ત્રી. પોંક પાડવા માટે તૈયાર કરેલી જગ્યા.
૪. સ્ત્રી. સોનીની સગડી; અંગીઠી.

**અંગેઠું** ન. સગડી. જુઓ અંગીઠી.

**અંગેશ્વર** ૧. [સં. અંગ ( એક દેશ ) + ઈશ્વર ( ધણી ) ] પું. અંગ દેશનો રાજા.
૨. પું. કુંતીનો દીકરો દાનેશ્વરી કર્ણ રાજા.

**અંગોઅંગ** ૧. [ સં. અંગ ( શરીરનો ભાગ ) + અંગ ( અવયવ ) ] અ. અવયવે અવયવે; રૂંવેરૂંવે; નખશિખ; શરીરમાં બધે ઠેકાણે.
૨. અ. જાતે; પોતે; ખુદ.
હાં રે અંગોઅંગ જઈ મળી યે રે.
મીરાંબાઈ

**અંગોઈ** પું. કાલીંગ નદીના મુખ પાસે આવેલ કાંગાને લગતો સ્વતંત્ર પ્રાંત તથા શહેર.

**અંગોછા** ૧. [ સં. અંગ ( શરીર ) + ઉક્ષ ( સાફ કરવું ); હિ. પોંછના ( લૂછવું ) ] પું. ( હિંદી ) અંગ લૂછવાનો રૂમાલ; ટુવાલ.
૨. [ સં. અંગ ( શરીર ) + ઉજ્ ( બાંધવું ) ] પું. કમરે બાંધવાનો લૂગડાનો કટકો.
૩. પું. ખેસ; ઉપરણું; ઉપવસ્ત્ર.
૪. પું. નાહતાં કે નાહીને પહેરવાની નાની ધોતલી; સાવલિયું.

**અંગોછી** ૧. [ હિ. ] સ્ત્રી. અંગ લૂછવાનો નાનો રૂમાલ.
૨. સ્ત્રી. નાની ધોતલી.

**અંગોછો** ૧. [ સં. અંગવસ્ત્ર ] પું. ઉપવસ્ત્ર; ઉપરણી; દુપટ્ટો; ખેસ.
૨. [ સં. અંગ ( શરીર ) + ઉજ્ ( બાંધવું ) ] પું. લૂગડાનો ટુકડો. હિંદુઓ કમરની આસપાસ તે બાંધે છે.
૩. પું. શરીર લૂછવા માટેનું કપડું; પનિયું; પોતિયું.

**અંગોઠી** ૧. સ્ત્રી. ઘૂઘરીવાળું આંગળીમાં પહેરવાનું એક ઘરેણું.
૨. સ્ત્રી. પોંક પાડવા માટે તૈયાર કરેલી જગ્યા.

**અંગોઠીડી** ( અંગોઠીડી ) સ્ત્રી. પોંક પાડવા માટે તૈયાર કરેલ જગ્યા. જુઓ અંગોઠી.

**અંગોત્પત્તિવૃત્ત** ન. પ્રાણી અને છોડમાં અવયવોનો વિકાસ.

**અંગોપાંગ** ૧. [ સં. અંગ ( મુખ્ય ભાગ ) + ઉપાંગ ( પેટા અવયવ ) ] ન. શરીરનો નાનો મોટો દરેક ભાગ.
૨. અ. સંપૂર્ણ રીતે; દરેક અંગે.

**અંગોપાંગનામ** [ સં. અંગ ( મુખ્ય ભાગ ) + ઉપાંગ ( પેટા અવયવ ) + નામ ( એક જાતનું કર્મ ) ] ન. ( જૈન ) નામકર્મની બેતાળીસ પ્રકૃતિ પૈકીની ચૌદ પિંડ પ્રકૃતિમાંની એક; શરીર રૂપે લીધેલ પુદ્ગળો અંગઉપાંગ રૂપે પરિણમે તે નામકર્મની એક પ્રકૃતિ.
શરીરગત અંગો અને ઉપાંગોનું નિમિત્ત નામકર્મ તે અંગોપાંગનામ. તત્ત્વાર્થસૂત્ર

**અંગોપાંગીભાવ** [સં. અંગ ( મુખ્ય ભાગ ) + ઉપાંગ ( પેટા અવયવ ) + ઇન્ ( વાળું ) + ભાવ ( હોવાપણું ) ] પું. કોઈ પણ બાબતના મુખ્ય તથા પેટા અંગ વચ્ચે રહેલો સંબંધ.

**અંગોર** ૧. સ્ત્રી. તળાવના સામા કાંઠાની જમીન.
૨. સ્ત્રી. પુષ્કળ પાણી પાયેલ જમીન.
૩. સ્ત્રી. ફળદ્રુપ પ્રદેશ.

**અંગોરા** ૧. પું. એશિયા માઇનોરના અંગોરા પરગણામાં થતી બકરાની જાત. તેના સુંવાળા અને વાંકડિયા વાળ ધૂંસા બનાવવામાં વપરાય છે.
૨. પું. એશિયા માઇનોરનો એ નામનો એક પ્રાંત.
૩. પું. મચ્છર.
૪. સ્ત્રી. બિલાડીની એક જાત. તેના વાળ લાંબા, રૂપેરી અને સુંવાળા હોય છે.

**અંગોરિઉ** પું. ( પુરાણ ) એ નામનો રાજર્ષિ.

**અંગોલા** પું. આફ્રિકાના પૂર્વ કિનારા ઉપર આવેલો એ નામનો મુલક.

**અંગોહલિ** ન. ( જૂ. ગુ. ) અંઘોળ; નાહવાની ક્રિયા; સ્નાન.

આસણિ સમણિ ન્હાણુઅઈ અંગોહલિ ફુલિ ફૂલી.
સંવત ૧૩૪૦નું તાડપત્ર

**અંગોળ** ન. સ્નાન; નાવણ.

**અંગોળડી** ( અંગોળડ઼ી ) સ્ત્રી. સ્નાન; નાવણ.

**અંગૌરિયા** ૧. [ હિં. ] પું. ખેડૂત; હળ હાંકનાર.
૨. પું. પગાર આપવાને બદલે હળનો ઉપયોગ કરવા આપનાર પુરુષ.

**અંગૌંગા** [ હિં. ] પું. ખળામાંથી બ્રાહ્મણ, ગુરુ વગેરેને આપવાનો ભાગો.

**અંગ્રેજ** [ ફા. ઇંગ્રેઝ ] પું. ઇંગ્લંડ દેશનો રહેવાસી.

**અંગ્રેજી** ૧. સ્ત્રી. અંગ્રેજ લોકની ભાષા.
૨. સ્ત્રી. એ નામની લિપિ.
૩. વિ. અંગ્રેજ લોકોનું; અંગ્રેજ લોક સંબંધી.

**અંગ્રેજીકરણ** ન. અંગ્રેજીમાં તરજુમો કરવાપણું.

**અંગ્રેજીખોર** ૧. વિ. અંગ્રેજી ભાષા તરફ વધારે વલણ રાખનાર.
૨. વિ. અંગ્રેજી ભાષાને પોતાની ભાષા માનનાર.

**અંગ્રેજીહિંદી** ૧. પું. હિંદુસ્તાનમાં જન્મેલો અથવા લાંબો વખત રહેલો અંગ્રેજ માતપિતા-વાળો પુરુષ; 'અંગ્લો ઇન્ડિયન'.
૨. વિ. અંગ્રેજી અને હિંદી ગુણવાળું.

**અંગ્રેઝ** ( અંગ્રેઝ ) ૧. પું. અંગ્રેજ; ઇંગ્લંડનો વતની.
૨. પું. ઇંગ્લંડ.

**અંગ્રેઝન** ( અંગ્રેઝન ) ૧. સ્ત્રી. અંગ્રેજ સ્ત્રી.
૨. સ્ત્રી. સન્નારી; બાનુ.

**અંગ્રેઝી** ( અંગ્રેઝી ) ૧. સ્ત્રી. અંગ્રેજી ભાષા.
૨. વિ. ઇંગ્લંડ દેશનું.

**અંગ્રેઝીખાન** ( અંગ્રેઝીખાન ) પું. અંગ્રેજી ભણનાર.

**અંગ્રેઝી દાન** ( અંગ્રેઝી દાન ) પું. અંગ્રેજી જાણનાર વિદ્વાન.

**અંગ્રેમન્યુ** પું. ( જરથોસ્તી ) અહરિમન; શયતાન.

**અંઘડા** ( અંઘડ઼ા ) [ હિં. ] પું. સ્ત્રીઓના પગના અંગૂઠામાં પહેરવાનું હલકી ધાતુનું અંગૂઠિયું.

**અંઘસ** [ સં. અંઘસ્ ] પું. પાપ; પાતક; અપરાધ.

**અંઘાડી** ( અંઘાડ઼ી ) સ્ત્રી. અઘેડીનો

**અંઘાડો** ( અંઘાડ઼ો ) [ સં. આઘાટ ] પું. એ નામની વનસ્પતિ. જુઓ અંઘેડો.

**અંઘામ** ૧. પું. તક; વખત.
૨. [ ફા. હંગામ ] પું. ધમાધમ; ગરબડ.
૩. પું. બળવો; હુલ્લડ; તોફાન.
૪. પું. મોસમ; અવસર.

**અંઘામો** પું. તક; વખત. જુઓ અંઘામ.

**અંઘેડો** ( અંઘેડ઼ો ) ૧. [ સં. આઘાટ ] પું. એ નામની વનસ્પતિ.
૨. પું. એક જાતનો વેલો; કંઝેટો. આ વેલો દવાના કામમાં આવે છે.

**અંઘોલણ** [ દે. અંગોહલિ ] ન. નાહવામાં વપરાતી સુગંધી વસ્તુ.

**અંઘોળ** ૧. [ દે. અંગોહલિ ] સ્ત્રી. કોઇને અડકવાથી અભડાઈ જવાય એવી નાહેલી હાલત; અડાય નહિ એવી પવિત્ર અવસ્થા; અબોટ.
૨. ન. સ્નાન; નાવણ.

**અંઘોળડી** ( અંઘોળડ઼ી ) ૧. [ દે. અંગોહલિ ] સ્ત્રી. ઉસેચણી.
૨. સ્ત્રી. નાની ઉનામણી; પાણી ઊનું કરવાનું વાસણ; ઉનામણિયું; નાનું અંઘોળિયું.
૩. સ્ત્રી. નાની તાંબાકૂંડી.
૪. સ્ત્રી. નાહવાની ઓરડી.
૫. સ્ત્રી. વરકન્યાને ગીત ગાતાં ગાતાં કરાવાતું સ્નાન.
૬. સ્ત્રી. વરકન્યાને નવરાવતાં ગાવાનું ગીત.

અંઘોળડી ગંગાનાં નીરરે લાડકડો અંઘોળ કરેરે.
સ્ત્રીગીત

૭. સ્ત્રી. વરને નવરાવનારી સ્ત્રી.

**અંઘોળવું** ૧. અ. ક્રિ. નાહવું; સ્નાન કરવું.
૨. સ. ક્રિ. નવરાવવું; તરબોળ કરી નાંખવું.

જળેરાની એક, આતમ અંઘોળ્યું નહિ
સોન-હલામણ

**અંઘોળિયું** ૧. ન. નાહવા બેસવાનું પાટિયું; નવાય એવો લાકડાનો પાટલો.
૨. ન. પહેરીને નવાય એવું પંચિયું; ધોતિયું.
૩. ન. પાણી ગરમ કરવાનું વાસણ; ઉનામણું.
૪. વિ. સ્નાનને લગતું; નાહવાના કામમાં આવે એવું.

**અંઘોળિયો** ૧. પું. નાહવાને માટે પાણી કાઢી આપનાર ચાકર.
૨. પું. પાણી ગરમ કરવાનું વાસણ; ઉનામણો.

**અંઘ્રિ** ૧. પું. કવિતાની કડીનો ચોથો ભાગ; ચરણ; પદ; પાદ.
૨. પું. ઝાડનું મૂળ.
૩. [ સં. અંઘ્ ( જવું ) ] પું. પગ; ચરણ.

ચરણ ચલન ગતિવંત ને અંઘ્રિ પાદ પદ પાય,
પદવંદન કરી કુંવરીના ઊભી સન્મુખ જાય.
પિંગળલઘુકોષ

**અંઘ્રિકમલ** [ સં. અંઘ્રિ ( પગ ) + કમલ ( એક ફૂલ )] ન ચરણકમળ; કમળ જેવો પગ.

**અંઘ્રિતલ** [ સં. અંઘ્રિ ( પગ ) + તલ ( તળિયું ) ] ન. પગનું તળિયું.

**અંઘ્રિપ** [ સં. અંઘ્રિ ( મૂળ ) + પા ( પીવું ) ] પું. વૃક્ષ; ઝાડ.

**અંઘ્રિપદ્મ** [ સં. અંઘ્રિ ( પગ ) + પદ્મ ( કમળ ) ] ન. ચરણકમળ; અંઘ્રિકમલ.

**અંઘ્રિપર્ણિકા** [ સં. અંઘ્રિ ( મૂળ ) + પર્ણ ( પાંદડું ) ] સ્ત્રી. જેને મૂળથી માંડી પાંદડાં હોય છે એવો એક છોડ; સિંહપુચ્છી; પિઠવણ.

**અંઘ્રિપર્ણી** [ સં. અંઘ્રિ ( મૂળ ) + પર્ણ ( પાન ) + ઇન્ ( વાળું ) ] સ્ત્રી. મૂળથી માંડી પાંદડાં હોય એવો એક છોડ.

**અંઘ્રિપાન** ૧. [ સં. અંઘ્રિ ( પગ ) + પાન ( પીવું તે ) ] ન. અંગૂઠો ચૂસનારૂં બાળક.
૨. [સં. અંઘ્રિ ( મૂળ ) + પાન (પીવાપણું)] ન. વૃક્ષ; ઝાડ; તરુ.

**અંઘ્રિયુગલ** [ સં. અંઘ્રિ ( પગ ) + યુગલ ( જોડકું ) ] ન. બે પગ; પગની જોડી.

**અંઘ્રિવલ્લિકા** [ સં. અંઘ્રિ ( મૂળ ) + વલ્લિકા ( વેલ ) ] સ્ત્રી. જેને મૂળથી આરંભી વેલા હોય છે તેવું એક ઝાડ.

**અંઘ્રિવલ્લી** [ સં. અંઘ્રિ ( મૂળ ) + વલ્લી ( વેલ ) ] સ્ત્રી. જેને મૂળથી માંડીને વેલા હોય છે એવું એક ઝાડ; અંઘ્રિવલ્લિકા.

**અંચ્** ૧. [ સં. ] અ. ક્રિ. જવું; ખસવું.
૨. અ. ક્રિ. વલણ રાખવું.
૩. અ. ક્રિ. વળવું; નમવું.
૪. સ. ક્રિ. અરજ કરવી.
૫. સ. ક્રિ. ઇચ્છવું.
૬. સ. ક્રિ. ઉખેળવું.
૭. સ. ક્રિ. દર્શાવવું; ઉઘાડું પાડવું.
૮. સ. ક્રિ. પૂજવું; સત્કારવું; સન્માનવું.
૯. સ. ક્રિ. બબડવું; અસ્પષ્ટ ઉચ્ચારવું.
૧૦. સ. ક્રિ. મહેરબાની કરવી.
૧૧. સ. ક્રિ. વાળવું; વાંકું કરવું.

**અંચ** સ્ત્રી. આંચ; હરકત; નડતર; અડચણ.

**અંચાઈ** ૧. સ્ત્રી. રમતમાં છળકપટ; અણચી.
૨. સ્ત્રી. વાંકું બોલવું તે; જૂઠ.

**અંચકાવું** અ. ક્રિ. ખંચાવું; પાછા હઠવું.

**અંચરવા** પું. પાપડ કે અથાણામાં થયેલો બગાડ. લોકમત પ્રમાણે રજસ્વલા સ્ત્રીના

પડવાથી પાપડ અને અથાણાં બદસ્વાદ બની જાય ત્યારે અંચરવા લાગ્યો કહેવાય છે.

**અંચરા** ૧. [ હિં. ] પું. ઝભ્ભા કે બુરખાની કોર.

૨. પું. દુપટ્ટાનો છેડો.

૩. પું. માથા પર થઈને છાતી પર આવતો સાડીનો છેડો.

**અંચલ** ૧. [ સં. અંચ્ ( જવું )] પું. કપડાંનો લટકતો છેડો; પલ્લો; વસ્ત્રનો છેડો; પાલવ.

૨. પું. કપડું; વસ્ત્ર; લૂગડું.

૩. પું. કિનારો; તટ; કાંઠો.

૪. પું. માથા પર થઈને છાતી પર આવતો સાડીનો છેડો.

૫. પું. સરહદની નજીકનો દેશનો ભાગ.

૬. પું. સ્તન.

**અંચલવતી** પું. ( પિંગળ ) દરેક ચરણમાં ભગણ, જગણ, જગણ, ભગણ, લઘુ અને ગુરુ મળી ૧૪ અક્ષરનો એક છંદ.

**અંચલા** ૧. [ હિં. ] પું. જોગીઓમાં વપરાતી એક ચાદર.

૨. પું. ઝભ્ભાની કિનાર. જુઓ અંચરા.

**અંચલાન્વિત** ૧. [ સં. અંચલ ( સ્તન ) + અન્વિત ( વાળું )] વિ. આંચળવાળું.

૨. [સં. અંચલ ( કપડું ) + અન્વિત ( વાળું )] વિ. ભગવા ઝભ્ભાવાળું.

**અંચલો** [ સં. અંચલ ( પાલવ )] પું. કપડાનો છેડો. જુઓ અંચળો.

**અંચળ** [ સં. અંચ્ ( જવું )] પું. વસ્ત્રનો પાલવ; કપડાનો છેડો. જુઓ અંચલ.

**અંચળગચ્છ** પું. ( જૈન ) એ નામનો ગચ્છ એટલે સમુદાય.

**અંચળવો** ૧. પું. ખભે રાખવાનો લૂગડાનો કટકો; અંચળો.

૨. [ સં. અંચ્ ( પૂજવું )] પું. તેલમાં બોળી સળગાવેલી દોરડી. આંખે ઝોંકો વાગ્યો હોય ત્યારે ઝોંકો ઉતારતા હોય તેમ ઊંચી નીચી દોરડી કરી તેલમાં બોળી બાળી મૂકવામાં આવે છે.

અંચળવો ઉતારવો = આંખે ઝોંકો વાગ્યો હોય તે મટાડવા તેલમાં દોરડી બોળી સળગાવી મૂકવી; આંખનો ઝોંકો ઉતારવો.

૩. [ અંચલ ( કપડાનો પાલવ ) + વો ( લઘુતાવાચક પ્રત્યય )] પું. નાનાં છોકરાંને ઓઢાડવાનો ભાતીગળ રૂમાલ; ટુવાલ.

૪. પું. લંગોટી મારવાનો લૂગડાનો કટકો.

**અંચળો** ૧. [ સં. અંચલ ( પાલવ )] પું. કપડાંનો છેડો.

૨. પું. ખભે રાખવાનો લૂગડાનો કટકો; ખેસ; દુપટ્ટો.

૩. પું. તેલમાં બોળી સળગાવેલી વાટ.

૪. પું. પાણી ગળવાનું ગળણું.

૫. પું. બાવા કે સાધુનો ઝભ્ભો.

૬. પું. બાળકોને ઓઢાડવાનો ભાતીગળ રૂમાલ.

૭. પું. લંગોટી મારવાનો લૂગડાનો નાનો કટકો.

૮. પું. શંકરના લિંગને ઓઢાડવાનું કપડું. શંકરનું વ્રત પૂરું થતાં આ કપડું ધરવામાં આવે છે.

**અંચા** ૧. પું. ટપાલના કાગળ નાખવાની પેટી.

૨. પું. રસ્તા ઉપરનો મુકામ.

**અંચિત** ૧. [ સં. અંચ્ ( પૂજવું ) + ઈત ( ભૂતકૃદંતનો પ્રત્યય )] વિ. અર્ચિત; પૂજેલું; જેનું અર્ચન કર્યું હોય એવું; આરાધિત.

૨. [ સં. અંચ્ ( વળવું ) + ઈત ( ભૂતકૃદંતનો પ્રત્યય )] વિ. કમાનદાર; સુંદર.

૩. [ સં. અંચ્ ( જવું ) + ઈત ( ભૂતકૃદંતનો પ્રત્યય )] વિ. ગયેલું.

૪. વિ. ગૂંથેલું.

૫. વિ. વખાણેલું.

૬. વિ. સંકોચાયેલું.

૭. વિ. સીવેલું.

**અંચિતપત્ર** [ સં. અંચ્ ( વળવું ) + ઈત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) + પત્ર ( પાંખડી )] ન. વાંકી વળેલી એટલે સંકોચાયેલી પાંખડીઓવાળું કમળ.

**અંચિતભ્રુ** [ સં. અંચિત ( કમાનદાર ) + ભ્રૂ ( ભવું )] સ્ત્રી. કમાન જેવા ભમરવાળી દેખાવડી સ્ત્રી.

**અંચિતભ્રૂ** [ સં. અંચિત ( કમાનદાર ) + ભ્રૂ ( ભમર )] સ્ત્રી. સુંદર ભવું; કમાનદાર ભ્રૂકુટિ.

**અંચિતાખ્યા** પું. ( પિંગળ ) પહેલા અને ત્રીજા ચરણમાં નગણ, જગણ, જગણ, રગણ અને ગુરુ એમ મૃગેંદ્રમુખ છંદના ચરણના ૧૩ તથા બીજા અને ચોથા ચરણમાં નગણ, નગણ, રગણ અને યગણ મળી બધિરા છંદના ચરણના ૧૨ અક્ષરનો એક અર્ધસમવૃત્ત છંદ.

**અંચી** સ્ત્રી. અસત્ય; જૂઠાણું; ચૂઈ.

અંચી બકવી = (૧) રમતમાં ખોટું બોલવું. (૨) વિરોધ કરવો; રમતના દાવમાં અણુચી કરવી.

**અંચોઈ** વિ. જૂઠું; અસત્ય; ખોટું.

**અંચોળો** પું. ખભે રાખવાનો કાપલો. જુઓ અંચળવો.

**અંજ્** ૧. [ સં. ] અ. ક્રિ. જવું.

૨. અ. ક્રિ. પ્રકાશવું.

૩. સ. ક્રિ. આંજવું.

૪. સ. ક્રિ. ગુણ ગાવા; વખાણ કરવાં.

૫. સ. ક્રિ. ગુણ હોવો; લાયકાત હોવી.

૬. સ. ક્રિ. ઘસવું.

૭. સ. ક્રિ. જણાવવું; બતાવવું.

૮. સ. ક્રિ. પ્રતિનિધિ હોવું.

૯. સ. ક્રિ. મિશ્ર કરવું; ભેળવવું.

૧૦. સ. ક્રિ. લેપ કરવો; ચોપડવું.

૧૧. સ. ક્રિ. શણગારવું; સુશોભિત બનાવવું.

૧૨. સ. ક્રિ. સન્માનવું; સત્કારવું; ઊજવવું.

૧૩. સ. ક્રિ. સાફ કરવું.

**અંજ** ૧. પું. ઉતાવળ; ઝડપ.

૨. [ સં. કંજ ( કમળ )] પું. કમળનું ફૂલ.

**અંજક** પું. ( પુરાણ ) દનુનો પુત્ર; એ નામનો રાક્ષસ.

**અંજણ** ન. એક જાતનું ઝાડ.

અગુરુ અંજણ અંબિલિય અંબાડય અંકુલ્લ.
રેવંતગિરિ રાસુ

**અંજણઆંજ્યું** વિ. આંખો આંજી હોય એમ આંધળા જેવું; વ્યગ્ર; મૂંઝાતું.

**અંજન** ૧. [ સં. અંજ્ ( પ્રકાશવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય )] પું. અગ્નિ; દેવતા.

૨. પું. અઢાર મુખ્ય ક્ષાર માંહેનો એક.

૩. પું. અભિધા કે લક્ષણામૂલક વ્યંગ્યાર્થ. તેમાં સંયોગ, વિપ્રયોગ, સાહચર્ય, વિરોધિતા વગેરે કારણને લીધે શબ્દનો અમુક અર્થ નક્કી થાય છે. જેમકે, હરિ શબ્દના ઘણા અર્થ થાય છે, પણ સશંખચક્રો હરિઃ એમાં શંખાદિના સંયોગથી હરિ શબ્દ વડે વિષ્ણુ એવો અર્થ સમજાય છે.

૪. પું. એ નામનો પર્વત; નીલગિરિ.

૫. પું. ( ગ્રામ્ય ) એંજિન; વરાળથી ચાલતું યંત્ર.

૬. પું. કશ્યપ ઋષિની પત્ની કદ્રુથી પેદા થયેલ નાગ.

૭. પું. ( પુરાણ ) પશ્ચિમ દિશાનો દિગ્ગજ; પશ્ચિમ દિશાના લોકપાલ વરુણનો હાથી. જુઓ લોકપાલ.

૮. [ હિં. ] સ્ત્રી. સરહદના પ્રાંતમાં ઊગતી એક જાતની વનસ્પતિ; ધામણ.

૯. [ સં. અંજ્ ( આંજવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય )] ન. આંજણ; સુરમો; કાજળ; મેશ; આંજવાનો પદાર્થ. તેના ત્રણ પ્રકાર છેઃ લેખન એટલે આંખના દોષને ઉખેડી કાઢે એવું; રોપણ એટલે આંખમાં થયેલ ઘા વગેરે રૂઝાવી દે એવું; અને પ્રસાદન કે પ્રસાધ્ય એટલે નજરને ચોખ્ખી કરે એવું.

૧૦. ન. આંજવાની ક્રિયા; આંખ આંજવી તે.

૧૧. ન. ઉપાય; ઇલાજ.

૧૨. ન. એ નામની ધાતુ; સુરમો.

૧૩. ન. એ નામનું ઝાડ. તે મધ્ય હિંદ, બુંદેલખંડ, મદ્રાસ અને મહિસુરમાં થાય છે. તેનું લાકડું કાળાશ પડતું લાલ રંગનું અને ઘણું મજબૂત હોય છે. તે મકાન બાંધવામાં તથા સામાન બનાવવામાં વપરાય છે.

૧૪. ન. એક જાતનું બગલું.

૧૫. ન. કોંકણમાં થતું દશબાર હાથ ઊંચું એક ઝાડ. તેને પીંછાના આકારનાં ચામડા જેવાં પાંદડાં, દ્રાક્ષની જેમ ઝૂમખામાં આવેલાં નાનાં ફૂલ અને ભાલાના ફણાને મળતી એક બીજવાળી શિંગ હોય છે.

૧૬. ન. ઘોની જાતનું પ્રાણી.

૧૭. ન. છેતરપિંડી.

૧૮. ન. મલિનપણું.

૧૯. ન. માયા; ઠગણી.

૨૦. ન. મિશ્ર કરવું તે; મિશ્રણ.

૨૧. ન. રાત; રાત્રિ.

૨૨. ન. લેપ; ખરડ.

૨૩. ન. સાહી; રુશનાઈ.

૨૪. ન. સિદ્ધાંજન. તે આંજવાથી પૃથ્વીમાં દાટેલો ખજાનો દેખાય એમ મનાય છે.

૨૫. ન. સ્પષ્ટ કરવું તે.

૨૬. વિ. કાળું.

**અંજનક** [ સં. અંજન + ક ( વાળું )] પું. જેમાં અંજન શબ્દ આવેલો છે એવો વેદનો એક ભાગ.

**અંજનકારી** [ સં. અંજન ( આંજણ ) + કારી ( કરનારી )] સ્ત્રી. આંજણ તૈયાર કરનારી સ્ત્રી.

**અંજનકી** [ સં. ] સ્ત્રી. એ નામની વેલ.

**અંજનકેશ** [ સં. અંજન ( રાત્રિ ) + કેશ ( પ્રકાશનું કિરણ )] પું. દીપક; દીવો.

**અંજનકેશી** ૧. પું. નખ નામની સુગંધી વસ્તુ. તે બાળવાથી સુગંધ ફેલાય છે.

૨. [ સં. અંજન ( કાળું ) + કેશ ( વાળ )] પું. વાળને કાળા બનાવનાર એક સુગંધી ચીજ.

**અંજનગિરિ** ૧. [ સં. અંજન ( નીલગિરિ ) + ગિરિ ( પર્વત )] પું. અંજનાદ્રિ; નીલગિરિ પર્વત.

૨. પું. ( જૈન ) નંદીશ્વર દ્વીપમાં આવેલો એ નામનો પર્વત.

૩. પું. પંજાબમાં આવેલા સુલેમાન પર્વતનું અસલી નામ.

**અંજનગુટી** [ સં. અંજન ( આંજણ ) + ગુટી ( ગોળી )] સ્ત્રી. આંખમાં આંજવાની દવાની ગોળી.

**અંજનત્રય** [ સં. અંજન ( આંજણ ) + ત્રય ( ત્રણ )] ન. ( વૈદક ) આંખમાં આંજવાની ત્રણ વસ્તુ ભેળવેલી દવા: (૧) કાળો સુરમો, (૨) જસતનાં ફૂલ અને (૩) રસવંતી.

**અંજનધાતુ** ૧. સ્ત્રી. રૂપા જેવી સફેદ, સખત અને પાસાદાર એક ધાતુ. રસાયનશાસ્ત્ર, દવા અને મિશ્રણધાતુમાં તેનો બહુ ઉપયોગ થાય છે. તેના ઝેરનું વારણ ઈંડાની સફેદી અને કડક કાફી છે.

૨. [ સં. અંજન (આંજણ) + ધાતુ ] સ્ત્રી. સુરમો; સોવરૂં.

**અંજનનામિકા** [ સં. ] સ્ત્રી. આંજણી; આંખ-નો એક રોગ; અંજુર્ણી. હાથ ઉપર ઘસીને ઊની થતી આંગળીથી શેકવાથી તે મટતી મનાય છે. કાળી સાહી ચોપડવાથી પણ તે મટતી હોવાનું કોઈ કોઈ માને છે. વળી જળો મુકાવી બાજુનું લોહી કઢાવવાથી આ રોગ મટતો હોવાનું કહેવાય છે.

**અંજનપર્વ** પું. ( પુરાણ ) ઘટોત્કચનો દીકરો; ભીમનો પૌત્ર. મહાભારતના યુદ્ધમાં જયદ્રથના વધ પછી રાત્રે લડાઈ થઈ તેમાં અશ્વત્થામાને હાથે તે મરણ પામ્યો હતો.

**અંજનપર્વા** પું. ( પુરાણ ) ઘટોત્કચનો દીકરો. જુઓ અંજનપર્વ.

**અંજનપુલક** [ સં. અંજ્ ( પ્રકાશવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) + પુલક ( એક જાતનું રત્ન )] ન. રત્નની એક જાત.

**અંજનભૈરવરસ** પું. ( વૈદક ) સનેપાતના તાવમાં આંખમાં આંજવાની એક દવા. ગંધક, પારો, ગજવેલ, પીપર અને નેપાળાનાં બી એ બધી ચીજો સરખે ભાગે લઈ લીંબુના રસમાં ઘૂંટી તેની ગોળી કરવામાં આવે છે.

**અંજનયુક્ત** [ સં. અંજન ( આંજણ ) + યુક્ત ( વાળું )] વિ. આંજેલું; આંજણવાળું; કાજળ લગાડ્યું હોય એવું.

**અંજનયોગ** [ સં. ] પું. બોતેર માંહેની એ નામની એક કળા.

**અંજનરંજિત** [ સં. અંજન ( આંજણ ) + રંજિત ( રંગેલું )] વિ. આંજેલું. જુઓ અંજનયુક્ત.

**અંજનરાજ** પું. સુપ્રબુદ્ધ રાજાનું બીજું નામ. તેની રાજધાની કોલિ પ્રદેશમાંના દેવદહમાં હતી. તેની માયાવતી અને પ્રજાપતિ ઉર્ફે ગૌતમી નામની બન્ને દીકરી બુદ્ધના પિતા શુદ્ધોદનને પરણી હતી.

**અંજનરેખા** [ સં. અંજન ( કાજળ ) + રેખા ( આંકો )] સ્ત્રી. આંજણનું ચિહ્ન; કાજળની નિશાની.

**અંજનવતી** સ્ત્રી. પશ્ચિમ દિશાના લોકપાલ વરુણના હાથીની સ્ત્રી. જુઓ લોકપાલ.

**અંજનવર્ણું** [ સં. અંજન ( કાળું ) + વર્ણ ( રંગ )] વિ. આંજણ જેવા કાળા રંગનું; કાળું મેસ.

**અંજનવિદ્યા** [ સં. અંજન ( આંજવાની ક્રિયા ) + વિદ્યા ] સ્ત્રી. આંખમાં આંજવાથી પૃથ્વી માંહેનો ખજાનો નજરે પડે એવા સિદ્ધાંજનની વિદ્યા.

**અંજનશલાકા** ૧. [ સં. અંજન ( આંજવું તે ) + શલાકા ( સળી )] સ્ત્રી. આંજવાની સળી.

૨. સ્ત્રી. કામણગારી નાર; મોહ લગાડનાર સ્ત્રી.

૩. સ્ત્રી. જ્ઞાન પેદા કરનાર ચીજ.

૪. સ્ત્રી. પ્રાણપ્રતિષ્ઠા; મૂર્તિની સ્થાપના કરતા પહેલાં મંત્રો ભણી તેમાં કરાતું પ્રાણનું આરોપણ; મૂર્તિમાં મુકાતું ચૈતન્ય.

કુમારપાળે સુવર્ણ આદિ ધાતુઓની મૂર્તિઓ બનાવી અંજનશલાકા કરી. જૈનયોગશાસ્ત્ર

**અંજનસાર** ૧. પું. આંજણ.

૨. વિ. આંજણ કે સુરમો આંજેલું.

**અંજનહારી** ૧. સ્ત્રી. આંખનો એક રોગ; આંજણી.

૨. [ સં. અંજના ( આંજણી ) + હારી ( દૂર કરનારી )] સ્ત્રી. એક જાતની ભમરી. તે ઘણું કરીને દીવાલના ખૂણા પર ભીની માટીથી દર બનાવે છે. આ માટી ઘસીને લગાડવાથી આંજણી મટી જાય એવી માન્યતા છે. આ ભમરી બીજા કીડાઓને પકડી પોતાની જેવા બનાવે છે એમ પણ મનાય છે.

**અંજના** ૧. [ હિં. ] પું. આંજણ; સુરમો; સોવરૂં.

૨. પું. જાડા ચોખાની એક જાત.

૩. સ્ત્રી. આંજણી; આંખનાં પોપચાંની કિનાર પર થતી ફોડકી.

૪. સ્ત્રી. ઉત્તર દિશાના દિક્પાળની સ્ત્રી.

૫. સ્ત્રી. કુંજર નામના વાનરની દીકરી, કિષ્કિંધાના કેસરી નામના વાનરની સ્ત્રી અને હનુમાનની માતા. અંજનાને કોઈ કોઈ ઠેકાણે ગૌતમની પુત્રી જણાવી છે. એ પૂર્વે પુંજિકસ્થલિ નામની અપ્સરા હતી અને શાપને લીધે પૃથ્વી પર અવતરી હતી. એણે બળવાન દીકરો મેળવવા માટે સાત હજાર વર્ષ લગી ઋષ્યમૂક પર્વત પર મુનિવ્રત લઈ તપશ્ચર્યા કરી હતી. શિવે પ્રસન્ન થઈ વરદાન આપતાં દશરથની સ્ત્રીનો યજ્ઞપ્રસાદ તેના ખોબામાં આવી પડતાં તે ખાવાથી તેને હનુમાન નામે પરાક્રમી દીકરો થયો. બીજી એમ પણ વાત છે કે, તે એક વખત પર્વત

પર બેઠી હતી તેવામાં પવનથી એનું લુગડું સહેજ ઊડતાં એના શરીરના અવયવ વાયુદેવતાએ જોયા. આથી વાયુદેવને કામવાસના થઈ અને એને આલિંગન કરવાને સાક્ષાત એની સામે આવીને ઊભા. અંજનીએ કહ્યું કે મારા પાતિવ્રત્ય એટલે પતિવ્રતાપણાનો ભંગ કરશો નહિ. આ સાંભળી વાયુદેવ બોલ્યા કે તું ભય રાખીશ નહિ; સ્વસ્થ થા. હું તારૂં શિયળ ભંગ કરતો નથી. મારા સંકલ્પ માત્રથી તને મારા જેવો ઘણો પરાક્રમી દીકરો થશે. આમ કહીને વાયુદેવ અંતર્ધાન થયા. પછી કાળે કરીને અંજના પોતાના ધણીથી ગર્ભિણી થઈ અને તેને દીકરો આવ્યો. મારુત એટલે વાયુના પ્રસાદ વડે ઉત્પન્ન થયેલા આ દીકરાનું નામ મારુતિ પડ્યું. તેને વાયુપુત્ર પણ કહે છે.

૬. સ્ત્રી. ગરોળી.

૭. સ્ત્રી. પહાડી પ્રદેશમાં થતું એક જાતનું ધાન્ય.

૮. સ્ત્રી. ( જૈન ) સાત નરક માંહેનું ચોથું. સાત નરકનાં નામઃ ધર્મા, વંશા, શૈલા, અંજના, રિષ્ટા, માઘવ્યા અને માઘવી.

૯. સ્ત્રી. સિંહણ.

**અંજનાગિરિ** પું. એ નામનો પર્વત; નીલગિરિ.

**અંજનાદ્રિ** [ સં. અંજન + અદ્રિ ( પર્વત ) ] પું. અંજન નામનો પર્વત; નીલગિરિ.

**અંજનાધિકા** ૧. સ્ત્રી. આંજણી; આંખનો એક રોગ.

૨. સ્ત્રી. એક જાતની ગરોળી.

**અંજનાનંદન** [ સં. અંજના ( એ નામની માદા વાનર ) + નંદન ( દીકરો ) ] પું. અંજનાનો દીકરો; હનુમાન; વાયુપુત્ર.

**અંજનાપુત્ર** [ સં. અંજના ( એ નામની માદા વાનર ) + પુત્ર ( દીકરો ) ] પું. હનુમાન.

**અંજનાભ** [ સં. ] પું. મહાભારતમાં જણાવેલો એ નામનો પર્વત.

**અંજનાર્થશલાકા** ૧. [સં. અંજન ( આંજવાપણું ) + અર્થ (કારણ) + શલાકા (સળી)] સ્ત્રી. ( વૈદક ) આંખમાં આંજવાની શુદ્ધ કરેલ સીસાની સળી. સીસું તપાવી તેને ત્રિફળા, ભાંગરો અને સૂંઠના કાઢામાં અને ઘી, ગોમૂત્ર, મધ તથા બકરીના દૂધમાં છમકારી શુદ્ધ કરવું. પછી તેની આઠ આંગળ લાંબી અને બે છેડેથી જરા બારીક સળી કરવી. તે સળી એકલી આંખમાં ફેરવવાથી ગુણ કરનારી બનાય છે.

૨. સ્ત્રી. સોયરૂં આંજવાની સળી.

**અંજનાવતી** ૧. સ્ત્રી. એ નામનું ઝાડ; કાલાંજન.

૨. સ્ત્રી. પશ્ચિમ દિશાના દિગ્ગજની સ્ત્રી.

**અંજનિકા** ૧. [ સં. અંજન ( આંજણ ) + ઇકા ( વાળી ) ] સ્ત્રી. આંજણ રાખવાની ડાબલી; મેસની ડાબલી; આંજણની ડબી.

૨. સ્ત્રી. એક જાતની ગરોળી.

૩. સ્ત્રી. સુપ્રતીક નામના દિગ્ગજની સ્ત્રી.

**અંજની** ૧. પું. ( પિંગળ ) એક માત્રામેળ છંદ. તેનાં પહેલાં ત્રણ ચરણ ચરણાકુળ નામના છંદનાં અને ચોથું ચરણ દશ માત્રાનું છેડે ગુરુવાળું હોય છે. ચરણાકુળના પદને છેડે બે ગુરુ આવે છે. એને બદલે એક ગુરુ પણ ચાલે છે. જેમકે, મામો કે વહાલીઓ મળશે; શોધો કે વ્હાલાંઓ જડશે; ઠોકે કે વ્હાલાંઓ માટે દ્વારો ઊઘડશે. કાંત કવિ અંજની છંદને મરાઠીમાંથી ગુજરાતી પદ્યસાહિત્યમાં ઉતારી લાવ્યા. ત્યાર પછી કલાપી કવિએ તેને ઠીકઠીક ઉપયોગમાં લીધો. અંજનીને ઊર્મિલ તેમ જ ઊર્મિપ્રવાહી એમ બન્ને પ્રકારનો છંદ માની શકાય.

૨. સ્ત્રી. આંજણી.

૩. [ સં. અંજન ( કાળું ) ] સ્ત્રી. એ નામની વનસ્પતિ; કકુ. કકુની બે જાતમાં એક પીળી અને બીજી અંજની એટલે કાળા સુરમા જેવી હોય છે.

૪. સ્ત્રી. એક જાતનું ગીત. જેમકે, ખંભાળે રૂહેતી'તી ન્હાની, જાનૈયા આવ્યા સ્હેલાણી, એકે જુરકી નાખી છાની,—કેવી, ન્હાની?

૫. સ્ત્રી. માયા.

૬. સ્ત્રી. સરગવા જેવું ખાનદેશમાં થતું ઝીણી શિંગવાળું ઇમારતી લાકડાનું એક ઝાડ. ઘાસનો દુકાળ પડે ત્યારે ઢોર આ ઝાડનાં સરનાં જેવાં પાંદડાં ખાઈ જીવે છે.

૭. સ્ત્રી. સુગંધી વસ્તુના લેપવાળી સ્ત્રી.

૮. સ્ત્રી. હનુમાનની મા. જુઓ અંજના.

૯. વિ. સ્ત્રી. કાળી; સુરમાના રંગની.

**અંજનીગીત** ન. ( પિંગળ ) એક છંદ. જુઓ અંજની ૧, ૪.

**અંજની જાળ** ન. સરગવા જેવું એક જાતનું ઝાડ. જુઓ અંજની ૬.

**અંજનીપુત્ર** [સં. અંજની ( એક માદા વાનર ) + પુત્ર ( દીકરો )] પું. કેસરી વાનરની સ્ત્રી અંજનીનો દીકરો; હનુમાન; રામનો મુખ્ય ભક્ત અને સુગ્રીવની વાનર સેનાનો આગેવાન નાયક.

**અંજનીસુત** [ સં. અંજની ( એક માદા વાનર ) + સુત ( દીકરો ) ] પું. હનુમાન. જુઓ અંજનીપુત્ર.

**અંજનોપચાર** [ સં. અંજન ( આંજણ ) + ઉપચાર ( કામ )] પું. આંજણ આંજવાની ક્રિયા.

**અંજબાર** [ હિં. ] પું. એ નામનો એક છોડ. તેના મૂળનો કાઢો શરદી તથા કફના દરદ ઉપર અપાય છે.

**અંજબીન** [ અ. ] ન. મધ.

**અંજલ** [ સં. અંજલિ ] પું. બે હથેળી જોડી બનાવેલો સંપુટ; ખોબો.

**અંજલા** ૧. સ્ત્રી. ખોબામાં સમાય તેટલી વસ્તુ.

૨. સ્ત્રી. બન્ને હાથની હથેળી સાથે રાખી કરાતો ખોબો.

**અંજલિ** ૧. [ હિં. ] સ્ત્રી. અનાજના ઢગલામાંથી તોળતી વખતે ખોબો ભરીને આપવામાં આવતું દાન.

૨. સ્ત્રી. ખોબામાં માય તેટલી વસ્તુ; પોશમાં ભરેલું હોય તે.

૩. સ્ત્રી. ખોબો; પોશ.

૪. સ્ત્રી. થોડું પાણી માય એવું વાસણ.

૫. સ્ત્રી. ( લાક્ષણિક ) માન.

૬. સ્ત્રી. સોળ રૂપિયાભારનો મગધ દેશનો તોલ; કુડવ; સોળ રૂપિયાભારનું વજન.

બે પ્રસૃતિની ૧ અંજલિ ( ૧૬ રૂપિયાભાર ) તેને કુડવ, અર્ધશરાવ, અને અષ્ટમાન પણ કહે છે.
યોગચિંતામણિ

૭. સ્ત્રી. હથેળીમાં કે વાસણમાં થોડું પાણી લઈ અર્પવાની કે પી જવાની ક્રિયા.

અંજલિ આપવી = (૧) અર્ઘ આપવો. (૨) શ્રાદ્ધ સરાવવું.

૮. સ્ત્રી. હથેળીમાં માય તેટલું પાણી.

૯. સ્ત્રી. હાથ જુદી જુદી રીતે જોડવાથી થતા ચોવીસ પ્રકારના અભિનય એટલે હાવભાવમાંનો એક. ચોવીસ પ્રકારના જોડેલા હાથ નીચે પ્રમાણે છેઃ અંજલિ, કપોત, કર્કટ, સ્વસ્તિક, દોલ, પુષ્પપુટ, ઉત્સંગ, શિવલિંગ, કટકવર્ધન, કર્તરી, સ્વસ્તિકશકટ, શંખ, ચક્ર, સંપુટ, પાશ, કીલક, મત્સ્ય, કૂર્મ, વરાહ, ગરુડ, નાગબંધ, ખટ્વ, ભેરુંડ અને અવહિત્થ.

૧૦. સ્ત્રી. હાથ જોડી કરેલા નમસ્કાર; પ્રણામ.

**અંજલિક** પું. અર્જુનના બાણનું નામ.

**અંજલિકર્મ** [ સં. અંજલિ ( નમસ્કાર ) + કર્મન્ ( કામ )] ન. માન સહિત ભરાતી સલામ; હાથ જોડી કરાતો પ્રણામ; નમસ્કાર.

**અંજલિકા** ૧. સ્ત્રી. અર્જુનનું એક બાણ.

૨. સ્ત્રી. નાનો ઉંદર; ઉંદરડી.

**અંજલિકારક** [ સં. અંજલિ ( જોડેલા હાથ ) + કારક ( કરનાર )] વિ. હાથ જોડનાર.

**અંજલિકારિકા** ૧. સ્ત્રી. લજામણીનો છોડ; રિસામણી.

૨. [સં. અંજલિ (હાથ જોડવા તે) + કારિકા (કાર્ય)] સ્ત્રી. હાથ જોડવા તે.

**અંજલિગત** ૧. [સં. અંજલિ (ખોબો) + ગત (ગયેલું)] વિ. બન્ને હથેળી પર રાખેલું; હાથમાં પડેલું; અંજલિમાં આવેલું.

૨. વિ. મળેલું; પ્રાપ્ત થયેલું.

**અંજલિપુટ** [સં. અંજલિ (ખોબો) + પુટ (પોલી જગ્યા)] પું. ખોબો; બે હથેળી ચત્તી જોડવાથી બનતો વાસણ જેવો આકાર.

**અંજલિબદ્ધ** [સં. અંજલિ (ખોબો) + બદ્ધ (જોડેલું)] વિ. હાથ જોડેલ.

**અંજલિબંધન** [સં. અંજલિ (ખોબો) + બંધન (બાંધવાની ક્રિયા)] ન. નમસ્કાર; હાથ જોડી પ્રણામ કરવાની ક્રિયા.

**અંજલી** [સં. અંજલિ] સ્ત્રી. ખોબો. જુઓ અંજલિ.

**અંજલીઈ** સ્ત્રી. (જૂ. ગુ.) ખોબો; અંજલિ.

મુખ પ્રક્ષાલેવા **અંજલીઈ** કરી લેઈ આવ્યું નીર.
બાલણ

**અંજવાશિયું** ન. અજવાળું આવવા માટે છાપરામાં કે ભીંતમાં રાખેલું બાકું; અજવાળિયું.

**અંજવાસ** પું. તેજ; અજવાળું.

**અંજવાસવું** સ. ક્રિ. સળગાવવું; પ્રગટાવવું.

ઊઠો દાસી દીવડિયા **અંજવાસો** રે,
કાગળિયા આવ્યા રાજના.
લોકગીત

**અંજવાળી** વિ. સ્ત્રી. ઊજળી; શુક્લપક્ષની; અજવાળાવાળી.

**અંજવાળું** ન. પ્રકાશ; તેજ; ઉજાસ.

**અંજસ** ૧. પું. અહંકાર; અભિમાન; ગર્વ; હુંપદ.

એક **અંજસ** નવ આણિયે,
નિજ મન નર નિદાન. નિષ્કુળાનંદ

૨. [સં.] વિ. સીધું; સરલ; પ્રામાણિક.

**અંજસા** ૧. [સં.] અ. જલદી; ઉતાવળું; તરત; એકદમ.

એવામાં **અંજસા** કોઈ વ્રજ આહીર આવ્યો.
પ્રેમાનંદ

૨. અ. બરાબર; યોગ્ય રીતે; વાજબીપણે.

૩. અ. વગર મહેનતે; અનાયાસે.

૪. અ. સાક્ષાત; પોતે; મૂર્તિમંત.

**અંજળ** ૧. [સં. અન્ન (અનાજ) + જલ (પાણી)] ન. અન્નજળ; રજક; દાણોપાણીનું નિર્માણ; લેણાદેણી.

૧. અંજળ ઊઠવું = ખોરાકપાણી લેવાનો સંબંધ તૂટવો; લેણાદેણી પૂરી થવી.

૨. અંજળ મૂકવું = (૧) ખાવાની ના પાડવી. (૨) મરવાની તૈયારી પર હોવું.

૩. અંજળ લેવું = ખાવું પીવું; ઉપવાસ તોડવો.

૨. ન. ભાગ્ય; નસીબ.

**અંજળપાણી** [અન્ન (અનાજ) + જલ (પાણી) + પાણી] ન. અન્નજળ; રજક; લેણાદેણી. આમાં પાણી શબ્દ નકામો છે. જુઓ અંજળ.

૧. અંજળપાણી ઊઠવાં = લેણાદેણી પૂરી થવી.

૨. અંજળપાણીના હાથમાં = નસીબને અધીન.

**અંજલિ** ૧. [સં. અંજલિ] સ્ત્રી. કુડવ; એક જાતનું વજન.

૨. સ્ત્રી. ખોબામાં ભરેલી ચીજ.

૩. સ્ત્રી. ખોબો; પોશ.

અંજલિ આપવી = શ્રાદ્ધ સરાવવું; હથેળી ભરી પાણી આપવું કે પીવું.

૪. સ્ત્રી. નમસ્કાર કરવા માટે હાથ જોડવા તે.

૫. સ્ત્રી. (લાક્ષણિક) માન.

**અંજળી** [સં. અંજલિ] સ્ત્રી. ખોબો. જુઓ અંજલિ.

**અંજાણ્યું** [સં. અ (નહિ) + જ્ઞા (જાણવું)] વિ. ઓળખાણ વગરનું; અપરિચિત; અજાણ્યું.

**અંજાનઆંક** ૧. પું. અજ્ઞાત એટલે નહિ જાણેલો રાશિ.

૨. પું. અજ્ઞાત સંખ્યા.

**અંજામ** ૧. [ફા.] પું. ઊવટ; આખર; અંત; છેડો; સમાપ્તિ.

અંજામ કરવો = પૂરું કરવું; સમાપ્ત કરવું.

૨. પું. પરિણામ; ફળ; નિર્ણય; નતીજો.

૧. અંજામ થવો = અંત આવવો; મરણ થવું.

૨. અંજામ દેવું = ફરજ બજાવવી.

૩. અંજામ હોવું = અંત આવવો; બંધ પડવું.

૪. અંજામકાર = આખરે; છેવટે.

૩. પું. સંતાપ; દુઃખ.

**અંજામણ** [અંજ (આંજવું) + આમણ (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. ભૂરકી; મોહની.

**અંજામણી** [અંજ્ (આંજવું) + આમણ (નામ બનાવનાર પ્રત્યય) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. અંજાઈ જવાપણું; મોહિત થવું તે.

**અંજામા** [હિં.] વિ. સ્ત્રી. વાંઝણી; જેમાં કંઈ ઊગે નહિ તેવી.

**અંજામી** [અંજામ (અંત) + ઈ (વાચી)] વિ. આખરનું; અંતિમ; છેવટનું.

**અંજાર** ન. કચ્છના અખાત પર આવેલું એ નામનું બંદર.

**અંજારિયા** ૧. ન. નાગરની એ નામની અટકનું માણસ.

૨. વિ. નાગરની એ નામની અટકવાળું.

**અંજાવવું** ૧. [સં. અંજ્ (આંજવું)] સ. ક્રિ. આંખમાં લગાડાવવું; બીજાની પાસે અંજન કરાવવું.

૨. સ. ક્રિ. કોઈની મારફત મોહિત કરાવવું; ભૂરકી નખાવરાવવી.

૩. સ. ક્રિ. ઝાંખું પાડવું; આંજી નાખવું; શેહ પાડવી.

**અંજાવું** ૧. [સં. અંજ્ (આંજવું)] અ. ક્રિ. આંજે એમ થવું; આંખમાં આંજણ અંજાવવું.

૨. અ. ક્રિ. ઠગાવું; છેતરાવું.

૩. અ. ક્રિ. તેજને લીધે આંખનું મિચાઈ જવું; ઘણા પ્રકાશને લીધે ઝાંઝવાં વળવાં.

૪. અ. ક્રિ. ભપકામાં દબાઈ જવું; શેહમાં તણાવું.

૫. અ. ક્રિ. મુકાબલામાં ઝાંખા પડી જવું.

૬. અ. ક્રિ. રૂપગુણમાં કમી ઊતર્યાથી શરમિંદા થવું.

૭. અ. ક્રિ. હેરત પામવું; છક થવું.

**અંજિત** ૧. [સં. અંજ્ (આંજવું) + ઇત (થયેલું)] વિ. આંજણ લગાવેલું હોય એવું; આંજેલું.

અંજન **અંજિત** આંખે અણીઆળી,
વેણી સરખી ને સાપણ કાળી. ઉદયરત્ન

૨. [સં. અર્ચિત (પૂજેલું)] વિ. જેની પૂજા કરવામાં આવી હોય એવું; પૂજેલું; આરાધિત.

**અંજિષ્ઠ** ૧. પું. આકડાનો છોડ.

૨. [સં. અંજ્ (પ્રકાશવું)] પું. સૂર્ય.

**અંજિષ્ણુ** પું. આકડાનો છોડ. જુઓ અંજિષ્ઠ.

**અંજી** સ્ત્રી. ઘંટી; દળવાનું યંત્ર.

**અંજીર** ૧. [ફા.] ન. એ નામનું ઝાડ. એનું મૂળ સ્થાન અરબસ્તાન છે. અફઘાનિસ્તાન, બલુચિસ્તાન અને કાશ્મીરમાં ચૂનાના ભેળવાળી માટીમાં ઘણા પ્રમાણમાં તે થાય છે. તેની કલમ ફાગણ માસમાં કાપીને દૂર દૂર વાવી ક્યારા પાણીથી ખૂબ તર કરવા જોઈએ. વાવ્યા પછી બે ત્રણ વર્ષે તે ફળવા લાગી ૧૪ કે ૧૫ વર્ષ સુધી અષાઢ અને ફાગણ માસમાં ફળ આપે છે. ઉમરાની જાતનાં અને ફૂલ વિનાનાં આ ઝાડની ઊંચાઈ દશ હાથ કરતાં વધારે હોતી નથી.

૨. ન. સૂકો અને લીલો એક જાતનો મેવો. તે અંજીરના ઝાડ ઉપર થાય છે. સૂકાં ફળ

હારકામાં અફઘાનિસ્તાન વગેરે દેશમાંથી હિંદુસ્તાન આવે છે. સુકાતી વખતે રંગ ચડાવવા કે છાલને નરમ કરવા એને ગંધકની ધૂણી આપવામાં અથવા મીઠું અને સુરોખારના ગરમ પાણીમાં બોળવામાં આવે છે. તે શીતળ, સ્વાદિષ્ટ, પૌષ્ટિક અને ભારે હોય છે, અને લોહીવિકાર, દાહ, વાયુ અને પિત્તનો નાશ કરનાર મનાય છે.

**અંજીરિયું** વિ. અંજીરના જેવા રંગનું; ઘેરા લાલ રંગવાળું; અંજીરના જેવું.

**અંજીરી** ૧. સ્ત્રી. અંજીરનું ઝાડ.
૨. વિ. કેળાંની એક જાતનું.

**અંજીરીઆં** ૧. વિ. કેળાંની એક જાતનું.
૨. વિ. ઘેરા લાલ રંગનું; અંજીરના રંગનું.

**અંજીલ** ૧. સ્ત્રી. ખ્રિસ્તીઓનું ધર્મપુસ્તક; બાઇબલ.
૨. સ્ત્રી. નવું કરારનામું; 'ન્યૂ ટેસ્ટમેન્ટ'.
૩. સ્ત્રી. સુવાર્તા; ઇસુખ્રિસ્તનું વૃત્તાંત; 'ગૉસ્પલ'.

**અંજુબાર** [ફા.] પું. એ નામનો છોડ. શરદી તથા લોહીની ઊલટી બંધ કરવા માટે તેનો રસ આપવામાં આવે છે.

**અંજુમ** ૧. [અ.] પું. (જ્યોતિષ) ગ્રહ.
૨. પું. તારા.

**અંજુમન** [ફા.] ન. મંડળ; લોકોની સભા; સમાજ; જમાત; મિજલસ; સમુદાય.
અંજુમને ઇસ્લામ = મુસલમાનોની મંડળી.

**અંજુમન-જસ્ત-ઇસ્તેહ** સ્ત્રી. (પારસી) લગ્નપ્રસંગે એકઠું થયેલું મંડળ.

**અંજુમનરજિસ્ટ્રાર** [અંજુમન (પંચાયત) + રજિસ્ટ્રાર (એક અધિકારી)] પું. સહકારી અધિકારી; સહકારી મંડળોનો મહામાત્ર.

**અંજુમનેમકામી** [ફા. અંજુમન (મંડળ) + ઇ (નું) + મુકામી (સ્થાનિક)] ન. સ્થાનિક પંચાયત; 'લોકલ બોર્ડ'.

**અંજુલીં** સ્ત્રી. (વૈદક) આંજણી; આંખના ૭૮ રોગ માંહેનો એક. તે મટાડવા હાથ ઉપર આંગળા ઘસી તેનાથી શેકવું અને જળો મૂકી બાજુનું લોહી કઢાવવું. કાળી સાહી ચોપડવાથી તે મટે એમ પણ મનાય છે.

**અંજુલી** સ્ત્રી. આંજણી. જુઓ અંજુલીં.

**અંઝા** [સં. અનધ્યાય] પું. છુટ્ટી; કામ ન કરવાનો દિવસ; અણોજો; પાખી.

**અંટ** ન. કોઈ બાબત કે કામ.
અંટનું શંટ કરવું = કંઈનું કંઈ કરી નાખવું; સમજ્યા વગરનું કામ કરવું.

**અંટવાણ** ૧. સ્ત્રી. દોરીમાં પગ ભરાઈ જવાથી ગબડી પડવાપણું; હડફટ; આંટી.
૨. સ્ત્રી. વચમાં અથડાયા કરતી વસ્તુ.

**અંટવાવું** ૧. અ. ક્રિ. ગભરાવું; મૂંઝાવું.
૨. અ. ક્રિ. ગુંચવાવું.
૩. અ. ક્રિ. દોરીમાં પગ આવી જવાથી પડી જવું; આંટીમાં આવવું.
૪. અ. ક્રિ. વચમાં અથડાયા કરવું; ઠેસે આવ્યા કરવું.

**અંટસ** ૧. પું. વેર લેવાની વૃત્તિ.
૨. પું. વેરની ઊંડી લાગણી; કિન્નો; દુશ્મનાઈ; પાડાખાર.

**અંટસિયું** [અંટસ (વેર લેવાની વૃત્તિ)] વિ. અદાવતિયું; ખારીલું; વેર રાખનાર.

**અંટા** ૧. [સં. અંડ (ગોળી)] પું. અફીણ કે ભાંગની મોટી ગોળી.
૨. પું. દડો; લખોટો.
૩. પું. બિલિયર્ડ નામની રમત. આ આંટવાની રમત હાથીદાંતની દડીથી મેજ પર રમાય છે.
૪. પું. બિલિયર્ડ નામની રમતમાં વપરાતો દડો.
૫. પું. મોટી કોડી; કોડો; શંખ.
૬. પું. સૂતર કે રેશમની આંટી.

**અંટાકોડી** સ્ત્રી. ઢોરને ગળાથી પગ સુધી બાંધવામાં આવતું દોરડું.

**અંટાઘર** [અંટા (બિલિયર્ડની રમત) + ઘર (ઓરડો)] ન. બિલિયર્ડની રમત રમવાનો ઓરડો.

**અંટાચિત** ૧. વિ. કમનસીબ.
૨. વિ. ચત્તું; પીઠ જમીન પર હોય એવું; વાંસાભેર.
અંટાચિત થઈ જવું = (૧) નિશામાં ચકચૂર થઈ જવું. (૨) પડી જવું. (૩) બરબાદ થવું; કોઈ કામનું ન રહેવું. (૪) બેભાન થઈ જવું.

**અંટાબંધૂ** [અંટા (મોટી કોડી) + બંધક (શરત)] પું. જુગાર રમવામાં આંટવાની કોડી; દાણિયો. જુગારી પોતાનો બધો પૈસો હારે ત્યારે પોતાની આંટવાની કોડી એટલે દાણિયો હોડમાં મૂકીને રમે છે.

**અંટાવવું** સ. ક્રિ. આંટે એમ કરવું.

**અંટાવું** અ. ક્રિ. નિશાનથી બચાઈ જવું.

**અંટાળા** ૧. ન. લેઉઆ કણબીની એ નામની અટકનું માણસ.
૨. વિ. લેઉઆ કણબીની એ નામની અટકનું.

**અંટી** ૧. સ્ત્રી. આંગળીઓ વચ્ચેની ખાલી જગ્યા.
૨. સ્ત્રી. આંટી; સૂતર કે રેશમની લચ્છી.
૩. સ્ત્રી. એક હાથની એકબીજા પર ચડેલી બે આંગળી.
૪. સ્ત્રી. કેડ પર વાળવામાં આવતી ધોતિયાંની ગાંઠ.
૫. સ્ત્રી. તર્જની એટલે અંગૂઠા પાસેની આંગળી ઉપર મધ્યમા એટલે વચલી આંગળી ચડાવવાથી થતી મુદ્રા.
૬. સ્ત્રી. દોરો વીંટવાની રીલ; ફાળકો.
૭. સ્ત્રી. પચાવી પાડવું તે.
૧. અંટી કરવી = (૧) કપટથી કોઈની ચીજ લઈ લેવી. (૨) હાથ ઉપર દોરો વીંટવો; ફાળકા ઉપર દોરો વીંટાળવો.
૨. અંટી મારવી = (૧) જુગારમાં બે આંગળીઓ વચ્ચે કોડી સંતાડવી. (૨) તોલમાં ઓછું જાય તેમ ત્રાજવું ઝાલવું. (૩) બીજાની વસ્તુ તે ન દેખે તેમ લઈ લેવી.
૮. સ્ત્રી. મુરકી; કાનની બુટ્ટીમાં પહેરવાનું એક ઘરેણું; ખૂંટિયું.
૯. સ્ત્રી. લડાઈ; વિરોધ.

**અંટીવાળવું** સ. ક્રિ. હડફેટે ચડાવવું; અટવાવવું; આંટી મારી ગૂંચવવું.

**અંટેવાવું** ૧. અ. ક્રિ. ગુંચવાવું; ગભરાવું.
૨. અ. ક્રિ. ઠેસે ચડવું; હડફેટે આવવું; જતાં આવતાં પગે અથડાવું.
૩. અ. ક્રિ. દોરીમાં પગ ભરાઈ જવાથી પડવું.
૪. અ. ક્રિ. વચમાં અથડાયા કરવું; આડે આવવું.

**અંટેવાળ** ૧. સ્ત્રી. આંટી; હડફટ; નડતર; અડચણ.
અંટેવાળે આવવું = (૧) આડે આવવું; ઠેસે ચડવું. (૨) નકામું વચમાં અથડાવું.
૨. સ્ત્રી. ગાય ભેંસ દોહતાં લાત મારે નહિ માટે તેમના પાછલા પગે નોઝણાની મારવામાં આવતી આંટી.
૩. સ્ત્રી. નોઝણું.
૪. વિ. આડે આવતું; વચમાં અથડાયા કરે એવું; વચ્ચે પડેલું.

**અંટેવાળી** સ્ત્રી. આંટી; નડતર. જુઓ અંટેવાળ.

**અંટો** પું. લખોટો.

**અંટોળ** ૧. [સં. અન્ (નહિ) + તોલ (વજન)] વિ. ઘસાઈને તોળવાના કામમાંથી નીકળી ગયેલું; નકામું; રદ થયેલું; બરબાદ.
૨. વિ. ભારબોજ વગરનું.
૩. વિ. મૂર્ખ; અભણ.
૪. [સં. અટ્ (રઝળવું)] વિ. રખડતું; રખડાઉ; બેકાર; જ્યાંત્યાં અટવાતું.

**અંટોળકાટલું** ૧. [અંટોળ (નકામું) + કાટલું (તોલું)] ન. ખોટો તોલ; વિશ્વાસ ન રખાય એવું વજન.

૨. ન. નકામું રખડતું માણસ; ક્યાંયે જેનો સમાસ ન થતો હોય એવું મનુષ્ય; બેકાર માણસ.
૩. ન. ભરોસો રાખી ન શકાય તેવું માણસ.
૪. વિ. અઢોળ એટલે ઘાટઘૂટ વિનાનું કાટલું.
૫. વિ. મનમાનતું એટલે સંતોષકારક કામ ન કરી શકનારું; નકામું; માલ વગરનું.

**અંઢોળો** પું. વંટોળિયો.

**અંઢિ** ૧. [ હિં. ] સ્ત્રી. ચાંચડ.
૨. સ્ત્રી. બગા.

**અંડ** ૧. [ સં. અમ્ ( સંયોગ ) + ડી ( જવું )] પું. કામદેવ. તે નાયક અને નાયિકાનો સંયોગ કરાવે છે.
૨. પું. દિવેલો; એરંડો; એરંડાનું ઝાડ.
૩. પું. મકાનના શિખર ઉપર શોભા માટે ચઢાવાતો ગોળ કળશ.
૪. પું. શિવ.
૫. ન. ઈંડું; એહું.
૬. ન. પાંચ આવરણ; આત્માના પાંચ કોશ.
૭. ન. ફૂલનું ગર્ભાશય.

પોલનનો ભૂકો એટલે પરાગ સ્ત્રીકેસરમાં પડ્યા પછી તેના નીચલા ખણુમાં એટલે અંડમાં ફેરફાર થાય છે. — વનસ્પતિ તત્ત્વજ્ઞાન

૮. ન. બ્રહ્માંડ; વિશ્વ; લોકમંડલ.
૯. ન. મૃગનાભિ; હરણની ડૂંટી. તેમાં કસ્તુરી હોય છે.
૧૦. ન. રજ; 'ઓવમ'.
૧૧. ન. લંબગોળ આકૃતિ.
૧૨. ન. વીર્ય; શુક્ર.
૧૩. ન. વૃષણ; પેળ; પુરુષાંગની ગોળી.

**અંડક** ૧. [સં. અંડ (વિશ્વ) + ક ( સ્વાર્થવાચક પ્રત્યય )] પું. બ્રહ્માંડ; વિશ્વ.
૨. [ સં. અંડ ( વૃષણ ) + ક ( સ્વાર્થવાચક પ્રત્યય )] પું. વૃષણ; પેળ.
૩. [ સં. અંડ ( ઈંડું ) + ક ( લઘુતાસૂચક પ્રત્યય )] ન. નાનું ઈંડું.

**અંડકટાહ** ૧. [ સં. અંડ ( ઈંડું ) + કટાહ ( કોટલું )] પું. ઈંડાનું કોચલું.
૨. પું. તાળવું.
૩. [ સં. અંડ ( ઈંડું ) + કટાહ ( પેણી )] પું. પેણી; કઢાઈ; નાનો તાવડો.
૪. પું. બ્રહ્માંડ; વિશ્વ; લોકમંડળ.
૫. [ સં. અંડ ( વિશ્વ ) + કટાહ ( કોટલું )] પું. બ્રહ્માંડનું કોચલું.

કોઈક સુર તેત્રીસ દિશા તે અજ દેખાડે,
કો કરે પ્રૌઢી કાય અંડકટાહ જ ફોડે. — અખો

**અંડકવચ** [ સં. અંડ ( ઈંડું ) + કવચ ( બખતર )] ન. ઈંડા ઉપરનું ઢાંકણ.

**અંડકા** ૧. [ હિં. ] પું. ઈંડું.
૨. સ્ત્રી. ચાર જવનો તોલ.

**અંડકોશ** ૧. [ સં. અંડ ( ઈંડું ) + કોશ ( ખજાનો )] પું. અંડાશય; સ્ત્રીનું રજ જેમાં પેદા થાય તે પિંડ; સ્ત્રીઅંડ; 'ઓવરી'.
૨. [ સં. અંડ ( વૃષણ ) + કોશ ( ઢાંકણ )] પું. પેળની કોથળી; વૃષણકોષ; વૃષણની કોથળી; લિંગ નીચેના વીર્યવાહિની નસો અને બે ગોટલીવાળા અવયવની કોથળી. દૂધ પીને ઊછરનાર દરેક જીવમાં આ ચામડાની થેલી હોય છે. તે બન્ને વૃષણો તથા તેમની બે વૃષણબંધનીઓને આધાર આપે છે. તેનાં બે પડ છે. બહારનું પડ અથવા ચર્મકોષ પાતળું, ઢીલું અને કરચલીઓવાળી, કાળાશ પડતી ચામડીનું બનેલું છે. યુવાવસ્થામાં આ પડ ઉપર વાળ ઊગે છે. અંદરનું પડ જાડી કલાનું બનેલું હોઈ પ્રાવરણ કોષ તરીકે ઓળખાય છે. તેની અંદર સ્થિતિસ્થાપક ગુણવાળાં સ્નાયુસૂત્રો, સ્વતંત્ર પેશીઓના થોડા તંતુઓ તથા રુધિરવાહિનીઓની એટલે સિરાધમનીઓની સૂક્ષ્મ શાખાઓ રહેલી છે. આ પ્રાવરણ કોષની એક કલામય શાખા, કોથળીના મધ્ય ભાગમાં દાખલ થઈ તેના બે વિભાગ કરે છે. થેલીના એ દરેક વિભાગની અંદર કેરીના મરવા જેવો એક એક વૃષણ રહેલો છે. દરેક વૃષણ પાછો વળી એક બીજી થેલી વડે ઢંકાયેલો છે. આ પાતળી કલાની બનેલી થેલીનું નામ અંડધરપુટક છે. તેનું બંધારણ તથા રચના ફુપ્ફુસધરા કલાને મળતાં આવે છે. તેનું એક પડ વૃષણગ્રંથિને ઢાંકે છે, જ્યારે બીજું વૃષણકોષની અંદરની દિવાલને ચોંટેલું છે. જ્યારે આ બન્ને પડોની વચ્ચે પાણી ભરાય છે ત્યારે મૂત્રવૃદ્ધિ નામે રોગ થાય છે. ખરી રીતે તો આ ઉદકવૃદ્ધિ છે. સૂક્ષ્મદૃષ્ટિએ જોતાં આ કલાનું બનેલું અંડધરપુટક ઉદરગુહામાંની ઉદર્યા કલાનો એક ભાગ છે, જે ગર્ભાવસ્થામાં ઉદરગુહામાં ઉત્પન્ન થઈને નીચે છેક તે ગુહાની બહાર આવતા વૃષણની આસપાસ ધકેલાઈને, તેની સાથે વૃષણકોષની અંદર ઊતરી આવ્યું છે. આ અંડધરપુટકના બહારના પડને લાગેલા તેમ જ તેની સાથે ગાઢ રીતે મળી ગયેલા કેટલાક માંસતંતુઓ નજરે પડે છે. ગર્ભની વૃદ્ધિ જાણનારા વિદ્વાનોની માન્યતા પ્રમાણે આ માંસતંતુઓ મધ્યમા ઉદરચ્છદા પેશીના છે અને તેઓ વૃષણોની સાથે જ ઉદરગુહામાંથી નીચે ઊતરી આવ્યા છે.
૩. પું. ફળ ઉપરની છાલ.
૪. [ સં. અંડ ( ઈંડું ) + કોશ ( મુકુલિત એટલે અર્ધું બિડાયેલું કમળ )] પું. બ્રહ્માંડ; લોકમંડળ; વિશ્વ.
૫. પું. વધરાવળ; અંતરગળ; વૃષણનો એક રોગ.
૬. પું. વિકાસ પામીને રજ બનતો પિંડ; ગર્ભબિંદુ; 'એગ સેલ'. તે ગર્ભનું આરંભક બિંદુ છે. શુક્રકોશ તેને જઈ મળે કે તરત તેનો વિકાસ થવા માંડે છે.
૭. પું. સીમા; હદ.

**અંડકોષ** [ સં. અંડ ( ઈંડું ) + કોષ ( ખજાનો )] પું. અંડાશય. જુઓ અંડકોશ.

અંડકોષ એટલે ઈંડાનો ખજાનો, અર્થાત્ અંડકોષમાં જ વીર્યજીવો પેદા થાય છે. — અ. કા. શાસ્ત્ર

**અંડકોષક** પું. પેળની કોથળી. જુઓ અંડકોશ ૨.

**અંડકોષવાહિની** [ સં. અંડ ( ઈંડું ) + કોષ ( ખજાનો ) + વાહિની ( લઈ જનારી )] સ્ત્રી. સ્ત્રીઅંડમાંથી ગર્ભાશયમાં રજ લઈ જનાર નળી; ગર્ભાશયની દરેક બાજુ પર રહેલી અને તેમાં સ્ત્રીબીજ લઈ જનારી ચાર ઇંચ લાંબી નલિકા; 'ફેલોપિઅન ટ્યૂબ'. આવી બે નળી છે. તે ગર્ભાશયના બાજુના ખૂણાઓ પરથી ઉત્પન્ન થઈ હાથની માફક તેની બાજુમાં રહેલા બીજકોષો તરફ જાય છે. તેનો અંદરનો સાંકડો છેડો ગર્ભાશયમાં ઊઘડે છે, અને બહારનો પહોળો છેડો પુષ્પિતપ્રાંત એટલે સૂરજમુખીનાં ફૂલ જેવો પાંખડીદાર હોઈ ઉદર્યાકલામાં ઊઘડે છે. આ છેડાની એક લાંબી કોમળ પાંખડી, બીજકોષના બહારના છેડા સાથે જોડાય છે. દર માસે બીજકોશની અંદર પરિપક્વ થઈને ફૂટતા બીજકોશોમાંનાં સ્ત્રીબીજો આ બીજવાહિનીઓ દ્વારા ગર્ભાશય તરફ આવે છે.

**અંડકૌસ્તુભ** ન. પારાશર મુનિએ રચેલું એ નામનું શાસ્ત્ર. તેમાં બ્રહ્માંડ, બ્રહ્માંડને યોગ્ય જગ્યામાં રાખનાર વાતાવરણમય આવરણ, ગ્રહ, વિસ્તાર, સ્વરૂપ, માપ તથા વેગ તેમ જ વિશ્વની અંદર માલૂમ પડતી વસ્તુનું વર્ણન આપવામાં આવેલું છે.

**અંડખરબૂજા** [ હિં. ] ન. પોપૈયું.

**અંડગુલ્મ** [ સં. અંડ ( પેળ ) + ગુલ્મ ( ગાંઠ )] ન. વૃષણની ગાંઠ.

**અંડગોલ** ૧. [ સં. અંડ ( ઈંડું ) + ગોલ ( ગોળ આકાર )] પું. ઈંડાના આકારનો ઘન પદાર્થ.
૨. પું. ( ગણિત ) ગોળકલ્પ એટલે લગભગ ગોળાકાર આકૃતિ; લંબગોળ આકૃતિ; 'સ્ફિરોઇડ'.

**અંડચ્છદકોષ** [ સં. અંડ ( વૃષણ ) + છદ્ ( ઢાંકવું ) + કોષ ( ઘર ) ] પું. વૃષણગ્રંથિને ઢાંકનારો એ નામનો કોષ; 'ટ્યુનિકા આલ્બ્યુગિનીઆ'. આ કોષ અથવા ઢાંકણુ એક પાતળી સ્નાયુતંતુમય કલાનું બનેલું છે, અને તેની દર્ભના પાન જેવી પાતળી સ્નાયુમય શાખાઓ વૃષણની ગોળીની અંદર પેસીને તેને જુદાં જુદાં દસ બાર ખાનામાં વહેંચી નાખે છે.

**અંડજ** ૧. [ સં. અંડ ( ઈંડું ) + જ ( જન્મનાર ) ] પું. બ્રહ્મદેવ; કમળકોષરૂપ ઈંડાંમાંથી ઉત્પન્ન થયેલ બ્રહ્મા.
૨. ન. ઈંડામાંથી ઉત્પન્ન થતા જીવ. જેમકે, પક્ષી, માછલું, સાપ, ગરોળી.
૩. [ સં. અંડ ( હરણની દૂંટી ) + જ ( જન્મેલું ) ] ન. કસ્તુરી.
૪. વિ. ઈંડાં મૂકે એવું.
૫. વિ. ઈંડામાંથી ઉત્પન્ન થતું; ઈંડામાંથી જન્મતું.

**અંડજગ્રાહી** [ સં. અંડ ( ઈંડું ) + જ ( જન્મેલું ) + ગ્રાહિન્ ( પકડનાર ) ] વિ. ઈંડામાંથી ઉત્પન્ન થયેલ પ્રાણીને પકડનાર.

**અંડજનક** [ સં. અંડ ( ઈંડું ) + જનક ( ઉત્પન્ન કરનાર ) ] વિ. ઈંડાં પેદા કરનાર; ઈંડાં મૂકનાર.

**અંડજા** ૧. [ સં. અંડ ( હરણની દૂંટી ) + જા ( ઉત્પન્ન થયેલી ) ] સ્ત્રી. કસ્તુરી. હરણની દૂંટીમાંથી નીકળતી હોઈને તેને અંડજા કહે છે.
૨. [ સં. અંડ ( ઈંડું ) + જા ( જન્મેલી ) ] વિ. સ્ત્રી. ઈંડામાંથી જન્મેલી. જેમકે, ગરોળી, માછલી, સાપણ, પંખણી.

**અંડજાત** [ સં. અંડ ( ઈંડું ) + જાત ( જન્મેલું ) ] ન. ઈંડામાંથી ઉત્પન્ન થતા જીવ. જુઓ અંડજ.

**અંડત્રાસ** ૧. પું. ગભરાટ; બેબાકળાપણું.
૨. પું. ભય; બીક.
૩. [ સં. અંડ ( પેળ ) + ત્રાસ ( ભય ) ] પું. વૃષણમાં રોગ થવાથી થતું દુઃખ.
૪. પું. શરીરના અવયવ ઢીલા થઈ જવાપણું; ગાત્રભંગ.

**અંડધર** ૧. [ સં. અંડ ( બ્રહ્માંડ ) + ધૃ ( ધારણ કરવું ) ] પું. શિવ. તે અંડરૂપી બ્રહ્માંડને ધારણ કરનાર મનાય છે.
૨. [ સં. અંડ ( વૃષણ ) + ધર ( ધારણ કરનાર ) ] વિ. વૃષણ ધારણ કરનાર.

**અંડધરપુટક** [ સં. અંડ ( વૃષણ ) + ધર ( ધારણ કરનાર ) + પુટક ( ઢાંકણુ ) ] પું. વૃષણને ઢાંકનારી પાતળી કલાની બનેલી થેલી; 'ટ્યુનિકા વેજાઇનેલિસ'. તેનું એક પડ વૃષણગ્રંથિને ઢાંકે છે, જ્યારે બીજું વૃષણકોષની અંદરની દીવાલને ચોંટેલું છે.

**અંડનલિકા** [ સં. અંડ ( વૃષણ ) + નલિકા ( નળી ) ] સ્ત્રી. ઈંચના ૧૫૦થી ૨૦૦મા ભાગ જેવી બારીક આશરે ૨૭ ઈંચ સુધીની લંબાઈવાળી વૃષણની નળી; 'સેમિનિફેરસ ટ્યુબ્યુલ'. આવી લગભગ ૮૪૦ નળીના અંડકોશ બનેલા હોય છે. તેનાં ગૂંછળાંના છેડા એકબીજા સાથે મળી જઈ તેની આશરે ૨૦થી ૩૦ નળી બને છે.

**અંડનળી** [ સં. અંડ ( વૃષણ ) + નલિકા ( નળી ) ] સ્ત્રી. વૃષણની નળી. જુઓ અંડનલિકા.

**અંડપિત્ત** [સં. અંડ ( ઈંડું ) + પીત ( પીળું ) ] ન. ઈંડાની અંદરનો પીળો માવો; જરદી; ઈંડાની પીળી દાળ; પક્ષીના ઈંડામાં ધોળા પદાર્થથી વિંટાયેલ પીળો, ગોળાકાર પદાર્થનો પિંડ.

**અંડપિત્તકોષ** [ સં. અંડ ( ઈંડું ) + પિત્ત ( પીળું ) + કોષ ( ઢાંકણ ) ] પું. જરદીની કોથળી; અંડપિત્તપુટ.

**અંડપિત્તજનક** [ સં. અંડ ( ઈંડું ) + પિત્ત ( પીળું ) + જનક ( ઉત્પન્ન કરનાર ) ] વિ. ઈંડાં માંહેનો પીળો પદાર્થ ઉત્પન્ન કરનારૂં.

**અંડપિત્તપુટ** [ સં. અંડ ( ઈંડું ) + પિત્ત ( પીળું ) + પુટ ( ઢાંકણ ) ] પું. જરદીની કોથળી.

**અંડપુટ** [ સં. અંડ ( ઈંડું ) + પુટ ( ઢાંકણ ) ] પું. ઈંડાનું કોટલું.

**અંડપ્રદ** [ સં. અંડ ( ઈંડું ) + પ્રદા ( આપવું ) ] વિ. ઈંડાં આપનારૂં; ઈંડાં આવતાં હોય એવું.

**અંડપ્રસવ** [ સં. અંડ ( ઈંડું ) + પ્રસવ ( જન્મ આપવાની ક્રિયા ) ] પું. ઈંડું મૂકવાની ક્રિયા.

**અંડપ્રસૂ** [ સં. અંડ ( ઈંડું ) + પ્રસૂ ( જણનારી ) ] વિ. સ્ત્રી. ઈંડાં મૂકનારી.

**અંડફલન** [ સં. અંડ ( ઈંડું ) + ફલ્ ( ફાલવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ઈંડામાંથી બચ્ચું નીકળવાની ક્રિયા. જેમ ઝાડ ફળીને તેમાં ફળ થાય છે, તેમ ઈંડું પણ ફળે છે, તેથી આ ક્રિયાને અંડફલન એવું નામ આપવામાં આવ્યું છે.

**અંડબંડ** ૧. સ્ત્રી. ગાળ; ખરાબ શબ્દ.
૨. સ્ત્રી. સંબંધ વગરની વાત; બકવાટ.
૩. વિ. વ્યર્થ; પ્રયોજન વિનાનું; નકામું.
૪. વિ. સંબંધ વગરનું; આલતુફાલતુ; અસંબદ્ધ.

**અંડભવ** [ સં. અંડ ( ઈંડું ) + ભવ ( ઉત્પન્ન ) ] ન. માછલું. તે ઈંડાંમાંથી નીકળે છે. જુઓ અંડજ.

સફરી અનિમિખ મચ્છ તિમિ પૃથુરોમા પાઠીન,
મકર ઉલૂપી **અંડભવ** વૈસારિણ ઝખ મીન.
પિનગળાયુકોષ

**અંડભવિક** [ સં. અંડ ( ઈંડું ) + ભવ ( ઉત્પત્તિ ) + ઇક ( વાળું ) ] વિ. ઈંડામાંથી થયેલું.

**અંડભિત્તિ** ૧. [ સં. અંડ ( ઈંડું ) + ભિત્તિ ( દીવાલ ) ] સ્ત્રી. ઈંડાનું કોચલું.
૨. [ સં. અંડ ( ઈંડું ) + ભિદ્ ( ફાટવું ) + તિ ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. ઈંડું ફૂટવાની ક્રિયા.

**અંડમાપક** [ સં. અંડ ( ઈંડું ) + માપક ( માપનાર ) ] ન. ઈંડું માપવાનું યંત્ર; 'ઊમીટર'.

**અંડમાર્ગ** [ સં. અંડ ( રજ ) + માર્ગ ( રસ્તો ) ] પું. ગર્ભાશયની દરેક બાજુ પર રહેલી અને તેમાં ઓરજ લઈ જનારી નળી; 'ઓવિડક્ટ'. જુઓ અંડકોષવાહિની.

**અંડમિતિ** ૧. [ સં. અંડ ( ઈંડું ) + મિતિ ( માપણી ) ] સ્ત્રી. ઈંડાં માપવાની ક્રિયા.
૨. [ સં. અંડ ( લંબગોળ આકૃતિ ) + મિતિ ( માપણી ) ] સ્ત્રી. લંબગોળ આકૃતિની માપણી.

**અંડયુગ** [ સં. અંડ ( વૃષણ ) + યુગ ( જોડી ) ] ન. વૃષણનું જોડકું. પંદરથી સત્તરમા વર્ષ સુધીમાં પુરુષ વયમાં આવે છે અને આ સમયે અંડયુગમાં શુક્રજંતુ ઉત્પન્ન થવા માંડે છે.

**અંડયોનિ** સ્ત્રી. ( વૈદક ) યોનિરોગના વીસ પ્રકાર માંહેનો એક; યોનિનું છિદ્ર નાનું હોવાપણું.

**અંડરએક્સ્પોઝર** ( અંડરએક્સપોઝર ) [ અં. ] ન. છબી પાડતી વખતે જોઈએ તે કરતાં તક્તીને ઓછો પ્રકાશ આપવાપણું.

**અંડરગ્રાઉન્ડ** [ અં. અંડર ( નીચે ) + ગ્રાઉંડ ( જમીન ) ] વિ. જમીન નીચેનું.

**અંડરગ્રેજ્યુએટ** [ અં. અંડર ( નીચે ) + ગ્રેજ્યુએટ ( સ્નાતક ) ] ન. કોલેજમાં ઊંચી કેળવણી લીધી હોય પણ સ્નાતકની પરીક્ષા પાસ ન કરેલી હોય એવો વિદ્યાર્થી કે વિદ્યાર્થિની.

**અંડરચાર્જ** [ અં. અંડર ( નીચે ) + ચાર્જ ( ભાડું ) ] પું. લેવાવી જોઈએ તે કરતાં ઓછી લેવાયેલી રકમ.

**અંડરસ** ૧. [ સં. અંડ ( ઈંડું ) + રસ ( પ્રવાહી ) ] પું. ઈંડાં માંહેનો રસ.

૨. [ સં. અંડ ( વૃષણ ) + રસ ( પ્રવાહી ) ] પું. વીર્ય.

**અંડરસેક્રેટરી** [ અં. ] પું. મંત્રીના હાથ નીચેનો મંત્રી; સરકારી સચિવ; સહાયક મંત્રી.

**અંડરુહા** સ્ત્રી. એક જાતની કૂતરાની ટોપી; ફૂગની જાતિ.

**અંડવર્દ્ધન** [ સં. અંડ ( વૃષણ ) + વૃધ્ ( વધવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ( વૈદક ) વૃષણ મોટા થઈ જવાનો રોગ; વધરાવળ; વૃષણના વરમને લીધે કે તેની કોથળીમાં પાણી ભરાવાથી, આંતરડું ઊતરવાથી કે કોઈ ગાંઠ થવાથી થતો રોગ. શરીરનો બગડેલો વાયુ કે પાણી નીચેની તરફ ચાલીને અંડકોષમાં જઈ તેને ફુલાવે છે. આના વાતજ, પિત્તજ વગેરે કેટલા યે ભેદ મનાય છે.

**અંડવર્ધન** [ સં. અંડ ( વૃષણ ) + વૃધ્ ( વધવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. અંડકોશ મોટો થઈ જવાનો રોગ. જુઓ અંડવર્દ્ધન.

**અંડવાઈ** સ્ત્રી. સૂજી ગયેલ વૃષણ.

**અંડવાહ** [ સં. અંડ ( ઈંડું ) + વહ્ ( લઈ જવું ) ] ન. ઈંડું સહીસલામતીથી લઈ જવા માટેનું મજબૂત તળિયાવાળું વાળાનું નાનું પાંજરું.

**અંડવાહક** [ સં. અંડ ( વીર્ય ) + વહ્ ( લઈ જવું ) + અક ( કરનાર ) ] વિ. વીર્ય લઈ જનાર.

વાંઝીયાપણાનું એક મુખ્ય કારણ એ હોય છે કે અંડવાહક નલિકાઓમાં અંદરના ભાગ પર સોજો આવવાથી માર્ગ બંધ થાય છે.
સમાજસ્વાસ્થ્ય

**અંડવાહકનલિકા** [ સં. અંડ ( રજ ) + વાહક ( લઈ જનાર ) + નલિકા ( નળી ) ] સ્ત્રી. રજવાહિની નળી; ગર્ભાશયની દરેક બાજુ પર રહેલી અને તેમાં સ્ત્રીબીજ લઈ જનારી ચાર ઈંચ લાંબી નળી; સ્ત્રીની જનનેંદ્રિયનો એક ભાગ. જુઓ અંડકોષવાહિની. સ્ત્રીઓની જનનેંદ્રિયના ૭ ભાગ છેઃ અંડકોષ, અંડવાહકનલિકા, ગર્ભાશય, ગ્રીવા, જનનેંદ્રિય, ઉપસ્થ.

**અંડવાહિની** [ સં. અંડ ( વીર્ય ) + વાહિન્ ( લઈ જનાર ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. વીર્ય લઈ જનારી નળી.

**અંડવિદ્યા** [ સં. અંડ ( ઈંડું ) + વિદ્યા ] સ્ત્રી. ઈંડા સંબંધી વિદ્યા.

**અંડવિભાજન** [ સં. અંડ ( ઈંડું ) + વિભજ્ ( જુદું પડવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ઈંડાંમાંથી બચ્ચું નીકળવું તે; અંડસ્ફલન.

**અંડવૃત્તાલેખક** [ સં. અંડ ( ઈંડું ) + વૃત્ત ( ગોળ ) + આલેખક ( ચીતરનાર ) ] પું. ઈંડાના જેવો એટલે લંબગોળ આકાર દોરવાનું સાધન કે યંત્ર.

**અંડવૃત્તીય** [ સં. અંડ ( ઈંડું ) + વૃત્ત ( ગોળ ) + ઈય ( લગતું ) ] વિ. ઈંડાના આકારનું; લંબગોળ; અંડાકાર.

**અંડવૃત્તીયતા** [ સં. અંડ ( ઈંડું ) + વૃત્તીય ( ગોળાકાર ) + તા ( પણું ) ] સ્ત્રી. ઈંડાના આકારનું હોવાપણું; લંબગોળ હોવું તે.

**અંડવૃદ્ધિ** [ સં. અંડ ( પેળ ) + વૃધ્ ( વધવું ) + તિ ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. ( વૈદક ) વૃષણ વધવાનો રોગ; વધરાવળ; અંડવર્દ્ધન. સોજાથી, પાણી ભરાવાથી, ગાંઠ થવાથી, નસ ફૂલવાથી, ઘણો દારૂ પીવાથી વગેરે કારણે અંડવૃદ્ધિ થાય છે. વૃષણના સોજાને લીધે વધરાવળ થઈ હોય તો ગોળામાં તથા તેના થડમાં જે દોરી જેવી નાડીઓથી ગોળી લટકેલી રહે છે તેમાં દુખાવો થાય છે, ગોળા ઉપરનું પડ સૂજી જાડું થઈ આવે છે, અંડકોશને ઉપાડી રાખનારી નાડીઓ દોરડા જેવી જાડી થાય છે, તાવ, ઊલટી, ઊબકો, ઝાડાની કબજીયત વગેરે ચિહ્ન જણાય છે. વૃષણમાં પાણી ભરાય છે તે જળવૃદ્ધિ કહેવાય છે. કોથળીમાં પાણી ભરાય ત્યારે ખેંચાઈ ચળકે છે અને અંડકોશ નાળિયેર જેવડો કે તેથી પણ મોટો થાય છે. પાણીને બદલે અંડકોશમાં લોહીનો જમાવ થાય છે તે રક્તજ વૃદ્ધિ કહેવાય છે. તેમાં વજન લાગે છે અને દુખાવો થાય છે. આ રોગ મટાડવા તમાકુના પાન ઉપર શિલારસ લગાડી, જરા ગરમ કરી બાંધવું ને ઉપર જરા ગરમ પાણીની બાટલીનો શેક કરવો. દરરોજ ઘીમાં તળેલ હીમજ ૨ નંગ ને શેવગુંદર બેઆનીભાર લેવાથી ટૂંક મુદતમાં વધરાવળ મટતી હોવાનું મનાય છે.

**અંડવૃદ્ધિહર** [ સં. અંડ ( વૃષણ ) + વૃદ્ધિ ( વધારો ) + હર ( લઈ જનાર ) ] ન. ( વૈદક ) વધરાવળ મટાડનાર એક રસાયણ.

**અંડવૃદ્ધિહરરસ** [ સં. અંડ ( વૃષણ ) + વૃદ્ધિ ( વધવું તે ) + હર ( દૂર કરનાર ) + રસ ( પારા કે હિંગળાવાળું ઔષધ ) ] પું. વધરાવળ તથા સારણગાંઠના દરદ ઉપર ઉપયોગી મનાતું એ નામનું ઔષધ. તેની માત્રા ૨ થી ૩ ગોળી છે.

**અંડવેત્તા** [ સં. અંડ ( ઈંડું ) + વેત્તૃ ( જાણનાર ) ] વિ. ઈંડા સંબંધી વિદ્યા જાણનાર.

**અંડશોફ** [ સં. અંડ ( વૃષણ ) + શોફ ( સોજો ) ] પું. ( વૈદક ) વૃષણ સૂજી જવાનો રોગ. તે મટાડવા સૂંઠ, ઊભી ભોરિંગણી, એરંડાનાં મૂળની છાલ, સરગવાની છાલ, હીંગળી, મરી, ઉમરાની છાલ અને વજ સરખે ભાગે લઈ દોઢ તોલો ભૂકો ઘીમાં આપવો અને અંકોલનાં પાંદડાં ઉકાળી વૃષણ ઉપર તેનો શેક કરવો. ઉપર જણાવેલો ભૂકો પણ ઘીમાં ખરલ કરી તે ઉપર થોડો ચોળવો.

**અંડસારિણી** [ સં. અંડ ( ઈંડું ) + સારિણી ( કાઢનારી ) ] સ્ત્રી. કીટક એટલે કીડાના વર્ગનાં પ્રાણીમાં ઈંડાં મૂકવા માટેની ઈંદ્રિય.

ઈંડાં મૂકવા માટે ખાસ લાંબી ઈંદ્રિય હોય છે તેને અંડસારિણી કહે છે. કીટકશાસ્ત્ર

**અંડસૂ** [ સં. અંડ ( ઈંડું ) + સૂ ( ઉત્પન્ન કરનારી ) ] વિ. સ્ત્રી. ઈંડાં આપનારી.

**અંડળ** ૧. વિ. વગર મહેનતનું.
૨. વિ. હરામનું.

**અંડળગંડળ** વિ. એલફેલ; ખરૂંખોટું; ગાંડુંઘેલું; ઢંગધડા વિનાનું.

**અંડળો** પું. હલકી જાતનું એક ઘાસ.

**અંડા** ૧. [ સં. અંડ ] પું. ઈંડું; બેદું; થાનેલા વગરનાં પ્રાણીના ગર્ભાશયથી ઉત્પન્ન થયેલ ગોળ પિંડ. તેમાંથી પાછળથી તે જીવના જેવું બચ્ચું બનીને બહાર નીકળે છે.
૧. અંડા ઢીલા હોવા = (૧) થાકેલા હોવું. (૨) હિંમત હારવી. (૩) પાતળું થવું.
૨. અંડા દેવા = ઈંડાં મૂકવાં.
૩. અંડા સેવવા = (૧) ઈંડાં સેવવાં. (૨) એકાંત જીવન ગાળવું.
૪. અંડેકા બચ્ચાં = નાનાં છોકરાં.
૫. અંડેકા શાહઝાદા = બિનઅનુભવી જુવાન.
૨. [ હિં. ] પું. એ નામની આતશબાજી.
૩. પું. શરીર; દેહ; પિંડ.

**અંડાકાર** ૧. [ સં. અંડ ( ઈંડું ) + આકાર ( ઘાટ ) ] પું. ઈંડાના જેવો આકાર; લંબગોળ આકૃતિ; લંબગોળ આકાર.
૨. વિ. ઈંડા જેવા આકારનું; લંબગોળ.

**અંડાકારી** [ સં. અંડ ( ઈંડું ) + આકાર ( ઘાટ ) + ઇન્ ( વાળું ) ] વિ. ઈંડાના જેવા આકારનું; લંબગોળ.

**અંડાકૃતિ** [ સં. અંડ ( ઈંડું ) + આકૃતિ ( આકાર ) ] સ્ત્રી. લંબગોળ આકાર. જુઓ અંડાકાર.

**અંડાગંડા** અ. આડુંઅવળું; અટપટું; ખરૂંખોટું.

**અંડાગાર** [ સં. અંડ ( ઈંડું ) + આગાર ( ઘર ) ] ન. નાના જંતુઓમાં ઉદરને છેડે નળીના આકારનું અવયવ; 'ઓવિપોઝિટર'. આ અવયવ વડે તેઓ ઈંડાં મૂકે છે. ડંખ મારતાં જીવડાંઓમાં તેનો ઉપયોગ ડંખ મારવામાં પણ થાય છે.

**અંડાલુ** ૧. [સં. અંડ (ઈંડું) + આલુ (વાળું)] ન. માછલું.
૨. વિ. ઈંડાવાળું.

**અંડાવસ્થા** [સં. અંડ (ઈંડું) + અવસ્થા (સ્થિતિ)] સ્ત્રી. કીટકની એટલે કીડાના વર્ગના પ્રાણીની ત્રણ અવસ્થામાંની એક; ઈંડા રૂપ હોવાપણું.

**અંડાશય** [સં. અંડ (વીર્ય) + આશય (ઠેકાણું)] ન. સ્ત્રીઅંડ; માદાનો પુનરુત્પાદક અવયવ; વીર્યજંતુ રહી પરિપક્વ થાય તે સ્ત્રીના શરીરનો ભાગ. તેની અંદર અંડકોષ ઉત્પન્ન થાય છે.

**અંડાશ્મ** [સં. અંડ (ઈંડું) + અશ્મન્ (પથ્થર)] પું. ઝીણાં ઝીણાં રજકણોની આસપાસ લગભગ ગોળાકારે ગઠ્ઠા રૂપમાં બંધાયેલો એક જાતનો ચૂનાનો પથ્થર; 'ઓલાઇટ'. રચનામાં તે માછલાંનાં ઈંડાંને મળતો છે. તે નરમ અને સુંદર રંગનો હોવાથી બાંધકામમાં કીમતી ગણાય છે.
આપણા હિંદુસ્તાનમાં કચ્છના મુલકમાં ૬૦૦૦ પાદ જાડો અંડાશ્મ (ઓલાઇટ) જાતનો આ યુગનો વિશાળ ખડક છે. ભૂસ્તરવિદ્યા

**અંડિની** [સં.] સ્ત્રી. સ્ત્રીના ગુહ્યભાગનો એક રોગ; યોનિકંદ. આ રોગમાં માંસ વધીને જરા યોનિ બહાર નીકળે છે.

**અંડિયાવું** સ. ક્રિ. બળદને જલદી હાંકવા માટે તેના વૃષણ પકડી ડચકારવું.

**અંડિયું** ન. (ગ્રામ્ય) પૈડાંને ચડાવવાની લોખંડની ગોળ પટી; પાટો.

**અંડી** ૧. સ્ત્રી. અંચી; અણચી; કપટ.
૨. સ્ત્રી. એરંડાનું ઝાડ.
૩. [સં. એરંડ] સ્ત્રી. એરડી; એરંડાનું બી.
૪. [હિં.] ન. એક જાતનું રેશમી કપડું. રદી રેશમ અને છાલ વગેરેમાંથી તે બને છે.

**અંડીર** પું. બળવાન પુરુષ.

**અંડૂસ** ૧. [સં. અંડ] પું. વૃષણ; અંડ; કોષ; પેળ.
૨. ન. સીતાફળ.

**અંડેલ** ૧. [હિં.] વિ. ઈંડાં મૂકનારું.
૨. વિ. જેના પેટમાં ઈંડાં હોય એવું.

**અંડૈલ** વિ. ઈંડાં મૂકનારું. જુઓ અંડેલ.

**અંડોદર** [સં. અંડ (વીર્ય) + ઉદર (પેટ)] ન. સ્ત્રીના રજમાં રહેલાં જીવ ઉત્પાદક જંતુઓ જેમાં વિકાસ પામે છે એવી બીજકોષમાંની બંધ કોથળી; 'ઓવિસૅક'.

**અંડોલન** [સં. આંદોલ્ (ઝુલાવવું) + અન (નામ બનાવનાર પ્રત્યય)] ન. (સંગીત) સ્વર કંપાવવાની ક્રિયા.

**અંડોળ** [સં. આંદોલ્ (હીંચકવું)] વિ. ડોલતું; ઝોલાં ખાતું; હીંચકતું.
ધરા કંપી તે સમે થયા સિંધુ અંડોળ. ગિરિધર

**અંડોળઅંડોળ** ૧. વિ. (ગ્રામ્ય) આડું ઝૂલતું.
૨. વિ. ગાંડુંઘેલું; ઢંગધડા વિનાનું.

**અંડોળવું** સ. ક્રિ. ઓળંગવું; ઉલ્લંઘી જવું; ઠેકી જવું; વળોટી જવું.

**અંઢગંઢ** વિ. (કચ્છી) અપાર; અત્યંત; પુષ્કળ; ઘણું.

**અંત** ૧. [સં.] પું. અવધિ; હદ; સીમા; મર્યાદા.
૨. પું. અવયવ; અંગ.
૩. પું. આખર; સમાપ્તિ; પાર; પરિપૂર્ણતા.
૧. અંત આણવો-લાવવો = છેડો લાવવો; સમેટવું.
૨. અંત આવવો = પૂરું થવું.
૪. પું. ઇરાદો; ઉદ્દેશ; હેતુ.
૫. પું. (પિંગળ) એ નામનો એક સમજાતિ માત્રામેળ છંદ. તેમાં ૧૪ ગુરુ ને ૯૬ લઘુ મળી ૧૧૦ વર્ણ હોય છે. તે સવૈયાનો ભેદ છે.
૬. પું. કોર; છેવટનો ભાગ.
૭. પું. ખબર; સમાચાર.
૮. પું. છેડો; અણી; ટોચ.
૯. પું. તત્ત્વ; સત્ત્વ.
૧૦. પું. નિવેડો; નિર્ણય; ફેંસલો; નિશ્ચય.
૧૧. પું. પડોશ; નિકટતા.
૧૨. પું. પડોશનું રાજ્ય.
૧૩. પું. પરિણામ; ફળ; નતીજો.
૧૪. પું. પૂરેપૂરી સંખ્યા; કુલ જથ્થો.
૧૫. પું. પ્રકૃતિ; સ્વભાવ.
૧૬. પું. પ્રલય; નાશ.
૧૭. પું. પ્રાણ.
૧૮. પું. બાકી રહેલું જોર; દમ.
૧. અંત કાઢવો-લેવો-લઈ નાખવો = (૧) પાછળ પડવું; એક ને એક બાબત પર મચ્યા રહેવું. (૨) વસ્તુ કે માણસનો નાશ થાય એમ તેનો ઉપયોગ કરવો; જીવ લેવો; હેરાન કરવું. (૩) સંતાપવું; દુઃખ દીધા કરવું.
૨. અંત કાઢી નાખવો = દુઃખ દેવું; થકવવું; પાછળ લાગવું; સંતાપવું.
૩. અંત થવો = આખર આવવી; મરી જવું.
૧૯. પું. બાકીનો ભાગ; શેષ.
૨૦. પું. બાજુ.
૨૧. પું. ભેદ; રહસ્ય; છૂપો ભાવ; મર્મ; ઠોયડો.
આ નગરીના દશ દરવાજા,
કોઈ અંત ન પામ્યા. કબીર
૨૨. પું. મરણ; મોત; વિનાશ.
૨૩. પું. મોટી સંખ્યા.
૨૪. પું. (જૈન) રાગદ્વેષ.
૨૫. પું. શબ્દનો છેલ્લો અક્ષર.
૨૬. પું. (ગણિત) શ્રેઢી એટલે અમુક નિયમ પ્રમાણે અનુક્રમે વધતી કે ઘટતી સંખ્યાઓની પરંપરાનું છેલ્લું પદ. જેમકે, ૩, ૭, ૧૧, ૧૫ એમાં ૧૫ અંત છે.
૨૭. પું. સમય કે મુદતનો છેડો.
૨૮. પું. સમાસનો છેલ્લો શબ્દ. મહારાજમાં રાજ શબ્દ અંત કહેવાય.
૨૯. પું. સરહદનો રાજા.
૩૦. પું. સરહદી રાજ્યના લોક. અશોકે પોતાની ધર્મલિપિઓમાં અંત શબ્દ 'સરહદનો રાજા' અથવા 'સરહદી રાજ્યના લોકો' એવા અર્થમાં વાપર્યો છે.
૩૧. પું. સ્થિતિ; હાલત.
૩૨. [સં. અંત્ર] ન. આંતરડું.
૩૩. ન. મન; હૃદય; અંતઃકરણ.
અંતમાં ચૂંક રાખી, વેલેચાં વળગે. કાવ્યસાહિત્ય
૩૪. વિ. અસુંદર; ઇંદ્રિયોને પ્રતિકૂલ.
૩૫. વિ. ખરાબમાં ખરાબ; સૌથી નીચ.
૩૬. વિ. ખાતાં વધેલું.
૩૭. વિ. છેલ્લું; છેવટનું; આખરનું.
૩૮. વિ. તુચ્છ; ક્ષુદ્ર.
૩૯. વિ. દેખાતું ન હોય એવું; છૂપું; ઢંકાયેલ.
. અંત તિરોહિત અંતરિત, ગૂઢ ફુરુઢ નિલીન,
લુકાંજન છુપી રાખી, લેઈ એ વિધિ દીન. પિંગળલઘુકોષ
૪૦. વિ. પાસેનું; નિકટ; નજીકનું.
૪૧. વિ. ફાની; ક્ષણભંગુર.
૪૨. વિ. સુંદર; રૂપાળું.
૪૩. વિ. સૌથી નાનું.
૪૪. અ. છેવટે; આખરે.
૪૫. અ. બહાર; દૂર.
૪૬. [સં. અન્યત્ર] અ. બીજે સ્થળે; જુદી જગ્યાએ.
૪૭. અ. માંહિ; અંદર; વચ્ચે.
૪૮. અ. લગી; સુધી.

**અંતઅતીત** પું. અરજા કલ્પમાં થયેલ ઇમામી મઝહબ મુજબ વિષ્ણુના બે અવતાર માંહેનો એ નામનો એક અવતાર.

**અંતક** ૧. [સં. અંત (નાશ) + ક (કરનાર)] પું. કાળ; મરણ. તેથી અંત આવતો હોઈને તેને અંતક કહે છે.

૨. પું. ઘાતક; મારો; જલ્લાદ; ફાંસી દેનાર.
૩. પું. પરમેશ્વર. પ્રલયમાં બધાનો સંહાર કરતા હોવાથી પરમાત્મા અંતક કહેવાય છે.
૪. પું. યમ; ધર્મરાજ.
અંતક કાલ કૃતાંત યમ જેથી જગત ડરંત,
એ તુજ પતિ ભુજંગથી થર થર થર કંપંત.
પિંગળલઘુકોષ
૫. પું. વિષ્ણુનાં હજાર માંહેનું એક નામ. ભૂતોનો અંત કરનાર હોવાથી તે અંતક છે.
૬. પું. ( જ્યોતિષ ) શનિ ગ્રહનું એક નામ.
૭. પું. શિવ; મહાદેવ; રુદ્ર. તે બધાનો સંહાર કરનાર મનાય છે.
૮. પું. સનેપાતનો એક પ્રકાર. તેમાં દરદીને ખાંસી, દમ અને હેડકી હોય છે અને તે કંઈ પણ વસ્તુ ઓળખતો નથી.
૯. પું. સીમા; હદ.
૧૦. વિ. અંત લાવનારું; નાશ કરનાર; ઘાતક.

**અંતકઉલ્લંઘન** [ સં. અંતક ( મોત ) + ઉલ્લંઘન ( ઓળંગી જવાપણું ) ] ન. મરણ ઓળંગી જવું તે.
તે પ્રેત સર્વે નાશ પામી,
અંતકઉલ્લંઘન કો કરે. પ્રેમાનંદ

**અંતકડી** ( અંતકડ઼ી ) સ્ત્રી. અંત્યાક્ષરી; એક જણ કવિતાની એક કડી બોલે, પછી બીજો તે કડીના છેલ્લા અક્ષરથી શરૂ થતી કવિતાની કડી બોલે એવી એક જાતની રમત. આ રમતમાં છેવટે જે માણસ કવિતાની કડી ન આપી શકે તેની હાર થયાનું ગણવામાં આવે છે.

**અંતકર** ૧. [ સં. અંત ( નાશ ) + કૃ ( કરવું ) ] વિ. નાશ કરનાર; અંતકર્ત્તા.
૨. વિ. સંસારનો છેડો આણનાર.

**અંતકરણ** [ સં. અંત ( નાશ ) + કૃ ( કરવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. સંહાર કરવાપણું.

**અંતકરાર** [ અંત ( મરણ ) + કરાર ( જાહેર કરેલી હકીકત ) ] પું. મરતી વખતની જુબાની; 'ડાઈંગ ડેક્લેરેશન'.

**અંતકર્ત્તા** [ સં. અંત ( નાશ ) + કર્તૃ ( કરનાર ) ] વિ. નાશ કરનાર; અંતકર.

**અંતકર્મ** [ સં. અંત ( આખર ) + કર્મન્ ( કાર્ય ) ] ન. મરણ; મોત; નાશ.

**અંતકર્મસંસ્કાર** [ સં. અંત ( આખર ) + કર્મન્ ( કામ ) + સંસ્કાર ( વિધિ ) ] પું. મરણ વખતે કરવામાં આવતી વિધિ; સોળ સંસ્કાર માંહેનો એ નામનો છેલ્લો સંસ્કાર.

**અંતકારક** [ સં. અંત ( નાશ ) + કારક ( કરનાર ) ] વિ. સંહાર કરનાર.

**અંતકારી** ૧. [ સં. અંત ( નિર્ણય ) + કારિન્ ( કરનાર ) ] વિ. છેવટનું; નિર્ણયાત્મક.
૨. [ સં. અંત ( નાશ ) + કારિન્ ( કરનાર ) ] વિ. નાશ કરનાર; અંતકારક; મારી નાખનાર.

**અંતકાલ** ૧. [ સં. અંત ( આખર ) + કાલ ( વખત ) ] પું. આખરનો સમય; છેવટનો વખત; છેલ્લો સમો.
૨. પું. પ્રલયકાળ.
૩. પું. મોત; મૃત્યુ; મરણ.
૪. [ સં. અંત ( મરણ ) + કાલ ( વખત ) ] પું. મોતની ઘડી; મરણકાલ.
અંતકાલે આડું આવવું = (૧) અણીને વખતે મદદગાર થવું. (૨) આખર ઘડીએ એટલે મરણ વખતે દુઃખદાયક થઈ પડવું. (૩) મોક્ષ મળવામાં અડચણ કરનાર થવું.

**અંતકાળ** [ સં. અંત ( આખર ) + કાલ ( વખત ) ] પું. આખરનો સમય. જુઓ અંતકાલ.

**અંતકાળિયું** [ સં. અંત ( મોત ) + કાલ ( વખત ) + ઈય ( લગતું ) ] વિ. મરણ સંબંધી; મૃત્યુ વખતે વપરાતું; મોત વખતે કામ આવનારું.

**અંતકાળિયો** ૧. [ સં. અંત ( મરણ ) + કાલ ( વખત ) + ઈય ( વાળું ) ] પું. મુડદા સાથે બાંધવામાં આવતો લાડુ.
૨. વિ. પું. છેવટને વખતે આવનાર; મરતી વખતે આવનાર. કેટલાક વૈદને અંતકાળિયા કહેવામાં આવે છે, કેમકે તેમને દરદીના અંતકાળ વખતે બોલાવવામાં આવે છે.

**અંતકુલ** [સં. અંત ( નીચ ) + કુલ ( વંશ ) ] ન. હલકું કુળ.

**અંતકૃત** ૧. [ સં. અંત ( નાશ ) + કૃત્ ( કરનાર ) ] પું. યમ; ધર્મરાજ.
૨. ન. મરણ; મોત.
૩. [ સં. અંત ( છેડો ) + કૃત ( કરેલું ) ] વિ. જેણે સંસારનો છેડો આણ્યો હોય એવું.
૪. વિ. સંહાર કરનાર.

**અંતકૃતદશા** ન. ( જૈન ) બાર માંહેનું આઠમું અંગસૂત્ર; અંતગડદસા.
આચાર, સૂત્રકૃત, સ્થાન, સમવાય, વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ અથવા ભગવતીસૂત્ર, જ્ઞાતાધર્મકથા, ઉપાસકદશાધ્યયન, અંતકૃતદશા, અનુત્તરોપપાતિકદશા, પ્રશ્નવ્યાકરણ, વિપાકસૂત્ર અને દૃષ્ટિવાદ એ ૧૨ અંગો છે. તત્ત્વાર્થસૂત્ર

**અંતક્રિયા** ૧. [ સં. અંત ( આખરનું ) + ક્રિયા ( વિધિ ) ] સ્ત્રી. મરનારની પાછળ તેના આત્માના ભલા માટે મરણ પછી કરવામાં આવતું પિંડદાન; અંત્યેષ્ટિકર્મ.
૨. [ સં. અંત ( નાશ ) + ક્રિયા ( કર્મ ) ] સ્ત્રી. ( જૈન ) મોક્ષ. બધાં કર્મોનો નાશ થાય ત્યારે મોક્ષ મળે છે.
૩. સ્ત્રી. ( જૈન ) સંસારનો કે કર્મનો છેડો લાવવો તે.

**અંતગ** [ સં. અંત ( છેડો ) + ગમ્ ( જવું ) ] વિ. પાર જનાર; નિપુણ; હોશિયાર.

**અંતગડ** ( અંતગડ઼ ) ૧. ન. ( જૈન ) એ નામનું ધર્મપુસ્તક. જુઓ અંતગડદશાસૂત્ર.
૨. [ સં. અંત ( છેડો ) + કૃત ( કરેલું ) ] વિ. જેણે સંસારનો છેડો આણ્યો હોય એવું.

**અંતગડદશાસૂત્ર** ( અંતગડ઼દશાસૂત્ર ) ન. ( જૈન ) એ નામનું અંગસૂત્ર. જુઓ અંતકૃતદશા.

**અંતગડદસા** ( અંતગડ઼દસા ) ન. ( જૈન ) એ નામનું અંગસૂત્ર. જુઓ અંતકૃતદશા.

**અંતગડસૂત્ર** ( અંતગડ઼સૂત્ર ) ન. ( જૈન ) એ નામનું અંગસૂત્ર. જુઓ અંતકૃતદશા.

**અંતગત** ૧. ન. ( જૈન ) આનુગામિક અવધિ જ્ઞાનનો એટલે સાથે સાથે જનાર મર્યાદિત જ્ઞાનનો એક ભેદ. આ જ્ઞાન ધરાવનાર જ્યાંજ્યાં જાય ત્યાંત્યાં તે જ્ઞાન પણ તેની સાથે જ રહે.
૨. [ સં. અંત ( મર્યાદા ) + ગત ( ગયેલ ) ] વિ. છેડે પહોંચેલું.
પરંતુ એ અંતગત નહિ પણ અંતર્ગત છે.
ગીતગોવિંદ

**અંતગતિ** ૧. [ સં. અંત ( આખર ) + ગતિ ( દશા ) ] સ્ત્રી. મરણ; મોત.
૨. વિ. નાશ પામનારું.

**અંતગમન** ૧. [ સં. અંત ( છેડો ) + ગમ્ ( જવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. વિનાશ; મોત.
૨. ન. સમાપ્તિ; પૂરું કરવાપણું; પૂર્ણતા.

**અંતગામી** [ સં. અંત ( આખર ) + ગામિન્ ( જનાર ) ] વિ. નાશ પામનારું.

**અંતઘડી** ( અંતઘડ઼ી ) ૧. [ અંત ( આખર ) + ઘડી ( વખત ) ] સ્ત્રી. છેવટનો વખત.
૨. સ્ત્રી. મરણ; મોત.

**અંતઘાતી** [ સં. અંત ( છેવટ ) + ઘાતિન્ ( નાશ કરનાર ) ] વિ. વિશ્વાસઘાતી, દગાબાજ; છેવટે દગો દેનાર.

**અંતચર** ૧. [ સં. અંત ( છેડો ) + ચર્ ( જવું ) ] વિ. કામ પૂરું કરનાર.
૨. [ સં. અંત ( સીમા ) + ચર્ ( જવું ) ] વિ. સરહદ સુધી જનાર.

**અંતચાર** પું. ( પુરાણ ) ભારતવર્ષનો એટલે પ્રાચીન આર્યાવર્ત કે હિંદનો એ નામનો દેશ.

**અંતશ્છેદ** [ સં. અંત ( અંદર ) + છેદ ( ભાગ ) ] પું. ( ગણિત ) સીધી લીટીની અંદર બિંદુ લઈ તેના કરવામાં આવતા વિભાગ; 'ઇન્ટર્નલ ડિવિઝન'.

**અંતજ** ૧. [ સં. અંત ( છેડે ) + જ ( જન્મેલું ) ] પું. શૂદ્ર.
૨. વિ. સૌથી છેલ્લું જન્મેલું.

**અંતજીવી** [ સં. અંત ( બાકીનો ભાગ ) + જીવિન્ ( જીવનાર ) ] પું. ( જૈન ) ગૃહસ્થે ખાતાં બાકી રહેલ આહાર એટલે ખોરાક લઈ તે ઉપર જીવન ચલાવનાર સાધુ.

**અંતતઃ** ૧. [ સં. અંત ( અંદરનું ) + તઃ ( ઠેકાણું બતાવનાર પ્રત્યય ) ] અ. અંદર; માંહે.
૨. અ. આખરે; છેવટે; અંતે.
૩. અ. છેલ્લેથી.
૪. અ. સુધી; લગી.

**અંતદર્શન** [ સં. અંત ( અંદર ) + દર્શ્ ( જોવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. અંદરની તપાસ; અંતરાવલોકન.

**અંતદીપક** પું. ( કાવ્ય ) એ નામનો એક અલંકાર.

**અંતનિહાર** પું. મકાનના કંપાઉંડમાં કરાતો પાંચ પ્રકારના ચોકમાંનો એ નામનો એક. પાંચ પ્રકારના ચોકઃ અંતરમંડલ, અંતનિહાર, મધ્યનિહાર, પ્રકાર અને મધ્યમર્યાદા.

**અંતપાલ** ૧. [ હિં. ] પું. દ્વારપાલ; દરવાન.
૨. [ સં. અંત ( સીમા ) + પાલ ( રક્ષણ કરનાર ) ] પું. સરહદ સાચવનાર પુરુષ; સીમારક્ષક; રાષ્ટ્રાંતપાલ.

**અંતપાલક** [ સં. અંત ( સીમા ) + પાલક ( સાચવનાર ) ] પું. સરહદ ઉપરનો અધિકારી.

**અંતપાળ** [ સં. અંત ( સીમા ) + પાલ ( રક્ષણ કરનાર ) ] પું. સરહદ સાચવનાર પુરુષ. જુઓ અંતપાલ.

**અંતપાળક** [ સં. અંત ( સીમા ) + પાલક ( સાચવનાર ) ] પું. સરહદ ઉપરનો અધિકારી.

**અંતપ્રદેશ** ૧. [ સં. અંત ( છેડે ) + પ્રદેશ ( મુલક ) ] પું. છેવટનો ભાગ.
૨. પું. સીમાડા ઉપર આવેલ મુલક.

**અંતભવ** [ સં. અંત ( છેડે ) + ભૂ ( થવું ) ] વિ. છેવટનું; છેલ્લું.

**અંતભાગ** [ સં. અંત ( છેલ્લું ) + ભાગ ( હિસ્સો ) ] પું. છેવટનો ભાગ.

**અંતભાજ** [ સં. અંતભાજ્ ] વિ. છેવટનું; છેલ્લું.

**અંતભેદી** પું. એક પ્રકારનો વ્યૂહ એટલે લશ્કરનીગોઠવણ.

**અંતમહામાત્ર** [ સં. અંત ( સીમા ) + મહામાત્ર ( વડો પ્રધાન ) ] પું. સરહદ પરનો સૌથી ઉપરી અધિકારી.

દેખીતી રીતે રાજ્યની હદની બહાર વસતા લોકોને તે પ્રમાણે સમજાવવાનું કામ અંતમહામાત્રો કરતા હતા. — અશોકચરિત

**અંતર્** ૧. [ સં. ] અ. અંદર; માંહિ; ભીતર.
૨. અ. દરમિયાન.
૩. અ. મનમાં.
૪. અ. વચમાં; મધ્યે.

**અંતર** ૧. [ સં. ] પું. અસમાનતા.
૨. પું. પ્રખ્યાત અરબી વીર નર.
૩. પું. બંધ પાડવાપણું; વિરામ; તહકુબી.
૪. પું. ભેદ; ભિન્નતા; જુદાઈ.

રામકૃષ્ણમાં અંતર શાનો, જ્ઞાન તારું ક્યાં નાઠું. — નરસિંહ

૫. પું. મર્મ; રહસ્ય; છૂપો ભેદ.
૬. ન. ( ગ્રામ્ય ) અત્તર; ફૂલ અને બીજી ચીજોમાંથી કાઢેલું સુગંધીદાર સત્ત્વ.
૭. ન. અવકાશ; વચમાંનું છેટું.
૮. ન. અવધિ; હદ.
૯. ન. અંતરિક્ષ; આકાશ.

અમર ગણ અંતર આવીને જપવા લાગ્યા જય જય રામ. — રામાયણ

૧૦. ન. અંતઃકરણ; હૃદય; મન.
૧. અંતર આપવું-દેવું = મનની છાની વાત કહેવી; પોતાનો વિચાર સામાને જણાવવો.
૨. અંતર ખોલવું = મન મૂકી વાત કરવી; છૂટથી બોલવું.
૩. અંતર ચીરાવું-ફાટવું = બહુ જ લાગી આવવું; મનમાં બળતરા થવી.
૪. અંતર જોવું-પારખવું = મનનો ભાવ જોવો.
૫. અંતરના લાળા = બળાપો; લાય; સંતાપ.
૬. અંતરની આગ = અંતરના લાળા.
૭. અંતરની ટાઢક = ખરું સુખ.
૮. અંતરની લાગણી-દાઝ = ખરેખરી હૃદયની લાગણી.
૯. અંતરનો ઉજેશ = આત્મજ્ઞાન.
૧૦. અંતરનો ઉમળકો = પ્રેમની ખરી લાગણી.
૧૧. અંતરમાં ટાઢો શેરડો પડવો = હૃદયમાં સંતોષ કે શાંતિની શીતળ લાગણી થવી.
૧૧. ન. અંદરનો ભાગ.
૧૨. [ સં. અંત્ર ] ન. આંતરડું.
૧૩. ન. ઉત્તમપણું; શ્રેષ્ઠતા.
૧૪. ન. ખાસ ગુણ; વિશિષ્ટતા.
૧૫. ન. છિદ્ર; કાણું; બાકું.
૧૬. ન. છુપાવવાની ક્રિયા; સંતાડવાપણું.
૧૭. ન. છેટું; ગાળો.
૧. અંતર પડવું = (૧) છેટું પડવું; દૂર હોવું. (૨) જુદા પડવું. (૩) તફાવત રહેવો. (૪) મળતું ન આવવું. (૫) વિશ્વાસ જતો રહેવો. (૬) સંમત ન થવું.
૨. અંતર ભાંગવું = નજીક જવું.
૧૮. ન. ( સંગીત ) જગ્યા; અવકાશ; બે સ્વર વચ્ચેનો ગાળો; આંતરો. તેના ત્રણ ભેદ છેઃ મહદ્ અંતર, મધ્ય અંતર અને લઘુ અંતર. જુઓ સ્વર.
૧૯. ન. જીવાત્મા; ક્ષેત્ર; જીવ.
૨૦. ન. તક; પ્રસંગ; વખત.
૨૧. ન. નિર્બળતા; દોષ; ખામી.
૨૨. ન. નિશ્ચિતતા; ચોક્કસપણું; ખાતરી.
૨૩. ન. પડદો; આડ; કનાત.
૨૪. ન. પરમાત્મા.
૨૫. ન. પહેરવાનું કપડું.
૨૬. ન. પ્રવેશ; પગ મૂકવાપણું; દાખલ થવાની ક્રિયા.
૨૭. ન. ફેર; તફાવત; ફરક.

આદમી આદમી અંતર-કોઈ હીરા કોઈ કંકર. — કહેવત

૧. અંતર રહેવું = તફાવત હોવો.
૨. અંતર રાખવું = (૧) ખંત વગર કામ કરવું. (૨) જુદાઈ માનવી; તફાવત રાખવો. (૩) દૂર રાખવું; સાથે ભળવા ન દેવું. (૪) વિશ્વાસ ન રાખવો.
૨૮. ન. ફેરફાર; પલટો; પરિવર્તન.
૨૯. ન. ( સંગીત ) બાર વિકૃત સ્વરમાંનો એ નામનો એક.

જ્યારે ધૈવત સ્વર પંચમ સ્વરની એક શ્રુતિ ગ્રહણ કરે ત્યારે અંતર નામનું વિકૃત થાય છે. — સંગીતકલાધર

૩૦. ન. ( ગણિત ) બે રાશિની બાદબાકી; બાકી રહેલી સંખ્યા. જેમકે, ૯ − ૩ = ૬.
૩૧. ન. બે સમયમર્યાદા વચ્ચેનો વખત; વચગાળો; વચલો કાળ; આંતરો.
૩૨. ન. ભૂલચૂક.
૩૩. ન. મતભેદ.
૩૪. ન. સાર; ભાવાર્થ.
૩૫. ન. હેતુ; અર્થ; ઉદ્દેશ.
૩૬. વિ. અંદરનું; માંહેનું; આંતરિક.
૩૭. વિ. ગેબ; ગુપ્ત; અદૃશ્ય.
૩૮. વિ. જેવું; સદૃશ.

૩૯. વિ. નજીકનું; પાસેનું; અતલગનું; આત્મીય. અંતરનું સગું = (૧) ઘણું પાસેનું સગું. (૨) જેને કાંઈ નુકસાન થવાથી મનને લાગે તેવો સંબંધી.
૪૦. વિ. બહાર પહેરવાનું; બહારનું.
૪૧. વિ. બીજું; જુદું; અન્ય; નિરાળું.
૪૨. અ. અલગ; જુદું.
૪૩. અ. અંદર; માં.
૪૪. અ. એક બાજુએ.
૪૫. અ. વગર; વિના.

**અંતર અગન** ૧. [ સં. અંતર ( અંદરનું ) + અગ્નિ ( દેવતા ) ] પું. જઠરાગ્નિ; શરીરમાં રહેલો અગ્નિ, જે ચતુર્વિધ અન્ન પચાવે છે.
૨. [ સં. અંતર ( મન ) + અગ્નિ ( આગ ) ] પું. બળાપો; સંતાપ; દુઃખ.

**અંતર અયન** ૧. પું. એ નામનો દેશ.
૨. [ સં. અંતર ( અંદર ) + અયન ( જવું તે ) ] પું. તીર્થસ્થાનની અંદર આવેલાં મુખ્ય મુખ્ય સ્થળોની યાત્રા; અંતર્ગૃહી.

**અંતરઉદક** [ સં. અંતર ( અંદર ) + ઉદક ( પાણી ) ] પું. બેટ. તેની ચારે બાજુ પાણી હોય છે.

**અંતરઓળ** [ સં. અંતર ( અંદર ) + આવલિ ( હાર ) ] સ્ત્રી. કાકપદ; પંક્તિપૂરક.

**અંતરકોણ** [ સં. અંતર ( અંદર ) + કોણ ( ખૂણો ) ] પું. અંદરનો ખૂણો.

**અંતરખંડ** પું. ( ગણિત ) સુરેખા કે વક્રનો પરસ્પર છેદ; 'ઇન્ટરસેક્શન'.

**અંતરગત** ૧. સ્ત્રી. મનની વિચારણા.
૨. સ્ત્રી. લાગણી.
૩. [ સં. અંતર ( અંદર ) + ગત ( રહેલું ) ] ન. અંદર રહેલ ઇંદ્રિય; મન.
૪. [ સં. અંતર ( અંદર ) + ગત ( ગયેલું ) ] વિ. અંદરનું; માંહેનું.
૫. વિ. મનમાં રહેલું. જેમકે, અંતરગત હેતુ.

**અંતરગતિ** [ સં. અંતર ( હૃદય ) + ગતિ ( હાલત ) ] સ્ત્રી. હૃદયનો ભાવ.

> અંતરગતિ થૈ રાખે રંગ,
> એ થૈ પુનરપિ પામશિ સંગ. — ભાલણ

**અંતરગળ** [ સં. અંત્ર ( આંતરડું ) + ગલ્ ( ગળવું ) ] સ્ત્રી. વૃષણમાં આંતરડું ઊતરવાથી, પાણી ભરાવાથી કે બીજા કોઈ કારણથી તેનું વધવાપણું; વધરાવળ. એક ગ્રંથકાર લખે છે કે: અંતરગળની ચાર જાતિ છે: (૧) કોઈને આંતરડું ગોળીમાં ઊતરે છે, (૨) કોઈને પવન ગોળીમાં ઊતરે છે, (૩) કોઈને રસ એટલે નઠારો ગવાદ ગોળીમાં ઊતરે છે, અને (૪) કોઈને પાણી ગોળીમાં ઊતરે છે.

**અંતરગંગા** [ સં. અંતર ( અંદર ) + ગંગા ( નદી ) ] પું. પાણીમાં થતો ધોળાં ફૂલવાળો એક છોડ.

**અંતરગાર** [ સં. અંતર ( અંદરનું ) + અગાર ( ઘર ) ] ન. ઘરનો અંદરનો ભાગ.

**અંતરગારકૃત** [ સં. અંતર ( અંદરનું ) + અગાર ( ઘર ) + કૃત ( કરેલું ) ] વિ. અંદરના ઓરડામાં કરેલું.

**અંતરગાળો** પું. વચ્ચેનો વખત.

**અંતરગ્નિ** ૧. [ સં. અંતર્ ( અંદર ) + અગ્નિ ( ગરમી ) ] પું. જઠરાગ્નિ; ખાધેલું પચાવતી પેટની ગરમી. શ્રીકૃષ્ણ કહે છે કે હું જઠરાગ્નિ થઈ મનુષ્યના દેહની અંદરનાં ચતુર્વિધ અન્ન પચાવું છું.
૨. પું. દુઃખ; સંતાપ.

**અંતરગ્યાની** [ સં. અંતર ( અંદરનું ) + જ્ઞા ( જાણવું ) ] પું. હૃદયની વાત જાણનાર ઈશ્વર.

**અંતરચક્ર** ૧. [ સં. અંતર ( અંદરનું ) + ચક્ર ( પૈડું ) ] ન. દિશા અને વિદિશાના અંદરના દરેક ભાગને ચાર ભાગોમાં વહેંચવાથી બનતા ૩૨ ભાગ. હોકાયંત્રમાં આ ૩૨ ભાગ બતાવેલા હોય છે.
૨. ન. દિશાના જુદા જુદા વિભાગમાં પક્ષીની બોલી સાંભળીને શુભાશુભ ફળ બતાવવાની વિદ્યા.
૩. [ સં. અંતર ( અંદરનું ) + ચક્ર ( આકૃતિ ) ] ન. ( તંત્ર ) શરીરમાં સુષુમ્ણા નાડીની વચ્ચે આવેલાં કમળ જેવી આકૃતિવાળાં મૂલાધાર વગેરે ૭ ચક્ર.
૪. ન. સગાંનો સમૂહ; સ્નેહીસંબંધીની મંડળી; આત્મીયવર્ગ; સગાંવહાલાં.

**અંતરચિહ્ન** [ સં. અંતર ( તફાવત ) + ચિહ્ન ( નિશાની ) ] ન. ( ગણિત ) તફાવતનું ∼ આના જેવું ચિહ્ન. તેની કોઈ પણ બાજુએ નાની કે મોટી રાશિ મૂકી શકાય છે, તથા મોટામાંથી નાની રાશિ બાદ કરવી એવો તેનો અર્થ છે. જેમકે, અ ∼ બ = અ ને બ વચ્ચેનો તફાવત, એટલે કે અ મોટી રાશિ હોય તો તેમાંથી બ બાદ કરવી, અને બ મોટી રાશિ હોય તો તેમાંથી અ બાદ કરવી.

**અંતરછાલ** [ અંતર ( અંદરનું ) + છાલ ] સ્ત્રી. ઝાડની ઉપલી છાલ નીચેનું પડ; અંદરની કુમળી છાલ.

> લીંબડાની અંતરછાલ = લીંબડાની ઉપરની છાલ નીચેની કુમળી છાલ. તે ટાઢિયો તાવ, પિત્તજ્વર, નબળાઈ, મંદાગ્નિ, દાહ, તરસ તથા અરુચિમાં ફાયદાકારક મનાય છે.

**અંતરજકાત** [ અંતર ( અંદરનું ) + જકાત ( દાણ ) ] સ્ત્રી. દેશની અંદર આવતા માલ ઉપર લેવાતું દાણ.

**અંતરજામી** ૧. [ સં. અંતર ( અંદરનું ) + યમ્ ( યોજવું ) ] પું. પ્રાણીની અંદરની ઇંદ્રિયોને તેમના કામમાં રોકનાર શક્તિ; ઈશ્વર; પરબ્રહ્મ.
૨. પું. સાક્ષીભૂત આત્મા; બધું જાણનાર તત્ત્વ.
૩. ન. અંતઃકરણ; મન.
૪. વિ. અંદર રહી પ્રેરણા કરનાર.
૫. વિ. ચિત્ત ઉપર અંકુશ કે અધિકાર રાખનાર.
૬. વિ. હૃદયની વાત જાણનાર; મનમાં શું થાય છે તે જાણનાર.

> તમારૂં અજાણ્યું કાંઈ નથી, છો અંતરજામી. — કાવ્યસંગ્રહ

**અંતરજાલ** ૧. [ સં. ] સ્ત્રી. કસરત કરવાની લાકડી.
૨. સ્ત્રી. મલ્લકુસ્તીમાં વપરાતી લાકડી.

**અંતરજેઠી** પું. એક જાતનો મલ્લ.

> જેઠી મલ્લથી ઊતરતા હોય તે અંતરજેઠી મલ્લ કહેવાય છે. — મલ્લવિદ્યા

**અંતરજ્ઞ** ૧. [ સં. અંતર ( મન ) + જ્ઞા ( જાણનાર ) ] વિ. અંતરની એટલે મનની વાત જાણનારું.
૨. વિ. દિલનું; ખાસ પોતાનું; અંતરનું.
૩. વિ. ભેદ સમજવાની શક્તિવાળું; રહસ્ય જાણનાર.

**અંતરતમ** ૧. [ સં. અંતર ( પાસેનું ) + તમ ( શ્રેષ્ઠતાદર્શક પ્રત્યય ) ] વિ. અત્યંત પોતાનું; તદ્દન નજીકનું.
૨. [ સં. અંતર ( અંદરનું ) + તમ ( શ્રેષ્ઠતાદર્શક પ્રત્યય ) ] વિ. છેક અંદરનું; અંદરના ઊંડામાં ઊંડા ભાગનું.

> મોહમાં પણ જીવાત્માની અંતરતમ વાંછા પ્રભુને પ્રાપ્ત કરવાની હોય છે. — વિશ્વજ્યોતિ

૩. વિ. બહુ સરખું; ઘણું મળતું.

**અંતરતમર** પું. પાણીમાં ઊગતો એ નામનો ધોળાં ફૂલનો છોડ; બટાચૂલી; કુમુદ્વતી.

**અંતરતઃ** [ સં. ] અ. મધ્યે; વચ્ચે.

**અંતરત્વ** [ સં. અંતર ( વિકૃત સ્વરમાંનો એ નામનો એક ) + ત્વ ( પણું ) ] ન. ( સંગીત ) વિકૃત સ્વરમાંનો એ નામનો એક હોવાપણું.

**અંતરત્વચા** [ સં. અંતર ( અંદરનું ) + ત્વચા ( ચામડી ) ] સ્ત્રી. શરીરની ચામડીનાં બે પડમાંનું અંદરનું અને જાડું પડ. તે તેની નીચે રહેલા શરીરના ભાગોનું રક્ષણ કરે છે અને શરીરે ચોળેલા ચિકાશવાળા પદાર્થો ચૂસી

લેવાની શક્તિ ધરાવે છે. તેમાં સંજ્ઞાવાહી જ્ઞાનતંતુઓના છેડા આવેલા હોવાથી તે સ્પર્શેંદ્રિયનું સ્થાન ગણાય છે. સ્વેદવહસ્રોતો પણ આ જ પડમાં રહેલા છે અને તે પરસેવો બહાર કાઢે છે.

**અંતરદ** [સં. અંતર ( મન ) + દો ( કાપવું )] વિ. હ્રદયને ઘણું દુઃખ દેનાર.

**અંતરદાઝ** [ અંતર ( અંદરનું ) + દાઝ ( બળતરા )] સ્ત્રી. અંદરનો ગુસ્સો.

અંતરદાઝ કિમે નવ શમે. — નાકર

**અંતરદિશા** [સં. અંતર ( વચ્ચેનું ) + દિશા ] સ્ત્રી. બે દિશા વચ્ચેનો ભાગ; ખૂણો; વિદિશા.

**અંતરદુષ્ટ** [સં. અંતર ( અંદરનું ) + દુષ્ટ ( ખરાબ )] વિ. અંદરથી ખરાબ; મનનું મેલું; દુષ્ટ.

**અંતરદૃશ** ૧. [સં. અંતર ( આત્મા ) + દૃશ્ ( જોનાર )] વિ. ઈશ્વરને જાણનાર; પરમાત્માને ઓળખનાર.

૨. વિ. પરમાત્માનું ધ્યાન કરનાર; આંતરિક દૃષ્ટિવાળું.

૩. વિ. પ્રભુમય; ઈશ્વરમાં તલ્લીન.

**અંતરદૃષ્ટિ** [સં. અંતર ( આત્મા ) + દૃષ્ટિ (નજર)] સ્ત્રી. અંદર એટલે આત્મા તરફ વળેલી નજર; આત્માવલોકન; હ્રદયનિરીક્ષણ.

**અંતરદૃષ્ટિવાદ** [સં. અંતર ( આત્મા ) + દૃષ્ટિ ( નજર ) + વાદ ( મત )] પું. આત્મપરીક્ષણવાદ; હ્રદયપરીક્ષણવાદ; અંતર્જ્ઞાનવાદ; આત્મસંવિદ્‌વાદ; આત્મામાં જ સંતોષ માનવાનો મત; મન તથા ઇંદ્રિયોને જગતની ચીજો પરથી પાછાં ખેંચી આત્મા તરફ વાળીને આત્માની તપાસ કરવાનો સિદ્ધાંત.

**અંતરદેશ** [સં. અંતર ( અંદરનું ) + દેશ ( મુલક )] પું. મધ્યદેશ; વચ્ચેનો પ્રદેશ.

**અંતરદ્વાર** [સં. અંતર ( અંદરનું ) + દ્વાર ( બારણું )] ન. ગુપ્ત દરવાજો; ચોર દરવાજો; છૂપું બાર.

**અંતરદ્વીપ** ૧. [સં. અંતર ( અંદરનું ) + દ્વીપ ( બેટ )] પું. ( જૈન ) ક્ષુલ્લહિમવંત અને શિખરી પર્વતની લવણ સમુદ્ર તરફ નીકળેલ દાઢા એટલે લંબાયેલા ભાગ ઉપરના બેટ. તેવા બેટ ૫૬ છે.

૨. પું. જમીનના મુખ્ય ભાગથી સહેજ દૂર આવેલો મોટો ટાપુ.

**અંતરધાન** [સં. અંતર ( અંદર ) + ધાન ( સંતાડવું તે )] ન. અલોપ થવું તે. જુઓ અંતર્ધાન.

**અંતરધ્યાન** ૧. [સં. અંતર ( અંદર ) + ધાન ( સંતાડવું તે )] વિ. અદૃશ્ય; નહિ દેખાતું.

૨. વિ. છુપાવેલું; સંતાડ્યું હોય એવું.

**અંતરનદી** [સં. અંતર ( અંદરનું ) + નદી ] સ્ત્રી. નાની નદી. મોટી નદીના પેટામાં આવતી હોવાથી તે અંતરનદી કહેવાય છે.

**અંતરનાદ** [સં. અંતર ( આત્મા ) + નાદ ( અવાજ )] પું. અંતઃકરણનો અવાજ; આત્મામાંથી નીકળતી પ્રેરણા; અંતરનો નાદ.

**અંતરનિરુપાધિકભ્રમ** [સં. અંતર (અંદરનું) + નિરુપાધિક ( હેતુ વિનાનું ) + ભ્રમ ( ખોટો ખ્યાલ )] પું. ( વેદાંત ) હું અજ્ઞાન છું, હું બ્રહ્મને જાણતો નથી એ જાતનો ખ્યાલ.

**અંતરનિષ્પત્તિ** સ્ત્રી. ( ગણિત ) એક જાતનું પ્રમાણ; 'ડિવિડેન્ડો'. જેમકે, $\frac{\text{અ}}{\text{બ}} = \frac{\text{ક}}{\text{ડ}}$ હોય તો દરેક બાજુમાંથી .૧ બાદ કરતાં $\frac{\text{અ}-\text{બ}}{\text{બ}} = \frac{\text{ક}-\text{ડ}}{\text{ડ}}$ એવું પરિણામ આવશે. આ પરિણામને અંતરનિષ્પત્તિ કહે છે.

**અંતરપટ** ૧. [સં. અંતર ( વચ્ચેનું ) + પટ ( કપડું )] પું. આંતરો; કનાત; ચક; પડદો; વચમાં આડું રાખેલું કપડું.

અંતરપટ અળગું થઈ જતાં આનંદ થાય અપાર. — કેશવકૃતિ

૧. અંતરપટ ખોલવો = (૧) મન ઉપરનો અજ્ઞાનતાનો પડદો કાઢી નાખવો. (૨) મનનો મેલ દૂર કરી વાત કરવી. (૩) વચ્ચેનો પડદો દૂર કરવો; ખુલ્લું કરવું.

૨. અંતરપટ રાખવો = (૧) છૂપું રાખવું. (૨) જુદાઈ માનવી. (૩) પડદો રાખવો.

૨. ન. ગારા વડે લપેટેલું કપડું.

૩. ન. ધાતુ કે દવાની ભસ્મ કરતાં પહેલાં તેના સંપુટને ગારા વડે કપડું લપેટવાની ક્રિયા.

૪. ન. ફડેતાળ; પાટિયાંની પડદી; આડચ.

૫. ન. ભેદ; જુદાઈ.

૬. ન. વરકન્યા વચ્ચે વિવાહમંડપમાં રાખવામાં આવતો પડદો. તે એમ પણ સૂચવે છે કે અત્યાર સુધી વરકન્યા વચ્ચે જે અંતર હતું તે હવે દૂર થયું છે.

૭. ન. વિવાહમંડપમાં મૃત્યુની એટલે યમની આહુતિ વખતે અગ્નિ અને વરકન્યાની વચ્ચે રાખવામાં આવતો પડદો, જેથી તે બન્ને તે આહુતિ જોઈ ન શકે.

**અંતરપડ** ( અંતરપડ઼ ) ૧. [સં. અંતર ( અંદરનું ) + પટ ( કપડું )] ન. અંદરનું પડ.

૨. ન. મગજ અને કરોડરજ્જુને ઢાંકનારાં ત્રણ આવરણમાંનું સૌથી અંદરનું આવરણ. મગજની સપાટી ઉપર એક ઘણું જ પાતળું અને નાજુક પડ છે. આ પડની અંદર શુદ્ધ અને અશુદ્ધ લોહીની બારીક નળીઓની જાળ પથરાયેલી હોય છે. આ બારીક પડમાંથી આખા મગજને જોઈતું લોહી મળે છે.

૩. ન. વિવાહમંડપમાં અગ્નિ અને વરકન્યા વચ્ચે રાખવામાં આવતો પડદો. જુઓ અંતરપટ ૬, ૭.

**અંતરપત્ર** ૧. [સં. અંતર ( અંદરનું ) + પત્ર ( કાગળ )] પું. પુરાવામાં રજુ કરેલ કાગળ; દાખલો; નિશાની; 'એગ્ઝિબિટ'.

૨. પું. સિંહાસનનો એ નામનો ભાગ.

**અંતરપલ્લી** [સં. અંતર ( છેટું ) + પલ્લી ( નાનું ગામડું )] સ્ત્રી. ( જૈન ) શહેરથી અઢી ગાઉ ઉપરનું ગામડું.

**અંતરપવું** અ. ક્રિ. અંતર્ધાન થવું; દેખાતું બંધ થઈ જવું.

એવું કહીને **અંતરપિયા**, પોતે શ્રી જદુનંદાધારજી. — સંકલિત

**અંતરપંથી** [સં. અંતર ( છેટું ) + પથિન્ ( રસ્તો )] પું. મુસાફર; વટેમાર્ગુ.

એહેવી વાત વિચારે પાંડવ,
**અંતરપંથી** એક આવ્યો. — નાકર

**અંતરપાલક** [સં. અંતર ( મન ) + પાલક (સાચવનાર)] પું. વિષ્ણુ. તે આપણા અંતરનું રક્ષણ કરનાર હોવાથી અંતરપાલક કહેવાય છે.

**અંતરપુરુષ** ૧. [સં. અંતર ( અંદરનું ) + પુરુષ ( જીવ )] પું. આત્મા; જીવ.

૨. પું. પરમેશ્વર; અંતર્યામી; પરમાત્મા.

**અંતરપૂજા** [સં. અંતર ( અંદરનું ) + પૂજા ] સ્ત્રી. ( તંત્ર ) મનમાં ધારેલી સામગ્રીથી કરેલી પૂજા; માનસિક પૂજન.

**અંતરપૂરુષ** [સં. અંતર ( અંદરનું ) + પૂરુષ ( પુરુષ )] પું. પરમેશ્વર. જુઓ અંતરપુરુષ.

**અંતરપ્રત્યક્ષપ્રમા** [સં. અંતર ( અંદરનું ) + પ્રત્યક્ષ ( ઇંદ્રિયના સંબંધથી થતું ) + પ્રમા ( ખરું જ્ઞાન )] સ્ત્રી. ( વેદાંત ) ભ્રાંતિ રહિત જ્ઞાન. શરીરની અંદરના પદાર્થોનું જ્ઞાન કરાવનારી પ્રત્યક્ષ પ્રમા અંતરપ્રત્યક્ષપ્રમા કહેવાય છે.

**અંતરપ્રભવ** [સં. અંતર ( જુદું ) + પ્રભવ ( જન્મ )] ન. જુદી જુદી જાતનાં માબાપથી ઉત્પન્ન થયેલ; વર્ણસંકર.

**અંતરપ્રમાણ** ન. ( ગણિત ) એક જાતનું પ્રમાણ; 'ડિવિડેન્ડો'. જો ક : ચ :: ટ : મ હોય તો ક−ચ : ચ :: ટ−મ : મ એ અંતરપ્રમાણ કહેવાય છે.

**અંતરપ્રશ્ન** [સં. અંતર ( અંદરનું ) + પ્રશ્ન ( સવાલ )] પું. વાતમાંથી નીકળતો સવાલ.

**અંતરપ્રાદેશિક** [ સં. અંતર ( અંદરનું ) + પ્રદેશ ( મુલક ) + ઇક ( લગતું ) ] વિ. પોતાના પ્રાંતમાં થનારું; જેનો સંબંધ પોતાના પ્રાંત કે પ્રદેશ સાથે હોય એવું.

**અંતરપ્રેરણા** ૧. સ્ત્રી. દૈવી વૃત્તિ.
૨. [ સં. અંતર ( અંદરનું ) + પ્રેરણા ( સૂઝ ) ] સ્ત્રી. મનમાં આવેલો વિચાર.

**અંતરફલિત** [ સં. અંતર ( દાખલ થવાપણું ) + ફલિત ( ફળવાળું ) ] વિ. જીવડાં, પાણી કે પવન મારફત ગર્ભવાળું બનેલું. જેમકે, ફૂલ.

**અંતરબાહ્ય** [ સં. અંતર ( અંદરનું ) + બાહ્ય ( બહારનું ) ] વિ. અંદરનું અને બહારનું.

**અંતરબેદ** ૧. [ સં. અંતર્ ( વચ્ચે ) + વેદિ ( સ્થાન ) ] પું. ગંગા અને જમના નદી વચ્ચેનો પ્રદેશ.
૨. પું. બે નદી વચ્ચેનો પ્રદેશ; દોઆબ.

**અંતરબેદી** [ સં. અંતર ( વચ્ચે ) + વેદિ ( સ્થાન ) ] સ્ત્રી. ગંગા અને જમના વચ્ચેનો પ્રદેશ. જુઓ અંતરબેદ.

**અંતરભાગ** [ સં. અંતર ( અંદરનું ) + ભાગ ] પું. અંદરનો ભાગ.

**અંતરભાવ** ૧. [ સં. અંતર ( અંદરનું ) + ભાવ ( હોવાપણું ) ] પું. અંદરના ગુણ.
૨. પું. ( જૈન ) પરમાર્થ.
૩. પું. મનોભાવ; અંદરની લાગણી; મનની ઇચ્છા.
૪. [ સં. અંતર ( અંદરનું ) + ભાવ ( પ્રકૃતિ ) ] પું. સ્વભાવ.
૫. વિ. સ્વાભાવિક; વારસામાં ઊતરેલું.

**અંતરભોક્તા સંઘાત** પું. ( બૌદ્ધ ) રૂપ, વિજ્ઞાન, વેદના, સંજ્ઞા અને સંસ્કાર એ પાંચ સ્કંધનો સમૂહ.

**અંતરમનસ** [ સં. અંતર ( અંદરનું ) + મનસ ( મન ) ] વિ. દિલગીર.

**અંતરમંડલ** [ સં. અંતર ( અંદરનું ) + મંડલ ( કુંડાળું ) ] ન. મકાનની અંદરનો પહેલો ચોક; મકાનના કંપાઉંડમાં કરાતા પાંચ પ્રકારના ચોકમાંનો એ નામનો એક. પાંચ પ્રકારના ચોકઃ અંતરમંડલ, અંતર્નિહાર, મધ્યનિહાર, પ્રકાર અને મધ્યમર્યાદા.

**અંતરમાપક** [ સં. અંતર ( છેટું ) + માપક ( માપનાર ) ] ન. છેટું માપવાનું સાધન.

**અંતરમાપક યંત્ર** ન. ( ગણિત ) અક્ષાંશ અને રેખાંશને સમાંતર ખૂણા માપવાનું ફેરવી ફેરવી શકાય એવું યંત્ર; 'થિયોડોલાઈટ'. તેમાં ક્ષિતિજ સમાંતર આવેલી આંકવાળી ગોળ તક્તીના મધ્યબિંદુમાં થઈને જતી ઊભી ધરી, તેમ જ આડી ધરી ઉપર ફરતું એક નાનું દૂરબીન હોય છે. આ યંત્ર વડે હરકોઈ ઊંચાણ કે નીચાણના ખૂણા તથા બે પદાર્થો વચ્ચેના ખૂણા લઈ શકાય છે.

**અંતરમિશ્રણ** ૧. ન. અવયવનું પડ અથવા ઢાંકણ છિદ્રાળુ હોવાને લીધે બન્નેનાં ગુરુત્વ જુદાં હોવાથી અંદરનાં હવા કે પ્રવાહી બહાર જવાની તેમ જ બહારનાં હવા કે પ્રવાહી અંદર જવાની ક્રિયા; 'ઑસ્મોસ'.
૨. [ સં. અંતર્ ( વચ્ચે ) + મિશ્રણ ] ન. એકબીજા સાથે ભળવાપણું.

**અંતરમેળ** [ સં. અંતર ( દિલ ) + મિલ્ ( મળવું ) ] પું. અંતઃકરણનો મેળાપ; મનનું ઐક્ય; હૃદયની એકતા.

**અંતરરતિ** [ સં. અંતર ( ભેદ ) + રતિ ( મૈથુન ) ] સ્ત્રી. સંભોગનાં સાત આસન. જેમકે, સ્થિતિ, તિર્યક, સમ્મુખ, વિમુખ, અધ, ઊર્ધ્વ અને ઉત્તાન.

**અંતરરહસ્ય** [ સં. અંતર ( મન ) + રહસ્ય ( ભેદ ) ] ન. છૂપો ભેદ; હૃદયનો મર્મ.

**અંતરરાષ્ટ્રીય** [ સં. અંતર્ ( વચ્ચે ) + રાષ્ટ્રીય ( દેશને લગતું ) ] વિ. જુદા જુદા દેશ વચ્ચે સંબંધ ધરાવતું; જુદા જુદા દેશના પરસ્પર વહેવારનું; 'ઇન્ટરનેશનલ'.

**અંતરલય** [ સં. અંતર ( અંદર ) + લય ( નાશ ) ] પું. અલોપ; દેખાતા બંધ થવાપણું.
એમ કહી અંતરલય પામ્યાં યોગમાયા તેણી વાર. —નાકર

**અંતરલૂછણ** [ અંતર ( દિલ ) + લૂછવું ( સાફ કરવું ) ] વિ. મનને શાંતિ આપનાર.

**અંતરલેપ** [ સં. અંતર ( અંદરનું ) + લેપ ( ખરડ ) ] પું. અંદરનો થર.

**અંતરવયવ** [ સં. અંતર ( અંદરનું ) + અવયવ ( ભાગ ) ] પું. અંદરનો ભાગ.

**અંતરવલોકન** [ સં. અંતર્ ( મન ) + અવલોકન ( તપાસ ) ] ન. આત્મનિરીક્ષણ; આત્માવલોકન; મનની અંદરના ગુણદોષ જોવાની ક્રિયા.

**અંતરવંશિક** પું. અંતઃપુરનો મુખ્ય અધિકારી; અઢાર તીર્થમાંનો એક.

**અંતરવા** [ અંતર ( આંતરડું ) + વા ( વાયુ ) ] પું. આંતરડાંનો સોજો.

**અંતરવાચક** [ સં. અંતર ( છેટું ) + વાચક ( જણાવનાર ) ] વિ. દૂરતા બતાવનાર. ચેતવવાના, બોલાવવાના ધ્વનિમાં દર્શક ધાતુનું બીજ પણ રહેલું છે. તેમાંથી સંખ્યાવાચક, જાતિવાચક અને અંતરવાચક શબ્દ બન્યા છે.

**અંતરવાસ** ૧. સ્ત્રી. ( ગ્રામ્ય ) ઉતાવળે ખાતાં અન્નનું શ્વાસનળીમાં જવાપણું.
૨. ન. શ્રાદ્ધ સરાવતી વખતે ખભા ઉપર નાખવામાં આવતો લૂગડાનો કટકો; અંતરવાસિયું.

**અંતરવાસિયું** [ સં. અંતર્ ( વચ્ચે ) + વાસસ ( કપડું ) ] ન. શ્રાદ્ધ સરાવતી વખતે ખભા ઉપર નાખવામાં આવતો લૂગડાનો કટકો.

**અંતરવાસો** ૧. [ સં. અંતર ( હૃદય ) + વાસ ( રહેવાની જગ્યા ) ] પું. મનગમતું રહેવાનું ઠેકાણું.
૨. [ સં. અંતર્ ( વચ્ચે ) + વાસસ ( કપડું ) ] પું. વિવાહ વગેરે શુભ કામમાં ગણપતિ વગેરેનું પૂજન કરતાં પાઘડીનો છેડો કાઢી ડોકે નાખવો તે.
અંતરવાસો કરવો = પાઘડીનો છેડો કાઢી ડોકે નાખવો.

**અંતરવાહી** [ સં. અંતર ( અંદરનું ) + વાહિન્ ( લઈ જનાર ) ] વિ. મગજમાં સંદેશો લઈ જનાર; 'ઍફરેન્ટ'. કેટલાક જ્ઞાનતંતુઓમાં અંતરવાહી તેમ જ બહિરવાહી બંને પ્રકારના તંતુઓ આવેલા છે. સાંભળવાના, જોવાના અને સૂંઘવાના જ્ઞાનતંતુઓમાં ફક્ત અંતરવાહી જ્ઞાનતંતુઓ આવેલા હોય છે.

**અંતરવિલોમનિષ્પત્તિ** સ્ત્રી. ( ગણિત ) એક જાતનું પ્રમાણ; 'ઇન્વર્સ ડિવિડેન્ડો'. જો ક : ચ : : ટ : મ હોય, તો ક : ક–ચ : : ટ : ટ–મ એ અંતરવિલોમનિષ્પત્તિ કહેવાય છે.

**અંતરવિલોમપ્રમાણ** ન. ( ગણિત ) એક જાતનું પ્રમાણ. જુઓ અંતરવિલોમનિષ્પત્તિ.

**અંતરવૃત્તિ** [ સં. અંતર ( અંદરનું ) + વૃત્તિ ( મનનું વલણ ) ] સ્ત્રી. મનોભાવ; અંદરની લાગણી; મનની ઇચ્છા.

**અંતરવેલ** સ્ત્રી. સોના જેવી પીળી અને દોરા જેવી પાતળી એક વેલ; અમરવેલ; આકાશવેલ; સોમવેલ. તે ઝાડ કે ખરસાંડી નામની વનસ્પતિ ઉપર થાય છે. તેને જમીનમાં મૂળ હોતું નથી, તેમ તેને પાન પણ થતાં નથી.

**અંતરવેશ્મ** [ સં. અંતર ( અંદરનું ) + વેશ્મ ( ઘર ) ] ન. ઘરનો અંદરનો ભાગ.

**અંતરશ** ૧. સ્ત્રી. અન્નનળીને બદલે શ્વાસનળીમાં ખોરાક કે પાણી જવાથી થતી પીડા.
૨. [ સં. અંતર્ ( અંદર ) + અશ્ ( ખાવું ) ] સ્ત્રી. ચાવેલો ખોરાક કે પાણી અન્નનળીમાં ન જતાં શ્વાસનળીમાં થઈ નાક વાટે બહાર નીકળવાપણું.

૨. પું. વૈશ્ય સ્ત્રીમાં ક્ષત્રિય પુરુષ વડે પેદા થયેલ વર્ણસંકર પ્રજા; મહિષ્ય.

વૈશ્ય સ્ત્રી ક્ષત્રિય પુરુષ સાથે સંબંધ કરીને મહિષ્ય અથવા અંબિષ્ઠ પ્રજાને ઉત્પન્ન કરે છે.
સ્તપુરાણ

**અંબી** [ સં. આમ્ર ( આંબો ) ] સ્ત્રી. ખાખટી; અંબિયા.

**અંબીક** [ અ. ] પું. કાચ, માટી અથવા ધાતુનું બનેલું લાંબા નાળચાવાળું ગોળાકાર વાસણ; 'રિટોર્ટ'. એકબીજા સાથે ભળી ગયેલા પદાર્થોનાં તત્ત્વો ગરમીથી જુદાં પાડવામાં અથવા સેળભેળ થયેલા પદાર્થોમાંથી પ્રવાહી પદાર્થને ગરમી આપી વાયુ બનાવી તેને ઠંડો કરી પ્રવાહીને શુદ્ધ કરવામાં તેનો ઉપયોગ થાય છે. જેમ જેમ સેળભેળ થયેલાં તત્ત્વો જુદાં પડતાં જાય છે તેમ તેમ વધારે ઝડપથી વાયુ રૂપમાં ફેરવાઈ જાય એવાં તત્ત્વો નાળચામાંથી જાય છે અને તેમને ઠંડાં કરી એકઠાં કરવામાં આવે છે.

**અંબીકાર** પું. ખારવો; વહાણ હાંકનાર.

**અંબીર** [ અ. અમીર ] પું. અમીર.

**અંબુ** ૧. [ સં. ] ન. એ નામનો છંદ.

૨. ન. એક જાતની ઔષધિ.

૩. ન. ચારની સંખ્યા બતાવનાર સાંકેતિક શબ્દ, કેમકે અંબુ એટલે પાણીને તત્ત્વોની ગણતરીમાં ચોથું લીધું છે.

૪. ન. ( જ્યોતિષ ) જન્મકુંડળીનાં બાર ઘરોમાં ચોથું.

૫. ન. પાણી; જળ; વારિ; સલિલ; અમૃત; જીવન; કમલ; પય; ઉદક; નીર.

અંબુ કમલ કીલાલ જલ, પય પુષ્કર વન વારિ,
અંબ અસ્ત્રુ જીવન ભુવન ઘનરસ, કુશ પાપારિ.
પિંગળલઘુકોષ

૬. ન. લોહીમાં રહેલો પાણીનો ભાગ.

૭. ન. સુગંધી વાળો.

**અંબુકણ** [ સં. અંબુ ( પાણી ) + કણ ( બિંદુ ) ] પું. પાણીનું ટીપું; જળકણ.

**અંબુકંટક** ૧. [ સં. અંબુ ( પાણી ) + કંટક ( કાંટો ) ] પું. એક જાતનું મોટું માછલું.

૨. પું. પાણીમાં થતી એક વેલનું ફળ; શિંગોડું.

**અંબુકૂર્મ** [ સં. અંબુ ( પાણી ) + કૂર્મ ( કાચબો ) ] પું. શિશુમાર નામનું ખાસ કરીને ગંગા નદીમાં થતું એક જલજંતુ.

**અંબુકેશર** [ સં. ] પું. લીંબુનું ઝાડ.

**અંબુક્રિયા** [ સં. અંબુ ( પાણી ) + ક્રિયા ( વિધિ ) ] સ્ત્રી. પિતૃઓની તર્પણ ક્રિયા.

**અંબુગ** [ સં. અંબુ ( પાણી ) + ગ ( જનાર ) ] વિ. પાણીમાં રહેનાર; જળચર.

**અંબુઘન** [ સં. અંબુ ( પાણી ) + ઘન ( ૭ સરખી બાજુવાળી આકૃતિ ) ] પું. વરસાદનો કરો.

**અંબુચર** [ સં. અંબુ ( પાણી ) + ચર્ ( જવું ) ] વિ. જળચર. જુઓ અંબુગ.

**અંબુચામર** [ સં. અંબુ ( પાણી ) + ચામર ( ચમરી ) ] પું. શેવાળ.

**અંબુચારી** [ સં. અંબુ ( પાણી ) + ચારિન્ ( જનાર ) ] વિ. જળચર. જુઓ અંબુગ.

**અંબુજ** ૧. પું. ( પિંગળ ) એ નામનો સમવૃત્ત વર્ણમેળ છંદ; વશંવદ છંદ. તેના દરેક ચરણમાં આઠ સગણ ને બે લઘુ મળી છવીસ અક્ષર, અને બાર ને ચૌદ અક્ષરે યતિ આવે છે.

૨. [ સં. અંબુ ( પાણી ) + જ ( જન્મેલું ) ] પું. કપૂર.

૩. પું. ચંદ્ર. સમુદ્રમંથન વખતે તેની ઉત્પત્તિ પાણીમાંથી થયેલી મનાય છે.

૪. પું. નેતર; વેતસ.

૫. પું. પાણીવાળે કિનારે થતો હિજ્જલ નામનો છોડ; સમુદ્રશોષ; ક્ષમદરફળ; સમુદ્રફળ. એનાં પાન હથેળી જેવડાં મોટાં ને મોટી રેખાવાળાં હોય છે. એનાં કુમળાં પાંદડાં શાકના કામમાં અને બીઆં પૌષ્ટિક હોવાથી દવામાં વપરાય છે.

૬. પું. બ્રહ્મા. તે વિષ્ણુના નાભિકમળમાંથી જન્મ્યા છે.

૭. પું. વજ્ર.

૮. પું. શંખ. તે પાણીમાં થાય છે.

૯. પું. સારસ પક્ષી. તે પાણીવાળી જગ્યાની નજીક નજરે પડે છે.

૧૦. ન. કમળ; પદ્મ; પોયણું.

રક્ત નીલ સિત શ્વેત અંબુજ; ગુંજારવ કરિ ભૃંગ.
બાલાબ

૧૧. ન. પાણીમાં થતા જીવ.

૧૨. ન. પાણીમાં થતી વનસ્પતિ.

૧૩. વિ. પાણીમાં જન્મેલું; પાણીમાં ઊપજેલું.

**અંબુજનયણી** [ સં. અંબુ ( પાણી ) + જ ( પેદા થનાર ) + નયન ( આંખ ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. કમળના જેવી સુંદર આંખવાળી.

સુંદરી ઈ વાણી ઈ સાંભલિકી ઉઠી અંબુજનયણી.
કાદંબરી

**અંબુજનયની** [ સં. અંબુ ( પાણી ) + જ ( પેદા થનાર ) + નયન ( આંખ ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. કમળના જેવી સુંદર આંખવાળી.

**અંબુજન્મ** [ સં. અંબુ ( પાણી ) + જન્મન્ ( જન્મ ) ] ન. કમળ, કેમકે તે પાણીમાં ઊગે છે.

**અંબુજન્મા** ૧. [ સં. અંબુ ( પાણી ) + જન્મન્ ( જન્મ ) ] પું. ચંદ્ર. તેની ઉત્પત્તિ સમુદ્રમંથન વખતે પાણીમાંથી થયેલી મનાય છે.

૨. પું. શંખ. તે પાણીમાં થાય છે.

૩. પું. સારસ પક્ષી.

**અંબુજભૂ** [ સં. અંબુજ ( કમળ ) + ભૂ ( પેદા થનાર ) ] પું. બ્રહ્મા. તે વિષ્ણુના નાભિકમળમાંથી જન્મ્યા છે.

**અંબુજલોચની** [ સં. અંબુ ( પાણી ) + જ ( જન્મનાર ) + લોચન ( આંખ ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. સુંદર આંખવાળી.

**અંબુજવિધ** [ સં. અંબુ ( પાણી ) + જ ( જન્મનાર ) + વિધ ( રીત ) ] અ. કમળની જેમ.

આપ અંબુ અંબુજવિધ અલગ રહો જળથી અકળ.
અખો

**અંબુજા** ૧. સ્ત્રી. ( સંગીત ) એક રાગિણી. સંગીતશાસ્ત્રમાં એને મેઘરાગની પુત્રવધૂ ગણી છે.

૨. સ્ત્રી. પૃથ્વી, કેમકે તે જળમાંથી ઉત્પન્ન થયેલ છે.

૩. [ સં. અંબુ ( પાણી ) + જા ( ઉત્પન્ન થયેલી ) ] સ્ત્રી. લક્ષ્મી, કેમકે તે સમુદ્રમંથન વખતે પાણીમાંથી ઉત્પન્ન થયાં હતાં.

**અંબુજાક્ષ** ૧. [ સં. અંબુ ( પાણી ) + જ ( જન્મનાર ) + અક્ષિ ( આંખ ) ] પું. વિષ્ણુ. કમળપત્રનાં જેવી સુંદર તેની આંખો છે.

૨. વિ. કમળ જેવી સુંદર આંખવાળું.

**અંબુજાત** ૧. [ સં. અંબુ ( પાણી ) + જાત ( જન્મેલું ) ] ન. કમળ.

૨. વિ. પાણીમાં થયેલું; પાણીમાં ઊપજેલું.

**અંબુજાક્ષ** પું. શિવનાં હજાર નામ માંહેનું એક.

**અંબુજાસન** ૧. [ સં. અંબુ ( પાણી ) + જ ( પેદા થનાર ) + આસન ( બેઠક ) ] પું. બ્રહ્મા, કેમકે વિષ્ણુની નાભિમાંથી થયેલું કમળ એનું આસન છે.

૨. વિ. પાણીમાં થનારું.

**અંબુજાસના** [ સં. અંબુ ( પાણી ) + જ ( જન્મનાર ) + આસન ( બેઠક ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. લક્ષ્મી; કમળા. તેનું આસન કમળ હોઈને તે અંબુજાસના કહેવાય છે.

**અંબુજેક્ષણ** [ સં. અંબુજ ( કમળ ) + ઈક્ષણ ( નેત્ર ) ] વિ. કમળના જેવાં નેત્રવાળું; સુંદર આંખવાળું.

**અંબુતત્ત્વ** [ સં. અંબુ ( પાણી ) + તત્ત્વ ( સત્ત્વ ) ] ન. ઉદકજનકવાયુ; આર્દ્રવાયુ; 'હાઈડ્રોજન'.

આ પાંચ ધાતુ વપરાતા. હવે તેને બદલે અસ્તાઈ, અંતરા, સંચારી અને આભોગ એ ચાર ધાતુ વપરાય છે. અસ્તાઈ રાગના અતિ કીમતી ભાગવાળા પ્રથમ સ્વરસ્થાનના સ્વરોમાં રચાય, અંતરો બીજા સ્વરસ્થાનમાં રચાય, સંચારી ત્રીજા તથા ચોથા સ્વરસ્થાનમાં રચાય, અને આભોગ બધાં સ્થાનોમાં ફરી પૂર્ણાહુતિ રૂપે પ્રથમ સ્વરસ્થાનમાં આવી મળે તેવા ઢંગથી રચાય.

૪. પું. પેટાકાવ્ય; આંતરો.

૫. [ સં. ] પું. પ્રાતઃકાળ અને સંધ્યા વચ્ચેનો વખત; દિવસ.

૬. વિ. નજીકનું; પાસેનું.

૭. વિ. મધ્ય; વચ્ચેનું.

૮. અ. અલગ; જુદું; છેટું.

૯. અ. નજીક; પાસે; ઓરે.

૧૦. અ. વચમાં; મધ્યે.

૧૧. અ. વિના; વગર; સિવાય.

**અંતરાઈ** ૧. [ સં. અંતર્ (વચ્ચે) + ઇ (જવું) ] સ્ત્રી. અડચણ; વિઘ્ન.

અંતરાઈ જવું = નાસી કે છટકી જવાનો માર્ગ ન હોય તેવી સ્થિતિ થવી; ઘેરાઈ જવું.

૨. સ્ત્રી. અવિશ્વાસ.

૩. સ્ત્રી. છેટું; અંતર.

૪. સ્ત્રી. જુદાઈ; ભેદ; ભિન્નતા.

**અંતરાઉ** ન. (જૂ. ગુ.) (જૈન) કર્મના આઠ પ્રકારમાંનો એક. જુઓ અંતરાય ૪.

**અંતરાકાશ** ૧. [ સં. અંતર્ (અંદર) + આકાશ (જગ્યા) ] ન. એક જાતનો સૂક્ષ્મ વાયુ; આકાશ; 'ઈથર'. આ સ્થિતિસ્થાપક અને ઘણું પાતળું તત્ત્વ આકાશમાં બધે વ્યાપી રહેલું છે, અને તે પ્રકાશને તથા ગરમીને લઈ જવાનું કામ કરે છે.

૨. ન. માણસના હૃદયમાં રહેતું બ્રહ્મ; અંતરાત્મારૂપ પરમ તત્ત્વ.

૩. [ સં. અંતર (હૃદય) + આકાશ (જગ્યા) ] ન. હૃદયરૂપી આકાશ.

**અંતરાકાશી** [ સં. અંતરાકાશ (સૂક્ષ્મ વાયુ) + ઈય (લગતું) ] વિ. ઘણું પાતળું; તદ્દન બારીક; અતિ સૂક્ષ્મ; 'ઈથીરિયલ'.

**અંતરાકૂત** [ સં. અંતર (અંદરનું) + આકૂત (હેતુ) ] ન. છૂપો આશય; છાનો ઇરાદો.

**અંતરાગમ** ૧. [ સં. અંતર્ (વચ્ચે) + આગમ (આવવું) ] પું. બે અક્ષર વચ્ચેનો વધારાનો પ્રત્યય. જેમકે, સમ્ + કાર મળીને સંસ્કાર શબ્દ બન્યો. તેમાં વચ્ચે સ અંતરાગમ આવ્યો છે.

૨. પું. વચ્ચે આવવાપણું; દરમિયાનગીરી.

**અંતરાગાર** [ સં. અંતર (અંદરનું) + આગાર (ઘર) ] ન. ઘરનો અંદરનો ભાગ.

**અંતરાગ્નિ** [ સં. અંતર (મન) + અગ્નિ (આગ) ] પું. સંતાપ; બળતરા; વ્યાધિ.

**અંતરાચ્છાદન** [ સં. અંતર્ (અંદર) + આચ્છાદન (ઢાંકણ) ] ન. અંદરનું ઢાંકણ.

**અંતરાતપ** [ સં. અંતરા (વચ્ચે) + તાપ (તાવ) ] પું. અમુક અમુક અંતરે આવતો તાવ.

**અંતરાત્મા** ૧. [ સં. અંતર (અંદરનું) + આત્મન્ (જીવ) ] પું. અંતઃકરણ; હૃદય; મન.

૨. પું. જીવ; પ્રાણ; જીવાત્મા.

૩. પું. પરમેશ્વર; અંતર્યામી.

૪. પું. પુરુષોત્તમનાં હજાર નામ માંહેનું એક.

૫. પું. શિવનાં હજાર નામ માંહેનું એક.

**અંતરાનંદ** [ સં. અંતર (અંતઃકરણ) + આનંદ (હરખ) ] પું. મનનો આનંદ; હૃદયની ખુશાલી; આંતરિક હર્ષ.

**અંતરાપણ** ૧. [ સં. અંતર (અંદરનું) + આપણ (દુકાન) ] ન. અંદરનું હાટ.

૨. ન. શહેરની અંદર આવેલી બજાર; પીઠ.

**અંતરાપત્યા** [ સં. અંતર (અંદરનું) + અપત્ય (બાળક) + આ (નારીજાતિનો પ્રત્યય) ] સ્ત્રી. ગર્ભિણી; ભારેવાઈ; સગર્ભા બાઈ.

**અંતરાભિસરણ** [ સં. અંતર (અંદરનું) + અભિ (તરફ) + સરણ (જવું તે) ] ન. વિદ્યુતથી પદાર્થનું પૃથક્કરણ કરતી વેળાએ વિદ્યુત દાખલ થાય છે તે જગ્યાએથી વિદ્યુત બહાર નીકળે છે તે જગ્યા તરફ પ્રવાહી પદાર્થનું વહન.

**અંતરાયણ** ૧. [ સં. અંતર્ (વચ્ચે) + ઇ (જવું) ] સ્ત્રી. અડચણ; દખલ; વિઘ્ન; પ્રતિબંધ; હરકત; બાધ.

૨. સ્ત્રી. ઘેરાયેલ હોવાપણું.

૩. સ્ત્રી. મુશ્કેલી; સંકડામણ.

૪. સ્ત્રી. રોકાણ; અટકાયત.

**અંતરામોદ** [ સં. અંતર (મન) + આમોદ (આનંદ) ] પું. મનનો આનંદ; અંતરાનંદ; આંતરિક હર્ષ.

**અંતરાય** ૧. [ સં. અંતર્ (વચ્ચે) + ઇ (જવું) ] પું. અડચણ; આડખીલી; નડતર; હરકત; વિઘ્ન.

અંતરાય વિણુ કરઉ તુમ્હિ ભાવ ઘણેરઉ આણી.
વિદ્યાવિલાસ સં. ૧૪૮૬

અંતરાય કરવો = હરકત કરવી.

૨. પું. અવિશ્વાસ.

૩. પું. આંતરો; અંતર; છેટું; અવકાશ.

૪. પું. (જૈન) કર્મના આઠ ભેદમાંનો એ નામનો એક; દાન, લાભ, ભોગ, ઉપભોગ અને વીર્ય એટલે સામર્થ્ય એ પાંચમાં વિઘ્ન નાખનાર કર્મ.

૫. પું. જુદાઈ; ભિન્નતા; અંતરાઈ.

૧. અંતરાય પાડવો = જુદું પાડવું.

૨. અંતરાય રાખવો = (૧) અંતર રાખવું; જુદાઈ ગણવી. (૨) છેટું રાખવું.

૬. પું. જ્ઞાનનો બાધ કરનાર.

૭. પું. ભેદ; તફાવત; ફેર.

૮. પું. રજોદર્શન; અટકાવ; છેટે બેસવું તે.

અંતરાય આવવો = છેટે થવું; દૂર બેસવું.

૯. પું. (યોગ) સિદ્ધિમાં વિઘ્ન. તેના નવ પ્રકાર કહેવાય છેઃ (૧) વ્યાધિ, (૨) સ્ત્યાન એટલે સંકોચ, (૩) સંશય, (૪) પ્રમાદ, (૫) આળસ, (૬) અવિરતિ એટલે વિષયમાં પ્રવૃત્તિ, (૭) ભ્રાંતિદર્શન એટલે ભૂલ ભરેલ જ્ઞાન, (૮) અલબ્ધ ભૂમિકત્વ એટલે સમાધિની અપ્રાપ્તિ, અને (૯) અનવસ્થિતત્વ એટલે ચિત્ત સ્થિર ન હોવાપણું.

**અંતરાયકર્મ** [ સં. અંતરાય (અડચણ) + કર્મન્ (ક્રિયા) ] ન. (જૈન) એ નામનું એક કર્મ. જુઓ અંતરાય ૪.

**અંતરાયભૂત** [ સં. અંતરાય (અડચણ) + ભૂત (થયેલ) ] વિ. અડચણરૂપ; હરકતકર્તા.

**અંતરાયામ** પું. (વૈદક) એક જાતનો રોગ. તેમાં વાયુને લીધે માણસની આંખ, દાઢી, પાંસળી સ્તબ્ધ એટલે જડ થઈ જાય, મોંમાંથી તેની મેળે કફ પડે અને દૃષ્ટિભ્રમથી એટલે નજરમાં ફેર પડવાથી તરેહતરેહના આકાર દેખાય.

**અંતરાયી** [ સં. અંતરાય (હરકત) + ઇન્ (વાળું) ] વિ. આડે આવતું; અડચણ કરનાર; બાધકારક; નડતર કરનારું; વિઘ્નકર્તા.

**અંતરારામ** [ સં. અંતર્ (અંદર) + આ (બધે) + રામ (આનંદદાયક) ] વિ. પોતાની અંદર જ ખુશી થનાર; આત્મામાં રમણ કરનાર; આત્મામાં આનંદ લેનાર.

**અંતરાલ** ૧. [ સં. અંતર (વચ્ચેનો ભાગ) + લા (લેવું) ] ન. અવકાશ; જગ્યા.

૨. ન. અંતર; છેટું.

૩. ન. આકાશ; અંતરિક્ષ.

૪. ન. આગળનો ઓરડો; જેમાં થઈ બીજા ઓરડામાં જવાય તે ઓરડો; 'ઍન્ટિરૂમ'.

૫. [ સં. અંતર્ (વચ્ચે) + ઋ (જવું) ] ન. ગાળો; વચગાળો; વચમાંની જગ્યા.

૬. ન. ઘેરેલું સ્થાન.
૭. ન. જુદાઈ; ભેદ; ભિન્નતા.
૮. ન. ( ગણિત ) બે લીટીને છેદનારી ત્રીજી લીટીનો તે બે લીટી વચ્ચે આવેલો ભાગ; 'ઇન્ટરસેપ્ટ'.
૯. ન. વચલો ભાગ; મધ્ય.
૧૦. વિ. અંદરનું; વચ્ચેનું.
૧૧. વિ. વર્ણસંકર.
૧૨. અ. મધ્યે; વચ્ચે.
૧૩. અ. માંહે; અંદર.

**અંતરાલગતિ** [ સં. અંતરાલ ( વચગાળો ) + ગતિ ( સ્થિતિ ) ] સ્ત્રી. એક જન્મ પૂરો થઈ બીજો જન્મ શરૂ થાય એ વચ્ચેની સ્થિતિ.

**અંતરાલદિશ** [ સં. અંતર ( વચ્ચેનો ભાગ ) + લા ( લેવું ) + દિશ્ ( દિશા ) ] સ્ત્રી. ખૂણો; બે દિશા વચ્ચેની દિશા; વિદિશા.

**અંતરાલદિશા** [સં. અંતર ( વચ્ચેનો ભાગ ) + લા ( લેવું ) + દિશ્ ( દિશા ) ] સ્ત્રી. વિદિશા. જુઓ અંતરાલદિશ.

**અંતરાલપથ** [સં. અંતરાલ ( આકાશ ) + પથ ( રસ્તો )] પું. આકાશપથ. જુઓ અંતરાલરેખા.

**અંતરાલરેખા** [ સં. અંતરાલ ( આકાશ ) + રેખા ( લીટી )] સ્ત્રી. આકાશમાર્ગ. જુઓ અંતરાલરેષા.

**અંતરાલરેષા** [ સં. અંતરાલ ( આકાશ ) + રેષા ( લીટી )] સ્ત્રી. આકાશમાર્ગ; આકાશપથ; અંતરિક્ષપથ.

**અંતરાલવર્તિ** [સં. અંતરાલ ( મધ્ય ) + વર્તિન્ ( આવેલું ) ] વિ. વચ્ચેનું; અંતરાલસ્થિત.

**અંતરાલસ્થિત** [ સં. અંતરાલ ( મધ્ય ) + સ્થિત ( રહેલું ) ] વિ. વચ્ચેનું; મધ્યવર્તી.

**અંતરાલિક** સ્ત્રી. એ નામની એક મિશ્ર જાતિ.
માતા શુદ્ધ વર્ણની હોય, પિતા અનુલોમ હોય તો અંતરાલિક નામવાળી પ્રજા થાય છે.
સૂતસંહિતા

**અંતરાવરણ** ૧. [ સં. અંતર ( અંદરનું ) + આવરણ ( પડદો )] ન. અંદરનું ઢાંકણ.
૨. ન. ચામડી નીચેનું બારીક સૂક્ષ્મ પડ.

**અંતરાવર્તી** [સં. અંતર્ ( અંદર ) + આવર્તિન્ ( ફરતું )] વિ. અંદર વળેલું; અંતરાવૃત્ત.

**અંતરાવલોકન** [સં. અંતર ( અંદરનું ) + અવલોકન ( પરીક્ષા )] ન. અંદરની તપાસ; નિરીક્ષણ.

**અંતરાવવું** ૧. [સં. અંતરાય ( અડચણ )] સ. ક્રિ. અટકાવવું; રોકાવવું; ખાળાવવું.
૨. સ. ક્રિ. ઘેરાઈ જાય એમ કરવું.
૩. સ. ક્રિ. જુદું પડાવવું.

**અંતરાવું** ૧. અ. ક્રિ. દેખાતું બંધ થવું.
૨. અ. ક્રિ. નાસી કે છટકી જવાય નહિ તેમ બંધાવું; ઘેરાવું; સપડાઈ જવું.
૩. અ. ક્રિ. રોકાવું; હરકત થવી; અડચણ નડવી; અટકાવ થવો.
૪. [ સં. અંતર ( વચ્ચે ) + ઇ ( જવું ) ] અ. ક્રિ. વચમાં પડદો પડવો; જુદું પડવું.

**અંતરાવૃત્ત** [ સં. અંતરા ( વચ્ચે ) + વૃત્ત ( થયેલું )] વિ. અંદર વળેલું. જુઓ અંતરાવર્તી.

**અંતરાવેદિ** ૧. સ્ત્રી. બે લડતા હાથી વચ્ચેની માટીની વેદી એટલે ઓટલો.
૨. [સં. અંતરા ( વચ્ચેની ) + વેદિ ( ઓટો )] સ્ત્રી. મધ્યની વેદિકા; વચ્ચેની વેદી.

**અંતરાવેદી** [ સં. અંતરા ( વચ્ચેની ) + વેદી ( ઓટલો )] સ્ત્રી. વચ્ચેની વેદી. જુઓ અંતરાવેદિ.

**અંતરાશ** [સં. અંતર્ ( વચ્ચે ) + અશ્ ( ખાવું )] સ્ત્રી.; ન. ખાવાપીવાના પદાર્થનું શ્વાસનળીમાં ગૂંચવાઈ જવાપણું.

**અંતરાસ** [સં. અંતર્ ( વચ્ચે ) + અશ્ ( ખાવું )] સ્ત્રી.; ન. ખાવાપીવાના પદાર્થનું શ્વાસનળીમાં ગૂંચવાઈ જવાપણું; અંતરાશ.

**અંતરાસર્ગ** [ સં. અંતરા ( વચ્ચે ) + સર્ગ ( કલ્પના )] પું. ભ્રમ.

**અંતરાસૃષ્ટિ** [ સં. અંતરા ( વચ્ચે ) + સૃષ્ટિ ( નિર્માણ )] સ્ત્રી. ભ્રમ. ઇન્દ્રિય અને વિષયના સંનિકર્ષથી વિષયનું સામાન્ય જ્ઞાન થયા પછી બુદ્ધિને વિષે માયાના મોહથી જે માયિક પદાર્થનું ભાન થાય છે તેને અંતરાસૃષ્ટિ કહે છે.

**અંતરાળ** [સં અંતર ( જગ્યા ) + લા ( લેવું )] સ્ત્રી.; ન. વચલો ભાગ; મધ્ય. જુઓ અંતરાલ.

**અંતરાંસ** [સં. અંતરા ( વચ્ચે ) + અંસ ( ખભો )] પું. બે ખભા વચ્ચેનો ભાગ; છાતી.

**અંતરિકા** [સં. અંતરા ( વચ્ચે ) + ઇક ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય )] સ્ત્રી. બે મકાન વચ્ચેની ગલી.

**અંતરિક્ષ** ૧. પું. અભરખ.
૨. પું. એક જાતનો સૂક્ષ્મ વાયુ; 'ઈથર'.
૩. પું. પ્રાચીન સિદ્ધાંત પ્રમાણે ત્રણ જાતના કેતુમાંનો એક, જેનાં ઘોડા, હાથી, ધ્વજ, વૃક્ષ વગેરે જેવાં રૂપ હોય છે.
૪. પું. (પુરાણ) મુર નામના રાક્ષસના સાત દીકરામાંનો કૃષ્ણને હાથે મરાયેલો બીજો દીકરો.
૫. પું. ( પુરાણ ) સૂર્યવંશી ઇક્ષ્વાકુ કુળમાં જન્મેલ પુષ્કર કે કિન્નરાશ્વ રાજાનો એ નામનો દીકરો.
૬. પું. સ્વર્ગલોક.
૭. પું. ( પુરાણ ) સ્વાયંભુવ મનુના વંશમાં જન્મેલ ઋષભદેવના સો દીકરામાંના બ્રહ્મને જાણનાર નવ દીકરામાંનો એક.
૮. [ સં. અંતર્ ( વચ્ચે ) + ઈક્ષ્ ( જોવું ) ] ન. આકાશ; ગગન; વ્યોમ.
૯. ન. ( જૈન ) ગ્રહવેધ એટલે સૂર્ય ચંદ્રના સંબંધમાં ગ્રહોની સ્થિતિ જાણી તેનું સારું નરસું ફળ જણાવનાર નિમિત્તશાસ્ત્ર.
૧૦. ન. નભોમંડળ; ખગોળ.
૧૧. ન. સ્વર્ગ અને પૃથ્વી વચ્ચેનો પ્રદેશ. તેમાં ગંધર્વો, યક્ષ અને અપ્સરા રહે છે.
૧૨. ન. હૃદય; મન.
૧૩. વિ. અદ્ધર; ઊંચે.
૧૪. વિ. ગુપ્ત; અપ્રગટ; અંતર્ધાન; છાનું; છૂપું.
૧૫. અ. આકાશમાં; અદ્ધર રહેલું હોય તેવું; ઊંચે.

**અંતરિક્ષઉદક** [સં. અંતરિક્ષ ( આકાશ ) + ઉદક ( પાણી )] ન. વરસાદનું પાણી. જુઓ અંતરિક્ષજલ.

**અંતરિક્ષકાંત** ન. દશ માળના મકાનની ૭ જાતમાંની એ નામની એક. ૭ જાત: ભૂકાંત, ચંદ્રકાંત, ભવનકાંત, અંતરિક્ષકાંત, મેઘકાંત અને અબ્જકાંત.

**અંતરિક્ષગ** [સં. અંતરિક્ષ ( આકાશ ) + ગમ્ ( જવું )] ન. પક્ષી; પંખી. તે આકાશમાં ઊડે છે, તેથી અંતરિક્ષગ કહેવાય છે.

**અંતરિક્ષગમન** ૧. પું. પુરુષોત્તમનાં હજાર નામ માંહેનું એક.
૨. [સં. અંતરિક્ષ ( આકાશ ) + ગમ્ ( જવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય )] ન. ઊડવાની ક્રિયા.

**અંતરિક્ષચર** [સં. અંતરિક્ષ ( આકાશ ) + ચર્ ( જવું )] ન. પક્ષી; પંખી; અંતરિક્ષગ.

**અંતરિક્ષજ** ૧. પું. બીજા છોડવા ઉપર ઊગતો પણ તેની ઉપર નહિ જીવનારો છોડ. તે પોતાના વિકાસને માટે જરૂરની ખોરાક હવામાંથી મેળવી લે છે. જેમકે, રૂસ્નાંસ.
૨. [સં. અંતરિક્ષ ( આકાશ ) + જ ( જન્મેલું )] વિ. આકાશમાં ઉત્પન્ન થતું.

**અંતરિક્ષજલ** ૧. [સં. અંતરિક્ષ ( આકાશ ) + જલ ( પાણી )] ન. આકાશમાંથી પડતું પાણી; વરસાદનું પાણી.

૨. ન. ઝાકળ.

**અંતરિક્ષદેવલિપિ** સ્ત્રી. ચોસઠ જાતની લિપિ માંહેની એક. જુઓ લિપિ.

**અંતરિક્ષપથ** [સં. અંતરિક્ષ (આકાશ) + પથ (રસ્તો)] પું. આકાશમાર્ગ; વ્યોમરેખા; અંતરાલરેખા.

**અંતરિક્ષલોક** [સં. અંતરિક્ષ (ઊંચેનું) + લોક (જગત)] પું. અંતરિક્ષમાં એટલે ઊંચે આવેલી દુનિયા.

**અંતરિક્ષવિજ્ઞાન** [સં. અંતરિક્ષ (આકાશ) + વિજ્ઞાન (શાસ્ત્રીય જ્ઞાન)] ન. અષ્ટાંગનિમિત્તનું એક અંગ. જુઓ અંતરિક્ષવિદ્યા.

**અંતરિક્ષવિદ્યા** ૧. [સં. અંતરિક્ષ (આકાશ) + વિદ્યા (જ્ઞાન)] સ્ત્રી. ગ્રહના અસ્ત, ઉદય, અને તેનાં જુદાં જુદાં સ્થાન ઉપરથી લોકસ્થિતિ વિષે ભવિષ્ય ભાખવાની વિદ્યા; અષ્ટાંગનિમિત્તનું એક અંગ.
૨. સ્ત્રી. પવનવિદ્યા; વાયુચક્રશાસ્ત્ર.

**અંતરિક્ષસદ્મ** ૧. [સં. અંતરિક્ષ (આકાશ) + સદ્મન્ (ઘર)] ન. આકાશમાં આવેલું રહેઠાણ.
૨. વિ. આકાશમાં ઘરવાળું.

**અંતરિક્ષોદર** ૧. [સં. અંતરિક્ષ (આકાશ) + ઉદર (પેટ)] ન. વાતાવરણનો અંદરનો ભાગ.
૨. વિ. જેનો અંદરનો ભાગ આકાશ જેવો ઘણો પહોળો હોય એવું.

**અંતરિક્ષ્ય** [સં. અંતરિક્ષ (આકાશ) + ય (લગતું)] વિ. આકાશમાં થતું; વ્યોમમાં હોનારું.

**અંતરિખ** [સં. અંતરિક્ષ] ન. (જૂ. ગુ.) આકાશ; અંતરિક્ષ.
હસ્તિ ચઢિઉ એરાવત ઈન્દ્ર,
અંતરિખ ઈ સૂરજ નઈ ચન્દ્ર.
કાન્હડદેપ્રબંધ

**અંતરિક્ષ** પું. (પુરાણ) ચાલુ વૈવસ્વત મન્વંતરની તેરમી ચોકડીમાં થઈ ગયેલા વ્યાસ.

**અંતરિત** ૧. પું. (ગણિત) શેષ; બાકી વધેલો ભાગ.
૨. વિ. અટકાવાયેલું.
૩. વિ. અદૃશ્ય થયેલું; દેખાતું બંધ પડેલું.
૪. [સં. અંતર (અંદર) + ઇત (ગયેલું)] વિ. અંદર ગયેલું.
૫. વિ. અંદર રહેલું; છૂપું; ઢંકાયેલું; પડદા પાછળનું.
અંત તિરોહિત અંતરિત, ગૂઢ ઢુરુદ્ધ નિલીન,
લુકાંજન છુપી સખી, લોઈ એ વિધિ તીન.
પિંગળલઘુકોષ
૬. વિ. આંતરી લીધેલું; અંતરાય નંખાયેલું; આડશ કરેલ; જુદું પાડેલ.
૭. વિ. તિરસ્કારેલ.
૮. વિ. દૂર કરેલું; કાઢી મૂકેલ.
૯. વિ. પેટાનું.
૧૦. વિ. (ગણિત) બે બિંદુને જોડનારી સીધી કે વાંકી લીટીના દરેક છેડાને કોઈ એક ત્રીજા બિંદુ સાથે જોડવાથી બનેલું; 'સબ્ટેન્ડેડ'.
૧૧. વિ. (ગણિત) બે લીટી વચ્ચે છેદાયેલું કે આવેલું; 'ઇન્ટરસેપ્ટેડ'.
૧૨. વિ. માંહેનું.
૧૩. વિ. વચ્ચે આવેલું; આંતરાની જેમ આવેલું.
૧૪. વિ. વિયોજિત; જુદું પાડેલું.

**અંતરિતભાગ** [સં. અંતરિત (બે લીટી વચ્ચે છેદાયેલું) + ભાગ] પું. (ગણિત) કોઈ બે લીટીને છેદનારી ત્રીજી લીટીનો બે છેદક બિંદુઓની વચ્ચે આવેલો ભાગ.

**અંતરિતાંગ** [સં. અંતરિત (વચ્ચે આવેલું) + અંગ (ભાગ)] પું. (ગણિત) બે લીટીને છેદનારી ત્રીજી લીટીનો તે બે લીટી વચ્ચેનો છેદાયેલો ભાગ; 'ઇન્ટરસેપ્ટ'.

**અંતરિયાનાડી** (અંતરિયાનાડી) [સં. અંતર્ (વચ્ચે) + ઇય (વાળું) + નાડી (નસ)] સ્ત્રી. ખાંચો પડી જતો હોય એવી નાડી; 'ઇન્ટરમિટન્ટ વેઇન'.

**અંતરિયાળ** ૧. [સં. અંતર્ (વચ્ચે) + આલ (જતું)] વિ. આશરા વગરનું; એકલું; નોધારું.
૨. અ. અધવચ; વચમાં; અરધે રસ્તે; વચગાળે; અદ્ધર; નિરાધાર સ્થળે.

**અંતરિંદ્રિય** ૧. [સં. અંતર્ (અંદર) + ઇંદ્રિય] સ્ત્રી. અંતઃકરણ; મન; ચિત્ત.
૨. સ્ત્રી. શરીરની અંદર આવેલી ઇંદ્રિય.

**અંતરી** ૧. સ્ત્રી. વાર; વિલંબ.
જે હરિને મળતાં હો થાય છે અંતરી.
પ્રેમાનંદ
૨. વિ. અંદરનું.

**અંતરીક્ષ** ૧. પું. ઋષભદેવના સોમાંનો એ નામનો દીકરો.
૨. પું. નવ યોગેશ્વરમાંનો એ નામનો એક. જુઓ યોગેશ્વર.
૩. [સં. અંતર્ (વચ્ચે) + ઈક્ષ્ (જોવું)] ન. આકાશ; ગગન. જુઓ અંતરિક્ષ.
અંબર પુષ્કર નભ વિયત અંતરીક્ષ ઘનવાસ,
વ્યોમ અનંત વિહાયસ અભ્ર સુરમગ ખં ખગવાસ;
ગગને ઉડુગન છાઈ રહ્યા જશ જુઓ તજી શેષ,
જાણે તવ રૂપ નિરખવા સુરતિય બેઠી લેખ.
પિંગળલઘુકોષ
૪. વિ. અદ્ધર; ઊંચે.
૫. અ. નજરની બહાર.

**અંતરીક્ષચર** ૧. [સં. અંતરીક્ષ (આકાશ) + ચર (ફરનાર)] ન. પક્ષી.
૨. વિ. આકાશમાં વિહાર કરનાર.

**અંતરીક્ષજલ** ૧. [સં. અંતરીક્ષ (આકાશ) + જલ (પાણી)] ન. આકાશમાંથી પડતું પાણી; વરસાદનું પાણી; મેઘજળ.
૨. ન. ઝાકળ.

**અંતરીક્ષવાસી** [સં. અંતરીક્ષ (આકાશ) + વાસિન્ (વસનાર)] વિ. આકાશમાં વસનાર.

**અંતરીપ** ૧. [સં. અંતર્ (વચ્ચે) + અપ્ (પાણી)] પું. દ્વીપ; બેટ; ટાપુ.
૨. પું. દ્વીપકલ્પ.
૩. સ્ત્રી. ભૂશિર; દરિયામાં ગયેલી જમીનની પટી.

**અંતરીય** ૧. [સં. અંતર્ (વચ્ચે) + ઈય (લગતું)] ન. દૂંટીથી નીચેના ભાગમાં પહેરવાનું કપડું; ધોતિયું.
૨. વિ. ભીતરનું; અંદરનું.

**અંતરુત્પન્ન** [સં. અંતર્ (અંદર) + ઉત્પન્ન (પેદા થયેલું)] વિ. કુદરતી; સ્વાભાવિક; સહજ.

**અંતરુષ્મા** [સં. અંતર્ (અંદર) + ઉષ્મન્ (ગરમી)] સ્ત્રી. અંદરની ગરમી. જુઓ અંતરોષ્મા.

**અંતરૂર્મિ** [સં. અંતર્ (મન) + ઊર્મિ (તરંગ)] સ્ત્રી. મનની ભારે લાગણી.

**અંતરૂ** [સં. અંતર્ (અંદર)] વિ. દેખાતું બંધ થયેલું; અલોપ.
ધ્રુવને પદ આપી શ્રીહરિ અંતરૂ થયા.
હરિદાસ

**અંતરે** ૧. [સં. અંતર (અંદરનો ભાગ)] અ. માંહે; અંદર.
૨. અ. વચ્ચે; મધ્યે.

**અંતરેણ** ૧. [સં. અંતર (વચ્ચેનો વખત)] અ. દરમિયાન.
૨. અ. ને લીધે.
૩. અ. મધ્યે; વચ્ચે.
૪. અ. વિના; સિવાય.

**અંતરો** ૧. [સં. અંતર્ (વચ્ચે)] પું. અંતર; છેટું; ગાળો.
૨. પું. અંતરપટ; પડદો; આડ.
૩. પું. (સંગીત) આંતરો; ધ્રુપદના ત્રણ ભાગમાંનો બીજો.
૪. પું. ભેદ; જુદાઈ; ભિન્નભાવ.

**અંતરોત્તરપ્રશ્નકવિતા** [સં. અંતર (અંદરનું) + ઉત્તર (જવાબ) + પ્રશ્ન (સવાલ) +

કવિતા ( કાવ્ય )] સ્ત્રી. પદ્યનો એક ભેદ; સવાલ પૂછતાં જ શરૂઆતના થોડા અક્ષરમાં તેનો જવાબ મળી આવે એવું કાવ્ય.

**અંતરોદ્ગાર** [ સં. અંતર ( હૃદય ) + ઉદ્ગાર ( શબ્દ )] પું. મનના બોલ.

**અંતરોષ્મા** ૧. [ સં. અંતર ( અંદરનું ) + ઉષ્મન્ ( ગરમી )] સ્ત્રી. અંદરની ગરમી.

૨. સ્ત્રી. યંત્રની શક્તિનો એક અંશ, જેનું બીજા કોઈ પદાર્થને ગરમી આપ્યા વગર અથવા તો પોતાના કદમાં ફેરફાર થયા વિના યાંત્રિક કામમાં રૂપાંતર થતું નથી; 'એન્ટ્રોપી'.

**અંતર્કલા** [ સં. અંતર્ ( હૃદય ) + કલા ( હિકમત )] સ્ત્રી. ચતુરાઈ; કરામત; હિકમત; કસબ.

**અંતર્કંઠીશિરા** [ સં. અંતર્ ( અંદર ) + કંઠી ( ગળું ) + શિરા ( નસ )] સ્ત્રી. કંઠની એક મોટી શિરા; 'ઇન્ટર્નલ જ્યુગ્યુલર વેઇન'. તે મગજ અને ખોપરીના અંદરના ભાગમાંથી લોહી પાછું લાવે છે.

**અંતર્ક્ષેપ** [ સં. અંતર્ ( અંદર ) + ક્ષિપ્ ( ફેંકવું )] પું. અંદર દાખલ કરવાની ક્રિયા; પીચકારી; 'ઇન્જેક્શન'.

**અંતર્ક્ષેપણ** [ સં. અંતર્ ( અંદર ) + ક્ષિપ્ ( ફેંકવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય )] ન. અંદર દાખલ કરવાની ક્રિયા. જુઓ અંતર્ક્ષેપ.

**અંતર્ખંડ** [ સં. અંતર્ ( અંદર ) + ખંડ ( ભાગ )] પું. અંદરનો ઓરડો.

**અંતર્ખૂણો** [ સં. અંતર્ ( અંદર ) + કોણ ( ખૂણો )] પું. ( ગણિત ) આકૃતિની અંદરનો બે બાજુ વચ્ચેનો ખૂણો.

**અંતર્ગણના** [ સં. અંતર્ ( અંદર ) + ગણના ( ગણતરી )] સ્ત્રી. સમાવેશ; સમાસ.

**અંતર્ગત** ૧. ન. હૃદય; મન; ચિત્ત.

અંતર્ગતમાં ઇચ્છા છે ઘણીજ. પ્રેમાનંદ

૨. [ સં. અંતર્ ( અંદર ) + ગત ( ગયેલું )] વિ. અંદર સમાયેલું; માંહેનું; અંદરનું.

૩. વિ. ( ગણિત ) આકૃતિની અંદર આવેલું; 'ઇન્ટીરિયર'.

૪. વિ. ( ગણિત ) આકૃતિની બધી બાજુને સ્પર્શ કરે એટલે અડે એવી રીતે તે આકૃતિની અંદર દોરેલું.

૫. વિ. છુપાયેલું; ગુપ્ત.

૬. વિ. દેખાતું બંધ થયેલું; અલોપ.

૭. વિ. નાશ પામેલ.

૮. વિ. પોતાનું; પ્રિય; મનનું.

૯. વિ. ( ગણિત ) બે લીટીની વચ્ચે આવેલું; 'ઇન્ક્લુડેડ'.

૧૦. વિ. ભુલાઈ ગયેલું.

૧૧. વિ. મનમાં રહેલું; હૃદયમાંનું.

૧૨. વિ. વચમાં આવતું; અંતરસ્થ.

**અંતર્ગતઆકૃતિ** [ સં. અંતર્ ( અંદર ) + ગત ( ગયેલું ) + આકૃતિ ( આકાર )] સ્ત્રી. ( ગણિત ) બહારના આકારની બાજુ ઉપર અંદર દોરેલા આકારનાં ખૂણાનાં બિંદુ પડે એવી આકૃતિ.

**અંતર્ગતકરણ** [ સં. અંતર્ ( અંદર ) + ગત ( ગયેલું ) + કૃ ( કરવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય )] ન. દાખલ કરવાપણું; સમાવેશ.

**અંતર્ગતકોણ** ૧. [ સં. અંતર્ ( અંદર ) + ગત ( ગયેલ ) + કોણ ( ખૂણો )] પું. ( ગણિત ) બે બાજુની વચ્ચેનો ખૂણો; 'ઇન્ક્લુડેડ ઍંગલ'.

૨. પું. ( ગણિત ) બે સમાંતર લીટીને ત્રીજી લીટી કાપે તો સમાંતર એટલે સરખે અંતરે દોરેલી લીટીઓની વચ્ચે આવેલા ચાર ખૂણામાંનો દરેક; 'ઇન્ટીરિયર ઍંગલ'.




આ આકૃતિમાં કપન, ચપન, પનટ અને બનપ એ અંતર્ગતકોણ છે.

**અંતર્ગતપ્રેમ** [ સં. અંતર્ ( અંદર ) + ગત ( ગયેલ ) + પ્રેમન્ ( હેત )] પું. સાચી પ્રીતિ; ખરું વહાલ.

**અંતર્ગતભાવ** [ સં. અંતર્ ( અંદર ) + ગત ( ગયેલ ) + ભાવ ( લાગણી )] પું. મનની લાગણી; મનોભાવ.

**અંતર્ગતભુજ** [ સં. અંતર્ ( અંદર ) + ગત ( ગયેલું ) + ભુજા ( બાજુ )] પું. ( ગણિત ) બે ખૂણા એક જ બાજુને બે છેડે આવેલા હોય તેવી બાજુ.

**અંતર્ગતભેદ** [ સં. અંતર્ ( અંદર ) + ગત ( ગયેલું ) + ભેદ ( વિભાગ )] પું. અવાંતર ભેદ; ભાગનો ભાગ.

**અંતર્ગતલાભ** [ સં. અંતર્ ( વચ્ચે ) + ગત ( ગયેલ ) + લાભ ( ફાયદો )] પું. દરમિયાન ઉત્પન્ન; મિલ્કત જેની તેને મળે ત્યાં સુધીમાં થયેલો નફો.

**અંતર્ગતવસ્તુ** ૧. [ સં. અંતર્ ( અંદર ) + ગત ( ગયેલું ) + વસ્તુ ( ચીજ )] સ્ત્રી. અનુક્રમણિકા; ફેરિસ્ત.

૨. સ્ત્રી. વિષય.

**અંતર્ગતવ્યાધિ** [ સં. અંતર્ ( અંદર ) + ગત ( ગયેલું ) + વ્યાધિ ( રોગ )] પું. રોગ કોઠામાં ઊતરવાથી થતી વેદના.

**અંતર્ગતિ** [ સં. અંતર્ ( અંદર ) + ગતિ ( મતિ )] સ્ત્રી. મનકામના; ભાવના; ચિત્તવૃત્તિ; હૃદયની ઇચ્છા; મનોરથ; મનની ધારણા; મુરાદ.

**અંતર્ગતોપમા** [ સં. અંતર્ ( અંદર ) + ગત ( ગયેલ ) + ઉપમા ( એક અલંકાર )] સ્ત્રી. ( કાવ્ય ) સામાન્ય ધર્મનો લોપ થયેલો હોય એવો ઉપમા અલંકાર. જેમકે, આ રાજા સૂર્ય જેવો છે. આમાં સામાન્ય ધર્મ તેજસ્વીપણું છે, પણ તેનો લોપ થયેલ છે.

**અંતર્ગર્ભ** ૧. [ સં. અંતર્ ( અંદર ) + ગર્ભ ( ઘર )] પું. અંદરનો ગર.

૨. વિ. અંદર ગર્ભ એટલે સત્ત્વવાળો પદાર્થ હોય એવું; ગર્ભયુક્ત.

૩. [ સં. અંતર્ ( અંદર ) + ગર્ભ ( માના પેટમાંનું બચ્ચું )] વિ. બે જીવવાળું; સગર્ભ; અંદર ગર્ભવાળું; આશાવાળું.

**અંતર્ગર્ભી** [ સં. અંતર્ ( અંદર ) + ગર્ભ ( માના પેટમાંનું બચ્ચું ) + ઇન્ ( વાળું )]. વિ. અંદર ગર્ભ હોય એવું. જુઓ અંતર્ગર્ભ ૨, ૩.

**અંતર્ગર્વ** [ સં. અંતર્ ( મન ) + ગર્વ ( અહંકાર )] પું. દિલની મગરૂરી; સાચું અભિમાન.

**અંતર્ગલન** [ સં. અંતર્ ( અંદર ) + ગલ્ ( ટપકવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય )] ન. વસ્તુના કાણામાં થઈને પેસતી ચીજ.

**અંતર્ગંગા** [ સં. અંતર્ ( અંદર ) + ગંગા ( નદી )] સ્ત્રી. છૂપી ગંગા. મહિસુરમાં આવેલ એક ગુપ્ત ઝરા સાથે તે જમીન નીચે મળવાનું મનાય છે.

**અંતર્ગામી** ૧. [ સં. અંતર્ ( અંદર ) + ગામિન્ ( જનાર )] ન. હૃદય; મન; ચિત્ત.

૨. જુઓ અંતર્ગત.

**અંતર્ગાંધાર** [ સં. અંતર્ ( વચ્ચે ) + ગાંધાર ( સંગીતના સાત સ્વરમાંનો ગ સ્વર )] પું. ( સંગીત ) ત્રીજા સ્વરની ચાર શ્રુતિની અહિંનો એક વિકૃત સ્વર. તે પ્રસારિણી નામની શ્રુતિથી શરૂ થાય છે.

**અંતર્ગિરિ** ૧. પું. બંગાળા પ્રાંતના સાંતાલ પરગણામાં આવેલ રાજમહાલના ડુંગરોનું એક પ્રાચીન નામ.

૨. પું. ( પુરાણ ) મહાભારતમાં જણાવેલો એક દેશ; ગંગા અને જમના વચ્ચેનો દોઆબ.

અર્જુને રાજસૂયના ઉત્તર દિગ્વિજયમાં તે જીત્યો હતો.
૩. [ સં. અંતર્ ( અંદર ) + ગિરિ ( પર્વત ) ] અ. પહાડની અંદર.

**અંતર્ગુલ્ફ** [ સં. અંતર્ ( અંદર ) + ગુલ્ફ ( ઘૂંટી ) ] સ્ત્રી. અંદરની ઘૂંટી; જંઘાસ્થિના નીચલા છેડાનો અંદરની તરફ આવેલ ઢેઓ.

**અંતર્ગુલ્ફિક** [ સં. અંતર્ ( અંદર ) + ગુલ્ફ ( ઘૂંટી ) + ઇક ( વાળું ) ] પું. એ નામનો જંઘાનો એક સ્નાયુ. પાદાંગુષ્ઠસંકોચની દીર્ઘા નામની પેશી આ સ્નાયુ વડે ઢંકાય છે.

**અંતર્ગુલ્ફિકા પશ્ચિમા** [ સં. અંતર્ ( અંદર ) + ગુલ્ફ ( ઘૂંટી ) + ઇક ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + પશ્ચિમ ( પાછળનું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. પશ્ચિમ જંઘિકાની એ નામની શાખા. અંતર્ગુલ્ફની પાછલી બાજુ પર ફેલાઈ એ જ નામની આગલી બાજુ પરની ધમની સાથે મળીને તે ધમનીચક્ર રચે છે.

**અંતર્ગુહા** [ સં. અંતર્ ( અંદર ) + ગુહા ( ગુફા ) ] સ્ત્રી. ગુફાનો અંદરનો ભાગ.

**અંતર્ગૂઢ** [ સં. અંતર્ ( અંદર ) + ગૂઢ ( છાનું ) ] વિ. અંતરમાં એટલે અંદર છુપાયેલું; છૂપું; ગુપ્ત; છાનું; મનમાં ઊંડે રહેલ.

**અંતર્ગૃહ** ૧. [ સં. અંતર્ ( અંદર ) + ગૃહ ( ઓરડો ) ] ન. અંદરનો ખંડ.
૨. ન. કાશીમાં આવેલું એક પવિત્ર સ્થળ.
૩. ન. જનાનખાનું; અંતઃપુર; રણવાસ.

**અંતર્ગૃહગતા** [ સં. અંતર્ ( અંદર ) + ગૃહ ( ઘર ) + ગત ( ગયેલી ) ] સ્ત્રી. ઘરમાં પૂરી રાખેલી સ્ત્રી. શ્રીકૃષ્ણનો મુરલીનાદ સાંભળીને ગોપીઓ કૃષ્ણ પાસે જવાને ઉપડી. તેમાં જે ગોપીઓને તેમના પતિ વગેરેએ ઘરની અંદર પૂરી રાખી અને કૃષ્ણ પાસે જવા ન દીધી તે ગોપીઓ અંતર્ગૃહગતાને નામે ઓળખાય છે.

**અંતર્ગૃહી** [ સં. અંતર્ ( અંદર ) + ગૃહ ( ઘર ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. તીર્થસ્થાનમાં આવેલાં મુખ્ય મુખ્ય ઠેકાણાંની જાત્રા.

**અંતર્ગેહ** ૧. [ સં. અંતર્ ( અંદર ) + ગેહ ( ઓરડો ) ] ન. અંદરનો ખંડ.
૨. ન. જનાનખાનું; અંતઃપુર; રણવાસ.

**અંતર્ગોળ** ૧. [ સં. અંતર્ ( અંદર ) + ગોલ ( વર્તુળ ) ] પું. ગગનાકાર; ઘુમટના અંદરના ભાગ જેવો ઘાટ; સપાટીની અંદર ખાડો પડતો ગોળ આકાર.
૨. પું. ગોળાકાર ખાડો.
૩. વિ. સપાટીની અંદર ગોળ ખાડાવાળું; 'કૉન્કેવ'.

**અંતર્ગ્રહ** [ સં. અંતર્ ( અંદર ) + ગ્રહ ( સૂર્યની આસપાસ ફરતો આકાશી ગોળો ) ] પું. ( જ્યોતિષ ) પૃથ્વીની કક્ષાની અંદર ફરતા ગ્રહ; બુધ; શુક્ર; અંતર્વર્તીગ્રહ; 'ઇન્ફીરિયર પ્લૅનેટ'.

**અંતર્ઘટ** [ સં. અંતર્ ( અંદર ) + ઘટ ( શરીર ) ] પું. અંતઃકરણ; હૃદય; મન.

**અંતર્ઘણ** ૧. [ સં. ] પું. પરસાળ; ઘરના બારણાથી અંદરના ભાગમાં આગળ જતાં વચ્ચેનો ભાગ.
૨. પું. બાહીક કે બાહ્લીકનો દેશ.

**અંતર્ઘા** [ અંતર્ ( અંદર ) + ઘા ] પું. અંદરનો ઘા; હૃદયનો ઝખમ.

**અંતર્ઘાત** [ સં. અંતર્ ( વચમાં ) + ઘાત ( માર ) ] પું. મધ્યભાગમાં કરાતો પ્રહાર.

**અંતર્ચક્ષુ** ૧. [ સં. અંતર્ ( અંતઃકરણ ) + ચક્ષુસ્ ( આંખ ) ] ન. જ્ઞાનચક્ષુ; અંતઃકરણ જોઈ શકે એવી શક્તિ.
૨. વિ. અંતરદૃષ્ટિવાળું; ભીતરનો ભેદ જોનાર.

**અંતર્જ** ૧. [ સં. અંતર્ ( અંદર ) + જ ( જન્મેલું ) ] વિ. અંદર જન્મેલું. જેમકે, પેટમાંનો કરમ.
૨. વિ. માંહે ઊછરેલું.

**અંતર્જઠર** ૧. [ સં. અંતર્ ( અંદર ) + જઠર ( પેટ ) ] ન. હોજરી; જઠરની અંદરનો કોઠો.
૨. અ. જઠરમાં.

**અંતર્જનન** [ સં. અંતર્ ( અંદર ) + જનન ( પેદા થવું તે ) ] ન. ઈંડાંથી શરૂ થઈ માદા જે સ્વરૂપમાં હોય તે સ્વરૂપમાં આવતાં પહેલાં જુદાં જુદાં રૂપાંતર થતાં હોય તેવાં જંતુની જાત.

**અંતર્જલ** ૧. [ સં. અંતર્ ( અંદર ) + જલ ( પાણી ) ] ન. પાણીની અંદર કરાતો અઘમર્ષણ મંત્રનો જપ.
૨. અ. પાણીમાં.

**અંતર્જલોત્સ** [ સં. અંતર્ ( અંદર ) + જલ ( પાણી ) + ઉત્સ ( ફુવારો ) ] પું. જમીનની અંદરનો પાણીનો પ્રવાહ.

**અંતર્જાત** ૧. [ સં. અંતર્ ( અંદર ) + જાત ( જન્મેલ ) ] વિ. અંદર ઉત્પન્ન થયેલું; અંદરનું.
૨. વિ. સ્વાભાવિક; સહજ; જન્મનું; કુદરતી.

**અંતર્જાનુ** ૧. [ સં. અંતર્ ( વચમાં ) + જાનુ ( ઘૂંટણ ) ] વિ. બે ઢીંચણ વચ્ચે ઘાલેલા હાથવાળું.
૨. અ. બે ઘૂંટણ વચ્ચે.

**અંતર્જામી** ૧. [ સં. અંતર્ ( મન ) + યમ્ ( નિયમમાં રાખવું ) ] પું. ઈશ્વર; પરબ્રહ્મ; પરમાત્મા.
૨. પું. જીવાત્મા.
૩. પું. મન.
૪. વિ. મનના વિચાર જાણનારું.

**અંતર્જાળ** [ સં. અંતર્ ( અંદર ) + જાલ ( ગોખ ) ] સ્ત્રી. નાનો ખાડો; પોલાણ.

**અંતર્જીવક** [ સં. અંતર્ ( અંદર ) + જીવક ( જીવનાર ) ] ન. બીજાના શરીરમાં રહી ઊછરનાર જીવ.

**અંતર્જ્ઞાન** ૧. [ સં. અંતર્ ( હૃદય ) + જ્ઞાન ( સમજ ) ] ન. ગૂઢ જ્ઞાન; અંતઃકરણની વાતનું જ્ઞાન; ભીતરની વાતની જાણ; પરોક્ષ દર્શન; રહસ્યની જાણ.
૨. ન. જાતની પરીક્ષા; આત્મપરીક્ષણ; પોતાના ગુણદોષની તપાસ.
૩. ન. સ્વાભાવિક જ્ઞાન; સાહજિક જ્ઞાન.

**અંતર્જ્ઞાનવાદ** [ સં. અંતર્ ( હૃદય ) + જ્ઞાન ( સમજ ) + વાદ ( મત ) ] પું. સત્યની સમજ અંતઃકરણની પ્રેરણાથી આપોઆપ થાય છે એવો મત; 'ઇન્ટ્યુઇશનિઝમ'.

**અંતર્જ્ઞાની** [ સં. અંતર્ ( હૃદય ) + જ્ઞાન ( સમજ ) + ઇન્ ( વાળું ) ] વિ. આત્માના જ્ઞાનવાળું; અંતઃકરણમાં જ્ઞાન થયું હોય એવું; હૃદયના ઉકેલવાળું; હૈયા ઉકલતવાળું.

**અંતર્જ્ઞેય** [ સં. અંતર્ ( હૈયું ) + જ્ઞા ( જાણવું ) + ય ( જેવું ) ] વિ. દિલથી જાણવા જેવું.

**અંતર્જ્યોતિ** ૧. [ સં. અંતર્ ( અંદર ) + જ્યોતિસ્ ( તેજ )] સ્ત્રી. અંતરાત્મા.
૨. સ્ત્રી. આત્મપ્રકાશ; અંદરનું તેજ; ચૈતન્ય.
૩. સ્ત્રી. પરમાત્મા; અંતર્યામી.
૪. સ્ત્રી. બ્રહ્મતેજ; બ્રહ્મનો પ્રકાશ.

**અંતર્જ્વલન** ૧. [ સં. અંતર્ ( મન ) + જ્વલન ( બળવું તે ) ] ન. ચિંતા.
૨. [ સં. અંતર્ ( અંદર ) + જ્વલન ( આગ ) ] ન. જઠરાગ્નિ.
૩. ન. શરીરમાં થતી બળતરા.
૪. ન. સોજો.

**અંતર્ઝાળ** [ અંતર્ ( અંદર ) + ઝાળ ( જ્વાલા ) ] સ્ત્રી. અંદરની બળતરા; મનનો સંતાપ.

**અંતર્તાપ** ૧. [ સં. અંતર્ ( અંદર ) + તાપ ( ગરમી ) ] પું. અંદરની ગરમી.

૨. વિ. અંદર બળતું હોય એવું.

**અંતર્વેક** [ સં. અંતર્ ( અંદર ) + ત્વચ્ ( ચામડી ) ] સ્ત્રી. અંદરની ચામડી. જુઓ અંતર્વેચા.

**અંતર્વેચ** [ સં. અંતર્ ( અંદર ) + ત્વચ્ ( ચામડી ) ] સ્ત્રી. અંદરની ચામડી. જુઓ અંતર્વેચા.

**અંતર્વેચા** ૧. [ સં. અંતર્ ( અંદર ) + ત્વચા ( ચામડી ) ] સ્ત્રી. અંદરની ચામડી.
૨. સ્ત્રી. ઝાડની છાલનું અંદરનું પડ.

**અંતર્દર્શક** ૧. [ સં. અંતર્ ( અંદર ) + દર્શક ( બતાવનાર ) ] વિ. અંદરનો ભાગ બતાવનાર.
૨. [ સં. અંતર ( છેટું ) + દર્શક ( બતાવનાર ) ] વિ. દૂરપણું બતાવનારું; છેટું દેખાડનારું.

**અંતર્દર્શક કિરણ** [ સં. અંતર્ ( અંદર ) + દર્શક ( બતાવનાર ) + કિરણ ( તેજની રેખા ) ] ન. શરીરનો અંદરનો ભાગ બતાવે એવું પ્રકાશનું કિરણ; 'ક્ષ' કિરણ; 'એક્સ રે'.

**અંતર્દર્શન** [ સં. અંતર્ ( હૃદય ) + દર્શન ( જોવું તે ) ] ન. આત્માવલોકન; આત્મનિરીક્ષણ; પોતાના ગુણદોષ જોવાપણું; અંદરનું એટલે ખરું દર્શન.

**અંતર્દર્શિની** [ સં. અંતર્ ( અંદર ) + દર્શિન્ ( બતાવનાર ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. દરેક આંખની અંદર રહેલી અને આંખના ડોળાની ચેષ્ટા માટે જવાબદાર એક પેશી; 'ઇન્ટર્નલ રેક્ટસ'.

**અંતર્દર્શી** [ સં. અંતર્ ( અંદર ) + દર્શિન્ ( બતાવનાર ) ] વિ. અંદર જોતું.

**અંતર્દશા** ૧. [ સં. અંતર્ ( અંદર ) + દશા (હાલત)] સ્ત્રી. અંદરની હાલત; ખરી સ્થિતિ.
૨. સ્ત્રી. ( જ્યોતિષ ) ગ્રહનો ફળ આપવાનો વખત; એક ગ્રહની મહાદશામાં આવતી બીજા ગ્રહોની ટૂંકી વચગાળાની દશા; એક ગ્રહની લાંબી મુદતની સત્તાની અંદર બીજા ગ્રહોની થોડી મુદતની સત્તા. ફલિત જ્યોતિષ પ્રમાણે માણસની જિંદગીમાં ગ્રહોનો નક્કી કરેલો ભોગકાળ તે દશા કહેવાય છે. ગ્રહના ભોગને માટે વર્ષોની જુદી જુદી નક્કી કરેલી સંખ્યા મહાદશા કહેવાય છે. દરેક ગ્રહના નક્કી કરેલા ભોગવવાના વખતમાં એટલે કે મહાદશાની અંદર નવ ગ્રહના ભોગકાળ નક્કી કરેલા છે તે અંતર્દશા કહેવાય છે.

> જે ગ્રહની મહાદશા ચાલતી હોય તે મહાદશાના વર્ષોને જે ગ્રહની અંતર્દશા લાવવી હોય તે ગ્રહના વર્ષની સાથે ગુણતાં જે અંક આવે તે અંકને નવે ભાગતાં જે લબ્ધાંક આવે તેટલા માસને તે **અંતર્દશા** જાણવી. રાજવલ્લભ

૩. [ સં. અંતર્ ( મન ) + દશા ( હાલત ) ] સ્ત્રી. મનની સ્થિતિ.

**અંતર્દશાહ** ૧. [ સં. અંતર્ ( અંદર ) + દશન્ ( દશ ) + અહન્ ( દિવસ ) ] પું. દશ દિવસની અંદરનો વખત.
૨. પું. મરણ પછી દશ દિવસ દરમિયાન હિંદુશાસ્ત્ર પ્રમાણે કરવામાં આવતું કર્મકાંડ. આ દશ દિવસ સુધી મરેલાનો આત્મા વાયુરૂપે રહેતો હોવાનું મનાય છે અને તે પ્રેત કહેવાય છે.

**અંતર્દહન** ૧. [ સં. અંતર્ ( મન ) + દહન ( અગ્નિ ) ] ન. ચિંતા.
૨. ન. શરીરમાં થતી બળતરા. જુઓ અંતર્જ્વલન.
૩. ન. સોજો.

**અંતર્દાહ** ૧. [ સં. અંતર્ ( અંદર ) + દાહ (ગરમી) ] પું. કોઠાની બળતરા; તાવ, કામ વગેરેથી થતી ગરમી. અગ્નિથી દાઝવું, સૂર્યના તાપમાં ફરવું, ગરમ પદાર્થોનું સેવન કરવું, પિત્તનો પ્રકોપ વગેરે કારણથી આ રોગ થતો મનાય છે. જુઓ દાહરોગ.
૨. પું. ખેદ; દિલગીરી; પસ્તાવો; ખરખરો.
૩. પું. સોજો.
૪. પું. હૃદયમાં થતી બળતરા; બળાપો; પરિતાપ; ચરચરાટ; દાઝ.

**અંતર્દીપ** [ સં. અંતર્ ( અંદર ) + દીપ ( દીવો ) ] પું. અંતઃકરણ; અંતર; હૃદય; દિલ; હૈયું.

**અંતર્દુષ્ટ** [સં. અંતર્ ( હૈયું ) + દુષ્ટ ( ખરાબ )] વિ. નીચ હૈયાવાળું; અંદરથી ખરાબ.

**અંતર્દુઃખ** ૧. [ સં. અંતર્ ( અંદર ) + દુઃખ ( પીડા ) ] ન. અંદરનું દુઃખ; મનનું દુઃખ; માનસિક વ્યાધિ.
૨. વિ. મનમાં દુઃખી થતું; દિલગીર.

**અંતર્દૃષ્ટિ** ૧. [ સં. અંતર્ ( અંદર ) + દૃષ્ટિ ( નજર ) ] સ્ત્રી. અંદર એટલે આત્મા તરફ વળેલી નજર.
૨. સ્ત્રી. અંદરથી થતી સહજ જાણ; સહજબુદ્ધિ.
૩. સ્ત્રી. આત્માનું ધ્યાન; આત્માવલોકન; મનની તપાસણી.
૪. સ્ત્રી. ઊંડી નજર.
૫. સ્ત્રી. પ્રાણવિનિમયના એટલે મેસ્મેરિઝમના પ્રયોગથી તંદ્રાભાજનની એટલે જેના ઉપર પ્રાણવિનિમયનો પ્રયોગ કરવામાં આવતો હોય તેની અનુક્રમે થતી ૭ સ્થિતિમાંની એ નામની છેલ્લી અવસ્થા. આ દશા ઘણી જોખમ ભરેલી છે, માટે તે હાલતમાં તંદ્રાભાજનને જવા દેવું જ નહિ. આ દશા કારણદેહના એટલે સૂક્ષ્મ શરીરનાં જાગ્રત થવાથી ઊપજે છે. આ હાલતમાંથી સમાધિનિષ્ઠ યોગીજનો વિના બીજાથી જાગ્રત થઈ શકાતું નથી.
૬. સ્ત્રી. હૃદયથી સમજવાપણું; મનની સમજ.

**અંતર્દેશ** [ સં. અંતર્ ( વચ્ચે ) + દેશ ( ભાગ ) ] પું. વચ્ચેની જગ્યા; મધ્ય સ્થળ.

**અંતર્દ્યુતિ** [ સં. અંતર્ ( હૃદય ) + દ્યુતિ ( પ્રકાશ ) ] સ્ત્રી. આત્માનું તેજ.

**અંતર્દ્વાર** ૧. [ સં. અંતર્ ( અંદર ) + દ્વાર ( બારણું ) ] ન. ઘર કે મહેલના પાછલા ભાગનું બારણું; છૂપું બાર; ગર્ભદ્વાર; ખડકી; ગુપ્તદ્વાર.
૨. ન. છાનું સાધન.
૩. ન. જનાનખાનાનું બારણું.
૪. વિ. છૂપું રહીને કામ પાર પાડી આપનાર.
૫. વિ. મધ્યસ્થ; વચ્ચે પડનાર.

**અંતર્ધાન** ૧. [સં. અંતર્ધા (દેખાતું બંધ થવું)] પું. ( પુરાણ ) સ્વાયંભુવ મનુના વંશજ વિજિતાશ્વનું બીજું નામ. એનામાં અદૃશ્ય થવાની શક્તિ હોવાથી આ નામ પડ્યું હતું.
૨. ન. ઇંદ્રજાળ એટલે માયા ઉત્પન્ન કરનારું ફેંકવાનું હથિયાર.

> કુબેરે અર્જુનને **અંતર્ધાન**, દ્યુતિકર અને પ્રસ્વાપન અસ્ત્ર આપ્યાં. ગોવર્ધનરામ

૩. ન. ઋષિમુનિના શરીરનો ત્યાગ.
૪. ન. કોઈ દેખે નહિ એમ થઈ જવાપણું; અદર્શન; લોપ; તિરોધાન; ગેબ થવું તે; અલોપ થવું તે.

> પ્રારબ્ધનો ક્ષય થવાથી અવિદ્યાની વિક્ષેપશક્તિ **અંતર્ધાન** પામે છે. સિદ્ધાંતદર્શન

૫. ન. નાશ; હતું ન હતું થવાપણું.
૬. ન. માયા એટલે છળ કરવાપણું.
૭. વિ. અદૃશ્ય; કોઈ ન દેખે એવું.

**અંતર્ધિ** [સં. અંતર્ ( વચ્ચે ) + ધિ ( ધરવું )] ન. લડતાં રાજ્યોની વચ્ચે સમાધાની કે વિષ્ટિ માટે પડનારું રાજ્ય.

**અંતર્ધૂમ** [ સં. અંતર્ ( અંદર ) + ધૂમ ( ધુમાડો ) ] પું. ઘરની અંદર ધૂંધવાતો ધુમાડો.

**અંતર્ધૌતી** [ સં. અંતર્ ( અંદર ) + ધૌતી ( હઠયોગનું એક અંગ ) ] સ્ત્રી. ( યોગ ) ધૌતીના ચાર પ્રકારમાંનો એક; શરીરની અંદરની શુદ્ધિ કરવી તે. તેના ચાર ભેદઃ વાતસાર, વારિસાર, વહ્નિસાર અને બહિષ્કૃત. કાગડાની નીચલી ચાંચના જેવો જીભનો આકાર કરી તેને મોઢા બહાર રાખી તે વડે ધીમે ધીમે શ્વાસ અંદર ખેંચવો. નસકોરાં જમણા હાથની આંગળાથી દબાવી રાખવાં. પવન ખેંચી રહ્યા પછી નૌલિ

વડે પેટને હલાવવું, અને મોઢું બંધ રાખી નસકોરાંથી તે શ્વાસને ધીરે ધીરે બહાર કાઢવો. આ વાતસાર અંતર્ધૌતી. મોઢેથી ગળા સુધી પાણી પી નૌલિ ક્રિયા વડે પેટને હલાવવું અને પછી તે પાણી ગુદા મારફત બહાર કાઢવું તે વારિસાર અંતર્ધૌતી. ડૂંટીની ગાંઠને ખેંચી ફરીફરી બરડાની કરોડ સાથે લગાડવી તે વહ્નિસાર અંતર્ધૌતી. આ રીતથી પેટના રોગ દૂર થઈ જઠરાગ્નિ તેજ થાય છે. કાગડાની નીચલી ચાંચની પેઠે જીભને મોઢા બહાર કાઢી નાકનાં બન્ને છિદ્ર જમણે હાથે બંધ કરી બહારના પવનને અંદર ખેંચી તે વડે પેટ ભરવું. પછી શક્તિ પ્રમાણે તે પૂરેલા પવનને રોકી નૌલિ કરી તેને ગુદા મારફત બહાર કાઢવો તે બહિષ્કૃત અંતર્ધૌતી.

**અંતર્ધ્યાન** [ સં. અંતર્ ( અંદર ) + ધ્યૈ ( ધ્યાન કરવું ) ] ન. મનમાં ચિંતન; સમાધિ; હૃદયકમળમાં ચિદાત્માનું ધ્યાન; ઊંડું ધ્યાન; નિદિધ્યાસ.

**અંતર્ધ્વનિ** [ સં. અંતર્ ( હૃદય ) + ધ્વનિ ( અવાજ ) ] પું. અંતઃકરણનો અવાજ.

**અંતર્નગર** ૧. [ સં. અંતર્ ( અંદર ) + નગર ( શહેર ) ] ન. અંદર રહેલું નગર; ગઢની અંદર આવેલું શહેર.

૨. ન. જનાનખાનું; અંતઃપુર; રણવાસ; રાણીવાસ.

૩. ન. રાજમહેલ.

**અંતર્નાટક** [ સં. અંતર્ ( અંદર ) + નાટક ( ખેલ ) ] ન. નાટકની અંદરનું પેટા નાટક.

**અંતર્નાદ** [ સં. અંતર્ ( હૃદય ) + નાદ ( અવાજ ) ] પું. અંતરાત્માનો અવાજ; અંતર્ધ્વનિ; અંતઃકરણનું સૂચન; આત્માની પ્રેરણા; અંતઃસૂચન.

**અંતર્નિક્ષેપ** [ સં. અંતર્ ( અંદર ) + નિક્ષેપ ( મૂકવું તે ) ] ન. પિચકારી મારીને શરીરમાં નાખવાનું ઓસડ; 'ઇન્જેક્શન'.

**અંતર્નિગ્રહ** [ સં. અંતર્ ( અંદર ) + નિગ્રહ ( કાબૂ ) ] પું. અંદરનો કાબૂ; સંયમ.

**અંતર્નિવિષ્ટ** [ સં. અંતર્ ( અંદર ) + નિવિશ્ ( પેસવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. હૈયામાં બેઠેલું; અંતઃકરણમાં રહેલું.

**અંતર્નિષ્ઠ** [ સં. અંતર્ ( મન ) + નિષ્ઠ ( રહેલું ) ] વિ. ધ્યાનમાં રોકાયેલ; આત્મનિષ્ઠ.

**અંતર્નિષ્ઠતા** [ સં. અંતર્ ( અંદર ) + નિષ્ઠ ( રહેલું ) + તા ( પણું ) ] સ્ત્રી. અમુક બાબતમાં જડાયેલ હોવાપણું; કોઈ પણ વિષયમાં તલ્લીન કે તન્મય થઈ જવું તે.

**અંતર્નિહિત** [ સં. અંતર્ ( અંદર ) + નિહિત ( મૂકેલું ) ] વિ. અંદર મૂકેલું; છુપાવેલું; ઢંકાયેલું; ગુપ્ત.

**અંતર્ન્યાસ** [ સં. અંતર્ ( અંદર ) + ન્યસ્ ( મૂકવું ) ] પું. ( તંત્ર ) શરીરનાં જુદાં જુદાં અંગો માટે મૂળાક્ષરના કેટલાક અક્ષરની માનસિક વહેંચણી. માતૃકાના એટલે ગૂઢ શક્તિવાળી કેટલીક આકૃતિઓના પચાસ અક્ષરો ષટ્ચક્રોના પચાસ દળમાં ગોઠવવાને અંતર્ન્યાસ કહે છે.

**અંતર્પાર્ષ્ણિગા** [ સં. અંતર્ ( અંદર ) + પાર્ષ્ણિ ( પાછલો ભાગ ) + ગા ( જનારી ) ] સ્ત્રી. પશ્ચિમજંઘિકા નામની ધમનીની એ નામની શાખા. તેની શાખા ત્રણ ચાર છે અને તે ઘૂંટીની અંદરની બાજુ પર તથા પગના તળિયાના મૂળ ભાગ પર ચક્રો રચે છે.

**અંતર્ફલ** [ સં. અંતર્ ( અંદર ) + ફલ ( ફળ ) ] ન. પકિલા બીજાશયનું અંદરનું પડ; 'એન્ડોકાર્પ'.

**અંતર્બાષ્પ** ૧. [ સં. અંતર્ ( અંદર ) + બાષ્પ ( આંસુ ) ] ન. બ. વ. અંદરનાં આંસુ; અટકાવી રાખેલાં આંસુ.

૨. વિ. આંસુ ભરેલું.

૩. વિ. રોકી રાખેલાં આંસુવાળું.

**અંતર્બાહુકા શિરા** [ સં. અંતર્ ( અંદર ) + બાહુ ( હાથ ) + શિરા ( નસ ) ] સ્ત્રી. ભુજાની અંદરની શિરા.

**અંતર્બાહ્ય** ૧. [ સં. અંતર્ ( અંદર ) + બાહ્ય ( બહારનું ) ] વિ. અંદરનું તેમ જ બહારનું.

૨. અ. અંદર અને બહાર; બધી દિશાએ; ચારે પાસથી.

તે સ્થળે અહંભાવ નષ્ટ થઈ જઈ સાત્ત્વિકભાવ અંતર્બાહ્ય ઉત્પન્ન થાય ત્યાંસુધી આદરપૂર્વક શ્રી ઇષ્ટનું સ્મરણ કરવું. પ્રાણાયામ

**અંતર્બાહ્યગોળ** ૧. [ સં. અંતર્ ( અંદર ) + બાહ્ય ( બહારનું ) + ગોલ ( કુંડાળું ) ] પું. અંદરની બાજુએ ખાડાવાળો અને બહારની બાજુએ ઊપસેલો કાચ.

૨. વિ. અંદર તેમ જ બહાર ગોળ હોય એવું.

**અંતર્બોધ** ૧. [ સં. અંતર ( હૃદય ) + બોધ ( જ્ઞાન ) ] પું. આત્મજ્ઞાન; આત્માની ઓળખાણ.

૨. [ સં. અંતર્ ( અંદર ) + બોધ ( જ્ઞાન ) ] પું. આંતરિક એટલે મનનો અનુભવ.

**અંતર્ભક્ષક** [ સં. અંતર્ ( અંદર ) + ભક્ષક ( ખાનાર ) ] વિ. પું. અંદરથી કોલી ખાનાર.

**અંતર્ભગ** [ સં. અંતર્ ( અંદર ) + ભગ ( યોનિ ) ] ન. સ્ત્રીના પ્રજનનયંત્રનો એ નામનો ભાગ. તેની અંદર યોનિમાર્ગ, ગર્ભાશય, બે બીજકોષો તથા બે બીજવાહિનીઓનો સમાવેશ થાય છે. એ સઘળા ભાગ શ્રોણિગુહાની અંદર રહેલા છે.

**અંતર્ભગોષ્ઠ** [ સં. અંતર્ ( અંદર ) + ભગ ( શ્રોણિ ) + ઓષ્ઠ ( હોઠ ) ] પું. ભગોષ્ઠની નીચે શ્લેષ્મ ત્વચાનો બનેલો એક નાનો અવયવ.

**અંતર્ભય** [ સં. અંતર્ ( અંદર ) + ભય ( બીક ) ] પું. મનમાં રહેલી બીક.

**અંતર્ભવ** ૧. [ સં. અંતર્ ( અંદર ) + ભૂ ( ઉત્પન્ન થવું ) ] વિ. અંદરનું; માંહેનું.

૨. વિ. સહજ; સ્વાભાવિક; કુદરતી.

**અંતર્ભવન** ૧. [ સં. અંતર્ ( અંદર ) + ભવન ( ઘર ) ] ન. અંદરનો ઓરડો; ઘરનો અંદરનો ભાગ.

૨. ન. કાશીમાં આવેલ એ નામની પવિત્ર જગ્યા.

**અંતર્ભાગ** ૧. [ સં. અંતર્ ( અંદર ) + ભાગ ] પું. અંદરનો ભાગ.

૨. પું. ( ગણિત ) બે કે વધારે સુરેખાઓને બીજી એક સુરેખા કાપે ત્યારે કપાતી સુરેખાઓની વચ્ચે આવી જતો કાપનારી સુરેખાનો કકડો; 'ઇન્ટરસેપ્ટ'.

**અંતર્ભાવ** ૧. [ સં. અંતર્ ( અંદર ) + ભાવ ( હોવાપણું ) ] પું. અંતર્ધાન થવું તે; તિરોભાવ; લય પામવાપણું; અદૃશ્ય થવાપણું; દેખાતું બંધ થવું તે.

૨. [ સં. અંતર્ ( અંદર ) + ભાવ ( વિચાર ) ] પું. અંદરની લાગણી; મનોવૃત્તિ.

૩. પું. આશય; અંદરની મતલબ.

૪. પું. એક જાતની મનની સ્થિતિ; એક પ્રકારની ચિત્તવૃત્તિ.

૫. પું. ( જૈન ) જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુષ્ય, નામ, ગોત્ર અને અંતરાય એ આઠ કર્મનો ક્ષય. તેનાથી મોક્ષ થાય છે.

૬. [ સં. અંતર ( તફાવત ) + ભાવ ( હોવાપણું ) ] પું. દિલની જુદાઈ; ભિન્નભાવ.

૭. પું. નાશ; અભાવ.

૮. પું. પ્રીતિ; ઉમળકો; હેત; ઊંડો ચાહ.

૯. પું. મૂળ સ્વભાવ.

૧૦. પું. સમાવેશ; અંદર સમાવેશ થવો કે હોવો તે; અભિવ્યાપ્તિ; અંતર્ગત હોવું તે.

**અંતર્ભાવના** ૧. [ સં. અંતર્ ( અંદર ) + ભાવના ( લાગણી ) ] સ્ત્રી. અંદરની લાગણી; મનની ઇચ્છા.

૨. સ્ત્રી. ( ગણિત ) ગુણાકારના તફાવતથી મેળવાતો સંખ્યાનો તાળો. જેમકે, ૨૫ અને ૧૮ના ગુણાકારનો તાળો ૨૫ અને ૨૦ના ગુણાકારમાંથી ૨૫ અને ૨નો ગુણાકાર બાદ

કરવાથી મળી જાય છે. દાખલા તરીકે, ૨૫ × ૧૮ = ૪૫૦; (૨૫ × ૨૦) − (૨૫ × ૨) = ૪૫૦.

૩. સ્ત્રી. ચિંતા.

૪. સ્ત્રી. ધ્યાન; ચિંતન; મનન.

૫. સ્ત્રી. સમાવેશ.

૬. સ્ત્રી. સામેલગીરી.

**અંતર્ભાવપ્રેરિત** [ સં. અંતર્ ( અંદર ) + ભાવ ( વલણ ) + પ્રેરિત ( મનમાં ઉત્પન્ન થયેલું ) ] વિ. મનની લાગણીમાંથી જન્મેલું.

**અંતર્ભાવિત** ૧. [ સં. અંતર્ ( અંદર ) + ભૂ ( હોવું ) + ઇત ( વાળું ) ] વિ. અંદરનું; છુપાવેલું; લુપ્ત; લોપાયેલું.

૨. વિ. માં રહેલું; અંતર્ગત.

૩. વિ. વચ્ચે દાખલ કરેલું; અંદર પેસાડેલ.

**અંતર્ભિન્ન** [ સં. અંતર્ ( અંદર ) + ભિન્ન ( કાપેલું ) ] વિ. કાણાંકાણાંવાળું.

**અંતર્ભુજ** [ સં. અંતર્ ( અંદર ) + ભુજ ( બાજુ ) ] પું. ( ગણિત ) આપેલા બે ખૂણા એક જ બાજુને બે છેડે આવેલા હોય તે બાજુ.

**અંતર્ભુજા** જુઓ અંતર્ભુજ.

**અંતર્ભૂત** ૧. [ સં. અંતર્ ( અંદર ) + ભૂ ( હોવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] પું. આત્મા; પ્રાણ; જીવ.

અંતર્ભૂતને પ્રેરે આંધ,
સંકલ્પ વિકલ્પ મન કરતું જાય. અખો

૨. વિ. અંદર રહેલું; સમાયેલું.

૩. વિ. અંદરથી ઉત્પન્ન થયેલું.

૪. વિ. અંદરનું; માંહેલું.

૫. વિ. આત્મલક્ષી; સ્વાનુભાવી; પોતાના અનુભવવાળું; જાત અનુભવનું.

૬. વિ. દટાયેલું; ઢંકાયેલું; છન્ન થયેલું.

૭. વિ. બીજામાં મળી ગયેલું.

૮. વિ. મધ્યે રહેલું; અભ્યંતર; ગુપ્ત; છાનું.

**અંતર્ભૂત લાભ** [ સં. અંતર્ ( અંદર ) + ભૂ ( હોવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) + લાભ ( ફાયદો ) ] પું. દરમિયાન ઉત્પન્ન; મિલકત જેની તેને પાછી મળે ત્યાર સુધીમાં થયેલો નફો.

**અંતર્ભૂત વસ્તુ** [ સં. અંતર્ ( અંદર ) + ભૂ ( હોવું ) + ત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) + વસ્તુ ( ચીજ ) ] સ્ત્રી. અંદર રહેલી ચીજ.

**અંતર્ભૂમિ** ૧. [ સં. અંતર્ ( અંદર ) + ભૂમિ ( જમીન ) ] સ્ત્રી. પૃથ્વીની અંદરનો ભાગ; ભૂગર્ભ.

૨. [ સં. અંતર્ ( વચ્ચે ) + ભૂમિ ( જમીન ) ] સ્ત્રી. વચ્ચે આવેલી જમીન; વચ્ચેની ભૂમિ.

**અંતર્ભેદ** ૧. [ સં. અંતર્ ( વચ્ચે ) + ભેદ ( તફાવત ) ] પું. જુદાઈ; ભિન્નતા.

૨. પું. ભીતરને જાણી લેવાપણું; અંદરની હકીકતની જાણ.

૩. [ સં. અંતર્ ( હૃદય ) + ભેદ ( છૂપી વાત ) ] પું. મનનો ઊંડો વિચાર; હૃદયની છૂપી વાત.

૪. પું. મર્મ; રહસ્ય.

૫. પું. વિરોધ; મતભેદ.

**અંતર્ભેદિયું** ૧. [ સં. અંતર્ ( અંદર ) + ભેદિન્ ( છેદનાર ) ] વિ. અંદરની ખાંચખૂંચ અને પ્રપંચ જાણનારૂં; ખાનગી જાણનારૂં.

૨. વિ. એકની છૂપી વાત બીજે કહેનાર.

૩. વિ. ખાનગી વિચાર જાણનાર.

૪. [ સં. અંતર્ ( હૈયું ) + ભેદિન્ ( ખુલ્લું કરનાર ) ] વિ. દગલબાજ; વિશ્વાસઘાતી.

૫. વિ. નિમકહરામ; દ્રોહી.

**અંતર્ભેદી** ૧. [ સં. અંતર્ ( હૃદય ) + ભેદિન્ ( છેદનાર ) ] વિ. અંતરનો ભેદ જાણી જાય એવું; રહસ્ય જાણી લેનાર; મન સમજી જનારૂં.

૨. વિ. મન ચીરી નાખે એવું; હૃદયભેદક; અંતરને ભેદે એવું; સોંસરૂં.

૩. [ સં. અંતર્ ( હૈયું ) + ભેદિન્ ( ખુલ્લું કરનાર ) ] વિ. વિશ્વાસઘાત કરનાર.

**અંતર્ભેદુ** ૧. [ સં. અંતર્ ( હૃદય ) + ભેદિન્ ( છેદનાર ) ] ન. અંદરની છૂપી વાત જાણનાર માણસ.

૨. ન. ભોમિયો.

૩. [ સં. અંતર્ ( મન ) + ભેદિન્ ( ખુલ્લું કરનાર ) ] ન. વિશ્વાસઘાત કરનાર માણસ; ફાંદામાં નાખનાર.

૪. વિ. દગલબાજ. જુઓ અંતર્ભેદું.

**અંતર્ભેદું** ૧. વિ. અંતરનો મર્મ જાણનાર; છૂપો વિચાર જાણનાર.

૨. વિ. ખાનગી ઉઘાડું પાડનાર; એકની છૂપી વાત બીજાને કહી દેનાર.

૩. વિ. ભોમિયું.

૪. [ સં. અંતર્ ( મન ) + ભેદિન્ ( ખુલ્લું કરનાર ) ] વિ. વિશ્વાસઘાતી; દગલબાજ; દ્રોહી.

**અંતર્ભૌમ** [ સં. અંતર્ ( અંદર ) + ભૂમિ ( જમીન ) ] વિ. જમીનની અંદર આવેલું.

**અંતર્મણિક** ન. અંતઃપ્રકોષ્ઠાસ્થિના નીચલા છેડા પર અંદરની બાજુએ લગભગ ગોળાકારનું એ નામનું એક પ્રવર્ધનક.

**અંતર્મણિબંધિકા** સ્ત્રી. અંતઃપ્રકોષ્ઠિકા ધમનીની મુખ્ય ૭ શાખામાંની એ નામની બે નાની શાખા; 'વોલર એન્ડ ડોર્સલ અલ્નર કાર્પલ'. તે મણિબંધ સંધિની અંદરની બાજુ પર ઉત્પન્ન થઈ તેમાંની એક તે સંધિની આગલી બાજુ પર અને બીજી તેની પાછલી બાજુ પર જાય છે. બહિઃપ્રકોષ્ઠિકા ધમનીની આવા જ પ્રકારની શાખાઓ સાથે મળી જઈ તેઓ કાંડાની આસપાસ ધમનીચક્ર રચે છે.

**અંતર્મદ** [ સં. અંતર્ ( અંદર ) + મદ ( ગર્વ ) ] પું. મનનું અભિમાન.

**અંતર્મદાષ્ટક** [ સં. અંતર્ ( અંદર ) + મદ ( ગર્વ ) + અષ્ટક ( આઠનો જથ્થો ) ] ન. આઠ જાતનાં અભિમાનનો જથ્થો; આઠ જાતનાં અભિમાન એકી સાથે હોવાં તે. આઠ મદઃ ૧. ભૂમિમદ = તમોગુણવાળાને કપડાં વગેરેની ઇચ્છા કરાવનાર મદ. ૨. જલમદ = સંસારીને 'આ મારે જરૂરનું છે' એવી ચિંતા કરાવનાર મદ. ૩. અગ્નિમદ = કામી પુરુષને સ્ત્રીસંભોગની મરજીથી તેને અનુકૂળ ખિયાલ કરાવનાર મદ. ૪. વાયુમદ = પ્રવાસ કરનારને પરદેશની ઇચ્છા કરાવનાર મદ. ૫. આકાશમદ = વાહનવાળાને હાથી ઘોડાની મનકામના કરાવનાર મદ. ૬. સૂર્યમદ = ક્રોધાગ્નિથી ભરેલાને 'આનો સંહાર કરી નાખવો' એવો વિચાર કરાવનાર મદ. ૭. ચંદ્રમદ = ચિંતા ભરેલા માણસને 'આ ધારેલું કામ પાર પડશે કે નહિ' એવી શંકાથી શાંત રાખનાર મદ. ૮. આત્મમદ = અહંકારવાળાને 'વિદ્યા વગેરે મારા જેવું કોણ જાણે છે' એવી બુદ્ધિ કરાવનાર મદ.

**અંતર્મન** ૧. [ સં. અંતર્ ( અંદર ) + મનસ્ ( મન ) ] વિ. ધ્યાનમાં રોકાયેલું; મન ચોટયું હોય એવું; એકાગ્ર મનવાળું.

૨. વિ. શોકાતુર; ઉદાસ; વ્યાકુળ ચિત્તવાળું.

**અંતર્મર્મ** [ સં. અંતર્ ( અંદર ) + મર્મન્ ( કુમળું અંગ ) ] પું. શરીરનો નાજુક ભાગ. ત્યાં સહેજ ઈજા થવાથી મરણ નીપજે છે.

**અંતર્મલ** ૧. [ સં. અંતર્ ( અંદર ) + મલ ( મેલ ) ] પું. પેટની અંદરનો મળ.

૨. [ સં. અંતર્ ( મન ) + મલ ( મેલ ) ] પું. મનની ખરાબ વાસના; મનનો દોષ; ચિત્તનો વિકાર.

**અંતર્મહાસ્નાયુ** [ સં. અંતર્ ( અંદર ) + મહાન્ ( મોટું ) + સ્નાયુ ( માંસપેશી ) ] પું. સાથળની અંદરની સપાટી પરનો મોટો સ્નાયુમય લોચો; 'વાસ્ટસ ઇન્ટર્નસ'.

**અંતર્માતૃકા** [ સં. અંતર્ ( અંદર ) + માતૃકા ( અકાર વગેરે ઓગણપચાસ વર્ણ ) ] સ્ત્રી. ( તંત્ર ) ૭ ચક્રોની અંદર આવતા અકાર વગેરે અક્ષર.

**અંતર્માતૃકાધમની** સ્ત્રી. મહામાતૃકા ધમનીની

એ નામની શાખા; 'ઇન્ટર્નલ કૅરોટિડ આર્ટરી'. આ શાખા મુખ્યત્વે માથું તેમજ આંખોને લોહી પૂરું પાડે છે. તેના ચાર ભાગ કલ્પવામાં આવ્યા છે: (૧) ગલપાર્શ્વીય ભાગ, (૨) આશ્મતટિક ભાગ, (૩) જાતૂકપાશ્વિક ભાગ અને (૪) મસ્તિષ્ક મૂલિક ભાગ.

**અંતર્માતૃકાન્યાસ** [ સં. અંતર્ ( અંદર ) + માતૃકા ( અકાર વગેરે ઓગણપચાસ વર્ણ ) + ન્યાસ ( મૂકવું તે )] પું. ( તંત્ર ) ૭ ચક્રમાં અકારાદિ અક્ષરોનું સ્થાપન.

**અંતર્મુખ** ૧. [ સં. અંતર્ ( અંદર ) + મુખ ( મોં )] પું. નિદ્રાવસ્થાનો આનંદ અનુભવનાર આત્મા.
૨. ન. ( વૈદક ) વાઢકાપનું એ નામનું શસ્ત્ર.
૩. વિ. અંદર ફરેલું.
૪. વિ. અંદર વળેલું; આત્મચિંતન પરાયણ; કેવળ પરમાત્મામાં જ લીન થયેલું.
૫. વિ. જેનું કાણું અંદરની તરફ હોય એવું; અંદર મુખવાળું.
૬. વિ. મોઢામાં જનારું.
૭. અ. મુખની અંદર; મોઢામાં.

**અંતર્મુખતા** [સં. અંતર્ ( અંદર ) + મુખ ( મોં ) + તા ( પણું )] સ્ત્રી. આત્મા તરફ મનનું વલણ; મનને આત્મા તરફ લઈ જવાપણું.

નેત્રના નિમીલનથી અતદ્વ્યાવૃત્તિ દ્વારા હરિનાં દર્શન સારુ ઇંદ્રિયવર્ગની **અંતર્મુખતા** સૂચવી છે.
ગીતગોવિંદ

**અંતર્મુખદર્શન** [ સં. અંતર્ ( અંદર ) + મુખ ( મોં ) + દર્શન ( જોવાપણું )] ન. અંતર્દૃષ્ટિ; આત્માવલોકન; પોતાના ગુણદોષ જોવાપણું; આત્મપરીક્ષા.

**અંતર્મુખવૃત્તિ** [ સં. અંતર્ ( અંદર ) + મુખ ( મોં ) + વૃત્તિ ( મનનું વલણ )] સ્ત્રી. આત્મા તરફ મનનું વલણ. જુઓ અંતર્મુખતા.

**અંતર્મુખી** [ સં. અંતર્ ( અંદર ) + મુખ ( મોં ) + ઇન્ ( વાળું )] વિ. આત્મા તરફ નજરવાળું; બહારની પ્રવૃત્તિમાંથી છૂટું થઈ અંદર વળેલું.

**અંતર્મુખીયોનિ** સ્ત્રી. યોનિનો એ નામનો એક રોગ.

**અંતર્મુદ્ર** ૧. સ્ત્રી. એક જાતની પૂજા.
૨. [સં. અંતર્ ( અંદર ) + મુદ્રા ( સંકોચ ) ] વિ. અંદરની બાજુએ બંધ કરેલું.

**અંતર્મુહૂર્ત** [ સં. અંતર્ ( અંદર ) + મુહૂર્ત (બે ઘડી)] ન. ( જૈન ) બે ઘડીની એટલે ૪૮ મિનિટની અંદરનો વખત.

નવ સમયથી માંડી બે ઘડી-૪૮ મિનિટમાં એક સમય ઓછો હોય ત્યાં સુધીના વખતને અંતર્મુહૂર્ત કહે છે.
તત્ત્વાર્થસૂત્ર

**અંતર્મૃત** [ સં. અંતર્ ( અંદર ) + મૃત ( મરેલું )] વિ. ગર્ભાશયમાં મરણ પામેલું; પેટમાં જ મરેલું; છોડ થયેલું.

**અંતર્મોદ** [ સં. અંતર્ ( મન ) + મોદ ( હર્ષ )] પું. મનનો આનંદ; અંતરાનંદ.

**અંતર્ય** [ સં. અંતર્ ( અંદર )] વિ. અંતરનું; અંદરનું.

**અંતર્યમન** [ સં. અંતર્ ( મન ) + યમન ( સંયમ )] ન. મનોનિગ્રહ; મનનો સંયમ.

**અંતર્યાગ** [ સં. અંતર્ ( અંદર ) + યજ્ ( પૂજવું )] પું. ( તંત્ર ) એક જાતની પૂજા; માનસિક યજ્ઞ, પૂજા, હોમ વગેરે.

**અંતર્યામ** ૧. પું. યજ્ઞનું એક વાસણ.
૨. [સં. અંતર્ ( અંદર ) + યામ ( સંયમ )] પું. વાણી ઉપર અંકુશ.
૩. પું. શ્વાસ ઉપર કાબૂ.

**અંતર્યામિત્વ** [ સં. અંતર્ ( અંદર ) + યામિન્ ( નિયમમાં રાખનાર ) + ત્વ ( પણું )] ન. મનના ભાવના ચાલક તરીકેની સ્થિતિ; અંદરની ક્રિયાના પ્રેરક હોવાપણું.

**અંતર્યામિધારણા** [ સં. અંતર્ ( અંદર ) + યામિન્ ( કાબૂમાં રાખનાર ) + ધારણા ( એકાગ્રતા )] સ્ત્રી. ( યોગ ) ધારણાના બે ભેદ માંહેનો એક; પરમાત્મામાં ચિત્તની એકાગ્રતા.

**અંતર્યામિબ્રાહ્મણ** ૧. [સં. અંતર્ ( અંદર ) + યામિન્ ( કાબૂમાં રાખનાર ) + બ્રાહ્મણ ( વેદનો એક ભાગ )] ન. ઈશ્વરના સ્વરૂપને જણાવનાર બ્રાહ્મણગ્રંથ એટલે વેદનો મંત્ર સિવાયનો ભાગ.
૨. ન. બૃહદારણ્યકોપનિષદમાં આવેલા એક બ્રાહ્મણનું નામ.

**અંતર્યામી** ૧. [સં. અંતર્ ( અંદર ) + યામિન્ ( કાબૂમાં રાખનાર )] પું. પરમેશ્વર; પરમાત્મા; અક્ષરબ્રહ્મ.

આ અક્ષરબ્રહ્મ તે **અંતર્યામી** તરીકે પણ ઓળખાય છે.
અણુભાષ્ય

૨. પું. મન. અંદર રહીને શરીર ઉપર તે કાબૂ રાખે છે.
૩. પું. વાયુ.
૪. પું. સાક્ષીભૂત આત્મા; જીવાત્મા. પ્રાણીઓનાં કર્માનુસાર તે તેમને પ્રેરણા કરે છે તેથી તે અંતર્યામી કહેવાય છે.
૫. વિ. અંદરથી ઇંદ્રિયોને પોતપોતાના કામમાં લગાડનાર; પ્રેરણા કરનાર.
૬. વિ. અંદરની વાત જાણનાર; મનની વાત સમજનાર; મનોવૃત્તિ જાણનારું.
૭. વિ. સ્વાભાવિક; મૂળનું.

**અંતર્યામીપણું** ૧. [ અંતર્યામી ( પ્રેરણા કરનાર ) + પણું (નામ બનાવનાર પ્રત્યય )] ન. અંદરની ક્રિયાના પ્રેરક હોવાપણું. જુઓ અંતર્યામિત્વ.
૨. ન. અંદરની વાત જાણી લેવી તે.

**અંતર્યોગ** ૧. [ સં. અંતર્ ( અંદર ) + યોગ ( જોડાણ )] પું. ઊંડું ધ્યાન.
૨. [સં. અંતર્ (વચમાં) + યોગ (અવસર)] પું. ( જ્યોતિષ ) ગ્રહનું સૂર્ય અને પૃથ્વીની વચ્ચે હોવાપણું.

**અંતર્રસ** પું. દાણાદાર અંડરસ; 'એન્ડોપ્લેઝમ'.

**અંતર્લક્ષ્ય** [ સં. અંતર્ ( અંદર ) + લક્ષ્ય ( હેતુ )] ન. ત્રણ પ્રકારના હેતુ માંહેનો એ નામનો એક. મૂલાધારથી બ્રહ્મરંધ્ર સુધી રહેલી કમલતંતુના જેવી અત્યંત પ્રકાશવાન ઊર્ધ્વગામિની શ્વેતવર્ણવાળી સુષુમ્ણામાં, લલાટના ઊર્ધ્વભાગમાં, તારાના જેવા રૂપમાં, ભ્રમરગુહામાં, સર્વ ભણીથી રાતા ભ્રમરાકારમાં, બન્ને કાનોને બન્ને તર્જનીથી બંધ કરી પછી શિરના મધ્યમાં શ્રવણ થતા નાદમાં અને ચક્ષુમાં નીલજ્યોતિરૂપ પૂતળીના આકારમાં જે ધારણા કરવામાં આવે છે તે અંતર્લક્ષ્ય કહેવાય છે.

**અંતર્લંબ** ૧. [ સં. અંતર્ ( અંદર ) + લંબ ( કાટખૂણે દોરેલી લીટી )] પું. ( ગણિત ) જેમાં લંબ અંદર પડ્યો હોય એવા ત્રિકોણનું ક્ષેત્ર.
૨. પું. ( ગણિત ) દરેક ખૂણો ૯૦ અંશથી ઓછો હોય એવો ત્રિકોણ.
૩. વિ. ( ગણિત ) નેવું અંશથી ઓછા ખૂણાવાળું; 'ઍક્યૂટ ઍંગલ્ડ'.

**અંતર્લાપક** પું. એક જાતની કાવ્યરચના. જુઓ અંતર્લાપિકા.

**અંતર્લાપિકા** ૧. [ સં. અંતર્ ( અંદર ) + લપ્ ( કહેવું )] સ્ત્રી. ( કાવ્ય ) કવિતાની કડીમાં વાપરેલા અક્ષર અમુક રીતે ગોઠવવાથી બીજો અર્થ નીકળે એવી કાવ્યરચના; કવિતામાં અમુક રીત પ્રમાણે અક્ષરની ગોઠવણી. તે અક્ષરને લઈને એકઠા કરીએ તો કોઈ નામ, શબ્દ કે વાક્ય બને. જેમકે, કમલ નૃપતિ તજ રાજ્યમદ, કાટી હાલ ભાટાઈ, એકાંતર અક્ષર કવી, એમ કહે ચતુરાઈ.
૨. સ્ત્રી. સમસ્યા; ઉખાણું.

**અંતર્લીન** ૧. [ સં. અંતર્ ( અંદર ) + લીન ( મગ્ન )] વિ. ડૂબેલું; ગરકાવ થયેલું; અંદર લીન થયેલું.

૨. વિ. મનમાં ઊંડું ઊંડું રહેલું; હૃદયમાં સમાયેલું.
૩. વિ. માંહે છુપાયેલું.

**અંતર્લોમ** ૧. [ સં. અંતર્ ( અંદર ) + લોમન્ ( કેશ ) ] ન. અંદર રહેલા વાળ.
૨. ન. ઢાંકવા જેવા વાળ.
૩. વિ. મોવાળાથી ઢંકાયેલું.

**અંતર્વક્ર** પું. ( ગણિત ) વક્રને સ્પર્શ કરનારી સીધી લીટીઓને તેમના સ્પર્શબિંદુમાંથી દોરેલા લંબ જે બાજુ તરફ એકબીજાને મળે તે બાજુ; જોનારની દૃષ્ટિ તરફની બાજુએ વર્તુળના અંદરના ભાગની પેઠે વળેલી મર્યાદા-રેખાવાળો વક્ર. એ વક્રની જે બાજુ તરફ તેના સ્પર્શકો મળે તે બાજુને બહિર્વક્ર કહે છે.

**અંતર્વતી** ૧. [ સં. અંતર્ ( અંદર ) + વતી ( વાળી ) ] સ્ત્રી. ગર્ભવાળી બાઈ; ગર્ભિણી; ભારેવગી.
૨. વિ. સ્ત્રી. અંદર રહેનારી; ભીતરની.

**અંતર્વત્ની** સ્ત્રી. ગર્ભિણી. જુઓ અંતર્વતી ૧.

**અંતર્વનિતા** પું. ( પિંગળ ) દરેક ચરણમાં મગણ, સગણ, મગણ, ગુરુ અને ગુરુ મળી ૧૧ અક્ષરનો એક છંદ.
છે **અંતર્વનિતા** માસીમાં ગંગે. રઘુપિંગળ

**અંતર્વર્ણ** ૧. [ સં. અંતર્ ( વચ્ચે ) + વર્ણ ( રંગ ) ] પું. એક રંગ ઉપર બીજો રંગ મારવાથી તેમાંથી દેખાતો ઝાંખો પડેલો પ્રથમનો રંગ.
૨. પું. ઝાંખો એટલે આછો રંગ.

**અંતર્વર્તિ** [ સં. અંતર્ ( અંદર ) + વર્તિન્ ( રહેલું ) ] વિ. અંદરનું. જુઓ અંતર્વર્તી.

**અંતર્વર્તી** ૧. [ સં. અંતર્ ( અંદર ) + વર્તિન્ ( રહેલું ) ] વિ. અંદર રહેનારું; અંદરનું; અંદર સમાયેલું; અંતર્ગત; માંહેનું.
૨. વિ. મધ્યે રહેલ; વચ્ચે આવેલું.

**અંતર્વર્તીઆજ્ઞા** [ સં. અંતર્ ( અંદર ) + વર્તિન્ ( રહેલું ) + આજ્ઞા ( હુકમ ) ] સ્ત્રી. મુકદ્દમો ચાલુ હોય તે વખતે આપેલો હુકમ; દરમિયાન હુકમ.

**અંતર્વર્તીગ્રહ** [ સં. અંતર્ ( વચ્ચે ) + વર્તિન્ ( રહેલું ) + ગ્રહ ( સૂર્યની આસપાસ ફરતો આકાશી ગોળો ) ] પું. ( જ્યોતિષ ) જેની કક્ષા સૂર્ય અને પૃથ્વીની વચ્ચે હોય તેવો ગ્રહ; બુધ; શુક્ર; મધ્યવર્તી ગ્રહ; 'ઇન્ફીરિયર પ્લેનેટ'.

**અંતર્વર્તીલાભ** [ સં. અંતર્ ( વચમાં ) + વર્તિન્ ( રહેલું ) + લાભ ( ફાયદો ) ] પું. મિલકત જેની તેને પાછી મળે ત્યાર સુધીમાં થયેલો નફો; દરમિયાન ઉત્પન્ન. જુઓ અંતર્ભૂત લાભ.

**અંતર્વર્ત્તિ** વિ. અંદરનું. જુઓ અંતર્વર્તી.

**અંતર્વર્ધિષ્ણુ** ૧. [ સં. અંતર્ ( અંદર ) + વૃધ્ ( વધવું ) ] ન. બીજથી નહિ પરંતુ પોતાની ડાળની ગાંઠમાંથી જેની ઉત્પત્તિ થતી હોય કે વૃદ્ધિ થતી હોય એવી વનસ્પતિ. જેમકે, શેરડી, વડ. શેરડી તેના ગાંઠામાંની આંખમાંથી અને વડ તેની ડાળમાંથી નવાં અંકુર નાખે છે.
૨. વિ. પોતાની અંદરથી નવું ઉત્પન્ન કરવાની શક્તિવાળું; પોતાની અંદરથી નવું બીજ નિપજાવે એવી જાતનું; એકલિંગી.

**અંતર્વર્ધી** [ સં. અંતર્ ( અંદર ) + વૃધ્ ( વધવું ) ] વિ. પોતાની અંદરથી નવું ઉત્પન્ન કરવાની શક્તિવાળું; એકલિંગી.

**અંતર્વલિત** [ સં. અંતર્ ( વચ્ચે ) + વલિત ( વળેલું ) ] વિ. ફૂલની કળીની કે કૂંપળોની કોર એકબીજાની અંદર ઢંકાયેલી હોય તેવું; ખાસ કરીને જેમાં બે ઘડ પડેલી પાંખડીઓનો એક અર્ધો ભાગ અંદરની બાજુએ ઢંકાયેલો અને બીજો અર્ધો ભાગ બહારની બાજુએ રહેતો હોય એવું; અંતરાવર્તી.

**અંતર્વલ્કલ** [ સં. અંતર્ ( અંદર ) + વલ્કલ ( છાલ ) ] ન. રેસાવાળી અંતરછાલ.

**અંતર્વસુ** [ સં. અંતર્ ( અંદર ) + વસુ ( પૈસો ) ] પું. જેમાં રાજ્ય અને પશુની આબાદીની ઇચ્છા રાખવામાં આવે અને સોમરસ પીવામાં આવે એવો યજ્ઞ.

**અંતર્વસ્તુ** સ્ત્રી. મૂત્રપિંડ બનાવનાર પદાર્થના બે વિભાગમાંનો એ નામનો એક; 'મેડ્યુલરી મૅટર'. આ ભાગ ઝાંખી કાળી રેખાઓવાળો, તથા વૃક્કદ્વાર તરફ વળતી શિખરિકાઓનો બનેલો હોઈ મૂત્રપિંડની અંદરની સરહદ પર નજરે પડે છે.

**અંતર્વસ્ત્ર** [ સં. અંતર્ ( અંદર ) + વસ્ત્ર ( કપડું ) ] ન. અંદર પહેરવાનું કપડું.

**અંતર્વહેણ** [ સં. અંતર્ ( અંદરની બાજુએ ) + વહન ( વહેન ) ] ન. સપાટીની નીચેના ભાગમાં પ્રવાહનું વહેવું તે.

**અંતર્વંક્ષણીય** ન. ઉદરચ્છદા ચરમા નામની પેશીના મધ્યરેખા તરફ જનારા તંતુઓ કલાકંડરા રચે તે જગ્યાએ ભગાસ્થિના મુંડની બાજુ પર આવેલું એ નામનું છિદ્ર; 'ઍબ્ડોમિનલ ઇન્ગ્વાઇનલ રિંગ'.

**અંતર્વંશ** [ સં. અંતર્ ( અંદર ) + વંશ ( કુટુંબ ) ] પું. અંતઃપુર; જનાનખાનું.

**અંતર્વંશિક** [ સં. અંતર્વંશ ( અંતઃપુર ) + ઇક ( લગતું ) ] પું. જનાનખાનું સાચવવા નીમેલો માણસ; અંતઃપુરનો રક્ષક; કંચુકી; નાજર.

**અંતર્વાણિજ્ય** [ સં. અંતર્ ( અંદરનું ) + વાણિજ્ય ( વેપાર ) ] ન. દેશમાંનો વેપાર; સ્વદેશી વેપાર.

**અંતર્વાણી** ૧. [ સં. અંતર્ ( મન ) + વાણી ( શાસ્ત્રનાં વાક્ય રૂપી વચન ) ] પું. ઘણાં શાસ્ત્ર જાણનારો પંડિત; શાસ્ત્રવેત્તા; વિદ્વાન.
૨. [ સં. અંતર્ ( હૃદય ) + વાણી ( વચન ) ] સ્ત્રી. દિલમાંથી ઉત્પન્ન થતો અવાજ; અંતઃકરણની પ્રેરણા; હૃદયમાંથી નીકળતો ઉદ્‌ગાર.

**અંતર્વાસ** ૧. [ સં. અંતર્ ( અંદર ) + વાસ ( રહેઠાણ ) ] પું. સ્ત્રીઓને રહેવાની અંદરના ભાગમાં આવેલી જગ્યા; જનાનખાનું; રાણીવાસ; અંતઃપુર.
૨. [ સં. અંતર્ ( અંદર ) + વાસસ્ ( કપડું ) ] ન. અંદર પહેરવાનું કપડું.

**અંતર્વાસિક** [ સં. અંતર્ ( અંદરનું ) + વાસ ( રહેઠાણ ) + ઇક ( લગતું ) ] પું. અંતઃપુરનો રક્ષક; કંચુકી. જુઓ અંતર્વંશિક.

**અંતર્વાસી** [ સં. અંતર્ ( અંદર ) + વાસિન્ ( રહેનારું ) ] વિ. માં રહેલું; અંદર આવેલું.

**અંતર્વાહક** [ સં. અંતર્ ( અંદર ) + વાહક ( લઈ જનાર ) ] વિ. અંદર લઈ જનાર.
અંતર્વાહક જ્ઞાનતંતુ = શરીરના ભાગોમાંથી મગજને ખબર પહોંચાડવાનું કાર્ય કરનાર જ્ઞાનતંતુ.

**અંતર્વાહિની** [ સં. અંતર્ ( અંદર ) + વાહિન્ ( લઈ જનાર ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. મગજમાં ખબર લઈ જનારી; 'ઍફરેન્ટ'. કેટલાક જ્ઞાનતંતુઓમાં અંતરવાહી તેમ જ બહિરવાહી બંને પ્રકારના તંતુઓ આવેલા છે. સાંભળવાના, જોવાના અને સૂંઘવાના જ્ઞાનતંતુઓમાં ફક્ત અંતરવાહી જ્ઞાનતંતુઓ આવેલા હોય છે.

**અંતર્વાહી** ૧. વિ. અંદર એટલે સપાટી નીચે વહેતું.
૨. [ સં. અંતર્ ( અંદર ) + વાહિન્ ( લઈ જનાર ) ] વિ. અંદર લઈ જનાર; અંતર્વાહક.

**અંતર્વિકલ્પ** [ સં. અંતર્ ( મન ) + વિકલ્પ ( શંકા ) ] પું. શંકા; સંદેહ.

**અંતર્વિકાર** ૧. [ સં. અંતર્ ( અંદર ) + વિકાર ( ફેરફાર ) ] પું. અંદરનો ફેરફાર.
૨. [ સં. અંતર્ ( મન ) + વિકાર ( લાગણી ) ] પું. મનને થતો ભૂખ, તરસ, દુઃખ વગેરેનો અનુભવ.

૩. [ સં. અંતર્ ( મન ) + વિકાર ( બગાડ ) ] પું. મનનો વિકાર; માનસિક બગાડ.

**અંતર્વિકારશવાચક** પું. ( પિંગળ ) દરેક ચરણમાં તગણ, રગણ, જગણ અને રગણ મળી ૧૨ અક્ષરનો એક અક્ષરમેળ છંદ.

**અંતર્વિગાહ** [ સં. અંતર્ ( અંદર ) + વિગાહ્ ( દાખલ થવું ) ] પું. અંદર દાખલ થવું તે; પ્રવેશ.

**અંતર્વિગાહન** [ સં. અંતર્ ( અંદર ) + વિગાહન ( પ્રવેશ ) ] ન. અંદર દાખલ થવું તે; પ્રવેશ.

**અંતર્વિઘ્ન** [ સં. અંતર્ ( અંદર ) + વિઘ્ન ( અડચણ ) ] ન. અંદરની મુશ્કેલી.

**અંતર્વિચાર** [ સં. અંતર્ ( મન ) + વિચાર ( કલ્પના ) ] પું. અંતઃકરણમાં રહેલા ભાવ.

**અંતર્વિદ્રોહ** [ સં. અંતર્ ( અંદર ) + વિ ( વિશેષ ) + દ્રોહ ( હિંસા ) ] પું. માંહો-માંહેની લડાઈ; જાદવાસ્થળી; પ્રકૃતિક્ષોભ; 'સિવિલ વૉર'.

**અંતર્વિપ્લવ** [ સં. અંતર્ ( અંદર ) + વિપ્લવ ( બળવો ) ] પું. માંહોમાંહેની લડાઈ; પ્રકૃતિ-ક્ષોભ. જુઓ અંતર્વિદ્રોહ.

**અંતર્વિરોધ** ૧. [ સં. અંતર્ ( અંદર ) + વિરોધ ( ઊલટાપણું ) ] પું. એક વખત કહેલી વાતથી જુદું જ બોલવું તે.
૨. પું. શબ્દમાં રહેલો ઊલટો ભાવ; વદતો-વ્યાઘાત.

**અંતર્વિરોધી** [ સં. અંતર્ ( અંદર ) + વિરોધ ( ઊલટાપણું ) + ઇન્ ( વાળું ) ] વિ. બોલેલા શબ્દોની અંદર જ અવળો અર્થ રહ્યો હોય એવું.

**અંતર્વિષ** [ સં. અંતર્ ( હૃદય ) + વિષ ( ઝેર ) ] વિ. જેના હૈયામાં ઝેર હોય એવું; ઝેરીલા સ્વભાવવાળું; ખારીલું.

**અંતર્વૃત્ત** ૧. [ સં. અંતર્ ( અંદર ) + વૃત્ત ( કૂંડાળું ) ] ન. ( ગણિત ) બધી બાજુને અડે એવી રીતે આકૃતિમાં દોરેલ ગોળ; 'ઇન્સ્ક્રાઇબ્ડ સર્કલ'.
૨. વિ. અંતર્ગોળ; અંદરના ભાગમાં ગોળ.
૩. [ સં. અંતર્ ( અંદર ) + વૃત્ત ( રહેલું ) ] વિ. અંદર આવેલું.
૪. [ સં. અંતર્ ( મન ) + વૃત્ત ( રહેલું ) ] વિ. જેની મનોવૃત્તિ આત્મા તરફ વળેલી હોય એવું; સૂક્ષ્મ અંતર તરફ વળેલું.

**અંતર્વૃત્તિ** ૧. [ સં. અંતર્ ( હૈયું ) + વૃત્તિ ( વલણ ) ] સ્ત્રી. અંતરની ઇચ્છા; મનોભાવ; અંતર્ભાવ; અંતઃકરણનું વલણ; હૃદયભાવના.
૨. સ્ત્રી. મનનું આત્મા તરફનું વલણ.

**અંતર્વેગ** ૧. [ સં. અંતર્ ( દિલ ) + વેગ ( જોસ ) ] પું. અંતરનો આવેશ; ઉત્સાહ.
૨. [ સં. અંતર્ ( મન ) + વેગ ( અકળા-મણ ) ] પું. ગભરાટ; ચિંતા.
૩. [ સં. અંતર્ ( અંદર ) + વેગ ( તાપ ) ] પું. શરીરમાં બળતરા કરે એવો તાવ. આ તાવમાં કોઠામાં દાહ એટલે બળતરા થાય, ખૂબ તરસ લાગે, બકબકાટ, શ્વાસ, ચકરી વગેરે થાય, સાંધા અને હાડકાં દુખે, પરસેવો ન આવે અને ઝાડો પવન બંધ થાય. આથી આ તાવ કષ્ટસાધ્ય એટલે મુશ્કેલીથી મટે તેવો ગણાય છે. સુશ્રુત આને ગંભીરજ્વર કહે છે.

**અંતર્વેદ** ૧. [ સં. અંતર્ ( વચ્ચે ) + વેદિ ( પ્રદેશ ) ] પું. ગંગા અને જમના વચ્ચે આવેલ દોઆબ પ્રદેશનું પ્રાચીન નામ. તેનું બીજું નામ બ્રહ્માવર્ત છે.
૨. પું. બે નદીઓ વચ્ચેનો પ્રદેશ; દોઆબ.
૩. [ સં. અંતર્ ( અંદર ) + વેદ ( આર્યોનાં સૌથી પ્રાચીન ધર્મપુસ્તક ) ] પું. વેદમાંથી નીકળેલી પેટા વિદ્યા. તેને ઉપવેદ પણ કહે છે. આયુર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વવેદ અને સ્થાપત્યશાસ્ત્ર એ ચાર ઉપવેદ છે.

**અંતર્વેદના** ૧. [ સં. અંતર્ ( અંદર ) + વેદના ( પીડા ) ] સ્ત્રી. અંદરની પીડા; મનોવેદના; હૃદયની વેદના.
૨. સ્ત્રી. શોક; વિષાદ.

**અંતર્વેદિ** ૧. [ સં. અંતર્ ( વચ્ચે ) + વેદિ ( સ્થાન ) ] પું. ગંગા અને જમના નદીની વચ્ચેના પ્રદેશનો રહેવાશી. જેમકે, અંતર્વેદિ બ્રાહ્મણ.
૨. [ સં. અંતર્ ( અંદર ) + વેદિ ( હોમની ઓટલી ) ] સ્ત્રી. કુંડની અંદરની વેદી; નાભિ; કુંડની અંદરનો નાનો કુંડ.
૩. [ સં. અંતર્ ( વચ્ચે ) + વેદિ ( પ્રદેશ ) ] સ્ત્રી. શશરથલી કે બ્રહ્માવર્તના નામથી ઓળ-ખાતો ગંગા અને જમના વચ્ચેનો પ્રયાગથી હરદ્વાર સુધીનો પવિત્ર દેશ; દોઆબ.
૪. વિ. કુંડના અંદરના ભાગ સંબંધી.

**અંતર્વેદી** [ સં. અંતર્ ( વચ્ચે ) + વેદિ ( જગ્યા ) ] પું. ગંગા અને જમના નદીની વચ્ચેનો દેશ. જુઓ અંતર્વેદિ.

**અંતર્વેધ** ૧. [ અંતર્ ( અંદર ) + વેધ ( દોષ ) ] પું. ( શિલ્પ ) ઘરનાં બારણાં મૂકવામાં થતો એક દોષ. ઘરનાં બે બારણાં સામસામાં આવ્યાં હોય અને બન્નેનાં મધ્ય-બિંદુ સીધી લીટીમાં હોય, ત્યારે બહારના બારણા કરતાં અંદરના બારણાની પહોળાઈ ઓછી ન હોય તો તે અંતર્વેધ દોષ ગણાય.
૨. [ સં. અંતર્ ( હૃદય ) + વેધ ( વીંધવું તે ) ] પું. હૃદયને વીંધી નાખવાપણું.
૩. વિ. મર્મસ્થ; માર્મિક; ગૂઢ; રહસ્યવાળું.
૪. વિ. વેધી; ભેદક; તીક્ષ્ણ; તીવ્ર; વીંધી નાખે એવું.

**અંતર્વૈર** [ સં. અંતર્ ( અંદર ) + વૈર ( વેર ) ] ન. અંતરનું ઊંડું વેર; હાડવેર; કિન્નો.

**અંતર્વૈરી** [ સં. અંતર્ ( અંદર ) + વૈર ( વેર ) + ઇન્ ( વાળું ) ] વિ. ઊંડું વેર રાખનાર; હાડવેરી; કિન્નાખોર.

**અંતર્વૈશિક** [ સં. અંતર્ ( અંદર ) + વેશ્મન્ ( ઘર ) + ઇક ( લગતું ) ] પું. જનાનખાનાને સાચવનાર માણસ; અંતઃપુરનો રક્ષક.

**અંતર્વેશ્મ** [ સં. અંતર્ ( અંદર ) + વેશ્મન્ ( મકાન ) ] ન. ઘરની અંદરના ભાગનો ઓરડો; અંતઃપુર.

**અંતર્વેશ્મિક** [ સં. અંતર્ ( અંદર ) + વેશ્મન્ ( ઘર ) + ઇક ( લગતું ) ] પું. અંતઃપુરનો રક્ષક. જુઓ અંતર્વૈશિક.

**અંતર્વ્યથા** [ સં. અંતર્ ( અંદર ) + વ્યથા ( દુઃખ ) ] સ્ત્રી. મનની પીડા; મૂંઝવણ.

**અંતર્વ્યવસ્થા** [ સં. અંતર્ ( અંદર ) + વ્ય-વસ્થા ( ગોઠવણ ) ] સ્ત્રી. અંદરનો બંદોબસ્ત; છૂપી ગોઠવણ.

**અંતર્વ્યવહાર** ૧. પું. એક દેશનો બીજા દેશ સાથેનો પરસ્પર આપવા લેવાનો સંબંધ.
૨. [ સં. અંતર્ ( અંદર ) + વ્યવહાર ( વહેવાર ) ] પું. ખાનગી લેવડદેવડનો સંબંધ; છૂપો વહેવાર.

**અંતર્વ્યાધિ** [ સં. અંતર્ ( અંદર ) + વ્યાધિ ( રોગ ) ] પું. અંદરનો રોગ; હાડમાં રહેલો રોગ.

**અંતર્વ્રણ** ૧. [ સં. અંતર્ ( અંદર ) + વ્રણ ( ઘા ) ] પું. અંદરનો જખમ; શરીરની અંદરનું ચાંદું.
૨. [ સં. અંતર્ ( હૃદય ) + વ્રણ ( જખમ ) ] પું. હૃદયનો ઘા; મર્મપ્રહાર.

નથી અને મર્મ આ કહેતો, અંતર્વ્રણ અંતર રહેતો.
—ગોવર્ધનરામ

**અંતર્સાલ** [ સં. અંતર્ ( અંદર ) + સાલ ( ઝાડ ) ] સ્ત્રી. બહારથી વધતા ઝાડની લાંબા, પાતળા અને ચીકણા રેસાવાળા કોષની બનેલી અંતરછાલ; 'લાઇબર'. આ કોષ છાલને

મજબૂત બનાવે છે. કેળ જેવાં અંદરથી વધતાં ઝાડને આવી અંતરછાલ હોતી નથી.

**અંતર્સાલી** ૧. [સં. અંતર્ (અંદર) + સાલ (ઝાડ) + ઇન્ (વાળું)] વિ. અંતરછાલના જેવા દેખાવનું; 'લાઇચીફોર્મ'.

અંતર્સાલી કોષ = અંતરછાલના અથવા તેના જેવા લાંબા, પાતળા અને ચીકણા કોષ.

**અંતર્હનન** [સં.] પું. પંજાબનું એક નામ; બાહીક.

**અંતર્હસ્ત** ૧. [સં. અંતર્ (અંદર) + હસ્ત (હાથ)] અ. હાથ પહોંચી શકે એવી રીતે.

૨. અ. હાથમાં; હાથની અંદર.

**અંતર્હાનવ્યા ધમની** સ્ત્રી. એ નામની એક ધમની; 'ઇન્ટર્નલ મેક્સિલરી આર્ટરી'. તે કાનના મૂળની નીચેથી શરૂ થઈ અધોહનુકૂટની અંદરની બાજુને આધારે આગળ વધી હનુસંધિની નીચે ત્રાંસી રીતે ઊતરે છે. તેની પંદર અનુશાખા જડબું, કાન, ગાલ, તાળવું તથા મગજને ઢાંકનારી ખાલકલાને પોષણ આપે છે.

**અંતર્હાનવ્યા શિરા** સ્ત્રી. અંતર્હાનવ્યા ધમની સાથે વહેતી એ નામની શિરા; 'ઇન્ટર્નલ મેક્સિલરી વેઇન'. જડબાના અંદરના ભાગમાં રહેલ શિરાજાલોમાંથી તે નીકળે છે.

**અંતર્હાસ** [સં. અંતર્ (અંદર) + હાસ (મલકવું તે)] ન. છાના છાના હસવું તે; અવ્યક્ત હાસ્ય; મૂછમાં હસવું તે; સ્મિત; મલકાટ.

**અંતર્હિત** ૧. પું. શિવનાં હજાર નામ માંહેનું એક.

૨. વિ. અદૃશ્ય.

૩. [સં. અંતર્ધા (લોપ થવો) + ત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. અંતર્ધાન થયેલું; અલોપ થયેલું.

૪. [સં. અંતર્ (અંદર) + હિત (મુકાયેલું)] વિ. ગુપ્ત; ન દેખાય તેમ રહેલું.

**અંતર્હિતાત્મા** [સં. અંતર્ (અંદર) + હિત (મુકાયેલું) + આત્મન્ (આત્મા)] પું. શિવનું એક નામ. તે દરેકના હૃદયમાં અંતરાત્મા રૂપે રહેલ છે.

**અંતર્હૃદય** [સં. અંતર્ (અંદર) + હૃદય (હૈડું)] ન. હૃદયનું અંદરનું પડ; હૃદયાંતર્પટ; 'એન્ડોકાર્ડિયમ'.

**અંતલઘુ** ૧. [સં. અંત (છેડો) + લઘુ (હ્રસ્વ)] ન. (કાવ્ય) છેડે હ્રસ્વ અક્ષર કે એક માત્રા હોય એવું છંદનું ચરણ.

૨. ન. જેનો છેલ્લો અક્ષર એક માત્રાનો હોય તેવો શબ્દ.

**અંતલોપ** [સં. અંત (છેવટ) + લોપ (નાશ)] પું. શબ્દના છેવટના અક્ષરનો લોપ એટલે નાશ. જેમકે, આત્મન્ + ઘાત = આત્મઘાત.

**અંતવત્ત્વ** [સં. અંત (છેડો) + વત્ (વાળું) + ત્વ (પણું)] ન. છેડો હોવાપણું; નાશવંત સ્થિતિ; અંતવાનપણું.

બ્રહ્મ અંતવત્ત્વ વગેરે દોષથી રહિત તેમ જ સર્વજ્ઞત્વ વગેરે ગુણયુક્ત હોવું જોઈએ.
કમળાશંકર

**અંતવંત** ૧. [સં. અંત (નાશ) + વત્ (વાળું)] વિ. છેડાવાળું; નાશ પામે એવું; વિનાશી.

૨. [સં. અંત (મર્યાદા) + વત્ (વાળું)] વિ. છેડો આવે એવું.

**અંતવાન** ૧. [સં. અંત (છેડો) + વત્ (વાળું)] વિ. (ગણિત) જેનાં પદોની સંખ્યા મર્યાદિત હોય તેવું.

૨. [સં. અંત (નાશ) + વત્ (વાળું)] વિ. નાશવંત; વિનાશી.

૩. વિ. (ગણિત) મર્યાદિત; નિશ્ચિત હદવાળું; જેનો છેડો કે અંત આવી જતો હોય એવું. જે સીધી લીટીની હદ તેના બન્ને છેડા ઉપર નિશ્ચિત થયેલી હોય તેને મર્યાદિત કે અંતવાન સીધી લીટી કહે છે.

**અંતવાન દશાંશ** [સં. અંત (છેડો) + વત્ (વાળું) + દશાંશ] ન. સામાન્ય અપૂર્ણાંકને દશાંશ રૂપ આપતાં ભાગાકારનો અંત આવી જઈ થતું દશાંશ રૂપ.

**અંતવાસી** ૧. [સં. અંત (સરહદ) + વાસિન્ (વસનાર)] પું. ચંડાળ. તે ગામના છેવટના ભાગમાં રહે છે, માટે અંતવાસી કહેવાય છે.

૨. [સં. અંત (પાસે) + વાસિન્ (રહેનાર)] પું. શિષ્ય; ગુરુની પાસે રહેનાર વિદ્યાર્થી.

૩. વિ. પાસે રહેનાર.

૪. વિ. સરહદ નજીક રહેનાર.

**અંતવિદારણ** [સં. અંત (સમાપ્તિ) + વિદારણ (તોડવું તે)] ન. (જ્યોતિષ) સૂર્ય અને ચંદ્રગ્રહણના દશ પ્રકારના મોક્ષમાંનો એક.

**અંતવિપુલાઆર્યાગીતિ** [સં. અંત (છેડો) + વિપુલા (એક છંદ) + આર્યાગીતિ (એક માત્રામેળ છંદ)] પું. (પિંગળ) આર્યાગીતિ નામના માત્રામેળ છંદનો એક ભેદ. તેમાં છેવટના દલમાં એટલે લીટીમાં વિપુલા છંદ પ્રમાણે યતિ કે વિરામ આવે છે. બાકી બધી રચના આર્યાગીતિ જેમ હોય છે.

**અંતવિપુલાઉદ્ગીતિ** [સં. અંત (છેડો) + વિપુલા (એક છંદ) + ઉદ્ગીતિ (એક માત્રામેળ છંદ)] પું. (પિંગળ) ઉદ્ગીતિ માત્રામેળ છંદનો એક પ્રકાર. તેનું માપ ઉદ્ગીતિ પ્રમાણે હોય છે, પણ છેલ્લા દલમાં એટલે લીટીમાં વિપુલા પ્રમાણે યતિ એટલે વિસામો રખાય છે.

**અંતવિપુલાઉપગીતિ** [સં. અંત (છેડો) + વિપુલા (એ નામનો છંદ) + ઉપગીતિ (એક છંદ)] પું. (પિંગળ) જેમાં બંને દલનું એટલે લીટીનું માપ ઉપગીતિ પ્રમાણે અને બીજા દલની યતિ વિપુલા પ્રમાણે આવતી હોય એવો ઉપગીતિ નામના માત્રામેળ છંદનો એક પ્રકાર.

**અંતવિપુલાગીતિ** [સં. અંત (છેડો) + વિપુલા (એક છંદ) + ગીતિ (એ નામનો છંદ)] પું. (પિંગળ) બીજા દલમાં એટલે લીટીમાં વિપુલા પ્રમાણે યતિ કે વિસામો આવતો હોય એવો એક જાતનો ગીતિ માત્રામેળ છંદ. તેના બીજા બધા નિયમ ગીતિ પ્રમાણે હોય છે.

**અંતવિપુલાર્યા** [સં. અંત (છેડો) + વિપુલા (એ નામનો છંદ) + આર્યા (એક છંદ)] પું. (પિંગળ) એ નામનો એક માત્રામેળ છંદ; આર્યા છંદનો એક ભેદ.

અંત જ દલના ત્રીજા,
ગણનો શબ્દ જ જહાં પૂરો કરશે;
ત્યાં યતિ કવિ અંત વિપુલા,
આર્યામાં ઉચિત ધરશે.
રણપિંગળ

**અંતવેળા** ૧. [સં. અંત (છેવટ) + વેલા (વખત)] સ્ત્રી. અટકી બેસવાનો વખત; અણીનો વખત.

૨. સ્ત્રી. અંતસમય; મરણકાળ; આખર વખત; છેવટની ઘડી.

**અંતશય્યા** ૧. [સં. અંત (છેડો) + શય્યા (પથારી)] સ્ત્રી. ચિતા. છેવટે માણસને ચિતામાં સૂવું પડે છે, તેથી તે અંતશય્યા કહેવાય છે.

૨. સ્ત્રી. મરણ.

૩. સ્ત્રી. મરણ વખતે ભોંય પર કરવામાં આવતો ચોકો; સાથરો.

૪. સ્ત્રી. મરણપથારી; મોતની વખતનું બિછાનું; છેલ્લી પથારી.

૫. સ્ત્રી. સ્મશાન; મસાણ.

**અંતશ્ચક્ષુ** ૧. [સં. અંતર્ (અંદર) + ચક્ષુસ્ (આંખ)] સ્ત્રી. અંદર એટલે આત્મા તરફ વળેલી દૃષ્ટિ; અંતરદૃષ્ટિ; જ્ઞાનચક્ષુ; અંતર્ચક્ષુ.

૨. વિ. અંતરદૃષ્ટિવાળું; જેને પ્રેરણા થાય તેવું; પ્રેરણાવાળું; સહૃદયી.

**અંતશ્ચર** [સં. અંતર્ (અંદર) + ચર્ (ફરવું)] વિ. શરીરમાં વ્યાપી રહેનાર.

**અંતશ્છેદ** [સં. અંતર્ (અંદર) + છેદ (કાપવું તે)] પું. (ગણિત) સીધી લીટીની અંદર બિંદુ લઈને તે લીટીના ભાગ પાડવાની ક્રિયા; 'ઇન્ટર્નલ ડિવિઝન'.

**અંતસ** ૧. પું. વેર; ખાર; અંટસ.
૨. પું. (જૂ. ગુ.) શોક; દિલગીરી.
બાણે નરસૈંયો અંતસ ન લાવે જમ વાંસલડી વાહેરે. નરસિંહ

**અંતસકરણ** [સં. અંતર્ (અંદર) + કરણ (ઇંદ્રિય)] ન. અંતઃકરણ; મન. તે દશ ઇન્દ્રિયોનો રાજા કહેવાય છે.

**અંતસદ** [સં. અંતે (નજીક) + સદ્ (બેસવું)] પું. ગુરુની પાસે રહેનાર શિષ્ય; ચેલો; વિદ્યાર્થી.

**અંતસમય** [સં. અંત (નાશ) + સમય (વખત)] પું. મરણનો વખત; અંતકાળ.

**અંતસમો** [સં. અંત (નાશ) + સમય (વખત)] પું. અંતકાળ. જુઓ અંતસમય.

**અંતસ્કર્ણ** [સં. અંતર્ (અંદર) + કરણ (ઇંદ્રિય)] ન. મન. જુઓ અંતસકરણ.

**અંતસ્તત્ત્વ** [સં. અંતર્ (અંદર) + તત્ત્વ (સત્ય)] ન. વસ્તુમાં રહેલું ગૂઢ સત્ય; રહસ્ય; સાર; આંતરિક તત્ત્વ.

**અંતસ્તનિકા** સ્ત્રી. અધરાગ્રિમ કુરફુસાંતરાલ પ્રદેશમાં એટલે હૃદયના કોષની આગલી બાજુ પરથી ઉરઃફલકની પાછલી બાજુ સુધીમાં આવેલી એ નામની ધમનીઓ.

**અંતસ્તમ** ૧. [સં. અંતર્ (અંદર) + તમ (અંધારું)] ન. હૃદયનું અંધારું; અજ્ઞાન.
૨. [સં. અંતર્ (અંદર) + તમ (શ્રેષ્ઠતાવાચક પ્રત્યય)] વિ. છેક અંદરનું; ઊંડામાં ઊંડું. જેમકે, સત્ય એ સર્વ ભૂતોનું અંતસ્તમ તત્ત્વ છે.

**અંતસ્તલ** ૧. [સં. અંતર્ (માંહે) + તલ (તળિયું)] ન. અંદરની બાજુ.
૨. ન. અંદરનું તાળવું; છેક ઊંડો ભાગ.

**અંતસ્તાપ** [સં. અંતર્ (મન) + તાપ (સંતાપ)] પું. મનનું દુઃખ; માનસિક વ્યથા; આધિ.

**અંતસ્તેજસ્વી** [સં. અંતર્ (દિલ) + તેજસ્વિન્ (તેજવાળું)] વિ. વિશુદ્ધ ચારિત્રના તેજવાળું; પ્રભામય; તેજોમય.

**અંતસ્ત્વ** [સં. અંતર્ (અંદર) + ત્વ (પણું)] ન. દરેક વસ્તુની અંદર હોવું તે; અંતર્યામીપણું.

**અંતસ્ત્વક** [સં. અંતર્ (અંદર) + ત્વચ્ (ચામડી)] સ્ત્રી. ઉપરની ચામડીની નીચે આવેલું પડ.

**અંતસ્ત્વચા** [સં. અંતર્ (અંદર) + ત્વચા (ચામડી)] સ્ત્રી. અંદરની ચામડી; અંતસ્ત્વક.

**અંતસ્થ** ૧. [સં. અંતર (વચ્ચે) + સ્થ (રહેલ)] પું. સ્પર્શ એટલે ક્ થી મ્ સુધીના અક્ષર અને ઉષ્માક્ષર એટલે શ્, ષ્, સ્, હ્ એ વ્યંજનો વચ્ચેના, સ્વર અને વ્યંજન બંનેના ધર્મવાળા ય્, ર્, લ્, વ્ અર્ધસ્વર.
૨. [સં. અંતર્ (અંદર) + સ્થ (રહેલું)] વિ. અંદરનું; અંતર્ગત; અંદર રહેલું.
૩. વિ. ગુપ્ત; છાનું; ખાનગી; છૂપું.
૪. [સં. અંત (છેડો) + સ્થા (રહેવું)] વિ. છેલ્લું; છેવટનું; છેડા પર આવેલું.
૫. વિ. મૂળનું; સ્વાભાવિક; કુદરતી.
૬. વિ. સ્વર અને વ્યંજન બંનેના ધર્મવાળું.
૭. [સં. અંતર (હૃદય) + સ્થ (રહેલું)] વિ. હૃદયમાં વસેલું.

**અંતસ્થાન** [સં. અંત (છેવટનું) + સ્થાન (જગ્યા)] ન. અંતિમ સ્થાન; ઉદ્દેશ; હેતુ.

**અંતસ્થિત** ૧. [સં. અંતર્ (અંદર) + સ્થિત (રહેલું)] વિ. અંદર રહેલું; અંદરનું.
૨. [સં. અંતર્ (હૃદય) + સ્થિત (રહેલું)] વિ. હૃદયની અંદરનું; અંતઃકરણનું.

**અંતસ્નાન** ૧. [સં. અંત (છેવટનું) + સ્નાન (નાવણ)] ન. અવભૃથ; યજ્ઞની પૂર્ણાહુતિ પછી કરવામાં આવતું સ્નાન.
૨. ન. મડદાંને કરાવવામાં આવતું સ્નાન.

**અંતસ્વરિત** [સં. અંત (છેલ્લું) + સ્વરિત (જેમાં ઉદાત્ત અને અનુદાત્ત બંનેનાં લક્ષણ હોય એવો સ્વર)] પું. શબ્દના છેલ્લા પદ ઉપર અપાતો સ્વરિત ભાર. જેમકે, યજ્ઞસ્યં દેવ-મૃત્વિજં. આમાં છેલ્લા પદ જં ઉપર સ્વરિત ભાર છે.

**અંતહીન** [સં. અંત (છેડો) + હીન (વિનાનું)] વિ. છેડા વિનાનું; અનંત; અપાર.

**અંતઃ** ૧. [સં. અંતર્ (મન)] ન. અંતઃકરણ; મન.
કોઇને નવ દેખો સ્પાત્ર,
તેણે આવ્યું અંતઃ માત્ર. ગિરધર
૨. [સં. અંતર્ (અંદર)] અ. માં; વચમાં; અંદર.

**અંતઃકરણ** ૧. ન. ચેતન તત્ત્વ; જીવાત્મા; આત્મા.
૨. [સં. અંતર્ (અંદર) + કરણ (ઇંદ્રિય)] ન. જ્ઞાન; સુખાદિના અનુભવનું સાધન; મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર એ પહોથી ઓળખાતી અંદરની ઇંદ્રિય; વિચાર, નિશ્ચય, સ્મરણ, સુખ-દુઃખ વગેરેનો અનુભવ કરનાર ઇંદ્રિય; વિચાર કે સંશય કરનાર મન, વિવેક કે નિશ્ચય કરનાર બુદ્ધિ, સૃષ્ટિના પદાર્થો સાથે પોતાનો સંબંધ દેખાડનાર અહંકાર અને વિગતોનું સ્મરણ રાખનાર ચિત્ત એ પહોથી ઓળખાતી અંદરની ઇંદ્રિય. મનનું સ્થાન બંને ભ્રમરની વચ્ચે, ચિત્તનું તેની ઉપર, તેનાથી ઊંચે અહંકારનું અને સૌથી ઊંચે બુદ્ધિનું સ્થાન મનાય છે. આમ જુદે જુદે સ્થળે રહેલું અંતઃકરણ સંશય, નિશ્ચય, અભિમાન અને સ્મરણનું કામ કરે છે. મનનો દેવ ચંદ્રમા, બુદ્ધિનો દેવ બ્રહ્મા, અહંકારનો મહાદેવ અને ચિત્તનો વિષ્ણુ મનાય છે.
અંતઃકરણના લાળા = મનની ગુપ્ત ચિંતા; મનમાં થતો અતિશય બળાપો; હૈયાની બળતરા.
૩. ન. નૈતિક બુદ્ધિ.
૪. ન. હૃદય; અંતર; મન; 'કૉન્શ્યન્સ'.
૧. અંતઃકરણથી કહેવું = કંઈ પણ ભેદભાવ કે ખોટા આશય વગર બોલવું; હૃદયમાંથી સાચું બોલવું.
૨. અંતઃકરણથી ચાહવું = ભાવથી પ્રેમ રાખવો.

**અંતઃકરણગોપન** [સં. અંતઃકરણ (મન) + ગોપન (ઢાંકવું તે)] ન. હૃદયના ભાવ ન જણાવવાપણું; મનના વિચારો સંતાડવા તે.

**અંતઃકરણચતુષ્ટય** [સં. અંતઃકરણ (અંદરની ઇંદ્રિય) + ચતુષ્ટય (ચારનો જથ્થો)] ન. મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એ ચાર અંદરની ઇન્દ્રિયો.

**અંતઃકરણદેવ** [સં. અંતઃકરણ (મન) દેવ (દેવતા)] પું. સત્ અને અસત્નો વિવેક કરનાર અંતરાત્મા; મનોદેવતા; 'કૉન્શ્યન્સ'.

**અંતઃકરણદોષ** [સં. અંતઃકરણ (અંદરની ઇંદ્રિય) + દોષ (ખામી)] પું. મનને પોતાનું કામ બરાબર ન કરવા દેનાર વિઘ્ન. શાસ્ત્રમાં આવા દોષ ત્રણ માન્યા છેઃ (૧) મલ એટલે સત્ત્વ, રજસ્ કે તમોગુણનો મેલ, (૨) વિક્ષેપ એટલે ભ્રમને લીધે વસ્તુનું ખોટું જ્ઞાન થવું તે, અને (૩) આવરણ એટલે અજ્ઞાનને લીધે વસ્તુનું જ્ઞાન ન થવાપણું.

**અંતઃકરણપંચક** [સં. અંતઃકરણ (અંદરની ઇંદ્રિય) + પંચક (પાંચનો જથ્થો)] ન. અંતઃકરણ, મન, ચિત્ત, બુદ્ધિ, અને અહંકારના સંયોગથી થયેલો અને પ્રવૃત્ત રહેતો જીવાત્મા; માત્ર ચૈતન્યજ્ઞાન. મનથી જીવાત્માને ઉશ્કેરાયેલી સ્થિતિ તથા ઇચ્છા થાય છે. ચિત્તથી તેને

સંકલ્પવિકલ્પ, વાદ, યુક્તિ અને વિચાર થાય છે. બુદ્ધિથી તે નિશ્ચય અને સંકલ્પ કરી શકે છે. 'હું છું', 'મેં કર્યું' એ રૂપે આત્મભાવ કે અહંભાવનું પ્રગટ થવું તે અહંકાર કહેવાય છે. વ્યવહારમાં અંતઃકરણ, મન, દિલ, બુદ્ધિ, ચિત્ત, હૃદય, જીવ, આત્મા એ શબ્દ ઘણુંખરું એક જ અર્થમાં વપરાય છે.

**અંતઃકરણશુદ્ધિ** [ સં. અંતઃકરણ ( મન ) + શુદ્ધિ ( સ્વચ્છતા ) ] સ્ત્રી. મનનો મેલ દૂર કરી પવિત્ર બનાવવું તે; ચિત્તશુદ્ધિ; હૃદયની પવિત્રતા; મનમાં મેલ ન હોવાપણું; દિલની સચ્ચાઈ.

**અંતઃકરણાધ્યાસ** [ સં. અંતઃકરણ ( મન ) + અધ્યાસ ( ભૂલભરેલું જ્ઞાન ) ] પું. અંતઃકરણને આત્મા માનવા રૂપી ભ્રમ; મનને આત્મા ગણવાનું અજ્ઞાન.

**અંતઃકર્ણ** [ સં. અંતર્ ( અંદર ) + કર્ણ ( કાન ) ] પું. અંદરના કાનની અંદરનો એક ભાગ, જેમાં રસ અને જ્ઞાનતંતુઓના છેડા આવેલા હોય છે.

**અંતઃકલહ** ૧. [ સં. અંતર્ ( અંદર ) + કલહ ( કજિયો ) ] પું. ઘરનાં કે કુટુંબનાં માણસો વચ્ચે અંદરનો કજિયો; કુટુંબકલહ; ગૃહકલહ.

૨. પું. દેશ અથવા રાજ્યની અંદર માંહોમાંહેની લડાઈ; 'સિવિલ વૉર'.

**અંતઃકલ્પ** [ સં. અંતર્ ( અંદર ) + કલ્પ ( ચાર અબજ અને બત્રીસ કરોડ વર્ષ ) ] પું. ( બૌદ્ધ ) અમુક વર્ષોની સંખ્યા.

**અંતઃકુટિલ** ૧. [ સં. અંતર્ ( અંદર ) + કુટિલ ( વાંકું ) ] પું. શંખ. તે અંદરથી વાંકો હોઈને અંતઃકુટિલ કહેવાય છે.

૨. વિ. અંદરથી વાંકું.

૩. [ સં. અંતર્ ( હૈયું ) + કુટિલ ( કપટી ) ] વિ. કપટી; પ્રપંચી.

**અંતઃકૂર્ચિકા** સ્ત્રી. પાદપૃષ્ઠિકાની એ નામની એક ધમની. આ ધમનીની એક કે બે શાખા અંદરની ઘૂંટી પર તેમ જ પગના તળિયાની અંદરની કિનારી પર ફેલાયેલી છે.

**અંતઃકૃમિ** ૧. [ સં. અંતર્ ( અંદર ) + કૃમિ ( કરમિયો ) ] પું. પેટમાં કરમિયા જીવડાં પડવાનો રોગ.

૨. વિ. અંદર કીડાવાળું.

**અંતઃકેંદ્ર** [ સં. અંતર્ ( અંદર ) + કેંદ્ર ( મધ્યબિંદુ ) ] ન. ( ગણિત ) જે વર્તુળ આકૃતિની અંદર પૂરેપૂરું આવી રહેતું હોય અને તે આકૃતિની બધી બાજુને અંદરથી અડતું હોય એવા વર્તુળનું મધ્યબિંદુ; અંદરનું મધ્યબિંદુ; 'ઇન સેન્ટર'.

**અંતઃકોટરપુષ્પી** [ સં. અંતર્ ( અંદર ) + કોટર ( પોલાણ ) + પુષ્પ ( ફૂલ ) + ઇન્ ( વાળું ) ] સ્ત્રી. એ નામની એક વનસ્પતિ; વરધારાની એક જાત. તેના ફૂલમાં પોલાણ હોય છે.

**અંતઃકોણ** ૧. [ સં. અંતર્ ( અંદર ) + કોણ ( ખૂણો ) ] પું. ( ગણિત ) કોઈ આકૃતિની એક કે વધારે બાજુ લંબાવી હોય ત્યારે જે બાજુ લંબાવેલી ન હોય તે બાજુની આગળનો અંદરનો ખૂણો.

૨. પું. ( ગણિત ) કોઈપણ આકૃતિની બે બાજુની વચ્ચેનો ખૂણો; 'ઇન્ટર્નલ ઍંગલ'.

૩. પું. ( ગણિત ) બે સમાંતર લીટીને ત્રીજી લીટી કાપતાં તે સમાંતર લીટીઓની વચ્ચે થતા ચાર ખૂણામાંનો ગમે તે કોઈ; અંતર્ગત ખૂણો; 'ઇન્ટીરિયર ઍંગલ'.

**અંતઃકોણક** ન. પગના પંજામાંનાં સાત કૂર્ચાસ્થિમાંનું એ નામનું પહેલું હાડકું; 'ઇન્ટર્નલ ઑર ફર્સ્ટ ક્યુનીફોર્મ'. આકારમાં લગભગ ત્રિકોણ જેવું આ કૂર્ચાસ્થિ અંગુષ્ઠમૂલશલાકાના મૂળ ભાગ તથા નૌનિભ નામના કૂર્ચાસ્થિ વચ્ચે આવેલું છે. તેની અંદરની બાજુ ફક્ત ચામડી વડે ઢંકાયેલી છે. તેની બહારની બાજુ પર બે સંધિલક્ષ્મો છે. તેઓ તર્જની મૂલશલાકાના મૂળ ભાગ તેમ જ મધ્યકોણક નામના કૂર્ચાસ્થિના પાસા જોડે સંબંધ રાખવા માટે છે.

**અંતઃકોપ** ૧. [ સં. અંતર્ ( મન ) + કોપ ( ગુસ્સો ) ] પું. દિલની અંદરનો ગુસ્સો; ક્રોધ.

૨. [ સં. અંતર્ ( અંદર ) + કોપ ( ગુસ્સો ) ] પું. માંહોમાંહેનો ઝઘડો; અંદરોઅંદરનું તોફાન; જાદવાસ્થળી; આંતરવિગ્રહ; પ્રકૃતિક્ષોભ; આંતરિક તોફાન; 'સિવિલ વૉર'.

**અંતઃકોશ** ૧. [ સં. અંતર્ ( અંદર ) + કોશ ( પિંડ ) ] પું. કોશ એટલે શરીરની અંદરના જીવનતત્ત્વવાળા ઘણા જ બારીક પિંડનો અંદરનો ભાગ.

૨. [ સં. અંતર્ ( અંદર ) + કોશ ( ભંડાર ) ] પું. ભંડારનો અંદરનો ભાગ.

**અંતઃક્રિયા** ૧. [ સં. અંતર્ ( અંદર ) + ક્રિયા ( કામ ) ] સ્ત્રી. ખાનગી કામ; છાનું કામ.

૨. સ્ત્રી. મનને ચોખ્ખું કરનાર કર્મ.

**અંતઃક્રુદ્ધ** [ સં. અંતર્ ( અંદર ) + ક્રુદ્ધ ( ગુસ્સે થયેલ ) ] વિ. ગુસ્સે થયેલું; કોપેલું.

**અંતઃક્ષોભ** ૧. [ સં. અંતર્ ( મન ) + ક્ષોભ ( ગભરાટ ) ] પું. અંતરની અશાંતિ; ગભરાટ; વ્યાકુળતા; આંતરિક ઉદ્વેગ.

૨. [ સં. અંતર્ ( અંદર ) + ક્ષોભ ( ખળભળાટ ) ] પું. આથા કે ખટાશને લીધે આવતો ઊભરો; 'ફર્મેન્ટેશન'.

૩. પું. જોશ; ઉછાળો.

૪. પું. પ્રવાહી ઊકળી તેમાંથી બડબડિયાં નીકળવાં તે; ઊકળવાપણું.

૫. [ સં. અંતર્ ( હૈયું ) + ક્ષોભ ( ખળભળાટ ) ] પું. લાગણીનો આવેગ; મનનો તનમનાટ; ચિત્તક્ષોભ. હૃદયના અંતઃક્ષોભથી કવિતા ઉત્પન્ન થાય છે.

**અંતઃખેદ** [ સં. અંતર્ ( મન ) + ખેદ ( દિલગીરી ) ] પું. સંતાપ; શોક.

**અંતઃચક્ષુ** [ સં. અંતર્ ( અંદર ) + ચક્ષુસ્ ( આંખ ) ] ન. અંદરની આંખ; મનની દૃષ્ટિ.

**અંતઃપટ** ૧. [ સં. અંતર્ ( વચ્ચે ) + પટ ( વસ્ત્ર ) ] ન. વચ્ચે રખાતું આડું કપડું; વચ્ચેનો પડદો; અંતરપટ; આડ.

૨. ન. વરકન્યાની વચ્ચે કે જનોઈ સંસ્કાર વખતે ગુરુમંત્ર આપનાર અને બાળકની વચમાં અમુક વખત સુધી આડો રાખવામાં આવતો પડદો.

**અંતઃપટી** ૧. [ સં. અંતર્ ( વચ્ચે ) + પટ ( કપડું ) + ઇન્ ( વાળું ) ] સ્ત્રી. ગળવા માટે ગળણામાં રાખેલો સોમરસ.

૨. [ સં. અંતર્ ( અંદર ) + પટ ( ચિત્રપટ ) + ઇન્ ( વાળું ) ] સ્ત્રી. ચિત્રપટથી બતાવેલું દૃશ્ય.

૩. સ્ત્રી. નાટકનો પડદો.

**અંતઃપદવી** [ સં. અંતર્ ( અંદર ) + પદવી ( રસ્તો ) ] સ્ત્રી. સુષુમ્ણા એટલે યોગશાસ્ત્રમાં જણાવેલી એ નામની નાડી નીચે રહેલો માર્ગ.

**અંતઃપરિધાન** [ સં. અંતર્ ( અંદર ) + પરિધાન ( લૂગડું ) ] ન. અંદર પહેરવાનું કપડું.

**અંતઃપરિધિ** ૧. [ સં. અંતર્ ( અંદર ) + પરિધિ ( કૂંડાળાનો ઘેરાવો ) ] સ્ત્રી. કૂંડાળાના ઘેરાવાની અંદરની જગ્યા.

૨. સ્ત્રી. યજ્ઞના અગ્નિની આસપાસ રાખવામાં આવતી ત્રણ લીલી લાકડીઓની અંદરની જમીન.

**અંતઃપરીક્ષા** [ સં. અંતર્ ( હૃદય ) + પરીક્ષા ( તપાસ ) ] સ્ત્રી. પોતાના ગુણદોષ તપાસી જોવા તે; આંતરિક તપાસ.

**અંતઃપવિત્ર** ૧. [ સં. અંતર્ ( અંદર ) + પવિત્ર ( વસ્તુને શુદ્ધ કરનાર ગળણી ) ] પું. રસ ગાળવાના ઠામમાં રહેલો સોમરસ.

૨. [ સં. અંતર્ ( હૃદય ) + પવિત્ર ( શુદ્ધ ) ] વિ. શુદ્ધ હૃદયવાળું; પવિત્ર વિચારવાળું.

**અંતઃપવિત્રા** [ સં. અંતર્ ( હૈયું ) + પવિત્ર ( ચોખ્ખું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. ચોખ્ખા મનવાળી; પવિત્ર વિચારવાળી.

**અંતઃપાત** ૧. [ સં. અંતર્ ( વચ્ચે ) + પાત ( પડવું તે ) ] પું. ( વ્યાકરણ ) અક્ષરનું વચ્ચે આવવું તે; શબ્દમાં વચ્ચે અક્ષરનો થતો ઉમેરો. જેમકે, સંસ્કૃતિ. અહીં સં અને કૃતિ એ બેની વચ્ચે સ્ અક્ષર ઉમેરાય છે.
૨. પું. અંદર સમાવેશ.
૩. પું. કોઈ વસ્તુને જોતાં વાર તેમાં નજર પહોંચી જવી તે.
૪. [ સં. અંતર્ ( અંદર ) + પાત ( પડવું તે ) ] પું. પડવું તે; ભુસકો.
૫. પું. પૂરેપૂરું જ્ઞાન; સંપૂર્ણ માહિતી.
૬. પું. યજ્ઞભૂમિમાં ખોડેલો થાંભલો.
૭. પું. વચમાં પડી એટલે આડેથી જાણી લેવું તે.

**અંતઃપાતી** ૧. [ સં. અંતર્ ( અંદર ) + પાતિન્ ( પડનાર ) ] ન. વચ્ચે પડી એટલે આડેથી છૂપી વાત જાણી લે તેવું માણસ.
૨. વિ. અંદર આવેલું.
૩. વિ. અંદર ઊતરી વસ્તુનું રહસ્ય જાણી લેનાર.
૪. વિ. અંદર પડનારું.
૫. વિ. વચ્ચે આવેલું.
૬. વિ. વચ્ચે પડનાર.

**અંતઃપાત્ર** [ સં. અંતર્ ( અંદર ) + પાત્ર ( વાસણ ) ] ન. વાસણની અંદરનો ભાગ.

**અંતઃપાર્ષ્ણિગા** સ્ત્રી. પશ્ચિમજંઘિકા ધમનીની સાત મુખ્ય શાખામાંની એ નામની એક; 'મીડિયલ કેલ્કેનીઅલ આર્ટરી'. ઘૂંટીની અંદરની તથા બહારની બાજુ પર તેમ જ પગના તળિયાના મૂળ ભાગ પર આ ત્રણ ચાર શાખા ચક્રો રચે છે.

**અંતઃપાલ** [ સં. અંતર્ ( અંદર ) + પાલ ( સાચવનાર ) ] ન. અંતઃપુર સાચવનાર માણસ.

**અંતઃપુર** ૧. [ સં. અંતર્ ( અંદર ) + પુર ( ઘર ) ] પું. અંદરના ઓરડા.
૨. ન. ઘરની કે મહેલની અંદરનો સ્ત્રીઓનો ખંડ; જનાનખાનું.
૩. ન. રણવાસની અંદર રહેનાર સ્ત્રીઓનો સમૂહ.
૪. ન. રંગમહેલ.

**અંતઃપુરચર** ૧. [ સં. અંતર્ ( અંદર ) + પુર ( ઘર ) + ચર ( ફરનાર ) ] પું. રાણીવાસ સાચવનાર અધિકારી; કંચુકી. શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે તે વૃદ્ધ, કુળવાન, શક્તિમાન, પવિત્ર, પિતા કે પિતામહ સમાન, પુરનો ઉપરી અને વિવેકી હોવો જોઈએ.
૨. વિ. રાણીવાસમાં જનાર; જનાનખાનામાં રહેનાર.

**અંતઃપુરચારી** ૧. [ સં. અંતર્ ( અંદર ) + પુર ( ઘર ) + ચારિન્ ( જનાર ) ] વિ. અંતઃપુરમાં જવાની પરવાનગીવાળું.
૨. વિ. જનાનખાનામાં રહેનાર.

**અંતઃપુરજન** [ સં. અંતર્ ( અંદર ) + પુર ( ઘર ) + જન ( માણસ ) ] ન. જનાનખાનામાં રાણીઓની તહેનાતમાં રહેનાર દાસદાસી વગેરે.

**અંતઃપુરરક્ષક** [ સં. અંતર્ ( અંદર ) + પુર ( ઘર ) + રક્ષક ( સાચવનાર ) ] પું. કંચુકી. જુઓ અંતઃપુરચર.

**અંતઃપુરસહાય** ૧. [ સં. અંતર્ ( અંદર ) + પુર ( ઘર ) + સહાય (સોબતી) ] પું. જનાનખાનામાં રહેનાર વિદૂષક.
૨. ન. જનાનખાનાની સાથે સંબંધ ધરાવતું માણસ; અંતઃપુરની અંદરનું માણસ.

**અંતઃપુરાધ્યક્ષ** [ સં. અંતર્ ( અંદર ) + પુર ( ઘર ) + અધ્યક્ષ ( ઉપરી ) ] પું. કંચુકી. જુઓ અંતઃપુરચર.

**અંતઃપુરિક** [ સં. અંતર્ ( અંદર ) + પુર ( ઘર ) + ઇક ( વાળું ) ] પું. કંચુકી. જુઓ અંતઃપુરચર.

**અંતઃપુરિકા** [ સં. અંતર્ ( અંદર ) + પુર ( ઘર ) + ઇક ( સંબંધી ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. અંતઃપુરની સ્ત્રી; દાસી; વડારણ.

**અંતઃપુરી** [સં. અંતર્ (અંદર) + પુર (ઘર)] સ્ત્રી. જનાનખાનામાં રહેનાર રાણી.

> અંતઃપુરી સવિ પરવરી આવીય તેણિ ઠારિ.
> ભાલણ

**અંતઃપુરુષ** ૧. [ સં. અંતર્ ( મન ) + પુરુષ ( આત્મા ) ] પું. અંદર રહેલો પુરુષ; અંતર્યામી.
૨. પું. સત્ અને અસત્નો વિવેક કરનારી શક્તિ; અંતરાત્મા; 'કૉન્શ્યન્સ'.

**અંતઃપુષ્પ** ૧. [ અંતર્ (માંહેલું) + પુષ્પ ( રજ ) ] ન. બાર વરસ પછી ઉત્પન્ન થતું સ્ત્રીરજ.
૨. ન. બારમું વરસ અને કન્યાનું રજ વહેવા માંડે તે વખત વચ્ચેનો સમય; બાર વરસ અને રજસ્વલા થતાં સુધીની ઉંમર વચ્ચેનો વખત.

**અંતઃપ્રકાશ** [ સં. અંતર્ ( અંદર ) + પ્રકાશ ( તેજ ) ] પું. અંદરનું તેજ; આત્માનું બળ.

**અંતઃપ્રકૃતિ** ૧. [ સં. અંતર્ ( અંદર ) + પ્રકૃતિ ( પરમાત્મા ) ] સ્ત્રી. અંતરાત્મા.
૨. સ્ત્રી. ખાનગી વજીરમંડળ.
૩. [ સં. અંતર્ ( અંદર રહેલું ) + પ્રકૃતિ ( સ્વભાવ ) ] સ્ત્રી. મૂળ સ્વભાવ; મનનું વલણ.
૪. [સં. અંતર્ ( અંદર ) + પ્રકૃતિ ( અમાત્યવર્ગ ) ] સ્ત્રી. રાજાની પાસે રહેનાર પ્રધાન; ખાનગી કારભારી.

**અંતઃપ્રકોપ** [ સં. અંતર્ ( અંદર ) + પ્ર ( વધારે ) + કોપ ( ખળભળાટ ) ] પું. માંહોમાંહેનો અણબનાવ; આંતરિક કલહ.

**અંતઃપ્રકોપન** [ સં. અંતર્ ( અંદર ) + પ્ર ( વધારે ) + કોપન ( ખળભળાટ કરવો તે ) ] ન. માંહોમાંહેના કજિયાનાં બી વાવવાં તે; આંતરિક બળવો ઉત્પન્ન કરવાપણું.

**અંતઃપ્રકોષ્ઠાસ્થિ** ન. હાથના નીચલા ભાગમાં રહેલ બે હાડકાંમાંનું અંદરની બાજુએ આવેલું એટલે ટચલી આંગળીની લીટીમાં રહેલું હાડકું; 'અલ્ના'.

**અંતઃપ્રકોષ્ઠાસ્થિનો અંતર્મૌણિક** પું. અંતઃપ્રકોષ્ઠાસ્થિના નીચલા છેડા પર અંદરની બાજુએ લગભગ ગોળાકારનું એ નામનું પ્રવર્દ્ધનક એટલે હાડકાનો આગળ વધેલો ભાગ; 'સ્ટાઇલૉઇડ પ્રોસેસ ઑફ અલ્ના'.

**અંતઃપ્રકોષ્ઠિકા** સ્ત્રી. હાથના નીચલા ભાગમાં રહેલી પેશીઓને કામમાં મદદગાર એ નામની નાડી; 'અલ્નર નર્વ'.

**અંતઃપ્રકોષ્ઠીયા ધમની** સ્ત્રી. હાથના નીચલા ભાગમાં આવેલી એ નામની ધમની; 'અલ્નર આર્ટરી'. કૂર્પર સંધિની આગલી બાજુ પર, તથા તે સંધિની સહેજ નીચે, જ્યાં બાહવી ધમની બે શાખાઓમાં વહેંચાઈ જાય છે, ત્યાંથી આરંભી ઠેઠ મણિબંધની અંદરની બાજુ સુધી આ ધમની જાય છે, અને ત્યાંથી હથેળીમાં પેસે છે.

**અંતઃપ્રજ્ઞ** ૧. [ સં. અંતર્ ( અંદર ) + પ્રજ્ઞ ( ડાહ્યું ) ] વિ. આત્મધ્યાન કરવામાં તત્પર.
૨. વિ. આત્મજ્ઞાની; તત્ત્વદર્શી; બ્રહ્મનિષ્ઠ.
૩. [સં. અંતર્ ( અંદર ) + પ્રજ્ઞા (જ્ઞાન)] વિ. આંતર વિષયોનું એટલે કે સ્વાપ્નિક, મનોરથિક તથા આભિમાનિક વિષયોનું જે વડે જ્ઞાન થાય છે તે. વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞ એ ત્રણ, પરમાત્માનાં જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ અવસ્થાનાં દૃષ્ટા એટલે સાક્ષી સ્વરૂપ છે. તેમાં માંડૂક્યોપનિષદ્માં સ્વપ્નસાક્ષી 'તૈજસ'નું 'અંતઃ-

પ્રજ્ઞ' એવું વિશેષણ છે.

ॐ જાગતે બહિઃપ્રજ્ઞ અકાર વિશ્વ,
સ્વપ્ને ઉકાર થઈ તૈજસ અંતઃપ્રજ્ઞ.
ગીતાપંચામૃત

**અંતઃપ્રજ્ઞા** [ સં. અંતર્ ( હૃદય ) + પ્રજ્ઞા ( બુદ્ધિ ) ] સ્ત્રી. હૃદયમાં ઊપજેલી સહજ બુદ્ધિ; અંતરની પ્રેરણા; પ્રત્યગ્દૃષ્ટિ; 'ઇન્ટયૂઇશન'.

**અંતઃપ્રજ્ઞાવાદી** [ સં. અંતર્ ( હૃદય ) + પ્રજ્ઞા ( બુદ્ધિ ) + વાદિન્ ( મત ધરાવનાર ) ] વિ. અંતરાત્મા હૃદયમાં બેઠો બેઠો સાચા ખોટાની યથાર્થ બુદ્ધિ ઉપજાવી પ્રેરણા કરે છે એવો મત ધરાવનાર; આધિદૈવતવાદી; 'ઇન્ટયૂઇશનિસ્ટ'.

**અંતઃપ્રતિષ્ઠાન** [ સં. અંતર્ (અંદર) + પ્રતિષ્ઠાન (સ્થાન)] ન. અંદરના ભાગમાં આવેલું રહેઠાણ.

**અંતઃપ્રતીતિ** [ સં. અંતર્ ( હૃદય ) + પ્રતીતિ ( ખાતરી ) ] સ્ત્રી. મનની માન્યતા; હૃદયની ખાતરી.

**અંતઃપ્રદેશ** [ સં. અંતર્ ( અંદર ) + પ્રદેશ ( ભાગ ) ] પું. અંદરનો ભાગ.

**અંતઃપ્રમાણ** [ સં. અંતર્ ( અંદર ) + પ્રમાણ ( પુરાવો ) ] ન. મૂળ વસ્તુની અંદરથી જ મળી આવતો પુરાવો; અંદરની સાબિતી.

**અંતઃપ્રવાહ** [ સં. અંતર્ ( અંદર ) + પ્રવાહ ( રેલો ) ] પું. અંદરનો રેલો; છૂપો પ્રવાહ.

**અંતઃપ્રવિષ્ટ** ૧. [ સં. અંતર્ ( અંદર ) + પ્રવિષ્ટ ( દાખલ થયેલું ) ] ન. અંતઃકરણ.
૨. વિ. અંદર દાખલ થયેલ.

**અંતઃપ્રવેશ** [ સં. અંતર્ ( અંદર ) + પ્રવેશ ( જવાપણું ) ] પું. દાખલ થવું તે; પ્રવેશ.

**અંતઃપ્રવેશી** [ સં. અંતર્ (અંદર) + પ્રવેશિન્ ( દાખલ થનાર ) ] વિ. દાખલ થનાર; પ્રવેશ કરનાર.

**અંતઃપ્રવેશીખૂણો** [ સં. અંતર્ ( અંદર ) + પ્રવેશિન્ ( દાખલ થનાર ) + કોણ ( ખૂણો ) ] પું. ( ગણિત ) આકૃતિની અંદર જતો ખૂણો; બે કાટખૂણાથી મોટો અને ચાર કાટખૂણાથી નાનો ખૂણો; વિપરીત કોણ; 'રિફ્લેક્સ ઍંગલ'.




આકૃતિ કચટતમાં કતટ ખૂણો અંતઃપ્રવેશીખૂણો છે.

**અંતઃપ્રાચીર** પું. નેત્રગુહા એટલે આંખના ખાડાની અંદરની લગભગ ઊભી દીવાલ; 'ઇનર વૉલ ઑફ ધી ઑર્બિટ'. આ દીવાલ ઊર્ધ્વહન્વસ્થિનું નાસાફૂટ, અશ્રુપીઠાસ્થિ, ભર્ઝરાસ્થિનું નેત્રફલક તથા જતૂકાસ્થિના શરીરની બાજુનો થોડો ભાગ મળીને બનેલી છે.

**અંતઃપ્રાંત** ૧. [ સં. અંતર્ ( અંદર ) + પ્રાંત ( છેડો ) ] પું. અક્ષકાસ્થિનો અંદરનો એટલે ઉરઃફલક તરફ જતો છેડો; 'સ્ટર્નલ એન્ડ'. જુઓ અક્ષકાસ્થિ.
૨. પું. અંદરનો છેડો.

**અંતઃપ્રેરણા** [ સં. અંતર્ ( હૃદય ) + પ્રેરણા ( આદેશ ) ] સ્ત્રી. સહજબુદ્ધિ; અંતરની પ્રેરણા.

**અંતઃપ્રેરિત** [ સં. અંતર્ ( હૈયું ) + પ્રેરિત ( પ્રેરાયેલું ) ] વિ. મનમાં અંતરાત્માનો આદેશ મળ્યો હોય એવું; અંતરની પ્રેરણાવાળું.

**અંતઃમાત્ર** [ સં. અંતર્ ( અંદર ) + માત્ર ( ભાંડું ) ] ન. અંતઃકરણ; મન; હૃદય.

**અંતઃરાષ્ટ્રીય** [ સં. અંતર્ ( વચ્ચે ) + રાષ્ટ્ર ( રાજ્ય ) + ઈય ( લગતું ) ] વિ. સાર્વરાષ્ટ્રીય; જેનો બે કે વધારે રાષ્ટ્ર સાથે સંબંધ હોય એવું; જુદાં જુદાં રાજ્ય સંબંધી; 'ઇન્ટરનૅશનલ'.

**અંતઃશક્તિ** [ સં. અંતર્ ( અંદર ) + શક્તિ ( બળ ) ] સ્ત્રી. વસ્તુમાં રહેલી કુદરતી શક્તિ; અંદરનું બળ; મૂળભૂત પ્રભાવ.

**અંતઃશત્રુ** ૧. [ સં. અંતર્ ( અંદર ) + શત્રુ ( દુશ્મન ) ] પું. અંદરનો શત્રુ; દુશ્મન તરીકે વર્તતો ઘરનો માણસ.
૨. [ સં. અંતર્ ( હૃદય ) + શત્રુ ( વેરી ) ] પું. હૃદયમાં રહેલ દુશ્મન. જેમકે, કામ, ક્રોધ, લોભ.

**અંતઃશર** પું. શત્રુને વશ પડેલી સેના. જુઓ અંતઃશલ્ય.

**અંતઃશરીર** ૧. [ સં. અંતર્ ( અંદર ) + શરીર ( દેહ ) ] ન. અંતઃકરણ; આત્મા.
૨. ન. શરીરનો અંદરનો ભાગ.
૩. ન. સ્થૂલ શરીરની અંદરનું સૂક્ષ્મ શરીર; લિંગ દેહ.

**અંતઃશલ્ય** ૧. પું. શત્રુને વશ પડેલી સેના.
૨. [ સં. અંતર્ ( અંદર ) + શલ્ય ( બાણ ) ] પું.; ન. અંદરના ભાગમાં વાગેલું બાણ; છૂપું બાણ.
૩. ન. રોગ; દરદ; વ્યાધિ.
૪. [ સં. અંતઃ ( હૈયું ) + શલ્ય ( દુઃખ ) ] ન. હૃદયમાં થતું દુઃખ; અંદરની પીડા; હૃદયકંટક; કાળજાની બળતરા; મનનું સાલ.
૫. વિ. જેના શરીરના અંદરના ભાગમાં બાણ, સોય આદિ વસ્તુ પીડા કરતી હોય એવું.
૬. વિ. બાણની પેઠે હૃદયમાં દુઃખ કરનાર; મનમાં સાલનાર; મર્મભેદી.

**અંતઃશાસ્તા** [ સં. અંતર્ ( અંદર ) + શાસ્તૃ ( રાજ્ય કરનાર ) ] પું. દિલની અંદર રહીને અમલ કરનાર અંતરાત્મા; ધર્મબુદ્ધિ.

**અંતઃશિલા** [ સં. અંતર્ ( અંદર ) + શિલા ( પથ્થર ) ] સ્ત્રી. વિંધ્યાચળમાંથી નીકળતી એ નામની નદી.

**અંતઃશુદ્ધ** [ સં. અંતર્ ( હૈયું ) + શુદ્ધ ( ચોખ્ખું ) ] વિ. શુદ્ધ હૃદયવાળું; અંતરમાં પવિત્ર; નિખાલસ; સરળ.

**અંતઃશુદ્ધિ** [ સં. અંતર્ ( હૃદય ) + શુદ્ધિ ( નિખાલસપણું ) ] સ્ત્રી. હૃદયની ચોખ્ખાઈ; અંતરની પવિત્રતા; ચિત્તની સ્વચ્છતા; સરળતા.

**અંતઃશોક** [ સં. અંતર્ ( મન ) + શોક ( દિલગીરી ) ] પું. સંતાપ; ખેદ.

**અંતઃશોષ** [ સં. અંતર્ ( મન ) + શોષ ( સુકાઈ જવું તે ) ] પું. સોસના; ફિકર.

**અંતઃશૌચ** [ સં. અંતર્ ( મન ) + શૌચ ( પવિત્રતા ) ] ન. મનની ચોખ્ખાઈ; માનસિક શુદ્ધિ; હૃદયની પવિત્રતા.

**અંતઃશ્વાસ** ૧. [ સં. અંતર્ ( અંદર ) + શ્વાસ ( દમ ) ] પું. શરીરની અંદરના ભાગમાં ચાલતો વાયુ.
૨. વિ. અંદર જ જેનો શ્વાસ રહેલો હોય તેવું; સદ્યોમુક્તિમાં હૃદયમાં સાક્ષાત્કાર થયેલા પરમાત્માના સ્વરૂપમાં જ પ્રાણનો લય થાય છે, બહાર પ્રાણનું ઉત્ક્રમણ થતું નથી.

**અંતઃસત્ત્વ** [ સં. અંતર્ ( અંદર ) + સત્ત્વ ( બળ ) ] વિ. અંદરના બળવાળું; આંતરિક શક્તિશાળી; મનોબળવાળું.

**અંતઃસત્ત્વા** ૧. પું. ભિલામું.
૨. [ સં. અંતર્ ( અંદર ) + સત્ત્વ ( ગર્ભ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ગર્ભિણી સ્ત્રી; ભારેવગી સ્ત્રી; ગર્ભવતી બાઈ.
૩. વિ. સ્ત્રી. સગર્ભા.

**અંતઃસરલ** [ સં. અંતર્ ( હૃદય ) + સરલ ( નિષ્કપટી ) ] વિ. સરલ હૃદયવાળું; નિખાલસ.

**અંતઃસલિલ** [ સં. અંતર્ ( અંદર ) + સલિલ ( પાણી ) ] વિ. નીચે પાણી વહેતું હોય એવું.

**અંતઃસલિલવાહિની** [ સં. અંતર્ ( અંદર ) + સલિલ ( પાણી ) + વાહિન્ ( વહેનાર ) + ઈ (નારીજાતિનો પ્રત્યય) ] વિ. સ્ત્રી. નીચે પાણીનો પ્રવાહ વહેતો હોય એવી.

**અંતઃસંક્રાંત** [ સં. અંતર્ ( અંદર ) + સંક્રાંત ( ગયેલું ) ] વિ. અંદર ગયેલું; અંતરમાં લીન થયેલું.

**અંતઃસંજ્ઞ** [ સં. અંતર્ ( અંદર ) + સંજ્ઞા ( ભાન ) ] વિ. ગુપ્ત ચેતનાવાળું. જેમકે, ઝાડ.

**અંતઃસંજ્ઞા** [ સં. અંતર્ ( અંદર ) + સંજ્ઞા ( ચેતના ) ] સ્ત્રી. અનુભવને પ્રગટ ન કરી શકે તેવું ચૈતન્ય. જેમકે, ઝાડ.

**અંતઃસંતાપ** [ સં. અંતર્ ( અંદર ) + સંતાપ ( દુઃખ ) ] પું. દિલગીરી; શોક.

**અંતઃસંતુષ્ટ** [ સં. અંતર્ ( મન ) + સંતુષ્ટ ( સંતોષ પામેલું ) ] વિ. સંતોષ પામેલું; ખુશ થયેલું.

**અંતઃસંન્યાસ** [ સં. અંતર્ ( હૃદય ) + સંન્યાસ ( ત્યાગ ) ] પું. દિલનો વૈરાગ્ય; માનસ ત્યાગ; સંસારના ભોગ તરફ મનમાં થતી વિરક્તિ.

**અંતઃસાધન** [ સં. અંતર્ ( અંદર ) + સાધન ( ઉપાય ) ] ન. છૂપો ઉપાય.

**અંતઃસાર** ૧. [ સં. અંતર્ ( માંહે ) + સાર ( સત્વ ) ] પું. અંદરનું તત્ત્વ; ગુરુતા.
૨. [ સં. અંતર્ ( અંદર ) + સાર ( દ્રવ્ય ) ] પું. અંદરનો ખજાનો.
૩. વિ. આંતરિક શક્તિવાળું.
૪. વિ. જેમાં કંઈ તત્ત્વ હોય તેવું; પોલું નહિ એવું; નક્કર.
૫. [ સં. અંતર્ ( અંદર ) + સાર ( બળ ) ] વિ. બળવાન; જોરાવર.

**અંતઃસારવાન** ૧. [ સં. અંતર્ ( અંદર ) + સાર ( તત્ત્વ ) + વત્ ( વાળું ) ] વિ. અંદર તત્ત્વવાળું; પોલું નહિ એવું.
૨. વિ. કામનું; પ્રયોજનીય.

**અંતઃસુખ** ૧. [ સં. અંતર્ ( અંદર ) + સુખ ( આનંદ ) ] ન. અંદરનું સુખ; આંતરિક આનંદ.
૨. વિ. અંદરથી સુખી.
૩. વિ. આત્મામાં સુખ માનનાર.

**અંતઃસુખી** ૧. [ સં. અંતર્ ( અંદર ) + સુખ ( આનંદ ) + ઇન્ ( વાળું ) ] વિ. અંદરથી સુખી.
૨. વિ. આત્મામાંથી સુખ મેળવનાર.

**અંતઃસ્તનિકા** ૧. સ્ત્રી. એ નામની એ શિરા; 'ઇન્ટર્નલ મેમરી વેઇન્સ'. આ શિરાઓ તે જ નામની ધમની સાથે વહે છે. આમાંની જમણી અંતઃસ્તનિકા જમણી ગલમૂલિકામાં અને ડાબી અંતઃસ્તનિકા ડાબી ગલમૂલિકામાં લોહી ઠાલવે છે.
૨. [ સં. અંતર્ ( અંદર ) + સ્તન ( ધાઈ ) + ઇક ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. છાતીમાંની ધમનીઓની એ નામની એક શાખા; 'ઇન્ટર્નલ મેમરી'. આ શાખા છાતીની અંદર રહેલી હોઈ અક્ષાધરામાંથી નીકળી ઉપલી ૭ ઉપપર્શુકાઓની પાછળ નીચે ઊતરે છે. છઠ્ઠી ઉપપર્શુકાના સંધિ પાછળ આવ્યા પછી તેની નાની નાની ૭ પ્રશાખા થાય છે. તે ફેફસાંઓ વચ્ચેના પ્રદેશમાં, હતકોષમાં, મહાપ્રાચીરા પેશીમાં, ઉરઃફલકમાં, ફુફ્ફુસધરાકલામાં તેમ જ પાંસળીઓ વચ્ચેના પ્રદેશમા ફેલાયેલી છે. અંતઃસ્તનિકાની નાની શાખાઓ છાતીની અંદર તેમ જ બહાર આવી, પરસ્પર મળી જઈને ધમનીચક્રો રચે છે.

**અંતઃસ્થ** ૧. [ સં. અંતર્ ( વચ્ચે ) + સ્થ ( રહેનાર ) ] પું. સ્પર્શાક્ષર એટલે ક્ થી મ્ સુધીના અક્ષર અને ઉષ્માક્ષર એટલે શ્, ષ્, સ્, હ્ વચ્ચેના, સ્વર અને વ્યંજન બંનેના ધર્મવાળા ય્ ર્ લ્ વ્ અર્ધસ્વર.
૨. [ સં. અંતર્ ( અંદર ) + સ્થ ( રહેનાર ) ] વિ. અંદરનું; વચમાં રહેલું; આંતરિક.
૩. વિ. મૂળ વસ્તુની અંદર રહેલું; નૈસર્ગિક; કુદરતી; સ્વાભાવિક.
૪. વિ. સ્વર અને વ્યંજન બન્નેના ધર્મવાળું.

**અંતઃસ્થયુદ્ધ** [ સં. અંતર્ ( અંદર ) + સ્થ ( રહેલું ) + યુદ્ધ ( લડાઈ ) ] ન. પ્રજાની માંહોમાંહેની લડાઈ; આંતરવિગ્રહ; યાદવાસ્થળી.

**અંતઃસ્થલ** [ સં. અંતર્ ( અંદર ) + સ્થલ ( સ્થાન ) ] ન. શરીરની અંદરનો કોમળ ભાગ; મર્મસ્થળ.

**અંતઃસ્થળ** [ સં. અંતર્ ( અંદર ) + સ્થલ ( જગ્યા ) ] ન. શરીરની અંદરનો કોમળ ભાગ; મર્મસ્થળ.

**અંતઃસ્થા** ૧. સ્ત્રી. ઋગ્વેદના એક સૂક્તનું નામ.
૨. [ સં. અંતર્ ( અંદર ) + સ્થ ( રહેનાર ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. શરીરનાં મર્મસ્થાનોની અધિષ્ઠાતા દેવતા.

**અંતઃસ્થિત** ૧. [ સં. અંતર્ ( અંદર ) + સ્થિત ( રહેલું ) ] વિ. અંદર રહેલું; આંતરિક; અંતર્વર્તી.
બ્રહ્મ પોતાની ઇચ્છા થાય ત્યારે અન્તઃસ્થિત જગતને બહિઃ પ્રકટ કરે છે. — અણુભાષ્ય
૨. વિ. ( કાવ્ય ) જેમાં લેખકના મનના અંદરના ભાવ ને અનુભવ આવતા હોય એવું; સ્વાનુભવરસિક; આત્મલક્ષી.
પદ, ગરબી, વગેરે લખનારામાં એટલું હોય તો તે કૃતાર્થ થયો. કેમકે તેવી કવિતામાં તો પોતાના આત્મામાં જે જે ઊર્મિઓ ઊઠે તે દર્શાવી એટલે થયું અને તે તો પોતાનામાં રસ હોય તો તે સ્વાભાવિક રીતે જ થઈ જાય. આવી કવિતાને સ્વાનુભવી અથવા અંતઃસ્થિત કવિતા કહે છે. — નવલરામ

**અંતઃસ્થિતિ** ૧. [ સં. અંતર્ ( અંદર ) + સ્થિતિ ( હાલત ) ] સ્ત્રી. અંદર હોવું તે; અંદર રહેવું તે.
૨. સ્ત્રી. ભીતરની દશા; અંદરની અવસ્થા.
સૂર્યની કોઈ અંતઃસ્થિતિને લીધે કંઈક નિયમે આ ડાઘ દેખાય છે. — જ્યોતિર્વિલાસ

**અંતઃસ્પર્શી** [ સં. અંતર્ ( અંદર ) + સ્પર્શિન્ ( અડનાર ) ] વિ. અંદરની બાજુએ અડનાર.

**અંતઃસ્પર્શીવર્તુલ** [ સં. અંતર્ ( અંદર ) + સ્પર્શિન્ ( અડનાર ) + વર્તુલ ( કુંડાળું ) ] ન. એક મોટા વર્તુલમાં રહેલો નાના વર્તુલનો પરિધ મોટા વર્તુલના પરિધને અંદરના ભાગમાં અડતો હોય તેવું નાનું વર્તુલ.

**અંતઃસ્ફુરણ** [ સં. અંતર્ ( અંદર ) + સ્ફુરણ ( જ્ઞાન ) ] ન. આંતરપ્રેરણા. જુઓ અંતઃસ્ફૂર્તિ.

**અંતઃસ્ફુરણા** [ સં. અંતર્ ( અંદર ) + સ્ફુરણા ( જ્ઞાન ) ] સ્ત્રી. હૃદયમાં સ્ફુરતું જ્ઞાન. જુઓ અંતઃસ્ફૂર્તિ.

**અંતઃસ્ફૂર્તિ** [ સં. અંતર્ ( મન ) + સ્ફૂર્તિ ( સમજ ) ] સ્ત્રી. માણસના મનમાં એની મેળે થતી સમજ; સહજોપલબ્ધિ; આંતરિક સ્ફૂર્તિ; આંતરપ્રેરણા.

**અંતઃસ્ફૂર્ત્તિ** [ સં. અંતર્ ( અંદર ) + સ્ફૂર્ત્તિ ( સમજ ) ] સ્ત્રી. કુદરતી રીતે થતું જ્ઞાન. જુઓ અંતઃસ્ફૂર્તિ.

**અંતઃસ્રાવ** [ સં. અંતર્ ( અંદર ) + સ્રાવ ( ઝરણ ) ] પું. અંદર રસ કે પ્રવાહી ઝરવો તે. સ્ત્રીનો અટકાવ કાયમ માટે બંધ થવાના વખતે તેના અંડાશયનો અંતઃસ્રાવ ઓછો થવાથી તેની શરીર પ્રકૃતિ પર માઠી અસર થાય છે તેથી તેમાં પુરુષપણાનાં ચિહ્નો નજરે પડવા લાગે છે.

**અંતઃસ્રાવપેશી** [ સં. અંતર્ ( અંદર ) + સ્રાવ ( ઝરણ ) + પેશી ( પિંડ ) ] સ્ત્રી. અંદરથી રસ ઝરતો હોય એવી માંસગ્રંથિ.
શરીરમાંની અંતઃસ્રાવપેશીના અકળી અજબ રીતે ફાયદો થાય છે. — સમાજસ્વાસ્થ્ય

**અંતઃસ્રાવી** ૧. [ સં. અંતર્ ( અંદર ) + સ્રાવ ( ઝરણ ) + ઇન્ ( વાળું ) ] વિ. અંદર ઝરનાર.
૨. વિ. અંદર વહેતું.

**અંતઃસ્રાવીરસ** [ સં. અંતર્ ( અંદર ) + સ્રાવિન્ ( ઝરતું ) + રસ ( પ્રવાહી ) ] પું. અંદર ઝરતો રસ.
અતૃપ્ત રહેલી કામેચ્છા અને નહિ કે એકઠો થયેલો અંતઃસ્રાવીરસ—બ્રહ્મચર્યપાલનમાં જે જોખમ ગણાવવામાં આવે છે તેને માટે જવાબદાર છે. — મ. કા. શાસ્ત્રી

**અંતઃસ્વભાવ** [ સં. અંતર્ ( અંદર ) + સ્વભાવ ( પ્રકૃતિ ) ] પું. કુદરતી વલણ; મૂળ પ્રકૃતિ.

**અંતઃસ્વરૂપ** [ સં. અંતર્ ( અંદર ) + સ્વરૂપ ( રૂપ ) ] ન. અંદરનું સ્વરૂપ; આંતરિક સ્થિતિ; મૂળ સ્વરૂપ; ખરું રૂપ.

**અંતઃસ્વેદ** [ સં. અંતર્ ( અંદર ) + સ્વેદ ( પરસેવો ) ] પું. અંદર સ્વેદ કે મદજળ હોય તેવો મસ્ત હાથી; મદ ઝરતો હાથી.

**અંતાક્ષર** ૧. [ સં. અંત ( છેડો ) + અક્ષર ( વર્ણ ) ] પું. શબ્દને છેડે આવેલો અક્ષર; છેલ્લો અક્ષર.

૨. [ સં. અંતર્ ( વચ્ચે ) + અક્ષર ( હરફ ) ] પું. ( વ્યાકરણ ) સ્પર્શવર્ણ એટલે ક્ થી મ્ સુધીના પચીશ અક્ષરો અને ઉષ્માક્ષર એટલે શ્, ષ્ અને સ્ વચ્ચેના ય્ ર્ લ્ વ્ અક્ષર. ક્ થી મ્ પર્યંત ૨૫ વ્યંજન સ્પર્શ કહેવાય છે, કેમકે એ વર્ણોને ઉચ્ચારવામાં જીભનું ટેરવું, ટેરવા પાસેનો ભાગ, મધ્ય ભાગ કે મૂળ ભાગનો અને ઓષ્ઠ આદિનો એનાં ઉચ્ચારસ્થાન સાથે બરાબર સ્પર્શ થાય છે. આ કારણથી સ્પર્શ વર્ણનો પ્રયત્ન સ્પૃષ્ટ કહેવાય છે. શ્, ષ્, સ્ ઉષ્માક્ષર કહેવાય છે, કેમકે એ વર્ણોનો ઉચ્ચાર કરવામાં અમુક પ્રકારના વાયુનો ઉપયોગ થવાથી સકારી અવાજ થાય છે.

**અંતાણી** ૧. પું. એ નામની અટકના નાગર લોક.

૨. વિ. એ નામની અટકનું.

**અંતાદિ** [ સં. અંત ( છેવટ ) + આદિ ( શરૂઆત ) ] ન. દ્વિ. વ. આખર અને શરૂઆત.

**અંતાનલ** ૧. [ સં. અંત ( છેડો ) + અનલ ( આગ ) ] પું. અંત્યેષ્ટિકર્મના અંગરૂપ અગ્નિ; દેન દેવા માટેનો દેવતા.

૨. પું. પ્રલયકાળનો અગ્નિ; છેવટનો નાશકારક અગ્નિ.

**અંતાવશાયી** ૧. [ સં. અંત ( છેડો ) + અવસાયિન્ ( રહેનાર ) ] પું. ચંડાલ; અસ્પૃશ્યવર્ણ.

૨. વિ. ગામની હદ બહાર વસનાર.

૩. વિ. ગામને છેડે રહેનાર.

**અંતાવસાયી** ૧. [ સં. ] પું. એ નામનો એક ઋષિ.

૨. [ સં. અંત ( છેડો ) + અવસાયિન્ ( રહેનાર ) ] પું. ચંડાલ. તે ગામને છેવાડે રહે છે.

૩. [ સં. અંત ( છેડો ) + અવસાયિન્ ( કાપનાર ) ] પું. નખ, વાળ વગેરેના છેડા કાપનાર હજામ; વાળંદ; નાઈ.

૪. [ સં. અંત ( છેડો ) + અવસાયિન્ ( તત્ત્વનો નિશ્ચય કરનાર ) ] ન. વૃદ્ધાવસ્થામાં તત્ત્વનો નિશ્ચય કરનાર માણસ.

૫. વિ. ગામને છેડે રહેનાર.

**અંતાવસ્થા** [ સં. અંત ( છેવટ ) + અવસ્થા ( સ્થિતિ ) ] સ્ત્રી. છેવટની દશા; આખરની સ્થિતિ.

**અંતાહાર** ૧. [ સં. અંત ( છેવટ ) + આહાર ( ખોરાક ) ] પું. ખાતાં બાકી રહેલો ખોરાક; એઠુંજૂઠું.

૨. પું. વાળુ; રાત્રિભોજન.

૩. પું. ( જૈન ) હલકું ધાન્ય. જેમકે, ચણા, વાલ.

**અંતિ** ૧. [ સં. અંત ( છેડો ) ] પું. ( જુ. ગુ. ) છેડાનો ભાગ.

હાથ પાય તલ લોચન અંતિ. લાવણ્યસમય

૨. [ સં. ] સ્ત્રી. ( નાટક ) મોટી બેન.

૩. [ સં. અંત્ય ] વિ. ( પ્રાકૃત ) છેલ્લું; છેવટે ઉત્પન્ન થયેલ.

૪. [ સં. અંતિન્ ] વિ. ( પ્રાકૃત ) જાતિના સંબંધમાં ઉત્તમોત્તમ.

૫. અ. પાસે; નજીક; સમીપ.

**અંતિક** ૧. [ સં. અંતિક ( નજીક ) ] પું. પાસે રહેનાર નોકર; હજૂરીઓ; ખિજમતદાર.

૨. પું. પ્રાણરક્ષક; અંગરક્ષક; બચાવનાર.

૩. પું. બે માળનાં મકાનની એક જાત. બે માળનાં મકાન આઠ જાતનાં થાય છેઃ શ્રીકર, વિજય, સિદ્ધ, પૌષ્ટિક, અંતિક, અદ્ભુત, સ્વસ્તિક અને પુષ્કળ.

૪. પું. ( વૈદક ) સંનેપાતના તેર ભેદ માંહેનો એક. આવો સંનેપાત મોતને વખતે થાય છે. તે દાહ, મોહ તથા હેડકી કરે, સંતાપ તથા ઉધરસ વધારે અને માથું કંપાવે. આર્યભિષક્માં તેની દિનમર્યાદ ૧૦ દિવસની કહેલી છે. તે મટાડવા નાગણીનો લોટ લસણના રસમાં મેળવી, તેની ભાખરી તેલ, ઘી કે એરંડતેલમાં શેકી, તે ગરમ ગરમ માથા ઉપર બાંધવી; અથવા હરડે, અરડૂસી, ફાલસા, રાસ્ના, દેવદાર, ગળો, કડુ અને કોઠનો કાઢો આપવો.

૫. ન. પડોશ.

૬. [ સં. અંત ( છેડો ) + ઇક ( સંબંધી ) ] વિ. છેડા સુધી પહોંચતું.

૭. વિ. છેલ્લું; છેવટનું.

૮. વિ. પાછળનું.

૯. વિ. પાસેનું; નજીકનું; નિકટ.

અંતિક પાર્શ્વ અવિદૂર તટ વળી સમીપ અભ્યાસ,
જરૂર અનાદર થાય છે જો રહે નિરંતર પાસ.
પિંગળલઘુકોષ

૧૦. અ. પાસે.

**અંતિકતમ** [ સં. અંતિક ( પાસે ) + તમ ( સૌથી સારું એવો અર્થ બતાવનાર પદ ) ] વિ. અત્યંત પાસેનું; ઘણું નજીકનું.

**અંતિકતા** [ સં. અંતિક ( પાસે ) + તા ( પણું ) ] સ્ત્રી. પાસેપણું; પાસે હોવું તે; સાન્નિધ્યમાં રહેવું તે; નિકટતા.

**અંતિકત્વ** [ સં. અંતિક ( પાસે ) + ત્વ ( પણું ) ] ન. નજીક હોવું તે. જુઓ અંતિકતા.

**અંતિકા** ૧. [ સં. ] સ્ત્રી. એ નામની ઓષધિ; શાતલા.

૨. સ્ત્રી. ચૂલો; સગડી.

૩. સ્ત્રી. મોટી બેન.

**અંતિકાશ્રય** [ સં. અંતિક ( પાસેનું ) + આશ્રય ( આધાર ) ] પું. પાસે રહેલ ટેકો; આધારનું સ્થાન.

**અંતિનાર** પું. ( પુરાણ ) સોમવંશી નહુષ કુળમાં ઋતેયુથી મનસ્વિનીને પેટે જન્મેલ યયાતિ રાજાના દીકરા પૂરુના વંશમાં જન્મેલા રૌદ્રાશ્વ રાજાનો દીકરાનો દીકરો; અંતિભાર; મતિનાર. એને સુમતિ, ધ્રુવ અને અપ્રતિરથ નામના દીકરા હતા.

**અંતિભાર** પું. ( પુરાણ ) એ નામનો રાજા. જુઓ અંતિનાર.

**અંતિમ** ૧. [ સં. ] વિ. છેવટનું; છેલ્લું; આખરી.

૨. વિ. છેવટે થનાર; અંતે હોનાર.

૩. વિ. મર્યાદા બાંધનારું.

૪. વિ. સર્વથી ચઢિયાતું.

૫. વિ. સામે છેડે હોય એવું; જહાલ; 'એક્સ્ટ્રીમિસ્ટ'.

**અંતિમઅપભ્રંશ** [ સં. અંતિમ ( છેલ્લું ) + અપભ્રંશ ( પ્રાકૃતમાંથી બનેલી એક ભાષા ) ] સ્ત્રી. છેલ્લા યુગની અપભ્રંશ ભાષા, જેને ડોક્ટર ટેસિટોરી જૂની પશ્ચિમ રાજસ્થાની કહે છે. અપભ્રંશ, મધ્યકાલીન અપભ્રંશ, અંતિમઅપભ્રંશ, આરંભકાળની ગુજરાતી, મધ્ય ગુજરાતી અને આધુનિક ગુજરાતી એમ એક પછી એક ગુજરાતી ભાષાનો ઇતિહાસ ચાલ્યો આવેલો જણાય છે.

**અંતિમઋણમુક્ત્યાજ્ઞા** [ સં. અંતિમ ( છેવટનું ) + ઋણ ( દેવું ) + મુક્તિ ( છુટકારો ) + આજ્ઞા ( હુકમ ) ] સ્ત્રી. કરજમાંથી છૂટકારાનો છેવટનો હુકમ.

**અંતિમકાળ** [ સં. અંતિમ ( છેવટનું ) + કાલ ( વખત )] પું. મરણનો વખત; અંતકાળ.

**અંતિમકીમત** [ અંતિમ ( આખરનું ) + કીમત ( ભાવ )] સ્ત્રી. દિવસને અંતે બજારનો ભાવ; બજાર બંધ થતી વખતનો ભાવ.

**અંતિમક્રિયા** [ સં. અંતિમ ( છેવટનું ) + ક્રિયા ( વિધિ )] સ્ત્રી. મરણ વખતે કરવામાં આવતી વિધિ.

**અંતિમગુણોત્તર** [ સં. અંતિમ ( મર્યાદા બાંધનારું ) + ગુણોત્તર ( એક સંખ્યા બીજીથી કેટલા ગણી અથવા કેટલામા ભાગની છે તે બતાવનાર સંખ્યા )] ન. ( ગણિત ) બે રાશિઓ લગભગ શૂન્ય હોય ત્યારે તેમની વચ્ચેનું ગુણોત્તર; 'લિમિટિંગ રેશિયો'.

**અંતિમચિત્ર** [ સં. અંતિમ ( આખરનું ) + ચિત્ર ( ચિતાર )] ન. પાકો નકશો.

**અંતિમતા** ૧. [ સં. અંતિમ ( છેલ્લું ) + તા ( પણું )] સ્ત્રી. છેલ્લાપણું; છેવટનું હોવાનો ભાવ; આખરી સ્થિતિ.
૨. સ્ત્રી. છેવટે થનાર હોવાપણું.
૩. સ્ત્રી. જહાલપણું; સામે છેડે હોવાપણું.
૪. સ્ત્રી. મર્યાદા બાંધનારપણું.
૫. સ્ત્રી. સર્વથી અડિયાતાપણું.

**અંતિમનિષ્પત્તિ** [ સં. અંતિમ ( મર્યાદા બાંધનારું ) + નિષ્પત્તિ ( સિદ્ધિ )] સ્ત્રી. ( ગણિત ) એ નામનું એક ગુણોત્તર. જુઓ અંતિમગુણોત્તર.

**અંતિમન્યાયાજ્ઞા** [ સં. અંતિમ ( છેવટનું ) + ન્યાય ( ઇન્સાફ ) + આજ્ઞા ( હુકમ )] સ્ત્રી. આખરનું હુકમનામું; છેવટનો ફેંસલો; 'ફાઇનલ ડિક્રી'.

**અંતિમપત્ર** [ સં. અંતિમ ( અંત વખતનું ) + પત્ર ( કાગળ )] પું. મરણ વખતે કરી આપેલો લેખ; વસિયતનામું; મૃત્યુલેખ; 'વિલ'.

**અંતિમપત્રદાનાધિકારી** [ સં. અંતિમ ( અંત વખતનું ) + પત્ર ( કાગળ ) + દાન ( આપેલી વસ્તુ ) + અધિકારિન્ ( હકદાર )] પું. વસિયતનામાથી આપેલો વારસો લેનાર; વસિયતનામાથી મળેલી વસ્તુનો અધિકારી.

**અંતિમપત્રપ્રવર્તક** [ સં. અંતિમ ( છેવટનું ) + પત્ર ( કાગળ ) + પ્રવર્તક ( ચલાવનાર )] ન. મરનારે પોતાનું વસિયતનામું અમલમાં મૂકવા સારુ નીમેલ માણસ.

**અંતિમપત્રવિધાયક** [ સં. અંતિમ ( છેલ્લું ) + પત્ર ( કાગળ ) + વિધાયક ( કરનાર )] ન. મરનારે પોતાનું વસિયતનામું અમલમાં મૂકવા સારુ નીમેલ માણસ; અંતિમપત્રપ્રવર્તક.

**અંતિમપત્રસાધક** [ સં. અંતિમ ( છેલ્લું ) + પત્ર ( કાગળ ) + સાધક ( સાધનાર )] ન. અંતિમપત્રપ્રવર્તક.

**અંતિમપ્રતિકાર** ૧. [ સં. અંતિમ ( છેલ્લું ) + પ્રતિકાર ( ઇલાજ )] પું. છેલ્લો ઇલાજ.
૨. [ સં. અંતિમ ( આખરનું ) + પ્રતિકાર ( બદલો )] પું. છેવટે આપવામાં આવતો ઇન્સાફ; પરિણામિક દાદ; 'કૉન્સિક્વેન્શિયલ રિલીફ'.

**અંતિમબિંદુ** ૧. [ સં. અંતિમ ( છેવટનું ) + બિંદુ ( ટપકું )] ન. છેવટની વાત.
૨. ન. વાક્યને છેડે મુકાતું ટપકું; પૂર્ણવિરામ.

**અંતિમભૂમિવિભાગ** [ સં. અંતિમ ( છેવટનું ) + ભૂમિ ( જમીન ) + વિભાગ ( ભાગ )] પું. જમીનના પાકા કે કાયમી વિભાગ.

**અંતિમમર્યાદા** [ સં. અંતિમ ( છેલ્લું ) + મર્યાદા ( હદ )] સ્ત્રી. ( ગણિત ) ચલ રાશિને એટલે જેની કીમત નક્કી ન હોય એવી રકમને અમુક હદની વધારે ને વધારે નજીક મૂલ્ય આપવાથી ફલ જે મર્યાદાની વધારે ને વધારે નજીક આવતું જાય તે મર્યાદા; 'લિમિટ'. જેમકે, ક અને ક્ષ બે ચલ રાશિઓ હોય અને કનું મૂલ્ય ક્ષના મૂલ્ય ઉપર આધાર રાખતું હોય તો ક એ ક્ષનું ફલ કહેવાય. સમીકરણના રૂપમાં ઉપરની હકીકત ક = ફ ( ક્ષ ) એમ લખાય. હવે ક્ષને અમુક મર્યાદાની વધારે અને વધારે નજીક મૂલ્ય આપવાથી ક જે મર્યાદાની વધારે ને વધારે નજીક આવતું જાય તેને અંતિમમર્યાદા કહે છે.

**અંતિમમાન** [ સં. અંતિમ ( છેલ્લું ) + માન ( પરિમાણ )] ન. અંતિમમૂલ્ય.

**અંતિમમાર્ગી** [ સં. અંતિમ ( છેવટનું ) + માર્ગ ( રસ્તો ) + ઇન્ ( વાળું )] વિ. જહાલ; 'એક્સ્ટ્રીમિસ્ટ'.

**અંતિમમુક્ત્યાજ્ઞા** [ સં. અંતિમ ( છેવટનું ) + મુક્તિ ( છુટકારો ) + આજ્ઞા ( હુકમ )] સ્ત્રી. છુટકારાનો આખરી હુકમ.

**અંતિમમૂલ્ય** [ સં. અંતિમ ( છેલ્લું ) + મૂલ્ય ( કીમત )] ન. ( ગણિત ) ચલ રાશિને એટલે જેની કીમત નક્કી ન હોય એવી રકમને અમુક મૂલ્યની વધારે ને વધારે નજીક મૂલ્ય આપવાથી ફલ જે મૂલ્યની વધારે ને વધારે નજીક આવતું જાય તે મૂલ્ય; 'લિમિટિંગ વેલ્યૂ'.

**અંતિમયાત્રા** ૧. [ સં. અંતિમ ( છેવટનું ) + યાત્રા ( મુસાફરી )] સ્ત્રી. મરણ પામી જીવાત્મા પોતાના કર્માનુસાર હરકોઈ ગતિમાં જાય તે યાત્રા; મહાયાત્રા; મૃત્યુ; મહાપ્રસ્થાન; છેવટની સફર.
૨. સ્ત્રી. સ્મશાનયાત્રા.

**અંતિમરાઈ** [ સં. અંતિમ ( છેવટનું ) + રાત્રિ ( રાત )] સ્ત્રી. ( પ્રાકૃત ) રાત્રિનો છેલ્લો ભાગ; અંતિમરાત્રિ.

**અંતિમરાત્રિ** [ સં. અંતિમ ( છેવટનું ) + રાત્રિ ( રાત )] સ્ત્રી. રાત્રિનો છેલ્લો ભાગ.

**અંતિમલેખ** [ સં. અંતિમ ( છેવટનું ) + લેખ ( દસ્તાવેજ )] પું. મૃત્યુપત્ર; વસિયતનામું.

**અંતિમલેખપ્રમાણપત્ર** [ સં. અંતિમ ( છેવટનું ) + લેખ ( દસ્તાવેજ ) + પ્રમાણપત્ર ( ખાતરીપત્રક )] ન. વસિયતનામાનું પ્રમાણપત્ર.

**અંતિમલોભ** [ સં. અંતિમ ( છેલ્લું ) + લોભ ( તૃષ્ણા )] પું. ( જૈન ) ચાર પ્રકારમાંના છેલ્લા પ્રકારનો લોભ; સંજ્વલનો લોભ. એની સ્થિતિ વધારેમાં વધારે પંદર દિવસની હોય છે. લોભના ચાર પ્રકાર: અનંતાનુબંધી, અપ્રત્યાખ્યાની, પ્રત્યાખ્યાની અને સંજ્વલ.

**અંતિમવય** [ સં. અંતિમ ( છેલ્લું ) + વયસ્ ( ઉમર )] ન. ઘડપણ; વૃદ્ધાવસ્થા.

**અંતિમવાદી** [ સં. અંતિમ ( છેવટનું ) + વાદિન્ ( મત ધરાવનાર )] વિ. સામે છેડે આવેલું હોય એવું; જહાલ; 'એક્સ્ટ્રીમિસ્ટ'.

**અંતિમવેગ** [ સં. અંતિમ ( છેલ્લું ) + વેગ ( ગતિ )] પું. કાલવિભાગના અંતનો વેગ; 'ટર્મિનલ વેલૉસિટી'.

**અંતિમશય્યા** ૧. [ સં. અંતિમ ( છેલ્લું ) + શય્યા ( પથારી )] સ્ત્રી. મરણપથારી.
૨. સ્ત્રી. સ્મશાનભૂમિ.

**અંતિમશ્રેણિવિભાગ** [ સં. અંતિમ ( છેલ્લું ) + શ્રેણિ ( હાર ) + વિભાગ ( ભાગ )] પું. જમીનના પાકા વિભાગ. જુઓ અંતિમભૂમિવિભાગ.

**અંતિમસરીરિય** [ સં. અંતિમ ( છેવટનું ) + શારીરિક ( શરીરવાળું )] પું. ( જૈન ) ચરમ શરીરી જીવ; જેને આ દેહ છોડી બીજો દેહ લેવો નથી એવો આત્મા; આ જ ભવે મોક્ષ પામનાર જીવ.

**અંતિમસંસ્કાર** [ સં. અંતિમ ( આખરનું ) + સંસ્કાર ( વિધિ )] પું. મરણ સમયે કરવામાં આવતો સંસ્કાર.

**અંતિમસીમા** [ સં. અંતિમ ( છેવટનું ) + સીમા ( હદ )] સ્ત્રી. ( ગણિત ) ચલ રાશિને અમુક સીમાની વધારે ને વધારે નજીક મૂલ્ય આપવાથી ફલ જે સીમાની વધારે ને વધારે નજીક આવતું જાય તે સીમા; 'લિમિટ'. જુઓ અંતિમમર્યાદા.

**અંતિમહેતુ** [ સં. અંતિમ ( આખરનું ) + હેતુ ( નેમ ) ] પું. છેવટનો હેતુ.

**અંતિમાંક** [ સં. અંતિમ ( છેલ્લું ) + અંક ( આંકડો ) ] પું. છેલ્લો આંકડો; નવનો આંકડો.

**અંતિમાંગુલિ** [ સં. અંતિમ ( છેવટનું ) + અંગુલિ ( આંગળી ) ] સ્ત્રી. છેલ્લી કે સૌથી નાની આંગળી; કનિષ્ઠિકા; ટચલી આંગળી.

**અંતિમેચ્છાપત્ર** [ સં. અંતિમ ( છેલ્લું ) + ઇચ્છા ( મરજી ) + પત્ર ( કાગળ ) ] પું. મરતી વખતે કરી આપેલું ઇચ્છાપત્ર; વસિયતનામું; મૃત્યુપત્ર; 'વિલ'.

**અંતિય** [ સં. અંતિક ( આગળ ) ] વિ. પાસે; નજીક; સમીપ; ઓરું.

**અંતિયું** ૧. [ સં. અંત ( છેડો ) ] ન. અંત; સમાપ્તિ; છેલ્લી સ્થિતિ.
૨. ન. કહેણ.
૩. ન. સાહસિક નિશ્ચય.
૪. વિ. અત્યંત લોભથી જ્યાંત્યાં વલખાં મારતું; લોભથી હડકાયું થયેલું.
અંતિયો માણસ = ઘણો લોભી માણસ.
૫. વિ. આકુળવ્યાકુળ થયેલું; બહુ ગભરાયેલું.
૬. વિ. ખૂબ ખિજાયેલું; અંતે આવેલું; મરણિયું.
૧. અંતિયાં કરવાં = પ્રાણની દરકાર કર્યા વિના સાહસનાં કામ કરવાં.
૨. અંતિયું લાગવું = (૧) કોઈ પણ વસ્તુ પાછળ વગર વિચાર્યે મંડ્યા રહેવું. (૨) નાશ થાય તોપણ તેની દરકાર કર્યા વગર મરણિયા થઈને મંડવું.
૭. [ સં. અંત્ય ( છેડાનું ) ] વિ. છેવટનું; આખરનું; છેલ્લું.

**અંતિયો** [ સં. અંતક ( અંત લાવનાર ) ] પું. એ નામનો એક યમદૂત.
દંતિયો અંતિયો બે આકરા. નિષ્કુળાનંદ

**અંતી** ૧. [ સં. ] સ્ત્રી. ચૂલો; સગડી.
૨. વિ. ( કચ્છી ) અતિ; ઘણું.

**અંતીપંતી** સ્ત્રી. જ્યાં ઝાડ હોય ત્યાં છોકરાથી રમાતી રમત; પત્તાં સુંગામણી. રમનારાઓમાંથી પહેલાં એકને માથે દાવ ઠરાવવામાં આવે. દાવ દેનાર ઝાડનું એકાદ પાંદડું પાડવા માંડે એટલે બીજા રમનારાઓ નાસવા લાગે. પછી દાવ દેનાર પાંદડું લઈ દોડે અને જે રમનારને પકડીને તે પાંદડું સુંઘાડે કે બતાવે તેને માથે દાવ આવે, અને પહેલો દાવવાળો બીજા રમનારા ભેગો દોડવામાં ભળી જાય.

**અંતે** ૧. અ. અંદરની બાજુએ.
૨. [ સં. અંત ( છેડો ) ] અ. આખરે; પરિણામે; છેવટે; છેલ્લે; છેલ્લી ઘડીએ.
અંતે ધૂળને ધૂળ = પાણીનું પાણીમાં.
૩. અ. નજીક; પાસે; ઓરું.
૪. [ સં. અંતર્ ] અ. ( પ્રાકૃત ) માંહિ; અંદર.

**અંતેઉર** [ સં. અંતઃપુર ( રણવાસ ) ] ન. ( જૂ. ગુ. ) રાજકુટુંબની સ્ત્રીઓનો રહેવાનો અંદરનો ઓરડો; જનાનખાનું; અંતઃપુર.
લે અંતેઉરમાં એ રહે, જનમ સફળ મુજ તામ. લબ્ધિવિજય

**અંતેઉરિ** [ સં. અંતઃપુર ] સ્ત્રી. રણવાસ.
વૈશંપાયન લેઈ વેગિ અંતેઉરિ માંહાં જાઉ. ભાલણ

**અંતેઉરી** ૧. [ સં. અંતઃપુર ( જનાનખાનું ) ] સ્ત્રી. ( જૂ. ગુ. ) અંતઃપુર; રણવાસ.
વાસ્તુ નગર અતિ જતને કરી
ચોક ચૌવટા ગૃહ અંતેઉરી. રામાયણ
૨. [ સં. અંતઃપુરિકા ( અંતઃપુરમાં રહેનાર સ્ત્રી ) ] સ્ત્રી. ( જૂ. ગુ. ) અંતઃપુરમાં રહેનાર સ્ત્રી; રાણી.
મુહુધાની કુમરી ઘણી, અંતેઉરી કાન્હડ તણી કાન્હડદેપ્રબંધ

**અંતેવર** [ સં. અંતઃપુર ( જનાનખાનું ) ] ન. રણવાસ. જુઓ અંતેઉર.

**અંતેવરી** [ સં. અંતઃપુરિકા ( જનાનખાનાની સ્ત્રી ) ] સ્ત્રી. અંતઃપુરમાં રહેનાર બાઈ; રાણી.
અંતેવરી સો સંચરી, દાસી જન સાથ. રામાયણ

**અંતેવાસ** ૧. [ સં. અંતે ( નજીક ) + વાસ ( રહેઠાણ ) ] પું. ગુરુ પાસે રહેતો શિષ્ય.
૨. પું. ગુરુ સાથે શિષ્યનો વાસ; શિક્ષકનો સહવાસ. વર્ગના વ્યાખ્યાનમાંથી વિદ્યાર્થીને જે કંઈ મળે છે તેના કરતાં છાત્રાલયના જીવનમાંથી અને અધ્યાપકોના અંતેવાસથી ઘણું વધારે મળે છે.
૩. પું. પાડોશી.

**અંતેવાસી** ૧. [સં. અંતે ( છેડે ) + વાસિન્ ( રહેનાર ) ] પું. ગામને છેડે રહેનાર ચાંડાલ; અંત્યજ.
૨. [સં. અંતે ( પાસે ) + વાસિન્ ( રહેનાર ) ] પું. ગુરુ પાસે રહેનાર શિષ્ય; ચેલો.
૩. પું. પાડોશી.
૪. પું. પાસે રહેનાર હજૂરી.
૫. વિ. નજીક રહેનાર; પાસે રહેનારું.
૬. વિ. સેવા કરનાર; આજ્ઞા ઉઠાવનાર.

**અંતોકારિક** પું. ( જૂ. ગુ. ) લિચ્છવી રાજાઓના વખતનો એક રાજ્યાધિકારી.
વોહારિકો પણ સારી પેઠે તપાસ કરી નિરપરાધી હોય તો છોડી મૂકતા અને અપરાધી હોય તો તેને અંતોકારિકને સુપ્રત કરતા. પુરાતત્ત્વ

**અંતોદાત્ત** ૧. [ સં. અંત ( છેડે ) + ઉદાત્ત ( એક જાતનો સ્વર ) ] પું. છેલ્લા અક્ષર પરનો ઉદાત્ત સ્વર.
૨. વિ. જેના છેલ્લા સ્વર પર ભાર આવતો હોય એવું; છેલ્લો અક્ષર સ્વરભારવાળો હોય એવું.
તત્પુરુષ સમાસ અંતોદાત્ત છે. કમળાશંકર

**અંત્ય** ૧. [ સં. અંત્ય ( છેલ્લું ) ] પું. જેની ગણતરી છેલ્લે થાય તે. જેમકે, (૧) રાશિઓમાં મીન, (૨) નક્ષત્રોમાં રેવતી, (૩) વર્ણોમાં શૂદ્ર, (૪) અક્ષરોમાં હ, (૫) મહિનામાં ફાગણ.
૨. પું. ( વૈશેષિક ) તે નામનો એક પદાર્થ.
૩. પું. મ્લેચ્છ; યવન.
૪. પું. શબ્દનો છેલ્લો અક્ષર.
૫. પું. હલકામાં હલકી જ્ઞાતિનો પુરુષ; ચાંડાળ.
૬. સ્ત્રી. નાગરમોથ વનસ્પતિ; મોથ; ઉંબાના મૂળની ગાંઠ.
૭. ન. એક કરોડને દસ કરોડે ગુણવાથી આવતી સંખ્યા; એકડો અને પંદર મીંડાંવાળી સંખ્યા; એક હજાર લાખ કરોડ; ૧૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦.
૮. ન. ( ગણિત ) શ્રેઢીમાં સૌથી છેલ્લો આંકડો.
૯. વિ. અંત્યજ.
૧૦. વિ. અંતિમ; છેવટનું; છેલ્લું; અંતનું; આખરનું; અંતે થનારું.
૧૧. વિ. છેક હલકું; હીનમાં હીન; અધમાધમ.

**અંત્યઋણ** [ સં. અંત્ય ( છેવટનું ) + ઋણ ( કરજ ) ] ન. પિતૃઋણ; ઋષિ, દેવ ને પિતૃ એ ત્રણ ઋણમાંનું છેલ્લું એટલે પિતૃઓનું ઋણ. બાળક પેદા કરવાથી પિતૃઋણમાંથી મુક્ત થવાનું મનાય છે.

**અંત્યક** [ સં. ] પું. હલકામાં હલકી જાતિનો પુરુષ.

**અંત્યકર્મ** [ સં. અંત્ય ( આખરનું ) + કર્મન્ ( ક્રિયા ) ] ન. દહનક્રિયા; અગ્નિસંસ્કાર; અંત્યેષ્ટિક્રિયા.

**અંત્યકુંડલિકા** સ્ત્રી. મૂત્રવહસ્રોતના ચાર મુખ્ય ભાગમાંનો એ નામનો એક; 'સેકન્ડ કોન્વોલ્યુટેડ ટ્યૂબ્યૂલ'.

**અંત્યક્રિયા** [ સં. અંત્ય ( આખરનું ) + ક્રિયા ( કામ ) ] સ્ત્રી. અગ્નિસંસ્કાર. જુઓ અંત્યકર્મ.

**અંત્યગમન** [ સં. અંત્ય ( હલકામાં હલકું ) + ગમન ( જવું તે ) ] ન. ચડતા વર્ણની સ્ત્રીનો ઊતરતા વર્ણના પુરુષ સાથેનો સંબંધ.

**અંત્યજ** ૧. [ સં. અંત્ય ( છેક હલકું ) + જ ( જન્મેલું ) ] પું. ઢેઢ, ચમાર, ભંગી, અસ્પૃશ્ય ગણાતી કોમનો માણસ. મધ્યકાલીન ભારતમાં અસ્પૃશ્ય જાતિ ફક્ત બે હતીઃ ચાંડાલ અને શ્વપચ. ચાંડાલ શહેરની બહાર રહેતા. શહેરમાં આવતી વખતે તેઓ વાંસની લાકડીને જમીન ઉપર ઠોકતા અને પશુપક્ષી ઉપર નિર્વાહ ચલાવતા. શ્વપચ સ્મશાનોની ચોકી કરતા અને શબનાં કપડાં લેતા.

૨. પું. સ્મૃતિ પ્રમાણે રજક એટલે ધોબી, મોચી, નટ, વરુડ, કૈવર્ત એટલે માછીમાર, મેદ અને ભીલ એ સાત જાતમાંની કોઈ એક જાતનો પુરુષ. બીજા એક મત પ્રમાણે અંત્યજની આઠ શ્રેણી મનાય છેઃ ધોબી, ચમાર, મદારી, ટોપલી અને ઢાલ બનાવનારા, નાવિક, ધીવર, પશુપક્ષીનો શિકાર કરનાર અને વણકર.

૩. વિ. છેક ઊતરતી જ્ઞાતિમાં જન્મેલું; અસ્પૃશ્ય ગણાતા વર્ગનું; પંચમ વર્ણનું; અતિશૂદ્ર.

૪. [ સં. અંત્ય ( છેવટનું ) + જ ( જન્મેલું ) ] વિ. છેલ્લું જન્મેલ.

**અંત્યજન્મ** [ સં. અંત્ય ( છેક હલકું ) + જન્મન્ ( જન્મ ) ] પું. શૂદ્ર.

**અંત્યજન્મની** [ સં. અંત્ય ( હલકું ) + જન્મન્ ( જન્મ ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. શૂદ્રની સ્ત્રી.

**અંત્યજન્મા** ૧. [ સં. અંત્ય ( અધમાધમ ) + જન્મન્ ( જન્મ ) ] પું. ચાંડાલ.

૨. પું. શૂદ્ર; હલકી વર્ણના લોક.

૩. [ સં. અંત્ય ( છેવટનું ) + જન્મન્ ( જન્મ ) ] વિ. છેલ્લું જન્મેલ.

૪. વિ. હલકામાં હલકી જ્ઞાતિમાં જન્મેલું.

**અંત્યજવાડો** ( અંત્યજવાડો ) [ સં. અંત્યજ ( ઢેઢ વગેરે ) + પાટક ( ગામનો એક ભાગ ) ] પું. ગામમાં જ્યાં અંત્યજો રહેતા હોય તે ભાગ; ઢેઢવાડો.

**અંત્યજવાસ** [ સં. અંત્યજ ( ઢેઢ વગેરે ) + વાસ ( રહેઠાણ ) ] પું. ઢેઢવાડો.

**અંત્યજશાળા** [ સં. અંત્યજ ( અધમ જ્ઞાતિમાં જન્મેલું માણસ ) + શાલા ( નિશાળ ) ] સ્ત્રી. ઢેઢ, ભંગી વગેરે અંત્યજો માટેની ઇલાયદી નિશાળ.

**અંત્યજસ્પર્શ** [ સં. અંત્યજ ( ઢેઢ ભંગી વગેરે ) + સ્પર્શ ( અડવું તે ) ] પું. ઢેઢ વગેરે ઊતરતી જાતિના લોકોને અડવાપણું; આભડછેટ ન ગણવાપણું.

**અંત્યજાતિ** [ સં. અંત્ય ( હલકું ) + જાતિ ( નાત ) ] સ્ત્રી. ચાંડાલ. જુઓ અંત્યજન્મા ૧, ૨.

**અંત્યજાતીય** [ સં. અંત્ય ( હલકું ) + જાતિ ( કોમ ) + ઇય ( વાળું ) ] પું. ચાંડાલ. જુઓ અંત્યજન્મા.

**અંત્યજાશ્રમ** [ સં. અંત્યજ ( હલકી જ્ઞાતિનો માણસ ) + આશ્રમ ( રહેઠાણ ) ] પું. ઢેઢ, ભંગી વગેરે અંત્યજોને રહેવા તથા કેળવણી લેવાની સંસ્થા.

**અંત્યજેતર** [ સં. અંત્યજ ( અડતાં આભડછેટ લાગે એવી કોમનું માણસ ) + ઇતર ( બીજું ) ] ન. અડતાં અભડાઈએ એવી કોમ સિવાયની બીજી જ્ઞાતિનું માણસ; ઢેઢભંગી સિવાયની બીજી નાતનું માણસ.

**અંત્યજોદ્ધાર** [ સં. અંત્યજ ( ઢેઢ ભંગી વગેરે કોમનું માણસ ) + ઉદ્ધાર ( છુટકારો ) ] પું. ઢેઢભંગી વગેરે હલકી જાતિની સુધારણા.

**અંત્યત્વ** [ સં. અંત્ય ( છેલ્લું ) + ત્વ ( પણું ) ] ન. છેલ્લું હોવાપણું.

**અંત્યદ્રવ્ય** [ સં. અંત્ય ( છેલ્લું ) + દ્રવ્ય ( મૂળ તત્ત્વ ) ] ન. ( જૈન ) નાનામાં નાનો અણુ; પરમાણુ. તેનું જ્ઞાન ઇંદ્રિયોથી નહિ પણ આગમ કે અનુમાનથી થાય છે.

**અંત્યધન** [ સં. અંત્ય ( છેલ્લું ) + ધન ( વત્તાની નિશાનીવાળી સંખ્યા ) ] ન. ( ગણિત ) ચય એટલે અનુક્રમે વધતા જતા મૂલ્યવાળી સંખ્યાની શ્રેઢી કે ઉત્તર શ્રેઢીનું છેવટનું પદ. જેમકે, ૨, ૫, ૮……એવી આઠ પદની શ્રેઢીમાં આઠમું પદ ૨૩ એ અંત્યધન કહેવાય.

**અંત્યપદ** ૧. [ સં. અંત્ય ( છેલ્લું ) + પદ ( રકમ ) ] ન. ( ગણિત ) ચય શ્રેઢી કે ઉત્તર શ્રેઢીનું છેલ્લું પદ. જુઓ અંત્યધન.

૨. ન. ( ગણિત ) પ્રમાણનાં ચાર પદોમાંનું પહેલું ને ચોથું પદ; 'એક્સ્ટ્રીમ્સ'. જેમકે, ૨ : ૩ :: ૮ : ૧૨. એ પ્રમાણમાં ૨ અને ૧૨ એ બે અંત્યપદ છે.

૩. ન. ( ગણિત ) વર્ગનું છેલ્લું કે મોટામાં મોટું મૂળ.

**અંત્યપ્રાસ** [ સં. અંત્ય ( છેલ્લું ) + પ્રાસ ( મળતા અક્ષર ) ] પું. ( કાવ્ય ) કવિતાની તૂકને છેડે અક્ષરો મળતા આવવા તે.

**અંત્યફલજ્યા** [ સં. અંત્ય ( છેલ્લું ) + ફલ ( પરિણામ ) + જ્યા ( કુંડાળાના ભાગને જોડનારી લીટી ) ] સ્ત્રી. ( જ્યોતિષ ) ગ્રહના મંદફલના મોટામાં મોટા મૂલ્યની જ્યા.

**અંત્યભ** ૧. [ સં. અંત્ય ( છેલ્લું ) + ભ ( રાશિ ) ] ન. ( જ્યોતિષ ) છેલ્લી રાશિ; મીન રાશિ.

૨. [ સં. અંત્ય ( છેલ્લું ) + ભ ( નક્ષત્ર ) ] ન. ( જ્યોતિષ ) છેલ્લું નક્ષત્ર; રેવતી નક્ષત્ર.

**અંત્યમધ્યગુણોત્તર** [ સં. અંત્ય ( છેલ્લું ) + મધ્ય ( વચલું ) + ગુણોત્તર ( એક સંખ્યા બીજીથી કેટલા ગણી અથવા કેટલામા ભાગની છે તે બતાવનાર સંખ્યા ) ] ન. ( ગણિત ) પહેલી અને ત્રીજી સંખ્યાનો ગુણાકાર બીજીના વર્ગની બરાબર હોય તેવી ત્રણ સંખ્યાનો ક્રમ પ્રમાણે આવે એવો ગુણોત્તર. જેમકે, ૩ : ૬ :: ૬ : ૧૨.

**અંત્યમધ્યગુણોત્તરવિભાગ** [ સં. અંત્ય ( છેલ્લું ) + મધ્ય ( વચલું ) + ગુણોત્તર + વિભાગ ( ભાગ ) ] પું. ( ગણિત ) સીધી લીટીના એવા બે ભાગ કે તે લીટી અને તેના નાના ભાગથી બનેલ કાટખૂણ ચતુષ્કોણ મોટા ભાગ ઉપરના ચોરસની બરાબર થાય; 'મીડિયલ સેક્શન'.

**અંત્યમર્દસ્થિતિખંડ** [ સં. અંત્ય ( છેલ્લું ) + મર્દ ( કચરવું ) + સ્થિતિ ( અવસ્થા ) + ખંડ ( ભાગ ) ] પું. ( જ્યોતિષ ) ગ્રહણના મધ્યકાલ અને ઉન્મીલનકાલ એટલે મોક્ષકાળની વચ્ચેની સ્થિતિનું અર્ધ એટલે અરધો ભાગ.

**અંત્યમંગલ** [ સં. અંત્ય ( છેલ્લું ) + મંગલ ( કલ્યાણ ) ] ન. ગ્રંથને અંતે મુકાતો આશીર્વાદનો શ્લોક; ભરતવાક્ય.

**અંત્યમંડન** ૧. [ સં. અંત્ય ( છેવટનું ) + મંડન ( ભૂષણ ) ] ન. છેવટનો શણગાર; દીક્ષા લેતાં પહેલાં કરાતો શણગાર.

૨. ન. મરતી વખતે પહેરાવવાનો પોશાક વગેરે.

**અંત્યમૂલ** [ સં. અંત્ય ( અંતનું ) + મૂલ ( મૂળ ) ] ન. ( ગણિત ) વર્ગનું છેલ્લું કે મોટામાં મોટું મૂળ.

**અંત્યમૂલિકા** સ્ત્રી. મગજની અંદરની એ નામની એક મોટી શિરા; 'ટર્મિનલ વેઇન'.

**અંત્યયમક** [ સં. અંત્ય ( છેડેનું ) + યમક ( એ નામનો શબ્દનો અલંકાર ) ] પું. ( કાવ્ય ) કવિતાના ચરણને અંતે મળતા અક્ષર આવવા તે; છેવટના અક્ષરોનો પ્રાસ; અંત્યાનુપ્રાસ; અંત્યપ્રાસ.

**અંત્યયુગ** [ સં. અંત્ય ( છેલ્લું ) + યુગ ( કાળનો એક ભાગ ) ] પું. ચાર યુગોમાં છેલ્લો યુગ; કળિયુગ.

**અંત્યયોનિ** ૧. [ સં. અંત્ય ( હલકું ) + યોનિ ( જીવની જાતિ ) ] પું.; સ્ત્રી. ઢેઢ, ચમાર, ભંગી જેવા હલકા લોકોની જાતિ.

૨. વિ. ઊતરતી જ્ઞાતિમાં જેનો જન્મ થયો હોય એવું.

૩. વિ. પશુની જાતિમાં જન્મેલ.

**અંત્યલોપ** [ સં. અંત્ય ( છેલ્લું ) + લોપ ( ઊડી જવું તે ) ] પું. શબ્દના છેલ્લા અક્ષરનું ઊડી જવાપણું; છેલ્લા અક્ષરનો લોપ.

**અંત્યવર્ણ** ૧. [ સં. અંત્ય ( છેલ્લું ) + વર્ણ ( અક્ષર ) ] પું. પદને છેડે આવતો અક્ષર.

૨. પું. સંસ્કૃત ભાષાના મૂળાક્ષરનો છેલ્લો અક્ષર 'હ'.

૩. [ સં. અંત્ય ( હલકામાં હલકું ) + વર્ણ ( જાત ) ] ન. હલકામાં હલકી જ્ઞાતિનું માણસ; શૂદ્ર.

**અંત્યવર્ણા** [ સં. અંત્ય ( અધમાધમ ) + વર્ણ ( જાત ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. નીચમાં નીચ જ્ઞાતિની સ્ત્રી; શૂદ્રા.

**અંત્યવિપુલા** પું. ( પિંગળ ) બીજા દલના પ્રથમ ત્રણ ગણ સુધી ચરણ પૂરું ન થાય અને બન્ને ચરણોમાં બીજો અને ચોથો ગણ જગણ હોય એવો આર્યાની જાતનો છંદ. અંત્યવિપુલા મહાચપલા, અંત્યવિપુલા જઘનચપલા કે અંત્યવિપુલા મુખચપલા એવાં એનાં બીજાં નામ છે.

**અંત્યવિપુલા જઘનચપલા** પું. ( પિંગળ ) એ નામનો એક છંદ. જુઓ અંત્યવિપુલા.

**અંત્યવિપુલા મહાચપલા** પું. ( પિંગળ ) એ નામનો એક છંદ. જુઓ અંત્યવિપુલા.

**અંત્યવિપુલા મુખચપલા** પું. ( પિંગળ ) એ નામનો એક છંદ. જુઓ અંત્યવિપુલા.

**અંત્યા** ૧. [ સં. અંત્ય ( હલકામાં હલકી જ્ઞાતિનું માણસ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ચંડાલની સ્ત્રી; ચંડાલણી.

૨. સ્ત્રી. ( જ્યોતિષ ) ત્રિજ્યા; વ્યાસનો અરધો ભાગ; 'રેડિયસ'.

૩. સ્ત્રી. નાગરમોથ નામની વનસ્પતિ.

૪. સ્ત્રી. ( જ્યોતિષ ) બપોરના સૂર્યના ઊંચા કાલાંશની ભુજ જ્યા.

**અંત્યાક્ષર** ૧. [ સં. અંત્ય ( છેડે આવેલું ) + અક્ષર ( વર્ણ ) ] પું. છેલ્લો અક્ષર.

૨. પું. સંસ્કૃત મૂળાક્ષરનો છેલ્લો અક્ષર 'હ'.

**અંત્યાક્ષરી** [ સં. અંત્ય ( છેડેનું ) + અક્ષર ( વર્ણ ) + ઇન્ ( વાળું ) ] સ્ત્રી. અંતકડીની રમત; બોલાયેલી કવિતાના છેલ્લા અક્ષરથી શરૂ થતી બીજી કવિતા બોલવાની રમત. આમાં એક જણ જ્યારે એક શ્લોક કે કવિતા બોલી જાય, ત્યારે તેના છેલ્લા અક્ષરથી શરૂ થતો બીજો શ્લોક બીજો બોલે. આ પ્રમાણે ચાલુ રહેતાં અંતે જેને શ્લોક ન જડવાથી બેસી રહે તેની હાર થયાનું ગણવામાં આવે છે.

**અંત્યાનુપ્રાસ** [ સં. અંત્ય ( છેડેનું ) + અનુ ( પાછળ ) + પ્રાસ ( કડીને અંતે અક્ષર મળતા આવવા તે ) ] પું. ( કાવ્ય ) કવિતાના ચરણને છેડે મળતા અક્ષર આવવા તે; અંત્યયમક. જેમકે,

વિનતિ દેખીને કરૂં, હું દાસ દિલમાં ધરૂં.

હિંદી કવિતામાં પાંચ પ્રકારના અંત્યાનુપ્રાસ છે: (૧) સર્વાંત્ય-જેના ચારે ચરણમાં છેલ્લો અક્ષર એક હોય છે. જેમકે,

ન લલચહુ, સબ તજહુ,
હરિ ભજહુ, યમ કરહુ.

(૨) સમાંત્યવિષમાંત્ય-જેમાં સમથી સમ એટલે બેકી પદના ને વિષમથી વિષમ એટલે એકી પદના અંત્યાક્ષર મળતા આવે છે. જેમકે,

જિહિ સુમિરત સિધિ હોઈ,
ગણનાયક કરિવર બદન,
કરહુ અનુગ્રહ સોઈ,
બુદ્ધિરાશિ શુભ ગુણ સદન.

(૩) સમાંત્ય-જેમાં સમ એટલે બેકી ચરણોના છેલ્લા અક્ષર મળતા હોય પણ એકી પદના નથી હોતા. જેમકે,

સબ તો શરણા
ગિરિજા, રમણા.

(૪) વિષમાંત્ય-એટલે એકી ચરણના છેલ્લા અક્ષરનો પ્રાસ. જેમકે,

લોભિહિ પ્રિય જિમિ દામ,
કામિહિ નારી પિયારિ જિમિ,
તુલસી કે મન રામ,
ઐસે હ્વૈ કબ લાગિ હો.

(૫) સમવિષમાંત્ય-જેમાં પહેલા પદનો છેલ્લો અક્ષર બીજા પદના છેલ્લા અક્ષરની સમાન અને ત્રીજા પદનો છેલ્લો અક્ષર ચોથા પદના છેલ્લા અક્ષરની સમાન હોય છે. જેમકે,

જગો ગુપાલા, સુ ભોર કાલા,
કહે યસોદા, લહે પ્રમોદા.

**અંત્યાવયવી** ૧. [ સં. અંત્ય ( છેલ્લું ) + અવયવી ( કામ ) ] સ્ત્રી. ( વેદાંત ) છેવટનું કાર્ય; કાર્ય દ્રવ્ય હઈને જે બીજા દ્રવ્યનું આરંભક એટલે ઉત્પન્ન કરનાર ન હોય તે.

૨. સ્ત્રી. ( વેદાંત ) જે વસ્તુ અવયવો વડે પેદા થતી હોઈને બીજા કોઈ અવયવીનું ઉત્પન્ન કરનાર ન હોય તે. જેમકે, મનુષ્યનું શરીર, હાથ પગ એ અવયવો વડે જન્ય છે, પણ પોતાનામાં સમવાય એટલે કાયમી સંબંધે કરીને બીજા કોઈ અવયવીનું જનક એટલે પેદા કરનાર નથી, માટે મનુષ્યનું શરીર તે અંત્યાવયવી કહેવાય.

**અંત્યાવસાયી** ૧. પું. અંગિરા નામના ઋષિના મત પ્રમાણે નીચેની સાત જાતિમાંની કોઈ એક-ચંડાલ, શ્વપચ, ક્ષત્તા, સૂત, વૈદેહિક, માગધ ને યોગવ.

૨. [ સં. અંત્ય ( છેડેનું ) + અવસો ( રહેવું ) + ઇન્ ( વાળું ) ] પું. નીચ જાતિનો માણસ; ચંડાલ.

૩. પું. ભિલ્લ જાતિની સ્ત્રીમાં ચંડાલથી ઉત્પન્ન થયેલ વર્ણસંકર.

**અંત્યાવસ્થા** ૧. [ સં. અંત્ય ( છેવટનું ) + અવસ્થા ( હાલત ) ] સ્ત્રી. આખરની સ્થિતિ; છેવટની દશા.

૨. સ્ત્રી. જિંદગીનો છેલ્લો ભાગ; ઘડપણ.

**અંત્યાવસ્થિતિ** [ સં. અંત્ય ( છેવટનું ) + અવસ્થિતિ ( હાલત ) ] સ્ત્રી. મોક્ષ વખતની દશા.

**અંત્યાશ્રમ** [ સં. અંત્ય ( છેલ્લું ) + આશ્રમ ( જીવનનો વિભાગ ) ] પું. બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસ એ ચાર આશ્રમમાંનો છેલ્લો આશ્રમ; સંન્યસ્તાશ્રમ.

**અંત્યાશ્રમી** ૧. [ સં. અંત્ય ( છેલ્લું ) + આશ્રમિન્ ( આશ્રમમાં રહેનાર )] પું. સંન્યાસી; પરમહંસ.

૨. વિ. છેલ્લા આશ્રમમાં રહેલું; સંન્યાસાશ્રમી; પરમહંસપણાને પામેલું.

**અંત્યાહુતિ** ૧. [ સં. અંત્ય ( છેવટનું ) + આહુતિ ( બલિદાન ) ] સ્ત્રી. અગ્નિહોત્રીની ઉત્તરક્રિયા વખતે દેહસંસ્કાર કરનાર યજ્ઞ.

૨. સ્ત્રી. મરેલાની દહનક્રિયા; અગ્નિસંસ્કાર; અંત્યેષ્ટિક્રિયા.

**અંત્યાંક** [ સં. અંત્ય ( છેલ્લું ) + અંક ( આંકડો ) ] પું. ( ગણિત ) ત્રિરાશિનું ત્રીજું પદ.

**અંત્યાંત્ર** [ સં. અંત્ય ( છેવટનું ) + અંત્ર ( આંતરડું ) ] ન. મોટા આંતરડાની શરૂઆત થાય ત્યાં સુધીનો નાના આંતરડાનો નીચલો ભાગ.

**અંત્યું** ૧. ન. છણકો.

અંત્યાં કરવાં = ઠાયરપણાથી છણકા કરવા.

૨. વિ. અતિલોભી; અત્યાકાંક્ષી.

અંત્યો માણસ = અતિલોભી માણસ.

૩. [ સં. અંત્ય ( છેલ્લું ) ] વિ. છેલ્લું; છેવટનું; આખરનું; અંત્ય.

૪. વિ. જીવ ઉપર આવેલું; મરવા તૈયાર થયેલું; મરણિયું; સાહસિક; પ્રાણનું બેદરકાર.

**અંત્યેષ્ટિ** ૧. [ સં. અંત્ય ( છેવટનું ) + ઇષ્ટિ ( યજ્ઞ ) ] સ્ત્રી. અંત્યક્રિયા; અગ્નિસંસ્કાર.

૨. સ્ત્રી. પ્રેતના દાહસંસ્કાર વખતે થતી ઇષ્ટિ.
૩. સ્ત્રી. મરણ પછી અગ્નિસંસ્કારથી માંડી બારમા સુધી કરવામાં આવતી બધી ક્રિયા; ઉત્તરક્રિયા; પ્રેતકર્મ.

**અંત્યેષ્ટિકર્મ** [ સં. અંત્ય ( છેવટનું ) + ઇષ્ટિ ( યજ્ઞ ) + કર્મન્ ( કામ ) ] ન. મરનારની પાછળ તેના આત્માના ભલા માટે કરવામાં આવતી ક્રિયા.

**અંત્યેષ્ટિક્રિયા** [ સં. અંત્ય ( છેવટનું ) + ઇષ્ટિ ( યજ્ઞ ) + ક્રિયા ( કર્મ ) ] સ્ત્રી. અંત્યક્રિયા. જુઓ અંત્યેષ્ટિ.

**અંત્ર** ૧. [ સં. અંતર ( ભેદ ) ] પું. અંતર; ભેદ; તફાવત.

બોલ્યું વાચક પાળીએ નહિ,
તો કાયને અમો શો અંત્ર? — પ્રેમાનંદ

૨. ન. નાડી.
૩. [ સં. ] ન. હોજરીના નીચલા છેડાથી ગુદાદ્વાર સુધી લાંબી ગૂંચળા જેવી લગભગ ૩૦ ફૂટ લાંબી નળી; આંતરડું. તેના નાનું અને મોટું આંતરડું એમ બે ભાગ છે.

**અંત્રક** [ સં. અંત્ર ( આંતરડું ) + ક ( સંબંધી ) ] ન. આંતરડાંના રસમાં રહેલો એક જાતનો રસાયણિક પદાર્થ; 'ઇરેપ્સિન'.

**અંત્રકીટ** [ સં. અંત્ર ( આંતરડું ) + કીટ ( કીડો ) ] પું. આંતરડાનો કરમ.

**અંત્રકૂજ** [ સં. અંત્ર ( આંતરડું ) + કૂજ્ ( અવાજ થવો ) ] પું. આંતરડામાં થતો અવાજ; આંતરડામાં ગડબડાટ.

**અંત્રકૂજન** [ સં. અંત્ર ( આંતરડું ) + કૂજન ( અવાજ ) ] ન. આંતરડામાં થતો અવાજ. જુઓ અંત્રકૂજ.

**અંત્રક્ષ** [સં. અંતર્ ( વચ્ચે ) + ઈક્ષ્ ( જોવું ) ] ન. ( જૂ. ગુ. ) સ્વર્ગ અને પૃથ્વી વચ્ચેનો ભાગ; અંતરિક્ષ; આકાશ.

તહાં ઘોર યુદ્ધ થયું અંત્રક્ષ. — પ્રેમાનંદ

**અંત્રક્ષોભક** [ સં. અંત્ર ( આંતરડું ) + ક્ષોભક ( ઉત્તેજિત કરનાર ) ] ન. નાના આંતરડાની દીવાલમાંથી નીકળતો એક ખાટો રસ; 'એન્ટેરોકાઇનેસ'.

**અંત્રગ્રંથિવર્ણન** [ સં. અંત્ર ( આંતરડું ) + ગ્રંથિ ( ગાંઠ ) + વર્ણન ( હકીકત ) ] ન. આંતરડાંની અંદરની ગ્રંથિનો જેમાં હેવાલ હોય એવું શાસ્ત્ર.

**અંત્રજાલ** [ સં. અંત્ર ( આંતરડું ) + જાલ ( કોકડું ) ] સ્ત્રી. આંતરડાંનું જાળું; આંતરડાંની ગૂંચણી.

**અંત્રજાળ** [ સં. અંત્ર ( આંતરડું ) + જાલ ( કોકડું ) ] સ્ત્રી. આંતરડાંનું જાળું. જુઓ અંત્રજાલ.

**અંત્રપાચક** [ સં. અંત્ર ( આંતરડું ) + પાચક ( પચાવનાર ) ] ન. ( વૈદક ) આંતરડાંમાં રહેલ વસ્તુને પકાવનારી એક ઔષધિ.

**અંત્રપુચ્છ** ન. ઉણ્ડુક પુચ્છ; ઉણ્ડુક અથવા સીકમની અંદરની અને નીચલી બાજુ પર લાગેલી એ નામની ચાર આંગળ લાંબી પાતળી નળી; 'એપેન્ડિક્સ'. તે ઉણ્ડુકની અંદર ઊઘડે છે, અને તેનો આકાર કૃમિનલિકાને મળતો છે. જુદા જુદા માણસમાં તેની લંબાઈ કોઈ વખત એક આંગળ તો કોઈ વાર આઠ આંગળ હોય છે. કોઈ વાર તેના સ્થાનમાં પણ ફરક પડે છે. આ નળીનું કાર્ય હજુ સમજાયું નથી, તોપણ ગર્ભમાં રહેલા બાળકના આંતરડાના નિર્માણમાં તે ભાગ લે છે. જુવાન માણસના શરીરમાં જો કઠણ મળની ગાંગડી કે ન પચે તેવો કોઈ પદાર્થનો દાણો આ નળીની અંદર ભરાઈ રહે તો તેમાં સોજો આવવાનો, પરૂ થવાનો કે તે આખી નળી સડી જવાનો સંભવ રહે છે.

**અંત્રપુષ્પિકા** સ્ત્રી. મોટા આંતરડાની કિનારીને લાગેલા, માલતી પુષ્પોના ગુચ્છા જેવા, કલા વડે ઢંકાયેલા ચરબીના લચકા; 'એપેન્ડાક્સી એપીપ્લોઇકી'.

**અંત્રપેશિપાક** [ સં. અંત્ર ( આંતરડું ) + પેશિ ( માંસનો કટકો ) + પાક ( પાકવું તે ) ] પું. નાના આંતરડાની કરચલીઓમાંની પેશીનો સોજો.

**અંત્રબંધની** [ સં. અંત્ર ( આંતરડું ) + બંધન ( બાંધવું તે ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. આંતરડાંને તેમ જ તેને પોષણ આપતી રક્તવાહિનીઓને તેના સ્થાનમાં રાખનારું બહુ જાડું નહિ તેમ બહુ પાતળું નહિ એવું પારદર્શક પડ; નાના તેમ જ મોટા આંતરડાની કલા વડે રચાયેલી પ્રબંધની; 'મીસેન્ટરી'. તે આંતરડાને પેટની પાછલી દીવાલ સાથે ચોંટાડે છે. ઉદર્યાકલાનાં આંતરડાની આસપાસ વીંટાયેલાં બે પડ પરસ્પર મળી જવાથી તે બને છે.

**અંત્રમાત્ર** [ સં. અંત્ર ( આંતરડું ) + માત્ર ( બધું ) ] ન. હોજરીના નીચેના છેડાથી ગુદા સુધીનું આંતરડું.

**અંત્રમાળ** [ સં. અંત્ર ( આંતરડું ) + માલા ( માળા ) ] સ્ત્રી. આંતરડાની માળા.

અંત્રમાળ ધરી રુધિર પાન કરી. — દયારામ

**અંત્રમાંસ** ૧. [ સં. અંત્ર ( આંતરડું ) + માંસ ] ન. આંતરડાંનું માંસ.
૨. ન. ( વૈદક ) એક જાતનું પકાવેલું માંસ.

**અંત્રમૂલિકા** સ્ત્રી. પેટની અંદરની એ નામની રસગ્રંથી. આ ગ્રંથિ લગભગ ૧૫૦ છે. આંતરડાંઓમાંથી પાચનક્રિયાને અંતે સૌમ્યરસ ખેંચી લાવનારી પયસ્વિની નામની રસાયનીઓ આમાં દાખલ થાય છે. તે ગ્રંથિઓમાંથી પાછી બહાર નીકળેલી રસાયનીઓ રસપ્રપામાં દાખલ થાય છે, અને તેમાં સૌમ્યરસને ઠાલવે છે. આંતરડાના ક્ષય દરમિયાન આ અંત્રમૂલિકા ગ્રંથિઓમાં સોજો આવીને પછી તેઓ કઠણ થઈ જાય છે. તેઓ પીડા પણ કરે છે. આંત્રિકજ્વરમાં પણ આ ચિહ્નો થોડે અંશે માલમ પડે છે.

**અંત્રમૂલિકા અધરા** સ્ત્રી. અધરાંત્રિકી ધમનીની સાથે રહેલી એ નામની એક રસગ્રંથી; 'ઇન્ફીરિયર મીસેન્ટેરિક લીંફ ગ્લેન્ડ'.

**અંત્રમૂલિકા ઉત્તરા** સ્ત્રી. ઉત્તરાંત્રિકી ધમનીની સાથે રહેલી એ નામની રસગ્રંથી; 'સુપીરિયર મીસેન્ટરિક લીંફ ગ્લેન્ડ'.

**અંત્રરસ** [ સં. અંત્ર ( આંતરડું ) + રસ ( પ્રવાહી ) ] પું. આંતરડાંમાંથી ઝરતો રસ.

**અંત્રરોગ** [ સં. અંત્ર ( આંતરડું ) + રોગ ( વ્યાધિ ) ] પું. આંતરડાંનો રોગ; 'એન્ટરોપથી'.

**અંત્રવિદ્યા** [ સં. અંત્ર ( આંતરડું ) + વિદ્યા ( જ્ઞાન ) ] સ્ત્રી. આંતરડાંનું વર્ણન કરતું શાસ્ત્ર; 'એન્ટરોલોજી'.

**અંત્રવૃદ્ધિ** [ સં. અંત્ર ( આંતરડું ) + વૃદ્ધિ ( વધવું તે ) ] સ્ત્રી. આંતરડું નીચે ઊતરી આવવાથી થતો એક રોગ; સારણગાંઠ; અંતરગળ.

**અંત્રવૃદ્ધિછેદન** [ સં. અંત્ર ( આંતરડું ) + વૃદ્ધિ ( વધવાપણું ) + છેદન ( કાપવું તે ) ] ન. સારણગાંઠમાં વધેલા આંતરડાને કાપવું તે.

**અંત્રવૃદ્ધિવિદ્યા** [ સં. અંત્ર ( આંતરડું ) + વૃદ્ધિ ( વધવાપણું ) + વિદ્યા ( જ્ઞાન ) ] સ્ત્રી. સારણગાંઠના દરદ સંબંધી જ્ઞાન આપનારું શાસ્ત્ર.

**અંત્રવૃદ્ધિહર** [ સં. અંત્ર ( આંતરડું ) + વૃદ્ધિ ( વધારો ) + હર ( દૂર કરનાર ) ] વિ. સારણગાંઠને મટાડનારું.

**અંત્રવેષ્ટન** [ સં. અંત્ર ( આંતરડું ) + વેષ્ટન ( ઢાંકણ ) ] ન. આંતરડાં ઢાંકનારું પાતળું પડ; 'પેરિટોનિયમ'.

**અંત્રવેષ્ટનદાહ** [ સં. અંત્ર ( આંતરડું ) + વેષ્ટન ( પડ ) + દાહ ( બળતરા ) ] પું. આંતરડાંના પડનો તીવ્ર સોજો; 'પેરિટોનાઇટિસ'.

**અંત્રશિલા** સ્ત્રી. વિંધ્યાચળમાંથી નીકળતી એ નામની નદી.

**અંત્રશોફ** [ સં. અંત્ર ( આંતરડું ) + શોફ ( સોજો ) ] પું. આંતરડાંનો અને ખાસ કરીને નાના આંતરડાનો સોજો.

**અંત્રસ** ૧. ન. અન્નનળીને બદલે શ્વાસનળીમાં ખોરાક કે પાણી જવાથી થતું દુઃખ.
૨. ન. ખોરાકનું કે પાણીનું અન્નનળીને બદલે શ્વાસનળીમાં જવું તે.
અંત્રસે જવું = પાણી કે ખોરાકનું પેટમાં નહિ જતાં શ્વાસનળીમાં જવું.

**અંત્રસંકોચ** [ સં. અંત્ર ( આંતરડું ) + સંકોચ ( બિડાવું તે ) ] પું. આંતરડાનું સંકડાવું તે.

**અંત્રસ્રજ** [ સં. અંત્ર ( આંતરડું ) + સ્રજ્ ( માળા ) ] સ્ત્રી. આંતરડાની માળા. નૃસિંહે આવી માળા પહેરી હતી.

**અંત્રસ્રોત** [ સં. અંત્ર ( આંતરડું ) + સ્રોતસ્ ( વાહિની ) ] પું. આંતરડાના વચ્ચેના અને છેડેના ભાગમાં પથરાયેલ મોટી અંત્રબંધનીની વાહિનીની શાખા.

**અંત્રાઈ** [ સં. અંતરાય ( અડચણ ) ] સ્ત્રી. અડચણ; વિઘ્ન.
હરિજન લોક તે સહુ લહે વારતા,
આડી **અંત્રાઈ**ના બંધ કર્મ.
શામળશાનો વિવાહ

**અંત્રાદ** [ સં. અંત્ર ( આંતરડું ) + અદ ( ખાનાર ) ] પું. આંતરડાંનો જીવડો; કરમિયો.

**અંત્રાપટ** [ સં. અંતર્ ( વચ્ચે ) + પટ ( લૂગડું ) ] ન. પડદો; અંતરપટ.
આડાં **અંત્રાપટ** ધરીયાં. પ્રેમાનંદ

**અંત્રાલિ** [ સં. અંત્ર ( આંતરડું ) + આલિ ( હાર ) ] સ્ત્રી. આંતરડાંની માળા.
ગલા માંહિ ઘાલી **અંત્રાલિ**,
સો હઇ યથા કમલની માલ. ભીમ

**અંત્રાલી** [ સં. અંત્ર ( આંતરડું ) + આલિ ( હાર ) ] સ્ત્રી. આંતરડાની માળા. જુઓ અંત્રાલિ.

**અંત્રાવરણ** [ સં. અંત્ર ( આંતરડું ) + આવરણ ( ઢાંકણ ) ] ન. બસ્તિ, સફરા ને યોનિમાર્ગને જુદા પાડનારું પડ.

**અંત્રાવરોધ** [ સં. અંત્ર ( આંતરડું ) + અવરોધ ( અટકાયત ) ] પું. આંતરડાંમાં મળની થતી અટકાયત.

**અંત્રાશ્મરી** [સં. અંત્ર ( આંતરડું ) + અશ્મરી ( પથરી ) ] સ્ત્રી. આંતરડાંમાં બંધાઈ ગયેલો પથ્થર જેવો ગાંગડો; 'એન્ટરોલિથ'.

**અંત્રાસ** ન. પાણી કે ખોરાકનું અન્નનળીને બદલે શ્વાસનળીમાં જવું તે.
અંત્રાસે જવું = પાણી કે ખોરાકનું અન્નનળીને બદલે શ્વાસનળીમાં જવું.

**અંત્રાસણ** ન. પાણી કે ખોરાકનું અન્નનળીને બદલે શ્વાસનળીમાં જવું તે. જુઓ અંત્રાસ.

**અંત્રાળ** [ સં. અંત્ર ( આંતરડું ) + આલિ ( હાર ) ] સ્ત્રી. આંતરડાંની હાર; આંતરડાંની માળા.

**અંત્રાંડવૃદ્ધિ** [ સં. અંત્ર ( આંતરડું ) + અંડ ( વૃષણ ) + વૃદ્ધિ ( વધવું તે ) ] સ્ત્રી. જેમાં આંતરડાં નીચે ઊતરીને વૃષણ ફૂલી જાય એવો રોગ; સારણગાંઠ.

**અંત્રિયા** પું. આંતરે આંતરે આવતો તાવ.

**અંત્રિયાળ** ૧. અ. આશરા વગર; એકલું.
૨. અ. જ્યાં કોઈની મદદ ન મળી શકે તેવે ઠેકાણે; અધવચ; વચગાળે.

**અંત્રી** ૧. [ સં. ] સ્ત્રી. આંતરડું.
અંત્રિયામાં આગ લાગવી = બહુ ભૂખ્યા થવું.
૨. સ્ત્રી. એ નામની ઔષધિ. તે પેટના વાયુ કે દુખાવા પર વપરાય છે.

**અંત્રીક્ષ** [ સં. અંતરિક્ષ ( આકાશ ) ] ન. પૃથ્વી ઉપરનો વાતાવરણનો ભાગ; આકાશ.
તે પણ દેવ **અંત્રીક્ષ**થી દેખે રે.
કાળિદાસ

**અંત્રો** ૧. [ સં. અંતર ( ગાળો ) ] પું. અવકાશ; આંતરો.
૨. પું. આડ; પડદો.
૩. પું. ( સંગીત ) ગાયનની વચ્ચેનો ભાગ; કડી; ધ્રુપદના અસ્તાઈ, અંત્રો અને અભોગ એ ત્રણ ભાગમાંનો બીજો. ખ્યાલ, ટપ્પા, દાદરા અને ઠુમરીમાં અસ્તાઈ અને કડી હોય, જ્યારે પદ તથા ગરબી વગેરેમાં અસ્તાઈ એટલે ટેક અને ઘણા અંત્રા એટલે કડી હોય છે.
૪. પું. છેટું; અંતર રાખવું તે; અંતરાય.
૫. [ સં. અંતર ( તફાવત ) ] પું. ભિન્નભાવ; ભેદ; જુદાઈ.

**અંથ** [ સં. અર્થ ( વસ્તુ ) ] ન. ( જૂ. ગુ. ) ઘરસામાન; વસ્તુઓ.
ચંદ્ર સવિતા કિરણ પડતાં શુદ્ધ થાયે **અંથ**.
પ્રેમાનંદ

**અંદક** ૧. [ ફા. ] સ્ત્રી. થોડી સંખ્યા કે ભાગ.
૨. વિ. થોડું.

**અંદકાર** ૧. [ સં. અંધકાર ] પું. અંધારું.
૨. વિ. અંધારિયું.

**અંદકારી** [ સં. અંધકાર ] સ્ત્રી. અંધારું. જુઓ અંદકાર.

**અંદર** ૧. [સં. ઇન્દ્ર ( દેવોનો રાજા )] પું. ( જરથોસ્તી ) દેવોનો રાજા; ઇંદ્ર. હિંદી આર્યપ્રજા ઈરાની લોકોથી જુદી પડી તે પછી ઇન્દ્રને ઈરાનીઓએ દુશ્મન તરીકે ગણેલ છે અને અવસ્તામાં તેને અહિમેહસ્ત અમશાસપંદનો હરીફ ગણ્યો છે.
૨. [ ફા. ] અ. માં; માંહે.
૧. અંદર આવવું કે પડવું = વચ્ચે પડી વિઘ્ન નાખવું.
૨. અંદર બહાર કરવું = જુગાર રમવો.
૩. અ. હદ ઓળંગે નહિ એમ; આપેલ સમય કે સીમા પૂરી થતાં પહેલાં. જેમકે, ત્રણ ગાઉની અંદર, પાંચ વાગ્યાની અંદર.

**અંદરખાને** ૧. [ ફા. અંદરૂન ( અંદર ) + ખાના ( ઘર ) ] અ. છૂપી રીતે; છાનુંમાનું.
૨. અ. પડદા પાછળ; ગુપ્ત રહીને.
૩. અ. પોતપોતામાં; ખાનગીમાં.

**અંદરખાનેથી** [ સં. અંદરૂન ( અંદર ) + ખાના ( ઘર ) ] અ. છૂપી રીતે. જુઓ અંદરખાને.

**અંદરજવ** [ સં. ઇંદ્રજવ ] પું. કડુ નામના ઝાડનાં બી; ઇંદ્રજવ. તેનાં સફેદ ફૂલમાંથી ચોમાસામાં થતી શીંગ કડાછળી કહેવાય છે. બી કડવાં, લાંબાં અને વચ્ચે ખાડાવાળાં હોય છે. ગુણમાં પાચક, ભૂખ પેદા કરનાર, તાવ મટાડનાર તથા કરમિયાંનો નાશ કરનાર મનાય છે. તે તાવ, હરસ, શૂળ, ઝાડા, કરમ, કાળજાના રોગમાં, ચૂંક, ઊલટી, અરુચિ, અજીર્ણ ઉપર અપાય છે.

**અંદરજો** [ સં. ઇંદ્રજવ ] પું. કડુ નામના ઝાડનાં બી. જુઓ અંદરજવ.

**અંદરઝ** ( અંદરઝ ) ૧. [ ફા. ] પું. છેલ્લી ઇચ્છા.
૨. પું. છેલ્લી સલાહ.

**અંદરપાઠ** પું. મોટા ચોપગા પ્રાણીની કરોડ નીચે આવેલો મોટો સ્નાયુ.

**અંદરવરણું** [સં. ઇંદ્રવારુણી] ન. ઇંદરવરણાંનો વેલો.

**અંદરસા** ૧. [ હિં. ] પું. એક જાતની તળેલી મીઠાઈ.
૨. પું. એક જાતનું કપડું.

**અંદરાયણ** [ સં. ] પું. વૈદિક કાળનો એ નામનો પ્રાચીન દેશ.

**અંદરૂન** ૧. [ ફા. ] પું. અંદરના ઓરડા.
૨. અ. અંદર; માંહે.

**અંદરૂની** [ ફા. ] વિ. અંદરનું; માંહેનું.

**અંદરૂપ** પું. એ નામનો તુરાની જમાનાનો જાણીતો જાદુગર. એની સ્ત્રી હાર પણ જાદુગર હતી.

**અંદલીબ** [ અ. ] સ્ત્રી. બુલબુલ પક્ષી.

**અંદાખ્તા** [ ફા. અંદાખ્તન ( નાખવું ) ] વિ. નાખી દીધેલું.

**અંદાજ** ૧. [ ફા. અંદાઝ ( શુમાર ) ] પું. અડસટ્ટો; આશરો; અટકળ; શુમાર.
૧. અંદાજ કાઢવો = અડસટ્ટો કાઢવો; શુમાર કાઢવો.
૨. અંદાજ લેવો-જોવો = અજમાયશ કરવી; કસોટી કાઢવી.
૨. પું. આશરે ખર્ચ; 'એસ્ટિમેટ'.
૩. પું. ગણતરી.
૪. પું. ચાળા; ચેષ્ટા.
૫. પું. ઢબ; રીત; પદ્ધતિ.
૬. પું. માપ; પરિમાણ.
૭. પું. વજન.
૮. પું. હદ; મર્યાદા; પ્રમાણ.
અંદાજમાં રહેવું = હદ બહાર ન જવું.
૯. [ ફા. અંદાઝ ( નાખનાર ) ] વિ. ફેંકનાર. આ અર્થમાં તે સમાસને છેડે વપરાય છે. જેમકે, તીરંદાજ.

**અંદાજપટ્ટી** [ અંદાઝ ( અડસટ્ટો ) + પટ્ટી ( એક પાટીદારના હાથમાં હોય તેટલી જમીન ) ] સ્ત્રી. ખેતરમાં ઉત્પન્ન થયેલા પાકનો કરવામાં આવતો અડસટ્ટો; ઊભા મોલની કીમતની અટકળ; પહાણીપત્રક.

**અંદાજપત્ર** [ અંદાઝ ( શુમાર ) + પત્ર ( કાગળ ) ] પું.; ન. વાર્ષિક ઊપજખરચના અડસટ્ટાનું સરવૈયું; 'બજેટ'.

**અંદાજપત્રક** [ અંદાઝ ( શુમાર ) + પત્રક ( કાગળ ) ] ન. વાર્ષિક ઊપજખરચના અડસટ્ટાનું સરવૈયું; 'બજેટ'.

**અંદાજશાસ્ત્ર** [ અંદાઝ ( અનુમાન ) + શાસ્ત્ર ( વિદ્યા ) ] ન. આવકજાવક સંબંધી અટકળે ગણતરી કરવાનું શાસ્ત્ર.

**અંદાજસર** [ અંદાઝ ( માપ ) + સર ( પ્રમાણે ) ] અ. માપ પ્રમાણે.

**અંદાજી** [ ફા. અંદાઝ ( અનુમાન ) ] વિ. અટકળે ધારેલું; શુમારે નક્કી કરેલું; અડસટ્ટેલું.

**અંદાજીઆયવ્યયવિવરણ** [ અંદાઝ ( અડસટ્ટો ) + આય ( આવક ) + વ્યય ( ખરચ ) + વિવરણ ( વિવેચન ) ] ન. વાર્ષિક ઊપજખરચ ઉપર કરાતી ચર્ચા.

**અંદાજો** ૧. [ ફા. અંદાઝ ] પું. અટકળ; અડસટ્ટો; આશરો.
૨. પું. બીક; ડર.
૩. પું. વહેમ; શંકા; સંદેહ.
દેશી લોકોમાં તાવમાં રેચ આપવામાં કેટલાક ઘણો અંદાજો રાખે છે. ત્રિભોવન શાહ
૪. પું. હદ; મર્યાદા.

**અંદાઝ** ( અંદાઝ ) ૧. પું. કલ્પના.
૨. [ ફા. ] પું. કીમતનો અડસટ્ટો.
૩. પું. છટા; ઢબ.
૪. પું. તર્ક; હેતુ.
૫. પું. ( સંગીત ) તાલ; ગાયનના ઠેકાનું માપ.
૬. પું. માપ; વિસ્તાર.
૭. પું. રીત; તોર.
૮. પું. વજન.
૯. પું. સૌંદર્ય; મૃદુતા; સુંદરપણું.
૧૦. વિ. ( સમાસમાં ) નાખતું; નાખનાર.
બર્ક અંદાઝ = (૧) તોપચી. (૨) વીજળી નાખનાર.

**અંદાઝપટ્ટી** ( અંદાઝપટ્ટી ) સ્ત્રી. પહાણીપત્રક. જુઓ અંદાજપટ્ટી.

**અંદાઝપત્રક** ( અંદાઝપત્રક ) ન. વાર્ષિક ઊપજખરચના અડસટ્ટાનું સરવૈયું; અંદાજપત્ર.

**અંદાઝપીટી** ( અંદાઝપીટી ) ૧. [ હિં. ] સ્ત્રી. ઢોળદમામવાળી સ્ત્રી.
૨. સ્ત્રી. રંગરોગાન અને ટાપટીપ કરનાર સ્ત્રી.

**અંદાઝા** ( અંદાઝા ) ૧. [ હિં. ] પું. ઢોળ; દમામ.
૨. પું. નમૂનો.
૩. જુઓ અંદાઝ ૨, ૩, ૫, ૭, ૧૦.
અંદાઝાથી બહાર = બેહદ; અમાપ.

**અંદામ** [ ફા. ] પું. શરીર.

**અંદાર** [ ફા. ] પું. વાર્તા; કથા.

**અંદારૂ** [ સં. અધ્વર્યુ ] પું. ( જરથોસ્તી ) મોબેદ; જરસ્થોતી ધર્મગુરુ.

**અંદીશો** ૧. [ ફા. અંદીશહ ] પું. ચિંતા; ફિકર. જુઓ અંદેશો.
૨. પું. બીક; ભય; ડર.

**અંદુ** ૧. સ્ત્રી. સ્ત્રીના પગનું એક ઘરેણું.
૨. [સં. અંદ્ (બાંધવું)] સ્ત્રી. હાથકડી; બેડી; જંજીર.
૩. સ્ત્રી. હાથીને પગે બાંધવાની સાંકળ.

**અંદુક** [ સં. ] સ્ત્રી. હાથીને પગે બાંધવાની સાંકળ. જુઓ અંદુ.

**અંદૂ** [ સં. અંદ્ ( બાંધવું ) ] સ્ત્રી. હાથકડી; બેડી. જુઓ અંદુ.

**અંદૂક** [ સં. ] સ્ત્રી. હાથીને પગે બાંધવાની સાંકળ. જુઓ અંદુ.

**અંદૂહ** [ સં. અંદ્ ( બાંધવું ) ] સ્ત્રી. બેડી. જુઓ અંદુ.

**અંદેશ** ૧. [ ફા. અંદીશહ ( વહેમ ) ] પું. સંદેહ. જુઓ અંદેશો.
૨. વિ. વિચાર કરનાર.
બદ અંદેશ = ખરાબ ઇચ્છનાર.

**અંદેશનાક** [ ફા. ] વિ. વિચારશીલ; ચિંતાતુર.

**અંદેશનાકી** [ ફા. ] સ્ત્રી. ચિંતા.

**અંદેશમંદ** [ ફા. અંદેશ ( વિચાર ) + મંદ ( વાળું ) ] વિ. ચિંતાતુર; વિચારશીલ; અંદેશનાક.

**અંદેશમંદી** [ સં. અંદેશ ( વિચાર ) + મંદ ( વાળું ) + ઈ ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. ચિંતા; અંદેશનાકી.

**અંદેશા** [ ફા. ] પું. બીક. જુઓ અંદેશો.

**અંદેશામંદ** [ ફા. અંદેશા ( વિચાર ) + મંદ ( વાળું ) ] વિ. ચિંતાતુર; ફિકરવાળું.

**અંદેશામંદી** [ ફા. અંદેશા ( વિચાર ) + મંદ ( વાળું ) + ઈ ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. ચિંતાતુરતા; ફિકર હોવી તે.

**અંદેશી** [ ફા. ] સ્ત્રી. વિચાર કરવાપણું.

**અંદેશો** ૧. પું. અણવિશ્વાસ; અણપતીજ.
૨. પું. આનાકાની.
૩. પું. ચિંતા; ફિકર; ગભરાટ.
૪. પું. જોખમ.
૫. પું. ધારણા; કલ્પના.
૬. [ ફા. અંદીશહ ( ભય ) ] પું. ભય; ડર; બીક.
૭. [ ફા. અંદીશહ ( વિચાર ) ] પું. વિચાર; મનન.
અંદેશો કરવો = (૧) આનાકાની કરવી. (૨) બીવું. (૩) વિચાર કરવો.
૮. [ ફા. અંદીશહ ( વહેમ ) ] પું. શંકા; સંશય; સંદેહ; શક.
અંદેશો આણવો-કરવો-રાખવો-લાવવો-લેવો = (૧) ચિંતા કરવી. (૨) સંદેહ રાખવો; શંકા કરવી; વહેમ લાવવો; અવિશ્વાસ કરવો.
૯. પું. સંભાળ; કાળજી.
૧૦. પું. હાનિ; નુકસાન.

**અંદોખ્તા** ૧. [ ફા. ] પું. નફો.
૨. વિ. મેળવેલું.

**અંદોલન** ૧. [ સં. આંદોલ્ ( ઝૂલવું ) ] ન. ઝૂલન; હાલવું તે.
૨. ન. પ્રેરક તત્ત્વ; આંદોલન.
૩. ન. હિલચાલ; ખળભળાટ.
૪. ન. હીંચકો; હીંડોળો; ઝૂલો.

**અંદોલમાન** [ સં. આંદોલ્ ( ઝૂલવું ) + માન ( વર્તમાનકૃદંતનો પ્રત્યય ) ] વિ. ડોલતું; ઝૂલતું.

**અંદોલવું** [સં. આંદોલ્ (ઝૂલવું)] સ. ક્રિ. હીંચકો નાખવો; હિંદોળવું; ઝુલાવવું.

**અંદોહ** ૧. [ફા. અંદોશહ્] પું. (જૂ. ગુ.) અંદેશો; શંકા; વહેમ; સંદેહ.

સાસુ મનિ પઈઠઉ અંદોહ. લાવણ્યસમય

૨. પું. ચિંતા; ફિકર; અફસોસ.

૩. પું. દરકાર; પરવા.

બેટા દેખો મંડઈ મોહ.
બાપ તણુઉ નાણુઈ અંદોહ. લાવણ્યસમય

**અંદોહગિન** [ફા. અંદોહ (ચિંતા) + ગિન (વાળું)] વિ. દિલગીર; અફસોસ કરનારૂં.

**અંદોળવું** [સં. આંદોલ્ (ઝૂલવું)] સ. ક્રિ. હીંચકે નાખવો; હિંદોળવું; ઝુલાવવું.

**અંદ્રાધાર** [સં. ઇંદ્ર (વરસાદનો દેવ) + ધારા (વરસાદ)] વિ. અનરાધાર; મોટી ધારે વરસતું.

**અંધ્** ૧. [સં.] અ. ક્રિ. આંધળું બનવું; આંધળું થવું.

૨. સ. ક્રિ. (ધાતુ) આંધળું કરવું. આ ધાતુ ઉપરથી નીકળેલ શબ્દોઃ અંધારૂં, અંધાપો, અંધારવું, અંધારિયું.

**અંધ** ૧. [સં. અંધ્ર] પું. (પ્રાકૃત) અંધ્રદેશ; જગન્નાથની નીચે આવેલ એ નામનો એક દેશ.

૨. પું. (જ્યોતિષ) દિવસના ભાગમાં વૃષભ, મેષ અને સિંહ લગ્નને અને રાત્રિના ભાગમાં કન્યા, મિથુન અને કર્ક નક્ષત્રને અપાતી સંજ્ઞા. અંધ લગ્નમાં લગ્નવિધિ હોય તો વરને નુકસાન થાય છે. રાત્રે અંધ લગ્નમાં લગ્નવિધિ કર્યો હોય તો ધનનો નાશ કરે છે.

૩. [સં.] પું. બધી ઇંદ્રિયોને કાબૂમાં રાખનાર સંન્યાસી.

૪. પું. (પિંગળ) લઘુ ૧૦ અને ગુરુ ૪૩ મળી ૫૩ માત્રાવાળો એ નામનો એક છંદ. તેમાં અલંકારં નહિ આવતો હોવાથી તે અંધ કહેવાય છે.

૫. પું. હિંદુસ્તાનની એ નામની મોટી નદી.

અંધ તથા શોણ નામના બે ભરતખંડના નદ છે. ભગવતી ભાગવત

૬. ન. અંધારૂં; અંધકાર.

અંધ તમિસ્ર નિકાયતમ ધ્વાંત કુહર નિહાર,
તિમિર નાશને નાસશે તારૂં વદન ઉચ્ચાર.
પિંગળલઘુકોષ

૭. ન. અંધ દેશમાં રહેનાર માણસ.

૮. ન. આત્મા સંબંધી અજ્ઞાન; અવિદ્યા.

૯. ન. આંધળું માણસ.

૧૦. ન. ઘુવડ. દિવસે તે દેખી શકતું નથી એમ મનાય છે.

૧૧. ન. ચામાચીડિયું; ચામચિડિયું; ચામચિડિયું; ચમગાદડ; ચમગુદડી; ચમગીદડ.

૧૨. ન. પાણી; જળ.

૧૩. ન. (કાવ્ય) બાંધેલ નિયમની વિરુદ્ધ કરવાથી થતો એક કાવ્યદોષ.

૧૪. ન. (પુરાણ) બ્રહ્મદેવને રાજી કરી તેમની પાસેથી વરદાન મેળવી બધાનો નાશ કરવાની ઇચ્છા રાખનાર એ નામનું ફાડી ખાનારૂં આંધળું પ્રાણી. એને બ્રહ્મદેવે જ આંધળું કર્યું હતું. એક દિવસે બલાક નામના શિકારીને કંઈ શિકાર નહિ મળવાથી કુટુંબપોષણ માટે આ શિકારી પ્રાણી અંધ છતાં તેને મારીને તેણે દોષ કર્યો. આંધળા પ્રાણીને મારવું એ પાપ ભરેલું ગણાય, પણ તે ક્રૂર પ્રાણીને મારવાથી આ શિકારી સ્વર્ગે ગયો, કારણ કે તે પ્રાણી બધાનો નાશ કરવાને જન્મ્યું હતું. આમ હત્યામાંથી બલાકને સ્વર્ગનો લાભ મળ્યો.

૧૫. વિ. અશિક્ષિત.

અંધ સૈન્ય = અશિક્ષિત સેના.

૧૬. વિ. ઉન્મત્ત; મસ્ત.

૧૭. વિ. કમઅક્કલ; મૂર્ખ; હૈયાફૂટું; અજ્ઞાની.

૧૮. વિ. ગાઢ; ઘાટું; ઘોર.

૧૯. વિ. ગાફિલ; અસાવધ.

૨૦. વિ. દેખાય નહિ એવું; ગુપ્ત; છાનું.

૨૧. વિ. ન દેખતું; આંધળું; નેત્રહીન; અંધું.

૨૨. વિ. (વેદાંત) શ્રુતિ અને સ્મૃતિના જ્ઞાન વગરનું.

પરમેશ્વરે શ્રુતિ અને સ્મૃતિ એવી બ્રાહ્મણોની બે આંખો બનાવી છે. તેમાંથી જો એકનું જ્ઞાન ન હોય તો તે કાણો કહેવાય અને બન્નેનું ન હોય તો તેને અંધ કહેવાય. છોટાલાલ ભટ્ટ

૨૩. વિ. સારાનરસાની ખબર ન પડે એવું; વિવેકશૂન્ય; વગર સમજનું.

**અંધઅનુકરણ** [સં. અંધ (આંધળું) + અનુકરણ (નકલ)] ન. સારૂંનરસું જાણ્યા વિના કરાતી નકલ.

**અંધક** ૧. પું. (પુરાણ) અંધક કુળમાં જન્મેલા અનુ રાજાનો એ નામનો દીકરો.

૨. [સં.] પું. આંધળો માણસ.

૩. પું. આંધ્ર દેશ.

અસ્સક અને અળક એ બન્ને આંધ્ર (અંધક)ના રાજાઓ હતા. પુરાતત્ત્વ

૪. પું. (પુરાણ) એ નામનો હજાર માથાંવાળો એક રાક્ષસ. તે કશ્યપ અને દિતિનો દીકરો હતો. તે દેખતો છતાં મદને લીધે આંધળાની માફક વર્તતો હોવાથી અંધક કહેવાતો. સ્વર્ગમાંથી પારિજાત લાવતી વખતે તે શિવથી માર્યો ગયો હોવાથી શંકરને અંધકારિ કે અંધકરિપુ કહે છે. બીજા મત પ્રમાણે એમ મનાય છે કે એક વખત મહાદેવ પાર્વતી સાથે રમતગમત કરતા હતા. તે વેળા એણે પાર્વતીનું હરણ કરવાનો પ્રયત્ન કરવાથી અવંતીમાં આવેલા મહાકાળ નામના વનમાં એનું અને મહાદેવનું ઘોર યુદ્ધ થયું. એના ભોંય પડતા લોહીમાંથી અનેક અંધક ઉત્પન્ન થવા લાગ્યા. આ ઉપરથી એનું લોહી ભોંય ન પડવા દેતાં અધવચમાં જ એનો નાશ કરવાને મહાદેવે માતૃગણ ઉપજાવ્યા. પરંતુ એનો તદ્દન નાશ ન થવાથી વિષ્ણુએ શુષ્કરેવતી નામે દેવતા ઉત્પન્ન કરી તેમની મારફત લોહીનો સદંતર નાશ કરાવ્યો. આથી બીજા અંધકો નાશ થવાથી માત્ર મૂળ અંધક જ રહ્યો. એનો વધ થતો હતો એટલામાં એણે બહુ જ કરુણ અવાજે મહાદેવની સ્તુતિ કરી. આથી ખુશ થઈ મહાદેવે એને જીવતો રાખ્યો, એટલું જ નહિ પણ તેને પોતાનો ગણ બનાવ્યો.

૫. પું. (પુરાણ) બૃહસ્પતિના મોટા ભાઈ; ઉતથ્ય ઋષિનો મમતાથી થયેલ દીકરો; દીર્ઘતપા.

૬. પું. (પુરાણ) મહિષાસુરની સેનાનો એ નામનો એક મુખ્ય અસુર.

૭. પું. (પુરાણ) યાદવોની એ નામની શાખા.

૮. પું. વૈદિક વખતનો એ નામનો એક જૂનો દેશ.

૯. પું. (પુરાણ) સોમવંશી નહુષના યયાતિના ક્રોષ્ટા નામના યદુપુત્રના વંશમાં જન્મેલા સાત્વત રાજાના સાતમાંનો છઠ્ઠો દીકરો. એને કુકુર, ભજમાન, શુચિ અને કંબળબર્હિષ એ નામના ચાર દીકરા હતા. યદુવંશમાં અંધકુળની શાખા આનાથી ચાલી.

૧૦. [સં. અંધ (અંધારૂં) + ક (નાનું રૂપ બતાવનાર પ્રત્યય)] ન. અંધકાર.

૧૧. ન. એક જાતનું ફળ; ચીરફળ; તુવરફળ.

૧૨. ન. વૃક્ષ; ઝાડ.

૧૩. વિ. આછું અજવાળું હોય એવું; ઝાંખું; ઝળઝળું; ઝળવઝળું; મોંસૂઝણું.

૧૪. વિ. દેખી ન શકે એવું; આંધળું; ચક્ષુહીન.

૧૫. વિ. ફીકું; આછું.

**અંધકરિપુ** ૧. [સં. અંધક (અંધારૂં) + રિપુ (દુશ્મન)] પું. અગ્નિ. તે અંધારાનો નાશ કરે છે.

૨. પું. ચંદ્ર.

૩. [સં. અંધક (એક દૈત્ય) + રિપુ (દુશ્મન)] પું. મહાદેવ; શિવ. તે અંધક રાક્ષસના દુશ્મન હતા.

૪. પું. સૂર્ય. તે અંધકારનો નાશ કરે છે.

**અંધકવર્ત** પું. એ નામનો પર્વત.

**અંધકવહ્નિ** ૧. [ સં. અંધક ( ઝાડ ) + વહ્નિ ( અગ્નિ ) ] પું. ( જૈન ) ઝાડનાં લાકડાંથી થયેલ અગ્નિ.
૨. પું. સૂક્ષ્મ અગ્નિ.

**અંધકવૃષ્ણિ** ૧. પું. અંધક અને વૃષ્ણિ નામના યાદવના વંશમાં જન્મેલ પુરુષ.
૨. પું. ( જૈન ) બાવીસમા તીર્થંકર નેમનાથના પિતા સમુદ્રવિજયનું બીજું નામ.
૩. પું. હિંદુ યુગમાં પ્રજાતંત્ર ભોગવતો એ નામનો એક સમાજ.

**અંધકશત્રુ** [ સં. અંધક ( અંધારું ) + શત્રુ ( દુશ્મન ) ] પું. અગ્નિ. જુઓ અંધકરિપુ.

**અંધકંટકીય** [ સં. અંધ ( આંધળું ) + કંટ ( કાંટો ) + ઈય ( લગતું ) ] ન. કાંટા પર ચાલનાર આંધળા માણસની પેઠે વગર વિચારે કરાતું ગમન; વગર સમજે થતી ચાલ.

**અંધકાર** ૧. પું. અજ્ઞાન; અવિદ્યા.

જ્ઞાનદીપનિ પૂઠ પરિ હરિ કરી અતિ અંધકાર. ભાલણ

૨. [સં. અંધ ( આંધળું ) + કૃ ( બનાવવું )] પું. અંધાપો; આંધળાપણું.
૩. પું. અંધારું; તિમિર; તમ. મહાઅંધકારને અંધતમસ, ચારે તરફ વ્યાપી રહેલને સંતમસ અને થોડા અંધારાને અવતમસ કહે છે.
૪. પું. ઉદાસીનતા.
૫. પું. કાળપ; શ્યામતા; કાળાશ.
૬. પું. ગોટાળો; અવ્યવસ્થા.
૭. પું. છાનું રાખવાપણું; અપ્રસિદ્ધિ; પડદો.
૮. પું. નિસ્તેજપણું; તેજ વગરનું હોવાપણું.
૯. [ હિં. ] પું. પવન અને ધૂળનું સખત તોફાન.
૧૦. પું. ભૂલ; ભુલાવો; અજ્ઞાન.

**અંધકારક** ૧. પું. એ નામનો પર્વત; એપિનાઈન.
૨. પું. હંગરિ અને ચેકોસ્લોવાકિયાનો દેશ.

**અંધકારક્ષેત્ર** [ સં. અંધકાર ( અંધારું ) + ક્ષેત્ર ( દેશ ) ] ન. જ્યાં સૂર્યનો પ્રકાશ ન પડે તે ભાગ.

**અંધકારગ્રસ્ત** [ સં. અંધકાર ( અંધારું ) + ગ્રસ્ત ( પકડાયેલ ) ] વિ. અંધારામાં આવેલ.

**અંધકારપક્ષ** [ સં. અંધકાર ( અંધારું ) + પક્ષ ( પખવાડિયું ) ] પું. કૃષ્ણપક્ષ; અંધારિયું.

**અંધકારમય** ૧. [ સં. અંધકાર ( કાળપ ) + મય ( વાળું ) ] પું. કૃષ્ણ. તે રંગે શ્યામ હતા.
૨. વિ. અંધારાવાળું.

**અંધકારયુગ** [ સં. અંધકાર ( અજ્ઞાન ) + યુગ ( જમાનો ) ] પું. અજ્ઞાનતાનો વખત.

**અંધકારવાદ** [ સં. અંધકાર ( અંધારું ) + વાદ ( ચર્ચા ) ] પું. શ્રીવલ્લભાચાર્યના વંશજ પુરુષોત્તમજી મહારાજે રચેલો એ નામનો ગ્રન્થ. એમાં અંધારું એ શું છે તે વિષે ચર્ચાપૂર્વક નિર્ણય કરેલો છે.

**અંધકારા** [ સં. અંધકાર ] પું. અંધારું.

**અંધકારાચ્છન્ન** ૧. [સં. અંધકાર ( અંધારું ) + આચ્છન્ન ( ઢંકેલ ) ] વિ. અંધકારથી ઘેરાયેલું.
૨. વિ. અંધકારમાં ડૂબેલું.
૩. વિ. વાદળાંથી ઘેરાયેલું.

**અંધકારાવૃત** [ સં. અંધકાર ( અંધારું ) + આવૃત ( ઢંકાયેલું ) ] વિ. અંધકારથી ઘેરાયેલું. જુઓ અંધકારાચ્છન્ન.

**અંધકારિ** ૧. [ સં. અંધક ( અંધારું ) + અરિ ( દુશ્મન ) ] પું. અગ્નિ. તે અંધારાનો નાશ કરે છે.
૨. પું. ચંદ્ર.
૩. [ સં. અંધક ( એક અસુર ) + અરિ ( દુશ્મન ) ] પું. મહાદેવ; શંકર. અંધક રાક્ષસને તેમણે મારેલો હોવાથી તે અંધકારિ કહેવાય છે.
૪. પું. સૂરજ.

**અંધકારી** ૧. [ સં. અંધકાર ] સ્ત્રી. અંધારું.
૨. સ્ત્રી. ( સંગીત ) એક રાગણી; ભૈરવ રાગની પાંચ સ્ત્રીઓમાંની એક.

**અંધકાસુર** પું. એક રાક્ષસનું નામ. જુઓ અંધક ૪.

**અંધકાસુહૃત** [ સં. અંધક ( એ નામનો દૈત્ય ) + અ ( નહિ ) + સુહૃદ્ ( મિત્ર ) ] પું. મહાદેવ. જુઓ અંધક ૪.

**અંધકૂપ** ૧. [ સં. અંધ ( અંધકાર ) + કૂપ ( કૂવો ) ] પું. અંધારું.
૨. [સં. અંધ (અંધારાવાળું) + કૂપ (કૂવો)] પું. ઊંડો અંધારિયો કૂવો.
૩. પું. એકવીસ નરકમાંનું એક; નવમો નરકકુંડ. નિર્દોષ પ્રાણીઓને પીડા ને હિંસા કરનાર આ નરકમાં પડી પોતે દીધું હોય એવું જ દુઃખ ત્યાં ભોગવે છે.

જેઓ પરાઈ પીડાને જાણતાં જ નથી અને તેઓને પીડા કરે છે તે માણસ પોતાના પાપને લીધે અંધકૂપ નામના નરકમાં પડે છે. ભગવતી ભાગવત

૪. પું. કારાગૃહ; જેલની અંધારી ઓરડી.
૫. પું. છૂપી મુશ્કેલી; ગૂઢ અંતરાય.
૬. પું. પુરાઈ ગયેલો કૂવો; બૂરેલું; ઝાડ ઝાંખર કે બીજે કારણે ન દેખાવાથી ફસાઈ પડાય એવો કૂવો.
૭. પું. મોહ; મૂઢતા.
૮. પું. વ્યાપારી મંડળી, જેમાં બધા પોતાનું હિત સ્વતંત્ર રીતે કામ કરતા માણસને સોંપે છે.

**અંધકૂપકુંડ** [ સં. અંધ ( અંધકારવાળું ) + કૂપ ( કૂવો ) + કુંડ ( હોજ ) ] પું. એ નામનો એક નરકકુંડ. જુઓ અંધકૂપ ૩.

જે બ્રાહ્મણી શૂદ્રનો સંગ કરે છે તે એક મન્વંતર સુધી અંધકારમય અંધકૂપકુંડમાં ઉના ઉના શૌચના પાણીની અંદર મહાસંતાપથી રાતદિવસ રહે છે. ભગવતી ભાગવત

**અંધકૂપપતનન્યાય** [ સં. અંધ ( આંધળું ) + કૂપ ( કૂવો ) + પતન ( પડવાપણું ) + ન્યાય ( દાખલો ) ] પું. છૂપા કૂવામાં પડવાનો દાખલો; વિવેકના અભાવને લીધે મુશ્કેલીમાં આવી પડવાનો બનાવ. કોઈ દયાળુ માણસે આંધળાને રસ્તો બતાવ્યો અને તે રસ્તે ચાલતાં રસ્તામાં કૂવો આવ્યો અને તેમાં તે પડી ગયો. તેવી રીતે જ્યારે કોઈ કુપાત્ર માણસને ઉપદેશ દેવામાં આવે અને તે પ્રમાણે ચાલતાં કોઈ કારણથી તે ભૂલ કરે અને નુકસાનમાં આવી પડે ત્યારે આ દૃષ્ટાંત એટલે દાખલો અપાય છે.

**અંધકૂપહત્યા** [ સં. અંધ (અંધારાવાળું) + કૂપ ( કૂવો ) + હત્યા ( કતલ ) ] સ્ત્રી. કારાગૃહમાં કેદીઓની કતલ. બંગાળાના સુબા અલીવર્દીખાંનું ઈ.સ. ૧૭૫૬માં મોત થયા પછી તેનો દૌહિત્ર સિરાજુદ્દૌલ્લા બંગાળની ગાદી પર આવ્યો. થોડા વખત પછી સિરાજુદ્દૌલ્લાને અંગ્રેજો સાથે ઝઘડો થયો. પચાસ હજારનું સૈન્ય લઈને તેણે કલકત્તા પર હુમલો કર્યો. અંગ્રેજોના માત્ર ૧૭૦ માણસ હતાં. ચાર દિવસ બહાદુરીથી બચાવ કર્યા પછી પાંચમે દિવસે અંગ્રેજો ન છૂટકે શરણે ગયાં. એમ કહેવાય છે કે એક હિંદુસ્તાની સેનાપતિએ ૧૪૬ અંગ્રેજોને એક અંધારી કોટડીમાં કેદી રાખવાનો હુકમ કર્યો. કોટડીમાં પવન આવવાને બારીની સગવડ ન હતી. જેઠ માસની સખત ગરમીમાં પાણી નહિ મળવાથી આખી રાત્રિ તેઓ તરફડ્યાં. બીજે દિવસે સવારે બારણાં ઉઘાડતાં ૧૨૩ અંગ્રેજો મરણ પામેલાં દેખાયાં. આ બનાવ ઇતિહાસમાં અંધકૂપહત્યા એટલે 'મેસેકર ઑફ બ્લૅક હોલ' નામે ઓળખાય છે.

**અંધખોપરી** [ સં. અંધ ( અજ્ઞાન ) + કર્પર (ખોપરી) ] વિ. અક્કલ વગરનું; મૂર્ખ; અજ્ઞાની.

**અંધગજન્યાય** [ સં. અંધ ( આંધળું ) + ગજ ( હાથી ) + ન્યાય ( દાખલો ) ] પું. ( ન્યાય ) આંધળા અને હાથીનો દાખલો. જન્મથી આંધળા કેટલાક માણસોએ હાથી

જેવો હોય તે જાણવા હાથી પર હાથ ફેરવી જોયો. દરેકે તેના શરીરના જે ભાગ ઉપર હાથ ફેરવ્યો તે અંગના આકાર પ્રમાણે હાથીનો આકાર માની લીધો. પૂછડું તપાસનારે દોરડા જેવો, કાન તપાસનારે સૂપડા જેવો, પેટે હાથ ફેરવનારે કડાયા જેવો, સૂંઢ પકડનારે અજગર જેવો, પગ તપાસનારે થાંભલા જેવો હાથીનો આકાર માની લીધો. વાસ્તવિક રીતે તેમાંના કોઈએ હાથીનું ખરૂં સ્વરૂપ જાણ્યું નહિ. તેવી જ રીતે કોઈ વાતનું પૂરૂં જ્ઞાન ન હોય છતાં તે સંબંધમાં પોતાની સમજ પ્રમાણે જુદી જુદી કલ્પનાઓ કરવામાં આવતી હોય ત્યાં આ દૃષ્ટાંત અપાય છે.

**અંધગર્ત** [ સં. અંધ ( અંધારાવાળું ) + ગર્ત ( ખાડો ) ] પું. અંધારિયો કૂવો; અંધકૂપ.

**અંધગોપુચ્છન્યાય** [ સં. અંધ ( આંધળું ) + ગો ( બળદ ) + પુચ્છ ( પૂછડું ) + ન્યાય ( દાખલો ) ] પું. ( ન્યાય ) આંધળાને બળદનું પૂછડું પકડાવી દેવા જેવો દાખલો. જુઓ અંધગોલાંગૂલન્યાય.

**અંધગોલાંગૂલન્યાય** [ સં. અંધ ( આંધળું ) + ગો ( બળદ ) + લાંગૂલ ( પૂછડું ) + ન્યાય ( દાખલો ) ] પું. ( ન્યાય ) આંધળાને બળદનું પૂછડું પકડાવી દેવા જેવો દાખલો. ભૂલા પડેલા આંધળા માણસને બળદનું પૂછડું પકડાવી કહેવામાં આવે કે આ પૂછડું તારે છોડવું નહિ અને તે તને તારે ઘેર પહોંચાડશે. બળદ અહીં-તહીં દોડવાથી તે આંધળો બહુ હેરાન થાય, પણ ઘેર પહોંચે નહિ. તેમ ગુરુ શિષ્યને ઉપદેશ કરે કે અમારો મત ખરો હઈ તે તારે છોડવો નહિ, તેથી તને સુખ મળશે, પણ તેમ કરવાથી શિષ્ય જન્મમરણનું મોટું દુઃખ અનુભવે એ અંધગોલાંગૂલન્યાય કહેવાય.

**અંધચટક** જુઓ અંધચટકન્યાય.

**અંધચટકન્યાય** [ સં. અંધ ( આંધળું ) + ચટક ( ચકલી ) + ન્યાય ( દાખલો ) ] પું. ( ન્યાય ) આંધળો માણસ અજાણતાં અનાયાસે કોઈ વાર ચકલીને પકડે તેવો દાખલો; ઘુણાક્ષરન્યાય; વગર ઇરાદે બનતો બનાવ. વગર મહેનતે ન મેળવી શકાય તેવી વસ્તુ મળી આવે ત્યારે આ દાખલો કે દૃષ્ટાંત વપરાય છે.

**અંધજાળ** [ સં. અંધ ( છૂપું ) + જાલ ( જાળ ) ] સ્ત્રી. દેખાય નહિ એવી જાળ.

**અંધડ** ( અંધડ઼ ) [ સં. અંધ ( આંધળું ) ] ન. તોફાન; આંધી.

**અંધતમ** [ સં. અંધ ( આંધળું ) + તમ ( શ્રેષ્ઠતાવાચક પ્રત્યય ) ] વિ. કાળામાં કાળું; ઘોર અંધકારવાળું.

**અંધતમસ** ૧. ન. એક નરકનું નામ.
૨. [ સં. અંધ ( દેખાય નહિ એવું ) + તમસ્ ( અંધારૂં ) ] ન. ઘોર અંધકાર; ઘાડું અંધારૂં.

**અંધતમસા** [ સં. અંધ ( દેખાય નહિ એવું ) + તમસ્ ( અંધારૂં ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. રાત; રાત્રિ.

**અંધતમસાચ્છન્ન** [ સં. અંધ ( દેખાય નહિ એવું ) + તમસ્ ( અંધકાર ) + આચ્છન્ન ( ઢંકાયેલું ) ] વિ. ગાઢ અંધકારવાળું; ઘોર અંધારાથી છવાયેલું.

**અંધતમસાવૃત** [સં. અંધ ( દેખાય નહિ એવું ) + તમસ્ ( અંધકાર ) + આવૃત ( ઢંકાયેલું ) ] વિ. ઘોર અંધકારવાળું; અંધતમસાચ્છન્ન.

**અંધતમોમય** [ સં. અંધ ( દેખાય નહિ એવું ) + તમસ્ ( અંધકાર ) + મય ( વાળું ) ] વિ. ઘોર અંધકારવાળું; અંધતમસાચ્છન્ન.

**અંધતા** ૧. [ સં. અંધ ( આંધળું ) + તા ( પણું ) ] સ્ત્રી. અંધાપો; આંધળાપણું.
૨. સ્ત્રી. અંધારૂં.
૩. સ્ત્રી. મૂઢપણું; અજ્ઞાન.

**અંધતામસ** [ સં. અંધ ( ન સૂઝવા દે એવું ) + તામસ ( અંધારૂં ) ] ન. ઘાડું અંધારૂં; ગાઢ અંધકાર.

**અંધતામિસ્ર** ૧. પું. (સાંખ્ય) જીવતા રહેવાની ઇચ્છા રહેવા છતાં મરવાનો ભય. ઇચ્છામાં આવે તે કરવાની અશક્તિને વિપર્યય કહે છે. આ વિપર્યયના પાંચ ભેદ છે તેમાંના છેલ્લાને અંધતામિસ્ર કે અભિનિવેશ કહે છે.
૨. [સં. અંધ ( આંધળું ) + તામિસ્ર ( રોષ)] ન. ( વેદાંત ) અણિમા વગેરે સિદ્ધિઓ તથા આ લોક અને પરલોકનાં સુખનાં સાધન મળ્યા છતાં પણ કલ્પને અંતે તે સઘળાં નાશ પામશે એવો ભય.
૩. ન. ( યોગ ) અવિદ્યા એટલે અજ્ઞાન, અસ્મિતા એટલે અહંકાર, રાગ એટલે મોહ, દ્વેષ એટલે અદેખાઈ, અભિનિવેશ એટલે મરણની બીક એ પાંચ ક્લેશમાંનો છેલ્લો ક્લેશ; ભોગ્ય પદાર્થોનો નાશ થયે હું મરી ગયો, હાય મુઆ એવી બુદ્ધિ; મરણનો ભય; શરીરથી રખેને મારો વિયોગ થશે એવો ડર. જુઓ અભિનિવેશ.
૪. ન. આંતરિક અંધાપો; અજ્ઞાન.
૫. ન. એકવીસ નરકમાંનું ઘોર અંધકારવાળું નરક. જે માણસ કોઈ પરસ્ત્રીનો તેના પતિને છેતરીને ઉપભોગ કરે, તે આ નરકમાં જઈ અનેક દુઃખો ભોગવે એમ મનાય છે. ભવભૂતિના કહેવા પ્રમાણે આપઘાત કરનાર માણસ આ નરકમાં પડે છે.

> જે માણસ પતિને છેતરીને તેની સ્ત્રીનો ઉપભોગ કરે છે તેને યમના દૂતો અંધતામિસ્ર નરકમાં નાખે છે. — ભગવતી ભાગવત

૬. [સં. અંધ (ન સૂઝવા દે એવું) + તામિસ્ર (ઘાટો અંધકાર)] ન. ઘોર અંધકાર; ગાઢ અંધારૂં; પૂર્ણ અંધકાર.
૭. ન. ( વેદાંત ) તમ, મોહ, મહામોહ, તામિસ્ર અને અંધતામિસ્ર એ અવિદ્યાનાં પાંચ પર્વ એટલે લક્ષણમાંનું છેલ્લું પર્વ.

**અંધત્વ** ૧. ન. અજ્ઞાન; અવિચાર.
૨. [ સં. અંધ ( આંધળું ) + ત્વ ( પણું ) ] ન. આંધળાપણું; અંધાપો.

**અંધદરબાર** [ અંધ ( આંધળું ) + દર્બાર ( કચેરી ) ] પું. આંધળો વહીવટ; અંધેર રાજ્ય.

**અંધદૃષ્ટિ** [ સં. અંધ ( આંધળું ) + દૃષ્ટિ ( નજર ) ] સ્ત્રી. પુરેપૂરૂં જોયા વિના અંધશ્રદ્ધાથી બાંધેલો મત; એકપક્ષી મત; વિચાર્યા વિના આપેલ અભિપ્રાય.

**અંધધંધ** ૧. ન. ગાઢ અંધકાર; ઘોર અંધારૂં.
૨. ન. ઘાડું અજ્ઞાન.

> એ અંધધંધ ત્યારે ટળે,
> જ્યારે ગુરુગમ હોએ ખરી. — અખો

૩. વિ. ચકચૂર; મસ્ત.
૪. વિ. બેભાન; બેસુધ.

**અંધધી** [ સં. અંધ ( આંધળું ) + ધી ( બુદ્ધિ ) ] વિ. બુદ્ધિ વગરનું; મતિહીન.

**અંધનદ** [ સં. અંધ ( નહિ દેખાતું ) + નદ ( મોટી નદી ) ] પું. બ્રહ્મપુત્રા નદીનું પ્રાચીન નામ.

**અંધનિદ્રા** [ સં. અંધ (ઘાટા અંધકારવાળું) + નિદ્રા ( ઊંઘ ) ] સ્ત્રી. ઘેન કે સ્વપ્ન વિનાની ઘસઘસાટ ઊંઘ.

**અંધનિશા** [ સં. અંધ ( અંધારૂં ) + નિશા ( રાત ) ] સ્ત્રી. અંધારી રાત્રિ.

**અંધપછેડો** ( અંધપછેડ઼ો ) [ અંધ ( અંધારાવાળું) + પછેડો ( જાડી ચાદર ) ] પું. જેનાથી છૂપું રહેવાય એવું લૂગડું; અંધારપછેડો.

**અંધપત્રિકા** [ સં. અંધ ( આંધળું ) + પત્ર ( પાંદડું ) + ઇકા ( વાળી ) ] સ્ત્રી. બોડી અજમોદ નામની અજમાની એક જાત. તે આંખના રોગમાં ફાયદાકારક મનાય છે.

**અંધપરંપરા** ૧. [ સં. અંધ ( આંધળું ) + પરંપરા ( હાર )] સ્ત્રી. આંધળાઓની માફક એક બીજાની પાછળ જોયા વિચાર્યા વિના ચાલનારાઓની મંડળી; જૂનાં રૂઢિ, રીતરિવાજ કે કોઈ ખોટા કામનું વગર વિચાર્યે નકલ કરનાર મંડળ; ગાડરિયો પ્રવાહ.

૨. સ્ત્રી. એકની પાછળ એક એમ બંધાયેલી આંધળાઓની હાર.

**અંધપરંપરાન્યાય** [ સં. અંધ ( આંધળું ) + પરંપરા ( હાર ) + ન્યાય ( દાખલો ) ] પું. જોયા વિચાર્યા વિના આંધળાની જેમ એકની પાછળ બીજાએ ચાલવાનો રિવાજ; વગર વિચાર્યે આંધળી નકલ કરવાનો દાખલો.

**અંધપંગુ** [ સં. અંધ ( આંધળું ) + પંગુ ( લંગડું ) ] ક્રિ આંધળું અને લંગડું.

**અંધપંગુન્યાય** [ સં. અંધ ( આંધળું ) + પંગુ ( લંગડું ) + ન્યાય ( દાખલો ) ] પું. આંધળો લૂલાને પોતાના ખભા ઉપર બેસાડીને મદદ કરે અને લૂલો ત્યાં બેસીને આંધળાને માર્ગ બતાવે તેનું દૃષ્ટાંત; જાતે અપૂર્ણ એવી વ્યક્તિઓની પરસ્પર મદદનું સૂત્ર. સાંખ્યમાં જડ પ્રકૃતિ અને ચૈતન્ય પુરુષના સંયોગથી સૃષ્ટિ બનતી હોવાના સંબંધમાં આ દાખલો આપેલો છે.

**અંધપંગુસંબંધ** [ સં. અંધ ( આંધળું ) + પંગુ ( લંગડું ) + સંબંધ ( સંયોગ ) ] પું. આંધળાનો ને લંગડાનો એકબીજાને મદદ કરવાનો સંબંધ.

**અંધપૂજક** [ સં. અંધ ( આંધળું ) + પૂજક ( પૂજનાર ) ] વિ. વગર વિચાર્યે કે ભેદ સમજ્યા વિના અમુક વસ્તુ, બાબત કે મતનાં વખાણ કરનાર.

**અંધપૂજા** [ સં. અંધ ( આંધળું ) + પૂજા ( સેવા ) ] સ્ત્રી. વગર સમજ્યે કે વિચાર્યે કરવામાં આવતી ભક્તિ; આંધળી ભક્તિ.

**અંધપૂતના** ૧. [ સં. ] સ્ત્રી. બાળકમાં રોગ પેદા કરતી મનાતી એક ડાકણ.

૨. સ્ત્રી. સુશ્રુતમાં જણાવેલ એ નામનો એક બાલગ્રહ એટલે બાળકને પીડનાર ઉપગ્રહ.

**અંધપૂતનાગ્રહ** [સં. અંધપૂતના ( રોગ પેદા કરતી મનાતી ડાકણ ) + ગ્રહ ( બાળકને પીડનાર અસુર ) ] પું. બાળકોનો એક રોગ, જેમાં તાવ સાથે ઊલટી થાય, ખાંસી આવે, બહુ તરસ લાગે, શરીરમાંથી ચરબી જેવી ગંધ આવે અને બહુ રોવું આવે.

**અંધપ્રથા** [ સં. અંધ ( આંધળું ) + પ્રથા ( ધારો ) ] સ્ત્રી. વગર વિચાર્યે કરવામાં આવેલો અયોગ્ય રિવાજ.

**અંધપ્રાય** [ સં. અંધ ( આંધળું ) + પ્રાયસ્ ( ઘણું કરીને ) ] વિ. લગભગ આંધળું; આંધળા જેવું.

**અંધબિંદુ** [ સં. અંધ ( આંધળું ) + બિંદુ ( ટપકું ) ] ન. આંખના અંદરના પટલ એટલે પડ પરની એક જગ્યા, જેની સામેની વસ્તુ દેખાતી નથી.

**અંધભક્તિ** [ સં. અંધ ( આંધળું ) + ભક્તિ ( સેવા ) ] સ્ત્રી. અંધપૂજા; સમજ વગરની ભક્તિ.

**અંધભિક્ષુ** [ સં. અંધ ( આંધળું ) + ભિક્ષુ ( સાધુ ) ] પું. ( વેદાંત ) જે ભિક્ષુકની નજર અમુક હદથી વધારે આગળ ન પડતી હોય તેવો સાધુ.

**અંધમૂષા** [ સં. અંધ ( આંધળું ) + મૂષા ( કુલડી ) ] સ્ત્રી. દવા પકાવવામાં વપરાતી બાજુએ કાણું હોય એવી નાની ઢાંકણાવાળી કુલડી.

**અંધમૂષિકા** [ સં. અંધ ( આંધળું ) + મૂષિકા ( મટાડનાર ) ] સ્ત્રી. એ નામનું એક ઝાડ; દેવતાડ. તેનો ઉપયોગ કરવાથી આંધળો દેખતો થાય એમ મનાય છે.

**અંધમૂસ** [ સં. અંધ ( આંધળું ) + મૂષ ( કુલડી ) ] સ્ત્રી. અંધમૂષા.

**અંધયાર** ૧. [ સં. અંધકાર ] ન. અંધારું; અંધકાર.

૨. વિ. તેજ વિનાનું; અંધકારવાળું.

**અંધર** ૧. પું. ( કચ્છી ) લાજ; ઘૂંઘટ; ઘૂમટો.

૨. વિ. અંધારાવાળું; પ્રકાશ વિનાનું.

**અંધરાજા** [ સં. અંધ ( આંધળું ) + રાજન્ ( રાજા ) ] પું. શાસ્ત્ર અને નીતિમાં અજાણ અને અવિવેકી રાજા. ચાણક્યે અર્થશાસ્ત્રમાં રાજાના બે ભેદ કહ્યા છેઃ (૧) અંધરાજા અને (૨) ચલિતશાસ્ત્રરાજા. જાણીબૂજી શાસ્ત્રની મર્યાદાનું ઉલ્લંઘન કરે તે ચલિતશાસ્ત્ર કહેવાય છે. આ બેમાં ચાણક્યે અંધરાજાને સારો કહ્યો છે, કેમકે યોગ્ય મંત્રીઓ હોય તો તે સારું રાજ્ય કરી શકે છે.

**અંધરાવું** [ સં. અંધકાર ( અંધારું ) ] અ. ક્રિ. આકાશ વાદળાંથી છવાવાને લીધે અંધારું થવું; ગોરંભાવું; કાળાં વાદળાં ખીચોખીચ ચઢી આવવાં.

**અંધલા** [સં. અંધ] પું. આંધળો. જુઓ અંધા.

**અંધલું** [ સં. અંધ ( આંધળું ) ] વિ. ( જૂ. ગુ. ) આંધળું.

અછકુમરી તાં છિ અંધલી.

બિલ્હણ પંચાશિકા

**અંધવત્** [ સં. અંધ ( આંધળું ) + વત્ ( જેમ ) ] અ. આંધળાની માફક; આંધળું હોય એવી રીતે.

**અંધવર્ત્મા** [ સં. અંધ ( અંધારાવાળું ) + વર્ત્મન્ ( રસ્તો ) ] પું. વાયુનો સાતમો દેશ. ત્યાં સૂર્યના પ્રકાશના અભાવને લીધે ગાઢ અંધકાર હોય છે.

**અંધવાયુ** [ સં. અંધ ( આંધળું ) + વાયુ ( પવન ) ] પું. તોફાન; આંધી.

**અંધવિશ્વાસ** [ સં. અંધ ( આંધળું ) + વિશ્વાસ ( ભરોંસો ) ] પું. વિચાર કર્યા વિના કોઈ પણ ઉપર ભરોસો રાખવો તે; અંધશ્રદ્ધા.

**અંધશરંડ** [ સં. અંધ ( આંધળું ) + શરંડ ( કાકીડો ) ] પું. કાકીડા કે ઘોની જાતનું એક નાનું આંધળું પ્રાણી.

અંધશરંડ નામની ક્ષુદ્ર ગોધા ટેક્સાસની ગુફામાં રહેતી માલમ પડે છે. પ્રાણીસૃષ્ટિ

**અંધશ્રદ્ધા** [ સં. અંધ ( આંધળું ) + શ્રદ્ધા ( વિશ્વાસ ) ] સ્ત્રી. અંધવિશ્વાસ; વગર સમજની શ્રદ્ધા.

**અંધશ્રદ્ધાળુ** [ સં. અંધ ( આંધળું ) + શ્રદ્ધાળુ ( વિશ્વાસવાળું ) ] વિ. વિચાર વિનાનો આંધળો વિશ્વાસ રાખનાર.

**અંધસ** ૧. [ હિં. ] પું. ભાત; રાંધેલા ચોખા.

૨. [ સં. અંધસ્ ] ન. અન્ન.

૩. ન. ( વેદ ) સોમરસ.

ઋગ્વેદમાં અન્ધસ્‌નો અર્થ ઘણે ઠેકાણે સોમરસ થાય છે. નાગરિક

**અંધસસ્પતિ** ૧. [ સં. અંધસ્ ( અન્ન ) + પતિ ( ધણી ) ] વિ. અન્નના પાલક.

૨. વિ. વેદમાં વપરાયેલું રુદ્રનું વિશેષણ.

**અંધસૈન્ય** [ સં. અંધ ( આંધળું ) + સૈન્ય ( લશ્કર ) ] ન. અશિક્ષિત સેના; અબૂઝ સેના.

**અંધહસ્તીન્યાય** [ સં. અંધ ( આંધળું ) + હસ્તિન્ ( હાથી ) + ન્યાય ( દાખલો ) ] પું. આંધળાઓએ હાથી વિષે બાંધેલ મત જેવો ન્યાય. જેમ હાથીના પગને અડનાર આંધળો એને થાંભલા જેવો કલ્પે, કાન ઉપર હાથ ફેરવનાર આંધળો સૂપડા જેવો માને પણ આખા હાથીના સ્વરૂપનું તેને જ્ઞાન થતું નથી. એવી રીતે પોતાના અધૂરા અપૂર્ણ જ્ઞાનને સંપૂર્ણ જ્ઞાન તરીકે માની લેવામાં આવે ત્યારે આ દાખલો વપરાય છે.

**અંધા** ૧. [ હિં. ] પું. આંધળો; આંખ વિનાનો પુરુષ.

૧. અંધા કરવા = (૧) આંધળું કરવું. (૨) છેતરવું; આંખમાં ધૂળ નાખવી.

૨. અંધા થવું = (૧) આંધળા થવું. (૨) છતી આંખે ન જોવું; બેદરકાર રહેવું. (૩) છેતરાવું. (૪) જોવું ન જોવું કરવું; આંખ આડા કાન કરવા.

૩. અંધાની લાઠી = આંધળાની લાકડી; એકનો એક દીકરો.
૨. સ્ત્રી. અંબિલા કે ચાંદન નદીનું જૂનું નામ. તેને એંડોમેટીસ પણ કહે છે.
૩. વિ. અપ્રસિદ્ધ; જાહેરમાં નહિ આવેલું.
૪. વિ. અંધારાવાળું; અંધારિયું.
૫. વિ. આંખ વગરનું; જોવાની શક્તિ રહિત.
૬. વિ. છેતરાયેલું.
૭. વિ. બેદરકાર; સુસ્ત.
૮. વિ. વિચાર વગરનું; અક્કલહીન; અવિવેકી; અજ્ઞાની.

**અંધાઈ** ન. પાણીમાં થતું એક જાતનું ઘાસ. તેની મૂળિયાં નાખતી જતી ડાળીઓમાંથી ઘાસ જેવાં લાંબાં અને પાતળાં પાંદડાં નીકળે છે.

**અંધાઉલિ** સ્ત્રી. (જૂ. ગુ.) શ્રી રાગ સાથે સંબંધ રાખતી એક રાગિણી.
દ્રવિડ સિરિ **અંધાઉલિ** ધરી ષટ ભાષા શ્રી રાગિઈ વરી. લાવણ્યસમય

**અંધાકૂઆ** ૧. પું. છોકરાની એક રમત.
૨. પું. પુરાઈ ગયેલો કૂવો; ખૂટિયું.

**અંધાકૂપ** ૧. પું. છોકરાની એક રમત.
૨. પું. પુરાઈ ગયેલો કૂવો; ખૂટિયું.

**અંધાખર્ચ** ન. ઉડાઉપણું; આંધળું ખર્ચ.

**અંધાગાર** [સં. અંધ (અંધારાવાળું) + અગાર (ઘર)] ન. અંધારિયું ઘર; અંધારી કોટડી.

**અંધાચરણ** [સં. અંધ (આંધળું) + આચરણ (વર્તન)] ન. વગર વિચાર્યું વર્તન.

**અંધાતારા** [સં. અંધ (અંધારાવાળું) + તાર (તારો)] પું. (જ્યોતિષ) એ નામનો એક ગ્રહ; 'નેપ્ચ્યુન'.

**અંધાદરબાર** [અંધ (આંધળું) + દર્બાર (કચેરી)] પું. આંધળો વહીવટ; અવ્યવસ્થિત રાજદરબાર.

**અંધાધુંદ** ૧. [અંધ (આંધળું) + ધુંધ (ધૂળનાં વાદળાં)] પું. અંધેર; અવ્યવસ્થા.
૨. પું. આંધળો અમલ.
અંધાધુંદની દુહાઈ = અન્યાય દૂર કરવાનો પોકાર.
૩. વિ. આંધળું; અવિચારી.
૪. વિ. ગાંડું; ઘેલું.
૫. વિ. જંગલી; ઉદ્ધત.
૬. અ. આંખો મીંચીને; વગર વિચાર્યે.
૭. અ. હદ ઉપરાંત; નિરંકુશ.
૧. અંધાધુંદ રોવું = પોકેપોક મૂકીને રડવું; ખૂબ રોવું.
૨. અંધાધુંદ લૂટાવવું = ઉડાઉપણે ખર્ચવું.

**અંધાધૂની** ૧. [અંધ (આંધળું) + ધુંધ (ધૂળનાં વાદળાં)] સ્ત્રી. આંધી; આસપાસ કંઈ ન દેખી શકાય એટલું અંધારું.
૨. સ્ત્રી. ઉત્પાત; ઉપદ્રવ; આફત.
૩. સ્ત્રી. ગેરબંદોબસ્ત; અતિશય અવ્યવસ્થા; અરાજકતા; અંધેર; અંધાધૂંધી.

**અંધાધૂંધ** ૧. [અંધ (આંધળું) + ધુંધ (ધૂળનાં વાદળાં)] સ્ત્રી. અરાજકતા; ઘણી અવ્યવસ્થા; અંધેર.
૨. વિ. આંધળું ને ધૂંધળું; કંઈ સ્પષ્ટ દેખાય નહિ એવું.
૩. વિ. કોઈની વહાર કે ફરિયાદ ન સંભળાતી હોય એવું; અવ્યવસ્થિત; ગેરબંદોબસ્તવાળું; ઢંગધડા વગરનું; નિયમ કે કાયદા વગર ચાલતું.

**અંધાધૂંધી** [અંધ (આંધળું) + ધુંધ (ધૂળનાં વાદળાં)] સ્ત્રી. આંધી. જુઓ અંધાધૂની.

**અંધાપન** ૧. [હિં.] ન. અજ્ઞાન.
૨. ન. અંધાપો; આંધળાપણું.
૩. ન. ટૂંકી નજર; 'શૉર્ટ સાઇટ'.
૪. ન. મૂર્ખાઈ.

**અંધાપો** [સં. અંધ (આંધળું) + ત્વ (પણું)] પું. ન દેખાતું તે; આંધળાપણું; પડળ.
દેખતી આંખે અંધાપો અને છતી રાંડે રંડાપો = (૧) ઘણી ખરાબ સ્ત્રી મળવાને લીધે પુરુષની રંડાપા જેવી સ્થિતિ. (૨) દેખતાં છતાં કંઈ ન ઊપજવાને લીધે આંખ આડા કાન કરવા પડે તેવી દશા.

**અંધાર** ૧. [સં. અંધકાર (અંધારું); અપ. અંધઆર] પું. અંધારું; અંધકાર.
૨. [હિં.] પું. છાલકું; દોરીની બનાવેલી જાળ, જેમાં ઘાસ વગેરે ભરીને બળદની પીઠ પર લાદે છે.
૩. વિ. કંઈ ન સૂઝે એવું; અંધારાવાળું; અંધકારમય.
૪. વિ. જેનાથી અંધકાર થાય તેવું.
૫. વિ. મોહક; છક કરી દેનારું; મોહ ઉપજાવનાર.

**અંધારકાળું** [સં. અંધકાર (અંધારું) + કાલ (કાળું)] વિ. અંધારા જેવું કાળું; કાળું ખબ.

**અંધારકૂપ** ૧. [સં. અંધકાર (અંધારું) + કૂપ (કૂવો)] પું. અંધારો કૂવો; ભમરિયો.
૨. પું. જેમાં કંઈ સૂઝ ન પડે એવો ફૂટ એટલે ગૂંચવણભર્યો સવાલ; કોયડો.

**અંધારકોટ** ૧. [અંધકાર (અંધારું) + કોટ (ડગલો)] પું. ઓઢનારને કોઈ ન જોઈ શકે એવું જાદુઈ કપડું; અંધારપછેડો.
૨. [સં. અંધકાર (અંધારું) + કોટ (કિલ્લો)] પું. વરસાદ ચડવાથી થઈ રહેલું અંધારું; વરસાદનો ગોરંભો.

**અંધારકોટડી** (અંધારકોટડી) ૧. [અંધકાર (અંધારું) + કોટડી (ઝૂંપડી)] સ્ત્રી. અંધારી ઓરડી.
૨. સ્ત્રી. કેદખાના માંહેની અંધારાવાળી ઓરડી.
૩. સ્ત્રી. કેદખાનું; તુરંગ.
૪. સ્ત્રી. ભોંયરું.

**અંધારખાનું** ૧. ન. અંધેર; ગેરવ્યવસ્થા.
૨. [અંધકાર (અંધારું) + ખાના (ઘર)] ન. જેમાં ઘણું અંધારું હોય એવું ઘર.

**અંધારખોલી** [અંધાર (અંધારાવાળું) + ખોલી (નાનું ઘર)] સ્ત્રી. અંધારી ઓરડી. જુઓ અંધારકોટડી.

**અંધારઘેરું** [સં. અંધકાર (અંધારું) + ગભીર (ઘાડું)] વિ. ગાઢ અંધારાવાળું.

**અંધારઝભ્ભો** [અંધકાર (અંધારું) + જુબ્બા (ઝભ્ભો)] પું. અંધારારૂપી ઝભ્ભો.

**અંધારદેશ** [સં. અંધકાર (અંધારું) + દેશ (ભાગ)] પું. અજ્ઞાન કે પાપરૂપી અંધારાવાળો દેશ.

**અંધારપછેડી** (અંધારપછેડી) ૧. [અંધકાર (અંધારું) + પછેડી (ચાદર)] સ્ત્રી. અંધારપછેડો; જે ઓઢવાથી અદૃશ્ય રહેવાય એવું કપડું.
**અંધારપછેડી** ઓઢી વિક્રમ, નીકળ્યો ચર્ચા જોવાને. શામળ
અંધારપછેડી ઓઢવી-પહેરવી = (૧) કાળું લૂગડું પહેરવું. (૨) કોઈ દેખી શકે નહિ એવો જાદુઈ ઝભ્ભો પહેરવો.
૨. સ્ત્રી. જે ઓઢવાથી ઓઢનારને ઓઢાડનાર સિવાય બીજું દેખાય નહિ તે; અંધારી; મોહિની; ભૂરકી.
૩. સ્ત્રી. સ્વાર્થને માટે બીજાને છેતરી અવળે રસ્તે દોરવવાની બાજી; છેતરપિંડીનું આવરણ; કામ કાઢી લેવાને આડીઅવળી સમજાવટ.
અંધારપછેડી ઓઢાડવી-નાખવી = સ્વાર્થ સાધવા માટે છેતરીને અવળે રસ્તે દોરવું; ઠગવું.

**અંધારપછેડો** (અંધારપછેડો) [સં. અંધકાર (અંધારું) + પ્રચ્છદ (ઢાંકણ)] પું. જે ઓઢવાથી અદૃશ્ય રહેવાય એવું કપડું. જુઓ અંધારપછેડી.

**અંધારપાટો** ૧. [સં. અંધકાર (અંધારું) + પટ્ટ (પાટો)] પું. આંખે પાટા બાંધી રમાતી એક રમત; આંધળીખિસકોલી; આંધળોપાટો.

પહેલાં ખુલ્લા મેદાનમાં રમનારની સંખ્યાના પ્રમાણમાં એક મોટું કૂંડાળું અથવા લંબાઈ પહોળાઈની હદ ઠરાવી રમવાની જગ્યા મુકરર કરવામાં આવે છે. પછી આંખે પાટો કે રૂમાલ બાંધીને દાવ દેનાર બીજાં રમનારાંને તે મુકરર કરેલી જગ્યામાં પકડવા ફરે. જ્યારે તે રમનાર-માંથી કોઈને પકડે અને તેનું નામ દઈ ઓળખી કાઢે ત્યારે તેને માથેથી દાવ ઊતરે. દાવ દેનાર રમનારમાંથી કોઈને પકડી તેનું નામ આપે તે ખોટું પડે તો જે રમનારને તેણે પકડેલ હોય તેને છોડી દઈ ફરીથી તેણે કોઈને પકડવા ફરવું પડે છે.

૨. પું. આંખે બાંધવાનો પટો; અંધારી.

૩. [સં. અંધકાર (અંધારું) + પટ (લૂગડું)] પું. જે ઓઢવાથી ઓઢનારને કોઈ જોઈ ન શકે એવું કપડું; અંધારપછેડો.

**અંધારપિછોડી** ( અંધારપિછોડ઼ી ) [સં. અંધ-કાર (અંધારું) + પ્રચ્છદ (ઢાંકણ)] સ્ત્રી. દેખાવા ન દે એવું લૂગડું. જુઓ અંધારપછેડી.

**અંધારપિછોડો** ( અંધારપિછોડ઼ો ) [સં. અંધ-કાર (અંધારું) + પ્રચ્છદ (ઢાંકણ)] પું. જે ઓઢવાથી અદશ્ય રહેવાય એવું કપડું. જુઓ અંધારપછેડી.

**અંધારપેટી** [સં. અંધકાર (અંધારું) + પેટી] સ્ત્રી. છબી લેવાના યંત્રની અંધારાવાળી પેટી; 'કૅમેરા'.

**અંધારમાયા** [સં. અંધકાર (અંધારું) + માયા (છળબળ)] સ્ત્રી. જેનાથી બધે ઠેકાણે અંધારું ફેલાઈ જાય એવો પ્રપંચ.

અંધારમાયા આસુરી વરસે શિલાને શિખર.
પ્રેમાનંદ

**અંધારમેઘલ** ૧. સ્ત્રી. વાદળાં છવાઈ ગયાં હોય એવું ઘાડું અંધારું.

૨. [સં. અંધકાર (અંધારું) + મેઘ (વાદળું)] વિ. વાદળાં છવાઈ જવાને લીધે થતા અંધકાર-વાળું; કાળું ઘોર.

**અંધારવું** [સં. અંધકાર (અંધારું)] અ. ક્રિ. વાદળાંથી આકાશનું ઘેરાવું; ઘનઘોર અંધારું થવું; ગોરંભાવું.

**અંધારા** વિ. અંધારાવાળું.

**અંધારાં** [સં. અંધકાર (અંધારું)] ન. બ. વ. ક્રોધ, ધમકમાટ કે નબળાઈથી, ઘણી ભૂખ લાગવાથી કે પિત્ત ચડી આવવાથી ઝીણા જ્ઞાનતંતુઓ ઉશ્કેરાઈ આવતી તમ્મર; મૂર્છા.

૧. અંધારાં ઉલેચવાં = (૧) અશક્ય કામ કરવાનો પ્રયાસ કરવાથી કફોડી દશામાં આવવું. (૨) અંધારું દૂર કરવું.

૨. આંખે અંધારાં આવવાં = તમ્મર આવવી.

**અંધારિયું** ૧. [સં. અંધકારિત (અંધારાવાળું); અપ. અંધારિય] ન. ચંદ્રમા જેમાં દરરોજ મોડો મોડો ઊગતો જાય અને કળાએ ઘટતો જાય છે તે પખવાડિયું; કૃષ્ણપક્ષ.

૨. વિ. જેમાં અજવાળું ઓછું હોય કે મુદ્દલ ન હોય એવું; અંધારાવાળું.

અંધારિયું ફાનસ = ચોરફાનસ; જરૂર પડે ત્યારે અજવાળું આપે એવું અને હાથમાં રાખનારને દેખાવા ન દે એવું અંધારાવાળું ફાનસ.

**અંધારિયુંઅજવાળિયું** [સં. અંધકારિત (અંધારાવાળું) + ઉજ્જ્વલિત (પ્રકાશવાળું)] ન. ચાંદની રાતે અંધારામાં ને અજવાળામાં રમાતી એક રમત. આ રમતમાં દાવ દેનાર અજવાળામાં એક કૂંડાળી કરી ઊભો રહે અને બીજાં રમનારાં કૂંડાળીમાં પગ નાખી અંધારામાં જતાં રહે. આમ કરતાં કૂંડાળીમાં જે રમનાર પકડાય તેને માથે દાવ આવે છે. જુઓ તલકછાંયડો.

**અંધારી** ૧. સ્ત્રી. આંખ અંજાઈ જવી તે.

૨. [હિં.] સ્ત્રી. આંધી; વાવાઝોડું.

૩. સ્ત્રી. ઘોડા, બળદ, ચિત્તા વગેરે પ્રાણીઓ-ની આંખે બાંધવામાં આવતી આંખઢાંકણી; આંખનો દાબડો.

અંધારી બાંધવી = (૧) આંખે પાટા બાંધવા. (૨) તદ્દન અજાણ્યું રાખવું; વાતની ખબર ન પડવા દેવી.

૪. સ્ત્રી. તમ્મર; અંધારાં.

૫. સ્ત્રી. તાર કે વાળો ચપડતી વખતે એરણ ઉપર આડું મૂકવાનું લાકડાની નાની પાટલી જેવું સોનીનું ઓજાર.

૬. [સં. અંધકાર (અંધારું)] સ્ત્રી. દેવતાના તેજથી પોતાનો બચાવ કરવાને લુહાર ભઠ્ઠીના મોં આગળ આડો મૂકે છે તે લોઢાના પતરાનો કટકો.

૭. સ્ત્રી. નજરને લાગતી ઝાંખ.

૮. સ્ત્રી. બારસાખ સમાય તેટલો ખાંચો.

૯. સ્ત્રી. માણસ એક જ જગ્યાના ફંદમાં ફરતું રહે એવી મોહિની; ભૂરકી.

૧. અંધારી ઓઢાડવી = (૧) અજાણમાં રાખવું; વાતની જાણ ન થવા દેવી. (૨) કોઈને પોતાને વશ રાખવું.

૨. અંધારી નાખવી = માણસને મોહ પમાડી માત્ર પોતાને જ દેખે એમ કરવું; ભૂરકી નાખવી.

૧૦. વિ. સ્ત્રી. અંધારાવાળી; અજવાળા વિનાની. જેમકે, અંધારી રાત.

૧૧. વિ. સ્ત્રી. આંધળી.

૧૨. વિ. સ્ત્રી. ચંદ્રના અજવાળા વગરની; કૃષ્ણ-પક્ષની.

**અંધારીકુંજ** [સં. અંધકાર (અંધારું) + કુંજ (ઝાડની ઘટા)] સ્ત્રી. સૂર્યનાં કિરણ દાખલ ન થઈ શકે એવી અંધારાવાળી ઝાડની ઘટા.

**અંધારીકોટડી** ( અંધારીકોટડ઼ી ) ૧. [અંધારું (અંધારાવાળું) + કોટડી (ઓરડી)] સ્ત્રી. અંધકારવાળી ઓરડી.

૨. સ્ત્રી. કેદખાનાની અંધારી ઓરડી.

૩. સ્ત્રી. કેદખાનું.

**અંધારીઝર** [અંધારું (અંધારાવાળું) + ઝર (ખીણ)] સ્ત્રી. ઓશમના ડુંગરમાં આવેલી એ નામની ઊંડી ખીણ.

**અંધારૂં** ૧. [સં. અંધકાર (અંધારું); પ્રા. અંધયાર] ન. અંધકાર; તેજ ન હોવાપણું; તમ; તિમિર.

૧. અંધારે અક્કલ વહેંચાવી = અયોગ્યને મોટું સ્થાન મળવું.

૨. અંધારે ઢાંગ મારવી = (૧) અંધારામાં ફાંફાં મારવાં. (૨) હેતુ વગર કામ કરવું; તાકયા વિના મારવું.

૩. અંધારે પણ ગોળ તો ગળ્યો જ લાગે = ખરું હોય તે તો ખરું જ રહે છે, કદી ખોટું બનતું નથી.

૪. ગોળ અંધારે ખાધો તો યે ગળ્યો ને અંજવાળે ખાધો તો યે ગળ્યો = અંધારે પણ ગોળ તો ગળ્યો જ લાગે.

૨. ન. અંધેર; ગેરબંદોબસ્ત; અવ્યવસ્થા.

૧. અંધારું વળી જવું = (૧) અવ્યવસ્થા ફેલાવી; અંધેરવાળી સ્થિતિમાં મુકાવું. (૨) અંધારું ફેલાઈ જવું. (૩) સારા કામ કે વંશનું એકદમ અટકી જવું.

૨. દીવા વાંસે અંધારું = જાણીતા માણસના મરણ પછી નમાલો વારસ આવવાને લીધે ફેલાતી અંધાધૂંધી.

૩. ધોળે દહાડે અંધારું = અવ્યવસ્થા; ઘોર અંધેર.

૪. સો મણ તેલે અંધારું = (૧) ઘણાં સાધન હોવા છતાં થતો ગેરબંદોબસ્ત કે બગાડ; અવ્યવસ્થા. (૨) સાધન હોવા છતાં કામ સફળ ન થવું તે.

૩. ન. કાળપ; ઝાંખપ.

૪. ન. કોઈ ઓળખે કે જાણે નહિ તેવી સ્થિતિ; ગુણ જાહેરમાં ન આવવા તે.

૧. અંધારામાં રહેવું = (૧) જાહેરમાં ન

આવવું; અપ્રસિદ્ધ રહેવું. (૨) હકીકતથી અજાણ્યા હોવું.

૨. અંધારામાં રાખવું = ખરી હકીકત જાણવા ન દેવી; જાણ બહાર રાખવું.

૩. અંધારે અજવાળે = છાની રીતે કે જાહેરમાં; દાવલાગ મળે તેવી રીતે અને તેવે ઠેકાણે.

૪. અંધારે કે અજવાળે = છાની રીતે કે જાહેરમાં; અંધારે અજવાળે.

૫. અંધારે પડવું = જાણ બહાર હોવું; પ્રસિદ્ધિમાં ન આવવું.

૬. અંધારે બારણાં દેવાવાં = છાની રીતે કામ બનવું.

૫. ન. મનનું અંધારૂં; સૂઝ ન પડે એવી મનની હાલત; અજ્ઞાન.

૧. અંધારાની મારી બે કે ખાધી બે = (૧) અજ્ઞાનતાને લીધે ધાર્યા કરતાં વધારે નુકસાન સહન કરવું પડે. (૨) અંધારામાં હોડે તે ગોથું ખાય.

૨. અંધારામાં કુટાવું = વગર સમજે ખોટો યત્ન કરવો; માહિતી વગર અથડાવું.

૩. અંધારામાં જતું રહેવું-જવું = અજ્ઞાનપણામાં કે ખબર ન પડે એવી રીતે બની જવું.

૪. અંધારે આખડવું = અજ્ઞાનતાને લીધે ખોટે રસ્તે દોરાવું.

૫. અંધારે કાંઈ કોળિયો કાનમાં ન જાય = (૧) અણસમજુ પણ પોતાનો સ્વાર્થ પ્રથમ સમજે છે. (૨) અંધારામાં પણ ખાતી વખતે હાથ મોઢા તરફ જ વળે છે; કુદરત પોતાનું કામ કર્યે જાય છે.

૬. વિ. અંધારાવાળું; પ્રકાશ વિનાનું.

અંધારી રાતે મગ કાળા = (૧) અજ્ઞાનમાં ન જણાતી ખરી વસ્તુસ્થિતિ. (૨) અંધારામાં ન દેખાતું ખરૂં સ્વરૂપ.

**અંધારૂંઘોર** ૧. [ સં. અંધકાર ( અંધારૂં ) + ઘોર ( ભયંકર ) ] ન. ઘાડું અંધારૂં.

૨. ન. તદ્દન અવ્યવસ્થા; ઊંધે અંધેર.

**અંધારૂંધબ** ન. ઘાડું અંધારૂં. જુઓ અંધારૂંઘોર.

**અંધારૂંમીણ** ૧. ન. ગાઢ અંધારૂં.

૨. વિ. તદ્દન અંધારાવાળું; અંધકારમય.

**અંધારોકૂવો** ૧. [ સં. અંધકાર ( અંધારૂં ) + કૂપ ( કૂવો ) ] પું. ઊંડો ને તેને લીધે અંધારો લાગતો કૂવો.

૨. પું. સમજી ન શકાય એવી બાબત; સૂઝ ન પડે એવો વિષય.

કહે અખો એ જ અંધારોકૂવો,
ઝઘડો ભાંગી કોઈ ન મુઓ. અખો

**અંધાલકડી** ( અંધાલકડી ) [ સં. અંધ ( આંધળું ) + લગુડ ( લાકડી ) ] સ્ત્રી. આંધળાની લાકડીની જેમ નિરાધારના આધાર રૂપ વસ્તુ; અપંગનો ટેકો.

**અંધાલી** સ્ત્રી. ( સંગીત ) એ નામની એક રાગણી.

**અંધાસન** ન. યોગનું એ નામનું એક આસન. તેથી રતાંધળાપણું મટવાનું મનાય છે.

**અંધાહિ** ૧. [ સં. અંધ ( આંધળું ) + અહિ ( સાપ ) ] પું. ઝેર વિનાનો આંધળો સાપ; આંધળી ચાકળ.

૨. સ્ત્રી. દક્ષિણ અમેરિકાના મીઠા પાણીમાં થતી કુચિકા નામની માછલી. તેનું શરીર લીલાશવાળું, જળસાપના જેવું અને અડતાં વીજળીની જેમ આંચકો લાગે એવું હોય છે.

**અંધાંત્ર** [ સં. અંધ ( આંધળું ) + અંત્ર ( આંતરડું ) ] ન. મોટા આંતરડાની શરૂઆતમાં આવેલો માત્ર એક બાજુ ખુલ્લો પોલાણવાળો ભાગ; 'સિકમ'. માણસમાં તે નાનું, પણ ઘોડાની જાતનાં પ્રાણીમાં તેનું કદ હોજરી કરતાં બમણું હોય છે. પક્ષીઓને સામાન્ય રીતે બે અંધાંત્ર હોય છે.

**અંધાંત્રી** [ સં. અંધ ( આંધળું ) + અંત્ર ( આંતરડું ) + ઇન્ ( લગતું ) ] વિ. અંધાંત્રની સાથે સંબંધ ધરાવનારૂં; અંધાંત્રને લગતું; 'સિકલ'.

**અંધિકા** ૧. [ સં. અંધ ( આંધળું ) + ઇક ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. એ નામની એક રમત; સંતાકૂકડી; દાઈનો ઘોડો. આ રમતમાં દાવ દેનાર સિવાયનાં રમનારાંઓ સંતાઈ જાય. પછી તેઓ પોતાનો સાદ બદલી નાખી ધીમેથી 'કૂકડીકૂક' એમ અવાજ કરે. તે આધારે દાવ દેનાર તેમને શોધવા નીકળે. દાવ દેનાર જેમ જેમ રમનારાંઓને શોધતો જાય તેમ તેમ તે જડેલાં છોકરાં પણ દાવ દેનારની સાથે બીજાં રમનારાંને શોધવામાં સામેલ થાય. જ્યારે બધાં રમનારાં જડી જાય ત્યારે દાવ દેનાર ઉપરથી દાવ ઊતરે.

૨. સ્ત્રી. એ નામનો સ્ત્રીનો ભેદ.

૩. સ્ત્રી. એક જાતનો આંખનો રોગ.

૪. સ્ત્રી. જુગાર.

૫. સ્ત્રી. રાઈ.

૬. સ્ત્રી. રાત; રાત્રિ.

**અંધિક** [ સં. અંધિક ( એક જાતનો જીવ ) ] પું. ( પ્રાકૃત ) ચાર ઇંદ્રિયવાળા જીવની એક જાત.

**અંધિયાર** ૧. [ સં. અંધકાર ( અંધારૂં ); પ્રા. અંધયાર ] ન. અંધારૂં; અંધકાર.

૨. વિ. તેજ વિનાનું; અંધકારવાળું.

**અંધિયારા** ૧. [ હિ. ] પું. અંધારૂં.

૨. વિ. અંધારાવાળું.

૩. વિ. આંધળું.

૪. વિ. ઉદાસ.

**અંધિયારી** ૧. [ સં. અંધકાર ( અંધારૂં ); પ્રા. અંધયાર ] સ્ત્રી. અંધકાર; અંધારૂં.

૨. સ્ત્રી. ઘોડા અને શિકારી પક્ષીની આંખ પર બાંધવામાં આવતી પટી. કોઈને દેખી તેને તે નુકસાન ન કરે તેટલા માટે આ પટી બાંધવામાં આવે છે.

૩. સ્ત્રી. મસ્ત થયેલ હાથીના મોઢા અને આંખ પર ઢાંકવામાં આવતો ત્રણ દોકરી બાંધેલો કંતાનનો કટકો.

૪. વિ. સ્ત્રી. અંધારાવાળી; અજવાળા વગરની.

ત્યારે નિશા હતી અંધિયારી,
ચારે મંદિરીએ આવ્યા મોરારી. નરસિંહ

**અંધિયારૂં** [ સં. અંધકાર ( અંધારૂં ); પ્રા. અંધયાર ] વિ. અજવાળા વિનાનું; અંધારાવાળું.

**અંધિલા** સ્ત્રી. એ નામની હિંદુસ્તાનની એક નદી. તેનું પ્રાચીન નામ અંધા હતું. તેને ચાંદન પણ કહેતા.

**અંધિસંધિ** ૧. [ સં. અંધિ ( આંધળું ) + સંધિ ( સંયોગ ) ] સ્ત્રી. અંધકારવાળી ખીણ.

૨. સ્ત્રી. ખાનગી જગ્યા.

૩. સ્ત્રી. ચાલચલગતમાં દોષ.

૪. સ્ત્રી. પત્તો; નિશાની.

**અંધી** ૧. [ સં. અંધ ( અંધારૂં ) ] સ્ત્રી. અંધકાર; અંધારૂં.

ઉજાસ જે થકી ઉપજતું રે
તે ચંદ્રે અંધી ઉદ્ભવે રે. પ્રેમાનંદ

૨. સ્ત્રી. અંધાપો; આંધળાપણું.

૩. સ્ત્રી. અંધારી; આંખનો દાબડો.

૪. સ્ત્રી. અંધારૂં થઈ જાય એવું ધૂળનું તોફાન; વંટોળિયો; આંધી.

૫. સ્ત્રી આત્મા સંબંધી અજ્ઞાન; અવિદ્યા.

૬. સ્ત્રી. ધુમ્મસ.

૭. વિ. સ્ત્રી. અંધારાવાળી; અંધારી.

૮. વિ. સ્ત્રી. આંધળી; નહિ દેખતી.

૯. વિ. સ્ત્રી. ઉન્મત્ત; મસ્ત.

૧૦. વિ. સ્ત્રી. કમઅક્કલ; મૂર્ખ; દૈયાફૂટી.

૧૧. વિ. સ્ત્રી. બેદરકાર; અસાવધ.

૧૨. વિ. સ્ત્રી. મોહી ગયેલી; આંધળીભીંત.

૧૩. વિ. સ્ત્રી. શ્રુતિસ્મૃતિના જ્ઞાન વગરની.

**અંધીકરણ** ૧. [ સં. અંધ ( આંધળું ) + કરણ ( કરવું તે ) ] ન. આંધળું કરવાપણું.

૨. ન. નજરમાં ઝાંખપ.

**અંધીકૃત** [સં. અંધ (આંધળું) + કૃત (કરેલું)] વિ. આંધળું કરેલ.

**અંધીચીચી** સ્ત્રી. (કચ્છી) ગરોળી.

**અંધીછછૂ** સ્ત્રી. (કચ્છી) છછુંદર.

**અંધીડું** સ્ત્રી. ગરોળી.

**અંધીભવન** ૧. ન. આંખની ઝાંખ.
૨. [સં. અંધ (આંધળું) + ભવન (થવું તે)] ન. આંધળું થવાપણું.

**અંધીભૂત** [સં. અંધ (આંધળું) + ભૂત (થયેલ)] વિ. આંધળું થયેલ.

**અંધીસરકાર** ૧. સ્ત્રી. આંધળું રાજ્ય; આંધળી સત્તા.
૨. સ્ત્રી. વખતસર પગાર ન આપનાર શેઠ.

**અંધુ** ૧. [સં.] પું. કૂવો.
૨. પું. પુરુષનું ચિહ્ન; લિંગ.

**અંધુક** [સં. અંધ (અંધારાવાળું)] વિ. ઝાંખું.

**અંધુલ** [સં.] ન. સરસડાનું ઝાડ; શિરીષ.

**અંધુશ** [સં. અંધ (આંધળું)] પું. (ગ્રામ્ય) આંધળો માણસ.

**અંધું** ૧. [સં. અંધ (આંધળું)] વિ. આંધળું; ન દેખી શકે એવું; અંધ.
૨. વિ. ઉન્મત્ત; મસ્ત.
૩. વિ. કમઅક્કલ; સમજણ વગરનું
૪. વિ. બેદરકાર; અસાવધ.
૫. વિ. માત્ર એક હેતુવાળું; એકલક્ષી.
૬. વિ. મોહી ગયેલું; મુગ્ધ; આંધળુંભીંત.
૭. વિ. શ્રુતિસ્મૃતિના જ્ઞાન વગરનું.

**અંધુંભીંત** ૧. [સં. અંધ (આંધળું) + ભિત્તિ (ભીંત)] વિ. જરા પણ દેખી શકતું ન હોય એવું; તદ્દન આંધળું.
૨. વિ. મોહી ગયેલું; એક જ વસ્તુ ઉપર મુગ્ધ બનેલું.

**અંધૂસ** પું. છતી આંખે ન જોનાર માણસ.

**અંધેઆરૂ** [સં. અધ્વર્યુ (યજ્ઞક્રિયા કરાવનાર બ્રાહ્મણ)] પું. અધ્યારૂ; પારસીનો ગોર.

**અંધેમૂળ** [સં. અંધ (આંધળું) + મૂળ (મૂળિયું)] વિ. હૈયાફૂટું; મૂર્ખ; કમઅક્કલ.

**અંધેર** ૧. પું. અત્યાચાર; જુલમ.
૧. અંધેર કરવો = જુલમ ગુજારવો.
૨. અંધેર મચાવવું-જમાવવું = જુલમ ગુજારવો.
૨. પું. અન્યાય; ગેરઇન્સાફ.
૩. પું. આફત.
૪. પું. ગેરવહીવટ.
૫. પું. સ્વચ્છંદી વર્તન.
૬. [સં. અંધકાર (અંધારું); પ્રા. અંધયાર-અંધઇર] ન. અંધકાર; અંધારું.
૭. ન. અંધાધૂંધી; અવ્યવસ્થા; અરાજકતા; ગેરબંદોબસ્ત.
૮. ન. ભ્રમ; અજ્ઞાન
સમજે અખા ટળે અંધેર.   અખો
૯. વિ. અંધકારમય; અંધારાવાળું.
૧૦. વિ. કોઈ જાતનો નિયમ અને બંદોબસ્ત ન હોય એવું; અવ્યવસ્થિત; અરાજક.

**અંધેરકારખાનું** [અંધકાર (અંધારું) + કારખાના (કામકાજનું સ્થાન)] ન. નિયમસર કામ ન થતું હોય તેવું ખાતું; અવ્યવસ્થિત કામકાજ.

**અંધેરખાતા** [અંધકાર (અંધારું) + ખાતા (હિસાબ)] પું. હિસાબ કે વહીવટમાં ગોટાળો.

**અંધેરખાતું** [અંધકાર (અંધારું) + ખાતા (હિસાબ)] ન. હિસાબકિતાબ અને વ્યવહારમાં ગરબડ.

**અંધેરગર્દી** સ્ત્રી. અંધાધૂંધી; ગરબડ.

**અંધેરનગરી** [સં. અંધકાર (અંધારું) + નગરી (શહેર)] સ્ત્રી. ખરાખોટા કે ન્યાયાન્યાયની સમજણ વિના વહીવટ ચાલતો હોય અને ટકે શેર ખાજા ને ટકે શેર ભાજી જેવા ભાવ હોય એવું શહેર.

**અંધેરપ્રવર્તક** ૧. [સં. અંધકાર (અંધારું) + પ્રવર્તક (ઉશ્કેરનાર)] ન. અંધાધૂંધી ફેલાવનાર માણસ.
૨. વિ. અરાજકતા ચલાવનાર.

**અંધેરસંધેર** ન. ગેરવ્યવસ્થા; ગોટાળો.

**અંધેરા** ૧. પું. અપ્રસિદ્ધતા.
૨. [સં. અંધકાર (અંધારું); પ્રા. અંધયાર] પું. અંધકાર; અંધારું.
૩. પું. ઝાંખપ; નામોશી.
૪. પું. ધુમ્મસ.
૫. પું. પડછાયો; ઓળો.
૬. પું. શોક; ઉદાસી.
૭. વિ. અંધકારમય; અંધારાવાળું
૮. વિ. અંધારું; ઝાંખું; કાળું.

**અંધેરાગુપ** [સં. અંધકાર (અંધારું) + ગુપ્ત (દેખાય નહિ એવું)] પું. ઘોર અંધકાર.

**અંધેરી** ૧ [સં. અંધકાર (અંધારું); પ્રા. અંધયાર] સ્ત્રી. અંધારી રાત; કાળી રાત.
૨. સ્ત્રી. અંધારું; પ્રકાશ ન હોવાપણું; અંધકાર.
૩. સ્ત્રી. આંધી; દિશાઓ ધૂળથી પુરાઈ જાય એવું વાવાઝોડું.
૪. સ્ત્રી. ઘોડા કે બળદની આંખ પર રાખવાનો દાબડો; અંધારી.
૫. સ્ત્રી. દક્ષિણ ભારત એટલે હિંદુસ્તાનનું એ નામનું ગામ.
૬. સ્ત્રી. સારાસારના વિવેક વગરની, અવ્યવસ્થાવાળી અને અરાજકતાના ધામરૂપ એક કલ્પિત નગરી.
૭. વિ. સ્ત્રી. અન્યાયી.
૮. વિ. સ્ત્રી. અંધકારમય; અંધારાવાળી.
૧. અંધેરી કોટડી = (૧) અંધારી કોટડી; 'બ્લૅક હોલ'. (૨) કુદરતનો કોયડો. (૩) ગર્ભાશય. (૪) પેટ. (૫) માયા. (૬) સ્ત્રીની જનનેંદ્રિય.
૨. અંધેરી રેન = અંધારી રાત.
૯. વિ. સ્ત્રી. જ્યાં કોઈ પણ જાતની સારા નઠારાની સમજણ કે બંદોબસ્ત ન હોય એવી.
૧. અંધેરી નગરી ને ગંડુ રાજા, બાર કોળાં ને તેર લાખા = અરાજકતા કે જેમાં લાભ કરતાં ગેરલાભ વધારે હોય છે.
૨. અંધેરી નાંખવી = કોઈને આંધળું કરી દેવું; છેતરવું.

**અંધેરું** ૧. વિ. અંધકારવાળું; અંધારામય.
૨. વિ. બંદોબસ્ત વગરનું; અવ્યવસ્થાવાળું.

**અંધો** ૧. [સં. અંધ (આંધળું)] વિ. પું. આંધળો.
૨. વિ. પું. માત્ર એક હેતુવાળો.
૩. વિ. પું. મુગ્ધ; મોહી ગયેલો; આંધળોભીંત.
૪. વિ. પું. સમજણ વગરનો; મૂર્ખ.

**અંધોઅંધો** [સં. અંધ (આંધળું)] પું. આંખે પાટા બાંધી રમાતી છોકરાની એક રમત; આંધળી ખિસકોલી. જુઓ અંધારપટો.

**અંધોટી** [સં. અંધ (આંધળું) + પટ (લૂગડું); પ્રા. અંધવટી] સ્ત્રી. આંખ બંધ કરવાનો પાટો.

**અંધોરિયું** ન. (ગ્રામ્ય) નાહવાનું પાણી ઉકાળવાનું માટલું.

**અંધ્યારા** ૧. પું. અંધારું.
૨. વિ. અંધારાવાળું.
૩. વિ. આંધળું.

**અંધ્યારૂ** ૧. [સં. અધ્વર્યુ (યજ્ઞક્રિયા કરાવનાર બ્રાહ્મણ)] પું. ગોર; પુરોહિત.
૨. પું. પારસીઓની ધર્મક્રિયા કરાવનાર ગોર; મોબેદ.
૩. પું. મહેતાજી; ગુરુ.

**અંધ્યારૂં** [સં. અધ્વર્યુ (યજ્ઞક્રિયા કરાવનાર બ્રાહ્મણ)] પું. ગોર. જુઓ અંધ્યારૂ.

**અંધ્ર** ૧. [સં.] પું. અંધ્ર દેશના લોક.
૨. પું. (પુરાણ) એ નામનો એક વંશ. આ

વંશ કલિયુગમાં આંધ્ર રાજા કણ્વને મારીને પોતે રાજા થશે એમ ભાગવતમાં કહેલ છે.

૩. પું. એક જાતનો શિકાર.

૪. પું. એક જાતનો શિકારી.

૫. પું. એક ફળનું નામ.

૬. પું. ( પુરાણ ) તે નામનો એક ક્ષત્રિય. દુષ્યંતના પુત્ર ભરતે દિગ્વિજયમાં એને જીત્યો હતો.

૭. પું. પશ્ચિમ બાજુએ પશ્ચિમ ઘાટ, ઉત્તરે ગોદાવરી અને દક્ષિણે કૃષ્ણા નદી વચ્ચેના દેશનું જૂનું નામ. કલિંગ દેશની સરહદ પર આવેલા આ દેશની રાજધાની અંધ્રનગર વેંગી કે વેગી નામે ઓળખાતી. સંસ્કૃત કવિ દણ્ડીના કહેવા પ્રમાણે ત્યાં સમુદ્ર જેવું વિશાળ અને કમલાથી શોભતું એક સરોવર હતું. ૧૫૦ માઈલ ક્ષેત્રફળવાળા કોલર સરોવરને આ વર્ણન લાગુ પડે છે. હાલના તૈલંગને કેટલાક અંધ્રદેશ માને છે.

૮. પું. મગધનો એક રાજવંશ, જે એક શૂદ્રે પોતાના માલિક કણ્વ વંશના છેલ્લા રાજાને મારીને સ્થાપ્યો હતો. આ અંધ્રવંશનો છેલ્લો રાજા પુલોમ હતો.

૯. પું. વૈદેહ પિતા અને કારાવર માતાથી થયેલ નીચ જાતિનો વર્ણસંકર. તે શિકાર કરી પોતાનું ગુજરાન ચલાવે છે.

૧૦. પું. ( પુરાણ ) સોમવંશી યયાતિના કુળમાં જન્મેલ બલિ નામના રાજાના છમાંનો સૌથી નાનો દીકરો.

૧૧. પું. સ્થાપત્યની વેસર પદ્ધતિની એક શાખા. માનસારમાં સ્થાપત્યની ત્રણ જાત આપેલી છે: નગર, વેસર અને દ્રવિડ. વેસર પદ્ધતિની બે શાખા: કલિંગ અને અંધ્ર.

**અંધ્રભૃત્ય** પું. મગધ દેશનો એક રાજવંશ. અંધ્રવંશનો છેલ્લો રાજા પુલોમ ગંગામાં બૂડીને મરી ગયા પછી તેનો સેનાપતિ રામદેવ, પછી રામદેવનો સેનાપતિ પ્રતાપચંદ્ર અને પ્રતાપચંદ્રની પછી અનેક સેનાપતિઓ રાજા બની બેઠા. આ સેનાપતિઓનો વંશ અંધ્રભૃત્ય કહેવાતો.

**અંપર** પું. એક જાતનું તાડનું ઝાડ. તેને ભેજવાળી હવા અનુકૂળ છે. ત્રણ ચાર ફૂટ જમીનમાં ઊંડાં મૂળ નાખ્યા પછી તેનો કોંટો ફૂટે છે. ઇમારતી કામમાં તેનું લાકડું વપરાય છે.

**અંપાયર** [અં.] પું. રમતમાં ઊઠતા સવાલોનો ચુકાદો આપનાર તટસ્થ માણસ; નિર્ણયકર્તા; ન્યાય આપનાર; લવાદ.

**અંપાયરસ્ટિક** [અં. અંપાયર ( નિર્ણયકર્તા ) + સ્ટિક ( લાકડી )] સ્ત્રી. અંપાયરને બેસવાને કે ટેકા માટેની સંકેલાય તેવી લાકડી.

**અંબ્** ૧. [ સં. ] અ. ક્રિ. જવું.

૨. ઉ. ક્રિ. અવાજ કરવો.

**અંબ** ૧. [સં. આમ્ર ( આંબો )] પું. (હિંદી) આંબાનું ઝાડ; આંબો.

૨. પું. ( પ્રાકૃત ) કેરી; આંબાનું ફળ.

૩. પું. કેરીના ગોટલાનું ધોળું.

૪. પું. ( જૈન ) નારકી જીવોને શિક્ષા આપનાર પંદર પરમાધામી દેવનો એ નામનો એક વર્ગ.

૫. [ સં. ] પું. બાપ; પિતા.

૬. પું. મરડો.

૭. પું. ( પિંગળ ) લઘુ ૬૬ અને ગુરુ ૩૧ મળી ૧૨૮ માત્રાવાળો ત્રિભંગી છંદનો એક ભેદ.

૮. પું. વેદ.

૯. પું. શબ્દ.

૧૦. [ સં. અંબા ( મા )] સ્ત્રી. દેવી.

અંબ કહે સુણ આલપતિ,
કશી કરું નહિ હાણ. શામળ

૧૧. સ્ત્રી. મા; માતા; જનની.

૧૨. ન. આંખ; નેત્ર; નયન.

૧૩. [ સં. આમ્લ ] ન. ( પ્રાકૃત ) છાશ નાખી ખટાશ આણવામાં આવી હોય એવી ખાવાની વસ્તુ.

૧૪. [ સં. અંબુ ] ન. પાણી; જળ.

૧૫. [ સં. અમ્લ ( ખાટું )] વિ. ( પ્રાકૃત ) ખાટું.

**અંબક** ૧. [ સં. ] પું. પિતા; બાપ.

૨. ન. આંખ; નેત્ર; ચક્ષુ.

લોચન, અંબક, ચક્ષુ, દગ ઇક્ષણ રૂપાધીન,
અલ્પ રીસ રાતાં નયન, જાણક ભીના મીન.
પિંગળલઘુકોષ

૩. ન. તાંબું.

**અંબખાસ** પું. કચેરી; દરબાર; આમખાસ.

**અંબગલ** સ્ત્રી. એ નામનો છાયામાં ઊગતો, વેલ માફક ચડતો અને નાનાં પીળાં ફૂલવાળો એક છોડ; નર્ગી. તેનાં ચારથી પાંચ તસુ લાંબાં પાન અજવાળામાં સુંદર દેખાય છે. તેનાં ફળ ખાવાના ઉપયોગમાં આવે છે.

**અંબજાક્ષી** [ સં. અંબુ ( પાણી ) + જ ( ઉત્પન્ન થનાર ) + અક્ષિ ( આંખ )] સ્ત્રી. એ નામની અપ્સરા. તેની આંખો કમળપત્ર જેવી હોવાથી તે અંબજાક્ષી કહેવાય છે.

**અંબટ** [ સં. અમ્લ ( ખાટું ); પ્રા. અંબ ] વિ. ખાટું; ખટાશવાળું.

**અંબદ્રુમ** [ સં. આમ્ર ( આંબો ) + દ્રુમ ( ઝાડ )] પું. આંબાનું ઝાડ; આંબો.

કેસર કુમકુમ કસુંબી રંગ રૂચે,
ફળ ફૂલ અંબદ્રુમ છાયે. દલપતરામ

**અંબફલ** [ સં. આમ્ર ( આંબો ) + ફલ ( ફળ )] ન. કેરી.

**અંબર** ૧. પું. ( પિંગળ ) એ નામનો અર્ધસમ માત્રામેળ છંદ. માગધી પિંગળ પ્રમાણે તે ઉલ્લાસ છંદનો ૧૭ ગુરુ અને ૨૨ લઘુ મળી ૩૯ વર્ણ તથા ૫૬ માત્રાવાળો ભેદ છે.

૨. પું. (પુરાણ) એ નામનો વૃત્રાસુરનો અનુયાયી રાક્ષસ.

૩. પું. એક જાતના લોક.

૪. પું. એક જાતનો હીરો.

૫. પું. ઘોડાનો એક રોગ. તેમાં તેની જીભ સુકાઈ જવાથી તે ઘાસ કે દાણો ખાઈ શકતો નથી.

૬. પું. ચામડી.

૭. પું. ઢાંકણુ.

૮. પું. પ્રાચીન ગ્રંથો પ્રમાણે ઉત્તર ભારતવર્ષનો એક દેશ.

૯. [ ફા. અંબાર ] પું. ભંડાર; અંબાર.

૧૦. ન. અબરક નામની ખનિજ.

૧૧. ન. અમૃત.

૧૨. ન. આકાશ; ગગન; પુષ્કર; વ્યોમ; નભ; અંતરીક્ષ; આસમાન.

અંબર પુષ્કર નભ વિયત, અંતરીક્ષ ઘનવાસ,
વ્યોમ અનંત વિહાયસ અભ્ર, સુરમગ ખં ખગવાસ.
પિંગળલઘુકોષ

૧૩. ન. ઊમરાનું ઝાડ.

૧૪. ન. એ નામનું અત્તર.

૧૫. ન. કપાસ.

૧૬. ન. કસબી બુટ્ટાદાર મુલાયમ રેશમી સાડી.

૧૭. ન. કેસર.

૧૮. ન. ખોરાકમાં વપરાતી એક ઊંચી જાતની માછલી. તે ભૂમધ્ય સમુદ્રમાં માલુમ પડે છે.

૧૯. ન. ઘેરાવો; હદ; મર્યાદા.

૨૦. ન. જયપુર રાજ્યની જૂની રાજધાની; અંબરીષનગર; આમેર. જયપુરથી ઈશાન ખૂણે સાત માઈલ પર આવેલું આ શહેર માંધાતાના પુત્ર અંબરીષે વસાવ્યાનું મનાય છે. ડુંગરાઓની વચ્ચે આવેલ આ શહેરનો સુશોભિત બાંધણીનો રાજમહેલ, ભોંયકિલ્લો અને તેના બુરજો બહુ મજબૂત અને દેખાવે સુંદર છે.

૨૧. ન. નજીકનો પ્રદેશ; પાડોશ.

૨૨. ન. પાપ.

૨૩. ન. ( જ્યોતિષ ) લગ્નકુંડળીનું દશમું ઘર; વેપારભુવન.

લગ્નકુંડળીમાં દશમા ભુવનને અંબર અને વેપારભુવન કહે છે. જ્યોતિષહીર

૨૪. ન. વનસ્પતિમાંથી નીકળતો રાળ જેવો

જામીને બનેલો પદાર્થ, જે દવા અને કળામય ચીજો બનાવવામાં વપરાય છે. સખત, બરડ, અર્ધપારદર્શક, આછા પીળા રંગની આ વસ્તુ દુનિયાના જુદા જુદા ભાગમાં અને ખાસ કરીને બાલ્ટિક સમુદ્રના કિનારા પર મળી આવે છે. તે ધાતુવર્ધક, પુષ્ટિકારક, કામોત્તેજક, ઇંદ્રિયોને શક્તિ આપનાર, અગ્નિવર્ધક, કોઠામાંની શરદી ને ગરમી દૂર કરનાર અને યુવાન તેમ જ ઘરડાને હિતકારક હોવાનું મનાય છે. જલદીથી ઊડી જાય એવું દવામાં વપરાતું તેલ, વારનિશ, હીરામાણેક કે નાનાં ઘરેણાંનું કામ, સુગંધી પદાર્થ વગેરેમાં તે વપરાય છે. ઘર્ષણથી તેમાં વીજળી ઉત્પન્ન થાય છે.

૨૫. ન. વસ્ત્ર; કપડું; લૂગડું.

૨૬. ન. વાદળું; મેઘ; અભ્ર.

પોષ સુદિ પાંચમ રવિવાર,
માઘ સુદિ સાતમ નિર્ધાર;
તે દિન જો મેઘો ગાજંત,
માસ માસ અંબર વરસંત. — ભડલી

૨૭. [ અ. ] ન. વ્હેલ નામની માછલીના આંતરડામાં જામતી કઠણ રાખોડી રંગની, લીલાશ પડતી, સળગી ઊઠે એવી, અપારદર્શક અને આંચ લગાડવાથી બાષ્પ થઈને ઊડી જાય એવી હલકી વસ્તુ. તે ભારતવર્ષ, આફ્રિકા તથા બ્રાઝિલના દરિયાની સપાટી પરથી કે કિનારા પરથી મળે છે. અગાઉના વખતમાં આરબ, યુનાની અને રોમન લોકો હિંદુસ્તાનમાંથી તે લઈ જતા હતા. પાક અને મસાલામાં તેમ જ ઔષધ તરીકે નબળાઈ, નામર્દાઈ, આંચકી, અપસ્માર, મૂર્છા, ક્ષય, સન્નિપાત અને મગજની નબળાઈમાં તે વપરાય છે. તેની માત્રા ૧ ચણોઠીથી ૧ રતિભાર છે.

૨૮. ન. સ્વરસૂચક સાંકેતિક શબ્દ; મીંડું બતાવનાર શબ્દ.

૨૯. ન. હોઠ.

**અંબરકેતુ** [ સં. અંબર ( આકાશ ) + કેતુ ( પૂછડિયો તારો ) ] પું. ( જ્યોતિષ ) એ નામનો એક મોટો પૂછડિયો તારો. તે ઈ. સ. ૧૮૪૩ની સાલમાં દેખાયો હતો.

કૈમે આનંદ સંવત્સર, ઠીક કર્યો છે ઠાઠ;
અંબરકેતુ ઊગશે, અવગુણ કરશે આઠ. — સંવત્સર કુંડળિયા

**અંબરખંડ** ૧. [ સં. અંબર ( આકાશ ) + ખંડ ( ભાગ ) ] પું. આકાશનો અમુક ભાગ.

૨. [ સં. અંબર ( વસ્ત્ર ) + ખંડ ( ટુકડો ) ] પું. કપડાનો કટકો.

**અંબરગ** [ સં. અંબર ( આકાશ ) + ગમ્ ( જવું ) ] વિ. આકાશમાં જનાર; ગગનમાં ફરનાર; ખગ.

**અંબરગ્રિસ** [ અં. ] ન. વ્હેલ નામના જળચરના આંતરડામાં થતો ગરમ, પૌષ્ટિક, સુગંધી, આંચ લગાડવાથી બાષ્પ થઈને ઊડી જાય એવો, અપારદર્શક, સળગી ઊઠે એવો, ભૂખરો અને ધોળાં કે બદામી ટપકાંવાળો એક પદાર્થ. વ્હેલનો જ્યાં વાસ હોય તેવા દરિયાની સપાટી પર તે તરતો અથવા કિનારા પર ઘસડાઈ આવેલો માલૂમ પડે છે. તે પાક અને મસાલામાં તેમ જ દવા તરીકે નબળાઈ, નામર્દાઈ, આંચકી, વાઈ અને ધાસણી ઉપર વપરાય છે.

**અંબરચર** [ સં. અંબર ( આકાશ ) + ચર્ ( જવું ) ] વિ. આકાશમાં ઊડનાર; ગગનમાં વિહાર કરનાર.

**અંબરચા** ૧. [ અ. અંબર ( રાળ જેવો એક પદાર્થ ) + ચહ્ ( નાનાપણું બતાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. અંબરથી ભરેલું ગળાનું એક ઘરેણું.

૨. સ્ત્રી. સુંઘવાની શીશી.

**અંબરચારી** [ સં. અંબર ( આકાશ ) + ચારિન્ ( જનાર ) ] વિ. આકાશમાં ફરનાર; અંબરચર.

**અંબરચુંબિત** [ સં. અંબર ( આકાશ ) + ચુંબિત ( ચુંબન કરાયેલું ) ] વિ. આકાશને ચુંબતું; બહુ ઊંચું; ગગનસ્પર્શી.

**અંબરપાલવ** [ સં. અંબર ( કપડું ) + પલ્લવ ( છેડો ) ] પું. લૂગડાનો છેડો.

**અંબરબાર** [ ફા. અંબર ( એક સુગંધી પદાર્થ ) + બાર ( ઘણું ) ] વિ. સુગંધી; ખુશબોદાર.

**અંબરબારી** [ સં. ] પું. હિમાલય અને નીલગિરિ ઉપર થતો એક જાતનો છોડ. તેનાં મૂળ અને છાલમાંથી સારો પીળો રંગ અને બીમાંથી તેલ નીકળે છે. આ રંગ ચામડાં રંગવામાં અને દારુહળદર નામે ઓળખાતું તેનું લાકડું દવાના કામમાં આવે છે. તેનાં મૂળ અને લાકડામાંથી નીકળતા રસને રસવંતી કહે છે.

**અંબરમણિ** [ સં. અંબર ( આકાશ ) + મણિ ( રત્ન ) ] પું. આકાશના મણિ રૂપ સૂર્ય; સવિતા.

બ્રધ્ન વિરોચન વિભાવસુ માર્તંડ ત્રયી અંગ,
દિનમણિ અંબરમણિ તરણિ સવિતા પવન પતંગ. — પિંગળલઘુકોષ

**અંબરયુગ** [ સં. અંબર ( લૂગડું ) + યુગ ( જોડી ) ] ન. માણસને પહેરવાનાં મુખ્ય બે કપડાં; ઉપલું અને નીચેનું વસ્ત્ર.

**અંબરલેખી** [ સં. અંબર ( આકાશ ) + લેખિન્ ( લખનાર ) ] વિ. આકાશને સ્પર્શ કરનારું; ઘણું ઊંચું; ગગનચુંબી.

**અંબરવિહારી** [ સં. અંબર ( આકાશ ) + વિહારિન્ ( ફરનાર ) ] વિ. આકાશમાં ફરનાર; અંબરચારી.

**અંબરવેલ** [ સં. અંબર ( આકાશ ) + વલ્લિ ( વેલ ) ] સ્ત્રી. ઝાડ ઉપર ફેલાઈને તેને સૂકવી દેનારી, સૂતરના તાંતણા જેવી અને પાંદડાં વિનાની એક વેલ; આકાશવેલ. તે વાળ વધારવા માટે અને વાયુરોગમાં ઉપયોગી મનાય છે.

**અંબરશૈલ** [ સં. અંબર ( આકાશ ) + શૈલ ( પર્વત ) ] પું. આકાશને અડી જાય તેવો પર્વત; ઊંચો પર્વત.

**અંબરસારી** [ હિ. ] પું. એ નામનો એક કર, જે અગાઉ ઘર પર લેવામાં આવતો હતો.

**અંબરસીદી** પું. જંજીરાનો ઈ. સ. ૧૬૩૬માં થઈ ગયેલો એ નામનો સૂબો. જંજીરાની સૂબાગીરી આ વખતે ઘણી મોટી ગણાતી હતી, કેમકે બિજાપુરના વેપાર અને મક્કાના હાજીઓનું રક્ષણ કરવાના કરાર ઉપરથી નાગોઠણાથી બાણકોટ નદી સુધીનો સર્વ દેશ જંજીરાના સૂબાને બક્ષિસ કરવામાં આવ્યો હતો.

**અંબરાઈ** ૧. [ સં. આમ્ર ( આંબો ) + રાજિ ( હાર ) ] સ્ત્રી. આંબાનું ઝુંડ; આંબાવાડિયું; આંબાનું વન.

૨. સ્ત્રી. ફળઝાડ ઉપર લેવાતી મહેસૂલ.

૩. સ્ત્રી. બાગાયત.

૪. સ્ત્રી. બાગાયત જમીન.

**અંબરાતીત** [ સં. અંબર ( આકાશ ) + અતીત ( ઓળંગી ગયેલું ) ] વિ. આકાશની પેલી પાર આવેલું; અતિ સૂક્ષ્મ; ઘણું ઝીણું.

**અંબરામ્લ** [ સં. અંબર ( એક સુગંધી પદાર્થ ) + અમ્લ ( તેજાબ ) ] પું. અંબરનો તેજાબ.

**અંબરાળ** ન. ( જૂ. ગુ. ) આકાશ.

ચરણ ચહકે ધરણી ધડકે, આથડે અંબરાળ રે. — નેમવિજય

**અંબરાંત** ૧. [ સં. અંબર ( કપડું ) + અંત ( છેડો ) ] પું. કપડાનો છેડો; લૂગડાનો પાલવ.

૨. [ સં. અંબર ( આકાશ ) + અંત ( છેવટ ) ] ન. જ્યાં આકાશ પૃથ્વીને મળી ગયેલું દેખાય તે ઠેકાણું; ક્ષિતિજ.

૩. વિ. પૃથ્વીથી આરંભી આકાશ પર્યંતનું.

**અંબરાંતધૃતિ** [ સં. અંબર ( આકાશ ) + અંત ( છેડો ) + ધૃતિ ( ધારણ ) ] સ્ત્રી. પૃથ્વીથી આરંભી આકાશ પર્યંતના કાર્યમાત્રનું ધારણ એટલે આધારભૂત હોવું તે.

**અંબરિન** [ સં. અંબર ( આકાશ ) + ઇન્ ( લગતું ) ] વિ. આકાશના જેવા આસમાની રંગનું; ઘેરું આસમાની.

**અંબરિષ** [ સં. ] ન. તવો; તાવડો; કડાયું.

**અંબરી** ૧. [ સં. અંબર ( મેઘ ) ] પું. મેઘવર્ણનો ઘોડો.

૨. સ્ત્રી. એ નામનો એક છોડ; 'હાઈબિસ્કસ કેનેબીનસ'. તેની છાલના અંદરના ભાગમાંથી રેસા નીકળે છે, જે દોરડાં બનાવવામાં ઉપયોગી છે. તેને મોટાં ભપકાદાર જુદા જુદા રંગનાં ફૂલ થાય છે. સુશોભિત દેખાવને ખાતર તે વાવવામાં આવે છે.

૩. સ્ત્રી. મેંદીની જાતનો એક જાતનો છોડ; 'મેલવેસીઆ'.

૪. [ હિં. ] વિ. અંબરના જેવા રંગનું.

૫. વિ. અંબરના જેવી સુગંધવાળું.

**અંબરીન** [ ફા. ] વિ. સુગંધ ને રંગમાં અંબરને મળતું આવતું.

**અંબરીના** [ ફા. ] સ્ત્રી. એક જાતની સુગંધી.

**અંબરીષ** ૧. પું. ( પુરાણ ) અયોધ્યામાં સૂર્યવંશી ઇક્ષ્વાકુ રાજાથી ૨૮મી પેઢીએ થયેલો ઘણો દાનશૂર તેમ જ ભગવદ્ભક્ત રાજા; સૂર્યવંશી વૈવસ્વત મનુના નવમા પુત્ર નભાગનો પૌત્ર અને નાભાગનો પુત્ર; રામાયણ પ્રમાણે પ્રશુશ્રુકનો પુત્ર. આ પરાક્રમી રાજાએ સાત દિવસમાં જ પૃથ્વી જીતી લઈને ચક્રવર્તીપણું મેળવ્યું. એને વિરુપ, કેતુમાન અને શંભુ નામે ત્રણ પુત્ર હતા. એક દિવસ એના નિયમ પ્રમાણે એણે કાર્તિક માસમાં ત્રિદિનાત્મક નામનું વ્રત કર્યું ત્યારે બારશને દિવસે એને ઘેર દુર્વાસા ઋષિ અતિથિ તરીકે આવી ચડ્યા. એણે એમની પૂજા કરીને જમવા સારુ રોક્યા. દુર્વાસા તથાસ્તુ કહી નદીતીરે આહ્નિક એટલે નિત્યકર્મ કરવા ગયા. તે દિવસે બારશ થોડો કાળ હોવાની ઋષિને ખબર ન હતી. અંબરીષે પણ દુર્વાસાને તેની જાણ કરી નહિ. ઋષિ આવતાં પહેલાં બારશ પૂરી થઈ જશે એમ ધારી અંબરીષે દેવને નૈવેદ્ય ધરાવ્યું અને વ્રતભંગ ન થાય માટે દેવનું ચરણામૃત લઈ તેનું પારણું કર્યું. જોકે તેણે ઋષિને મૂકીને ભોજન કર્યું નહિ, છતાં દુર્વાસાએ ક્રોધ કરી પોતાની જટામાંથી એક લટ તોડી કૃત્યા નામની મેલી દેવી ઉપજાવી કાઢી અને રાજાને મારવા માટે મોકલી. રાજાના શરીરને તે અડે તે પહેલાં વિષ્ણુના સુદર્શન ચક્રે આવીને કૃત્યાનો નાશ કર્યો અને ચક્ર ઋષિના શરીર પર ધસ્યું; પણ તેના તપના પ્રભાવને લીધે તેના શરીરને સ્પર્શ કરી શક્યું નહિ. ઋષિ ત્યાંથી નીકળ્યા એટલે ચક્ર પણ એમની પાછળ પડ્યું. ચક્રથી બચવા માટે ઋષિ વિષ્ણુ પાસે ગયા. વિષ્ણુએ કહ્યું કે તમે અંબરીષ પાસે જાઓ, તેણે તમારા વગર ભોજન કર્યું નથી. આથી દુર્વાસા અંબરીષને ત્યાં ગયા. દુર્વાસાને જોઈને અંબરીષ આનંદ પામ્યો અને સુદર્શનચક્રની બહુ પ્રકારે સ્તુતિ કરી, જેથી એણે સંતુષ્ટ થઈ ઋષિનો પીછો છોડ્યો. દુર્વાસાને સારી રીતે જમાડ્યા બાદ તે પોતે જમ્યો અને ઋષિને સંતોષીને વળાવ્યા.

૨. પું. આકડાનો છોડ; આકડો.

૩. પું. એ નામનો બ્રહ્મર્ષિ.

૪. પું. એક ઋગ્વેદિક ઋષિ.

૫. પું. પશ્ચાત્તાપ; અનુતાપ; પસ્તાવો.

૬. પું. વિષ્ણુ.

૭. પું. શિવ.

૮. પું. સામવેદનો એક ઋષિ.

૯. પું. સૂર્ય.

૧૦. પું. ( પુરાણ ) સૂર્યવંશના ઇક્ષ્વાકુ કુળમાં થયેલા ભગીરથ રાજાના દીકરા નાભાગ રાજાનો એ નામનો પુત્ર.

૧૧. પું. ( પુરાણ ) સૂર્યવંશી ઇક્ષ્વાકુ કુળના ત્રિશંકુ રાજાના બે પુત્રમાંનો બીજો. એને શ્રીમતી નામની દીકરી હતી, જે નારદ અને પર્વત ઋષિની તકરારમાં બાર આદિત્યમાંના વિષ્ણુ નામના એકને પરણી હતી.

૧૨. પું. ( પુરાણ ) સૂર્યવંશી ઇક્ષ્વાકુ કુળના માંધાતા રાજાને બિંદુમતી રાણીથી થયેલા ત્રણમાંનો બીજો દીકરો. એનું બીજું નામ ધર્મસેન હતું.

૧૩. ન. અગિયાર વર્ષથી નાનું છોકરું; કિશોર.

૧૪. ન. આમ્રાતક નામનો છોડ.

૧૫. ન. એ નામનું નરક.

૧૬. ન. તવો; તાવડો; કડાયું.

૧૭. ન. યુદ્ધ; લડાઈ; સમર.

**અંબરીષનગર** [ સં. અંબરીષ ( એ નામનો રાજા ) + નગર ( શહેર ) ] ન. જયપુર તાબાના આમેર શહેરનું જૂનું નામ. માંધાતાના પુત્ર અંબરીષે તે વસાવ્યાનું કહેવાય છે.

**અંબરીષપ્રિય** [ સં. અંબરીષ ( એ નામનો રાજા ) + પ્રિય ( વહાલું ) ] પું. પુરુષોત્તમનાં હજાર નામ માંહેનું એક. અંબરીષને તે બહુ પ્રિય હતા, તેથી અંબરીષપ્રિય કહેવાય છે.

**અંબરુ** ન. એ નામનું ઝાડ.

ઉંબર અંબરુ આમલીય અગરુ, અસોય અહલ્લુ.
રૈવતગિરિ રાસુ

**અંબરેણુ** ન. કાઠિયાવાડ માંહેના આંબરણુ ગામનું પ્રાચીન નામ.

અમ્બરેણુ અને હાલના ખવાસ ગીરાસદારોનું આમ્બરણુ એ બે વચ્ચે સામ્ય દેખાય છે.
પુરાતત્ત્વ

**અંબરૌકસ** [ સં. અંબર ( આકાશ ) + ઓકસ્ ( વાસ ) ] પું. દેવ. તે સ્વર્ગમાં વસે છે, માટે તેને અંબરૌકસ કહે છે.

**અંબલ** [ સં. અમ્લ ( ખાટું ) ] વિ. ખાટું. જુઓ અમ્લ.

**અંબલકાડા** ( અંબલકાડા ) પું. બ. વ. સુકવેલ માંસના કટકા; માંસના કટકાની સુકવણી. ભાત, ઘેંસ અને ગળ્યા પદાર્થો સિવાયની બાકીની બધી ચીજોમાં સુકવણી કરેલ માંસના કટકા નાખે છે, તેને અંબલકાડા કહે છે.

**અંબલત્થિકા** ૧. સ્ત્રી. મગધમાં ખાનુમત નામના ગામમાં આવેલ બગીચો.

૨. ન. રાજગૃહ અને નાલંદા એ બે ગામ વચ્ચે આવેલ મૃગયાવનનું જૂનું નામ.

**અંબલીકાપાન** [ સં. અમ્લિકા ( આંબલી ) + પાન ( પીણું ) ] ન. ( વૈદક ) તાવની તરસને શાંત કરી, અનાજ પર રુચિ કરાવી, ઝાડો સાફ લાવનાર એક પીણું. થોડાક આંબલીના ગરને પાણીમાં ચોળી તેને કપડેથી ગાળી લઈ તેમાં મરી, સાકર, લવિંગ, એલચી અને કપૂર નાખવાથી તે બને છે.

**અંબલીકામંથ** [ સં. અમ્લિકા ( આંબલી ) + મંથ ( એક જાતનું પીણું ) ] ન. ( વૈદક ) એ નામનું તાવની તરસને શાંત કરનાર પીણું. ખજૂર, દ્રાક્ષ, આંબલી, દાડમનાં બી, ફાલસાનાં ફળ અને પાકેલાં આમળાં દરેક એકેક તોલો લઈ તેમને ભેગાં કરી ખાંડવાં અને ૩૨ તોલા પાણીમાં નાખી હલાવવાં. અનાજ પર રુચિ કરાવી ઝાડો સાફ લાવનાર આ પીણાની માત્રા પાંચ તોલા છે.

**અંબલીગ્રામ** ન. એ નામનું શહેર. વલ્લભાચાર્ય તે ગામના હતા.

**અંબવા** પું. આંબો.

**અંબવાઈ** પું. આંબાનાં કૂણાં પાન જેવો રંગ.

**અંબવિલંબ** [ સં. અ ( નહિ ) + વિલંબ ( ઢીલ ) ] અ. મોડું કર્યા વિના; જલદી; એકદમ.

**અંબષ્ટ** પું. ( પુરાણ ) કંસના કુવલયાપીડ નામના હાથીનો મહાવત. તેણે પોતાના હાથીને કૃષ્ણ ને બલરામ ઉપર તતકાર્યો હતો, પરંતુ આ બન્ને ભાઈઓએ કુવલયાપીડને મારી નાખી એના દંતૂશળ ખભે મૂકીને કંસવધ કરવા રાજસભામાં ગયા હતા.

**અંબષ્ઠ** ૧. પું. અંબુતલ જાતિના લોકનો દેશ. સિકંદરની ચડાઈ વખતે તે જાતિ સિંધના ઉત્તર ભાગમાં રહેતી હતી.

૨. [ સં. ] પું. એ નામના દેશની અંદર વસનાર લોક.

૩. પું. કાયસ્થની એક જાત.

૪. પું. પંજાબના મધ્યભાગનું જૂનું નામ; હાલના લાહોરની આસપાસનો દેશ.

૫. પું. પંજાબમાં જૂના કાળમાં વસતી એ નામની જાતિ.

૬. પું. બ્રાહ્મણથી વૈશ્ય સ્ત્રીમાં ઉત્પન્ન થયેલ વર્ણસંકર પુત્ર.

૭. પું. ( પુરાણ ) ભારતના યુદ્ધમાં દુર્યોધનની બાજુનો એક રાજા. તે યુદ્ધમાં અર્જુનને હાથે મરાયો હતો.

૮. પું. મહાવત; હાથીવાન.

**અંબષ્ઠકી** [ સં. ] સ્ત્રી. એક જાતની વેલ; પાઠા લતા; કાળીપાડનો વેલો; વેણીવેલ. તેનાં ગળોનાં પાંદડાં જેવાં અથવા પીપળાનાં પાંદડાં જેવાં, કંઈક લાંબાં, ગોળ, પાતળાં અને સુંવાળાં પાંદડાં લાંબાં દીંટ ઉપર એકાંતરે આવેલાં હોય છે. આ વેલને બારીક પીળાં ફૂલનો જથ્થો અને મરી કે વટાણા જેવડાં લાલ ફળ આવે છે.

**અંબષ્ઠા** ૧. [ સં. ] સ્ત્રી. અંબષ્ઠ જાતિની સ્ત્રી.

૨. સ્ત્રી. કાળીપાડનો વેલો; પાઠાવેલ; વેણીવેલ; સ્થાપની; શ્રેયસી; કાળીપાટ.

૩. સ્ત્રી. ગણિકાનો છોડ; યૂથિકા.

૪. સ્ત્રી. દક્ષિણમાં અને ગુજરાતમાં થતી ચુકા નામની બારમાસી ભાજીનો છોડ; ખાટી લૂણી; ચાંગેરી. તેનાં પાંદડાં કંઈક જાડાં ને ફૂલ ઝીણાં ધોળાં હોય છે.

૫. સ્ત્રી. ભીંડીનો છોડ.

**અંબષ્ઠિકા** [ સં. ] સ્ત્રી. એ નામની એક વેલ; પાઠો લતા.

**અંબષ્ઠી** [ સં. ] સ્ત્રી. અંબષ્ઠ જાતિની સ્ત્રી.

**અંબસંડ** ન. એ નામનું ગામ. તેની જગ્યાએ પટણા જિલ્લામાં ગિરિયેક ગામ હતું.

**અંબળાટ** ૧. [ અમળાવું ( વળ ખાવો ) + આટ ( ભાવવાચક નામ બનાવનાર પ્રત્યય ) ] પું. આમળો; વળ; આંકડી.

૨. પું. હુંપદ; અભિમાન; અહંકાર.

**અંબળાવવું** ૧. સ. ક્રિ. આંબળે એમ કરવું; વળ દેવરાવવો.

૨. સ. ક્રિ. ચોળાવવું.

**અંબળાવું** ૧. અ. ક્રિ. આમળા ખાવા; વળ ચડવો; વળ ખાવો.

૨. [ સં. અમ્ ( દુઃખ થવું ) ] અ. ક્રિ. આંતરડાંનું વળવું; ચૂંક આવવી; પેટમાં દુખવું.

૩. અ. ક્રિ. મનમાં વળ રાખવો; અતડા રહેવું; કસમોડાવું; દુભાવું.

**અંબા** ૧. [ સં. ] સ્ત્રી. એ નામની દેવી; અંબાજી. જુઓ અંબાજી.

૨. સ્ત્રી. એક જાતની વેલ; અંબષ્ઠા લતા.

૩. સ્ત્રી. ( પુરાણ ) કાશીરાજ ઇંદ્રદ્યુમ્નની અંબા, અંબિકા અને અંબાલિકા એ ત્રણ પુત્રીમાંની સૌથી મોટી; પાંડુ રાજાની માશી. કાશીરાજ ઇંદ્રદ્યુમ્ને પોતાની ત્રણે દીકરીઓ માટે રચેલા સ્વયંવરમાંથી ભીષ્મ બધા રાજાને હરાવી તેમનું હરણ કરી તેમને હસ્તિનાપુર લાવ્યા. ત્રણેને વિચિત્રવીર્ય સાથે પરણાવવાનો તેમનો ઇરાદો હતો, પણ અંબા શાલ્વ રાજાને મનથી વરી હતી. આથી ભીષ્મે તેને ત્યાં મોકલી, પણ શાલ્વે તેનો સ્વીકાર ક્યોં નહિ તેથી તે હસ્તિનાપુર પાછી આવી. આ દરમિયાન એની બે બહેનોનાં લગ્ન વિચિત્રવીર્ય સાથે થઈ ગયાં હતાં. પાછી આવ્યા પછી અંબાએ ભીષ્મને કહ્યું કે તમે મને જીતી લાવ્યા છો માટે પરણો. પણ ભીષ્મે યાવજ્જીવન એટલે મરણ પર્યંત બ્રહ્મચારી રહેવાની પ્રતિજ્ઞા લીધેલી હોવાથી તેને પરણવાની ના પાડી અને તેની ઇચ્છામાં આવે તેમ કરવાની રજા આપી. આથી અંબા ઉદાસ થઈને પોતાની જિંદગી તપમાં ગાળવાનો નિશ્ચય કરી ત્યાંથી ચાલી નીકળી. રસ્તામાં શંખાવત્સ ઋષિના આશ્રમમાં ઋષિને પોતાની સઘળી હકીકત કહી ત્યાં તપ કરવાનો આરંભ કર્યો. એક વખત શિકારે નીકળેલો અંબાનો માતામહ એટલે માનો બાપ હોત્રવાહન રાજા થાકીને એ જ આશ્રમમાં આવ્યો અને અંબાને ઓળખી. અંબાએ તેને પોતાની લંબાણથી હકીકત જણાવી. આથી હોત્રવાહન અંબાને લઈ પોતાના મિત્ર પરશુરામ પાસે ગયો અને તેના શિષ્ય ભીષ્મને અંબાને પરણવા બાબત સમજાવવાનું કહ્યું. પરશુરામે તેમ કરવાનું વચન આપી હોત્રવાહનને રજા આપી અને પોતે અંબાને લઈ ભીષ્મ પાસે હસ્તિનાપુર ગયા. ત્યાં ભીષ્મને આજ્ઞા કરી કે તારે અંબાને પરણવું જ જોઈએ. ત્યારે ભીષ્મે પોતાની ઘોર પ્રતિજ્ઞાની વાત કરી અને વિનતિ કરી કે મારી પ્રતિજ્ઞા તૂટે નહિ એમ કરવા આપ સમર્થ છો. પણ પરશુરામે હોત્રવાહનને વચન આપ્યું હતું, તેથી તેણે ભીષ્મને કાં તો પરણવાનું અથવા તો યુદ્ધ કરવાનું કહ્યું. ભીષ્મ લડવા તૈયાર થયા અને બન્નેની વચ્ચે મોટું યુદ્ધ થયું. ભીષ્મની માતા ગંગા અને પરશુરામના પિતા જમદગ્નિને આ વાતની ખબર પડતાં તેઓ ત્યાં આવ્યાં અને તેઓએ બન્નેને સમજાવી યુદ્ધ બંધ કરાવ્યું. આવા નિરાશાજનક પરિણામને લીધે દુઃખ પામેલી અંબાએ ભીષ્મને મારવાની પ્રતિજ્ઞા કરી અને રુદ્રની મુશ્કેલ આરાધના શરૂ કરી. ગંગાને આ ખબર પડવાથી તે અંબાની પાસે ગયાં અને બન્ને વચ્ચે બહુ બોલાચાલી થતાં અંબાને શાપ આપીને ગંગા ત્યાંથી વિદાય થયાં. કેટલેક કાળે એનું તપ સમાપ્ત થતાં રુદ્ર પોતે ત્યાં પ્રકટ થયા, અને અંબાને કંઈ વર માગવાનું કહેતાં એણે ભીષ્મને મારવાનું વરદાન માગ્યું. રુદ્રે કહ્યું કે એ કામ તને આ જન્મે તો અશક્ય છે, પરંતુ આવતે જન્મે તું દ્રુપદ રાજાને ત્યાં શિખંડિની નામે કન્યા રૂપે અવતરી જંગલમાં જઈ તપ કરીશ ત્યારે સ્થૂલકર્ણ નામના યક્ષ પાસેથી તને મરદાઈ મળશે અને એ જન્મે તું ભીષ્મને હણીશ, તેમજ તને આ જન્મનું સ્મરણ રહેશે. આમ વરદાન આપી રુદ્ર અંતર્ધાન થયા. આયુષ્ય પૂરું થતાં અંબાનો દેહ પડ્યો અને રુદ્રના વરદાન પ્રમાણે તેણે દ્રુપદ રાજાને ત્યાં શિખંડિની નામની કન્યા રૂપે અવતાર લીધો. નર થતાં એનું નામ શિખંડી પડ્યું. મહાભારતના યુદ્ધમાં એના બાણ વડે જ ભીષ્મનું મરણ થયું હતું.

૪. સ્ત્રી. ( જ્યોતિષ ) કૃત્તિકા નક્ષત્રનો પાંચમો તારો; 'યુરોપીય ૨૫ ઈટા ટૌરી'.

૫. [ ફા. ] સ્ત્રી. કેરી.

૬. સ્ત્રી. ચોસઠ જોગણીમાંની એક.

૭. સ્ત્રી. દુર્ગા; આદિ શક્તિ.

અંબે માતકી જે = દેવીના ભક્તોએ કરવાનો જયઘોષ.

૮. સ્ત્રી. પાર્વતી; ગૌરી; મહાદેવની સ્ત્રી.

૯. સ્ત્રી. મા; માતા; જનેતા; જનની.

અંબા સવિત્રી પ્રસૂ જનયિત્રી મા નામ,
જનની શાધા કુંવરિની ઊઠી મંડનધામ.
પિંગળલઘુકોષ

૧૦. સ્ત્રી. ( પુરાણ ) સત્યલોકમાંની એ નામની શ્રેષ્ઠ અપ્સરા.

૧૧. સ્ત્રી. સસુરખદેરી નદી, જે ફતેહપુરની પાસેથી નીકળીને પ્રયાગથી થોડે દૂર જમનામાં મળે છે. પુરાણુ કથા પ્રમાણે આ નદી કાશીરાજની મોટી કન્યા અંબા, જે ગંગાના શાપથી નદી બની ભાગી હતી, તે છે.

૧૨. સ્ત્રી. સુરત જિલ્લાની એ નામની નદી. તે વાંસદાના ડુંગરમાંથી નીકળી ગાયકવાડી મુલકમાં થઈ બે જુદા ફાંટામાં વહે છે.

**અંબાજન્મ** ન. ( પુરાણ ) ભારતવર્ષનું એ નામનું એક તીર્થ.

**અંબાજી** ૧. [ સં. અંબા ( દુર્ગા ) + જી ( માન બતાવનાર શબ્દ ) ] સ્ત્રી. આબુ પાસેના આરાસુર શિખર ઉપર સ્થાપેલાં અંબાભવાની. અંબાજીના મંદિરની આસપાસ ધર્મશાળાઓ, મોદીની

દુકાનો અને મોટે ભાગે જાત્રાળુનું કામકાજ કરનાર ભાઉડાં નામના જંગલી પહાડી લોકોનાં ઝૂંપડાં દેખાય છે. મંદિરના ગર્ભગૃહમાં આવેલા ગોખમાં માતાજીની મૂર્તિ નથી પણ ગોખમાં વસ્ત્રાલંકારો અને મુખવટાની અમુક જાતની ગોઠવણથી દર્શન કરનારને સવાર, બપોર ને સાંજ જાણે વાઘ ઉપર માતાજી બેઠાં હોય એવાં જુદી જુદી જાતનાં દર્શન થાય છે. પાસે ઘીના બે અખંડ દીવા બળે છે. મંદિરની સામી બાજુએ આવેલા ચાચરના ચોકમાં કરવામાં આવતા હોમહવનમાં ઘણું ઘી હોમવામાં આવે છે. અંબાજીના ધામમાં કોઈ પણ કામમાં તેલ વાપરવાનો રિવાજ નથી. બાળવામાં તો ઘી જ જોઈએ. તેલ ખવાય તો નહિ પણ માથામાં યે ન નખાય. તેને બદલે ઘી નાખવું જોઈએ. આ માતાજીની જગ્યામાં સ્ત્રી પુરુષોએ સંયમ જાળવવો જોઈએ. માન સરોવરના કિનારા ઉપર આવેલ મંદિરમાં નજરે પડતા મહારાણાશ્રી માલદેવના વિ. સં. ૧૪૧૫ એટલે ઈ. સ. ૧૩૫૯ના લેખ પ્રમાણે ઈ. સ. ના ૧૪મા સૈકાથી તો આરાસુરનાં અંબાજીની માન્યતા કાયમ ચાલી આવે છે, પણ તે પહેલાનાં બસો ત્રણસો વર્ષથી આ જગ્યાનો મહિમા ચાલુ હોવો જોઈએ. ગિરનાર ઉપર પણ જૈન મંદિરોથી લગભગ ત્રણસો ફૂટ ઊંચે આવેલ સુંદર બાંધણીવાળા અંબાજીના મંદિરમાં નવરાત્રિની આઠમે મોટો હવન થાય છે. ગિરનાર પરનાં હિંદુ દેવસ્થાનોમાં તે સૌથી વધારે જૂનું અને વધારે માન્યતાવાળું હોવાથી નવાં પરણેલાં જોડાંને પગે લગાડવા લોકો દૂર દૂરથી ત્યાં આવે છે.

૨. સ્ત્રી. માતા અંબાભવાનીનું ધામ; આબુ.

**અંબાજીની દેરી** સ્ત્રી. એ નામની એક દેશી રમત. તેમાં બધા છોકરા ઊંચા પગ કરી ભોંય પર એક હારમાં સૂએ. પછી બે છોકરા એક છોકરાના હાથપગ ઝાલી સૂતેલા છોકરાઓના સીધી હારમાં રહેલા પગ પર ઘસડે છે.

**અંબાજ** ( અંબાઝ ) [ ફા. ] પું. ભાગીદાર.

**અંબાઝી** ( અંબાઝી ) [ ફા. ] સ્ત્રી. ભાગીદારી.

**અંબાટ** પું. ખાટા પદાર્થથી દાંતને થતી અસર; અંબાડ.

**અંબાટકા** પું. ( મરાઠી ) અંબરાઈ ઉપર લેવાતો વસૂલાતી કર.

**અંબાડ** ( અંબાડ઼ ) ૧. પું. આંખમાં આકરી દવા નાખ્યા પછી અમુક વખત સુધી પહોંચતી તેની અસર.

૨. પું. ખાટા પદાર્થથી દાંતને થતી અસર; અંબાટ.

૩. પું. ગડગૂમડ કે જખમની આસપાસ ચડી જતો સોજો; તાડ.

૪. પું. જૈન સાધુ કે સાધ્વી ગુજરી જતાં શ્રાવકોએ દળવા ખાંડવા વગેરે હિંસાકારી કામ અમુક દિવસ બંધ રાખવાં તે.

૫. પું. ધન અને સત્તાની હુંપદ ભરેલ ખુમારી.

અંબાડ ચડવો = ઓધાન ન રહે એવું થવું; બાલી જવું.

**અંબાડાં** ( અંબાડ઼ાં ) [ સં. અંબષ્ઠ ( અંબાડો ) ] ન. બ. વ. અંબાડા નામના ઝાડનાં ખાટાં ફળ. તેનું અથાણું થાય છે.

**અંબાડિયું** ( અંબાડ઼િયું ) ૧. ન. છાણાંનો ઢગલો; મોહલું.

૨. ન. સળગતું લાકડાનું ખોયણું; ઊંબાડિયું.

**અંબાડી** ( અંબાડ઼ી ) ૧. સ્ત્રી. ભપકાદાર જુદા જુદા રંગનાં ફૂલવાળી સુશોભિત દેખાવની ખાતર વાવવામાં આવતી એક જાતની વનસ્પતિ; 'હાઈબિસ્કસ કેનેબીનસ'. તેના રેસા દોરડાં બનાવવામાં ઉપયોગી છે.

૨. [ અ. અમારી ( અંબાડી ) ] સ્ત્રી. હાથી ઉપર બેસવા સારૂ બનાવેલી છત્રીવાળી ખુરસીના ઘાટની શોભીતી બેઠક; હોદો.

અંબાડીએ બેસી છાણાં વિણાય નહિ = જે જગ્યા પર હોઈએ તેનાથી હલકું કામ કરાય નહિ.

**અંબાડીનશીન** ( અંબાડ઼ીનશીન ) [ અ. અમારી ( અંબાડી ) + ફા. નશીન ( બેસનાર ) ] વિ. અંબાડીમાં બેસનાર; અંબાડીમાં બેઠેલું.

**અંબાડીપટ્ટી** ( અંબાડ઼ીપટ્ટી ) [ અંબાડો ( શણ ) + પટ્ટી ( કર ) ] પું. ( મરાઠી ) શણ ને શણનાં દોરડાં પર લેવાતો કર.

**અંબાડો** ( અંબાડ઼ો ) ૧. [ સં. આમ્રાતક ] પું. એ નામની ભાજી; ભીંડી; શેરીઆની ભાજી.

૨. પું. કોંકણ અને કર્ણાટકમાં થતું એક જાતનું ઝાડ. એનું લાકડું ઈમારતના કામમાં આવતું નથી, પણ દીવાસળી તથા તેની પેટી બનાવવા માટે કીમતી ગણાય છે. એનાં પાંદડાં રામફળીનાં જેવાં અને અથાણામાં વપરાતાં એનાં ફળ ઘણાં ખાટાં, લીલી સોપારી જેવડાં મોટાં અને આંબા જેવી ગોટલીવાળાં હોય છે. તેને આંબા જેવો જ મોર આવે છે. અંબાડો ભારે, ગરમ, તૂરો, ખાટો, રુચિકારક, સારક એટલે રેચક, કંઠને હિતકર, પિત્ત, કફ અને લોહીનો વધારનાર તથા આમવાયુ ને આમનો નાશ કરનાર ગણાય છે. તે પાકવાથી ઠંડો, બલકર, મીઠો, તૃપ્તિકર, કફકર, ધાતુવર્ધક, મળસ્તંભક એટલે ઝાડાને રોકનાર અને વાયુ, રક્તદોષ, દાહ અને ક્ષયરોગનો નાશ કરનાર મનાય છે.

૩. પું. ભીંડીની જાતનો એક છોડ અને તેના રેસા; શણ. બંગાળામાં અંબાડાની ખેતી ખૂબ હોઈ ત્યાં તેના રેસા કાઢવાનાં મોટાં કારખાનાં છે.

**અંબાડ્ય** ( અંબાડ઼્ય ) ન. એક જાતનું ઝાડ.

અગુરુ અંજણ અંબિલિય અંબાડ્ય અંકલ્લ.
રેવંતગિરિ રાસુ

**અંબાત્રી** સ્ત્રી. આંબાના ઝાડને વીંટળાતી એક જાતની વેલ. આને પહાડી લોકો ચોટલામાં ગૂંથે છે.

**અંબાદહલે** ૧. [ સં. આમ્ર ( આંબો ) + દલ ( ભાગ ) ] સ્ત્રી. ( મરાઠી ) આંબાની ડાળ.

૨. સ્ત્રી. ( મરાઠી ) કેરીના બદલામાં લેવાતો કર.

**અંબાન** ૧. ન. થેલી; કોથળી.

૨. [ ફા. ] ન. બકરાનું એક જાતનું નરમ ચામડું.

**અંબાપતિ** [ સં. અંબા ( પાર્વતી ) + પતિ ( સ્વામી ) ] પું. પાર્વતીના સ્વામી; શંકર; મહાદેવ; શંભુ.

**અંબાભવાની** [ સં. ] સ્ત્રી. અંબાજી; એ નામની દેવી.

**અંબાયજ્ઞ** [ સં. અંબા ( દુર્ગા ) + યજ્ઞ ( હોમ ) ] પું. એ નામનો એક યજ્ઞ.

**અંબાયવીયા** સ્ત્રી. સત્યલોકમાંની એ નામની એક અપ્સરા.

**અંબાર** ૧. [ ફા. અંબાશ્તન ( ભરવું ) નું આજ્ઞાર્થરૂપ ] પું. કોઠાર; ભંડાર.

૨. પું. ઝળહળાટ.

૩. પું. ઢગલો; સમૂહ; રાશિ; ઢગ.

કિહીં પણ માર્યાનું ઠાર, દીસિ રુધિર તણાં અંબાર.
ભાલણ

**અંબારખાના** [ ફા. અંબાર ( જથ્થો ) + ખાના ( ઘર ) ] ન. ભંડાર; કોઠાર; વખાર.

**અંબારસ** [ સં. આમ્ર ( કેરી ) + રસ ] પું. કેરીનો રસ.

બીઆ બોલ અનઈ લકખારસ,
કજ્જલ વજ્જલ નઈ અંબારસ. પુણ્યવિજય

**અંબારસારી** પું. ( મરાઠી ) બ્રાહ્મણ સિવાય અન્ય વર્ણો પાસેથી લેવાતો કર.

**અંબારી** ૧. [ અ. અમારી ( અંબાડી ) ] સ્ત્રી. અંબાડી; હાથી ઉપર બેસવાની છત્રીવાળી બેઠક; હોદો.

૨. સ્ત્રી. ઊંટ પરનો હોદો.

૩. સ્ત્રી. છત્ર.

૪. સ્ત્રી. રવેશ; છજું.

**અંબાલા** ૧. [ સં. અંબા ( દુર્ગા ) + અલ્ ( શણગારવું ) ] સ્ત્રી. દુર્ગા.
૨. સ્ત્રી. મા; માતા.
૩. ન. પંજાબનો એ નામનો જિલ્લો તથા તેનું એ નામનું મુખ્ય શહેર..

**અંબાલિકા** ૧. [ સં. ] સ્ત્રી. અંબષ્ઠા લતા; પાઠા વેલ.
૨. સ્ત્રી. ( પુરાણ ) કાશીરાજ ઇંદ્રદ્યુમ્નની અંબા, અંબિકા અને અંબાલિકા નામની ત્રણ-માંની સૌથી નાની પુત્રી, પાંડુરાજાની મા, અને વિચિત્રવીર્યની સ્ત્રી. વિચિત્રવીર્યના મરણ વખતે એને સંતાન ન હતું. તેથી એની સાસુ અને ભીષ્મની ઓરમાન મા સત્યવતીએ ભીષ્મને એની સાથે નિયોગ વડે પુત્ર ઉત્પન્ન કરવાનું કહ્યું. પણ ભીષ્મે પિતાને આપેલું બ્રહ્મ-ચર્ય પાળવાનું વચન ભંગ થાય માટે ના પાડી. તેથી સત્યવતીએ કુંવારી હતી ત્યારે પોતાને પેટ જન્મેલા દીકરા કૃષ્ણદ્વૈપાયનનું સ્મરણ કર્યું. એ ત્યાં પ્રકટ થયા એટલે સત્યવતીએ તેને વિચિત્રવીર્યના મરણનું અને અંબાલિકા સંતતિ વગરની હોવાનું કહી એની સાથે નિયોગ વડે પુત્ર ઉત્પન્ન કરવાનો હુકમ કર્યો. કૃષ્ણદ્વૈપાયનનું તેજ સહન ન થવાથી ગર્ભાધાન સમયે અંબાલિકા કંપથી ફિક્કી થઈ ગઈ. આથી એને ફિક્કો પાંડુ નામે પુત્ર થયો. એમ પણ કહેવાય છે કે વ્યાસે અંબાલિકાને પોતાની પાસે નગ્ન અવસ્થામાં આવવા કહ્યું. અંબાલિકા શરમાઈ જવાથી પોતાને શરીરે ધોળી માટી એટલે ભૂતડો ચોળી આવેલી. આથી પાંડુ રાજા ફિક્કા રંગનો જન્મ્યો.
૩. સ્ત્રી. મા; માતા; જનની.

**અંબાલિકેય** [ સં. અંબાલિકા ( પાંડુ રાજાની મા ) + ઇય ( પુત્રવાચક પ્રત્યય )] પું. ( પુરાણ ) અંબાલિકાનો દીકરો પાંડુ રાજા; પાંડવોનો બાપ.

**અંબાવ** [ સં. અંબા ( જગતની માતા ) ] સ્ત્રી. અંબાજી માતા.

અંબાવ મોરી માવડી, સો હાથ કહો લાહુ પાવડી.
લોકોક્તિ

**અંબાવવું** [ સં. અમ્લ ( ખાટું ) ] સ. ક્રિ. ખટાશથી અંબી જાય એમ કરવું; ખટાય તેમ કરવું; ખાટું કરવું. જેમકે, અંબાવીને લોટા માંજે તો ઉઘડે.

**અંબાવું** ૧. [ સં. અમ્લ ( ખાટું ) ] અ. ક્રિ. ખટાઈ જવું; હાડકાં, દાંત અને ધાતુ ઉપર ખટાશની અસર થવી.
અંબાઈ જવું = ખટાઈ જવું; ખટાશની અસર થઈ જવી.
૨. અ. ક્રિ. પહોંચાવું; અડી શકવું.
૩. અ. ક્રિ. બહુ ઉપયોગથી ઢીલા પડી જવું; ઓચાઈ જવું.

**અંબાષ્ટમી** [ સં. અંબા ( અંબાજી ) + અષ્ટમી ( આઠમ ) ] સ્ત્રી. પોષ સુદ આઠમ. અંબાજી માતાનો જન્મ તે દિવસે થયો હોવાનું મનાય છે.

**અંબાસણ** [ સં. અંબા ( અંબાજી ) + આસન ( જગ્યા ) ] ન. ઉત્તર ગુજરાતનું એક ગામ. ત્યાં અંબાસણા જાતિનાં કુલદેવી અન્નપૂર્ણા અંબા માતાનું મંદિર છે.

**અંબાસણા** પું. એ નામની એક જાતિ.

**અંબિ** પું. ધારવાડ તરફ રહેતા એક જાતના લોકો. તે હોડી ફેરવવાનો અને માછીનો ધંધો કરે છે.

**અંબિકા** ૧. સ્ત્રી. અંબષ્ઠા વેલ.
૨. સ્ત્રી. અંબા માતા; દુર્ગા દેવી. જુઓ અંબાજી.
૩. સ્ત્રી. એ નામનું ઝાડ; કુટકી.
૪. સ્ત્રી. ( પુરાણ ) કાશીરાજ ઇંદ્રદ્યુમ્નની અંબા, અંબિકા અને અંબાલિકા નામની ત્રણ દીકરીઓમાંની વચલી; ધૃતરાષ્ટ્રની મા. વિચિત્ર-વીર્યના મરણ વખતે અંબાલિકાની પેઠે એ સંતતિ વગરની હોવાથી કૃષ્ણદ્વૈપાયને નિયોગ વડે એનામાં દીકરો પેદા કર્યો હતો. ઉગ્ર દેખાવના વ્યાસ એટલે કૃષ્ણદ્વૈપાયનને જોઈને ગર્ભાધાન સમયે એણે પોતાની આંખો મીંચી દાબી હતી તેથી તેને જન્મથી અંધ ધૃતરાષ્ટ્ર નામે દીકરો થયો હતો.
૫. સ્ત્રી. ( પુરાણ ) ગોકુળ નજીક આવેલું એક વન, જેમાં જઈને ગોપોએ દેવીની પ્રાર્થના કરી હતી.
૬. સ્ત્રી. પાર્વતી; શિવની પત્ની.

ઉમા અપર્ણા ઈશ્વરી, ગૌરી ગિરિજા હોઈ,
મૃડા ચંડિકા અંબિકા, ભવા ભવાની સોઈ;
આર્યા મેનકજા અજા, સર્વમંગલા નામ,
શિવા થઈ શિવ ઉર વસી, જેહ સદા સુખ ધામ.
પિંગળલઘુકોષ

૭. સ્ત્રી. મા; માતા.
૮. સ્ત્રી. ( પુરાણ ) યશોદાને પેટ અવતરેલી માયાનું નામ.
૯. સ્ત્રી. ( પુરાણ ) વિવાહ પહેલાં રૂક્મિણી જેનું પૂજન કરવા ગઈ હતી તે દેવી. શ્રીકૃષ્ણે ત્યાંથી રૂક્મિણીનું હરણ કર્યું હતું.
૧૦. સ્ત્રી. રુદ્રની બેન. આ સ્ત્રી પોતાના ભાઈ રુદ્રને દુશ્મનોનો નાશ કરવામાં મદદ કરે છે.

**અંબિકાપતિ** [ સં. અંબિકા ( પાર્વતી ) + પતિ ( સ્વામી ) ] પું. શિવ; શંકર.

**અંબિકાપુત્ર** [ સં. અંબિકા ( ધૃતરાષ્ટ્રની મા ) + પુત્ર ( દીકરો ) ] પું. ધૃતરાષ્ટ્ર.

**અંબિકાભર્તા** [ સં. અંબિકા ( પાર્વતી ) + ભર્તૃ ( ધણી ) ] પું. શિવ; પાર્વતીના પતિ.

**અંબિકાવન** ૧. ન. ( પુરાણ ) ઇલાવૃત્ત ખંડમાં એક પ્રખ્યાત જગ્યા, જ્યાં જવાથી પુરુષ સ્ત્રી થઈ જાય એવી માન્યતા છે.
૨. ન. ( પુરાણ ) વ્રજમાંનું જંગલ.

**અંબિકાસુત** [ સં. અંબિકા ( કાશીરાજ ઇંદ્રદ્યુમ્નની દીકરી ) + સુત ( દીકરો ) ] પું. ધૃતરાષ્ટ્ર.

**અંબિકેય** ૧. [ સં. અંબિકા ( પાર્વતી ) + ઇય ( પુત્રવાચક પ્રત્યય ) ] પું. કાર્તિકેય; સ્કંદ; પાર્વતીનો દીકરો.
૨. પું. ગણપતિ; ગણેશ.
૩. પું. ધૃતરાષ્ટ્ર.

**અંબિકેયક** [ સં. અંબિકા ( કાશીરાજની એ નામની દીકરી ) + ઇય ( પુત્રવાચક પ્રત્યય ) + ક ( સ્વાર્થવાચક પ્રત્યય ) ] પું. કાર્તિકેય. જુઓ અંબિકેય.

**અંબિયા** ૧. [ અ. નબી ( પેગંબર )નું બહુ-વચન ] પું. બ. વ. પેગંબરો; ઈશ્વરી સંદેશો જગતને પહોંચાડનાર ફિરસ્તાઓ.
૨. [ સં. આમ્ર ( આંબો ); પ્રા. અંબ ] સ્ત્રી. ( હિંદી ) જાળી ન પડી હોય એવી કેરી; ખાખટી; નાની કાચી કેરી. તે આથણું કરવામાં વપરાય છે.

**અંબિલ** ૧. [ સં. અમ્લ ( ખાટું ) ] પું. ખાટો રસ; ખટાશ.
૨. [ સં. આચામ્લ ] ન. ( જૈન ) એક પ્રકારનું તપ; આયંબિલ. તેમાં એક જ અનાજ-ની રાંધેલી ચીજ દિવસમાં એક વખત ખવાય છે. આયંબિલમાં મીઠું, મરચું, દૂધ, દહીં, ઘી, છાશ, તેલ, ગોળ, ખાંડ, સાકર, લીલોતરી પણ લઈ શકાય નહિ. તેમાં ઊનું કરી ઠારેલું પાણી પી શકાય.
૩. વિ. ખટાશવાળું; ખાટું.

**અંબિલરસ** [ સં. અમ્લ ( ખાટું ) + રસ ] પું. ખાટો રસ.

**અંબિલિઆ** [ સં. આમ્લિકા ] સ્ત્રી. ( પ્રાકૃત ) આંબલીનું ઝાડ.

**અંબિલિય** ન. એક જાતનું ઝાડ.

અજુણ અંજણ અંબિલિય અંબાય અંકલ્લ.
રેવંતગિરિ રાસુ

**અંબિષ્ઠ** ૧. પું. બ્રાહ્મણથી વૈશ્ય સ્ત્રીને થયેલ દીકરો.

૨. પું. વૈશ્ય સ્ત્રીમાં ક્ષત્રિય પુરુષ વડે પેદા થયેલ વર્ણસંકર પ્રજા; મહિષ્ય.

વૈશ્ય સ્ત્રી ક્ષત્રિય પુરુષ સાથે સંબંધ કરીને મહિષ્ય અથવા અંબિષ્ઠ પ્રજાને ઉત્પન્ન કરે છે. — સૂતપુરાણ

**અંબી** [ સં. આમ્ર ( આંબો ) ] સ્ત્રી. ખાખટી; અંબિયા.

**અંબીક** [ અ. ] પું. કાચ, માટી અથવા ધાતુનું બનેલું લાંબા નાળચાવાળું ગોળાકાર વાસણ; 'રિટોર્ટ'. એકબીજા સાથે ભળી ગયેલા પદાર્થોનાં તત્ત્વો ગરમીથી જુદાં પાડવામાં અથવા સેળભેળ થયેલા પદાર્થોમાંથી પ્રવાહી પદાર્થને ગરમી આપી વાયુ બનાવી તેને ઠંડો કરી પ્રવાહીને શુદ્ધ કરવામાં તેનો ઉપયોગ થાય છે. જેમ જેમ સેળભેળ થયેલાં તત્ત્વો જુદાં પડતાં જાય છે તેમ તેમ વધારે ઝડપથી વાયુ રૂપમાં ફેરવાઈ જાય એવાં તત્ત્વો નાળચામાંથી જાય છે અને તેમને ઠંડાં કરી એકઠાં કરવામાં આવે છે.

**અંબીકાર** પું. ખારવો; વહાણ હાંકનાર.

**અંબીર** [ અ. અમીર ] પું. અમીર.

**અંબુ** ૧. [ સં. ] ન. એ નામનો છંદ.

૨. ન. એક જાતની ઔષધિ.

૩. ન. ચારની સંખ્યા બતાવનાર સાંકેતિક શબ્દ, કેમકે અંબુ એટલે પાણીને તત્ત્વોની ગણતરીમાં ચોથું લીધું છે.

૪. ન. ( જ્યોતિષ ) જન્મકુંડળીનાં બાર ઘરોમાં ચોથું.

૫. ન. પાણી; જળ; વારિ; સલિલ; અમૃત; જીવન; કમલ; પય; ઉદક; નીર.

અંબુ કમલ કીલાલ જલ, પય પુષ્કર વન વારિ,
અંભ અરણ્ય જીવન ભુવન ઘનરસ, કુશ પાપારિ. — પિંગળલઘુકોષ

૬. ન. લોહીમાં રહેલો પાણીનો ભાગ.

૭. ન. સુગંધી વાળો.

**અંબુકણ** [ સં. અંબુ ( પાણી ) + કણ ( બિંદુ ) ] પું. પાણીનું ટીપું; જળકણ.

**અંબુકંટક** ૧. [ સં. અંબુ ( પાણી ) + કંટક ( કાંટો ) ] પું. એક જાતનું મોટું માછલું.

૨. પું. પાણીમાં થતી એક વેલનું ફળ; શિંગોડું.

**અંબુકૂર્મ** [ સં. અંબુ ( પાણી ) + કૂર્મ ( કાચબો ) ] પું. શિશુમાર નામનું ખાસ કરીને ગંગા નદીમાં થતું એક જળજંતુ.

**અંબુકેશર** [ સં. ] પું. લીંબુનું ઝાડ.

**અંબુક્રિયા** [ સં. અંબુ ( પાણી ) + ક્રિયા ( વિધિ ) ] સ્ત્રી. પિતૃઓની તર્પણ ક્રિયા.

**અંબુગ** [ સં. અંબુ ( પાણી ) + ગ ( જનાર ) ] વિ. પાણીમાં રહેનાર; જળચર.

**અંબુઘન** [ સં. અંબુ ( પાણી ) + ઘન ( છ સરખી બાજુવાળી આકૃતિ ) ] પું. વરસાદનો કરો.

**અંબુચર** [ સં. અંબુ ( પાણી ) + ચર્ ( જવું ) ] વિ. જળચર. જુઓ અંબુગ.

**અંબુચામર** [ સં. અંબુ ( પાણી ) + ચામર ( ચમરી ) ] પું. શેવાળ.

**અંબુચારી** [ સં. અંબુ ( પાણી ) + ચારિન્ ( જનાર ) ] વિ. જળચર. જુઓ અંબુગ.

**અંબુજ** ૧. પું. ( પિંગળ ) એ નામનો સમવૃત્ત વર્ણમેળ છંદ; વસંવદ છંદ. તેના દરેક ચરણમાં આઠ સગણ ને બે લઘુ મળી છવીસ અક્ષર, અને બાર ને ચૌદ અક્ષરે યતિ આવે છે.

૨. [ સં. અંબુ ( પાણી ) + જ ( જન્મેલું ) ] પું. કપૂર.

૩. પું. ચંદ્ર. સમુદ્રમંથન વખતે તેની ઉત્પત્તિ પાણીમાંથી થયેલી મનાય છે.

૪. પું. નેતર; વેતસ.

૫. પું. પાણીવાળે કિનારે થતો હિજ્જલ નામનો છોડ; સમુદ્રશોષ; સમદરફળ; સમુદ્રફળ. એનાં પાન હથેળી જેવડાં મોટાં ને મોટી રેખાવાળાં હોય છે. એનાં કુમળાં પાંદડાં શાકના કામમાં અને બીઆં પૌષ્ટિક હોવાથી દવામાં વપરાય છે.

૬. પું. બ્રહ્મા. તે વિષ્ણુના નાભિકમળમાંથી જન્મ્યા છે.

૭. પું. વજ્ર.

૮. પું. શંખ. તે પાણીમાં થાય છે.

૯. પું. સારસ પક્ષી. તે પાણીવાળી જગ્યાની નજીક નજરે પડે છે.

૧૦. ન. કમળ; પદ્મ; પોયણું.

રક્ત નીલ સિ શ્વેત અંબુજ; ગુંજારવ કરિ ભૃંગ. — ભાલણ

૧૧. ન. પાણીમાં થતા જીવ.

૧૨. ન. પાણીમાં થતી વનસ્પતિ.

૧૩. વિ. પાણીમાં જન્મેલું; પાણીમાં ઊપજેલું.

**અંબુજનયણી** [ સં. અંબુ ( પાણી ) + જ ( પેદા થનાર ) + નયન ( આંખ ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. કમળના જેવી સુંદર આંખવાળી.

સુંદરી ઈ વાણી ઈ સાંભલિકી ઉઠી અંબુજનયણી. — કાદંબરી

**અંબુજનયની** [સં. અંબુ ( પાણી ) + જ ( પેદા થનાર ) + નયન ( આંખ ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. કમળના જેવી સુંદર આંખવાળી.

**અંબુજન્મ** [ સં. અંબુ ( પાણી ) + જન્મન્ ( જન્મ ) ] ન. કમળ, કેમકે તે પાણીમાં ઊગે છે.

**અંબુજન્મા** ૧. [ સં. અંબુ ( પાણી ) + જન્મન્ ( જન્મ ) ] પું. ચંદ્ર. તેની ઉત્પત્તિ સમુદ્રમંથન વખતે પાણીમાંથી થયેલી મનાય છે.

૨. પું. શંખ. તે પાણીમાં થાય છે.

૩. પું. સારસ પક્ષી.

**અંબુજભૂ** [ સં. અંબુજ ( કમળ ) + ભૂ ( પેદા થનાર ) ] પું. બ્રહ્મા. તે વિષ્ણુના નાભિકમળમાંથી જન્મ્યા છે.

**અંબુજલોચની** [ સં. અંબુ ( પાણી ) + જ ( જન્મનાર ) + લોચન ( આંખ ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. સુંદર આંખવાળી.

**અંબુજવિધ** [ સં. અંબુ ( પાણી ) + જ ( જન્મનાર ) + વિધ ( રીત ) ] અ. કમળની જેમ.

આપ અંબુ અંબુજવિધ અલગ રહ્યો જળથી અકળ. — અખો

**અંબુજા** ૧. સ્ત્રી. ( સંગીત ) એક રાગિણી. સંગીતશાસ્ત્રમાં એને મેઘરાગની પુત્રવધૂ ગણી છે.

૨. સ્ત્રી. પૃથ્વી, કેમકે તે જળમાંથી ઉત્પન્ન થયેલ છે.

૩. [ સં. અંબુ ( પાણી ) + જા ( ઉત્પન્ન થયેલી ) ] સ્ત્રી. લક્ષ્મી, કેમકે તે સમુદ્રમંથન વખતે પાણીમાંથી ઉત્પન્ન થયાં હતાં.

**અંબુજાક્ષ** ૧. [ સં. અંબુ ( પાણી ) + જ ( જન્મનાર ) + અક્ષિ ( આંખ ) ] પું. વિષ્ણુ. કમળપત્રનાં જેવી સુંદર તેની આંખો છે.

૨. વિ. કમળ જેવી સુંદર આંખવાળું.

**અંબુજાત** ૧. [ સં. અંબુ ( પાણી ) + જાત ( જન્મેલું ) ] ન. કમળ.

૨. વિ. પાણીમાં થયેલું; પાણીમાં ઊપજેલું.

**અંબુજાલ** પું. શિવનાં હજાર નામ માંહેનું એક.

**અંબુજાસન** ૧. [ સં. અંબુ ( પાણી ) + જ ( પેદા થનાર ) + આસન ( બેઠક ) ] પું. બ્રહ્મા, કેમકે વિષ્ણુની નાભિમાંથી થયેલું કમળ એનું આસન છે.

૨. વિ. પાણીમાં થનારું.

**અંબુજાસના** [ સં. અંબુ ( પાણી ) + જ ( જન્મનાર ) + આસન ( બેઠક ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. લક્ષ્મી; કમળા. તેનું આસન કમળ હોઈને તે અંબુજાસના કહેવાય છે.

**અંબુજેક્ષણ** [ સં. અંબુજ ( કમળ ) + ઈક્ષણ ( નેત્ર ) ] વિ. કમળના જેવાં નેત્રવાળું; સુંદર આંખવાળું.

**અંબુતત્ત્વ** [ સં. અંબુ ( પાણી ) + તત્ત્વ ( સત્વ ) ] ન. ઉદકજનકવાયુ; આર્દ્રવાયુ; 'હાઇડ્રોજન'.

**અંબુતલ** પું. એ નામની જાતિના લોક. તે અંબષ્ઠના વતની છે. જુઓ અંબષ્ઠ.

**અંબુતસ્કર** [ સં. અંબુ ( પાણી ) + તસ્કર ( ચોર ) ] પું. સૂર્ય, કેમકે તે પાણીની વરાળ કરીને પાણીને ચોરી લે છે.

**અંબુતાલ** [ સં. અંબુ ( પાણી ) + તલ્ ( સ્થિર કરવું ) ] પું. શેવાળ.

**અંબુદ** ૧. [ સં. અંબુ ( પાણી ) + દ ( દેનાર ) ] ન. મેઘ; વાદળું.

> ઘન દઠ ઘન વિસ્તાર અને ઘણુ જે ઘડત લુહાર,
> ઘન અંબુદ ઘન સઘન જ્યાં ચિદ્ઘન નંદકુમાર.
>
> પિંગળલઘુકોષ

૨. ન. મોથ; નાગરમોથ.
૩. વિ. પાણી આપનાર.

**અંબુદચાપ** [ સં. અંબુ ( પાણી ) + દ ( દેનાર ) + ચાપ ( ધનુષ્ય ) ] ન. ઇંદ્રધનુષ્ય; મેઘધનુષ.

**અંબુદમંડિત** [ સં. અંબુ ( પાણી ) + દ ( દેનાર ) + મંડિત ( શણગારેલું ) ] વિ. વાદળાંથી શોભતું.

**અંબુદાવલી** પું. ( પિંગળ ) દરેક ચરણમાં સગણ, યગણ, સગણ, જગણ અને ગુરુ મળી ૧૩ અક્ષરવાળો એક સમવૃત્ત અક્ષરમેળ છંદ.

> સ ય સા જ ગે થાય જ અંબુદાવલી.
>
> રણપિંગળ

**અંબુધર** ૧. [ સં. અંબુ ( પાણી ) + ધર ( રાખનાર ) ] ન. અંબુદ; વાદળું; મેઘ.
૨. ન. એ નામનું ખનિજ; અબરખ.
૩. ન. મોથ. તે પાણીમાં ઊગે છે.
૪. વિ. અંદર પાણી રહેલું હોય એવું. જેમકે, ઘડો, નાળિયેર, વાદળી, ભીનું કપડું.

**અંબુધારા** સ્ત્રી. ( પુરાણ ) નવમા દક્ષસાવર્ણિ મન્વંતરમાં ઋષભ નામે થનાર અવતાર વખતની વિષ્ણુની માતા.

**અંબુધિ** ૧. [ સં. અંબુ ( પાણી ) + ધિ ( ભંડાર ) ] પું. અંબુનિધિ; દરિયો; સમુદ્ર.
૨. પું. ઘડો.
૩. પું. ચાર સૂચક સાંકેતિક શબ્દ.
૪. પું. પાણી ભરવાનું વાસણ.

**અંબુધિપ્રસવા** [ સં. અંબુધિ ( સમુદ્ર ) + પ્રસવ ( જન્મ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. એક જાતની કુંવાર; ઘીકુંવાર; ઘૃતકુમારી.

**અંબુધિસ્રવા** [ સં. અંબુ ( પાણી ) + ધિ ( ભંડાર ) + સ્રુ ( વહેવું ) ] સ્ત્રી. ઘીકુંવાર. જુઓ અંબુધિપ્રસવા.

**અંબુનાથ** ૧. [ સં. અંબુ ( પાણી ) + નાથ ( ધણી ) ] પું. વરુણ દેવ.
૨. પું. સમુદ્ર; સાગર; દરિયો; અંબુપતિ.

**અંબુનિધિ** [ સં. અંબુ ( પાણી ) + નિધિ ( ભંડાર ) ] પું. સમુદ્ર; સાગર; દરિયો; અંબુધિ.

**અંબુપ** ૧. [ સં. અંબુ ( પાણી ) + પા ( પીવું ) ] પું. કુવાડિયાનો છોડ; ચક્રમર્દ.
૨. [ સં. અંબુ ( પાણી ) + પ ( પાળનાર ) ] પું. વરુણ દેવ.
૩. પું. ( જ્યોતિષ ) શતભિષા નક્ષત્ર. તેનો અધિષ્ઠાતા દેવ વરુણ છે. નવેંબર મહિનામાં રાતના આગલા ભાગમાં આ નક્ષત્ર મધ્યાહ્નવૃત્ત ઉપર આવે છે. તે વખતે તે દક્ષિણે સુમારે ૨૮ અંશ દેખાય છે. શતતારકા નામ ઉપરથી સામાન્ય માન્યતા પ્રમાણે તેના ૧૦૦ તારા છે, પણ ત્રણ ચાર પ્રસિદ્ધ ગ્રંથોમાં તેનો એક જ તારો ગણવામાં આવ્યો છે. આ નક્ષત્રનું મૂળ નામ શતભિષક્ છે.
૪. પું. સમુદ્ર; દરિયો; સાગર.
૫. [ સં. અંબુ ( પાણી ) + પ ( પીનાર ) ] વિ. પાણી પીનાર.

**અંબુપતિ** [ સં. અંબુ ( પાણી ) + પતિ ( ધણી ) ] પું. વરુણ દેવ. જુઓ અંબુનાથ.

**અંબુપત્રા** ૧. [ સં. અંબુ ( પાણી ) + પત્ર ( પાંદડું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ઉચ્ચટા નામની વનસ્પતિ; નાગરમોથ; મોથ. તે પાણીમાં ઊગે છે.
૨. સ્ત્રી. એક જાતનું લસણ.

**અંબુપત્રી** સ્ત્રી. એક જાતનું લસણ.

**અંબુપદ્ધતિ** [ સં. અંબુ ( પાણી ) + પદ્ધતિ ( રસ્તો ) ] પું. પાણીનો પ્રવાહ; ઝરો; વહેળો.

**અંબુપાત** [ સં. અંબુ ( પાણી ) + પાત ( પડવું તે ) ] પું. પાણીનો પ્રવાહ; પાણીનો ધોધ.

**અંબુપ્રસાદ** [ સં. અંબુ ( પાણી ) + પ્રસાદ ( શુદ્ધિ ) ] પું. એ નામની વનસ્પતિ; નિર્મળી, કેમકે તેનાં બી પાણીને ચોખ્ખું કરે છે.

**અંબુપ્રસાદન** [ સં. અંબુ ( પાણી ) + પ્રસાદન ( રાજી કરવું તે ) ] ન. નિર્મળીનું ફળ. જુઓ અંબુપ્રસાદ.

**અંબુભક્ષી** [ સં. અંબુ ( પાણી ) + ભક્ષિન્ ( ખાનાર ) ] વિ. પાણી ઉપર જીવનાર.

**અંબુભવ** [ સં. અંબુ ( પાણી ) + ભૂ ( પેદા થવું ) ] ન. કમળ.

**અંબુભૃત** ૧. [ સં. અંબુ ( લોહીમાં રહેલો પાણીનો ભાગ ) + ભૃત્ ( પોષણ કરનાર ) ] પું. અબરખ. તે શરીરની શક્તિ વધારે છે.
૨. [ સં. અંબુ ( પાણી ) + ભૃત્ ( ધારણ કરનાર ) ] પું. મેઘ; વાદળ; અભ્ર; જલધર; વારિદ; ઘન.
૩. પું. મોથ; નાગરમોથ.
૪. પું. સમુદ્ર; દરિયો; સાગર.
૫. વિ. જળને ધારણ કરનાર.

**અંબુમતિ** સ્ત્રી. ( પુરાણ ) ભારતવર્ષનું એ નામનું એક તીર્થ.

**અંબુમતી** સ્ત્રી. એ નામની એક નદી.

**અંબુમાત્રજ** ૧. [ સં. અંબુ ( પાણી ) + માત્ર ( ફક્ત ) + જ ( જન્મનાર ) ] પું. શંખ; એક જાતની છીપ.
૨. વિ. ફક્ત પાણીમાં જ થનારૂં.

**અંબુમાન** ૧. [ સં. અંબુ ( પાણી ) + મત્ ( વાળું ) ] પું. કિનારો; ઘાટ.
૨. વિ. ઘણા પાણીવાળું.

**અંબુમુચ** ૧. [ સં. અંબુ ( પાણી ) + મુચ્ ( છોડવું ) ] પું. મેઘ; વાદળું.
૨. પું. મોથ; નાગરમોથ.

**અંબુર** [ સં. ] પું. ઉંબરો; બારણાની સાખ વચ્ચેનું નીચેનું લાકડું.

**અંબુરાજ** [ સં. અંબુ ( પાણી ) + રાજન્ ( રાજા ) ] પું. વરુણ દેવ. જુઓ અંબુનાથ.

**અંબુરાશિ** [ સં. અંબુ ( પાણી ) + રાશિ ( ભંડાર ) ] પું. પાણીનો ભંડાર; દરિયો; સમુદ્ર.

**અંબુરુહ** ૧. પું. ( પિંગળ ) દરેક ચરણમાં ૪ ભગણ, રગણ, સગણ અને ગુરુ મળી ૧૯ અક્ષરવાળો એક સમવૃત્ત વર્ણમેળ છંદ.
૨. [ સં. અંબુ ( પાણી ) + રુહ્ ( ઊગવું ) ] ન. કમળ. તે પાણીમાં ઊગે છે.
૩. ન. પાણીમાં પેદા થયેલ વસ્તુ.
૪. ન. સારસ પક્ષી.

**અંબુરુહા** [ સં. અંબુ ( પાણી ) + રુહ્ ( ઊગવું ) ] સ્ત્રી. જમીન ઉપર ઊગતો કમળનો છોડ; સ્થલપદ્મિની.

**અંબુરુહિણી** ૧. [ સં. અંબુ ( પાણી ) + રુહ્ ( ઊગવું ) ] સ્ત્રી. કમળનો છોડ.
૨. સ્ત્રી. કમળનો જથ્થો.

**અંબુરોહિ** ૧. [ સં. અંબુ ( પાણી ) + રોહિન્ ( ઊગનાર ) ] ન. કમળ, કેમકે તે પાણીમાં ઊગે છે.
૨. ન. સારસ પક્ષી.

**અંબુરોહિણી** [ સં. અંબુ ( પાણી ) + રોહિણી ( ઊગનાર ) ] સ્ત્રી. કમળ. પાણીમાં ઊગતું હોવાથી તે અંબુરોહિણી કહેવાય છે.

**અંબુવસા** સ્ત્રી. એક જાતનું ફૂલઝાડ; પાડલ.
સ્થાલી પાડલ ફલરુહા બામા સ્યામા નામ,
**અંબુવસા** મધુદૂતિકા પાડલ કરત પ્રણામ.
પિંગળલઘુકોષ

**અંબુવહ** [ સં. અંબુ ( પાણી ) + વહ્ ( લઈ જવું ) ] પું. વાદળું; મેઘ.
ધારાધર જલધર જલદ જગજીવન જીમૂત,
અભ્ર બલાહક મુદિર હરિ કામુકિ ધૂમસપુત;
નીરદ ક્ષીરદ **અંબુવહ** વારિદ જલમુચ નાઉ,
ઘન વિયોગ વીજળી સમી જોતાં વારી જાઉં.
પિંગળલઘુકોષ

**અંબુવાચી** ૧. [ સં. ] સ્ત્રી. અષાડ માસમાં આર્દ્રા નક્ષત્રનું પહેલું ચરણ એટલે શરૂઆતના ત્રણ દિવસ અને વીશ ઘડી. આ વખતે પૃથ્વીને ઋતુમતી ગણીને બી વાવવાની મના છે.
૨. સ્ત્રી. આર્દ્રા નક્ષત્રના પહેલા પાદમાં સૂર્ય હોય ત્યારની જમીનની સ્થિતિ; અષાડ વદિ ૧૦ થી ૧૩ સુધીના ચાર દિવસમાં પૃથ્વીને અપાતું નામ. તે ચાર દિવસ દરમિયાન ખેડ કરવાની નથી, કેમકે તે દિવસે પૃથ્વીને અનાજ વાવવા માટે અયોગ્ય ગણવામાં આવે છે.

**અંબુવાસિની** [ સં. અંબુ ( પાણી ) + વાસિન્ ( વસનાર ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. પાટલા નામની વેલ.

**અંબુવાસી** ૧. [ સં. અંબુ ( પાણી ) + વાસિન્ ( વસનાર ) ] સ્ત્રી. પાટલા નામની વેલ.
૨. વિ. પાણીમાં રહેવાવાળું; જળચર.

**અંબુવાહ** ૧. [ સં. અંબુ ( પાણી ) + વાહ ( લઈ જનાર ) ] પું. પાણી ઊંચકનાર માણસ; પખાલી; ભોઈ.
૨. પું. મેઘ; વાદળું.
૩. પું. મોથ; નાગરમોથ.
૪. પું. સત્તરની સંખ્યા.
૫. પું. સરોવર.

**અંબુવાહિની** ૧. [ સં. અંબુ ( પાણી ) + વાહિન્ ( લઈ જનાર ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. પાણી લઈ જનારી સ્ત્રી; પાણિયારી.
૨. સ્ત્રી. ( પુરાણ ) મહાભારતમાં જણાવેલી એ નામની નદી.
૩. સ્ત્રી. વહાણમાંથી પાણી ઉલેચવાનું વાસણ.

**અંબુવાહી** ૧. [ સં. અંબુ ( પાણી ) + વાહિન્ ( લઈ જનાર ) ] પું. મેઘ; વાદળું.
૨. પું. મોથ; નાગરમોથ.
૩. વિ. પાણી લઈ જનારૂં.

**અંબુવિસ્રવા** [ સં. અંબુ ( પાણી ) + વિસ્રુ ( વહેવું ) ] સ્ત્રી. એક જાતની કુંવાર; ઘીકુંવાર.

**અંબુવિહાર** [ સં. અંબુ ( પાણી ) + વિહાર ( રમત ) ] પું. પાણીમાં તરવા જેવી જળક્રીડા.

**અંબુવીચ** પું. ( પુરાણ ) મગધ દેશનો એ નામનો રાજા. એ બધી ઇંદ્રિય વિનાનો હોવાથી માત્ર શ્વાસ લેતો અને તદ્દન નિરાધાર હતો.

**અંબુવેતસ** [ સં. અંબુ ( પાણી ) + વેતસ ( નેતર ) ] પું. પાણીમાં થતું પાતળું પણ બહુ મજબૂત નેતર; પરિવ્યાધ; વિકુલ; જળજંબવો; છીણી; નાટેપી. આની બહુ સરસ લાકડીઓ બને છે અને તે દક્ષિણ બંગાળ, ઓરિસા, કર્ણાટક, બ્રહ્મદેશ વગેરે દેશોમાં થાય છે.

**અંબુશાયી** [ સં. અંબુ ( પાણી ) + શાયિન્ ( સૂનાર ) ] પું. સમુદ્રમાં સૂવાવાળા વિષ્ણુ; નારાયણ.

**અંબુશિરીષિકા** [ સં. અંબુ ( પાણી ) + શિરીષિકા ( એક છોડ ) ] સ્ત્રી. પાણીમાં ઊગતી જાસુદ નામની ફૂલવેલ.

**અંબુષ્ઠ** પું. ( પુરાણ ) અગાઉના વખતમાં લાઠીથી લડનાર એક જાતના લોકો.
અંબુષ્ઠનો અર્થ પુરાણોના સમયની એક લાઠીઓથી લડતી મહાન પ્રજા છે. પુરાતત્ત્વ

**અંબુસ** પું. એક જાતનું હિંસક પ્રાણી; શરભ.

**અંબુસરણ** [ સં. અંબુ ( પાણી ) + સરણ ( વહેણ ) ] ન. પાણીનું વહેણ.

**અંબુસર્પિણી** [ સં. અંબુ ( પાણી ) + સર્પિણી ( ચાલનારી ) ] સ્ત્રી. જળો.

**અંબુસેચની** [ સં. અંબુ ( પાણી ) + સેચની ( ડોલ ) ] સ્ત્રી. વહાણમાંથી પાણી ઉલેચવાની ડોલ. જુઓ અંબુવાહિની.

**અંબુસ્તંભ** ૧. [ સં. અંબુ ( પાણી ) + સ્તંભ્ ( અટકાવવું ) ] પું. પાણીને રોકવાની કળા; બોતેર કળા માંહેની એ નામની એક.
૨. પું. બંધ; પાળો; 'ડેમ'.

**અંબૂકૃત** ૧. [ સં. ] પું. બોલવાના અઢાર દોષ માંહેનો એક; અક્ષરનો ઉચ્ચાર સ્પષ્ટ છતાં તે ગળાની માંહે જતો રહ્યો હોય તેવો ઉચ્ચાર. જુઓ દોષ.
૨. પું. ચીસનો અવાજ.
૩. પું. હોઠ બીડીને ન સમજાય તેવી રીતે અવાજ કરવો તે.
૪. ન. થૂક ઊડે તેવું બોલવું તે.

**અંબેલ** સ્ત્રી. માંદા માણસને આપી શકાય એવાં સ્વાદિષ્ટ કેળાંની એક જાત. આ જાતનાં કાચાં કેળાંનું શાક આજારી માણસને ગુણકારી મનાય છે.

**અંબોઈ** સ્ત્રી. મીઠા લીમડાનાં જેવાં પાંદડાંવાળી ગિરનારની તળેટીમાં થતી એ નામની વનસ્પતિ.

**અંબોટી** [ સં. અમ્લ ( ખાટું ) + લોટિકા ( ફુદીનો ) ] સ્ત્રી. એક જાતની વનસ્પતિ, જેમાંથી અંબોટીનો તેજાબ બને છે.
અંબોટીનો તેજાબ = જુદી જુદી વનસ્પતિમાંથી બનતો એક જાતનો ધોળો પાસાવાળો ઝેરી તેજાબ; 'ઑક્ઝેલિક ઍસિડ'. કૃત્રિમ રીતે તે ખાંડ અને નત્રક એટલે સુરોખારના તેજાબના સંયોગથી બની શકે છે. સાહીના ડાઘ કાઢવામાં, ધોવામાં તથા રંગકામમાં તેનો ઉપયોગ થાય છે. ઝેરી હોવાથી દવાના કામમાં તે ભાગ્યે જ વપરાય છે.

**અંબોડલો** ( અંબોડ઼લો ) [ પ્રા. આમોડ ] પું. અંબોડો; વેણી.

**અંબોડા** ( અંબોડ઼ા ) પું. બ. વ. કુદડી ફરતાં ગાવાનું એક રીતનું ગીત.
સહીઅર ખંતશું ખૂંદશું રે,
કાંઈ **અંબોડા** હરિ સાથે. ધીરો

**અંબોડાળી** ( અંબોડ઼ાળી ) વિ. સ્ત્રી. આંટા લઈ ગયેલાં શીંગડાંવાળી. સ્ત્રીના અંબોડાના મળતાપણાને લીધે આ શબ્દ યોજાયો છે.

**અંબોડિયાં** ( અંબોડ઼િયાં ) [ આમ્ર ( આંબો ) + ડું ( નાનાપણું બતાવનાર પ્રત્યય ) ] ન. બ. વ. મીઠામાં આથીને સૂકવેલા કાચી કેરીના કટકા; આંબોળિયાં.

**અંબોડી** ( અંબોડ઼ી ) [ પ્રા. આમોડ ] સ્ત્રી. નાનો અંબોડો; ચોટલાની નાની ગાંઠ.
કુસુમ માલતી કરી **અંબોડિ**,
કંઠિ મનોહર માલા. ભાલણ

**અંબોડો** ( અંબોડ઼ો ) [ પ્રા. આમોડ; અપ. અંબોરડો ] પું. સ્ત્રીઓના માથાના વાળ ગૂંથીને પાછળ વાળવામાં આવતી ગાંઠ; વેણીગૂંફ; કેશપાશ; ચોટલો. વાળના જૂટના અર્થમાં મઉડી અને મોડો તથા અમોડો શબ્દ આપ્યા છે, તે ઉપરથી અંબોડો, અંબોડી બોલ ઊતરી આવ્યા છે. પ્રાકૃત શબ્દ સંસ્કૃત મૌલિ સાથે સંબંધ ધરાવે છે.
અંબોડો લેવો-વાળવો = માથાની પછવાડેના ભાગમાં ગાંઠના આકારમાં વાળ ઓળીને બાંધવા.

**અંબોરડો** ( અંબોરડ઼ો ) પું. અંબોડો.

**અંબોલ** [ સં. અ ( નહિ ) + બ્રૂ ( બોલવું ) ] વિ. ચૂપ; બોલ્યા વગરનું.

**અંબોલડો** ( અંબોલડ઼ો ) પું. અંબોડો.

**અંબોલાડી** ( અંબોલાડ઼ી ) સ્ત્રી. એ નામની એક રમત, જેમાં બે છોકરીઓ કૂદતી કૂદતી અમુક શબ્દો સામસામા બોલ્યા કરે છે.

**અંબોલી** સ્ત્રી. એક જાતનો છોડ, જેને બારે માસ સુગંધ વિનાનાં રાતાં ફૂલ આવે છે; સદાસોહાગણ.

**અંબોહ** [ ફા. ] પું. જથ્થો; સમૂહ; ઝુંડ; ટોળું; સમુદાય.

**અંબોળણું** [ સં. અભ્ ( તરફ જવું ) ] ન. વધારવું તે; ઉમેરણ.

**અંબોળવું** ૧. સ. ક્રિ. આંબોળિયા જેવું કરવું.
૨. [ સં. અભ્ ( તરફ જવું ) ] સ. ક્રિ. ઉમેરવું; વધારવું.
૩. [ સં. અમ્લ ( ખાટું ); પ્રા. અંબિલ ] સ. ક્રિ. ખટાશ આણવી; ખાટું બનાવવું.

**અંબોળિયું** ન. કાચી કેરીની મીઠામાં સૂકવેલી ચીર; આંબોળિયું.

**અંબ્રચા** પું. શણગારવાળું ચિત્ર.

**અંબ્રિઅન** ૧. સ્ત્રી. ઈટલિમાં ટાઇબર નદી અને એડ્રિએટિક સમુદ્ર વચ્ચે આવેલા અંબ્રિઆ દેશની લેટિન, સેબિન અને ઑસ્કનને મળતી ભાષા. ઈગ્યુબિયમના શિલાલેખોમાં તે કંઈક અંશે જળવાઈ રહેલી છે.
૨. ન. અંબ્રિઆ દેશનું માણસ.
૩. વિ. અંબ્રિઆ દેશનું; અંબ્રિઆ સંબંધી.

**અંબ્રિઆ** પું. ઈટલિમાં ટાઇબર નદી અને એડ્રિએટિક સમુદ્ર વચ્ચેનો પ્રદેશ.

**અંબ્રિલ** [ અં. ] પું. ( જ્યોતિષ ) પ્રજાપતિથી ૧૬૬ હજાર માઈલ દૂર આવેલો તેનો એક ઉપગ્રહ. તેની શોધ સને ૧૮૫૧માં થઈ હતી. તેનો વિક્ષેપ ૯૭ અંશ ૫૧ કળા અને તેનો પ્રદક્ષિણા કાળ ૪ દિવસ ૩ કલાક ને ૨૮ મિનિટ છે.

**અંમ્લ** ૧. [ સં. ] પું. ખાટો રસ.
૨. વિ. ખાટું.

**અંમ્લવેતસ** [ સં. અંમ્લ ( ખાટું ) + વેતસ ( નેતર ) ] ન. કોકમ; શતવેધી.

**અંમ્લિકા** [ સં. ] સ્ત્રી. આંબલી.

**અંભ્** [ સં. ] સ. ક્રિ. અવાજ કરવો.

**અંભ** ૧. [ સં. અંભસ્ ] ન. અસુર.
૨. ન. આકાશ.
૩. ન. ( સાંખ્ય ) આધ્યાત્મિક તુષ્ટિ.
૪. [ સં. આમ્ર ( આંબો ) ] ન. ( કચ્છી ) આંબો; આમ.
૫. ન. ચારની સંખ્યા. પાંચ મહાભૂતોમાં આકાશ પહેલું મહાભૂત, વાયુ બીજું, તેજ ત્રીજું, જળ ચોથું અને પૃથ્વી પાંચમું મહાભૂત કહેવાય છે. પહેલામાંથી બીજું, બીજામાંથી ત્રીજું, ત્રીજામાંથી ચોથું અને ચોથામાંથી પાંચમું મહાભૂત ઉત્પન્ન થયેલ છે. આ રીતે પાણીનો ક્રમ ચોથો છે.
૬. ન. ( જ્યોતિષ ) જન્મકુંડળીમાં ચોથું ઘર.
૭. ન. તે નામની એક ઔષધિ.
૮. ન. દેવ; દેવતા.
૯. [ સં. આપ ( પાણી ) ] ન. પાણી; જળ; અંબ.
૧૦. ન. પિતર.
૧૧. ન. પિતૃલોક.
૧૨. ન. મનુષ્ય.

**અંભણ** [ સં. અંભ્ ( અવાજ કરવો ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ભાંભરવું તે; ડોંખરો; આરડ.

**અંભનિધિ** [ સં. અંભસ્ ( પાણી ) + નિધિ ( ભંડાર ) ] પું. સમુદ્ર; અંભોનિધિ; સાગર; દરિયો.

**અંભરયામાકા** પું. એક જાતના ચોખા.

**અંભસ** [ સં. અંભસ્ ( પાણી ) ] ન. પાણી; જળ.

**અંભસાર** [ સં. અંભસ્ ( પાણી ) + સાર ( સત્ત્વ ) ] ન. મોતી; મુક્તા.

**અંભસાંનિધિ** [ સં. અંભસામ્ ( પાણીનો ) + નિધિ ( ભંડાર ) ] પું. સમુદ્ર; દરિયો.

**અંભસૂ** ૧. [ સં. અંભસ્ ( પાણી ) + સૂ ( જન્મવું ) ] પું. ધુમાડો.
૨. પું. વરાળ.

**અંભસ્તુષ્ટિ** સ્ત્રી. ( સાંખ્ય ) ચાર આધ્યાત્મિક તુષ્ટિ એટલે બુદ્ધિમાંની એક. જ્યારે માયાના પ્રપંચમાં ફસાયેલું કોઈ માણસ સંતોષથી વિચાર કરે કે સંસારના સુખની સાથે સાથે પ્રકૃતિની ગતિ અનુસાર વિવેક વગેરેની અવસ્થા થશે ત્યારે તેની આ તુષ્ટિ અંભસ્તુષ્ટિ કહેવાય છે.

**અંભસ્સાર** [ સં. અંભસ્ ( પાણી ) + સાર ( તત્ત્વ ) ] ન. મોતી; મુક્તા.

**અંભસ્સૂ** ૧. [ સં. અંભસ્ ( પાણી ) + સૂ ( જન્મવું ) ] પું. ધુમાડો.
૨. પું. વરાળ.

**અંભસ્સ્થ** ૧. [ સં. અંભસ્ ( પાણી ) + સ્થ ( રહેલું ) ] વિ. પાણીમાં પડેલું; પાણીમાં રહેલું.
૨. વિ. પાણીમાં રહેનારું.
૩. વિ. પાણીવાળું; પાણીથી ભરેલું.

**અંભારી** સ્ત્રી. ( જૂ. ગુ. ) ભૈરવ રાગ સાથે સંબંધ રાખતી એક રાગણી; આભેરી; આહેરી.
ત્રિગુણા ફકુલા ખબાઈતી છત્રઆરી સામેરી સતી.
લાવણ્યસમય

**અંભાં** [ સં. અંભ્ ( અવાજ કરવો ) ] અ. ( અનુકરણવાચક ) ગાય, વાછડાંના ભાંભરવાનો અવાજ.

**અંભિણી** સ્ત્રી. ( પુર. ણુ ) એ નામની દેવકન્યા. તે સૂર્ય પાસે બ્રહ્મવિદ્યા ભણી હતી.

**અંભીર** પું. ( કચ્છી ) એક જાતની સુગંધી ધોળી બૂકી; અબીર.

**અંભો** અ. આશ્ચર્ય બતાવવા માટે વપરાતો શબ્દ.

**અંભોઈ** સ્ત્રી. દૂંટી.

**અંભોજ** ૧. [ સં. અંભસ્ ( પાણી ) + જ ( જન્મેલું ) ] પું. ચંદ્ર. તે સમુદ્રમંથન વખતે પાણીમાંથી ઉત્પન્ન થયો હોવાનું મનાય છે.
૨. પું. શંખ. તે પાણીમાં પેદા થાય છે.
૩. પું. સારસ પક્ષી.
૪. ન. કપૂર.
૫. ન. કમળ; પોયણું; અંબુજ.
પુંડરીક પુષ્કર કમલ જલજ અબ્જ અંભોજ,
પંકજ સારસ તામરસ કુવલય કંજ સરોજ;
મકરંદી અરવિંદ અને પદ્મ કુશેશય નામ,
નલિન મુખ મલિન દિસે શું કારણ સુખધામ.
પિંગળલઘુકોષ
૬. વિ. પાણીમાં ઉત્પન્ન થતું.

**અંભોજખંડ** [ સં. અંભસ્ ( પાણી ) + જ ( જન્મેલું ) + ખંડ ( એકઠું હોવું તે ) ] પું. કમળનો જથ્થો.

**અંભોજજનિ** [ સં. અંભસ્ ( પાણી ) + જ ( જન્મેલું ) + જનિ ( જન્મ ) ] પું. બ્રહ્મા, કેમકે તે વિષ્ણુના નાભિકમળમાંથી ઉત્પન્ન થયા છે.

**અંભોજજન્મા** [ સં. અંભસ્ ( પાણી ) + જ ( જન્મેલું ) + જન્મન્ ( જન્મ ) ] પું. બ્રહ્મા. જુઓ અંભોજજનિ.

**અંભોજન્મ** [ સં. અંભસ્ ( પાણી ) + જન્મન્ ( જન્મ ) ] ન. કમળ.

**અંભોજન્મજનિ** [ સં. અંભસ્ ( પાણી ) + જન્મન્ ( જન્મ ) + જનિ ( જન્મ ) ] પું. બ્રહ્મા.

**અંભોજયોનિ** [ સં. અંભસ્ ( પાણી ) + જ ( જન્મેલું ) + યોનિ ( જન્મવાનું ઠેકાણું ) ] પું. બ્રહ્મા. જુઓ અંભોજજનિ.

**અંભોજષંડ** [ સં. અંભસ્ ( પાણી ) + જ ( જન્મેલું ) + ષંડ ( એકઠું હોવું તે ) ] પું. કમળનો જથ્થો.

**અંભોજિની** ૧. [ સં. અંભસ્ ( પાણી ) + જન્મન્ ( જન્મ ) + ઇન્ ( વાળું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. કમળનું તળાવ.
૨. સ્ત્રી. કમળનો છોડ; પોયણી; કમલિની; પદ્મિની
૩. સ્ત્રી. કમળનો જથ્થો.
૪. સ્ત્રી. પુષ્કળ કમળ ઊગતાં હોય એવી જગ્યા.

**અંભોદ** ૧. [ સં. અંભસ્ ( પાણી ) + દા ( આપવું ) ] પું. મેઘ; વાદળું.
૨. પું. મોથ; નાગરમોથ.
૩. વિ. પાણી આપનાર.

**અંભોધર** ૧. [ સં. અંભસ્ ( પાણી ) + ધૃ ( રાખવું ) ] પું. અંબુદ; વાદળું.
૨. પું. મેહુલો; વરસાદ.
૩. પું. મોથ; નાગરમોથ.
૪. પું. સમુદ્ર; દરિયો; સાગર.

**અંભોધારાસૂત્ર** [ સં. અંભસ્ ( પાણી ) + ધારા ( લીટી ) + સૂત્ર ( દોરો ) ] ન. ( શિલ્પ ) પરનાળ અથવા વાંકી નળીમાં પાણી ભરી બનાવેલ સપાટી જાણવાનું એક યંત્ર; 'વૉટર લેવલ'.

**અંભોધિ** [ સં. અંભસ્ ( પાણી ) + ધિ ( ભંડાર ) ] પું. દરિયો; સમુદ્ર; સાગર; અંબુધિ.

**અંભોધિવલ્લભ** [ સં. અંભોધિ ( સાગર ) + વલ્લભ ( વહાલું ) ] ન. પરવાળું; પ્રવાલ, કેમકે સમુદ્ર તેનું વહાલું ઘર છે.

**અંભોનિધિ** ૧. પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક. અંભ એટલે દેવતા ભગવાનમાં રહે છે તેથી તે અંભોનિધિ કહેવાય છે. સરોવરોમાં ભગવાન સાગર રૂપ છે તેથી પણ તેને આ નામ અપાયેલું છે.
૨. [ સં. અંભસ્ ( પાણી ) + નિધિ ( ભંડાર ) ] પું. સમુદ્ર; દરિયો; અંબુધિ; સાગર.

સિંધુ સરિતપતિ સલિલપતિ **અંભોનિધિ** અકુપાર,
ઈરાવાન અર્ણવ ઉદધિ કુશલય અબ્ધિ અપાર;
રત્નાકર ગુણરૂપનો મોહન ગિરધરલાલ,
હળીમળી પ્રેમ કલોલિયે. અઘટિત બોલ ન બાલ.
પિંગળલઘુકોષ

**અંભોરાશિ** [ સં. અંભસ્ ( પાણી ) + રાશિ ( જથ્થો ) ] પું. સમુદ્ર; અંભોનિધિ; દરિયો.

**અંભોરુહ** ૧. પું. ( પુરાણ ) વિશ્વામિત્રનો એ નામનો દીકરો.
૨. [ સં. અંભસ્ ( પાણી ) + રુહ્ ( ઊગવું ) ] ન. કમળ; પદ્મ; અંબુજ. તે પાણીમાં ઊગે છે.
૩. ન. સારસ પક્ષી.
૪. વિ. પાણીમાં ઊગનાર; પાણીમાં થનાર.

**અંભોલિ** ૧. પું. ( પિંગળ ) નગણ, લઘુ અને નવ રગણ મળી ૩૧ અક્ષરવાળો વર્ણદંડકની જાતનો એક છંદ.

નગણ ધરી લ લાવો તમે ખંડ રા તે પછી,
પાદ **અંભોલિ** મધ્યે કરો વર્ણ એકત્રીશ.
રણપિંગળ

૨. [ સં. અંભસ્ ( પાણી ) + અલિ ( ભ્રમર ) ] પું. પાણી ઉપર ફરનારો ભમરો.

**અંભોલી** પું. ( પિંગળ ) એ નામનો છંદ. જુઓ અંભોલિ ૧.

**અંમખ** ન. ( ચારણી ) અભક્ષ; ન ખાવા જેવો ખોરાક.

અરાદ્ધ રેવે, ખાય **અમ્મખ**,
નાય જળમાં હુઈ નગો.
લોકગીત

**અંમર** ૧. [ સં. અમર ] પું. દેવ. તે મરણ પામતા નથી.
૨. [ સં. અંબર ] ન. કસબી બુટ્ટાવાળી સાડી.

**અંમલબેદ** [ સં. અમ્લ ( ખાટું ) + વેતસ ( લીંબુની જાતનું એક ઝાડ ) ] ન. કાશી તરફ થતાં ઘણાં ખાટાં લીંબુની એક જાત. સ્વાદમાં આ ફળ તૂરું, ખાટું, કડવું અને તીખું હોય છે અને તે કફ, વાત, ગોળો, પથરી, અરુચિ, શ્રમ, તરસ, હૃદયના રોગ, હેડકી, શૂળ, બરલનું વધવું, અજીર્ણ, આફરો, કોઠ અને ઊલટી મટાડવામાં વપરાય છે.

**અંમવા** [ સં. આમ્ર ] પું. આંબો.

**અંમાન** [ સં. અન્ ( નહિ ) + માન ( માપ ) ] વિ. પુષ્કળ; અત્યંત.

સુરપતિ તારા રાજ્યમાં, વૃષ્ટિ કરો **અંમાન**.
શાકુંતલ નાટક

**અંમાલ** [ અ. ઉમાલ ( અમલ કરનાર ) ] પું. અમલદાર; અધિકારી.

**અંમોરવું** સ. ક્રિ. ( જૂ. ગુ. ) ઉમેરવું.

**અંવત** ન. પગના અંગૂઠામાં પહેરવાનું ઘુઘરિયાળું સ્ત્રીનું ઘરેણું; અણવટ.

**અંવલ** પું. આવતો ભવ.

**અંવા** ૧. પું. બ. વ. જાતો.
૨. વિ. જુદા જુદા.

**અંવાસા** ૧. પું. લણવામાં આવતો ખડનો પૂળો.
૨. પું. લણેલો અનાજનો પૂળો.
૩. વિ. જૂનું; વાસી.

**અંશ્** [ સં. ] સ. ક્રિ. ( ધાતુ ) ભાગ પાડવો; વહેંચણી કરવી. આ ધાતુ ઉપરથી નીકળેલ શબ્દ: અંશ, અંશક, અંશતઃ, અંશાવતાર, અંશભાગી, અંશાંશ.

**અંશ** ૧. [ સં. ] પું. અક્ષાંશ તથા રેખાંશનો આંક; માપ.
૨. પું. અણી; છેડો.
૩. [ સં. અંશ્ ( ભાગ પાડવા ) ] પું. ( ગણિત ) અપૂર્ણાંકમાં લીટી ઉપરનો આંકડો; પૂર્ણ સંખ્યાના છેદોમાંથી લીધેલા વિભાગ. જેમકે, ¾ એમાં ત્રણને અંશ અને ચારને છેદ કહેવાય. આખી વસ્તુના જેટલા સરખા ભાગ પાડ્યા હોય તેમાંથી કેટલા લેવાણા તે અંશથી ખબર પડે છે. ¾ ત્રણચતુર્થાંશ એટલે એક વસ્તુના ૪ સરખા ભાગ પાડી તેમાંથી તેવા ૩ ભાગ લીધા છે એમ બતાવે છે.
૪. પું. અંક; અગ્ર.
૫. પું. ( પુરાણ ) અંશુમાનનું બીજું નામ. જુઓ અંશુમાન.
૬. પું. ( ગણિત ) આખા ગોળનો ૩૬૦મો ભાગ; એક કાટખૂણાના ૯૦ સરખા ભાગ પાડીએ તેમાંનો દરેક ભાગ.
૭. પું. ( જ્યોતિષ ) એ નામનો ૧૨૪મો ભાગ.
૮. પું. કળા; સોળમો ભાગ.
૯. પું. કૃપાથી મળેલ ઈશ્વરી ગુણ. જેમકે, દેવાંશી.
૧૦. પું. કોટિ; પ્રકાર; જાત.
૧૧. પું. ખભો; અંસ.
૧૨. પું. ગરમી માપવાના યંત્ર ઉપર હિસાબે પાડેલ કોઈ પણ એક ભાગ; 'ડિગ્રી'.
૧૩. પું. ( સંગીત ) ગાયનમાં જેનો ઘણો ઉપયોગ થતો હોય એવો સ્વર; રાગના જીવરૂપ સ્વર; રાગમાં પ્રધાનપણે ઉપર તરી આવતો સ્વર.

અપન્યાસ, વિન્યાસ, સન્યાસ, ન્યાસનો જે ઉપરથી યોગ કરી શકાય છે અને જે પ્રયોગમાં અતિશય આવર્તન પામનારો ( વ્યાપક ) છે એ લક્ષણો જેનાં હોય તેને **અંશ** કહે છે.
ગાયનવાદન પાઠમાળા

૧૪. પું. ચોથો ભાગ.
૧૫. પું. છેદ; વસલો.
૧૬. પું. બાર આદિત્યમાંનો એ નામનો એક; વિવસ્વાન.
૧૭. પું. બિંદુ.
૧૮. પું. ભાગ; હિસ્સો. જેમકે, અલ્પાંશ, સૂક્ષ્માંશ.
૧૯. પું. ભાગવાની રકમ; ભાજ્ય અંક. જેમકે, ૪૫ ÷ ૯ માં ૪૫ ભાજ્ય એટલે ભાગવાની રકમ છે. તેને અંશ પણ કહે છે.
૨૦. પું. ભેગ; અસર.
૨૧. પું. ( સંગીત ) રાગનાં દશ લક્ષણ માંહેનું એક.
૨૨. પું. ( જ્યોતિષ ) રાશિચક્રનો ૩૦મો ભાગ. પૃથ્વીની વિષુવવૃત્ત રેખાને ૩૬૦ ભાગોમાં વહેંચીને દરેક ભાગ પાડતા બિંદુ પરથી એક એક લીટી ઉત્તર-દક્ષિણ દોરવામાં આવે, અને આ ઉત્તર-દક્ષિણ લીટીઓને ૩૬૦ ભાગોમાં વહેંચીને દરેક ભાગ પાડતાં બિંદુઓમાંથી પૂર્વ-પશ્ચિમ લીટીઓ ખેંચવામાં આવે તો આ ઉત્તર-દક્ષિણ તેમ જ પૂર્વ-પશ્ચિમ લીટીઓના પરસ્પર અંતરને અંશ કહેવાય. આમ રાશિ-

ચક્રને પણ ૩૬૦ ભાગમાં વહેંચવામાં આવે છે. રાશિ બાર હોઈ દરેક રાશિ સામાન્ય રીતે ૩૦ અંશની મનાય છે. અંશના સાઠમા ભાગને કલા અને કલાના સાઠમા ભાગને વિકલા કહે છે. બે ગામો વચ્ચે જો ૧૫ રેખાંશનું અંતર હોય તો તેના વખતમાં એક કલાકનો ફેર પડે છે. જે ગામ પૂર્વમાં હોય ત્યાંનો વખત એક કલાક વહેલો હોય છે.

૨૩. પું. ( સંગીત ) વાદી જ હોવો જોઈએ એવો ગ્રહ નામક સ્વર એટલે ગાયનના આરંભમાં જેનો પ્રયોગ થાય તે સ્વર.

૨૪. પું. વારસાની મિલકતનો ભાગ.

૨૫. પું. વિષય; બાબત.

૨૬. પું. વીર્ય.

૨૭. પું. શક્તિ; બળ.

૨૮. પું. સત્વ; અર્ક.

૨૯. પું. સંસ્કારથી આવેલ દૈવી ગુણ.

૩૦. પું. સૂર્યનાં ૧૦૮ નામ પૈકી એ નામનું એક.

**અંશક** ૧. પું. ભાગ; ટુકડો.

૨. [ સં. અંશ ( ભાગ ) + ક ( વાળું )] પું. ભાગિયો; હિસ્સાદાર.

૩. પું. ( જ્યોતિષ ) રાશિચક્રનો ૩૦મો ભાગ.

૪. પું. સરખા હકવાળો વારસ.

૫. પું. સૌર દિન; દિવસ.

૬. વિ. દૈવી ગુણવાળું; ઈશ્વરી અંશ હોય એવું.

૭. વિ. ભાગ પાડનાર; વિભાજક.

**અંશકૂટ** [ સં. અંશ ( ખભો ) + કૂટ ( શિખર ) ] પું. બળદના ખભા પરનો શિખરાકાર માંસપિંડ; ખૂંધ.

**અંશગત** [ સં. અંશ ( ભાગ ) + ગત ( ગયેલું ) ] વિ. વિભાગ સંબંધી.

**અંશગ્રાહી** [ સં. અંશ ( ભાગ ) + ગ્રહ્ ( પકડવું ) + ઇન્ ( વાળું ) ] વિ. વસ્તુના અમુક ભાગને જ લેનાર; પંડગ્રાહી.

**અંશતઃ** ૧. [ સં. ] અ. કકડે કકડે; થોડે થોડે ભાગે.

૨. અ. કાંઈક અંશે; અમુક દરજ્જે; થોડે ભાગે.

**અંશતઃધણી** [ અંશતઃ ( ભાગે ) + ધણી ( માલિક ) ] પું. ભાગિયો; અંશધણી.

**અંશતઃવિરુદ્ધ** [ સં. અંશતઃ ( અમુક દરજ્જે ) + વિરુદ્ધ ( ઊલટું ) ] વિ. અમુક પ્રમાણમાં ઊલટું અથવા વિરોધી. તર્કશાસ્ત્ર એટલે ન્યાયશાસ્ત્રમાં સર્વાંશે વિરુદ્ધ અને અંશતઃવિરુદ્ધ એ બે પદોની વચ્ચે ઘણો મહત્ત્વનો અંતર સ્વીકારવામાં આવ્યો છે.

**અંશતીર્થ** [ સં. ] ન. એ નામનું તીર્થ.

**અંશદાતા** [ સં. અંશ ( ભાગ ) + દાતૃ ( આપનાર )] વિ. ફાળો આપનાર; ભાગ દેનાર.

**અંશદાન** [ સં. અંશ ( ભાગ ) + દાન ( આપવાપણું ) ] ન. ફાળો; હિસ્સો.

**અંશધણી** [ અંશ ( ભાગ ) + ધણી ( માલિક ) ] પું. ભાગિયો. અંશતઃધણી.

**અંશધર** [ સં. અંશ ( ભાગ ) + ધૃ ( પકડવું ) ] વિ. વસ્તુના અમુક ભાગને જ રાખનારું.

**અંશધારક** [ સં. અંશ ( ભાગ ) + ધૃ ( રાખવું ) + અક ( કર્તૃવાચક પ્રત્યય ) ] પું. હિસ્સેદાર; ભાગીદાર; 'શેર હોલ્ડર'.

**અંશધારી** ૧. [ સં. અંશ ( ઈશ્વરી ગુણ ) + ધારિન્ ( ધારણ કરનાર ) ] વિ. અવતાર લેતું.

૨. વિ. ફતેહમંદ.

**અંશન** [ સં. અંશ્ ( ભાગ પાડવા ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ભાગ પાડવાપણું.

**અંશનીપ્રભ** પું. ( પુરાણ ) રાવણની બાજુનો એ નામનો એક રાક્ષસ. યુદ્ધમાં દ્વિવિદ નામના વાનરે એને માર્યો હતો.

**અંશનીય** [ સં. અંશ્ ( ભાગ પાડવો ) + અનીય ( જેવું ) ] વિ. ભાગ પાડવા જેવું; વિભાજ્ય.

**અંશપતિ** ૧. [ સં. અંશ ( ભાગ ) + પતિ ( ધણી ) ] પું. અંશાવતાર.

૨. પું. વારસ.

**અંશપત્ર** ૧. [ સં. અંશ ( ભાગ ) + પત્ર ( કાગળ ) ] ન. ભાગલેખ; ભાગપ્રમાણપત્ર.

૨. ન. મિલકતના ભાગ બતાવનારું પત્રક.

**અંશપરિમિત** [ સં. અંશ ( ભાગ ) + પરિ ( જુદું જુદું ) + મિત ( માપેલું ) ] વિ. ભાગ પાડી હદ બાંધી દીધેલું.

**અંશફલક** [ સં. અંશ ( ખભો ) + ફલક ( ઢાલ ) ] ન. ખભાનું ચપટું ત્રિકોણાકાર હાડકું; 'સ્કેપ્યુલા'.

**અંશભાક** [ સં. અંશ ( ભાગ ) + ભાજ્ ( વહેંચવું ) ] પું. ભાગિયો; હિસ્સેદાર.

**અંશભાગિતા** [ સં. અંશ ( ભાગ ) + ભાગિન્ ( હિસ્સાવાળું ) + તા ( પણું ) ] સ્ત્રી. સહિયારું; સહભાગીદારપણું; મજમું; ભેળું હોવું તે.

**અંશભાગી** ૧. પું. ભાગ લેવાના અધિકારવાળો માણસ.

૨. [ સં. અંશ ( ભાગ ) + ભાગિન્ ( હિસ્સાવાળું ) ] પું. ભાગિયો; પાંતીદાર; સહભાગદાર.

૩. વિ. ભાગ લેનાર; હિસ્સો ધરાવનાર; ભાગ લેવાના અધિકારવાળું.

**અંશભાજ** [ સં. અંશ ( ભાગ ) + ભાજ્ ( વહેંચવું ) ] પું. ભાગીઓ. જુઓ અંશભાગી.

**અંશભૂત** ૧. [ સં. અંશ ( ભાગ ) + ભૂત ( થયેલ ) ] વિ. ભાગરૂપ; હિસ્સાવાળું.

૨. વિ. ( સંગીત ) રાગના મૂળ સ્વરની સાથે મળી ગયેલું.

**અંશમર્મ** [ સં. અંશ ( ખભો ) + મર્મન્ ( કુમળો ભાગ ) ] ન. હાથ, માથું અને ડોકની વચ્ચે ખભાના સાંધા સાથે જોડાયેલ અર્ધા આંગળના બે કોમળ સ્નાયુ. ત્યાં ઈજા થવાથી આખો હાથ રહી જાય.

**અંશમાત્ર** [ સં. અંશ ( ભાગ ) + માત્ર ( જ ) ] વિ. થોડું; સહેજ.

**અંશમાન** સ્ત્રી. સોમલતાની ૨૪ માંહેની એક જાત. તે ઘીના જેવી ગંધવાળી અને રૂપાના જેવી તેજવાળી મનાય છે. તેનો રસ સોમયાગ વખતે પીવામાં આવે છે.

**અંશમાપન** [ સં. અંશ ( અસર ) + માપન ( માપવું તે ) ] ન. બે ઓગળેલા પદાર્થો વચ્ચે થતો રસાયણિક સંયોગનો ફેરફાર રંગ અથવા નક્કર પદાર્થ રૂપે બહાર નીકળી આવવાનું બતાવનારી ક્રિયા; 'ટાઇટ્રેશન'. તેને લીધે બેમાંથી અનિશ્ચિત પદાર્થનું પ્રમાણ નક્કી કરી શકાય છે.

**અંશરૂપ** [ સં. અંશ ( ભાગ ) + રૂપ ( જેવું ) ] વિ. અમુક અંશ હોય એવું.

> શ્રીકૃષ્ણના મોટા ભાઈ બળદેવ શેષનાગના અંશરૂપ છે. — ભગવતી ભાગવત

**અંશરેખન** [ સં. અંશ ( ભાગ ) + રેખન ( દોરવાપણું ) ] ન. નક્કી કરેલ હિસાબે આંકા પાડવાપણું; અંશાંકન.

**અંશલ** ૧. પું. ચાણક્ય મુનિ.

૨. [ સં. અંશ ( ખભો ) + લ ( વાળું ) ] વિ. બળવાન.

૩. [ સં. અંશ ( ભાગ ) + લા ( મેળવવું ) ] વિ. ભાગને લાયક; હિસ્સાનો હકદાર.

**અંશવાન** પું. સોમલતા નામની વનસ્પતિ. જુઓ અંશમાન.

**અંશશંકા** [ સં. અંશ ( ભાગ ) + શંકા ( વહેમ ) ] સ્ત્રી. સહજ વહેમ; શંકાના સર્વ અને અંશ એવા બે પ્રકાર માંહેનો એક. જુઓ શંકા.

**અંશશ્રેઢી** [ સં. અંશ ( અપૂર્ણાંકમાં લીટી ઉપરનો આંકડો ) + શ્રેઢી ( અમુક નિયમ પ્રમાણે અનુક્રમે વધતી ઘટતી સંખ્યા ) ] સ્ત્રી. ( ગણિત ) જે રકમનાં ગમે તે ત્રણ અનુક્રમે આવતાં પદો

પૈકી પહેલા અને ત્રીજા પદનું ગુણોત્તર પહેલા અને બીજાના તફાવત તથા બીજા અને ત્રીજાના તફાવતના ગુણોત્તરની બરાબર થાય એવી સંખ્યા; સંવાદી શ્રેઢી; અવિરોધ શ્રેઢી; 'હાર્મોનિકલ પ્રોગ્રેશન'. જેમકે, $\frac{૧}{૩}$, $\frac{૧}{૫}$, $\frac{૧}{૭}$, $\frac{૧}{૯}$, કેમકે, $(\frac{૧}{૩} \div \frac{૧}{૭}) = (\frac{૧}{૩} - \frac{૧}{૫}) \div (\frac{૧}{૫} - \frac{૧}{૭})$; $(\frac{૧}{૫} \div \frac{૧}{૯}) = (\frac{૧}{૫} - \frac{૧}{૭}) \div (\frac{૧}{૭} - \frac{૧}{૯})$.

**અંશસામ્ય** [ સં. અંશ ( વારસાનો હિસ્સો ) + સામ્ય ( સરખાપણું )] ન. મિલ્કતમાં સરખો ભાગ હોવાપણું.

**અંશસુતા** [ સં. અંશ ( વિવસ્વાન નામનો આદિત્ય ) + સુતા ( દીકરી )] સ્ત્રી. ( પુરાણ ) યમુના નદી.

**અંશસિદ્ધિ** [ સં. અંશ ( ભાગ ) + સિદ્ધિ ( પ્રાપ્તિ )] સ્ત્રી. થોડીઘણી સફળતા.

**અંશસ્થાન** [ સં. અંશ ( અપૂર્ણાંકમાં લીટી ઉપરનો આંકડો ) + સ્થાન ( જગ્યા )] ન. અપૂર્ણાંકમાં લીટી ઉપર આવેલ આંકડાની જગ્યા. જેમકે, $\frac{૨}{૩}$, $\frac{૭}{૯}$ અને $\frac{૮}{૧૩}$માં લીટી ઉપરના ૨, ૭ અને ૮ આંકડાની જગ્યા અંશસ્થાન કહેવાય.

> આ અપૂર્ણાંકના **અંશસ્થાનનો** જ આપણે સ્વતંત્ર વિચાર કરીએ છીએ. ગીતારહસ્ય

**અંશસ્વર** [ સં. અંશ ( ભાગ ) + સ્વર ] પું. ( સંગીત ) રાગના જીવરૂપ સ્વર; ગાયનમાં જેનો ઉપયોગ ઘણો થતો હોય એવો સ્વર. જુઓ અંશ ૧૩. દરેક રાગમાં જેટલા સ્વર આવતા હોય તેમાંના એક સ્વરને મધ્યબિંદુ તરીકે મુખ્ય સ્વર સ્થાપીને પછી તેની આસ-પાસનું કૂંડાળું વધારે ઓછું વિસ્તારવાળું કરવામાં આવે તેને અંશસ્વર કહે છે.

**અંશસ્વરૂપ** [ સં. અંશ ( ભાગ ) + સ્વ ( પોતાનું ) + રૂપ ] ન. ઈશ્વરી ગુણ અમુક પ્રમાણમાં હોય એવો અવતાર.

**અંશસ્વામી** [ સં. અંશ ( ભાગ ) + સ્વામિન્ ( ધણી )] પું. હિસ્સાનો માલિક; ભાગનો ધણી.

**અંશહર** ૧. [ સં. અંશ ( ભાગ ) + હર ( લેનાર )] પું. મિલ્કતમાં ભાગ લેનાર પુરુષ; જોડિયો વારસ; વારસા ભાગીદાર.

૨. વિ. ભાગ લેનાર.

**અંશહારા** [ સં. અંશ ( ભાગ ) + હર ( લેનાર )] પું. સહભાગીદાર.

**અંશહારી** [ સં. અંશ ( ભાગ ) + હારિન્ ( લેનાર )] પું. મિલ્કતમાં ભાગ લેનાર પુરુષ. જુઓ અંશહર.

**અંશાત્મક** [ સં. અંશ ( ભાગ ) + આત્મક ( વાળું )] વિ. ભાગવાળું; અંશ ઉપર રચાયેલું.

**અંશાત્મકઅંતર** [ સં. અંશ ( ગોળનો ૩૬૦મો ભાગ ) + આત્મક ( વાળું ) + અંતર ( છેટું )] ન. પદાર્થોથી આપેલા અથવા મુકરર કરેલા બિંદુ સુધી દોરેલી લીટીઓ તે બિંદુ આગળ બનાવે તે ખૂણો; કોણાંતર; ખગોળમાં એ બિંદુ જોનારનું સ્થાન હોય તો ત્યાં દેખીતી રીતે બનતો ખૂણો; 'ઍંગ્યુલર ડિસ્ટન્સ'.

**અંશાત્મકનિસ્યંદન** [ સં. અંશ ( ભાગ ) + આત્મક ( વાળું ) + નિસ્યંદન ( ઝરણ )] ન. બે કે બેથી વધારે પ્રવાહી પદાર્થ ભેગા મળેલા હોય તેને ઉકાળીને ઠંડા કરી ક્રમે ક્રમે જુદા પાડવાની રીત; 'ફ્રેક્શનલ ડિસ્ટિલેશન'.

**અંશાત્મકપદ્ધતિ** [ સં. અંશ ( કૂંડાળાનો ૩૬૦મો ભાગ ) + આત્મક ( વાળું ) + પદ્ધતિ ( રીત )] સ્ત્રી. આકાશી પદાર્થોની વચ્ચેનું અંતર ખૂણામાં માપવાની રીત.

**અંશાત્મા** [ સં. અંશ ( ઈશ્વરી ગુણ ) + આત્મન્ ( જીવ )] પું. ઈશ્વરી ગુણવાળો જીવ.

**અંશામ્લ** [ સં. અંશ ( ભાગ ) + અમ્લ ( ખટાશ )] વિ. ખટાશનો ભાગ હોય એવું; થોડું ખાટું.

**અંશાવતાર** [ સં. અંશ ( ભાગ ) + અવતાર ( જન્મ )] પું. ઈશ્વરનો અધૂરી કળાવાળો અવતાર; જેમાં ઈશ્વરની દિવ્ય શક્તિનો માત્ર ભાગ હોય તેવો અવતાર. જેમકે, પરશુરામ, રામ.

**અંશાવતારી** [ સં. અંશ ( ભાગ ) + અવતાર ( દેહધારણ ) + ઇન્ ( વાળું )] વિ. ઈશ્વરની દિવ્ય શક્તિ જેનામાં અમુક ભાગે જ અવતરી હોય એવું. જેમકે, પરશુરામ, રામ.

**અંશાંકન** [ સં. અંશ ( ભાગ ) + અંકન ( આંકવાપણું )] ન. ગરમી અને ઠંડી માપવાના યંત્ર ઉપર પડાતા આંક; અંશરેખન.

**અંશાંગુલ** [ સં. અંશ ( ભાગ ) + અંગુલિ ( આંગળી )] વિ. હાથના ખુલ્લા પંજાની માફક ચિરાયેલું; 'પાલ્માટિફિડ'.

**અંશાંશ** ૧. [ સં. અંશ ( ભાગ ) + અંશ ( ભાગ )] પું. પરમાત્માની દિવ્ય શક્તિનો અંશનો પણ અંશ હોય તેવો અવતાર. વ્યાસાદિ મહાપુરુષોએ અંશાંશ, અંશ, આવેશ, કલા, પૂર્ણ અને પરિપૂર્ણતમ એ પ્રમાણે ૭ પ્રકારે પરમાત્માને માનેલા છે.

૨. પું. ભાગનો ભાગ; પેટા ભાગ; વિભાગ.

૩. પું. હપ્તો; કાંધું.

**અંશાંશતઃ** [ સં. અંશ ( ભાગ ) + અંશતઃ ( કટકે કટકે )] અ. કટકે કટકે; હપ્તાથી.

**અંશાંશી** [ સં. અંશ ( ભાગ ) + અંશ ( ભાગ ) + ઇન્ ( વાળું )] વિ. ભાગ અને તેના પણ ભાગ પડતા હોય તેવું.

**અંશાંશીભાવ** ૧. [ સં. અંશ ( ભાગ ) + અંશી ( ભાગવાળું ) + ભાવ ( હોવાપણું )] પું. ( વ્યાકરણ ) અવયવ અને અવયવીનો સંબંધ. જેમકે, ઝાડ અને તેની ડાળીઓ વચ્ચેનો, શરીર અને હાથપગ વચ્ચેનો સંબંધ. જુઓ અંગાંગીભાવ.

૨. [ સં. અંશ ( ઈશ્વરની વિભૂતિનો ભાગ ) + અંશ ( ભાગ ) + ઇન્ ( વાળું ) + ભાવ ( સ્થિતિ )] પું. ઈશ્વરનો અંશ હોવાપણું.

**અંશાંશીવાદ** [ સં. અંશ ( દિવ્ય શક્તિ ) + અંશ ( ભાગ ) + ઇન્ ( વાળું ) + વાદ ( મત )] પું. પરમેશ્વરની દિવ્ય શક્તિ માત્ર એક નહિ પણ અંશ રૂપે ઘણા અવતાર ધારણ કરે છે એવો મત.

**અંશાંશીવાદી** [ સં. અંશ ( ઈશ્વરી ગુણ ) + અંશ ( ભાગ ) + ઇન્ ( વાળું ) + વાદિન્ ( મતવાળું )] વિ. ઈશ્વરની દિવ્ય શક્તિ માત્ર એક નહિ પણ અંશ રૂપે ઘણા અવતાર ધારણ કરે છે એમ માનનાર.

**અંશિક** ૧. [ સં. અંશ ( ભાગ ) + ઇક ( વાળું )] વિ. થોડું; થોડા ભાગનું.

૨. વિ. હિસ્સેદાર; ભાગિયું.

**અંશિત** [ સં. અંશ્ ( ભાગ પાડવા ) + ઇત ( વાળું )] વિ. ભાગ પાડવામાં આવ્યા હોય એવું; વિભક્ત.

**અંશી** ૧. [ સં. અંશ ( ભાગ ) + ઇન્ ( વાળું )] પું. ભાગીદાર; અંશધણી.

૨. પું. મિલ્કતમાં ભાગ બતાવનાર દસ્તાવેજ.

૩. પું. વહેંચણનો દસ્તાવેજ.

૪. વિ. અવતારી.

૫. વિ. અવયવવાળું; અંગી.

૬. વિ. અંશવાળું; જેમાં અમુકનો કંઈ અંશ હોય એવું.

> જીવ બ્રહ્મનો અંશ છે, અને **અંશી** બ્રહ્મથી તે ભિન્ન છે. અણુભાષ્ય

૭. વિ. ભાગ લેનાર; ભાગિયું; ભાગીદાર.

**અંશીજન** [ સં. અંશિન્ ( અવતારી ) + જન ( માણસ )] ન. જેમાં ઈશ્વરી શક્તિનો ભાગ હોય એવું માણસ; અવતારી મનુષ્ય; દેવાંશી માણસ.

> પાયે અમૃત તો નરનારી ૨ **અંશીજન** હો પે. નર્મદાશંકર

**અંશીદાર** [ અંશ ( ભાગ ) + ઇન્ ( વાળું ) + દાર ( વાળું ) ] પું. પાંતીદાર; ભાગીઓ.

**અંશીદારી** [ અંશ ( હિસ્સો ) + ઇન્ ( વાળું ) + દારી ( હોવાપણું ) ] સ્ત્રી. સહભાગીદારી; હિસ્સો હોવાપણું.

**અંશીભૂત** [ સં. અંશ ( ભાગ ) + ઇન્ ( વાળું ) + ભૂત ( થયેલ ) ] વિ. અંશથી બનેલ; હિસ્સાવાળું.

> પરમાણુ પોતાના **અંશીભૂત** સ્કંધથી અલગ થઈ શકે છે, પરંતુ ધર્મ આદિ દ્રવ્યોના પ્રદેશ પોતાના સ્કંધથી અલગ થઈ શકતા નથી.
> તત્ત્વાર્થસૂત્ર

**અંશુ** ૧. [ સં. ] પું. આકડાનો છોડ.
૨. પું. એક ઋષિ.
૩. પું. એક રાજાનું નામ.
૪. પું. કપડાં તથા ઘરેણાં; વસ્ત્રાલંકાર.
૫. પું. ( પુરાણ ) કૃષ્ણ અને બળરામનો ગોકુળ માંહેનો એક મિત્ર.
૬. પું. છેડો; અંત.
૭. પું. તેજ; પ્રકાશ.
૮. પું. ( શિલ્પ ) થાંભલાના પાયા, ટોચ વગેરેનો એ નામનો એક હાળો.
૯. પું. દોરાનો છેડો.
૧૦. પું. વેગ.
૧૧. પું. શિવનાં હજાર નામ માંહેનું એક.
૧૨. પું. સૂર્ય.
૧૩. ન. કિરણ; રશ્મિ.

> **અંશુ** ગભસ્તિ મયૂખ કર ઓ મરીચિ વસુ લેત,
> રશ્મિ પસરી સૂરની જગમગ જગમગ હોત.
> પિંગળલઘુકોષ

૧૪. ન. ઝીણામાં ઝીણો ભાગ; અણુ; લેશ.
૧૫. ન. રજ; કણ; નાનામાં નાનો ભાગ.
૧૬. ન. વસ્ત્ર.
૧૭. ન. વેલાનો એક અવયવ; લતાનો કોઈ ભાગ.
૧૮. ન. સૂતર; દોરો.

**અંશુક** ૧. ન. ઓઢણું.
૨. ન. ખેસ; દુપટો.
૩. ન. ચોળી; સ્ત્રીઓનો ટૂંકી બાંયનો કમખો.
૪. [ સં. અંશુ ( પ્રકાશ ) + ક ( થોડું ) ] ન. ઝાંખું તેજ.
૫. ન. ઝીણું વસ્ત્ર; બારીક કપડું.

> ચૈલ નિચોલ દુકૂલ પટ **અંશુક** વાસસ ચીર;
> નીલ વસનમાં દીપ સમ દમકત ગૌર શરીર.
> પિંગળલઘુકોષ

૬. ન. તજની જાતનું એક ઝાડ; તમાલપત્ર.
૭. ન. ધોળું કપડું.
૮. ન. પાંદડું; પાન.
૯. [ સં. અંશુ ( સૂતર ) + કશ્ ( પ્રકાશવું ) ] ન. વસ્ત્ર; કપડું.
૧૦. ન. સુંદર રેશમી કપડું.

**અંશુકાય** [ સં. અંશુ ( કિરણ ) + કાય ( શરીર ) ] વિ. ઝળકાટવાળા શરીરવાળું.

**અંશુજાલ** [ સં. અંશુ ( કિરણ ) + જાલ ( જથ્થો ) ] ન. કિરણનું જાળું; તેજનો અંબાર.

**અંશુધર** ૧. પું. આકડાનો છોડ.
૨. [ સં. અંશુ ( કિરણ ) + ધૃ ( રાખવું ) ] પું. સૂરજ; રવિ.
૩. વિ. કિરણોને ધારણ કરનાર.
૪. વિ. વેગવાળું; ગતિમાન.

**અંશુધાન** ન. એ નામનું એક શહેર. જુઓ અંશુધાનપુર.

**અંશુધાનપુર** ન. ( પુરાણ ) ભાગીરથીને કાંઠે આવેલું એ નામનું શહેર.

**અંશુનાથ** ૧. પું. આકડાનો છોડ.
૨. [ સં. અંશુ ( કિરણ ) + નાથ ( ધણી ) ] પું. સૂરજ; સૂર્ય.

**અંશુનાભિ** [ સં. અંશુ ( કિરણ ) + નાભિ ( મધ્યબિંદુ ) ] સ્ત્રી. સરખે અંતરે પ્રકાશનાં કિરણો ત્રાંસા કે સંકુચિત થઈને જ્યાં મળે તે જગ્યા. સૂર્યમુખી કાચને જ્યારે સૂર્યની સામે રાખવામાં આવે ત્યારે કાચની બીજી બાજુએ કિરણોનો ગોળ વર્તુલ અથવા બિંદુ બની જાય અને તે ઠેકાણે રાખેલી ચીજ બળવા માંડે છે.

**અંશુપટ્ટ** [ સં. અંશુ ( દોરો ) + પટ્ટ ( રેશમી લૂગડું ) ] ન. એક જાતનું બારીક રેશમી કપડું.

**અંશુપતિ** [ સં. અંશુ ( કિરણ ) + પતિ ( ધણી ) ] પું. સૂર્ય. જુઓ અંશુનાથ.

**અંશુપર્ણી** સ્ત્રી. એ નામની એક વનસ્પતિ; શાલિપર્ણી. જુઓ અંશુમતી ૨.

**અંશુપ્રસરણ** ૧. [ સં. અંશુ ( કિરણ ) + પ્રસરણ ( ફેલાવો ) ] ન. કિરણનો ફેલાવો; તેજની રેખાનું વિસર્જન; 'રેડિએશન'.

> એક બારીમાંથી અંદર આવતી ઉષ્મા ( ગરમી ) અથવા **અંશુપ્રસરણ** ( રેડિએશન ) અંદર આવે છે ત્યારે આપણે પ્રકાશ-કિરણ જોઈએ છીએ એવો આપણને ભ્રમ થાય છે.
> વીરમીત્ર ભીમરાવ

**અંશુબાણ** [ સં. અંશુ ( કિરણ ) + બાણ ( અગ્નિ ) ] પું. સૂર્ય. જુઓ અંશુવાણ.

**અંશુબોધિની** [ સં. અંશુ ( કિરણ ) + બોધ્ ( જાણવું ) + ઇન્ ( વાળું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ભરદ્વાજ ઋષિએ બનાવેલ એ નામનું શાસ્ત્ર. તેમાં ગ્રહો, ગ્રહો જોવા માટે જરૂરનાં સાધનો, ગ્રહોની શક્તિઓ, વીજળી, રંગ, ગતિ, ગરમી, અંધકાર, પ્રકાશ વગેરે જોવા અને તપાસવાના કાચ અને તેઓની શક્તિઓના ગુણ અને વેગ આપવાની રીત ઉપરાંત સૂર્યનાં કિરણોને આકર્ષવાનાં અને જુદાં પાડવાનાં સાધનો બનાવવાની રીત, તેમ જ શક્તિઓને ભેગી કરી તેની મદદ વડે ઘણે દૂર રહેલાં માણસો સાથે વાત કરવાની સગવડ આપનારાં યંત્રો અને વિમાનો કેમ બનાવવાં એવી બાબતો સમજાવેલી છે.

**અંશુભર્તા** [ સં. અંશુ ( કિરણ ) + ભર્તૃ ( ધણી ) ] પું. સૂરજ; રવિ.

**અંશુભૃત** [ સં. અંશુ ( કિરણ ) + ભૃત્ ( રાખનાર ) ] પું. સૂર્ય; સૂરજ.

**અંશુમતી** ૧. સ્ત્રી. ( પુરાણ ) એ નામની ભારતવર્ષની નદી; કાલિંદી.
૨. સ્ત્રી. એક ઔષધિ; શાલિપર્ણી; સાલવણ; અંશુપર્ણી. તે સખત ઊલટી, તાવ, શ્વાસ, ઝાડા અને ત્રિદોષ મટાડનાર મનાય છે.

**અંશુમત્ફલા** [ સં. અંશુ ( તંતુ ) + મત્ ( વાળું ) + ફલ ( ફળ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. કેળ; કદલી.

**અંશુમર્દન** [ સં. અંશુ ( તેજ ) + મર્દન ( નાશ ) ] ન. ( જ્યોતિષ ) ગ્રહયુદ્ધના ચાર પ્રકાર માંહેનો એ નામનો એક. તેમાં રાજાઓની સાથે યુદ્ધ, રોગ, ભૂખની પીડા થાય છે. જુઓ ગ્રહયુદ્ધ.

**અંશુમંત** ૧. પું. એ નામનો એક રાજા. જુઓ અંશુમાન.
૨. [ સં. અંશુ ( કિરણ ) + મત્ ( વાળું ) ] પું. સૂરજ; રવિ.

**અંશુમાન** ૧. [ સં. અંશુમાન્ ] પું. આકડાનો છોડ.
૨. પું. ( પુરાણ ) એ નામનો ઋષિ.
૩. પું. ( પુરાણ ) એ નામનો રાજા.
૪. પું. એક આદિત્ય.
૫. પું. એક પર્વતનું નામ.
૬. પું. ચંદ્ર.
૭. પું. ( પુરાણ ) પાંડવ પક્ષનો એક રાજા. મહાભારતના યુદ્ધમાં કર્ણે તેને માર્યો હતો.
૮. [ સં. અંશુ ( કિરણ ) + મત્ ( વાળું ) ] પું. સૂર્ય; રવિ.

> ચિત્રભાનુ બૃહદ્‌ભાનુ ઇન વિવસ્વાન દ્યુતિમાન,
> **અંશુમાન** બૃહદશ્વ હરિ જગચક્ષુ ભગવાન.
> પિંગળલઘુકોષ

૯. પું. ( પુરાણ ) સૂર્યવંશી સગર રાજાના દીકરાનો દીકરો; દિલીપનો બાપ. સગરના

અશ્વમેધના ઘોડાની ભાળ એ લાવ્યો હતો અને તેના ૬૦૦૦૦ દીકરાનાં મુડદાંને એણે ઓળ્યાં હતાં. તેના બાપ અસમંજ વનમાં ગયા પછી અશ્વમેધ માટે છૂટો મૂકેલો ઘોડો ખોળી લાવવાનો તેને હુકમ કરવામાં આવ્યો. ઘોડાની શોધ માટે જતાં એણે કપિલનો આશ્રમ દીઠો. ત્યાં પોતાના કાકા, ભાણેજો વગેરે સગર રાજાના સાઠ હજાર પુત્રોની રાખ જોઈ એમનો ઉદ્ધાર કરવાની ઇચ્છાથી અંશુમાને કપિલ સામે ઊભા રહીને આજીજી કરવા માંડી. પણ કપિલે સમાધિમાં હોવાથી એની પ્રાર્થના સાંભળી નહિ. એટલામાં ગરુડ ત્યાં આવ્યો અને કહ્યું કે ભાગીરથીના પાણીને અડ્યા સિવાય તેમનો ઉદ્ધાર થશે નહિ. ગરુડના ગયા પછી કપિલ મુનિ સમાધિમાંથી જાગ્યા. પોતાની સામે સ્તુતિ કરતો અંશુમાનને દીઠો, અને પ્રસન્ન થયા. કપિલે કહ્યું કે તારા દાદા સગરનો ઘોડો આ રહ્યો તે લઈ યજ્ઞ પૂરો કરાવ. તારા વડવાઓનો ઉદ્ધાર તેઓની રાખને ફક્ત ગંગાજીનું પાણી અડવાથી થશે. પછી ઘોડો લઈ જઈને પોતાના પિતામહ એટલે દાદાનો યજ્ઞ પૂરો કરાવ્યો. અંશુમાનને રાજ્ય સોંપીને સગર વનમાં ગયો અને ભાગીરથી એટલે ગંગા મેળવવા સારૂ પોતાનું બાકીનું જીવન ગાળ્યું. પણ સગરને ગંગા મળ્યા પહેલાં તેનું મોત થયું. અંશુમાનના પછી દિલીપ ગાદીએ બેઠો.

૧૦. ન. શિવધર્મનું રહસ્ય સમજાવનાર અઠ્ઠાવીશ શાસ્ત્રો માંહેનું એ નામનું એક.

૧૧. વિ. અણીવાળું.

૧૨. વિ. કિરણવાળું.

૧૩. વિ. તંતુમય; રેસાવાળું.

૧૪. વિ. તેજસ્વી; પ્રકાશિત; પ્રકાશવાળું.

**અંશુમાલા** ૧. [સં. અંશુ (કિરણ) + માલા (જથ્થો)] સ્ત્રી. કિરણનો જથ્થો.

૨. સ્ત્રી. તેજોમંડલ; પ્રભામંડલ.

૩. સ્ત્રી. સૂર્યની આસપાસનું તેજ.

**અંશુમાલી** ૧. [સં. અંશુમાલિન્] પું. આકડાનો છોડ.

૨. પું. બારની સંખ્યા.

૩. [સં. અંશુ (કિરણ) + માલા (જથ્થો) + ઇન્ (વાળું)] પું. સૂર્ય; સૂરજ; રવિ.

૪. વિ. કિરણોના સમૂહવાળું; કિરણોથી વીંટાયેલું.

૫. વિ. પ્રકાશવાળું.

**અંશુલ** ૧. પું. ચાણક્ય મુનિ.

૨. પું. બુદ્ધિમાન પુરુષ.

૩. પું. મુનિ.

૪. [સં. અંશુ (કિરણ) + લ (વાળું)] વિ. તેજસ્વી; પ્રકાશિત.

**અંશુવક્રરેખા** [સં. અંશુ (કિરણ) + વક્ર (વાંક) + રેખા (લીટી)] સ્ત્રી. કિરણના વક્રીભવન એટલે તેઓનું એક પદાર્થમાંથી બીજા પદાર્થમાં જતાં દિશા બદલવી તે અથવા પરાવર્તનથી એટલે તેમના ફરવાથી થતી બાળી નાખે તેવી ગોળ આકૃતિ; 'કૉસ્ટિક્સ'.

**અંશુવાણ** ૧. પું. આકડાનો છોડ.

૨. [સં. અંશુ (કિરણ) + વાણ (દેવતા)] પું. સૂર્ય; સૂરજ; રવિ.

**અંશુસત્ત્વ** [સં. અંશુ (કિરણ) + સત્ત્વ (સાર)] ન. તેજ; પ્રભા; કાંતિ.

**અંશુસ્વામી** [સં. અંશુ (કિરણ) + સ્વામિન્ (ધણી)] પું. સૂર્ય; રવિ; ભાનુ.

**અંશુહસ્ત** ૧. પું. આકડાનો છોડ.

૨. [સં. અંશુ (કિરણ) + હસ્ત (હાથ)] પું. સૂર્ય; રવિ. કિરણરૂપી હાથ વડે પૃથ્વી ઉપરથી પાણી ખેંચવાથી તેનું આ નામ પડયું છે.

**અંશ્ય** [સં. અંશ્ (વહેંચણી કરવી) + ય (લાયક)] વિ. ભાગ પાડી શકાય એવું.

**અંસ** ૧. [સં. અંશ] પું. અવયવ; ખંડ.

૨. પું. એ નામનો રાજા.

૩. પું. ખભો; બાવડાનો ઉપલો ભરાવદાર ભાગ.

> કાદંબરીના અંસ ઉપરિ પ્રેમિ મેહેલી હાથ.
> — ભાલણ

૪. પું. ભાગ; હિસ્સો.

**અંસકપાલિકા** [સં. અંસ (ખભો) + કપાલિકા (ચપટું હાડકું)] સ્ત્રી. કરોડવાળાં પ્રાણીનું ખભાનું ચપટું ત્રિકોણાકાર હાડકું; 'સ્કૅપ્યુલા'. જુઓ અંસફલક.

**અંસકપાલિની** [સં. અંસ (ખભો) + કપાલ (ચપટું હાડકું) + ઇન્ (વાળું) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. ખભાના ત્રિકોણાકાર હાડકા ઉપરના અને પીઠના સ્નાયુઓને પોષણ આપતી એ નામની ધમની; 'સબસ્કૅપ્યુલર આર્ટરિ'.

**અંસકંઠિકા** [સં. અંસ (ખભો) + કંઠ (ગળું) + ઇક (વાળું) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. નીચેના જડબાના હાડકાને ગતિ આપનાર એક પાતળો સ્નાયુ; 'ઓમોહાઇડિઅસ'. તે ખભાના ત્રિકોણાકાર ચપટા હાડકા અને ગળાના હાડકા વચ્ચે છે. આ લાંબી અને મજબૂત પેશી બે ગૂમખાંઓની બનેલી છે.

**અંસકૂટ** [સં. અંસ (ખભો) + કૂટ (શિખર)] પું. ખભાના ત્રિકોણાકાર ચપટા હાડકાનો બહાર નીકળતો અણીવાળો ભાગ; 'ઍક્રોમીઅન પ્રોસેસ'.

૨. [સં. અંસ (ખાંધ) + કૂટ (શિખર)] પું. બળદની ખૂંધ.

**અંસચક્ર** [સં. અંસ (ખભો) + ચક્ર (કૂંડાળું)] ન. અંસફલકો એટલે 'સ્કૅપ્યુલા' અને અક્ષકાસ્થિઓ એટલે 'ક્લેવિકલ' વાળું કૂંડાળું; 'શોલ્ડર ગર્ડલ'. કરોડવાળાં પ્રાણીઓના હાડપિંજરના આ ભાગમાં આગલા અવયવો જોડાયેલા હોય છે. જુઓ અંસફલક.

**અંસચક્રસંધાન** [સં. અંસ (ખભો) + ચક્ર (કૂંડાળું) + સંધાન (જોડાણ)] ન. હાથનો એ નામનો સાંધો; 'ઍક્રોમીઓ ક્લેવિક્યુલર આર્ટિક્યુલેશન'. આ સાંધામાં અક્ષકાસ્થિનો બહારનો છેડો અંસકૂટના આગલા ભાગ સાથે જોડાય છે.

**અંસચ્છદા** [સં. અંસ (ખભો) + છદ (ઢાંકણ) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. ખભા તથા બાવડાના ઉપરના ભાગમાં આવેલો ત્રિકોણાકાર સ્નાયુ; 'ડેલ્ટોઇડ'. આ મોટી પેશી ખભાના સાંધા ઢાંકીને ભરાવદાર દેખાવ આપે છે.

**અંસચ્છદાપેશી** [સં. અંસ (ખભો) + છદ (ઢાંકણ) + આ (નારીજાતિનો પ્રત્યય) + પેશી (માંસનો લોચો)] સ્ત્રી. એ નામની એક પેશી; 'ડેલ્ટૉઇડ'. જુઓ અંસચ્છદા.

**અંસતુંડ** [સં. અંસ (ખભો) + તુંડ (ચાંચ)] પું. અંસફલકના ઉપલા ભાગમાંથી બહારની બાજુ તરફ જતું કાગડાની ચાંચના આકારનું એ નામનું બહાર નીકળતું હાડકું; 'કૉરેકૉઇડ પ્રોસેસ'. જુઓ અંસફલક.

**અંસતુંડસંયોજકસ્નાયુ** [સં. અંસ (ખભો) + તુંડ (ચાંચ) + સમ્ (સાથે) + યોજક (જોડનાર) + સ્નાયુ (માંસપિંડ)] પું. અંસફલકના અંસતુંડ નામના ભાગને લાગેલો એ નામનો સ્નાયુ. જુઓ અંસફલક.

**અંસત્ર** ૧. [સં. અંસ (ખભો) + ત્ર (બચાવવું)] ન. ખભાનું રક્ષણ કરવાનું બખ્તર.

૨. ન. ધનુષ.

**અંસપથ** [સં. અંસ (ભાગ) + પથ (માર્ગ)] પું. પગે ચાલનારાઓ માટે ચાર ફૂટથી ઓછી પહોળાઈનો રસ્તો.

**અંસપિંડિકા** [સં. અંસ (ખભો) + પિંડ (સ્નાયુ) + ઇકા (લઘુતાદર્શક પ્રત્યય)] સ્ત્રી. ખભા તથા હાથના ઉપરના ભાગમાં

આવેલો ત્રિકોણાકાર સ્નાયુ; અંસચ્છદા; 'ડેલ્ટૉઇડ'.

**અંસપીઠ** [ સં. અંસ ( ખભો ) + પીઠ ( બેઠક ) ] ન. અંસફલકના બહારના ખૂણા પર અંસકૂટની નીચે આવેલ લંબગોળ સ્થાલક એટલે છીછરો ખાડો; 'ગ્લીનૉઇડ કેવિટિ'. જુઓ અંસફલક.

**અંસપૃષ્ઠ** [ સં. અંસ ( ખભો ) + પૃષ્ઠ ( સપાટ બાજુ ) ] ન. કરોડ ઉપર અંસફલકના ભાગમાંથી નીકળતા અને બાવડામાં જતા સ્નાયુનો પોલો ભાગ; 'સુપ્રાસ્પાઇનેટસ ફૉસા'. જુઓ અંસફલક.

**અંસપૃષ્ઠિકા** [ સં. અંસ ( ખભો ) + પૃષ્ઠ ( સપાટી ) + ઇક ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. અંસકપાલિકાની સપાટી ઉપર ફેલાયેલી એ નામની વળેલી ધમની; 'સર્કમ-ફ્લેક્સ સ્કેપ્યુલર આર્ટરિ'. તે અંસકપાલિનીની એક શાખા છે.

**અંસપૃષ્ઠિકા અધરા** [ સં. અંસ ( ખભો ) + પૃષ્ઠ ( સપાટી ) + ઇક ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + અધર ( નીચેનું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. એ નામની પેશી; 'ઇન્ફ્રાસ્પાઇનેટસ'. તે અંસફલકની સપાટી ઉપર, અંસપ્રાચીરકથી નીચેના ભાગમાં શરૂ થઈને પ્રગંડાસ્થિના મહાપિંડક એટલે 'ગ્રેટર ટ્યુબરક્લ'ને લાગેલી છે.

**અંસપૃષ્ઠિકા ઉત્તરા** [ સં. અંસ ( ખભો ) + પૃષ્ઠ ( સપાટી ) + ઇક ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + ઉત્તર ( ઉપરનું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. એ નામની પેશી; 'સુપ્રાસ્પાઇનેટસ'. તે અંસફલકની સપાટી ઉપર, અંસપ્રાચીરકથી ઉપરના ભાગમાં શરૂ થઈ પ્રગંડાસ્થિના મહાપિંડક એટલે 'ગ્રેટર ટ્યુબરક્લ'ને લાગેલી છે. તે હાથને ઊંચો કરે છે.

**અંસપ્રાચીરક** [ સં. અંસ ( ખભો ) + પ્રાચીર ( દીવાલ ) + ક ( વાળું ) ] પું. અંસફલકની પાછળ આડો પડેલો ભાગ; 'સ્પાઇન ઑફ સ્કેપ્યુલા'. તે અંદરની બાજુથી શરૂ થઈ ધીમેધીમે મોટો થઈ બહારની બાજુ ત્રાંસો જાય છે. જુઓ અંસફલક.

**અંસફલક** [ સં. અંસ ( ખભો ) + ફલક ( હાડકું ) ] ન. કરોડવાળાં પ્રાણીઓમાં ખભાનું ચપટું ત્રિકોણાકાર હાડકું; 'સ્કેપ્યુલા'. બરડા પર ત્રાંસી રીતે રહેલું અને બહારની હદમાં પ્રગંડાસ્થિ સાથે અને આગળ અક્ષકાસ્થિ સાથે જોડાયેલું આ હાડકું બરડાના અર્ધભાગને છેક સાતમી પાંસળીના મૂળ ભાગ સુધી ઢાંકે છે. તેની અંદરની હદ છૂટી હોઈ ગમેતેમ ફેરવી શકાય એવી અને તેની પીઠ તેને ધડ સાથે જોડનારી માંસપેશીઓ વડે ઢંકાયેલી છે. દરેક અંસફલકના પાંચ ભાગ છે: (૧) અંસપ્રાચીરક એટલે 'સ્પાઇન ઑફ સ્કેપ્યુલા', (૨) અંસકૂટ એટલે 'એક્રોમીઅન પ્રોસેસ', (૩) અંસતુંડ એટલે કૉરેકૉઇડ પ્રોસેસ', (૪) અંસપીઠ એટલે 'ગ્લીનૉઇડ કેવિટિ' અને (૫) અંસકપાલિકા એટલે 'સ્કેપ્યુલા'. અંસફલકની ત્રણે દિશામાં હદ રૂપે આવેલી ઉપરની, અંદરની અને બહારની એમ ત્રણ ધાર પરસ્પર મળે ત્યારે બહારનો, અંદરનો તથા નીચેનો એમ બનતા ત્રણ ખૂણામાંના બહારના ખૂણા પર અંસપીઠ, અને બીજા બે ખૂણા ચામડી નીચે પરખાઈ આવે તેવા છે. અંસફલકની ઉપલી ધારમાં અંસતુંડ એટલે 'કૉરેકૉઇડ પ્રોસેસ' નામના બહાર નીકળતા હાડકાના મૂળ ભાગ પાસે આવેલ અંસશિર:કોટર એટલે 'સ્કેપ્યુલર નૉચ' નામના ખાડામાં થઈને અંસારોહિણી નામની નાડી અંસફલકની પીઠ પર જાય છે. બહારની હદ પર આવેલી અંસકપાલિકાની બહારની ધાર બગલની પાછલી બાજુ પર આવેલી હોવાથી કક્ષાનુગા તરીકે ઓળખાય છે. એ ધારના ઉપલા ભાગ પરથી અંસપીઠની સહેજ નીચેના ભાગમાં ત્રિશિરસ્કા બાહવી એટલે 'ટ્રાઇસેપ્સ બ્રેકિઆ' નામની પેશી, અને તેના નીચેના ભાગ પરથી અંસાધરિકા બૃહતી એટલે 'ટીરીઝ મેજર' અને અંસાધરિકા લઘ્વી એટલે 'ટીરીઝ માઇનર' નામની પેશીઓ નીકળે છે. કરોડની સાથે સાથે રહેતી હોવાથી વંશાનુગા એટલે 'વર્ટીબ્રલ બૉર્ડર' તરીકે ઓળખાતી અંદરની સૌથી લાંબી ધારની આગલી બાજુ પરથી અગ્રિમા અરિત્રા એટલે 'સેરેટસ ઍન્ટીરિઅર' નામની પેશી, અને તેની પાછલી બાજુ પરથી અંસોન્નમની, અને અંસાપકર્ષણી લઘ્વી એટલે 'રૉમ્બૉઇડીઅસ માઇનર' અને અંસાપકર્ષણી બૃહતી એટલે 'રૉમ્બૉઇડીઅસ મેજર' નામની પેશીઓ નીકળે છે.

**અંસફલકમર્મ** [ સં. અંસ ( ખભો ) + ફલક ( હાડકું ) + મર્મન્ ( કોમળ ભાગ ) ] ન. પીઠની બન્ને બાજુએ વાંસા ઉપર આવેલાં અર્ધા આંગળનાં બે કોમળ હાડકાં. તેને ઈજા થાય તો બન્ને હાથ હિલચાલ વગરના થઈ સુકાઈ જાય.

**અંસફલકાંતરીયસ્નાયુ** [ સં. અંસ ( ખભો ) + ફલક ( હાડકું ) + અંતરીય ( વચ્ચેનું ) + સ્નાયુ ( માંસનો તંતુ ) ] પું. ખભાના સાંધા પર વીંટળાયેલ સ્નાયુ; 'લિગામેન્ટ્સ ઑફ સ્કેપ્યુલા'. આ બે મહત્ત્વના સ્નાયુ છે. તેનાં નામ: તુંડ મૂલિક એટલે 'ટ્રાન્સવર્સ લિગામેન્ટ' અને તુંડ કૂટિક એટલે 'કોરેકો એક્રોમિઅલ'. તુંડ મૂલિક સ્નાયુ અંસતુંડના મૂલ ભાગ આગળ આવેલા અંસશિર:કોટર નામના ખાડા પર આવેલો છે, અને તુંડ કૂટિક સ્નાયુ અંસ-તુંડના બહારના અરધા ભાગથી અંસકૂટ સુધી પ્રસરેલો છે.

**અંસભાર** [ સં. અંસ ( ખભો ) + ભાર ( બોજો ) ] પું. ખભા ઉપર મૂકેલો બોજો.

**અંસભારિક** [ સં. અંસ ( ખભો ) + ભાર ( બોજો ) + ઇક ( વાળું ) ] વિ. ખભા ઉપર ભાર ઊંચકનાર.

**અંસભારી** [ સં. અંસ ( ખભો ) + ભાર ( બોજો ) + ઇન્ ( વાળું ) ] વિ. ખભા ઉપર ભાર ઊંચકનાર; અંસભારિક.

**અંસમર્મ** [સં. અંસ ( ખભો ) + મર્મન્ ( કોમળ ભાગ ) ] ન. હાથ, માથું અને ડોકની વચ્ચે ખભાના સાંધા સાથે જોડાયેલ અર્ધા આંગળના બે કોમળ સ્નાયુ. ત્યાં ઈજા થવાથી આખો હાથ રહી જાય.

**અંસલ** [ સં. અંસ ( ખભો ) + લ ( વાળું ) ] વિ. મજબૂત બાંધાવાળું; બળવાન; જોરાવર.

**અંસવાંસા** પું. જમીનનું એક માપ.
૨૦ અંસવાંસા = ૧ પિલવાંસ.

**અંસવિવર્તી** [ સં. અંસ ( ખભો ) + વિવર્ત ( ગોળ ફરવાપણું ) + ઇન્ ( વાળું ) ] વિ. ખભા તરફ ફરેલું.

**અંસવેષ્ટનિકા** ૧. [ સં. અંસ ( ખભો ) + વેષ્ટન ( વીંટાવું તે ) + ઇક ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. એ નામની શિરા. તે કક્ષાધરા સાથે મળે છે.

૨. સ્ત્રી. કક્ષાધરા ધમનીની એ નામની શાખા. તેની બે શાખા છે: અંસવેષ્ટનિકા અગ્રિમા 'ઍન્ટીરિઅર હ્યુમરલ સર્કમ્ફ્લેક્સ' અને અંસવેષ્ટનિકા પશ્ચિમા 'પોસ્ટીરિઅર હ્યુમરલ સર્કમ્ફ્લેક્સ'.

**અંસવેષ્ટનિકા અગ્રિમા** [ સં. અંસ ( ખભો ) વેષ્ટન ( બાંધણ ) + ઇક ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + અગ્રિમ ( આગળનું ) + આ ( નારીજાતિનો પ્રત્યય )] સ્ત્રી. એ નામની ધમની; 'ઍન્ટીરિઅર હ્યુમરલ સર્કમ્ફ્લેક્સ'. તે કક્ષાધરા ધમનીમાંથી થઈ પ્રગંડાસ્થિની આસપાસ વીંટળાયેલી છે.

**અંસવેષ્ટનિકા પશ્ચિમા** [ સં. અંસ ( ખભો ) + વેષ્ટન ( વીંટાવું તે ) + ઇક ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + પશ્ચિમ ( પાછળનું )

+ આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. એ નામની ધમની; 'પોસ્ટીરિઅર હ્યુમરલ સર્કમ્ફ્લેક્સ'. તે કક્ષાધરા ધમનીમાંથી નીકળી પ્રગંડાસ્થિની ચોતરફ આવેલી છે.

**અંસશિર:કોટર** [ સં. અંસ ( ખભો ) + શિરસ્ ( માથું ) + કોટર ( પોલાણ ) ] ન. અંસફલકની ઉપલી ધારમાં અંસતુંડ નામના પ્રવર્દ્ધનકના મૂળ ભાગ પાસે આવેલો ખાડો; 'સ્કેપ્યુલર નૉચ'. જુઓ અંસફલક.

**અંસશોષ** [ સં. અંસ ( ખભો ) + શુષ્ ( સુકાઈ જવું ) ] પું. ખભામાં રહેલો વાયુ તે ભાગના સ્નાયુનાં બંધનોને સૂકવી નાખે એવો એક વાયુરોગ.

**અંસસંધિ** [ સં. અંસ ( ખભો ) + સંધિ ( સાંધો ) ] પું. ખભાનો સાંધો.

**અંસા** પું. ( પિંગળ ) ત્રિભંગીની જાતનો એ નામનો ૮૨ લઘુ અને ૨૩ ગુરુ મળી ૧૦૫ માત્રાનો માત્રામેળ છંદ.

**અંસાક્ષકઅંધકસ્નાયુ** [ સં. અંસ ( ખભો ) + અક્ષક ( એ નામનું હાડકું ) + બંધક ( બાંધનાર ) + સ્નાયુ ( પેશી ) ] પું. અંસસંધિને વીંટાયેલો એ નામનો સ્નાયુ; 'એક્રોમીઓ ક્લેવિક્યુલર લિગામેન્ટ'. તે અક્ષકાસ્થિના બહારના છેડાથી અંસકૂટના અગ્રભાગ સુધી પ્રસરેલો હોવાથી સંધિના ઉપલા ભાગને ઢાંકે છે.

**અંસાક્ષકસંયોજકસ્નાયુ** [ સં. અંસ ( ખભો ) + અક્ષક ( એ નામનું હાડકું ) + સંયોજક ( જોડનાર ) + સ્નાયુ ( માંસનો તંતુ ) ] પું. અક્ષકાસ્થિના બહારના છેડાને લાગેલો એ નામનો સ્નાયુ; 'એક્રોમીઓ ક્લેવિક્યુલર લિગામેન્ટ'.

**અંસાધરિકા** [ સં. અંસ ( ખભો ) + અધર ( નીચે ) + ઇકા ( વાળી ) ] સ્ત્રી. એ નામની બે ગોળાકાર પેશી; 'ટીરીઝ'. તેમાંની એક અંસાધરિકા બૃહતી અને બીજી અંસાધરિકા લઘ્વી કહેવાય છે. આ મોટી અને નાની બન્ને પેશી અંસફલકની કક્ષાનુગાધારાના અનુક્રમે ઉપરના તથા નીચેના અરધા ભાગ પરથી નીકળી પ્રગંડાસ્થિના મહાપિંડક એટલે 'ગ્રેટર ટ્યુબરકલ'ને લાગેલી છે. તેઓ પ્રગંડાસ્થિને બહારની બાજુએ ફેરવે છે તેમ જ પાછું ખેંચે છે.

**અંસાધરિકાબૃહતી** [ સં. અંસ ( ખભો ) + અધર ( નીચે ) + ઇક ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + બૃહત્ ( મોટું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. એ નામની પેશી; 'ટીરીઝ મેજર'. જુઓ અંસફલક.

**અંસાધરિકાલઘ્વી** [ સં. અંસ ( ખભો ) + અધર ( નીચે ) + ઇક ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + લઘુ ( નાનું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. એ નામની પેશી; 'ટીરીઝ માઇનર'. જુઓ અંસફલક.

**અંસાપકર્ષણી** [ સં. અંસ ( ખભો ) + અપ ( દૂર ) + કર્ષણ ( ખેંચવું તે ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. પૃષ્ઠવંશ એટલે કરોડ અને બન્ને અંસફલકોની વચ્ચેના ભાગમાં આવેલી એ નામની બે ચોખંડી માંસપેશી; 'રૉમ્બૉઇડિઅસ'. એક અંસાપકર્ષણી લઘ્વી અને બીજી અંસાપકર્ષણી ગુર્વી અથવા અંસાપકર્ષણી બૃહતી કહેવાય છે. આ બન્ને પેશી અંસફલકને ઊંચે તેમ જ પાછલી બાજુ તરફ ખેંચે છે.

**અંસાપકર્ષણી ગુર્વી** [ સં. અંસ ( ખભો ) + અપ ( દૂર ) + કર્ષણ ( ખેંચવું તે ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) + ગુરુ ( મોટું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. એ નામની એક માંસપેશી; 'રૉમ્બૉઇડિઅસ મેજર'. જુઓ અંસાપકર્ષણી.

**અંસાપકર્ષણી બૃહતી** [ સં. અંસ ( ખભો ) + અપ ( દૂર ) + કર્ષણ ( ખેંચવું તે ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) + બૃહત્ ( મોટું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. એ નામની એક માંસપેશી; અંસાપકર્ષણી ગુર્વી; 'રૉમ્બૉઇડિઅસ મેજર'. જુઓ અંસાપકર્ષણી.

**અંસાપકર્ષણી લઘ્વી** [ સં. અંસ ( ખભો ) + અપ ( દૂર ) + કર્ષણ ( ખેંચવું તે ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) + લઘુ ( નાનું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. એ નામની એક માંસપેશી; 'રૉમ્બૉઇડિઅસ માઇનર'. જુઓ અંસાપકર્ષણી.

**અંસારોહિણી** [ સં. અંસ ( ખભો ) + આ ( ઉપર ) + રુહ્ ( ચડવું ) ] સ્ત્રી. અંસશિર:કોટરમાં થઈને અંસફલકની પીઠ પર જતો એ નામનો જ્ઞાનતંતુ; 'સુપ્રાસ્કેપ્યુલર નર્વ'. જુઓ અંસફલક.

**અંસાસ્થિ** [ સં. અંસ ( ખભો ) + અસ્થિ ( હાડકું ) ] ન. ખભાનું હાડકું.

**અંસાંતરિકા** ૧. સ્ત્રી. અંસફલકની અંસકપાલિકાની આગલી ખાડાવાળી બાજુ પરથી ઉત્પન્ન થઈ પ્રગંડાસ્થિના લઘુ પિંડ પર લાગેલી એ નામની પેશી; 'સબસ્કેપ્યુલેરિસ'. આ પેશી પ્રગંડાસ્થિના માથાને મધ્યરેખા તરફ અથવા પાછલી બાજુ તરફ ફેરવે છે.

૨. સ્ત્રી. દરેક બાવડાના ઉપરના ભાગમાં આવેલી એ નામની રસગ્રંથિ એટલે રસાયનીના માર્ગમાં આવેલી ગાંઠ; 'ડેલ્ટોઇડીઓ પેક્ટોરલ લિંફ ગ્લૅન્ડ્ઝ'. આ ગ્રંથિ અંસચ્છદા પેશીની આગળ તથા તેની અંદરની સીમા પર રહેલી છે.

**અંસિક** ૧. [ સં. અંસ ( ભાગ ) + ઇક ( વાળું ) ] પું. ભાગીદાર.

૨. પું. માલિક.

**અંસિયા** ૧. [ સં. અંસ ( ભાગ ) ] સ્ત્રી. નાનો ભાગ; નાનો હિસ્સો.

૨. [ સં. અર્શ ] સ્ત્રી. હરસ; મસા.

**અંસી** ૧. [ સં. અંસ ( ભાગ ) ] પું. ભાગ બતાવનાર દસ્તાવેજ.

૨. [ હિં. ] પું. ભાગીદાર.

૩. પું. વહેંચણીનો દસ્તાવેજ.

**અંસુ** [ સં. અશ્રુ ] ન. આંસુ; નેત્રજલ.

**અંસુઆ** [ હિં. ] પું. આંસુ માટે કવિતામાં વપરાતું રૂપ.

**અંસુક** ૧. [ સં. અશ્રુ ] ન. આંસુ.

૨. [ સં. અંશુક ] ન. ચીનમાં બનતું કીડાની લાળનું હીર; ચિનાઈ હીર.

૩. ન. પોશાક; વેશ.

૪. ન. બારીક કપડું.

૫. ન. સુંવાળું કપડું.

**અંસુવન** [ સં. અશ્રુ ( આંસુ ) + વન ( જથ્થો ) ] ન. પુષ્કળ આંસુ.

**અંસુવા** [ હિં. ] પું. આંસુ માટે કવિતામાં વપરાતું રૂપ.

**અંસોદૂખલસંધાન** [ સં. અંસ ( ખભો ) + ઉદૂખલ ( ખાંડણિયો ) + સંધાન ( સાંધો ) ] ન. ખભાનો સાંધો; 'શોલ્ડર જૉઇન્ટ'. ખભાની આસપાસ આવેલા સંધિઓમાં આ મુખ્ય સંધિ હોઈ ઘણો મહત્ત્વનો છે. આખા બાવડાની હિલચાલનો આધાર એની ઉપર જ રહેલો છે. એની ઉપરની બાજુ તુંડ કૂટિક સ્નાયુના બનેલા ઢાંકણને લઈને સારી રીતે રક્ષાયેલી છે, જ્યારે તેની આજુબાજુ માંસપેશીઓ તેની મજબૂતી વધારે છે. આ સંધિમાં પ્રગંડાસ્થિ ('હ્યુમરસ')નું અરધા ગોળ આકારવાળું માથું, અંસફલકના અંસપીડ પર રહેલ સહેજ ખાડાવાળા ભાગમાં સંધાય છે. આ ખાડાવાળા ભાગની કોર પર વીંટીના જેવું ગોળ એક સ્નાયુચક્ર લાગેલું છે. આ સ્નાયુચક્રનો મોટો ભાગ તરુણાસ્થિનો એટલે કોમળ હાડકાંનો હોઈ તે સ્થાલકની ઊંડાઈમાં વધારો કરે છે, અને અંસપીડનો લસારો અટકાવે છે. આ સંધિના સ્નાયુ: (૧) અંસોદૂખલિક સ્નાયુકોષ; તથા (૨) તુંડ પ્રગંડિક. આ સાંધાની આસપાસ નીચે પ્રમાણે પેશીઓ લાગેલી છે: (૧) ઉપર–અંસપૃષ્ઠિકા ઉત્તરા ( 'સુપ્રાસ્પાઇનેટસ' ).

(૨) નીચે–ત્રિશિરસ્કા ('ટ્રાઇસેપ્સ')ની દીર્ઘ શિખા. (૩) અંદરની બાજુ–અંસાંતરિકા ('સબસ્કેપ્યુલેરિસ'). (૪) બહારની બાજુ–અંસપૃષ્ઠિકા અધરા તથા અંસાધરિકા લઘ્વી. બધા ચલ સંધિઓમાં આ સંધિ સૌથી વધારે હલનચલન કરી શકે છે, કારણ એમાં પ્રગંડાસ્થિનું માથું સ્થાલકમાં છૂટથી ફરી શકે, હાથ આગળ લાવી શકાય, પાછળ પણ લઈ જઈ શકાય, અંદરની તેમ જ બહારની બાજુ લઈ જઈ શકાય, અને ઊંચો તથા નીચો કરી શકાય. આ સંધિની રચના, તેનું શરીર પરનું ખાસ સ્થાન તથા જુદી જુદી જાતની હિલચાલ વગેરેને લઈને પ્રગંડાસ્થિ અવારનવાર ખડી જાય છે.

**અંસોદૂખલિક સ્નાયુકોષ** [સં. અંસ (ખભો) + ઉદૂખલ (સાંધો) + ઇક (સંબંધી) + સ્નાયુકોષ (માંસના તાંતણાની કોથળી)] પું. ઉપર અંસોદૂખલની કોરને અને નીચે પ્રગંડાસ્થિની ગ્રીવાને લાગેલો એ નામનો લાંબો, મોટો અને કોથળા જેવો ઢીલો સ્નાયુકોષ; 'આર્ટિક્યુલર કૅપ્સ્યૂલ'.

**અંસોદ્યમની** [સં. અંસ (ખભો) + ઉદ્યમન (ઊચું કરવું તે) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. ગ્રીવાવંશની બાજુ પર આવેલી એ નામની માંસપેશી; 'લિવેટોર સ્કૅપ્યુલી'. તે અંસફલકને ઊંચે ખેંચે છે. જુઓ અંસફલક.

**અંસોરસ્કા** સ્ત્રી. કક્ષાધરા ધમનીની એ નામની એક શાખા; 'થૉરેકો એક્રોમીઅલ આર્ટરિ'. આ જાડી અને ટૂંકી ધમની કક્ષાધરામાંથી ઉત્પન્ન થયા બાદ અનેક નાની શાખામાં વહેંચાઈ જાય છે. તેની બે નાની શાખા અંસકૂટ તથા અંસચ્છદા પેશીને પોષણ આપે છે. વળી બીજી બે નાની શાખા અક્ષાધરિકા નામની પેશી, અક્ષકોરઃસંધાન તથા ઉરશ્છદા નામની પેશીઓને પોષણ આપે છે. આ ઉપરાંત તેની ઝીણી અનેક શાખા બગલમાં રહેલી ગ્રંથિઓ વગેરેને પોષણ આપે છે.

**અંસ્ય** ૧. [સં. અંસ (ખભો) + ય (લગતું)] વિ. ખભાને લગતું; ખભામાં થયેલું; ખભે હોનારું.

૨. [સં. અસ (ભાગ પાડવા) + ય (લાયક)] વિ. ભાગ પાડવા જેવું; અંશ્ય.

**અંહ્** ૧. [સં.] અ. ક્રિ. જવું.

૨. અ. ક્રિ. નીકળી પડવું.

૩. અ. ક્રિ. પ્રકાશવું.

૪. સ. ક્રિ. બોલવું.

૫. સ. ક્રિ. મોકલવું.

**અંહ** ૧. [સં. અંહસ] ન. ચિંતા; ફિકર.

૨. ન. દુઃખ; વ્યાકુળતા.

૩. ન. પાપ; અપરાધ.

> અંહ અંહસ હેલન અહિત, ઔગુણ આવે પીય;
> કુવા છાંય સમ રાખીએ, ગુપ્ત હૃદયમાં તીય.
> પિંગળલઘુકોષ

૪. ન. મુશ્કેલી; અડચણ; વિઘ્ન.

૫. અ. કરડાકીનો, ક્રોધનો અને ખુમારીનો અવાજ.

૬. અ. ના; નહિ.

૭. અ. વારુ સ્તો; ઠીક જ ને.

**અંહતિ** ૧. [સં.] સ્ત્રી. તજવાપણું; ત્યાગ.

૨. સ્ત્રી. દાન.

૩. સ્ત્રી. રોગ.

**અંહતી** સ્ત્રી. ત્યાગ. જુઓ અંહતિ.

**અંહસ** ૧. [સં. અંહસ] ન. પાપ; અપરાધ.

> અંહ અંહસ હેલન અહિત, ઔગુણ આવે પીય;
> કુવા છાંય સમ રાખીએ, ગુપ્ત હૃદયમાં તીય.
> પિંગળલઘુકોષ

૨. ન. પોતાના ધર્મનો ત્યાગ.

**અંહસસ્પતિ** ૧. પું. અધિકમાસ; પુરુષોત્તમમાસ; મળમાસ. આ મહિનો દુઃખ કે મૂંઝવણમાંથી તારનાર મનાય છે. વાજસનેયી સંહિતામાં અધિકમાસ માટે અંહસસ્પતિ તથા મલિમ્લુચ એવાં નામ યોજવામાં આવ્યાં છે.

૨. પું. અધિકમાસવાળા વર્ષમાં આવતા બે માસમાંનો બીજો. પહેલાને સંસર્પ કહે છે.

**અંહસ્પતિ** [સં. અંહસ (દુઃખ) + પતિ (ધણી)] પું. ક્ષય માસ.

**અંહું** ૧. અ. નવાઈ કે આશ્ચર્ય બતાવનાર અવ્યય.

૨. અ. ના; નહિ.

**અંહુંહું** અ. વાહવાહ, બહુ કર્યું, એમ જણાવનાર ઉદ્ગાર.

**અંહુંહુંહું** અ. આશ્ચર્ય બતાવનાર અવ્યય.

> અંહુંહુંહું–કુમુદસુંદરી–વિશુદ્ધ પવિત્ર કુમુદસુંદરી. હવે તો જુલમની હદ વળી. ગોવર્ધનરામ

**અંહિતિ** સ્ત્રી. દાન.

**અંહી** [સં. ઇહ (અહીં)] અ. અહીંયાં; અત્રે; અહીં.

**અંહોમુક વામદેવ્ય** પું. એ નામનો ઋગ્વૈદિક ઋષિ. તેણે દસમા મંડલનું ૧૨૬મું સૂક્ત રચ્યું છે.

**અંહ્રિ** ૧. [સં.] પું. ચારની સંખ્યાસૂચક સંજ્ઞા.

૨. પું. પગ.

૩. પું. મૂળ.

**અંહ્રિપ** [સં. અંહ્રિ (મૂળ) + પ (પીનાર)] ન. ઝાડ. તે મૂળ વડે પાણી પીએ છે.

**અંહ્રિસ્કંધ** [સં. અંહ્રિ (પગ) + સ્કંધ (થડ)] પું. પગની એડી.

**અઃ** ૧. પું. 'અ'ની બારાખડીનો છેલ્લો અક્ષર.

૨. અ. અરે; વાહ.

> અઃ એમાં શું? ઇચ્છારામ સૂર્યરામ

**અંઃ** ૧. અ. ન સહન થતા દુઃખની સૂચના કરતો ઉદ્ગાર.

૨. અ. બેદરકારી કે તુચ્છકારના અર્થમાં વપરાતો અવ્યય.

# પુરવણી

## અ

અ

**અ** ૨૬. પું. આદિત્યવાર; રવિવાર; અર્કવાર.

૨૭. પું. ( જ્યોતિષ ) મેષ રાશિ.

૨૮. અ. ખોટાપણું કે અયોગ્યતા બતાવવા વ્યંજનથી શરૂ થતા શબ્દની પહેલાં મુકાતો પૂર્વગ. જેમકે, અકાળ.

**અઉઉીક** [ અ. ] સ્ત્રી. ( વહાણવટું ) ઈશાન ખૂણો; ઉત્તર અને પૂર્વ વચ્ચેનો ખૂણો.

**અઈયામ** ૧. [ અ. યોમ ( દિવસ ) નું બહુવચન ] પું. બ. વ. દિવસો.

૨. પું. બ. વ. મુદ્દત.

૧. અઈયામ ઓહદેદારી = હોદો ભોગવ્યાની મુદ્દત.

૨. અઈયામ ગુઝર્તા = વીતી ગયેલો વખત.

૩. પું. બ. વ. રજ; સ્ત્રીનો માસિક અટકાવ.

૪. પું. બ. વ. વખત; ઋતુ.

**અઉર** અ. ( ડિંગળ ) અને; વિશેષમાં.

**અઋતુમતી** [ સં. અ ( નહિ ) + ઋતુ ( અટકાવ ) + મત્ ( વાળું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ઉમર લાયક હોવા છતાં અટકાવ ન આવતો હોય એવી સ્ત્રી.

**અઓડી** ( અઓડ઼ી ) [ હિં. ] સ્ત્રી. સાકરના કારખાનામાં વપરાતી ટોપલી.

**અઓનૉસ** ન. પેશાવર જિલ્લામાં આવેલ રનીગત નામના ગામનું જૂનું નામ. તે પેશાવરથી ઈશાનમાં સિત્તેર માઈલ પર સિંધુને પશ્ચિમ કાંઠે આવેલું છે.

**અક** ૭. સ્ત્રી. શેરડી.

૮. ન. એ નામનો એક છોડ; આકડો; મંદાર. તેના ઉપયોગ અરબસ્તાન, મિસર, ઈરાન વગેરે દેશોમાં અગાઉ જાણીતા હતા. તેની ત્રણ મુખ્ય જાત માંહેની લાંબાં અણીવાળાં પાંદડાંવાળી સિક્કિમ અને પૂર્વ બંગાળમાં થાય છે. હિંદીમાં તેને અક, અગ, અર્ક, બંગાળીમાં અકંદ, તામિલમાં એરુકર, અરબીમાં ઓશ્મો, ફારસીમાં અર્ક અને અશર અને સંસ્કૃતમાં મંદાર કહે છે. તેનું ખાસ પ્રચલિત નામ મદાર સંસ્કૃતમાંથી આવેલું છે. ઘણું કરીને આ છોડ પડતર જમીનમાં ૭૦૦૦ ફૂટ ઊંચાઈ સુધીના પર્વત ઉપર ઊગી શકે. એશિયામાં તે હિંદુસ્તાન, સિલોન, અરબસ્તાન, ઈરાન અને સિંગાપુરમાં થાય છે. તેનાં પાનનો યજ્ઞમાં ઉપયોગ થતો. આ છોડનાં ફૂલ કોઈ વાર શોભા તરીકે પણ વાપરી શકાય. દંતકથા પ્રમાણે મુઘલ બાદશાહ અકબર સિંધના રણમાં આકડાના છોડનાં ઝુંડ નીચે જન્મ્યો હતો, તેથી તેનું નામ અકબર પડ્યું. આ છોડ ઉપર જ્યારે એક જાતનાં લીલાં જીવડાં બેસે ત્યારે તેની ડાળીમાંથી એક મીઠો રસ ઝરે છે. તેના રસમાંથી એક જાતનો દારૂ બને છે. તેના રસને સુકવવામાં આવે તો રબ્બર જેવી એક વસ્તુ ઉત્પન્ન થાય છે. રસ એકઠો કરવા તેના થડ ઉપર કાપો પાડી નીચે નાનું વાસણ લટકાવવું. સુકાયા પછી આ રસ સહેજ કાળાશ પડતો બદામી થઈ જાય. જ્યારે તે સહેજ કઠણ થાય ત્યારે તેને પાણીમાં નાખી ખૂબ ઉકાળવાથી તેમાંથી કચરો જતો રહી તે ચોખ્ખો બનશે. જેમ વધારે વખત ઉકાળાય તેમ તે ઠર્યા પછી વધારે ને વધારે કઠણ થાય. રાસાયણિક દૃષ્ટિએ તે ગટ્ટાપર્ચા એટલે એક જાતના રબ્બર જેવી જ પેદાશ ગણાય. તેનો દૂધ જેવો રસ ચામડાં કમાવવામાં વપરાય છે. તેનાં મૂળિયાં તથા છાલ ઔષધમાં ઉપયોગી છે. તેનાં લાકડાંના કોલસાનો ભૂકો બંદૂકનો દારૂ બનાવવામાં વપરાય છે. થડમાંથી નીકળતા રેસાનો શણ કે ભીંડીના જેવો ઉપયોગ કરવાના પ્રયત્ન થાય છે. જીંડવામાંથી નીકળતું ધોળું રૂંવાંવાળું રેશમ જેવું રૂ તકિયા અને ઓશીકાં ભરવામાં વપરાય. તેમાંથી લાંબા મજબૂત દોરા નીકળી શકતા નથી, પણ જો પાંચગણા રૂ સાથે તે ભેળવીએ તો તેમાંથી બનતું કપડું રેશમ જેવું મજબૂત થાય.

**અકડ** ( અકડ઼ ) ૧. [ હિં. ] સ્ત્રી. ડોળ; ખોટો દેખાવ.

૨. સ્ત્રી. દઢતા; મજબૂતી.

૩. સ્ત્રી. બદહજમી; અપચો.

૪. સ્ત્રી. ભભકો; આડંબર.

૫. સ્ત્રી. વળે નહિ એવું હોવાપણું.

૬. સ્ત્રી. વાંકાપણું.

૭. સ્ત્રી. સખ્તપણું; કઠણાશ.

૮. સ્ત્રી. હઠ; જીદ.

૯. વિ. અભિમાની; ગર્વી.

**અકડતકડ** ( અકડ઼તકડ઼ ) ૧. [ હિં. ] પું. અભિમાન; ગર્વ; મગરૂરી.

૨. સ્ત્રી. ડોળ; ખોટો દેખાવ. જુઓ અકડ.

**અકડપકડ** ( અકડ઼પકડ઼ ) ૧. [ હિં. ] પું. અભિમાન; ગર્વ; મગરૂરી.

૨. સ્ત્રી. ડોળ. જુઓ અકડ.

**અકડફૂ** ( અકડ઼ફૂ ) ૧. [ હિં. ] સ્ત્રી. અભિમાન; ગર્વ; મગરૂરી; ફુંપદ.

૨. સ્ત્રી. ખોટો દેખાવ. જુઓ અકડ.

**અકડબાઈ** ( અકડ઼બાઈ ) સ્ત્રી. જકડાઈ જવાપણું.

**અકડબાઝ** ( અકડ઼બાઝ ) ૧. [ ફા. ] પું. અભિમાની માણસ.

૨. [ હિં. ] પું. ફાંકડો; અલબેલો.

**અકડબાઝી** ( અકડ઼બાઝી ) ૧. [ ફા. ] સ્ત્રી. અભિમાન; ગર્વ; મગરૂરી.

૨. [ હિં. ] સ્ત્રી. ડોળ; ખોટો દેખાવ. જુઓ અકડ઼.

**અકડમતકડમ** ( અકડ઼મતકડ઼મ ) ૧. [ હિં. ] પું. અભિમાન. જુઓ અકડતકડ.

૨. સ્ત્રી. ખોટો દેખાવ. જુઓ અકડ.

**અકડવું** ( અકડ઼વું ) ૫. અ. ક્રિ. ઉદ્ધત થવું.

૬. અ. ક્રિ. નાખુશ થવું.
૭. અ. ક્રિ. પડકાર કરવો.
૮. અ. ક્રિ. મોટું દેખાવું.
૯. અ. ક્રિ. લટકામાં ચાલવું.
૧૦. અ. ક્રિ. સજ્જ થવું.
૧૧. અ. ક્રિ. સંકોચાવું.

**અકડા** ( અકડ઼ા ) [ હિં. ] વિ. તોરી; ગર્વી; મિજાજી. જુઓ અકડ.

**અકડૂ** ( અકડૂ ) પું. ફાંકડો; અલબેલો.

**અકડૈત** ( અકડ઼ૈત ) ૧. [ હિં. ] પું. ફાંકડો; અલબેલો.

૨. ન. અભિમાની માણસ.

**અકત** [ હિં. ] વિ. આખું; તદ્દન.

**અકથ** ૫. [ સં. અ ( ખરાબ ) + કથ્ ( કહેવું ) ] વિ. અશ્લીલ; ભૂંડું.

**અકથ્થ** ૩. વિ. અશ્લીલ; ભૂંડું; ગાળ ભરેલું.

**અકથ્થતા** [ સં. અ ( નહિ ) + કથ્ય ( કહેવાય તેવું ) + તા ( પણું ) ] સ્ત્રી. બોલી ન શકાય તેવું હોવાપણું; અનિર્વચનીયતા.

**અકદ** ૫. [ અ. અકદ ( તેણે બાંધ્યું ) ] પું. એક જાતનું ઘરેણું; ગળાનો હાર; કોલર.

૬. પું. મોતીની માળા.

**અકદબંદી** [ અ. અકદ ( ગાંઠ ) + ફા. બંદી ( બાંધવું તે ) ] સ્ત્રી. ઐડાઐડી બાંધવાપણું.

**અકદસ** [ અ. ] વિ. પવિત્ર.

**અકનૂન** [ ફા. કનૂન ( હમણાં ) ] અ. હાલ; આ વખતે.

**અકબ** ૧. [ અ. ] પું. પગનો પાછલો ભાગ; એડી.

૨. અ. પાછળ; પછવાડે.

અકબ કરવું = પાછળ પડવું.

**અકબર** ૩. [ અ. ] પું. મીણ.

**અકબર-અલ-રાઈ** [ અ. અકબર ( શ્રેષ્ઠ ) + અલ ( તે ) + રાય ( પુરાવો ) ] પું. ગુનો સાબિત કરવા માટે પૂરતો પુરાવો; અકબરે રાઈ.

**અકબરાબાદ** [ અ. અકબર ( એક બાદશાહ ) + આબાદ ( સ્થળવાચક નામ બનાવનાર પ્રત્યય ) ] ન. આગ્રા.

**અકબરી** ૯. પું. મુઘલ બાદશાહના વખતનો એક સોનાનો સિક્કો.

**અકબરી અશરફી** [ ફા. અકબરી ( અકબર સંબંધી ) + અશરફી ( એક સિક્કો ) ] સ્ત્રી. મુઘલ શહેનશાહ અકબરના વખતનો સોળ રૂપિયાની કીમતનો સોનાનો સિક્કો.

**અકબરી મોહર** [ ફા. ] પું. એક આંખવાળો માણસ. આ શબ્દ મશ્કરીમાં વપરાય છે.

**અકબરે રાઈ** [ અ. અકબર ( શ્રેષ્ઠ ) + ઈ ( નું ) + રાય ( પુરાવો ) ] પું. ગુનો સાબિત કરવા માટે પૂરતો પુરાવો; અકબર-અલ-રાઈ.

**અકમલ** ૨. વિ. સંપૂર્ણ; પૂરેપૂરું.

**અકમહ** [ અ. કમહ ( તે જન્મથી આંધળો હતો ) ] વિ. જન્મથી આંધળું.

**અકર** ૭. [ અ. અકર ( તેણે ગાળ્યું ) ] પું. ગાળતાં નીકળેલો કચરો.

**અકરણ** ૯. વિ. ( ડિંગળ ) અસંભાવ્ય; અઘટનીય; ન બને એવું.

**અકરણીકરણ** [સં. અકરણી ( ધાતમૂળ બરાબર નીકળે એવી ) + કરણ ( કરવું તે ) ] ન. ( ગણિત ) સમીકરણ કે અપૂર્ણાંકમાંથી વર્ગમૂળ વગેરે ચિહ્ન દૂર કરી ચોખ્ખું રૂપ કરવું તે; 'રૅશનેલિઝેશન'. જેમકે,

$$ક્ષ + \sqrt{(પક્ષ + ૧૦)} = ૮$$
$$\therefore \sqrt{પક્ષ + ૧૦} = ૮ - ક્ષ$$

બન્ને બાજુનો વર્ગ કરતાં

$$પક્ષ + ૧૦ = ૬૪ - ૧૬ક્ષ + ક્ષ^૨$$

આવી રીતે સમીકરણમાંથી કરણી પદ દૂર કરી શકાય છે.

**અકરતુ** [ સં. અકર્તુમ્ ] અ. ( ગ્રામ્ય ) કરેલું ન કરવાને. જુઓ અકર્તુમ્.

**અકરબ** ૫. પું. કજિયાળો માણસ.

૬. પું. ઘડિયાળનો કાંટો.

૭. સ્ત્રી. ( વહાણવટું ) અગ્નિ ખૂણો.

૮. વિ. વધારે નજીક; ઘણું પાસે.

**અકરમ** [ અ. અ ( અત્યંતતા બતાવનાર પૂર્વગ ) + કરમ ( દયા ) ] વિ. ઘણું દયાળુ.

**અકરા** ૨. [ હિં. ] સ્ત્રી. એક જાતનું ઘાસ.

૩. વિ. કીમતી; મૂલ્યવાન.

**અકરાન** ૨. [અ. કર્ન ( શીંગડું )નું બહુવચન] વિ. ઉમર અને મોભામાં સરખું; સરખી ઉમર અને મોભાવાળું.

**અકરાયા** સ્ત્રી. વાવવા માટે બરાબર ચોખ્ખી નહિ કરેલી જમીન.

**અકરિબા** [ અ. અકરબનું બહુવચન ] પું. બ. વ. સગાં; નાતીલા.

**અકરી** ૧. પું. કમોદ.

૨. [ હિં ] પું. વાવણીઆની સાથે જોડેલા પોલા વાંસના મથાળા ઉપરની ગજરણી; ઓરણી

૩. સ્ત્રી. અછત; મોંઘવારી.

**અકરીકટ** સ્ત્રી. બડાઈ; પતરાજી; દ્વિશિયારી.

**અકરું** ૩. [સં. અ ( નહિ ) + કૃ ( કરવું ) ] વિ. ( જૂ. ગુ. ) આકરું; સખત.

તીણુ અનેક અકરૂ કર કરી લોક દમી સોનઉ એકઠઉ મેલિઉ. હેમચંદ્ર

૪. વિ. ઉપાય કરી શકાય નહિ એવું; નિરુપાય.

**અકરોટ** [ સં. અક્ષોટ ] પું. એક જાતનું ફળ. જુઓ અખરોટ.

**અકર્ણગામી** [ સં. અ ( નહિ ) + કર્ણ ( કાન ) + ગમ્ ( જવું ) + ઇન્ ( વાળું ) ] વિ. કાન સુધી અવાજ પહોંચે નહિ એવું; ન સાંભળી શકાય એવું.

**અકર્ણીય** [ સં અ ( નહિ ) + કૃ ( કરવું ) + અનીય ( જેવું ) ] વિ. ગેરવાજબી; અયોગ્ય.

**અકર્મણિ** [ સં. અ ( નહિ ) + કર્મન્ ( કામ ) ] વિ. સ્થિર; ચળે નહિ એવું; નિશ્ચેષ્ટ; શાંત; અક્રિય.

**અકર્મણ્ય** ૪. વિ. આળસુ; એદી.

૫. [સં. અ ( નહિ ) + કર્મણ્ય ( કરવા જેવું ) ] વિ. નકામું; ઉપયોગ વગરનું.

**અકર્મત્વપલ** ન. ફરતા પદાર્થના દરેક અણુના વજનને તેની ધરીથી તેના અંતરના વર્ગે ગુણવાથી નીકળતી રકમ; અકર્મત્વભ્રામક; 'મોમેન્ટ ઑવ ઇનર્શિયા'.

**અકર્ષણીય હર્નિયા** [અ ( નહિ ) + કર્ષણીય ( ખેંચવા જેવું ) + હર્નિયા ( સારણગાંઠ ) ] સ્ત્રી. પાછી ચડાવી ન શકાય તેવી સારણગાંઠ; 'ઇર્રિડ્યુસિબલ હર્નિઅ'.

**અકલકલ** [ સં. અ ( નહિ ) + કલ્ ( જાણવું ) + કલા ( શક્તિ ) ] વિ. ન કળી શકાય એવું; અગમ્ય લીલાવાળું.

**અકલકંટો** [ સં. એક + કંટક ( કાંટો ) ] પું. એ નામની વનસ્પતિ. જાનવરોના પેટની જીવાત દૂર કરવા, માણસોના વા અને પક્ષઘાત મટાડવામાં અને ચામડાં રંગવામાં તેનો ઉપયોગ થાય છે. નાનું અને ઝૂમખામાં ઊગતું તેનું ફળ કડવું, ગરમ અને કેડના શૂળને મટાડનારૂં મનાય છે.

**અકલખુરા** ૧. [ હિં. એક + ફા. ખુર ( ખાનાર ) ] પું. અદેખો માણસ.

૨. પું. સ્વાર્થી અને લાલચુ માણસ.

૩. વિ. આવકાર ન આપે એવું.

૪. વિ. સ્વાર્થી; મતલબી.

**અકલઈ** [ અ. કલફ ( તેણે સુન્નત કરી ) ] પું. વાજબી કારણથી સુન્નત કરાવી ન હોય

એવો મુસલમાન. તેની કચેરીમાં સાક્ષી તરીકે લઈ શકાય છે.

**અકલમંદ** [અ. અકલ (બુદ્ધિ) + ફા. મંદ (વાળું)] વિ. બુદ્ધિશાળી. જુઓ અક્લમંદ.

**અકલલકડિયું** (અકલલકડિયું) વિ. તરત બુદ્ધિવાળું; હાજર સો હથિયાર કરી લેનારું.

**અકલિયત** [અ.] સ્ત્રી. લઘુમતિ.

**અકલ્પવાસી** વિ. (જૈન) વિમાનમાં વસતા એક જાતના દેવોનું.

**અકલ્પિત** ૫. વિ. કુદરતી; નૈસર્ગિક.
૬. વિ. સફેદી વિનાનું.

**અકલ્મષ** ૩. પું. શિવ; શંકર, કેમકે તે કલંક વિનાના છે.

**અકલ્લ** [અ.] વિ. ઘણું નાનું.

**અકલ્લે દર્જા** [અ. અકલ્લ (સૌથી ઓછું) + દર્જા (સ્થિતિ)] પું. ઓછામાં ઓછો ભાગ.

**અકવંદ** [હિં.] પું. એ નામનો વરપમાં થતો એક બારમાસી છોડ. તેનું મૂળ ઝેરના ઉપાય તરીકે ગણવામાં આવતું.

**અકવાર** [હિં.] સ્ત્રી. આલિંગન; છાતી સરસું ચાંપવું તે; ભેટવાપણું.

**અકસર** ૬. પું. વધારે સંખ્યા.
૭. વિ. સામાન્ય; હમેશનું.
૮. [અ.] અ. વારંવાર; વખતોવખત.
અક્સર ઔકાત = વારંવાર; વારે ઘડીએ.

**અકસરીય** [અ.] અ. ખાસ કરીને; મુખ્યત્વે.

**અકસામ** [અ. કિસ્મ (જાત)નું બહુવચન] પું. બ. વ. જાત; વર્ગ.

**અકસીર** ૩. [હિં.] સ્ત્રી. એ નામની વનસ્પતિ; જટામાંસી; છડીલા.
૪. સ્ત્રી. પારસમણિ.

**અકહરા** ૧. [હિં.] વિ. એક પડદાવાળું.
૨. વિ. એકલું.
૧. અકહરા બદન = દૂબળું.
૨. અકહરા બોલ = છૂટા શબ્દ.

**અકંપ** ૩ પું. શંકર; શિવ, કેમકે તે ક્ષોભ વગરના અને સ્થિર છે.

**અકંપિત** ૪. પું. નિશ્ચલ અને અકંપ શિવ; શંકર.

**અકાઇદ** પું. સિદ્ધાંત; નક્કી કરેલ મત; નિર્ણય.

**અકાકિયો** ૨. પું. પરડિયાનો રસ.

**અકાજ** ૩. ન. ઈજા; નુકસાન.
૪. ન. નકામાપણું.

**અકાજી** ૧. [સં. અ (નહિ) + કાર્ય (કામ)] વિ. નકામું; ઉપયોગ વગરનું.
૨. વિ. પાછું હઠનાર.

**અકાબર** ૬. પું. મુખી; આગેવાન; નેતા.

**અકામ** ૧૦. વિ. ઇચ્છા સફળ થઈ ન હોય એવું; મનોરથ સિદ્ધ થયા વિનાનું.
૧૧. વિ. નકામું; ઉપયોગ વગરનું.

**અકાર** ૮. [હિં.] પું. આકાર; રૂપ.
અકાર નાપ = વસ્તુના કદનું માપ.
૯. પું. દેખાવ.

**અકારણ** ૫. અ. કાળજી વગર.

**અકારત** ૪. [હિં.] વિ. કામમાં ન આવે એવું.
૫. વિ. નકામું; નિષ્ફળ.
૬. વિ. વપરાશમાં ન હોય એવું.

**અકારથ** ૨. [હિં.] વિ. બિનઉપયોગી. જુઓ અકારત ૪, ૫, ૬.
૧. અકારથ કરવું = (૧) ઉડાવી દેવું. (૨) નકામું બનાવવું.
૨. અકારથ જવું-થવું = (૧) નાશ પામવું. (૨) પવનમાં ઊડી જવું. (૩) બગડવું. (૪) બદલો ન આપવો; એળે જવું.

**અકારથ પૂંજી** [અ (નહિ) + કાર્ય (કામ) + પૂંજી (દોલત)] સ્ત્રી. જાકડ માલ; પાછો આપવાની શરતે વાપરવા આપેલો માલ; 'ડેડ સ્ટૉક'.

**અકાર્બન રસાયન** [અ (નહિ) + કાર્બન (કોલસો) + રસાયન (એક વિદ્યા)] સ્ત્રી. જડ પદાર્થની ચર્ચા કરતું શાસ્ત્ર; 'ઇનઑર્ગેનિક કેમિસ્ટ્રિ'.

**અકાર્બનિક** [અ (નહિ) + કાર્બન (કોલસો) + ઇક (વાળું)] વિ. જડ; અચેતન; નિર્જીવ.

**અકાલ** ૮. [હિં.] પું. ખોટ; કમી; ન્યૂનતા; ઓછપ.

**અકાલજલોદય** [સં. અ (નહિ) + કાલ (વખત) + જલ (પાણી) + ઉદય (ઉત્પત્તિ)] પું. ધુમ્મસ; ઓસ; આછામાં આછા પાણીનાં અણુઓથી વાતાવરણનો અપારદર્શક ધુમાડા જેવો દેખાવ.

**અકાલજ્વર** [સં. અ (ખરાબ) + કાલ (વખત) + જ્વર (તાવ)] પું. દુકાળના વખતમાં આવતો ટાયફસને મળતો તાવ; 'ફેમિન ફીવર'.

**અકાલનિવારણ** [સં. અ (નહિ) + કાલ (વખત) + નિવારણ (ઉપચાર)] ન. દુકાળમાં લોકોને અપાતી રાહત; 'ફેમિન રિલીફ'.

**અકાલપુષ્પ** [સં. અ (નહિ) + કાલ (વખત) + પુષ્પ (ફૂલ)] ન. ઋતુ વગરનું ફૂલ; કરતનું ફૂલ; મોસમ વિનાનું ફૂલ.

**અકાલપ્રસવ** [સં. અ (નહિ) + કાલ (વખત) + પ્રસવ (જન્મ)] પું. ગર્ભ રહ્યાથી ચોથા માસ પછી થતો ગર્ભસ્રાવ.

**અકાલફલ** [સં. અ (નહિ) + કાલ (વખત) + ફલ (ફળ)] ન. મોસમ વગરનું ફળ; કઋતુનું ફળ.

**અકાલી** ૫. વિ. અમર; નાશ નહિ પામનારું.

**અકાલીનતા** ૨. સ્ત્રી. કવખતનું હોવાપણું.
૩. સ્ત્રી. નાશ નહિ થવાપણું; અમરતા.

**અકાસી** [હિં.] વિ. વાતાવરણ સંબંધી.

**અકાંડ** ૬. વિ. કાંડ એટલે કાતળી વગરનું.
૭. વિ. ડીટિયા વિનાનું.

**અકાંતિ** ૧. [સં. અ (નહિ) + કાન્તિ (નૂર)] સ્ત્રી. તેજ વગરનું હોવાપણું.
૨. સ્ત્રી. બોજો; ભારરૂપ વસ્તુ.
૩. વિ. ઝાંખું; ઉજાસ વગરનું.

**અકિંચિત્કર હેત્વાભાસ** [સં. અ (નહિ) + કિંચિત્ (કાંઈ) + કર (કરનાર) + હેત્વાભાસ (ખોટો હેતુ)] પું. (ન્યાય) કોઈ સાધ્યની એટલે સિદ્ધ થઈ શકે એવી બાબતની સિદ્ધિ એટલે સાબિતી કરી ન શકે તેવો હેતુ.

**અકીક** ૩. પું. યૂકેલિપ્ટસના વર્ગનું એક જાતનું ઝાડ; 'રેડ ગમ'.

**અકીકા** ૧. [અ.] પું. જન્મની ખુશાલીમાં મુસલમાન લોકોમાં કરાતી એ નામની એક ધાર્મિક ક્રિયા.
૨. પું. બાળકના જન્મ પછીનો છઠ્ઠો દિવસ.
૩. પું. બાળકના નહિ ઉતરાવેલા માથાના વાળ; બાળમોવાળા.
૪. પું. મુસલમાનોમાં છઠ્ઠીને દિવસે અપાતું જમણ.

**અકીદત** ૨. સ્ત્રી. વફાદારી; નિમકહલાલી.
અકીદતમંદ = વફાદાર; નિમકહલાલ.

**અકીદા** ૩.—
૧. અકીદા યે મઝહબ = ધાર્મિક પ્રતિજ્ઞાઓ.
૨. ખુશ અકીદા = શ્રદ્ધાળુ; વિશ્વાસુવાળું.
૩. બદ અકીદા = અશ્રદ્ધાળુ; આસ્થા વગરનું.
૫. પું. વફાદારી; નિમકહલાલી.

**અકીધ** વિ. (ડિંગળ) નહિ કરેલું.

**અકીમ** [અ.] વિ. વાંઝિયું; સંતાન વિનાનું.

**અકીમા** [અ.] સ્ત્રી. છોકરાં ન થતાં હોય એવી સ્ત્રી; વાંઝણી.

**અકીરત** ૧. [ સં. અ ( નહિ ) + કીર્તિ ( આબરૂ ) ] સ્ત્રી. ( હિંદી ) બદનામી; કલંક.
૨. સ્ત્રી. બેઆબરૂ; અપમાન.

**અકીલ** [ અ. ] વિ. ડહાપણવાળું; ચતુર.

**અકુલિની** ૧. [ અ ( નહિ ) + કુલીન ( ખાનદાન ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. હલકા કુટુંબની સ્ત્રી.
૨. વિ. સ્ત્રી. નીચ કુળની; હલકી.

**અકુશલ** ૫. ન. પાપ.

**અકુળિયું** [ સં. અ ( નહિ ) + કુલીન ( ખાનદાન ) ] વિ. નીચા કુળનું; હલકા વંશનું; કુળવાન નહિ એવું.

**અકુંઠ** ૬. વિ. સ્થિર; દૃઢ; અચળ.

**અકુંદ** [ હિં. ] આકડાનો છોડ.

**અકુંદર અત્તાહા** [ હિં. ] પું. આકડાનો છોડ.

**અકૂબત** [ અ. અકબ ( તે પાછળ આવ્યો ) ] સ્ત્રી. શિક્ષા; સજા.

**અકૂલ** ૨. [ અ. ] વિ. બહુ ખાનાર; અકરાંતિયું.

**અકૃત** ૧૫. પું. ઈશ્વર; પરમાત્મા; પ્રભુ.
૧૬. વિ. કુદરતી; સ્વાભાવિક.
૧૭. વિ. ધીમું; ધીરું; મંદ.
૧૮. વિ. પોતાની મેળે ઉત્પન્ન થયેલ; સ્વયંભૂ.

**અકૃતદાર** ૧. [ સં. અ ( નહિ ) + કૃત ( કરેલું ) + દારા ( સ્ત્રી ) ] પું. પરણ્યો ન હોય એવો માણસ; વાંઢો.
૨. વિ. પું. પરણ્યા વિનાનો; કુંવારો.

**અકૃતવર્ચા** [ સં. અકૃતવર્ચન્ ] પું. ( પુરાણ ) વ્યાસજીના શિષ્ય રોમહર્ષણ સૂતના ૭ માંહેનો એ નામનો શિષ્ય; કાશ્યપ.

**અકૃતશુલ્ક** ૧. [ સં. અ ( નહિ ) + કૃત ( કરેલું ) + શુલ્ક ( કર ) ] વિ. જકાત ન આપનાર.
૨. વિ. જેના પર વેરો લેવામાં ન આવ્યો હોય એવું.

**અકૃતાત્મા** ૮. વિ. ઈશ્વરદર્શન નહિ પામેલું.

**અકૃતોદ્વાહ** ૧. [ સં. અ ( નહિ ) + કૃત ( કરેલું ) + ઉદ્વાહ ( લગ્ન ) ] પું. કુંવારો માણસ; વાંઢો.
૨. વિ. નહિ પરણેલું; અવિવાહિત; લગ્ન ન થયાં હોય એવું.

**અકૃદ્દ્વાહ** [ સં. અ ( નહિ ) + કૃત્ ( કરનાર ) + ઉદ્વાહ ( લગ્ન ) ] વિ. ( હિંદી ) નહિ પરણેલ; અવિવાહિત.

**અકૃષ્ટરોહી** [ સં. અ ( નહિ ) + કૃષ્ટ ( ખેડેલું ) + રોહ્ ( ઊગવું ) + ઇન્ ( વાળું ) ] વિ. ખેડ્યા વિના ઊગી નીકળતું; જંગલી.

**અકૃષ્ણ** ૫. વિ. તમોગુણ વગરનું.

**અકેતો** વિ. ( કચ્છી ) અકરાંતિયું; ખાઉધરું.

**અકેલા** ૧. [ હિં. ] વિ. એકલું; સાથ વગરનું.
૧. અકેલા રહેવું = જુદું રહેવું.
૨. અકેલા સૂવું = (૧) પતિપત્નીએ એકબીજાથી જુદું સૂવું. (૨) પતિથી લજાવું.
૩. અકેલી કહાની = બે બાજુ માંહેની એકની જાહેરાત.
૨. અ. એકલું; એકલે હાથે.

**અકેલે દુકેલે** [ હિં. ] વિ. એકલું; સાથ વગરનું.

**અકોણો** વિ. પું. મસ્તીખોર.

**અકોર** ૫. [ હિં. ] સ્ત્રી. જેનું વાછડું મરી ગયું હોય તેવી ગાયને દોહતી વખતે પંપાળવાપણું.

**અકોરી** [ હિં. ] વિ. લાંચ નહિ લેનાર.

**અકોર્ડીઅન** ન. એ નામનું એક જાતનું હાર્મોનિયમ જેવું વાજું.

**અકોલા** ૧. [ હિં. ] પું. શેરડીનું આગળું.
૨. ન. એ નામની બ્રાહ્મણની અટકનું માણસ.
૩. વિ. એ નામની બ્રાહ્મણની અટકનું.

**અકોપી**—એકકોપી. આદિજીવ એકકોપી હતા.

**અકૌટા** [ હિં. ] પું. ગરેડીની ધરી.

**અકૌભિ** ૧. પું. કુભા પાસેના એટલે કાબુલ નદી પાસેના લોક; ગ્રીક લોકોમાંથી ઊતરી આવેલ એક પ્રજા.
૨. પું. નીસિયન લોકોના પ્રજાસત્તાક રાજ્યનો પ્રમુખ; કુભા નદી પાસેના લોકોનો મુખી.
૩. ન. એ નામનું રાજ્ય.

**અક્કલકરો**—તે હિંદનાં જંગલ, દક્ષિણ યુરપ અને ઉત્તર અમેરિકામાં થાય છે.

**અક્કા** ૪. પું. પ્રિય મિત્ર; વહાલો દોસ્ત.
૫. પું. બાપ; પિતા.
૬. સ્ત્રી. મોટી બહેન.

**અક્કાલ** [ અ. ] વિ. બહુ ખાનાર; અકરાંતિયું.

**અક્કાસ** ૧. [ હિં. ] પું. આકાશ; આસમાન.
૨. પું. ઈશ્વર; એ નામનું અતિ બારીક તત્ત્વ એટલે મૂળ રૂપ.

**અક્કાસ અગન ગોલે** [ હિં. ] પું. ખરતા તારા.

**અક્કાસગંગા** [ હિં. ] સ્ત્રી. આકાશગંગા; આકાશમાં રાત્રે અસંખ્ય ચાંદરણીઓનો લાંબો સફેદ ચળકતો લિસોટો.

**અક્કાસગોલા** [ હિં. ] પું. ખગોળ; ગગનમંડળ.

**અક્કાસ ચોટી** [ હિં. ] સ્ત્રી. ઊંચામાં ઊંચો ભાગ.

**અક્કાસ દિયા** [ હિં. ] પું. આકાશદીવો; હિંદુઓ કારતક મહિને એક વાંસ ઉપર ઊંચે લટકાવે છે તે દીવો. જુઓ આકાશદીવો.

**અક્કાસ ધુરી** [ હિં. ] સ્ત્રી. આકાશી ગોળાની ધરી.

**અક્કાસનીમ** [ હિં. અક્કાસ ( આસમાન ) + નીમ ( લીમડો ) ] પું. લીમડાના ઝાડ ઉપર ઊગતી વનસ્પતિ.

**અક્કાસફલ** ૧. [ હિં. ] ન. બાળક; સંતાન.
૨. અ. વહાલું ! પ્રિય !

**અક્કાસ બાની** [ હિં. અક્કાસ ( આકાશ ) + બાની ( વાણી ) ] સ્ત્રી. આકાશવાણી; ગેબી અવાજ.

**અક્કાસ બિર્ત** [ સં. આકાશ + વૃત્ત ( આજીવિકા ) ] ન. ( હિંદી ) ગુજરાનનું ચોક્કસ સાધન ન હોય એવું માણસ.

**અક્કાસ બ્રિત્તિ** [ સં. આકાશ + વૃત્તિ ( ગુજરાન ) ] ન. ( હિંદી ) ભરણપોષણના નક્કી સાધન વિનાનું માણસ.

**અક્કાસબેલ** [ હિં. અક્કાસ ( આકાશ ) + બેલ ( વેલ ) ] સ્ત્રી. અમરવેલ. તેને મૂળ કે પાંદડાં હોતાં નથી. તે ઝાડ ઉપર ઊગે છે.

**અક્કાસ મંડલ** [ હિં. અક્કાસ ( આકાશ ) + મંડલ ( ગોળ ઘેરાવ ) ] ન. આકાશમંડળ.

**અક્કાસમુખી** [ હિં. અક્કાસ ( આકાશ ) + મુખી ( મોઢાવાળું ) ] પું. સૂર્ય સામું મોઢું રાખી તેની ઉપાસના કરનાર શૈવપંથનો ભક્ત.

**અક્કાસી ચીઝ** ( અક્કાસી ચીઝ ) [ હિં. ] સ્ત્રી. તારા, ગ્રહ કે એવો કોઈ આકાશમાંનો પદાર્થ.

**અક્કાસી દીવા** [ હિં. ] પું. આકાશદીવો, જે હિંદુઓ કારતક મહિને એક વાંસ ઉપર ઊંચે લટકાવે છે. જુઓ આકાશદીવો.

**અક્કાસી બસ્ત** [ હિં. ] સ્ત્રી. ગ્રહ, નક્ષત્ર કે એવા કોઈ આકાશી પદાર્થ.

**અક્ખડ** ( અક્ખડ઼ ) ૭. પું. મૂર્ખ માણસ.
૮. પું. લાગણી વગરનો માણસ.
૯. વિ. અક્કલ વગરનું; મૂર્ખ.
૧૦. વિ. અભિમાની; ગર્વી.
૧૧. વિ. કજિયાળું.

૧૨. વિ. જિદ્દી; હઠીલું.
૧૩. વિ. બેડોળ; ખરાબ.
૧૪. વિ. લાગણી વગરનું.
**અકખડપણુ** ( અકખડ઼પણુ ) પું. ઉદ્ધતાઈ; અસભ્યતા.
**અકખડપણા** (અકખડ઼પણા) પું. ઉછાંછળાવેડા; અસભ્યતા.
**અકખન** [ હિં ] વિ. એક આંખવાળું.
**અકખર** પું. ( ડિંગળ ) અક્ષર.
**અકખા** ૧. [ હિં ] પું. ઘોડા કે બળદ પર લાદેલ અનાજના છાલકાનો દરેક બાજુનો ભાગ.
૨. પું. પાણીની પખાલનો દરેક બાજુનો ભાગ.
**અકખેં** [ હિં ] પું. અકખા. જુઓ અકખા.
**અકખોમકખો** ૧. [ આંખ + મુખ ( મોઢું )] સ્ત્રી. ( હિંદી ) બાળક ફાનસ સામે તાકીને જુએ ત્યારે તેના મોઢા ઉપર મારવાનો બૈરાંનો એક રિવાજ. તે ભૂતપ્રેતાદિની અસરમાંથી બચાવે એમ મનાય છે.
૨. સ્ત્રી. યુક્તિ; દાવ.
**અકટંગ** [ અં. ઍક્ટિંગ ] પું. ( હિંદી ) કામચલાઉ માણસ.
**અકત** ૭. ન. તેલ.
૮. વિ. પૂર્ણ; પૂરું.
૯. વિ. મુક્ત; વાળું.
**અકતૂબર** [ અં. ઓક્ટોબર ] પું. ( હિંદી ) ઓક્ટોબર મહિનો.
**અકદ** ૧. [ અ. અકદ ( તેણે બાંધ્યું )] પું. કરાર; પ્રતિજ્ઞા.
૨. પું. લગ્નગાંઠ; વિવાહનો કરાર.
૧. અકદ કરવું = (૧) પરણવું. (૨) પરણાવવું.
૨. અકદ હોવું = પરણવું.
૩. પું. સાટું.
અકદે બાએ ઓ શિરા = ખરીદી અને વેચાણનું સાટું.
**અકદનામા** [ અ. અકદ ( લગ્નકરાર ) + નામા ( દસ્તાવેજ )] ન. લગ્નનો કરાર.
**અકદબંદી** [ અ. અકદ ( લગ્નકરાર ) + બંદી ( બંધન )] સ્ત્રી. લગ્ન કરવાપણું.
**અકદાના** [ અ. અકદ ( લગ્નકરાર ) + આના ( સંબંધી )] પું. લગ્નની ફી.
**અકદે ઝબાની** ( અકદે ઝબાની ) [ અ. અકદ ( સાટું ) + એ ( નું ) + ઝબાની ( ખરડું )] ન. મોઢાનું સાટું.
**અકદે તહરીરી** ન. સાટું.
**અકદે રહ્ન** [ અ. અકદ ( સાટું ) + એ ( નું ) + રહ્ન ( ગીરવી )] ન. ગીરોનું સાટું.
**અકુ** ૪. [ અ. ] પું. લગ્ન ક્રિયાનો એક ભાગ.
**અકુમ** ૮. પું. અપરાધ; દોષ; ગુનો.
**અક્રિય** ૮. વિ. જડ; ચેષ્ટા વગરનું; નિશ્ચેષ્ટ; શાંત.
**અક્રિયસાઝી** ( અક્રિયસાઝી ) [ અ ( નહિ ) + ક્રિય ( કામ કરનાર ) + સાઝી ( ભાગીદાર )] પું. વેપારના કામકાજમાં કાંઈ ભાગ ન લેનાર પણ નફાતોટા માટે જવાબદાર ભાગીદાર.
**અક્રૂર** ૫. પું. વિષ્ણુ ભગવાન, કેમકે તેમનામાં ક્રૂરતા નથી. તેઓ પ્રાણી માત્ર ઉપર દયાળુ છે. તેમનો ન્યાય દયા ભરેલો હોય છે. અધર્મી અને પાપીને ન્યાય આપતી વખતે પણ તે અક્રૂર રહે છે તેથી તે અક્રૂર કહેવાય છે.
૬. પું. શિવ; શંકર, કારણ કે તે દયાળુ છે.
**અક્રોધન** ૨. પું. ( પુરાણ ) જહ્નુકુળમાં જન્મેલા સાત્વિક રાજાના દીકરા અયુતનો દીકરો, કેમકે તે કદી ક્રોધ કરતો નહિ.
૩. પું. બૃહસ્પતિ, કારણ કે તે કદી ગુસ્સે થતા નથી.
**અકલ** ૧.—
૧. અકલ કામ નહિ કરવી = બુદ્ધિ ન પહોંચવી.
૨. અકલ ખરચવી-દોડાવવી = બુદ્ધિ વાપરવી.
૩. અકલ ચક્કરમાં આવવું = ગભરાવું.
૪. અકલ દેવી = સલાહ આપવી.
૫. અકલ પકડવી = (૧) બુદ્ધિ આવવી. (૨) સુધીમાં આવવું.
૬. અકલ પર પડદો પડી જવો = બુદ્ધિમાં મંદ હોવું.
૭. અકલ મરી જવી-જતી રહેવી = ભાન ખોવું.
૮. અકલથી દૂર-બહાર = (૧) અર્થ વગરનું. (૨) કલ્પી શકાય નહિ એવું.
૯. અકલના ઘોડા દોડાવવા = (૧) ખોટા તરંગ કરવા. (૨) બુદ્ધિ નકામી વાપરવી.
૧૦. અકલની કોતાહી = ડહાપણની ખામી.
૧૧. અકલનું આંધળુ = અકલ વગરનું.
૧૨. અકલનો દુશ્મન = મૂર્ખ.
૧૩. અકલનો પૂરો = બેવકૂફ.
૧૪. અકલમાં આવવું = સમજવું.
૧૫. અકલમાં કુસૂર = નબળા મગજનું.
૧૬. અક્લે ઇન્સાની = સમજશક્તિ.
૧૭. અક્લે કુલ = મુખ્ય સલાહકાર.
૧૮. અક્લે સલીમ = ઊંડી બુદ્ધિ.
૧૯. અક્લે સહીહ = ઊંડી બુદ્ધિ.
૨૦. અક્લે હૈવાની = લાગણી.
૨૧. દુરુસ્ત અકલ = સંગીન મગજનું.
૨૨. નાકિસ અકલ = ખોડવાળી બુદ્ધિ.
૨૩. પુખ્તગી યે અકલ = પાકો બુદ્ધિ.
૨. [ અ. ] પું. ખાવું તે.
અક્લો શુર્બ = ખાવુંપીવું તે.
૩. પું. ખોરાક.
**અકલન** ૧. [ અ. ] અ. અટકળે; અનુમાનથી.
૨. અ. ડહાપણથી.
**અકલમંદ**—
અકલમંદકી દુમ = ડહાપણની પૂંછડી; મૂર્ખ માણસ.
**અકલમંદી** [ અ. ] સ્ત્રી. ડહાપણ; શાણપણ.
**અકલવંત** વિ. ડાહ્યું; ડહાપણવાળું; સમજુ.
**અકલવંતા** વિ. ડાહ્યું; અકલવંત.
**અક્લિલઉલમુલ્ક** પું. સ્વાદમાં વટાણા જેવી એક જાતની પીળાશ પડતા ભૂરા રંગની વનસ્પતિ. તેની શિંગ લીસી અને સહેજ કરચલીવાળી, કઠણ, તૂટે નહિ તેવી અને ઉપરથી સહેજ વાંકીચૂંકી હોય છે. તેની લોપરી સોજો અને દુખાવો ઓછો કરવાના ઉપયોગમાં લઈ શકાય, શૂળ, ઝાડા અને સાંધવાના રોગમાં તે પીવાના ઉપયોગમાં લેવાય અને લોહી સુધારક હોવાથી તે કંડમાળમાં પણ વપરાય છે.
**અક્લિષ્ટ** ૬. વિ. નિર્દોષ; અપરાધ વિનાનું.
૭. વિ. પૂર્ણ; પૂરું.
૮. વિ. સ્વાભાવિક; કુદરતી.
**અક્લિષ્ટવક્તા** [ સં. અ ( નહિ ) + ક્લિષ્ટ ( અટપટું ) + વક્તૃ ( બોલનાર )] પું. નિર્દોષ બોલનાર પુરુષોત્તમ ભગવાન.
**અક્લી** ૧. [ અ. ] વિ. બુદ્ધિને લગતું.
૨. વિ. સમજુ; બુદ્ધિશાળી.
**અક્લીબ** ૧. [ સં. અ ( નહિ ) + ક્લીબ ( બીકણ )] વિ. બહાદુર; શૂરવીર.
૨. [ સં. અ ( નહિ ) + ક્લીબ ( નપુંસક )] વિ. પું. નપુંસક ન હોય એવો; મરદાઈવાળો.
**અક્લીલ** [ અ. ] પું. ( વહાણવટું ) અગ્નિખૂણા અને દક્ષિણ દિશા વચ્ચેની જગ્યા.
**અક્લોશુર્બ** [ અ. ] પું. ખાણુંપીણું.
**અક્ષ** ૪૦. પું. કરોડરજ્જુવાળાં પ્રાણીના શરીરની ધરી; મજ્જાતંતુનો પ્રભવરૂપ પ્રક્ષેપ; 'એક્સોન'.
૪૧. પું. દંતચૂડ; 'ઍક્સિસ'.
**અક્ષક** ૩. ન. છાતીની આગલી બાજુના ઉપલા ભાગમાં આવેલું એક હાડકું; હાંસડી; 'ક્લેવિકલ'. જુઓ અક્ષકાસ્થિ.

**અક્ષકપર્શુકાબંધન** [ સં. અક્ષક ( હાંસડીનું હાડકું ) + પર્શુકા ( પાંસળી ) + બંધન ( બાંધવું તે ) ] ન. પર્શુકાક્ષક સંયોજક સ્નાયુ; હાંસડી અને પાંસળીને જોડનાર સ્નાયુ; 'કૉસ્ટો ક્લવિક્યુલર લિગમન્ટ'. આ સ્નાયુ પહેલી ઉપપર્શુકાની ઊપલી બાજુને અને અક્ષકાસ્થિની નીચલી બાજુને લાગેલો હોવાથી તેના સાંધાને મજબૂત બનાવે છે.

**અક્ષકાધરવિશ્લેષ** [ સં. અક્ષક ( હાંસડીનું હાડકું ) + અધર ( નીચે ) + વિશ્લેષ ( ઢીલાપણું ) ] પું. ભુજાસ્થિનું એટલે બાવડાના હાડકાનું આગળના ભાગમાં હાંસડી નીચે ખડી જવું તે; 'સબક્લવિક્યુલર ડિસલોકેશન'.

**અક્ષકાધરા** સ્ત્રી. છાતીની આગલી બાજુ પર ખભાને નીચો તેમ જ આગળ લાવનારી મધ્યરેખાની દરેક બાજુએ રહેલી એક પાતળી અને ત્રિકોણાકાર પેશી; 'સબક્લેવિયસ'. આ પેશી પહેલી પાંસળી અને પહેલી ઉપપર્શુકાના સાંધા પરથી શરૂ થઈ, ત્રાંસી ઊંચે અક્ષકાસ્થિને લાગેલ છે.

**અક્ષકાધવર્તિની ધમની** [ સં. અક્ષક ( હાંસડી ) + અધઃ ( નીચેનું ) + વર્તિની ( આવેલી ) + ધમની ( ધોરી નસ ) ] સ્ત્રી. અક્ષાધરા ધમની; જત્રુ ઊર્ધ્વ ધમની; મહાધમનીમાંથી નીકળતી ધોરી નસ; 'સબક્લેવિઅન આર્ટરિ'. જુઓ અક્ષાધરા ધમની.

**અક્ષકાસ્થિ** [ સં. અક્ષક ( હાંસડી ) + અસ્થિ ( હાડકું ) ] ન. છાતીની આગલી બાજુના ઉપલા ભાગમાં દરેક બાજુએ આવેલું એક હાડકું; 'ક્લેવિકલ'. આ હાડકાનો આકાર ધનુષ્યના જેવો હોઇ તે ખભાના મૂળ ભાગથી ઉરઃફલક સુધી લંબાયેલું છે. તેનો બહારનો છેડો અંસકૂટ જોડે, અને અંદરનો છેડો ઉરઃફલક સાથે જોડાયેલો છે. બે અંસફલકો બે અક્ષકાસ્થિઓ સાથે મળીને અંસચક્ર રચે છે. પ્રાચીન શારીરવિદો એને જત્રુ નામથી ઓળખતા. અંદરના છેડા પર બે સંધિલક્ષ્મ એટલે સાંધાનાં ચિહ્ન છે. તેમાંનું ઉપલું ઉરઃફલકની બાજુ સાથેના અને નીચલું પહેલી ઉપપર્શુકા સાથેના સંધાન માટે છે. આ છેડાની નીચલી બાજુ ખડબચડી હોવાથી તેના ઉપર પર્શુકાક્ષક સંયોજક સ્નાયુ લાગેલો છે. બહિઃપ્રાંત એટલે બહારના છેડા પર ફક્ત એક સંધિલક્ષ્મ છે. તે અંસકૂટ સાથેના સંધાન માટે છે. આ છેડાને અંસાક્ષક સંયોજક સ્નાયુ લાગેલો છે. મધ્યનલકનો આકાર ધનુષ્યના જેવો હોઈ તે બે રીતે વળેલો છે. આગલી બાજુ પરથી જોઈએ તો તેનો બહારનો અર્ધ ભાગ અંતર્ગોળ જ્યારે અંદરનો અર્ધ ભાગ બહિર્ગોળ જણાય છે. મધ્યનલકનો બહારનો અર્ધ ભાગ ચપટો અને અંદરનો અર્ધ ભાગ ગોળ છે. બાહ્યાર્દ્ધ એટલે બહારના અરધા ભાગના તળિયા પર એક આવેલ ગાંઠને ત્રિકોણિક નામનો સ્નાયુ અને ત્યાંથી નીકળતી એક ત્રાંસી રેખાને ચતુરસ્રિક નામનો સ્નાયુ લાગેલો છે. બહારના અરધા ભાગની ઉપલી બાજુ પરથી અંસચ્છદા અને પૃષ્ઠચ્છદા નામની પેશીઓ અને તેની નીચલી બાજુથી અક્ષકાધરા નામની નાની પેશી નીકળે છે. મધ્યનલકના અંદરના અર્ધ ભાગ પરથી અનુક્રમે નીકળતી ત્રણ પેશો: (૧) ઉરઃકર્ણમૂલિકા, (૨) ઉરઃપ્રચ્છદા ગુર્વી, (૩) ઉરોજિહ્વા મૂલિકા.

**અક્ષકાસ્થિછેદન** [ સં. અક્ષક ( હાંસડી ) + અસ્થિ ( હાડકું ) + છેદન ( કાપ ) ] ન. છાતીની આગલી બાજુ ઉપર ઉપલા ભાગમાં દરેક બાજુએ આવેલ નલકાસ્થિનું છેદન; 'ક્લાઇકોટૉમિ.

**અક્ષકાંતરાલ સ્નાયુ** [ સં. અક્ષક ( છાતીના ઉપલા ભાગનું એક હાડકું ) + અંતરાલ ( વચ્ચે ) + સ્નાયુ ( માંસનો તંતુ ) ] પું. બન્ને અક્ષકાસ્થિના અંદરના છેડા વચ્ચે આવેલો અને તેમને પરસ્પર જોડનાર સ્નાયુ; 'ઇન્ટર ક્લવિક્યુલર લિગમન્ટ'.

**અક્ષકોત્તરા** [ સં. અક્ષક ( હાંસડીનું હાડકું ) + ઉત્તર ( ઉપરનું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ડોકના નાડીચક્રના ત્રીજા અને ચોથા જ્ઞાનતંતુથી બનેલ જ્ઞાનતંતુ; 'સ્યૂપ્ર ક્લવિક્યુલર બ્રૅન્ચિઝ'.

**અક્ષકોરઃસંધાન** [ સં. અક્ષક ( છાતીના ઉપલા ભાગનું એક હાડકું ) + ઉરસ ( છાતી ) + સંધાન ( જોડાણ ) ] ન. એ નામનો એક સાંધો; અક્ષકાસ્થિનો અંદરનો છેડો ઉરઃફલકની બાજુ સાથે જોડાય છે તે સાંધો; 'સ્ટર્નોક્લવિક્યુલર આર્ટિક્યુલેશન'. તે સ્નાયુકોષ (આર્ટિક્યુલર કૅપ્સ્યુલ) વડે ઘેરાયેલો છે. તેની અંદર શ્લેષ્મધરકળા ( સાઇનોવીઅલ મેમ્બ્રન ) અને તરુણાસ્થિ (કાર્ટિલેજ) ચક્ર રહેલું છે. તેને મજબૂતી આપતા બીજા ત્રણ સ્નાયુઓ: અક્ષકોરઃસંયોજક (સ્ટર્નોક્લવિક્યુલર લિગમન્ટ), પર્શુકાક્ષકસંયોજક (કૉસ્ટોક્લવિક્યુલર લિગમન્ટ) તથા અક્ષકાંતરાલ (ઇન્ટર ક્લવિક્યુલર લિગમન્ટ).

**અક્ષકોરઃસંયોજક સ્નાયુ** [ સં. અક્ષક ( છાતીના ઉપલા ભાગનું એક હાડકું ) + ઉરસ ( છાતી ) + સંયોજક ( જોડનાર ) + સ્નાયુ ( માંસન તંતુ ) ] પું. અક્ષકોરઃસંધાનની આગળ રહેલો એ નામનો સ્નાયુ; 'સ્ટર્નોક્લવિક્યુલર લિગમન્ટ'.

**અક્ષકોર્ધ્વત્વગીયા નાડી** ( અક્ષકોર્ધ્વત્વગીયા નાડી ) સ્ત્રી. ઉપાક્ષકા નાડી; ડોકની ત્રીજી અને ચોથી નાડીનો બનેલ એક જ્ઞાનતંતુ; 'સ્યૂપ્ર ક્લવિક્યુલર નર્વ'.

**અક્ષખંડ** [ અક્ષ ( ધરી ) + ખંડ ( ભાગ ) ] પુ. બીજી લીટીઓ સાથેના બે છેદબિંદુની વચ્ચે આવેલ ધરીનો ભાગ; 'ઇન્ટરસેપ્શન ઍક્સિસ'.

**અક્ષચક્ર** ૧. [ સં. અક્ષ ( જ્ઞાનેંદ્રિય ) + ચક્ર ( જથ્થો ) ] ન. ઇંદ્રિયોનો સમૂહ.

૨. ન. રથની ધરી.

૩. [ સં. અક્ષ ( રથ ) + ચક્ર ( પૈડું ) ] ન. રથનું પૈડું.

**અક્ષજ** ૮. વિ. પ્રથમ પંક્તિના હીરાની ૧૮ જાત માંહેની એ નામની એકનું.

**અક્ષત** ૧૬. પું. મહારાષ્ટ્રની લગ્નનાં નોતરાં દેવાની એક રીત.

૧૭. [ સં. અ ( નહિ ) + ક્ષત ( પીડા ) ] વિ. દુઃખ વગરનું.

૧૮. વિ. સારી રીતે બચાવ થયેલું; સુરક્ષિત.

**અક્ષતતિલક** [ સં. અક્ષત ( ચોખા ) + તિલક ( ટીલું ) ] ન. કપાળ ઉપર થોડા ચોખાના દાણા ચોડવાની ક્રિયા.

**અક્ષતંતુ** [ સં. અક્ષ ( જ્ઞાનેન્દ્રિય ) + તંતુ ( તાંતણો ) ] પું. કરોડવાળાં પ્રાણીના શરીરની ધરી; 'ઍક્સોન'.

**અક્ષતુંડસંયોજકબંધન** [ સં. અક્ષક ( હાંસડી ) + તુંડ ( ચાંચ ) + સંયોજક ( જોડનાર ) + બંધન ( બાંધવું તે ) ] ન. ખભાના હાડકાના પ્રવર્દ્ધનક અને અક્ષકાસ્થિના આગળના ભાગને જોડતો બંધ; 'કોરકો-ક્લવિક્યુલર લિગમન્ટ'.

**અક્ષદંડ** [ સં. અક્ષ ( ધરી ) + દંડ ( લીટી ) ] પું. ગોળ પદાર્થના મધ્યબિંદુમાંથી પસાર થઈ બન્ને તરફ તેની સપાટી સુધી જતી સીધી લીટી.

**અક્ષદંત** [ સં. અક્ષ ( ચક્ર ) + દંત ( દાંતો ) ] પું. ચક્રનો દાંતો.

**અક્ષપટ** [ સં. અક્ષ ( આંખ ) + પટ ( પડદો ) ] પું. આંખની અંદરનો ઉપસેલો પારદર્શક પડદો; 'કૉર્નિઅ'.

**અક્ષપૃષ્ઠમસ્તકપત્ર** ન. ધવડાવનારાં પ્રાણીના અંદરના કાનમાં અવાજનાં મોજાંને ઝીલનાર છેવટનું સ્થિતિસ્થાપક પડ; 'મેમ્બ્રન ટેક્ટોરિઅ'.

**અક્ષપ્રિય** [ સં. અક્ષ ( પાસો ) + પ્રિય ( વહાલું ) ] વિ. જૂગટા માટે ઘણા પ્રેમવાળું.

**અક્ષમણુક** પું. ડોકની બીજી કશેરુકા ( વર્ટિબ્ર ) અથવા દંતચૂડા; 'ઍક્સિસ'. આ કશેરુકા ( વર્ટિબ્ર )ની ઉપલી બાજુ ઉપર રહેલા દાંડી જેવા ઢેખાને લીધે તે દંતચૂડા તરીકે ઓળખાય છે. આ દંત ઢેખા ઉપર આખું માથું ચૂડાવલયા સહિત ફરે છે.

**અક્ષમંડલ** [ સં. અક્ષ ( ધરી ) + મંડલ ( વર્તુળ ) ] ન. કોષવિભાજનમાં રંગસૂત્રો વિભાજક ત્રાકના મધ્યતલમાં સ્થાન લે ત્યારે થતી આકૃતિ; 'ઇક્વટોરિઅલ પ્લેટ'.

**અક્ષમા** ૫. સ્ત્રી. સ્પર્ધા; હરીફાઈ.

**અક્ષમાળ** [ સં. અક્ષ ( રુદ્રાક્ષ ) + માલા ( હાર ) ] સ્ત્રી. રુદ્રાક્ષની માળા; બેરખો.

**અક્ષયતૃતીયા**—પરશુરામનો જન્મ અને ત્રેતાયુગનો આરંભ આ દિવસે થયા હોવાનું મનાય છે. આ દિવસ શુભ ગણાતો હોવાથી મંગળ કામની શરૂઆત આ દિવસે કરાય અને ચંદનયાત્રાવ્રતનો આરંભ પણ થાય.

**અક્ષયત્રીજ** [ સં. અક્ષય ( નાશ ન પામે એવું ) + તૃતીયા ( ત્રીજ ) ] સ્ત્રી. વૈશાખ સુદ ત્રીજ; અક્ષયતૃતીયા; અખાત્રીજ.

**અક્ષયનવમી**—સત્યયુગની શરૂઆત આ દિવસથી થયેલી મનાય છે.

**અક્ષયપંથ** [ સં. અ ( નહિ ) + ક્ષય ( નાશ ) + પથ ( રસ્તો ) ] પું. મોક્ષ; મુક્તિ; પરમગતિ.

**અક્ષયમુનિ** [ સં. અ ( નહિ ) + ક્ષય ( નાશ ) + મુનિ ( ઋષિ ) ] પું. બોધિસત્ત્વનું એક સ્વરૂપ.

**અક્ષય્ય** ૩. વિ. જાથુ; નિત્ય; નિરંતર; સતત; અવિરત.

૪. વિ. બારે મહિના રહેનારું; બારમાસી.

**અક્ષર** ૩૨. પું. સૂર્ય.

૩૩. પું.બ.વ. દસ્કત.

**અક્ષરક્ષેત્ર** ન. સાહિત્ય સંબંધી જ્યાં પ્રવૃત્તિ થતી હોય એવો સમાજ; સાહિત્યક્ષેત્ર.

**અક્ષરગર** [ અક્ષર ( હરફ ) + ગર ( કરનાર ) ] પું. અક્ષર કોતરનાર.

**અક્ષરચ્યુતક** પું. ( પિંગળ ) એ નામનો એક છંદ.

**અક્ષરથયોગી** [ સં. અક્ષ ( જ્ઞાનેંદ્રિય ) + + રથ + યોગિન્ ( તપસ્વી ) ] પું. ઇંદ્રિયરૂપી રથ ઉપર સંયમ રાખનાર શિવ; શંકર, મહાદેવ.

**અક્ષરપાત્ર** [ સં. અ ( નહિ ) + ક્ષર ( નાશ પામે એવું ) + પાત્ર ( વાસણ ) ] ન. જેમાંથી વસ્તુ ખૂટે નહિ એવું વાસણ; અખેપાત્ર.

**અક્ષરપૃષ્ટિકા** સ્ત્રી. અઢાર લિપિમાંની એ નામની એક. જુઓ લિપિ.

**અક્ષરમાર્ગ** [ સં. અ ( નહિ ) + ક્ષર ( નાશ પામે એવું ) + માર્ગ ( રસ્તો ) ] પું. અક્ષરબ્રહ્મ પુરુષોત્તમના ધામમાં જવાનો રસ્તો.

**અક્ષરલિપિ** ૨. સ્ત્રી. અક્ષરની સંજ્ઞાથી એટલે ચિહ્નથી લખવાની પદ્ધતિ.

**અક્ષરવલી** સ્ત્રી. જેના ઉપર અક્ષર લખ્યા હોય એવી પૂરી.

**અક્ષરા** ૧. [ સં. ] સ્ત્રી. એ નામની એક ઔષધિ; અઘેડો.

૨. સ્ત્રી. કાંટા વિનાની અઘેડી.

**અક્ષરાભ્યાસ** [ સં અક્ષર ( હરફ ) + અભ્યાસ ( ભણતર ) ] પું. બાળકને નિશાળે બેસાડવાનો દિવસ.

**અક્ષરાંતર** ૨. પું. અક્ષરની ફેરબદલી.

**અક્ષરી** ૬. વિ. પદ્ધતિ પ્રમાણેનું; નિયમસરનું.

૭. વિ. સારા અક્ષર લખનારું.

**અક્ષરેખા** ૨. સ્ત્રી. સંધાનરેખા; 'લાઇન ઑવ કૉમ્બિનેશન'.

**અક્ષલિનગર** ન. તેલંગણની જૂની રાજધાનીનું શહેર; વરંગળ; અનુમકુંડપુર.

**અક્ષવલય** ૨. [ સં. અક્ષ ( રુદ્રાક્ષ ) + વલય ( બેરખો ) ] પું. રુદ્રાક્ષની માળા; બેરખો.

**અક્ષવિક્ષેપ** [ સં. અક્ષ ( ધરી ) + વિક્ષેપ ( દૂર ફેંકવું તે ) ] પું. ક્ષિતિજ અને કોઈ પણ વસ્તુની ધરી વચ્ચે બનતો ખૂણો.

**અક્ષવેધ** [ સં. અક્ષ ( આંખ ) + વેધ ( વીંધવું તે ) ] પું. ધનુર્વિદ્યાનો એક પ્રયોગ; માણસની આંખ ઉપર આંખો ઢંકાઈ જાય તેમ મૂકેલા બે રૂપિયાને એક સાથે છોડેલા બે બાણથી પાડવા તે.

**અક્ષશાલ** [ સં. અક્ષ ( તોલો ) + શાલા ( મકાન ) ] સ્ત્રી. ગામમાં સોનારૂપાનું કામ કરનાર લોકોની દેખરેખ રાખવા માટે નિમાયેલ અધિકારીની કચેરી.

**અક્ષશાલા** ૨. [ સં. અક્ષ ( માળા ) + શાલા ( મકાન ) ] સ્ત્રી. તોશાખાનું.

**અક્ષહૃદય** ૨. [ સં. અક્ષ ( પાસો ) + હૃદય ( મર્મ ) ] ન. દ્યૂતકળા એટલે જુગાર રમવાની કળાનો છૂપો ભેદ.

**અક્ષઃશર** [ સં. અક્ષ ( અક્ષાંશની લીટી ) + શર ( બાણ ) ] પું. વિષુવવૃત્તથી ઉત્તર અથવા દક્ષિણ દિશાએ હરકોઈ જગ્યાનું અંતર; 'લૅટિટ્યૂડ'.

**અક્ષાધરા** [ સં. અક્ષ ( હાંસડી ) + અધર ( નીચે ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. એ નામની એક શિરા; 'સબક્લેવિઅન વેન'. તે અક્ષકાસ્થિની નીચે ત્રાંસી રીતે પસાર થઈ વાંકો વળાંક અક્ષકાસ્થિ અને ઉરઃફલકના સાંધાની પાછલી બાજુ સુધી આવે છે. ત્યાં અનુમન્યા શિરા જોડે મળી જતાં ગલમૂલિકા નામની શિરા બને છે.

**અક્ષાધરાધમની** [ સં. અક્ષ ( હાંસડી ) + અધર ( નીચે ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + ધમની ( ધોરી નસ ) ] સ્ત્રી. મહાધમનીમાંથી નીકળતી ધોરી નસ; 'સબક્લેવિઅન આર્ટરિ'. ડાબી અક્ષાધરા મહાધમનીમાંથી સીધી રીતે, અને જમણી અક્ષાધરા મહાધમનીમાંથી આડકતરી રીતે નીકળી અનુક્રમે ડાબા અને જમણા હાથમાં તે જાય છે. જેમ જેમ તે ધમની આગળ આગળ જાય તેમ તેમ તે પાતળી થતી જાય અને તેમાંથી નાની શાખા નીકળતી જાય છે. જુદે જુદે ઠેકાણે તેનાં જુદાં જુદાં નામ પડતાં જાય છે. મહાધમનીમાંથી નીકળીને પહેલી પાંસળીના બહારના છેડા સુધી અક્ષકાસ્થિની નીચે થઈને પસાર થાય ત્યાં 'અક્ષાધરા' તરીકે, અને પહેલી પાંસળીના બહારના છેડામાંથી બગલમાં જાય ત્યાં 'કક્ષાધરા' તરીકે તે ઓળખાય છે. આગળ બાવડામાં પેસતાં તે 'બાહવી' ધમની તરીકે ઓળખાય છે, અને હાથમાંની સઘળી નાની મોટી ધમનીઓનું તે મૂળ છે.

**અક્ષાધરિકા** સ્ત્રી. એ નામની એક શિરા; અક્ષાધરા.

**અક્ષાવાપ** ૩. પું. જુગારખાનાની તપાસ રાખનાર અમલદાર.

**અક્ષાંક** [ સં. અક્ષ ( વિષુવવૃત્તથી ઉત્તરદક્ષિણ અંતર ) + અંક ( ચિહ્ન ) ] પું. વિષુવવૃત્તથી ઉત્તર અથવા દક્ષિણ દિશાએ હરકોઈ જગ્યાનું અંતર; 'લૅટિટ્યૂડ'.

**અક્ષિકાચ** [ સં. અક્ષિ ( આંખ ) + કાચ ] પું. ચશ્માં; આંખે બરાબર દેખાય તે માટે પહેરવાના કાચ.

**અક્ષિકોટર** [ સં. અક્ષિ ( આંખ ) + કોટર ( ખાડો ) ] પું. ખોપરીના હાડકામાં આંખ રહેલી છે તે ખાડો; 'ઑર્બિટ'.

**અક્ષિગુહા** [ સં. અક્ષિ ( આંખ ) + ગુહા

( ખાડો )] સ્ત્રી. નેત્રકોટર; 'ઑર્બિટલ કૅવિટિ'.

**અક્ષિગોલક** ૨. [ સં. અક્ષિ ( આંખ ) + ગોલક ( ગોળો )] પું. આંખનો ડોળો; 'આઇબૉલ'.

**અક્ષિગોલક કોશ** [ સં. અક્ષિ ( આંખ ) + ગોલક ( ગોળો ) + કોશ ( કોથળી )] પું. ડોળાના આગલા ભાગને ઢાંકતી પોપચાની શ્લેષ્મત્વચા; 'કંજંક્ટાઇવલ સૅક'.

**અક્ષિગોલક પ્રદાહ** [ સં. અક્ષિ ( આંખ ) + ગોલક ( ગોળો ) + પ્રદાહ ( બળતરા )] પું. આંખના ગોળામાં થતી બળતરા.

**અક્ષિગોલક વિચ્છેદ** [ સં. અક્ષિ ( આંખ ) + ગોલક ( ગોળો ) + વિચ્છેદ ( નાશ )] પું. ડોળાનું ફૂટી જવાપણું.

**અક્ષિજીવાણુ** [ સં. અક્ષિ ( આંખ ) + જીવ ( પ્રાણી ) + અણુ ( નાનું )] પું. આંખમાં થતાં સૂક્ષ્મ જંતુ; 'ઑફ્થૅલમોઝોઅ'.

**અક્ષિપટ પ્રદાહ** [ સં. અક્ષિ ( આંખ ) + પટ ( પડદો ) + પ્રદાહ ( બળતરા )] પું. સંવેદનિક પટલના સોજાની પીડા; વેદના કરતો આંખના પડદાનો સોજો; 'રૅટિનાઇટિસ'. વૃક્કશૂલ, મધુપ્રમેહ, ફિરંગ રોગ વગેરે કારણથી આ રોગ થતો હોવાનું મનાય છે.

**અક્ષિપત્ર** [ સં. અક્ષિ ( આંખ ) + પત્ર ( પાંખ )] ન. આંખની પાંપણ.

**અક્ષિપરીક્ષકયંત્ર** [ સં. અક્ષિ ( આંખ ) + પરીક્ષક ( પરીક્ષા કરનાર ) + યંત્ર ( સાધન )] ન. આંખ તપાસવાનું યંત્ર; 'ઑફ્થૅલમોસ્કોપ'.

**અક્ષિપરીક્ષા** [ સં. અક્ષિ ( આંખ ) + પરીક્ષા ( તપાસ )] સ્ત્રી. આંખના અંદરના ભાગની તપાસ.

**અક્ષિપુટસંમેલન પેશી** [ સં. અક્ષિ ( આંખ ) + પુટ ( ઢાંકણું ) + સંમેલન ( ભેગું કરવું તે ) + પેશી ] સ્ત્રી. આંખનાં પોપચાંને ભેગાં કરનાર માંસપેશી.

**અક્ષિપુટ સંયોજન** [ સં. અક્ષિ ( આંખ ) + પુટ ( ઢાંકણ ) + સંયોજન ( જોડાણ )] ન. પોપચાંનું જોડાણ અથવા સાંધે હોવું તે; 'ઍન્સિલોબ્લેફરૉન'.

**અક્ષિફલક** [ સં. અક્ષિ ( આંખ ) + ફલક ( ચપટું હાડકું )] ન. ગંડાસ્થિનું એક પ્રવર્દ્ધનક એટલે હાડકાનો આગળ વધેલો ભાગ; 'ઑર્બિટલ પ્રોસેસ'. આ મજબૂત અને જાડું પ્રવર્દ્ધનક અંદરની બાજુ તરફ સહેજ પાછળ જઈ નેત્રકોટરની દીવાલ તથા તળિયાનો થોડો ભાગ બનાવે છે. તેના પર શંખગંડિક નામના એક, આ હાડકામાંથી પસાર થતા, પોલાણનું છિદ્ર છે.

**અક્ષિમલ** [ સં. અક્ષિ ( આંખ ) + મલ ( મેલ )] પું. આંખનો મેલ; પીયો.

**અક્ષિમોક્ષણ** [ સં. અક્ષિ ( આંખ ) + મોક્ષણ ( છોડવું તે )] ન. મૂર્તિની આંખની બનાવટ.

**અક્ષિલોમ** [ સં. અક્ષિ ( આંખ ) + લોમન્ ( વાળ )] પું. પક્ષ્મ; બરૌની; પાંપણ.

**અક્ષિશૂળ** [ સં. અક્ષિ ( આંખ ) + શૂલ ( દુખાવો )] ન. આંખનો દુખાવો.

**અક્ષિશ્લૈષ્મિકકલાપ્રતિક્રિયા** [ સં. અક્ષિ ( આંખ ) + શ્લેષ્મ ( કફ ) + ઇક ( વાળું ) + કલા ( પડ ) + પ્રતિ ( સામે ) + ક્રિયા ( કામ )] સ્ત્રી. આંખનાં પોપચાંનું સ્વાયત્ત વર્તન એટલે મગજના સંદેશા વિના પોતાની મેળે બિડાઈ જવું તે; આંખના ડોળાને અડતાં અચાનક આંખ બંધ થવાની ક્રિયા; 'કંજંક્ટાઇવલ રીફ્લેક્સ'.

**અક્ષુણ્ણ** ૭. [ સં. અ ( નહિ ) + ક્ષુણ્ણ ( ઉઝરડાયેલ )] પું. શિવ; શંકર, કેમકે તેઓ કદી ઉઝરડાઈ જતા નથી.

૮. [ સં. અ ( નહિ ) + ક્ષુણ્ણ ( ભૂકો કરેલ )] વિ. ચૂરો ન થયેલું.

**અક્ષોભ** ૪. [ સં. અ ( નહિ ) + ક્ષોભ ( ખળભળાટ )] પું. પવનનું પડી જવું તે; શાંતિ; વાયુવિરામ.

**અક્ષોભય** પું. ( બૌદ્ધ ) કનકમુનિ નામના બુદ્ધના એ નામના ધ્યાનીબુદ્ધ.

**અક્ષોભ્ય** ૭. પું. ( બૌદ્ધ ) એક જાતના ધ્યાનીબુદ્ધ. તે આસમાની રંગના મનાય છે. જુઓ ધ્યાનીબુદ્ધ.

૮. [ સં. અ ( નહિ ) + ક્ષોભ્ય ( ગભરાયેલું )] પું. વિષ્ણુ, કેમકે તે રાગદ્વેષ, શબ્દ, શસ્ત્ર અને દેવતાના શત્રુઓથી ગભરાતા નથી.

**અક્સ** ૨.—

૨. અક્સ ઉતારના = છબી પાડવી.

૩. [ અ. ] પું. ઊલટું દેખાવું તે.

૪. પું. વિરુદ્ધતા.

૫. વિ. ઊલટું.

**અક્સા** [ અ. ] વિ. ઘણું દૂર; બહુ છેટેનું.

**અક્સી** ૧. સ્ત્રી. એ નામનું ઝાડ. તેનાં પાંદડાં અને શીંગ શાક તરીકે વપરાય છે.

૨. વિ. છબી સંબંધી.

૧. અક્સી તસવીર = છબી.

૨. અક્સી પૈમાયશ = સૂર્યનાં કિરણનું પ્રતિબિંબ પાડવા માટેના સાધનથી ત્રિકોણ-માપન; 'ટ્રાયૅંગ્યુલેશન બાય હિલિયોટ્રોપ'.

૩. વિ. પ્રતિબિંબ પાડનારું.

**અખ** ૩. [ અ. ] પું. ભાઈ.

**અખઅખ** [ અ. ] અ. આનંદનો ઉદ્ગાર.

**અખકોર્મખી** ન. ( ડિંગળ ) ઘોડા ઉડાવવા તે.

**અખગર** ૧. [ ફા. ] પું. ઊની રાખ.

૨. પું. દેવતાનો તણખો.

**અખજ** ૪. [ સં. અ ( નહિ ) + ખાદ્ય ( ખાવા જેવું )] વિ. કામ ન આવે એવું; નકામું.

પોતી પોથી ને વિનતિ, બરડા હેરી ખરજ;
હાથે અશ્વ પલાણીએ, એ પાંચે પરાયાં અખજ.
લોકોક્તિ

**અખઝ** ( અખઝ ) ૧. [ અ. ] સ્ત્રી. પરાણે લઈ લેવું તે.

૨. સ્ત્રી. વાંધો; વિરોધ.

**અખડ** ( અખડ઼ ) ૮. [ હિં ] વિ.પું. કવાયત શીખ્યા વગરનો; લશ્કરી તાલીમ લીધી ન હોય એવો.

**અખડંગ** ( અખડ઼ંગ ) અ. ઊભે પગે; ખડે પગે.

**અખડા** ( અખડ઼ા ) [ હિં. ] વિ. કદરૂપું; બેડોળ; ઢંગધડા વગરનું.

અખડા ખત્ત = બેડોળ લખાણ.

**અખડાબખડી** ( અખડ઼ાબખડ઼ી ) ૨. વિ. ઊંચું-નીચું; ખાડાખડિયાવાળું.

**અખડૈત** ( અખડ઼ૈત ) પું. ( ડિંગળ ) જોરાવર પુરુષ; મલ્લ.

**અખતરો**—[ અ. ઇખ્તિરાઅ ]

**અખનીપુલાવ** [ ફા. ] પું. ઊકળેલા માંસમાં રાંધેલા મસાલાદાર ચોખાની બનતી એક વાની.

**અખફ્સ** ૧. [ અ. ] પું. દિવસ કરતાં રાત્રે સારું દેખનાર પુરુષ.

૨. પું. નબળી આંખોવાળો માણસ.

**અખમાલા** સ્ત્રી. ( ડિંગળ ) વસિષ્ઠની સ્ત્રી.

**અખરાવલિ** સ્ત્રી. ( ડિંગળ ) નાશ ન પામે એવી વસ્તુનો જથ્થો.

**અખરોટ**—તે મલાયા દ્વીપકલ્પ, દક્ષિણ હિંદ અને હિમાલયના નીચલા પ્રદેશમાં ૪૦૦૦ થી ૭૦૦૦ ફૂટ સુધીની ઊંચાઈમાં થાય છે.

**અખલ** ૪. [ સં. અ ( નહિ ) + ખિલ ( શેષ )] વિ. આખું; અખિલ.

**અખલન** [ અ. ] અ. ડહાપણથી.

**અખલાક** ૨. પું. વિવેક; અદબ; સભ્યતા.

**અખલાત** [ અ. ખલ્ત ( તેને ભેળવ્યું ) ] પું. બ. વ. લોહીમાં રહેલ ધાતુ.
અખલાતે અરબા = લોહી, કફ, પિત્ત અને વાયુ એ ચાર ધાતુ.

**અખવો** [ અ. અખ ( ભાઈ ) ] વિ. ભાઈ જેવું.

**અખસંત** પું. ( ડિંગળ ) અક્ષત; ચાવલ.

**અખંડ** ૯. [ હિં. ] પું. ઈશ્વર.
૧૦. પું. ( ગણિત ) બિંદુ; નુક્તા.
૧૧. ન. ધાત્રીપુરથી દક્ષિણે બાર માઈલ ઉપર આવેલ દિલદાર નગરનું પ્રાચીન નામ.

**અખંડનલિકા** [ સં. અખંડ ( સળંગ ) + નલિકા ( નળી ) ] સ્ત્રી. એક પડની અંદર જમા થયેલ જીવનરસનાં તત્ત્વ; 'સીનોસાઇટ'.

**અખંડપરશુ** [ સં. અખંડ ( આખું ) + પરશુ ( કુહાડી ) ] પું. વિષ્ણુ, કેમકે તેણે પોતાની ફરસીનો કદી ઉપયોગ કર્યો નથી.

**અખંડરશ્મિચિત્ર** [ સં. અખંડ ( આખું ) + રશ્મિ ( પ્રકાશ ) + ચિત્ર ] ન. જુદા જુદા રંગ ખબર પડે નહિ એમ ધીમે ધીમે એકબીજામાં અદૃશ્ય થઈ જતા હોય એવો પ્રકાશનો રંગપટ; 'કન્ટિન્યૂઅસ સ્પેક્ટ્રમ'. કાળી કે પ્રકાશિત લીટીઓ કે પટાઓ કંઈ પણ તેમાં હોતા નથી.

**અખંડસંખ્યા** સ્ત્રી. અપૂર્ણાંક ન હોય એવી સંખ્યા; પૂર્ણાંક. જેમકે, ૧, ૨, ૩.

**અખંડાનંદ** ૩. પું. સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય મારફત સોંઘા, સંસ્કારી અને સદાચારભર્યા ગ્રંથો બહાર પાડવાની પહેલ કરનાર સંન્યાસી.

**અખાદ્ય** [ સં. અ ( નહિ ) + ખાદ્ય ( ખાવા જેવું ) ] ન. આમિષ; માંસ. શાકાહારી લોકોની નજરમાં માંસ ખાવા જેવી વસ્તુ ગણાતી નથી.

**અખાડાયુદ્ધ** ( અખાડ઼ાયુદ્ધ ) ન. હરીફાઈની જૂડી લડાઈ; ક્રીડાયુદ્ધ; યુદ્ધવિહાર; 'ટૂર્નામેન્ટ'.

**અખાડિયો** ( અખાડ઼િયો ) [ સં. અક્ષવાટ ( રમવાનું મેદાન ) ] પું. કસરતબાજ; અખાડામાં જનારો.

**અખાડો** ૧૬. પું. કચેરી.
૧૭. [ સં. આષાઢ ] વિ. પું. અષાડ મહિનાનો.

**અખાતી** [ સં. અક્ષયતૃતીયા ] સ્ત્રી. વૈશાખ સુદ ત્રીજ; અખાત્રીજ.

**અખિન** પું. ( ડિંગળ ) અક્ષત; ચાવલ.

**અખિયન** [ સં. અક્ષિ ( આંખ ) ] સ્ત્રી. આંખ; નેત્ર; ચક્ષુ.

**અખિયાત** ૪. વિ. ( ડિંગળ ) આશ્ચર્યજનક.
૫. વિ. ( ડિંગળ ) સ્તુત્ય; વખાણવા જેવું.

**અખિયાં** [ સં. અક્ષિ ( આંખ ) ] સ્ત્રી. બ. વ. આંખો.

**અખીર** ૧. [ અ. ] પું. અંજામ; મુદતનો અંત.
અખીર ઝમાના-વક્ત-સમા = છેલ્લો વખત; અંતકાલ.
૨. પું. છેડો; અંત.
૩. પું. હદ; મર્યાદા.
૪. વિ. છેવટનું; અંતનું; છેલ્લું.

**અખીરન** [ અ. ] અ. છેવટે; અંતે.

**અખુરથ** [ સં. આખુ ( ઉંદર ) + રથ ( વાહન ) ] પું. ગણેશ; ગજાનન, કારણ કે તેમનું વાહન ઉંદર છે.

**અખેતીજ**—
અખેતીજ કા ભાવ = અખાત્રીજના દિવસે ચાલતો અનાજનો ભાવ. પોતે લીધેલા પૈસા વ્યાજ સહિત પાછા આપવાને બદલે આ ભાવે ખેડૂત તેટલી કીમતના દાણા બદલામાં આપવા કબૂલ કરે છે.

**અખૈ** ૧. [ સં. અક્ષય ] વિ. નાશ પામે નહિ એવું; અવિનાશી.
૨. વિ. સડે નહિ એવું.

**અખૈતીજ** [ હિં. ] સ્ત્રી. અખેતીજ; અક્ષયતૃતીયા.

**અખૈબડ** ( અખૈબડ઼ ) [ સં. અક્ષય ( ન સડે એવું ) + વટ ( વડ ) ] પું. ( હિંદી ) એક જાતનો વડ. હિંદુ માન્યતા પ્રમાણે તે સડતો નથી.

**અખૈવૃક્ષ** [ સં. અક્ષય ( ન સડે એવું ) + વૃક્ષ ( ઝાડ ) ] ન. એક જાતનો વડ. જુઓ અખૈબડ.

**અખો** ૨.—અખો કવિ સંવત ૧૬૭૧-૧૭૨૦ માં થયો. તેનો જન્મ અમદાવાદના જેતલપુર નામના પરામાં થયો હતો. અમદાવાદમાં પાદશાહી ટંકશાળમાં તે નોકર હતો. એની એક બેન ગુજરી ગયા પછી વૈરાગ આવતાં એણે સંસારના ભોગ છોડ્યા. અને ગુરુની શોધમાં તે નીકળી પડ્યો. પણ કોઈ ગુરુ નહિ જડતાં તેણે ગોકુળ જઈ બ્રહ્મસંબંધની વૈષ્ણવી દીક્ષા ગોકુલનાથજી પાસેથી લીધી. જપ, તપ, યોગ, ઉપવાસ કરીને એણે મનની શાંતિ મેળવવા ખૂબ સાધન કર્યાં, પણ તેની તત્ત્વજ્ઞાનની ભૂખ મટી નહિ. કાશીમાં બ્રહ્માનંદ નામના સાધુને એણે ગુરુ કર્યા. તેની પાસે ત્રણ વર્ષ રહી તેણે પંચદશી, અધ્યાત્મ રામાયણ, ભગવદ્ગીતા, યોગવાસિષ્ઠ અને ઉપનિષદોનો અભ્યાસ કર્યો. પોતાને થયેલા જ્ઞાનને તેણે પ્રાકૃત ભાષામાં ઉતાર્યું. તેના ગુરુભાઈઓમાં સુરતના ગોપાળદાસ, નરહરદાસ અને બૂટો ભક્ત પ્રસિદ્ધ છે. એના મુખ્ય ગ્રંથોમાં 'ચિત્તવિચારસંવાદ', 'અનુભવબિંદુ', 'બ્રહ્મલીલા', 'સંતપ્રિયા' અને ૭૪૬ છપ્પા છે. તે દેહે સોની હતા અને શૂદ્રને હાથે વેદાંતશાસ્ત્ર રચાય તો તેમના મત પ્રમાણે સનાતન ધર્મની ચાલતી આવતી રીતનો નાશ થાય તેથી કાશીના બ્રાહ્મણ પંડિતોએ અને દંડી સંન્યાસીઓએ મળીને અખાના હસ્ત લિખિત ગ્રંથો ગંગાજીમાં ફેંકી દીધા. આથી તેણે કાશી તજી દીધું. પંજાબીઓ અખાને સન્માનપૂર્વક પોતાના દેશમાં તેડી ગયા. ત્યાં તેણે હિંદી, પંજાબી, ઉર્દૂ મિશ્રિત ભાષામાં પોતાનો પરમાત્માનો સાક્ષાત્કાર ખુલ્લો કર્યો છે.

**અખોર પખોર** [ ફા. ] સ્ત્રી. કચરોપૂંજો.

**અખ્ખઈ** ૬. વિ. અખૂટ; અક્ષયી.

**અખ્ખા** [ અ. ] અ. નવાઈનો ઉદ્ગાર.

**અખ્તર બખ્તર** [ ફા. ] પું. સરસામાન.

**અખ્તર શુમાર** [ ફા. અખ્તર ( તારો ) + શુમાર ( ગણતરી ) ] પું. જોશી; ભવિષ્ય કહેનાર પુરુષ.

**અખ્તર શુમારી** [ ફા. અખ્તર શુમાર ( જોશી ) + ઈ ( ભાવવાચક નામ બનાવનાર પ્રત્યય )] સ્ત્રી. જન્માક્ષરની ગણતરી; જન્મોત્રી કરવી તે.

**અખ્તા** ૧. [ ફા. આખ્તન ( તલવારને મ્યાન બહાર કાઢવી ) ] પું. ખસી કરેલું પ્રાણી.
૧. અખ્તા કરવું = ખસી કરવું.
૨. અખ્તા થવું = ખસી થવું.
૨. વિ. ખસી કરેલું.
અખ્તી ઘોડી = સપાટ છાતીવાળી અથવા ધાઈ વગરની સ્ત્રી.

**અખ્નસ** વિ. ચપટા નાકવાળું; ચીબું.

**અખ્ય** ૩. [ સં. અ ( નહિ ) + ક્ષય્ ( નાશ પામવું ) ] વિ. અખૂટ; ન ખૂટે એટલું; અક્ષય.

**અખ્યા** [ અ. ] પું. નાનો ભાઈ.

**અખ્યાત** ૪. [ સં. અ ( નહિ ) + ખ્યાત ( જાણીતું ) ] ન. કૌતુક; નવાઈ; અજાયબી.

**અખ્યાતિ** ૫. સ્ત્રી. અવિશ્વાસ; અપ્રતીતિ.

**અખ્યાફી** [ અ. ] વિ. મા એક પણ જુદા જુદા બાપથી થયેલ.

**અગ** ૧૩ ન. ( ડિંગળ ) અંગ; શરીર.

**અગટ** [ હિં. ] પું. ખાટકીની દુકાન.

**અગડ** ( અગ઼ ) ૮. ન. કપાસ રાખવાનો વાડો.

**અગડ દીં દીં** ( અગડ઼ દીં દીં ) ૧. [ હિં. ] વિ. જાડું; ચરબીવાળું.

૨. વિ. મજબૂત; જોરાવર.

**અગડધત્તા** ( અગડ઼ધત્તા ) [ હિં. ] વિ. ઊંચું; ઘણું મોટું.

**અગડ ધીં ધીં** ( અગડ઼ ધીં ધીં ) [ હિં. ] વિ. જાડું; ચરબીવાળું. જુઓ અગડ દીં દીં.

**અગડપડોસ** ( અગડ઼પડ઼ોસ ) [ હિં. ] પું. પાડોશ; આડોશપાડોશ.

**અગડબગડ** [ અગડ઼બગડ઼ ) ૨. [ હિં. ] પું. આડોશપાડોશ.

૩. પું. પાડોશી.

**અગડમ બગડમ** ( અગડ઼મ બગડ઼મ ) ૬. [ હિં. ] પું. ચ્યરપચર; સટરપટર.

૭. પું. નજીવી વાત.

**અગડંબગડં** ( અગડ઼ંબગડ઼ં ) ૬. ન. એકડો-બગડો; થોડું ભણતર.

૭. વિ. ખડ઼ખોડું.

૮. વિ. બેડોળ; કદરૂપું.

**અગડા** ( અગડ઼ા ) ૧. [ હિં. ] પું. બળી ગયેલ ઠૂંઠું કે ઉબી.

૨. વિ. દૃઢ; મક્કમ.

૩. વિ. બહાદુર.

૪. વિ. મજબૂત; જોરાવર.

**અગણિત** ૨. વિ. દરકાર કરવામાં આવી ન હોય એવું.

**અગતા** ૨. ન. શાક તરીકે કામમાં આવે એવી ખેતરમાં પાકતી એક વનસ્પતિ; અગથિયો.

**અગતાસુ** [ સં. અ ( નહિ ) + ગત ( ગયેલું ) + અસુ ( પ્રાણ )] વિ. જીવતું; જીવવાળું; પ્રાણવંતું.

**અગતિ** ૧૦. સ્ત્રી. દુઃખ.

૧૧. ન. એ નામનું એક જાતનું ઝાડ. તેનાં રાતાં તેમ જ ધોળાં ફૂલ અને શીંગ કઢીમાં નખાય છે.

૧૨. [ સં. ] વિ. મરણક્રિયા કરવામાં ન આવી હોય તેવું.

**અગતિકતા** ૪. [ સં. અવ ( ખરાબ ) + ગતિ ( દશા ) + ક ( વાળું ) + તા ( પણું )] સ્ત્રી. અવગતિ પામેલ હોવાપણું.

**અગત્ય** ૫. સ્ત્રી. શ્રેષ્ઠપણું; પ્રાધાન્ય; ઉત્તમતા; સૌથી સારું હોવાપણું.

**અગત્યજોગું** [ સં. અગતિ ( જરૂર ) + યોગ્ય ] વિ. જરૂરનું; ઉપયોગી.

**અગત્યા** અ. ન છૂટકે; પરાણે.

**અગથિયો**—તેનાં ફૂલનું શાક ખાવાથી રતાંધળાપણું, પાનનો રસ ચોપડવાથી ખરજ અને ગૂમડાં, અને શીંગો ખાવાથી ઉધરસ મટે એમ મનાય છે. ફૂલનો રસ એકથી બે તોલા મધની સાથે આપવાથી સળેખમ, માથાનું ભારે રહેવું, તેમ જ સસણી ઉપર ફાયદો થતો હોવાનું કહેવાય છે. પાનની ભાજી બનાવવા પચીસ રૂપિયાભાર પાન લઈ તેને સમારીને ધોઈ, તેમાં એક રૂપિયાભાર મીઠું નાખી ભાજી ચૂલા પર ચડવા મૂકી, ચડે એટલે તેને નિચોવી નાખી તેમાં એક રૂપિયાભાર ચોખાનો લોટ નાખવો. ચૂલા પર એક તપેલી મૂકી તેમાં દોઢ રૂપિયાભાર ઘી નાખવું. ઘી તપે એટલે તેમાં એક રૂપિયાભાર અડદની દાળ ને ચાર સૂકાં મરચાંના કટકા નાખવા. વઘાર થાય એટલે તેમાં ઉપરની ભાજી વઘારી દેવી, ને તવેથાથી તળે ઉપર હલાવવી. ભાજી ઉપર પ્રમાણે ચોડવ્યા પછી તેમાં અડદની દાળને બદલે જુદી બાફેલી પાંચ રૂપિયાભાર મગની અથવા તુવેરની દાળ પણ નાખવામાં આવે છે. આ ભાજી પિત્ત અને અરુચિનો નાશ કરનારી મનાય છે.

**અગન** ૪. પું. ( ડિંગળ ) આઠ દિક્પાલ.

૫. [ હિં. ] સ્ત્રી. ગરમી.

૬. સ્ત્રી. ગુસ્સો, પ્રેમ, વિષયવાસના, અદેખાઈ, ધિક્કાર અને બહુ ભૂખ માટે અલંકારિક રીતે વપરાતો શબ્દ.

૭. સ્ત્રી. ચાંદીનો રોગ; ગરમીનું દરદ.

૮. સ્ત્રી. સખ્ત તડકો.

**અગનજંત્ર** [ સં. અગ્નિયંત્ર ] પું. ( ડિંગળ ) બંદૂક

**અગનમાટી** [ સં. અગ્નિ ( દેવતા ) + મૃત્તિકા ( માટી )] સ્ત્રી. ભઠ્ઠી બનાવવામાં વપરાતી એક જાતની માટી.

**અગનશીશી** ૨. સ્ત્રી. ગરમી માપવાની શીશી; 'થર્મોમિટર'.

**અગનિ** ૨. અ. ( ડિંગળ ) અગ્નિમાં.

**અગની** સ્ત્રી. ( ડિંગળ ) અગ્નિ.

**અગમ** ૧૧. પું. પૂર્વ દિશા.

૧૨. [ સં. આગમ્ ( આવવું )] પું. મહાદેવે લખેલ મંત્રોનું શાસ્ત્ર.

૧૩. પું. શિવ; શંકર; મહાદેવ.

૧૪. ન. એ નામનું પુસ્તક. અગમ પુસ્તક વાંચનારા શિવને મહેશ્વર રૂપે પૂજે છે. આવાં પુસ્તકની સંખ્યા આશરે ૨૮ છે. તેમાં મંદિર બાંધવાના, મૂર્તિ બનાવવાના અને ત્રિપુંડ વગેરે સંબંધી નિયમો આપ્યા છે.

૧૫. વિ. પહેલું; મુખ્ય.

૧૬. [ સં. અગમ્ય ] વિ. હદ વગરનું.

**અગમગ્યાની** [સં. અગમ ( ભવિષ્ય ) + જ્ઞાની ( જાણનાર )] પું. ભવિષ્ય કહેનાર; ભવિષ્યવેત્તા.

**અગમતાણ** સ્ત્રી. બનાવ બન્યા અગાઉ ચેતી જવાપણું; હોનાર વિષે આગળથી ચેતવાની શક્તિ.

**અગમનિગમવાદ** [ સં. આગમ ( શાસ્ત્ર ) + નિગમ ( વેદ ) + વાદ ( મત )] પું. રહસ્યવાદ; ગૂઢવાદ; ન સમજી શકાય એવો મત; અતિવાદ; 'મિસ્ટિસિઝમ'.

**અગમવિદ્યા** [સં. અગમ ( ભવિષ્ય ) + વિદ્યા ] સ્ત્રી. ભવિષ્ય કહેવાની વિદ્યા.

**અગમાનો** ૨. [ હિં. ] સ્ત્રી. અતિથિને આગળ જઈ મળવું તે.

૩. સ્ત્રી. દોરવણી.

૪. સ્ત્રી. પ્રતિનિધિ.

**અગયાઘાસ** [ હિં. ] ન. એક જાતનું ઝૂમખાબંધ ઊગતું લાંબાં પાંદડાંવાળું બારમાસી ઘાસ; 'લેમન ગ્રાસ'. તેમાંથી એક જાતનું સુગંધી તેલ નીકળે છે.

**અગયાહા** ૧. ન. તોફાની દુષ્ટ માણસ.

૨. વિ. અદેખું; ઈર્ષાળુ.

૩. વિ. ક્રોધી; ગુસ્સાવાળું.

૪. વિ. દુષ્ટ; તોફાની.

**અગર** ૧૧. ન. એ નામનું એક જાતનું અત્તર.

૧૨. [ સં. અ ( નહિ ) + ગુરુ ( ભારે )] વિ. હલકું; ઓછા વજનનું; અગરુ.

**અગરઅગર** ન. મલાયામાં થતા દરિયાઈ છોડ. તે લંકાના સેવાળ તરીકે જાણીતા છે. સેરવો અને મુરબ્બો બનાવવામાં તેનો ઉપયોગ થાય છે.

**અગરદાન** [ અગર ( એક સુગંધી લાકડું ) + દાન ( ઠેકાણું બતાવનાર પ્રત્યય )] ન. સુગંધી ચીજ રાખવાનું વાસણ.

**અગરવાલા** પું. એ નામની એક વૈશ્ય જ્ઞાતિનું માણસ. જુઓ અગ્રવાલ.

**અગરિયા** [સં. અગુરુ ( ચંદન )] સ્ત્રી. ચંદનના લાકડાનો રંગ; અગરી.

**અગરી** ૭. [ સં. અગુરુ ( ચંદન )] સ્ત્રી. ચંદનના લાકડાનો રંગ; અગરિયા.

**અગરુ** ૩. [ સં. અ ( નહિ ) + ગુરુ ( ભારે )] વિ. હલકું; ઓછા વજનનું.

**અગરૈ** [ હિં. ] વિ. અગરના રંગનું.

**અગરૌટા** ન. સારી વાસવાળી વસ્તુ રાખવાનું ઠામ.

**અગર્ભ** પું. મંત્રના જપ વિના કરાતો પ્રાણાયામ. જુઓ અગર્ભપ્રાણાયામ.

**અગલવચૈતિય** ન. સુગનમાં સાંકાસ્યની ઉત્તરે ખલસીની પાસે આવેલ એ નામની એક પ્રાચીન જગ્યા. પોતાના સોળમા વર્ષમાં બુદ્ધ ખલસીમાં રહ્યા હતા.

**અગલા** ૧. [ હિં. ] પું. ઈશ્વર.
૨. પું. જુલમી માણસ.
૩. પું. પતિ; ધણી; વર.
૪. પું. પત્ની; સ્ત્રી; વહુ.
૫. પું. પૂર્વજો; વડવા.
૬. પું. વંશજો.
૭. પું. શરીરના ગુપ્ત અવયવ.
૮. પું. સામાવાળો; વિરુદ્ધ પક્ષનો માણસ.
૯. પું. હાલની પેઢી; અત્યારે જીવતાં માણસ.
૧૦. ન. ધણી કે ધણિયાણીના કુટુંબનું માણસ.
૧૧. ન. પહેલું માણસ કે ચીજ.
૧૨. વિ. આગળનું; પહેલાંનું.
અગલા જનમ = (૧) અગાઉનો ભવ. (૨) બીજી દુનિયા.
૧૩. વિ. આવતું; ભવિષ્યનું.
૧૪. વિ. તાજેતરનું.
૧૫. વિ. પહેલું; મુખ્ય.
૧૬. વિ. મોખરે રહેલું; આગળના ભાગમાં રહેલ.

**અગલા થમ** [ હિં. ] પું. વહાણનો આગલો ડોલ.

**અગલા પરદા** [ હિં. ] પું. વહાણનો આગલો સઢ.

**અગલાસિયા** ન. અંગલૌકિક નામની પ્રાચીન જગ્યા. જુઓ અંગલૌકિક.

**અગલી** [ હિં. ] પું. ઈશ્વર. જુઓ અગલા.
અગલી પિછલી કરની = હાલના તથા અગાઉના ભવનાં કર્મ.

**અગલે** ૧. [ હિં. ] પું. ઈશ્વર. જુઓ અગલા.
અગલે ઝમાનેકા આદમી = નિર્દોષ માણસ.
૨. સ. તેઓ.

**અગલેપિછલે** ૧. [ હિં. ] પું. આગલી અને પાછલી પેઢી.
૨. પું. નવીજૂની વાત.
૩. પું પૂર્વજો; વડવા.
૪. પું. વંશજો.

**અગલ્લોચ** પું. અગુરુ; એક સુગંધી પદાર્થ; અગરુ ચંદન.

**અગવા** ૪. [ હિં. ] પું. ઘાઘરામાં નાડી બાંધવાને ઠેકાણે રાખવામાં આવતો ચીરો.
૫. પું. લગ્નની વાત ચલાવનાર માણસ.

**અગવાડે પિછવાડે** ( અગવાડ઼ે પિછવાડ઼ે )
૧. [ હિં. ] પું. આડોશપાડોશ; અગડબગડ.
૨. પું. પાડોશી.

**અગવાની** ૩.—
અગવાની કરવી = વરરાજા કે મહેમાનને મળવા સામા જવું.
૪. [ હિં. ] સ્ત્રી. દોરવણી.
૫. સ્ત્રી. પ્રતિનિધિ.

**અગવાસી** [ હિં. ] ન. હળ.

**અગવાહી** ૧. [ હિં. ] પું. આગેવાન; નાયક.
૨. પું. પ્રતિનિધિ.
૩. સ્ત્રી. દોરવણી.
૪. સ્ત્રી. મહેમાનને સામા જઈ મળવું તે.

**અગશ** [ સં. અગસ્ત્ય ] સ્ત્રી. ( વહાણવટું ) દક્ષિણ અને અગ્નિખૂણા વચ્ચેની દિશા; શલભર.

**અગસ્ત** ૨. પું. સૂર્ય; સૂરજ.

**અગસ્તવાર** [ હિં. ] વિ. રજપૂતોની એ નામની નાની શાખાનું.

**અગસ્તિઓ** [ સં. અગસ્તિક ] પું. અગથિયાનું ઝાડ.

**અગસ્ત્ય** ૭.—તેણે બ્રહ્મપુરાણ અને વૈદવિદ્યા ઉપર લખેલું છે. મહાભારતમાં તેની સ્ત્રી માટે નીચે પ્રમાણે કથા છે: અગસ્ત્યે પોતાના પિતૃઓને એક ખાડામાં ઊંધે માથે લટકતા જોયા. પિતૃઓએ અગસ્ત્યને કહ્યું કે જો તું દીકરો મેળવ તો અમારો છૂટકો થાય. તેથી તેણે જુદા જુદા પ્રાણીઓમાંથી સુંદર શરીરના ભાગો લઈ એક મનોહર કન્યા બનાવી અને છાની રીતે તેને વિદર્ભ રાજાના મહેલમાં મૂકી. ત્યાં તે મોટી થઈ અને પાછળથી અગસ્ત્યને પરણી. તેનું નામ લોપામુદ્રા રાખ્યું, કેમકે સંસ્કૃતમાં લોપ્ ધાતુનો અર્થ નાશ પામવું થાય છે અને હરણ વગેરે પ્રાણીઓએ પોતાની આંખો વગેરે સુંદર ભાગો આ કન્યા માટે ગુમાવ્યા હતા. તેને કૌશીતકી અને વરપ્રદા પણ કહે છે. તેને દઢાસ્ય અને દઢસ્યુ નામના બે દીકરા થયા હતા. અગસ્ત્ય આશરે ઈ. સ. પૂર્વે છઠ્ઠી કે સાતમી સદીમાં થઈ ગયાનું અનુમાન કરાય છે. દંતકથા પ્રમાણે અગસ્ત્યે તામિલ ભાષાની રચના અને સાહિત્યમાં મોટો ફાળો આપ્યા ઉપરાંત હિંદુ ધર્મ અને સાહિત્યનો પ્રચાર દક્ષિણ હિંદમાં કર્યો હતો.
૧૧. પું. અઢાર સિદ્ધ માંહેનો એ નામનો એક.
૧૨. પું. અથર્વવેદનો એ નામનો એક ઋષિ.
૧૩. પું. એ નામનો એક ઋગ્વેદિક ઋષિ. તેણે પહેલા મંડલનાં ૧૬૫થી ૧૯૧ સૂક્ત રચ્યાં છે.
૧૪. પું. એ નામનો શુક્લ યજુર્વેદનો એક ઋષિ.
૧૫. પું. એ નામનો સામવેદનો એક ઋષિ.
૧૬. પું. ( જ્યોતિષ ) તેજમાં ફેરફાર પામતો એ નામનો એક તારો; 'આર્ગસ'. ઈ. સ. ૧૮૪૩માં આ સૌથી વધારે પ્રકાશિત તારો ગણાતો, પરંતુ અત્યારે તે એટલો ઝાંખો પડી ગયો છે કે નરી આંખે તે જોઈ શકાતો નથી. મોટી નિહારિકાની મધ્યમાં તે આવેલો છે.
૧૭. ન. પારાશર ગોત્રની એ નામની એક શાખા.

**અગસ્ત્યભાગ્યભૂ** [ સં. અગસ્ત્ય ( એક ઋષિ ) + ભાગ્ય ( નસીબ ) + ભૂ ( થવું ) ] પું. પુરુષોત્તમ ભગવાન. પુરુષોત્તમના અવતાર રામચંદ્ર ભગવાન વનવાસ વખતે અગસ્ત્યઋષિના આશ્રમમાં આવ્યા હતા તેથી અગસ્ત્યનો ભાગ્યોદય થયો હતો.

**અગસ્ત્યમુનિ** ન. ગારવાલમાં રુદ્રપ્રયાગથી બાર માઈલ દૂર આવેલ એ નામનું ગામડું. ત્યાં પણ અગસ્ત્યનો આશ્રમ હતો એમ કહેવાય છે.

**અગસ્ત્યાશ્રમ** ૩. પું. કોલ્હાપુરનું જૂનું નામ.
૪. પું. નાસિકની પૂર્વમાં આવેલ આકોલાનું પ્રાચીન નામ. અહીં પણ અગસ્ત્ય ઋષિનો આશ્રમ હતો.
૫. પું. મદ્રાસ ઇલાકામાં આવેલો એ નામનો પર્વત; અગસ્ત્યકૂટ. અગસ્ત્ય ઋષિ હજી હયાત મનાતા હોઈ તિનેવેલીમાં આવેલા આ પર્વત ઉપર રહેતા કહેવાય છે. તામ્રપર્ણી નદી આ પર્વતમાંથી નીકળે છે.
૬. પું. સંયુક્ત પ્રાંતમાં ઇટાથી નૈર્ઋત્યમાં ૪૦ માઈલ દૂર ને સંકીસાથી વાયવ્યમાં ૧ માઈલ પર આવેલ સરાઇ અઘતનું જૂનું નામ.

**અગળાઉ** ૧. [ સં. અ ( નહિ ) + ગલ્ ( ગળવું ) ] વિ. ઓગળે નહિ એવું.
૨. વિ. નહિ ગળેલું. જમીનને અમુક વરસ વાવેતર કર્યા વિના પડતર રાખી હોય તો જમીન માંહેની કેટલીક જાડી અગળાઉ વસ્તુ બારીક ગળાઉ બની, ફરીને જમીન પોતાની આગલી હાલત પર આવી જાય છે.

**અગંધજ્ઞતા** [સં. અ ( નહિ ) + ગંધ ( વાસ ) + જ્ઞ ( જાણનાર ) + તા ( પણું )] સ્ત્રી. ગંધની ખબર ન પડવી તે.

**અગાડી** ( અગાડ઼ી ) ૧૦. [ હિં ] સ્ત્રી. આગલો ભાગ.

૧૧. સ્ત્રી. આગળથી આપેલ પૈસા.

૧૨. સ્ત્રી. કપાળ.

૧૩. સ્ત્રી. ઘોડાના આગલા પગે બાંધવામાં આવતાં દોરડાં.

૧૪. સ્ત્રી. ભવિષ્ય.

૧૫. સ્ત્રી. વહાણનો આગલો ભાગ.

૧૬. સ્ત્રી. શરીરના ગુહ્ય અવયવ.

૧૭. [ હિં. ] અ. આ ઉપરાંત.

૧૮. અ. નજરે.

૧૯. અ. ના વખતમાં.

૨૦. અ. પછી.

**અગાડીપિછાડી** (અગાડ઼ીપિછાડ઼ી) સ્ત્રી. ઘોડાને ગળે ને પાછલે પગે બંધાતું દોરડું.

**અગાધ** ૬. પું. ખાડો.

૭. ન. ( ડિંગળ ) અથાગ પાણી.

**અગામી** [ સં. આગામિન્ ( આવનારું ) ] પું. ભવિષ્ય કહેનાર; ભવિષ્યવેત્તા.

**અગામ્યું** ૪. વિ. ન જવા જેવું. જુઓ અગમ્ય.

**અગારી** ૫. ન. ભીલની એ નામની જાતનું માણસ.

૬. વિ. ભીલની એ નામની જાતનું.

**અગાશિયું** [ સં. આકાશ + ઇય ( વાળું ) ] ન. ઘરના ઓરડા ઉપરનો અગાસી જેવો ખુલ્લો ભાગ.

**અગાશી** ૪. [ હિં. ] સ્ત્રી. પાઘડી.

૫. સ્ત્રી. સમળીનો કિલકિલાટ.

**અગાસનો ઓજરીઓ** પું. ચરોતરના આંબાની એ નામની સારી મીઠી જાત.

**અગાસી**—

કેબ અગાસી = સમળીની મધરાતથી સવાર સુધીની બૂમ. તે અપશુકન ગણાય છે.

**અગાહી** ૪. [ હિં. ] અ. સખ્ત રીતે; કઠોરતાથી.

**અગિન** ન. લાવરીની જાતનું એક પક્ષી.

**અગિયા** ૧. [ હિં. ] પું. એક જાતનો નાનો જીવડો; બ્લિસ્ટર. શરીરને તે જ્યાં અડે ત્યાં પીળા પીળા ફોલ્લા થઈ આવે છે.

૨. ન. એક જાતનું પક્ષી.

**અગિયા બૈતાલ** ૧. [ હિં. ] પું. અગ્નિ ઉપર રાજ્ય કરનાર રાક્ષસ.

૨. વિ. ચાલાક; ચપળ.

**અગિયારાસણા** ૧. ન. મોઢ બ્રાહ્મણની એ નામની પેટા જ્ઞાતિનું માણસ. મોઢની પેટા જ્ઞાતિઓમાં રોટી બેટીનો વ્યવહાર નથી.

૨. વિ. મોઢ બ્રાહ્મણની એ નામની પેટા જ્ઞાતિનું.

**અગિયારી** ૪. [ હિં. ] સ્ત્રી. ધૂપ કરવાની વસ્તુ; હવા સુગંધી બનાવવા માટે દેવતામાં નાખવામાં આવતી વસ્તુ.

**અગિયાવૈતાલ** ૪. પું. બહુ ક્રોધી અને ચીડિયા સ્વભાવનો માણસ.

**અગુઆ** ૪. [ હિં. ] પું. ઘાઘરાને નેફા પાસે આગળના ભાગમાં રાખવામાં આવતો ચીરો.

**અગુઈ** ૧. [ હિં. ] પું. આગળ દોડનાર; ભોમિયો.

૨. પું. લગ્ન કરાવી આપનાર માણસ.

**અગુણ** ૬. [ સં. અ ( વિશેષ ) + ગુણ ] પું. ઈશ્વર; પરમાત્મા, કેમકે તેમના ગુણ અપાર છે.

૭. પું. શિવ; શંકર. તે સદ્ગુણી છે.

૮. ન. એક જાતનું ઝાડ.

૯. વિ. ઉપયોગ વગરનું; નકામું.

**અગુન** [ હિં. ] સ્ત્રી. ઘરના દેવ માટે જુદું કાઢેલ અનાજ.

**અગુરી** [ અગર (મીઠું) ] ન. મીઠું બનાવનાર માણસ.

**અગુરુ** ૮. ન. એક સુગંધી વસ્તુ. તે ભારે, નરમ, ચીકણું, લાંબા વખત સુધી ગંધ આપનાર, ધીમે ધીમે બળનાર, ચાલુ ધુમાડો કાઢનાર, ગરમી હરી લેનાર અને ચામડીને વળગી રહેનારું છે.

**અગુરુલઘુત્વગુણ** [ સં. અ ( નહિ ) + ગુરુ ( ભારે ) + લઘુ ( હળવું ) + ત્વ ( પણું ) + ગુણ ] પું. ( જૈન ) જે શક્તિને લીધે એક પદાર્થ બીજી વસ્તુરૂપે ન ફેરવાય, એક ગુણ બીજા ગુણ રૂપ ન થાય, તેમ જ એક ચીજના અનેક કે અનંત ગુણ વીખરાઈને જુદા જુદા ન થઈ જાય તે શક્તિ.

**અગુરુલઘુત્વપ્રતિજીવીગુણ** [ સં. અ ( નહિ ) + ગુરુ ( ભારે ) + લઘુ ( હળવું ) + ત્વ ( પણું ) + પ્રતિજીવીગુણ ( ન હોવાપણું ) ] પું. ( જૈન ) ઉચ્ચતા અને નીચતાનો અભાવ.

**અગુવા** ન. હરણ; ઉપાડી જવું તે.

**અગેઠી** [ મ. ] સ્ત્રી. ફૂલ રાખવાનું વાસણ; ફૂલદાન.

**અગેથા** ૧. પું. ઘણી ડાળવાળો એક છોડ. તેનાં કૂણાં તૂરાં પાન ચામડી ઉપર મૂકવાથી થોડા વખતમાં ચાંદું પડે છે.

૨. [ હિં. ] સ્ત્રી. છોડને થતો એક રોગ. તેથી તે બળી ગયા જેવો દેખાય છે.

**અગેંદ્ર** [ સં. અગ ( પર્વત ) + ઇંદ્ર ( રાજા ) ] પું. મેરુ પર્વત.

**અગૈતી ખેતી** સ્ત્રી. આગલો પાક.

**અગૈયા** ૧. [ હિં. ] પું. ચોખાના છોડને થતો એક રોગ.

૨. પું. છોડનો એક રોગ. જુઓ અગેથા.

**અગૈરા** [ હિં. ] પું. જમીનદારને ભેટ ધરાતા અનાજના પાકના પહેલા પૂળા.

**અગોચર** ૮. [ સં. અ ( નહિ ) + ગોચર ( નજરે પડે એવું ) ] વિ. કલ્પનામાં રહેલું; તાર્કિક; વિચારમાં રહેલું.

૯. વિ. પગ મૂકી ન શકાય એવું.

**અગોડી** ( અગોડ઼ી ) [ હિં. ] અ. આગળથી; અગોરી.

**અગોર** ૩. [ અ ( નહિ ) + ગોર ( ગુરુ ) ] વિ. જેને ગુરુ ન હોય એવું; નગરું.

**અગોરા** ૨. [ હિં. ] પું. મોલ સાચવવા રાખેલ માણસ; રખોલિયો.

**અગોરી** [ હિં. ] અ. આગળથી; અગોડી.

**અગૌડી** ( અગૌડ઼ી ) [ હિં. ] સ્ત્રી. આગળથી આપેલ રકમ. ખાસ કરીને ખેતીના મજૂરને અપાતી રકમ માટે આ શબ્દ વપરાય છે.

**અગૌની** ૧. [ હિં. ] પું. આગેવાન; નાયક.

૨. પું. પ્રતિનિધિ.

૩. સ્ત્રી. દોરવણી.

૪. સ્ત્રી. મહેમાનને સામા જઈ મળવું તે.

**અગૌર** ૨. પું. ખેડુતોએ જમીનદારને જેઠ અને અસાડ મહિનામાં જમીન ખેડવા બદલ આગળથી આપેલ કર.

૩. [ હિં. ] પું. ભાડાની અગાઉથી આપેલી રકમ.

**અગૌરબટાઈ** સ્ત્રી. જમીનના માલિક અને ખેડૂત વચ્ચે આગળથી નક્કી કરેલ માપ પ્રમાણે નીપજની વહેંચણ.

**અગૌરી** ૨. સ્ત્રી. જેઠ અને અસાડ મહિનામાં જમીન ખેડવા બદલ આગળથી આપેલ કર.

**અગૌંઢ** પું. બી માટે કાપેલી શેરડીની આંખવાળી કાતળી.

**અગ્ગરવાલ** ૨. [ હિં. ] પું. અગર રાજાના વંશજો.

૩. પું. દિલ્હીની પશ્ચિમે અગ્રોદામાંથી આવેલ વૈશ્ય જાતિના વેપારીઓની એક જાત.

**અગ્ગ્યા** ૧. [સં. આજ્ઞા] સ્ત્રી. આજ્ઞા; હુકમ; ફરમાન.

૨. [ હિં. ] સ્ત્રી. ( વ્યાકરણ ) ક્રિયાપદના રૂપમાંથી આજ્ઞાનો અર્થ નીકળવાપણું.

૩. સ્ત્રી. રજા; પરવાનગી.
૪. સ્ત્રી. શિખામણ.
૫. સ્ત્રી. હુકમનામું.
૧. અગ્ગ્યા દેવી-કરવી = (૧) નક્કી કરવું. (૨) રજા દેવી. (૩) શિખામણ આપવી. (૪) હુકમ આપવો.
૨. અગ્ગ્યામાં રાખવું = (૧) તાબામાં રાખવું. (૨) રાજ્ય કરવું.
૩. અગ્ગ્યામાં લાવવું = તાબે કરવું.

**અગ્ગ્યાકારી** [ સં. આજ્ઞા ( હુકમ ) + કારિન્ ( કરનાર )] વિ. હુકમ મુજબ વર્તનારું; આજ્ઞાપાલક.

**અગ્ગ્યાન** [ સં. અજ્ઞાન ] પું. ( હિંદી ) અજ્ઞાન; અજાણપણું.

**અગ્ગ્યાની** ૧. [ હિં. ] વિ. નહિ જાણનાર; અજાણ.
૨. વિ. વિચાર વગરનું; મૂર્ખ.

**અગ્ગ્રાસ** [ સં. અગ્ર ( આગળનું ) + ગ્રાસ ( કોળિયો )] પું. પહેલો કોળિયો.

**અગ્નિ** ૧૭.—અગ્નિની દશ કલા કહેવાય છેઃ ધૂમ્રા, અર્ચિ, ઉષ્મા, જ્વલિની, જ્વાલિની, વિસ્ફુલિંગિની, સુશ્રી, સુરૂપા, કપિલા ને હવ્યકવ્યવહે.
૨૦.—અગ્નિનાં ઘણાં નામ છેઃ વહ્નિ, અનલ, પાવક, વૈશ્વાનર, અબ્જહસ્ત, ધૂમકેતુ, હુતાશ, હુતભુજ, શુચિ, શુક્ર, રોહિતાશ્વ, છાગરથ, જાતવેદ, સપ્તજિહ્વ, તોમરધર.
૧. અગ્નિ આંધોળવી = દેવતામાં બળી મરવું.
૨. અગ્નિમાં ઘી હોમવું = વધારે અણગમતું કરીને દુશ્મનાવટમાં વધારો કરવો; લડાઈ વધારવી.
૨૮.—આ દેવ મનુષ્યનો અને મનુષ્યના ગૃહોનો પાલક અને તેમનાં કામોનો સાક્ષી મનાતો હોવાથી શુભ પ્રસંગોમાં તેનું આહ્વાન કરાય છે. ક્રવ્યાદ એટલે રાક્ષસોનો તે હણનાર હતો. હરિવંશમાં તે કાળા પોશાકવાળો અને હાથમાં સળગતું ભાલું ઊંચકતો વર્ણવેલો છે. તેને ધુમાડાનાં બનેલ ધજા અને ટોપ, ચાર હાથ, રાતા ઘોડાવાળો રથ અને રથના પૈડા તરીકે સાત વાયુઓ હોવાની માન્યતા છે. સાથે ઘેટો ફરતો હોવાથી અને કોઈ વાર તે તેના ઉપર સવારી કરતો હોવાથી તે છાગરથ પણ કહેવાય છે.
૩૫. પું. એ નામનો શુક્લ યજુર્વેદનો ઋષિ.
૩૬. પું. એ નામનો સામવેદનો એક ઋષિ.
૩૭. પું. એ નામનો સામવેદનો એક દેવતા.
૩૮. પું. એક ઋગ્વૈદિક ઋષિ.
૩૯. પું. ( તાંત્રિક ) છત્રીસ તત્ત્વો માંહેનું એ નામનું એકત્રીસમું. જુઓ અજાંગ.
૪૦. પું. નિયોગથી સ્ત્રીએ પસંદ કરેલો ત્રીજો ધણી.
૪૧. પું. શક્તિ; બળ.
૪૨. પું. ( યોગ ) શરીરમાંની સુષુમ્ણા નામની નાડીનો દેવ.
૪૩. સ્ત્રી. ગરમી.
૪૪. સ્ત્રી. ગુસ્સો, પ્રેમ, વિષયવાસના, અદેખાઈ, વિકાર અને બહુ ભૂખ માટે અલંકારિક રીતે વપરાતો શબ્દ.
૪૫. સ્ત્રી. ચાંદીનો રોગ; ગરમીનું દરદ.
૪૬. સ્ત્રી. સૂર્યનો સખ્ત તડકો.

**અગ્નિઉત્પાદક ધાતુમિશ્રણ** [ સં. અગ્નિ ( આગ ) + ઉત્પાદક ( પેદા કરનાર ) + ધાતુ + મિશ્રણ ( મેળવણી )] ન. જેને ઘસવાથી આગની ચિનગારીઓ નીકળે એવું સીરીઅમ, લોઢું વગેરેનું મિશ્રણ; 'પાઇરોફોરિક એલોઇ'.

**અગ્નિક** ૬. [ સં. અગ્નિ ( પાચનશક્તિ ) + ક ( વાળું )] પું. હોજરીમાં થતો એક પાચક રસ; 'પેપ્સિન'.

**અગ્નિકદ** [ સં. અગ્નિક ( એક પાચક રસ ) + દ ( દેનાર )] ન. જઠરમાંથી નીકળતો એક પાચક રસ; 'પેપ્સિનોજેન'.

**અગ્નિકર્મ** ૮. ન. અગ્નિપૂજા.

**અગ્નિકર્મા** [ સં. અગ્નિ ( આગ ) + કર્મન્ ( કામ )] પું. આગ ઓલાવનાર સિપાઈ.

**અગ્નિકાર્ય** ૨. ન. પ્રતિસારણ; સુશ્રુત પ્રમાણે ભગંદર અને અર્બુદના રોગમાં ગરમ ઘી, તેલ વગેરેથી શરીરના કોઈ ભાગને બાળવાની ક્રિયા.

**અગ્નિકૃત પથ્થર** [ સં. અગ્નિ ( આગ ) + કૃત ( કરેલ ) + પ્રસ્તર ( પાણો )] પું. પૃથ્વીની ગરમીની અસરથી થયેલ પથ્થર; આગ્નેય પથ્થર.

**અગ્નિગર્ભ** ૮. પું. સૂર્ય, કેમકે તેના અંદરના ભાગમાં ઘણી ગરમી છે.

**અગ્નિચક્ર** ૩. [ સં. અગ્નિ ( આગ ) + ચક્ર ( જથ્થો )] પું. સૂર્ય.

**અગ્નિચાક્ષુષ** પું. સામવેદનો એક ઋષિ.

**અગ્નિજિત** [ સં. અગ્નિ ( આગ ) + જિત ( જિતાયેલું )] વિ. જેની ઉપર અગ્નિની અસર થઈ ન શકે એવું; અગ્નિમાં ટકી શકનારું; 'ફાયર પ્રૂફ'.

**અગ્નિજીવી** [ સં. અગ્નિ ( દેવતા ) + જીવિન્ ( જીવનાર )] પું. આગની મદદથી કામ કરનાર કારીગર. જેમકે, લુહાર, સોની.

**અગ્નિજ્વાલ** ૨. પું. શિવ; શંકર, કેમકે તેની ત્રીજી આંખમાંથી અગ્નિ ઝરતો મનાય છે.

**અગ્નિતાપસ** ૧. પું. દસમા મંડલનું ૧૪૧મું સૂક્ત રચનાર એક ઋગ્વૈદિક ઋષિ.
૨. પું. સામવેદનો એ નામનો ઋષિ.

**અગ્નિત્રય** ૨. પું. પ્રલયાગ્નિ, વિદ્યુતાગ્નિ અને વડવાગ્નિ એવા ત્રણ અગ્નિ.

**અગ્નિદંડ** [ સં. અગ્નિ ( આગ ) + દંડ ( શિક્ષા )] પું. આગમાં બાળી દેવાની શિક્ષા.

**અગ્નિદીપનરસ** [ સં. અગ્નિ ( પાચનશક્તિ ) + દીપન ( સતેજ કરનાર ) + રસ ] પું. ( વૈદક ) અજીર્ણ, મંદાગ્નિ, બાદી અને પેટનાં દરદ મટાડનાર મનાતું એક ઔષધ. તે ૨ થી ૪ રતીની માત્રાથી મધ, દૂધ કે પાણી સાથે લેવાય છે.

**અગ્નિપાવક** ૧. પું. દસમા મંડલનું ૧૪૦મું સૂક્ત રચનાર એક વૈદિક ઋષિ.
૨. પું. સામવેદનો એ નામનો ઋષિ.

**અગ્નિપાવક બાર્હસ્પત્ય** પું. ઋગ્વેદના આઠમા મંડલના ૧૦૨મા સૂક્તનો કર્તા એક ઋષિ; પ્રયોગભાર્ગવ.

**અગ્નિપુષ્પ** [ સં. અગ્નિ ( આગ ) + પુષ્પ ( ફૂલ )] ન. એક જાતની આતશબાજી; ફૂલઝર. તેમાંથી ફૂલ જેવા તણખા ઝરે છે.

**અગ્નિપ્રધાન** [ સં. અગ્નિ ( દેવતા ) + પ્રધાન ( મુખ્ય )] વિ. અગ્નિ જેમાં મુખ્ય હોય એવું. જેમકે, યજ્ઞ.

**અગ્નિપ્રવર્દ્ધક** [ સં. અગ્નિ ( જઠરાગ્નિ ) + પ્રવર્દ્ધક ( વધારનાર )] વિ. જઠરાગ્નિ વધારનારું.

**અગ્નિભીતિ** [ સં. અગ્નિ ( આગ ) + ભીતિ ( બીક )] સ્ત્રી. અગ્નિની બીક.

**અગ્નિમક્ષિકા** [ સં. અગ્નિ ( આગ ) + મક્ષિકા ( માખી )] સ્ત્રી. શરીરના અમુક ભાગમાંથી પ્રકાશ કાઢનાર એક જાતની માખી; 'ફાયરફ્લાઇ'.

**અગ્નિમદ** [ સં. અગ્નિ ( કામની ઇચ્છા ) + મદ ( અભિમાન )] પું. આઠ જાતનાં અભિમાન માંહેનું એક; કામી પુરુષને સ્ત્રીસંભોગની મરજીથી તેને અનુકૂળ દિલચાલ કરાવનાર વાસના. જુઓ અંતર્મદાષ્ટક.

**અગ્નિમાંદ્ય** ૩. ન. અજીર્ણ.

**અગ્નિમિંધ** ૧. પું. એ નામનો એક ઋષિ.
૨. પું. યજ્ઞ કરાવવામાં જરૂર પડે એવો અગ્નીધ્ર બ્રાહ્મણ.

**અગ્નિયુત સ્થૌર** પું. એક ઋગ્વૈદિક ઋષિ;

અગ્નિયૂપ સ્થૌર. તેણે દસમા મંડલનું ૧૧૬મું સૂક્ત રચ્યું છે.

**અગ્નિયૂપ સ્થૌર** પું. એક ઋગ્વૈદિક ઋષિ. જુઓ અગ્નિયુત સ્થૌર.

**અગ્નિરક્ષિત** ૨. [ સં. અગ્નિ ( આગ ) + રક્ષિત ( બચાવેલ ) ] વિ. આગથી બચાવનાર; અગ્નિ અસર ન કરી શકે એવું; 'ફાયર પ્રૂફ'.

**અગ્નિરથગૃહ** [ સં. અગ્નિરથ ( આગગાડી ) + ગૃહ ( ઘર ) ] ન. આગગાડી રાખવાનું ઠેકાણું; વરાળયંત્ર વગેરે રાખવા માટેનું છાપરું; 'લોકો શેડ'.

**અગ્નિરથ સ્થાપન ગૃહ** [ સં. અગ્નિરથ ( આગગાડી ) + સ્થાપન ( ઊભું રહેવું તે ) + ગૃહ ( ઘર ) ] ન. આગગાડી માટે ઊભા રહેવાનું ઠેકાણું; 'રેલવે સ્ટેશન'.

**અગ્નિરસ બૃહત** [ સં. અગ્નિ ( પાચનશક્તિ ) + રસ ( પારો ભેળવેલ દવા ) + બૃહત્ ( મોટું ) ] પું. ( વૈદક ) શ્વાસ, ખાંસી અને છાતીનાં દરદ ઉપર મધ, દૂધ કે પાણી સાથે ૨ થી ૩ રતી લેવાની એક દવા.

**અગ્નિરોગ** [ સં. અગ્નિ ( આગ ) + રોગ ( દરદ ) ] પું. શરીરમાં અગન બળે એવી વ્યાધિ.

**અગ્નિવર્ધન** [ સં. અગ્નિ ( પાચનશક્તિ ) + વર્ધન ( વધારવાપણું ) ] પું. અજમો. તે ખાવાથી પાચનશક્તિ વધે છે.

**અગ્નિશકટી** [ સં. અગ્નિ ( આગ ) + શકટી ( ગાડી ) ] સ્ત્રી. આગગાડી.

**અગ્નિશૌચીક** પું. એ નામનો એક ઋગ્વૈદિક ઋષિ.

**અગ્નિશૌચીક વૈશ્વાનર** પું. એ નામનો એક ઋગ્વૈદિક ઋષિ.

**અગ્નિષ્ટોમ** ૩.—આ યજ્ઞ બ્રહ્માએ પોતાના દક્ષિણ મુખમાંથી ઉત્પન્ન કર્યો હોવાનું ભાગવત જણાવે છે.

**અગ્નિસંયોગ** [ સં. અગ્નિ ( આગ ) + સંયોગ ( સંબંધ ) ] પું. દારૂખાનું.

**અગ્નિસ્થાન** ન. ( યોગ ) શરીરનો વચ્ચેનો ભાગ; હૃદમધ્ય.

**અગ્નીત** પું. યજ્ઞ કરાવનાર એક બ્રાહ્મણ.

**અગ્નીદ** પું. સાત હોતાઓ એટલે યજ્ઞમાં મંત્ર ભણી આહૂતિ હોમનારમાંનો એક.

**અગ્નીશ્વર** ૫. પું. હાકામાં થતાં નરમ, મીઠાં, રાતી છાલનાં કેળાંની જાત.

**અગ્ન્યાગાર** [ સં. અગ્નિ ( આગ ) + આગાર ( ઘર ) ] ન. અગ્નિહોત્રીના દેવતાની જગ્યા.

**અગ્ન્યાધાન** ૪. પું. એ નામનો એક યજ્ઞ. બ્રાહ્મણો આ યજ્ઞ વસંત ઋતુમાં, ક્ષત્રિયો ઉનાળામાં અને વૈશ્યો ચોમાસામાં કરતા.

**અગ્ન્યાશયપિંડ** [ સં. અગ્નિ ( જઠરાગ્નિ ) + આશય ( ઠેકાણું ) + પિંડ ( લોંદો ) ] પું. સ્વાદુપિંડ; બરોળને અડી જમણી બાજુ કાળજા સુધી જતી આમાશય પાછળ આવેલી એ નામની ગાંઠ.

**અગ્ગ્બાસિયન** ન. જેલમ અને ચિનાબ નદીઓના સંગમની નીચાણમાં આવેલ એક જગા; અંગલૌકિક. સિકંદરના ઇતિહાસ લખનારાઓએ આને અગ્ગ્બાસિયન નામ આપ્યું છે.

**અગ્યારી** ૨. [ હિં. ] સ્ત્રી. હિંદુઓ પૂજા કરતી વખતે સળગાવે તે દેવતા.

૩. સ્ત્રી. હિંદુઓનો યજ્ઞનો અગ્નિ.

**અગ્ર** ૧૮. પું. અસ્તાચળ પર્વત.

૧૯. પું. અંત; નાશ.

> તેમનો અગ્ર-અંત એટલે નાશ નથી, તેથી ભગવાન વ્યગ્ર કહેવાય છે.
>
> વિષ્ણુસહસ્રનામ

૨૦. પું. ( પિંગળ ) એ નામનો છંદ. તેમાં ૭ તગણ, ગુરુ ને લઘુ હોય છે.

૨૧. વિ. પહેલું.

**અગ્રઅવગુંઠન** [ સં. અગ્ર ( આગળનું ) + અવગુંઠન ( ઢાંકવાપણું ) ] ન. મજ્જાગ્રંથિ ઉપરનું પાતળું ઢાંકણ; 'ઍન્ટીરિઅર મેડ્યુલરિ વીલમ'.

**અગ્રઅસ્થ્યંતરધમની** [ સં. અગ્ર ( આગળનું ) + અસ્થિ ( હાડકું ) + અંતર ( વચ્ચે ) + ધમની ( ધોરી નસ ) ] સ્ત્રી. અસ્થ્યાંતરિકા ધમની; હથેળીના બે હાડકાં વચ્ચે આવેલ ધોરી નસ.

**અગ્રઅસ્થ્યાંતરિક નાડી** ( અગ્રઅસ્થ્યાંતરિક નાડી ) [ સં. અગ્ર ( આગળનું ) + અસ્થિ ( હાડકું ) + આંતરિક ( અંદરનું ) + નાડી ] સ્ત્રી. હાથની મધ્યપ્રકોષ્ઠિકા નાડીની એક શાખા. તે હાથના આગળના ભાગને હલાવે છે.

**અગ્રઆંતર** [ સં. અગ્ર ( આગળનું ) + આંતર ( અંદરનું ) ] વિ. આગળ અને અંદર આવેલું.

**અગ્રકપાલ** [ સં. અગ્ર ( આગળનું ) + કપાલ ( માથાનું હાડકું ) ] પું. પુરઃકપાલ; ખોપરીનું આગલું હાડકું.

**અગ્રકંટક** [ સં. અગ્ર ( આગળનું ) + કંટક ( બરડાનું હાડકું ) ] ન. બરડાનું આગળનું હાડકું; 'ફ્રન્ટલ સ્પાઈન'.

**અગ્રકાસ્થિ** [ સં. અગ્ર ( આગળ ) + ક ( વાળું ) + અસ્થિ ( હાડકું ) ] સ્ત્રી. કપાળનું હાડકું; લલાટાસ્થિ.

**અગ્રકાંડ** [ સં. અગ્ર ( આગળનું ) + કાંડ ( ડાળી ) ] પું. ઝાડની ડાળીનો છેડેનો ભાગ; કાંડાગ્ર.

**અગ્રકુંભ** [ સં. અગ્ર ( આગળ ) + કુંભ ( હાથીના માથા ઉપર રહેલ માંસના બે પિંડ ) ] પું. કપાળની બાજુએ ઉપસેલ ભાગ; લલાટફલકની બહારની બાજુએ આવેલા બે ઉપસેલ ભાગ; 'ફ્રન્ટલ ઍમિનન્સ'. જુઓ પુરઃકપાલ.

**અગ્રકોટિ** [ સં. અગ્ર ( આગળનું ) + કોટિ ( છેડો ) ] સ્ત્રી. પાંસળીનો આગલો છેડો; 'સ્ટર્નલ એન્ડ'. આ ખરબચડો છેડો ઉપપર્શુકાઓ ('કોસ્ટલ કાર્ટિલેજિસ') સાથે જોડાય છે.

**અગ્રકોણ** [ સં. અગ્ર ( આગળ ) + કોણ ( ખૂણો ) ] પું. યોનિનો આગલો ખૂણો.

**અગ્રકોષ્ઠ** [ સં. અગ્ર ( આગળનું ) + કોષ્ઠ ( ખાનું ) ] પું. આંખનો પ્રવાહી પદાર્થ જેમાં રહે છે તે આગલું ખાનું; 'ઍન્ટીરિઅર ચેમ્બર'.

**અગ્રખંડ** [ સં. અગ્ર ( આગળનું ) + ખંડ ( ભાગ ) ] પું. છાતીના હાડકાનો આગલો ભાગ.

**અગ્રગામી** ૫. વિ. આગળનું; પહેલાંનું.

**અગ્રગ્રાસ** [ સં. અગ્ર ( આગળનું ) + ગ્રાસ ( કોળિયો ) ] પું. પહેલો કોળિયો.

**અગ્રચર્મ** [ સં. અગ્ર ( આગળનું ) + ચર્મન્ ( ચામડું ) ] ન. પુરુષની જનનેન્દ્રિયના આગળના ભાગ ઉપરની ચામડી. સુન્નતમાં આ ચામડી કાપી નાખવામાં આવે છે.

**અગ્રચર્વણ** [ સં. અગ્ર ( આગળ ) + ચર્વણ ( ચાવણ ) ] પું. આગલો દાંત.

**અગ્રચર્વણકદંત** [ સં. અગ્ર ( આગળનું ) + ચર્વણ ( ચાવણ ) + ક ( વાળું ) + દંત ( દાંત ) ] પું. દાઢની આગળ આવેલો દાંત; રાક્ષી અને દાઢ વચ્ચેનો દાંત; 'પ્રીમોલર'.

**અગ્રચર્વણકદંતઉલૂખલ** [ સં. અગ્ર ( આગળનું ) + ચર્વણ ( ચાવણ ) + ક ( વાળું ) + દંત ( દાંત ) + ઉલૂખલ ( ખાંડણીઓ ) ] પું. બે અણીવાળા દાંતને રહેવાની જડ; 'ઍલ્વિઓલસ ઑવ બાયકસ્પિડ ટૂથ'.

**અગ્રચર્વ્વણક** [ સં. અગ્ર ( આગળનું ) + ચર્વણ ( ચાવણ ) + ક ( વાળું ) ] પું. દાઢ અને રાક્ષી વચ્ચે આવેલ દાંત; 'પ્રીમોલર'.

**અગ્રચલનીસ્થાન** [ અગ્ર ( આગળનું ) + ચલની ( ચાળણી ) + સ્થાન ( જગ્યા ) ] ન. ખોપરીના તળિયાના ભર્ઝરાસ્થિમાં કાણાવાળી જગ્યા.

**અગ્રછિદ્ર** [ સં. અગ્ર ( આગળનું ) + છિદ્ર ( કાણું ) ] ન. કાનની અંદરની બખોલ ઉપરનું કાણું.

**અગ્રજ** ૭. પું. વિષ્ણુ, કેમકે તે સૌથી પહેલાં ઉત્પન્ન થયેલ છે.

**અગ્રજત્વ** [ સં. અગ્ર ( આગળ ) + જ ( જન્મેલ ) + ત્વ ( પણું ) ] ન. પહેલાં જન્મેલું હોવું તે; વડીલપણું; જ્યેષ્ઠતા.

**અગ્રજંઘિકા** [ સં. અગ્ર ( આગળ ) + જંઘિક ( જંઘનું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. એ નામની સાથળની એક ધમની.

**અગ્રણિયો** ૨. [ સં. અગ્ર ( આગળ ) + ની ( દોરવું ) ] પું. ચારે જાતિમાં શ્રેષ્ઠ ગણાતો બ્રાહ્મણ.

**અગ્રણી** ૯. [ સં. અગ્ર ( આગળ ) + ની ( દોરવું ) ] પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક.

**અગ્રણીપદ** [ સં. અગ્રણી ( નેતા ) + પદ ( દરજ્જો ) ] ન. આગેવાની; નેતાનું પદ.

**અગ્રતલ** [ સં. અગ્ર ( આગલું ) + તલ ( સપાટી ) ] ન. છાપવાળી બાજુ; ઉપલો ભાગ; 'ઑબવર્સ'.

**અગ્રતાલુખાત** [ સં. અગ્ર ( આગળ ) + તાલુ ( તાળવું ) + ખાત ( ખાડો ) ] પું. તાળવામાં કર્તનક એટલે ખોરાકના કટકા કરનાર દાંતોની પછવાડે આવેલો ખાડો; 'ઇન્સાઇસિવ ફોરેમન'. જેમાં થઈને નાક તથા તાળવાને લગતી રગો અને નસો પસાર થાય એવાં ચાર ઝીણાં કાણાં તેમાં છે.

**અગ્રતીરણિકા** સ્ત્રી. અગ્રરેખા; આગળની લીટી.

**અગ્રધારા** [ સં. અગ્ર ( આગળનું ) + ધારા ( કોર ) ] સ્ત્રી. આગળની ધાર; 'ઍન્ટીરિઅર બૉર્ડર'.

**અગ્રનાસિકા** ૨. [ સં. અગ્ર ( આગળ ) + નાસિકા ( નાક ) ] સ્ત્રી. સૂંઢ.

**અગ્રપટ** [ સં. અગ્ર ( આગલું ) + પટ ( પડદો ) ] પું. નાટકશાળામાં સૌથી આગલો પડદો.

**અગ્રપત્ર** [ સં. અગ્ર ( આગળ ) + પત્ર ( પાન ) ] ન. ઉર:ફલકનો સૌથી નીચેનો ભાગ; 'ઝીફૉઇડ પ્રોસેસ'.

**અગ્રપર્વિકા પેશી** સ્ત્રી. અંગુલી સંકોચની; આંગળીઓને વાળનાર પેશી.

**અગ્રપાત** ૧. [ સં. અગ્ર ( આગળ ) + પાત ( પડવું તે ) ] પું. આગળ પડવું તે.

૨. પું. પ્રવાહી મિશ્રણમાં અમુક રસાયણ નાખી મિશ્રણના એક ભાગને ન ઓગળે તેવો બનાવી જુદો પાડવાની ક્રિયા.

**અગ્રપિંડાધરા** [ સં. અગ્ર ( આગળનું ) + પિંડ ( લોંદો ) + અધર ( નીચેનું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. મગજના આગળના ભાગ નીચેનો ચીરો; 'ઇન્ફીરિઅર ફ્રન્ટલ સલ્કસ'.

**અગ્રપિંડોત્તરા** [ સં. અગ્ર ( આગળનું ) + પિંડ ( લોંદો ) + ઉત્તર ( ઉપરનું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. મગજનો ઉપરનો એક ચીરો; 'સ્યૂપીરિઅર ફ્રન્ટલ સલ્કસ'.

**અગ્રપૂજા** ૨. [ સં. અગ્ર ( પહેલાં ) + પૂજા ( પૂજન ) ] સ્ત્રી. સૌથી સારા માણસને અપાતું પ્રથમ પૂજાનું માન.

**અગ્રપેશિયા** [ સં. અગ્ર ( આગળનું ) + પેશી ( સ્નાયુ ) ] પું. કાંડાના આગળના ભાગના સ્નાયુ; 'વૉલર મસલ્સ'.

**અગ્રપ્રકાશન** [ સં. અગ્ર ( આગળ ) + પ્રકાશન ( તેજવાળું કરવું તે ) ] ન. રંગભૂમિના આગલા ભાગમાં ગોઠવેલી બત્તી; 'ફ્રન્ટ લાઇટ્સ'.

**અગ્રપ્રાસાદ** [ સં. અગ્ર ( મુખ્ય ) + પ્રાસાદ ( મહેલ ) ] પું. સૌથી સારો રાજમહેલ.

**અગ્રભૂમિ** ૪. સ્ત્રી. અગાસી.

**અગ્રમણિબંધ** [ સં. અગ્ર ( આગળનું ) + મણિબંધ ( કાંડું ) ] પું. કાંડાના બન્ને હાડકાંના નીચલા છેડાની આગલી બાજુએ આવેલો એ નામનો સ્નાયુનો બનેલો પટ્ટો; 'વૉલર કાર્પલ'. તે હાથના સાંધાથી સહેજ ઊંચે આવેલો છે અને અંગુલીસંકોચની વગેરે પેશીઓના ધોળા, મજબૂત અને દોરડા જેવા છેડાઓને આધાર આપે છે.

**અગ્રમસ્તિષ્ક** ૧. ન. મગજનો આગળનો ભાગ; 'ફોર બ્રેન'.

૨. [ સં. અગ્ર ( આગળનું ) + મસ્તિષ્ક ( માથું ) ] ન. લલાટ; કપાળ.

**અગ્રમસ્તિષ્કોષ્ણીકાંતરીય** ન. મગજ અને કરોડને જોડતા તંતુ; 'સેરિબ્રો-સ્પાઇનલ ફાઇબર'.

**અગ્રમાંસ** ૪. ન. કાળજું.

**અગ્રમૂલિકા** સ્ત્રી. ખોપરીમાં આવેલ એક મુખ્ય ધમની; 'બેસીલર આર્ટરિ'.

**અગ્રયોજનિકા** સ્ત્રી. ખોપરીમાં આવેલી એક મુખ્ય ધમની; 'ઍન્ટીરિઅર કોમ્યુનિકેટિંગ આર્ટરિ'.

**અગ્રરેખા** [ સં. અગ્ર ( આગળનું ) + રેખા ( લીટી ) ] સ્ત્રી. અગ્રતીરણિકા; આગળની લીટી.

**અગ્રવન** ૨. [ સં. અગ્ર ( આગળ ) + વન ( જંગલ ) ] ન. વ્રજમંડલમાંનું એ નામનું એક વન. તેની પ્રદક્ષિણા અહીંથી શરૂ થતી હોઈ એ નામ પડ્યું છે.

**અગ્રવર** [ સં. અગ્ર ( મુખ્ય ) + વર ( સૌથી સારું ) ] પું. દેવોમાં ચઢિયાતા ગણાતા શિવ; શંકર; મહાદેવ.

**અગ્રવર્તી** ૨. વિ. આગળથી જણાતું.

૩. વિ. આગળના ભાગમાં આવેલું.

૪. વિ. પૂર્વવર્તી; આગળથી થનાર.

**અગ્રવર્તી મસ્તિષ્ક** [ સં. અગ્ર ( આગળનું ) + વર્તિન્ ( આવેલું ) + મસ્તિષ્ક ( મગજ ) ] ન. મગજનો આગલો ભાગ; 'પ્રૉસેન્સેફલૉન'.

**અગ્રશાળા** [ સં. અગ્ર ( આગલો ભાગ ) + શાલા ( મકાન ) ] સ્ત્રી. ઓસરી.

**અગ્રશિખરાંતરિક તીરણિક રેખા** સ્ત્રી. સાથળના હાડકાના ઉપલા છેડાની આગલી અને પાછલી બાજુ ઉપર મહાશિખરક અને લઘુશિખરકને જોડનારી લીટી; 'ઇન્ટર-ટ્રોકેન્ટેરિક લાઇન'.

**અગ્રશૃંગ** [ સં. અગ્ર ( આગળ ) + શૃંગ ( શિખર ) ] ન. ભગાસ્થિઓના સંધાનની આગળ આવેલો, ચરબીની ગાદીવાળો સહેજ ઊંચો પ્રદેશ; ભગપીઠ; 'મૉન્સ વેનેરિસ'. સ્ત્રીઓમાં યુવાન અવસ્થામાં તે વાળ વડે ઢંકાઈ જાય છે.

**અગ્રશ્રેણિ** ન. હિંદુ યુગનું એ નામનું એક હિંદી રાજ્ય.

**અગ્રસર** ૪. વિ. પહેલાંનું; આગળનું.

**અગ્રસંયોજક** [ સં. અગ્ર ( આગળનું ) + સંયોજક ( જોડનાર ) ] ન. બે ભાગનું આગળનું જોડાણ; 'ઍન્ટીરિઅર કૉમિશુર'.

**અગ્રસંહતિક** વિ. લોહીના શ્વેતકણમાં રહેલ એ નામનો માંસદ એટલે અવયવો બાંધવામાં ઉપયોગી પદાર્થ; 'પ્રોથ્રૉમ્બિન'.

**અગ્રહ** ૮. [ સં. અ ( વિરોધ ) + ગ્રહ્ ( ગ્રહણ કરવું ) ] પું. શિવ; શંકર, કેમકે તે સહેલાઈથી પ્રસન્ન થાય છે.

**અગ્રા** ૩. [ હિં. ] ન. આગ્રા શહેર; અકબરાબાદ.

**અગ્રાર** ૧. [ મ. ] પું. એકલા બ્રાહ્મણોથી વસેલું ગામ.

૨. પું. બ્રાહ્મણોનો લત્તો કે શેરી.

**અગ્રાવત** સ્ત્રી. બાવાની એ નામની અટક.

**અગ્રાસ** [ સં. અગ્ર ( પહેલું ) + ગ્રાસ ( કોળિયો ) ] પું. દેવને ધરેલ પ્રસાદી.

**અગ્રાસન** ૨. પું. દેવને ધરેલ પ્રસાદી. જુઓ અગ્રાસ.

**અગ્રાહ્ય** ૩. પું. વિષ્ણુનાં હજાર નામ માંહેનું એક.

**અગ્રાંકુરિકા** સ્ત્રી. ચામડીમાંના સંજ્ઞાવાહક જ્ઞાનતંતુનો ભાગ; 'ટૅક્ટાઇલ કૉર્પસલ'.

**અગ્રિ** જ. ( ડિંગળ ) આગળ.

**અગ્રિમ** ૫. ન. સુથી; આગળથી આપેલી રકમ. ૬. વિ. સાંધાથી કે શરીરના મધ્યભાગથી દૂર આવેલું; 'ડિસ્ટલ'.

**અગ્રિમકર્ણિકા** [ સં. અગ્રિમ ( આગળનું ) + કર્ણ ( કાન ) + ઇક ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. કાનની આગળ સહેજ ઊંચી રહેલી એથી ત્રણ ગાંઠ. કાનના બહારના ભાગની કેટલીક રસાયની તેમાં દાખલ થાય છે.

**અગ્રિમધમ્મિલખાત** [ સં. અગ્રિમ ( આગલું ) + ધમ્મિલ ( વેણીવાળો અંબોડો ) + ખાત ( ખાડો ) ] પું. નાના મગજના આગળના ભાગનો ખાડો; 'ઍન્ટીરિઅર સેરિબેલર નૉચ'.

**અગ્રિમપિંડ** [સં. અગ્રિમ ( આગલું ) + પિંડ ( લૉંદો ) ] પું. મગજનો આગળનો પિંડ; 'ફ્રન્ટલ લોબ'.

**અગ્રિમફુપ્ફુસાંતરિયા રસગ્રંથિ** [સં. અગ્રિમ ( આગળનું ) + ફુપ્ફુસ ( ફેફસું ) + આંતરીય ( અંદરનું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + રસ + ગ્રંથિ ( ગાંઠ ) ] સ્ત્રી. બન્ને ફેફસાંની વચ્ચે ઉપલા અને આગલા ભાગમાં રહેલી એ નામની ગ્રંથિ; 'ઍન્ટીરિઅર મિડિઅસ્ટાઇનલ લિંફ ગ્લૅંડ'.

**અગ્રિમવક્ત્રિકા શિરા** [સં. અગ્રિમ ( આગળનું ) + વક્ત્ર ( મોઢું ) + ઇકા ( વાળી ) + શિરા ( નસ ) ] સ્ત્રી. મોઢા ઉપર આવેલી એ નામની નસ; 'ઍન્ટીરિઅર ફેશ્યલ વેન'. નાસામૂલિકા ગંડકૂટથી નીચે આવે ત્યારે તે આ નામથી ઓળખાય છે.

**અગ્રિમશૃંગયુગ** [ સં. અગ્રિમ ( આગલું ) + શૃંગ ( શિંગડું ) + યુગ ( જોડું ) ] ન. ડોકના આગલા ભાગમાં જીભના મૂળમાંના અર્દ્ધચંદ્રાકાર કંઠિકાસ્થિ નામના હાડકાનો શિંગડા જેવો ભાગ.

**અગ્રિમસંદંશ** [ સં. અગ્રિમ ( આગલું ) + સંદંશ ( ચીપિયો ) ] પું. મગજના મહાસંયોજકમાંથી નીકળતા તંતુથી બનતો ચીપિયા જેવો ભાગ; 'ઍન્ટીરિઅર ફૉર્સેપ્સ'.

**અગ્રિમસ્તંભિકા** [ સં. અગ્રિમ ( આગળનું ) + સ્તંભ ( થાંભલો ) + ઇક ( લગતું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. સુષુમ્ણાશીર્ષકનો એક ભાગ; 'ઍન્ટીરિઅર પિલર્સ'.

**અગ્રિમ સ્નાયુ** [ સં. અગ્રિમ ( આગળનું ) + સ્નાયુ ( માંસનો લોચો ) ] પું. એ નામનો પહોળી પટ્ટી જેવો કાંડાનો એક સ્નાયુ. ઉપર પ્રકોષ્ઠાસ્થિઓના નીચલા છેડાઓની આગલી બાજુ અને નીચે નૌનિભ, અર્દ્ધચંદ્ર તથા ઉપલક નામનાં કૂર્ચાસ્થિઓની આગલી બાજુને તે લાગેલો છે.

**અગ્રિમા** ૨. [સં. અગ્રિમ ( આગળનું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ગર્ભાશયની આગળ રહેલી એ નામની બંધનિકા એટલે સ્નાયુ; 'ઍન્ટીરિઅર લિગમન્ટ'.

**અગ્રિમા અસિત્રા** સ્ત્રી. અંસફલકની આગલી બાજુ આવેલી એ નામની પેશી; 'સીરેટસ ઍન્ટીરિઅર'.

**અગ્રિમા અંતર્ગુલ્ફિકા** [ સં. અગ્રિમા ( આગળની ) + અંતર્ ( અંદર ) + ગુલ્ફ ( ઘૂંટી ) + ઇકા ( વાળી ) ] સ્ત્રી. અંદરની ઘૂંટીની આગળ આવેલી એક ધમની; 'ઍન્ટીરિઅર મિડિઅલ મલિઓલર'. તે પુરોજંઘિકાધમનીની શાખા છે.

**અગ્રિમા ઔર્વી** [ સં. અગ્રિમા ( આગળની ) + ઊરુ ( સાથળ ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. સાથળમાં આવેલી એક પેશીની નસ; 'ફેમરૅલ નર્વ'.

**અગ્રિમા જલધાની** [સં. અગ્રિમા ( આગળની ) + જલ ( પાણી ) + ધાની ( સ્થાન ) ] સ્ત્રી. આંખના કાચની અને કીકીમાંના પડદાની આગળનો ભાગ; 'ઍન્ટીરિઅર ચેમ્બર'. તેમાં પાણી જેવો પ્રવાહી હોય છે.

**અગ્રિમા તંતુ ભૂમિકા** [ સં. અગ્રિમા ( આગલી ) + તંતુ ( તાંતણો ) + ભૂમિકા ( જગ્યા ) ] સ્ત્રી. જ્ઞાનતંતુના ઝૂમખાનો આગળનો ભાગ; 'ઍન્ટીરિઅર બેસિસ બંડલ'.

**અગ્રિમાત્વાચી** [ સં. અગ્રિમા ( આગલી ) + ત્વાચ ( ચામડીનું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ચામડી નીચે પસાર થતી જ્ઞાનતંતુની આગળની શાખા; 'ઍન્ટીરિઅર ક્યુટેનિઅસ બ્રાન્ચ'.

**અગ્રિમાન્તરા પશ્ચિમાન્તરા** [ સં. અગ્રિમા ( આગલી ) + અંતરા ( વચલી ) + પશ્ચિમા ( પાછલી ) + અંતરા ( વચલી ) ] સ્ત્રી. મગજના ઉપરના ભાગના ચીરા; 'ઍન્ટીરિઅર ઍન્ડ પોસ્ટીરિઅર મિડિઅન ફિશર્ઝ'.

**અગ્રિમાન્તરી ભાગ** [ સં. અગ્રિમ ( આગલું ) + અંતર ( વચ્ચે ) + ભાગ ] પું. મસ્તિષ્કની ધોળી મજ્જાનો આગળ અને અંદર પડતો ભાગ; 'ઍન્ટેરોમીડિઅલ પાર્ટ ઑવ થૅલમસ'.

**અગ્રિમા પાર્શ્વગા** [સં. અગ્રિમા ( આગળની ) + પાર્શ્વગા ( બાજુની ) ] સ્ત્રી. મગજના ઉપરના ભાગનો એક ચીરો; 'ઍન્ટેરો લેટરલ સલ્કસ'.

**અગ્રિમા પાર્શ્વિક** [ સં. અગ્રિમા ( આગળની ) + પાર્શ્વિક ( સોબતી ) ] પું. સુષુમ્ણાશીર્ષકમાંથી પસાર થતા જ્ઞાનતંતુના તાંતણા.

**અગ્રિમા બહિર્ગુલ્ફિકા ધમની** [સં. અગ્રિમા ( આગળની ) + બહિસ્ ( બહાર ) + ગુલ્ફ ( ઘૂંટી ) + ઇકા ( વાળી ) + ધમની ( ધોરી નસ ) ] સ્ત્રી. બહારની ઘૂંટીની આગળ ફેલાયેલ એક ધમની; 'ઍન્ટીરિઅર લેટરલ મલિઓલર'.

**અગ્રિમાબંધનિકા** [સં. અગ્રિમા ( આગળની ) + બંધનિકા ( સ્નાયુ ) ] સ્ત્રી. ગર્ભાશયની આગળ રહેલી બંધનિકા એટલે સ્નાયુ; 'ઍન્ટીરિઅર લિગમન્ટ ઑવ યુટરસ'.

**અગ્રિમાશલાકાન્તરીયા પેશી** [સં. અગ્રિમા ( આગળની ) + શલાકા ( સળી ) + અંતરીયા ( વચ્ચેની ) + પેશી ] સ્ત્રી. પગની આંગળીઓની મૂલશલાકાઓ વચ્ચે રહેલી એ નામની પેશી; પાદતલ અસ્થ્યાંતરિકા પેશી.

**અગ્રિમા સીતા પાર્શ્વગા** [સં. અગ્રિમા ( આગલી ) + સીતા ( હળની રેખા ) + પાર્શ્વગા ( બાજુની ) ] સ્ત્રી. મગજનો ઉપરનો એક ચીરો; 'ઍન્ટેરો લેટરલ સલ્કસ'.

**અગ્રિમોરસી** [ સં. અગ્રિમ ( આગલું ) + ઉરસ્ ( છાતી ) ] પું. છાતીના આગળના ભાગના જ્ઞાનતંતુ.

**અગ્રેદિધિષુ** [ સં. અગ્રે ( આગળ ) + દિધિષુ ( હોવું ) ] પું. મોટી બહેન કુંવારી હોય છતાં નાની બહેન સાથે લગ્ન કરનાર પુરુષ.

**અગ્રેદધ્રુ** [ સં. અગ્ર ( આગળ ) + દધ્રુ ( હોવું ) ] પું. મોટા ભાઈ કરતાં પહેલાં પરણનાર નાનો ભાઈ.

**અગ્રેભવ** [ સં. અગ્રે ( શરૂઆતમાં ) + ભવ્ ( હોવું ) ] વિ. શરૂઆતનું; આદિકાળનું.

**અગ્રેવધ** [ સં. અગ્રે ( શરૂઆતમાં ) + વધ્ ( મારવું ) ] વિ. મોખરે રહીને પાપી માણસોને હણનાર.

**અગ્ર્ય** ૬. [ સં. અગ્ર ( અણી ) ] વિ. ધારવાળું; તીક્ષ્ણ.

**અગ્નિનેઈ** [સં. અગ્ર (આગળ) + શ્રેણિ (એક પ્રજાતંત્ર)] પું. પંજાબમાં વસતી જૂના વખતની હિંદના લોકોની એ નામની જાત.

**અઘકર** [સં. અઘ (પાપ) + કર (કરનાર)] વિ. પાપી; નીચ કામ કરનારું.

**અઘટ** ૫. [સં. અ (નહિ) + ઘટ (ઘડો)] પું. ઘડા સિવાયની ચીજ.

**અઘટારત** ન. અણઘટતું; અયોગ્ય.

**અઘડતું** (અઘડ્તું) [સં. અ (ગેરવાજબી) + ઘટિત (બનેલ)] વિ. અણછાજતું; અયોગ્ય.
વાત અઘડતી મનમાં લહી,
વિપ્રે પુત્ર વિખાળ્યો નહીં. રત્નેશ્વર

**અઘન** ૬. પું. ચૈત્રી વર્ષનો આઠમો મહિનો; કારતક માસ. તે વખતે સૂર્ય વૃશ્ચિક એટલે વીંછીડો રાશિમાં હોય છે.
૭. [હિં.] ન. દહીં.

**અઘની** ૧. [અઘન (કારતક)] સ્ત્રી. કારતક મહિનાની પેદાશ.
૨. વિ. કારતક મહિના સંબંધી.

**અઘનીફસ્લ** [અઘની (કારતક સંબંધી) + ફસ્લ (મોસમ)] પું. ઠંડી ઋતુનો પાક.

**અઘમર્ષણ** ૮. ન. વાસિષ્ઠ ગોત્રનું એ નામનું એક પ્રવર.

**અઘમર્ષણ કૃચ્છ્ર** [સં. અઘમર્ષણ (ઋગ્વેદનો એ નામનો એક મંત્ર) + કૃચ્છ્ર (પ્રાયશ્ચિત્તનું એક વ્રત)] પું. પ્રાયશ્ચિત્ત તરીકે કરવામાં આવતું એ નામનું વ્રત. તેમાં ત્રણ દિવસ સુધી કાંઈ નહિ ખાવાનું, ત્રણ વખત નાહવાનું અને પાણીમાં રહી અઘમર્ષણ મંત્રનો જાપ કરવાનું વિધાન એટલે વિધિ છે.

**અઘમર્ષણ માધુચ્છન્દસ** પું. ઋગ્વેદના દસમા મંડલના ૧૯૦મા સૂક્તના રચનાર એ નામના એક ઋષિ.

**અઘમૂતર** ૧. [સં. અઘ (મળ) + મૂત્ર (પેશાબ)] સ્ત્રી. હંગવું મૂતરવું તે; ઝાડો-પેશાબ.
૨. સ્ત્રી. (લાક્ષણિક) ભય, ત્રાસ કે સખ્ત મહેનતને લીધે થયેલ ખરાબ સ્થિતિ.

**અઘયારા** પું. તોફાની અને દુષ્ટ માણસ. જુઓ અગયાહા.

**અઘયારી** ૧. [અ.] સ્ત્રી. વિચિત્રતા.
૨. સ્ત્રી. હરીફાઈ; સ્પર્ધા.

**અઘર્ષણ** [સં. અ (નહિ) + ઘર્ષણ (હાર)] પું. શિવ; શંકર, કેમકે તે કદી હારતા નથી.

**અઘલબ** ૧. [અ. ઘલબ (તે ઉપરી હતો)] પું. ઉપરી; ઉપરનો અધિકારી.
૨. અ. ઘણે ભાગે.

**અઘલ બઘલ** [હિં.] અ. આ બાજુ અને પેલી બાજુ.

**અઘલી** [મ.] પું. આગળિયો; ઉલાળો.

**અઘવવું** ૪. સ. ક્રિ. (લાક્ષણિક) ખૂબ મારવું; ટીપવું; ટીચવું.

**અઘહારી** ૨. [સં. અઘ (પાપ) + હારિન્ (લેનાર)] પું. પાપ હરનાર શંકર.

**અઘાઈ** ૧. [હિં.] સ્ત્રી. સંતોષ; તૃપ્તિ.
૨. [હિં.] વિ. પૂરું; સંપૂર્ણ.
૩. વિ. સંતોષ પામેલું; ધરાએલું.
૪. અ. સખ્તપણે; કઠોરતાથી.

**અઘાના** ૧. [હિં.] વિ. પૂરું; સંપૂર્ણ.
૨. વિ. સંતોષ પામેલું; ધરાએલું.

**અઘાયા** ૧. [હિં.] વિ. અધૂરું નહિ એવું; સંપૂર્ણ.
૨. વિ. ધરાયેલ; તૃપ્ત.

**અઘાયા અઘાઈ** ન. પૈસાદાર માણસ કે સ્ત્રી.

**અઘાર** ૨. [મ.] સ્ત્રી. લોભ.

**અઘારી** [મ. અઘાર (લોભ) + ઈ (વાળું)] વિ. લોભી.

**અઘાવવું** ૪. સ. ક્રિ. (લાક્ષણિક) ખૂબ મારવું; ટીપવું; ટીચવું.

**અઘાસુરનિષૂદન** [સં. અઘાસુર (એ નામનો દૈત્ય) + નિષૂદન (મારી નાખવું)] પું. અઘાસુરનો વધ કરનાર વિષ્ણુ ભગવાન.

**અઘિન** [હિં.] ન. એક જાતનું ઘાસ.

**અઘૃતાશી** [સં. અ (નહિ) + ઘૃત (ઘી) + આશિન્ (ખાનાર)] પું. વિષ્ણુ, કેમકે ઘી નહિ ખાનારા પણ ગોપીઓનું માખણ ખાઈ જનારા બાળકૃષ્ણ તે છે. વળી કોઈની યાચના ન કરનારા, સદા તૃપ્ત રહેનારા પણ તે જ છે.

**અઘોર** ૧૧. પું. બાવન જલરશ્મિ એટલે પાણીમાં રહેનારા દેવતા માંહેનો એ નામનો એક. જુઓ જલરશ્મિ દેવતા.
૧૨. પું. બાસઠ તેજસ્તત્ત્વ એટલે તેજના તત્ત્વવાળા દેવતા માંહેનો એ નામનો એક. જુઓ તેજસ્તત્ત્વ દેવતા.
૧૩. પું. શિવ પંચાનનમાં જમણી તરફ મોઢાવાળા વાદળી રંગના તેજસ્વી એક દેવ.

**અઘોરી** ૧૦. વિ. અકરાંતિયું; ખાઉધરું.
૧૧. [મ.] વિ. લાલચુ; લોભી.

**અઘોરીપણ** ૧. ન. અકરાંતિયાપણું; બહુ ખાનારું હોવું તે.
૨. ન. ગંદકી; મેલું હોવાપણું; અસ્વચ્છતા.

**અઘોરીપણું** ન. અકરાંતિયાપણું. જુઓ અઘોરીપણ.

**અચકરી** [હિં.] સ્ત્રી. દુષ્ટતા; અધમપણું; નીચતા.

**અચક્ષુ** ૫. [સં. અ (વધારે) + ચક્ષુસ્ (આંખ)] સ્ત્રી. ચશ્માં.

**અચડાઉ** (અચડાઉ) [અ (નહિ) + ચડવું (સવારી કરવી)] વિ. અણપલોટ; કેળવી સવારી લાયક નહિ થયેલું.

**અચના** ૧. [હિં.] પું. જમણી હથેળીમાં થોડું પાણી લઈ પીવાની ક્રિયા; આચમન.
૨. પું. જમ્યા પછી હાથ મોઢું ધોવાની ક્રિયા; ચળુ.

**અચપલ** ૨. [હિં.] વિ. અદબ; લુચ્ચું.
૩. વિ. આનાકાની કરે એવું.
૪. વિ. ફરી જાય એવું; અસ્થિર.
૫. [સં. અ (વધારે) + ચપલ (ચંચળ)] વિ. રમતિયાળ; રમતમાં જ ચિત્તવાળું.
૬. વિ. હઠીલું; જક્કી.

**અચપલા** ૧. [હિં.] વિ. ડગુમગુ; અદબ.
૨. વિ. ફરી જાય એવું; અસ્થિર.
૩. વિ. રમતિયાળ.
૪. વિ. હઠીલું; જિદ્દી.
૫. વિ. હા ના કરે એવું.

**અચપલાપણ** ન. રમતિયાળપણું.

**અચપલાહટ** ન. રમતિયાળપણું; અચપલાપણ.

**અચપલી** ૨. [સં. અ (વધારે) + ચપલી (ચંચળ)] સ્ત્રી. રમતિયાળપણું; રમતમાં મન હોવું તે.
૩. [હિં.] વિ. અસ્થિર. જુઓ અચપલા.

**અચરકો** ૩. પું. ઉમળકો; વહાલનો ઊભરો.

**અચરજ** —
૨. અચરજ આવવું = નવાઈ પામવું.
૩. અચરજ કરવું = નવાઈ ભરેલું કામ કરવું.

**અચરણા** [સં. અ (ઓછું) + ચરણ (વિષયભોગ)] સ્ત્રી. મૈથુન વેળા પુરુષ પહેલાં સ્ખલિત થાય એવી સ્ત્રી.

**અચરા** ૧. [સં. અંચલ] સ્ત્રી. ઝભ્ભા, શાલ કે ચાદરની કોર; પલ્લો.
૨. સ્ત્રી. સ્તન; ધાઈ.

**અચરે અચરે સીતારામ** શ. પ્ર. પોપટને ભણાવાતો બોલ; પોપટને બોલતાં શીખવવા

વપરાતો શબ્દ.

**અચરો** [સં. અ (ખરાબ) + ચર્ (ખાવું)] પું. ચરવામાં નુકસાનકારક વનસ્પતિ.
અચરો ચરવો=જેથી બીમારી આવે એવો ચારો ચરવો.

**અચલ** ૧૫. પું. (ડિંગળ) ઉદયાચલ પર્વત.
૧૬. [સં. અ (નહિ) + ચલ્ (ચાલવું)] પું. ઘરડું માણસ.
૧૭. પું. (ડિંગળ) પૃથ્વી.
૧૮. પું. વિષ્ણુ, કેમકે તે નહિ ચાલનાર, અચ્યુત, કૂટસ્થ, આકાશની પેઠે એકની એક જગ્યાએ સ્થિતિ કરી રહેનાર, અવિકારી અને અવિનાશી છે.

**અચલબિંદુ** [સં. અ (નહિ) + ચલ (ખસવું) + બિંદુ (ટપકું)] ન. નહિ ખસતું ટપકું; સ્થિર મીંડું.

**અચલવ્યૂહ** [સં. અ (નહિ) + ચલ (ખસે એવું) + વ્યૂહ (લશ્કરની રચના)] પું. હાથી, ઘોડા અને રથને એકબીજાની આગળપાછળ રાખવામાં આવે એવો એક જાતનો અસંહતવ્યૂહ. તેમાં લશ્કરને નાના નાના જુદા જુદા ભાગમાં ઊભું રાખવામાં આવે છે.

**અચલસંધિ** [સં. અચલ (સ્થિર) + સંધિ (સાંધો)] પું. હાલેચાલે નહિ તેવો સાંધો.

**અચલા** ૭. [હિં.] પું. ઝભ્ભો, શાલ, સાડી કે ચાદરની કોર; પલ્લો.
૮. પું. સ્તન; ધાઈ.

**અચલિત સ્વર** [સં. અચલિત (સ્થિર) + સ્વર (સૂર)] પું. (સંગીત) ફેરફાર ન થાય તેવો સૂર. જેમકે ષડ્જ, ઋષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત કે નિષાદ.

**અચલેશ્વર** ૩. પું. (વૈદક) ઘડપણ દૂર કરનાર એક રસાયણ. પારાની ભસ્મ, શોધેલો ગંધક, ત્રિફલા અને ગૂગળ સરખે ભાગે લઈ બારીક ભૂકો કરી એરંડિયાના તેલ સાથે છ મહિના ચાટવાથી વૃદ્ધાવસ્થા દૂર થવાનું અને આયુષ્ય વધવાનું મનાય છે. આ દવા વાપરવાવાળાએ બકરાના અંડકોષના ખીમાને ગાયના દૂધમાં ઉકાળી સાકર મેળવી ખાવો ગુણકારી મનાય છે.

**અચલોપમ** [સં. અચલ (અડગ) + ઉપમા (સરખામણી)] પું. શિવનાં હજાર નામ માંહેનું એક, કેમકે તેમનું મન કાયમ સ્થિર રહે છે.

**અચંચલ** ૫. પું. શિવ, કેમકે બધી ઇંદ્રિયો તેમણે વશ કરેલી છે.

**અચંભા** ૧. [હિં.] પું. અજાયબી.
૨. પું. આશ્ચર્ય; તાજુબી.
૩. વિ. નવાઈ પમાડે તેવું; અજબ; વિચિત્ર.

**અચંભ** વિ. (ડિંગળ) આશ્ચર્યજનક.

**અચંભા** ૨. [હિં.] પું. નવાઈ ભરેલી બાબત.

**અચાનક** ૩. અ. ઇચ્છા વિરુદ્ધ.

**અચાનકચક** ૧. [હિં.] અ. અજાણતાં; અણસમજથી.
૨. અ. ઇચ્છા વિરુદ્ધ.
૩. અ. એકાએક.

**અચાર** ૨.
૧. અચાર કરવું-નિકાલવું=સખ્ત મારવું.
૨. અચાર બનાવવું-ડાલવું=(૧) અથાણામાં રાખી મૂકવું. (૨) અથાણું બનાવવું.

**અચારજ** ૨. [સં. આચાર્ય] પું. (હિંદી) મહાન પંડિત; મોટો વિદ્વાન.
૩. પું. મૂએલાંની ઉત્તરક્રિયા કરાવનાર એક જાતના બ્રાહ્મણ.

**અચારવેદી** ન. (ડિંગળ) આર્યાવર્ત.

**અચારી** ૪. [સં. આચાર્ય] પું. (હિંદી) ધર્મગુરુ.
૫. સ્ત્રી. અથાણાની બરણી.
૬. જુઓ અચારજ ૨, ૩.

**અચાર્જ** [સં. આચાર્ય] પું. અચારજ. જુઓ અચારજ.

**અચાર્ય** ૪. [સં. આચાર્ય] પું. (હિંદી) મહાન પંડિત. જુઓ અચારજ.

**અચિતસ** [સં. અ (નહિ) + ચેતસ (બુદ્ધિ)] વિ. બુદ્ધિહીન; અક્કલ વગરનું; મૂર્ખ.

**અચિત્ર** ૩. ન. ધૂલીઆથી ઈશાનમાં પંચાવન માઈલ આવેલ અજંટાનું જૂનું નામ. આ જગ્યા ઈસ્વી સનની પાંચમી ને છઠ્ઠી સદીમાં બનાવેલ ગુફાઓ ને વિહારોને લીધે પ્રખ્યાત છે.

**અચિનતી** સ્ત્રી. અયોધ્યામાં આવેલી સરયૂને મળતી રામી નદીનું અસલ નામ. શ્રાવસ્તી નામનું શહેર તેના ઉપર આવેલું હતું.

**અચિન્ત્ર** ન. મધ્ય હિંદુસ્તાનમાં આવેલ અજંટાનું અસલી નામ. જુઓ અચિત્ર.

**અચિતનીયાસન** ન. (યોગ) એ નામનું આસન. તેથી બળ મળે છે.

**અચિંતા** [સં. અ (નહિ) + ચિંતા (ફિકર)] સ્ત્રી. ફિકર ન હોવી તે; શાંતિ.

**અચિંતાઈ** ૧. [સં. અ (નહિ) + ચિંત (વિચારવું)] સ્ત્રી. (હિંદી) અવિચારીપણું.
૨. સ્ત્રી. ધ્યાન ન આપવાપણું.
૩. સ્ત્રી. બેદરકારી; કાળજી વગરનું હોવું તે.

**અચિંતિપા** પું. (બૌદ્ધ) ચોરાશી સિદ્ધ માંહેના એ નામના એક.

**અચિંત્ય** ૧૦. પું. બાવન જલરશ્મિ એટલે પાણીમાં રહેનારા દેવતામાંનો એ નામનો એક. જુઓ જલરશ્મિ દેવતા.
૧૧. પું. વિષ્ણુ. સર્વ પ્રમાણોથી અગોચર હોવાથી તેમનું ચિંતન કરી શકાતું નથી.

**અચિંત્યકાર્યકર્તા** [સં. અ (નહિ) + ચિંત્ય (વિચાર થઈ શકે એવું) + કાર્ય (કામ) + કર્તૃ (કરનાર)] પું. પુરુષોત્તમનાં હજાર નામ માંહેનું એક, કેમકે તેનાં કામ કળી શકાતાં નથી.

**અચિંત્યકૃત** [સં. અ (નહિ) + ચિંત્ય (માપી શકાય એવું) + કૃત (કરનાર)] પું. પુરુષોત્તમ ભગવાન, કેમકે તેમનાં કામ ખયાલમાં આવી શકતાં નથી.

**અચિંત્યા** [સં. અ (નહિ) + ચિંત્ય (કલ્પનામાં આવે એવું) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. સીતા. અવતાર દશામાં ભગવાનની માયાશક્તિ તેની સ્ત્રી રૂપે અવતરે છે, અને આ શક્તિ કલ્પી ન શકાય એવી હોવાથી અચિંત્યા છે.

**અચિંત્યું** ૩. વિ. ઓચિંતું.

**અચુત** [હિં. આ (ચોતરફ) + ચુત (યોનિ)] વિ. બહુ જ મૂર્ખ; અક્કલ વગરનું, કેમકે આવો માણસ વિષયવાસનામાં પોતાનું ભાન ગુમાવી સ્ત્રીનો ગુલામ થઈ રહે છે.

**અચુંબકીય** [સં. અ (નહિ) + ચુંબકીય (ચુંબકના ગુણવાળું)] વિ. ખેંચાણ નહિ કરનારું; ચુંબકના ગુણ વગરનું.

**અચૂક** ૫. સ્ત્રી. પંજાબમાં રાવી નદીની પશ્ચિમે આવેલી એક નદીનું જૂનું નામ; અપગા.

**અચેત** ૬. વિ. બેખબર.
૭. વિ. વિચાર વગરનું.

**અચેતન** ૩. પું. મૂર્ખ.
૪. વિ. ગભરાયેલું.

**અચેતન વ્યાપાર** [સં. અ (નહિ) + ચેતન (ભાનવાળું) + વ્યાપાર (કામ)] વિ. જેનું મન અરધી જાગૃત અને અરધી નિદ્રા અવસ્થામાં હોય પણ આંતરમન જાગતું હોય એવું; અપરમાનસ; અર્ધચેતન.

**અચેતસ** ૪. વિ. બુદ્ધિહીન; અક્કલ વગરનું.

**અચેષ્ટસંધિ** [સં. અ (નહિ) + ચેષ્ટ (હાલવુંચાલવું) + સંધિ (સાંધો)] પું. અચલસંધિ; હાલેચાલે નહિ એવો સાંધો.

**અચેષ્ટા** [સં. અ (નહિ) + ચેષ્ટા (હિલચાલ)] સ્ત્રી. સ્થિરતા; અટલપણું.

**અચ્છ ૧૧.** ન. ( ડિંગળ ) રીંછ; ભાલૂ.

**અચ્છત ૬.** [ સં. અ ( નહિ ) + ક્ષત ( ભાંગેલ )] પું. ( હિંદી ) આખા ચોખા.
૭. પું. ચપટી ચોખા.

**અચ્છતતિલક** [સં. અક્ષત ( ચોખા ) + તિલક ( ટીલું )] ન. ( હિંદી ) કપાળ ઉપર ચોખાના દાણા ચોડવાની ક્રિયા.

**અચ્છભલ્લ** ન. ( ડિંગળ ) રીંછ; ભાલૂ.

**અચ્છા ૩.**—
અચ્છા થવું = તંદુરસ્ત થવું.
૭. [ હિં. ] વિ. અસલ; દરિયાને લાયક. વહાણને માટે આ અર્થમાં આ શબ્દ વપરાય છે.
૮. વિ. આનંદ આપે એવું.
૯. વિ. આનંદી; મોજી.
૧૦. વિ. આવકારદાયક.
૧૧. વિ. ઉપયોગી; ફાયદાકારક.
૧૨. વિ. ઉમદા; ખાનદાન.
૧૩. વિ. કીમતી.
૧૪. વિ. કુદરતી; સાદું.
૧૫. વિ. ખરૂં; ચલણી; ચાલુ.
૧૬. વિ. ખાસું; સારૂં.
૧૭. વિ. ચોખ્ખું; સેળભેળ કર્યા વગરનું.
૧૮. વિ. તાજું; બગડ્યા વગરનું.
૧૯. વિ. નીતિવાન; સદાચારવાળું.
૨૦. વિ. પૈસાદાર.
૨૧. વિ. ફળદ્રુપ.
૨૨. વિ. બળ વધારનાર.
૨૩. વિ. મંગળ; શુભ.
૧. અચ્છા શગૂન-લગન-મહૂરત = સારાં શુકન; સારા ગ્રહનો યોગ.
૨. અચ્છે દિન = સારા દિવસો.
૨૪. વિ. મોહ પમાડનારૂં; મોહક.
૨૫. વિ. યોગ્ય; વાજબી; ઠીક.
અચ્છે વક્ત મેં = વખતસર.
૨૬. વિ. લાયક; માફક આવે તેવું.
૨૭. વિ. વખાણવા જેવું; પ્રશંસનીય.
૨૮. વિ. વધારે સારૂં.
૧. અચ્છા કરવું = (૧) સાજું કરવું; મટાડવું. (૨) સારાં કામ કરવાં. (૩) સારૂં કરવું.
૨. અચ્છા સમા = છતનો વખત.
૩. અચ્છે સે અચ્છા = સૌથી સારૂં.
૨૯. વિ. સસ્તું; સોંઘું.
૩૦. વિ. સંતોષ આપે એવું.
૩૧. વિ. સંપૂર્ણ; પૂરેપૂરૂં.
અચ્છા બિચ્છા-ખાસા = (૧) સંપૂર્ણ. (૨) સુંદર.
૩૨. વિ. સારા સ્વભાવવાળું.
૩૩. વિ. સ્વાદિષ્ટ.
૩૪. અ. આમીન; તથાસ્તુ.
૩૫. અ. ઇચ્છાથી.
૩૬. અ. કેવું સારૂં !
૩૭. અ. ઘણું જ.
૩૮. અ. જોઈશું.
૩૯. અ. તમે સમજ્યા ?
૪૦. અ. બરાબર.
૪૧. અ. બસ.
૪૨. અ. મારા વહાલા મિત્ર !
૪૩. અ. શાબાશ; ધન્ય.
૪૪. અ. સરસ; સારૂં.
૪૫. અ. સાચું; ખરૂં.
૪૬. અ. સારો માણસ છે!
૪૭. અ. સુખેથી; ભલે.

**અચ્છાદક** [ સં. આચ્છદ્ ( ઢાંકવું ) ] ન. મગજના બહારના પડનો પ્રચ્છન્નપિંડિકાને ઢાંકતો ભાગ. આ ભાગ પુરઃપિંડ, પાર્શ્વપિંડ અને કર્ણમૂલપિંડની નીચે હોય છે.

**અચ્છાય** [સં. અ ( નહિ ) + છાયા ( ઓળો )] વિ. પડછાયા વગરનું.

**અચ્છાવત** ન. કાશ્મીરમાં આવેલું એક સરોવર; અચ્છોદ.

**અચ્છી ૩.** [ હિં. ] વિ.સ્ત્રી. તંદુરસ્ત. જુઓ અચ્છા ૩-૫, ૭-૩૨.

**અચ્છી તરહ ૧.** અ. નીરોગી સ્થિતિમાં; તંદુરસ્તીમાં.
૨. અ. બરાબર.
૩. અ. સંતોષકારક રીતે.
૪. [ હિં. અચ્છા ( સારૂં ) + તરહ ( રીત )] અ. સંપૂર્ણ; તદ્દન.

**અચ્છી તરહસે ૧.** [ સં. અચ્છા ( સારૂં ) + તરહ ( રીત )] અ. તદ્દન; સંપૂર્ણ. જુઓ અચ્છી તરહ.

**અચ્છે ૧.** [ હિં. ] પું. બ. વ. ઉમદા માણસ; ખાનદાન માણસ.
૨. પું. બ. વ. બાપદાદા.
૩. પું. બ. વ. મુરબ્બી; વડીલ.
૪. પું. બ. વ. વિદ્વાન માણસ.
૫. પું. બ. વ. સારા માણસ.
૬. પું. બ. વ. હલકી વર્ણના માણસ.

**અચ્છોં** [ હિં. ] પું. ઉમદા માણસ. જુઓ અચ્છે.

**અચ્યુત ૧૫.** પું. પુરુષોત્તમ ભગવાન.

**અચ્યુતતા ૧.** [ સં. અ ( નહિ ) + ચ્યુત ( નાશ પામેલ ) + તા ( પણું )] સ્ત્રી. અવિનાશીપણું.
૨. [ સં. અ ( નહિ ) + ચ્યુત ( ઝરેલ ) + તા ( પણું )] સ્ત્રી. ઝરે નહિ એવું હોવાપણું.
૩. [સં. અ (નહિ) + ચ્યુત ( પડેલ ) + તા ( પણું )] સ્ત્રી. સ્થિરતા; નિશ્ચલપણું.

**અચ્રજ ૮.** ન. ( ડિંગળ ) આશ્ચર્ય; અચરજ.

**અછત ૩.** [ હિં. ] વિ. બાકીનું; વધેલું; બચત.

**અછર** સ્ત્રી. ( ડિંગળ ) અપ્સરા.

**અછરંગ** [ હિં. ] ન. ખોટું તહોમત; આળ.

**અછરા** સ્ત્રી. ( ડિંગળ ) અપ્સરા.

**અછરૌટી ૧.** [ હિં. ] સ્ત્રી. એક જાતનું લાંબી ડોકવાળું અને ત્રણથી સાત તારવાળું તુર્કી વાજું.
૨. સ્ત્રી. ગાયનના શબ્દ બતાવાય એવી તંતુવાદ્ય વગાડવાની રીત; બોલ બજાવવા તે.
૩. સ્ત્રી. શુદ્ધ લેખનકળા; 'ઑર્થોગ્રફિ'.

**અછવાની** [ હિં. અજવાન ( અજમા ) ] સ્ત્રી. પ્રસવ પછી સુવાવડીને આપવામાં આવતો અજમાનો ઉકાળો.

**અછવાયા** [ હિં. ] વિ. નરમ: સુંવાળું.

**અછિદ્રી** [સં. અ ( નહિ ) + છિદ્ર ( કાણું ) + ઇન્ ( વાળું )] વિ. કાણાં વગરનું; છિદ્ર વિહીન.

**અછૂત ૪.** વિ. દૂરનું.

**અછૂતા ૧.** [સં. અ (નહિ) + છુપ્ (અડવું)] વિ. અડ્યા વગરનું.
૨. વિ. તદ્દન નવું.
૩. વિ. તાજું.
૪. વિ. પવિત્ર; અડાય નહિ એવું.
૫. વિ.સ્ત્રી. અસ્પૃશ્ય; અડવાથી અભડાવે એવી; અછૂત હોય એવી.

**અછેહ ૩.** વિ. ( ડિંગળ ) અધિક; વધારે.
૪. અ. ( ડિંગળ ) નિરંતર; હંમેશાં.

**અજ ૩૨.** પું. એ નામના એક આકાશતત્ત્વ દેવતા. જુઓ આકાશતત્ત્વ દેવતા.

**અજક ૩.** સ્ત્રી. તુલસીનો છોડ.

**અજગર ૬.** વિ. બહુ ભારે; વજનદાર.

**અજગર બ્રિતિ** [ સં. અજગર ( મોટો સર્પ ) + વૃત્તિ ( ગુજરાન )] પું. ( હિંદી ) ગુજરાનનું ચોક્કસ સાધન ન હોય એવું માણસ.

**અજગરવ્રત** [ સં. અજગર ( મોટો સાપ ) + વ્રત ( નિયમ )] ન. અજગરના જેમ એક જગ્યાએ પડી રહી પ્રારબ્ધકર્મ ભોગવવાં તે.

**અજગંધા ૨.** સ્ત્રી. અજમા.
૩. સ્ત્રી. મરડાશિંગી નામની વનસ્પતિ.

**અજગુત ૧.** [ હિં. ] સ્ત્રી. ઉદ્ધતાઈ.

૨. સ્ત્રી. ઉમરના પ્રમાણમાં વધારે બુદ્ધિ.

૩. સ્ત્રી. જુલમ.

૪. [ સં. અતિ ( ઘણું ) + ઉદ્‌ગત ( ઊંચું કરેલું ) ] સ્ત્રી. ( હિંદી ) નવાઈ.

૫. સ્ત્રી. બૂરાઈ; દુષ્ટતા.

૬. વિ. નવાઈ ભરેલું.

**અજઝ** ( અજઝ ) [ અ. ] સ્ત્રી. નબળાઈ; કમજોરી.

**અજઝા** ( અજઝા ) ૨. [ અ. ] પું. બ. વ. કુરાને શરીફનાં ત્રીસ પ્રકરણ.

**અજણ** પું. ( ડિંગળ ) સહસ્રાર્જુન.

**અજદાદ** [ અ. ] પું. બ. વ. બાપદાદા; વડવા; પૂર્વજો.

**અજનબ** [ અ. અજીબ ( નવાઈ ભરેલું ) ] વિ. પરદેશી; બીજા દેશનું.

**અજનબિયત** [ અ. અજીબ ( નવાઈ ભરેલું ) ] સ્ત્રી. પરદેશી હોવાપણું; બીજા દેશનું હોવું તે.

**અજનાભ** ૨. પું. ( પુરાણ ) ભરતખંડનું એક જૂનું નામ. અજ એટલે ઋષભદેવ ભગવાન અને નાભિ તેમના પિતા તેનું રક્ષણ કરતા હતા તેથી તેનું અજનાભ નામ પડ્યું હતું.

**અજનાસ** ૧. [ અ. ] પું. બ. વ. સરસામાન; રાચરચીલું; ઘરગથ્થુ સામાન.

૨. [ અ. જિન્સનું બહુવચન ] સ્ત્રી. ( વ્યાકરણ ) જાતિ; લિંગ.

**અજન્મી** ૨. પું. ઈશ્વર; પરમાત્મા, કેમકે તેને જન્મ નથી.

**અજપાસ્મરણ** [ સં. અ ( નહિ ) + જપ્ ( બોલવું ) + સ્મરણ ( યાદ ) ] ન. હંસમંત્ર; શ્વાસ લેવાથી અને કાઢવાથી કુદરતી રીતે થતો સોઽહં સોઽહં એવો જાપ. જુઓ અજપા ૧.

**અજબગજબ** [ સં. અજીબ ( નવાઈ ભરેલું ) + ગજબ ( અજબનું બેવડું રૂપ ) ] સ્ત્રી. મોટી હોનારત.

**અજબગુલમહેરી** — આ પક્ષી મોઢેથી આહાર લેતું નથી પણ ફક્ત રામનું નામ લે છે. ખોરાક લેવા માટે તેના પગમાં મોઢા જેવી રચના હોવાનું મનાય છે.

**અજબતરહ** [ અ. અજબ ( તે આશ્ચર્ય પામ્યો ) + તરેહ ( જાત ) ] વિ. નવાઈ ભરેલું; આશ્ચર્યકારક.

**અજબતા** [ અજબ ( આશ્ચર્યકારક ) + તા ( પણું ) ] સ્ત્રી. અદ્‌ભુતપણું; નવાઈ.

**અજબલા** [ સં. ] સ્ત્રી. કાળી તુલસી.

**અજબિંદુ** પું. એ નામનો એક રાજા. લોભવૃત્તિથી બ્રાહ્મણો પાસેથી તેણે પૈસા પડાવ્યા હતા, તેથી તેનો નાશ થયો હતો.

**અજમ** ૨. પું. અરબસ્તાન સિવાયનો દેશ.

૩. પું. ઈરાનનો વતની.

૪. પું. જંગલી માણસ.

**અજમતી** સ્ત્રી. બંગાળમાં કતવા આગળ ગંગાને મળનારી એ નામની નદી; અજયા. મેગાસ્થિનીસે એનું નામ એમિસ્ટિસ લખ્યું છે.

**અજમી** ૩ વિ. જંગલી; રખડતું; ભટકતું.

**અજમીઢ** ૧. પું. એ નામનો શુક્લયજુર્વેદનો એક ઋષિ.

૨. પું. વૈદિક વખતનો એક જૂનો દેશ.

**અજમુદ** [ હિં. ] સ્ત્રી. કુદીનો. આ છોડ મસાલામાં વપરાય છે. સપ્ટેમ્બરથી નવેમ્બર સુધીમાં તેને છાયાવાળી જગ્યામાં ઉગાડી શકાય છે. બીને ક્યારામાં વેરવાં અને છોડ ત્રણ ચાર ઈંચના થાય ત્યારે જો તે ઘાટા ઊગ્યા હોય તો બબ્બે ઇંચને છેટે હોય તેટલા રહેવા દઈ બાકીના ઉખેડી નાખવા. બી વાવ્યા પછી ૧૦ થી ૧૫ દિવસમાં ફણગા ફૂટી અઢીથી ત્રણ માસમાં છોડ કામમાં લેવા લાયક થાય છે.

**અજમૂદ** [ સં. અજમોદા ] સ્ત્રી. એ નામની એક વનસ્પતિ; અજમોદ.

**અજમેર** ન. દિલ્હીથી ૨૨૦ માઈલ આવેલું અજમેર-મેરવાડા પ્રાંતનું મુખ્ય શહેર. મહાભારતના વખતમાં તે દ્રોણદુર્ગ કહેવાતું. પાંડવોના ગુરુ દ્રોણાચાર્ય અહીં રાજ્ય કરતા હતા. ત્યાં અજયપાળ રાજાએ કિલ્લો બનાવ્યો અને હાલનું અજમેર વસાવ્યું. આ શહેરમાં જૈનમંદિર, સોનીજીનું મંદિર અને ખ્વાજાપીરની દરગાહ જોવા લાયક છે.

**અજમો** —

૧. અજમો ફકાવવો = (૩) કામ કાઢી લેવા લાંચ આપવી કે ધાક દેખાડવી.

૨. અજમો ફાકવો = રિશ્વત લેવી; લાંચ લેવી.

**અજમોદિક** [ સં. ] સ્ત્રી. અજમોદ.

**અજય** ૮. વિ. જીત વગરનું; નિષ્ફળ.

**અજયદ** [ અ. ] વિ. સૌથી સારું; ઉત્તમ; શ્રેષ્ઠ.

**અજયપાલ** ૩. પું. એ નામનો એક સંસ્કૃત કોષકાર.

**અજયા** ૯. સ્ત્રી. બંગાળમાં આવેલી એ નામની નદી; અજમતી.

**અજર** ૧૨. [ અ. ] પું. સારાં કે ખરાબ કામનો બદલો.

૧૩. સ્ત્રી. અગવડ.

૧૪. [ અ. અજર ( તેણે બદલો આપ્યો ) ] સ્ત્રી. ખર્ચ.

૧૫. સ્ત્રી. ઢીલ; વિલંબ.

૧૬. સ્ત્રી. બહાનું.

૧૭. સ્ત્રી. ભાડું.

૧૮. [ હિં. ] વિ. દઢ; મજબૂત.

**અજર અમર** ૨. વિ. મજબૂત; દઢ.

**અજરાયલ** વિ. ( ડિંગળ ) નિર્ભય; ડર વગરનું.

**અજરાળ** ૨. વિ. ભયાનક.

૩. સ્ત્રી. વિશાળ; મોટું.

**અજરેજઝીલ** ( અજરેજઝીલ ) પું. નેક બદલો; ઉત્તમ ઇનામ.

**અજરોઅમર** [ સં. અ ( નહિ ) + જરા ( ઘડપણ ) + અમર ( અવિનાશી ) ] વિ. કાયમી.

**અજલ** ૩.—

૧. અજલ ગિરિફ્તા = નસીબમાં લખેલ ભોગ.

૨. અજલ રસીદા = (૧) કમનસીબ. (૨) મોતની અણી પર આવેલું.

૬. સ્ત્રી. ઢીલ.

૭. સ્ત્રી. દેવું ભરવા માટેનો હપતો.

૮. [ અ. ] સ્ત્રી. નક્કી કરેલ વખતે દેણાનો ચુકાવો માગનાર લેણદાર.

**અજલગિરિફ્તા** [ અ. અજલ ( મરણ ) + ગિરિફ્તા ( લીધેલું ) ] વિ. મોતની અણી પર હોય એવું; મરવા પડેલું.

**અજલત** [ અ. ] સ્ત્રી. ઉતાવળ; તાકીદ; ઝડપ.

**અજલરસીદા** [ અ. અજલ ( મરણ ) + રસીદ ( તે પહોંચ્યો ) ] વિ. મોતની અણી પર આવેલું; મરણપથારીએ પડેલું.

**અજલાફ** [ અ. જલફનું બહુવચન ] ન. બ. વ. હલકાં લોક.

**અજવાઈન** —

૧. આઠ પહેરી અજવાઈન = ચોવીસ કલાક પાણીમાં પલાળેલા અજમાના દાણા. તાવને માટે તે અકસીર મનાય છે.

૨. ખુરાસાની અજવાઈન = ઈરાન દેશના ખુરાસાન પ્રાંતમાં થતાં ચપટાં અને બારીક બી; ખુરાસાની અજમા.

**અજવાઈની** સ્ત્રી. ( મરાઠી ) માંદા માણસ માટેનું એક જાતનું પીણું; અજમાનું પાણી.

**અજવાન** [ હિં. ] પું. અજમાના દાણા.

**અજવાયન** [ હિં. ] પું. અજમા.

**અજવાળણહાર** વિ. તેજ પાડનાર; પ્રકાશ આપનાર.

**અજવાળિયું અંધારિયું** ન. તડકા છાયામાં કે ચંદના અજવાળા અંધારામાં રમાતી એ નામની રમત. તેમાં દાવ દેનાર તડકા છાયા કે અજવાળા અંધારા વચ્ચેની લીટી ઉપર ઊભીને બીજાં રમનારાંને અજવાળામાંથી અંધારામાં કે અંધારામાંથી અજવાળામાં જવાનું કહે છે. આથી દાવ લેનારાં એક તરફથી બીજી તરફ જવા દોડે અને તેમ કરતાં તેમાંનું કોઈ દાવ દેનારથી પકડાઈ જાય તો તેને માથે દાવ આવે.

**અજશૃંગી** ૧.—તે હિંદના પૂર્વ અને પશ્ચિમ કિનારા ઉપર, બંગાળ અને મધ્ય પ્રાંતના જંગલમાં થાય છે.

**અજસાદ** [ અ. ] પું. બ. વ. પદાર્થો.
અજસામો અજસાદ = શરીરો અને પદાર્થો.

**અજસામ** [ અ. જિસ્મનું બહુવચન ] પું. બ. વ. શરીર.
અજસામો અજસાદ = શરીરો અને પદાર્થો.

**અજસ્કન્દ** [ સં. ] પું. વૈદિક વખતનો એ નામનો એક પ્રાચીન દેશ.

**અજહતી** [ સં. અ ( નહિ ) + જહત ( તજવું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. નહિ છોડી દેનારી.

**અજહલ** [ અ. અ ( શ્રેષ્ઠતાવાચક પૂર્વગ ) + જહલ ( અજ્ઞાન ) ] વિ. સૌથી વધારે મૂર્ખ.

**અજહા** ૩. સ્ત્રી. એ નામની વનસ્પતિ; કૌંવચ.

**અજહુ** [ હિં. ] અ. આજ સુધી; હજુ.

**અજહું** અ. ( ડિંગળ ) આજ સુધી.

**અજહૂ** [ હિં. ] અ. આજે; આ દિવસે.

**અજહૂં** [ હિં. ] અ. આજે પણ.

**અજંટ** [ અં. એજંટ ] પું. એજંટ; પ્રતિનિધિ.

**અજંટી** [અં. એજન્સિ] સ્ત્રી. રેસિડેન્ટની પદવી.

**અજા** ૯. [ સં. આર્યક ] પું. ( હિંદી ) દાદો; બાપનો બાપ.
૧૦. પું. બ્રહ્મા, કેમકે તેમને જન્મ નથી.

**અજાઈબ** ૧. [અ.] પું. અજાયબ; નવાઈઓ.
અજાઈબુ-લ-મખલૂકાત [ અ. અજાઈબ ( નવાઈઓ ) + અલ ( નિશ્ચયાત્મક પૂર્વગ ) + મખલૂકાત ( પ્રાણીઓ ) ] (૧) રાક્ષસો. (૨) વિશ્વની નવાઈઓ.
૨. વિ. નવાઈ ભરેલું.

**અજાઈબ ઘર** ન. અજાયબખાનું; સંગ્રહસ્થાન; અજાયબઘર.

**અજાઈબો ગરાઈબ** વિ. નવાઈ ભરેલું.

**અજાએકાદશી** સ્ત્રી. શ્રાવણ વદ અગિયારસ. આ દિવસનું વ્રત કરવાથી આફતમાંથી બચાવ થાય છે. રાજ્યભ્રષ્ટ થયેલ સત્યવાદી હરિશ્ચંદ્ર રાજા પોતાનાં સ્ત્રી તથા દીકરા સાથે વેચાણો અને ચંડાલને ત્યાં ગુલામી કરી ત્યારે ગૌતમ મુનિના કહેવા પ્રમાણે તેણે અજાએકાદશીનું વ્રત કર્યું. તેથી તેને સ્ત્રી, દીકરો, રાજ્ય અને બધું સુખ મળ્યું.

**અજાએબાત** [ અ. ] પું. નવાઈઓ.
અજાએબાતે ઝમાના = દુનિયાની નવાઈ ભરેલી ચીજો.

**અજાક્ષી** [સં. અજા ( બકરી ) + અક્ષિ ( આંખ ) ] ન. એક જાતનો મેવો; અંજીર.

**અજાગળરતન** ૧. ન. નિરર્થક ચીજ; નકામી બાબત.
૨. [ સં. અજા ( બકરી ) + ગલ ( ગળું ) + રતન ( આંચળ )] ન. બકરીના ગળા નીચે લટકતા બે નકામા આંચળ.

**અજાડ** ( અજાડ઼ ) [ હિં. ] ન. કંતાન; શણનું કપડું.

**અજાત** ૬. વિ. માતાના ગર્ભાશયમાં રહેલું; ગર્ભસ્થ.

**અજાતશાખા** [ સં. અજાત ( પૂરેપૂરું નહિ ખીલેલું ) + શાખા ( ડાળી )] સ્ત્રી. નહિ ખીલેલી ડાળી.

**અજાતિનેય** [ સં. અ ( નહિ ) + જાતિ ( લિંગ ) ] વિ. જાતિ વિનાનું; અલિંગી; અજાતીય.

**અજાતીય** [ સં. અ ( નહિ ) + જાતીય ( લિંગનું ) ] વિ. જાતિ વગરનું; અલિંગી.

**અજાનય** [ સં. ] પું. સૌથી સારો ઘોડો. જુઓ અજાનેય.

**અજાનંદ** પું. પ્રાગથળીઆ આહેરની એક અટક. જુઓ આહેર.

**અજાનિ** [સં. અ ( નહિ ) + જાનિ ( સ્ત્રી )] પું. જેની સ્ત્રી મરી ગઈ હોય એવો પુરુષ; વિધુર.

**અજાનો** [સં. અ ( નહિ ) + જ્ઞાન ( ખબર )] સ્ત્રી. અજ્ઞાનતા; અજાણપણું.

**અજાપ** [ સં. ] ન. એ નામનું એક ઝાડ; વાયવરણો; વરુણ; વરણો.

**અજાપાળ** [ સં. અજા ( બકરી ) + પાલ ( બચાવનાર ) ] પું. ભરવાડ. તે બકરાં ઉછેરે છે.

**અજામિલાખ્યાન** [સં. અજામિલ ( એ નામનો બ્રાહ્મણ ) + આખ્યાન ( કથા ) ] ન. ભાગવતના છઠ્ઠા સ્કંધના પહેલા ત્રણ અધ્યાયમાં આપેલી અજામિલની કથાના આધારે દયારામે રચેલ આખ્યાન. આ ગ્રંથની રચનાનો હેતુ ભગવાનના નામનો મહિમા જણાવવાનો છે.

**અજારીવજારી** [ જારીવિજારી ( પકડાય નહિ એવો આડો વહેવાર )] સ્ત્રી. છળકપટ; પ્રપંચ.

**અજાંઈગોસ શિરા** [ અં. ઍઝિગૉસ વેન ] સ્ત્રી. છાતીના ભાગમાંથી હૃદયમાં લોહી લઈ જનારી શિરા; ઉત્તરા મહાશિરા એટલે શરીરના ઉપલા ભાગનું લોહી હૃદયમાં લાવનાર મોટી શિરામાં લોહી ઠાલવનાર એ નામની શિરા. તે પૃષ્ઠવંશની આગળ તેની જમણી બાજુએ આવેલી છે. જુઓ પુરોવંશિકા દક્ષિણા.

**અજિતપ્રિય** પું. શિવનું એક નામ, કારણકે તે પરમાત્માનું પ્રિય સ્વરૂપ છે.

**અજિતવતી** સ્ત્રી. કુશિનગરની ઉત્તરે આવેલી એ નામની નદી; ગંડકી; હિરણ્યવતી. બુદ્ધ ભગવાન આ નદીને કાંઠે નિર્વાણ પામ્યા હતા.

**અજિતવર્ણુ** [ સં. અ ( નહિ ) + જિત ( જિતાય એવું ) + વર્ણ ( રંગ )] પું. ખરાબ જાતનો કોઢ.

**અજિનમતિ** [ સં. અ ( નહિ ) + જિન ( જૈનોના તીર્થંકર ) + મતિ ( વિચાર ) ] વિ. જૈન ધર્મ નહિ પાળનાર; જૈનેતર.

**અજિનસંધા** [ સં. અજિન ( ચામડું ) + સંધા ( સાંધવું ) ] સ્ત્રી. ચામડાં સાંધનાર સ્ત્રી.

**અજિજા** [ અ. ] પું. તરતનો રહેલો ગર્ભ.

**અજિજાત** જુઓ અજિજા.

**અજિર** ૯. પું. રુદ્ર, કેમકે તેને વૃદ્ધાવસ્થા હોતી નથી.

**અજિરાવતી** સ્ત્રી. અયોધ્યા પાસે આવેલી એ નામની નદી; રાપ્તી; અચિરવતી. જુઓ અચિરવતી.

**અજિક્ય** વિ. અજેય; જીતી ન શકાય એવું.

**અજિંક્રિય** સ્ત્રી. એ નામની નદી; બિયાસ; વિપાશા.

**અજી** ૩. [ હિં. ] સ્ત્રી. દાદી.
૪. સ્ત્રી. સાસુ.
૫. અ. મારા વહાલા સાહેબ!
૬. અ. સ્ત્રીએ કે પતિએ એકબીજાને બોલાવવામાં વપરાતો શબ્દ. તેઓએ એકબીજાનું નામ લેવું એ અવિવેક ગણાય છે.

**અજીઉકા** ૧. [સં. આજીવિકા] સ્ત્રી. (હિંદી) ગુજરાન; આજીવિકાનું સાધન.

૨. સ્ત્રી. દાણોપાણી.

**અજીજ** ૩. પું. ખોજા લોકોના એ નામના ચૌદમા ઇમામ. તેમની ઇમામત ઈ. સ. ૯૫૬ થી ૧૦૨૦ સુધી હતી.

**અજીટન** [ અં. ઍજ્યુટંટ ] પું. એક લશ્કરી અમલદાર.

**અજીન** [ અ. ] ન. પ્લાસ્ટર; ચણતર ઉપર લગાવવાનો ચૂના વગેરેનો લેપ; ચૂનાનું લીંપણ.

**અજીબ** ૧. વિ. કઢોડું; કઢંગું.
૨. વિ. નવાઈ ભરેલું; અજાયબ.

**અજીબો ગરીબ** વિ. વિચિત્ર; આશ્ચર્યકારક.

**અજીર** ૪. પું. ગુલામ.
અજીરે મુશતરિક = સામાન્ય ગુલામ.

**અજીરન** ૧. ન. છત; પુષ્કળતા; બહોળાપણું.
૨. વિ. અભખે પડેલું.
૩. વિ. કંટાળો આપે તેવું.
૪. વિ. ગમે નહિ એવું; અણગમતું.
૫. [ સં. અ ( નહિ ) + જૄ ( પચવું ) ] વિ. ( હિંદી ) ન પચે એવું; હજમ થાય નહિ એવું.
૬. વિ. ન મટે એવું; અસાધ્ય.
૭. વિ. નાશકારક.
૮. વિ. ભારરૂપ.
૯. વિ. મુશ્કેલ; કઠણ.
૧૦. વિ. વધારે પડતું; બહુ; વધુ.
૧૧. વિ. સહન ન થાય તેવું; અસહ્ય.
૧૨. વિ. હઠીલું; જક્કી.

**અજીર્ણકંટકરસ** [ સં. અજીર્ણ ( અપચો ) + કંટક ( કાંટો ) + રસ ] પું. ( વૈદક ) અપચો મટાડનાર એક દવા. તેને બનાવવા રસસિંદૂર, વછનાગ અને ગંધક સરખે ભાગે તથા મરી અને સૂંઠ રસસિંદૂરથી બમણાં લેવાં. તેમને એકઠાં કરી ભોરિંગણીના રસમાં ઘૂંટી વાલુકાયંત્રમાં સકવવાં. આ દવા અજીર્ણ તેમ જ અતિસાર ઉપર ૨ થી ૩ રતી મધ અથવા પાણી સાથે લેવાય છે.

**અજીર્ણતા** [ સં. અ ( નહિ ) + જૄ ( પચવું ) + તા ( પણું ) ] સ્ત્રી. બદહજમી; અપચો.

**અજીર્ણી** [ સં. અ ( નહિ ) + જીર્ણ ( પચેલું ) + ઇન્ ( વાળું ) ] વિ. અપચાના રોગવાળું; બદહજમી થઈ હોય એવું.

**અજીવ** ૬. ન. ( જૈન ) નવ તત્ત્વોમાંનું જડતત્ત્વ.

**અજીવદ્રવ્યવિજ્ઞાન** [ સં. અજીવ ( ચેતના વગરનું ) + દ્રવ્ય ( પદાર્થ ) + વિજ્ઞાન ( શાસ્ત્ર ) ] ન. અજીવશાસ્ત્ર; જડ પદાર્થોને લગતું શાસ્ત્ર; 'ઇનઑર્ગેનિક સાયન્સ'.

**અજીવશાસ્ત્ર** જુઓ અજીવદ્રવ્યવિજ્ઞાન.

**અજુ** ૨. અ. ( ડિંગળ ) જો; વળી જો.

**અજુક્ત** ૨. [ અ. ] સ્ત્રી. જુલમ; જબરદસ્તી.

**અજૂઝ** ( અજૂઝ ) [ અ. ] પું. ( ખગોળ ) શરત્સંપાત; 'વિન્ટર સૉલ્સ્ટિટસ'.

**અજૂરત** ૧. સ્ત્રી. ખર્ચ.
૨. સ્ત્રી. ભાડું.
૩. [ અ. અજર ( તેણે બદલો આપ્યો ) ] સ્ત્રી. વળતર.

**અજૂરા** ૧. [ અ. અજર ( તેણે સાટું વાળ્યું ) ] પું. બદલો.
૨ [ અ. ] ન. ભાડું.

**અજૂરાદાર** [ અ. અજૂરા ( ભાડું ) + દાર ( વાળું ) ] પું. રોજે રાખેલો કે ઊધડે કામે રાખેલો મજૂર.

**અજૂરાદારી** [ અ. ] સ્ત્રી. ભાડું; મજૂરી.

**અજૂલ** [ અ. ] વિ. ઉતાવળિયું; અધીરું; ઉતાવળ કરનારું.

**અજૂંભક** [ સં. અ ( નહિ ) + જૂંભ્ ( ઉઘડવું ) + ક ( વાળું ) ] ન. એક બીવાળું એક જાતનું ટોપીવાળું ફળ; 'સિપ્સિલ'.

**અજૈ** ૩. અ. ( ચારણી ) આજ.

**અજૈકપાત** [ સં. અજૈકપાત ] પું. અગિયાર રુદ્ર માંહેનો એ નામનો એક.

**અજૈયત** ન. દુ:ખ; પીડા.

**અજૈવ** [ સં. અ ( નહિ ) + જૈવ ( જીવ સંબંધી ) ] વિ. જીવ વગરનું.

**અજૈવક્ષોભક વિષ** [ સં. અ ( નહિ ) + જૈવ ( જીવ સંબંધી ) + ક્ષોભક ( બળતરા કરનારું ) + વિષ ( ઝેર ) ] ન. બળતરા કરે એવું ખનિજ ઝેર.

**અજૈવરસાયનશાસ્ત્ર** [ સં. અ ( નહિ ) + જૈવ ( જીવ સંબંધી ) + રસાયનશાસ્ત્ર ] ન. જીવ વગરની વસ્તુનું રસાયણશાસ્ત્ર; 'ઇનઑર્ગેનિક કેમિસ્ટ્રિ'.

**અજોગિપા** પું. ( બૌદ્ધ ) ચોરાશી સિદ્ધ માંહેના એ નામના એક.

**અજોડ** ( અજોડ઼ ) ૩. વિ. ખરાબ રીતે ગોઠવાયેલું; અવ્યવસ્થિત.
૪. [ સં. અ ( નહિ ) + જુડ્ ( જોડવું ) ] વિ. ( હિંદી ) નહિ જોડાયેલું; સંબંધ નહિ ધરાવતું; અસંગત; મેળ વગરનું.
૫. વિ. બેડોળ; કદરૂપું.
૬. વિ. માફક નહિ આવે એવું; બેમેળ.

**અજોણું** [ અ ( નહિ ) + જોણું ( જોવું તે ) ] ન. વ. વ. ન જોવાનું વ્રત.

**અજોણીના** પું ( ડિંગળ ) વિષ્ણુ.

**અજોત** ૧. [ હિં. ] વિ. ખેડ્યા વગરનું; પડતર.
૨. [ સં. અ ( નહિ ) + જ્યોતિ ( તેજ ) ] વિ. તેજ વગરનું; પ્રકાશ વિનાનું.

**અજોધિયા** ન. ( ડિંગળ ) અયોધ્યા.

**અજોરી** [ હિં. ] સ્ત્રી. ખેડૂતોને આગળથી આપેલી રકમ.

**અજૌરી** [ હિં. ] સ્ત્રી. આગળથી આપેલ રકમ. ખાસ કરીને ખેતી સંબંધી મજૂરને અગાઉથી અપાતી રકમ માટે આ શબ્દ વપરાય છે.

**અજૌલી** ૧. [ હિં. ] સ્ત્રી. ખળામાંથી હલકા વર્ગના લોકો માટેનો લાગો.
૨. [ સં. અંજલિ ( ખોબો ) ] સ્ત્રી. ( હિંદી ) ખોબામાં સમાય તેટલી ચીજ.

**અજૌં** અ. આજે; આ જમાનામાં.

**અજ્જૂ** ૪. સ્ત્રી. ખર્ચ.
૫. [ અ. અજર ( તેણે બદલો આપ્યો ) ] સ્ત્રી. બદલો.
૬. સ્ત્રી. ભાડું.

**અજ્ઞા** [ હિં. ] સ્ત્રી. આજ્ઞા; હુકમ; ફરમાન.

**અજ્ઞાતમન** [ સં. અ ( નહિ ) + જ્ઞાત ( જાણેલું ) + મનસ્ ( મન ) ] ન. બેભાન અવસ્થામાં રહેલ મન; અવિજ્ઞાતમન; ચેતનાતીતમન.

**અજ્ઞાતરશ્મિ** [ સં. અ ( નહિ ) + જ્ઞાત ( જણાયેલ ) + રશ્મિ ( કિરણ ) ] પું. 'ક્ષ' કિરણ; 'એક્સ–રે'. જર્મન વૈજ્ઞાનિક રૅંટજેને સને ૧૮૯૫માં તેની શોધ કરી તેથી તેને રૅંટજેનરશ્મિ પણ કહે છે. શરીરની વૈદકીય તપાસમાં રૅંટજેનનાં આ કિરણ કામ આવે છે, કેમકે તેમાં ઘણી જ ભેદનશક્તિ છે.

**અજ્ઞાતરશ્મિચિકિત્સા** [ સં. અ ( નહિ ) + જ્ઞાત ( જણાયેલ ) + રશ્મિ ( કિરણ ) + ચિકિત્સા ( ઉપચાર ) ] સ્ત્રી. 'ક્ષ' કિરણ વડે થતી વૈદકીય સારવાર; 'રેડિઓથેરપિ'.

**અજ્ઞાતરશ્મિચિત્ર** [ સં. અ ( નહિ ) + જ્ઞાત ( જણાયેલ ) + રશ્મિ ( કિરણ ) + ચિત્ર ( છબી ) ] ન. 'ક્ષ' કિરણથી લેવાતી છબી.

**અજ્ઞાતરશ્મિચિત્રણ** [ સં. અ ( નહિ ) + જ્ઞાત ( જણાયેલ ) + રશ્મિ ( કિરણ ) + ચિત્રણ ( છબી પાડવી તે ) ] ન. 'ક્ષ' કિરણ વડે છબી લેવાની કળા; 'રેડિઓગ્રફિ'.

**અજ્ઞાતરશ્મિછાયાચિત્રણ** [સં. અ (નહિ) + જ્ઞાત (જણાયેલ) + રશ્મિ (કિરણ) + છાયા (અંધારું) + ચિત્રણ (ચીતરવાની કળા)] ન. 'ક્ષ' કિરણથી છબી લેવાની કળા; 'એક્સ રે ફોટોગ્રફિ'.

**અજ્ઞાતરશ્મિવર્ણપટ** [સં. અ (નહિ) + જ્ઞાત (જણાયેલ) + રશ્મિ (કિરણ) + વર્ણ (રંગ) + પટ (પટો)] પું. 'ક્ષ' કિરણનો રંગપટ; 'એક્સ રે સ્પેક્ટ્રમ'.

**અજ્ઞાતરાશિ** [સં. અ (નહિ) + જ્ઞાત (જાણેલું) + રાશિ (સંખ્યા)] સ્ત્રી. (ગણિત) નહિ જણાયેલી સંખ્યા; 'અનનોન ક્વૉન્ટિટિ.'

**અજ્ઞાતવાસ** ૩. પું. પતિના ગુજરી ગયા પછી સ્ત્રીએ ખૂણો પાળવો તે.

**અજ્ઞાતસ્વામિક** [સં. અ (નહિ) + જ્ઞાત (જાણેલું) + સ્વામિન્ (ધણી) + ક (વાળું)] વિ. જેનો માલિક ન જણાયો હોય એવું.

**અજ્ઞાતિક** [સં. અ (નહિ) + જ્ઞાતિ (સગાં સંબંધી) + ક (વાળું)] વિ. કુટુંબ વગરનું; એકલું.

**અજ્ઞાન** ૪.—અંધારાં ઉલેચવા માટે સૂપડું વગેરે સાધન જોઈતાં નથી, તેમ અજ્ઞાન દૂર કરવા માટે બીજાં કોઈ સાધન જોઈતાં નથી, માત્ર જ્ઞાનરૂપી જ્યોતની ચિનગારી બસ થાય છે.

**અજ્ઞાનજ** [સં. અ (નહિ) + જ્ઞાન (સમજ) + જ (થયેલ)] વિ. અણસમજથી પેદા થયેલ.

**અજ્ઞાનબોધિની** [સં. અ (નહિ) + જ્ઞાન (સમજ) + બોધ (ઉપદેશ આપવો) + ઇન્ (વાળું) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. શંકરાચાર્યે લખેલો એ નામનો ગ્રંથ.

**અજ્ઞાનવાદી** ૨. પું. દશમા સૈકામાં આર્યાવર્તમાં ચાલતો એ નામનો ધર્મ; મનુષ્ય ખરા જ્ઞાનથી અજાણ્યો છે એવો મત.

**અજ્ઞાનિતા** [સં. અ (નહિ) + જ્ઞાન (સમજ) + ઇન (વાળું) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. અજાણપણું.

**અજ્ઞેય** ૨. પું. શિવનું એક નામ, કેમકે તેમનાં કર્મ અકલિત છે.

**અઝ** (અઝ) ૨. [ફા.] ન. ઘી; ઘૃત; તૂપ.

**અઝઅફ** (અઝઅફ) [અ.] પું. ઘણો નબળો માણસ.

**અઝખાર** ન. બદામી રંગનાં ગાંઠાવાળાં મૂળ અને ઝાંખા બદામી રંગનાં લીસાં પાંદડાવાળી એક ઓષધિ. તે મૂત્રલ અને પરસેવો લાવનાર મનાય છે.

**અઝટેક** (અઝટેક) સ્ત્રી. હાલમાં વપરાતી અઠ્ઠાવન લિપિમાંની એક. જુઓ આર્મિનિયન.

**અઝદ** (અઝદ) [અ.] પું. ખભાથી કોણી સુધીનો હાથ; બાવડું.

**અઝદર** (અઝદર) ૧. [ફા.] પું. મોટો સાપ; અજગર. બકરાંને ગળી જાય એટલો તે મોટો હોય છે.

૨. વિ. લાયક; યોગ્ય.

**અઝદરી** (અઝદરી) [ફા.] સ્ત્રી. લાયકાત; યોગ્યપણું; પાત્રતા.

**અઝદર્હા** (અઝદર્હા) [ફા.] પું. મોટો સાપ; અજગર.

**અઝધાત** (અઝધાત) ૧. [ફા.] સ્ત્રી. અષ્ટધાતુ શબ્દનું અપભ્રંશ.

૨. [ફા.] સ્ત્રી. ઘંટ બનાવવામાં વપરાતી તાંબા કલાઈની મેળવણીથી થતી ધાતુ.

**અઝબ** (અઝબ) પું. નહિ પરણેલ માણસ; કુંવારો પુરુષ.

**અઝમત** (અઝમત) ૩. [અ.] સ્ત્રી. ઈશ્વરનો હુકમ.

**અઝયત** (અઝયત) ૧. [અ. અઝી (તેને ઈજા થઈ)] સ્ત્રી. ઈજા; નુકસાન.

૨. સ્ત્રી. જુલમ; ત્રાસ.

**અઝરક** (અઝરક) ૧. [અ.] વિ. આસમાની આંખવાળું.

૨. વિ. પવિત્ર.

**અઝરૂએ** (અઝરૂએ) [ફા.] અ. એટલા માટે; એથી.

**અઝલ** (અઝલ) ૨. [અ.] સ્ત્રી. કાયમપણું; સતતતા.

૩. [અ.] સ્ત્રી. શરૂઆત; મૂળ.

રોઝે અઝલ = જન્મદિવસ. આ દિવસે ભાવિ નક્કી થાય છે.

**અઝલમ** (અઝલમ) [અ.] વિ. સૌથી વધારે જુલમી.

**અઝલા** (અઝલા) [અ.] પું. સ્નાયુ.

**અઝલી** (અઝલી) ૧. [અ. અઝલ (બરતરફી) + ઈ (ભાવવાચક નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. હોદ્દાનો ત્યાગ.

૨. [અ. અઝલ (કાયમપણું)] વિ. કાયમી; હમેશાં ચાલુ રહે એવું; સતત.

**અઝહલ** (અઝહલ) [અ.] વિ. હલકું; નીચ; અધમ.

**અઝહલત** (અઝહલત) ૧. [અ.] સ્ત્રી. અન્યાય; જુલમ.

૨. સ્ત્રી. દુકાળ; નબળું વરસ.

**અઝહદ** (અઝહદ) [ફા.] વિ. ઘણું; પુષ્કળ.

**અઝા** (અઝા) ૧. [અ.] પું. ચીડ; ગુસ્સો; રીસ.

૨. પું. દિલાસો; ધીરજ; આશ્વાસન.

**અઝાઝીલ** (અઝાઝીલ) ૨. [અ.] ન. એ નામનું પક્ષી.

**અઝાબ** (અઝાબ) ૧. [ફા.] પું. કમનસીબી; દુર્ભાગ્ય.

૨. પું. શિક્ષા; સજા.

૩. સ્ત્રી. તકલીફ; તસ્દી.

૪. સ્ત્રી. પાપ.

૧. અઝાબ સવાબ = પાપપુણ્ય.

૨. અઝાબમાં પડવું = મુશ્કેલીમાં સપડાવું.

૩. અઝાબે કબ્ર-ગોર = શબને કબરમાં દાટ્યા પછી પહેલા ત્રણ દિવસ સુધી તેને ખુદા તરફથી કરવામાં આવતી કહેવાતી શિક્ષા.

**અઝિન** (અઝિન) ન. [અ.] કુરાને શરીફ પઢવું તે.

**અઝીઝ** (અઝીઝ) ૫. પું. પવિત્ર પુરુષ.

૬. પું. મોટો માણસ.

**અઝીમ** (અઝીમ) ૨. ન. એ નામની અટકનું માણસ.

૩. વિ. એ નામની અટકનું.

૪. વિ. ગંભીર; પ્રૌઢ.

અઝીમ-ઉલ-શાન = ભવ્ય; મોટું અને સુંદર.

૫. વિ. જરૂરનું; ખાસ.

૬. વિ. પ્રખ્યાત; પ્રસિદ્ધ.

૭. વિ. મુખ્ય; પ્રધાન.

૮. વિ. હદથી વધારે.

હજ્જે અઝીમ = ઘણી અગવડ.

**અઝીયત** (અઝીયત) ૧. [અ.] સ્ત્રી. ઈજા.

૨. સ્ત્રી. નુકસાન; હાનિ.

**અઝૂકા** (અઝૂકા) [અ.] પું. આજીવિકા; અનાજ અને લૂગડાં.

**અઝૂમ** (અઝૂમ) ૧. [અ.] પું. ઇરાદો; નેમ; હેતુ.

૨. પું. હાડકું.

**અઝૂલ** (અઝૂલ) [અ.] પું. બરતરફી.

**અઝૂવ** [અ.] પું. અવયવ.

૧. અઝૂવ સિકની = અંગછેદ; અવયવ કાપી નાખવું તે.

૨. અગ્રે તનાસુલ = પુરુષની જનનેંદ્રિય.

**અટ** ન. ( ડિંગળ ) દોડ; દોડવું તે.

**અટક** ૧૦. સ્ત્રી. પરહેજ; ત્યાગ.

૧૧. સ્ત્રી. બાંધવું તે.

**અટકન મટકન** [ હિં. ] પું. બાળકની એક રમત.

**અટકમટક** ૧. [ અટકો ( અટકાનું બેવડું રૂપ ) + મટકો ( હાવભાવ ) ] સ્ત્રી. નખરાં; ચાળા.

૨. [ હિં. ] સ્ત્રી. પ્રેમદૃષ્ટિ નાખવી તે.

અટકમટક ચંપા = વેશ્યા.

**અટકલ મટકલ** [ હિં. ] પું. બાળકની એક રમત; અટકન મટકન.

**અટકવું** ૮. અ. ક્રિ. આધાર રાખવો.

૯. અ. ક્રિ. ગરકાવ થવું.

૧૦. અ. ક્રિ. ગળામાં ચોંટવું.

૧૧. અ. ક્રિ. ગોંધી રાખવામાં આવવું; ઉપયોગમાં ન લેવાતાં ભરી રખાવું.

૧૨. અ. ક્રિ. ઢીલ થવી.

૧૩. અ. ક્રિ. તકરાર ઊઠવી.

૧૪. અ. ક્રિ. ધ્યાન ખેંચાવું.

૧૫. અ. ક્રિ. નોકરી મળવી.

૧૬. અ. ક્રિ. પૈસા વસૂલ ન થવા.

૧૭. અ. ક્રિ. બંધાણી થવું.

૧૮. અ. ક્રિ. વાંચી ન શકે તેવું હોવું.

૧૯. અ. ક્રિ. સંભોગ કરવો.

**અટકળ** ૫. સ્ત્રી. કદ; પ્રમાણ; વિસ્તાર.

**અટકળપચ્ચૂ** ૧. [ હિં. ] પું. તર્ક; અટકળ.

૨. વિ. અનિશ્ચિત; અચોક્કસ.

અટકળપચ્ચૂના ફાતિયા પઢવા = (૧) અજાણ્યા મરી ગયેલા માણસ માટે પ્રાર્થના તરીકે કુરાનનો અમુક ભાગ બોલવો. (૨) કુરાન વાંચવાનો ઢોંગ કરવો.

૩. વિ. અર્થ વગરનું; મૂર્ખાઈ ભરેલું.

૪. અ. અટકળથી; અંદાજે; અડસટ્ટે.

**અટકળવું** ૩. સ. ક્રિ. શોધી કાઢવું.

**અટકળી** [ સં. ઉત્ ( ઉપરથી ) + કલ્ ( કળવું ) ] વિ. ધારી લીધેલું; તાર્કિક.

**અટકા** ૨. પું. જગન્નાથજીના મંદિર આગળ લોકો માટે ખોરાક રાંધવાનું ઠામ.

૩. પું. હાથપગ ધોવાનું વાસણ.

૪. વિ. અટકાવેલું; રોકેલું.

**અટકાવ** ૫. સ્ત્રી. કાબૂમાં રાખવું તે.

૬. સ્ત્રી. ત્યાગ; છોડી દેવાપણું.

૭. સ્ત્રી. પરહેજ; કરી.

અટકાવ ખૂલવો – છૂટવો = (૧) અપવાસ છૂટવો. (૨) કાબૂમાંથી છૂટવું. (૩) પૂરી સ્વતંત્રતા આપવી.

૮. સ્ત્રી. બાતલ રાખવાપણું.

૯. સ્ત્રી. બાંધવું તે.

૧૦. સ્ત્રી. વહેમ; સંદેહ; શંકા.

**અટકાવવું** ૪. સ. ક્રિ. જોડવું.

૫. સ. ક્રિ. ટાંકો મારવો.

૬. સ. ક્રિ. તાળું મારવું.

૭. સ. ક્રિ. પહેરવું.

૮. સ. ક્રિ. પાછું લઈ લેવું.

૯. સ. ક્રિ. બાંધવું.

૧૦. સ. ક્રિ. મુલતવી રાખવું.

૧૧. સ. ક્રિ. સગાઈ કરવી.

**અટકેલી** [ હિં. ] સ્ત્રી. ચાળા.

**અટખેલ** ૧. [ સં. અટ્ટ (વિલાસગૃહ) + ખેલ્ ( હાલવું ) ] વિ. ( હિંદી ) નખરાંબાજ; પ્રેમના હાવભાવ કરનાર.

૨. વિ. રમતિયાળ; રમતમાં જ ચિત્તવાળું.

**અટખેલપણું** ૧. [ સં. અટ્ટ ( આનંદ કરવાનો મહેલ) + ખેલ ( રમત ) ] ન. આનંદ કરવાપણું.

૨. ન. નખરાં; શૃંગારવાળી ચેષ્ટા.

૩. ન. રમતિયાળ સ્વભાવ.

૪. ન. લટકાંવાળી ચાલ.

**અટખેલયાં** ૧. સ્ત્રી. રમત.

૨. સ્ત્રી. લટકાં કરતાં ચાલવું તે.

**અટખેલી** ૧. [સં. અટ્ટ (વિલાસગૃહ) + ખેલ ( રમત ) ] સ્ત્રી. આનંદ કરવાપણું; મોજશોખ; લહેર.

૨. સ્ત્રી. ચાલવાની છટા.

૩. સ્ત્રી. નખરાં.

૪. સ્ત્રી. રમતિયાળ હોવાપણું.

૫. વિ. નખરાંબાજ.

૬. વિ. રમતિયાળ.

**અટટ** ન. ખડબચડું જાડું કપડું.

**અટન** ૨. પું. છજું; ઝરૂખો.

૩. પું. માળ; ઉપલી ભોં.

**અટની** ૫. [ સં. ] સ્ત્રી. કાગળ દબાવવાની ચાંપ.

૬. સ્ત્રી. ગહ્વર; ખાડો; 'નોચ'.

**અટપટ** ૧. [ હિં. ] વિ. વિચાર વગરનું.

૨. સ્ત્રી. ગૂંચવણ; મુશ્કેલી.

**અટપટાંગ** ૧. વિ. ગરીબ; કંગાળ; બાપડું.

૨. વિ. દુષ્ટ; અધમ; હલકું.

**અટપટાંગી** ૧. સ્ત્રી. ગરીબાઈ; કંગાળપણું.

૨. સ્ત્રી. દુષ્ટતા; અધમપણું; હલકાઈ.

**અટપટી** [ હિં. ] વિ. વિચાર વગરનું; અવિચારી.

**અટબટ** [ હિં. ] અ. વગેરે વગેરે.

**અટમ** પું. હમલો; ગંજ.

**અટરિયા** [સં. અટ્ટાલિકા] સ્ત્રી. અટારી; મેડી.

**અટરૂષક** [ સં. ] પું એ નામની વનસ્પતિ; અરડૂસો; અટરૂષ.

**અટલ** ૮. વિ. અનમનશીલ; ન નમે એવું.

૯. વિ. અમર; કાયમી.

૧૦. વિ. આગ્રહી; મંડ્યા રહે એવું.

૧૧. વિ. ખંતીલું; ચીવટવાળું.

૧૨. વિ. ચોક્કસ; નક્કી.

૧૩. વિ. જરૂરનું; અગત્યનું.

૧૪. વિ. દઢ; મજબૂત.

૧૫. વિ. દઢનિશ્ચયી; ચોક્કસ ઠરાવવાળું.

૧૬. વિ. ન નમે એવું; અનમનશીલ.

૧૭. [ હિં અ ( નહિ ) + ટલ્ ( ફરવું ) ] વિ. સ્થિર; ન ફરી શકે એવું.

અટલ થઈ જવું = ચાલી ન શકે ત્યાં સુધી ખાવું.

૧૮. વિ. હઠીલું; જિદ્દી.

**અટલ છત્ર** [સં. અ ( નહિ ) + ટલ્ ( હરકત આવવી ) + છત્ર ( છત્રી ) ] ન. કાયમ ઉઘાડી રહે એવી છત્રી; બાદશાહનું અને દેવનું નિશાન.

**અટવાટ ખટવાટ** સ્ત્રી. પથારીવશ સ્થિતિ.

**અટવાટી ખટવાટી** ૧. [ હિં. ] સ્ત્રી. ગમગીનીમાં સૂઈ રહેવું તે.

અટવાટી ખટવાટી લેવી–અટવાટી ખટવાટી લઈને પડવું = ગમગીનીમાં કોઈને પથારીમાં સુવડાવવું.

૨. સ્ત્રી. સરસામાન; રાચરચીલું.

**અટવી** ૨. સ્ત્રી. બે દેશ વચ્ચે વસતી જંગલી જાત.

કૌટિલ્યના જણાવ્યા પ્રમાણે દુશ્મનના દેશના પૌર જાનપદના નેતાઓને દુકાળ પડે અથવા આટવીઓ ( બે દેશો વચ્ચે વસતી જંગલી જાતો ) તરફથી ચોરી અને લૂંટફાટ ચલાવવામાં આવે ત્યારે રાજા પાસેથી અનુગ્રહ માગવાને છૂપા જાસુસો મારફત સમજાવવા પ્રયત્ન થતો.

હિંદુ રાજ્યવ્યવસ્થા

૩. સ્ત્રી. લાંબું પહોળું સાફ મેદાન.

**અટવીબલ** [ સં. અટવી ( જંગલ ) + બલ ( લશ્કર ) ] ન. જંગલીઓની સેના.

**અટવું** ૪. [ હિં. ] અ. ક્રિ. દાખલ થવું.

૫. અ. ક્રિ. ભરાઈ જવું.

**અટસટ** ૧. [ હિં. ] સ્ત્રી. કામકાજ.

૨. સ્ત્રી. ચિંતા; ફિકર.

૩. સ્ત્રી. પ્રેમ; મોહ.
અટસટ થવું–લડવું = (૧) પ્રેમમાં પડવું. (૨) ફસાવું. (૩) ભાઈબંધી કરવી.
૪. સ્ત્રી. બુદ્ધિ; હોશિયારી.
૫. સ્ત્રી. મિત્રતા બાંધવી તે.

**અટળ** ૪. વિ. નિત્ય; સનાતન.

**અટંબર** ૨. પું. ( મરાઠી ) લોકોનું ટોળું.

**અટા** ૬. સ્ત્રી. અગાસી.

**અટાટ** ૭. વિ. પુષ્કળ; ઘણું.

**અટારયા** [ સં. અટ્ટ ( ઊંચો માળ ) ] સ્ત્રી. ( હિંદી ) અગાસી; અટારી.

**અટાલ** ૩. પું. ઘાસની ગંજી.

**અટાલા** ૧. [ સં. અટ્ટાલક ( મિનારો ) ] પું. ( હિંદી ) ઢગલો; મોટો જથ્થો.
૨. પું. રાચરચીલું; ઘરવખરી.

**અટી** ૭. સ્ત્રી. ઘડ; કરચલી.
૮. સ્ત્રી. ( વહાણવટું ) દૂતી; આરસામાં બાંધેલી લાકડાંની કટકી.
૯. સ્ત્રી. દોરાની દડી.
૧૦. સ્ત્રી. પરમણનો વચલો કટકો.
૧૧. સ્ત્રી. પાઘડી.
૧૨. સ્ત્રી. લણણી કરનાર મજૂરને સાધારણ રીતે સોળમા ભાગ જેટલાં આપવામાં આવતાં ડૂંડાં.
૧૩. સ્ત્રી. વળ.

**અટૂટ** ૪. વિ. સતત; ચાલુ.

**અટેડું** ( અટેડું ) વિ. વાંકું નહિ એવું; સીધું.

**અટેરણ** ૧.
અટેરન કરી દેવું = (૩) માત્ર ચામડી અને હાડકાં રહે તેવું દૂબળું કરી નાખવું. .

**અટેરવું** ૫. સ. ક્રિ. ઘોડાને ચક્કર ફેરવવો.
૬. સ. ક્રિ. હાથથી ગૂંચળી બનાવવી.

**અટોક** ૩. [ હિં. ] વિ. સતત; ખલલ ન પડી હોય એવું.
૪. અ. સરળતાથી; નિર્વિઘ્ને; સહેલાઈથી; મુશ્કેલી વગર.

**અટોપ** ૨. સ્ત્રી. અટોપવું તે; ઉકેલ.

**અટ્ટ** ૨૦. પું. ઉપલો માળ.
૨૧. પું. મિનારો.

**અટ્ટહુબ્બર** ન. ઇંડિયા રબ્બરનું ઝાડ. બ્રહ્મદેશ અને આસામનાં જંગલોમાં તે ઊગે છે.

**અટ્ટા** ૬. પું. ઢગલો; મોટો જથ્થો.
૭. પું. રક્ષક; બચાવ કરનાર માણસ.
૮. પું. રાચરચીલું; ઘરનો સામાન.
૯. સ્ત્રી. અગાસી.

**અટ્ટાલક** ૩. પું. મિનારો.
૪. પું. મેડી.

**અટ્ટાલિકાદૂરવીક્ષણ** [ સં. અટ્ટાલિકા ( અગાસી ) + દૂર ( છેટું ) + વીક્ષણ ( જોવું તે )] ન. અગાસી પરથી આકાશી પદાર્થ જોવાનું દૂરબીન.

**અટ્ઠી** ૨. સ્ત્રી. ઘડી; કરચલી. જુઓ અટી ૯, ૧૦, ૧૧, ૧૨, ૧૩.

**અટ્ઠુ** [ હિં. ] પું. ગંજીફામાં આઠ દાણાનું પત્તું.

**અટ્ઠાઈસ** [ સં. અષ્ટાવિંશતિ ] વિ. અઠ્ઠાવીસ; ૨૮.

**અટ્ઠાનવે** [સં. અષ્ટાનવતિ ] વિ. અઠ્ઠાણુ; ૯૮.

**અટ્ઠાનવેં** [સં. અષ્ટાનવતિ] વિ. અઠ્ઠાણુ; ૯૮.

**અટ્ઠાર** [ હિં. ] વિ. અઢાર; ૧૮.

**અટ્ઠાર ગોટી** સ્ત્રી. એ નામની એક રમત.

**અટ્ઠારવાં** [ હિં. ] વિ. અઢારમું.

**અઠ** ૨. સ્ત્રી. ( ડિંગળ ) અષ્ટ સિદ્ધિ.

**અઠકેલી** સ્ત્રી. ચાળા; નખરાં.

**અઠકોની** [ સં. અષ્ટન્ ( આઠ ) + કોણ ( ખૂણો ) ] વિ. ( હિંદી) આઠ ખૂણાવાળું.

**અઠકૌંસલ** ૧. [ હિં ] સ્ત્રી. ધીમે અવાજે વાત કરવાપણું.
૨. સ્ત્રી. સભા; સમાજ.

**અઠખંબા** [ સં. અષ્ટન્ ( આઠ ) + સ્તંભ ( થાંભલો ) ] વિ. ( હિંદી ) આઠ થાંભલાવાળું ( મકાન ).

**અઠતીસ** [સં. અષ્ટન્ ( આઠ ) + ત્રિંશત્ ( ત્રીસ )] વિ. આડત્રીસ; ૩૮.

**અઠત્તર** [ સં. અષ્ટન્ ( આઠ ) + સપ્તતિ ( સીત્તેર )] વિ. અઠ્ઠોતેર; ૭૮.

**અઠન્ની** [ હિં. ] સ્ત્રી. આઠ આની.

**અઠપહરયા** [ સં. અષ્ટન્ ( આઠ ) + પ્રહર ( પહોર )] પું. કાયમ નોકરી ઉપર હોય એવો માણસ. જુઓ અઠપહરી.

**અઠપહરી** [ સં. અષ્ટન્ ( આઠ ) + પ્રહર ( પહોર )] પું. ચોવીસે કલાક કામમાં રોકાયેલ નોકર; કર ઉઘરાવવા, પાકની ચોકી રાખવા અને બીજાં ગામડાનાં લોકો માટે સંદેશા લઈ જવા રાખેલો નોકર; અઠપહરયા; અઠપહીરા.

**અઠપહીરા** [ સં. અષ્ટન્ ( આઠ ) + પ્રહર ( પહોર ) ] પું. આઠે પહોર નોકરીમાં રહેતો માણસ. જુઓ અઠપહરી.

**અઠમાશી** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + માષ ( માસો ) ] સ્ત્રી. આઠ માસા વજનની અને દશ રૂપિયા કીમતની સોનાની મહોર.
૨. સ્ત્રી. આઠ માસાનું વજન.

**અઠમાસા** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + માસ ( મહિનો ) ] પું. આઠ મહિનાનું બાળક.
૨. પું. શેરડી માટે આઠ મહિના સુધી ખેડેલી જમીન.

**અઠંલ** [ સં. અષ્ટન્ ( આઠ ) ] પું. ( હિંદી ) વિવાહ પછી ત્રીજે દિવસે પરણેલી સ્ત્રીને આઠ પુરુષે અને વરને આઠ સ્ત્રીએ નવરાવવાની ક્રિયા.

**અઠવાટી** સ્ત્રી. માંદગી; બીમારી.

**અઠવાટી ખટવાટી** સ્ત્રી. પથારીવશ હોવાપણું.

**અઠવાડા** ( અઠવાડા ) ૧. પું. અઠવાડિયાને છેડે પૂરી અથવા હફતાથી ભરવાની કરજની રકમ.
૨. પું. અઠવાડિયું.
૩. પું. આઠ દિવસો સુધી ખેતીનાં ઓજારોની વપરાશ.
૪. પું. આઠમો દિવસ.

**અઠવારા** જુઓ અઠવાડા.

**અઠવાંસા** જુઓ અઠમાસા.

**અઠસટ** [ હિં. ] વિ. અડસઠ; ૬૮.

**અઠંગ** ૫. ન. એ નામની અટકનું માણસ.
૬. વિ. એ નામની અટકનું.

**અઠંગર** [ હિં. ] સ્ત્રી. ભાઈની જિંદગી લંબાય તે હેતુથી કારતક સુદ બીજને દિવસે પડોશની પાંચ કે આઠ સ્ત્રી કૂંડાળામાં ઊભી રહી પોતાના ભાઈને શાપ આપતાં આપતાં અને ગાતાં ગાતાં ચોખા કે ઇંટ ખાંડી અંતમાં પોતાની જીભ ઉપર કાંટા ભોંચી કરે તે ક્રિયા.

**અઠાઇસ** વિ. વીશ ને આઠ; ૨૮.

**અઠાઓઠી** ( અઠાઓઠી ) સ્ત્રી. દેવ કે દેવીને ધરવા માટે જુદી કાઢેલી વસ્તુ.

**અઠાનવે** [ સં. અષ્ટાનવતિ ] વિ. અઠ્ઠાણુ; ૯૮.

**અઠારટંકી** ન. ( ડિંગળ ) ધનુષ.

**અઠાવકું** ૩. વિ. નાદાન.

**અઠાવન** [ સં. અષ્ટન્ ( આઠ ) + પંચાશત્ ( પચાસ ) ] વિ. અઠ્ઠાવન; ૫૮.

**અઠાસી** [ સં. અષ્ટન્ ( આઠ ) + અશીતિ ( એંસી ) ] વિ. અઠ્યાસી; ૮૮.

**અઠીંગણ** ન. ટેકો. જુઓ અઢિંગણ.

**અઠીંગવું** સ. ક્રિ. ટેકો દેવો; અઢેલવું. જુઓ અઢિંગવું.

**અઠીંગું** વિ. જકી. જુઓ અઠિંગું.

**અઠેલ** ૧. વિ. ( ડિંગળ ) જોરાવર; બળવાન; મજબૂત.
૨. વિ. ન ખસી શકે એવું.

**અઠ્ઠો** ૪. પું. કંઠ એટલે ગાતી વખતે અવાજનું એક માપ; આઠ ટપ્પા જેટલું માપ.
જુદા જુદા મનુષ્યની કંઠ ચલાવવાની શક્તિ જુદી જુદી હોય છે. ગાયનના ધોરણ ઉપરથી કંઠનું માપ થઈ શકે છે. આ માપના વિભાગ હોય છે; તે દરેકને ટપ્પો કહે છે અને એવા આઠ ટપ્પાનો એક અઠ્ઠો થાય છે.
ત્રિભોવન શાહ

**અઠ્યાસી** જુઓ અઠાસી.

**અડ** ૬.—
૭. અડ પકડવી = હઠે ભરાવું; જિદ કરવી.
૧૦. [ હિં. ] અટકાવ; અડચણ.
૧૧. સ્ત્રી. આશરો; આશ્રય; શરણ.
અડ પકડવી = (૧) ખોટા બહાના નીચે આશરો મેળવવો. (૨) ઢોંગ કરવો. (૩) હઠ કરવી.
૧૨. સ્ત્રી. કજિયો; તકરાર.
૧૩. સ્ત્રી. કપાળમાં કરેલી આડી કે વાંકી લીટી; આડ.
૧૪. સ્ત્રી. કબજિયાત; બંધકોશ.
૧૫. સ્ત્રી. ખાંડના કારખાનામાં વપરાતી કડછા જેવી વસ્તુ.
૧૬. સ્ત્રી. ખેતરની હદ બતાવતો લીટો; શેઢો.
૧૭. સ્ત્રી. ટેકો; થાંભલો.
૧૮. સ્ત્રી. મના; બંધી; નિષેધ.
૧૯. સ્ત્રી. માછલી પકડવા માટે વહેતા પાણીની આરપાર બાંધેલી પાળ.
૨૦. સ્ત્રી. યંત્રની ગતિ રોકવા માટેની ચાંપ; 'બ્રેક'.
૨૧. સ્ત્રી. રક્ષણ; બચાવ.
૨૨. સ્ત્રી. વાડ; પડદી.

**અડગરી** સ્ત્રી. આગળી; આગળો.

**અડતલા** ( અડ઼તલા ) ૧. [ હિં. અડ ( આશરો + તલે ( નીચે ) ] પું. આશરો; આશ્રય.
૨. પું. જૂઠાણું; ગપાટો; ગપ.
૩. પું. બહાનું; ખોટું કારણ; મિષ.
અડતલા પકડવો = (૧) ખોટા બહાના નીચે આશરો મેળવવો. (૨) ઢોંગ કરવો.
૪. પું. બુરખો.
૫. પું. રક્ષણ; બચાવ.

**અડદાઓ** ( અડ઼દાઓ ) પું. ઢોરને ખવરાવવાથી દૂધ વધે એવી એક વનસ્પતિ. તેનાં પાનની લોપરી ગાંઠ ઉપર લગાડવામાં આવે છે.

**અડદાવો** ( અડ઼દાવો ) ૫. પું. ઘોડાને અપાતું થોડા તેલ અને પાણી સાથે ભેળવેલ અનાજ.

**અડધપાંસળીનું** ( અડ઼ધપાંસળીનું ) વિ. ખૂબ નાજુક ને નબળા શરીરનું; અધપાંસળિયું.

**અડપઝડપ** ( અડ઼પઝડ઼પ ) ૪. સ્ત્રી. જરૂરિયાત; અગત્ય; આવશ્યકતા.
૫. સ્ત્રી. લડાઈ; યુદ્ધ.

**અડપડિયાળી** ( અડ઼પડિયાળી ) [ અર્ધ ( અરધું ) + પડ ( ઢાંકણ ) + આળી ( વાળી ) ] વિ. સ્ત્રી. અરધી બંધ અને અરધી ઉઘાડી.

**અડપાયત** ( અડ઼પાયત ) વિ. ( ડિંગળ ) જોરાવર; બળવાન; મજબૂત.

**અડપાયલ** ( અડ઼પાયલ ) વિ. ( ડિંગળ ) જોરાવર; બળવાન.

**અડફેટ** ( અડ઼ફેટ ) [ સં. આસ્ફાલન ( અથડાવું તે ) ] સ્ત્રી. અથડામણ; ઝપટ. જુઓ અડફેટ.

**અડબડ** ( અડ઼બડ઼ ) ૨. પું. અર્થ વગરનો શબ્દ.
અડબડ બકવું = અર્થ વગરનું બોલવું.
૩. સ્ત્રી. ખાડાખડિયાવાળો રસ્તો.
૪. વિ. અર્થ વગરનું.
૫. વિ. ખડબચડું; ખાડાખૈયાવાળું.

**અડબડંગ** ( અડ઼બડ઼ંગ ) પું. મૂર્ખાઈ ભરેલું કામ.

**અડબડંગી** ( અડ઼બડ઼ંગી ) વિ. મૂર્ખ; અવિચારી.

**અડબાઉ કાટલું** ( અડ઼બાઉ કાટલું ) ૧. ન. ( ગ્રામ્ય ) પથરાનું કરેલું તોલું; અંટોળ કાટલું.
૨. ન. ( લાક્ષણિક ) ભોળું માણસ.

**અડબી** ( અડ઼બી ) ૩. સ્ત્રી. હઠ; જીદ.

**અડયલ** ( અડ઼યલ ) ૨. [ હિં. ] વિ. હઠીલું; જિદ્દી.

**અડયલ ટટ્ટૂ** ( અડ઼યલ ટટ્ટૂ ) ૧. ન. હઠીલું ઘોડું.
૨. ન. હઠીલું માણસ.

**અડયાની** [ અડ્ડલ ( ઢાલ ) ] સ્ત્રી. ( હિંદી ) છત્રી.

**અડરઉડર** પું. ખેતરની સરહદ બનાવતી ખાઈ અને તેમાંથી નીકળેલી ધૂળ.

**અડવાડ** ( અડ઼વાડ઼ ) ૧. [ હિં. ] પું. ટેકો; ટેકણ.
૨. પું. થાંભલો.
૩. પું. પુસ્તો; 'બટ્રેસ'.

**અડવી** [ હિં. ] સ્ત્રી. રાન; જંગલ.

**અડવું** —
૧૬. અ. ક્રિ. ધરેણે મુકાયેલું હોવું.
૧૭. અ. ક્રિ. તકરાર કરવી.
૧૮. અ. ક્રિ. પરાણે લેવું.
અડ બેસવું–અડીને બેસવું = (૧) કાંઈ ચીજ કઢાવવા માટે ધામો નાખવો. (૨) બહુ નજીક બેસવું.
૧૯. અ. ક્રિ. ભટકાવું; અથડાવું.
૨૦. અ. ક્રિ. વચ્ચે પડવું.
૨૧. અ. ક્રિ. સામે થવું.
૨૨. સ. ક્રિ. છંછેડવું.
૨૩. સ. ક્રિ. ટીકા કરવી.
૨૪. સ. ક્રિ. ધક્કો મારવો.
૨૫. સ. ક્રિ. નડવું; વચ્ચે આવવું.
૨૬. સ. ક્રિ. શરત કરવી.

**અડસઠ** ( અડ઼સટ ) [ હિં. ] વિ. અડસઠ; ૬૮.

**અડસટ્ટિયું** ( અડ઼સટ્ટિયું ) વિ. અંદાજી; આશરે ગણેલું.

**અડહડ** ( અડ઼હડ઼ ) [ હિં. ] સ્ત્રી. એ નામનું એક અનાજ; અડદ.

**અડહાથા** ( અડ઼હાથા ) પું. નકામો છોડ.

**અડંગ** ( અડ઼ંગ ) ૧. સ્ત્રી. ઉદ્યોગનું શહેર.
૨. સ્ત્રી. જથ્થાબંધ માલ વેચવાની વખાર.
૩. સ્ત્રી. માલ બનાવવાની જગ્યા; કારખાનું.

**અડંગ તડંગ** ( અડ઼ંગ તડ઼ંગ ) સ્ત્રી. અર્થ વગરની વાત; અઠાંગ તડાંગ.

**અડંગ બડંગ** ( અડ઼ંગ બડ઼ંગ ) [ હિં. ] વિ. વાંકું કરેલું; વાળેલું.

**અડંગા** ( અડ઼ંગા ) ૧. [ હિં. ] પું. અડચણ; હરકત.
૨. પું. કુસ્તીમાં પગનો એક દાવ.
અડંગા પર ચડાવવું = (૧) છેતરવું. (૨) પગના દાવથી કોઈને લગભગ પાડી દેવો.
૩. પું. ટેકો; થાંભલો.
અડંગા મારવો–લગાવવો = (૧) ટેકો દેવો. (૨) ધક્કો મારી ઊંચું કરવું. (૩) રસ્તામાં અડચણ નાખવી.

**અડાડા** ( અડ઼ાડ઼ા ) [ હિં. ] પું. નદીનો ઊંચો અને સીધો કિનારો.

**અડાન** ૨. સ્ત્રી. પીત ઓલની વાડી; બાગાયત જમીન.
૩. સ્ત્રી. પીતની જમીન; જે જમીનમાં ઓલને પાણી પાઈને ઉછેરવામાં આવે તે જમીન; બાગાયત જમીન.

**અડાબીડ** ( અડ઼ાબીડ઼ ) ૬. વિ. વહેવારકુશળ; દુનિયાદારીના કામકાજમાં હોશિયાર.

**અઢાયો** ૨. [ અ + ઢાળો ] વિ. પું. ગાંડો.

**અઢાસ** ( અડ઼ાસ ) [ હિં. ] સ્ત્રી. સંકડાશ.

**અઢાંગ તઢાંગ** ( અડ઼ાંગ તડ઼ાંગ ) સ્ત્રી. અર્થ વગરની વાત; અટંગ તટંગ.

**અઢાંસ** ( અડ઼ાંસ ) [ હિં. ] સ્ત્રી. સંકડાશ; જગાની તંગી.

**અઢિગ** ( અડ઼િગ ) વિ. ન ફરે એવું. જુઓ અટલ.

**અઢિગરથ** વિ. ( ડિંગળ ) સ્થિર; દૃઢ.

**અઢિયો** ( અડ઼િયો ) પું. એ નામનું ડોકનું એક ઘરેણું.

**અઢિયોદઢિયો** ( અડ઼િયોદડ઼િયો ) ૨. પું. એ નામની એક રમત; ધમાલગોટો. જુઓ અઢિયુંદઢિયું.

**અઢી** ( અડ઼ી ) ૧૬. સ્ત્રી. અછત; તંગી.
૧૭. સ્ત્રી. કમબખ્તી; કમનસીબી.
૧૮. સ્ત્રી. ગરીબાઈ; કંગાલિયત.
૧૯. સ્ત્રી. મુશ્કેલી; મુસીબત.
૨૦. ( વહાણવટું ) સ્ત્રી. વહાણમાં જડવામાં આવતું એક પાતળું લાકડું; નાનો અઢો.

**અઢીખંભ** ( અડ઼ીખંભ ) વિ. ( ડિંગળ ) જોરાવર; બળવાન.

**અઢીધઢી** ( અડ઼ીધડ઼ી ) ૧. સ્ત્રી. કામ; પંચાત.
૨. સ્ત્રી. દુઃખ; સંતાપ.
૩. સ્ત્રી. બધી વસ્તુઓ.
૪. સ્ત્રી. સારૂં અને માઠું.

**અઢૂઓ** ( અડ઼ૂઓ ) ૩. વિ. હઠીલું; જક્કી.

**અઢૂકદઢૂકિયાં** ( અડ઼ૂકદડ઼ૂકિયાં ) ન. બ. વ. એ નામની એક રમત. આ રમતમાં બે છોકરાં સામસામા હાથના આંકડા બીડી ઊભાં રહે અને બીજાંઓ વચ્ચેથી ગરકતાં જાય. રમનારાંઓ થાકી જાય ત્યારે આ રમત પૂરી થાય છે.

**અઢેકઢે** ( અડ઼ેકડ઼ે ) ૩. સ્ત્રી. અણીનો વખત; કટોકટીનો સમય.

**અઢેથુઢે** ( અડ઼ેથુડ઼ે ) સ્ત્રી. બારીક વખત; કટોકટીનો સમય.

**અઢેવક્ત** ( અડ઼ેવક્ત ) સ્ત્રી. અણીનો વખત; કટોકટીનો સમય.

**અઢેવા** ( અડ઼ેવા ) [ હિં. ] સ્ત્રી. દોલત; માલમિલકત.

**અઢેંચ** ૧. [ હિં. ] સ્ત્રી. અદેખાઈ; ઈર્ષા.
૨. સ્ત્રી. તોર; તરંગ.

**અઢૈંચ** સ્ત્રી. અદેખાઈ. જુઓ અઢેંચ.

**અઢોશ પઢોસ** ( અડ઼ોસ પડ઼ોસ ) [ સં. આવાસિન્ ( પાસે રહેનાર ) + પ્રતિવાસિન્ ( સામે રહેનાર ) ] પું. આસપાસનો વસવાટ; અડોશપડોશ.

**અઢોસ પઢોસ** ( અડ઼ોસ પડ઼ોસ ) [ સં. આવાસિન્ ( પાસે રહેનાર ) + પ્રતિવાસિન્ ( સામે રહેનાર ) ] પું. અડોશપડોશ.

**અઢ્ઢા** ૨. [ સં. અટ્ટાલ ( ઝરૂખો ) ] પું. ( હિંદી ) એક જ ધંધાનાં માણસ એકઠાં થાય તે જગ્યા; મથક.
૩. પું. જોડાની એડી.
૪. પું. ડાકઘર; ટપાલ ઓફિસ.
૫. પું. નક્કી કરેલું માપ.
૬. પું. પીંજરામાં પક્ષીને બેસવા માટે આડી નાખેલી લાકડા કે લોઢાની છડ.
૭. પું. પોલિસ ચોકી.
૮. પું. મજિયારા કૂવામાંથી એક કોસે પાણી પવાય તેટલો જમીનનો ભાગ.
૯. પું. વેશ્યાવાડો; ગણિકાઓનો લત્તો.

**અઢ્ઢીગાઈ** ન. એ નામનું ડોકનું એક ઘરેણું.

**અઢ્ઢેદાર** [ હિં. ] પું. અઢ્ઢાનો માલિક.

**અઢ્ઢો** ૧૫. [ સં. અર્ધ ( અરધું ) + સ્થ ( રહેલું ) ] પું. ( વહાણવટું ) એક બાજુથી બીજી બાજુ સુધી જડવામાં આવતાં જાડાં લાકડાં; આડાં.
૧૬. પું. ગામડામાં પોલીસની ચોકી.
૧૭. પું. ( લાક્ષણિક ) બીજા ઉપર અસર કરવાની શક્તિ.

**અઢ** [ હિં. ] સ્ત્રી. એક જાતની માછલી.

**અઢત** [ હિં. ] સ્ત્રી. આડત; માલિકની વતી કામ કરવું તે; 'એજન્સિ'.

**અઢલિક** વિ. ખૂબ; ઘણું; પુષ્કળ; અઢળક. ચાલુ વપરાશનો શબ્દ 'અઢળક' છે. 'અધિક' શબ્દમાં એ અઢળક વ અઢલિકનું મૂળ હોઈ શકે. અધિ શબ્દને 'ક' લાગવાથી 'અધિક' શબ્દ બને છે. તેમ 'અધિ' શબ્દથી સ્વાર્થિક એટલે પોતાપણું બતાવનાર 'લ' અને 'ક' એમ બન્ને લાગવાથી અઢલિક વા અઢળક બન્યું જણાય છે.

**અઢંઢ** વિ. ઘણું; ઝાઝું.

**અઢા** પું. નકામા છોડ; અઢકાયા.

**અઢાઈ** ૩. [ હિં. ] પું. અઢી શેરનું વજન કે માપ.
૪. વિ. વજનમાં અઢી શેર હોય એવું.

**અઢાના** [ હિં. ] પું. ( સંગીત ) છત્રીશ માંહેની રાત્રિના બીજા પહોરે ગવાતી એ નામની રાગણી.

**અઢારદંડી** ન. ( ડિંગળ ) ધનુષ.

**અઢાલ** [ હિં. ] પું. અમંગળ ચિહ્ન; ખરાબ શકુન.

**અઢીલુઢ્ઢું** વિ. ગઢ્ઢું; ગઢિયું.

**અણક** ૧૧. વિ. ( ડિંગળ ) ધિક્કારવા જેવું; કુત્સિત; નિંદિત.

**અણકસબીપણું** ન. અણઆવડપણું; આવડત ન હોવી તે.

**અણકિખ** પું. મ્લેચ્છ; યવન; આર્યોથી જુદા આચારવિચારવાળો માણસ.

**અણખપિયું** [ અણ ( નહિ ) + ખપ ( જરૂર ) ] વિ. ખપ વગરનું; નકામું.

**અણખાયું** [ અણ ( નહિ ) + ખાયું ( ખાવુંનું કૃદંત ) ] વિ. નહિ ખાધેલું.

**અણખીલું** [ અણખ ( ઇર્ષા ) ] વિ. ઇર્ષાળુ; અણખવાળું.

**અણખૂલ્યું** ૧. [ અણ ( નહિ ) + ખુલ્લું ( ઉઘાડું ) ] વિ. જેનું કારણ પ્રકટ એટલે ખુલ્લું ન હોય એવું.
૨. વિ. બંધ; ઉઘાડું નહિ એવું.

**અણગમ** વિ. નહિ ગમતું; નાપસંદ.

**અણગળ્યું** [ અણ ( નહિ ) + ગળ્યું ( ગળવુંનું કૃદંત ) ] વિ. ગાળ્યા વગરનું; અણગળ.

**અણગો** ૩. પું. રાંધ્યા વિનાનું અનાજ ખવાય એવું એક વ્રત. નાગરમાં નાગપાંચમનો અણગો થાય છે. આસિયામાં મરનારની પાછળ ક્રો આપે ત્યારે આગલા દિવસનું રાંધેલું ટાઢું ખાઈ સુદ આઠમનો અણગો કરવામાં આવે છે.

**અણચાલ** ૪. સ્ત્રી. અચાલ; ભારે અગલ; ભીડ.

**અણચિયું** વિ. ગૂઈ કરતું.

**અણછડ** ( અણછડ઼ ) [ અણ ( નહિ ) + છડવું ( ખાંડીને ફોતાં કાઢવાં ) ] વિ. નહિ છડેલું; છડ્યા વગરનું.

**અણછીપી** [ અણ ( નહિ ) + છીપવું ( શાંત થવું ) ] વિ. સ્ત્રી. શાંત નહિ થયેલ; અતૃપ્ત.

**અણતાગ** [ અણ ( નહિ ) + તાગ ( છેડો ) ] વિ. પાર વગરનું; અંત વિનાનું.

**અણતર્પાતું** [ અણ ( નહિ ) + તર્પાતું ( સંતોષાતું ) ] વિ. સંતોષ નહિ પામતું; ધરાણું ન હોય એવું.

**અણતોલ** ૪. વિ. અતુલ; તોળ્યા વગરનું.

**અણથક** [ અણ ( નહિ ) + થાક ( શ્રમ ) ] વિ. નહિ થાકેલું.

(ચરેલું)] વિ. (હિંદી) ઘણું જ; પુષ્કળ; બેહદ.

અતત્તાહી [સં. આતતાયિન્] વિ. બીજાની જમીન કે સ્ત્રી પચાવી પાડનાર; બીજાને બહુ નુકસાન કરનાર.

અતદ્વ્યાવૃત્તિ ૨. સ્ત્રી. અભેદ; જુદાઈ ન હોવાપણું.

અતનુઅરિ [સં. અ (નહિ) + તનુ (શરીર) + અરિ (શત્રુ)] પું. શિવ; શંકર, કેમકે તે કામદેવના શત્રુ મનાય છે.

અતપીડા (અતપીડ઼) સ્ત્રી. (ડિંગળ) ઘણી પીડા; બહુ દુઃખ.

અતફાલ [અ. તિફલ (બાળક)નું બહુવચન] ન. બ. વ. બાળકો; સંતતિ.

અતરસોં [સં. અતિ (હદબહાર) + પરશ્વસ (આવતો પરમ દિવસ)] અ. આવતા ચોથે દિવસે.

અતરાફ ૧.
૧. અતરાફ રવના = જકાતી માલને જકાતનાં નાકાંની હદ બહાર લઈ જવાનો પરવાનો.
૨. અતરાફે શહર=શહેરની ચારે બાજુના ભાગ; પરાં.

અતર્પિત [સં. અ (નહિ) + તૃપ્ (સંતોષ પામવું) + ઇત (વાળું)] વિ. સંતોષ નહિ પામેલું; અતૃપ્ત.

અતલડ (અતલઢ઼) [હિં.] ન. લાડીલું બાળક; ઓઢે ચડાવેલું છોકરું.

અતલબળ ૧. [સં. અ (નહિ) + તલ (તળિયું) + બલ (જોર)] વિ. ઘણા બળવાળું; બહુ જોરાવર.
૨. વિ. ભયંકર; બિહામણું.

અતલસ્પર્શ ૪. ન. પાણી.

અતલસ્પર્શી ૫. ન. જળ.

અતલસ્પૃશ ૧. [સં. અ (નહિ) + તલ (તળિયું) + સ્પૃશ્ (અડવું)] ન. પાણી; ઉદક.
૨. વિ. ઘણું ઊંડું; અગાધ.

અતલાગ ન. (ડિંગળ) યાદ કરવું તે.

અતલીબલ વિ. (ડિંગળ) અનુપમ બળવાળું.

અતવાર ૧. [અ. તોર (રીત)નું બહુવચન] પું. બ. વ. ચાલચલગત.
૨. પું. બ. વ. ધંધો.
૩. પું. બ. વ. રીતભાત.

અતશ [અ.] સ્ત્રી. તૃષા; તરસ.'

અતસા ૧. પું. વાયુ; હવા.
૨. ન. શણનું લૂગડું.

અતસીલતા [સં.] સ્ત્રી. પારદને બાંધવામાં વપરાતી એ નામની એક ઔષધિ; અળસી.

અતળબળ [સં. અ (નહિ) + તલ (તળિયું) + બલ (જોર)] વિ. બહુ બળવાળું. જુઓ અતલબલ.

અતંત [સં. અત્યંત] વિ. ઘણું; બહુ; પુષ્કળ.

અતંત્રતા [સં. અ (નહિ) + તંત્ર (વ્યવસ્થા) + તા (પણું)] સ્ત્રી. ગેરવ્યવસ્થા. જુઓ અતંત્રપણું.

અતંત્રી [સં. અ (નહિ) + તંત્ર (તાર) + ઇન (વાળું)] વિ. તાર વિનાનું; દોરડા વગરનું; 'વાયરલેસ'.

અતંદ્ર ૩. વિ. ન થાકેલું.

અતંદ્રિક ૧. [સં. અ (નહિ) + તંદ્રા (આળસ) + ઇક (વાળું)] વિ. આળસ વિનાનું.
૨. વિ. વિકલ; બેચેન; વ્યાકુલ.

અતંદ્રિત ૩. પું. શિવ; શંકર; મહાદેવ, કેમકે તેમને આળસ હોતી નથી.

અતંદ્રિલ [સં. અ (નહિ) + તંદ્રિલ (આળસુ)] વિ. જાગૃત; સાવધાન.

અતઃઓણિગાશિરા સ્ત્રી. પેટના ભાગમાં આવેલી નસ.

અતા ૧.—
૧. અતાયે તમગા = ચાંદની બક્ષિશ.
૨. અતા યે ખિદમત = જગ્યા કે નિમણૂક આપવી તે.
૨. [ફા.] પું. એક જાતનું ફળ; સીતાફળ.
૩. પું. પિતા; બાપ.

અતાઈ ૫. પું. અભણ પણ બાહોશ માણસ.
૬. પું. મફત ગાનાર અને નાચનાર માણસ.

અતાગી ૧. [અ (નહિ) + તાગ (છેડો)] વિ. અંત વિનાનું; અથાગ.
૨. વિ. ઘણું ઊંડું; તળિયું ન જણાય એવું; તાગ ન આવે એવું.

અતાનામા [અ. અતા (બક્ષિશ) + નામા (પત્ર)] ન. બક્ષિશપત્ર.

અતાપિક જુઓ આતાવિક.

અતાબક ૧. [ફા.] પું. એ નામનો એક વંશ. તેણે ઈરાનમાં સને ૧૧૪૮ થી ૧૨૬૪ સુધી રાજ્ય કર્યું. ફારસી કવિ સાદીએ પોતાનું ગુલિસ્તાન નામનું પુસ્તક આ વંશના એક રાજાને અર્પણ કર્યું હતું.

૨. પું. શિક્ષક; ગુરુ; મહેતાજી.

અતાબખ્શ [અ. અતા (બક્ષિશ) + બખ્શ (આપનાર)] વિ. સખી દિલનું; દાનવીર.

અતારા ન. ભારતવર્ષનું એ નામનું એક તીર્થસ્થાન.

અતારિદ [અ.] પું. (જ્યોતિષ) બુધ નામનો સૂર્ય આસપાસ ફરતો ગ્રહ.

અતારૂ વિ. (ડિંગળ) તરવાનું નહિ જાણનાર.

અતાવિક વિ. ગરમી ન આપે કે ન ગ્રહણ કરે એવું; 'એડિઆબેટિક'.

અતિઅમ્લતા [સં. અતિ (ઘણું) + અમ્લ (ખાટું) + તા (પણું)] સ્ત્રી. ઘણી ખટાશ.

અતિઅશ્રુસ્રાવ [સં. અતિ (ઘણું) + અશ્રુ (આંસુ) + સ્રાવ (વહેવું તે)] પું. વધારે પડતાં આંસુ સારવાં તે.

અતિઉદ્ભાવનશક્તિ [સં. અતિ (ઘણું) + ઉદ્ભાવન (પેદાશ) + શક્તિ (બળ)] સ્ત્રી. ઉપરાઉપર ગર્ભ ધારણ કરવો તે; 'પોલિસાઇઈસિસ'.

અતિકંપ ૧. પું. કંપકંપી; સખ્ત ધ્રુજારી.
૨. [સં. અતિ (ઘણું) + કંપ (ધ્રુજ)] પું. વધારે કંપવું તે; વિશેષ ધ્રુજારી.

અતિકેશર [સં.] પું. એ નામનું એક ઝાડ; કુંજડો. જુઓ અતિકેસર.

અતિક્રમ ૭. પું. (જૈન) લીધેલ વ્રત કે પ્રતિજ્ઞાને ભાંગવાની ઇચ્છા કરવી તે.

અતિક્ષિપ્તસંધિ [સં. અતિ (હદ બહાર) + ક્ષિપ્ત (ફેંકેલ) + સંધિ (સાંધો)] સ્ત્રી. સાંધામાંથી હાડકું ખડી જવું તે.

અતિગત ૨. વિ. મરણ પછી ફરી એની એ જ યોનિમાં જન્મ લેતું.

અતિગતિ ૨. ક્રિ. ઘણું જ.

અતિગા [સં. અતિ (સૌથી સારું) + ગો (ગાય)] સ્ત્રી. સૌથી સારી જાતની ગણાતી ગાય.

અતિઘર્મસ્રાવ [સં. અતિ (ઘણું) + ઘર્મ (પરસેવો) + સ્રાવ (વહેવું તે)] પું. વધુ પડતો પરસેવો નીકળવો તે; 'હાયપરહિડ્રોસિસ'.

અતિચરણા ૪. [સં. અતિ (વધારે) + ચરણ (સંભોગ) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. ઘણું મૈથુન કરવાથી સોજી આવે એવી યોનિ.

અતિચાર ૭. પું. તમાશબીની એટલે રંડીબાજીનો અપરાધ; નાગરંગના સમાજોમાં બહુ ભળવાનો ગુનો. ચંદ્રગુપ્તના વખતમાં જે રસિક

કે રંગીલાઓ વારંવાર મના કર્યા છતાં પણ નાચરંગના સમાજમાં એકત્ર થતા તેનો ત્રણ પણ, અને રાતના એવો ગુનો કરનારનો એથી વધારે દંડ કરવામાં આવતો.

**અતિચાહ** વિ. ( ડિંગળ ) ઉત્કંઠિત; આતુર.

**અતિજગર** ૧. ન. એક જાતનું કાળા રંગનું પક્ષી.

૨. [ સં. અતિ ( વધારે ) + જાગૃ ( જાગતા રહેવું ) ] વિ. ચિંતાતુર; વ્યાકુળ.

**અતિજીર્ણ** [ સં. અતિ ( બહુ ) + જીર્ણ ( ઘસાઈ ગયેલું ) ] વિ. ઘણું જૂનું.

**અતિજોગ** [ સં. અતિ ( ઘણું ) + યોગ્ય ( ઘટતું ) ] વિ. ઘણું લાયક.

**અતિજ્ઞાન** ૧. [ સં. અતિ ( ઘણું ) + જ્ઞાન ] ન. ઘણું જ્ઞાન.

૨. ન. વધારે પડતું ડહાપણ.

**અતિતૃપ્તિ** [ સં. અતિ ( ઘણું ) + તૃપ્તિ ( સંતોષ ) ] સ્ત્રી. સંતૃપ્તિની હદ વટાવી જનારી અવસ્થા; બેહદ તૃપ્તિ; એક ચીજે બીજી વસ્તુને પોતાની અંદર વધારે પડતી સમાવવી તે; 'સુપર-સેચુરેશન'.

**અતિથિ** ૧૧. પું. શિવનું એક નામ, કેમકે પાર્વતીની પરીક્ષા માટે તેઓ અતિથિરૂપે ગયા હતા.

૧૨. વિ. આવી ચડેલ; આગંતુક; હમેશનું નહિ એવું; અસમવાયી.

**અતિથિખંડ** [ સં. અતિથિ ( પરોણો ) + ખંડ ( ભાગ ) ] પું. મહેમાનોને સૂવા બેસવાનો ઓરડો; દિવાનખાનું.

**અતિથિગૃહ** ૪. ન. ગામના પરોણાઓને જમવાનું આપવામાં આવે તે ઠેકાણું; 'ટાઉન-હાઉસ'.

**અતિથિપણું** [ અતિથિ ( મહેમાન ) + પણું ] ન. પરોણો હોવું તે; મહેમાન હોવાપણું.

**અતિદાન** ૨. ન. ઉદારતા; સખી દિલનું હોવા-પણું.

**અતિદાબ બેટરી** સ્ત્રી. ઉદ્દામ બેટરી; મોટા પ્રમાણમાં વીજળિક પ્રવાહ આપનાર બેટરી; 'હાઈ ટેન્શન બેટરી'.

**અતિદીપ્ત** [ સં. અતિ ( ઘણું ) + દીપ્ત ( તેજસ્વી ) ] પું. શિવનું એક નામ, કેમકે તેમનો દેખાવ તેજસ્વી છે.

**અતિદીપ્તિ** [ સં. અતિ ( ઘણું ) + દીપ્તિ ( તેજ ) ] સ્ત્રી. ધોળી તુલસી.

**અતિદુષ્કર** [ સં. અતિ ( ઘણું ) + દુષ્કર ( અઘરું ) ] વિ. ઘણું અઘરું.

**અતિદૂર** [ સં. અતિ ( ઘણું ) + દૂર ( છેટું ) ] ન. ઘણું છેટું.

**અતિદોષ** [ સં. અતિ ( ઘણું ) + દોષ ( પાપ ) ] પું. મોટું પાપ.

**અતિધૂમ્ર** પું. શિવ; શંકર; મહાદેવ.

**અતિનિદ્ર** ૨. [ સં. અતિ ( પેલી પાર ) + નિદ્રા ( ઊંઘ ) ] વિ. ઊંઘ વગરનું; નિદ્રા ન આવતી હોય એવું.

**અતિનિદ્રા** [ સં. અતિ ( ઘણું ) + નિદ્રા ( ઊંઘ ) ] સ્ત્રી. વધારે પડતી ઊંઘ.

**અતિપતાકા** [ સં. અતિ ( ઘણું ) + પતાકા ( ધજા ) ] સ્ત્રી. ધજા ઉપર ધજા.

**અતિપંચા** [ સં. અતિ ( વધારે ) + પઞ્ચન્ ( પાંચ ) ] સ્ત્રી. પાંચ વર્ષ ઉપરની કન્યા.

**અતિપાત** ૧૦. પું. ઊંચે ઊડવું તે.

**અતિપાતી** ૪. વિ. ઊંચે ઊડનાર.

૫. [ સં. અતિ ( ઘણું ) + પાત ( પાપ ) + ઈન્ ( વાળું ) ] વિ. હિંસા કરનાર; ઘાતકી.

**અતિપાન** ૨. [ સં. અતિ ( હદ બહાર ) + પાન ( પીવું તે ) ] પું. દારૂડિયો.

૩. ન. વધારે પડતો દારૂ પીવો તે.

**અતિપૂજા** [ સં. અતિ ( ઘણું ) + પૂજા ] સ્ત્રી. હદ ઉપરાંત માન આપવું તે.

**અતિપ્રમાદ** ૧. [ સં. અતિ ( ઘણું ) + પ્રમાદ ( આળસાઈ ) ] પું. એદીપણું.

૨. [ સં. અતિ ( ઘણું ) + પ્રમાદ ( ભૂલ ) ] પું. મોટી ભૂલ.

**અતિપ્રવાહ** [ સં. અતિ ( વધારે ) + પ્રવાહ ( વહેવું તે ) ] પું. ઉછાળો; ઉભરાવું તે.

**અતિપ્રસંગ** ૭. પું. અતિશય ઉદ્ધતાઈ.

૮. પું. અત્યંત આસક્તિ.

**અતિબરસણ** ૧. ન. ( ડિંગળ ) અતિવૃષ્ટિ; અત્યંત વરસાદ.

૨. ન. મેઘમાલા; વાદળાંની ઘટા.

**અતિબળ** ૨. પું. ( પુરાણ ) ભગવાન નારાયણે ઉત્પન્ન કરેલ વિરજા નામના માનસિક તૈજસ પુત્રના દીકરા કીર્તિમાનના પૌત્ર અનંગનો દીકરો. તે મહાબળવાન અને નિતિમાન હતો. તેને સુનીથી નામની સ્ત્રીથી વેન રાજા જન્મ્યો.

**અતિભવ** [ સં. અતિ ( ઘણું ) + ભવ્ ( હોવું ) ] પું. વેદમાં વપરાયેલું રુદ્રનું એક નામ.

**અતિભંગ** પું. ( શિલ્પ ) મૂર્તિની વક્ર સ્વરૂપે ઊભી રહેવાની સ્થિતિ. સમભંગ, આભંગ, અતિભંગ અને ત્રિભંગ એમ મૂર્તિની ઊભી રહેવાની ચાર સ્થિતિ છે.

**અતિભાર** [ સં. અતિ ( ઘણું ) + ભાર ( બોજો ) ] પું. વધારે પડતો બોજો.

**અતિભાષિણી** [ સં. અતિ ( વધારે ) + ભાષ્ ( બોલવું ) + ઇન્ ( વાળું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. બહુ બોલનારી; બોલકી; વાતુડી; વાવળી.

**અતિભીષણ** ૨. પું. પુરુષોત્તમનું એક નામ. શત્રુનો નાશ કરતી વખતે તેમનું સ્વરૂપ ભયંકર છે.

**અતિભુજ** [ સં. અતિ ( પેલી પાર ) + ભુજ ( ત્રિકોણની બાજુ ) ] પું. ( ગણિત ) કર્ણ; કાટખૂણ ત્રિકોણની કાટખૂણા સામેની બાજુ.

**અતિમૂત્રસ્રાવ** [ સં. અતિ ( ઘણું ) + મૂત્ર ( પેશાબ ) + સ્રાવ ( વહેવું તે ) ] પું. સાધારણ રીતે થાય તેથી વિશેષ પેશાબ થવો તે. મધુ-મેહ અને ગુર્દાની બીમારીથી મૂત્રસ્રાવ વધે છે. તાવ પછી પણ થોડો વખત અધિક પેશાબ આવે છે.

**અતિમૂર્તિ** [ સં. અતિ ( વધારે ) + મૂર્તિ ( આકૃતિ ) ] પું. એ નામનો જૂના વખતમાં કરવામાં આવતો એક યજ્ઞ, કેમકે આ યજ્ઞમાં ઘણા દેવોની સ્થાપના કરાય છે.

**અતિમૈત્ર્ય** સ્ત્રી. ( જ્યોતિષ ) એ નામની એક તારા. જુઓ તારા. જન્મ નક્ષત્રથી દિન નક્ષત્ર સુધી ગણી તેને નવે ભાગતાં જે શેષ રહે તેને તારા કહે છે.

**અતિમૈથુન** [ સં. અતિ ( વધારે ) + મૈથુન ( સંભોગ ) ] પું. વિશેષ સંભોગ કરવાપણું; અતિસંગ.

**અતિયાત** [ સં. અતિ ( બીજી પાર ) + યાત ( ગયેલું ) ] વિ. ઉપડી ચૂકેલું; રવાના થઈ ગયેલું.

**અતિરજ** [ સં. અતિ ( ઘણું ) + રજસ ( રક્તસ્રાવ ) ] ન. રક્તપ્રદર; વધુ પ્રમાણમાં અથવા લાંબા વખત સુધી રક્તસ્રાવ થવાનો સ્ત્રીનો રોગ.

**અતિરજઃસ્રાવ** [ સં. અતિ ( વધારે ) + રજસ ( અટકાવ ) + સ્રાવ ( વહેવું તે ) ] પું. માસિક ધર્મ વખતે વધારે લોહી વહે એવો સ્ત્રીનો રોગ; મેનોરેજિયા.

**અતિરાત્ર** ૨.—આ યજ્ઞ બ્રહ્માએ પોતાના પશ્ચિમ મુખથી ઉત્પન્ન કર્યો હોવાનું ભાગવત જણાવે છે.

૫. સ્ત્રી. અધિક તિથિ; દિવસની વૃદ્ધિ; હિંદુ માસમાં વધારાનો દિવસ.

**અતિરિક્ત** ૯. વિ. પ્રમાણ કરતાં વધારે; અધિક.

૧૦. વિ. સહાયક; મદદગાર; સહકારી.

**અતિરિક્તધ્વનિ** [સં. અતિરિક્ત ( વધારે ) + ધ્વનિ ( અવાજ )] પું. બેવડાતો અવાજ.

**અતિરિક્તપત્ર** ૧. [ સં. અતિ ( વધારે ) + રિક્ત ( અલગ ) + પત્ર] પું. છાપાનો વધારો.

૨. પું. વિશેષ પત્ર.

**અતિરિક્તભોજન** [ સં. અતિરિક્ત ( હદ કરતાં વધારે ) + ભોજન ( ખોરાક )] ન. વધારે પડતો ખોરાક આપવો તે; જોઈએ તે કરતાં અધિક અપાતું પોષણ.

**અતિરિક્તમત** [ સં. અતિ ( વધારે ) + રિક્ત ( જુદું ) + મત ( અભિપ્રાય )] પું. નિર્ણાયક અભિપ્રાય; સભામાં બે પક્ષના મત સરખા થતાં સભાપતિ પોતાનો અભિપ્રાય આપી જે પક્ષને જીતાડે તે મત; 'કાસ્ટિંગ વોટ'.

**અતિરિક્ત મૂલ્ય** [ સં. અતિરિક્ત ( બહુ ) + મૂલ્ય ( કીમત )] ન. અંકિત કીમત કરતાં બજારભાવ વધારે હોવો તે; મૂળ કીમત કરતાં વધારે કીમત; 'અબવ પાર'.

**અતિરિક્તલાભ** [ સં. અતિ ( વધારે ) + રિક્ત ( જુદું ) + લાભ ( ફાયદો )] પું. બક્ષિશ; પુરસ્કાર; પેઢીના ભાગીદારોને સાધારણ નફા ઉપરાંત મળતી રકમ; પાઘડી; 'બોનસ'.

**અતિરિક્તશ્રોણિવંક્ષણિકા** [ સં. અતિરિક્ત ( જુદું ) + શ્રોણિવંક્ષણિકા ( એક ધમની )] સ્ત્રી. શ્રોણિગવાક્ષિણી નામના સ્નાયુ પાસેની એ નામની ધોરી નસ; 'એક્સેસરિ ઑબ્ટ્યુરેટર'.

**અતિરોમશ** ૪. પું. મેષ; ઘેટો.

**અતિલોમશ** ૪. પું. મેંઢો; ઘેટો.

**અતિવર્ષા** [ સં. અતિ ( ઘણું ) + વર્ષા ( વરસાદ )] સ્ત્રી. જોરનો વરસાદ; ધોધમાર વરસાદ; અતિવૃષ્ટિ.

**અતિવાત** ૬. પું. ( જ્યોતિષ ) તારાપુંજ એટલે તારાઓનાં ઝુમખાંના સાત સમૂહમાંનો એ નામનો એક.

**અતિવિદ્ધ** [ સં. અતિ ( વધારે ) + વિદ્ધ ( વીંધાયેલ )] પું. જાંઘમાં આકરું દુ:ખ થવાનો રોગ.

**અતિવિરેચક** [ સં. અતિ ( ઘણું ) + વિ ( વધારે ) + રેચ ( જુલાબ ) + ક ( વાળું )] ન. સખત રેચ લાગવો તે; અન્નપ્રણાલીનું વિશેષ વખત સાફ થવાપણું; 'હાઇપર કથાર્સિસ'.

**અતિવિશ્વાસ** [ સં. અતિ ( હદ બહાર ) + વિશ્વાસ ( શ્રદ્ધા )] પું. વધારે પડતી શ્રદ્ધા; અંધશ્રદ્ધા; અતિશ્રદ્ધા.

**અતિવીર્યસ્રાવ** [ સં. અતિ ( ઘણું ) + વીર્ય ( શુક્ર ) + સ્રાવ ( ઝરવું તે )] પું. સંભોગ કર્યા વગર ધાત જવાનો રોગ.

**અતિવૃદ્ધ** ૪. પું. શિવનું એક નામ.

**અતિવૃંહણ** [ સં. અતિ ( હદ બહાર ) + વૃંહણ ( પોષણ )] વિ. વધારે ખાવાથી થતો ચરબીનો વધારો.

**અતિવેદના** [ સં. અતિ ( વધારે ) + વેદના ( પીડા )] સ્ત્રી. દરદની પીડા વિશેષ પડતી થવાની લાગણી; 'હાઇપરએલ્જીઅ'.

**અતિવ્યયકર્મ** [ સં. અતિ ( ઘણું ) + વ્યય ( ખર્ચ ) + કર્મન્ ( કામ )] ન. નકામો ખર્ચ થાય એવું કામ.

**અતિવ્યાપ્તિ** ૪. સ્ત્રી. મર્યાદાનું ઉલ્લંઘન; હદ ઓળંગવાપણું.

**અતિશ** ૨. વિ. તરસ્યું; તરસ લાગી હોય એવું.

**અતિશક્ત** [ સં. અતિ ( બહુ ) + શક્ત ( જોરવાળું )] વિ. ઘણું બળવાન.

**અતિશક્તતા** ૧. [ સં. અતિ ( બહુ ) + શક્ત ( જોરવાળું ) + તા ( નામ બનાવનાર પ્રત્યય )] સ્ત્રી. ઘણું બળ હોવું તે; બહુ જોર હોવાપણું.

૨. સ્ત્રી. બહાદુરી; પરાક્રમ.

**અતિશયોક્ત** [ સં. અતિશય ( વધારે ) + ઉક્ત ( બોલેલું )] વિ. વધારીને બોલેલું.

**અતિશીત** [ સં. અતિ ( બહુ ) + શીત ( ઠંડું )] વિ. ઘણું ઠંડું; બહુ ટાઢું.

**અતિશીતલીકૃત** [ સં. ·અતિ ( ઘણું ) + શીતલ ( ઠંડું ) + કૃત ( કરેલું )] વિ. હદથી વધારે ઠંડું.

**અતિશોષ** [ સં. આત ( ઘણું ) + શોષ ( સુકાવું તે )] પું. ક્ષયરોગ, કેમકે તેમાં શરીર તદ્દન ઘસાઈ જાય છે.

**અતિશ્રદ્ધા** [ સં. અતિ ( હદ ઉપરાંત ) + શ્રદ્ધા ( આસ્થા )] સ્ત્રી. ધાર્મિક ઘેલછા.

**અતિસ** [ સં. અતિ ( ઘણું ) + વિષ ( ઝેર )] ન. એ નામની એક કડવી વનસ્પતિ; અતિવિષ. તે હિમાલયના નીચલા ભાગ, મર્રીલ, ચંબા, કુલુ અને કાશ્મીરમાં થાય છે.

**અતિસર્ગ** ૬. [ સં. અતિ ( ઘણું ) + સર્ગ ( સંમતિ )] પું. અનુગ્રહ; કૃપા.

**અતિસંચય** [ સં. અતિ ( ઘણું ) + સંચય ( ભેગું કરવું તે )] પું. ઘણું એકઠું કરવું તે; મોટો સંગ્રહ.

**અતિસંધિ** ૧. [ સં. અતિ ( ઘણું ) + સંધિ ( મૈત્રી )] સ્ત્રી. એક મિત્રની મદદથી બીજો મિત્ર કે મદદગાર મળવો તે.

૨. સ્ત્રી. શક્તિથી વધારે મદદ આપવાની શરત.

**અતિસારકી** [ સં. અતિ ( ઘણું ) + સુ ( સરવું )] વિ. ઝાડા ઘણા થતા હોય એવું; ઝાડાના રોગવાળું.

**અતિસારી** [ સં. અતિસાર ( ઝાડાનો રોગ ) + ઇન્ ( વાળું )] વિ. ઝાડાના દરદવાળું; અતિ-સારનો રોગી.

**અતિસૂક્ષ્મ** ૨. પું. નાદના પાંચ પ્રકારમાંનો એ નામનો એક. તે નાભિમાંથી ઉત્પન્ન થાય છે.

**અતિસૂક્ષ્મ ઉદ્‌ભિજ્જંતુ** [ સં. અતિ ( ઘણું ) + સૂક્ષ્મ ( બારીક ) + ઉદ્‌ભિજ્ ( જમીનમાંથી પેદા થનાર ) + જંતુ ( જીવડું )] ન. જમીન-માંથી પેદા થતું ઘણું ઝીણું જીવડું; 'બૅક્ટીરિયા'

**અતિસૂક્ષ્મજીવાણુ** [ સં. અતિ ( ઘણું ) + સૂક્ષ્મ ( નાનું ) + જીવાણુ ( નાનો જંતુ )] પું. ઘણાં બારીક જીવડાંનો વર્ગ; સૂક્ષ્મદર્શક-યંત્રથી જ દેખાય એવાં જીવડાં; 'માઇક્રો-ઓર્ગ-નિઝમ'.

**અતિસૂક્ષ્મદર્શકયંત્ર** [ સં. અતિ ( ઘણું ) + સૂક્ષ્મ ( ઝીણું ) + દર્શક ( બતાવનાર ) + યંત્ર ( સાધન )] ન. અત્યંત સૂક્ષ્મ ચીજ જોવાનું સાધન; 'અલ્ટ્રા માઇક્રોસ્કોપ'.

**અતિસૂર્યપ્રકાશજન્ય રોગ** [ સં. અતિ ( વધારે પડતું ) + સૂર્ય ( સૂરજ ) + પ્રકાશ ( તેજ ) + જન્ય ( ઊપજતું ) + રોગ ( વ્યાધિ )] પું. સૂર્યના તડકામાં લાંબો વખત રહેવાથી થતો રોગ; 'ફોટોનોસસ'.

**અતિસ્થિત** [સં. અતિ ( પેલી પાર ) + સ્થિત ( આવેલું )] વિ. ઉલ્લંઘન કરેલું.

**અતિસ્થૌલ્ય** [ સં. અતિ ( ઘણું ) + સ્થૌલ્ય ( જાડાપણું )] ન. શરીર ઘણું જાડું થઈ જવાનો રોગ.

**અતિસ્રાવ** [ સં. અતિ ( ઘણું ) + સ્રાવ ( વહેવું તે )] પું. જેમાં પુષ્કળ પરસેવો આવે એવો રોગ.

**અતિસ્વાર્થ** પું. ( સંગીત ) સામવેદમાં જણા-વેલા સાત સ્વરમાંનો છેલ્લો સ્વર. ગાંધર્વ વેદમાં જણાવેલા ષડ્જ, ઋષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત અને નિષાદ એ સાત

સ્વરને સામવેદમાં ક્રુષ્ટ, પ્રથમ, દ્વિતીય, તૃતીય, ચતુર્થ, મંદ અને અતિસ્વાર્થ કહેવામાં આવ્યા છે.

**અતિસ્વેદ** [ સં. અતિ ( ઘણું ) + સ્વેદ ( પરસેવો ) ] પું. વધારે પ્રમાણમાં પરસેવો આવવો તે.

**અતિસ્વેદસ્રાવ** [ સં. અતિ ( ઘણું ) + સ્વેદ ( પરસેવો ) + સ્રાવ ( વહેવું તે ) ] પું. વધુ પડતો પરસેવો આવવો તે.

**અતિહસ** [ સં. અતિ ( ઘણું ) + હસ ( હસવું ) ] ન. ઘણું હસવું તે; અટ્ટહાસ્ય.

**અતીત** ૧૧. પું. બાસઠ તેજસ્તત્ત્વ દેવતામાંનો એ નામનો એક. જુઓ તેજસ્તત્ત્વ દેવતા.

**અતીતગ્રહ** ન. ( સંગીત ) હાથના ઠોકાથી પ્રથમ તાલ આપ્યા પછી તરત જ કરાતું ઉચ્ચારણ.

**અતીતદર્શી** [ સં. અતીત ( ભૂતકાળ ) + દર્શિન્ ( જોનાર ) ] વિ. ( જૈન ) કેવળજ્ઞાની; સર્વજ્ઞ.

**અતીયા** [ અ. ] પું. બક્ષિસ.

૧. અતીયા યે અરાઝી = જમીનની બક્ષિસ.
૨. અતીયા યે ઇમદાદી = રાજની મદદ.
૩. અતીયા યે દાર = બક્ષિસ ધરાવનાર.
૪. અતીયા યે મઝહબી = ધાર્મિક બક્ષિસ.
૫. અતીયા યે શાહી-સુલતાની = બાદશાહી બક્ષિસ.
૬. અતીયા યે સરકાર = સરકારી બક્ષિસ.

**અતીવર** [સં. અ (નહિ) + તીવ્ર (તીક્ષ્ણ)] વિ. બૂઠું.

**અતીશ** ૪. પું. ( બૌદ્ધ ) વિક્રમશીલા વિદ્યાપીઠનો ઈ. સ. ૧૦૦૦ની આશરે થઈ ગયેલો એ નામનો એક વિદ્વાન. તેણે તંત્ર ઉપર ઘણાં પુસ્તક લખ્યાં છે. તિબેટના રાજકર્તાના આમંત્રણથી તે તિબેટ ગયેલો, જ્યાં તે સૌથી વધારે વિદ્વાન પુરુષ લેખાતો.

**અતીંદ્રિય** ૬. વિ. પગ મૂકવો ગમે નહિ અથવા પગ મૂકી શકાય નહિ એવું; અગોચર.

**અતીંદ્રિયોમહાભાગ** [ સં. અતીંદ્રિય ( અગોચર ) + મહત્ ( મોટું ) + ભાગ ( બહુમાન ) ] પું. શિવનું એક નામ. તે ઇંદ્રિયોનો વિષય નથી, અને તે અગાધ માયાશક્તિ ધરાવતા મનાય છે.

**અતુકાન્તમુક્તગીત** [ અ ( નહિ ) + તુક ( કવિતાની કડી ) + અન્ત ( છેડો ) + મુક્ત ( વિનાનું ) + ગીત ] ન. પ્રાસ વિનાનું ગીત; 'બ્લેંક વર્સ.' જેમકે,

હે દેવ! તમ દેહમાં દેવ સર્વે,
ને પેખું નાના વિધ ભૂતસંઘ;
પદ્માસને રાજિત ઈશ બ્રહ્મા,
સૌ યે ઋષિ, ને સહુ દિવ્ય સર્પો.

**અતુલ** ૮. પું. એ નામની એક વનસ્પતિ; તિલપુષ્પી. તેનાં ફૂલ તલનાં ફૂલ જેવાં, સુગંધીવાળાં અને ફળ પીપળની પેપડી જેવાં મધુર હોય છે.

૯. પું. કફ; શ્લેષ્મ; બલગમ.

૧૦. [ સં. અ ( નહિ ) + તુલ્ ( તોળવું ) ] વિ. તોળ્યા વગરનું; નહિ જોખેલું.

**અતુલ્ય** ૪. પું. શિવનું એક નામ, કારણકે તેઓ અનુપમ હોઈ તેમની તુલના કોઈની સાથે થઈ શકતી નથી.

**અતુષારકર** [ સં. અતુષાર ( ગરમ ) + કર ( કિરણ ) ] પું. સૂર્ય.

**અતૃણ** [ સં. અ ( નહિ ) + તૃણ ( ઘાસ ) ] ન. ખડ વિનાની જગ્યા.

**અતૃપ્તક્ષુધા** [ સં. અ ( નહિ ) + તૃપ્ત ( ધરાયેલ ) + ક્ષુધા ( ભૂખ ) ] સ્ત્રી. ગમે તેટલું ખાવા છતાં પણ ધરપત ન થાય એવો રોગ.

**અતેજબિંદુ** [ સં. અ ( નહિ ) + તેજસ્ ( પ્રકાશ ) + બિંદુ ] ન. અક્ષિપટલ એટલે આંખના પડદામાં આવેલું પ્રકાશ નહિ ઝીલનાર બિંદુ.

**અતૈરી** [ સં. અ (વધારે) + તિર્યચ્ ( આડું ) ] સ્ત્રી. બેઅદબી; અવિવેક.

તે પાટણમાં પોસાળો સવા હજાર જતિની હતી. ત્યારે તે રાજા કુમારપાળે અતૈરી એટલે બેઅદબી કરવા માંડી. ગુજરાતના ઐતિહાસિક પ્રસંગો

**અતોલ** ૪. વિ. જોખ્યા વગરનું; વજન કર્યા વિનાનું.

**અત્તર** ૪. [ સં. ઉત્તર ] સ્ત્રી. ઉત્તર દિશા.

**અત્તાબાજ** ન. એ નામનું એક જાતનું ઝાડ.

**અત્તાર** ૪. પું. એક પ્રખ્યાત ફારસી કવિ.

**અત્તારી** ૨. સ્ત્રી. અત્તરિયાનો ધંધો.

**અત્તાહ બુર** ન. ભેજવાળી જગ્યામાં ઊગતું વડના ઝાડને મળતું રબ્બરની જાતનું ઝાડ.

**અત્ફ** ૧. [ અ. ] પું. ( વ્યાકરણ ) ઉભયાન્વયી અવ્યય.

૧. અત્ફ માતૂફ = 'અને'થી જોડાયેલ શબ્દો અને વાક્યો.
૨. હર્ફે અત્ફ = અને.

૨. પું. કૃપા; મહેરબાની.

૩. પું. જોડાણ.

૪. પું. દયા.

**અત્યધિકપિત્તનિસ્સરણ** [ સં. અતિ ( ઘણું ) + અધિક ( વધારે ) + પિત્ત (કલેજામાં પેદા થતો ખોરાક પચાવનાર રસ ) + નિઃસરણ ( નીકળવું તે ) ] ન. પિત્ત વધારે પડતું નીકળવું તે.

**અત્યધિકપોષણ** [ સં. અતિ ( ઘણું ) + અધિક ( વધારે ) + પોષણ ( પોષવું તે ) ] ન. વધારે અપાતું પોષણ.

**અત્યધિકમૂત્રસ્રાવ** [ સં. અતિ ( ઘણું ) + અધિક ( વધારે ) + મૂત્ર ( પેશાબ ) + સ્રાવ ( વહેવું તે ) ] પું. આવવો જોઈએ તેથી ઘણો વધારે પેશાબ આવવો તે; 'હાઇપરયુરીસિસ'.

**અત્યધિકરક્તસંચય** [ સં. અતિ ( ઘણું ) + અધિક ( વધારે ) + રક્ત ( લોહી ) + સંચય ( જમાવ ) ] પું. શરીરના કોઈ ભાગમાં લોહીનો વધારે પડતો જમાવ; 'હાઇપરઇમિઆ'.

**અત્યધિકરક્તસ્રાવ** ૧. [સં. અતિ ( ઘણું ) + અધિક ( વધારે ) + રક્ત ( લોહી ) + સ્રાવ ( વહેવું તે ) ] પું. અટકાવ વખતે સ્ત્રીને વધુ પ્રમાણમાં કે લાંબો વખત લોહી પડવાનો રોગ.

૨. પું. રોગને લીધે શરીરના કોઈ ભાગમાંથી લોહી ભળેલો કોઈ પ્રવાહી પદાર્થ ઘણો વહેવો તે.

**અત્યધિકલાલાસ્રાવ** [ સં. અતિ ( ઘણું ) + અધિક ( વધારે ) + લાલા ( લાળ ) + સ્રાવ ( વહેવું તે ) ] પું. મોઢામાં ખૂબ પાણી અને લાળ આવવાં તે.

**અત્યધિકસંગીતપ્રેમ** [ સં. અતિ ( ઘણું ) + અધિક ( વધારે ) + સંગીત ( ગાયનકળા ) + પ્રેમન્ ( હેત ) ] પું. સંગીતનો હદ ઉપરાંત શોખ; સંગીત પાછળ ઘેલછા; 'મેલોમેનિઆ'.

**અત્યધિકસ્નાયુશક્તિ** [ સં. અતિ ( ઘણું ) + અધિક ( વધારે ) + સ્નાયુ ( માંસના રેસા ) + શક્તિ ( બળ ) ] સ્ત્રી. અવયવો હલાવનાર માંસના રેસાનું ઘણું વધારે બળ.

**અત્યધિકસ્પર્શાનુભવશક્તિ** [ સં. અતિ ( ઘણું ) + અધિક ( વધારે ) + સ્પર્શ ( અડવું તે ) + અનુભવ ( જ્ઞાન ) + શક્તિ ( બળ ) ] સ્ત્રી. અડવાની લાગણી વધારે સતેજ થવી તે.

**અત્યમ્લ** ૩. પું. કોકમનું ઝાડ; વૃક્ષામ્લ.

૪. પું. બિજોરૂં લીંબુ.

**અત્યય** ૧૫. પું. અપરાધીએ નાણું આપવું પડે એવો જૂના વખતનો એક જાતનો દંડ; અર્થદંડ.

**અત્યશાલ** [ સં. અતિ ( ઘણું ) + અશાલ ( ગાંડો હાથી ) ] પું. મદમસ્ત હાથી.

**અત્યલ્પીયકલન** [ સં. અતિ ( ઘણું ) + અલ્પ ( નાનું ) + ઈય ( લગતું ) + કલન ( ગણતરી ) ] ન. ( ગણિત ) ઘણી નાની રાશિઓનું ગણિત; અલ્પાલ્પકલન; 'ઇન્ફિનિ-ટેસિમલ કેલ્ક્યૂલસ.'

**અત્યંતતિરસ્કૃતવાચ્ય** [ સં. અત્યંત ( ઘણું ) + તિરસ્કૃત ( ઢાંકેલ ) + વાચ્ય ( કહેવું તે ) ] પું. ( કાવ્ય ) અવિવક્ષિત વાચ્ય એટલે કહેવા નહિ ધારેલ અર્થવાળા કાવ્યનો એક ભેદ. તેમાં મુખ્ય નહિ પણ રસ ઉપજાવે એવો અર્થ કરવામાં આવે છે. જેમકે,

> કનક રંગ છબિ અંગની,
> લોચન લલિત ચપળતા ધરનાર;
> બાલ નવેલી નિરખી,
> બન્યા લાલ આનંદે ઉરહાર.

લાલનું હાર બનવું સંભવતું નથી. એથી મુખ્ય અર્થ નહિ સમજતાં સાથે રહેવાનું સમજવું પડે છે.

**અત્યંતમ્લાન** [ સં. અત્યંત ( ઘણું ) + મ્લાન ( નબળું ) ] વિ. છેક ફિક્કું; પાંડુવર્ણું.

**અત્યંતસર્વલોકસુખપ્રદ** [ સં. અત્યંત ( ઘણું ) + સર્વ ( બધા ) + લોક ( માણસો ) + સુખ ( આનંદ ) + પ્રદ ( આપનાર ) ] પું. સુખ-શાંતિ આપનાર પુરુષોત્તમ ભગવાન.

**અત્યાકાર** પું. ( ડિંગળ ) હાર; પરાજય.

**અત્યાકાંક્ષી** [ સં. અતિ ( ઘણું ) + આકાંક્ષિન્ ( ઇચ્છા રાખનાર ) ] વિ. ઘણું લોભી; બહુ લાલસા રાખનાર.

**અત્યાગ** ૪. પું. સ્વીકાર; ગ્રહણ; લેવું તે.

**અત્યાર્તવ**—આ રોગમાં ઋતુ ટૂંકટૂંક મુદતે આવે, વધારે પ્રમાણમાં આવે અથવા જોઈએ તેથી વધારે વખત દેખાયા કરે. આ દરદમાં ગરમ વસ્તુનો ત્યાગ કરવો, ખોરાક હલકો તેમ જ પોષણકારક લેવો અને ખુલ્લી હવામાં ફરવાનો મહાવરો રાખવો.

**અત્યાવાય** [સં. અતિ ( બહુ ખરાબ ) + આવાય ( આવવું તે ) ] પું. રાજા કે રાજ્યને વફાદાર ન હોય એવાં માણસોનો વધારો થવો તે.

**અત્યાશ્રમી** [ સં. અતિ ( પેલી મેર ) + આશ્રમ ( જીવનનો ભાગ ) + ઇન્ ( વાળું ) ] પું. સંન્યાસી.

**અત્યાહિતકર્મા** [ સં. અતિ ( બહુ ) + આહિત ( કરેલું ) + કર્મન્ ( કામ ) ] પું. બહુ-માર્ગ; ગુંડો; ઠગ.

**અત્યાંત્ર** [સં. અતિ ( પેલે પાર ) + આંત્ર ( આંતરડાંનું ) ] ન. નાના આંતરડાનો છેડાનો ભાગ.

**અત્યુચ્છ્રિત** [ સં. અતિ ( ઘણું ) + ઉચ્છ્રિત ( ઊંચું ) ] વિ. ઘણું ઊંચું કરેલ.

**અત્યુત્કટ** ૨. [ સં. અતિ ( ઘણું ) + ઉત્કટ ( મોટું ) ] વિ. ઘણું મોટું.

**અત્ર** ૬. [ અ. ઇત્ર ( સુગંધી ) ] પું. અત્તર; સુગંધી પદાર્થનો અર્ક.

**અત્રદાન** [ અ. ઇત્ર ( સુગંધી ) + ફા. દાન ( ઠેકાણું બતાવનાર પ્રત્યય ) ] ન. અત્તર રાખ-વાનું વાસણ; અત્તરદાન.

**અત્રમાલી** [ અ. ઇત્ર ( સુગંધી ) + માલ ( ઘસવું ) + ઈ ( ગુણ બતાવનાર નામનો પ્રત્યય ) ] સ્ત્રી. અત્તર લગાડવાની ક્રિયા.

**અત્રસુપ્રભૂ** ન. કશ્યપ ગોત્રના એ નામના એક કુટુંબની શાખા.

**અત્રિ** ૧૦. પું. ઋગ્વેદના પાંચમા મંડલ-ના ૭૨મા સૂક્તનો કર્તા એક ઋષિ.
૧૧. પું. ઋગ્વેદના પાંચમા મંડલનાં સૂક્તો રચનાર ઋષિ.
૧૨. પું. શિવનું એક નામ.
૧૩. પું. શુક્લ યજુર્વેદમાં જણાવેલ એ નામનો એક ઋષિ.
૧૪. પું. સામવેદમાં લખેલ એ નામનો એક ઋષિ.
૧૫. ન. એ નામનું એક ગોત્ર.
૧૬. ન. જાતૂકર્ણ્ય ગોત્રનું એ નામનું એક પ્રવર એટલે તે કુટુંબની શાખા.
૧૭. ન. વાશિલ ગોત્રની એ નામની એક શાખા.

**અત્રિજાત** ૩. પું. દત્તાત્રેય.
૪. પું. દુર્વાસા ઋષિ.

**અત્રિપત** [ સં. અતૃપ્ત ] વિ. ( ડિંગળ ) સંતોષ નહિ પામેલું.

**અત્રિભૌમ** પું. સામવેદમાં જણાવેલો એક ઋષિ.

**અત્રિલાલ** ન. કોથમીર જેવી સુવાસવાળી એક વનસ્પતિ. તેનું વાવેતર ઓગસ્ટથી ઓક્ટોબરમાં થાય છે.

**અત્રિસર** ન. ચંદ્રગર્ગ ગોત્રની એ નામની એક શાખા.

**અત્રિસાંખ્ય** પું. દશમા મંડલનું ૧૪૩મું સૂક્ત રચનાર એ નામના ઋગ્વેદિક ઋષિ.

**અત્રી** ૩. [ હિં. ] પું. આંતરડું.
૪. સ્ત્રી. જંગલ; વન.

**અત્રેય** ૫. ન. વત્સ ગોત્રની એ નામની એક શાખા.

**અત્સાન** [ અ. ] સ્ત્રી. છીંક.

**અત્સી** [ સં. અતસી ] સ્ત્રી. ઔઢી; શણનો છોડ.

**અથડાટ** ૪. પું. ફાંફાં.

**અથર્વ** ૮. પું. ( ડિંગળ ) ચાર વેદ.

**અથર્વન** પું. જેના નામ ઉપરથી અથર્વવેદનું નામ પડ્યું તે ઋષિ.

**અથર્વવેદ**—સ્થાપત્ય એટલે બાંધકામ સંબંધી વિદ્યા એ આ વેદનો ઉપવેદ ગણાય છે. તેનો કર્તા યાજ્ઞવલ્ક્યનો ભાણેજ પિપ્પલાદ હતો. તેમાં મુખ્યત્વે દુશ્મન અને રોગના નાશ માટેના, જાદુના અને સાંસારિક આબાદી માટેના મંત્રો આપ્યા છે. આ વેદ અથર્વ ને અંગિરસ ઋષિને ગમતો માટે તે અથર્વાંગિ-રસ કહેવાયો. પાછળથી અંગિરસ ઊડી જઈ અથર્વ નામથી ઓળખાયો. અથર્વવેદમાં નીચેના વિષય પરનાં સૂક્તો જોવામાં આવે છે: ભૈષજ્યાનિ એટલે વૈદક વિષયનાં; આયુષ્યાણિ એટલે લાંબી આયુષ્યની પ્રાર્થનાનાં; અભિચાર-કાણિ એટલે મારણમંત્રો; કૃત્યાપ્રતિહરણાનિ એટલે બીજાના મારણમંત્રો નાશ કરવા માટેનાં; સ્ત્રીકર્માણિ એટલે સ્ત્રીનો પ્રેમ મેળવવા સંબંધી; રાજકર્માણિ એટલે રાજ્યાભિષેક જેવાં રાજ્ય-કામો સંબંધી; સૌમનસ્યાનિ એટલે બીજાનાં મનને તેમ જ સભાઓને અનુકૂળ બનાવવા માટેનાં; ખેતી, ઢોરની વૃદ્ધિ માટેનાં અને પાપનું પ્રાયશ્ચિત્ત કરવાનાં. તેની ઋચાઓ ઘણે ભાગે અનુષ્ટુપ છંદમાં અને ગાયત્રી અને ત્રિષ્ટુપમાં પણ ક્યાંક ક્યાંક જોવામાં આવે છે. સર્પવેદ, પિશાચવેદ, આસુરવેદ, ઇતિહાસ અને પુરાણ એ પાંચ અથર્વવેદના ઉપવેદ ગણાય છે.

**અથર્વશીર્ષ** ૨. પું. શિવનું એક નામ.

**અથર્વસંહિતા** [ સં. અથર્વન્ ( એક વેદ ) + સંહિતા ( લખાણનો સંગ્રહ ) ] સ્ત્રી. અથર્વવેદનો ગ્રંથ.

**અથર્વાચાર્ય** પું. અથર્વવેદમાં જણાવેલો એક ઋષિ.

**અથર્વાણ** ૧. [ સં. ] પું. વિદ્વાન; પંડિત.
૨. ન. હિંસા નહિ કરનાર માણસ.

**અથલ** ૧. સ્ત્રી. ભાડે આપેલી જમીન.
૨. [ સં. અસ્થિર ] વિ. સ્થિર ન હોય એવું; હલતું.

**અથા** ૨. વિ. ઊંડું.

**અથાઈ** સ્ત્રી. જ્યાં આનંદ મળે તે જગ્યા; બેઠકની જગ્યા.

**અથાહ ૩.** પું. ઊંડો ખાડો.

**અથિત** [ સં. અ ( નહિ ) + સ્થિત ( રહેલું ) ] વિ. સ્થિર નહિ એવું; હલતું; ડગમગતું.

**અથોભ ૨.** [ અ ( નહિ ) + થોભવું ( થોભીને ગર્ભ રહેવો ) ] સ્ત્રી. વછેરાં થતાં ન હોય તેવી ઘોડી.

**અદ** પું. ( ડિંગળ ) ભોજન; જમણ.

**અદકચરા** [ હિં. ] વિ. અર્ધું પાકું; પૂરું નહિ પકેલ.

**અદકટ ૧.** [ હિં. ] પું. ( ગણિત ) કર્ણ; કાટખૂણ ત્રિકોણની કાટખૂણા સામેની બાજુ.

૨. ન. ( ગણિત ) વ્યાસ. તે કૂંડાળાના અરધોઅરધ ભાગ પાડે છે.

**અદકુળ** પું. ( જ્યોતિષ ) વ્યોમકક્ષા; પૃથ્વીના વિષુવવૃત્તનું સમતલ ખગોળને છેદે તે મહાન કૂંડાળું; આકાશકક્ષા; 'સિલેશ્યલ ઈક્વેટર'.

**અદક્ક** [ અ. ] વિ. વધારે અઘરું.

**અદક્ષિણ ૮.** [ સં. અ ( નહિ ) + દક્ષિણ ( માયાળુ ) ] વિ. દયા વગરનું.

**અદખિલા** [ અડધું + ખીલેલું ] વિ. અર્ધું ખીલેલું.

**અદખુલ્લા** [ અડધું + ખુલ્લું ] વિ. અર્ધું ઉઘાડું.

**અદગડા** ( અદગડ઼ા ) [ હિં. અદ ( અડધું ) + ગડા ( ખૂંચેલ ) ] વિ. અર્ધું દાટેલું; અર્ધું ઘુસાડેલું.

**અદગદરા** [ મ. ] ન. પૂરું મોટું થયેલું પણ કાચું ફળ.

**અદગલા** [ અડધું + ગળવું ] વિ. અર્ધું પાકું; કાચું.

**અદગોલ** [ સં. અર્ધ ( અરધું ) + ગોલ ( ગોળો ) ] વિ. અર્ધગોળ અને ઉદરપીછું; અર્ધ ગોળાકાર અને છેડે અણીદાર થતું જતું હોય એવું; અર્ધું શંકુના આકારનું; 'હાફ ટેરીટ'.

**અદચોટ ૨.** પું. અર્ધા સાફ કરેલા ચોખા.

**અદતાર** વિ. ( ડિંગળ ) કૃપણ; કંજૂસ.

**અદતીસુત** [ સં. અદિતિ ( દેવમાતા ) + સુત ( દીકરો ) ] પું. ( ડિંગળ ) દેવ; અદિતિનો પુત્ર.

**અદત્ત ૮.** પું. દીધી હોવા છતાં પણ લેનારને તે રાખવાનો અધિકાર ન હોય એવી વસ્તુ. નારદે અદત્તના ૧૬ ભેદ કહ્યા છે: ૧. ભય એટલે બીકને લીધે દીધેલ; ૨. ક્રોધ એટલે છોકરાં વગેરેનો ગુસ્સો દૂર કરવા માટે દીધી હોય તેવી; ૩. શોકના આવેશમાં આપેલ; ૪. રુજ્ એટલે અસાધ્ય રોગથી ગભરાઈને આપેલી; ૫. ઉત્કોચ એટલે લાંચ તરીકે આપેલ; ૬. પરિહાસ એટલે મશ્કરીમાં આપેલ; ૭. વ્યત્યાસ એટલે ફુલાઈને કે દેખાદેખીથી આપેલ; ૮. છલ એટલે ભૂલથી વધારે અપાયેલ; ૯. બાલ એટલે બાળક અગર સગીરે આપેલ; ૧૦. મૂઢ એટલે બેવકૂફીથી આપેલ; ૧૧. અસ્વતંત્ર એટલે કે દેવાને અધિકાર ન હોય તેવા દાસની મારફત દીધેલ; ૧૨. આર્ત એટલે બેચેનીમાં કે દુઃખથી થયેલ ગભરામણમાં આપેલ; ૧૩. મત્ત એટલે કે નશાવાળી હાલતમાં આપેલ; ૧૪. ઉન્મત્ત એટલે કે ગાંડપણમાં દીધેલ; ૧૫. કામ્યે એટલે લાભની ખોટી આશા બતાવી મેળવેલી; અને ૧૬. અધર્મકામ્યે એટલે અધર્મના કામ માટે લીધેલી વસ્તુ.

**અદત્તા ૩.** વિ. સ્ત્રી. અવિવાહિતા; લગ્ન નહિ થયેલી; કુંવારી.

**અદત્રી ૧.** [ મ. ] વિ. નબળું; તાકાત વગરનું.

૨. વિ. લટકતું; ઝૂલતું; લબડતું.

**અદદ ૫.** [ અ. અદ ( તેણે ગણ્યું ) ] પું. કોઈ પણ વસ્તુ માંહેની એક.

૧. અદદે અખિર = છેલ્લો અંક.

૨. અદદે અવ્વલ = શુદ્ધાંક; જેના અવયવ ન પડી શકે એવો આંકડો.

૩. અદદે ઝાતી—અદદે મુતલક = ક્રમ બતાવનાર આંકડો; 'ઑર્ડિનલ નંબર'.

૪. અદદે વસ્ફી = અંકવાચક સંખ્યા; 'કાર્ડિનલ નંબર'.

૬. પું. પૂર્ણાંક; પૂરો આંકડો.

**અદદી** [ અ. અદદ ( સંખ્યા ) ] વિ. સંખ્યા બતાવનાર.

**અદદે સહીહ** [ અ. અદદ ( સંખ્યા ) + એ ( નું ) + સહીહ ( આખું ) ] પું. પૂર્ણાંક; પૂરો આંકડો.

**અદન ૪.** [ અ. ] ન. એડન શહેર.

**અદનચીજ** સ્ત્રી. ( ડિંગળ ) ગ્રાસ; નવાલો; કોળિયો.

**અદના ૬.** પું. નહિ જેવો માણસ.

૭. પું. સામાન્ય માણસ.

૮. પું. હલકાં લોક.

૯. વિ. ઉપ; ગૌણ.

૧૦. વિ. ગૃહસ્થને ન છાજે એવું.

૧૧. વિ. બાળકબુદ્ધિનું; છોકરમત.

**અદનું** [ અ. અદના ( નમ્ર ) ] વિ. સાધારણ; સામાન્ય. જુઓ અદના.

**અદપકા** [ સં. અર્દ્ધ ( અરધું ) + પક્વ ( પાકું ) ] વિ. ( હિંદી ) અર્ધું પકવેલું; પૂરું નહિ પકેલ.

**અદપવ્વા** [ હિં. ] વિ. બે છટાંક જેટલું; અર્ધ પાશેર.

**અદબ ૭.** અ. રીતભાત રાખો સાહેબ !

**અદબગડા** ( અદબગડ઼ા ) પું. અર્ધા સાફ કરેલ ચોખા.

**અદબર** [ અર્ધ ( અરધું ) + બર ( ખરો ) ] અ. અર્ધે રસ્તે; વચગાળે; અધવચ; વચમાં.

**અદબિલૂલા** વિ. ખરાબ રીતે કરેલું.

**અદબુધ** પું. ખોજાઓના મત પ્રમાણે વિષ્ણુના સત્તર અવતાર માંહેનો એક. જુઓ વિષ્ણુ.

**અદભ્ર ૩.** વિ. મોટું.

**અદમ ૧.**—[ અ. અદમ ( તેનામાં ખામી હતી ) ]

૧. કલ અદમ = બિનહયાત; મરી ગયેલું.

૨. કલ અદમ કરવું = રદ કરવું.

૩. કલ અદમ જાણવું = મરી ગયેલ તરીકે માનવું.

૪. કલ અદમ થવું = (૧) તમામ થવું; ખલાસ થવું. (૨) નાશ પામવું.

૫. સ્ત્રી. બંધ કરવું તે.

**અદમઇકરાર** [ અ. ] પું. પ્રતિવાદી તરફથી કરાર નાકબૂલ કરવાની લેવાતી તકરાર; 'નૉન-એસમ્પ્સિટ'.

**અદમ ઇખ્તિયારે સમાઅત** [ અ. ] પું. અધિકાર ન હોવાપણું; 'વૉન્ટ ઑવ જ્યુરિસ્ડિક્શન.'

**અદમ ઇસ્તેતાઅત** [ અ. ] પું. દીવાળું; દેવું આપવાની અશક્તિ.

**અદમ ઈંદિરાજ** [ અ. ] પું. મરનાર જીવાઈદારનો વારસ માલિકી હક જારી કરી આપવાની ના પાડતાં તેની પાસેથી ગણોત લેવાનો જાગીરના ધણીનો હક; 'નૉન-એન્ટ્રિ'.

**અદમ એહઝાર** ( અદમ એહઝાર ) [ અ. ] પું. હાજર થવા ચૂકવું તે.

**અદમખબરગીરી ૧.** [ અ. ] સ્ત્રી. કસૂર.

૨. સ્ત્રી. ગફલતી.

**અદમ જવાઝ** ( અદમ જવાઝ ) [ અ. ] સ્ત્રી. કાયદા વિરુદ્ધ હોવાપણું.

**અદમ જવાઝી** ( અદમ જવાઝી ) [ અ. ] સ્ત્રી. ગેરકાયદે હોવાપણું.

**અદમ તકમીલ** [ અ. ] ન. અમલ ન કરવાપણું.

**અદમ તનદિહી ૧.** [ અ. ] સ્ત્રી. ઢીલાપણું; સુસ્તી; શિથિલતા.

૨. સ્ત્રી. બેદરકારી; પ્રમાદ.

**અદમ તવજ્જહી** ૧. [ અ. ] સ્ત્રી. ધ્યાન ન આપવાપણું.
૨. સ્ત્રી. બેદરકારી.

**અદમ તસરીહ** [ અ. ] પું. ખાસ હકીકત ન મળવાપણું.

**અદમ તામીલ** [ અ. ] ન. અમલ ન કરવાપણું.

**અદમના** [ અર્ધ + મણ ] વિ. અર્ધા મણનું.

**અદમનિ** [ સં. અ ( નહિ ) + દમ્ ( તાબે રાખવું ) ] પું. અગ્નિ, કેમકે તે સહેલાઈથી કાબૂમાં લાવી શકાતો નથી.

**અદમ પૈરવી** ૧. [ અ. ] સ્ત્રી. કસૂર.
૨. સ્ત્રી. ગફલત.

**અદમ ફુરસતી** [ અ. ] સ્ત્રી. ફુરસત ન હોવાપણું.

**અદમ મુતાબિકત** [ અ. ] પું. મળતું ન આવવાપણું.

**અદમરા** ૧. [ સં. અર્ધ ( અરધું ) + મૃત ( મરેલું ) ] વિ. પું. અર્ધો મરેલો.
૨. વિ. પું. નબળો; લાચાર.

**અદમ વાકફિયત** [ અ. ] સ્ત્રી. અજ્ઞાન.

**અદમ સુબૂત** [ અ. ] સ્ત્રી. સાબિતી ન હોવી તે; પુરાવાની ખામી.

**અદમ હાઝિરી** ( અદમ હાઝિરી ) [ અ. અદમ ( અભાવ ) + હાઝિરી ( હાજરી ) ] સ્ત્રી. હાજર રહેવા ભૂલી જવું તે.

**અદમુઆ** [ હિં. ] વિ. પું. અર્ધો મરેલો. જુઓ અદમરા.

**અદમુઈ** ૧. [ હિં. ] વિ. સ્ત્રી. અર્ધી મરેલી.
૨. વિ. સ્ત્રી. નબળી; લાચાર.

**અદયદાર** [ ફા. ] પું. ( વહાણવટું ) અભિદાન.

**અદયા** ૨. [ સં. અ ( નહિ ) + દયા ] વિ. કરુણા વગરનું; નિષ્ઠુર; નિર્દય; ક્રૂર; ઘાતકી.

**અદરક** ૩. [ હિં. ] અ. હજરત; સાહેબ.

**અદરસણિ** સ્ત્રી. ( ડિંગળ ) દર્શનનો અભાવ; અદરશપણું.

**અદરંગ** પું. મુગલ બાદશાહ મહમદશાહના વખતમાં થયેલ એ નામનો ગવૈયો.

**અદર્શ** ૪. પું. અણધારેલી આફત.

**અદર્શન** ૧૩. વિ. નહિ જોયેલું.

**અદર્સા** ૧. [ હિં. ] પું. એક જાતની મીઠાઈ.
૨. પું. એક જાતનું બહુ બારીક મલમલ.

**અદલ** ૧૬. પું. ( પિંગળ ) એ નામનો એક છંદ.
૧૭. પું. ઘી; ઘૃત.
૧૮. પું. એ નામનું એક ઝાડ; સમુદ્રફળ; સંદરફળ.

**અદલગુટકા** સ્ત્રી. મુગલ બાદશાહ અકબરના વખતની અગિયાર માસા વજનની અને ૯ રૂપિયા જેટલી કીમતની સોનાની મહોર. તેની એક બાજુએ 'અલ્લાહ અકબર' એટલે 'ખુદા મોટો છે,' અને બીજી બાજુએ "યા મુહય્યન" એટલે 'ઓ ફતેહમંદ' એમ અક્ષર પાડવામાં આવતા.

**અદલફદલ** વિ. શરીરે જાડું; ગોળમટોળ.

**અદલી બદલી** સ્ત્રી. ફેરબદલી. જુઓ અદલા બદલી.
અદલી બદલી કરવી = (૧) ખોટી હકીકત રજૂ કરવી. (૨) તળે ઉપર કરવું. (૩) સાટું કરવું.

**અદવી** [ અ. ] ન. બકરીનું બચ્ચું.

**અદસેરા** [ હિં. ] વિ. અર્ધા શેર વજનનું.

**અદહી** ૧. [ સં. અ ( નહિ ) + દહ્ ( બળે એવું ) ] પું. ( હિંદી ) ન બળે એવી વસ્તુ; અજ્વલનશીલ પદાર્થ.
૨. વિ. ન બળે એવું.

**અદળ** ૫. વિ. દાળ ન પડે એવું; ફાડ વગરનું.

**અદંડકરાણિ** [ સં. અ ( નહિ ) + દંડ ( શિક્ષા તરીકે લેવાતું નાણું ) + કર ( વેરો ) ] વિ. સ્ત્રી. કરવેરા કે દંડમાંથી મુક્ત હોય એવી.

**અદંતી** ૪. પું. દાંત વગરનું પ્રાણી.

**અદા** ૭.—
ખુશ અદા = ખાનદાન; સારી રીતભાતવાળું.
૧૪.—
હર્ફ અદા થવા = ચોખ્ખા ઉચ્ચાર થવા.

**અદાએ ઝરે ડિગ્રી** ( અદાએ ઝરે ડિગ્રી ) [ અ. ] સ્ત્રી. હુકમનામાના પૈસા ભરી આપવાપણું.

**અદાએ માલગુઝારી** ( અદાએ માલગુઝારી ) [ અ. ] સ્ત્રી. મહેસૂલનું ભરણું.

**અદાત** ૩. [ અ. ] સ્ત્રી. પ્રલય.
૪. સ્ત્રી. હથિયાર; શસ્ત્ર; આયુધ.

**અદાયે ખિદમત** [ અ. ] સ્ત્રી. સેવા બજાવવી તે.

**અદાયે દૈન** [ અ. ] પું. દેવાંની ભરપાઈ.

**અદાર** ૬. [ અ. ] પું. પલોટ્યા વગરનો બળદ; અધારી.

**અદાલત** ૨. સ્ત્રી. ન્યાય.
અદાલત કરવી = (૧) દીવાની સત્તા ચલાવવી. (૨) ન્યાય આપવો.

**અદાલત ખુર્દ** [ અ. અદાલત ( કચેરી ) + ખુર્દ ( નાનું ) ] સ્ત્રી. નાના દાવા ચૂકવનારી ન્યાયાધીશી.

**અદાલત પનાહ** ૨. પું. ન્યાયગૃહ; ઇન્સાફની કચેરી.

**અદાલતે અદના** [ અ. અદાલત ( કચેરી ) + એ ( નું ) + અદના ( હલકું ) ] સ્ત્રી. નીચલી કચેરી.

**અદાલતે ફોજદારી** [ અ. અદાલત ( કચેરી ) + એ ( નું ) + ફોજદારી ( ગુના સંબંધી ) ] સ્ત્રી. કાયદાથી શિક્ષાને લાયક ગુના સંબંધી કામ ચલાવનારી કચેરી.

**અદાલતે બાદશાહી** [ અ. અદાલત ( કચેરી ) + એ ( નું ) + બાદશાહી ( રાજ્ય ) ] સ્ત્રી. રાજાની કચેરી; અદાલતે શાહી.

**અદાલતે મજાઝ** ( અદાલતે મજાઝ ) [ અ. અદાલત ( કચેરી ) + એ ( નું ) + મજાઝ ( સત્તાવાળું ) ] સ્ત્રી. પૂર્ણ સત્તાવાળી ન્યાયની કચેરી.

**અદાલતે માતહ્ત** [ અ. અદાલત ( કચેરી ) + એ ( નું ) + માતહ્ત ( નીચલું ) ] સ્ત્રી. નીચલી અદાલત; અદાલતે અદના.

**અદાલતે માલ** [ અ. અદાલત ( કચેરી ) + એ ( નું ) + માલ ( મિલ્કત ) ] સ્ત્રી. વસૂલાતી કચેરી; મુલ્કી દાવાના ફેંસલા કરનારી ન્યાયાધીશી.

**અદાલતે મુજવ્વિઝા** ( અદાલતે મુજવ્વિઝા ) [ અ. અદાલત ( કચેરી ) + એ ( નું ) + મુજવ્વિઝા ( નક્કી કરેલ ) ] સ્ત્રી. ન્યાયની કચેરી.

**અદાલતે મુજવ્વિઝા ડિગ્રી** ( અદાલતે મુજવ્વિઝા ડિગ્રી ) [ અદાલત ( કચેરી ) + એ ( નું ) + મુજવ્વિઝા ( નક્કી કરેલ ) + ડિગ્રી ( હુકમનામું ) ] સ્ત્રી. હુકમનામું કરી આપનાર કચેરી.

**અદાલતે મુતલ્લક અપીલ** [ અદાલત ( કચેરી ) + એ ( નું ) + મુતલ્લક ( સંપૂર્ણ સત્તાવાળું ) + અપીલ (નીચલી અદાલતના ઠરાવ સામે ઉપલી અદાલતને અરજ ) ] સ્ત્રી. વિવાદ-ન્યાયાલય; બીજી અદાલતના નિર્ણય ઉપર ફરીથી વિચાર કરવા કે અપીલ સાંભળવા અધિકાર હોય એવી ન્યાયકચેરી.

**અદાલતે મુરાફાએ ઉલા** [ અ. અદાલત ( કચેરી ) + એ ( નું ) + મુરાફાએ ઉલા ( પહેલી દીવાની અદાલત ) ] સ્ત્રી. જેમાં દીવાની મુકદમો પહેલવહેલો ચાલે તે અદાલત.

**અદાલતે મુરાફએ સાની** [ અ. અદાલત ( કચેરી ) + એ ( નું ) + મુરાફા ( કામ ) + એ ( નું ) + સાની ( બીજું ) ] સ્ત્રી. દીવાની દાવાની અપીલ કોર્ટ.

**અદાલતે શાહી** [ અ. અદાલત ( કચેરી ) + એ ( નું ) + શાહી ( રાજાપણું ) ] સ્ત્રી. રાજાની કચેરી; અદાલતે બાદશાહી.

**અદાલતેન** [ અ. ] ન. ન્યાયની દીવાની અને ફોજદારી બન્ને કચેરી.

**અદાવત બિલ્ક કસ્દ** [ અ. અદાવત ( ખાર ) + બિલકસ્દ ( જાણી જોઈને ) ] પું. ઇરાદાપૂર્વક રાખેલો ખાર; પાકી અદાવત.

**અદાવતી નાલિશ** [ અ. અદાવતી ( દ્વેષબુદ્ધિવાળું ) + નાલિશ ( ફરિયાદ ) ] સ્ત્રી. દ્વેષબુદ્ધિથી માંડેલો દાવો.

**અદાવતે અસ્લી** [ અ. અદાવત ( વેર ) + એ ( નું ) + અસ્લી ( મૂળનું ) ] સ્ત્રી. કુદરતી વેરભાવ.

**અદાવતે કલ્બી** [ અ. અદાવત ( વેર ) + એ ( નું ) + કલબી ( હૃદયમાં રહેલ ) ] સ્ત્રી. છાની દુશ્મનાવટ; અદાવતે દિલી.

**અદાવતે જિબ્બલ્લી** [ અ. અદાવત ( વેર ) + એ ( નું ) + જિબ્બલ્લી ( મૂળથી ) ] સ્ત્રી. સ્વાભાવિક દુશ્મનાઈ.

**અદાવતે ઝાતી** ( અદાવતે ઝાતી ) [ અ. અદાવત ( વેર ) + એ ( નું ) + ઝાતી ( સ્વભાવનું ) ] સ્ત્રી. જાતિવેર.

**અદાવતે દિલી** [ અ. અદાવત ( વેર ) + એ ( નું ) + દિલી ( હૃદયનું ) ] સ્ત્રી. છૂપું વેર; અદાવતે કલબી.

**અદાવાન** વિ. ( ડિંગળ ) કૃપણ; કંજૂસ.

**અદાવાલા** [ ફા. ] વિ. સુંદર; મજેનું.

**અદિક ૨.** [ સં. અધિક ] વિ. ( મરાઠી ) વધારે; વિશેષ.

**અદિકિ** ન. સુપારી. સાઠ ફુટ ઊંચું ભેજવાળા જગ્યામાં સારી રીતે ઊગતું આ ઝાડ સીધું અને લીસા થડવાળું હોય છે. જો ધ્યાન અને કાળજી રાખી તેનું રક્ષણ કરવામાં આવે તો વરસમાં ત્રણ વખત પાક મળી શકે.

**અદિતિ ૩૨.** પું. શિવનું એક નામ.

૩૩. સ્ત્રી. પુનર્વસુ નક્ષત્રની ઉપરી દેવતા.

**અદિતિજ ૧.** [ સં. અદિતિ ( દેવમાતા ) + જ ( જન્મેલ ) ] પું. સૂર્યનાં એકસો આઠ નામ માંહેનું એક.

૨. વિ. અદિતિથી જન્મેલું.

**અદિતિ દાક્ષાયણી** પું. ઋગ્વેદના વખતમાં થઈ ગયેલ એક ઋષિ; બૃહસ્પતિ લૌક્ય. તેણે દસમા મંડલનું ૭૨મું સૂક્ત રચ્યું છે.

**અદિતિપુત્ર** [ સં. અદિતિ ( દેવમાતા ) + પુત્ર ( દીકરો ) ] પું. સૂર્ય. જુઓ અદિતિસુત.

**અદિત્યાનંદકર્તા** પું. પુરુષોત્તમનું એક નામ.

**અદિવ્ય ૩.** પું. ત્રણ પ્રકારના નાયકમાંથી એક જાતનો નાયક; લૌકિક એટલે આ દુનિયાનો હોય એવો નાયક; મનુષ્ય નાયક. જેમકે, માલતીમાધવ નાટકમાં માધવ.

**અદિવ્યા** [ સં. અ ( નહિ ) + દિવ્ય ( અલૌકિક ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ત્રણ પ્રકારની નાયિકામાંથી એક; લૌકિક એટલે આ દુનિયાની હોય એવી નાયિકા. જેમકે, માલતીમાધવમાં માલતી.

**અદિષ્ટ** [ સં. અ ( નહિ ) + દિષ્ટ ( નસીબ ) ] ન. કમનસીબ; દુર્ભાગ્ય.

**અદીઠ ફોડા** ( અદીઠ ફોડ઼ા ) પું. પીસતાલીસ વર્ષ ઉપરના નબળા માણસને ડોકની પાછળ અને વાંસાના ભાગમાં થતું દેખાય નહિ એવું ગૂમડું; પાઠું; 'કાર્બન્કલ'. જેઓ મધુપ્રમેહ કે ગુર્દાની બિમારીથી પિડાતાં હોય તે જરૂર આ રોગના ભોગ થઈ પડે. આ ગૂમડું કોઈ વાર નારંગીથી મોટું થાય. તે કઠણ અને પીડા કરનારૂં હોઈ તાવ આવે છે.

**અદીઠું ૩.** [ સં. અ ( નહિ ) + દષ્ટ ( જોયેલ ) ] વિ. નહિ જોવા જેવું.

**અદીન ૪.** પું. શિવનું એક નામ.

**અદીબ ૩.** વિ. વિવેકી; સભ્ય વર્તનવાળું.

**અદીમ ૧.** [ અ. ] ન. સુગંધી બનાવેલું બકરાનું ચામડું.

૨. વિ. અનાથ; નિરાધાર.

**અદીલ ૨.**—શુદ્ધ શબ્દ આદીલ છે.

૩. પું. ન્યાય આપનાર અમલદાર.

૪. વિ. સરખું; સમાન; જેવું.

**અદીલશાહી**—ખરૂં રૂપ આદિલશાહી છે.

**અદુલ્શા** પું. અરડૂસો; ૨૦૦૦ થી ૩૦૦૦ ફૂટની ઊંચાઈએ ભેજવાળા પ્રદેશમાં ઊગતો શરદી મટાડવામાં ઉપયોગી એક છોડ. તે વાડ બનાવવા માટે કામમાં આવે છે.

**અદશ્ય ફોડા** ( અદશ્ય ફોડ઼ા ) પું. ડોકની પાછળ અને વાંસાના ભાગમાં થતું ન દેખાય એવું ગૂમડું; 'કાર્બન્કલ'. જુઓ અદીઠ ફોડા.

**અદષ્ટગર્ભપાત** [ સં. અ ( નહિ ) + દષ્ટ ( જોયેલું ) + ગર્ભપાત ( ગર્ભનું પડી જવું તે ) ] પું. ગર્ભપાત થવાનાં ચિહ્નો સાથે મરેલ ગર્ભનું ગર્ભાશયમાં રહેવું તે; 'મિસ્ડ એબૉર્શન'.

**અદષ્ટપુષ્પવતી** [ સં. અ ( નહિ ) + દષ્ટ ( દેખાયેલ ) + પુષ્પ ( ફૂલ ) + વત્ ( વાળું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. અટકાવ ન આવતો હોય એવી સ્ત્રી.

**અદષ્ટરૂપ** [ સં. અ ( નહિ ) + દષ્ટ ( દેખાયેલ ) + રૂપ ] પું. હેતુનું એક નામ. તે સ્વરૂપમાં અદષ્ટ છે.

**અદષ્ટાર્તવા** [ સં. અ ( નહિ ) + દષ્ટ ( દેખાયેલ ) + આર્તવ ( અટકાવ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. અટકાવ ન આવતો હોય એવી સ્ત્રી.

**અદષ્ટિ કેંદ્ર** [ સં. અ ( નહિ ) + દષ્ટિ ( નજર ) + કેંદ્ર ( મધ્યબિંદુ ) ] ન. પ્રકાશ ગ્રહણ નહિ કરતું આંખના પડદામાં આવેલું ટપકું.

**અદેયદાની** [ સં. અ ( નહિ ) + દેય ( આપવા જેવું ) + દાનિન્ ( દાન આપનાર ) ] વિ. નહિ આપવા જેવી વસ્તુનું દાન આપનાર.

**અદેવદે** [ મ. ] ન. મુલતવી રાખવું તે.

**અદેવાલ** વિ. ( ડિંગળ ) કૃપણ; લોભી.

**અદેહ ૩.** અ. ( જૂ. ગુ. ) અહીં; આ ગામમાં.

**અદોડી** ( અદોડ઼ી ) [ હિં. ] સ્ત્રી. સુકવેલ કઠોળ સાથે મસાલાની એક બનાવટ. તે દેશી ખાણામાં સ્વાદ માટે વપરાય છે.

**અદોરી** સ્ત્રી. હિંદુઓનો એક જાતનો ખોરાક.

**અદ્લબદ્લ** સ્ત્રી. વિનિમય; ફેરબદલ. જુઓ અદલાબદલી.

અદ્લબદ્લ ખેલવી = વારાફરતી એકબીજા સાથે સૃષ્ટિ વિરુદ્ધ કામ કરવું.

**અદ્ધપલ્લુ** સ્ત્રી. અદ્ધી જેટલી કીમતવાળી પતંગ.

**અદ્ધાપલ્ય** પું. ( જૈન ) વખતની ગણતરીનું એક માપ. બે હજાર ગાઉ ઊંડા અને તેટલાજ પહોળા ગોળ ખાડામાં કાતરથી બે ભાગ ન થઈ શકે એવા ઘેટાનાં વાળ તેમાં સમાય તેટલા ભરવા. તેમાંથી એક એક વાળને દર સો વર્ષે બહાર કાઢવો. જેટલાં વર્ષમાં તે બધા વાળ નીકળી રહે તેટલાં વર્ષના સમયને વ્યવહારપલ્ય કહે છે. તેનાથી અસંખ્યાતગણો વખત ઉદ્ધારપલ્ય અને તેનાથી અસંખ્યાતગણો અદ્ધાપલ્ય થાય છે.

**અદ્ધી ૪.** સ્ત્રી. કપડાનો અરધો તાકો.

**અદ્ભુતતમ** [ સં. અદ્ભુત ( નવાઈ પમાડનાર ) + તમ ( સૌથી સારૂં એવો અર્થ બતાવનાર પ્રત્યય ) ] પું. પુરુષોત્તમ ભગવાન.

**અદ્ભુત દર્શ્ય** [સં. અદ્ભુત (નવાઈ પમાડનાર) + દર્શ્ય (દેખાવ)] ન. કૌતુક; ચમત્કાર; ચમત્કૃતિ.

**અદ્ભુત સાગર** પું. વરાહમિહિરે લખેલું જ્યોતિષ ઉપરનું એ નામનું એક પુસ્તક.

**અદ્ભુતા** [સં. અદ્ભુત (નવાઈ પમાડે તેવું) + આ (નારીજાતિનો પ્રત્યય)] વિ. સ્ત્રી. અલૌકિક; આશ્ચર્યકારક; નવાઈ પમાડે તેવું; અજાયબી ભરેલું.

**અદ્યવાન** ૧. ન. ઉપમન્યુ ગોત્રની એ નામની એક શાખા.

૨. ન. ભાર્ગવ ગોત્રના કુટુંબની એક શાખા.

**અદ્યજાત** [સં. અદ્ય (હમણાં) + જાત (પેદા થયેલ)] વિ. તાજું ઉત્પન્ન થયેલ; નવજાત.

**અદ્યોત** [સં. અ (નહિ) + દ્યોત (તેજ)] વિ. તેજ વગરનું.

**અદ્રકી** સ્ત્રી. એક જાતની મીઠાઈ.

**અદ્રજા** [સં. અદ્રિ (પર્વત) + જા (જન્મેલી)] સ્ત્રી. (ડિંગળ) પાર્વતી.

**અદ્રવિત** [સં. અ (નહિ) + દ્રવિત (પીગળેલ)] વિ. પીગળ્યા વિનાનું; નહિ ઓગળેલું.

**અદ્રિ** ૧૦. પું. શિવનું એક નામ.

**અદ્રેસ્તે** ૧. ન. એ નામના લોકોની જાતનું માણસ.

૨. વિ. સિકંદરની સવારી વખતે રાવી નદી નજીક વસતી એ નામની લોકોની એક જાતનું.

**અદ્રોહ** ૫. પું. નમ્રતા; સાલસાઈ; વિનય.

**અદ્રોહી** ૩. વિ. નમ્ર; સાલસ; વિનયી.

**અદ્લ** ૧.—

૧. અદ્લ કરવો = (૧) નક્કી કરવું. (૨) ન્યાય આપવો.

૨. અદ્લ ગુસ્તરી = ન્યાયશાસન; ચુકાદાનો અમલ.

**અદ્વન** [અ.] વિ. બહુ જ હલકું.

**અદ્વેષી** [સં. અ (નહિ) + દ્વેષ (ઈર્ષા) + ઇન્ (વાળું)] વિ. સમભાવી; ઈર્ષા વિનાનું.

**અદ્વેષ્ટ** [સં. અ (નહિ) + દ્વેષ્ટૃ (ખાર રાખનાર)] વિ. ઝેર નહિ કરનાર; અદ્વેષી.

**અદ્વૈતામૃતવર્ષિણી** [સં. અદ્વૈત (અભેદજ્ઞાન) + અમૃત (સુધા) + વર્ષિન્ (વરસાવનાર) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. ગીતા, કેમકે તે અદ્વૈતરૂપી અમૃતને વરસાવવાવાળી છે.

**અદ્વૈધ્યમિત્ર** [સં. અ (નહિ) + દ્વૈધ (સંશય) + ય (વાળું) + મિત્ર (દોસ્ત)] પું. જેની મિત્રતામાં કોઈ જાતની શંકા ન હોય એવો દોસ્ત. જેની મૈત્રીમાં સ્વાર્થ ન હોય, જે સ્થિર મનવાળો, ડાહ્યો અને ઉપકારી હોય અને દુઃખ પડવા છતાં પણ જેના છોડી જવાની શંકા ન હોય તે અદ્વૈધ્યમિત્ર કહેવાય છે.

**અધ** ૪. ન. સંભોગનાં સાત આસન માંહેનું એ નામનું એક. જુઓ અંતરરતિ.

**અધક** ૩. [સં. અર્ધ] વિ. અરધું; બે સરખા ભાગમાંનું દરેક.

**અધકચ્ચું** વિ. અધકચરું; અરધુંપરધું પાકું.

**અધકપારી** ૨. સ્ત્રી. અર્ધી સોપારી. તે આધાશીશીનું દર્દ મટાડતી મનાય છે.

**અધકર** ૨. સ્ત્રી. મહેસૂલનો અરધો હફતો.

**અધકરી** ૨. [હિં.] સ્ત્રી. અર્ધો કર.

**અધકાટ** પું. (ગણિત) વ્યાસ; કૂંડાળાના મધ્યબિંદુમાંથી પસાર થતી, પરિઘ ઉપરના કોઈ પણ બે બિંદુને જોડનારી લીટી.

**અધખણુ** [સં. અર્ધ (અરધું) + કોણ (ખૂણો)] પું. (વહાણવટું) સાડીબાવીસ અંશનો ખૂણો દેખાડતી નિશાની; કૂંડાળાનો સોળમો ભાગ.

**અધજર** [સં. અર્ધ (અરધું) + જ્વલન (બળવું તે)] વિ. અરધું બળેલ.

**અધન** ૪. પું. શિવનું એક નામ.

**અધપ** પું. (ડિંગળ) ભૂખ્યો સિંહ.

**અધપક્કા** [સં. અર્ધ (અરધું) + પક્વ (પાકું)] વિ. અર્ધું પાકું.

**અધપેટભોજન** ન. પૂરતું ખાવાનું ન મળવાપણું.

**અધબના** [અરધું + બનવું] વિ. (હિંદી) અર્ધું તૈયાર કરેલું.

**અધબર** ૧. [હિં.] પું. પૃથ્વી અને આકાશ વચ્ચેની ખાલી જગ્યા.

૨. પું. વચગાળાનો વખત.

૩. અ. વચમાં; અધવચ.

**અધબીચ** [અરધું + વચ્ચે] અ. વચમાં; મધ્યે.

**અધબૂડી** (અધખૂડી) [અધ (અર્ધું) + બૂડી (ભાલાના છેડાનો ગોળ ભાગ)] વિ. જરા સરખું; થોડું પણ. આ શબ્દ જમીનના સંબંધમાં જ વપરાય છે.

**અધમ** ૧૩. પું. ભૂરો ઘોડો.

**અધમ મેં** અ. અર્ધ રસ્તે; વચમાં.

**અધમરણુ** [સં. અર્ધ (અરધું) + મૃ (મરવું)] વિ. અર્ધું મરેલું; અધમૂએલું.

**અધમાધિકારી** [સં. અધમ (હલકું) + અધિકારિન્ (અમલદાર)] પું. ઊતરતા દરજ્જાનો અમલદાર.

**અધમેલું** [સં. અર્ધ (અરધું) + મિલિત (મીંચેલું)] વિ. અરધું મીંચેલું.

નયન સલૂણાનાં રે રતિરસ ઘેલાં,
સોમ સમુદ્ર તરંગે ભેલાં,
અધમેલાં અલસાણાં ડોલે,
તું ન બોલે પણ એહ જ બોલે. નરસિંહ

**અધ મેં** અ. અરધે રસ્તે.

**અધર** ૨૫. પું. (ડિંગળ) કટકો.

૨૬. પું. યોનિની બન્ને બાજુ; યોનિદ્વારના બે મોટા ઓઠ.

૨૭. ન. લોલક; લટકણિયું.

**અધર અંસપૃષ્ઠ** [સં. અધર (નીચલું) + અંસ (ખભો) + પૃષ્ઠ (બાજુ)] ન. અંસફલકની બાજુનો નીચલો ભાગ; 'ઇન્ફ્રસ્પાઈનેટસ ફોસ'. જુઓ અંસફલક.

**અધરક્ષુદ્રાંત્ર** [સં. અધર (નીચેનું) + ક્ષુદ્ર (નાનું) + અંત્ર (આંતરડું)] ન. નાના આંતરડાનો નીચલો ભાગ; શેષાંત્ર; પૂર્વક્ષુદ્રાંત્ર અને અંધાંત્ર વચ્ચેનો આંતરડાનો ભાગ; 'ઇલિયમ'.

**અધર ગ્રૈવેયકી** [સં. અધર (નીચે) + ગ્રીવા (ગરદન) + ઇક (નું) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. ડોક પાસે આવેલી શિરા; 'ઇન્ફીરિયર થાઇરોઇડ વેન'. આ શિરા ગ્રૈવેયક ગ્રંથિના મૂલભાગમાં રહેલા શિરાચક્રમાંથી શરૂ થઈને નીચે ઊતરી આવી ગલમૂલિકાઓમાં ભળી જાય છે.

**અધરચતુર્પિંડબાહુ** [સં. અધઃ (નીચે) + ચતુર્ (ચાર) + પિંડ (લોંદો) + બાહુ (હાથ)] પું. બાવડાનો નીચલો ભાગ; 'ઇન્ફીરિયર બ્રેકિઅમ'.

**અધરચતુષ્પિંડ** [સં. અધઃ (નીચે) + ચતુર્ (ચાર) + પિંડ (ઢેફો)] પું. વચલા મગજની નીચેના ભાગમાં આંબળ જેવા દેખાતા ચાર ઢેફા માંહેના નીચેના બે; 'ઇન્ફીરિયર કૉલિક્યુલસ'. આંખમાંથી જતી મોટી જ્ઞાનતંતુવાળી નાડીનું એ એક કેંદ્ર છે.

**અધર તિરશ્ચીના** [સં. અધર (નીચે) + તિર્યચ્ (વાંકુ) + ઇન્ (વાળું) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. ડોકની પછવાડે આવેલી એ નામની એક પેશી; 'ઓબ્લિક કેપિટિસ'. આ પેશી દંતચૂડાના પ્રૉક્ટક ઉપરથી ઉત્પન્ન થઈ ચૂડાવલયના બાહુ

પ્રવર્દ્ધનને લાગેલી છે અને માથાને ગ્રીવાવંશની ઉપર પોતાની બાજુ તરફ વાળે છે.

**અધર તોરણિકા** [ સં. અધર ( નીચે ) + તોરણ ( કમાન ) + ઇક ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય )] સ્ત્રી. પશ્ચિમાર્ણુંદથી નીચે ઊતરી આવી મહાવિવર સુધી પહોંચતી મધ્યાક્ષિકા નામની રેખાની દરેક બાજુએ આવેલી બે બે અર્ધ ચંદ્રાકાર આડી રેખાઓમાંની નીચલી બે રેખા; 'ઇન્ફીરિઅર ન્યુકલ લાઇન'.

**અધર દંતમૂલિકા** [ સં. અધર ( નીચે ) + દંત ( દાંત ) + મૂલ ( મૂળિયું ) + ઇક ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય )] સ્ત્રી. નીચલી દંતમૂલસુરંગના દ્વારમાંથી પસાર થતી એ નામની શિરા, ધમની અને નાડી; 'ઇન્ફીરિઅર એલ્વિઓલર'.

**અધરદંતિકા** [ સં. અધર ( નીચલું ) + દંત ( દાંત ) + ઇક ( લગતું ) + આ (નારીજાતિનો પ્રત્યય )] સ્ત્રી. નીચલી દંતમૂલસુરંગ ( ઇન્સાઇઝિવ ફોસ )ના કાણામાંથી પસાર થતી એ નામની નાડી. જુઓ અધરદંતમૂલિકા.

**અધરદંતિકાધમની** [ સં. અધર ( નીચલું ) + દંત ( દાંત ) + ઇક ( લગતું ) + આ (નારીજાતિનો પ્રત્યય ) + ધમની ( શુદ્ધ લોહી લઈ જનારી નળી )] સ્ત્રી. અંતર્હાનવ્યા ધમનીની એ નામની શાખા; 'ઇન્ફીરિઅર એલ્વિઓલર આર્ટરિ'. નીચલા જડબામાં દાખલ થઈ દાંત અને આસપાસની પેશીઓને તે લોહી પૂરું પાડે છે.

**અધરદંતિકા નાડી** ( અધરદંતિકા નાડી ) [ સં. અધર ( નીચલું ) + દંત ( દાંત ) + ઇક ( લગતું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + નાડી ( નાડ )] સ્ત્રી. નીચલી દંતમૂલસુરંગ (ઇન્સાઇઝિવ ફોસ )ના કાણામાંથી પસાર થતી નાડી; 'ઇન્ફીરિઅર અલ્વિઓલર નર્વ'.

**અધરધમ્મિલખાત** [ સં. અધર ( નીચેનું ) + ધમ્મિલ ( અંબોડો ) + ખાત ( ખાડો )] પું. નાના મગજની અંદરનો એ નામનો ખાડો; 'વેલેક્યુલ'.

**અધરધારા** [ સં. અધર ( નીચેનું ) + ધારા ( ધાર )] સ્ત્રી. નીચેની કોર; અધઃધારા.

**અધર નાભિકા** સ્ત્રી. પેટની બખોલમાં આવેલી એ નામની ડૂંટી નીચેની રેખા; 'ટ્રાન્સટ્યુબર્ક્યુલર પ્લેન'.

**અધર મલિન દોષ** [ સં. અધર ( નીચે ) + મલિન ( મેલું ) + દોષ ( ખામી )] પું. હીરાના દશ દોષ માંહેનો એ નામનો એક. તેના નીચેના ભાગમાં મેલ જેવો આભાસ થાય છે.

**અધર મેં** અ. અરધે રસ્તે. જુઓ અધમ મેં.

**અધરલલાટસીતા** [ સં. અધર ( નીચલું ) + લલાટ ( કપાળ ) + સીતા ( ખાડો )] સ્ત્રી. કપાળના હાડકાના આગલા ભાગ ઉપર આવેલ અગ્રકુંભ નામના ગોળાકાર ભાગ નીચેનો ખાડો; 'ઇન્ફીરિઅર ફ્રન્ટલ સલ્કસ'.

**અધરવિસર્પિકા** [ સં. અધર ( નીચલો હોઠ ) + વિસર્પિકા ( ફેલાય તેવી )] સ્ત્રી. તાવ ઊતરી જતાં હોઠ ઉપર થતી ફોલ્લીઓ; બરો.

**અધર શલ્લિકા** સ્ત્રી. મગજની અંદરની નીચલી કોથળી; 'ઇન્ફીરિઅર વર્મિસ'.

**અધરશૃંગપથ** [ સં. અધર ( નીચલું ) + શૃંગ ( શીંગડું ) + પથ્ ( જવું )] પું. ડોકના આગલા ભાગમાં આવેલ કંઠિકાસ્થિ ( હાયોઇડ બોન )નો નીચલો શીંગડા જેવો ભાગ.

**અધરસુધા** ૨. સ્ત્રી. વૈષ્ણવના મહારાજે આપેલ જૂઠણ પ્રસાદી; વૈષ્ણવના મહારાજ જમ્યા પછી તેમના છોડેલા અન્નમાંથી લેવાતો પ્રસાદ.

**અધર સોપાનિકા** [ સં. અધર ( નીચું ) + સોપાન ( સીડી )] સ્ત્રી. અંદરના કાનમાંના શંખાકાર માર્ગમાંનો એક; 'સ્કેલ ટિંપનિ'.

**અધરસ્વરસંપુટ** [ સં. અધર ( નીચેનું ) + સ્વર ( અવાજ ) + સંપુટ ( દાબડો )] પું. સ્વરયંત્રના જુદા જુદા ભાગને પ્રેરનાર નાડીની એક શાખા.

**અધરંગ** ૨. [ હિં. ] પું. ( વૈદક ) અર્ધાંગવાયુ; પક્ષાઘાત.

**અધરંગા** ન. એક જાતનું ફૂલ.

**અધરંગી** [ હિં. ] વિ. પક્ષાઘાતથી પીડાતું; અધંગી.

**અધરાઅર્દ્ધચંદ્રપિંડિકા** [ સં. અધર ( નીચેનું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + અર્દ્ધચંદ્ર ( અર્ધગોળાકાર ) + પિંડિકા ( પિંડ )] સ્ત્રી. નીચેનો અર્દ્ધચંદ્રાકાર પિંડ.

**અધરા ઔદરિકી** [ સં. અધર ( નીચે ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + ઔદર ( પેટ સંબંધી ) + ઇક ( નું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય )] સ્ત્રી. એ નામની એક ધોરી નસ; 'ઇન્ફીરિઅર એપિગેસ્ટ્રિક આર્ટરિ'.

**અધરા કંઠસંકોચની** [ સં. અધર ( નીચેનું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + કંઠ ( ગળું ) + સંકોચન ( સંકડાવું તે ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય )] સ્ત્રી. કંઠસંકોચની છમાંની એ નામની એક પેશી; 'ઇન્ફીરિઅર કોન્સ્ટ્રિક્ટર ઑવ ફેરિંક્સ'.

**અધરાકાણ્ડશાખા** [ સં. અધર ( નીચલું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + કાણ્ડ ( નાડીનો જથ્થો ) + શાખા ] સ્ત્રી. મુખ્ય ધમનીની શાખા; 'લોઅર ટ્રંક'.

**અધરા જાઘની** [ સં. અધર ( નીચે ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + જાઘની ( સાથળ )] સ્ત્રી. એ નામની નિતંબપિંડિકા ગરિષ્ઠા નામની પેશીની નાડી; 'ઇન્ફીરિઅર ગ્લુટિઅલ નર્વ'.

**અધરાદીર્ઘિકા** [ સં. અધર ( નીચે ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + દીર્ઘ ( લાંબું ) + ઇક ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય )] સ્ત્રી. ખોપરી માંહેની એ નામની એક શિરાસરિતા અથવા શિરાકુલ્યા; દીર્ઘિકાઅધરા શિરાસરિતા; 'ઇન્ફીરિઅર સેજિટલ સાઇનસ'.

**અધરા નિતંબિની** [ સં. અધર ( નીચે ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + નિતંબ ( ફૂલો ) + ઇન્ ( વાળું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય )] સ્ત્રી. અધિશ્રોણિક આભ્યંતરીની આગલી શાખામાંથી નીકળતી એ નામની સૌથી છેલ્લી શાખા; 'ઇન્ફીરિઅર ગ્લુટિઅલ આર્ટરિ'. શ્રોણિગુહાની અંદર તે ગુદા બસ્તિ વગેરેને, અને તેની બહાર તે પીઠ અને બાજુ ઉપર આવેલી પેશીઓને લોહી પૂરું પાડે છે. ગૃધ્રસીદ્વાર મારફત તે શ્રોણિગુહાની બહાર આવે છે અને નિતંબપિંડિકા ગુર્વી તથા ઊરૂપ્રસારણી વગેરે પેશીઓને નાની નાની શાખાઓ મારફત લોહી પૂરું પાડે છે.

**અધરાનુગ્રીવિકા** [સં. અધર ( નીચે ) + અનુ ( પાછળ ) + ગ્રીવા ( ડોક )] સ્ત્રી. ગરદનની નીચેનું તંતુચક્ર; 'ઇન્ફીરિઅર સર્વિકલ ગેંગ્લિઅન'.

**અધરા બસ્તિગા** [ સં. અધર ( નીચે ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + બસ્તિ ( પેઢુ ) + ગ ( જનાર ) + આ ( નારીજાતિનો પ્રત્યય )] સ્ત્રી. એ નામની એક ધમની; 'ઇન્ફીરિઅર વેસિકલ આર્ટરિ'. આ ધમની પુરુષોમાં બસ્તિ, પૌરુષગ્રંથિ અને શુક્રાધારિકાઓને અને સ્ત્રીઓમાં તે બસ્તિ અને યોનિને લોહી પૂરું પાડે છે.

**અધરા મહાપ્રાચીરિકા ધમની** [સં. અધર (નીચે) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + મહત્ (મોટું) + પ્રાચ્ ( આગળનું ) + ઇક (સંબંધી) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + ધમની ( ધોરી નસ )] સ્ત્રી. એ નામની ધમની; 'ઇન્ફીરિઅર ફ્રેનિક આર્ટરિ'. ઔદરી મહાધમનીની આ સૌથી ઊંચેથી નીકળતી કાંડશાખાઓ મહાપ્રાચીરા પેશીના નીચલા ભાગમાં ફેલાયેલી

છે. મહાપ્રાચીરોત્તરા નામની ઔરસી એટલે છાતીની મહાધમનીની શાખાઓ જોડે મળી જઈ તે ધમનીચક્રો રચે છે, અને મહાપ્રાચીરા પેશીને છૂટથી લોહી પૂરું પાડે છે.

**અધરા મહાપ્રાચીરિકા શિરા** [ સં. અધર (નીચે) + આ (નારીજાતિનો પ્રત્યય) + મહત્ (મોટું) + પ્રાચ્ (આગળનું) + ઇક (સંબંધી) + આ (નારીજાતિનો પ્રત્યય) + શિરા (નસ)] સ્ત્રી. મહાપ્રાચીરા પેશીના નીચેના ભાગમાં આવેલી એ નામની બે ત્રણ શિરા; 'ઇન્ફીરિઅર ફ્રેનિક વેન્ઝ'.

**અધરા મહાશિરા** [ સં. અધર (નીચે) + આ (નારીજાતિનો પ્રત્યય) + મહત્ (મોટું) + શિરા (નસ)] સ્ત્રી. ઉદરગુહાના પ્રદેશમાં આવેલ એ નામની શિરા; 'ઇન્ફીરિઅર વીના કેવા'. આ શિરા શરીરના નીચલા અર્ધ ભાગનું અશુદ્ધ લોહી હૃદય તરફ વહી જાય છે. તે ચોથી અને પાંચમી કટિકશેરૂકાઓના સંધિની આગળ સહેજ જમણી બાજુ, બન્ને અધિશ્રોણિકા સાધારણી શિરાઓ જોડાઈને બને છે. અહીંથી તે મહાધમનીની જમણી બાજુએ રહેતી રહેતી ઉપર જાય છે અને યકૃત્ એટલે કાળજાની પાછલી બાજુ પર આવેલી ખાઈમાં થઈ પસાર થાય છે. ત્યાંથી ઊંચે જતાં તે મહાપ્રાચીરા પેશીમાં થઈ પોતાને માટેના ખાસ છિદ્રમાંથી બહાર નીકળી છાતીમાં પેસે છે, ને હૃદયનો કલાકોષ ભેદી તેના જમણા આલિંદમાં પાછળના અને નીચલા ભાગમાંથી દાખલ થાય છે. અહીં તેનું મુખ હૃત્કોષ વડે ઢંકાયેલું હોય છે. તેના દ્વાર આગળ એક વાલ્વ એટલે પ્રવાહનિરોધ માલૂમ પડે છે, જે લોહીને પાછું વળતું અટકાવે છે. મોટી ઉમરનાં માણસોમાં આ વાલ્વ નાનો અને લગભગ નકામો હોય છે, પરંતુ ગર્ભમાં રહેલા બાળકના હૃદયમાં આ બહુ ઉપયોગી અને નજરે દેખાય એવડો હોય છે.

**અધરામાશયભાગ** [ સં. અધર (નીચેનું) + આમાશય (હોજરી) + ભાગ ] પું. હોજરીનો નીચલો ભાગ.

**અધરામ્નાય** [ સં. અધર (નીચેનું) + આમ્નાય (તંત્ર)] ન. એ નામનું એક શક્તિતંત્ર.

શક્તિતંત્રમાં ષટ્ચક્રને ક્રમશઃ (૧) પૂર્વામ્નાય, (૨) દક્ષિણામ્નાય, (૩) પશ્ચિમામ્નાય, (૪) ઉત્તરામ્નાય, (૫) ઊર્ધ્વામ્નાય અને (૬) અધરામ્નાય કહ્યાં છે. સ્તોત્રસરિતા

**અધરારણિ** [ સં. અધર (નીચે) + અરણિ (એક જાતનું લાકડું)] સ્ત્રી. અગ્નિમંથનની બે લાકડીઓ માંહેની નીચલી લાકડી.

**અધરાલિકા** ૧. [ સં. અધર (નીચે) + અલિક (કપાળ)] સ્ત્રી. તાળવાના હાડકાના દીર્ઘપત્રક ઉપર આવેલી છાજલીના જેવી બે ઊભી અને આડી રેખાઓમાંની નીચલી રેખા; 'ક્રિસ્ટા કૉન્કેલિસ'. તે શુક્તિકાસ્થિ (ઇન્ફીરિઅર નેઝલ કૉંક) સાથે સંધાય છે.

૨. સ્ત્રી. બાવડાનો નીચલો ભાગ; 'ઇન્ફીરિઅર બ્રૅકિઅમ'.

**અધરાવનમની** [ સં. અધર (હોઠ) + અવનમની (નીચે લઈ જનારી)] સ્ત્રી. મોઢાની બાજુએ આવેલી એ નામની ચાર ખૂણાવાળી પેશી; 'ક્વૉડ્રેટસ લેબિઆઇ ઇન્ફીરિઑરિસ'. તે નીચલા હોઠના મૂળને લાગેલી છે.

**અધરા શલાકાંતરીયા** [ સં. અધર (નીચે) + આ (નારીજાતિનો પ્રત્યય) + શલાકા (સળી) + આંતરીય (અંદરનું) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. એ નામની પાદતળની એક પેશી; 'ઇન્ટરઑસિઆઈ પ્લાન્ટેરિસ'. આ નાની પેશીઓ પગના તળિયા તરફ રહેલી છે. તેઓ ત્રીજી ચોથી અને પાંચમી મૂળશલાકાઓની પાછલા નલકની એટલે નળાની અંદરની બાજુને લાગેલી છે. તે છેલ્લી ત્રણ આંગળાને મધ્યરેખા એટલે વચ્ચેની લીટી તરફ ખેંચે છે.

**અધરાહનુમૂલકર્ષણી** [ સં. અધર (નીચે) + હનુ (હડપચી) + મૂલ (મૂળિયું) + કર્ષણ (ખેંચવું તે) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. તાળવાના હાડકાને લાગેલી એ નામની પેશી; 'ઇન્ટર્નલ ટેરિગૉઇડ'.

**અધરાહાર્દિકી** [ સં. અધર (નીચેનું) + આ (નારીજાતિનો પ્રત્યય) + હાર્દિક (હૃદયનું) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. હૃદયની એ નામની એક નાડી; 'ઇન્ફીરિઅર કાર્ડિએક નર્વ'.

**અધરાંત્રિકનાડીચક્ર** ( અધરાંત્રિકનાડીચક્ર ] [ સં. અધર (નીચેનું) + અંત્ર (આંતરડું) + ઇક (વાળું) + નાડી (નસ) + ચક્ર (ગૂંચળું)] ન. મોટા આંતરડામાં આવેલું એ નામનું નાડીચક્ર; ઇન્ફીરિઅર મેસેન્ટેરિક પ્લેક્સસ'.

**અધરાંત્રિકી ધમની** [ સં. અધર (નીચેનું) + અંત્ર (આંતરડું) + ઇક (વાળું) + ઈ (નારીજાતિનો પ્રત્યય) + ધમની (ધોરી નસ)] સ્ત્રી. ઔદરી એટલે પેટની મહાધમનીની એ નામની શાખા; 'ઇન્ફીરિઅર મેસેન્ટેરિક આર્ટરિ'. તે ઉત્તરાંત્રિકી કરતાં પાતળી છે અને આંતરડાના અમુક ભાગને અને ગુદા ભાગને લોહી પૂરું પાડે છે. તેની મુખ્ય શાખાઓ: (૧) વામા બૃહદંત્રિકા એટલે મોટા આંતરડાના ડાબા ભાગની આ શાખા વાંકી વળીને મધ્યમા બૃહદંત્રિકા જોડે મળી જાય છે. તેની ઝીણી શાખાઓ મોટા આંતરડાની બંધનીમાં ફેલાઈને તેના વચલા તેમ જ છેલ્લા ભાગને પોષણ આપે છે. (૨) મધ્યશાખાઓ ગુદા તેમ જ ઉપડુકને લોહી પૂરું પાડે છે. (૩) ઉત્તર ગુદાંતિકા એટલે ગુદાના છેડાના ભાગ ઉપરની શાખા ગુદાના ઉપરના ભાગને પોષણ આપે છે.

**અધરાંત્રિકી શિરા** [ સં. અધર (નીચેનું) + અંત્ર (આંતરડું) + ઇક (લગતું) + ઈ (નારીજાતિનો પ્રત્યય) + શિરા (નસ)] સ્ત્રી. પ્રતિહારિણી શિરા (પૉર્ટલ વેન)ની એ નામની શાખા; 'ઇન્ફીરિઅર મેસેન્ટેરિક વેન'. મોટા આંતરડાના અવરોહિ એટલે નીચે જતા ભાગમાંથી આ શિરા મારફત લોહી પાછું વળે છે. અગ્ન્યાશય (પૅન્ક્રિઅસ)ના મધ્ય ભાગની પાછળ તે પ્લૈહિકી એટલે બરોળની શિરાને મળે છે.

**અધરેઅધર** [ મ. ] વિ. જૂદું; છૂટું; અલગ.

**અધરોટી** સ્ત્રી. ચણતરમાંની વધારે ઊંચી અને સાંકડી કમાન.

**અધરોત્ક્ષેપણી** [ સં. અધર (હોઠ) + ઉત્ક્ષેપણ (ઊંચું કરવું તે) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. મોઢા ઉપરના અધોહન્વસ્થિ એટલે હડપચી નીચેના હાડકાના ચિબુકપીઠ પરથી ઉત્પન્ન થઈ નીચલા હોઠની નીચે ચામડીને લાગેલી એ નામની એક પેશી; 'મેન્ટેલિસ'. આ પેશી હોઠ અને હડપચીને એકી સાથે ઊંચાં કરે છે.

**અધરોત્તર** ૭. [ સં. અધર (હલકું) + ઉત્તર (જવાબ)] પું. હલકો જવાબ.

**અધરૌરસી નાડી** (અધરૌરસી નાડી) [ સં. અધર (નીચે) + ઔરસી (છાતીની) + નાડી ] સ્ત્રી. એ નામની એક પ્રચેષ્ટની નાડી (મોટર નર્વ); 'ઇન્ફીરિઅર થૉરેસિક નર્વ'.

**અધર્મ** ૨૦. પું. (જૈન) આત્માના શુભાશુભ ભાવ એટલે પરિણામ. આત્માની શુદ્ધ અને અશુદ્ધ એવી બે પ્રકારની અવસ્થા છે. અશુદ્ધના શુભ એટલે પુણ્ય, અને અશુભ એટલે પાપ એવા બે પ્રકાર પડે. આથી પુણ્યને આત્માનો ધર્મ નહિ પણ વિકાર મનાય છે.

૨૧. વિ. અન્યાયી; ગેરઇન્સાફી.

**અધર્મતા** [ સં. અ (નહિ) + ધર્મ (કર્તવ્ય)

+ તા ( પણું )] સ્ત્રી. અન્યાય; દુરાચાર; અનીતિ.

**અધર્મદ્રવ્ય** [ સં. અધર્મ ( એ નામનો એક નિત્ય અને અરૂપી પદાર્થ ) + દ્રવ્ય ( વસ્તુ )] ન. ( જૈન ) ચાલતા જીવ અને પુદ્ગલ એટલે વસ્તુના નાના અણુને સ્થિર થવામાં ઉદાસીન સહાયકારી એક અરૂપી આખા જગતમાં રહેલ પદાર્થ.

**અધર્મબંધુ** [ સં. અધર્મ ( અસત્ય ) + બંધુ ( મિત્ર )] પું. કલિ; કળિયુગનો અધિષ્ઠાતા અસુર.

**અધર્મમંત્રયુદ્ધ** [ સં. અધર્મ ( ધર્મ વિરુદ્ધનું ) + મંત્ર ( નીતિ ) + યુદ્ધ ( લડાઈ )] ન. બન્ને તરફના લોકોનો નાશ કરવા માટે કરવામાં આવેલ લડાઈ; ધર્મ અથવા નીતિ વિરુદ્ધની લડાઈ.

**અધર્મશત્રુ** [ સં. અધર્મ ( અસત્ય ) + શત્રુ ( દુશ્મન )] પું. શિવનું એક નામ, કેમકે તે અધર્મના દુશ્મન છે.

**અધર્મિક** ૧. [ સં. અધાર્મિક ] વિ. અન્યાયી.
૨. વિ. ઘાતકી; નિર્દય; ક્રૂર.
૩. વિ. ધર્મથી વિરુદ્ધ ચાલનાર.
૪. વિ. પાપી.

**અધર્મી** ૨. વિ. પાપી. જુઓ અધર્મિક.

**અધર્સો** પું. કાપડનો અરધો તાકો.

**અધવચ** ૪. સ્ત્રી. મધ્ય; વચ.

**અધવચકું** ૪. વિ. અધવચ ફેરફાર પામેલ.
૫. વિ. અધવધરૂં; અધગાળેનું; મધ્યજાતિનું.

**અધવચાળ** ૨. અ. પૂરું થતાં પહેલાં.

**અધવસન** [ સં. અધ: ( નીચેનું ) + વસન ( કપડું )] ન. ( ડિંગળ ) અધોવસ્ત્ર; નીચેનું લૂગડું.

**અધવાર** ૩. વિ. અરધું; બે સરખા ભાગમાંના એક બરાબર.

**અધવારવું** ૩. અ. ક્રિ. અરધું થવું.

**અધવાડું** ૪. ન. અરધે ભાગે ભાગિયો રાખવો તે.
૫. ન. બે ઠેકાણે રહેઠાણ.

**અધસ્ત્વક** [ સં. અધ: ( નીચેનું ) + ત્વચ્ ( ચામડી )] વિ. ચામડી નીચેનું; 'સબક્યુટેનિઅસ'.

**અધસ્ત્વક શોથ** [ સં. અધ: ( નીચે ) + ત્વચ્ ( ચામડી ) + શોથ ( સોજો )] પું. કોષતંતુનો સોજો; 'સેલ્યુલાઇટિસ'.

**અધસ્ત્વચા** [ સં. અધ: ( નીચે ) + ત્વચા ( ચામડી )] સ્ત્રી. અંતર્ત્વચા; જ્ઞાનતંતુ અને શિરાવાળી અંદરની ચામડી; 'કોરિઅમ'.

**અધસ્થ** [ સં. અધ: ( નીચે ) + સ્થ ( રહેલું )] વિ. ઓકોશાધર; બીજકોષ નીચેના ભાગ ઉપર આવેલું અથવા તેની નીચેના ભાગમાંથી ઊગતું; 'હિપોજિનસ'.

**અધ:** ૨. સ્ત્રી. પગની નીચેની દિશા.

**અધ:અતિક્રમ** [ સં. અધ: ( નીચે ) + અતિક્રમ ( વળોટી જવું તે )] પું. ( જૈન ) નીચે ઊતરવાની નક્કી કરેલ હદ વળોટી જવાથી લાગતો દોષ.

**અધ:અંત-કર્ણકોટરપૃષ્ઠ** [ સં. અધ: ( નીચલું ) + અંત-કર્ણ ( અંદરનો કાન ) + કોટર ( પોલાણ ) + પૃષ્ઠ ( પીઠ )] પું. અંદરના કાનના પોલાણવાળા ભાગની પીઠ; 'એરિઆ વેસ્ટિબ્યુલેરિસ ઇન્ફીરિઅર'.

**અધ:ઇંદ્રિયચેતની** [ સં. અધ: ( નીચલું ) + ઇંદ્રિય + ચેતની ( ખબર આપનારી )] સ્ત્રી. જ્ઞાનતંતુસ્થાનમાંથી નીકળી અંદરના અવયવમાં જતી ચાર નાડીમાંની એક; 'લોએસ્ટ સ્પ્લેંકનિક નર્વ'.

**અધ:ઉદર** [ સં. અધ: ( નીચેનું ) + ઉદર ( પેટ )] ન. પેટનો નીચલો ભાગ; 'ઇન્ફીરિઅર એપિગેસ્ટ્રિક'.

**અધ:કરણ** [ સં. અધ: ( નીચેનું ) + કરણ ( પરિણામ )] પું. ( જૈન ) સાતમા ગુણસ્થાને પહોંચેલ જીવને થતો એક ભાવ.

**અધ:કંટકખાત** [ સં. અધ: ( નીચું ) + કંટક ( હાડકાનો આગળ વધેલો અણીદાર ભાગ ) + ખાત ( ખાડો )] પું. ખભાના હાડકાની નીચેનો ખાડો; 'ઇન્ફ્રા સ્પાઇનસ ફોસ'.

**અધ:કંઠપિંડ** [ સં. અધ: ( નીચલું ) + કંઠ ( ગળું ) + પિંડ ( ગોળો )] પું. હૈડિયાનો નીચલો ભાગ; અધો અવટુકા; 'ઇન્ફીરિઅર થાઇરોઇડ'.

**અધ:કોટરઅર્બુદ** [ સં. અધ: ( નીચેનું ) + કોટર ( હાડકાની અંદરનો પોલો ભાગ ) + અર્બુદ ( ગાંઠ )] પું. ખભાના હાડકાની નીચેના ખાડાનો ઊપસેલો ભાગ; 'ઇન્ફ્રા ગ્લિનોઇડ ટ્યુબરોસિટિ'.

**અધ:કોટરપિંડ** [સં. અધ: ( નીચેનું ) + કોટર ( પોલો ભાગ ) + પિંડ ( ગોળો )] પું. ખભાના હાડકાની નીચેના ખાડાનો પિંડ; 'ઇન્ફ્રા ગ્લિનોઇડ ટ્યુબરોસિટિ'.

**અધ:કોણ** [ સં. અધ: ( નીચલું ) + કોણ ( ખૂણો )] પું. હોજરીના કુ ભાગ પછી તેના બે જુદા ભાગ પાડનાર આંકો; 'ઇન્સિઝ્યુરા એંગ્યુલેરિસ'.

**અધ:ક્રમ** [ સં. અધ: ( નીચું ) + ક્રમ ( હાર )] પું. એક પછી એક સંખ્યા ઘટતી આવતી હોય તેવી ગોઠવણી; ઊતરતો ક્રમ.

**અધ:ક્ષિપ્તપદાર્થ** [ સં. અધ: ( નીચે ) + ક્ષિપ્ત ( ફેંકેલું ) + પદાર્થ ( વસ્તુ )] પું. ગાળ; 'પ્રેસિપિટેટ'.

**અધ:ખંડ** [ સં. અધ: ( નીચલું ) + ખંડ ( ભાગ )] પું. નીચેનો ભાગ.

**અધ:ધારા** [ સં. અધ: ( નીચેનું ) + ધારા ( ધાર )] સ્ત્રી. અધરધારા; નીચેની કોર.

**અધ:પતનક્રિયા** [ સં. અધ: ( નીચે ) + પતન ( પડવું તે ) + ક્રિયા ( કામ )] સ્ત્રી. નીચે પડવું તે.

**અધ:પતિતઉદર** [ સં. અધ: ( નીચે ) + પતિત ( પડેલું ) + ઉદર ( પેટ )] ન. ઝાડા, નબળાઈ, કરોડની નસોનું ખેંચાવું વગેરે દરદથી પેટમાં ખાડો પડી જવો તે; 'રિટ્રૅક્ટેડ ઍબ્ડોમેન'.

**અધ:પાત** ૨. પું. નરકમાં જવું તે.

**અધ:પુર:સ્કંધ** [ સં. અધ: ( નીચેનું ) + પુર: ( આગલું ) + સ્કંધ ( ખભો )] પું. અંસફલકથી નીચેનો વાંસાનો ભાગ.

**અધ:લઘુ** [ સં. અધ: ( નીચે ) + લઘુ ( નાનું )] પું. સાથળના હાડકાને પાછળ ખેંચવામાં મદદ કરનાર ટેકા ઉપરનો શ્રોણિગવાક્ષિણી અંત:સ્થા પેશીનો ભાગ.

**અધ:શ્વાસનલિકાછેદન** [ સં. અધ: ( નીચું ) + શ્વાસ ( નાકથી વાયુ લેવા મૂકવાપણું ) + નલિકા ( નળી ) + છેદન ( કાપ )] ન. વિજાતીય પદાર્થ કાઢી નાખવા કે ફેફસામાં હવા દાખલ કરવા માટે શ્વાસનળીમાં કાપ કરી માર્ગ કરવાની શસ્ત્રક્રિયા; 'લો ટ્રેકિઓટોમિ'.

**અધ:સંધાન** [ સં. અધ: ( નીચે ) + સંધાન ( જોડાણ )] ન. નીચલા છેડાનો સાંધો.

**અધ:સુરંગ** સ્ત્રી. નાસાગુહાની બહારની બાજુ આગળપાછળ લંબાયેલો પોલો માર્ગ; 'ઇન્ફીરિઅર મીએટસ'. જુઓ નાસાગુહા.

**અધ:સ્કંધ ધમની** [ સં. અધ: ( નીચે ) + સ્કંધ ( ખભો ) + ધમની ( ધોરી નસ )] સ્ત્રી. અંસકપાલિની ધમની; 'સબસ્કૅપ્યુલર આર્ટરિ'. આ ધમની બગલમાં થઈ અંસફલકના નીચલા ખૂણા સુધી જાય છે. ખભાની નજીક આવેલી ધમનીઓ સાથે મળી તે અંસકપાલિકાની આસપાસ ચક્રો રચે છે.

**અધઃસ્કંધબંધ** [ સં. અધઃ ( નીચે ) + સ્કંધ ( ખભો ) + બંધ ( બાંધવાનું સાધન ) ] પું. ખભાના અંસતુંડના મૂળ આગળ આવેલો સ્નાયુનો બંધ; 'ટ્રૅન્સવર્સ લિગમન્ટ'.

**અધઃસ્કંધીય નાડી** ( અધઃસ્કંધીય નાડ઼ી ) [ સં. અધઃ ( નીચેનું ) + સ્કંધીય ( ખભાનું ) + નાડી ] સ્ત્રી. અંસાધરા નાડી; અન્વંસિકા; 'સબસ્કૅપ્યુલર નર્વ'.

**અધઃસ્વરસંપુટ** [ સં. અધઃ ( નીચલું ) + સ્વર ( અવાજ ) + સંપુટ ( પેટી ) ] સ્ત્રી. સ્વરયંત્ર એટલે અવાજની પેટીના નીચેના ભાગમાં આવેલ નાડી; 'ઇન્ફીરિયર લૅરિન્જીઅલ'.

**અધાચંદ** [ સં. અર્ધ ( અરધું ) + ચંદ્ર ( ચાંદો ) ] પું. અર્ધચંદ્ર; અર્ધો ચંદ્રમા.

**અધાતવ** [ સં. અ ( નહિ ) + ધાતુ ( ખનિજ વસ્તુ ) ] વિ. ધાતુ સિવાયનું; ખનિજ ન હોય એવું.

**અધાતુવિષ** [ સં. અ ( નહિ ) + ધાતુ ( ખનિજ વસ્તુ ) + વિષ ( ઝેર ) ] ન. ધાતુ વગરનું ઝેર; જેમાં ધાતુ ન હોય એવું ઝેર.

**અધાધૂંધ** સ્ત્રી. અરાજકતા; અતિશય અવ્યવસ્થા. જુઓ અધાધુંધ.

**અધાધૂંધી** સ્ત્રી. અરાજકતા; અધાધૂંધ.

**અધાન** ૧. પું. આધાન; ગર્ભધારણ.
૨. [ સં. અ ( નહિ ) + ધાન્ય ( અનાજ ) ] ન. ( હિંદી ) તેલ.

**અધાનિક** [ સં. આધાન ( ગર્ભ ) + ઇક ( લગતું ) ] પું. ( હિંદી ) ગર્ભ રહે તે માટે કરવામાં આવતી ક્રિયા.

**અધાન્યવાય** [ સં. અ ( નહિ ) + ધાન્ય ( અનાજ ) + વય્ ( સુકાઈ જવું ) ] પું. અનાજ પેદા ન થતું હોય એવી જગ્યા.

**અધાયો** પું. ( ડિંગળ ) ભૂખ્યો સિંહ.

**અધાર** ૬. પું. ખોરાક.
૭. પું. પાયો; આધાર.

**અધાર્ય** ૨. [સં. અ ( નહિ ) + ધાર્ય ( પહેરવા જેવું ) ] વિ. ન પહેરવા જેવું; ધારણ કરવાને અયોગ્ય.

**અધાસીસી** [ સં. અર્ધ ( અરધું ) + શીર્ષ ( માથું ) ] સ્ત્રી. અરધું માથું દુખવાનો રોગ.

**અધિ** ૧૩. અ. ઉપર; પર; ઊંચે.

**અધિક** ૧૫. પું. ( ગણિત ) વિશાળ કોણ; પહોળો ખૂણો; કાટખૂણાથી મોટો ખૂણો.

**કોણત્રિભુજ** [ સં. અધિક ( મોટું ) + કોણ ( ખૂણો ) + ત્રિ ( ત્રણ ) + ભુજ ( બાજુ ) ] પું. ( ગણિત ) પહોળા ખૂણાવાળો ત્રિકોણ.

**અધિકપાંસળિયું** ૧. વિ. અદકપાંસળિયું; મોટપ કે પૈસો ન જીરવી શકે એવા સ્વભાવનું.
૨. વિ. જેના પેટમાં વાત ટકે નહિ એવું; વાતોડિયું.

**અધિકરણક્રિયા** [ સં. અધિકરણ ( શસ્ત્ર ) + ક્રિયા ( પાપનું કામ ) ] સ્ત્રી. ( જૈન ) હિંસાનાં ઓજાર રાખવાં રૂપી પાપનું કામ.

**અધિકર્મ** ૫. ન. શ્રેષ્ઠતા; ચઢિયાતાપણું.

**અધિકસંખ્યા** [ સં. અધિક ( વધારે ) + સંખ્યા ] સ્ત્રી. બહુમતિ; 'મેજૉરિટિ'.

**અધિકાર** ૧૮.—
અધિકાર દેવો = ૧. ( પ ) બીજા દેશના એલચીને કે રાજદૂતને જરૂર જોઈતાં પ્રમાણપત્ર આપી યોગ્ય સત્તા આપવી.
૨૦. પું. ( વ્યાકરણ ) બીજા નિયમો ઉપર અસર કરે એવો મુખ્ય નિયમ.
૨૧. પું. ( નાટ્ય ) રૂપકના પ્રધાન ફળની માલિકી અથવા તે મેળવવાની લાયકાત.

**અધિકારઘોષણા** [ સં. અધિકાર ( સત્તા ) + ઘોષણા ( ઢંઢેરો ) ] સ્ત્રી. રાજ્યવહીવટના મૂળ સિદ્ધાંતોની અને રૈયતવર્ગના સ્વતંત્ર અને પરસ્પર સંબંધના હક્કની જાહેરાત; અધિકારપત્ર; 'બિલ ઑવ રાઇટ્સ'.

**અધિકારપત્ર** ૪. પું. રાજ્યવહીવટના મૂળ સિદ્ધાંતોની અને રૈયતવર્ગના સ્વતંત્ર અને પરસ્પર સંબંધના હક્કની જાહેરાત; અધિકારઘોષણા.
૫. પું. વહાણમાં કામ કરનારાઓએ પોતાના પગારનો અમુક ભાગ સંચયભંડાર ( પ્રોવિડન્ટ ફંડ )માં જમે કરાવવાનો પોતાના માલિકને લખી આપેલો દસ્તાવેજ.

**અધિકારપ્રમાણ** [ સં. અધિકાર ( સત્તા ) + પ્રમાણ ( આધાર ) ] ન. સત્તા કે માલિકીનો આધાર આપનાર દસ્તાવેજ.

**અધિકારપ્રાપ્તિ** [ સં. અધિકાર ( સત્તા ) + પ્રાપ્તિ ( લાભ ) ] સ્ત્રી. સત્તા મળવાપણું.

**અધિકારવિધિ** ૨. સ્ત્રી. અથર્વવેદનો ભાગ.

**અધિકાર સમર્પણ પત્ર** [ સં. અધિકાર ( સત્તા ) + સમર્પણ ( આપવું તે ) + પત્ર ( દસ્તાવેજ ) ] પું. ઠરાવેલી રકમ દીધા પછી મિલ્કત પોતાને પાછી આપવાની શરતે કોઈ માણસે પોતાની મિલ્કત ઉપર બીજાને અમુક અંશે કે પૂરેપૂરો અધિકાર આપવાનો કરી આપેલ દસ્તાવેજ; 'બૅક બૉન્ડ'.

**અધિકારિત** [ સં. અધિકાર ( સત્તા ) + ઇત ( વાળું ) ] વિ. સત્તા અપાયેલું.

**અધિકારિત પૂંજી** [ સં. અધિકારિત ( સત્તા અપાયેલું ) + પુંજ ( ઢગલો ) ] સ્ત્રી. ભાગીદારોની મંડળીને તેના નિયમપત્રને અનુસરી જારી રાખવાની સત્તાવાળી મૂડી; 'ઑથોરાઇઝ્ડ કૅપિટલ'.

**અધિકારી** ૨૧. પું. પુરુષ; મરદ.
૨૨. પું. ( નાટ્ય ) રૂપકનું મુખ્ય ફળ મળે તે પાત્ર.

**અધિકારી ચક્ર** [ સં. અધિકારિન્ ( સત્તાધારી ) + ચક્ર ( મંડળ ) ] ન. અધિકારી મંડળ; અધિકાર ભોગવનાર માણસોની મંડળી.

**અધિકલોમકા** [ સં. અધિ ( ઉપર ) + કલોમન્ ( ફેફસું ) + ક ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. શ્વાસનળીની દરેક બાજુ તેની બે શાખાની વચ્ચે તેમ જ તેની નાની મોટી શાખાઓની આસપાસ હારબંધ રહેલી એ નામની ઘણી ગ્રંથિ; 'ટ્રૅકિઓબ્રૉંકિઅલ ગ્લૅંડ'. શરીરમાં રહેલી રસગ્રંથિઓમાંની મોટામાં મોટી કેટલીએક ગ્રંથિઓ આ જગ્યામાં રહેલી છે. તેમાંની નાનામાં નાની ગ્રંથિઓ શ્વાસનળીની નાની નાની શાખાઓની આસપાસ ફેફસાંની અંદર રહેલી છે. શ્વાસનળી, બન્ને ફેફસાં તેમ જ હૃદયમાંથી ઉત્પન્ન થતી રસાયનીઓ આ ગ્રંથિઓમાં દાખલ થાય છે અને તેમણે આણેલ લસિકા એટલે શરીરમાં વહેતી પ્રવાહી વસ્તુ આ ગ્રંથિઓમાં શુદ્ધ થાય છે. આ ગ્રંથિઓમાંથી બહાર નીકળતી રસાયનીઓ પરસ્પર જોડાઈને બે જાડી રસાયનીઓ બનાવે છે. ગીચ વસ્તીવાળાં શહેરોમાં વસતાં માણસોની છાતીમાં શ્વાસ મારફત ધુમાડો, કોલસાની ઝીણી ભૂકી વગેરેનાં રજકણો જવાથી આ ગ્રંથિઓ મોટી, કઠણ અને કાળા રંગની થઈ જાય છે. ખાસ કરીને મિલો કે બીજાં કારખાનાંના ઉદ્યોગવાળાં શહેરોમાં તેમ જ કોલસાની ખાણોવાળા પ્રદેશમાં આ ફેરફાર વધારે પ્રમાણમાં નજરે પડે છે. ફેફસાંના ક્ષયમાં આ ગ્રંથિઓમાં ક્ષયનાં જંતુ પોતાનાં થાણાં જમાવે છે. એને લીધે તે સૂજીને મોટી થાય છે અને દરદીને ખાલી ઉધરસ આવે છે. જો દરદ અંકુશમાં આવે તો તેઓ પાછી નાની અને કઠણ થઈ જાય. પરંતુ—ખાસ કરીને બાળકોમાં—મોટે ભાગે તો દરદ વધતાં તેઓ પોચી પડીને શ્વાસનળિકામાં કે તેની એકાદ શાખામાં ફૂટે છે અને ક્ષયનો ચેપ ફેફસામાં ફરી વળે છે.

**અધિગમ** ૧૨. પું. (જૈન) પોતાના અને બીજાના સ્વરૂપનો આકાર સહિત કરતો નિશ્ચય. તેના જ્ઞાનાત્મક અને શબ્દાત્મક એવા બે પ્રકાર છે.

**અધિગમન** ૯. ન. અભ્યાસ.

**અધિગુણોત્તર** [સં. અધિ (વધારે) + ગુણ (સંખ્યા) + ઉત્તર (વધારે)] ન. (ગણિત) પૂર્વપદ ઉત્તરપદથી મોટું હોય એવું ગુણોત્તર. જેમકે, ૭:૫.

**અધિચાપ** [સં. અધિ (વધારે) + ચાપ (કૂંડાળાનો ભાગ)] પું. (ગણિત) અરધા કૂંડાળાથી મોટો ભાગ; કૂંડાળાના પરિઘના અર્ધાથી મોટો ભાગ; 'મેજર આર્ક'.

**અધિછત્ર** ન. રોહિલખંડમાં બરેલીની પશ્ચિમે વીસ માઈલ દૂર આવેલું એક ગામ; રામનગર. જુઓ અહિછત્ર.

**અધિજંઘિકા** સ્ત્રી. એ નામની સાથળની એક પ્રચેષ્ટની નાડી (મોટર નર્વ); 'ટિબિઅલ નર્વ'.

**અધિજિહ્વિકા** સ્ત્રી. સ્વરયંત્ર (લેરિન્ક્સ)ના અંદરના ભાગના ઉપલા બારણાનું રક્ષણ કરનાર તરુણાસ્થિ (કાર્ટિલેજ); 'એપિગ્લૉટિસ'. ખોરાક અથવા પાણી ગળે ઊતરતાં આ તરુણાસ્થિ આપોઆપ સ્વરયંત્રનું ઉપલું બારણું બંધ કરી દે છે.

**અધિત્વક** [સં. અધિ (ઉપર) + ત્વચ્ (ચામડી)] સ્ત્રી. બાહ્યત્વચા; બહારની ચામડી.

**અધિદેવ** ૪. પું. વરુણદેવ.

**અધિનિલયિકા** સ્ત્રી. હૃદયમાં રહેલી એ નામની ઊંડી જગ્યા; 'લૉન્જિટ્યુડિનલ સલ્કાઈ'. જુઓ હૃદય.

**અધિનેત્રી** [સં. અધિ (પ્રધાન) + નેત્રી (દોરનારી)] સ્ત્રી. મુખ્ય સ્ત્રી સરદાર.

**અધિપતિપણું** [અધિપતિ (ઉપરી) + પણું (નામ બનાવનાર પ્રત્યય)] ન. ઉપરીપણું; અધિકારી તરીકેની સત્તા.

**અધિપતિરંધ્ર** ન. શિવરંધ્ર; ખોપરીનાં હાડકાંની એ નામની સાંધાની જગ્યા. જુઓ શિવરંધ્ર.

**અધિબલ** [સં.] ન. (નાટ્ય) ગર્ભસંધિના તેર અંગોમાંનું એક; કોઈને વેશબદલો કરેલો દેખીને થતો ગભરાટ.

**અધિબસ્તિક** [સં. અધિ (નીચે) + બસ્તિ (પેડુ) + ક (વાળું)] પું. પેડુનો નીચલો ભાગ; 'હાઈપોગેસ્ટ્રિક રીજન'. આ ભાગમાં નાના આંતરડાનો થોડો ભાગ, બાળકોના શરીરમાં બસ્તિ અને સ્ત્રીનું ગર્ભાશય આવેલાં છે.

**અધિભૂમિ** [સં. અધિ (નીચે) + ભૂમિ (જમીન)] સ્ત્રી. જમીનમાં આવેલ ઉપરથી નીચેનું પડ; અધિસ્તર.

**અધિભ્રુવ** [સં. અધિ (વચ્ચે) + ભ્રૂ (ભમ્મર)] ન. નેત્રગુહાની ઉપર આવેલ બે છિદ્રમાંનું દરેક; 'સ્યૂપ્રઑર્બિટલ ફોરેમન'.

**અધિભ્રુવાશિરા** [સં. અધિ (નીચે) + ભ્રૂ (ભમર) + આ (નારીજાતિનો પ્રત્યય) + શિરા (હૃદય તરફ અશુદ્ધ લોહી લઈ જનારી નળી)] સ્ત્રી. નાકના મૂળની દરેક બાજુએ કપાળમાં રહેલી એ નામની શિરા. કેટલાંક માણસના કપાળમાં તે મોટી હોય ત્યારે તે તિલકના આકારમાં જણાય છે.

**અધિમન્યા** [સં. અધિ (નીચે) + મન્યા (ગરદનનો પાછલો ભાગ)] સ્ત્રી. માથા અને ડોકની બહારની બાજુની શિરાઓ અને મુખમંડલની ઊંચેની શિરાઓનું લોહી લઈ જતી એ નામની શિરા; 'એક્સટર્નલ જ્યુગ્યુલર વેન'. ડોકની દરેક બાજુ પર, ઉરઃકર્ણમૂલિકા પેશી (સ્ટર્નોમૅસ્ટૉઈડ)ની ઉપર થઈને આ શિરા ત્રાંસી રીતે કાનના મૂળથી અક્ષકાસ્થિના વચ્ચેના બિંદુ સુધી નીચે આવે છે. પુરઃગ્રીવિકા અને પશ્ચિમગ્રીવિકા શિરાઓ તેમ જ અંસ અને ડોકમાંની તિરશ્ચીન શિરા તેને મળે છે. ડોકના મૂળભાગમાં તે અક્ષાધરા શિરામાં મળી જાય છે.

**અધિયજ્ઞ** ૬. પું. પરમેશ્વર.

**અધિયારી** ૬. સ્ત્રી. અર્ધો ભાગ.

**અધિરાજ** ૪. પું. રેવા રાજ્યમાં આવેલ કરુષ દેશનું જૂનું નામ. પાંડવ સહદેવે આ દેશ જીત્યાનું મહાભારત સભાપર્વમાં વર્ણન છે.

**અધિરાજત્વ** [સં. અધિ (ઉપરી) + રાજન્ (રાજા) + ત્વ (પણું)] ન. રાજાના હાથમાં સંપૂર્ણ સત્તા હોવાપણું; એકચક્રસત્તા.

**અધિરાજા** [સં. અધિ (ઉપર) + રાજન્ (રાજા)] પું. રાજાનો રાજા; સમ્રાટ.

**અધિરોહ** ૪. [સં. અધિરુહ્ (ઊંચે બેસવું)] પું. શિવનું એક નામ, કેમકે તેમનું રહેવાનું ઠેકાણું કૈલાસ ઉપર છે.

**અધિવસ્તિક** [સં. અધિ (ઉપર) + બસ્તિ (પેડુ) + ક (વાળું)] પું. ઉદરગુહાના નવ ભાગ માંહેનો એક; પેટનો નીચલો ભાગ; અધરામાશય ભાગ; પેટના નીચલા ભાગ આગળનો મધ્યરેખા ઉપરનો પ્રદેશ; 'હાઈપોગેસ્ટ્રિક રીજન'. જુઓ અધિબસ્તિક.

**અધિવસ્તિક નાડીચક્ર** (અધિવસ્તિક નાડીચક્ર) ન. બસ્તિ પ્રદેશમાં આવેલ નાડીઓનું ગૂંચળું.

**અધિવાસ** ૬૫. [સં. અધિ (ઉપર) + વાસ (રહેઠાણ)] પું. જન્મભૂમિ.

**અધિવાસન** ૫. ન. ચક્રવર્તી રાજાના રાજ્યાભિષેકને લગતી પાણીનું અભિસિંચન કરી એટલે છાંટીને પવિત્ર કરવાની ક્રિયા.

> સ્થપતિ, સ્થાપક અને બ્રાહ્મણ અંકુરાર્પણ વિધિ કરે છે કે જે અધિવાસનમાં પરિણમે છે.
>
> માનસાર શિલ્પશાસ્ત્ર

**અધિવૃક્ક** ૧. [સં. અધિ (ઉપર) + વૃક્ક (મૂત્રપિંડ)] ન. ઘણાંખરાં કરોડવાળાં પ્રાણીમાં મૂત્રપિંડ ઉપર આવેલી એક ગ્રંથિ; 'સ્યૂપ્ર-રીનલ'. આ ગ્રંથિમાં અંદર થતા એક રસને લીધે લોહીનું દબાણ વધે છે.

૨. વિ. મૂત્રપિંડ ઉપર આવેલું.

**અધિવૃક્ક ગ્રંથિ** [સં. અધિ (ઉપર) + વૃક્ક (મૂત્રપિંડ) + ગ્રંથિ (ગાંઠ)] સ્ત્રી. મૂત્રપિંડના ઉપલા છેડા પર આવેલી એ નામની એક ત્રણ ખૂણાવાળી ગ્રંથિ; 'સ્યૂપરીનલ ગ્લૅંડ'.

**અધિવૃક્કનીમધ્યમા ધમની** [સં. અધિ (ઉપર) + વૃક્ક (મૂત્રપિંડ) + મધ્યમા (વચલી) + ધમની (હૃદયમાંથી શુદ્ધ લોહી લઈ જનારી નળી)] સ્ત્રી. મૂત્રપિંડની ગ્રંથિઓને લોહી પૂરું પાડનાર એ નામની નળી; 'મિડલ સ્યૂપ્ર-રીનલ આર્ટરિ'.

**અધિવૃક્કિણીધમની** [સં. અધિ (ઉપર) + વૃક્ક (મૂત્રપિંડ) + ઇન્ (વાળું) + ઈ (નારીજાતિનો પ્રત્યય) + ધમની (શુદ્ધ લોહી લઈ જનારી નળી)] સ્ત્રી. દરેક મૂત્રપિંડનાં ઉપલા છેડા ઉપર આવેલી અધિવૃક્કગ્રંથિને લોહી પૂરું પાડનાર એ નામની ધમની; 'સ્યૂપ્રરીનલ આર્ટરિઝ'.

**અધિવૃક્કિની શિરા** [સં. અધિ (નીચે) + વૃક્કિન્ (મૂત્રાશયનું) + ઈ (નારીજાતિનો પ્રત્યય) + શિરા (હૃદય તરફ અશુદ્ધ લોહી લઈ જનારી નળી)] સ્ત્રી. દરેક અધિવૃક્ક ગ્રંથિમાંથી નીકળતી એક શિરા; 'સ્યૂપ્ર-રીનલ વેન'. તેમાંની જમણી અધરા મહાશિરાને અને ડાબી, ડાબી અનુવૃક્કા શિરાને મળે છે.

**અધિવેદનિકા** [સં. અધિ (ઉપર) + વેદન (મેળવવું તે) + ઇક (સંબંધી) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. એક જાતનું સ્ત્રીધન; બીજું લગ્ન કરતી વખતે પહેલી સ્ત્રીને આપવામાં આવેલી રકમ.

**અધિશોષણ** [સં. અધિ (ઉપર) + શોષણ (ચૂસવું તે)] ન. વાયુને ઘટ્ટ કરી પોતા ઉપર રાખવાનું પદાર્થનું કામ; 'ઍડસૉર્પ્શન'.

**અધિશ્રોણિકા આભ્યંતરી** [સં. અધિ (મુખ્ય) + શ્રોણિ (કમર) + કા (વાળી) + આભ્યંતરી (અંદરની)] સ્ત્રી. બસ્તિગુહાની અંદર અને આસપાસ નાના મોટા અવયવોને લોહી પૂરું પાડતી એક ધમની; 'ઇન્ટર્નલ ઇલિએક આર્ટરિ'. ઔદરી મહાધમનીની પેટાશાખા, મહાધમનીના ભાગ પડે ત્યાંથી શરૂ થઈને નીચે જઘનકપાલ (ઇલિઅમ)ના નીચલા ભાગમાં આવેલા ગૃધ્રસીદ્વાર (ગ્રેટર સાયાટિક નૉચ) સુધી જાય છે. બસ્તિગુહામાં તે ફક્ત એક આંગળ દેખાય છે. ત્યાર પછી તેની બે મોટી શાખા પડી જાય છે. તેની પુરઃશાખા અથવા આગલી શાખામાંથી નીચેની પેટા શાખાઓ નીકળે છેઃ ઉત્તરા બસ્તિગા (સુપીરિઅર વેસિકલ આર્ટરિ), અધરા બસ્તિગા (ઇન્ફીરિઅર વેસિકલ આર્ટરિ), મધ્યમા ગુદાંતિકા (મિડલ હેમરૉઇડલ આર્ટરિ), ગુહ્યોપસ્થિકા, (પ્યુડેન્ડલ આર્ટરિ), અનુગર્ભાશયા (યુટેરાઇન આર્ટરિ), શ્રોણિવંક્ષણિકા (ઑબ્ચ્યુરેટર આર્ટરિ) અને અધરા નિતંબિની (ઇન્ફીરિઅર ગ્લુટિઅલ નર્વ). અધિશ્રોણિકા આભ્યંતરી 'ઇન્ટર્નલ ઇલિએક આર્ટરિ'ની પાછલી શાખામાંથી નીચેની ત્રણ પેટાશાખા નીકળે છેઃ કટિશ્રોણિકા (ઇલિઓ લમ્બર આર્ટરિ), ત્રિકપાર્શ્વિકા (લૅટરલ સેક્રલ આર્ટરિ) અને ઉત્તરા નિતંબિની 'સુપીરિઅર ગ્લુટિઅલ આર્ટરિ'.

**અધિશ્રોણિકા આભ્યંતરી શિરા** [સં. અધિ (મુખ્ય) + શ્રોણિ (કમર) + ક (લગતું) + આ (નારીજાતિનો પ્રત્યય) + આભ્યંતરી (અંદરની) + શિરા (અશુદ્ધ લોહી વહી જનારી નળી)] સ્ત્રી. પેઢુમાંની એ નામની મોટી રક્તવાહિની; 'ઇન્ટર્નલ ઇલિઍક વેન'.

**અધિશ્રોણિકા ઉત્તરા** [સં. અધિ (પાસે) + શ્રોણિ (કમર) + કા (વાળી) + ઉત્તરા (ઊંચેની)] સ્ત્રી. પેટ તથા પેઢુના ભાગમાં દરેક બાજુએ મહાધમની અને અધરા મહાશિરાની આસપાસ રહેલી આઠથી દશ મોટી ગાંઠ; 'અપર પેલ્વિક લિંફ ગ્લૅંડ'. બન્ને પગની, કેડ અને પેટની બાજુની રસાયનીઓ આ ગ્રંથિમાં દાખલ થાય છે.

**અધિશ્રોણિકાબાહ્યશિરા** [સં. અધિ (મુખ્ય) + શ્રોણિ (કમર) + કા (વાળી) + બાહ્ય (બહારનું) + શિરા (હૃદય તરફ અશુદ્ધ લોહી લઈ જનારી નળી)] સ્ત્રી. બાહ્યશ્રોણિગા શિરા; 'એક્સટર્નલ ઇલિઍક વેન'. વંક્ષણદરી નામના કાણામાં થઈને સાથળમાંથી ઉદરગુહામાં દાખલ થતાં ઔર્વીશિરા આ નામે ઓળખાય છે.

**અધિશ્રોણિકા બાહ્યા** [સં. અધિ (મુખ્ય) + શ્રોણિ (કમર) + કા (વાળી) + બાહ્યા (બહારની)] સ્ત્રી. ઔદર્યા મહાધમનીની ચાર શાખામાંની એ નામની બહાર જતી બે શાખા; 'એક્સટર્નલ ઇલિએક આર્ટરિ'. તેઓ પેટમાંથી નીકળી સાથળમાં જાય છે.

**અધિશ્રોણિકા સાધારણી** [સં. અધિ (મુખ્ય) + શ્રોણિકા (કમર) + કા (વાળી) + સાધારણી (બધાને લાગુ પડે તેવી)] સ્ત્રી. એ નામની શિરાઃ 'કૉમન ઇલિઍક વેન'. દરેક બાજુએ અધિશ્રોણિકા આભ્યંતરી (ઇન્ટર્નલ ઇલિએક આર્ટરિ) અને બાહ્યા (એક્સટર્નલ ઇલિએક આર્ટરિ) મળીને આ શિરા થાય છે. બન્ને શિરાઓ ચોથી અને પાંચમી કટિકશેરુકાના સંધિની આગળ મળી જઈને અધરા મહાશિરા (ઇન્ફીરિઅર વીના કેવા) બનાવે છે. દરેક અધિશ્રોણિકા સાધારણીને કટિશ્રોણિકા શિરા મળે છે. ડાબી સાધારણી શિરામાં ત્રિકમધ્યા શિરા (મિડલ સેક્રલ વેન) મળી જાય છે.

**અધિષ્ઠાત્રી** ૪. [સં. અધિ (ઉપર) + સ્થાત્રી (રહેનારી)] વિ. સ્ત્રી. ઉપરી.

**અધિષ્ઠાન** ૨૨. પું. શિવનું એક નામ.

૨૩. [સં. અધિ (નીચે) + સ્થાન (હોવું તે)] ન. જમીનમાં આવેલ ઉપરથી નીચેનું પડ; અધિભૂમિ; અધિસ્તર; 'સબસ્ટ્રેશન'.

૨૪. ન. મકાનની ગાંઠ; ખુરશી.

૨૫. ન. (શિલ્પ) વેદી; ઓટો; બેઠક. જેમકે, બ્રહ્માધિષ્ઠાન = યજ્ઞમાં બ્રહ્માને બેસવાનું સ્થાન.

**અધિષ્ઠાયક** [સં. અધિ (ઉપર) + સ્થા (રહેવું)] વિ. નિયમમાં રાખનાર; ઉપરી.

**અધિસેતુકા** [સં. અધિ (ઉપર) + સેતુક (પુલ) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. મગજના બે અર્ધા ભાગની વચ્ચેની દાટ; 'કૅલોસલ ફિશર'.

**અધિસ્તર** ૨. [સં. અધિ (નીચે) + સ્તર (પડ)] ન. જમીનમાં રહેલ ઉપરથી નીચલું પડ; અધિકરણ; અધિષ્ઠાન; અધિભૂમિ; 'સબ-સ્ટ્રેશન'.

**અધિસ્થાપન** [સં. અધિ (ઉપર) + સ્થાપન (મૂકવું તે)] ન. ઉપર મૂકવું તે.

**અધીન** ૨.—

અધીન થવું = (૧) તાબે થવું. (૨) નમ્ર થવું.

૫. વિ. વધઘટ થયા કરે એવું; ફેરફાર થાય એવું.

**અધીની** ૨. [સં. અધિ (તાબે) + ઇન (સ્વામી) + ઈ (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. અરજ; વિનતિ.

**અધીપ** પું. (ડિંગળ) સ્વામી; અધિપતિ.

**અધીર** ૧૩. પું. અયોગ્ય વૈદ્ય.

૧૪. વિ. ધીરું.

૧૫. વિ. પ્રમાદી.

**અધીસારક** [સં. અધિ (હદ બહાર) + સૃ (જવું)] પું. વેશ્યાની પાસે વારંવાર જનારો માણસ.

**અધૂરું** ૩.—

અધૂરું કરવું = નબળું કરી નાખવું.

**અધૃત** ૫. પું. શિવનું એક નામ. તેમને કોઈએ ધારણ કરેલ નથી.

**અધેલચી** ૧. [હિં.] પું. અરધ ભાગદાર; અધેલિયા.

૨. પું. અરધા પૈસાની કીમતની ચીજ.

**અધોઅક્ષકીય શાખા** [સં. અધઃ (નીચે) + અક્ષકીય (હાંસડીને લગતું) + શાખા (પેટા ભાગ)] સ્ત્રી. કક્ષશાખા; 'ઇન્ફ્રક્લવિક્યુલર બ્રૅન્ચ'. જુઓ અક્ષાધરા.

**અધોઅધિ** અ. (ડિંગળ) વચ્ચોવચમાં; બરાબર મધ્યમાં.

**અધોઅન્વાયામ** પું. અધોશિરાકુલ્યા; ખોપરીનાં બે હાડકાં વચ્ચેના ખાડાનો અંદરનો ભાગ; 'ઇન્ફીરિઅર સૅજિટલ સાઇનસ'.

**અધોઅન્વાયામ રસનિકા** સ્ત્રી. અનુદૈર્ઘ્ય પેશી; 'લૉન્જિટ્યુડિનેલીસ મસલ'.

**અધોઅપરપુરતલ** [સં. અધો (નીચે) + અપર (પાછલું) + પુર (શરીર) + તલ (તળિયું)] પું. ખોપરીના પાછલા ભાગના હાડકાંનો બાજુનો નીચલો ભાગ; 'ઇન્ફીરિઅર લૅટરલ ફ્રન્ટલ'.

**અધોઅવટુકા** [સં. અધઃ (નીચે) + અવટુક (હૈડિયો) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. હૈડિયાનો નીચલો ભાગ; 'ઇન્ફીરિઅર થાઇરોઇડ'.

**અધોઅવટુકા ધમની** [સં. અધઃ (નીચે) + અવટુક (હૈડિયો) + આ (નારીજાતિનો પ્રત્યય) + ધમની (ધોરી નસ)] સ્ત્રી. ચુલ્લિકાધોધમની; હૈડિયાના નીચલા ભાગની ધોરી નસ; 'ઇન્ફીરિઅર થાઇરોઇડ આર્ટરિ'.

**અધોઓષ્ઠ** [સં. અધઃ (નીચલું) + ઓષ્ઠ (હોઠ)] પું. નીચલો હોઠ; નિમ્ન ઓષ્ઠ.

**અધોઓષ્ઠ્યા ધમની** [સં. અધઃ (નીચલું) + ઓષ્ઠ્ય (હોઠનું) + આ (નારીજાતિનો

પ્રત્યય ) + ધમની ( હૃદયમાંથી શુદ્ધ લોહી લઈ જનારી નળી )] સ્ત્રી. નીચલા હોઠની ધોરી નસ; 'ઇન્ફીરિઅર લેબિઅલ આર્ટરિ'.

**અધોકર્ણુ** [ સં. અધઃ ( નીચલું ) + કર્ણ ( કાન )] ન. મધ્યકાનનું નીચલું હાડકું; 'ઇન્ફીરિઅર ટિમ્પેનિક'.

**અધોકર્ષ** [ સં. અધઃ ( નીચે ) + કૃષ્ ( ખેંચવું )] પું. મુખ્ય શાખા સાથે સંબંધ ધરાવતા અથવા તેમાંથી નીકળેલા ભાગનો ચીરો; 'કૉલૅટરલ ફિશર'.

**અધોકર્ષ ઉન્નત** [ સં. અધઃ ( નીચે ) + કર્ષ ( ખેંચાણ ) + ઉન્નત ( ઊંચું )] પું. મગજના પાર્શ્વકોટરમાં પાછળ રહેલ ચડિયાતો ભાગ; 'કૉલૅટરલ એમિનન્સ'.

**અધોકંઠીય** [ સં. અધઃ ( નીચે ) + કંઠ ( ગળું ) + ઈય ( લગતું )] પું. હાંસડીના હાડકાંની નીચે આવેલી ધમની; 'સબક્લેવિઅન ટ્રંક'. તે હાથને લોહી પૂરું પાડે છે.

**અધોકંઠીય ચેતની તોરણ** ન. હાંસડીના હાડકાને લગતું નાડીચક્ર; 'ઍન્સ સબક્લેવિઅસ'.

**અધોક્ષજ** ૫. પું. શિવ; શંકર; મહાદેવ, કેમકે તે ઇંદ્રિયજ્ઞાનના વિષય નથી.

**અધોગત** ૪. [ સં. અધઃ ( નીચે ) + ગત ( ગયેલ )] પું. હાડકું ભાંગી જવાનો અકસ્માત; અસ્થિભંગ.

**અધોગામહાશિરા** [ સં. અધઃ ( નીચે ) + ગ ( જઈ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + મહત્ ( મોટું ) + શિરા ( હૃદય તરફ અશુદ્ધ લોહી લઈ જનારી નળી )] સ્ત્રી. અધરામહાશિરા; 'વીન કેવ ઇન્ફીરિઅર'. તે બસ્તિના ભાગ અને પેટના અવયવોમાંથી હૃદયમાં લોહી લાવે છે.

**અધોગામહાશિરાખાત** [ સં. અધઃ ( નીચે ) + ગા ( જનારી ) + મહાશિરા ( મોટી રક્તવાહિની ) + ખાત ( ખાડો )] સ્ત્રી. અધરામહાશિરા જેમાંથી પસાર થાય છે તે પોલો ભાગ; 'ગ્રૂવ ફૉર ઇન્ફીરિઅર વીન કેવ'.

**અધોગામિનીમહાશિરા** [ સં. અધઃ ( નીચે ) + ગામિની ( જતી ) + મહત્ ( મોટું ) + શિરા ( અશુદ્ધ લોહી લઈ જનારી નળી )] સ્ત્રી. ઉત્તરા મહાશિરા; 'સુપીરિઅર વીન કેવ'. તે મગજ અને ડોકના ભાગમાંથી હૃદયમાં લોહી લાવે છે.

**અધોગામીબૃહત્ધમની** [ સં. અધઃ ( નીચે ) ગામિન્ ( જનાર ) + બૃહત્ ( મોટું ) + ધમની ( ધોરી નસ )] સ્ત્રી. અવરોહિણી મહાધમની; મહાધમનીનો નીચે ઊતરતો ભાગ; 'ડિસેન્ડિંગ અઑર્ટા'. તે ચોથી પૃષ્ઠકશેરૂકાની ડાબી બાજુએ શરૂ થઈ પૃષ્ઠવંશની ડાબી બાજુ પર નીચે ઊતરતી ચોથી કટિકશેરૂકા સુધી જાય છે અને પછી તેના બે ભાગ પડે છે.

**અધોગામી સ્તંભ** [ સં. અધઃ ( નીચે ) + ગામિન્ ( જનાર ) + સ્તંભ ( થાંભલો )] પું. ઊંધો લટકતો થાંભલા જેવો આકાર; 'સ્ટેલેક્ટાઇટ'.

**અધોગુપ્તા** [ સં. અધઃ ( નીચે ) + ગુપ્ત ( રક્ષાયેલું ) + આ ( નારીજાતિનો પ્રત્યય )] સ્ત્રી. ઊંધાફૂલી નામની વનસ્પતિ.

**અધોચારી** [ સં. અધઃ ( નીચે ) + ચર્ ( જવું )] વિ. નીચે જનારૂં; અધોગામી.

**અધોચિબુક** ૧. [ સં. અધઃ ( નીચેનું ) + ચિબુક ( હડપચી )] સ્ત્રી. નીચલું જડબું.
૨. વિ. નીચલા જડબા હેઠળનું.
૩. વિ. હેઠેના જડબાને લગતું.

**અધોચિબુકગુચ્છ** [ સં. અધઃ ( નીચેનું ) + ચિબુક ( હડપચી ) + ગુચ્છ ( ગૂંચળું )] પું. નીચલા જડબાની નાડીનું ગૂંચળું; 'સબ-મૅક્સિલરિ ગૅંગ્લિઅન'.

**અધોચિબુકગ્રંથિ** [ સં. અધઃ ( નીચેનું ) + ચિબુક ( હડપચી ) + ગ્રંથિ ( ગાંઠ )] સ્ત્રી. હન્વધોવર્તીલાલા ગ્રંથિ; નીચલા જડબાના ખૂણાની પાસે આવેલી થૂંક પેદા કરનારી ગાંઠ; 'સબ-મૅક્સિલરિ ગ્લૅન્ડ'.

**અધોચિબુકનલિકા** [ સં. અધઃ ( નીચેનું ) + ચિબુક ( હડપચી ) + નલિકા ( નળી )] સ્ત્રી. નીચલા જડબાની ગ્રંથિનો રસ લઈ જનારી નળી; 'સબ-મૅક્સિલરિ ડક્ટ'.

**અધોજત્રુ** ૧. [ સં. અધઃ ( નીચે ) + જત્રુ ( હાંસડી )] પું. હાંસડીથી પહેલી પાંસળી સુધીનો સ્નાયુ; 'સબક્લેવિઅસ'.
૨. વિ. હાંસડી અને છાતીના હાડકા વચ્ચે આવેલું; 'સબક્લેવિક્યુલર'.

**અધોજત્રુનાડી** ( અધોજત્રુનાડ઼ી ) [ સં. અધઃ ( નીચે ) + જત્રુ ( હાંસડી ) + નાડી ( રગ )] સ્ત્રી. હાંસડીથી પહેલી પાંસળી સુધીના સ્નાયુની નાડી.

**અધોજત્રુરેખા** [ સં. અધઃ ( નીચે ) + જત્રુ ( હાંસડી ) + રેખા ( લીટી )] સ્ત્રી. હાંસડી નીચેની કોર; 'સબક્લેવિઅન બૉર્ડર'.

**અધોજાનુ** ૨. પું. ગોઠણની ઢાંકણી નીચેનું નાડીચક્ર; 'ઇન્ફ્રાપટેલર પ્લેક્સસ'.

**અધોજિહ્વા** [ સં. અધઃ ( નીચે ) + જિહ્વા ( જીભ )] વિ. જીભ નીચે આવેલું; 'સબ-લિંગ્વલ'.

**અધોજિહ્વાકટ** [ સં. અધઃ ( નીચે ) + જિહ્વા ( જીભ ) + કટ ( પડ )] પું. જીભ નીચે રહેલ આવરણત્વચા; 'પ્લાઇક સબ-લિંગ્વલિસ'.

**અધોજિહ્વાગ્રંથિ** [ સં. અધઃ ( નીચે ) + જિહ્વા ( જીભ ) + ગ્રંથિ ( ગાંઠ )] સ્ત્રી. જીભની નીચે અને જડબાની બાજુએ આવેલી થૂંકની ગાંઠ; 'સબલિંગ્વલ ગ્લૅન્ડ'.

**અધોજિહ્વાત્રિકોણ** [ સં. અધઃ ( નીચે ) + જિહ્વા ( જીભ ) + ત્રિકોણ ] પું. જીભની નીચે આવેલ ત્રણ ખૂણાવાળો ભાગ; 'ટ્રિગોનમ હાઇપોગ્લૉસિ'.

**અધોજિહ્વામાર્ગ** [ સં. અધઃ ( નીચે ) + જિહ્વા ( જીભ ) + માર્ગ ( રસ્તો )] પું. મૂલકોટિપુરોગવિવર; પશ્ચિમ મહાખાતા ( પોસ્ટીરિઅર ફ્રૉસ )ની દરેક બાજુ ઉપર આવેલ એ નામનું છિદ્ર; 'હાઇપોગ્લૉસલ કનૅલ'.

**અધોજિહ્વિકા** [ સં. અધઃ ( નીચે ) + જિહ્વા ( જીભ ) + ઇક ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય )] સ્ત્રી. ખોપરીના તળિયાના મૂલકોટિપૂરોગવિવર ( હાઇપોગ્લૉસલ કનૅલ ) નામના છિદ્રમાંથી બહાર નીકળતી એ નામની નાડી; 'હાઇપોગ્લૉસલ નર્વ'.

**અધોડમરૂ** [ સં. અધઃ ( નીચે ) + ડમરૂ ( ડાકલું )] વિ. આંખની વક્રોર્દ્ધદર્શિની એટલે ઊંચે ત્રાંસું જોવામાં મદદ કરનાર પેશીના ગરેડી જેવા ભાગ નીચે આવેલું; 'ઇન્ફ્રટ્રૉકિલઅર'.

**અધોતર** સ્ત્રી. કાપડની એક સુંદર જાત.

**અધોતિર્યક** [ સં. અધઃ ( નીચે ) + તિર્યક્ ( ત્રાંસું )] સ્ત્રી. નીચલા ભાગમાં આવેલી ત્રાંસી માંસપેશી; 'ઑબ્લાઇક્વસ ઇન્ફીરિઅર'.

**અધોતોરણકંઠિકા** [ સં. અધઃ ( નીચે ) + તોરણ ( કમાન ) + કંઠ ( ગળું ) + ઇક ( લગતું ) + આ ( નારીજાતિનો પ્રત્યય )] વિ. કંઠાસ્થિની નીચે આવેલું; 'ઇન્ફ્ર હાઇઑઇડ'.

**અધોદર્શિની** [ સં. અધઃ ( નીચે ) + દર્શિન્ ( જોનાર ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય )] સ્ત્રી. આંખની અંદર રહેલી અને આંખના ડોળાનું હલનચલન કરાવતી પેશી; 'ઇન્ફીરિઅર રેક્ટસ'.

**અધોદૃષ્ટિકેંદ્ર** [ સં. અધઃ ( નીચે ) + દૃષ્ટિ ( નજર ) + કેંદ્ર ( ઠેકાણું )] ન. મગજના નીચેના ભાગમાં આંખના જ્ઞાનતંતુના છેડાવાળી જગ્યા; 'લોઅર વિઝ્યુઅલ સેંટર'.

**અધોધાવી** [ સં. અધઃ ( નીચે ) + ધાવિન્ ( દોડનાર )] વિ. નીચે જતું.

**અધોનાસિકા** [ સં. અધઃ ( નીચેનું ) + નાસિકા ( નાક ) ] સ્ત્રી. નાકનું ટેરવું.

**અધોનેત્ર** ૧. [ સં. અધઃ ( નીચે ) + નેત્ર ( આંખ ) ] ન. બદન; 'ફેશિઅલ'.
૨. વિ. આંખના પડખાની નીચે આવેલું; 'ઇન્ફ્ર ઑર્બિટલ'.

**અધોનેત્રચ્છદ** [ સં. અધઃ ( નીચે ) + નેત્ર ( આંખ ) + છદ ( ઢાંકણું ) ] ન. નીચલું પોપચું.

**અધોપાસ** [ સં. અધઃ ( નીચે ) + પાશ ( ફાંસલો ) ] પું. પાણીનાં બે મોજાંની વચ્ચેનો નીચાણવાળો ભાગ; અનુપાસ; 'ટ્રૉફ'.

**અધોપિંડ** [સં. અધઃ ( નીચે ) + પિંડ ( લોંદો )] પું. મગજની નીચેનો આંચળ જેવા આકારનો ભાગ; 'ઇન્ફીરિઅર કૉલિક્યુલસ'.

**અધોપ્રાચીરક વિશ્લેષ** [ સં. અધઃ ( નીચેનું ) + પ્રાચીર ( દીવાલથી ઘેરાયેલ ભાગ ) + ક ( વાળું ) + વિશ્લેષ ( ઢીલાપણું ) ] પું. ખભાનું ખડી જવું તે; ખભાના ચપટા હાડકાના કરોડની નીચેના ભાગમાં પ્રગંડાસ્થિનું એટલે બાવડાના હાડકાનું માથું ખસી જવું તે; 'સબ-સ્પાઇનસ ડિસ્લોકેશન'.

**અધોમધ્યમ પ્રણાલી** [ સં. અધઃ ( નીચે ) + મધ્યમ ( વચલું ) + પ્રણાલી ( વહેવાનો માર્ગ )] સ્ત્રી. પાર્શ્વકપાલની નીચે આવેલો ખાડો; 'સબ-પરાઇટલ સલ્કસ'.

**અધોમહાપ્રાચીરવિદ્રધિ** [ સં. અધઃ ( નીચે ) + મહાપ્રાચીરા ( પેટ નીચેનો ભાગ પાડનાર પડદો ) + વિદ્રધિ ( ગૂમડું ) ] પું. ભાગ પાડનાર પડદા નીચેનું ગૂમડું; 'સબ ફ્રેનિક ઍબ્સેસ'.

**અધોમુકુલગ્રંથિ** [સં. અધઃ ( નીચે ) + મુકુલ ( શરીર ) + ગ્રંથિ ( ગાંઠ ) ] સ્ત્રી. પેળની કોથળીની શરૂઆતમાં બહારનો કરકરિયાંવાળો ભાગ; 'ઝોન ઇન્સર્ટ'.

**અધોમુકુલનેત્રભાગ** [ સં. અધઃ ( નીચે ) + મુકુલ ( અરીસો ) + નેત્ર ( આંખ ) + ભાગ ] પું. આંખને લગતો આજુબાજુનો ભાગ.

**અધોમુખ્યનીલા** [ સં. અધઃ ( નીચેનું ) + મુખ્ય ( પ્રધાન ) + નીલ ( કાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય )] સ્ત્રી. અધરા મહાશિરા; નિમ્ન મહાશિરા; શરીરના નીચલા અર્ધ ભાગનું અશુદ્ધ લોહી હૃદય તરફ લઈ જનાર એ નામની શિરા; 'ઇન્ફીરિઅર વીન કેવ'. જુઓ અધરા મહાશિરા.

**અધોરક્ત** [ સં. અધઃ ( નીચે ) + રક્ત ( રાતું ) ] ન. સ્પેક્ટ્રમ એટલે રંગપટનાં રાતાં કિરણોની નીચે આવેલ અને નરી આંખે નહિ દેખાતું કિરણ; અપરક્ત; રક્તનિમ્ન; 'ઇન્ફ્રા રેડ'.

**અધોરેખા** [ સં. અધઃ ( નીચે ) + રેખા ( લીટી ) ] સ્ત્રી. આકૃતિની નીચેની લીટી; આધારરેખા; ભૂમિરેખા; 'બેસ લાઈન'.

**અધોરેશી** સ્ત્રી. બોતેર આકાશતત્ત્વ દેવતા માંહેની એ નામની એક. જુઓ આકાશતત્ત્વ દેવતા.

**અધોલંબતમચક્ર** [ સં. અધઃ ( નીચેનું ) + લંબતમ ( મોટામાં મોટું ) + ચક્ર ( જથ્થો ) ] ન. ઘૂંટણ વાળવામાં મદદકર્તા જાંઘના લાંબા અને સાંકડા સ્નાયુ નીચેનો જ્ઞાનતંતુનો ઝૂમખો; 'સબસાર્ટોરિઅલ પ્લેક્સસ'. જાંઘનો આ સ્નાયુ શરીરમાં લાંબામાં લાંબો છે.

**અધોલિખિત** [સં. અધઃ ( નીચે ) + લિખિત ( લખેલું ) ] વિ. નીચે લખેલું.

**અધોલોમ** [ સં. અધઃ ( નીચે ) + લોમન્ ( વાળ ) ] પું. ગુહ્યસ્થાનના ઉપરના ભાગના વાળ; ઝાંટ.

**અધોવલયખાત** [સં. અધઃ ( નીચે ) + વલય ( કૂંડાળું ) + ખાત ( ખાડો ) ] પું. કમાન જેવા ભાગ નીચેનો ખાડા જેવો ભાગ.

**અધોવંક્ષણ** વિ. જીભની નીચે આવેલું; 'સબ-લિંગ્વલ'.

**અધોશંખપુચ્છા** સ્ત્રી. કાનની પાંચમી નાડીનું નીચલા જડબાના હાડકા ઉપરનું નાડીનું જાળું.

**અધોશલાકા** પું. પાંસળીની ઊંડી સપાટી નીચે આવેલો સ્નાયુ; 'સબકોસ્ટલ'.

**અધોશિરાકુલ્યા** [ સં. અધઃ ( નીચે ) + શિરા ( રક્તવાહિની ) + કુલ્યા ( ખાડો )] સ્ત્રી. અધો-અન્વાયામ; ખોપરીનાં કોઈ બે હાડકાં વચ્ચેના ખાડાનો ભાગ.

**અધોશુક્તિકા** [ સં. અધઃ ( નીચે ) + શુક્તિકા ( છીપ ) ] સ્ત્રી. અધોસીપાકૃતિ; નાકની બાજુનાં ત્રણ હાડકાંમાં મોટું અને છીપના આકારનું નીચલું હાડકું.

**અધોશ્વાસપટલ** [ સં. અધઃ ( નીચેનું ) + શ્વાસ + પટલ ( છાપરું ) ] ન. છાતી અને પેટ વચ્ચેના પડદાની નીચેનો ભાગ.

**અધોસરલપેશી** [ સં. અધઃ ( નીચે ) + સરલ ( સીધું ) + પેશી ] સ્ત્રી. આંખના ડોળાનું નીચે હલનચલન કરાવતી પેશી; અધોદર્શિની પેશી; 'રેક્ટસ ઇન્ફીરિઅર મસલ'.

**અધોસીપાકૃતિ** [ સં. અધઃ ( નીચેનું ) + સીપ ( છીપ ) + આકૃતિ ( આકાર ) ] જુઓ અધોશુક્તિકા.

**અધોહનુ** ૧. [ સં. અધઃ ( નીચે ) + હનુ ( જડબું ) ] ન. નીચલું જડબું; નિમ્નહનુ.
૨. [ સં. અધઃ ( નીચે ) + હનુ ( હડપચી ) ] વિ. હડપચી નીચે આવેલું; 'સબમેન્ટલ'.

**અધોહનુસંધાન** [ સં. અધઃ ( નીચે ) + હનુ ( હડપચી ) + સંધાન ( સાંધો ) ] ન. એ નામનો જડબાના હાડકાનો સાંધો; વાયસતુંડ; 'મૅન્ડિબ્યુલર જૉઇન્ટ'. નીચલું જડબું પોતાના દરેક માથા વડે દરેક શંખાસ્થિ પર રહેલા સ્થાલક સાથે જોડાય છે. આ બહુચેષ્ટ સંધિ હોવાથી નીચલું જડબું જુદી જુદી ચેષ્ટા કરી શકે છે. જેમકે, મોં ઉઘાડતાં તે નીચું જાય, મોં બંધ કરતાં તે ઊંચું આવે, તે મુખમંડળથી આગળપાછળ જઈ શકે, તેમ જ જમણી કે ડાબી બાજુ તરફ સહેજ ફેરવી શકાય.

**અધોહન્વસ્થિ** [ સં. અધઃ ( નીચે ) + હનુ ( હડપચી ) + અસ્થિ ( હાડકું ) ] ન. નીચલી હડપચીનું હાડકું; 'લોઅર જૉ'.

**અધોહન્વિકા** [ સં. અધઃ ( નીચે ) + હનુ ( હડપચી ) + ઇક ( લગતું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. નીચલું જડબું; 'મૅન્ડિબલ'.

**અધોહાનવ્યા નાડી** ( અધોહાનવ્યા નાડી ) [ સં. અધઃ ( નીચું ) + હનુ ( હડપચી ) + નાડી ] સ્ત્રી. નીચલા જડબામાં આવેલ નાડી.

**અધોંગ** ૧. [ સં. અધઃ ( નીચે ) + અંગ ( શરીરનો અવયવ ) ] ન. મળદ્વાર; ગુદા.
૨. ન. યોનિ.

**અધૌરી** [ હિં. ] સ્ત્રી. એ નામનું એક જાતનું મોટું ઝાડ. હિમાલયના તરાઈ જંગલમાં જમ્મૂથી આસામ સુધી તથા દક્ષિણ હિંદુસ્તાન અને બ્રહ્મદેશનાં જંગલોમાં તે મોટા પ્રમાણમાં જોવામાં આવે છે. તેનાં પાંદડાં અને ચીકણી ખાખી રંગની છાલ ચામડું કેળવવાના અને તેનું લાકડું કોલસા, હળ અને હોડકું બનાવવાના કામમાં આવે છે. ચૈત્રથી જેઠ માસ સુધી તેને ફૂલ અને ચોમાસામાં ફળ આવે છે. તેની છાલમાંથી એક જાતનો મીઠો અને ખાવા લાયક ગુંદ નીકળે છે.

**અર્ધ્યક્ષ** ૧૨. પું. ધોળા આકડાનો છોડ; શ્વેતાર્ક; સફેદ મંદાર.

**અધ્યન** [ સં. અધી ( અભ્યાસ કરવો ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] પું. અભ્યાસ; ભણતર; પઠન.

**અનતાપ** [ અન ( નહિ ) + તાપ ( ગરમી ) ] વિ. ગરમ થાય નહિ અથવા ગરમ કરે નહિ એવું; અતાવિક; 'એડિઅબેટિક.'

**અનતીસાર** ૧. [ હિં. ] પું. અતિસાર; ઝાડો.
૨. પું. મરડો.

**અનતુલ** [ અન ( નહિ ) + તુલ્ ( તોળવું ) ] વિ. તોળી કે માપી ન શકાય એવું; અમાપ.

**અનદોખ** ૧. [ સં. અદોષ ] વિ. નિર્દોષ; અદોષ; નિરપરાધી.
૨. વિ. સ્વચ્છ; નિર્મળ; ચોખ્ખું.

**અનધ** ન. ( ડિંગળ ) ગંદું પાણી.

**અનધ્યયન** [ સં. અન્ ( નહિ ) + અધ્યયન ( અભ્યાસ ) ] ન. રજા; અભ્યાસનો વિરામ; અનધ્યાય.

**અનધ્યવસાય** ૪. પું. ( જૈન ) 'આ શું છે' એવી ભ્રમણા. જેમકે, રસ્તામાં ચાલતાં તણખલા વગેરેનું જ્ઞાન.

**અનધ્યાસ** [ સં. અન્ ( નહિ ) + અધ્યાસ ( ધ્યાન ) ] વિ. ભુલાયેલું; વિસ્મૃત.

**અનનાસ** ૧.—બીનાશવાળી, બારીક રેતીવાળી, ભૂરા રંગની, નદીકાંઠા કે ભાઠાની જમીનમાં અનનાસનું વાવેતર સારૂં થાય. આવી જમીન ખૂબ ખેડી તેમાં છાણ, વિષ્ટા અને એરંડીના ખોળનું ખાતર નાખી ક્યારા બાંધી તૈયાર કરવી. શિયાળો શરૂ થયે પાળા કરી અનનાસના નાના રોપા બબ્બે ફૂટને અંતરે રોપવા. બહુ તાપ ન લાગે તે માટે ઝાડની પાતળી ડાળીઓ તેના છાયા માટે પાસે પાસે ખોડવી. નવાં મૂળ ફૂટી રોપા હોશિયાર થાય ત્યાંસુધી છાયાની જરૂર રહે. ચોમાસામાં દરિયાની સૂકી માછલી અને દીવેલીના ખોળનો ભૂકો રોપા દીઠ બશેર નાખી ખૂબ પાણી પાવું. તે પછી દર ત્રણ ચાર દિવસે પાણી પાવું. શિયાળામાં પાણી પાવાની જરૂર રહેતી નથી. શિયાળા આખરમાં ફળ બેસે ત્યારે પાણીનું ખૂબ જોર રાખવું એટલે ફળ મોટાં થાય. તેનું વાવેતર મુંબઈ, બેંગલોર, કલકત્તા, મલબાર કાંઠા, ગોવા અને વસઈમાં થાય છે. તેનાં પાતરાંના રેસામાંથી કપડાં બને છે.

**અનન્યપુરુષસ્વામી** [ સં. અન્ ( નહિ ) + અન્ય ( બીજું ) + પુરુષ + સ્વામિન્ ( ધણી ) ] પું પુરુષોત્તમનું એક નામ, કેમકે તેમના કોઈ ઉપરી નથી.

**અનન્યસાત્ત્વિકસ્થાનબોધક** [ સં. અન્ ( નહિ ) + અન્ય ( બીજું ) + સાત્ત્વિક ( સત્ત્વગુણવાળું ) + સ્થાન ( ઠેકાણું ) + બોધક ( જણાવનાર ) ] પું. પુરુષોત્તમ ભગવાન, કારણ કે તેમનો ઉપદેશ સત્ત્વગુણથી ભરેલો અને કોઈ આપી ન શકે તેવો છે.

**અનન્યાધિકાર** [ સં. અન્ ( નહિ ) + અન્ય ( બીજું ) + અધિકાર ( સત્તા ) ] પું. કોઈ ચીજ બનાવવા કે વેચવાનો કોઈ એક માણસ અથવા પેઢીને અપાયેલો હક; ઇજારો; 'પેટંટ'.

**અનપઢ** [ સં. અન્ ( નહિ ) + પઠ્ ( શીખવું ) ] વિ. અભણ; અશિક્ષિત.

**અનપમાન** [ સં. અન્ ( નહિ ) + અપમાન ( અનાદર ) ] ન. સત્કાર; અનાદર નહિ તે.

**અનપાકર્મ** [ સં. અન્ ( નહિ ) + અપા ( દૂર ) + કર્મન્ ( કામ ) ] ન. વચન પ્રમાણે ન કરવામાં આવતું કામ; કરાર પ્રમાણે પગાર કે મજૂરી ન આપવાપણું. અનપાકર્મ સંબંધી તકરાર બે પ્રકારની છે: એક મહેનતાણા સંબંધી અને બીજી ધર્માદા સંબંધી. પરાશરના મત પ્રમાણે મજૂર કે નોકરને તેના કામના બદલામાં મહેનતાણું ન દેવું અથવા તે દઈ લઈ લેવું તેનું નામ અનપાકર્મ. એ જ રીતે દીધેલ માલ પાછો લેવો તે દત્ત એટલે અપાયેલ વસ્તુનું અનપાકર્મ કહેવાય.

**અનપાકર્મવિવાદ** [ સં. અન્ ( નહિ ) + અપા ( દૂર ) + કર્મન્ ( કામ ) + વિવાદ ( ઝઘડો ) ] પું. મજૂરો અને તેમની પાસેથી કામ લેનાર મૂડીદારો વચ્ચે વેતન એટલે પગાર સંબંધી તકરાર.

**અનપાય અક્ષર** [ સં. અન્ ( નહિ ) + અપાય ( મોત ) + અ ( નહિ ) + ક્ષર ( નાશ પામે તેવું ) ] પું. શિવનું એક નામ, કેમકે તે અવિનાશી છે.

**અનપાયી** ૨. વિ. અખંડ.
૩. વિ. ઈજા વિનાનું.

**અનપુરખ** [ સં. અન્ય ( ત્રાહિત ) + પુરુષ ( માણસ ) ] પું. અજાણ્યો જણ; ત્રાહિત માણસ.

**અનપેખ** [ અન ( નહિ ) + પેખવું ( જોવું ) ] વિ. ધ્યાન નહિ આપતું; બરાબર જોતું ન હોય એવું.

**અનફાંસ** [ હિં. અન ( નહિ ) + ફાંસ ( પાશ ) ] પું. છુટકારો; મોક્ષ; મુક્તિ.

**અનબ** [ અ. ] સ્ત્રી. એક જાતની દ્રાક્ષ.

**અનબીંધા**—
અનબીંધા મોતી = મૈથુન ન કરાવ્યું હોય એવી બાઈ.

**અનબુઝ** [ સં. અન્ ( નહિ ) + બુધ્ ( જાણવું ) ] વિ. અણસમજુ; બુદ્ધિ વગરનું.

**અનબોલા** ૧. [ અન ( નહિ ) + બોલવું ] વિ. ચૂપ; બોલ્યા વિનાનું.
૨. વિ. મગરૂર; અહંકારી.
અનબોલા રાણી=સ્વાર્થી અને મગરૂર સ્ત્રી.
૩. વિ. મૂંગું; અવાચક.

**અનભાવ** [ મ. ] પું. જમીનનો કબજો લેવો તે.

**અનભિગ્રહિક મિથ્યાત્વ** [ સં. અનભિગ્રહ ( ભેદભાવ વગરનું ) + ઇક ( વાળું ) + મિથ્યા ( ખોટું ) + ત્વ ( પણું ) ] ન. ( જૈન ) ગુણ અવગુણ પારખ્યા વિના ખોટાને પણ સાચાની હારમાં ગણવારૂપ અજ્ઞાન.

**અનભિમાનિતા** [ સં. અન્ ( નહિ ) + અભિમાન ( મદ ) + ઇન્ ( વાળું ) + તા ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. નમ્રતા; ગર્વ ન હોવાપણું.

**અનભેવાદી** [ સં. અન્ ( નહિ ) + ભય ( બીક ) + વાદિન્ ( બોલનાર ) ] વિ. નીડર વાણી બોલનારૂં.

**અનભોગ** પું. જમીનનો કબજો લેવો તે.

**અનભ્યાસ** ૪. પું. ( સંગીત ) રાગના આરોહ અવરોહમાં જે સ્વરો બહુ ઓછા લેવાય છે તે વારંવાર ન લેવા તે.

**અનમ** ૫. વિ. ( ડિંગળ ) ઉદ્ધત; ઉછાંછળું.
૬. વિ. જોરાવર; બળવાન.

**અનમનશીલ** [ સં. અ ( નહિ ) + નમન ( નમવું તે ) + શીલ ( સ્વભાવ ) ] વિ. ન નમે એવું.

**અનમળ** સ્ત્રી. ગોરખપુર પરગણામાં આવેલી એ નામની નદી; અનોમા. જુઓ અનોમા.

**અનમિખ** [ સં. અનિમિષ ] પું. ( ડિંગળ ) દેવતા; દેવ. એમ મનાય છે કે દેવોની આંખો પલકારા મારતી નથી.

**અનમી** ૩. વિ. ( ડિંગળ ) જોરાવર; બળવાન.

**અનમીખંધ** વિ. ( ડિંગળ ) જોરાવર; બળવાન.

**અનમેલવિવાહ** [ અન ( નહિ ) + મેલ ( બનાવ ) + વિવાહ ( લગ્ન ) ] પું. કજોડાવાળું લગ્ન.

**અનમોલ** ૨. [ અન ( નહિ ) + મૂલ્ય ( કીમત ) ] વિ. ( હિંદી ) સુંદર; બહુ સરસ.

**અનય** ૧૪. પું. કપટ; દગો; છળ.
૧૫. પું. કૃષ્ણ; રાધાનો પતિ.
૧૬. પું. કુશુંક્ષ.
૧૭. પું. મૂર્ખાઈ.

**અનથર** [ અ. ] વિ. બહુ તેજસ્વી; ઘણો પ્રકાશ આપનારું.

**અનર** [ સં. અ ( નહિ ) + નર ( પુરુષ ) ] પું. બાંડળ; નપુંસક; હીજડો; નામરદ; બાયલો.

**અનરક્ષાભય** [ સં. અન્ ( નહિ ) + રક્ષા ( રક્ષણ ) + ભય ( બીક ) ] પું. ( જૈન ) સાત ભયમાંનો એ નામનો એક; મારો કોઈ મદદગાર નથી એવી બીક.

**અનરસ** ૯. પું. ધિક્કાર; તિરસ્કાર.

૧૦. પું. વિરોધ; કજિયો; અણબનાવ.

**અનરાસ** ન. એ નામનું ફળ; અનનાસ.

**અનરુચ્ય** [ હિં. ] વિ. ગમે નહિ એવું; નાપસંદ.

**અનર્ઘક્રય** ૧. [ સં. અન્ ( નહિ ) + અર્ઘ ( કીમત ) + ક્રય ( ખરીદી ) ] પું. બજારભાવથી વધારે કીમત આપી કરેલી ખરીદી.

૨. [ સં. અન્ ( થોડું ) + અર્ઘ ( મૂલ્ય ) + ક્રય ( ખરીદી ) ] પું. બજારભાવથી ઓછી કીમત આપી કરેલી ખરીદી.

**અનર્ઘરાઘવ** ન. મુરારિમિશ્રે ૧૩મી કે ૧૪મી સદીમાં લખેલું એ નામનું સાત અંકવાળું નાટક. તેને મુરારિનાટક પણ કહે છે.

**અનર્ઘવિક્રય** ૧. [ સં. અન્ ( નહિ ) + અર્ઘ ( કીમત ) + વિક્રય ( વેચાણ ) ] પું. બજારભાવથી વધારે કીમત લઈ કરાતું વેચાણ.

૨. [ સં. અન્ ( થોડું ) + અર્ઘ ( મૂલ્ય ) + વિક્રય ( વેચાણ ) ] પું. બજારભાવથી ઓછી કીમતે કરાતું વેચાણ. બજારભાવથી વધારે કે ઓછી કીમતે વેચાણ કરવાના અપરાધ માટે ચાણાક્યે એક હજાર પણનો દંડ ઠરાવ્યો હતો.

**અનર્ઘ્ય** ૩. [ સં. અન્ ( નહિ ) + અર્ઘ ( કીમત ) ] વિ. અમૂલ્ય.

૪. [ સં. અન્ ( ઓછું ) + અર્ઘ ( કીમત ) ] વિ. અલ્પ મૂલ્યનું; ઓછી કીમતનું.

**અનર્જિતઆય** [ સં. અન્ ( નહિ ) + અર્જિત ( મેળવેલું ) + આય ( લાભ ) ] પું. એકાએક મોંઘવારી થઈ જવાથી ચીજોના બનાવનાર કે વેચનારને થતો લાભ.

**અનર્થ** ૨૭. પું. શિવનું એક નામ, કેમકે તેને કોઈ પણ જાતનો અર્થ એટલે પ્રયોજન નથી.

**અનર્થ-અનર્થાનુબંધ** [ સં. અનર્થ ( આફત ) + અનર્થાનુબંધ ( આફતની શંકા દૂર થાય એવી રીતે શત્રુનો નાશ ન થવો તે ) ] પું. કોઈ શક્તિમાન રાજાને લડવા માટે ઊભો કરી પોતે અલગ થઈ જવું તે. આ નીતિનો એક ભેદ છે.

**અનર્થ-અર્થાનુબંધ** [ સં. અનર્થ ( આફત ) + અર્થાનુબંધ ( દુશ્મનોને મારી તેના માણસોને પોતાને વશ કરવા તે ) ] પું. પોતાના લાભને માટે શત્રુ કે પાડોશીને ધન અને લશ્કરની આપેલી મદદ.

**અનર્થદંડી** [ અન્ ( નહિ ) + અર્થ ( મતલબ ) + દંડ ( સજા ) + ઇન્ ( વાળું ) ] વિ. ( જૈન ) વગર સ્વાર્થે હલકું વર્તન રાખનાર.

**અનર્થનાશન** [ સં. અનર્થ ( આફત ) + નાશન ( નાશ કરનાર ) ] પું. શિવનું એક નામ; શંકર. આફતોનો તે નાશ કરનાર મનાય છે.

**અનર્થ-નિરનુબંધ** [ સં. અનર્થ ( આફત ) + નિરનુબંધ ( દંડ વડે દૂસરા શક્તિમાન રાજાનો અર્થ સિદ્ધ કરવો તે ) ] પું. કોઈ શક્તિ વગરના રાજાને ઊભો કરી અને લડવાને માટે પ્રેરી પોતે અલગ થઈ જવું તે. આ નીતિનો એક ભેદ છે.

**અનર્થસંશયાપદ** [ સં. ] પું. શત્રુઓની સાથે મિત્રોની લડાઈનો પ્રસંગ.

**અનર્થસિદ્ધિ** [ સં. અનર્થ ( આફત ) + સિદ્ધિ ( સફળતા ) ] સ્ત્રી. ચલમિત્ર એટલે હમેશાં સાથ આપી ન શકે એવો મિત્ર અને આક્રંદ એટલે શત્રુના કે જીતની આશા રાખનારના આશ્રયમાં હોય એવો મિત્ર એ બેનો મેળ.

**અનર્થાનુબંધ** [ સં. અનર્થ ( આફત ) + અનુબંધ ( જોડાણ ) ] પું. આફતની શંકા દૂર થાય એવી રીતે શત્રુનો નાશ ન થવો તે.

**અનર્થાપદ** [ સં. અનર્થ ( આફત ) + પદ ( જગ્યા ) ] પું. ચોતરફથી દુશ્મનની બીક.

**અનર્થાર્થસંશય** [ સં. અનર્થ ( આફત ) + અર્થ ( લાભ ) + સંશય ( શંકા ) ] પું. એક તરફ લાભની આશા હોય અને બીજી તરફ આફતની બીક હોય એવી દશા.

**અનર્થિત** પું. શિવનું એક નામ.

**અનર્સા** [ મ. ] સ્ત્રી. એક જાતની પૂરી; અમૃતરસા.

**અનલ** ૨૮. પું. દુઃખ.

૨૯. પું. શિવનાં હજાર નામ માંહેનું એક.

**અનલપંખચાર** પું. ( ડિંગળ ) હાથી.

**અનલપંખી** ન. એ નામનું એક કલ્પિત પક્ષી; અનલપક્ષ.

**અનલસુનુ** [ સં. અનલ ( શિવ ) + સુનુ ( દીકરો ) ] પું. કાર્તિકેય. તે શંકરના દીકરા હોવાથી અનલસુનુ કહેવાય છે.

**અનવટ** [ હિં. ] પું. નખરું; લટકું.

**અનવધિક** [ સં. અન્ ( નહિ ) + અવધિ ( સીમા ) + ક ( વાળું ) ] વિ. અતિ; ઘણું.

**અનવનસ** ન. એ નામનું અસલના વખતનું એક સરોવર; રાવણહૃદ. જુઓ અનોતત્ત.

**અનવય** પું. ( ડિંગળ ) વંશ.

**અનવર** ૬. પું. એ નામના એક જ્ઞાની કવિ.

૭. [ અ. ] ન. તેજ.

**અનવરી** [ ફા. ] પું. એ નામનો એક ફારસી કવિ.

**અનવવાય** પું. ( ડિંગળ ) વંશ.

**અનવસિત સંધિ** સ્ત્રી. ઔપનિવેશિક સંધિ; જંગલ અથવા ખારટવાળી જમીન વસાવવા સંબંધી કોલકરાર.

**અનવા** ૧. પું. ઊંચી જગ્યા પર પાણી ફેંકવા માટેની જગ્યા.

૨. [ હિં. ] પું. ખોટો આક્ષેપ; ખોટું તહોમત.

૩. પું. ચાડીચુગલી.

૪. પું. પાણીની ડોલ.

૫. [ અ. ] સ્ત્રી. બ. વ. જુદી જુદી જાતો.

૬. વિ. જુદી જુદી જાતનું.

**અનવાઅ** [ અ. નૂઅ ( પ્રકાર )નું બહુવચન ] પું. બ. વ. પ્રકાર; જાત.

**અનવાન** ૧. પું. પ્રસ્તાવના.

૨. પું. મથાળું.

૩. પું. મુખપૃષ્ઠ; આગલું પૃષ્ઠ.

૪. પું. રીત.

૫. પું. [ અ. અનન ( સરનામું ) ] પું. સરનામું.

**અનશન** ૪. ન. ( જૈન ) એ નામનું એક જાતનું તપ; આ લોક કે પરલોકના કોઈ લાભની આશા રાખ્યા વગર કર્મની નિર્જરા એટલે કર્મના ઝરી જવા માટે, ધ્યાન ધરવા માટે કે શાસ્ત્રનો અભ્યાસ કરવા માટે આહાર, કષાય એટલે ક્રોધ, માન, માયા અને લોભ માંહેનું કોઈ એક અને વિષયનો ત્યાગ કરવા રૂપ તપ.

**અનશ્નત** [ સં. અન્ ( નહિ ) + અશ્નત ( જમતું ) ] વિ. ઉપવાસી; ભૂખ્યું.

**અનશ્વ** [ સં. અ ( નહિ ) + નશ્ય ( નાશ પામે એવું ) ] વિ. નાશ ન પામે એવું; અવિનાશી.

**અનર્ધ** ૩. પું. ગધેડો.

**અનસૂય** ૫. વિ. નિષ્કપટી.

**અનસૂયા** ૬. સ્ત્રી. દાન; ધર્માદો.

**અનસોચ** ૪. [ હિં. ] વિ. અકલ્પ્ય; ન કલ્પી શકાય એવું; ધારણામાં ન આવે એવું.

**અનસોચે** [ હિં. ] અ. બેદરકારીથી; વિચાર કર્યા વગર.

**અનહોતા** [ હિં. ] સ્ત્રી. તંગી; અછત.

**અનહોનહાર** [ હિં. અન ( નહિ ) + હોના ( હોવું ) ] વિ. અસંભવિત; બની ન શકે એવું.

**અનળકુંડ** [ સં. અનલ ( અગ્નિ ) + કુંડ ( યજ્ઞ માટે જમીન ખોદી બાંધેલો ખાડો ) ] પું. વેદિ; અગ્નિકુંડ.

**અનંગ** ૧૮. પું. કૃષ્ણનો પુત્ર પ્રદ્યુમ્ન. તે કામદેવનો અવતાર મનાય છે.

**અનંગપા** પું. ( બૌદ્ધ ) ચોરાશી સિદ્ધ માંહેના એ નામના એક.

**અનંગમદનાંકુશા** [ સં. અન્ ( નહિ ) + અંગ ( અવયવ ) + મદન ( કામદેવ ) + અંકુશ ( કાબૂ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. એ નામની દેવી.

**અનંગુલ** [ સં. અન્ ( નહિ ) + અંગુલિ ( આંગળી ) ] વિ. આંગળી વગરનું.

**અનંત** ૪૧. પું. એક તેજસ્તત્ત્વ દેવતા. જુઓ તેજસ્તત્ત્વ દેવતા.

૪૨. પું. છપ્પન પાર્થિવતત્ત્વ દેવતામાંનો એક. જુઓ પાર્થિવતત્ત્વ દેવતા.

૪૩. પું. બાવન જલરશ્મિ દેવતામાંનો એક. જુઓ જલરશ્મિ દેવતા.

૪૪. પું. સૂર્ય.

**અનંતકલ્યાણગુણ** [ સં. અનંત ( છેડા વગરનું ) + કલ્યાણ ( ભલું ) + ગુણ ] પું. શ્રીકૃષ્ણ, કેમકે તેમનો કાયમ ભલું કરવાનો સ્વભાવ છે.

**અનંતગુણગંભીર** [ સં. અનંત ( અસંખ્ય ) + ગુણ ( લક્ષણ ) + ગંભીર ( અગાધ ) ] પું. પુરુષોત્તમ ભગવાન.

**અનંતચતુષ્ટય** [ સં. અન્ ( નહિ ) + અંત ( છેડો ) + ચતુષ્ટય ( ચારનો જથ્થો ) ] ન. ( જૈન ) અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત સુખ અને અનંત વીર્ય એ ચારનો જથ્થો.

**અનંતચારિત્ર** ૨. [ સં. અન્ ( નહિ ) + અંત ( છેડો ) + ચારિત્ર ( આચરણ ) ] પું. બોધિસત્ત્વનું એક સ્વરૂપ; અનંતવિક્રમ.

**અનંતત્રયોદશી** સ્ત્રી. માગશર સુદ તેરસ.

**અનંતનરકચ્છેદી** પું. પુરુષોત્તમ ભગવાન.

**અનંતનાગ** ન. જેલમ નદીના દક્ષિણ કાંઠા ઉપર આવેલું કાશ્મીરની જૂની રાજધાનીનું શહેર; ઇસ્લામાબાદ.

**અનંતપદ્મનાભ** ન. ત્રાવણકોરમાં આવેલ પદ્મનાભપુરનું જૂનું નામ. પદ્મનાભનું પ્રખ્યાત દેવળ અહીં આવેલ છે.

**અનંતપુર** જુઓ અનંતપદ્મનાભ.

**અનંતમૂર્તિ** [ સં. અનંત ( અંત વગરનું ) + મૂર્તિ ] પું. પુરુષોત્તમ ભગવાન.

**અનંતમૂળ**—'હેમિડેસ્મસ ઇન્ડિકસ.' બંગાળ, સંયુક્ત પ્રાંત અને પંજાબમાં કોઈ કોઈ જગ્યાએ આ વેલ ઊગે છે. તેને ઇંડિયન સારસાપરિલ્લા પણ કહે છે.

**અનંતવાન** [ સં. અન્ ( નહિ ) + અંત ( છેડો ) + વત્ ( વાળું ) ] વિ. જેની હદ નક્કી થયેલી ન હોય તેવું; 'અનલિમિટેડ્'.

**અનંતવિક્રમ** જુઓ અનંતચારિત્ર ૨.

**અનંતસુખદાતા** ૧. [ સં. અનંત ( ઘણું ) + સુખ + દાતૃ ( આપનાર ) ] પું. પુરુષોત્તમ ભગવાન.

૨. વિ. ઘણું સુખ આપનાર.

**અનંતસુખભોગાઢ્ય** [ સં. અનંત ( અંત વગરનું ) + સુખ + ભોગ ( માણવું તે ) + આઢ્ય ( નામનું ) ] પું. પુરુષોત્તમ ભગવાન.

**અનંતા** ૧૮. સ્ત્રી. જનમેજયની સ્ત્રી.

૧૯. સ્ત્રી. સીતા.

સીતોમા પરમાશક્તિ, અનંતા નિષ્કલામલા,
શાંતા માહેશ્વરી નિત્યા, શાશ્વતી પરમાક્ષરા.
અધ્યાત્મ રામાયણ

**અનંતાદ્ભુતમાહાત્મ્ય** [ સં. અન્ ( નહિ ) + અંત ( છેડો ) + અદ્ભુત ( નવાઈ ભરેલું ) + માહાત્મ્ય ( મોટાઈ ) ] પું. પુરુષોત્તમ ભગવાન.

**અનંતાનુબંધી** ૨.—જે કર્મ વડે સંસારની અંત વગરની પરંપરા ચાલે તેવું.

**અનંતાસન** ૧. પું. શેષનાગ ઉપર સૂતેલા વિષ્ણુ ભગવાન.

૨. [ સં. અન્ ( નહિ ) + અંત ( છેડો ) + આસન ( બેઠક ) ] ન. મૂર્તિની એક જાતની બેઠક.

**અનંદ** ૮. [ હિં. ] પું. આનંદ.

**અનંદા** [ સં. આનંદ + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. આનંદ આપનારી.

**અના** ૧. સ્ત્રી. ઢીલ; વિલંબ.

૨. સ્ત્રી. તક; અનુકૂળ વખત; પ્રસંગ.

૩. સ્ત્રી. દુઃખ; પીડા; વ્યાધિ.

૪. સ્ત્રી. શ્રમ; મહેનત.

**અનાકાંક્ષક્રિયા** [ સં. અન્ ( નહિ ) + આકાંક્ષા ( ઇચ્છા ) + ક્રિયા ( પાપકર્મ ) ] સ્ત્રી. ( જૈન ) શાસ્ત્રોમાં જણાવેલી વાતો મૂર્ખતા કે આળસને લીધે ન સ્વીકારવા રૂપ પાપકર્મ.

**અનાગ** ૩. પું. શિવ; શંકર.

**અનાગામીમાર્ગસ્થ** [ સં. અનાગામી ( નિર્વાણ માર્ગની ત્રીજી પાયરી ) + માર્ગ ( રસ્તો ) + સ્થ ( રહેલ ) ] પું. ( બૌદ્ધ ) કામવાસના અને ક્રોધનો સંપૂર્ણ નાશ કરનાર યોગી.

**અનાચ** ન. સીતાફળ; અનૂઠ.

**અનાચિંત** [ સં. અન્ ( નહિ ) + ચિંત ( વિચારવું ) ] અ. એકાએક; ઓચિંતું.

**અનાજ**—

૪. અનાજનો કોઠલો = અનાજમાં થતું જીવડું.

**અનાડી** ( અનાડ઼ી ) ૮. [ હિં. ] ન. નવું માણસ; અજાણ્યું માણસ.

૯. ન. મૂર્ખ; અક્કલ વગરનું માણસ.

૧૦. વિ. અનુભવ વગરનું.

**અનાડીપન** ( અનાડ઼ીપન ) [ હિં. ] ન. જંગલીપણું; ગમારવેડા.

**અનાડીપના** જુઓ અનાડીપન.

**અનાતત** [ સં. અન્ ( નહિ ) + આતત ( વિસ્તાર પામેલ ) ] પું. રુદ્ર; શિવ; શંકર.

**અનાત્મીકૃત** વિ. પોતામાંથી કંઈ પણ સુઝાડ્યું ન હોય એવું.

**અનાથ** ૧૪. પું. એક જલરશ્મિ દેવતા. જુઓ જલરશ્મિ દેવતા.

**અનાથપણું** [ અનાથ ( ગરીબ ) + પણું ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. દારિદ્ર; ગરીબી.

**અનાથપિંડક** [ સં. અનાથ ( ગરીબ ) + પિણ્ડ ( અન્ન ) + ક ( વાળું ) ] પું. શ્રાવસ્તીનો સુદત્ત નામનો એક ધનાઢ્ય વેપારી. દાન આપવાની ઉદારતાને લીધે તે અનાથપિંડક કહેવાતો. જુઓ સુદત્ત.

**અનાથી બંજર** સ્ત્રી. માલિકી વગરની જમીન.

**અનાદિ** ૧૨. પું. શિવ; શંકર.

૧૩. સ્ત્રી. સીતા.

**અનાદિમધ્યનિધન** પું. શિવ; શંકર.

**અનાદિવિમલ** પું. એક પાર્થિવતત્ત્વ દેવતા. જુઓ પાર્થિવતત્ત્વ દેવતા.

**અનાદી** ૧. [ સં. અ ( નહિ ) + નાદ ( અવાજ ) + ઇન્ ( વાળું ) ] વિ. અવાજ વગરનું.

૨. વિ લાંબો વખત સુધી અવાજ ન આપી શકે એવું.

**અનાદેયનામ** ૨. ન. ( જૈન ) જેને લીધે રૂપાળું શરીર ન મળે તેવું કર્મ.

**અનાદ્યનંત** ૨. સ્ત્રી. સીતા.

**અનાધૃષ્ટિ** ૩. પું. ઉગ્રસેનનો એ નામનો દીકરો.

**અનાનત પારુચ્છેપિ** પું. સામવેદનો એ નામનો એક ઋષિ.

**અનાનાસ** ન. એક જાતનું ફળ. જુઓ અનેનાસ.

**અનાનીયત** [ અ. ] સ્ત્રી. હુંપદ; અભિમાન; ગર્વ.

**અનાનુગામી** [ અન ( નહિ ) + અનુ ( પાછળ ) + ગામિન્ ( જનારું ) ] ન. ( જૈન ) અવધિજ્ઞાન એટલે મર્યાદાવાળા જ્ઞાનનો એક ભેદ; જ્યાં ઊપજ્યું હોય ત્યાં જ રહે, બીજી જગ્યાએ સાથે ન જાય એવું જ્ઞાન.

**અનાપશનાપ** ૨. વિ. બેહદ; અમાપ.

**અનામ** ૧૨. [ અ. ] પું. રાક્ષસ.

**અનામયત્વ** [ સં. અન્ ( નહિ ) + આમય ( રોગ ) + ત્વ ( પણું ) ] ન. તંદુરસ્તી; આરોગ્યતા.

**અનામાસ્થિ** [ સં. અ ( નહિ ) + નામન્ ( નામ ) + અસ્થિ ( હાડકું ) ] ન. બસ્તિનું જમણી અને ડાબી તરફનું એ નામનું એકેક મોટું અનિયમિત હાડકું; 'ઇનૉમિનિટ બોન'. તેનું કંઈ ખાસ નામ ન હોવાથી તેને આ નામ આપવામાં આવ્યું છે.

**અનામિક ધમનીપરિખા** [ સં. અનામિક ( નામ વગરનું ) + ધમની ( ધોરી નસ ) + પરિખા ( ખાડો ) ] સ્ત્રી. કાંડમૂલા ધમનીને જવા માટેનો પોલો ભાગ; હૃદય નજીક મહાધમનીની કમાનમાંથી નીકળતી ધમનીનું પોલાણ; 'ગ્રૂવ ફૉર ઇનૉમિનિટ આર્ટરિ'.

**અનામિકમૂલશલાકા** [ સં. અનામિકા ( ટચલી પાસેની આંગળી ) + મૂલ ( શરૂઆત ) + શલાકા ( હાડકું ) ] સ્ત્રી. પગની ટચલી પાસેની આંગળીને છેડે રહેલું હાડકું; 'મેટા ટાર્સસ'.

**અનામિક શિરાપરિખા** [ સં. અ ( નહિ ) + નામિક ( નામવાળું ) + શિરા ( નસ ) + પરિખા ( ખાડ ) ] સ્ત્રી. ગલમૂલિકા શિરાને જવા માટેનો પોલો ભાગ; 'ગ્રૂવ ફૉર ઇનૉમિનિટ વેન'.

**અનામિકા ધમની** [ સં. અ ( નહિ ) + નામિક ( નામવાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + ધમની ( શુદ્ધ લોહી લઈ જનારી નળી ) ] સ્ત્રી. કાંડમૂલા ધમની; હૃદય નજીક મહાધમનીની કમાનમાંથી નીકળતી શુદ્ધ લોહી લઈ જનારી નળી; 'ઇનૉમિનિટ આર્ટરિ'.

**અનામિકા શિખર** [ સં. અ ( નહિ ) + નામિક ( નામવાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + શિખર ( ઉપલો ભાગ ) ] ન. કુંદરાસ્થિ ( ઇસ્કિઅમ )ના અણીદાર ભાગ અને ભગાસ્થિ ( પ્યુબિસ )ના ઉપસેલા ભાગની વચ્ચે લીટી દોરતાં જઘનાસ્થિ ( ઇલિઍક બોન ) ઉપરથી પસાર થાય તે ભાગ; 'ઇનૉમિનિટ ક્રેસ્ટ'. બાળક પેટમાં હોય ત્યારે તેનું માથું આ કડ ઉપર રહે છે.

**અનામિકાસ્થિ** [ સં. અ ( નહિ ) + નામિક ( નામવાળું ) + અસ્થિ ( હાડકું ) ] ન. નિતંબ એટલે થાપાનું હાડકું.

**અનામી** ૭. સ્ત્રી. અઠ્ઠાવન અર્વાચીન લિપિઓમાંની એ નામની એક.

**અનામ્લ** [ સં. અન્ ( નહિ ) + આમ્લ ( ખટાશ ) ] વિ. ક્ષારીય; ખારવાળું; 'ઍલ્કલાઇન'.

**અનાર** ૨.—ઈરાન, અફઘાનિસ્તાન, બલુચિસ્તાન અને હિંદમાં તેનું વાવેતર કરવામાં આવે છે.

૬. પું. બીજદલ; કોટો; 'કોટિલિડન'.

**અનારકલી** સ્ત્રી. મુગલ પાદશાહ સલીમના પ્યારમાં પડેલી એ નામની ગુલામ કન્યા. તેનું બીજું નામ નાદિરા બેગમ હતું. કેટલાકના કહેવા પ્રમાણે તે રાજકન્યા હતી. સલીમ તેને ચાહતો હતો તેથી અકબર બાદશાહે તેને જીવતી પુરાવી દીધી હતી. તેની કબર લાહોરમાં છે. તેની કબર ઉપર નીચે પ્રમાણે કોતરેલું છે: "અરેરે, જો મારી પ્રિયાનું મુખ જોવાનો પ્રસંગ મને ફરી વખત મળે તો આખર નિકાલના દિવસ સુધી હું ખુદાનો પાડ માન્યા કરું".

**અનારકળી** ૨. વિ. ઢાકામાં થતી કેળાંની એક જાત. આ જાતનાં કેળાં આઠથી નવ ઇંચ લાંબાં, મીઠાં અને સુગંધીદાર હોય છે.

**અનારસ** ન. અનનાસ.

**અનારિસેં** ૧. વિ. છૂટું; અળગું.

૨. વિ. વેગળું; દૂર; ભિન્ન.

**અનારી** ૧૧. સ્ત્રી. મીઠું કે ખારું પૂરણ ભરી કરવામાં આવતાં એક જાતનાં સમોસાં.

**અનાર્ત** ૧. વિ. ઇચ્છા વગરનું; નિ:સ્પૃહ; વાંછના વિનાનું.

૨. [ સં. અન્ ( નહિ ) + આર્ત ( દુઃખી ) ] વિ. સુખી.

**અનાલોત્પન્ન** [ સં. અ ( નહિ ) + નાલ ( નળી ) + ઉત્પન્ન ( ઊપજેલું ) ] વિ. ગર્ભમાં બાળકની દૂંટી સાથે જોડાયેલી રગોની લાંબી નળી ન હોય એવાં પ્રાણીને લગતું; 'ઇમ્પ્લેસેન્ટલ'.

**અનાવરણ** [ સં. અન્ ( નહિ ) + આવરણ ( ઢાંકણ ) ] વિ. ખુલ્લું; ઉઘાડું; ઢાંક્યા વગરનું.

**અનાવશ્યકગુણ** [ સં. અન્ ( નહિ ) + આવશ્યક ( જરૂરનું ) + ગુણ ] પું. આકસ્મિક ધર્મ; નિમિત્ત; આગંતુક ઉપાધિ; સ્વાભાવિક નહિ એવું લક્ષણ; 'ઍક્સિડંટ'.

**અનાવૃત** ૬. [ સં. અન્ ( નહિ ) + આવૃત ( પાછું આવેલ ) ] વિ. પાછું ન ફરેલું.

**અનાવૃતપૃષ્ઠ** [ સં. અ ( નહિ ) + આવૃત ( ઢાંકેલું ) + પૃષ્ઠ ( સપાટી ) ] ન. ઉઘાડો વિસ્તાર; 'બેર એરિઅ'.

**અનાવૃષ્ટિ** ૪. સ્ત્રી. હિંસા; વધ.

**અનાશવંત** [ સં. અ ( નહિ ) + નાશ + વત્ ( વાળું ) ] વિ. નાશ ન પામે એવું; અવિનાશી; નિત્ય; શાશ્વત.

**અનાશ્ય** જુઓ અનાશવંત.

**અનાશ્રિત** ૬. પું. એક જલરશ્મિ દેવતા. જુઓ જલરશ્મિ દેવતા.

**અનાસક્ત** ૨. વિ. સ્થિતિ બદલવાના વલણ વગરનું; 'એસ્ટેટિક'.

૩. [ સં. અન્ ( નહિ ) + આસક્ત ( આધાર રાખતું ) ] વિ. સ્વતંત્ર; સ્વાશ્રયી.

**અનાસતી** સ્ત્રી. ( ડિંગળ ) નઠારો વખત; કુઅવસર.

**અનાસાદ્ય** [ સં. અન્ ( નહિ ) + આસાદ્ય ( મેળવી શકાય એવું ) ] વિ. મેળવી ન શકાય એવું; અપ્રાપ્ય.

**અનાહાર્ય** ૪. વિ. હરી ન શકાય એવું.

**અનિ** ૨. વિ. ( ડિંગળ ) બીજું; જુદું.

**અનિક્ષિપ્ત** ૬. [ સં. અ ( નહિ ) + નિક્ષિપ્ત ( પડાવ નાખેલ ) ] વિ. નોકરીમાંથી રજા આપેલ; કાઢી મૂકેલ.

**અનિક્ષિપ્તસૈન્ય** [ સં. અ ( નહિ ) + નિક્ષિપ્ત ( પડાવ નાખેલું ) + સૈન્ય ( લશ્કર ) ] ન. નોકરીમાંથી રજા આપેલ લશ્કર.

**અનિતભા** સ્ત્રી. સિંધુ નદીની પશ્ચિમ તરફની એ નામની વેદના વખતની એક શાખા.

**અનિત્યજાગરિકા** [ સં. અનિત્ય ( અસ્થિર ) + જાગર્યા ( વિચારણા ) ] સ્ત્રી. ( જૈન ) સંસારના અસ્થિરપણાનો વિચાર.

**અનિત્યદત્તક** ૧. [ સં. અ ( નહિ ) + નિત્ય ( કાયમનું ) + દત્તક ( ખોળે બેસાડેલો દીકરો ) ] પું. અમુક મુદ્દત માટે ખોળે લીધેલો દીકરો.
૨. [ સં. અ ( નહિ ) + નિત્ય ( કાયમ ) + દત્ત ( આપેલ ) + ક ( વાળું ) ] વિ. થોડા વખત માટે આપેલ.

**અનિદ્રાજનક** [ સં. અ ( નહિ ) + નિદ્રા ( ઊંઘ ) + જનક ( પેદા કરનાર ) ] વિ. ઊંઘ દૂર કરનાર.

**અનિદ્રારોગ** [ સં. અ ( નહિ ) + નિદ્રા ( ઊંઘ ) + રોગ ] પું. ઊંઘ ન આવે એવો રોગ.

**અનિધન** [ સં. અ ( નહિ ) + નિધન ( મૃત્યુ ) ] પું. બ્રહ્મા, કેમકે તે અમર છે.

**અનિભૃતસંધિ** [ સં. અ ( નહિ ) + નિભૃત ( છાનું ) + સંધિ ( સલાહ ) ] સ્ત્રી. એક જાતની સલાહ. કોઈ રાજા બીજા રાજાની જમીન ખરીદવા ચાહતો હોય અને તે બીજો રાજા તે જમીન તેને આપી સંધિ કરી લે તો એવી સંધિને અનિભૃતસંધિ કહે છે.

**અનિમ** પું. ( પુરાણ ) એ નામનો એક વસુ.

**અનિમિત્તી** સ્ત્રી. વિશેષાવશ્યક ભાષ્યમાં જણાવેલ અઢાર લિપિમાંની એક. જુઓ ઉડ્ડી.

**અનિયમ** ૮. પું. શિવનું એક નામ, કેમકે તેઓ કોઈ નિયમથી બંધાયેલ નથી.

**અનિયમિતદંતવિન્યાસ** [ સં. અ ( નહિ ) + નિયમિત ( નિયમવાળું ) + દંત ( દાંત ) + વિન્યાસ ( ગોઠવણ ) ] પું. દાંતની અનિયમિત રચના; ઊંચા નીચા દાંત હોવાપણું; 'ઓડોન્ટોલૉક્સિ'.

**અનિયમિતપણું** [ અ ( નહિ ) + નિયમ ( કાયદો ) + ઇત ( વાળું ) + પણું ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. કાયદાથી નહિ બંધાયેલ હોવાપણું. જુઓ અનિયમિતતા.

**અનિરુઠ** [ સં. અ ( નહિ ) + નિરુઠ ( નિયમથી બંધાયેલ ) ] પું. શિવનું એક નામ, કેમકે તેમને કોઈ જાતના નિયમનું બંધન નથી.

**અનિરુદ્ધ** ૨.— મત્સ્ય પુરાણમાં વર્ણવેલ અઢાર શિલ્પજ્ઞ: ભૃગુ, અત્રિ, વશિષ્ઠ, વિશ્વકર્મા, મય, નારદ, નગ્નજિત્, વિશાલાક્ષ, પુરંદર, બ્રહ્મન્, કુમાર, નન્દીશ, શૌનક, ગર્ગ, વાસુદેવ, અનિરુદ્ધ, શુક્ર અને બૃહસ્પતિ.

**અનિરુધપતા** પું. ( ડિંગળ ) કામદેવ.

**અનિર્ણય** ૩. વિ. ચોક્કસ ન થઈ શકે એવું; 'ઇન્ડિટર્મિનન્ટ'.

**અનિર્ણયિક** ૨. વિ. ચોક્કસ ન હોય એવું; અનિશ્ચિત; 'ઇન્ડિટર્મિનન્ટ'.

**અનિર્ણિતસ્થિતિ** [ સં. અ ( નહિ ) + નિર્ણિત ( નક્કી થયેલું ) + સ્થિતિ ( દશા ) ] સ્ત્રી. બિનવારસી સ્થિતિ; કોઈ મિલકત માટે કાયદા મુજબ હક સાબિત ન થતો હોય તેવી દશા; 'અબેઅન્સ'.

**અનિર્દિષ્ટ** ૬. [ સં. અ ( નહિ ) + નિર્દિષ્ટ ( હુકમ કરાયેલું ) ] વિ. હુકમ નહિ અપાયેલું.

**અનિર્દિષ્ટ ભોગ** [ સં. અ ( નહિ ) + નિર્દિષ્ટ ( હુકમ કરાયેલું ) + ભોગ ( વાપરવું તે ) ] પું. માલિકની રજા વિના તેનાં પશુ, જમીન કે બીજી વસ્તુનો કરાતો ઉપયોગ.

**અનિર્દેશ્યવપુ** ૨. પું. શિવ; શંકર; મહાદેવ.

**અનિર્વાહ્ય પણ્ય** [ સં. અ ( નહિ ) + નિસ્ ( બહાર ) + વાહ્ય ( લઈ જવા જેવું ) + પણ્ય ( વેચવાની ચીજ ) ] ન. શહેર કે રાજ્યની બહાર લઈ જવાની બંધી હોય એવો માલ.

**અનિલ** ૨૦. પું. સાલનું ઝાડ.

**અનિલજ્વર** [ સં. અનિલ ( પવન ) + જ્વર ( તાવ ) ] પું. વાને લીધે આવતો તાવ.

**અનિલભદ્રક** પું. ( શિલ્પ ) એક જાતનો રથ. રથ સાત જાતના હોય છે: નભસ્વનભદ્રક, પ્રભંજનભદ્રક, નિવાતભદ્રક, પવનભદ્રક, પ્રસાદભદ્રક, ઇન્દ્રકભદ્રક અને અનિલભદ્રક.

**અનિલભુક** [ સં. અનિલ ( પવન ) + ભુજ્ ( ખાનાર ) ] પું. સર્પ; નાગ. તે બીજો ખોરાક ન મળે ત્યારે પવન ખાઈને રહેતો મનાય છે.

**અનિલ વાતાયન** પું. ઋગ્વેદના દશમા મંડલનું ૧૬૮મું સૂક્ત રચનાર એ નામના ઋષિ.

**અનિલસારથિ** [ સં. અનિલ ( પવન ) + સારથિ ( રથ હાંકનાર ) ] પું. અગ્નિ; દેવતા, કેમકે પવન તેનો રથ હાંકનાર એટલે ફેલાવનાર છે.

**અનિલાભ** પું. શિવનાં હજાર નામ માંહેનું એક.

**અનિવારિત** ૨. પું. શિવ; શંકર, કેમકે તેની શક્તિ અગાધ હોઈ તેની સામે થઈ શકાતું નથી.

**અનિવાર્યગર્ભસ્રાવ** [ સં. અ ( નહિ ) + નિવાર્ય ( ટાળી શકાય એવું ) + ગર્ભ ( હમેલ ) + સ્રાવ ( પડવું તે ) ] પું. ગર્ભમાં બાળક મરી જવાથી કે ગર્ભાશય ફાટી જવાથી થયેલો અથવા કરાવવામાં આવેલો ગર્ભપાત; 'ઇનએવિટબલ એબૉર્શન'.

**અનિવૃત્તાત્મા** ૨. પું. શિવ; શંકર. તેમનો આત્મા હમેશાં કામમાં રોકાયેલ છે.

**અનિવૃત્તિકરણ** ૧. [ સં. અ ( નહિ ) + નિવૃત્તિ ( ફરક ) + કરણ ( પરિણામ ) ] પું. ( જૈન ) નવમે ગુણસ્થાને ચડેલા જીવને થતો એક ભાવ; જેમાં ભિન્નસમયવર્તી એટલે જુદા જુદા વખતના જીવોના પરિણામ વિસદૃશ એટલે અસમાન જ હોય અને એકસમયવર્તી એટલે એક સમયના જીવોના પરિણામ સદૃશ એટલે સરખા જ હોય તેવો ભાવ.
૨. [ સં. અ ( નહિ ) + નિવર્તિન્ ( પાછું ફરનાર ) + કરણ ( પરિણામ ) ] ન. ( જૈન ) સમકિત એટલે શુદ્ધ જ્ઞાન પ્રાપ્ત થતી વખતે રાગદ્વેષની ગાંઠને ભેદનાર આત્માના વિશુદ્ધ પરિણામ.

**અનિષ્કાસિની** [ સં. અ ( નહિ ) + નિસ્ ( બહાર ) + કાસિન્ ( જનાર ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. પડદેનશીન સ્ત્રી; ઓઝલમાં રહેતી બાઈ.

**અનિષ્કાસિન્યા** [ સં. અ ( નહિ ) + નિસ્ ( બહાર ) + કાસિન્ ( જનાર ) ] સ્ત્રી. ઘર બહાર જાહેરમાં નહિ નીકળતી સ્ત્રી.

**અનિષ્ટપ્રવૃત્તિક** [ સં. અન્ ( નહિ ) + ઇષ્ટ ( ઇચ્છેલું ) + પ્રવૃત્તિ ( હિલચાલ ) + ક ( કરનાર ) ] વિ. રાજ્યનું અહિત થાય એવાં કામ કરવામાં તૈયાર. ચાણાક્યના વખતમાં આવા માણસને બાળી દેવાની સજા થતી હતી.

**અનિષ્ટ સ્વપ્ન** [ સં. અન્ ( નહિ ) + ઇષ્ટ ( ઇચ્છેલું ) + સ્વપ્ન ( સોણું ) ] ન. ખરાબ સ્વપ્ન; ઓથાર; રાત્રિ અશ્વિકા.

**અનિષ્ઠા** ૨. [ સં. અ ( નહિ ) + નિષ્ઠા ( સ્થિરતા ) ] સ્ત્રી. અસ્થિરતા; ચંચળપણું.

**અનિસૃષ્ટ** ૩. વિ. અધિકાર નહિ મેળવેલું.
૪. વિ. જેના ઉપયોગ માટે રજા લેવામાં આવી ન હોય એવું.

**અનિસૃષ્ટોપભોક્તા** [ સં. અ ( નહિ ) + નિસૃષ્ટ ( આપેલું ) + ઉપભોક્તૃ ( ભોગવનાર ) ] પું. માલિકની રજા વગર પોતાને સોંપાયેલ ચીજ વાપરનાર માણસ.

**અનિહારી** [ પ્રા. અણીહારી ] ન. ( જૈન ) એક જાતનો સંથારો; જ્યાં શબને અગ્નિસંસ્કાર ન મળે તેવી જગ્યામાં કરાતો સંથારો એટલે અનશન.

**અનિંદિત** ૬. પું. શિવ; શંકર, કેમકે તે કલંક વિનાના હોઈ નિંદાને પાત્ર નથી.

**અની** ૨. [ હિં. ] સ્ત્રી. અણી; છેડો.
૩. સ્ત્રી. વહાણનો આગલો ભાગ.

**અનીઆ** [ સં. અ ( નહિ ) + ન્યાય ( ઇન્સાફ ) ] પું. અન્યાય; ગેરઇન્સાફ.

**અનીકસ્થ** ૭. પું. પશુવૈદ્ય.

**અનીત** ૫. [ હિં. ] સ્ત્રી. અન્યાય; ગેરઇન્સાફ.

૬. સ્ત્રી. ધોંધાટ; ગરબડ.

૭. સ્ત્રી. જુલમ.

૮. સ્ત્રી. દુષ્ટતા; અધમપણું.

૯. સ્ત્રી. ધર્મમાં નવીનપણું.

**અનીતિ** ૧૦. [ સં. અ ( વધારે ) + નીતિ ( સદાચાર ) ] પું. શિવ; શંકર.

૧૧. [ સં. અન્ ( નહિ ) + ઈતિ ( આપત્તિ ) ] સ્ત્રી. અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, તીડ, ઉંદર, પક્ષીઓનો વધારો અને બીજા રાજાની ચડાઈ એ ૭ ઈતિનો અભાવ.

**અનીલ** પું. ખોજા લોકોની માન્યતા પ્રમાણે વિષ્ણુનો ચોથો અવતાર. જુઓ વિષ્ણુ.

**અનીશ્વર** ૧૦. [ સં. અન્ ( નહિ ) + ઈશ્વર ( શ્રીમંત ) ] પું. નિર્ધન માણસ.

**અનીસ** ૧. [ અ. ] પું. સાથી; સોબતી; જોડિયો.

૨. [ હિં. ] વિ. પાળી પોષી ઉછેરનાર કોઈ ન હોય એવું; અનાથ.

**અનીસજલીસ** જુઓ અનીસ ૧.

**અનુઆ** ૧. પું. ઊંચે પાણી ફેંકવાની જગ્યા.

૨. [ હિં. ] પું. ખોટો આક્ષેપ.

૩. પું. ચાડીચુગલી.

૪. પું. પાણીની ડોલ.

૫. [ અ. ] સ્ત્રી. બ. વ. જુદી જુદી જાત.

૬. વિ. જુદી જુદી જાતનું.

**અનુક** ૪. પું. મોઢાનો આકાર.

**અનુકક્ષાનાડી** ( અનુકક્ષાનાડ઼ી ) [ સં. અનુ ( નીચે ) + કક્ષા ( બગલ ) + નાડી ] સ્ત્રી. કાખલીમાં આવેલ એ નામની નાડી; 'એક્સિલરિ નર્વ'.

**અનુકટિકા ધમની** [ સં. અનુ ( નીચે ) + કટિ ( કેડ ) + કા ( વાળી ) + ધમની ( હૃદયમાંથી શુદ્ધ લોહી લઈ જનારી નળી ) ] સ્ત્રી. એ નામની કેડમાં આવેલી ધમની; 'લંબર આર્ટરિ'. ઓદરી એટલે પેટની ધોરી નસની આ ચાર પેટા શાખાઓ કટિકશેરૂકાઓ એટલે કેડના મણકાઓની આગળ થઈ પેટની બાજુમાં પેસે છે. શરીરની મધ્યરેખામાં બન્ને બાજુની અનુકટિકા શાખાઓ વડે પરસ્પર મળી કેડ અને પેટની પેશીઓને પોષણ આપે છે.

**અનુકટિકાનાડી** ( અનુકટિકાનાડ઼ી ) [ સં. અનુ ( નીચે ) + કટિ ( કેડ ) + કા ( વાળી ) + નાડી ( નસ ) ] સ્ત્રી. કેડ નીચે આવેલ એ નામની નાડી; 'લંબર નર્વ'.

**અનુકટિકા શિરા** [ સં. અનુ ( નીચે ) + કટિ ( કેડ ) + કા ( વાળી ) + શિરા ( હૃદય તરફ અશુદ્ધ લોહી લઈ જનારી નળી ) ] સ્ત્રી. કરોડની દરેક બાજુએ આવેલ એ નામની ચાર શિરામાંની દરેક. તેઓ કેડ, પીઠ અને પેટની બાજુઓનું લોહી અને ખાસ કરીને કરોડની શિરાઓનું લોહી એકઠું કરીને લઈ જાય છે. તેમને કરોડના આગલા ભાગની શિરાઓ સાથે જોડનારી શિરા આરોહિણી અનુકટિકા ( લંબર વેન્સ ) તરીકે ઓળખાય છે.

**અનુકર્મવિધાન** [ સં. અનુ ( પ્રમાણે ) + કર્મન્ ( કામ ) + વિધાન ( ક્રિયા ) ] ન. ( શિલ્પ ) મયના મત પ્રમાણે શિલ્પશાસ્ત્રનું સાધારણ પ્રકારનાં મૂર્તિવિધાનનાં પુસ્તકોનો ઉલ્લેખ કરતું એક પ્રકરણ.

**અનુકલા** સ્ત્રી. અંતરનું એક માપ. શશિચક્ર દરરોજ ૯ અનુકલા જેટલું ચાલે છે.

**અનુકલ્પઋતુ** [ સં. અનુ ( ઊતરતું ) + કલ્પ ( વિધિ ) + ઋતુ ( અટકાવ ) ] સ્ત્રી. સ્ત્રીને ઋતુ આવવાને બદલે નાક, જઠર કે બીજી કોઈ ઇંદ્રિયમાંથી લોહી નીકળવું તે; 'વાઇકેરિયસ મેન્સ્ટ્રુએશન'.

**અનુકંડરિકા** સ્ત્રી. પગનાં આંગળાંઓની એ નામની પેશી; 'લંબ્રિકલ્સ'. જળોના જેવા લાંબા આકારવાળી આ ચાર નાની પેશીઓ પગની આંગળીઓના પાછલા સાંધાને ખેંચીને સંકોચે છે, અને તેના વચલા અને છેલ્લા સાંધાને ઉપર ખેંચી આંગળીઓ લાંબી કરે છે.

**અનુકાર** ૬. પું. સરખાપણું.

**અનુકૂટ પ્રવર્ધન** [ સં. અનુ ( પાસે ) + કૂટ ( કપાળનું હાડકું ) + પ્રવર્ધન ( ઢેચો ) ] ન. પશ્ચાત્કપાલના હાડકાની દરેક બાજુ આવેલો હાડકાનો ઢેચો; 'જ્યુગ્યુલર પ્રોસેસ'.

**અનુકોષ્ઠિક** [ સં. અનુ ( નીચે ) + કોષ્ઠ ( પેટનો વચલો ભાગ ) + ઇક ( વાળું ) ] ન. મહાપ્રાચીરા પેશી (ડાયાફ્રેમ)માં આવેલું એક ચક્ર; 'ફ્રેનિક પ્લેક્સસ'.

**અનુકોષ્ઠિકાનાડી** ( અનુકોષ્ઠિકાનાડ઼ી ) [ સં. અનુ ( નીચે ) + કોષ્ઠ ( પેટનો વચલો ભાગ ) + ઇકા ( વાળી ) + નાડી ( નસ ) ] સ્ત્રી. ફુફ્ફુસાંતરાલ ( મીડિઆસ્ટાઇનમ )ના ભાગમાં આવેલ એક નાડી; 'ફ્રેનિક નર્વ'.

**અનુકોષ્ઠિકા યોજિની** [ સં. અનુ ( નીચે ) + કોષ્ઠ ( પેટનો વચલો ભાગ ) + ઇકા ( વાળી ) + યોજિની ( જોડનારી ) ] સ્ત્રી. એ નામની એક નાડી; 'ફ્રેનિક નર્વ'. જુઓ અનુકોષ્ઠિકા નાડી.

**અનુક્તતા** [ સં. અન્ ( નહિ ) + ઉક્ત ( કહેલ ) + તા ( પણું ) ] સ્ત્રી. ન કહેવું તે; અનુક્તિ.

**અનુક્તિ** [ સં. અન્ ( નહિ ) + ઉક્તિ ( કહેવું તે ) ] સ્ત્રી. નહિ કહેવાપણું.

**અનુક્ષિપ્ત** [ સં. અનુ ( પાછળ ) + ક્ષિપ્ત ( ફેંકેલ ) ] વિ. પાછળ ફેંકેલું.

**અનુખ્યાતિ** ૩. સ્ત્રી. બતાવવું તે; ઉઘાડું કરવાપણું.

**અનુગકાથા** સ્ત્રી. ( તેલુગુ ) એ નામની વનસ્પતિ; દૂધી.

**અનુગમ્ય** [ સં. અનુ ( પાછળ ) + ગમ્ય ( જવા જેવું ) ] વિ. અનુકરણ કરવા જેવું; નકલ કરવા લાયક.

**અનુગર્ભાશયા** [ સં. અનુ ( સાથે ) + ગર્ભ ( હમેલ ) + આશય ( ઠેકાણું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ગર્ભાશયની દરેક બાજુએ આવેલ એ નામની ધમની; 'યુટરિન આર્ટરિ'. તેની નાની શાખાઓ, અનુબીજકોષિકા, અનુયોનિકા અને સામી બાજુની અનુગર્ભાશયા ધમનીની શાખાઓ જોડે મળી જઈને ગર્ભાશય, બીજકોષો ( ઓવરિસ ) અને યોનિમાર્ગની આસપાસ ધમનીચક્રો બનાવે છે. આ બધી ધમનીઓ સગર્ભાવસ્થામાં લાંબી અને જાડી થાય છે.

**અનુગર્ભાશયિક** [ સં. અનુ ( સાથે ) + ગર્ભ ( હમેલ ) + આશય ( ઠેકાણું ) + ઇક ( લગતું ) ] ન. એ નામનું એક શિરાચક્ર. જુઓ અનુયોનિક શિરાચક્ર.

**અનુગર્ભાશયિકા** [ સં. અનુ ( સાથે ) + ગર્ભ ( હમેલ ) + આશય ( ઠેકાણું ) + ઇકા ( વાળી ) ] સ્ત્રી. એ નામની એક શિરા. તે એ જ નામના શિરાચક્રમાંથી નીકળી ગુદા અને જનનેંદ્રિયની અંદરની સીમા પરથી અધિશ્રોણિકા આભ્યંતરી શિરા ( ઇન્ટર્નલ ઇલિએક વેન )ને મળે છે.

**અનુગુણચ્છેદ** [ સં. અનુ ( સરખું ) + ગુણ + છેદ ( કાપ ) ] પું. ( ગણિત ) કોઈ લીટીના અંતશ્છેદ ( ઇન્ટર્નલ ડિવિઝન ) અને બહિશ્છેદ ( એક્સ્ટર્નલ ડિવિઝન )થી થતા વિભાગના ગુણોત્તર ( રેશિયો ) સરખા થાય એવા વિભાગ; શ્રુતિછેદ; 'હાર્મોનિક ડિવિઝન'.

**અનુગુણશ્રેણી** [ સં. અનુ ( સરખું ) + ગુણ ( સંખ્યા ) + શ્રેણી ( હાર ) ] સ્ત્રી. ( ગણિત ) એક પછી એક આવતી કોઈ પણ ત્રણ રાશિમાંની પહેલી અને ત્રીજીનું ગુણોત્તર પહેલી અને બીજીના તફાવત તથા બીજી અને ત્રીજીના તફાવતના ગુણોત્તર ( રેશિયો )ની બરાબર હોય એવી સંખ્યાની હાર; 'હાર્મોનિક સીરીઝ'. જેમકે, ૧/૨, ૧/૩, ૧/૪, ૧/૫, ૧/૬.

**અનુગ્રહ** ૧૨. પું. રાજ્ય અથવા રાજાની કૃપાથી મળેલી મદદ.

**અનુગ્રહણિકા** સ્ત્રી. ગ્રહણીની બાજુની નાની શિરાઓ મળીને થતી એ નામની શિરા; 'રાઇટ ગૅસ્ટ્રિક વેન'. આ શિરા ટૂંકી હોવાથી નજીકમાં જ પ્રતિહારિણી શિરા ( પૉર્ટલ વેન )ને ડાબી બાજુએ મળી જાય છે.

**અનુગ્રહ દિવસ** [ સં. અનુગ્રહ ( કૃપા ) + દિવસ ] પું. હૂંડીની મુદ્દત પાકયા પછી તે સ્વીકારનારની સગવડ ખાતર આપવામાં આવતા વધારાના દિવસ; 'ડેઝ ઑવ ગ્રેસ'.

**અનુગ્રહૈકસાધ્ય** [ સં. અનુગ્રહ ( કૃપા ) + એક ( માત્ર ) + સાધ્ય ( સિદ્ધ થઈ શકે તેવું ) ] વિ. માત્ર પ્રભુની કૃપાથી સિદ્ધ થઈ શકે એવું.

**અનુગ્રાહ્ય** ૮. [ સં અનુ ( પાસે ) + ગ્રાહ્ય ( ગ્રહણ કરવા જેવું ) ] વિ. લેવા જેવું.

**અનુઘટન** [ સં. અનુ ( પાછળ ) + ઘટ્ ( ભાંગવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. વિભાગ પડવાનો એક પ્રકાર; ફૂલ ઊડવાં તે. જેમકે, ગરમ લોઢાને ટીપવાથી ફૂલ ઊડે તે.

**અનુચરણ** [ સં. અનુ ( પાછળ ) + ચરણ ( પદ ) ] ન. પાછળની કડી.

**અનુચિબુક** [ સં. અનુ ( પાછળ ) + ચિબુક ( હડપચી ) ] ન. હનુમંડળની બન્ને બાજુએ સહેજ પાછળ જતાં નજરે પડતાં છિદ્રો માંહેનું દરેક; 'મેન્ટલ ફોરેમન'. તેમાંથી એ જ નામની નાડી અને રુધિરવાહિનીઓ બહાર નીકળે છે.

**અનુચુંબકત્વ** [ સં. અનુ ( પ્રમાણે ) + ચુંબક ( લોહચુંબક ) + ત્વ ( પણું ) ] ન. લોઢાને ખેંચવાની શક્તિની જેમ લોહચુંબકના એક જ દિશામાં ગુણ બતાવનાર પદાર્થની આકર્ષક શક્તિ; 'પેરમેગ્નેટિઝમ'.

**અનુચુંબકીય** [ સં. અનુ ( પ્રમાણે ) + ચુંબક ( લોહચુંબક ) + ઈય ( લગતું ) ] વિ. લોઢાને ખેંચાણ કરવાની શક્તિની જેમ લોહચુંબકના એક જ દિશામાં ગુણ બતાવનાર; 'પેરમેગ્નેટિક'.

**અનુજંઘ** [ સં. અનુ ( પાછળ ) + જંઘા ( નળો ) ] વિ. ઘૂંટણના પાછળના ભાગમાં થયેલ નસોના જોડાણ સંબંધી; 'પેરોનીઅલ અનેસ્ટોમોટિક'.

**અનુજંઘ પાર્ષ્ણિબંધ** [ સં. અનુ ( પાછળનું ) + જંઘા ( નળો ) + પાર્ષ્ણિ ( ઘૂંટી ) + બંધ ( પાટો ) ] પું. અનુજંઘાસ્થિ અને ઘૂંટીના હાડકાને જોડનારૂં અસ્થિબંધન; 'કેલ્કેનીઓ ફિબ્યુલર લિગમન્ટ'.

**અનુજંઘા** [ સં. અનુ ( પાછળનું ) + જંઘા ( નળો ) ] વિ. નીચલા પગના પાછલા હાડકાને લગતું; 'ફિબ્યુલર'.

**અનુજંઘાનુગા બંધન** [ સં. અનુ ( પાછળ ) + જંઘા ( નળો ) + અનુગા ( પાછળ આવતી ) + બંધન ( પાટો ) ] ન. જાનુસંધિનો સ્નાયુ; 'ફિબ્યુલર કોલેટરલ લિગમન્ટ'.

**અનુજંઘાબંધન** [ સં. અનુ ( પાછળ ) + જંઘા ( નળો ) + બંધન ( બાંધનારી વસ્તુ ) ] ન. જંઘાસ્થિ અને અનુજંઘાસ્થિને બાંધનાર અસ્થિબંધન; 'પોસ્ટીરિઅર ટિબિઓફિબ્યુલર'.

**અનુજંઘાસ્થિ** [ સં. અનુ ( પાછળ ) + જંઘા ( નળો ) + અસ્થિ ( હાડકું ) ] ન. પગના નળામાં રહેલું પાછળનું લાંબી સોટી જેવું હાડકું; 'ફિબ્યુલ'. પગના નળાના આગળના હાડકા ( ટિબિઆ ) સાથે જોડાયેલા તેના ઉપલા છેડાની બહારની સીમા પરના એક ઉપસેલા ભાગ ઉપર ઘૂંટણના સાંધાનો સ્નાયુ લાગેલો છે. આ હાડકાનો નીચલો છેડો બહારની ઘૂંટી તરીકે ઓળખાય છે. તેના બન્ને છેડા વચ્ચેનો ભાગ લગભગ માંસપેશીથી ઢંકાયેલો છે. તેની ત્રણ ધારમાંની અંદરની ધારને જંઘાંતરાલા કલા ( ઇન્ટર ઑસિઅસ મેમ્બ્રન ) લાગેલી છે.

**અનુજંઘાસ્થિ સ્થાલક** [ સં. અનુ ( પાછળ ) જંઘા ( નળો ) + અસ્થિ ( હાડકું ) + સ્થાલક ( એક હાડકાનો બીજા હાડકા સાથે જોડાતો લગભગ ગોળાકાર ખાડાવાળો ભાગ ) ] પું. અનુજંઘાસ્થિના મધ્યનળકની ઉપલી સપાટી; 'મીડિઅલ ટિબિઅલ સર્ફેસ'.

**અનુજંઘિકા** [ સં. અનુ ( પાછળ ) + જંઘા ( જાંઘ ) + ઇકા ( વાળી ) ] સ્ત્રી. જાનુકર્ષણી કંડરાકલ્પા ( સેમિટેન્ડિનોસસ ) નામની સાથળની પાછલી પેશીની હલનચલન કરાવનારી નાડી; 'ટિબિઅલ નર્વ'.

**અનુજિહ્વિકા ધમની** [ સં. અનુ ( પાછળ ) + જિહ્વા ( જીભ ) + ઇકા ( વાળી ) + ધમની ( લોહી લઈ જનારી નળી ) ] સ્ત્રી. જીભની નીચે છેક આગલા ભાગ સુધી ફેલાયેલ ડોકની એક ધમની; 'લિંગ્વલ આર્ટરિ'.

**અનુજીવીગુણ** [ સં. અનુ ( પાછળ ) + જીવિન્ ( નભતું ) + ગુણ ] પું. ( જૈન ) ભાવસ્વરૂપ ગુણ. જેમકે, શુદ્ધ જ્ઞાન, ચારિત્ર, સુખ, ચેતના, સ્પર્શ, રસ, ગંધ, રંગ.

**અનુજીવ્ય** ૨. વિ. ચાકરી કરવા જેવું.

**અનુજ્ઞાચિહ્ન** [ સં. અનુજ્ઞા ( પરવાનગી ) + ચિહ્ન ( નિશાન ) ] ન. પરવાનો; રજાચિઠ્ઠી.

**અનુતંત્રિકા પેશી** સ્ત્રી. સ્વરતંત્રીની આઠ પૈકી એ નામની એક પેશી; 'વોકેલિસ મસલ'.

**અનુતંત્રી** [ સં. અનુ ( સાથે ) + તંત્રી ( તાંતણો ) ] સ્ત્રી. પિંગલા નાડી; 'સિમ્પથેટિક નર્વ'.

**અનુતારા** [ સં. અનુ ( નીચેનું ) + તારક ( તારો ) ] પું. ( જ્યોતિષ ) ઉપગ્રહ; મુખ્ય ગ્રહની આસપાસ ફરનારો નાનો ગ્રહ.

**અનુતુંબિકારવ્ય** સ્ત્રી. મધ્યોદરમાં આવેલ નાડીકોષની ગ્રંથિ; 'વેસ્ટિબ્યુલર ગૅંગ્લિઅન'.

**અનુત્કટ** ૩. [ સં. અન્ ( નહિ ) + ઉત્કટ ( મોટું ) ] વિ. નાનું.

**અનુત્તમ દુરાધર્ષ** [ સં. અન્ ( નહિ ) + ઉત્તમ ( સૌથી સારું ) + દુસ્ ( કઠણ ) + આધર્ષ ( જવાને મુશ્કેલ ) ] પું. શિવનું એક નામ.

**અનુત્તરજ્ઞાની** [ સં. અન્ ( નહિ ) + ઉત્તર ( ચડિયાતું ) + જ્ઞાનિન્ ( જ્ઞાનવાળું ) ] વિ. ( જૈન ) કેવળજ્ઞાની; સંપૂર્ણ જ્ઞાન ધરાવનાર.

**અનુત્તરદર્શી** [ સં. અન્ ( નહિ ) + ઉત્તર ( ચડિયાતું ) + દર્શિન્ ( જોનાર ) ] વિ. બધું જોવાની શક્તિવાળું.

**અનુત્તાપ** પું. ( બૌદ્ધ ) લોભ, દ્વેષ, મોહ, માન, દૃષ્ટિ, વિચિકિત્સા, સ્થિતિ, ઉદ્ધવ્ય, અહીક અને અનુત્તાપ એ માંહેનો દશમો ક્લેશ.

**અનુત્રિકા નાડી** ( અનુત્રિકા નાડ઼ી ) સ્ત્રી. બસ્તિગુહાની આગલી બાજુ બનાવતી શ્રોણિગવાક્ષિણી પેશી ( ઑબ્ચ્યુરેટર મસલ )ની હલનચલન કરાવનારી નાડી; 'સેક્રલ નર્વ'.

**અનુત્રિકાસ્થિ** ન. કેડના પાછલા ભાગમાં ત્રિકાસ્થિ ( સેક્રમ )ની નીચે આવેલું ત્રિકોણાકાર હાડકું; ગુદાસ્થિ; 'કૉક્સિક્સ'. જુઓ ગુદાસ્થિ.

**અનુત્રિકિણી** સ્ત્રી. શ્રોણિચક્રમાં રહેલી એ નામની પેશી; 'કોક્સીજીઅસ મસલ'. તે પાયુધારિણી ( લિવેટર એનાઈ ) નામની પેશીની પાછળ રહેલી હોઈ તેને બસ્તિગુહાનું તળિયું બનાવવામાં મદદ કરે છે. તે કુંડલકંટક

(સ્પાઇન ઑવ ઇસ્કિઅમ) પરથી, ત્રિકાસ્થિ અને કુકુંદરિક સ્નાયુ પરથી નીકળી અનુત્રિકાસ્થિના આગલા ભાગને તેમ જ ત્રિકાસ્થિના નીચલા ભાગની બાજુને લાગેલી છે. આ પેશી બસ્તિગુહા (પેલ્વિસ માઇનર)ના નીચલા દ્વારને ઢાંકવાનું, અનુત્રિકાસ્થિને ટેકો આપવાનું તેમ જ ઝાડો કરતાં હડેલા અનુત્રિકાસ્થિને આગળ ખેંચવાનું કામ કરે છે.

**અનુત્વચા** [ સં. અનુ ( પાછળ ) + ત્વચા ( ચામડી ) ] સ્ત્રી. માંહેની પાતળી ચામડી; આવરણ ત્વચા; 'મેમ્બ્રન'.

**અનુત્સેક** ૨. પું. વિનય; નમ્રતા.

**અનુદિન** [ સં. અનુ ( દરેક ) + દિન ( દિવસ ) ] અ. દરરોજ; હમેશાં; નિત્ય.

**અનુદર્શન** ૩. [ સં. અનુ ( તરફ ) + દર્શન ( નજર ) ] ન. દેખરેખ.

**અનુદાર** ૮. વિ. મતભેદ સાંખી ન શકનારું.

**અનુદારતા** ૨. [ સં. અન્ ( નહિ ) + ઉદાર ( મોટા મનનું ) + તા ( પણું ) ] સ્ત્રી. મતભેદ સાંખવાની અશક્તિ.

**અનુદીર્ઘામહાસોતા** [ સં. અનુ ( પ્રમાણે ) + દીર્ઘા ( લાંબી ) + મહા ( મોટી ) + સીતા ( ચાસ ) ] સ્ત્રી. મગજની અંદર આવેલો લાંબો ચીરો; 'ગ્રેટ લૉન્જિટ્યુડિનલ ફિશર'.

**અનુદૈર્ઘ્યપેશી** [ સં. અનુ ( પ્રમાણે ) + દૈર્ઘ્ય (લંબાઇ) + પેશી ( માંસનો ગોળો ) ] સ્ત્રી. અધો અન્વાયામ રસનિકા; 'લૉન્જિટ્યુડિનેલીસ મસલ'.

**અનુનય** ૧૦. ન. એક વસ્તુ બીજીમાં પોતાના ગુણ આપે તે; પ્રોત્સાહન; અપવાહ; અપવાહન; ઉપપાદન; 'મ્યુચુઅલ ઇન્ડક્શન'.

**અનુનાસિક** ૫. પું. અનુસ્વારની નિશાની.

**અનુનીત** [ સં. અનુ ( પાછળ ) + નીત ( દોરેલ ) ] વિ. એક વસ્તુએ બીજીમાં પોતાના ગુણ આપેલ હોય એવું; પ્રોત્સાહિત.

**અનુનીતિ** [ સં. અનુની ( માગવું ) ] સ્ત્રી. આજીજી. જુઓ અનુનય ૧–૭.

**અનુનેય** ૩. વિ. અનુકૂળ.

**અનુપકારી મિત્ર** [ સં. અન્ ( નહિ ) + ઉપકારિન્ ( ભલું કરનારું ) + મિત્ર ( દોસ્ત ) ] પું. શત્રુનો મિત્ર.

**અનુપક્ષતિકા** સ્ત્રી. મગજના વચલા કાણાની આગળ આવેલો ભાગ; 'પ્રોસેન્ટ્રલ ફિશર'.

**અનુપરિ** [ સં. અન્ ( નહિ ) + ઉપરિ ( ઉપર ) ] અ. નીચે.

**અનુપલ** [ સં. અનુ ( ઊતરતું ) + પલ ( ક્ષણ ) ] પું. સેકંડ; મિનિટનો સાઠમો ભાગ.

**અનુપાધિ** [ સં. અન્ ( નહિ ) + ઉપાધિ ( દોષ ) ] વિ. ખામી વગરનું; દોષ વિનાનું.

**અનુપાન** ૫. [ સં. અનુ ( પાછળ ) + પાન ( પીવું તે ) ] ન. ખાધા પછી પાણી પીવાની ક્રિયા.

૬. વિ. ઢાકામાં થતી સ્વાદિષ્ટ કેળાંની એક જાત.

**અનુપાર્શ્વિક** [ સં. અનુ ( પાછળ ) + પાર્શ્વ ( પડખું ) + ઇક ( વાળું ) ] વિ. પડખાની પાછળ આવેલ.

**અનુપાર્શ્વિકપ્રદેશ** [ સં. અનુ ( પાછળ ) + પાર્શ્વ ( પડખું ) + ઇક ( વાળું ) + પ્રદેશ ( ભાગ ) ] પું. પેટના નવ વિભાગમાંનો એ નામનો એક; 'હાઇપોકોન્ડ્રિઍક રીજન'. તેના જમણા ભાગમાં કલેજાનો જમણો ભાગ, મોટા આંતરડાનો યાકૃત કોણ અને જમણા મૂત્રપિંડનો થોડો ભાગ આવેલ છે. ડાબા ભાગમાં આમાશય સ્કંધ (ફન્ડસ ઑવ ધ સ્ટમક), પ્લીહા, અગ્ન્યાશનો છેડો, મોટા આંતરડાની બરોળનો ખૂણો અને ડાબા મૂત્રપિંડ ( કિડનિ )નો ભાગ આવેલા છે.

**અનુપાર્શ્વિકા** [ સં. અનુ ( પાછળ ) + પાર્શ્વ ( પડખું ) + ઇકા ( વાળી ) ] સ્ત્રી. એ નામની બે મોટી શિરા માંહેની દરેક; 'ટ્રાન્સવર્સ સાઇનસ'. જમણી અનુપાર્શ્વિકા શિરાસરિતા ( ટ્રાન્સવર્સ સાઇનસ ) દીર્ઘિકા ઉત્તરા નામની શિરાસરિતાના અનુસંધાનરૂપ અને ડાબી અનુપાર્શ્વિકા, દીર્ઘિકાયોજની શિરાકુલ્યાના અનુસંધાનરૂપ છે. દરેક બાજુની અનુપાર્શ્વિકા શિરાસરિતા આગળ વધતાં વધતાં જાડી થઈ શંખાસ્થિ ( ટૅમ્પરલ બોન )ના ગોસ્તન ( મૅસ્ટૉઇડ ) ભાગ પર આવેલી અર્ધચંદ્રિકા નામની હાંસમાંથી પસાર થતાં અર્ધચંદ્રિકા શિરાસરિતા તરીકે પણ ઓળખાય છે. દરેક બાજુના અનુમન્યા છિદ્રમાં થઈને આ શિરાસરિતા ખોપરીની બહાર આવી ડોકની બાજુ પર અનુમન્યા શિરા ( ઇન્ટર્નલ જ્યુગ્યુલર વેન ) તરીકે ઓળખાય છે.

**અનુપાર્શ્વિકારથ્ય** પું. મગજની અંદરના શિરાના લોહીને વહેવાનો રસ્તો; 'ઑકિસપિટલ સાઇનસ'.

**અનુપાશ્રયા ભૂમિ** [ સં. અન્ ( નહિ ) + ઉપાશ્રય ( આશરો ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + ભૂમિ ( દેશ ) ] સ્ત્રી. વસનારા સિવાય બીજાને આશરો આપી ન શકે એટલે કે વધુ લોકોને સમાસ આપી ન શકે એવો દેશ.

**અનુપાસ** [ સં. અનુ ( નીચે ) + પાશ ( ફાંસલો ) ] પું. પાણીનાં બે મોજાંની વચ્ચેનો નીચાણવાળો ભાગ; અધોપાસ; 'ટ્રૉફ'.

**અનુપેક્ષણીય** ૨. [ સં. અન્ ( નહિ ) + ઉપેક્ષણ ( આશા ) + ઇય ( જેવું ) ] વિ. આશા ન રખાય એવું.

**અનુપેક્ષ્ય** ૧. [ સં. અન્ ( નહિ ) + ઉપેક્ષ્ય ( આશા રાખવા લાયક ) ] વિ. આશા ન કરવા જેવું.

૨. વિ. આશા ન કરાય એવું.

**અનુપ્રદાન** ૩. ન. ઉમેરો; અનુપૂર્તિ; પાછળથી કરેલો વધારો.

**અનુપ્રવેશ્ય** [ સં. અનુ ( અંદર ) + પ્રવિશ્ ( દાખલ થવું ) + ય ( જેવું ) ] વિ. અંદર દાખલ થઈ શકાય એવું; અંતર્ગમ્ય; ભેદનક્ષમ.

**અનુપ્રસાદન** ૨. [ સં. અનુ ( તરફ ) + પ્રસાદન ( ખુશી કરવાપણું ) ] ન. રાજી કરવું તે.

**અનુપ્રસ્થ** ૨. વિ. ત્રાંસું; આડું; તિર્યક.

**અનુપ્રસ્થ દોલન** [ સં. અનુપ્રસ્થ ( આડું ) + દોલન ( કંપવું તે ) ] ન. આડું કંપન; 'ટ્રેન્સવર્સ ઑસિલેશન'.

**અનુપ્રસ્થપેશી** [ સં. અનુપ્રસ્થ ( આડું ) + પેશી ( માંસનો ગોળો ) ] સ્ત્રી. પેડુના પડદાનો સપાટ સ્નાયુ; 'ટ્રેન્સવર્સૅલિસ'.

**અનુપ્રસ્થબંધન** [ સં. અનુપ્રસ્થ ( આડું ) + બંધન ( પાટો ) ] ન. આડું અસ્થિબંધન; 'ટ્રેન્સવર્સ લિગમન્ટ'.

**અનુપ્રસ્થભગ્ન** [ સં. અનુપ્રસ્થ ( આડું ) + ભગ્ન ( ભાંગેલું ) ] ન. હાડકાંના આડા કટકા થઈ જવા તે.

**અનુપ્રસ્થભાગ** [ સં અનુપ્રસ્થ ( આડું ) + ભાગ ] પું. મોટા આંતરડાના છ ભાગ માંહેનો એ નામનો એક; ડૂંટી ઉપરના ભાગમાં રહેલો કલેજાના નીચલા ભાગથી બરોળના નીચલા ખૂણા સુધીનો મોટા આંતરડાનો ભોગળની માફક આડો રહેલો ભાગ; 'કોલન'.

**અનુપ્રસ્થયકૃત** [ સં. અનુપ્રસ્થ ( આડું ) + યકૃત્ ( પિત્તાશય ) ] ન. જે ચીરામાં થઈને રક્તવાહિની યકૃતમાં દાખલ થાય છે તે ચીરો.

**અનુપ્રસ્થવૃહત્અંત્ર** [ સં. અનુપ્રસ્થ ( આડું ) + બૃહત્ ( મોટું ) + અંત્ર ( આંતરડું ) ] ન. મોટા આંતરડાનો ઉપલો કમાનદાર ભાગ; 'ટ્રાન્સવર્સ કોલન'.

**અનુપ્રસ્થવેષ્ટની** [ સં. અનુ ( પ્રમાણે ) + પ્રસ્થ ( સપાટ મેદાન ) + વેષ્ટન ( ઢાંકણુ ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય )] સ્ત્રી. મગજનો મોટા આડા ખાડાવાળો ભાગ; 'ગ્રેટ હૉરિઝૉન્ટલ સલ્સાઇ'.

**અનુપ્રસ્થવ્યાસ** [ સં. અનુ ( નીચે ) + પ્રસ્થ ( જવું ) + વ્યાસ ( કુંડાળાના મધ્યબિંદુમાંથી પસાર થઈ તેના પરીઘની બે બાજુ અડતી લીટી )] પું. પહોળાઈનો વ્યાસ; 'ટ્રાન્સવર્સ ડાએમિટર'.

**અનુપ્રસ્થાંત્રધરા બંધની** સ્ત્રી. એ નામની એક બંધની; 'ટ્રાન્સવર્સ મેસોકોલન'. ઉદર્યાંત્રકલા, નાનું આંતરડું, મોટા આંતરડાનો આડો ભાગ તેમ જ કુંડલિકાને આ બંધની વિંટળાય છે.

**અનુપ્રાણુની નાડી** ( અનુપ્રાણુની નાડ઼ી ) [ સં. અનુ ( પાછળ ) + પ્રાણુન ( જીવન ) + ઇન્ ( વાળું ) + નાડી ] સ્ત્રી. માંસપેશીની જીવનશક્તિ ટકાવી રાખનાર નાડી; ચેષ્ટાવહ નાડી; 'ટ્રૉફિક નર્વ'.

**અનુપ્રેક્ષી** [ સં. અનુ ( તરફ ) + પ્રેક્ષિન્ ( જોનાર )] વિ. વિચાર કરનાર.

**અનુબદ્ધ પરવલય** ૬. પું. ( ગણિત ) જે બે પરવલયની ઉપગા એક જ હોય એટલે કે એક પરવલયની ઉપગા બીજા પરવલયની પણ ઉપગા હોય એવો પરવલય; 'કૉન્જ્યૂગેટ હાઇપરબોલા'.

**અનુબદ્ધવ્યાસ** પું. ( ગણિત ) અનુબદ્ધ પરવલયનો વ્યાસ.

**અનુબસ્તિક શિરાચક્ર** ન. બસ્તિની આસપાસ વિંટળાયેલી શિરાઓનું એક ચક્ર; 'વેસિકલ પ્લેક્સસ'. પુરુષોમાં ગુદવેષ્ટન શિરાચક્ર અને ઓપસ્થિક શિરાચક્ર સાથે અને સ્ત્રીઓમાં અનુયોનિક શિરાચક્ર જોડે તે સંબંધ રાખે છે.

**અનુબંધ** ૨૯. પું. આગ્રહ.

**અનુબંધી** ૯. [ સં. અન્ ( નહિ ) + બંધ ( પાટો ) + ઇન્ ( વાળું )] વિ. નહિ જોડાયેલું.

૧૦. વિ. સર્વવ્યાપી; બધે ઠેકાણે ફેલાયેલ.

**અનુબીજકાર્પિક** ન. ગર્ભાશયનું શિરાચક્ર; 'ઓવેરિઅન પ્લેક્સસ'.

**અનુબીજકોષિકા** [ સં. અનુ ( તરફ ) + બીજકોષ ( બીજની કોથળી ) + ઇક ( લગતું ) + આ ( નારીજાતિનો પ્રત્યય )] સ્ત્રી. સ્ત્રીઓના શરીરમાં આવેલ એ નામની શિરા; 'ઓવેરિઅન વેન'. તે અનુદરપત્રિકા શિરાઓ ( રેટ્રિક્યુલર વેન્સ )ને મળતી આવે છે. આ શિરાઓ બીજકોષનું લોહી વહી લાવે છે.

**અનુબીજકોષિકા ધમની** [ સં. અનુ ( તરફ ) + બીજકોષ ( બીજની કોથળી ) + ઇક ( લગતું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + ધમની ( શુદ્ધ લોહી લઈ જનારી નળી )] સ્ત્રી. ઔદરી મહાધમનીની આશયાનુગા શાખાની એ નામની બે લાંબી શાખા; 'ઓવેરિઅન આર્ટરિઝ'. સ્ત્રીના શરીરમાં તે ઔદરી મહાધમનીમાંથી ઉત્પન્ન થઈ બીજકોષને પોષણ આપે છે.

**અનુભય** [ સં. અન્ ( નહિ ) + ઉભય ( બન્ને )] વિ. બેમાંથી એક પણ નહિ એવું.

**અનુભવ** ૯. [ સં. અનુ ( પ્રમાણે ) + ભૂ ( થવું )] પું. ( જૈન ) આત્માના શુદ્ધ સ્વભાવ પ્રમાણે થવું તે.

૧૦. પું. ( જૈન ) કર્મની મુદ્દત પાકતાં તેનું ભોગવવામાં આવતું ફળ.

૧૧. પું. ( ગણિત ) સામાન્ય પ્રતિજ્ઞા; પ્રકીર્તન; 'જનરલ ઇનન્સિએશન'.

**અનુભવબિંદુ** [ સં. અનુભવ ( નજરોનજર મળતી સમજ ) + બિંદુ ( ટીપું )] ન. વેદાંત સંબંધી અખાએ રચેલું એ નામનું પુસ્તક.

**અનુભવશાસ્ત્ર** [ સં. અનુભવ ( પરિચય ) + શાસ્ત્ર ( ધર્મપુસ્તક )] ન. ગીતા. કર્મઠ બ્રાહ્મણો ગીતાને પોતાનો આધારગ્રંથ, ભક્તિમાર્ગીય ભક્તો તેને ભક્તિપ્રધાન કૃષ્ણ ઉપદેશ, જ્ઞાનીઓ તેને જ્ઞાનપ્રદ ભંડાર, અને વ્યવહારી મનુષ્ય તેને અનુભવશાસ્ત્ર કહે છે.

**અનુભવશીલ** ૨. વિ. સંવેદનશીલ; ચેતનાવાળું.

**અનુભવસાધ્ય** [ સં. અનુભવ ( પરિચયથી મળતું જ્ઞાન ) + સાધ્ય ( મેળવી શકાય એવું )] વિ. મહાવરાથી મેળવી શકાતું.

**અનુભાવિત** ૨. [ સં. અનુ ( જેવું ) + ભાવિત ( પવિત્ર કરેલ )] વિ. શુદ્ધ કરેલું.

**અનુભાષણા** [ સં. અનુ ( પ્રમાણે ) + ભાષણ ( બોલવું તે ) + આ ( નારીજાતિનો પ્રત્યય )] સ્ત્રી. ( જૈન ) ગુરુના બોલ્યા પ્રમાણે બોલવું તે.

**અનુભૂ** [ સં. અનુ ( પાસે ) + ભૂ ( પૃથ્વી )] સ્ત્રી. ( જ્યોતિષ ) ભૂમિનીચ; ચંદ્રની કક્ષાનો પૃથ્વીની પાસેમાં પાસેનો ભાગ; નીચસ્થાન; 'પેરિજી'.

**અનુભૂતિ** ૨. [ સં. અનુ ( તરફ ) + ભૂતિ ( કલ્યાણ )] સ્ત્રી. લાગણી; અનુકંપા.

૩. સ્ત્રી. ચેતના; જ્ઞાન.

**અનુભૂતિવિહીનતા** [ સં. અનુભૂતિ ( જ્ઞાન ) + વિહીન ( રહિત ) + તા ( પણું )] સ્ત્રી. ઘટી ગયેલી ચેતના; ચેતનામાં થયેલ ઘટાડો; 'હાઇપેસ્થીસિઅ'.

**અનુભૂમિક** [ સં. અનુ ( સરખું ) + ભૂમિ ( પૃથ્વી ) + ક ( લગતું )] વિ. ક્ષૈતિજ; ક્ષિતિજ સમાન્તર; સપાટ; 'હૉરિઝૉન્ટલ'.

**અનુમતિકલ્પી** [ સં અનુમતિ ( મંજૂરી ) + કલ્પિત ( કટકા કરેલ )] સ્ત્રી. અપૂર્ણ રીતે રચાયેલી સભાના કામને સંપૂર્ણ સભાએ અનુમતિ આપી વાજબી ઠરાવવાની રીત.

**અનુમન્યા** [ સં. અનુ ( અંદર ) + મન્યા ( ડોકની બાજુ )] સ્ત્રી. ડોકની શિરાઓમાં સૌથી જાડી અને મોટી શિરા; 'ઇન્ટર્નલ જ્યુગ્યુલર વેન'. તે ખોપરીના તળિયાથી ગળાના મૂલ સુધી ત્રાંસી રીતે નીચે ઊતરે છે.

**અનુમસ્તિષ્ક** ૨. ન. મગજની અંદરનું પાંચમું કાણું અને તેમાં આવેલ ભાગ; 'મેટનસેફ્લૉન'.

**અનુમસ્તિષ્કપ્રભવાશિરા** [સં. અનુ (પાછળ) મસ્તિષ્ક ( મગજ ) + પ્રભવ ( ઉત્પત્તિ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + શિરા ( અશુદ્ધ લોહી લઈ જનારી નળી )] સ્ત્રી. નાના મગજની શિરા; 'સેરિબેલર વેન'. આ શિરાઓ નાના મગજમાં ફેલાઈ બે ભાગમાં વહેંચાઈ જાય છે. ઉપરની શિરાઓ ભેગી થઈને દીર્ઘિકાયોજની શિરાકુલ્યામાં (સ્ટ્રેટ સાઇનસ) પેસે છે. નીચેની શિરાઓ પાર્શ્વિકા શિરાસરિતા અને પશ્ચિમાધરિક શિરાસરિતા ( પોસ્ટીરોઇન્ફીરિઅર સાઇનસ )માં ભળી જાય છે.

**અનુમસ્તિષ્કા** [ સં. અનુ ( પાછળ ) + મસ્તિષ્ક ( મગજ ) + આ ( નારીજાતિનો પ્રત્યય )] સ્ત્રી. નાના મગજને લોહી પૂરું પાડતી ધમની.

**અનુમસ્તુલુંગ** [ સં. અનુ ( પાછળ ) + મસ્તુલુંગ ( મગજ )] ન. નાનું મગજ; 'સેરિબેલમ'.

**અનુમાનબાધિત** [ સં. અનુમાન ( એક જ્ઞાન ઉપરથી થતું બીજું જ્ઞાન ) + બાધિત ( હરકતવાળું )] વિ. જેના સાધ્ય એટલે સાબિત કરવાની બાબતમાં અનુમાનથી હરકત આવે એવું. જેમકે, 'ઘાસ પ્રભુએ બનાવેલું છે, કેમકે એ કોઈનું બનાવેલ છે'. આમાં અનુમાનથી હરકત આવે છે કે ઘાસ વગેરે કોઈનું બનાવેલું નથી, કેમકે તેનો બનાવવાવાળો શરીરધારી માણસ નથી. જે જે શરીરધારીનું બનાવેલું નથી તે તે વસ્તુ કર્તાની બનાવેલી નથી.

**અનુયાત્રા** ૧. [ સં. અનુ ( પાછળ ) + યાત્રા ( ગમન )] સ્ત્રી. ચેલો; શિષ્ય; અનુયાયી.

૨. સ્ત્રી. વરઘોડો.

૩. સ્ત્રી. સવારી.

**અનુયાયિત્વ** ૧. [ સં. અનુ ( પાછળ ) + યાયિન્ ( જનાર ) + ત્વ ( પણું )] ન. અમુક મત કે પંથમાં માન્યતા.

૨. ન. ચેલો હોવાપણું.

૩. ન. નકલ કરવાપણું.

૪. ન. પાછળ જવું તે.

૫. ન. વિદ્યાર્થી હોવું તે.

૬. ન. સેવા; ચાકરી.

**અનુયાયિની** ૧. [ સં. અનુ ( પાછળ ) + યાયિન્ ( જનાર ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય )] સ્ત્રી. પાછળ પાછળ જતી સ્ત્રી.

૨. સ્ત્રી. અમુક પંથ કે મત પ્રમાણે વર્તનારી સ્ત્રી.

૩. સ્ત્રી. શિષ્યા; ચેલી.

**અનુયોનિક શિરાચક્ર** [સં. અનુ ( અંદર ) + યોનિ ( સ્ત્રીનો ગુહ્ય ભાગ ) + ક ( નું ) + શિરા ( અશુદ્ધ લોહી વહી જનારી નળી ) + ચક્ર ( કૂંડાળું )] ન. યોનિમાર્ગને વિંટળાયેલું શિરાચક્ર; 'વજાઇનલ પ્લેક્સસ'. આ શિરાચક્રનું લોહી બે અનુયોનિકા શિરાઓ વડે અધિશ્રોણિકા આભ્યંતરી ( ઇન્ટર્નલ ઇલિઍક ) શિરામાં દાખલ થાય છે.

**અનુયોનિકા** [ સં. અનુ ( અંદર ) + યોનિ ( સ્ત્રીનો ગુહ્ય ભાગ ) + ક ( નું ) + આ ( નારીજાતિનો પ્રત્યય )] સ્ત્રી. અનુયોનિક શિરાચક્રમાંથી નીકળી જનનેન્દ્રિયની અંદરની હદ પરથી અધિશ્રોણિકા આભ્યંતરી ( ઇન્ટર્નલ ઇલિઍક ) શિરાને મળતી શિરા.

**અનુરક્ત** ૭. વિ. ભક્ત.

**અનુરક્તપ્રકૃતિ** [ સં. અનુ ( તરફ ) + રક્ત ( પ્રીતિવાળું ) + પ્રકૃતિ ( લોકો )] વિ. પ્રજાપ્રિય; લોકપ્રિય.

**અનુરથ્યા** ૧. [ સં. અનુ ( સાથે ) + રથ્યા ( શેરી )] સ્ત્રી. પગથી; 'ફુટપાથ'.

૨. સ્ત્રી. મોટા રસ્તાની બાજુનો નાનો રસ્તો.

**અનુરંજિત** ૨. [સં. અનુ ( જેવું ) + રંજિત ( રંગેલું )] વિ. રંગાયેલું.

**અનુરાગાત્મક** [ સં. અનુ ( તરફ ) + રાગ ( સ્નેહ ) + આત્મક ( વાળું )] વિ. માયાળુ; પ્રેમાળ; પ્રીતિવાળું; સ્નેહી.

**અનુરાગાત્મકતા** [ સં. અનુ ( તરફ ) + રાગ ( સ્નેહ ) + આત્મક ( વાળું ) + તા ( પણું )] સ્ત્રી. પ્રેમાળ હોવાપણું; માયાળુપણું.

**અનુરાધાપુર** ન. લંકાની જૂની રાજધાની. સીલોનમાં બૌદ્ધ ધર્મ ફેલાવવા અશોકના મોકલવાથી તેના દીકરા મહિન્દ્ર અને દીકરી સંઘમિત્રાએ અહીં આવીને બુદ્ધ ગયાના પવિત્ર પીપળાના ઝાડની ડાળી વાવી હતી. ત્યાંના મહાવિહારમાં આ ઝાડ મોજૂદ છે. બુદ્ધ ભગવાનનો ડાબો રાક્ષી દાંત દંતપુરમાંથી ચોથી સદીમાં અનુરાધાપુરમાં આણી થુપારામે ધાતુગર્ભના એક ખૂણા ઉપર મકાન ચણાવી ત્યાં રાખ્યો હતો. દેવાનામપિયતિસે ઈ. સ. પૂર્વે આશરે ૨૫૦ વર્ષ ઉપર બુદ્ધ ભગવાનનું જમણું ગ્રીવાસ્થિ એટલે જડબું અહીં આણી એક ધાતુગર્ભ ચણાવી યાત્રાના ઠેકાણા તરીકે રાખ્યું હતું. આ શહેરમાં " લોવ મહાપય " એટલે કાંસાનો વિહાર આવેલો છે. આ ગામમાં મહાવંશમાં વર્ણવેલું રૌકિનવલ્લિ નામનું બૌદ્ધ મંદિર બીજી સદીમાં દથ્થગામિની નામના રાજાએ બંધાવ્યું હતું. મહિન્દ્રની ચિતા જ્યાં ખડકી હતી તે જગ્યાને ઇસિભુમનગનાન એવું નામ આપ્યું.

**અનુરાશિ** [ સં. અનુ ( પાછળ ) + રાશિ ( સંખ્યા )] પું. ( ગણિત ) અક્ષર અથવા આંકડાના કોઠામાં આડી અને ઊભી સરખી હાર દબાવી દેતાં બાકી રહેતો નિશ્ચાયક ( ડિટર્મિનન્ટ ); 'માઇનર'.

**અનુરુક્ત** ન. કપિલ ગોત્રનું એક પ્રવર.

**અનુરૂપતાકેંદ્ર** [ સં. અનુ ( પ્રમાણે ) + રૂપ ( દેખાવ ) + તા ( પણું ) + કેંદ્ર ( મધ્યબિંદુ )] ન. ( ગણિત ) એક સરખી રીતે અથવા સામસામી મૂકેલી બે સરૂપ આકૃતિના મળતા આવતા બિંદુઓને જોડનારી બધી સીધી લીટી એકબીજાને છેદે તે બિંદુ; 'સેન્ટર ઑવ સિમિલિટ્યૂડ'.

**અનુરૂપતામધ્ય** [સં. અનુ ( પ્રમાણે ) + રૂપ ( દેખાવ ) + તા ( પણું ) + મધ્ય ( વચલો ભાગ )] ન. ( ગણિત ) બે સરૂપ આકૃતિને તેમની મળતી બાજુઓ એક જ દિશામાં અથવા વિરુદ્ધ દિશામાં સમાન્તર થાય એવી રીતે મૂકેલી હોય તો તેમનાં મળતાં શિરોબિંદુને જોડનારી લીટીઓ જે બિંદુમાં છેદે તે બિંદુ; 'સેન્ટર ઑવ સિમિલેરિટિ'.

**અનુરૂપા સિદ્ધિ** [ સં. અનુ ( જેવું ) + રૂપ ( આકાર ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + સિદ્ધિ ( સફળતા )] સ્ત્રી. દીકરા, ભાઈ અને સગાંઓને સામ, દામ વગેરેથી પોતાની બાજુમાં લઈ લેવાપણું.

**અનુરોધવું** ૧. [ સં. અનુ ( અંદર ) + રુધ્ ( હરકત કરવી )] સ. ક્રિ. અડચણ કરવી; હરકત કરવી.

૨. [ સં. અનુ ( પાછળ ) + રુધ્ ( બાંધવું )] સ. ક્રિ. વળગ્યા રહેવું.

**અનુલંબવ્યાસ** પું. લંબાઈ પ્રમાણે વ્યાસ; મુખથી પીઠ સુધીનો વ્યાસ; 'ઍન્ટિરોપોસ્ટીરિયર ડાયેમિટર'.

**અનુલેપ** ૫. પું. માન આપવાની અથવા પૂજા કરવાની ૧૮ રીત માંહેની એક. તેમાં શરીરે સુગંધી વસ્તુઓ ચોપડવામાં આવે છે. જુઓ અષ્ટાદશોપચાર.

**અનુલોમ** ૮. વિ. વિરુદ્ધ નહિ એવું; અવિલોમ.

૯. વિ. સવળું.

**અનુલોમ વિલોમ** પું. એ નામનો એક જાતનો પ્રાણાયામ. તેમાં બન્ને નસકોરામાંથી પૂરક અને રેચક થાય છે.

**અનુલોમ વિલોમ પ્રાણાયામ** પું. ( યોગ ) એક જાતનો પ્રાણાયામ. તેમાં પદ્માસન અથવા સુખાસને બેસી ડાબા હાથનો પંજો ડાબા પગના ઢીંચણ ઉપર રાખવો અને જમણા હાથના અંગૂઠાથી જમણા નસકોરાને દાબી રાખી ડાબા નસકોરાથી શ્વાસ ફેફસાંમાં ભરવો. યથાશક્તિ કુંભક કર્યા પછી ડાબા નસકોરાથી શ્વાસ ધીમે ધીમે બહાર કાઢી નાખવો. પૂરક વખતે મૂળબંધ, કુંભક વખતે જાલંધરબંધ અને રેચક વખતે ઉડ્ડીયાનબંધ કાયમ રાખવો. વારાફરતી બન્ને નસકોરાંમાંથી એક એક વખતે શ્વાસ લેવામાં અને મૂકવામાં આવે ત્યારે એક અનુલોમ વિલોમ પ્રાણાયામ સંપૂર્ણ થયો કહેવાય. પૂરક, કુંભક અને રેચકનો વખત ૧,૪,૨ માત્રાના પ્રમાણમાં છે. ૭ દિવસ સુધી બે વખત, ૭થી પંદર દિવસ સુધી ચાર વખત, પંદરથી ચોવીસ દિવસ સુધી ૭ વખત, અને ચોવીસ દિવસ પછી સાતથી દશ પ્રાણાયામ કરવા. આ પ્રાણાયામ કરવાથી શરીરના અમુક નાજુક અવયવોને સહેજ મહેનત થાય, રક્તવાહિની અને વાયુવાહિની નાડીઓ સાફ થાય, પેશાબ વાટે નીકળતો મીઠાશવાળો પદાર્થ પેદા કરનાર અવયવ બળવાન થઈ મીઠાશવાળા પદાર્થની ઉત્પત્તિ બંધ થઈ જાય. પ્રાણાયામ કરતી વખતે ફેફસાં અને મુખ્ય મોટી નાડીઓમાં પ્રાણવાયુનો સંચાર મોટા પ્રમાણમાં થવાથી સાત ધાતુ ચોખ્ખી થાય, લોહીવિકાર, ક્રિયાતંતુ અને જ્ઞાનતંતુની નબળાઈ જતી રહે, ગુરદાની નબળાઈ ઉડ્ડીયાનબંધને લીધે નીકળી જાય, શરીરની દરેક નસમાં ચેતનશક્તિ આવે અને રસગ્રંથીઓમાં અનહદ ફેરફાર થશે. રોજ

પેદા કરનાર રસને બદલે તંદુરસ્તી વધારનાર રસો પેદા થશે; એટલું જ નહિ પણ અશક્તિ અને બીજી વ્યાધિઓથી જર્જરિત થયેલ શરીર ફરીથી રૂપાળું બનશે અને બધા અવયવમાં મહાન બળ અને જીવન આવશે.

**અનુલોમાસિદ્ધિ** [ સં. અનુ ( પ્રમાણે ) + લોમ ( વાળ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + સિદ્ધિ ( સફળતા ) ] સ્ત્રી. શહેરનાં લોકો, દેશ અને સેનાપતિઓને દામ અને ભેદથી પોતાને અનુકૂળ કરી લેવાપણું.

**અનુવર્તિ** ૨. ન. બહારના ઉત્તેજનને અનુકૂળ થવાનું સજીવ પદાર્થનું કુદરતી વળણ; 'ટ્રોપિઝમ'.

**અનુવર્તિત્વ** [ સં. અનુ ( પાછળ ) + વૃત ( હોવું ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) + ત્વ ( પણું ) ] ન. મળતાપણું; સરખાઈ.

**અનુવંક્ષણ છિદ્ર** [ સં. અનુ ( અંદર ) + વંક્ષણ ( સાથળનો સાંધો ) + છિદ્ર ( કાણું ) ] ન. સાથળની આગલી બાજુએ ઊરુકંચુકની ( ફેસિઆ લાટા ) અંદર આવેલું એક મોટું અંડાકાર કાણું; 'ફોસ ઓવેલિસ'.

**અનુવંક્ષણિકા નાડી** ( અનુવંક્ષણિકા નાડી ) [ સં. અનુ ( અંદર ) + વંક્ષણ ( સાથળનો સાંધો ) + ઇકા ( વાળી ) + નાડી ( નસ ) ] સ્ત્રી. કંકતિકા ( પેક્ટિનિઅસ ) નામની સાથળની પેશીની હલનચલન કરાવનારી નાડી; 'એકસેસરિ ઑબ્ચ્યુરેટર નર્વ'.

**અનુવંક્ષણિયા** [ સં. અનુ ( અંદર ) + વંક્ષણ ( સાથળનો સાંધો ) + ઇય ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. સાથળના મૂળભાગની આગલી બાજુએ અંડાકાર કાણાની આજુબાજુ રહેલી પાંચ છ ગ્રંથિ; 'સબઇંગ્વિનલ લિંફ ગ્લેંડ.' તેમાંની ત્રણ ચાર ઉપર અને બે ત્રણ નીચે ઊંડાણમાં આવેલી છે. જનનેંદ્રિય અને અંડકોષની કેટલીએક રસાયનીઓ અને પગની રસાયનીઓ તેઓમાં દાખલ થાય છે.

**અનુવા** [ હિં. ] પું. કૂવામાંથી પાણીની ડોલ ભરતી વખતે માણસો ઊભાં રહે તે જગ્યા.

**અનુવાચન** ૩. [સં. અનુ ( અંદર ) + વાચન ( વાંચવું તે )] ન. અવાજ કર્યા વિના વાંચવું તે.

**અનુવાદ** ૧૨. [ સં. અનુ ( પ્રમાણે ) + વાદ ( બોલી ) ] પું. અનુકરણ; નકલ.

૧૩. [ સં. અનુ ( પાછળ ) + વાદ ( કથન ) ] પું. બીજા આધારથી નક્કી થયેલ અર્થ જણાવનાર વાક્ય. જેમકે, 'અગ્નિ હિમનું ઔષધ છે'. અહીં અગ્નિ હિમનું વિરોધી છે એ વાત દેખીતી રીતે સિદ્ધ છે.

**અનુવાદી** ૪. પું. સામાવાળો; વિરોધી.

**અનુવૃક્કા ધમની** સ્ત્રી. પેટની મહાધમનીની મૂત્રપિંડો તરફ જતી કાંડ શાખા; 'રીનલ આર્ટરિ'. આ કાંડ શાખાઓની અધિવૃક્ક ગ્રંથિ ( સ્યૂપ્રરીનલ ગ્લેંડ ) તરફ જતી એક નાની શાખા અધરા અધિવૃક્કિની ( સ્યૂપ્રરીનલ વેન ) તરીકે ઓળખાય છે.

**અનુવૃક્કાનાડી** ( અનુવૃક્કાનાડી ) [ સં. અનુ ( નીચે ) + વૃક્કા ( મૂત્રપિંડ ) + નાડી ] સ્ત્રી. મૂત્રપિંડની એ નામની એક નાડી; 'લીસ્ટર રીનલ સ્પ્લેંકનિક નર્વ'.

**અનુવૃક્કા શિરા** [ સં. અનુ ( નીચે ) + વૃક્કા ( મૂત્રપિંડ ) + શિરા ( અશુદ્ધ લોહી લઈ જનારી નળી ) ] સ્ત્રી. મૂત્રપિંડમાંથી નીકળતી શિરા; 'રીનલ વેન'. આમાંની ડાબી શિરા જમણી કરતાં ત્રણગણી લાંબી હોઈ મહાધમની ( એઑર્ટા )ને ઓળંગીને અધરામહાશિરા ( ઇન્ફીરિઅર વીન કેવ )માં મળી જાય છે. તે ડાબી અનુવૃષણિકા ( ટેસ્ટિક્યુલર વેન ), ( સ્ત્રીઓમાં ડાબી અનુબીજકોષિકા—'ઓવેરિઅન વેન' ), અધરા મહાપ્રાચીરિકા અને ડાબી અધિવૃક્કિની શિરા વગેરેનું લોહી વહી જાય છે. બન્ને અનુવૃક્કા શિરા અધરા મહાશિરામાં મળે છે.

**અનુવૃત્ત** ૯. [ સં. અનુ ( પ્રમાણે ) + વૃત્ત ( થયેલું ) ] ન. ( ગણિત ) અમુક નિયમ સાબિત કર્યા પછી તેના ઉપરથી જ પુરવાર થતું સત્ય; અનુસિદ્ધાંત; 'કૉરોલરિ'.

૧૦. વિ. વારસામાં મળેલ; પેઢીકતાર; વંશપરંપરાગત; ક્રમાગત.

**અનુવૃત્તકેંદ્ર** [ સં. અનુ ( પ્રમાણે ) + વૃત્ત ( કૂંડાળું ) + કેંદ્ર ( મધ્યબિંદુ ) ] ન. કોઈ પણ વળાંક ઉપર અત્યંત નજીક બે બિંદુ લઈ તેમાંથી વક્રના સ્પર્શકો ( ટેન્જન્ટ )ને દોરેલા લંબ એકબીજાને છેદે તે બિંદુ; કોઈ પણ વક્ર ઉપર અત્યંત નજીક ત્રણ બિંદુ લઈ દોરેલા વર્તુલનું મધ્યબિંદુ; 'સેન્ટર ઑવ કર્વેચર'.

**અનુવૃત્તિ** ૧૬. [ સં. અનુ ( પ્રમાણે ) + વૃત્તિ ( વર્તન ) ] સ્ત્રી. ( જૈન ) અનુકૂળ પ્રવૃત્તિ; ગુરુનો મનોભાવ જાણી તે પ્રમાણે કરાતું વર્તન.

૧૭. સ્ત્રી. અનુસરણ; પાછળ જવું તે.

૧૮. સ્ત્રી. પ્રાણવિનિમય ( હિપ્નોટિઝમ )ના અખતરાથી તંદ્રાભાજનની થતી છ સ્થિતિમાંની એ નામની ચોથી. આ સ્થિતિમાં આવવાથી તંદ્રારોપકના શરીરની જે જે ચેષ્ટા થાય તે તે પ્રમાણે તંદ્રાભાજન પોતાના શરીરની હિલચાલ કરે, તેની દરેક વાતને તે બરાબર માને અને જે જે સંકલ્પો તંદ્રારોપક પોતાના મનમાં કરે તે તે સંકલ્પો તંદ્રાભાજનના મનમાં પણ થાય.

૧૯. સ્ત્રી. સ્વપ્ન, સુષુપ્તિ અને સમાધિ અવસ્થામાં આત્માનું ભાન હોવું તે; અન્વય. સ્વપ્નમાં જડ શરીરનું ભાન હોતું નથી, પણ આત્માનું ભાન હોય છે. આ આત્માની અનુવૃત્તિ, અને તે વખતે આત્માનું ભાન છતાં પણ સ્થૂળ શરીરનું ભાન હોતું નથી તે સ્થૂલ શરીરનો અભાવ કહેવાય છે.

**અનુવૃષણિક** [ સં. અનુ ( અંદર ) + વૃષણ ( પેળ ) + ઇક ( લગતું ) ] ન. અંડમાં આવેલ શિરાચક્ર; 'સ્પર્મેટિક પ્લેક્સસ'.

**અનુવૃષણિકા** [ સં. અનુ ( અંદર ) + વૃષણ ( પેળ ) + ઇક ( લગતું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. વૃષણમાં જતી નાડી; 'એક્સ્ટર્નલ સ્પર્મેટિક નર્વ'.

**અનુવૃષણિકા ધમની** [ સં. અનુ ( અંદર ) + વૃષણ ( પેળ ) + ઇક ( લગતું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + ધમની ( શુદ્ધ લોહી લઈ જનારી નળી ) ] સ્ત્રી. પેટની મહાધમની ( એઑર્ટા )ની આશયાનુગા શાખા ( વીસરલ બ્રાંચિસ )ની લાંબી કાંડ શાખા; 'ટેસ્ટિક્યુલર આર્ટરિ'. દરેક અનુવૃષણિકા ધમની તે બાજુ પરની વંક્ષણસુરંગ ( ઇંગ્વિનલ કનેલ ) દ્વારા પેટની બહાર આવી અંડની કોથળીમાં ઊતરી તેને લોહી પૂરું પાડે છે. સ્ત્રીઓના શરીરમાં આ ધમનીઓ અનુબીજકોષિકા તરીકે ઓળખાતી હોઈ એ જ સ્થળે ઉત્પન્ન થઈ, નીચે આવી બીજકોષ તરફ જઈ તેને પોષણ આપે છે.

**અનુવૃષણિકા શિરા** [ સં. અનુ ( પાસે ) + વૃષણ ( પેળ ) + ઇક ( લગતું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + શિરા ( અશુદ્ધ લોહી લઈ જનારી નળી ) ] સ્ત્રી. અંડની ઉપર, બે વૃષણબંધનીઓ વચ્ચે રહેલાં સંખ્યાબંધ શિરાજાળોમાંથી લોહી ઉપર વહી લાવતી શિરા; 'ટેસ્ટિક્યુલર વેન.' દરેક વૃષણનાં શિરાજાળમાંથી નીકળેલી ત્રણ ચાર શિરાઓ વંક્ષણસુરંગ ( ઇંગ્વિનલ કનેલ ) મારફત ઉપર જઈને ઉદરગુહામાં દાખલ થઈ ત્યાં તેમની બે શિરા એ જ નામની ધમનીને લપેટાઈ છેવટે તેમની એક જ શિરા બને છે. જમણી અનુવૃષણિકા, અધરા મહાશિરાને અને ડાબી અનુવૃષણિકા, અનુવૃક્કા શિરાને મળે છે.

**અનુવેદના** ૧. [સં. અનુ (પ્રમાણે) + વેદના (પીડા)] સ્ત્રી. શરીરના એક ભાગમાં થયેલ ઈજાની દૂરના ભાગમાં થતી પીડા; 'સિનેલ્જિઆ'.

૨. [સં. અનુ (પાછળ) + વેદના (લાગણી)] સ્ત્રી. સહાનુભૂતિ; લાગણી.

**અનુવેલ્લિત** ૧. [સં. અનુ (ચારે તરફ) + વેલ્લિત (વાંકું)] ન. ઘા ઉપર બંધાતો પેચના આકારનો પાટો.

૨. વિ. સર્પાકાર; ચક્રાકાર; પેચના આકારનું; 'સ્પાઇરલ'.

**અનુવેલ્લિતબંધન** [સં. અનુવેલ્લિત (પેચના આકારનું) + બંધન (પાટો)] ન. પેચના આકારનો પાટો; 'સ્પાઇરલ બેન્ડેજ'.

**અનુવેલ્લિતભગ્ન** [સં. અનુ (ચોતરફ) + વેલ્લિત (વાંકું) + ભગ્ન (ભાંગેલું)] ન. ચક્રાકાર અસ્થિભંગ; પેચના આકારમાં હાડકું ભાંગવું તે. માત્ર લાંબાં હાડકાંમાં આવો ભંગ થાય છે.

**અનુવ્યવસાયી** [સં. અનુ (જેવું) + વ્યવસાય (વર્તન) + ઇન્ (વાળું)] ન. વસ્તુનું ભાન કરાવનાર ચેતન તત્ત્વ.

**અનુવ્યાપ્ત** [સં. અનુ (અંદર) + વ્યાપ્ત (ફેલાયેલું)] વિ. ભરેલું; ફેલાયેલ.

**અનુવ્રજક** [સં. અનુ (પાછળ) + વ્રજક (જનાર)] વિ. પાછળ ચાલનાર; અનુસરનાર.

**અનુશતિક** [સં. અનુ (પાછળ) + શત (સો) + ઇક (વાળું)] પું. એકસોથી વધારે સૈનિકોનો નાયક; સોથી વધારે સિપાઈઓનો ઉપરી. તેનો દરજ્જો શતાનીકોથી ઉપર રહેતો.

**અનુશપ** પું. રુખસદ; બરતરફી; રજા.

**અનુશય** ૮. પું. ગર્વ; અહંકાર.

૯. પું. દાન સંબંધી ઝઘડાનો ફેંસલો.

**અનુશયી** ૧૦. પું. દાન સંબંધી તકરારનો નિર્ણય કરનાર અમલદાર.

**અનુશંખા** [સં. અનુ (પાસે) + શંખ (લમણું) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. લમણામાં આવેલાં શિરાજાળોમાંથી નીકળતી કાનની આગળ આવેલી શિરા; 'સ્યુપરફિશલ ટેમ્પોરલ'. તે કાનની નીચે અંતર્હાનવ્યા શિરા (ઇન્ટર્નલ મેક્સિલરિ વેન) જોડે મળીને પશ્ચિમવક્ત્રિકા શિરા (પોસ્ટીરિઅર ફેશિઅલ વેન) બની જાય છે.

**અનુશંખા ઉત્તાના ધમની** [સં. અનુ (પાસે) + શંખ (લમણું) + ઉદ્ (ઊંચું) + તન્ (ફેલાવું) + ધમની (ધોરી નસ)] સ્ત્રી. બાહ્યશંખ ધમની; 'સ્યુપરફિશલ ટેમ્પોરલ આર્ટરિ'.

**અનુશાસન** ૧૧. ન. જ્ઞાન; સમજ.

૧૨. ન. શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છંદ અને જ્યોતિષ એ છએ વેદાંગનું એક નામ.

**અનુશાસ્તિ** ૧. સ્ત્રી. પ્રતિપાદન; પ્રમાણ આપી સાબિત કરવાપણું.

૨. સ્ત્રી. ભલામણ.

૩. [સં. અનુ (તરફ) + શાસ્ (શીખવવું) + તિ (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. શિક્ષણ; ઉપદેશ.

૪. સ્ત્રી. શિખામણ.

૫. સ્ત્રી. સદ્ગુણની સ્તુતિ.

**અનુશિષ્ટ** ૪. [સં. અનુશાસ્ (શીખવવું) + ત (ભૂતકૃદંતનો પ્રત્યય)] વિ. શીખવેલું.

**અનુશીલનીય અભ્યાસ** [સં. અનુશીલનીય (વારંવાર કરવા જેવું) + અભ્યાસ (મહાવરો)] પું. વિદ્યાર્થીને મહાવરો થાય એ હેતુથી આપવામાં આવેલ દાખલાનો પાઠ; અભ્યાસપાઠ; પ્રશ્નમાલા; મનોયત્ન; 'એક્સરસાઇઝ'.

**અનુશૃંખલિકા** [સં. અનુ (અંદર) + શૃંખલા (સાંકળ) + ઇક (વાળું) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. મોટા મગજની અંદરની એક મોટી શિરા; 'કોરોયડ વેન'.

**અનુષક્ત** ૩. વિ. સાથે જોડાયેલું.

**અનુષ્ટિત્રિજ્યા** સ્ત્રી. અંતઃપ્રકોષ્ઠાસ્થિની એટલે ટચલી આંગળી તરફના હાડકાની પહેલી અંગુષ્ઠમૂલશલાકા (ફર્સ્ટ મેટકાર્પલ)ને માર્ગે જતી ધમની (રેડિઅલ આર્ટરિ)ની શાખા; 'પ્રિન્સેપ્સ પૉલિસિસ'.

**અનુસરવું** ૫. સ. ક્રિ. એક શબ્દે બીજા સાથે રૂપ, લિંગ વગેરેમાં સંબંધ રાખવો.

**અનુસવન** ન. (બૌદ્ધ) કરવા ધારેલ કામની જાહેરાત.

**અનુસંધ્યકાળ** [સં. અનુ (સાથે) + સંધ્યા (જોડાવાનો વખત) + કાલ (વખત)] પું. દિવસ ને રાત્રિનો જોડાવાનો વખત.

**અનુસાર** ૧૧. પું. (વ્યાકરણ) વાક્યમાં એક શબ્દનું બીજાને મળતું આવવું તે.

**અનુસાર્ય** [સં. અનુ (પાછળ) + સાર્ય (જવા જેવું)] વિ. અનુસરવા લાયક.

**અનુસિદ્ધાંત** [સં. અનુ (પ્રમાણે) + સિદ્ધાંત (નિયમ)] પું. (ગણિત) મુખ્ય સિદ્ધાંત ઉપરથી સાબિત થતો પેટા નિયમ; ઉપસાધ્ય; ઉપસિદ્ધાર્થ; 'કોરોલરિ'.

**અનુસૂયાગર્ભરત્ન** [સં. અનુસૂયા (એ નામનાં સતી) + ગર્ભ (હમેલ) + રત્ન (શ્રેષ્ઠ પુરુષ)] ન. પુરુષોત્તમ ભગવાન.

**અનુસ્થિત** [સં. અનુ (પાછળ) + સ્થિત (ઊભેલું)] વિ. પાછળનું; અનુગામી.

**અનુસ્મર્તૃ** [સં. અનુ (પાછળ) + સ્મર્તૃ (યાદ કરનાર)] વિ. પાછળથી સ્મરણ કરનાર.

**અનૂઢાગામી** [સં. અન્ (નહિ) + ઊઢા (પરણેલી) + ગામિન્ (જનાર)] પું. લંપટ માણસ; વ્યભિચારી પુરુષ.

**અનૂત** ન. જૂઠ; હરામખોરી.

**અનૂઠા** ૧. [હિં.] વિ. અજોડ; જેની સરખામણીમાં કંઈ આવે નહિ એવું; અનોખું.

૨. વિ. નવું; વિચિત્ર.

૩. વિ. સુંદર; શ્રેષ્ઠ.

૪. વિ. હલકું; નીચ.

**અનૂદર્શ** [સં.] પું. જૂના વખતનું ૪૮ હાથ લાંબું, ૨૪ હાથ પહોળું અને ૨૪ હાથ ઊંચું વહાણ.

**અનૂપકુંડપટ્ટન** ન. તેલંગણની જૂની રાજધાની; વરંગુલ; અનૂમકુંડપુર.

**અનૂપગ્રામ** [સં. અનૂપ (ભેજવાળું) + ગ્રામ (ગામ)] પું. નદીના કાંઠા પરનું ગામ.

**અનૂમકુંડપુર** જુઓ અનૂપકુંડપટ્ટન.

**અનૃતુપ્રાપ્ત સૈન્ય** [સં. અન્ (માફક નહિ એવું) + ઋતુ (વખત) + પ્રાપ્ત (મેળવેલું) + સૈન્ય (લશ્કર)] ન. ઋતુ અનુકૂળ ન આવતી હોય એવું લશ્કર. કૌટિલ્યના જણાવ્યા પ્રમાણે આવી સેના ઋતુને અનુકૂળ લૂગડાં, હથિયાર, બખ્તર વગેરે મળતાં લડી શકે છે, પણ અભૂમિપ્રાપ્ત સૈન્ય એટલે અયોગ્ય જમીનમાં ફસાયેલી સેના કાંઈ પણ કરી શકતી નથી.

**અનેક** ૨. પું. એક હોવા છતાં માયા અને અવિદ્યાને લીધે અનેક રૂપે ભાસે એવા વિષ્ણુ ભગવાન. તે નિરાકાર હોવા છતાં માયા અને અવિદ્યામાં પ્રતિબિંબિત થવાથી અનેકપણે જણાય અને જીવ, ઈશ્વર અને જીવાભાસપણે પણ જણાય. તેથી તે અનેક કહેવાય છે.

**અનેકકલ્પકર્તા** [સં. અન્ (નહિ) + એક + કલ્પ (સૃષ્ટિ) + કર્તૃ (બનાવનાર)] પું. પુરુષોત્તમ ભગવાન.

**અનેકકૃત** [સં. અનેક (ઘણાં) + કૃત (કામ)] પું. શિવનું એક નામ.

**અનેકજાતીય** [સં. અનેક (ઘણાં) + જાતીય (જાતનું)] વિ. અનેક પ્રકારનું; જુદી જુદી તરેહનું.

**અનેકદેશીયતા** [ સં. અન્ ( નહિ ) + એક + દેશીય ( વિભાગવાળું ) + તા ( પણું ) ] સ્ત્રી. ચપળ બુદ્ધિ; બુદ્ધિચાપલ્ય; જુદા જુદા વિષયમાં હોશિયારી; 'વર્સેટિલિટિ'.

**અનેકપદી સમીકરણ** [ સં. અનેક ( ઘણું ) + પદિન્ ( પદવાળું ) + સમીકરણ ( સમાનતા )] ન. ( ગણિત ) બે કે વધારે અજાણ્યા બીજ અક્ષરવાળું સમીકરણ; 'સાઇમલ્ટેનિઅસ ઇકવેશન'. જુઓ અનેકવર્ણ સમીકરણ.

**અનેકવાદી** ૨. પું. ( જૈન ) વસ્તુમાં એકપણું હોવા છતાં પણ તેને ન જોતાં તેનાં ઘણાં રૂપ છે એમ માનનાર માણસ.

**અનેકાર્થસમુચ્ચય** [ સં. અનેક ( ઘણાં ) + અર્થ + સમુચ્ચય ( સંગ્રહ ) ] પું. શાશ્વત નામના વિદ્વાને મધ્યકાલમાં લખેલો એ નામનો શબ્દકોષ.

**અનેકાર્થી** ૨. વિ. અસ્પષ્ટ; મોઘમ.

**અનેકાંત** ૭. [ સં. અનેક ( એક કરતાં વધારે ) + અંત ( ધર્મ )] પું. ( જૈન ) અનેકધર્મ. આત્મા ત્રિકાળ હોઈ નિત્ય છે, અને ક્યારેક તે પલટે તેથી તે અનિત્ય છે. આવી રીતે આત્મા અને દરેક વસ્તુ અનંતધર્મવાળી છે.

૮. [ સં. અન્ ( નહિ ) + એક + અંત ( છેડો ) ] વિ. ઘણી બાજુવાળું.

**અનેકાંતદર્શન** [ સં. અન્ ( નહિ ) + એક + અંત ( નિર્ણય ) + દર્શન ( શ્રદ્ધા ) ] ન. દરેક વસ્તુનું એના પાસા પરત્વે જુદી જુદી રીતે જ્ઞાન થાય છે એવો મત. જુઓ અનેકાંતવાદ.

**અનેકાંતદર્શી** [ સં. અન્ ( નહિ ) + એક + અંત ( નિર્ણય ) + દર્શિન્ ( જોનાર ) ] વિ. વસ્તુનાં સ્વરૂપ ઘણાં છે એવો મત ધરાવનાર.

**અનેકાંતિકવાદ** ૨. [ સં. અનેક ( એક કરતાં વધારે ) + અંત ( ધર્મ ) + ઇક ( લગતું ) + વાદ ( સાબિત કરવાની શૈલી ) ] પું. ( જૈન ) વસ્તુના અનંત ધર્મો બતાવનારી ઉપદેશ આપવાની રીત.

**અનેતા** સ્ત્રી. માલતી નામની વેલ. દેહરાદૂનમાં માલતી લતાને અનેતા કહે છે.

**અનેરા** પું. ( ડિંગળ ) સામાન્ય વખત.

**અનેલાપન** [ હિં ] ન. સાદાઈ.

**અનેષણીય** ૨. વિ. ( જૈન ) સાધુએ ન લેવા જેવું.

**અનેસું** [ ફા. ] પું. ઍનિસ નામના છોડનું સુગંધી બી; 'ઍનિસીડ'.

**અનૈ** અ. ( ડિંગળ ) અને.

**અનૈકાંત્ય** [ સં. અન્ ( નહિ ) + ઐકાંત્ય ( ચોક્કસપણું ) ] ન. અનિશ્ચય; અચોક્કસપણું.

**અનૈચ્છિકમાંસપેશી** [ સં. અનૈચ્છિક ( મરજી વગર થતું ) + માંસપેશી ( માંસનો લોચો ) ] સ્ત્રી. સ્વતંત્રપણે કામ કરતી માંસપેશી; 'ઇનવોલન્ટરિ મસલ'.

**અનૈચ્છિકમૂત્રત્યાગ** [ સં. અનૈચ્છિક ( ઇચ્છા વિના બનતું ) + મૂત્ર ( પેશાબ ) + ત્યાગ ( તજવું તે )] પું. એની મેળે થઈ જતો પેશાબ.

**અનૈચ્છિકમૂત્રસ્રાવ** [ સં. અનૈચ્છિક ( મરજી વગર થતું ) + મૂત્ર ( પેશાબ ) + સ્રાવ ( વહેવું તે ) ] પું. પેશાબ ચાલ્યો જવો તે; 'યૂરકેશિઅ'.

**અનૈયમિક** [ સં. અ ( નહિ ) + નિયમ ( ધારો ) + ઇક ( લગતું ) ] વિ. નિયમ પ્રમાણે નહિ એવું; ફેરફાર થયા કરતા હોય એવું; અનિયમિત.

**અનૈયમિકતા** [ સં. અ ( નહિ ) + નૈયમિક ( નિયમ પ્રમાણેનું ) + તા ( પણું ) ] સ્ત્રી. નિયમ પ્રમાણે ન હોવાપણું.

**અનૈયા** ૧. પું. અન્યાય; ગેરઇન્સાફ.

૨. [ સં. અ ( નહિ ) + ન્યાયિન્ ( ન્યાયવાળું ) ] વિ. અનીતિવાળું; ગેરવાજબી.

**અનૈંદ્રિક** [ સં. અન્ ( નહિ ) + ઐંદ્રિક ( ઇંદ્રિયવાળું ) ] વિ. ઇંદ્રિય વગરનું; નિરૈંદ્રિક; અવયવ વિનાનું.

**અનોતત્ત** ન. એ નામનું એક સરોવર; રાવણહ્રદ; અન્વતપ્ત.

**અનોતત્ર** જુઓ અનોતત્ત.

**અનોના** [ સં. અ ( નહિ ) + લૂણ ( મીઠું ) ] વિ. મીઠા વગરનું.

**અનોપ** ૨. ન. એ નામનું લડાઈનું એક વાજિંત્ર.

**અનોમા** સ્ત્રી. ગોરખપુર પરગણામાં આવેલી એ નામની નદી; ઓમી. જુઓ ઓમી. રાજમહેલ છોડીને જતાં બુદ્ધ ભગવાન આ નદી ઊતર્યા હતા. એઓ જ્યાંથી આ નદી ઊતર્યા હતા ને જગ્યાને હાલ ચંડોલી કહે છે ને તે નદીને પૂર્વ કાંઠે આવેલું છે.

**અનૌત્તરાધર્ય** [ સં. અન્ ( નહિ ) + ઉત્તર ( ચડિયાતું ) + અધર ( ઊતરતું ) ] ન. ઊંચ અને નીચ વચ્ચે તફાવત રખાતો ન હોય એવું પ્રજાતંત્ર.

**અનૌરસ પરાગીકરણ** [ સં. અન્ ( નહિ ) + ઔરસ ( પોતાની સાથી થયેલું ) + પરાગ ( રજ ) + કરણ ( કરવું તે ) ] ન. જુદી જુદી જાતનાં ઑકેસર અને પુંકેસરનો સંયોગ; 'ઇલેજિટિમેટ પોલિનેશન'.

**અન્ન** ૧૪. ન. માન આપવાની કે પૂજા કરવાની અઢાર રીત માંહેની નૈવેદ ધરવાની એક. જુઓ અષ્ટાદશોપચાર.

**અન્નજીવવિદ્યા** [ સં. અન્ન ( દાણો ) + જીવ ( પ્રાણી ) + વિદ્યા ( શાસ્ત્ર ) ] સ્ત્રી. જીવવિદ્યાનો વનસ્પતિ અને પ્રાણીનાં પ્રાચીન અવશેષો એટલે બાકી રહેલા ભાગને લગતો ભાગ; 'પેલિઑન્ટૉલૉજિ'.

**અન્નજીવિત** [ સં. અન્ન ( અનાજ ) + જીવિત ( જીવેલ ) ] વિ. અન્નને આધારે જીવનાર.

**અન્નણ** વિ. ( ડિંગળ ) કપટી.

**અન્નથા** અ. ( ડિંગળ ) અન્યથા; જુદી રીતે.

**અન્નદ્વારિણી ઊર્ધ્વગા ધમની** [ સં. અન્ન ( ખોરાક ) + દ્વાર ( બારણું ) + ઇન્ ( વાળું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) + ઊર્ધ્વ ( ઊંચું ) + ગા ( જનારી ) + ધમની ( હૃદયમાંથી શુદ્ધ લોહી લઈ જનારી નળી ) ] સ્ત્રી. એ નામની એક ધમની; 'અસેન્ડિંગ ફેરિન્જિઅલ આર્ટરિ'. તે બહિર્માતૃકા ધમની ( એક્સ્ટર્નલ કૅરોટિડ આર્ટરિ)ની પાછળથી નીકળી અંતર્માતૃકા ધમની ( ઇન્ટર્નલ કૅરોટિડ આર્ટરિ )ની પાસે ઊંચે જતી નજરે પડે છે.

**અન્નનલિકાછિદ્ર** [ સં. અન્ન ( ખોરાક ) + નલિકા ( નળી ) + છિદ્ર ( કાણું ) ] ન. મહાપ્રાચીરા પેશી ( ડાયફ્રામ )માં પેટ અને છાતી વચ્ચેનો સંબંધ જાળવી રાખવા માટેનાં છિદ્રોમાંનું એ નામનું એક. વચલી લીટીમાં તે સહેજ ઊંચે આવેલું છે, અને તે મારફત અન્નનળ છાતીમાંથી ઉદરગુહામાં આવી હોજરી સાથે જોડાય છે.

**અન્નનલિકાનુગા** [ સં. અન્ન ( ખોરાક ) + નલિકા ( નળી ) + અનુ ( પાછળ ) + ગા ( જનારી ) ] સ્ત્રી. ઔરસી મહાધમનીની અન્નનલિકાની આસપાસ વિંટળાયેલી એ નામની ચાર પાંચ શાખા; 'ઇસોફેજીઅલ બ્રાંચિસ'.

**અન્નનાલી** [ સં. અન્ન ( ખોરાક ) + નાલિકા ( નળી ) ] સ્ત્રી. અન્નનલિકા; પાકસ્થલી; ગળાથી જઠર સુધી ખોરાક લઈ જનારી નળી; 'ગલેટ'.

**અન્નનાલી પરીક્ષાયંત્ર** [ સં. અન્નનાલી ( અન્નનળી ) + પરીક્ષા ( તપાસ ) + યંત્ર ( સાધન ) ] ન. અન્નનળી તપાસવાનું સાધન; 'ઇસોફેગસ્કોપ'.

**અન્નનાળી પ્રદાહ** [ સં. અન્નનાલી ( અન્નનળી ) + પ્રદાહ ( સોજો ) ] પું. અન્નનળીનો સોજો; 'ઇસૉફજાઇટિસ'.

**અન્નનાસ** ન. એ નામનો એક જાતનો લીલો મેવો; અનનાસ. તાજાં ફળનો રસ કૃમિનાશક અને હેડકી મટાડનાર અને પાકાં ફળનો રસ મોઢાના રોગ અને કમળો મટાડનાર મનાય છે.

**અન્નપચનયંત્ર** [ સં. અન્ન ( ખોરાક ) + પચન ( પચવાપણું ) + યંત્ર ] ન. ખોરાક પચાવવાનું કામ કરતા અવયવ.

**અન્નપતિ** ૩. પું. સૂર્ય.

**અન્નપાનનિરોધન** [ સં. અન્ન ( ખોરાક ) + પાન ( પીણું ) + નિરોધન ( અટકાયત ) ] ન. ( જૈન ) ખોરાક પાણી ન આપવાં તે.

**અન્નપ્રણાલી** [ સં. અન્ન ( ખોરાક ) + પ્રણાલી ( રસ્તો ) ] સ્ત્રી. મહાસ્રોત; અન્ન પચાવનાર યંત્રનો મોઢાથી ગુદા સુધી લંબાયેલ સ્વતંત્ર માંસપેશીઓનો બનેલ રસ્તો; 'એલિમેન્ટરિ કનેલ'.

**અન્નપ્રણાલીદર્શકયંત્ર** [ સં. અન્ન ( ખોરાક ) + પ્રણાલી ( રસ્તો ) + દર્શક ( બતાવનાર ) + યંત્ર ( સાધન ) ] ન. અન્નનળી તપાસવાનું સાધન; 'ઇસૉફગસકોપ'.

**અન્નપ્રણાલીપરિખા** [ સં. અન્ન ( ખોરાક ) + પ્રણાલી ( રસ્તો ) + પરિખા ( ખાડ ) ] સ્ત્રી. અન્નમાર્ગ માટેનો ખાડો; ગળાથી જઠર સુધી અન્નનળીને જવા માટેનો પોલો ભાગ; 'ગ્રૂવ ફૉર ઇસૉફગસ'.

**અન્નમય** ૫. પું. શિવ; શંકર; મહાદેવ.

**અન્નમાર્ગકોટર** [સં. અન્ન ( ખોરાક ) + માર્ગ ( રસ્તો ) + કોટર ( બખોલ )] પું. મોઢામાંથી જઠરમાં ખોરાક લાવનારી અન્નનળીનો પોલો ભાગ; 'ઍન્ટ્રમ કાર્ડિએકમ'.

**અન્નમાર્ગવિવર** [ સં. અન્ન ( ખોરાક ) + માર્ગ ( રસ્તો ) + વિવર ( કાણું ) ] ન. અન્નમાર્ગમાંનું છિદ્ર; 'ઇસૉફેજીઅલ હાયેટસ'.

**અન્નરસકેશવાહિની** [ સં. અન્ન ( ખોરાક ) + રસ (પ્રવાહી વસ્તુ) + કેશ (વાળ) + વાહિની (લઈ જનારી)] સ્ત્રી. અન્નમાર્ગમાંથી આમરસને લઈ જનાર વાળ જેવી પાતળી નસ; 'લૅક્ટિઅલ'.

**અન્નરસનાલી** [ સં. અન્ન ( ખોરાક ) + રસ ( પ્રવાહી વસ્તુ ) + નાલી ( નળી )] સ્ત્રી. પ્રતિહારિણી શિરા; 'પૉર્ટલ વેન'. આ મોટી શિરા ઉદરગુહામાં રહેલા અન્નના પાચનના સઘળા અવયવ, બરોળ, અગ્ન્યાશય અને પિત્તકોષ વગેરેનું અશુદ્ધ લોહી હૃદયમાં લાવે છે.

**અન્નરસાશ્રિત** [ સં. અન્ન ( ખોરાક ) + રસ ( પ્રવાહી વસ્તુ ) + આશ્રિત ( આધાર રાખતું )] વિ. અન્નરસને લગતું; 'કાઇલસ'.

**અન્નવિધિ** [ સં. અન્ન ( અનાજ ) + વિધિ ( રીત )] પું. અનાજ ઉગાડવાની, શોધવાની અને રાંધવાની કળા.

**અન્નષષ્ઠી** સ્ત્રી. પોષ સુદ છઠ.

**અન્નામીસ** ૧. પું. એ નામના લોકોની જાતનું માણસ. ઈ. સ. ના ૧૩મા સૈકામાં તેઓએ શૈવ સંપ્રદાયના ધાર્મિક ગ્રંથનો નાશ કર્યો હતો.
૨. વિ. એ નામના લોકોની એક જાતનું.

**અન્ની** ૨.—
અન્ની રૂપયા = એક રૂપિયે એક આના લેખે ભથ્થું.

**અન્નૈચ્છિકતંતુ** [ સં. અન્ ( નહિ ) + ઐચ્છિક ( ઇચ્છાથી બનતું ) + તંતુ ( તાંતણો ) ] પું. સ્વતંત્રપણે કામ કરનાર પાતળી નસ.

**અન્નૈચ્છિકમજ્જા સંસ્થા** [ સં. અન્ ( નહિ ) + ઐચ્છિક ( ઇચ્છાથી બનતું ) + મજ્જા ( હાડકાંનો માવો ) + સંસ્થા ( વ્યવસ્થા ) ] સ્ત્રી. સ્વતંત્ર નાડી સંસ્થાન; 'સિમ્પથેટિક નર્વસ સિસ્ટમ'.

**અન્યકુંડિકામત** ન. ચોસઠ તંત્ર માંહેનું એક. જુઓ તંત્ર. આ તંત્રમાં અમુક જાતની રસાયનની ગોળી કેવી રીતે બનાવી કેમ ખાવી અને તેથી શું સિદ્ધિ મળે તેનું વર્ણન છે.

**અન્યક્રીત** [ સં. અન્ય ( બીજું ) + ક્રીત ( ખરીદેલું ) ] વિ. બીજાએ ખરીદેલું.

**અન્યજાત** ૩. ન. રાજ્યને થતી ઓચિંતી ઊપજ.
૪. [સં. અન્ય (જુદું) + જાત ( પેદા થયેલ)] વિ. ખોયેલું; નાશ પામેલું.

**અન્યત્રસ્થિતિ** [ સં. અન્યત્ર ( બીજે ઠેકાણે ) + સ્થિતિ ( હોવાપણું )] સ્ત્રી. અનુપસ્થિતિ; અપરાધને વખતે પોતે અપરાધને ઠેકાણે ન હતો પણ બીજે કોઇ ઠેકાણે હતો એવો આરોપીનો બચાવ; 'ઍલિબાઇ'.

**અન્યથાવાહી** [ સં. અન્યથા ( ખોટી રીત ) + વાહિન્ ( લઈ જનાર )] વિ. જકાત ભર્યા વગર માલ લઈ જનાર.

**અન્યભક્તિપ્રવર્તક** [ સં. અન્ય ( બીજું ) + ભક્તિ ( સેવા ) + પ્રવર્તક ( ફેલાવનાર ) ] પું. પુરુષોત્તમ ભગવાન.

**અન્યમનસ** [ સં. અન્ય ( બીજું ) + મનસ ( મન )] વિ. ચંચલ; અસ્થિર મનનું; થોડી થોડી વારમાં વિચાર ફેરવનારું.

**અન્યહિત** [ સં. અન્ય ( બીજું ) + હિત ( ભલું )] ન. પારકાનું ભલું.

**અન્યાઓ** [ હિં. ] પું. અન્યાય; બેઇન્સાફી.

**અન્યાન્ય** [ સં. અન્ય ( જુદું ) + અન્ય ( જુદું )] વિ. જુદું જુદું.

**અન્યાયી** ૬. [ હિં. ] વિ. કઠોર; નિર્દય.
૭. વિ. જુલમી.
૮. વિ. દ્વેષી; ખારીલું; કીનાખોર.
૯. વિ. પાપી; દુષ્ટ; અધર્મી.
૧૦. વિ. લુચ્ચું; કપટી; ઢોંગું.

**અન્યાયોપાર્જિત** [ સં. અ ( નહિ ) + ન્યાય ( ઇન્સાફ ) + ઉપાર્જિત ( કમાયેલ ) ] વિ. અન્યાય કે જુલમથી મેળવેલું.

**અન્યાવ** [ હિં. ] પું. અન્યાય; બેઇન્સાફી.

**અન્યોન્યપોષક** [ સં. અન્યોન્ય ( પરસ્પર ) + પોષક ( ઉછેરનાર )] વિ. પરસ્પર પાળનાર; એકબીજાને મદદ કરી નભાવનાર.

**અન્યોન્યાભ્યસ્તરાશિ** [ સં. અન્યોન્ય (અરસપરસ) + અભ્યસ્ત ( ગુણાયેલ ) + રાશિ ( જથ્થો )] પું. ( જૈન ) ગુણહાનિની જેટલી સંખ્યા આવે તેટલી વખત બેને ગુણવાથી આવતો ગુણાકાર. જેમકે, ગુણહાનિ ૬ હોય, તો બેને ૭ વાર માંડીને પરસ્પર ગુણવાથી ૬૪ થાય. $૨^{૬}$ = ૬૪. આ ૬૪ તે અન્યોન્યાભ્યસ્તરાશિ કહેવાય છે.

**અન્યોન્યોત્તેજન** [ સં. અન્ય ( બીજું ) + અન્ય ( બીજું ) + ઉત્તેજન ( ઉત્સાહ ) ] ન. અરસપરસ મળતો ઉત્સાહ.

**અન્વમ્લિકજ** ન. બે કે બેથી વધારે અમોનિયાવાળા તેજાબનું એકરૂપ થવાથી થતું રસાયણ; 'પૉલિપેપ્ટિડ'.

**અન્વતપ્ત** ન. એ નામનું એક સરોવર; રાવણહ્રદ નામનું સરોવર; અનોતત્ત.

**અન્વધેયકા** [ સં. અનુ ( પાછળ ) + અ ( નહિ ) + ધેય ( રાખવા જેવું ) + ક ( લગતું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. સ્ત્રીધનનો એક પ્રકાર; વિવાહ પછી સ્ત્રીને તેના પિયર કે સસરા પક્ષ તરફથી મળેલ ધન.

**અન્વય** ૧૯. પું. પ્રવાહ.
૨૦. પું. વારસો; અનુવંશિક સંસ્કાર; પરંપરાપ્રાપ્તિ.

**અન્વયદૃષ્ટાંત** [ સં. અનુ ( પાછળ ) + અય્ ( જવું ) + દૃષ્ટાંત ( દાખલો ) ] ન. સાધન હોય ત્યાં સાધ્ય એટલે સાબિત કરવાની વસ્તુની હયાતી બતાવાય એવો દાખલો. જેમકે, રસોડામાં ધુમાડો હોવાથી દેવતાની હાજરી જણાવાય.

**અન્વર્થ** ૩. પું. મૂળ શબ્દ જુદા પાડીને થતો અર્થ.

**અન્વસ્તીય** [ સં. અન્વસ્ત (પરવલય) + ઈય (સંબંધી) ] પું. (ગણિત) આઘાતવૃત્તક; જેને અક્ષમાંથી પસાર થતાં સમક્ષેત્રો છેદે તો છેદાયેલો પ્રદેશ પરવલય થાય અને અક્ષને કાટખૂણે થાય એવાં સમક્ષેત્રો છેદે તો છેદાયેલો પ્રદેશ લંબગોળ થાય એવી બીજા વર્ગની સપાટી; 'ઇલિપ્ટિક પેરેબોલૉઇડ'.

**અન્વંસિકા** [ સં. અનુ (પાછળ) + અંસ (ખભો) + ઇકા (વાળી) ] સ્ત્રી. ખભાની નીચેની એ નામની એક નાડી; 'સબસ્કેપ્યુલર નર્વ'.

**અન્વાયત્ત** [ સં. અનુ (પાછળ) + આયત્ત (આવેલું) ] વિ. પાછળ આવતું.

**અન્વાયન** [ સં. અનુ (સાથે) + આયન (આવવું તે) ] પું. વહુએ પિયેરથી આણેલ સામાન; કરિયાવર.

**અન્વાયામ પથ** [ સં. અનુ (પ્રમાણે) + આયામ (લંબાઈ) + પથ (માર્ગ) ] પું. અનુદૈર્ધ્ય પથ; જ્ઞાનતંતુનું ઊભું લાંબું ઝૂમખું; 'લૉન્જિટ્યૂડિનલ ફેસિક્યુલસ'.

**અન્વાલેપ** [ સં. અનુ (તરફ) + આ (સુધી) + લિપ્ (ઢાંકવું) ] પું. (ગણિત) એક જાતનો વક્ર; અમુક નિયમ પ્રમાણે ફરતી સીધી લીટીથી ઊપજતો વક્ર, જેમાં સુરેખા એ વક્રને સ્પર્શક (ટૅન્જન્ટ) બને; 'એન્વેલપ'.

**અન્વાલેપચિતિ** [ સં. અન્વાલેપ (એક જાતનો વક્ર) + ચિતિ (નળાના જેવો આકાર) ] પું. (ગણિત) અન્વાલેપનો સ્પર્શક (ટૅન્જન્ટ) ચિતિ (પ્રિઝમ) બને તેવો વક્ર; 'એન્વેલપિંગ સિલિન્ડર'.

**અન્વાલેપશંકુ** [ સં. અન્વાલેપ (એક જાતનો વક્ર) + શંકુ (ગોળ બેઠકની ઉપર જતાં અણિયાળી થતી જતી ઘનઆકૃતિ) ] પું. (ગણિત) જેના સ્પર્શકથી શંકુનો આકાર બને તેવો અન્વાલેપ; 'એન્વેલપિંગ કોન'.

**અન્વાહિત** ૨. પું. કોઈને ઘેર મૂકેલી થાપણ લઈ બીજાને ત્યાં મૂકવી તે.

**અન્વિત** ૬. વિ. પેઢીઉતાર; વંશપરંપરાગત; અનુસૃત.

**અન્વિષ્ટવ્ય** [ સં. અન્વિષ્ (શોધવું) + તવ્ય (લાયક) ] વિ. શોધવા જેવું.

**અન્વીક્ષકી** સ્ત્રી. સાંખ્ય ફિલસૂફી, યોગ અને લોકમતનો સમાવેશ કરનારી વિદ્યા. તેના અભ્યાસથી મન દૃઢ થવા સાથે મન, વાણી અને કર્તવ્ય ઉપર કાબૂ આવવાનું મનાય છે.

**અન્વેષણા** ૫. સ્ત્રી. (જૈન) ગૃહસ્થથી અપાતી ભિક્ષા લેવાપણું.

૬. સ્ત્રી. પ્રાર્થના; માગણી.

**અન્વેષી** ૪. વિ. માગણી કરનાર.

**અન્શાન લેટિન** સ્ત્રી. સેમેટિક લિપિમાંથી નીકળેલી એ નામની લિપિ.

**અન્સારી** ૧. ન. એ નામની અટકનું માણસ.

૨. વિ. અન્સારી અટકનું.

**અપ** ૧૪. પ્ર. વિશેષણ ઉપરથી નામ બનાવનારો એક પ્રત્યય. જેમકે, મોટું – મોટપ, સારું – સારપ.

**અપક** ૧. ન. (ડિંગળ) પાણી; જળ.

૨. [ સં. અ (નહિ) + પક્વ (પાકું) ] વિ. કાચું; નહિ પાકેલું.

**અપકતા** [ સં. અ (નહિ) + પક્વ (પાકું) + તા (નામ બનાવનાર પ્રત્યય) ] સ્ત્રી. કચાશ; પાકું ન હોવું તે.

**અપકર્ષણ** ૮. ન. (જૈન) કર્મની સ્થિતિમાં એટલે આત્માની સાથે કર્મના રહેવાના વખતમાં ઘટાડો.

૯. ન. માંસપેશીની મદદથી જુદા જુદા અવયવને શરીરની મધ્યરેખાથી દૂર કરવા કે ધકેલવા તે.

**અપકૃષ્ટ** ૯. વિ. નકામું; ઉપયોગ વગરનું.

**અપકેંદ્ર** ૨. [ સં. અપ (દૂર) + કેંદ્ર (વચલું બિંદુ) ] વિ. કેંદ્રાતિગત; કેંદ્રથી દૂર જતું; 'સેન્ટ્રિફ્યુગલ'.

**અપકેન્દ્રી** [ સં. અપ (જુદું) + કેન્દ્ર (મધ્યબિંદુ) + ઇન્ (વાળું) ] વિ. એક મધ્યબિંદુવાળું નહિ એવું; ભિન્નકેન્દ્રી.

**અપક્વ** [ સં. અ (નહિ) + પક્વ (રંધાયેલ) ] વિ. નહિ પચેલું.

**અપક્રિયા** ૫. સ્ત્રી. જીવવાળા શરીરમાં પેશીનું સાદા પદાર્થમાં રૂપાંતર થાય એવા જડ અને રસાયણિક ફેરફાર; 'કટૅબલિઝમ'.

**અપક્ષ** ૫. ન. કોઈની સાથે હળીમળીને નહિ રહેનાર માણસ.

૬. ન. જેનાથી રાજ્યને કાંઈ લાભ ન હોય એવું માણસ.

૭. ન. રાજ્યના પક્ષમાં ન હોય એવું માણસ.

**અપખોડવું** (અપખોડ઼વું) સ.ક્રિ. નિંદવું; ખામી કાઢવી.

**અપગ** પું. અફઘાનિસ્તાનનું પ્રાચીન નામ.

**અપગંડ** ૨. [ સં. અપ્ (પાણી) + ગંડ (પરપોટો) ] પું. પાણીનો પરપોટો.

**અપગા** ૨. સ્ત્રી. પંજાબમાં રાવી નદીની પશ્ચિમે આવેલી એ નામની નદી; અયુક.

**અપઘાત** ૬. [ સં. અપ (બાધ દર્શાવનાર ઉપસર્ગ) + હન્ (હરકત કરવી) ] પું. અડચણ; હરકત.

**અપચય** ૧૧. [ સં. અપ (ખરાબ) + ચય્ (એકઠું કરવું) ] પું. ભેગું કરવું તે.

૧૨. પું. હાર; પરાજય.

**અપચરિતપ્રકૃતિ** [ સં. અપ (ખરાબ) + ચરિત (વર્તન) + પ્રકૃતિ (લોકો) ] પું. જેની રૈયત જુલમથી હેરાન હોય એવો રાજા.

**અપચાયિત** ૪. પું. રોગ; વ્યાધિ.

**અપચાર** ૧૦. [ સં. અપ (બાધ બતાવનાર ઉપસર્ગ) + ચર્ (વર્તવું) ] પું. અડચણ; હરકત.

૧૧. પું. ચ્યુતિ; સ્થાનભેદ; એક ઠેકાણેથી બીજે ઠેકાણે ખસવાપણું; જગ્યાની ફેરબદલી.

**અપચ્છર** સ્ત્રી. (ડિંગળ) અપ્સરા.

**અપજસી** [ સં. અપ (ખરાબ) + યશસ્ (કીર્તિ) ] વિ. કલંકિત; નામોશી ભરેલું; નિંદ્ય.

**અપટક** [ હિં. ] વિ. હાથપગ ઝલાઈ ગયા હોય એવું.

**અપટી** ૪. સ્ત્રી. (ડિંગળ) પરવા; દરકાર.

**અપડિવાઈ** ૨. [ સં. અ (નહિ) + પ્રતિપાત (પડવું તે) + ઇન્ (વાળું) ] ન. (જૈન) કેવળજ્ઞાન થતાં સુધી ચાલુ રહે એવું અવધિજ્ઞાન એટલે મર્યાદાવાળું જ્ઞાન.

**અપતિ** ૪. સ્ત્રી. કલંક; નામોશી; બદનામી; લાંછન.

**અપતૃષ્ણા** [ સં. અપ (ખરાબ) + તૃષ્ણા (લોભ) ] સ્ત્રી. હલકી લાલચ.

**અપદ** ૧૨. પું. (જૈન) સિદ્ધ ભગવાન.

**અપદાન** ૭. ન. શૌર્ય; પરાક્રમ; બહાદુરી.

**અપદેશ** ૧૨. [ સં. અપ (દાખલો બતાવનાર ઉપસર્ગ) + દિશ્ (બતાવવું) ] પું. કર્તાનો પોતાનો અભિપ્રાય જણાવનાર ટૂંકું વાક્ય.

**અપધન** ન. (ડિંગળ) અંગ; શરીર.

**અપનય** ૫. પું. (અર્થશાસ્ત્ર) યોગ્ય રીતે સંધિ ન કરવાપણું.

**અપનર્મક** પું. એક જાતનો હાર.

**અપના** ૨. પું. કુટુંબ; સગાંસંબંધી.

૩. સ. નિજ; પોતે; જાતે.

૪. વિ. વ્યક્તિગત; ખાનગી

**અપનાઅપના** ૧. —
અપનાપરાયા = (૪) પતિ અને પત્નીનાં સગાં; આખું કુટુંબ.
૨. વિ. ખાસ; પોતાનું; અંગત.
૩. વિ. નિર્માણ કરેલું; યોગ્ય.

**અપના બિગાના** ૧. ન. મિત્ર અને શત્રુ.
૨. ન. સગાંસંબંધી; કુટુંબ.

**અપના બેગાના** ન. પતિ અને પત્નીનાં સગાં; આખું કુટુંબ. જુઓ અપના બિગાના.

**અપનાયત** ૨. [ હિં. અપના ( પોતે ) + આયત ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. પોતાપણું; આત્મીયતા.

**અપનાવવું** ૫. સ. ક્રિ. ભોગ આપવો.

**અપની** ૧. [ હિં. અપ ( પોતે ) + ની ( છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય ) ] ન. કુટુંબ; સગાંસંબંધી.
૨. વિ. સ્ત્રી. પોતાની.
૩. વિ. સ્ત્રી. વ્યક્તિગત; ખાનગી.

**અપની અપની** ૧. [ હિં. ] વિ. ખાસ; વ્યક્તિગત.
૨. વિ. નક્કી કરેલું; મુકરર કરેલ અમુક.
૩. વિ. પોતાનું; અંગત.

**અપને** ૧. [ હિં. ] ન. કુટુંબ; સગાંસંબંધી.
૨. વિ. પોતાનું.
૩. વિ. વ્યક્તિગત; ખાનગી.

**અપનો** [ હિં. ] ન. કુટુંબ; સગાંસંબંધી.

**અપપાતગત** [ સં. અપ ( નીચે ) + પાત ( ખાડો ) + ગત ( ગયેલું ) ] વિ. ખાડામાં પડેલ.

**અપભાષા** ૩. [ સં. અપ ( જુદું ) + ભાષા ( બોલી ) ] સ્ત્રી. પરદેશીઓની ભાષા.

**અપભૂ** [ સં. અપ ( દૂર ) + ભૂ ( પૃથ્વી ) ] વિ. ભૂમ્યુચ્ચ; પૃથ્વીથી દૂર જતું; 'અપોજીઅન'.

**અપમંગળ** [ સં. અપ ( ઊલટું ) + મંગળ ( શુભ ) ] ન. અશુભ.

**અપયાન** ૩. ન. છાનો હુમલો; ગુપ્ત હલ્લો.

**અપયોગ** ૫. પું. અપશુકન; કુશકુન.

**અપર** ૧૮. પું. તેજના તત્ત્વવાળા એક દેવ. જુઓ તેજસ્તત્ત્વ દેવતા.

૧૯. પું. મુખ્ય શાખા સાથે સંબંધ ધરાવતો કે તેમાંથી નીકળેલો ભાગ; 'કોલેટરલ'.

૨૦. વિ. નજીકનું; પાર્શ્વ.

**અપરઅણિ** [ સં. અપર ( બીજું ) + અણિ ( છેડો ) ] સ્ત્રી. ખોપરીના ખાડામાં આવેલ હાડકાનો ટેવો; 'ક્લાઇનોઇડ પ્રોસેસ'.

**અપરઅંતઃકર્ણકોટરગ્રંથિ** [ સં. અપર ( નજીકનું ) + અંતઃકર્ણ ( અંદરનો કાન ) + કોટર ( પોલાણ ) + ગ્રંથિ ( ગાંઠ ) ] સ્ત્રી. સાંભળવામાં મદદરૂપ શ્રવણ નાડીનું નાના મગજમાંનું મધ્યસ્થળ; 'ન્યૂક્લિઅસ ઑવ ડીટર્ઝ'.

**અપરઊર્ધ્વભાગ** [ સં. અપર ( નજીકનું ) + ઊર્ધ્વ ( ઊંચું ) + ભાગ ] પું. જમણા અને ડાબા અનુપાર્શ્વિક પ્રદેશનો ભાગ; 'હાઇપોકૉન્ડ્રિએક રીજન'.

**અપરકશેરૂકંઠ** [ સં. અપર ( નજીકનું ) + કશેરૂ ( પીઠનું એક હાડકું ) + કંઠ ( ડોક ) ] પું. ડોકના પાછળના ભાગનો મોટો જાડો સ્નાયુ; 'સ્પ્લિનિઅસ સર્વિક્સ'.

**અપરકશેરૂમસ્તક** [ સં. અપર ( નજીકનું ) + કશેરૂ ( પીઠનું એક હાડકું ) + મસ્તક ( માથું ) ] ન. કરોડના હાડકાના ડોક ઉપરના ભાગનો માથાને લગતો એક સ્નાયુ; 'સ્પ્લિનિઅસ કૅપિટિસ'. આ સ્નાયુ માથાને એક બાજુ હલાવે છે.

**અપરકુહર** [ સં. અપર ( નજીકનું ) + કુહર ( ગુફા ) ] વિ. હૃદય પાસેની બખોલ સંબંધી; 'પેર કાર્ડિએક'.

**અપરકોટર** [ સં. અપર ( નજીકનું ) + કોટર ( બખોલ ) ] પું. નાના મગજની બાજુનું પોલાણ; 'લેટરલ વેન્ટ્રિકલ'.

**અપરક્ત** ૬. [ સં. અપ ( નીચે ) + રક્ત ( રાતું ) ] ન. રંગપટનાં રાતાં કિરણની નીચે આવેલ અને નરી આંખે નહિ દેખાતું કિરણ; અધોરક્ત; રક્તનિમ્ન; 'ઇન્ફ્રારેડ'.

**અપરગંધપ્રણાલી** [ સં. અપર ( નજીકનું ) + ગંધ + પ્રણાલી ( માર્ગ ) ] સ્ત્રી. મગજના નીચેના ભાગના ચીરામાંથી પસાર થતી ગંધની નાડી; 'ઑલ્ફેક્ટરિ સલ્કસ'.

**અપરગંધભાગ** [ સં. અપર ( નજીકનું ) + ગંધ + ભાગ ( વિસ્તાર ) ] પું. મગજમાં કપાળના ચપટા હાડકાં નીચેના ગંધની નાડીના વચલા ભાગની આજુબાજુનો વિસ્તાર; 'પેર ઑલ્ફેક્ટરિ એરિઆ'.

**અપરજંઘાબંધ** [ સં. અપર + જંઘા ( સાથળ ) + બંધ ( બાંધવાનું સાધન ) ] પું. જાંઘના હાડકાને હેઠલા પગનાં બે હાડકાં સાથે જોડનાર અસ્થિબંધન.

**અપરત્રિકોણગુરસ્થૂલઆંત્ર** [સં. અપર ( નજીકનું ) + ત્રિકોણ ( ત્રણ ખૂણાવાળું ) + સ્થૂલ ( જાડું ) + આંત્ર ( આંતરડું ) ] ન. ગુદાની પાસે આવેલું આંતરડું; 'પેર રેક્ટલ ઇન્ટેસ્ટિન'.

**અપરત્રિજ્યાબંધ** પું. કાંડાનાં બે હાડકાંને કાંડાનાં હાડકાં સાથે જોડનારું અસ્થિબંધન.

**અપરનાભિ** [ સં. અપર ( નજીકનું ) + નાભિ ( ડૂંટી ) ] વિ. ડૂંટીની નજીકમાં આવેલું.

**અપરપત્ર** [ સં. અપરા ( ગર્ભની આસપાસ લપેટાયેલું પડ ) + પત્ર ( પાંખડી ) ] ન. પાર્શ્વપત્ર; કરોડવાળાં પ્રાણીના ગર્ભમાં મધ્યચર્મનો ભાગ; 'લેટરલ પ્લેટ'. આ ભાગ આગળ જતાં પીઠ અને પેટના ભાગમાં વહેંચાઈ જાય છે.

**અપરપથ** [ સં. અપર ( નજીકનું ) + પથ ( માર્ગ ) ] પું. પાર્શ્વપથ; કરોડરજ્જુને આડો કાપતાં બાજુના ભાગ ઉપર પસાર થતું જ્ઞાનતંતુનું એક ઝૂમખું; 'લેટરલ ફેસિક્યુલસ પ્રોપ્રિઅસ'.

**અપરપુરછિદ્ર** [ સં. અપર ( નજીકનું ) + પુર ( શરીર ) + છિદ્ર ( કાણું ) ] ન. વચલા કાનની બહારની બાજુની દીવાલનું એક કાણું, જેમાંથી સાતમી નાડીની શાખા પસાર થાય છે.

**અપરપૃષ્ઠવંશ** [ સં. અપર ( નજીકનું ) + પૃષ્ઠ ( પીઠ ) + વંશ ( હાડકું ) ] ન. કરોડના પડખાનો ભાગ; 'લેટરલ વર્ટિબ્રલ બોન'.

**અપરપ્રકોષ્ઠ** [ સં. અપર ( નજીકનું ) + પ્રકોષ્ઠ ( કાંડાનાં હાડકાં ) ] વિ. અંતઃપ્રકોષ્ઠાસ્થિની બાજુમાં આવેલું.

**અપરપ્રવર્દ્ધન** [ સં. અપર ( નજીકનું ) + પ્રવર્દ્ધન ( હાડકાનો આગળ પડતો ભાગ ) ] ન. હાડકાના છેડાનો દીંટડી જેવો અણીદાર ભાગ; 'પૅપિલરિ પ્રોસેસ'.

**અપરભાગ** [ સં. અપર ( નજીકનું ) + ભાગ ] પું. પડખે રહેલો ભાગ; બાજુએ આવેલ પિંડ; 'લેટરલ એસ'.

**અપરમધ્યભાગ** [ સં. અપર ( નજીકનું ) + મધ્ય ( વચલું ) + ભાગ ] પું. કટિદેશ; કેડનો ભાગ.

**અપરમાનસ** [ સં. અપર ( બીજું ) + માનસ ( મનનું ) ] વિ. જેનું મન અરધી જાગૃત અને અરધી નિદ્રા અવસ્થામાં હોય પણ આંતરમન જાગતું હોય એવું; અર્ધચેતન; અચેતનવ્યાપાર.

**અપરમૂત્રાશયદ્રોણ** [ સં. અપર ( નજીકનું ) + મૂત્રાશય ( પેશાબ એકઠો થવાની જગ્યા ) + દ્રોણ ( ખાડો ) ] પું. મૂત્રાશયની પડખેનો ખાડો; 'પેર રેક્ટલ ફોસ'.

**અપરરાત્રકાળ** [ સં. અપર ( પાછલું ) + રાત્રિ ( રાત ) + કાલ ( વખત ) ] પું. રાત્રિની સત્તરમી ઘડીથી પરોઢિયું થતાં સુધીનો વખત.

**અપરરોહિણી** સ્ત્રી. પાર્શ્વ મુખ્ય ધમની; મુખ્ય ધમનીમાંથી નીકળતી ધમની.

**અપરવક્ષ** [ સં. અપર ( નજીકનું ) + વક્ષસ ( છાતી ) ] ન. પાર્શ્વિક ઉરસ્થા; છાતીનો પડખાનો ભાગ.

**અપરવંક્ષણ** [ સં. અપર ( નજીકનું ) + વંક્ષણ ( સાથળનો સ્નાયુ ) ] પું. જેના તાંતણા ત્રાંસા જતા હોય એવો સ્નાયુ; 'ઑબ્લિક મસલ'.

**અપરશલાકા** [ સં. અપર ( નજીકનું ) + શલાકા ( પાંસળી ) ] સ્ત્રી. પાંસળીની વચ્ચેના ભાગમાં આવેલ સ્નાયુ; 'કૉલેટરલ ઇન્ટરકૉસ્ટલ મસલ'.

**અપરશ્વાસમાર્ગ** [ સં. અપર ( નજીકનું ) + શ્વાસ ( ફેફસામાં હવા લેવી તે ) + માર્ગ ( રસ્તો ) ] પું. શ્વાસમાર્ગની આસપાસમાં આવેલ ભાગ.

**અપરસ** ૬. [ સં. અ ( નહિ ) + સ્પૃશ ( અડવું ) ] વિ. અડાય નહિ એવું.

**અપરં** [ સં. અ ( વધારે ) + પર ( બીજું ) ] અ. વિશેષમાં; વળી.

**અપરા** ૧૪. સ્ત્રી. ચોસઠ માનસતત્ત્વ દેવતામાંની એક. જુઓ માનસતત્ત્વ દેવતા.

**અપરાચીન** ૩. [ સં. અ ( નહિ ) + પ્રાચીન ( જૂનું ) ] વિ. હાલનું; અત્યારનું; ચાલુ વખતનું.

**અપરાજય** [ સં. અ ( નહિ ) + પરાજય ( હાર ) ] પું. જીત; વિજય; ફતેહ.

**અપરાજિતા** ૧૮. સ્ત્રી. ( બૌદ્ધ ) એ નામની દેવી. ગણેશને પગ નીચે કચરતી હોય એવી તેની એક પ્રતિમા મગધના પ્રાચીન શહેર નાલંદામાં મળી આવેલ છે.

**અપરાદ** પું. તરતમાં રહેલા ગર્ભની પેશીના બે ભાગમાંનો એ નામનો એક; 'ટ્રોફોબ્લાસ્ટ'.

**અપરાદ્ધ** ૩. [ સં. અપ ( વિરુદ્ધ ) + રાધ્ ( બનેલ ) ] વિ. નિશાન ચૂકી ગયેલું.

**અપરાધજન્યકાર્યવાહી** [ સં. અપરાધ ( ગુનો ) + જન્ય ( ઉત્પન્ન થયેલું ) + કાર્યવાહી ( કામ ) ] સ્ત્રી. ધાડ, ખૂન અને એવા બીજા મોટા ગુનાઓ માટે ફોજદારી કામ; 'ક્રિમિનલ ઍક્શન'.

**અપરાધમોચકકાનૂન** [ અપરાધ ( ગુનો ) + મોચક ( છૂટું કરનાર ) + કાનૂન ( કાયદો ) ] પું. શુદ્ધ જ્ઞાનથી કામ કરતાં અજાણતાં શિક્ષાને પાત્ર થાય એવું કામ થઈ જાય તેવા માણસના રક્ષણ માટેનો ધારાસભાએ પસાર કરેલો કાયદો; 'એક્ટ ઑવ ઇન્ડેમ્નિટિ'.

**અપરાધમોચન** [ સં. અપરાધ ( ગુનો ) + મોચન ( છુટકારો ) ] ન. દોષમુક્તિ; ગુનો સાબિત ન થતાં આરોપીને છોડી મૂકવો તે.

**અપરાધરોપણ** [ સં. અપરાધ ( ગુનો ) + રોપણ ( સ્થાપના ) ] ન. આરોપ મૂકવો તે.

**અપરાધલવ** [ સં. અપરાધ ( ગુનો ) + લવ ( લેશ ) ] પું. નાનો ગુનો.

**અપરાધવૃદ્ધિ** [ સં. અપરાધ ( ગુનો ) + વૃદ્ધિ ( વધારો ) ] સ્ત્રી. દોષ વધવા તે; ગુનાનો વધારો.

**અપરાધસહકારી** [ સં. અપરાધ ( ગુનો ) + સહકારિન્ ( મદદગાર ) ] પું. ગુનેગારનો સહાયક; પોતે અપરાધ ન કરતાં તેના કરનારને પહેલાં કે પાછળથી મદદ કરનાર માણસ.

**અપરાધાર્થપ્રોત્સાહક** [ સં. અપરાધ ( ગુનો ) + અર્થ ( હેતુ ) + પ્રોત્સાહક ( ઉશ્કેરનાર ) ] વિ. ગુનામાં મદદ કરનાર.

**અપરાધાર્થપ્રોત્સાહન** [ સં. અપરાધ ( ગુનો ) + અર્થ ( હેતુ ) + પ્રોત્સાહન ( ઉશ્કેરણી ) ] ન. ગુનો થાય એવા કામમાં ઉશ્કેરણી કે મદદ.

**અપરાધી-સાક્ષી** [ સં. અપરાધિન્ ( ગુનેગાર ) + સાક્ષિન્ ( સાક્ષીદાર ) ] પું. મોરાપી; સરકારી સાક્ષી; મુકદ્દમામાં પોતાનો ગુનો કબૂલ કરનાર અને પોતાના સાથી વિરુદ્ધ જુબાની આપનાર ગુનેગાર.

**અપરાવરોધ** [ સં. અપરા ( ઓર ) + અવરોધ ( અડચણ ) ] પું. ગર્ભાવસ્થામાં ઓરને લીધે વધારે પડતું લોહી વહી જાય એવી સ્ત્રીની ભય ભરેલી સ્થિતિ.

**અપરાહ્ણકાળ** [ સં. અપર ( પાછલું ) + અહન્ ( દિવસ ) + કાલ ( વખત ) ] પું. દિવસની એકવીસમીથી પચીસમી ઘડી સુધીનો વખત.

**અપરાંત** ૯. પું. અંદરનું રાજ્ય.

> અપરાન્તનો પ્રથમ અર્થ અસ્વીકાર્ય હોવાથી આપણે એનો બીજો અર્થ, એટલે 'અંદરનાં રાજ્યો' એ અર્થ સ્વીકારવો જોઈએ.
> હિંદુ રાજ્યવ્યવસ્થા

૧૦. [ સં. અપરા ( પશ્ચિમનું ) + અંત ( પાડોશી ) ] પું. પશ્ચિમ તરફનો પાડોશી.

૧૧. પું. વધારે પછવાડેનો પાડોશી.

> અપરાન્તના અક્ષરશઃ અર્થ બે થઈ શકે: (૧) પશ્ચિમ તરફના પાડોશી અથવા (૨) વધારે પછવાડેના પાડોશી-પશ્ચિમ હિંદુસ્તાનની સરહદ ઉપરનાં રાજ્યો અથવા દેશના અંદરના ભાગમાંનાં રાજ્યો. હિંદુ રાજ્યવ્યવસ્થા

**અપરાંતિક** પું. એ નામનો એક દેશ; અપરાંતક. જુઓ અપરાંતક.

**અપરિકર્મ** ન. ( જૈન ) જેમાં શરીરસંસ્કાર, શરીરચેષ્ટા વગેરે કાંઈ ન થઈ શકે તેવો સંથારો; પાદોપગમન સંથારાનો એક ભેદ.

**અપરિચાલક** ૧. ન. અવરોધક; વીજળી, ગરમી અથવા અવાજને વહી જતો અટકાવવામાં વપરાતું કોઈ પણ સાધન; 'ઇન્સ્યુલેટર'.

૨. [ સં. અ ( નહિ ) + પરિ ( ચોમેર ) + ચાલક ( ચલાવનાર ) ] વિ. અવાહક; ગરમી કે વિદ્યુત્પ્રવાહને પોતાનામાંથી જવા ન દેનારું; 'નૉન-કન્ડક્ટર'.

**અપરિપક્વશ્વેતકણ** [ સં. અ ( નહિ ) + પરિપક્વ ( કાચું ) + શ્વેત ( ધોળું ) + કણ ( ઘણો નાનો ભાગ ) ] પું. લોહીમાંના જંતુનાશક અને દરદથી બચવામાં મદદરૂપ સફેદ કણ; 'લ્યુકોસાઇટ'.

**અપરિપણિત સંધિ** [ સં. અ ( નહિ ) + પરિપણિત ( વચન આપેલ ) + સંધિ ( સુલેહ ) ] સ્ત્રી. સામાને ભુલાવામાં નાખવા માટે કરવામાં આવેલી કપટવાળી સુલેહ. કોઈ રાજાને નીચું જોવાનો વખત આવે ત્યારે તે દુશ્મનને કહે કે આપણે તો એક છીએ. આમ વિશ્વાસમાં રાખી તેની નબળાઈની બાબતોનો પત્તો મેળવી તક મળતાં તેના પર ચડાઈ કરે. આવી કપટવાળી સુલેહનો ઉપયોગ બે ખંડિયા રાજાને લડાવી તેઓનું રાજ્ય પચાવી પાડવા માટે પણ થઈ શકે છે.

**અપરિપાટી** ૨. [ સં. અ ( નહિ ) + પરિપાટી ( નિયમ ) ] સ્ત્રી. ચાલુ રિવાજથી જુદું પડવું તે.

**અપરિમિતરાશિ** [ સં. અ ( નહિ ) + પરિમિત ( હદ નક્કી કરેલ ) + રાશિ ( સંખ્યા ) ] સ્ત્રી. અંત વગરની સંખ્યા.

**અપરેલ** [ અં. એપ્રિલ ] પું. એપ્રિલ મહિનો; અંગ્રેજી વર્ષનો ચોથો માસ.

**અપરોધ** ૪. પું. હરકત.

**અપર્યુષિત** ૨. વિ. નવું.

૩. વિ. બીજા દિવસ સુધી ન રહેનારું.

**અપર્સ** ૧. [ સં. અ ( નહિ ) + સ્પર્શ ( અડવું તે ) ] પું. કોઢ.

૨. પું. નાહ્યા પછી અને પૂજા પહેલાં કે જમતાં પહેલાં હિંદુઓની સ્થિતિ. તે દરમિયાન કોઈને અડવું એ પાપ ગણાય છે.

**અપલખ્ખણ** [ સં. અપ ( ખરાબ ) + લક્ષણ ( ચિહ્ન ) ] ન. નઠારી ટેવ; દુર્ગુણ. જુઓ અપલક્ષણ.

**અપલખ્ખણું** [ સં. અપ ( ખરાબ ) + લક્ષણ ( ચિહ્ન ) + ઇન ( વાળું ) ] વિ. અટકચાળું. જુઓ અપલક્ષણું.

**અપલજ્જ** [ સં. અપ ( નહિ ) + લજ્જા ( શરમ ) ] વિ. શરમ વગરનું; નિર્લજ્જ; બેશરમ.

**અપલજ્જા** [ સં. અપ ( નહિ ) + લજ્જા ( શરમ ) ] સ્ત્રી. શરમ વગરનું હોવાપણું; બેશરમી.

**અપલજ્જી** વિ. શરમ વગરનું. જુઓ અપલજ્જ.

**અપવક્ત્ર** ન. ( પિંગળ ) એ નામનો એક છંદ.

**અપવર્ક** [ સં. અપ ( દૂર ) + વૃ ( ઢાંકવું ) ] ન. હવા આવવાનું બાકોરું.

ધ્રુવ નામના ઘરની ડાબી તરફ અપવર્ક આવે તો તે ધ્રુવ ઘરનું નામ બદલાઈને અલંકૃત નામે ઘર થાય છે. — રાજવલ્લભ

**અપવર્જન** ૪. પું. રીત, ધારો અથવા નિયમ લાગુ ન પાડવાપણું; અપવાદ.

૫. [સં. અપ ( દૂર ) + વૃજ્ ( જવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય )] ન. છેડો; સમાપ્તિ.

**અપવર્તન** ૮. ન. અંતર્નમન; સંકોચાવું તે.

**અપવાહ** ૬. પું. પોતાના ગુણ બીજાનામાં આણવા તે; પ્રોત્સાહન; અપવાહન; ઉપપાદન; અનુનય; ઉત્તેજન; 'ઇન્ડક્ટન્સ'.

**અપવાહન** ૭. ન. પ્રોત્સાહન. જુઓ અપવાહ.

**અપવિદ્ધ** ૬. વિ. ભૂકો કરેલ; ચૂર્ણિત.

**અપશુ** ૨. પું. સાધુ, કેમકે તેની પાસે ગાય, ભેંસ, ઘોડા જેવાં પશુ હોતાં નથી.

**અપશુકનિયણ** વિ. સ્ત્રી. જેનાં શુકન ખરાબ ગણાતાં હોય એવી; અમંગળ.

**અપશોષણ** ૨. ન. વિશોષણ; પદાર્થની પોતાના ઉપર વાયુને ઠારવાની ક્રિયા; 'એબ્સૉર્પ્શન'.

**અપસંચિત** ન. ( શિલ્પ ) એક માળવાળા મકાનની એક જાત.

**અપસાધારણ** [ સં. અપ ( હલકું ) + સાધારણ ] વિ. સાધારણ કરતાં ઊતરતું; સામાન્ય રીતે હોય તે કરતાં હલકું; 'સબનૉર્મલ'.

**અપસારક** [ સં. અપ ( પાણી ) + સારક ( લઈ જનાર ) ] પું. નેપાળમાં બનતો આઠ કટકાનો કાળો કામળો. ચોમાસામાં વરસાદથી બચવા માટે તે ઓઢાય છે.

**અપસારણ** ૩. [ સં. અપસૃ ( ખસવું ) ] ન. ( ગણિત ) છેદ; છેદ ઉડાડવો તે; 'કેન્સલેશન'.

**અપસારી** ૨. [ સં. અપ ( દૂર ) + સૃ ( જવું ) ] વિ. કેન્દ્રત્યાગી; આડકતરું જનારું; 'સેન્ટ્રિફ્યુગલ'.

**અપસિદ્ધાંત** ૪. વિ. ધારાધોરણસર ન હોય એવું; ન્યાયવિરુદ્ધ; અપ્રમાણ.

**અપસૃત** ૬. વિ. લડાઈમાંથી ભાગી ગયેલું. ચાણાક્યના જણાવવા પ્રમાણે અપસૃત અને અનિક્ષિપ્ત લડવૈયામાં અપસૃત સારા, કેમકે તેમને પાછા લડાઈમાં લઈ શકાય છે.

અપસૃત થવું = પાછા હટવું; પીછેહઠ કરવી.

**અપસ્થાન** [ સં. અપ ( ખરાબ ) + સ્થાન ( જગ્યા ) ] ન. કુસ્થાન; ખરાબ સ્થિતિ; 'મૅલ-પોઝિશન'.

**અપસ્પર્શક** પું. ( ગણિત ) કોઈ પણ વક્રને દોરેલો સ્પર્શક તે વક્રને જે બિંદુમાં અડે ત્યાંથી તે વક્રની ક્ષ અક્ષને દોરેલો લંબ અક્ષને જે બિંદુમાં મળે અને એ સ્પર્શક લંબાવવાથી અક્ષને જે બિંદુમાં છેદે તે બે બિંદુ વચ્ચેનો અક્ષનો ભાગ; 'સબ-ટૅન્જન્ટ'.

**અપહનન** ૧. [ સં. અપ ( ખરાબ ) + હન્ ( મારવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. દૂર કરવું તે.

૨. ન. વધ; નાશ.

**અપહરણ** ૭. ન. જકાતવાળા માલને બીજી ચીજોમાં સંતાડી જકાતમાંથી બચાવવાપણું.

**અપહર્તા** ૬. પું. ( જ્યોતિષ ) મંગળ નામનો ગ્રહ, કેમકે તે પાપ હરી લે છે.

**અપહસ્તિત** ૨. [ સં. અપ ( દૂર ) + હસ્ત ( હાથ ) + ઇત ( ભૂતકૃદંતનો પ્રત્યય ) ] વિ. તજાયેલું; છોડી દેવાયેલું.

૩. વિ. ફેંકી દીધેલું; નાખી દીધું હોય એવું.

**અપંખ** [ સં. અ ( નહિ ) + પક્ષ ( પાંખ ) ] વિ. પાંખ વિનાનું.

**અપંગતા** [ સં. અપ ( વગરનું ) + અંગ ( અવયવ ) + તા ( પણું ) ] સ્ત્રી. એકાંગ; શરીરના કોઈ એક ભાગનો પક્ષઘાત; 'મોનો-પ્લીજીઆ'.

**અપંથ** ૩. [ સં. અ ( નહિ ) + પથિન ( રસ્તો ) ] વિ. નાસ્તિકતા; ધર્મમાં શ્રદ્ધા ન હોવી તે.

**અપંથી** [સં. અ ( નહિ ) + પથિન્ ( રસ્તો ) + ઇન્ ( વાળું )] વિ. આસ્થા વિનાનું; અશ્રદ્ધાળુ.

**અપ:પ્રવેશન** [ સં. અપ્ ( પાણી ) + પ્રવેશન ( પેસારો ) ] ન. પાણીમાં ડુબાડીને મારી નાખવાની શિક્ષા. રાજદ્રોહી બ્રાહ્મણોને આ શિક્ષા કરવામાં આવતી હતી.

**અપાકરણ** ૫. [ સં. અપ ( જુદું ) + કૃ ( કરવું ) ] ન. જુદું જુદું કરવું તે; પૃથક્કરણ; ભાગ જુદા પાડવાપણું.

**અપાચ્ય** ૪. પું. પ્રાચીન હિંદના એક જાતના લોક. તેઓ સિંધુ નદી દરિયાને મળે ત્યાંના નીચાણવાળા દેશથી ઉપરના ભાગમાં રહેતા હોવાનું મનાય છે.

૫. વિ. ન પચી શકે તેવું; હજમ થવું મુશ્કેલ.

**અપાજીત** [સં. ] પું. શિવ; શંકર; મહાદેવ.

**અપાડ** ૨. વિ. સંબંધ વગરનું.

**અપાદાન** ૩. ન. વિયોગ; છૂટું પડવું તે.

**અપાન** ૮. [સં. અ ( નહિ ) + પાન ( પીવું તે ) ] ન. કંઈ પીવું નહિ તે.

૯. ન. બજાર; ચીજવસ્તુ વેચવા ખરીદવાનું ઠેકાણું.

**અપાનનાલી** [ સં. અપાન ( ગુદા વાટે બહાર નીકળતો વાયુ ) + નાલી ( નળી ) ] સ્ત્રી. ગુદા; ગાંડ; મળદ્વાર.

**અપાપકાશિની** ૧. [ સં. અ ( નહિ ) + પાપ + કાશ્ ( દેખાવું ) ] પું. રુદ્ર; શિવ; શંકર, કેમકે તે પાપનો નાશ કરે છે.

૨. વિ. પાપનો નાશ કરનાર.

**અપાપપુરી** [ સં. અ ( નહિ ) + પાપ + પુરી ( શહેર ) ] સ્ત્રી. ( જૈન ) પાપા નામની નગરીનું પ્રાચીન નામ.

**અપામાર્ગ**—આ છોડનાં પાંદડાંનો તાજો રસ હરસ મટાડનાર અને ઘામાંથી વહેતું લોહી બંધ પાડનાર કહેવાય છે. તેનાં બીની ભૂકી દૂધ સાથે લેવાથી ઘણા દિવસ સુધી ભૂખ લાગતી નથી અને ઉપદંશની શરૂઆતમાં પાંદડાંનો રસ અફીણ સાથે આપવાથી ફાયદો થવાનું કહેવાય છે. તે હિંદમાં ઉજ્જડ અને નીચી જમીનમાં બધે થાય છે. ખાસ કરીને પંજાબમાં આ છોડ ૩ થી ૪ ફૂટ ઊંચો હોય છે.

**અપાય** ૧૪. પું. ( બૌદ્ધ ) દુર્ગતિ; હલકી યોનિમાં જન્મ થવો તે. ચાર દુર્ગતિ અથવા અપાયઃ નરક, તિર્યગ્યોનિ, પ્રેતવિષય અને અસુરલોક.

૧૫. [ સં. અપ ( દૂર ) + ઇ ( જવું ) ] વિ. નિર્દોષ; નિરપરાધી; દોષ વિનાનું.

**અપાયન** ન. ( જ્યોતિષ ) આકાશી પદાર્થના તેજની ગતિ અને પૃથ્વી તથા આકાશી પદાર્થની ગતિ એ બન્નેને લીધે આકાશી પદાર્થનું ખરી જગ્યા કરતાં જુદે ઠેકાણે દેખાવાપણું; અપેરણ; 'એબરેશન'. જુઓ અપેરણ.

**અપારકૃત** [ સં. અપાર ( સમુદ્ર ) + કૃત્ ( કરનાર )] પું. સમુદ્ર સ્વરૂપ પુરુષોત્તમ ભગવાન.

**અપારદર્શક ભોજન** [ સં. અ ( નહિ ) + પાર ( સોંસરું ) + દર્શક ( બતાવનાર ) +

ભોજન ( ખોરાક ) ] ન. જેમાંથી પ્રકાશનાં આંદોલન પસાર ન થઈ શકે તેવો ખોરાક. જ્યારે પેટની ક્ષ કિરણ ( એક્સ રે ) વડે પરીક્ષા કરવાની હોય ત્યારે આંતરડાંની સ્પષ્ટ છાયા દેખાય તે માટે રોગીને ખાવામાં બેરિયમ સલ્ફેટ એટલે ભારાય ગંધકિત આપે છે.

**અપાવૃત્ત** ૪. [ સં. અપ ( દૂર ) + આવૃત્ત ( નાસી ગયેલું ) ] વિ. હારેલું; પરાભૂત.

**અપાશ્રય** ૫. પું. આધાર; ઓથ; ટેકો.

**અપાસ** [ સં. ઉપવસ્ ( ભૂખ્યા રહેવું ) ] પું. ઉપવાસ; અનશન; ખાવું નહિ તે.

**અપાસ્ત** ૪. વિ. ધિક્કારેલું; તિરસ્કાર કરવામાં આવ્યો હોય એવું.
૫. વિ. ફેંકી દીધેલું.

**અપાસ્તીય** પું. ( ગણિત ) અતિપરવલયજ; અતિપરવલય ( હાઇપરબોલા )ને તેના અક્ષ ઉપર ફેરવવાથી બનતી ઘન આકૃતિ; 'હાઈપરબોલોઇડ'.

**અપાહજ** ૧. [ સં. અપ ( નહિ ) + આ + હિંડ્ ( જવું ) ] પું. અપંગ માણસ.
૨. પું. આળસુ માણસ.

**અપાંગ** ૭. ન. ગંડાસ્થિ (ઝાઇગોમેટિક બોન)નું ઉપલું પ્રવર્દ્ધનક એટલે હાડકાનો આગળ વધેલો ભાગ; 'ફ્રન્ટો સ્ફીનોઇડલ પ્રોસેસ.' તે પુરઃકપાલ ( ફ્રન્ટલ બોન )ના બહારના ખૂણાની સાથે જોડાય છે.

**અપાંગતિ** [ સં. ] પું. ચંદ્ર; ચાંદો.

**અપાંગપ્રવર્દ્ધન** [ સં. અપાંગ ( ગંડાસ્થિનું ઉપલું પ્રવર્દ્ધનક ) + પ્રવર્દ્ધન ( ઊપસેલો ભાગ ) ] ન. કપાળના હાડકાનો આગળ પડતો ભાગ; ઊર્ધ્વ પ્રવર્દ્ધન; 'ફ્રન્ટલ પ્રોસેસ'.

**અપાંતરતમ** પું. ( પુરાણ ) એ નામના એક બ્રહ્મર્ષિ.

**અપિયા** [ સં. અ ( નહિ ) + પા ( પીવું ) ] પું. અણબનાવ; પાણી પીવાનો પણ વ્યવહાર ન હોવો તે.

**અપીન** [ સં. અ ( નહિ ) + પીન ( જાડું ) ] વિ. પાતળું.

**અપીલ અધિકાર ક્ષેત્ર** ન. વિવાદ ન્યાયાલયને એટલે અપીલ કોર્ટને કાયદા પ્રમાણે મળેલ સત્તા.

**અપુનરાગતિ** ૧. [ સં. અ ( નહિ ) + પુનર્ ( ફરીથી ) + આગતિ ( આવવું તે ) ] સ્ત્રી. ફરી પાછું નહિ આવવાપણું.
૨. સ્ત્રી. મોક્ષસ્થાન; નિર્વાણપદ; જ્યાંથી ફરી જન્મવું ન પડે તેવી જગ્યા.

**અપુષ્ટ** ૫. [ સં. અ ( નહિ ) + પુષ્ટ ( જાડું ) ] વિ. ( સંગીત ) પાંચ પ્રકારના નાદમાંથી માથામાંથી ઉત્પન્ન થયેલ નાદની જાતનું; કોમળ અવાજવાળું.

**અપુષ્ટિકર અવસ્થા** [ સં. અ ( નહિ ) + પુષ્ટિ ( પોષણ ) + કર ( કરનાર ) + અવસ્થા ( સ્થિતિ ) ] સ્ત્રી. દુર્બલતા; નબળાઈ.

**અપુંસક** [ સં. અ ( નહિ ) + પુંસ્ ( પુરુષ ) + ક ( લઘુતા બતાવનાર પ્રત્યય ) ] વિ. નપુંસક; હીજડો; બાંડળ.

**અપૂર્ણઅંત્રાવરોધ** [ સં. અપૂર્ણ ( અધૂરું ) + અંત્ર ( આંતરડું ) + અવરોધ ( અડચણ ) ] પું. આંતરડું વધવાથી થતો એક રોગ; અંત્રવૃદ્ધિ; 'રિડ્યુસિબલ હર્નિઆ'. આ રોગમાં વધેલ આંતરડાના અટકાવાથી શૂળ, ઊલટી વગેરે થઈ આવે છે.

**અપૂર્ણગર્ભસ્રાવ** [ સં. અપૂર્ણ ( અધૂરું ) + ગર્ભ ( હમેલ ) + સ્રાવ ( સરવું તે ) ] પું. જેમાં નારકું પૂરેપૂરું ન નીકળે એવો ગર્ભસ્રાવ.

**અપૂર્ણપાચનક્રિયા** [ સં. અપૂર્ણ ( અધૂરું ) + પાચન ( પચવું તે ) + ક્રિયા ] સ્ત્રી. સદોષ પાચનક્રિયા; બદહજમી; અપચો.

**અપૂર્ણપોષણ** [ સં. અપૂર્ણ ( અધૂરું ) + પોષણ ] ન. પૂરતો ખોરાક ન મળવાપણું.

**અપૂર્ણસંધિભ્રંશ** [ સં. અપૂર્ણ ( અધૂરું ) + સંધિ ( સાંધો ) + ભ્રંશ ( નાશ ) ] પું. હાડકાનું સાંધેથી પૂરેપૂરું ઊતરી જવા સિવાય સાંધાના પટ્ટાનું તૂટી જવું કે તેને સખત લચક લાગવી તે.

**અપૂર્ણાંક** ૩. પું. ઘાતમાન ( લૉગરિથમ )નો અપૂર્ણ ભાગ; 'મેન્ટિસા'. જુઓ અપૂર્ણભાગ.

**અપૂર્વ** ૧૨. વિ. મૌલિક; મૂળ; અસલ; 'ઓરિજિનલ'.

**અપૂર્વજ્ઞાન** [ સં. અપૂર્વ ( નવું ) + જ્ઞાન ( જાણપણું ) ] ન. નવું જાણવું તે.

**અપૂર્વતા** ૮. [ સં. અ ( નહિ ) + પૂર્વ ( પહેલાં ) + તા ( પણું ) ] સ્ત્રી. ( વેદાંત ) નજરે જોઈ શકાય નહિ પણ માત્ર શબ્દથી સમજાય તેવો અર્થ નક્કી કરાવનાર લિંગ.

**અપૂર્વબુદ્ધિ** [ સં. અ ( નહિ ) + પૂર્વ ( પહેલાં ) + બુદ્ધિ ] સ્ત્રી. અપૂર્વતા; નવીનતા.

**અપૂર્વલબ્ધ** [ સં. અ ( નહિ ) + પૂર્વ ( અગાઉ ) + લબ્ધ ( મળેલું ) ] વિ. અગાઉ કદી નહિ મળેલું એવું.

**અપૂર્વાચિંત્યરૂપધૃક્** [ સં. અ ( નહિ ) + પૂર્વ ( પહેલાં ) + અ ( નહિ ) + ચિંત્ ( ધારી શકાય એવું ) + રૂપ + ધૃક્ ( ધારણ કરનાર ) ] પું. પુરુષોત્તમ ભગવાન, કેમકે માણસના ખયાલમાં પણ આવી શકે નહિ એવું અસાધારણ રૂપ તે ધારણ કરી શકે છે.

**અપ્જીવ** [ સં. અપ્ ( પાણી ) + જીવ ] પું. પાણીના જંતુ.

**અપ્સનેત્રવન** ન. અયોધ્યાના બ્હેરાઇચ પરગણામાં ખ્ડૌનની પાસે આવેલાં ખંડેર.

**અપ્રકટ પ્રતિબિંબ** [ સં. અ ( નહિ ) + પ્રકટ ( દેખાય એવું ) + પ્રતિબિંબ ( પડછાયો ) ] ન. દવા લગાવેલી તકતી પર લીધેલી છબી. તે તકતીને અમુક દવાથી ધોવામાં ન આવે ત્યાંસુધી દેખાતી નથી.

**અપ્રકેત** [ સં. અ ( નહિ ) + પ્રકેત ( બુદ્ધિ ) ] વિ. નામ અને રૂપના ભેદથી જાણી ન શકાય એવું.

**અપ્રચંડ** ૨. [ સં. અ ( નહિ ) + પ્રચંડ ( બળવાળું ) ] વિ. નબળા બાંધાનું; મજબૂત નહિ એવું.

**અપ્રચુર** [ સં. અ ( નહિ ) + પ્રચુર ( પુષ્કળ ) ] વિ. થોડું; અલ્પ.

**અપ્રચુરતા** [ સં. અ ( નહિ ) + પ્રચુર ( પુષ્કળ ) + તા ( પણું ) ] સ્ત્રી. થોડાપણું; ન્યૂનતા; ઓછપ; ઘટ.

**અપ્રણય** ૨. પું. કઠોરતા; નિર્દયપણું.

**અપ્રતાપ** ૩. પું. ગરીબાઈ; પૈસો ન હોવાપણું.
૪. પું. સત્તા ન હોવાપણું.

**અપ્રતાપી** ૧. વિ. કમનસીબ; દુર્ભાગી.
૨. વિ. પ્રભાવ ન પડતો હોય એવું.
૩. [ સં. અ ( નહિ ) + પ્રતાપ ( શક્તિ ) + ઇન્ ( વાળું ) ] વિ. સત્તા વગરનું.

**અપ્રતિપાત** [ સં. અ ( નહિ ) + પ્રતિપાત ( પડવું તે ) ] પું. ( જૈન ) સંયમથી ન પડવાપણું; સાધુના આચારમાં ઢીલા ન થવું તે.

**અપ્રતિબદ્ધતા** ૧. [ સં. અ ( નહિ ) + પ્રતિબદ્ધ ( બંધાયેલું ) + તા ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. છૂટાપણું; સ્વતંત્રતા.
૨. સ્ત્રી. મોહ વગરની સ્થિતિ; નિર્મોહીપણું; અનાસક્તિ.
૩. સ્ત્રી. સ્વચ્છંદીપણું.

**અપ્રતિબુદ્ધ** [ સં. અ ( નહિ ) + પ્રતિબુદ્ધ ( જાગૃત થયેલું ) ] વિ. અજ્ઞાની; સમજણ વગરનું.

**અપ્રતિષ્ઠિત પ્રત્યેક** [ સં. અ ( નહિ ) + પ્રતિષ્ઠા ( આધાર ) + ઇત ( વાળું ) + પ્રત્યેક ( દરેક ) ] પું. ( જૈન ) જે પ્રત્યેક વનસ્પતિને એટલે એક શરીરમાં એક જ જીવ હોય એવી વનસ્પતિને આધારે કોઈ પણ સાધારણ વનસ્પતિ એટલે એક શરીરમાં અનેક જીવ હોય એવી વનસ્પતિ ન હોય તે.

**અપ્રતિસંબદ્ધા ભૂમિ** [ સં. અ ( નહિ ) + પ્રતિસંબદ્ધા ( સંબંધવાળી ) + ભૂમિ ( જમીન )] સ્ત્રી. એકબીજીથી જુદી હોય એવી જમીન.

**અપ્રતિહત** ૮. પું. એ નામનો એક દેવ.

૯. [ સં. અ ( વધારે ) + પ્રતિહત ( અટકાવેલ )] ન. હાથીને હાંકવાનું એક સાધન; અંકુશ; ગોદાર.

**અપ્રતિહતરાજ્યસત્તા** [ સં. અ ( નહિ ) + પ્રતિહત ( રોકેલ ) + રાજ્ય ( રાજાપણું ) + સત્તા ( હોવાપણું )] સ્ત્રી. સંપૂર્ણ અધિકારવાળી એટલે જેના ઉપર બીજી કોઈ સત્તા ન હોય એવી રાજ્યપદ્ધતિ.

**અપ્રતિહતવ્યૂહ** [ સં. અ ( નહિ ) + પ્રતિહત ( હારેલું ) + વ્યૂહ ( લશ્કરની ગોઠવણ )] પું. લશ્કરને નાના નાના જથ્થામાં અલગ અલગ ઊભું રાખવાની એક પ્રકારની રચના; અસંહતવ્યૂહની એક જાત. તેમાં હાથી, ઘોડા, રથ અને પાયદળ એકબીજાની પાછળ રાખવામાં આવે છે.

**અપ્રતીત** ૯. [ સં. અ ( નહિ ) + પ્રતીત ( કીર્તિવાળું )] વિ. આબરૂ વગરનું.

૧૦. વિ. વિશ્વાસ વિનાનું.

**અપ્રત્યયી** [ સં. અ ( નહિ ) + પ્રત્યય ( ખાતરી ) + ઇન્ ( વાળું )] વિ. શંકાશીલ; વહેમવાળું.

**અપ્રથા** ૧. [ સં. અ ( નહિ ) + પ્રથા ( રીત )] સ્ત્રી. રહસ્ય; મર્મ; છૂપો ભેદ.

૨. સ્ત્રી. રિવાજથી જુદું પડવાપણું.

**અપ્રભા** [ સં. અ ( નહિ ) + પ્રભા ( તેજ )] સ્ત્રી. અંધારું; પ્રકાશનો અભાવ.

**અપ્રમત્તવિરતગુણસ્થાન** [ સં. અ ( નહિ ) + પ્રમત્ત ( પ્રમાદવાળું ) + વિરત ( નિવૃત્તિ પામેલ ) + ગુણ + સ્થાન ( ઠેકાણું )] ન. ( જૈન ) સાતમું ગુણસ્થાન. સંજ્વલન એટલે થોડો વખત રહે તેવા ક્રોધ, માન, માયા અને લોભ અને નોકષાય એટલે મશ્કરી, પ્રેમ, વગેરે ભાવ મંદ થવાથી પ્રમાદ રહિત સંયમભાવ થાય છે, તે કારણથી આ ગુણસ્થાને ચડેલા મુનિને અપ્રમત્તવિરત કહે છે. જુઓ અપ્રમત્તસંજતિગુણસ્થાન.

**અપ્રમાણિક** ૩. [ સં. અ ( નહિ ) + પ્રમાણ ( આધાર ) + ઇક ( વાળું )] વિ. આધાર વિનાનું; પ્રમાણ વગરનું.

**અપ્રમાણ્ય** ૧. [ સં. અ ( નહિ ) + પ્રમાણ ( આધાર )] ન. આધાર ન હોવો તે.

૨. ન. સાબિતી ન હોવાપણું.

**અપ્રવાન** ન. કૃષ્ણાત્રિ ગોત્રનું એ નામનું એક પ્રવર.

**અપ્રવાયત** ન. મુદ્ગલ ગોત્રની એક શાખા.

**અપ્રવાહિતા** [ સં. અ ( નહિ ) + પ્રવાહિન્ ( વહેતું ) + તા ( નામ બનાવનાર પ્રત્યય )] સ્ત્રી. નક્કરતા; ઘનતા.

**અપ્રવાહી** ૨. વિ. ઘન; નક્કર; 'સૉલિડ'.

**અપ્રસન્ન** ૭. ન. ( ડિંગળ ) ગંદું પાણી.

**અપ્રસાદી** [ સં. અ ( નહિ ) + પ્રસાદી ( દેવને ધરાવેલી સામગ્રી )] વિ. દેવને અર્પવામાં ન આવ્યું હોય એવું; નૈવેદમાં નહિ મૂકેલ.

**અપ્રસાર્ય** [ સં. અ ( નહિ ) + પ્રસ ( ફેલાવવું ) + ય ( જેવું )] વિ. લંબાવી ન શકાય એવું; લંબાઈ કે વિસ્તારમાં ફેરફાર કરી ન શકાય એવું.

**અપ્રાત** વિ. અગાધ; અમર્યાદિત.

**અપ્રાસક** [ સં. અ ( નહિ ) + પ્રાસ ( મેળવેલું ) + ક ( પ્રત્યય )] ન. સોનામાં રહેલ મેલ; સોનામાં રહેલ હલકી ધાતુની મેળવણી.

**અપ્રિય** ૫. ન. નેતર; વેતસ.

**અપ્સરસતીર્થ** ૨. [ સં. અપ્સરસ્ ( પરી ) + તીર્થ ( પવિત્ર જગ્યા )] ન. અપ્સરાને નાહવાનું સરોવર.

**અપ્સરા** ૬. [ સં. અપ્ ( પાણી ) + સરસ ( તળાવ )] સ્ત્રી. વાદળું; મેઘ.

**અપ્સરોગણસેવિત** [ સં. અપ્સરસ્ ( અપ્સરા ) + ગણ ( જથ્થો ) + સેવિત ( સેવા કરાયેલ )] પું. શિવ; શંકર; મહાદેવ, કેમકે અપ્સરાઓ તેમની સેવા કરતી મનાય છે.

**અફઅફ** [ અ. ] ન. કૂતરાનું ભસવું તે.

**અફઆલ** [ અ. ] ન.બ.વ. કૃત્યો; કરણી.

અફઆલ નામુનાસિબ = અયોગ્ય કૃત્યો.

**અફગંદગી** [ ફા. ] સ્ત્રી. હરાવવાની ક્રિયા; હાર આપવી તે.

**અફગંદા** [ ફા. ] વિ. હરાવેલું.

**અફગાર** ૧. પું. ઘોડાના વાંસા ઉપરનો જખમ; ચાંદું.

૨. વિ. જખમી થયેલું.

**અફઘાન** ૫. [ ફા. ] પું. અફસોસ; શોક; દિલગીરી.

૬. ઉ. અરેરે! અફસોસ!

**અફઝાઈશ** ( અફ્ઝાઈશ ) [ ફા. ] સ્ત્રી. વૃદ્ધિ; વધારો.

**અફઝાયશ** ( અફ્ઝાયશ ) [ ફા. ] સ્ત્રી. વૃદ્ધિ; વધારો.

**અફઝૂદ** ( અફ્ઝૂદ ) ૧. [ ફા. ] પું. વિશેષતા; વધારો; વૃદ્ધિ.

૨. વિ. વધારે; વિશેષ.

**અફઝૂદગી** ( અફ્ઝૂદગી ) [ ફા. ] સ્ત્રી. વધારો; વૃદ્ધિ.

**અફઝૂન** ( અફ્ઝૂન ) ૧.—

અફ્ઝૂન થવો = (૧) વધારો થવો. (૨) વસ્તુનો ભાવ ચડવો; કીમતમાં વધારો થવો.

**અફઝૂની** ( અફ્ઝૂની ) [ ફા. ] સ્ત્રી. વધારો; ઉમેરો; વૃદ્ધિ.

**અફરતફર** ૧. સ્ત્રી. ઉચાપત; તફડંચી.

૨. સ્ત્રી. ઊથલપાથલ.

૩. સ્ત્રી. ગોટાળો; અવ્યવસ્થા.

૪. સ્ત્રી. નાસભાગ; દોડાદોડ. જુઓ અફરાતફરી.

૫. સ્ત્રી. ફેરબદલી.

**અફરંજી** [ અ. ] પું. યુરપનો વતની.

**અફરાઈ** ૨. [ હિં. ] સ્ત્રી. ખાવાપીવાની પુષ્કળતા.

**અફરારા** ૧. [ હિં. ] પું. ખોરાકનો વધારો.

૨. પું. ઘણું ખાવાપીવાથી પેટનું ફૂલવું તે; આફરો.

**અફરાસિયાબ** [ ફા. ] પું. તુરાનનો એ નામનો રાજા; શાહનામાનો એક નાયક. તેને છેવટે રૂસ્તમે મારી નાખ્યો હતો.

**અફરિયા** ૧. ન. આહીરની એ નામની જાતનું માણસ.

૨. વિ. આહીરની એ નામની જાતનું.

**અફલ** ૯. [ અ. ] સ્ત્રી. ઓના ગુહ્યભાગમાં આંતરડું ઊતરવાનો રોગ; 'પ્યુડેન્ડલ હર્નિયા'.

**અફલાકી** [ અ. ] વિ. આસમાન સંબંધી; આકાશીય.

**અફલાતૂન** ૩.—

અફલાતૂનનો નાતી = બડાઈખોર માણસ.

**અફલિની** [ સં. અ ( નહિ ) + ફલ ( ફળ ) + ઇન્ ( વાળું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય )] વિ.સ્ત્રી. છોકરાં ન થતાં હોય એવી; વાંઝણી; વંધ્યા.

**અફ્વાહ** ૨. [ અ. ] સ્ત્રી. કીર્તિ.
૩. સ્ત્રી. બ. વ. મોઢાં.

**અફ્વાહી** [ અ. ] વિ. કીર્તિવાળું; વિખ્યાત.

**અફશાન** ૧. [ ફા. ] સ્ત્રી. કપાળ ઉપર ચોડેલ ચાંલ્લા.
 ૧. અફશાન થવું = રંગે છંટાવું.
 ૨. ઝર અફશાન = સોનેરી અને રૂપેરી તારથી વણેલ કાપડ; કસબી લૂગડું.
૨. ન. પથારો; ફેલાવો.

**અફ્શુર્દા** [ ફા. ] વિ. નીચોવેલું.

**અફ્સર**—
 ૧. અફ્સરે આલા = મોટો અમલદાર.
 ૨. અફ્સરે પર્મટ = જકાત અમલદાર.
 ૩. અફ્સરે બાલાદસ્ત = ઉપરી અમલદાર.
૨. પું. ઉપરી.
૩. પું. તાજ; મુગટ.

**અફ્સહ** [ અ. ] વિ. ઘણું છટાદાર.

**અફ્સાનાગો** [ ફા. અફસાના ( વાર્તા ) + ગો ( કહેનાર ) ] પું. વાર્તા કહેનાર માણસ.

**અફ્સાનાગોઈ** ૧. [ ફા. અફસાના ( વાર્તા ) + ગોઈ ( કહેવું તે ) ] સ્ત્રી. વાર્તા કહેનારનો ધંધો.
૨. સ્ત્રી. વાર્તા કહેવી તે.

**અફ્સૂન** ૧. [ ફા. ] પું. જાદુ; મંત્રતંત્ર.
 ૧. અફસૂન કરવો-પઢવો-ફૂંકવો-મારવો = જાદુ કરવું.
 ૨. અફસૂન ચલાવવો = (૧) જાદુની અસર કરવી. (૨) ફતેહમંદ થવું. (૩) વશ કરવું.
૨. પું. હાથચાલાકીનું કામ.

**અફ્સૂનગર** [ ફા. અફસૂન ( જાદુ ) + ગર ( કરનાર ) ] પું. જાદુનું કામ કરનાર માણસ.

**અફ્સૂનગરી** ૧. [ ફા. ] સ્ત્રી. જાદુ; મંત્રતંત્ર.
૨. સ્ત્રી. હાથચાલાકીનું કામ.

**અફ્સૂનસાઝ** ( અફસૂનસાઝ ) [ ફા. ] પું. જાદુગર.

**અફ્સૂનસાઝી** ૧. ( અફસૂનસાઝી ) [ ફા. ] સ્ત્રી. જાદુ; મંત્રતંત્ર.
૨. સ્ત્રી. હાથચાલાકીનું કામ.

**અફ્સોસ** ૪. પું. ચીડ; અણગમો.

**અફળતા** ૧. સ્ત્રી. કદી ફળ ન આવતાં હોય એવું હોવું તે.
૨. [ સં. અ ( નહિ ) + ફલ ( ફળ ) + તા ( પણું ) ] સ્ત્રી. ખસી કરેલું હોવાપણું.
૩. સ્ત્રી. નકામું હોવાપણું; નિષ્ફળતા; અર્થહીનતા.
૪. સ્ત્રી. નામર્દી; પંઢપણું.
૫. સ્ત્રી. ફળ વિનાનું હોવાપણું.
૬. સ્ત્રી. વાંઝિયાપણું.

**અફાફ** ૧. [ અ. ] ન. દૂર રહેવું તે.
૨. ન. પવિત્રતા.

**અફી** [ અ. ] પું. સર્પ; સાપ; નાગ.

**અફીણ** ૧.—તેની મુખ્ય જાતઃ માળવી, કોટાઈ, બીલેસરી, આગ્રાઈ ને મિસરી. પાટણ, ગુજરાત ને માળવાના કેટલાક ભાગમાં તથા યુરપ ખંડમાં પણ આ છોડ વાવવામાં આવે છે. તેની ઊંચાઈ ત્રણથી ચાર ફૂટ સુધીની હોય છે. તેને એક ગોળ લાલ ગુલાબી વાસ વગરનું ફૂલ આવી તેમાંથી એક ફળ થાય. ફૂલ ઉપર થઈને આવતા પવનની જગ્યાએ કોઈ માણસ બેસે, તો તેને ઘેન ચડી ઊંઘ આવે. એનાં ઝુંડવાના અંદરના ચાર વિભાગમાં થતાં ઝીણાં અને રંગે લાલ, ભૂરાં કે કાળાં બી ખસખસ કહેવાય. લાલ રંગની સૌથી ઉત્તમ જાત પાટણ અને ગુજરાત તરફ, ભૂરા રંગની કૃષ્ણા નદીની નજીકમાં અને કાળા રંગની જંગલી રીતે વેરાન જગ્યામાં થાય છે. ખસખસમાં અમલ લાવવાની શક્તિ નથી. શરીરના સૂજેલા ભાગ ઉપર, આંખના દુખાવામાં અને પેટ ફૂલ્યું હોય તો ખસખસનાં ડોડવાંને પાણીમાં ઉકાળી તેનો શેક કરવામાં વપરાય. ખસખસમાંથી તેલ પણ નીકળી શકે. અફીણ વધારે ખાવાથી માણસનું મોત નીપજે. અફીણ વાવવાનો વખત આસો માસનો છે. બાગાયત જમીનમાં જે અફીણ કરવામાં આવે તેને માટે કાળી અને પીળી તથા છાણ વગેરે ઉકરડાના ખાતરવાળી જમીનની જરૂર છે. જમીન ખેડી તેમાં ખાતર નાખી પછી વરાપ આવવા દેવો. ત્યારબાદ તેમાં ખસખસ છાંટી હલકે હાથે દાબી બી ઢાંકવાં. વાવ્યા પછી તુરત પાણી આપવું જોઈએ. બી વાવ્યા પછી તેને કૂવા કે બીજા સાધનથી એક જ દિવસને આંતરે ૭ દિવસ પાણી પાવું. એ પ્રમાણે કરવાથી છોડ ઊગી નીકળશે. છોડ વેંતપુર મોટા થાય એટલે ચાર ચાર દિવસે પાણી પાવું જોઈએ. તેને વરસાદનું પાણી માફક આવતું નથી. તે આશરે વેંત ઊંચા થાય, એટલે ખેતરને વલ્લી-ખૂંટી નાખવું જોઈએ. પછી તેને ફૂટ ફૂટને છેટે રાખી બાકીના ઉખેડી નાખવા. અફીણ કાઢવાની રીતઃ (૧) ખસખસના છોડનો પાલો, ફળ, ફૂલ ઇત્યાદિને સારી રીતે કૂટી રસ પીલી કાઢવો, અને તે રસ તડકામાં સૂકવવો. ઘટ્ટ થયા પછી જેમ અફીણની મેળવણી કરે, તેમ તેમાં પણ મેળવણી કરીને ગોળા કરવા, એટલે અફીણ તૈયાર થશે. (૨) ખસખસનાં ઝુંડવાંની છાલ જુદી કાઢી ખસખસ જુદાં કાઢવાં. આ છાલમાં બિલકુલ ચીરા પડવા દેવા નહિ. તેને તડકામાં સૂકવી તેની બારીક ભૂકી કરવી. પછી તેને પાણીમાં ભીંજવવી. એંશી તોલાભાર ભૂકી લઈ તેમાં ત્રણ શેર પાણી નાખવું, અને તે મેળવણી એક દિવસ રહેવા દેવી. બીજે દિવસે વાસણમાંનો બધો કચરો જુદો કાઢી નાખી તે વાસણમાંના પાણીને કપડાથી ગાળી નાખવું, રહેલા કચરાને ખૂબ દબાવી તેમાંનો રસ કાઢી લેવો અને તે પાણીને કઢાઈમાં ગાળીને ઉકાળવું, એટલે અફીણ બનશે. રસ લેવા કરતાં આ રીતે અફીણ વધારે નીકળી શકે. હિંદમાં થતું અફીણ ધોળાં ખસખસમાંથી થાય છે.

**અફીફ** [ અ. ] વિ. મિતાહારી; પ્રમાણસર ખોરાક લેનારૂં.

**અફીફા** [ અ. ] સ્ત્રી. પવિત્ર સ્ત્રી.

**અફીમચી** ૨. ન. અકલ વગરનું માણસ.
૩. વિ. વ્યભિચારી.

**અફીમન** ૧. પું. અફીણનો બંધાણી.
૨. [ હિં. ] ન. મૂર્ખ માણસ.
૩. વિ. વ્યભિચારી.

**અફુલ્લ** ૨. ન. ( ડિંગળ ) કળી; અણખીલ્યું ફૂલ.

**અફૂ** ૨. [ અ. ] પું. માફી; મુક્તિ.

**અફૂનત** [ અ. ] સ્ત્રી. દુર્ગંધ; બદબો.

**અફૂંડા** ૧. વિ. સ્વાર્થી; આપમતલબી.
૨. વિ. હઠીલું; જક્કી.

**અફોક** [ અ ( નહિ ) + ફોક ( રદ ) ] વિ. નકામું ન જાય એવું; ખપનું.

**અફ્તરી** સ્ત્રી. ઉર્દૂ ભાષાની એ નામની એક લિપિ.

**અફ્યૂની** [ અ. ] પું. અફીણનો બંધાણી.

**અફ્રાદ** ૨. [ અ. ફર્દનું બહુવચન ] પું. બ. વ. કાગળના તા.
૩. પું. બ. વ. વ્યક્તિઓ; જુદા જુદા માણસો; નોખા નોખા પુરુષો.

**અબ** ૨.—
 ૧. અબ અબ કર કે = હાલના સમયમાં; અત્યારે.
 ૨. અબ ન તબ = હમણાં પણ નહિ અને પછી પણ નહિ; કદી નહિ.

**અબઅબદ** [ અ. ] વિ. ઘણું દૂર; બહુ છેટું.

અબ કા ૨. વિ. ચાલુ સમયનું.
૩. વિ. પછીનું; આવતું.
૪. વિ. હાલના જમાનાનું; નવી ઢબનું.

અબચ્છરા [સં. અપ્સરા] સ્ત્રી. (હિંદી) અપ્સરા; ઇંદ્રના દરબારમાં નાચનાર સ્ત્રી.

અબજદ ૨. સ્ત્રી. મૂળાક્ષર; અરબી મૂળાક્ષરની ખાસ ગોઠવણ; આંકડાની સંજ્ઞા બતાવવા અથવા સંકેત સૂચવવાની એક અરબી રીત. જુઓ અબજદપદ્ધતિ.

અબજદ ખાન પું. મૂળાક્ષર શીખનાર; શિખાઉ.

અબજસ [સં. અપ (ખરાબ) + યશસ (કીર્તિ)] પું. (હિંદી) અપજશ; અપકીર્તિ; બદનામ.

અબતક ૧. [હિં.] અ. બધા વખત સુધી.
૨. અ. હજુ.
૩. અ. હાલ સુધી; આજ લગી.

અબતબ ૨. [હિં.] અ. આ ઘડીએ; હાલ તુરત.
૧. અબતબ થવું = મરવા જેવી સ્થિતિમાં હોવું.
૨. અબતબ હોવું = મરવાની અણી પર હોવું.

અબતર ૬. વિ. નકામું; ઉપયોગ વિનાનું.

અબતરી ૩. સ્ત્રી. કુરાજ્ય; અંધેર.
૪. સ્ત્રી. નકામાપણું; બિનઉપયોગિતા.

અબતલ [અ.] વિ. નકામું; ઉપયોગ વગરનું.

અબતલક ૧. [હિં.] અ. હાલ સુધી; આજ લગી.
૨. જુઓ અબતક.

અબતલગ ૧. અ. બધા વખત સુધી; અબતલક.
૨. જુઓ અબતલક.

અબદન ૧. [અ.] અ. કદી નહિ; કોઈ દિવસ નહિ.
૨. અ. હમેશાં; કાયમ.

અબદુલ્લા અહમદ અગરબી પું. એ નામનો મુસ્લિમ સંત.

અબધ ૪. [સં. અ (નહિ) + બાધ્ય (વાંધા ભરેલું)] વિ. પવિત્ર; શુદ્ધ; પાવન.

અબધૂત ૬. પું. નશો કરનાર શિવનો ભક્ત.
૭. પું. માણસ જાતની નબળાઈઓ ફેંકી દીધાનો દાવો રાખનાર બાવો; બધી ક્રિયા અને જુદા જુદા દેવમાં આસ્થા છોડી દઈ એકલા ઈશ્વરની ભક્તિ કરનાર માણસ.

અબનાસ ૧. [હિં.] પું. અબિનાસ; નુકસાન.
૨. પું. નાશમાંથી મુક્તિ.
૩. વિ. નાશ ન થાય એવું; અમર.
૪. વિ. સહીસલામત.

અબનૂસ ૨. ન. એક ઊંચી જાતનું કાળું લાકડું.

અબનૂસી ૫. સ્ત્રી. એક ઊંચી જાતનું કાળું લાકડું

અબ બી [હિં.] પું. ન ઊગે એવું બી.

અબયઝ (અબયઝ) [અ.] વિ. સફેદ; ધોળું.

અબર ૫. [ફા.] પું. વાદળું; અભ્ર.
૬. અ. હાલમાં; અત્યારના વખતમાં.

અબલ ૬. [સં. અ (વિશેષ) + બલ (જોર)] પું. શિવ; શંકર, કેમકે તેમની શક્તિ અગાધ છે.
૭. સ્ત્રી. (ડિંગળ) પંક્તિ.

અબલકા [અ.] સ્ત્રી. કાબરચીતરી મેના. જુઓ અબલકમેના.

અબલગ ૧. અ. અત્યાર લગી.
૨ અ. બધા વખત સુધી.

અબલાઈ [અ (નહિ) + બલ (શક્તિ) + આઈ (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. નબળાઈ; અશક્તિ.

અબલા પરી સ્ત્રી. સુંદર અપ્સરા.

અબલાપા સ્ત્રી. નબળાઈ; અશક્તિ.

અબલા બેઠી જુઓ અબલા પરી.

અબલી [સં. અ (નહિ) + બલ (જોર) + ઇન્ (વાળું)] વિ. નબળું; અશક્ત.

અબલોં સ્ત્રી. બ. વ. (ચારણી) અબળાઓ; સ્ત્રીઓ.

અબવાબ ઉલતહાવીલ ન. ખાનગી ખાતાનો કુલ જમાખર્ચ અને તે ખાતા સાથે સંબંધ રાખનાર જુદા જુદા ખજાનાના જમાખર્ચવાળું દફતર.

અબસ ૧. વિ. ખરું; સાચું.
૨. [અ.] વિ. નકામું; નજીવું.
૩. વિ. શક્તિ વગરનું; નબળું.
૪. અ. ફોગટ.

અબસન [સં. અ (નહિ) + વસન (વસ્ત્ર)] વિ. નાગું; કપડાં વગરનું.

અબસે [હિં.] અ. આ વખતથી; હાલથી; અત્યારથી.

અબ સે દૂર અ. ન કરે નારાયણ ને!

અબહૂં [હિં.] અ. હાલ પણ.

અબહુશ્રુત [સં. અ (નહિ) + બહુશ્રુત (ઘણાં શાસ્ત્ર જાણનાર)] વિ. (જૈન) ઘણાં શાસ્ત્રો નહિ જાણનાર.

અબંધ ૭. પું. (પિંગળ) છંદના છવ્વીસ પ્રકાર માંહેનો એ નામનો એક.
૮. પું. પ્રાકૃતિક ઉન્નતિ.
૯. પું. સ્વાભાવિક ગતિ.

અબાઈ ૨. પું. બ. વ. એક જાતના વટાણા; માખણસિંગ. તેની વેલ દેખાવમાં ઘણી સુંદર અને તેનાં બી સ્વાદિષ્ટ લાગે છે.
૩. ન. અળશીની જાતનો પીળાં ફૂલવાળો એક છોડ.

અબાક [સં. અ (નહિ) + વાચ્ (વાણી)] વિ. મૂંગું; બોલી ન શકે એવું.

અબાદે સલાસા [અ.] પું. ત્રણ માપ; લંબાઈ, પહોળાઈ અને ઊંડાઈ કે જાડાઈ; ઘન માપ.

અબાધા ૪. [સં. અ (નહિ) + બાધા (પીડા)] સ્ત્રી. પીડા ન હોવાપણું.

અબાધિત ૪. વિ. કોઈ બાબત સાબિત કરવામાં બીજા કોઈ પ્રમાણથી હરકત ન આવતી હોય એવું. અગ્નિમાં ઠંડાપણું પ્રત્યક્ષપ્રમાણથી બાધિત છે.

અબાધ્ય ૨. પું. (ગણિત) સ્વીકૃતકૃત્ય; ગૃહીતકૃત્ય; પ્રસિદ્ધ ક્રિયા; 'પૉસ્ચ્યૂલેટ'.

અબિચાર [હિં.] પું. સારુંનરસું સમજવાની અશક્તિ.

અબિચારી [હિં.] વિ. અણસમજુ; વિચાર વગરનું.

અબિચારૂ [હિં.] વિ. સારાનરસાના ભાન વગરનું.

અબિધ ૨. [સં. અ (નહિ) + વિધિ (નિયમ)] અ. અનિયમિતપણે; નિયમ વગર.

અબિનાસ [સં. અ (નહિ) + વિનશ્ (નાશ થવું)] પું. નાશમાંથી મુક્તિ; સહીસલામતી.

અબિનાસી ૧. [સં. અ (નહિ) + વિનાશિન્ (નાશ પામે એવું)] વિ. નાશ ન થાય એવું; અમર.
૨. વિ. સહીસલામત; સુરક્ષિત.

અબિબેક [સં. અ (નહિ) + વિવેક (સારાનરસાનો વિચાર)] પું. (હિંદી) અસભ્યતા; અવિવેક.

અબિબેકી [સં. અ (નહિ) + વિવેક (સભ્યતા) + ઇન્ (વાળું)] વિ. (હિંદી) અસભ્ય; અવિવેકી.

**અબિરલ** વિ. ( ડિંગળ ) ઘાટું; ઘટ્ટ.

**અબિંદુ** [ સં. અ ( નહિ ) + બિંદુ ( મીંડું )] વિ. મીંડા વગરનું.

**અબીજક** [ સં. અ ( નહિ ) + બીજ ( બી ) + ક ( વાળું )] વિ. બીજહીન; બી વગરનું.

**અબુ અબ્દિલ અહમદ રૂદબારી** પું. એક ઇસ્લામી પવિત્ર માણસ.

**અબુજૈદ** પું. એ નામનો એક પ્રાચીન મુસાફર.

**અબુઝબાદ** ( અબુઝબાદ ) [ અ. ] પું. ગધેડો.

**અબુદ્દ** વિ. ( ડિંગળ ) મૂર્ખ; અક્કલ વગરનું.

**અબુદ્ધપણું** ૧. [ અ ( નહિ ) + બુધ્ ( જાણવું ) + પણું ( નામ બનાવનાર પ્રત્યય )] ન. અજ્ઞાનતા.
૨. ન. અવિવેકીપણું.
૩. ન. તત્ત્વને ન જાણવાપણું.
૪. ન. મૂર્ખતા; બેવકૂફી.

**અબુદ્ધિમાન** [ સં. અ ( નહિ ) + બુદ્ધિ + મત્ ( વાળું )] વિ. મૂર્ખ; બેવકૂફ.

**અબુધ** ૭. [ સં. અ ( નહિ ) + બુધ્ ( જાણવું )] વિ. અનુભવ વગરનું; અપરિપક્વ.
૮. વિ. ઉમર લાયક ન થયું હોય એવું; સગીર.

**અબુધમાન** ૧. [ સં. અ ( નહિ ) + બુદ્ધિ ( અક્કલ ) + મત્ ( વાળું )] વિ. અજ્ઞાની; મૂર્ખ.
૨. વિ. અનુભવ વગરનું; અપરિપક્વ.
૩. વિ. ઉમર લાયક ન થયું હોય એવું; સગીર.
૪. વિ. કાંઈ ન જાણતું હોય તેવું.
૫. વિ. નિર્દોષ; અપરાધ વિનાનું.

**અબુધિ** ૧. ન. અણસમજ; અજ્ઞાનતા.
૨. [ સં. અ ( નહિ ) + બુદ્ધિ ( સમજ )] ન. મૂર્ખાઈ.
૩. વિ. મૂર્ખ; કમઅક્કલ; સમજ વિનાનું.

**અબુધી** વિ. અજ્ઞાની; મૂર્ખ. જુઓ અબુધમાન.

**અબુમુર્તાઝ** ( અબુમુર્તાઝ ) પું. એક ઇસ્લામી સાધુ પુરુષ.

**અબુલ કાસમ નસરાબાદી** પું. ઇસ્લામ ધર્મમાં થઈ ગયેલ એ નામનો એક સંત.

**અબુ સુલેમાન દારાની** પું. એ નામનો મુસલમાન લોકોનો પવિત્ર પુરુષ.

**અબુ હમ્જા ખારેસાની** પું. એક મુસ્લિમ ઓલિયો.

**અબૂતી** સ્ત્રી. ભેંસના છાણની રાખ.

**અબૂબક્ર** પું. અતાબક વંશનો ઈરાનનો એક રાજા. સાદીએ પોતાનું ગુલિસ્તાન તેને અર્પણ કર્યું હતું.

**અબેધ** પું. મત્સ્ય; માછલું.

**અબેવાબે** અ. શાબાશ.

**અબોલા** ૫. [ હિં. ] ન. ચોખ્ખું ન બોલી શકતું હોય એવું બાળક.

**અબ્જ** ૧૩. ( શિલ્પ ) એક જાતનું કોતરકામ. માનસારમાં તેના નીચેના નમૂના આપ્યા છે: અબ્જ, અંબુજ, પદ્મ ( સરોરુહ ), અંતર, અંતરિત, અંતરાલ ( અંતરિક ), અંઘ્રિ, અંશુ, અર્ગલ, આધાર, આલિંગ, આસન, ભદ્ર, બોધિકા, દલ, ધાર ( કુંભ ), ગલ, ગ્રિવ, કંઠ, કંધર, ઘટ, ગોપીન, હાર, જન્મન્, કપોત, કંપ, કંપન, કર્ણ, કુંભ, કુમુદ, કેંદ્ર, ક્ષેપણ, મુષ્ટિબંધ, મૂલ, મૃણાલ ( મૃણાલિકા ), નાટક, નાસી, નિમ્ન, પટ્ટ ( પટ્ટિકા ), પ્રતિ ( પ્રતિક ), પ્રતિવક, પ્રતિવાજન, પ્રતિબંધ, પ્રતિમ, પાદુક, પ્રસ્તર, ફલકા, રત્ન, કંપરત્ન,પટ્ટરત્ન, વપ્રરત્ન, તાટિક, તુંગ, ઉત્તર, ઉપાન, વપ્ર, વપ્રક, વલ્લભ ( વલ્લભી ), વાજન.

**અબ્જનાભ** [ સં. અપ્ ( પાણી ) + જ ( જન્મેલ ) + નાભિ ( દૂંટી )] પું. વિષ્ણુ, કેમકે તેમની નાભિમાંથી કમળ ઉત્પન્ન થયેલ છે.

**અબ્દ** ૯. [ ફા. ] પું. ( વહાણવટું ) ઉટડો.

**અબ્દાલ** [ અ. ] પું. ધાર્મિક માણસ; ભક્ત.

**અબ્દાલી** ૧. [ અ. ] ન. એ નામની અફઘાન કોમનું માણસ.
૨. વિ. એ નામની અફઘાન કોમનું.
૩. વિ. ભક્ત સંબંધી.

**અબ્દુલા મનાજેલ** પું. એક ઇસ્લામી સંત.

**અબ્ધિસંશ્રય** પું. પુરુષોત્તમ ભગવાન.

**અબ્બા** ૮. ન. પશ્ચિમ આફ્રિકામાં લેગોસમાં ઊગતું રબ્બરનું ઝાડ.

**અબ્બા જાની** પું. વહાલા બાપ.

**અબ્બા** ૭ પું. પ્રિય પિતા; અબ્બા જાની.

**અબ્ભી** ૧. અ. આ ઘડીએ.
૨. અ. આ વખત સુધી.
૩. અ. હમણાં.

**અભ્ર** ૧.—
૧. અભ્ર ખૂલવા = આકાશ ચોખ્ખું થવું.
૨. અભ્ર છાવા-ઘેરાવા = વાદળાંનું ઘનઘોર થવું.
૩. અબ્રે આઝુર = વરસાદ વગરનું વાદળું.
૪. અબ્રે ઘલીઝ = ઘન વાદળું.
૫. અબ્રે સિયાહ = કાળું વાદળું.
૨. પું. કપડાનો બહારનો ભાગ.

**અબ્રદ** [ અ. ] વિ. વધારે ઠંડું.

**અબ્રહ્મત્વ** [ સં. અ ( નહિ ) + બ્રહ્મન્ ( પરબ્રહ્મ ) + ત્વ ( પણું )] ન. બ્રહ્મરૂપ ન હોવાપણું; બ્રહ્મથી જુદું હોવાપણું.

**અબ્રા** ૧. [ ફા. અબર ( ઉપર )] પું. ઉપરનું પડ.
અબ્રા ચઢાવવો = ઉપલું પડ સીવવું.
૨. [ હિં. ] પું. બેવડા કપડાનો બહારનો ભાગ.

**અબ્રિયન** સ્ત્રી. સેમિટિક લિપિમાંથી નીકળેલ એ નામની લિપિ.

**અબ્રી** [ ફા. અબ્ર ( વાદળું )] સ્ત્રી. જુદા જુદા રંગનો કાગળ; આરસની માફક જુદા જુદા રંગની ઝાંયવાળો કાગળ.

**અભતવસુ** ન. સાંકૃત ગોત્રનું એ નામનું પ્રવર.

**અભદ્રોચિત** [ સં. અ ( નહિ ) + ભદ્ર ( ભલું ) + ઉચિત ( યોગ્ય )] વિ. અયોગ્ય; અનુચિત; સારા માણસને ન શોભતું.

**અભનવા** પું. ( ડિંગળ ) પૌત્ર; દીકરાનો દીકરો.

**અભમાન** [ સં. અભિ ( વિશેષ ) + મન્ ( માનવું )] પું. ( હિંદી ) અભિમાન; ગર્વ; અહંકાર.

**અભયકર** [ સં. અ ( નહિ ) + ભય ( બીક ) + કર ( કરનાર )] વિ. ભય વગરનું કરનાર.

**અભયતા** [ સં. અ ( નહિ ) + ભય ( બીક ) + તા ( પણું )] સ્ત્રી. નીડરતા; હિંમત.

**અભયદીપક** [ સં. અ ( નહિ ) + ભય ( બીક ) + દીપક ( દીવો )] પું. કોલસાની ખાણમાં લઈ જવાથી આગ ન લાગે એવો દીવો; રક્ષિત દીવો; 'ડેવિ લેમ્પ'. જુઓ અભયદીપ.

**અભયપટ્ટ** [ સં. અ ( નહિ ) + ભય ( ડર ) + પટ્ટ ( પટો )] પું. રક્ષણ આપનારો દસ્તાવેજ.

**અભયલેખ** [ સં. અભય ( સહીસલામતી ) + લેખ ( લખાણ )] પું. વીમો.

**અભયવાક** [ સં. અ ( નહિ ) + ભય ( બીક ) + વાક્ ( વાણી )] પું. સહીસલામતીની ખાતરી. જુઓ અભયદાન.

**અભયા** ૭. પું. ભાઈ; કોઈ માણસ.

**અભયામલક** [ સં. અભયા ( હરડે ) + આમલક ( આંબળું )] સ્ત્રી. ( વૈદક ) ધાતુ પરિવર્તક એટલે વીર્ય વધારનાર અને જલદ કરનાર એક ઔષધ. તેમાં મુખ્ય ઔષધિ

હરડે, આંબળાં, બ્રાહ્મી, શંખપુષ્પી, વિરંગ, ચંદન, અગરુ, વચા અને દશમૂળ હોય છે. ઘડપણ કે શારીરિક નબળાઈ, અજીર્ણ, ખટાશનો વધારો અને મંદ યાદદાસ્તમાં તે ½ થી ૧ તોલાની માત્રામાં સવારે દૂધમાં દેવામાં આવે છે.

**અભયારિષ્ટ** ૨. પું. (વૈદક) હરસને નાબૂદ કરનાર મનાતો એ નામનો એક આસવ.

**અભરખ** [સં. અભ્રક] ન. અબરખ; અભ્રખ. જુઓ અબરક.

**અભરેભર્યું** [અ (નહિ) + ભૃ (ભરવું) + ભર્યું (ભરેલ)] વિ. ભરપૂરતાવાળું; વિશેષ ધનધાન્યવાળું.

**અભમાન** [સં. અભિ (વિશેષ) + મન્ (માનવું)] પું. (હિંદી) અભિમાન; ગર્વ; અહંકાર..

**અભવ્યત્વગુણ** [સં. અ (નહિ) + ભવ્ય (મોક્ષ માટે લાયક) + ત્વ (પણું) + ગુણ] પું. (જૈન) જેનાથી આત્મામાં ખરી શ્રદ્ધા, શુદ્ધ જ્ઞાન અને શુદ્ધ ચારિત્ર પ્રગટ ન થાય તે લક્ષણ.

**અભંગ** ૧૨. વિ. (ડિંગળ) નિર્ભય; બીક વગરનું.

**અભંગયોનિ** ૧. [અ (નહિ) + ભંગ (તૂટેલ) + યોનિ (સ્ત્રીનું ગુહ્ય અંગ)] સ્ત્રી. કુમારિકા; કન્યા.

૨. વિ. સ્ત્રી. જેની સાથે કદી સંભોગ ન થયો હોય એવી.

**અભંજન** ન. (ડિંગળ) તેલ.

**અભાગ્યા** ૧. [હિં.] પું. આફત; વિપત્તિ.

૨. પું. કમનસીબી.

**અભાલ** [હિં.] પું. વાદળું; મેઘ; જલધર.

**અભાવ** ૧૬. પું. આઠ પ્રમાણમાંનું એ નામનું એક; અમુક વસ્તુના એક ઠેકાણે અભાવથી બીજે ઠેકાણે હોવાનું અનુમાન. જેમકે, ક્ષ એ વ ને કહ્યું કે 'ગજશાળામાંથી હાથી લાવ'. વ એ ત્યાં હાથી ન જોવાથી સ્વાભાવિક રીતે અનુમાન કર્યું કે તે આસપાસ હશે. તેથી તે જ્યાં હાથી હતો ત્યાંથી લઈ આવ્યો.

**અભાવવાદ** [સં. અ (નહિ) + ભાવ (હોવું તે) + વાદ (મત)] પું. માણસના મગજના સ્વભાવને લીધે અથવા બહારની બાબતોને લીધે તેનામાં અજાણપણું રહેલ છે એવો મત.

**અભાષ્ય** [સં. અ (નહિ) + ભાષ્ય (બોલવા લાયક)] વિ. નહિ બોલવા લાયક; ન કહેવા જેવું.

**અભાસ** ૭. પું. પ્રસ્તાવના; ઉપોદ્ઘાત; આમુખ.

**અભિકર્ષ** [સં. અભિ (તરફ) + કૃષ્ (ખેંચવું)] પું. ગુરુત્વાકર્ષણ; આકર્ષણ શક્તિ; પૃથ્વીના મધ્યબિંદુ તરફ દરેક વસ્તુનું થતું ખેંચાણ.

**અભિક્ષિપ્ત** [સં. અભિ (ઘણું) + ક્ષિપ્ત (ફેંકેલું)] વિ. બહાર નીકળેલું; ઉપસેલું.

**અભિક્ષેપ** [સં. અભિ (ઘણું) + ક્ષિપ્ (ફેંકવું)] પું. બહાર નીકળતો ભાગ.

**અભિક્ષેપાંક** પું. (ગણિત) કોઈ લીટીને એ છેડેથી બીજી કોઈ લીટી તેને કાટખૂણે મળે એવી રીતે દોરેલી બે લીટી વચ્ચેનો ભાગ; છાયાશિસ્ત; 'ઍક્સિસ ઑવ પ્રોજેક્શન'.

**અભિગીત** [સં. અભિ (પાસે) + ગીત (ગાયેલું)] વિ. અનુકૂલતા માટે ગાયેલ; પ્રસન્ન કરવા માટે કરાયેલું.

**અભિઘાત** ૯. પું. હલ્લો; હુમલો.

**અભિઘાતજ ધનુષ્ટંકાર** [સં. અભિ (તરફ) + ઘાત (જખમ) + જ (પેદા થયેલ) + ધનુસ્ (કામઠું) + ટંકાર (પણછનો અવાજ)] પું. (વૈદક) જખમને લીધે થયેલ ધનુર્વા; અભિઘાતજ ધનુષ્સ્તંભ; 'ટ્રોમૅટિક ટેટનસ'.

**અભિઘાતજ ધનુષ્સ્તંભ** [સં. અભિઘાત (માર) + જ (થયેલું) + ધનુસ્ (કામઠું) + સ્તંભ (થાંભલો)] પું. (વૈદક) મારના જખમથી થયેલ ધનુર્વા; અભિઘાતજ ધનુષ્ટંકાર; 'ટ્રોમૅટિક ટેટનસ'.

**અભિઘાતજ્વર** [સં. અભિઘાત (માર) + જ્વર (તાવ)] પું. કાંઈ વાગવાથી અથવા વીજળીના કે હિમ વગેરેના ઝપાટામાં આવી જવાથી આવતો તાવ.

**અભિઘ્ન** [સં. અભિ (તરફ) + હન્ (મારવું)] પું. રુદ્ર; મહાદેવ; શંકર, કેમકે તે દુરાત્માઓના મારનાર મનાય છે.

**અભિચર** ૨. [સં. અભિ (ખરાબ) + ચર્ (કરવું)] પું. મોત કે રોગ ઉત્પન્ન કરનાર મંત્રતંત્રનો પ્રયોગ. જુઓ અભિચાર ૨.

**અભિજણ** પું. (ડિંગળ) વંશ; કુળ.

**અભિજન** ૧૦. ન. ઘરનો મુખી; કુટુંબનો આગેવાન.

૧૧. ન. પરિવાર.

**અભિજાણુ** વિ. (ડિંગળ) ચતુર; હોશિયાર.

**અભિજાત** ૯. [સં. અભિ (નજીક) + જાત (જન્મેલ)] વિ. પ્રિય; વહાલું; લાડીલું.

૧૦. વિ. સભ્ય.

**અભિજાત તંત્ર** [સં. અભિ (સૌથી સારું) + જાત (જન્મેલ) + તંત્ર (રાજ્યવ્યવસ્થા)] ન. શ્રેષ્ઠ લોકોનું રાજશાસન; દેશના ખાનદાન માણસો મારફત રાજ્ય ચલાવવાની પદ્ધતિ; 'ઍરિસ્ટૉક્રસિ'.

**અભિજાત દલ** ૧. ન. ઉમરાવ.

૨. ન સમ્રાટનો મોટો સરદાર.

**અભિજિત** ૬.—આ નક્ષત્રમાં ગાયના માથાના આકારમાં ગોઠવાયેલ ત્રણ તારા હોય છે.

**અભિજ્ઞાનમુદ્રા** [સં. અભિ (સરખું) + જ્ઞાન (સમજ) + મુદ્રા (છાપ)] સ્ત્રી. વેપારનો મારકો; માલની નિશાની; 'ટ્રેડ માર્ક'.

**અભિત્યક્ત** [સં. અભિ (વિશેષ) + ત્યક્ત (તજાયેલ)] વિ. નાત બહાર મુકાયેલ.

**અભિદ્વાર** ન. કોઈ છિદ્ર વાટે ગૅસ કે વાયુને બહાર નીકળવામાં કે અંદર જવામાં નિયમમાં રાખનાર યંત્ર; 'વૅલ્વ'.

**અભિનમન** [સં. અભિ (તરફ) + નમન (નમવાપણું)] ન. વિષુવવૃત્ત પાસેના ઉપસેલા ભાગ ઉપર સૂર્ય અને ચંદ્રના આકર્ષણને લીધે પૃથ્વીની ધરીની ગતિમાં અમુક અંતરે પડતો ફેર; અયનચલનની અનિયમિતતા; મધ્યમ અયનચલન અને સ્પષ્ટ અયનચલન વચ્ચેનો તફાવત; અક્ષસ્પંદ; વિચલન; અક્ષસ્પંદન; 'ન્યુટેશન'.

**અભિનયકાર** [સં. અભિનય (હાવભાવ) + કાર (કરનાર)] પું. નટ.

**અભિનયસૂચના** [સં. અભિનય (હાવભાવ) + સૂચના (દોરવણી)] સ્ત્રી. હાવભાવ વગેરે કેમ આદર્શ રીતે કરવાં તેની સમજ આપવી તે; 'સ્ટેજ ડિરેક્શન'.

**અભિનહન** [સં. અભિ (ખૂબ) + નહન (બંધન)] ન. મજબૂત બંધ.

**અભિનિયોગ** [સં. અભિ (સાથે) + નિયોગ (જોડાણ)] પું. તલ્લીનપણું; એકાગ્રતા; ગરકાવ હોવાપણું.

**અભિપત્તિ** ૪. સ્ત્રી. રક્ષણ; બચાવ.

૫. સ્ત્રી. સમર્થન; ટેકો.

**અભિપ્રાય** ૧૦. પું. ઉદ્દેશ્ય પદ; 'સબ્જેક્ટ'.

**અભિપ્લીહિકા** ૧. [સં. અભિ (ચોતરફ) + પ્લીહા (બરોળ) + ઇક (વાળું) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. પેટની ધોરી નસની અહોદરિકા (સિલિએક આર્ટરિ) શાખામાંની એ નામની એક ધમની એટલે શુદ્ધ લોહી લઈ જનારી નળી; 'સ્પ્લીનિક આર્ટરિ'. આ

ધમની વાંકીચૂંકી થઈને પ્લીહા તરફ જાય છે. રસ્તામાં તેની પાંચ છ બારીક શાખા અગ્ન્યાશય (પૅન્ક્રીઅસ)ના ઉપલા ભાગને પોષણ આપે છે. બરોળ પાસે જતાં તેની એક મોટી શાખા નીકળે છે, જે આમાશયતલિકાવામા (લેફ્ટ ગૅસ્ટ્રો એપિપ્લોઇક આર્ટરિ) તરીકે ઓળખાય છે. તે હોજરીની નીચલી કિનારી ઉપર ફેલાઈને આમાશયતલિકાદક્ષિણા ( રાઇટ ગૅસ્ટ્રો એપિપ્લોઇક આર્ટરિ ) જોડે મળી જાય છે. આ ઉપરાંત અભિપ્લીહિકાની બીજી થોડી ટૂંકી શાખા આમાશયપાદિકા તરીકે ઓળખાય છે, અને બન્ને આમાશયતલિકા ધમનીઓ જોડે મળીને આમાશયને લોહી પૂરું પાડે છે. બરોળની અંદર આ ધમની અનેક શાખામાં વહેંચાઈ આખી બરોળમાં ફરી વળે છે.

૨. સ્ત્રી. બરોળ પાસે આવેલ એ નામની રસગ્રંથિ; 'પેન્ક્રીઅટિકોલીનલ લિંફ ગ્લૅન્ડ્ઝ'. આ ગ્રંથિઓ અગ્ન્યાશયની ઉપલી ધારે ધારે ઠેઠ બરોળના મૂલ ભાગ સુધી પથરાયેલી છે. તેમનામાં અગ્ન્યાશય તેમ જ બરોળની રસાયનીઓ દાખલ થાય છે.

**અભિબાદન** ન. ( ડિંગળ ) નમસ્કાર; અભિવાદન.

**અભિભર્ત્સન** [સં. અભિ (વધારે) + ભર્ત્સન ( ડરામણી )] ન. ધમકી.

**અભિભૂયજ્ઞાની** [ સં. અભિ ( ચોતરફ ) + ભૂત ( થયેલું ) + જ્ઞાન + ઇન્ ( વાળું ) ] વિ. ( જૈન ) કેવળજ્ઞાની; સર્વજ્ઞ; સંપૂર્ણ જ્ઞાનવાળું.

**અભિમતતા** [ સં. અભિમત ( ઇચ્છેલું ) + તા ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. ઇચ્છા; મરજી.

**અભિમનપૂત** પું. ( ડિંગળ ) અભિમન્યુનો પુત્ર પરીક્ષિત.

**અભિમર્શ** ૬. પું. પ્રહાર; ઘા.

૭. પું. બળાત્કાર.

**અભિમાન**—

૨. અભિમાન ગાળવું-નિસાવું = ગર્વ ઉતારવો.

૩. અભિમાન મિટવું = ગર્વ મૂકી દેવો.

**અભિમાનપુત્ર** [ સં. અભિમાન ( પ્રેમ ) + પુત્ર ( દીકરો ) ] પું. પોતાની પરણેલી સ્ત્રીથી થયેલ દીકરો; ઔરસ પુત્ર.

**અભિમુખ** ૧૦. ન. મકાનનો રસ્તા ઉપરથી દેખાવ.

**અભિયકૃતી** ૧. [ સં. અભિ ( ચોતરફ ) + યકૃત્ ( કલેજું ) + ઇન્ ( વાળું ) ] સ્ત્રી. એ નામની અસંખ્ય ઝીણી રસગ્રંથી; 'હેપેટિક લિંફ ગ્લૅન્ડ્ઝ'. આ રસગ્રંથિઓ ગ્રહણીથી નીચેના ભાગમાં રહેલી છે. તેમાં મુખ્યત્વે યકૃતની રસાયનીઓ દાખલ થાય છે.

૨. સ્ત્રી. ઔદરી મહાધમનીની અર્દ્ધોદરિક શાખામાંની એ નામની એક ધમની એટલે શુદ્ધ લોહી વઈ જનારી નળી; 'હેપેટિક આર્ટરિ'. યકૃત તરફ જતાં રસ્તામાં આ ધમનીની બે શાખા આમાશય ( સ્ટમક )ની કિનારી પર ફેલાય છે. તેમાંની પહેલી આમાશયક્રોડિકા દક્ષિણા હોજરીની કામઠાના જેવી વાંકી ઉપલી કિનારી પર ફેલાયેલી છે, અને બીજી આમાશયતલિકાદક્ષિણા હોજરીની નીચલી કિનારી પર ફેલાઈને એ જ નામની બીજી ધમની સાથે મળી જઈ આમાશયને પોષણ આપે છે.

**અભિયુક્ત** ૧૯. વિ. ગુણવાન; ગુણી.

૨૦. વિ. પુણ્યશાળી.

**અભિયુક્ત સૂચી** [ સં. અભિયુક્ત ( ગુનેગાર ) + સૂચી ( ટીપ ) ] સ્ત્રી. ગુનેગારોની ટીપ.

**અભિયોગ** ૧૬. પું. ગર્વ; અભિમાન.

**અભિયોગપત્ર** [ સં. અભિયોગ ( આરોપ ) + પત્ર ( દસ્તાવેજ ) ] પું. વડી જૂરીનું તહોમતનામું; ફર્દજુર્મ.

**અભિયોગ્ય** ૪. પું. ( જૈન ) નોકરની જેમ સેવા કરનાર દેવ.

**અભિરાગ** [ સં. અભિ ( તરફ ) + રાગ ( સ્નેહ ) ] પું. મરજી; ઇચ્છા; વળણ.

**અભિલંબ** પું. ( ગણિત ) પ્રલંબ; 'નૉર્મલ'. ખાસ કરીને વક્રના સ્પર્શકને સ્પર્શબિંદુમાંથી દોરેલા લંબને અભિલંબ કહેવામાં આવે છે.

**અભિલંબગતિવૃદ્ધિ** [સં. અભિલંબ ( પ્રલંબ ) + ગતિ ( વેગ ) + વૃદ્ધિ ( વધારો )] સ્ત્રી. ( ગણિત ) કોઈ વક્ર ઉપર ગતિ કરતા બિંદુનો કોઈ સ્થળે તે સ્થળના અભિલંબ તરફની ગતિનો વધારો; 'નૉર્મલ એક્સેલરેશન'.

**અભિલંબતઃ** અ. અભિલંબની રીતે; 'નૉર્મલિ'.

**અભિલંબ રેખા** સ્ત્રી. ( ગણિત ) વક્રના સ્પર્શકને સ્પર્શબિંદુમાંથી દોરેલો લંબ; 'નૉર્મલ'.

**અભિલાખુક** વિ. ( ડિંગળ ) લોભી.

**અભિલાપા** ૨. સ્ત્રી. મનનું વલણ.

**અભિવચન** ૪. [સં. અભિ (સરખું) + વચન ( વેણ )] ન. પર્યાય; એક ને એક અર્થવાળો બીજો શબ્દ.

**અભિવર્તક** [ સં. અભિ ( તરફ ) + વર્તક ( આધાર રાખનાર ) ] પું. પગની ટચલી આંગળીને હલાવતો સ્નાયુ; 'ફ્લેક્સર ડિજિટિ ક્વિન્ટિ બ્રેવિસ'.

**અભિવર્ધક લેન્સ** ૨. [ અભિ ( ઘણું ) + વર્ધક ( વધારનાર ) + લેન્સ ( ચીજને હોય તેથી મોટી બતાવતો કાચ ) ] ન. વસ્તુને હોય તેથી મોટી દેખાડનાર ઉપસેલો કાચ.

**અભિવર્ધન** [ સં. અભિ ( ઘણું ) + વૃધ્ ( વધારવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. આકારવૃદ્ધિ; આકારને હોય તેથી મોટો બતાવવો તે.

**અભિવાંછના** [ સં. અભિ ( વિશેષ ) + વાંછ્ ( ઇચ્છવું ) ] સ્ત્રી. ઇચ્છા; મરજી.

**અભિવૃદ્ધિ** ૩. સ્ત્રી. ( જ્યોતિષ ) ઉત્તરાભાદ્રપદ નક્ષત્ર.

**અભિવેગ** [સં. અભિ (ઘણું) + વેગ ( ઝડપ )] પું. ઝડપ.

**અભિવ્યક્તિ** ૬. સ્ત્રી. વિકાસ; પરિવર્ધન; ખિલવણી.

**અભિવ્યાપ્તિ** ૪. સ્ત્રી. સમાવેશ.

**અભિશંકી** ૧. [ સં. અભિ ( ઘણું ) + શંકા ( ભય ) + ઇન્ ( વાળું ) ] વિ. ભીરૂ; ડરપોક; બીકણ.

૨. [ સં. અભિ ( ઘણું ) + શંકા ( વહેમ ) + ઇન્ ( વાળું ) ] વિ. શંકા રાખનાર.

**અભિષવ** ૧૦. વિ. તાકાત આપનારૂં; શક્તિવર્ધક.

**અભિસમેત** [ સં. અભિ ( તરફ ) + સમેત ( જોડાયેલ ) ] વિ. એકઠું થયેલું.

**અભિસરણમાપકયંત્ર** [ સં. અભિ ( તરફ ) + સરણ ( જવું તે ) + માપક ( માપનારૂં ) + યંત્ર ( સંચો ) ] ન. ( વિજ્ઞાન ) છિદ્રાળુ પડમાં થઈ બે વાયુ કે પ્રવાહી પદાર્થ એકબીજા સાથે મળી જતા હોય તે વખતે થતું અણુઓનું દબાણ માપનારૂં યંત્ર; 'ઓસ્મોમીટર'.

**અભિસર્પણ** ૨. [ સં. અભિ ( તરફ ) + સર્પણ ( જવું તે ) ] ન. બારીક કાણાંવાળી નળીમાં પ્રવાહી પ્રદાર્થનું પોતાની સપાટીથી તેના અણુઓના આકર્ષણને લીધે ઊંચે ચડવું તે; પ્રવાહી પદાર્થનું તંતુ વચ્ચેની ખાલી જગ્યામાં થઈ ઉપર ચડવું તે; કેશીયગતિ; 'કૅપિલરિ મોશન'.

**અભિસારા** પું. એ નામનો એક મુલક. જુઓ અભિસારી ૭.

**અભિસારી** ૭ પું. હજારાનો મુલક; પેશાવર પ્રાંતનો વાયવ્ય ભાગ. આ દેશ અર્જુને જીત્યો હતો. કેટલાકના મત પ્રમાણે વિતસ્તા એટલે જેલમ નદી અને ચંદ્રભાગા એટલે ચીનાબ નદીની વચ્ચે આવેલા ડુંગરાળ ભાગ, અને કાશ્મીરના રાજપુરી રાજ્યને અભિસારી કહે છે.
૮. વિ. એક બિંદુ તરફ વળતું; પાસે પાસે આવતું; 'કૉન્વર્જન્ટ'.

**અભિસિંચન** [ સં. અભિ ( ઉપર ) + સિચ્ ( છાંટવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. અભિષેક; ઉપરથી પાણીની ધાર સિંચવી તે.

**અભિસિંચવું** [ સં. અભિ ( ઉપર ) + સિચ્ ( સિંચવું ) ] સ. ક્રિ. છાંટવું; છંટકાવ કરવો.

**અભિસૃતિ** [ સં. અભિ ( ઉપર ) + સૃતિ ( ગમન ) ] સ્ત્રી. હુમલો; ચડાઈ. જુઓ અભિસાર.

**અભિહનન** ૧. [ સં. અભિ ( સામે ) + હનન ( વધ ) ] ન. સામે આવનારને હણવું તે.
૨. ન. સામે લાતો મારવી તે.

**અભી** ૩. અ. આ વખત સુધી.
અભી અભી = હમણાં જ; આ જ ક્ષણે.

**અભીતક** ૧. અ. અત્યાર સુધી.
૨. અ. આખો વખત.
૩. અ. હજુ.

**અભીન** [ અ ( નહિ ) + ભીનું ( પલળેલું ) ] વિ. નહિ ભીંજાયેલું; કોરું.

**અભીરણી** સ્ત્રી. એ નામનો સર્પ; દુંદુભ.

**અભીરુ** પું. ભૈરવનું એક નામ. તેની મૂર્તિ શ્રીપર્વત અને કર્નાટ ધામમાં છે.

**અભૂમિ** ૫. [ સં. અ ( નહિ ) + ભૂમિ ( બાબત ) ] સ્ત્રી. શક્તિની બહારનો વિષય.
૬. વિ. નાલાયક; અયોગ્ય; અપાત્ર.

**અભૂલ** [ સં. અ ( વધારે ) + ભ્રમ ( ગેરસમજ ) ] વિ. બેભાન.

**અભેદક** [ સં. અ ( નહિ ) + ભેદક ( તોડનારું ) ] વિ. કાપે નહિ એવું.

**અભેદવૃત્તિ** [ સં. અ ( નહિ ) + ભેદ ( તફાવત ) + વૃત્તિ ( વ્યાખ્યા ) ] સ્ત્રી. ( જૈન ) કાલ, આત્મરૂપ, અર્થ, સંબંધ, ઉપકાર, ગુણદેશ, સંસર્ગ અને શબ્દ એવા દરેક પદાર્થમાં રહેલ આઠ ભેદનું એકી સાથે કોઈ પણ જાતના તફાવત વગર કરાતું વર્ણન.

**અભેમાન** ન. ( ગ્રામ્ય ) અભિમાન; ગર્વ; અહંકાર.

**અભેલા** સ્ત્રી. એ નામની એક દેવી.

**અભૈ** વિ. ( ડિંગળ ) નિર્ભય; બીક વિનાનું.

**અભોગી કનડા** ( અભોગી કનડ઼ા ) પું. ( સંગીત ) કાનડા રાગની એક જાત.

**અભોજી** [ સં. અ ( નહિ ) + ભોજિન્ ( ખાનાર ) ] વિ. ખાધા વગરનું; ઉપવાસી.

**અભોલી** સ્ત્રી. નારંગી રંગનાં ફૂલવાળો એક છોડ; પ્રાયદર્શ. ગોવાનીઝ લોકો તે બહુ વાવે છે.

**અભૌતિક વિજ્ઞાન** [ સં. અ ( નહિ ) + ભૌતિક ( પદાર્થનું ) + વિજ્ઞાન ( શાસ્ત્રની જાણ ) ] ન. સૃષ્ટિવિજ્ઞાન; પ્રકૃતિવિજ્ઞાન; 'નેચરલ સાયન્સ'.

**અભ્યસ્ત શિખરિણી** પું. ( પિંગળ ) શિખરિણી છંદની એક જાત. આ છંદમાં એક જાતના શિખરિણી સાથે બીજો ભેળવવામાં આવે છે. જેમકે,

પ્રિયે પાદામ્બુજે,
હવે ત્હારા ઓજે,
વિધાતે! ગેબી એ તવ સુતનુ! આછા રસરૂપે
સમર્પેલું લેજે જીવન રસખોળે, અનુપમે
ધનવિભવમાં વિદ્યુત હસે:
જલધિજલમાં કો નદી લસે:
ઊગે વ્યોમાંતરમાં ઝળહળતી જ્યોતિ ઊંડું વસે:
સખિ ત્હારી મૂર્તિ હૃદયભવને એમ વિલસે.

**અભ્યંકર** ૧. ન. મરાઠા લોકોમાં એ નામની અટકનું માણસ.
૨. વિ. મરાઠા લોકોની એ નામની અટકનું.

**અભ્યાખ્યાત** ૧. [ સં. અભિ ( સામે ) + આખ્યાત ( કહેલ ) ] વિ. આરોપેલું; દોષિત.
૨. વિ. સંશયવાળું; શંકા ભરેલું.

**અભ્યાગમ** ૯. પું. આવવાપણું; આગમન.
૧૦. પું. યુદ્ધ; લડાઈ.

**અભ્યામાશયિકા** [ સં. અભિ ( ચોતરફ ) + આમાશય ( નહિ પચેલ ખોરાક રહે તે પેટનો ભાગ ) + ઈક ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. હોજરીની આસપાસ તેની ઉપરની તેમ જ નીચેની કિનારી પર રહેલી એ નામની ઝીણી ગાંઠો; 'ગેસ્ટ્રિક લિંફ ગ્લેન્ડ્ઝ'. હોજરીની રસાયનીઓ તેમાં દાખલ થાય છે.

**અભ્યાસમંદિર** [ સં. અભ્યાસ ( ભણતર ) + મંદિર ( ઘર ) ] ન. ભણવાનું મકાન; પાઠ તૈયાર કરવાનો ઓરડો; પાઠગૃહ; અભ્યાસગૃહ.

**અભ્યાસશૂન્ય** [ સં. અભ્યાસ ( ભણતર ) + શૂન્ય ( વગરનું ) ] વિ. અભ્યાસ વગરનું; નિરક્ષર; અભણ.

**અભ્યાહિત** ૨. વિ. સળગેલું.

**અભ્યુત્થાન** ૯. ન. યુદ્ધની તૈયારી.

**અભ્યુત્પતન** ૨. ન. હલ્લો; હુમલો.

**અભ્યુદ્યત** ૫. વિ. ઊગેલું; ઉદય પામેલું.

**અભ્યુપપત્તિ** ૬. સ્ત્રી. ઉપકાર; આભાર.
૭. સ્ત્રી. મદદ કરવી તે.

**અભ્રકી** ૧. [ સં. અભ્રક ( અબરખ ) + ઈન્ ( વાળું ) ] વિ. અબરખ સંબંધી.
૨. વિ. અબરખનું બનેલું.

**અભ્રખ** [ સં. અભ્રક ] પું. અબરખ. જુઓ અભ્રક.

**અભ્રાકાશ** [ સં. અભ્ર ( વાદળું ) + આકાશ ] ન. ( ન્યાય ) આકાશના ચાર ભેદ માંહેનો એક; મેઘાકાશ; વાદળાંમાં પ્રતિબિંબ રૂપે પડેલું આકાશ. અભ્રાકાશ સૂક્ષ્મ હોવાથી તે માત્ર કલ્પનાથી જાણી શકાય. વાદળાં વરાળનાં બનેલાં છે, વરાળમાં પાણી સૂક્ષ્મ રૂપે રહેલું હોઈ પાણી હોય ત્યાં પ્રતિબિંબ પડે જ. એ પ્રમાણે અભ્ર એટલે વાદળાંમાં પ્રતિબિંબ રૂપે પડેલું આકાશ તે અભ્રાકાશ કહેવાય છે. જુઓ આકાશ.

**અમકાઢમકા** ૩. પું. ઓછી જરૂર પડે એવો માણસ.
૪. પું. નજીવી બાબત.

**અમકાધમકા** જુઓ અમકાઢમકા.

**અમચૂર** [ સં. આમ્ર ( કેરી ) + ચૂર ( ભૂકો ) ] પું. તડકામાં સૂકવેલી કેરીની કટકીઓ.

**અમંજહ** [ અ. ] વિ. ઘણું કીર્તિવાળું; બહુ પ્રખ્યાત.

**અમજી** [ મ. ] સ્ત્રી. ફરજિયાત વૈતરું; વેઠ.

**અમડા** ( અમડ઼ા ) [ હિં. ] પું. એક જાતનું ફળઝાડ; 'હૉગ-પ્લમ'. તેને રતાશ પડતાં જાંબુડિયા રંગનાં ફળ આવે છે.

**અમણિભ** વિ. અસ્ફટિક; 'નૉન-ક્રિસ્ટલાઇન'.

**અમથારામ** પું. એ નામનો એક કવિ. તે અને તેમના વખતમાં થઈ ગયેલ કવિ કાશીરામ એક સૈકા ઉપર થઈ ગયાનું અને અમથારામ રાણા હોવાનું મનાય છે. આ બન્ને કવિ જ્યારે એકબીજા સાથે સંવાદમાં ઊતરતા ત્યારે બેમાંથી કોઈ પણ પીછેહઠ ન કરતું. તેઓ એકબીજાને આત્મજ્ઞાન અને વેદાંતના ઊંડા પ્રશ્નો પૂછી ગૂંચવણમાં નાખતા, છતાં તેઓ પોતાની હોશિયારીથી તેનો આબાદ પ્રત્યુત્તર આપતા. તેઓએ ગરબીઓ ઉપરાંત પદો પણ રચ્યાંનું કહેવાય છે.

**અમધ્યબિંદુ** [ સં. અ (નહિ) + મધ્ય (વચ્ચેનું) + બિંદુ ] ન. ખૂણાના મથાળાનું ટપકું; 'વર્ટેક્સ'.

**અમન આમાન** [ અ. ] પું. સુલેહશાંતિ.

**અમન ચૈન** ૧. પું. ધરતીકંપ; ભૂકંપ.

૨. [ અ. ] પું. સુલેહશાંતિ.

**અમનસ્કભાવ** ૩. પું. ( યોગ ) સમાધિ; આત્મા અને મનનું એકપણું.

રાજયોગ, ઉન્મની, મનોન્મની, ચિત્તવ્યાપારાભાવ, પ્રાણવ્યાપારાભાવ, ચિત્તપ્રલય, અમરત્વ, લય, તત્ત્વ, શૂન્યાશૂન્ય, પરમપદ, અમનસ્કભાવ, અદ્વૈત, નિરાલંબ, નિરંજન, જીવન્મુક્તિ, સહજાવસ્થા ને તુર્યાવસ્થા એ સમાધિના પર્યાય છે. યોગકૌસ્તુભ

**અમનુષ્ય** ૮. વિ. માણસને ન છાજે એવું.

**અમનુષ્યતા** [ સં. અ (નહિ) + મનુષ્ય (માણસ) + તા (પણું) ] સ્ત્રી. માણસાઈ ન હોવાપણું; માણસને લાયક ગુણ કે વર્તન ન હોવાં તે.

**અમનો આમાન** [ અ. અમન (શાંતિ) + વ (અને) + અમાન (સુલેહ) ] ન. સુલેહશાંતિ.

**અમનોજોગ** [ સં. અ (નહિ) + મનસ્ (મન) + યોગ (મેળાપ) ] પું. ધ્યાન ન આપવું તે; બેદરકારી.

**અમનોજોગી** [ સં. અ (નહિ) + મનસ્ (મન) + યોગ (મેળાપ) + ઇન્ (વાળું) ] વિ. ધ્યાન ન આપે એવું; બેદરકાર.

**અમનોનીત** [ સં. અ (નહિ) + મનસ્ (મન) + નીત (દોરાયેલું) ] વિ. નાપસંદ; મનને ગમે નહિ એવું.

**અમન્યા** ૧. [ હિં. ] સ્ત્રી. જે જમીન ઉપર ચોખાનો શિયાળુ પાક વાવવામાં આવ્યો હોય તે જમીન.

૨. સ્ત્રી. સેળભેળ વગરનું અનાજ.

**અમમતા** ૨. [ સં. અ (નહિ) + મમતા (મોહ) ] સ્ત્રી. બેદરકારી; કાળજી ન હોવાપણું.

**અમર** ૨૨. પું. બનાવ.

૨૩. પું. ભૈરવનું એક નામ. તેની મૂર્તિ માન સરોવર નજીક આવેલી છે.

૨૪. પું. વાત; વિષય.

૨૫. પું. શિવ; શંકર; મહાદેવ.

૨૬. પું. સંજોગ.

૨૭. પું. સાટું; ધંધો.

૨૮. [ અ. ] પું. (વ્યાકરણ) હુકમ બતાવનાર ક્રિયાપદનું રૂપ.

**અમરકૂટ** પું. અમરકંટક પર્વત.

**અમરતટિની** [ સં. અમર (દેવ) + તટિની (નદી) ] સ્ત્રી. ગંગા નદી.

**અમરત્વ** ૨. [ સં. અ (નહિ) + મૃ (મરવું) + ત્વ (પણું) ] ન. (યોગ) સમાધિ; આત્મા અને મનનું એકપણું.

રાજયોગ, ઉન્મની, મનોન્મની, ચિત્તવ્યાપારાભાવ, પ્રાણવ્યાપારાભાવ, ચિત્તપ્રલય, અમરત્વ, લય, તત્ત્વ, શૂન્યાશૂન્ય, પરમપદ, અમનસ્કભાવ, અદ્વૈત, નિરાલંબ, નિરંજન, જીવન્મુક્તિ, સહજાવસ્થા ને તુર્યાવસ્થા એ સમાધિના પર્યાય છે. યોગકૌસ્તુભ

**અમરદ** ૨. [ અ. ] પું. દાઢી વગરનો સુંદર જુવાન પુરુષ.

૩. [ અ. ] વિ. સુંદર; દેખાવડું; રૂપાળું.

**અમરનાથ** ૩. ન. હિમાલયની ભૈરવઘાટી નામની પર્વતમાળામાં બરફથી ઢંકાયેલ શિખરવાળી ટેકરીની પશ્ચિમ બાજુમાં ઘણી ઊંચાઈએ કુદરતી ગુફામાં આવેલું શિવનું તીર્થ. સિંધુ નદીમાં ઠલવાતું અમરગંગા નામનું વહેળિયું આ ગુફાની ડાબી બાજુએ ધોળી જમીનમાં વહે છે. યાત્રાળુઓ તે ધોળી માટી પોતાનાં પાપ ધોવા માટે અથવા ત્યાં પડતી ટાઢથી એમનું રક્ષણ કરવા શરીર ઉપર ચોપડે છે. ઉંબરા આગળ તે ગુફા પચાસ ફુટ પહોળી અને પચીસ ફુટ ઊંચી છે. ઉંબરાથી અંદર જતાં વીસ પચીસ ફુટ છેટે આવેલું ભગવાન અમરેશ્વરનું લિંગ કેટલાકના મત પ્રમાણે ગુફાની ફાટમાંથી આવતું પાણી ઠરી જઈને બનેલો પારદર્શક બરફ જ છે. આ લિંગ ડોલોમાઈટ નામની વસ્તુનું હોય એમ જણાય છે. નાગથી વીંટળાયેલ મૂર્તિનો વેદી જેવો ભાગ બે ફુટ ઊંચો અને સાત આઠ ફુટ વ્યાસનો અને મૂર્તિ ત્રણ ફુટ ઊંચી છે. અજવાળિયાના પડવાથી પાણી ઠરીને ઉપર વર્ણવેલા આકારનું લિંગ બની પૂનમને દિવસે સંપૂર્ણ ઊંચું બની રહે; અને પૂનમ પછીના પડવાથી તે પીગળવાનું શરૂ થઈ અમાસને દિવસે તો તદ્દન પીગળી જઈ અદૃશ્ય થઈ જઈ તેની નિશાની પણ જણાતી નથી. લિંગની બન્ને બાજુએ આવેલા હિમના બે થાંભલા દેવીઓ કહેવાય છે. દર વરસે શ્રાવણ મહિનામાં યાત્રાળુઓ અમરનાથ જવા નીકળે ત્યારે યાત્રાને છેલ્લે દિવસે અમરનાથના દેવાલય ઉપર ચક્કર ચક્કર ઊડતાં એક કે બે કબૂતરો હર અને પાર્વતી હોવાનું યાત્રાળુઓ માને છે.

**અમરનીર** [ સં. અમર (દેવતા) + નીર (પાણી) ] ન. અમૃત; દેવોનું પીણું.

**અમરપુરી** [ સં. અમર (દેવ) + પુરી (શહેર) ] સ્ત્રી. કાશીપુરી; વારાણસી.

**અમરા** ૧૦. [ હિં. ] પું. એક જાતનું ઝાડ. જુઓ અમડા.

**અમરાવતી** ૫. સ્ત્રી. ઉજ્જયિની શહેરનું પ્રાચીન નામ. જુદે જુદે વખતે તેનાં અમરાવતી, અવંતી, કનકશૃંગ, કુમુદવતી, કુશસ્થલી, નવેત્રીનગર, પદ્માવતી, પ્રકલ્પ, શિવપુરી, વિશાલ વગેરે નામ હતાં.

**અમરોલતા** ૧. [ સં. અમર (નાશ ન પામે એવું) + લતા (વેલી) ] સ્ત્રી. અમરવેલ.

૨. સ્ત્રી. કાળી ધ્રો.

૩. સ્ત્રી. કુંવાર વીંછીડા.

૪. સ્ત્રી. મોરવેલ

**અમરુશતક** ન. વેદાંત સંબંધી શંકરાચાર્યે લખેલું એ નામનું પુસ્તક.

**અમરૂલ** ૧. ન. એક જાતનું જામફળનું ઝાડ.

૨. ન. રાતાં, પીળાં કે ધોળાં ફૂલવાળો એક જાતનો છોડ; ચુકિકા. આ છોડને ચોમાસામાં ઘણા પાણીની અને સૂકી ઋતુમાં તદ્દન સૂકી આબોહવાની જરૂર છે.

**અમરોલી** સ્ત્રી. ( યોગ ) વજ્રોલી મુદ્રાનો એક ભેદ.

**અમર્યાદ** ૯. વિ. સીમા વગરનું; જેનો છેડો ન આવે એવું; 'ઇન્ફિનિટ'.

**અમર્યાદ રેખા** [ સં. અ (નહિ) + મર્યાદા (સીમા) + રેખા (લીટી) ] સ્ત્રી. ( ગણિત ) સીમા વગરની લીટી; જેનો અંત ન આવે એવી લીટી.

**અમર્ષિત** [ સં. અ (નહિ) + મર્ષ (સહનશીલતા) + ઇત (વાળું) ] વિ. ક્રોધી; તામસી.

**અમલ** ૧.—

૧. અમલ દર આમદ = પદ્ધતિ; રીતિ.

૨. અમલે જર્રાહી = વાઢકાપ.

૩. અમલે બેજા = ખોટો ઉપયોગ.

૧૮.—

૧. અમલ કરવો = (૩) અસર કરવી. (૪) વહીવટ કરવો. (૫) સાટું કરવું.

૨. દવાનો અમલ બદલવો = દવાની અસર બદલવી.

૩૯. પું. આશા; ઇચ્છા; ધારણા.

૪૦. [ અ. ] પું. નીચેના આંતરડામાં પિચકારીથી દાખલ કરેલ દવા; 'ક્લિસ્ટર'.

**અમલકગ્રામ** ન. તામ્રપર્ણી નદીને કિનારે આવેલ એક ગામ; અમલિતલા.

**અમલગુઝાર** ( અમલગુઝાર ) ૨. [ અ. ] પું. વસૂલાત ઉઘરાવવી તે.

**અમલગ્રામ** ન. તામ્રપર્ણી નદીના કિનારા પર આવેલું એ નામનું એક ક્ષેત્ર; અમલિતસા.

**અમલતાસ**—તે કાંગ્રાની ખીણ, દેહરાદુન અને સંયુક્ત પ્રાંતના જંગલમાં ઊગે છે.

**અમલન** ૧. [ સં. અ ( નહિ ) + મલિન ( મેલું )] વિ. ( હિંદી ) શુદ્ધ; મલીનતા વગરનું; ચોખ્ખું; પવિત્ર.

૨. [ અ. ] અ. ખરી રીતે; વસ્તુતઃ.

**અમલપટ્ટી** [ હિં. ] સ્ત્રી. કાપડની કોર.

**અમલપત્તી** [ હિં. ] સ્ત્રી. પહોળી કોર. આમલીના પાંદડાને મળતી આવતી હોવાથી તે અમલપત્તી કહેવાય છે.

**અમલપાની**—

અમલપાની કરવાં-જમાવવાં = માદક પીણું પીવું.

**અમલપાલિક** પું. ( વહાણવટું ) વસંતનો પવન.

**અમલસાર** ન. શિખરના છેક ઉપલા ભાગમાં કાંગરીવાળી ગોળ બેસણી અથવા ચકરડું.

**અમલા** ૧.—

૧. અમલા ખુર્દ = હલકી પંક્તિનો દેશી કારકુન.

૨. અમલા દખલા કરવું = કાબૂમાં લેવું.

૩. અમલા યે પુલિસ-ફોજદારી = પોલીસ ખાતું.

૧૦. પું. કચેરી; ઓફિસ.

૧૧. પું. ઘરનો હમલો.

**અમલા ફેલા** પું. કારકુનો; નોકરવર્ગ.

**અમલિતલ્લા** ન. તામ્રપર્ણી નદીના કિનારા ઉપર આવેલું એક જૂનું તીર્થ. નૃસિંહ પુરાણમાં આને અમલગ્રામ કહ્યું છે. તે પશ્ચિમઘાટ ઉપર આવેલું હોવાથી તેને સહ્યઅમલક ગ્રામ પણ કહે છે.

**અમલિતસા** ન. એ નામનું ક્ષેત્ર. જુઓ અમલગ્રામ.

**અમલી** ૧૨. [ અ. ] સ્ત્રી. ઊપજનો ભાગ લઈ ઉઘરાવાતી વસૂલાત.

૧૩. વિ. કૃત્રિમ; બનાવટી; કુદરતી નહિ એવું.

**અમલીયત** [ અ. ] પું. રિવાજ; ચાલ; ધારો.

**અમવાસ** [ સં. અમા ( સાથે ) + વસ્ ( રહેવું ) ] સ્ત્રી. અમાસ. જુઓ અમાવાસ્યા ૩.

**અમહોરી ઘામ** પું. ઉપરની ચામડી જરા સોજા સાથે લાલ થવાનો રોગ.

**અમળતાવડાપણું** ( અમળતાવડાપણું ) ન. મિલનસાર ન હોવાપણું; અતડાઈ.

**અમળતાવડું** ( અમળતાવડું ) [ અ ( નહિ ) + મળતાવડું ( મિલનસાર ) ] વિ. મિલનસાર નહિ એવું; અતડું; ભળે નહિ એવું.

**અમા** ૧૩. સ્ત્રી. આદ્યશક્તિ; કાલી. લય પામતાં પહેલાં સતીએ અગ્નિ પ્રકટાવી પોતાનું જીવન બાળ્યું એટલે સદેહે ભસ્મીભાવને પામ્યાં, તેથી તે અમા કહેવાયાં. 'અ' એ શ્રેષ્ઠ શિવબીજ, 'મ' એ મહેશ્વર બીજ, અને 'આ' એ શરીરધારી શિવના સંબંધથી જે આનંદ થાય તેને જણાવનાર આનંદબીજ છે. આ ત્રણ બીજના યોગથી સતીએ અમા પદ વડે પોતાનું દહન કર્યું, તેથી તે કાલી અથવા આદ્યશક્તિ થયાં.

૧૪. [ અ. ] ન. રણ; રેતીનું મેદાન.

૧૫. વિ. અજ્ઞાન; અણસમજુ; સમજ વગરનું.

૧૬. વિ. દેખે નહિ એવું; આંધળું.

**અમાતુંગુલા** સ્ત્રી. એ નામનો એક સુંદર છોડ. તે પ્રથમ નાતાલમાંથી લાવવામાં આવ્યાનું કહેવાય છે.

**અમાત્ય** ૬. પું. પાડોશી.

**અમાત્યકારક** પું. ( જ્યોતિષ ) ગુરુ; બૃહસ્પતિ.

**અમાત્યોત્પત્તિ** [ સં. અમાત્ય ( પ્રધાન ) + ઉદ્ ( ઊંચે ) + પત ( ઊડવું ) + તિ ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. પ્રધાનની ચડતી.

**અમાન** ૧૧. [ અ. ] સ્ત્રી. દયા; કૃપા; કરુણા.

**અમાનત** ૩.—

અમાનત મેં ખયાનત = વિશ્વાસભંગ.

૧૦. સ્ત્રી. અમીનની પદવી.

૧૧. [ અ. ] સ્ત્રી. ધર્મ.

૧૨. સ્ત્રી. વફાદારી.

**અમાનતખાની** સ્ત્રી. ચાવવાની એક જાતની તમાકુ.

**અમાનતગુઝાર** ( અમાનતગુઝાર ) [ ફા. અમાનત ( થાપણ ) + ગુઝાર ( રાખનાર ) ] પું. જેની પાસે અમાનત રાખવામાં આવી હોય તે માણસ; થાપણ રાખનાર.

**અમાનતજારી** સ્ત્રી. મહેસૂલની જુદાં જુદાં કામ માટે વહેંચણી.

**અમાનતદાર** ૩. વિ. પ્રમાણિક; સાચું; ઇમાનદાર.

**અમાની** ૫. [ અ. ] સ્ત્રી. સુરક્ષિતતા; સહીસલામતી.

૬. [ સં. અ ( નહિ ) + મનસ્ ( મન ) ] વિ. ધ્યાન ન આપે એવું; બેદરકાર.

**અમાનુષિક** ૩. વિ. દૈવી; મનુષ્ય સંબંધી નહિ એવું.

**અમાર** પું. ( ડિંગળ ) ભંડાર.

**અમારા** [ અ. ] સ્ત્રી. પાઘડી.

**અમારાપણું** ન. પોતાપણું.

**અમાવડ** ( અમાવડ્ ) વિ. ( ડિંગળ ) જોરાવર; શક્તિશાળી.

**અમાવાસ્યા** ૩.—અંધારિયાની ચૌદશે ચંદ્રમા પોતાની એક બે કલા વડે પાછલી રાત્રે સૂર્યોદય પહેલાં દેખાય ત્યારે પોતાનું સઘળું ભુવન સૂર્યબિંબમાં ઝંપલાવી સળગાવી દે, અને 'અમા' તિથિએ પોતાના બિંબને સૂર્યબિંબના પડદામાં ઢાંકે. તેથી તે તિથિ 'અમાવાસ્યા' એટલે પોતાના ભુવનને પર ભુવન પડે વાસે છે. સળગ્યા પછી મેલા ભુવનને દહન કર્યા પછી તે તિથિ 'દર્શ' એટલે સુંદર દર્શનીય ગણાતી હોઈ તે તિથિએ અગ્નિહોત્રી ઇષ્ટિ કરે છે. ધાર્મિક ક્રિયાઓ કરનારાઓએ અમાવાસ્યાના ત્રણ ભાગ કરી પ્રથમ પ્રહરને સિનીવાલી, બીજાથી છઠ્ઠા પ્રહરને દર્શ અને સાતમા આઠમા પ્રહરને કુહૂ કહેલ છે. વેદમાં ચતુર્દશીયુક્તા અમાવાસ્યાને સિનીવાલી નામ આપી તેને દેવોની બહેન કે દેવપુત્રી કહી સ્તુતિ કરી છે. કુહૂ અમાવાસ્યા દેવરૂપ પિતૃઓના અન્નનું પાલન કરનારી પત્નીરૂપે અને અગ્નિની રક્ષિત અમાવાસ્યા તિથિ વિષ્ણુની પત્ની છે.

૪. સ્ત્રી. સાત જાતનાં અન્ન માંહેનું દેવનું એક અન્ન.

**અમાં** ૧. [ અ. ] સ્ત્રી. રક્ષા; બચાવ.

૨. સ્ત્રી. શાંતિ.

૩. સ્ત્રી. સલામતી.

**અમિ** સ્ત્રી. શક્તિની બાવન પીઠ માંહેની એ નામની એક. અહીં શક્તિના શરીરનો ભાગ કપાઈ પડ્યો હતો.

**અમિત** ૭. પું. શિવ; શંકર; મહાદેવ.

૮. વિ. નહિ માપેલું.

**અમિતગતિ** ૫. પું. ઈ.સ. ૯૯૩ની આસપાસ થઈ ગયેલ એક કવિ. તેણે સુભાષિત રત્નસંદોહ નામનું પુસ્તક લખ્યું છે.

**અમિતભ** પું. એ નામનો એક ધ્યાની બુદ્ધ.

**અમિતાચાર** [ સં. અ ( નહિ ) + મિત ( માપવાળું ) + આચાર ( વર્તન ) ] પું. અનિગ્રહ; આહારવિહારનો અનિયમ; ખાવાપીવામાં અનિયમિતતા; મિતાહાર ન રાખવાપણું; 'ઇન્ટેમ્પરન્સ'.

**અમિતાત્મક** [ સં. અમિત ( અપાર ) + આત્મન્ ( આત્મા ) + ક ( વાળું )] પું. પુરુષોત્તમ ભગવાન.

**અમિત્રઘાત** ૩. પું. અશોકના બાપ બિંદુસારનું બીજું નામ.

**અમિત્રજિત** ૪. પું. શિવ; શંકર; મહાદેવ.

**અમિયા** ૧. [ હિં. ] પું. અમૃત; અમી.
૨. પું. વરસાદ; વરસાદનું પાણી.

**અમી** ૮. ન. થૂંકમાંનું નત્રવાયુવાળું મુખ્ય તત્ત્વ.

**અમીક** [ અ. ] વિ. ઊંડું.

**અમીટ** વિ. અનિમેષ; એક નજરે જોતું ન હોય એવું; એકી ટશે ન જોનારૂં.

**અમીત્ર** પું. રામચંદ્રજીના પુત્ર કુશના વંશનો એ નામનો રાજા.

**અમીન** ૧૩. પું. અકબરના વખતમાં ટંકશાળનો એક સ્વતંત્ર અધિકારી.
૧૪. ન. કુરુક્ષેત્રમાં થાણેશ્વરની દક્ષિણે પાંચ માઈલ ઉપર આવેલી એક પ્રાચીન જગ્યા. ત્યાં અર્જુનનો દીકરો અભિમન્યુ મરાયો હતો. આ જ ઠેકાણે અર્જુને અશ્વત્થામાને હરાવ્યો હતો અને અદિતિએ સૂર્યને જન્મ આપ્યો હતો. અમીન નામ અભિમન્યુ ઉપરથી પડ્યાનું મનાય છે.
૧૫. [ અ. ] પું. દેશી રીત પ્રમાણે અંદાજી માપણી કરવા નિમાયેલ અમલદાર.
૧. અમીને હિસાબ = હિસાબ તપાસનાર
૨. કુર્ક અમીન = જપ્ત કરેલ મિલકત રાખનાર ન્યાયખાતાનો અમલદાર.
૧૬. પું. નાજર; આવાહનપત્ર બજાવવા વગેરેનું કામ કરનાર અધિકારી.
૧૭. વિ. સેપ્ટેમ્બરમાં પાકતી રાતા રંગની ત્રણ રતલ વજનની કેરીની એક જાત. ટીપુ સુલતાનની વહાલી બેગમના નામ ઉપરથી આ જાતની કેરીનું નામ પડેલું હોવાનું કહેવાય છે.

**અમીબા** ન. એ નામનું અતિ સૂક્ષ્મ પ્રાણી; એક કોષવાળું બહુરૂપી ઝીણું જીવડું.

**અમીબાવત્ ચલનક્રિયા** સ્ત્રી. નિયમ પ્રમાણે નહિ ચાલવાપણું.

**અમીમ** ૧. [ અ. ] વિ. પૂરેપૂરૂં; સંપૂર્ણ.
૨. વિ. વિશ્વવ્યાપી; બધે ફેલાઈ રહેલું.

**અમીર-ઉલ-મુલ્ક** [ અ. અમીર ( ઉમરાવ ) + અલ ( નિશ્ચયાત્મક શબ્દ ) + મુલ્ક ( પ્રદેશ )] પું. એ નામની એક પદવી.

**અમીરકબીર** [ અ. અમીર ( ઉમરાવ ) + કબીર ( મોટું )] પું. મોટામાં મોટો ઉમરાવ.

**અમીરવાર** વિ. ઉમદા માણસની જેવું.

**અમીરસત્તા** [ અમીર ( ઉમરાવ ) + સત્તા ( હક )] સ્ત્રી. અમીર ઉમરાવના હાથમાં અધિકારની લગામ હોય એવી રાજ્યપદ્ધતિ; 'ઍરિસ્ટોક્રસિ'.

**અમીરી** ૧૦.—
૨. અમીરી કરવી = રાજાની જેમ રહેવું.
૩. અમીરીમાં એશ કરવો = બાદશાહી રીતે અથવા આળસમાં જીવન ગુજારવું.

**અમીરીજીવન** ન. ( વૈદક ) એ નામનું દવામાં વપરાતું એક ચાટણ. તે લાંબા વખતની બીમારી પછી શરીરમાં આવેલી નબળાઈ દૂર કરનાર અને શક્તિ તથા વીર્ય વધારનાર મનાય છે. સવારસાંજ અર્ધા તોલાથી એક તોલા જેટલું લઈ તે ઉપર દૂધ પીવાય છે.

**અમીવર્ષા** [ અમી ( અમૃત ) + વર્ષા ( વરસાદ )] સ્ત્રી. અમૃતનો વરસાદ.

**અમુકતા** [ સં. અમુક ( કોઈ ) + તા ( નામ બનાવનાર પ્રત્યય )] સ્ત્રી. ચોક્કસ નહિ હોવાપણું; અનિશ્ચિતતા.

**અમુકત્વ** [ સં. અમુક ( કોઈ ) + ત્વ ( પણું )] ન. અનિશ્ચિતપણું; નક્કી નહિ હોવું તે.

**અમૂદ** [ અ. ] પું. ( ગણિત ) કાટખૂણે લીટી; લંબ.

**અમૂમ** [ અ. ] વિ. સામાન્ય; સાધારણ.

**અમૂર** ૧. [ અ. ] પું. બ. વ. બાબતો; કસબો.
૨. પું. બ. વ. વસ્તુઓ.

**અમૂર્છિત** [ સં. અ ( નહિ ) + મૂર્ચ્છિત ( બેભાન )] વિ. સાવધ; સાવચેત.

**અમૂર્ચ્છિત** [ સં. અ ( નહિ ) + મૂર્ચ્છિત ( ભાન વગરનું )] વિ. સચેત; જાગ્રત; અમૂર્છિત.

**અમૂર્તસંખ્યા** [ સં. અમૂર્ત ( અનિશ્ચિત ) + સંખ્યા ( રકમ )] સ્ત્રી. મોઘમ રકમ; નિરપેક્ષ સંખ્યા; 'ઍબ્સ્ટ્રેક્ટ નંબર'.

**અમૃત** ૪૯. પું. (જ્યોતિષ) તારાના ઝુમખાના સાત ભાગમાંનો એ નામનો એક.
૫૦. ન. જમાડ્યા પછી વધેલ ખોરાક.

**અમૃતકર** ૨. [ સં. અમૃત ( મરણને દૂર કરે એવું ) + કર ( હાથ )] પું. શ્રીકૃષ્ણ. તેમનો હાથ શિર અથવા પીઠ ઉપર પડતાં કલ્યાણ થવાનું મનાય છે.

**અમૃતકારણ** [ સં. અમૃત ( મોક્ષ ) + કારણ ] પું. પુરુષોત્તમ ભગવાન, કેમકે તે માણસોને મોક્ષ આપે છે.

**અમૃતગોવૃષેશ્વર** [ સં. અમૃત ( અમર ) + ગો ( ગાય ) + વૃષ ( બળદ ) + ઈશ્વર ] પું. શિવ; શંકર; મહાદેવ.

**અમૃતપા** [ સં. અમૃત ( અમી ) + પા ( પીવું )] પું. પુરુષોત્તમ ભગવાન.

**અમૃતફલ** ૫. ન. અતિ સ્વાદિષ્ટ ફળ.

**અમૃતબાન** ન. એક જાતનું કેળું.

**અમૃતમધુ** ૧. [ સં. અમૃત ( અમી ) + મધુ ( મીઠું )] પું. સગુણ પરમાત્મા.
૨. વિ. અમી જેવું મીઠું.

**અમૃતમીઠું** વિ. અમી જેવું મીઠું એટલે સ્વાદિષ્ટ.

**અમૃતલહરી** [ સં. અમૃત ( અમી ) + લહરી ( મોજું )] ન. જગન્નાથ પંડિતે રચેલું યમુનાજીની પ્રાર્થનાનું એ નામનું પુસ્તક.

**અમૃતવર્ષા** [ સં. અમૃત ( અમી ) + વર્ષા ( ચોમાસું )] સ્ત્રી. ( જૈન ) સુધાવૃષ્ટિ; અમૃતનો વરસાદ. તીર્થંકરના જન્મ વગેરે પ્રસંગે દેવતા આવી વૃષ્ટિ કરે છે.

**અમૃતસાગર** ૧૩. વિ. હાકામાં થતાં મીઠાં અને સ્વાદિષ્ટ કેળાંની એક જાતનું.

**અમૃતસવિયું** [ સં. અમૃત ( અમી ) + સ્રવિન્ ( ઝરતું )] વિ. અમી ઝરતું.

**અમૃતસ્રાવી** [ સં. અમૃત ( અમી ) + સ્રુ ( ઝરવું )] વિ. અમૃત વરસતું હોય એવું.

**અમૃતાઈ** ૧. [ અ ( નહિ ) + મૃત ( મરેલું ) + આઈ ( નામ બનાવનાર પ્રત્યય )] સ્ત્રી. અમરતા; અવિનાશીપણું.
૨. સ્ત્રી. મોક્ષ; મુક્તિ.

**અમૃતાકર્ષિણી** [ સં. અમૃત ( અમી ) + આકર્ષિન્ ( ખેંચનાર ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય )] સ્ત્રી. એ નામની એક દેવી.

**અમૃતાક્ષ** પું. ભૈરવનું એક નામ. તેની મૂર્તિ વિરાટ નામના પીઠસ્થાનમાં છે.

**અમૃતાનશુક** પું. સફેદ કિરણો નીકળે એવો હીરો.

**અમૃતાવટી** [ સં. અમૃતા ( હરડે ) + વટી ( ગોળી )] સ્ત્રી. જીર્ણ જ્વર, નબળાઈ અને મંદાગ્નિ એટલે પાચનશક્તિની મંદતા મટાડનાર મનાતું એક ઔષધ. તેની માત્રા ૪ થી ૬ ગોળી છે.

**અમૃતાંશ** [ સં. અમૃત ( અમર કરે એવો રસ ) + અંશ ( ભાગ )] પું. વિષ્ણુનું એક નામ.

**અમૃતિ** જુઓ અમૃતી ૨.

**અમૃતી ૨.** [ હિં ] સ્ત્રી. એક જાતનું કાપડ.
**૩.** [ હિં. ] સ્ત્રી. નાના અને મીઠા તરબૂચની એક જાત.
**૪.** સ્ત્રી. પીવાનું નાનું વાસણ.
**૫.** વિ. અમૃતના જેવા ગુણવાળું.

**અમૃતૌઘા** [ સં. અમૃત ( અમી ) + ઓઘ ( જથ્થો ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ( પુરાણ ) ક્રૌંચદ્વીપની એ નામની નદી.

**અમેઠિયા ૧.** ન. રજપૂતોની એ નામની જાતનું માણસ.
**૨.** વિ. રજપૂતોની એ નામની એક જાતનું.

**અમેઢી ( અમેઢ઼ી )** [ સં. અ ( નહિ ) + મા ( માપવું ) ] વિ. ( હિંદી ) બેહદ; ઘણું જ.

**અમેરિકા**—અમેરિગો વેસ્પુસાઈ નામના ઇટાલિયન ઉપરથી અમેરિકા નામ પડ્યું હોવાનું કેટલાક માને છે. કહેવાય છે કે આ ખંડમાં પહેલવહેલો તે ઊતર્યો હતો.

**અમેલ** [ હિં. ] વિ. અનમેલ. જુઓ અનમેલ ૧–૩, ૫–૧૦.

**અમૈથુનજાત** [ સં. અ ( નહિ ) + મૈથુન ( સંયોગ ) + જાત ( જન્મેલું ) ] વિ. નરમાદાના સંયોગ વિના થયેલું.

**અમોઘ ૧૪.** પું. વાદળાં વગરની વીજળી.
**૧૫.** પું. સૂર્યના બિંબ નીચે કિરણોના વિકારથી ગાડાની ઊંધના આકારે કોઈ વખતે દેખાતી કાળી કે બીજા રંગની લીટી.
**૧૬.** ન. વાવડિંગ; મરી જેવાં ઔષધિનાં બી.

**અમોઘભૂતિ ૧.** [ સં. અમોઘ ( ઘણું ) + ભૂતિ ( આબાદી ) ] પું. કુણિંદ લોકોના રાજાની ઉપાધિ.

એમનો રાજા હમેશાં **અમોઘભૂતિ** 'અખંડિત સમૃદ્ધિવાળા' એ નામે ઓળખાતો અને એ જ ઉપાધિ સૈકાઓ સુધી જળવાઈ હતી.
હિંદુ રાજ્યવ્યવસ્થા

**૨.** વિ. કાયમી આબાદીવાળું.

**અમોઘવજ્ર** પું. એ નામનો એક ધ્યાની બુદ્ધ.

**અમોઘસિદ્ધ** [ સં. અ ( નહિ ) + મોઘ ( નકામું ) + સિદ્ધ ( મુક્ત પુરુષ ) ] પું. એક જાતના ધ્યાની બુદ્ધ. તે લીલા રંગના મનાય છે. જુઓ ધ્યાની બુદ્ધ.

**અમોટ** [ હિં. ] પું. કેરીનો રસ.

**અમોડો ( અમોડ઼ો )** [ પ્રા. આમોડ; અપ. અંબોરડો ] પું. અંબોડો; સ્ત્રીના માથાના વાળ ગૂંથીને પાછળ વાળવામાં આવતી ગાંઠ.

**અમોનિયાદ્રવ** પું. પાણીમાં ઓગળેલો અમોનિયા ગેસ.

**અમોલ ૩.** [ હિં. ] વિ. સુંદર; સરસ.

**અમોલક ૨.** [ હિં. ] વિ. મનોહર; સારું.

**અમોલા ૪.** [ હિં. ] વિ. મજાનું; સુશોભિત.

**અમોહ** ન. વિષ્ણુવર્ધન ગોત્રની એ નામની એક શાખા.

**અમૌઆ ૧.**—કેરીના જેવો ઘેરો લીલો રંગ.
**૨.** પું. લૂગડાંનો એક રંગ; કરીઆ.

**અમ્દ** [ અ. ] વિ. જાણીજોઈને કરેલું.

**અમ્ન** [ અ. ] સ્ત્રી. સહીસલામતી; સુરક્ષિતતા.

**અમ્નો આમાન** [ અ. ] પું. સુલેહશાંતિ.

**અમ્નીયત** [ અ. ] સ્ત્રી. સહીસલામતીની જગ્યા; રક્ષણ મળે એવું ઠેકાણું.

**અમ્મરાઈસર** [ સં. અમર ( દેવતા ) + ઈશ્વર ( સ્વામી ) ] પું. ( ડિંગળ ) ઇન્દ્ર; દેવોનો રાજા.

**અમ્મા ૪.** [ અ. ] અ. ઉપરાંત; વધારે; વિશેષમાં.
**૫.** અ. મારા વહાલા !

**અમ્માજાન ૨.** સ્ત્રી. વહાલી સાસુ.

**અમ્માપિઉ** [ સં. અંબા ( માતા ) + પિતૃ ( પિતા ) ] પું. ( પ્રાકૃત ) માબાપ; માતપિતા.

**અમ્મામા** સ્ત્રી. પાઘડી.

**અમ્માં** [ હિં. ] સ્ત્રી. મા; અમ્મા; માતા.

**અમ્ર ૬.** પું. બનાવ; પ્રસંગ.
**૭.** પું. સંજોગ.
**૮.** પું. સાંઢું; ધંધો.

૧. અમ્રે દસ્તેહકાક = હકનો પ્રશ્ન.

૨. અમ્રે તજવીઝ તલબ–અમ્રે તરફ્યા તલબ–અમ્રે તનકીહ તલબ–અમ્રે તનાઝા = નકી કરવાની બાબત; ચર્ચા પ્રશ્ન.

૩. અમ્રે તજવીઝ શુદા = ન્યાયની અદાલતે એક બાબત ઉપર આપી દીધેલ ઠરાવ, જે બન્ને પક્ષને બંધનકારક હોય; નિર્ણિત વસ્તુનો બાધ; 'રીઝ જ્યુડિકેટ'.

૪. અમ્રે તમહીદી = શરૂઆતની બાબત.

**૯.** [ અ. ] પું. ( વ્યાકરણ ) હુકમ બતાવનારૂં ક્રિયાપદનું રૂપ; આજ્ઞાર્થ રૂપ.

**અમ્રાસવ** [ સં. અમ્ર ( આંબો ) + આસવ ( અર્ક ) ] પું. આંબાનો રસ.

**અમ્રો નિહી** પું. બ. વ. હુકમો અને મનાઈ હુકમો.

**અમ્લક ૩.** પું. ખાટા ઓડકાર.

**અમ્લતત્ત્વ** [ સં. અમ્લ ( તેજાબ ) + તત્ત્વ ( પદાર્થ ) ] ન. તેજાબ; 'ઍસિડ'.

**અમ્લતા ૨.** સ્ત્રી. ખાટા ઓડકાર આવે એવો અજીર્ણ રોગ.

**અમ્લપર્ણી** [ સં. અમ્લ ( ખાટું ) + પર્ણ ( પાન ) + ઇન્ ( વાળું ) ] પું. ખાટખટુંબો. આ વેલાનાં પાન સહેજ ખાટાં હોય છે.

**અમ્લરંગેચ્છુ શ્વેતાણુ** [ સં. અમ્લ ( ખટાશ ) + રંગ + ઇચ્છુ ( ઇચ્છા કરવાના સ્વભાવવાળું ) + શ્વેત ( સફેદ ) + અણુ ] પું. લોહીમાંના એક જાતના સફેદ અણુ; 'ઇઓસિનોફાઇલ લ્યુકોસાઇટ'. સામાન્ય લોહીમાં આવાં અણુ આશરે બે ટકા હોય છે.

**અમ્લરાજ** [ સં. અમ્લ ( તેજાબ ) + રાજન્ ( સ્વામી ) ] પું. નત્રકામ્લ ( નાઇટ્રિક ઍસિડ ) અને આર્દ્રહરિતકામ્લ ( હાઇડ્રોક્લોરિક ઍસિડ )નું મિશ્રણ; 'ઍક્વા રીજિયા.' તેમાં સોનું ઓગાળવાની શક્તિ છે.

**અમ્લલવણ** [ સં. અમ્લ ( તેજાબ ) + લવણ ( મીઠું ) ] ન. તેજાબના ગુણવાળું મીઠું.

**અમ્લલોનીક** ન. ચાંગેરી; ખાટી લૂણી; ચુક્રિકા.

**અમ્લવિરુદ્ધતા** [ સં. અમ્લ ( તેજાબ ) + વિરુદ્ધ ( ઊલટું ) + તા ( પણું ) ] સ્ત્રી. તેજાબથી વિરુદ્ધ ગુણવાળું હોવાપણું.

**અમ્લસાર ૧.**—દવામાં વપરાતો આ પદાર્થ હિંદના કોઈ કોઈ પ્રાંતમાં, કાશ્મીર, નેપાળ અને બર્મામાં નીકળે છે,

**અમ્લસ્નાન** [ સં. અમ્લ ( તેજાબ ) + સ્નાન ( નાહવું તે ) ] ન. તેજાબના મિશ્રણવાળા પાણીમાં ઝબોળવાપણું; 'ઍસિડ બાથ'. આવા ઝબોળવાના પાણીમાં નત્રતેજાબ ( નાઇટ્રિક ઍસિડ ) અને આર્દ્રહરિતક તેજાબ ( હાઇડ્રોક્લોરિક ઍસિડ ) મિશ્ર હોય છે.

**અમ્લિકા ૩.** સ્ત્રી. ખાટી લૂણી.

**અમ્લી ૨.** વિ. નશાખોર; દારૂડિયું.
**૩.** વિ. વ્યવહારૂ.

**અમ્લે જિન્સ** [ અ. ] ન. માદક પીણું; અમલપાની.

**અમ્હરિક** સ્ત્રી. એબિસિનિયાના અમુક ભાગમાં વપરાતી એક લિપિ.

**અયક્ષ્મ ૪.** પું. શિવ; શંકર; મહાદેવ.

**અયજ્ઞસર્વધારી** [ સં. અ ( નહિ ) + યજ્ઞ ( યાગ ) + સર્વ ( બધું ) + ધારિન્ ( ધારણ કરનાર ) ] પું. શિવનું એક નામ.

**અયન ૩૩.** ન. ઉત્તરાયણ અને દક્ષિણાયનના દૂરના દૂર બિંદુએ સૂર્ય પહોંચે અને ત્યાંથી પાછો ફરતાં થોડો વખત ત્યાં થોભતો જણાય તે વખત.

**અયનક** પું. ( ડિંગળ ) માર્ગ; રસ્તો.

**અયનકાલિક** [ સં. અયન ( ઉત્તરાયણ અને દક્ષિણાયનનું દૂરમાં દૂરનું બિંદુ ) + કાલ ( વખત ) + ઇક ( સંબંધી ) ] વિ. સૂર્ય ઉત્તરાયણ અને દક્ષિણાયનના દૂરમાં દૂર બિંદુએ પહોંચે તે વખત સંબંધી; 'સૉલ્સ્ટિશલ'.

**અયનકાળ** ૩. [ સં. અયન ( વિષુવવૃત્તની ઉત્તર અને દક્ષિણમાં દેખાતી સૂર્યની ગતિ ) + કાલ ( વખત ) ] પું. ( જ્યોતિષ ) ઉત્તરાયણ અને દક્ષિણાયનના દૂરમાં દૂર બિંદુએ સૂર્ય પહોંચે તે વખત; 'સૉલ્સ્ટિસ'.

**અયનાંશભાગ** [ સં. અયન ( માર્ગ ) + અંશ ( આખા ગોળનો ૩૬૦મો ભાગ ) + ભાગ ] પું. ( જ્યોતિષ ) ક્રાંતિવૃત્ત એટલે સૂર્યમાર્ગ ઉપર પૂર્વથી પશ્ચિમ તરફ અયનબિંદુઓનું સરકવું તે; ચંદ્ર અને સૂર્યની ગતિનો ફેરફાર; 'પ્રીસેશન ઑવ ધી ઇક્વિનૉક્સીઝ'. જુઓ અયનચલન.

**અયસ્કાંત** ૪. ન. ઘરાકને છેતરવા માટે સોની લોકોથી વપરાતું ત્રાજવું.

**અયાલ** [ ફા. ] પું. પ્યાલું.

**અયાચકતા** ૧. [ સં. અ ( નહિ ) + યાચક ( માગણ ) + તા ( નામ બનાવનાર પ્રત્યય ) ] સ્ત્રી. ભીખવું નહિ તે; ન માગવાપણું.
૨. સ્ત્રી. સંતોષ.

**અયાજ્ય** ૫. ન. અંત્યજ; અસ્પૃશ્ય ગણાતી જાતિનું માણસ.

**અયાણ** [ સં. અજ્ઞાન ] વિ. ( ચારણી ) અજાણ; અજ્ઞાન; મૂર્ખ.

**અયાદત** [ અ. ] સ્ત્રી. તબિયતના ખબર પૂછવા તે; કુશળ સમાચાર પૂછવાપણું.

**અયાન** ૫. [ અ. ] પું. બ. વ. અમીરો.
૬. ન. બ. વ. આંખો.
૭. વિ દેખીતું; પ્રત્યક્ષ; ખુલ્લું; સ્પષ્ટ.
અયાન કરવું = પ્રગટ કરવું; જાહેર કરવું.

**અયાર** પું. ( ડિંગળ ) શત્રુ; દુશ્મન.

**અયાલો અતફાલ** પું. બ. વ. કુટુંબકબીલો.

**અયુક્ત** ૧૫. પું. જેરુસલમ.

**અયુક્તિ** ૬. સ્ત્રી. વિપરીત વિચાર; ન બની શકે એવી કલ્પના; અસત્યાભાસ; 'પૅરડૉક્સ'.

**અયોગીકેવળી** [ સં. અ ( નહિ ) + યોગ ( જોડાણ ) + ઇન્ ( વાળું ) + કેવલ ( સંપૂર્ણ જ્ઞાન ) + ઇન્ ( વાળું ) ] પું. ( જૈન ) ચૌદમા ગુણસ્થાને એટલે મન, વચન અને કાયાના જોડાણ રહિત કેવળજ્ઞાનની ભૂમિકાએ પહોંચેલો જીવ.

**અયોગીજિન** [ સં. અ ( નહિ ) + યોગિન્ ( તપસ્વી ) + જિન ( કેવળી ) ] પું. ( જૈન ) ચૌદમા ગુણસ્થાને પહોંચેલ આત્મા. જુઓ અયોગીકેવળી.

**અયોગીપણું**—ચૌદમે ગુણસ્થાને પહોંચેલ આત્માની અવસ્થા; મન, વચન અને કાયાના નિમિત્તથી થતો આત્માનો ધ્રુજારો બંધ પડેલ હોવાની સ્થિતિ. કેવળજ્ઞાનીને મન, વચન અને કાયાના નિમિત્તથી થતા આત્માના પ્રદેશના કંપનને સયોગીપણું અને તે કંપનથી રહિતપણાને અયોગીપણું કહે છે.

**અયોજિત** [ સં. અ ( નહિ ) + યુજ્ ( નક્કી કરવું ) ] વિ. સામાન્ય નિયમ વિરુદ્ધનું; વિસંગત; ચાલતા આવતા ધોરણથી જુદું પડતું.

**અયોધ્યાપતિ** ૧. [ સં. અયોધ્યા ( સરયૂ નદી ઉપર આવેલું એક શહેર ) + પતિ ( ધણી ) ] પું. દશરથ રાજાના મોટા પુત્ર; રામ.
૨. પું. પુરુષોત્તમનું એક નામ.

**અયોનિજ** ૭. પું. બૃહસ્પતિ, કેમકે તે જન્મરહિત મનાય છે.
૮. પું. વસિષ્ઠ.

**અયોનિજવનસ્પતિ** [ સં. અ ( નહિ ) + યોનિ ( ઉત્પત્તિસ્થાન ) + જ ( જન્મેલું ) + વનસ્પતિ ( છોડ ) ] સ્ત્રી. નગ્ન બીજવાળો છોડ; 'જિમ્નો-સ્પર્મ'.

**અય્યનાર** પું. દ્રવિડ લોકોનો એ નામનો એક દેવ. આર્યો હિંદમાં આવ્યા ત્યારે દ્રવિડ લોકો આ દેવને પૂજતા એમ મનાય છે. તેઓની માન્યતા પ્રમાણે મોહિનીનું સ્વરૂપ લઈ વિષ્ણુ શિવને પરણ્યા અને તેનો પુત્ર થયો તે અય્યનાર કહેવાયો. આ નામ દ્રાવિડ ભાષાનું છે.

**અય્યુલ** [ અ. ] ન. હરણ; મૃગ.

**અર** ૧૫. [ ફા. અગર ] અ. જો; શરત બતાવનાર અવ્યય.

**અરઈ** [ હિં. ] સ્ત્રી. ચાબુકની છેડેની આર.

**અરકગીર** પું. હુક્કાનો એક ભાગ.

**અરકા** ૧. વિ. અનોખું; અનેરું.
૨. [ હિં. ] વિ. નવું.

**અરકાન** ૫. [ અ. ] પું. કમળો.
૬. પું. કૂખ; ઊબ.

**અરકાસાર** ન. ( ડિંગળ ) તળાવ.

**અરકોશિયા** ન. અફઘાનિસ્તાન.
અફઘાનિસ્તાન ( અરકોશિયા )ના સુકી દરાખમાંથી કહાડેલા મૃદવિ દારૂની × × × નોંધ લેવાનું × × × બની શકે એમ હતું.
હિંદુ રાજ્યવ્યવસ્થા

**અરખાલક** [ તુ. ] સ્ત્રી. બાંયવાળો ડગલો. ડોક, છાતી અને કમરના ભાગની આસપાસ દોરીને બદલે તેને બટન હોય છે.

**અરગ** ૪. પું. અર્ઘ. જુઓ અરઘ ૧.

**અરગન** [ અં. ઑર્ગન ] ન. હાર્મોનિયમની માફક વગાડી શકાતું એક જાતનું મોટું અને જોરદાર અવાજવાળું વાજિંત્ર.

**અરગવાની** પું. કાપડનો એક રંગ. જુઓ રંગ.

**અરઘા** પું. અરઘો; જેમાં અર્ઘ રાખીને આપવામાં આવે છે તે તાંબાનું વાસણ.

**અરગાવું** સ. ક્રિ. અલગ કરવું; જુદું પાડવું.

**અરઘ** ૧.—
અરઘ દેવો-ચડાવવો = (૧) દેવને અર્પણ કરવું. (૨) સૂર્ય, ચંદ્ર વગેરેને અર્ઘ આપવો.

**અરઘન** [ સં. અ ( નહિ ) + રઘ્ ( જવું ) ] વિ. ( હિંદી ) આળસુ; સુસ્ત.

**અરઘવું** ૬. અ. ક્રિ. ગળી જવું.

**અરઘાન** [ સં. આઘ્રા ( સૂંઘવું ) ] પું. ગંધ; વાસ.

**અરજ** ૯. [ ફા. અર્ઝ ] સ્ત્રી. અક્ષાંશ; 'લૅટિટ્યુડ'.
૧૦. [ અ. ] વિ. જન્મથી જ પાંગળું.

**અરજણ** પું. ( ડિંગળ ) અર્જુન.

**અરજનપતા** [ સં. અર્જુન ( એક પાંડવ ) + પિતૃ ( બાપ ) ] પું. ( ડિંગળ ) ઇંદ્ર, કેમકે અર્જુન ઇંદ્રના અંશથી પેદા થયા હતા.

**અરજનૂન** [ ફા. ] પું. ઇંદ્રિય.

**અરજા** ૫. [ અ. ] સ્ત્રી. આકાશ; આસમાન.

**અરજોળો** ૩.—આ હથિયારમાં છેડે લોઢાની અણીવાળો લાકડાનો એક ગરિયો હોય, પેન્સિલ પકડવાની પટી હોય અને તે પટીને બંધાવવા માટે એક બીજી નાની પટી ગરિયામાં રાખેલી હોય છે. આથી કંપાસ નાનો મોટો થઈ શકે છે.

**અરજ્ય** [ સં. અ ( નહિ ) + રંજ્ ( રંગવું ) ] વિ. રંગ ન ચડી શકે એવું.

**અરઝ** ( અરઝ ) ૧. સ્ત્રી. અકસ્માત.
૨. સ્ત્રી. માંદગી; બીમારી.
૩. સ્ત્રી. લશ્કર એકઠું કરવું તે.

**અરઝક** ( અરઝક ) ૧. [ અ. ] વિ. આસમાની; આકાશના જેવા રંગનું.
અરઝક ચશ્મ = આસમાની આંખવાળું.
૨. વિ. બિલાડીની જેવી આંખવાળું; માંજરું.

**અરઝન** ( અરઝન ) ૧. અ. અકસ્માતથી.
૨. અ. પહોળાઈમાં.

**અરઝલ** (અરઝલ) [અ.] વિ. સૌથી હલકું.

**અરઠ** ૧. ન. એ નામની જાતનું માણસ.
૨. વિ. જૂના વખતના હિંદનાં લોકોની એ નામની એક જાતનું.

**અરણવમંદિર** [સં. અર્ણવ (દરિયો) + મંદિર (ઘર)] ન. (ડિંગળ) વરુણ; પાણીનો ઉપરી દેવ.

**અરણી** ૧.—અરણીમાં અગ્નિ છે, પણ તેના કટકા કરવાથી તે જોઈ શકાય નહિ. કટકા એકબીજા સાથે ઘસવાથી જ તેમાંથી અગ્નિ પ્રગટ થાય. આમ હોવાથી આત્માને અરણીની ઉપમા આપવામાં આવે છે, કેમકે આત્મા જે જ્ઞાનસ્વરૂપ છે તેના કટકા કરવાથી જ્ઞાન પ્રગટ થાય નહિ પણ એકાગ્રતા કરવાથી જ જ્ઞાન થાય.

**અરણ્ય** ૬. પું. શૈવમતનો સુરેશ્વરાચાર્યને અનુસરનારો એક વિભાગ.
૭. ન. ઉજ્જન અને વિદર્ભની દક્ષિણે આવેલ આરણ્યક નામનું રાજ્ય.

**અરણ્યભોક્તા** [સં. અરણ્ય (જંગલ) + ભોક્તૃ (ભોગવનાર)] પું. પુરુષોત્તમનાં હજાર નામ માંહેનું એક, કેમકે તેમને વનમાં રહેવું પસંદ હોવાનું મનાય છે.

**અરણ્યવિજ્ઞાન** [સં. અરણ્ય (જંગલ) + વિજ્ઞાન (શાસ્ત્રીય જ્ઞાન)] ન. જંગલની સાચવટ અને ઉપયોગ સંબંધી શાસ્ત્રનું જ્ઞાન.

**અરત** ૬. [સં. અ (નહિ) + રત (મોહવાળું)] ન. વૈરાગ્ય; સંસાર ઉપર આસક્તિ ન હોવાપણું.
અરત વિના ભજે શું થશે,
પીતળ સોનામાં કેમ જશે. — અખો

**અરતા** [હિં.] પું. અલતો. જુઓ અલતો.

**અરતિ** ૧૧. સ્ત્રી. મંદવાડ; બીમારી; રોગ.

**અરત્નિક** ૨. ન. કોણીથી કાંડા સુધીનાં બે હાડકાંમાંનું ટચલી આંગળીની લીટીમાં રહેલું હાડકું; અંતઃપ્રકોષ્ઠાસ્થિ; 'અલ્ના'.

**અરત્નિમધ્યાશિરા** [સં. અરત્નિ (કોણી) + મધ્યા (વચ્ચેની) + શિરા (અશુદ્ધ લોહી લઈ જનારી નળી)] સ્ત્રી. હાથની એ નામની ઊંડી શિરા. અરત્નિમધ્યાસાધારણી ધમનીની દરેક બાજુ આ નામની એક એક પાતળી શિરા છે અને તે બન્ને શિરા યોજની નામની આડી શિરા વડે એકબીજી સાથે જોડાયેલી છે.

**અરત્નિમધ્યા સાધારણી** સ્ત્રી. એ નામની એક ધમની; 'કૉમન ઇન્ટરઑસિયસ આર્ટરિ'. અંતઃપ્રકોષ્ઠિકા ધમની (અલ્નર આર્ટરિ)ની આ ટૂંકી અને જાડી શાખા, બાહ્વી ધમનીના વિભાગ પડવાના ઠેકાણાની સહેજ નીચેથી શરૂ થાય છે, અને આંગળીઓને સંકોચાવનારી પેશીઓની વચ્ચે થઈને ઊંડી ઊતરી બન્ને પ્રકોષ્ઠાસ્થિઓ એટલે હાથના નીચલા ભાગમાં રહેલાં હાડકાંની વચ્ચે ફેલાય છે. ત્યાં તેની અરત્નિમધ્યા અગ્રિમા અને અરત્નિમધ્યા પશ્ચિમા એ નામની બે મુખ્ય શાખા પડે છે. તેમાંની પહેલી પ્રકોષ્ઠાંતરાલા નામની કલાની આગલી બાજુ પર વહેતી ઠેઠ મણિબંધ સુધી નીચે જાય છે, અને બીજી તેને ભેદીને તે કલાની પાછલી બાજુ પર જાય છે.

**અરથ** ૧૬. પું. મુકદ્દમો; દાવો.
૧૭. પું. શિવ; શંકર; મહાદેવ.
૧૮. વિ. પગે ચાલનાર.

**અરથાત** [સં. અર્થાત્] અ. એટલે કે; એ કારણસર.

**અરદલી** ૧.—
અરદલી ઉતારવી = એક સ્ત્રી સાથે વારાફરતી કેટલાક પુરુષોએ સંભોગ કરવો.

**અરદાસ** ૧.—
અરદાસ કરવી = (૧) અરજ કરવી. (૨) પૂજવું. (૩) પ્રાર્થના કરવી.

**અરધસુરસરી** સ્ત્રી. (ડિંગળ) કાવેરી નદી.

**અરનબ** [અ.] ન. સસલું.

**અરના** ૩.—
અરના ભેંસા = બહુ જાડો માણસ.

**અરની** [હિં.] સ્ત્રી. બરનો છોડ.

**અરફઝ** (અરફઝ) [અ.] ન. નાસ્તિક માણસ.

**અરફા** ૩. [અ.] વિ. સૌથી ઊંચું.

**અરબલ્લકી** સ્ત્રી. (ડિંગળ) વીણા.

**અરબંદ** [હિં.] પું. કચ્છ; લંગોટ; કછોટો.

**અરબાની** ૧. [મ.] ન. ગાનારાની જાતનું માણસ.
૨. વિ. ગાનારાની એ નામની જાતનું.

**અરબાબ** [અ. રબ્બ (તે માલિક થયો)] પું. બ. વ. માલિકો; ધણી.
૧. અરબાબે નિશાત = (૧) ગવૈયા. (૨) નાચનારા.
૨. અરબાબે બસીરત = બુદ્ધિશાળી માણસો.
૩. અરબાબે સુખન = કવિઓ.

**અરબિયા** ૧. સ્ત્રી. અરબી ભાષા.
૨. વિ. અરબસ્તાનનું; અરબસ્તાન સંબંધી.

**અરબિસ્તાન** [ફા.] ન. આરબોનો દેશ; અરબસ્તાન.

**અરબિંદ** [સં. અરવિંદ] ન. (ડિંગળ) કમળનું ફૂલ.

**અરબી** ૪.—શિલાલેખ લખનારાઓએ અરબી અક્ષરને માણસ અને જાનવરના આકારની સાથે સરખાવેલ અને તેથી અક્ષરના દરેક ભાગને માણસના શરીરના જુદા જુદા અવયવનાં નામ આપવામાં આવેલ છે. જેમકે, દરેક અક્ષરને માથું, આંખ, નાક, પગ, હાથ અને પેટ. અક્ષરને આડા, ઊભા, બેઠેલા, સારા દેખાવના, બેડોળ, જાડા, ઊંચા અને ટૂંકા કહેવામાં આવેલ છે. ૨૮ અક્ષરના બનેલા અરબી કક્કામાં ઈરાની લોકોએ ચાર અક્ષર વધાર્યા અને તુર્ક લોકોએ આ કક્કો સ્વીકાર્યો. તે જમણી બાજુથી ડાબી બાજુ તરફ વંચાય છે.
૮. પું. અરબસ્તાનનો વતની.

**અરભટા** પું. (ડિંગળ) એક જાતના મ્લેચ્છ.

**અરમ** ૨. [સં. અર્મન્] પું. આંખમાં સફેદ ભાગ ઉપર પાતળું, ફેલાયેલ, કઠણ અને કાળું, ધોળું અથવા લાલ માંસ વધે એવો એક રોગ.
૩. [અ.] સ્ત્રી. એક જાતની માછલી.

**અરમઈક** સ્ત્રી. બાર પ્રાચીન લિપિમાંની એ નામની એક. જુઓ ઘટ્રકન.

**અરમઝાદ** [મ.] વિ. ઇચ્છાવાળું.

**અરમા** [અ.] પું. એક જાતનો લાલ અને કાળો સાપ.

**અરમાન** ૧.—
અરમાન રહી જવી = નિરાશ થવું.

**અરમાની** [ફા. અર્માન (ઇચ્છા)] વિ. ઇચ્છાવાળું; અભિલાષા ધરાવનારું; આશા રાખતું; આકાંક્ષી.

**અરવા** ૩. [હિં.] પું. સાફ કરેલા ચોખા.
૪. વિ. સાફ કરેલું; વીણેલું.

**અરવાલો** ન. કાશ્મીરની ખીણમાં વુલર કે વોલુર નામનું મોટામાં મોટું સરોવર.

**અરવિંદાક્ષ** ૨. [સં. અરવિંદ (કમળ) + અક્ષ (આંખ)] પું. સૂર્ય; સૂરજ; સવિતા. તેનાં કિરણથી કમળ ખીલે છે.

**અરવી** ૨. સ્ત્રી. લીલાં પીળાં ફૂલવાળું સીસમના જેવું એક જાતનું ઝાડ.

**અરશ** ૨. ન. આળસ.

**અરશદ** ૧. [અ.] વિ. દેવની આજ્ઞા સમજાવનાર.
૨. વિ. પ્રમાણિક.

**અરસ** ૮. [સં. રસ (પાણી)] પું. (હિંદી) કૂવામાંથી પાણી એકઠું કરવાની ટાંકી; પાણીનું ટાંકું.

**અરસજ્ઞતા** [ સં. અ ( નહિ ) + રસ + જ્ઞ ( જાણનાર ) + તા ( પણું ) ] સ્ત્રી. રસની ખબર ન પડવી તે.

**અરસા** ૧.—
અરસા લગાવવો = ઢીલ કરવી.
૨.—
૧. અરસા તંગ હોવો = મુશ્કેલીમાં આવવું.
૩.—
૩. અરસા યે મુએવન=નક્કી કરેલો વખત.
૫. પું. જગ્યા; સ્થળ.
અરસા યે મહશર = કયામતનું સ્થળ.

**અરસાલ** ૨. પું. ( ડિંગળ ) કોટ; કિલ્લો.

**અરહઠ** ( અરહડ઼ ) [ હિં. ] સ્ત્રી. અરહર. જુઓ અરહર.

**અરહણા** [ સં. અર્હણા ] સ્ત્રી. ( ડિંગળ ) પૂજા; અર્ચા.

**અરહમ** [ અ. રહમ ( દયા ) ] વિ. દયાળુ; કરુણાવાળું.

**અરહર** ૫. પું. ( ડિંગળ ) શત્રુ; દુશ્મન.

**અરહિત** [ સં. અર્હિત ] ૨. વિ. ( ડિંગળ ) પૂજાયેલ; અર્ચિત.

**અરંગર** [ સં. ] ન. બનાવટી ઝેર; કૃત્રિમ વિષ.

**અરંડ** ૧.—
અરંડની જડ = (૧) એરંડાનું મૂળ. (૨) કાયમી નહિ એવું.
૨. પું. એક જાતની આતશબાજી.

**અરંડી** ૨. સ્ત્રી. એ નામની એક આતશબાજી.

**અરાઇજ** ( અરાઇઝ ) [ અ. ] સ્ત્રી. બ. વ. અરજીઓ.

**અરાજક** ૬. ન. રાજા વિનાનું રાજ્યબંધારણ; લોકસત્તાક રાજતંત્ર.

**અરાઝિલ** ( અરાઝિલ ) [ અ. ] વિ. સૌથી હલકું.

**અરાઝી** ( અરાઝી ) [ અ. અર્ઝ ( જમીન )નું બહુવચન ] સ્ત્રી. જમીન; જાગીર.

**અરાડ** ( અરાડ઼ ) ૩. ન. શાહબાદ જિલ્લામાં આવેલ આરા ગામનું જૂનું નામ; આરામનગર.

**અરાડકાલામ** ( અરાડ઼કાલામ ) પું. બુદ્ધનો એ નામનો શિક્ષક. અરાડ એટલે આરામનગરનો તે વતની હતો.

**અરાપત** પું. ( ડિંગળ ) હાથી.

**અરાફાત** પું. મક્કાથી બાર માઈલ દૂર આવેલો એ નામનો પર્વત. હજ પઢવા જનારાઓ ત્યાં મુકામ કરે છે.

**અરાબા** ૩. પું. લશ્કરી સામાનનો ભંડાર.

**અરામિલ** ૧. [ અ. ] સ્ત્રી. બ. વ. દુ:ખી સ્ત્રીઓ.
૨. સ્ત્રી. બ. વ. વિધવાઓ.

**અરારા** [ હિં. ] પું. નદીનો ઊંચો ઊભો કાંઠો.

**અરારોટ** [ હિં. ] પું. ગંધ અને સ્વાદ વગરનો એક છોડ. જુઓ અરારૂટ.

**અરાલ** ૭. વિ. ગૂંચળાંવાળું.

**અરાલિક** પું. રસોયો; રસોઈનો ધંધો કરનારો માણસ; રસોઇયો.

**અરાષ્ટ્ર** [ સં. અ ( નહિ ) + રાષ્ટ્ર ( દેશ ) ] પું. પંજાબ પ્રાંત; આરટ્ટ.

**અરાંણ** ન. ( ડિંગળ ) યુદ્ધ; લડાઈ.

**અરિક** સ્ત્રી. ખુલ્લી નહેર.

**અરિત્રા અગ્રિમા** સ્ત્રી. પહેલી પાંસળીને લાગેલી એ નામની એક પેશી; 'સેરેટસ ઍન્ટીરિઅર'.

**અરિત્રાપૂર્વપેશી** સ્ત્રી. અગ્રિમારિત્રપેશી; 'સેરેટસ ઍન્ટીરિઅર'. જુઓ અગ્રિમા અરિત્રા.

**અરિષ્ટ** ૪૨. ન. જૂના વખતના હિંદના લોકોની એક જાતનું માણસ.
૪૩. વિ. એ નામના લોકોની એક જાતનું.

**અરિષ્ટપુર** ૨. ન. શિવિ દેશની રાજધાની અરીકપુરનું જૂનું નામ.

**અરિષ્ટા** ૩. સ્ત્રી. ( જૈન ) સાતમાંનું એ નામનું પાંચમું નરક. તેને રીઠા પણ કહે છે.

**અરિસાભુવન** [ સં. આદર્શ ( અરીસો ) + ભવન ( ઠેકાણું ) ] ન. શણગાર સજવાનો ઓરડો.

**અરિસ્તાતાલીસ** પું. એ નામનો ગ્રીસ દેશનો પ્રખ્યાત તત્ત્વવેત્તા; 'ઍરિસ્ટૉટલ'.

**અરિસ્તૂ** પું. એ નામનો ગ્રીસનો પ્રખ્યાત તત્ત્વવેત્તા; 'ઍરિસ્ટૉટલ'.

**અરિસ્થળ** [ સં. અરિ ( દુશ્મન ) + સ્થળ ( જગ્યા ) ] ન. કુશસ્થળ અને પાણીપ્રસ્થનું જૂનું નામ.

**અરિહંત** ૧.—તીર્થંકર અને સામાન્ય કેવળી એ બંનેનો અરિહંતમાં સમાવેશ થાય. ગુણે તેમ જ પુણ્યે પૂરા તે તીર્થંકર અને ગુણે પૂરા પણ પુણ્યે અધૂરા તે સામાન્ય કેવળી કહેવાય છે.

**અરિંદ** પું. ( ડિંગળ ) શત્રુ; દુશ્મન.

**અરી** અ. અરે!; ઊતરતા દરજ્જાના માણસને બોલાવવામાં વપરાતો શબ્દ.

**અરીઅંધાર** [ સં. અરિ ( દુશ્મન ) + અંધકાર ( અંધારું ) ] પું. ( ડિંગળ ) સૂર્ય; સૂરજ.

**અરીકપુર** ન. શિવિ દેશની રાજધાની; અરિષ્ટપુર.

**અરીઝા** ૨. સ્ત્રી. યાદગીરી; સ્મરણ.

**અરીઠો** ૧.—રેતાળ અને પાણીવાળી જમીનમાં તેમ જ કાંકરીવાળી જમીનમાં આ ઝાડ થાય.

**અરીપુલોમ** [ સં. અરિ ( શત્રુ ) + પુલોમ ( એ નામનો રાક્ષસ ) ] પું. ( ડિંગળ ) ઇંદ્ર. એણે પુલોમની દીકરી ઉપર બળાત્કાર કરેલો હોવાથી પુલોમ પોતાને શાપ દેશે એ બીકથી તેને મારી નાખ્યો હતો.

**અરુ** ૬. વિ. બીજું; અન્ય.
૭. વિ. વધારે; અધિક; વિશેષ.
૮. અ. ફરીથી.

**અરુચવું** [ સં. અ ( નહિ ) + રુચ્ ( ગમવું ) ] અ. ક્રિ. ન ગમવું; માફક ન આવવું.

**અરુઝ** ( અરુઝ ) ૧. [ અ. ] પું. ચોખા.
૨. સ્ત્રી. આજુબાજુના પ્રદેશ સહિત મક્કા અને મદીના.

**અરુણ** ૪૨. પું. શિવ; શંકર; રુદ્ર.

**અરુણગિરિ** પું. મદ્રાસ ઇલાકામાં આવેલ એ નામનો પર્વત; અરુણાચલ. અહીં અરુણાચલેશ્વર અને અર્ધનારીશ્વર મહાદેવનાં દેવળ છે.

**અરુણજ્વર** [ સં. અરુણ ( લાલ ) + જ્વર ( તાવ ) ] પું. આરક્તજ્વર; લોહિતાંગ સન્નિપાત; એક જાતનો ચેપી તાવ; 'સ્કાર્લેટ ફીવર'. આ રોગનાં જંતુ પ્રથમ નાક કે ગળામાં દાખલ થવાથી પહેલાં ગળું બળે. પછી રોગનું ઝેર શરીરના બીજા ભાગમાં ફેલાવાથી તાવ ચડી શરીર ઉપર લાલ દાણા નીકળે.

**અરુણવર** ૧. પું. ( જૈન ) એ નામનો દ્વીપ.
૨. પું. ( જૈન ) એક સમુદ્ર.

**અરુણા** ૧૪. સ્ત્રી. એ નામની એક દેવી.

**અરુણાઈ** ૧. [ સં. અરુણ ( રાતું ) ] પું. ઘેરો રાતો રંગ.
૨. સ્ત્રી. પરોઢિયું; મળસકું.

**અરુણાક્ષ** [ સં. અરુણ ( લાલ ) + અક્ષ ( આંખ ) ] પું. લાલ આંખવાળું પારેવું. જુઓ અરુણલોચન.

**અરુણાચલ** ૨. પું. કૈલાસ પર્વતમાળાની પશ્ચિમે આવેલો એ નામનો પર્વત.
૩. પું. મદ્રાસ ઇલાકામાં આવેલ અરુણગિરિ નામનો પર્વત.

**અરુણેશ** ન. એક તંત્ર.

અરુણોદ ૫. પું. ગંગા નદીનો અલકનંદા નામના ફાંટાવાળો ગરવાલનો પ્રદેશ. એની રાજધાની શ્રીનગર છે.

અરુણોષ્ણતા ૧. [ સં. અરુણ ( લાલ ) + ઉષ્ણતા ( ગરમી ) ] સ્ત્રી. ઘણી ઉશ્કેરાયેલી સ્થિતિ.

૨. સ્ત્રી. ઘણી ગરમી; ધાતુ અને બીજા કેટલાક પદાર્થ લાલ પ્રકાશ આપે તેટલી ગરમી.

અરુસ ૨. સ્ત્રી. એ નામની એક ઈરાની લિપિ.

અરુહ ૧. [સં. અ ( નહિ ) + રુહ્ ( ઊગવું ) ] પું. ( જૈન ) સિદ્ધ ભગવાન; મુક્ત આત્મા. તેને ફરીથી જન્મવાનું હોતું નથી.

૨. વિ. જન્મ રહિત.

અરુંધતીસ [સં. અરુંધતી ( વસિષ્ઠની સ્ત્રી ) + ઈશ ( પતિ ) ] પું. ( ડિંગળ ) વસિષ્ઠ ઋષિ.

અરૂસ [ અ. ] સ્ત્રી. કન્યા; કુંવારી છોકરી.

અરૂસી ૧. [ અ. ] ન. લગ્નનું જમણ.

૨. વિ. લગ્ન સંબંધી.

અરૂંષિકા સ્ત્રી. એક જાતનો રોગ. તેમાં પિત્તવિકાર અને લોહી બગાડને લીધે કપાળ ઉપર પીડા કરનારી નાની ફોડલી થઈ આવે છે.

અરે ૫.—

અરે તરે કરવું = (૧) તુંકારાથી બોલાવવું. (૨) લાયક માન વગર વર્તવું.

અરેબલે સ્ત્રી. છેતરપિંડી; ધૂર્તતા; છળકપટ.

અરેબિઅન નાઇટ્સ [ અં. ] ન. એ નામનું એક હજાર એક રસમય વાર્તાના સંગ્રહનું એક પુસ્તક. તે વાર્તાઓ હિંદ, ઈરાન, અરબસ્તાન અને મિસર દેશના વાતાવરણમાંથી જોડવામાં આવી છે. ઈરાનના એક પાદશાહને સ્ત્રીજાતિ પ્રત્યે ધિક્કાર થવાથી તેણે હમેશાં નવી સ્ત્રી પરણીને તેને મારી નાખવાનો નિયમ રાખ્યો હતો. એ પ્રમાણે ઘણો વખત ચાલ્યું. આખરે શહરિયારઝાદી નામની ચતુર શાહજાદી સાથે તે પરણ્યો. લગ્ન પછીની પહેલી રાત તેણે બાદશાહને એક રસમય વાર્તા કહેવામાં ગાળી. સવાર થતાં તે વાર્તા વધારે રસવાળી બની. તે વાતનો છેડો શું આવશે તે જાણવા બાદશાહ ઘણો આતુર હોવાથી નિયમ પ્રમાણે તે સ્ત્રીનો વધ કરી શક્યો નહિ. આવી રીતે એક હજાર રાત પસાર થઈ અને શહરિયારઝાદીને એક બાળક અવતર્યું. બાદશાહ તેની અકલ અને હિંમતથી ખુશ થયો અને તેની જિંદગી બચાવી. ત્યાર પછી આ બધી વાર્તાનો સંગ્રહ કરી છપાવવામાં આવ્યો.

અરેબિયા [અં.] પું. એશિયા ખંડના નૈર્ઋત્ય ખૂણામાં આવેલ અરબસ્તાન દેશ. તેનો ઘણોખરો ભાગ રણ હોઈ હવા ગરમ અને સૂકી છે. તેના કિનારા ઉપરની જમીન ફળદ્રુપ છે.

અરે રામ અ. હે પ્રભુ!

અરૈ [ હિં. ] સ્ત્રી. ઢોરને ખવરાવવા અને છાપરું કરવામાં ઉપયોગી એક જાતનું ઘાસ.

અરોઘ ૧. [ ફા. ] પું. ઓડકાર.

૨. પું. ઘચરકો.

અરોડ ( અરોડ઼ ) વિ. ( ડિંગળ ) શૂરવીર.

અરોડા ( અરોડ઼ા ) વિ. ( ડિંગળ ) શૂરવીર.

અરોધ્ય ૩. વિ. અટકાવી ન શકાય એવું.

અરોહ ન. હિમાલય ઉપર આવેલ એ નામની એક જગ્યા.

અરોંદથી થવું [ હિં. ] અ. ક્રિ. છેટે થવું; રજસ્વલા થવું; અટકાવ આવવો.

અરોંધવું [સં. રુધ્ ( અટકાવવું ) ] સ. ક્રિ. ગળાફાંસો દેવો.

અર્ક ૩૪. પું. કિલ્લો.

અર્કટ [ હિં. ] સ્ત્રી. ચાતુરી; હોશિયારી.

અર્કદિન ૨. પું. સૂર્યની ગતિ પ્રમાણેનો દિવસ.

અર્કપ્રકાશ ન. લંકાપતિ રાવણે લખેલું એ નામનું વૈદકનું પુસ્તક. તેમાં જુદાં જુદાં યંત્રોથી ઔષધિઓનો અર્ક કેમ ખેંચવો તે જણાવ્યું છે.

અર્કવલ્લી ૧. સ્ત્રી. એ નામની એક વનસ્પતિ; કીડામારી.

૨. સ્ત્રી. વાવડિંગ.

૩. [ સં. અર્ક ( સૂરજ ) + વલ્લી ( વેલ ) ] સ્ત્રી. સૂરજમુખી.

અર્કાવતી સ્ત્રી. મહિસુર રાજ્યમાં આવેલી એ નામની એક નદી.

અર્ક્હા [અ.] પું. એક જાતનું ઘાસ. સામાન્ય રીતે તે જૂની દીવાલો ઉપર ઊગે છે.

અર્ગ [ સં. ] પું. ( વિજ્ઞાન ) કામનો કેવળ અંક; શક્તિનો એકમ. એક ડાઇન બળ એટલે એક ગ્રામ વજનને એક સેન્ટિમીટર ખસેડવા માટે વપરાતી શક્તિ લગાડવાથી જે અધિષ્ઠાનબિંદુ ( પોઇન્ટ ઑવ અપ્લિકેશન ) એક સેન્ટિમીટર ખસે તો એક 'ડાઇન-સેન્ટિમીટર' જેટલું કાર્ય થાય અને તેને અર્ગ કહે છે.

અર્ગલ ૧૦. પું. ( શિલ્પ ) એક જાતનું કોતરકામ. જુઓ અબ્જ ૧૩.

અર્ઘ ૯. પું. સન્માન; સત્કાર; પૂજા.

અર્ઘટ [ સં. ] ન. ભસ્મ; એક જાતની વૈદકીય બનાવટ.

અર્ઘા ન. હિંદુઓમાં પૂજામાં વપરાતું હોડીના આકારનું વાસણ.

અર્ઘ્ય ૬.—પૂજાની સામગ્રીમાં પાણી, દૂધ, ઘી, દહીં, મધ, દર્ભ, રક્તચંદન અને કરવીર એ આઠ વસ્તુ હોય છે. જુઓ અષ્ટાંગ.

અર્ઘ્યપાત્ર [ સં. અર્ઘ્ય ( પૂજા ) + પાત્ર ( વાસણ ) ] ન. પૂજાનું વાસણ; અરઘિયું. જુઓ અર્ઘપાત્ર.

અર્ઘ્યાંજલિ [ સં. અર્ઘ્ય ( પૂજાની સામગ્રી ) + અંજલિ ( ખોબો ) ] સ્ત્રી. પૂજા ને આદરભાવ નિમિત્તે કંઈ અર્પણ કરવું તે.

અર્ચનાનસ ન. વત્સ ગોત્રની એ નામની એક શાખા.

અર્ચા ૪. સ્ત્રી. પ્રતિબિંબ; પડછાયો.

અર્ચિક પદ્ધતિ સ્ત્રી. (સંગીત) વૈદિક સંગીતની એક રીત. તે એક જ સ્વર ઉપર રચાયેલી હતી.

અર્ચિમાર્ગ ૨. [ સં. અર્ચિસ્ ( કિરણ ) + માર્ગ ( રસ્તો ) ] પું. વેદનો ચૌદમો કાંડ; બૃહદારણ્યક ઉપનિષદના શતપથ બ્રાહ્મણનો જ્ઞાનકાંડ.

અર્ચિરાદિસ્થાન [ સં. અર્ચિસ્ ( કિરણ ) + આદિ ( વગેરે ) + સ્થાન ( જગ્યા ) ] ન. સૂક્ષ્મદેહને પરલોકમાં પહોંચાડવા માટે ઈશ્વરે નીમેલ માર્ગ; દેવયાનમાર્ગ.

અર્જ ૩. [ અ. અર્ઝ ] સ્ત્રી. માન; આદર.

અર્જમંદ ૧. [ અ. અર્ઝ ( અરજ ) + મંદ ( વાળું ) ] વિ. પ્રિય; વહાલું.

૨. વિ. સુખી.

અર્જલ ૧. [ અ. અર્ઝલ ] પું. આગલા એક ધોળા પગવાળો ઘોડો.

૨. પું. ઊંચો માણસ.

અર્જિકા સ્ત્રી. આરજા; જૈન સાધ્વી; આર્યા.

અર્જિકિય સ્ત્રી. પંજાબ પ્રાંતમાં આવેલી બિયાસ નદીનું જૂનું નામ.

અર્જી [ અ. અર્ઝી ] સ્ત્રી. અરજી; પ્રાર્થનાપત્ર. જુઓ અરજી.

અર્જીદાવા પું. દાવાઅરજી; ફરિયાદનામું.

અર્જુન ૧૨.—આ ઝાડ ૨૦થી ૬૦ ફૂટ ઊંચું થાય છે. મેથી જુલાઈ માસ સુધીમાં તેને ભગવતી રંગની ઝાંયવાળાં ગુલાબી ફૂલ આવે ત્યારે તે સુંદર દેખાય. તેનું થડ સીધું, અને ડાળીઓ ચોતરફ વિસ્તાર પામેલી હોય છે. તેનું નીચેના ભાગ ઉપર ભાલાના આકારનું લંબગોળ પાન પાંચથી આઠ ઈંચ લાંબું અને

હોઠથી ત્રણ ઇંચ પહોળું હોય છે. ઠંડી ઋતુમાં પાંદડાં રતાશ ઉપર થઈ ધીમે ધીમે ખરી પડે. આ ઝાડને ચોમાસામાં ઘણાં મોળ અને ઝાંખાં, બદામી, લીસાં બિયાંવાળાં ફળ આવે છે. મલબાર, ત્રાવણકોર, પશ્ચિમઘાટ, છોટાનાગપુર, પૂર્વ બંગાળ, આસામ, બ્રહ્મદેશ, મલાયા વગેરે ઠેકાણે ઊગતા આ ઝાડમાંથી એક જાતનો ગુંદ નીકળે છે. તેનાં મૂળ બંધકોશ કરનાર, બિયાં ઊંઘ લાવનાર, છાલ અને પાન રેચક અને તેનું રતાશ પડતું અથવા ધોળું લાકડું વહાણ, હોડકાં, પીપ, ગાડી, ગાડાં વગેરે બનાવવામાં ઉપયોગી છે.

૨૧. પું. એક જાતનો ચક્ષુપ્રદાહ; પોપચાના હેઠલા પડનો સોજો; 'ક્રિમોસિસ'.

૨૨. પું. વાંસનું ઝાડ.

૨૩. પું. હૈહય વંશનો એ નામનો રાજા.

**અર્જુનરથહયરશ્મિપાણિ** [સં. અર્જુન (એક પાંડવ) + રથ + હય (ઘોડો) + રશ્મિ (લગામ) + પાણિ (હાથ)] પું. શ્રીકૃષ્ણનું એક નામ, કેમકે મહાભારતના યુદ્ધમાં અર્જુનના રથના ઘોડાની લગામ તેમણે પોતાના હાથમાં રાખી હતી.

**અર્જુનસુવર્ણ** [સં. અર્જુન (ધોળું) + સુવર્ણ (સોનું)] ન. સફેદ સોનું.

**અર્જુનશ્રીપ્રદાતા** [સં. અર્જુન (એક પાંડવ) + શ્રી + પ્રદાતૃ (આપનાર)] પું. પુરુષોત્તમ; વિષ્ણુ.

**અર્જુનારિષ્ટ** [સં. અર્જુન (એક ઝાડ) + અરિષ્ટ (ઉકાળો)] પું. (વૈદક) છાતીનું શૂળ, દુખાવો, નબળાઈ અને હૃદયરોગ મટાડનાર એક આસવ.

**અર્જ્ઞાવિકુ** ન. મગજના તળિયા આગળના ત્રીજા છિદ્ર (વેન્ટ્રિકલ)ની બાજુએ આવેલો ભૂરા પદાર્થનો જથ્થો; 'ઑપ્ટિક થેલેમસ'.

**અર્ઝ** (અર્ઝ) ૧.—

૧. અર્ઝુલ બલદ = અક્ષાંશ રેખાઓ.

૨. અર્ઝે કમર = (જ્યોતિષ) ક્રાંતિવૃત્તથી ચંદ્રનું અંતર; 'લેટિટ્યૂડ ઑવ ધ મૂન'.

૨.—

૧. અર્ઝ તુલ ઉમક = લંબાઈ, પહોળાઈ અને ઊંડાઈ.

૨. અર્ઝો તૂલ = લંબાઈ અને પહોળાઈ.

૩.—

૨. અર્ઝ કરવી = (૨) જાહેર કરવું. (૩) દરખાસ્ત કરવી. (૪) નમ્રતાથી કહેવું.

૩. અર્ઝ મારૂઝ = અરજી; વિનતિ.

૪. અર્ઝે હાલ = ફરિયાદ.

૭. પું. આબરૂ; પ્રતિષ્ઠા; કીર્તિ; શાખ; માન.

૮. [અ.] પું. એકાએક મળેલ ગુણ; અણધાર્યું લક્ષણ.

૯. પું. જથ્થો; સમૂહ.

૧૦. સ્ત્રી. લશ્કર એકઠું કરવું તે.

**અર્ઝ કુનિંદા** (અર્ઝ કુનિંદા) [ફા. અર્ઝ (અરજ) + કુનિંદા (કરનાર)] પું. અરજદાર; અરજ કરનાર.

**અર્ઝદાર** (અર્ઝદાર) ૧. [અ. અર્ઝ (વિનતિ) + ફા. દાર (વાળું)] વિ. અરજ ગુજારનાર; વિનતિ કરનાર.

૨. વિ. પહોળું; ચોડું; પનાદાર.

**અર્ઝદિહંદા** (અર્ઝદિહંદા) [ફા. અર્ઝ (અરજ) + દિહંદા (આપનાર)] પું. અરજદાર; અરજ કરનાર.

**અર્ઝબેગી** (અર્ઝબેગી) ૧. [ફા. અર્ઝ (અરજ) + બેગ (એક ખિતાબ)] પું. કાગળો અને હકીકતો રજૂ કરનાર અમલદાર.

૨. ન. અરજ કરનાર માણસ.

**અર્ઝાલ** (અર્ઝાલ) [અ. રઝીલ (હલકું)નું બહુવચન] પું. બ. વ. સામાન્ય લોકો.

**અર્ણ** ૬. પું. સમુદ્ર; દરિયો.

૭. ન. એ નામનું એક ફૂલઝાડ.

**અર્ણવ** ૮. પું. પ્રવાહ; વહેન.

૯. પું. સંસાર.

**અર્ણવસૂત** [સં. અર્ણવ (સમુદ્ર) + સૂત (દીકરો)] પું. સમુદ્રનો પુત્ર જાલંધર. તેની સ્ત્રી વૃંદા સતી હતી. તેના સતીત્વના પ્રભાવથી તેને કોઈ જીતી શકતું નહિ. વિષ્ણુએ કપટ કરી તેના પતિવ્રતનો ભંગ કર્યો અને જાલંધરને હરાવ્યો.

**અર્ણોરાજ** પું. સપાદલક્ષ નામના દેશનો રાજા પૂરણપાલ. તે આના નામથી પ્રસિદ્ધ હતો. શાકંબરી તેની રાજધાની હતું.

**અર્થ્** ૩. સ. ક્રિ. ઇચ્છા કરવી; આશા રાખવી; વાંછવું.

**અર્થ** ૧૮.—

અર્થ દેવો-રાખવો = બતાવવું.

૩૩. પું. પ્રજાસત્તાક રાજ્યતંત્ર.

૩૪. પું. માણસજાત.

૩૫. પું. માણસજાતથી વસાયેલો જમીનનો ભાગ.

૩૬. પું. લક્ષ્મીના ખજાનારૂપ પર્વત; મેરૂ પર્વત.

**અર્થકર** ૫. પું. શિવ; શંકર; મહાદેવ.

**અર્થકારણ** [સં. અર્થ (પૈસો) + કારણ (હેતુ)] ન. નાણા સંબંધી વ્યવસ્થા.

**અર્થક્રમ** [સં. અર્થ (હેતુ) + ક્રમ (એક પછી એક આવવું તે)] પું. બાબત; ચર્ચા કે લખાણનો વિષય.

**અર્થગ્રાહિતા** ૨. [સં. અર્થ (અસર) + ગ્રાહિન્ (લેનાર) + તા (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. એકદમ અસર થાય એવું હોવાપણું; ગ્રાહ્યતા; 'સેન્સિટિવિટિ'.

**અર્થગ્રાહી** ૨. [સં. અર્થ (અસર) + ગ્રાહિન્ (લેનાર)] વિ. જેના ઉપર એકદમ અસર થાય એવું; શીઘ્રવેદી; ગ્રાહ્ય.

**અર્થચતુષ્ટય** [સં. અર્થ (વસ્તુ) + ચતુષ્ટય (ચારનો જથ્થો)] ન. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર બાબત.

**અર્થજાત** ૪. [સં. અર્થ (પૈસો) + જાત (જથ્થો)] ન. ઘણો પૈસો.

**અર્થતંત્ર** [સં. અર્થ (પૈસો) + તંત્ર (શાસ્ત્ર)] ન. નાણા સંબંધી શાસ્ત્ર.

**અર્થનિબંધન** [સં. અર્થ (માયનો) + નિબંધન (સંબંધ)] વિ. અર્થ પર આધાર રાખતું.

**અર્થપર** ૪. વિ. લોભી; કંજૂસ.

**અર્થપર્યાય** [અર્થ (વસ્તુ) + પર્યાય (ગુણનો વિકાર)] પું. (જૈન) પ્રદેશત્વ ગુણના સિવાય બીજા બધા ગુણોનો વિકાર. તેના બે ભેદ છે: સ્વભાવ અર્થપર્યાય અને વિભાવ અર્થપર્યાય. બીજાની મદદ વિના જે અર્થપર્યાય હોય તેને સ્વભાવ અર્થપર્યાય કહે છે. જેમકે, જીવનું કેવળજ્ઞાન. બીજાની મદદથી જે અર્થપર્યાય હોય તેને વિભાવ અર્થપર્યાય કહે છે. જેમકે, જીવના રાગદ્વેષ.

**અર્થબંધ** ૬. પું. ગ્રંથ; પુસ્તક.

**અર્થબુદ્ધિ** ૫. સ્ત્રી. નાણા સંબંધી હકીકત સમજવાની શક્તિ.

**અર્થભરિત** [સં. અર્થ (સમજણ) + ભરિત (ભરેલું)] વિ. માયનાથી ભરેલું.

**અર્થભાર** [સં. અર્થ (સમજણ) + ભાર (વજન)] પું. માયના ઉપર ભાર મૂકી તેની અગત્ય બતાવવી તે.

**અર્થમાત્ર** ૨. [સં. અર્થ (પૈસો) + માત્ર (ફક્ત)] ન. પૈસો; દ્રવ્ય; નાણું; ધન.

**અર્થવાદ** ૧૦. [સં. અર્થ (હિત) + વાદ (મત)] પું. દરેક માણસના કામનો હેતુ

એવો હોવો જોઈએ કે જેથી ઘણાંમાં ઘણાં માણસોને વધારેમાં વધારે સુખ મળે એવો મત; હિતવાદ; 'યુટિલિટેરિઅનિઝમ'.

**અર્થવાદી** ૧. [સં. અર્થ (હિત) + વાદ (મત) + ઇન્ (વાળું)] વિ. ઘણાંમાં ઘણાં માણસોને વધારેમાં વધારે સુખ મળે એવા મતમાં માનનારું.

૨. વિ. હિતવાદ સંબંધી.

**અર્થવાહિતા** [સં. અર્થ (માયનો) + વાહિન્ (લઈ જનાર) + તા (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. મતલબ સમજાવવાપણું.

**અર્થવિદ્યા** ૨. [સં. અર્થ (પૈસો) + વિદ્યા (શાસ્ત્ર)] સ્ત્રી. દંડનીતિ. તે બ્રહ્માના ઉત્તરમુખમાંથી નીકળ્યાનું મનાય છે.

**અર્થશાસ્ત્ર** ૬. ન. વ્યવહારનીતિ.

**અર્થશાસ્ત્રવેત્તા** ૧. [સં. અર્થ (પૈસો) + શાસ્ત્ર (વિદ્યા) + વેત્તૃ (જાણનાર)] વિ. નાણા સંબંધી શાસ્ત્ર જાણનાર.

૨. વિ. વ્યવહારનીતિ જાણનાર.

**અર્થસંચયકૃત** [સં. અર્થ (પૈસો) + સંચય (જથ્થો) + કૃત્ (કરનાર)] પું. નાણાંખાતાનો પ્રધાન; સુમંત્ર; સમાહરત્રિ; મહેસૂલ અને ખજાનાનો મંત્રી.

**અર્થસંશય** [સં. અર્થ (દ્રવ્ય) + સંશય (બીક)] પું. પૈસા માટેની બીક.

**અર્થાનુબંધ** [સં.] પું. દુશ્મનને મારી લશ્કરના પાછલા ભાગને વશ કરવાપણું.

**અર્થિત્વ** ૧. [સં. અર્થિન્ (માગનાર) + ત્વ (પણું)] ન. ઇચ્છા; મરજી.

૨. ન. માગણી; યાચના.

૩. ન. વિનતિ; અરજ.

**અર્થી** ૧૬. [હિં.] સ્ત્રી. નનામી; ઠાઠડી.

**અર્થીય** [સં. અર્થ (નાણું) + ઈય (સંબંધી)] વિ. નાણાં સંબંધી; પૈસા વિષેનું; આર્થિક.

**અર્થોપધા** [સં. અર્થ (નાણું) + ઉપધા (પરીક્ષા)] સ્ત્રી. પૈસાની લાલચ.

**અર્દ** ૨. પું. આકાશ; ગગન.

**અર્દન** ૬. પું. શિવ; શંકર; મહાદેવ, કેમકે માણસોનાં પાપનો તે નાશ કરે છે.

**અર્દિબેહસ્ત** ૨.—ઝાડને નવાં પાન ઊગી તેઓ બેહસ્ત એટલે સ્વર્ગના જેવો દેખાવ દે છે, તે ઉપરથી આ માસને અર્દિબેહસ્ત કહે છે.

**અર્દ્ધચંદ્ર** ન. હાથનાં આઠ કૂર્ચાસ્થિ (કાર્પલ બોન્સ)માંનું એ નામનું એક; 'લ્યુનેટ'. તેનો આકાર બીજના ચંદ્ર જેવો હોય છે.

**અર્દ્ધચંદ્રઅરત્નિ** [સં. અર્દ્ધચંદ્ર (કાંડાનું એ નામનું હાડકું) + અરત્નિ (ખાંચો)] પું. કાંડાના અર્દ્ધચંદ્ર નામના હાડકાનો ખાંચો.

**અર્દ્ધચંદ્રકર્ણ** [સં. અર્દ્ધચંદ્ર (અર્ધગોળ) + કર્ણ (ખૂણો)] પું. શંખાસ્થિ (ટેમ્પરલ બોન)નું અર્ધગોળ કાણું; 'હાયેટસ સેમિલ્યુનરિસ'.

**અર્દ્ધચંદ્રરેખા** [સં. અર્દ્ધચંદ્ર (અર્ધગોળ) + રેખા (લીટી)] સ્ત્રી. આંખના અંદરના ખૂણાના ભાગનું અર્ધગોળ પડ; 'સેમિલ્યુનરિસ'.

**અર્દ્ધચંદ્રાકાર કપાટ** [સં. અર્દ્ધ (અર્ધું) + ચંદ્ર (ચાંદો) + આકાર (ઘાટ) + કપાટ (બારણું)] પું. અર્ધેન્દુકપાટિકા; મહાધમની અને ફુપ્ફુસ ધમનીના કાણા આગળનું અર્દ્ધચંદ્રાકાર ઢાંકણ; 'સેમિલ્યુનર વૅલ્વ'.

**અર્દ્ધચંદ્રાકાર કાર્ટિલેજ** [અર્દ્ધ (અર્ધું) + ચંદ્રાકાર (ગોળાકાર) + કાર્ટિલેજ (તરુણાસ્થિ)] ન. ઉપલા અને નીચલા પગનાં હાડકાં વચ્ચેનું અર્ધચંદ્રાકાર તરુણાસ્થિ. જુઓ અર્દ્ધચંદ્રાકૃતિ ઉપાસ્થિ.

**અર્દ્ધચંદ્રાકારનાડીગંડ** (અર્દ્ધચંદ્રાકારનાડીગંડ) [સં. અર્દ્ધ (અરધું) + ચંદ્ર (ચાંદો) + આકાર (રૂપ) + નાડીગંડ (નાડીચક્ર)] પું. અર્દ્ધગોળ નાડીચક્ર; 'સેમિલ્યુનર ગૅંગ્લિઅન'.

**અર્દ્ધચંદ્રાકારપિંડ** ન. આંખના અંદરના ખૂણાને ઢાંકતો પોપચાની અંદરની બારીક ચામડીનો અર્દ્ધચંદ્રાકાર ભાગ; 'પ્લાઇક સેમિલ્યુનરિસ'.

**અર્દ્ધચંદ્રાકાર સ્થાલક** [સં. અર્દ્ધ (અર્ધું) + ચંદ્ર (ચાંદો) + આકાર (રૂપ) + સ્થાલક (એક હાડકાનો બીજા હાડકા સાથે જોડાતો લગભગ ગોળાકાર ખાડાવાળો ભાગ)] પું. ગોઠણની ઢાંકણીનો અર્ધ ગોળાકાર ભાગ; 'સેમિલ્યુનર ફૅસેટ પટેલ'.

**અર્દ્ધચંદ્રાકૃતાસ્થિ** [સં. અર્દ્ધ (અર્ધું) + ચંદ્ર (ચાંદો) + આકૃત (આકારવાળું) + અસ્થિ (હાડકું)] ન. કાંડાનાં હાડકાંમાંનું વચલું અર્દ્ધચંદ્રાકાર હાડકું; 'સેમિલ્યુનર બોન'.

**અર્દ્ધચંદ્રાકૃતિ** [સં. અર્દ્ધ (અર્ધું) + ચંદ્ર (ચાંદો) + આકૃતિ (આકાર)] સ્ત્રી. અરધા ચંદ્રના જેવો આકાર. જુઓ અર્ધચંદ્રાકૃતિ.

**અર્દ્ધચંદ્રાકૃતિ ઉપાસ્થિ** [સં. અર્દ્ધચંદ્રાકૃતિ (અર્ધગોળ) + ઉપાસ્થિ (નાનું હાડકું)] ન. ઉપલા પગના અને નીચલા પગનાં હાડકાં વચ્ચેનું અર્દ્ધચંદ્રાકાર તરુણાસ્થિ; ઘૂંટણના સાંધામાં અંતર્જંઘાસ્થિના માથા ઉપરનું તંતુમય તરુણાસ્થિ; 'સેમિલ્યુનર કાર્ટિલેજ'.

**અર્દ્ધચંદ્રિકા** સ્ત્રી. કરોટિભૂમિ (નૉર્મા બેઝિલિસ)ની ઉપરની બાજુમાં આવેલા પશ્ચિમમહાખાત (પોસ્ટીરિઅર ફૉસ) નામના ખાડાની એક હાંસ; 'સલ્કસ સિગ્મોઇડિઅસ'.

**અર્દ્ધશિરાજાલ** [સં. અર્દ્ધ (અરધું) + શિરા (હૃદય તરફ અશુદ્ધ લોહી લઈ જનારી નળી) + જાલ (જથ્થો)] સ્ત્રી. ગુદાની અંદરના ભાગની અશુદ્ધ લોહી લઈ જનારી નળીનું ઝૂમખું.

**અર્દ્ધસ્વચ્છતા** ૧. [સં. અર્દ્ધ (અર્ધું) + સ્વચ્છ (ચોખ્ખું) + તા (પણું)] સ્ત્રી. અક્ષિપટની એટલે આંખના પારદર્શક પડની ઉપર ડાઘ હોવાથી ઝાંખું દેખાવું તે; ઝાંખ.

૨. સ્ત્રી. અલ્પપારદર્શકતા; અપૂર્ણ પારદર્શકપણું; પોતાનામાંથી પ્રકાશને જવા દેતાં પ્રકાશ આવતો હોય તે પદાર્થ દેખી ન શકાય એમ તેને વિખેરી નાખવાપણું.

**અર્દ્ધેન્દુલેખા** [સં. અર્ધ (અરધું) + ઇન્દુ (ચંદ્ર) + લેખા (લીટી)] સ્ત્રી. ઉદરદંડિકા (રૅક્ટસ ઍબ્ડોમિનિસ) નામની પેશીની આગલી બાજુ પર આવેલી સ્નાયુસૂત્રોની બનેલી ત્રણ આડી રેખા.

**અર્દ્ધોદરિકા** [સં. અર્દ્ધ (અરધું) + ઉદર (પેટ) + ઇક (લગતું) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. મહાધમનીની પેટની નીચેના ભાગમાંથી નીકળતી એક નાની શાખા; 'સિલિઍક ઍક્સિસ'. તે યકૃત, હોજરી અને બરોળને લોહી પૂરું પાડે છે.

**અર્ધકંદપીડનાસન** (અર્ધકંદપીડ઼નાસન) ન. (યોગ) બેસીને એક પગની પાની દૂંટીથી થોડી નીચે રાખી પગનો પંજો જમીન ભણી ત્રાંસો રાખી હાથ જોડવાથી થતું આસન.

**અર્ધકાટકોણ** [અર્ધ (અર્ધું) + કાટકોણ (કાટખૂણો)] પું. (ગણિત) અર્ધો કાટખૂણો; પીસતાળીશ અંશનો ખૂણો.

**અર્ધચંદ્ર** ૧૫. પું. એક હાથથી થતા ૨૮ જાતના અભિનય માંહેનો એક; પતાકા અભિનયવાળા હાથનો અંગૂઠો પસારવો તે.

**અર્ધત્રિકોણાસન** [સં. અર્ધ (અરધું) + ત્રિ (ત્રણ) + કોણ (ખૂણો) + આસન (બેઠક)] ન. (યોગ) એક પગને ઢીંચણથી દબાવીને હાથ જોડીને સીધા બેસવાથી થતું આસન.

**અર્ધ્વધનુસ** સ્ત્રી. લલિત વિસ્તરમાં બતાવેલી એક લિપિ.

**અર્ધનરનારી** [ સં. અર્ધ ( અરધું ) + નર ( પુરુષ ) + નારી ( સ્ત્રી ) ] સ્ત્રી. સ્ત્રીનાં ચિહ્નવાળો છોકરો; 'એન્ડ્રોજાઇનોઇડ'. તેને વૃષણો હોય, પણ તેના બહારના અવયવોનો દેખાવ સ્ત્રીના ગુહ્યભાગને મળતો હોય. જેમકે, તેનું લિંગ ઘણું નાનું હોઈ ભગશિશ્નિકા એટલે ટણા જેવું લાગે. મૂત્રપ્રસેક તેના નીચેના ભાગમાં એક ખાડામાં ઊઘડતો હોઈ યોનિદ્વારનો ખયાલ આપે. વૃષણકોષના બન્ને ભાગ એકબીજા સાથે જોડાયા ન હોય, જેથી તેઓ યોનિના મોટા હોઠ જેવા દેખાય. વૃષણો પેટમાં અગર સાથળના મૂળમાં રહ્યા હોય. તેનાં સ્તન મોટાં હોય અને દાઢી મૂછ પણ હોય. સ્ત્રીજાતિ તરફ તેનું મન ખેંચાય છે.

**અર્ધનારીનર** ૨. પું. પુરુષનાં ચિહ્નવાળી છોકરી; 'જાઇને-ડ્રોઇડ'. તેને બીજકોષ હોય, પણ તેના બહારના અવયવોનો દેખાવ પુરુષની જનનેંદ્રિયને મળતો હોય. જેમકે, તેનો ટણો લાંબો, પુરુષના લિંગ જેવો હોવાથી યોનિના મળી ગયેલા બન્ને હોઠ વૃષણકોષ જેવા લાગે. આવી છોકરીને મોટી થતાં દાઢી પણ આવે છે.

**અર્ધપર્યંક** [ સં. અર્ધ ( અર્ધું ) + પર્યંક ( વીરાસન ) ] ન. ( યોગ ) શાંતિવાળી સ્થિતિ સૂચવનાર એ નામનું એક આસન.

**અર્ધબદ્ધપદ્માસન** [ સં. અર્ધ ( અરધું ) + બદ્ધ ( બાંધેલું ) + પદ્મ ( કમળ ) + આસન ( બેઠક ) ] ન. ( યોગ ) એ નામનું એક આસન. જમણા પગને ડાબા સાથળ ઉપર અને ડાબા પગને જમણા સાથળ ઉપર રાખી હોઠને સહેજ નીચી નમાવી હડપચીને છાતી નજીક રાખીને બેસવું. પછી બન્ને હાથ પીઠ તરફ લઈ પંજા ચતા રાખી જમણા હાથથી જમણા પગનો અને ડાબા હાથથી ડાબા પગનો અંગૂઠો પકડવો. નજરને નાકના ટેરવા પર ઠરાવવી. આવી રીતે સ્થિતિ કરવાથી અર્ધબદ્ધપદ્માસન થાય છે.

**અર્ધબાહુ** [ સં. અર્ધ ( અરધું ) + બાહુ ( હાથ ) ] ન. લડાઈમાં વપરાતું એક જાતનું યંત્ર. તેમાં બે થાંભલા એવી રીતે ગોઠવવામાં આવ્યા હોય છે કે તે બન્ને થાંભલા મરજી મુજબ દુશ્મનો ઉપર સામસામા પડે અને દુશ્મનનો કચ્ચરઘાણ વાળે.

**અર્ધમાણવક** ૨. પું. મધ્ય ભાગમાં રત્નવાળો દસ સેરનો મોતીનો હાર.

**અર્ધયોગ** પું. ( બૌદ્ધ ) ધાર્મિક તેમ જ રહેવાના કામ માટે વપરાતું એક જાતનું મકાન. બુદ્ધ ભગવાને પોતાના સાધુઓને નીચે પ્રમાણેનાં મકાનોમાં રહેવા ઠરેલું: વિહાર, અર્ધયોગ, પ્રાસાદ, હર્મ્ય અને ગુહા.

**અર્ધવર્તુલ** [ સં. અર્ધ ( અરધું ) + વર્તુલ ( ગોળ ) ] પું. ( ગણિત ) અર્ધું કૂંડાળું.

**અર્ધશક્તિક** [ સં. અર્ધ ( અર્ધું ) + શક્તિ ( બળ ) + ક ( વાળું ) ] વિ. પ્રવાહી પદાર્થમાં બીજો પદાર્થ જેટલો ઓગળી શકે તે કરતાં અર્ધો ઓગળેલો હોય એવું; 'સેમિનૉર્મલ'.

**અર્ધશત** ૨. ન. દોઢસો; પચાસ અને સો.

**અર્ધસીતિક** [ સં. અર્ધ ( અરધું ) + સીતા ( અનાજ ) ] ન. ખેતીની પેદાશનો અરધો ભાગ.

**અર્ધસૌત્રિકપેશી** [ સં. અર્ધ ( અર્ધું ) + સૌત્રિક ( તાંતણાવાળું ) + પેશી ] સ્ત્રી. સાથળના પછવાડેના ભાગમાં આવેલ એક માંસપેશી; 'સેમિટેન્ડિનોસસ મસલ'. તે પગને ઊંચો કરે છે અને ઘૂંટણને અંદરના ભાગ તરફ વાળે છે.

**અર્ધસ્કંધલિંગી** [ સં. અર્ધ ( અર્ધું ) + સ્કંધ ( થડ ) + લિંગ્ ( જવું ) ] વિ. થડને અર્ધું વળગેલું; 'સેમિઍમ્પ્લેક્સિકૉલ'.

**અર્ધસ્વરૂપ** [ સં. અર્ધ ( અર્ધું ) + સ્વ ( પોતાનું ) + રૂપ ( આકાર ) ] ન. સ્ત્રી; પત્ની; અર્ધાંગના.

**અર્ધહાર** ૪. પું. નવ સેરનો હાર.

**અર્ધંગી** ૫. સ્ત્રી. કૂવડ સ્ત્રી.

**અર્ધાવભેદહરનસ્ય** [ સં. અર્ધાવભેદ ( આધાશીશી ) + હર ( દૂર કરનાર ) + નસ્ય ( સૂંઘણી ) ] ન. આધાશીશી મટાડવાની સૂંઘણી.

**અર્ધાંગી** ૪. સ્ત્રી. વહુ; પત્ની.

**અર્ધેન્દુકા** સ્ત્રી. નખના મૂળ આગળનો ધોળો અર્ધચંદ્રાકાર ભાગ; 'લ્યૂનુલ'.

**અર્ધેન્દુકપાટિકા** [ સં. અર્ધ ( અર્ધું ) + ઇંદુ ( ચંદ્ર ) + કપાટિકા ( બારણું ) ] સ્ત્રી. મહાધમની અને ફુફ્ફુસ ધમનીના દ્વાર આગળનો અર્ધચંદ્રાકાર પડદો; 'સેમિલ્યુનર વેલ્વ'. જુઓ અર્ધચંદ્રાકારકપાટ.

**અર્ધેન્દુગ્રંથી** [ સં. અર્ધ ( અર્ધું ) + ઇંદુ ( ચંદ્ર ) + ગ્રંથિ ( ગાંઠ ) ] સ્ત્રી. અર્ધચંદ્રાકાર ગાંઠ; 'સેમિલ્યુનર ગૅંગ્લિઅન'.

**અર્ધ્વવર્ત્મૈરિકા** ન. ઘૂંટીના હાડકાની બાજુનો ભાગ; 'પ્રીટાર્સલ સ્પેસ'.

**અર્ના** [ હિં. ] સ્ત્રી. જંગલી ભેંસ.

**અર્પ્** [ સં. ઋનું પ્રેરકરૂપ ] ઉ. ક્રિ. ( ધાતુ ) આપવું; દેવું. તે ઉપરથી નીકળેલ શબ્દોઃ અર્પણ; અર્પિત; સમર્પણ; સમર્પિત.

**અર્પક** [ સં. અર્પ્ ( આપવું ) + અક ( કર્તાર ) ] વિ. આપનાર.

**અર્પણ** ૬.—

અર્પણ કરવું = (૧) આપવું; દેવું. (૨) બળિદાન આપવું. (૩) સમર્પણ કરવું.

૧૩. ન. ધાર્મિક અથવા સખાવતના કામ માટે જુદી કાઢેલી રકમ.

**અર્પણનામું** [ અર્પણ ( ભેટ ) + નામા ( લખાણ ) ] ન. બક્ષિસનો દસ્તાવેજ.

**અર્બ** વિ. અબજ; સો કરોડ.

**અર્બઈન** [ અ. ] વિ. ચાળીસ.

**અર્બઊન** [ અ. ] વિ. ચાળીસ.

**અર્બદા** [ અ. ] પું. કજિયો; તકરાર.

**અર્બા** ૧. [ અ. ] સ્ત્રી. ( ગણિત ) ત્રિરાશિ.

અર્બા અનાસિર = ચાર મૂળ તત્ત્વ: અગ્નિ, પાણી, માટી અને હવા.

૨. [ અ. ] વિ. ચાર.

**અર્બુદ** ૧૪. પું. મિનાર; સ્તંભ; 'પિરામિડ'.

૧૫. ન. ઝૂમખું; વ્રણ; ગંડ.

૧૬. ન. ધારું; ચાંદું.

૧૭. ન. જાંઘના હાડકાના ઉપલા ભાગ ઉપર આવેલ ટેકો; 'ટ્રોકેન્ટર'.

૧૮. વિ. અબજ.

**અર્બુદખલ** [ સં. અર્બુદ ( જાંઘના હાડકાના ઉપલા ભાગ ઉપરનો ટેકો ) + ખલ ( સ્થળ ) ] ન. અર્બુદખાત; 'ટ્રોકેન્ટરિક ફોસ'.

**અર્બુદખાત** [ સં. અર્બુદ ( જાંઘના હાડકાના ઉપલા ભાગ ઉપરનો ટેકો ) + ખાત ( ખાડો ) ] પું. જાંઘના હાડકાના ઉપલા ભાગ ઉપરનો ટેકો એટલે ઉપસેલા ભાગનો ખાડો; 'ટ્રોકેન્ટરિક ફોસ'.

**અર્બુદાંતરિક ભગ્ન** [ સં. અર્બુદ ( ઉપસેલો ભાગ ) + આંતરિક ( અંદરનું ) + ભગ્ન ( ભાંગી જવું તે ) ] ન. હાડકાના ઊપસતા અથવા બહાર પડતા ગોળાકાર ભાગનું ભાંગી જવું તે; 'ઇન્ટર-કૉન્ડિલર ફ્રૅક્ચર'.

**અર્બુદાંતરિક સ્થાન** [ સં. અર્બુદ ( જાંઘના હાડકાના ઉપલા ભાગ ઉપરનો ટેકો ) + આંતરિક ( વચ્ચેનું ) + સ્થાન ( જગ્યા ) ] ન. ઊર્વસ્થિ ( ફીમર )ના છેડાના બે મહાર્બુદોની પછવાડે આવેલ ખાડો; 'ઇન્ટર-કૉન્ડિલોઇડ ફોસ'.

**અર્બુદોપરિ ભગ્ન** [ સં. અર્બુદ ( ઊપસેલો ભાગ ) + ઉપરિ ( ઉપર ) + ભગ્ન ( ભાંગી જતું તે ) ] ન. હાડકાના ઊપસતા અથવા બહાર પડતા ગોળાકાર ભાગની ઉપર થયેલ અસ્થિભંગ; 'સ્યુપ્રા-કૉન્ડિલર ફ્રેક્ચર'.

**અર્ભક** ૧૧. ન. નાની ઇયળ.

**અર્મા** પું. રતાશ પડતા કાળા રંગનો સાપ; રક્તશ્યામ સર્પ.

**અર્ય** ૮. પું. પરમાત્મા; પ્રભુ; ઈશ્વર.

**અર્યમા** ૯. પું. પરમેશ્વર; પરમાત્મા.
૧૦. પું. શિવ; શંકર; મહાદેવ.
૧૧. [ સં. ઋ ( જવું ) ] વિ. ગતિમાન; જતું.
૧૨. વિ. જગતને કાબૂમાં રાખનાર.

**અર્રા** [ ફા. ] સ્ત્રી. કરવત; લાકડાં વહેરવાનું ઓજાર.

**અર્રાકશ** [ ફા. અર્રા ( કરવત ) + કશ ( ખેંચવું ) ] વિ. કરવત હાંકનાર; વેરણિયો; કરવતિયો.

**અર્રાટો** [ હિં. ] પું. મોટો અવાજ. જેમકે, તોપ ફૂટવાનો, મકાન પડવાનો.

**અર્વન** ૫. પું. કુળદેવને ધરવામાં આવતી અનાજની પહેલી લણણી.

**અર્વુદખાત** પું. ખોપરીના પાછળના હાડકામાંના કાણાની બાજુના ઊપસેલા ભાગની પછવાડેનો બેઠેલો ભાગ; 'કૉન્ડિલોઇડ ફૉસ'.

**અર્વુદાંતરિક રેખા** [ સં. અર્બુદ ( જાંઘના હાડકાના ઉપલા ભાગ ઉપરનો ઢેયો ) + આંતરિક ( વચ્ચેનું ) + રેખા ( લીટી ) ] સ્ત્રી. નિતંબનાં હાડકાંથી ઉપરના ભાગમાં આવેલ સાંકડા માર્ગમાંથી જતી હાંસ.

**અર્શ** ૩.—
૨. અર્શ પર દિમાગ હોવો = અભિમાન કરવું.
૫.—
૨. અર્શે મૌલા-બરીન = ઊંચામાં ઊંચું સ્વર્ગ.

**અર્શપર્શ** ૧. [સં. સ્પૃશ્ (અડવું)] પું. અડવાની ક્રિયા.
૨. પું. થોડું નાહવું તે.

**અર્શેઅઝીમ** ( અર્શેઅઝીમ ) [ અ. અર્શ ( સ્વર્ગ ) + એ ( નું ) + અઝીમ ( મોટું ) ] ન. ઊંચામાં ઊંચું સ્વર્ગ.

**અર્સા** ૧. [ અ. ] પું. આંગણું; ઘરમાં મુખ્ય બારણા સામેની ખુલ્લી જગ્યા.
૨. પું. મેદાન.
૩. પું. શેતરંજ રમવાનું પૂઠું.

**અર્હ** ૧૧. પું. ( પુરાણ ) યાદવોની એ નામની એક શાખા.

**અર્હણ** ૪. પું. વિષ્ણુ ભગવાનનો એ નામનો એક મુખ્ય પાર્ષદ.

**અર્હત** ૧૦. પું. અર્હંતિને તેના કામ બદલ આપવાના પૈસા.

**અર્હન્ફલસ્થ** પું. ( બૌદ્ધ ) અર્હન્-માર્ગમાં સ્થિર થયેલો યોગી.

**અર્હન્માર્ગસ્થ** [ સં. અર્હત્ (અર્હંત) + માર્ગ ( રસ્તો ) + સ્થ ( રહેલ ) ] પું. ( બૌદ્ધ ) બધાં સંયોજન એટલે દશે ય બંધનમાંથી મુક્ત થયેલ યોગી.

**અલ** ૧૩. [ અ. ] પું. નક્કીપણું બતાવનાર અવ્યય.
૧૪. [ હિં. ] સ્ત્રી. ગોત્ર; વંશ; કુળ.
૧૫. અ. ઉપર.

**અલઅબ્દ** [ અ. ] પું. નીચેના કારકુન કે અમલદારની બાજુમાં સહી કરવાની એક રીત.

**અલઅમાન** ૧. [ અ. ] પું. દયા; રહેમ.
૨. પું. મદદ માટે મારેલી બૂમ.
૩. અ. ઈશ્વર આપણને બચાવે !

**અલ અલ ઈજમાલ** અ. સંયુક્ત રીતે અને જુદી જુદી રીતે.

**અલ અલ ઈનફિરાદ** [ અ. ] અ. ભેગી અને છૂટી છૂટી રીતે.

**અલ અલ ખુસૂસ** [અ.] અ. ખાસ કરીને.

**અલઆન** [ અ. ] અ. હમણાં; આ ઘડીએ.

**અલઇદહિસી** પું. હિંદમાં આવેલો એ નામનો એક જૂનો મુસાફર.

**અલ-ઇસ્લાહ** [ અ. ] પું. સુધારણા.

**અલક** ૧૩. પું. અશ્મક નામનો જૂનો દેશ. જુઓ અશ્મક.
૧૪. પું. એ નામનો એક રાજા.
૧૫. પું. પ્રાહારક અને અગ્રગ્રાહી વર્ગના રાજાની રાણીનો મુગટ. માનસાર શિલ્પશાસ્ત્રમાં ચક્રવર્તીની રાણી માટે કુંડલ અને મુકુટ, અધિરાજ અને નરેંદ્રની રાણી માટે કેશબંધ, પાર્ષ્ણિક, પટ્ટધર અને મંડલેશ્વર કે પટ્ટભાજની રાણી માટે ધમ્મિલ્લ અને કુમુદકુંતલ, અને પ્રાહારક તથા અગ્રગ્રાહી રાજાની રાણી માટે અલક અને ચૂડા પહેરવાનું જણાવવામાં આવ્યું છે.
૧૬. પું. લટકામણ; લટકણ.

**અલકત કરવું** ૧. [ અ. કત ( કાપેલું ) ] સ. ક્રિ. અંત આણવો.
૨. સ. ક્રિ. કબૂલ કરવાની ના પાડવી.
૩. સ. ક્રિ. કાપવું.
૪. સ. ક્રિ. નોકરને કાઢી મૂકવો.
૫. સ. ક્રિ. હિસાબ નક્કી કરવો.

**અલકશોભિત** [ અલક ( કપાળ ઉપર લટકતી વાળની લટ ) + શોભિત ( શણગારેલ ) ] વિ. કપાળ ઉપર લટકતી વાળની લટથી સુંદર દેખાતું.

**અલકસાટ** ૧. [ હિં. ] ન. આળસ.
૨. ન. ઊંઘ આવે એવું હોવાપણું.
૩. ન. ઢીલ; મુલતવી રાખવું તે.

**અલકા** ૪. સ્ત્રી. ચરબી.

**અલકાપત** ૧. [ સં. અલકા ( એ નામની નગરી ) + પતિ ( ધણી ) ] પું. ( ડિંગળ ) કુબેર; અલકાનગરીનો રાજા.
૨. પું. ( ડિંગળ ) દિક્પાલ.

**અલકાબ**—
અલકાબો આદાબ = સરનામું.

**અલકાવલિ** [ સં. અલક ( વાળ ) + આવલિ ( હાર ) ] સ્ત્રી. ( હિંદી ) વાળની લટ.

**અલકાહીરા** પું. મિસર દેશની રાજધાનીનું શહેર.

**અલકોહલ** [ અં. એલ્કોહોલ ] ન. મદ્યસાર; દારૂનો અર્ક.

**અલક્ષ્ય** ૯. ન. જેની વ્યાખ્યા આપી ન શકાય એવો પદાર્થ.

**અલખ** ૧૦. પું. ખોજાઓની માન્યતા પ્રમાણે વિષ્ણુનો બીજો અવતાર. જુઓ વિષ્ણુ.
૧૧. પું. ( ડિંગળ ) વિષ્ણુ.

**અલખતિયું** [ અલખત ( દોલત ) + ઇયું ( વાળું ) ] વિ. પૈસાદાર; ધનવાન.

**અલખાલક** [ અ. ] સ્ત્રી. ઢગલો; કોટ.

**અલગ** ૧૭.—
૧. અલગ કરવું = (૨૦) અદૃશ્ય થાય એમ કરવું. (૨૧) કાઢી મૂકવું; રજા દેવી. (૨૨) છોડી મૂકવું.
૨. અલગ રહેવું = (૨) એકલું રહેવું. (૩) શરીરને બચાવવું.
૧૮. વિ. બેલાગ; કપલ એટલે પુટપત્ર (સેપલ) જોડાયેલાં ન હોય એવું; 'પૉલિ સેપલસ'.
૧૯. [ હિં. ] અ. જુદું.
૨૦. અ. જોવાયા વગર.
૨૧. અ. દૂર થા !

**અલગઅલગ** ૨. વિ. નાખુશ થયેલું.

**અલગતલગ** [ અ. ] વિ. જુદુંજુદું; છૂટુંછૂટું; એકેક.

**અલગથલગ** બ. બારીક; પાતળું.

**અલગબીજાંડ કેસર** [ અલગ ( જુદું ) + બીજ ( બી ) + અંડ ( ઈંડું ) + કેસર ( ફૂલની અંદરનો તંતુ ) ] વિ. જુદાં ગર્ભપત્ર હોય એવું; 'એપોકાર્પસ'.

**અલગરઝ** ( અલગરઝ ) ૧. [ અ. ] બ. આખરે.
૨. બ. ટૂંકામાં.

**અલગરદ** પું. ( ડિંગળ ) એક જાતનું નગારું; ડિંડિમ.

**અલગા** ૧. પું. ચંદનનું લાકડું.
૨. [ સં. અ ( નહિ ) + લગ્ ( ચોંટવું ) ] વિ. જુદું.

**અલગાઈ** [સં. અ ( નહિ ) + લગ્ ( ચોંટવું ) + આઈ (નામ બનાવનાર પ્રત્યય)] સ્ત્રી. જુદાઈ; છૂટું હોવાપણું.

**અલગાની** [હિં.] સ્ત્રી. લૂગડાં લટકાવવાની દોરી.

**અલઘાર** ૨. [ફા.] પું. નાશ.
૩. પું. લશ્કરની પરાણે થયેલી કૂચ.

**અલઘારો** [ હિં. ] વિ. બહુ જ; ઘણું.

**અલધિયાસ** ૧. [ અ. ] પું. ફરિયાદ.
૨. બ. અફસોસ! અરેરે!

**અલઘૈબ** [ અ. ] વિ. સંતાડેલું; ગુપ્ત; છાનું.

**અલઘોઝા** ( અલઘોઝા ) [ અ. ] પું. વાંસળી; બંસી; ફૂંકીને વગાડવાનું નળી જેવું વાજું.

**અલઝેડા** ( અલઝેડા ) ૧. [હિં.] સ્ત્રી. અવ્યવસ્થા; ગોટાળો.
૨. સ્ત્રી. ગૂંચવણ.
૩. સ્ત્રી. ગેરસમજ; ખોટી સમજણ.
૪. સ્ત્રી. ચિંતા; ફિકર.
૫. સ્ત્રી. બળવો; બંડ.
૬. સ્ત્રી. મુશ્કેલી; મુસીબત.
૭. સ્ત્રી. વળ; આમળો.

**અલટાપલટી** સ્ત્રી. ફેરફાર.

**અલડબલડ** (અલડ્બલડ્) [હિં.] સ્ત્રી. નકામી વાત; ગપ્પું.

**અલતની** [ હિં. ] સ્ત્રી. માવત પેગડાની જેમ જેમાં પોતાનો પગ ઘાલે તેવું હાથીના ગળાની આસપાસનું દોરડું.

**અલ તવકી** [ અ. ] વિ. અટકળ કરેલું.

**અલતવક્કુલ** [ અ.] બ. અનુમાનથી; અટકળે.

**અલતા** ૧. [ સં. અલક્તક ] પું. અળતો; સ્ત્રીઓના હાથપગ રંગવામાં વપરાતો રાતો રંગ.
૨. પું. ખસી કરેલી પુરુષની ઇંદ્રી.

**અલપઅવસથા** [ સં. અલ્પ ( નાનું ) + અવસ્થા ( સ્થિતિ ) ] ન. ( ડિંગળ ) વછેરું.

**અલફ** ૨. [ અ. ] પું. ઘાસ.

**અલબરૂની** પું. મધ્યયુગના હિંદનું વર્ણન કરનાર મૂર જાતનો મુસાફર. ૧૦૩૦ની સાલમાં તે વખતના હિંદનું વર્ણન લખતાં તેણે અઢાર પુરાણની ટીપ આપી છે.

**અલબિલલ** [ હિં. ] બ. નકામું; અમથું.

**અલબીતલબી** [ અ. ] સ્ત્રી. અરબી, ફારસી વગેરે વિદેશી ભાષા; ઘણી અઘરી ઉર્દૂ ભાષા.

**અલબુર્ઝ** ( અલબુર્ઝ ) [ ફા. ] પું. ઈરાનનો એ નામનો એક પર્વત.

**અલબેટ** [ હિં. ] સ્ત્રી. વળ; આમળો.
અલબેટ દેવી = વળ દેવો.

**અલબેલપણુ** ન. અલબેલાપણું. જુઓ અલબેલાપણું.

**અલબેલાપણુ** ન. અલબેલાપણું. જુઓ અલબેલાપણું.

**અલમ** ૬. પું. નિશાની; ચિહ્ન.
૭. પું. ભાલું.
૮. [ હિં. ] પું. વેલને ટેકો આપવા ખોડેલ લાકડું.
૯. વિ. ડાહ્યું; સમજુ.

**અલમદાર** [ અ. અલમ ( ઝંડો ) + દાર ( વાળું ) ] પું. વાવટો ઉપાડનાર; હાથમાં ધજા રાખનાર.

**અલમ નશરા** [ અ. ] વિ. જાહેર; દેખીતું.

**અલમસઉદી** પું. હિંદની યાત્રાએ આવેલ એ નામનો જૂનો મુસાફર.

**અલમસ્ત** ૫. વિ. ગાંડું; ઘેલું.
૬. વિ. પીધેલ; નશો કરેલ.

**અલમાસી** [ ફા. ] વિ. પાસાદાર; પાસવા પડ્યા હોય એવું.

**અલમુન્તહા** ન. કલ્પદ્રુમ; ઇચ્છેલું ફળ આપનારું ઝાડ.

**અલયા** [ હિં. ] સ્ત્રી. આલા એટલે શ્રેષ્ઠનું લઘુતાવાચક એટલે નાનાપણું બતાવનાર રૂપ.

**અલરેજા** ૧. ન. એ નામની અટકનું માણસ.
૨. વિ. એ નામની અટકનું.

**અલલ** ૧. વિ. ઉદ્ધત; ઉચ્છૃંખળ; અલઠ.
૨. વિ. દુનિયાદારીના અનુભવ વગરનું; અણુપલોટ.
૩. વિ. ( ડિંગળ ) પ્રથમ પંક્તિનું; ઉત્તમ.
૪. વિ. બુદ્ધિ વગરનું; મૂર્ખ.
૫. વિ. બેફિકર; પરવા વિનાનું; નધરોળ.

**અલલઝપ** ( અલલઝપ ) ૩. [હિં.] વિ. ગંદું; મેલું.
૪. વિ. બેદરકાર; કાળજી વગરનું.

**અલલ્લાં** પું. ( ડિંગળ ) ઘોડા.

**અલલ્લે તલલ્લે** ૧. [ હિં. ] પું. ઉજાણી; આનંદ.
૨. પું. ઉડાઉપણું; અવિચારી ખર્ચ કરવું તે.
અલલ્લે તલલ્લે કરવું = (૧) ઉડાવવું. (૨) મોજશોખમાં દિવસ કાઢવા. (૩) વખત પસાર કરવો.
૩. પું. ભભકો.
૪. પું. વિષયસુખ; કામભોગનો આનંદ.

**અલવટ** ન. માટી ઘસડી બંધ બાંધવા માટે વપરાતું ઓજાર.

**અલવાતી** [ હિં. ] સ્ત્રી. સુવાવડી સ્ત્રી.

**અલવાથા** [ હિં. ] વિ. નરમ; સુંવાળું.
અલવાથા ઉડાવવું = ઉપર ઉપરથી લઈ લેવું.

**અલવાંત** [ હિં. ] સ્ત્રી. સુવાવડી સ્ત્રી.

**અલવી** [ અ. ] હઝરત મહમ્મદ પેગંબરના જમાઈ અલીનો વારસ કે અનુયાયી.

**અલવે** ૫. બ. લીલાએ; લહેરથી.

**અલશ** સ્ત્રી. અલક્ષ્મી; ગરીબાઈ.

**અલસટ** [સં. આલસ્ય ] સ્ત્રી. આળસ; એદીપણું.

**અલસાટી** જુઓ અલસટ.

**અલસલામ** [ અ. ] બ. તારી ઉપર શાંતિ રહો !

**અલસાન** [ સં. આલસ્ય ] સ્ત્રી. આળસ; સુસ્તી.

**અલસેટ** ૧. [ હિં. ] સ્ત્રી. આડો વહેવાર.
૨. સ્ત્રી. ખાધ; હિસાબમાં ફેર.
૩. સ્ત્રી. છેતરપિંડી; ઠગાઈ.
૪. સ્ત્રી. ધાંધલ; ધમાલ.

**અલસેટિયા** ૧. [ હિં. ] વિ. આળસુ; સુસ્ત.
૨. વિ. છેતરનારું; દગાખોર.
૩. વિ. દેવું વાળવામાં ધીમું.

**અલહદા** ૧. વિ. અલગ; જુદું.
૨. વિ. અસાધારણ; અસામાન્ય.
૩. વિ. એકલું.
૪. વિ. ખડી ગયેલું.
૫. વિ. જુદું પાડેલું.
૬. વિ. નાત બહાર કાઢેલું; બહિષ્કૃત.
૭. વિ. નિષ્પક્ષપાત; ભેદભાવ રાખે નહિ એવું.
૮. વિ. ખાતલ કરેલું.
૯. વિ. સ્વતંત્ર.
૧૦. બ. જુદું.

અલહદા અલહદા = (૧) એક પછી એક. (૨) જુદી જુદી રીતે; નોખાનોખા.

૧૧. અ. દૂર; છેટે.

અલહફીઝ (અલહફીઝ) અ. ઈશ્વર આપણું રક્ષણ કરે એવો ઉદ્ગાર.

અલહમ્દ [અ.] સ્ત્રી. કુરાનની પહેલી સૂરત એટલે પ્રકરણ.

અલહાસિલ [અ.] અ. ટૂંકામાં; સારાંશરૂપે.

અલંકારશાસ્ત્ર ૨. ન. (શિલ્પ) મકાન વગેરે શણગારવાની કળાને લગતું શાસ્ત્ર.

અલંકિત [સં. અલંકૃત] વિ. (ડિંગળ) શણગારેલું; શોભાવેલું.

અલંગ ૮. વિ. નાગું; કપડાં વગરનું.

અલંબુષા ૬. સ્ત્રી. ઇક્ષ્વાકુ રાજાની રાણી.

અલા ૪. પું. કીર્તિ.

૫. વિ. સૌથી ઊંચું.

૬. અ. ઉપર.

અલાઉદ્દીન અહમ્મદ પું. ઇમામી પંથનો છવીસમો ધર્મગુરુ. તે ઈ. સ. ૧૨૨૧ થી ૧૨૫૫ સુધી ગાદી ઉપર રહ્યો હતો.

અલાએ બલાએ [હિં.] સ્ત્રી. આફત; અલાબલા.

અલાઓ [હિં.] પું. ખાડામાં સળગાવેલો મોટો ભડકો.

અલાકત [અ.] ન. લટકામણ.

અલાકા ૧. [અ.] પું. નોકરી; સેવા.

૨. પું. પદવી.

૩. પું. પ્રાંત; દેશનો વિભાગ.

૪. પું. ભાગ.

૫. પું. ભોગવટો; માલિકી સંબંધી સત્તા કે હક.

૬. પું. લાગુ પડવાપણું; અનુરૂપતા.

૭. પું. સંબંધ; આધાર.

૮. પું. હકૂમત; કાયદાથી મળેલો અધિકાર.

અલાખો ૨. પું. (ગ્રામ્ય) અભિલાખ.

અલાજકરિયા સલામ પું. ઈ. સ. ૧૧૬૨–૧૧૬૬ સુધીમાં થઈ ગયેલ ઇમામી ધર્મનો ત્રેવીસમો ધર્મગુરુ.

અલાપ ૪. [હિં.] પું. અંકગણિત કે અક્ષરગણિતના દાખલામાં સવાલોનું સંધાન.

અલાપન [સં. આ (વધારે) + લપ્ (બોલવું)] ન. ગાણું.

અલાપવું ૩. અ. ક્રિ. દુઃખથી ચીસ નાખવી.

અલાપી [સં. આ (વધારે) + લપ્ (બોલવું)] સ્ત્રી. (સંગીત) ગાંધાર ગ્રામની મૂર્છનામાંની એ નામની એક.

અલાબુચ્છેદ [સં. અલાબુ (તુંબડું) + છેદ (કાપ)] પું. તુંબડું કાપવાનું હથિયાર.

અલામત ૧.—

૧. અલામતે ઈઝાફત = સંબંધ વિભક્તિની નિશાની.

૨. અલામતે તઝકીર–તાનીસ = જાતિનું ચિહ્ન.

૩. અલામતે દસ્તખત = સહીને બદલે નિશાની.

૪. અલામતે બુલુગિયત = યુવાવસ્થાની નિશાની; જુવાની આવ્યાનું ચિહ્ન.

૫. અલામતે મર્દી = શિશ્ન; લિંગ.

૨. ન. અનુક્રમણિકા.

૩. ન. બખ્તર; કવચ; લોઢાનો પોશાક.

૪. ન. રોગલક્ષણ; દરદનું ચિહ્ન.

અલામહમ્મદ પું. ઈ. સ. ૧૧૬૬ થી ૧૨૧૦ સુધીમાં થઈ ગયેલો ઇમામી પંથનો ચોવીસમો ધર્મગુરુ.

અલામી [અ. અલમ (તેણે જાણ્યું)] પું. પંડિત; વિદ્વાન.

અલારખીઆ ૧. ન. મુસલમાનની એ નામની અટકનું માણસ.

૨. વિ. મુસલમાનની એ નામની અટકનું.

અલાલત [અ.] સ્ત્રી. બીમારી; માંદગી.

અલાહેદું [અ. અલાહિદા (જુદું)] વિ. ઇલાયદું; છૂટું; નોખું.

અલિ ૧૨. પું. (ડિંગળ) ડંખ; આંકડો.

અલિક ૨. ન. (ડિંગળ) અસત્ય; જૂઠાણું.

૩. ન. (ડિંગળ) ભાગ્ય; નસીબ.

અલિકુલી ઇસ્તુલ્જિ પું. નૂરજહાનના પહેલા ધણીનું નામ. તેનું નામ પાછળથી શેર અફ્ઘાન પાડવામાં આવ્યું હતું, કારણ કે તેણે વાઘને બાથમાં લઈને ફેંકી દીધો હતો.

અલિચ્છી વિ. ઠંડાસિયું; બદાઈખોર.

અલિપ્સા [સં. અ (નહિ) + લિપ્સા (લાલચ)] સ્ત્રી. નામરજી; અનિચ્છા.

અલિફ [અ.] પું. અરબી અને ફારસી મૂળાક્ષરનો પહેલો અક્ષર.

અલફ થવું = (૧) ઉછેરવું. (૨) સીધું થવું.

અલિફે અલ્લાહ ૧. [અ.] વિ. એકલું; મિત્ર કે સગાં વગરનું.

૨. વિ. ગરીબ.

અલિફે બે [અ.] સ્ત્રી. મૂળાક્ષર.

અલિખ ન. ખંભાત તરફ ઊગતી બિલાડીના ટોપની ૭ ઇંચ મોટી ટોપીવાળી જાત. ઘાટના લોકો તે ખાય છે.

અલિમદ પું. પેશાવરની ઈશાનમાં આવેલો યુસફઝાઈનો મુલક. ત્યાં બૌદ્ધ અને યૂનાન–બૅક્ટ્રિયાના સમયનાં જૂનાં ખંડેર આવેલાં છે.

અલિયાબાદવાલા ૧. ન. મેમણની એ નામની અટકનું માણસ.

૨. વિ. મેમણની એ નામની અટકનું.

અલિંગી ૯. વિ. નાન્યતર જાતિનું; નપુંસક.

અલિંદ ૮. પું. દેવડી.

૯. ન. હૃદયનો ઉપલો ભાગ; 'ઑરિકલ'. જુઓ હૃદય.

અલિંદક [સં.] પું. દરવાજા પરની અગાશી.

અલિંદનિલયસેતુ [સં. અલિંદ (હૃદયનો ઉપલો ભાગ) + નિલય (ગુહા) + સેતુ (પુલ)] પું. હૃદયના જમણા અને ડાબા અર્ધ ભાગને જોડતો માંસરજ્જુ; 'ઑરિક્યુલો-વેન્ટ્રિક્યુલર બંડલ'.

અલિંદનિલયાંતરિકા [સં. અલિંદ (હૃદયનો ઉપલો ભાગ) + નિલય (ગુહા) + અંતરિકા (નલી)] સ્ત્રી. એ નામની હૃદયમાં રહેલી હાંસ; 'કૉરોનરિ સલ્કસ'. જુઓ હૃદય.

અલિંદશીર્ષક [સં. અલિંદ (હૃદયનો ઉપલો ભાગ) + શીર્ષક (માથાનો ટોપ)] ન. હૃદયના કોઈ પણ અલિંદ (ઑરિકલ)માંથી બહાર પડતો કાનના આકાર જેવો વધારાનો ભાગ; 'ઑરિક્યુલ'.

અલિંદસંકોચ [સં. અલિંદ (હૃદયનો ઉપલો ભાગ) + સંકોચ (બિડાવું તે)] પું. હૃદયના બે અલિંદોનું એકી સાથે સંકોચાવાપણું; 'એટ્રિઅલ સિસ્ટલ'.

અલિંદોદર [સં. અલિંદ (હૃદયનો ઉપલો ભાગ) + ઉદર (પેટ)] ન. હૃદયના જમણા અલિંદનો એક ભાગ; 'સાઇનસ વીનેરમ'. જુઓ હૃદય.

અલી ૮. [હિં.] સ્ત્રી. જિંદગીનું જોખમ.

અલી ટલવી = મોતના પંજામાંથી બચવું.

૯. સ્ત્રી. પત્ની; સ્ત્રી.

અલીક ૧૪. ન. (ડિંગળ) ભાગ્ય; નસીબ.

અલીક ઝિલ્લી [સં. અલીક (ખોટું) + ઝિલ્લી (પડ)] સ્ત્રી. ખોટું આવરણ.

અલીખત વિ. મોટું; કદાવર.

અલીખલુપ્ત ન. કૂદકા મારતાં દોડવાની ઘોડાની ગોળાકાર ચાલ.

**અલીબંદ** ૧. ન. અલંકાર; આભૂષણ; ઘરેણું.
૨. ન. તાવીજ.

**અલીમ** ૧. [ અ. ] વિ. ડાહ્યું; સમજુ.
૨. વિ. દુઃખદાયક; પીડા કરનારું.

**અલી મદદ** ૩. સ્ત્રી. કુસ્તીનો એક દાવ.
૪. સ્ત્રી. સામી સલામ.

**અલીવ** પું. ગુજરાત અને દક્ષિણ હિંદમાં ખેતરમાં ઊગતો એક જાતનો છોડ. તેનું બી તાકાત આપનાર મનાય છે.

**અલીશાહદાતાર** પું. ઈ. સ. ૧૮૮૧ થી ૧૮૮૫ સુધી થઈ ગયેલ ઇમામી પંથનો સુડતાલીસમો ધર્મગુરુ.

**અલીહ** [ હિં. ] સ્ત્રી. જિંદગીનું જોખમ.

**અલુપ્તપ્રકાશ** [ સં. અ ( નહિ ) + લુપ્ત ( નાશ થયેલું ) + પ્રકાશ ( તેજ )] ન. બ્રહ્મ, કેમકે તે સદા પ્રકાશમાન રહે છે.

**અલૂ** [ સં. આલુ ] પું. એ નામનું એક જાતનું કંદમૂળ; અળુ; અળવી.

**અલૂક** વિ. ( ડિંગળ ) ઉલ્લુ; મૂર્ખ.

**અલૂક્ષ** ૩. વિ. રસિક; મર્મજ્ઞ; ભેદ જાણનાર; રહસ્ય સમજનાર.

**અલૂચા** [ ફા. ] પું. એક જાતનું આલુ.

**અલૈયાબલૈયા** ૨. સ્ત્રી. દીવાળીની રાતે છોકરાં શેલડીના સાંઠા પર કરે છે તે દીવો; મેરાયું.
૩. સ્ત્રી. ભોગ.

**અલૈહદગી** [ અ. ] સ્ત્રી. જુદાઈ.

**અલૈહદા** [ અ. અલાહિદા ] વિ. અલગ. જુઓ અલાહદા.

**અલૈહિ** [ અ. ] અ. તેના ઉપર.

**અલૈહિમ** [ અ. ] અ. તેમના ઉપર.

**અલૈહિ–ર્–રહમત** [ અ. અલૈહિ ( તેના ઉપર ) + અલ ( નિશ્ચય બતાવનાર પૂર્વગ ) + રહમત ( દયા )] અ. ખુદાની દયા તેના ઉપર રહે!

**અલોક** ૧૪. પું. શિવનું એક નામ.

**અલોતા** [ હિં. ] પું. પડદો.

**અલોના** ૪. વિ. તાજું; નવું.

**અલોપ** ૨.—
૨. અલોપ બનવું = (૧) દેખાતું બંધ પડવું. (૨) સંતાડાવું. (૩) હોવાનું બંધ થવું.

**અલોપા** સ્ત્રી. એ નામની દેવી.

**અલોમિકા** [ સં. અ ( નહિ ) + લોમન્ ( વાળ ) + ઇકા ( વાળી )] વિ. સ્ત્રી. રૂવાં વગરની.

**અલોલ** ૬. પું. શિવનાં હજાર નામ માંહેનું એક.

**અલોલકલોલ** [ હિં. ] સ્ત્રી. નાનાં પ્રાણીઓના ચાળા; નખરાં.

**અલોલકિલોલ** ૧. [ સં. અ ( વધારે ) + લલ્ ( રમવું ) + કિલ્ ( રમવું )] પું. કિલોલ.
૨. પું. રમતિયાળપણું.

**અલોલોલો** અ. અળોળોળો; હાલરડું ગાતાં ગાતાં કરાતો અવાજ.

**અલોહકપિલ** [ સં. અ ( નહિ ) + લોહ ( લોઢું ) + કપિલ ( લોબાન )] ન. એ નામનું એક રસાયણ; 'હીમેટ્રોપઇડિન'.

રક્તરંજક અતિ અગત્યના લોઢાના તત્ત્વવાળા લોહકપિલ ( હીમેટિન ) અને લોહપિંડકથી બનેલો સંયુક્ત પદાર્થ છે. જો લોહકપિલમાંથી લોઢાનું તત્ત્વ ખેંચી લઈએ તો અલોહકપિલ ( હીમેટ્રોપઇડિન ) અથવા લોઢા વિનાનો લોહકપિલ નામનો પદાર્થ આપણને મળશે.

દેહધર્મવિદ્યાનાં તત્ત્વો

**અલૌતી** [ હિં. ] સ્ત્રી. છાપરાની પાંખ.

**અલ્ટ્રાવાઈઓલેટ** [ અં. ] વિ. મણીના રંગનું; જાંબુડિયા આસમાની રંગનું; જાંબુલાતીત. સૂર્યના આવા રંગનાં કિરણ સૂર્યસ્નાન એટલે સૂરજનાં કિરણો શરીર ઉપર ઝીલવા માટે બહુ ઉપયોગી છે. આવાં સૂર્યમાંથી પરાવર્તન પામેલાં કિરણો ઝીલવાથી શરીર અને હાડકાંને સ્ફૂર્તિ આપી શકાય છે.

**અલ્તમગા** [ તુ. ] પું. બાદશાહી સીલ; રાજાનો સિક્કો.

**અલ્તિગિરિ** પું. ઓરિસા પ્રાંતના કટક જિલ્લામાં આવેલ એ નામની પર્વતમાળા; ખંડગિરિ. તેના ઉપર જૂના વખતનાં ઘણાં બૌદ્ધ કોતરણીકામ અને ગુફા આવેલ છે.

**અલ્પ** ૧૨. ન. ( શિલ્પ ) કામિકાગમમાં બતાવેલ વીશ જાતનાં મકાનોમાંનો એક વર્ગ. તે વીશ જાત: સિંધુક, સંપૂર્ણ, મેરુકૂટ, ક્ષેમ, શિવ, હર્મ્ય, સૌમ્ય, વિશાલ, સર્વકલ્યાણ, વિજય, ભદ્ર, રંગમુખ, અલ્પ, કોણ, ગેય, સાર, પુષ્કર, અદ્ભુત, સંકીર્ણ અને દંડ.

**અલ્પકાય જંતુ** [ સં. અલ્પ ( નાનું ) + કાયા ( શરીર ) + જંતુ ] પું. ઘણું બારીક જંતુ; 'લોઅર બેક્ટીરિઅ'.

**અલ્પગેય** [ સં. અલ્પ ( થોડું ) + ગેય ( ગાઈ શકાય એવું )] વિ. થોડું ગાઈ શકાય એવું; ધીમે સાદે ગવાય એવું.

**અલ્પચેષ્ટ** [ સં. અલ્પ ( થોડું ) + ચેષ્ટા ( ગતિ )] વિ. થોડું ફરી શકે એવું; ઓછું ચાલે તેવું.

**અલ્પચેષ્ટસંધિ** [ સં. અલ્પ ( થોડું ) + ચેષ્ટા ( ગતિ ) + સંધિ ( સાંધો )] પું. થોડો ફરી શકે એવો સાંધો. આ જાતના સાંધામાં નજીક રહેલા હાડકાંઓના સંધિઅંશો તે બન્નેની વચ્ચે આવેલા એકાદ સ્નાયુ વડે અથવા એકાદ પાતળા તરુણાસ્થિચક્ર ( કાર્ટિલિજ ) વડે જોડાય છે. તેમને સ્નાયુકોષ અને શ્લેષ્મધરાકલાપુટક ( સાઇનોવિઅલ બર્સા ) હોતું નથી. હાડકાંઓ નજીક હોવાથી સ્નાયુઓનો ખપ નથી. બન્ને વચ્ચે રહેલું તરુણાસ્થિચક્ર થોડી ચેષ્ટા થવા દે છે.

**અલ્પ ચેષ્ટાવંત સંધિ** [ સં. અલ્પ ( થોડું ) + ચેષ્ટા ( હિલચાલ ) + વત્ ( વાળું ) + સંધિ ( સાંધો )] પું. ઓછું હલનચલન થાય તેવો સાંધો.

**અલ્પજનમત** [ સં. અલ્પ ( થોડું ) + જન ( લોક ) + મત ( અભિપ્રાય )] પું. નાની સંખ્યાવાળો પક્ષ; 'માઇનોરિટિ'.

**અલ્પતમ ભરતી** [ સં. અલ્પતમ ( સૌથી થોડું ) + ભૃ ( ભરવું )] સ્ત્રી. કૃષ્ણ અને શુક્લ પક્ષની આઠમને દિવસે દરિયામાં આવતી ઓટમાં ઓછી ભરતી.

**અલ્પતમાંશ** [ સં. અલ્પતમ ( સૌથી થોડું ) + અંશ ( ભાગ )] વિ. સૌથી થોડું; ન્યૂનતમ; લઘુતમ.

**અલ્પધારણ** [ સં. અલ્પ ( થોડું ) + ધારણ ( રાખવું તે )] વિ. યોગ્ય પ્રમાણ કરતાં ઓછું; નિયમ કરતાં થોડું; અલ્પપ્રમાણી.

**અલ્પનિદ્રતા** [ સં. અલ્પ ( થોડું ) + નિદ્રા ( ઊંઘ ) + તા ( પણું )] સ્ત્રી. ઓછી ઊંઘ આવે એવો એક રોગ.

**અલ્પપાત્ર** [ સં. અલ્પ ( ઓછું ) + પાત્ર ( લાયક )] વિ. ઓછી લાયકાતવાળું.

**અલ્પ પારદર્શક** [ સં. અલ્પ ( થોડું ) + પાર ( છેડો ) + દર્શક ( બતાવનાર )] વિ. અર્ધ સ્વચ્છ; પ્રકાશ આપનાર પદાર્થ પૂરેપૂરો ન દેખાય એ રીતે પ્રકાશને પોતાનામાંથી જવા દેનારું; 'ટ્રેન્સલ્યુસન્ટ'.

**અલ્પ પારદર્શકતા** [ સં. અલ્પ ( થોડું ) + પાર ( છેડો ) + દર્શક ( બતાવનાર ) + તા ( પણું )] સ્ત્રી. અપૂર્ણ પારદર્શકપણું; 'ટ્રેન્સલ્યુસન્સ'.

**અલ્પપુણ્ય** [ સં. અલ્પ ( થોડું ) + પુણ્ય ] વિ. ઓછાં સારાં કર્મવાળું.

**અલ્પપ્રભાવ** ૧. [ સં. અલ્પ ( થોડું ) + પ્રભાવ ( શક્તિ ) ] વિ. ઓછી શક્તિવાળું.
૨. વિ. નજીવું; તુચ્છ; માલ વિનાનું.

**અલ્પપ્રમાણક** ૨. [ સં. અલ્પ ( થોડું ) + પ્રમાણ ( આધાર ) + ક ( વાળું ) ] વિ. થોડા આધારવાળું; પૂરતા પુરાવા વિનાનું.

**અલ્પપ્રમાણી** [ સં. અલ્પ ( થોડું ) + પ્રમાણ ( માપ ) + ઇન્ ( વાળું ) ] વિ. જોઈએ તે કરતાં ઓછું; અલ્પધારણ.

**અલ્પપ્રાણ** ૩. [ સં. અલ્પ ( થોડું ) + પ્રાણ ( જીવ ) ] વિ. પ્રાણી વિનાનું.

**અલ્પપ્રાણી** [ સં. અલ્પ ( થોડું ) + પ્રાણ ( વાયુ ) + ઇન્ ( વાળું ) ] વિ. જેનો ઉચ્ચાર કરવામાં થોડો શ્વાસ કાઢવો પડે એવું.

**અલ્પભાર** [ સં. અલ્પ ( થોડું ) + ભાર ( વજન ) ] વિ. હલકું; થોડા વજનવાળું.

**અલ્પભોગ** [ સં. અલ્પ ( થોડું ) + ભોગ ( ભોગવટો ) ] પું. ઇંદ્રિય ઉપર રખાતો કાબૂ.

**અલ્પમાત્ર** ૨. પું. થોડો વખત.

**અલ્પમેધા** [ સં. અલ્પ ( થોડું ) + મેધા ( બુદ્ધિ ) ] વિ. કમઅક્કલ; મંદ બુદ્ધિવાળું.

**અલ્પરજોધર્મ** [ સં. અલ્પ ( થોડું ) + રજોધર્મ ( અટકાવ આવવો તે ) ] પું. સ્ત્રીને માસિક અટકાવમાં થોડું લોહી પડવું તે; અલ્પાર્તવ; ક્ષીણરક્ત.

**અલ્પવયી** [ સં. અલ્પ ( ઓછું ) + વયસ્ ( ઉમર ) + ઇન્ ( વાળું ) ] વિ. નાની ઉંમરનું.

**અલ્પવિરામાકાર જંતુ** [ સં. અલ્પવિરામ ( , આવું ચિહ્ન ) + જંતુ ] પું. સહેજ વાંકા ડોકવાળાં ઘણાં બારીક જંતુ.

**અલ્પવિહાર** [ સં. અલ્પ ( થોડું ) + વિહાર ( ગમત ) ] પું. સંયમ. જુઓ અલ્પભોગ.

**શ્રુત** ૨. વિ. શાસ્ત્રથી અજાણ.

**અલ્પસાવદ્યકર્મઆર્ય** [ સં. અલ્પ ( થોડું ) + સાવદ્ય ( દોષવાળું ) + કર્મન્ ( કામ ) + આર્ય ( શ્રેષ્ઠ માણસ ) ] પું. ( જૈન ) વ્રતધારી શ્રાવક; શ્રાવકનાં વ્રત અંગીકાર કરેલ જૈન ગૃહસ્થ. તેણે પાપ નહિ કરવાનાં વ્રત સંપૂર્ણ રીતે લીધાં નથી, પણ અમુક અંશે પાપથી દૂર છે, તેથી તે અલ્પસાવદ્યકર્મઆર્ય કહેવાય છે.

**અલ્પાકા** [ સ્પે. એલપેક ] ન. અમેરિકાનું ઊંટની જેવી ડોકવાળું ઘેટાને મળતું એક જાનવર, જેની ઊનમાંથી સુંદર કપડાં બને છે. જુઓ અલપાકા ૨.

**અલ્પાધિક** [ સં. અલ્પ ( થોડું ) + અધિક ( વધારે ) ] અ. થોડે ઘણે અંશે.

**અલ્પાનંદ** [ સં. અલ્પ ( થોડું ) + આનંદ ( મઝા ) ] પું. હલકો જાતનો આનંદ.

**અલ્પાનંદી** [ સં. અલ્પ ( થોડું ) + આનંદ ( મઝા ) + ઇન્ ( વાળું ) ] વિ. તુચ્છ આનંદમાં મઝા લેનારું.

**અલ્પિકા** ૨. સ્ત્રી. ડાંસ; વનમક્ષિકા.

**અલ્પીન** [ પોર્ટું. અલ્ફિનેટ ] સ્ત્રી. ટાંકણી; માથાદાર ઝીણી ખીલી.

**અલ્પોષ્ણ** [ સં. અલ્પ ( થોડું ) + ઉષ્ણ ( ગરમ ) ] વિ. નવશેકું; કોકરવાયું.

**અલ્ફ** [ અ. ] વિ. હજાર.

**અલ્ફજન** ન. દક્ષિણ હિંદમાં થતો કુદીનાની જાતનો એક છોડ; ધારૂ.

**અલ્ફેન** સ્ત્રી. ઊંચી, પાતળી અને નાજુક સ્ત્રી.

**અલ્ફાલ્ફા** ન. વિલાયતી ઘાસ. તે પૂના તરફ બહુ ઊગે છે.

**અલ્ફી** ૧. સ્ત્રી. ટાંકણી.
૨. વિ. નિશાનીવાળું.

**અલ્ફીન** જુઓ અલ્ફન.

**અલ્મેનિયન** સ્ત્રી. અલ્મેનિયા દેશમાં વપરાતી એક લિપિ.

**અલ્લક બૌરે** પું. ગાંડો માણસ; મૂર્ખ માણસ.

**અલ્લકા** [ સં. ] સ્ત્રી. ધાણા.

**અલ્લડ** ૧. [ હિં. ] વિ. નાનું; બાળકબુદ્ધિનું.
૨. વિ. વિચાર વગરનું.
૩. વિ. જુઓ અલ્લડ ૧–૭.

**અલ્લભ** પું. એ નામનો એક રસસિદ્ધ.

**અલ્લમ ગલ્લમ** ૨. [ હિં. ] પું. નજીવી વાત.
૩. પું. સટરપટર; કચરપચર.
અલ્લમ ગલ્લમ ખાવું = સારૂંનરસું ખાવું.
૪. અ. સમજ્યા વગર; ફાવે તેમ.
અલ્લમ ગલ્લમ બકવું = અર્થ વગરની વાત કરવી.

**અલ્લમઘલ્લમ** ૧.—
અલ્લમ ઘલ્લમ કરવું = ઉચાપત કરવું.
૩. [ અ. ] પું. અભિમાન; ગર્વ; મગરૂરી.
૪. પું. કચરો; સટરપટર.

**અલ્લામ** ૨. [ અ. ] પું. ઈશ્વર; પરમાત્મા.

**અલ્લામા** ૧.—
અલ્લામયે દહર = યુગનો સૌથી વધારે વિદ્વાન માણસ.

**અલ્લાહ** ૧.—
૫. અલ્લાહ પીર મનાવવું = (૧) ઈશ્વર અને પવિત્ર પુરુષો પાસેથી મદદ માગવી. (૨) ધાર્મિક પ્રતિજ્ઞા લેવી.
૬. અલ્લાહ લોગ–અલ્લાહના લોગ = (૧) અવિચારી માણસો. (૨) પવિત્ર માણસો. (૩) ફકીરો. (૪) ભોળાં માણસ.
૭. અલ્લાહની જાન = (૧) ગરીબ પ્રાણી. (૨) જીવ; પ્રાણી.
૮. અલ્લાહની હાથી–ભેંસ = (૧) નાનું કાળું જંતુ. (૨) બાળકને બીવડાવવા વપરાતો શબ્દ.

**અલ્લાહ અલ્લાહ** ૨.—
અલ્લાહ અલ્લાહ કરવું = ઈશ્વરની માળા ફેરવવી.

**અલ્લાહ આમીન** ૨. અ. ઘણી સંભાળથી.

**અલ્લાહનિગેહબાન** [ અ. અલ્લાહ ( ઈશ્વર ) + ફા. નિગેહબાન ( રક્ષક ) ] અ. છેલ્લી સલામ.

**અલ્લાહબેલી** [ અ. અલ્લાહ ( ઈશ્વર ) + વાલી ( રક્ષક ) ] અ. છેલ્લી સલામ. આ શબ્દ અલ્લાહવાલીનું અપભ્રંશ છે.

**અલ્લાહમારી** ૧. સ્ત્રી. રખડુ સ્ત્રી.
૨. સ્ત્રી. વેશ્યા.

**અલ્લાહમ્યાં** [ અ. અલ્લાહ ( ઈશ્વર ) + મિયાં ( સાહેબ ) ] પું. ઈશ્વર.
અલ્લાહમ્યાંની ગાય = ભોળું માણસ.

**અલ્લાહરખો** [ અલ્લાહ ( ઈશ્વર ) + રક્ષ્ ( રક્ષણ કરવું ) ] અ. ઈશ્વર તેનું રક્ષણ કરે!

**અલ્લાહ રે** અ. હે ઈશ્વર! અરે પ્રભુ!

**અલ્લાહાબાદ** [ અ. અલ્લાહ ( ખુદા ) + આબાદ ( વસાવેલું ) ] ન. આગ્રા અને અયોધ્યાના જોડિયા પ્રાંતનું મુખ્ય શહેર; પ્રયાગ. ત્યાં જમીનની અંદર મંદિર, અશોકનો થંભ અને ખુશરૂને દાટવાની જગ્યા ઉપર બનાવેલી મહાન મસ્જિદ જોવા લાયક છે. ઈ.સ. ૧૮૮૭-માં ત્યાં વિદ્યાપીઠ સ્થાપવામાં આવી. ગંગા, યમુના અને સરસ્વતી એ ત્રણ નદીઓનો પવિત્ર સંગમ અહીં થતો હોવાથી ત્રિવેણી સંગમ ઉપર શ્રાદ્ધ કરવાનો મોટો મહિમા છે. ચારેક માઈલ દૂર ગંગાતીરે આવેલ શિવકોટિ નામની સુંદર જગ્યાએ કોટેશ્વર મહાદેવના મંદિર સંબંધી કહેવાય છે કે રાવણને માર્યાથી લાગેલ બ્રહ્મહત્યાના પાપનું નિવારણ કરવા માટે શ્રી રામચંદ્રજીએ આ મંદિર બંધાવેલું. ત્રિવેણીને કાંઠે કિલ્લામાં પ્રાગવડના નામથી ઓળખાતા અતિ પુરાણા વડનું યાત્રાળુઓ

ત્રિવેણી જળથી પૂજન કરે છે. અહીં કુંભમેળો દર બાર વર્ષે અને માઘમેળો દર વર્ષે ભરાય છે.

**અલ્લાહી અલ્લાહ** ૧. અ. અચંબો કે પોતાના વખાણ માટે વપરાતો ઉદ્ગાર.

૨. અ. અનંત ઈશ્વર!

૩. અ. ફકીરની સલામ.

**અલ્લાહુ અકબર** ૨. અ. આશ્ચર્યનો ઉદ્ગાર.

**અલ્હિયાબિલાવલ** સ્ત્રી. (સંગીત) એ નામની એક રાગિણી. જુઓ અલ્હૈયા બિલાવલ.

**અલ્લિ સહલ દરઆહાની** પું. એ નામનો મુસ્લિમ સંત.

**અલ્લોઅલ્લો** [ હિં. ] સ્ત્રી. નિદ્રા; નીંદર; ઊંઘ.

**અલ્હ** [ હિં. ] સ્ત્રી. ગોત્ર; વંશ કે કુળનું નામ.

**અવ અવ** [ અ. ] સ્ત્રી. અનુકરણીય શબ્દ; અવાજના અનુકરણથી બનતો શબ્દ.

અવ અવ કરવું = ભસવું.

**અવકંઠા** [ સં. અવ ( જ્ઞાન બતાવતો ઉપસર્ગ ) + કંઠ ( ડોક ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ઉત્કંઠા; આતુરતા.

**અવકંદ** પું. ( ડિંગળ ) ડાકુ; લૂંટારો.

**અવકાશ** ૧૧. પું. આકાશ; અંતરિક્ષ.

૧૨. પું. શરીરનો એક ખાડો; 'લક્યૂન'. તેમાં અસ્થિઘટક રહે છે.

**અવક્ર** ૩. [ સં. ] પું. સરલ વૃક્ષ; 'પાઇન ટ્રી'.

૪. વિ. સપાટ; ખાડાટેકરા વગરનું.

**અવક્રયી** [ સં. અવક્રી ( વેચાતું લેવું ) ] પું. ભાડૂત; ભાડે રહેનાર.

**અવક્રોશ** ૪. પું. માન; અહંકાર.

**અવક્ષિપ્ત** ૫. વિ. હદપાર થયેલ; દેશનિકાલ પામેલ.

**અવક્ષેપ** ૪. પું. ગાળ; ગળતાં નીકળેલો કચરો; 'પ્રિસિપિટેટ'.

**અવખલ** વિ. ઘણું લાલચુ.

**અવખી** ૨. સ્ત્રી. ( ડિંગળ ) ખરાબ બુદ્ધિ.

**અવગણ** ૮. વિ. ( ડિંગળ ) એકલું.

**અવગાથ** [ સં. અવગાહ્ ( નાહવું ) ] ન. સવારનું નાવણ; પ્રાતઃસ્નાન.

**અવગાહ** ૯. પું. માર્ગ આપવો તે.

૧૦. પું. ( ડિંગળ ) હાથીનું કપાળ.

**અવગાહપ્રતિજીવીગુણ** [ અવગાહ ( માર્ગ આપવો તે ) + પ્રતિજીવીગુણ ( ન હોવાપણું ) ] પું. ( જૈન ) સ્વતંત્રતા.

**અવગુંઠનવતી** [ સં. અવગુંઠન ( લાજ ) + વતી ( વાળી ) ] વિ.સ્ત્રી. ઘૂંઘટવાળી; મોં ઉપર કપડું ઢાંકયું હોય એવી; લાજ કાઢેલી; પડદેનશીન.

**અવગુંઠિત મુખી સાંપ** [ સં. અવગુંઠિત ( ઢંકાયેલ ) + મુખિન્ ( મોઢાવાળું ) + સર્પ ( સાપ ) ] પું. એક જાતનો સાધારણ ચીરાવાળા મોઢાનો સર્પ; 'એંજિયોસ્ટોમટ'.

**અવઘાટક** પું. બધાં મોતી એકસરખા કદનાં હોય એવી માળા.

**અવઘાતન** ૧. [ સં. અવ ( ઊલટું ) + ઘાતન ( નાશ ) ] ન. ખિલવણી; વિકાસ.

૨. ન. સ્વાભાવિક મતિ.

**અવઘટ** અ. કદાચિત્; કોઈ વખતે.

**અવચ્છાયા** [ સં. અવ ( ઓછાપણું બતાવતો ઉપસર્ગ ) + છાયા ( પડછાયો ) ] સ્ત્રી. મકાનની બાંધણીમાં પ્રકાશ અને છાયાની મણતરી.

**અવટાવવું** ૭. સ. ક્રિ. ઉકાળવું.

**અવટુ** ૧. [ સં. ] પું. ડોકનો પાછલો ભાગ.

૨. ન. સ્વરયંત્રનું એ નામનું તરુણાસ્થિ; 'થાઇરોઇડ કાર્ટિલિજ'.

**અવટુક** [ સં. અવટુ ( ડોકમાંનું એક તરુણાસ્થિ ) ] ન. સ્વરયંત્રના નવ તરુણાસ્થિમાંનું એ નામનું સૌથી મોટું; હૈડિયો; 'થાઇરોઇડ કાર્ટિલિજ'.

**અવટુકકંઠિકા કલા** સ્ત્રી. ચુલ્લિ કંઠિકા કલા; હૈડિયાથી કંઠાસ્થિ સુધી જતી આવરણત્વચા; 'થાઇરોહાયોઇડ મેમ્બ્રેન'.

**અવટુકંઠિકા** [સં. અવટુ ( ડોકનો પાછલો ભાગ ) + કંઠિકા ( કંઠી ) ] સ્ત્રી. ગળાના મૂળભાગે રહેલી એ નામની એક ટૂંકી અને ચોખંડી પેશી; 'થાઇરોહાયોઇડિયસ'. તે અવટુ પરથી શરૂ થઈ કંઠિકાસ્થિના મહાશૃંગની નીચે લાગેલી છે. તે સ્વરયંત્રને ઉપર અને કંઠિકાસ્થિને નીચે ખેંચે છે.

**અવટુકંઠિકા પેશી** [ સં. અવટુ ( ડોકનો પાછલો ભાગ ) + કંઠિકા ( કંઠી ) + પેશી ] સ્ત્રી. ચુલ્લી કંઠિકા પેશી; ગળાના મૂળ ભાગે રહેલી એ નામની એક ટૂંકી અને ચોખંડી પેશી; હૈડિયાથી કંઠાસ્થિ સુધી જતી એક નાની પેશી; 'થાઇરોહાયોઇડ મસલ'.

**અવટુકાગ્રંથિ** સ્ત્રી. ચુલ્લિકા ગ્રંથિ; કંઠપિંડ; 'થાઇરોઇડ ગ્લૅન્ડ'.

**અવટુકૃકાટિકા** [ સં. અવટુ ( ડોકનો પાછલો ભાગ ) + કૃકાટિકા ( ગરદનનો વાંસેનો ભાગ ) ] સ્ત્રી. સ્વરતંત્રીની એ નામની પેશી; 'કોકોથાઇરોઇડિઅસ'. તે સ્વરતંત્રીઓને લાંબીટૂંકી કરે છે.

**અવટુગોજિહ્વિકા** [ સં. અવટુ ( ડોકનો પાછલો ભાગ ) + ગો ( ગાય ) + જિહ્વા ( જીભ ) ] સ્ત્રી. સ્વરતંત્રીની એ નામની પેશી; 'થાઇરોએપિગ્લોટિકસ'. તે તંત્રીદ્વાર સાંકડું કે પહોળું કરે છે.

**અવટુગ્રીવિકા ધમની** [ સં. અવટુ ( ડોકનો પાછલો ભાગ ) + ગ્રીવા ( ડોક ) + ઇક ( લગતું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + ધમની ( હૃદયમાંથી શુદ્ધ લોહી લઈ જનારી નળી ) ] સ્ત્રી. ગળા અને ડોકમાંથી જતી ધોરી નસ; 'થાઇરો સર્વિકલ આર્ટરિ'.

**અવટુઘાટિકા** [ સં. અવટુ ( ડોકનો પાછલો ભાગ ) + ઘાટિકા ( ડોકનો વાંસલો ભાગ ) ] સ્ત્રી. સ્વરતંત્રીની એ નામની પેશી; 'થાઇરોએરિટીનોઇડિઅસ'. તે સ્વરતંત્રીઓ લાંબીટૂંકી કરે છે.

**અવટોદા** સ્ત્રી. ( પુરાણ ) ભારતવર્ષની એ નામની એક નદી.

**અવતડિતિન** ( અવતડ઼િતિન ) ન. ઋણાયન; વિદ્યુત વિચ્છેદન ( ઇલેક્ટ્રોલિસિસ )માં ઋણદ્વાર આગળ ભેગો થતો મૂળ પદાર્થ; 'કેશન'.

**અવતમસ** ૨. [ સં. અવ ( ઓછું ) + તમસ્ ( અંધારું ) ] ન. ઓછું અંધારું.

**અવતર** [સં. અવ ( નીચે ) + તૄ ( ઊતરવું ) ] પું. ઉતાર; નતિમાત્રા; 'ગ્રેડિએન્ટર સ્લોપ'.

**અવતાડન** ( અવતાડ઼ન ) [ સં. અવ ( ઓછું ) + તાડન ( માર ) ] ન. ઠૂંસણી.

**અવતાર** ૧૯. [ હિં. ] પું. ખરાબ માણસ; દુષ્ટ જન.

૨૦. પું. પવિત્ર માણસ.

૨૧. પું. મહાન, સત્તાવાળો માણસ.

**અવતારણિકા** [ સં. અવ ( નીચે ) + તારણિ ( તરાપો ) + ક ( વાળી ) ] સ્ત્રી. હોડી; નૌકા.

**અવતોકા** [ સં. અવ ( નીચે ) + તોક ( બચ્ચું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ગર્ભપાત થયેલી ગાય; ત્રોયેલ ગાય.

**અવદરણ** [ સં. અવ ( ઓછાપણું બતાવતો ઉપસર્ગ ) + દરણ ( ચીરવું તે ) ] ન. ચામડીમાં કાપો; ત્વક્છેદ.

**અવદલ** ન. વાલ્મ્ય ગોત્રની એ નામની શાખા.

**અવદાઘ** [સં. અવ ( ઓછું ) + દાઘ ( ગરમી ) ] સ્ત્રી. ગરમી; ઉષ્ણતા.

**અવદાત** ૧૩. વિ. પુણ્યશાળી.

**અવદાન** ૧૫. ન. ( ડિંગળ ) શુદ્ધ આચરણ.

**અવધઈસ** પું. ( ડિંગળ ) વિષ્ણુ.

**અવધાનશક્તિ** [ સં. અવધાન ( ધ્યાન ) + શક્તિ ( બળ ) ] સ્ત્રી. એકી વખતે જુદી જુદી બાબત ઉપર ધ્યાન આપવાની શક્તિ.

**અવધારવું** ૩. સ. ક્રિ. સાંભળવું.

**અવધિ** ૧૮. પું. મહાસાગર.

**અવધેશ** [ સં. અયોધ્યા + ઈશ ( ધણી ) ] પું. રામચંદ્રજી. જુઓ અવધપતિ.

**અવધેસર** પું. ( ડિંગળ ) વિષ્ણુ.

**અવનતિ** ૮. સ્ત્રી. નાશ; પાયમાલી.

૯. સ્ત્રી. પરાવર્તન; પાછું જવું તે.

૧૦. સ્ત્રી. યાચના; માગણી.

**અવનમન** [ સં. અવ ( નીચે ) + નમન ( નમસ્કાર ) ] ન. શરીરને નીચું લઈ જવું તે; કાયા નમાવવાપણું.

**અવનિ** ૯. ન. મ્હૈસુરમાં કોલાર પરગણામાં આવેલી એ નામની પવિત્ર જગ્યા; અવાંતિકા. લંકાથી પાછા ફરતાં રામચંદ્રજી અહીં રોકાણા હોવાનું મનાય છે.

**અવનીતા** વિ. સ્ત્રી. ( ડિંગળ ) વ્યભિચારિણી.

**અવબિંદુ** [સં. અવ ( નીચે ) + બિંદુ ( ટપકું )] ન. આકાશીય પદાર્થ દક્ષિણ તરફ જતાં તેની કક્ષા ક્રાંતિવૃત્તને છેદે તે બિંદુ; 'ડીસેન્ડિંગ નોડ'.

**અવભાસવું** [ સં. અવ ( ચોતરફ ) + ભાસ ( પ્રકાશવું ) ] સ. ક્રિ. આભાસ થવો; દેખાવું.

**અવભાસ્ય** [ સં. અવ ( ચોતરફ ) + ભાસ્ય ( પ્રકાશવા જેવું ) ] વિ. આભાસ થવા જેવું.

**અવભિંદત** [ સં. અવ ( ધાતુ આગળ જોડાતો હાર બતાવતો અવ્યય ) + ભિદ્ ( ચીરવું ) + અત્ ( વર્તમાનકૃદંતનો પ્રત્યય ) ] પું. રુદ્ર, કેમકે તે પોતાના ભક્તોના દુશ્મનોને હણતા હોવાનું મનાય છે.

**અવમર્શી** ૧. [ સં. અવમૃશ્ ( અડવું ) ] વિ. અડનાર.

૨. [ સં. અવ ( ચોતરફ ) + મૃશ્ ( વિચાર કરવો ) ] વિ. વિચાર કરવાવાળું.

**અવમર્ષ** ૪. [સં. અવ ( હાર બતાવતો અવ્યય ) + મૃષ્ ( સહન કરવું ) ] પું. હલ્લો; હુમલો.

**અવયવ વિકૃતિ** [સં. અવયવ ( શરીરનો ભાગ ) + વિકૃતિ ( ફેરફાર ) ] સ્ત્રી. શરીરના અંગમાં થતો ફેરફાર.

**અવયવસ્થાન** [ સં. અવયવ ( અંગ ) + સ્થાન ( જગ્યા ) ] ન. શરીર.

**અવયવી** ૭. ન. પક્ષી.

**અવર** ૧૮. પું. શિવ; શંકર.

૧૯. સ્ત્રી. પશ્ચિમ દિશા.

**અવરુદ્ધ ગતિ** [ સં. અવરુદ્ધ ( રોકેલું ) + ગતિ ( ચાલવાની ક્રિયા ) ] પું. રોકવામાં આવેલી ગતિ.

**અવરુદ્ધ ફુપ્ફુસાવરણ પ્રદાહ** [ સં. અવરુદ્ધ ( રોકેલું ) + ફુપ્ફુસ ( ફેફસું ) + આવરણ ( અસ્તર જેવો પડદો ) + પ્રદાહ ( બળતરા ) ] પું. ગુપ્ત તિલકાવરણ દાહ; 'બ્લોક્ડ અપ પ્લુરિસિ'.

**અવરુદ્ધ યોનિ** [ સં. અવ ( ચોતરફ ) + રુદ્ધ ( અટકાવેલું ) + યોનિ ( સ્ત્રીની જનનેન્દ્રિય ) ] સ્ત્રી. યોનિનો પડદો તૂટ્યો ન હોય એવી યોનિ; 'ઇમ્પર્ફોરેટ હાઇમેન'.

**અવરુદ્ધ હર્નિયા** [ અવરુદ્ધ ( રોકેલું ) + હર્નિયા ( સારણ ) ] પું. અંત્રવૃદ્ધિનો એક પ્રકાર, જેમાં કોઈ ઠેકાણે આંતરડું એટલું બધું સંકોચ પામેલું હોય કે મળ નીકળી ન શકે અને લોહીના ભ્રમણમાં હરકત આવે; ગુંચવાઈને દબાઈ ગયેલ સારણગાંઠ; 'સ્ટ્રેંગ્યુલેટેડ હર્નિઅ'.

**અવરોધક** ૬. ન. વાયુને બહાર જતો અટકાવનાર સાધન.

૭. ન. વીજળી, ગરમી અથવા અવાજને વહી જતો અટકાવવામાં વપરાતું કોઈ પણ સાધન; અપરિચાલક; 'ઇન્સ્યુલેટર'.

૮. ન. શરીરનાં કાણાંને બંધ કરવાવાળી હવા. તે નાડીઓમાં ભરાઈ રહી તેને બંધ કરી દે છે.

**અવરોધન** ૧૦. ન. ડાટ; લોહીનો ગઠ્ઠો; 'થ્રોમ્બસ'.

૧૧. ન. રક્તવાહિનીઓમાં લોહીના જામી જવાથી ગાંઠ થઈ લોહી ફરતું અટકી જવું તે.

**અવરોહ** ૧૬. પું. ( ડિંગળ ) સીડી; નિસરણી.

**અવરોહણશીલ** [ સં. અવ ( નીચે ) + રોહણ ( ચડવું તે ) + શીલ ( વલણવાળું ) ] વિ. નીચે જનારું; અવરોહી; અધોગામી.

**અવરોહન ક્રમ** પું. ( ગણિત ) અવરોહ ક્રમ; રાશિનું મૂલ્ય ઉત્તરોત્તર ઘટતું જાય એવી ગોઠવણ; ઊતરતી શ્રેણી અથવા હારમાળા; 'ડીસેન્ડિંગ ઑર્ડર'. જેમકે, અ³, અ² અને અ.

**અવરોહિણી** ૨. [ સં. અવ ( નીચે ) + રોહિણી ( ચડનારી ) ] વિ. સ્ત્રી. નીચે આવતી; ઊતરતી.

**અવરોહિણી મહાધમની** [ સં. અવરોહિણી ( નીચે આવતી ) + મહા ( મોટી ) + ધમની ( શરીરના જુદા જુદા ભાગને શુદ્ધ લોહી પહોંચાડનાર નળી ) ] સ્ત્રી. મહાધમનીનો નીચે ઊતરતો ભાગ; 'ડીસેન્ડિંગ એઓર્ટા'. તે કરોડના ચોથા મણકાની ડાબી બાજુએથી શરૂ થઈ પૃષ્ઠવંશની ડાબી બાજુથી ઊતરી કેડના ચોથા મણકા સુધી આવી બે ભાગમાં વહેંચાઈ જાય છે. કરોડના ચોથા મણકાથી મહાપ્રાચીરા પેશી (ડાઈઅફ્રેમ)માંના મહાધમનીના કાણા સુધીનો ભાગ છાતીની મહાધમની તરીકે, અને તે નીચેનો ભાગ પેટની મહાધમની તરીકે ઓળખાય છે. તેમની શાખાઓ છાતી અને પેટના અવયવોને લોહી પૂરું પાડે છે. કેડના ચોથા મણકા સુધી આવ્યા પછી મહાધમનીની બે મુખ્ય શાખા પડી, તે દરેક વળી બે ભાગમાં વહેંચાઈ કુલ ચાર શાખા થાય. એમાંની અધિશ્રોણિકા બાહ્યા ( એક્સ્ટર્નલ ઇલિઍક આર્ટરિ) નામે ઓળખાતી ધમનીના બે બહાર જતા ફાંટા વંક્ષણદરી ( ફેમરલ કનેલ ) મારફત પેટમાંથી બહાર નીકળી સાથળમાં આવીઁ એટલે સાથળની ધમની તરીકે ઓળખાય છે. દરેક સાથળની ધમની ઢીંચણની પાછળ બે ભાગમાં વહેંચાઈ જઈ પગને લોહી પૂરું પાડે છે.

**અવરોહિભાગ** [ સં. અવરોહ્ ( નીચે ઊતરવું ) + ઇન્ ( વાળું ) + ભાગ ] પું. ડાબો નળ; મોટા આંતરડાનો એ નામનો ભાગ; 'ડીસેન્ડિંગ કોલન'. બરોળના નીચલા ખૂણાથી નીચે ઊતરતો મોટા આંતરડાનો લગભગ દશ ઇંચ લાંબો આ અવરોહી ભાગ અનુપ્રસ્થ ભાગ (ટ્રાન્સવર્સ કોલન) સાથે જોડાયેલો હોઈ ડાબી કૂખ તરફ રહેલો છે. તેના વાંકા વળાને નીચે ઊતરવાને લીધે થયેલો ખૂણો પ્લૈહિક કોણ તરીકે ઓળખાય છે. તેનો નીચલો છેડો ડાબા વંક્ષણોત્તરિક પ્રદેશ (લેફ્ટ ઇલિઍક રીજન)માં વાંકો વળીને કુંડલિકા સાથે જોડાય છે.

**અવર્જ્ય** [ સં. અ ( નહિ ) + વર્જ્ય ( ત્યાગ કરવા જેવું ) ] વિ. ત્યાગ ન કરવા લાયક; ન છોડવા જેવું.

**અવર્ણ** ૧૨. વિ. નિસ્તેજ; ઝાંખું.

૧૩. વિ. ફિક્કું.

**અવર્ણકતાલ** [ અ ( નહિ ) + વર્ણ ( રંગ ) + ક ( વાળું ) + તાલ ( કાચ ) ] પું. પૃથક્કરણ થયા વિના કિરણો પસાર થાય એવો કાચ; 'એક્રોમૅટિક લેન્સ'.

**અવર્ણવાદી** [ સં. અવર્ણ ( નિંદા ) + વાદિન્ ( કહેનાર ) ] વિ. નિંદક; અપકીર્તિ કરનાર.

**અવર્ષ્ય** ૧. [ સં. અ ( વધારે ) + વૃષ્ ( આપવું ) ] પું. રુદ્ર; શિવ.

૨. [ સં. અ ( નહિ ) + વૃષ્ ( વરસવું )] વિ. વરસાદ વગરનું.

**અવલ સાહેબ** પું. એ નામનો એક ઇલકાબ. સુરતના વતની અને ઓલપાડના રાણા શિવલાલ કવિને આ ઇલકાબ મળ્યો હતો. તેણે અનેક કલગી ખયાલ રચ્યા હતા.

**અવલંબ** ૧૧. વિ. સાધારણ; 'નોર્મલ'.

**અવલંબન** ૧૦. ન. મદદ; સહાય.

**અવલંબન બિંદુ** ન. જે બિંદુથી લટકાવવામાં આવેલ હોય તે બિંદુ; 'પોઇન્ટ ઑવ સસ્પેન્શન'.

**અવલંબિત** ૫. વિ. તાબેદાર; પરતંત્ર; પરાધીન.

**અવલંબી** ૪. અ. ( ડિંગળ ) પકડી; ટેકો લઈને.

**અવલેપ** ૬. પું. અપમાન.

**અવલેપ્ય** ન. એકઠું કરવું તે.

**અવશ** ૭. પું. શિવ; શંકર.

૮. વિ. આશ્રય રહિત; નિરાધાર.

**અવશક** ૧. ન. એક જાતનું પ્રાણી; 'હિપોલાઇટ'.

૨. અ. અચૂક; જરૂર.

**અવશિષ્ટ ચુંબકત્વ** [ સં. અવશિષ્ટ ( બાકી રહેલું ) + ચુંબક ( લોહચુંબક ) + ત્વ ( પણું )] ન. લોઢાને ખેંચવાનો બાકી રહેલો ગુણ. લોઢાના કટકામાં વીજળીનો પ્રવાહ પસાર કરવામાં આવે તો તે ચુંબક બને, પણ વીજળીનો પ્રવાહ બંધ પડે તોપણ થોડી પળ માટે ખેંચાણ કરવાનો તેમાં ગુણ રહે છે.

**અવશીર્ણભગ્ન** [ સં. અવશીર્ણ ( ચૂરેચૂરા થયેલું ) + ભગ્ન ( ભાંગેલું )] ન. હાડકાના નાના નાના કટકા થઈ જાય એવો અસ્થિભંગ; 'કૉમિન્યુટેડ ફ્રેક્ચર'.

**અવશેષ** ૭. પું. અગ્નિસંસ્કાર થયા પછી બાકી રહેલ હાડકાંની કરચ; ફૂલ.

**અવશોષણ** [ સં. અવ ( ચોતરફ ) + શોષણ ( સુકાવાપણું )] ન. ઘણું ચુસાવાપણું; ચોષણ.

**અવશ્ય** ૭. વિ. જરૂરનું; આવશ્યક.

**અવશ્યા** ૩. સ્ત્રી. ઝાકળ.

**અવશ્યાનંદનાથ** પું. એક પાર્થિવતત્ત્વ દેવતા.

**અવષ્ટબ્ધ** ૧૧. વિ. અભિમાની; ગર્વી.

**અવષ્ટંભ** ૧૨. પું. પક્ષપાત; અર્ધાંગવાયુ.

૧૩. વિ. આધારરૂપ.

મેરુ પર્વતની ચારે દિશાઓમાં દશ દશ હજાર યોજન પહોળા અને ઊંચા મંદર, મેરુમંદર, સુપાર્શ્વ અને કુમુદ નામના ચાર અવષ્ટંભ ( આધારરૂપ રહેલા ) પર્વતો આવેલા છે.
ભાગવત

**અવસન્નતા** ૫. સ્ત્રી. પડવાપણું; ગિરાવટ.

**અવસન્નાસન્ન** પું. ( જૈન ) અનંતાનંત પરમાણુનો જથ્થો.

૮ અવસન્નાસન્ન = ૧ સન્નાસન્ન
૮ સન્નાસન્ન = ૧ તૃટરેણુ
૮ તૃટરેણુ = ૧ ત્રસરેણુ
૮ ત્રસરેણુ = ૧ ઉત્તમ ભોગભૂમિવાળાનો વાળાગ્ર
૮ ઉત્તમ ભોગભૂમિવાળાના વાળાગ્ર = ૧ મધ્યમ ભોગભૂમિવાળાનો વાળાગ્ર
૮ મધ્યમ ભોગભૂમિવાળાના વાળાગ્ર = ૧ જઘન્ય ભોગભૂમિવાળાનો વાળાગ્ર
૮ જઘન્ય ભોગભૂમિવાળાના વાળાગ્ર = ૧ કર્મભૂમિવાળાનો વાળાગ્ર
૮ કર્મભૂમિવાળાના વાળાગ્ર = ૧ લીખ
૮ લીખ = ૧ સરસવ
૮ સરસવ = ૧ જવ
૮ જવ = ૧ અંગુલ
૬ અંગુલ = ૧ પાદ
૨ પાદ = ૧ વિલસ્ત
૨ વિલસ્ત = ૧ હાથ
૪ હાથ = ૧ ધનુષ
૨૦૦૦ ધનુષ = ૧ કોશ
૪ કોશ = ૧ યોજન.

**અવસયાથ** પું. ( ડિંગળ ) બરફ.

**અવસર** ૧૯. પું. ( ડિંગળ ) મહેફિલ; ઉજાણી.

**અવસરપ** પું. ( ડિંગળ ) છૂપો દૂત.

**અવસરિ** ૧. પું. ( ડિંગળ ) અંદરનો ભાગ.

૨. પું. ( ડિંગળ ) સમય; વખત.

**અવસાણ** ૨. ન. ( ડિંગળ ) મરણ; મોત.

૩. ન. ( ડિંગળ ) સીમા; હદ.

**અવસાદક નાડી** ( અવસાદક નાડ઼ી ) [ સં. અવસાદક ( અસમર્થ ) + નાડી ( નસ )] સ્ત્રી. શામક નાડી; ચપળતા ઓછી કરનાર નાડી; 'ડિપ્રેસર નર્વ'.

**અવસાન** ૧૫. અ. એકાએક; એકદમ.

૧૬. અ. હમણાં જ.

**અવસાનકઠ** પું. નાકની ડાંડી બનાવતા હાડકાનો ઉપરનો કડવાળો ભાગ.

**અવસાનઘાત** [સં. અવસાન ( મોત ) + ઘાત ( ઘા )] પું. મોત ઉપજાવે એવો ઝટકો.

**અવસાનતંતુપથ** [ સં. અવસાન ( છેડો ) + તંતુ ( તાંતણો ) + પથ ( માર્ગ )] પું. છેવટના તંતુ; 'સ્ટ્રાઇઆ ટર્મિનેલિસ'.

**અવસાન પ્રણાલી** [ સં. અવસાન ( છેડો ) + પ્રણાલ ( ધોરિયો )] પું. મગજનો ઉપરનો ચીરો; 'સલ્કસ ટર્મિનેલિસ'.

**અવસાનશિરા** [ સં. અવસાન ( છેડો ) + શિરા ( અશુદ્ધ લોહી લઈ જનારી નાડી )] સ્ત્રી. છેડાની એક નસ; 'વીન ટર્મિનેલિસ'.

**અવસાન્ય** ૧. પું. રુદ્ર; શિવ.

૨. [ સં. અવસાન ( છેડો )] વિ. ઉપનિષદ્‌રૂપ અંતના મંત્રોને મેળવનાર.

**અવસાયિતા** ૧. સ્ત્રી. ( ડિંગળ ) અવસિત; ઓસાવેલ ધાન્ય.

૨. સ્ત્રી. ( ડિંગળ ) ઋદ્ધિ; સમૃદ્ધિ.

**અવસ્કર** [ સં. અવ ( નીચે ) + સ્ખલ્ ( ચાલવું )] પું. ચામડીમાં પેસી જનારાં દરાજ, ખસ જેવા રોગનાં જંતુ.

**અવસ્તાર** ૪. પું. હિસાબનો ગોટાળો.

**અવસ્તુ** ૭. સ્ત્રી. ખપ વગરની ચીજ.

**અવસ્ત્વારોપ** [ સં. અ ( નહિ ) + વસ્તુ ( પદાર્થ ) + આરોપ ( એકના ગુણ બીજાને લગાડવા તે )] પું. જે વસ્તુ ખરેખર નથી તે છે એમ કહેવું તે.

**અવસ્થાન** ૭. ન. ખસે નહિ એવું હોવું તે; અચળતા; સ્થિરપણું.

**અવસ્થા પરિવર્તન** [ સં. અવસ્થા ( સ્થિતિ ) + પરિવર્તન ( ફેરફાર )] ન. એક સ્થિતિમાંથી બીજીમાં બદલાઈ જવું તે; રૂપાંતર. જેમકે, પાણીમાંથી વરાળ થવી.

**અવસ્થાશક્તિ** [ સં. અવ ( આધાર બતાવતો ઉપસર્ગ ) + સ્થા ( રહેવું ) + શક્તિ ( બળ )] સ્ત્રી. પદાર્થમાં રહેલ ગૂઢ બળ; વસ્તુમાં છાની રીતે રહેલ બળ; સંભાવ્ય શક્તિ; 'પોટેન્શલ એનર્જિ.'

**અવસ્થી** ૧. ન. એ નામની કનોજિયા બ્રાહ્મણની જાતનું માણસ.

૨. વિ. કનોજિયા બ્રાહ્મણની એ નામની જાતનું.

**અવસ્વન** [ સં. અવ ( થોડું ) + સ્વન ( અવાજ )] પું. રુદ્ર; શિવ.

**અવહનન** ૧. [ સં. અવ ( થોડું ) + હન્ ( મારવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય )] ન. ખાંડણું; પોચા ઘા મારી ફોતરાં કાઢવાં તે.

૨. ન. ફેફસું.

**અવહિત્થ** પું. હાથ જુદી જુદી રીતે રાખવાથી થતા ચોવીસ જાતના હાવભાવ માંહેનો એક.

**અવહીન** ૨. વિ. છોડી દીધેલું; તજાયેલું.

**અવળચંડાઈ** ૨. સ્ત્રી. અટકચાળાપણું; અડપલાવેડા.

**અવળપ** સ્ત્રી. અવળાઈ.

**અવળમતિયું** [અવળું (ઊંધું) + મતિ (બુદ્ધિ)] વિ. કહે તેમ નહિ કરનારું; ઊંધું કામ કરનારું.

**અવળાસવળી** ૬. અ. અવળું ને સવળું એ રીતે.

**અવળુંસવળું** અ. ઊંધુંચત્તું; ઊલટસૂલટ.

**અવંતિ** ૨. સ્ત્રી. દુર્ગાનું એક નામ. ભૈરવ પર્વત પરના અવંતિ નામના પીઠસ્થાનમાં તેની સ્થાપના છે.

૩. ન. ભારતવર્ષનું એ નામનું એક પીઠ-સ્થાન. ત્યાં સતીનો ઉપરનો હોઠ પડ્યો હતો. ત્યાં મોટું શિવનું મંદિર છે.

**અવંતિવર્મા** પું. ઈ.સ. ૮૫૪ની આસપાસ થઈ ગયેલો એ નામનો એક રાજા.

**અવંતિસુંદરી** સ્ત્રી. પ્રસિદ્ધ કવિ રાજશેખરની સ્ત્રી. તે બાઈ વિદુષી હતી.

**અવંતી** ૫. સ્ત્રી. પારદ મારવામાં ઉપયોગી એક પ્રકારનો સરકો.

૬. [સં. અવ્ (બચાવવું) + અત્ (વર્તમાનકૃદંતનો પ્રત્યય) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] વિ. સ્ત્રી. ભક્તોનું રક્ષણ કરનારી.

**અવંદસ** ન. (ડિંગળ) ગજક; નશો કર્યા પછી ખવાતી તીખી કે મીઠી ચીજ.

**અવાઈ** ૫. સ્ત્રી. એક જાતનો તીકમ.

૬. સ્ત્રી. ઝાલર વગેરેથી શણગારેલું ઘોડાના જીનનું લૂગડું; ધાસિયું.

૭. [હિં.] સ્ત્રી. ઠપકો.

**અવાઈલ** [અ.] પું. બ. વ. ચાંદ્રમાસના એટલે ચંદ્રની ગતિ પ્રમાણે ગણાતા મહિનાના પહેલા દશ દિવસ.

**અવાક્પુષ્પી** ૨. સ્ત્રી. વરિયાળી.

**અવાચી** ૬. પું. રુદ્ર; શિવ.

૭. વિ. અવાજ વગરનું.

૮. વિ. વાચા વિનાનું.

**અવાચીન** ૫. પું. જયત્સેનનો વૈદર્ભી સુશ્રવાથી થયેલ દીકરો.

**અવાઝા તવાઝા** (અવાઝ઼ા તવાઝ઼ા) [હિં.] પું. મહેણાંટોણાં.

**અવાઢવ્ય** [સં. અ (વિશેષ) + વૃધ્ (વધવું)] વિ. ઘણું જ; પુષ્કળ.

**અવાતી** ૧. [હિં.] સ્ત્રી. આવવાના ખબર.

૨. સ્ત્રી. આવવું તે; આગમન.

**અવાતીન** [સં. અ (નહિ) + વાત (પવન)] વિ. પવનથી ન પડે એવા મજબૂત મૂળવાળું.

**અવાપ** ન. (ડિંગળ) હાથનું એક ઘરેણું.

**અવામ** ૫. [અ.] પું. સામાન્ય લોક.

અવામ ઉન્નાસ = જાહેર જનતા.

૬. પું. હલકાં માણસ; નીચ જન.

**અવાય** ૬. ન. (ડિંગળ) હાથનું એક ઘરેણું; કડું.

૭. વિ. (ડિંગળ) ઉદ્ધત; ઉચ્છૃંખલ.

૮. વિ. (ડિંગળ) ન અટકાવી શકાય એવું.

**અવાયલ ઉમ્ર** ૧. [અ.] પું. જુવાન માણસ.

૨. સ્ત્રી. જુવાની.

**અવાર** ૬. સ્ત્રી. અન્યાય; ગેરઇન્સાફ.

૭. સ્ત્રી. ઢીલ; વાર; વિલંબ.

**અવારિજ** [ફા.] પું. રોજનીશી; દરરોજના કામની નોંધપોથી; ડાયરી.

**અવારિજા** ૧. [ફા.] સ્ત્રી. જમાખરચની ચોપડી; ઊપજખરચની નોંધપોથી.

૨. સ્ત્રી. રોજમેળ; રોજનો હિસાબ લખવાની ચોપડી.

**અવાર્ય** ૪. [સં. અ (વિશેષ) + વૃ (વરદાન આપવું)] પું. શિવ; શંકર; રુદ્ર.

**અવાલ** ૨. [હિં.] પું. ચોક; વસતી વચ્ચેની ખુલ્લી જમીન.

૩. પું. રેંટિયાના ચક્કરને ફરતી બાંધેલી દોરી.

**અવાસિત** પું. બ. વ. ચંદ્રની ગતિ પ્રમાણે ગણાતા મહિનાના દશમા અને વીશમા વચ્ચેના દિવસ.

**અવાસી** [હિં.] સ્ત્રી. કાચું અનાજ; પોંક.

**અવાહ** ન. પૃથ્વીને વિંટળાયેલા હવાના સાત પડમાંનું પહેલું પડ.

**અવાંછિત** [સં. અ (નહિ) + વાંછિત (ચાહેલું)] વિ. નહિ ઇચ્છેલું.

**અવાંતરસત્તા** [સં. અવાંતર (અંદરનું) + સત્તા (શક્તિ)] સ્ત્રી. (જૈન) કહેવા ધારેલ વસ્તુમાં રહેલી શક્તિ.

**અવાંતિકા** ન. મ્હેસુરના કોલાર પરગણામાં આવેલ એ નામની પવિત્ર જગ્યા; અવનિ. લંકાથી અયોધ્યા પાછા ફરતાં શ્રી રામચંદ્રજી અહીં રોકાણા હોવાનું મનાય છે.

**અવિચ્છિન્નકારી** [સં. અ (નહિ) + વિચ્છિન્ન (જુદું) + કારિન્ (કરનાર)] ન. વીજળીના પ્રવાહની દિશા કે બળ બદલાવવાનું યંત્ર; પરિવર્તનસાધક; વિપર્યયસાધક; 'કોમ્યુટેટર'.

**અવિચ્છિન્ન વર્ણપટ** પું. જુદા જુદા રંગની વચ્ચે તેજવાળી કે તેજ વિનાની લીટી ન રહે પણ તે રંગ એકબીજામાં ધીમે ધીમે ઝાંખા થઈ મળી જાય એવો વર્ણપટ; 'કન્ટિન્યૂઅસ સ્પેક્ટ્રમ'. સૂર્યના કિરણથી થતા વર્ણપટમાં ઠેકઠેકાણે કાળી લીટીઓ માલૂમ પડે છે. એ સૂચવે છે કે તે ઠેકાણે સૂર્યના પ્રકાશમાં અમુક મૂળ કિરણોની ખામી છે. ગેસના પ્રકાશથી થતા વર્ણપટમાં આવી કાળી લીટીઓ દેખાતી નથી, તેથી આખો વર્ણપટ અવિચ્છિન્ન એટલે સળંગ દેખાય છે.

**અવિજિઘત્સ** [સં. અ (નહિ) + વિ (વધારે) + જિઘિત્સા (ભૂખ)] વિ. ભૂખ વગરનું; ક્ષુધા વિનાનું.

**અવિજ્ઞાત** ૫. પું. (પુરાણ) યજ્ઞબાહુનો એ નામનો દીકરો. તે શાલ્મલી દ્વીપના આ નામના ખંડનો રાજા હતો.

૬. પું. શાલ્મલી દ્વીપના સાત ખંડમાંનો એ નામનો એક.

**અવિદ્યા** ૧૨. સ્ત્રી. (તાંત્રિક) છત્રીસ તત્ત્વો માંહેનું એ નામનું સાતમું. જુઓ અષ્ટાંગ.

૧૩. સ્ત્રી. બાવન જલરશ્મિ દેવતામાંની એક. જુઓ જલરશ્મિ દેવતા.

૧૪. [સં. અ (નહિ) + વિદ્યા (જ્ઞાન)] સ્ત્રી. માણસના મગજના સ્વભાવને લીધે અથવા બહારની બાબતોને લીધે માણસમાં અજ્ઞાનતા રહેલ છે એવો મત; અભાવવાદ.

**અવિદ્ધાવ્ય** ૨. વિ. ધટ્ટ; નક્કર.

**અવિધાન** ૫. પું. (જૈન) સાધુને આપવા લાયક ખાવાપીવાની ચીજને સચિત્ત એટલે ચેતનવાળા પદાર્થથી ઢાંકવાપણું. જેમકે, અનાજના દાણા, લીલોતરી કે કાચા પાણીથી સાધુને આપવાનો ખોરાક ઢાંકવો.

૬. ન. નિયમ વિરુદ્ધ વર્તન; ગેરવર્તણૂક.

**અવિનાભાવસંબંધ** [સં. અ (નહિ) + વિના (વગર) + ભાવ (સ્થિતિ) + સંબંધ] પું. (ન્યાય) જ્યાંજ્યાં સાધન એટલે હેતુ હોય ત્યાંત્યાં સાધ્ય હોય અને જ્યાંજ્યાં સાધ્ય ન હોય ત્યાંત્યાં સાધન પણ ન હોય એવો અગ્નિ અને ધુમાડા જેવો સંબંધ.

**અવિનાશ** ૫. પું. સહીસલામતી.

**અવિનાશક માત્રા** [સં. અ (નહિ) + વિનાશક (નાશ કરનારું) + માત્રા (પ્રમાણ)] સ્ત્રી. વિનાશક માત્રાથી ઓછી માત્રા; અઘાતક માત્રા; મોત ન નિપજાવે એટલું પ્રમાણ.

**અવિનાશિની** [સં. અ (નહિ) + વિનાશ (નાશ) + ઇન્ (વાળું) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] વિ. સ્ત્રી. નાશ વિનાની; અમર.

**અવિનાશી** ૩. વિ. સહીસલામત.

**અવિનિગમના** સ્ત્રી. ( વેદાંત ) આત્માશ્રયાદિ ૭ દોષ માંહેનો એ નામનો એક.

**અવિપ્રતિપત્તિ** [ સં. અ ( નહિ ) + વિ ( વિનાનું ) + પ્રતિપત્તિ ( પ્રાપ્તિ ) ] સ્ત્રી. સુમેળ; સંપ.

**અવિભાગપ્રતિચ્છેદ** [ સં. અ ( નહિ ) + વિભાગ ( વિશેષ ભાગ ) + પ્રતિચ્છેદ ( કાપ ) ] પું. ( જૈન ) જેનો બીજો ભાગ થઈ શકે નહિ એવી કર્મોની ફળ આપવાની શક્તિનો અંશ.

**અવિયા** ૨. ન. મલબારમાં નાયર વગેરે કોમમાં લગ્ન પ્રસંગે અપાતી ભોજનની એક વાની.

**અવિરત** ૫. ન. ( જૈન ) કોઈ ચીજના ત્યાગ રૂપ મનનો ભાવ ન હોવાપણું.

**અવિરતસમ્યગ્દષ્ટિગુણસ્થાન** [સં. અ (નહિ) + વિરત ( અટકેલું ) + સમ્યક્ ( સારું ) + દૃષ્ટિ ( જ્ઞાન ) + ગુણ + સ્થાન ( ઠેકાણું ) ] ન. ( જૈન ) આત્મિક વિકાસના ચૌદ માંહેનું ખરું જ્ઞાન હોય પણ વ્રત ન કરી શકે એ સ્થિતિવાળું ચોથું ગુણસ્થાન.

**અવિરતિ સમ્યગ્દષ્ટિ** [ સં. અ ( નહિ ) + વિરતિ ( સંયમ ) + સમ્યક્ ( સારું ) + દૃષ્ટિ ( જ્ઞાન ) ] સ્ત્રી. ( જૈન ) વ્રત વિનાનું શુદ્ધ જ્ઞાન; આત્માની ખિલવણીરૂપ નિસરણીના ચૌદ પગથિયાંમાંનું ચોથું પગથિયું. આ દરજ્જે પહોંચેલ આત્માને શુદ્ધ જ્ઞાન હોય, પણ કોઈ જાતનું વ્રત હોતું નથી.

**અવિરલ** ૬. [ અ ( નહિ ) + વિરલ ( નિર્જન ) ] વિ. ઉજ્જડ નહિ એવું.

૭. [ અ ( નહિ ) + વિરલ ( મેળવવું મુશ્કેલ ) ] વિ. સહેલાઈથી મળનારું.

**અવિરામ જ્વર** [ સં. અ ( નહિ ) + વિરામ ( અટકવું તે ) + જ્વર ( તાવ ) ] પું. સતત તાવ; અમુક દિવસ સુધી ચાલુ રહેતો તાવ.

**અવિરોધિની** ૧. સ્ત્રી. શાંતિ; ક્લેશ કંકાસ ન હોવાપણું.

૨. [ સં. અ ( નહિ ) + વિરોધ ( વિરુદ્ધતા ) + ઇન્ ( વાળું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ.સ્ત્રી. સામે ન થાય એવી; દુશ્મનાવટ વગરની.

**અવિલોંગ** પું. એક યોગેશ્વર.

**અવિવક્ષિતાર્થત્વ** [ સં. અ ( નહિ ) + વિવક્ષિત ( કહેવા ધારેલું ) + અર્થ ( માયનો ) + ત્વ ( પણું ) ] ન. કહેવા નહિ ધારેલ એવા અર્થવાળું હોવાપણું.

**અવિશિષ્ટતા** [ સં. અ ( નહિ ) + વિશિષ્ટ ( વિશેષ ) + તા ( પણું ) ] સ્ત્રી. વિશેષતા ન હોવાપણું; સામાન્યપણું.

**અવિશેષજ્ઞ** ૨. વિ. ફરક ન જાણનાર.

**અવિષમદૃષ્ટિ** [ સં. અ ( નહિ ) + વિ ( ઊલટું ) + સમ ( સરખું ) + દૃષ્ટિ ( નજર ) ] વિ. બધા ઉપર એકસરખા ભાવવાળું; સમભાવી; વૈષમ્યહીન.

**અવિષહ્ય** [ સં. અ ( નહિ ) + વિ ( વિશેષ ) + સહ્ય ( સહન થાય એવું ) ] વિ. અસહ્ય; સહન ન થઈ શકે એવું.

**અવિષધારી** [ સં. અ ( નહિ ) + વિષ ( ઝેર ) + ધારિન્ ( ધરનાર ) ] વિ. ઝેર વગરનું; ઝેરી નહિ એવું.

**અવિસંવાદી** ૩. [ સં. અ ( નહિ ) + વિસંવાદ ( વિવાદી ) + ઇન્ ( વાળું ) ] વિ. ( સંગીત ) વિવાદી સ્વર નહિ એવું.

**અવિંગા** સ્ત્રી. ભેજવાળા પ્રદેશમાં ફળ અને વાડ બનાવવા માટે વાવવામાં આવતો એ નામનો છોડ; કુવેંદા; કૃષ્ણા; પાકફલા.

**અવેક્ષા** ૪. સ્ત્રી. માન.

**અવેદ** ૨. [ સં. અ ( નહિ ) + વેદ ( વિષયવિકાર કરાવનાર કર્મ ) ] વિ. ( જૈન ) વિષયવિકાર ઉત્પન્ન કરાવનાર મોહનીય કર્મ વગરનું.

**અવેદી** [ સં. અ ( નહિ ) + વેદ ( વિષયવિકાર કરાવનાર કર્મ ) + ઇન્ ( વાળું ) ] વિ. ( જૈન ) અવેદ. જુઓ અવેદ ૨.

**અવેર** ૮. [ સં. અ ( નહિ ) + વેલા ( વખત ) ] વિ. મોસમ વિનાનું.

૯. [ હિં ] અ. મોડું.

૧. અવેર કરવું = ઢીલ કરવી.

૨. અવેર થવું = મોડું થવું.

**અવેર સવેર** અ. વહેલુંમોડું; અસૂરસવાર.

**અવેરી સવેરી** અ. વહેલુંમોડું.

**અવેસ્તા** ૩. સ્ત્રી. પારસીઓના મૂળ ધર્મપુસ્તકની પ્રાચીન ભાષા.

**અવૈરનિષ્ઠા** [ સં. અ ( નહિ ) + વૈર ( દુશ્મનાવટ ) + નિષ્ઠા ( આસ્થા ) ] સ્ત્રી. વૈરવૃત્તિ સામે હમેશાં અવૈર એટલે પ્રેમ રાખવા જેટલી શ્રદ્ધા; અવેરનિષ્ઠા; વેર સામે પણ અવેરનો જ ઉપયોગ કરવાની વૃત્તિ.

**અવ્યક્ત** ૨૯. પું. આઠ સ્વાભાવિક ગુણ માંહેનો એક. જુઓ અષ્ટપ્રકૃતિ.

**અવ્યક્ત ચૈતન્ય** [ સં. અ ( નહિ ) + વ્યક્ત ( પ્રકટ ) + ચૈતન્ય ( ચેતના ) ] ન. અંદર રહેલી પણ દેખાવમાં નહિ આવતી ચેતના; 'ડૉર્મન્ટ કૉન્શસનેસ'.

**અવ્યક્તરૂપ** ૨. પું. વિષ્ણુ, કેમકે તેમનું સ્વરૂપ દેખાતું નથી.

**અવ્યક્તા** [ સં. અ ( નહિ ) + વ્યક્ત ( પ્રકટ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. સીતા.

**અવ્યથિષ** ૧. [ સં. અ ( નહિ ) + વ્યથ્ ( ચલાયમાન થવું ) + ઇષ ( કરનાર ) ] પું. સમુદ્ર; દરિયો, કેમકે તે માઝા મૂકતો નથી.

૨. [ સં. અ ( નહિ ) + વ્યથ્ ( ભય ઉત્પન્ન કરવો ) ] પું. સૂર્ય; રવિ, કેમકે તે અંધારાનો નાશ કરી ભય ઉત્પન્ન થવા દેતો નથી.

**અવ્યભિચરિત** ૧. [ સં. અ ( નહિ ) + વ્યભિચર્ ( આડે રસ્તે જવું ) + ઇત ( વાળું ) ] વિ. એકનિષ્ઠાવાળું; વફાદાર.

૨. વિ. કાયમ ભેગું હોય એવું; હમેશાં સાથે રહેનારું.

**અવ્યભિચાર** ૬. પું. અપવાદ ન હોવાપણું.

**અવ્યય** ૧૪. વિ. ખૂટે નહિ એવું; અખૂટ.

**અવ્યયકૃદંત** [ સં. અ ( નહિ ) + વ્યય ( ફેરફાર ) + કૃદંત ] ન. ( વ્યાકરણ ) કૃદંતનો અવ્યય પ્રકાર; કૃદંત અવ્યય. જેમકે, કરી; કરીને.

**અવ્યયા** [ સં. અ ( નહિ ) + વ્યય ( નાશ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. સીતા, કેમકે તે પરમાત્માની શક્તિનો અવતાર હઈ નાશ રહિત છે.

**અવ્યયીભાવ** ૪. પું. અવિનાશીપણું.

**અવ્યવચ્છિન્ન** ૧. [ સં. અ ( નહિ ) + વ્યવચ્છિન્ન ( કાપેલું ) ] વિ. અખંડિત; કાપ્યા વિનાનું.

૨. વિ. હદ વગરનું; અમાપ.

**અવ્યવસાય** ૬. પું. આઠ જાતના સંયોગ માંહેનો એક.

**અવ્યવસ્થિત રજોધર્મ** [ સં. અ ( નહિ ) + વ્યવસ્થિત ( નિયમવાળું ) + રજોધર્મ ( અટકાવ ) ] પું. સ્ત્રીને પીડા સાથેનો અનિયમિત અટકાવ.

**અવ્યવહાર્ય અનુમતિ** [ સં. અવ્યવહાર્ય ( અમલમાં લાવી ન શકાય એવું ) + અનુમતિ ( મંજૂરી ) ] સ્ત્રી. નિરર્થક નિશ્ચય; ન્યાયની કચેરી મારફત જેનો અમલ કરાવી ન શકાય તેવો નિશ્ચય કે ઠરાવ.

**અવ્યસન** ૪. ન. બારશ; પખવાડિયાનો બારમો દિવસ.

**અવ્યાકૃત** ૯. વિ. ચોખ્ખું નહિ એવું; અસ્પષ્ટ.

૧૦. વિ. જાણી કે દેખી ન શકાય એવું.

**અવ્યાઘાત** ૩. વિ. એકબીજાને ન રોકે એવું; અંતરાય ન કરનારું.

**અવ્યાજ** ૩. પું. કુદરતી હોવાપણું; અકૃત્રિમપણું.

**અવ્યાજુ** [ અ ( નહિ ) + વ્યાજુ ( વ્યાજ-વાળું ) ] વિ. નાણાં વાપરવા માટે મૂળ રકમ ઉપરાંત કંઈ વધારો ન આપવો પડે એવું.

**અવ્યાપાર** ૬. પું. કામધંધો ન હોવાપણું; બેકારી.

**અવ્યાબાધપ્રતિજીવીગુણ** [ સં. અવ્યાબાધ ( શરીરની પીડા ન હોવાપણું ) + પ્રતિજીવીગુણ ( વસ્તુના અભાવ રૂપ ધર્મ ) ] પું. ( જૈન ) સાતા એટલે શાંતિ અને અસાતા એટલે અશાંતિરૂપ આકુળતા ન હોવાપણું.

**અવ્યાહત** ૪. [ સં. અ ( નહિ ) + વ્યાહત ( નિષ્ફળ નીવડેલું ) ] વિ. સફળ; અમોઘ.

**અવ્યુત્પન્ન** ૬. વિ. નિર્દોષ; અપરાધ રહિત.

**અવ્રત** ૭. પું. નિયમ વગર આવતો તાવ.

**અવ્વલીયત** [ અ. ] સ્ત્રી. ઉપરીપણું; સૌથી ચડિયાતું હોવું તે.

**અશક્તખંડ** [ સં. અશક્ત ( માંદું ) + ખંડ ( ભાગ ) ] પું. માંદા માણસને રહેવાનો ઓરડો.

**અશક્તાશ્રમ** [ સં. અ ( નહિ ) + શક્ત ( તાકાતવાળું ) + આશ્રમ ( ઘર ) ] પું. કામ ન કરી શકે એવાને આશરો આપવાનું ઠેકાણું.

**અશદ** [ અ. ] વિ. વધારે કે સૌથી વધારે સખ્ત.

**અશાદે** [ ફા. ] પું. ( વહાણવટું ) પસ.

**અશદ્દ** જુઓ અશદ.

**અશદ્ધ** [ સં. અશુદ્ધ ] વિ. ( ચારણી ) ચોખ્ખું ન હોય એવું; અપવિત્ર.

અશદ્ધ, રેવે, ખાય અભ્ભખ, નાય જલમાં હુઈ નગો.
લોકોક્તિ

**અશપત** પું. ( ચારણી ) બાદશાહ.

નિગમ શાખ માનય ગત નાહીં;
અશપત કય સાચો અણુવાર.
સુકાવ્ય સંજીવની

**અશબ્દશ્રવણ** [ સં. અ ( વિના ) + શબ્દ ( અવાજ ) + શ્રવણ ( સાંભળવું તે ) ] ન. વગર અવાજે કાનમાં અવાજના ભણકારા થવા તે. શરીરમાં વાતવિકારને લીધે આ રોગ થતો મનાય છે.

**અશર** ૨.—

અશને અશીર = (૧) બહુ થોડું. (૨) સોમો ભાગ.

**અશરતકદાહ** [ અ. અશરત ( આનંદ ) + કદાહ ( જગ્યા ) ] સ્ત્રી. અશરતખાના; આનંદ કરવાનું ઠેકાણું.

**અશરતખાના** [ અ. અશરત ( આનંદ ) + ખાના ( જગ્યા ) ] ન. આનંદ કરવાનું ઠેકાણું.

**અશરતગાહ** [ અ. અશરત ( આનંદ ) + ગાહ ( જગ્યા ) ] ન. અશરતખાના; આનંદ કરવાનું ઠેકાણું.

**અશરીરી** ૩. પું. કામદેવ; અનંગ. શંકરે તેને બાળી ભસ્મ કર્યો હતો તેથી તેને શરીર વિનાનો કહેવાય છે.

૪. પું. બ્રહ્મ. તે નિરાકાર મનાય છે.

૫. વિ. દેવતાઈ; દૈવી.

**અશરીરીભાવ** [ સં. અ ( નહિ ) + શરીર ( દેહ ) + ઇન્ ( વાળું ) + ભાવ ( પ્રેમ ) ] પું. દેહની આસક્તિ ન હોવાપણું.

**અશસ્ત્રપરિણત** [ સં. અ ( નહિ ) + શસ્ત્ર ( હથિયાર ) + પરિણત ( ફેરવાયેલું ) ] વિ. ( જૈન ) જીવવાળું; સચિત્ત; અગ્નિ વગેરે સાધનથી રૂપાંતર નહિ પામેલું.

**અશાયે ખુદાવંદી** ૧. પું. ધર્મવિધિ.

૨. [ અ. ] પું. સંસ્કાર.

**અશાયે રબ્બાની** [ અ. ઈશા ( રાત્રિનો પહેલો પહોર ) + એ ( નું ) + રબ્બાની ( ઈશ્વર સંબંધી ) ] ન. પ્રભુભોજન; 'લોર્ડ્ઝ સપર'.

**અશિસ્ત** [ અ. ( નહિ ) + શિસ્ત ( હદમાં રહી વર્તવું તે ) ] વિ. નિયમન વિનાનું; કાબૂમાં ન રહેતું હોય એવું.

**અશુદ્ધ અપૂર્ણાંક** પું. ( ગણિત ) જેમાં અંશ છેદની બરાબર હોય અથવા છેદ મોટો હોય તે અપૂર્ણાંક; વિષમ અપૂર્ણાંક; 'ઇમ્પ્રોપર ફ્રેક્શન'.

**અશુદ્ધિ** સ્ત્રી. બેભાન સ્થિતિ; બેસુધિ હોવાપણું

**અશુદ્ધિકરણ** [ સં. અ ( નહિ ) + શુદ્ધિ ( ચોખ્ખાપણું ) + કૃ ( કરવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. ભેગ; મિલાવટ; કોઈ ચીજમાં તેને મળતી સસ્તી ચીજની મેળવણી.

**અશુભકાયયોગ** [ સં. અ ( નહિ ) + શુભ ( સારું ) + કાયા ( શરીર ) + યોગ ( જોડાણ ) ] પું. ( જૈન ) શરીર વડે ખરાબ કામ કરવાં તે; દેહનું અશુભ કામમાં જોડાણ. જેમકે, કોઈનું ખૂન કરવું, ચોરી કરવી.

**અશુભનામકર્મ** ૨. ન. ( જૈન ) જેને પરિ-ણામે શરીરના રૂપાળા અવયવ ન મળે તે કર્મ.

**અશુભમનયોગ** [ સં. અ ( નહિ ) + શુભ ( સારું ) + મનસ્ ( મન ) + યોગ ( જોડાણ ) ] પું. ( જૈન ) મનનું ખરાબ કામમાં જોડાણ. જેમકે, કોઈની ઘાતનો વિચાર કરવો, હાંસી કરવી.

**અશુભવચનયોગ** [ સં. અ ( નહિ ) + શુભ ( સારું ) + વચન ( વેણ ) + યોગ ( જોડાણ ) ] પું. ( જૈન ) વચનનો ખરાબ કામમાં ઉપયોગ. જેમકે, જૂઠું બોલવું, ગાળ દેવી.

**અશુષ્ક** [ સં. અ ( નહિ ) + શુષ્ક ( સૂકું ) ] વિ. ન સુકાય એવું.

**અશેષભર્તા** [ સં. અ ( નહિ ) + શેષ ( બાકી ) + ભર્તૃ ( પોષણ કરનાર ) ] પું. વિષ્ણુ, કેમકે તે વિશ્વના પાલક છે.

**અશોકઆમિક** [ સં. અશોકઆમ ( એ નામનું આમ ) + ઇક ( વાળું ) ] પું. માંસના જેવા રંગવાળો અને કમળના જેવી સુગંધવાળો એક જાતનો પદાર્થ.

**અશ્નાન** ૧.—

ગંગા અશ્નાન = ગંગા નદીમાં નાહવું તે.

**અશ્મક કણિકા** [ સં. અશ્મન્ ( પથ્થર ) + કણિકા ( ઝીણી કરચ ) ] સ્ત્રી. કાનમાં જોવામાં આવતો સોડિયમ અંગારિત ( કેલશ્યમ કાર્બો-નેટ ) અને સોડિયમ પ્રસ્ફુરક્તિ ( કેલશ્યમ ફોસ્ફેટ )નો ગઠ્ઠો; 'ઓટોલિથ'.

**અશ્મકૂટ** [ સં. અશ્મન્ ( પથ્થર ) + કૂટ ( શિખર ) ] ન. ખોપરીને તળિયે પશ્ચિમ કપાલ ( ઓક્સિપિટલ બોન ) અને જતૂકાસ્થિ (સ્ફિનોઇડ બોન)ની વચ્ચે ફાચરની જેમ આવેલ શંખાસ્થિ ( ટેમ્પરલ બોન ) નામના હાડકાનો કઠણ ભાગ; 'પીટ્રસ પોર્શન'. શંકુ આકારની તેની ઉપલી બાજુ મગજને આધાર આપે છે. કર્ણેન્દ્રિયના આધાર રૂપ તેની નીચલી બાજુ ગળાનું ઢાંકણ બનાવવામાં ભાગ લે છે. કાનનાં ત્રણ ઘણાં નાનાં હાડકાં તેમ જ આખું શ્રુતિયંત્ર આ અશ્મકૂટની અંદર રહેલું છે.

**અશ્મકૂટ શંખ** [સં. અશ્મન્ ( પથ્થર ) + કૂટ ( ઢેખો ) + શંખ ( એક હાડકું ) ] પું. શંખા-સ્થિના ઘણા કઠણ અને ભીંગડા જેવા ભાગનું જોડાણ; ચક્રસંધિ; 'પેટ્રો-સ્કવેમસ સ્યૂચર'.

**અશ્મગર્ભી** [ સં. અશ્મન્ ( ઠળિયો ) + ગર્ભ ( અંદરનો માવો ) + ઈ (નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. અઠીલા; જેના કોચલાની અંદર બી અને આસપાસ માવો રહેલો હોય એવું ફળ; 'ડ્રૂપ'. જેમકે, જરદાળુ; બેરી.

**અશ્મતટ** [ સં. અશ્મન્ ( પથ્થર ) + તટ ( કિનારો ) ] પું. ખોપરીને તળિયે પશ્ચિમ કપાલ ( ઓક્સિપિટલ બોન ) અને જતૂકાસ્થિ ( સ્ફી-

નૉચ્ક બોન)ની વચ્ચે ફાચરની માફક રહેલ શંખાસ્થિના પથ્થર જેવા કઠણ ભાગનો આગલો છેડો.

**અશ્મતટિકા** [સં. અશ્મન્ (પથ્થર) + તટ (કિનારો) + ઇકા (વાળી)] સ્ત્રી. અશ્મકૂટ ભાગમાં આવેલો શ્રોત્રચ્છદિકૂટ (એમિનન્શિઆ આર્ક્યુએટા) નામનો ઊપસેલો ભાગ, જે કાનનું ઢાંકણ બને છે, તેની પાછળ આવેલી એ નામની રેખા.

**અશ્મતટિની** [સં. અશ્મન્ (પથ્થર) + તટ (કિનારો) + ઇન્ (વાળું) + ઈ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. શંખાસ્થિના અશ્મતટ ભાગની ઉપલી અને નીચલી કોર ઉપર વહેતી એ નામની બે લાંબી અને પાતળી શિરાકુલ્યા (સાઇનસ). ઉપરની બે લાંબી શિરાકુલ્યાઓ ત્રિકોણિકા શિરાસરિતાઓ (કેવર્નસ સાઇનસિસ)ને અનુપાર્શ્વિકા શિરાસરિતા (ટ્રાન્સવર્સ સાઇનસ) સાથે જોડે છે. નીચલી શિરાકુલ્યાઓ ત્રિકોણિકા શિરાસરિતાઓના થોડા લોહીને તેમજ સુષુમ્ણાશીર્ષક (મેડ્યુલા ઓબ્લૉંગેટા), અનુમસ્તિષ્ક (સેરિબેલમ) વગેરે ભાગોની શિરાઓના લોહીને અનુમન્યા (ઇન્ટર્નલ જ્યુગ્યુલર વેન) નામની ડોકની નસમાં વહી જાય છે.

**અશ્મરી ચૂર્ણક યંત્ર** [સં. અશ્મરી (પથરી) + ચૂર્ણ (ભૂકો) + ક (વાળું) + યંત્ર (સાધન)] ન. પથરીને ભાંગી ભૂકો કરવાનું ઓજાર.

**અશ્મરીદર્શક યંત્ર** [સં. અશ્મરી (પથરી) + દર્શક (બતાવનાર) + યંત્ર (સાધન)] ન. પથરી બતાવનાર સાધન; 'લિથોસ્કોપિયમ'.

**અશ્મરીભંજન** [સં. અશ્મરી (પથરી) + ભંજન (ભાંગવું તે)] ન. પથરીનો ભૂકો કરવામાં વપરાતું હથિયાર.

**અશ્મરીવિદ્યા** [સં. અશ્મરી (પથરી) + વિદ્યા (શાસ્ત્ર)] સ્ત્રી. પથરી સંબંધી વૈદક વિદ્યાની શાખા; 'લિથોલોજિ'.

**અશ્મરીશૂલ** [સં. અશ્મરી (પથરી) + શૂલ (પીડા)] ન. પથરીના દરદમાં દરદીને આવતા દુખાવાના ચસકા; 'રીનલ કોલિક'. મૂત્રપિંડની અંદર નાની મોટી એક કે અનેક પથરી થાય. કોઈ વાર તે પીડા કરે કે શાંત પડી રહે. જ્યારે પથરી નળીની વાટે નીચે આવવા માંડે ત્યારે દરદીને આ ચસકા થાય.

**અશ્મરીહરણ શલાકા** [સં. અશ્મરી (પથરી) + હરણ (લઈ લેવું તે) + શલાકા (સળી)] સ્ત્રી. મૂત્રાશયમાંથી પથરી કાઢવા માટે વપરાતું હથિયાર; 'લિથોટોમિ સ્કૂપ'.

**અશ્મર્યઘ્ન** ન. એ નામનું એક ઝાડ; વરણ; વાયવરણો. જુઓ વરણો.

**અશ્મવૃષ્ટિ** [સં. અશ્મન્ (પથ્થર) + વૃષ્ટિ (વરસાદ)] સ્ત્રી. કરાનો વરસાદ.

**અશ્મ શિરા કુલ્યા** [સં. અશ્મન્ (પથ્થર) + શિરા (હૃદય તરફ અશુદ્ધ લોહી લઈ જનારી નળી)] + કુલ્યા (ખાઈ)] સ્ત્રી. શંખાસ્થિના અશ્મતટ ભાગના ઉપલા અને નીચલા કિનારા પરથી જતી એ નામની શિરાકુલ્યા; 'પિટ્રોસલ સાઇનસ'. જુઓ અશ્મતટિની.

**અશ્માવલિ** [સં. અશ્મન્ (પથ્થર) + આવલિ (હાર)] સ્ત્રી. પહાડી પ્રદેશ; જમીનનો ટેકરાવાળો ભાગ.

**અશ્મીભૂત અવશેષ** [સં. અશ્મન્ (પથ્થર) + ભૂત (થયેલું) + અવશેષ (બાકી રહેલ ભાગ)] પું. પડવાળા ખડકમાંથી મળતા પ્રાણી કે છોડવાના ભાગ; પાષાણીભૂત દ્રવ્ય; 'ફૉસિલ'.

**અશ્મીભૂત કેકડા** (અશ્મીભૂત કેકડા) [અશ્મીભૂત (પથ્થરરૂપ થયેલ) + કેકડા (કરચલો)] પું. કરચલાનો કે કરચલા જેવો અવશેષ; 'કેન્સરાઇટ'.

**અશ્મીભૂત વનસ્પતિ** [સં. અશ્મીભૂત (પથ્થરરૂપ થયેલ) + વનસ્પતિ (છોડ)] સ્ત્રી. છોડના મળી આવતા અવશેષ; 'ફૉસિલ પ્લૅન્ટ'.

**અશ્યા** [અ. શેનું બહુવચન] સ્ત્રી. બ. વ. ચીજો; રાચરચીલું.

**અશ્રદ્ધાન** ૨. ન. અવિશ્વાસ; ભરોંસો ન હોવો તે.

**અશ્રાંત** ક્રિ. વિ. સતત; ચાલુ.

**અશ્રાંતપદ** [સં. અ (નહિ) + શ્રાન્ત (ઠંડું) + પદ (શબ્દ)] ન. સખત શબ્દ; આકરું વચન; કડવું વેણ.

**અશ્રુ અટનિ દ્વાર** [સં. અશ્રુ (આંસુ) + અટનિ (ધનુષનો આગલો ભાગ) + દ્વાર (બારણું)] ન. આંસુ જેમાંથી આવે તે ગાંઠ જ્યાં રહેલો છે તે ખાડો; અશ્રુપીઠખાત; 'લેક્રિમલ નૉચ'.

**અશ્રુઅંકુર** [સં. અશ્રુ (આંસુ) + અંકુર (ફણગો)] પું. અશ્રુઉલ્લત; પોપચામાં આવેલ નાનો ઊપસેલો ભાગ; 'લેક્રિમલ પપિલ'.

**અશ્રુઅંકુશ** [સં. અશ્રુ (આંસુ) + અંકુશ (આંકડ)] પું. આંખના ડોળાની અંદરની દીવાલના આગળના ભાગમાં આવેલું હાડકું.

**અશ્રુઆશય** [સં. અશ્રુ (આંસુ) + આશય (જગ્યા)] પું. અશ્રુકોષ; અશ્રુધારિકા થેલી; નેત્રગુહાની અંદરની દીવાલના આગલા ભાગમાં અશ્રુપીઠાસ્થિ ઉપર રહેલા ખાડામાંની કોથળી; અશ્રવાશય; 'લેક્રિમલ સૅક'.

**અશ્રુઉલ્લત** પું. અશ્રુઅંકુર. જુઓ અશ્રુઅંકુર.

**અશ્રુકટ** [સં. અશ્રુ (આંસુ) + કટ (લમણું)] પું. આંખના પાસેના હાડકાની કિનારી જેવો ભાગ; 'લેક્રિમલ ક્રેસ્ટ'.

**અશ્રુકપાટ** [સં. અશ્રુ (આંસુ) + કપાટ (બારણું)] પું. આંખના અંદરના ખૂણા પાસેનો કરચલીવાળો ભાગ; 'પ્લાઇક લેક્રિમેલિસ'.

**અશ્રુકૂટક** [સં. અશ્રુ (આંસુ) + કૂટ (શિખર) + ક (વાળું)] ન. શુક્તિકાસ્થિ (ઇન્ફીરિયર નેઝલ કોંક) પર આવેલું એક નાનું પ્રવર્દ્ધનક (પ્રોસેસ); 'લેક્રિમલ પ્રોસેસ'. તે અશ્રુપીઠાસ્થિ (લેક્રિમલ બોન) સાથે જોડાય છે.

**અશ્રુકૂપ** [સં. અશ્રુ (આંસુ) + કૂપ (કૂવો)] પું. આંખના અંદરના ખૂણા પાસેનો રાતો ઊપસેલો ભાગ; 'લેક્રિમલ કેરંકલ'.

**અશ્રુકોષ** [સં. અશ્રુ (આંસુ) + કોષ (ખાનું)] પું. અશ્રવાશય. જુઓ અશ્રુઆશય.

**અશ્રુગ્રંથિ** [સં. અશ્રુ (આંસુ) + ગ્રંથિ (ગાંઠ)] સ્ત્રી. નેત્રગુહાચ્છદિના એટલે નેત્રગુહાના ઢાંકણના અશ્રુગ્રંથિખાતમાં રહેલી એ નામની ગ્રંથિ; 'લેક્રિમલ ગ્લૅંડ'.

**અશ્રુગ્રંથિખાત** [સં. અશ્રુ (આંસુ) + ગ્રંથિ (ગાંઠ) + ખાત (ખાડો)] પું. નેત્રગુહાચ્છદિ (રૂફ ઓવ ધી ઓર્બિટ્સ)ના ઢાંકણના બહારના ખૂણામાં આવેલો એક ખાડો; 'લેક્રિમલ ફોસ'.

**અશ્રુત કંપન** [સં. અ (નહિ) + શ્રુત (સંભળાયેલું) + કંપન (ધ્રુજારો)] ન. અત્યંત નાનાં તેમજ વધારે જોસદાર કંપનવાળાં અવાજનાં મોજાં. તે સંભળાતાં નથી.

**અશ્રુતધ્વનિ** [સં. અ (નહિ) + શ્રુત (સંભળાયેલું) + ધ્વનિ (અવાજ)] પું. વધારે જોસદાર કંપનવાળાં અવાજનાં મોજાં. તે સંભળાતાં નથી, પણ તેનો વેગ જોવાય છે.

**અશ્રુત્રિકોણ** [સં. અશ્રુ (આંસુ) + ત્રિકોણ (ત્રણ ખૂણાવાળી આકૃતિ)] પું. અશ્રુઆશય; જ્યાં આંસુ એકઠાં થાય છે તે આંખના અંદરના ખૂણા પાસેની જગ્યા.

**અશ્રુદ્વાર** [સં. અશ્રુ (આંસુ) + દ્વાર (બારણું)] ન. જેમાં થઈને આંસુ અશ્રુનલિકામાં દાખલ થાય છે તે છિદ્ર.

**અશ્રુદ્વારાંકુર** [ સં. અશ્રુ ( આંસુ ) + દ્વાર ( બારણું ) + અંકુર ( ફણગો ) ] પું. પોપચાની કોરે આવેલો નાનો ઊપસેલો ભાગ.

**અશ્રુધર** [ સં. અશ્રુ ( આંસુ ) + ધૃ ( ટેકવવું ) ] ન. આંખના ગોખલાની અંદરની બાજુથી દીવાલના આગલા ભાગમાં રહેલાં એ નામનાં બે નાનાં હાડકાં; અશ્રુપીઠ.

**અશ્રુધારાસ્થિ** [ સં. અશ્રુ ( આંસુ ) + ધારા ( ધાર ) + અસ્થિ ( હાડકું ) ] ન. અશ્રુવસ્થિ; અશ્રુપીઠાસ્થિ; 'લૅક્રિમલ બોન'. જુઓ અશ્રુપીઠાસ્થિ.

**અશ્રુધારિકા** [ સં. અશ્રુ ( આંસુ ) + ધૃ ( ટેકવવું ) + ઇકા ( વાળી ) ] સ્ત્રી. નેત્રગુહાની અંદરની બાજુના આગલા ભાગમાં અશ્રુપીઠાસ્થિ (લેક્રિમલ બોન) ઉપર રહેલા ખાડામાં રહેલી એ નામની કોથળી; 'લૅક્રિમલ સૅક'.

**અશ્રુનલિકા** [ સં. અશ્રુ ( આંસુ ) + નલિકા ( નળી ) ] સ્ત્રી. આંસુ નીકળવાના માર્ગની નળી; 'લૅક્રિમલ ડક્ટ'. જુઓ અશ્રુનળ.

**અશ્રુનાસિકા પ્રણાલી** [ સં. અશ્રુ ( આંસુ ) + નાસિકા ( નાક ) + પ્રણાલી ( વહેવાનો માર્ગ ) ] સ્ત્રી. અશ્રુવાહિની નળી માટેનો બે હાડકાં વચ્ચે આવેલો સાંકડો માર્ગ; 'નેઝો-લૅક્રિમલ ગ્રૂવ'.

**અશ્રુપિંડ** [સં. અશ્રુ (આંસુ) + પિંડ (ગોળો)] પું. અશ્રુગ્રંથિની ગાંઠ; 'ઑફ્થેલમોલિથ'.

**અશ્રુપિંડખાત** [ સં. અશ્રુ ( આંસુ ) + પિંડ ( ગોળો ) + ખાત ( ખાડો ) ] પું. અશ્રુગ્રંથિખાત; જેમાં અશ્રુગ્રંથિ ( લૅક્રિમલ ગ્લૅન્ડ ) આવેલી છે તે ખાડો; 'લૅક્રિમલ ફૉસ'.

**અશ્રુપીઠ** [ સં. અશ્રુ ( આંસુ ) + પીઠ ( જગ્યા ) ] ન. નેત્રકોટરની એટલે આંખના ગોખલાની અંદરની બાજુની દીવાલના આગલા ભાગમાં રહેલાં એ નામનાં બે નાનાં હાડકાં; અશ્રુધર.

**અશ્રુપીઠખાત**[ સં. અશ્રુ ( આંસુ ) + પીઠ ( જગ્યા ) + ખાત ( ખાડો ) ] પું. નેત્રપીઠતલ ( ઑર્બિટલ સર્ફેસ )ના અંદરના છેડા પર આવેલો ખાડો; 'લૅક્રિમલ નૉચ'.

**અશ્રુપ્રણાલિ** [ સં. અશ્રુ ( આંસુ ) + પ્રણાલી (વહેવાનો માર્ગ ) ] સ્ત્રી. અશ્રુવાહિની નળી માટેનો સાંકડો માર્ગ; 'લૅક્રિમલ સલ્કસ'.

**અશ્રુપ્રણાલી** [સં. અશ્રુ (આંસુ) + પ્રણાલી (નળી)] સ્ત્રી. વધારાનાં આંસુ નાકમાં લાવતી અશ્રુવાહિની નળી; 'નેઝો-લૅક્રિમલ ડક્ટ'.

**અશ્રુપ્રણાલી છેદન** [ સં. અશ્રુ ( આંસુ ) + પ્રણાલી ( નળી ) + છેદન ( કાપ ) ] ન. અશ્રુધારિણી કે અશ્રુવાહિની નળીનો કાપ; 'ડક્રિઓટોમિ'.

**અશ્રુપ્રણાલી રંધ્ર** [ સં. અશ્રુ ( આંસુ ) + પ્રણાલી ( નળી ) + રંધ્ર ( છિદ્ર ) ] ન. અશ્રુવાહિની નળીમાં આંસુને જવા માટેનું છિદ્ર.

**અશ્રુપ્રમાર્જન** [ સં. અશ્રુ ( આંસુ ) + પ્રમાર્જન ( સાફસફી ) ] ન. આંસુ લૂછવાપણું.

**અશ્રુપ્રવર્દ્ધન** [ સં. અશ્રુ ( આંસુ ) + પ્રવર્દ્ધન ( હાડકાનો ઢેચો ) ] ન. અશ્રુપ્રસર; જે ગાંઠમાંથી આંસુ આવે છે તેની બે બાજુનાં હાડકાંનો ઊપસેલો ભાગ; 'લૅક્રિમલ પ્રોસેસ'.

**અશ્રુપ્રવાહ** [ સં. અશ્રુ ( આંસુ ) + પ્રવાહ ( વહેન ) ] પું. આંસુ ટપકવાની ક્રિયા; 'લૅક્રિમેશન'.

**અશ્રુપ્રસર** [ સં. અશ્રુ ( આંસુ ) + પ્ર ( આગળ ) + સર્ ( જવું ) ] પું. અશ્રુપીઠાસ્થિનો આગળ પડતો ભાગ.

**અશ્રુ પ્રાવરણી** [ સં. અશ્રુ ( આંસુ ) + પ્રાવરણ ( ઉત્તરીય ) ] સ્ત્રી. અશ્રુગ્રંથિને રાખવા માટે તંતુકોષનું પડ; 'લૅક્રિમલ ફૅશિઅ'.

**અશ્રુ લલાટ સેવની** [ સં. અશ્રુ ( આંસુ ) + લલાટ ( કપાળ ) + સેવની ( સાંધો ) ] સ્ત્રી. ખોપરીના આગલા હાડકા સાથે અશ્રુપીઠાસ્થિ ( લૅક્રિમલ બોન )ના હાડકાનું હલીચલી ન શકે તેવું જોડાણ.

**અશ્રુવસ્થિ** [ સં. અશ્રુ ( આંસુ ) + અસ્થિ ( હાડકું ) ] ન. જે ગાંઠમાંથી આંસુ આવે છે તેની બે બાજુનાં હાડકાંમાંનું દરેક; 'લૅક્રિમલ બોન'.

**અશ્રુવાહિની** [ સં. અશ્રુ ( આંસુ ) + વાહિન્ ( લઈ જનાર ) + ઈ (નારીજાતિનો પ્રત્યય) ] સ્ત્રી. અશ્રુપીઠાસ્થિ ઉપરના ખાડામાં આવેલી એ નામની નળી; આંસુ વહી જનાર નળી; 'લૅક્રિમલ ડક્ટ'. આંસુનું વધારાનું પાણી આ નળીમાં થઈ નાકમાં આવે છે.

**અશ્રુવિસર્જની** [ સં. અશ્રુ ( આંસુ ) + વિસર્જન ( ત્યાગ ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. પોપચાંને ઉઘાડબીડ કરનારી પેશીનો એક ભાગ. તે નેત્રગુહાની બાજુમાં અશ્રુવાહિકા નળીની આસપાસ લાગેલી છે અને તે આંસુ કાઢવામાં મદદ કરે છે.

**અશ્રુવ્રણ** ૧. [ સં. અશ્રુ ( આંસુ ) + વ્રણ ( ઘારું ) ] ન. અશ્રુનળીના અંદરના ભાગમાં અડચણ.
૨. ન. અશ્રુનળીની ગાંઠ.

**અશ્રુશિલા** [ સં. અશ્રુ ( આંસુ ) + શિલા ( પથ્થર ) ] સ્ત્રી. અશ્રુનળીમાં જામી ગયેલો ગઠ્ઠો; 'ડેક્રિઓલાઇટ'.

**અશ્લેષા** ૧.—આ નક્ષત્રમાં ધજાના આકારમાં ગોઠવાયેલા ૭ તારા હોવાનું કેટલાક માને છે.

**અશ્લેષ્મક ઝિલ્લી પ્રદાહ** [ સં. અ (વધારે) + શ્લેષ્મક ( કફ ) + ઝિલ્લી ( ચામડી ) + પ્રદાહ ( બળતરા ) ] પું. આંતરડાના શ્લેષ્મ પડનો સોજો; 'મ્યુકો-એન્ટરાઇટિસ'.

**અશ્લોક** ૩. [ સં. અ ( ખરાબ ) + શ્લોક ( કીર્તિ ) ] પું. અપયશ; અપ્રશંસા.

**અશ્લોક કહાઈ** [ હિં. ] સ્ત્રી. અમુક શ્લોક બોલવા માટે વરને કન્યાપક્ષની સ્ત્રીઓ તરફથી અપાતી બક્ષિશ.

**અશ્વ** ૧૬. પું. શિવ; શંકર; મહાદેવ.

**અશ્વકાંતા** સ્ત્રી. ( સંગીત ) મૂર્ચ્છનાનો એક પ્રકાર.

**અશ્વગર્ભ** [ સં. અશ્વ ( અગ્નિ ) + ગર્ભ ( હમેલ ) ] પું. છોડ; સુકાઈ ગયેલો ગર્ભ; 'કેલ્સિન્ડ ફીટસ'.

**અશ્વગંધા**—તે પૌષ્ટિક, સંભોગની ઇચ્છા વધારનાર, મગજ, સ્નાયુ અને જ્ઞાનતંતુની નબળાઈ દૂર કરનાર, યાદદાસ્ત વધારનાર અને થાનની ગાંઠમાંથી થતો લોહીનો સ્રાવ અટકાવનાર મનાય છે.

**અશ્વગંધાચૂર્ણ** [ સં. અશ્વગંધા ( એ નામની વનસ્પતિ ) + ચૂર્ણ ( ભૂકો ) ] ન. દવા તરીકે વપરાતો અશ્વગંધાનો ભૂકો. તે જમ્યા પહેલાં દિવસમાં બે વખત દૂધ સાથે લેવાથી નબળાઈ, સંધિવા, ક્ષય, મગજ અને જ્ઞાનતંતુની નબળાઈ, શ્વેત પ્રદર અને ધાતુક્ષીણતા મટાડે એમ મનાય છે.

**અશ્વત્થ** ૧૪. પું. શિવ; શંકર.

**અશ્વનિયામક** [ સં. અશ્વ ( ઘોડો ) + નિયામક ( કાબૂમાં રાખનાર ) ] પું. ઘોડાઓને કાબૂમાં રાખનાર.

**અશ્વપતિ** ૧૧. પું. વેદમાં રુદ્ર માટે વપરાયેલું એક નામ.

**અશ્વબ્રહ્મચર્ય** [ સં. અશ્વ ( ઘોડો ) + બ્રહ્મચર્ય ( ઇંદ્રિયો ઉપરનો કાબૂ ) ] ન. ઇંદ્રિયનિગ્રહ કે વૈરાગ્યથી નહિ પણ પ્રતિબંધ એટલે અટકાયતને લીધે જ પળાતું બ્રહ્મચર્ય.

**અશ્વમાનવિધિ** ૧. [ સં. અશ્વ ( ઘોડો ) + માન ( માપ ) + વિધિ ( ક્રિયા ) ] પું. ( શિલ્પ ) ઘોડાની મૂર્તિ બનાવવાની ક્રિયા.

૨. પું. વિશ્વસાર નામના સ્થાપત્યના પુસ્તકમાંનું એ નામનું એક પ્રકરણ. તેમાં ઘોડાની મૂર્તિ ઘડવાની ક્રિયા આપેલ છે.

**અશ્વિરથ** ૩. પું. રામચંદ્રજીના પુત્ર કુશના વંશનો એ નામનો રાજા.

**અશ્વિવત્ પદ** [ સં. અશ્વ ( ઘોડો ) + વત ( જેવું ) + પદ ( પગ ) ] પું. ફણા ઉપર ચાલવું પડે એવી પગની કઢંગી રચના.

**અશ્વિવંશ** [ સં. અશ્વ (ઘોડો) + વંશ (કુળ) ] પું. ઘોડાવંશ; 'એકિવિડિ'.

**અશ્વિવક્ષ** પું. એ નામનો દેવ. તે ઉત્તરાભાદ્રપદ નક્ષત્રનો સ્વામી છે.

**અશ્વિશિર** ૨. ન. એ નામનું એક બ્રહ્મજ્ઞાન; દધીચિ ઋષિએ ઘોડાના માથાથી અશ્વિનીકુમારોને ઉપદેશેલી કર્મવિદ્યા અને બ્રહ્મવિદ્યા.

**અશ્વિા** ૨. [ અ. ] પું. નખરાં.

**અશ્વિાગર** ૧. [ અ. અશ્વા ( નખરાં ) + ગર ( કરનાર ) ] પું. નખરાં કરનાર.

૨. પું. ફાંકડો પુરુષ.

**અશ્વિાળો** [ સં. અશ્વ ( ઘોડો ) + વત ( વાળું ) ] વિ. પું. ઘોડાવાળો.

**અશ્વિની** ૧૦. સ્ત્રી. એ નામની વનસ્પતિ; અશ્વગંધા; આસંધ.

**અષ્ટક** ૧૬. ન. મીણ.

**અષ્ટકલ** સ્ત્રી. એક જાતની સંધિ.

**અષ્ટકા** ૯. સ્ત્રી. માગશર, પોષ, માહ અને ફાગણ માસની વદિ સાતમ, આઠમ, નોમ અને તેરશ.

**અષ્ટકુલક** [ સં. અષ્ટન્ ( આઠ ) + કુલક ( એકઠું થવાપણું ) ] પું. આઠ સભ્યોની બનેલી ન્યાયસભા.

**અષ્ટજામ** [ સં. અષ્ટન્ ( આઠ ) + યામ ( પહોર ) ] અ. હમેશાં; આઠે પહોર; દિવસ અને રાત.

**અષ્ટતાલ** ૨. [ સં. અષ્ટન્ ( આઠ ) + તાલ ( એક માપ ) ] ન. શિલ્પમાં એક જાતનું માપ. તાલનું માપ તે મૂર્તિ માપવાનું પ્રમાણ છે, અને મૂર્તિના માપમાં ચહેરાની લંબાઈનો આંક લેવામાં આવે છે. અંગૂઠાની ટોચ અને મધ્યમાની ટોચને ખૂબ લંબાવીને લીધેલું માપ ચહેરાની લંબાઈનો આંક લેવામાં વધારે સગવડવાળું ગણાય છે. જ્યારે મૂર્તિ ચહેરાની લંબાઈ કરતાં દશ ગણી હોય ત્યારે દશતાલ માપની મૂર્તિ કહેવાય છે.

**અષ્ટધાતુ** ૨. પું. કાંસું.

૩. પું. વ્યભિચારથી જન્મેલ દીકરો.

**અષ્ટપટલ** ૨. [ સં. અષ્ટન્ ( આઠ ) + પટલ ( જથ્થો ) ] વિ. આઠ પડવાળું.

**અષ્ટપર્વત** [ સં. અષ્ટન્ ( આઠ ) + પર્વત ] પું. બ. વ. આઠ કુલપર્વતો એટલે મુખ્ય પર્વત.

**અષ્ટપુષ્પિકા** [ સં. અષ્ટન્ ( આઠ ) + પુષ્પ ( ફૂલ ) + ઇક ( લગતું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. આઠ જુદી જુદી જાતનાં ફૂલનો હાર.

**અષ્ટફલકીય** [ સં. અષ્ટન્ ( આઠ ) + ફલક ( પાટિયું ) + ઈય ( લગતું ) ] વિ. આઠ બાજુવાળું.

**અષ્ટભોગ** ૩. પું. બ. વ. આઠે જાતના ભોગ.

**અષ્ટમંગલ** ૧૦. પું. ( સંગીત ) એક તાલ.

**અષ્ટયોજી** [ સં. અષ્ટન્ ( આઠ ) + યુજ ( જોડવું ) ] ન. એક શક્તિવાળા પદાર્થના આઠ અણુ સાથે જોડાઈ જવાની શક્તિવાળું અણુ; 'ઑક્ટેડ'.

**અષ્ટવક્રા** [ સં. અષ્ટન્ ( આઠ ) + વક્ર ( વાંકું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. આઠ જગ્યાએથી વાંકી.

**અષ્ટવર્ષા** ૨. સ્ત્રી. આઠ વર્ષની કન્યા; ગૌરી.

**અષ્ટવંધ્યા** [ સં. અષ્ટન્ ( આઠ ) + વંધ્યા ( વાંઝણી ) ] સ્ત્રી. આઠ જાતની દીકરા વગરની સ્ત્રી. કાકવંધ્યા, કન્યાપત્ય, કમલી, ગલદ્ગર્ભી, જન્મવંધ્યા, ત્રિપક્ષી, ત્રિમુખી અને મૃતગર્ભા એમ તેની આઠ જાત છે.

**અષ્ટવેષ્ટનિકા અગ્રિમા** [ સં. અષ્ટન્ ( આઠ ) + વેષ્ટન ( ઢાંકણ ) + ઇકા ( વાળી ) + અગ્રિમ ( આગળનું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. બાવડાની ધમનીની એ નામની બે શાખા.

**અષ્ટસૌભાગ્ય** [ સં. અષ્ટન્ ( આઠ ) + સૌભાગ્ય ( સારું નસીબ ) ] ન. બ. વ. સધવા સ્ત્રીનાં આઠ ચિહ્ન: સેંથામાં સિંદૂર, કપાળે ચાંદલો, આંખમાં કાજળ, નાકે વાળી, કાને કંકુ, કોટમાં કીડિયાસેર, હાથમાં ચૂડો કે બંગડી અને પગમાં અણાસિયાં.

**અષ્ટાકૃત** [ સં. અષ્ટન્ ( આઠ ) + આકૃત ( આકારવાળું ) ] વિ. આઠ આકૃતિવાળું; આઠ સ્વરૂપવાળું.

**અષ્ટાદશાધ્યાયિની** ૧. [ સં. અષ્ટન્ ( આઠ ) + દશન્ ( દશ ) + અધ્યાય ( પ્રકરણ ) + ઇન ( વાળું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. ગીતા, કેમકે તેમાં ૧૮ અધ્યાય છે.

૨. વિ. સ્ત્રી. જેમાં અઢાર અધ્યાય હોય એવી.

**અષ્ટાવક્ર** ૫. ન. એ નામનું એક ગોત્ર.

**અષ્ટાવક્રગીતા** સ્ત્રી. અષ્ટાવક્ર મુનિએ બ્રહ્મવિદ્યા સંબંધી રચેલું એ નામનું પુસ્તક.

**અષ્ટાહિક જ્વર** [ સં. અષ્ટન્ ( આઠ ) + અહન્ ( દિવસ ) + ઇક ( લગતું ) + જ્વર ( તાવ ) ] પું. દર આઠમે દિવસે આવતો તાવ.

**અષ્ટાંગદેવસર્ગ** [ સં. અષ્ટન્ ( આઠ ) + દેવ + સર્ગ ( લોક ) ] પું. આઠ જાતના દેવ: વિબુધ, પિતર, અસુર, ગંધર્વ, યક્ષ, ભૂતપિશાચ, સિદ્ધચારણ વિદ્યાધર અને કિન્નર.

**અષ્ટાંગપ્રણામ** [ સં. અષ્ટન્ ( આઠ ) + અંગ ( અવયવ ) + પ્રણામ ( નમસ્કાર ) ] પું. સાષ્ટાંગ પ્રણામ. જુઓ અષ્ટાંગપ્રણામ.

**અષ્ટાંગસંગ્રહ** [ સં. અષ્ટન્ ( આઠ ) + અંગ ( ભાગ ) + સંગ્રહ ( જથ્થો ) ] પું. વાગ્ભટે આયુર્વેદ ઉપર લખેલ એ નામનું એક પુસ્તક.

**અષ્ઠીલા** ૬. પું. જેના કોચલાની અંદર બી અને આસપાસ માવો રહેલો હોય એવું ફળ; અશ્મગર્ભી; 'ડ્રૂપ'.

૭. પું. ધવડાવનાર પ્રાણીના વર્ગના નરની પેશાબની નળીની આસપાસ પેશાબની કોથળીને તળિયે આવેલી ગ્રંથિ; 'પ્રૉસ્ટેટ ગ્લૅન્ડ'.

**અષ્ઠીલા ગ્રંથિ** સ્ત્રી. એ નામની એક ગાંઠ; પૌરુષગ્રંથિ; 'પ્રૉસ્ટેટ ગ્લૅન્ડ'. જુઓ અષ્ઠીલા ૭.

**અષ્ઠીલા જાલ** [ સં. અષ્ઠીલા ( એ નામની ગ્રંથિ ) + જાલ ( સમૂહ ) ] સ્ત્રી. નરમાં મૂત્રમાર્ગની નીચે આવેલી કોથળીની ગ્રંથિનું નાડીચક્ર; 'પ્રોસ્ટેટિક પ્લેક્સસ'.

**અષ્ઠીલા ભાગ** પું. મળદ્વારથી પૌરુષગ્રંથિ ( પ્રૉસ્ટેટ ગ્લૅન્ડ )ને વચ્ચે છેદી આરપાર નીકળતો મૂત્રપ્રસેક ( મુરેથ્રા )નો બે આંગળ લાંબો ભાગ; 'પ્રોસ્ટેટિક પોર્શન'.

**અષ્ઠીલા વૃદ્ધિ** [ સં. અષ્ઠીલા ( એ નામની ગ્રંથિ ) + વૃદ્ધિ ( વધારો ) ] સ્ત્રી. અષ્ઠીલા ગ્રંથિનું વધવાપણું; 'પ્રોસ્ટેટિક એન્લાર્જમન્ટ'.

**અસઈ** ૭. સ્ત્રી. ( ડિંગળ ) અસતી; વ્યભિચારિણી.

**અસકત** ૪. [ સં. અશક્તિ ] સ્ત્રી. ( હિંદી ) આળસ; સુસ્તી.

૫. સ્ત્રી. ઊંઘ; નિદ્રા.

૬. સ્ત્રી. મુલતવી રાખવું તે.

**અસકતી** ૨. [ હિં. ] પું. આળસુ માણસ.

**અસગુંધ** [ સં. ] પું. એક જાતનો ઊંઘ લાવનારો ઝેરી છોડ; 'ફિસલિસ સૉમ્નિફરા'.

**અસચ્ચતુ** [ સં. અ ( નહિ ) + સત્ ( સારું ) + ચતુઃ ( ચાર ) ] પું. સંધિપ્રાણીવર્ગ; એક

જાતનો પ્રાણીવર્ગ; 'સ્ફ્રોટિટ્રેમર'. તેને પગના તળિયાના પાંચ સાંધા હોય છે, જેમાં ચોથો સાંધો ઘણો નાનો હોય છે.

**અસજાઈ** ( અઠ્જાઈ ) સ્ત્રી. ( ગ્રામ્ય ) તોફાન.

**અસણ** ૪. પું. ( ડિંગળ ) કરો; આકાશમાંથી પડતો કુદરતી બરફનો કટકો.

૫. પું. ( ડિંગળ ) ખાડો.

૬. પું. ( ડિંગળ ) હઠ; જીદ.

**અસત** ૨૩. પું. ( ડિંગળ ) અસ્તાચલ પર્વત.

૨૪. [ સં. અસત્ ] પું. શિવનાં હજાર નામ માંહેનું એક.

**અસતર** ૨. [ સં. અસ્ત્ર ] ન. ( ડિંગળ ) શસ્ત્ર; હથિયાર.

**અસર્ત** ન. ( ડિંગળ ) મરણ; મોત; મૃત્યુ.

**અસત્ગ્રહ** [ સં. અસત્ ( ખોટું ) + ગ્રહ ( પકડ ) ] પું. ખોટી પકડ; ગેરસમજ.

**અસત્પ્રગ્રહ** [સં. અ ( નહિ ) + સત્ ( સારું ) + પ્રગ્રહ ( લેવું તે ) ] પું. ખરાબ વસ્તુ લેવાપણું.

**અસત્ય** ૭. પું. ચોસઠ માનસતત્ત્વ દેવતામાંનો એક. જુઓ માનસતત્ત્વદેવતા.

**અસત્યપરા** સ્ત્રી. ચોસઠ માનસતત્ત્વ દેવતામાંની એક. જુઓ માનસતત્ત્વદેવતા.

**અસત્યપ્રતિજ્ઞ** [ સં. અ ( નહિ ) + સત્ય ( સાચું ) + પ્રતિજ્ઞા ( સોગંદ ) ] વિ. ખોટા સોગંદ લેનાર.

**અસત્યમનજોગ** [ સં. અ ( નહિ ) + સત્ય (સાચું) + મનસ્ (મન) + યોગ (જોડાણ) ] પું. ( જૈન ) ખોટી બાબતમાં મનનું રોકાણ.

**અસત્ય શ્રોણી** [ સં. અ ( નહિ ) + સત્ય ( સાચું ) + શ્રોણી ( કમર ) ] સ્ત્રી. ભગાસ્થિ ( પ્યુબિક બોન )ના જઘનકપાલ ( ઇલિઅમ ) અને બસ્તિકંડિકાની કોરની ઉપરનો કે નીચેનો ભાગ; 'ફૉલ્સ પેલ્વિસ'.

**અસથન** ૧. પું. ( ડિંગળ ) જાયફળ.

૨. પું. ( ડિંગળ ) મજ્જા; હાડકામાંનો માવો.

**અસથી** [ સં. અસ્થિ ] ન. ( ડિંગળ ) હાડકું; અસ્થિ.

**અસથીપંજર** [ સં. અસ્થિ ( હાડકું ) + પિંજર ( પીંજરું ) ] ન. ( ડિંગળ ) હાડપિંજર; હાડકાંનો માળખો.

**અસદ્ગુરુ** [ સં. અ ( નહિ ) + સત્ ( સારું ) + ગુરુ ( શાસ્ત્રનો ઉપદેશ કરનાર ) ] પું. ખોટો ઉપદેશ આપનાર ગુરુ; ખોટે રસ્તે દોરનાર ગુરુ.

**અસદ્ભાવ** ૫. વિ. અસત્ય; અયથાર્થ; ખોટું.

**અસદ્ભૂતવ્યવહારનય** [ સં. અ ( નહિ ) + સત્ ( સાચું ) + ભૂત ( થયેલ ) + વ્યવહાર (વહેવાર) + નય (વસ્તુના એક ભાગને જાણવાવાળું જ્ઞાન ) ] પું. ( જૈન ) જુદા રહેલા પદાર્થને એક રૂપે માને તેવી સમજ; એક પદાર્થને બીજા રૂપે જાણવાવાળું જ્ઞાન. જેમકે, માટીના ઘડાને ઘીનો ઘડો કહેવો.

**અસનાદ** ૨. [ અ. ] પું. બ. વ. પ્રમાણપત્રો; સર્ટિફિકેટો.

**અસનિ** ન. ( ડિંગળ ) વજ્ર.

**અસની** ન. ( ડિંગળ ) વજ્ર.

**અસન્નારી** [ સં. અ ( નહિ ) + સત્ ( સારું ) + નારી ( સ્ત્રી ) ] સ્ત્રી. ખરાબ સ્ત્રી.

**અસપર્શ** [ સં. અ ( નહિ ) + સ્પૃશ્ ( અડવું ) ] પું. ( હિંદી ) પૂજા કરવા કે જમવા માટે નાહ્યા પછી તે કામ પૂરું થતાં સુધીની હિંદુની સ્થિતિ. આ દરમિયાન તેણે કોઈને અડવું એ અધર્મ મનાય છે.

**અસબંધિન** [ સં. અ ( નહિ ) + સંબંધ ( સગું ) + ઇન્ ( વાળું ) ] વિ. નિરાધાર; સગાંવહાલાં વગરનું.

**અસબાબ** ૬.—

૧. અસબાબે ખાનદાની=ઘરનું રાચરચીલું.

૨. અસબાબે હર્બ = અસબાબે જંગ; યુદ્ધસામગ્રી.

૧૦.—

અસબાબે ખેતી—અસબાબે ઝરાઅત=ખેતીનાં ઓજાર.

**અસભ્ય** ૫. વિ. સભામાં બેસવાને નાલાયક.

**અસમ** ૧૦. પું. ( ગણિત ) કરણી; બરાબર મૂળ ન નીકળી શકે એવી સંખ્યા; 'સર્ડ નંબર'. જેમકે, ૭.

જન્ને અસમ = જેનું બરાબર મૂળ ન નીકળી શકે એવી સંખ્યાનો વર્ગમૂળ.

૧૧. [ અ. ] વિ. બહેરું.

**અસમકેંદ્ર** [ સં. અ ( નહિ ) + સમ ( સરખું ) + કેન્દ્ર ( મધ્યબિંદુ ) ] પું. લોહીમાં ફરતાં એક જાતનાં મોટા કેંદ્રવાળાં સફેદ રજકણ; 'લાર્જ મોનોન્યુક્લિઅર'.

**અસમકેંદ્રક** [ સં. અ ( નહિ ) + સમ ( સરખું ) + કેંદ્ર ( મધ્યબિંદુ ) + ક ( વાળું ) ] વિ. ઉત્કેંદ્ર; કેંદ્રભ્રષ્ટ; કેન્દ્રની બહાર રહી અમુક બિંદુની આસપાસ ફરતું; 'એક્સેન્ટ્રિક'.

**અસમજ** ૩. ન. ( ડિંગળ ) એક જાતની ઔષધિ; શિલાજિત.

**અસમતળ** [ સં. અ ( નહિ ) + સમ ( સરખું ) + તલ ( તળિયું ) ] વિ. ખાડાખડિયાવાળું; ખરબચડું.

**અસમ પુરશુકા મધ્ય** [ સં. અ ( નહિ ) + સમ ( સરખું ) + પર્શુકા ( પાંસળી ) + મધ્ય ( વચલું ) ] ન. ડોકની કશેરૂકા એટલે મકોડાની આગળનો એક સ્નાયુ; 'સ્કેલીનસ મીડિયન'.

**અસમર્થકારણ** [ સં. અ ( નહિ ) + સમર્થ ( શક્તિવાળું ) + કારણ ( કામનું મૂળ ) ] ન. ( જૈન ) પરિણામ પેદા કરનાર સામગ્રીના બે ભેદમાંનો એ નામનો એક.

**અસમવેગ** [ સં. અ ( નહિ ) + સમ ( સરખું ) + વેગ ( ઝડપ ) ] પું. વધઘટવાળી ઝડપ; એક સરખી નહિ રહેતી ઝડપ.

**અસમવ્યાકારવૃદ્ધિ** [ સં. અ ( નહિ ) + સમ ( સરખું ) + વ્યાકાર ( આકારમાં ફેરફાર ) + વૃદ્ધિ ( વધારો ) ] સ્ત્રી. જેમાં પ્રાણરસ કોષના બે ભાગ પડે પણ બંને ભાગ છેડેથી જોડાયેલા રહે અને કુહાડું વળે એવી રીતે પડતા ભાગ; 'હેટરોટિપિકલ ડિવિઝન'.

**અસમંજ** ન. ( પુરાણ ) એ નામનું વન. તેમાં સગરના અશ્વમેધનો ઘોડો ગયો હતો.

**અસમંત** પું. ( ડિંગળ ) ચૂલો.

**અસમાર્તુ** ૫. વિ. જેનો સમાસ ન થાય એવું.

**અસમામ્નાય** પું. શિવ; શંકર.

**અસમાવૃત્ત** ૨. પું. જેનો વેદનો અભ્યાસ સંપૂર્ણ ન થયો હોય એવો બ્રાહ્મણ.

**અસમ્મર** સ્ત્રી. ( ડિંગળ ) તરવાર.

**અસર** ૩.—

હમ અસર = એક જ વખતે થઈ ગયેલ માણસ; સમકાલીન માણસ.

૭.—

અસર કરવી = (૨) ઉશ્કેરવું.

૧૬. [ અ. ] પું. રખડતા ઊંટનો પત્તો લાગી શકે તે માટે તેના પગની બાજુએ કરવામાં આવતી નિશાની.

**અસરકારક** ૪. વિ. અસર કરે એવું.

**અસરકારી** ૧. [ અસર ( ગુણ ) + કારી ( કરનાર ) ] વિ. ગુણ કરે એવું; અસરકારક.

૨. [ અ ( નહિ ) + સરકારી ( સરકારનું ) ] વિ. સરકારી નહિ એવું.

**અસરગા** સ્ત્રી. બચ્ચાં ન થતાં હોય તેવી વાંદરી.

**અસરા** [ હિં. ] પું. આસામમાં થતા એક જાતના ચોખા.

**અસલાક** ન. ( ડિંગળ ) આળસ; સુસ્તી.

**અસલીસુખ** [ અસલ ( સાચું ) + સુખ ] ન. ( જૈન ) ખરૂં સુખ. તે સુખ મોક્ષ પામવાથી મળે છે.

**અસવાર** ૬. [ હિં. ] પું. આશક; પ્રેમી.

**અસવારી** ૧ —

૧. અસવારી ઉતરાવવી = ઊતરવામાં મદદ કરવી.

૨. અસવારી કસવી = (૧) ઓળંગવું. (૨) વાહન તૈયાર કરાવવું.

૩. અસવારી દેવી = (૧) ઘોડાએ સવાર થવા દેવું. (૨) સ્ત્રીએ સંભોગ કરાવવો.

૪. અસવારી લેવી-કરવી = ઘોડેસવાર થવું.

૯. [ હિં. ] સ્ત્રી. દેવ કે પ્રેતની માણસ ઉપર થતી અસર.

૧૦. સ્ત્રી. મલકુસ્તીમાં એક દાવ. તેમાં એક મલ બીજા ઉપર ચડી બેસે છે.

૧૧. સ્ત્રી. માથ્રક.

૧૨. સ્ત્રી. વાહન; ડોળી; પાલખી.

**અસવિની** [ હિં. ] સ્ત્રી. ( જ્યોતિષ ) અશ્વિની નક્ષત્ર. તે ઘોડાના મોઢાના આકારને મળતું હોવાનું મનાય છે.

**અસ સલામ વાલેકુમ** [ અ. ] અ. તમને પણ સલામ હોજો.

**અસસાલા** [ સં. અશ્વ ( ઘોડો ) + શાલા ( રહેઠાણ )] સ્ત્રી. ( ડિંગળ ) અશ્વશાળા; તબેલો.

**અસહિતા** [ સં. અ ( નહિ ) + સહ્ય ( ખમાય તેવું ) + તા ( પણું ) ] સ્ત્રી. સહન કરવાની અશક્તિ કે નામરજી.

**અસંખ્યાત** ૨. વિ. ( જૈન ) ગણી શકાય તેનાથી વધુ.

**અસંગઠિત** [ સં. અ ( નહિ ) + સંગઠિત ( જોડાયેલ ) ] વિ. સંપ વગરનું; છૂટું.

**અસંગ્રહરુચિ** [ સં. અ ( નહિ ) + સંગ્રહ ( સંઘરો ) + રુચિ ( ઇચ્છા ) ] વિ. લોભવૃત્તિ વગરનું; એકઠું કરવાની ઇચ્છા ન કરનાર.

**અસંતૃપ્ત** [ સં. અ ( નહિ ) + સમ્ ( સારી રીત ) + તૃપ્ત ( સંતોષ પામેલું ) ] વિ. અસંપૃક્ત; વધારેમાં વધારે જેટલું ઓગાળી શકાય તેટલું નહિ ઓગળેલું; 'અનસૅચ્યુરેટેડ'.

**અસંપ્રમોષ** [ સં. અ ( નહિ ) + સમ્ ( સારી રીતે ) + પ્રમુષ્ ( લઈ લેવું ) ] પું. નહિ ભૂંસાવાપણું.

**અસંપ્રાપ્તાસૃપાટિકાસંહનન** [ સં. અ ( નહિ ) + સંપ્રાપ્ત ( મળેલ ) + અસૃજ્ ( લોહી ) + પાટ ( પ્રવાહ ) + ઇકા ( વાળી ) + સંહનન ( હાડકાનું બંધારણ ) ] ન. ( જૈન ) જુદાં જુદાં હાડ નસોથી બંધાયેલાં હોય પણ એકબીજા સાથે કીલિત એટલે ખીલીથી જોડાયેલ ન હોય એવું હાડકાનું બંધારણ આપનાર આગલા ભવનાં પાપપુણ્ય.

**અસંબંધિન** [ સં. અ ( નહિ ) + સંબંધ + ઇન્ ( વાળું ) ] વિ. આશ્રિત; નિરાધાર.

**અસંભુક્ત** [ સં. અ ( નહિ ) + સંભુક્ત ( ભોગવેલું ) ] વિ. ભોગવટો લેવાયા વિનાનું.

**અસંયત** ૫. વિ. વિષ્ણુમાં લીન થયેલ.

**અસંયતપૂજા** [ સં. અ ( નહિ ) + સંયત ( બંધનવાળું ) + પૂજા ( પૂજન ) ] સ્ત્રી. ( જૈન ) પાપથી અટકેલ ન હોય તેવાની પૂજા; મિથ્યાત્વિ એટલે ખોટી સમજવાળાની પૂજા. નવમા અને દશમા તીર્થંકરની વચ્ચેના વખતમાં આવી પૂજા ચાલુ થઈ હતી, અને તે દશ અછેરા એટલે આશ્ચર્યકારક બનાવમાંનો એક ગણાય છે.

**અસંયતસમ્યગ્દૃષ્ટિગુણસ્થાન** [ સં. અ ( નહિ ) + સંયત ( નિયમવાળું ) + સમ્યક્ ( સારું ) + દૃષ્ટિ ( જ્ઞાન ) + ગુણ + સ્થાન ( પદવી ) ] ન. ( જૈન ) આત્મિક વિકાસના ચૌદ માંહેના ચોથા ગુણસ્થાનની અવસ્થા; અવિરતસમ્યકદૃષ્ટિગુણસ્થાન.

**અસંયમી** [ સં. અ ( નહિ ) + સંયમ ( કાબૂ ) + ઇન્ ( વાળું ) ] વિ. અંકુશ વગરનું; નિગ્રહ વિનાનું.

**અસંવાચ્યમાનસીકાવ્યકળા** સ્ત્રી. ચોસઠ કળા માંહેની ગમે તે વિષય ઉપર નવી કવિતા બનાવવાની કળા.

**અસંવાદ** ૨. પું. ( સંગીત ) એકસૂર ન હોવાપણું; સ્વરવિરોધ; અપસ્વર.

**અસંવેદ્ય** [ સં. અ ( નહિ ) + સમ્ ( સારી રીતે ) + વેદ્ય ( જાણી શકાય એવું ) ] વિ. જાણી ન શકાય એવું; અગોચર; અપ્રત્યક્ષ; અતીન્દ્રિય.

**અસંસૃત** [ સં. અ ( નહિ ) + સમ્ ( સાથે ) + સૃત ( મળેલું ) ] વિ. એક બિંદુમાં નહિ મળતું; લંબાવતાં એકબીજાને મળે નહિ એવું; 'નૉન-કૉન્વર્જન્ટ'.

**અસા** ૧. [ અ. ] પું. દંડ; છડી; એક છેડે વાળેલી અને રૂપાની ખોળીવાળી લાકડી, જે મોટા માણસની આગળ તેના હજૂરિયાઓ ઉપાડી ચાલે છે.

૨. [ મ. ] અ. આમ.

**અસા એ સુલ્તાની** [ અ. અસા ( દંડ ) + એ ( નું ) + સુલ્તાની ( સમ્રાટપદ ) ] પું. રાજદંડ.

**અસા ઓ બલ્લમ** ૧. [ અ. અસા ( દંડ ) + વ ( અને ) + બલ્લમ ( ભાલું ) ] પું. રાજચિહ્ન.

૨. પું. લગ્નના વરઘોડામાં ઉપાડવામાં આવતા દંડ, વાવટા વગેરે.

**અસાચવટ** ૧. [ અ ( નહિ ) + સાચવટ ( સચ્ચાઈ )] ન. અપ્રામાણિકતા; છળ; ઠગાઈ.

૨. [ અ ( નહિ ) + સાચવટ ( સાચવણી ) ] ન. જતન નહિ કરવાપણું.

**અસાતના** [ સં. અ ( નહિ ) + સાતા ( સુખ ) ] સ્ત્રી. દુ:ખ; વેદના.

**અસાધ** ૫. [ સં. ( નહિ ) + સાધ્ ( અસર કરવી ) ] સ્ત્રી. ન મટે એવો રોગ.

**અસાધારણ અનુભૂતિ** [ સં. અ ( નહિ ) + સાધારણ ( સામાન્ય ) + અનુભૂતિ ( અનુભવ ) ] સ્ત્રી. વધારે પડતી લાગણી અનુભવવાપણું; તીવ્ર ભાવ જણાવો તે.

**અસાધારણ દેહદાહ** [ સં. અ ( નહિ ) + સાધારણ ( સામાન્ય ) + દેહ ( શરીર ) + દાહ ( બળતરા ) ] પું. જ્વર; બુખાર; તાવ.

**અસાધારણ ધવલતા** [ સં. અ ( નહિ ) + સાધારણ ( સામાન્ય ) + ધવલ ( ધોળું ) + તા ( પણું ) ] સ્ત્રી. જુવાનીમાં આવતી સ્ત્રીને લોહી ઊડી જવાથી થતો એક રોગ; 'લ્યુકોપેથિઅ'. તેમાં શરીર ધોળુંફક અને દરદી લોથપોથ થઈ જાય, હૃદયના ધબકારા અનિયમિત થાય અને મૂર્છા આવે.

**અસાધારણ નિમ્નતાપક્રમ** [ સં. અ ( નહિ ) + સાધારણ ( સામાન્ય ) + નિમ્ન ( નીચું ) + તાપ ( ગરમી ) + ક્રમ ( બળ ) ] પું. શરીરની ગરમી સાધારણ કરતાં ઓછી હોવી તે; 'હાઇપોથર્મિ'.

**અસાધારણ રક્તભાર** [ સં. અ ( નહિ ) + સાધારણ ( સામાન્ય ) + રક્ત ( લોહી ) + ભાર ( વજન ) ] પું. નસની અંદર લોહીનું અસાધારણ દબાણ.

**અસાધ્ય ઉન્માદ** ૧. [ સં. અ ( નહિ ) + સાધ્ય ( ઇલાજ કરી શકાય એવું ) + ઉન્માદ ( ઘેલછા ) ] પું. ઇલાજ વડે સુધરી ન શકે એવું પાગલપણું.

૨. પું. મટાડી ન શકાય એવો સન્નિપાત.

**અસા બર્દાર** ૨. [ અ. અસા ( દંડ ) + ફા. બર્દાર ( ઉપાડનાર ) ] પું. દંડ કે છડી ઉપાડનાર માણસ; છડીદાર; ચોબદાર.

**અસામી ૧.—**

૧. લીચડ અસામી (લીચડ઼ અસામી) = દેવું વાળવામાં ધીમો માણસ.

**૨.—**

૧. અસામી ગૈર મુસ્તકિલ = કબજા હક્ક વગરનો ખેડૂત.

૨. અસામી ગૈર મૌરૂસી = વારસાહક્ક વગરનો ખાતેદાર.

૩. અસામી છપરબંદ = ખેતીને ગામે જ રહી ખેતી કરનાર ખેડૂત.

૪. અસામી જમાબંદી = રૈયતવારી પદ્ધતિ.

૫. અસામી પાહી-અસામી પાહી કાસ્ત = ખેતીને ગામે નહિ રહેનાર ખેડૂત.

૬. અસામી મુસ્તકિલ = કબજા હક્કવાળો ખેડૂત.

૭. અસામી મૌરૂસી = વંશપરંપરાનો ખેડૂત.

૮. અસામી શિકમી = ઉપખેડૂત.

**૭.—**

૧. અસામી બનાવની = બનાવવું; મશ્કરીમાં ઉડાવવું.

૨. ખરી અસામી = પૈસાવાળો શેઠ.

૩. ડૂબી અસામી = દિવાળિયો.

૪. મોટી અસામી = પૈસાદાર માણસ.

**૮.—**

બડી અસામી = મોટી પદવી કે મોભાવાળો પુરુષ.

**૧૭.—**

યાફ્ત કી અસામી = (૧) કમાણીવાળી જગ્યા. (૨) લાંચ મળે એવી જગ્યા.

**૨૦.—**

પિલાનેવાલી અસામી = પોતાના પ્રેમીને આનંદ આપવાવાળી સ્ત્રી.

**અસારદધિ** [સં. અ (નહિ) + સાર (સત્વ) + દધિ (દહીં)] ન. મલાઈ કાઢી લીધેલ દૂધનું જમાવેલ દહીં.

**અસારચે રેવંદ** [અ.] પું. સિયામ, કોચિન ચીન અને લંકામાં એક જાતના ઝાડમાંથી મળતો તપખીરિયા રંગનો રાળ; 'ગેમ્બોજ'.

**અસારસ્ય** [સં. અ (નહિ) + સરસ (સુંદર) + ય (ભાવવાચક નામ બનાવનાર પ્રત્યય)] ન. સુંદર ન હોવું તે.

**અસાલતન** અ. રૂબરૂમાં; પોતે હાજર થઈને.

**અસાવદ્યકર્મઆર્ય** [સં. અ (નહિ) + સાવદ્ય (દોષવાળું) + કર્મન્ (કામ) + આર્ય (સીધો માણસ)] પું. (જૈન) પાપ ન કરવાની પ્રતિજ્ઞાવાળા સંત.

**અસાવદ્યા** [સં. અ (નહિ) + સાવદ્ય (દોષવાળું) + આ (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. પાપ વગરની વાણી.

**અસાવળી** સ્ત્રી. એક જાતનું કપડું.

**અસાંકે** —આ શબ્દમાં 'કે' ત્રીજીનો નહિ પણ બીજી વિભક્તિનો પ્રત્યય છે.

**અસાંકેતિક** [સં. અ (નહિ) + સંકેત (ઇશારો) + ઇક (વાળું)] વિ. છૂપું નહિ એવું; ખુલ્લું.

**અસિકર્મઆર્ય** [સં. અસિ (તરવાર) + કર્મન્ (કામ) + આર્ય (સીધો માણસ)] પું. (જૈન) તરવાર, ધનુષ વગેરે શસ્ત્ર ચલાવવામાં ચતુર માણસ.

**અસિચર્મપાત્ર** [સં. અસિ (તરવાર) + ચર્મન્ (ચામડું) + પાત્ર (ઠામ)] ન. તરવારનું ચામડાનું મિયાન.

**અસિત ૧૭.** ન. ધનંજય ગોત્રની એક શાખા.

૧૮. ન. વત્સ ગોત્રનો એક પેટા ભાગ.

૧૯. ન. (પુરાણ) સરસ્વતી નદીના કાંઠા ઉપર આવેલું એ નામનું તીર્થ. સાં વિદુરજી તીર્થયાત્રાએ ગયા હતા.

૨૦. વિ. ગળીના જેવા રંગનું; નીલ; ગળિયલ.

**અસિતા ૮.** સ્ત્રી. જનાનખાનાની જુવાન સ્ત્રી.

**અસિત્રા** સ્ત્રી. એ નામની એક વનસ્પતિ.

**અસિદ્ધહેત્વાભાસ** [સં. અ (નહિ) + સિદ્ધ (સાબિત થયેલું) + હેત્વાભાસ (ખોટો હેતુ)] પું. (ન્યાય) હોય જ નહિ અથવા હોવાની શંકા રહેતી હોય એવો હેતુ. જેમકે, 'શબ્દ નિત્ય છે કેમકે નેત્રનો વિષય છે'. શબ્દ કાનનો વિષય છે, નેત્રનો વિષય તે થઈ શકતો નથી. તેથી 'નેત્રનો વિષય' એ હેતુ અસિદ્ધહેત્વાભાસ છે.

**અસિધારા ૨.** સ્ત્રી. દશમા સૈકામાં આર્યાવર્તમાં ચાલતો એ નામનો ધર્મ.

**અસિધાવણ** [સં. અસિ (તરવાર) + ધાવન (સાફ કરનાર)] પું. (ડિંગળ) સિકલીગર; સરાણિયો.

**અસિપાત** પું. (ડિંગળ) વાંસ વગેરે ઝાડમાંથી નીકળતો મધ જેવો મીઠો રસ.

**અસિમત** [સં. અસિ (તરવાર) + મત્ (વાળું)] વિ. હાથમાં તરવાર રાખનાર. આ વિશેષણ રુદ્ર માટે વેદમાં વપરાયેલ છે.

**અસિલ** ન. એ નામનું એક ગોત્ર.

**અસિલુ** ન. અસિલ ગોત્રની શાખા.

**અસી ૪.** [હિં.] સ્ત્રી. તરવાર; શમશેર.

**અસીર્બાદ ૧.—**

અસીર્બાદ દેના-કરના = (૧) આશીર્વાદ આપવો. (૨) સલામ ભરવી.

**અસીલ ૩.**—દાસી. તે સ્વતંત્ર હોવાથી લોંડી અથવા ખરીદેલા ગુલામ કરતાં વધારે સારી ગણાય છે.

૧૧. વિ. હલકા કુળમાં જન્મેલું; હલકી જાતિનું.

**અસીલમુર્ધ** પું. બીજા કૂકડા સાથે લડવા માટે તાલીમ આપેલો કૂકડો.

**અસીં** સ. (કચ્છી) અમે.

**અસુદ્ધ** [હિં.] વિ. અશુદ્ધ; અસ્વચ્છ; નાપાક.

**અસુભ** [હિં.] વિ. અમંગળ; અશુભ.

**અસુર ૩૧.** પું. (ડિંગળ) દિક્પાળ.

૩૨. પું. (ડિંગળ) મુસલમાન.

૩૩. સ્ત્રી. એ નામની એક લિપિ.

**અસુરપત** [સં. અસુર (રાક્ષસ) + પતિ (સ્વામી)] પું. (ડિંગળ) રાવણ.

**અસુરાધિપતિ** [સં. અસુર (દૈત્ય) + અધિપતિ (રાજા)] પું. અસુરોનો રાજા; બલિરાજા.

**અસુહર** [સં. અસુ (પ્રાણ) + હર (લેનાર)] પું. (ડિંગળ) શત્રુ; દુશ્મન.

**અસૂત્રિત ૪.** વિ. નહિ ગંઠેલું; ગાંઠયા વિનાનું.

**અસૃગ** [સં. અસૃજ્] ન. લોહી; રક્ત.

**અસેતું** (અહેતું) વિ. સહન ન થાય તેવું.

**અસેવતા** ન. (ડિંગળ) ઊંડું પાણી.

**અસૈ** સ્ત્રી. (ડિંગળ) વ્યભિચારિણી; કુલટા.

**અસોચ્ચાકેવળી** [સં. અ (નહિ) + શ્રુત (સાંભળેલું) + કેવલ (સંપૂર્ણ જ્ઞાન) + ઇન્ (વાળું)] પું. (જૈન) ગુરુનો ઉપદેશ સાંભળ્યા વગર પોતાની મેળે કેવળ એટલે સંપૂર્ણ જ્ઞાન મેળવનાર જીવ. તેણે પૂર્વભવમાં તો ગુરુ ઉપદેશ સાંભળેલો હોય છે.

**અસોજ** [હિં.] પું. આસો મહિનો; વિક્રમ સંવતનો છેલ્લો માસ.

**અસ્તમિતાસ્તમિત** [સં. અસ્તમિત (આથમેલું) + અસ્તમિત (આથમેલું)] વિ. હલકા કુળમાં જન્મી ખરાબ કામ કરી મરીને પાછો દુર્ગતિમાં જનાર.

**અસ્તમિતોદિત** [સં. અસ્તમિત (આથમેલું) + ઉદિત (ઊગેલું)] વિ. હલકા કુળમાં જન્મી પુણ્ય વડે સારું ઠેકાણું મેળવ્યું હોય એવું.

**અસ્તવૃત્ત** [સં. અસ્ત (મૂકેલ) + વૃત્ત (કૂંડાળું)] ન. યંત્રને અમુક બિંદુ ઉપર લાવવા માટે તેની સાથે જોડેલ જોનારને મદદરૂપ આંકડાવાળું કૂંડાળું; 'સેટિંગ સર્કલ'.

**અસ્તાના** ૧. [ ફા. ] પું. ઉંબરો.

૨. પું. ફકીરનું રહેઠાણ.

૩. પું. મંદિરનો દરવાજો.

**અસ્તિત્વગુણ** [ સં. અસ્તિ ( છે ) + ત્વ ( પણું ) + ગુણ ] પું. ( જૈન ) જેનાથી વસ્તુનો નાશ ન થાય તે શક્તિ. જુઓ અસ્તિત્વ ૧.

**અસ્તિત્વવાદ** [ સં. અસ્તિ ( છે ) + ત્વ ( હોવાપણું ) + વાદ ( મત ) ] પું. ઈશ્વર છે એવો મત; પરમેશ્વર હોવાની માન્યતા.

**અસ્તિવાદ** [ સં. અસ્તિ ( હોવાપણું ) + વાદ ( કથન )] પું. આત્મા, કર્મ, મોક્ષ વગેરે સાચી બાબતોનું હોવાપણું અને ખપુષ્પ, શશશૃંગ વગેરે અસત્પદાર્થનું અણહોવાપણું માનવું તે.

**અસ્તીફા** ( અસ્તીફા ) [ અ. અફૂ ( ઉપકારમાંથી છૂટો થવા માફી માગવી )] પું. માફીની માગણી.

**અસ્તુત** ૨.—

અસ્તુત કરવી = (૧) પ્રાર્થના કરવી. (૨) વખાણ કરવાં.

**અસ્તુતિ** ૩. સ્ત્રી. ભક્તિ; ભજન.

૪. સ્ત્રી. સ્તોત્ર.

**અસ્તુવાદ** [ સં. અસ્તુ ( થાઓ ) + વાદ ( કહેવું તે )] પું. પ્રાર્થનામાં અપાતો ટેકો; 'થાઓ' એમ કહેવું તે; 'તથાસ્તુ' એવો વાદ.

**અસ્તેફા** ( અસ્તેફા ) [ અ. અફૂ ( ઉપકારથી છૂટું થવાની માગણી કરવું )] ન. રાજીનામું; ત્યાગ; ઉત્સર્ગ.

**અસ્ત્રવેગ** [ સં. અસ્ત્ર ( ફેંકવાનું હથિયાર) + વેગ ( ઝડપ )] પું. બાણની ગતિ.

**અસ્થ** [ સં. અસ્થિ ( હાડકું )] ન. અસ્થિ; હાડકું. આ શબ્દ કવિતામાં વપરાય છે.

**અસ્થાનિકગર્ભ** [ સં. અ ( નહિ ) + સ્થાનિક ( જગ્યાનું ) + ગર્ભ ( હમેલ ) ] પું. ગર્ભાશયના પોલા ભાગની બહાર ગર્ભ રહેલ હોય એવી સ્થિતિ; 'એક્સટ્રોપિઝન'.

**અસ્થાયી ચુંબકત્વ** [ સં. અ ( નહિ ) + સ્થાયિન્ ( કાયમનું ) + ચુંબક ( ખેંચનાર ) + ત્વ ( પણું )] ન. લોઢાને ખેંચવાનો ગુણ કાયમ ન હોવાપણું.

**અસ્થાલ** ૧. [ હિં. ] પું. ઘર; મકાન.

૨. પું. મંદિર; દેવાલય.

૩. પું. સ્થળ; સ્થાન; ઠેકાણું; જગ્યા.

**અસ્થિઅંતર** [ સં. અસ્થિ ( હાડકું ) + અંતર ( વચ્ચે )] વિ. હાડકાંની વચ્ચે આવેલું; 'ઇન્ટર ઓસિઅસ'.

**અસ્થિ આવરણ પ્રદાહ** [ સં. અસ્થિ ( હાડકું ) + આવરણ ( પડ ) + પ્ર ( વિશેષ ) + દાહ ( બળતરા )] પું. હાડકા ઉપરના પડનો સોજો.

**અસ્થિક** ૨. [ સં. અસ્થિ ( હાડકું ) + ક ( નાનાપણું બતાવનાર પ્રત્યય )] ન. તરુણાસ્થિ; ઉપાસ્થિ; 'કાર્ટિલિજ'.

**અસ્થિક જિહ્વા** [ સં. અસ્થિ ( હાડકું ) + ક ( નાનાપણું બતાવનાર પ્રત્યય ) + જિહ્વા ( જીભ )] સ્ત્રી. કંઠાસ્થિના ટેચામાંથી ઉત્પન્ન થઈ જીભના પડખામાં આવેલ સ્નાયુની એક નાની જુદી પટી; 'કૉન્ડ્રોગ્લોસસ'.

**અસ્થિકરણ** [ સં. અસ્થિ ( હાડકું ) + કરણ ( કરવું તે )] ન. હાડકાંની બનાવટ; તરુણાસ્થિ કે આવરણત્વચામાં ચૂનાવાળો ભાગ જામવાથી થતી હાડકાની રચના.

**અસ્થિકલા** [ સં. અસ્થિ ( હાડકું ) + કલા ( પડ )] સ્ત્રી. અસ્થ્યાવરણ; હાડકાં ઉપર રહેલી ચામડી. તેમાં રહેલ રક્તવાહિની હાડકાંને પોષણ આપે છે.

**અસ્થિકારક તંતુ** [ સં. અસ્થિ ( હાડકું ) + કારક ( કરનાર ) + તંતુ ( રેસો )] પું. હાડકાં બનાવનાર તંતુ; હાડકાંને ઢાંકનારી ચામડીના તંતુ, જે હાડકારૂપ બને છે; 'ઑસ્ટિઓ જેનેટિક ફાઇબર'.

**અસ્થિકાર્ય** [ સં. અસ્થિ ( હાડકું ) + કાર્ય ( કામ )] ન. શરીરમાં હાડકાંને કરવાનું કામ.

**અસ્થિકોમલતા** [ સં. અસ્થિ ( હાડકું ) + કોમલ ( નરમ ) + તા ( પણું )] સ્ત્રી. હાડકાનું વિકારને લીધે નરમ થવું તે.

**અસ્થિક્ષત** [ સં. અસ્થિ ( હાડકું ) + ક્ષત ( જખમ )] ન. મૂઢ મારથી હાડકાને થયેલ જખમ; 'કૉન્ટ્યૂઝન'.

**અસ્થિક્ષય** [ સં. અસ્થિ ( હાડકું ) + ક્ષય ( ઘસારો )] પું. સૂખા રોગ; સુકતાનનું દરદ; બચ્ચું તવાઈ જવાનો રોગ. વિટમિન ડી ઓછું થવાથી નવ માસની ઉમ્મરથી ત્રણ વર્ષની ઉમ્મર સુધી તે થાય છે.

**અસ્થિગલક** [ સં. અસ્થિ ( હાડકું ) + ગલ્ ( અદૃશ્ય થવું ) + અક ( નામ બનાવનાર પ્રત્યય )] પું. હાડકાનો સડો.

**અસ્થિગુલ્મ** [ સં. અસ્થિ ( હાડકું ) + ગુલ્મ ( ગોળો )] પું. ભાંગેલ હાડકું સંધાતું હોય ત્યારે તેના બે છેડાના ભાગ ઉપર થતા નવાં હાડકાંના કણ; 'કૅલાઈ'.

**અસ્થિઘટક** [ સં. અસ્થિ ( હાડકું ) + ઘટક ( બનાવનાર )] પું. હાડકાં બનાવનાર કોશ.

**અસ્થિઘટક સંઘ** પું. અસ્થિધાતુ; અસ્થિતંતુ; 'બોનિ ટિશ્યુ'.

**અસ્થિઘર્ષક યંત્ર** [ સં. અસ્થિ ( હાડકું ) + ઘર્ષક ( ઘસનારું ) + યંત્ર ( સંચો )] ન. હાડકાં ઘસવાનું ઓજાર.

**અસ્થિછેદન યંત્ર** [ સં. અસ્થિ ( હાડકું ) + છેદન ( કાપવું તે ) + યંત્ર ( સંચો )] ન. કરપત્ર; હાડકું કાપવાની કરવત.

**અસ્થિજાલ** [ સં. અસ્થિ ( હાડકું ) + જાલ ( સમૂહ )] ન. હાડકાંનો જથ્થો.

**અસ્થિતંતુ** [ સં. અસ્થિ ( હાડકું ) + તંતુ ( તાંતણો )] પું. અસ્થિઘટક સંઘ.

**અસ્થિતુત્થ** [ સં. અસ્થિ ( હાડકું ) + તુત્થ ( મોરથૂથૂ )] ન. હાડકાંના ભૂકા સાથે ભેળવેલ મોરથૂથૂ.

**અસ્થિદાહ** [ સં. અસ્થિ ( હાડકું ) + દાહ ( બળતરા )] પું. ઉપદંશના રોગમાં હાડકાને ઢાંકનારી ચામડી ઉપર થતો સોજો; 'ટોફ્સ'.

**અસ્થિધરાશોથ** [ સં. અસ્થિ ( હાડકું ) + ધરા (ધરનારી) + શોથ ( સોજો )] પું. હાડકા ઉપર વિંટાયેલ આછા પડનો સોજો; 'પેરિઓસ્ટાઇટિસ'.

**અસ્થિધાતુ** [ સં. અસ્થિ ( હાડકું ) + ધાતુ ( શરીર માંહેનું એક દ્રવ્ય )] સ્ત્રી. અસ્થિઘટક સંઘ; 'બોનિ ટિશ્યુ'.

**અસ્થિનાશ** [ સં. અસ્થિ ( હાડકું ) + નાશ ( મરણ )] પું. હાડકાનો સડો.

**અસ્થિપુર** [ સં. અસ્થિ ( હાડકું ) + પુર ( નગર )] ન. કુરુક્ષેત્રમાં આવેલ એક પુરાણી જગ્યા. મહાભારતમાં મરાયેલા યોદ્ધાઓનાં શબ એકઠાં કરી ત્યાં તેનો અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો હતો. તેઓનાં હાડકાં ત્યાં પડેલાં હોવાથી આ નામ પડ્યું હોય એમ મનાય છે.

**અસ્થિ પ્રદાહ** ૧. પું. હાડકાના ગરનો સોજો.

૨. [સં. અસ્થિ (હાડકું) + પ્રદાહ (બળતરા)] પું. હાડકાનો એક રોગ; 'ઑસ્ટિઓ સારકોમ'. આથી તેનાં પડ પોચાં પડી ખવાઈ જાય છે.

**અસ્થિફલક** [ સં. અસ્થિ ( હાડકું ) + ફલક ( સપાટ પાટિયું )] ન. હાડકાનું એકબીજા ઉપર આવેલું પડ.

**અસ્થિબીજ** [સં. અસ્થિ ( ગોટલું ) + બીજ ( બી )] ન. કપાસિયો; રૂનું બી.

**અસ્થિભક્ષ** ૪. પું. શિયાળ.

**અસ્થિભાવન કેંદ્ર** [ સં. અસ્થિ ( હાડકું ) + ભવન ( થવું ) તે + કેંદ્ર ( મધ્યસ્થળ )]

ન. તરુણાસ્થિ કે આવરણત્વચામાં ચૂનાવાળો પદાર્થ જામી જઈ હાડકું બનવાની ક્રિયાનું મધ્યસ્થળ; 'ઑસિફિકેશન સેન્ટર'.

**અસ્થિભંગ જ્વર** [ સં. અસ્થિ ( હાડકું ) + ભંગ ( તૂટી જવું તે ) + જ્વર ( તાવ ) ] પું. હાડકાના તૂટી જવાને લીધે આવતો તાવ.

**અસ્થિભંજક જ્વર** [સં. અસ્થિ ( હાડકું ) + ભંજક ( ભાંગનાર ) + જ્વર ( તાવ ) ] પું. એક જાતનો તાવ; હડ્ડીતોડ બુખાર; દંડક જ્વર. ચેપી મનાતો આ રોગ ગરમ દેશમાં એક જાતના મચ્છરથી ફેલાય છે. તેમાં સખત તાવ આવી ચામડી સૂજી આવે, અને માથું, આંખ, શરીરના સાંધા અને હાડકાંમાં બહુ પીડા થાય. એને લીધે આનું નામ અસ્થિભંજક જ્વર પડ્યું છે. ચાર પાંચ દિવસ તાવ રહ્યા પછી શરીર ઉપર લાલ દાણા નીકળી બે ત્રણ દિવસમાં સાફ થઈ જાય.

**અસ્થિમજ્જાક્ષય** [ સં. અસ્થિ ( હાડકું ) + મજ્જા ( ચરબી ) + ક્ષય ( નાશ ) ] પું. હાડકાની અંદરનો માવો નાશ પામવો તે.

**અસ્થિમજ્જાઘટકસેલ** [ અસ્થિ ( હાડકું ) + મજ્જા ( માવો ) + ઘટક ( રચનાર ) + સેલ ( કોષ ) ] પું. હાડકાંની અંદરના ગરના કોષ; 'મેરો સેલ'.

**અસ્થિમજ્જાનાલી** [ સં. અસ્થિ ( હાડકું ) + મજ્જા ( માવો ) + નાલી ( નાડી ) ] સ્ત્રી. મેદોમય નાલી; ગર્ભમાં મજ્જા પરિખા ( ગ્રૂવ ) બંધ થઈ જવાથી થતી સુરંગ; 'મેડ્યુલરિ કનેલ'.

**અસ્થિમજ્જાશોથ** [ સં. અસ્થિ ( હાડકું ) + મજ્જા ( માવો ) + શોથ ( સોજો ) ] પું. હાડકાંની મજ્જાનો સોજો. આ રોગ ત્રણથી ચૌદ વર્ષનાં છોકરાંને થાય છે.

**અસ્થિમધ્ય** [ સં. અસ્થિ ( હાડકું ) + મધ્ય ( વચલો ભાગ ) ] પું. હાડકાંનો વચલો ભાગ.

**અસ્થિરકાંતિતારો** [ સં. અ ( નહિ ) + સ્થિર ( કાયમી ) + કાંતિ ( તેજ ) + તારક ] પું. તેજમાં ફેરફાર થયા કરે તેવો તારો; પરિવર્તક તારો; 'વેરિઅબલ સ્ટાર'.

**અસ્થિ રંધની તત્ત્વ** ન. શરીરવિદ્યાનો અસ્થિબંધનને લગતો ભાગ; 'સિન્ડેસ્મોલૉજી'.

**અસ્થિવલ્ક** [ સં. અસ્થિ ( હાડકું ) + વલ્ક ( છાલ ) ] ન. હાડકા ઉપરનું પડ.

**અસ્થિવિકાસ** [ સં. અસ્થિ ( હાડકું ) + વિકાસ ( ખીલવણી ) ] પું. હાડકાનું બનવું તે.

**અસ્થિવિકાસ કેંદ્ર** [ સં. અસ્થિ ( હાડકું ) + વિકાસ ( ખીલવટ ) + કેંદ્ર ( મધ્ય સ્થળ ) ] ન. કુર્ચા એટલે હાડકાના સાંધા પરના દોરી જેવા બંધની અંદર જ્યાં પહેલવહેલાં હાડકાં બને છે તે જગ્યા.

**અસ્થિવિદ્રધિ** [ સં. અસ્થિ ( હાડકું ) + વિદ્રધિ ( ગૂમડું ) ] પું. હાડકા ઉપર થતું ગૂમડું.

**અસ્થિવિવર** [ સં. અસ્થિ ( હાડકું ) + વિવર ( વચલી ખાલી જગ્યા ) ] ન. હાડકાની અંદરનો પોલો ભાગ; હાડકાની પોલાણ.

**અસ્થિવિવર્દ્ધન** [ સં. અસ્થિ ( હાડકું ) + વિવર્દ્ધન ( વધવું તે ) ] ન. હાડકાનું વધવું તે; 'અપોફિસિસ'.

**અસ્થિવૃદ્ધિ** [ સં. અસ્થિ ( હાડકું ) + વૃદ્ધિ ( વધવું તે ) ] સ્ત્રી. હાડકાનું વધારે પ્રમાણમાં વધી જવું તે.

**અસ્થિવેદના** [ સં. અસ્થિ ( હાડકું ) + વેદના ( પીડા ) ] સ્ત્રી. હાડકાનો દુખાવો.

**અસ્થિવેષ્ટ** [ સં. અસ્થિ ( હાડકું ) + વેષ્ટ ( વીંટવું તે ) ] ન. અસ્થ્યાવરણ; હાડકાંની ઉપરનું આવરણ; હાડકાંને ઢાંકનારું અને તેનું પોષણ કરનારું પડ.

**અસ્થિવેષ્ટન** [ સં. અસ્થિ ( હાડકું ) + વેષ્ટન ( ઢાંકણ ) ] ન. હાડકા ઉપર વીંટાયેલું આછું પડ.

**અસ્થિવેષ્ટન અર્બુદ** [ સં. અસ્થિ ( હાડકું ) + વેષ્ટન ( ઢાંકણ ) + અર્બુદ ( ગાંઠ ) ] પું. હાડકા ઉપરના આવરણની ગાંઠ.

**અસ્થિશૂલ** [ સં. અસ્થિ ( હાડકું ) + શૂલ ( વેદના ) ] ન. હાડકામાં નીકળતો સબાકો.

**અસ્થિશોથ** ૧. પું. હાડકા ઉપર થતું કઠણ ચપટું ગૂમડું.

૨. પું. હાડકાના આવરણનો સોજો.

૩. [ સં. અસ્થિ ( હાડકું ) + શોથ ( સોજો ) ] પું. હાડકાનો સોજો.

**અસ્થિસદૃશ** ૧. [ સં. અસ્થિ ( હાડકું ) + સદૃશ ( જેવું ) ] ન. રોગને લીધે થતી કળીચૂનાના ગુણવાળી હાડકાને મળતી એક બનાવટ; 'ઑસ્ટિઓઇડ'.

૨. વિ. હાડકાના જેવું.

**અસ્થિસંધિ** ૩. [ સં. અસ્થિ ( હાડકું ) + સંધિ ( સાંધો ) ] પું. હાડકાના ખાંડણિયા જેવા ઊંડા છેડામાં બીજા હાડકાનો માથા જેવો ગોળ છેડો છૂટથી ફરે તેવો સાંધો.

**અસ્થિસંધિશોથ** [ સં. અસ્થિ ( હાડકું ) + સંધિ ( સાંધો ) + શોથ ( સોજો ) ] પું. હાડકાંના સાંધાવાળા ભાગનો સોજો.

**અસ્થિસંસ્થાન** ન. હાડકાંનો વર્ગ; હાડકાંને લગતો વિભાગ.

**અસ્થિસ્ખલન** [ સં. અસ્થિ ( હાડકું ) + સ્ખલ્ ( ખરી પડવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. હાડકાનું પડ ખરી જવું તે; 'એક્સફોલિએશન'.

**અસ્થિસ્ફોટક** [ સં. અસ્થિ ( હાડકું ) + સ્ફોટક ( ગૂમડું ) ] પું. હાડકા ઉપર થતું ગૂમડું.

**અસ્થ્યર્બુદ** [ સં. અસ્થિ ( હાડકું ) + અર્બુદ ( ગાંઠ ) ] પું. હાડકાની ગાંઠ.

**અસ્થ્યાવરણ** [ સં. અસ્થિ ( હાડકું ) + આવરણ ( ઢાંકણ ) ] ન. અસ્થિકલા; હાડકાની ઝિલ્લી; અસ્થિવેષ્ટ; 'પેરિઑસ્ટિઅમ'. તે હાડકાને ઢાંકે છે અને તેમાં રહેલી રક્તવાહિનીથી હાડકાનું પોષણ થાય છે.

**અસ્થ્યાંતરિક બંધન** [ સં. અસ્થિ ( હાડકું ) + આંતરિક ( વચ્ચેનું ) + બંધન ( પાટો ) ] ન. હાથપગનાં આંગળાં વચ્ચેનો સ્નાયુ.

**અસ્થ્યાંતરિકા ધમની** [ સં. અસ્થિ ( હાડકું ) + આંતરિક ( વચ્ચેનું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + ધમની ( શુદ્ધ લોહી લઈ જનારી નળી ) ] સ્ત્રી. અગ્ર અસ્થ્યંતર ધમની; હથેળી કે પગના તળિયાનાં હાડકાંની ઉપર આવેલી ધોરી નસ.

**અસ્ના** ૨.—

૨. અસ્નામેં = દરમિયાન.

૩. અસ્ના યે હાલ = અમુક સ્થિતિમાં.

**અસ્નાન** ૨.—

ઋતુસ્નાન = મહિનાનું નાવણ; અટકાવ પછી નાહવું તે.

**અસ્ના યે વક્ત** [ અ. અસ્ના ( દરમિયાન ) + યે ( નું ) + વક્ત ( વખત ) ] પું. વચલો વખત.

**અસ્નાશ્રી** પું. શિયા મજહબનો એ નામનો એક ફાંટો.

**અસ્નેહન** [ સં. અ ( નહિ ) + સ્નિહ્ ( પ્રેમ હોવો ) ] પું. શિવ; શંકર; મહાદેવ. કોઈ પણ વસ્તુમાં તેમને આસક્તિ નથી તેથી તેઓ અસ્નેહન કહેવાય છે.

**અસ્પઘોલ** [ ફા. અસ્પ ( ઘોડો ) + ઘોલ ( કાન ) ] પું. કેળાંના વર્ગની એક વનસ્પતિ; 'ફલીવર્ટ'. તેનાં પાંદડાંનો આકાર ઘોડાના કાનને મળતો આવે છે, અને તેનાં બી દવા તરીકે વપરાય છે.

**અસ્પીના** [ ફા. ] વિ. ઘોડાના વેપારીની એક માટેની સંજ્ઞા.

**અસ્ફટિક** ૧. [ સં. અ ( નહિ ) + સ્ફટિક ( પાસાવાળો પદાર્થ ) ] વિ. જેના પાસલા પડે નહિ એવું.

૨. વિ. પાસા રૂપે નહિ બંધાયેલું; આકાર વિનાનું; ભૂકાના રૂપનું.

**અસ્ફાટિક** ૧. [ સં. અ ( નહિ ) + સ્ફાટિક ( પાસો ) ] વિ. આકાર વિનાનું; લોટ જેવું.

૨. જુઓ અસ્ફટિક.

**અસ્ફુટતારો** [ સં. અ ( નહિ ) + સ્ફુટ ( ચોખ્ખું ) + તારક ( તારો ) ] પું. ( જ્યોતિષ ) નિહારિકામાં રહેલો સ્પષ્ટ નહિ દેખાતો તારો; 'નેબ્યુલસ સ્ટાર'.

**અસ્બીયત** [ અ. ] સ્ત્રી. જોરાવરપણું.

**અસ્મર્ય** ૧. [ સં. અ ( નહિ ) + સ્મૃ ( યાદ કરવું ) + ય ( જેવું ) ] વિ. યાદ કરી શકાય નહિ એવું.

૨. વિ. યાદ ન કરવા જેવું; ન સંભારવા જોગ.

**અસ્મિતા** ૭. સ્ત્રી. વ્યક્તિત્વનું ભાન.

**અસ્યોનિયન** સ્ત્રી. સેમિટિક લિપિમાંથી નીકળેલી એ નામની એક લિપિ.

**અસ્ર** ૧૧. પું. ગુણ; પ્રભાવ.

૧૨. [ અ. ] પું. છાપ; મન ઉપર થયેલ અસર.

૧૩. પું. પરિણામ.

૧૪. પું. મનમાં વાત ઉતારવાપણું.

૧૫. પું. રખડતા ઊંટનો પત્તો લાગી શકે તે માટે તેના પગની બાજુએ કરવામાં આવતી નિશાની.

**અસ્રપીવણી** [ સં. અસ્ર ( લોહી ) + પા ( પીવું ) ] સ્ત્રી. ( ડિંગળ ) જળો; અસ્રપ. ખરાબ લોહી ચૂસી લેવા તેને ચામડી ઉપર વળગાડવામાં આવે છે.

**અસ્લાહા** [ અ. સલાહ ( હથિયાર ) નું બહુવચન ] ન. બ. વ. યુદ્ધનાં હથિયાર; આયુધ.

**અસ્લાહાખાના** [ અ. અસ્લહા ( સલાહ એટલે હથિયારનું બહુવચન ) + ખાના ( જગ્યા ) ] ન. હથિયાર રાખવાનું ઠેકાણું; અસ્ત્રાગાર; આયુધશાળા.

**અસ્લી કીમત** [ અ. અસ્લ ( ખરું ) + કીમત ] સ્ત્રી. મૂળ કે ખરી કીમત.

**અસ્લી ગાંવ** ન. જેમાંથી બીજાં ગામ થયાં હોય અને જેના ઉપર મૂળ વિલોટી નખાણી હોય એવું મૂળ કે મુખ્ય ગામડું.

**અસ્લી ઝમીન** ( અસ્લી ઝમીન ) [ અ. અસ્લ ( મૂળ ) + ઝમીન ( જમીન ) ] સ્ત્રી. કાંપથી બનેલ જમીન બાદ કરતાં બાકીની મૂળ જમીન.

**અસ્વ** ૩. પું. ( ડિંગળ ) ઘોડો; અશ્વ.

**અસ્વપન** [ સં. અસ્વપ્ન ] પું. ( ડિંગળ ) દેવ; અસ્વપ્ન.

**અસ્વપાર** ૧. [ સં. અશ્વ ( ઘોડો ) + પાલ ( રખેવાળ ) ] પું. ( ડિંગળ ) ખાસદાર; અશ્વપાલ.

૨. પું. ( ડિંગળ ) ઘોડેસવાર.

**અસ્વાદિષ્ટ** [ સં. અ ( નહિ ) + સ્વાદિષ્ટ ( રસ આવે એવું ) ] વિ. મીઠાશ વિનાનું.

**અસ્વાસ્થ્યપ્રદ** [ સં. અ ( નહિ ) + સ્વાસ્થ્ય ( નીરોગીપણું ) + પ્રદ ( આપનાર ) ] વિ. હાનિકારક; નુકસાનકર્તા.

**અસ્વાસ્થ્ય વિકૃતિ** [ સં. અ ( નહિ ) + સ્વાસ્થ્ય ( નીરોગીપણું ) + વિકૃતિ ( ફેરફાર ) ] સ્ત્રી. રુગ્ણાવસ્થા; રોગીપણું.

**અસ્વાંસી** [ હિં. ] સ્ત્રી. લંબાઈ માપવાનું જમીનનું એક માપ; કચ્છવાંસીનો વીસમો ભાગ.

**અસ્સક** ૫. પું. આંધ્ર દેશનો એ નામનો એક રાજા.

**અસ્સાં** [ સં. અશ્વ ] પું. ( ડિંગળ ) ઘોડો.

**અહ** ૧૧. પું. ( ડિંગળ ) સર્પ; અહિ.

**અહઉદ** પું. ખોજા લોકોની માન્યતા પ્રમાણે વિષ્ણુનો પહેલો અવતાર. જુઓ વિષ્ણુ.

**અહદ** ૭.—

અહદ કરવું = (૨) ઇકરાર કરવો. (૩) તજવું; છોડી દેવું.

**અહદનામા** ૧.—

અહદનામા એ તિજારત = વેપારી કરારનામું.

**અહદો પૈમાન** [ અ. અહદ ( કરાર ) + ફા. પૈમાના ( માપ ) ] પું. કરારનામાની શરત.

અહદો પૈમાન કરવું = સંધિ કરવી.

**અહપત** [ સં. અહિ ( સર્પ ) + પતિ ( સ્વામી ) ] પું. ( ડિંગળ ) શેષનાગ; અહિપતિ.

**અહમક** ૨.—

અહમક-ઉલ-લઝી = સ્વાભાવિક મૂર્ખ માણસ.

**અહમકપણું** [ અ. અહમક ( મૂર્ખ ) ] ન. મૂર્ખાઈ; અક્કલહીનપણું.

**અહમકાપણું** જુઓ અહમકપણું.

**અહરણ** સ્ત્રી. ( ડિંગળ ) એરણ.

**અહરન** [ અ. ] પું. એરણ; જેના ઉપર સોની અને લુહાર ઘડવાનું ઘડે તે લોઢાનું ઓજાર.

**અહરાવ** પું. ( ડિંગળ ) શેષનાગ.

**અહરિયાં** સ્ત્રી. આહીરણી.

**અહલ** ૭. વિ. સુશીલ.

૮. [ અ. અહલ ( તે ડાહ્યો હતો ) ] વિ. હોશિયાર.

**અહલુલ્લા** [ અ. અહલ ( માણસ ) + અલ ( નક્કીપણું બતાવનાર અવ્યય ) + અલ્લા ( ઈશ્વર ) ] પું. પવિત્ર માણસ; દરવેશ.

**અહલેક** ૧. [ સં. અલક્ષ્ય ] પું. ઈશ્વર, કેમકે તે નજરે જોઈ શકાતો નથી.

૨. પું. ખાખી બાવાનો એક પોકાર.

**અહલે ગરજ** ( અહલે ગરઝ ) [ અ. અહલ ( માણસ ) + એ ( નું ) + ગરઝ ( સ્વાર્થ ) ] ન. સ્વાર્થી જન; મતલબી માણસ.

**અહલે ગહલે** [ અ. ] વિ. આનંદી; હસમુખું.

અહલે ગહલે ફરવું = (૧) આનંદી સ્વભાવથી ફરવું. (૨) બડાઈ મારવી.

**અહલે અદ** [ અ. અહલ ( માણસ ) + એ ( નું ) + અદ ( નોંધનો ઉપરી ) ] પું. ન્યાયની અદાલતમાં ખાતાનો ઉપરી.

**અહલે રોઝગાર** ( અહલે રોઝગાર ) ૨. [ અ. અહલ ( માણસ ) + એ ( નું ) + રોઝગાર ( નોકરી ) ] ન. બ. વ. નોકરી કરતાં માણસ; સેવકો.

**અહલે વિરાસત** ૧. [ અ. અહલ ( માણસ ) + એ ( નું ) + વિરાસત ( વારસો ) ] પું. વારસ.

૨. પું. સંયુક્ત વારસ.

**અહલ્યા** ૬. સ્ત્રી. ક્ષમા; માફી.

**અહશ્વર** [ સં. ] પું. શિવ; શંકર; મહાદેવ.

**અહં** ૫. પું. આત્મા; જીવ.

**અહંકાર** ૯.—ભાગવતમાં જણાવ્યું છે કે મહત્તત્ત્વ ભગવાનની દૃષ્ટિગોચર થતાં તેણે આ જગતને સરજવાની ઇચ્છાથી પોતાના સ્વરૂપનું રૂપાંતર કર્યું. એ રીતે એ મહત્તત્ત્વ વિકાર પામ્યું એટલે તેથી અહંકાર ઉત્પન્ન થયો. તે અહંકાર કાર્ય, કારણ અને કર્તા એ ત્રણેનો આશ્રય અને પાંચ મહાભૂત, ઇંદ્રિય, મન અને ઇંદ્રિય તથા મનના દેવતા એ સર્વેનું કારણ છે. સાત્વિક, રાજસ અને તામસ એમ ત્રણ પ્રકારમાં સાત્વિક અહંકારથી મન અને ઇંદ્રિયોના અધિષ્ઠાતા દેવ, રાજસ અહંકારથી જ્ઞાનેંદ્રિય અને કર્મેંદ્રિય, અને તામસ અહંકારથી શબ્દ અને શબ્દથી આકાશ ઉત્પન્ન થયાં.

**અહંકારકર્ષિણી** [ સં. અહંકાર ( ગર્વ ) + કર્ષિન્ ( ખેંચનાર ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. એ નામની દેવી.

**અહંમાન** [સં. અહમ્ (હું) + માન (ગર્વ)] પું. અભિમાન; અહંમદ.

**અહા ૨.** [સં. યથા] અ. (પ્રાકૃત) જેમ; જેવી રીતે.

**અહાચ્છંદ** [સં. યથા (પ્રમાણે) + છંદ (ઇચ્છા)] પું. (પ્રાકૃત) ધર્મશાસ્ત્રની આજ્ઞાને આધીન ન રહેતાં પોતાની મરજી મુજબ ચાલનાર સાધુ.

**અહાચ્છંદવિહારી** [સં. યથા (પ્રમાણે) + છંદ (મરજી) + વિહારિન્ (ફરનાર)] વિ. (પ્રાકૃત) પોતાની મરજી મુજબ ચાલનાર; સ્વેચ્છાચારી.

**અહાતા ૧.** [અ. હવત (તેણે ઘેર્યું)] પું. ઘેરો; હદ.

અહાતહ કરવો–ઘેરવો = (૧) ઘેરો ઘાલવો. (૨) પૂરી દેવું. (૩) બાંધવું. (૪) હદ બાંધવી.

૨. પું. ચોક; આંગણું.

૩. પું. પટો; પ્રદેશ.

૪. પું. વાડો; બકરાંઘેટાં પૂરવાની જગ્યા.

**અહાદ** [અ. અહદ (એક)નું બહુવચન] ન. બ. વ. સંખ્યાઓ.

**અહાર ૩.**—

અહાર કરવું = જમવું.

**અહારવું** સ. ક્રિ. બાર ચઢાવવો; ખેળ કે કાંજી પાવી.

**અહાલિ-એ-કાનૂન** [અ. અહાલિ (માણસો) + એ (નું) + કાનૂન (કાયદો)] પું. વકીલાતનો ધંધો કરનાર માટેનો કાયદો.

**અહાલેક ૩.** પું. (લાક્ષણિક) પ્રચાર અર્થે કરેલો કોઈ પણ લાગણીભર્યો પોકાર; ટહેલ.

**અહાંમળોં** (અહાંમળો) પું. અસાંમળો; બાળકને થતું વિયોગનું દુઃખ.

**અહિઆભરણ** [સં. અહિ (સર્પ) + આભરણ (શણગાર)] પું. શિવ; શંકર; મહાદેવ. સર્પરૂપી તેનો અલંકાર હોવાથી તે અહિઆભરણ કહેવાય છે.

**અહિકાય** [સં. અહિ (સર્પ) + કાય (શરીર)] સ્ત્રી. સર્પનું શરીર.

**અહિચ્છત્ર ૬.** પું. એ નામનો એક દેશ.

**અહિચ્છત્રક** [સં. અહિચ્છત્ર (એક દેશ) + ક (વાળું)] પું. અહિચ્છત્ર દેશમાંથી નીકળતો હીરો.

**અહિછત્ર ૨.** ન. (શિલ્પ) બાર માળનાં મકાનનો એક પ્રકાર.

**અહિઠાણુ ૨.** ન. નિશાન; ચિહ્ન.

**અહિની ૨.** [અહિ (સાપ) + ની (નારીજાતિનો પ્રત્યય)] સ્ત્રી. નાગણી; સાપણ.

**અહિભક** [સં. અહિ (સર્પ) + ભક્ષ્ (ખાવું)] પું. (ડિંગળ) મોર. તે સર્પને ખાય છે.

**અહિરાજ** [સં. અહિ (સર્પ) + રાજ (મુખ્ય)] પું. શેષનાગ, કેમકે તે સર્પનો રાજા છે.

**અહિરાવ** [સં. અહિ (સર્પ) + રાજ (મુખ્ય)] પું. શેષનાગ.

મેર ધ્રૂ સધિર અહિરાવ સિર મેદની,
રાવ ગાંગો કહે સુયશ રહસી.

સુકાવ્ય સંજીવની

**અહિરાવણ ૩.** પું. દ્વેષ; ઈર્ષા, કેમકે અહિરાવણ રાવણનો મામો હોવાથી રામચંદ્રજી પ્રત્યે દ્વેષ રાખતો હતો.

**અહિલકાર** પું. અમલદાર; અધિકારી.

**અહિલ્યાપાષાણી** ન. ભારતવર્ષનું એ નામનું એક તીર્થસ્થાન.

**અહિવલ્લી**—લાંબી દોરીઓ જેવી ટીશીવાળી આ વેલને કાપીને બીજા ઝાડ ઉપર રાખવામાં આવે તો તે ઝાડનો રસ પીને લીલી રહે અને ઝાડને સૂકવી નાખે.

**અહિંસા ૭.** સ્ત્રી. (જૈન) આત્માની પોતાના સ્વરૂપમાં સ્થિરતા. બીજાં પ્રાણીને દુઃખ ન દેવું તે માત્ર પુણ્યરૂપ અહિંસા છે, ધર્મરૂપ અહિંસા નથી. પુણ્ય અનિત્ય અને ધર્મ નિત્ય છે. આત્માની દરેક વિકારી અવસ્થા આત્માના શુદ્ધ ભાવની હિંસા ગણાય, એટલે પુણ્ય પણ આત્માના શુદ્ધ ભાવની હિંસા છે. તેથી આત્માએ પોતાના સ્થિર ભાવમાં રહેવું તે અહિંસા કહેવાય.

**અહિંસાદાન** [સં. અ (નહિ) + હિંસા (પ્રાણીવધ) + દાન] ન. પ્રાણીવધ ન કરવા માટે આપેલું દાન.

**અહીબાત** [હિં.] સ્ત્રી. પરણેલી સ્ત્રીનું તેના ધણી ઉપર આધાર રાખવાપણું.

**અહીબાતી** [હિં.] સ્ત્રી. પરણેલી બાઈ.

**અહીરાં** ન. બ. વ. (ડિંગળ) આહીર જાતિનાં લોક.

**અહીંયાંકણે** અ. આ સ્થળે; આ જગ્યાએ.

**અહુરઈદ** પું. પારસી લોકોના પેગંબર. જુઓ અહુર્મઝ્દ.

**અ—હૂ** અ. દૂરથી ગાયોને બોલાવવાનો શબ્દ. ભરવાડ આવો શબ્દ કરે ત્યારે દૂર ઊભેલી ગાયો તેની નજીક આવે.

**અહેડ** (અહેડ઼) [સં. આખેટ] પું. (હિંદી) શિકાર.

**અહેત** [સં. અ (નહિ) + હેત (સ્નેહ)] ન. પ્રેમ ન હોવો તે; સ્નેહ ન હોવાપણું.

**અહોનિસિ** અ. (ડિંગળ) રાતદિવસ.

**અહોભાગ્ય** [સં. અહો (મોટું એવા અર્થવાળો પૂર્વગ) + ભાગ્ય (નસીબ)] ન. સારું નસીબ; ધન્ય ભાગ્ય.

**અહોબી** સ્ત્રી. અઠાવન અર્વાચીન લિપિમાંની એ નામની એક.

**અહોરાત્ર ૬.** પું. શિવ; શંકર; મહાદેવ.

**અળ ૨.** સ્ત્રી. કળ; યુક્તિ; કરામત.

**અળક ૨.** પું. આંધ્ર દેશનો એ નામનો એક રાજા.

**અળતો ૪.** પું. દરિયાની સપાટીથી આશરે બસો ફૂટની ઊંચાઈએ ભીનાશવાળી હવામાં થતું એક જાતનું ઝાડ. તે ઘણી ઝડપથી વધતું હોવા છતાં બહુ મોટું થતું નથી. ઉત્તર અમેરિકાનું વતની આ ઝાડ હવે લંકામાં અને મદ્રાસના પૂર્વ કાંઠા ઉપર પણ થાય છે. તેની દરેક ડાળીને છેડે ઝૂમખામાં કીરમજી રંગનાં ફળ આવે છે. ફળ પાકે અને તેનું ઉપલું પડ સુકાય ત્યારે તે ઊઘડે અને તેનાં ગોળ, લંબગોળ અને અણીવાળાં રાતાં બી ખરી પડે. આ બીની લાહી કરવામાં આવે અથવા તો એમ ને એમ સૂકવવામાં આવે. બી મીઠાઈ, માખણ રંગવા વગેરેમાં વપરાય છે.

**અળપઝળપ ૨.** વિ. ઝાંખુંઝાંખું; અસ્પષ્ટ.

**અળવી**—અળવીનું શાક બનાવવાની મદ્રાસી રીતઃ સિત્તેર રૂપિયાભાર અળવી પાણીમાં બાફી તેના ઉપરનાં છોતરાં કાઢી નાખવાં. પછી તેના કટકા કરવા અને ૭ રૂપિયાભાર આમલી પાણીમાં ઓગાળી તેનું પાણી, એક રૂપિયાભાર શુદ્ધ કરેલું મીઠું, બે રૂપિયાભાર ગોળ ને એક રૂપિયાભાર મેથીનો ભૂકો તેમાં નાખી ચૂલે મૂકવું. કઢી તપાવી તેમાં ત્રણ રૂપિયાભાર ઘી નાખવું. ઘી તપે એટલે તેમાં બે રૂપિયાભાર અડદની દાળ, નવ માસા સૂકાં મરચાંના કટકા ને મીઠા લીંબડાની એક ડાંખળીનાં પાંદડાં નાખી તે વઘાર ઉપરના શાકમાં દેવો. આ શાક ખાવાથી કફ થતો હોવાનું મનાય છે. અળવીનું શાક કરવાની તંજાવરી રીત નીચે પ્રમાણેઃ પંચોતેર રૂપિયાભાર અળવીને પાણીમાં બાફી તેમાંથી પાણી નિતારી કાઢવું. પછી તેના ઉપરની

છાલ છોલી કાઢી તેની ગોળ ચકતીઓ સમારવી. ચાર માસા સૂકાં મરચાં, બે માસા મરી, એક માસો હળદર, ચાર માસા ધાણા, આઠ માસા કોપરૂં અને આઠ માસા કાંદા ઘીમાં સાંતળી ઝીણું વાટી સવાશેર પાણીમાં કાલવી તેનું પાણી શાકના કટકામાં નાખવું. દોઢ રૂપિયાભાર આમલી પાણીમાં ચોળી પાણીમાં એક રૂપિયાભાર મીઠું નાખી ચૂલા પર મૂકવું. ચડી જાય એટલે વાસણ નીચે ઉતારી બીજું વાસણ ચૂલા ઉપર મૂકવું. તેમાં સવાબે રૂપિયાભાર ઘી નાખી તે કકડે એટલે તેમાં ચાર માસા અડદની દાળ, ચાર માસા રાઈ, એક માસો જીરૂં અને મીઠા લીંબડાની એક ડાંખળી નાખી વઘાર થાય એટલે શાક વઘારી દેવું, અને ચાર માસા ચણાનો લોટ અને આઠ માસા કોથમીર નાખી કડછીથી હલાવી નીચે ઉતારવું.

અળશિયું [ સં. અતસી ] ન. અળસીનું તેલ.

અળસી ૨. સ્ત્રી. એક જાતનું તેલી બી.

# અં

## અં

**અં**—આ સ્વરના ઉચ્ચારથી નાસિકા મારફત શરીરમાં જતા પ્રાણવાયુથી બગડેલ લોહી સાફ થાય છે. તેટલા માટે પ્રત્યેક બીજમંત્રને અંતે 'મ્' અથવા અનુસ્વારને રાખવામાં આવેલ છે અને તેનો લાંબો ઉચ્ચાર કરવાનું બતાવવામાં આવેલ છે. સ્વરોના ઉચ્ચાર કરતી વખતે મુખ ખૂલે છે અને અનુસ્વાર અથવા 'મ્'ના ઉચ્ચારથી હોઠ બંધ થાય છે. પ્રથમ સ્વરોના ઉચ્ચાર કરવાથી શરીરના તમામ વિકાર દૂર થાય અને 'મ્'ના ઉચ્ચારથી ઓષ્ઠરૂપી કમાડ બંધ થવાથી શરીરમાંથી દૂર થયેલા વિકાર પાછા અંદર પ્રવેશ કરી શકતા નથી.

**અંક** ૩૬. ન. ગાયનના સ્વર લિપિબદ્ધ કરવા તે. જુઓ અંકન ૧૦.

૩૭. ન. ( ગણિત ) બીજાવયવ; સહ્રમપાત; વર્ણું; 'કોએફિશન્ટ'.

**અંકગણના** [ સં. અંક ( આંકડો ) + ગણના ( ગણતરી ) ] સ્રી. આંકડાની ગણતરી.

**અંકગણિત** ૨. ન. ગણિતનું પુસ્તક.

**અંકટા** ૧. [ સં. કર્કર ( કાંકરો ) ] પું. અનાજ સાથેની ઝીણી કાંકરી.

૨. પું. નાનો કાંકરો.

**અંકટી** [ સં. કર્કર ( કાંકરો ) ] સ્રી. નાની કાંકરી.

**અંકડી** ( અંકડ઼ી ) ૧. [ સં. અંકુર ( ફણગો ) ] સ્રી. વેલ; લતા.

૨. [ સં. અંકુર ( આંકડો ) ] સ્રી. હૂક; આંકડ.

**અંકપાલિકા** ૨. [ સં. અંક ( ખોળો ) + પાલ્ ( પાળવું ) ] સ્રી. આયા; ધાવ; બાળકને ધવરાવવા રાખેલી સ્રી. જુઓ અંકપાલી.

**અંકપાલી** ૫. સ્રી. વેદમાં જણાવેલ એક જાતની સુગંધીદાર વસ્તુ.

**અંકપૃષ્ઠ પેશી** [ સં. અંક ( ખોળો ) + પૃષ્ઠ ( પીઠ ) + પેશી ( માંસનો લોચો ) ] સ્રી. કટિલંબિની લાંબી પેશી.

**અંકબ** [ અ. ] સ્રી. એક જાતની માછલી.

**અંકરજ્જૂબંધ** [ સં. અંક ( ખોળો ) + રજ્જૂ ( દોરડું ) + બંધ ( બાંધવાનું સાધન ) ] પું. સાથળના હાડકાનું અસ્થિબંધન.

**અંકરેખા** [ સં. અંક ( ખોળો ) + રેખા ( હાર ) ] સ્રી. સાથળના હાડકાની પાછળની બાજુએ સ્નાયુને બાંધવા માટેની ખડબચડી લાંબી ધાર.

**અંકવાચક** [ સં. અંક ( આંકડો ) + વાચક ( બતાવનાર ) ] વિ. સંખ્યા બતાવનાર.

**અંકવાહિની પેશી** [ સં. અંક ( ખોળો ) + વાહિન્ ( લઈ જનાર ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) + પેશી ( માંસનો લોચો ) ] સ્રી. સાથળની અંદરની રક્તવાહિનીઓનું તંતુમય આવરણ.

**અંકવૈયા** [ હિં. ] પું. મોલની કીમત આંકનાર અમલદાર.

**અંકિકા** ૧. [ સં. ] વિ. સ્રી. ગણતરી કરનારી; હિસાબ રાખનારી.

૨. વિ. સ્રી. ચિહ્ન કે નિશાની કરનારી.

**અંકિત** ૨.—

અંકિત કરવું = નકશો બનાવવો.

**અંકિતપાત્ર** [ સં. અંકિત ( આંકાવાળું ) + પાત્ર ( વાસણ ) ] ન. આંકાવાળું પ્રવાહી વસ્તુ માપવાનું વાસણ.

**અંકુડા** ( અંકુડ઼ા ) ૧. પું. ગાય બળદને પેટમાં થતું એક દરદ.

૨. [ સં. અંકુર ] પું. લોઢાનો આંકડો; હૂક.

**અંકુડુ** ( અંકુડ઼ુ ) સ્રી. એક જાતનું ઝાડ; કુટજ; ઈંદ્રજવનું ઝાડ.

**અંકુર** ૧૫. પું. તરતનો રહેલો ગર્ભ; કાચો ગર્ભ.

**અંકુરિણી** સ્રી. ખરી ચામડીનું સપાટીનું પડ.

**અંકુરિત યવ** [સં. અંકુરિત ( કોંટા ફૂટેલ ) + યવ ( જવ ) ] પું. કોંટા ફૂટેલ જવ. જવ પાણીમાં પલળવાથી તેને કોંટા ફૂટે. આવા જવમાંથી બીઅર નામનો દારૂ બને છે.

**અંકુશ** ૯. ન. આંકડી જેવું તાળવાનું હાડકું.
૧૦. ન. એ નામનું લડવાનું એક હથિયાર.

**અંકુશપ્રવર્દ્ધન** [ સં. અંકુશ ( આંકડ ) + પ્રવર્દ્ધન ( ઢેચો ) ] ન. ખોપરીને તળિયે નાકના મૂળની પાછળ આવેલ હાડકાનો હૂકના જેવો ભાગ; 'અન્સિનેટ પ્રોસેસ'.

**અંકુશપ્રસર** [ સં. અંકુશ ( આંકડ ) + પ્રસર ( વિસ્તાર ) ] પું. ખોપરીને તળિયે આવેલ હાડકાનો ભાગ; 'અન્સિનેટ પ્રોસેસ'. જુઓ અંકુશપ્રવર્દ્ધન.

**અંકુશમુદ્રા** ૨. સ્રી. પૂજા વખતે કરાતો હાથનો એક જાતનો આકાર.

**અંકુશાંક** ન. કાનના નાડીતંતુઓને અવાજનાં મોજાં મોકલનાર વચલા કાનનું એરણના આકારનું નાનું હાડકું; 'ઈંકસ'.

**અંકૂલંગ** પું. અશ્વગંધ; અસગંધ.

**અંકૂલિયા** સ્રી. એક જાતનું ઝાડ; અંકોલ.

**અંકૂલી** સ્રી. અંકોલનું ઝાડ.

**અંકોટક** પું. એક જાતનું ઝાડ; અંકોલ.

**અંકોઠ** પું. અંકોલનું ઝાડ.

**અંકોર** પું. ખેતરમાં કામ કરનારા માટે સવારે કે બપોરે મોકલાતું ભોજન; ભાત.

**અંકોરી** ૧. સ્રી. અંક; ગોદ.

૨. સ્રી. આલિંગન; છાતી સરસું ચાંપવું તે.

**અંકોલહર** પું. અંકોલનું ઝાડ.

**અંખીયન** [ હિં. ] સ્રી. બ. વ. આંખો.

**અંગ** ૧૫.—

અંગ હોવું = ( ૨ ) નજીકનું સગું હોવું.

૫૦. અંગ ફરકવું = શરીરના કોઈ અવયવનું આપોઆપ થથરવું. સ્રીનું ડાબું અને પુરુષનું જમણું અંગ ફરકે તો નીચે પ્રમાણે ફળ સમજવામાં આવે છે: માથું-

પૃથ્વીનો લાભ થાય; કપાળ–ઊંચું પદ મળે; નાક અને નેણની વચ્ચેનો ભાગ–સગાં-વહાલાંનો સમાગમ; નાક અને આંખ વચ્ચેનો ભાગ–સહાયકનો લાભ; આંખના છેડા–ધનલાભ; ઉપલાં પોપચાં–વિજય; નીચલાં પોપચાં–કંકાસ કે મારામારી; બન્ને કાન–લાભની વાત સાંભળે; બન્ને ગાલ–સ્ત્રીનું ધન મળે; નાક–આનંદ અને સુખ; બન્ને હોઠ–મનમાનતું જમણ અને પ્રિયનો સમાગમ; ખભો, ગળું અને ડોક–ભોગ અને ધનલાભ; બાવડું–ધારેલ વસ્તુ મળે; હાથ–ધનલાભ; વાંસો–પરાજય; છાતી–વિજય; બન્ને પડખાં–સ્ત્રીલાભ; કમ્મર–આનંદ થાય, બળ વધે; ડૂંટી–પોતાના દેશમાં જવાનું થાય; ભવાં–ધન, સમૃદ્ધિ અને ભાઈનો લાભ; હૃદય–ધનનો નાશ અને દુઃખ; કુલા અને ગુદા–વાહનનો લાભ; યોનિ–પતિનો લાભ; લિંગ–પુત્રનો લાભ; સાથળ–નુકસાની; પગનાં તળાં–લાભકારક મુસાફરી. પુરુષને જમણી તરફનું અંગ ફરકવું લાભકારક અને ડાબી તરફનું હાનિકારક અને સ્ત્રીને ડાબી તરફનું ફાયદો કરનાર અને જમણી તરફનું નુકસાનકારક મનાય છે.

**અંગગ્રંથ** [ સં. અંગ ( એ નામના જૈન સૂત્ર ) + ગ્રંથ ( પુસ્તક )] પું. બાર મુખ્ય જૈન ધર્મગ્રંથોમાંનો દરેક.

**અંગઘાત** [ સં. અંગ ( શરીર ) + ઘાત ( માર )] પું. મારને લીધે થતી પીડા.

**અંગજ** ૧૦. પું. ( ડિંગળ ) કામદેવ.

૧૧. નં. મળ; ઝાડો.

**અંગડિયા** ( અંગડ઼િયા ) [ હિં. ] પું. ઠેકઠેકાણે સીલી લીધેલા ડબલામાં સંતાડીને પૈસા લઈ જનાર માણસ.

**અંગણાઈ** [ હિં. ] સ્ત્રી. આંગણું; ફળિયું.

**અંગણિ** સ્ત્રી. ( ડિંગળ ) અંગના; સ્ત્રી.

**અંગદ** ૮. પું. સૂર્યનું એક નામ.

અંગદનો પગ = સ્થિરતા; અચળપણું.

૯. ન. ( ડિંગળ ) નૂપુર; ઝાંઝર.

**અંગદાહ** [ સં. અંગ ( શરીર ) + દાહ ( બળતરા )] પું. શરીરમાં થતી બળતરા.

**અંગનવા** [ હિં. ]. ન. આંગણું. આ શબ્દ કવિતામાં વપરાય છે.

**અંગના** [ હિં. ] ન. આંગણું.

**અંગબાઢ** ( અંગબાઢ઼ ) ન. કદરૂપ; બેડોળપણું.

**અંગભંગ** ૯. પું. પુરુષમાં ગુદા અને અંડ વચ્ચેનો અને સ્ત્રીમાં ગુદા અને યોનિ વચ્ચેનો ભાગ; મૂલાધાર.

**અંગભંગિ** [ સં. અંગ ( શરીર ) + ભંગ ( મરોડ )] સ્ત્રી. અંગવિક્ષેપ; શરીરના અવયવોની હિલચાલ.

**અંગભૂત** [ સં. ] વિ. અંદરનું; મહિતું; અંતર્ગત.

**અંગમર્દ** ૫. પું. શરીરની પીડા; ગાત્રવેદના.

**અંગમર્દક** ૩. પું. સાંધા દુખવાનો રોગ; સંધિવા.

**અંગમેજયત્વ** ૨. ન. અંગો કંપાવનાર કારણ.

**અંગરાપાન** પું. એક જાતનું તાંબૂલ એટલે નાગરવેલનું પાન.

**અંગરી** ૧. [ સં. અંગુલિ ] સ્ત્રી. આંગળી.

૨. [ સં. અંગ ( શરીર ) + રક્ષ ( રક્ષણ કરનાર )] સ્ત્રી. કવચ; બખ્તર.

૩. [ સં. અંગુલીય ] સ્ત્રી. ધનુષ્યના ઘસારાથી બચવા માટે હાથે પહેરવાનું ઘોના ચામડાનું મોજું; અંગુલિત્રાણ.

**અંગરેઝી**—

૫. અંગરેઝી તંબાકૂ = તમાકુની લાકડી; પીવાની તમાકુ.

**અંગલુબ્ધ** પું. શિવ; શંકર.

**અંગવર્ધન** [ સં. અંગ ( શરીર ) + વર્ધન ( વધારવું તે )] પું. સૂર્યનું એક નામ, કેમકે તે જીવન ટકાવી શરીરને ખીલવે છે.

**અંગવાક્ય** [ સં. અંગ ( ભાગ ) + વાક્ય ] ન. પેટા વાક્ય.

**અંગવિચ્છેદ** ૨. પું. છેદન; શરીરના ભાગની વાઢકાપ.

**અંગસ** [ સં. ] ન. પક્ષી.

**અંગસંચાલ** [ સં. અંગ ( અવયવ ) + સંચાલ ( હલન )] પું. શરીરના અવયવનું હલન.

**અંગસપિખ** પું. ( ડિંગળ ) અંગ નામનો દેશ.

**અંગસિહરી** ૧. [ અંગ ( શરીર ) + સિહરી ( કંપ )] સ્ત્રી. ( હિંદી ) ટાઢિયો તાવ.

૨. સ્ત્રી. ટાઢિયો તાવ આવતાં પહેલાં આવતી ધ્રુજારી.

**અંગસ્વેદ** [ સં. અંગ ( શરીર ) + સ્વેદ ( પરસેવો )] પું. શરીરમાંથી વધુ પરસેવો નીકળવો તે.

**અંગહર્ષ** [ સં. અંગ ( શરીર ) + હર્ષ ( આનંદ )] પું. રોમાંચ; રોમહર્ષ; આનંદની લાગણીથી શરીર ઉપરનાં રૂવાં ઊભાં થવાં તે.

**અંગાકૃષ્ટિ** [ સં. અંગ (શરીર) + આ (તરફ) + કૃષ્ટિ ( ખેંચાણ )] સ્ત્રી. શરીર મરડવાપણું.

**અંગાક્ષેપ** [ સં. અંગ ( શરીર ) + આક્ષેપ ( ખેંચાણ )] પું. અંગગ્રહ; શરીરની રગોની ખેંચ; તાણ; 'ક્રૅમ્પ'.

**અંગાપૂર્વ** ન. યજ્ઞ કરવાથી થતાં ચાર જાતનાં પૂર્વ જન્મનાં બાકી રહેલાં કર્મનાં ફળમાંનું એ નામનું એક. જુઓ અપૂર્વ ૪.

**અંગારક** ૯. [ સં. અંગાર ( અગ્નિ ) + ક ( વાળું )] પું. સૂર્યનું એક નામ.

**અંગારકી ચતુર્થી** ૩. સ્ત્રી. માહ સુદ ચોથ.

**અંગારિણી** ૫. [ સં. ] સ્ત્રી. નાનો તાવડો.

૬. સ્ત્રી. લતા; વેલ.

**અંગારી** ૪. સ્ત્રી. શેરડીના કટકા; ગંડેરી.

૫. [ સં. અંગારિકા ] સ્ત્રી. શેરડીનું આગળું.

**અંગિયું** ૨.—

અંગિયાની કટોરી = સ્તન ઢાંકનારો ચોળીનો ભાગ.

**અંગિરસ** ૧૯. ન. કશ્યપ ગોત્રની શાખાનું નામ.

૨૦. ન. દર્ભ ગોત્રની એક શાખા.

૨૧. ન. દાલ્ભ્ય ગોત્રનો એક પેટા ભાગ.

૨૨. ન. શૌનક ગોત્રની એક શાખા.

**અંગિરા** ૬. પું. ( હિંદી ) એક જાતનો ગુંદઃ અંગિરસ.

**અંગીકારપત્ર** [ સં. અંગીકાર ( ઇકરાર ) + પત્ર ( દસ્તાવેજ )] પું. ઇકરારનામું; બે કે વધારે પક્ષ વચ્ચે થયેલ લખાયેલો કરાર.

**અંગીકાર્ય** [ સં. અંગીકૃ ( સ્વીકારવું ) + ય ( જેવું )] વિ. કબૂલ કરવા જેવું.

**અંગીકૃત** ન. ( ડિંગળ ) સ્વીકાર; અંગીકાર.

**અંગીરા** ૨. પું. એ નામનો એક સંવત્સર.

**અંગીલું** વિ. પોતાનું; સ્વીય; અંગનું.

**અંગીવટ** સ્ત્રી. ( ડિંગળ ) ચૌદ વિદ્યા.

**અંગુલ** ૪.—માનસાર શિલ્પશાસ્ત્રમાં અંગુલ ત્રણ જાતના જણાવ્યા છેઃ મોટામાં મોટો ૮ યવનો, મધ્યમ ૭ યવનો અને નાનો ૬ યવનો.

૧૨ અંગુલ = ૧ વિતસ્તિ એટલે વેંત
૨ વેંત / ૨૪ અંગુલ } = ૧ કિષ્કુહસ્ત ( રત્નોલ કયુબિટ )
૨૫ અંગુલ = ૧ પ્રાજાપત્યહસ્ત
૨૬ અંગુલ = ૧ ધનુર્મુષ્ટિહસ્ત
૨૭ અંગુલ = ૧ ધનુર્ગ્રહહસ્ત
૪ હસ્ત = ૧ ધનુ કે દંડ
૮ દંડ = ૧ રજ્જુ કે દોરડી

**અંગુલચર** [ સં. અંગુલ ( આંગળી ) + ચર ( ચાલનાર )] પું. આંગળાં ઉપર ચાલનાર પ્રાણી; 'ડિજિટિગ્રેડ'.

**અંગુલાસ્થિ** [સં. અંગુલ (આંગળી) + અસ્થિ (હાડકું)] ન. આંગળીનું હાડકું.

**અંગુલિ** ૮. વિ. આંગળીને લગતું.

**અંગુલિ અસ્થિ** [સં. અંગુલિ (આંગળી) + અસ્થિ (હાડકું)] ન. અંગુલી નલકાની; આંગળીનું હાડકું.

**અંગુલિ પ્રસર** [સં. અંગુલિ (આંગળી) + પ્રસર (વિસ્તાર)] પું. ચૂલુ ભાગ; સ્ત્રીના અંડાશય પાસે અંડવાહિનીના મોઢા ઉપરનો ફૂમકા જેવો ભાગ; 'ફિમ્બ્રિઅ'.

**અંગુલિયક** સ્ત્રી. (શિલ્પ) આંગળીમાં પહેરવાની વીંટી.

**અંગુલિવિવર** [સં. અંગુલિ (આંગળી) + વિવર (ફાટ)] ન. આંગળીઓની જગ્યા વચ્ચેનો ચીરો.

**અંગુલી** ૪. સ્ત્રી. હાથીની સૂંઢનો આગલો ભાગ; અગ્રકર.

**અંગુલી અંગુષ્ઠ નાડી** (અંગુલી અંગુષ્ઠ નાડી) [સં. અંગુલી (આંગળી) + અંગુષ્ઠ (અંગૂઠો) + નાડી] સ્ત્રી. અંગૂઠાની નાડી; આંગુલિયા નાડી; 'ડિજિટલ થમ નર્વ'.

**અંગુલીતાડન** (અંગુલીતાડ્ન) [સં. અંગુલી (આંગળી) + તાડન (મારવું તે)] ન. રોગની પરીક્ષા માટે આંગળાંનાં ટેરવાંથી ટકોરા મારવા તે.

**અંગુલીત્રાણ** [સં. અંગુલી (આંગળી) + ત્રાણ (રક્ષણ)] ન. આંગળીના બચાવ માટે બાણાવળી વાપરે છે તે ચામડાંની અંગૂઠી. જુઓ અંગુલિત્રાણ.

**અંગુલીત્રાણક** [સં. અંગુલી (આંગળી) + ત્રાણ (રક્ષણ) + ક (કરનાર)] ન. આંગળીના રક્ષણ માટે બાણાવળી તરફથી વપરાતી ચામડાની અંગૂઠી.

**અંગુલીદ્વયમધ્યવર્તી** [સં. અંગુલી (આંગળી) + દ્વય (બે) + મધ્યવર્તિન્ (વચ્ચે આવેલું)] વિ. આંગળીનાં બે હાડકાં વચ્ચે આવેલું.

**અંગુલી નલકાની** સ્ત્રી. અંગુલિ અસ્થિ; આંગળીનું હાડકું.

**અંગુલીનિર્દેશ** [સં. અંગુલી (આંગળી) + નિર્દિશ્ (બતાવવું)] પું. આંગળીથી થતી ચીંધણી; આંગળી વડે બતાવવું તે.

**અંગુલીપ્રવર્તક** [સં. અંગુલી (આંગળી) + પ્રવર્તક (હલાવનાર)] પું. આંગળીને હલાવનારી પેશી.

**અંગુલીવિદ્રધિ** [સં. અંગુલી (આંગળી) + વિદ્રધિ (ગૂમડું)] પું. આંગળીના ટેરવા ઉપરનું સોજાવાળું અર્બુદ; ખીલી.

**અંગુલીશૂલ** ન. નખશૂલ; નખના મૂળનો સોજો; 'પેરોનિકિઅ'.

**અંગુલ્યસ્થિ** [સં. અંગુલી (આંગળી) + અસ્થિ (હાડકું)] ન. આંગળીનું હાડકું.

**અંગુશ્ત** ૩. ન. લગભગ નવ ઈંચનું એક માપ.

**અંગુષ્ઠઉન્નત** [સં. અંગુષ્ઠ (અંગૂઠો) + ઉન્નત (ઊંચું)] પું. અંગુષ્ઠાપકર્ષણી હ્રસ્વ, અંગુષ્ઠ-જાપિની, અંગુષ્ઠસંકોચની હ્રસ્વા અને અંગુષ્ઠમૂલકર્ષણી એ ચારે પેશીઓ મળીને અંગૂઠાના મૂળ પાસે રહેલો ઉપસેલો ભાગ.

**અંગુષ્ઠપ્રવર્તક** [સં. અંગુષ્ઠ (અંગૂઠો) + પ્રવર્તક (ગતિ આપનારું)] સ્ત્રી. એ નામની અંગૂઠાને હલનચલન કરાવનારી એક પેશી; ઉપવર્તિકા.

**અંગુષ્ઠ બહિર્નાયની દીર્ઘા** સ્ત્રી. પ્રકોષ્ઠ (ફોર આર્મ)ના પાછલા ભાગ ઉપરની એ નામની એક મોટી પેશી. જુઓ અંગુષ્ઠાપકર્ષણી દીર્ઘા.

**અંગુષ્ઠ બહિર્નાયની હ્રસ્વા** સ્ત્રી. અંગૂઠાના મૂળ ભાગમાં રહેલી એ નામની ટૂંકી અને જાડી પેશી. જુઓ અંગુષ્ઠાપકર્ષણી હ્રસ્વા.

**અંગુષ્ઠમૂલગા** [સં. અંગુષ્ઠ (અંગૂઠો) + મૂલ (મૂળ) + ગા (જનારી)] સ્ત્રી. બહિઃપ્રકોષ્ઠીયા ધમનીની હથેળીમાં લોહી પૂરું પાડનારી શાખા.

**અંગુષ્ઠ સંકોચિની લઘ્વી** [સં. અંગુષ્ઠ (અંગૂઠો) + સંકોચ (વળવું તે) + ઈન્ (વાળું) + ઈ (નારીજાતિનો પ્રત્યય) + લઘ્વી (નાની)] સ્ત્રી. અંગૂઠાના પાછલા વેઢાની બન્ને બાજુએ આવેલી એ નામની એક પેશી. જુઓ અંગુષ્ઠસંકોચની હ્રસ્વા.

**અંગુષ્ઠામૂલગા** [સં. અંગુષ્ઠ (અંગૂઠો) + મૂલ (મૂળ) + ગા (જનારી)] સ્ત્રી. અંદરના ભાગની અને છેડેની રક્તવાહિની.

**અંગુષ્ઠીયા વિશેષા ધમની** [સં. અંગુષ્ઠ (અંગૂઠો) + ઈય (વાળું) + આ (નારીજાતિનો પ્રત્યય) + વિશેષ (ખાસ) + આ (નારીજાતિનો પ્રત્યય) + ધમની (શરીરના જુદા જુદા ભાગને શુદ્ધ લોહી પૂરું પાડનારી નળી)] સ્ત્રી. હથેળી અને અંગૂઠાને લોહી પૂરું પાડતી ધોરી નસ.

**અંગુસા** [સં. અંકુશ (આંકડ)] પું. (હિંદી) ફણગો; અંકુર.

**અંગૂઠો** ૩.—

૮. અંગૂઠા કરી આપવા = સહીને બદલે અંગૂઠાની છાપ મારી આપવી.

૯. અંગૂઠો પડાવવો = અંગૂઠાની છાપ લઈ સહી કરાવવી.

**અંગૂરરસ ચિકિત્સા** [અંગૂર (લીલી દ્રાક્ષ) + રસ + ચિકિત્સા (ઉપચાર)] સ્ત્રી. દ્રાક્ષના રસથી રોગ મટાડવાનો ઉપચાર; 'એમ્પીલોથેરપિ'.

**અંગોરી** [હિં.] સ્ત્રી. સગડી; અંગારી.

**અંગોળડી** (અંગોળડી) ૨. સ્ત્રી. તાંબાકૂંડી.

૩. સ્ત્રી. નાહવાની ઓરડી.

**અંગોળણ** ન. અંઘોળ; સ્નાન.

**અંઘાઈ** [હિં.] સ્ત્રી. સંપૂર્ણતા; સંતોષ.

**અંઘિયા** [હિં.] સ્ત્રી. ઝીણા કપડાથી મઢેલી લોટ ચાળવાની ચાળણી.

**અંઘ્રિ** ૪. પું. એક જાતનો દાળો.

૫. પું. (શિલ્પ) દેવ અથવા રાજાના આસનના શોભાના તોરણને ટેકવી રાખનાર ટૂંકો થાંભલો.

**અંચરા** ૪. [હિં.] પું. સ્તન; ધાઈ; થાન.

**અંચલબંધ** પું. (ડિંગળ) છેડાછેડી; વરના ખેસ સાથે કન્યાની ઓઢણીના છેડાની બાંધવામાં આવતી ગાંઠ.

**અંચલા** ૩. [હિં.] પું. સ્તન; થાનેલું; ધાઈ.

**અંછયા** ૧. સ્ત્રી. (ડિંગળ) ઇચ્છા; કામના.

૨. સ્ત્રી. (ડિંગળ) લાલચ; લાલસા.

૩. સ્ત્રી. (ડિંગળ) લોભ.

**અંછર** [હિં.] પું. મોઢામાં થતો એક રોગ.

**અંછા** વિ. (ડિંગળ) લોભી.

**અંજુ** [હિં.] પું. એ નામનું એક જાતનું ફળ; 'રોઝબરિ'.

**અંજન** ૨૭. [હિં.] ન. એંજિન; રેલવેનું ઇંજિન.

૨૮. ન. લોઢું.

**અંજરપંજર** [હિં.] ન. હાડપિંજર.

**અંજનપ્રભા** સ્ત્રી. (જૈન) સાતમાંના ચોથા નરકનું નામ.

**અંજનમૂલક** પું. ઘેરા કાળા રંગનો એક હીરો.

**અંજનસિદ્ધ** [સં. અંજન (આંજણ) + સિદ્ધ (કુશળ)] વિ. આંજણ આંજીને અદૃશ્ય થઈ જવાની શક્તિવાળું.

**અંજના** ૧૦. સ્ત્રી. હાથણી.

**અંજનાસુત** [સં. અંજના (એ નામની વાનરી) + સુત (દીકરો)] પું. હનુમાન.

**અંજનિકા** ૪. વિ. આંજણી.

**અંજની અંગુલી** સ્ત્રી. અંગૂઠા પાસેની આંગળી; તર્જની.

**અંજનીજ** [ સં. અંજની ( એક માદા વાનર ) + જ ( જન્મેલું ) ] પું. ( ડિંગળ ) અંજનીનો પુત્ર; હનુમાન.

**અંજસ** [ અ. ] વિ. ઘણું અપવિત્ર; બહુ અશુદ્ધ.

**અંજુરી** [ હિં. ] સ્ત્રી. અંજલિ.

**અંટ** ૨. [ અંટસ ( વેર ) ] પું. દુશ્મનાવટ. જુઓ અનટ.

**અંટવું** ૧. [ હિં. ] અ. ક્રિ. દાખલ થવું.
૨. અ. ક્રિ. પૂરા પડવું; બરાબર થવું.
૩. અ. ક્રિ. ભરાઈ જવું.

**અંટસંટ** ૧. [ હિં. ] વિ. અયોગ્ય; ગેરવાજબી.
૨. વિ. સંબંધ વગરનું.

**અંટા** ૭. [ હિં. ] સ્ત્રી. અટા; અગાસી.

**અંટી** ૧૦. [ હિં. ] સ્ત્રી. ગાંઠ; ગાળિયો.
૧૧. સ્ત્રી. ગાંસડી.
૧૨. સ્ત્રી. પગની આંટી.

**અંટ્ઠી** [ સં. અષ્ટપદી ] સ્ત્રી. ( હિંદી ) બગા; ઢોર કે કૂતરાં ઉપર બેસતી એક જાતની માખ.

**અંઠલી** ૧. સ્ત્રી. ઘન થવું તે.
૨. [ હિં. ] સ્ત્રી. નાનાં અને વિકાસ નહિ પામેલાં સ્તન.
૩. સ્ત્રી. ફળનો ઠળિયો.

**અંડઉપાંડખાત** પું. જંઘાસ્થિના ઉપરના છેડાની અંદરના ભાગનો ખાડો; સાથળના હાડકાના મહાશિખરકની પાછળનો ખાડો; 'ડિજિટલ ફોસ'.

**અંડકવેષ્ટ** [ સં. અંડક ( વૃષણ ) + વેષ્ટન ( ઢાંકણ ) ] ન. વૃષણને ઢાંકનારી પાતળી તંતુની બનેલી થેલી. જુઓ અંડધરપુટક.

**અંડકોશાર્બુદ** [ સં. અંડ ( વૃષણ ) + કોશ ( થેલી ) + અર્બુદ ( ગમડું ) ] પું. કુરંડ રોગ; વૃષણની કોથળી ઉપરનું ગૂમડું.

**અંડકોષચ્છેદ** [ સં. અંડ ( વૃષણ ) + કોષ ( કોથળી ) + છેદ ( કાપ ) ] પું. ખસી કરવું તે.

**અંડકોષપ્રદાહ** [ સં. અંડ ( વૃષણ ) + કોષ ( કોથળી ) + પ્રદાહ ( બળતરા ) ] પું. મુષ્ક પ્રદાહ; વૃષણની કોથળીમાં સોજાને લીધે થતી બળતરા.

**અંડકોષવૃદ્ધિ** [ સં. અંડ ( વૃષણ ) + કોષ ( કોથળી ) + વૃદ્ધિ ( વધારો ) ] સ્ત્રી. અંડધરપુટકના બે પડ વચ્ચે પાણી ભરાવાથી થતી ગાંઠ; 'હાઇડ્રોસીલ'.

**અંડકોષવેદના** [ સં. અંડ ( વૃષણ ) + કોષ ( કોથળી ) + વેદના ( પીડા ) ] સ્ત્રી. પેળની કોથળીમાં થતો દુખાવો.

**અંડકોષશોથ** [ સં. અંડ ( વૃષણ ) + કોષ ( કોથળી ) + શોથ ( સોજો ) ] પું. પેળની કોથળીનો સોજો.

**અંડકોષાર્બુદ** [ સં. અંડ ( વૃષણ ) + કોષ ( કોથળી ) + અર્બુદ ( ગૂમડું ) ] ન. પેળની કોથળી ઉપર થતું ગૂમડું.

**અંડગ્રંથિ** [ સં. અંડ ( વૃષણ ) + ગ્રંથિ ( ગાંઠ ) ] સ્ત્રી. વૃષણનો એક રોગ; અંડધારક રજ્જુની શિરાના ફૂલવાથી થતી ગાંઠ; શિરાવૃદ્ધિ. આ રોગ ખાસ કરીને ડાબા ફૂલકોષમાં જોવામાં આવે છે.

**અંડદલ** [ સં. અંડ ( ઈંડું ) + દલ ( જથ્થો ) ] સ્ત્રી. ઈંડામાં રહેલ પ્રવાહી; જરદી.

**અંડધારક રજ્જુ** [ સં. અંડ ( વૃષણ ) + ધારક ( ધરી રાખનાર ) + રજ્જુ ( દોરડું ) ] પું. વૃષણબંધની; વૃષણને ટેકવી રાખનાર રજ્જુ.

**અંડબંધનિ** [ સં. અંડ ( વૃષણ ) + બંધ્ ( બાંધવું ) ] સ્ત્રી. વૃષણની શિરાનો એક રોગ; 'વેરિકોસીલ'.

**અંડરજ્જુ** [ સં. અંડ ( વૃષણ ) + રજ્જુ ( દોરડું ) ] ન. વૃષણબંધની. જુઓ અંડધારક-રજ્જુ.

**અંડશોથ** [ સં. અંડ ( વૃષણ ) + શોથ ( સોજો ) ] પું. વૃષણનો સોજો; 'ઓરકાઇટિસ'.

**અંડશ્વેત** ૧. [ સં. અંડ ( ઈંડું ) + શ્વેત ( ધોળું ) ] પું. ઈંડાનો ધોળો ગર; સફેદી.
૨. વિ. ઈંડા જેવું ધોળું.

**અંડાકાર ખાત** [ સં. અંડાકાર ( ઈંડાના આકારનું ) + ખાત ( ખાડો ) ] પું. હૃદયના બન્ને ઉપલા ભાગ વચ્ચે રહેલી દીવાલમાંનો ખાડો; શુક્તિખાત; 'ફોસ ઓવેલિસ'.

**અંડાકાર છિદ્ર** [ સં. અંડાકાર ( ઇંડાના આકારનું ) + છિદ્ર ( કાણું ) ] ન. શુક્તિ છિદ્ર; જામ્બવ છિદ્ર; ગર્ભમાં રહેલા બાળકના હૃદયના બન્ને ઉપલા ભાગ વચ્ચેની દીવાલમાંનું કાણું. આ છિદ્ર મારફત તેનું જમણા અલિંદમાંનું લોહી પરબાર્યું ડાબા અલિંદમાં જાય છે. તેનો જન્મ થયા પછી દશ દિવસમાં આ છિદ્ર પુરાઈ જાય. કોઈ વખત તે એમને એમ રહી જતાં શુદ્ધ અને અશુદ્ધ લોહી પરસ્પર મળી જવાથી બાળકને નાનપણથી હૃદયનો રોગ થાય છે.

**અંડાકાર રંધ્ર** [ સં. અંડ ( ઈંડું ) + આકાર ( આકૃતિ ) + રંધ્ર ( કાણું ) ] ન. લંબગોળ કાણું; દીર્ઘવર્તુલાકાર કાણું.

**અંડાર્બુદ** [ સં. અંડ ( વૃષણ ) + અર્બુદ ( ગૂમડું ) ] ન. વૃષણ ઉપરનું ગૂમડું.

**અંડાવરકશ્વેતઝિલ્લી** [ સં. અંડ ( વૃષણ ) + આવરક ( ઢાંકનાર ) + શ્વેત ( ધોળું ) + ઝિલ્લી ( ઝાલર ) ] સ્ત્રી. વૃષણનું રસીવાળું આવરણ; 'ટ્યુનિક એલ્બ્યુજિનિઅ ટેસ્ટિસ'.

**અંડાશય** ૨. ન. વૃષણની કોથળી; વૃષણકોષ; 'સ્ક્રોટમ'.

**અંડુવારી** [ હિં. ] સ્ત્રી. એક જાતની બહુ નાની માછલી.

**અંડેલ** ૩. સ્ત્રી. પેટમાં ઈંડાં હોય એવી માછલી.

**અંડોત્થાપિકા પ્રતિક્રિયા** [ સં. અંડ ( વૃષણ ) + ઉત્થાપ્ ( ઉશ્કેરવું ) + પ્રતિ ( સામે ) + ક્રિયા ( કામ ) ] સ્ત્રી. પેળને ઉપર ખેંચનાર પેડુના સ્નાયુનો ઇચ્છાથી સ્વતંત્રપણે થતો આવેશ.

**અંત** ૪૯. પું. ધર્મ.

**અંત અગ્ર ઉરસ્થા નાડી** ( અંત અગ્ર ઉરસ્થા નાડ઼ી ) [ સં. અંતર્ ( અંદર ) + અગ્ર ( આગળ ) + ઉરસ્ ( છાતી ) + સ્થ ( રહેલ ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + નાડી ] સ્ત્રી. ગળાની આજુબાજુથી બાહ્લી નાડીચક્રમાંથી અને અક્ષકાસ્થિ ( ક્લેવિકલ )ની નીચેથી નીકળતા જ્ઞાનતંતુની એક શાખા.

**અંતકર** ૩. પું. ( ડિંગળ ) યમરાજ.

**અંતકર્ણ** [ સં. અંતર્ ( અંદર ) + કર્ણ ( કાન ) ] પું. અંતરસ્થ કર્ણ; અંતઃકર્ણ; અંદરનો કાન.

**અંતકૂર્પરિકા શિરા** સ્ત્રી. મધ્ય બાહુકા યોજની શિરા; કોણીની આગલી બાજુ ઉપર આવેલી અને બંને બાહુકા શિરાને જોડનારી જાડી, ત્રાંસી અને ટૂંકી શિરા.

**અંતકંઠકર્ણ** [ સં. અંતર્ ( અંદર ) + કંઠ ( ગળું ) + કર્ણ ( કાન ) ] વિ. પ્રવહણકર્ણ; વચલા કાનના ખાડાને અને મહામાતૃકા ધમની ( કૉમન કરોટિડ આર્ટરિ )ને લગતું.

**અંતકંઠિય ચેતની** સ્ત્રી. ગળાની એક નાડી; 'ઇન્ટર્નલ કરૉટિડ નર્વ'. જુઓ અંતશિરોધીયા નાડી.

**અંતકંઠિય નાડી** ( અંતકંઠિય નાડ઼ી ) [ સં. અંતર્ ( અંદર ) + કંઠ ( ગળું ) + નાડી ] સ્ત્રી. ગળાની એક નાડી; 'ઇન્ટર્નલ કરૉટિડ નર્વ'. જુઓ અંતશિરોધીયા નાડી.

**અંતકોષ** [ સં. અંતર્ ( અંદર ) + કોષ ( સંગ્રહ ) ] પું. અંતરાવર્ણ; મુખ્ય ધવલ માર્ગ; મગજની અંદર આવેલ નાડીતંતુનો જથ્થો; 'ઇન્ટર્નલ કૅપ્સ્યૂલ'.

**અંતકર્તંતુ** પું. સાથળ અને પેડુના જોડાણ પાસેના અસ્થિબંધનના અંદરના તાંતણા અને પેડના સ્નાયુનો કમાનના આકારનો તંતુ.

**અંતગડકેવલી** ( અંતગડકેવલી ) પું. ( જૈન ) કેવળજ્ઞાન એટલે સંપૂર્ણ જ્ઞાન થવાની સાથે જ આયુષ્ય પૂરું કરી મોક્ષમાં જાય તેવો જીવ.

**અંતર્જલ** [ સં. અંતર્ ( અંદર ) + જલ ( પાણી ) ] ન. કાનની અંદરના ભુલભુલામણી જેવા માર્ગમાંનું રસી જેવું પ્રવાહી; 'એન્ડોલિંફ'.

**અંતડિયાં** ( અંતડિયાં ) ૧. [ હિં. ] ન. આંતરડાં; ઉદર.

૨. ન. પેટની નળી; તાંત; નાળી; આંતરડું.

**અંતડી** ( અંતડી ) [ હિં. ] સ્ત્રી. આંતરડું.

**અંતતાળી** સ્ત્રી. ઊલટી તાળી; મૃત્યુનો સાદ.

**અંતત્વક્** [ સં. અંતર ( અંદરનું ) + ત્વક્ ( ચામડી ) ] સ્ત્રી. ઉપત્વક્; ઉપસ્તર; જીવશરીરની બધી છૂટી સપાટીને ઢાંકનારી છેપવાળી તંતુજાલ.

**અંતસ્ત્વગીય** [ સં. અંતર્ ( અંદર ) + ત્વક્ ( ચામડી ) + ઈય ( લગતું ) ] વિ. ચામડીની નીચે આવેલું; 'સબક્યુટેનિયસ'.

**અંતપટ** [ સં. અંત ( અંદરનું ) + પટ ( પડદો ) ] પું. રક્તવાહિની, રસવાહિની વગેરે ઉપર આવેલી પાતળી ચપટી આવરણત્વચા.

**અંતપત્ર** [ સં. અંતર્ ( અંદર ) + પત્ર ( પગ ) ] ન. મગજના નીચેના ભાગમાં દ્રષ્ટિ-ગ્રાહિણી નાડીના માર્ગમાંનો એ નામનો એક ભાગ; 'લેમિન મસલિસ'.

**અંતપાદતલિક ધમની** [ સં. અંતર્ ( અંદર ) + પાદ ( પગ ) + તલ ( તળિયું ) + ઇક ( લગતું ) + ધમની ( ધોરી નસ ) ] સ્ત્રી. પગના અંગૂઠાના ભાગમાં લોહી પૂરું પાડનારી ધમની-ની એ નામની શાખા.

**અંતફલક** [ સં. અંતર્ ( અંદર ) + ફલક ( ચપટું હાડકું ) ] ન. ખોપરીના જતૂકાસ્થિ નામના હાડકાની પાંખનો એ નામનો ભાગ; 'મીડિયલ ટેરિગોઇડ લેમિન'. તેના અંદરના ભાગથી નાકનું પડખું બને છે.

**અંતર** ૪૬. ન. ( શિલ્પ ) કોતરકામની એક જાત.

**અંતરકલન** [ સં. અંતર ( તફાવત ) + કલન ( ગણતરી ) ] ન. ( ગણિત ) વધઘટના પ્રમાણની ગણતરી; 'ડિફરેન્શલ કેલ્ક્યુલસ'.

**અંતરખોજ** [ અંતર ( અંદર ) + ખોજ ( તપાસ ) ] સ્ત્રી. અંદરની તપાસ; પોતાનું નિરીક્ષણ.

**અંતરગતપ્રભા** [ સં. અંતર ( અંદર ) + ગત ( ગયેલ ) + પ્રભા ( તેજ ) ] પું. પ્રકાશિત અને પારદર્શક એક જાતનો હીરો.

**અંતરજ્ઞાની** ૨. [ હિં. ] પું. વિષ્ણુ, કેમકે તે જ્ઞાનના ભંડાર છે.

**અંતરગ્રબહુકોણક** [ સં. અંતઃ ( અંદર ) + અગ્ર ( આગળ ) + બહુ ( ઘણું ) + કોણ ( ખૂણો ) + ક ( વાળું ) ] ન. ( ગણિત ) જેમાં અંદરનો એકાદ ખૂણો ૧૮૦°થી વધારે હોય એવી સીધી લીટીઓથી બંધાયેલ આકૃતિ; 'રી-એન્ટ્રન્ટ પોલિગોન'.

**અંતરજામી** ૭. પું. વિષ્ણુ, કેમકે તે ઇંદ્રિયો ઉપર કાબૂ રાખે છે.

**અંતરણી** સ્ત્રી. ( સ્થાપત્ય ) કણી એટલે અનુ-તર કામમાં ઓરસાઈની ઉપર અને નીચે રહેલો ગોળો.

**અંતરતર** [ સં. અંતર ( અંદરનું ) + તર ( વધારે એવા અર્થનો પ્રત્યય ) ] વિ. વધારે અંદરનું.

**અંતરદર્શન** [ સં. અંતર ( અંદર ) + દર્શન ( જોવું તે ) ] ન. મનની તપાસણી; આત્મ-નિરીક્ષણ; 'ઇન્ટ્રોસ્પેક્શન'.

**અંતરમન** [ સં. અંતર ( અંદર ) + મનસ્ ( મન ) ] ન. એકાગ્ર થયેલ ચિત્ત; ચેતના-તીત અંતઃકરણ.

**અંતરસંબદ્ધ** [ સં. અંતર ( વચ્ચેનું ) + સમ્ ( સાથે ) + બદ્ધ ( બંધાયેલ ) ] વિ. પરસ્-પરસના સંબંધથી જોડાયેલ.

**અંતરંગ** ૧૫. ન. અંદરનો ભાગ.

૧૬. [ સં. અંતઃ ( અંદરનું ) + અંગ ( શરીરનો ભાગ ) ] ન. શરીરની બખોલમાં આવેલ અવયવ; 'વિસ્કસ'.

**અંતરા** ૩.—કોઈ પણ ગીતમાં સ્થાઈ અથવા ટેકનું બીજું પદ કે ચરણ.

૧૨. [ હિં. ] પું. એકાંતરિયો તાવ.

૧૩. પું. ખૂણો; કોણ.

૧૪. પું. ( સંગીત ) તોડા.

૧૫. વિ. એક મૂકીને બીજું.

**અંતરાકર્ષણ** [ સં. અંતર્ ( અંદર ) + આક-ર્ષણ ( ખેંચાણ ) ] ન. બે પ્રવાહી કે વાયુનું વચ્ચેની છિદ્રાળુ દીવાલ મારફત બહારથી અંદર તરફ ખેંચાણ; 'એન્ડોસ્મોસિસ'.

**અંતરાજિ** [ સં. અંતર ( અંદરનું ) + આજિ ( મરચી ) ] સ્ત્રી. જઠરાગ્નિ; ખાધેલું પચાવનાર પેટની ગરમી.

**અંતરાત્મા** ૬. પું. બહારની ચીજોમાંથી જેણે આત્મભાવ એટલે મારાપણું ખેંચી લીધું હોય તેવો જીવ.

**અંતરાયક** [ સં. અંતર્ ( વચ્ચે ) + અય્ ( જવું ) + ક ( વાળું ) ] વિ. આડે આવતું; અડચણરૂપ; વિઘ્નકર્તા.

**અંતરાર્બુદ** [ સં. અંતર્ ( અંદરનું ) + અર્બુદ ( ગાંઠ ) ] ન. હાડકાના અણીદાર ભાગની આજુબાજુ અને વચ્ચેનો ભાગ.

**અંતરાર્બુદતીરણુકા** સ્ત્રી. હાડકાના અણીદાર ભાગની ઉપરનો અને વચ્ચેનો ભાગ.

**અંતરાલ** ૧૪. ન. ( શિલ્પ ) કોતરકામનો એક પ્રકાર.

૧૫. ન. મંદિરનો ગભાર એટલે મૂર્તિવાળો ભાગ અને ચાચર એટલે ખુલ્લા ચોક વચ્ચેનો ભાગ.

**અંતરાવયવ** [ સં. અંતર ( અંદરનું ) + અવયવ ( ભાગ ) ] પું. સ્ત્રીની બસ્તિનો અંદરનો ભાગ. તેમાં ગર્ભાશય ( યુટરસ ) અને ગર્ભા-શયનું બંધન ( લિગામેન્ટ ઓવ યુટરસ ), સ્ત્રી-અંડ ( ઓવરિ ), ફલવાહિની ( ફેલોપિઅન ટ્યુબ ) અને યોનિમાર્ગ ( વજાઇના )નો સમાવેશ થાય છે.

**અંતરાવરણ** ન. પુષ્પમુકુટ; ફૂલની પાંખડીની બીજી હાર; 'કોરોલ'. સાધારણ રીતે તે પાંખડી રંગવાળી હોઈ જંતુઓને લલચાવવાનું કામ કરે છે.

**અંતરાવર્ણ** [ સં. અંતર્ ( અંદર ) + આવરણ ( ઢાંકણ ) ] ન. મગજની અંદર આવેલ નાડી-તંતુનો સમૂહ. જુઓ અંતકોષ.

**અંતરિ** અ. ( ડિંગળ ) અંદર; માં.

**અંતરિક અર્શ** [ સં. અંતર્ ( અંદર ) + ઇક ( વાળું ) + અર્શ ( હરસ ) ] પું. અંદરના મસા.

**અંતરિકા** ૬. સ્ત્રી. ( શિલ્પ ) કોતરકામની એક રીત.

**અંતરિક્ષ** ૧૬. પું. રામચંદ્રજીના પુત્ર કુશના વંશનો એક રાજા. જુઓ રામચંદ્ર.

**અંતરિત** ૧૫. પું. ( શિલ્પ ) એક રીતનું કોતરકામ.

૧૬. [ સં. અંતર્ ( વચ્ચે ) + ઇત ( ગયેલ ) ] પું. બે વખત વચ્ચેનો ગાળો; અરસો; કાલાં-તર; અવકાશાંતર.

૧૭. ન. ( શિલ્પ ) એક જાતનું કામનું કામ.

૧૮. વિ. તફાવતવાળું.

૧૯. વિ. પ્રતિબિંબિત; જેનો પડછાયો પડ્યો હોય એવું.

**અંતરિયાલ** [ સં. અંતર્ ( વચ્ચે ) + ઋ ( જવું ) ] અ. અવ્યય. જુઓ અંતરિયાળ.

**અંતરીક** [ સં. અંતરિક્ષ ] ન. ( ડિંગળ ) આકાશ.

**અંતરીક્ષવિદ્યુત** [ સં. અંતરીક્ષ ( આકાશ ) + વિદ્યુત્ ( વીજળી ) ] સ્ત્રી. આકાશમાં થતી વીજળી; 'લાઈટ્નિંગ'.

**અંતરીપ** ૩. [ સં. અંતર્ ( અંદર ) + ઈપ ( નું ) ] ન. ઊપસેલો ગોળાકાર ભાગ; 'પ્રોમન્ટોરિ'. આ શબ્દ ખાસ કરીને કાનના પડદાના અને ત્રિકાસ્થિના ઊપસેલા ભાગ માટે વપરાય છે.

૪. ન. ( ડિંગળ ) ઘાઘરો; ચણિયો.

**અંતરીય કફોણિ બંધન** [ સં. અંતરીય ( અંદરનું ) + કફોણિ ( કોણી ) + બંધન ( પાટો ) ] ન. અંત:મણિકબંધન; કોણીના સાંધાના સ્નાયુકોષને મજબૂત બનાવનાર ચાર સ્નાયુમાંનો એ નામનો એક; 'અલ્નર કોલૅટરલ લિગામેન્ટ'.

**અંતરીય પટલ** [ સં. અંતરીય ( અંદરનું ) + પટલ ( પડ ) ] ન. અંદરનું પડ; 'ઇનર કોટ'.

**અંતર્કલહ** [ સં. અંતર્ ( અંદરનું ) + કલહ ( કજિયો ) ] પું. માંહોમાંહેનો કજિયો.

**અંતર્કલ્ક** [ સં. અંતર્ ( અંદર ) + કલ્ક ( લુગદી ) ] ન. ગર્ભને પોષણ આપનારો પદાર્થ જેમાં રહેલો હોય એવી ગર્ભની કોથળી આસપાસ રહેલી પેશી; 'પેરિસ્પર્મ'.

**અંતર્કંકાલ** [ સં. અંતર્ ( અંદર ) + કંકાલ ( હાડપિંજર ) ] પું. અંદરનું હાડપિંજર.

**અંતર્ગત અર્શ** [ સં. અંતર્ ( અંદર ) + ગત ( ગયેલું ) + અર્શ ( હરસ ) ] પું. અંદરના મસા.

**અંતર્ગત આગમન** [ સં. અંતર્ ( અંદર ) + ગત ( ગયેલું ) + આગમન ( આવવું તે ) ] ન. આંતરડા કે કોઈ નળીના ભાગનું બીજા ભાગમાં દાખલ થવું તે; 'ઇન્ટસસસેપ્શન'.

**અંતર્ગમન** ૧. ન. અંતરાભિસરણ; 'એન્ડોસ્મોસિસ'. જુઓ અંતરાકર્ષણ.

૨. [ સં. અંતર્ ( અંદર ) + ગમન ( જવાપણું ) ] ન. એક દેશમાંથી બીજા દેશમાં લોકોનું આવવું તે; ભરતી.

**અંતર્ગમ્ય** [ સં. અંતર્ ( અંદર ) + ગમ્ય ( જવાય એવું ) ] વિ. દાખલ થઈ શકાય એવું; અનુપ્રવેશ્ય; ભેદનક્ષમ.

**અંતર્ગર્ભાશય શોથ** [ સં. અંતર્ ( અંદર ) + ગર્ભાશય ( ગર્ભને રહેવાનું ઠેકાણું ) + શોથ ( સોજો ) ] પું. ગર્ભાશયની આવરણત્વચાનો સોજો.

**અંતર્ગલ** [ સં. અંત્ર ( આંતરડું ) + ગલ્ ( ઊતરવું ) ] ન. આંતરડું નીચે ઊતરી આવવાથી થતો એક રોગ; સારણગાંઠ; અંત્રવૃદ્ધિ.

**અંતર્ગુહા** ૨. સ્ત્રી. હૃદયની પોલ.

**અંતર્છિદ્ર** [ સં. અંતર્ ( અંદર ) + છિદ્ર ( કાણું ) ] ન. આદિબીજના અંદરના પડનું છિદ્ર; અંતસ્તોમ; અંડકના અંતર્વેષ્ટનનું કાણું; 'એન્ડોસ્ટોમ'.

**અંતર્જગત** [ સં. અંતર્ ( અંદર ) + જગત્ ( દુનિયા ) ] ન. આત્મા.

**અંતર્જલ પ્રપિકા** [ સં. અંતર્ ( અંદર ) + જલ ( પાણી ) + પ્રપા ( કૂવો ) + ઇકા ( વાળી ) ] સ્ત્રી. અંદરના કાનની પ્રવાહી પદાર્થ ભરેલ એક નળી; 'ડક્ટસ એન્ડો-લિમ્ફૅટિકસ'.

**અંતર્જંઘાસ્થિ** [ સં. અંતર્ ( અંદર ) + જંઘા ( સાથળ ) + અસ્થિ ( હાડકું ) ] ન. નીચલા પગનાં બે હાડકાંમાંનું આગળનું હાડકું; 'ટિબિઆ'.

**અંતર્દર્શિની પેશી** સ્ત્રી. એ નામની એક પેશી; 'ઇન્ટર્નલ રેક્ટસ'. જુઓ અંતર્દર્શિની.

**અંતર્દ્વિખંડક** [ સં. અંતર્ ( અંદર ) + દ્વિ ( બે ) + ખંડ ( ભાગ ) + ક ( કરનાર ) ] વિ. ( ગણિત ) અંદર બે સરખા ભાગ કરનારું.

**અંતર્ધા** [ સં. ] ન. નજર બહાર થવું તે; અદર્શન; તિરોધાન.

**અંતર્ધાન** ૮. પું. પૃથુ નામનો રાજા. તેણે કરેલ અશ્વમેધ યજ્ઞમાં ઘોડાને ઉપાડી જવામાં આવ્યો ત્યારે તેણે ઇંદ્ર પાસેથી અંતર્ધાન થઈ જવાની શક્તિ મેળવી હતી અને તે ઉપરથી અંતર્ધાન એવું નામ તેણે મેળવ્યું હતું.

૯. ન. ( બૌદ્ધ ) આઠ માંહેની એ નામની એક સિદ્ધિ. તેથી હરકોઈ માણસ અદૃશ્ય થઈ શકે છે. જુઓ સિદ્ધિ.

**અંતર્ધારણ** [ સં. અંતર્ ( અંદર ) + ધારણ ( રાખવું તે ) ] ન. ગૈસાપશોષણ; નક્કર પદાર્થમાં વાયુનું રહેવું તે; 'ઑક્લુઝન'. ધાતુમાં વાયુને શોષણ કરવાનો ગુણ હોય છે. આવો વાયુ ગરમીથી બહાર નીકળી જાય છે.

**અંતર્નયન** [ સં. અંતર્ ( અંદર ) + ની ( ખેંચવું ) + અન ( નામ બનાવનાર પ્રત્યય ) ] ન. અપવર્તન; મધ્યરેખા તરફ ખેંચાણ; 'ઍડક્શન'.

**અંતર્નાયક પેશી** [ સં. અંતર્ ( અંદર ) + ની ( લઈ જવું ) + પેશી ( માંસનો લોચો ) ] સ્ત્રી. એ નામની એક માંસપેશી; 'ઍડક્ટૉર મસલ'. જુઓ અંતર્નાયની પેશી.

**અંતર્નાયની પેશી** [ સં. અંતર્ ( અંદર ) + ની ( લઈ જવું ) + પેશી ( માંસનો લોચો ) ] સ્ત્રી. શરીરના અવયવને શરીરની મધ્યરેખા તરફ ખેંચનાર માંસપેશી; અંતર્વાહિની પેશી; 'ઍડક્ટૉર મસલ'.

**અંતર્નાસિક ત્વક્** [ સં. અંતર્ ( અંદર ) + નાસિકા ( નાક ) + ત્વક્ ( ચામડી ) ] સ્ત્રી. નાકની અંદરની નીચલા ભાગને ઢાંકનારી શ્લેષ્મવાળી જાડી ચામડી; શ્લેષ્મત્વચા; 'સ્નાઇડરિઅન મેમ્બ્રેન'.

**અંતર્પટ** [ સં. અંતર્ ( અંદર ) + પટ ( પડદો ) ] ન. પાકેલા ફળના બીજાશયનું અંદરનું પડ; 'એન્ડોકાર્પ'.

**અંતર્પ્રવાહ** [ સં. અંતર્ ( અંદર ) + પ્રવાહ ( વહેણ ) ] પું. નીચેનો રેલો; અંત:પ્રવાહ; 'અંડર કરન્ટ'.

**અંતર્બાહુકા** [ સં. અંતર્ ( અંદર ) + બાહુ ( હાથ ) + ક ( લગતું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] સ્ત્રી. અંત:પ્રકોષ્ઠિકા; હાથના નીચલા ભાગમાં રહેલી પેશીઓને હલનચલનમાં ઉપયોગી એ નામની નાડી; 'અલ્નર નર્વ'.

**અંતર્બાહુકા શિરા**—'બસિલિક વેન'. ટચલી આંગળીના મૂળ આગળથી ત્રાંસી રીતે પ્રકોષ્ઠ એટલે કોણીથી કાંડા સુધીના ભાગની પાછલી બાજુ અને અંત:સીમા ઉપર થઈ આગળ વધી તે કોણીની અંદરની બાજુ આવે છે. ત્યાંથી પ્રગંડાસ્થિ ( હ્યુમરસ )ની અંદરની બાજુ પર થઈ બાવડાના મધ્ય ભાગમાં ઊંડી પેસી અને બાહુકંચુક ( ડેલ્ટૉઇડ ફેશિઆ )ને ભેદીને તે બાહવી ધમનીની બે સહચારી સિરામાં મળી જાય છે.

**અંતર્ભાવિ** [ સં. અંતર્ ( અંદરનું ) + ભાવ ( વિચાર ) ] પું. મનોવૃત્તિ; અંદરની લાગણી.

**અંતર્ભૂતકોણ** [ સં. અંતર્ ( અંદર ) + ભૂત ( થયેલું ) + કોણ ( ખૂણો ) ] પું. ( ગણિત ) અંતર્ગતકોણ; આકૃતિની પાસપાસેની બે બાજુથી બનતો ખૂણો; 'ઇન્ક્લૂડેડ ઍંગલ'.

**અંતર્મધ્ય** [ સં. અંતર્ ( અંદર ) + મધ્ય ( વચલો ભાગ ) ] ન. ( ગણિત ) અંદરનું મધ્યબિંદુ; 'ઇન સેન્ટર'. જુઓ અંત:કેંદ્ર.

**અંતર્લિખિત** [ સં. અંતર્ ( અંદર ) + લિખિત ( લખેલું ) ] વિ. અંદર લખેલ; નોંધમાં લખેલું.

**અંતર્વેતી** ૩. સ્ત્રી. કામરૂ દેશમાં આવેલી એ નામની નદી. તેના કાંઠા ઉપર અંતર્વેલ નામની સુગંધી ચીજ થાય છે.

**અંતર્વેત્ય** પું. એક જાતની સુગંધી ચીજ.

કામરૂ દેશની અંતર્વેતી નદીના કાંઠા ઉપર તે થાય છે.

**અંતર્વેશશિક** [ સં. અંતર્ ( અંદર ) + વરાશિ ( બહુ કપડું ) + ક ( વાળું ) ] પું. મસ્તિષ્કાવરણી એટલે મગજના મજ્જાતંતુમય આવરણ અને મગજના ત્રણમાંના વચલા આવરણ વચ્ચેની જગ્યા; મગજના ઉપરના પડની નીચેની જગ્યા; 'સબડ્યુરલ સ્પેસ'.

**અંતર્વાઢ** [ સં. અંતર્ ( અંદર ) + વાઢ ( વાવેતર ) ] પું. કલમ વડે ઉગાડવું તે; જૂના ભાગમાં નવો પદાર્થ દાખલ કરી ઉગાડવું તે; 'ઇન્ટર ઠલેરિ ગ્રોથ'.

**અંતર્વાહિની પેશી** [ સં. અંતર્ ( અંદર ) + વાહિન્ ( લઈ જનાર ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) + પેશી ( માંસનો લોચો ) ] સ્ત્રી. એ નામની શરીરના અવયવને શરીરની મધ્યરેખા તરફ ખેંચનાર માંસપેશી; અંતર્નાયની પેશી; 'એડક્ટોર મસલ'.

**અંતર્વિભાગ** [ સં. અંતર્ ( અંદર ) + વિભાગ ( ભાગ ) ] પું. અંદરનો પેટા ભાગ; 'ઇન્ટર્નલ ડિવિઝન'.

**અંતર્વૃત્તકેંદ્ર** [ સં. અંતર્વૃત્ત ( બધી બાજુને અડે એવી રીતે આકૃતિમાં દોરેલ ગોળ ) + કેંદ્ર ( મધ્યબિંદુ ) ] ન. ( ગણિત ) અંતઃકેંદ્ર; 'ઇન સેન્ટર'. જુઓ અંતઃકેંદ્ર.

**અંતર્વેગીજ્વર** [ સં. અંતર્ ( અંદર ) + વેગ ( તાપ ) + ઇન્ ( વાળું ) + જ્વર ( તાવ ) ] પું. એક જાતનો તાવ; ઠંજ્વર. તેમાં દર્દીને શરીરમાં બળતરા થાય, તરસ બહુ લાગે, ચક્કર આવવા સાથે માથામાં દરદ થાય અને પેટમાં શૂળ નીકળે. આ તાવવાળાને પરસેવો અને દસ્ત થતા નથી. જુઓ અંતર્વેગ ૩.

**અંતર્વેષ્ટન** [ સં. અંતર્ ( અંદર ) + વેષ્ટન ( પડ ) ] ન. અંદરનું પડ.

**અંતર્શિરીય** [ સં. અંતર્ ( અંદર ) + શિરા ( અશુદ્ધ લોહી લઈ જનારી નળી ) + ઈય ( લગતું ) ] વિ. અશુદ્ધ લોહી લઈ જનારી નળીની અંદરનું.

**અંતસ્તોમ** [ સં. અંતર્ ( અંદર ) + સ્તોમ ( જથ્થો ) ] ન. આદિબીજના અંદરના પડનું છિદ્ર; અંતર્છિદ્ર.

**અંતલસીકા** [ સં. અંતર્ ( અંદર ) + લસીકા ( શરીરમાં વહેતો પ્રવાહી પદાર્થ ) ] સ્ત્રી. અંતર્દ્રવ; અંદરના કાનમાં આવેલ પ્રવાહી પદાર્થ; 'એન્ડોલિંફ'.

**અંતલસીકા પ્રવહણ** [ સં. અંતર્ ( અંદર ) + લસીકા ( શરીરમાં વહેતો પ્રવાહી પદાર્થ ) + પ્રવહણ ( વહેવું તે ) ] ન. અંતઃદ્રવ પ્રવહણ; અંદરના કાનમાં પ્રવાહી જેવો પદાર્થ વહન કરતી નળી; 'ડક્ટસ એન્ડોલિંફેટિકસ'.

**અંતવક્રપદ** [ સં. અંતર્ ( અંદર ) + વક્ર ( વાંકું ) + પદ ( પગ ) ] ન. અંદર વળેલ પગ; અંદરની તરફ વળેલો હોય એવો ખામીવાળો પગ; 'ટેલિપીઝ વેરસ'.

**અંતવરણ** [ સં. અંત ( છેલ્લું ) + વર્ણ ( જાતિ ) ] ન. ( ડિંગળ ) શૂદ્ર.

**અંતવાસ** [ સં. અંત ( છેવટનું ) + વાસ ( રહેઠાણ ) ] પું. છેવટનું રહેઠાણ.

**અંતશકરન** ૧. [ સં. અંતર્ ( અંદર ) + કરણ ( ઇંદ્રિય ) ] પું. અંતઃકરણ.
૨. પું. ઇરાદો; હેતુ.

**અંતશિરોધીયા નાડી** ( અંતસિરોધીયા નાડી ) [ સં. અંત ( છેડો ) + શિરસ્ ( માથું ) + ધિ ( ભંડાર ) + ઈયા ( વાળી ) + નાડી ( નસ ) ] સ્ત્રી. અંતર્કંઠિય ચેતની; અંતર્કંઠિય નાડી; ગળાની એ નામની એક નાડી; 'ઇન્ટર્નલ કરોટિડ નર્વ'.

**અંતશ્છદ** [ સં અંતઃ ( અંદર ) + છદ ( ઢાંકવું ) ] પું. અંદરનું ઢાંકણ.

**અંતસકરણ** ૨. [ સં. અંતર્ ( અંદર ) + કરણ ( ઇંદ્રિય ) ] પું. ઇરાદો; હેતુ.

**અંતસ્તલકોશાર્બુદ** [ સં. અંતર્ ( અંદર ) + તલ ( સપાટી ) + કોશ ( કોષળી ) + અર્બુદ ( ગુમડું ) ] ન. કોષવાળી આવરણત્વચાના કોષનું ગૂમડું; 'એન્ડોથીલિઅલ સાર્કોમ'.

**અંતસ્થકર્ણ** [ સં. અંતર્ ( અંદર ) + સ્થ ( રહેલું ) + કર્ણ ( કાન ) ] પું. અંતર્કર્ણ; અંદરનો કાન; 'ઇન્ટર્નલ ઇઅર'.

**અંતહકરણ** ન. ( ડિંગળ ) અંતઃકરણ.

**અંતહપુરિ** સ્ત્રી. ( ડિંગળ ) અંતઃપુરમાં.

**અંતઃઅંગગંભીર** ન. શરીરમાં ઊંડી રહેલી ધમની કે શિરા.

**અંતઃઆવરણ** [ સં. અંતર્ ( અંદર ) + આવરણ ( ઢાંકણ ) ] ન. અંતઃપ્રાવરણી; અંદરના સ્નાયુ અને ઊંડા આશયોને ઢાંકનારું પડ; 'ડીપ ફેશિઅ'.

**અંતઃઉપાંગીયા ધમની** [ સં. અંતર્ ( અંદર ) + ઉપ ( મુખ્ય નહિ એવું ) + અંગ ( અવયવ ) + ઈય ( લગતું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + ધમની ( શુદ્ધ લોહી પહોંચાડનારી નળી ) ] સ્ત્રી. આંખના ખૂણા પાસેની ધમની; 'ઍંગ્યુલર આર્ટરિ'.

**અંતઃકટિપર્શુકા મહરાબ** [ અંતસ્ ( અંદર ) + કટિ ( કેડ ) + પર્શુકા ( પાંસળી ) + મેહરાબ ( કમાન ) ] પું. કેડનાં વચલાં હાડકાં અને પાંસળીના અંદરના ભાગના જોડાણથી થયેલ અર્ધ ગોળાકાર કમાન; 'મીડિઅલ લમ્બો કૉસ્ટલ આર્ચ'.

**અંતઃકટીર** [ સં. અંતર્ ( અંદર ) + કટીર ( કેડ ) ] વિ. થાપાના હાડકાના ઉપલા ચપટા પહોળા પાંખ જેવા ભાગને લગતું; 'ઇન્ટર્નલ ઇલિએક'.

**અંતઃકરણ** ૫. [ હિં. ] પું. ઇરાદો; હેતુ.

**અંતઃકર્ણ** ૨. [ સં. અંતર્ ( અંદર ) + કર્ણ ( કાન ) ] વિ. કાનના અંદરના ભાગને લગતું.

**અંતઃકરણરૂપઉપશમ** [ સં. અંતઃકરણ ( મન ) + રૂપ ( જેવું ) + ઉપશમ ( શાંતિ ) ] પું. ( જૈન ) કર્મની શક્તિને દબાવી દેવાના બે પ્રકારમાંનો એ નામનો એક; ભવિષ્યમાં ઉદય આવવા યોગ્ય એટલે ફળ આપવા જેવા કર્મના પરમાણુઓને આગળપાછળ ફળ આપવા જેવાં કરવાં તે.

**અંતઃકર્ણકોટરગ્રંથિનાડી** ( અંતઃકર્ણકોટરગ્રંથિનાડી ) [ સં. અંતર્ ( અંદર ) + કર્ણ ( કાન ) + કોટર ( બખોલ ) + ગ્રંથિ ( ગાંઠ ) + નાડી ( રગ ) ] સ્ત્રી. કાનની અંદરનો જ્ઞાનતંતુ; 'સ્પાઇનલ વેસ્ટિબ્યુલર નર્વ'.

**અંતઃકર્ણકોટરનાડી** ( અંતઃકર્ણકોટરનાડી ) [ સં. અંતર્ ( અંદર ) + કર્ણ ( કાન ) + કોટર ( બખોલ ) + નાડી ( રગ ) ] સ્ત્રી. અવાજના સંદેશા લઈ જનારી નાડીની એક શાખા; મગજના આઠમા જ્ઞાનતંતુની એક શાખા; 'વેસ્ટિબ્યુલર નર્વ'.

**અંતઃકર્ણ મુખ** [ સં. અંતર્ ( અંદર ) + કર્ણ ( કાન ) + મુખ ( મોઢું ) ] ન. કાનનો પડદો અને વચલા કાન વચ્ચે આવેલું બારીના જેવું છિદ્ર; 'ફિનેસ્ટ્ર વેસ્ટિબ્યુલિ'.

**અંતઃકવચ** [ સં. અંતર્ ( અંદર ) + કવચ ( બખ્તર ) ] ન. ફૂલ ન આવતાં હોય એવી વનસ્પતિમાંના પુનરુત્પાદક ભાગની દીવાલનું નાજુક અંદરનું પડ; 'એન્ડોસ્પોરિઅમ'.

**અંતઃકંઠ** ૧. [ સં. અંતર્ ( અંદર ) + કંઠ ( ગળું ) ] ન. મગજ વગેરેનું લોહી વહી લાવનાર ડોકની મોટી શિરા; 'જ્યુગ્યુલર ટ્રંક'.
૨. વિ. ગંભીર ગ્રૈવેયક; ડોકની અંદર ઊંડે આવેલું.

**અંતઃકુટિલપિંડ** [ સં. અંતર્ ( અંદર ) + કુટિલ ( વાંકું ) + પિંડ ( ગોળો ) ] પું. મગજમાં

આંખના જ્ઞાનતંતુના માર્ગમાં આવેલો એક ભાગ; આંખના મુખ્ય જ્ઞાનતંતુના એક ભાગના છેડાની સાથે સંબંધ ધરાવતો મગજના નીચેના ભાગમાં આવેલો આંચળ જેવો ભાગ; 'મીડિઅલ-જેનિક્યુલેટ બૉડિ'.

**અંત:ક્ષેપ** [ સં. અંતર્ ( અંદર ) + ક્ષિપ્ ( ફેંકવું ) ] પું. પિચકારીથી શરીરમાં નાખવાનું ઓસડ; 'ઇન્જેક્શન'.

**અંત:ગૌલ્ફી ધમની** [ સં. અંતર્ ( અંદર ) + ગુલ્ફ ( ઘૂંટી ) + ઈ ( લગતું ) + ધમની ( ધોરીનસ ) ] સ્ત્રી. અંદરની ઘૂંટીની ધમની; 'મીડિઅલ મેલીઓલર આર્ટરિ.

**અંત:ચર્મ** [ સં. અંતર્ ( અંદર ) + ચર્મન્ (ચામડું) ] ન. ચામડીનું નીચલું પડ; અંદરની ચામડી.

**અંત:જનનેંદ્રિય** [ સં. અંતર્ (અંદર) + જનન ( પેદા કરવું તે ) + ઇંદ્રિય (સાધન) ] સ્ત્રી. જનનેંદ્રિયને લોહી પૂરું પાડનાર ધમની; 'ઇન્ટર્નલ પ્યુડેન્ડલ આર્ટરિ'.

**અંત:તલપૃષ્ઠ** [ સં. અંતર્ ( અંદર ) + તલ ( તળિયું ) + પૃષ્ઠ ( પીઠ ) ] ન. ખોપરીની અંદરની બાજુનો નીચલો ભાગ; 'એસિસ ક્રેનિઆય ઇન્ટર્નલ'.

**અંત:ત્રિપાર્શ્વિકા** સ્ત્રી. પગના પંજામાંનાં સાત કૂર્ચાસ્થિમાંનું એ નામનું પહેલું હાડકું; 'ઇન્ટર્નલ ઑર ફર્સ્ટ ક્યૂનિફૉર્મ'. જુઓ અંત:કોચ્યુક.

**અંત:દ્રવ પ્રવહણ** [ સં. અંતર્ ( અંદર ) + દ્રવ ( રસ ) + પ્રવહણ ( વાહન ) ] ન. અંત-લસીકા-પ્રવહણ; અંદરના કાનમાં પ્રવાહી જેવો પદાર્થ વહન કરતી એક નળી; 'ડક્ટસ એન્ડોલિમ્ફેટિક્સ'.

**અંત:દ્વિખંડ** [ સં. અંત: ( અંદર ) + દ્વિ ( બે ) + ખંડ ( ભાગ ) ] પું. વૃષણ ઉપરનો છત્ર જેવો ગોળાકાર ભાગ; 'ગ્લોબસ પેલિડસ'.

**અંત:દ્વિપત્ર** [ સં. અંતર્ ( અંદર ) + દ્વિ ( બે ) + પત્ર ( પાનું ) ] ન. નીચલા જડબાને ઉપર નીચે કરનાર સ્નાયુ; 'ટેરિગોઇડિઅસ ઇન્ટીરિઅર'.

**અંત:પર્શુકાંતરિકા પેશી** [ સં. અંત: (અંદર) + પર્શુકા ( પાંસળી ) + આંતરિક ( અંદરનું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + પેશી ( માંસનો લોચો ) ] સ્ત્રી. અંત:સ્થ પર્શુકાંતરિકા. આ પેશીઓ પાંસળીઓની નીચલી કોર ઉપરની ખાઈના અંદરના કિનારા ઉપરથી નીકળી નીચે રહેલી પાંસળીઓ તેમ જ ઉપપર્શુકાઓની ઉપલી કોરમાં આવેલી છે.

**અંત:પાર્શ્વિક** ૧. [ સં. અંતર્ ( અંદર ) + પાર્શ્વ ( બાજુ ) + ઇક ( વાળું ) ] પું. એ નામનો પગની અંદરની ઘૂંટી પાસેનો સ્નાયુ; ગુલ્ફત્રિકોણિક; 'ડેલ્ટૉઇડ લિગમન્ટ'.

૨. પું. કાંડાના સાંધાના સ્નાયુકોષને મજબૂત બનાવનાર ચાર સ્નાયુમાંનો એ નામનો એક; 'અલ્નર કોલેટરલ લિગમન્ટ'. જુઓ અંતરીય કફોણિ બંધન.

**અંત:પુરિકા** ૨. સ્ત્રી. જનાનખાનું; રાણીવાસ.

**અંત:પ્રકોષ્ઠિકા ધમની** [ સં. અંતર્ ( અંદર ) + પ્રકોષ્ઠ ( કોણીથી કાંડા સુધીનો હાથ ) + ઇક ( લગતું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + ધમની ( શરીરના જુદા જુદા ભાગને શુદ્ધ લોહી પહોંચાડનાર નળી ) ] સ્ત્રી. અંત:પ્રકોષ્ઠીયા ધમની; હાથના નીચલા ભાગમાં આવેલી એ નામની મોટી નસ; 'અલ્નર આર્ટરિ'.

**અંત:પ્રકોષ્ઠિકા નાડી પરિખા** ( અંત:પ્રકોષ્ઠિકા નાડી પરિખા) [ સં. અંતર્ ( અંદર ) + પ્રકોષ્ઠ ( હાથનો નીચલો ભાગ ) + ઇક ( લગતું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + નાડી + પરિખા ( ખાઈ ) ] સ્ત્રી. હાથના નીચલા ભાગમાં રહેલ પેશીઓને હલનચલન કરાવનાર અંત:પ્રકોષ્ઠિકા નાડી માટેની હાંસ.

**અંત:પ્રકોષ્ઠિકા મહાશિરા** [ સં. અંતર (અંદર) + પ્રકોષ્ઠ (કોણીથી કાંડા સુધીનો હાથ) + ઇક ( લગતું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + મહત્ ( મોટું ) + શિરા ( હૃદય તરફ અશુદ્ધ લોહી લઈ જનારી નળી ) ] સ્ત્રી. ટચલી આંગળીના મૂળ આગળથી શરૂ થઈ ત્રાંસી રીતે પ્રકોષ્ઠની પાછલી બાજુ અને અંદરના છેડા ઉપર થઈને જતી નસ; 'બસિલિક સ્યૂપીરિઅર વેન'.

**અંત:પ્રકોષ્ઠિકા શિરા** [ સં. અંતર્ ( અંદર ) + પ્રકોષ્ઠ ( નીચલો હાથ ) + ઇક ( લગતું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + શિરા ( અશુદ્ધ લોહી લઈ જનારી નળી ) ] સ્ત્રી. મધ્ય પ્રકોષ્ઠિકા શિરા; પ્રકોષ્ઠની આગલી બાજુ ઉપર બન્ને બાહુકા શિરાઓની વચ્ચેના ભાગમાં આવેલી શિરા; 'મીડિઅલ ઍન્ટિબ્રેકિઅલ વેન'. તે કોણીથી સહેજ નીચે અન્તર્બાહુકા શિરામાં મળી જાય છે.

**અંત:પ્રગંડીયા શિરા** [ સં. અંતર્ ( અંદર ) + પ્રગંડ ( કોણીથી બગલ સુધીનો ભાગ ) + ઈય ( લગતું ) + આ (નારીજાતિનો પ્રત્યય) + શિરા ( અશુદ્ધ લોહી લઈ જનારી નળી ) ] સ્ત્રી. અંત-ર્બાહુકા શિરા; ભુજાની અંદરની રક્તવાહિની; 'બસિલિક વેન'.

**અંત:પ્રપાદ ધમની** [સં. અંતર્ ( અંદર ) + પ્રપદ ( પગનો આગલો ભાગ ) + ધમની ( શુદ્ધ લોહી લઈ જનારી નળી ) ] સ્ત્રી. પગના તળિયાની પાદપૃષ્ઠિકા ધમનીની એ નામની એક શાખા; 'મીડિઅલ ટાર્સલ આર્ટરિ'.

**અંત:પ્રવાહ** ૨. પું. આગમ; વૃદ્ધિ; વધારો; ઉમેરો.

**અંત:પ્રાવરણી** [ સં. અંતર્ ( અંદર ) + પ્રાવરણી ( ઢાંકનારું પડ ) ] સ્ત્રી. અંત:આવરણ; આંતરપ્રાવરણી; માંસધરાકલા; ગંભીર પ્રાવરણી; અંદરના સ્નાયુ અને ઊંડા આશયોને ઢાંકનારું પડ; પેશીઓને ઢાંકનાર નીચેનું પડ; 'ડીપ ફૅશિઅ'.

**અંત:ફલ** [ સં. અંતર્ ( અંદર ) + ફલ ( ઓ-રજ ) ] ન. ડિંબાશય; ડિંબકોષ; બીજકોષ; સ્ત્રીબીજ ઉત્પન્ન કરનારી એક કોથળી; 'ઓવરિ'.

**અંત:મણિકબંધન** [ સં. અંતર્ ( અંદર ) + મણિ ( કાંડું ) + ક ( લગતું ) + બંધન ( પાટો ) ] ન. કોણીના સાંધાના સ્નાયુકોષને મજબૂત બનાવનાર ચાર સ્નાયુમાંનો એ નામનો એક; અંતરીય કફોણિ બંધન; 'અલ્નર કોલેટરલ લિગમન્ટ'.

**અંત:મણિકા પુરોગા ધમની** [ સં. અંતર ( અંદર ) + મણિ ( કાંડું ) + ક ( લગતું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + પુર: ( આગળ ) + ગા ( જનારી ) + ધમની ( શુદ્ધ લોહી લઈ જનારી નળી ) ] સ્ત્રી. કાંડાને અને હથેળીના અંદરની બાજુના નાના સ્નાયુને શુદ્ધ લોહી પૂરું પાડતી એક નળી; 'વોલર અલ્નર કાર્પલ આર્ટરિ'.

**અંત:લલાટ છિદ્ર** [ સં. અંતર્ ( અંદર ) + લલાટ ( કપાળ ) + છિદ્ર ( કાણું ) ] ન. માથાના આગલા ભાગના હાડકાની આગળના ભાગનું એક કાણું; 'ફોરેમન સીકમ'.

**અંત:લિંગ** [ સં. અંતર્ ( અંદર ) + લિંગ (અવયવ) ] ન. ઔર્વી ધમનીની બહિરોપસ્થિકી ગંભીરા નામની શાખા; 'ડીપ એક્સ્ટર્નલ પ્યુડેન્ડલ આર્ટરિ'. તે સાથળની અંદરની સીમાથી શરૂ થઈ આડી લીટીમાં આગળ વધી ઉપસ્થની બાજુ સુધી ફેલાય છે. અને બહિરોપસ્થિકી ઉત્તાનાથી સહેજ ઊંડાણમાં રહેલ છે.

**અંત:વિવર** [ સં. અંતર્ ( અંદર ) + વિવર ( દર ) ] ન. શ્રોણિગવાક્ષિણી અંત:સ્થા નામની પેશી; 'ઓબ્ટ્યુરેટર ઇન્ટર્નસ'. આ પેશી શ્રોણિગવાક્ષ નામની બારીના ઘેરાવાની અંદરની બાજુ ઉપરથી તેમ જ તે બારીને ઢાંકનાર પડની અંદરની બાજુથી નીકળી કુકુંદરકૂટ ( ઇન્ટીરિઅર

રેમસ ઑવ ઇરિક્યમ )ની અંદરની બાજુએથી પસાર થઈ કુકુંદરદ્વાર મારફત બહાર આવે છે.

**અંતઃશરીરવિજ્ઞાન** [ સં. અંતર્ ( અંદર ) + શરીર ( દેહ ) + વિજ્ઞાન ( વિદ્યા ) ] ન. પ્રાણી કે વનસ્પતિના અંદરના શરીરની રચના વગેરેનું શાસ્ત્ર; 'ઇન્ટર્નલ મૉર્ફૉલૉજી'.

**અંતઃશિરોધીયા ધમની** [ સં. અંતર્ ( અંદર ) + શિરોધિ ( ડોક ) + ઈય ( લગતું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + ધમની ( શુદ્ધ લોહી લઈ જનારી નળી ) ] સ્ત્રી. અંતર્માતૃકા ધમની; 'ઇન્ટર્નલ કરૉટિડ આર્ટરિ'. જુઓ અંતર્માતૃકા ધમની.

**અંતઃશ્રોણિગા ધમની** [ સં. અંતર્ ( અંદર ) + શ્રોણિ ( કમર ) + ગા ( જનારી ) + ધમની ( શુદ્ધ લોહી લઈ જનારી નળી ) ] સ્ત્રી. અધિશ્રોણિકા આભ્યંતરી; 'ઇન્ટર્નલ ઇલિઍક આર્ટરિ'.

**અંતઃશ્રોણિગા શિરા** [ સં. અંતર્ ( અંદર ) + શ્રોણિ ( કમર ) + ગા ( જનારી ) + શિરા ( અશુદ્ધ લોહી લઈ જનારી નળી ) ] સ્ત્રી. અધિશ્રોણિકા આભ્યંતરી શિરા; પેડુમાંની સૌથી મોટી નસ; 'ઇન્ટર્નલ ઇલિઍક વેન'.

**અંતઃશ્વસન** [ સં. અંતર્ ( અંદર ) + શ્વસન ( શ્વાસ લેવાની ક્રિયા ) ] ન. શ્વાસ; દમ.

**અંતઃશ્વાસોચ્છ્વાસ** [ સં. અંતર્ ( અંદર ) + શ્વાસોચ્છ્વાસ ( શ્વાસ લેવા અને કાઢવાની ક્રિયા ) ] પું. જીવતા છોડને પ્રાણવાયુ નહિ મળવાથી તેના કોષમાંના રસાયણિક વિભાજનથી પ્રાણઘાતક વાયુનું ઉત્પન્ન થવું તે.

**અંતઃસ્તન** [ સં. અંતર્ ( અંદર ) + સ્તન ( થાન ) ] વિ. થાનની અંદર આવેલું.

**અંતઃસ્તનવિદ્રધિ** [ સં. અંતર્ ( અંદર ) + સ્તન ( થાન ) + વિદ્રધિ ( ગૂમડું ) ] ન. થાનની અંદર થયેલ ગૂમડું; 'ઇન્ટ્રામૅમરિ ઍબ્સેસ'.

**અંતઃસ્તનીયા ધમની** [ સં. અંતર્ ( અંદર ) + સ્તન ( થાન ) + ઈય ( લગતું ) + આ (નારીજાતિનો પ્રત્યય) + ધમની ( હૃદયમાંથી શુદ્ધ લોહી લઈ જનારી નળી ) ] સ્ત્રી. છાતીમાં આવેલી એ નામની ધોરી નસ.

**અંતઃસ્થપર્શુકાંતરિકા** [ સં. અંતર્ ( અંદર ) + સ્થ ( રહેલું ) + પર્શુકા ( પાંસળી ) + અંતરિકા ( અંદરની ) ] સ્ત્રી. પાંસળીની નીચલી કોર ઉપરની હાંસના અંદરના કિનારા ઉપરથી નીકળી નીચે રહેલી પાંસળી તેમ જ ઉપપર્શુકા ( કૉસ્ટલ કાર્ટિલિજ )ની ઉપલી ધારામાં આવેલી પેશી; 'ઇન્ટરકૉસ્ટલ ઇન્ટર્નલ'.

**અંતઃસ્પર્શ** [ સં. અંતઃ ( મન ) + સ્પર્શ ( અડવું તે ) ] પું. સ્પર્શાનુભૂતિ; અડવાની લાગણી.

**અંતાવરી** [અંત (આંતરડું) + આવલી (હાર)] સ્ત્રી. ( હિંદી ) આંતરડાંનો સમૂહ.

**અંતાવવું** સ. ક્રિ. અંત આણવો.

**અંતિ** ૬. અ. ( ડિંગળ ) છેવટે; આખરે.

**અંતિમ** ૬. વિ. કાયમી; ચિરસ્થાયી.

૭. વિ. નક્કી; ચોક્કસ; નિશ્ચયાત્મક.

૮. વિ. પુરેપૂરું; સંપૂર્ણ.

**અંતિમગુણહાનિ** [ સં. અંતિમ ( છેવટનું ) + ગુણહાનિ ( ઓછું પરિણામ ) ] સ્ત્રી. ( જૈન ) અન્યોન્યાભ્યસ્ત રાશિના પરિમાણમાંથી એક બાદ કરતાં રહેતી રકમ વડે સમયપ્રબદ્ધ એટલે એક સમયમાં આત્માની સાથે બંધાતા રજકણોની સંખ્યાને ભાગવાથી આવતા ભાગાકારની સંખ્યા. જેમકે, અન્યોન્યાભ્યસ્ત રાશિનું પરિમાણ ૬૪ છે. તેમાંથી એક બાદ કરતાં ૬૩ રહે. સમયપ્રબદ્ધની સંખ્યા ૬૩૦૦ની ગણીએ તો તેને ૬૩થી ભાગતાં ભાગાકાર ૧૦૦ આવે. તે અંતિમગુણહાનિનું દ્રવ્ય કહેવાય છે.

**અંતિમપદ** [ સં. અંતિમ ( છેલ્લું ) + પદ ( ઠેકાણું ) ] ન. અંતિમસીમા; છેવટની હદ; 'એક્સ્ટ્રીમ'.

**અંતિમપ્રમાણ** [ સં. અંતિમ ( છેલ્લું ) + પ્રમાણ ( હદ ) ] ન. હદ બતાવનારી કીમત; 'લિમિટિંગ વૅલ્યુ'.

**અંતિમશરીર** [ સં. અંતિમ ( છેલ્લું ) + શરીર ] ન. ( જૈન ] છેવટનું શરીર; જે શરીર છોડી જીવ મોક્ષ પામે તે શરીર.

**અંતિમસીમા** [ સં. અંતિમ ( છેલ્લું ) + સીમન્ ( હદ ) ] સ્ત્રી. છેવટની હદ; અંતિમપદ.

**અંતુ** ન. ( ડિંગળ ) કિરણ.

**અંત્યમૃદુધાતુ** [ સં. અંત્ય ( છેવટનું ) + મૃદુ ( પોચું ) + ધાતુ ( શરીરના સાત દ્રવ્ય માંહેનું એક ) ] સ્ત્રી. અંદરની છાલની પોચી પેશી; 'મેટાફ્લોએમ'.

**અંત્રચ્છદ કલા** [ સં. અંત્ર ( આંતરડું ) + છદ ( ઢાંકણ ) + કલા ( પડ ) ] સ્ત્રી. જઠરના નીચલા ભાગથી મોટા આંતરડાના આડા ભાગને અને નાના આંતરડાને ઢાંકતું ચામડીનું પડ.

**અંત્રધારક કલા** [ સં. અંત્ર ( આંતરડું ) + ધારક ( પકડી રાખનાર ) + કલા ( પડ ) ] સ્ત્રી. અંત્રિકલા; નાના આંતરડાને કરોડની આગલી બાજુ સાથે જોડનાર બંધની; 'મેસેન્ટરિ'.

**અંત્રપીડા** ( અંત્રપીડ ) [ સં. અંત્ર ( આંતરડું ) + પીડા ( વેદના ) ] સ્ત્રી. આંતરડાનો દુખાવો.

**અંત્રપુટ** [ સં. અંત્ર ( આંતરડું ) + પુટ ( પડિયો ) ] ન. ઉંડુક; પુરીષોંડુક; જમણા વંક્ષણોત્તરિક પ્રદેશમાં રહેલો મોટા આંતરડાનો થાળી જેવા આકારનો ભાગ; 'સીકમ'. જુઓ ઉંડુક.

**અંત્રપ્રદાહ** [ સં. અંત્ર ( આંતરડું ) + પ્રદાહ ( બળતરા ) ] પું. ( વૈદક ) આંતરડામાં થતી બળતરા.

**અંત્રવૃદ્ધિકોષ** [ સં. અંત્ર ( આંતરડું ) + વૃદ્ધિ ( વધારો ) + કોષ ( આવરણ ) ] પું. સારણગાંઠની કોથળી.

**અંત્રવેદના** [ સં. અંત્ર ( આંતરડું ) + વેદના ( પીડા ) ] સ્ત્રી. પેટશૂલ.

**અંત્રસંકોચન** [ સં. અંત્ર ( આંતરડું ) + સંકોચન ( સંકડાવું તે ) ] ન. આંતરડાનું ગંઠાઈ જવું તે.

**અંત્રાધઃ ધમની** [ સં. અંત્ર ( આંતરડું ) + અધસ્ ( નીચે ) + ધમની ( શુદ્ધ લોહી લઈ જનારી નળી ) ] સ્ત્રી. ઔદરી મહાધમનીની એ નામની શાખા; આંતરડાના અમુક ભાગને અને ગુદાના ભાગને લોહી પૂરું પાડનાર ધોરી નસ. જુઓ અધરાંત્રિકી ધમની.

**અંત્રાવરણ અર્બુદ** [ સં. અંત્ર ( આંતરડું ) + આવરણ ( ઢાંકણ ) + અર્બુદ ( ગૂમડું ) ] ન. હોજરી, બરોળ, કાળજું અને મોટા આંતરડાની વચ્ચેના પડનું ગૂમડું.

**અંત્રાવલ** ન. ( ડિંગળ ) આંતરડાં.

**અંત્રાવું** અ. ક્રિ. ત્રાંસું ચાલવું.

**અંત્રિકલા** [ સં. અંત્ર ( આંતરડું ) + કલા ( ઢાંકનારું પડ ) ] સ્ત્રી. અંત્રધારક કલા.

**અંત્રી** ૩. સ્ત્રી. લાંબી વસ્તુ.

**અંત્રોર્ધ્વ ધમની** [ સં. અંત્ર ( આંતરડું ) + ઊર્ધ્વ ( ઊંચું ) + ધમની ( શુદ્ધ લોહી લઈ જનારી નળી ) ] સ્ત્રી. મોટા આંતરડાને લોહી પૂરું પાડનાર એ નામની ધોરી નસ; ઉત્તરાંત્રિકી; 'સ્યૂપીરિઅર મેસેન્ટેરિક આર્ટરિ'.

**અંત્રોર્ધ્વ શિરા** [ સં. અંત્ર ( આંતરડું ) + ઊર્ધ્વ ( ઊંચું ) + શિરા ( હૃદય તરફ અશુદ્ધ લોહી લઈ જનારી નળી ) ] સ્ત્રી. મોટા આંતરડાના નીચલા ભાગમાંની એ નામની રક્તવાહિની; ઉત્તરાંત્રિકી શિરા; 'સ્યૂપીરિઅર મેસેન્ટેરિક વેન'.

**અંત્રવૃદ્ધિ** [ સં. અંત્ર ( આંતરડું ) + વૃદ્ધિ ( વધારો ) ] સ્ત્રી. સારણગાંઠ; વૃષણમાં આંતરડું ઊતરી આવવાથી થતો એક રોગ.

**અંદા** [ હિં. ] પું. કાદવ; કીચડ.

**અંદાજવું** સ. ક્રિ. અટકળ કરવી; આશરો કાઢવો.

**અંદારા** [ સં. અન્ધુ ( કૂવો ) ] પું. ( હિંદી ) બાંધેલો કૂવો.

**અંદ્રજીત** પું. ( ડિંગળ ) ઈંદ્રજિત; મેઘનાદ.

**અંદ્રસસત્ર** [ સં. ઈંદ્ર ( દેવોનો રાજા ) + શસ્ત્ર ( હથિયાર ) ] ન. ( ડિંગળ ) વજ્ર; ઈંદ્રનું હથિયાર.

**અંધરા** ૧. [ સં. અંધ ] પું. ( હિંદી ) આંધળું પ્રાણી.

૨. વિ. આંધળું; ન દેખતું.

**અંધરાઈ** [ હિં. ] સ્ત્રી. અંધાપો.

**અંધરી** [ હિં. ] સ્ત્રી. ન દેખતી સ્ત્રી; આંધળી બાઈ.

**અંધલાપન** [ હિં. ] ન. આંધળાપણું.

**અંધાક્ષ** [ સં. અંધ ( આંધળું ) + અક્ષ ( આંખ ) ] વિ. આંધળું; દેખે નહિ એવું.

**અંધા ઘોડા** ( અંધા ઘોડ઼ા ) પું. ( લાક્ષણિક ) જોડો; પગરખું. જેમ આંધળા માણસને બીજો દોરે તેમ તે જાય, તે પ્રમાણે જોડાને તેનો પહેરનાર જેમ ચલાવે તેમ તે ચાલે છે.

**અંધાતમસ** ન. ( ડિંગળ ) અંધકાર.

**અંધાધુંધ** ૮. વિ. આંધળું ને ધૂંધળું. જુઓ અંધાધૂંધ.

૯. અ. અંધશ્રદ્ધાથી.

૧૦. અ. જંગલી રીતથી.

૧૧. અ. ભાગ્યે જ.

૧૨. અ. વૈરવૃત્તિથી; વેર લેવાના ઇરાદાથી.

**અંધાફોડા** ( અંધાફોડ઼ા ) [ હિં. ] પું. ભર-નીંગળ;' બ્લાઇન્ડ એબ્સેસ'.

**અંધારી કોઠડી** ( અંધારી કોટડ઼ી ) ૪. સ્ત્રી. ગર્ભસ્થાન.

૫. સ્ત્રી. પેટ; ઉદર.

**અંધારું** ૧.—

૫. અંધારે ગોળ વેચવો = છાની રીતે કોઈ સારું કામ કરવું.

**અંધારો** પુ. ( ડિંગળ ) અંધકાર.

**અંધાર્શ** [ સં. અંધ ( આંધળું ) + અર્શસ ( હરસ ) ] પું. આંધળો મસો.

**અંધાલે** ૧. [ મ. ] ન. એ નામની અટકનું મહારાષ્ટ્રી માણસ.

૨. વિ. આંધળું.

૩. વિ. એ નામની મરાઠી અટકનું.

**અંધિયાર** ૩. ન. ધૂંધળાપણું; ઝાંખું હોવું તે.

૪. વિ. ધૂંધળું; ઝાંખું.

**અંધિયારા** ૫. ન. ધૂંધળાપણું; ઝાંખું હોવું તે.

૬. વિ. ઝાંખું; અંધિયાર.

**અંધિયારી** ૫. સ્ત્રી. ઝાંખ; ધૂંધ.

૬. વિ. સ્ત્રી. ધૂંધળી; ઝાંખી.

**અંબ** ૧૬. પું. શ્રીકૃષ્ણને નાગ્નજિતી નામની રાણીથી થયેલો એ નામનો દીકરો.

**અંબજાત** [ અંબ ( કેરી ) + જાત ( પેદા થયેલું ) ] પું. કેરીનો મુરબ્બો.

**અંબર** ૩૦. પું. ત્રિસ્રોતા નામના પીઠસ્થાનમાં આવેલ ભૈરવનું એક નામ.

૩૧. પું. દશમા સૈકામાં આર્યાવર્તમાં ચાલતો એ નામનો એક ધર્મ.

**અંબરપથ** [ સં. અંબર ( આકાશ ) + પથ ( માર્ગ ) ] પું. આકાશમાંનો રસ્તો.

**અંબરાવ** [ સં. આમ્ર ( આંબો ) + રાજિ ( હાર ) ] પું. ( હિંદી ) અમરાઈ; આંબાનું વન; આંબાવાડિયું.

**અંબરિ** અ. ( ડિંગળ ) આકાશમાં.

**અંબરીષ** ૧૮. [ હિ. ] પું. અનાજ શેકવાની ભઠ્ઠી; ભાડ.

૧૯. પું. ભાડભૂંજાનું દાણા શેકવાનું કલેડું.

**અંબરીસક** ૧. પું. ( ડિંગળ ) આકડાનો છોડ.

૨. પું. ( ડિંગળ ) અનાજ શેકવાની ભઠ્ઠી.

**અંબલી** ૧. પું. એક જાતનો ગુજરાતી કપાસ. ઢોલરા તરફનો કપાસ સારો મનાય છે.

૨. [ હિં ] સ્ત્રી. આંબલી.

**અંબવી** પું. એક જાતનો આંબાના રંગ જેવો રંગ.

**અંબહ** પું. ( ડિંગળ ) આંબો; આમ્રવૃક્ષ.

**અંબા** ૧૩. સ્ત્રી. સીતાનું એક નામ.

**અંબાઈ** પું. ઘેરો લીલો રંગ.

**અંબાડી** ( અંબાડ઼ી ) ૨.—અમારી નામના માણસે તે શોધી, માટે તેના નામ ઉપરથી તે અંબાડી કહેવાય છે.

**અંબાપોલી** [ સં. આમ્ર ( કેરી ) + પોલી ( રોટલી ) ] સ્ત્રી. ( હિંદી ) આંબાનો સૂકવેલો રસ; અમાવટ.

**અંબિકા** ૧૧. સ્ત્રી. ( સંગીત ) એ નામની એક રાગિણી.

**અંબિકાલય** [ સં. અંબિકા ( અંબા માતા ) + આલય ( મકાન ) ] ન. અંબિકા દેવીનું મંદિર.

**અંબુકિરાત** [ સં. અંબુ ( પાણી ) + કિરાત ( એક જાતનું માછલું ) ] પું. મગર; એક જાતનો મોટો મચ્છ.

**અંબુજ** ૧૪. પું. ગજપીપર; લાંબી અને મોટી પીપર.

૧૫. પું. માછલું.

૧૬. ન. ( શિલ્પ ) કોતરકામનો એક પ્રકાર.

**અંબુવલ્લી** ૧. [ સં. અંબુ ( પાણી ) + વલ્લી ( વેલ ) ] સ્ત્રી. એ નામની વનસ્પતિ; રતવેલિયો.

૨. સ્ત્રી. કારેલી; કારેલાંનો વેલો.

**અંભેડું** ( અંભેડું ) ન. એ નામનું એક જાતનું ઝાડ.

**અંભોજલ** [ સં. અંભસ્ ( પાણી ) + જલ ( પાણી ) ] પું. સમુદ્ર; દરિયો.

**અંભોજાલી** પું. ( પિંગળ ) તગણ, સગણ, યગણ અને મગણવાળો જગતીની જાતનો એક સમવૃત્ત વર્ણમેળ છંદ.

**અંમ્જિત** ૧. વિ. ( ડિંગળ ) આંજણ આંજેલું.

૨. વિ. ( ડિંગળ ) પૂજેલું; આરાધિત.

**અંવરીસકર** પું. ( ડિંગળ ) ભાડ; અનાજ શેકવાની ભઠ્ઠી.

**અંવસા** [ સં. અમાવાસ્યા ] સ્ત્રી. અમાસ; અંધારિયાનો છેલ્લો દિવસ.

**અંશ** ૩૨. પું. વખતનું એક માપ.

૬૦ વિકલા = ૧ કલા
૬૦ કલા = ૧ અંશ
૩૦ અંશ = ૧ રાશિ
૧૨ રાશિ = ૧ વર્ષ

**અંશધારી** ૩. [ સં. અંશ ( ભાગ ) + ધારિન્ ( ધરાવનાર ) ] વિ. હિસ્સેદાર; ભાગ ધરાવ-નાર; અંશક.

**અંશલ** ૪. [ સં. ] વિ. માંસલ; સ્થૂળ.

**અંશિકા** ૧. વિ. સ્ત્રી. ભાગ પાડનારી; વિભાજક.

૨. [ સં. અંશ ( ભાગ ) + ઇક ( વાળું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. હિસ્સો ધરાવનારી.

**અંશિની** ૧. [ સં. અંશ ( શક્તિ ) + ઇન્ ( વાળું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. સામર્થ્યવાળી; શક્તિમતી.

૨. [ સં. અંશ ( ભાગ ) + ઇન્ ( વાળું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) ] વિ. સ્ત્રી. હિસ્સો ધરાવનારી.

**અંશી** ૮. [ સં. અંશ ( શક્તિ ) + ઇન્ ( વાળું ) ] વિ. શક્તિ કે સામર્થ્યવાળું.

**અંશીયનિષ્કર્ષણ** [ સં. અંશ ( ભાગ ) + ઈય ( લગતું ) + નિષ્કર્ષણ ( બહાર જવું તે ) ] ન. પ્રવાહી પદાર્થોના મિશ્રણને ઉકાળી મૂળ પદાર્થોને ધીમે ધીમે જુદા પાડવા તે; ક્રમિક નિસ્યંદન; 'ફ્રેક્શનલ ડિસ્ટિલેશન'.

**અંશીય સ્ફટિકીકરણ** [ સં. અંશ ( ભાગ ) + ઈય ( લગતું ) + સ્ફટિક ( પાસો ) + કરણ ( કરવું તે ) ] ન. બે પાસાદાર ચીજના ગળેલા રસમાંના પાણીને ધીમે ધીમે ઊડવા દઈ પાસા પાડી મૂળ પદાર્થ જુદા પાડવાની ક્રિયા; 'ફ્રેક્શનલ ક્રિસ્ટલિઝેશન'.

**અંશુ** ૧૯. પું. ( શિલ્પ ) એક જાતનું કોતરકામ. જુઓ અબ્જ ૧૩.
૨૦. [ સં. ] પું. ચંદ્ર.
૨૧. પું. તૃષ્ણા.

**અંશુકર** ૧. [ સં. અંશુ ( ચંદ્ર ) + કર ( કિરણ ) ] પું. ચંદ્રમાનું કિરણ.
૨. [ સં. અંશુ ( સૂર્ય ) + કર ( કિરણ ) ] પું. સૂર્યનું કિરણ.

**અંશુપર્ણિકા** સ્ત્રી. એ નામની એક વનસ્પતિ; અંશુપર્ણી.

**અંશુમતીફલા** [ સં. અંશુ ( તંતુ ) + મત્ ( વાળું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) + ફલા ( ફળવાળી ) ] સ્ત્રી. કેળ; કદલી.

**અંશુમદ્ભેદ** ન. ( શિલ્પ ) કાશ્યપે લખેલ બાંધકામ સંબંધી એ નામનું પુસ્તક. માનસાર શિલ્પશાસ્ત્ર અને આ પુસ્તક વચ્ચે ઘણું મળતાપણું છે.

**અંશુમદ્ભેદાગમ** ન. ( શિલ્પ ) દક્ષિણ હિંદના આગમો એટલે પુરાણોમાંનું એ નામનું એક. તેમાં એક પ્રકરણ મૂર્તિના દશ તાલના માપ સંબંધી છે.

**અંશુમાન** ૧૫. પું. સોમલતા; સોમવલ્લી.

**અંશૂદક** [ સં. અંશુ ( કિરણ ) + ઉદક ( પાણી ) ] ન. દિવસે સૂર્યનાં કિરણથી તપેલું અને રાત્રે જેના ઉપર ચંદ્રનાં કિરણ પડતાં હોય એવું પાણી; હંસોદક. તે સ્વચ્છ, ઠંડું, બળ આપનાર, હલકું, થાક દૂર કરનાર અને પિત્ત, બળતરા, ઝેર, મૂર્ચ્છા અને લોહીવિકારમાં ફાયદાકારક મનાય છે.

**અંસકશેરુકા બૃહતી પેશી** [ સં. અંસ ( ખભો ) + કશેરુકા ( પાંસળી ) + બૃહત્ ( મોટું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) + પેશી ( માંસનો લોચો ) ] સ્ત્રી. ખભાના હાડકાને પાછળ ખેંચનાર અને ફેરવનાર એ નામનો મોટો સ્નાયુ; 'રોમ્બૉઇડિયસ મેજર'.

**અંસકશેરુકા લઘ્વી પેશી** [ સં. અંસ ( ખભો ) + કશેરુકા ( પાંસળી ) + લઘુ ( નાનું ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) + પેશી ( માંસનો લોચો ) ] સ્ત્રી. ખભાના હાડકાને પાછળ ખેંચનાર અને ફેરવનાર એ નામનો નાનો સ્નાયુ; 'રોમ્બૉઇડિયસ માઇનર'.

**અંસકંઠિકીયા પેશી** [ સં. અંસ ( ખભો ) + કંઠ ( ગળું ) + ઇક ( વાળું ) + ઈય ( નું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + પેશી ( માંસનો લોચો ) ] સ્ત્રી. ખભાના ત્રિકોણાકાર ચપટા હાડકા અને ગળાના હાડકા વચ્ચેનો એક પાતળો સ્નાયુ; અંસકંઠિકં.

**અંસકૂટાક્ષકીયા પેશી** [ સં. અંસ ( ખભો ) + કૂટ ( શિખર ) + અક્ષક ( છાતીનું એક હાડકું ) + ઈય ( નું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + પેશી ( માંસનો લોચો ) ] સ્ત્રી. ખભાના હાડકાને અને ગળાની હાંસડીને ઢાંકનાર સ્નાયુ; 'એક્રોમીઓ ક્લવિક્યુલર મસલ'.

**અંસખાત** [ સં. અંસ ( ખભો ) + ખાત ( ખાડો ) ] પું. જાનુસંધિસ્થાલક; સંધ્યર્બુદની પાછળ હડપચીના સાંધા માટેનો ઊંડો લગભગ ગોળાકાર ખાડાવાળો ભાગ. તેમાં અધોહન્વસ્થિનું માથું ફરે છે.

**અંસજ** અંસ ( ખભો ) + જ ( જન્મેલું ) પું. ખભાનું હાડકું; સ્કંધાસ્થિ; 'સ્કૅપ્યુલ'.

**અંસતુંડકૂટીયા પેશી** [ સં. અંસ ( ખભો ) + તુંડ ( ચાંચ ) + કૂટ ( ટોચ ) + ઈય ( નું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + પેશી ( માંસનો લોચો ) ] સ્ત્રી. એ નામનો એક સ્નાયુ; 'કૉરેકો એક્રોમિયલ'.

**અંસતુંડપ્રગંડકીયા પેશી** [ સં. અંસ ( ખભો ) + તુંડ ( ચાંચ ) + પ્રગંડ ( બાવડાનું હાડકું ) + કીય ( નું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + પેશી ( માંસનો લોચો ) ] સ્ત્રી. હાથને મરડનાર અને ઊંચે લઈ જનાર એ નામનો સ્નાયુ; 'કૉરેકો બ્રેકિઅલિસ મસલ'.

**અંસતુંડપ્રગંડિકા પેશી** જુઓ અંસતુંડપ્રગંડકીયા પેશી.

**અંસતુંડપ્રગંડીયા પેશી** [ સં. અંસ ( ખભો ) + તુંડ ( ચાંચ ) + પ્રગંડ ( બાવડાનું હાડકું ) + ઈયા ( ની ) + પેશી ( માંસનો લોચો ) ] સ્ત્રી. એ નામનો સ્નાયુ; 'કૉરેકો હ્યુમરલિસ મસલ'.

**અંસતુંડાધરા પેશી** [ સં. અંસ ( ખભો ) + તુંડ ( ચાંચ ) + અધરા ( નીચેની ) + પેશી ( માંસનો લોચો ) ] સ્ત્રી. એ નામનો સ્નાયુ; 'સબકૉરેકોઇડ મસલ'.

**અંસનપાટી** ૧. [ હિં. ] સ્ત્રી. ચિડાઈને રૂઠી જવું તે.
૨. સ્ત્રી. સરસામાન.

**અંસન્નમની પેશી** [ સં. અંસ ( ખભો ) + ઉન્નમન ( ઊંચું કરવું તે ) + ઈ ( નારીજાતિનો પ્રત્યય ) + પેશી ( માંસનો લોચો ) ] સ્ત્રી. ખભાનું ચપટું હાડકું ઊંચું ખેંચનારી પેશી; 'લિવેટૉર સ્કૅપ્યુલી મસલ'.

**અંસપર્શુકા પેશી** [ સં. અંસ ( ખભો ) + પર્શુકા ( પાંસળી ) + પેશી ( માંસનો લોચો ) ] સ્ત્રી. ખભાના હાડકાને આગળ લાવનાર સ્નાયુ; 'સેરેટસ એન્ટીરિઅર મસલ.' ધક્કો કે મુક્કો મારવામાં તેનો ઉપયોગ થાય છે.

**અંસપારિક** પું. બકાનનું ઝાડ.

**અંસપૃષ્ઠગા નાડી** ( અંસપૃષ્ઠગા નાડ઼ી ) [ સં. અંસ ( ખભો ) + પૃષ્ઠ ( પીઠ ) + ગા ( જનારી ) + નાડી ] સ્ત્રી. પૃષ્ઠવંશ અને બન્ને ખભાનાં હાડકાંની વચ્ચેના ભાગમાં આવેલી અને ખભાના હાડકાને ઊંચે અને પાછળ ખેંચનારી અંસાપકર્ષણી પેશીની એ નામની હલનચલન કરાવનારી નાડી.

**અંસપ્રચ્છદા પેશી** [ સં. અંસ ( ખભો ) + પ્રચ્છદા ( ઢાંકનારી ) + પેશી ] સ્ત્રી. ખભાના હાડકાને ઢાંકનારી પેશી; 'ડેલ્ટૉઇડિઅસ મસલ'.

**અંસપ્રાચીરકાધ:ખાત** [ સં. અંસ ( ખભો ) + પ્રાચીર ( દીવાલ ) + ક ( વાળું ) + અધ: ( નીચે ) + ખાત ( ખાડો ) ] પું. અંસપ્રાચીરકની નીચેનો ભાગ.

**અંસપ્રાચીરકાધોગા પેશી** [ સં. અંસ ( ખભો ) + પ્રાચીર ( દીવાલ ) + ક ( વાળું ) + અધ: ( નીચે ) + ગા ( જનારી ) + પેશી ( સ્નાયુ ) ] સ્ત્રી. અંસપ્રાચીરકનો નીચલા ભાગને ચોંટેલી એ નામની પેશી; 'ઇન્ફ્રા સ્પાઇનેટસ મસલ'.

**અંસપ્રાચીરકોર્ધ્વખાત** [ સં. અંસ ( ખભો ) + પ્રાચીર ( દીવાલ ) + ક ( વાળું ) + ઊર્ધ્વ ( ઉપરનું ) + ખાત ( ખાડો ) ] પું. અંસપ્રાચીરકની ઉપરનો ભાગ.

**અંસપ્રાચીરકોર્ધ્વગા પેશી** [ સં. અંસ ( ખભો ) + પ્રાચીર ( દીવાલ ) + ક ( વાળું )

+ ઊર્ધ્વ ( ઉપરનું ) + ગા ( જનારી ) + પેશી ( સ્નાયુ ) ] સ્ત્રી. એ નામનો સ્નાયુ; અંસપ્રાચીરકોર્ધ્વા પેશી.

**અંસપ્રાચીરકોર્ધ્વા પેશી** [ સં. અંસ ( ખભો ) + પ્રાચીર ( દીવાલ ) + ક ( વાળું ) + ઊર્ધ્વ ( ઉપરનું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + પેશી ( સ્નાયુ ) ] સ્ત્રી. અંસપ્રાચીરકોર્ધ્વખાતને ચોંટેલો એ નામનો સ્નાયુ; 'સ્યૂપ્ર સ્પાઇનેટસ મસલ'.

**અંસપૃષ્ઠિકા પેશી** સ્ત્રી. ખભા અને હાથને જોડનારી એ નામની પેશી; 'સ્યૂપ્ર સ્પાઇનેટસ'.

**અંસમેરુ** જુઓ અંસવંશ.

**અંસવંશ** [ સં. અંસ ( ખભો ) + વંશ ( પીઠનું હાડકું ) ] પું. અંસફલકની પાછળ આડો પડેલો ભાગ; 'સ્પાઇન ઑવ સ્કેપ્યુલ'. જુઓ અંસપ્રાચીરક.

**અંસવંશાધર** [ સં. અંસ ( ખભો ) + વંશ ( પીઠનું હાડકું ) + અધર ( નીચેનું ) ] પું. અંસફલકની પાછળ આડા પડેલા ભાગનો નીચલો છેડો; 'સબ સ્પાઇનસ'.

**અંસવંશાધરા પેશી** [ સં. અંસ ( ખભો ) + વંશ ( પીઠનું હાડકું ) + અધરા ( નીચેની ) + પેશી ( સ્નાયુ ) ] સ્ત્રી. એ નામનો સ્નાયુ; 'ઇન્ફ્ર સ્પાઇનેટસ મસલ'.

**અંસવંશોત્તરા પેશી** [ સં. અંસ ( ખભો ) + વંશ ( પીઠનું હાડકું ) + ઉત્તરા ( ઉપરની ) + + પેશી ( સ્નાયુ ) ] સ્ત્રી. અંસપ્રાચીરકની ઉપરની પેશી; 'સ્યૂપ્ર સ્પાઇનેટસ મસલ'.

**અંસાક્ષકિયાસંધિ** [ સં. અંસ ( ખભો ) + અક્ષક ( હાંસડી ) + ઇય ( નું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + સંધિ ( સાંધો ) ] પું. અંસકૂટ અને હાંસડીનો સાંધો; 'એકોમીઓ ક્લવિક્યુલર જોઇન્ટ'.

**અંસાચ્છાદની** [ સં. અંસ ( ખભો ) + આચ્છાદની ( ઢાંકનારી ) ] સ્ત્રી. અંસચ્છદા; અંસપિંડિકા; ખભા અને ઉપલા હાથની એક ત્રિકોણાકાર પેશી; 'ડેલ્ટૉઇડ'. હાથના મૂળભાગમાં રહેલી આ મોટી અને ભરાવદાર પેશી ખભાના સાંધાને ઢાંકે છે.

**અંસાધર** [ સં. અંસ ( ખભો ) + અધર ( નીચેનું ) ] વિ. ખભાની નીચેનું; અંસોદર્ય; 'સબ સ્કેપ્યુલર'.

**અંસાધરાનાડી** ( અંસાધરાનાડ઼ી ) [ સં. અંસ ( ખભો ) + અધરા ( નીચેની ) + નાડી ] સ્ત્રી. અધઃસ્કંધીય નાડી; અન્વંસિકા.

**અંસાધરાપેશી** [ સં. અંસ ( ખભો ) + અધરા ( નીચેની ) + પેશી ( સ્નાયુ ) ] સ્ત્રી. સ્કંધાસ્થિના આગળના ભાગને ચોટેલ એ નામનો સ્નાયુ. તે પ્રગંડને મધ્યરેખા તરફ લાવવાનું અને અંદરની બાજુ ફેરવવાનું કામ કરે છે.

**અંસાધઃપેશી** [ સં. અંસ ( ખભો ) + અધઃ ( નીચેનું ) + પેશી ( સ્નાયુ ) ] સ્ત્રી. ખભાની નીચેનો સ્નાયુ; 'ટ્રપીઝિયસ મસલ'.

**અંસાધારિકાગુર્વી** [ સં. અંસ ( ખભો ) + આધાર ( ટેકો ) + ઇક ( લગતું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + ગુર્વી ( મોટી ) ] સ્ત્રી. પ્રગંડાસ્થિ એટલે બાવડાના હાડકાને બહારની બાજુએ તેમ જ પાછું ખેંચનારી એ નામની પેશી; અંસાધરિકાબૃહતી.

**અંસાધારિકાલઘ્વી** [ સં. અંસ ( ખભો ) + આધાર ( ટેકો ) + ઇક ( લગતું ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + લઘ્વી ( નાની ) ] સ્ત્રી. પ્રગંડાસ્થિ એટલે બાવડાના હાડકાને બહારની બાજુએ તેમ જ પાછું ખેંચનારી એ નામની પેશી; અંસાધરિકાલઘ્વી

**અંસાધોપેશી** [ સં. અંસ ( ' ' + અધઃ ( નીચેનું ) + પેશી ( સ્નાયુ ) ી. ખભાની નીચેનો સ્નાયુ; 'સબ સ્કેપ્યુલ. મસલ'.

**અંસાર્ગલ** [ સં. અંસ ( ખ ) + અર્ગલ ( આગળિયો ) ] પું. અંસફલકના પાછળ આડો પડેલો ભાગ; અંસવંશ. જુઓ અંસપ્રાચીરક.

**અંસાર્બુદ** [ સં. અંસ ( ખભો ) + અર્બુદ ( ગૂમડું ) ] પું. ઉત્સેધ; પ્રગંડાસ્થિના એટલે બાવડાના હાડકાના વચલા ભાગની બાજુએ આવેલો આગળ પડતો ગોળાકાર ભાગ; 'ડેલ્ટૉઇડ ટ્યૂબરોસિટિ'.

**અંસિ** પું. લખતી વખતે અંગૂઠા પાસે રહેતો કલમનો ભાગ.

**અંસોત્કર્ષણી નાડી** ( અંસોત્કર્ષણી નાડ઼ી ) [ સં. અંસ ( ખભો ) + ઉત્કર્ષણી ( ઉપર ખેંચનારી ) + નાડી ] સ્ત્રી. અંસોત્કર્ષણી પેશીની એટલે ખભાના હાડકાને ઊંચે ખેંચનાર પેશીની નાડી.

**અંસોત્કર્ષણી પેશી** [ સં. અંસ ( ખભો ) + ઉત્કર્ષણી (ઊંચે ખેંચનારી ) + પેશી ] સ્ત્રી. અંસોન્નમની પેશી; ખભાના હાડકાને ઊંચે ખેંચનાર પેશી; 'લિવેટૉર સ્કેપ્યુલી મસલ'.

**અંસોત્કર્ષ નાડી** ( અંસોત્કર્ષ નાડ઼ી ) [ સં. અંસ ( ખભો ) + ઉત્કર્ષ ( ઉપર ખેંચવું તે ) + નાડી ] સ્ત્રી. ખભાના હાડકાને ઊંચે ખેંચનાર અંસોન્નમની પેશીની નાડી.

**અંસોત્તરાપેશી** [ સં. અંસ ( ખભો ) + ઉત્તર ( ઉપર ) + આ ( નારીજાતિનો પ્રત્યય ) + પેશી ( સ્નાયુ ) ] સ્ત્રી. અંસોર્ધ્વ પેશી; ખભાની ઉપરનો સ્નાયુ; 'ટ્રૅન્સવર્સ સ્કેપ્યુલર મસલ.'

**અંસોદર્ય** [ સં. અંસ ( ખભો ) + ઉદર્ય ( પેટ સંબંધી ) ] વિ. અંસાધર; ખભાની નીચેનું.

**અંસોદૂખલ** [ સં. અંસ ( ખભો ) + ઉદૂખલ ( ખાંડણિયો ) ] પું. અંસફલકના બહારના ખૂણા ઉપર અંસકૂટની નીચે આવેલ લંબગોળ છીછરો ખાડો; અંસપીઠ; 'ગ્લીનૉઇડ કૅવિટિ'.

**અંસોર્ધ્વગા નાડી** ( અંસોર્ધ્વગા નાડ઼ી ) [ સં. અંસ ( ખભો ) + ઊર્ધ્વ ( ઊંચું ) + ગા ( જનારી ) + નાડી ] સ્ત્રી. ખભાના ત્રિકોણાકાર ચપટા હાડકાની ઉપર આવેલી નાડી; 'સ્યૂપ્ર સ્કેપ્યુલર નર્વ'.

**અંસોર્ધ્વધમની** [ સં. અંસ ( ખભો ) + ઊર્ધ્વ ( ઉપર ) + ધમની ( શુદ્ધ લોહી લઈ જનારી નળી ) ] સ્ત્રી. ખભાની ઉપરની ધમની.

**અંહાં** [ હિં. ] અ. ના; નહિ.

**અંહુડી** ( અંહુડ઼ી ) સ્ત્રી. એક જાતની વેલ. તેની નાની નાની શીંગ શાકમાં અને તેનાં બી દવામાં કામ આવે છે.

